



વર્ષ ૮ : અંક ૧ જાન્યુઆરી ૧૯૩૯

ઊર્મિનું લવાજમ : દેશમાં ૫–૦–૦ બ્રહ્મદેશમાં ૫–૮–૦.પરદેશમાં દસ શિલિંગ
છૂટક એક નકલની કિંમત ૦–૮–૦.

## અનુક્રમ





મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય : રાણપુર
મુદ્રણસ્થાન : સ્વાધીન મુદ્રણાલય : સૌરાષ્ટ્ર રોડ : રાણપુર : (કાઠિયાવાડ)

# ભારતી સાહિત્ય સંઘ

## સમાચાર અને સૂચનાઓ

ત્રણ મહિના પછી અમારી સંસ્થાનું વર્ષ પૂરું થશે એટલે આવતા વર્ષની નવી યોજનાઓ અને પ્રવૃત્તિઓ વિષે વિચારણા ચાલી રહી છે. આ વર્ષના અનુભવને અંતે અમારી પ્રવૃત્તિઓમાં અને વ્યવસ્થામાં કેટલાક ફેરફારો પણ અમે વિચાર્યા છે. આ વિષેની સંપૂર્ણ જાહેરાત આવતા અંકમાં અમે પ્રગટ કરી શકશું એવી ધારણા છે.

### ઊર્મિ

આ અંકથી જ નવા વર્ષના કેટલાક ફેરફારો સમજાઈ જશે, આ ઉપરાંત માર્ચ–અંકથી આ આખું વર્ષ શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ 'ઊર્મિ' દ્વારા શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ઝવેરચંદ મેઘાણી, કાકા કાલેલકર અને શ્રી. કનૈયાલાલ મુનશી–આ ચાર સાહિત્યકારોના સમગ્ર સાહિત્યનું વિસ્તૃત વિવેચન રજૂ કરશે.

### નવરચના

ભેટપુસ્તક 'મુસ્તફા કમાલ' થોડા દિવસમાં પ્રેસમાં જશે. આ જીવનચરિત્ર એક નવલકથા કરતાં પણ વિશેષ પ્રવાહી અને વિશેષ રોમાંચક થશે.

### અંજલિ ગ્રંથમાળા

'ધરતી'નું છાપકામ શરૂ થઇ ગયું છે. પાંચમા વર્ષ માટે નીચેનાં ત્રણ પુસ્તકો અમારા પાસે તૈયાર થઇ ગયાં છે. ચોથું પુસ્તક તૈયાર થયે આવતા વર્ષની સંપૂર્ણ જાહેરાત કરવામાં આવશે. તૈયાર થયેલાં ત્રણ પુસ્તકો આ રહ્યાં :

| | |
|---|---|
| ૧. બંધન અને મુક્ત | લે. દર્શક |
| ૨. જાગતા રે'જો | લે. સોપાન |
| ૩. જગતનો તાત | લે. રામનારાયણ ના. પાઠક |

### આરોગ્ય ગ્રંથાવલિ

સાત, આઠ અને નવમી પુસ્તિકાઓની રવાનગી અત્યારે ચાલે છે. બાકીની ત્રણ પુસ્તિકાઓ થોડા દિવસમાં પ્રેસમાં જશે.

અમદાવાદ
૩૦ : ૧૨ : '૩૮

મુખ્ય સંચાલક
ભારતી સાહિત્ય સંઘ



વર્ષ આઠમું ] જાન્યુઆરી : ૧૯૩૯ [ અંક પહેલો

# केळवणीकारोने अेक चेतवणी

[ जूनी नोंध ]

दत्तात्रेय बालकृष्ण कालेलकर

લો. તિલકે એક વખતે કહેલું છે કવિની પેઠે શિક્ષક અને વૃત્તવિવેચક એ સ્વયંભૂ જ હોય છે. શિક્ષકોઅને વૃત્તવિવેચકની જેટલી જરૂર સમાજ માને છે તેટલી કવિની નથી મનાઈ. તેથી કવિ બનવાનું શાસ્ત્ર હજી તૈયાર થયું નથી. શિક્ષણ અને વૃત્તવિવેચનનાં શાસ્ત્રો તૈયાર થયાં છે એટલું જ નહિ પણ એ વિષયની પાઠશાળાઓ પણ તૈયાર થઈ છે. કવિ થવા માટેનો અભ્યાસ-ક્રમ ડૉ. જોનસને રાસેલસમાં આપ્યો છે. ઘણું કરીને પોપે મહાકાવ્ય તૈયાર કરવાનું પ્રિસ્ક્રીપશન પણં તૈયાર કરી રાખ્યું છે, પણ એનો પ્રચાર નથી થયો.

પ્રાણીશાસ્ત્રીઓ કહે છે કે જે જાનવરો સૃષ્ટિની શરૂઆતમાં અસાધારણ મોટું કદ લઈને આવ્યાં તે જલદી મરી ગયાં. આજે એ જાતિઓ નામશેષ થઈ છે. નામશેષ શું ! એમનું નામ પણ આપણે જાણતા નથી. ભૂસ્તરગત આકારમુદ્રા એ જ એમનો શેષ રહ્યો છે. હાથી કરતાં મોટી ગરોળીઓ આજે જોવાને નથી મળતી. આપણે ત્યાં પણ વચન છે, अतिविस्तरविस्तीर्ण न तत् भवेत् चिरायुषम्। સામ્રાજ્યો બહુ વધે ત્યારે તે પણ તૂટી જાય છે. એ જ રીતે કોઈ પણ વિષય જો પોતાનું કાર્યક્ષેત્ર બહુ જ વિસ્તૃત કરી મૂકે તો તે પોતાના ભાર તળે જ દબાઈ જવાનો. કેળવણીમાં આજે આપણને ન જણાય તોયે કંઈક એવું જ થવાનું છે એમ મને લાગે છે. કેળવણી એ વસ્તુ જીવનવ્યાપી છે એ સિદ્ધાંતનો હું જ મોટો પ્રચારક છું. કાયદા, લશ્કર, સ્મૃતિઓ, ધર્મશાસ્ત્ર, આચારવિધિ અને ફેશન—આ બધાંનાં રાજ્ય અયોગ્ય છે. એક સાચું રાજ્ય કેળવણીનું જ. ન્યાય, વેદાંત આદિ દર્શનો જેમ સાર્વભૌમ છે તેમ અથવા તેના કરતાંય વધારે કેળવણી એ દર્શન છે. કેળવણી એ જ દુનિયાનો ઉદ્ધાર કરશે એમ આજસુધી પોકારતો આવ્યો છું. એ ધ્યાનમાં રાખીને જ આ ચેતવણીનો વિચાર કરવો જોઈએ.

* * *

કોઈ પણ વસ્તુનું જ્યાંસુધી શાસ્ત્ર બન્યું નથી ત્યાંસુધી એનો વિસ્તાર અને પ્રચાર સંગીન રીતે થાય નહિ, પણ શાસ્ત્ર જ્યારે વધી પડે છે ત્યારે એ જ એક મોટી આફત થઈ પડે છે. ભૌતિક શાસ્ત્રોની વાત જુદી અને મનુષ્યગત શાસ્ત્રોની વાત જુદી. જ્યારે શાસ્ત્ર માણસ કરતાં મોટું થઈ જાય છે ત્યારે એ માણસનું મદદગાર મટી હેરાનકર્તા થઈ જાય છે. આપણી સ્મૃતિઓ એ આપણાં ધર્મશાસ્ત્રોનો વિસ્તાર છે. એનો વિસ્તાર વધ્યો ત્યારે સમાજમાં પ્રથમ સંસ્કારિતા આવી, સંગઠિતતા આવી, નિશ્ચિતતાનું સામર્થ્ય આવ્યું. એટલે સ્મૃતિકારોનો લોભ વધ્યો. એમણે આખું જીવન સ્મૃતિબદ્ધ કરી નાંખ્યું અને સમાજને અમલદાર વગરની જેલ બનાવી નાખી પરિણામે દંભ, પાખંડ વધ્યાં અને આખરે નાસ્તિક બળવાખોરો જાગ્યા, અને સમાજમાં બધે અનવસ્થા ફેલાઈ.

આજે આપણે પોતાને બળવાખોર કહીએ છીએ, પણ કોણ જાણે આપણે હાથે નવી સ્મૃતિનો અતિરેક થતો હશે. શાસ્ત્રવાદીઓ કહે છે કે જેણે ડિગ્રી નથી મેળવી તે વૈદ્ય ન થઈ શકે, વકીલ ન થઈ શકે, ઘર ન બાંધી શકે, ગૃહસ્થાશ્રમની ડિગ્રી લીધા વગર પરણાય નહિ એવી પણ સૂચનાઓ થવા લાગી છે. લાઈસન વગર પરવાના વિના દારૂ પીવું ન ખોલાય, નિશાળ ન કઢાય અને પ્રજોત્પાદન પણ ન કરાય એવા દિવસો આવવા લાગ્યા છે. એક રીતે આમાં માણસજાતની ઉન્નતિ છે, પણ દરેક વસ્તુનો અતિરેક મૂલોચ્છેદ કરનાર નીવડે છે. એક રીતે શાસ્ત્રોના વિસ્તારથી ઘણા લોકોને તે તે ક્ષેત્રનો પ્રવેશ બંધ થાય છે. બીજી રીતે જોતાં એ શાસ્ત્રનું તંત્ર જેના હાથમાં આવ્યું એવો ગમે તેવો યાંત્રિક માણસ એ ક્ષેત્રમાં અકુતોભય વિચરી શકે છે. શાસ્ત્રની મદદથી ધર્માચાર્યો સંતોને હાંકી કાઢી શકે છે અને બિશપો એપોસલ્સને. છતાં શાસ્ત્રોની આવશ્યકતાનો કોણ ઇન્કાર કરે ?

* * *

પણ જીવનની ખૂબી એ છે કે દરેક વસ્તુનો પ્રાણ એ શાસ્ત્રના તાબામાં નથી આવી શકતો. તુકારામે કહ્યું છે તેમ સાધુનો બાહ્યાચાર કેળવી શકા બતાવી શકાય—પણ વૈરાગ્ય તો અંદરનો જ હો જોઈએ. શિક્ષકને માટે એમ જ છે. ઇંડિયન સિ સર્વિસે રાજ્યતંત્ર અત્યંત સુવ્યવસ્થિત કર્યું સાચે જ હિંદુસ્થાનની જનતાને એ રીતે સુખ આ છતાં શાસનપ્રણાલિકાનો પ્રાણ જે પ્રજાવાત્સ અથવા આજની ભાષામાં કહીએ તો Sympath તેટલું જ બહાર રહી ગયું. સુવ્યવસ્થિત તંત્ર વ પ્રજાવાત્સલ્ય એળે જાય છે એ ખરું, પણ બ વસ્તુનો વિચાર કર્યા પછી આખરે કહેવું પડે કે ગાંડી ઘેલી મા કરતાં પણ પદવીધર દાઈ, ન કે ગવર્નેસ ચઢી તો ન જ શકે.

માણસનું જીવન જો કુટુંબની અંદર જ સમાઈ જા તો તો હું કહેત કે શિક્ષક જેવી વ્યક્તિ જ ન હો જોઈએ. માબાપ અને કુટુંબીજન એ જ સ્વાભાવિ શિક્ષક છે. એ ફરજનું સંક્રમણ (transfer) થઈ ન શકે; પણ આપણે કુટુંબને ભોગે વ્યાપક સમા જમાવ્યો છે અને એ રીતે અમુક જાતની પ્રગ કરી છે. એ સામાજિક જીવન કહે છે કે જિંદગીને અમુક ભાગ કેળવણી પાછળ ખર્ચાવો જોઈએ અ કેળવણી આપનાર એક સ્વતંત્ર વર્ગ તૈયાર થવે જોઈએ. જેમ સમાજને બ્રાહ્મણવર્ગની જરૂર છે તે જુવાનો માટે શિક્ષક-વર્ગ જરૂરી છે. સમાજન સાચા કલ્યાણની દૃષ્ટિએ આ માગણીની યોગ્યત સિદ્ધ થઈ જ છે એમ જો કે ન કહેવાય, તો ચાલતી પરિસ્થિતિમાં શિક્ષણ જેવી કુટુંબબાહ્ય કબૂલ કર્યે જ છૂટકો.

હવે શિક્ષકનો ધર્મ અને એની લાયકાત તપાસ

* * *

સમાજકારણમાં તેમજ રાજકારણમાં અત્યાર જેટલા અખતરા થયા તે બધામાં કુટુંબને તો વ્યાપક રચના સફળ થઈ નથી એ આપણે જોઈ છીએ. કુટુંબનો અમુક હદ સુધી વિસ્તાર કે સંક કરી શકાય, પણ એનો છેદ તો ન જ ઉડાડા શિક્ષણે પણ એ કીમતી અનુભવ ધ્યાનમાં રાખ જોઈએ. શિક્ષક એ કૌટુંબિક જીવનનો સુધા થઈ શકે છે. કૌટુંબિક આદર્શોમાં ક્રાંતિ કરી

છે. પણ શાળા અને છાત્રાલય મળીને પણ એ કુટુંબની ગરજ ન જ સારે. સાચા શિક્ષકે કુટુંબો સાથે સબસીડિયરી સિસ્ટમ ચલાવી વાલીઓની એક એક ફરજોમાંથી તેમને મુક્ત ન જ કરવા જોઈએ. તમારાં છોકરાંઓ આપો અને આપણે નક્કી કરીએ તેટલી ફીઝ અમને આપો. બાકીનું બધું અમે જોઈ લેશું એવું કંપનીનું રાજ્ય ચલાવવું એ શિક્ષણને ન છાજે. શિક્ષણનો સંદેશો, શિક્ષણની સંસ્કૃતિ જીવનમાં એટલે કે કુટુંબોમાં અને સમાજમાં એકરસ થવી જોઈએ.

શિક્ષકનો સૌથી અગત્યનો ગુણ સજ્જનતા એ છે. એનો પ્રથમ આવિર્ભાવ વિદ્યાર્થીઓની લાગણીઓ સાથેનો સમભાવ એ છે. મા અને બાપ બન્નેના ગુણો શિક્ષકમાં હોવા જોઈએ એમ તો હવે બધા જ કબૂલ કરે છે, પણ શિક્ષક એ સામાન્ય કોટિમાં અનેક ઉપજાતિઓ છે અને દરેકની ખાસિયત પ્રમાણે દરેકનું કાર્ય અને ધર્મ જુદાં હોય છે. કેટલાક શિક્ષકો પેતાની વૃત્તિવાળા હોય છે (અને પિતાઓ ક્યાં બધા એક જ વૃત્તિવાળા હોય છે ?) કેટલાક શિક્ષકો માની ગરજ સારે છે, કેટલાક મોટા ભાઈ જેવા હોય છે, કેટલાક અમલદાર જેવા હોય છે, કેટલાક જેલર જેવા હોય છે, કેટલાક દુકાનદાર હોય છે, કેટલાક ઉત્સાહ એ શબ્દથી આજે જે કલ્પના ખડી થાય છે તે જાતના હોય છે. આના ઉપરાંત કેટલાક कांता सम्मिततयोपदेशयुजे । એ જ પોતાનું બિરુદ માની અનુનય પરાયણ હોય છે. વળી કેટલાક શિક્ષકો વિદ્યાર્થીઓના સાવ Companion બને છે. આ છેલ્લી મિત્રતા જો બરાબર ભજવતા આવડે અને શિક્ષક જો જ્ઞાન, કર્મ, ચારિત્ર્યમાં દૃઢ હોય તો વિદ્યાર્થીનું વધામાં વધારે કલ્યાણ થઈ શકે છે, પણ એમાં જરાય અવકાશ રહી તો જોખમ પણ તેટલું જ છે. શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધ માટે ઉપમા શોધવાની જરૂર જ નથી. એવો તો એક સ્વતંત્ર અને વૈશિષ્ટ્યવાળો છે કે જે અનુપમેય જ હોવો જોઈએ. શિક્ષકનો સંબંધ યુવાનો સાથે—બાલકબાલિકા સાથે—હોય છે એટલા માટે શિક્ષકોમાં મુખ્ય વસ્તુ યુવાનોને દોરવાની આવડત એ છે.

* * *

કૃત્રિમ શૃંગારિક સાહિત્ય વાંચવાથી, કલાની ઉપાસનાના ખોટા આદર્શથી, નિર્ભય થઈને દરેક ઉત્તેજનાને વશ થવાથી, અને સંયમની વિડંબનાપૂર્વક ઉપેક્ષા કરવાથી, આજકાલના જમાનામાં હોમો-સેક્સુઆલીટી ખૂબ વધેલી દેખાય છે. આને લીધે દરેક દિશાએ ગુરુશિષ્યસંબંધમાં નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થવા લાગ્યા છે. સહશિક્ષણ જ્યારે વધે—અને તે આવવાનું છે એ તો સ્પષ્ટ દેખાય છે—ત્યારે જો આપણે ચેતીને ન ચાલીએ તો બાય-સેક્સુઆલીટીના સવાલો પણ ઊભા થાય. આ વિષયનો ફક્ત ઉલ્લેખ કરી આને અહીં જ છોડી દઉં છું. જે શિક્ષક મર્યાદા સાચવવામાં માનતા નથી અને પોતાને સ્વભાવતઃ જ આ બાબતમાં સુરક્ષિત ન માને તે શિક્ષણના પવિત્ર કાર્યમાં ઊતરે જ નહિ. એ સારું અન્ય રીતે એ ભલે શિક્ષણને મદદ કરે.

પણ આજનો સવાલ બહુ અટપટો છે. વિચાર ન કરનાર સમાજ પરિસ્થિતિના પ્રવાહમાં સ્વચ્છંદ તરફ તણાતો જાય છે. એનું દુઃખ ક્યાં સુધી કરીએ ? પણ જેઓ સમાજના આગેવાન ગણાય, જેઓ સાચે જ વિચારવાન્ અને સાફ બુદ્ધિવાળા છે તેમની આદર્શો પરની શ્રદ્ધા આવા વિકલ્પોને લીધે મોળી પડતી જાય છે. પરસ્પર વિરોધી આદર્શો તરફ તેમનું ધ્યાન સરખી રીતે ખેંચાય છે. દરેક આદર્શનાં મૂળિયાં ક્યાં સુધી પહોંચે છે એનો બરાબર ખ્યાલ નહિ હોવાથી પરસ્પર વિરોધી આદર્શોની પણ એક સામટી જ હિમાયત કરવામાં આવે છે. અને જેમ આપણે પુરાણકાળમાં રોગ વગરના ભોગ અને જરા વગરના વિલાસની કલ્પના કરી સ્વર્ગ રચ્યો તેમ વર્ણનશૈલીને જોરે અશક્યસુંદર ચિત્રો આપણે ચીતરવા લાગ્યા છીએ. સંયમ વગર ઉત્કર્ષ, વૈરાગ્ય વગર મોક્ષ, નિગ્રહ વગરની એકાગ્રતા અને ધર્મ વગરની ઉન્નતિ આજે આપણે કલ્પી શક્યા છીએ. સંશય બતાવે તે કાયર, શંકા કરે તે અસંસ્કારી અને રોજ નવું જ ન સ્વીકારે તે ઓસ્વીસન પૂર્વેનો વાસી એવાં ટીકાસ્ત્રો ચારેકોર ફેંકી પ્રગતિનું સરઘસ આજકાલ દોડતું જાય છે. જે ચેતવણી આપે તે ઘરડો એવી યાદવવૃત્તિ આપણે ઇરાદાપૂર્વક ચોમેર ફેલાવીએ છીએ.

# 'ઊર્મિ'નો કાવ્યવિભાગ

જો ગુજરાતના કવિઓનો સારો સહકાર મળ્યા જ કરે તો દર મહિને ઓછાંમાં ઓછાં આઠ પાનાં અમે 'કાવ્યવિભાગ' માટે રોકવાનું નક્કી કર્યું છે.

'ઊર્મિ'–સંપાદનનાં બે વર્ષના અનુભવે અમને એમ જણાયું છે કે વાચકોનો મોટો વર્ગ માસિકોમાં આવતાં કાવ્યો તરફ ભાગ્યે જ રસ ધરાવે છે, આમ થવાનું એક મહત્ત્વનું કારણ લોકોને કાવ્યો સમજાતાં નથી એ છે. 'ઊર્મિ'ના કેટલાય વાચકોએ અમને કહ્યું છે કે 'જો તમે અમને કાવ્યમાં રસ લેતા કરવા ઇચ્છતા હો તો અમને સહેલાં કાવ્યો આપો.' આવાં સહેલાં અને સ–રસ કાવ્યો આપણે ત્યાં અમે ભાગ્યે જ જોઈ શકીએ છીએ, એટલે અમને એમ સૂઝયું છે કે 'ઊર્મિ'માં પ્રગટ થતાં કાવ્યની સાથે જો ટૂંકું ટિપ્પણ અથવા સમજૂતી આપવામાં આવે તો લોકો એમાં થોડો ઘણો રસ લઈ શકે. આવાં ટિપ્પણ કે સમજૂતીથી કાવ્યની ગહનતાનો રસ માર્યો જશે એમ કેટલાક માને છે, પરંતુ અત્યાર સુધીમાં પ્રગટ થયેલા ઘણા ખરા કાવ્યગ્રંથોમાં તો ટિપ્પણ કે સમજૂતી આપવાનું નાના મોટા બધા કવિઓએ સ્વીકાર્યું છે. જો કાવ્યસંગ્રહમાં ટિપ્પણ અપાય તો પ્રત્યેક કાવ્ય વખતે જ શા માટે ન આપી શકાય ? આ ટિપ્પણ ટૂંકામાં ટૂંકું હોવું જોઈએ અને કાવ્યને શોભાવે એવી સુંદર રીતે મુકાવું જોઈએ એ વાત અમે સ્વીકારીએ છીએ.

અમારી ઇચ્છા તો આ અંકથી ટિપ્પણ મૂકવાની હતી, પરંતુ કેટલાક કાવ્યસંગ્રહોનાં ટિપ્પણો જોતાં એમ લાગ્યું કે આવું ટિપ્પણ અમારા તરફથી મુકાશે તો કોઈ વખત કવિના સ્વતંત્ર ભાવને અમે હાનિ પહોંચાડી દઈશું, એટલે દરેક કવિ જ પોતાના કાવ્ય સાથે ટિપ્પણ મોકલે એ આવશ્યક છે. અમને આશા છે કે અમારી આ વિનતિ કવિઓ સ્વીકારશે અને 'ઊર્મિ' દ્વારા કાવ્યો પ્રત્યે લોકોની અભિરુચિ કેળવવામાં અમને મદદ કરશે. અમારી આ વિનતિનો કોઈ એવો અર્થ ન કરે કે ટિપ્પણ વિનાનાં કાવ્યોનો અમે સ્વીકાર નહિ કરીએ.

'ઊર્મિ'નું પસંદગીનું ધોરણ શબ્દોમાં મૂકવાનું કામ કઠણ છે, પરંતુ 'ઊર્મિ'ના અંકો જોનારને એ સમજવું અઘરું પડે એમ અમે નથી માનતા. 'ઊર્મિ'ના એ ધોરણને લક્ષમાં રાખીને જ જો કાવ્યો મોકલાય તો કવિઓની અને અમારી ઘણી તકલીફ બચી જાય.

—સંપાદક

## એક ઉપમાજીવન*

તને ન કદી એમ હો,–તુજ સુમિત્ર ભાવો તણી
મને ન દરકાર છે, હૃદયમાં બધું. ના કહું–
ભલે ન કદી સૂચવુંય, પણ શાંત સામીપ્યથી
ઉરે અનનુભૂત કોઈ મૃદુતા અડે એ લહું.
ઘણું અણકહ્યું, ઘણુંય અણજાણ સૌહાદ્રર્ય આ
વ્યથાર્ત જન–અંતરે ડસડસી યુગોથી રહ્યું.
તને–નહિ, મને હમેશ ઉરના અબોલા મળ્યાઃ
અશબ્દ અનુભૂતિ : અંતર અસહ્ય કંપી રહ્યું.

અકંપ સખિ ! હું નથી. તવ મહાન પ્રેમોર્મિના
અનંત અનુકંપ હું અનુભવી રહ્યો, પ્રેમનાં
પુરાતન બલો ભલે હૃદયમાં રહ્યાં ના હવે,
છતાંય : સરિતે ! કરાલ ખડકોય તૂટી જશે !

ન હું જડ પ્રપાત જે વરસ–વર્ષના તે સહ્યા
ધરી હૃદય મૌન, ને સરિત ગ્રિષ્મમાં સૂકશે,
કદાચ વિધિ પ્રેરિતા નવપથે ડગો માંડશે,
અને પટ પડ્યા વિસ્તીર્ણ ખડકો ધગેલા ખડા.

ન એહ જી. એ સખિ ! જુગજુગોની ગાથા તહીં
લખી ગહન–ને અહો–સ્મરણ રંગી ઝાંખી ધરા
પરે ક્ષણક્ષણો, દિનો, અજબ રાત્રીઓ–શાંતિ વા
તુફાન ઘનઘોરનાં અકથ ચુંબનોની પ્રભા !

ન હુંય જી. મિત્ર ! જો તવ અગાધ પ્રેમોર્મિના
અનંતન વિઘાતથી હૃદય તૂટૂં તૂટૂં થતું,
પરંતુ તટનેય કાર્યઃ નિશ્ચલ ખડા રહેવું મળ્યું,
સ્વશક્તિ ટકતી તહીં લગ અકંપ જેવો જ હું
અને વહીશ તું પ્રચંડ તવ પૂરના જોમથી
યુવા સુલભ રોષથી કદિક તું ઉપેક્ષી મને
કહીશ "પથરો" છતાં–ઉર છતાંય તારે તટે
સદા અપરિહાર્ય પ્રેમ ઝીલતું રહેશે સખિ !

**સ્વસ્થ**

* પ્રકટ થનાર કાવ્યસંગ્રહ "અજંપાની માધુરી"માંથી

# મુંબઈને

(પૂર્વાર્ધ)

ફેંકે, રમે પ્રણયી કો ફુલગેંદ લૈ તે
ઝીલી, હસી નચવતી પ્રિય, એમ અબ્ધિ
આવે, તરંગશિકરે અભિનંદનતો એ
તેને ચૂમી ખડખડાટ હસી રહી તું. ૧

શિપ્રા નહિ, નહિ હવે અલકા અમારી
એ વૈભવો ભૂલવતી નગરી અમારી;
રસ્તે બજાર મહીં રેલત વૈભવોની
તારે સદા નવવસંત, સદા દિવાળી. ૨

ઉલ્લાસતાં, રસળતાં ધનરાશીએ કૈં
આવાસમાં મદભરેલ કઈક બાંકા,
સૌંદર્ય ને કનકવૈભવના પિપાસુ
હેમાંગિની રૂપની વેલડી કો રીઝવે. ૩

પારેખ કૈં મૂલવતા નવરત્ન, તેવા
રશ્મિ ઝીલે અભિનવા રસદૃષ્ટિવાળા
નૃત્યે, કલા, કવનમાં–સુભગા ત્રિવેણી
સંસ્કારની વહવતી નવભારતે તું. ૪

ઉત્થાન રાષ્ટ્રનવચેતનનું અહીંથી
એ ઉગ્ર અગ્નિ તણી જ્વાલ મહીં સમર્પ્યાં
બંદી થવા કંઈક, પ્રાણ દીધા કંઈ કે
તું ઉચ્ચ શૈલ નવભારત ચેતનાનું. ૫

ઝાંખા તારાપ્રકાશે, પુનમસરતણાં ચંદ્રિકા નીર માંહે
તારી આકાશ રેખા ગગન ઘૂમટને વીંધતી, શોભતી એ. ૬

**कार्तिकेय**

# પ્રેમીઓ

(પૃથ્વી)

પ્રચંડ રવિ ગ્રીષ્મનો શિર પરે તપે, આકરો
બની અધિક આ બપોર સમયે; ધરા ઝાળમાં
થયેલ તરબોળ દુ:ખ હરનારની ભાળમાં
વરાળ નિજ પાઠવે; વિકલ રુક્ષ વૃક્ષો; સરો
અને સરિત પ્રાણહીન; પશુ બાપડાં ગોચરો
તજી વિરલ છાય શોધત; જનો જઈ માળમાં
ભરાય ઉપચાર કાજ; સળગી રહી રાળમાં
જવા ન ઉર હામ કો ધરત રૌદ્ર રેલે મરો!

છતાં હૃદય રંજતો કિલકિલાટ મીઠો પણે
મચ્યો પ્રચુર શો મના કરત આગમાં યે અહો!
અકુંઠિત રસાત્મગાન રણકી રહ્યું આ રણે,
નિમંત્રણ કરે, રહસ્ય નયનો! અમોલું લહો.
વિહંગ પિયુ ને નરી પ્રણયમાધુરી પ્રેયસી
દગે દગમહીં નિજાત્મ નિરખી રહ્યાં ઉલ્લસી.

પૂજાલાલ

# ઈશ્વરને

પૃથ્વી. સોનેટ

ભલેય સહુ 'પૂર્ણ' કે', વિવિધ રૂપથી એ છતાં
સદૈવ તુજને અહીં વિકસતો જ જોઉં જગે;
અનંત દ્યુતિવૃન્દના પ્રભવ-બીજથી માંડીને;
અણુ અણુ તણા ઉરે પ્રગતિ-વાંછના પૂરતો.

જગે પ્રતનુ કીટથી, મહદ પ્રાણીથી, માનવી,
રચી અવનવી કથા વિવિધ ચેતના જ્યોતિએ
અનંત યુગથી તુંયે સતત મંથને રાચતો
સૃજે નૂતન સૃષ્ટિને સકલ જીવને વ્યાપતો.

પ્રભો! જગત-સ્વાર્થના નિત-નવીન દાવાનલે
મથી વિરલ સંતના મધુર શાન્તિદા તેજથી
અખંડ પથ કાપતો અકળ વિશ્વ-અંધારમાં
મહત્તર પથે જઇ જગત માત્ર ઉદ્બોધતો!

અખંડ, ઉતક્રાન્ત તું, અજય મંથને ઝૂઝતો;
અપૂર્ણ જગ સાથ તું પુરણ શું થવા ઇચ્છતો!

રતિલાલ છાયા

# પલકના પોરા

[ ભજન ]

તરુવર છાંયે બેઠી રે
પગલી સૂરતાભોમની હોજી !
જીવનનાં ભતવારુ રે
છોડયાં એણે પ્રેમથી હોજી !

બટકાં બે મુખે મૂકયાં ત્યાં દીઠા મારગ-સંત :
પંથ-પ્રવાસી ન્હોતરી એને દીધાં આસન-અંગ,
અમરત શું અજવાળે રે
પ્રાસ્યા ભોજન પ્રેમનાં હોજી !

સ્હાંજ પડી, છાયા નમી, પડયા પ્રવાસી પંથ
ફોરી આતમ કેડીએ એણે ભર્યાં ડગો ઉરવંત
જૂજવા જીવનમારગ રે,
જુડયા અંતર-તાંતણે હોજી !

વ્હાલાં વિસામા રચે જીવતરને મધગાળ,
પોરા લઇ પળ એકના સૌ પડે અગમને ઢાળ,
મનખામોસમ મોંઘી રે
વરસે એ પલભારની હોજી !

ઊતરે રૂંઝયું ઉરની, જીવનકાળ કળાય
બાંધી બકચા ખાંધ પે સૌ પવનપંથ પડી જાય,
માંડે ઝાંખે મારગડે
દીવડા સોણાં સ્નેહનાં હોજી !

સુધાંશુ

# જંગલી ?

વસે વન વિષે વરૂ, સિંહ, શિયાળ, વાઘો; તરુ–
–મહીં વિવિધ જાતનાં વિહગ બાંધી માળા રહે;
ધરા ઉદરમાં, સપાટી પર કૈં જીવાતો જીવે.
જળે જળચરો પડયાં; અમિત એમ એ વિસ્તરે
વિશાળ જીવસૃષ્ટિ : ના પણ નિહાળી કો દિ' ખરે
સમૂહ રચીને પરસ્પર થતી લડાઈ જ મેં.

પરંતુ ભરી બુદ્ધિ માનવલલાટમાં ઈશ્વરે,
પ્રવાહ ઉલટો જ આજ નિજ : શસ્ત્ર–અસ્ત્રો સજે
અપાર ધન વાવરી, લઈ સહાય વિજ્ઞાનની
રચે નવીન ફાંસલા; જગવી જૂની ને ઝેરીલી
સ્મૃતિ વિષમ વૈરની હરીફ હિંસ્રતામાં ઘણા;
સમૂહ લડવા પળે, સફળ બંધુભાવો ભૂલ્યા.

ન વાસ્તવ મહીં ચઢે ઈતર સૃષ્ટિ એ સંસ્કૃતિ–
–વિહીન પણ નિર્મળા ? નહિ શું આપણી જંગલી ?

'અજ્ઞાત'

# એક વાદળીને–

એકાકિની તું શીદ શ્યામ સાડલે
સુવર્ણકોરી, પહેરી પધારી
વેરાન વ્યોમે ગતિ મન્દ રાખી ?
ત્યજાયલી કોઇ પ્રિયા શી તું ત્યાં
ઝંખી રહી શું સ્મરણો કરી કરી
તારા વિત્યા પ્રેમ સુકાળના દિ'?

હું જાણું છું, અદ્રિ તને મહોર્મિએ
રહ્યો તો અને અન્તર સોડમાં પછી
દેતો દબાવી વીજળી કડાકા
થતાં નભે, માની ડરી ન જાય તું.
ને તું મહા તાન પ્રમગ્ન નર્તતી
ત્યાં સોહી રે'તી ગિરિખોળલામાં.
કાળક્રમે દૂર થઈ અને હવે
ઝંખી રહી પ્રેમ–પુરાણુ તારું.
ના. એ ન આજે તરછોડશે તને
તું આવને હર્ષથી એ વધાવશે
તને અલી વાદળી! પ્રેમ પાશે.
ને બે તમે એક થતાં ઉમંગે
પ્રફુલ્લશે પૃથ્વી પ્રદેશ મારો
લીલા સજી સાજ મનોહરા અને
રે'શે કવિતા મુજ અન્તરે ખીલી
આતિથ્યનાં મંગળ ગાન ગાવા

कोलक

# જન્મભૂમિ છોડતાં

સંસ્કારની પ્રતિ પદો મુજ વાળનારી,
વેરાનમાં સત–પથે ઉર દોરનારી,
તારી મુકી પ્રણય–દોરી અને જવાનું
તો કેમ આ હૃદયમાં દુઃખ ના થવાનું ?

વૃક્ષોતળે સુહૃદથી ખુબ સાતતાલી
ખેલ્યો. વળી તુજ પદે રહી જે નિરાલી
શાળા ત્યહાં ભણી રહ્યો હજી પાઠ તારા
શે એ ભુલાય ભવસિંધુ તણા કિનારા ?

કૌમારની અવનવી મુજ સૃષ્ટિ તારે
આલેખી ને ઉર ધરી, મુજ ઘેલછાએ
સ્વીકારી તેં મૃદુ ધરી ઉરભાવનાઓ;
ક્યાં એ હવે અનુભવીશ વિહાર મારો ?

જાણ્યું ન્હતું જગતમાં જીવવાનું કેમ;
બાથોડતાં જન નિહાળી થતો ન પ્રેમ;
ત્યાં પ્રેમના અમૂલ મંત્ર મને સુણાવી
પેટાવી તેં હૃદયમાં મુજ પ્રેમ–દીવી.

તારા નિહાળી ગૃહ–પાઠ શીખ્યો બહુ હું
શું રંક, શું જીવન અર્થ વિનાનું કૂડું,
કેવા વિચાર–લવ સંસ્કૃતિ વીણ હૈયે,
સર્વે બતાવી મુજને ધરી દીપ્તિ નૈને.

તારા પટે ઝીણી રજે સુઇ મેં વિચાર્યા
તારા નિહાળી ગૂઢ પ્રશ્ન, શું આ જહાંમાં

દૃશ્યો, અદૃશ્ય, મનસા નિરખાય એને
આત્માતણા રવ અનુભવ, સત્ય શું છે ?

વૃક્ષો વિચાર્યું નિરખી કદી, ઝીંદગીના
શા અર્થ દેહ ધરી જ્યાં ફરવું વિધિના
નિર્માણથી નિયત ? પાપ શું પુણ્ય ત્યારે ?
ઘુંચો થતાં ફરી પડ્યો ભુજ આ વિચારે.

ત્યાં તેં બતાવી મુજને તુજ જીવને જ
સાદી સીધી સરણી ભવ્ય તૃણે રહેતી
ફૂલે ખીલંત અણુએ અણુમાં જગે જે
ડોકાતી આંધિભર નેનન તેંજ ખોલ્યાં.

એ જ્ઞાનશિક્ષક મુકી ચિરકાળ જાવાં
દૂરે; ઉરે કયમ નખાય ન યોગ–ઝાવાં ?
બાથોડિયાં જગજલે ભરવા તું વિના;
તો કાં બને અવયવો નવ સ્વેદભીના ?

જાવું જરૂર તજીને તુજ સૌ ગુલાલી,
હૈયે ભરી સ્મરણમાં તુજ હેમ લાલી,
લીલાં પટો નીલમશા તરૂથી છવાયાં,
ને હૈયું પારખી શકે તુજ એવી માયા.

ભૂમિ ! ધરી તુજ પદે નવ કૈં જ સેવા,
કે દક્ષિણા ગુરુપદે ન ધરી, ન સેવ્યા
તારા સપુત; મુજ માફ કરી ગુન્હાએ
રહેજે સદા સ્મરણમાં ધરી ચારૂતાને.

— સરોદ —

# પ્રેમચંદનું પ્રેત

'સોપાન'

સાંજના પાંચ વાગે હરિલાલ પોતાની ઑફિસમાંથી બહાર નીકળ્યો ત્યારે સવારના અગિયાર વાગ્યાથી મહાપ્રયત્ને દબાવી રાખેલો આનંદ એના મોં ઉપર તરી આવ્યો. રસ્તાની ફૂટપાથ ઉપર આવતાં જ એણે હાફકોટના ગજવામાં હાથ નાખી, સવારે સાહેબની નજર એના ઉપર હોવાથી ઉતાવળે ઉતાવળે વાંચેલો કાગળ નિરાંતે વાંચવા માટે કાઢ્યો. કાગળ બહુ ટૂંકો અને સુંદર અક્ષરે લખેલો હતો. કાગળમાં ન સમજાય કે બે અર્થ થાય એવું કશું જ નહોતું છતાં હરિલાલથી બે ત્રણ વખત વાંચ્યા વિના ન રહેવાયું. પરમ આનંદનો મલકાટ મોં ઉપર લાવીને એણે કાગળ ખિસ્સામાં મૂકી દીધો અને રસ્તાની એક બાજુએ નજર ખેંચી ટ્રામની રાહ જોવા લાગ્યો. એકાદ મિનિટ વીતી હશે ત્યાં ટ્રામ દેખાઈ અને એ ઑફિસના બારણા પાસેથી ખસીને ટ્રામના સ્ટેન્ડ પાસે આવ્યો ત્યાં ટ્રામ આવી પહોંચી. ટ્રામમાં દાખલ થતાં નીચેના માળે બેઠેલા એક સ્નેહી એની નજરે પડ્યા એટલે ઉપરના માળે ન જતાં એ અંદર જ દાખલ થયો.

'કેમ છો?' સ્નેહીએ હસીને આવકાર આપ્યો.

'ચાલે છે.' હરિલાલે પોતાને સહજ એવા લહેકાથી જવાબ આપી બાજુની બેઠકમાં સ્થાન લીધું.

'આજ કંઈ વહેલા છૂટ્યા?'

'ના, ના. રોજનો આ જ ટાઈમ છે. દરરોજ જરા ગપ્પાં-સપ્પાંમાં પાંચ-દસ મિનિટ વીતી જાય. આજે કામ હોવાથી તુરત જ નીકળી આવ્યો.

'છે તો બધાં સાજાં નરવાંને?'

'હોવે, મુંબઈનું પાણી અમને બધાંને તો ફાવી ગયું છે.'

'એ તો હું જોઉં જ છું' હરિલાલના ગોળમટોળ ચહેરા ઉપર નજર ફેરવતાં પહેલાં સ્નેહી બોલ્યા અને ઉમેર્યું. 'તમે કામનું કહ્યું એટલે મને થયું કે આપણને કારકુન-લોકોને ઘરની માંદગી સિવાય બીજું કામ શું હોય!'

'બીજું એક કામ મુંબઈમાં સ્થિર થયેલા સૌને હોય છે ને!'

'શાનું?'

'સગાવહાલાને અને મિત્રોને ઠેકાણે પાડવાનું.'

'ઓ...હો! કોઈનાં લગ્ન-સગપણની વાત કરો છો?'

'ના, ના. લગ્ન–સગપણ તો વળી એ પછી આવે. પહેલાં તો કામધંધે ચડાવવા પડે ને? છે કયાંય તમારા ધ્યાનમાં?' હરિલાલે આંખ ત્રાંસી કરીને પૂછ્યું.

'કોણ છે? કોઈ સગો–બગો છે?'

'સગો તો નથી પણ સગા જેવું જ. બાળપણનો મિત્ર છે.'

'અત્યારે શું કરે છે?'

હરિલાલે સહેજ હસતાં હસતાં ટોકરી વગાડવાનો અભિનય કરી જવાબ આપ્યો.

'કેટલુંક ભણ્યા છે?'

'મારા જેટલું જ. અમે સાથે જ મેટ્રીકમાંથી સત્યાગ્રહમાં ગયેલા.'

'સત્યાગ્રહમાં! તમે!' પેલા સ્નેહી આશ્ચર્યપૂર્વક હરિલાલને સુંદર બૂટ–મોજાંથી માથે પહેલી હેટ સુધી જોઈ રહ્યા.

'શું જુઓ છો?' હરિલાલ હસવા લાગ્યો. 'આ બધું ખાદીનું જ છે.'

'એ તો હશે જ, પણ જે કામ કરો છો......''

''શું કરીએ? બાળબચ્ચાંને અને માબાપને કંઈ પાંજરાપોળમાં મૂકવા જવાય છે?'

'તે પેલા તમારા બાળમિત્ર......'

'એ જરા આદર્શઘેલા હતા. હું તો એક વરસ સત્યાગ્રહની ચળવળમાં રહ્યો. પછી મેં જોઈ લીધું કે આપણા જેવા સામાન્ય સ્થિતિના માણસનું આમાં કામ નથી, જો કે છ મહિનામાં જ મને એ વાતની ખાતરી થઈ ગઈ હતી પણ ત્યાં ગયા પછી નીકળવુંયે કાંઈ સહેલું છે!'

'કેમ?'

કેમ શું? કાયર ગણાઈએ. છ મહિના સુધી મારે મનમાં મૂંઝાયા જ કરવું પડ્યું. આખરે મેં તો કહી દીધું કે ભાઈ, કાયર કહેવો હોય તો કાયર કહેજો પણ આપણાથી હવે વધુ ખેંચાય એમ નથી.'

'અને તમારા મિત્ર ત્યાં રહી જ ગયા એમ ને?' પેલા સ્નેહીએ હસતાં હસતાં પૂછ્યું.

'હા, એને થયું કે સ્વરાજ ન મળે ત્યાંસુધી પાછા જવાય જ નહિ.'

'એ...મ? ખરો બહાદરિયો...પણ ઘરની સ્થિતિ કંઈક સારી હશે.'

'સારી? હા, એક મા અને એક નાની બેન મરી જાય તો દુનિયામાં કોઈની ચિંતા ન કરવી પડે એવી.'

"ત્યારે એ બેનું પાછળથી શું થતું?'

'શું થાય? મા દળણાં દળે ને છોકરી જરા સીવવા–ભરવાનું જાણતી એટલે મહિને રૂપિયો બે રૂપિયા એમાંથી મળી રહે.'

'પેલા ભાઈ સાહેબને કાંઈ થતું જ નહિ?'

'થતું. પણ કહેતા કે મારો દેશ મારી માતા કરતાં વધુ દુઃખી છે.'

'વાહ! ખરો ટેકીલો......તે પછી હવે કેમ અહીં મુંબઈ........'

'છેવટ થાક્યા......'

વાત ચાલતી હતી ત્યાં જ એક સ્ટેન્ડ ઉપર ટ્રામ ઊભી રહી અને છાપું વેચનાર છોકરાએ પરાણે આપવું હોય એમ એક છાપું બારીમાંથી ઘુસાડ્યું. હરિલાલની વાત ઉપરથી ખસીને પેલા સ્નેહીનું ધ્યાન એ બાજુ ગયું અને ખિસ્સામાંથી બે દોઢિયાં કાઢી એમણે છાપું ખરીદી લીધું. આ કામ પૂરું થયું એટલે હરિલાલ તુરત વાત શરૂ કરવા માગતો હતો પણ પેલા સ્નેહી છાપું પહોળું કરી વાંચવા જ લાગ્યા એટલે એણે પણ મોટાં મથાળાં ઉપર આંખ ફેરવી : 'વાયસરોય ગાંધીજીને મળશે?'

'છાપાંવાળા પણ ગજબ છે હો!' હરિલાલ બોલ્યો.

'તે ન હોય? તમે ગજબ ન હોત તો બે વરસમાં આટલા આગળ વધી શકત?'

'હજી તો હેડકલાર્ક થયું છે, હેડકલાર્ક.' જરા વટથી હરિલાલ બોલ્યો, પણ સ્નેહીનું ધ્યાન ત્યારે છાપામાં ચોંટી ગયું હતું. હરિલાલને જોઈ એ તેવો

પ્રત્યુત્તર ન મળ્યો એટલે એણે પણ છાપામાં પોતાનું ધ્યાન પરોવ્યું અને છેક પાયધૂની પહોંચતાં સુધી બંનેએ છાપાનાં પાનાં જ વાંચ્યા કર્યાં. હરિલાલને હજી આગળ જવાનું હતું અને પેલા સ્નેહીને પાયધૂની જ ઊતરવાનું હતું એટલે છાપું સંકેલીને સાથે લઈ લીધું અને 'જે જે' કરી વિદાય લીધી. હરિલાલ એકલો પડ્યો એટલે પેલો કાગળ ફરી પાછો ખિસ્સામાં ફૂદવા લાગ્યો અને હરિલાલથી એ કાઢ્યા વિના રહેવાયું જ નહિ. કાગળ આટલો જ હતો:

પ્રિય હરિલાલ,

આખરે હું થાકીને ત્યાં આવવાના નિર્ણય ઉપર આવ્યો છું. બાનું શરીર સહેજ પણ સુધારા ઉપર નથી. અત્યારે મારે બાની સેવામાં જ રહેવું જોઈએ એ સમજું છું, પરંતુ ઘરમાં એક શેર કરતાં વધુ અનાજ અત્યારે નથી. બાની દવાની વાત તો બાજુએ રહી, આવતીકાલે શું ખાશું એ સવાલ જ ભયંકર થઈ પડ્યો છે. બહુ મંથનને અંતે જેવી મળે તેવી નોકરી સ્વીકારી લેવાનો નિર્ણય કરી લીધો છે અને બધી આશા તારા ઉપર રાખી છે.

તારો
પ્રેમચંદ

* * *

હરિલાલ ઘેર પહોંચ્યો ત્યારે નિમુ એની રાહ જોઈને જ જાણે બેઠી હતી. એક વરસનો બાબો બાપુને યાદ કરતો કરતો હમણાં જ સૂઈ ગયો હતો. હરિલાલના પગ દાદર ઉપર સંભળાયા કે નિમુ હસતી હસતી બહાર આવી હતી. હરિલાલ દરરોજ ઉલ્લાસમાં જ આવતો પરંતુ આજે એ ઉલ્લાસને ભરતી ચડી હોય એમ નિમુને પણ લાગ્યું. એણે તુરત જ પૂછ્યું:

'આજ બહુ આનંદમાં છો !'

'હા.'

'શું છે ?'

'પ્રેમચંદ અહીં આવે છે.'

'એમ ! ક્યારે આવવાના છે ?'

'આપણે ભાડું મોકલીએ ત્યારે.' મોં ઉપરનો ઉલ્લાસ દૂર ખસેડીને હરિલાલ બોલ્યો.

'એમ કેમ ?'

'એમ કેમ શું ? એની પાસે ખાવાનું પણ ક્યાં છે ? મા મરવા પડી છે ને ઘરમાં એક શેર દાણો પણ નથી.'

'એમનાં બા માંદાં પડ્યાં છે ?'

'છ મહિનાથી માંદાં છે.'

'ત્યારે તો બિચારાં બહુ દુઃખી થઈ ગયાં હશે.' નિમુ સહૃદયતાથી બોલી.

'તે થાય જ તો ! આદર્શની ઘેલછા શા કામની ? હું તો એને પહેલેથી કહેતો હતો કે આપણને આ ન પોષાય.'

'તે હવે અહીં ક્યારે આવશે ?' હરિલાલની વાત ન સાંભળી હોય એમ નિમુ બોલી.

'કહ્યું ને, પૈસા મોકલીએ એટલે. બોલ, મોકલશું ?'

'એમાં મને શું પૂછવાનું હોય ? તમારા મિત્ર છે એટલે મોકલવા જ જોઈએ ને ?'

'પણ એ અહીં ટકશે નહિ.' ધીરા અવાજે હરિલાલ બોલ્યો.

'પણ એમણે આવવું જ શા માટે જોઈએ ? પછી એમનાં બા પાસે કોણ રહેશે ?'

'બા પાસે ભગવાન.' હરિલાલે જવાબ આપ્યો. 'અહીં ન આવે તો બાની સાથે બેન અને પછી એ પણ ભૂખે મરી જશે.'

'એમની પાસે કંઈ હશે જ નહિ ?'

'થોડું ઘણું હશે તે દેશસેવામાં ખર્ચી નહિ નાખ્યું હોય !'

'તે હવે...' નિમુ હોઠ ઉપર આંગળી મૂકતી બોલી. 'બા બિચારાં મરી જશે.'

'હું તો એમ ને એમ પણ મદદ મોકલું.' હરિલાલ દયાભર્યા અવાજે બોલ્યો. 'પણ તો પછી પ્રેમચંદના આ ચાળા છૂટે જ નહિ. બા સાજી થાય,

કે એ પાછો હતો ત્યાં જ પહોંચી જાય. એ કરતાં મુંબઈ આવીને કામધંધે ચડી જાય એ સારું. પછી કોઈ દિવસ ચિંતા તો નહિ અને બા તો આયુષ્ય હશે તો જીવશે જ.'

નિમુ કંઈ ન બોલી. એણે તુરત થાળી પીરસવા માંડી અને મન ઉપરથી એ વાત કાઢવાનો પ્રયત્ન કરતી ઘોડિયામાં સૂતેલા બાબા સામે જોવા લાગી.

* * *

'બા, ત્યારે હું હરિલાલને કાગળ લખી નાખું છું.' ખાટલામાં પડેલી ક્ષીણકાય બા પાસે જઈને પ્રેમચંદે કહ્યું. બામાં જવાબ આપવાની શક્તિ નહોતી, પણ જીવનનો આરો દેખાતો હતો છતાં એનામાં વિચારશક્તિ રહી હતી એટલે એ તુરત સમજી ગઈ અને આંખથી સંમતિ આપતી હોય એમ એણે પોપચાં ઢાળી દીધાં. પ્રેમચંદ એકીટસે એ પોપચાં સામે જોઈ રહ્યો હતો. એની આંખમાં આંસુ નહોતાં અને શ્વાસમાં નિઃશ્વાસ નહોતો છતાં એને જોતાં ડરી જવાય એવું એનું મોં થઈ ગયું હતું.

આ પ્રેમચંદ પચીસ વર્ષનો જુવાન હતો અને એ કોઈ પણ પ્રકારની મજૂરીમાં શરમ માનતો નહિ. એના જીવનમાં સેવા, સંયમ અને ત્યાગની સુગંધ વ્યાપેલી હતી. જે દિવસે સત્યાગ્રહમાં ગયો હતો તે દિવસથી આજ સુધી સ્વરાજ સિવાય બીજી કશી કામના એણે રાખી નહોતી. એના બાળમિત્ર હરિલાલનું જીવન એને પતન જેવું લાગતું હતું. એ નાનપણમાં ઘણાં વર્ષો સુધી એમ માનતો કે હરિલાલ એના કરતાં શક્તિમાં ને સંસ્કારમાં ચડિયાતો છે એટલે જે દિવસે એણે સત્યાગ્રહમાંથી પાછાં પગલાં કર્યાં હતાં તે દિવસે પ્રેમચંદે ભારે આઘાત પામીને પોતાના હૃદયનું દર્દ એની પાસે ઠાલવ્યું હતું. પ્રેમચંદની મોટામાં મોટી દલીલ આ હતી :

'યુદ્ધમાં આવ્યા પછી આપણે આપણા રહ્યા જ નથી એમ માનવું જોઈએ. યુદ્ધમાંથી ખસી જઈને કાયર બનવું એ કરતાં આપઘાત કરી મરી જવું બહેતર ગણવું જોઈએ.'

હરિલાલ પાસે આ દલીલનો જવાબ નહોતો, પરંતુ પ્રથમ પ્રથમ એ દલીલમાં એને તેજ લાગતું હતું અને જ્યારે એ સાંભળતો ત્યારે એક પ્રકારની લજ્જા અનુભવતો; પરંતુ ધીમે ધીમે એના મનની સ્થિતિ બદલાતી ગઈ. લડતના બીજા મિત્રો પણ જ્યારે એને કાયર કહેવા લાગ્યા અને 'પોતાના મિત્ર પ્રેમચંદ કરતાં આટલો બધો ઊતરતો હશે એમ અમે માન્યું નહોતું' એવો અભિપ્રાય ઉચ્ચારવા લાગ્યા ત્યારે એના મનની લજ્જા ઊડી ગઈ અને પોતે લડતમાંથી ખસી જવાનો વિચાર કરી રહ્યો છે તે 'કાયરતા નથી, નબળાઈ નથી, નાની એવી ભૂલ પણ નથી પરંતુ ડહાપણ છે. એમ જ કરવું જોઈએ એ સિવાય બીજું થઈ શકે જ નહિ' એમ એના મનમાં થવા લાગ્યું અને એ પછી લડતમાંથી નીકળતાં સુધીમાં એણે એવા જ વિચારો કર્યા કે 'હું આજે જાઉં છું. આ નવનીત કાલે જશે અને પ્રેમચંદ પરમ દિવસે. હું જે માર્ગ લઈ રહ્યો છું તે જ સાચો છે. આપણા જેવાનું લડતમાં કામ નહિ. આપણા પાસે જ્ઞાન ક્યાં છે? આપણે પોતાની પ્રગતિ હજી ક્યાં કરી છે? આપણું ભવિષ્ય આપણે હજી ક્યાં નક્કી કર્યું છે? આપણામાં એક કુટુંબનું પોષણ કરવા જેટલી તાકાત પણ હજી ક્યાં આવી છે?' અને એ બધું મેળવવા માટે કાયરતાનું જોખમ ખેડીને પણ હરિલાલે લડત છોડી દીધી અને મુંબઈની શેરબજારની નોકરી શોધી કાઢી.

એ પછી લડત તો લાંબી ચાલી અને એક યા બીજી રીતે પ્રેમચંદ સાથેનો એનો સંબંધ પણ ચાલુ રહ્યો. હરિલાલ લડતમાંથી પાછો વળ્યો એની શરમ હરિલાલ કરતાં એના એક મિત્ર તરીકે પ્રેમચંદને વધુ થતી હતી. એ એમ જ સમજતો હતો કે હરિલાલમાં ક્ષણિક નબળાઈ આવી ગઈ છે એટલે હરિલાલની એ નબળાઈ ખરી જાય એવા ઉત્તેજક અને દેશ પ્રત્યેના એક જુવાનનો ધર્મ સમજાવતા પત્રો એ એને લખ્યા કરતો. હરિલાલને આ પત્રો કાંટાની માફક ખૂંચતા અને એક વખત પ્રેમચંદે એમના એક ત્રીજા જ એક મિત્રને હરિલાલને

જાગૃત કરવા માટે પત્ર લખ્યો ત્યારે તો હરિલાલને પ્રેમચંદને એ શબ્દો સંભળાવી દેવાની, એની કલમ અને મોઢું બંધ કરાવી દેવાની ઇચ્છા થઈ આવી, પરંતુ કોણ જાણે શા કારણે પણ પ્રેમચંદથી એ ડરતો હોય એમ પ્રેમચંદના દરેક કાગળના જવાબમાં એણે એવું જ લખ્યા કર્યું 'તારા જેટલું મારામાં હૃદયબળ નથી, હું જાણું છું કે મારા કરતાં તારી કૌટુંબિક સ્થિતિ વધુ ખરાબ છે અને આ દુનિયામાં તારે કોઈની લાગવગ પણ નથી, પરંતુ હું તારા માર્ગે આગળ ચાલી શકું એમ નથી. આ મિત્રને કાયર અને હૃદયહીન સમજીને તું ભૂલી જા એ જ મારી વિનતિ છે.'

આ અને આવા પત્રો પ્રેમચંદને હરિલાલનું સ્મરણ ભુલાવવાને બદલે તીવ્ર કરતા હતા અને હરિલાલમાં કુરુક્ષેત્રના અર્જુનની પેઠે માત્ર વિષાદ જ આવી ગયો છે અને એનું ક્ષાત્રતેજ એક નાનકડી વાદળીથી માત્ર અલ્પકાળને માટે જ ઢંકાઈ ગયું છે એમ પ્રેમચંદ માનવા લાગ્યો. જ્યારે હરિલાલનું ક્ષાત્રતેજ ઢંકાયું નહોતું અને દિવસો જતા હતા તેમ તેમ સોળે કળાએ ખીલતું જતું હતું એમ બીજા મિત્રો સાથેની વાતચીતો અને પત્રવ્યવહારમાં જણાતું હતું, પરંતુ પ્રેમચંદ એ વિષે અજાણ હતો. હરિલાલ મનમાં માનતો થઈ ગયો હતો કે પોતે ભારે ડહાપણનું કામ કર્યું છે અને આ દુનિયામાં સારી રીતે જીવવું હોય, બાવા ન બનવું હોય, હડધૂત ન થવું હોય તો સૌએ આ માર્ગે જ આવવું જોઈએ.

હરિલાલ અને પ્રેમચંદે એક જ પ્રકારનું શિક્ષણ લીધું હતું અને બંને લગભગ એક જ વાતાવરણમાં ઊછર્યા હતા છતાં હરિલાલનું અને પ્રેમચંદનું મન કેમ જુદી જુદી રીતે કામ કરતું હતું એ એક કોયડો જ હતો. પ્રેમચંદને તો આવો વિચાર કોઈ દિવસ આવ્યો જ નહોતો અને કદાચ આવત પણ નહિ, પરંતુ હરિલાલને લડતમાંથી ગયે છએક મહિના થયા ત્યાં એ લગ્ન કરે છે અને એક જાપાનીસ પેઢીમાં દોઢસો રૂપિયાના પગારની એને નોકરી મળવાની છે એવા સમાચાર પ્રેમચંદે સાંભળ્યા ત્યારે 'એનામાં નબળાઈ આવી ગઈ છે' એવી જે માન્યતા પ્રેમચંદના હૃદયમાં હતી તે ખળભળી ઊઠી એને થઈ ગયું કે હરિલાલમાં નબળાઈ જ નથી, સ્વાર્થવૃત્તિ પણ છે. અને પછી તો પ્રેમચંદને એની સ્વાર્થવૃત્તિનાં અનેક સ્વરૂપો સૂઝવા લાગ્યાં. અભ્યાસકાળ દરમિયાન હરિલાલમાં આ વૃત્તિનાં દર્શન નહોતાં થયાં તેનું પ્રેમચંદને આશ્ચર્ય ન થયું. એ તુરત જ સમજી ગયો કે ત્યારે પોતાની સલામતીને જોખમમાં મૂકવાનો કોઈ દિવસ સવાલ જ ઊભો નહોતો થયો અને એમ છતાં એક બે પ્રસંગ તો એ કાળના પણ એને યાદ આવવા લાગ્યા. તે દિવસે એ પ્રસંગોમાં સ્વાર્થનો ભાવ જણાયો નહોતો તે હવે જણાવા લાગ્યો. એક વખત બંનેએ સાથે મળી એક રાત્રીશાળા સંભાળવાનું માથે લીધું હતું, પરંતુ ચાર પાંચ દિવસમાં જ હરિલાલે ત્યાં આવવાનું બંધ કર્યું હતું અને પછી પ્રેમચંદને પણ સમજાવી લીધો હતો કે 'અત્યારે તો આપણે અભ્યાસમાં જ ધ્યાન પરોવવું જોઈએ.' આ કરતાંયે મોટો પ્રસંગ બાજુના એક શહેરમાં રોગચાળો ફાટી નીકળ્યો ત્યારે સ્વયંસેવકની ટુકડીમાં નામ નોંધાવવાનો આવ્યો હતો. પ્રેમચંદ તો નામ નોંધાવવા તૈયાર હતો પરંતુ પોતા કરતાં વધુ સમજુ અને વધુ શક્તિવાળા હરિલાલની સલાહ એવી થઈ હતી કે ' આ બધું આપણા જેવા વિદ્યાર્થીઓ માટે લાલચરૂપ કહેવાય. જો આ રીતે જ આપણે આપણો અભ્યાસકાળ ગુમાવશું તો ભવિષ્યમાં કશી તૈયારી વિના, જ્ઞાન વિના દેશની શી સેવા કરી શકવાના હતા ? ' પ્રેમચંદને એની સલાહ સાચી લાગી હતી કારણ કે અનેક રાત્રીઓએ બંનેએ ભવિષ્યમાં પોતે દેશની ક્યા પ્રકારે સેવા કરશે એના વિચારોમાં ગાળી હતી. પ્રેમચંદને પોતાના અંતરમાં પૂરો વિશ્વાસ હતો કે એ બંને અત્યારે જે કાંઈ શીખી રહ્યા છે, જે કાંઈ શક્તિ મેળવી રહ્યા છે તે પોતા માટે નહિ પણ દેશને માટે જ.

પણ પ્રેમચંદની આંખ હવે ઊઘડી ગઈ. એને દેખાઈ આવ્યું કે દેશના હજારો માણસો યાતના વેઠી

રહ્યા છે ત્યારે લગ્નની તૈયારી કરનાર અને જાપાનીસ માલને આ દેશમાં ઘુસાડવામાં સાથ આપનાર હરિલાલ પ્રથમથી જ સ્વાર્થવશ હતો. આ લડતમાં એ આવી પડ્યો એ તો પોતાના જ કોઈ સ્વાર્થની આશાએ. પણ એણે જોઈ લીધું કે સ્વાર્થની હોળી કર્યા વિના લડતમાં રહેવાશે નહિ એટલે એ ચાલી નીકળ્યો. પ્રેમચંદને થોડીક ક્ષણો તો હરિલાલ ઉપર તિરસ્કાર ઊપજી આવ્યો, પણ વળી તુરત જ થયું 'એ ભ્રમમાં તો ન હોય? મુંબઈ ગયા પછી ધીમે ધીમે લપસતો તો ન ગયો હોય? એને કોઈએ સ્વાર્થનો જાદુ તો ન છાંટ્યો હોય? એકેય વાત ઉપર વિશ્વાસ ન બેઠો છતાં પ્રેમચંદે પોતાના હૃદયની વેદના એક કાગળમાં હરિલાલ ઉપર ઠાલવી દીધી.

હરિલાલને પ્રેમચંદના કાગળો ખૂંચતા તો ખરા પરંતુ આ કાગળે એના અંગમાં પ્રથમ ભયની અને પછી ક્રોધની ધ્રુજારી ફેલાવી દીધી. પ્રેમચંદનો એ કાગળ જાણે હરિલાલને પોતાને એની ચામડી ઊતરડાવીને એની જાતનાં દર્શન કરાવતો હોય એટલો ભયંકર લાગ્યો. હરિલાલથી એ સહન થઈ શકે એમ નહોતું. લગભગ આઠ દિવસ સુધી એ મનમાં ધૂંધવાયો. છેવટ એણે નિશ્ચય કર્યો કે હવે સાચેસાચ નબળાઈને ખંખેરી નાખવી અને પ્રેમચંદને સીધી વાત સંભળાવી દેવી. આ કાગળના જવાબમાં શું લખવું તેના વિચારો કરતાં એક સુંદર વિચાર એના મનમાં આવી ગયો અને એનાથી હસી જવાયું. આઠ દિવસ પછી જ એના લગ્ન થવાના હતા અને પેલી જાપાનીસ પેઢીમાં નોકરી મળી ગઈ હતી એટલે એ પેઢીના કાગળ ઉપર પોતાના લગ્નમાં આવવાનું આમંત્રણ એણે પ્રેમચંદને મોકલ્યું. આમંત્રણ સિવાય એ કાગળમાં બીજું કશું જ લખેલું નહોતું. આ કાગળ પ્રેમચંદને મળે તે પહેલાં એ પકડાઈ ગયો હતો. હરિલાલે બીજે દિવસે છાપામાં એ સમાચાર વાંચ્યા ત્યારે એનો આનંદ ઓછો થવાને બદલે વધ્યો.

પ્રેમચંદનો કેસ ચાલતો હતો ત્યારે જ એને એ આમંત્રણપત્રિકા મળી. કોર્ટમાં બેઠા બેઠા જ્યારે એ કવર ફોડતો હતો ત્યારે તો એના મનમાં જુદા જ વિચારો ચાલતા હતા. એણે માન્યું હતું કે આ કાગળમાં હરિલાલનું દર્દ ભર્યું હશે, પરંતુ કાગળ ઉપર આંખ ફેરવતાં જ એની ભ્રમણા દૂર થઈ ગઈ. હરિલાલ આટલો નફ્ફટ બની શકે એવી એને કલ્પના પણ નહોતી. પ્રેમચંદનું મન પોતાના કેસ તરફ ન રહ્યું પણ હરિલાલને છેલ્લે પાટલે બેઠેલો જોઈ ઊંડા દુઃખમાં ઊતરી ગયું.

કેસ ચાલ્યો અને પ્રેમચંદને એક વરસની સજા થઈ. પ્રેમચંદને કોર્ટમાંથી પાછા લઈ જતાં પહેલાં કાગળો લખવાની રજા મળી ત્યારે એણે બે કાગળ લખ્યા. એક એની બાને આશ્વાસનનો અને બીજો હરિલાલને માફીનો. પ્રેમચંદને એમ થઈ ગયું કે પોતે પેલો કાગળ લખવામાં ગંભીર ભૂલ કરી હતી. હરિલાલને એણે પોતાનો આટલો અંતરતમ મિત્ર માનવો જ નહોતો જોઈતો. એણે હરિલાલને લખ્યું કે 'મારા એ કાગળને ભૂલી જજે અને માફી આપજે. તને કશુંયે કહેવાનો મને અધિકાર નથી તે હું સમજી ગયો છું. જે થયું તે મિથ્યા થવાનું નથી. આજ સુધી તને મેં જે કાગળો લખ્યા છે તે મને પોતાને જ—મારા જ બીજા સ્વરૂપને—લખ્યા હોય એ રીતે લખ્યા છે, પણ તને એથી આઘાત જ પહોંચ્યો હશે. આજે જેલમાં જતી વખતે એ બધા માટે માફી માગું છું અને પ્રભુને પ્રાર્થના કરું છું કે તને સત્ય અને સલામતીને માર્ગે અવિચળ રાખે.'

આ કાગળ હરિલાલને મળ્યો ત્યારે એનું અંતર સહેજ ભોંઠું પડી ગયું, પરંતુ એ ભોંઠામણ અનુભવવામાં ભૂલ થઈ ગઈ હોય એમ તુરત જ એણે હસી કાઢ્યું અને કાગળના નાના નાના કટકા કરી રસ્તામાં વેરી દીધા. એના મનમાં થવા લાગ્યું કે 'હવે આ ચિંતા જ છોડી દેવી. એ ભલે એના રસ્તે રહ્યો. આપણે આપણા રસ્તે ચાલ્યા જવું', પણ એનાથી ચિંતા છોડી શકાઈ નહિ. લગ્ન વખતે પોતાને ગામ જવાનું થયું ત્યારે પ્રેમચંદનાં બા અને બેન એને

મળવા આવ્યાં ત્યારે એ દિલમાં થોડુંક શરમાયો પણ તુરત જ હસીને બોલ્યો :

'બા, આનંદમાં તો છો ને?'

'આનંદ તો શું હોય ભાઈ, મારો પ્રેમચંદ તારા જેવું સમજ્યો હોત તો મારે પારકાં દળણાં દળવાં પડત?'

કારણ ન સમજાયું પણ ભીની થતી આંખે પ્રેમચંદની બાએ ઉચ્ચારેલા આ શબ્દોથી હરિલાલને આનંદ આવવા લાગ્યો. એ બોલ્યો :

'એમાં શું બા! એ દેશની સેવા કરવા ગયો છે ને?'

બાએ કશો જવાબ ન આપ્યો. આવું એને ઘણા માણસોએ કહ્યું હતું પણ એથી એનું દુઃખ તલમાત્ર પણ ઓછું ન થતું એ વસ્તુ હવે એ સમજી ગઈ હતી એટલે દયામણી આંખે એ મૂંગી જ રહી, પણ એનું મૌન હરિલાલને રુચિકર ન હોય એમ એ ફરીને બોલ્યો.

'બા, સાચું કહું? હું તો કહું છું કે આપણા જેવી સ્થિતિના માણસોનું સત્યાગ્રહમાં કામ નહિ. આપણે ખાદી પહેરીએ અને કમાતા હોઈએ તો બે પૈસાની મદદ કરીએ. એથી આગળ વધવા જાઈએ તો છેવટ પાછા જ પડવું પડે.'

પ્રેમચંદની બાને હરિલાલની વાત સો ટકા સાચી લાગી. એ બિચારી શ્રદ્ધાપૂર્વક બોલી: 'તે ભાઈ, પ્રેમચંદને આ તું સમજાવને. હવે જેલમાં ગયો છે તે ભલે ગયો પણ પછી ઘરે જ આવતો રીયે એવું કાંઈક કરી દે ને!'

'એમ એ ન-માને બા!' હરિલાલ બોલ્યો. 'એ તો પોતાની મેળે થાકશે તે દિવસે આવશે.'

'એ થાકે એવો નથી ભાઈ!'

'તમે જોજો ને, તમારાં હાડ હવે કેટલું હાલવાનાં છે? પછી તમને ભૂખે મરવા દેશે શું?'

બા કંઈ ન બોલ્યાં. થોડીવાર પછી બીજી વાતો કરતાં કરતાં હરિલાલને આશીર્વાદ દઈ પોતાને ઘેર ચાલ્યાં ગયાં. હરિલાલના મનમાં છાનો સંતોષ ગૂંજવા લાગ્યો.

*   *   *

હરિલાલે ભવિષ્ય ભાખ્યું હતું એ રીતે પ્રેમચંદ જેલમાં હતો ત્યાં જ એની બાનાં હાડકાં ગળવા લાગ્યાં અને એ ડોસી ખાટલાવશ થઈ ગયાં. પ્રેમચંદને જેલમાં બાની માંદગીના સમાચાર મળ્યા ત્યારે એના મનની સ્થિરતા ઘડીક ડોલી ગઈ પરંતુ એણે પ્રભુનું નામ લઈ એના વિશ્વાસે ધીરજ ધારણ કરી લીધી. સદ્‌ભાગ્યે એકાદ મહિનો માંદગી ભોગવીને એની બા સાજાં થઈ ગયાં અને પાછું કામ કરવા લાગ્યાં. પ્રેમચંદ સજા પૂરી કરીને ઘેર આવ્યો ત્યારે એણે જોયું તો બા જીવતાં હતાં અને સાજાં હતાં, પણ એ હાલતું ચાલતું શરીર ક્યારે ધબ કરતું પડી જશે તે કહી ન શકાય એવું કંગાળ થઈ ગયું હતું. પ્રેમચંદ થોડા દિવસ ઘેર રહી બાનાં આંસુ લૂછી પાછો પોતાના કામે ચડી ગયો હતો, પરંતુ આ વખતે એ સ્થિર ચિત્તે કામ કરી શક્યો નહિ. બા અવારનવાર માંદાં પડી જતાં હતાં અને નાની બેન પણ હવે પરણવા લાયક થતી જતી હતી. આખરે એક દિવસ બા ગંભીર સ્થિતિમાં આવી પડ્યાં અને પ્રેમચંદના સાથીઓએ એને બળાત્કારે ઘેર મોકલ્યો. પ્રેમચંદ ઘેર આવીને જેમ જેમ બાની સારવાર કરવા લાગ્યો તેમ તેમ એનું ઘર દારિદ્ર્યનું ધામ બની ગયું હતું તે એને સ્પષ્ટ જણાવા લાગ્યું. એક દિવસ અચાનક હરિલાલનો કાગળ એના ઉપર આવ્યો. એ કાગળમાં બાની માંદગીના સમાચાર સાંભળીને થયેલી ચિંતા વ્યક્ત કરવામાં આવી હતી અને હવે ઘેર જ રહેજે એવી ભલામણ કરવામાં આવી હતી. પ્રેમચંદે વળતી ટપાલે જવાબ આપ્યો હતો કે 'બા સાજાં થશે ત્યાંસુધી ઘેર રહીશ, પરંતુ એ પછી મારે ઘેર કશું કામ નથી. બાના ખર્ચની કંઈક વ્યવસ્થા કરી શકું તો પછી ઘરની ચિંતા જેવું ન રહે.' આ કાગળ લખતી વખતે પ્રેમચંદને ઊંડે ઊંડે એમ હતું કે હરિલાલ બાના ખર્ચનો બોજો ઉપાડી લેશે. જો કે એને એમ પણ થતું હતું

કે હરિલાલની કમાણીનો ઉપયોગ કરવો એનો અર્થ એ કે એના કામમાં ભાગીદાર થવું, પરંતુ જેમ તેમ કરી એણે મન મનાવ્યું હતું; પણ એની ધારણા ખોટી હતી. હરિલાલ એવો ભોળો નહોતો. થોડા દિવસ રહીને એનો જવાબ આવ્યો. તેમાં લખ્યું હતું કે 'આપણે આદર્શમાં ઊડતાં સત્ય વસ્તુ-સ્થિતિને સમજી લેવી જોઈએ અને તેનો સ્વીકાર કરવો જોઈએ. બાનો બોજો બીજા કોઈએ નહિ પણ તારે જ ઉપાડવો જોઈએ અને હવે તારે બેનને ઠેકાણે પાડવાનો વિચાર પણ ગંભીરપણે કરવો જોઈએ.' પ્રેમચંદ આ કાગળ વાંચીને શાંત પડી ગયો. હરિલાલ એને કશી મદદ નહિ કરી શકે એટલું એ સમજી શક્યો.

થોડા દિવસો એ રીતે પસાર થઈ ગયા. સગાં-વહાલાંમાં જ્યાં જ્યાંથી ઉધાર મળી શકે ત્યાં ત્યાંથી લઈ લીધું. હવે ખૂબ તંગી જણાવા લાગી. રાત ને દિવસ પ્રેમચંદના મન ઉપર ભાર રહેવા લાગ્યો. દેશ દુઃખી હતો અને એ માટે પોતાની જરૂર હતી એ વસ્તુનું ભાન મંદ પડવા લાગ્યું અને આંખ સામે જે દારિદ્રય નાચતું હતું તે એને મૂંઝવવા લાગ્યું. ફરી એક દિવસ એણે હરિલાલને કાગળ લખ્યો. આ કાગળમાં પણ વિશેષતઃ સમાચાર જ લખ્યા હતા, પણ છેલ્લે છેલ્લે ઉમેર્યું હતું કે 'હું જાણું છું કે મારે મારી મેળે જ આમાંથી રસ્તો કાઢી લેવો જોઈએ, પરંતુ હું ગાંડો ન બની જાઉં ત્યાંસુધી મારાથી સત્યનો રસ્તો છોડાશે નહિ. સત્ય વિના હું જીવી શકું એમ નથી.' આ કાગળનો જવાબ હરિલાલે તુરત જ વાળ્યો હતો, એમાં એના સત્યના આગ્રહની પ્રશંસા કરી હતી પરંતુ આપણા જેવા સામાન્ય માણસો એવું આચરણ ન કરી શકે એમ દાખલા દલીલો આપીને સમજાવ્યું હતું.

વળી બે મહિના વીતી ગયા. પ્રેમચંદનું હૃદય હરિલાલની એક પણ દલીલ સ્વીકારતું નહોતું, પરંતુ આંખ સામે એ પ્રલય જ જોતો હતો. બા પ્રત્યેક પળે મોત ભણી ધસી રહી હતી એ વાતમાં એને શંકા નહોતી. એ મોતને અટકાવવાનો ઇલાજ એને સૂઝતો નહોતો. હરિલાલ જે ઇલાજ બતાવતો હતો તે ઇલાજનો વિચાર પણ એને મોત જેવો જ—એથી પણ વધુ ભયાનક—લાગતો હતો, પરંતુ પ્રત્યેક દિવસ અને પ્રત્યેક રાત્રી એના ખડક જેવા હૃદયને હલમલાવતી હતી. આખરે એક દિવસે બા બે મિનિટ માટે બેશુદ્ધ બની ગઈ અને બેન ચીસ પાડીને રડી પડી ત્યારે પ્રેમચંદનું કલેજું થડકી ઊઠ્યું. એને સમજાયું નહિ પણ એનું લોહી જાણે થીજી જતું હોય એવું લાગવા માંડ્યું. થોડીવાર એ નિશ્ચેષ્ટ જેવો પડી રહ્યો. એણે વિચાર કરવાનો પ્રયત્ન કર્યો પણ એ વિચારી શક્યો નહિ. લગભગ બે કલાક સુધી પડ્યા રહ્યા પછી એ જ્યારે ઊઠ્યો ત્યારે એને લાગ્યું કે પોતે બદલાઈ રહ્યો છે. ધીમે ધીમે પોતામાંથી કાંઈક સરી જઈ રહ્યું છે. પોતે એ સરી જતા તત્ત્વને અટકાવવા ઇચ્છતો હતો પણ અટકાવી શકતો નહોતો એમ એ સમજતો હતો.

અને એ સ્થિતિમાં એણે હરિલાલને કાગળ લખી નાખ્યો. આટલા ઘા સહન કર્યા પછી હરિલાલ ઉપર એને શ્રદ્ધા રહી હતી. એ શ્રદ્ધા તૂટી પડવાનો કે દૃઢ થવાનો આ આખરી પ્રસંગ હતો એમ એનું મન બોલતું હતું. એણે પોતાના મન સાથે એમ નક્કી કર્યું હતું કે જો હરિલાલની મદદ આવે તો થોડું ખર્ચ અહીં મૂકી જઈને બાને ઈશ્વરને આશ્રયે છોડી જવાં અને પોતે કમાવા માટે મુંબઈ જવું. પ્રેમચંદે ગણતરી કરી હતી તે દિવસે જ બરાબર હરિલાલનો કાગળ આવ્યો. કાગળમાં આ પ્રમાણે લખ્યું હતું :

**પ્રિય પ્રેમચંદ,**

તારો કાગળ વાંચી મારા દુઃખનો પાર નથી રહ્યો. આવી ભયંકર સ્થિતિ આવતાં સુધી તેં મને જણાવ્યું કેમ નહિ ? હું તારા વિચારો ને વર્તન પસંદ કરતો નહોતો, પરંતુ તારો મિત્ર પણ મરી ગયો હતો શું ? તેં મને આ સ્થિતિ વિષે અજ્ઞાન રાખ્યો તે માટે મને બહુ લાગી આવ્યું છે; પણ તારી દુઃખમય સ્થિતિમાં હું એ વિષે તને વધુ નહિ લખું. આજે રૂા. ૫૦ મેં મ. ઓ.થી

તારા તરફ મોકલ્યા છે. એમાંથી ગાડીભાડા જેટલા લઈને બાકીના બા માટે રાખી આવજે અને પહેલી જ ટ્રેનમાં તું અહીં આવતો રહેજે. તારા માટે મારી પેઢીમાં જ મેં નોકરી શોધી રાખી છે. હું મારા બાપુને પણ આજે કાગળ લખું છું. તેઓ તારાં બાનું ત્યાં ધ્યાન રાખશે.

નિમુ તને ખૂબ યાદ કરે છે.

તારો
હરિલાલ

આ કાગળ વાંચતાં પ્રેમચંદની આંખો આંસુથી છલકાઈ ગઈ. એનાં બા પથારીમાં હતાં ત્યાં જઈને નાની બેને પચાસ રૂપિયાની અને ભાઈને મુંબઈ બોલાવે છે એવી વાત કરી એટલે મરણખાટલે પડેલી ડોશીમાં પણ કંઈક ચેતન આવતું જણાયું. પ્રેમચંદે સજળ નેત્રે બા તરફ જોયું ત્યારે બાની આંખના ખૂણામાં પણ પાણી હતું. પ્રેમચંદની આંખ એ પાણી જોઈને વધુ ભીની ન થઈ પણ સુકાઈ ગઈ. એનું મોં ફરી પાછું આંસુહીન અને લાગણીવિહીન બની ગયું.

અચાનક તે દિવસે જ એના લડતના સાથી નવનીતનો કાગળ પણ એના ઉપર આવ્યો. એ કાગળ બહુ લાંબો હતો. પ્રેમચંદે કવર ઉઘાડી બે ચાર લીટી વાંચી અને પછી કાગળના ચીરા કરવા માંડ્યા એ કાગળ ફાડતો હતો ત્યાં એની બેન દૂર ખૂણામાં ઊભી ઊભી મોટાભાઈની સ્થિર, પહોળી અને સુક્કી આંખો જોઈ રહી હતી. એ આંખોમાં શા ભાવો હતા તે એ સમજતી નહોતી, પણ એથી ડરતી હતી. એ તુરત જ ત્યાંથી ખસીને બા પાસે ચાલી ગઈ. પ્રેમચંદ થોડીક પળો ત્યાં જ ઊભો રહ્યો અને પછી બેન પાસેથી કાગળ મગાવી હરિલાલને લખવા માંડ્યો. એ કાગળ તદ્દન ટૂંકો હતો. એમાં લખ્યું હતું:

પ્રિય હરિલાલ,

તારો કાગળ મળ્યો. રૂ. ૫૦-૦-૦ પણ મળ્યા. આભાર માનું છું. પ્રેમચંદ તો મરી ગયો છે, પણ એનું પ્રેત આવતીકાલે સવારે મુંબઈ ઊતરે છે. સ્ટેશને એને મળજે—અને તારા કબજામાં લઈ લેજે.

તારો
પ્રેમચંદ

•

# કેમ ભૂલું ?

(અંજની ગીત)

૧

જે ભૂમિના સ્વર્ણ કમળમાં,
આંખો ખોલી નીરખ્યું નભમાં;
ગાયું ગાણું જેના ગૃહમાં,
તેને કેમ ભૂલું ?

૨

જેને ના સીમાનાં બન્ધન,
પૃથ્વીભરમાં જેનાં સ્પંદન;
માનવતા જેનું અંતરધન,
તેને કેમ ભૂલું ?

મોહિનીચંદ્ર

# અર્થવ્યવહારની ગૂંચવણો*

શ્રી. રિચાર્ડ બી. ગ્રેગ

અર્થના વ્યવહારો આજે એટલી બધી રીતે થાય છે કે એક રૂપિયો વાપરતી વખતે તે આપણી પાસેથી છટકી ક્યાં ક્યાં, કેવી રીતે અને કયા અર્થમાં કે ઉપયોગમાંથી પસાર થશે તે કહેવું અશક્ય હોય છે.

આપણે જરા જોઈએ કે અર્થના વ્યવહારો (Functions) કયા કયા પ્રકારના હોય છે. અથશાસ્ત્રીઓ કહે છે કે એની ગતિ-વિધિ અનેક પ્રકારની અને અગમ્ય હોય છે, છતાં તેમના જ મત પ્રમાણે અર્થ

(૧) વિનિમયનું વાહન (Medium of exchange),

(૨) મૂલ્યનું સર્વસાધારણ પરિમાણ (Measure of value),

(૩) એક જગ્યાએથી બીજી જગ્યા પર મૂલ્યની લેવડદેવડનું પરિમાણ (Measure of transferring value),

(૪) મૂલ્યનો સંગ્રહ (Store of value) એટલે કે એક સમયથી બીજા સમય પર મૂલ્યની લેવડદેવડનું પરિમાણ,

(૫) શાખનું સાધન (Symbol of credit અથવા trust), અને

(૬) ભવિષ્યના કોઈ કાર્ય કે ઉપકારની કિંમતની ગણતરી કરી લેવા માટે આજનું ધોરણ છે. (જો કે એનો આ હેતુ મૂલ્યના પરિમાણના વ્યવહારનું જ એક સ્વરૂપ છે.)

ટૂંકમાં કહીએ તો નાણું એ વિનિયમ-સ્વરૂપ, પરિમાણ-સ્વરૂપ, લેવડદેવડ-સ્વરૂપ, સંગ્રહ-સ્વરૂપ અને ગણતરી-સ્વરૂપ છે.

પણ આટલાં બધાં સ્વરૂપો ધરાવનારું અને કાર્યો કરનારું આ અર્થ-યંત્ર, એકી સાથે ઘણી ક્રિયાઓ કરનાર બીજાં યંત્રો જેવું નથી.

દાખલા તરીકે, અનાજનું એક યંત્ર હોય છે તે ડુંડાં અને દાણાને જુદાં પાડે છે, ફોતરાં દૂર કરે છે અને તેના નિયત માપમાં અલગ અલગ કોથળાઓ ભરે છે અને કેટલીક વાર તો દાણાને દળી નાખીને પણ નિયત માપમાં કોથળાઓમાં ભરી દે છે. આવા યંત્રમાં ભિન્નભિન્ન ક્રિયાઓ એક જ રીતે, અથવા તો યંત્ર ચલાવનારાને અધીન રહીને જ ચાલે છે. એનાં પરિણામો પણ એક જ સરખાં હોય છે. જ્યારે અર્થ-યંત્ર આવું નથી.

---

* 'મોડર્ન રિવ્યુ'ના એક જૂના અંકમાંથી આ લેખ અહીં અનુવાદિત કર્યો છે. માર્ચ-અંક સુધી આ લેખ ચાલશે. સં.

આટલા વ્યવહારોમાં અર્થનું રાજ ચાલતું હોવાથી એનો એક અર્થ હોતો નથી. અર્થશાસ્ત્રની ભાષામાં ડોલર શું છે તે સ્પષ્ટ નહિ કહી શકાય. હું વિનિમયના અર્થમાં કોઈને મારો ડોલર આપું પણ કદાચ પેલો એને સંગ્રહના અર્થમાં જ હાથમાં લે અને પેટીમાં રાખી મૂકે અથવા તો એક કરતાં વધુ હેતુઓ પણ તે એક ડોલરમાંથી ફલિત કરે. એટલે કોઈ કહી શકે નહિ કે અમુક નાણું અમુક ક્રિયામાંથી પસાર થશે. આથી સામાજિક નિયમન પણ અચોક્કસ થઈ જાય છે. શરાફો અને અર્થશાસ્ત્રીઓના અસ્પષ્ટ અને ભિન્ન મતો જ આ અનિશ્ચિતતાનું એક દૃષ્ટાંત છે. જેમકે, બોલવામાં આપણે એવા શબ્દો વાપરીએ કે જેના બે પાંચ અર્થ થતા હોય તો આપણો ધારેલો અર્થ સામી વ્યક્તિના મગજમાં નહિ પહોંચે. એકી સાથે ઘણાં કામ કરતાં યંત્રો કરતાં ઘણી ક્રિયાઓની ગરજ સારતા અર્થના વ્યવહારની આંટીઘૂંટી ઘણી વધુ ગૂંચવાડાભરી હોય છે. આને કારણે અર્થનો દુર્વ્યય સહેલો બને છે અને તેના પરનો કાબૂ મુશ્કેલ બને છે. નાણાની સમાજિક સમસ્યાનો વિચાર કરતાં સામાન્ય માણસ તો અકળાઈ જ જાય છે.

સારા સારા ઇતિહાસકારો પણ કહે છે કે માણસ પોતાના ભૂતકાળમાંથી ઘણું ઓછું શીખે છે, બલકે કંઈ શીખતો જ નથી અને છતાં એણે પ્રગતિ સાધી છે. આ પ્રગતિ એણે પોતે શોધેલ નવાં યંત્રો, નવી વ્યવસ્થા અને પ્રકૃતિનિયમના નવજ્ઞાન દ્વારા અથવા આ બધામાં કરેલા સુધારાવધારામાંથી મેળવી છે. મનુષ્યે શોધેલાં કેટલાંક યંત્રો ભૌતિક વિજ્ઞાનના જ્ઞાનનું ફળ છે, દા. ત. પૈડું કે ટેલિફોન. આમાં એણે પ્રકૃતિની બાહ્ય શક્તિઓનો ઉપયોગ કર્યો. કેટલીક શોધો પ્રકૃતિની આંતરશક્તિના ઉપયોગથી કરી. દા, ત. માનસવિજ્ઞાન. આ શોધનું સ્વરૂપ સૂક્ષ્મ હોઈ ગ્રાહ્ય કે દૃશ્ય નથી. ગણિતચિહ્નો જેવી કેટલીક શોધો પ્રકૃતિની ગ્રાહ્ય–અગ્રાહ્ય બંને શક્તિના મિશ્રણમાંથી ઉત્પન્ન થયેલ છે. આ શોધો માણસનાં ઘણાં કામોને સરળ બનાવનારી હોવાથી તેને યંત્ર અથવા સાધન કહી શકાય. આમ મનુષ્યે આંતર–બાહ્ય બંને પ્રકારની શોધો કરીને પ્રગતિ કરી છે.

અર્થ પણ આવી એક શોધ છે. એ પણ એક યંત્ર કે સાધન છે. એ ગણિતચિહ્ન જેવી ગ્રાહ્ય–અગ્રાહ્ય બંને શક્તિઓના મિશ્રણવાળી શોધ છે. એનું આજે કેટલું મહત્ત્વ છે તે આપણે જાણીએ છીએ. હું માનું છું કે જો એમાં સુધારાઓ થશે તો મનુષ્યજાતિ ઘણી આગળ વધશે.

આપણી આજુબાજુ બધે ઠેકાણે અર્થ જોવામાં આવે છે, પણ માણસે પોતે તે બનાવેલ હોવાથી ખરચતી વખતે તે 'ખરચીએ છીએ' એવું ભાન હોય છે. હવા લેતી વખતે 'હવા લઈએ છીએ' એવું ભાન નથી હોતું તેવું અર્થનું નથી હોતું. આપણે એનું શું કરીએ છીએ અથવા શું કરવું જોઈએ તે કહીએ છીએ, પણ તે આપણું શું કરે છે તે ભૂલી જઇએ છીએ. આપણે શીખી ગયા છીએ કે વાતાવરણની અસર માણસ પર પડે છે. સંસ્કાર અને ઇતિહાસનાં અગમ્ય બળો માણસને કેવી રીતે ઘડે છે તેનો વિચાર કરીને આપણે આશ્ચર્ય પામીએ છીએ. જેની વચ્ચે આપણે રહેતા હોઈએ, જેનો સતત વિચાર આપણને આવ્યા કરતો હોય, તે વસ્તુ આપણને ઘડે છે તે જ રીતે જે જડ સાધન બીજાને ઘડવા આપણે વાપરીએ છીએ તે આપણને પણ સાથે સાથે ઘડતું જાય છે. કેવી રીતે અને કેટલા પ્રમાણમાં, તેની ખબર ઉપલક દૃષ્ટિએ પડતી નથી, પરંતુ ઊંડો વિચાર કરતાં તે અંતે આપણને કેવું સ્વરૂપ આપશે એ જ નહિ પરંતુ આખા ઘડતરના ક્રમ દરમિયાન ક્યાં ક્યાં કેવો અને કેવી રીતે ઘાટ ફેરવાતો જશે એ પણ જાણી શકીએ છીએ.

પણ અર્થ–સાધન (Money–tool)ના વપરાશ વખતે આપણે આ વસ્તુ ભૂલી જવા માગતા હોઈએ છીએ. અર્થ–સાધનથી આપણું સ્વરૂપ કેવું ઘડાયું છે ! એની જે અસરો આપણી ઉપર પડી તે આપણને સ્વીકાર્ય હતી ?

જો અસ્વીકાર્ય હતી તો હવે આપણે શું કરવા

માગીએ છીએ ? આપણે એને આપણા સાચા મેળમાં લાવી શકીશું ?

અર્થના આ પ્રભાવને સમજવા માટે એના જુદા-જુદા વ્યવહારોને આપણે જરા વિગતથી તપાસીએ. પછી આપણને સમજાશે કે તેના નવા વ્યવહારો કેવા યોજવા.

## વિનિમયના વાહન તરીકે

વિનિમયના વાહન તરીકે અર્થ માણસજાતને ખરેખર મહાન આશીર્વાદરૂપ થઈ પડેલ છે. બીજી કોઈ શોધથી ન મળી હોય તેવી રાહત કેટલાક અંશે અર્થની શોધથી મળેલ છે. એના વિના માણસને અમુક મર્યાદામાં જ બંધાઈ રહેવું પડત. એનાં ખાન-પાન, વસ્ત્રો-આભૂષણો અને જ્ઞાન-વિજ્ઞાન બહુ પર્યાપ્ત માપમાં જ રહી જાત. અર્થની શોધ પહેલાં માનવજીવન રસહીન અને અકળાવનારું લાગતું હતું. અર્થનો આ જ એક વ્યવહાર ખામી વિનાનો અને સંપૂર્ણ રીતે ઉપકાર છે *

## મૂલ્યના સર્વસાધારણ પરિમાણ તરીકે

અર્થનો આ વ્યવહાર પણ ઘણો મહત્ત્વનો અને ઉપયોગી છે; મારે એક પેન્સીલ ખરીદવી હોય તો તે પેન્સીલના બદલામાં આપવા માટે અનાજ, કાપડ, ધાતુના ગઠ્ઠા કે લાકડાના કકડા કેટલાં આપવાં તે ચોક્કસ કરવું મુશ્કેલ હોય છે અને વળી પેન્સીલ વેચનારને આમાંની એક પણ વસ્તુ લેવી સગવડ-ભરી પણ ન જણાતી હોય. આ માટે નાણું નાનામાં નાની અને ચોક્કસ પરિમાણ અને જાતની વસ્તુ હોવાથી માપવા માટે સગવડભર્યું છે, છતાં આમાં કેટલીક તકલીફો પણ રહેલી છે. એક ડોલર આજે એક મણ ઘઉં ખરીદી શકતો હશે તો હમેશાં તે તેટલા જ ઘઉં ખરીદી આપશે તે ખાતરીપૂર્વક નહિ કહી શકાય. ૧૯૧૩ કરતાં ૧૯૧૭માં એક ડોલર સરેરાશ અર્ધા પ્રમાણમાં જ વસ્તુઓ ખરીદી શકતો. ૧૯૨૭માં એ પ્રમાણ વળી બદલાઈ ગયું અને ૧૯૧૩ કરતાં ૭૦ ટકાના પ્રમાણમાં વસ્તુ મળવા લાગી. નાની નાની વધઘટ તો હમેશાં થતી રહે છે. આને આપણે 'ભાવમાં ફેરફાર થયો' કે 'જીવન-ખર્ચમાં વધઘટ આવી' એમ કહીએ છીએ. આ બધી ચડઊતર ડોલરમાં થાય છે એમ આપણે કહી શકીએ, પણ આ વસ્તુ વિચિત્ર નથી ? મારી શારીરિક જરૂરિયાત તો જેટલી વર્ષ પહેલાં હતી તેટલી જ આજે છે, છતાં તે વખતે મને એક ડોલરમાં જેટલો ખોરાક મળતો તેટલો આજે નહિ મળે ! જો ડોલર એ મૂલ્યનું સર્વસાધારણ પરિમાણ હોય તો એ પરિમાણ (માપ) એક સરખું જોઈએ. ગજપટ્ટી કે મણિ-કાનું માપ હમેશાં એકસરખું જ હોય છે. એક રબ્બરની ગજપટ્ટી આજે ૩૬ ઇંચની તો બીજે વખતે ૪૦ ઇંચની અને ત્રીજે વખતે ૩૨ ઇંચની નથી બની જતી. વેપારી એક વખત મણમાં ૪૦ શેર અને બીજે વખતે ૩૫ શેર જોખે તો સરકાર તેને સજા કરે છે. તો એક ડોલર એક વખત ૪૦ શેર અને બીજે વખતે ૩૫ શેર અનાજ જોખે અથવા એક વખત ૧૦ ગજ અને બીજી વખત ૮ ગજ કાપડ માપે તો તે નવાઈ જેવું નથી ? અને ડોલરના માપમાં આવી અસ્થિરતાને લાવે છે તે શિક્ષાપાત્ર ન ગણાય ? પણ અહીં તો વસ્તુસ્થિતિ ઊલટી જ છે. ડોલરનું માપ નક્કી કરનાર અહીં દંડાતો નથી પણ તે અસ્થિરતાનો ભોગ થઈ પડનાર ગરીબ ગામ-ડિયો દંડાય છે ! આ તકલીફ અને અન્યાયનો આજે કાંઈ ઉપાય પણ સૂઝતો નથી.

અર્થ મૂલ્ય આંકવાનું એટલે કે લોકોની જરૂરિયાતો માપવાનું પરિમાણ છે. લોકોની જરૂરિયાતો બદલાતી રહે છે ખરી, પણ નિત્યની જરૂરિયાતમાં બહુ ધીમો ધીમો ફેરફાર થતો હોય છે. એના પ્રમાણમાં અર્થના માપમાં થતો ફેરફાર ઘણો જ ઝડપી હોય છે.

ગજપટ્ટીની લંબાઈ રોજે રોજ ફરતી રહે તો સુતાર સરસ મકાન બાંધી શકે ? માપની સાંકળ સ્થિતિ-સ્થાપક હોય તો એન્જિનીઅરો પૂલો અને પુસ્તાઓની સલામતી વિષે ખાતરી આપી શકે ? તો, અર્થ જેવો

---

*Money Power and Human Life ફ્રેડ હેન્ડરસન

મૂલ્યનો અસ્થિર અને ભૂલભરેલો એકમ રાખીને આપણે પ્રજાની આર્થિક ઇમારત બાંધવાની આશા કેમ રાખી શકીએ? વળી આ માપ તો એવું છે કે જો તે સ્થિર ન હોય તો દરેકને હેરાન થવું પડે, કારણકે એ જ માત્ર આપણા બધા માટે વિનિમયનું વાહન છે.

નાણાના પરિમાણ-વ્યવહાર સાથે એક બીજી વસ્તુ પણ જોડાયેલી છે. આપણી આજની સંસ્કૃતિનું એક ખાસ લક્ષણ છે ઉત્પાદનની લેવડદેવડ. માપના ઉપયોગ અને લાભો વિજ્ઞાને આપણને એટલી સજ્જડ રીતે સમજાવી દીધેલ છે કે પહેલાં જે અમાપ ગણાતી તેવી મોટી મોટી વસ્તુઓને પણ આપણે માપતાં થઈ ગયા છીએ. દાખલા તરીકે વીજળી, તારાઓનું અંતર, પ્રકાશની ગતિ–બધું આપણે માપી શકીએ છીએ. આનું પરિણામ એ આવ્યું છે કે આપણે વિનિમય અને માપના ખ્યાલને સેળભેળ કરી દઈએ છીએ અને માની લઈએ છીએ કે ન માપી શકાય તેવું કશું નથી અને અર્થની ભાષામાં પણ બધું માપી શકાય. પણ એમ નથી. સારનાથની બુદ્ધની મૂર્તિનું સૌંદર્ય ગજપટ્ટીથી કેવી રીતે માપી શકાશે? ભલાઈ, વિદ્વત્તા કે વ્યક્તિત્વને માપવાનું કોઈ યોગ્ય માપ છે જ નહિ. આ બધાંનું ગુણવર્ણન થઈ શકે. લોકો કલાકૃતિઓને નાણાં આપીને ખરીદે છે અથવા કોઈ વસ્તુથી આનંદ પામીને બદલામાં નાણાં આપે છે, પણ કળા કે આનંદને માપવાનું સાધન પૈસા નથી જ. વ્યક્તિની સેવા અથવા કામની કિંમત અમુક પૈસા આપીને ન માપી શકાય. ગુણને સંખ્યાની ભાષામાં કેમ વ્યક્ત કરી શકાય? અગમ્ય ગમ્યની ભાષામાં બરાબર વ્યક્ત ન થઈ શકે. બીજા કોઈ માપને અભાવે એ એક અંદાજ–માપ તરીકે સ્વીકારીએ છીએ એટલું જ. સેવા, પ્રેમ, સૌંદર્ય એ વસ્તુઓના બદલામાં નાણું આપીએ છીએ તે તેના ઓછામાં ઓછા મૂલ્ય તરીકે.

## મૂલ્ય–સંગ્રહ તરીકે

જ્યારે આપણે અર્થનો મૂલ્યના સંગ્રહ તરીકે વિચાર કરીએ છીએ ત્યારે પણ એના લાભોની સાથે એની તકલીફોની પણ પરંપરા નજરે પડે છે.

અર્થના પાયાના ઇતિહાસમાંથી આ સંગ્રહનું કામ વિકાસ પામ્યું છે. અગાઉ આજની માફક છાપેલ ધાતુ કે મહોરવાળા કાગળિયાના રૂપમાં અર્થનું ચલણ નહોતું, પણ ઘરેણાં થઈ શકે તેવી કોડીઓનું અને શંખ–છીપલાંનું હતું. એ પછી લોખંડના ટુકડા અને તાંબું, રૂપું અને સોનું નાણા તરીકે વપરાવા લાગ્યું. પણ એ વખતે ઉપરોક્ત વસ્તુ પોતે પણ વેપારની એક ચીજ હતી. નાણું પણ એક માલ છે. બીજી આવશ્યક વસ્તુના બદલામાં આપણે નાણું વેચીએ છીએ, પણ પેલી બીજી વસ્તુ આપણે લઈએ છીએ ત્યારે તેની કિંમત તો નાણામાં જ અંકાય છે. જ્યારથી માલે માલની લેવડદેવડ બંધ થઈ ત્યારથી દરેક માલની કિંમત નાણામાં જ અંકાવા લાગી છે.

વ્યક્તિગત બીજી કોઈ પણ મિલકત કરતાં નાણાં વધુ ભાડે અપાય છે. નાણાં ભાડે ફરે તેને આપણે લોન આપવી અથવા કરજ લેવું કહીએ છીએ. જે કિંમતે તે ભાડે અપાય તે કિંમતને વ્યાજ કહીએ છીએ અને ભાડે આપવાનો ધંધો કરનારને શરાફ કહીએ છીએ.

નાણું એ ગ્રાહ્ય મૂલ્ય–સંગ્રહ હોવાથી અને તે પણ એક માલ હોવાથી, બીજા બધા માલની પેઠે તેની પહોંચ અને ભાગ (Supply and demand) ના પ્રમાણમાં તેની કિંમતમાં પણ તેજી-મંદી આવે છે. ઘણું ખરું આ ન અટકાવી શકાય તેવું છે. નાણાની કિંમતમાં અસ્થિરતા એટલે મૂલ્યના પરિમાણના ધોરણમાં અસ્થિરતા. જો આપણે અર્થના આ સંગ્રહના વ્યવહારને પરિમાણના વ્યવહારથી જુદો પાડી શકીએ તો નાણાના ભાવની અસ્થિરતાને આપણે ઘણી ઓછી કરી શકીએ. અને તો, આપણે ઘણી તકલીફો અને નુકસાનીમાંથી બચી શકીએ.

અર્થ ઘણી જ ઉપયોગી, ગ્રાહ્ય અને માપી શકાય તેવી મૂલ્ય–સંગ્રહની વસ્તુ હોવાથી તેના ઉપર અમુક

જાતનો અંકુશ તો મુકાવો જ જોઈએ, કે જેથી એ જ એક માત્ર આખરી અને સર્વશ્રેષ્ઠ મૂલ્ય ન બની રહે. કલાઓ અને વિજ્ઞાનોનું સાચા અર્થશાસ્ત્રમાં ઘણું મૂલ્ય છે અને વ્યક્તિ તેમજ સમષ્ટિનો આધાર પણ એના ઉપર ઘણો રહ્યો છે, છતાં કલાઓ અને વિજ્ઞાનોથી પહેલાં અને તેમની ઉપરાંત અવિરત અને નિયમિત પારસ્પરિક જાગ્રત વિશ્વાસ, તેમજ વિશ્વાસ કે જે જુદાંજુદાં સ્વરૂપોમાં પ્રગટ થતો હોય છે તે સ્વરૂપો, આર્થિક મૂલ્ય અને સદ્ધરતા ટકાવી રાખનારાં બળો છે. આ વિશ્વાસ, સમાન હેતુ અને લોકોના ગમા તથા લાભ ઉપર નિર્ભર છે, કે જે તકરારોનો નિવેડો શાંત રીતે લાવી શકે છે. આને આપણે 'શાંતિ' એવા એક શબ્દમાં સમાવી શકીએ. વિશ્વાસ ત્યારે વધી શકે કે જ્યારે માણસ સમાજ અને સાર્વજનિક હિતને સૌથી વિશેષ અને સૌથી પ્રથમ ગણી તેની સેવા કરવાનો ઉદ્દેશ રાખે. વ્યક્તિગત લાભની આશા રાખી તો શકાય, પરંતુ તે બહુ બળવાન ન બનવી જોઈએ. અર્થ સમાજની સલામતીમાં વિક્ષેપ નાખનાર છે અને વ્યક્તિની ભય-વૃત્તિ ઉપર રમત રમે છે. આવતીકાલનો ભય, પરસ્પર અંગત-હેતુઓનો ભય, જેને કારણે એક માણસ બીજા માણસનો સર્વનાશ કરવા સુધી પહોંચી જાય તેવી જાતનો ભય, આવી વિધવિધ ભયની નાજુક લાગણીઓ અર્થને કારણે જ ઊભી થાય છે અને અર્થની નચાવી નાચે છે. કલા, વિજ્ઞાન અને જ્ઞાન પણ અર્થને કારણે અટકી પડે છે અથવા ખોટે માર્ગે ચડી જાય છે.

જીવનમાં વિનિમય મોટો ભાગ ભજવે છે, બીજી વસ્તુઓને માપવા માટે પણ તેની જરૂર પડે છે અને એનો સંગ્રહ પણ લલચાવનારી બાબત છે. આમ ત્રણે પ્રકારના વ્યવહારો અર્થમાં સમાયેલા [illegible] આથી તેને માત્ર મૂલ્યની નિશાની કે મૂલ્યના [illegible] દૃષ્ટિએ જોવા આપણે પ્રેરાતા નથી, પરંતુ [illegible] સર્વોત્કૃષ્ટ મૂલ્ય છે તેવું આપણે [illegible] સર્વોત્કૃષ્ટ મૂલ્ય છે, એ જ [illegible] 'વેપાર' નામની

પ્રાચીન ભ્રમણાનો વિકાસ થયો. આને આપણે હાનિકારક 'રક્ષણાત્મક' જકાતની દીવાલ (નિકાસ કરતાં આયાત વધી ન જાય, વેપારનું પલ્લું અવળું ન થઈ જાય તે માટેની સાવચેતીનાં પગલાં)ને માટે જવાબદાર ગણી શકીએ.

પહેલાં કુટુંબો, જ્ઞાતિઓ, જાતિ, સમાજ અને ધાર્મિક સંપ્રદાયોની સંસ્થાઓની સહાય ઉપર આર્થિક સલામતી આધાર રાખતી. આ સંસ્થાઓ વ્યક્તિ અને સમાજનું સામાજિક અને આર્થિક મૂલ્ય નક્કી કરી આપતી. નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો નક્કી કરવાનું કામ ધર્મનું હતું. હવે જ્યારે આ સંસ્થાઓ નબળી પડી છે ત્યારે આપણે એ કામ બજાવવા અર્થને નીમેલ છે. પણ ના, હકીકત જરા ઊલટી છે. આ સંસ્થાઓ નબળી પડી માટે અર્થે એની જગ્યા લીધી એમ નહિ, પણ અર્થની ઇચ્છા જગ્યા લેવાની હતી માટે એણે એ સંસ્થાઓને નબળી પાડી.

આજકાલ તો આપણે અર્થને મેળવીએ છીએ અને ખર્ચીએ છીએ, કારણ કે આપણે જીવવા માગીએ છીએ. અર્થ જ મૂલ્યનો સંગ્રહ હોવાથી અને અર્થ જ આર્થિક સલામતીનો અને મનુષ્યજીવનના ઉદ્ધારનો માર્ગ ગણાતો હોવાથી તેનું જ આપણે સૌથી વિશેષ મૂલ્ય આંકીએ છીએ. દાખલા તરીકે, પૈસા કમાવા પાછળ માણસ પોતાની તંદુરસ્તીને પણ જોખમમાં મૂકે છે અને સમાજ તથા સરકારના નૈતિક તેમજ ફોજદારી ગુનાઓ પણ કરે છે. કારણ કે એ જ પૈસાથી દાક્તરો, નર્સો, દવાઓ અને હૉસ્પિટલોને પોતાની સેવામાં એકઠાં કરી તે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકે છે અને વકીલો, સાક્ષીઓ, ન્યાયાધીશો અને પ્રભાવિત વ્યક્તિઓને હાથ કરી નિર્દોષતાની છાપ મેળવી શકે છે અને સામાજિક મોભો કાયમ રાખી શકે છે. વિનિમયના પાયા ઉપર ચણાયેલી સંસ્કૃતિમાં અર્થ એ સત્તાનું પ્રથમ સોપાન છે.

અર્થ અમાપ મિલકતને માપી લઈ એક જથ્થામાં સમાવી દેવાનું નાનામાં નાનું માપ હોવાથી ઘણાં અનિષ્ટોનું કારણ બનેલ છે.

---

*Money Power and [illegible] ૧૯૨૭[illegible]

અર્થમાં બધાં મૂલ્યો સમાઈ જતાં હોવાથી માણસ તેમાં આત્મસંતોષ માની લે છે, અને આવો સંતોષ જગતની પ્રગતિને રૂંધનાર છે. વિજ્ઞાનની પરિભાષા કાવ્યમય અને ભાવોત્તેજક હોય તો? તો વિજ્ઞાનની ગંભીરતા ન રહે અને તે આગળ ન વધી શકે.

### હથિયાર અથવા સાધન તરીકે

જ્યારે અર્થનો સાધનના વ્યવહારમાં કેટલાં અનિષ્ટોનું કારણ તે થઈ પડેલ છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે કોઈક ટીકાકાર કહેશે, "તમે મૂર્ખતાભરી ભૂલ કરી રહ્યા છો. તમે બધાં જ અનિષ્ટોનું મૂળ અર્થમાં જ જુઓ છો. દરેક પ્રકારના સાધનમાં સારું અને નરસું બંને સમાયેલું હોય છે. અર્થમાં પણ તેમ હોય. માટે દોષ જડ સાધનનો કાઢવા કરતાં તે વાપરનારના નરસા હેતુમાં જોવો જોઈએ. સાધનને વખોડવાની જરૂર નથી, પરંતુ સાધન જે રીતે વપરાય છે તે રીત વખોડાવી જરૂરી છે."

આના જવાબમાં મારે એ કહેવાનું છે કે અર્થ મૂલ્યનો સંગ્રહ છે માટે તે એક પ્રકારનું સાધન છે. માણસના વિચાર અને ઇચ્છાની પહોંચની સાવ બહાર એ નથી. સંસ્કાર અને સમજણ ઉપર તે એટલું તો અવલંબિત છે કે તે કેટલેક અંશે અગ્રાહ્ય (ભાવવાચક) અને કેટલેક અંશે લગભગ જીવતું-જાગતું થઈ રહેલ છે. અને તેથી તેમાં આર્થિક તેમ જ નૈતિક મૂલ્ય પણ આરોપાયેલ છે. મૂલ્યના સંગ્રહની ક્રિયા વંશપરંપરાથી નૈતિક મનાય છે. વિનિમય, બચત, લેણદેણ અને આર્થિક સત્તા અને સલામતી આર્થિક ઉપરાંત નૈતિક બાબતો પણ ગણાય છે. જો કે નીતિ પણ આખર તો માણસની જ કલ્પનાની, માણસે જ ઊભી કરેલી વસ્તુ છે; માણસની જ પ્રકૃતિનો એ ભાગ છે.

સત્યની કોઈ પણ બે સમાન સપાટીની માફક નીતિ અને અર્થના પ્રદેશો પણ જુદા નથી. વધુ સ્પષ્ટતા ખાતર આપણે એમ કહીએ કે મસ્તકના આગલા ભાગથી પાછલો ભાગ જેટલો જુદો છે તેટલા જુદા એ પ્રદેશો છે અને મસ્તકના એ ભાગો જેટલા પ્રમાણમાં એકમેકથી જોડાયેલા છે તેટલા પ્રમાણમાં અર્થ અને નીતિના પ્રદેશો જોડાયેલા છે, પણ આ બંને વચ્ચેનું જોડાણ એટલું સૂક્ષ્મ હોઈ શકે છે કે જે પ્રથમ નજરે ન દેખાય. ગમે તેમ પણ એ બંનેની એકમેક પર અસર છે. કેટલીક વાર તો એ અસર બહુ ગતિશીલ હોય છે. અર્થનું સતત વાતાવરણ, અર્થના સતત વિચારો નીતિનાં વાતાવરણ અને વિચારો પર અસર પાડે જ. અર્થના આજના સ્વરૂપમાં અંતર્ગત દોષો હોવાને કારણે એને સાધન તરીકે વાપરતાં અનિષ્ટ નૈતિક પરિણામો અનિવાર્ય રીતે આવી જ જાય છે.

### મૂલ્યના લેવડદેવડના પરિમાણ તરીકે

નાણામાં રહેલ મૂલ્યના લેવડદેવડ (એક જગ્યાએથી બીજી જગ્યાએ) ના પરિમાણની શક્તિથી અને તે શાખાની નિશાની છે એ હકીકતથી વેપાર, કારખાનાં, કૃષિ અને ખાણ જેવા આધુનિક ઉદ્યોગોનો વિકાસ અને વિસ્તાર જગતના તમામ ભાગોમાં બનેલ છે. મનુષ્યની બાહ્ય શક્તિઓને યંત્રોએ ખૂબ વધારી દીધી છે. ગામડાંની વસ્તીને શહેરમાં ઘસડી લાવવામાં અને આદ્યોગિક મહામંડળોને વધારવામાં નાણાની જવાબદારી ઘણી છે. આજની પગાર-પદ્ધતિનું એક મુખ્ય સાધન અને કદાચ મુખ્યમાંનું એક કારણ તે છે. આ પદ્ધતિને અનુસરીને મૂડી-માલિકો પોતાના અર્થલાભને માટે જે કારખાનાં ઊભાં કરે છે અને નિકાસ-વેપાર યોજે છે તેમાં પગારદારો રોકે છે કે જેઓ કાયદાની રીતે સ્વતંત્ર હોય છે પરંતુ આર્થિક રીતે પરતંત્ર હોય છે. યુરોપની આજની સંસ્કૃતિના કહેવાતા વિજયમાં યંત્રના જેટલો જ ભાગ અર્થે ભજવ્યો છે.

અંગત સંબંધ અને સાદી સમજને પણ નાણું કામ કરતાં અટકાવી દે છે. મલાયાના રબ્બરના વાવેતરનો લંડનમાં રહેતો મુખ્ય સંચાલક હૃદયથી ભલામાં ભલો માણસ હોઈ શકે, છતાં મલાયામાં

એના ચીની મજૂરોનાં દૈનિક જીવન અને પરિસ્થિતિ સાથે પ્રત્યક્ષ સંબંધ ન ધરાવી શકતો હોવાથી એના કાર્યવાહક હુકમોથી થતા ભારેમાં ભારે અન્યાયોને પણ તે દૂર ન કરી શકે.

### વિશ્વાસના પ્રતીક તરીકે

નાણું આજના એના કાગળના સ્વરૂપમાં શાખનું પ્રતીક બની ગયેલ છે. સૈકાઓના વપરાશ પછી એનો મૂળ અર્થ પણ ભુલાઇ જશે. પછી એ જ સાચી વસ્તુ હોય તેમ લોકો એને સમજશે, જેમ આજે લોકો મકાન ઉપર ક્રોસનું ચિહ્ન મૂકે છે અને માની લે છે કે મકાનમાં પવિત્રતા આવી ગઈ. લોકો એ ભૂલી જવા આવ્યા છે કે પવિત્રતા ક્રોસના ચિહ્ન કરતાં ઘણી ઊંચી એવી એક અગમ્ય વસ્તુમાં જ સમાયેલ છે. જયારે ચિહ્નમાંથી એમાં આરોપાયેલ સંકેત ઊડી જાય છે ત્યારે ચિહ્નનો કશો અર્થ રહેતો નથી.

અર્થનું એવું જ બન્યું છે. આજનો જુવાન ‘ પૈસા કમાવા છે ’ એવા ઉદ્દેશથી જિંદગીની શરૂઆત કરે છે. જો એનામાં દીર્ઘદૃષ્ટિ હશે તો તે પૈસા કમાવાની શરૂઆત લોકોનો વિશ્વાસ સંપાદન કરવાના પ્રયત્નથી કરશે. એના મનમાં એ વાતની ખાતરી હશે કે એકવાર સાચી વસ્તુ—વિશ્વાસને મેળવેલ હશે તો એની પાછળ જ ચાલ્યા આવતા પૈસા મેળવતાં મુશ્કેલી નહિ નડે. વિશ્વાસની પાછળ ઘણીવાર કામ, ભલામણ કે માન જેવી વસ્તુઓ હશે પણ એ પૈસાનો ગુપ્ત વેશ જ હશે. એક છોકરો આજે ગમે તે એક કારણે મને ગમી જશે તો દશ વર્ષે પણ કદાચ એવો પ્રસંગ આવશે કે જ્યારે હું પહેલાંની અસરને લીધે એને કામ અપાવીશ. વિશ્વાસનો છોડ બહુ જ થોડીવારમાં મોટું વૃક્ષ બની જાય છે, પણ ઘણીવાર તો એની વૃદ્ધિ બહુ જ ધીમી ગતિએ થતી હોય છે.

મારી એક દુકાન હોય અને હું કોઈ ગ્રાહકને છેતરું તો તત્કાળ તો કદાચ હું થોડો લાભ મેળવી લઉં, પણ લાંબે ગાળે તો મારે ઘણું ગુમાવવાનું આવે. એક વાર છેતરાયેલો માણસ હજાર ઠેકાણે મારી બદનામી કરે અને એ હજારમાંથી મારે કેટલાયને ગ્રાહક તરીકે ગુમાવવા પડે. આથી આવતી ખોટ હું જે કમાયો હોઉં તે કરતાં અનેકગણી હોય. શાખનું અદૃષ્ટ સ્વરૂપ અર્થના દૃષ્ટ સ્વરૂપ કરતાં ઘણું બલવત્તર હોય છે. માણસ હિસાબી કામમાં કેટલી ચોકસાઈ રાખે છે! વટાવ, ખાધ, માર, સમાર, વીમા, પહોંચ, રસીદ, વ્યાજ, વળતર, દનિયાં, ખાતાવહીઓ, નફા–નુકસાનીના હેવાલો, પુરાંત, ઇ. બાબતો વિષે એ જેટલો ચીકણો અને ચીવટભર્યો હોય છે તેટલો શાખ વધારવામાં રહે તો જગતમાં કેટલાંય સુખ અને સરળતા વધી જાય.

વિશ્વાસ અને વિશ્વાસના ચિહ્ન વચ્ચે આ વિરોધાભાસનો અર્થ એ નથી કે માણસે અર્થની વ્યાધિથી છૂટી જવું. અર્થના દોષોમાં જ એનું વિશ્વાસનું તત્ત્વ પર્યાપ્ત થતું નથી. આપણે કોઈકનાં નાણાંના ટ્રસ્ટી છીએ, આપણે તે સાર્વજનિક કલ્યાણ માટે વાપરવાના છીએ તેટલા વિચાર માત્રથી નાણાની મુશ્કેલીઓ ટળી જતી નથી–એથી વિશેષ કંઈક આપણે કરવાનું છે.

બહુ થોડે અંશે અર્થ મનુષ્યના ગુણ કે વિશ્વાસનું પ્રતીક થઈ શકે. વિશ્વાસ એ ભાવવાચક અને સૂક્ષ્મ ચેતનવંત વસ્તુ છે. માણસ પોતાની પત્ની કે પુત્ર પ્રત્યેનો વિશ્વાસ નાણાથી નહિ બતાવી શકે. ઘણીવાર માણસ અમુક પૈસાની રકમ શરતમાં મૂકીને કહે છે કે **ક્ષ** ભાઈ **જ્ઞ** કામ કરી શકશે જ. પણ એનો અર્થ એવો નથી કે **ક્ષ** ભાઈમાં એનો વિશ્વાસ એટલા પૈસા જેટલો છે. કેટલીક વાર પૈસાથી આંકવામાં આવતો વિશ્વાસ, વિશ્વાસની બહુ ખોટી કિંમત કરીને, તેનું અપમાન કરે છે. વિશ્વાસને કુહાડીના ઘાની પેઠે એ જડમૂળથી ઉખેડી નાખે છે અને નદીના પૂરની પેઠે ધોઈ નાખે છે. પગાર કે પૈસાના બદલાએ માણસજાતની શક્તિઓનું અપમાન કર્યું છે અને એમને કચડી નાખી છે.

### અર્થના વ્યવહારોની ભેળસેળનાં પરિણામો

અર્થની અંદર શાખનું પ્રમાણ, મૂલ્ય–પરિમાણ અને મૂલ્ય–સંગ્રહ એકી સાથે ભળેલાં છે તે તદ્દન

અસંગત છે. આટલા ભિન્ન વ્યવહારો બીજા કશામાં આવતા નથી. અર્થ એ વિશ્વાસનું અને મોભાનું પ્રતીક છે, પણ મારામાં દેશભક્તિ છે એ બતાવવા એક રાષ્ટ્રધ્વજથી વધારે રાષ્ટ્રધ્વજો મારે ભેળા કરવા જરૂરી નથી, છતાં સામાજિક વિશ્વાસ બેસાડવા મારે ઝાઝાં નાણાં ભેળાં કરવાં પડે છે. ગમે તેટલું માપ કરવું હોય તોપણ મારે માપનાં ગોડાઉનો ભરવાં પડતાં નથી પણ બીજી વસ્તુઓનું માપ કરવા પૈસાનાં ગોડાઉનો જેમ વધુ હોય તેમ સારું એમ મનાય છે !

એ જ રીતે દેશભક્તિ કે ધર્મશ્રદ્ધા વિષે વિશ્વાસ બેસાડવા ઝાઝાં ચિહ્નો રાખવાં જરૂરી નહિ પણ હાસ્યાસ્પદ ગણાય છે; પણ સામાજિક કે રાજકીય વિશ્વાસ બેસાડવા અર્થરૂપી ચિહ્નોના એકમ મારી પાસે ઘણા હોવા જોઈએ એવું મનાય છે.

વિશ્વાસનું ચિહ્ન તે જ મૂલ્યનો સંગ્રહ હોવાને કારણે આર્થિક ઉધાર જેના પ્રત્યે વિશ્વાસ બતાવીએ તેને જ દેણદાર કરે છે. એટલે, આજના વિશ્વાસના ફેલાવાનો અર્થ કરજનો ફેલાવો, એવો થાય છે. વિશ્વાસનો આવો ફેલાવો ઘણી મુશ્કેલીઓ અને અવિશ્વાસોને જન્મ આપે છે. વિશ્વાસના ચિહ્ન તરીકે અને મૂલ્યના સંગ્રહ તરીકે અર્થના વ્યવહારોની ભેળસેળને કારણે સંપત્તિ અને કરજની વચ્ચે અનિવાર્ય ગૂંચવાડા શરાફોના લાભમાં હોય છે.

વિશ્વાસના ચિહ્ન પહેલાં મૂલ્યના સંગ્રહ તરીકે અર્થ પ્રચલિત થયેલ હોવાથી સંગ્રહક્રિયા વધુ બળવાન બનેલ છે. જ્યારે માણસને વિશ્વાસ તૂટતો લાગે કે આર્થિક મંદી આવતી જણાય ત્યારે તે નાણાને પેટીમાં પૂરી રાખે છે અને નવાં કામો માટે બહાર કાઢતો નથી. આથી તેનું નાણું ફરતું અટકે છે અને પરિણામે બીજાઓનું નાણું પણ ફરતું અટકે છે. અને અંતે બજારમાં નાણાંની ફેર (circulation) ઓછી થતાં કામ ઘટી જાય છે અને લાખો માણસો કામ વિનાના બેકાર બને છે, ભૂખે પણ મરે છે. આ બેકાર લોકોનું કામ સમાજને ગમે તેટલું ઉપયોગી હોય છતાં એમને કામ મળતું જ નથી. જો વિનિમયનું વાહન મૂલ્યના સંગ્રહથી કોઈ જુદી જ વસ્તુ હોત તો બેકારીનાં ભયંકર પરિણામો ઊભાં ન થાત અથવા તો બહુ ઓછાં ઊભાં થાત.

વ્યાજ લાવી આપે તેવી અને ઉધાર આપી શકાય તેવી એમ બંને વસ્તુઓ નાણામાં જ સમાયેલી હોવાથી પણ ઘણી મુશ્કેલીઓ ઊભી થઈ છે. છેલ્લાં વીસ વર્ષમાં એ જોવા મળ્યું છે. 'સારા' સમયમાં માણસ પોતાનો ઔદ્યોગિક અને વ્યાપારિક ઉત્સાહ ખૂબ ચડાવી દઈ મોટી રકમો ઊછીની લઈને મોટા ધંધાઓ શરૂ કરે છે, અથવા લડાઈના સમયમાં સરકાર લોકો પાસેથી દેશભક્તિને નામે નાણાં લોન ઉપર લે છે અને પછી એવડી મોટી રકમનું વ્યાજ કેમ ભરવું તેનો વિચાર મૂંઝવે છે ત્યારે 'પુનર્વ્યવસ્થા'ને નામે ખાનગી પેઢીઓ દેવાળું ફૂંકે છે અને સરકાર, ભલી હોય તો વ્યાજના સરવાળા-ગુણાકાર ઉપર નવી સહી કરતી આવે, નહિ તો સ્પષ્ટ શબ્દોમાં કહી દે, "દિલગીર છીએ." સરકાર ઘણી વાર તો બીજી સગવડો પણ વિચારી લે છે. એ ચલણના ભાવ બગાડી નાખે છે કે જેથી વ્યાજ અને તે સાથે કરજનો આંકડો એકદમ નીચે ઊતરી જાય. આ છેલ્લાં વીસ વર્ષોમાં આવું ઘણી વાર બન્યું છે કે હવે વ્યાજનું ભરણું પહેલાનાં પ્રમાણમાં અર્ધું પણ થતું નથી અને વ્યાજના દર પણ ઠીક ઠીક ઊતરી ગયા છે.

એટલે આજે સામાજિક અવ્યવસ્થામાં અર્થને કારણે જેટલી અંધાધૂંધી થયેલી દેખાય છે તે વિશેષે કરીને તો એના અંતર્ગત વિસંગત વ્યવહારોને કારણે થયેલી છે તેમ વિચાર કરતાં લાગે છે. જો આ વ્યવહારોને નવેસર રચવામાં આવે (આજનાં વ્યાપારી મહામંડળો અને સરકારોને માટે આ છેક અસંભવિત નથી), જો આમાં સુધારણા થાય તો જ સમાજનું ઉચ્ચ બંધારણ બચશે.

( અપૂર્ણ )

# ટૂંકી વાર્તામાં રસાસ્વાદ

શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય
બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન).

૧

વાર્તાથિન્થો વિશે સાહિત્યરસિકોનાં ધોરણ ગમે તે હોય, અને વિવેચકો એની સમીક્ષા ફાવે તે લક્ષણોથી કરે, છતાં ટુંકી વાર્તાનું સાહિત્ય વાચકવૃંદના મ્હોટા ભાગને રોચક થતું જાય છે એ એની સફળતાનો અચૂક પૂરાવો છે એમ તટસ્થ દૃષ્ટિયે વિચારતાં જણાય છે. પણ સાહિત્યના ક્ષેત્રમાં વાચક–સમૂહની રુચિઅરુચિને કેટલે અંશે પ્રમાણ ગણવી એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. સાહિત્યમાં પીઢ ગણાતી વ્યક્તિયોએ અમુક સર્જનને અપૂર્વતાની છાપ ન આપી હોય એવી ઘણી કૃતિયોને આમવર્ગ ઉલ્લાસથી સત્કારે છે. બીજે પક્ષે, સાક્ષરોના પ્રીતિપાત્ર થયેલાં પ્રકાશનોમાં સામાન્ય માણસને રસ કે આનંદ કાંઈ જ નથી આવતો. 'ગીતાંજલિ'ના લેખકને 'નોબલ-પ્રાઈઝ' મળ્યું એટલે ડૉ. ટાગોર સમસ્ત હિંદના કવિસમ્રાટ્ ગણાયા 'વિશ્વશાન્તિ'ના રચનારને રા. નરસિંહરાવનો પુરસ્કાર મળ્યો એટલે આપણા ઉગતા કવિયોમાં રા. ઉમાશંકર જોષીની ગણના થઈ. પણ પચરંગી સાહિત્યના અનેક રૂપ–રંગ સરજાવનાર બધાયને આવા કદરદાન પરીક્ષકો મળવા સુલભ છે? અને એવો હીરાપારખુ ન મળે ત્યાં સુધી પોતાના મનોરાગને એક અથવા બીજા સ્વરૂપે શબ્દોમાં મૂર્ત કરનાર માનવીએ પોતાનો રોપ ન ઉછેરવો?

બહુ ઊંડા ઉતરીશું તો કોયડો ગુંચવાશે. ટુંકો અને સાદો વિચાર કરિયે તો ઉકેલ સીધો છે. એક કલાકારે ચિત્ર સરજાવ્યું. એના ગુણ દોષ માટે એ ગામેગામ અથડ્યો. વરસો વીત્યાં અને એ મુંઝાયો. પોતાની કલા વિશે એને અણગમો અને અશ્રધ્ધા ઉત્પન્ન થયાં. એક મિત્રે એની સ્થિતિ જાણી અને પૂછ્યું: " ભાઈ, ચિત્ર પાછળ તું શા માટે આમ ખુવાર થાય છે? કોઈ લેનાર મળતું નથી કે શું?" ચિત્રકારે જવાબ આપ્યો: " રાખનાર તો ઘણાય છે, પણ મ્હારી કળાની કદર કરનારને હું એ આપવા ધારું છું." બીજે દિવસે પેલા મિત્રે ચિત્ર પ્રદર્શનમાં મૂકાવ્યું. કેટલાયે એ વિશે મુક્તકંઠે વખાણ કર્યા; ચિત્રકાર પ્રસન્ન થયો અને પોતાની કળા નિશ્ચળ માની. તાત્પર્ય કે, સાહિત્યની નિરપેક્ષ કસોટી કરનાર નરસિંહરાવો ન મળે તો જનસમાજની અભિરુચિ એ જ પર્યાપ્ત છે.

અનેક પાસથી વિકસતા આજના સાહિત્યયુગમાં અક્ષરસેવીઓને આ વિધાનમાં પ્રગલ્ભતા જણાશે. પણ તાત્વિક દૃષ્ટિયે વિચારતાં સાહિત્યનું સર્જન ખોબા જેટલા સાક્ષરો અથવા મુઠ્ઠીભર વિવેચકોને સંતોષવા માટે નથી. સાહિત્યનો હેતુ જનસમાજના આનંદ અર્થે છે. વાચકની ભોગ્યતા એ એની સાર્થકતા છે. એટલે એ આરાધનાનું ફળ સમૂહના મ્હોટા ભાગને મળે એમાં જ એની ઉપયોગિતા છે.

સર્જન એટલે મનોરાગ. એના ઘણા પ્રકાર છે. પોતાના ચિત્તક્ષોભને શબ્દોમાં ઉતારતાં ભાષાનું કયું સ્વરૂપ અનુરૂપ બનશે તેનો નિર્ણય સર્જક પોતે કરે છે. વસ્તુતઃ વાણીના જે સ્વરૂપનો એ આશ્રય લે છે તે એના અન્તર્ભાવનું વાહન છે. વાણીના એ સાધનમાં સર્જકનું વ્યક્તિત્વ સમાયેલું જ હોય છે; અને એ વિશિષ્ટ લક્ષણોને લીધે એનું સર્જન સાહિત્યમાં નવો પ્રકાર ઉત્પન્ન કરે છે. એ નવો પ્રકાર એના લાક્ષણિક સ્વરૂપથી જો વાચકસૃષ્ટિની અભિરુચિ પોષે તો સાહિત્યમાં જુદું સ્થાન મેળવે છે. આવા કોઈ સ્વરૂપની શાશ્વતતા લેખકની વિદ્વત્તા ઉપર આધાર રાખે છે એમ માનવાનું પણ કારણ નથી. સ્રષ્ટાની બહુશ્રુતતા એના સર્જનને ઉપકારક છે એ ખરું, પણ કવિ કે અ–કવિ અથવા લેખક કે અ–લેખકનો નિર્ણય કરવામાં એણે કરાવેલું જીવનનું દર્શન અને એમાં વાચકનો ઉલ્લાસ એ જ નિયામક તત્ત્વ છે. કાઠિયાવાડમાં એક ગરીબ શિક્ષક હતો. પ્રાથમિક શાળામાં એ નોકરી કરતો. જીવન કંગાળ હતું તેમ શિક્ષણ પણ નામનું જ મળ્યું હતું. છતાં હિંદુસંસારનાં ગીતો ગાવાની એને પ્રેરણા થતી. શરમાળ સ્ત્રીની પેઠે પ્રસિદ્ધિમાં આવતાં તેને સંકોચ થતો. તેથી અંગત મિત્રોને પોતાનાં કાવ્યો સંભળાવતો. એનાં કવનમાં વ્યવહારનાં તાદૃશ ચિતાર અને વલોવાટ હતાં. અંગ્રેજી સાહિત્યનો એને પ્રત્યક્ષ સંપર્ક ન હતો. છતાં એની કલ્પનાએ "આવળનાં ફૂલોને" નામક કાવ્યમાં વર્ડ્ઝવર્થની અનુપમ કાવ્યકૃતિ–Daffodils–ને અપૂર્વ સફળતાથી ઉતારી. એના કાવ્યકલાપમાં ગુજરાતે ગૃહજીવનનું યથાર્થ દર્શન કર્યું. કોકિલકંઠી ગુજરાતણોએ એને અમર કર્યો અને ગુજરાતના સમર્થ સાક્ષરે એનું શ્રાધ્ધ સરાવ્યું. કવિશ્રી ન્હાનાલાલની લેખન–શૈલીથી સાક્ષરો અને વિવેચકો છંછેડાયા. એમની ગગનચુંબી કલ્પનાઓ સામાન્ય વાચકને સમજાય કે ન સમજાય તોપણ એ સમર્થ શૈલીના પદલાલિત્યમાં સૌ કોઈ મંત્રમુગ્ધ બન્યાં. એમનું અનુકરણ કરનારા પડ્યા છતાં સંગીતની મીઠાશ, શબ્દોની મધુરતા અને અપૂર્વ ભાવદર્શનને પરિણામે એમની ગરબીઓએ ગુર્જરીના રસકુંજમાં આનંદની છોળ ઉડાડી. રા. મુનશીની પાત્રસૃષ્ટિમાં–ખાસ કરીને તેમના પૌરાણિક પાત્રોમાં–નીતિના ઈજારદારો વિકૃતિનો આભાસ જુએ છે, છતાં કથનની સચોટતા અને કલાવિધાનને લીધે સારી ગુજરાત એમની કૃતિયો પાછળ ગાંડી બની છે. સારાંશ કે, ન્હાનો કે મ્હોટો સાચો સર્જક પોતાની કૃતિયોને સાહિત્યસ્રોતમાં સરકાવે છે. નિર્જીવ પ્રવાહમાં ડૂબે છે. પ્રાણવાન જ તરે છે, વાચકના સત્કારપાત્ર બને છે અને એ જ એનો વિજય છે.

સાહિત્યના કોઈ એક સ્વરૂપના ઉગમ પછી તેનાં વિવિધ અંગો ખેડાય છે. એમાંથી સહૃદય વાચકો અમુક લક્ષણો તારવે છે. એ તારવણી કરેલાં લક્ષણો જીવન તથા કલા સાથે કેટલે અંશે સંગત છે એની એ તુલના કરે છે. આવા વ્યાપારમાંથી વિવેચન જન્મે છે. વિવેચનના ચર્વણમાંથી સંપ્રદાય બંધાય છે અને તે વડે અન્ય સાહિત્યકૃતિયોનું પૃથક્કરણ કરવામાં આવે છે. પણ જીવનની પેઠે સાહિત્યનું સ્વરૂપ રૂપાન્તરવશ છે. વ્યવહારની વિષમતા અને ભાવનાની અથડામણ, મનના વ્યાપારો અને તેમાં અવહગાન વગેરેને લીધે સર્જનના સ્વરૂપમાં વિવિધતા આવે છે. તેથી એક જ સ્વરૂપનું દર્શન અનેક રીતે સાહિત્યકાર વાચકને કરાવે છે. આ ઉપરથી એમ પણ ફલિત થાય છે કે સાહિત્યના અમુક સ્વરૂપનો આવિર્ભાવ એ પૂર્વપગથીઉં, એને તેની રચનાનાં લક્ષણો એ ઉત્તરક્રમ છે. વળી, સાહિત્યનો ઉપાસક સંપ્રદાયનાં ધોરણો નજર સન્મુખ રાખીને આલેખન નથી કરતો. પોતાની કૃતનાં રૂપ અને રંગ એના મનોવ્યાપારનું વાસ્તવિક પ્રતિબિંબ રજુ કરે છે કે કેમ એ જ એનું ધ્યેય હોય છે. અમુક વસ્તુસ્થિતિને કારણે પોતાના મનમાં જે ભાવ ઉપસ્થિત થયો હોય છે તેનું શબ્દચિત્ર વાંચનારને પ્રત્યક્ષ કરાવવું એમાં જ એનો આનંદ છે. અને તેથી વાચન વખતે બીજા કોઈ પણ સાધનની મદદ વિના આલેખન–વિષયના પ્રસંગ, બનાવ કે ભાવ સાથે વાચક તદ્‌કાર થાય એમાં એની ઉપાસનાની સફળતા માને છે. એટલે પોતાની કૃતિ સરજાવતાં એની નજર વિવેચક કરતાં વાચક ઉપર વધારે રહે એ સ્વાભાવિક છે.

આનું એક ખાસ કારણ છે. હાલ વ્યક્તિવાદનો જમાનો છે, અને સાહિત્યના ક્ષેત્રમાં એનું બહુ જોર છે. વિવેચકનાં જ્ઞાન, અનુભવ અને તુલનાત્મક દૃષ્ટિના રંગે વિવેચન રંગાય એ સ્વાભાવિક છે એટલે સાહિત્યના સ્વરૂપની સમીક્ષામાં વૈયક્તિક મન્તવ્યો જાણ્યે અજાણ્યે પ્રવેશ પામે છે. પરિણામે, એક જ સ્વરૂપ વિશે ભિન્ન ભિન્ન અને કયારેક તો વિરોધાભાસી દર્શન વાચકને થાય છે જેથી તે બિચારો મુંઝાય છે. આ કારણથી, યક્ષ–યુધિષ્ઠિર સંવાદમાં કહેલું છે તેમ, જેનો મત પ્રમાણભૂત ગણાય એવો એકેય વિવેચકમુનિ સર્વમાન્ય નથી એટલે મહાજન–વાચકસમૂહની રુચિને પ્રમાણ માનવામાં ખાસ ગેરલાભ નથી. વાચક પોતાનાં અધિકાર અને યોગ્યતા મુજબ, રસાસ્વાદનો જે આનંદ મેળવે છે તે, અલબત્ત, વિવેચકના ધોરણથી જુદા પ્રકારનો હોય છે છતાં વિવેચકના વ્યક્તિગત અભિપ્રાય–જથમાં અથડાવું તે કરતાં સમૂહની રસવૃત્તિને સ્વીકારવી એ વધારે યોગ્ય નથી ? કલાપીએ યથાર્થ ગાયું છે કે

**"ટુંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પખંડો જ જોતી**
**ને તેથી આ સુઘટ સરણી દીસતી ડાઘવાળી"**

મતલબ કે, વાચકની તેમ જ વિવેચકની શક્તિ મર્યાદિત છે. વસ્તુનું સમગ્ર દર્શન સર્વને શકય નથી. એટલે જ સરસતાની સુંદર મૂર્તિમાં પણ અન્યથા ભાસ થાય છે. વિવેચન–સાહિત્યમાં જે વિવિધ મતાન્તરોનાં દર્શન થાય છે તેનું આ પણ એક કારણ ગણાવી શકાય. અથવા તો ઉપરના વચનમાં થોડો ફેરફાર કરિયે તો

**ટુંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પખંડો જ જોતી**
**ને તેથી આ જીવનસરણી દીસતી રંગવાળી.**

તો એમ બતાવાય કે સર્જકની દૃષ્ટિને પણ મર્યાદા છે. તેથી અનેક રંગ–રાગથી ભરેલા જીવનના સર્વાંગ સંપૂર્ણ દર્શનને બદલે તેના અલ્પ ખંડોની મૂર્તિયો–ટુંકી વાર્તા મારફત–દુનિયાના ચંચળ જીવનમાં આનંદ આપે તોય બસ છે.

## ૨

ઉપરની તર્કપરંપરાને આધારે વાર્તા અને તેના સાહિત્યમાં ટુંકી વાર્તાનો ક્રમ વિચારિયે. કોણ જાણે કેમ ઘણા પ્રાચીન કાળથી વાર્તા એ પ્રજાજીવનમાં વણાઈ ગયેલી વસ્તુ છે. બધાય દેશોમાં આબાલવૃધ્ધ સર્વ એનાં આકર્ષણે અંજાય છે. વાર્તાના જાદુમાં સ્ત્રીઓ સવિશેષ લીન થાય છે. આખી સૃષ્ટિ વાર્તાઘેલી હોય એમ જણાય છે. માનસશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે ન્હાનાં બાળકો વાર્તાના બહુજ રસિયાં હોય છે. તોફાને ચહેલું બેબી ન્હાની શી વાર્તાથી શાન્ત થાય છે એ સ્વાનુભાવ છે. શાહનામાહ્ નામક ફારસી મહાકાવ્યનો સ્રષ્ટા ફિરદુસી નોંધે છે કે ન્હાનો સોરાબ પોતાની માતા તેહ્‌મિના પાસેથી રુસ્તમના પરાક્રમની વાતો સાંભળવામાં એકતાન બનતો. જીજીબાઈની વાતોની પ્રેરણાએ શિવાજીને છત્રપતિ બનાવ્યો એ ઐતિહાસિક હકીકત છે. વાર્તા–કથન એ એક સુંદર કલા છે અને તે સ્ત્રીઓના મુખમાં જ શોભે તેવી છે. જીવનની સંકુલતામાં એ કળા સ્ત્રીઓના હાથમાંથી સરી પડી, અને શિક્ષણ સંસ્થામાં એને સ્થાન અપાયું. વાર્તા–શ્રવણમાં વર્ણ્યસામગ્રી સાથે બાળક એકરૂપ થાય છે ત્યારે તેનો અનેરો આનંદ માણી શકે છે. બાલ્યકાળમાં પ્રિય લાગતી વર્ણનાત્મક વાર્તાઓ કૌમાર અવસ્થામાં કલ્પનાને બહાલાવે છે અને કલ્પનારસિક યુવક પોતાની લાગણીઓનાં પૂર વાર્તા–સાહિત્યમાં પ્રત્યક્ષ કરે છે. કોઈ આવા જ કારણથી ડિટેક્ટિવની વાતો કલ્પનાપ્રધાન જુવાનોમાં વધારે પ્રચલિત થઇ છે. દુનિયાના અનુભવથી રીઢા થયેલા પીઢ માણસને વાર્તાનો આનંદ એમાં ઉપસ્થિત કરેલા પ્રસંગો, ભાવના ઈત્યાદિમાં જણાય છે. કેમકે વ્યવહારના પ્રલોભનમાં વિસરાયેલો ભૂતકાળ તાજો કરવાની અજબ શક્તિ વાર્તામાં રહેલી છે. જ્ઞાન અને મનના મહાગ્રન્થમાં શ્રી ગોવર્ધનરામ 'ચકલા ચકલી'ની વાત મૂકે છે. એ વાર્તાસ્મરણથી "દૈત્ય હૃદય"ના પિતાનું મન પીગળે છે. નવી વહુના ફૂહેવાથી આગલા ઘરનાં છોકરાંઓને ઘર બહાર કાઢવા તૈયાર થયેલ 'બાબુ'

છોકરાંને છાતી સરસાં ચાંપે છે અને આ વાર્તાકથનથી ચન્દ્રકાન્ત લક્ષ્મીનંદનની સુષુપ્ત લાગણીઓ જગાડે છે. ચકલા ચકલી જેવાં પંખીઓની હકીકતથી અને બાણુના દૃષ્ટાન્તથી લક્ષ્મીનંદનને ભૂતકાળ પ્રત્યક્ષ થાય છે અને પોતે ગુમાનના ભંભેરવાથી દેવ જેવા દીકરાને અન્યાય કર્યો છે એમ પ્રતીતિ થાય છે. વ્યવહારથી લગભગ પરવારી ચૂકેલા અને જીવનની સન્ધ્યાએ પહોંચેલાને તો વાર્તા અમૃતસંજીવની છે. ન્હાની કે મ્હોટી સ્ત્રીઓ, આપણે કલ્પી ન શકિયે, એવો અને એટલો આનંદ વાર્તામાંથી મેળવે છે અને શેક્સ્પિયરે સરજાવેલી ડેસડિમોના આનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. આમ, વાર્તામાંથી રસાસ્વાદ લેવો એ માણસ માત્રની સામાન્ય વૃત્તિ છે.

લોકહૃદયની આ સ્વાભાવિક ભૂખને સંતોષવા સાહિત્યકોએ પ્રયાસ કર્યો,* પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ભાલણે કાદંબરીનું ભાષાન્તર કર્યું. શીલવતીના રાસ જેવા જૈનગ્રન્થોને વાર્તાસાહિત્યનો એક પ્રકાર ગણાવી શકાય. મધ્યયુગમાં પ્રેમાનંદે પૌરાણિક કથાઓને આખ્યાનમાં ઉતારી એ વસ્તુતઃ વાર્તાગ્રન્થો જ છે. પણ શૈલી તેમજ સ્વરૂપમાં એ બધા સંસ્કૃતના નમૂના છે. પ્રેમાનંદના શ્રોતૃગણ કરતાં ઓછાં સંસ્કારી લોકને ગુજરાતનાં જીવન અને વ્યવહારની વાર્તા સાંભળવી હતી. તેથી રખિયલ પટલે કાલ્પનિક વાર્તાઓને પદ્યબંધમાં ગૂંથનાર સામળને સત્કાર્યો. એની વાર્તાઓમાં સંસ્કૃત સાહિત્યની શિષ્ટતા નથી, અથવા પ્રેમાનંદની વર્ણનશક્તિ, અલંકાર કે તદ્રૂપતા નથી. પણ પ્રાકૃત ગુજરાતીઓનો વ્યવહાર સરળ અને સાદી વાણીમાં એણે વર્ણવ્યો છે. એનાં સ્ત્રીપાત્રો વિશેષ પગલ્ભ છે, અને સ્ત્રી-પુરુષ વચ્ચે જાતીય આકર્ષણનો સંબંધ વર્ણવતાં એ ન્યાત, જાત અને મર્યાદાનો ભંગ કરતો દેખાય છે. કલળા શેઠની પુત્રી સુલોચના પુષ્પસેન નામના રાજકુમારને પરણે છે. સુલોચના તેમ જ પદ્માવતી પુષ્પસેનને જોતાં જ કામવાસનાથી વિવશ થાય છે. સ્ત્રી-પુરુષની ચતુરાઈની પરીક્ષા સમસ્યાના ઉકેલથી કરાય છે. ચન્દ્રાવલી જેવી ગણિકાઓને પણ એમાં સ્થાન છે. પદ્માવતીની બેશુદ્ધિ વખતે જક્ષાણીની ઉપાસના પણ સામળ ચૂકતો નથી. આ પ્રમાણે એ વખતના ગુજરાતી જીવનનાં ચિત્ર પ્રાકૃતજનરંજન માટે વાર્તા સ્વરૂપમાં સામળ આલેખે છે. જો કે એના આલેખનમાં કચાશ છે, ભાવની ઊનતા છે, અને કયારેક તો અશ્લલતા નજરે પડે છે, છતાં રસવૃત્તિના એ સામાન્ય નમૂનામાં પણ હાલની વાર્તાઓના થોડાએક અંશો અસ્પષ્ટ સ્વરૂપે દેખાય છે. આજની સ્ત્રીઓની માફક ઇચ્છાવર મેળવવાની વૃત્તિ એનાં પાત્રોમાં બહુ જોવામાં આવે છે. વડિલોની અનુમતિ વિના તેઓ લગ્નવિધિ આટોપી લે છે, "વણ પરણ્યે દંપતી થવાના" એને કોડ છે. વળી,

**ફળ ફળે જેમ વન વિષે, જેમ સાગરની લેર**
**ફાળી ફળી વનસ્પતિ, કામની દીઠી તે ઘેર,**

એ વચનમાં આછા વર્ણનમાત્રથી પૂર્વાપરસંદર્ભનું દર્શન વ્યંજનાવ્યાપારે કવિ આપણને કરાવે છે. આ દૃષ્ટિયે મધ્યયુગના ગુજરાતી સાહિત્યમાં સ્વતંત્ર વાર્તાનો પ્રકાર સામળે શરુ કર્યો અને એ વખતના ભાવિક શ્રોતાઓએ એમાં રસાસ્વાદ પણ કર્યો.

પણ સામળે સરજાવેલો પ્રકાર સાહિત્યમાં સ્થિર ન થયો. એની વાર્તાઓનું વલણ લોકોત્તર સંયમ કરતાં ભૌતિક વિલાસ તરફ વધારે હતું તેથી કે પ્રેમાનંદની પેઠે એને શિષ્યમંડળ નહોતું તેથી એમ ગમે તે કારણે સામળ પછી વાર્તા-પ્રવાહ દેખાતો નથી. છતાં વાર્તાએ પ્રકારાન્તરે લોકસાહિત્યમાં સ્થાન મેળવ્યું. વાર્તાઓ લોકોનું કંઠસ્થ સાહિત્યધન બન્યું. દેવ દેવીઓની, ભડવીરના શૌર્યની કે કોઈ સાધ્વીના વાર્તા-વર્ણનમાં લોકો તેમની રસવૃત્તિ સંતોષવા લાગ્યા. ચૌટાંઓ ગજાવતી માણભટની કથાઓ બંધ થઈ ત્યારે શિયાળાની લાંબી રાત્રે તાપણા આગળ બેસી ડોસીડોસાઓએ વાર્તાઓ સજીવન રાખી. દૂધ જેવી ચાંદનીના અજવાળે કયારેક તો આ વાર્તાઓ દિવસોના

---

* ભાટ ચારણમાં જે વાર્તાસાહિત્ય છે તેનો અહિં જાણી જોઇને સ્પર્શ કર્યો નથી. —લેખક

દિવસ લંબાતી. અંગ્રેજીમાં જેને Story-poems કહે છે એવી ટુંકી પણ વર્ણનાત્મક વાર્તાઓ આજે પણ અશિક્ષિત મજુરવર્ગમાં પ્રચલિત છે. જે સમયમાં હાલના જેટલી શિક્ષણ સંસ્થાઓ ન્હોતી, આગગાડી, મોટર અને વીમાનો જેવાં પવનવેગી વાહનો ન્હોતાં, ગદ્ય ખેડાયું ન્હોતું, વર્તમાનપત્રોનો જન્મ ન્હોતો. એ સમયના શાન્ત અને સ્થિર જીવનમાં વાર્તાઓ એ એક જ સામાન્ય લોકોના ઉલ્લાસનું સાધન હતું. અત્યારે પણ જેમને વર્તમાન આનંદલક્ષી સાધનો મળતાં નથી તેવા શ્રમજીવિયો—પરસેવાતૂટ કામ કરનાર દાડિયા—વાર્તાના તાનમાં, "Solitary Reaper"ની પેઠે પરિશ્રમનો ખેદ ભૂલે છે. વાર્તા એ માનવજાતિનો ઊર્મિનાદ છે માટે જ એના શ્રવણમાં બધા ડોલે છે.

વખત બદલાયો. અંગ્રેજી રાજ્યનો અમલ સ્થાયી થયો. શાળાઓ સ્થપાણી અને પુસ્તકો છપાવા મંડયા. અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના સંપર્કને લીધે ગદ્ય અને તેનાં સ્વરૂપ ખેડાયાં. પદ્યબંધમાં ગૂંથાતી વાર્તાઓને લેખકોએ નવે અવતારે સરજાવી, અને નવલકથાનો જન્મ થયો. પણ આ નવું સાહિત્ય આમવર્ગ ન સત્કારી શકયો કેમકે એની શૈલી અને ભાષા બન્ને દુર્બોધ હતાં. તેથી સામાન્ય વાચકે ઇસપનીતિ કે ગજરામારુ જેવી વાર્તાઓમાં સંતોષ માન્યો. સંસ્કૃત સાહિત્યના કથાસરિત્સાગર અને પંચતંત્ર જેવા વાર્તાગ્રન્થોના ગુજરાતીમાં અનુવાદ થયા પણ એની ઉપયોગિતા શાળાઓમાં જ રહી. વાચકનો મ્હોટો ભાગ એમાં પણ ન આકર્ષાયો કારણ કે બોધપરાયણ વાતોનો તેને અપચો થયો હતો. અંગ્રેજી સાહિત્યના વિશેષ પરિશીલનને પરિણામે સર્જકોએ નવાં ક્ષેત્ર સર કર્યાં. ગુજરાતીમાં હાસ્ય અને કટાક્ષનું સાહિત્ય ઉતારવા લેખકોએ જુના અને જાણીતા વાર્તાસ્વરૂપનો આશ્રય લીધો. પણ એ સ્વરૂપનાં શૈલી અને પ્રકારમાં રૂપાન્તર કર્યું, વાર્તાના આ નવા સ્વરૂપમાં મધ્યકાલીન વર્ણનો ન્હોતાં કે સંસ્કૃત સાહિત્યમાં નજરે પડતા ઉપદેશના પારાયણ ન્હોતાં. સામાન્ય વાચકો સમજી શકે એવી એની શૈલી હતી, વ્યવહારને સ્પર્શતા એકાદ પ્રશ્નની જ એમાં છણાવટ હતી. નવલકથાના લંબાણને બદલે એના કથનમાં ટુંકાણ હતું, છતાં રસભંગ થયો ન હતો. એના વાચનમાં લાંબો સમય પરોવવો પડતો નહીં અને છતાંય વાંચ્યા પછી વિચારવાનું મન થતું. વાર્તાના આ નવા પ્રકારે વાચકોને આંજ્યા. સામયિકોએ એ પ્રકારને વિશેષ સ્થાન આપ્યું, અને નવા લેખકોને ઉત્સાહ મળ્યો. એ અરસામાં હાજીમહમદે "વીસમીસદી" શરુ કર્યું. કલાના એ શહીદે શ્રેષ્ઠ સર્જકો પાસે વાર્તાના આ નવા પ્રકારનું સંસ્કરણ કરાવ્યું અને તે પ્રકાર સાહિત્યક્ષમ લેખાયો. આ પછી, ગાંધીયુગ આવ્યો અને લેખન—સર્જનમાં જબરું પરિવર્તન થયું. શૈલીમાં ન્હાનાલાલની કલ્પના, કથનમાં મુનશીની સચોટતા અને વિચારમાં ગાંધીજીની વિશદતા આવ્યાં. આ લક્ષણોની અસર ટુંકી વાર્તા ઉપર થઈ.

ગુજરાતની પ્રજા વ્યવહારકુશળ ગણાય છે એટલે એના જીવનમાં વ્યાવહારિક કૌશલ વધારે જોવામાં આવે છે. એ દૃષ્ટિયે આપણા સાહિત્યમાં હાસ્ય અથવા કટાક્ષનું સાહિત્ય ઓછું માલમ પડતું. જો કે કટાક્ષનો ઉપયોગ ગુજરાતી પ્રજાને તદ્દન અપરિચિત ન્હોતો પણ એ પ્રકાર તરફ સાહિત્યકારોનું લક્ષ ન્હોતું ગયું. આ સંબંધમાં એક બાબત નોંધવા જેવી છે. પૂનાની એક કોલેજમાં દક્ષિણી પ્રોફેસર હતા. એ બહુ મ્હોટા પંડિત હતા. ઇન્ટર આર્ટસ્ અને બી. એ.ના વર્ગોમાં અંગ્રેજી સાહિત્ય શીખવતી વખતે જ્યારે હાસ્યનો પ્રસંગ આવતો ત્યારે એ વિદ્વાન આચાર્ય વર્ગને એમ કહેતા કે "Look here, this is humour, you must laugh." આ તો પરંપરાગત સાંભળેલી વાત છે એટલે હાસ્યના નિર્દેશમાત્રથી વિદ્યાર્થીઓને હસવું આવતું કે કેમ એ તો ખબર નથી. પણ વક્તવ્ય એટલું જ છે કે આ બહુમાન્ય અધ્યાપકની માફક ગુજરાતની પ્રજા હાસ્ય અથવા કટાક્ષને પીછાનતી ખરી, છતાં સાહિત્યમાં એનો પ્રચાર આછો અર્થાત્ નહીં જેવો જ હતો. આ કારણથી સાહિત્યકોએ, શરુઆતમાં, ટુંકી

વાર્તાના સ્વરૂપનો ઉપયોગ હાસ્ય, કટાક્ષ કે એવા હળવા સર્જનમાં કર્યો ત્યારે તે સામાન્ય વાચકોને પણ રુચિકર થવા લાગ્યો.

સર રમણભાઈએ 'ચિઠ્ઠી' નામક વાર્તામાં અને રા. જ્યોતીન્દ્ર દવેએ 'ખોટી બે આની'માં આ સ્વરૂપનો સફળ પ્રયોગ કરી બતાવ્યો. 'ગરજવાનને અક્કલ ન હોય' એ પ્રસિદ્ધ ગુજરાતી ઉક્તિ પ્રમાણે ચિઠ્ઠી માગનારાઓનું માનસ અને તેમનો ઉપહાસ ગર્ભિત રીતે આલેખ્યા. ચિઠ્ઠી એટલે ભલામણ. આ ભલામણ કોઈ ગુણ માટે નહીં પણ પોતાના અવગુણ કે દોષ ઢાંકવા માટે. પોતે જે માટે હકદાર નથી તે વાસ્તે ચિઠ્ઠીરૂપી સીપારસથી હક સાબીત કરવો એ એનો હેતુ. છતાં આજની સુધરેલી દુનિયામાં આ પ્રથા કેટલી વધી છે અને તેથી જાહેર-હિતમાં કેટલો વિક્ષેપ થાય છે તે "ચિઠ્ઠી લખી આપવાનો હક્ક કોઈને વેચાતો લવો હોય તો એક પૈસા માટે 'અઘાટ' વેચાણ કરી આપવા હું ખુશી* છું" આ માર્મિક વચનમાં બતાવ્યું છે. "ખોટી બે આની"માં બીજાને છેતરવાની વૃત્તિને લીધે આપણે પોતે જ છેતરાઈયે છિયે એનું યથાર્થ દર્શન "જંગ જીત્યો રે મારો કાણીયો"ના ઉત્તરાર્ધ- "વહુ ચલે તબ જાણિયો"—માં થાય છે. વાર્તાના સ્વરૂપમાં આ બન્ને લેખકોની શૈલી ધ્યાનમાં લેતાં જણાય છે કે સર રમણભાઈના કટાક્ષમાં ચિન્તન અને મનન છે, અને રા. જ્યોતીન્દ્ર દવેની શૈલીનું આકર્ષણ 'કયો મોરલો આ કલા કરી ગયો?' 'જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન થાય છે' 'બે પુરુષ વચ્ચે ચાલતી હોય તોપણ સ્ત્રી તરફ જ જોનારની નજર ખેંચાય' વગેરે કટાક્ષ-વચનોની પસંદગીમાં છે. આવી શૈલી ટૂંકી વાર્તામાં નોખી ભાત પાડે છે. એમાં મનન છે પણ એ મનનની વિશેષતા એના ભાવારોપણમાં છે. 'ખોટી બે આની' એ નિર્જીવ વસ્તુ છે અને એને સાચી તરીકે ચલાવવા લેખક જે યુક્તિ પ્રયુક્તિ યોજે છે તેના નિરુપણમાં 'ચંચળતાની મૂર્તિ' 'વફાદારીની વધારે પડતી ભાવનાવાળી,' 'કલાઈના અવાજે કકળી ઉઠી' ઈત્યાદિ વચનો વડે સજીવનતાનું આરોપણ કરે છે તેથી નિબંધકારની શૈલીથી એ જુદી પડે છે અને ટૂંકી વાર્તાના સ્વરૂપમાં જુદો જ પ્રકાર સરજાવે છે. આ સંબંધમાં વિશેષ સ્પષ્ટતા માટે રા. જ્યોતીન્દ્ર દવે તથા રા. ધનસુખલાલ કૃત "નામકરણ' સરખાવતાં જણાશે કે 'નામકરણ'માં નિબંધકારની તર્ક-પરંપરા અને ચિન્તન વધારે દેખાય છે. એમાં કટાક્ષ-વચનો છતાં ચિન્તનભારે એ બધા ગૌણ થઈ જાય છે એટલે 'નામકરણ' ટૂંકી વાર્તાના નમૂના કરતાં નિબન્ધસાહિત્યમાં મૂકી શકાય એમ લાગે છે. સ્વૈર-વિહારીનું "તખલ્લુસ મીમાંસા" એ આ પ્રકારનો શ્રેષ્ઠ નમૂનો છે. એ બધા સર્જનોમાં શૈલી ટૂંકી વાર્તામાં હોય છે તેવી સીધી અને વેધક છે છતાં ચિન્તન અને મનનને લીધે એનું વલણ નિબંધ તરફ વધારે છે.

આ ઉપરથી એમ પણ જણાશે કે ટૂંકી વાર્તાની વિશિષ્ટતા એના ભાવવહનમાં અને એ ભાવ પાત્રોના જીવનમાં સંક્રાન્ત થઈ અમુક પરિસ્થિતિ-બનાવ-રજુ કરે છે ત્યારે જ એની અસર વાચકને થાય છે. આ દૃષ્ટિયે રા. ધનસુખલાલ મહેતાની 'બા' નામક વાર્તા તપાસિયે. સમાજજીવનમાં જડ નાંખી ગયેલી સાસુની સંસ્થા વિશે માર્મિક પ્રહાર આ વાર્તામાં છે પણ એના નિરુપણની વિશેષતા પાત્રના ભાવ અને બનાવ વચ્ચેના સંબંધમાં રહેલી છે. પુત્રોના શ્રેય અર્થે વિધવા માતાએ પોતાનું જીવન-સર્વસ્વ ખર્ચ્યું. છતાં 'બા તે સાસુ જ' એ વિચારે બધા વિચારોને પાછા કાઢ્યા. "સાસુઓને હાથીની પેઠે બે પ્રકારના દાંત હોય છે" એ વચનમાં સાસુની સંસ્થાની ભયંકરતા ચિતરાઈ છે. ગ્રેડ્યુએટ પુત્ર અને ગ્રેડ્યુએટ પુત્રવધૂ પણ આ રૂઢ આચારક્રમમાંથી મુક્ત ન થઈ શક્યાં. તેમણે 'બા'ના વાત્સલ્યભાવનો અવળો અર્થ કર્યો અને તેથી મમતાની મૂર્તિ સમા 'બા'ના કરુણ અંતમાં સાસુની પ્રથા અને તેની વિષમતા સામે કંપારી છૂટે છે. વર્તમાન ગુજરાતી સાહિત્યના અનેક અંગોના વિધાતા રા.

* 'ખુશ' એમ શુધ્ધ પ્રયોગ છે.

મુનશીએ "મ્હારી કમલા અને બીજી વાતો" નામનો વાર્તાગ્રન્થ તથા "મારી કામચલાઉ ધર્મપત્ની" જેવી વાર્તાઓ લખ્યાં છે પણ સર્જક તરીકે એમની પ્રતિભા ટૂંકી વાર્તા કરતાં નવલકથા, નાટકો અને નિબંધ વગેરેમાં સવિશેષ ઝળહળે છે. છતાં શૈલીની વિશિષ્ટતા અને ચિત્રનિરુપણની અપૂર્વતા છાનાં રહેતાં નથી. મુસાફરીની ધમાલમાં કાંઈક ગેરસમજુતીને લીધે કેવો ગોટાળો –પારકી સ્ત્રી પોતાની પત્ની છે એવો અન્યને થયેલો ભ્રમ–અને તેનું હાસ્યચિત્ર યથાર્થ સ્વરુપમાં "મ્હારી કામચલાઉ ધર્મપત્ની"માં રા. મુનશીએ સરજાવ્યું છે એમ આછું સ્મરણ છે. 'શામળશાના વિવાહમાં' આપણી લગ્નપ્રથા, એની ધાંધલ, વરઘોડાનો ઠાઠ ઈત્યાદિ રંગબેરંગી કટાક્ષચિત્રોમાં આપણા સામાજિક રીત રિવાજો પ્રત્યે ઉકળાટ છે. આવાં લગ્નોને લીધે જ પાછળથી વરઝોળા બહુ થાય છે એમ લાગ્યા વિના રહેતું નથી. આ વાર્તાનાં બે ચિત્રો જોઈયે—

"ગાંડાભાઈ, શેઠને કેટલાં થયાં ?"

"પચાસ કે ઉપર એક બે. કૈં વધુ નથી. એમના બાપ સાઠ વર્ષે ઘોડે ચડ્યા હતા."

હજી શામળશાએ બાપની બરોબરી કરી નહોતી, તો સવાઈ ક્યાંથી જ ? પણ હાલની સ્ત્રીને, ન કરે નારાયણ, અને કૈંક થાય તો બાપદાદાની આબરૂના રક્ષણાર્થે સવાઈ કર્યા વિના આ શેઠ રહે એમ લાગતું નહોતું.

"વહુની શી ઉમર છે ?" મેં પૂછ્યું.

"હશે પાંચ છ વર્ષની, અહીંયાંના દેસાઈની છોકરી છે, કુટુંબ ઘણું ખાનદાન અને આગળ પડતું છે."

અલબત, અત્યારે તો 'આગળ પડતા' કુટુંબમાં પાંચ છ વર્ષની છોકરીનાં લગ્ન થતાં નથી. છતાં આ ટુંકા પણ સૂચક સંવાદમાં બાવન વરસની ઉમરે ઘોડે ચડનાર શેઠનું માનસ સ્પષ્ટ થાય છે એટલું જ નહીં પણ આજના કહેવાતા સુધરેલા જમાનામાં ઘેર સંતાન હોય છતાં પરણવાની વૃત્તિ ઘણાય વૃદ્ધોને થઈ આવે છે એમ વ્યંજના છે. અને બીજું છેવટમાં આપેલું ચિત્ર

શેઠ સંવનન કરતા હતા. ધીમે ધીમે છ વર્ષની કોઠીલી કન્યાનો ઘૂમટો તાણતા હતા. પેલી અંદરથી "ખીખી"–કરી હસતી હતી. હું જોઈ રહ્યો. કોણ કહે છે કે આપણે ત્યાં સંવનન નથી ? હું તો ચિત્રવત થઈ ઊભો–જોયા જ કર્યું. શેઠે ઘુમટો કાઢ્યો અને તેમની ઝીણી, ઘરડી આંખે કટાક્ષ માર્યું. શેઠ ધીમે રહી શેઠાણીની હડપચીએ અડકવા ગયા; તેણે કહ્યું : "ના–હી," અને જરા આઘી ખસી ગઈ; શેઠ જરા પાસે ગયા–શેઠાણીએ ધમકી દીધી : બાને બોલાવીશ." શેઠ હિંમત હાર્યા નહિ–"હવે બેસની," કહી હાથ લંબાવ્યો, શેઠાણીને ગલીપચી કરી. શેઠાણીનો તીણો ઘાંટો ગાજી ઉઠયો :

"ઓ બા ! બા ! આ ડોસો મને મારે છે !"

મેં–રણછોડે રણ છોડયું, હું મૂંગે મોઢે નાઠો. જતાં જતાં બૈરાંઓનો બેસી ગયેલો પણ દૂર સંભળાતો સ્વર આવ્યો :

"એ વર નહિ પરણે, નહિ પરણે."

"અમે જીત્યા રે જીત્યા."

આમાં, પુરુષની લોલુપતા, અજ્ઞાત શિશુકન્યાઓની આહુતિ અને વિલાસ માટે વૃદ્ધની ધૃષ્ટતા વ્યક્ત થાય છે. બીજી તરફ, ફટાણાં ગાઈને બેસી ગયેલાં બૈરાંઓનાં સ્વરમાં દ્વિવિધ સૂરોનું સૂચન છે. લગ્નના કરારથી માલિકોનો વિજય 'અમે જીત્યા રે જીત્યા' એમાં છે; પણ એ વૃદ્ધ લગ્ન સામેનો પોકાર 'એ વર નહિ પરણે' માં સંભળાય છે. હિંદુ સમાજમાં સ્ત્રી એ વિલાસની પુતળી છે અને પુરુષ એનો પ્રભુ છે એ માન્યતા સામે વિશેષ ઉગ્રતાથી અનેક કટાક્ષ શ્રી. લિલાવતી મુનશીએ ટુંકી વાર્તાના સ્વરૂપમાં આલેખ્યા છે અને તેમાં બેનમૂન સફળતા પ્રાપ્ત કરી છે.

સમાજનાં રુઢિબન્ધનો, કુપ્રથાઓ અને બદીઓનું આલેખન આ બધા લેખકોએ ટુંકી વાર્તાના સ્વરૂપમાં કર્યું. એથી એ સ્વરૂપનો વિકાસ થયો એટલું જ નહીં પણ સાહિત્યના એ સ્વરૂપમાં કથનની સવિશેષ સચોટતા રહેલી છે એમ બતાવ્યું. પણ છેલ્લા

દસ–પંદર વર્ષ દરમિયાન, ટૂંકી વાર્તાનો વિષય–વર્તુલ વધતો ગયો, હાસ્ય અને કટાક્ષમાં પૂરાઈ રહેવાને બદલે એની સીમા વધી, જીવનના ગંભીર પ્રશ્નો એમાં ગૂંથાવા લાગ્યા. જુદા જુદા સર્જકોએ એમાં કલા–વિધાન ઉતાર્યું. સાહિત્યના અન્ય પ્રકારોમાં કલાનાં જે તત્ત્વો માલમ પડે છે તેવા અંશોનો ટૂંકી વાર્તામાં પ્રવેશ થવા માંડયો, અને જોતજોતામાં, ગુણમાં અને કદમાં અન્ય સ્વરૂપોની હરિફાઈ કરે એટલું સાહિત્ય–સર્જન ટૂંકી વાર્તામાં થયું.

ઈસુની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઍલેકઝાન્ડર કિન્લોક ફૉર્બ્સ સાહેબે ગુજરાત કાઠિયાવાડની કંઠસ્થ વાર્તાઓનો સંગ્રહ કરી 'રાસમાળા' નામનો ઈતિહાસ–ગ્રન્થ લખ્યો. વીસમી સદીના બીજા અને ત્રીજા દસકામાં શ્રી. મેઘાણીએ કાઠિયાવાડનાં શૌર્ય અને સૌન્દર્ય નીતરતી લોકવાર્તાઓને ટૂંકી વાર્તાના સ્વરૂપમાં ઉતારી. શ્રી. મેઘાણીની મોહક લેખિનીએ આ સ્વરૂપને બહુ જ આકર્ષક બનાવ્યું. "સૌરાષ્ટ્રની રસધાર' નામક એમની વાર્તા-શ્રેણીએ ભૂતકાળ સજીવન કર્યો. પ્રેમાનંદના 'ઓખાહરણ' ની માફક ટૂંકી વાર્તાનું સાહિત્ય ઘેર ઘેર વંચાવા લાગ્યું. સાહિત્યના એ સ્વરૂપમાં રા. ધૂમકેતુએ જીવનને સ્પર્શતા લગભગ બધાય પ્રશ્નો સરજાવ્યા. પ્રજાના મ્હોટા ભાગને સાહિત્યનો રસોપભોગ કરાવવો હોય તો ટૂંકી વાર્તા એ એક જ સાધન છે એમ એમણે માન્યું અને 'તણખા' ના ત્રણ 'મંડળો' પ્રગટ થયાં. 'દ્વિરેફ'ની પેઠે 'સ્વૈરવિહાર' કરનાર રા. રામનારાયણ પાઠકે ટૂંકી વાર્તાનાં મધુ-બિન્દુઓ, લાક્ષણિક શૈલીમાં ટપકાવ્યાં. રા. લલિત-મોહન ગાંધીએ માનવપ્રકૃતિમાં રહેલી જાતીયવૃતિ અને તેનાં વિવિધ ચિત્રો આ સ્વરૂપદ્વારા ગુજરાતને ચરણે ધર્યાં : પરિણામે, આધુનિક ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં ટૂંકી વાર્તાએ પોતાનો અવતાર સફળ કર્યો. એના સ્વરૂપે શિષ્ટ સાહિત્યમાં સ્થાયી પદ મેળવ્યું એટલે હવે વિવેચકોએ તેનાં લક્ષણ અને મર્યાદા શાં નક્કી કર્યાં તે જોઈયે.

અપૂર્ણ

•

# ધરું હું શું ?

૧

હતે મારી પાસે સુર–સદનનાં દિવ્ય વસનો,
રૂપેરી, સોનેરી જળહળિત તેજે ખચિત વા.
વણેલાં ભાનુના ભરગ, રજનિના તિમિર ને
ઉષારંગી તંતુ, નયન–મનહારી ગૂંથી ગૂંથી.

૨

ધરી દેતે તો હું ચરણપથ તારે જરૂર તે.
અરેરે ! કિન્તુ હું ધનગરીબની પાસ નહિ તે.
ધરું છું હું તારા ચરણતળમાં સ્વપ્ન મધુરાં
ઘડેલાં મેં ધીમે અતિ–અતિ ધીમે યાદ ધરજે.

· રસનિધિ ·

# વોરકીની યાદ

શ્રી. હરજીવન સોમૈયા

ભૂક ભૂક કરતી ટ્રેન ચાલી જતી હતી. હું બારી બહાર ડોકું કાઢીને જોઈ રહ્યો હતો. હવાનો સૂસવાટ મગજને ભરી દેતો હતો.

હું એબિસીનિયા છોડતો હતો, સાથે ઘણી પ્રિય વસ્તુઓને છોડતો હતો. મનમાં નક્કી થઈ ગયું હતું કે આ જ મારો દેશ! પણ ત્યાં તો નામે ધોળી પણ પરિધાને કાળી એવી સંસ્કૃતિએ કાળું તોફાન આ દેશ ઉપર ઉતાર્યું અને અહીંની નામે કાળી પણ પરિધાને ધોળી એવી સંસ્કૃતિ સાથેનો મારો સંબંધ તોડવી નાખ્યો.

વોરકી!

કેવાં આ દેશનાં માનવીઓ!

પણ ના, હવે એ યાદ જ જુઠ્ઠી છે. એ યાદ કરીને હું શું પામવાનો હતો?

મેં દૂરના પહાડો પર નજર ઠેરવી. પહાડ પર ગીચ ઝાડી જામી હતી. નાનાં ઝરણાં કુદૂક કુદૂક કરતાં ખીણ ભણી દોડી રહ્યાં હતાં. એ બધાં ઉપર એક સ્નિગ્ધ આર્દ્રતા પથરાયેલી હતી.

આ દેશના પહાડો! આંખ કહે છે, એ બાંઠકા અને ભાવહીન છે. હૃદય કહે છે કે એ વિશાળકાય અને ભાવભરપૂર છે. આંખો જુઠ્ઠી છે, કારણ કે એ કહે છે કે આ વનસ્પતિ એટલી બધી લીલી છે કે એને લીલી કહેવાય જ નહિ, એ શુષ્ક છે. જ્યારે ખરી રીતે તેમાં જ જીવન ભર્યું છે; એમાં છે એટલી ભિનાશ બીજા શામાં દેખાશે? દેખીતી રીતે નદીઓ ટૂંકી લાગે છે પણ તેના વિશાળ પટને તો જુઓ, એનું તળિયું તો જુઓ. કેટલું ઊંડું છે! એ નાના નાના કૂદકા મારતી ચાલે છે એ તેની ક્ષુદ્રતા નથી પણ તેની બેપરવાઈ છે. એના ખોળામાં કાંકરા નથી તેથી એ રમતિયાળ નથી કે એનું અંતર ખાલી છે એમ ન માનશો. આ બાળક કાંકરા નથી માગતું. એ તો રખડુ છે, ઊંચું જોઈને ચાલવામાં જ એ સમજે છે. આસમાન જોડે વાતો કરવામાં એને કાંકરાનો ખ્યાલ પણ ક્યાંથી આવે!

પણે નદીકાંઠે એક ઝૂંપડું દેખાય છે. આવી ભયાનકતામાં પણ કેવું એકલું મસ્ત થઈને એ પડ્યું છે! એ બેઠા ઘાટનું છે, ઘાટઘૂપ વિનાનું છે, પાતળા લાકડા ઉપર માટી લગાવીને જ એની ભીંતોને ચકચકિત કરી છે, એના પોતાનામાં ચકચકિતપણું નથી. ભલે તેમ હશે, પણ એને પોતાની એ ખામીઓ છે, પોતાનામાં કૃત્રિમપણું છે એમ નથી લાગતું. એ એવું છે કારણ કે એવું જ એણે હોવું જોઈતું હતું, 'કલા'ને નામે એમાં કશું નથી, 'જીવન'ને નામે જ એનામાં જે છે તે છે.

એમાં વસતું માનવી પણ એ ઝૂંપડી જેવું જ હશે. બાંઠકું હશે, ભાવહીન હશે, જાડું ઉતાવળિયું, ગંદું અને અક્કલહીન હશે, પણ એ જ સાચું માનવી હશે.

આવાં જંગલ અને માનવીઓમાંથી એક વોરકી પાકી હતી.

વોરકી !

સૌ પહેલાં યુરોપિયનો આવ્યા, આ દેશ સાથે વેપાર કરવાના બહાનાએ. એણે આ દેશનાં સાચાં માનવીઓને પોતાનાં જેવાં જુઠ્ઠાં બનાવી દીધાં. આજે આવ્યા છે ઇટાલિયનો, આ દેશને સુધારવા માટે ! તેઓ દેશનાં માણસોને જાનવરો બનાવી દેશે.

ઇટાલિયનો આવ્યાં અને મારે એબિસીનિયા છોડવું પડે છે. ઇટાલિયનો આવ્યા અને મારે વોરકીથી દૂર જવું પડે છે.

ના, હવે તો છોડું વોરકીના વિચારોને.

પણ વોરકી ખસતી નથી. મારી આંખો સામે એ તર્યા જ કરે છે. સામે દેખાતા પહાડો ઉપર, નદીનાં ખળખળ વહેતાં પાણી ઉપર, ત્યાંથી દૂર દૂર દેખાતી, સંધ્યાના ફૂલરાશિમાં સંતાઈને ડોકાતી એની મૂર્તિ સામે ને સામે જ રહે છે.

બેચેનીથી મેં મારું માથું ધુણાવ્યું. "ના, નહિ વોરકી ! લાચાર છું, દિલગીર છું, વોરકી ! તને મારે દેશ હું કેમ લઈ જઈ શકું ?"

વોરકી શાંત ભાવે આસમાનના આસમાની રંગના સાળુમાં મોં છુપાવીને ઊભી રહી.

"હું ક્યાં કહું છું કે મને તારે દેશ લઈ જા." વોરકીનું મૌન બોલતું હતું.

"તારી જીભ નથી બોલતી, પણ તારી આંખો, તારું હૃદય, તારું સમસ્ત હલનચલન બૂમો મારીને કહી રહેલ છે," 'સુરુ ! મારે તારે દેશ આવવું છે,' લુચ્ચી ! પણ વોરકી !—"

મને થવા લાગ્યું કે ધારો કે વોરકી જીભેથી બોલે કે 'સુરુ, મને તારે દેશ લઈ જા' તો ? 'ધારો કે' શા માટે ? એ બોલી જ હતી. હું ટ્રેનના ડબ્બામાં ચડી બેઠો, ટ્રેન મને એકલાને જ ઉપાડીને ચાલવા લાગી, ત્યારે એ મોટેથી રડી નહોતી પડી ? એ રડવામાં એવા શબ્દો નહોતા કે 'સુરુ, મને લઈ જા !' ?

વોરકીને મેં સાથે લીધી હોત તો ? તો શો વાંધો આવત ? મારે ક્યાં એની જોડે લગ્ન કરવા હતા ? મારે હાથનું રાંધેલું ખાવું પણ ક્યાં હતું ? અને લોકોનો એ ખોટો વહેમ છે કે હબસીઓ એટલે કાળા જ, હબસીઓ એટલે જડસા જ. એબિસીનિયાના મોટા ભાગનાં સ્ત્રી-પુરુષો ગોરાં જ હોય છે-ઓછામાં ઓછું ઘઉંવર્ણાં તો ખરાં જ. ગીચ જંગલમાં રહેતાં હોય તેમાંનાં જ કેટલાંક કાળાં હોય છે. અને વોરકી તો ઘણી જ ગોરી છે. પણ કદાચ એ જ કારણે લોકોને હું અણગમતો થઈ પડું અને મને 'નાતબહાર' મૂકે. કદાચ મિત્રો પણ મારું મોં જોવામાં પાપ માને અને સુધરેલાઓ પણ 'છી' કહીને આઘા ખસે. તોપણ મને શું વાંધો આવવાનો હતો ? પૈસા તો મારી પાસે એટલા છે કે હું બેઠાં બેઠાં જિંદગી આખી ખાઈ શકું અને બીજાઓ પાસે મારું કામ કરાવી શકું. વોરકીને સાથે લીધી હોત તો મને વાંધો ન આવત.

પણ એ વખતે મને આ ન સૂઝ્યું તે મારી કમનસીબી.

વોરકીને દેશમાં લઈ ગયો હોત તો એને હું 'વોરકી' જ કહેત ? વોરકી નામ મને તો ગમે છે છતાં મારે એને મારી ભાષાનું નામ આપવું હોય તો ? વોરક એટલે સોનું, વોરકી એટલે સોના કહી શકાય. પણ હું સુધરેલો ગણાઉં એટલે 'સુવર્ણા' નામ જ વધુ રુચે એવું લાગે છે.

જો અચાનક ટ્રેન અટકીને ઊભી ન રહી ગઈ હોત તો મારા આ વિચારો કોણ જાણે ક્યાં જઈને અટકત.

કોઈ નાનું સ્ટેશન આવ્યું હતું. સ્ટેશન સાવ શૂન્ય હતું. ઇટાલિયનોએ દેશનો કબજો લીધા પછી વેપાર બંધ થઈ ગયા, મુસાફરીઓ બંધ થઈ અને લોકો પણ દેખાતા બંધ થઈ ગયા. પ્રથમ હું આવ્યો

ત્યારે કેટલી ગિરદી રહેતી આ સ્ટેશને ! આજે જોઉં છું, ત્યારે તો આવતો હતો.

ટ્રેન ચાલુ થઈ હતી, મારા વિચારો પણ ચાલુ થયા હતા.

ત્યારે મારે દેશથી હું પહેલવહેલો આડીસ-આબાબા આવતો હતો. એબિસીનિયા આવવા માટેનું મુખ્ય બંદર જીબુટી અને એબિસીનિયાનું મુખ્ય શહેર આડીસઆબાબા. આડીસઆબાબા નામ પણ કેટલું સુંદર છે! આડીસઆબાબાનો અર્થ હબસી ભાષામાં ખીલતું ફૂલ થાય છે.

જીબુટીથી ટ્રેન આડીસઆબાબા લાવી. હું કાપડના એક હિંદી વેપારીને ત્યાં નોકરીએ રહ્યો.

હજી એડીસઆબાબા અને એના લોકો મારે માટે નવા હતા. મને બધું વિચિત્ર વિચિત્ર લાગતું હતું. મને આ શહેર હબસીઓનું હોય તેવું તો લાગતું જ નહોતું. હબસી સિપાઈઓ અને હબસી સરદારો ઠેર ઠેર ફરતા દેખાતા, પણ મનુષ્યનગરીમાં આવી ચડેલાં કોઈ બીજી જાતનાં પ્રાણીઓ હોય તેમ લાગતું.

હબસીઓ વિષે હું ઘણું સાંભળતો હતો, ખાસ કરીને તો એમની ગુંડાગીરી વિષે. રાજ્ય હબસીઓનું હોવા છતાં રાજ્યે હબસીઓ સામે અન્ય પ્રજાને રક્ષવાના ઘણા ઉપાયો યોજ્યા હતા. પ્રજાને હથિયારો રાખવાની છૂટ પણ પૂરેપૂરી આપી હતી, છતાંય એ ત્રાસ ઓછો નહોતો થતો. મને આમાં દોષ પ્રજાનો દેખાયો હતો. ખિસ્સામાં તૈયાર રિવૉલ્વર હોય, હાથમાં ઝમઝમતો કિઓકો* હોય છતાં હબસીઓને હાથે લૂંટાઈ ગયા હોય તેવા કિસ્સાઓ મેં સાંભળ્યા હતા. રાજ્ય હબસીઓ વિરુદ્ધ આવતી ફરિયાદ બરાબર સાંભળતું પણ તે એમ તો ન ઇચ્છતું કે હબસીઓ નિર્માલ્ય બની જાય. એટલે રાજ્ય ક્રૂર ઇલાજો નહોતું લેતું. આ વાતો સાંભળી સાંભળી મારું લોહી ઊકળી જતું. મેં દેશમાં ગુંડાગીરી અને દાદાગીરી સાથે સંગત કેળવી હતી એટલે આ હબસી–દાદાગીરીનો પણ કંઈક પરિચય મેળવવાની મને ચટપટી લાગી હતી.

એક દિવસ દુકાને હું બેઠો હતો, ગ્રાહક કોઈ નહોતું, શેઠ પણ ગાદી ઉપર ઝોલે ગયા હતા. એ વખતે ત્રણ હબસીઓ દુકાને આવ્યા, એમાંના એક જણે બૂમ મારી, "શેઠ !"

હું એકદમ આગળ આવ્યો, "કેમ ?" મને લાગ્યું કે હું જે પ્રસંગની વાટ જોતો હતો તે પ્રસંગ આવ્યો.

શેઠ એકદમ ઝબકીને બેઠા થઈ ગયા. સામે ત્રણ હબસીઓને જોઈને કંઈક ગભરાયા અને બોલ્યા, "ધનાસ્તલ્લી !"[1]

આવેલ ત્રણ જણામાંથી એક સરદાર જેવો લાગતો હતો. પગની પેની સુધી પહોંચતા કાળા રેશમી ઝભ્ભા ઉપર કમ્મરે એક લાલ પટ્ટો, પગમાં જરીવાળી મોજડીઓ, માથામાં સારી રીતે તેલ થબથબાવેલ અને આંખોમાં આંજણ–એ એનો દેખાવ. એની પાછળ ઊભા રહેલા બે જણા નોકર જેવા પહેરવેશમાં હતા, મેલો અને ચિત્રવિચિત્ર થીગડાંવાળો ઝભ્ભો, પટ્ટાનું ઠેકાણું નહિ, પગમાં પગરખું નહિ અને વાળ ભૂખરા.

સરદારે એકદમ પાંચસો રિયાલની[2] નોટ સામી ધરી, "રેશમ બતાવો, સારું રેશમ. ગરમ બતાવો, સારું ગરમ. કાપડ બતાવો, સારું કાપડ."

આવો સારો તડાકો પડતો જોઈને શેઠ ઉત્સાહમાં આવી ગયા અને જાતે ઊભા થઈ થઈને, નોકરોને બૂમો મારીને હુકમો કરતા જઈને તાકાઓ કાઢવા માંડ્યા. "ઉપર આવો, બરાબર જુઓ, તમે પસંદ કરો, હું પસંદ કરું, ખરાબ માલ નહિ હોય."

પેલાએ કાપડ પસંદ કર્યું, બંડલો બંધાવ્યાં અને કહ્યું, "બિલ બનાવો," અને પછી નોકરો તરફ ફરી નજીક ઊભેલાને ઓચિંતો એક તમાચો લગાવીને બોલ્યો. "એય ઉઠાવો." 'માફ કરો, માફ કરો' બોલતાં નોકરોએ બંડલો ઉઠાવી લીધાં.

હૈયાને સાબૂત રાખીને શેઠ પોતે બિલ બનાવે

---

* ગેંડાના ચામડાનો બનાવેલો ચાબુક. જોરદાર હાથનો આનો એક ફટકો માણસને સુવડાવી દેવાને બસ ગણાય.

૧. સલામ. ૨. એબિસીનિયાનું મોટું રૂપાનાણું.

ત્યાં બસોના ત્રણસો સહેજે થઈ જાય. શેઠે બિલ આપ્યું અને તે લઈને પેલાઓ ચાલવા લાગ્યા.

એ ગ્રાહક ગયા ત્યાં શેઠે એમને બૂમ મારી, "તમારા બસો રિયાલ બચત રહે છે, તે પાછા લઈ જાઓ."

પેલો પાછો જ વળતો હતો, એ આ બૂમથી એકદમ દોડીને આવ્યો અને બોલ્યો, "હાં, હાં, લાવો."

શેઠે બસો રિયાલ એને ગણી આપ્યા. પેલાએ એ હાથમાં લઈ લીધા અને પછી ત્રાડ મારીને બોલ્યો, "હજારની નોટ લીધી અને બસો જ પાછા આપશે?"

"હજારની! ના, આપની ભૂલ—"

પણ શેઠના મોંમાંથી પૂરા શબ્દો નીકળે તે પહેલાં તો પેલાએ પટ્ટામાં લટકતો કિબોક્રો હાથમાં પકડીને ઘૂમાવ્યો.

હું કંઈક બનવાની રાહ જોઈને જ ઊભો હતો, દોડ્યો, અને એનો જ કિબોક્રો એના હાથમાંથી ઝૂંટવાઈ જઈ સબાક કરતો એના લમણામાં ચોંટી ગયો. ખોપરી ફરતો આંટો લઈ કિબોક્રો જ્યારે પાછો ફર્યો ત્યારે સાથે ચરડડ કરતી ચામડી ઉતારી લાવ્યો. એનું આખું કપાળ ઉતરડાઈ ગયું અને ઢગલો થઈને એ નીચે પડ્યો. એના નોકરો તો ભાગી જ ગયા.

એક સરદારનું મેં ખૂન કર્યું હતું. સરદારે પાંચસો રિયાલની નોટ આપી જ હતી, બિલ ત્રણસો રિયાલનું હતું, માલના પૈસા ન આપવાનો એનો હેતુ હતો તે તો સાબિત થાય તેમ નહોતું, એણે ચોરી કરી હતી તેવું પણ સાબિત થતું નહોતું, તો એક સામાન્ય હિંદી હબસી સરદાર ઉપર શા માટે હુમલો કરે? આ મામલો છેક હબસી શહેનશાહ હાઈલેસલાસી પાસે ગયો. પ્રસંગનું વર્ણન અને તે સાથે મારી ખાસ દાઝનું કારણ મેં કહ્યાં. શહેનશાહ મારી હિંમત અને શક્તિ ઉપર ખુશ થયા. ખાસ સજા કર્યા વિના મને છોડી મૂક્યો.

આ પ્રસંગ જંગલીઓમાં ખૂબ ગવાયો. શહેરના અને ગામડાના ઘણાખરા હબસીઓ મને ઓળખી ગયા. ત્યાર પછી એ લોકો અમારી દુકાન આગળથી પસાર થતાં પણ ડરતા.

પણ આ પ્રસંગનું મારે મન બહુ મહત્ત્વ નથી. આ પ્રસંગ ઉપરથી જ બીજો એક પ્રસંગ બન્યો, અને એ જ મારા જીવનનો પરમ મહત્ત્વનો પ્રસંગ છે.

આ પછી કેટલાક મહિનાઓની વાત છે. એ દરમિયાન મારી પાસે થોડી મૂડી થઈ ગઈ હતી એટલે મેં સ્વતંત્ર દુકાન કરી હતી, એ વખતની એ વાત છે.

એક દિવસ એક જંગલી હાંફતો હાંફતો મારી દુકાનની સામે આવ્યો. દુકાનથી પંદર ડગલાં દૂર એ ઊભો રહ્યો. શ્વાસ નીચે બેસવા દીધા વિના ખૂબ લળીને એ બોલ્યો "ધનાસ્તલ્લી!"

"ધનાસ્તલ્લી–" મેં કહ્યું.

"દાહનાન!–કુશળ છો?" એણે બીજો શિષ્ટાચાર કર્યો.

"દાહનાન–કુશળ છું."

એ પછી ઘણી ઉતાવળ હોવા છતાં હબસી રિવાજ પ્રમાણે એણે મારાં દોસ્તો, મારાં કુટુંબીઓના, મારા ધંધાના, મારા દેવના અને છેલ્લે મારી સ્થાવર–જંગમ મિલકતના શુભ સમાચાર એક શ્વાસે પૂછ્યે રાખ્યા અને હું 'દાહનાન, દાહનાન–સર્વે કુશળ છે.' એવા ટૂંકા જવાબ આપ્યે ગયો.

છેવટે મેં પૂછ્યું, "શું છે? કેમ આવ્યો છે?"

થોડીવાર તો એ બોલી શક્યો નહિ પણ પછી એકદમ જમીનપર સૂઈ ગયો અને જમીનને બચીઓ ભરવા લાગ્યો. હું એની નજીક ગયો.

"કંઈ તકલીફ છે?" મેં પૂછ્યું.

"મારી સાથે ચાલો." બોલતાં એની આંખોમાં પાણી આવી ગયાં,

"જો દગો થયો છે તો—"

એણે જોરથી પોતાના બંને ગાલો ઉપર લપડાકો મારી અને કહ્યું, "શેઠ! દગો નથી, દગો નથી, બિલકુલ દગો નથી. મારી સાથે ચાલો."

મેં હાથમાં કિબોક્રો લઈ લીધો, પેન્ટના પટ્ટામાં

સારી બે પિસ્તોલો ભેરવી અને દુકાન બંધ કરીને તેની સાથે ચાલવા માંડ્યું.

અમે હબસી-લત્તામાં આવ્યા. અહીં હું કદી આવેલો નહિ એટલે મેં વધુ મજબૂતીના સામનાની મનમાં તૈયારી કરી લીધી.

લત્તો જોઈને મને બીજી પણ ઘણી લાગણીઓ થઈ આવી. જંગલી, બદમાશ અને ડાકુ મનાતા આ જંગલીઓનાં ઘર જોઇ ને મને તેમની ઉપર દયા છૂટી. ગમે તેવાં સડેલાં અને ખરબચડાં લાકડાંનાં ઘરો હતાં, ભીંતો પર લીંપવાને સારી માટી પણ એમને મળી નહોતી. રંગીન કાગળો તો એના પર ચોટાડવાને એમને ક્યાંથી જ મળે?

એ લોકો ખાતાં પણ શું હશે? તલ્લો સિવાય બીજું એમને મળે તેવું ધારવું જ નહિ, જણ દીઠ બે પૈસા એનું ખર્ચ આવે.

મારી નજર સામે એક દૃશ્ય આવ્યું. ચાર હબસીઓ સામે એક છોકરી ઝૂઝી રહી હતી.

'ખબરદાર—!' મેં બૂમ મારી અને મારી પિસ્તોલનો એક બાર હવામાં કર્યો.

એ અવાજને આજુબાજુની શૂન્યતા સહન ન કરી શકી, એ કકળી ઊઠી. હબસીઓએ પોતાનાં મોં ફેરવ્યાં. મને એમણે જોયો અને સામી બૂમ મારી, "તું વાણિયો?" (એબિસીનિયામાં બધા હિંદીઓ વાણિયા તરીકે ઓળખાય છે.)

'વાણિયા'નો જવાબ મારી પાસે પિસ્તોલનો અવાજ જ હતો. એક જણ ઊછળીને હેઠો પડ્યો. બીજો બાર, ત્રીજો બાર...

મારા ખ્યાલમાં એ આવી જ ગયું કે સામેથી પણ ગોળીઓ છૂટતી જ હતી, પણ એમાંની એક જ ગોળી મારા પગને સહેજ અડી શકી હતી. એ લોકો કાં તો અણઆવડતવાળા હતા અથવા એમનું હથિયાર બરાબર નહોતું, પણ થોડી વારમાં જ બધું નક્કી થઈ ગયું. હું જ્યારે તેઓ ઊભા હતા તે જગ્યાએ પહોંચ્યો ત્યારે બે ઘાયલ હબસીઓ જમીન પર ચત્તા થઈને પડ્યા હતા અને બાકીના બે ભાગી ગયા હતા. છોકરી શાંત ઊભી હતી. મને તેડવા આવેલા જંગલીની એ દીકરી હતી. એ દોડી અને મને ભેટી પડી ને મારા ખભાઓ ચૂમવા લાગી. પરિચિત કે અપરિચિત કોઈ પણ હબસી સ્ત્રી પુરુષો આનંદ વ્યક્ત કરવા આમ પરસ્પર ભેટે છે. એમાં કલુષિત ભાવની આછી રેખા પણ નથી હોતી.

છોકરીની હિંમત જોઈ મને નવાઈ લાગી. એનો બાપ કહેવા લાગ્યો, "હું બુઢ્ઢો થયો. વેરકી ક્યાંય જવા માગતી નથી* બધા જંગલીઓ જેવી થવા માગતી નથી. હું એને કેમ સાચવું? તમે નોકરી પર રાખો. ઈમાન પૂરું છું એનામાં." બુઢ્ઢાની આંખોમાંથી આંસુ ચાલ્યાં.

આ છોકરીનું નામ વેરકી.

વેરકી મારા સામું જોવા લાગી. "મને નોકરીએ લઈ જાઓ. મારામાં પૂરું ઈમાન છે." આ શબ્દો એણે નહિ પણ એની આંખોએ કહ્યા. મને દયા આવી.

'ચાલ' એટલું મેં કહ્યું.

બુઢ્ઢો જંગલી આનંદમાં આવી ગયો. 'ધનાસ્તલ્લી, દાહનાન' ના ઉચ્ચારો કરતો કરતો પાછે પગે ચાલતો એ ત્યાંથી ચાલ્યો ગયો.

વેરકીને લઈને હું દુકાને આવ્યો.

* * *

વેરકી! મારા મગજમાં શબ્દ ગૂંજવા લાગ્યો. ટ્રેનનાં પૈડાં પણ જાણે એ જ શબ્દો બોલતાં હતાં, અંધારામાં સંકોડાઈને ઊભાં રહેલાં ઝાડવાં પોતાનાં પાન ખખડાવી વેરકીના નામનું ધીમું રટણ કરતાં હતાં. અકળામણથી રાત્રે ઊંઘ ન આવતી હોય તેમ પડખાં ઘસતી હવા પણ વેરકીનું નામ લેતી હતી.

મારું મગજ વેરકીના નામથી ઘેરાઈ ગયું. થાકીને મેં લમણાં દબાવ્યાં.

વેરકીને છોડવી પડે છે! છોડવી પડે છે તો છોડવી જ. હવે યાદ શા માટે કરવી?

એ વિચારમાંથી મનને પાછું વાળવા મેં સામાનને ફરીથી ગોઠવવામાં ચિત્તને પરોવ્યું. બેઠક પર

---

*કોઇની પત્ની થવા માગતી નથી.

બિછાવેલી પથારીને સરખી કરી શરીર લંબાવવાનો વિચાર કરતો હતો, ત્યાં એકાએક કોણ જાણે કયાંથી યાદ આવી ગયું કે આજ સુધી વોરકી મારું બિછાનું રોજ કરી જતી. કેટલી એની ચીવટ ! કેટલી એની સુઘડતા ! મારા ઓશીકા નીચે હમેશાં એ બરાબર સંભારીને મારી પિસ્તોલ મૂકતી અને પડખામાં કિબોકાને સુવાડતી. મેં મારા કિબોકાને પથારી આગળ રાખ્યો.

વોરકીનું દરેકે દરેક કામ ચીવટ અને સુઘડતાનો નમૂનો.

એક પ્રસંગ મને યાદ આવ્યો.

બજારમાંથી તમામ જાતની ખરીદી કરી લાવવાનું કામ મેં વોરકી ઉપર નાખેલું. એક વાર મને સહેજ ખાત્રી કરી લેવાનું મન થયેલું કે તે વચ્ચેથી પૈસા ખાઈ જતી તો નહોતી ! એક દિવસ આટાની એક ગુણ ખરીદી લાવી, એની પાસે પૈસા નહિ રહ્યા હોય એટલે મારી પાસે માગ્યા. મેં હિસાબ માગ્યો, તે તેણે આપ્યો; મને થયું કે એ ભાવ સામાન્ય કરતાં લગભગ દોઢો છે. મેં એને ધમકાવીને સાચું બોલવા કહ્યું પણ એ તો રડી જ પડી. 'એમ રડશે તેથી મારી પાસે ચાલી શકશે તેમ તું માને છે ? જંગલીની જાતને હું બરાબર ઓળખું છું.'

અને પછી હું જાતે બજારમાં ગયો. મેં જાણ્યું કે વોરકીએ કહેલ તે કરતાં ભાવ બે રયાલ વધુ હતા. મેં ઘણે ઠેકાણે તપાસ કરી પણ એ જ છેલ્લો ભાવ હોય તેમ જણાયું. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. પછી તો મેં બીજી ચીજોના પણ ભાવો પૂછ્યા. મેં ગણત્રી કરી. મને લાગ્યું કે જો હમેશાં આટલા જ ભાવ હોય તો મારું ખર્ચ જેટલામાં ચાલતું દેખાય છે તેટલામાં ન ચાલે. વોરકી ઉપર ખોટો ગુસ્સો કરવા માટે અને વિશેષે તો ખોટી શંકા લાવવા માટે હું શરમથી મરી જવા લાગ્યો.

હું ઘેર આવ્યો પણ વોરકી સામે મીટ માંડીને જોઈ શકયો નહિ. રાત્રે મારી પથારી કરી તે મારી ઓરડીની બહાર કમાડ પાછળ ઊભી રહી હતી. હું નીચું જોઈને તેની પાસેથી પસાર થઈ ગયો અને પથારીમાં જઈને સૂઈ ગયો. વોરકી તો છતાંય ત્યાં જ ઊભી રહી.

ન છૂટકે શરમને દૂર કરી હું બોલ્યો, "કેમ ઊભી છે ? હજી પણ બીજા નોકરો જાગે છે કે તારે એ લોકો ઘરમાં કંઈ ખાઈ જાય તે માટે ચોકી કરવી પડે છે ?"

ગળું હળવેથી ખંખેરીને એ બોલી, "હું માફી માગું છું. હું તમારે ત્યાંથી રજા તો નથી માગતી કારણ કે બીજે કયાંય હું રહી શકીશ નહિ, તેમ હું અહીંથી ચાલી જઉં તો તમારું પણ ઘણું નુકસાન થાય તેમ છે. તમે કે બીજા કોઈ બજારમાં માલ લેવા જશો તો જરૂર છેતરાશો તેની પણ મને બીક છે. એટલે મારે અહીં જ રહેવું પડશે અને માલ લેવા પણ જવું પડશે."

હું આનો શો જવાબ આપું ? "તારી વાત સાચી છે." મેં કહ્યું.

"પણ પૈસા–તેનું કેમ કરશો ? પણ હું સાચું કહું છું, હું કદી જુઠું બોલીશ નહિ, હું વધારે પૈસા આપી દેતી નથી, મારી પાસે પણ છુપાવી રાખતી નથી."

હું બોલ્યો નહિ.

"સવારે વહેલા ઊઠીને શાક–ફળ લેવા મારે જવું પડશે—"

મેં પેટીની ચાવી તેની તરફ ફેંકી.

"ચાવી લઈ શકીશ નહિ. તમે જ હિસાબ કરીને મને પૈસા આપો."

"વોરકી, મને તારા પર હવે શક નથી." મારા મોંમાંથી શબ્દો નીકળ્યા, પણ મારા અંતરમાં તો હતું. 'વોરકી, તારા પર શક લાવવા માટે હું માફી માગું છું.'

"મારા પર તમારે શક લાવવો જ ન જોઈએ. હું આપણા માટે ખાવાનું લાવું છું, મને બીક રહેતી કે તમને એમ જણાશે કે હું પૈસા વધારે આપી આવું છું અથવા મારી પાસે છુપાવું છું; તે માટે મારા બાપે મને જે પૈસા આપેલા તેમાંથી હું થોડા પૈસા ઉમેરતી. કાલે આટો લાવી, તેમાં મેં ઘણા પૈસા

ઉમેર્યા અને મારી પાસે કંઈ રહ્યું નહિ, છતાં પૈસા ખૂટ્યા એટલે તમારી પાસે મેં માગ્યા. હવે તો જેટલા પૈસા ખર્ચવા પડશે તે બધા જ મારે તમારી પાસેથી લેવા પડશે, કારણ કે તેમાં ઉમેરવાને હવે મારી પાસે કંઈ જ નથી. પણ તમારે મારી ઉપર શક નહિ લાવવો—હું સાચું કહું છું."

વોરકીની આ સીધી સરળ વાત શબ્દે શબ્દે મને વીંધી નાખવા લાગી. મારી કૃતઘ્નતાને યાદ કરી હું મરી જવા લાગ્યો. મને લાગ્યું કે મારાથી ડૂસકાં મૂકીને રડી પડાશે એટલે હું માથે ઓઢી મોંને ડૂચો મારીને સૂઈ ગયો. અને થોડી જ વારમાં ઘસઘસાટ ઊંઘી ગયો.

આ કાળી સંસ્કૃતિનું એક બાળક આ દેશ છોડ્યા પછી મારે ક્યાં જઈને શોધવું?

મેં પથારી પર શરીરને લંબાવ્યું. ઊંચે ડબ્બાની છત તરફ હું જોવા લાગ્યો. ત્યાંથી આંખો નીચે વળી બારી બહાર ગઈ. પવનનો સૂસૂ અવાજ બહારના અંધારાના પડદાને ઊચકવાનો પ્રયત્ન કરતો હતો. આ કાળા અંધારા પાછળ ભીની અને હરિત સૃષ્ટિ છુપાયેલી હતી. જગત એ ક્યારે જોઈ શકશે? પવનની તો શક્તિ નથી કે અંધારાના પડદાને એ ઊચકી શકે, સૂર્યનાં તેજસ્વી કિરણો વહેલાં મોડાં પણ આવશે ખરાં અને એ જ આ પડદાને ઊચકીને જગતને દેખાડી દેશે કે જેને તમે કાળું કહીને હસી કાઢેલ છે તેની નીચે તો સાચી માનવતા—સાચું જીવન ધબકે છે.

અચાનક 'ધડ' એવો અવાજ થયો. હું ઊભો થઈ ગયો. બાજુમાં કિબોકો સૂતેલો હતો, તેને જરા અડ્યો કે એમાં ચેતન આવી ગયું.

પણ એટલી વારમાં તો એક મોટું જાડું શરીર બારીમાંથી ડબ્બામાં સરકી આવ્યું. એની પાછળ જ એક બીજું માથું પણ અંદર આવતું દેખાયું.

પણ અંદર આવનારે અંદર આવવામાં ભૂલ જ કરી હતી. સબાક્ ચરરર, સબાક્ ચરરર થતો મારો કિબોકો તેની છાતીને બે આંટા લઈને માંસના લોચાઓ સાથે બે વાર પાછો ફર્યો. જંગલી, ડબ્બાની ભોંય પર પડ્યો. ભોંયનાં પાટિયાંની કડેડાટી બોલી.

પણ ત્યાં તો મારા મગજમાં પણ કડેડાટી જેવો એક અવાજ થયો. કાનના પડદાને તોડી નાખતો તમમમ જેવો બીજો અવાજ હવા-સોંસરો નીકળી ગયો.

મને લાગ્યું કે એ અવાજથી આખી હવા ડોલીને તોફાને ચડી. મારી બારીનાં બારણાં ભટાક ભટાક બંધ—ઉઘાડ થવા લાગ્યાં.

હવા ખૂબ જોરથી ચાલી હતી, તેના સૂસૂ અવાજ સાથે ધોધમાર વરસતા વરસાદનો પ્રલયકારી અવાજ સંભળાતો હતો. વીજના કડાકા અને ગર્જનાના ભડાકાથી સૃષ્ટિ ભરાઈ ગઈ. ત્યાર પછી કેટલીયે ધમાલો થઈ અને છેવટે મારી પાછળ અનેક દુષ્ટ લોકો પડ્યા હોય અને હું તેમનાથી છટકવા—ભાગવા જતાં નીચે પડી જતો હોઉં એમ મને લાગ્યું.

અચાનક મને ભાન આવ્યું. હું પડી ગયો હતો, પણ શેનાથી પડી ગયો હતો? ડબ્બામાં જ હતો, અહીં મારી પાછળ ક્યાં માણસો હોય?

મેં યાદ કર્યું. મારા શરીર પર હાથ ફેરવ્યો. મને યાદ આવ્યું કે મારા ડબ્બામાં જંગલીઓ ઘૂસી આવ્યા હતા અને એમનામાંના કોઈકના હથિયારથી ઘવાઈને હું પડી ગયો હતો.

મેં બીજું પણ ઘણું જોયું હતું, એ શું ત્યારે? સંભવ છે કે હું જંગલીઓથી ઘવાઈને પડ્યો હોઉં અને ત્યાર પછી મેં સ્વપ્ન જેવું કંઈ જોયું હોય. હું એ સ્વપ્નને યાદ કરવા લાગ્યો.

મસ્કલના દિવસો હતા. મસ્કલ હબસીઓનો મોટામાં મોટો તહેવાર ફેબ્રુઆરી મહિનામાં એબિસીનિયામાં સખત તાપ પડે અને તે વખતે સૂર્ય પૃથ્વીના ઉત્તર ગોલાર્ધ તરફ આવ્યો હોય, સૂર્યના તાપથી જમીન ઉપરની હવા પાતળી થતાં દક્ષિણમાંથી સમુદ્રની હવા તેનું સ્થાન લેવા આવે છે ત્યારે સાથે પુષ્કળ વાદળાં પણ લાવે છે. આ વાદળાં એબિસીનિયાનાં જંગલોની હવાથી ઠંડાં પડે છે અને

પહાડો સાથે અથડાઈને નીચે તૂટી પડે છે. આમ ઉનાળામાં એબિસીનિયામાં ધોધમાર વરસાદ પડે છે. ગરમી અને ભેજ બંને ભેળાં થતાં વનસ્પતિ, અનાજ અને ફળ-ફૂલો ઢગલાબંધ થાય છે. જંગલીઓને આનંદ આ દિવસોમાં જ હિલોળે ચડે છે.

મસ્કલના તહેવારમાં જંગલ-જંગલથી, પહાડ-પહાડથી, નદીઓને કાંઠે પથરાયેલાં છૂટાં ઝૂંપડાંઓમાંથી, ગામડાંઓ અને નેસોમાંથી લોકો એડિસઆબાબા શહેર તરફ આવવા ઊમટે છે. એ દિવસોમાં શહેનશાહનો દરબાર પણ ભરાય છે. એ દરબારમાં કોઈ પણ હબસી પોતાની ગમે તેવી ભાષામાં શહેનશાહને ગમે તે વાત કહી શકે છે. શહેનશાહ એને ધીરજથી સાંભળે છે અને પછી હસીને તેને જવાબ આપે છે, તેને સમજાવે છે અને ફરિયાદી શરમાઈને પાછો હઠી જાય છે.

આવા મસ્કલના દિવસો હતા. વરસાદ ધોધમાર પડતો હતો. વીજ કડાકા મારતી હતી. ગર્જનાના ભડાકા થતા હતા. મારા ઘરની બારીનાં બારણાં ભટાક ભટાક બંધ-ઉઘાડ થતાં હતાં.

બારીનાં બારણાં બંધ કરવા હું ઊભો થયો, વોરકી મારી સામે આવીને ઊભી રહી. "તમે પણ બારીઓ બંધ કરશો ? મસ્કલના દિવસો છે, જંગલીઓનો શહેરમાં પાર નથી. કોઈનું ઘર કે દુકાન લૂંટાશે તો ? તમે બહાદુર છો, તમારું તો કંઈ નહિ લૂંટાય, પણ બધા તમારા જેવા નથી." એ નીચું જોઈને બોલી.

હું હસ્યો. "તારી વાત સાચી છે, વોરકી."

હું હથિયાર લઈને ઘર બહાર નીકળ્યો. રસ્તા ઉપર લોકોના કોલાહલનો પાર નહોતો. ઘરનાં છાપરાંઓ ઉપરથી પડતા પાણીના ધોરિયાનો પણ અવાજ બહુ મોટો થતો હતો. રસ્તા પર વહેતાં પાણીનો પ્રવાહ એટલો વેગબંધ હતો કે એમાં પડતાં ઊલટી દિશામાં ચાલવું મુશ્કેલ. લોકોનો પ્રવાહ પણ એટલો ધસારાબંધ હતો કે તેમની ઊલટી દિશામાં જવું મુશ્કેલ હતું. હું લોકોના પ્રવાહમાં તણાયો.

દરબારના વિશાળ મેદાનમાં હું આવ્યો. શહેનશાહ હાઈલે સલાસી એક ઊંચા આસન પર બેઠા હતા. એમની ચારે બાજુ કૂંડાળું વળીને હબસીઓ ઊભા હતા. શહેનશાહની સામે એક જંગલી એક ભાલું ઉગામી ક્રોધભર્યાં વચનો બોલતો હતો. "તું-તું-તું નાલાયક છે, તું હરામખોર છે, તું અમારું સાંભળતો નથી. એક છોકરીને હું મારા કબજામાં લેવા માગતો હતો, એક વાણિયો તેને ઉઠાવી ગયો. એણે મારા બે ભાઈઓને મારી નાખ્યા. તેં એને કંઈ સજા ન કરી. અમે તારે માટે, તારા કુટુંબને માટે અમારા જાન આપી દઈએ છીએ, અમારા બાપદાદાએ તારા બાપદાદાને માટે જાનો આપેલા, પણ તું બેઈમાન છે, તું અમારે માટે કંઈ કરતો નથી, તને મારી નાખવાની મને ઇચ્છા થાય છે." આમ કરીને પેલો શહેનશાહ તરફ ભાલું લંબાવીને દોડે છે પણ દસ કદમ છેટું રહેતાં ઊભો રહી જાય છે.

શહેનશાહ હસે છે.

"તારે માટે હું બધું કરવા તૈયાર છું તે હું આટલા લોકો વચ્ચે જાહેર કરીને બોલું છું. પણ તારી વાત જૂઠી હશે તો તે હું નહિ કરવાનો. બદલામાં તારે મને મારી નાખવો હોય તો મારી નાખજે. તારી આજે જે ફરિયાદ છે તેમાં કેટલી વાત શરમભરેલી છે તે હું તને બતાવું. મારી વાતને બધા લોકો સાચી માને તો તારે પણ સાચી માનવી પડશે. જો સાંભળ, તારા બે ભાઈને એક વાણિયાએ મારી નાખ્યા તે વાત સાચી હશે પણ એક માણસ બે માણસને મારી નાખે તેવા કમતાકાત એ બે જણા રહ્યા તે તેમનો જ ગુનો ગણાય, સિવાય કે દગો થયો હોય. બીજી વાત. એ છોકરી તારી સાથે આવવા રાજી હોત તો એને બીજો કોઈ પોતાની સાથે લઈ જઈ ન શકત. ત્રીજી વાત, જો એ છોકરીની મરજી તારી સાથે રહેવાની ન હોત અને છતાં તું એને તેમ રાખત અને પછી તે છોકરી મને ફરિયાદ કરત કે મારે તને તેમ કરવા માટે સજા કરવી તો મારે તેવું

જ માનવું પડે અને તારું નહિ, આ વાતમાં તારી પોતાની જ ત્રણ ભૂલો છે. હું તારી વાત કેમ માનું?

હાઈલે સલાસી બોલતા ગયા અને તેને શબ્દે શબ્દે આખો જનસમુદાય 'બરાબર, બરાબર' એમ બોલતો ગયો.

પણ પેલો જંગલી ન માન્યો. તે તો આથી વધુ ઉશ્કેરાયો, "નહિ, તારી વાત બરાબર નથી, એ છોકરીને હું મારે કબજે કરવાનો જ. જો પેલી રહી એ ! તારામાં અને તારા સિપાહીઓમાં તાકાત હોય તો મને અટકાવજો." કહીને એ દોડ્યો.

મારી નજર એની દિશામાં ગઈ. સામે જ વેરકી ઊભી હતી. મારા હૃદયના ધબકારા વધી ગયા. લોકોની ગિરદી વચ્ચે હું બૂમ મારી ઊઠ્યો, "થામુહ !—થોભો !"

પણ પેલો ન થોભ્યો, હું એની પાછળ મારું ભાલું ઊંચું કરીને દોડ્યો, "થામુહ, હાઈલે સલાસી મુથ્થ !"

"હાઈલે સલાસીની આણ છે તને"

હાઈલે સલાસીની આણને ઠેકીને પેલી તરફ જવાની કોઈ જંગલીમાં હિંમત નથી હોતી. હાઈલે સલાસીના ચુકાદાને ન સાંભળનારો એ જંગલી હાઈલે-સલાસીના સોગન સાંભળીને ખેંક લાગી હોય તેમ ઊભો રહી ગયો. એણે મારી સામું જોયું.

"વેરકીને તું માગે છે? વેરકીની મરજી હશે તો હું કંઈ બોલવાનો નથી. પણ તેની મરજી નહિ હોય તો હું તારી સામે જાનથી લડવાનો, તેનો ખ્યાલ કરી રાખજે. તારા બે ભાઈને મેં જેવા માર્યા તેવો તને પણ મારી નાખીશ." ક્રોધથી હું બોલ્યો.

મારા વચનને જંગલીએ શાંતિથી ઊભા રહીને સાંભળ્યાં.

પણ હું આટલું બોલ્યો ત્યાંસુધી જ એ ઊભો રહ્યો. અને પછી દોડ્યો, ખૂબ દોડ્યો અને મારી આગળ ખૂબ નીકળી જઈ ને એણે વેરકીને પકડી. મને લાગ્યું કે પોતાના બગલ *ઉપર લઇને ભાગતો હતો.

મારાથી બૂમ મરાઈ ગઈ, પણ મને તુરત લાગ્યું કે વેરકીનું હૃદય તો મારા હાથમાં જ હતું. જંગલી લઈ ગયો હશે તો કેવળ વેરકીનું નિર્જીવ પૂતળું જ.

વેરકીના હૃદયને પકડી રાખી હું ધ્રૂજતો ધ્રૂજતો ઊભો હતો ત્યાં તો મારી ચારે બાજુ પર સફેદ પ્રેતો દાંતિયાં કરતાં ઊભાં હોય તેવું મને લાગ્યું. મેં બીજી ચીસ નાખી અને હૃદયને બરાબર પકડી રાખી ભાગવા પ્રયત્ન કર્યો.

"પકડો, પકડો, એને." એક અવાજ ગાજ્યો.

મેં ભાગતાં ભાગતાં પાછળ નજર નાખી. જે સિંહાસન પર હાઇલે સલાસી—શાહે હબસીનિયા બેઠા હતા તે સિંહાસન પર એક વિકરાળ પુરુષ ઊભો હતો. એની ચામડી એકદમ સફેદ હતી. શરીર પર એણે કાળું ખમીસ પહેર્યું હતું. મને લાગ્યું કે એ તો ઇટાલિયન સૈનિક. પછી તો મને બધી બાજુ કાળાં ખમીસ અને સફેદ મોંવાળા ઇટાલિયન સૈનિકો જ દેખાવા લાગ્યા. એ બધા મોટેથી બૂમો મારતા હતા. "પકડો એને, એના હાથમાં એક સુંદર છોકરીનું હૃદય છે, ઝૂંટવી લો એ. આપણે એને આપણી પ્રયોગશાળામાં સરસ રીતે સુધારશું."

મારાથી બૂમ મરાઈ ગઈ, "હાઇલે સલાસી મુથ્થ !" પણ કોઈને એ આણની પરવા નહોતી. મેં બીજી બૂમ મારી, "પરમાત્માના સોગન છે—" છતાંય એ લોકો તો અમારી પાછળ ધસ્યા આવતા હતા. હું 'ઓહ !' કરતો જમીન પર પછડાઈ ગયો. મારા કાનમાં અત્યાચારોના મોટા ઘૂઘવાટ ગાજતા હતા. હાઇલે સલાસીના સૌમ્ય નાદને ચુપ કરી દેતા 'જગત-સુધાર'ના ભયંકર અવાજો ઊઠતા હતા.

મારું મગજ મૂંઝાઈ ગયું અને મારું સ્વપ્ન વીખરાવા લાગ્યું. થોડીવારમાં મારી આંખો ઊઘડી ગઈ. બરાબર ભાન આવ્યા પછી મેં એ ખાતરી કરી લેવાનો વિચાર કર્યો કે વેરકીનું હૃદય તો મારી પાસે જ છે, ના !

---

* એબિસીનિયાના ઘોડાની જાત

મારો બધો સામાન વેર-વિખેર પડયો હતો. પણ એ બધા વચ્ચે મેં એક પેટીને તરત જોઈ લીધી. પેટી પાસે હું પહોંચ્યો. પેટીમાં મારો સુતારી-સામાન હતો. ખાસ કારણસર જ મેં આ પેટી બનાવરાવી હતી. પેટીની અંદરનો બધો સામાન બહાર ફેંકી દેવાયો હતો. છતાં એમાંથી એક રંધાને મેં એકદમ શોધી કાઢયો.

રંધાને હાથમાં લઈને થોડીવાર હું શાંત બેસી રહ્યો. પછી હળવેથી તેનું ઉપરનું પાનું બહાર ખેંચી કાઢયું. એ પછી જે લાકડાની પટ્ટી ઉપર પાનું બેસાડેલું હતું તેની એક બાજુની ચીપને, ગજવામાંથી ચપ્પુ કાઢી તેની અણી ભરાવી ઊંચી કરી, ચીપ બહાર ખેંચી કાઢી. પછી અંદરની બાજુએથી જરા ઉપર ઠપકાર્યું કે રંધાનું ઉપરનું લાકડું નીકળી પડયું. ઢાંકણા વિનાની નાની પેટી હોય તેવો રંધો બની ગયો. અને આ પેટીની અંદર એક નાજુક પિસ્તોલ આરામથી સૂતી હતી.

પિસ્તોલને બહાર કાઢી મેં છાતીએ દાબી. આ વોરકીનું હૃદય ! વિદાય વેળાએ વોરકીએ મને યાદગીરી સારુ આ પિસ્તોલ સાથે લેવડાવી હતી. મારા દેશમાં હથિયારબંધીનો કાયદો હતો તેથી આ રીતે છુપાવીને લઈ જવી પડતી હતી.

હું આમ બેઠો હતો. કેટલો સમય બેસી રહેત તે પણ કહી શકતો નથી, અચાનક શોરબકોરથી હું ચમકયો. મેં આંખોને ઊંચી કરી જોયું તો કોઈ સ્ટેશન આવ્યું જણાતું હતું.

સવાર પડી ગયું ? કયું સ્ટેશન ?

હું વિશેષ કંઈ વિચાર કરું તે પહેલાં તો મારા ડબ્બામાં કેટલાક સારાં કપડાં પહેરેલા માણસો ધસી આવ્યા. તેઓ રેલવેના અમલદારો હશે એમ મેં કલ્પી લીધું. એક જણ બોલવા લાગ્યો.

"લૂંટારાઓના ભોગ રાત્રે તમે જ થઈ પડેલા ? અમો ઘણા જ દિલગીર છીએ કે તેવું બનવા પામ્યું, પરંતુ આ જંગલી લોકોને પહોંચવું કેટલું મુશ્કેલ છે તેની થોડી પણ કલ્પના આપને હશે તો અમને આપ તુરત માફ કરી શકશો. એમને સુધારવા માટે તો અમારી સરકારે આ જંગલી દેશનું તંત્ર પોતાના હાથમાં લેવા પ્રયત્ન કર્યો."

"આપનો આભાર થયો. પરંતુ આપ કોણ છો તે હું જાણતો નથી અને આપ શેની વાત કરો છો તે મારી સમજમાં હું ઉતારી શકતો નથી."

"અમે ?" પેલો બોલ્યો. "અમો ઇટાલિયન સરકારના સેવકો છીએ. રાત્રે આપના ડબ્બામાં જંગલીઓ ધૂસી આવેલા, જુઓ, એમણે આપને ઘાયલ પણ કર્યા છે. આપની બાજુનો જ ડબ્બો ગાર્ડનો હતો, ગાર્ડે જાણ્યું કે આપ તકલીફમાં છો પણ હમણાં સરકારનો હુકમ એવો થયો છે કે રાત્રે ટ્રેનને રસ્તામાં ઊભી ન રાખવી, તેથી તે તમને કંઈ મદદ કરી શકયા નહિ. પરંતુ હવે અમે આપને મદદ આપવા તૈયાર છીએ."

"આપનો હું ઘણો અહેસાનમંદ છું, પરંતુ મારે કહેવું પડે છે કે આપને તકલીફ આપવાની મને ઇચ્છા નથી, આપની મદદની મને જરૂર નથી."

"જી, ભલે એમ, પરંતુ અમારી સરકાર ન્યાયપ્રિય અને કાયદેસરની છે એટલે અમારે આપનો આખો કિસ્સો નોંધવો પડશે અને તેમાં આપની કંઈક મદદની જરૂર પડશે."

"એવી મદદ આપવામાં મને વાંધો નથી." મેં કહ્યું.

"તો આપને અમારે થોડા પ્રશ્નો પૂછવા પડશે અને આપના સામાનમાંથી કેટલું ગૂમ થયું છે તે જોવા આપના સામાનની પણ તપાસ કરવી પડશે.

આનો જવાબ મેં કાંઈ આપ્યો નહિ. પછી પેલાઓએ મને પોતાની વ્યકિતગત ઓળખાણ આપી. એક હતો સ્ટેશનમાસ્તર, બીજો ગાર્ડ, ત્રીજો પોલીસ-વડો અને ચોથો ડૉકટર.

પોલીસ-વડાએ પહેલો જ પ્રશ્ન મને પૂછયો,

મારા હાથમાં ખુલ્લી પિસ્તોલ હતી તે વિષે. "આ શું છે ?"

"પિસ્તોલ." મેં જવાબ આપ્યો.

"જોવા આપશો ?" એણે કહ્યું. મેં ડરતાં ડરતાં એના હાથમાં તે આપી. એણે તે જોવા માંડી. અને પછી કહ્યું.

"આપને કદાચ ખબર ન હોય, પરંતુ હવે આપને જણાવું છું કે અહીંથી આગળ ખતરનાક હથિયારો લઈ જવા માટે પરવાનાની જરૂર છે. આપની પાસે એ છે ?"

"પરવાનો ? ના."

"ત્યારે અમારે આને જપ્તીમાં લેવી પડશે."

"જપ્તી ? " હું ઊભો થઈ ગયો. એ સાથે જ મારા ઘામાંથી લોહીની તાજી ધાર વહી.

"આપ ઉશ્કેરાઓ નહિ. આપને થયેલા ઘાને માટે એ જોખમકારક છે." ડૉકટર બોલ્યો. પણ ડૉકટરના શબ્દોની મને પરવા નહોતી. હું એકદમ પોલીસના વડા ઉપર કૂદ્યો અને એક જ આંચકામાં પિસ્તોલ આંચકી લીધી. મારી આંખો લાલઘૂમ થઈ ગઈ. "આવો, કોની છે ઇચ્છા, આને જપ્ત કરવાની."

પેલાઓએ કદાચ આ બનાવની ધારણા જ નહિ રાખી હોય. થોડી બીજી ગડબડ થઈ, મને કોઈ કે થોડું સમજાવવાનો પણ પ્રયત્ન કર્યો પણ હું તો સ્થિર ઊભો જ રહ્યો, ન શબ્દયે બોલ્યો, ન ડગલુંયે હટ્યો.

"અમને આપની પ્રત્યે દયા ઊપજે છે કે આપ કાયદાને માન નથી આપતા–"એવું બોલતા સૌ ચાલતા થયા.

અને ટ્રેન પાછી ચાલી.

થોડીવાર પિસ્તોલને છાતી સરસી દાબીને હું ઊભો રહ્યો.

મારી આંખમાંથી આંસુનાં બે ટીપાં પડ્યાં. જંગલીઓ મારું બધું લૂંટી ગયા છતાં એમણે મારી પાસે બે વસ્તુ રહેવા દીધી : હું ઘેર પહોંચી શકું તે માટે મારા ગજવામાંનું નોટોનું એક બંડલ અને બીજી મારી એક પ્રિય વસ્તુ–વોરફીએ ભેટ આપેલી પિસ્તોલ.

આ ગોરી સંસ્કૃતિ મારી પાસેથી એ પણ ઝૂંટવી લેશે ! આને સાથે રાખીને હું છટકી શકીશ નહિ. મને આ ચિંતા સતાવવા લાગી.

બહેતર છે કે જે જંગલની સંસ્કૃતિમાંથી વોરફી પાકી તે જ સંસ્કૃતિનાં બચ્ચાં વચ્ચે વોરફીની આ ભેટ જઈ બેસે.

ટ્રેન ત્વરિત ગતિએ જીબુટી બંદર તરફ જઈ રહી હતી. મેં જોરથી ઘા કરી પિસ્તોલને આડીસઆબાબાની દિશામાં બારી બહાર ફેંકી દીધી.

અને નચિંત બની હું મારી બેઠક પર બેસી ગયો.

# ઉપયોગિતા

શ્રી. જૈનેન્દ્રકુમાર

[શ્રી જૈનેન્દ્રકુમાર હિંદુસ્તાની ભાષાના એક પ્રસિદ્ધ લેખક છે. સ્વ. પ્રેમચંદજી સ્થાપિત 'હંસ' માસિકના હાલમાં તંત્રી છે. કવિ, નવલિકા–લેખક અને તત્ત્વચિંતક છે. એમનાં લેખો, ભાષણો વગેરેનો એક સંગ્રહ 'जैनेन्द्र के विचार' નામે થોડાક વખત પર પ્રગટ થયેલો છે. વિચારને રજૂ કરવાની અને વાચકને વિચારતા કરવાની એમની રીત શ્રી. કાકાસાહેબની જેમ, પણ જુદી રીતે, નવીન અને વેધક છે. એમની શૈલી અને વિચારો–બંનેનો ગૂજરાતી વાચકોને પરિચય થાય તો સારું એમ લાગવાથી મેં એમની સંમતિ પુછાવી. એમણે તે ખુશીથી આપી. તે ઉપરથી મેં 'ઊર્મિ'ના તંત્રીને કેટલાક લેખોનો અનુવાદ કરાવવા ભલામણ કરી. એને પરિણામે એમણે કેટલાક લેખો 'ઊર્મિ'માં પ્રસિદ્ધ કરવા માંડ્યા છે. મને આશા છે કે વાચકને શ્રી. જૈનેન્દ્રકુમારના વિચારો ગમશે. કિશોરલાલ ઘ. મશરૂવાળા]

ઘણું કરીને ચોથા ધોરણમાં આવીને અંગ્રેજીની પહેલી ચોપડીમાં પહેલા પાઠમાં અમે વાંચ્યું–'પરમાત્મા દયાળુ છે, એણે આપણે માટે પીવા પાણી બનાવ્યું, જીવવા માટે ફળ–મેવા બનાવ્યાં, ઇત્યાદિ.'

વાંચતાં એકદમ અમને તે ગળે ન ઊતરી ગયું. અમે ભોળા નહોતા. નાના તો હતા, પણ બુદ્ધિમાં કોઈથી ઊતરતા નહોતા. માસ્તરને પૂછ્યું, "હાં સાહેબ, બધું જ ઈશ્વરે બનાવ્યું છે?"

સાહેબ બોલ્યા–"ત્યારે વળી?"

અમે જ્યાં ભણતા હતા ત્યાંનું વાતાવરણ આધુનિક હતું. બાળકોમાં સ્વતંત્ર બુદ્ધિ ખીલે એ ત્યાંનું ધ્યેય હતું. અમે કહ્યું, "તો આ ઈશ્વરને કોણે બનાવ્યો? અને એ ઈશ્વરે ક્યાં બેસીને કયે દિવસે આ બધું બનાવ્યું હશે?"

સાહેબ બોલી ઊઠ્યા, "વાંચવામાં ધ્યાન રાખો. નકામી વાતો નહિ કરો."

હા જી, નકામી જ વાતો! પહેલીમાં નહિ, બીજીમાં નહિ, ત્રીજીમાં નહિ, અમે તો હતા ચોથી કક્ષામાં. અમને સમજાવી દેવું સહેલું નહોતું. કંઈ જાણતા હોઈએ કે ન જાણતા હોઈએ, એટલું તો જાણતા જ હતા કે ઈશ્વર એક ભ્રમ છે. એ પણ જાણતા હતા કે ઈશ્વરે સંસ્કૃતિનો દાટ વાળ્યો છે. એ એક ધતિંગ છે. એનાથી છૂટવું જોઈએ. એટલે, એ પાઠમાં તો અમે માસ્તરને ચુપ કર્યા પછી જ જંપ્યા. માસ્તરની એક પણ વાત અમારી પાસે ન ચાલી. એ બધીને અમે ગૂંચવી જ નાખી. માસ્તર ખિજાઈને એટલું જ કહી શક્યા, "વાંચો, વાંચો."

માસ્તર ઉપર અમે દયા જ કરી કે અમે પાઠ આગળ વાંચ્યો પણ ખરો. પણ એ વખતે બે વાત અમે સ્પષ્ટ રીતે સમજી ગયા હતા કે—

૧. ઈશ્વર જેવું કંઈ નથી, અને જો હોય તો એનો કંઈ ઉપયોગ નથી, અને એણે આપણને બનાવ્યા નથી.

૨. જે કંઈ છે તે આપણે માટે છે. સૃષ્ટિમાં સારવસ્તુ આપણે છીએ.

આજ એ વાતને–ચાળીસ–પિસ્તાળીસ–કોણ જાણે કેટલાં વર્ષો થયાં અને આજે જે હું જાણું છું તે એ છે કે—

૧. ઈશ્વર છે, અને

૨. આપણે માટે કશું નથી. બેશક, આપણે સૌને માટે છીએ. સૃષ્ટિ સારતત્ત્વ છે અને આપણે તો સેવક છીએ.

દસ વરસનો એ (હું) નવીન બાળક ચાળીસ-પિસ્તાળીસ વર્ષના આજના આ જીર્ણ બાળક કરતાં વધુ અજ્ઞાન હતો એમ હું કહી શકતો નથી. અજ્ઞાની હું એવો જ છું. વચ્ચે એટલું અંતર અવશ્ય પડ્યું છે, ચાળીસ–પિસ્તાળીસ વર્ષના અનુભવનો મેલ માથા પર ચડી ગયો છે. મનની સ્વચ્છતામાં દસ વર્ષના બાળક આગળ મારી વિસાત નથી. આટલાં વર્ષોની દુનિયાદારીના મેલથી હું આજ મલિન બન્યો છું. બાળકના જેવી મારી બુદ્ધિ જ સ્વતંત્ર કયાં છે?

એટલે, મહેરબાની કરીને આપ મારી વાત ન સાંભળતા. છતાંય જો તમારે એ સાંભળવી જ હોય તો હું હું ખાતરીપૂર્વક કહીશ કે નથી આપણે માટે નાચતું પાણી, નથી આપણે માટે વહેતી હવા; સૂર્યનું ઊજળું તેજ કે ચંદ્રની વેરાયેલી ચાંદની આપણે માટે જરાય હોઈ શકતી નથી. આકાશમાં સફેદ મસ્તક ઊંચું કરીને સૂર્યનાં કિરણોથી ઝળહળતો પહાડ ઊભો છે, ફળોથી લચી પડતાં વૃક્ષો નમ્ર ભાવે હિલોળા લઈ રહ્યાં છે, ખેતરોમાં છોડવાઓ ઉપર તૈયાર થઈ ગયેલાં ડૂંડાંઓ ઝૂમરની પેઠે ઝૂલી રહ્યાં છે, ઘાસ પથરાયેલું છે, ઉપર આકાશ છે, વાદળાં લહેરાતાં ચાલે છે–આ બધું જ સૃષ્ટિમાં છે પરંતુ તે મારા વિના પણ છે, મારે નિમિત્તે એ નથી, પણ હું એમને નિમિત્તે છું. સૌ સૌને માટે છે અને કશુંય મારે માટે નથી.

હું ખાતરીપૂર્વક કહું છું કે આપ એને વિચાર-પૂર્વક જ સ્વીકારજો.

પણ રહો જરા. આ વાતચીતની શરૂઆતથી જ એક ભાઈ મારી પાસે બેઠા છે. તેઓ અધીરા થાય છે, કંઈક પૂછવા માગતા હોય એમ લાગે છે. રજા આપતા હો તો એમની વાત સાંભળી લઉં.

"હાં, કહો ભાઈ, શું કહો છો? સંકોચ ન રાખો."

"હું એ કહું છું," તેમણે કહ્યું, "કે આપ વૃદ્ધ થયા છો, આપની બુદ્ધિ સાઠે ગઈ છે, આપ ચૌદમી સદીમાં જીવો છો. ખેતરમાં અનાજ કોણ વાવે છે? આપણે વાવીએ છીએ. શા માટે વાવીએ છીએ? આપણા ખાવા માટે વાવીએ છીએ. હવે જો એ અનાજ ઊગવા પાછળ કોઈ અર્થ હોય તો તે એક જ છે કે આપણે તે ખાવું. જે છે તે જો આપણે માટે ન હોય તો કોને માટે છે?"

એ ભાઈ વિદ્વાન હોય તેમ જણાય છે. બહુ જ બુદ્ધિપૂર્વક વાત કરે છે. પરંતુ—

"કેમ? આપ અટકી કેમ ગયા?" એ ભાઈએ ટોણો મારતાં કહ્યું, "આપ ગભરાઈ ગયા છો—"

મેં એમને નમ્રતાપૂર્વક ખાતરી આપી, "હું સાંભળી રહ્યો છું, સાંભળું જ છું."

"સાંભળો છો તો સાંભળી લો," એમણે કહ્યું; "અમારા મસ્તકમાં આંખો છે, અમારા બાહુઓમાં બળ છે. આપની પેઠે અમે મૂંગા નહિ બેસી રહીએ. કુદરતમાં જેટલો વૈભવ છે તે આપણે જ માટે છે. એમાં જે છુપાયેલું છે તે એટલા માટે કે આપણે એને ખુલ્લું કરીએ. ધરતીમાં છુપાયેલું પાણી છે, તે એટલા સારુ કે ધરતીને

ખોદીને કૂવાઓમાં એ પાણી આપણે લાવીએ. ધરતીના પડમાં સોનું-રૂપું દબાયેલું, કોલસા દટાયેલા છે. હવે આપણે ધરતીને પોલી કરીને અંદરથી બધું કાઢી લઈએ, જો આપણે માટે કશું ન હોય તો તમારે માટે કંઈ નહિ હોય એમ હશે, પણ હું કહું છું કે બધું આપણે માટે છે અને એથી, કશુંયે આપણા હાથમાં આવ્યા વિના નહિ રહેવાનું."

એ વિદ્વાન પુરુષ જોતાં તો હજી પાકટ ઉમરના નથી લાગતા. એમનું શરીર દુર્બળ છે, પણ મોં પર પ્રતિભા દેખાય છે. ઉપરોક્ત વાત કહેતાં કહેતાં એમનું પીળું મોં લાલ બની ગયું છે. મેં પૂછ્યું, "ભાઈ, આપ કોણ છો? આપે તો ઘણાં સાહસો કર્યાં હશે."

"જી, સાહસ તો અમારો હક છે. હું યુવક છું. હું એ જ છું કે જે સ્રષ્ટા હોય છે. માનવજાતનું ભલું કોણે કર્યું છે? એણે કે જેણે એનું નિર્માણ કર્યું છે. નિર્માતા સાહસિક હોય છે. એ આત્મવિશ્વાસુ હોય છે. હું એવો યુવક છું. હું બુઢ્ઢો બનવા નથી માગતો."

કહેતાં કહેતાં યુવક ભાઈ કંપવા લાગ્યા. એમનો ઘાંટો ઠીક મોટો થઈ ગયો હતો, જાણે કોઈને પડકાર આપતા હોય. મને એ વાતની ખાતરી ન થઈ કે એ યુવકને ખરેખર વૃદ્ધ થતાં વાર લાગશે. એમના વાળ આટલી ઉમરે ધોળા થવા માંડ્યા હતા. એમની તંદુરસ્તી મનને સંતોષ આપે તેવી નથી અને એમની ઇંદ્રિયો જાણે બાહ્ય મદદ વિના કામ કરવાની અત્યારથી જ ના પાડે છે.

મેં કહ્યું, "ચાલો, માન્યું કે બધું આપણે માટે છે. પણ તો...આપણે કોને માટે?"

"આપણે કોને માટે? આપણે કોઈને માટે નહિ. આપણે આપણે માટે છીએ. મનુષ્ય સચરાચર વિશ્વનો પ્રધાન છે, એ વિશ્વનો ભોક્તા છે. બધું એને માટે સાધન છે. એ પોતે પોતામાં સાધ્ય છે. મનુષ્ય પોતાને માટે છે, બાકી રહેલું બધું મનુષ્યને માટે છે—" યુવક ભાઈ ઊકળી ઊઠ્યા.

મેં ધ્યાન રાખ્યું કે યુવકનો ઉકળાટ આ રીતે વધારે પડતો ન થઈ જાય. માનવપ્રાણીની શ્રેષ્ઠતાથી જાણે એમનું મગજ ફાટ ફાટ થઈ રહ્યું છે, જાણે એ શ્રેષ્ઠતા એનામાં સમાવી સમાતી નથી. શ્રેષ્ઠતા તો સરસ વસ્તુ છે, પણ એ ભારરૂપ થઈ પડે તે સારું નહિ. મેં કહ્યું, "ભાઈ, મેં નાસ્તાપાણીનું તો પૂછ્યું જ નહિ. થોભો, જરા નાસ્તો મંગાવું."

યુવકે કહ્યું, "ના-ના." અને પછી તેઓ કંઈક અસ્થિર બની ગયા.

એમનો સંકોચ જોઈને મેં વધુ આગ્રહ ન કર્યો, કહ્યું, "જુઓ ભાઈ, આપણે હજી આપણામાં જ સંપૂર્ણ નથી બન્યા. એમ હોત તો કોઈ ચીજની જરૂર ન રહેત. સંપૂર્ણ બનવા માટે કંઈક જરૂરનું હોય છે. સંપૂર્ણ બની ગયાનું લક્ષણ એ છે કે આપણે કહીએ કે અમુક આવશ્યકતા હવે નથી રહી. કોઈ વસ્તુ આપણને ઉપયોગી છે એનો અર્થ એ કે આપણામાં એની ઉપયોગિતાને માટે જગ્યા ખાલી છે. બધું જ આપણને જોઈએ એનો અર્થ એ કે આપણે અંદરથી સાવ ખાલી છીએ. બધું જ આપણું હો, એવી ઝંખનાના મૂળમાં તથ્ય એ છે કે આપણે આપણા નથી. એ બધા ઉપર આપણે કાબૂ મેળવવા ઇચ્છીએ છીએ તેનો અર્થ એ કે આપણા પર જ આપણો કાબૂ નથી, આપણે પદાર્થોના ગુલામ છીએ. કેમ ભાઈ, આપ ગુલામ થવું પસંદ કરો છો?"

યુવકનો ચહેરો લાલ બની ગયો, એમણે કહ્યું, "ગુલામ! હું બધાનો માલિક છું, હું પુરુષ છું, પુરુષની બરાબરી કરી શકે તેવું શું છે? સર્વે પ્રાણીઓ અને સર્વે પદાર્થો પુરુષનાં ચાકર છે. એ અધિષ્ઠાતા છે, એ સ્વામી છે. હું ગુલામ? હું પુરુષ......હું ગુલામ?"

આવેશથી યુવક ભાઈ ઊભા થઈ ગયા. લાગ્યું કે આ વખતે એમને રોકવા કઠિન છે. આગળ વધીને મેં એમના ખભા પર હાથ મૂકયો અને પ્રેમના અધિકારથી કહ્યું, "જે બીજાને પકડે છે તે પોતે જ

પકડાય છે. જે બીજાને બાંધે છે તે પોતે જ બંધાય છે. જે બીજાને ખોલે છે તે પોતે પણ ખુલ્લો થાય છે. પોતાના ઉપયોગના ઘેરામાં કોઈ પદાર્થને કે પ્રાણીને ઘેરવું એટલે પોતાની જ ચોતરફ ઘેરો ઘાલવો. આ રીતે સ્વામી બનવાનો અર્થ દાસ બનવું છે. એથી હું કહું છું કે કશું આપણે માટે નથી. આમ બધાંને આઝાદ કરીને અપનાવવાથી સાચા અર્થમાં તેને આપણાં જ બનાવી દેવાય છે. અનુરાગથી આપણે ક્ષુદ્ર દેખાઇએ છીએ પણ વૈરાગ્યથી આપણે વિસ્તૃત બની જઈએ છીએ. 'હાથમેં કૂંડી, બગલમેં સોટા, ચારોં દિસિ જાગીરીમેં.' ભાઈ, ચારે દિશાઓ સુધીની જાગીર મેળવવાની રીત હોય તો તે આ જ છે.—"

અત્યાર સુધી યુવક ભાઈ ધીરજથી સાંભળી રહ્યા હતા, પણ આ છેલ્લું વાક્ય આવતાં એમણે મારો હાથ પોતાના ખભા પરથી ઝટકી નાખ્યો અને કહ્યું, "આપની બુદ્ધિ ગૂંચવાઈ ગઈ છે. હું આપની પ્રશંસા સાંભળીને આવ્યો હતો. આપ કંઈ કર્તવ્યની વાતો ન કહેતાં આ મીઠી ભ્રામક વાતો જ સંભળાવો છો, પણ હું એમાં ફસાવાનો નથી. કુદરતે મનુષ્યને હીન બનાવેલ છે પરંતુ મનુષ્યનું હવે એ કામ છે કે એણે એની ઉપર વિજય મેળવવો અને એને દાસી બનાવવી. હું એ સાંભળવાનો નથી કે મનુષ્ય પ્રારબ્ધનો દાસ છે."—

મેં કહ્યું, "એ છે તો બરાબર, પણ ભાઈ—"

વચ્ચે જ યુવક બોલી ઊઠ્યા, "જી, માફ કરજો, મારાથી એ સાંભળી શકાય તેમ નથી. આપણો દેશ રસાતાળ જઈ રહ્યો છે અને તેની જવાબદારી આપના જેવા ઉપર છે—"

હું એકલો માણસ, મારાથી આવડા મોટા દેશને રસાતાળ જેટલી ઊંડાઈએ કેમ લઈ જઈ શકાય? મને આ કંઈ સમજાયું નહિ. એ કહેવા ઇચ્છતો હતો, "સાંભળશો જરા?"

પણ યુવકે કહ્યું, "જી ના, માફ કરશો." અને મને ત્યાં જ મૂકીને તેઓ ઉતાવળે ચાલતા થયા.

મૂળ તો વાત આટલે સુધી પહોંચી હતી એટલે હું પૂછવા માગતો હતો કે ભાઈ, આપના લગ્ન થયા કે નહિ? કંઈ બાળકો છે કે નહિ? કંઈ નોકરી-ધંધાનું ઠેકાણું છે કે નહિ? કે કેમ છે? ગુજરાન કેમ ચાલે છે? હું એમને કહેવા માગતો હતો કે ભાઈ, દુનિયા અજબ બાઝાર છે; એટલે તમને જ્યારે જરૂર હોય અને જેને લાયક હું હોઉં તે કહેવામાં મારી પાસે સંકોચ રાખવાની આવશ્યકતા નથી. તમે વિદ્વાન છો, કંઈક કરવા માગો છો, એ માટે હું તમારો કૃતજ્ઞ છું. મને તમે તમારો જ માનજો. જુઓ ભાઈ, સંકોચ રાખશો નહિ.—પણ એ યુવકે આ કહેવાનો તો મને અવસર પણ ન આપ્યો, રોષથી મને દૂર હડસેલીને એ ચાલતા થયા.

એ યુવકની એક પણ વાત મને અનુચિત નહોતી જણાઈ. બધી વાતો યુવકોચિત હતી. પણ એને કારણે આટલા આકળા શા માટે થવું તેની મને સમજ ન પડી. મને લાગે છે કે સૌના સ્વામી બનતાં પહેલાં તેઓ પોતાના જ સ્વામી બનવાનો પ્રયત્ન કરે તો વધુ કાર્યસાધક બને. યુવકની યોગ્યતા સ્પષ્ટ છે, પણ એમની દૃષ્ટિ તો સદોષ ન હોય! એમને ચશ્માં આવ્યાં છે એથી એમની દૃષ્ટિ સંપૂર્ણ રીતે નિર્દોષ ન પણ રહી હોય.

પણ એ યુવક ભાઈ તો મને છોડીને ચાલ્યા ગયા, એટલે હવે ઉચિત તો એ બને છે કે મારે એમને ન છોડવા. એટલે આવો, એ યુવક પ્રત્યે આપણી મંગલ કામનાઓનો અર્ઘ્ય આપીને આ આપણી વાતચીતના સૂત્રને સંભાળી લઈએ.

પ્રશ્ન એ છે કે પોતાને સમસ્તનું કેન્દ્ર માની લઈને આપણે યથાર્થ સત્યને સમજી કે મેળવી શકીએ?

નિઃશંક આપણે માટે સહજ તો એ છે કે કેન્દ્ર આપણને માનીએ અને બાકી વિશ્વને એની અપેક્ષાએ

વિચારીએ. જે જગ્યાએ આપણે ઊભા છીએ તેને જ મધ્યબિંદુ સમજીને દુનિયા ગોળ ફેલાયેલી દેખાય છે. એવું લાગે છે કે પૃથ્વી સપાટ છે, થાળીની પેઠે ગોળ અને સ્થિર છે, સૂર્ય એની ચારે તરફ ફરે છે. સ્થૂલ આંખો અને સ્થૂલ બુદ્ધિથી આ વાત એટલી તો સહજ સત્ય જણાય છે કે એથી જુદી રીતનું કંઈ હોઈ શકે જ નહિ એમ લાગે છે. જો કાંઈ પ્રત્યક્ષ સત્ય જેવું હોય તો તે જ છે.

પણ આપણે જાણીએ છીએ કે આ વાત યથાર્થ નથી. જે યથાર્થ હોય છે તેને આપણે ત્યારે સમજી શકીએ કે જ્યારે આપણે વિશ્વના મધ્યબિંદુ તરીકે આપણને માનતા અટકીએ. પોતાને જાણતા હોવા છતાં કોઈ રીતે પોતાને ન જાણવાની શરૂઆત કરીએ.

સૃષ્ટિ આપણે નિમિત્તે છે, એ માન્યતા અપ્રાકૃતિક નથી પણ એ માન્યતા ઉપર કલ્પનાહીન માણસ જ રહી શકે. માણસ બીજાં પ્રાણીઓની પેઠે કલ્પના-શૂન્ય પ્રાણી નથી. માણસે તો એમ જ જાણવું જોઈશે કે સૃષ્ટિનો હેતુ આપણામાં જ સમાયેલ નથી. આપણે જાતે સૃષ્ટિના એક અંશરૂપ છીએ. આપણે નહોતા, પણ સૃષ્ટિ તો હતી. આપણે નહિ હોઈએ પણ સૃષ્ટિ તો હોવાની.

સૃષ્ટિની સાથે અને સૃષ્ટિના પદાર્થોની સાથે આપણો સાચો સંબંધ કયો? કયો હોવો જોઈએ?

મને ખાતરી છે કે ઉપયોગિતા અને 'યુટિલિટી' શબ્દથી જે સંબંધનો વિચાર આવે છે તે સાચા નથી. એ તો કામચલાઉ સંબંધ છે. એ પરિચિત છે, કૃત્રિમ છે અને બંધનકારી છે. એથી કોઈ કોઈને મેળવી શકતું નથી.

સાચો સંબંધ પ્રેમનો, ભ્રાતૃત્વનો અને આનંદનો છે. આ સંબંધમાં પૂર્ણતા છે, ઉપલબ્ધિ છે અને આહ્લાદ છે. અહીં નથી કોઈને કોઈની અપેક્ષા કે નથી ઉપેક્ષા. પ્રસન્ન, ઉદાત્ત અને સમભાવનો આ સંબંધ છે.

પાણી આપણે પીવા માટે છે. હવા જીવવા માટે છે—ઇત્યાદિ કથન શિથિલ દૃષ્ટિકોણનું પરિણામ છે. એટલે આ કથન અર્ધ-સત્ય જ છે. જરા ઊંચે આવીને જોઈશું તો એમાં રહેલું અસત્ય આપણને દેખાશે. આપણાં લૌકિક જ્ઞાન-વિજ્ઞાન-શાસ્ત્ર જ્યાં-સુધી આ 'યુટીલિટી' (ઉપયોગિતા) ના પાયા પર ઊભાં છે ત્યાંસુધી સમજી રાખવું જોઈશે કે તે કડડભૂસ કરીને નીચે પડવાનાં છે. એનો પાયો ઊંડો નથી ગયો. એ શાસ્ત્ર હજી સામયિક છે, શાશ્વત-પણાનો એને આધાર નથી.

પાણી આપણે પીવા માટે છે એમ કહીને આપણે પાણીની સત્યતાને પરિચિત કરી દઈએ છીએ. એનો અર્થ એ થાય છે કે મને જ્યાંસુધી તરસ ન લાગી હોય ત્યાંસુધી તે નિરર્થક છે. જો આપણે તરસ લાગે ત્યારે જ પાણીને લેતા હોઈએ તો આપણે પાણીને નથી લેતા પરંતુ તરસ જ છિપાવીએ છીએ.

પાણીની યથાર્થતા સુધી પહોંચવા માટે એ જરૂરી છે. આપણે પાણીને આપણી તરસ છિપાવવાની ઇચ્છા અને ગરજની આંખોથી ન જોતાં તેની સાથે કોઈ ઉચ્ચ હેતુ જોડીએ.

જેણે પાણી સંબંધી કોઈ નવીન સત્યની શોધ કરી હશે તેણે એ પાણીને વધુ પ્રાપ્ત કર્યું અને કરાવ્યું હશે, તે વ્યક્તિ તરસી નહિ રહી હોય. પાણીની સાથે એનો સંબંધ વિશેષ આત્મીય અને સ્નેહ-સ્નિગ્ધ બન્યો હશે. એ પાણીનો ઇજારદાર નહિ હોય, એ એનો સાધક અને શોધક રહ્યો હશે.

જે વ્યક્તિએ જાણ્યું અને બતાવ્યું કે પાણી $H_2O$ (બે ભાગ હાઈડ્રોજન અને એક ભાગ ઓકસીજન) છે તે આપણા કરતાં પાણીની એ સત્ય-તાને વિશેષ પામ્યો. પાણી આપણે પીવા માટે છે, એટલું જ કહેવાથી અને ત્યાંથી જ અટકી જવાથી આપણે એના આંતર્સત્યના જ્ઞાનથી વંચિત રહીએ છીએ.

એ તો ખરું છે કે પાણીને $H_2O$ ને સ્વરૂપે જોનાર અને દેખાડનાર વ્યક્તિ પાણીને પીવા વખતે

પીતો તો હશે જ. કહેવાનું તાત્પર્ય એ કે તે પદાર્થ સાથે તે શોધકનો સંબંધ માત્ર ઉપયોગિતાનો નહોતો—કંઈક ઊંચી ભૂમિકાનો હતો.

ઉપયોગિતાનું માપ આપણું પોતાનું છે. આપણે મર્યાદિત છીએ, બહુ મર્યાદિત છીએઃ પરંતુ વિશ્વ એવું અને એટલું મર્યાદિત નથી. એટલે, વિશ્વને આપણા ઉપયોગિતાના માપથી માપવું એનો અર્થ આકાશને હાથની વેંતોથી માપવાનો પ્રયત્ન કરવો.

સાચું છે કે આપણે કરીએ પણ શું? માપ-વાનું માપ તો આપણી વેંત જ છે. તેમાં વળી માપવાની ઇચ્છાથી આપણે છૂટી નથી શકતા. માપ—જોખ કર્યા વિના આપણને ચેન પડતું નથી. માપતાં માપતાં જ આપણે આગળ વધશું. માપ વિના અનંતમાં એકાએક પહોંચી જઈએ તો આપણે ત્યાં ટકીશું પણ કેવી રીતે?

ઠીક છે, માપતાં માપતાં વધવું એ પણ એક ઉપાય છે. આપણી પાસે લોટો જ હોય તો લોટો લોટો ભરીને કૂવામાંથી પાણી ખેંચીએ અને નભાવી લઈએ. ધ્યાન એટલું રાખવું કે આકાશ વેંત જેવડું નથી અને કૂવો લોટા જેવડો નથી. વેંતમાં આકાશને ન પકડવું અને લોટામાં કૂવાને ન સમાવી દેવો.

ઉપયોગિતા હોવી એ કાંઈ ખોટું નથી. ઉપયો-ગિતા જેવું નહિ રાખીએ તો દુનિયામાં રોટી મેળવવા ભાગ્યશાળી નહિ થઈએ. પણ ઉપયોગિતાને પકડી રાખ્યે સત્ય પકડી શકાશે નહિ એ વાત બરાબર સમજી લેવી.

જે કંઈ જોવામાં આવે તે બધાની ગરદન પર ઉપયોગિતાનો સિક્કો લગાવવા જઈશું તો આપણું ઉન્નતિનું ગાડું ચાલશે નહિ. એ રીતે જીવન સમૃદ્ધ નહિ બને. સાહિત્યને, કલાને, ધર્મને, ઈશ્વરને—સૌ કોઈને ઉપયોગિતાની મહોરથી ઓળખવાની ચેષ્ટા કરવી નકામી છે. એ નિરુપયોગી છે એમ નહિ, પણ તાત્પર્ય એ કે એ સત્યોનું સત્યપણું ઉપયોગિતાથી પર છે.

આપણા સમાજમાં સાઠ વર્ષથી ઉપરના વૃદ્ધોની ઉપયોગિતા કેટલી છે? જો તેમને જિવાડવા પાછળ જેટલું ખર્ચ થાય છે તેટલી તેમની કિંમત ન હોય તો એવો નિર્ણય થઈ શકે ખરો કે એમને બધાને એક જ દિવસે લહેરથી સ્વર્ગના ગોડાઉન તરફ ધકેલી દઈએ? સમાજવ્યવસ્થાના ચોપડા જોતાં તો લાગે કે એવી જાતની ગોઠવણથી ઘણી સગવડો થઈ જાય છે, પણ છતાં આજ સુધી એવી ગોઠવણ થઈ નથી અને થઈ શકતી નથી. જો આજ સુધી એવું ક્યાંય બની શક્યું ન હોય તો તેમાંથી ફલિત એ થાય છે કે ઉપયોગિતાશાસ્ત્ર પાછું પોતાની ઉપયોગિતામાં કોઈક બીજી વસ્તુ પર નિર્ભર છે.

એક વાર એક માંસાહારીએ મોં બંધ થઈ જાય તેવી વાત સંભળાવી. એણે કહ્યું, 'જો આપણે બકરાં ન ખાઈ જઈએ તો એનું શું કરવું એ આપ કહેશો? એમનો કંઈ ઉપયોગ તો છે નહિ, છતાં તે એટલી સંખ્યામાં પેદા થાય છે અને એટલી સંખ્યામાં વધતાં જાય છે કે જો એમ જ થતું રહે તો મનુષ્યની જિંદગી અસહ્ય થઈ પડે. તેઓ કાં તો ભૂખે મરે (એ તો બહુ જ કરુણ અને નિર્દય દૃશ્ય છે) અથવા તો માણસની ખાદ્યસામગ્રીઓને તેઓ સ્વાહા કરે. આમ થાય તો દુનિયામાં ભારે અંધેર મચી જાય. બોલો, માંસ ખાવું બરાબર નથી?'

બરાબર છે કે નહિ તે તો એ ભાઈ જાણે, પરંતુ મનુષ્યની દયા ખાવા માટે બકરાંઓને ખાઈ જવાં એ વાત મારે ગળે ન ઊતરી. પરંતુ એમની દલીલનો ઉત્તર પણ શું આપવો? એનો ઉત્તર ન હોય તો પણ દલીલ સાચી તો નથી, કારણ કે એનું પરિણામ અશુદ્ધ છે. માનવ-તર્ક અપૂર્ણ છે અને હું નથી માનતો કે એવા તર્કને આધારે આમિષ કે નિરામિષ ભોજનનો પ્રચાર કરી શકાય.

'અહં'ને કેન્દ્ર અને ઔચિત્ય-પ્રદાતા માનીને કામ કરવાથી મોટી ભૂલ એ થાય છે કે આપણે ભૂલી જઈએ છીએ કે બીજામાં પણ કોઈ પ્રકારનું પોતાનું 'અહં' હોઈ શકે છે. આપણે આપણી ઇચ્છાઓ

બીજાઓ ઉપર લાદીએ છીએ અને જ્યારે એ પરિપૂર્ણ નથી થતી ત્યારે ધૂંવાંપૂંવાં થઈએ છીએ. આને આપણે આપણી નાદાની જ કહીશું. આપણું મન રહે તે માટે તમામ સૃષ્ટિનું સર્જન નથી થયું અને આપણે આપણા મનને તમામ વસ્તુઓ ઉપર દોડાવીએ છીએ. આમાંથી દુઃખ ન ઊપજે તો બીજું શું ઊપજે ?

નાનપણની વાત છે. ત્યારે અમે શીખતા હતા કે પૃથ્વી નારંગીના આકારની ગોળ છે. ત્યારે અમને થતું કે અમેરિકા તો આપણા પગ નીચે હશે અને ત્યાંના લોકો ઊંધે માથે કેમ ચાલી શકતા હશે? એ વખતે અમને આનંદ થતો હતો અને અમને નસીબદાર માનતા હતા કે અમે ભારતવર્ષમાં જન્મ્યા. અમેરિકામાં જન્મ્યા હોત તો ઊંધા લટકેલા રહીને ચાલવું પડત !

આજે પણ જાણ્યે-અજાણ્યે પણ આપણામાંના ઘણા એ જ દશામાં જીવે છે. જે માન્યતાઓને પકડીને આપણે ઊભા રહીએ છીએ તે જ જાણે સાચું સત્યપણું છે. બીજા બધાના હાથમાં તો ભ્રમણા જ આવી છે. પણ જેમ ઉપરના દૃષ્ટાંતમાં ઉપર-નીચેની આપણી ખોટી કલ્પના આપણી મૂંઝવણનું કારણ હતું તેમ જ આપણી બીજી અહંકૃત કલ્પનાઓ આપણા વેર-વિરોધનું કારણ છે.




ઉપરના ચિત્રમાં ड ને પૃથ્વીનું મધ્યબિંદુ કલ્પો. अ, ब, स અને द પૃથ્વીનાં ચાર અલગ બિંદુઓ ઉપર ઊભેલી ચાર વ્યક્તિઓ છે. તેઓ પોતપોતાની જગ્યા ઉપર કોઈ રીતે વિશેષ ઉપર-નીચે કે વધતી-ઓછી છે? પોતાની ગણતરીએ બીજાને ઉપર-નીચે કે વધતી-ઓછી માપવામાં એમની ભૂલ જ થાય છે. જે પૃથ્વી પર તેઓ ઊભા છે તેનું કેન્દ્ર (અંતરાત્મા) ड છે. એમની બધી ગતિ-વિધિ ड ને મધ્યબિંદુએ રહીને જ ચાલવાની છે. એ ड મધ્યબિંદુ બધાને સમાનાન્તરે છે. બધા ભેદ ત્યાં પહોંચતાં ગળી જાય છે. ત્યાંથી આગળ કોઈ દિશા જતી નથી. બધી દિશાઓ તેમાંથી નીકળે છે અને તેમાં લય પામે છે. अ ड सમાં પોતાનામાં કોઈ રેખા નથી. એક દિશા કે એક પણ રેખા એવી નથી કે જેના શિરોભાગે એ (જીવનનું) કેન્દ્ર-બિંદુ બિરાજેલું ન હોય. એટલે अ ड स ગમે તેવી સીધી રેખા દેખાતી હોવા છતાં તે એક ભ્રમ છે. વર્તુલના પરિધિ ઉપરનાં સર્વે બિંદુઓ માધ્યમાકર્ષણને નિયમે ड ની તરફ આકર્ષાય છે. એ આકર્ષણના સમીકરણને કારણે પૃથ્વી સ્થિર રહી છે. ड સર્વેનું સ્રોતબિંદુ છે, સર્વેનો-સમસ્તનો અંતરાત્મા છે. ત્યાં પહોંચતાં કોઈની ભિન્ન સત્તા નથી રહેતી. એ જ રીતે अ અને स એ બે બિંદુઓથી પ્રતિકૂળ દિશાઓમાં ચાલનારી બંને રેખાઓ ड માં મળી જાય છે. આમ જોતાં એ બંને રેખાઓ પ્રતિકૂળ નહિ પણ અનુકૂળ છે એવી પ્રતીતિ થાય છે, કારણ કે બંને પોતાના કેન્દ્ર તરફ આગળ વધે છે.

ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે કે જેમ अ, ब, स અને द પોતપોતાનાં વિશિષ્ટ બિંદુઓ (અહં) ને કેન્દ્ર માની લે તો એમનું જીવન એક ભ્રમરૂપ હોવાનું અને એને વહેવાને કોઈ દિશા જ નહિ હોય.

આપણાં લૌકિક-શાસ્ત્ર અને લૌકિક-કર્મ આમ અહંચક્રમાં પડીને જ નકામાં બની જાય છે. આપણા ઘરના ખાબોચિયાના પાણીમાં આપણે જે આસમાનનો રંગ જોઈએ છીએ તેને જ આસમાન અને એટલાને જ આસમાનની શક્તિઓ માની લઈએ છીએ. જો આ ભ્રમથી બચી જઈએ તો આપણે સાચા આસમાનમાંથી ઘણા લાભ ઉઠાવી શકીએ. પણ એ ભ્રમ છૂટે ત્યારે ને !

એ પણ સમજી લેવું જોઈશે કે આપણા ઘરના ખાબોચિયામાં પ્રતિબિંબિત થવામાં આસમાનની સાર્થકતા નથી. એની શક્તિનો ઉપયોગ એટલો જ નથી. પોતામાં પ્રતિબિંબ ઝીલવું એ ખાબોચિયાના પાણીનો ગુણ-ધર્મ છે. આસમાનના ગુણ-ધર્મને પણ એટલો જ સાંકડો માની લેવો એ મહા રહસ્યમય આસમાનથી પ્રાપ્ત થનાર અગાધ આનંદને ખોવા જેવું છે–બીજા શબ્દોમાં કહેતાં, માણસની એ મૂર્ખાઈ છે.

પણ આ અનંત શૂન્યાકાશને હું બાંધીને રાખું, તો ક્યાં ? જોઉં, તો ક્યાં ? આંખો તો ત્યાં ઠરતી જ નથી. એ અતિ ગહન છે, અતિ શૂન્ય છે. સાંકડા પટના પાણીમાં એ પ્રતિબિંબ તરફ તો હું થડક્યા સિવાય જોઈ શકું છું. આ નીલ મહાશૂન્યાકાશને, નહિતર તો હું કોઈ રીતે જોઈ જ શકત નહિ, કોઈ રીતે જાણી શકત નહિ. એ અસીમ છે, એને કૂલકિનારો નથી, એની આગળ તો હું બહુ નાનો છું, હું એને કેમ જોઈ શકું ? આ વસ્તુ મને કેવી રીતે સમજાય ? નાના પાણીમાં એને ઉતારીને હું આ બધું જોવા પ્રયત્ન કરું.

હું એમ જ કરું, એ જ એક ગતિ છે અને એ જ ઉપયોગિતાની ઉપયોગિતા છે.

એથી આગળ ઉપયોગિતાને જોવા જવી એટલે આપણી સવારીના ટટ્ટુને હવામાં દોડાવવું. આમ કરતાં, ટટ્ટુ મોંભેર પડશે અને સવારની પણ ખેરસલ્લા નહિ રહે.

દિલ્હીમાં બાળકોને દૂધની જરૂર છે પણ શ્રાવણ માસમાં આ વાદળાં પાણી જ વરસાવે છે. આકાશ એમ ને એમ ઊભું છે તો, અંગૂર* કેમ ટપકાવતું નથી ? આપણને આવશ્યકતા છે અંગૂરની, અને આકાશ કૃતઘ્નની માફક નિરુપયોગી બની ધોયેલ મૂળા જેવું જ ઊભું રહ્યું છે. આ વાદળાં અને આકાશ બંને નકામાં છે. એની સાથેનો સંબંધ છોડી દો. એની સાથે મેળ રાખે તેનો બહિષ્કાર કરો. પેલા તારાઓ, રાત્રે મલકતી સફેદ આકાશ-ગંગા, પેલાં હિમાચ્છાદિત શિખરો, આ મદીલી હવા, પ્રાતઃ સાયં ક્ષિતિજને વળગી રહેતી પથરાયેલી ઉષા-સંધ્યાના રંગો–બધું નિરર્થક છે. આપણને પૈસાની સખત જરૂર છે, રોટીની બેહદ તાણ છે–અને આ વસ્તુઓ નથી પૈસા આપતી કે નથી રોટી આપતી. એ નિરુપયોગી છે. એની સામું પણ ન જુઓ. ઇન્કાર કરી દો એમનો. એમનો સમાજને શો ઉપયોગ છે ? આપણે તો આપણા નામાના ચોપડામાં લાભ જમા કરવા માગીએ છીએ, લાભ !

કહેવું જોઈશે કે આમ કહેવું એ નકામો બબડાટ છે. એવી ઉપયોગિતા ભયંકર નિરુપયોગિતા છે.

---

* લીલી દ્રાક્ષ

# 'આદર્શ લગ્નમંડળ'

શ્રી. 'તુલસીપત્ર'

લગભગ એક વર્ષ પહેલાં કોઈના ઉપર લખેલો પત્ર આ સેવકના વાંચવામાં હમણાં આવી ગયો, કેટલુંક સાહિત્ય જેમ ચિરંજીવ હોય છે અને કેટલાક પ્રશ્નો, વર્ષો વીત્યાં પછી પણ નિત્ય–નૂતન લાગે છે તેમ આ પત્ર વિષે પણ મને લાગ્યું. આ પત્ર જેના ઉપર લખાયો છે તેણે તો આનો–પ્રભુ જાણે–શો જવાબ આપ્યો હશે ! પણ મને મનમાં લાગ્યા કરે છે કે તેઓ સંતોષજનક જવાબ નહિ આપી શક્યા હોય. આ પત્રમાં જે મહા–મુદ્દાઓ પડ્યા છે તેનો જવાબ મારે આપવો જ જોઈએ અને હવે તત્કાળ આપવો જોઈએ, કારણકે એ મુદ્દા અતિ મહત્ત્વના અને જો એમ ને એમ પડ્યા રહે તો ઝેર જેવા બની જાય તેવા છે, એટલે પત્ર લખનારને મારા જવાબની જરૂર હોય કે ન હોય પણ 'લોકસંગ્રહાર્થે' હું તો જવાબ આપી દઉં છું,

–પણ તમને પ્રશ્ન થશે કે હું આ કયા પત્રના જવાબની વાત કરી રહ્યો છું ! જુઓ, આ રહ્યો એ પત્ર પ્રથમ તમે એ વાંચી જજો અને તમારો જવાબ તમારા મનમાં ગોઠવજો. એ પછી મારો જવાબ વાંચજો અને જો આપણી વચ્ચે મતભેદ રહેતો હોય તો 'ઊર્મિ'ના સરનામે મને પત્રથી જણાવજો. જો મને તમારા પત્રમાં પણ મહા–મુદ્દાઓનાં દર્શન થશે તો હું અવશ્ય તમારા પત્રનો જવાબ આપીશ.

હવે વાંચો એ પત્ર :

પ્રિય........,

અત્યાર સુધી તો કંઈ કારણ મળતું નહોતું એટલે તમને પત્ર લખી શકતો નહોતો, પરંતુ આજે તો સકારણ પત્ર લખવાની તક મળી છે. અલબત્ત અંતમાં તો કદાચ તમને કારણ હસવા જેવું જ લાગશે પરંતુ પત્ર લખવાનું કારણ ગંભીર જ હોવું જોઈએ એવો ક્યાં નિયમ છે ?

તમને ખબર તો હશે જ કે તે દિવસે...ને મળવા હું આવ્યો હતો અને તેને પરિણામે તેઓ બીજે દિવસે રાત્રે હોસ્ટેલમાં આવ્યા હતા. "વિદ્યાર્થીઓ અને લગ્નનો પ્રશ્ન" એ વિષય ઉપર બે કલાક સુધી હોસ્ટેલના વિદ્યાર્થીઓ સાથે હિંદી અને અંગ્રેજી ભાષામાં એમણે લાંબી ચર્ચા કરી હતી. એ ચર્ચાના અંતમાં મેં એક વ્યવહારુ પ્રશ્ન પૂછ્યો હતો કે "જૂના જમાનામાં તો જાણે કે લગ્નનો આખો ભાર માબાપ જ ઊચકી લેતાં હતાં, પણ જ્યારે હવે જમાનો પૂરો

બદલાઈ જ ગયો છે ત્યારે માબાપો પણ લગ્નમાંથી પૂરાં ખસી જવા માંડ્યાં છે. પણ ત્યારે તેમ પણ યુવકયુવતીઓ એકલાં પડી ગયાં છે. એમ કંઈ ઓછું જ એક યુવક ગમે તે યુવતી આગળ જઈને કહી શકવાનો છે કે 'ચાલો, આપણે પરણી જઈએ ?' એ બે જણ વચ્ચે કંઈક પરિચય તો થવો જ જોઈએ ને ? અને એ પરિચય ૯૯ ટકા કેસોમાં તો નથી જ થતો. ત્યારે પછી આવાં યુવકયુવતીઓએ પરણવાની શરૂઆત કયે રસ્તે કરવી ?" મારો આ પ્રશ્ન હતો. ઉત્તર કંઈ એટલો બધો માર્ગસૂચક નહોતો. એમણે તો કહી દીધું કે "સગાંવહાલાં મારફતે મસલત ચલાવવી" પણ સગાંવહાલાંના Obligations તળે આવવું જ ન હોય તો શું ?

આ પ્રશ્ન ઉપર પાછી ગઈ કાલે મિત્રોમાં કેટલીક ચર્ચા ચાલી હતી અને તેમાંથી જ આ પત્ર તમને લખવાનું મન થઈ ગયું છે. કેટલાક માને છે કે છાપામાં જાહેરાત આપવી એ જ રસ્તો હવે રહ્યો છે. મને એક નવો વિચાર આવ્યો અને તે ઘણા મિત્રોને ગમી ગયો. અલબત્ત એ કેટલે અંશે શક્ય હશે તે તો કહી શકાય તેમ નથી જ, પણ Idea છે. અને મને લાગે છે કે આવા વિચારને અમલમાં મૂકવાનું કામ તમારા જેવા કોઈ અજબ રીતે કરી શકે !

જુઓ હવે હસતા નહિ અને હસો તો બહુ ફેલાવતા નહિ.

એક સંસ્થા સ્થાપવી :–અલબત્ત આમાંથી લેખકોને તો લાભ થનાર જ છે. નવી નવી કથાઓ સાંભળવા મળશે એટલે પાંચ ચોપડી વધારે લખવાનું મેટર ભેગું થશે અને પૈસા કમાવા હોય તો પૈસા પણ કમાઈ શકાશે.

અલબત્ત આ સંસ્થા પોકળ સંસ્થા તો નહિ જ હોય. એનાં ચોક્કસ ધ્યેયો તો રહેવાનાં જ.

પછી આવી સંસ્થાની જાહેરાત શિષ્ટ માસિકોમાં થાય. જાહેરાતનો નમૂનો પણ લખું કે ?

"આપ આદર્શ લગ્નમંડળના સભાસદ છો ? ન હોવ તો આજે જ આપનું નામ નોંધાવો. આદર્શ લગ્ન કરવા ઇચ્છતા દરેક સંસ્કારી યુવક–યુવતી માટે આ જ એકલી સંસ્થા છે કે જે વ્યક્તિગત પ્રશ્નો ઉકેલે છે. આજના મોટા ભાગનાં સંસ્કારી યુવક–યુવતીઓ માટે લગ્ન એ મૂંઝવણનો પ્રશ્ન છે. મુશ્કેલીઓ, સામાજિક હેરાનગતિ, પાત્રની પસંદગી વિગેરેની મૂંઝવણના સમયમાં આ સંસ્થા સાચી સલાહ આપે છે. એક રીતે કોઈ પણ દેશની તાકાત તેનાં સુખી લગ્નોના પ્રમાણથી પણ માપી શકાય છે. અને આ સંસ્થા હિંદની તાકાત આ રીતે વધારવા માગે છે. હિંદના એકેએક માનવીને લગ્ને સુખી જોવાની આ સંસ્થાની મુરાદ છે. સંસ્કારી લગ્નોમાંથી સંસ્કારી પ્રજા ઊભી થાય છે અને પ્રજા સંસ્કારી બનશે ત્યારે જ જીવન જીવવાલાયક બનશે. પ્રજાજીવન ઘડવાના આ હેતુથી આ સંસ્થા ઊભી થઈ છે.

આ સંસ્થાની સભાસદ–ફી ફક્ત બે જ રૂપિયા છે. અને તેટલી રકમ પણ પત્રવ્યવહાર વિગેરે પાછળ થતાં ખર્ચ પાછળ જ વપરાય છે. સભાસદ થવા ઇચ્છનારે પોતાનો સાચો અને નિખાલસ પરિચય સંસ્થાને લખી મોકલવો. લગ્ન કરવા ઇચ્છનાર યુવક–યુવતીઓએ પોતાની પસંદગીના ગુણો પણ જણાવી દેવા, જેથી સંસ્થાને સલાહ આપવાનું કે બીજી વ્યવસ્થા કરવાનું કામ સહેલું થાય.

સંસ્થાને યોગ્ય જણાય છે તેવાં સમાનશીલ વ્યસનવાળાં યુવક–યુવતીઓનો પરિચય પણ કરાવી આપે છે. છબિની આપ–લે કરવી હોય તો એક છબી પણ બીડવી. આ સંસ્થાનું આ પગલું પણ નવીન જ છે. સાધારણ રીતે મૂક–મૈત્રી હોવા છતાં પરિચય કરાવનાર ત્રીજી વ્યક્તિના અભાવે યુવક–યુવતીઓ નિકટ આવી શકતાં નથી. આ સંસ્થા એ ત્રીજી વ્યક્તિની ખોટ પૂરી પાડે છે. આવેલા પત્રોમાંથી તારણ કાઢીને. સંસ્થા સભાસદ સભાસદ વચ્ચે ઓળખાણ કરાવવામાં મદદરૂપ થાય છે.

શ્રી. ......અને બીજાં લગ્નના પ્રશ્નનાં ઊંડાં

અભ્યાસી ભાઈબહેનોની મદદ આ સંસ્થાને હર-હમેશ મળતી રહે છે.

આપ પણ સભાસદ તરીકે આપનું નામ નોંધાવીને આપની વાત આ સંસ્થા આગળ રજૂ કરી શકો છો. સંસ્થા બનશે તેટલી મદદ આપશે જ. બધો પત્રવ્યવહાર ખાનગી જ રાખવામાં આવે છે એટલે તે તરફનો ભય રાખવાની જરૂર રહેતી નથી.

મંત્રી, આદર્શ લગ્નમંડળ"

આ થયો સંસ્થાની જાહેરાતનો નમૂનો !

હવે આવું થાય તો શું થાય તે વિચારીએ. બને એમ કે ૫૦૦ યુવકો અને ૫૦ યુવતીઓના પત્રો તો આવીને ઊભા રહે. પણ પછી ૪૫૦ યુવકોને ક્યાં ઠેકાણે પાડવા? આ પહેલી વ્યવહારુ મુશ્કેલી ! પણ આવેલા ૧૧૦૦ રૂપિયામાંથી કોઈ બીજી યોજના જરૂર વિચારી શકાય !

હવે મને લાગે છે કે તમે પૂરા હસી રહ્યા હશો. ચાલો, બીજું કંઈ નહિ તો આ પત્રની એટલી તો સાર્થકતા છે !

તમને થશે કે આ ભાઈસાહેબ વિજ્ઞાનમાંથી લગ્નમાં કાં ઊતરી પડ્યા? પણ જણાવવાનું કે લગ્ન કોને સ્પર્શી શકતું નથી? વિજ્ઞાન હોય કે રાજતંત્ર હોય, અર્થ–શાસ્ત્ર હોય કે માનસશાસ્ત્ર હોય–પણ લગ્ન તો બધાની વચમાં ઊભું જ છે. વાતવાતમાંથી લગ્નની વાત ઉપર આવી જનારા અમારી હોસ્ટેલમાં ઘણા વસે છે. અને એવી ચર્ચાઓમાંથી કોઈકવાર ઉપરના જેવી વાત પણ નીકળી આવે છે. હું હજી લગ્ન કરવા નીકળી પડ્યો નથી, પણ બે ત્રણ વર્ષે પણ નીકળી પડીશ તો ખરો જ. પણ તે દરમિયાન જોઉં તો ખરો કે આવી કોઈ સંસ્થા ઊભી થાય છે કે નહિ? એવી થતી હોય તો મારા જેવા અને બીજા ઘણાને પણ એવી એવી સંસ્થાનો લાભ મળશે જ.

લિ......ના વં. મા.

હું આશા રાખું છું કે તમે ધ્યાનપૂર્વક પત્ર વાંચ્યો હશે અને એ પછી આ માસિકને એક બાજુ મૂકી દઈ એ ઉપર ચિંતન કર્યું હશે, અને છેવટે તમારો જવાબ તમે મનમાં નક્કી કરી લીધો હશે. જો તમારો જવાબ તમે મનમાં ન ગોઠવ્યો હોય તો મારો આ જવાબ ન વાંચશો, કારણકે તમે જવાબ નહિ વિચાર્યો હોય તો આ પ્રશ્ન તમને તદ્દન સહેલો લાગશે અને મારો જવાબ તદ્દન મામૂલી જણાશે. તમે તમારા મગજને જો થોડીક પણ તકલીફ આપી હશે તો આ નાનકડા પ્રશ્નમાંથી કેટલા ફાંટાઓ ફૂટે છે અને આ પ્રશ્નનાં મૂળ કેટલાં ઊંડાં છે તેનો તમને લગીર ખ્યાલ આવી શકશે અને તમે જોઈ શકશો કે મોટો ચમરબંધી પણ આનો સંપૂર્ણ જવાબ આપી શકે એમ નથી. આ ઉપરથી તમે સમજી શકશો કે મારા જવાબ વિષે ન્યાય તોળવા માટે પણ તમારે તમારો જવાબ નક્કી કરી લેવાનું જરૂરી છે.

હવે વાંચો મારો જવાબઃ

**પ્રિય ભાઈ,**

આપણા વચ્ચે ઓળખાણ ન હોવા છતાં 'પ્રિય ભાઈ લખવા માટે મારા પાસે ખાસ કારણ છે. મને થાય છે કે જો હું તમને 'પ્રિય ભાઈ' કહીશ તો જ બે આકરા શબ્દો કહેવાના હશે તો કહી શકીશ. એક વિચારકનું વાક્ય તમે વાંચ્યું હશે: 'માત્ર પ્રેમને જ કઠોર થવાનો અધિકાર છે' હૃદયમાં પ્રેમને ધારણ કરી આ અધિકાર હું ભોગવવા ઇચ્છું છું.

તમે પોતે પરણવા નીકળી પડ્યા નથી અને નીકળી પડવાને બે ત્રણ વર્ષની હજી વાર છે એ વાંચીને મારા મનની એક શંકા દૂર થઈ છે. તમારો કાગળ શરૂ કરતી વખતે મને એમ થયેલું કે આ મહાશય પોતે જ કોઈ ગૂંચમાં પડી ગયા લાગે છે અથવા તો પ્રયત્ન છતાં ક્યાંય ફાવતા નથી એટલે રમૂજને બહાને પોતાના મિત્રને આવું બધું લખવા લાગ્યા છે. પણ એ શંકા હવે મને નથી રહી. જો કે એ શંકાની સાથોસાથ એ શંકાનો નાશ કરે એવી બીજી શંકા પણ મારા મનમાં ઉદ્ભવી જ હતી. આપણા સમા-

જેમાં છોકરાઓને મનપસંદ લગ્નની તકલીફ તો છે, પરંતુ ખરી તકલીફ તો છોકરીઓનાં માબાપોને જ છે. એટલે મારા મનમાં તુરત જ એ શંકા ઊઠેલી કે પોતાની કન્યા માટે ચારે બાજુ ફાંફાં મારતાં માબાપોની વચ્ચે અને ઉચ્ચ શિક્ષણ શોધતી કુમારિકાઓ વચ્ચે આ શિક્ષિત કુમારને તકલીફ શાની હોય? આવા કુમારને તો ઇચ્છિત લગ્ન મળી જ શકે.

પણ હવે એ વાત જ અપ્રસ્તુત છે. ખરો પ્રશ્ન તો એ ઊભો રહે છે કે લગ્ન ગોઠવવા શી રીતે? 'આદર્શ લગ્નમંડળ'ની તમારી કલ્પના અત્યાર સુધી સૂચવાયેલી નવી રીતોમાં મહત્ત્વની છે. જાહેરખબર આપવાનો માર્ગ પસંદ કરનારે એનો અનુભવ હજી સુધી નહિ લીધો હોય, અને કદાચ લીધો હશે તો કોઈ અકસ્માતે જ એમાં ફાવી ગયા હશે. બાકી એમાં તો ફોસલાઈ જવાનો અને ફસાઈ જવાનો ૯૯ ટકા ભય રહ્યો છે. એવા ફોસલાઇને ફસાઈ જનારા બે ત્રણ સજ્જન–દુર્જનનો અનુભવ હું જાણું છું. અને બીજું એમાં તકલીફનોયે પાર નથી. જો જાહેરખબરની રીત પ્રચલિત થાય તો આજે એક નોકરી માટે સેંકડો અરજીઓ અથવા રૂબરૂ મુલાકાતો આવી પડે છે અને એમાંથી એકની પણ પસંદગી કરવાનું મુશ્કેલ બને છે એવું જ લગ્નની બાબતમાં પણ બને, અને પછી તો કદાચ અમારા અમદાવાદમાં ગુજરી ભરાય છે તેમ લગ્નની પસંદગી માટે મોટા પાયા ઉપર એવા સમારંભો ગોઠવવા પડે. જો કે આવું આપણે કરશું તો એ મૌલિક નહિ ગણાય, કારણ કે આપણા બાપ-દાદાઓ લગ્ન માટે એવા સમારંભોનો જ આશ્રય લેતા હતા. એક લગ્નની ધામધૂમમાં બીજા બે ચાર લગ્નો ગોઠવાઈ જતાં તે આપણી જાણબહાર નથી, પરંતુ એ તો આપણાં માબાપો ગોઠવતાં એટલે ફાવે એવું હતું. જો આપણે જ એ ગોઠવવાનું આવે તો એ સમરાંગણ ન જ બની જાય એમ ખાતરી-પૂર્વક ન કહી શકાય. એટલે જાહેરખબરની અને આવા સમારંભની વાત તો પડતી જ મૂકવી જોઈએ.

હવે તમારી સંસ્થાની વાત લઈએ. લગ્ન માટે સંસ્થાની કલ્પના મહત્ત્વની તો લાગે છે, પણ તમે રખે માનતા કે એ કલ્પના મૌલિક છે. આ યુગને ઘણા યંત્રયુગ કહે છે, પરંતુ ખરું કહીએ તો આ સંસ્થાયુગ જ છે. તમે સહેજ વિચાર કરશો તો જણાઈ આવશે કે આજે વ્યક્તિના અને સમાજના ઘણાખરા વ્યવહારો સંસ્થા મારફતે જ ચાલે છે. કંઈપણ નવું કરવું હોય અરે, નવીનતાનો સામનો કરવો હોય તોપણ તુરત સંસ્થા શરૂ કરવી પડે છે. સંસ્થા વિના આપણે એક પણ કોયડાનો ઉકેલ ન લાવી શકીએ એવી સ્થિતિ આજે આવી ગઈ છે. આવા વાતાવરણમાં લગ્નપસંદગી માટે સંસ્થાનો વિચાર ઉદ્ભવે તે સહજ છે અને આવી સંસ્થાઓ લગ્નનીતિની જડ ઉખેડી નાખશે એમ માનીને એનો વિરોધ કરનારી સંસ્થા પણ ઉદ્ભવે તે પણ એટલું જ સહજ છે.

તમે કલ્પેલી સંસ્થા માટે તમે જે પત્રિકાનો નમૂનો મોકલ્યો છે તે તો ખરેખર સુંદર છે. આ યુગમાં આ નમૂનો ખરેખર કાર્યવાહક નીવડે એવી સુંદર રીતે તૈયાર થયો છે. જેમ શક્તિની દવા વેચનારાઓને પાકી ખાતરી છે કે આ દેશમાં નામર્દ લોકોનો તેમ જ બેવકૂફ લોકોનો પાર નથી તેમ આ પત્રિકાની પાછળ પણ એવી ખાતરી રહી છે કે આ દેશમાં લગ્નપ્રશ્નથી મૂંઝાતાં યુવક-યુવતીઓનો તોટો નથી તેમ સ્વતંત્ર રીતે એ યુવક–યુવતીઓને એક પણ માર્ગ સૂઝવાનો નથી. રખે તમે એમ માનતા કે પેલી શક્તિની દવાવાળા બદમાસોની સાથે હું તમને સરખાવું છું! એમનો અને તમારો હેતુ જુદો છે અને માર્ગ પણ જુદો છે. માત્ર એક જ બાબતમાં તમે સરખા છો અને એ એક બાબત છે 'લોકો વિષેનું સાચું જ્ઞાન.' આ સાચા જ્ઞાનનો પેલા લોકો પ્રજાને નિચોવવામાં ઉપયોગ કરે છે અને તમે એ દ્વારા નિઃસ્વાર્થભાવે લોકોનું ભલું કરવા ઇચ્છો છો.

તમને થશે કે હું આડી વાતે ઊતરી ગયો છું પણ મારો કહેવાનો આશય એ હતો–એ છે–કે પત્રિકા તરીકે તો એ એટલી સુંદર છે કે લોકો એથી લલચાય જ. અને

તમે કલ્પી શકો તે કરતાંયે વધુ અરજીઓ તમારા ટેબલ ઉપર આવી પડે. પરંતુ અરજીઓ આવી પડ્યા પછી શું ? હું તમને એક ખાનગી વાત કહું ? તમે સંસ્થા ન સ્થાપો અને બે રૂપિયા જેટલું લવાજમ પણ ન રાખતાં માત્ર બે આનાની ટપાલની ટિકિટ જ મગાવો અને એટલું જાહેર કરો કે 'પ્રો. ફલાણા ફલાણા તરફથી તમને વિના મૂલ્યે લગ્ન માટેની સલાહ મળશે અને પસંદગીનાં ક્ષેત્રો બતાવવામાં આવશે.' આટલું કરશો તો પણ હજારો પત્રો તમારા ઉપર આવી પડશે. પરંતુ આપણે વિચારવા માગીએ છીએ તે પ્રશ્ન અરજીઓ આવશે કે નહિ આવે તે નથી એ હું ઘડી ઘડી ભૂલી જાઉં છું. તમારા કાગળમાંથી પ્રશ્નો બે ઊઠે છે. એક તો આવી સંસ્થા લગ્ન-પસંદગીના પ્રશ્નનો ઉકેલ લાવી શકે ? અને બીજો પ્રશ્ન એ કે, તો એ ઉકેલ માટે બીજો કયો રસ્તો ? આ બંને પ્રશ્નો આપણે નિરાંતે વિચારીએ.

ટૂંકમાં જ જો મારે જવાબ આપવો હોય તો જવાબ એ છે કે આવી સંસ્થા એ પ્રશ્નનો ઉકેલ ન લાવી શકે. પણ એવો જવાબ તો તમે તમારી મેળે પણ શોધી કાઢ્યો છે એટલે મારે એનાં વિશેષ કારણો જણાવવાં જોઇએ. તમને જે બીક છે-કુમારોની જયારે ૫૦૦ અરજીઓ આવશે ત્યારે કુમારિકાઓની ૫૦ જ આવશે-તે બીક થોડા વખતમાં જ દૂર થઈ જશે, કારણ કે આજે જીવનના દરેક ક્ષેત્રમાં પુરુષની લગોલગ રહેવાની અને જો બની શકે તો આગળ વધવાની નવા યુગની સ્ત્રીઓએ હામ ભીડી છે. એટલે તમારી એ બીક કાલ્પનિક ઠરશે અને એટલા જ ખાતર જો તમે સંસ્થાનો વિચાર પડતો મૂકશો તો દૂરના ભવિષ્યમાં તમને પસ્તાવો થશે. માટે મારી સલાહ એવી છે કે એટલા ખાતર નહિ પણ આ ડાહ્યો માણસ તમારા પાસે જે કારણો મૂકે છે તે કારણો વિચારીને તમે સંસ્થાનો વિચાર પડતો મૂકશો તો તમારું ને યુવક-આલમનું શ્રેય થશે. એ કારણો અનુક્રમે હું તમને જણાવું:

૧. 'સગાંવહાલાંઓ મારફત મસલત ચલાવવાની પેલા મુરબ્બીની સલાહની વિરુદ્ધમાં તમને એમ લાગ્યું કે 'પણ સગાંવહાલાંના obligations તળે આવવું જ ન હોય તો શું ?' આ સંસ્થા સ્થપાતાં માબાપ અને સગાંવહાલાંને સ્થાને તમારું મંડળ આવશે, પરંતુ પેલાં obligations તો દૂર થશે નહિ, માત્ર બદલાશે.

૨. આ સંસ્થા જો જાહેર સંસ્થા રાખવી હશે -અને હું માનું છું કે તમારી કલ્પના ખાનગી પેઢીની નથી-તો એમાં પરણેલાંઓના હાથમાં સંસ્થાનું સુકાન અને સંસ્થાનો તમામ વ્યવહાર રાખવામાં નહિ આવે તો સંસ્થાનાં સંચાલક કુમાર-કુમારિકાઓ જેમ જેમ ગોઠવાતાં જશે તેમ તેમ દૂર ખસતાં જશે અને સંસ્થા ભાંગી પડશે. અને જો પરણેલાંઓને રાખશો ને એમને ત્યાં પરણવાલાયક પુત્ર-પુત્રીઓ હશે કે થશે કે છેવટ કુટુંબીજનો હશે તો પણ અરજી કરનાર તરફ નિષ્પક્ષપાત વલણ દાખવી શકાશે નહિ. આમ થશે એટલે એ સંસ્થા થોડાંક માણસોનાં લગ્નની ગોઠવણ કરી લઈને બંધ પડી જશે.

૩. આપણી નાતમાં આજે પટેલિયાઓ જેમ પેધી ગયા છે તેમ આ સંસ્થાનાં મોવડીઓ પેધી જશે. ચૂંટણીની પ્રથા રાખવામાં આવશે તો એ ચૂંટણીમાં ડંડા ઊડવાનો પૂરો સંભવ રહેશે. ઉપરાંત દરેક અરજી કરનાર સભ્ય ગણાય અને એમાંથી જ કાર્યવાહક મંડળ ચૂંટાય એવું થશે તો તો લગ્નને બદલે લગ્ન ગોઠવવાની મહત્ત્વાકાંક્ષા જ યુવક-યુવતીઓમાં પ્રબળ થઈ જશે અને એવી મહત્ત્વાકાંક્ષાનાં પરિણામો શાં આવશે તે હું નહિ લખું તો જ તમે વધુ સમજી શકશો.

૪. લાંચ રુશવત અને લાગવગ વિના કોઈનું કામ ચાલી શકશે નહિ.

૫. લગ્ન ઇચ્છનારાંઓ તરફથી સાચી માહિતીઓ આવશે નહિ, કારણ કે જો પોતાની ઊણપ બતાવવામાં આવે તો એને માટે સંસ્થા ચડિયાતો

સાથી શોધે નહિ, એટલે અરજીની વિગતોની ખાતરી કરવા ગુપ્તચરખાતું ઊભું કરવું પડશે અને એ ખાતામાં પણ કોને રાખવા તે એક મુશ્કેલીનો પ્રશ્ન થશે, કારણ કે ધીમે ધીમે એ પણ એક સ્વતંત્ર સંસ્થા બનશે.

૬. અને જો માબાપને ચાનક ચડી ગયું તો એ લોકો જ મોટી સંખ્યામાં આ સંસ્થામાં જોડાઈને સંસ્થાનો કબજો લઈ લેશે. ઉપરાંત, આવી કબજો લેવાની બીક તો લગ્ન વિષે ભિન્ન ભિન્ન મત ધરાવતા સુધારકોની પણ રાખવી પડશે.

૭. આ સંસ્થા લોકપ્રિયતા મેળવશે તો આવી જ બીજી સંસ્થાઓ પણ ઊભી થશે અને હરીફાઈ જામશે. છેવટ, ધીમે ધીમે એ બધી વ્યાપારી પેઢીઓ બની જશે.

૮. અને વ્યાપારી પેઢીઓ જેવું સ્વરૂપ થશે એટલે પેલી પરપોટા કંપનીઓ ઉપરથી લોકવિશ્વાસ ઊઠવા લાગ્યો અને થોડા દિવસોમાં જ એ બધી વીમાકંપનીઓ હવામાં ઊડી ગઈ તેમ જ આ સંસ્થાઓ ઊડી જશે અને એનો આરંભ કરનારા તમારા જેવા સહૃદયી ને સેવાભાવી માણસ લોકોના શાપને પામશે.

આ આઠ અને જો એમાં ઊંડા ઊતરીએ તો એવાં આઠસો કારણો તમારી સંસ્થાની વિરુદ્ધમાં હું તમને આપી શકું એમ છું. પરંતુ એ આશાએ જ હું ઝાઝી તકલીફમાં નથી ઊતરતો કે તમે એવી સંસ્થા કાઢવાના નથી જ એવી મને ખાતરી છે. પણ આવી સંસ્થા તમે નહિ કાઢો એથી તમારા મનમાં ઘોળાતો પ્રશ્ન થોડો જ મટી જવાનો છે? એ પ્રશ્ન તો હજી નિરુત્તર જ ઊભો છે. તમારામાં ધીરજ હોય તો એ પ્રશ્નનો ઉત્તર પણ હું સંભળાવી દઉં.

પેલા મુરબ્બીએ સગાંવહાલાં મારફત મસલત ચલાવવાની જે સલાહ તમને આપી તે સાથે હું મળતો થાઉં છું એ વાત, હું જાણું છું કે, તમને નહિ ગમે. તમને ગમાડવા ખાતર મેં આ પત્ર નથી લખ્યો, એટલે જે સાચું લાગે તે કહ્યા સિવાય છૂટકો નથી. એ મુરબ્બીની સલાહમાં મારે માત્ર થોડો જ સુધારો કરવાનો રહે છે, અને તે એ કે સગાંવહાલાંનો અર્થ સગાં જ વહાલાં એ જ નહિ પણ સગાં અને વહાલાં એટલે કે વડીલો અને મિત્રો, ટૂંકમાં કહું તો જેના પ્રત્યે આપણે વિશ્વાસ ધરાવતા હોઈએ અને જેની પાસે હૃદય ખુલ્લું કરી શકીએ તે. હું નથી ધારતો કે જેની પાસે હૃદય ખુલ્લું કરી શકીએ અને જેના ઉપર વિશ્વાસ મૂકી શકીએ તેને આપણું કામ સોંપતાં આપણને ઉપકાર તળે આવીએ છીએ એવું લાગે. કારણ કે સમજણ પ્રાપ્ત કર્યા પછી પણ અનેક વખત આપણે એમના ઉપકાર તળે આવીએ છીએ અને જરા આગળ વધીને કહું તો આ દુનિયામાં ઉપકાર તળે આવ્યા વિના એક પગલું પણ ક્યાં મૂકી શકાય એમ છે? જુઓને, તમને આ કાગળ લાભદાયી થશે તો તમે મારા ઉપકાર તળે આવશો જ ને? અથવા તો તમારા કાગળે મારામાં રહેલી લખવાની ચળને સંતોષી એટલા પૂરતો હું પણ ઉપકાર તળે આવ્યો જ ગણાઉં. એટલે ભલા માણસ, કોઈના ઉપકાર નીચે આવવાની બીક ન રાખવી, પણ જરૂર પડ્યે ઓછામાં ઓછી બીજાની મદદ લેવી અને આપણી શક્તિ હોય તેટલી વધુમાં વધુ બીજાને મદદ કરવી એ જીવનવિકાસનો અને જગતપ્રગતિનો નિયમ છે. બીજાનો લાભ લઈ ને બેસી જઈએ તો ચોર કે ભિખારી કહેવાઈએ. એથી બમણું પાછું વાળીએ તો સાચા માણસ કહેવાઈએ.

પણ એક બીજી વાત કહું. તમને બીક લાગે છે કે 'કોઈને કહેવાય કેમ કે ચાલો આપણે પરણીએ? મને પ્રશ્ન થાય છે કે શા માટે એમ ન કહેવાય? હા, ગમે તેમ અને ગમે ત્યારે એમ ન કહેવાય. પરંતુ થોડો પરિચય થયો હોય, આપણને સંભાવના જણાતી હોય, આપણા અંતરમાં શાંતિ હોય અને આપણા કહેવામાં વિનય અને મર્યાદા હોય તો વાંધો શો? મોંએથી ન કહી શકાય તો નાની ચિઠ્ઠી પણ ન લખી શકાય? ખરેખર તમે આટલા લજ્જાળ હશો એમ મેં ધાર્યું જ નહોતું. જો કે તમારી લજ્જાથી મને આનંદ

થયો છે. તમારા જેવા લગ્નવાનને જ એવી માગણી કરવાનો અધિકાર હોય. લગ્નહીનને અધિકારનો સવાલ જ ક્યાં રહે છે? એ તો લગ્નને પણ એક સોદો જ સમજે છે અને એ રીતે જ એ માગણી પણ મૂકે છે. એવા માણસોએ જ તો આ નવા યુગને ભ્રષ્ટ કર્યો છે ને!

એટલે પસંદગી માટેની પહેલી સ્થિતિ–આદર્શ સ્થિતિ–એ કે બંનેનાં હૃદયમાં એક સાથે જ આ વસ્તુ ઊગે અને બંને સ્વાભાવિક રીતે જોડાય. બીજી સ્થિતિ મેં કહી એ પ્રમાણે એક પક્ષને ખાતરી હોય તો પોતાના મનની વાત બીજાને મર્યાદાપૂર્વક જણાવે અને એના દિલની વાત જાણે. ત્રીજી સર્વમાન્ય ને સલામત રીતિ એ કે જેના ઉપર વિશ્વાસ હોય તેની મદદ લેવી–અને પસંદગીનો અંતિમ નિર્ણય પોતે કરવો.

હું આશા રાખું છું કે મારા જવાબથી તમને સંતોષ થશે.

**લિ......ના વં. મા.**

•

## ઝાકળ

અખિલ રાત્રિ રમી પિયુ–સંગમાં,
ગહન–સંશ્રય પે અભિસારિકા;
શિથિલ પાશ થતાં ઝબકી જુએ
મલકતી સુરનન્દિની પ્રાચિએ!

રૂદન શું મનુજે ઘડિયું સદા
જીવનનાં હરવા શ્રમ, આપદા?
કરુણ નિર્ઝર શું, નિજ અંતરે
દ્રવી જતાં અણુ માત્ર, દગે સ્રવે?

પ્રજળતી અનલે નિજ લોચને
વશ થઇ વિધિને શમતી અહો!
પ્રસરશે ક્ષણ શાન્તિ ઉરે, નહિ
પણ થશે ક્ષય લોચનલાલિમા!

ઝીલી બધાંયે વિરહાશ્રુ વહાલે,
સજાવિયાં મૌક્તિક માન્યતાથી
કંઠે, સહુ પાદપને લતાએ!

આભૂષણો–ઉત્તમ અંગ–શોભા,
નિસર્ગની માનવ શે પિછાને?
અબોલ એની પ્રતિભા જનોનાં
સૂનાં દિલે અર્થવિહીન ધારી,
નવાજતી 'ઝાકળ' શબ્દ–વાણી!

હરિલાલ ગો. પંડ્યા

# गीतानी शिखामण

[ अध्याय ३ ]

दत्तात्रेय बालकृष्ण कालेलकर

( અનુસંધાન ડિસેંબર–અંકના પૃષ્ઠ ૯૮૭થી )

## कर्म तजाय नहि

માણસ જ્યારે કાંઈક પણ કામ કરે છે અને એનું પરિણામ અવળું આવે છે ત્યારે એને ભારે પશ્ચાત્તાપ થાય છે. આવા કામમાં હું ન ઊતર્યો હોત તો સારું, છાનો બેઠો હોત તો મારું શું બગડવાનું હતું એમ પણ એના મનમાં આવી જાય છે. જે બોલવા જાય તે જ શબ્દમાં સપડાય. ન જ બોલે એ શાથી સપડાય ? દરેક કર્મ સાથે એનો વળગાડ છે. જેને બંધનમાંથી છૂટી જવું હોય એણે કામ જ ન કરવું એ સારું. બેઠાં બેઠાં જોયા કરે, કશામાં હાથ ન ઘાલે તે ડાહ્યો, તે સુખી, એમ ઘણા લોકોને થઈ જાય છે.

જે કર્મની ઉપાધિમાં ન પડે, જેમ તેમ આવેલો દિવસ પૂરો કરે અને નવરા બેસાય નહિ, કંઈક ચાળા જોઈએ છીએ એટલે ભગવાનનું નામ લે અથવા એકતારી–મંજીરા લઈને ભજન કરે તે ભારે ધર્મનિષ્ઠ સાધુ ગણાય છે. સાચું જોતાં આવા માણસ તો અધર્મનિષ્ઠ, આળસુ, પુરુષાર્થહીન અને તેથી કાવાદાવા કરનાર હોય છે. શરીર નવરું બેસી શકે પણ મનની વાસના કંઈ એમ મરી જાય છે ? જેઓ ધન કમાતા નથી તેમને શું ધનનો લોભ ઓછો હોય છે ? ધન કમાવાનું છોડી દે તે હરામનું ખાવાની દાનત રાખે. જે માણસ પૈસાનો ત્યાગ કરે છે, પૈસાને અડીશ નહિ એવું વ્રત લે છે તે પણ બીજા લોકો પાસેથી જાત જાતની વસ્તુઓ માગી લે છે અથવા પૈસાદાર લોકોને પોતાની આસપાસ ભેગા કરે છે અને એટલીયે શક્તિ ન હોય ત્યારે પોતે પૈસાદારનો આશ્રિત થઈને એની પાસે રહે છે.

આમ આપણે જોઈ શકયા છીએ કે વળગાડ તો વાસનાનો છે, મનના લોભનો છે. એ મન જ્યારે કાબૂમાં આવે, સ્વાર્થ, લોભ, નામનાની ઇચ્છા કે કોઈને સજા કરવાની દુષ્ટતા એ બધું છોડી દઈએ તો જ મનને શાતા વળવાની છે. ઘરમાં કોઈ માંદું હોય અને કર્મના બંધમાંથી બચી જવા માટે માણસ કહે કે હું એની સારવાર ન કરું તો એવા માણસે કર્મ ન કરવામાં જ કર્મ અને તે પણ કુકર્મ કર્યું છે. પરિસ્થિતિ પ્રમાણે જે કર્મ કરવું ઘટે છે તે તો કર્યે જ છૂટકો. બધાના ભલાની દૃષ્ટિ રાખીને ધર્મ પ્રમાણે કર્મ કરે તે જ પવિત્ર માણસ છે, તેને જ શાંતિ મળી શકે છે. હું કર્મ આદરું જ નહિ એમ જો કોઈ કહે અથવા આદરેલું સારું કર્મ પણ છોડી બેસે તો એવા માણસને કંઈ એ રીતે સિદ્ધિ મળવાની નથી. કર્મના બંધનમાંથી એનો છુટકારો થવાનો નથી.

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ (અ. ૩, શ્લો. ૪.)

## મિથ્યાચારી

ઇંદ્રિયોને કાબૂમાં રાખવી એ સહેલું કામ નથી. ન જોવાનું આપણે ઘણીવાર જોઈ નાંખીએ છીએ. કોઈનો ખાનગી કાગળ ન વાંચવાનો હોય તોયે તે વાંચી જોવાની ઇચ્છા થયા વગર રહેતી નથી. પ્રયત્નપૂર્વક જ એ દબાવવી પડે છે. ખાતી વખતે તો ભૂખ કરતાં વધારે "ખાઈ જવાય છે."

છતાં કાંઈક પ્રયત્ન કરવાથી ઇંદ્રિય ઉપર કાબૂ આવી જાય છે. પણ એટલાથી માણસે સંતુષ્ટ ન રહેવું જોઈએ. ઇંદ્રિયો સાથે મનને પણ રોકતાં આવડવું જોઈએ. જો લોકોને દેખાડવા ખાતર આપણે બહારનો સંયમ જાળવીએ અને મનથી તો તે તે ક્રિયાનો રસ લીધા જ કરીએ તો આપણે દુનિયાને છેતરીએ છીએ. એવા સંયમનો કશો લાભ નથી. સંયમ એ દેખાડવા ખાતર ન હોવો જોઈએ પણ પોતાના સમાધાન ખાતર – મનની શુદ્ધિ ખાતર હોવો જોઈએ.

કેટલાક લોકોમાં સમાજને છેતરવાની ખાસ ઇચ્છા નથી હોતી. પણ બિચારા પોતાને જ છેતરે છે. શરીરથી એટલે કે ઇંદ્રિયોથી અમુક કર્મ ન થયું એટલે પોતે શુદ્ધ છે એમ તેઓ માને છે. એ હૃદયની મૂઢતા છે. શરીરે કર્મ થાય એનાં પરિણામ સ્થૂળ હોવાથી ઝટ દેખાઈ આવે છે. મનથી વિષયોનું ગમે તેટલું સેવન કરે તોયે નુકસાન થયાનું સહેજે ધ્યાનમાં નથી આવતું. તેથી મનને રોકવાની એટલી ધગશ માણસમાં નથી હોતી. જે માણસ કોઈ કાળે કોઈની વસ્તુ ચોરીને ન લે તેને પણ મનથી પારકી વસ્તુનો અભિલાષ કરતાં શરમ નથી આવતી. મનથી ચોરી કરવામાં પણ આપણી ચારિત્રહાનિ થાય છે એટલું એને નથી સૂઝતું. એવા માણસનો બાહ્ય સંયમ સ્થૂળ અને મૂઢ હોય છે. એ સંયમનું ફળ એને પૂરતું મળતું નથી. ઇંદ્રિયોનો સંયમ કરે અને મનથી વિષયોનું સ્મરણ કર્યા કરે એવા માણસનો આચાર મિથ્યા છે, એટલે કે વ્યર્થ છે – પરિણામશૂન્ય છે. એનું હૃદય જરાય ઉન્નત નથી થતું. એ વિમૂઢ જ રહે છે અને ઇંદ્રિયો અતૃપ્ત રહેવાથી વિષયનું ચિંતન ઊલટું વધારે જોસથી ચાલે છે. વિષયી માણસ કરતાં પણ એની આસક્તિ વધારે હોય છે. એટલા માટે ઇંદ્રિયો દ્વારા જેટલો સંયમ કરવો હોય તેટલો મનથી પણ કરવો જોઈએ.

> कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
> इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥
> (અ. ૩, શ્લો. ૬)

*

## યજ્ઞ કરીને ઋણમુક્ત થવું

જેમ બાળક જન્મે છે તે માબાપોનું ઋણ માથે લઈને જ જન્મે છે તેમ માણસ આ દુનિયામાં અનેક જાતનાં ઋણો માથે લઈને આવે છે અને જીવે છે. જીવે ત્યાંસુધી માણસે પ્રથમ આ દેવું ચૂકવીને પછી જ પોતાના સંતોષનાં બીજાં કામો કરવાં. એકાદ ધર્મશાળામાં આપણે ચાર કલાક ગાળીએ અને ચાલ્યા જઈએ તો આપણે દાખલ થયા તે કરતાં જતી વખતે સ્વચ્છતાની અને બીજી બાબતોમાં એને કાંઈક સારી હાલતમાં છોડી જઈએ એ માણસ તરીકેની આપણી ફરજ છે. કુદરત પાસેથી કે સમાજ પાસેથી આપણે કંઈક સેવા લઈએ તો તેટલા પ્રમાણમાં કાંઈક સેવાનું વળતર આપીને પછી જ આપણે પોતાનું કામ અથવા પોતાનો લાભ શોધીએ.

દુનિયાની સુસ્થિતિ ટકાવવા ખાતર જે જે ક્રિયા ફરજ તરીકે આપણે માથે છે તે બધાને આપણા ધર્મમાં યજ્ઞ એ નામ આપ્યું છે. જે કોઈ લાકડાં વાપરે તેણે ઝાડો વાવવાનો યજ્ઞ કરવો જ જોઈએ. જે અનાજ ખાય છે એણે અનાજ ઉગાડવામાં ઓછી વધતી મદદ કરવી જ જોઈએ. જે કપડાં વાપરે છે એણે કાંઈ નહિ તો કાંતવું જોઈએ જ. કૂવા પર કે તળાવમાં નહાય છે એણે આસપાસનો કાદવ કાઢી નાંખવાનું કામ દર વખતે થોડું ઘણું કરવું જ જોઈએ. એમ જે ન કરે, સાર્વજનિક સગવડોમાંથી લાભ ઉઠાવે પણ સાર્વજનિક ફરજો અદા ન કરે, તે

સમાજદ્રોહી છે, તે ચોર છે. એ જે ખાય છે તે પાપ ખાય છે. આવા માણસને આ દુનિયામાં બરકત મળવી મુશ્કેલ છે. પછી પરલોકમાં એનું શું ભલું થવાનું હતું? રોજની મજૂરી બરાબર પૂરી કર્યા પછી જ કામગાર જે વિનોદ કરે એ એના હકનો છે. એ જ એને સદવાનો. રોજનું અધ્યયન પૂરું કર્યા પછી વિદ્યાર્થીઓ જે રમતો રમે છે અથવા કાવ્યશાસ્ત્રવિનોદ ચલાવે છે તે એમને માટે અમૃતમય થાય છે. કર્તવ્ય છોડી સુખચેન અથવા મોજમઝા કરવા જનારને સાચો આનંદ તો મળતો જ નથી, અને એનો અભ્યુદય પણ થતો નથી. જ્યાં મનની ચોરીનું શલ્ય સાલ્યા જ કરે છે ત્યાં શાંતિ કે ઉત્કર્ષ કયાંથી હોય?

> यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
> भुंजते ते त्वघं पापाः ये पचंत्यात्मकारणात् ॥
> અ. ૩, શ્લો. ૧૩.

> यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
> नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥
> અ. ૪, શ્લો. ૩૧

*

## જીવનસૂત્ર

કઈ રીતે જીવવું અને શા ઉદ્દેશથી જીવવું એ બે સવાલો જીવનના મુખ્ય સવાલો છે. જિંદગીમાં માણસ ધારે તેવા પાસા હમેશ નથી પડતા તેથી દુઃખ અને અશાંતિ એ જ માણસનાં નિત્યનાં સાથી થઈ જાય છે. એમાંથી બચી જવું હોય તો માણસે કર્તવ્યબુદ્ધિથી સત્કર્મ કરવું. અને ફળ ઈશ્વરાધીન છે એમ જાણી અનાસક્ત રહેવું. એ જ એક ઉપાય છે. આ ઉપાયની ખાસ ખૂબી એ છે કે આ રીતે મનને શાંતિ તો મળે છે પણ એના ઉપરાંત કર્મ કરવાનું કૌશલ પણ વધે છે. તેથી ભગવાનનો માણસને એ જ ઉપદેશ છે કે આસક્તિ તજી અસક્ત બની માણસે ધર્મપ્રાપ્ત કર્મ કરી છૂટવું. આવી રીતે યોગયુક્ત વૃત્તિથી કરેલું કર્મ ધાર્યું ફળ આપે કે ન આપે પણ સૌથી મોટું ફળ તો જરૂર આપે છે. તે મોટું ફળ કયું? ચિત્તશુદ્ધિ, શાંતિ અને અંતે ઈશ્વરપ્રાપ્તિ.

> तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
> असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ।
> અ. ૩. શ્લો. ૧૯.

*

## આગેવાનની ફરજ

પર્વત પર્વત છે એટલા માટે જ તેના ઉપર કેટલીક જવાબદારીઓ આવીને પડે છે. ટાઢતડકા સહન કરવાં, વરસાદનાં વાદળાંને ખેંચવાં, અસંખ્ય વૃક્ષોને આશ્રય આપવો, વીજળીના પ્રહાર માથે ઝીલવા અને બને તેટલો પાણીનો જથ્થો આસપાસના પ્રદેશને પોતાના કાંપ સાથે આપી દેવો એ બધું પર્વતનું જ કામ. પર્વત જો આ કામ કરવાની ના પાડે તો સૃષ્ટિક્રમ ચાલે નહિ.

નદી, સમુદ્ર, ધરતી, પવન, સૂર્યચંદ્ર અને નક્ષત્રો – બધાંને જ આવી જાતનું ખાસ કર્તવ્ય અથવા આવો સ્વધર્મ ઈશ્વરે નીમી દીધેલો છે. એ જ રીતે મનુષ્યજાતિમાં ઈશ્વરે કેટલાક લોકોને એમની શક્તિ, બુદ્ધિ, ચારિત્ર્ય અને પદવીને લીધે સમાજના આગેવાનનું કામ સોંપી દીધેલું છે. સામાન્ય જનસમાજ એટલે કે પ્રાકૃત લોકો આવા શ્રેષ્ઠ લોકોનું જ હમેશાં અનુકરણ કરવાના. કયે પ્રસંગે શું કરવું, કઈ રીતે વર્તવું, માણસની ફરજ શી, માણસ કેટલે સુધી ઊંડી શકે છે, પુરુષાર્થમાં માણસ કેટલી હદ સુધી ચડી શકે છે – એ બધી બાબતોનો ખ્યાલ પ્રજાને આવા શ્રેષ્ઠ લોકો પાસેથી જ મળવાનો, જમાના પરત્વે ધર્માચરણના આદર્શને તેમજ નવાં નવાં ધ્યેયોને જન્મ દેનારા તે આ શ્રેષ્ઠ લોકો જ. હરામ શું અને હલાલ શું એ વિધિનિષેધનું પ્રમાણ સામાન્ય લોકોને તો સાધુવૃત્ત લોકોનાં શીલ અને આચારમાંથી જ મળવાનું. માટે આવા શ્રેષ્ઠ લોકોની ફરજ બેવડી છે અને તે પણ બહુ આકરી – ખાંડાની ધાર જેવી. શ્રીરામચંદ્રજીનું અને સીતા-

મૈયાનું આખું જીવન આ શ્રેષ્ઠ જનોની ફરજ પ્રસન્ન શાંતિથી અદા કરવામાં જ ગયું. માટે જ સીતારામ એ અનંતકાળ સુધી માણસજાતનાં આદર્શ રહ્યાં છે. શ્રેષ્ઠ વ્યક્તિ જે કંઈ કરે તે તેણે પૂર્ણ વિચારથી જ કરવું પડે છે. સમાજની નીતિ, સમાજનું આચરણ, સમાજની શ્રદ્ધા ઘણે અંશે પોતાના આચરણ ઉપર નિર્ભર છે એ જાણી એણે જીવનયાત્રા ચલાવવી જોઈએ. ઉચ્ચ પદવીને લીધે એ સ્વચ્છંદ ન કરી શકે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

અ. ૩, શ્લો. ૨૩.

*

જિંદગી એ એક મારે જંગ છે. ખોરાકને માટે કુદરત સાથે લડવું પડે છે એમ કેટલાક યુરોપિયનો હમેશાં કહે છે તે જવા દઈએ. જિંદગીમાં બધે હરીફાઈ છે એટલે તેમાં તો લડવું જ પડે છે. દુનિયાના દુર્જનો માણસને નબળો જોઈ એનું સર્વસ્વ હરણ કરવા ટાંપીને બેઠા જ છે. તેમની સાથે હમેશાં લડવું પડે છે. આવી લડતનો પણ કોક કાળે અંત આણી શકાય. માણસજાત કાયમને માટે જ જંગલી રહેશે એમ નથી. એટલે માણસ માણસ વચ્ચેના ઝઘડાનો કોક કાળે અંત આવશે એમ માની શકાય. છતાં એક સનાતન સંગ્રામ રહી જ જાય છે અને તે દરેકના અંતઃકરણની અંદર જ હોય છે. જાતજાતની વાસનાઓ આપણને આડે રસ્તે ઉતારે છે એમની સાથે લડીને જીવનનું ગાડું માર્ગ ઉપર જ રાખવું અને મોક્ષ તરફ હાંકી લઈ જવું એ જ મોટો પુરુષાર્થ છે. આ યુદ્ધ દિવસરાત ચાલ્યા કરે છે. જેને માટે આ યુદ્ધ પતી ગયું તે જ એકલો ધન્ય છે. તુકારામે કહ્યું છે आम्हा घरीं नित्य युद्धाचा प्रसंग अंतर्बाह्य जग आणी मन.–બહારની દુનિયા લલચાવે છે, અંદરની દુનિયા ઉશ્કેરે છે. એ બન્ને સાથે લડતાં જો મન ટકી શક્યું તો માણસ જીત્યો.

માનવીશત્રુ સામે લડતાં ક્રોધ અને ઈર્ષાથી લોહી તપી જાય છે. જાણે માણસને તાવ ન ચઢ્યો હોય! પણ વાસના સાથેનું યુદ્ધ આમ ગરમ થયે નહિ ચાલી શકે. એ તો ઠંડે પેટે જ ચલાવી શકાય. એક આત્મા ઉપર જ બરાબર ચિત્ત રાખી, જે કંઈ કરીએ છીએ તે ઈશ્વરને અર્પણ કરી, અહંકાર અને મમતા છોડી દઈ, પછી જ આ યુદ્ધ માટે કેડ કસી શકાય. ભોગ ભોગવવાની અથવા ઐશ્વર્ય કમાવાની ઈચ્છાથી આ યુદ્ધ ન ચાલે.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥

અ. ૩, શ્લો. ૩૦.

*

## ધાડપાડુ ઇન્દ્રિયો

જીભને જન્મથી જ ગળ્યું ભાવે છે અને તીખું કડવું નથી ગમતું. બધી ઇંદ્રિયોનું એમ જ છે. ઇંદ્રિયોનો સ્વભાવ જ છે કે અમુક વસ્તુઓ પસંદ કરવી અને અમુક વસ્તુઓ પ્રત્યે અણગમો રાખવો. પોતાના આ સ્વભાવ અનુસાર ઇંદ્રિયો માણસને મનાવવાનો પ્રયત્ન કરે છે. પણ માણસનું ભલું શામાં રહેલું છે, એનું હિત કયે રસ્તે છે એ કંઈ ઇંદ્રિયો જાણતી નથી. તેથી જ ઇંદ્રિયોની આ પસંદગી–નાપસંદગીને માણસની શત્રુ કહી છે. ઇંદ્રિયોને દાસ તરીકે રાખીએ તો તો તેઓ ઠીક કામ આપે છે. કૌશલ્ય અને મોક્ષ મેળવવામાં મદદગાર થાય છે. પણ જો એમને સલાહકાર તરીકે સ્વીકારી તો બરાબર ખાડામાં ઘસડી જવાની. કેમકે ઇંદ્રિયોની દોડ કલ્યાણ તરફ નથી પણ પોતાના નક્કી થયેલા વિષયો તરફ છે. એ ધ્યાનમાં રાખી ઇંદ્રિયોના ગમા–અણગમાથી ચેતીને ચાલવું જોઈએ. મોક્ષને માર્ગે જનાર આત્માર્થી માણસનું શ્રદ્ધા, વિવેક, જાગૃતિ વગેરે બધી જાતનું ધન લૂંટી લેનાર જો કોઈ બહારવટિયા લૂટારુ હોય તો તે આપણા રાગદ્વેષ જ છે.

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्यपरिपन्थिनौ ॥

અ. ૩, શ્લો. ૩૪

## સ્વધર્મની શ્રેષ્ઠતા

કેટલાક લોકો કહે છે કે જે કામ જેને સરસ કરતાં આવડે છે એ જ કામ એણે કરવું. દુનિયામાં જેટલા ધંધાઓ છે તે બધા જ આપણે માટે ખુલ્લા છે એમ માનીને જો પસંદગી કરવા જઈએ તો કોણ જાણે પસંદગી કરવામાં જ શી શી મુશ્કેલીઓ આવે અને ક્યારે એનો પાર આવે. જેને જે સરસ આવડે એ જ એ કરે, એ સિદ્ધાંત આજના જમાનામાં સર્વત્ર પ્રતિષ્ઠા ભોગવે છે. પણ વિચાર કરતાં સહેજે જણાશે કે આ સિદ્ધાંતને ભારે મર્યાદાઓ છે. નીતિનું બંધન એ એક મર્યાદા તો છે જ. એના ઉપરાંત સ્થાનાન્તર કરવાની મુશ્કેલી એ પણ એક મર્યાદા ઘણીવાર આવી પડે છે. માણસ સહેજે પોતાનું સ્થાન છોડી શકતો નથી. પોતાને પોતાના સમાજથી અળગો પાડી શકતો નથી. તીવ્ર લાગણીઓને એકાએક ફેરવી શકતો નથી. આ કારણે એની પસંદગી મર્યાદિત થઈ જાય છે.

માણસ સમુદ્રનાં મોજાં ઉપર આમ તેમ અથડાતા પાટિયા જેવો નથી. માણસ દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી જઈ શકે છે છતાં ઝાડની પેઠે એને મૂળિયાં છે. પોતાનો સમાજ, પોતાની જમાત, પોતાનું કુટુંબ, પોતાની સંસ્કૃતિ, પોતે પસંદ કરેલું કાર્યક્ષેત્ર અને પોતે ઉત્પન્ન કરેલી આશાઓ અને જવાબદારીઓ–એ બધાંથી તે બદ્ધ છે અથવા એ બધી વસ્તુઓની અંદર એનાં મૂળિયાં પહોંચેલાં હોવાથી એ વસ્તુઓ એક રીતે એને પોષણ આપે છે અને બીજી રીતે એને જકડી રાખે છે. મહાદાવાનળ સળગે તોયે જેમ ઝાડો દોડીને પોતાની જાન બચાવી શકતાં નથી તેમ જ માણસનું પણ કંઈક અંશે છે. ઝાડોને જે વસ્તુ હાડમારી અથવા કુદરતના બંધન તરીકે ગણાય તે જ વસ્તુ અમુક સંજોગોમાં માણસને માટે જાતિવિહિત બંધન અથવા ધર્મ થઈ પડે છે. આને જ સ્વધર્મ કહે છે. માણસની ઉન્નતિ આ સ્વધર્મને વળગી રહેવામાં જ છે. અહીં સ્વધર્મ શબ્દમાં ધર્મ એ અત્યંત વ્યાપક વસ્તુ છે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે ધર્મોની દૃષ્ટિએ સ્વધર્મનો અર્થ કરવાનો નથી.

એકાદ માણસને સરસ ગાતાં આવડતું હોય પણ એ ડૉક્ટરનો ધંધો કરતો હોય તો એણે ગાયનની મહેફિલ છોડીને પણ દર્દીની દવા કરવા જવું જોઈએ. એ સારો ડૉક્ટર ન હોય અને અપ્રતિમ ગાયક હોય તોયે શું? ચિકિત્સા દ્વારા સમાજસેવા કરવાને એ બંધાયલો છે. ચિકિત્સા એ એની પ્રથમ ફરજ છે. ચિકિત્સામાં એને ફત્તેહ મળે છે ન મળે, આવક નહિ જેવી હોય તોયે એ સ્વધર્મને વીસરી જવામાં એની અને સમાજની હાનિ જ છે.

એકાદ છોકરો બહુ જ સરસ ભણી શકતો હોય, હોશિયાર હોય તોયે એણે જરૂર પડ્યે પોતાનું ભણતર છોડીને માબાપની કે પોતાનાં કોઈ નજીકનાં સગાં-સંબંધીની સેવામાં રોકાવું જોઈએ.

સ્વધર્મનું પાલન એ ચારિત્ર્યને દૃઢ કરે છે, ઉત્તમ સમાધાન આપે છે, સામાજિક સદ્ગુણોને વધારે છે અને એ જ ઈશ્વરની ઉત્તમમાં ઉત્તમ અભ્યર્થના એટલે પૂજા છે. પોતાને સરસ શું આવડે છે એ સવાલ કોરે મૂકી અમુક પરિસ્થિતિમાં પોતાને શું કરવું લાજમ છે એનો જ વિચાર વધારે મહત્વનો હોય છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

અ. ૩, શ્લો. ૩૫

*

## પાપનો પ્રેરક કોણ ?

માણસનું મન વિવેકબુદ્ધિના તાબામાં હમેશ કેમ નથી રહેતું એ જિંદગીનો મોટામાં મોટો સવાલ છે. અમુક વસ્તુ સારી છે એ પૂરેપૂરી જાણવા છતાં આપણે તેના સેવનમાં શિથિલ અથવા વિમુખ રહીએ છીએ અને અમુક વસ્તુ ખરાબ છે એમ જાણતાં છતાં આપણે તેનો ત્યાગ કરતા નથી, તેની પ્રત્યે પૂરતી સૂગ પણ આપણામાં નથી હોતી એનું કારણ શું? શુદ્ધબુદ્ધિને કોણ ડહોળી નાખે છે? નિર્મળ દૃષ્ટિ પર શાનું પડળ આવી જાય છે?

દુર્યોધને એક વખતે નિખાલસપણે એકરાર કર્યો હતો કે ધર્મ શું છે એ હું બરાબર જાણું છું છતાં તે તરફ મારી પ્રવૃત્તિ થતી નથી. અધર્મને પણ હું બરાબર ઓળખું છું છતાં મારાથી એ છોડાતો નથી. મારા હૃદયમાં કોણ જાણે કેવું ભૂત ધામો નાખીને પડ્યું છે તે જેમ મને દોરે તેમ મારે જવું પડે છે. આ ભૂત કયું? હૃદયને કબજે કરનાર માણસનું એ મહાવેરી કોણ છે?

ઘણીવાર આપણને એમ નથી થતું કે સારાં કામો કરવા તરફ મારો ઉત્સાહ કેમ નથી? મારાથી પાપ જ કેમ થાય છે?

किम् अहम् साधु न अकरवम्
किम् अहं पापं अकरवम् इति।

આવો માનસિક તાપ કોને નથી થયો? માણસના હૈયાનું આ પ્રાચીન દરદ છે. માણસને પાપી થવું ગમતું નથી. ભૂલો કરવી, હીન થવું એ કોને ગમે? છતાં માણસ પાપ તરફ આટલો કેમ ખેંચાય છે? અર્જુનને પણ એ જ મનોવ્યથા પીડતી હતી. એટલે એ પૂછે છે :

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥
અ. ૩, શ્લો. ૩૬.

*

## खाउधरो शत्रु

માણસની બુદ્ધિ ભલે શુદ્ધ હોય પણ જ્યાંસુધી એના હૃદયમાં મેલ છે ત્યાંસુધી એ આડે જ રસ્તે જવાનો. હૃદયમાંથી જ્યારે રજોગુણ નીકળી જશે અને પ્રબળ પુરુષાર્થી સત્ત્વગુણ વધી જશે ત્યારે જ માણસને માટે ધર્માચરણ સહેલું થઈ જશે. હૃદયમાં ફેલાયેલો રજોગુણ જ્ઞાનને આડે આવે છે. આ રજોગુણમાંથી જ માણસનો વેરી પેદા થાય છે. એ વેરી મોટો ખાઉધરો છે, મહાપાપી છે. એને જેમ જેમ સંતોષીએ તેમ તેમ એની ભૂખ વધતી જ જાય છે.

એ શત્રુ છે એક જ; પણ એ બે રૂપો ધારણ કરે છે. કોઈ ઠેકાણે એ કામ તરીકે પ્રગટ થાય છે અને કોઈ ઠેકાણે ક્રોધ તરીકે. તાવડીને એક બાજુથી જોઈએ તો આપણે ખાડાવાળી કહીએ છીએ અને બીજી બાજુથી જોઈએ છીએ તો ટેકરાવાળી કહીએ છીએ. એવું જ આ કામક્રોધનું છે. બન્ને સ્થિતિમાં માણસ આંધળો બને છે, પ્રમત્ત બને છે, વિવેક ભૂલી જાય છે અને પાપમાં પ્રવૃત્ત થાય છે. માટે પ્રથમ આ વેરીને કતલ કરવો જોઈએ. કામમાંથી જ ક્રોધ પેદા થાય છે એમ તો એકવાર કહ્યું જ છે. પણ વિશેષ વિચાર કરતાં જણાય છે કે કામ અને ક્રોધ એ એક જ વસ્તુની બે દશા અથવા બાજુ છે. આ શત્રુ માણસના જ્ઞાનને ઘેરી લે છે અને ગૂંગળાવી નાંખે છે.

काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥
અ. ૩, શ્લો. ૩૭-૩૯

*

માટે આ શત્રુનું સ્વરૂપ ઓળખી, એનો ગઢ ક્યાં છે એ તપાસી, એની ઉપર હુમલો કરવાની પદ્ધતિ જાણી લઈ, એના પર કટક ચઢાવવું જોઈએ.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર—આ છયે માણસની વાસનાના જુદા જુદા પ્રકાર છે. આ ૭ માણસના જ્ઞાનને ઘેરી લે છે અને પછી બધી ઇંદ્રિયો તેમ જ મન અને આખરે બુદ્ધિને કબજે કરી પોતાનું આસન મજબૂત કરે છે. ઇંદ્રિય – મન – બુદ્ધિ એ એમની ગઢી છે, કિલ્લો છે. આના જોરે એ વેરી માણસનું જ્ઞાન ઘેરી નાંખે છે.

આટલું જાણ્યા પછી ડહાપણ અને પરમાર્થબુદ્ધિને બરબાદ કરનાર એ પાપીને કઈ રીતે મારવો એ સમજવું સહેલું છે. ઇંદ્રિય – મન – બુદ્ધિની અંદર પ્રમાણમાં ઇંદ્રિયો સ્થૂળ છે. પ્રથમ એ તાબામાં લેવી ઘટે છે.

ઇંદ્રિયોનું સાહાય્ય નષ્ટ થયું એટલે ક્રમે કરીને મન મોળું પડે છે. મન હેવાઈ જાય એટલે પછી બુદ્ધિ તરફ ધ્યાન આપવું. મનના ઉછાળા ધીમા પડ્યા પછી જ ચોમાસા પછી પાણી જેમ સ્વચ્છ થાય છે તેમ બુદ્ધિ પ્રસન્ન થાય છે. આમ શત્રુનો આશ્રય તોડી નાખ્યા પછી જ એને મારી શકાય. ઇંદ્રિયનિગ્રહ, મનોનિગ્રહ અને પછી બુદ્ધિની શુદ્ધિ અને બળ એ ક્રમ ધ્યાનમાં રાખવો ઘટે છે.

इन्द्रियाणि मनोबुद्धिः स्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥
तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

અ. ૩, શ્લો. ૪૦–૪૨

*

## પરાધીન રાજા

રાજા પોતાના અંગરક્ષકોને પોતાની આસપાસ રાખી સુરક્ષિત એવા કિલ્લામાં રહે છે. શત્રુ ચઢાઈ કરીને આવે તો અંગરક્ષકો જ કિલ્લામાં રહી શત્રુને પરાસ્ત કરે છે. પણ જીવાત્મા એવી કફોડી દશામાં આવીને પડેલો રાજા છે કે એની રક્ષક-ફોજ કિલ્લા બહાર છે અને કિલ્લો શત્રુના તાબામાં ગયો છે. શત્રુસેના કિલ્લાનો વહીવટ ચલાવે છે. અને બિચારો રાજા એ કિલ્લાના ભોંયરામાં બંદીવાન થઈ પડ્યો છે. એ રાજા અમર ન હોત તો શત્રુએ એને ક્યારનોય મારી નાંખ્યો હોત. રાજા અમર છે માટે જ અંતે વિજયી થવાની એને આશા છે. એ કિલ્લાનો પહેલો કોટ અથવા બહારની દીવાલ તે આપણી કર્મેંદ્રિયો અને જ્ઞાનેંદ્રિયો. એમના સુધી પહોંચવું એ પણ સહેલું કામ નથી. આના પછીની દીવાલ તે ચંચલ મન. એ ચંચલ અને અત્યંત પ્રમાથી છે. આના પછી બુદ્ધિરૂપી ઉપરકોટ આવે છે. એને વટાવીને જ્યારે અંદર જઈએ ત્યારે મહારાજનું દર્શન થાય.

આ વ્યૂહને બરાબર ઓળખી પોતાની જ શક્તિ વડે પોતાનાં ઇંદ્રિયો અને મનને માણસ સંયમમાં રાખે ત્યારે જ અનેક રૂપો ધારણ કરનાર અને અત્યંત પ્રબળ એવા શત્રુને મારી શકાય.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥
एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

અ. ૩, શ્લો. ૪૨-૪૩

*

(ચાલુ)

●

## પુરુષાર્થ

વિતેલ ભૂતે વસતી કટુતા
મહીં મળે કો'ક કણી મીઠાશની,
તે સંગ્રહી માનવ વર્તમાને
સુવર્ણ ભાવિ ઘડતો રહે છે.
ને એ કણીને શતધા મીઠાશમાં
સુરમ્ય ભાવિ પલટાવી દેતું.

'અજ્ઞાત'

# રૂખીબા

શ્રી. સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

"રૂખીબા ! એ રૂખીબા !"

એ જ જુગજૂનો અવાજ. હું તો ભાઈશા'બ એ બોલનાર અને એ અવાજ–બંનેથી એવો તો કંટાળ્યો છું ? સૂરજ ઊગ્યા વના રે' તો એ સાદ પાડ્યા વના રે.' ભલા એ તો કાંઈ રીત છે ? હા, એકવાર બોલે તો જાણે ધૂળ નાંખી, પરંતુ રૂખીબાય મૂવાં એવાં........બે ત્રણ વાર બોલાવે તો માંડ એકવાર બોલે. પણ એમાં એમનોય શો દોષ ?—કાને જરા ઓછું સાંભળે એટલે બીજો ઉપાયે શો ? અને બોલે ત્યારે પાછું એવું કે.........પૂછીએ કે "રૂખીબા, ખાધું ?" તો કે' "એ હાં, નાયાં." એ તો છાતીનો બધોયે શ્વાસ રોકીને મોટામાં મોટા અવાજે પ્રશ્ન થાય ત્યારે જ રૂખીબા ખરો ઉત્તર આપે.

એક વખતે બહારથી ધૂંવાંપૂંવાં થતો હું ઘેર આવ્યો ત્યારે રૂખીબા બારણામાં જ ઊભેલાં. બીજું કોઈ હોય તો તો સાધારણ રીતે ધીરે અવાજે કહી દઉં કે "જરા જવા દેજો ને ?" એટલે રસ્તો મળી જાય; પણ આ તો રૂખીબા ! પડઘમના અવાજે કહીએ કે "રૂખીબા... એ રૂખીબા ! જવા દો ને જરા !" ત્યારે માંડ સાંભળે, અને કદાચ અધકચરું સંભળાય તો વળી સામો પ્રશ્ન કરે "હેં ?" એટલે ફરી પાછી મેઘગર્જના કરવી જ પડે. અને જો બોલ્યા નહિ તો તો ભોગ મળ્યા જ સમજી લો. એમને મન તો એ બહેરાં એટલે આખું જગત બહેરું. તે મોટે સાદે પૂછે "હેં ? શું કો' છો ભઇ ?" અને તરત જ એક ફિક્કું–નિર્બળ હાસ્ય ! તમારે બોલ્યા વિના છૂટકો જ નહિ ને ! અને આમ બે ત્રણ વાર મોટેથી બોલો એટલે માત્ર સામે ઘેર રહેનાર નહિ પરંતુ પાંચમા ઘરના પાડોશીનેય ખબર પડે કે ફલાણા ભાઈ આવી પહોંચ્યા.

અને ખરું કહું ? મને તો એ જરાયે પસંદ નથી......શરમાળપણું એ ભલે હૃદયની દુર્બળતા ગણાય, પણ એ શું ? એ વગર જોઈ તો ઢંઢેરો ? હાં તે, તે દિવસની જ વાત કરું. બજારમાં એક વેપારી જોડે જરાક જામી ગયેલી એટલે ક્રોધાવેશમાં તો ખરો જ, ને વળી શરમાળ સ્વભાવ–ઉતાવળે બોલવાની બાબતમાં હોં !–બાકી આમ તો ભલભલા રૂસ્તમનેય જોઈ લઉં તો ?–ને ડોશી મૂવાં સાંભળે નહિ. એટલે મેં તો વટમાં ને વટમાં રોફથી હાથને ઇશારે ડોશીને બારણા વચ્ચેથી ખસી જવા સૂચના કરી. પણ રૂખીબા તો...વટ ને કટ તો એમને હિસાબમાં જ નહિ. ને ઇશારા બિશારાને એ ન ઓળખે–જાણે આધુનિક વિજ્ઞાનની એક શોધ ન હોય તેમ. અને ઇશારાના પ્રકારે કાંઈ થોડા છે ? એમના જમાનામાં કોણ જાણે કેવાયે ઇશારા પ્રચલિત હશે ! કોને ખબર !

એટલે એ તો ઊભાં–નિશ્ચલ અને નિડર. અને મારો મિજાજ ગયો. નો'તું બોલવું છતાં મારાથી મોટેથી બોલાઈ જવાયું–"રૂખીબા ! એ રૂખીબા ! જવાદો ને !"

સામેથી જવાબ આવ્યો—"હું...અ આયારસ્તો" અને એક અધકચરું હાસ્ય.

ઓ ભગવાન ! આ ડોશીને તે શું કહેવું ? હવે તો મારો મિજાજ ખરેખર ગયો–હાથથી ગયો. જોરથી હું તાડુકી ઊઠયો—"ડોશી ! એ ડોશી ! રસ્તો તો મૂકો !"

ફરી પાછું એ હાસ્ય ! અને નાનો શો જવાબ. "હું જોણું છું ! હાંઅ...હમણાં જ જોણ્યું."

ઓ તારું ભલું થાય તારું ! આ ડોશીએ વળી શું જાણ્યું ? વેપારી જોડે ઊઠેલી એ ? ભારે તિરસ્કારથી મેં પૂછ્યું—"શું કપાળ જાણ્યું તમે ?"

"હાઅ...કીરપા પંડ્યા મરી જ્યા એ ના ? મણિ હમણાં જ કહી ગઈ."

મરોરે મૂવાં ! કયા કીરપારામ ને કઈ મણિ? કહું છું કંઈ ને સાંભળે છે કંઈ ! કીરપારામ મરી ગયા એમાં ભાઈ મારે શી નિસ્બત ? અને હું તો એવો હસી પડ્યો. જોયું ? ઓડનું ચોડ વેતરી બેસતાં વાર લાગે ? આ એ અમારાં રૂખીબા.

'રૂખીબા ! એ રૂખીબા !' જ્યારે જ્યારે એ અવાજ સાંભળું છું ને કૈં કૈં વિચારો આવે છે. એંસી વરસની ઉમર થઈ તોય શરીર જુવો તો લક્કાબેન્ડ જેવું. ઘસારાનું જરાય નિશાન નહિ ને ! કરચલી તો ભાઈ હોય, પણ કેડો જુવો તો ટટ્ટાર ને ટટ્ટાર—વાંકાં વળીને ચાલવાનું જ નહિ. આંખો જુવો તોય એવી. અંધારામાંયે જતો વીંછી રૂખીબાની નજરમાંથી ચૂકયો તો ચૂકયો. ફાનસ સળગાવવાની તો બાધા. કોઈ દહાડો સળગાવવું પડે તો ને ? ચાંદનીનું અજવાળું જ સોય પરોવવા માટે બસ થઈ પડે તો. એક શરદપૂર્ણિમાને દહાડે ચાંદનીના અજવાળામાં પચીસ વાર સોય પરોવેલી પચીસ વાર ! રૂખીબાએ, માનશો ? આ એ એમની આંખો.

અને હાથપગ જુવો તોય...કરચલી–અંકિત, છતાંય સ્નાયુઓ જુવો તો જાણે પહેલવાન જેવા. અને જો કે એમની પાછળ છોકરાંની જરા સરખીયે ફોજ મૂકી જવાનાં નથી તોય વાર–તહેવારે ઘર એવું...વાળી-ઝૂડીને સાફ કરે કે ન પૂછો વાત. મને તો થાય કે 'અરેરે ! આ ડોશીએ કાંઇ...! થાકેય નથી લાગતો ! કોણ જાણે કયા ગગા માટે આટઆટલી જહેમત ઉઠાવે છે !' હજી તો આસો મહિનો શરૂયે...થયો નહોતો ત્યાં તો દિવાળીની તૈયારીઓ એમણે કરવા માંડી.

રૂખીબાના સંપર્કમાં આવ્યા બાદ તો આ અમારી પહેલી જ દિવાળી હતી. ભાડે રહેવા છતાંય ઘર તો એવું સાફસૂફ કરી નાખ્યું કે છીંક આવ્યા વિના રહેજ નહિ ને ! કોકને ત્યાંથી થોડોક ચૂનો માગી લાવ્યાં ને અંદર પાણી રેડી ઘોળવા મંડી ગયાં. કૂચડા–બૂચડાની એમને જરૂર નહિ. જૂની સાવરણી હોય તોય ચાલે. પણ એ જૂની સાવરણી ચૂનાવાળી કરે તો કાલે કચરો શેણે વાળે ? એટલે એ તો પલાળેલો ચૂનો હાથમાં લઈ ભીંતે લપેડવા મંડી ગયાં અને લીંપણની ઓકળીઓની જેમ ભીંત પર પણ સફેદ ઓકળીઓનું અવનવું ચિત્રામણ દોરી કાઢયું. મેં કહ્યું કે, "મરો મૂવાં ! આ શીદને હાથે કરો છો ? કયાંક ટાંકી પડશે તો રાંધતાં...રે'શો !" પણ રૂખીબા સાંભળે તો ને ? અને એ ટાંકી બાંકી પડે એ બીજાને. આજ દિન સુધી તો એમના હાથે આવી રીતે કદીયે ટાંકી પડી હોય એવું કોઈના જાણ્યામાં નથી. કોણ જાણે કેવીયે દવા કરતાં હશે !

પણ હવે રૂખીબાને લીંપવાની ચિંતા પેઠી, ઘોળવાનું પત્યું એટલે લીંપવાનું જ યાદ આવે ને ? પોળને નાકે રબારીને ત્યાં જઈ છાણની ખબર કાઢી આવ્યાં પણ ન.સળવાથી છેવટે ચાર–પાંચ પોળો ફરીને ટોપલીક છાણ ભેગું કરી લાવ્યાં. માટીનો પૈસો તો ખરચ્યા વગર છૂટકો નહિ, એટલે મને–કમને એક પૈસો ફેંકી દઈ–અને એ પૈસો ફેંકી દેતાં જે વિરહ-વ્યથા એમણે અનુભવી છે એ તો ભલભલા........ કંજૂસનેય ટપી જાય એવી હો !—તે, એ પૈસાની માટી ખરીદી ગાર ચોળી તૈયાર કરી, ને પછી જોઈ લો રૂખીબાનું ઘર. લીંપેલી જમીન અને ધોળેલી ભીંતો. આંખો અંજાય નહિ તોય રૂખીબાને હાથે ઘર

ઝળાંઝળાં થઈ રહ્યું. અને પાપડ ને વડી ને સુંવાળી ને મઠિયાં ને ધારી ને ઘૂઘરા ને કંઈ કંઈ. પંદર દિવસમાં તો ખાસ્સું છ મહિના ચાલે એટલું...... પકવાન રૂખીબાએ તૈયાર કરી નાખ્યું. ઘરમાં ઊંદરડાએ દોડાદોડ ન કરી ત્યાંસુધી રૂખીબા થાકયાં જ નહિ ને. હજી તો એમને સેવો કરવાની હોંશ હતી. સેવો કર્યા વિના રૂખીબાને ઝંપ ન વળે તો. ઘરડાં ઘરડાં તોય ખાવાનો ચસકો તો એવો! સેવો વણવાનું ભારે જોર! પાંચ છ ગોદડાં તેવડાં ચોવડાં વાળી એક ખાસ્સું ત્રણેક ફૂટ ઊંચું સિંહાસન રૂખીબાએ બનાવ્યું ને એક ફાટલી ગોદડીનો લપેટો કરી ભીંતે ટેકવી જાણે ગાદી તકિયે પોઢ્યાં હોય તેમ—પણ ટટ્ટાર હોં! ટટ્ટાર —ટટ્ટાર એકાં. ત્યારે મને તો સહેજે એમ લાગ્યું કે ઘોડેસ્વાર વળી શું વધારે સારી રીતે બેસતો હશે? અને સાથે સાથે રૂખીબા એ રૂખીબા નહિ પણ રૂખાકાકા જો હોત તો કેટલી ઝડપથી ઘોડેસ્વારી શીખી લેત એવો વિચાર પણ આવ્યા વિના રહ્યો નહિ.

પછી તો એમણે સેવો વણવી શરૂ કરી. રમુની રજા જોઇને બરાબર રવિવારનો લાગ એમણે સાધ્યો. અને રૂખીબા...! ઘરડાં ઘરડાં તોય પ્રતિભા એવી કે બોલાવે એટલે ગયા વિના ચાલે જ નહિ. તેમણે તો તરત રમુને બોલાવી વણમાગી તાલીમ આપવી શરૂ કરી.

અને પાકશાસ્ત્રીની ઢબે એમની ઘરડી–ગામડી ભાષામાં સેવો ચાળવા બેઠેલી નાની રમુને જ્યારે એ હુકમ કરવા લાગ્યાં ત્યારે તો એમણે હદ કરી નાંખી. "અલી એય..."થી શરૂઆત કરી સેવો ચાળવા બેઠેલી રમુને–મારી નાની બેનને–કહ્યું કે, "જો 'લી, આ વેલો ચમ તૂટી જ્યો? ઇમ ખેંચાયે નંઈ હોં! હરવે હરવે આવતી જાય ઇમ ચારતાં જઈએ. અને......આ ગૂંચાણું ચમ વાળી દીધું તે? ઇમ એક ઠેકાણે ઢગલો ના કરીએ! આમ જો એંઅ્...તગડા તગડા પાડતાં જઈએં! કોકવાર તગડા પાડીએં, કોકવાર છગડા પાડીયેં. ને એંઅ્...આ ગાંઠીયા આવે છે ના, તી હાથ વતી સુધારતાં જઈએં હાંઅ્!" આમ એમની વાગ્ધારા છૂટી તે કયાં સુધી? રમુ સાંભળતાં થાકી પણ એ કહેતાં થાકે તો ને? એને તો આંખ આડા કાન કરી નઘરોળ થઈ સાંભળી રહે જ છૂટકો. કારણ કે રમુ સારી પેઠે જાણતી હતી કે જો સામો જવાબ આપ્યો તો તો બે ત્રણ વાર રૂખીબા સાથે માથા-ફોડી કરવા તૈયાર રહેવું જ પડશે.—ને તો જ રૂખીબા ઝંપશે. અને તેય બોલવાનું કે ઇશારો કરવાનું કે ડોકું ધુણાવવાનું મૂકી દો ત્યારે જ. અમારા બધાય કરતાં રૂખીબાની ટેવની એને વધુ પિછાન, એટલે રૂખીબાની વાત નીકળતાં રમુ ઘણીયે વાર કહેતી કે, "તમે જરા સરખો પણ હોઠ ફફડાવવાનો લોભ જો રાખ્યો તો નક્કી સમજવું કે રૂખીબાનું પારાયણ ચાલવાનું. પછી છો ને તમે શું કહેવા માગો છો એની એમને ખબર ન હોય! તમારા હોઠ ફફડે એટલું જ એમને તો બસ છે.

આમ ઠાકોરજીના અન્નકૂટની બધી સામગ્રી તૈયાર કર્યા બાદ છેલ્લે છેલ્લે રૂખીબાએ પાપડ વણવા શરૂ કર્યા. એમાં એ પાપડ કરતાં કરતાં પાપડ જો સ્વાદિષ્ટ બનાવવા હોય તો મગ–અડદના ભેગા કરવા કે જુદા, મરી કાળાં નાખવા કે ધોળાં, મરચાં નાખવાં એ સારું કે ખરાબ, એ બધી વિવાદાસ્પદ બાબતો સ્પષ્ટ કર્યા બાદ લોટ ઝીણામાં ઝીણો, આંખમાં આંજે એવો દળાવો જોઈએ, ચોખ્ખા પાપડ માટે દૂધ નહિ પણ કેળના પાણીનો ઉપયોગ થવો જોઈએ, પીઠું રીતસર–બરાબર રીતસર ઝુડાવું જોઈએ, ગુલ્લાં રૂપિયાભારથી વધુ ન જ હોવાં જોઈએ. વેલણના ઉપયોગથી કૂતરાના કાન જેવી આકૃતિઓનું સર્જન ન જ થવું જોઈએ. કિનાર જાડી પાતળી નહિ પણ સરખી, સુરેખ ને ગોળ હોવી જોઈએ; અને એ બધાંય કરતાં થાળી પરથી ઉખાડતાં પાપડની કિનાર જરાયે તૂટવી ન જોઈએ–એવું એવું તો બધું કેટલુંક; અને ત્યારબાદ શેકેલો પાપડ એમ ને એમ નહિ ખાતાં ઉપર ઘી ચોપડીને ખાવો જોઈએ એ બધી વાતોમાં પાપડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પાસે બેઠેલાં વણનારને—અને ખાસ કરીને તો રમુને–

આ જન્મે તો શું, ત્રણ ત્રણ જન્મેય ન ભુલાય એવી રીતે સમજાવી દીધું. અને એમની ભાષાનો પ્રવાહ પણ એવો ! લોકો કહેતા કે યોગ્ય શબ્દોની શોધ માટે ભાષણકર્તાને જેમ ફાંફાં મારવાં પડે છે તેમ રૂખીબાને તો કદીયે ફાંફાં નથી મારવાં પડતાં એ તો મને એ દિવસના અનુભવે જ સમજાયું.

આમ રમુ અને રમુ જેવાં બીજા કેટલાંક શિખાઉ લોકોને પાઠ આપતાં આપતાં જ્યારે બધું કામ પતી ગયું ત્યારે છેલ્લે રૂખીબાની નજર કટાઇ ગયેલાં વાસણ પર પડી. બીજે રવિવારે જમી પરવારીને...વાસણનો ઢગલો કરી બારણામાં બેઠાં ને અહીંતહીંથી છાશ ને જૂની આંબલી ને લીંબુ ને નાળિયેરની છાલ લઈ આવ્યાં. પણ માટી વિના શું કરે? એટલાં બધાં વાસણ માંજવાં તે કોણ મફત માટી આપે? એટલે ન છૂટકે રૂખીબા તો માટી ખરીદવા ગયાં, અને એ માટી લેવા જતાં ઊભે રસ્તે "મુવા નખોદિયા મણશી-પાલીવાળા"થી માંડીને છેલ્લાં કેટલાંક વર્ષથી મ્યુનિ-સિપાલિટીએ પોળોમાં પથ્થર જડવાથી લોકોને કેવી કેવી અગવડ પડે છે તેનું બયાન કરતાં કરતાં મ્યુનિ-સિપલિટીના સ્થાપક અને સંચાલકો પર નનામી ગાળોનો વરસાદ વરસાવતાં વરસાવતાં રૂખીબા તેમની સાત પેઢી સુધી–ભૂલ્યો, ગઇ સાત પેઢી અને આવતી સાત એમ ચૌદ પેઢી સુધી–પહોંચી ગયાં. અને એ માટીનો ટોપલો માથે મૂકી ધ્રૂજતી ડોકે ઘર તરફ પાછા ફરતાં ગઈ સાત પેઢીથી તેમના પૂર્વજો વાંઝિયા કેમ ન રહ્યા અને ઓછામાં ઓછી આવતી સાત પેઢી સુધી તેમનો નિર્વંશ કેમ ન જાય એનો ગૂઢ ઉકેલ શોધવા મથતાં હોય એવાં—કોઈથીયે અછાનાં ન રહે એવાં રૂખીબાને બડબડતા હોઠે ડગલાં ભરતાં દીઠેલાં એ તો હજીય યાદ છે.

પણ એના કરતાંય એક બીજો પ્રસંગ મને બરાબર યાદ છે. લાવ એ જ કહું.

એક દિવસ પોષ સુદ અગિયારસ હતી–ને ભૂલભૂલમાં હું વહેલો ઊઠ્યો. એલારામ મૂકેલો ચારનો–પણ કોઈકે અડપલું કરીને બે પર મૂકી દીધેલો. ઊઠીને અગાશીમાંથી ચોકમાં નીચે જોઉં તો રૂખીબા કંઈક પોટલું બાંધવાની તૈયારી કરી રહેલાં. આટલી મોડી રાતે શું કરતાં હશે ! મનને થયું કે લાવ પૂછું. પણ એક વાર પૂછું તો તો ભોગ જ મળે ને? રૂખીબાની પ્રશ્નપરંપરા છૂટે ને આડોશીપાડોશી સૌને જગાડી મૂકે. એટલે મન મારીને હું તો બેઠો અને મૂંગો મૂંગો તે શું કરે છે એ જ જોવા લાગ્યો. ભાંગેલા કાચવાળું ફૂટલું દર્પણ, એકાદ કાંસકી, કંકુની શીશી, બેએક પંચિયાં ને એક નાનું ચાદરું લઈને એ તો રીતસરની એક પોટલી બાંધી, હાથમાં એક જૂની પુરાણી છત્રી લઈ 'બંમભોળો'નું નામ લઈને નીકળ્યાં. ક્યાં જતાં હશે એ? અનુમાન કરવાનો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ. "ગમે ત્યાં જાય, મારે શું?" એમ માની હું બેઠો.

બપોરે કૉલેજે ગયો પણ ભણવામાંયે રૂખીબાના વિચારો ઘોળાવા લાગ્યા. ઘેર આવ્યો ત્યારે જાણ્યું કે રૂખીબા તો નિયમ મુજબ નદીને આરે બેસવા ગયેલાં તે તાવ લઈને આવ્યાં છે. પરોઢના બે વાગે ગયેલાં તે બપોરે બે વાગે આવેલાં. અને તેય ઠંડીની ઋતુમાં. પછી શરદી ન લાગે તો બીજું થાયે શું? 'હત્તમારી! એ બશેર દાણાનો લોભ ન રાખ્યો હોત તો? તો આ દશા થાત? ઘરડાં થયાં તોય શું લોભ? શું લોભ? અને તોય રોજ નહિ પણ દર અગિયારસે રૂખીબા નદીને આરે બેસવા જવાનાં એ ચોક્કસ. માણસ જેમ ઘરડું થાય તેમ આટલો બધો લોભ શાથી વધતો હશે? બીજાં બ્રાહ્મણ તો જાય. પણ ભલાં! આપણે તો જોવું જોઈએ ને કે આ હવે ઉંમર થઈ, ને વળી ટાઢના દા'ડામાં ક્યાંક શરદી લાગશે તો! ઘરડા ખોખામાં તો જરાક સરખો પવન પેઠો એટલે બસ! આવા આવા તો કૈંક વિચારો મને રૂખીબાને જોતાં જ આવ્યાં અને શમી ગયા...ચોપડીઓ રમુને સોંપી હું તો રૂખીબાના ઓરડામાં, ગયો તો સગડી ધીખે એમ રૂખીબાનું શરીર ધીખતું હતું. ઘડીકના તાવે એમનો

ધારોયે કેવો નરમ બનાવી દીધો હતો! ધીરે અવાજે એ કંઈક બબડ્યાં—

"ભાઈ! કોણ? રમુ?"

"ના, હું વિનુ!" મેં કહ્યું—કાન પાસે મોં લઈ જઈને–ધીરે અવાજે. અને આસ્તેથી મારી તરફ નજર ફેરવી એ બોલ્યાં—

"એ તો જરા તાવ છ તી હમણોં ઊતરી જશે. મને કાંયે નથી થવાનું હોં ભા!" એમ કહી પેટ ઉપરથી પછેડી જરા ઉપર ખેંચી મોં–માથું ઢાંકી એ તો નિરાંતે સૂતાં. કાંબળીયે હોય તો ઓઢેને? મને થયું કે લાવ કાંબળી ને રગ મગાવી ઓઢાડું. વાંચવા બેઠેલી રમુને ઉઠાડી રમુ પાસે મગાવીને ઓઢાડી તો તરત એ તો બેઠાં થઈને કહે, "એ ના, ના, નથ્ય જોઈતું મારે. જરા શરદી સ તી હમણાં ઊતરી જશે."

"ત્યારે ઉકાળો પીશો?" રમુએ પૂછ્યું. પણ એનીયે 'ના.'

"ના પીઓ ને ના ઓઢો તો પડી રો'ને છાનાં-માનાં. અમારા બાપનું શું જશે?" કહી ચિઢાયેલી રમુ તો છણકતી છણકતી કાંબળો ને રગ લઈ ઉપર ગઈ. પણ 'ના જીવ, ગરીબ બિચારી ડોશી! કયાંક લથડી જશે તો?' એમ વિચારી મેં તો રૂખીબાને ફરીથી સમજાવ્યાં. પણ એ તો માને જ નહિ ને. 'મટી જશે, ઊતરી જશે, કાંય નઈ થાય.' ઇતિ ઇતિ એમણે તો શરૂ કરી દીધું અને તાવલાં તાવલાં તોય બરાબર વીસ મિનિટ સુધી–આવો મંદવાડ તો એમને કેટલીય વાર આવેલો, અને વળી એથીયે ભયંકર મંદવાડ એમને ભેટેલો, ને તોય વગર ઉપચારે કેવો મટી ગયેલો એ બધી ભૂતકાળની વાત જ્યારે એમણે કરવા માંડી ત્યારે હું તો દિંગ થઈ ગયો.

એ રાત તો જો કે એમ ને એમ પસાર થઈ, તોય આખી રાત ડોશીને શું થશે એના જ વિચારો મને આવ્યા પણ બીજે દિવસે સવારે જુઓ તો રૂખીબા તો રીતસર નાહી ધોઈને મંદિરે જવા તૈયાર થયેલાં. ઓત્તમારી! આ...હાડકાંના માળામાં તે આટલું જોર કયાં ભર્યું હશે? હું તો વિચારમાં જ પડી ગયો. ન ઓઢણુ, ન ઉકાળો, ન દવા, ન દારૂ; સેવા, ચાકરી, ઉપચાર, કશાંની જરૂર જ નહિ! પછી કોઈને અદેખાઈ આવ્યા વિના રહે? કોઈની નજરે નથી લાગતી! ડોશીયે ખરાં તો!

પણ હાં, એક વાત કહી દઉં. આટલી ઉમરે પણ ડોશી રાંધવા જતાં હતાં એ કહેવાનું તો ભૂલી જ ગયો, નહિ? છેલ્લાં વીસ વર્ષથી માંડવીની પોળના એક શિવમંદિરમાં એક શેઠિયાને મહાદેવજીનો થાળ અને એક સ્વામીજી–સાધુમહારાજ હોં!–સ્વામીજીને જમાડ-વાનો નિયમ હોવાથી રૂપિયા દસના પગારે રૂખીબા રાંધવા રહેલાં. હા, હા, રૂખીબાને પણ જમવાનું તો ત્યાં જ. પગાર તો જુદો–'રોકડો, કોરોમોરો કલદાર રૂપિયા દસનો.' આ ડોશીના જ શબ્દો કહ્યા હોં!

ઘણીવાર હું ડોશીને કહેતો કે "રૂખીબા! હવે આ રાંધવાનું મૂકી દો. કયાંક આંખો ખોશો આંખો!" તો કહેશે, "ના, ભા...! ઈને પરતાપે તો ઊજળાં છયેં. અને મારે શાં મોતી પરોવવાં છ હવે? મહિને દા'ડે બત્રીસ કૂદડીવાળા રોકડા કલદાર રૂપિયા દહ આવે છે તે કાંઈ કડવા નથી કરવા તો; હાંઅ...આ એ બત્રી કૂદડિયાળાના લોભમાં ડોશી તો ઊઠયાં ને ગયાં મંદિરે. સાંજે ઘેર આવ્યાં ત્યારે કપડાં તો લથર પથર થઈ ગયેલાં. કો'ક કપાતરે રસ્તે જતાં ડોશી પર એંઠવાડનું પાણી રેડ્યું હશે તે રૂખીબા તો રડતાં કકળતાં ઘેર આવેલાં. ઠંડા પાણીની ટાઢ કરતાંય ખરી તો રૂખીબાને એંઠવાડની ટાઢ ચઢી હતી. "મારી ભરામણની દેઈ વટાળી. ઈનું જડામૂળ જાય ઈનું તે." બસ એ જ શબ્દો અને આંખમાં જુવો તો બોરબોર આંસુ. પરાણે પરાણે ઊનું પાણી મૂકી નવડાવી રમુએ એમને કપડાં બદલાવ્યાં, ને તોય આંસુ તો માય નહિ. એ દિવસે ઘેર આવીને બાળક પણ જેટલી છૂટથી ન રડે એટલી છૂટથી રૂખીબા પોકેપોકે રોયાં અને એમ રડતાં રડતાં કંઈક ભાનમાં, કંઈક બેભાનીમાં એ બારણામાં જ ઢળી પડ્યાં.

તરત જ મેં અને રમુએ એમને ઓશરીમાં લઈ જઈ સુવાડયાં ને ઉકાળો પાયો તોય ક્રોધ અને ટાઢથી એમનું શરીર થરથર ધ્રૂજતું હતું. હજી તો કાલની વાત ભુલાઈ નથી ત્યાં આજે ફરીવાર રૂખીબા શરદીનો ભોગ થઈ પડયાં. કલાકમાં તો એમની સ્થિતિ એવી ગંભીર બની ગઈ—હું, રમુ, બા, આડોશી, પાડોશી, અને પોળનાં કેટલાંક ભેગાં થઈ ગયાં. બા તો કેટકેટલાં દેવદેવીઓનું શરણ શોધવા લાગી—તુળજા, ને ભેરવ, ને હનુમાન, ને અંબા, ને કંઈ. અમે જ્યાં રહેતાં હોઈએ ત્યાં—એ મકાનમાં—અમારી હયાતીમાં કોઈનું મરણ ન થાય એ બાની મોટામાં મોટી આકાંક્ષા. એમનું ચાલે તો માત્ર પૃથ્વીનું જ નહિ પણ સ્વર્ગનું પણ—કદાચ બ્રહ્માંડનુંયે— દાન કરી મરતા માણસને મૃત્યુ પાસેથી એ છોડાવી લાવે. એટલે બાએ તો કંઈ કંઈ બાધાઓ રાખી. પણ પથ્થર પર પાણી. દેવ દેવી કંઈ લાલચુ થોડાં છે? પાસે બેઠેલાં ઘણાંને લાગ્યું કે રૂખીબા હવે ઘડીતડીમાં ઊપડયાં સમજો. અને બધાં રૂખીબાનું ભવિષ્ય ભાખવા મંડી પડયાં. પણ એ તે કાંઈ રીત છે? ન લેવા ન દેવા ને લાગણીના બહાના હેઠળ આ ઢોંગી કોલાહલ શા માટે? હવા આવવા દેવાને બદલે આ તો ઊલટ ગભરાવી નાંખવાની વાત થઈ. આખરે જેમ તેમ સમજાવી બધાંને કાઢયાં. એ રાત તો એમ ને એમ જ ગઈ. બીજે દિવસ પણ ચાલ્યો ગયો. આજે રૂખીબાની તબિયત વધુ લથડી હતી—ને તોય આજે મંદિરમાં જવાનો લોભ રૂખીબાએ રાખેલો. બાએ જો બે એક...છણકા ન કર્યા હોત તો એ ગયા વિના રહેત પણ નહિ.

રાત્રે નવ—દસના સુમારે અચાનક રૂખીબાએ મને કહ્યું. "ભઈ! વિનુ!"

મેં કહ્યું, "હાં રૂખીબા! શું કો' છો?" રૂખીબાની ગંભીર હાલત જોઈ ને બાએ તો કાલથી જ નીચે સૂવાનું રાખ્યું હતું ને હું પણ 'હમણાં જાઉં છું,' 'હમણાં જાઉં છું' કરતો નીચે જ બેઠો હતો. હું તેમની નજીક ગયો ને તે બોલ્યાં:

"જો ભા! આપડી મધુ છે ના, (મધુ એમની ભત્રીજી થાય) ઈને જરા તાર કરો કની ક હમણોં ને હમણોં જ આવઅ!"

મધુ રહે વડોદરે. તરત જ તાર—ઑફિસ પર જઈ એક અર્જંટ ટેલિગ્રામ મધુને સરનામે મેં કરી નાંખ્યો. પાછો આવ્યો ત્યારે ડોશી છાનું છાનું કંઈક બબડતાં હતાં—કંઈક બોલવા મૂંઝાતાં હતાં એ સ્પષ્ટ જણાતું હતું. જીંજરનો પ્યાલો પાતાં પાતાં મેં પૂછ્યું, "રૂખીબા! કેમ મૂંઝાઓ છો? બોલોને!"

પણ રૂખીબા બોલે તો ને? આંખને ઇશારે પોળનાં પાંચ માણસોને ભેગાં કરવાની સૂચના કરી ને હું ચાર—પાંચને બોલાવી લાવ્યો. એટલે એમણે... કહેવા માંડયું—"જુઓ ભા! ભગવોનના ઘરનું આયું છે તે મિથ્યા નથી થવાનું. ઈની આગળ તો દવા ને દારૂ હૌ નકામનું: પણ ભા......! પેટી છે ના, ઈમાં એક કાળી હાંલ્લીમાં કણકીની અંદર લૂગડે વીંટીને પાંન—છો રૂપિયાની નોટો મૂકી છ, તે મારી મધુ આવઅ ઈને આલજો, ને કે'જો ક મારો દા'ડોપાણી કર્યા પછી જે વધઅ્ ઈ ઈનું. કૂંચીની ખબર તો ઈને છે હાંઅ્ આટલું ભા, મારી મધુને ના કો'?" અને અમારો જવાબ હકારામાં જ હશે એમ માનીને રૂખીબાએ આંખો મીચી દીધી.

* * *

સવારના સાડાપાંચ વાગ્યા હતા. ટાઢની ધ્રુજારી નહિ તોય રૂખીબાને તાવ તો હજીય નહોતો ઊતર્યો. તેવામાં મધુ આવી પહોંચી—રાત્રે સાડા અગિયારે તાર મળ્યો એવી જ ત્રણની ગાડીમાં બેસી છના મેલમાં બિચારી મધુ એનાં જસુ, રસિક, ચંપી સાથે આવી પહોંચી. સામાન બાજુએ મૂકી રૂખીબાને જોવા ગઈ પણ હજી હમણાં જ માંડ આંખ મળી હોવાથી મારી બાએ રૂખીબાને ન જગાડવાનો ઇશારો કરી એને રોકી અને પછી આગલા ખંડમાં આવી બધી વાતથી એને વાકેફ કરી. અને......રૂખીબાના ગળામાં કૂંચીઓની દોરી છે કે નહિ એની જ્યારે એણે ખાતરી કરી ત્યારે જ અમને ખબર પડી કે પેટી ઉઘાડવાની કૂંચીઓ તો રૂખીબાના ગળામાં જ લટકતી હતી.

પણ રૂખીબા જશે—ખરેખર જશે—એ વિચારે મધુ જ્યારે મૂંઝાતી હતી તેવામાં રૂખીબા પાસે જઈ "રૂખીબા ! રૂખીબા !" કહીને ડોશીને ઉઠાડવાનો પ્રયત્ન કરવા છતાં પણ ડોશી ન જાગ્યાં એટલે જસુ એકાએક રડી પડ્યો ને રૂખીબાની આંખ ઊઘડી ગઈ. એક પળમાં જ એમના જસુને ઓળખી લેતાં એ બોલ્યાં—'જસુ ! મારા બાપ ! તું ક્યાંથી !" અને એકદમ પથારીમાં બેઠાં થઈ મધુને જ શોધતાં હોય તેમ મધુ તરફ જોઈને કહ્યું—"મધુ ! બેટા ! આઈ ભા ?"

અને પથારીમાંથી ઊઠીને ધીરે ધીરે એ તો ઓશરીમાં આવ્યાં—ને મધુને ખૂબ ભેટ્યાં. ને પછી તો જસુને ચંપી ને રસિકને એવાં તો રમાડવા મંડી ગયાં ! પણ ત્યાં તો એ થાક્યાં સ્તો ; અને હાંફતી છાતીએ જસુને દાબી પાછાં સૂઈ ગયાં.

બીજે દિવસે સવારે તો નહિ જેવો જ તાવ રહ્યો હતો. જાણે કદી...માંદાં જ નથી પડ્યાં. અમને તો રૂખીબા સાજાં થશે એ વિચારે કંઈક ટાઢક વળી.—ખાસ કરીને તો મારી બાને, અને મધુ પણ......વડોદરા જેવું શહેર, અને સારા ઘરની વહુ : પછી વિવેકબુદ્ધિ હોય જ ને ? 'ખરાં સગાં તો તમે.' 'મારાથી શું થવાતું હતું ?' 'ડગલે દૂર એ દસકે દૂર.' એવું એવું કહી જરાક ગળગળી થઈ અમારા બધાંનો એ ઉપકાર માનવા લાગી. પણ મધુ જ્યારે એકલી પડતી ત્યારે એના મુખ પર એ શેની રેખાઓ પડતી હતી ? શું વિચારતી હશે એ ?.... છાનોમાનો હું એ જોતો પણ મને કંઈ સમજાતું નહિ.

બપોર સુધીમાં તો રૂખીબાને સારું થઈ ગયું હતું. અને હવે કોઈની સેવા--ચાકરીની એમને ખાસ જરૂર નથી એમ લાગવાથી એમણે મધુને જવાની રજા આપી એટલે મધુએ ચારની ગાડીમાં જવાનું નક્કી કર્યું. હું તો હજી એમ વિચારતો હતો કે 'ત્યારે એ આવી શું...? ને વળી ચાલી શું ?' ત્યાં તો ત્રણ વાગ્યા એટલે બાએ મને ગાડી કરી લાવવા કહ્યું ને હું ગાડી કરી લાવ્યો. પછી કહે કે 'પોળ સુધી મૂકી આવો ! મારી બાએ તે...પારકી પંચાત બહુ. મનને કહ્યું 'ચાલ જીવ !' ને મધુને—એના પરિવાર સાથે પોળ સુધી હું વળાવવા ગયો. ગાડી ચાલતાં જ જસુ મધુને ફરિયાદ કરતો સંભળાયો.

"બા ! તું કેતી' તી ને કે રૂખીબા તો હવે મરી જવાનાં, ને તને ખૂબ પૈસા આલવાનાં; ને પછી એમાંથી તું મને સાયકલ ને ટોપી ને કોટ લાવી આલવાની......એ બધું ક્યાં ગયું ?"

ને ઊપડતી ગાડીમાંથી આવો જ અસ્પષ્ટ અવાજ મેં સાંભળ્યો.

"છાનો રહે મુવા ! એવું ના બોલીએ."

ને પછી વધુ ધીરેથી—"જોતો નથી, પેલા મામા હજી પોળે ઊભા છે તે ?......આજે નહિ તો કાલે મરશે."

ને ઘર તરફ ડગલાં ભરતાં ભરતાં મધુ શા વિચાર કરતી હતી એ જાણે મને સમજાતું હોય તેમ હું મનમાં બોલી ઊઠ્યો—" જોયું ? આ એ અમારાં રૂખીબા ને એ એમની મધુ !"

●

# હિંસા-અહિંસાની ચર્ચાના મુદ્દાઓ

શ્રી અંબાલાલ પુરાણી

[ આ લેખમાં શ્રી. અંબુભાઇએ હિંસા–અહિંસાના પ્રશ્ન ઉપર જે મુદ્દાઓ ઉઠાવ્યા છે તેની વિસ્તૃત ચર્ચા 'ઊર્મિ'માં થાય એવી અમારી ઇચ્છા છે. આપણા સમગ્ર દેશે અને વિશેષ કરીને ગુજરાતે અહિંસાના વિચારો ઠીક ઠીક જાણ્યા છે ને પ્રયોગમાં પણ મૂકયા છે. ગુજરાતના ચિંતક અને વિચારક-વર્ગને અમારી વિનતિ છે કે આ વિષય ઉપર તેઓ પોતાના વિચારો 'ઊર્મિ'' દ્વારા રજૂ કરી જનતાને પ્રકાશ આપે. સં. ]

હિંસા અને અહિંસા બન્નેની તરફેણમાં વજનદાર દલીલો તથા અનુકરણીય દૃષ્ટાંતો મળી આવે છે. અહિંસાનો હિમાયતી કાપુરુષ હોવો જોઈએ એ સાચું નથી, તેમ હિંસાની અગત્ય સ્વીકારનાર પાશવતાનો યા તો પશુબળનો પૂજક ન હોય એ પણ બનવાજોગ છે.

ઇજીપ્ત, બેબિલોન અને હિંદની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓમાં હિંસાને સ્થાન હતું એમ જણાય છે. અહિંસાનો સિદ્ધાંત ભગવાન ગૌતમ બુદ્ધ, મહાવીર અને ઇસુ ખ્રિસ્તના જેટલો જૂનો છે.

ઇતિહાસના પ્રવાહમાં ગ્રીકગણ રાજ્યો અને ઈરાન વચ્ચેનાં યુદ્ધથી આરંભીને સિકંદર, સીઝર, હેનિબાલ, હર્ષ, અશોક, સમુદ્રગુપ્ત, તૈમુર, બાબર, નાદિરશાહ, નેપોલિયન, જ્યોર્જ વોશિંગ્ટન વગેરે પ્રખ્યાત સેનાપતિઓની કારકિર્દીનાં અને તેમનાં યુદ્ધોનાં પરિણામો જગતની વસ્તીના મોટા ભાગોનાં સુખદુઃખનાં કારણો બન્યાં છે. સંસ્કૃતિના ફેરફારો, રાજકીય અને સામાજિક ઉથલપાથલો, પ્રજાઓના સમૂળા ઉચ્છેદો પણ, એમની પ્રવૃત્તિને પરિણામે થયા છે.

માનવજાતિના ઇતિહાસમાં અહિંસાએ પણ ભાવાત્મક ભાગ ભજવ્યો છે. કુટુંબવ્યવસ્થા એને લીધે નભી શકી અને સંસ્કારિતાનો વિકાસ થયો. સહિષ્ણુતા, સહાનુભૂતિ અને સહકાર સાધીને સમાજ પ્રગતિ સાધી શકયો છે. એમાં અહિંસા ઓતપ્રોત છે. પરિણામે માનવ વધારે સ્વતંત્ર બન્યો.

માનવજાતિને એક કુટુંબ તરીકે ગણવાની ઉદાર દૃષ્ટિ માનવ મેળવે યા તો કેળવે તો અહિંસાનું પાલન વધારે સહેલું બને. ''વસુધૈવ કુટુંબકમ્''નો આદર્શ અહિંસાના મૂળમાં છે.

ત્રિગુણાત્મક–સત્ત્વ, રજ અને તમોમય–જગતમાં એની વિશાળ દૃષ્ટિ ઘણા જ થોડાને હોય છે. એવા વીરલાઓ ''મહાત્મા'' 'અવતારી પુરુષ' તરીકે ગણાય છે અને પૂજાય છે એ

હકીકત જ એ વિશાળ દૃષ્ટિ કેટલી બધી વીરલ છે તેની સાબિતી ગણી શકાય.

તો બીજી બાજુ, ભૌતિક શાસ્ત્રોની શોધખોળ તથા રાષ્ટ્રીય જીવનના સંગઠન-એ બંનેના યોગને પરિણામે આજે હિંસા એટલી તો વ્યવસ્થિત, એટલી તો કારમી થવા માંડી છે કે ભલે સ્વેચ્છાથી નહિ તો કેવળ દબાણથી, ભયથી પણ હિંસા સિવાયના અન્ય ઉપાયો આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલ માટે વિચારાવા લાગ્યા છે.

આમ બંને બાજુની વિચારણાની તુલના કરતાં બંને તરફના અતિઆગ્રહી હિમાયતીઓની લાગણી-વેડાવાળી, અભ્યાસની તટસ્થતા વગરની, દલીલોને વાંચનારે બાજુ ઉપર જ રાખવી જોઈએ. "જગતના સર્વ અનર્થો હિંસાને જ આભારી છે" "હિંસામાં માનનારા પશુઓ જ છે." "અહિંસાના ઉપાસકો શેખચલ્લી છે, ડરપોક છે, અવ્યવહારુ છે."—વગેરે અતિશયોક્તિઓને વાંચનારે બાજુ પર રાખીને આખા પ્રશ્નની વાસ્તવિક અને આદર્શ-બંને દૃષ્ટિએ તટસ્થ વિચારણા કરવાની જરૂર છે.

બંનેના પ્રયોગથી જગતને લાભ-હાનિ થયેલાં જણાય છે. અહિંસાએ માનવતાને જોમ આપ્યો છે તો ક્ષાત્રવટે પણ ઓછો જોમ આપ્યો નથી.

અહીં કોઈ પણ એક નિર્ણયનું પ્રતિપાદન કરવા કરતાં બન્ને બાજુની દલીલોના મુદ્દાઓ સ્પષ્ટ કરી નિર્ણય કરવાનું કામ વાંચનાર ઉપર છોડવાનો ઇરાદો છે. આ મુદ્દાઓ સ્પષ્ટ વિચારણા કરવામાં મદદ કરે એ હેતુથી રજૂ કરવામાં આવ્યા છે.

આવા મૌલિક પ્રશ્નોના સર્વમાન્ય અને અબાધિત નિર્ણયો હોઈ શકે નહિ એવું મારું માનવું છે. બહારના સંજોગો ઉપર, સમાજની સંસ્કારિતાની ભૂમિકા ઉપર, માનવજાતિની ઉત્ક્રાંતિ ઉપર તથા વ્યક્તિની ચેતનાની સ્થિતિ ઉપર કોઈ પણ નિર્ણયની સચ્ચાઈ અવલંબે છે.

* * *

## ગીતાનો આધાર

હિંદમાં જ્યાં જ્યાં અહિંસાની ચર્ચા કરવામાં આવે છે ત્યાં ત્યાં બુદ્ધ અને જૈનધર્મનો આધાર તે તે ધર્મના અનુયાયીઓ માટે તથા અન્ય જનો માટે પણ ટાંકવામાં આવે છે. વધારે સામાન્ય હિંદી જનતા માટે ગીતાનાં પ્રમાણો ટાંકવામાં આવે છે.

ગીતા આખી એક રૂપક છે કે નહિ એ વિવાદનો પ્રશ્ન બાજુએ મૂકતાં એમાં અહિંસાની હિમાયત કરવામાં આવી છે એનો ઇન્કાર કોઈ કરી શકે તેમ નથી.

તો બીજી બાજુ, અર્જુનને યુદ્ધ કરવાનો આદેશ પણ આપવામાં આવ્યો છે એ વિષે પણ મુદ્દલે શંકા નથી.

"તું નહિ લડે તો બાયલો ગણાઈશ," "તારી અપકીર્તિ થશે" વગેરે પ્રાકૃતજનને ઉશ્કેરે એવાં વચનોથી આગ્રહ કરીને શ્રીકૃષ્ણ જ્યારે જુએ છે કે અર્જુનના વર્તનના ધોરણમાં સમૂળો ફેરફાર થઈ જ ગયો છે ત્યારે તેને કોઈ જુદું જ ધોરણ આપવા પ્રયત્ન કરે છે. निराशी निर्ममो भुत्वा युद्धस्व विगतज्वरः ! सुखदुःखे समे कृत्वा–युद्धाय युज्यस्व । मयैवे ते निहता पूर्वमेव निमित्तमात्रं भव—અને ત્યારે જ છેવટે गतो मोहः स्मृतिर्लब्धा—કહીને અર્જુન યુદ્ધ કરવાનો નિર્ણય ફરીને કરે છે.

અર્થાત કામના રહિત, નિર્મળ એવું વિનાશનું નિમિત્ત માનવ બની શકે છે એટલું ગીતા સ્વીકારે છે.

એટલે અહિંસાના કેટલાક હિમાયતીઓની માન્યતા કે હિંસા તો ક્રોધપૂર્વક જ થઈ શકે, એ ગીતાની દૃષ્ટિએ સાચી જણાતી નથી. જે માનવ પોતે કેવળ નિમિત્ત બને તેને ક્રોધ થવો અનિવાર્ય નથી.

* * *

હિંસા અને વિનાશ એ બે વચ્ચેનો ભેદ પણ આપણે સમજવો જોઈએ. વિનાશ અને હિંસા એક નથી. ધરતીકંપ, રેલ, વીજળી, વાઘ વગેરે વિનાશ કરે છે-હિંસા કરતાં નથી.

હિંસામાં ઇરાદો હોવો આવશ્યક છે. માનવ કરતો હોય છે તે હિંસામાં, ઘણું ખરું ક્રોધ, દ્વેષ, તિરસ્કાર વગેરે તેના આદિ કારણો તરીકે હોય છે. આ પ્રમાણે

હિંસા માનવસમાજમાં શક્ય છે. જ્યાં જ્યાં ચેતનાનો વિકાસ નિશ્ચિત ભૂમિકા સુધી રહ્યો હોય છે ત્યાં ત્યાં હિંસા–અહિંસાની વિચારણા શરૂ થાય છે.

* * *

વિરાટની નજરથી જોતાં વિનાશની પ્રવૃત્તિ અગત્યની નથી? વિનાશ કરવાનું એક સાધન હિંસા છે. વિરાટનું એક આવશ્યક અંગ વિનાશ છે એમ સ્વીકારીએ અને વિરાટની સર્વે પ્રવૃત્તિઓનું મૂળ ભગવાન હોય તો વિનાશ પણ તેની જ એક પ્રવૃત્તિ ઠરે. પ્રભુનું શિવ સ્વરૂપ જેટલું સ્વીકારાયું છે તેટલું તેનું રૂદ્ર સ્વરૂપ નથી સ્વીકારાયું એ તો જગતના ધર્મોનો અભ્યાસ કરતાં સ્પષ્ટ જણાય છે. હિંદુ ધર્મમાં પ્રભુનાં એ બંને સ્વરૂપનો દિવ્ય તરીકે સ્વીકાર થયેલો છે. જે પોતાની ચેતનાને વિરાટ જોડે એક કરી શકે તે એની તટસ્થ, અપૌરુષેય વિનાશવૃત્તિનું પણ નિમિત્ત બની શકે, જેમ વિરાટ પ્રેમનું પણ.

તેથી કહ્યું છે–"ભગવાન કાલસ્વરૂપ હોઈ સર્વેનો વિનાશ કરે છે–ક્ષય કરે છે." ભગવાનનું ક્રૂર ગણાતું સ્વરૂપ તેની વિનાશની પ્રવૃત્તિ કેટલી સર્વવ્યાપી છે તેનો ખ્યાલ સામાન્ય રીતે માનવને હોતો નથી.

કીડિયારું પૂરનારા જૈનને પણ હવે તો કદાચ ખબર પડી હશે કે વિનાશનાં, અરે હિંસાનાં પણ અનેક સ્વરૂપો છે. માનવ શ્વાસે શ્વાસે વિનાશ–અને હિંસા પણ કાંઈક અંશે—કરી રહ્યો છે.

એક હજાર ઉમેદવારોમાંથી એક નોકરી મેળવવામાં ફતેહ મેળવે છે ત્યારે તે ૯૯૯ ને ભૂખે મારીને કમાય છે. દરેક માનવ ખાય છે તે બીજા કોઈ પાસેથી ઝૂંટવીને જ ખાતો હોય છે. આ બધી વિનાશની પ્રવૃત્તિ કોણ કરે છે? કાલ–ભગવાન.

આદર્શ સમાજવ્યવસ્થા થશે ત્યારે ત્યાં પણ રશિયાની પેઠે–અનેક રૂપે વિનાશ અને હિંસા જણાશે.

પ્રાણી પ્રાણીને ખાય છે, પ્રાણી વનસ્પતિને ખાય છે, માનવજીવન અન્ય જીવન ઉપર નભે છે. ઉપનિષદે તેથી જ કહ્યું કે–

"ખાનાર અન્નને ખાય છે તો અન્ન ખાનારને ભક્ષી જાય છે"

* * *

પણ હિંસા જ વિરાટનું અનન્ય અને જગતનું ચાલક તત્ત્વ છે, તેનું પરમરહસ્ય છે, હિંસા જ કેવળ સર્વવ્યાપી છે એમ નથી.

સર્વ પ્રાણીમાં–સર્વ પદાર્થમાં–એક ચેતનતત્ત્વ વ્યાપી રહેલું છે તેનો વ્યવહારમાં સ્વીકાર તે અહિંસા. "મરીને જીવવું," "વિરાટ પ્રેમનો અંતિમ વિજય અનિવાર્ય છે" એ અહિંસાનો મુદ્રાલેખ છે. આમ માનવજાતિની કલ્યાણપ્રવૃત્તિમાં અહિંસાએ પણ અમૂલ્ય ફાળો આપ્યો છે. હિંસાએ કટોકટીના પ્રસંગે વ્યક્તિઓ અને પ્રજાઓને બચાવી છે તો અહિંસાએ તેના કૌટુંબિક, સામાજિક, સાંસ્કારિક જીવનમાં અમૂલ્ય વિકાસ સાધવામાં સહાય કરી છે.

* * *

ભલે કાળરૂપે ભગવાન વિનાશ કરે, પણ શા માટે આપણે માનવી તરીકે હિંસા કરવી જોઈએ?

ન કરવી એ ઈષ્ટ છે એ તો, હું માનું છું કે, સૌ સંસ્કારી માનવો સ્વીકારે છે. પરંતુ કોઈ પણ સંજોગોમાં હિંસા ન જ કરવી—સંપૂર્ણપણે અહિંસાનું પાલન કરવું–શક્ય છે ખરું?

અહિંસાવ્રતનું પાલન કરતાં શહીદ મૃત્યુને ભેટે છે ત્યારે અહિંસાની પેઠે તે હિંસાનું પણ ઉદાહરણ પૂરું પાડે છે.

* * *

પ્રાણી કરતાં પોતાની ઉચ્ચતા માનવે અહિંસાનું પાલન કરીને સિદ્ધ કરવી જોઈએ.

અલબત્ત, બીજી ઘણી બાબતોમાં પણ માનવે પોતાની ઉચ્ચતા પ્રાણીઓ કરતાં હજી સિદ્ધ કરવાની છે.

* * *

પ્રેમથી અને સહકારથી આપણે હિંસા અટકાવી શકીશું એમ માનીને ઘણા લોકો સહકાર અને પરસ્પર ભાવનો વિકાસ કરવાની હિમાયત કરે છે.

પરંતુ પ્રેમ અને સહકારને પણ માણસ અહિં-

સાને ખાતર વાપરી શકે છે તે જ પ્રમાણે વિનાશને ખાતર-હિંસાને માટે–પણ વાપરતા જણાય છે.

* * *

માનવતાનું મૂલ્ય આંકવા જેટલો ગુંડાના આત્માનો વિકાસ થાય ત્યારે જ તે ગુંડો મટે. ત્યાંસુધી તે માનવનો વિનાશ કરશે.

એવા ગુંડાના અસ્તિત્વ માટે સમાજને જવાબદાર ગણીએ તોપણ અત્યારે સમાજ જે રીતે તેને વશ રાખે છે તેના કરતાં અહિંસાની રીત અજમાવવામાં કેટલાં બલિદાનો આપવાં પડે તેનો વિચાર કરવાનો રહે છે.

પ્રત્યેક માનવમાં દિવ્ય અંશ રહેલો છે એ સત્ય છે. માનવજાતિમાં ઘણામાં પાશવતા રહેલી છે એ હકીકત છે.

પ્રશ્ન એ છે કે અહિંસાનું આચરણ સર્વત્ર શક્ય હોય તો તેનાથી **પ્રત્યેક વ્યક્તિમાં** રહેલ એ દિવ્ય અંશને એક જ જીવનમાં બહાર લાવી શકાય ખરો?

* * *

શરીરના કોઈ ભાગમાં સડો હોય, કહોવાણ હોય, તો તેને મટાડવાનો એક ઉપાય શસ્ત્રક્રિયા છે. સામાજિક જીવનના એવા નુકસાનકારક તત્ત્વને શસ્ત્રક્રિયા વડે દૂર કરવું ઇષ્ટ ગણાય ખરું?

અલબત્ત, મહત્ત્વાકાંક્ષા, સ્વાર્થ, કામના વગેરેથી મુક્ત થયા વિના આવી શસ્ત્રક્રિયા કરવાની સલાહ કોઈ આપી શકે નહિ એ તો દેખીતું છે.

* * *

અને છતાં હિંસાની પ્રવૃત્તિનો વિકાસ કરીને છેવટે આજનો સુધારેલો માનવ તેને કયાં સુધી લઈ ગયો છે?—પુરાણોમાં આપણે કેટલીક અસુરોની કથામાં વાંચીએ છીએ કે તેણે પોતે એક સત્ત્વ ઉત્પન્ન કર્યું જેણે અંતે તેનો પ્રાણ લીધો.

એવું જ આજની આગળ પડતી પ્રજાઓનું બન્યું છે. રક્ષણને ખાતર હિંસાની તૈયારી કરતાં કરતાં એટલું તો સંગઠન કરવું પડ્યું કે આખરે તે ભારે પડી ગયું છે. હવે તો એ સંગઠિત હિંસા, સંસ્કૃતિનો જ કેવળ નહિ, પરંતુ માનવજાતિનો વિનાશ કરવા બેઠી લાગે છે.

એટલે કુટુંબમાં અજમાવાતી અહિંસાની નીતિ પ્રજાપ્રજાઓ વચ્ચે અમલમાં મૂકવાનો પ્રશ્ન વિચારવો ઘટે છે, કાંઈ નહિ તો નાવીન્યને ખાતર. અખતરાઓમાં માનનાર પશ્ચિમે શા માટે આ અખતરો અજમાવી ન જોયો? જ્યારે મરવાનું હિંસા તથા અહિંસા બન્નેમાં છે તો શા માટે અહિંસક રીતે મરણને ન ભેટવું?—એ દલીલ ખરેખર વિચારવા જેવી છે.

* * *

હિંસાનું મૂળ મિલકતમાં રહેલું છે. જ્યાંસુધી અપરિગ્રહતાનો સ્વીકાર માનવજાતિ કરે નહિ ત્યાંસુધી હિંસા દૂર કરવી લગભગ અસંભવિત લાગે છે.

સમસ્ત માનવજાતિ અપરિગ્રહવ્રતનો સ્વીકાર કરે એ સમય બહુ દૂર લાગે છે. પરંતુ થોડી વ્યક્તિઓ એવા વ્રતનો સ્વીકાર કરી શકે એ તદ્દન સંભવિત છે અને તેઓ એ માર્ગે પ્રયાસો આદરે તે પણ ઇષ્ટ છે.

એવી વીરલ વ્યક્તિઓ પોતાનાં દૃષ્ટાંત વડે માનવજાતિના જેટલા ભાગને પોતાના મતનો કરી શકે તેટલું જગતનું શ્રેય જ છે.

* * *

અવતારોનાં દૃષ્ટાંતો બન્ને પક્ષોના સમર્થનમાં ટાંકી શકાય તેમ છે.

* * *

આજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં વ્યક્તિ અને કુટુંબજીવનમાંથી અહિંસાના આદર્શને રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલ માટે વાપરવી જોઈએ કે નહિ એ પ્રશ્ન વિચારવાનો સમય આવી પહોંચ્યો છે.

સુધારકો, મીમાંસકો, નેતાઓ અને કાર્યકર્તા સર્વેએ ઇષ્ટાનિષ્ટતાની, શક્યાશક્યતાની, નફાતોટાની ગણતરી કરવી જરૂરની છે.

# સાહિત્યના પ્રદેશમાં

શ્રી. 'સત્યકામ'
શ્રી. 'ચા.'
શ્રી. શાંતિલાલ ઠાકર
M. A. B. T.

ગુજરાતી ભાષામાં પહેલું પ્રકાશન

## વિશ્વદર્શન

સંગ્રાહક : છોટાલાલ માનસિંગ કામદાર– પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ– મૂલ્ય : રૂપિયા સાડા ત્રણ

જે ઝડપથી ગુજરાતનું જીવન વિકાસ પામી રહ્યું છે તે ઝડપથી ગુજરાતી સાહિત્ય વિકાસ પામતું નથી એમ ઘણીવાર લાગે છે. ગુજરાતી પ્રજા વેપારમાં રસ ધરાવે છે એટલું જ નહિ, વેપારનાં મોટાં મોટાં બજારો એના હાથમાં છે છતાં આપણે ત્યાં વ્યાપાર વિષેનું શાસ્ત્રીય જ્ઞાન આપતું એક પણ પુસ્તક નથી. રાજકારણમાં ગુજરાત લગભગ મોખરે છે એમ કહી શકાય છતાં આપણી ભાષામાં રાજકારણનું પ્રાથમિક જ્ઞાન આપી શકે એવું એક પણ પુસ્તક નજરે પડતું નથી. આવું ઘણા વિષયો વિષે કહી શકાય. આ 'વિશ્વદર્શન' જોયા પછી એની ઉપયોગિતા વિષે અમને શંકા નથી રહી, પરંતુ જે પુસ્તકની ઘણાં વર્ષો પહેલાં જરૂર હતી તે છેક આજે કેમ પ્રગટ થઈ શકે છે તે પ્રશ્ન ખરેખર વિચારવા જેવો છે. સમગ્ર હિંદુસ્તાનનું તેમ જ ગુજરાતનું અક્ષરજ્ઞાન તો અતિ અલ્પ છે અને એ કરતાંયે વધુ અલ્પ એની ખરીદશક્તિ છે એટલે આપણા નાના પ્રાંતમાં આવાં પ્રકાશનો કરવાનું ખાનગી પ્રકાશક સાહસ ન કરે એ એક મહત્ત્વનું કારણ અમને લાગે છે. પરંતુ ગુજરાતમાં શું એવી સંસ્થા નથી, શું એવા ધનપતિ નથી કે જે આવાં પુસ્તકોને પ્રજા સમક્ષ મૂકી શકે? જો આ પુસ્તકને એવા કોઈ પ્રકાશક મળ્યા હોત તો આજે એના પ્રકાશકને માત્ર પાંચ સો જ નકલ છપાવી શકવાના કારણે સાડા ત્રણ રૂપિયા કિંમત રાખવી પડી છે તે સ્થિતિ ન આવત. કોઈ સંસ્થાની મદદથી પુસ્તક છપાયું હોત તો એની નકલો વધુ કાઢી શકાત અને કિંમત પણ ઓછી થઈ શકત. જો કે આ કિંમતનું પ્રમાણ આપણી ભાષામાં પ્રગટ થતાં આવાં જ નહિ પણ વાર્તા–નવલકથાનાં પુસ્તકો કરતાં ઘણું ઓછું છે. છતાં સદ્ધર સંસ્થા આ પુસ્તકની કિંમત 'નવજીવન'નાં ગંભીર પ્રકાશનો જેટલી રાખી આનો બહોળો ફેલાવો કરી શકત.

આ પુસ્તકમાં એટલી બધી માહિતીઓનો ભંડાર ભર્યો છે કે જેનો માત્ર ઉલ્લેખ કરવા જઈએ તો પણ પાનાંઓ ભરાઈ જાય. છતાં એટલું તો જણાવવું જોઈએ કે દુનિયા વિષે અને વિશેષતઃ હિંદ વિષે આપણે આ યુગમાં જેટલું જાણવું આવશ્યક છે તેટલું આમાં રજૂ થયું છે. આપણાં જાહેર અને ખાનગી પુસ્તકાલયો અને શાળાઓએ તો આ પુસ્તક અવશ્ય વસાવવું જોઈએ. આ પુસ્તક સંપૂર્ણ અને દોષરહિત છે એમ અમે કહી શકત તો અમને ખૂબ આનંદ થાત. પરંતુ કેટલીક અપૂર્ણતાઓ છતાં આ પુસ્તકનો ઘણો ઉપયોગ છે. ગુજરાતી ભાષામાં આ જાતનું પુસ્તક પ્રથમ પહેલું જ તૈયાર થાય છે તે પણ એની અપૂર્ણતાનું મહત્ત્વનું કારણ છે. આપણાં માસિક-વાચકોને શ્રી છોટાલાલ કામદારનું નામ નવું નથી. અથાગ શ્રમ લઈ, લગભગ પાંચ વરસ સુધી ધીરજનું સેવન કર્યા પછી તેઓ આ પુસ્તક પ્રગટ કરી શકયા તે માટે આપણે તેમને અભિનંદન આપીએ અને એવી આશા રાખીએ કે ગુજરાતી પ્રજા એમને દર વર્ષે આવું પ્રકાશન કરવાની પ્રેરણા આપે. આ પુસ્તકની ત્રુટીઓ બીજી આવૃત્તિમાં કે બીજાં પુસ્તકમાં નહિવત્ બની ગઈ હશે એ વિષે અમને શંકા નથી કારણ કે શ્રી. કામદારની ઉદ્યમશીલતાનો અને ચોકસાઈનો અમને પરિચય છે.

**ભગવતી-સાર** સંપાદક : ગોપાળદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક : જૈન સાહિત્ય પ્રકાશનસમિતિ, પ્રાપ્તિસ્થાન : નવજીવન કાર્યાલય અમદાવાદ, મૂલ્ય : બે રૂપિયા.

'શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા'નું આ સોળમું પુસ્તક છે. અત્યાર સુધીમાં આ માળામાં જેટલાં પુસ્તકો પ્રગટ થયાં છે તેમાંનાં ઘણાંખરાં ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં રસ ધરાવનાર કોઈ પણ સંપ્રદાયનો માણસ સમજી શકે તેવાં છે. કેટલાંક તો એ વિષયમાં કશું ન સમજનારને પણ રસ ઉપજાવે એવાં બન્યાં છે. જ્યારે આ પુસ્તક-કદાચ આ માળાનું મોટામાં મોટું-આઠસો પાનાંનું પુસ્તક બહુ જ ઓછા માણસો વાંચી શકશે એવું બનશે. પુસ્તકમાં ક્યાંક રસ આવી જાય છે, બાકી તો તદ્દન સુક્કી નિયમાવલિ જ વાંચવા બેઠા હોઈએ એવું લાગે છે. સંપાદકે કહ્યું છે તે તદ્દન બરાબર છે કે 'એક લાલ બત્તી અહીંથી જ ધરી દીધે છૂટકો. આ ગ્રંથ પ્રાથમિક અભ્યાસીઓ માટે નથી જ. આ માળાના અન્ય જૈન ગ્રંથોનું જેને સ્મૃતિયુક્ત જ્ઞાન છે તથા તત્ત્વાર્થસૂત્ર જેવા ગ્રંથો જેણે સમજીને વિચાર્યા છે તેવો અભ્યાસી જ આ ગ્રંથને સમજી શકે કે તેનો આસ્વાદ લઈ શકે.' પ્રશ્ન એ થાય છે કે આટલું જ્ઞાન ધરાવનાર એવા પણ અભ્યાસીઓ હશે ખરા કે જે મૂળને ન વાંચી શકતા હોય અને એટલા ખાતર અનુવાદ કરવો પડ્યો હોય ?

## નવજીવનનાં પ્રકાશનો અને તેની કિંમત

**કેળવણીનો કોયડો :** લેખક ગાંધીજી **મૂ.** એક રૂપિયો

**સંગીતની પ્રાથમિક માહિતી ;** ( બીજી આવૃત્તિ ) લે. સ્વ. નારાયણ મોરેશ્વર ખરે મૂ. બે આના

**વિશ્વશાંતિ :** (બીજી આવૃત્તિ) લે. ઉમાશંકર જોષી મૂ. બે આના

**નીતિનાશને માર્ગે :** (છઠ્ઠી આવૃત્તિ) લે. ગાંધીજી મૂ. ચાર આના

**અપંગની પ્રતિભા :** (બીજી આવૃત્તિ) અનુ. મગનભાઇ દેશાઇ મૂ. બાર આના

**ત્યાગમૂર્તિ :** (ચોથી આવૃત્તિ) લે. ગાંધીજી **મૂ.** બારઆના

**લોકમાતા :** (બીજી આવૃત્તિ) લે. કાકા કાલેલકર મૂ. ચાર આના

**હિમાલયનો પ્રવાસ :** (ચોથી આવૃત્તિ) લે. કાકા કાલેલકર મૂ. બાર આના

ગુજરાતને ઘડવામાં 'નવજીવન'-સંસ્થાનો એટલો શુદ્ધ અને એટલો મોટો ફાળો છે કે એનાં પુસ્તકોની માત્ર નોંધ જ બસ થઈ પડે.

'નવજીવન'ના મુખ્ય લેખક ગાંધીજી અને 'નવજીવન' સંસ્થાનો આદર્શ એમના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવો. આ બંને વસ્તુઓ એવી છે કે જે વિષે ગુજરાતમાં કોઈ જ અજાણુ નથી. આપણા સમગ્ર રાષ્ટ્રજીવનમાં

આપણને જ્યાં જ્યાં ચેતના જોઈએ છીએ ત્યાં ત્યાં આપણને ગાંધીજી દેખાય છે. ગાંધીજીએ આજ સુધીમાં લખવા ખાતર તો કદી લખ્યું જ નથી. જે મહાન કાર્યને એમણે પોતાનું જીવન સમર્પણ કર્યું છે તે કાર્યને ખાતર જ એમણે લખ્યું છે. જ્યારે આપણે એમનાં પુસ્તકો જોઈએ છીએ ત્યારે ઘડીભર થઈ જાય છે કે આટલું બધું એમણે ક્યારે લખ્યું હશે? પણ તુરત જ આપણી આંખ સામે આ દેશમાં એમણે શરૂ કરેલાં મહાન આંદોલનો અને એવા પ્રત્યેક આંદોલન વખતે એમણે પોતાના આત્માની વાણી સંભળાવી હોય તે ખડું થાય છે. ગાંધીજીનાં પુસ્તકો વિષે એટલું જ કહી શકાય કે એ સતત કર્મપરાયણ અનુભવી આત્માની વાણી છે.

**'કેળવણીનો કોયડો'** પહેલી જ આવૃત્તિ છે. ગાંધીજી કહે છે કે મેં હિંદુસ્તાનને જે કાંઈ ભેટ આપી હોય તેમાં સૌથી મૂલ્યવાન ભેટ મારી કેળવણીની યોજના છે. રાજકીય ધમસાણમાં આ શબ્દો આપણા કાન ઉપર અથડાઈને પાછા વળી જાય એમ બને, પરંતુ અહિંસક રીતે રાષ્ટ્રની નવરચના તો એ કેળવણીથી જ થવાની છે એમ આપણે સમય જતાં સમજી શકશું.

આ પુસ્તકનાં પાંચસો પાનાંમાં પાંચ ખંડો છે અને એ ખંડોની રચના ગાંધીજીનો તેમ જ આપણા દેશનો વિકાસક્રમ બતાવે એવી સરસ રીતે થયેલ છે. અસહકારના અગ્નિથી ગુલામી કેળવણીને જાણે અગ્નિદાહ દેતા હોઈએ તેમ 'અસહકારયુગ'ના લેખોથી પુસ્તક શરૂ થાય છે અને એમની મહાન ભેટ 'વર્ધા-યોજના'ના લેખો સાથે પુસ્તક પૂરું થાય છે. માત્ર કેળવણીમાં જ નહિ પણ માનવજીવનના ઉત્કર્ષમાં રસ ધરાવનાર દરેક સ્ત્રીપુરુષે આ પુસ્તક વાંચી જ જવું જોઈએ.

ગાંધીજીનું બીજું પુસ્તક છે **'ત્યાગમૂર્તિ'** ચોથી આવૃત્તિ પામતા આ પુસ્તકમાં ત્રીજી આવૃત્તિ કરતાં એક સો પાનાં વધારેલાં છે. આ પુસ્તક કેટલું વંચાયું છે તેનો અંદાજ એની આવૃત્તિઓ ઉપરથી કાઢશું તો ખોટો આવશે, કારણ કે આ પુસ્તક બજારમાં મળતું જ ન હોય એવો ઘણો સમય ગયો છે. અને અનુભવ છે ત્યાંસુધી આપણા ઊગતા અને જૂના સમાજસુધારકોએ આ પુસ્તકને પ્રમાણ ગણીને વાંચ્યું છે અને એનો અમલ પણ કર્યો છે. આ પુસ્તક કુટુંબોમાં તો અજબ રસપૂર્વક વંચાયું છે.

અમને ખ્યાલ છે ત્યાંસુધી થોડાં વર્ષો પહેલાં **'નીતિનાશને માર્ગે'** એ જ એવું પુસ્તક હતું કે જે કુમારો અને જુવાનોના હાથમાં મૂકવામાં આવતું. આ પુસ્તકે ગુજરાતની નીતિમત્તા ઘડવામાં અદ્દ્ભુત ફાળો આપ્યો છે. મનમાં એમ થાય છે કે વાંચી શકે એવો એક પણ ગુજરાતી આ પુસ્તકના વાચનથી વંચિત ન રહે.

**'અપંગની પ્રતિભા'** અને **'વિશ્વશાંતિ'** બીજી આવૃતિ પામી શકે છે તેથી આનંદ થાય છે. **'અપંગની પ્રતિભા'** પ્રથમ વાંચ્યું ત્યારે પરમરસનું પાન કરતા હોઈએ–ધીમે ધીમે પુરુષાર્થની પ્રેરણા ઝીલતા હોઈએ એટલો આનંદ થયેલો. **'વિશ્વશાંતિ'** વિ[illegible] પણ એ જ મનોભાવના છે. શ્રી. ઉમાશંકરે કાવ્યો તો ઘણાં લખ્યાં છે, પરંતુ **'વિશ્વશાંતિ'** તો અજો[illegible] જ રહ્યું હોય એમ લાગે છે. કવિઓનાં હૃદયમાંથી કાવ્યો કેમ ફૂટતાં હશે તે તો કોઈ કવિ જ સમજી શકે, પરંતુ આ કાવ્ય વાંચતા એમ સમજાય છે કે પ્રતિભાવાન કવિ પણ કાવ્યનું પ્રેરકતત્ત્વ જેટલું પ્રતિભાવાન હોય તેટલું જ પ્રતિભાશાળી કાવ્ય સર્જી શકે.

કાકાસાહેબે સાહિત્યનાં અનેક ક્ષેત્રમાં રમણ કર્યું છે. તેઓ કહે છે કે એમની નિષ્ઠા તો સાહિત્ય[illegible] નહિ પણ કેળવણીને અર્પણ થયેલી છે, પરંતુ 'કેળવણી' સિવાયનાં એમનાં પુસ્તકો અને લેખો વાંચતાં આ વાત આપણને સાચી લાગતી નથી. **'જીવનવિકાસ'** વાંચતાં જેમ આપણે મહાન કેળવણીકારનું દર્શન કરીએ છીએ તેમ જ **'જીવનભારતી'** વાંચતાં સાહિત્યકારનું દર્શન આપણને થાય છે. **'ઓતરાતી દીવાલો'** **'સ્મરણયાત્રા'** **'જીવનનો આનંદ'** [illegible]

આ 'લોકમાતા' તથા 'હિમાલયનો પ્રવાસ' જોતાં આપણને જીવનને આનંદસ્વરૂપ જોતા એક ફિલસૂફ પ્રવાસીનું દર્શન થાય છે. આ બંને પુસ્તકો નવી આવૃત્તિઓ પામે અને હજીયે એની આવૃત્તિઓ નીકળ્યા કરે તો એથી નવાઈ ઊપજે એમ નથી, કારણ કે આપણી ભાષામાં આ પુસ્તકોની હારમાં નહિ પણ એની પાછળ પણ ઊભું રહી શકે એવું પુસ્તક જ કયાં છે? કાકાસાહેબ પાસે એટલા વિધવિધ અનુભવો ભર્યા લાગે છે કે આવાં ઘણાં પુસ્તકો તેઓ ગુજરાતને આપી શકે. પરંતુ સવાલ એ છે કે એ નિરાસકત સાહિત્યકાર પાસે આ બધું લખાવે કોણ? હમણાં એમણે 'સર્વોદય'નું તંત્રીપદ લીધું છે તેથી અમે આનંદ પામ્યા છીએ, કારણ કે એ બંધનના કારણે એમનાં વિચાર, કલ્પના, અનુભવ અને જીવનસૌંદર્યની વાણી આપણને સાંભળવા મળશે જ.

હવે છેલ્લે આ બધાં પુસ્તકોની કિંમત વિષે વિચારીએ. ગુજરાતી સાહિત્યનો જેમ વિકાસ થતો જાય છે તેમ એના પ્રચાર વિષે પણ ચર્ચા જાગવા માંડી છે. ચર્ચાનો આરંભ લેખકોએ જ કર્યો છે અને હજી પણ એકાદ બે પ્રકાશક બાદ કરતાં એ ચર્ચા લેખકો દ્વારા જ ચાલી રહી છે. અમને એમ લાગે છે કે જ્યાંસુધી આ ચર્ચામાં પ્રકાશકો અને બુકસેલરોનું હૃદય નહિ ઊઘડે ત્યાંસુધી આ વિષય પરત્વેનું સાચું જ્ઞાન પ્રજાને મળી શકશે નહિ અને લેખક અને પ્રકાશક બે વિરોધીઓ જ હોય એમ વર્ત્યા કરશે. આપણે ત્યાં પુસ્તકોનાં અવલોકન વખતે પુસ્તકોની કિંમત વિષે કશું જ લખવામાં નથી આવતું તે અમારા મત પ્રમાણે બરાબર નથી. જો વિવેચનનો એક હેતુ પ્રજાને સારાસારનું ભાન કરાવવાનો હોય તો આ વસ્તુ અવશ્ય આવવી જોઈએ, કારણ કે એના ઉપર પુસ્તક ખરીદાય કે ન ખરીદાય એનો નિર્ણય કેટલેક અંશે અવલંબે છે. 'નવજીવન'નાં પુસ્તકો અત્યંત સસ્તાં હોય છે એ વાત હવે પ્રગટ છે, પણ એ કેમ સસ્તાં થાય છે તે હજી પ્રજા જાણતી નથી. 'કલમ અને કિતાબ'કારે એક વખત 'નવજીવન'ના સંચાલકો પાસે વિનયપૂર્વક માહિતી માગી હતી પરંતુ એ માહિતી એમને મળી લાગતી નથી. અમે પણ પ્રકાશકો પાસે એ જ માગણી વિનયપૂર્વક કરીએ છીએ. આ ૭ પુસ્તકોમાં બીજો પ્રશ્ન એ ઊભો થાય છે કે ૪૪૦ પાનાંનું 'ત્યાગમૂર્તિ' કિંમત બાર આના અને ૨૪૦ પાનાંના 'અપંગની પ્રતિભા'ની કિંમત પણ કેમ બાર જ આના? ગાંધીજીનાં પુસ્તકોની નકલો વધુ નીકળતી હશે? અથવા તો બીજા લેખકોને પુરસ્કાર આપવો પડતો હશે? 'નવજીવન' પોતાનાં પુસ્તકોમાં જો 'આવૃત્તિ'ની નકલો અને તારીખ છાપતું હોય તો આપણને આ બધું સમજવું કેટલું સહેલું પડે? અમારી વિનતિ છે કે 'નવજીવન કાર્યાલય' ગુજરાતી પ્રકાશનના હિતની ખાતર પોતાના અનુભવો પ્રજા પાસે મૂકે. એમના વિશાળ અનુભવો ઊગતા પ્રકાશકોને માર્ગદર્શન આપશે અને કેવળ સ્વાર્થી અને સંકુચિત દૃષ્ટિવાળા પ્રકાશકોને ચેતવણીરૂપ બનશે.

**સાડત્રીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા:** ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ : કાર્યવાહી સને ૧૯૩૭-૩૮ મૂલ્ય બાર આના.

આ ગ્રંથમાં ચાર વિભાગો છે અને ત્રણસો ઉપરાંત પાનાંનું વાચન છે, પરંતુ જેના પ્રત્યે દરેક સાહિત્યપ્રેમીનું ધ્યાન ખેંચાય એવો પહેલો વિભાગ ૧૯૩૭ના વાઙ્મયની સમીક્ષાનો છે. પ્રો. અનંતરાય રાવળે આશા રાખી છે એ રીતે આ વિભાગને પૂરો વાંચ્યા પછી એટલી છાપ મન ઉપર પડે છે કે આ કામ પ્રો. રાવળે ધાર્યું છે તે કરતાં પણું મોટું અને અઘરું છે. વિધવિધ વિષયોનાં સાડા ત્રણસો જેટલાં પુસ્તકોનું વિવેચન, એક આખું વર્ષ આપવામાં આવ્યું હોત તોપણ એક માણસ શી રીતે કરી શકે? અને ગમે તેવા વિદ્વાન માણસ પાસેથી પણ એવી આશા તો કેમ જ રખાય કે તેઓ બધા વિષયોનું તલસ્પર્શી જ્ઞાન ધરાવતા હશે! આ સમીક્ષા વાંચતાં પ્રો. રાવળની સમીક્ષકશક્તિ આપણે જોઈ શકીએ છીએ.

એમની દૃષ્ટિ પૂર્વગ્રહથી મુક્ત છે એવી પણ છાપ પડે છે, પરંતુ પહેલે પાનેથી છેલ્લા પાના સુધી વાંચતાં એમ તો લાગ્યા જ કરે છે કે એમને ભારે ઉતાવળ કરવી પડી છે. જેમ સાહિત્યપરિષદે વિભાગીય પ્રમુખો જેવી યોજના કરી છે તેમ વિભાગીય સમીક્ષકની નિમણૂક ન કરી શકાય? અમારો મત એવો છે કે જો એ રીતે સાહિત્યનાં વિધવિધ ક્ષેત્રોનું વિવેચન તે તે વિષયના અભ્યાસીઓને સોંપાય તો એ વિવેચન–આજની વિવેચનની અંધાધૂંધી સામે મજબૂત રીતે ટક્કર ઝીલી શકે, પ્રજાને સાચો રાહ બતાવી શકે અને શ્રી. વિશ્વનાથ, વિજયરાય, મેઘાણી અને 'સાહિત્યપ્રિય' વચ્ચે સમકાલિન સાહિત્યના વિવેચન અંગે હમણાં જે ચર્ચા ચાલી રહી છે તે ચર્ચાનો સાચો નિર્ણય પણ આપી શકે. અત્યારે તો એક જ માણસ ઉપર બોજો હોવાને કારણે સામયિકોમાં 'ફરજને ખાતર' કરવાં પડતાં વિવેચનો કરતાં આ વાર્ષિક વિવેચનમાં વધુ ઊંડાણ આવી શકતું નથી. સંતોષ એટલો જ થાય છે કે ગુજરાતી સાહિત્યનું સમગ્ર દર્શન અને એ ઉપરનો એક વજનદાર અભિપ્રાય આવી સમીક્ષાથી આપણને મળી શકે છે. પ્રો. રાવળે જે શ્રમ લીધો છે તે અભિનંદનને પાત્ર છે અને આપણા સાહિત્યની ગતિ–પ્રગતિ ઉપર જે જે અભિપ્રાયો ઉચ્ચાર્યા છે તે માર્ગદર્શન આપનારા છે.

**'સત્યકામ'**

## "પારિજાત"—એક સૌગન્ધ્યલહરી

અમે ગુજરાતને ધન્યવાદ આપીએ છીએ, કારણ કે તેને આંગણે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી પારિજાતનાં પુષ્પોની વૃષ્ટિ થઈ છે, અને તેના સુગન્ધની ઉન્માદકરી લહરીઓથી ગુજરાતના કાવ્યપિપાસુ રસાત્માઓની રસવૃત્તિ પ્રસન્ન અને પરિપુષ્ટ થવાની અમને ખાતરી છે. શ્રી. અરવિન્દ–આશ્રમના નંદનવનમાં વીણેલાં પારિજાત, ભગવતી દિવ્યચૈતન્યમયી માતાની કૃપાથી, ભાઈશ્રી પૂજાલાલે ગુજરાતને સમર્પ્યાં તે ધન્ય ટાણે અમે અમારો હર્ષ પ્રગટ કરીએ છીએ તે ભાઈનો અમે ઉપકાર માનીએ છીએ.

"પારિજાત"નું રસપાન કરતાં કરતાં અમને ખરેખર આનંદ પ્રાપ્ત થયો છે, અને તે આનંદમાં અન્ય સહૃદયોને સહભાગી કરવાની વૃત્તિથી પ્રેરાઈને અમે શ્રી. પૂજાલાલની કવિતાનાં મુખ્ય લક્ષણોનો અભ્યાસ નમ્રતાપૂર્વક રજૂ કરીએ છીએ.

કવિનું દિલ ભક્તહૃદય છે એ તો પ્રથમ દૃષ્ટિએ પણ વાચકને જણાયા વિના રહે તેમ નથી. તેમની કવિતામાંથી આધ્યાત્મિકતા તો ટપકે છે. કવિ રાત્રિની મૌનભરી ઋચાઓ સાંભળતા હોય કે સૂરપાણના ધોધના પડછંદ ઝીલતા હોય, આર્યવિધવાના આદર્શને પ્રતિબિંબિત કરતા હોય, પોતાના એક યુવક મિત્રને લગ્નટાણે અભિનંદન પાઠવતા હોય, પોતાનો જન્મદિવસ ઊજવતા હોય કે પોતાના સદ્‌ગત પિતાશ્રીને શ્રદ્ધાંજલિ અર્પતા હોય, તે અગમનિગમના અણસારા કરતા તારાઓનું અવલોકન કરતા હોય કે શિખરોની શૂન્ય એકલતામાં ભવ્ય મંગલદર્શન કરતા હોય, તે રાજર્ષિ શિવાજીની પુણ્યમયી સૌંદર્યપૂજા ચીતરતા હોય કે શિવ અને સુંદર ભાવિસર્જનની શકયતાવાળી કાળી ચૌદશની ભયંકર વિનાશકતા આલેખતા હોય–પણ કવિનો પ્રધાન અંતિમ સૂર તો એક જ નીકળે છે અને તે તેમની આધ્યાત્મિક જીવનની તમન્ના, તેમની દિવ્ય જીવનની વીરોચિત અભીપ્સા અને તેની ખાતર સંપૂર્ણ સમર્પણ કરવાની લગની, સર્વસ્વ ન્યોછાવર કરી નાખવાની તાકાત.

જુઓ,

નિગૂઢ રાત્રિને મ્હેલે શાંતિ શાશ્વત સુંદરી
તેડે તારકની સેજે મીઠડા મૌનથી ભરી.
નિર્બંધ, નિર્વસન, નીરવ, નિર્વિકલ્પ,
નિત્યપ્રભાવ પુરુષ પ્રભુ પ્રાણપાટે
જાગી અનંત રસિકેશ્વરરૂપ માણે
આનંદ હીંચ અકલંક—મયંક ખાટે.

**(રજની મ્હેલે)**

* * *

અનંતદલ પદ્મની મનુજ–આત્મરૂપી કળી
થતાં જનમનું પ્રભાત દલ ખોલવા લાગતી,

અને પરમ-પ્રેમભંગ અવકાશમાં નીકળી
કરે અમૃતગુંજના મરણફેણ ડોલાવતી
(જન્મદિન)

* * *

પ્રણયની સિદ્ધિના સારમાંથી
ચૈતન્યો સર્જવાને પ્રકૃતિ–પુરુષ અદ્વૈતયોગે મહાલો
(એક યુવક મિત્રને લગ્નટાણે)

* * *

જૂનું ચૂર્ણ બનાવ, અંધ તિમિરો દીપાવલી–રાસથી
પર્વોમાં પલટાવ, સર્જન તણો સર્વાંગ સોહામણો
સોના–સૂર્ય ઉગાડ, દિવ્ય વિલસે સન્મુક્તિની મંજરી:
કાળી ચૌદશના નિશીથસમયે તારી બજે ખંજરી:
(કાળી ચૌદશ)

તેમની ભક્તિમાં ક્યાંયે પોચાપણું કે લાગણીવેડા નથી. અલબત્ત, સ્થળે સ્થળે કરુણા, મૃદુતા અને સંવાદિતાના સૂર છે; પણ પ્રધાન સૂર તો કવિના આધ્યાત્મિક જીવનનો અડગ નિશ્ચય, માયિક સુખો તરફ વીરતાભરી પરાઙ્મુખતા, પાછા વળીને જોવાની કાયરતાને ફગાવી દેતી કેસરિયાંવૃત્તિ છે. દિવ્ય ચેતનાના અસીમ તલને ખૂંદી નાખવા, પોતાની જીવન-નૌકાને ભરદરિયે છોડી મૂકનાર અને ઝંઝાવાતો સામે જેની છાતી ગજગજ ફૂલે છે એવો એ નાવિક–કવિ તંત્રશાસ્ત્રમાં જેને 'વીર' સાધક કહે છે તેવો છે. એને તો જીવનનાં અતાગ ઊંડાણોમાં ડૂબકી મારી દિવ્યતાનું ઝવેરાત મેળવવું છે; એ જીવનને જુગારે ચઢેલો સટોડિયો છે–એણે તો હોડ બકી છે એક જ, "કાં તો જન્મમરણના ત્રાસવાળી માનવતા જાય અને તેને સ્થાને વિજ્ઞાનજ્યોતિથી આલોકિત દિવ્યચેતના સ્થાપિત થાય, અથવા તો એ ભવ્ય પ્રયત્નમાં એ ફના થઈ જાય." એને બાંધછોડ કરવાની વૃત્તિ નથી. કવિ દિવ્ય યજ્ઞનો યજમાન છે. એણે આવાહન આપ્યું છે બધી નિમ્નગામી વૃત્તિઓની આહુતિઓનો ભડભડ ગ્રાસ કરી જનાર દિવ્ય અભીપ્સાના અખૂઝ અગ્નિને! તેની નેમ છે એક–આ લોથપોથ થઈને પડતા શબ પાસે–શરીરચેતના પાસે દિવ્ય યાત્રા કરાવવાની અને અંતે વિજ્ઞાનમય રૂપાંતર સિદ્ધ કરાવવાની! તે જહેમતભરી મુસાફરીમાં ભલેને અનેક વિઘ્ન આવે, પણ તે કદી હૃદયદૌર્બલ્ય દાખવી આંસુ સારવાનો નથી અને એમ કરી અસુરોની સેનાને હર્ષનો અવસર આપવાનો નથી. કવિના આત્મવિહંગે મુક્તિના માળાની મોજો માણી છે; એટલે તે આ કામનાના કાદવથી ખદબદ થઈ રહેલા સંસારમાં રાચી શકે તેમ નથી; તેને તો ત્યારે જ જંપ વળશે જ્યારે તે પોતાના મૂલનીડમાં પહોંચી, આત્માનંદનાં ચણ ચણશે અને અનંતમાં ગગનવિહાર કરશે.

જુઓ,

જુગાર રમશું અનંત સહ દાવમાં જાતને
મૂકી : પરમ પામશું, થતું ખુવાર યા સુન્મને
(જુગારીઓ)

* * *

ખુંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા
અખૂટ મણિમોતીકોષ, લઈ બહાર એ આવિયા
(મરજીવિયા)

* * *

જ્વલંત શ્રદ્ધા કેરી હોડી,
લાખ વિચાર કરીને અંતે
મેં તો ભરદરિયાયે છોડી:
હવે ન પાછું ફરી જોનારો
હું તો નાવિક નાવિક (નાવિક)

* * *

તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર, અગ્નિ! મને
ક્ષણે વિરમ ના, વિરામ સુજનેય ના દે ક્ષણે.
પ્રચંડ તવ જ્વાળને પ્રતિપળે ઊંચે ને ઊંચે
ઉછાળ, રચી વીજવલ્લરીમયી શિખાની સીડી.
(અગ્નિનું આવાહન)

* * *

.....................સકળ સુજ લે તું લઈ હરી
લૂંટારા શો આવી! તિમિર તમરાં છો કકળતાં!

ભલે તારી જ્વાળે મૃત મનુરવાંટાં પ્રજ્જળતાં.
(પ્રણયપડઘો)

* * *

ધ્વને અપરિમેયનાં અરવ ગૂઢ આમંત્રણો:
વિહંગ ! ભર ફાળ, લે ઝટ અતાગમાં ઊડણો.
(આત્મવિહંગને)

આ રીતે અભ્યાસ કરતાં આપણને એમ સ્પષ્ટ લાગે છે કે કવિના ઉપર શ્રી. અરવિંદની યોગપ્રણાલીની ખૂબ ઊંડી અસર છે. અમે તો એમ પણ કહેવાની ધૃષ્ટતા કરીએ છીએ કે જે વાચકને શ્રી. અરવિંદની યોગપ્રણાલીનું—તેમના તત્ત્વચિંતનના મૌલિક સિદ્ધાંતોનું–જ્ઞાન નથી, તે કવિની કવિતાના હાર્દને બરાબર સમજવા અસમર્થ નીવડશે. આ સંબંધમાં અમે 'પારિજાત'નાં પ્રથમ બે કાવ્યો–પ્રારંભિક 'અર્પણ,' અને 'ભગવતીને' તથા છેલ્લું કાવ્ય 'હું શું આપું ?' તે–તરફ વાચકનું ધ્યાન ખેંચીએ છીએ. તે બધાંમાં જે સમર્પણની ભાવના છે, તે શ્રી. અરવિંદની યોગપ્રણાલીનો મુખ્યતમ સિદ્ધાંત છે.

વાંચો,

મમત્વે મૂઢનાં ઊણાં અર્પણો ને અનર્પણો :
મોઢાં મોઢાં લે માડી ! સ્વીકારી શિશુસર્જની !
( અર્પણ )

પ્રવેશ પૂલકાવતી અણુ અણુ સ્મિતે શોભના !
સ્વયં ઘડ મને લઈ અમૃત તત્ત્વ વૈકુંઠનાં.
(ભ

* * *

જુગ જુગનો હું યાચક ને તું દુનિયાનો દ
રે હું શું
હું શું આપું ? માગું તારી દયા માત્ર તલ
રે હું શું આપું
(હું શું

વળી, અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કર્યા
દિવ્યચેતનાને પાર્થિવ ભૂમિકા પર સુપ્રતિષ્ઠિ

આગ્રહ તથા કવિનો વિજ્ઞાનસૂર્યને અર્ઘ્ય, સમગ્ર આધારમાં જીવનવ્યાપી શુદ્ધિનો આગ્રહ–આ બધાં તત્ત્વો શ્રી. અરવિંદની વિચારસરણિ સમજ્યા હોઈએ તો જ સ્પષ્ટતાથી સમજાય.

જુઓ,

ભૂપર ઠરવા આવ, હે અદ્ભુત રૂપ અનાદિ !
પૃથ્વીના પ્રાણને પાટ સ્થાપ તારી શાશ્વત ગાદી.
(પ્રભુતાનું પંખી)

* * *

અવનિને આંગણે આવો, સૂરજદેવ !
પગલાં સોનાનાં પાડતા જી !
ખંડે ખંડે અડકાઈ રહેલ ઘોર
વેરણ રાતને ભગાડતા જી.
(વિજ્ઞાનસૂર્યને)

અરે ! કવિની ખુદ કવિતાની ભાવના પણ શ્રી. અરવિન્દની 'Future poetry' નો પડઘો પાડે છે. સાચા કવિનું કર્તવ્ય એક જ છે અને તે એ કે જગતના બસૂરા કોલાહલો તરફ કાનને બહેરા કરી દઈ, દિવ્ય શ્રુતિ દ્વારા ભગવાનની મોહમયી બંસરીના અનાહત્ ધ્વનિ સુણવા. તે ધ્વનિને શબ્દકલેવર આપવાની ધડમથલ પણ કવિને કરવાની હોતી નથી. તેને તો માત્ર કવિતાદેવીની 'અપૂર્વ છંદોમયી શિવા સરસ [illegible] વાણી'નો લહિયો જ બનવાનું છે [illegible] ગયેલાં બધાં જ વિશેષણોમાં [illegible] છે. પણ તેય શ્રી. [illegible] વિને પહોંચી હોવાનો સં[illegible] વહાલેરું, પાળેલું કલ[illegible] માં ઊતરતાં થી; તે તે [illegible] ાંધીને માટે [illegible] ને તો, [illegible] છે. [illegible]

જુઓ,

વૃથા શ્રમ જશે, મળે નહિ જ મંગલા આવશે.

(અભીપ્સુ કવિને)

* * *

તર્કની જાળને જોતાં વાર પંખી ઊડી જતું,
એ તો' જ્યોતિતણી ટાળે રસમાળે જ ઝૂલતું.
વાસનાના વિકારોની ઘૃણા એના સ્વભાવને,
પાવિત્ર્યના પ્રદેશો જ આકર્ષે એની આંખને.

(ફવનાતુરને)

આ સિવાય, 'વિશ્વેદેવ' નામનું કાવ્ય આપણને ઋગ્વેદના દશમા મંડળમાં આવતા પુરુષસૂક્તની વિરાટની ભવ્ય કલ્પનાની યાદ અપાવે છે. 'कः' નામનું કાવ્ય વાંચતાં ઋગ્વેદનું 'कस्मै देवाय हविषा विधेम' સૂક્ત સ્મૃતિમાં ઊભરાય છે; જો કે કવિના કાવ્યમાં કલ્પનાની લલિત સુકુમારતા તથા શબ્દપ્રયોગોની ચમત્કારી કાવ્યમયતા વિશેષ છે.

કવિની કલ્પનાનો ચમત્કાર અનુભવવો હોય, તો જુગજુગથી ઝંખતી એકાન્તવિયોગિની રાધાના ઊના નિઃશ્વાસની ઉષ્મામાં તમારે થોડુંક કરમાવું પડશે અને તેમની સતતસંગિની 'પ્રિયાકવિતા' સાથેના તેમના વિવિધ વિહારમાં તમારે પણ સહચારી બનવું પડશે. તમે શું અનુભવશો? શૃંગારથી માંડીને કરુણ સુધીના બધા જ રસોનો રોમાંચજનક આવિર્ભાવ, નૈસર્ગિક સાન્દર્યના ભવ્યલલિત ચમકાર, આનંદ હિલ્લોલના હિંચોળા. કવિની ભાષામાં સંસ્કૃત ભાષાની અસર છે, તેમ જ તેમના અલંકારોમાં પણ છે. મધ્યયુગના સંસ્કૃતસ્વામીઓની ઉત્પ્રેક્ષા જોવી હોય તો 'ઘનશ્યામ ક્યાં' વાંચો. ચમત્કારિક 'વિરોધાભાસથી હર્ષપુલકિત થવું હોય, તો પિતાશ્રીને શ્રદ્ધાંજલિ' આપતા કવિના કરસંપૂટમાં તમારું ભાવપુષ્પ ઉમેરો. વીરકવિતાની શક્યતાના તણખા ઝરતા નિહાળવા હોય, જોડાક્ષરોથી પ્રચુર મર્દાનગીભર્યો શબ્દપ્રયોગ શ્રવણ કરવો હોય તો સૂરપાણના ધોધના ધસમસતા વેગ સાથે ઘડીક ધસડાઓ, અને 'સ્વાતંત્ર્યના સૈનિકો' ને વીરમૃત્યુ માટે કુસુમાંજલિ અર્પો. આ સામગ્રીમાં એવી શક્યતા અમે નિહાળીએ છીએ કે પ્રો. બ. ક. ઠાકોર સાથે અમને પણ કવિને કહેવાનું મન થાય છે કે-'ગુજરાતને એક સળંગ લાંબું આખ્યાન અથવા તો વીરકાવ્ય આપો.'

કવિની કવિતામાં અમને બીજી એક વિશિષ્ટતા નજરે પડી છે, અને તે એ કે કવિએ કુદરતનો પરિચય ખૂબ સાધ્યો છે, અને પ્રકૃતિમાતાને ખોળે બેસી તેમણે ગહન શાન્તિમાં ડૂબકીઓ દીધી છે અને નૈસર્ગિક સૌન્દર્યની પ્રેરણાનાં પાણી પીધાં છે. આ વિષયમાં અમને કહેવું પ્રાપ્ત થાય છે કે-કવિ માત્ર સુંદર અને કોમલ ઘટનાઓમાં જ નહિ, પણ ભયંકર અને રૌદ્ર બનાવોમાં તેમ જ દૃશ્યોમાં સત્યનું મંગલદર્શન કરે છે અને તે તેમની વેધક, તત્ત્વશોધી, ક્રાન્તદૃષ્ટિને આભારી છે. કવિ રજનીને મહેલે નીરવ શાન્ત ગયખી પગલાં પાડતા હોય કે તે તારાનયના સુંદરીનું પ્રાણપોષક સામર્થ્ય અનુભવતા હોય, વિવિધ પુષ્પાભરણોથી વિરાજિત પૃથ્વીની વસંતઋતુની સહેલગાહે નીકળ્યા હોય કે હેમંતની સોનલરૂપલ ધન્યતાની શોભા નિહાળવામાં લીન થયા હોય, એકાંત શિખરોના મૌન ઋચાઓ ગમવતા અવિનાશ-ડેરામાં સદાનો વાસો ચાહતા હોય કે સૂરપાણના ધોધમાં સંભળાતા નાદબ્રહ્મના બધે જ તાણ્ડવ -પડઘા સાંભળતા હોય-પણ તેમને તો 'सत्यं शिवं सुन्दरम्' નો સાક્ષાત્કાર થાય છે.

વળી, કવિની કવિતામાં દેશભક્તિ અને ખાસ કરીને ગુજરાત-ભક્તિ પણ નજરે પડે છે. શ્રી. અરવિન્દે 'Mother' માં વર્ણવેલાં દિવ્યચૈતન્યમયી માનાં ચાર સ્વરૂપોમાંનું એક 'મહાલક્ષ્મી'નું સ્વરૂપ હિંદમાતામાં મૂર્તિમંત થયેલું કવિને નજરે પડે છે. તેમના કવિતાક્ષેત્રમાં હાજર રહેલા પાટણ, ચિતોડ, સૂરપાણ અને અરવલ્લીના પાળિયા કવિની પ્રાન્તીય અસ્મિતા અને ગુજરાત-ભક્તિની સાક્ષી પૂરે છે.

કવિએ કેટલાંક પદો રચ્યાં છે તે તો જૂનાં ભજનોનો જાણે નવીન કાવ્યમય સ્વરૂપમાં સુંદર અવતાર. અનંત રસતારો વડે જાળ ગૂંથતો અને પ્રેમદોરી વડે ભક્ત-માછલાં પકડતો તેમનો કૃષ્ણરંગી માછીડો;

અંધારામાં હોલવવાની તૈયારી કરતો, માટીના કોડિયામાં પેટાવેલો તેમનો જીવનદીપ; માયાનાં મલિન વસ્ત્રો ઉતારી, નિખિલરસામૃતસિંધુના પરમ ધામ તરફ પ્રયાણ કરતા તેમના અમૃતયાત્રીઓ; માન અને માયા ત્યાગી, અનેક વિટંબણાઓનો હસતે મુખે સામનો કરવા આહ્વાવન કરતું તેમનું 'લાંબી વાટે'નું વીરગીત,–આ બધાં કાવ્યો તો એવાં છે કે તે લોકપ્રિય બની જૂનાં થયેલાં ભજનોને વિસ્મૃતિના ગર્તમાં ડુબાડી દે તો આશ્ચર્ય ન થાય. વળી તેમણે બંગાળી કવિતામાંથી દીર્ઘ–પયાર ગુજરાતીમાં ઉતાર્યો છે તે કેટલે અંશે સફળ છે અને તેથી આવકારપાત્ર છે તે તો કોઈ છંદઃશાસ્ત્રનો અભ્યાસી કહે તે ખરું.

અંતમાં, કવિને એક વિનંતિ કરીએ ? સામાન્ય રીતે, કવિની કવિતાનો પ્રવાહ નૈસર્ગિકતાથી અસ્ખલિત વહે છે, પણ 'માતૃભાષા' એ છંદોબદ્ધ એક નિબંધ નથી શું ? વિચારભારની દૃષ્ટિએ, વિષયની પસંદગીની દૃષ્ટિએ, તેની રજૂઆતની દૃષ્ટિએ તેમાં કવિતા થોડી છે. તેને બદલે કોઈ એક મનુષ્ય નિદ્રામાંથી ઝબકીને જાગતાં પોતાની ઊંડી લાગણી પ્રથમ સ્વાભાવિકતાથી જ, માતૃભાષામાં વ્યક્ત કરે છે એવો કોઈ પ્રસંગ અથવા તો એવો જ કોઈ બીજો પ્રસંગ કવિતામાં ઉતાર્યો હોત તો તેને આ સંગ્રહમાં પ્રવેશ કરવાનો અધિકાર મળત ખરો. પણ આ તો કાવ્યસંગ્રહમાં નિબંધ જેવું લાગે છે. બીજું, કવિએ શા માટે ધ્વનિની આડકતરી રીતે ઉત્પન્ન થતી પ્રબળ અસર ઉપર અશ્રદ્ધા રાખવી જોઈએ ? રાજર્ષિ શિવાજીના પ્રસંગમાં કવિતાના ચમત્કારથી માત્ર પ્રસંગ જ રજૂ કર્યો હોત અને શિવાજીના મુખમાં પવિત્રતા અને સૌન્દર્ય માટેની ઉક્તિઓ ન મૂકી હોત તો ન ચાલત ? ઉપદેશાત્મક લીટીઓ લખવાનો લોભ કેટલીક વાર કવિ રોકી શકતા નથી, અને તેથી કવિતામાં તેટલે અંશે ન્યૂનતા આવે છે એવી અમારી માન્યતા અમે નમ્રતાથી કવિની આગળ રજૂ કરીએ છીએ.

ઉપર જે કર્યું છે તે કવિની કવિતાનું બહિરંગ–પરીક્ષણ નથી, પણ માત્ર તેનું તાત્ત્વિક દર્શન કરવાનો એક સ્વલ્પ પ્રયત્ન છે. બહિરંગપરીક્ષણ કરાવવાની અમારી શક્તિ પણ નથી, પણ અમે જરૂર એટલું માનીએ છીએ કે આ કવિની કવિતાની વિશિષ્ટતા ખાસ કરીને તેના લક્ષ્ય ઉપર, વસ્તુ ઉપર અને વિચારોના સારભાગ ઉપર છે; અને તેથી જ અમે તે તત્ત્વોની ઝીણવટભરેલી ચર્ચા કરવાનો પ્રયત્ન કર્યો છે. અંતમાં અમે કવિને ફરીથી હાર્દિક અભિનંદન આપીએ છીએ, અને 'પારિજાત' નાં પુષ્પોની બીજી માળા શીઘ્રતાથી રચી, તે વડે ગુજરાતની વાડીને તે શણગારશે અને તેની ફોરમથી સહૃદયોનાં ચિત્તભૃંગોને ઉન્મત્ત કરી, તેમના ગુંજારવથી પોતે કૃતકૃત્ય થશે એવી આશા સાથે વિરમીએ છીએ. **શાન્તિલાલ ઠાકર**

## નવું બાલસાહિત્ય

**ગુજરાતી મહાજનો** (બાર પુસ્તિકાઓ, દરેકની છૂટક કિંમત બે આના, આખા સેટના રૂા. ૧–૫–૦) પ્રકાશકઃ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.

કિશોર ચરિત્રમાળામાં 'પરદેશી મહાજનો'ની બાર પુસ્તિકાઓનું પહેલું ગુચ્છ પ્રગટ થઈ ગયા પછી 'ગુજરાતી મહાજનો'નું બાર પુસ્તિકાઓનું આ બીજું ગુચ્છ થાય છે. એને સ્વીકારતાં અમને ઘણો આનંદ થાય છે. આશા છે કે 'મહાજનો'નાં આવાં સુંદર ગુચ્છો વધુ બહાર પાડી પ્રકાશકસંસ્થા ગુજરાતી કિશોરો પર વિશેષ ઉપકાર કરે.

પુસ્તિકાઓ દેખાવે સાદી અને સુંદર છે. દરેક પુસ્તિકામાં જે મહાજનનું ચરિત્ર છે તેનું એક ચિત્ર પણ આપેલું છે. કાગળો અને છપાઈ સરસ છે. દરેક પુસ્તિકામાં પાનાંઓની સંખ્યા ૩૬ થી ૫૦ ની અંદર છે તે હિસાબે બે આના કિંમત ઘણી વ્યાજબી છે.

(૧) રા. બ. રણછોડલાલ છોટાલાલ, (૨) દાદાભાઈ નવરોજજી, (૩) દયાનંદ સરસ્વતી, (૪) કરસનદાસ મૂળજી, (૫) કવિ નર્મદ, (૬) જયકૃષ્ણભાઈ, (૭) ઝંડુ ભટજી, (૮) જમશેદજી ટાટા, (૯) બહેરામજી મલબારી, (૧૦) અબ્બાસ તૈયબજી, (૧૧) નારાયણ હેમચંદ્ર, અને (૧૨) અમૃતલાલ પઢિયાર—

આ બાર વિદેહી મહાજનોનાં ચરિત્રો એક મુસ્લિમ બિરાદર (રસૂલભાઈ વ્હોરા) ને હાથે સામાન્ય ભણેલ માણસ અને કિશોરો બહુ રસથી વાંચી શકે તેવી ભાષામાં અને સમભાવપૂર્વક લખાયેલ છે.

પણ હજુ વધુ ગુજરાતી મહાજનો તેમના વંશજો પાસે આવવા માગે છે, તેમને આ રીતે આવવાનો માર્ગ કરી આપવામાં આવશે તેવી આશા રાખવી અસ્થાને નથી.

**કુમારી હેલન :** લેખક: શ્રી. રસૂલભાઇ વ્હોરા, પ્રકાશક: ચરોતર એજ્યુ. સોસાયટી, આણંદ. કિંમત બે આના.

૧૯ માસની ઉમરે માંદગીને કારણે હેલન કેલર નામની એક છોકરીએ જોવાની, સાંભળવાની અને બોલવાની એમ ત્રણ ઇન્દ્રિયો ગુમાવી. પણ જગત જાણીને આશ્ચર્યમુગ્ધ થયું કે આવી આ છોકરીએ પોતાના જ બળથી અને ઉત્સાહથી આગળ વધતી જઈ વિદ્યાપીઠની ઊંચી પદવી માનભેર પ્રાપ્ત કરી, ઘણું જ્ઞાન સંપાદન કર્યું અને પુસ્તકો લખ્યાં. આપબળે એણે પોતાની મૂંગાપણાની ખોટને પણ કેટલેક અંશે દૂર કરી. આ વાત જાણ્યા પછી આપણામાં નિરાશાનો પ્રવેશ થઈ શકે ખરો ?

કિશોરોમાં ઉત્સાહ પ્રેરવા પ્રાસાદિક શૈલી અને સહેલી સમજાવટથી લખાયેલ આ પુસ્તક ઘણું સારું છે.

**ભક્તનાં બાલગીતો :** લખનાર : મૂળજીભાઈ ભક્ત પ્રકાશક: પૂલચંદ બાલમંદિર નડિયાદ કિંમત: ચાર આના.

'બાલગીતો' ને નામે અત્યારસુધીમાં જે ગીત-સંગ્રહો બહાર પડ્યા છે તેમાં બાળકોને ખરેખર ગાવાં અને સમજવાં સહેલ પડે અને આનંદ આપે તેવાં ગીતોનો આ સંગ્રહ અમારે મતે સારામાં સારો છે. સામાન્ય કક્ષાના શિક્ષકો કે થોડું ભણેલાં માબાપો પોતાના કંઠમાં આમાંના રાગો જલદીથી બેસાડી દઈ શકશે અને બાળકોને હોંશે હોંશે ગવડાવી શકશે. બાળકોને આ ગીતો જલદી મોઢે ચઢી જશે અને સમજાવ્યા વિના સમજી જશે.

ધરતી, આભ, ભાલ, નૈનાં. મંદ, નાવિક, નૌકા, અંધારાં મારગ મૂકે, 'માનવીને હૈયે આશાના દોર' અને 'જીવન અને મૃત્યુનો જંગ', આવા થોડા શબ્દો અને વાકયખંડો કે પ્રયોગો બે ચાર ગીતોમાં આવી ગયા છે તે બાળકોને પ્રથમથી સમજાવી દેવા જરૂરી છે. અમને લાગે છે કે બાળગીતોમાં ઊંડી ફિલસૂફી ન ગાઈ હોય તો ઠીક. આજથી બાળકને એ સમજાવવી નિરર્થક છે અને પોપટની માફક બાળક એ ગાય એ પણ બરાબર નથી, માટે એને તો છોડવી જ જોઈએ. આ ગીતોમાં એવી ફિલસૂફી બે–એક ગીતોમાં આવી ગઈ છે.

આને જો દોષ કહેવાતો હોય તો તેને બાદ કરતાં આમાંનાં ૪૫ ગીતોમાંથી ૪૦ ગીતો તદ્દન સહેલા, લહેકાદાર, સુગેય, શિક્ષણાત્મક અને બાલભાવોચિત છે.

'અમે ફેર ફૂદરડી ફરતાં'તાં', 'નદીની રેતીમાં દેરી ચણો', 'મને પીળાં કરેણનાં ફૂલ ગમે', 'અજવાળી રાતે કે ચાંદો ચળકે છે,' 'એ તો મોગરાનાં ફૂલ છે,' 'છોડી એક ભંગીની' 'અમ્મારે ને આંગણિયે–આંબો ફૂટયો' એવાં ઘણાં ગીતો બહુ સરસ છે. 'અમારો દેશ' વાળું ગીત તો બધી બાલશાળાઓમાં એકદમ ચાલુ થઈ જવું જોઈએ એમ લાગે છે.

'આ અમારો દેશ છે—
મારો નહિ ને તારો નહિ,
એનો નહિ, પેલાનો નહિ.
આપણા સૌનો દેશ છે.

ઝાડ જંગલ આપણાં,
ઢોરઢાંખર આપણાં,
ખેતર પાદર આપણાં,
એની અંદર પાકે જે જે એ બધું છે
આપણું–આ અમારો દેશ છે.'

કેટલું સરળ અને યથોચિત છે! લગભગ બધાં ગીતો આ કોટિનાં છે.

'હુ' વાળા ગીતમાં વ્યાકરણદોષ છે, આશા છે કે બીજી આવૃત્તિમાં તે સુધરી જશે.

* * *

## ત્રણ હિંદી પુસ્તકો

**जापान की बातें**–લેખક: વિષ્ણુદત્ત શુકલ પ્રકાશક: નવયુગ પ્રકાશનમંદિર, પટના કિંમત–કાચું પૂઠું, દોઢ રૂપિયો

બિહારનું રાષ્ટ્રીય સાપ્તાહિક 'નવશક્તિ'નું કેટલાક રાષ્ટ્રપ્રેમી અને ધ્યેયવાંછુ નવજુવાનો દ્વારા સંચાલન થાય છે. એ જ 'નવશક્તિ' મંડળે હિંદીમાં શાસ્ત્રીય, ગંભીર અને શિક્ષણાત્મક પુસ્તકો પ્રગટ કરી લોકોની અભિરુચિને એ માર્ગે વાળવાનો સુંદર પ્રય ્ન શરૂ કર્યો છે. એ પ્રયત્નનાં ફ્લરૂપ ત્રણ પુસ્તકો પ્રગટ થયે અમને જોવા મળ્યાં છે. અમને એ પુસ્તકોથી આનંદ થયો છે.

આ પુસ્તકોમાંનું પ્રથમ પુસ્તક **जापान की बातें** છે. આજે આપણા હૃદયમાં જાપાન વિરુદ્ધની લાગણી એટલી હદે પહોંચી ગઈ છે કે જાપાનવિષયક પુસ્તક તરફ પણ આપણને ઘૃણા ઊપજે. છતાં પ્રકાશકોએ હિંમત કરીને **जापान की बातें** પ્રગટ કરી છે.

અમે એ બરાબર વાંચ્યું છે અને અમારો એ અભિપ્રાય થયો છે કે આ સુંદર પુસ્તક છે અને એ પ્રગટ કરીને પ્રકાશકોએ વાંચકો ઉપર ઉપકાર જ કર્યો છે.

ભાષા અને શૈલી ખૂબ રોચક છે. એમાં આડંબર નથી પણ સાદી સીધી વાત છે. જાપાનની ઉન્નતિનાં એમાં સ્પષ્ટ કારણો રહ્યાં છે. આપણને એમાંથી એ જોવા મળે છે કે જાપાની સમાજ આપણા સમાજ જેવો જ કેટલીક બાબતોમાં અનિષ્ટ રૂઢિઓને સંઘરી રાખનાર છે. તેઓમાં પણ ઘણા દોષો છે, છતાં સ્વમાન, સચ્ચાઈ, ઉદ્યમ, વિનય અને આત્મત્યાગની ભાવના એમનામાં આપણા કરતાં ઘણે દરજ્જે ઊંચી છે અને તે ભાવનાએ કરીને જાપાન આજ આટલો સમુન્નત છે.

નિરુપદ્રવી અને નિર્દોષ ચીની પ્રજા ઉપર આવું જાપાન ચડાઈ કરવા કેમ તત્પર થયું હશે તે વસ્તુ આમાં લખી ન હોવા છતાં આ વાંચ્યે આપણે તે સમજી શકીએ છીએ. જાપાનમાં આત્મલાઘવની ભાવના બહુ જોરદાર છે. આખી દુનિયામાં આત્મઘાત વધુમાં વધુ જાપાનમાં થાય છે તેનું કારણ એમનું આત્મલાઘવ છે. પોતાનામાં શક્તિ નથી, પોતે નાની પ્રજા છે, પોતે બહુ પાછળ છે એવી ભાવનાના પ્રેર્યા તેઓ કાં તો હતોત્સાહ બને છે અથવા જોશમાં આવી બીજાનું અનિષ્ટ કરવા તત્પર બને છે.

લેખકે જાપાનનો પ્રવાસ કર્યો અને તેમાં જે જે જાતે જોયું તે જ આમાં સંગ્રહિત છે, ઉપરાંત થોડું ભૌગોલિક અને સાંસ્કૃતિક વર્ણન પણ છે.

પુસ્તકની ત્રુટી અમને એક એ વાતમાં લાગી કે કેટલેક સ્થળે અંગ્રેજી શબ્દો હિંદી પર્યાયો ત્યાં મૂકી શકાય તેમ હોવા છતાં કાયમ રહ્યા છે, અને બીજી ત્રુટી અમને એ વાતની લાગી કે હકીકતો અપૂર્ણ છે. પરંતુ લેખકે પ્રસ્તાવનામાં જ કહી દીધું છે કે મેં જે જોયું અને અનુભવ્યું તે જ વિશેષે આમાં લખ્યું છે, કોઈ પુસ્તકોનો આધાર લેવા નથી બેઠો. એટલે એ રીતે આને ત્રુટી ન પણ કહેવાય. મોટાભાઈ એક સુંદર સ્થળ જોઈ આવ્યા અને તેનું વર્ણન નાનાભાઈ પાસે કશા દંભ કે જ્ઞાનના ભાર વિના કહી જાય તેવું આ લાગે. તેને માટે આ ત્રુટી નથી. એકંદરે સમાવેશ તો અદ્યતન બધા પ્રશ્નોનો થઈ ગયો છે.

અઢીસો પાનાં અને ત્રેવીસ ચિત્રોવાળું આવું પુસ્તક દોઢ રૂપિયામાં મોંઘું ન ગણાય.

**विज्ञान की कहानियां : (भाग १ ला)** આ પ્રકાશકનું બીજું પુસ્તક છે. એના લેખક છે શ્યામનારાયણ કપૂર–કિંમત ૧ રૂપિયો.

આવા પુસ્તકની ઉપયોગિતા માટે બે મત હોઈ શકે નહિ. સૂર્ય અને પૃથ્વીના ઇતિહાસથી આનાં પ્રકરણો શરૂ થાય છે. દૂરબીન અને તેની મદદથી પ્રાપ્ત થયેલ આ વિશદ આકાશદર્શન હવાઇ જહાજનાં

ભૂતકાળ અને વર્તમાનનાં સ્વરૂપો અને એનું ભવિષ્ય, ચલચિત્રો અને બોલપટોનો ઇતિહાસ તથા તેમનું શાસ્ત્ર, રેડિયો, વાયરલેસ અને ટેલિવિઝન, આટલા વિષયો ક્રમશઃ આવે છે.

પરંતુ આ વિષયો રજૂ કરવા પાછળ લેખકની દૃષ્ટિ ઇતિહાસની હોય તેમ લાગે છે, કારણ કે બધામાં એનું શાસ્ત્ર નથી સમજાવેલ. પ્રાથમિક સિદ્ધાંત પણ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત નથી થતો. જો આ વસ્તુની સમજણ પણ પુસ્તકમાંથી મળી શકત તો પુસ્તકની ઉપયોગિતા છે તે કરતાં ઘણી વધી જાત. પ્રકાશક આ પુસ્તકના બીજા ભાગો પ્રગટ કરવાનો ઇરાદો રાખે છે, આશા છે કે એ ભાગોમાં આ વસ્તુનો સમાવેશ કરી લેવાશે. ઉપરાંત બીજી પણ આશા અમે રાખીએ છીએ કે આવાં પુસ્તકોમાં ચિત્રોની જરૂર હોય છે, તે બીજા ભાગોમાં આવશે.

ઉપરોક્ત પ્રકાશક દ્વારા પ્રગટ થયેલું ત્રીજું પુસ્તક મુસ્તફા કમાલ પાશાનું જીવન છે :

मुस्तफा कमालनी ભાષા તો બહુ જ પ્રાસાદિક છે. હમણાં જ વિદેહ થયેલા એશિયાના આ મહાન સુધારક આગેવાનનું ચરિત્ર યથાસમય પ્રગટ થયું છે. એમના જીવના પ્રસંગો મીઠી બાનીમાં રજૂ થયા છે તે કારણે પુસ્તક વાર્તા જેવું રસિક છે અને તેવું જ સંસ્કાર પ્રેરક છે. આ પ્રયત્ન માટે અમો પ્રકાશકનો ઘણો આભાર માનીએ છીએ. चा.

•

## —ઓર આનંદ છે

ચહું સખિ ! તને, પરંતુ કહી ના શકું કાં ચહું;
દિધું ઉર તને, પરંતુ કહી ના શકું કાં દિધું;
તને નિરખું નિત્ય, કિંતુ કહી ના શકું કેવી તું;
સમીપ પણ દૂર દૂર સખી ! દીસતી એવી તું.

તું સુંદર દિસે, કહી શકું ન કિન્તુ સૌન્દર્ય કયાં;
વળી તરલ તું, કહી શકું ન કિંતુ તારલ્ય કયાં;
લહું સ્મિત તવાધરે ફરકી સ્હેજ ચાલ્યું જતું,
પરંતુ કહી ના શકું કહિંથી આવ્યું વા કયાં ગયું.

અને વળી તને સદા તરલ નર્તને ડોલને
સમીપ મમ આવતી નિરખતાં પ્રિયે ! હૈયું આ
ઉઠે થનગની, નસેનસ હલે, ઉછાળા લહે,
હસી દગ ઉઠે; બધું કયમ થતું કહી ના શકું.

ભલે; પણ કહીશ આટલું:—અજાણ આકર્ષણે
વિમુગ્ધ બનવા નહિંય કંઇ ઓર આનંદ છે.

રજનીકાન્ત દેશાઇ

# આપણી સ્વરાજયાત્રા

## રાજસ્થાની પ્રજાની વિજયકૂચ

આપણા દેશના લગભગ તમામ દેશી રાજ્યોની પ્રજામાં આજે જે જાગૃતિનાં પૂર આવ્યાં છે તે કયાંથી અને શી રીતે આવ્યાં છે તે ખોળી કાઢવાનું કામ મુશ્કેલ છે. આ જાગૃતિને ક્રાંતિ કહી શકાય એટલી ઉગ્રતા એમાં નથી આવી પરંતુ જેમ રાષ્ટ્રવ્યાપી ક્રાંતિના પ્રધાન કારણને શોધી શકાતું નથી અને છેલ્લામાં છેલ્લા કારણને ક્રાન્તિ જન્માવવાનો યશ મળી જાય છે એ જ રીતે રાજસ્થાની પ્રજાની આ જાગૃતિનો યશ હરિપુરા–મહાસભાના સ્પષ્ટ ઠરાવના ફાળે જાય છે. થોડા જ સમય પહેલાં વર્ધામાં મળેલી કાર્યવાહક સમિતિએ પણ હરિપુરાના ઠરાવનું સમર્થન કર્યું છે અને એ જ નીતિ પ્રજાને આગળ ધપાવવામાં મદદગાર થશે એમ જાહેર કર્યું છે.

પરંતુ આપણે જરા ઊંડાણથી વિચાર કરીએ તો જેમ દરેક ક્રાંતિના મૂળમાં લાંબા કાળની એક અશાંતિ સૂતેલી હોય છે તેમ જ આ જાગૃતિ વિષે પણ હતું એમ જોઈ શકશું. હરિપુરાના ઠરાવ પહેલાં રાજસ્થાની પ્રજામાં જડતાની શાંતિ હતી એમ તો કોઈ કહી શકશે નહિ. આજથી વીસ વર્ષ પહેલાં આ દેશમાં જે મુક્તિયજ્ઞનો આરંભ થયો તે યજ્ઞનો ધૂપ રાજસ્થાની પ્રજામાં પણ પ્રસરેલો હતો. તેઓ પણ પોતાના દુઃખને અને દુઃખનાં કારણોને સમજતા થઈ ગયા હતા. પરંતુ જે બ્રિટિશ હિંદ કહેવાય છે તે હિંદના જેવી પરિસ્થિતિ ત્યાં નહોતી. બ્રિટિશ હિંદની લગભગ પચીસ–સત્તાવીશ કરોડની પ્રજા એક જ દોરમાં ગૂંથાઈ શકે એમ હતું કારણ કે એ દરેકના દુઃખનો પ્રકાર લગભગ સરખો હતો અને દરેક વિભાગ ઉપરનું સાશન પણ સરખું હતું. જ્યારે દેશીરાજ્યોની આઠ કરોડની પ્રજાનાં દુઃખોના પ્રકાર દરેક રાજ્યની મર્યાદામાં જુદા જુદા હતા અને બાહ્ય રીતે એક સરખું લાગતું રાજાવાદી સાશન એના રાજ્યકર્તાઓના સ્વભાવ અને વ્યક્તિત્વને લીધે તેમ જ પ્રણાલિકાને લીધે જુદું જુદું હતું. આ સ્થિતિમાં બ્રિટિશ હિંદની પ્રજામાં સંગઠન, જાગૃતિ અને ક્રાંતિનાં બળો વહેલાં પ્રગટે તે સાવ સ્વાભાવિક હતું. જે દિવસે બ્રિટિશ હિંદની પ્રજાએ દુનિયાની મહાન સલ્તનતને પોતાની છાતી ઉપરથી ખસેડવાનો પ્રયત્ન આરંભ્યો તે દિવસે દેશી રાજ્યોમાંથી પણ એવા પુરુષો દેખાયા હતા કે જેમણે બ્રિટિશ હિંદના એ પ્રયત્નોમાં સહકાર આપતાં આપતાં દેશીરાજ્યોની પ્રજાનાં દુઃખો અને રાજ્યના અમાનુષી જુલમો વિષે પોકાર ઉઠાવ્યો હતો, પરંતુ દેશની મહાન લડાઈમાં એ પોકાર, પ્રચાર કરતાં વધુ મહત્ત્વ પામી શક્યો નહોતો.

એ રીતે અશાંત અને ધૂંધવાઈ રહેલી રાજસ્થાની પ્રજા બ્રિટિશ હિંદની જાગૃતિને જોઈને પોતાની જાતને એની સાથે ભેળવી દેવા માટે મથતી હતી. આજની ભાષામાં કહીએ તો એ પ્રજાના અગ્રણીઓ મહાસભાના અગ્રણીઓ પાસે અને મહાસભાવાદી પ્રજાજનો પાસે

ક્યારેક દુઃખ, ક્યારેક વેદના અને ક્યારેક રોષપૂર્વક કહ્યા કરતા કે 'તમે હિંદને એક અને અવિભાજ્ય માનતા હો તો અમને તમારા સાથે લઈ લો અને તમારી આ લડતને અમારા પ્રદેશમાં પણ ફેલાવી દો. આ વખતે આપણા દેશનું સુકાન એક એવા પુરુષના હાથમાં હતું કે જે આપણને સત્યાગ્રહ–શસ્ત્રની ભેટ કરનાર હતો અને સત્યાગ્રહ–સંગ્રામના નવા નવા વ્યૂહોને શોધતો હતો. આ પુરુષે મહાસભા પાસે, જેને બિનદરમિયાનગીરીની નીતી તરીકે આપણે ઓળખીએ છીએ તે નીતિનો સ્વીકાર કરાવ્યો. આ નીતિનું સુપરિણામ વર્ષો સુધી આપણે જોઈ શક્યા નહિ. આ નીતિની પાછળ રાજસ્થાની લડતની વ્યૂહરચનાનું જ્ઞાન રહેલું હતું એમ સમજવાને બદલે કેટલાય મોટા મોટા આગેવાનોએ અને રાજસ્થાની પ્રજાએ ગાંધીજી જેવો માણસ પુરાણપ્રેમી રાજસંસ્થાની રક્ષા કરનારો અને કોઈને કોઈ ભ્રમમાં રહી રાજસ્થાની પ્રજાને પોતાની આંખ સામે જ રહેંસાઈ જતી જોઈ રહેનારો છે એમ માન્યા કર્યું. બહુ વખત ગાંધીજીએ આ નીતિનું રહસ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ બ્રિટિશ સામ્રાજ્ય સામે સાક્ષાત કાળસ્વરૂપ લાગતા આ પુરુષની દેશીરાજ્યો માટેની બિનદરમિયાનગીરીની અને રચનાત્મક કામની નીતિ પ્રજાથી સમજાઈ નહિ.

આ રીતે રાજસ્થાની પ્રજાનો મહાસભા પ્રત્યેનો અસંતોષ વધતો જતો હતો અને બીજી બાજુ સફળ રીતે પોતાની પ્રજાને ચૂસી રહેલા રાજાઓ વધુ ને વધુ મદાંધ બનતા જતા હતા. આવી અશાંત અને ઉકળાટ ભરી સ્થિતિમાં હરિપુરાનો ઠરાવ થયો. આ ઠરાવમાં ચાલતી આવેલી નીતિ કરતાં કશું તાત્વિક નવું નહોતું, પરંતુ એ નીતિની એટલી સુંદર રીતે સ્પષ્ટતા કરવામાં આવી હતી કે જેમાંથી રાજસ્થાની પ્રજા એમના માટેના આદેશને પણ સમજી શકે. એક તરફ આ ઠરાવ થયો અને બીજી તરફ બ્રિટિશ હિંદના છ, પછી સાત અને પછી આઠ પ્રાંતોમાં મહાસભાનું સાશન ચાલતું થયું. તેને પરિણામે પ્રજામાં આત્મવિશ્વાસની જે લાગણી પ્રગટી તેની અસર દેશી રાજ્યોની પ્રજા ઉપર પણ થવા લાગી. પોતાના સીમાડા ઉપર જ રહેતા માણસોમાં અને પોતામાં જે મહાન તફાવત નજરે પડતો હતો તે એમને શૂર ચડાવતો હતો. આવી સ્થિતિમાં રાજસ્થાની પ્રજાએ હરિપુરાનો ઠરાવ હૃદયથી વાંચ્યો અને તેનો અમલ શરૂ કર્યો. આ ઠરાવના રચનારને તો એવી શ્રદ્ધા જ હતી કે એક વખત આ ઠરાવને સાચી દાનતથી અમલમાં મૂકવામાં આવે તો એમાં કેટલી શક્તિ પડેલી છે તેનો પ્રજાને ખ્યાલ આવી જશે. ગાંધીજીની આ શ્રદ્ધા આપણે ન ધારી શકીએ એટલી ટૂંકી મુદતમાં સાચી પડવા લાગી અને આખા દેશમાં જાગૃતિનો જુવાળ પ્રસરી ગયો.

આપણા દેશે છેલ્લાં વીસ વર્ષમાં મહાન જાગૃતિઓના અનુભવ લીધા છે એટલે આ જાગૃતિથી આપણને અચંબો નથી થતો, પરંતુ 'હવે બીજું કંઈક જોઈએ, હવે આગળનું કંઈક જોઈએ' એવું આપણને થવા લાગ્યું છે. હરિપુરા પછી દિલ્લીની મહાસમિતિની બેઠકે જે રીતે એ ઠરાવનું સમર્થન કર્યું અને છેલ્લે કાર્યવાહક સમિતિએ જે ઠરાવ કર્યો તે મૂળ ઠરાવમાં રહેલા રહસ્યને આપણા પાસે પ્રગટ કરે છે અને એ ઉપરથી રાજસ્થાની પ્રજાને ખાતરી થઈ ગઈ છે કે બિનદરમિયાનગીરીની નીતિ સૂચવનાર ગાંધીજી અને આચરનાર મહાસભા આપણી જ માતૃસંસ્થા હતી. રાજસ્થાની પ્રજા અને બ્રિટિશ હિંદની પ્રજા વચ્ચે એને કશો જ ભેદભાવ નહોતો. આ નીતિ જૂનવાણી રાજાઓની રક્ષા માટે નહોતી પરંતુ સત્યાગ્રહ–સંગ્રામના એક વ્યૂહ તરીકે હતી. આજે ભારતવાસી આ જાગૃતિથી આનંદ પામે છે તેનું મોટામાં મોટું કારણ તો એ છે કે આપણા અજ્ઞાનને લઈ આપણાં હૃદયમાં 'આપણે બે પ્રજાઓ છીએ' એવી જે ભેદની લીટી ઊભી થઈ હતી તે ભુંસાઈ ગઈ છે. આપણે એક જ છીએ આપણાં સુખદુઃખ એક જ છે આપણું પરરાજ્ય અને આપણું સ્વરાજ્ય પણ એક જ છે.

આ રીતે ૧૯૩૦ના જાન્યુઆરીની ૨૬મી તારીખે સ્વાતંત્ર્યનું જાહેરનામું પોકારતી વખતે આપણામાં જે એક રાષ્ટ્ર તરીકેની જે શક્તિ હતી તે ૧૯૩૯માં એ જ પ્રતિજ્ઞા ઉચ્ચારતી વખતે અનેકગણી વધી ગયેલી છે. હજુ દેશી રાજ્યોની અને બ્રિટિશ હિંદની લડાઈના વ્યૂહો આપણને જુદા માલૂમ પડે છે પરંતુ એ દિવસ એટલી બધી ઝડપથી આવી રહ્યો છે કે જે દિવસે સમસ્ત હિંદની લડાઈનો વ્યૂહ એક જ બની જશે. વર્ધામાં મહાસભાની કાર્યવાહક સમિતિએ સાર્વભૌમ સત્તાને જે ચેતવણી આપી છે તે ચેતવણીમાં આ એક વ્યૂહનાં બીજ પડ્યાં છે. રાજસ્થાની પ્રજાની લડાઈમાં જે દિવસે સાર્વભૌમ સત્તા હાથ નાખશે–અને વહેલો મોડો એને હાથ નાખવો જ પડશે–તે દિવસે બિનદરમિયાનગીરીની આછી થતી જતી રેખા સંપૂર્ણપણે ભુંસાઈ જશે અને જેમ નાની નાની અનેક નદીઓ એક મહાનદમાં ભળી જઈને સમુદ્રભણી ધસવા લાગે તેમ રાજસ્થાની પ્રજાનાં તમામ સંગઠનો મહાસભાના નદમાં ભળી જઈ સ્વાતંત્ર્યના આત્મનિર્ણયના સાગર તરફ ધસવા માંડશે.

આ દિવસ ખરેખર દૂર નથી. આપણા દેશના કમભાગ્યે મુસ્લિમ-લીગના આગેવાન શ્રી. ઝીણા આ દિવસને દૂર રાખવા માટે 'ઈસ્લામ ભયમાં છે' એવી બૂમો મારી, રાજસ્થાની લડતને મહાસભાની એક મેલી બાજી તરીકે ઓળખાવે છે. છતાં એ દિવસ હવે દૂર રહી શકશે નહિ. શ્રી. ઝીણા એમ કહે છે કે 'દેશી રાજ્યોમાં તોફાન ઊભાં કરી મહાસભા ત્યાં પ્રજાસાશન સ્થાપવા માગે છે અને એ રીતે મધ્યસ્થ સરકારમાં બહુમતિ મેળવવા ઈચ્છે છે' એમાં કશું નવીન નથી તેમ કશું ખોટું પણ નથી. પરંતુ જ્યારે એ એમ કહે છે કે 'એ બહુમતી મુસ્લિમોના ધર્મને પ્રજા તરીકેના હકકોને કચડી નાખશે' ત્યારે દુઃખ થયા વિના રહેતું નથી. અને આવા પોકારો કરી શ્રી. ઝીણા રાજસ્થાની પ્રજાની લડતનો વિરોધ કરે છે ત્યારે તો એમ જ લાગે છે કે આ માણસના કરતાં આપણી સ્વરાજ-કૂચમાં મોટો અંતરાય કદાચ કોઈ પણ નહિ હોય.

પરંતુ શ્રી. ઝીણા ગમે તે કહે, આ ઘોડાપૂરને કોઈ અટકાવી શકે એમ નથી.

આજે ગમ્ય અગમ્ય એવાં બધાં બળો આ ઘોડાપૂરને વેગ આપી રહ્યાં છે. ફેડરેશન આપણા સામે આવી રહ્યું છે. આ ફેડરેશન સામેની લડાઈમાં દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદ વચ્ચેની ભેદરેખા ભુંસાઈ જવાની છે કારણ કે ફેડરેશનનો કાળો ઓછાયો એક સરખો જ સમગ્ર ભારતવર્ષ ઉપર પડવાનો છે. આપણે તો પ્રભુનો ઉપકાર માનવો જોઈએ કે એણે આપણા સ્વરાજના દુશ્મનોના દિલમાં આ ફેડરેશનની પ્રેરણા મૂકી. જો ફેડરેશનનો પ્રશ્ન આપણા સામે ન આવ્યો હોત તો રાજસ્થાની લડત અને બ્રિટિશ હિંદની લડતના વ્યૂહો હજીયે જુદા રહેત. આ ફેડરેશન આપણને એક જ મહાસેનામાં જોડી દેશે.

મોહનલાલ



વર્ષ ૮ : અંક ૨ ફેબ્રુઆરી ૧૯૩૯

ર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ
છૂટક એક નકલની કિંમત ૦-૮-૦.

## અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય : રાણપુર
મુદ્રણસ્થાન : સ્વાધીન મુદ્રણાલય : સૌરાષ્ટ્ર રોડ : રાણપુર : (કાઠિયાવાડ)

## મુંબઈના ગ્રાહકોને

અમારી સંસ્થાનું મુંબઇનું તમામ કામ અત્યાર સુધી ત્યાંની અમારી શાખા દ્વારા ચાલતું હતું. એ શાખામાં કામ કરતા ભાઈઓએ ગયા મહિનાથી સ્વતંત્ર રીતે પોતાની જવાબદારી ઉપર 'શિષ્ટ સાહિત્યભંડાર'ના નામે કામ કરવાનું પસંદ કર્યું છે, એટલે અમે અમારી ત્યાંની શાખા દ્વારા ચોક્કસ શરતો અનુસાર અમારી તમામ પ્રવૃત્તિની એ ભંડારને સોલ એજન્સી આપી છે. આ એજન્સીની મુદત હાલ તુરત તો અમારા આ વર્ષ પૂરતી-એટલે કે તા. ૩૧મી માર્ચ ૧૯૩૯ સુધીની–ઠરાવવામાં આવી છે, એ પછી પણ એ ભંડાર દ્વારા જ મુંબઈમાં અમારા સાહિત્યનો પ્રચાર થાય એવો સંભવ છે. પરંતુ એ વિષેનો નિર્ણય પ્રગટ થાય ત્યાંસુધી તો તમામ જવાબદારી 'શિષ્ટ સાહિત્યભંડારે'જ લીધી છે. એટલે દરેક ગ્રાહકને અમારી વિનતિ છે કે આ મુદત દરમિયાન અમારી પ્રવૃત્તિ ને લગતો બધો વ્યવહાર 'શિષ્ટ સાહિત્યભંડાર, આનંદભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨' સાથે જ કરે.

આ ભંડારમાં અમારાં પ્રકાશનો ઉપરાંત બીજાં શિષ્ટ પ્રકાશનો પણ રાખવામાં આવે છે, એટલે અમારા ગ્રાહકો કોઈ પણ પુસ્તક કે માસિક ખરીદતાં પહેલાં આ ભંડારની મુલાકાત લેશે તો એમને અવશ્ય લાભ થશે.

## કાઠિયાવાડના ગ્રાહકોને

અમારી તમામ પ્રવૃત્તિની કાઠિયાવાડની સોલ એજન્સી આ વર્ષ પૂરતી અમે 'ખાન ખાદી ભંડાર–જૂનાગઢ'ને આપી હતી, અને એમણે કાઠિયાવાડના બીજા ભાગોમાં પોતાના સબ એજન્ટો પણ નીમ્યા હતા. આ એજન્સીની મુદત માર્ચની આખરે પૂરી થાય છે. હવે નવા વર્ષ માટે અમે ત્યાંનું કામ સોલ એજન્ટ દ્વારા કે વિભાગીય એજન્ટ દ્વારા કરીએ કે અમારી જ શાખા સ્થાપીને કરીએ તે અંગે વિચારણા ચાલી રહી છે. 'ખાન ખાદી ભંડાર'ના એક મુખ્ય કાર્યકર તો અમારી સંસ્થામાં જ જોડાય છે એટલે એમને એજન્સી લેવા–આપવાનો પ્રશ્ન જ રહેતો નથી, પરંતુ જ્યાંસુધી બીજી એજન્સીની જાહેરાત કરવામાં ન આવે ત્યાંસુધી નવા વર્ષ અંગેનો કોઈ પણ વ્યવહાર અમારા મુખ્ય કાર્યાલય અમદાવાદ સાથે જ કરવા દરેકને વિનતિ છે.

**અમદાવાદ**
૧૦–૧–૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**



વર્ષ આઠમું ] ફેબ્રુઆરી : ૧૯૩૯ [ અંક બીજો

# धौली पछी कालसी

दत्तात्रेय बालकृष्ण कालेलकर

હિંદુસ્તાનના ધાર્મિક, સામાજિક, અને રાજ્યદ્વારી ઇતિહાસમાં સમ્રાટ અશોકનું સ્થાન અનેરું છે. જેમનું વ્યક્તિત્વ દુનિયામાં જીવતું અને જાગતું હતું એમ કહી શકાય એવા, આંગળીના વેઢા ઉપર ગણી શકાય એવા લોકોમાં અશોકની ગણના થાય છે. જેમ પુરાણો દ્વારા રામ, કૃષ્ણ, જનક અને હરિશ્ચંદ્રનાં નામો ગામડેગામડે અને ઘેરઘેર પહોંચ્યાં છે, દંતકથા દ્વારા રાજા વિક્રમ, ભર્તૃહરિ, ભોજ, અકબર અને બીરબલની વાતો ઘેરઘેર સંભળાય છે તેવી જ રીતે બુદ્ધ ભગવાન અને અશોક, મહિંદ અને સંઘમિત્રાનાં નામો પણ આપણા લોકોમાં પરિચિત થવાં જોઈએ.

રાજા અશોક એક મહાન વિજેતા સામ્રાજ્યસંસ્થાપક તો હતો જ પણ એ ધર્મસમ્રાટ, રાષ્ટ્રપિતા, સંસ્કૃતિવર્ધન અને સમાજવ્યવસ્થાપક પણ હતો; દુનિયાનો સૌથી પહેલવહેલો મિશનરી અશોક જ હતો એમ કહી શકાય.

દક્ષિણના પાંડ્ય, ચોલ અને કેરળ છોડી દેતાં બાકીના આખા હિંદુસ્તાનનું રાજ્ય અશોક ચલાવતો હતો. પશ્ચિમમાં આજે જે ભાગને બલુચિસ્તાન અને અફઘાનિસ્તાન કહે છે એ પ્રદેશ પણ અશોકના રાજ્યનો જ એક વિભાગ હતો. આવા મોટા સામ્રાજ્યમાં રાજ્યવ્યવસ્થા એક જ ઢબે ચાલે અને કેવળ રાજ્યવ્યવસ્થા જ નહિ પણ લોકજીવન પણ એક જ ઉન્નત સંસ્કૃતિને રંગે રંગાય એ માટે અશોકે કેટલાક નિયમો ઘડી કાઢ્યા અને તે પોતાના સામ્રાજ્યમાં ઠેકાણેઠેકાણે પથ્થર

પર કોતરાવ્યા. એટલું જ નહિ પણ પોતાના રાજ્યવ્યવસ્થાપક તેમ જ ધર્મવ્યવસ્થાપક રાજપુરુષોને એણે આજ્ઞા કરી કે દર પંદર દિવસે લોકોને ભેળા કરી એમની આગળ એ શાસનો વંચાય; જેથી અમલદારોને અને પ્રજાને જાગૃતિ રહે છે કેવી સંસ્કૃતિ અશોકના રાજ્યમાં ખીલવવી છે. અશોકના એવા શિલાલેખો લગભગ એક જ ભાષામાં કોતરેલા ઠેકઠેકાણે જડી આવે છે. હિંદુસ્તાનના ઇતિહાસના અનેક સવાલોનો ઉકેલ આ શિલાલેખોથી થયો છે. એવો એક શિલાલેખ જૂનાગઢ પાસે ગિરનારને રસ્તે દામોદર કુંડ પાસે આવેલો છે. બીજો એક શિલાલેખ મુંબઈ પાસે શૂર્પારક અથવા સોપારા પાસેના એક પથરા ઉપર કોતરેલો હતો. આજે એનો ખંડિત અવશેષ જ જડી આવે છે.

સરહદ પ્રાન્ત ઉપર સાહબાજગઢી અને માનસેરા એ બે ઠેકાણે આ શિલાલેખો જડી આવ્યા છે. પૂર્વ તરફ ઓરિસ્સામાં જૌગઢ અને ધૌલી એ બે ઠેકાણે આ જ શિલાલેખો એક મહત્ત્વના ફેરફાર સાથે કોતરેલા છે, અને એ જ શિલાલેખ દહેરાદુન પાસે આવેલા કાલસી નામના એક રમણીય સ્થાનમાં જોવાને મળે છે.

આ શિલાલેખો ખૂબ ધ્યાનપૂર્વક વંચાયા છે અને એના અધિકાધિક શુદ્ધ અને સાચા તરજુમા પણ કરવામાં આવ્યા છે. હવે ઘેર બેઠાં એ શિલાલેખો વાંચી એના ઉપર લોકો ગમે તેટલો વિચાર કરી શકે છે, અને અનુમાનો કાઢી સંસ્કૃતિમીમાંસામાં ઉમેરો પણ કરી શકે છે. છતાં યાત્રી તરીકે આ સ્થાને પ્રત્યક્ષ જઈ ત્યાંની પરિસ્થિતિ તેમ જ વાતાવરણમાંથી ઘણું લઈ શકાય એમ છે. શિલાલેખો વાંચી એમનો અર્થ કરવા માટે નહિ પણ એ ધર્મશિલાઓનું દર્શન કરી પાવન થવા માટે અને આસપાસનાં પહાડોને તેમ જ નદીઓને, જંગલોને અને ખેતરોને અશોક વિષે અને એના આર્યહૃદય વિષે અનેક વાતો પૂછી શકાય એ ખાતર જવું જોઈએ.

ગિરનારનો શિલાલેખ જોયે ચોવીસ વરસ થઈ ગયાં. જૌગઢનો શિલાલેખ જોવાની તક લગભગ બાર વર્ષ પૂર્વે મળી હતી પણ તે વિશેષ કારણે છોડી દીધી હતી. આ વર્ષે રાષ્ટ્રભાષા હિંદીના પ્રચારને અર્થે ફરતાંફરતાં ધૌલીનો પ્રખ્યાત શિલાલેખ જોઈ શક્યો. અને ત્યારપછી થોડા જ મહિનામાં કન્યા-કેળવણીની સેવામાં દહેરાદુન ગયો હતો ત્યાં કાલસી પણ જઈ આવ્યો. સેવા કરતાંકરતાં આસ્થાવાળો માણસ પોતાનું જીવન અને પોતાની જીવનદૃષ્ટિ અનેક રીતે સમૃદ્ધ કરી શકે છે.

૨

અશોકના શિલાલેખોમાં એનો કલિંગવિજય વિષેનો ઉલ્લેખ દરેક રાષ્ટ્રહૃદયને બલ્કે મનુષ્યહૃદયને હચમચાવી મૂકે એવો છે. બાલ્હિકથી માંડીને બંગાળ સુધી અને કાશ્મિરથી માંડીને કેરળપુત્ર સુધી વિસ્તરેલા પોતાના સામ્રાજ્યમાં એક કલિંગ દેશ (હાલનો ઉત્તર ઓરિસ્સા) અણજિતાયેલો રહે એ સમ્રાટની મહત્ત્વાકાંક્ષાથી સહન ન થયું. સ્વતંત્ર કલિંગ અશોકની વિજિગીષાને શલ્ય જેવો ખૂંચવા લાગ્યો. મોટું કટક લઈને એણે કલિંગ ઉપર ચઢાઈ કરી અને વિજેતાના ઉન્માદથી કલિંગને ખેદાનમેદાન કરી નાખ્યું. કલિંગના બ્રાહ્મણો અને શ્રમણો, ત્યાંના ગૃહસ્થીઓ અને કારીગરો—બધા જ દેશના સ્વાતંત્ર્ય ખાતર ઝનૂનપૂર્વક લડ્યા હોવા જોઈએ. અશોકે લાખો લોકોને ઠાર કર્યા, લડાઈમાં એથી અનેકગણા લોકો ઘાયલ થયા અને લડાઈને અંતે જેઓ પકડાઈ ગયા અને જેમને બંદી તરીકે લઈ જવામાં આવ્યા તેમનો હિસાબ તો જુદો જ. રણમત્ત સમ્રાટની સામ્રાજ્યતૃષ્ણા તૃપ્ત થઈ અને ત્યાં મનુષ્યપ્રેમી હૃદયનો ઉદય થયો. અશોકને ધર્મભાવના વળગી અને પોતે કરેલા વિજય માટે એને ભારે પશ્ચાત્તાપ થયો. ત્રાસ અને ધાક ફેલાવીને નહિ પણ ધર્મ, ક્ષમા અને પ્રેમનો વિસ્તાર કરી લોકોનું કલ્યાણ કરવું જોઈએ એ વાત અશોકને ગળે ઊતરી અને એનું પાષાણ હૃદય પીગળ્યું. એ હૃદયપરિવર્તન અને એ ધર્મકોમળ લાગણી એણે હિંદુસ્તાનના અનેક પાષાણો ઉપર કોતરી એમની દ્વારા આપણા સુધી પહોંચાડી છે.

તે વખતની પ્રજાએ આ વિલક્ષણ પરિવર્તન આશ્ચર્યચકિત થઈને જોયું હશે. રાજાના આ નવજીવનની અસર અનેક પ્રાન્તના અનેક સેવકો ઉપર થઈ હશે. તે વખતનાં લોકગીતોમાં અશોકના અને એણે ફેલાવેલા ધમ્મનો જયજયકાર બોલાયો હશે. જેવું રામરાજ્ય તેવું જ અથવા તેથીયે ચડિયાતું આ ધર્મરાજ્ય છે એમ લોકોએ ઠરાવ્યું હશે. પણ વિસ્મૃતિની શક્તિ કૃતજ્ઞતાની લાગણી કરતાંયે જબરદસ્ત નીવડી. જેમ શિયાળામાં સળગાવેલી સગડી ઓલવાઈ જાય છે અને એનું રૂપાન્તર આખા ઓરડાની ઉષ્ણતા વધારવામાં થાય છે તે જ રીતે અશોકે અમલમાં આણેલું જીવનપરિવર્તન પ્રજાએ પચાવ્યું, સંસ્કૃતિ સાથે એકરૂપ થયું અને જેમ ખાધેલા, પચાવેલા અને લોહી થઈ ગયેલા ખોરાકની યાદ પણ રહેતી નથી, તેમ અશોક અને તેના કાર્યની સ્મૃતિ પણ કૃતજ્ઞ આર્યો ભૂલી ગયા. Transubstantiation કહે છે તે આ જ હશે ?

પણ લાગણીવાળા માણસે જે ખોયું તે આ જડ શિલાઓએ સંઘરી રાખ્યું. ધૌલીમાં જે શિલા છે તેનું નામ અશ્વત્થામા છે અને કાલસીમાં જે શિલા અમે કાલે જોઈ આવ્યા એને ત્યાંના લોકો ચિત્રશિલા કહે છે. અશ્વત્થામાએ અને ચિત્રશિલાએ ભારતવર્ષ ઉપર અને એના ઇતિહાસ ઉપર અનેક ઉપકાર કર્યા છે તેથી મૂર્તિપૂજક તરીકે નહિ પણ કૃતજ્ઞ રાષ્ટ્રપ્રેમી તરીકે એ બન્ને શિલાને વંદન કરવું ઘટે છે.

કલિંગ જીત્યાનો ઉલ્લેખ અને પશ્ચાત્તાપ અશોકે કલિંગ દેશમાં કોતર્યો નહિ, પણ શાહબાજગઢી, માનસેરા, કાલસી અને ગિરનારમાં કોતરાવ્યો છે. એણે આવું ઇરાદાપૂર્વક જ કર્યું હશે એ વિષે શંકા નથી. કેટલાક કહે છે કે પશ્ચાત્તાપની વાણીમાં ભલે હોય પણ કલિંગસંહારની વાતો કલિંગની જનતા આગળ વંચાય એ અશોકને અજુગતું લાગ્યું. કલિંગના લોકો પોતાનું દુઃખ ભૂલી જાય અને અશોકના પ્રેમાળ રાજ્યશાસનનો લાભ ઉઠાવે એ ઇરાદાથી એણે એ તેરમો શિલાલેખ જૌગઢ અને ધૌલીમાં ન કોતરાવ્યો પણ દૂરદૂર સામ્રાજ્યને બીજે છેડે એણે પોતાના પશ્ચાત્તાપનો એકરાર અમર કરી રાખ્યો હોવો જોઈએ.

કાલસીના શિલાલેખમાં બીજી ઘણી વસ્તુઓ છે પણ આ ક્ષણે આપણું ધ્યાન તો એ રાજ–પશ્ચાત્તાપ તરફ જ જાય છે. બીજી વાતો મહત્ત્વપૂર્ણ તો છે જ. એ ક્યાં નાસી જવાની હતી ?

કાલસીના શિલાલેખમાં ધૌલીની શિલા સાથે એક વિશેષ સામ્ય છે અને તે છે એના ઉપર કોતરેલી હાથીની આકૃતિનું. પણ એને વિષે યથાસ્થાને કહીશું.

૩

કાલસી ક્યાં છે એની તપાસ અમે પહેલેથી જ કરી રાખી હતી. દહેરાદુનથી બપોરે ઊપડી તૈલવાહનના સાધનથી સાંજ સુધીમાં પાછા અવાશે એની ખાતરી કરી લીધી હતી. સમ્રાટ અશોકે આ જ સ્થાન કેમ પસંદ કર્યું હશે એનો પણ વિચાર કરી રાખ્યો હતો. વેપારનું મથક અને યાત્રાનું સ્થાન, બન્ને રીતે કાલસીનું મહત્ત્વ ઘણું હશે એ વિશે શંકા નથી. પહાડના રસ્તાઓ ઘણી વાર નદીને કાંઠેકાંઠે જાય છે. નદીનું ઉગમસ્થાન માણસની જિજ્ઞાસાનું, શોધખોળનું પ્રતીક છે. જ્યાં બે નદીઓનો સંગમ થાય છે ત્યાં મનુષ્યજાતિની પ્રાથમિક અવસ્થામાં વેપારનો તેમ જ સંસ્કૃતિનો પણ સંગમ હોય છે. પાટલિપુત્રમાં ગંગા અને શોણનો સંગમ છે, પ્રયાગરાજમાં ગંગા અને યમુનાનો સંગમ છે, તેમ જ કાલસીમાં યમુના અને ટોંસ (તમસા) નદીનો સંગમ છે. પ્રાચીન કાળથી ઘેટાની પોઠ લઈને પહાડી વેપારીઓ અહીં આવતા હશે અને ભાબરના તેમ જ તરાઈના લોકો જોડે વેપાર કરતા હશે. મેદાનના વેપારીઓ પણ પોતાની કીમતી વસ્તુઓનાં ઘરાક શોધતા અહીં આવતા હશે. જ્યાં વેપારનું મથક જામે છે, માનવમેદની ઊભરાય છે ત્યાં ધર્મઉપદેશક અચૂક પહોંચી જવાનો. ધર્મવિજયી રાજા અશોકે પોતાના પ્રચાર માટે આ જ સ્થાન પસંદ કર્યું એમાં નવાઈ શી ?

કન્યાગુરુકુળનો ઉત્સવ પૂરો કરી અમે કાલસી જોવા ઊપડયા. પંડિત ધર્મદેવજીએ પુરુષાર્થ કરી નોતરેલા તૈલવાહનને રીતસર ખવડાવી વખતસર આવવાજવાની બાબતમાં નિશ્ચિંત થયા અને વજ્રલેપ રસ્તા ઉપર થઈને અમે દોટ મૂકી. દહેરાદુન શહેર આધુનિક સુખાકારી અને વ્યવસ્થાનું પ્રતીક છે. સુંદર સરખા રસ્તા, એમની બન્ને બાજુએ વાવેલાં ઊંચાંઊંચાં વિશાળ વૃક્ષો, એની પાછળ ફેલાયેલાં સ્વચ્છ મેદાનો અને વચમાંવચમાં દેખાતા હૂંફાળા બંગલાઓ, એ બધું દૃશ્ય આલ્હાદક હોય છે. ક્ષિતિજ તરફ જોતાં એ બાજુ પોલી દેખાશે એ બીકને અવકાશ જ નથી. પશ્ચિમ તરફના કરકરિયા પહાડ અને એમના ઉપરનો વાદળાંનો વિહાર એ એક માયાવી કાવ્ય છે. ઉત્તર તરફ મસૂરીનો પહાડ અનેક આમંત્રણો આપે છે. પૂર્વ તરફની શોભા તો એથીયે વિશેષ; કેમકે આપણે જેમ દોડીએ તેમ એ બાજુએ એક પછી એક રૂપાળી ખીણો ઊઘડે છે અને બિડાય છે. અહીંની કામરૂપિણી સૃષ્ટિને જો કોઈ નામ આપવું હોય તો એને પ્રમદા કહી શકાય એટલી એ માદક છે. અમે વીસ માઈલથી વધારે ગયા હોઈશું. રસ્તામાં એકબે દપદ્રતીઓ અમે ઓળંગી. એમના પટમાં કામ કરતા મજૂરો પ્રત્યે સહાનુભૂતિ કેળવી અને એટલાથી સંતોષ માની વીસબાવીસ માઈલ ગયા ત્યાં હર્બર્ટપુર આવ્યું. ત્યાંથી જમણી બાજુએ વળીને બીજી દોટ મૂકી અને ચુહડ્પુર પહોંચ્યા. અહીંની બજાર ગામડાંની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વની ગણાય. આજકાલ કાલસીનું મહત્ત્વ ચુહડ્પુર પચાવી બેઠું છે.

ચુહડ્પુરથી થોડા આગળ ગયા અને અમે યમુનાની પુણ્યસુંદર ખીણમાં ઊતર્યા. ચારે દિશાની મુસાફરી કરી આવેલા યાત્રીનું મન પણ લોભાવે એવી એ ખીણ છે. યમુના પરના પુલનું દૃશ્ય પણ ઓછું મનોહારી નથી. મનુષ્યકૃતિ ઘણી વાર કુદરત સાથે મળી શકતી નથી, પણ પુલોનું એવું નથી. પુલો માણસજાતિ માટે સંધિકારી મિત્રો છે. બન્ને કાંઠાને પોતાના આકર્ષણથી સાંધીને એક કરે છે તેથી આશીર્વાદરૂપ હોઈ કુદરતના વાતાવરણને પોષક જ નીવડે છે. યમુના પરનો આ પુલ નલ–નીલ–જાંબુવન્તોની ન્યાતમાં (ઇજનેરોમાં) ઘણો વખણાય છે. ભૌગોલિક દૃષ્ટિએ પણ આ પુલે મહત્ત્વનું સ્થાન પસંદ કર્યું છે. કેમકે એક પછી એક આવત બે સંગમ વચ્ચે એ આડો પડ્યો છે, ઉપર અનાવિલા અમલવા નદી કાલીકાલી વાતો કરતી યમુનાને મળે છે જ્યારે નીચે યમુનાની જેષ્ઠ બેનપણી તમસા નદી પોતાના પહોળા અને ઊંડા પટ સાથે યમુનામાં ભળી જાય છે. જો પક્ષપાત છોડીને કેવળ ગૌરવનો જ વિચાર કરીને નિર્ણય આપવાનો હોત તો માણસે એમ જ કહ્યું હોત કે યમુના નદી ટોંસને મળે છે અને તે કારણે આગળના પ્રવાહને તમસાનું જ નામ આપ્યું હોત. પણ યમરાજકન્યા કાલિન્દી નાની નીવડી તોયે શું ? એની મહત્તા તો ગંગા આગળ જ શરણ જઈ શકે છે. ટોંસે પોતાનાં જળ સાથે પોતાનું નામ પણ છોડી દીધું અને યમુનાની વૃદ્ધિમાં જ પોતાનું સાર્થક્ય જોયું.

કાલસીની આસપાસના પહાડો ઊંચાઈમાં ઓછા નથી પણ ખાસા પહોળા અને વિશાળ હોવાથી સાધારણ રીતે ભીડને કારણે જે ભીષણતા આવે છે તેમાંથી એ મુક્ત છે. કાલસીની આ ખીણમાં વિહરતા માણસને પહાડ આગળ અપમાનિત થયા જેવું લાગતું નથી. પહાડની ચઢણ જ્યારે બહુ સખત હોય છે ત્યારે ત્યાંનાં ઝાડો પણ બહુ ઠીંગણાં હોય છે. માંડ જીવતાં હોય અને પોતાની બધી શક્તિ વાપરી પોતાનું સ્થાન ટકાવતાં હોય એમ જોઈ તેઓ આપણો દયાયુક્ત આદર મેળવે છે. અહીં એવું નથી. અહીંનાં વૃક્ષો એવાં તો સુસ્થ અને પુષ્ટ છે કે આપણા મનમાં અદેખાઈ જ ઉપજાવે છે

કાલસીના ડાક બંગલા પાસે આવીને અમે થોભ્યા અને જમણી બાજુ નાની અમલવાની સાવ નાનકડી નહેર વહે છે એને કાંઠે જઈ પહોંચ્યા. મેં વાંચ્યું હતું કે ચિત્રશિલાની આસપાસ પ્રાચીનવસ્તુસંરક્ષકખાતાએ કંઈક બાંધકામ કર્યું છે. પણ મને કલ્પના

ન હતી કે આબુ તરફના રેલવે-સ્ટેશન જેવી ગુંબજવાળી ઓરડી અહીં ઊભી કરી હશે. ડાકખાનાના ખાનસામાએ એ ઓરડી અમને ઉઘાડી આપી અને દીર્ઘકાળ સુધી જેની ઝંખના કરી હતી તે શિલા અમે જોઈ. દસ ફૂટ ઊંચી અને એટલી જ પહોળી એ શિલા પ્રથમ દર્શને અમારી સાથે કશું બોલી જ નહિ. અમે એની પ્રદક્ષિણા કરી. દર્શનલોભી આંખોએ શિલાલેખની શોધ કરી પણ કંઈ પત્તો ન ખાધો. મનનો ક્ષોભ જ્યારે સહેજ ઓસરી ગયો અને આંખો ત્યાંના પ્રકાશથી ટેવાઈ ગઈ ત્યારે આપણી જમણી બાજુએ એટલે કે શિલાની ડાબી બાજુએ હાથીની એક આકૃતિ પથરા ઉપર કોતરેલી જોઈ. હાથીના આગળના અને પાછળના પગ વચ્ચે 'ગજતમ' એ ચાર અક્ષરો કોતરેલા છે. અમારી સાથે આવેલા હરિશ્ચંદ્રે કહ્યું કે માથું ઊલટું કરીને વાંચવા જતાં અંગ્રેજી અક્ષરો Ryav જેવું આ વંચાય છે. ધૌલીમાં શિલાનો એક ભાગ કોતરીને એક હાથીનો આગલો ભાગ મૂર્તિરૂપે બનાવેલો છે. અહીં કેવળ હાથીની એક આખી રૂપરેખા દોરેલી છે. આ આકૃતિ પણ મેં ધારી હતી એવી મોટી ન નીવડી એટલે સહેજ નિરાશા થઈ, પણ તેથી કંઈ મારી ભક્તિ ઓછી થઈ નહિ; કેમકે આ હાથીની આકૃતિ બૌધકલ્પના પ્રમાણે તુષિત સ્વર્ગમાંથી ઊતરી આવેલા ખુદ બુદ્ધ ભગવાનની પ્રતિનિધિ છે. એક ઠેકાણે હાથી નીચે લખેલું છે 'व स्वेतो हस्ती सवा लोक सुखाहरो नाम.' કાલસીની આ ચિત્રશિલા એટલી તો ધોળી છે કે એના ઉપર કોતરેલો હાથી શ્વેત હસ્તી જ કહેવાય. હવે તો અહીં શિલાલેખ પણ જોઈ શક્યા. શિલાની સાફ કરેલી લીસી બાજુ ઉપર લેખ પૂરો ન થયો એટલે જમણી બાજુએ જેમ ફાવે તેમ કોતરીને એ પૂરો કર્યો છે.

અશોકના વખતમાં આ પ્રદેશની જાહોજલાલી કેવી હશે, કેટલા લોકોએ અહીં આવીને અમલવા-યમુનાના સંગમમાં સ્નાન કરીને આ શિલાની પ્રદક્ષિણા કરી હશે અને ગજતમ બુદ્ધ ભગવાનને ચંદન ચઢાવી અશોકનું ધર્મપ્રજ્ઞાપન વાંચ્યું હશે અને એ ધર્મ-સમ્રાટની પ્રેરણા હૈયામાં ધારણ કરી પશુપક્ષીઓ વિષે પ્રેમથી ઊભરાતા એ લોકો ઘેરઘેર ગયા હશે! ટોંસ અને યમુનાના સંગમ પર જ્યારેજ્યારે મેળો ભરાયો હશે ત્યારેત્યારે પણ લોકોએ નદીને કાંઠે ગાઉ બે ગાઉ ચાલીને આ શિલાનું દર્શન કર્યું જ હશે.

*　　　*　　　*

પશુહત્યામાં રાચતો શાક્ત-સંપ્રદાય આપણા દેશમાં કેટલો જૂનો છે? જ્યાંજ્યાં ભારે પશુહત્યા થતી હોય ત્યાંત્યાં અશોકે પહોંચીને લોકોને હુકમ નહિ કાઢ્યો હોય કે આ સ્થાને પશુહત્યા ન થવી જોઈએ! જેટલા લોકોએ આ શિલાલેખોનો અર્થ કર્યો છે તેમનું ધ્યાન 'હિદા' અથવા 'ઓઘ' શબ્દ તરફ કેમ નથી ગયું એ સમજવામાં નથી આવતું. हिदा ना किछी जिवे आलभितु पजोहितविये नोपि चा समाजे कटविये.—અહીં ન કોઈ પ્રાણી મારીને હોમવામાં આવે અને ન કોઈ સમાજ કરવામાં આવે. સમાજ એટલે માંસમદિરાનું સેવન કરી મોજમઝા કરવાની ઉજાણી. જેજે ઠેકાણે છાકટા શાક્તો માંસમદિરા આરોગી આખી રાત લહેર કરતા હશે અને શ્રીચક્રનું પૂજન કરી અનાચારમાં ડૂબી જતા હશે ત્યાંત્યાં 'આ ઠેકાણે પશુહત્યા ન કરાય,' 'મોજમઝા ન કરાય,' એમ આ સમ્રાટે ફરમાવ્યું હોવું જોઈએ. બંગાળ-ઓરિસ્સા તરફની શાક્તપ્રવૃત્તિ જાણીતી છે. ઓરિસ્સાની જનતાએ ધર્મસમ્રાટની આજ્ઞાની કેટલી કદર કરી એનો જવાબ પુરી, ભુવનેશ્વર અને કોણાર્કનાં મંદિર ઉપરની ગંદી મૂર્તિઓ આપશે. એ મૂર્તિઓ જોયા પછી ભારતવર્ષનો અધઃપાત કેમ થયો હશે એનું આશ્ચર્ય કરવાનું કશું કારણ રહેતું નથી.

ખરું જોતાં કાલસીની શિલા ટોંસના સંગમ પર નથી પણ અમલા-યમુનાના સંગમ પર છે. સારો રૂપાળો પથ્થર અહીં જ જડ્યો માટે આ સ્થાન પસંદ કર્યું કે ટોંસ કરતાં અમલાની નિર્મળ શોભા સમ્રાટને વધારે પસંદ પડી તેથી આ સ્થાન પસંદ કર્યું એ કોણ કહી શકશે!

આ યાત્રાના સાથીઓ સાથે અહીં ઘણી વાતો કરી. નદીના પ્રવાહમાંથી અનેક રૂપાળા પથ્થરો વીણ્યા, ચાલુ જમાનાને વફાદાર રહી એક બે ફોટા પણ પડાવ્યા. પણ હું તો આખો વખત અંતર્મુખ જ હતો. સમ્રાટ અશોકની આંખે અને ઉપગુપ્તની શ્રદ્ધાથી અહીંના પ્રાચીન પહાડો જોવા હું ચાહતો હતો. તે વખતના ધર્મપરાયણ યાત્રાળુઓના હૃદયપ્રવાહનું દર્શન આ નદીઓનાં પ્રસન્ન પાણીમાં કરવા મથતો હતો અને અઢી હજાર વરસ વચ્ચે કલ્પનાનો પુલ બાંધી ભૂતકાળને પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરતો હતો.

એ પ્રાચીન પ્રેરણા આજે પણ ફરી જાગી છે, એ ઉત્સાહ અને એ શ્રદ્ધા આજે નવું રૂપ ધારણ કરીને નવા પ્રયોગો કરવા મથે છે. એના લેખો કેવી શિલા ઉપર લખાશે? એનું સ્મારક કયાં સાધનથી ભવિષ્યકાળના હાથમાં સોંપાશે? અને આજથી અઢી હજાર વર્ષ પછી આ જ ઠેકાણે વિચરનારા ભારતીઓ અશોકના યુગની અને આજના યુગની કેવી સરખામણી કરશે? એ બધું કોણ જાણે! કોણ કલ્પે!

૨૯ : ૧૨ : ૩૮



# હિંસા-અહિંસા

શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળા

[ ગયા અંકમાં શ્રી. અંબાલાલ પુરાણીનો 'હિંસા–અહિંસાની ચર્ચાના મુદ્દાઓ' નામનો લેખ છાપતી વખતે અમે જે નોંધ મૂકી હતી તે અહીં પણ મૂકીએ છીએ: "શ્રી. અંબુભાઇએ હિંસા–અહિંસાના પ્રશ્ન ઉપર જે મુદ્દાઓ ઉઠાવ્યા છે તેની વિસ્તૃત ચર્ચા 'ઊર્મિ'માં થાય એવી અમારી ઇચ્છા છે. આપણા સમગ્ર દેશે અને વિશેષ કરીને ગુજરાતે અહિંસાના વિચારો ઠીક ઠીક જાણ્યા છે અને પ્રયોગમાં પણ મૂકયા છે. ગુજરાતના ચિંતક અને વિચારકવર્ગને અમારી વિનતિ છે કે આ વિષય ઉપર તેઓ પોતાના વિચારો 'ઊર્મિ' દ્વારા રજૂ કરી જનતાને પ્રકાશ આપે." સં. ]

આ ચર્ચાના મુદ્દાઓ આપતો શ્રી. અંબાલાલ પુરાણીનો લેખ વાંચી જે વિચાર ઊપજ્યા તે રજૂ કરું છું.

સનાતન સિદ્ધાંતોની ચર્ચા જગતના અંત સુધી ચલાવી શકાય, અને છતાં તે પૂરી ચર્ચાઈ ગઈ એમ ન બને. આથી સારો ઉપાય એ લાગે છે કે જીવનમાં પ્રત્યક્ષપણે ઊઠેલા કોયડાઓને નજર આગળ રાખી તેના ઉકેલ માટે જ એ ચર્ચા કરવી જોઈએ. એમાંથી જ સિદ્ધાંતમાં રહેલા સનાતન તત્ત્વની વધારે સાચી સમજ થવા સંભવ છે. પણ, એ સમજ થાય કે ન થાય અને એ વિષે મનમાં કાયમની ઘડ બેસી જાય કે ન બેસે, પ્રત્યક્ષ કોયડાઓનો, દેશકાળની પરિસ્થિતિ અનુસાર, સારામાં સારો ઉકેલ તો મળે જ.

હિંસા અને અહિંસા બન્ને વૃત્તિઓ છે, કેળવાયેલા કે અણકેળવાયેલા સંસ્કારો છે, અને એ બન્નેનો સંભાળ તથા સંહાર–બન્નેમાં ઉપયોગ થઈ શકે એ સાચું છે. એટલે કે હિંસાત્મક સંભાળ તથા અહિંસાત્મક સંહાર–બન્નેના દાખલા આપી શકાય. કોઈને ભીડની વખતે ભારે વ્યાજે રકમ ધીરવી, ચરબી વધારવા ઘેટાંને હૃષ્ટપુષ્ટ કરવું, લડાઈ માટે પાડાને મસ્ત બનાવવો, લોકોને રીઝવવા જાતજાતના આકર્ષક પદાર્થોનો વેપાર ચલાવવો, એ બધામાં સંભાળ હોવા છતાં તે હિંસાત્મક બને છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે જે શોષણ (exploitation) ને નામે ઓળખાય છે તે ઘણું ખરું હિંસાત્મક સંભાળના સ્વરૂપનું હોય છે.

હિંસાત્મક વિનાશ પ્રસિદ્ધ જ છે. પ્રત્યક્ષપણે બીજા જીવની દુભવણી કે હત્યા એ એનું સ્વરૂપ છે.

જગતમાં ચોમેર ચાલી રહેલાં હિંસાત્મક સંભાળ અને સંહારથી જે કોયડાઓ આપણા જમાનામાં ઉત્પન્ન થયેલા છે, તેના ઉકેલરૂપે આપણે માટે હિંસા અને અહિંસાનો પ્રશ્ન પ્રસ્તુત થયો છે.

સીધી ભાષામાં મૂકીએ તો રાજા–પ્રજા, જમીનદાર – ખેડૂત, સાહુકાર–આસામી, માલક–મજૂર, મોટાં રાજ્ય – નાનાં રાજ્ય, સવર્ણ–અવર્ણ, આર્ય–આરણ્યક, પુરુષ– સ્ત્રી, હિંદુ–મુસલમાન વગેરે

વચ્ચેના સંબંધો ન્યાય અને સર્વહિતના ધોરણ પર આજે નભેલા માલૂમ પડતા નથી. એ સંબંધો સુધાર્યે જ છૂટકો છે. એ સુધારવાનો ઉપાય શો ?

યુદ્ધ, બંડ, ધાક બેસી જાય એટલી કતલ, જડ-ચેતન સંપત્તિનો નાશ, હડતાળ, અંધાધૂંધી વગેરે જગજાહેર ઉપાયો આજ સુધી લેવાતા આવ્યા છે અને હજુયે લેવાય છે અથવા સૂચવાય છે. હિંસાત્મક સંભાળ તેમ જ સંહાર બન્ને સામે પ્રચંડ હિંસાત્મક સંહાર એ તે ઉપાયનું સ્વરૂપ છે.

પણ એ ઉપાયોથી કોણે કેટલી વસ્તુ સિદ્ધ કરી અને છેવટે ઉપાયં અજમાવનારનેયે શો લાભ થયો એ પ્રશ્ન ઊભો જ છે. મહાભારતમાં શસ્ત્રો ખેંચવા સમયે સાચે જ કૃષ્ણાર્જુનસંવાદ થયો હોય કે ન થયો હોય, સર્વે કૌરવોનો નાશ કરીનેયે પાંડવ જીત્યા કે હાર્યા એ પ્રશ્ન વ્યાસે ઊભો જ રાખ્યો છે. છતાં એ સાચું કે મનુષ્યજાતિની એ ઉપાયો પરની શ્રદ્ધા હજુ ઓસરી નથી. છતાં એ વિષે શંકા ઉત્પન્ન થઈ છે. દિવસે દિવસે એક બાજુથી એ ઉપાયોની ભયંકરતા ખીલતી જાય છે અને બીજી બાજુથી એની નિષ્ફળ-તા પણ પ્રગટ થતી જાય છે. માયાપતિને પોતાનેયે ચકિત કરે એટલી વૈજ્ઞાનિક કુશળતા પ્રાપ્ત કરી કરીને, છેવટે, માણસ જેવું બીજું મૂર્ખ પ્રાણી જગતમાં ઊપજ્યું નથી અને ઊપજી શકે નહિ, એમ, જાણે, સાબિત કરવા માગતા હોઈએ, તેમ આપણી 'પ્રગતિ' ચાલી રહી છે.

આથી, હિંસાત્મક વિનાશ એ તો અન્યાય, શોષણ, જુલમ વગેરેના નિવારણનો માર્ગ નથી જ એમ જણાય છે.

ત્યારે બીજો માર્ગ શો ? મૂંગા મૂંગા સહન કરવું ? ચાર દહાડાની જિંદગીનો બહુ મોહ ન રાખતાં સુખેદુઃખે દહાડા કાઢી નાંખવા ? એવો ઉપદેશ પણ ઘણીવાર અપાઈ ચૂક્યો છે. પણ એ તો કાયરતા ગણાય. જેમ પશુતા ( હિંસા )માં માણસાઈ નથી, તેમ કાયરતામાંયે નથી.

તો પછી શું કરવું ?

એક જ ઉત્તર નીકળતો લાગે છે. ઈશ્વરે માણસ માટે કયો નિયમ બનાવેલો હોઈ શકે તે શોધી તેનું પાલન કરવું અને કરાવવું.

જીવો જીવસ્ય જીવનમ્ એવું સૂત્ર ઘણીવાર રજૂ કરવામાં આવે છે. કહે છે કે મોટો માછલો નાના માછલાને મારીને જીવે એ કુદરતનો નિયમ છે. આ શું સાચી વાત છે ? અથવા કયા અર્થમાં સાચી વાત છે, અને માણસને કેટલી લાગુ પડે છે ? એક યોનિની માછલી તે જ યોનિની માછલીને ખાઈ જાય છે એવું મારા વાંચવામાં તો નથી આવ્યું.

'ઊર્મિ'ના અંબુભાઈના લેખવાળા અંકમાં જ શ્રી. 'અજ્ઞાત' લખે છે તેમ—

"વસે વન વિષે વરૂ, સિંહ, શિયાળ, વાઘો; તરુ—
—મહીં વિવિધ જાતનાં વિહગ બાંધી માળા રહે;
ધરા ઉદરમાં, સપાટી પર કૈં જિવાતો જીવે.
જળે જળચરો પડયાં; અમિત એમ એ વિસ્તરે
વિશાળ જીવસૃષ્ટિ; ના પણ નિહાળી કો દિ' ખરે
સમૂહ રચીને પરસ્પર થતી લડાઇ જ મેં."

એક યોનિનાં પ્રાણીઓમાં તો સાધારણ રીતે ઊલટો નિયમ જ પળાતો જોવામાં આવે છે. અને તે પણ એ જ સૂત્રદ્વારા દર્શાવી શકાય : જીવો જીવસ્ય જીવનમ્ એટલે કે જીવો એકબીજાને જિવાડીને જીવે છે. મોટો નાનાને મદદ કરે છે, સશક્ત અશક્તને નભાવે છે, ત્યારે જુદી જુદી યોનિઓ જગતમાં ફાલે અને મ્હાલે છે.

અને માણસ પણ એ જ નિયમને માને છે, માટે તો કુટુંબકબિલાવાળો થાય છે, ન્યાતો–પંચા-યતો–ગામો–શહેરો રચે છે, રાજતંત્રો–મહાજનો વગેરે બાંધે છે, ધર્મશાળા, અપંગશાળા, પાંજરાપોળ, દવાખાનાં વગેરે સાર્વજનિક હિતનાં કામોમાં રસ લે છે.

પણ માણસ એ નિયમને માને છે, છતાં ભૂલેયે છે. ઈશ્વરે જે નિયમનું જ્ઞાન એના હૃદયમાં મૂક્યું છે, તેનો બહોળામાં બહોળો અમલ કરવાને બદલે તેના પર એ મર્યાદા મૂકે છે. એ કહે છે કે એ નિયમ સાચો, પણ આટલા માણસ મારા, બાકીના મારા નહિ. માટે તેમને માટે એ નિયમ પ્રમાણે વર્તવા હું બંધાતો નથી. આમ વાડા બનાવી તેમાં પોતે બંધાઈ જાય છે. દેશ, ભાષા, જાતિ, ધર્મ, ધંધો વગેરેની અનેક

વાડો કરી તે વાડની બહાર તે ઈશ્વરી નિયમનું પાલન કરવાનું કર્તવ્ય માનતો નથી.

જેને પોતાના માન્યા તેમને માટે તો પોતે ઘસાઈ છૂટી, જરૂર પડયે પ્રાણસમેત પોતાનું સર્વસ્વ આપીનેયે, જિવાડવા જ જોઈએ, એમ ન માનનાર કોઈ સિકંદર, સીઝર, હીટલર કે મુસોલિની હજુ સુધી પાકયા નથી. પણ જેટલાને પોતાના માન્યા તેથી વધારેને કાં પોતાના ન માને, એ પ્રશ્ન એને પૂછીએ તો ત્યાં એ જડભીંતની જેમ ઊભો થઈ જાય છે. 'ના, એ ન બને, હું આર્ય એ અનાર્ય–યાહુદી–મુસલમાન–હરિજન, હું માલિક, એ મજૂર, દા'ડીઓ, હાળી વગેરે.''

આના નિવારણ તરીકે હિંસાત્મક ઉપાય તરીકે એની સામે એવો જ સામો વાડો બાંધવાનું સૂચવવામાં આવે છે. 'ઇન્કિલાબ ઝિંદાબાદ' અને 'ઝુલ્મગાર મુર્દાબાદ' એ સૂત્રો એને ગોખાવવામાં આવે છે. પોતાનો વાડો મજબૂત કરી સામેના વાડાને ઊખેડી નાંખવો એ સાધ્ય ઠરાવવામાં આવે છે.

ત્યારે પ્રશ્ન તો આટલો જ છે. જુલમ, દરિદ્રતા, સામાજિક હાડમારીઓ વગેરેના નિવારણ માટે જે હિંસાત્મક ઉપાયો સૂચવવામાં આવે છે તે ઉપાયો કુશળ અને કાર્યસાધક છે કે? કાંટાથી કાંટો કાઢી, મૂળ કાંટાનેયે ફેંકી દેવો–એ ઉપમા આ પ્રકારના ઉપાયોને લાગુ પડે એવી છે કે?

બુદ્ધિ અને અનુભવ બન્ને કહે છે કે એ ઉપાય નિષ્ફળ છે. બુદ્ધિ કહે છે કે વાડાબંધી એ ઉપાય નથી. અનુભવ દેખાડે છે કે એ ઉપાયો આજ સુધી જગત યોજતું આવ્યું છે, પણ જે દુઃખોનો નાશ કરવા એ ઉપાયો યોજ્યા, તે દુઃખોનો ઉકેલ એમાં મળ્યો નથી. કારણ કે જે વૃત્તિઓને લીધે એ હાડમારીઓ ઊભી થાય છે, તે વૃત્તિઓ બન્ને પક્ષમાં સરખી રીતે રહેલી છે માટે એનાથી જુદી જાતની વૃત્તિમાંથી સૂઝતા ઉપાયોનો જ અમલ કરવાની રીતો શોધવી જોઈએ.

તે રીત તે અહિંસા–પ્રેમ–સહયોગ–સત્યાગ્રહની, શાંતિની, શ્રમની, હેતુપૂર્વક દુઃખ સહન કરવાની હિંમતની. પોતાના તરફથી થતા અન્યાયોને પોતાની મેળે દૂર કરવાની; સામા તરફથી થતા અન્યાયોનો વિરોધ પ્રતિહિંસા કર્યા વિના શૂરતાથી દુઃખ સહન કરીને કરવાની.

આમાં એક શ્વાસોચ્છ્વાસમાં કેટલા વાયુકાય જંતુઓનો નાશ થાય છે, વગર ગાળેલા પાણીના એક પ્યાલામાં કેટલા ઝીણા જંતુઓ મરે છે; કયાં શાક વર્જ્ય છે અને કયાં ખાવા જેવાં છે, માંસાહારી ગાંધીજીનો અનુયાયી થઈ શકે કે કેમ, કોઈ પણ જાતની હિંસા કર્યા વિના જીવન નભી શકે કે કેમ–એવા કોયડાઓનો વિચાર કરવાની જરૂર નથી. હિંસા–અહિંસાની ચર્ચામાં એને માટેયે ભલે એ એક સ્થાન હોય અને એ પ્રશ્નો એકાદ યોગીને કે કોઈ ખાસ સંપ્રદાયના મનુષ્યોને માટે ભલે મહત્ત્વનાયે હોય, કોઈક દિવસ ભલે એ આખી માનવજાતિને મહત્ત્વના થવાના હોય, પણ આજે સાધારણ માનવજાતિ માટે એ પ્રશ્નોના નિર્ણય જરૂરી નથી. એને માટે હિંસા–અહિંસાનું ક્ષેત્ર માનવ-સમાજમાં ચાલતી અંતર્ગત હિંસાના સંબંધમાં જ સમાય છે.

એ મર્યાદિત ક્ષેત્રમાં જ જો આ ચર્ચા ચાલે તો તે વહેવારુ બની વધારે ઉપયોગી થઈ પડશે એમ મને લાગે છે. પછી એમાં અહિંસાત્મક સંહારને સ્થાન હોય, તો તેનોયે વિચાર રજૂ કરી શકાય; તેની રીત અને મર્યાદા પણ ઠરાવી શકાય. એક જ દાખલો આપું. જો આપણને એમ લાગે કે જગદ્વ્યાપી બેકારીના ઉકેલ માટે યંત્રો દ્વારા ઉત્પાદન પર કાંઈક મર્યાદા મૂકવાની જરૂર જ છે, ખાનગી મિલકત, એકહથ્થુ રાજસત્તા વગેરે પર અંકુશો મૂકયા વિના છૂટકો જ નથી, મોટા મોટા પગારો પર કાપ મૂકવા જ પડશે, તો તેમ કરવા જતાં ક્ષણીક વ્યક્તિઓને તત્કાળ નુકસાન થવાનું જ. તેને જો સંહાર કહીએ તો તે અહિંસાત્મક સંહાર કહેવો પડે. આમ એનું દિગ્દર્શન કરાવી શકાય અને મર્યાદાઓ સૂચવી શકાય.

# પ્રભુતાનું પંખી

પંખીડું આવે આવે ને જાય ઊડી
આંખોને અમરત પાઈ અમોલું
થાય અલોપ ઘડી રૂડી— પંખીડું....

જુગ જુગના જંગલોના અંધારકેરા
તોડી પલકમાં જ ઘનઘોર ઘેરા,
ઝળહળતી જ્યોતિ એ ઝંખેલ જીવને
જાય નિગૂઢમાં બૂડી.— પંખીડું....

સૂણી શું એણે હિંસાળોની ગર્જના?
દીઠી થતી પુણ્ય-પાંખોની તર્જના?
સાંખી શક્યું નહિ વા એ કાળડી
છાયા કપટમય કૂડી?— પંખીડું....

લાવે આનંદ ને જાયે આનંદ લઈ;
અણસુણ્યા સૂરની તો વાતે મોંઘી થઈ;
તોય રહી આશા કે નેહતણી એક દિન
જાળ એને ઝાલશે બટૂડી.— પંખીડું....

પૂજાલાલ

# આંતરરસ

આ તરુવરની રમ્ય ઘટાનાં,
હસતાં પલ્લવ કૂંપળ શાખા;
ભાવિ સ્વપ્ન તણા મલકાટે
જીવનના ઘાટે!

ધોમ ધખ્યા, વર્ષા વિંઝાણી,
ઝંઝાનિલે પાંખ પછાડી;
સુગંધ શોભા રંગત સંચિત
મૃત્યુડગે અંકિત!

તેમ છતાં અણનમ ઊભેલું,
તરુવર શાખ પ્રશાખ વિહોણું;
એકલદોકલ ઘાવ સહંતું,
સ્વપ્નો સાચવતું!

કલંક, ઘૃણા, તિરસ્કારના
દાવાનળ સો ભડકે જલતા;
ઉરમાં ઊંડાં વહતાં રસનાં
છાંટણથી શમતા!

ધોમ ઝડી વર્ષાની ભીષણ,
ઝંઝાનિલ, અગ્નિનું ખૂંગણ,
આજે નવ; પણ હાય! ઘટાનાં
ના પલ્લવ શાખા!

તરુનું આજે બાહ્ય કલેવર
અણનમ ના, ભંગાયું કણકણ!
કારણ અણદીઠાં ઉચાટે
અધવાટે?
હા—અધવાટે દૈવ જ રૂઠયાં
આંતરરસ ખૂટયા!

પ્રેમશંકર હ. ભટ્ટ

## નયન–અશ્રુઓ

શમો, ઊમટતાં શમો, નયન–આંસુડાંઓ, શમો,
દ્રવો હૃદયમાં જઈ, ઉર કુમાશ ભીંજી રમો.
ભમું ફરજના પથે, મથન આકરાં શોચવાં,
રખે તમસ છાવરા વિમલ દર્શનો આવશે.
મને નવ સતાવશો રૂદન–રાગ ગાશો નહિ,
વહો અમલ અંતરે બહિર વ્યક્ત થાશો નહિ.
સુધીર મનુબાલ હું અડગ ધૈર્ય હૈયે ધરું
ભલે છલકતા રહે ઉરશું અશ્રુના સાગરો.
મળીશ શુચિસાગરે મલિન ગાત્ર ધોવા–ક્ષણે,
શુચિત્વ મમ ઉરને અરપવા વહેજો ત્યહીં !

તારા પંડિત

## કૃતજ્ઞતા

વદે નિર્ઝર —
'મને સતત ઝંખના ઉદધિમાં ભળી, અબ્ધિશો
બની ગરજવા અસીમ ભરવા દિશાઓ બધી
પૂષા–કિરણ–ભઠ્ઠીમાં રગત હાડ ગાળી દઈ
નિચોવી ઉરનું બધું અમૃત દેઈ દેવા અને
તરંગ સ્મિતથી છતાં મલકવા, ગજાવા દિશા
નિદાઘ તપને તપી રણસમી લુખી ભૂખરી
મસાણસમ દગ્ધ ભોમ મહીં બાગ લીલા મીઠા
રચી, હરિતતા બધે કુસુમગંધ ફોરાવવા;

પરંતુ જવ ભાસ્કરે અગનબાણ છોડી ધરે
કર્યું ભસમસાત છેક શિવનેત્ર ત્રીજું ખૂલ્યું !
તદા નિજ શરીર પે અગન ઘા ઝીલી સામટા
મને શીતળતા દીધી કયમ ભુલાય એ ભેખડો !
ભલે કબર હો અહીં સ્વપન સાથ મારી, છતાં
મૂકી જલતી એકલી ધસવું ના.'

सनातन

# કાંટા વિનાનું ન ગુલાબ સંભવે

(ઉપજાતિ-વંશસ્થ)

કાંટા વિનાનું ન ગુલાબ સંભવે
ને સંભવે તો મુજને ન એ ગમે

ભલે રહ્યાં ડોલર, જાઈ મોગરા
અસંખ્ય બીજાં ફૂલયે બિચારાં
મારી ન કોને જરી ચાહના મળે
જે છોડ માથે નવ કંટકો રમે.

શું જિંદગી દુઃખરહિત સંભવે ?
ને સંભવે તો ખરી જિંદગીય તે ?
જેને નથી દુઃખ પડયું જરીય તે
તેને ખરું સૌખ્ય શું સાંપડી શકે ?

અંધાર હોયે નહિ તો પ્રકાશ શો ?
આકાશ પૃથ્વી વિણ કલ્પી તો જુઓ !

સૃષ્ટિ મહીં રોજ વસંત હોય ના
શિશિરહીણી નવ સંભવે ધરા
વસંતના અંતરમાં શિશિર છે
અને શિશિરાન્તર ફૂલડાં ભયા

આગાહી મૃત્યુ જીવ જન્મની છે,
ને જિંદગી મૃત્યુભયે ભરી બધે;
અનંત એ ગર્ભિત શૂન્ય માત્ર છે,
ને શૂન્ય માતા સમ છે અનંતને

માટે જ કાંટા મહીં છે ગુલાબ
અને ગુલાબે જ ખરી સુગંધ.

સૃષ્ટિક્રમે કંટક જે બધે સૃજ્યા
ને સૃષ્ટિનાં સર્જનને જ મેં ચહ્યાં
તેથી જ રે રમ્ય ગુલાબ, પાંખડી
એકાદ તારા ફૂલની ભલે ખરે
કિન્તુ કદી કંટકહીણુ ના થતો
મારી તને જો જરી ચાહના ગમે.

કાંટા વિનાનું ન ગુલાબ સંભવે
ને સંભવે તો મુજને ન એ ગમે.

જટિલ

# ક વિ તા

• મુકતધારા •

શૈલેષના શિખરપે કોક જાણે ઊભો ઊભો
કવિતાના રંગ રેલે કેવા દશ દિશ!
રંગમહીં રંગાયું આ વિશ્વ બધું સામટું યે
રંગના ઓઠા નીચે એ પાડી રે' છે ચીસ.
વિશ્વનાં નયનોને આ રંગ લાગે નવા નવા,
ન જાણે ગળથૂથીમાં માએ પાયા એ જ!
જુદા જુદા રૂપમાં એ આવી મળ્યા રંગ જાતે,
જ્ઞાન થતાં ધીમે ધીમે ચીસ સમશે જ.

•

આયુષ્યના ઉમરામાં કવિતાએ જન્મ લીધો,
લાંબી ટૂંકી દોરી એણે જીવનની રેખ;
આશા ને ઉત્સાહે ભીની પાવિત્ર્યથી પાંગરેલી,
સોનાની કેડીમાં નહિ મારો તમે મેખ.
સેવાની સુગંધ ફોરી રહી એના કણ કણે
સહિષ્ણુતા તણી જ્યોતિ ઝગી રે' સુરેખ;
'પરાર્થે બળી બળીને પોતે ભસ્મ થઈ અને
જીવન દેવું બીજાને' એનો મુદ્રાલેખ.

•

જન્મને તો કવિતાનો પ્હેલો શબ્દ તમે માનો,
પછી ત્યાંથી સૂર ઊઠે પ્રેમને અધીન;
જીવન વિવિધછંદી રાગરાગણીનું કાવ્ય
મૃત્યુમહીં કવિતાનો છેલ્લો શબ્દ લીન;
જે જે દિન રાત વીતે તેને તેને માનો પ્રીતે
કડી કડી પૂરી થતી નવીન નવીન;
પ્રાસ, રૂપક, યમકો, અલંકારો, અર્થ, શ્લેષ,
પ્રસાદ માધુર્ય કેરા કાવ્યનું એ બીન.

•

જીવો તોયે પેખો નહિ, સરરર છૂટી રહી
અંબરથી જળરૂપી કવનની ધાર!
પૃથિવીના પેટાળે જે પેસી પેસી ખડી કરે
ધરતીના પટ પરે સામગ્રી અપાર!
હરિયાળી ઘાસ અને નાના નાના છોડવાઓ
વૃક્ષો ઘટા જૂથ ફળ ફૂલો તણી હાર;
નાનાં મોટાં ખેતરોમાં પાકે પાક નવા નવા
જીવજંતુ માટે કેવો મીઠો રસથાર!

•

એમ તવ જીવનમાં ઊતરશે કવિતાઓ,
જીવનની વાડી થશે બધી ફળદ્રૂપ;
રગ રગ ચેતનાઓ મ્હેકી રે'શે નવી નવી
નવી નવી દૃષ્ટિ પછી લાધશે અનુપ.
નંદનવનની મોજો ભોગવાશે–ભોગવાશે
અમર આનંદભર્યું પરખાશે રૂપ.
કુદરતી તત્ત્વો સાથે એકતા સધાશે અને
જીવન સંકોચ છોડી થાશે વિશ્વરૂપ.

•

શબ્દોની કવિતામહીં ભાવનાઓ ભલે ભરી,
વ્યવહારે મૂકો નહિ ત્યાંસુધી નિર્જીવ;
માટે સાચી કવિતાએ ભાવના આચરી માણો,
ચંદનવૃક્ષ શું ફોરે સુગંધ સજીવ.
આખા વિશ્વે અણુ અણુ અકેક કાવ્ય છે ભર્યું,
જીવનનું, સ્વાર્પણનું, બ્રહ્મનું સુધીર
તમે સૌ અકેક કાવ્ય થઈ, વિશ્વકાવ્યમહીં
ઓગાળી દો સ્વસર્વસ્વ, સાર્થક સંગીર[1]

**મોહિનીચંદ્ર**

---

૧ 'વિશ્વજનની' નામક, 'Words are leaves and deeds are fruits'ની ઊર્મિનું સમર્થન કરી, તેનું સ્પષ્ટ સામંજસ્ય કરતા લાંબા ખંડકાવ્યમાંની ૭ કંડિકાઓ. —મો.

# મીરાં : સખીને

"કુંજવાસિત મારા મને મને
કોનું અનુરૂપ ઊઠે જાગરણે ?"
શ્રાવણસંધ્યા હતી તે દિને
વૈષ્ણવિ ઊભી'તી કોઈ પૂજને:
અબીલરંગ ઊડ્યો હતો ભવને
દીપક રાગ ભળ્યો હતો પવને:
કુંજે કુંજે કદંબની વાસે
ધરિત્રી-હૈયું ભર્યું હતું શ્વાસે:
કોઈ અખંડિત ગીતનાં પગલે
દોડતું'તું મારું અંતર મંગલે:
જે પગલાં જોવા વરસો ગાળી
ભાવનાદીપ અખંડિત બાળી
આજસુધી સંધ્યા અવસાને
બેઠી હતી મારા અભિસાર-ગાને:
ધીમે ધીમે ખખડાટ થયો ત્યાં
અંધારે તેજનો ઓઘ થયો ત્યાં

ફૂલ કદંબનાં ભોંય પડીને
લતાઓ કમ્પને લળીલળીને
આનંદનો અવિષ્કાર કરીને
ચૂમતી'તી પ્રભુચરણપંકજ
ધન્ય થવા હરિચરણે રંકજ
જમુનાની મૃદુ ઊર્મિ ઊંડી ઊંડી
બાજતી'તી જાણે ગોપિકાની ચૂડી
સખી, સખી, ત્યાં તો બંસી વાગી
ઓ રે ! મિલનની ઘડીઓ જાગી
કુંજલતા ઓથે મોરનું પીછું
અનુરૂપનું દર્શન કીધું:

મીરાંએ કહ્યું 'સખી લેને મૃદંગ
એના સ્મરણે પલે પલે જાગે છે મન,
સ્થિર રહેતા નથી કરતાલ હાથે
પાયઘૂઘરમાં નર્તન જાગે:"

સુરેશ ગાંધી

•

# ઉભયમુગ્ધ

અને ફલક વ્યોમને મૃદુલ રંગભીની કરી
જરાક પીછી સૌમ્ય ફેરવી વિલુપ્ત સંધ્યા થઈ;
અને પછી ધીમે ધીમે જ લઈ તારલી શુક્રની
ઊઠી નીકળી આવી સર્વ નભને પ્રતીચી વિષે
પ્રભાન્વિત કરી રહંત ચઢી હોડલે ચંદ્રિરા.
અને દીપક પેટવી તું કર ટેકવી બારણે
ઊભી રહી પ્રશાંત વ્યોમપટ જ્યોત્સ્નિકા ન્યહાળતી,
નચાવી કદી આંખ સ્હેજ ટમકંત શુક્રી પ્રતિ.

ખીલી તુંય, ખીલી પ્રફુલ્લ, ઘતિના ફુવારા ઊ
ઉરાડી મલકંત કૌમુદી નભે વિલાસે લ
પડી પણ મને ન સૂઝ સખિ ! જોઉં એ વ્યોમ
પ્રલિપ્ત કરતી પ્રભાથી મૃદુ ચંદ્રિકા, કે મ
ગૃહાંગણ ઉજાળતી સુતનુ ચંદ્રિરાશી તન
અને ઉભયમુગ્ધ બેઉ નિરખંત ઊભો રહ

રજનિકાંત દેસાઇ

# ચાલી જતી પ્રિય, ભલે

જન્મો લીધા કંઈ, વળી ગઈ આંખ ઝાંખે.
પાસે ન પેખી શકું ઉજ્વલ વર્તમાન.
ન્યાળી દિંગત રહું ભૂત તણી સમાધિ,
ને ઝાંખવા મથું ભવિષ્ય હું પાલણામાં,

ઉદ્દિપ્ત-ભાલ નથી કીર્તિની રેખથી કે
ઉત્સર્ગ થાય નહિ અંતરનો પ્રકાશે
પ્રજ્ઞા તણાં વિવરણે; સહુ એ વિભૂતિ
વિદ્વાનની હૃદય વાંછતું રે! હશે કાં?

લિપ્સા હજી ન જગ-વંદન-વાંછનાની
અદૃશ્ય થાય ઉરથી, અધૂરી પૂજા એ,
વાગેશ્વરી! ઠમકતાં તુજ ઝાંઝરોની
ઝંકારણી અછડતી જ ઉરે અડી રે!

ચાલી જજે પ્રિય, ભલે ઉર બાળી દીણું,
જોતી જજે ઉર રિબાવતું દુઃખ તીણું.

મનુભાઇ ત્રિવેદી

# જલનિધિને ખોળે

ઊગીને હજી સમા થાતા'તા
પાણીને હજી 'ભૂ' વદતા'તા
ત્યારે આ અમ દેહ રમન્તા
જલનિધિને ખોળે.

સાગર ઉપર સમીરણલહરી
આવતી તેની તાઝગી પી પી
બદન તણી તાકાત વધારી
જલનિધિને ખોળે.

કાળી રાતે વહાણ હંકાર્યાં
સૂતા દરિયાદેવ જગાડયા
જીવનના બપ્પોર વિતાડયા
જલનિધિને ખોળે.

સાગર-લોઢ શું દેહ અફાળ્યા
ગાત્ર તણાં કૌવતને ગાળ્યાં.
જીવતાં જીવતાં મોત નિહાળ્યાં
જલનિધિને ખોળે.

ઘરખૂણે પાથરણાં ઉપર
નવ બૂઝાજો જીવન-દીપક
નિશ્ચેષ્ટ બનીને ઢળજો મસ્તક
જલનિધિને ખોળે.

દેવજી રા. મોઢા

# ચિકિત્સક

"પણ આપણે મજૂરો યુદ્ધમાં જઈએ છીએ જ શું કામ ?" જાણે શેકાઈ જતી ઝાડની છાલ હોય તેવી એના ચહેરા પરની ચામડી કાળી પડી ગઈ. એની આંખો દુ:ખ અને રોષથી ચમકી રહી. એણે એનું આખું શરીર ખાટલીની ગંદી ગોદડીમાં લપેટાયલા વૃદ્ધ પર ઢાળી દીધું.

"જીની, જીની !" મરણના મુખમાં ઢસરડાતો વૃદ્ધ એના પર ઢળી પડેલી પોતાના દીકરાની જુવાન વહુના સ્પર્શથી ચમકી ઊઠતો અરધો બેઠો થઈ ગયો, "જીની, જીની !" એનો આખો દેહ હરી જતો હોય તેમ કંપી ઊઠ્યો.

"પણ હું પૂછું છું કે આપણે ચામડાં પકવનારાં પણ યુદ્ધમાં શું કામ જઈએ છીએ ?"

"બીજાઓ જાય છે તેમ......" ધસી આવતા દુશ્મનને ખાળતો હોય તેમ વૃદ્ધ બચાવ કરી રહ્યો, "ખેડૂતો પણ જાય છે" વૃદ્ધના હોઠ ઊઘડ્યા અને એની સુકાઈ ગયેલી આંખોનાં છેલ્લાં પાણી ટપકી પડ્યાં.

"પેલો કાગળ લાવ તો" વૃદ્ધ આખો બેઠો થઈ ગયો અને એની આંખો પાછી સુકાઈ ગઈ. "એમાં શું ખરેખર લખ્યું છે કે જોસેફ ઘવાયો છે, ને......તે એને સારું નહિ થાય...!"

"મુવો એ શહેનશાહ, કરમનો કાઢવો ક્યાંથી ઉતરડાઈ આવ્યો, એને ફ્રાન્સ પાસે દુનિયા જિતાવવી છે ને તેમાં......" બીજા કોઈ પર ગુસ્સો કાઢી શકાય તેમ ન હોવાથી જીની વૃદ્ધ પર રોષ કરતી આંખો તતડાવી રહી.

"પણ કંઈ વાંચવામાં તો તેં ભૂલ નથી કરી ને......! કોઈ નહિ ને મારો જોસેફ જ ઘવાય કેમ !"

"તમારી તો બુદ્ધિ પણ ઠરી ગઈ છે. ભેંસ જેટલું ખાઓ છો ને ઘોર્યા કરો છો, પણ હું...અને મારો પેસ્ટર...એણે તો હજુ જોસેફને જોયો નથી ત્યાં..."

જીનીની પાંપણો પલળી ગઈ. એના જોસેફને તો નેપોલિયન ઉઠાવી ગયો, છતાં ડોસા પર દાઝ કાઢવા માટે એ એક પળવાર પરતાઈ. એકાએક એને ડૂમો ભરાઈ આવ્યો. ડોસાએ પાછી પથારીમાં આંખો ઢાળી દીધી. ચામડાં પકવનારના ઘરમાંથી એક જુવાન દીકરો નેપોલિયન સાથે યુદ્ધ જીતવા નીકળી ગયો હતો. એના ગયા પછી ઘર ગોઝારું બન્યું હતું. આજે બાકીનાંને ખાઈ રહ્યું હોય તેવું એ બિહામણું બન્યું હતું.

"જીન જોસેફનું ઘર..." બહારથી અવાજ સંભળાયો. જીનીએ એક પળમાં આંખો લૂછી નાખી અને બીજી પળે નાના પેસ્ટરને કાખમાં ઘાલી બારણાની તડમાંથી જોયું.

"ટપાલ આવી" એણે ડોસાને સંભળાવવા બૂમ પાડી અને બારણું ખોલ્યું; એના હાથમાં મુકાયલા કાગળ તરફ એ ક્યાંય સુધી તાકી રહી. કાગળના રૂપ પરથી એને સમજાયું કે તે યુદ્ધમાંથી જ આવ્યો છે. ટાઢનો હોય તેવો ચમકારો એના પગથી માથા સુધી પથરાઈ ગયો. એ બોલ્યા વિના વિપરીત વિચારી રહી. કાગળ ફોડવાની હિંમત એના હાથમાંથી સરી જતી લાગી. જોસેફ મરણતોલ ઘવાયો હતો. "એમાંથી એનું શબ નીકળે તો !" એ કંપી ઊઠી.

"લડાઈમાંથી કાગળ આવ્યો છે" એ એક છલંગ મારી ડોસાની ખાટલી પાસે પહોંચી ગઈ ને ઢંઢોળતી બોલી "જોસેફનો કાગળ આવ્યો છે" ડોસા–માંથી જીવ જતો રહ્યો હોય તેમ તે સળવળ્યો પણ નહિ. છેવટે એણે હિંમત કરીને કાગળ ફોડ્યો. એમાં લખ્યું હતું:

"જોસેફના પરાક્રમથી એક સેનાપતિનો જાન બચી ગયો છે અને એણે જિંદગીનું જતન કર્યા વિના શહેનશાહના વિજય માટે અનેક જોખમો ખેડ્યાં છે. એને મેજરની પદવી આપવામાં આવી છે તથા 'લીજિયન ઑફ ઑનર "નો ઇલકાબ બક્ષવામાં આવ્યો છે. લશ્કરી દવાખાનામાં એના ઘા રૂઝાયા પછી એ એકાદ માસમાં ઘેર આવી પહોંચશે."

"જોસેફ જીવે છે ! જોસેફ જીવે છે!" એણે એક મોટી રાડ નાખી વૃદ્ધના ખાટલાને હચમચાવી મૂક્યો. જાણે મરણમાંથી ઊઠતો હોય તેવો વૃદ્ધ સ્વપ્નમાં લવતો હોય તેમ ખાટલામાં બેઠો થઈ ગયો:

"જોસેફ જીવે છે !"

"હા, આ કાગળ..." જીનીએ કાગળ ધર્યો.

"વાંચ જોઉં" જીનીએ કાગળ વાંચ્યો.

"ફરી વાંચ" વૃદ્ધનું આખું અસ્તિત્વ આનંદમાં મલકી રહ્યું.

"જોસેફ જીવે છે!" એણે આનંદમાં બૂમ પાડી. એના અંગે અંગમાં નવું જોર આવ્યું. "જોસેફ મેજર બન્યો છે ને 'લીજિયન ઑફ ઑનર' થયો છે." ડોસો આવેશમાં ને આવેશમાં એના પગ પર ટટ્ટાર થઈ ગયો. "બીજો એક તો બતાવો. આખા ગામમાં કોઈ એક તો બતાવો જે 'લીજિયન ઑફ ઑનર' બન્યો હોય !" દુનિયા આખીને દબડાવતો હોય તેમ વૃદ્ધની આંખો ઘણા વસે ચમકી ઊઠી ને એ ઉતાવળો બારણાની બહાર નીકળી ગયો. "છો કે ! સાંભળો છો કે !" એણે કેટલાંય બારણાં ખખડાવી નાખ્યાં ને સાદ કર્યો, "મારો જોસેફ 'લીજિયન ઑફ ઑનર' થયો છે...ગામમાં કોઈ બીજો તો બતાવો જે..."

"અને તમે સાંભળ્યું કે..." એણે રસ્તામાં ઓળખીતા અને અજાણ્યા સૌને સમાચાર સંભળાવ્યા. "મારો જોસેફ...આખા ગામમાં બીજો એક તો બતાવો જે..."

*

પછી એક દિવસે જોસેફ ઘેર આવ્યો ત્યારે એ ચામડાં પકવનારનું માન વધી પડ્યું હતું. બાપાને પહેલીવાર નજરે જોતો એનો દીકરો સંકોચાઈ રહ્યો હતો. જોસેફને સાજોસમો ઘેર આવેલો જોઈ જીનીનો આખો ચહેરો ઉલ્લાસમાં આનંદી રહ્યો હતો. એકલો પેલો વૃદ્ધ હતો નહિ. જોસેફ ઘેર આવે તે પહેલાં જ તે દફનાઈ ગયો હતો.

પછી એક દિવસે જોસેફનો ઇલકાબ જૂનો થયો હતો ને ભુલાઈ જતો હતો, માત્ર યુદ્ધમાં મળેલા એના ઘા બૂમ પાડતા હોય તેમ જેવા ને તેવા એના શરીર પર મોં ફાડીને પડ્યા હતા ને કોઈ કોઈ વાર ખૂબ ઠંડીમાં રાતા થઈ જતા ત્યારે જોવા ન ગમે તેવા લાગતા હતા. શ્રીમંતોની સરકાર સ્થાપનાર નેપોલિયન પણ હવે પતન પામતો હતો. અને શ્રીમંતોની સરકાર ગાદીનશીન બની પાછી પહેલાંની સરકારની જેમ સરકાર ઘડનારા શ્રમજીવીઓનાં શબ પર નાટારંભ ખેલતી હતી. બીજાઓની જેમ જોસેફે પણ જીવવા માટે આરબોઈમાં ચામડાં પકવવાનો ધંધો શરૂ કરી દીધો હતો તથા પહેલાંની જેમ જીની અને નિશાળમાં ભણવા

જતા પોતાના દીકરા પેસ્ટર સાથે એક ગરીબ ઘરમાં જીવવા માંડ્યું હતું.

"મારા બાપલિયા, શું ભણતર ફાટી નીકળ્યું છે? બધી સેતાનની માયા..." બોલતાં એક ડોસીમા જોસેફનો ઓટલો ચઢતાં હતાં.

"જીની, જીની, જીજી આવી" ચોપડીમાં માથું ઘાલી વાંચતો પેસ્ટર ઊભો થતો બોલ્યો.

"આવો, આવો......" જીજી હસતી હસતી બહાર નીકળી.

"થયું કે જોસેફને જોયો નથી...પેસ્ટરને દેખ્યો નથી, આજે જઈ આવું......મારું હાળું કંઈ ઓછું દુઃખ છે!" ડોસીએ કપાળ પર હાથ દઈ જીની તરફ કારમી આંખો કરી જોયું.

"પણ છે શું?" જીની હમેશની ટેવ પ્રમાણે હસી પડી.

"છે શું! હોય શું? આખા ગામમાં ગવાઈ રહ્યું છે ને! જોસેફ ક્યાં ગયો?"

"કોઢમાં ચામડાં પકવે છે. પણ ગવાઈ શું રહ્યું છે?"

"એ બધા આડા અવળા થઈ ને મરી જાય પણ મરણ કંઈ માનવીના હાથમાં આવવાનું છે! પ્લેગ તો ભગવાનના મોકલ્યા આવે છે, કંઈ માનવીથી પાછા વળવાના છે! શ્રદ્ધા જ નહિ, શ્રદ્ધા જ નહિ......" ડોસીએ ફિરસ્તા જેવી આંખો કરી એક નિસાસો નાખ્યો ને છાતી પર ક્રોસનું ચિહ્ન કરી એક પળ વાર આંખો મીચી.

"પણ થયું શું?" કોઈ મહત્ત્વના સમાચાર સાંભળવા પેસ્ટર ઊભો થઈ ગયો.

"બીજું થાય શું? જેમેઈકાનો જોન અને પાર્કર મોટા વૈદો હતા ને! ભગવાનની મહેરબાનીથી નહિ, દવાથી રોગ ડામવા નીકળી પડ્યા'તા. પછી ભગવાન એમના પર કોપે જ ને! બંને પિત્તના તાવ પર વઢી પડ્યા. વઢી પડ્યા ને લડી પડ્યા. જોન કહે હું સાચો ને પાર્કર કહે હું સાચો. "ભગવાન વિના કોઈ સાચું નથી દીકરા!" ડોસી ભગવાનને દેખતી હોય તેવી આંખો ફેરવતી બોલી રહી, "એમની અંદરનો સેતાન સળવળી ઊઠ્યો. બંને હથિયાર ખખડાવતા લડી પડ્યા, અને બંને મુવા સતના હુંકારા કરતા. સત કંઈ ભગવાનના માણસ વિના બીજાને ઓછું દેખાય છે!"

"શી વાત!" જીની અજાયબીમાં જોઈ રહી. પેસ્ટરની છાતી ધબકી ઊઠી.

'તો આ જનમ ધરીને હું કોઈ દિ' ખોટું બોલી છું? હામાઠેક સમાચાર આવ્યા છે. ૧૭૫૦ની સાલ અને ડિસેંબરનો ઓગણત્રીસમો દિવસ. ધણીનું જ ધાર્યું થાય. એ તો દીકરા અને કાળા માથાનું માનવી એના અભિમાનમાં નસકોરાં ફુલાવતું ઘડીના છઠ્ઠા ભાગમાં ઝટ લઈને ઝડપાઈ જાય."

"કોણ ઝડપાઈ જાય!" જોસેફે બારણામાંથી ડોકું કાઢ્યું ને ડોસીમાને જોઈ હસી પડ્યો.

"કાં માજી, શા સમાચાર લાવ્યાં છો? પેલું જેમેઈકાનું જાણ્યું કે!"

"હું નો જાણું?" ડોસીનું નાક ફૂલી ઊઠ્યું.

"તમે તો જીવતાં જાગતાં ક્રોનીકલ, માજી" જોસેફે ચામડાંની ગંધવાળા હાથ ડોસીના ગાલ પર ઘસ્યા ને હસી પડ્યો.

"લે, હાથ તો ધો. કેવા માથું ફાટી જાય એવા ગંધાય છે!" ડોસી જોસેફને દૂર કરતાં બોલ્યાં:

"અને બીજું જાણો છો!" પાછો જોસેફ બોલ્યો.

"શું?"

"જીની હઠ કરીને બેઠી છે."

"શી?"

"કે પેસ્ટરને તો પેરીસ ભણવા મોકલવો છે. કહે છે કે મારો દીકરો કંઈ ચામડાં નથી ચૂંથવાનો, એ તો પેરીસથી ભણી ગણીને આવશે અને પછી માસ્તર થશે માસ્તર."

"વાહ રે માસ્તરની મા, તનેય શા કોડ જાગે છે! બાપદાદાનો ધંધો શો ખોટો છે? જે કરતાં આવ્યાં છે તે કરીને સુખે રોટલો ખાવને! તારું પણ કંઈ કાળજું છે! ભગવાને રાજાના કુંવર જેવો દીકરો દીધો છે ને તું એને ભણવા બહાર કાઢે છે?" ડોસી જીની તરફ કતરાતી આંખો કાઢી રહ્યાં.

પછી એક દિવસે જોસેફે પેસ્ટર માટે નવી બેગ ખરીદી, શહેરના લોકો પહેરે તેવો કોટ ખરીદ્યો ને બૂટ કરાવ્યા. એક દિવસે જોસેફ અને જીની સોળ વરસના દીકરાને આંખમા આંસુ લાવી વળાવતાં હતાં. સોળ વરસનો પેસ્ટર પેરીસ ભણવા જતો હતો. "જોઈતું કરતું મંગાવજે ને ચિત્ત રાખીને ભણજે હોં કે!" બા-બાપા પેસ્ટરના માથાપર હાથ ફેરવતાં બોલતાં હતાં. પેસ્ટર પેરીસમાં ઊતર્યો અને એના ગભરાટનો પાર રહ્યો નહિ. એણે શહેર જેવું શહેર દેખ્યું અને એ બીધો. એને પગ લથડતા લાગ્યા. એને ગામડિયાને બધા હસતાં હશે એવી બીકથી એની આંખ સંતાકૂકડી રમી રહી. એને બા યાદ આવી, એને બાપા સાંભર્યા. એને બાપાની કોઢ યાદ આવી. એણે કેટલાય દિવસ બા–બાપાના વિરહમાં બારીમાંથી બહાર જોયા કર્યું. એણે ક્યાંસુધી ચામડાંની ગંધ લેવા જોરથી શ્વાસ લીધા કર્યા પણ એને ચેન પડ્યું નહિ. અને એમ કરતાં એક મહિનો વીતી ગયો પણ એને ગોઠતું આવ્યું નહિ. "મને લઈ જાવ, મારે અહીં રહેવું નથી" એણે એક દિવસ બા–બાપાને લખી નાખ્યું અને બિસ્ત્રો બાંધી રાખ્યો.

એક દિવસે બાપા આવ્યા અને એને લઈ ગયા. એની આંખ સામે બા દેખાઈ, કોઢ દેખાઈ. નદીના કાંઠા પરનું ઘર દેખાયું. એ ખુશખુશ થઈ ગયો અને આરબોઈમાં જ ભણવા લાગ્યો.

પછી એ મોટો થયો ને એનામાં હિંમત આવી. પાછો એ પેરીસ ભણવા જવા તૈયાર થયો. એ પેરીસ પહોંચ્યો ને પુસ્તકો પર મચી પડ્યો. એનો દિવસ સવારના ૭ પહેલાં શરૂ થતો ને રાતના મોડો પૂરો થતો. જાણે પુસ્તકોને હજમ કરી જતો હોય તેમ એણે વાંચ્યા જ કર્યું. છોકરાઓ એને દિવેલિયો કહેતા પણ તેની એણે પરવા કરી નહિ. રસાયણના પ્રયોગો અને પુસ્તકોમાં એ મશગૂલ થઈ ગયો.

એને છવીસમું બેઠું ત્યારે એ ભણી ઊતર્યો હતો અને ડી' જોનમાં વિજ્ઞાનનો પ્રોફેસર બન્યો હતો. પછી એને સ્ટ્રેસબર્ગની વિદ્યાપીઠના વડા લોરેન્ટનું આમંત્રણ આવ્યું. એ સ્ટ્રેસબર્ગ ગયો અને રસાયણની પ્રયોગશાળામાં જોડાયો. પ્રયોગશાળાનાં રસાયણો જાણે એની સાથે પ્રેમ કરી રહ્યાં. પ્રેમ કરી રહ્યાં ને એના કાનમાં કોઈને નહિ કહેલી એવી વાતો કરી રહ્યાં. એક દિવસે કોઈ રાસાયણિક પદાર્થની જ નોંધ કરતો હોય તેમ એણે કાગળના કટકા પર ઉતાવળા લખી નાખ્યું:

"કોઈ છે કે!" એણે કાગળની ગડી વાળી સાદ કર્યો. એક નોકર આવી આ વૈજ્ઞાનિકની સામે ઊભો.

"આ કાગળ લઈજા, લોરેન્ટને આપજે." નોકર કાગળ લઈ ચાલતો થયો.

પ્રયોગશાળાના બીજા ખંડમાંથી કોઈ દિવસ નહિ સંભળાતો એવો લોરેન્ટનો હસવાનો અવાજ ખખડ્યો. લોરેન્ટ કાગળ જોતો હતો ને વારંવાર વાંચતો હસતો હતો. એમાં પેસ્ટરે લખ્યું હતું:

"આપની બીજી દીકરીને હું ચાહુ છું, એ મને ચાહે છે કે કેમ તેની ખબર નથી. પણ જો આપને અને તેને વાંધો ન હોય તો હું આપની એ દીકરી સાથે મારું લગ્ન કરવા રાજી છું. મારાં બા–બાપા પણ રાજી થશે."

લોરેન્ટ આ જુવાન વૈજ્ઞાનિકની સરળતા પર હસી ઊઠ્યો હતો. એની હિંમત, એની સાદાઈ, એની સરળતા–બધું એને હસાવી રહ્યાં હતાં. જાણે પરણવું એ પણ કોઈ રસાયણનો પ્રયોગ હોય અને તેમાં કશું જ શરમાવા કે સંકોચાવા જેવું ન હોય તેવા પેસ્ટરના શબ્દો એને પેટ પકડીને હસાવી રહ્યા.

પછી પેલાં બે પરણ્યાં. પછી લોરેન્ટની દીકરીએ પેસ્ટરની સંભાળ લેવા માંડી, અને બાળકો જન્માવવા માંડયાં. પેસ્ટરે ઘર માંડ્યું. પેસ્ટરનો ઘરસંસાર

રસાયણની પ્રયોગશાળા જેવો શાંત ને સરળ ચાલવા માંડ્યો.

અને ચુપાચુપ ! બધાં મહાન કામો એવાં જ હોય છે. પૃથ્વી ફરે છે કેવી રીતે ? રજકણ જેવા બીજમાંથી મોટું વડનું ઝાડ પથરાય છે કેવી રીતે ? અને માતાના પેટમાં બાળક બંધાય છે કેવી રીતે ? એ બધાં જીવનરસાયણો એમ જ આગળ વધતાં હોય છે. તેવો જ એ રસાયણમાં જ રાચનારો પેસ્ટર એની પ્રયોગશાળાનાં પગથિયાં ચુપચાપ ચઢતો હતો, અને પછી ચુપચાપ જ રસાયણોનાં રહસ્યો ગોતતો ગરકાવ થઈ જતો હતો. પછી એની પ્રયોગ-શાળામાં જાણે સમય પણ અટકી જતો હતો. રાત ને દિવસ અને દિવસ ને રાત એની પ્રયોગશાળા પર પોતાનો પ્રતાપ પાડી શકતાં નહોતાં.

અને ચુપાચુપ ! જુઓ એ આવ્યો ! એની પ્રયોગશાળાનાં પગથિયાં દોડતો ચડે છે. એના પગ જાણે ઊડતા ઠેકે છે. જોવાય તેટલો જોઈ લો, અંદર ગયો કે પછી ગરકાવ, અઢાર અઢાર મહિનાથી એણે આસમાન સામે એક તાક માંડી'તી. અઢાર અઢાર મહિનાથી એણે આકાશ સામે દૂરબીન તાક્યું'તું. અઢાર અઢાર મહિના સુધી એણે આકાશ સિવાય બીજા કશાને જોવાની ના પાડી દીધી'તી.

પણ જોઈ જોઈ ને જોયું શું ? પણ એણે તાકી તાકીને કાઢ્યું શું ? એને લોકસમાજ મનમાં પૂછતો હતો અને પૂછીને પોતાને જ જવાબ દેતો હતો. ગાંડો ગાંડો. ગાંડો તો છે જ પણ આપણને શું નડે છે ! છોને તાક્યા કરતો ને તારવ્યા કરતો.

"જો હું એની સાથે પરણી હોઉં'ને તો ઝાલી કાનપટ્ટી ને સીધો દોર કરી દઉં." "અને જો હું એની સાથે મંડાઈ હોઉં ને તો લઈ ધોકલો ને કાઢું બહાર" બાઈઓ મોં મચકોડતી બોલતી હતી.

અને એની પોતાની બૈરી ! આ એની પાછળ જાય. પ્રયોગશાળાનાં પગથિયાં ચઢતી જાય છે ને કરગરતી જાય છે, "ભલા, આમ શું કરો છો ? તમે સાંજે ખાધું જ નથી અને સવારમાં દાતણ પણ ચાવ્યું નથી અને પાછા સાંજ સુધી પ્રયોગશાળામાંથી બહાર નીકળવાના નથી."

"અરે આવ્યો, આ આવ્યો, હમણાં આવ્યો." પેસ્ટર પ્રયોગશાળાના બારણામાંથી, ભાગી જતા ચોરની જેમ, ઉતાવળી નજર નાખતો એની બાઈને સમજાવતો અંદર ચાલ્યો જતો હતો.

૧૮૫૭નો ઉનાળો ચાલતો હતો. પેસ્ટર એની પ્રયોગશાળામાં પેસતો હતો, એક નાનો સરખો ઓરડો એની પ્રયોગશાળા હતો. એની પ્રયોગશાળા શીશી-ઓથી, નળીઓથી, ગરણીઓથી, બરણીઓથી, સ્ટવોથી ગીચોગીચ ભરાઈ ગયેલી હતી. એમાં એક ખૂણામાં એક વિચિત્ર જેવી ભઠ્ઠી ઓરડાને ગરમ રાખવા સળગતી હતી.

માળો ગાંડો છે ગાંડો ! આ બધી વસ્તુઓ સાથે તે શો પ્રેમમાં પડ્યો છે ! એ શીશીઓમાં, નળીઓમાં બરણીઓમાં–એકબીજાથી વધારે, ખરાબ અને તમ-તમતી ગંધાતી વસ્તુઓ સાથે તે–એને શી મહોબત બંધાઈ છે !

અને બિચારી એની બાયડી ! એના તરફ જોવા-નીય નવરાશ વિનાનો એ એની નળીઓ ને શીશીઓ, એની બરણીઓ ને એની તાસકોમાં પડેલી વસ્તુઓમાં મમતાથી જોતો એ બધાંની વચમાં ઊભો રહે છે, ફરે છે ને પ્રયોગો કરે છે.

એના શરીરનેય એણે છોડી દીધું છે શું ? એમાંથીય એ બહાર નીકળી નાઠો હોય તેમ કેવો બેદરકાર બન્યો છે. એય બિચારું એનાથી શરમાઈ પડે છે. એના નાકપરના ચશ્મા પડું પડું કરતા લટકી પડ્યા છે. એ એણે ઊંચા ચડાવ્યા ને એના નાક પર એની ખરડેલી આંગળીએ લિસોટો કર્યો.

એ આવ્યો ! પાછો કરમનો કાઢ્યો એના માથામાં વિચાર આવ્યો. પાછી એણે આંગળી ઊચકી ને કરચલીઓવાળું કપાળ ખજવાળ્યું. માથું ફાટી જાય એવી ગંધવાળી વસ્તુથી ખરડાયલી

એની આંગળીએ કપાળમાં પણ તિલક કર્યું. સારું છે તે એની પ્રયોગશાળામાં એ એકલો છે, નહિ તો આવા ગાંડાને સંઘરીને એનું આખું શરીર બિચારું શરમની રેખાઓથી ખરડાઈ જાય.

"પેસ્ટર ! પેસ્ટર ! અગિયાર વાગી ગયા છે !" એ ગાંડાથી બીતી હોય તેવી એની બાઈ પાછી આવી પહોંચી હતી અને એક હાથમાં કૉફીનો પ્યાલો ધરતી બોલતી હતી, "આટલી કૉફી પી જા."

"અગિયાર વાગી ગયા છે ! અગિયાર વાગે ! અગિયાર અત્યારથી વાગી જાય !" પેસ્ટરે નાક પર ઢળી પડેલા ચશ્માને ખરડેલા હાથે જ રીસ ચઢાવીને ભમર સુધી ચઢાવી દીધા અને કૉફીના પ્યાલામાંથી નીકળતી વરાળો તરફ જોરથી તાકી રહ્યો.

"બરાબર, બરાબર !" એણે બૂમ પાડી. એણે સ્ટવ પર તપાવવા મૂકેલી એક શીશી લીધી. લીધી ને હલાવી. હલાવી ને અંદરના પ્રવાહી તરફ તાક મારી. એના હોઠ ફફડી રહ્યા. ન સમજાય તેવા શબ્દો પ્રયોગશાળામાં પથરાઈ ગયા. એણે એનો પગ જોરથી જમીન પર ઠોક્યો. એણે શીશી નીચે મૂકી દીધી. એની આંખો ફાટેલી નજર નાખી રહી. એણે એક હાથ લેંઘાના ગજવામાં ઘાલ્યો ને બીજા હાથની મુઠ્ઠી વાળી દીધી. એની ફાટેલી નજર આખા ઓરડા પર પથરાઈ છતાં કશાને જોતી નહોતી. એણે ચગદી નાખતાં પગલાં મૂકતાં ચાલવા માંડ્યું. એ એની સ્ત્રીને અને કૉફીને ભૂલી ગયો હતો. આખી પ્રયોગશાળા એના માથામાંથી નીકળી ગઈ હતી. એ ગુસ્સામાં હતો, એણે દુશ્મન દેખ્યો હતો. એણે આખી માનવજાતિનો દુશ્મન જોયો હતો. અને તોય એને રોષ ન ચઢે શું ? એણે હતું તેટલા જોરથી ટેબલ પર મુક્કી પછાડી. આખું ટેબલ આ ખિજવાયેલા પેસ્ટરના પછાડાથી કંપી ઊઠ્યું. ટેબલ પર પડેલી એક બરણીમાં તડ પડી ગઈ અને એની સગી સ્ત્રી પણ પગથી માથા સુધી ધ્રૂજી ઊઠી. એના હાથમાંનો કૉફીનો પ્યાલો પડી ગયો.

પણ તોય એનો ગુસ્સો ઊતર્યો નહોતો. એ દુશ્મનોને ડરાવતો હોય તેમ રાડ નાખતો બોલ્યો.

"સમજાઈ ગયું છે ! સમજાઈ ગયું છે ! લુચ્ચાઓ, તમે કેવી રીતે જન્મો છો, જામો છો અને હેરાન કરો છો તે ?"

"હેં !" એની સ્ત્રીની હામ ફાટી ગઈ. એને આજ સુધી નહોતું સમજાયું. એને ઘણાએ કહ્યું હતું કે પેસ્ટરનું ચસકી ગયું છે પણ એણે માન્યું જ નહોતું. માનવાની સખત રીતે ના પાડી દીધી હતી. પણ આજે તો એનેય શંકા પડી ગઈ, "શું ખરેખર મારો પરણ્યો ગાંડો હશે !" એ બિચારીના પણ હોશકોશ ઊડી ગયા. જાણે પેસ્ટરથી ડરતી હોય તેમ એ ખૂણામાં ઊભી ઊભી ફાટેલી બરણી પર, તૂટેલા પ્યાલા પર અને પથરાતી કૉફી પર બીધેલી નજર નાખી રહી.

"પેસ્ટર ! પેસ્ટર !" છેવટે એણે હિંમત કરી ને એ પેસ્ટર તરફ ધસી. "પેસ્ટર તને શું થયું છે ?" બોલતી એ પેસ્ટરને ગળે વળગી પડી. (ચાલુ)

# એક કરુણ-ગંભીર પત્ર

[વજ્ર જેવું હૃદયબળ ધરાવનાર અને જીવનના અંત સુધી યુદ્ધના મેદાનમાં જ રહેનાર પંજાબ-કેસરી લાલા લજપતરાયે મૃત્યુ પહેલાં શ્રી. ઘનશ્યામદાસ બીરલા ઉપર લખેલો એક પત્ર હમણાં અમારા જોવામાં આવ્યો. આ પત્રમાં એમના હૃદયનું જે તુમુલ તોફાન આલેખાયેલું છે તે જાણવાયોગ્ય છે એમ લાગવાથી મૂળ પત્રનો અનુવાદ અહીં રજૂ કર્યો છે. સં.]

**પ્રિય ઘનશ્યામ,**

શારીરિક અને માનસિક બંને રીતે હું જીવનથી થાકી ગયો છું, ધારું છું કે એકની અસર બીજા પર પડી હશે. મારામાં નથી રહી સ્ફૂર્તિ, નથી કોઈ વાંછના, કોઈ માર્ગ પણ નથી દેખાતો. કોઈ કંઈ કરવાનું કહે છે કે કંઈ કરવાનું માથે લઉં છું ત્યારે એક પ્રશ્ન અંતરના ઊંડાણમાંથી આવે છે, "શા માટે? કયા હેતુ માટે?" જગતમાં 'સારું' કહેવાય એવું કંઈ છે ખરું? માણસ આટલો આટલો ઢસરડો કરે છે તે સાર્થક છે? આ બધી ભ્રમણા નથી? પણ વાત તો એ છે કે મને કશામાં શ્રદ્ધા નથી રહી, મને મારામાં, ઈશ્વરમાં, માનવતામાં, જીવનમાં, જગતમાં—કશામાં શ્રદ્ધા નથી. કશું સત્ય નથી, શ્રદ્ધેય નથી. માણસની ભ્રમણાનું જ એ પરિણામ માત્ર છે. આ જીવન હું આ મનની સામે યુદ્ધ કરતો આવ્યો છું, સેંકડો સભામંચો પરથી મેં ગર્જતા અવાજે કહ્યું છે કે 'જગત મિથ્યા છે, એક નાટક છે, કલ્પના છે, માયા છે.' એવી માન્યતા જુઠ્ઠી છે, અનિષ્ટ છે. સેંકડો લેખો લખીને મેં જગતને માયા અને મિથ્યા કહેતા મતનો અને ગ્રંથોનો વિરોધ કર્યો છે, અને છતાં આજે જીવનની સંધ્યાએ હું મારા જ વિચારોનો વિરોધી બની ગયો છું.

માણસનું મગજ કેવું છે તે ભાષામાં કહી શકાય તેવું નથી, છતાં એ છે એટલું તો દીવા જેવું ચોખ્ખું છે. આજે એક એવી સ્થિતિએ હું આવી ઊભો છું કે જયાંથી સામુદાયિક કે વૈયક્તિક પ્રવૃત્તિઓ, ઇચ્છાઓ, લાગણીઓ—બધું મિથ્યા લાગે છે. જીવન સત્ય છે, જીવન ચેતન છે, દંભની જ એ ભાષા છે, ક્યાં છે જીવનમાં સત્ય જેવું, ચેતના જેવું? જીવનના સંબંધો સાચા છે? લેશ પણ નહિ! જીવનના નિકટમાં નિકટના અને પ્રિયતમ સંબંધોને ઊધઈના મહેલની પેઠે તૂટી પડતા મેં નથી જોયા? એક સમય એવો હતો કે જયારે આવા સંબંધો ઉપર માણસ ઇમારતો બાંધતો; માણસ માનતો હતો કે એના વિના જીવન અસાર છે!

આ સંબંધોને ટકાવવા માટે માણસ પોતાનાથી બનતું બધું કરતો – સારું અને નરસું બધું સહન કરતો. પ્રિયજનની ઇચ્છાઓ, આકાંક્ષાઓ અને આવશ્યકતાઓ માટે માણસ ધનની પ્રાપ્તિ કરતો અને તેને માટે ખર્ચ કરતો. બધો પરિગ્રહ, બધાં વ્રત–ઉપવાસો એ એક પ્રિયની સેવા માટે કરતો. પણ એ સમય પલટાઈ ગયો. આ બધા સંબંધોને ઉકરડે ફેંકી દેવામાં આવ્યા– ઉડાડી દેવામાં આવ્યા. સંબંધો બદલાયા અને હું પણ બદલાયો. હવે મારે મન એની કશી કિંમત નથી, હું પણ એમને કશા ખપનો નથી. આમ કેમ થયું ? આ પ્રશ્ન નિરુત્તર જ રહેવાનો. ક્યાં છે આજે મારા બાળપણના, જુવાનીના અને પ્રૌઢવયના મિત્રો ? જેને માટે હું પ્રેમની લાગણીથી તંગ બની જતો અને જેઓ મારે જ ખાતર હતા, જેમની પ્રત્યે નિષ્ઠા અને સ્વાર્પણની કર્તવ્યભાવના હું મારામાં જગાડતો, જેમને માટે હું જોખમો ખેડતો, જેમને માટે હું મને પોતાને નીચો રાખતો, એ મિત્રો ખબર નથી કે ક્યાં છે. હું એમને યાદ કરતો નથી, તેઓ મને યાદ નથી કરતા. કેટલાક મૃત્યુ પામ્યા છે પણ કેટલાક હયાત પણ છે, છતાં એમને વિષે હું કંઈ જાણતો નથી, તેઓ મારે વિષે કંઈ જાણતા નથી. આ સંબંધો કયા પાયા ઉપર ઊભા હતા ? સ્વાર્થ ઉપર તે રચાયા હતા કે દંભ ઉપર? જવાબ આપવો મુશ્કેલ છે. જાહેરજીવનના સાથીઓને જોઈએ. એમનું પણ એમ જ નથી ?

એક સમય એવો હતો કે જ્યારે ઈશ્વરમાં મને શ્રદ્ધા હતી, એ આપણી પ્રાર્થનાઓને સાંભળે છે, આપણાં સારાં કાર્યોનો સારો બદલો આપે છે અને નરસાં કામો બદલ શિક્ષા કરે છે. ધીમે ધીમે, ક્રમે ક્રમે અને મક્કમ રીતે મારી એ માન્યતા ભુંસાતી ગઈ છે. હું એ ઈશ્વરને કેમ માની શકું કે જે કહેવાય છે ન્યાયપ્રિય, ઉદારચરિત, સર્વશક્તિમાન અને સત્યસ્વરૂપ છતાં સત્તા ધરાવે છે આ બેવકૂફ જગત ઉપર ! આ જગત એ ઈશ્વરનું સર્જન હોઈ શકે કે જે ઈશ્વર દયાપૂર્ણ છે, કરુણાનિધિ છે? અન્યાય, અસમાનતા, ક્રૂરતા અને પાશવતાથી ભરેલું આ જગત તે પરમ–આત્માએ સર્જાવ્યું હોય એમ કેમ માની શકાય ? હજારો અને લાખો દુષ્ટ લોકો, બુદ્ધિ અને હૃદયહીન આ લોકો, દુષ્ચરિત અને હેવાન લોકો, જુલમખોર, શોષક અને સ્વાર્થી લોકો અહીં મોજ ઉડાવે છે અને શક્ય તેટલી રીતે તેમનાથી અનેકગણા લોકોને અપમાને છે, કચડે છે અને મિટ્ટીમાં મેળવી દે છે. આ શોષિતોનું જીવન એક મહા દુઃખભાર જ છે; એમની સ્થિતિ એટલી ખરાબ છે કે એના લજ્જાભારે પણ તેઓ ચગદાઈ મરે. લુખ્ખી–સુક્કી રોટી પણ એમને દુર્લભ થઈ પડી છે. આટલી બધી અસમાનતા એ ન્યાયી અને સત્યપ્રિય ઈશ્વરના સર્જનમાં કેમ હોઈ શકે ? વિચારકો અને શ્રદ્ધાળુઓના જવાબને હું જાણું છું. હું પણ વિચારોના એ ફુક્કામાં સાંત્વન મેળવતો. પણ સાચી વાત એ છે કે આ પ્રશ્નનો સંતોષકારક જવાબ જ નથી. વિજ્ઞાનના તેજમાં પ્રમાણિક માણસ જોઈ શકશે કે સર્જક, વૈયક્તિક ઈશ્વર જેવું કંઈ છે જ નહિ. હર્બર્ટ સ્પેન્સરનો જવાબ હું જાણું છું. અજ્ઞાત અને અજ્ઞેય એક તત્ત્વ એવું છે કે જીવનનાં સમગ્ર તત્ત્વો પાછળ દોરીસંચાર કરતું ઊભું છે. પણ આને વૈયક્તિક ઈશ્વર નહિ કહી શકાય કે જે આપણી પ્રાર્થનાઓ સાંભળે છે અને આપણાં સારાં કાર્યોનો સારો બદલો આપે છે અને આપણાં પાપોની શિક્ષા કરે છે. નસીબ શું છે ? ઈશ્વર શું છે ? જ્યારે કોઈને હું ઈશ્વર પાસે કંઈ માગતો જોઉં છું ત્યારે મને બૂમ મારવાનું મન થઈ જાય છે, "બસ કરો, મૂર્ખાઈની પણ હદ હોય છે. તમારા ઈશ્વરની એક પણ નિશાની તો બતાવો ?" જગત સમસ્ત મૂર્ખ છે. જગતમાં ધર્મો ચાલે છે, ધર્મો સત્યના નામની દાંડી પીટે છે, પણ સત્ય બતાવો તો ખરા ? મહાત્મા બુદ્ધ, ક્રાઈસ્ટ કે મોહમદ કોઈએ સત્ય આપ્યું છે? અને જો સત્ય આપ્યું છે તો આજે એ સત્ય આટલું વિકૃત પણ થઈ શક્યું છે ?

એ સત્ય માનવજાતિને સંપ્રદાયો અને મતમતાંતરોમાં વિભક્ત કેમ કરી શક્યું ? 'સત્ય'નું આ જ

સ્વાભાવિક પરિણામ છે ? કે એ ભલા માણસો વિચારની દિશા જ ભૂલ્યા હતા ?

ગમે તેમ હો, પણ આજે હું એ ઈશ્વર અને એ ધર્મોમાં શ્રદ્ધા રાખી શકતો નથી. આ લડાઈખોર પામર અને બેવકૂફ જગત એટલા જ અર્થમાં સત્યસ્વરૂપ છે કે તેને આપણે આ પાર્થિવ આંખોએ જોઈ શકીએ છીએ. છતાંય હું ખાવું-પીવું ને મોજ ઉડાવવી, એને જીવનધ્યેય નથી માનતો. જિંદગીનાં ક્ષણિક સુખભોગો કંઈ સત્ય નથી, કારણ કે એમાંથી આખરી શાંતિ આવતી નથી. એને સુખ માની લેનારો તો ભ્રમમાં જ પડ્યો હોય છે. હું જો કે એનાથી વેગળો નથી રહી શકતો છતાં એ તરફ જતાં મને એમ તો લાગતું હોય છે કે હું ગુનો કરી રહ્યો છું. એમ કહે છે કે ઈશ્વર અને ધર્મમાં શ્રદ્ધા ચારિત્ર્યગઠનને મદદ કરે છે. પણ મને આ ધર્મ અને આ ઈશ્વર ખરેખર તેવા સહાયક છે તેવો વિશ્વાસ નથી બેસતો. સારા કામનો સારો બદલો અને પાપની શિક્ષા આપનારા આ ઈશ્વરની કલ્પના તો બેહૂદી છે. અને લાગે છે કે આ કલ્પના આજના જગતની સડેલી દશાને માટે જવાબદાર છે. અસ્પૃશ્યો, શોષિતો અને દલિતો જો એમના પૂર્વજન્મનાં પાપને કારણે આ સ્થિતિમાં રહ્યા હોય તો એમણે સમાજ સામે બંડ ઉઠાવવું રહે છે. આવી માન્યતા માણસને ચાલુ સ્થિતિમાં જ સડતો રહેવા દે છે. જીવનમાં તે સ્ફૂર્તિ પ્રગટાવતી નથી.

*　　*　　*

તમને પ્રશ્ન ઊઠતો હશે કે તો હું શા માટે જાહેરજીવનમાં પડ્યો છું ? 'શુદ્ધ સ્વાર્થના હેતુથી' એ જ એનો જવાબ છે. મારે કંઈક કામ જોઈએ, કામ વિના મને ચેન નથી પડતું, મારા સ્વભાવના સંતોષ ખાતર હું જાહેરપ્રવૃત્તિઓ કરું છું. મારા દેશની અધોગતિ અને મારા દેશભાઈઓનાં દુઃખો મારે હૈયે વાગ્યાં છે, એ ઘાને રૂઝવવા હું કામ કરું છું. કામ અને કામમાંથી મને શાંતિ મળે તેમ લાગ્યું છે. મારા દેશજનોને આવાં દુઃખોમાં પડેલા હું જોઈ શકતો નથી. ભૂતાવળની પેઠે એ મારી પાછળ રાત દિવસ ભમે છે. એણે મારા જીવનને હચમચાવી નાખ્યું છે. આ અશાંતિમાંથી વિશ્રામ મેળવવા હું દેશનું કામ કરું છું. લોકો કહે છે કે મારાં લખાણો અને મારાં ભાષણો ખૂબ તીખાં હોય છે, ખૂબ કટાક્ષપૂર્ણ હોય છે, પણ એ સ્વાભાવિક જ છે. મારું અંતર જ એટલું વલોવાઈ ગયું છે કે તેમાંથી હળવા શબ્દો નીકળી જ શકતા નથી. અન્યાય, અમાનુષિતા અને શોષણ એને હલાવી નાખે છે. મને કામમાં, જોખમમાં, લેખન અને વકતૃત્વમાં જ કંઈક શાંતિ મળે છે. જોખમને હું શોધવા નથી નીકળતો પણ મારું અંતર જ મને એ તરફ ધક્કો મારે છે. હું સ્વભાવે બહાદુર છું જ નહિ પણ મરણિયો માણસ ગમે તેવો નિર્બળ હોય તોપણ બહાદુર થઈ ઊઠે છે તેવું મારું બન્યું છે. જીવનની શરૂઆતમાં જ મને આ વાતની ખબર પડી ગઈ હતી. પ્રેરણાવશ જ હું કાર્યમાં પરોવાયો અને ઉપનિષદના વચન પ્રમાણે कुर्वन्नेव कर्माणि… કામ કર્યે જાઉં છું.

# મહાકાવ્યનો જન્મ

શ્રી. અંબાલાલ પુરાણી

તમસાને તીરે વસતા વાલ્મિકી ઋષિ જંગલમાં ફરતા ફરતા કોઈ નાના જળાશયને કિનારે જઈ ચઢ્યા છે. સર્વત્ર શાંતિનું વાતાવરણ પ્રસરી રહ્યું છે. સામે કિનારે એક ક્રૌંચ મિથુન–પ્રાણીને સુલભ આત્મરક્ષાની તીવ્ર વૃત્તિને ભૂલીને પ્રણયક્રીડા કરવામાં મત્ત થઈ ગયું છે. એવામાં જળાશયની આજુબાજુની ઝાડી પાછળથી એક જીવલેણ બાણ આવે છે અને એ ક્રૌંચયુગલમાંનું એક આક્રોશ કરતું ઢળી પડે છે. બીજું સ્વરક્ષણને માટે ઊડી ઊડીને દૂર જાય છે, પરંતુ પોતાના જીવનસાથીનો આર્તનાદ સાંભળી છેક નાસી જઈ શકતું પણ નથી. કોઈ અંતરનો અદશ્ય તાર તેને બાંધી રહ્યો છે. તે પણ સહાનુભૂતિનો આર્તરવ કરી વાતાવરણને કંપાવી મૂકે છે. આખરે ઘવાયલું પંખી મરણને શરણ થાય છે.

વાલ્મિકીનું હૃદય આ બનાવથી ઘવાયું. આત્મૌપમ્યના ભાવ વડે મરણ પામતા ક્રૌંચનો શારીરિક તરફડાટ તેમણે અનુભવ્યો એટલું જ નહિ, પરંતુ તેના અંતરની વિરહવેદના અને તેની આજુબાજુ આક્રોશ કરી ઊડી રહેલ વિધુર ક્રૌંચની પરમ વિરહવેદનાનો પણ તેમણે સાક્ષાત્કાર કર્યો. વાલ્મિકીનો શોક શ્લોકતાને પ્રાપ્ત થઈને અનુષ્ટુપ છંદ રૂપે વાચામાં વહ્યો :—

मा निषाद प्रतिष्ठां त्वं अगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकं अवधिः काममोहितम् ॥

'હે નિષાદ ! અનંત વર્ષો સુધી તું શાંતિની પ્રતિષ્ઠાને ન પામજે ! કેમકે કામમોહિત એવા ક્રૌંચયુગલમાંથી એકનો તેં વધ કર્યો છે."

એમ કહેવાય છે કે વાલ્મિકીમાં રહેલી સુસુપ્ત કવિપ્રતિભાને જાગ્રત કરનાર આ ઘટના હતી. અને એ રીતે મહાકાવ્ય રામાયણનો જન્મ આ ઘટનાને આભારી મનાય છે. ઋગ્વેદમાં મળી આવતો અનુષ્ટુપ છંદનો જન્મ આ અવસરે થયેલો એવી કહાણી છે. રામાયણ જેવા મહાકાવ્યનો જન્મ આવી ક્ષુદ્રપ્રાય ઘટનાને આભારી ગણાય એ માન્યતા વિચારવા જેવી છે. આ વિષય ઉપર આપણે વિચાર કરીશું.

આ શ્લોકમાં ક્રૌંચવધની લગભગ રોજ બનતી ઘટના કવિ જુવે છે. પણ કવિતામાં એ ઘટનાની વાસ્તવિકતાનું વર્ણન નથી. ક્રૌંચયુગલમાંથી પારધી એકને મારે છે એટલું તો આપણે શ્લોકમાંથી જાણી શકીએ છીએ. પરંતુ કવિ તેનું વર્ણન કરવામાં રોકાયા નથી. આમ કવિતાના જન્મના આદિકારણરૂપે વાસ્તવિકતા, એકાદ વાસ્તવિક ઘટના કે જીવન હોય એ સંભવિત છે. પરંતુ ઉત્તમોત્તમ કાવ્યસર્જન વાસ્તવિકતાથી મર્યાદિત નથી હોતું–ન હોવું જોઈએ એમ કહીશું ? ઘટનાની વાસ્તવિકતા આગળ અટકી જવાને બદલે કવિ શું કરે છે ?—કવિ

ઘટનાનો અર્થ, ઘટનાનો મર્મ, તેનું રહસ્ય પામે છે, ક્રૌંચવધ થયો તે સમયે વાલ્મિકીનાં આંતરચક્ષુ, તેમનું અંતઃકરણ વનશ્રીમાં વ્યાપેલી કોઈ અનિર્વચનીય સંવાદિતા સાથે એકતાર થઈ વિરાટ જોડે એકતા અનુભવતું હતું. વિશ્વમાં સર્વત્ર કોઈ અનિર્વચનીય સંવાદિતા કાર્ય કરી રહેલી છે : જીવનના અનેક અનુભવોમાં માનવને એ સુરતાનાં દર્શન થાય છે. પોતાના પાછરડાને ચાટતી ગાય કે બચ્ચાંને ઊડતાં શીખવતી ચકલીથી માંડીને મિત્ર–મિત્ર, સગા–સહોદાર, પ્રણયી તથા માનવ–માનવ વચ્ચે પણ અદૃષ્ટ આંતરસુરતા વ્યાપેલી છે. જગતનું સાતત્ય એ સંવાદને આભારી છે : એ સંવાદ સર્જક છે. સર્વત્ર વ્યાપી રહેલ એ વિરાટ સુરતા કવિમાનસને પોતાનામાં લય પમાડી રહી હતી. ત્યાં તો ઝાડી પાછળથી જીવલેણ બાણે આવીને ક્રૌંચયુગલને ખંડિત કર્યું. વિશ્વમાં કેટલીક વસ્તુઓની સાર્થકતાનો ભંગ કરવો આપણા લોકોમાં પાપ ગણાય છે. ધાવતું બાળક બળાત્કારે છોડાવવું એ એવું પાપ છે. ક્રૌંચ યુગલ વિરાટના સંવાદમાં લીન હતું, તેનો જ એક ભાગ હતું. યુગલજીવનમાં તેની સાર્થકતા હતી.

પરંતુ પારધીના બાણે એ સાર્થકતા થવા દીધી નહિ. પારધીએ વિરાટ સંવાદિતાનો ભંગ કર્યો: તે સર્જનનો ઘાતક બન્યો.

અને તેનો હેતુ શો હતો ? ફક્ત પોતાનું પેટ ભરવાનો. કેવો સ્વાર્થી, અને તે પણ કેવો ક્ષુદ્ર હેતુ ? આ વિરાટ સંવાદનો–આ સુમેળનો ભંગ કર્યા વિના તારું પેટ ભરાત જ નહિ ? પંખીજીવન એટલે સ્વતંત્ર સ્વાનુભવ દ્વારા વિકસતી સચેતન વ્યક્તિ નહિ પરંતુ માંસનો લોચો જ કેવળ–એ નાસ્તિકભાવ પારધીના કૃત્યની પાછળ રહ્યો હતો. આમ સ્વાર્થ, ક્ષુદ્રતા અને નાસ્તિકતા અને આનંદ, સર્જન અને સાર્થકતાનો વિરોધ કવિમાનસમાં ખડો થયો.

ઘટનાની પાછળ રહેલા સંવાદનો સાક્ષાત્કાર કરતું કવિમાનસ તેનો ભંગ થતાં શિકારનો ભોગ થઈ પડેલ પંખીની વેદનાને વિરાટ સ્વરૂપે પ્રાપ્ત કરે છે. વ્યક્તિની અંગત અનુભૂતિમાંથી ઘટનાને મુક્ત કરીને તેને કવિ વિરાટરૂપે અનુભવે છે. અને પ્રેરણાની વિરલ વાણીમાં વિરાટ સંવાદની સનાતનતા પોકારે છે અને તેના ભંગની શિક્ષા પણ ઉચ્ચારે છે.

બંગાળના કવિસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરના એક પુસ્તકમાં આવી જ એક ઘટનાનો ઉલ્લેખ છે. તે નીચે પ્રમાણે :–

"એક દિવસ હોડીમાં બેસીને ગંગાનદીમાં સહેલ કરવા માટે હું નીકળ્યો છું. પાનખર ઋતુની રમણીય સંધ્યા ચારે દિશામાં પથરાઈ છે. હમણાં જ સૂર્યાસ્ત થયો છે. આકાશનું મૌન શાંતિ અને સૌંદર્યથી ટંકોટંક ભરેલું છે. સૂર્યાસ્તના વિકારી રંગોની બદલાતી છાયાઓને પ્રતિબિંબિત કરતી ગંગાજળની વિસ્તૃત સપાટી પર એક લહર સરખી ફરકતી નથી. ગંગાનદીનો નિર્જન રેતાળ કિનારો, માનવઇતિહાસની પૂર્વે થયેલા કોઈ વિશ્વપ્રલય પહેલાં પૃથ્વી ઉપર વિચરતા ચળકતા રંગબેરંગી ભીંગડાવાળા રાક્ષસી અજગરની પેઠે માઈલોના માઈલો સુધી વિસ્તરતો પડ્યો છે. સંધ્યાકાળની નિઃશબ્દ શાંતિમાં નદીના ટેકરા–ટેકરીવાળા કિનારા પાસે થઈને અમારી હોડી સરતી હતી તેની ભેખડમાં પંખીઓનું ટોળું બાંકાંઓ કરી શાંતિમાં નિવાસ કરી રહ્યું છે. એવામાં ગંગાનદીનાં જળમાંથી એક મોટી માછલી પાણીની સપાટી પર ઉછાળો મારી તુર્ત જ પાછી પાણીમાં અલોપ થઈ ગઈ અને અલોપ થતાં પોતાના શરીર ઉપર સાયંકાલીય આકાશના સર્વે રંગોના ચમકાર બતાવતી ગઈ. જળની સપાટીનો રંગબેરંગી પડદો ક્ષણવાર આઘો ખસી ગયો અને તેની પાછળ આવી રહેલી, જીવનના આનંદમાં કલ્લોલતી શાંત જળચર–સૃષ્ટિનું મને દર્શન થયું. પોતાના ગહન ઊંડાણમાંથી સુંદર નૃત્ય જેવા અભિનયપૂર્વક તે માછલી સપાટી ઉપર આવી અને અસ્ત પામતા દિવસના મૂક વાદિત્ર—સંવાદમાં તેણે પોતાનું સંગીત ઉમેર્યું. આપણી માનવસૃષ્ટિથી ભિન્ન કોઈ બીજી સૃષ્ટિમાંથી તેની પોતાની ભાષામાં મિત્રભાવપૂર્વક અભિનંદન મળ્યું એમ મને લાગ્યું અને તે સંદેશને લીધે મારા

હૃદયમાં હર્ષનો ઊભરો આવ્યો. એટલામાં જ સુકાન પર બેઠેલો માછી નિરાશાભર્યે અવાજે બોલી ઊઠ્યો, "ઓહો ! કેવી મોટી માછલી !" એના મનમાં રાંધીને ખાવા માટે તૈયાર કરેલી માછલીનું ચિત્ર ખડું થયું. પોતાની ઇચ્છાના આવરણમાંથી તેણે તે માછલીને જોઈ અને તેથી એના જીવનનું પૂરેપૂરું સત્ય તે પ્રાપ્ત કરી શક્યો નહિ."

(ટાગોરની "સાધના"ના ગુજરાતી અનુવાદમાંથી)

પારધીને શાપ આપતાં કવિ વિરાટના સંવાદની સનાતનતા પ્રતિપાદન કરે છે, એટલું જ નહિ પરંતુ તેના ભંગનું પરિણામ દર્શાવીને તે પેગંબર જેવો બને છે તથા માનવસમાજનો મનુ જેવો શાસક પણ થાય છે.

અને આ દૃષ્ટિ કવિ કેવી રીતે પામે છે?—ભાવજનક સહાનુભૂતિ વડે. કવિતાનું સર્જન કરવા માટે કવિને અંગત જીવનમાં અનુભવો થવા જોઈએ એવો નિયમ નથી. કલ્પનાવડે ભાવની એકતા સાધીને પોતાની બહાર બનતી ઘટનાઓના રહસ્યને તે પ્રાપ્ત કરી શકે છે અને તાદાત્મ્ય એટલું સઘન હોય છે કે મરણ પામતા અને શોક કરતા ક્રૌંચોનો કરુણત્રસ્ત ચિત્કાર સ્થૂળ રૂપે અનંતમાં ક્યારનોયે શમી ગયો છે ત્યારે એ આર્ત આક્રોશની કરુણતાને વાલ્મિકીનો છંદ આજે પણ મૂર્તિમાન કરે છે, એટલું જ નહિ પરંતુ અમરતા અર્પે છે. દુઃખનો, વેદનાનો અને અંગત ભાવનો અતિરેક અનુભવીને તેના ભાર તળે ચગદાઈ ગયેલ, શિકારનો ભોગ થઈ પડેલ પ્રાણી પોતાની અનુભૂતિથી અભિભૂત થઈ જાય છે, છેક જ હતાશ અને અશક્ત બની પરવશ બની જાય છે, જ્યારે કવિ–માનસ તાટસ્થ્ય સાધીને, છંદોમય શબ્દદેહ આપીને, એની એ અનુભૂતિને—અને પોતાનાં દર્શનને પણ—અમર કરે છે કેમકે અન્યને પણ તે અનુભૂતિ જેવી ને તેવી સુલભ બનાવે છે.

આમ તાદાત્મ્ય અને તાટસ્થ્ય બન્ને એકી વખતે સાધીને કવિ પોતાના સર્જનની સફળતા સિદ્ધ કરે છે.

કહેવાય છે કે વાલ્મિકીના અનુષ્ટુપમાં વ્યાકરણની એક ભૂલ પણ છે. મા પછી અગમઃ નો પ્રયોગ વ્યાકરણ વિરુદ્ધ ગણાય છે; મા પછી ગમઃ જોઈએ. પ્રાચીનોએ એ ભૂલને જેવી ને તેવી રહેવા દીધી છે, કદાચ એ સત્યનું ઉદાહરણ આપવા માટે કે કલાસર્જનમાં વ્યાકરણના એટલે કે પરિભાષાના નિયમોનો તથા રૂઢિનો પણ ભંગ ક્ષંતવ્ય છે,—અને કેટલીકવાર આવશ્યક છે. વ્યાકરણના નિયમો સૃષ્ટા માટે છે સૃષ્ટા તેમને માટે નથી, આવી ક્ષતિ પણ સર્જનનું લક્ષણ બની શકે છે.

અને એ શ્લોક સાથે રામાયણનો જન્મ થયો મનાય છે. તે રામાયણ અનુષ્ટુપ છંદમાં લખાયું છે તેટલા જ અર્થમાં સત્ય નથી લાગતું. કેવળ વાસનાની તૃપ્તિને ખાતર સીતા અને રામના અનુપમ દાંપત્યમાં ભંગ પાડનાર પારધીનો પ્રતીક રાવણ પણ વાલ્મિકીના શાપનો ભોગ બનીને બ્રાહ્મણ રાવણ રાક્ષસનું નામ પામ્યો છે. અને ક્રૌંચવધની ઘટના કરતાં રામકથામાં કરુણરસનો ઉપચય કેવો ક્રમેક્રમે અને કેવો અવિરોધ્ય બને છે? રામચંદ્રના રાજ્યાભિષેકનો ઉત્સવપ્રસંગ જ વનગમનમાં પરિણમતાં આશા, ઉત્સાહ અને આનંદનો અતિરેક શોક, વેદના અને કરુણરસની ભરતીમાં ફેરવાઈ જાય છે. યુવરાજ, રાજકુમાર અને ભાવિ પટરાણી સર્વ સુખભોગને ત્યાગી, તપસ્વીઓનાં વલ્કલ ધારણ કરીને પિતૃવચનને ખાતર વનભણી ચાલી નીકળે છે અને દીર્ઘ વનવાસમાં રાજપુત્રી જાનકીજીનું કપટ–વેશે રાવણ હરણ કરે છે એ ઘટનામાં કરુણરસની જે પરિસીમા છે, સીતા પર વીતેલાં વીતકોની જે પરાકાષ્ટા છે, માનવના નરોત્તમની જે નિરાધારતા, મર્યાદા અને માનવતા પ્રગટે છે— તેણે વાલ્મિકીના અંતરમાં ક્રૌંચયુગલના પ્રસંગમાં થયેલો તેના કરતાં અનેકગણો ઊંડો ક્ષોભ, વેદના અને સહાનુભૂતિ જગાવ્યાં હોય તો તેમાં શું આશ્ચર્ય છે! અને એ ક્ષોભને વાઙ્મય–સ્વરૂપ આપતાં રામની કાવ્ય–કથામાં સમસ્ત આર્ય પ્રજાનાં આદર્શો, ભાવનાઓ અને તેના માનસની વેદના અને સહાનુભૂતિને મહાકવિએ મૂર્ત સ્વરૂપ આપ્યું છે. વિશાળ વડ જેમ નાના સરખા બીજમાંથી ફૂટે છે તેમ કવિમાનસમાં એ અમર મહાકાવ્યનો અંકુર ક્રૌંચવધમાંથી ફૂટ્યો હોય એમાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ કશું જ આશ્ચર્ય નથી.

# શ્રીમતિ પર્લ બક

[ આછો પરિચય ]

શ્રી. નીરુ દેસાઈ

નગરથી દૂર, ગામથી દૂર એક નાનીશી ટેકરી ઉપર નાનુંશું મકાન છે. આસપાસના સપાટ વિસ્તારમાં દૂરથીય એ મકાન જોઈ શકાય છે.

એ મકાન ઉપર આજે સમસ્ત જગતના સાહિત્યરસિકોની નજરે દોડે છે. ત્યાં રહે છે આ વર્ષના નોબેલ પારિતોષિકની વિજેતા મિસિસ પર્લ બક તેના પતિ રિચાર્ડ વોલ્સ સાથે.

ભારે અભ્યાસી પોપચાં નીચે રમતી વિશાળ ભૂરી તરલ આંખોમાં પ્રથમ નજરે તમને વિષાદ જણાશે પણ એ વિષાદ મુખ ઉપર હાસ્યતરંગ લહેરાતાં અદૃશ્ય થઈ જાય છે. તેની હડપચીનાં હાડકાં તેનાં ચીની પાત્રો જેવાં મોટાં છે. તેનો અવાજ મૃદુ છે. તેમાં એક પ્રકારની મીઠાશ છે. વર્તન વિનયી છે, મળતાવડું છે છતાં જાણે આ દુનિયાથી તે એકલી રહેવા માગતી હોય તેમ દૂર રહે છે. તેની શરમાળ પ્રકૃતિનું આ પરિણામ હશે, કદાચ જે પ્રાચીન પ્રજાને છોડી તે અમેરિકા આવી છે તેના રોજ–બ–રોજ જીવનની કરુણ ગંભીરતાનું પરિણામ હશે !

*

મિસિસ પર્લ બકનો જન્મ થયો છે અમેરિકામાં યુ. એસ. એ.ના એક પ્રાંત વેસ્ટ વરજીનિયામાં એક પાદરીને ઘેર. પિતાની સાથે જ બાલ્યવયમાં તે ચીન આવી. પોતાને વિષે તે લખે છે "કુટુંબમાં છેક નાના ફરજંદ કરતા હું આગળની હતી. મારો એક ભાઈ અભ્યાસ કરવા ઘેર પાછો આવ્યો. અમારા સિવાયનાં કુટુંબનાં બીજાં બાળકો ચીનના છેક અંદરતમ ભાગમાં ગાળેલાં કઠિન વર્ષોમાં જીવનથી વિદાય થઈ ગયાં. ચીનના અસંસ્કૃત, અશિક્ષિત અંધારિયા પ્રદેશમાં પિતા ધર્મપ્રચારાર્થે રહેતા હતા. આજની અમેરિકન યુવતીને શિક્ષણની જે તકો મળતી હતી તેનાથી અમે બંને બહેનો વંચિત રહી. કોઈ જાતનું સમૂહજીવન નહોતું, શાળા નહોતી, દેવળ નહોતું. માત્ર એક માતા અમને કોઈ જાતની આંચ આવવા દેતી નથી."

આ બાલિકાના પાઠ ઘરમાં જ થતા. પાઠ કરીને એ આજુબાજુનાં ડુંગરાઓ, નદી ને નાળાં ખૂંદવા નીકળી પડે છે. એ પ્રદેશમાં વસતી ભીરુ, અવિશ્વાસુ પ્રજાની સંગે તેમની ભાષામાં વાત કરે છે. કોઈ ગૌરાંગ કુટુંબની છોકરીને કાને ન આવી હોય એવી કથાઓ તેના કાનમાં રેડાય છે–ઘરમાં સંભાળ લેનાર એક ચીની ડોશી છે. મકાનના નાના ઉદ્યાનમાં મોજાં ગૂંથતી એક ડોશી આ ચકોર, બુદ્ધિમાન બાલિકાને પરીઓ ને લોકજીવનની કથાઓ સંભળાવે છે. એ કથાઓમાં ડોશીનું બાળજીવન છે. ચીની ખેડૂતોનાં દર્દ–દુઃખો છે, ચીનનાં દુકાળ ને અતિવૃષ્ટિનાં બયાનો છે. લોકના ક્રાંતિના જુસ્સાય તેમાં ધબકી જાય છે. મગજ ઉપર સંસ્કાર પ્રબળ બનતા જાય છે. શાંત એકચિત્તે શ્રવણ કરતી બાલિકાના મનોપટ ઉપટ ચિત્રોની દૃઢ રેખાઓ અંકિત થતી જાય છે.

"આ ભૂમિનું સૌંદર્ય ને ચીની પ્રજાનું હૃદય મારા અંગરૂપ બની ગયાં તે શાંગહાઈમાં હું

શાળાએ ગઈ ત્યારે મારી સાથે ભણતા ચીની વિદ્યાર્થીઓ ને મારામાં મેં કશો ફરક નથી જોયો."

શાંગહાઈમાં શાળાનું શિક્ષણ પૂરું કરી એ યુરોપ આવી. અમેરિકામાં આવી કોલેજનો અભ્યાસ પૂરો કર્યો. કોલેજની ઉપાધિ લઈને એ પાછી ચીન આવી ને છેક ૧૯૩૨ સુધી તેણે ચીનને પોતાનું ઘર બનાવ્યું. ચીનના ખૂણે ખૂણે એ રખડી ચીની પ્રજાજીવનના ધબકારા તેણે સાંભળ્યા. સુન–યાટ–સેનના આદર્શોને મૂર્તિમંત થતા ને તૂટતા તેણે જોયા. ત્યાંના લાલ લશ્કરના વિજય પરાજય નિહાળ્યા, સદીઓથી પીડાતી કચરાતી પ્રજાના અમાપ, અથાગ જુસ્સા પાછળ રહેલું આંતરજીવન જોયું. જૂના અને નવા આદર્શો વચ્ચેની અથડામણ તેણે નિહાળી. આ ક્રાંતદર્શી દર્શનને તેણે શબ્દોનો આકાર આપ્યો, શૈલીનો પ્રાણ આપ્યો.

સાહિત્યસ્વામીઓના આલેખનમાં સ્વદેશનાં મૂર્તિમંત ચિત્રણો આજ સુધી જોયાં હતાં. પરંતુ આ પરદેશી માનવીએ ચીનનાં જે દર્શન જગતને કરાવ્યાં, તે અદ્‌ભુત નીવડ્યાં. હાવર્ડ સ્પ્રિંગ નામનો જાણીતો કિતાબ–વિવેચક લખે છે. "ચીની પ્રજાજીવનનું સૌથી વિશ્વસનીય અનુશીલન કરવું હોય તો પર્લ બકનાં પુસ્તકો વાંચ્યા વગર નહિ જ ચાલે" એ જ વિવેચનને આગળ વધારીએ, આપણે કહીએ કે આજનો ચીન–જાપાન–વિગ્રહ સમજવો હોય, ચીની પ્રજાની સહનશીલતા ને વીરતા તમારે પિછાણવી હોય તો પર્લ બકનાં પુસ્તકો વાંચ્યા વગર નહિ જ ચાલે.

ચીની જીવનનાં તેનાં ચિત્રો તેજસ્વી ને પ્રમાણભૂત છે. આળસુ, અફીણી, પ્રમાદી ચીની તેમાં મળશે તો તે સાથે મહેનતુ, પ્રમાણિક, રાતદિવસ જમીનદાર, સરકાર, દેવાદારના ત્રિવિધ તાપ નીચે શેકાતો ને ક્રાંતિકારી ચીની તેમાંથી જોવા તમને મળશે. પ્રસંગોની વિશાળતા, વ્યાપકતા ને વિવિધતા જણાશે. તેણે નિરૂપેલાં દૃશ્યો માત્ર સુંદરતા જ નથી, શબ્દો ને વાક્યોમાંથી અનોખો મધુર ધ્વનિ ઊઠે છે. એ ધ્વનિ કાનમાં સદાય ગૂંજ્યા કરે છે.

તેની શૈલી અનલંકારિક, સાદી ને સંયમિત છે. ભાષાડંબર ને વર્ણનોની સંકુલતા તમને ક્યાંય નહિ જણાય. જે કહેવાનું છે તે સીધી રીતે કહી દે છે. પાત્રનિરૂપણ ને તેમના વિકાસ દ્વારા વાચક આગળ એ રજૂ કરી દે છે. આ શૈલીની સૌથી વધારે વિશેષતા તો તેમાંથી ઊઠતાં સફળ પાત્રોની સજીવતામાં રહેલી છે. એ પોતે જ કહે છે, "વાતાવરણ કરતાં પાત્રમાં મને વધારે રસ છે."

અત્યારે તે અમેરિકા રહે છે ને ત્યાં રહી પોતાનું લેખનકાર્ય ચાલુ રાખવા માંગે છે. નોબલ પારિતોષિક મળ્યું ત્યારે તેણે જણાવેલું, "મને આ માનથી નવાજતા પહેલા કમિટિ બીજાં દશ વર્ષ થંભી હોત તો વધુ ઉચિત થાત, કારણ કે મારું શ્રેષ્ઠ સર્જન હજી થયું નથી. મગજમાં ઘણી વસ્તુઓ, ઘણાં અણલખ્યાં પુસ્તકો રમે છે.......આજે જ્યારે મને મારી કૃતિઓ માટે આ માન આપવામાં આવ્યું છે ત્યારે મારે શિરે એક પ્રકારની જવાબદારી નાંખવામાં આવી છે તેમ મને લાગે છે. અત્યારે ચીની અને જાપાનીસ જીવન ઉપર હું એક પુસ્તક લખી રહી છું. ફેબ્રુઆરીમાં તે પૂરું થઈ જશે. તે પછી અમેરિકા વિશે એક નવલ હાથ ધરવાની છું.

તેણે લખેલાં મૌલિક પુસ્તકો આ પ્રમાણે છેઃ (૧) ગુડ અર્થ (૨) સન્સ (૩) મધર (૪) ઈસ્ટ વીન્ડ : વેસ્ટ વીન્ડ (૫) ફર્સ્ટ વાઈફ અને સત્ય વાર્તાઓ (૬) યંગ રેવોલ્યુશનિસ્ટ : (૭) ઈઝ ધેર એ કેઈસ ફોર ફોરેન મિશનરી. આ ઉપરાંત તેમણે એક ચીની પુસ્તકનો અનુવાદ કર્યો છે. આ અનુવાદ 'ઓલ મેન આર બ્રધર્સ' નામે પ્રસિદ્ધ થયો છે. આ બધાં પુસ્તકો એક બીજાંની સાથે સંકળાયેલાં છે. તેમાંય "ગુડ અર્થ" અને 'સન્સ' તેમાં સાથેની જ કૃતિઓ છે. "ગુડ અર્થ"ની વાર્તા 'સન્સ'માં લંબાવવામાં આવી છે.

તેનું શ્રેષ્ઠ સર્જન કયું તે કહેવું મુશ્કેલ છે. પણ "ગુડ અર્થ" એ સૌથી સફળ સર્જન લેખાય છે. નવલકથા તરીકે પણ તેનું મૂલ્ય ઘણું ઊંચું અંકાયું છે. આ નવલકથા પછી જ તે ખ્યાતિમાં આવી. આ નવલકથાને ૧૯૩૩નું ફ્રેંચ પારિતોષિક પણ મળ્યું છે, એ તેની શ્રેષ્ઠતાની સાબિતી છે.

# પુષ્કરરાજનાં સૌંદર્ય-દર્શને

શ્રી. કાન્તિલાલ શાહ

અજમેર સુધી ગયા પછી પુષ્કર–સરોવરનાં દર્શન ન કરે એવો ભાગ્યે જ કોઈ ભારત-વાસી હશે. ધાર્મિક દૃષ્ટિએ તો આ પવિત્ર સરોવરનું માહાત્મ્ય ઘણું જ; કિન્તુ નૈસર્ગિક સૌંદર્યની દૃષ્ટિએ પણ તેનું માહાત્મ્ય કંઈ જેવું તેવું નથી. પહાડના પેટાળમાં સૂતેલું આ સુંદર સરોવર સેંકડો વર્ષોથી આર્યાવર્તના લાખો ભાવિક યાત્રાળુઓ અને હજારો નિસર્ગ-પ્રેમીઓને એકસરખી રીતે આકર્ષણ કરતું આવ્યું છે. તેના આ મહિમા વિષે અમે પણ ઘણાં વર્ષોથી માહિતગાર હતા. અજમેર સ્ટેશનથી પસાર થતી વખતે કેટલીયે વાર એ સરોવર જોઈ આવવાની ઇચ્છા પણ ઉદ્‌ભવેલી, પણ એવો કોઈ સુયોગ્ય અવસર પ્રાપ્ત થતો ન હતો. એટલે આ વખતે જ્યારે અમે અજમેર જવાનું નક્કી કર્યું ત્યારે તેની સાથે સાથે જ પુષ્કરરાજનાં સૌંદર્ય–દર્શને જવાનું પણ નક્કી કરી દીધું.

અજમેરમાં અમે ચાર પાંચ દિવસ રહ્યા. એ દરમિયાન એક દિવસ ખરે બપોરે ભાડૂતી સાઈકલ ઉપર સવારી કરી અમે પુષ્કરરાજની યાત્રા કરવા નીકળી પડ્યા. ઉકળાટ સખત હતો. સૂર્ય આકાશનાં વાદળાંમાં છુપાતો હતો અને ક્યારેક બહાર નીકળી પોતાની સત્તાનું ભાન કરાવતો હતો. અજમેરના નગરજનોને રસ્તો પૂછતા પૂછતા શહેર બહાર નીકળ્યા અને છેક પુષ્કર સુધી દોડી જતી ડામરની સડક પકડી લીધી. શહેર બહાર નીકળતાં જ અન્નાસાગર સરોવર બપોરના સખત તાપમાં વિશ્રામ લેતું નજરે પડ્યું. ઉનાળાના બળબળતા તાપમાં આજુબાજુના ડુંગરાઓ ધૂણી ધખાવીને બેઠેલા જોગંદર જેવા લાગતા હતા અને કેટલાક લાંબા લાંબા ડુંગરાઓ વધારે પડતા લાડુ ખાઈ શરીરને થતા અસુખમાંથી છૂટવા મથતા ભટજીની પેઠે લાંબા થઈને સૂતા હતા. સામેના ડુંગરાઓની તળેટીમાં દૂર દૂર ઊભેલાં બંગલાઓ અને સુંદર સફેદ મકાનો આરસપહાણમાંથી કોતરી કાઢેલા ઉચ્ચ કોટિના કલાના નમૂનાઓ જેવાં લાગતાં હતાં. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ ધરતીમાતા પોતાનું વિસ્તૃત રૂપ અમારી આગળ ખુલ્લું કરતી ગઈ. આકાશમાંથી વરસતી અગ્નિઝાળોને પોતાના ઉદરમાં સમાવી લેતી હોય તેમ તે ગરમીનું શોષણ કરી રહી હતી અને પોતાના હૃદય–ઝરણાની શીતળતા વડે તેને ઠંડક આપતી હતી. સૂર્યના તાપમાં ડામરની સડક નાગણની ચાલની જેમ વાંકીચૂંકી ચાલી જતી ઝબકારા મારતી હતી. થોડે દૂર જતાં જ સડકમાંથી બે રસ્તાઓ ફંટાયા. ખૂણા ઉપરના કાળા પાટિયામાં એક તરફ માત્ર અંગ્રેજી ભાષામાં અને રોમન લિપિમાં સફેદ અક્ષરે લખ્યું હતું. ‘Fay Sagar Lake’ અને બીજી તરફનું પાટિયું ‘Pushker Lake’નો રસ્તો બતાવતું હતું. આ કમનસીબ દેશના માત્ર પાંત્રીસ કરોડ મનુષ્યો ઉપર જ કંઈ અંગ્રેજોની હકૂમત નથી, પણ તેના એક એક ઝાડ ઉપર, એક એક

પથ્થર ઉપર, આ નિર્જીવ લાકડાના ટુકડા ઉપર પણ તેનું અધિપત્ય હજી કાયમ છે એવી કેમ જાણે જાહેરાત કરતું હોય તેમ ભારતવર્ષની ભાષા અને લિપિની મજાક ઉડાવતું એ પાટિયું ખરે બપોરે બ્રિટિશ સરકારની તહેનાતમાં ખડે પગે ચોકી કરતું રસ્તેથી પસાર થતા હિંદી મુસાફરો ઉપર હસી રહ્યું હતું !

ગુલામો ઉપર તો સારી દુનિયા હસે છે તો આ બિચારા નિર્જીવ લાકડાનો શો દોષ? એ તો બ્રિટિશ સરકારની નોકરી કરતાં કરતાંયે તે બિચારું કર્તવ્યભાવે અમને આપણી ગુલામીનું ભાન કરાવતું હતું. અમે તેનો આભાર માનીને તેણે બતાવેલા માર્ગે પ્રયાણ કર્યું.

થોડા માઈલ દૂર ગયા, ત્યાં મ્યુનિસિપાલિટી તરફથી રાખવામાં આવેલા એક ચોકીદારે અમને અટકાવ્યા અને દરેક સાઈકલ દીઠ બબ્બે આના ટોલ–ટેક્સના આપવા માટે જણાવ્યું. આ નિયમ વિષે અમે પહેલેથી જ જાણતા હોવાથી કંઈપણ આનાકાની કર્યા વિના ચાર આના આપી દીધા અને આગળ ચાલતા હતા એવામાં બાવાજી જેવા જણાતા એક મહાશયે અમને યાત્રાળુ સમજીને રોકી રાખ્યા. તેમણે તો પોતાની પાસેનો ઘડી વાળેલો એક જરી-પુરાણો કાગળ ખુલ્લો કરી, પુષ્કરરાજનું માહાત્મ્ય સમજાવવાની શુભ શરૂઆત કરી દીધી. સાથે સાથે —કંઈક પુણ્ય–દાન કરી પુણ્ય હાંસલ કરવાની અમારી પવિત્ર ફરજ અદા કરવાનું કહેતાં પણ તે ચૂક્યા નહિ ! અમે તે ભલા આદમીને કહ્યું, “ગવર્મેન્ટને યહ જો ટૈક્સ લગાયા હૈ ઈતના હી હમારે લિયે કાફી હૈ. અગર આપ ઔર ટૈક્સ લગાવેંગે તબ તો હમારા પુષ્કરરાજ તક ભી પહુંચના હી મુશ્કિલ હો જાયગા !” એમનો ટોલ–ટેક્સ ફરજિયાત નહિ હતો એટલે અમારો જલદી છુટકારો થયો અને અમે એ ભાઈને કોરા નમસ્કાર કરીને ચાલતા થયા.

એકાદ ફર્લાંગ દૂર જતાં જ અમારી સામે ઊંચી એવી એક ટેકરી આવીને ઊભી રહી. અમારે ઠીક ઠીક ચઢાણ ચઢવાનું હતું. થોડા વખત પછી ટોલ–ટેક્સ આવ્યા છતાં સાઈકલે જ ચાલવાની ના પાડી એટલે અમે સાઈકલ ઉપરથી નીચે ઊતરી તેને સમજાવીને ઉપર લઈ જવા માંડ્યા. એટલું સારું હતું કે અમારી સાઈકલ પેલા મેળામાં જતા ડોસા અને તેના દીકરાના ટટ્ટુ જેવી જક્કી સ્વભાવની નહોતી અને અમારી અક્કલ પણ એ બાપ–દીકરા જેટલી વિકસિત (!) નહોતી એટલે અમારે સાઈકલને માથે ઉપાડવી પડી નહિ અને આખરે ટેકરી વટાવી શક્યા. જો કે ચઢાણ ચડતાં થોડીક તકલીફ તો જરૂર થઈ પણ કલાપીની પેલી પ્રસિદ્ધ પંક્તિ ‘ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં’ અમારે બે આંખો હોવા છતાંયે અમારા ઉપર ‘અંધા’ની છાપ ન મારી બેસે એટલા માટે અમે પણ શ્રમિત બન્યા છતાં નથી બન્યા એવો ડોળ કરતાં ખરા બપોરના લખલખતા ડુંગરાનું સૌન્દર્યપાન હાંફતા હાંફતાયે કરી રહ્યા હતા !

એ ટેકરીને કોરીને એક સડક બનાવી હતી. બંને બાજુએ કાળમીંઢ પથ્થરના ઊંચા ઊંચા ખડક ઊભા હતા. કોઈ કિલ્લાના દરવાજામાં પેસતા હોઈએ તેમ એ ખડકને વીંધીને જતી સડક ઉપર અમે આગળ વધ્યા. અત્યાર સુધી થોડો ઘણો પણ મંદ મંદ પવન આવતો હતો. પણ હવે તો અમે બન્ને બાજુના ઊંચા ઊંચા ડુંગરામાંથી પસાર થતા હતાં. અહીં તો તપમાંથી તાજેતરમાં જ ઊઠેલા શિવજીની કાયા જેવા કાળમીંઢ પથ્થરો તપી તપીને લાલચોળ થયા હતા, અને આસપાસની હવાને ગરમ બનાવતા હતા. અમારે શરીરે રેબઝેબ પરસેવો વળી ગયો. અમે બંને જણા અકળાયા હતા, એક બીજા સામું જોઈને આશ્વાસન લઈ રહ્યા હતા. પુષ્કરાજનાં દર્શન કર્યા પહેલાં કાયાને શુદ્ધ કરવી જોઈએ ને ! આ પહાડની ગરમીએ જ અમારી કાયાને તપાવીને ઓગાળીને તેની અશુદ્ધિ દૂર કરી દીધી હતી.

યજ્ઞ અને તપ કર્યા પછી જ મોક્ષનું સુખ પ્રાપ્ત થાય છે. બે ત્રણ ઠેકાણે વળાંક લઈને વર્તુલાકારે ઉપર ચઢતા પર્વત પરના રસ્તા ઉપર થઈને અમે ધીરે ધીરે જતા હતા. આટલા પરિશ્રમને અંતે અમારું તપકાર્ય પૂરું થયું અને મુક્તિનો આનંદ ભોગવવાની વેળા આવી પહોંચી.

હજી તો મુક્તિ કેટલીયે દૂર હશે એવી શંકા કુશંકા કરતા અમે માર્ગ કાપી રહ્યા હતા ત્યાં જ મુક્તિદ્વાર આવી પહોંચ્યું. પર્વતની ઊંચાઈની આખરી હદ આવી પહોંચી. ત્યાં પહોંચતાં જ સામેની બાજુએ પથરાયેલા નૈસર્ગિક સૌંદર્યે અમારી આંખ ભરી દીધી. ડુંગરાની લાંબી એવી હાર અમારી સામે જ દેખાતી હતી. એમાંના કોઈ કોઈ ફરજિયાત વૈધવ્ય ભોગવતી વિધવા જેવા તપ્ત સુક્કા અને ગંભીર દેખાતા હતા, તો કોઈ યૌવનમાં પ્રવેશતી કન્યા જેવા મુગ્ધ દેખાતા હતા અને કેટલાક નવોઢાના જીવન જેવા રસમય અને લીલાછમ પણ હતા. આ પર્વતમાલા અને અમે જે ટેકરી ઉપર ઊભા હતા એ બન્ને વચ્ચે નાની એવી ખીણ હતી. ત્યાં થઈને એક પગદંડી જતી. પગે ચાલતા મુસાફરો બધા એ પગદંડીને ટૂંકે રસ્તેથી જ જતા હતા. સૂર્યના પ્રખર તાપને ઝીલતાં નાનાં મોટાં વૃક્ષો આ પ્રદેશની ચોકી કરતાં ઊભાં હતાં. અહીંથી પેલી ડામરની સડક તો નાના મોટા ચક્રાવા લેતી તળેટી સુધી પહોંચી હતી. અમરતું તો તળેટી સુધી પહોંચવા માટે પાંચમા ભાગ જેટલું જ અંતર કાપવું પડે તેમ હતું. પણ સડક તો ડુંગરાઓમાં થઈને અટપટે રસ્તે જતી હતી. અહીંથી નીચેનું દૃશ્ય ઘણું જ રમણીય દેખાતું હતું. હવે અમે સાઈકલ ઉપર ચઢી ગયા અને રસ્તાના સૌંદર્ય પર મુગ્ધ થતા થતા માર્ગ કાપવા લાગ્યા. ત્યાં તો સાઈકલની ગતિએ જોર પકડ્યું. અમે બ્રેક સંભાળી. હૃદયને ભરી દેતી ઠંડી હવા શરીર અને મનને પ્રફુલ્લ બનાવતી હતી. અમારી આંખ આગળની ધરતી એક પછી એક દૃશ્ય રજૂ કરીને ખસતી જતી હતી. કલાપીના કાવ્યની જે પંક્તિઓ ઉપર થોડા વખત પહેલાં અમને હસવું આવ્યું હતું તે પંક્તિઓની યથાર્થતા સિદ્ધ કરવા માટે જ જાણે કે કુદરત તેની મદદે દોડી હોય તેમ તે આવાં સુંદર દૃશ્યો અમારી આગળ રજૂ કરતી જાણે કે અમને ઠપકો આપતી ગઈ, "જુઓ, આ મારું સૌંદર્ય. તમે ઉતાવળા થઈને નાહક પેલા કવિના કથનને અયથાર્થ માનીને હસતા હતા. જરાક ધીરજ રાખી હોત અને શંકા કુશંકાને તમારા મનમાં પેસવા ન દીધી હોત તો કવિની પ્રથમ મશ્કરી કરી પછી તમારે પસ્તાવાનો સમય ન આવત. જોજો, હવે એવી ભૂલ ન કરતા. મારા સૌંદર્યનું ધરાઈ ધરાઈને પાન કરો." અમે આ રંગભૂમિનાં દૃશ્યો જોવામાં એટલા બધા તલ્લીન થઈ ગયા કે ડુંગરની ઊંચાઈ ઉપરથી સરકતા સરકતા તળેટીમાં આવી પહોંચ્યા. ત્યારે જ અમને ખબર પડી કે અમે ક્યાંથી ક્યાં આવી પહોંચ્યા છીએ. પાંચ જ મિનિટમાં કેટલે ઊંચેથી કેટલે નીચે! સ્વર્ગલોકમાંથી જાણે મૃત્યુલોકમાં આવ્યા. હૃદયને આનંદથી ભરી દેતો એ શીતળ પવન અદૃશ્ય થયો અને શરીર તથા મનને મૂંઝવી દે તેવો ઉકળાટભર્યો તાપ અમને મૃત્યુલોકનું ભાન કરાવવા લાગ્યો. તળેટી ઉપર ઊભા ઊભા અમે પેલી ટેકરીની ઊંચી ઊંચી ટોચને જોઈ રહ્યા. હજી હમણાં જ અમે મહામુશ્કેલીએ ચઢાણ ચઢીને એ ઊંચાઈ ઉપર પહોંચ્યા હતા, પણ થોડી જ ક્ષણના આનંદમાં લુબ્ધ થઇને અમે પાછા હતા ત્યાંના ત્યાં જ આવી પહોંચ્યા. અમારી આ દશા જોઈને પેલી ટેકરી અમને આશ્વાસન દેતી હોય એમ જાણે કે કહી રહી હતી. 'જીવનમાં અને જગતમાં ચડવું જ મુશ્કેલ છે. ઉન્નતિને માટે જ પરિશ્રમ અને પુરુષાર્થની જરૂર પડે છે. પડવામાં જરાયે તકલીફ નથી. માટે ફરીને ચડવા માટે પુરુષાર્થ આદરી દ્યો.' તેની આ વાતે મને જોન બનીઅનના 'પીલગ્રિમ્સ પ્રોગ્રેસ'ના આ જ સુંદર સત્ય રજૂ કરતા વાક્યની યાદ દેવરાવી. "It is easier going out of the way when we are in, than going in when we are out." આ સત્યને હૃદયગ્રસ્ત કરતા અમે આગળ વધતા જતા હતા. અમે પણ 'પીલગ્રિમ્સ પ્રોગ્રેસ'માંના ભૂલા પડેલા મુસાફર જેવા આ સંસારના ભૂલા ભટકતા મુસાફર હતા. ભૂખ, તરસ, ઠંડી, ગરમી વિગેરે દેહના ધર્મો અમને છોડે તેમ ન હતા. પાસે જ એક માતાની દેરી અને પાણીનું પરબ હતું. માતાની પૂજા કરી પુણ્યલાભ પ્રાપ્ત કરવાનું કાર્ય બીજા યાત્રાળુઓને માટે અનામત રહેવા દઈ અમે તો માત્ર પરબે ઠંડું પાણી પીધું. તૃષા છિપાવી અને પરબ, પાણી અને તે આપનારને આશીવાદ દેતા રસ્તે પડ્યા.

હવે પુષ્કર બહુ દૂર નહોતું રહ્યું. થોડા વખતમાં જ રસ્તા ઉપર તુરતમાં નવી બાંધેલી ધર્મશાળાઓ આ વાતની સાક્ષી પૂરતી હતી. એક પછી એક મકાનો પણ આવવા લાગ્યાં અને સડકની એક બાજુ મોટા એવા ખાબોચિયા જેવું પાણીનું એક તળાવ અમારી નજરે પડ્યું. પહેલાં તો અમે માન્યું કે ચોમાસાનો વખત છે એટલે આવાં તળાવો તો કેટલાંયે ભર્યાં હોય, આ કંઈ પુષ્કરરાજ હોઈ શકે નહિ. પણ બહુ તપાસ કર્યા પછી બીજું એક પણ તળાવ આજુબાજુમાં દેખાયું નહિ ત્યારે અમારે માનવું જ પડ્યું કે એ જ પુષ્કરરાજ. અમે કંઈક હતાશ થયા. કારણ કે પુષ્કરરાજની કલ્પના તેના વાસ્તવિક સ્વરૂપ કરતાં અમે કંઈક વધારે પડતી કરી નાંખી હતી. અમારી ભવ્ય કલ્પનાને પુષ્કરરાજના વાસ્તવિક સ્વરૂપનાં દર્શને ઘણો ધક્કો પહોંચાડ્યો અને અમને થયું કે શું આ તલાવડીને જોવા માટે આપણે આટલો પરિશ્રમ કરીને આવ્યા! આમ વિચારતા અમે જેમ જેમ આગળ વધી રહ્યા હતા તેમ તેમ પુષ્કરરાજ વિસ્તૃત થતું ગયું અને તેની વિશાળતાએ અમારા મનની લઘુતા અને નિરાશાને પોતાનામાં સમાવી દીધી—અમે હળવા થયા. અધીરા થઈને ખોટો અભિપ્રાય બાંધી લેવા માટે અમે મનમાં ને મનમાં શરમ અનુભવવા લાગ્યા. અમારી એક બીજી કલ્પના પણ અહીં જૂઠી પડી. પુષ્કર-સરોવર વિષે અમારી કલ્પના એવી હતી કે તે જંગલમાં સાવ સૂનું સૂનું પડ્યું હશે. બહુ બહુ તો તેના કિનારા ઉપર બે પાંચ મંદિરો ઊભાં હશે, પણ પુષ્કરના કિનારા પર એક નાનું એવું શહેર વસી ગયું હશે તેનો તો અમને ખ્યાલ સરખોયે ન હતો. પુષ્કરરાજનાં સૌંદર્ય અને વિસ્તારમાં અમારી તમામ આશંકાઓ નિર્મૂળ થઈ ગઈ અને અમે ફરીને પ્રફુલ્લિત વદને સરોવરનાં શાંત જળનો વિસ્તાર જોવા લાગ્યા.

તીર્થયાત્રાના ગમે તે સ્થળે જાઓ ત્યાં સૌથી પહેલી દુકાનો તો મીઠાઈવાળાની જ હોવાની. ગમે તેમ હોય પણ દયાળુ ભક્તોએ ભગવાન અને મીઠાઈનો સંબંધ એટલો બધો નિકટ બાંધી દીધો છે કે હવે તે તૂટ્યો તૂટે એમ નથી. વધુ પડતી મીઠાઈ ખાવાથી હાથપગ ગળી જાય છે અને પેટ મોટાં થઈ જાય છે. આ વાસ્તવિક સત્યનો સ્વીકાર કરતા હોય તેમ કેટલાયે ભકતો ઉઘાડે શરીરે ગોળા જેવડાં પેટ ઉચકાવીને અહીંથી તહીં હાથીની પેઠે ઝૂલતા ઝૂલતા પરાણે ચાલી રહ્યા હતા. કેટલાક દુકાનોમાં આડે પડખે પડીને પંખા વતી દુંદને પવન નાખી ચેન મેળવવાનો વ્યર્થ પ્રયાસ કરી રહ્યા હતા. જાણે armamentની હરીફાઈ માંડી હોય તેમ દરેક પોત-પોતાના ગોળાનું વજન અને કદ વધાર્યે જતા હતા. તેનું ચોક્કસ માપ કેટલું હશે—તેની latent શક્તિ કેટલી હશે તે તો કોઈ શરીરવિજ્ઞાનશાસ્ત્રી અથવા તો લશ્કરી અમલદારો જ બતાવી શકે.

સાઈકલ અમારી પાસે હતી એટલે પગમાં જોર હતું અને મનમાં ઉત્સાહ હતો. એથી અર્ધા કલાકમાં જ આખું ગામ ફરી વળ્યા. રસ્તામાં નાનાં મોટાં મંદિરો આવતાં હતાં. ફરતાં ફરતાં અમે ગામને બીજે છેડે આવી પહોંચ્યા જ્યાં પોલીસ-ચોકી હતી. થોડેક દૂર ગરીબ લોકોનાં નાનાં મોટાં ઝૂંપડાંઓ ઉકરડા વચ્ચે ઊભાં હતાં. ઉકરડામાં કેટલાક કૂકડાઓ ખરે બપોરે સંશોધનકાર્ય કરીને પોતાની કાર્યરતતાનું પ્રદર્શન કરી રહ્યા હતા.

અહીં ઊભા રહીને અમે દૂર દૂર દૃષ્ટિ કરી. ક્ષિતિજમાં નાના મોટા ડુંગરાઓ ઝાંઝવાંનાં નીરમાં સ્નાન કરતા ઊભા હતા. અહીંથી કેટલીયે પગદંડીઓ રાજપુતાનાનાં નાનાં નાનાં ગામડાંઓમાં જતી હતી. અહીંનાં ગામડાંઓ પણ બહુ દૂર દૂર હોતાં નથી. માઈલ બે માઈલના અંતરમાં બે ત્રણ ગામડાંઓ સહેજે આવી જાય.

હવે ક્યાંય આગળ જવાનું હતું નહિ એટલે અમે પાછા ફર્યા. રસ્તામાં એક મોટા મંદિરને ફરતી દીવાલ ઉપર લખ્યું હતું. 'યહાં ભજન કરાકે ભોજન દિયા જાતા હૈ.' મને કંઈ સમજ ન પડી. મને થયું કે વાત શી છે? મનમાં હતું કે ભૂખ તો ઠીક ઠીક

લાગી છે અને આટલું ફર્યા પછી વિના પ્રયાસે ભોજન મળી જાય તો આનાકાની કર્યા વગર પ્રસાદીનો સ્વીકાર કરી લઈએ.

પણ થોડા વખતમાં જ મને ખબર પડી ગઈ. અહીં ભોજન મફત મળે તેમ ન હતું. અહીં તો પુણ્યનો, ધર્મનો પણ વેપાર ચાલતો હતો. અમુક વખત રામનામ–બોલવાની જે લોકો મજૂરી કરે તેમને જ ભોજનરૂપી મહેનતાણું મળે તેમ હતું. From each according to his capacity of speaking Rama-Nam to each a quantity of food according to his capacity to eat according to his need. રશિયાના આ આદર્શને ભારતવર્ષને અનુકૂળ એવા થોડા ફેરફાર સાથે અહીં વ્યવહારમાં ઊતરેલો જોઈને હું તો દંગ જ થઈ ગયો! સોવિયેટ સમાજના આ આદર્શને થોડા વખતમાં જ અમલમાં મૂકનાર માણસને શા માટે સ્ટેલીનની જગા ન આપવી જોઈએ એમ મને થયું. પણ જ્યાંસુધી હિંદુસ્તાન ઉપર પરદેશીની હકૂમત છે ત્યાંસુધી એ ગોરા લોકો પોતાના અભિમાનના તોરમાં આપણી શક્તિની કદર નથી શકવાના!

રસ્તામાં આગળ જતાં એક બીજું મંદિર આવ્યું. દરવાજે સાઈકલ મૂકીને અમે અંદર ચોગાનમાં ગયા. મંદિર બંધ હતું એટલે પાછા ફર્યા. મંદિરના દરવાજાની ડેલીએ એક જુવાન આડે પડખે પડ્યો પડ્યો નાગરી લિપિના મોટા અક્ષરવાળી કોઈ ચોપડી વાંચતો હતો. પહેલાં તો અમને થયું કે ધાર્મિક સ્તોત્રોનું કોઈ પુસ્તક હશે, પણ જ્યારે તેના કંઠસ્વરનું ઉચ્ચારણ અમારે કાને પડ્યું અને તેને મોટેથી “મન્મથ મેરે હૃદયમેં, ખલબલ મચા રહા” ગાતાં સાંભળ્યો ત્યારે જ અમને ખબર પડી કે તેના આરાધ્યદેવ કોણ હતા! મંદિરની મફતની મીઠાઈ ખાઈ આખો દિવસ આળસ અને ભોગવિલાસના વાતાવરણમાં પડ્યા રહ્યા પછી એ જુવાનના હૃદયમાં મન્મથ વ્યથા ન મચાવે તો શું રામ હનુમાન કે શંકર વ્યથા મચાવવાના હતા? આ મંદિર ઊઘડવાને હજી વાર હતી એટલે અમે બ્રહ્માજીના મંદિર તરફ જવા ઊપડ્યા.

પુષ્કરજીનાં બધાં મંદિરોમાં આ મંદિરનો મહિમા સૌથી મોટો ગણાય છે. પચીસ ત્રીસ જેટલાં આરસનાં પગથિયાં ચડીને જ મંદિરના ચોગાનમાં પ્રવેશ કરાય છે. આ મંદિરના એક એક પગથિયા ઉપર તેને બંધાવી આપનાર દાનેશ્વરી (!) શ્રીમંતોનાં નામ છે. અધિકતર આ પુણ્યકર્મ મારવાડી શેઠ–શાહુકારોને હાથે જ થયેલું છે. એક એક પગથિયામાં ચાંદમલજી, તેજમલજી, ચોથમલજી વિગેરે બે ત્રણ મલજીઓનાં નામ નજરે પડે છે.

ભારતવર્ષમાં એક વખત એવો હતો જ્યારે લાખો અને કરોડો રૂપિયાનાં ગુપ્ત દાન કરનાર એક નહિ પણ અસંખ્ય માણસો નીકળી આવતા. આજે હિંદુસ્તાનમાં જે લાખો મંદિરો નજરે પડે છે તેમાં કેટલાં મંદિરોમાં તે ચણાવી આપનાર શ્રીમંતોનાં નામ છે? અરે એ બધાં મંદિરો કોણે બંધાવ્યાં છે, કોણે તેમાં ઈંટ–ચૂનાનું કામ કર્યું છે એ કશું જ આપણે જાણતા નથી. મંદિરના ચણનારા અને ચણાવનારા કરતાંયે મંદિરના વાતાવરણની, તેની પવિત્રતાની, ભવ્યતાની અને ઈશ્વર–સાનિધ્યની લાગણી જ લોકોનાં હૃદયને ભરી દેતી. અને એ રીતે એ મંદિરના તમામ સર્જકોને લોકોના આશીર્વાદ આડકતરી રીતે જ મળી રહેતા. આવી જાતની ઉચ્ચ ભાવના આજના જાહેરખબરના જમાનામાં ઘણી ઓછી જોવામાં આવે છે. યુરોપમાં સંત ફ્રાન્સિસે લોકોની મદદથી અને પોતાના યજ્ઞકર્મથી અનેક દેવળો ઊભાં કરેલાં, પણ એક પણ દેવળ ઉપર પોતાના નામની તખતી લગાવવાનો આગ્રહ તેણે કદી પણ કર્યો હોય એવું સાંભળ્યું નથી. યુરોપ જેટલે દૂર શા માટે જઈએ, આપણા ગુજરાતમાં સ્વામીનારાયણ–સંપ્રદાયનાં કેટલાંયે ભવ્ય મંદિરો લોકોની સામુદાયિક શક્તિએ જ ઊભાં કરેલાં છેઃ ધોલેરાનું મંદિર આજે એ વાતની સાક્ષી પૂરતું ઊભું છે.

મોટા ભાગના દાનવીરો વણિક–બુદ્ધિના જ હોય

છે. એમને દાન કરીને સ્વર્ગનું પુણ્ય તો પ્રાપ્ત કરવું જ છે, પણ સાથે સાથે આ જગતની કીર્તિ પણ મળી જતી હોય તો તેને જવા દેવી પાલવતી નથી. ઊલટું રૂ. ૫૦૦નું દાન કરીને ૧૦૦૦ના ખરચે ઊભી કરેલી વસ્તુમાં પોતાનું નામ આવે એવી ઇચ્છા રાખે છે. ધર્મમાં પણ જ્યારે આવી વિકૃત વણિકવૃત્તિ આધિપત્ય ભોગવે છે ત્યારે તેમાં પાખંડ પ્રવર્તે છે. આપણી આધ્યાત્મિક ભાવના કેટલી હદ સુધી નીચે ઊતરી છે તે ઉપરની વાત બતાવી આપે છે. આપણા સદ્‌ભાગ્યે આવા અંધકારમાં પ્રકાશની રેખા ક્યાંક ક્યાંક ચમકે છે. આજે પણ મોટા મોટા દાનવીરો સાવ નિસ્પૃહ ભાવથી જ દાન કરતા હોય એ છેક અસંભવિત નથી. ડાબા હાથનું કરેલું દાન જમણો હાથ પણ ન જાણે એ ઈશુખ્રિસ્તના વચનને અક્ષરશઃ અનુસરનારા કોક કોક માણસો છાને ખૂણે પડ્યા જ છે. એવા પુરુષો દાન કરવામાં બીજા ઉપર મહેરબાની કરતા હોય એવી ભાવના નથી રાખતા, પણ પોતાના હૃદયની અંદર એક ઉદાત્ત અને પવિત્ર ભાવનાનો અનુભવ કરતા હોય છે. તેના હૃદયમાંથી અહંભાવ જન્મતો નથી પણ કૃતકૃત્યતાનો ભાવ અનુભવે છે. જગતમાં પોતાનું નામ વિખ્યાત થશે એનો વિચાર સરખો પણ દાન કરતી વખતે તેમનાં મનમાં હોતો નથી. ખ્યાતિથી ભાગનાર અને મૂંગી સેવા કરનારા આવા માણસો ભલે આંગળીને વેઢે ગણાય તેટલા હોય તો-પણ તેની હસ્તિ આપણે માટે આશીર્વાદસમ છે. આપણા દેશના મહા-ઉત્થાનની આ ઘડીએ આવા માણસો બીજાઓને પ્રેરણારૂપ નીવડવાના.

બ્રહ્માજીના મંદિરના ગર્ભભાગ આગળ બે ત્રણ સાધુઓ બેઠા હતા. તેમણે મંદિરની ભવ્યતાની અને તેના ઇતિહાસની અનેક વાતો કરી. એ મંદિરને લગતી કેટલીક દંતકથાઓ પણ સાંભળી. પુષ્કરજીના પવિત્ર સરોવર વિષેની સૌથી પ્રચલિત દંતકથા આ છે.

બ્રહ્માએ પોતાની અલૌકિક શક્તિથી ત્રણ ફૂલ બનાવ્યાં અને ત્રણેને અમુક અમુક માઈલોને અંતરે ફેંક્યાં. ત્રણે ફૂલો સરોવરના રૂપમાં ફેરવાઈ ગયાં એમાંનું એક આ પુષ્કર! એ પછી વખત જતાં આ સરોવરની મહત્તા વધી. ભારતવર્ષના યાત્રાળુઓ અહીં વરસે વરસે આવવા લાગ્યા. ધર્મપ્રેમી યાત્રાળુઓ અને લોકોએ સાથે મળીને મંદિરો ચણાવ્યાં. અત્યારે દર વરસે અહીં કાર્તિક-પૂર્ણિમાનો મોટો મેળો ભરાય છે ત્યારે હજારો, લાખો યાત્રાળુઓ અહીં એકઠા થાય છે.

ભક્તિભાવે આવેલા દરેક યાત્રાળુને આ બધું કાવ્યમય લાગે. પણ આજે મંદિરોની જે અવદશા થઈ છે, જે રીતે તે ચાલી રહ્યાં છે-એ બધું જોઈને ઈશ્વર તો ક્યારનોયે એ મંદિર છોડીને ચાલી ગયો છે. એટલે એવાં મંદિરોમાં આપણને ભક્તિભાવ તો ક્યાંથી ઉત્પન્ન થાય? ઊલટું મંદિરની અંદરની અનેક વસ્તુઓ જોઈને કેવળ દુઃખ અને રોષ ઉત્પન્ન થાય. આજે હિંદુ-જાતિના એક પંચમાંશ હિસ્સાને ભક્તિરૂપી પુણ્ય-કાર્ય કરવા જતાં બળજબરીથી રોકવામાં આવે, મંદિરની આવકનો મોટો ભાગ ભોગવિલાસ અને એવા જ બીજા એલફેલમાં વાપરવામાં આવે એવાં મંદિરોમાં ભગવાન ટકી શકે ખરો? ત્યાં ભક્તિની સુગંધ કરતાં હરિજનોના ઊના નિસાસાઓ જ હોય. આજે તો વ્યવસ્થા, નિઃસ્વાર્થતા અને સંયમને અભાવે મંદિરો રોગનાં, દુરાચારનાં અને પાપનાં સ્થાન બન્યાં છે. આમ હોવાથી આ બધાં મંદિરોનું મહત્ત્વ સંગ્રહસ્થાનની ચીજ કરતાં વધારે નથી રહ્યું. જેવા અમે શુષ્કભાવે અહીં આવ્યા હતા તેવા જ પાછા ફર્યા. સાધુ મહાશયે દક્ષિણાની આશા રાખેલી પણ જે પ્રવૃત્તિ પ્રત્યે આપણા દિલમાં લેશ પણ આદર ન હોય ત્યાં આપણે શું આપી શકીએ? એટલે એમને પણ નિરાશ કરીને અપ્રસન્ન ચિત્તે અમે મંદિરનો દરવાજો છોડ્યો.

નીચે ઊતરીને પુષ્કરના જુદા જુદા ઘાટ ઉપરથી પુષ્કર સરોવરના ધીર ગંભીર જલરાશિનું સૌંદર્યપાન કરવા લાગ્યા. પુષ્કરરાજના કિનારા ઉપર જ મુખ્ય બજાર છે. અનેક નાની મોટી દુકાનો અને વચ્ચે વચ્ચે આરસના ઘાટ. ઘાટ પાસે જ કોઈ કોઈ જગ્યાઓએ નાનાં મંદિરો છે. તે ઘાટને અને સરોવરને શોભા આપે છે.

પુષ્કરની મહત્તા અને તેના સૌંદર્યનું પૂર્ણ દર્શન કરવું હોય તો આ ઘાટ ઉપરથી જ થઈ શકે. ઘાટ ઉપરથી જ સરોવરની વિશાળ સપાટી નજરે પડે છે. શાંત પવનમાં મંદ મંદ તરંગો ઉપજાવતી તે જોનારને મુગ્ધ કરે છે. સામે કિનારે દૂર દૂર માઈલ જેટલો લાંબો સૂતેલો પહાડ દૂરથી જાણે સરોવરની પાળ જેવો લાગે છે. ઝીણી નજરે જોતાં એ પહાડના પેટાળમાં વૃક્ષોની લાંબી હાર અને લીલી વનરાજી પુષ્કરના સામા કિનારાને એક મોહક છટા અર્પે છે. તેનું ધીર–ગંભીર જલ જાણે તે બીજું જ નીલ આકાશ હોય તેવો ભાસ કરાવે છે. કેટલાયે ભક્તો કિનારા ઉપર સ્નાન કરતા અને મંત્રની રટ લગાવતા નજરે પડે છે. નાના નાના બાલકુમારો પોતાના સ્વભાવસહજ મસ્તી કરતાં અને એક બીજા ઉપર સાચા મોતી જેવાં જલકણોનો અભિષેક કરતા અહીં તહીં ભટકતા જોઈ આપણને એમ જ થાય કે બાળકો તો કુદરતને ખોળે જ શોભે.

પુષ્કરરાજનાં દર્શને અમારાં ચિત્તની અપ્રસન્નતા હરી લીધી. અમારો રોષ ક્યાંયે અલોપ થઈ ગયો અને કુદરતની ભવ્યતા અને મહત્તામાં અમે ડૂબી ગયા. પાએક કલાક સુધી આ સરોવરને મૂક ભાવે જોતા જોતા અમે કિનારા ઉપર જ થંભી ગયા.

ક્ષુદ્રતાનાં દર્શન કરીને માણસ જે ક્ષુદ્રતાનાં જ સ્વપ્નો સેવે છે તેમ ભવ્યતાનાં દર્શન કર્યાં પછી માણસ ભવ્ય સ્વપ્નો જ સેવતો થઈ જાય છે. અને કુદરતનું સાનિધ્ય એટલે જાણે બીજા ઈશ્વરનું જ સાનિધ્ય જોઈ લ્યો. એ આપણા હૃદય આખાને ઉલ્લાસથી, પ્રસન્નતાથી, કૃતકૃત્યતાથી ભરી દે છે. કુદરતની આવી અદ્‌ભુત કૃતિઓ નિહાળ્યા પછી માણસ પોતાની અંદર રહેલા છીછરાપણાને લઈને શરમાય છે અને સરોવર જેવી શાંત અને ઉદાત્ત ભાવના તેના હૃદયમાં જન્મ પામે છે. કુદરતની ભવ્યતામાં મનુષ્યના અંતઃકરણ ઉપર એક અલૌકિક છાપ પાડવાની શક્તિ છે જ. ઈશ્વરની અસંખ્ય અને અનંત શક્તિઓનાં આ વિવિધ રૂપો જાણે મનુષ્યજાત માટે ખાસ સંદેશાઓ લાવતાં હોય એમ લાગે છે. ગગનગામી ગિરિશ્રૃંગો માણસને ઉન્નત આદર્શ સેવવાની પ્રેરણા આપે છે. પ્રચંડ મહાસાગરના અનવરત પ્રવાહો એ જ રીતે તેની આગળ નિષ્કામ કર્મનો સંદેશો લાવતા હોય છે. બે કાંઠામાં છલબલ થતી નદીઓનાં નીર ત્વરિત ગતિએ સાગરમાં ઠલવાય છે તે જાણે તેન ત્યક્તેન મુંજીથાઃ ના ઉપનિષદના મંત્રનું પુનઃ પુનઃ રટણ કરતાં હોય એમ લાગે છે. જગતના ઝંઝાવાતોમાં પણ માણસે સ્થિર, શાંત અને ધીર–ગંભીર રહેવું જોઈએ એમ ઊંડા સરોવરનાં શાંત અને ધીર–ગંભીર જળ સૂચના કરતાં ભાસે છે. કુદરતની એક એક વસ્તુમાં માનવજાતના, જગતકલ્યાણના ગેબી મંત્રો પડ્યા હોય છે. એ ઝીલીને આપણે આપણાં હૃદયમાં કુદરત જેટલી નિષ્કામવૃત્તિ, કુદરત જેટલો જ ત્યાગ અને કુદરત જેટલી જ ભવ્યતા અને ઊંડાણની સ્થાપના કરી શકીએ તો કેવું સારું! પુષ્કર–સરોવરનાં દર્શન પછી અમે કંઈક આવી જ ભાવના અનુભવી. અને આંખવાટે હૃદયમાં કંઈક અદ્‌ભુત ભરીને જતા હોઈએ તેવું અમને લાગ્યું.

પાછા ફરતા હતા ત્યારે અમારો બધો જ થાક ઊતરી ગયો હતો અને આથમતા સૂર્યનાં આછાં કિરણો અમારાં પ્રસન્ન મુખ ઉપર ચમકી અમને વધારે પ્રસન્ન બનાવતાં હતાં.

# અર્થવ્યવહારની ગૂંચવણો

શ્રી. રિચાર્ડ બી. ગ્રેગ

[ ગતાંકથી ચાલુ ]

નાણાંનો ભંડોળ રાખનારા અને એનું વ્યાજ લેનારા તરીકે શરાફોનો ઉલ્લેખ આગળ થઈ ચૂક્યો છે. શરાફો નાણાંનો ભંડોળ રાખનારા કે એને વ્યાજે ધરનારા તરીકે જે મહત્ત્વ રાખે છે એથી પણ વિશેષ એનું મહત્ત્વ છે. કારણ કે નાણું પણ એક સામાન્ય ચીજ વસ્તુ કરતાં એક ખાસ વિશેષ પ્રકારનું મહત્ત્વ ધરાવે છે. શરાફો એ નાણાંના પ્રતીકને ચતુરાઈથી અને બુદ્ધિપૂર્વક વ્યવહારમાં લેનારા હોઈ એમનું પણ વિશેષ મહત્ત્વ છે. ચોક્કસ પ્રકારની શક્તિ પ્રાપ્ત કર્યા પછી જ એ પોતે જાહેર કરે છે કે અમુક પ્રકારનાં સાહસ કરવામાં પોતાને વિશ્વાસ છે કે નહિ. જો તેમને એ જાતનું સાહસ કરવામાં વિશ્વાસ હોય તો તેઓ પોતાને ઉત્તેજન આપનારાઓ માટે પોતાની માન્યતાનું પ્રતીક ઉભાડું કરી તેમને તે આપે છે. આ રીતે શરાફો નાણાં પેદા કરે છે અને હેરવે-ફેરવે છે. અને આ જાતની શાખને ઊભી કરવી અને એ જાતનું શાખનું નાણું હેરવવું-ફેરવવું એ જ શરાફોનું મુખ્ય કાર્ય છે. આ જાતનાં નાણાંના નવા સ્વરૂપના શોધકો તરીકે અને એને પોષનારા તરીકે તેઓએ એને અંગેના ચોક્કસ નિયમો નિયત કર્યા હોય છે. પણ આવા બધા જ નિયમો કાંઈ કેવળ શરાફોએ જ બનાવ્યા નથી હોતા. મોટા ભાગના નિયમો તો પ્રતીકની આંતરિક સ્થિતિને કારણે અથવા તો એને અંગેની કેટલીક અનિવાર્યતા અને જરૂરિયાતને કારણે ઊભા થયેલા હોય છે.

બીજગણિતમાં કેટલાંક પ્રાથમિક અનુમાનો પ્રથમથી જ કરવાં પડે છે અથવા તો ક-ખ-ગ ને અંગેના કેટલાક ચોક્કસ નિયમો બાંધવા જ પડે છે, અને બીજગણિતનું આખું તર્કશાસ્ત્ર આ જાતનાં પ્રાથમિક અનુમાનો અથવા તો પ્રતીકની વિશિષ્ટતાઓ ઉપર રચાય છે અને એ અનિવાર્ય છે. એ જ રીતે રમતોમાં પણ બને છે. બધી જ જટિલ રમતો આપોઆપ આ નિયમને અનુસરે છે. એ જ વસ્તુ પૈસાને માટે પણ લાગુ પડે છે. હું તો એ માનું જ છું કે કહેવાતા 'આર્થિક કાનૂનો' એ કેવળ આ પ્રકારનાં પ્રતીકોનું-જેને નાણાંનું નામ અપાયું છે તેનું-ચોક્કસ પ્રકારનું તાર્કિક પરિણામ છે.

પરંતુ નાણાંનાં બહુવિધ કાર્યો-વ્યવહારોને લઈને એનાં પ્રાથમિક અનુમાનો અત્યંત જટિલ બની જાય છે. પરિણામે જે "આર્થિક કાનૂનો" ઘડાયા હોય તે કેવળ અમુક શક્યતાઓ અંગેનાં મર્યાદિત અનુમાનો જ નથી રહેતાં, પરંતુ ઘણીવાર વ્યવહારમાં વિરોધ અને ગૂંચવણભરેલાં બની જાય છે.

પ્રતીકોનો ઉપયોગ કરવો એ માણસની એને વારસામાં મળેલી ખાસિયત છે અને એ એક ખાસિયત એને બીજાં પ્રાણીઓથી જુદો પાડે છે.

આદિકાળથી એણે પ્રતીકોનો ઉપયોગ કર્યો છે. હાવભાવ, નાચ, ચિત્રો, નિશાનીઓ, શબ્દો, આંકડા, વાવટા, ઘરેણાં, પહેરવેશ, સ્થાપત્ય–આ બધાં પ્રતીકો છે અને એ દરેકને પોતાની જુદી જુદી વિશિષ્ટતાઓ છે. કોઈ પણ પ્રકારના પ્રતીક વિના માણસ વિચારી ન શક્યો હોત, એની વિચારશ્રેણી તદ્દન પ્રાથમિક અવસ્થામાં રહી હોત, એ ઊર્મિહીન રહ્યો હોત, એનાં કાર્યો મર્યાદિત અને સાદાં જ રહ્યાં હોત. પ્રતીકો એ આપણાં મહત્ત્વનાં અને કદાચ સૌથી શરૂઆતનાં બૌધિક અને ઊર્મિપ્રધાન હથિયારો છે. મનોવૈજ્ઞાનિકો આપણને કહે છે કે પ્રતીકો શક્તિ-ઉત્તેજક અને શક્તિવાહક છે. યુદ્ધકાળે રાષ્ટ્ર-ધ્વજનો ઉપયોગ એ એક દેખીતો દાખલો છે. તમે એ કહી શકો છો કે પ્રતીકો એ સમજાતાં નથી, એ તો માનવામાં જ આવે છે. અને માન્યતા હમેશાં કાર્યમાં પરિણમે છે અથવા તો કાર્ય ઉપર સીધી અસર કરે છે. એટલે કે પ્રતીક એ કાર્ય કરવા પ્રેરે છે. એની સાથે સાથે જ પ્રતીકો આપણી અજ્ઞાત લાગણીઓને, વિચારોને અને કાર્યોને વ્યવસ્થિત અને સંગઠિત કરે છે. આપણે એ અનુભવીએ છીએ કે યંત્ર અને ભૌતિક સાધનો આપણાં કાર્યોને વ્યવસ્થિત કરી આપણી અનેક ટેવોને સ્થાયી કરે છે, સ્થાપે છે. એ જ રીતે આ પ્રતીકો, આપણી બુદ્ધિ અને ઊર્મિનાં આ હથિયારો, આપણાં કાર્યોને વ્યવસ્થિત અને સંગઠિત કરીને યંત્ર કરતાં પણ વધારે ચોકસાઈથી આપણી ટેવો સ્થાયી કરે છે. આપણે પ્રતીક વિના ન ચલાવી શકીએ. અલબત્ત, એનો ઉપયોગ ખૂબ સાવચેતીથી અને વારંવાર તપાસી, એના ગુણદોષોની ટીકાઓ કરી એને પ્રસંગોપાત સુધારીને કરીએ એ જરૂરી છે અને તો જ પ્રગતિ શક્ય બને.

પ્રતીક તરીકે નાણું શક્તિને ઉત્તેજન અને વેગ આપે છે. આર્થિક શાખ એ રીતે ઘણું મોટું સર્જન કરનારી છે. ચોક્કસ પ્રકારનાં વિચારો, ગ્રંથિઓ અને કાર્યોને એકત્રિત અને વ્યવસ્થિત કરનાર તરીકે નાણાંએ આદ્યોગિક ઉત્પાદનમાં, વ્યવહારમાં, માલની અવરજવરમાં અને રાજયતંત્રો ચલાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. નાણાંએ મનુષ્યના મનને, એના આંતરિક વલણને, અરે, એના દેખાવને પણ ખૂબ જ પ્રભાવિત કર્યો છે. 'ન્યુયોર્ક ટાઈમ્સ'ના એક રવિવારના ઇલસ્ટ્રેટેડ અંકમાં આવેલાં બાર જાપાનીઝ ધંધાદારી પૂંજીપતિઓનાં ચિત્રો એ કેવળ ખાસ જાપાનીસ પૂંજીપતિઓની વિશિષ્ટતા દર્શાવતાં નહોતાં, પરંતુ એ જાતના એકેએક પૂંજીપતિના ચહેરાની–ચાહે ફ્રાન્સનો હોય યા ઇંગ્લાંડનો હોય–વિશિષ્ટતા વ્યક્ત કરતાં હતાં.

માણસના જ્ઞાત અને અજ્ઞાત મનમાં પ્રતીકોના અતિશય મહત્ત્વને કારણે જે લોકો આ પ્રતીકોને પારખી કાઢવામાં અત્યંત કુશળ હોય તે આપણા વિચાર ઉપર, ઊર્મિઓ ઉપર, ગ્રંથિઓ ઉપર અને કાર્યો ઉપર, અરે, આપણા આખા જીવન ઉપર પ્રભુત્વ રાખે. પરંતુ આપણે આ વસ્તુસ્થિતિના સ્પષ્ટપણે અને ઊંડાણથી જાણકાર નથી અને માટે સામાન્ય રીતે આ રીતનું પ્રભુત્વ ધરાવનારાઓને જવાબદાર નથી ગણાતા. પરંતુ નાણું એ આપણું મુખ્ય આર્થિક પ્રતીક છે અને તેથી જેમની પાસે એને કાબૂમાં રાખવાનું ચાતુર્ય છે એ આપણા જીવન ઉપર અને આપણી સંસ્થાઓ ઉપર પ્રભુત્વ ધરાવે છે. નાણાં કેટલાં શક્તિશાળી છે એના ચિહ્ન તરીકે બેંકનાં ને તેની ઑફિસોનાં ભવ્ય મકાનો આપણી સમક્ષ મોજૂદ છે. મધ્યયુગમાં જે રીતે યુરોપમાં ખ્રિસ્તી દેવળો શણગારાયેલાં રહેતાં તેવાં જ ભભકાદાર આજે આ મકાનો હોય છે.

આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સામાજિક કાબૂ ધરાવનારું સૌથી વધુ બળવાન સાધન એ નાણું છે. એની સાથે ખાનગી મિલકત તરીકે જમીન, સંગઠિત રૂપમાં રાજ્યનું સ્વરૂપ લઈને બેઠેલી હિંસા, લશ્કર અને પોલીસના રૂપમાં જોડાયેલી છે. શક્તિને ઉત્તેજન આપ-

નાર તરીકે, ટેવ પાડનારી શક્તિ તરીકે અને સમજણપૂર્વકના રોજિંદા ઉપયોગને કારણે પૈસો એ સૌથી વધારે શક્તિશાળી એવું સામાજિક કાબૂ ધરાવતું સાધન બન્યું છે. પરંતુ જો આ જાતનો સામાજિક કાબૂ ધરાવતા આ સબળ શસ્ત્રનો ઉપયોગ મૂળથી જ ચોકસાઈથી અને એક જ રીતે ન થાય, એના આખાએ વ્યવહારમાં આધ્યાત્મિક દૃષ્ટિ ન રહે તો તેનો કાયમી ઉપયોગ સમાજને અત્યંત હાનિ કરનારો, કદાચ સમાજનો નાશ વહોરનારો બને.

લડાઈનાં આટલાં બધાં નુકશાનો, એનાથી થયેલી આટલી બધી છિન્નભિન્નતા, આટલાં આટલાં મંદીનાં મોજાં અને ક્રાંતિની જ્વાલાઓ છતાં આપણી આજની આર્થિક રચના અતૂટ અને મજબૂત રહી છે એવું કદાચ એક મુખ્ય કારણ તો એ છે કે માણસ પ્રતીકનો ઉપયોગ ચાહે છે—એને વિનિમયના એક વાહનની જરૂર છે.

ઘણા અર્થરચના કરનારા કહે છે કે અમે ઉત્પાદનનો મુખ્ય પ્રશ્ન ઉકેલી નાખ્યો છે અને હવે વહેંચણીનો એક મહાન પ્રશ્ન બાકી રહ્યો છે. આ કાળે નાણું વિનિમયના એક વાહન તરીકે મહત્ત્વનો ભાગ ભજવે છે અને એની ખામીઓમાં સુધારો થાય તો એ અત્યંત મદદ કરનારી વસ્તુ બનશે.

## આર્થિક સંબંધોને હાનિ પહોંચાડે છે

નાણું એ સર્વસામાન્ય અને જરૂરી વિનિમયનું વાહન હોવાને કારણે એણે આપણા આર્થિક સંબંધોને પણ વ્યક્તિગત ન રહેવા દેતાં સર્વસામાન્ય બનાવી દીધા છે. જેમને આપણે નૈતિક રીતે ટેકો ન આપતા હોઈએ કે જેને જાણતા પણ ન હોઈએ, જેનાથી વ્યક્તિગત રીતે આપણે સાવ બીજા મતના હોઈએ તેની સાથે પણ આપણે વેપાર કરીએ છીએ. આ હકીકતની સાથે જ આધુનિક યુગના મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોએ માલિક અને મજૂર વચ્ચેનો માનવી-સંબંધ તોડી નાખ્યો છે. બંન્ને વચ્ચેનો સંબંધ યંત્રવત્ અને વ્યક્તિથી પર થઈ ગયો છે. યંત્રોને ચલાવવામાં કુદરતી શક્તિનો ઉપયોગ અને યંત્રોની ઝડપી ગતિ આ બન્નેની સાથે કારખાનાંઓમાં સમયપત્રકો, ઉત્પાદન પ્રથાનાં પત્રકો અને માલ લાવવા લઈ જવાના નિયમોની સાથે જ્યારે નફો ભળ્યો ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે કારખાનાંઓમાં પણ આપણે લશ્કરના જેવી જ નિષ્ઠુર, કડક અને જડ શિસ્ત ઊભી કરી દીધી છે. મજૂરે હુકમને માન આપી પહેલીલી જ ક્ષણે એનો અમલ કરવો જોઈએ, નહિતર એ પોતાનો ધંધો ગુમાવે છે. એ હમેશાં એની જાતને આ મહાન યંત્રનો એક નાનકડો ખીલો માને છે અને છે પણ એમ જ. એ પોતે તો અંત આવવાને સર્જાયેલું એક માત્ર સાધન બને છે અને એ હકીકત એના વ્યક્તિત્વનો ઘાત કરે છે, એનું અપમાન કરે છે. ઘણા કઠણ મનના મજૂરો આ કડવો ઘૂંટડો ગળી જાય છે પરંતુ આજે સંસારમાં જે મજૂરસંગઠન અને મજૂરમંડળોની પ્રવૃત્તિ વધતી જાય છે એ મજૂરોના આ અસંતોષના પુરાવારૂપે છે. ભવિષ્યના સંઘર્ષ માટેની અને મજૂરોની આ ભાવના માટેની જવાબદારી નાણાંની છે અને એણે એ ઉઠાવવી જ જોઈશે.

નાણાંના અનેકવિધ વ્યવહાર અને ઉપયોગને કારણે ઘણા માણસો એને સૌથી વધારે કિંમતી માને છે અને તીવ્ર હરીફાઈમાં પડેલા માલિકો પૈસાને માનવીથી પણ વધારે કિંમતી ગણે તો આપણે જરા પણ આશ્ચર્ય પામવા જેવું કે રોષે ભરાવા જેવું નથી. જો આપણે આજના આર્થિક બંધારણને તપાસીએ તો ધંધાને ચાલુ રાખવા ધંધાદારે ચોપડા ઉપર પૈસાના સ્વરૂપમાં નફો દેખાડવો જ જોઈએ. પરિણામે મુશ્કેલીના કે મંદીના કાળમાં માલિક નફો ઓછો કરવા કરતાં મજૂરી ઉપર કાપ મૂકે તે અનિવાર્ય બને છે. એમણે એમ કરવું જ પડે અને એ માટે એમને ભાગ્યે જ દોષપાત્ર ગણી શકાય. થોડાક અસામાન્ય કાર્યશક્તિવાળા માલિકો આ જાતનું પગલું ભરવાનું મુલતવી રાખી શકે પરંતુ એ પણ કાયમને માટે તો નહિ જ. પરંતુ જો આપણે નાણાંના આ ને આ જ પ્રકારના આજની જેમ જ બહુવિધ

પ્રતીકોનો ઉપયોગ કરવો એ માણસની એને વારસામાં મળેલી ખાસિયત છે અને એ એક ખાસિયત એને બીજાં પ્રાણીઓથી જુદો પાડે છે.

આદિકાળથી એણે પ્રતીકોનો ઉપયોગ કર્યો છે. હાવભાવ, નાચ, ચિત્રો, નિશાનીઓ, શબ્દો, આંકડા, વાવટા, ઘરેણાં, પહેરવેશ, સ્થાપત્ય–આ બધાં પ્રતીકો છે અને એ દરેકને પોતાની જુદી જુદી વિશિષ્ટતાઓ છે. કોઈ પણ પ્રકારના પ્રતીક વિના માણસ વિચારી ન શક્યો હોત, એની વિચારશ્રેણી તદ્દન પ્રાથમિક અવસ્થામાં રહી હોત, એ ઊર્મિહીન રહ્યો હોત, એનાં કાર્યો મર્યાદિત અને સાદાં જ રહ્યાં હોત. પ્રતીકો એ આપણાં મહત્ત્વનાં અને કદાચ સૌથી શરૂઆતનાં બૌધિક અને ઊર્મિપ્રધાન હથિયારો છે. મનોવૈજ્ઞાનિકો આપણને કહે છે કે પ્રતીકો શક્તિ-ઉત્તેજક અને શક્તિવાહક છે. યુદ્ધકાળે રાષ્ટ્ર-ધ્વજનો ઉપયોગ એ એક દેખીતો દાખલો છે. તમે એ કહી શકો છો કે પ્રતીકો એ સમજાતાં નથી, એ તો માનવામાં જ આવે છે. અને માન્યતા હમેશાં કાર્યમાં પરિણમે છે અથવા તો કાર્ય ઉપર સીધી અસર કરે છે. એટલે કે પ્રતીક એ કાર્ય કરવા પ્રેરે છે. એની સાથે સાથે જ પ્રતીકો આપણી અજ્ઞાત લાગણીઓને, વિચારોને અને કાર્યોને વ્યવસ્થિત અને સંગઠિત કરે છે. આપણે એ અનુભવીએ છીએ કે યંત્ર અને ભૌતિક સાધનો આપણાં કાર્યોને વ્યવસ્થિત કરી આપણી અનેક ટેવોને સ્થાયી કરે છે, સ્થાપે છે. એ જ રીતે આ પ્રતીકો, આપણી બુદ્ધિ અને ઊર્મિનાં આ હથિયારો, આપણાં કાર્યોને વ્યવસ્થિત અને સંગઠિત કરીને યંત્ર કરતાં પણ વધારે ચોકસાઈથી આપણી ટેવો સ્થાયી કરે છે. આપણે પ્રતીક વિના ન ચલાવી શકીએ. અલબત્ત, એનો ઉપયોગ ખૂબ સાવચેતીથી અને વારંવાર તપાસી, એના ગુણદોષોની ટીકાઓ કરી એને પ્રસંગોપાત સુધારીને કરીએ એ જરૂરી છે અને તો જ પ્રગતિ શક્ય બને.

પ્રતીક તરીકે નાણું શક્તિને ઉત્તેજન અને વેગ આપે છે. આર્થિક શાખ એ રીતે ઘણું મોટું સર્જન કરનારી છે. ચોક્કસ પ્રકારનાં વિચારો, ગ્રંથિઓ અને કાર્યોને એકત્રિત અને વ્યવસ્થિત કરનાર તરીકે નાણાંએ આદ્યોગિક ઉત્પાદનમાં, વ્યવહારમાં, માલની અવરજવરમાં અને રાજ્યતંત્રો ચલાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. નાણાંએ મનુષ્યના મનને, એના આંતરિક વલણને, અરે, એના દેખાવને પણ ખૂબ જ પ્રભાવિત કર્યો છે. 'ન્યુયોર્ક ટાઈમ્સ'ના એક રવિવારના ઇલસ્ટ્રેટેડ અંકમાં આવેલાં બાર જાપાનીઝ ધંધાદારી પૂંજીપતિઓનાં ચિત્રો એ કેવળ ખાસ જાપાનીસ પૂંજીપતિઓની વિશિષ્ટતા દર્શાવતાં નહોતાં, પરંતુ એ જાતના એકએક પૂંજીપતિના ચહેરાની–ચાહે ફ્રાન્સનો હોય યા ઇંગ્લાંડનો હોય–વિશિષ્ટતા વ્યક્ત કરતાં હતાં.

માણસના જ્ઞાત અને અજ્ઞાત મનમાં પ્રતીકોના અતિશય મહત્ત્વને કારણે જે લોકો આ પ્રતીકોને પારખી કાઢવામાં અત્યંત કુશળ હોય તે આપણા વિચાર ઉપર, ઊર્મિઓ ઉપર, ગ્રંથિઓ ઉપર અને કાર્યો ઉપર, અરે, આપણા આખા જીવન ઉપર પ્રભુત્વ રાખે. પરંતુ આપણે આ વસ્તુસ્થિતિના સ્પષ્ટપણે અને ઊંડાણથી જાણકાર નથી અને માટે સામાન્ય રીતે આ રીતનું પ્રભુત્વ ધરાવનારાઓને જવાબદાર નથી ગણાતા. પરંતુ નાણું એ આપણું મુખ્ય આર્થિક પ્રતીક છે અને તેથી જેમની પાસે એને કાબૂમાં રાખવાનું ચાતુર્ય છે એ આપણા જીવન ઉપર અને આપણી સંસ્થાઓ ઉપર પ્રભુત્વ ધરાવે છે. નાણાં કેટલાં શક્તિશાળી છે એના ચિહ્ન તરીકે બેંકનાં ને તેની ઑફિસોનાં ભવ્ય મકાનો આપણી સમક્ષ મોજૂદ છે. મધ્યયુગમાં જે રીતે યુરોપમાં ખ્રિસ્તી દેવળો શણગારાયેલાં રહેતાં તેવાં જ ભભકાદાર આજે આ મકાનો હોય છે.

આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સામાજિક કાબૂ ધરાવનારું સૌથી વધુ બળવાન સાધન એ નાણું છે. એની સાથે ખાનગી મિલકત તરીકે જમીન, સંગઠિત રૂપમાં રાજ્યનું સ્વરૂપ લઈને બેઠેલી હિંસા, લશ્કર અને પોલીસના રૂપમાં જોડાયેલી છે. શક્તિને ઉત્તેજન આપ-

નાર તરીકે, ટેવ પાડનારી શક્તિ તરીકે અને સમજણપૂર્વકના રોજિંદા ઉપયોગને કારણે પૈસો એ સૌથી વધારે શક્તિશાળી એવું સામાજિક કાબૂ ધરાવતું સાધન બન્યું છે. પરંતુ જો આ જાતનો સામાજિક કાબૂ ધરાવતા આ સબળ શસ્ત્રનો ઉપયોગ મૂળથી જ ચોક્કસાઈથી અને એક જ રીતે ન થાય, એના આખાએ વ્યવહારમાં આધ્યાત્મિક દૃષ્ટિ ન રહે તો તેનો કાયમી ઉપયોગ સમાજને અત્યંત હાનિ કરનારો, કદાચ સમાજનો નાશ વહોરનારો બને.

લડાઈનાં આટલાં બધાં નુકશાનો, એનાથી થયેલી આટલી બધી છિન્નભિન્નતા, આટલાં આટલાં મંદીનાં મોજાં અને ક્રાંતિની જ્વાલાઓ છતાં આપણી આજની આર્થિક રચના અતૂટ અને મજબૂત રહી છે એવું કદાચ એક મુખ્ય કારણ તો એ છે કે માણસ પ્રતીકનો ઉપયોગ ચાહે છે–એને વિનિમયના એક વાહનની જરૂર છે.

ઘણા અર્થરચના કરનારા કહે છે કે અમે ઉત્પાદનનો મુખ્ય પ્રશ્ન ઉકેલી નાખ્યો છે અને હવે વહેંચણીનો એક મહાન પ્રશ્ન બાકી રહ્યો છે. આ કાળે નાણું વિનિમયના એક વાહન તરીકે મહત્ત્વનો ભાગ ભજવે છે અને એની ખામીઓમાં સુધારો થાય તો એ અત્યંત મદદ કરનારી વસ્તુ બનશે.

**આર્થિક સંબંધોને હાનિ પહોંચાડે છે**

નાણું એ સર્વસામાન્ય અને જરૂરી વિનિમયનું વાહન હોવાને કારણે એણે આપણા આર્થિક સંબંધોને પણ વ્યક્તિગત ન રહેવા દેતાં સર્વસામાન્ય બનાવી દીધા છે. જેમને આપણે નૈતિક રીતે ટેકો ન આપતા હોઈએ કે જેને જાણતા પણ ન હોઈએ, જેનાથી વ્યક્તિગત રીતે આપણે સાવ બીજા મતના હોઈએ તેની સાથે પણ આપણે વેપાર કરીએ છીએ. આ હકીકતની સાથે જ આધુનિક યુગના મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોએ માલિક અને મજૂર વચ્ચેનો માનવી–સંબંધ તોડી નાખ્યો છે. બંન્ને વચ્ચેનો સંબંધ યંત્રવત્ અને વ્યક્તિથી પર થઈ ગયો છે. યંત્રોને ચલાવવામાં કુદરતી શક્તિનો ઉપયોગ અને યંત્રોની ઝડપી ગતિ આ બન્નેની સાથે કારખાનાંઓમાં સમયપત્રકો, ઉત્પાદન પ્રથાનાં પત્રકો અને માલ લાવવા લઈ જવાના નિયમોની સાથે જ્યારે નફો ભળ્યો ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે કારખાનાંઓમાં પણ આપણે લશ્કરના જેવી જ નિષ્ઠુર, કડક અને જડ શિસ્ત ઊભી કરી દીધી છે. મજૂરે હુકમને માન આપી પહેલીલી જ ક્ષણે એનો અમલ કરવો જોઈએ, નહિતર એ પોતાનો ધંધો ગુમાવે છે. એ હમેશાં એની જાતને આ મહાન યંત્રનો એક નાનકડો ખીલો માને છે અને છે પણ એમ જ. એ પોતે તો અંત આવવાને સર્જાયેલું એક માત્ર સાધન બને છે અને એ હકીકત એના વ્યક્તિત્વનો ઘાત કરે છે, એનું અપમાન કરે છે. ઘણા કઠણ મનના મજૂરો આ કડવો ઘૂંટડો ગળી જાય છે પરંતુ આજે સંસારમાં જે મજૂરસંગઠન અને મજૂરમંડળોની પ્રવૃત્તિ વધતી જાય છે એ મજૂરોના આ અસંતોષના પુરાવારૂપે છે. ભવિષ્યના સંઘર્ષ માટેની અને મજૂરોની આ ભાવના માટેની જવાબદારી નાણાંની છે અને એણે એ ઉઠાવવી જ જોઈ શે.

નાણાંના અનેકવિધ વ્યવહાર અને ઉપયોગને કારણે ઘણા માણસો એને સૌથી વધારે કિંમતી માને છે અને તીવ્ર હરીફાઈમાં પડેલા માલિકો પૈસાને માનવીથી પણ વધારે કિંમતી ગણે તો આપણે જરા પણ આશ્ચર્ય પામવા જેવું કે રોષે ભરાવા જેવું નથી. જો આપણે આજના આર્થિક બંધારણને તપાસીએ તો ધંધાને ચાલુ રાખવા ધંધાદારે ચોપડા ઉપર પૈસાના સ્વરૂપમાં નફો દેખાડવો જ જોઈએ. પરિણામે મુશ્કેલીના કે મંદીના કાળમાં માલિક નફો ઓછો કરવા કરતાં મજૂરી ઉપર કાપ મૂકે તે અનિવાર્ય બને છે. એમણે એમ કરવું જ પડે અને એ માટે એમને ભાગ્યે જ દોષપાત્ર ગણી શકાય. થોડાક અસામાન્ય કાર્યશક્તિવાળા માલિકો આ જાતનું પગલું ભરવાનું મુલતવી રાખી શકે પરંતુ એ પણ કાયમને માટે તો નહિ જ. પરંતુ જો આપણે નાણાંના આ ને આ જ પ્રકારના આજની જેમ જ બહુવિધ

અને ભેળસેળવાળા વ્યવહારો ચાલુ રાખીએ તો લાંબા કાળ સુધી કોઈ પણ સરકાર, અરે, કોઈ પણ જાતની સમાજવાદી સરકાર પણ આ જાતનું શોષણ ન અટકાવી શકે. અલબત્ત, ચોક્કસ પ્રકારના ઉપાયો થોડા કાળ માટે એ શોષણને થંભાવી શકે પરંતુ નાણાંની મનુષ્યની પ્રકૃતિ ઉપર થતી અસર તો આ બાહ્ય બંધનો છતાં કાર્ય કર્યે જ જવાની. જ્યાંસુધી સમાજવાદી પ્રજાતંત્રે નાણાંના આજના વ્યવહારનું આંતરિક બંધારણ નથી બદલ્યું ત્યાંસુધી હું તો માનું છું કે ત્યાં પણ આપણે આવું જ પરિણામ જોશું. આ જાતનો નાણાંકીય-સાધનનો ઉપયોગ એ આજની આર્થિક પદ્ધતિનું શું પરિણામ આવશે તે નક્કી કરે છે.

## વિચારોથી દોરાતો માણસ

માણસ જે રીતે સત્ય જુવે છે તે રીતે અનુસરે છે. એણે હમેશાં એ પ્રમાણે કર્યું છે અને એ પ્રમાણે એ કરવાનો. એની માનસિક ગ્રંથિઓ (Sentiments) અને આવેગો હમેશાં વિચારથી રંગાયેલાં હોય છે ને તે મુજબ જ તેને આકાર મળ્યો હોય છે. એ એક જ એવું પ્રાણી છે કે જેનાં કાર્યો ઉપર વિચાર કાબૂ ધરાવે છે. એની નસો અત્યંત વ્યવસ્થિત હોય છે. મસ્તકમાં ચોક્કસ સ્થળે એનો વિચારપિંડ તૈયાર થાય છે ને વિવેકબુદ્ધિ વાપરવાની પળે એના મગજમાં આખો એ વિચારપિંડ તૈયાર હોય છે.

આથી માણસ એ એના વિચારોથી દોરાય છે અને એ સત્યની શોધ કરે છે. એ જ્યારે ગંભીર બૌધિક ભૂલ કરે છે ત્યારે પરિણામે એનું વર્તન પણ નુકસાનકર્તા નીવડે છે. આજની હિંસા અને અંધકાર એ તો મોટે ભાગે ડાર્વીનવાદ અને શરૂઆતના ભૌતિકવાદીઓની ખોટી વિચારણાઓને પરિણામે છે.

પ્રજાનો ઘણો મોટો ભાગ હજી આધુનિક શરીરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રની મહત્તા નથી સમજતો અને પરિણામે આજે પણ હજી ડાર્વીનવાદ પ્રવર્તે છે. ખોટી રીતે વિચારણા પામે તો ડાર્વીનવાદ યુદ્ધને ન્યાયી ઠરાવે છે. લડાઈની ભયાનકતા અને સંસ્કૃતિનો નાશ પણ એ વસ્તુ બતાવે છે કે માણસ સત્તાને જે રીતે જુવે છે તે રીતે અનુસરે છે.

આપણે આપણી સત્ત્વની દૃષ્ટિને અનુસરીએ છીએ અને એમ કરતાં જ આપણે નાણાંને ઉત્પન્ન કર્યાં છે. અને આપણા અસ્તિત્વને ટકાવી રાખવા આપણે ઉત્પન્ન કરેલ આ બૌધિક સાધનને લઈને આપણે આગળ ધપીએ છીએ પરંતુ એ અધૂરું છે, અચોક્કસ છે, ખોટું છે. એ સાધને આપણને દગો દીધો છે.

## હવે મુશ્કેલીઓ સમજી શકશું

આપણે સૌ નાણાંનો ઉપયોગ કરીએ છીએ અને સૌ એના ગુણદોષોની અસર હેઠળ આવ્યા છીએ. સામાન્ય રીતે દરેક માણસ સત્તા અને સલામતી ચાહે છે. આજના યુગમાં નાણું સત્તા અને સલામતી આપનારું છે. એટલે સત્તા અને સલામતી ચાહનારો દરેક માણસ નાણાં પાછળ ખેંચાય છે.

નાણાંમાં બીજા બધા ગુણોની સાથે મૂલ્યના સંગ્રહનો ગુણ છે અને એ ગુણને પરિણામે ગમે તે સ્થિતિમાં માણસ તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, અને માણસનો આ પ્રયત્ન વારંવાર વધારે ને વધારે પ્રમાણમાં થાય છે, એ વધતો જ જાય છે. નાણાં ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપવા એ તત્પર રહે છે. પોતાના પ્રયત્નમાં સફળતા મળતાં એને જ્યારે થોડું નાણું મળે છે ત્યારે એને એ પ્રયત્ન વધુ જોશથી કરવાનું ઉત્તેજન મળે છે અને વળી એના પ્રયત્નો આગળ વધે છે. આ એક સર્વસામાન્ય નિયમ છે. પ્રત્યેક સૂક્ષ્મ ચીજને, જ્યાં સત્તા અને જીવન હોય તેવા પ્રત્યેક તંતુને, લાગુ પડતો આ નિયમ છે. આપણને સ્વાર્થ તરફ ઘસડી જાય તેવી નાડી આપણા સૌમાં ધબકી રહી છે અને નાણું એ નાડી ઉપર નાચે છે અને એ નસોને ઉત્તેજન આપી વિકસાવે છે.

કાયમને માટે વારંવાર નિયમિતપણે કોઈ પણ જાતનાં સૂક્ષ્મ કે ભૌતિક સાધનનો ઉપયોગ કાયમી

ટેવ પાડવામાં બહુ જ અસરકારક નીવડે છે. દાખલા તરીકે લશ્કરી તાલીમમાં, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં આમ જ બને છે. એ જ રીતે નાણાંનો કાયમી ઉપયોગ આપણામાં પ્રાપ્ત કરી લેવાની એક કાયમી વૃત્તિ જ પેદા કરી નાખે છે. સહેજ આગળ વધીને સભ્ય ભાષામાં કહીએ તો આપણામાં લોભની વૃત્તિ પેદા થાય છે. નાનાથી લઈ મોટામાં મોટા માણસ સુધી આમ જ બને છે. જો આસપાસની બીજી બધી પરિસ્થિતિ એમની એમ જ રહે તો નાણાંનો રોજિંદો ઉપયોગ કરનાર માણસમાં પ્રાપ્ત કરી લેવાની ગ્રંથિ હમેશાં વધુ ને વધુ ઉત્તેજિત થાય છે અને મજબૂત બને છે. એ લોભવૃત્તિ પૂંજીપતિઓ ખરાબ છે માટે પેદા થાય છે એમ નથી, પરંતુ આપણે જે સાધનનો આજે ઉપયોગ કરી રહ્યા છીએ તે જ ખામીભરેલું છે. આપણે સૌ એક યા બીજી રીતે નાણાંની અસર તળે છીએ. જો આપણા ઉપર એનાથી વિરોધી એવાં બીજાં બળ અસર ન કરતાં હોય તો જેટલાં નાણાં આપણી પાસે હોય અને એનો જેટલો ઉપયોગ કરતાં હોઈએ એના પ્રમાણમાં એની અસર થાય છે. નાણાંનું કોઈ એક સ્વરૂપ જરૂરી છે, પરંતુ આજનું સ્વરૂપ તો અત્યંત જોખમકારક છે.

### પૂંજીપતિઓ અને નાણાંનાં અનેકવિધ કાર્યો

કોમ–કોમની, વર્ગ–વર્ગની અને રાષ્ટ્રોની સામાજિક કે આર્થિક મુશ્કેલીઓનું કારણ એ પૂંજીપતિઓની કે ઉદ્યોગપતિઓની કાયમી યોજનાઓ કરવાની નબળાઈ ઓને નથી, પરંતુ આપણી આર્થિક ગણતરીઓમાં અને પ્રતીકોમાં રહેલી ખામીઓને કારણે છે. જેમની પાસે નાણું નથી એવા માણસો પણ જો આ હકીકત સમજી લ્યે તો તેઓ કોઈ પણ એક પૂંજીપતિ વ્યક્તિ પરત્વે કે એ પૂંજીપતિઓના વર્ગ પરત્વેની ધિક્કારની કે રોષની લાગણી દૂર કરી શકે. એ જ રીતે પૂંજીપતિઓ જો આ વસ્તુ ઉપર વિચાર કરશે તો એમને પણ જણાશે કે નાણાંની ખરાબ અસરને કારણે તેઓ શા માટે અને કેવી રીતે વગોવાયા છે, ધિક્કારને પાત્ર બન્યા છે. નાણાંમાં રહેલી આ ખામીની શોધ એ કાંઈ અદેખાઈને પરિણામે કે ખૂરા હેતુથી નથી થઈ.

એથી પણ વિશેષ લાભ તો એ થશે કે જેમને લાગણી હશે તેવા પૂંજીપતિઓ આ સમજી જશે તો એમને ખાતરી થશે કે પોતાની પાસેનાં નાણાંને કારણે અને આજની આર્થિક પ્રણાલીને કારણે પોતે તેની ખૂરાઈનાં પરિણામો ભોગવી રહ્યા છે તો તેઓ પણ આ ખૂરી પ્રણાલીને દૂર કરવા, એમાં સુધારા કરવા બીજાઓની સાથે હાથ મિલાવશે. આ જાતની વિચારણા બધા જ વર્ગોના માણસોમાં વ્યાપક બને તો વર્ગવિગ્રહની વધતી જતી ભાવના બન્ને પક્ષે હળવી થશે અને પરિણામે પ્રસંગોપાત થતી હિંસાનો ભય ઓછો થશે.

જે આર્થિક સાધનનો આપણે સૌ ઉપયોગ કરીએ છીએ તેનાથી પૂંજીપતિઓ ખોટી રીતે જકડાઈ ગયા છે. એનાં ખૂરાં પરિણામો માટે તેઓ વ્યક્તિગત રીતે જરાપણ દોષિત નથી કે ધિક્કારને પાત્ર નથી કે એમને સેતાન જેવા માની લેવાની પણ જરૂર નથી. અલબત્ત, કાંઈ બધા જ પૂંજીપતિઓ પેદા થાય છે? નાનાથી કેવળ સંપત્તિ ને કારણે એમાં ફસાયા હોય છે એમ પણ નથી હોતું. ઘણા તો અતિશય માયાળુ, સાદા, લાગણીપ્રધાન અને સહાનુભૂતિની લાગણીવાળા હોય છે. પરંતુ તે છતાં સારામાં સારા અને મોટામાં મોટા પૂંજીપતિઓ પણ આ દોષમાંથી સાવ મુક્ત નથી થયા હોતા. નાણું એ એમના જીવન સાથે વણાઈ ગયેલા ભાર જેવું બની જાય છે. જે રીતે શહેરોમાં રહેનાર જનતા માટે ધુમાડાવાળી હવા છે, ઠંડી અને ભેજમાં કામ કરનાર કારખાનાંના મજૂર સાથે દમનો વ્યાધિ વણાઈ ગયો હોય છે તે જ રીતે નાણાં વિષે પૂંજીપતિઓનું બને છે.

પરંતુ પૂંજીપતિઓ વિષે આટલું સારું સારું કહ્યા પછી પણ હું એમની પાસેની સત્તાના દુર્ગુણો કે કેટલાક પૂંજીપતિઓ તરફથી થયેલા ગુનાઓ કે વિશ્વાસઘાતના બનાવો ભૂલવા નથી માગતો. કેટલીક જાતના ગુનાઓનું સૌથી મુખ્ય કારણ જેમ કૌટુંબિક ગંદકી

અને નબળાઈઓ છે તે જ રીતે નાણાંમાં રહેલી ખામીઓ એ પણ ખાસ પ્રકારના ગુનાઓનું મુખ્ય કારણ છે. એટલું જ નહિ, કૌટુંબિક ગંદવાડ અને નબળાઈઓ પણ મોટે ભાગે તો નાણાંની પ્રાપ્તિ માટે જ ઊભી થઈ હોય છે અને એટલે મારે એમ કહેવું જ જોઈએ કે સીધી કે આડકતરી રીતે નાણાં–નફો–એ જ મોટા ભાગના ગુનાઓનું મૂળ છે.

આમ છતાં હું ફરી ફરીને કહું છું કે પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા એ સંપૂર્ણપણે ખરાબ છે અથવા તો આપણે એને સદંતર નાબૂદ કરી દેવી જોઈએ એમ મારું કહેવું નથી. થોડાક ઋષિ–મુનિઓ કે સાધુસંતોને છોડતાં એ પણ આપણી બીજી પ્રાથમિક જરૂરિયાતોની જેમ એના મર્યાદિત સ્વરૂપમાં સામાન્ય રીતે માણસને લાભકર્તા છે. પરંતુ જેમ મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ–જેવી કે જાતીય વૃત્તિ કે ભૂખની વૃત્તિ–એના મર્યાદિત ક્ષેત્રને છોડીને મુક્ત પણે વિહાર કરે તો તે ભયંકર સ્વરૂપ લ્યે છે અને સમાજને હાનિ-કર્તા બને છે તેવું જ આ નાણાં વિષે છે. નાણાં માણસની પ્રાપ્ત કરવાની વૃત્તિએ વધારે ઉત્તેજન આપે છે અને એને સામાન્ય અને તંદુરસ્ત હાલતથી વંચિત કરી એક એવી આર્થિક પ્રણાલી વિકસાવે છે કે જેમાં માણસની ધનલોભની વૃત્તિને નગ્નસ્વરૂપે વિચરવાનો અવકાશ મળે છે.

આ પરિસ્થિતિમાં કોઈ એક વર્ગને ધિક્કારીને કે એના ઉપર બધી જ જવાબદારી નાખી દેવાથી કાંઈ ખાસ લાભ નથી થતો. આપણી બાદ્ધિક અને નૈતિક આળસ, સાચી વસ્તુ સમજવાની નિષ્ફળતા, લોભમાં તણાયે જવાની વૃત્તિ–આ બધા માટે આપણે સૌ સરખા જ જવાબદાર છીએ. આપણે લાલચો અને લોભથી પર થઈને ઉચ્ચ નૈતિક પરિણામો નિપજાવે તેવાં આર્થિક સાધનો શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## લોભી બનાવતું નાણું

આપણી આર્થિક અને સામાજિક વ્યવસ્થાનું કેન્દ્ર–હૃદય નાણું છે એમ માનવાની મને ટેવ પડી ગઈ હતી, પરંતુ મારે એમ કહેવું જોઈએ કે આપણી વ્યવસ્થાનું કેન્દ્ર, એનું હૃદય એ બાહ્ય વસ્તુ નથી પરંતુ આપણું આંતરિક વલણ, મનોભાવો અને ગ્રંથિઓ વગેરે છે. એ લોભ અને પ્રાપ્તિને માટે ઊભી થઈ હોય છે. નાણું એ આ વૃત્તિઓને વ્યવસ્થિત કરે છે, એને ઉત્તેજન આપે છે, એને સીધી, સહેલી, ચોક્કસ અને અમર્યાદિત બનાવે છે.

જો આપણે નાણાંને એના આજના જ સ્વરૂપમાં વાપરવા ચાલુ રાખીએ તો અમુક જ માણસોના હાથમાં માલિકી–સંપત્તિનું એક જ વર્ગના હાથમાં કેન્દ્રીકરણ અને ઇજારા–પ્રથાની વૃદ્ધિ–આ બધું અનિવાર્ય છે.

બધા જ ધંધાઓમાં ગુમાવવાની સંપૂર્ણ શક્યતા છે અને વખત જતાં સૌને ગુમાવવાનું છે. પરિણામે થોડી મૂડીવાળા ધંધો કરવા ભેગા મળેલા સાથીદારો મોટી ખોટના સમયે ન ટકી શકે અને ધંધો છોડી દે. વધારે મૂડીવાળા આપત્તિમાંથી બહાર નીકળે અને પછી નાના ધંધાદારોને ગળી જવાનું કામ આરંભે. આપણા આજનાં નાણાંથી તો ગણિત-શાસ્ત્રના (Frequency distribution)ના નિયમો મુજબ પણ સંપત્તિનું કેન્દ્રકરણ અને ઇજારાઓની વૃદ્ધિ જરૂરી બને છે. અને એટલે જ ઘણા વખતથી લગભગ બધા જ દેશોમાં દુઃખ, હિંસા, ભય, જુલમ અને લડાઈઓથી નાના ધંધાદારીઓ અને મધ્યમ વર્ગ નષ્ટ પામ્યા છે. સાથે સાથે આધુનિક વૈજ્ઞાનિક શોધોએ છેલ્લી બે શતાબ્દિઓથી નાણાંના કેન્દ્રી-કરણની પ્રથાને અજબ વેગ આપ્યો છે.

## આધ્યાત્મિક શક્તિઓ ઉપર અસર

નાણાંના આટલા ગુણદોષો સમજ્યા પછી એણે આપણાં મંદિરો ઉપર, ધાર્મિક સંસ્થાઓ ઉપર, વ્યક્તિની અને સમૂહની આધ્યાત્મિક શક્તિ અને નૈતિક ભાવના ઉપર કેવી શોકજનક અસર કરી છે એ સમજવું સહેલું છે. હવે આપણે એ રીતે સમજશું કે બૌધ સાધુ શું કામ પૈસાનો

ઉપયોગ બંધનકર્તા માને છે અને બંગાળનો બાઉલ શું કામ એ પ્રત્યે બેદરકાર રહે છે.

નાણું સત્યને અવગણે છે. કારણ કે તે છે કાંઈક અને દેખાય છે કાંઈક. તે માણસને સંસારનાં તમામ મૂલ્યોને એક જ સ્વરૂપમાં માપવાની પ્રેરણા આપે છે. એ સંસારમાં ન માપી શકાય એવા વિશ્વાસને ચોક્કસ સ્વરૂપમાં માપવાનો ઢોંગ કરે છે. એ બીકને ઉત્તેજન આપે છે. એ આત્મશ્લાઘા અને આત્મવંચનાની ગ્રંથિઓ, ઝઘડાઓ, અદેખાઈ અને તીખાશની દીવાલો ઊભી કરે છે. વ્યક્તિપરત્વેની માનભાવના કેળવવાને બદલે ઘણીવાર તો એ વ્યક્તિત્વનો ઘાત કરવા, અપમાન કરવા ઉત્તેજન આપે છે. વ્યક્તિના બીજા ગુણોની અસરને એ મારી નાખે છે. ઘણા માણસો બીજા માણસો સાથે એ જાતનું વર્તન દાખવે છે કે જાણે તેમને ઈશ્વર કરતાં, ખુદ પોતાના સાથીઓ કરતાં પણ પૈસા ઉપર વધુ વિશ્વાસ છે. માણસ સાચી સલામતી ક્યાં છે એ જાણી શકતો નથી અને નાણું એને ખોટે રસ્તે દોરી જાય છે. કલ્પનાશક્તિની આસપાસ વીંટળાઈ એને બુઠ્ઠી કરી માનવઐક્યની ભાવનાને એ ધક્કો પહોંચાડે છે. ઘણીવાર પ્રેમના બાહ્ય પડને વીંટળાઈ વળે છે અને એને વ્યક્ત કરવામાં વિઘ્ન ઊભું કરે છે. આપસઆપસની કક્ષાઓ અને ધ્યેયોમાં વિરોધ ઊભો કરે છે. એનો ઉપયોગ વ્યક્તિની પ્રમાણિકતા મુશ્કેલ બનાવે છે. એનાં વિધવિધ ઉપયોગો અને કાર્યો શંકા આશંકાઓને જન્મ આપી, અચોક્કસ બનાવી, માનસિક અને નૈતિક ગૂંચવણો ઊભી કરે છે. પરિણામે માણસમાં આંતરિક સંઘર્ષ ઊભો થાય છે અને એનામાં કાંઈક છુપાવવાની વૃત્તિ કેળવાય છે. એ વૃત્તિની મનોવૈજ્ઞાનિક અને નૈતિક અસરો શું થાય છે તે તો આપણે છેલ્લાં થોડાં વર્ષોથી જ જાણતા થયા છીએ.

નાણું માણસને બાહ્યસત્તા આપે છે પરંતુ એની નૈતિક અસર જોતાં તો એ જેટલી બાહ્યસત્તા આપે છે તેનાથી વધારે તો એની આંતરિક શક્તિ એ લઈ લ્યે છે. એ માણસને એની આંતરિક શક્તિથી દૂર હડસેલી તેની આધ્યાત્મિક શક્તિની વાસ્તવિકતાથી એને દૂર અને દૂર ધકેલી દે છે.

નાણું કેટલીક નૈતિક બેજવાબદારીઓ કેળવે છે તેનાં કેટલાંક ખાસ કારણો છે. એક તો એ માણસ માણસ વચ્ચે દીવાલ ઊભી કરે છે. એ એટલા મોટા ક્ષેત્ર ઉપર વ્યવહાર કરે છે કે માનવી જ્ઞાત અને લાગણીથી પર બને છે અને એ અંતર એટલું મોટું બને છે કે માણસની લાગણી કે એનું જ્ઞાન એ ઉપર પુલ બાંધી એની સાથે સંબંધ જોડવા શક્તિમાન નથી બનતાં. ત્રીજું, જેની પાસે એ નાણાં હોય છે એ માલિક વિચારહીન બની એમ જ માને છે કે પોતે આ દુનિયામાં ગમે તેમ કરી પોતાનો રસ્તો કાઢી શકશે.

### સમાજનું નૈતિક પતન

આદર્શની દૃષ્ટિએ જોતાં નાણું ઘણું જ અસંગત છે. એનો કાયમી ઉપયોગ આપણા સુધારા કરવાના તમામ પ્રયત્નોને ગોટાળે ચડાવી દે છે. હજી હમણાં જ એક લેખકે એના પુસ્તકમાં લખ્યું છે કે વ્યક્તિ નૈતિક શિખર ઉપર ચડવાને શક્તિમાન છે, ઘણીવાર એમ બન્યું પણ છે, પરંતુ એના પ્રમાણમાં સમાજ હમેશાં બહુ જ પાછળ રહ્યો છે. હું માનું છું કે આનું એક મહત્ત્વનું કારણ નાણું છે. કારણ કે એ શક્તિશાળી અને બંધનકર્તા એવું એક વિરોધી બળ છે. પરિણામે એ સાધન જ્યારે ખામીવાળું હોય, અધૂરું હોય ત્યારે એનો સર્વસામાન્ય અને કાયમી ઉપયોગ કરનારો સમાજ એટલો જ ખામીવાળો, બલકે વધારે ખામીવાળો હોવો જ જોઈએ. જ્યારથી નાણું આપણી સંસ્કૃતિના પાયામાં જડાયું છે ત્યારથી આપણે જોઈએ છીએ કે આપણી સંસ્કૃતિ અસ્થિર થતી આવી છે.

આ બધી વસ્તુઓ સાચી હોય તો આપણે એ સહેલાઈથી સમજી શકીએ કે થોડાં જ વર્ષોના ગાળામાં શા માટે આટલાં બધાં આદર્શવાદી સાહસો નિષ્ફળ નીવડ્યાં. એ બધાં કાંઈ જ પરિણામ ન લાવી શક્યાં તેનું કારણ તો જે વસ્તુ કાયમને માટે તેમાં વપરાતી

હતી તે જ હતું. આપણે એ પણ સમજી શકશું કે યુવાવસ્થામાં ઘણી મોટી આશાઓ આપતા માણસો શા માટે નૈતિક રીતે આદર્શ બનવામાં નિષ્ફળ નીવડે છે, શું કામ એમનું આદર્શનું ઝરણું સુકાઈ જાય છે ?

**લોકશાસનવાદ અને અહિંસા સાથેનો સંબંધ**

લોકશાસનવાદમાં માનનારે એ બરાબર સમજી લેવું ઘટે કે આજના સ્વરૂપમાં નાણાંનો કાયમી ઉપયોગ ચાલુ રહેશે તો એ એમના ધ્યેયનો નાશ કરશે. લોકશાસનવાદ એક એવા સિદ્ધાન્ત ઉપર, એક એવી માન્યતા ઉપર રચાયો છે કે એમાં સમાજના, રાષ્ટ્રના એકેએક માણસના અવાજને–અભિપ્રાયને રાષ્ટ્રના સંચાલનમાં સ્થાન છે–માન છે. મનુષ્યના વ્યક્તિત્વ માટે માન દાખવવું એને માટે જરૂરી છે. એ એમ માને છે કે જવાબદારી જેને માથે છે એવી દરેક વ્યક્તિ મહત્ત્વની છે. જ્યારે નાણાંનો વ્યવહાર વ્યક્તિપરત્વેની માનભાવનાને અવગણે છે અને આર્થિક ઇજારાને પોષણ આપે છે. પરિણામે લોકશાસનવાદનાં સામાજિક અને રાજકીય બંને સ્વરૂપોને એ છિન્નભિન્ન કરી નાખે છે, દબાવી દે છે.

અહિંસામાં શ્રદ્ધા રાખનારે પણ નાણાંની આ ખામીઓ અને છેતરપિંડી સમજી લેવી જોઈએ. જો એ આ નહિ સમજી લ્યે અને એનાથી અજ્ઞાન રહેશે તો એ પણ નાણાંની આ છેતરપિંડીથી જિતાઈ જવાનો છે. નાણું એના ઉપર પ્રભુત્વ જમાવી દેશે. છેતરપિંડી એ બૌધિક અને નૈતિક હિંસા છે અને એટલે એણે એ હિંસાનો સામનો કેમ કરવો તે બરાબર જાણી લેવું ઘટે. એટલું જ નહિ પરંતુ એમાંથી નીપજતી નગ્ન હિંસાના ગંભીર સ્વરૂપને પણ કેમ પહોંચી વળવું એ પણ એણે વિચારી લેવું ઘટે છે.

કારણ કે નાણાંનાં જુદાં જુદાં એકબીજામાં સંઘર્ષ પામતાં ગૂંચવણભરેલાં કામો જનતા ઉપર કાયમી અસર પહોંચાડે છે અને જતે દિવસે ધીમે ધીમે માણસ માણસ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો વિશ્વાસ નષ્ટ પામે છે. જેમ એ વસ્તુ વધતી જ જાય છે તેમ તેમ માણસ માણસ વચ્ચે અને સરકાર સરકાર વચ્ચે હિંસાના બનાવો વધતા જાય છે. અને આ રીતે પરસ્પરના વિશ્વાસનું ઘટવું અને હિંસાનું વધવું એ આપણી સંસ્કૃતિનો નાશ દર્શાવે છે.

**યુદ્ધ અને નાણું**

આપણે સૌ એ તો કબૂલીએ છીએ કે આજનાં યુદ્ધોનાં મુખ્ય કારણો આર્થિક છે. પૈસાના સ્વરૂપમાં નફો બતાવવા કાચા માલની અને બજારની જરૂર ઊભી થાય છે. હથિયારો બનાવનારા સુલેહ–વાટાઘાટોમાં વિઘ્નો નાખી પૈસા ભેગા કરવા ખુલ્લા સ્વરૂપમાં લડાઈ લડાય એ ઇચ્છે છે, અને એવા પ્રયત્નો કરે છે. વધારે છાપાંઓ વેચાય એ માટે પત્રકારો આંતરરાષ્ટ્રીય શંકા કુશંકાઓ, વેરભાવ અને ધિક્કારને વધારી વધારીને બહાર આણે છે. જાહેરખબરો આપનારાઓ પોતાનાં નાણાં લઈ એમની મદદે આવે છે અને છાપાંઓને સજાવે છે. રાષ્ટ્રની પ્રતિષ્ઠાને પણ મુખ્યત્વે નાણાંના માપથી મૂલવાય છે. આધુનિક સામ્રાજ્યવાદ મુખ્યત્વે આ નાણાંકીય શક્તિ મેળવવાની ઇચ્છા રાખે છે અને આ અયોગ્ય ઇચ્છાને કારણે જ અન્યાય–અધર્મ ફેલાય છે. એક બીજાને ખોટી રીતે રજૂ કરી રોષ અને ધિક્કાર ફેલાવવા પ્રયત્નો થાય છે. અને એ બધાંનું પરિણામ હિંસામાં પરિણમે છે. લગભગ બધાં જ યુદ્ધો વખતે સદ્ધર અને વ્યવસ્થિત એવી નાણાંકીય શક્તિ ધરાવતી વ્યક્તિઓ–સીધી કે આડકતરી રીતે બધાં જ સરકારી ખાતાંઓ ઉપર કાબૂ ધરાવે છે. એટલે આધુનિક યુદ્ધોમાં દેખાતા લશ્કરવાદ અને વિજ્ઞાનવાદની પાછળ મુખ્યત્વે તો આ નાણાંમાંથી ઊભી થયેલી લોભવૃત્તિ અને હરીફાઈ જ કારણભૂત છે: કારણ કે નાણાંનાં અનેકવિધ કાર્યોને લઈને એનો ઉપયોગ કદી સંઘર્ષને દૂર નથી કરતો, પરંતુ માણસના મગજને અને એની આધ્યાત્મિક શક્તિને ગૂંચમાં નાખે છે અને એનામાં ધિક્કાર, શંકા, અદેખાઈ અને વેર–વૃત્તિનાં બીજ વાવે છે અને એ રીતે હિંસાનો માર્ગ મોકળો બનાવવાના પ્રસંગો ઊભા કરે છે.

પ્રત્યેક દેશ આજે એક બીજા સાથે આર્થિક યુદ્ધમાં ઊતર્યો છે અને દરેક દેશમાં વર્ગ વર્ગ વચ્ચે પણ આર્થિક યુદ્ધ આરંભાઈ ગયાં છે. જ્યારે આ યુદ્ધો કટોકટીની પળે પહોંચે છે ત્યારે કારણ મળતાં એના સામાન્ય સ્વરૂપને ત્યજીને લશ્કરી યુદ્ધમાં ફેરવાઈ જાય છે અને ખુલ્લી રીતે આપણી સમક્ષ દેખા દે છે. યુદ્ધના સ્વરૂપનો આ ફેરફાર એ એના આંતરિક ઉદ્દેશના કે ધ્યેયના ફેરફાર કરતાં વધારે તો કેવળ બાહ્યસ્વરૂપનો જ ફેરફાર છે. એટલે લશ્કરી યુદ્ધોને અને હિંસાને દૂર કરવા આપણે કોઈ પણ ભોગે આર્થિક યુદ્ધોને દૂર કરવાં જોઈએ અથવા તો ખૂબ જ ઓછાં કરી નાખવાં જોઈએ. મને ખાતરી છે કે આપણા મુખ્ય આર્થિક સાધન નાણામાં યોગ્ય સુધારા વધારા કરવામાં આવે તો એ આ જાતનાં યુદ્ધોનો અંત લાવવામાં ઘણો ફાળો આપે.

(ચાલુ)

•

# ઉકરડો

પચાવી બદબો બધી વિષમ વિશ્વની પંડ તું
થયો અરૂપ, ક્ષુદ્ર, માનહીન સર્વ કો નિંદતું
તને કદરહીણ થૈ; ગુણ ન ચર્મચક્ષુ જુએ.
પરંતુ બની જ્યાર ખાતરરૂપે બહેલાવતો
નર્યાં સભર સદ્‌ગુણે, ધરતીને સુવાસે રસે.
સુપલ્લવિત ધાન્યભારથી લચે લીલાં ખેતરો
હસી નયન ઊઠતાં જગતતાતનાં ભાળીને
"મુલાયમ બિછાત પે ઢળી પડું" વિચારી રહે.

મીઠાં મધુર સ્વાદુ ભોજન ભરે મને તાજગી
નસેનસ મહીં વહે અમર ચેતનાનો ઝરો
અને હૃદયમાં વળે વિમળ ગાંઠ સંકલ્પની
તજી લઘુ સ્વરૂપ માનવ બને જ સોહામણો.
બધે પસરતો સુવાસ નિજ કાન્ત આત્માતણી
અહો ! ઉકરડા, ન શું તું જગચેતનાનો ઝરો ?

'અજ્ઞાત'

# ગોકુળકાકા

[રેખાચિત્ર]

શ્રી. સાંદીપનિ

ગોકળકાકા એટલે એક વ્યક્તિનું કે એક કુટુંબનું જ નહિ પણ ગામ સમસ્તનું સહિયારું એક કલાપૂર્ણ કાવ્ય. શહેરમાં પડેલો હું, દૂર ગામડામાં વસીને શાંત અને એકંદરે સુખી જીવન ગાળી રહેલા ગોકળકાકાને યાદ કરું છું ત્યારે, તેમના જીવનની અનેક રમણીય રેખાઓ, ક્ષિતિજ પર વિસ્તરતાં બાલસૂર્યનાં કિરણોની જેમ મારા સ્મૃતિપટે પથરાઈ રહે છે. પણ શરીરમાં જેમ કરોડરજ્જુ, તેમ ગોકળકાકાના જીવનમાં તેમની અજબ રસીલી મિષ્ટાન્નપ્રિયવૃત્તિ.

ન્યાતની કોઈપણ વ્યક્તિ માંદી પડી કે તરત જ ગોકળકાકાનું મગજ અનેક પ્રકારની ત્રિરાશી પંચરાશીઓ ગણે છે; અને તે વ્યક્તિના જીવનનાં અનેક પદોને અનેકવાર આઘાંપાછાં કરીને છેવટે જવાબ કાઢે છે કે આટલી ન્યાતો અચૂક થશે. મરનાર વ્યક્તિ જુવાન હોય, સ્મશાનમાં હાહાકાર મચવાનો હોય તો ગોકળકાકા ગમે તે બહાનું કાઢીને છટકી જાય છે. પણ જો વૃદ્ધ હોય તો તો પોતાના બાંધીદડીના, ઘઉંવર્ણા ને અતિસ્થૂળ શરીર પર રૂપાળું ઝીણું ધોતિયું પહેરે છે અને એક ટૂંકું છતાંય ઊજળું પંચિયું માથાપર વીંટાળીને, ખુલ્લા બદને, શબની છેક પાછળ ચાલતા ‘મહાજનો’ની હરોળમાં મોખરાનું સ્થાન સર કરીને ધીરગંભીર ચાલે ચાલતા જાય છે. ગોકળકાકાએ શબ ઉચકાવવામાં કદી પણ ભાગ લીધો હોય એવું મારા ખ્યાલમાં નથી. તેમ જ ગામડાની રૂઢિ મુજબ લાકડાં પણ નદી પર ખભે જ લઈ જવાનાં છતાંય, તેઓ કદી હાથ અડાડતા નથી. હા, ફક્ત સુખડ કે તુલસીકાષ્ટ લઈ જવાનાં હોય છે ત્યારે ઇરાદાપૂર્વક ઉપાડી લે છે અને ચિતામાં ગોઠવી આપીને ખસી જાય છે. ચિતાને સંકોરનારા સંકોરે છે, ખોરી ખોરીને બાળનારા બાળે છે, વૃદ્ધનું મરણ હોવા છતાંય રોનાર સ્વજનો રોતાં હોય છે અને ગોકળકાકા, દૂર બાવળિયાઓના આછા છાંયડામાં એક પગે પલાંઠી વાળીને, બીજા ઊભા પગ પર એક હાથ લાંબો કરીને, બીજા હાથના ટેકા પર આખા બદનને ઢળતું ટેકવીને, તેમ જ નાના છતાંય ટાલથી ભવ્ય લાગતા માથા પર ભીનું પંચિયું વીંટીને બેસે છે. બળિયાનાં ચાઠાંવાળા, મૂળથી જ ભરાવદાર છતાંય મોટી મૂછોથી અધિક ભરાવદાર લાગતા લંબગોળ મુખ પર, જાણે તેમને પોતાને પણ ઘણું જ લાગી આવ્યું છે તેવું બતાવવા દિલગીરીની છાયા દાખવતા ધીરગંભીર છતાંય તૂટક શબ્દોમાં ચલાવે છે કે ઘરમાંથી માણસ જેવું માણસ ગયું એટલે છોકરાંને લાગે તો ખરું, બાકી આમ તો સો વરસે સાખ પડી કહેવાય; ખાસ્સી લીલી વાડી મૂકીને ગયા છે, અને શું નથી મળતું?

રૂપાળા કમાતાધમાતા ચાર છોકરા છે, ગરૂડપુરાણ તો જરૂર બેસાડશે, અને ગરૂડપુરાણ બેસાડ્યું એટલે ચાર ન્યાતો તો થઈ ચૂકી, છેવટે ખેંચાઈનેય ત્રણ તો કરવી જ પડશે. આવી કલ્પનાઓ મરનારના સ્વજનોને આવવા માંડે તે પહેલાં તો તેઓ આખા ગામમાં પ્રચારી દે છે.

જમવામાં જગલો અને કૂટવામાં ભગલો એ કહેવત અનુસાર, ગોકળકાકા કાણ-મોંકાણે જવાનું કદીય શીખ્યા નથી. ગામમાં ને ગામમાં જ જવાનું હોય તો ન ચાલે પાથરણે જાય ખરા, બાકી પરગામ જવાનું થયું તો તો સાફ સુણાવી દે છે કે ગયેલું કોઈ પાછું આવવાનું નથી, આજે એ તો કાલે આપણે, પણ સૌનેય વહેલામોડા જવાનું તો છે જ. વળી આટલાથી ન પતે તો તેઓ આગળ વધીને એવો પણ પડકાર કરે છે કે હવે એ રિવાજો નાબૂદ થવા જ જોઈએ. કોઈને એમ પણ કહે છે કે મારે માથે ૭ મોટાભાઈઓ છે, એમના બેઠે મારે તે શા એવા સંતાપ ! હું તો કુટુંબમાં પૂછેવારનું પૂછડું !

આમ મોંકાણે જવું ન પડે તે ખાતર, પંડમાં બ્રહ્માંડ જોવાની ફિલસૂફી દાખવનાર આ પૂછેવારનું પૂછડું જમવા જતી વેળાએ તો પોતે સૌથી નાના છે, હું નહિ જઉં તો કોણ જશે ? એમ કહીને બેય બાજુથી ખાટી જાય છે. કોઈ સગાનું મૃત્યુ થયું હોય, અમુક સમય સુધી તો સારાય કુંટુંબને જમવા જવાનું હોય જ નહિ, ત્યારેય ફક્ત થોડોક સમય વીત્યા બાદ તુર્ત જ, ગોકળકાકા, કુટુંબ આગળ દરખાસ્ત મૂકે છે કે હવે મારાથી જમવા નીકળવાની શરૂઆત થવી જ જોઈએ, હવે તમે બધા કીરમજીને બદલે લાલ પાઘડી પહેરવી શરૂ કરી દો એટલે હું કુટુંબનાં છોકરાં સાથે શરૂઆત કરું.

ન્યાતને દિવસે સવારથી જ ગોકળકાકામાં કોઈ અજબ તાલાવેલી નજરે પડે છે. વહેલી સવારે ઊઠી જાય છે. એક લોટા, એક જાડું નહિ તેમ પાતળું નહિ એવું તાજું રસ જેવું દાતણ અને ટૂંકું પંચિયું ને રૂમાલ લઈને, દેશી પગરખામાં પેક કરેલા ટૂંકા ને જાડા પગને પરેડ કરાવતા નદી પર જાય છે. આખું ગામ જ્યાં નાહ્ય-ધૂએ છે એ સામાન્ય આરા પર ગોકળકાકાને ગમતું નથી, એટલે તેઓ દૂરદૂર કાંઠેને કાંઠે ચાલ્યા જાય છે અને હમેશ માટે નક્કી કરી રાખેલી એક મનમાની એકાંત જગાએ આવીને થંભે છે. છડીનું ધાવણ નીકળી જાય એવી રીતે ગળામાં ચીર નાખી તે દાતણ કરે છે, તે વેળાએ એમનો બળિયાનાં ચાઠાંવાળો ભરાવદાર લંબગોળ ચહેરો લાલચોળ આકળવિકળ થઈ જાય છે, આંખો થરડાઈ જાય છે ને એમાંથી પાણી ટપકી પડે છે; ચીર ફેંકી દીધા પછી પણ કાંઠાપર બેસીને ગળામાં હાથ નાંખીને વારંવાર ઊલટી કરે છે, જાડાં ગલોફાંમાં વડની કૂણી ડાળી જેવી આંગળી નાખીને અનેક કોગળાથી દાંત અને ગળું સાફ કરે છે.

ઊંડા પાણીમાં ઊતરવાનું સાહસ ગોકળકાકા કદીય નથી કરતા, શું જીવનમાં કે શું નદીમાં. ગામની ઘોબણે એક કાળી ભમ્મર, સુશોભિત, સુંવાળી અને સમચોરસ શૉલ ગોકળકાકા માટે ત્યાં ખાસ ગોઠવી આપી છે, તેના પર બેસીને તેઓ નદીના તળિયાની માટીથી ડીલ ચોળે છે, ચોળે છે એટલું જ નહિ પણ ઘસીઘસીને ચામડીમાંથી લોહી નીકળી પડશે જાણે, એટલી લાલાશ ફૂટી આવે છે ત્યાં લગી ચોળે છે. અને પછી આખી દુનિયાને ભૂલીને, પંડે બ્રહ્માંડની સમાધિ લગાવીને, શૉલ પર બેઠાબેઠા લોટલોટે લાંબા વખત સુધી નાહ્ય છે.

પછી તો સફેદ બાસ્તા જેવું નવ હાથ લાંબું ધોતિયું બે પાટલીએ ચોપાચીપીને પહેરે છે. ધોતિયું પહેરવાની છટામાં અમરા ગામના ઘણા જુવાનો પંકાય છે, પણ ગોકળકાકાની હેઠ્ય ! ધોતિયું પહેરવામાં એમના જેટલી ચીકાશ કરનાર, એટલો સમય લેનાર અને એમના જેટલી સફાઈ લાવી બતાવનાર, મેં, બહુ ઓછાને જોયા છે.

ચિત્ર પર ફરતી ચિત્રકારની પીંછીની જેમ તેમની આંગળીઓ પાટલીની ગડીઓ પર ફરે છે, અને તેમને પોતાને એ માટે સંતોષ ના થાય ત્યાંસુધી વારંવાર

ચીપ્યા કરે છે. પલાળેલું પંચિયું અને ડીલ લૂછ-વાના રૂમાલની પાનની બીડી જેવી એક લાલિત્યસૂચક ગડી વાળીને જમણી બગલમાં દબાવે છે, ડાબા હાથમાં જલ ભરેલો ચકચકાટ લોટો હોય છે અને બગલના ધોતિયાને સુરક્ષિત રાખી રહેલા છતાંય નિષ્ક્રિય જણાતા જમણા હાથમાં, પહેરેલા ધોતિયાની ગડીદાર પાટલીનો છેડો પકડીને, ગજગતિએ છતાંય પ્રત્યેક પગલામાંથી પૌરુષ વેરતી સ્ફૂર્તિથી ઘર ભણી વળે છે. હાથણુ જેવી કોઈ ભરયૌવનાના યૌવનની જેમ તેમનું વક્ષઃસ્થળ ઝોલાઈ રહે છે અને બેઠા ઘાટની કોઈ મસ્જિદ પર ડોલતા ઘુમ્મટોની જેમ એ હૃષ્ટપુષ્ટ બદનપર એમના ગોળમટોળ સ્કંધ ડોલી રહે છે.

ઘેર આવીને તુર્ત જ તેઓ નવીકાકીને ઉકાળો બનાવવાનું સૂચન આપી સેવા કરવા બેસી જાય છે. ખરું જોતાં તો ગોકળકાકાને જીવનની આધ્યાત્મિક બાજુ જેવી કોઈ બાજુ જ નથી. જગતનો કોઈ પણ ધર્મ અને તેના સિદ્ધાંતો તેમ જ તેની ખૂબીઓ અને ખામીઓ વિશેની છીછરામાં છીછરી અને સામા-ન્યમાં સામાન્ય ચર્ચામાં પણ તેઓ કદી હાથ ઘાલતા નથી; એટલું જ નહિ પણ ખુદ તેમના પોતાના વૈષ્ણવધર્મનું પણ સૈદ્ધાન્તિક જ્ઞાન તો તેમને જરાય નથી. ફક્ત પોતે વૈષ્ણવ છે અને અમુક રાહરસમ પ્રમાણે પોતે સેવા કરવી જ જોઈએ એ માન્યતા મુજબ તેઓ સેવા કરવા બેસે છે. મેં ઘણા વૈષ્ણવોને જોયા છે કે જેઓ પોતપોતાના દૃષ્ટિવિકાસના પ્રમા-ણમાં હૃદયના સાચા ભાવથી અને લળી પડતા ઉમ-ળકાંથી સેવા કરે છે અને આત્મશાન્તિ અનુભવે છે; પણ ગોકળકાકાને તો એવી કોઈ આત્મશાન્તિની જરૂર જ હજી સુધી જણાઈ નથી. છતાંય એક કર્મ-કાંડી તરીકે તો તેઓ બેશક જબરા. વૈષ્ણવધર્મ મુજ-બની સેવા કરવાનાં સારાંમાં સારાં સાધનો, પુસ્તકો, અને છબિઓ તેમણે વસાવી છે. ભક્તિભાવની કોઈ પણ પ્રકારની અસર અનુભવ્યા સિવાય કે અનુભવવાનો ઇરાદો રાખ્યા સિવાય તેઓ શરીરનાં વિવિધ અંગો પર વિવિધ પ્રકારની છાપો લગાવે છે, ચાંદીની નાની નાની ગાયોને નવડાવે છે, પૂજા કરે છે, ચાંદીની નાની કટોરીમાં થોડીક સાકર અને એક બે સૂકાં તુલસીપત્ર મૂકીને ઠાકોરજીને ધરાવે છે અને પછી તેના પર રેશમી વસ્ત્ર આચ્છાદિત કરીને જેમ તેમ માળા ફેરવે જાય છે. અતિશય ટેવાયેલાં અને ચતુર એવા ગોકળકાકાને હાથે ગૌમુખીમાંની માળા આમ તો રૂપાળી સફાઈબંધ ફરતી લાગે છે, પણ તે સેકંડોમાં તેમનું મન વળી વળીને કાકીના મુખડાની માળા ફેરવતું હોય છે, એટલે 'શ્રીકૃષ્ણ શરણં મમ શ્રી કૃષ્ણ શરણં મમ' એવો જાપ અમુક સેકંડો ચાલ્યો ન ચાલ્યો ને તેમની આંખો ઊઘડી જાય છે ને સીધી નવીકાકીના રૂપાળા મુગ્ધ મુખ ઉપર જઈને ઠરી રહે છે.

"ઉકાળામાં તુલસી અને ફુદીનો જરૂર નાખજો, દૂધ બાખડી ભેંસનું છે એટલે વધારે ગંગાજળ ઉમેરશો નહિ અને ઉકાળો થઈ રહે એટલે તુરત સગડીના કોલસા હોલવી નાખજો. શેરે શેર ધાન ચડે એવા બાવળના કોલસા છે, આજે બપોરનું ખાવાનું કરવાની જરૂર નથી એટલે એવા કણબીના કાળજા જેવા કોલસા સળગાવી મેલશો નહિ. હમણાં ઉકાળો પીશું અને દર્શન કરી આવીને થોડું કાચું-કોરું ફાકી લઈશું એટલે પત્યું. આજે ન્યાત છે તે તો જાણો છો ને?" મુખ પર જેટલું માર્દવ અને જેટલી સુકુમારતા લાવી શકાય તેટલાં લાવવાનો પ્રયત્ન કરીને, ચાલીસેક વર્ષના ગોકળકાકા માળા ફેરવતાં ફેરવતાં, અઢારેક વર્ષનાં નવીકાકીને ઉપર મુજબ સૂચનાઓ આપે છે અને વળી પાછા ધ્યાન-સ્થ થવાનો વ્યર્થ પ્રયાસ કરે છે. આ વખતે તેમની સેવાની બેઠકની પાસે જ કેટલાંક ભૂલકાં વીંટળાઈને બેઠાં હોય છે. એ બાપડાં એકીટશે જોઈ રહ્યાં હોય છે કે હવે ચાર માળાઓ પૂરી થઈ, ફક્ત એક બાકી રહી, પછી આ રેશમનો પડદો ઉઘાડવામાં આવશે અને પ્રસાદ વહેંચાશે.

પણ, આ નાનાં ચેલકાંથી સ્વભાવે અને ઉમ્મરે જુદો પડી આવતો તેરેક વર્ષનો એક સુકલકડી કિશોર,

ગોકળકાકાની જમણી બાજુએ ઓરડાની દીવાલને અઢેલીને બેઠેલો હોય છે, એને એના પોતાના ઘર કરતાં કાકાનું ઘર વધારે ગમે છે, તે ઉપરાંત કાકા–કાકીની પણ–અનેક ભત્રીજા–ભત્રીજીઓ હોવા છતાંય–તેના પર અધિક મમતા છે.

એટલે ગુજરાતી પાંચમી ચોપડીનું લેસન એ ગોકળકાકાના ઘરમાં જ બેસીને કરે છે, તે ઉપરાંતનો પોતાનો સમય પણ તે કાકા–કાકીની દેખરેખ નીચે જ વિતાવે છે. એને વાંચવું બહુ ગમે છે પણ ક્યાંયથી કશું નહિ મેળવી શકતો હોવાને લીધે, પોતાનું લેસન કરી લીધા પછી, ગોકળકાકાએ એક પૈસામાં ખરીદી આણેલું ધોળકાના સુપ્રસિદ્ધ વૈદ્ય શા ગિરધરલાલ કહાનજીનું પંચાંગ વારંવાર ફેરવ્યા કરે છે. ફક્ત અમુક જ સમયમાં, અમુક જ કિંમતમાં, સુકલકડી શરીરોને હૃષ્ટપુષ્ટ કરી દેનાર માત્રાઓ, ભસ્મો, આસવો અને અવલેહો તેમ જ અમુક જ સેકંડોમાં તબિયતને બાગબાગ કરી મૂકનારા યુનાની હકીમોની દવાઓ વિગેરની વૈભવી ભાષામાં લખાયેલી જાહેરખબરો તે ઝીણવટથી વાંચે છે; અને પોતાના સીધા સોટા જેવા શરીરને ગોકળકાકા જેવું કેમ બનાવવું તે માટે કોઈ બાદશાહી યાકૂતીની શોધ કરે છે. તે ઉપરાંત ગોકળકાકા પાસે, કોઈનું મરણ થતાં તેના સ્મારકરૂપે આવી પડેલી એક ગીતા પણ છે. તેમનો ભત્રીજો એ ગીતાનો પ્રથમ અધ્યાય વારંવાર વાંચે છે અને અતિશય ભાવાર્દ્ર લાગતા અર્જુનના વિષાદયોગમાંથી પોતાની ઉત્કટ અને અધૂરી ને અધૂરી જ રહેતી લાગતી કાવ્યરસપિપાસાને સ્વલ્પ સંતોષે છે, કારણ કે એક અધ્યાયથી આગળ વાંચવું એને નથી ગમતું, ગળગળા થઈ ને બોલતા અર્જુનની વિષાદવાણીમાં જેટલી કવિતા લાગે છે તેટલી કૃષ્ણની ગંભીર ફિલસૂફીમાંથી નથી અનુભવાતી. પણ ગોકળકાકા પાસે રેશમી કપડાથી વીંટાયેલું રહેતું એક બીજું મજાનું પુસ્તક છે, જેના પર આ એમનો કિશોર ભત્રીજો વારી જાય છે, એ પુસ્તકનું નામ "વિવિધ ધોળ અને પદસંગ્રહ" ભલે સાંપ્રદાયિક છાપવાળી છતાંય આ સંગ્રહની ઘણીખરી કૃતિઓ આ કિશોરને ખરેખર ડોલાવે છે અને, 'વનમાં ભૂલી પડી રે પેલો ક્યાં ગયો કાનુડો !' જેવી પંક્તિઓમાંથી પુષ્કળ મજા મેળવે છે.

ગોકળકાકાએ ચાર માળાઓ પૂરી કરી અને હવે જરાક જ વારમાં પ્રસાદ વહેંચાશે એવી આશાએ આનંદિત થતાં ચેલકાંની સામું તે પુસ્તકમાંથી મોઢું કાઢીને ઘડીભર જોઈ રહે છે.

એ નિર્દોષ ચહેરાઓમાં ચમકતી કવિતા પીતાં પીતાં તે ધીરેથી બોલે છે કે આજે તો ગોકળકાકા સાત માળા ફેરવશે, ઓચ્છવ છે એટલે, સમજ્યાં ને ? થોડીવાર વધારે બેસવાનું હોં ! એમાં શું થઈ ગયું ! થોડીવાર વધારે હોં !

એવામાં તો ગોકળકાકા રેશમીપડદાને દૂર કરે છે, ડાબા હાથથી નાની ઘંટડી વગાડે છે અને જમણા હાથથી આરતી ઉતારે છે. એમની હમેશની ઢબ મુજબ ધીમા પણ મીઠા સૂરનાં આરોહણ અવરોહણ બરાબર જમાવીને તેઓ નીચેની એક સાવ સામાન્ય લાગતી આરતી લલકારે છેઃ

જય રાધારમણા ! પ્રભુ જય રાધારમણા !
જય ગોપીજનવલ્લભ ! ભવભાવટહરણા !
જયદેવ ! જયદેવ !

આ આરતી તો પ્રસાદની આશાએ બેઠેલાં છોકરાંને પણ મોઢે થઈ ગઈ છે એટલે તેઓ પણ ગોકળકાકાના તાલ અને સૂરો સાચવીને સાથે સાથે ગાવા લાગે છે, અને તાલોટા પાડતાં જાય છે. જેમ જેમ આરતીનો અંત નજીક આવતો જાય છે તેમ તેમ છોકરાંનો સૂર વધુ ને વધુ ઊંચે ચઢતો જાય છે. અધિક ને અધિક આનંદથી એકમેકને અનેક પ્રકારનાં અડપલાં કરતાં કરતાં એવા તો તાલબદ્ધ તાલોટા પાડે છે કે એના અવાજમાં ગોકળકાકાની ઘંટડી અને ગળું બંને ક્ષોભ અનુભવતાં લાગે છે. બાળકોની નજર ગોકળકાકાના મુખ પર હોય છે અને ગોકળકાકાની નજર આરતી ઉતારતાં ઉતારતાં પણ, ઉકાળો બનાવતાં નવીકાકી કદાચ દાઝી ના જાય તેનું રસમય ધ્યાન રાખતી હોય છે. પેલા ભત્રીજાને મન આ બધું નાટક

હમેશનું છે છતાંય, એક પણ દિવસ આવું કવિતામય દૃષ્ય જોયા સિવાય છોડે એટલો તે અરસિક નથી. ઘંટડી વગાડતી, આરતી ઉતારતી, ધીરું ધીરું ડોલતી, ગાવા ખાતર ગાતી અને મીઠું મીઠું હસતાં કાકી સામે જોઈ રહેતી ગોકળકાકાની સ્થૂળ છતાંય આકર્ષક પ્રતિમાને તે અપાર કૌતુકથી નિહાળ્યા કરે છે ને એવામાં તો ગોકળકાકા 'જે' બોલાવે છે:

બોલ શ્રી ગોકુલ...નાથકી જે !
ગિરિરાજ ધર...ણ કી જે !
શ્રી કોટિયર્ક...દેવકી જે !

ચાતકની મીટ માંડી રહેલાં ચેલકાંને કાંકરી કાંકરી દેશી સાકરની પ્રસાદ આપીને ગોકળકાકા તેમને સૌને વિદાય કરે છે, જાળી અડકાવે છે અને ઊભા થતાં થતાં કાકીને આદેશ આપે છે "એ ઊભાં રહેજો, હું આવ્યો, સાડીના છેડાથી તપેલી ઉતારતાં ચંપાઈ જશે, હું સાણસીથી ઉતારી આપું છું" આવું કહીને જેમાં માંડ અઢી પ્યાલા ઉકાળો હોય છે તે તપેલીને ગોકળકાકા અત્યંત સાવચેતીની રેખાઓ મુખ પર પ્રગટ થવા દઈને નીચે ઉતારે છે. તુર્ત જ હોલા સગડીમાં સળગતા બાવળના કિંમતી કોલસાને ઠારી દે છે અને પછી પોતે, નવીકાકી અને તેમનો ભત્રીજો—ત્રણે મળીને ઉકાળાનું આસ્વાદન કરે છે. ઉકાળો પીતાં પીતાં પણ તેઓ કાકીને અનેક મીઠી વાતોથી રીઝવે છે, ઉકાળો સારો જ થયો છે છતાંય આનાથી પણ વધુ સારો કેમ બને તેનાં અનેક સૂચનો કાકીને જરાય ખોટું ના લાગે તેવી રમૂજી અને લલિત ભાષામાં આપે છે. અને તે વખતે ભત્રીજાને લાગે છે કે ખરેખર કોઈ રસિક કવિ પોતાની પ્રિયતમા આગળ પાકશાસ્ત્રનું એકાદ પ્રકરણ વાંચી રહ્યો છે !

ઉકાળાના આસ્વાદનથી જઠરને પ્રદિપ્ત થતું કરી મૂકીને તુર્ત જ ગોકળકાકા ધોયેલા સફાઈબંધ ચીપીને પહેરેલા ધોતિયા પર એક સફેદ નેનકલાકનો કબજો ચઢાવે છે, લાલચોળ પાઘડી પહેરે છે, આંખોનો નંબર નથી આવ્યો છતાંય સુંદર ચશ્મા લગાવે છે અને ન્યાતની વાડીમાં શાક સુધારવા જવા માટે તૈયારી કરે છે. તેમની પાસે એક નાની, નમણી, નાજુક અને તરવારની ધાર જેવી તીખી, દેશી લુહારે બનાવેલી છૂરી છે. એ છૂરી તે કોઈ પણ આડોશીપાડોશીને બગડી જાય તે ખાતર કદી પણ આપતા નથી અને ઉપયોગ કરતાં કદાચ વાગી બેસે તો પોતાને પાછો દ્રૌપદીનો પાઠ ભજવવો પડે તે ખાતર ખુદ નવીકાકીને પણ અડકવા દેતા નથી. ખાસ પોતા માટે જ રાખેલી એ છૂરીને લઈને તેઓ ન્યાતની વાડીમાં હસતા હસતા પ્રવેશ કરે છે. ન્યાતના પંચાતિયાઓ સાથે પંચાત કૂટીને ન્યાતમાં ઊંધુંચત્તું કરી નાખવાની, ન્યાતનાં ધારાધોરણોને બાંધવા છોડવાની કે એવી બીજી કોઈ પણ જટિલ પ્રવૃત્તિમાં ગોકળકાકાનું કશુંય સ્થાન નથી, બલકે તેમને તેવી પ્રવૃત્તિઓમાં મુદ્દલ રસ નથી.

છતાં પણ, આખી ન્યાત ગોકળકાકા પ્રતિ ખેંચાણ અનુભવ છે. શાક સુધારવા બેઠેલા સદ્‌ગૃહસ્થો આઘાપાછા ખસીને તેમને માનપૂર્વક નહિ પણ વહાલપૂર્વક માનભર્યા સ્થાને બેસાડે છે. ગોકળકાકા વાડીમાં આવી ગયા છે એવું જાણીને ન્યાત કરનાર વ્યક્તિ પણ સંતોષ અનુભવે છે અને સમજે છે કે હવે જરાય બગાડ કે અવ્યવસ્થા થવા નહિ જ પામે. તે વ્યક્તિ સંતોષ ઉપરાંત ગૌરવ પણ લે છે, કારણ કે ગોકળકાકા જેવા આ શાસ્ત્રના વિશારદની હાજરી હરેક પ્રસંગે સુલભ નથી હોતી.

ગોકળકાકા આખી જાજમને એકવાર ફરીથી બરાબર ચપસીને પથરાવે છે. કેટલાક મૂર્ખાઓને છૂરી પકડતાં જ આવડતું નથી, કેટલાકો શાકનો એક ચતુર્થાંશ છોતરાંમાં જ જાય એમ છોલતા હોય છે, કેટલાકો જાણે પશુઓને ખવડાવવાનું હોય એટલા મોટા પીતાં પાડે છે, તો કેટલાકો પોતાની નાજુક રસદૃષ્ટિનું પ્રદર્શન કરવા સાવ કચૂંબર કરી નાખતા હોય છે. ગોકળકાકા દરેકને સમજાવે છે કે અહીં જે શાક સુધારાય છે તે મફત નથી આવ્યું, પણ ગાંસડી રૂપિયા આપવામાં આવ્યા છે. તે પશુઓ માટે

બાફવાનું નથી પણ સાંજે તમારે જ જમવાનું છે. અને વળી તેને અચ્છેરની તપેલીમાં રાંધવાનું નથી પણ મોટા તાવડામાં નાખીને મોટામોટા તવેથાઓથી હલાવવાનું છે માટે, બહુ નાનાં પણ નહિ અને બહુ મોટાં પણ નહિ એવાં પીતાં પાડો. તેઓ પોતે જ પ્રયોગ કરીને દરેકને શીખવે છે અને શીખવતાં શીખવતાં સુણાવે છે પણ ખરા–એમની શિખામણ સાંભળનારાઓમાં ન્યાતના થાંભલા ગણાતા બંધારણ-શાસ્ત્રીઓ પણ હોય છે અને ફેશનનું બિલકુલ ભાન નહિ હોવા છતાંય પોતાને ફેશનેબલ માનતા એવા ઘરેણાંગાંઠાંમાં દટાઈ જતા લાગતા, મોંઘાંમાં મોંઘાં વસ્ત્રોને લોચા કરી નાખીને પહેરનારા તેમ જ અતિશય તેલ નાખીને નીતરુ નીતરુ કરી મૂકેલા વાળનાં નાયકણની જેમ પટિયાં પાડીને આગળ બેઠેલા આગળ પડતા યુવાનો અને કિશોરો પણ હોય છે. પણ કોઈ ગોકળકાકાની શિખામણ સામે આંખ ઊંચી કરવાનો ઉમળકો જ નથી અનુભવતા. ગોકળકાકાનો હસતો ગુસ્સો કોઈને જરા પણ ડાર્યા સિવાય, પોતાની નૈસર્ગિક મધુરતાથી જ દરેકને જીતી લે છે. તેઓ જાજમ પર બેઠા હોય છે ત્યાંસુધી કામ કરનારાઓ થાક અનુભવતા નથી.

હરેક પ્રકારનાં વરાવાજનનો કરનાર અગાઉથી જ પોતાને સલાહ–સૂચના આપવા અને વાડીમાં ધ્યાન રાખવા ગોકળકાકાને વિનતિ કરી આવ્યો હોય છે. કુશળમાં કુશળ ગણાતી સ્ત્રીઓ પણ વારતહેવારે કંઈક નવું બનાવવાનો અખતરો કરતાં પહેલાં એક વાર ગોકળકાકાને પૂછી લે છે અને કંઈક નવીન શીખી જાય છે. શાક સુધારીને ઘેર આવ્યા પછી તુર્ત જ તેઓ નવીકાકી અને તેમના ભત્રીજા સાથે 'કાચું કોરું' ખાવામાં પ્રવૃત્ત થાય છે. જો કે ગોકળકાકાને ઘેર હજી સુધી શેર માટીની ખોટ્ય છે, છતાંય એમના ઘરમાં સદાય કંઈ નહિ ને કંઈ પણ માલપાણી તૈયાર હોય જ. પોતાને સંતતિ નહિ હોવાની વેદનાનો ક્ષોભ એ દંપતીનાં મુખપર કદીય જણાતો નથી. જણાતો નથી એટલું જ નહિ એમાં એવી વેદના જ નથી. એમનું દામ્પત્ય જ એવું નિર્દોષ, લલિતમધુર છે કે હજી જાણે ગઈ કાલે જ પરણ્યાં હોય એવું મુગ્ધ કિશોર–કિશોરી જેવું વર્તન જીવનના ઘણાખરા વ્યવહારમાં તેઓ દાખવે છે. પોતાને છોકરાંની જંજાળ ગમતી નથી એવું આ દંપતી અનેકવાર છડેચોક જાહેર કરે છે. કોઈ સગાવહાલા આગળ કે કોઈ જોષી કે વૈદ્ય આગળ આ વિષય પરત્વે તેઓ કદી પણ રોદણાં રડતાં નથી. આ વેદના તેઓ ધીરગંભીર બનીને અંતરમાં દબાવી રાખે છે એવું પણ નથી. એટલી ગંભીરતા એ લોકોનાં જીવનમાં જ નથી. ઘરમાં ચારપાંચ સંતાનો હરતાં ફરતાં હોય એવા ગૃહસ્થ-જીવન તરફ તેમને સંપૂર્ણ ઉપેક્ષા છે. જીવનપર ઉપાધિનું તો નામ જ ન જોઈએ, એ શી કડાકૂટ ! નવડાવવાં, ધોવડાવવાં, ભણાવવાં, પરણાવવાં વિગેરે વિગેરે જંજાળથી તેઓ તોબા પુકારે છે. સંતાનવાળાં દંપતીની તો તેઓ બંન્ને જણ દયા ખાય છે અને બનતી મદદ પણ કરે છે. જે કુમળો મધુર પ્રકાશ લઈને દામ્પત્યની ઉષા આવી છે તેવો ને તેવો જ તાજો અને તેટલો જ મધુર પ્રકાશ છેવટ સુધી રહે એ તેમની ઇચ્છા તેમનાં અનેક વલણમાંથી વર્તાઈ આવે છે. દામ્પત્યનો મધ્યાહ્ન કે સન્ધ્યા તેઓ ઇચ્છતાં નથી. જીવનને અનેક રીતે ઘડનારી, અનેક પ્રકારનાં સંયમ અને શક્તિઓ ફરજિયાત માગી લેનારી દામ્મત્યની ગંભીર જવાબદારીઓની કલ્પનાથી જ તેઓ કંપે છે. અને કુદરતે કરેલી મહેરબાનીથી મસ્ત રહે છે. ગોકળકાકાના આ જીવનની અદેખાઈ પણ હવે તો ઘણાને આવે છે–આવક સૌના જેટલી પણ ખર્ચ જરાય નહિ.

તેમને ત્યાં કદી ન્યાત કરવાની જ નહિ. તેમ જ ચકાશણાની ખીચડી જેટલી રસોઈ કરવાની, ગામડાગામમાં બીજું ખર્ચ પણ નહિ. માથે કશીય જવાબદારી નહિ, કુદરતી મહેરબાનીને લઈને કદીય માંદાંસાજાં નહિ, કદીય વિયોગ નહિ, સત્તર વરસ ઉપર જયારે લગ્ન થયેલું ત્યારે જે તરલ–મધુર થનગનાટ અને સ્ફૂર્તિ તેમનામાં હતી, તેવી ને તેવી જ સ્ફૂર્તિ, એવી ને એવી જ ઉત્કટ રસવૃત્તિ અને એટલી જ મસ્ત ઘેલછા આજેય

હું જ્યારે જ્યારે ઘેર જઉં છું ત્યારે તેમનામાં જોઉં છું. એક સાચો પતિ, એક સાચી પત્ની પાસેથી જે રસોની લહાણ મેળવે છે તે ઉપરાંત, ગોકળકાકા સાત-ખોટયના દીકરાની જેમ નવીકાકીનું લાલનપાલન કરીને તેમનામાંથી વાત્સલ્યરસની તૃપ્તિ પણ મેળવે છે. વળી એ દંપતીને છોકરાં તરફ તિરસ્કાર છે એવું પણ નથી. તેમનું આંગણું આખો દિવસ બાળકોથી ભર્યું ભર્યું હોય છે. માળામાંથી ઊડેલાં પંખીઓ જેમ વનમાં રમવાજમવા ઊતરી પડે છે તેમ બાળકો પણ ગોકળ-કાકાની ચોખ્ખી પરસાળમાં આખો દહાડો ધમાલ મચાવતાં હોય છે. ખેતરમાંથી લાવેલાં બોર, કેરી, શિંગો, કાકડી, મંદિરમાંથી આવેલો પ્રસાદ ને તે ઉપ-રાંત ઘરતું કાચુંકોરું–આ બધું તેઓ દંપતી ભેગાં મળીને વહેંચે છે. કોઈ કોઈવાર તો ખુદ ગોકળકાકા પોતે આ લોકોની વચ્ચે બાળક જેવા બનીને કૂદવા અને નાચવા મંડી પડે છે અને ‘જે જે શ્રી ગોકલેશ, શીરોપૂરી મોકલેશ’ની ધૂન કાંસીજોડાં વગર કેવળ મુઠ્ઠી-ઓથી જ મચાવે છે. નવીકાકી ઉંબરામાં ઊભાં ઊભાં હસે છે અને અપાર તૃપ્તિ અનુભવે છે. કેટલીક વાર આ બાળકોની માતાઓને ચિત્રવિચિત્ર ભાષામાં ઘણું ઘણું મીઠું મધુરું કહીને ગોકળકાકા ધમકાવે છે અને ઉડાવે છે, પણ બાળકોની માતાઓને કદીય ખોટું લાગતું જ નથી, કારણ કે આ ઉમ્મરે પણ ગોકળકાકા આખા ગામની સ્ત્રીઓના લાડકા દિયર છે, નંદના કનૈયાની જેમ એમનાં તોફાન અને રસિક પ્રવૃત્તિઓ આખા ગામના રસજીવનને ઉત્કટ રાખવામાં સારો એવો ફાળો આપે છે. વાડીમાં શાક સુધારીને આવ્યા પછી થોડીક આવી પ્રવૃત્તિઓ કરી લઈ ને તેઓ પાસેના ખેતરમાં જાય છે.

એમના ખેડૂતો સાથેના સંબંધો પણ નવાઈ પમાડે તેવા હોય છે. બીજા વાણિયાઓને પોતાના ખેતર તરફ આવતા જોઈને જે ખેડૂતના હૃદયમાં એક તિરસ્કારજન્ય ધ્રાસકો પડે છે તે જ ખેડૂત ગોકળકાકાને આવતા જોઈને ખુશખુશ થઈ જાય છે. કારણ કે દાવા કરવા, ખેડૂતોને તાલુકાની કોર્ટમાં વારંવાર ઘસડી જવા કે માગણું વસૂલ કરવા તેમનું આંગણું રોજને રોજ તોડી પાડવું એ ગોકળકાકાને ગમતું જ નથી. ખેડૂતને ઘેર જ્યારે જ્યારે કંઈ ખરચ આવે છે ત્યારે હમેશાં એ ખેડૂતને કહે છે, “હૈયે હામ રાખજો, નેળનાં ગાંડાં કંઈ નેળમાં જ રહેતાં નથી. તમારે ન્યાં તો છોકરાને બાયડી લાવી આપવી છે એ જ ને ? એમાં શા જગન ભડાકા કરી નાખવાના છે, કાલે બપોરના તમે બેય જણ જરા આવી જજો, એટલે એક લટકામાં બંધ બેસાડી દેઈશું.”

ખરેખરો મધ્યાહ્ન થયો હોય છે, આંબાના ઝાડ નીચે ખેડૂતે ખાટલો પાથર્યો હોય છે ને તેના ’પર પાતળી સ્વચ્છ ગોદડી બિછાવી હોય છે. વસંતનો પવન સુગંધી છતાંય ઊની લૂ લઈને વાતો હોય છે. આંબા પરથી ટપ ટપ મરવા ખરતા હોય છે. ગોકળકાકા ખાટલા પર બેઠા બેઠા, ખેડૂતની સ્ત્રીના હાથે ઘસીને ચકચકાટ કરી લવાયેલા લોટા–પ્યાલા વડે પાણી પીએ છે. ખેડૂતની સ્ત્રી પાણી પાતી હોય છે તે દરમિયાન જ તેઓ પ્રત્યેક પવાલે અટકે છે, ધીરે ધીરે શ્વાસ લે છે, મોટા પેટ પર હાથ ફેરવે છે, પોતાની મધુર વાણીથી ખેડૂત પલળે તે પહેલાં તો તેની સ્ત્રીને તેઓ પાણી-પાણી કરી નાખે છે. લાજના ઘૂમટામાં ધીરુંધીરું હસી રહેલી ખેડૂતની સ્ત્રીના હાથનું પાણી પીતાં પીતાં તે કહે છે કે “તારે ન્યાં તો વહુ લાવવી છે ને? અરે આસ બતરી ફૂદડિયાળી લાવીશું ગાંડી ! તું તારે કાલે એને લઈને ઘેર આવજે ને, હાં !”

રાજીરમ થઈ ગયેલી ખેડૂત–પત્ની, ખળામાં બેસીને સામસામી હુક્કો પીતા પોતાના પતિ અને પુત્ર તરફ ફરીને કહે છેઃ

“અલ્યા શું જોઈને બેસી રહ્યા છો બેય જણા ! આ ગોકળકાકો ખોટી થાય સે ને હવારના ! જા બેટા તું એંહ, પેલા શેઢાના બાવળિયા પરથી પાંશરી તીર જેવી જોઈને કલ્લોક હોટીઓ કાપી લાય. અને તમે ફાંટય વારીને આ મહુડા પર ચઢી જાવને જરા. લીલાં લીલાં જોઈને થોડાંક પાનાં ઉતારી લાવો, ઝટ કરો હોં બેય જણા ! ઇમને પાછી આજ તો ન્યાત છે. નવીકાકી બાપડાં વાટય જોતાં હશે.”

આમ, ગોકળકાકાને હસતા કરી મૂકીને ટપકીવાળા બંગાળાના ઘાઘરાનો છેડો જરા ઊંચો ખોસતીક સડસડાટ પોતે આંબા પર ચઢી જાય છે. ચૂંટેલા મરવા, તાજાં દાતણ અને મહુડાનાં પાનાં લઈને ગોકળકાકા એકી શ્વાસે ઘેર આવે છે. સૌથી પ્રથમ ખેડૂતની બાંધી આપેલી દાતણની ભારી છોડીને તેનું વર્ગીકરણ કરે છે. નવીકાકી અને તેમનો ભત્રીજો જોડે મદદમાં હોય છે જ. ઘીચ કુટુંબોમાં સૌથી જાડાં દાતણ આપવાનું ઔદાર્ય દાખવે છે અને જે ઘરમાં પોતાની માફક ફક્ત 'ઉતો ઉતી' બે જ જણ હોય ત્યાં સૌથી આગળનાં પાતળાં ટોચકાં આપે છે. વચગાળાનાં દાતણને એકવાર ફરીથી છોલીને સાફ કરી દે છે અને પાણિયારામાં ગોઠવે છે. તાંબાપિત્તળનાં ચકચકાટ બેડાં વચ્ચે મૂકેલાં એ દાતણની છટા પ્રતિ પોતે પળવાર અનન્ય આસક્તિથી જોઈ રહે છે અને પાછા ઓશરીમાં આવીને મહુડાનાં પાનાંનાં પતરાળાં કરવા માંડે છે. સૂકાં પતરાળાં જ સામાન્ય તો વપરાય છે. પણ ગોકળકાકાને હમેશાં લીલું જ પતરાળું જોઈએ. સામાન્ય સૂકું પતરાળું તેમને એક તો નાનું પડે છે અને બીજું એ કે એમાં ઘી ઠારવાની મઝા આવતી નથી એટલે એ ગમે ત્યાંથી પણ ન્યાતના દિવસે પાનાં લઈ આવે છે જ. ભત્રીજો શડાંની સળીઓ ઉતારે છે, કાકી નાની નાની પતરાળીઓ બનાવે છે અને તેના પર એક એક પાનાનો થર ચઢાવીને ગોકળકાકા વિશાળ પતરાળું બનાવે છે.

'પહેલી ધોલ પાંચસોની' એ ગોકળકાકાનું પ્રિય સૂત્ર છે. હમેશાં તેઓ પ્રથમ પંગતે જ જમવા જવાના. નાની સરખી દાળ ભરડવાની ઘંટીના ચોખ્ખા પડ નીચે તેઓ પતરાળાં દબાવે છે. ન્યાતની વાડી નાની છે, જગા ન મળે તો બીજી પંગતેય બેસવું પડે. ગોકળકાકા તેમના ભત્રીજાને અર્ધો કલાક વહેલો જગા રાખવા રવાના કરે છે અને પતરાળાં પડિયા પણ તેની જ સાથે વિદાય કરે છે. કીરમજી રંગનું પીતાંબર પાછા બેય પાટલીએ ચીપી ચીપીને પહેરે છે. તેના પર ચાંદીનો કંદોરો ચડાવે છે. ગળામાં તુલસીની કંઠી તો હોય છે જ, પણ તેની સાથે ખાસ્સો છ એક તોલાનો સાત સેરોવાળો દોરો પહેરે છે. અત્યારે સ્ત્રીઓ હાથના જે ભાગે લૉકેટ બાંધે છે ત્યાં આગળ ગોકળકાકા એક કડું પહેરે છે, જેનું પતરું જ ફક્ત સોનાનું હોય છે. ડાબા હાથના કાંડાપર પોંચી પણ પહેરી લે છે. ખભાપર ડીલ લૂછવાનો રૂમાલ પાછો ભીનો કરી નિચોવીને ઓઢે છે. એક હાથમાં જર્મન-સિલ્વરનો લટકતો લોટો ને બીજા હાથમાં દહીંની લોટી લઈને તેઓ વાડીમાં પધારે છે, જાણે રાજદંડ ધારણ કરીને મહારાજાધિરાજ દરબારમાં પધાર્યા!

અક્કડ અને ફક્કડ ચાલે ચાલતા શાક પીરસનારા જુવાનો કે જેઓ કમર નમાવીને પીરસવામાં ગૌરવ માનતા હોય છે તે ગોકળકાકાનું ભાણું આવતાં ડાહ્યા બનીને પીરસે છે અને તેમનું પતરાળું ન બગડે તેની ખાસ સાવધાની રાખે છે. દરેક શાકને ગોકળકાકા પતરાળાની કિનાર પર વ્યવસ્થિત રાખતા જાય છે અને તીખા પદાર્થોનો શોખીન ભત્રીજો એક પછી એક આવતા શાકનો ટેસ્ટ કરતો જાય છે. ગોકળકાકાને આ વર્તણૂક બિલકુલ પસંદ નથી. ઇષ્ટદેવની જય ના બોલાય ત્યાંસુધી કોઈ પણ વસ્તુ ચાખવી ના જોઈએ એ સિદ્ધાંત તેઓ ભત્રીજાને આંખો કાઢીને સમજાવે છે. વળી "અત્યારથી શાક જ ખા ખા કરે છે, તો પછી પાણી પીને ધરાઈ જઈશ એટલે શી ધાડ મારવાનો? માલ જોડે જ લડવાનું ગાંડા!" એમ કહીને પતરાળાના મધ્ય ભાગને જરા પાણી છાંટી લૂછી નાખે છે. શાક પીરસાઈ ગયા પછી કંસાર આવે છે અને પછી તુર્ત જ ગોકુળ-કાકાની અતિપ્રિય વસ્તુ ઘી યાને વિષ્ણુતેજની વટલોઈઓ છૂટી ધારે ઘી-વર્ષણ કરતી ધસી આવે છે. ગોકળકાકા દાળના પડિયાની પાસે જ એક મોટો ઘીનો પડિયો ખાસ ભરી લે છે. પછી કંસાર ચોળવા માંડે છે અને ડાબા હાથનો કાટખૂણો રચે છે. પણ એક પીરસનાર તરીકે, ગોકળકાકા જેવા વિશારદની આગળ 'પાસ' થવાની મહેચ્છા રાખનાર પીરસનારો

એ ડાબા હાથના કાટખૂણાની અંદર જ વટલોઈ પ્રવેશાવી દે છે અને રેલમછેલ કરી નાખે છે. પછી દેશી ખાંડની ટોપલીઓ આવે છે. ગોકળકાકા એનો પણ એક અલગ પડિયો ભરી લે છે અને પછી કંસારની એક ઘાટીલી થેપલી તેમણે રચી હોય છે તેના પર ખાંડ પિરસાવે છે. આખીય થેપલી પર તેઓ ખાંડને છાવરી દે છે. નીચે પાણી છાંટ્યું હોય છે એટલે સરસ રીતે દરવા માંડે છે.

ન્યાતગોર તેમના ભાણા આગળ આવે છે, મીઠું હસીને ઊભો રહે છે અને પૂછે છે 'કેમ ?' ગોકળકાકા જવાબ આપે છે 'પહોંચી ગયું છે, જે બોલાવો.' જે બોલાય છે અને તલસી રહેલા અનેક હાથ કામે વળગી પડે છે.

ગોકળકાકા ધીરે ધીરે તબિયતથી ચલાવે છે. ઉતાવળ તેમને પસંદ નથી, એટલું જ નહિ પણ ઉતાવળિયા બબૂચક જેવા પડોશીઓ પણ તેમને પસંદ નથી. એટલે ભત્રીજો પડોશીની લાયકી વિચારીને જ જગા રાખે છે. એક જમણા હાથના પડોશીનું મહત્ત્વનું કાર્ય ભત્રીજાને કરવાનું હોય છે. તે ગોકળકાકાથી એક પંચમાંશ ખાઈ શકે છે એટલે પાંચગણી ધીમી ગતિએ ખાય છે. કારણ કે કાકા જમ્યા કરે ત્યાં–સુધી જમવું જ જોઈએ એ વિવેકસૂત્ર તે બરાબર ભણી ગયો છે.

વચ્ચે વચ્ચે કંસાર, ઘી અને ખાંડની મિષ્ટત્રયીનું ભ્રમણ ચાલુ જ હોય છે. પણ ગોકળકાકા ફરીથી ઊંચું જોવું પડે એવું રહેવા જ દેતા નથી. પોતાનું ગજું વિચારીને જ તેમણે અગાઉથી કંસાર ચોળ્યો હોય છે. ખાસ કરીને યુવતીઓના ટોળામાં જ શાકનું કમંડળ લઈને ફરનારા અને પુરુષોનો જરા પણ ભાવ નહિ પૂછનારા ઉદ્ધત અને રંગીલા જુવાનિયાઓ ગોકળકાકા પાસે પાછા એકાદ ફેરો મારી જાય છે અને એક બે ચપ્પન શાક મૂકી જાય છે. ગોકળકાકાને તો શાકની કંઈ પડી હોતી નથી. માલ સાથે જ તેઓ કેસરિયા કરી લે છે. પણ શાક આવવાથી ભત્રીજાને ઠીક રહે છે.

જમણ બરાબર મધ્યમાં પહોંચે છે એટલે અલગ ખાંડ અને અલગ ઘીને ભેગાં કરીને ગોકળકાકા પ્રસાદ બનાવે છે. થોડોક ભત્રીજાને આપે છે, પણ તે તો નજર ચુકાવીને દાળના પડિયા નીચે ફરતો મૂકી દે છે અને તીખાં શાક ખાધા કરે છે. વધેલી ખાંડમાં થોડું પાણી ઉમેરીને તેનું ઠંડું શરબત બનાવે છે અને બરાબર બે પ્યાલા પાણી જે તેમને જમતી વેળાએ જોઈએ છે તે આ શરબતિયા પાણીથી જ પતે છે.

અને ભાત તરફ તો ગોકળકાકાએ કદીય ભરેલી નજરે જોયું નથી, એટલે તેનું વર્ણન નહિ કરું. જીવનમાં મહદ્‌માં મહદ્‌ માનેલા રસની પરિપૂર્ણ પરિતૃપ્તિ અનુભવતા તેઓ ઘેર આવે છે. આગળ હતી તે પાટલી આગળ જ આવે અને પાછળવાળી પાછળ આવે એ રીતે પાછા તેઓ પીતાંબર કાઢીને ધોતિયું બદલે છે અને પાન બનાવવા બેસે છે. આજુ-બાજુ ઓરડામાં સાત આઠ નાનાં છોકરાં પણ બેઠાં હોય છે. પાણિયારામાં મૂકીને લીલાંછમ રાખેલાં અને ટાટિયાના સ્વચ્છ કટકામાં વીંટાળેલાં પાનનું બંડલ નિરાંતે બેઠેલા ગોકળકાકા પાસે નવીકાકી મૂકે છે. ભત્રીજો પાનની નસોને સૂડીથી કાઢી નાખે છે. બે પાનના આઠ ટુકડા બનાવે છે, બીજા એક પાનના બે ટુકડા બનાવે છે અને ત્રીજું એક આખું રહેવા દે છે.

પતંગને લહી લગાવતો હોય એમ ભત્રીજો દરેક પાન પર ચૂનો ચોપડે છે, આંગણામાં રંગોળી પૂરતાં હોય એવી નાજુક ચપટીથી નવીકાકી કાથાની ગોટી ભભરાવે છે. ખોળામાં મશરૂનો ખલતો લઈને બેઠેલા ગોકળકાકા ઓડકાર ખાતા ખાતા શેવરધન સોપારી કાતરે છે. સોપારી કાતરવી એ તો ગોકળકાકાની એક માનીતી મોજ છે. વાતવાતમાં તેઓ આખી સોપારી ગલેફામાં ભરી દે છે. તેમની ચૂરી કરવાની પદ્ધતિ પણ લાક્ષણિક લાગે તેવી છે. અનેક પ્રકારની વાતો કરતાં કરતાં સાવ બેદરકાર બનીને તેઓ ચૂરી કરે છે અને તે પણ એટલી સરસ કે જાણે મશીનથી બનાવવામાં આવી છે ! એક પાનના આઠ ટુકડા પાડીને

બનાવેલાં પાન નાનાં છોકરાંને આપીને નવીકાકી ઓરડાની જાળી બંધ કરે છે. એકમાંથી બે બનાવેલાં પાન નવીકાકી અને તેમનો ભત્રીજો ખાય છે. અને ત્રીજું આખું પાન ગોકળકાકા ખાય છે. નવીકાકી અને ભત્રીજો બંનેય આ બાબતનો બળવો ગોકળકાકા આગળ જગાવી ચૂક્યાં છે; ગોકળકાકા હમેશાં તેમને એ જ જવાબ આપે છે કે તમે શી ધાડ મારીને આવ્યાં છો? એકવાર અમારા જેટલું ખાતાં શીખો પછી એકને બદલે બબ્બે ખાવ. અને આમ કહીને તુર્ત જ તેઓ નવી કાકીને ખાટલા પાથરવાની સૂચના આપે છે અને ભત્રીજાને વિધિપુરઃસર હુક્કો ભરી લાવવાનું કરીને બહાર મોટી ઓશરીમાં આવે છે–જમીને ઘેર આવેલાં બધાં કુટુંબીઓ અને પડોશીઓનું એક મોટું ટોળું સગડીની ફરતું બેઠું હોય છે, તેમની વચ્ચે આવીને ગોકળકાકા વિરાજમાન થાય છે. નવી-કાકી પરવારીને આવતાંક એમની ડાબી બાજુએ બેસી જાય છે. તે વખતે સામે સગડી સળગતી હોવાથી એવું લાગે છે કે જાણે ફરી પરણવા બેઠાં! બીજે દિવસે પણ ન્યાત હોવાથી આવતી સવારમાં કોઈને ત્યાં રીતસરનું રાંધવાનું હોતું નથી; પણ ખીચડી ને શાક જ કરવાનું હોય છે એટલે આજુબાજુ અનેક પ્રકારનાં શાક સુધારાતાં હોય છે, વિવિધ કઠોળની શિંગો ફોલાતી હોય છે. સ્ત્રીવર્ગ છીંકણીના સડાકા મારતો હોય છે. પુરુષોની જમાતમાં બે ચાર હુક્કા ફરી રહ્યા હોય છે. અનેક પ્રકારના ખરાખોટા ગામગપાટા ચાલતા હોય છે. ખાસ કરીને જે જમણ જમી આવ્યા હોય છે તેનું તલસ્પર્શી વિવેચન ગોકળકાકાની તટસ્થ અને રસભરી વાણીમાં નીતરી રહ્યું હોય છે. બીજા બધા પુરુષો પોતપોતાના હુક્કા અરસપરસ પીએ છે પણ ગોકળકાકાને કોઈનો હુક્કો હોઠે અડાડવો હરામ છે–તેમ પોતાનો હુક્કો કોઈને આપવોય હરામ છે.

ઊંચામાં ઊંચા પ્રકારની ચરોતરી તમાકુ ગોકળકાકા ખરીદે છે. ઘણાઓ તમાકુમાં મહુડાંનો કાકબો યાને રેલવો ભેળવીને પોતાના ખેડૂતો પાસે ગડાકુ બનાવ-રાવે છે, પણ ગોકળકાકા ઈરાદાપૂર્વક પોતાને હાથે જ ખાસ સમય કાઢીને ગડાકુ બનાવે છે અને કાકબો નહિ વાપરતાં ગોળની પોતાને હાથે ઘેર બનાવેલી રસીનો ઉપયોગ કરે છે. તમાકુમાંથી ગડાકુ બનાવતી વખતે તેઓ તેમાં થોડી વરિયાળી અને લવીંગનો ઉપયોગ પણ કરે છે. પ્રમાણમાં ઘણી જ થોડી બનાવે છે, પણ ખૂબ સફાઈથી બનાવે છે એટલે એમની ગડાકુ ખૂબ વખણાય છે, એટલું જ નહિ પણ વરિ-યાળી અને લવીંગની વાસનો પટ એ પણ એનું એક વિશિષ્ટ લક્ષણ બની રહે છે.

કેટલાકને ચાંદીના હુક્કા હોય છે ને કેટલાકને જસતના પણ હોય છે. ગોકળકાકા ચાંદીનો હુક્કો વસાવી શકે એવી સ્થિતિના છે જ, છતાંય એમને તો બસ નાળિયેરનો હુક્કો જ ફાવે છે. કારણકે નદી પર થઈને આવતો પવન જેમ અધિક શીતળ લાગે છે તેમ નાળિયેરના હુક્કામાં ભરેલા પાણી પર થઈને આવતી ધુમ્રસેર અધિક મીઠી લાગે છે.

ઘણાઓ, કે જેઓ પોતાને ખાસ મોટા ઘરના માણસો ધારે છે તેઓ, ખૂબ લાંબી ને રાખે છે તેમને સમૂહમાં બેસીને પીતાં ખૂબ અગવડ વેઠવી પડે છે અને ડાબા હાથને અક્કડ ને અક્કડ રાખવો પડે છે. તે ઉપરાંત ગરદનને ત્રાંસી રાખીને હોઠના ડાબે ખૂણેથી ને ચૂસવી પડે છે. ગોકળકાકાને આ કસરત પસંદ નથી. પોતાના નાના સરખા નાળિયેરના હુક્કાને તેઓ નાની સરખી ને રાખે છે.

ઘણાઓ એટલા જોરથી હુક્કો ખેંચે છે કે તેનો ગડગડાટ ઘણીવાર તો કંટાળો ઉપજાવે છે અને સતત ધુમ્રસેરોને લઈને ઓશરીનું વાતાવરણ અમદાવાદની સન્ધ્યા જેવું લાગે છે. ગોકળકાકાને આ વસ્તુ પણ પસંદ નથી. તેઓ તો દીવાલે તકિયો ગોઠવીને નિરાંતે પલાંઠી વાળીને બેઠા હોય છે, અર્ધી આંખો મીચી દીધેલી હોય છે. આખાય સમૂહને હસાવી રમાડી રહ્યા હોય છે અને ગડગડાટ, વર્તી ન શકાય એટલી ધીરજથી, હુક્કો પીએ છે. કવિતાનો કોઈ આશક જે અજબ રસિક ધીરજ ધારીને એકાદ સારા કાવ્યને

હૃદયમાં વારે વાર ઘૂંટયા કરે છે, તેમ ગોકળકાકા પણ વરિયાળીની સુગંધવાળી છતાંય કડક એવી પ્રત્યેક ધુમ્રસેરને ગળામાં શાન્તિથી ઘૂંટે છે, અને ન વર્તી શકાય તે રીતે નાક વાટે બહાર કાઢે છે. બરાબર મધરાત જામે છે એટલે સૌ કોઈ વિખેરાઈ જાય છે અને નવીકાકી દીવો ઓલવી નાખે છે.

ગોકળકાકા નિરાંતે ખાટલા પર બેસે છે, સારી પેઠે પાણી પીએ છે. ધોતિયાની ઓટીમાંથી એક ખાસ વધારાતું બનાવેલું પાન કાઢે છે કે જેમાં જરા તમાકુ નાખેલી હોય છે. તે પાનને તેઓ ગલોફામાં દબાવીને રાખે છે અને તેનો રસ ધીરે ધીરે ઉતારે છે. અમદાવાદમાં આવતાં જતાં, લાલાબીશન દયાળ ધરમદાસને ત્યાંથી ખરીદેલો કિંમતી સુરમો આંખોમાં આંજે છે અને પછી, વિક્ટોરીયન યુગના ગુર્જર વણિક-સમાજનો આ ધીર લલિત નાયક 'દૂધપાક જેવી' નિદ્રા લે છે.

•

# —ને

(પૃથ્વી)

અચાનક તહીં ગૃહે લગીર આપણાં લોચનો—
મળ્યાં—ઢળી ગયાં—ઉરે સભરતાય વ્યાપી ગઈ!
ન જાણું પછી કાં મને હૃદય ભાસતું એકલું
વિના સ્મરણ તાહરું : વિકળ એમ તુંયે થતી?

વહ્યાં સમયગંગમાં વરસ બે'ક ઉતાવળાં—
પ્રદેશ પરદેશમાં ઉદર કાજ જંજાળમાં :
તહીંય સ્મરતો તને અરપી નિત્ય પ્રેમાંજલિ!
વહ્યાં વરસ બે'ક એમ—ફરી દેશ આવ્યો, તહાં:—

તને નિરખી એકલી મુખ છુપાવીને ઘૂંઘટે—
જતી : ઉર વિષે થયું 'મૃદુલ! એ જ વા અન્ય કો?'
ગઈ નજીક શેરીમાં જરી ખસેડીને ઘૂંઘટે
ઊભી : નયનમાં દીઠાં અતલ આંસુ ઊંડાણમાં!

કહી નવ શકું તને અવર કૈં—કહું આટલું:—
'ભલે વિધિ કઠોર થૈ—ઉર કદાપિ ભૂલે નહિ!'

ભારદ્વાજ

# गीतानी शिखामण

[ अध्याय ४ ]

दत्तात्रेय बालकृष्ण कालेलकर

[ અનુસંધાન જાન્યુઆરી-અંકના પૃષ્ઠ ૭૦ થી ]

## पुनर्जन्म–कल्पना के घटना ?

પુનર્જન્મ સાચે જ છે કે નહિ એ જાતની શંકા ભલભલાઓને આવે છે. સામાન્ય ખ્રિસ્તીઓ અને મુસલમાનો તો પુનર્જન્મમાં માનતા જ નથી. પુનર્જન્મ ઉપરનો વિશ્વાસ એ હિંદુ, બૌદ્ધ, જૈન, શીખ વગેરે આર્યધર્મોનું ખાસ લક્ષણ છે.

કેટલાક કહે છે કે પુનર્જન્મ છે જ એ વિષે જો કે આપણે પુરાવો આપી શકતા નથી તોપણ પુનર્જન્મનું અસ્તિત્વ માનવાથી જ, કર્મનો સિદ્ધાંત સિદ્ધ થાય છે; આ દુનિયામાં દેખાતું વૈષમ્ય સહન થાય છે અને સર્વત્ર દેખાતી અપૂર્ણતા ખૂંચતી નથી. ખેતરમાં વાવેલું બીજ કોહવાઈ જાય છે ખરું પણ એમાંથી જ નવો અંકુર નીકળે છે. તેમ ન હોત તો કોઈ ડાહ્યો માણસ વાવણી જ ન કરત. એ જ ન્યાયે આ ભવમાં મેળવેલું જ્ઞાન, કેળવેલું ચારિત્ર્ય અને સંગ્રહેલું પુણ્ય–એ બધું આવતા ભવમાં સારરૂપે સાથે આવવાનું છે એટલું જ નહિ પણ એ આવતા ભવની મૂડીરૂપ છે અને એ રીતે જીવન અનંત છે, અને પ્રગતિ ભવેભવે ચાલ્યા જ કરવાની છે એ આશ્વાસન મળે છે.

પણ આપણાં શાસ્ત્રો તો કહે છે પુનર્જન્મ ખરેખર છે; ઘણાઓને એની પ્રતીતિ થઈ છે. પૂર્વજન્મોનું જેમને સ્મરણ છે એવા કેટલાક લોકો મળી આવે છે એવાઓને આપણા શાસ્ત્રમાં જાતિસ્મર કહે છે. એટલે આપણા શાસ્ત્રકારોનાં મનમાં પુનર્જન્મ વિષે શંકા છે જ નહિ. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન્ તો સ્પષ્ટ કહે છે કે હે અર્જુન તારા પણ અસંખ્ય જન્મો થઈ ગયા છે. અને મેં પણ અનંત જન્મો ધારણ કર્યા છે. તને એનું ભાન નથી પણ હું તારા અને મારા અને બધાના બધા જન્મોને જાણું છું! મને જન્મ નથી છતાં મારી પ્રકૃતિને બળે કરી હું અનેક જન્મો ધારણ કરી શકું છું. પુનર્જન્મનું યથાર્થ જ્ઞાન નારાયણને જ થઈ શકે છે, નરને નહિ એમ ભગવાને અર્જુનને આગળ કરી માણસ જાતને અહીં નથી સૂચવ્યું ?

જેમ પાણીનું, એના સ્વભાવને લીધે, ઘડીકમાં બરફ થાય, ઘડીકમાં ધૂમસ થાય અને ઘડીકમાં વરાળ, અને છતાં પાણી એ પાણી જ રહે છે, તે જ પ્રમાણે પરમાત્મા આ વિશ્વનો સ્વામી અવ્યયાત્મા અને અજન્મા હોવા છતાં આ વિશ્વની અંદર દેહધારી થાય છે અને વિશ્વના નિયમોને વશ થઈ અવતારલીલા ચલાવે છે.

માણસને પુનર્જન્મ થાય છે તે કર્મના બંધનને લીધે. પરમાત્માના અવતાર એ તો એની લીલા છે.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परन्तप ॥
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥

અ. ૪, શ્લો. ૫–૬.

*

## બેના બે છેડા

સામાન્ય લોકો અને સંયમી સાધકો વચ્ચે જીવનરસની બાબતમાં જરાય મેળ નથી હોતો. એકને જે ગમે તેમાં બીજો સાવ ઉદાસીન હોય છે, નિરુત્સાહી હોય છે. કંજૂસ માણસને ઉપભોગની વસ્તુઓ કરતાં પૈસો જ વધારે પ્રિય હોય છે. જ્યારે ઉડાઉ માણસને ભોગ્ય વસ્તુ આગળ પસો એ ફેંકી દેવા જેવી ચીજ લાગે છે. સંયમી પુરુષનો ગમોઅણગમો એક જાતનો હોય છે, પ્રાકૃત લોકોનું બરાબર એથી ઊલટું. પ્રાકૃત લોકો સ્વાર્થની બાબતમાં સાવધાન અને ઉત્સાહી અને પરોપકારનાં કે પારમાર્થિક કામોમાં મંદોત્સાહ દેખાય છે. સ્થિતપ્રજ્ઞ સંયમી માણસનું આથી સાવ ઊલટું. એને ઇંદ્રિયોને તોષવી એ ક્ષુદ્ર કામ લાગે છે. સ્વાર્થ સાધવો એ એને મન મિથ્યા પ્રયત્ન હોય છે. કીર્તિ, સંપત્તિ, પ્રતિષ્ઠા–આ વસ્તુઓ એને જરાય આકર્ષતી નથી. પણ જ્યારે કર્તવ્ય–કર્મનો સવાલ આવે છે, પરોપકારને અર્થે સર્વસ્વ હોમી દેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, આધ્યાત્મિક સાધના કરવાની હોય છે ત્યારે એ મડવીરની પેઠે ઝંપલાવે છે. એવા કામમાં એને પરમાનંદ લાધે છે.

જાણે પ્રાકૃત લોકોની રાત તે આવા સ્થિતપ્રજ્ઞનો દિવસ અને સામાન્ય જનોનો જે દિવસ તે આને માટે ઘોર અંધારું.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

અ. ૨, શ્લો. ૬૯

*

સાધવા જેવું જો કાંઈ મુખ્ય હોય તો તે યોગ છે.

अयं तु परमो धर्मः यत् योगेनात्मदर्शनम् ।

યોગ શબ્દ સાંભળ્યો કે તરત જ જાતજાતનાં આસનો કરનાર, જીભ પાછી વાળી ગળામાં ખોસનાર, નાક પકડી શ્વાસ બંધ કરનાર–એવા કસરતબાજનું ચિત્ર દૃષ્ટિ આગળ રજૂ થાય છે. ખાધા વગર જીવી શકે, બેઠો બેઠો જમીન છોડી હાથ બે હાથ ઊંચો થઈ શકે, પારકાના મનની વાત જાણી શકે, ત્રિકાળને જોઈ શકે અને એક ચપટી રાખ આપી માંદાને સાજા કરી શકે એવું એનું માહાત્મ્ય કલ્પવામાં આવે છે. લોકો પથારી પર આડા થઈને સૂવે છે; તો યોગી પલાંઠી વાળી ટટ્ટાર બેસી સૂવે છે. સામાન્ય લોકો સૂતી વખતે બેખબર થઈ જાય છે જ્યારે યોગી સૂતો સૂતો પણ આસપાસ શું ચાલે છે એની ખબર રાખી શકે છે નાક, કાન, આંખ બંધ કરી યોગી એક જાતનો અવાજ સાંભળી શકે છે, એક જાતનો પ્રકાશ જોઈ શકે છે અને માથામાંથી ઝરતો કોઈ અપૂર્વ રસ ચાખી તૃપ્ત અને અમર થાય છે, એવી વાતો પણ આપણને સાંભળવાને મળે છે. આ બધી વાતો હઠયોગની છે. તે કેટલે દરજ્જે સાચી છે અને કેટલે દરજ્જે કેવળ કલ્પના છે એ કોણ કહી શકે? એ વસ્તુના પ્રયોગ થવા જોઈએ. પછી જ એની શક્યાશક્યતા વિષે બોલી શકાય.

આપણે અહીં એવા યોગીની વાત નથી કરતા. જેનો પોતાનાં મન અને ઇંદ્રિયો પર કાબૂ છે, જેની ઇંદ્રિયો શુદ્ધ અને તેથી કાર્યકુશળ થઈ છે, જે રાગદ્વેષાદિથી વિચલિત થતો નથી – ટૂંકામાં કહીએ તો જે નિર્દોષ, સમ, સ્થિર અને પ્રસન્ન છે તે જ યોગી. આવો યોગ સાધ્ય કરવો એમાં જ જીવનની સફળતા છે. દુન્યવી વ્યવહારમાં તેમ જ ધર્મસાધનામાં એ યોગથી જ માણસનો ઉત્કર્ષ થાય છે. જેની પાસે એવો યોગ નથી તેની બુદ્ધિ ટકતી નથી. તેને બુદ્ધિભ્રંશ થાય છે. એના મનની સ્થિરતા કે દૃઢતા ક્યાંથી હોય? એકાગ્ર ધ્યાન, દૃઢનિશ્ચય, કાર્યનિષ્ઠા – એ બધું

યોગયુક્ત સ્થિતિમાં જ શક્ય છે. આ વસ્તુઓ માણસમાં ન હોય તો એને શાંતિ મળવાની નથી અને શાંતિ એ જ તો સુખ છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥
अ. २, श्लो. ६६

*

## ઇન્દ્રિયો પાછળ મન

ઘેલી ગાય જેમ વાછરડાની પાછળ પાછળ દોડે છે તેમ જો માણસનું મન રખડેલ ઇંદ્રિયોની પાછળ દોડયા કરે તો એની બુદ્ધિ ઠેકાણે રહેવાની નથી. તપ વગર જ્ઞાન નથી એમ હમેશાં જે કહેવામાં આવે છે તેનો પણ એ જ અર્થ છે. ઇંદ્રિયોને પંપાળીને કોઈએ આ દુનિયામાં પણ ફતેહ મેળવી નથી અને પરલોક પણ સાધ્યો નથી. સંયમનું સુકાન મજબૂત ન હોય અને હોડી પવનને જ વશ હોય તો એ હોડી દરિયાઈ સફર કરી શકે ખરી? વેગવાન પવન જોતજોતામાં એને ખરાબામાં ઠફનાવી દેશે અથવા ખડક પર અફાળી ભાંગી નાંખશે.

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥
अ. २, श्लो. ६७

*

## અવતાર શા માટે?

અને તે શા ઉદ્દેશથી? સ્થૂળ દૃષ્ટિએ વિચાર કરીએ તો આપણને દુનિયામાં બે જાતની વ્યવસ્થા દેખાય છે. એક કુદરતની અને બીજી ધર્મની. તત્ત્વતઃ આ બેમાં અભેદ છે એ ખરું, પણ સામાન્ય રીતે જોતાં એમ કહી શકાય કે કુદરતની વ્યવસ્થા એ જંગલ જેવી છે, જ્યારે ધર્મની વ્યવસ્થા બગીચા જેવી.

કુદરતની વ્યવસ્થા પ્રાકૃતિક નિયમ પ્રમાણે અવ્યાહત ચાલે છે. એ સ્વયંગતિક છે. એની મેળે એનો ક્રમ ચાલ્યા જ કરે છે. ધર્મની વ્યવસ્થા પ્રયત્નજીવી છે કેમકે તે ઇચ્છામૂલક અથવા સંકલ્પમૂલક છે. ભઠ્ઠીનો અગ્નિ પ્રદીપ્ત રાખવા માટે જેમ ધમણ બરાબર ચાલતી રહેવી જોઈએ તેમ ધર્મવ્યવસ્થા ટકાવવા ખાતર પ્રેમ, ત્યાગ, વૈરાગ્ય જેવા સદ્‌ગુણો અખંડ જાગૃત અને કર્મશીલ રહેવા જોઈએ. પ્રકૃતિનો એક સ્વભાવ માણસને ઈશ્વરથી વિમુખ કરવાનો છે. ઘાસ જેમ એની મેળે ઊગે છે તેમ એ સ્વભાવ પણ એની મેળે વધતો જાય છે. એટલા માટે જ અનુભવી લોકોએ કહ્યું છે:

आरोहणम् तु सायासम् अनायासम् तु पातनम् ।

ધર્મવ્યવસ્થા ટકાવવાનું કામ દરેક જણનું છે કેમકે ધર્મ એ મનુષ્યનો સાચો સ્વભાવ છે અને એમાં જ માણસના જીવતરનું સાર્થક છે. પણ માણસ પ્રમાદી છે. પોતાનું હિત છોડી દઈ અધર્મ તરફ દોડે છે. એને ખબરદાર રાખવા માટે ઈશ્વરે સાધુ-સંતોની પરંપરા અખંડ અબાધિત ચલાવી છે. પણ કાળે કરીને એવો પ્રસંગ આવી જાય છે કે જ્યારે જનસમાજમાં અધર્મપ્રવૃત્તિ વધી પડે છે, સામાન્ય સજ્જનો બુદ્ધિભેદ પામી મૂંઝવણમાં આવી પડે છે, સાધુસંતોની પરંપરા નષ્ટ નહિ તોપણ ક્ષીણ થાય છે, જૂના ઇલાજો કામ નથી આવતા—એવે વખતે મનુષ્ય-જાતિને ફરી ઠેકાણે લાવવા, ધર્મનો ઉત્કર્ષ કરવા અધર્મને દબાવી દેવા અને નવા કાળનો નવો સંદેશો સમાજને આપવા ઈશ્વરી શક્તિ પોતે જ શરીર ધારણ કરી માણસ વચ્ચે રહી પોતાના આચરણ દ્વારા સિદ્ધ કરી બતાવે છે કે નવો આદર્શ માણસને માટે શક્ય છે અને અંતે ધર્મનો જ વિજય છે. સામાન્ય સજ્જનોથી કે સંતોથી પરિસ્થિતિને પહોંચી વળવું અશક્ય થઈ જાય છે અને બહુજનસમાજની ધર્મની કલ્યાણકારિતા વિષેની શ્રદ્ધા જ ઊઠી જાય છે ત્યારે પરમાત્માને પોતે જ અસાધારણ લોકોત્તર વિભૂતિ દ્વારા ધર્મનું સંસ્થાપન કરવું પડે છે. આવી અવતાર-પરંપરા દસ કે ચોવીસ અવતારોથી અટકતી નથી. પુરુષની પેઠે પ્રકૃતિ પણ અનાદિ છે તેથી અવતારપરંપરા પણ અનંતકાલ સુધી ચાલવાની

જ. કુરાનમાં પણ લખ્યું છે કે પરમાત્માએ દરેક દશને અને દરેક જમાનાને પ્રભુ પાસે જવાનો રસ્તો બતાવનાર વલી આપેલા છે જ.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥
અ. ૪, શ્લો. ૭-૮,

:*

## दिव्य जन्मकर्म

જેમ અન્ન, પાણી અને શ્વાસોચ્છ્વાસથી પ્રાણ ટકે છે તેમ શ્રદ્ધાના આશ્વાસનથી જ ધર્મજીવન ટકે છે. પોતે કરેલી મહેનતનું ફળ અથવા એનો અમુક અંશ પોતાને મળવાનો છે એવી ઓછી વધતી ખાતરી ન હોય તો કયો વહેવારકુશળ માણસ એવા ઉદ્યમમાં પડે ? આધ્યાત્મિક જીવનના નિયમો અટળ છે, સાર્વભૌમ છે અને મંગલમય છે એવી શ્રદ્ધા જાગૃત ન હોય તો શુદ્ધ ધાર્મિક જીવન અશક્ય થઈ જાય. આ સૃષ્ટિ કયાં તત્ત્વો ઉપર ચાલે છે? એમાં પોતાનો ભાગ કયો ? પોતાના જીવનનો ઉદ્દેશ શો છે ? એની સાર્થકતા શામાં રહેલી છે એનો કંઈક સ્પષ્ટ કે અસ્પષ્ટ એવો કંઈક દૃઢ ખ્યાલ હોય ત્યારે જ માણસની આધ્યાત્મિક સાધના પ્રવૃત્ત થવાની. પણ જેમ એક દિવસના આઠ પ્રહરનું પરિવર્તન જોઈ આખા ઋતુચક્રનો ખ્યાલ આવવો મુશ્કેલ છે, એને માટે અનેક વર્ષોના વ્યાપકકાળના નિરીક્ષણની જ આવશ્યકતા હોય છે તેમ પોતાના વ્યક્તિગત જીવનના ચિંતનથી આધ્યાત્મિક સામ્રાજ્યની પૂર્ણતા અને સુંદરતાનો ખ્યાલ નથી આવવાનો અને સાધનાનો ઉત્સાહ પણ નથી ટકવાનો. દયામય પ્રભુનો સર્વત્ર અખંડ જાગૃત નિવાસ છે. જન્મમરણશીલ માણસ માટે ફરીફરી એ જન્મ લેવા અને સર્વભૂતહિતાર્થ દિવ્યકર્મ કરવા તે હમેશ ઉદ્યત જ છે એટલી જ્યારે માણસની ખાતરી થાય છે ત્યારે જ તે નિશ્ચિંત થઈ શકે છે, અને પછી જ અમર આશાનો એ વારસ થઈ શકે છે. વિશ્વંભરની આ વિશ્વવ્યવસ્થા જેના ધ્યાનમાં આવી છે તેના હૃદયની ગ્રંથિ ટકી જ ન શકે. એને એવી તો શાંતિ અને સમાધાન મળે છે કે એને ફરી જન્મ લેવાપણું રહેતું નથી.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥
અ. ૪, શ્લો. ૯.

*

## मोहात्मक आनंद अने कलात्मक आनंद

તા. ક. એકાદ નાટક કે અદ્ભુત નવલકથા જ્યારે આપણે પહેલીવાર વાંચીએ છીએ અને આગળ ઘટના કેવું રૂપ પકડવાની છે એનો આપણને ખ્યાલ નથી હોતો ત્યારે કથાપ્રવાહમાં તણાઈ જઈ આપણે હસીએ છીએ, રડીએ છીએ અને ચિંતામાં પડીએ છીએ, એટલે તટસ્થ નથી રહી શકતા.

જે માણસ નાટકનું વસ્તુ અથવા નવલકથાનો કથાભાગ જાણે છે તેને મોહાત્મક હર્ષશોક નથી થતો. રસાત્મક અથવા કલાત્મક હર્ષશોકોદ્ભુત આનંદ જ એને મળે છે. અને તે આખી કૃતિ સાથે એકરૂપ થાય છે તે જ પ્રમાણે વિશ્વમાં ચાલતી વિશ્વંભરની અદ્ભુત લીલાનું સ્વરૂપ જે જાણે છે તે સંસારમાં રહેતો નથી—ઈશ્વરમાં સમાઈ જાય છે.

*

## ज्ञान अने तप

આવા લોકો કાંઈ ઓછા થયા નથી કે જેમણે ઈશ્વરનો આશ્રય લેવા માટે રાગ, ભીતિ અને ક્રોધ છોડી દીધાં છે, જીવનની દરેક સ્થિતિમાં પ્રભુની સન્નિધિ ભૂલ્યા વગર જેઓ કર્મ કરે છે અને આ રીતે ઈશ્વરમય થયા છે એવા ઘણા લોકો તેજસ્વી જ્ઞાનરૂપી તપશ્ચર્યાથી શુદ્ધ થઈ ઈશ્વરરૂપ થયેલા છે. માણસ પોતાની ખામીઓ દૂર કરવા માટે, પાપ બાળવા માટે, પોતાની દુષ્ટ વૃત્તિ ધોઈ કાઢવા માટે, જાતજાતની તપશ્ચર્યાઓ કરે છે. ઇંદ્રિયોને એક જાતની ટેવ પડી હોય તો તેથી ઊલટો આગ્રહ રાખી તે ટેવ નાબૂદ કરવાનો

પ્રયત્ન આવા તપસ્વીઓ કરે છે. ઇંદ્રિયનિગ્રહ અને મનોવિજય એ જ આ તપશ્ચર્યાનો ઉદ્દેશ હોય છે. આવી તપશ્ચર્યા વધે એટલે આત્માની સ્વાભાવિક પણ સુપ્ત શક્તિઓ જાગૃત થાય છે. પણ દરેક પાપ અને દુરાચાર પાછળ બરાબર તપાસતાં વસ્તુસ્થિતિનું અજ્ઞાન જ હોય છે. સાચું અને સંપૂર્ણ જ્ઞાન થાય તો પાપવૃત્તિ ટકે જ નહિ. શબ્દજ્ઞાન કે તાર્કિક જ્ઞાન એ સાચું જ્ઞાન નથી. માણસની માન્યતા જ અંદરખાનેથી બદલાઈ જાય એટલે બાહ્ય આચરણમાં ફેરફાર એની મેળે જ થવાનો. એટલા માટે જ તમામ દોષોને બાળી નાંખનાર અને બધી રીતે પવિત્ર કરનાર એવો તેજસ્વી અગ્નિ તે જ્ઞાન છે એવું કહેવામાં આવ્યું છે. જ્ઞાનાગ્નિ એ પાવક છે, પવિત્ર છે એમ અનેક ઠેકાણે આવ્યું છે. આવા જ્ઞાનનો ઉદય સત્કર્મ કરવાથી જ થાય છે અને એ દૃઢ થવા માટે પણ સત્કર્મની જ જરૂર છે. માત્ર એ કર્મ પાછળ આસક્તિ, સ્વાર્થ, ભય અથવા ક્રોધદ્વેષ ન હોવાં જોઈએ. ઈશ્વરને શરણ જઈ ઈશ્વરને પ્રિય એવી રીતે જ માણસે વર્તવું જોઈએ.

> वीतराग भयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
> बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

અ. ૪, શ્લો. ૧૦

*

પણ આવી રીતે મોક્ષ સુધીનો વિચાર કરી ઈશ્વરનો સાથી થવાની બુદ્ધિ કે હિંમત દરેક માણસમાં ક્યાંથી આવે ? અસાધારણ મહાનુભાવ હોય તો જ એનો આનંદ લઈ શકે છે, પણ માણસ અદૂરદર્શી છે. એને પોતાનો સ્વાર્થ વહાલો હોય છે અને તે પણ ઝટ પ્રાપ્ત થાય એવી એને ઇચ્છા રહે છે એટલે આ દુનિયાના મુખ્ય દેવની ઉપાસના કરવાને બદલે પોતાની ગરજ પ્રમાણે જુદી જુદી સિદ્ધિઓ આપનાર એવા દેવતાઓની તે ઉપાસના કરે છે. તેથી જ ઈશ્વર એક હોવા છતાં આટલા ભિન્ન માર્ગ પડે છે અને આપસમાં ઝઘડાઓ થાય છે. પરમાત્મા કહે છે કે તમારી ક્ષુદ્ર દૃષ્ટિ અને સકામ વૃત્તિને લઈને તમે ગમે તેટલા માર્ગ કાઢ્યા હોય તોયે અંતે તમે મારી પાસે જ આવવાના. તમારી જેવી ભાવના હોય તેવી જ રીતે તેને હું અનુકૂળ થાઉં છું. તમે જે રસ્તે મારી પાસે આવવા માગો છો તે રસ્તે હું અનુકૂળતા કરી આપું છું. તમારી બુદ્ધિ સ્થૂળ, તમારાં સાધનો વિચિત્ર અને તમારી પહોંચ ટૂંકી એટલા માટે હું તમારા પર ચિડાતો નથી અથવા કોઈને સજા કરતો નથી. ગમે તેટલી ખોટી રીતે તમે મારી પૂજા કરો તોયે હું તમારો ભાવ સમજી શકું છું અને તે રસ્તે જ હું તમને મળવા આતુર રહું છું. બધી જ વિભૂતિઓ મારી હોવાથી તમે ગમે તે દિશાએ પ્રવૃત્ત થાઓ તોયે તમે મારી પાછળ પાછળ આવો છો એ હું જાણું છું. તમે મને ભલે ન ઓળખો પણ હું તો તમને ઓળખું જ છું. તમારાં બધા જ ધર્મ સાચા છે. તમારા બધા જ રસ્તાઓ મને મંજૂર છે.

> कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
> क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥
> ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
> मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

અ. ૪, શ્લો. ૧૧-૧૨

અ. ૭મો શ્લો. ૨૦થી ૨૪મા સુધી આ જ વિષય પર વિવેચન આવેલું છે.

*

## ચાતુર્વર્ણ્ય

માણસ પોતપોતાની બુદ્ધિશક્તિ પ્રમાણે દેવતાની ઉપાસના કરે છે અને ઓછાંવધતાં ફળોની અપેક્ષા રાખે છે. આ કારણે જ પરમાત્મા જુદીજુદી રીતે લોકોનો ઉદ્ધાર કરે છે. જેમ માણસોની આકાંક્ષા અનેક પ્રકારની હોય છે તેમ એમનાં ગુણકર્મ પણ વિવિધ હોય છે. આ ગુણકર્મોનો વિભાગ પાડી તે તે જાતના સ્વભાવવાળા ચતુર્વિધ માણસો મેં નિર્માણ કર્યા છે. એક રીતે આ વ્યવસ્થા મેં જ કરી છે અને છતાં હું અવ્યય પ્રકૃતિનો સાક્ષી હોઈ એનો કર્તા

તો ન જ કહેવાશે. આ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા સામાજિક જીવનના સ્વભાવ પ્રમાણે થઈ છે, કોઈએ કરી નથી એમ પણ કહેવાય. અને માણસ એના સ્વભાવ, તેનું પરિવર્તન વગેરે બધું કરનાર ઈશ્વર જ હોવાથી આ સામાજિક રચના ઈશ્વરે જ કરી છે એમ પણ કહેવાય.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्यकर्तारमपि मां विद्धय कर्तारमव्ययम् ॥
અ. ૪, શ્લો. ૧૩

*

જેવી ભાવનાથી મનુષ્ય કર્મ કરે છે તેવી તેના કર્મની કિંમત થાય છે. જે નિઃસ્પૃહ અને નિરહંકાર થઈને કર્મ કરે તે મુક્ત થવાનો જ. ઈશ્વર નિત્ય મુક્ત છે. એને કર્મફલની સ્પૃહા હોઈ જ ન શકે. અને તેથી દરેક કર્મમાં સંડોવાયલો એ હોવા છતાં એને કર્મનો લેપ થતો નથી.

ઈશ્વરનું ધ્યાન એ જ મોક્ષનું સાધન છે. ઈશ્વરનું સ્વરૂપ, એનું અવતારકાર્ય અને એનો કર્મયોગ–એ બધાંનું ધ્યાન કરીએ તો ઈશ્વરની પેઠે આપણે પણ અનાસક્ત અલિપ્ત રહી શકીએ. જે ઈશ્વરને ઓળખે છે તે પોતાને ઓળખે જ છે.

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥
અ. ૪, શ્લો. ૧૪

*

## શિષ્ટાનુસરણ

નિષ્કામ બુદ્ધિથી કર્મ કરવું એવું નક્કી થઈ ગયા પછી કયું કર્મ કરવું એ સવાલ રહી જાય છે. આ બાબતમાં નિયમ કરવો મુશ્કેલ છે. મોક્ષની ઇચ્છા રાખનાર લોકોએ પ્રાચીન કાળથી યોગયુક્ત થઈને એટલે કે પોતાની તટસ્થતા જાળવીને કર્મ કર્યું છે કેમકે તેઓ ભગવાનના જન્મકર્મ ઉપરથી જાણતા હતા કે એ રીતે કર્મલેપ થતો નથી. આવા મુમુક્ષુ લોકોએ અનાદિકાળથી વિચારપૂર્વક જે ઢબે કર્મો કર્યાં છે તેવી જ વૃત્તિથી આપણે પણ કરી શકીએ. આપણે તેવાં કર્મો પણ એ રીતે જ કરવાં જોઈએ. સારું કર્મ કયું, ખરાબ કર્મ કયું અને કર્મનો અભાવ કેવો એ બધું જાણવું તો જોઈએ. પણ એ મીમાંસા બહુ જ અઘરી છે. એનું રહસ્ય જાણ્યા પછી પણ મુમુક્ષુ લોકોનો આચાર કેવો છે એ જોઈને જ આખરે માણસ પોતાનો નિર્ણય કરી શકે છે. ઉપનિષદોમાં પણ શિષ્યને છેલ્લા ઉપદેશ તરીકે ગુરુ કહે છે કે જ્યારે તને પોતાનો ધંધો કે કર્મ શુદ્ધ છે કે નહિ એ વિષે શંકા ઉત્પન્ન થાય ત્યારે તારે ધર્મનિષ્ઠ, વિચારવાન અને દયાળુ સજ્જનો કેવી રીતે વર્તે છે તે તપાસી તે પ્રમાણે વર્તવું.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥
અ. ૪, શ્લો. ૧૩.

*

જો મનમાં લોભ રાખી માણસ ખરાબ કર્મ કરે તો તો એનો અધઃપાત છે જ. પણ લોભ રાખી માણસ સત્કર્મ કરે તોયે તે નડ્યા વગર રહેતું નથી. સત્કર્મ સારું ખરું પણ એની સાથેનો અહંકાર અને લોભ એ તો સારા નથી! માટે જ રાજા ભર્તૃહરિએ એક ઠેકાણે કહ્યું છે:

विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः ।
માટે મોહ છોડી દઈ રાગદ્વેષથી મુક્ત થઈ અને ઈશ્વરની કાર્યપદ્ધતિનું જ્ઞાન મનમાં દૃઢ રાખી આ એક કર્તવ્યયજ્ઞ છે એવી બુદ્ધિ રાખી જ્યારે માણસ કર્મ કરે છે ત્યારે એ બધી રીતે અલિપ્ત રહેવાથી એણે કરેલું કર્મ એને નામે લખાતું નથી એ તો જાણે એનાપૂરતું ઓગળી જ ગયું.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥
અ. ૪, શ્લો. ૨૩.

*

## કર્મમાંથી જ્ઞાન

જેટલો ખોરાક આપણે ખાઈએ છીએ તે બધાની પરિણતી આખરે લોહીના રૂપમાં થાય છે. માણસ જેટલી તપશ્ચર્યા કરે છે તે બધાની પરિણતી પુણ્ય-પ્રાપ્તિમાં એટલે નિગ્રહશક્તિમાં થાય છે. દુનિયાના બધા વ્યવહારની લાભહાનિઓ તપાસતાં અંતે સર્વ વ્યવહારની પરિસમાપ્તિ કિંમતી અનુભવ અને તેથી આવતી કાબેલિયતમાં જ થાય છે. એ જ રીતે તમામ કર્મોની પરિસમાપ્તિ જ્ઞાનમાં જ થાય છે.

વાચન-મનનથી માહિતી મળી શકે છે. સિદ્ધાંતોની કલ્પના કરી શકાય છે, પણ સાચું જ્ઞાન એટલે કે આખા શરીરની અને મનોવૃત્તિની રગેરગમાં ઊતરેલું જ્ઞાન એ તો તેને અનુકૂળ કર્મ કરવાથી જ ઉદ્‌ભવે છે અને દૃઢ થાય છે. કર્મ તો જેટલી ક્ષણ એ ચાલતું હોય એટલી ક્ષણ જ ટકી રહેવાનું. કર્મથી પ્રાપ્ત થયેલું બાહ્ય ફળ એથી વધારે ટકે એ ખરું પરંતુ તેનો પણ અંત તો છે જ. મેળવેલું ધન ખર્ચાઈ જવાનું જ. જે કાયમને માટે ટકે છે તે તો એક કર્મ કરવાથી આવેલી કાબેલિયત અને મળેલી દૃષ્ટિ એ જ છે. એને જ જ્ઞાન કહી શકાય.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

અ. ૪, શ્લો. ૩૩.

*

## ગુરુબોધ-પ્રાપ્તિના ઉપાય

અહીં જ્ઞાન એટલે તત્ત્વજ્ઞાન. ભૌતિક શાસ્ત્રનું જ્ઞાન તો નિરીક્ષણ-પરીક્ષણથી થાય છે. વ્યવહારનું જ્ઞાન વ્યવહારનો અનુભવ લેવાથી થાય છે. પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થવાનો સહેલો ઉપાય તો તત્ત્વદર્શી પાસેથી એની કૂંચી મેળવવી એ જ છે. જેમ ઋષિઓએ રામચંદ્રજીને દિવ્ય અસ્ત્રો આપી દીધાં તેમ તત્ત્વદર્શી લોકો આ વિશ્વનું છેલ્લું રહસ્ય જાણવાની કૂંચી આપણને આપી દે છે. પણ તે કઈ રીતે? સદ્‌ગુરુને અનુકૂળ કરી લેવાની યુક્તિ કઈ?

કોઈપણ માણસને બીજાને બોધ કરવાનો ઉમળકો ત્યારે જ આવે છે જ્યારે એ જાણે કે સામો માણસ સાચે જ જિજ્ઞાસુ છે અને આપણી પ્રત્યે શ્રદ્ધા હોવાથી જ પૂછવા આવ્યો છે અને કેટલીક વસ્તુઓનો બોધ તો મોઢેથી પૂરો અપાય નહિ એટલે સદ્‌ગુરુઓનો સહવાસ સેવીને એના જીવનદ્વારા જ એ પોતાનો કરી શકાય. ગુરુને જ્ઞાન આપવા જેટલી નવરાશ કરી આપવા માટે પણ એની સેવા કરવાની હોય છે. પણ એ ગૌણ મુદ્દો છે. ગુરુને દરેક જણ તો ધન ન જ આપી શકે, પણ દરેક જણ સેવા તો આપી જ શકે. સેવાનો એક બીજો લાભ એવો છે કે જ્ઞાન લેવા માટે અને તે સમજીને આત્મસાત્ કરવાને માટે વિશિષ્ટ જાતનું વ્રતસ્થ જીવન ગાળવાની આવશ્યકતા હોય છે. તે ગુરુકુળવાસ ગુરુશુશ્રૂષા અને સેવાથી થાય છે. સુશ્રૂષા એટલે કહેલું સાંભળવાની અને તે પ્રમાણે કરવાની તત્પરતા.

આ જાતની અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થયા પછી શંકાનિવૃત્તિ થાય નહિ ત્યાંસુધી જાણવાના તત્ત્વ વિષે અનેક બાજુથી ફરી ફરી પ્રશ્ન પૂછવા કે જેથી ગુરુની પ્રતિભા જાગૃત થઈ એ અનેક રીતે તત્ત્વનો બોધ કરે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

અ. ૪, શ્લો. ૩૪

*

## જ્ઞાનની સ્થાયી અસર

આ જ્ઞાનની મહત્તા કંઈ ઓછી નથી. આ જ્ઞાન એકવાર પ્રાપ્ત થયું કે પછી મોહ માણસની આસપાસ પણ ઊભો ન રહી શકે. જીવનનાં બધાં તત્ત્વોનું સ્વરૂપ માણસ જાણી જાય, વિશ્વયાત્રામાં પોતાનું સ્થાન ક્યાં છે? પોતાનો સ્વધર્મ શું બતાવે છે? શું કરવું, શું ન કરવું અને કઈ રીતે જળકમળ-ન્યાયે પોતાને અલિપ્ત રાખવું એ માણસ બરાબર જાણી જાય પછી મોહ ક્યાં રહે?

આ જ્ઞાનની મોટામાં મોટી સિદ્ધિ તે આત્મોપમ્ય છે. સારાં નરસાં બધાં જ પ્રાણીઓ, પુણ્યાત્માઓ અને પાપાત્માઓ, વાઘ અને બકરી–બધાં જ પોતાનાથી અને ઈશ્વરથી અભિન્ન છે. જીવ, જગત અને જગદીશ બધાં એક જ છે એવી અભેદબુદ્ધિ આ જ્ઞાનને પરિણામે આવી જાય છે.

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥
અ. ૪, શ્લો. ૩૫

*

## જ્ઞાનની નૌકા

વાસણ ઉપર ગમે તેટલાં વરસનો કાટ હોય તોયે તેજાબ એને દૂર કરી શકે છે. પ્રકાશ જ્યારે અંધારી ઓરડીમાં પ્રવેશ કરે છે ત્યારે અંદરનું અંધારું એક રાતનું હોય કે દસ હજાર વરસનું હોય–સરખી જ સહેલાઈથી તેને દૂર કરે છે. હોડી જ્યારે તળાવના આ છેડાથી બીજા છેડા સુધી આપણને લઈ જાય છે ત્યારે એને તળાવનું પાણી ઊંડું છે કે છીછરું એવો વિચાર નથી કરવો પડતો. એ જ રીતે તત્ત્વજ્ઞાન એ શક્તિ એવી તો દિવ્ય છે કે માણસ મહાપાપી હોય તોયે એ પાપના સાગરને વટાવી માણસને સામે કાંઠે પહોંચાડી દે છે.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥
અ. ૪, શ્લો. ૩૬.

*

## જ્ઞાનાગ્નિઃ

અથવા તો જ્ઞાનને અગ્નિની જ ઉપમા શોભે. અગ્નિ નાનકડો હોય કે મોટો, એકવાર સળગ્યો એટલે જેટલું ઇંધન પાસે આવે તે બધાને બાળીને ભસ્મ કરે છે. તે જ રીતે જ્ઞાન એકવાર સળગ્યું એટલે અજ્ઞાનની ગમે તેટલી ગાંઠો હોય તોયે બાળી જ નાંખે. જેમ અગ્નિ અશુદ્ધ ધાતુને શોધે છે તેમ જ્ઞાન એ માણસ–જાતને શુદ્ધ કરે છે. તેથી જ જ્ઞાનને પરંતપ કહ્યું છે.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥
અ. ૪, શ્લો. ૩૭.

*

## જ્ઞાનની પવિત્રતા

એટલા જ માટે જ્ઞાનને પવિત્ર કહ્યું છે. પવિત્ર એટલે શુદ્ધ કરનાર, પાવન કરનાર. પંચમહાભૂતો પવિત્ર તો છે જ. કોઈ પણ વસ્તુને ખુલ્લી હવામાં મૂકીએ તો તે પવિત્ર થાય છે. માટીમાં દાટી દઈએ તો તે પવિત્ર થાય છે. પાણીથી ધોઈએ તોય પવિત્ર થાય છે. પ્રકાશથી પણ દરેક વસ્તુ શુદ્ધ થાય છે અને અગ્નિ તો એટલો પવિત્ર છે કે એનું નામ જ પાવક પાડ્યું છે. પણ આ પંચમહાભૂતો જ્ઞાનને તોલે ન આવે. પંચમહાભૂતો બાહ્યશુદ્ધિ જ કરે છે. જ્ઞાન એ અંતઃશુદ્ધિનું કારણ છે.

જ્ઞાનથી અજ્ઞાન દૂર થાય છે. વાસનાઓ મોળી પડે છે. હૃદયની લાગણીઓ શુદ્ધ થાય છે. સ્વાર્થ, ઈર્ષા અને વેર શમી જાય છે. અને સર્વત્ર સમભાવ અને આત્મીય ભાવ કેળવાય છે.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
અ. ૪, શ્લો. ૩૮.

*

## સાધનાક્રમ

તત્ત્વજ્ઞાન મેળવવાનો સહેલો ઉપાય તો ગુરુને શરણ જવાનો જ છે. ગુરુને નમસ્કાર કરી એની સેવા કરી અને અનેક જાતના સવાલો પૂછી ગુરુ પાસે જે તત્ત્વરહસ્ય હોય તે માણસ મેળવી શકે છે.

પણ જ્ઞાનપ્રાપ્તિ માટે પોતાની પણ કેટલીક તૈયારી હોવી જોઈએ. અનેક જાતનાં સત્કર્મો જ્યારે માણસ કરે છે ત્યારે જ એ દરેક વસ્તુનું તારતમ્ય અને મહત્ત્વ ઓળખી શકે છે અને સ્વાભાવિક રીતે અનેક સવાલો ઊઠી તત્ત્વજિજ્ઞાસા તેજ થાય છે. આવી રીતે કર્મકૌશલ્ય જ્યારે બરાબર કેળવાય છે ત્યારે ધીરે ધીરે જ્ઞાન એની મેળે જ સ્ફૂરી આવે છે. વિચારપૂર્વક શુદ્ધબુદ્ધિથી અનેક જાતનાં સત્કર્મો કરવાં એ જ જ્ઞાનોદયનું મોટામાં મોટું સાધન છે.

જેને જ્ઞાન જોઈએ છે એણે પ્રથમ તો ઇંદ્રિયોનો બરાબર સંયમ કરવો જોઈએ. ઇંદ્રિયોને છૂટીદોર છોડવાથી એમનો રસ વધે છે. પણ તત્ત્વજિજ્ઞાસુ બુદ્ધિ મલિન થાય છે. એટલા માટે ઇંદ્રિયોને કાબૂમાં રાખી તત્ત્વજિજ્ઞાસુને જોઈતું વીર્ય કેળવી જ્ઞાનૈક માત્ર પરાયણ થવું જોઈએ. એટલે જ્ઞાનની પાછળ જ પડવું જોઈએ. જેની અંદર શ્રદ્ધા હોય એ જ જ્ઞાન મેળવી શકે. જે કંઈ સાંભળ્યું તે માની લીધું એવી વૃત્તિ શ્રદ્ધા નથી. એ તો નર્યું જાડ્ય છે. "પણ જ્ઞાન મેળવવું શક્ય છે. દુનિયાનું ગૂઢમાં ગૂઢ રહસ્ય શુદ્ધ જિજ્ઞાસુ આગળ પ્રગટ થયા વગર રહેતું નથી. મારામાં પુરુષાર્થ છે માટે હું તત્ત્વજ્ઞાન મેળવી જ લેવાનો. મારા પહેલા અનેક જિજ્ઞાસુઓએ અને સાધકોએ એ જ્ઞાનશોધની યાત્રા કરી છે. તેમણે પોતાનો અનુભવ અનેક શાસ્ત્રવચનોમાં સિદ્ધિ મેળવ્યા પછી ગોઠવી રાખ્યો છે. ગુરુ શાસ્ત્રપ્રવીણ શ્રોત્રીય છે, આત્માનુભવી બ્રહ્મનિષ્ઠ છે. એનામાં કારુણ્ય છે, વત્સલતા છે. એ મને જરૂર રસ્તો બતાવશે. મારી ભૂલ થતી હોય ત્યાં મને ચેતવશે અને સાચવશે. આટલી મદદ મળ્યા પછી મારી જ્ઞાનયાત્રા હું ખાતરી-પૂર્વક પૂરી કરીશ. આ દુનિયા પાછળ એક સાર્વભૌમ તત્ત્વ છે. એ દુનિયાનો જ હું એક અંશ છું. આ દુનિયાની અંદર જે ચૈતન્ય તત્ત્વ છે તે જ આત્મરૂપે મારામાં છે એમ આજસુધીના જ્ઞાનીઓ કહેતા આવ્યા છે. તેથી બરાબર પ્રયત્ન કરું તો તે મને આપ્યા વગર રહેવાનાં નથી અને તે તત્ત્વ એકવાર જડે એટલે પછી દરેક જાતનું સમાધાન મારું જ છે." આ જાતનો જે વિશ્વાસ તેનું નામ તે શ્રદ્ધા.

આવી શ્રદ્ધા હોય, જ્ઞાનપરાયણતા હોય અને ઇંદ્રિય-નિગ્રહ હોય ત્યાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા વગર કેમ રહે? અને જ્ઞાન મળ્યા પછી પરમ શાંતિ મળતાં કેટલી વાર!

પણ જે માણસ પોતે કશું જાણતો નથી, કશા પર એનો વિશ્વાસ નથી. અખતરો કરવા માટે પણ કંઈક શ્રદ્ધા તો જોઈએ. અમુક રસ્તે જાઉં તો ઘણું કરીને એ રસ્તો મને મુકામે લઈ જશે એવી કંઈક અપેક્ષા અભ્યુપગમ હોય ત્યારે જ ચાલવા માણસના પગ ઊપડે ? એટલી શ્રદ્ધા પણ ન હોય અને દરેક ઠેકાણે સંશય જ લઈને બેસે એનો તો નાશ જ સર્જેલો છે. સંશયથી ખવાયલા માણસને નથી મળતો આ લોક અને નથી મળતો પરલોક. એને અહીં ઊભવાને સ્થાન નથી અને પણે વિસામો લેવાનો આશ્રય નથી. એને કોઈ જાતનું સુખ મળવાનું નથી. એનો નાશ જ સર્જેલો છે.

> तत्स्वयं योगसंसिद्धिः कालेनात्मनि विंदति ॥ ३८ ॥
> श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
> ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥
> अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
> नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥
> અ. ૪, શ્લો. ૩૯–૪૦.

*

## आत्मवान्

યોગ એટલે સામ્યયોગ, સુખદુઃખ, લાભાલાભ, શત્રુમિત્ર–આવા દ્વંદ્વોની અંદર બુદ્ધિ સમાન રાખવી, નિશ્ચળ રાખવી એનું નામ તે યોગ. કર્મોથી જે કિલ્મિશ પેદા થાય છે તે આવા યોગથી છેદી શકાય છે. અને કર્મનો વળગાડ તોડી શકાય છે. સંશયોની કુહાડી તે જ્ઞાન માટે જ્ઞાનથી સંશયનો નાશ કરે અને સામ્યબુદ્ધિથી કર્મનો વળગાડ ચૂકવી જે માણસ આત્માનુભ જાગૃત રાખી કર્મ કરે છે તેને કર્મની બાધા થતી નથી. કર્મ એને બાંધી શકતાં નથી.

> योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
> आत्मवतं न कर्माणि निबध्नंति धनंजय ॥
> અ. ૪, શ્લો. ૪૧.

*

માટે અજ્ઞાનથી પેદા થયલો સંશય જે હૃદયમાં ઘર કરી બેઠો છે તેનો જ્ઞાનરૂપી તલવારથી શિરચ્છેદ કરી સામ્યાવસ્થાનું બખ્તર ધારણ કરી જિંદગીની લડાઈ લડવા કેડ કસવી જોઈએ.

> तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
> छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥
> અ. ૪. શ્લો. ૪૨.

ચાલુ]

# કનુમામા

શ્રી. સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

આ નવજીવનનો સનાતન વૈરી એ ગાંડપણ, રમુ! નિરંકુશ હર્ષ કે શોકનું જ એ પરિણામ. અને રમુ! મૂર્ચ્છાની ભયંકર તંદ્રા કરતાંય એ જાગ્રત-અભાન જેટલું માદક એટલું જ ઘાતક છે એમ તને જ નથી લાગતું શું?

આ આપણા જ કનુમામાનો દાખલો લે ને!...યૌવનનો ઉંબર તો એમણે જોયેય નહોતો. છે...તને દલીલ કરવાની બહુ જ ખરાબ ટેવ છે હોં! ના, ના, ના. યૌવનનો ઉંબર તો એમણે નહોતો જ જોયો, માનીશ? ત્રીસ વર્ષની ભરજુવાનીમાં મરી ગયા છતાંય એ તો એમ જ કહેવાય. બાર વર્ષનું એ ગાંડપણ! યુવાનીના પ્રભાતે જ ગાંડપણનો ભેટો થાય એને યુવાનીની શી ખબર! પછી ભલેને એ પચાસ વર્ષ જીવે તોય શું! અને ગાંડા માણસને પોતાની અવસ્થાનું ભાન જ ક્યાં હોય છે! અને તું જાણે છે રમુ! ગાંડો માણસ તો ગાંડપણ પછીની અવસ્થા ભોગવતો જ નથી. ચોક્કસ, તું નહિ માને. યૌવનમાં ચસકે તેને ઘડપણ ન હોય, પણ બાળપમાં ચસકે તેને તો યુવાનીયે ન હોય ને ઘડપણે ન હોય. મેં કહ્યું ને, કે પછી ભલે એ પચાસ વર્ષ જીવે તોય શું? પણ તું નહિ માને.

પણ હું શું ખોટું કહું છું? તું જ કહેને રમુ! કનુમામા તને કેટલા સાંભરી આવે છે; હેં! અઢાર વર્ષની ઉમરે એ ગાંડા થયા ત્યારે તું તો જનમીયે નહોતી. તને એની શી ખબર? એ તો હાલ તું પંદર વર્ષની છે પણ કનુમામા મરી ગયા ત્યારે તો તારી ઉમર આખી આઠ કે? અને બાર વર્ષની થઈ તોય તું તો જાણે નાની નાદાન બાળકી! ઘોડિયામાં હીંચતી ન હોય! તારી નાદાનીની તે શી વાત કરું! 'મોટાભાઈ! ઓ મોટાભાઈ! તે કનુમામા કેમ મરી ગયા, હેં?' એમ પૂછનાર એ તું જ ને? પણ તું નહિ માને.

અને મેં કહ્યું કે, 'કનુમામા તો ગાંડા હતા' ત્યારે તને કેટલું આશ્ચર્ય થયેલું? અને પછી તો તું રોજ પૂછતી, 'મોટાભાઈ! ઓ મોટાભાઈ! મને બતાવો ને, ગાંડપણ કેવુંક હોય? અને કો'ક વાર એમ પણ પૂછતી કે, 'ત્યારે મારાથી ગાંડા ન થવાય?' ત્યારે પેલાં જમનામા શું કહેતાં યાદ છે? "ખમ્મા મારા બેટાને! ગાંડાં થાય નહિ તારાં દુશ્મન!" છે યાદ? ક્યાંથી હોય? તું તો એય નહિ માને. હેં!...હા...જો એ જ જમના મા અને કનુમામા બ.....ર ને સાત ઓગણી, ને ઓગણી ને ઓગણી એક હાં, વીસ વર્ષ પર એ બંને અમદાવાદમાં જમાલપુર રહેતા......જમાલપુર! શું સમજી? અરે ભૂલ્યો; સુધામામીયે સાથે જ હતાં ને? હાં, હાં, ત્રણેય ત્યાં રહેતાં.

પોળનું નામ તો ભાઈ હુંય ભૂલી ગયો છું. પણ જમાલપુર રહેતાં એટલું જાણું. એ વખતે તેમની બાજુમાં મનુ મુકાદમ રહેતો. કનુમામાનો જ મિલનો. અને......એ તો કાપડખાતાનો મુકાદમ હતો ને? હાં! એટલે કનુમામાનો ઉપરી એ જસ્તો! અંઅ... તને વચ્ચે બોલવાની બહુ જ ખરાબ ટેવ પડી છે. 'કેમ' એ તે કાંઈ પ્રશ્ન છે? મનુ જ કેમ અને કનુ નહિ એ

તો મિલવાળા જાણે. આવડત નહિ, બીજું શું વળી? એ તો બહેન! બધેય એવું. દુનિયામાં તો સૌ કોઈ આવડતને પૂજે. પણ તું નહિ માને.

ના, પણ ઉપરી હોવા છતાંય કનુમામાને મનુ સાથે બને સારું. એવો મેળ કે પોળમાં ને મિલમાં મનુ કનુની જોડી પંકાય. રોજ સાંજે બંને જણા પોળને નાકે પેલા પશાની દુકાને પાન ખાવા જાય. મૂઓ એ પશો ને મૂઆં એ પાન. લોકો કહે છે કે એમાં જ એક દહાડો કનુમામાને મનુએ કૈંક ખવાડી દીધું. સાચુંખોટું તો ભગવાન જાણે અંઅ્......'કેમ' એ તે કાંઈ ખબર છે? અને જાણું છું એ તને કે'વાય એમ નથી. વળી પાછું, 'કેમ?' એકવાર તો કહ્યું કે દુનિયામાં ઘણી એવી વાતો છે જે કહેવી હોય છતાંય ભાઈબહેન એકબીજાંને કહી શકતાં નથી. લેને કહી જ દઉં! કનુમામા ઘેર હોય કે ન હોય તોય રજાને દહાડે તો આખો દિવસ કનુમામાને ઘેર મનુ પડ્યો ને પાથર્યો જ રહેતો. અને આડે દહાડેય કાંઈ ઓછો આવતો એમ નહિ. રોજના એક બે કલાક તો ખરા જ. અને જમના મા તો મૂવાં દેખે નહિ; એટલે આંધળું માણસ તો ઊંઘતું હોય તોય શું અને જાગતું હોય તોય શું? છતાંય ડોશીને એ મનુ વિષે કે' દા'ડાની શંકા થયેલી. કનુમામાને ખબર પણ કરેલી. વઢેલાંયે ખરાં. પણ કનુમામા તો કંઈ માને જ નહિ ને! આંધળાભીંત કરી નાંખેલા આંધળાભીંત. પણ તું એ નહિ સમજે. મિલમાં જનારો તો એવો ઉસ્તાદ હોય ..! અને પાછો મુકાદમ ખરોને? કનુમામાની હાજરીમાં તો એવો ડાહ્યો ડમરો થઈને બેસી રહે કે ભલભલાયે એનાં પગલાં ન વરતી શકે.

એક દહાડો મિલમાંથી આવ્યા પછી ખાઈ કરીને બંને જણા પાન ખાવા ગયા. એ આવ્યા તે આવ્યા. પછી એમણે પાનવાળાની દુકાન કે મિલનું મોઢું જોયું નથી. આમ ત્યારે કંઈ નહિ, અને આમ ત્યારે ખાવાને વખતે ખાય નહિ, મિલમાં જાય નહિ અને સાંજને વખતે ફરવા નીકળી પડે તે આવે રાત્રે દસ વાગે. કોઈ વખત તો બાર ને એક પણ થઈ જાય.

પણ આ તો શરૂઆતમાં. વર્ષેક થયું અને ભાઈનાં તોફાન તો વધતાં ચાલ્યાં. રોજ સવારે ઊઠીને પહેલાં તો જે ઘરમાં હોય તેના માથામાં વિચિત્ર રીતે એક એવો ધબ્બો મારે કે ન પૂછો વાત. ઓછામાં ઓછો પા કલાક તો એનો ઝણઝણાટ ચાલુ રહે. પણ એય શરૂઆતમાં હોં. જો, કહ્યું નહિ કે વચ્ચે ન બોલાય? શરૂઆત એટલે ધબ્બો મારવાની ટેવની શરૂઆત; ગાંડપણની નહિ. ગાંડપણ તો ત્યારે એક વર્ષનું જૂનું થઈ ગયું હતું.

અને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ એમણે તો નવા નવા નુસખાં અજમાવવા માંડ્યા. ધબ્બો મારવાની ટેવથી તો હવે તેમનાથી કોઈ જ અજાણ નહોતું. પણ ગાંડા માણસોની બુદ્ધિમાંય કોઈ અજબ પારો ભર્યો હોય છે. ડાહ્યા માણસની બુદ્ધિનેય તે ઘણીવાર એવી થાપ આપે છે કે ઘડીભર મનમાં થઈ જાય કે સાળું આ પણ ખરું.

પહેલાં તો કોઈ મળે તેને આશીર્વાદ આપવાને મિષે હાથ ઉપાડે ને ઘડીક માથે ફેરવે. અને પછી નજર ચુકાવી ઓચિંતાનો એક એવો ધબ્બો મારે કે કલાક સુધી તો બિચારું ઊંચી આંખ ન કરી શકે, ઊંચી આંખ. પણ તું નહિ માને! અને ખબર છે રમુ! એથીયે વધીને નાનાં બાળકનાં ઓવારણાં લેવાને બહાને જ્યારે એ બાળકોનેય છોડતા નહિ--ધબ્બો મારવામાંથી–ત્યારથી તો બિચારાં છોકરાં પણ તેમનો પડછાયો તજી ગયાં હતાં. પણ તેથી શું? એમને કાંઈ શિકારની ખોટ થોડી જ હતી? રોજ ને રોજ કોઈ હરિનો લાલ મળી જ રે'! નાનું નહિ તો મોટું ને મોટું નહિ તો નાનું. એક વખત નજરે પડવું જોઈએ. અને કનુમામાની નજરમાંથી કોઈ બચ્યું છે કે બચે? મોટો રૂસ્તમ હોય તોય શું?

અને પછી તો એમણે હદ કરી. આ તારી સુલાભાભીનેય રોજ વખત બે વખતે એક બે ધબ્બા તો અચૂક મારી જાય. એકલી એને જ એવું નહિ, પેલી નર્મદા, સુભા, પેલી......હેં? હા, તુંય ખરી. જોને, તું જ કેવી ત્રાસી ગયેલી? અને

તારી ભાભી 'તો,–બિચારીનું શરીર જ ક્યાં સારું છે? પણ ભાઈશા'બ! એય એવી જક્કી છે! એક વખત ટપલી લગાવવા દે તો શો વાંધો? પણ એ તો બારણાં વાસીને એવી ઘરમાં ભરાઈ રે'! અને...પછી તો કનુમામા પણ બસ બારણામાં જ અડ્ડો લગાવી ઊભા રે'!... પછી ભલેને સાંજ પડે તોય શું? ખાધું ન હોય તો શું? અને પછી તો જોવાની એવી મજા આવે. એને તો જાણે આખા દિવસની સજા માર્યા જેવું જ થઈ જાય. હું બહાર આવીને કહું કે, "કનુમામા! તમે જરા ઘેર જાવને, હમણાં મોકલું છું" તો કહેશે, "ના, પણ એ જરાક બહાર આવી જાય એટલે બસ. હું મામોજી થઈને એને આશીર્વાદે ન આપું? આશીર્વાદ દઈને હું તરત ચાલ્યો જઈશ." ઘણું ઘણું સમજાવ્યા છતાંય એ તો ન માને. અને એય ન માને! બંને એવાં અડિયલ! અને વળી એ તો એમના કરતાંય ચાર ચંદરવા ચઢે એવી. ગમે તેવું જરૂરતું કામ હોય છતાંય કનુમામા હોય તો બહાર ન આવે તે ન જ આવે, જવા દેને વાત. આજ–કાલની સ્ત્રીઓ બધીય એવી. પણ તું એ નહિ માને.

પણ એક દિવસે તો પરાણે પરાણે એને હું મનાવી લાવ્યો. કારણ કે સાંજના ચારથી તે સવારના નવ સુધી કનુમામા તો આખી રાત અહાલેક જગાવતા બારણામાં જ બેઠા હતા. અને ઘર બહાર નીકળ્યા વિના તે કંઈ ચાલે? પરાણે પરાણે એ બહાર આવી અને કનુમામાએ ઘણા દિવસની એમની ઇચ્છા સંતોપી. હા, હા, ટપલી લગાવવાનીસ્તો, બીજી શી વળી!

પણ આશ્ચર્યની વાત તો એ છે કે માત્ર એક ધીરી ટપલી લગાવીને કનુમામા તો વગર કહ્યે સીધે સીધા પાછા ચાલ્યા ગયા. તને નવાઈ લાગે છે, નહિ? સુલાનેય નવાઈ લાગી'તી હો! તે દિવસથી એની બીક જતી રહી. અને પછી તે રોજ સવારે કનુમામા આવે ને એના ઘૂમટો તાણેલા માથે એક આછી ધીરી ટપલી હળવે હાથે લગાવી જાય.

પણ પછી તો એ નવાં નવાં કૌતુક કરવા લાગ્યા. આછી ધીરી ટપલી તો ધીરે ધીરે વધીને રીતસરનો એક ભયંકર ધબ્બો બની ગઈ. અને તદુપરાંત પગ દબાવવાની એક નવી તરકીબ એમના ભેજામાં ફૂટી નીકળી. પણ યુવાન સ્ત્રી–પુરુષ કે બાળકોના પગ દબાવવા એ તેમને મન હરામ હતું. માત્ર ઘરડાં ખોખાંઓના પગ દબાવવાનો જ ઇજારો એમણે તો રાખવા માંડ્યો. કોઈ ડોસાને, "કાકા, લાવો તમારા પગ દબાવું!" કે ડોશીને, "મા, પગ બહુ દુઃખે છે, નહિ? લાવો જરા દબાવી આપું!" એમ કહેતાકને... સામાના જવાબની રાહ જોયા વિના જ એ તો પગ દબાવવા મંડી જાય. પણ પરિણામે એ લોકોની લુખ્ખી ગાળો કે દુર્બળ ધક્કો જ એમને મળતો, કારણ કે પગ દબાવવાની એવી કળા એમને સાધ્ય હતી કે સામાના પગના ગોટલા ઊતરવાને બદલે ઊલટ વધારે જ ચઢે. અને પછી તો એ ડોશીમાનો કો'ક દીકરો કે એ કાકાનો કોક ભત્રીજો કનુમામાની બરાબર ખબર લઈ નાંખે. અને તોય કનુમામા તો રોજ એના એ. પછી પોણો મણ માર ખાધો હોય તોય શું? ને મણના પાંત્રીસ શેર થયા હોય તોય શું?

પણ એક વખત સામો થયો એ તો જાણે મર્યો જ સમજો. મારથી ગમે તેટલા અધમૂઆ થયા હોય છતાંય લાગ આવ્યે એક એવો ધબ્બો પેલાને લગાવી દે કે એ તો બિચારો જિંદગીની બો ભૂલી જાય. અને કનુમામાનો ધબ્બો એટલે શું? સિંહનો પંજો જોઈ લો સિંહનો.

પણ રસુ! લોક લોક ને મે'લે પોક. આપણે તે કાંઈ એમના અન્નદાતા હતા કે કનુમામાને માર વિના વિરોધે તેઓ સહી લે? અંઅ આપણે એટલે કનુમામા, આપણે નહિ. હા, હા, તું ને હું નહિ, લે, હવે છે કાંઈ? તને શબ્દો પકડી લેવાની એવી ખોટી ટેવ પડી છે! હાં, તે......લોકો તો પછી છુટ્ટે હાથે હાથ આવે તે લગાવી દેવાનું ચૂકતા નહિ અને કનુમામાય ભૂઆ એવા, જેમ વધુ માર પડે તેમ એમને વધુ ગમ્મત આવે. ગાંડાઓમાં આટલું બધું જોર કોણ જાણે ક્યાંથી

આવતું હશે એ તો મનેય સમજાતું નથી. અને પછી તો કનુમામાય આખા ગામમાં બસ એવા ઘૂમે કે ......વીફરેલો સાંઢ પણ એના કરતાં સારો. દેન છે કોઈની કે તેમને પકડી શકે? પણ એક સુધામામી ને બીજો હું—અમને દેખે કે તરત શાંત પડી જાય. શાથી, એ તો ભગવાન જાણે, કનુમામા જાણે. પણ ભાઈ મને તો હજીય સમજાતું નથી. અને હા, મને કે સુધામામીને કદી એક ટપલીય એમણે લગાવી નથી. સાચે જ. હા, પણ તું ન માને એટલે શું? હું કાંઈ ખોટું કહું છું? મને એય નથી સમજાતું કે આમ વાતવાતમાં તને અણવિશ્વાસ કેમ આવે છે વારુ? આમ ડગલે ને પગલે તને જો વિશ્વાસ ન રહે તો લે ને, વાત જ પડતી મૂકું. હા, તો એમ ડાહી થઈ જાય તો?

ખરેખર, મને કે સુધામામીને તો એક ટપલીય એમણે કદી લગાવી નથી. લોકો કેટલીયે વાર કહેતા કે, "અલ્યા કનુ! આ બધાંને માર છ ને આ સુરુને કેમ મારતો નથી!" તો કહેશે, "સુરુભાઈ તો ભાણાભાઈ થાય. ભાણાને મારીએ તો પાપ ન લાગે?" તો વળી કોઈ પૂછે, "ત્યારે સુધાને કેમ મારતો નથી?" તો કહે કે, "એનો બિચારીનો શો વાંક? એને માથે ઓછું દુઃખ છે? માર્યા વિના એ તો મરેલા જેવી જ છે ને?" અને આવું સરસ ભાન હોવા છતાં કનુમામા કેમ ચસકી ગયા એ તો ઘડીભર કોઈનેય સમજાતું નહિ. લોકો ભલે એ ગાંડપણનું કારણ સુધામામીને માને, પણ મને તો એમ જરાય લાગતું ને લાગ્યુંયે નથી. હા, મનુનું......પણ કનુમામા ગાંડા થયા બાદ મેં તો એમને મનુ સાથે ખુલ્લે મોંએ વાત કરતા કદીયે સાંભળ્યા નથી. અને ખાતરી વિના એમના માટે એવો વિચાર કરવાનું પાપ મારાથી થાય જ કેમ? અને લોકો તો બહેન! આમે બોલે ને આમેય બોલે. જગતની જીભ તે કાંઈ ઝલાય?

પણ એક દિવસ તો કનુમામા બરાબર માથું રંગીને ઘેર આવ્યા. કો'કની જોડે ભયંકર યુદ્ધ થયેલું, બીજું શું વળી? માથામાંથી લોહી તો ધડધડ વહ્યે જ જતું'તું. ઘેર આવીને એ તો પડ્યા. જોતજોતાંમાં બધાં સગાંવહાલાં ભેગાં થઈ ગયાં. મોટામામા, દેવામામા, છનાકાકા—બધા જ. અને મોટામામા તે કંઈ માણસ છે? એમણે તો ઉપરથી એમને મારવા લીધા. બધાં કહે, "અરે, અરે, એને શું કરવા મારો છો? એને ભાન હોય તો કરે ખરો?"

છતાં એમણે તો એવા માર્યા કે સાચે જ કનુમામા બેભાન થઈ ગયા. ઘણા ઘણા ઉપચારને અંતે બે કલાકે એમની મૂર્ચ્છા વળી. સંબંધીની ખરી કસોટી તો આવે વખતે જ હોય. દુશ્મનને પણ દયા આવે એવી એ સ્થિતિ હતી. રસુ! પણ મૂર્ચ્છામાં સગાંયે...ગાંડપણમાં વૈરી બને છે એ તો મેં ત્યારે જ જાણ્યું—જ્યારે એમને હાથે પગે મોટામામાએ બેડીઓ નાંખી. પણ એમાં મોટામામાય શું કરે? કારણ કે મૂર્ચ્છા વળી કે તરત જ કનુમામા ક્યાંક બહાર ગયેલા તે વળી પાછા વાગેલા પર જ વગાડીને આવ્યા. અને પછી તો મોટામામાનો મિજાજ હાથ રહે કે? એમણે તો પછી એવા માર્યા, એવા માર્યા......કસાઈયે એટલો નિર્દય ન હોય. એ જ દિવસે કનુમામા ફરી બેભાન થયા. તોય મોટામામા તો ઢસરડીને છેક ત્રીજા ઓરડામાં તેને નાખી આવ્યા. તાળું મારી, કૂંચી ખિસ્સામાં મે'લી ચાલતા થયા. હવે એમની શી દશા? એ મૂર્ચ્છા વળશે કે કેમ? અને વળશે તો ક્યારે વળશે? એમ વિચારતાં સૌ ઓસરીમાં બેઠાં હતાં. અને મૂર્ચ્છા વળતાં પોતાને...ઓરડામાં પૂરેલો જોઈને શું કરશે એનુંય શું કહેવાય? અને કૂંચી વિના બધાં કરે પણ શું?

ત્રણેક કલાક તો બધાં બાહુકની જેમ બેસી રહ્યાં. એવામાં ઓચિંતાનું ઓરડાનું બારણું ચણિયારામાંથી ઊતરતું બધાંએ જોયું અને ઘડીભર તો બધાં એવાં ગભરાઈ ગયાં! હવે એ શું કરશે એ વિચારે બધાંના જીવ ઊંચા થઈ ગયા. પણ ત્યાં તો મોટામામા આવ્યા'સ્તો. અને ઘડીક બધાંનો જીવ હેઠો બેઠો. પણ હવે મોટામામા શું કરશે એ વિચારે ફરી પાછા બધા મૂંઝાઈ ગયા. અને મોટામામા પણ આજ તો રાક્ષસ બન્યા હતા. બજારમાંથી લુહારને ત્યાં જઈ હાથપગની મજબૂત

બેડીઓ હાલ ને હાલ ઘડાવી લાવ્યા અને દેવામામા ને છનાકાકાની મદદથી કનુમામાને પહેરાવવા લાગ્યા. એક બાજુ આ ત્રણ રાક્ષસો અને બીજી બાજુ મોટો ભીમ ! એકલા હોવા છતાંય કનુમામાએ બેડી પહેરતાં પહેરતાં ત્રણેને...ત્રાહી પોકરાવી. બહાર નાકળીને ફરી પાછું ઓરડાનું બારણું ચઢાવી કનુમામાને તો એમણે અંદર પૂર્યા.

હવે તો માત્ર ખપપૂરતો જ ઓરડો ઉઘાડવામાં આવતો, બાકીનો બધો વખત બંધ. અને બેડીઓ પણ ખાવાપૂરતી જ છોડવામાં આવતી. પણ હમેશ છૂટો ફરનાર માણસ તે બેડી અને ઓરડામાં પુરાઈ રહે ખરો કે ? બીજે દિવસે બપોરે જુઓ તો હાથ-પગની બેડી તો શું પણ ઓરડાનું જાળિયું તોડી કનુમામા ક્યાંક નાસી ગયેલા. હા, હા, જાળિયું. માનીશ ? પણ તું નહિ માને–તે...રાતના બે વાગ્યા સુધી આવ્યા જ નહિ. અહીં તો બધાંએ શોધાશોધ કરી મૂકી. કોઈમાં જીવ ન મળે. સવારે જોયું તો ખડકીનું બારણું ઉતારીને ભાઈ તો ખાસ્સા ચોકમાં પડ્યા હતા.

હવે તો ભાઈ અમેયે કનુમામાથી કંટાળી ગયા હતા. પછી તો મોટામામા ડબલ બેડી કરાવી લાવ્યા, અને બેડી ને સાંકળમાં તેમના હાથ ને પગ જકડી લીધા. પણ તે દિવસથી...કનુમામાએ તો અપવાસ કરવા માંડ્યા. ચાર ચાર દિવસ થયા કંઈ ખાય જ નહિ ને ! કોઈનુંય કહ્યું ન માને. સુધામામીનુંય નહિ. અને સુધામામી તો ભાગ્યે જ એમની પાસે જતી. એમની પાસે તો શું કોઈનીય પાસે નહિ. બોલતી પણ ન છૂટકે જ. આખો દિવસ ઘરનું કામકાજ. અને ન હોય ત્યારે બસ સૂમસામ એક બાજુ બેસી રહે. એના પેટમાં કેવી અગન બળતી હતી એની કોઈને શું ખબર રમુ ! એના અંતરની વેદના જાણે એવું કોણ હતું ? એના જીવનની પ્રત્યેક પળે જીવનઉચ્છેદના છેદ દેવાતા હતા. એના દેહના રૂંવેરૂંવે કાંટા ભોંકાતા હતા. પરણ્યા પહેલાં ભાઈને ઘેર તો સુખી નહોતી, પણ પરણીને સાસરેય શું સુખ જોયું ? બે વર્ષમાં તો કનુમામા ગાંડા થઈ ગયા. તેના સુખદુઃખની વાત તે કરે પણ કોને ? જેને કહી શકે એને એના જ સુખનું ભાન ન હોય ત્યાં ? તું જ કહેને રમુ ! કનુમામા જીવતા છતાં એને તો મૂઆ સમાન જ હતાને ? માત્ર લોકોની દૃષ્ટિએ નહિ એટલું જ ને ? અને એ તો બાર વર્ષ રહ્યા, પણ પચાસ વર્ષ ગાંડા રહ્યા હોત તોય સુધાની જિંદગી-ને શું સુખ ? અત્યારે વગર જોયે બળે છે ને પેલું નજરે જોઈ ને બળત એટલું જ ને ? અને આજેય એના હૈયે તો હોળી જ ભડે છે ના ? મરતાં સુધીય એ ભડકા કાંઈ થોડા જ શમવાના છે ? અને મર્યા પછીય એ ભડકા નહિ બળે એની શી ખાતરી ? એહના પુણ્યાગ્નિ કરતાં એ ભડકા તો વધુ પ્રબળ છે બહેન ! પણ તને એ ન સમજાય.

આખરે હું એમને મનાવવા ગયો. મને કહે કે, "મારા આ બંધ છોડે તો ખાઉં." મેં તેમ કર્યું. પછી કહે કે "ડોશીના પગ દબાવવા દે તો ખાઉં."—જમનામાના. મેં તેમ પણ કરવા દીધું, મોટામામાની નામરજી છતાં. પછી ચૂપકીથી...મોટામામાને એક બે મણનો ધબ્બો લગાવી આવ્યા. પણ તોય મોટામામા એક અક્ષરે ન બોલ્યા. એ દિવસે તો તે માણસ બન્યા હતા; પણ કનુમામાએ જ્યારે કહ્યું કે, "બસ હવે સુલાને આશીર્વાદ આપીને જમી લઉં." ત્યારે તો મોટામામાનો મિજાજ હાથ ન રહ્યો. "ન ખાવું હોય તો ભલે લાંઘણ કરીને મરી જાય. હરામખોરને ખાવું નથી ને બધાંને હેરાન કરવાં છે, કેમ ?" એમ કહી એમણે તો એક ધક્કો મારી જોરથી કનુમામાને ઓરડામાં ધકેલી દીધા. પણ કનુમામાય બાદશા'બ ! તોબા......એમનાથી તો. વળકવળમાં સમજે જ નહિ ને ! પણ ભૂલ્યો. એવું સમજતા હોય તો એમને ગાંડા શું કરવા કહેત ? એ તો બમણા વેગથી બહાર આવ્યા અને ફરીથી ઊછળીને એક ધબ્બો મોટામામાને લગાવી દીધો. જો, નહોતું કહ્યું કે જેમ વધુ માર ખાય તેમ એમને વધુ જોર આવતું. એ વખતે જો હું ન હોત તો કોણ જાણે શુંયે થઈ બેસત. પણ શાંતિથી મેં મોટામામાને સમજાવી લીધા. પણ હવે સુલાનું કેમ ? એ તો એવી

ગભરાઈ ગઈ હતી કે ક્યાંક કલોથું વાગી બેસે ને કળ ચડે ત્યારે? અને કનુમામા કે' તેને આશીર્વાદ (?) દીધા વિના ખાઉં નહિ. હવે એમાં મારે કરવું શું ? જેમ તેમ કરી સુલાને સમજાવી લાવ્યો તો ખરો. પણ કનુમામાએ તો એવો આશીર્વાદ આપ્યો ! હજીય એને યાદ છે. પૂછી જોજે ને ! બરાબર ચાર દિવસ સુધી એને તાવ આવેલો. પણ તું નહિ માને.

છેવટે એમણે ખાધું તો ખરું–અને તે છેવટનું જ. પછી કદીય એ ઘરનું અનાજ એમણે ચાખ્યું નથી. સાંજે સુલાને તાવ આવવાની જાણ થતાં જ મોટામામાએ એમને ખાવાનું આપવાનું બંધ કર્યું. બીજે દિવસે સવારે ડબલ બેડી પહેરાવી, કાથીના મજબૂત દોરડે બાંધી અદ્ધર લટકાવી, ઓરડો બંધ કરી, તાળુંયે મારી, કૂંચી લઈને એ તો પહોંચ્યા સીધા ગાંડાની ઇસ્પિતાલમાં–તે આવ્યા બપોરે બે વાગે. આવીને તરત જ કનુમામાના બંધ છોડી નાંખ્યા–તોય એમનો મિજાજ તો ઠેકાણે નહોતો એમ સ્પષ્ટ લાગતું હતું. કલાકેક તેમને છૂટા રે'વા દીધા–એ શું કરે છે તે જોવા. પણ છૂટા રહે એટલે ધબ્બો માર્યા વિના એ બીજું શું કરે ? અને પછી તો મોટામામાએ નિશ્ચય કરી નાખ્યો–જો કે ઘેર આવ્યા ત્યારે ઇસ્પિતાલમાં લઈ જવાનો નિશ્ચય કરીને જ આવ્યા હતા–એ, દેવામામા, ને છનાકાકા ત્રણે મળી એમને મોટર સુધી ઘસડી ગયા. જતાં જતાં મને શું કહેલું, યાદ છે? "ભાણાભાઈ! એ ભાણાભાઈ! આ રાક્ષસના હાથમાંથી છોડાવોને ! મને લઈ જશે હો ! ભાણાભાઈ! એ ભાણાભાઈ!" પણ હું શું બોલું ? માત્ર ટગર ટગર સામે જોયા કર્યું એટલું જ. અને મારાથી બીજું થાયે શું ? ગમે તેવા તોય એ તો એમના ભાઈ હતા ને? અને મોટર ઊપડી ત્યારે તું કેવી રડતી'તી! યાદ છે? એ વખતે તું આખી સાત વર્ષની. તું તો ન જ માને તો. પણ જોને અત્યારેય તારી આંખો કેવી ભરાઈ ગઈ છે ?

એમને મૂકી આવ્યા બાદ અઠવાડિયા પછી જ્યારે આપણે મળવા ગયાં ત્યારે કેવા વહાલથી એમણે તારી પીઠ થાબડી હતી? અને બધાંની ખબર પણ કેવા ધ્યાન દઈને પૂછતા હતા ? જરીયે લાગતું કે એ ગાંડા હશે? અને જતાં જતાં તને એક ટપલી લગાવી છતાં મને તો આંગળી સુદ્ધાં નહોતી અડાડી; છે યાદ? ક્યાંથી હોય! તું તો કાલે શું ખાધું'તું એય ભૂલી ગઈ હોઈશ.

અને પછી તો મારી બદલી મુંબઈ થઈ એટલે દિવાળી પર ઘેર આવ્યો ત્યારે જ આપણે મળવા ગયાં હતાં ને? તે દિવસે તેમણે શું કહ્યું હતું, યાદ છે? "ભાણાભાઈ! આ બંદીખાનેથી છોડાવોને ! અહીં તો પૂરો ભ્રષ્ટાચાર છે. મારું ખોળિયું શીદને અભડાવો છો?" ત્યારે મેં કહેલું કે, "ડાહ્યા...થઈ જાઓ એટલે લઈ જઈએ." તો કહે કે, "હું તો ડાહ્યો જ છું, ...મારામાં શું ગાંડપણ છે? અને ગાંડો હોઉં તોય;––ગાંડાને ઘેર ન લઈ જવાય?" અને મેં કહ્યું કે "ના." ત્યારે એમણે કેવો ઊંડો નિશ્વાસ મૂક્યો હતો ?

અને પંદર દિવસ બાદ, જવાને આગલે દિવસે, આપણે મળવા ગયા ને જાણ્યું કે હવે બીજે દિવસે આપણે ચાલ્યા જઈશું અને તેમનું કંઈ કર્યું નહિ ત્યારે પેલી મોસંબી ને બરફી ને પૂરી–કશાયને ન અડતાં એમણે કહ્યું, "ઘણુંયે ખાધું ભાણાભાઈ! હવે તે શું ખાય?" એ સાંભરે છેને? તે વખતે મારી આંખમાં કેવાં આંસુ ભરાઈ આવ્યાં હતાં? અને પછી તો આપણે કેટકેટલી વાતો કરી, કેટકેટલા સવાલ પૂછ્યા, છતાં એક અક્ષરે એ બોલ્યા નહિ. અને પછી પેલા કોઈ ભક્તકવિની યાદ રહી ગયેલી ટૂંક—'ઘણું ખાધું પીધું, ઘણા ભોગ કીધા, રૂડા રામજીએ, આવી દંડ દીધા.'—એમ બોલતાં બોલતાં એ ખાવાનું જ્યારે એમણે કૂતરાંને નાંખી દીધું ત્યારે તો પેલો જમાદાર પણ ગળગળો થઈ ગયો હતો ને?

[ અનુસંધાન પૃષ્ઠ ૧૭૫ ઉપર ]

# સર્જક અને વિવેચક

## [ એક જ પાસાની બે બાજુઓ ]

શ્રી. મયૂરધ્વજ

[ છેલ્લા અર્ધશતકના ગુજરાતી અદ્યતન સાહિત્યમાં, પ્રમાણભૂત ગણી શકાય તેવી નીડર અને તલસ્પર્શી વિવેચનાઓનો, પ્રથમ પંક્તિના વિવેચક શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટકૃત 'સાહિત્યસમીક્ષા' નામક એક ગ્રંથ 'નૂતન પ્રકાશનમંદિર' (અમદાવાદ) તરફથી સને ૧૯૩૭ના છેલ્લા માસમાં પ્રગટ થયેલ છે. 'વિવેચનનો આદર્શ' નામનો એક ચર્ચાસ્પદ લેખ એ ગ્રંથમાં પ્રથમ રજૂ થયો છે. 'ઊર્મિ'ના એક અંકમાં જ્યારે તે પ્રથમ પ્રકટ થયો હતો, ત્યારે જ મારું ધ્યાન તે તરફ ખેંચાયું હતું. એ લેખમાં કર્તાએ 'વિવેચક સર્જક થઈ શકે' એ વિધાન પૂરવાર કર્યું છે. શ્રી. રામનારાયણ પાઠકે 'પ્રસ્થાન'ના ૧૯૯૪ના વૈશાક અંકમાં નોંધ લખીને આ વિધાન સામે કેટલીક દલીલો રજૂ કરી છે. આ બન્ને કર્તાઓ સાંપ્રત ગુજરાતી વાઙ્મયમાં સન્માનનીય, આજન્મ વિવેચક તથા વિચારક છે. એટલે એ બેઉમાંથી કોઇના પણ પેગડામાં પગ ઘાલવાનો પ્રયત્ન કર્યા વગર આ લેખમાં તો હું 'વિવેચક સર્જક થઇ શકે કે કેમ?' તે વિષય પરત્વે મારો નમ્ર અભિપ્રાય દલીલો સાથે ટાંકવાનો પ્રયત્ન કરું છું–જો કે અંતે આ લેખની સરલતા ખાતર શ્રી. રામનારાયણ પાઠકની નોંધમાંની જે એક બે દલીલો મારે ગળે ઊતરી શકી નથી, તેમનો રદિયો આપવા માટે યથામતિ પ્રયત્ન કરીશ. —મયૂરધ્વજ ]

સર્જન અને વિવેચન એ બે શબ્દો મનુષ્યકૃત છે. સૃષ્ટિના પ્રારંભમાં મનુષ્ય માંકડાની સ્થિતિમાં હતો. તેની પાસે શાબ્દિક સાહિત્ય શૂન્ય હતું. માંકડામાંથી તે માનવ બન્યો. માનવે પોતાના મગજચક્રમાં ઘૂમતા વિચારો, અંતરને સ્પર્શતી લાગણીઓ તથા દિલમાં ઊઠતી ભાવનાઓને મૂર્ત રૂપ આપવા માટે શબ્દોનું–વાણીનું ઉપાદાન સ્વીકાર્યું. ભાષાઓ વિપુલ શબ્દ-સમૃદ્ધિ સાથે અસ્તિત્વમાં આવી.

ક્રમશઃ ચાર પગમાંથી બે પગ રહ્યા, શેષ પગો બે હાથમાં પરિણમ્યા. માનવ પૃથ્વી ઉપર ટટ્ટાર ઊભો રહેતાં શીખ્યો. તેણે આકાશને પોતાનું મસ્તક અડાડવાનો ભીષણ નિશ્ચય કર્યો. વૈજ્ઞાનિક શોધો આ ભીષણ નિશ્ચયમાંથી નીપજી. હજારો માઈલ દૂરથી સ્વરાંકિત થતા માનવોના ગમે તેટલા હળવા શબ્દો શ્રવણગોચર કરી શકાય, વાદ્ય અને ગાયન સાંભળી શકાય, શ્વેત પડદા ઉપર શૂન્યની જગ્યાએ ચેતન અને જડની અનિર્વચનીય લીલા દૃશ્યમાન બની ક્ષણવારમાં લુપ્ત થઈ જાય, એ લીલામાંના ચેતન બુદબુદોની વાણીના તરાપા ઉપર તરતા અવાજો કાનના પડદા ઉપર સ્થાપિત કરી શકાય, અરે–તેથીયે આગળ વધીને તાજેતરમાં એવો સમય આવી લાગ્યો છે કે જેમાં આપણે હજારો ગાઉ દૂરથી સંભળાતા શબ્દો સાથે તે શબ્દો સ્વરાંદોલિત

કરનારાં સ્ત્રી-પુરુષોનાં તે જ સમયનાં, હાલતાં ચાલતાં હાવભાવ સાથેનાં ચિત્રો-આટલે દૂરથી એ જ મનુષ્યોને-યથાસ્થિત સ્વરૂપમાં નિહાળી શકીએ.

આ લેખમાં આપણે મુખ્યત્વે સર્જન અને વિવેચન-એ શબ્દોનો જ વિચાર કરવાનો છે. એ શબ્દોને સમજવા ખાતર થોડો વખત સાધન તરીકે જ્ઞાન અને વિજ્ઞાન-એ બે શબ્દોનો ઉપયોગ કરીશું. આપણું કામ પતી ગયે એ બે શબ્દોને અવકાશના અનંત પ્રવાહમાં વહેતા મૂકી દઈશું.

આ સૃષ્ટિ ઉપર મુખ્ય અને સત્ય એક જ્ઞાન પ્રવર્તતું હતું, જેનું ફળ આદમ તથા ઈવે ચાખ્યું. તે પછી તેના મૂળમાંથી જ્ઞાનનાં (વિ+જ્ઞાનના-વિશેષ જ્ઞાનનાં) નાનાં મોટાં ઝરણાં ફૂટી નીકળ્યાં. આ મુખ્ય જ્ઞાન એટલા માટે કે એ જ્ઞાનફળનો આદમ ઈવે ઉપભોગ કર્યો ન હોત તો આ સૃષ્ટિનું અસ્તિત્વ શી રીતે હોત? અને તો પછી વિશેષ જ્ઞાનનાં ઝરણાં શી રીતે ફૂટી નીકળત?

જ્ઞાન અને વિજ્ઞાનના પર્યાય શબ્દો સર્જન અને વિવેચન (વિ+વિચ્-પૃથક્કરણ કરવું, ગુણદોષ છૂટા કરી બતાવવા) છે. જ્ઞાનવિજ્ઞાન, સર્જનવિવેચન એ જોડકાં પરસ્પર પર્યાય છે. પ્રત્યેકનું અરાધ્યું પરસ્પર પૂરક ન હોતાં પિતા-પુત્ર જેમ છે. જગતમાં જે સ્થાન પિતાનું છે તે સ્થાન જ્ઞાન તથા સર્જનનું છે; જે સ્થાન પુત્રનું છે તે સ્થાન વિજ્ઞાન તથા વિવેચનનું છે. જેમ પુત્રમાં પિતાનું પ્રતિબિંબ જોઈ શકાય છે તેમ વિજ્ઞાનમાં જ્ઞાનનું તથા વિવેચનમાં સર્જનનું પ્રતિબિંબ જોઈ શકાય છે. ઉપરાંત ઉપર્યુક્ત બંને જોડકાં ઉત્ક્રાંતિનાં સૂચક છે. ઉત્ક્રાંતિ ન હોત તો જ્ઞાન વિજ્ઞાનમાં તથા સર્જન વિવેચનમાં પરિણમત નહિ.

પાણીનું નાનામાં નાનું ટીપું લઈએ અથવા પૃથ્વીની માટીનો નાનામાં નાનો કણ લઈએ. એ ટીપાને તથા એ કણને સર્જન તથા જ્ઞાનના સંકેત તરીકે પિછાની શકીએ તો એ ટીપાના વિસ્તાર-મહાસાગરને તથા કણના વિસ્તાર-પૃથ્વીની ઇમારતને વિજ્ઞાન તથા વિવેચનના સંકેત તરીકે ઓળખવામાં વાંધો ન નડવો જોઈએ. વિજ્ઞાન તથા વિવેચનમાં વિસ્તૃતતા તથા વ્યાપકતાનો અસલ અર્થ પણ વિવક્ષિત છે. આત્માને આપણે જ્ઞાન-સર્જન કહી શકીએ, જ્યારે દેહને આપણે વિજ્ઞાન-વિવેચન કહી શકીએ. (વિવેચન અને વિજ્ઞાન અત્રે વિસ્તારના અર્થમાં જ અપેક્ષિત છે. મહાસાગર એ જળના ટીપાના વિસ્તાર સિવાય આમ કાંઈ નથી તેમ એમાંનું ટીપું મહાસાગરમાં હોય તો જ એનું ગૌરવ અભિપ્રેમ છે, તેમ દેહ-આત્માનો ડગલો એટલે વિસ્તાર જ છે. દેહમાં આત્મા હોય તો જ તે ગૌરવપૂર્વક ભગીરથ કાર્યો કરવા સમર્થ નીવડે છે.) જેમ આત્મા વગરનો દેહ નકામો ઉપેક્ષિત-શૂન્ય છે તેમ જ્ઞાન વગરનું વિજ્ઞાન પણ ઉપેક્ષિત છે. તે જ રીતે સર્જન વગરનું વિવેચન પણ ઉપેક્ષિત છે. આથી સર્જનયુક્ત વિવેચન તથા જ્ઞાનયુક્ત વિજ્ઞાન જ અપેક્ષિત છે. આ ઉપરથી એક બાબત સ્પષ્ટતાથી ફલિત થાય છે કે સર્જન એ મધ્યબિંદુ છે, વિવેચન તેની આસપાસ વીંટળાયેલો ડગલો છે.

આમ વિજ્ઞાનામાં જ્ઞાન હોય તથા વિવેચનમાં સર્જન હોય, તો વિવેચક સર્જક કેમ ન ગણાય? અર્થાત્ કેમ ન થઈ શકે?

"એક વિશાળ વનમાં સુંદર સૌમ્ય સ્મિતે વિલસતું શાંત સરોવર સૂતું છે. પ્રહર રાત્રિનો છે. આકાશમાંથી પૂનમના ચંદ્રમાનું તેજસ્વી પ્રતિબિંબ શાંત સરોવરની મધ્યમાં પડીને સરોવરના સુપ્ત સૌંદર્યને ઢંઢોળીને જાગૃત કરે છે તથા અમિત ભાર્ગવ (તેજના અર્થમાં)માં તેને નહવડાવે છે." એક કવિ આ પ્રકૃતિમય દૃશ્ય પરત્વે એક કવિતા ટપકાવે છે. તેમાં આવો અર્થ પ્રતિપાદિત કરે છે:- "ઝંઝાવાતો, ઉલ્કાપાતો, વમળો, ખાડાટેકરાઓ, અને આડચોવાળા જીવનના વનમાં માનવીના અંતરરૂપી સરોવર સૌમ્ય સ્મિત રેલાવી રહ્યું છે! એ સરોવરની ઊંચામાં ઊંચી મનોભૂમિકામાં બિરાજેલા કોઈક અલૌકિક આત્માનું તેજસ્વી પ્રતિબિંબ રાત્રિના પ્રહરમાં સરોવરની મધ્યમાં

પડે છે, જે હૃદયને તેની જડ નિદ્રામાંથી જગાડે છે. અને તેને અનિર્વચનીય પ્રેમથી ભરી દે છે." એક વિવેચક આકૃતિ ઉપર વિવેચન કરે છે:–"સર્જન એ સંવેદનની ઊંચામાં ઊંચી કક્ષા છે. માનવીનું ચિત્તંત્ર તથા મસ્તક ધરાી અને આભની જેમ પરસ્પરનો સ્પર્શ કરી પરસ્પરમાં દ્રવીભૂત બને છે ત્યારે જ સર્જન ઉપલબ્ધ બની શકે છે. મામૂલી જનસમુદાયપક્ષે મગજ અને મન એ બે વચ્ચે આભ અને ધરતી જેટલું અમાપ અંતર રહેવા પામે છે, ત્યારે સાચા સૌંદર્યદર્શી અને સંવેદનશીલ કવિના વિષયમાં એ ઊભય તત્ત્વો પરસ્પર ઘંટીનાં બે પડની જેમ ભિડાય છે, ઘસાય છે તથા એ સંઘર્ષણમાંથી ઊંચામાં ઊંચી વ્યાપક ભાવનાવાળી કવિતાની સુવર્ણરજ નીસરે છે. પ્રસ્તુત કૃતિમાં કવિએ વન, સરોવર, રાત્રિ, ચંદ્ર આદિ શબ્દોથી જીવન, અંતર, સંકટ, આત્મા વગેરેનાં સુંદર રૂપકો પ્રયોજી, આખીયે કૃતિને રૂપક તરીકે આપણી સમક્ષ રજૂ કરી છે, અને રૂપકથી જોઈએ તો આખીયે કૃતિમાં વિચક્ષણ સુરુચિ-યુક્ત ધ્વનિ નીકળી શકે છે અને કવિના પ્રતિભાશાલી, પ્રમાણભૂત કાવ્ય–કૌશલ્યની એ કૃતિ ઉદ્‌વાહક બને છે. હવે વાચક મિત્રો જરા વિચાર કરે, પેલા પ્રકૃતિગત દૃશ્યને સર્જન કહી શકાય, કવિની તે વિષયની કવિતાને સર્જન કહી શકાય તો તે ઉપરની વિવેચન–કંડિકાને સર્જન શા આધારે ન કહી શકાય? કાવ્યકૃતિનું ઉપાદાન સરોવર છે, તો વિવેચન–કંડિકાનું ઉપાદાન કાવ્યકૃતિ છે. કવિ પ્રકૃતિદૃશ્યમાંથી નીતરતાં અનર્ગળ સત્ય અને સૌન્દર્યનો ઉદ્‌ગાયક બને છે તો વિવેચક એ એ કાવ્યકૃતિ ઉપર કળશ ચઢાવી વાચકો સમક્ષ તેને નવી જ રીતે રજૂ કરે છે. કોઈ પણ સર્જનાત્મક કૃતિ એ બંધ કરેલી બારી છે અને વિવેચક જ તેને સાચો અપાવરણ કરનાર બને છે. એ રીતે સર્જનની અસર કરવામાં સર્જક કરતાં વિવેચક વધારે માન ખાટી જાય છે.

એક અંગ્રેજ વિદ્વાનના સૂત્રને ફેરવીને એમ કહી શકાય કે Best critisism is the key–note of new creation એલા વ્હીલર વિલ્કોક્સ નામના એક અંગ્રેજ લેખકે જણાવ્યું છે કે :—

"I hold it true that thoughts are things
Endowed with bodies, breath and wings,
And that we send them forth to fill
The world with good results–or ill."

આ "Thoughts"–વિચારોમાં જે તત્ત્વ ભર્યું હોય છે તે દુનિયામાં સારાં અથવા ખોટાં પરિણામો નિપજાવે છે. આ વિચારો જેટલા સર્જનમાં હોઈ શકે તેટલા વિવેચનમાં પણ હોઈ શકે, એમ તો સહૃદયી વાચક કબૂલ કર્યા વગર રહી શકશે નહિ. કેટલીક વખત વિવેચન એટલી હદ સુધી પહોંચેલું હોય છે કે વાચકના દિલમાંથી સહસા ઉદ્‌ગાર નીકળી પડે છે: विगलित वेद्यान्तरम। જાણે જ્ઞાનના અન્ય સર્વ વિષયો ગળી ગયા હોય છે! સર્જન પૂર્વેનું સંવેદન તથા વિવેચન પૂર્વેનું સંવેદન એક જ જાતની સમસ્થિતિનું સમધારણ કરે છે. આ ઉપરથી એક ડગલું આગળ વધીને એમ કહી શકાય કે જે વ્યક્તિ જેટલા પ્રમાણમાં વિવેચક થઈ શકે તેટલા જ પ્રમાણમાં તે સર્જક થઈ શકે છે. આમ સર્જન અને વિવેચન એક જ પાસાની બે બાજુઓ છે, બેમાંથી કોઈ પણના સંવિધાનકાળમાં જો કર્તા તદ્રુપ થઈ શક્યો હોય તો વાચકને તે તેટલો જ તદ્રુપ કરાવી શકે છે અને એ જ વખતે વાચકના મુખમાંથી જાણે જ્ઞાનના અન્ય સર્વ વિષયો ગળી ગયા હોય એવો ઉદ્‌ગાર નીકળી પડે છે.

શ્રી. પાઠક જણાવે છે :–

"જ્યારે એ કાવ્ય રજૂ કરે છે ત્યારે એ કાવ્યને તેના મૂળ અનુભવના પ્રસંગ સાથે કશો જ સંબંધ રહેલો હોતો નથી...કાવ્યનું જેમ સ્વતંત્ર અસ્તિત્વ છે, તેવું વિવેચનનું નથી. કાવ્ય સ્વસંપૂર્ણ, સ્વાયત્ત છે. વિવેચન હમેશાં પરાયત્ત છે....શાસ્ત્રી જે છે તેને શોધીને બતાવે છે, કલા નવું નિર્માણ કરે છે."

[પા. ૩, 'પ્રસ્થાન,' ૧૯૯૪, વૈશાખ]

શ્રી. પાઠક શાસ્ત્ર અને કલાને વિભક્ત કરે છે તથા ઉભયની ભિન્નભિન્ન વ્યાખ્યાઓ બાંધે છે એ તો ઠીક પરંતુ તેઓ કાવ્યને સ્વાયત્ત, સ્વસંપૂર્ણ તથા વિવેચનને પરાયત્ત કહે છે. એ ભેદ બિલકુલ ગળે ઊતરે તેવો લાગતો નથી. કાવ્ય ગમે તેટલી ઊંચામાં ઊંચી કોટીનું હોય પરંતુ તેના ઉપાદાન તરીકે કવિએ કાવ્યનો વિષય તથા તે પરત્વેના પોતાના અનુભવોનો સ્વીકાર કર્યો જ હોવો જોઈએ. તેમ જ વિવેચન ગમે તે કક્ષાનું હોય છતાં પણ વિવેચક તેના ઉપાદાન તરીકે વિવેચનના વિષયને સ્વીકારેલો જ હશે. એટલે આ હિસાબે તો બન્ને પરાયત્ત છે અને છે જ. એમ ન હોય તો બંન્નેની સ્થિતિ A rolling stone gathers no moss જેવી થાય અને ઊભી થતી સર્જક તથા વિવેચકની આ પૃથ્વીમાંની કૂચ, ધ્યેય વગરની હોઈને અફળ નીવડે.

## કનુમામા

[ અનુસંધાન પૃષ્ઠ ૧૭૧થી ]

અને પછી તરત જ—કૂતરાંને ખવડાવ્યા બાદ—પોતાની ઓરડી તરફ જતાં જતાં, "ત્યારે હવે કનુમામાને મળવા ન આવશો, હોં ભાણાભાઈ!" આવું બોલતાં તો તેં પણ એમને સાંભળ્યા જ હતાને?

અને યાદ છે રમુ! બીજે દિવસે સવારમાં ગાડી ઊપડવાના બે કલાક પહેલાં જ કનુમામાના ગત થયાના સમાચાર આપણને મળ્યા ત્યારે બધાંને કેવું આશ્ચર્ય થયેલું!

અને જ્યારે દવાખાનામાં તેમનું શબ લેવા આપણે ગયાં ત્યારે એ વેરાન, નિર્જન ઓરડીમાં કીડીઓથી ઘેરાયેલા કનુમામા—એમનું શબ, મને જાણે કહી રહ્યું હતું, "ભાણાભાઈ! ઓ ભાણાભાઈ! આ બંદીખાનેથી છોડાવોને?"

હજીય દર બારશે મને તો કનુમામા એની એ જ આજીજી કરે છે, "ભાણાભાઈ! આ બંદીખાનેથી છોડાવોને! અહીં તો પૂરો ભ્રષ્ટાચાર છે!" પણ તું નહિ માને.

અને રમુ! લોકો ભલેને કહે કે કનુમામા તો મરી ગયા પણ હું તો માનું છું કે મારા કનુમામા તો હજીય જીવે છે—સાચે જ. પછી ભલે એને તું કલ્પના ગણે.

# પરમાનંદનું પુણ્યકામ

શ્રી. 'સોપાન'

એનું નામ તો પરમાનંદ હતું, પરંતુ જીવનમાં ભાગ્યે જ એ કોઈ દિવસ આનંદ પામ્યો હતો અથવા તો કોઈને આનંદ આપવાનું નિમિત્ત બન્યો હતો. છેક બાળપણમાં એનાં માબાપ ગુજરી ગયેલાં. સગાંવહાલાંમાં દૂરના એક ગરીબ કાકા સિવાય કોઈ હતું નહિ. ઈશ્વરે એના શરીરની રચના પણ એવી કરી હતી કે કોઈ હેતપૂર્વક એને બોલાવે જ નહિ. એક આંખે જન્મથી જ ફૂલું હતું, એક હાથ ખોટો હતો, મોંની રચના તદ્દન વિચિત્ર હતી. નાનપણથી જ સ્વભાવ ચીડિયો ને મિજાજી હતો. આવો પરમાનંદ આ દુનિયા ઉપર કયા હેતુથી અવતર્યો હશે એ વિચાર અનેક વખત મને આવતો પરંતુ દેખાવે સારો લાગતો, હું, અને સૌંદર્યના અવતાર જેવી મારી રંજન પણ શા માટે આ જગત ઉપર આવ્યાં હતાં તે હું જાણી શકયો નહોતો એટલે પરમાનંદ વિષેના એવા વિચારને હું હડસેલી મૂકતો. પરંતુ તોયે, પરમાનંદને જિવાડવામાં હું જે મદદ કરી રહ્યો હતો તે સારું જ કરી રહ્યો છું કે કેમ એ શંકા તો મારા મનમાં રહેતી જ હતી.

આ વાત તો પરમાનંદ બાવીસ વર્ષનો હતો ત્યારની છે. નાનપણમાં એનું શું હતું, એ કયાં હતો વગેરે વાતો તો એના મોંએથી સાંભળેલી જ હું કહી શકું. મને એનો પરિચય–બહુ ખરાબ રીતે આજથી એક વર્ષ પહેલાં – જયારે એ બાવીસ વર્ષનો હતો ત્યારે થયો હતો. એ પરિચય કાંઈ સુખદ નહોતો. એ પરિચય વધારવાની મને ખાસ પ્રેરણા થઈ હતી એવું પણ નહોતું. કર્મની ફિલસૂફીમાં માનનારા મારા જેવાએ એમ કહીને સંતોષ માનવો જોઈએ કે દુનિયામાં કોઈની પાસે કશું જ લેણું ન ધરાવનાર એ પરમાનંદ પૂર્વજન્મમાં મને કંઈક ધીરનાર હશે.

વાત તો એમ બનેલી કે એજન્સીના એક થાણામાંથી બીજા થાણામાં મારી બદલી થઈ ત્યારે સ્વાભાવિક રીતે નવા થાણામાં નવી ઓળખાણો કરવાનું મને ને રંજનને દિલ થાય. રંજનને સહેજ વિશેષ દિલ થાય, કારણકે મારો સમય તો મારા કામમાં ચાલ્યો જાય-રંજન માટે આડોશપાડોશમાં બેસવા સિવાય કશું કામ હતું નહિ. સ્વભાવે એ મિલનસાર તો હતી, જો એને સારે નામે બોલાવી હોય તો પોતાનું બધું લૂંટાવી દેવાની વૃત્તિ–શક્તિ પણ એ ધરાવતી હતી, પરંતુ એ સ્વભાવે જ સમજપૂર્વક ઉદાર હતી એમ તો એ મારી પ્રિયતમ પત્ની હોવા છતાં પણ મારાથી નહિ કહી શકાય. એટલે જે પરમાનંદને હું ઓળખતો પણ નહોતો એ પરમાનંદ માટે મારા પાસે આવીને એ ઉકળાટ ઠાલવવા માંડી ત્યારે મને કશું આશ્ચર્ય ન થયું. આજ સુધીમાં જયાં

જ્યાં અમારી બદલી થઈ હતી ત્યાં ત્યાં રંજનને કોઈ ને કોઈ 'પરમાનંદ' મળી જ રહેતો હતો, કારણકે એવા લોકોમાં કાકલૂદી કરવાની અમુક પ્રકારની ટેવ પડી ગઈ હોય અને એવી કાકલૂદી તો રંજનને બહુ જ ગમે. જો કે એ પોતે તો મને હમેશ એમ જ કહેતી અને પ્રમાણિકપણે મનમાં પણ માનતી કે 'તમારો જ વાંક છે. સારું સારું બોલે એટલે તમે ફુલાઈ જાઓ.' મારા ઉપરનો આ આક્ષેપ કેટલા પ્રમાણમાં સાચો હતો તે આ વાત ઉપરથી તમે સમજી શકશો.

પરમાનંદના મુખેથી જ સાંભળેલી હકીકત પ્રમાણે કહું છું કે એનાં માબાપ મરી ગયાં પછી એનો કાકો એને પોતાને ત્યાં લઈ ગયો હતો, પરંતુ એ બિચારામાં પોતાનાં જ બાળકોનું પોષણ કરવાની શક્તિ નહોતી એટલે છએક મહિના પછી પરમાનંદને એક અનાથાશ્રમમાં મૂકી આવ્યો હતો. આ અનાથાશ્રમમાં ત્યાંના નિયમ પ્રમાણે પરમાનંદ અઢાર વરસનો થયો ત્યાંસુધી ઊછર્યો હતો અને ભણ્યો હતો. અનાથાશ્રમની હજાર વાતો એણે મને કહી છે પરંતુ એ વાતનો સાર એટલો જ છે કે આજે એનામાં દેખાતા બધા દુર્ગુણોનાં બીજ પણ ત્યાં રોપાયાં હતાં અને એ બીજનો ઉછેર પણ ત્યાં જ થયો હતો. ત્યાં જ એ માર ખાઈ ખાઈને મૂઢ બન્યો હતો અને ચોરી કરી કરીને આખી દુનિયા માટે શંકાશીલ થયો હતો. જુઠ્ઠાણું એની રગેરગમાં ઊતરી ગયું હતું. નિરાધાર હોવાથી ભીખ માગવી ન પડે એટલે જ એને અનાથાશ્રમમાં મૂક્યો હતો પરંતુ રસ્તાના ભિખારી કરતાંયે ભીખની અજબ કળા એ ત્યાં શીખ્યો હતો. ગામની નિશાળમાં ને પછી હાઈસ્કૂલમાં બધા છોકરાઓ સાથે એ ભણવા જતો હતો, પરંતુ ગામમાં જેમ ઢેડ–ચમાર જુદા તરી આવતા હતા એમ હાઈસ્કૂલમાં 'પરમાનંદ મંડળ' જુદું તરી આવતું હતું. 'પરમાનંદ મંડળ' એ નામ મેં આપેલું છે એમ ન ગણતા. એ જ હાઈસ્કૂલના એક ચબરાક વિદ્યાર્થી તરફથી અનાથાશ્રમને એ ભેટ મળેલું છે.

આ રીતે અઢાર વરસની ઉમર પૂરી કરીને એક દાનેશ્વરીની ભલામણચિઠ્ઠી સાથે આ ગામમાં શિક્ષકની નોકરી શોધવા એ આવ્યો ત્યારે તો હું બીજે ગામ હતો, પરંતુ ત્યાં પણ મારી રંજનને એક 'પરમાનંદ' મળી ગયો હતો. આ 'પરમાનંદ' અમારા ઘર પાસેના ઓટલા ઉપર પડી રહેતો અને આખો દિવસ બરાડા પાડ્યા કરતો હતો. કોઈ એને ગાંડો કહેતું, કોઈ ઢોંગી કહેતું, કોઈ એના પૂર્વજીવનની સમૃદ્ધિ વર્ણવતું, કોઈ એ થોડાં વર્ષો પહેલાં ક્યાંકથી આવી ચડ્યો છે એમ બોલતું, ગમે તેમ, એ હતો એ વાત સાચી હતી અને મારી રંજન એના પ્રત્યે માયાળુ હોવાના કારણે દરરોજ રોટલો–શાક આપી આવતી એ વાત પણ સાચી હતી. આ 'પરમાનંદ' ક્યારેક તોફાન કરતો કે રંજન પ્રત્યે આંખ કાઢતો ત્યારે રંજન એના ઉપર ગુસ્સે થઈ જતી અને ચાર પાંચ દિવસે પેલો થાકીને એની પાસે આવી બોર બોર જેવડાં આંસુએ રડે નહિ ત્યાંસુધી એને રોટલો આપતી નહિ.

અહીં પણ એવું જ બન્યું. પરમાનંદની શિક્ષકની નોકરી એક વરસ કરતાં વધુ ચાલી નહોતી. એ પછી એણે નાનકડી દુકાન માંડી હતી, તે પણ ત્રણ મહિને બંધ કરવી પડી હતી. દુકાન બંધ કર્યા પછી બે ચાર ઠેકાણે એ નોકરીએ રહ્યો હતો, પરંતુ જેમ જેમ એ પોતાના ધંધામાં ને કામમાં નિષ્ફળતા અનુભવતો જતો હતો તેમ તેમ એનો સ્વભાવ બગડતો જતો હતો. નાનપણની ચોરીની ને જૂઠું બોલવાની ટેવ સાવ ચાલી ગઈ નહોતી. જે સમાજમાં એ જીવતો હતો એ સમાજમાં નાની ચોરીઓ અને નાનાં જૂઠાણાં નિષિદ્ધ છે એની એને બિચારાને કદાચ ખબર નહોતી. મોટી ચોરીઓ કે મોટાં જૂઠાણાંઓ પ્રતિષ્ઠાને પાત્ર છે એ પણ એ જાણતો નહોતો. પણ લોકો જેમ જેમ એના પ્રત્યે અવિશ્વાસ કરતા ગયા તેમ તેમ એ લોકોની નિંદા કરનારો બનતો ગયો. એ અનાથ અને અપંગ જેવો હતો એટલે ગામના બે ચાર માણસો એને મદદ કરવા

ઇચ્છતા હતા, પરંતુ એ લોકોયે આના સ્વભાવથી કંટાળી જતા હતા.

અમે જ્યારે ત્યાં રહેવા આવ્યાં ત્યારે અમારા મોટા મકાનની પાછળ જ એક તૂટી ગયા જેવા ઘરમાં પરમાનંદ રહેતો હતો. છેલ્લા દોઢેક મહિનાથી એ માંદો પડ્યો હતો એટલે આખો દિવસ ઘરમાં જ પડ્યો રહેતો હતો. કોઈ ને કોઈ એને ત્યાં દરરોજ ખાવાનું આપી આવતું અને કોઈક વખત સરકારી દવાખાનાની દવા પણ કોઈક એને પહોંચાડતું. એ સિવાય એની સારવાર કે સંભાળમાં કોઈ હતું જ નહિ. અમે આવ્યા પછી બીજે જ દિવસે રંજને અમારી કામવાળી પાસેથી પરમાનંદ વિષે વાત સાંભળી હતી. એ કામવાળી કોઈ કોઈ વખત પોતાના શેઠિયાઓને ત્યાંથી મળેલું ખાવાનું પરમાનંદને આપી આવતી. રંજને પરમાનંદના દુઃખની વાત સાંભળી એટલે પહેલે દિવસે કામવાળી સાથે એને ખાવાનું મોકલ્યું અને બીજે દિવસે પોતે જ એને 'નિરાંત' પૂછવા ગઈ. બીજે દિવસે એ ગઈ ત્યારે પરમાનદે એની પાસે પોતાના દુઃખની અને ગામલોકોની દુષ્ટતાની વીતક કથા કહી સંભળાવી. રંજન એ સાંભળતાં જ પીગળી ગઈ. એણે પરમાનંદને કહી દીધું કે 'હવે દરરોજ હું તને ખાવાનું મોકલીશ અને બીજું પણ તને કંઈ જોઈતું કરતું હોય તો મગાવજે.'

પરમાનંદને દયાની દેવી મળી ગયાં હતાં, પરંતુ એ દેવી પણ શાનોક ભોગ ઇચ્છતાં હશે એવી એને ખબર નહોતી—એવી ખબર પ્રાપ્ત કરવા જેટલી સમજણશક્તિ પણ એનામાં નહોતી. એટલે થોડાક દિવસો પછી એક દિવસે રંજન તરફથી એને ખાવાનું મોડું મળ્યું અને બીજે દિવસે અચાનક એક મિત્ર અમારે ત્યાં આવી ચડવાથી પરમાનંદની થાળીમાંથી શાક અને દાળ ઓછાં થઈ ગયાં ત્યારે એ ખિજાઈ પડ્યો. કામવાળીએ એને ખૂબ સમજાવ્યો છતાં એણે રંજનની રોટલીની થાળી પાછી મોકલાવી. કામવાળી રંજનનો સ્વભાવ જાણી ગઈ હતી એટલે એ રોટલી એણે રસ્તામાં કૂતરાને જ નાંખી દીધી અને રંજનને વાત જ ન કરી. પણ આમ કરવા જતાં તો એ વાત વણસી ગઈ. પરમાનંદને સાંજ સુધી ખાવાનું ન આવ્યું એટલે એ ચિડાયો. એના મનમાં રંજન માટે ક્રોધ ઊપજી આવે તે તો સમજાય, પરંતુ એ ક્રોધ ક્યાંક માર્ગ પામવાનો પણ પ્રયત્ન કરવા લાગ્યો. પરમાનંદને ત્યાં ભાગ્યે જ કોઈ મળવા કે બેસવા આવતું અને એ પણ એટલો અશક્ત થઈ ગયો હતો કે જવલ્લે જ ઓરડીની બહાર નીકળતો હતો. આજના ભૂખના દુઃખે એનામાં ઠીક ઠીક જોશ આવી ગયું અને સાંજ નમવા આવી છતાં રંજન તરફથી થાળી ન આવી એટલે એ ધીમે પગલે બજારમાં આવ્યો અને દરરોજ મારે ત્યાં બેસવા આવતા એક વાણિયાની દુકાને બેઠા બેઠા રંજન વિષે 'વાટવા' માંડ્યું. પેલો વાણિયો પરમાનંદને જાણતો હતો એટલે આ વાતની કશી અસર થાય એમ નહોતું, પરંતુ વાત સાંભળવા સામે એને કશો વાંધો નહોતો. એ મારે ત્યાં આવતો તેથી મારી નિંદા સાંભળી જ ન શકે એવું કંઈ નહોતું. પારકાંની વાતનો રસ સૌની પેઠે એને પણ મીઠો લાગતો હતો.

તે દિવસે રાત્રે એ મારે ત્યાં આવ્યો ત્યારે હું સ્ટેશને ગયો હતો. એને રંજન સાથે વાતો કરવાનો બહુ વ્યવહાર નહોતો છતાં પોતાની પરોપકારવૃત્તિ અને ભલમનસાઈ બતાવ્યા વિના એ રહી શક્યો નહિ. એણે મારા ઘરનો ઉંબરો વટાવતાં વટાવતાં કહ્યું કે 'બેન, પેલા પરમાનંદને બહુ ચડાવવા જેવો નથી હો. રંજને તુરત જ પૂછ્યું. 'કેમ? એ તો બિચારો મોતની રાહ જોતો જીવે છે.'

'હા, પણ ઈ જીવનો બહુ હલકો છે. આ જમાનો જ દયા કરવાનો નથી. તમે ગમે એટલું કરો ને, એક દિ' ચૂક પડી એટલે બધું ધોવાઈ જવાનું.'

'આપણાથી બીજું તો શું થાય એમ છે?' રંજને દયાથી એને કહ્યું, 'બિચારાને વધ્યું-ઘટ્યું રોજ મોકલું છું. આજ તો એના કમનશીબે અચાનક મહેમાન આવી ચડ્યા...'

'એમ !' વાણિયાએ આશ્ચર્ય પ્રગટ કર્યું અને ઉમેર્યું. 'પણ ઈ તો આજ કંઈ બોલતો'તો બેન ! મારી દુકાને બેઠેલા માણસો બધા જોઈ જ રહ્યા કહું છું.'

'શું બોલતો હતો ?' રંજનના મોઢાના ભાવો બદલાઈ ગયા અને પછી વાણિયાએ જે કાંઈ વાત સાંભળી હતી તેમાં સુધારા-વધારા કરીને રંજનને સંભળાવ્યું. વાત પૂરી કરતાં એક ડહાપણભરી શિખામણ પણ આપી કે 'દયા ડાકણને ખાય એવું છે બેન ! આ જમાનો જ બીજો છે.'

બસ, રંજનની આંખ બદલાઈ ગઈ. પરમાનંદ અમારો સગો-વહાલો નહોતો. એ કંઈ બોલે કરે તેની કશી કિંમત નહોતી. એને મદદ કરવાનું રંજનને કોઈએ ખાસ કહ્યું નહોતું. પરંતુ જ્યારે હું સ્ટેશનેથી આવ્યો ત્યારે એ ધૂંધવાઈ રહી હતી. જાણે મારા ભાઈ, ભાભી કે બેન સાથે ઝગડો થઈ ગયો હોય એટલો બધો રોષ એના મોં ઉપર હતો. હું આવીને બેઠો કે તુરત જ એણે કહ્યું કે 'આ ગરીબડો પણ સાલો સેતાન નીકળ્યો.'

હું કંઈ સમજ્યો નહિં. મેં ઠંડા અવાજે પૂછ્યું, 'શું છે ? કોની વાત કરે છે ?'

'આ પરમાનંદની. આપણી પાછળના ભંડકિયામાં નથી પડ્યો રહેતો ? મારા મનમાં એમ કે બિચારાનું કોઈ નથી તે એને મદદ કરું.'

'પણ છે શું ?'

'શું હોય ? એ પણ....' એમ કરીને અમારા સંયુકત જીવનમાં આવા જે જે અનુભવો અમને થયા હતા તેનું એણે મને સ્મરણ આપ્યું.

'તારે વિષે કાંઈ બોલતો હતો ?'

'હા, રાજકુમારને આજ સવારે શાક—દાળ નહોતાં ગયાં તે ભાઈસાહેબે રોટલી ફગાવી દીધી.'

'એમ !' મને પણ જરા આશ્ચર્ય તો થયું.

'મને તો ખબર જ નહિં' એમ કહીને એણે પેલા વાણિયા સાથેનો બધો સંવાદ મને કહી સંભળાવ્યો.

બધી વાત સાંભળી લીધા પછી મેં તદ્દન ધીમા અવાજે કહ્યું. 'હોય ! બિચારો ભૂખમાં બોલી ગયો હશે. એનામાં અકકલ થોડી જ હોય !'

'વાહ! ખાવામાં જરાય ભૂલ નથી કરતો.'

વળી આગળ વધારવામાં કંઈ સાર નહોતો એટલે હું મૂંગો રહ્યો અને મારા સ્વભાવ પ્રમાણે ફરી એકવાર કદાચ, એક હજારમી વાર રંજનના સ્વભાવ વિષે વિચાર કરતો અને પૃથક્કરણ કરતો હું મૂંગો બેસી રહ્યો. રંજન મને ચુપ બેઠેલો જોઈ પોતાના કામે વળગી. પરમાનંદનો હવે પછી કોઈ વખત ભાવ જ ન પૂછવો એવો એણે નિર્ણય કરી લીધો.

આ મારી પરમાનંદની પહેલી ઓળખાણ. આ ઓળખાણ કદાચ જરા પણ આગળ ન વધત. દર વખતની પેઠે આ વખતે પણ રંજનનો સ્વભાવ કેમ સુધરે તેના વિચારો કરતો કરતો બધી વાતને હું ભૂલી જાત, પણ બીજે દિવસે સવારે પરમાનંદની પડખેના બીજા એવા જ ઘરમાં રહેલી એક ડોસી આવીને રંજનને કહી ગઈ કે 'આજે સવારે ચા ન આવ્યો એટલે પરમાનંદ ગાળો દેતો હતો' ત્યારે રંજન ફરી ઊકળી ઊઠી. ઉતાવળે પગલે એ મારા પાસે આવીને બોલી કે 'આને હવે અહીંથી કાઢો તો જ આપણાથી સુખે રહેવાય.'

મેં રંજનને ઠંડી પાડવા માટે તુરત જ ધીમેથી કહ્યું. 'આજ હું એની પાસે જઈને એને સમજાવીશ.'

'ના.' એ જોરથી બોલી ઊઠી. 'એનું ભૂંડું મોં જ આપણે હવે જોવું નથી.'

'પણ તું......'

'મારે એ તમારું ભાષણ નથી સાંભળવું. એ ભલે સડી સડીને મરી જાય.'

'પણ તું સાંભળ તો ખરી.' હું સહેજ ખિજાઈને બોલ્યો, એટલે રંજન ધીમી પડી. મેં સમજાવટભર્યા અવાજે કહ્યું:

'એ તુરત પોતાની ભૂલ સમજી જાશે ને તારી પાસે આવીને માફી માગશે, પછી કાંઈ છે ?'

'મારે એનું મોં જ નથી જોવું ને ?'

'એવું આપણાથી ન થાય. બિચારો નિરાધાર છે.' મેં દયાભર્યા અવાજે કહ્યું એટલે રંજન ધીમી પડી અને તે સાંજે હું પરમાનંદની ઓરડીએ ગયો.

મારે મારા મનની સાચી જ વાત કહેવી હોય તો કહેવું જોઈએ કે પરમાનંદની ઓરડી, એનો ભાંગેલો ખાટલો, ફાટેલાં બે ગોદડાં અને માંદગીથી ખખડી ગયેલું કદરૂપ શરીર જોઈ મારું અંતર રડી પડ્યું. એક ક્ષણ રંજનના સ્વભાવ માટે મને લાગી આવ્યું. મને થયું કે 'મારી પાડોશમાં જ પડેલા આ માણસને આમ મરવા ન દઈ શકાય.' પરમાનંદની સાથે મેં ખાસ વાત ન કરી પણ સહેજ વાત ઉપરથી હું જાણી શક્યો કે હજી પણ એ ગુસ્સામાં જ હતો અને બીજા પાસેથી ખાવાનું આવ્યું હતું છતાં એણે ખાધું નહોતું. એની ઓરડીમાં નજર ફેરવી તો એક ઢાંકેલી થાળી એક ખૂણામાં પડી હતી. ધીમેથી એ થાળી ઉપાડીને હું એના ખાટલા પાસે લઈ આવ્યો, પરમાનંદ મૂંગા મોંએ મારા સામે જ જોઈ રહ્યો. મેં એના ખાટલા ઉપર થાળી મૂકીને કહ્યું, 'ડાહ્યો થઈને ખાઈ લે.' એ કંઈ બોલ્યો નહિ, તેમ મારી ઇચ્છાની અવગણના પણ કરી શક્યો નહિ. સામે પડેલાં શાક–રોટલો એણે ખાવા માંડ્યાં. એણે શરૂ કર્યું એટલે હું ચાલતો થયો.

હું ઘેર આવ્યો ત્યારે પરમાનંદ સાથે શું બન્યું તે જાણવાને રંજન ઉત્સુક હતી, પણ હું ગંભીર મુખે પરમાનંદના કમનશીબના વિચારો કરતો અંદરના ઓરડામાં ચાલ્યો ગયો હતો. રંજનથી વધુ વખત ન રહેવાયું એટલે થોડીકવાર પછી એ અંદર આવીને મારા સામે ઊભી રહી. મેં એને જોઈ છતાં હું થોડીકવાર બોલ્યો નહિ એટલે એ ચિડાઈને પાછી ફરી. મેં એ જોયું. તુરત મેં એને સાદ મારીને રોકી. રંજન બારણામાં જ જરા રોષભર્યા મુખે ઊભી રહી.

'રંજન,' મેં ધીમે સાદે કહ્યું 'બિચારો બહુ દુઃખી છે, આવા ઉપર ક્રોધ શું કરવાનો હોય !'

રંજનને મારા શબ્દો ગમ્યા નહિ એટલું હું એના મુખભાવ ઉપરથી સમજી ગયો. એ કંઈ બોલી નહિ એટલે હું પણ વધુ ન બોલ્યો અને એ વાત પૂરી થઈ.

બીજે દિવસે રંજન સહેજ આનંદમાં હતી ત્યારે મેં એને કહ્યું, 'પરમાનંદને આજ ખાવાનું મોકલ્યું ?'

એ જવાબમાં આંખ ફાડીને મારા સામે જોઈ રહી.

'આપણાથી એને ભૂખ્યો રહેવા દેવાય ?' મેં કહ્યું. મારા સ્વરમાં જ કંઈ જોર હશે કે રંજનને વ્યાજબી લાગ્યું હશે, તે પ્રભુ જાણે પણ એ તુરત જ ઊઠીને કામવાળીને બોલાવી આવી અને પરમાનંદને ખાવાનું મોકલાવ્યું.

દિવસો એમ જવા લાગ્યા. પ્રથમની પેઠે જ પરમાનંદને દરરોજ ખાવાનું મળવા લાગ્યું. રંજનને ગમે છે કે નહિ તે ઘણા દિવસ સુધી હું જાણી શક્યો નહિ, પણ એક દિવસે મને એ રહસ્ય જણાઈ આવ્યું. તે દિવસની પેઠે જ એક વખત એક મિત્ર આવી ચડ્યા અને પરમાનંદની થાળીમાં શાક નહિ જઈ શકે એવો ભય પેદા થયો, મેં શાક માગતાં માગતાં રંજનને પૂછ્યું, 'પરમાનંદ માટે કાઢી લીધું ?' તુરત જ એ બોલી ઊઠી: 'શાક વિના એ મરી નહિ જાય !' હું શરમાઈને નીચું જોઈ ગયો. મારો મિત્ર પણ આશ્ચર્ય પામી મારા સામે જોઈ રહ્યો.

આ પ્રસંગ પછી મને લાગ્યું કે રંજનને મારે સમજાવવું જોઈએ કે 'આવા તિરસ્કારપૂર્વક પરમાનંદને ખાવાનું આપવામાં પુણ્ય નહિ પણ પાપ રહેલું છે.' રાત્રે વખત મેળવીને રંજનને મેં આ વાત કરી. એનું ચિત્ત સ્વસ્થ હતું એટલે થોડાક સવાલ–જવાબ પછી મારી વાત એ સમજી ગઈ. પણ એ એટલું સમજી એટલે એને વિશેષ સમજાવી દેવાનો મારો લોભ વધ્યો અને મેં કહ્યું, 'એને

હવે આપણે આશ્રિત જ ગણવો જોઈએ. કુટુંબમાં કોઈની સેવા કરવી પડે એવું આપણે છે જ કોણ?'

'એટલે?' રંજને સહજભાવે મને પૂછ્યું.

'એટલે એમ કે એ વધુ માંદો પડે તો એને આપણે ત્યાં જ લઈ આવવો જોઈએ.' મેં જવાબ આપ્યો કે તુરત રંજનની આંખ ફરી ગઈ. એ બોલી: 'હું એની ચાકરી કરવાની નથી.'

'તો હું કરીશ.'

રંજન ચુપ રહી અને એ વખતે તો આ વાત અટકી પડી. પરમાનંદના સુખના કે દુઃખના દિવસો એક પછી એક જવા લાગ્યા. આખરે છએક મહિને જે સ્થિતિની મને બીક હતી તે સ્થિતિ આવી પહોંચી. એક દિવસ પરમાનંદની થાળી પાછી આવી ત્યારે મેં જાણ્યું કે એ માંદો પડ્યો છે. હું તુરત જ ત્યાં જવા તૈયાર થયો. રંજનને પણ મેં સાથે આવવા કહ્યું અને મારા આશ્ચર્ય વચ્ચે એ પણ સાથે આવી. પરમાનંદને ત્યાં જઈને જોયું તો એને ઝાડા થઈ ગયા હતા. મેં તુરત જ ડૉક્ટરને બોલાવ્યા અને એક માણસ એની પાસે રાખી દવા અને સારવારનો બંદોબસ્ત કરાવ્યો.

પંદર દિવસ બીજા વીતી ગયા. પરમાનંદની તબિયત સુધરી નહિ પણ દિવસે દિવસે વધુ બગડવા લાગી. રંજન અને હું દરરોજ સવારે ને સાંજે એની પાસે આવતાં. અમે ત્યાં આવતાં ત્યારે એ અમે જ એનાં જીવન-આધાર છીએ એવું બોલતો અને પરમેશ્વર અમારું સારું કરશે એવો આશીર્વાદ આપતો. રંજનને આ ગમતું. પરમાનંદ પ્રત્યેનો એનો રોષ હવે ચાલ્યો ગયો હતો. પરમાનંદ દયાપાત્ર છે ને આપણે એને સાચવવો જોઈએ એવું એ મારા પાસે પણ બોલવા લાગી હતી.

આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો. પરમાનંદનું શરીર હાડપિંજર જેવું બની ગયું. અમે એના માટે જે કાંઈ કરી રહ્યાં હતાં તેથી ગામલોકોમાં અમારી બહુ પ્રશંસા થતી. લોકો અમને બંનેને મહાન દયાળુ અને પૂજવાયોગ્ય ગણવા લાગ્યા હતા. રંજન લોકોની પ્રશંસા દરરોજ સાંભળતી અને એનું ચિત્ત પ્રસન્ન થતું. એક દિવસ એણે જ મને કહ્યું કે 'પરમાનંદને આપણે ઘેર જ લઈ આવીએ તો?' અને એના સમર્થનમાં એણે દલીલ પણ કરી કે 'આપણે ઘેર એ વધુ સચવાશે ને આખો દિવસ આપણી નજર પણ રહેશે.'

'પણ એથી તને અડચણ નહિ થાય?'

'ના ના, બિચારો પડ્યો રહેશે. અને સારવાર માટે આ માણસ તો છે જ.'

'તો ભલે, પણ એનો સ્વભાવ...' રંજનને મારા એ શબ્દો ન ગમ્યા એટલે હું ચુપ રહ્યો, મારે એના ધ્યાન ઉપર જે લાવવું હતું તે તો આવી ગયું હતું.

એ રીતે પરમાનંદ અમારે ઘેર આવ્યો. મને બીક તો હતી છતાં મેં એવી આશા રાખેલી કે રંજનનો સ્વભાવ બદલાતો જાય છે, પણ ત્રણ ચાર દિવસમાં જ મારી આશા ખોટી પડી. પરમાનંદ પાસે સવાર-સાંજ જ જવાનું હતું ત્યારે એના વિષે રંજન કે હું કશું નહોતાં જાણતાં. અમારે ઘેર આવ્યા પછી ત્રણ દિવસ વીત્યા ત્યાં રંજન તોબાહ પોકારી ગઈ. નાની નાની વાતોમાં પરમાનંદ ચિડાઈ જતો હતો અને એની સારવાર કરનાર સામે બરાડા પાડતો હતો. રંજન એને નહિ બોલવાનું કે સૂઈ રહેવાનું કહેતી ત્યારે પણ એ માનતો નહોતો ને કહેતો કે 'મને મારી ઓરડીએ મોકલી આપો.' એક સાંજે હું ઘેર આવ્યો ત્યારે રંજને ત્રણ દિવસનો એકઠો કરેલો રોપ ઠાલવ્યો અને 'પરમાનંદને અત્યારે ને અત્યારે એની ઓરડીએ મૂકી આવો' એવો આગ્રહ કર્યો. મેં તુરત તો 'સવારે જોઈશું' કહીને વાત પતાવી, પણ મારા મનમાં નિરાંત થઈ શકે એમ નહોતું. મેં જોઈ લીધું કે પરમાનંદને પાછો ઓરડીમાં મૂકી આવવાથી એ ત્રણ દિવસથી વધુ જીવી શકશે નહિ, જ્યારે અહીં રહેશે તો રંજનનો રોષ કોઈ રીતે ઓછો થશે નહિ. મેં આ ધર્મસંકટ ઉપર ખૂબ વિચારો કર્યા. હું જેમ જેમ વિચારો કરતો ગયો તેમ તેમ મને લાગતું ગયું

કે 'પરમાનંદને સારો ન થાય ત્યાંસુધી પાછો તો ન મોકલાય. રંજનને રોષ ન કરવો જોઇએ અથવા તો એ રોષ મારે સહન કરી લેવો જોઇએ' પણ તુરત મને બીજી મુશ્કેલી જણાઈ, 'મારી ગેરહાજરીમાં આ વાત વધુ નહિ બગડે?' અને મેં ગંભીરપણે એવો નિશ્ચય કર્યો કે પરમાનંદ સાજો ન થાય ત્યાંસુધીની મારે ઑફિસેથી રજા લઈ લેવી.

બીજે દિવસે હું ઑફિસે ન ગયો એટલે રંજન બધી વાત સમજી ગઈ. એ મારા ઉપર ખૂબ ચિડાઈ ગઈ પણ કશું બોલી નહિ. પેલા માણસને બદલે હું પરમાનંદના ખાટલા પાસે બેઠો એટલે એ વધુ ચિડાઈ, પણ એની ચીડ મોંમાંથી ન નીકળતાં બીની આંખ વાટે પ્રગટ થવા માંડી. મને આ ચીડમાં સુચિહ્ન જણાવા લાગ્યું એટલે હું વિશેષ રસપૂર્વક પરમાનંદને પંપાળવા લાગ્યો.

ગમે તેમ હોય, પણ મારા ત્યાં બેસવાથી પરમાનંદનાં તોફાન ઓછાં થવા લાગ્યાં. મને મનમાં થયું કે 'બિચારો પ્રેમનો ભુખ્યો છે એટલે એ ન મળતાં ચિડાય છે.' પણ બીજે કે ત્રીજે દિવસે મારા હાથે એના મોંમાં પાણી રેડતાં રેડતાં જરા ગાલ ઉપર પડી ગયું કે તુરત એ ચિડાઈ ગયો. મેં એની ચીડને ન ગણકારતાં સાચી રીતે મારો વાંક સમજી જઈ એને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ એ શાંત પડ્યો જ નહિ. બે દિવસ પહેલાંનો એનો સ્વભાવ એના ખરાબમાં ખરાબ સ્વરૂપમાં બહાર આવવા લાગ્યો. હું જેમ જેમ એને બોલવાની ના પાડતો ગયો તેમ તેમ એ જોરથી બોલવા લાગ્યો. આ ઘેર લાવ્યા પછી એની તબિયત કેમ વધુ બગડી અને એના પ્રત્યે કેવી બેદરકારી રાખવામાં આવે છે તે એણે વર્ણવવા માંડ્યું. અમે દયાનો ડોળ કરીને લોકો પાસે સારાં દેખાવાનો પ્રયત્ન કરીએ છીએ એમ પણ એણે કહ્યું. આ બધા શબ્દો મને આકરા તો લાગ્યા પણ મેં મન મજબૂત કરીને સાંભળી લીધા. પરંતુ હું ગમ ખાઈ જાઉં, રંજન શાની ખાય? એ તુરત બોલવા લાગી: 'તો તારી ઓરડીએ ચાલતો થા. તું મરી જઈશ તો કૂતરુંયે હવે તને સૂંઘવા નહિ આવે.' મેં રંજનને રોકવાનો પ્રયત્ન કર્યો પણ એણે તો કેટલીયે વાર સુધી બોલ્યા કર્યું.

તે દિવસની મારી રાત બહુ ખરાબ ગઈ. પરમાનંદ માટે તો મને બહુ લાગી આવે એવું નહોતું. એ મૂળથી જ સ્વભાવે ખરાબ હતો અને અત્યારે માંદો હતો એટલે એમ બોલી જાય, પણ રંજન જે શબ્દો બોલી તે મને ખૂંચવા લાગ્યા. શબ્દોના ઘાને ભૂલવા માટે 'એનો સ્વભાવ એવો છે' 'કાલે એ ભૂલી જશે' 'ધીમે ધીમે સુધરશે' એવું ઘણું મેં વિચાર્યું પણ મારા મનને નિરાંત થઈ જ નહિ. પરમાનંદ આ માંદગીમાંથી ઊઠવાનો નથી એટલું હું મારી રજાના પહેલે દિવસે જ સમજી ગયો હતો. એના દુઃખી જીવનના જે આઠદસ દિવસ બાકી રહ્યા હોય તે સુખમાં જાય એવી મારી તીવ્ર ઇચ્છા હતી, પરંતુ રંજને—મારા જ અર્ધાંગે—એની મૃત્યુ-પથારી પાસે એનું જે અપમાન કર્યું તે મને શલ્યની પેઠે ભોંકાવા લાગ્યું. મોડી રાત સુધી વિચાર કરીને મેં નક્કી કર્યું કે સવારમાં રંજનને મારી આ વેદના સમજાવીશ અને પરમાનંદ ગમે તે કરે છતાં સહી લેવાનું એની પાસે કબૂલ કરાવીશ.

—પરંતુ રંજને પણ એ રાતે એથી ઊલટો નિશ્ચય કરી લીધો હતો. સવારે હું એને કંઈ કહું તે પહેલાં જ એણે મને કહી દીધું કે, 'લાખ વાતેય પરમાનંદને હવે આ ઘરમાં રાખવો નથી.' હું તો આ સાંભળીને આભો જ બની ગયો. મેં મક્કમ સ્વરે રંજનને કહ્યું કે 'એવું નહિ બની શકે. પરમાનંદ સાજો થતાં સુધી કે મરતાં સુધી અહીં જ રહેશે.' મારા જવાબથી રંજન પાછી તો પડી ગઈ, છતાં એ પોતાનો તિરસ્કાર જાહેર કર્યા વિના ન રહી શકી. 'એ સાજો પણ થવાનો નથી, તેમ મરવાનો પણ નથી.' મને એ તિરસ્કારભર્યા શબ્દોથી સહેજ રોષ ઊપજી આવ્યો: 'તો કાયમ માટે, અહીં જ, આ ઘરમાં જ મારી પાસે રહેશે.' હું એક એક શબ્દ ઉપર ભાર મૂકીને બોલ્યો.

રંજન રોષથી ધૂંધવાવા લાગી. અમારી વચ્ચે આ ચાલતું હતું ત્યાં જ પરમાનંદે એક બૂમ પાડી. અમે બંને ત્યાં દોડી ગયાં. અમે જોયું તો એ ખાટલા નીચે પડી ગયો હતો. એની સારવારમાં જે માણસ રાખ્યો હતો એ ત્યાં નહોતો, મેં આજુબાજુ જોઈ પરમાનંદને ઉપાડવા માટે રંજનનો સાથ માગ્યો, પણ એ ઊભી હતી ત્યાંથી ખસી જ નહિ. દુઃખ અને રોષથી ધ્રૂજતાં ધ્રૂજતાં મેં એકલાએ જ પરમાનંદને ઉપાડીને ખાટલામાં સુવાડ્યો. રંજન તુરત ત્યાંથી પોતાના કામે ચાલતી થઈ. પરમાનંદ થોડીકવાર સુધી એમ ને એમ પડ્યો રહ્યો, પણ જેવી પછડાટની કળ ઊતરી કે તુરત જ એણે બોલવવા માંડ્યું. એ ચિડાઈને જેમ તેમ તો હમેશ બોલતો, પરંતુ આજે તો એણે ગાળો કાઢવા માંડી. એની ગાળો મારાથી સાંભળી જતી નહોતી, પરંતુ 'એ બેભાન છે' 'ગાંડો છે' 'એને સન્નિપાત થયો છે' એમ મન મનાવતાં એ ઝેર–કટોરી પણ મેં પી લીધી.

પરંતુ એટલેથી વાત પતી નહિ. મારી સામેના રોષને કારણે રંજન તે દિવસે જમી નહિ. હું એને સમજાવી શકું એમ હતું જ નહિ એટલે હું પણ ન જમ્યો અને અમારું કલ્લોલતું ગૃહજીવન તે દિવસે સ્મશાન જેવું ભયંકર બની ગયું. તે દિવસની રાત પણ મારી વેરણ થઈ ગઈ. આખી રાત મને મારા ગૃહજીવન ઉપર વિચારો આવ્યા કર્યા.

બીજે દિવસે પરમાનંદ શાંત જણાયો. મને થયું કે એ કંઈક સમજી ગયો છે અથવા તો ઈશ્વરે મારી મુશ્કેલીમાં ભાગ પડાવ્યો છે. રંજન તો એવી જ ગંભીર હતી પણ આજે એણે જમવા કરવાનું છોડ્યું નહોતું. પોતાનું કામ પતાવી એ પણ પરમાનંદના ખાટલા પાસે આવીને બેઠી હતી. કોઈ દિવસ નહિ ને આજે બપોર થતાં સુધીમાં પરમાનંદ એક બે વખત 'પાણી' કે 'દવા' ઉપરાંત કશું બોલ્યો નહોતો. આજ એનાં અંગો પણ ઢીલાં ઢીલાં લાગતાં હતાં અને મોં પણ રડવા જેવું થઈ ગયું હતું. મેં ધીમેથી પરમાનંદને પૂછ્યું, 'કેવી લાગે છે?' એણે કંઈ પણ બોલ્યા વિના આંખ ઊંચી કરી 'ઈશ્વર જાણે' એવો ભાવ બતાવ્યો. રંજન ખાટલા પાસે જ ઊભી હતી તે પરમાનંદની આંખો જોઈ એના મોં ઉપર જ તાકી રહી.

અમારા આશ્ચર્ય વચ્ચે બીજો દિવસ પણ એવો જ ગયો. પહેલે દિવસે તો મને મનમાં નિરાંત થઈ હતી. આ બીજા દિવસે ન સમજાય એવો મનમાં ડર લાગવા માંડ્યો. પરમાનંદ બોલે તો સારું, ભલે ગાળો બોલે, એવું થવા લાગ્યું. પણ એ બોલ્યો જ નહિ. રંજન પણ મારી સાથોસાથ આખો સમય ખાટલા પાસે જ ઊભી રહી. હું જોતો હતો કે એના મોં ઉપરના રોષના સ્થાને એક પ્રકારનું આશ્ચર્ય છવાઈ ગયું છે.

ત્રીજો દિવસ તો એથીયે ગંભીર ગયો. આખા દિવસમાં પરમાનંદે પાણી કે દવા–કશું જ માગ્યું નહિ. એકેય વખત આંખ પણ ઉઘાડી નહિ. છેક સાંજે તો રંજન પણ એટલી ગભરાઈ ગઈ કે આતુરતાપૂર્વક મને ડૉકટરને બોલાવવાનું કહેવા લાગી. મને એ આતુરતા અને પરિવર્તન ખૂબ ગમ્યાં. મેં એના મોંની આરપાર જોવાનો પ્રયત્ન કર્યો, પણ ત્યારે તો ગભરામણ સિવાય બીજું કશું હું જોઇ શક્યો નહિ.

મેં તુરત ડૉકટરને બોલાવ્યા, 'સ્થિતિ ગંભીર છે' એમ કહીને ડૉકટરને એક ઇન્જીકશન આપીને ચાલ્યા ગયા. આજ આખી રાત એની પાસે જ બેસવું પડે એમ હતું. પેલા માણસને એ વિષે હું કંઈ સૂચના આપું તે પહેલાં જ રંજને મને કહ્યું, 'આપણે બંને બેસશું. આજ એ ભલે સૂઈ રહે.' આ શબ્દોએ મને ઘણી નિરાંત આપી. કંઈ પણ બોલ્યા વિના મેં એ વાત સ્વીકારી લીધી.

કૃષ્ણપક્ષની રાત પળે પળે પસાર થવા લાગી. ધીમે ધીમે આખું ગામ શાંત પડી ગયું. રંજન અને હું મૂંગાં મૂંગાં એકમેક સામે જોઈ રહ્યાં હતાં. કોઈ મરતું હતું કે કોઈ જન્મતું હતું તે હું સમજી શકતો નહોતો. મારામાં હર્ષ અને શોકની લાગણીઓ એક સાથે જ ઊઠતી હતી અને શમી જતી હતી. મધરાત થવા આવી ત્યાં પરમાનંદે આંખ ઉઘાડી.

અનંત કરુણા ભરીને રંજન એ આંખ સામે જોઈ રહી. મારી આંખ એક પળ રંજનના મુખ ઉપર અને બીજી પળ પરમાનંદના મુખ ઉપર ફરતી હતી. સુખદ્ આશ્ચર્ય વચ્ચે મેં જોયું તો રંજને પોતાનો હાથ પરમાનંદના કપાળ ઉપર મૂક્યો. એ હાથની ઉષ્માથી કે પ્રભુ જાણે શાથી, પણ પરમાનંદની આંખના ખૂણામાં પાણી ચમકવા લાગ્યું. હું એ ધારી ધારીને જોઉં ન જોઉં ત્યાં રંજનની આંખો પણ ભીની બની ગઈ. હું આ અકલ્પ્ય સ્થિતિ જોઈ રહ્યો હતો ત્યાં પરમાનંદે એક ઉધરસ ખાધી અને તુરત જ એને શ્વાસ શરૂ થયો. હું આ ચિહ્ન સમજી ગયો, રંજન પણ સમજી ગઈ. રડતી આંખે એણે એકદમ ઊભા થઈ પરમાનંદની ધડકતી છાતી ઉપર હાથ મૂક્યો, પરંતુ પાંચેક મિનિટ વીતે ત્યાં જ એ છાતી શાંત પડી ગઈ–કદી જ ન ધડકે એટલી સ્થિરતાપૂર્વક.

અને રંજન તથા હું એક સાથે જ એ હાડપિંજર પાસે રડી પડ્યાં.

•

## વાસના

સદા સળગતા રણે રઝળતાં મરી ખૂટવું,
વિભિન્ન અવશેષ અસ્થિરૂપ પૂર્ણ પામી જવું;
નિરાશમુખ વિશ્વમાં પરમ કો નિરાશા થવું,
રહી હૃદયમાંહિ એ જ બસ એટલી વાસના.

**સ્વસ્થ**

# આપણી સ્વરાજયાત્રા

શ્રી. મોહનલાલ

## ગાંધીજીનું રૌદ્રરૂપ

ગુજરાતના એક રાષ્ટ્રીય શાયરે ગાંધીજીને 'સૌમ્ય–રૌદ્ર કરાલ–કોમલ' કહ્યા હતા. આ ઉપમાઓ કેટલી બધી સાચી છે તેનો એક વિશેષ પુરાવો હમણાં હમણાં મળી રહ્યો છે. જલિયાંવાલાના હત્યાકાંડ પહેલાંના ગાંધીજી બ્રિટિશ સલ્તનત પ્રત્યે જેટલા સૌમ્ય દેખાતા હતા તેટલા જ સૌમ્ય એકાદ વર્ષ પહેલાં હિંદનાં દેશી રાજાઓ વિષે હતા. દેશી રાજાઓના અમાનુષી જુલમોથી એ અજાણ નહોતા જ, પરંતુ તે દિવસોમાં એક બાજુ પ્રજામાં જડતા અને નબળાઈ એમને દેખાતી હતી અને બીજી બાજુ રાજાઓ આજે નહિ તો આવતી કાલે, છેવટ પ્રજા જાગૃત થશે ત્યારે, સુધરી જશે, સમજી જશે એવી આશા જણાતી હતી. આ આશાના હવે પ્રતિદિન ચૂરા થઈ રહ્યા છે. દેશી રાજ્યોની પ્રજામાં જે અપૂર્વ જાગૃતિ આવી છે તેથી એમની શક્તિમાં ગાંધીજીને વિશ્વાસ બેઠો છે અને એ જાગૃતિને કચડવાના ભયાનક પ્રયત્નો કરી રહેલા રાજાઓમાં એમને અવિશ્વાસ પ્રગટ્યો છે.

થોડા દિવસ પહેલાં 'ટાઈમ્સ ઓફ઼ ઇન્ડિયા'ના પ્રતિનિધિના સવાલોના જવાબો આપતાં અને છેલ્લા 'હરિજન'માં એક ધગધગતો લેખ લખતાં એમણે જે વિચારો પ્રદર્શિત કર્યા છે–ખરું કહીએ તો રાજાઓને સાવધાન થઈ જવાની ચેતવણી આપી છે અને પ્રજાને આખરી લડાઈ લડી લેવાનો આદેશ આપ્યો છે–તે એમનું રૌદ્રરૂપ બતાવે છે. આ રૌદ્રરૂપ હજી પૂર્ણરૂપે પ્રગટ નથી થયું. હજીયે એમાં સત્યાગ્રહીને છાજે એવી વીનવણીના ભાવો પડ્યા છે. હજીયે તેઓ છેલ્લીવાર રાજાને 'રાજા' તરીકેનું જીવનદાન આપતા દેખાય છે. પરંતુ હવે એ સમય દૂર નથી કે જ્યારે તેઓ રાજાની રાજસત્તાનો સર્વનાશ પોકારી ઊઠશે. આ સમય આ ક્ષણે જ આવશે કે બે ચાર મહિના મોડો થશે તેનો ખરો આધાર હિંદી રાજવીઓ ઉપર જ રહ્યો છે. આપણે આશા રાખીએ કે તેઓ પોતાના અંતકાળે પણ સત્ય વસ્તુસ્થિતિ સમજી જાય.

## રાજકોટનો વચનભંગ

રાજકોટમાં ફરીને લડત શરૂ થઈ તેનું કોઈને દુઃખ થાય તેમ નથી, કારણકે રાજકોટના પ્રથમ સત્યાગ્રહયજ્ઞના તણખાથી કાઠિયાવાડમાં જ્યાંજ્યાં યજ્ઞનો આરંભ થયો છે ત્યાંત્યાં વધુ ચેતના આવશે અને આ યજ્ઞનો ધૂપ બીજા અણસ્પર્શ્યા પ્રદેશમાં પણ ધીમે ધીમે ઊડવા માંડશે. દુઃખ એક જ વાતનું થાય એમ છે કે આ પ્રકરણમાં માણસજાત કેટલી સ્વાર્થી, ભયંકર અને મેલી રમત રમનારી બની શકે છે તેનો અનુભવ થયો છે. રાજકોટનો રાજા માત્ર માટીનું પૂતળું સાબિત થયો છે અને એજન્સીનો રેસિડન્ટ અદૃશ્ય જુલ્મગાર તરીકે જાહેર થયો છે. અમે ઇચ્છીએ છીએ કે આ લડત હવે ભલે ખૂબ લાંબી ચાલે અને આપણી પ્રજાશક્તિને

ભલે અગ્નિકસોટીમાંથી પસાર થવું પડે, પરંતુ આ લડતના પરિણામે સમગ્ર કાઠિયાવાડના આજે, ધૂળ જેવી અનેક રાજસત્તાઓને કારણે, નાના નાના ભાગલાઓ પડ્યા છે તે ભુંસાઈ જાય અને આખું કાઠિયાવાડ એક ઝંડા નીચે જ આવી જાય.

આ વખતે લડતની ઘોષણા કરતું સરદાર વલ્લભભાઈએ જે નિવેદન પ્રગટ કર્યું છે તેમાં અમને સૌથી વધુ તો એ ગમ્યું છે કે એમાં સમસ્ત કાઠિયાવાડના પ્રશ્નો એક છે, કાઠિયાવાડમાં ગમે તેટલાં રજવાડાંઓ હોય, પરંતુ પ્રજાજીવન એકમેક સાથે એવું ગૂંથાયેલું છે કે એને ભિન્ન કરી જ ન શકાય એ સિદ્ધાંતનો સ્વીકાર થયો છે. દરેક લડાઈ જ્યાંસુધી એ પ્રદેશને જ વિશેષતઃ સ્પર્શ કરતી હોય ત્યાંસુધી સત્યાગ્રહના સિદ્ધાંત પ્રમાણે એ પ્રજા દ્વારા જ લડાય એ ઈષ્ટ છે, પરંતુ પ્રદેશની મર્યાદા રાજ્યની હદ ઉપરથી નક્કી ન થવી જોઈએ પરંતુ પ્રજાજીવન ઉપરથી નક્કી થવી જોઈએ એ સિદ્ધાંત આ નવા આદેશમાં પ્રતિપાદિત થયો છે. કાઠિયાવાડનું જાહેરજીવન કોઈ દિવસ વિભાગીય બન્યું જ નથી, પરંતુ એ વિભાગીય રહી જ ન શકે એવી આજ્ઞા તો આ પહેલવહેલી જ કાઠિયાવાડને મળી છે. અમે આ આજ્ઞામાં કાઠિયાવાડનું ઉજ્જવળ ભાવી જોઈએ છીએ. કાઠિયાવાડ માટે હવે એ સમય આવી પહોંચ્યો છે કે દરેક રાજ્યના પ્રશ્નોને એ સમગ્ર કાઠિયાવાડની દૃષ્ટિથી જ તપાસે અને કાઠિયાવાડ રાજકીય પરિષદ્ જેવી મધ્યવર્તી સંસ્થા સમસ્ત કાઠિયાવાડને ઉપયોગ આવી શકે એવી એક સેના ઊભી કરે.

## મહાસભાની દરમિયાનગીરી

જેણે પોતે જ મહાસભાના પૂરને દેશી રાજ્યોમાં ન જવા દેવા માટેની બિનદરમિયાનગીરીની દીવાલ ઊભી કરી હતી તે ગાંધીજી આજે પ્રત્યેક પળે એ દીવાલ ઉપર ઘા કરી રહ્યા છે. એ દીવાલના પાયા સંપૂર્ણ રીતે ખળભળી ઊઠ્યા છે અને ત્રિપુરી મહાસભા વખતે એ દીવાલ જમીનદોસ્ત થઈ જવાની છે એમાં કોઈને શંકા નથી.

બિનદરમિયાનગીરીની આ નીતિ દૂર થઈ જવાથી રાજસ્થાની પ્રજામાં આનંદની ભાવના ફેલાઈ જાય અને એવી નીતિની જે અગાઉ ભલામણ કરતા હતા તે પણ આનંદ અનુભવે એમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી. આશ્ચર્ય તો માત્ર એ વાતનું જ થાય છે કે આપણા દેશના કેટલાક ઉદ્દામવાદીઓને મહાસભાનું દરેક ઉગ્ર પગલું પોતાના કાર્યને પરિણામે જ ભરાયું છે એવો ભ્રમ સેવવાની ટેવ પડી ગઈ છે. જો પક્ષ કે વાદની દૃષ્ટિએ જ જોઈએ તો દેશી રાજ્યોની આ લડાઈ ગાંધીપક્ષ કે ગાંધીવાદીઓ જ ચલાવી રહ્યા છે. એમણે જ પ્રજામાં પ્રગટેલી ચેતના ઉપર કાબૂ મેળવ્યો છે ને એને યોગ્ય માર્ગે વાળી છે, છતાં કેટલાય 'બિરાદરો' એ બધો યશ પોતાના 'ઉદ્દામવાદ'ને આપવાના નિષ્ફળ પ્રયત્ન કરી રહ્યા છે.

આ બિરાદરો સીધા સામનાની અને સ્પષ્ટ દર-મિયાનગીરીની વાત કરતા હતા તેમાં કશું ખોટું નથી. ખોટું તો એટલું જ છે કે જે દિવસે એ સમય નહોતો આવ્યો તે દિવસે એ વાત તેઓ કરતા હતા. રશિયાના બે મહાન નેતાઓની એક વાત પ્રચલિત છે. ટ્રોટ્સ્કીને એમ લાગતું કે 'મેં કહ્યું હતું ત્યારે લેનીને માન્યું નહિ. આજે એ જ માર્ગ એ અખત્યાર કરે છે.' લેનીન કહેતો કે 'સાચી વાત છે. માત્ર એ વસ્તુમાં એટલો જ તફાવત છે કે ટ્રોટ્સ્કી ભરઉનાળામાં મને ઓવરકોટ પહેરવાનું કહેતો હતો, જ્યારે મેં ઠંડી વખતે જ એ પહેરવાનું પસંદ કર્યું.' આવું જ આપણા ઉદ્દામવાદી વિષે નથી શું ?

## મહાસભાનો કાંટાળો તાજ

આજે આખા દેશમાં એક જબરદસ્ત [illegible] મચી ઊઠ્યું છે. મહાસભાના ઇતિહાસમાં [illegible] પહેલી જ વાર એના સરનશીનની ચૂંટણી માટે [illegible] પ્રકારની ખુલ્લી અને તીવ્ર હરીફાઈ થાય છે, [illegible] હરીફાઈ ઈષ્ટ છે કે નહિ, તેમ જ પ્રમુખ એ [illegible] સભાસંચાલન કરનાર 'સ્પીકર' જ છે કે કંઈ વિશે[illegible] સત્તા ધરાવે છે તે વિષે પુષ્કળ ચર્ચા થઈ છે. [illegible]

મોટામાં મોટા માણસોએ આ ચર્ચામાં પોતાના અભિપ્રાયો પ્રગટ કર્યા છે.

મહાસભાનું બંધારણ જોતાં તો પ્રમુખ બહુ સત્તાધારી જણાય છે કારણ કે જે કાર્યવાહક સમિતિની નિમણૂક પ્રમુખ પોતે જ કરે છે—એમ કહી શકાય કે એ કાર્યવાહક સમિતિની હસ્તી પ્રમુખનાં અંગ–ઉપાંગ તરીકે જ છે, આખી• કાર્યવાહક સમિતિના હાથમાં સંગ્રામસમિતિ જેવી સત્તાઓ પડી છે તે કાર્યવાહક સમિતિને જે નીમે છે તેને દેશના પ્રતિનિધિઓ ચૂંટી કાઢે છે એટલે સાચી સત્તા તો એ ચૂંટાયેલા પ્રમુખમાં જ આરોપાયેલી છે. પરંતુ માત્ર બંધારણ ઉપરથી જ સાચી વસ્તુ-સ્થિતિ સમજી શકાશે નહિ. એમ તો ઇંગ્લંડના અને બીજા દેશના બંધારણીય રાજાઓના હાથમાં લગભગ તમામ સત્તા છે, પરંતુ એ સત્તાનો ઉપયોગ તો તે ભાગ્યે જ કરી શકે છે. મહાસભાના પ્રમુખનું સાવ એવું નથી, કારણકે એ કંઈ કાયમી નથી, તેમ જ વંશપરંપરાગત નથી. પરંતુ આપણે ત્યાં જે પ્રણા-લિકા સ્થાપિત થઈ છે તે પ્રણાલિકા પ્રમાણે તો જે કાર્યવાહક સમિતિને એણે નીમી હોય છે તેનું અને અખિલ હિંદ મહાસભા સમિતિનું એ માત્ર મુખ જ હોય છે. કોઈ પણ પ્રશ્ન ઉપર મહાસભાનો મત ઉચ્ચારવાનો પ્રસંગ આવે ત્યારે એણે પોતાના અંગત મત દબાવી દઈને મહાસભાનો મત જ ઉચ્ચારવો પડે છે. આમ થવાનું કારણ એ છે કે એ પોતે ગમે તે મત ધરાવતો હોય પરંતુ એ પ્રમુખ તો ત્યારે જ થઈ શકે છે, જ્યારે મહાસભાની બહુમતિ જેના હાથમાં છે તે આગેવાનોના મતને એ કબૂલ રાખે. અત્યાર સુધીમાં ભિન્ન ભિન્ન વિચારસરણી ધરાવનારા • જેટલા પ્રમુખો થયા તેટલા પ્રમુખો એ જ રીતે થયા છે અને એ જ રીતે વર્ત્યા છે. મહાસભાના ઇતિહાસમાં એવો એક પણ દાખલો નથી મળતો કે જ્યારે પોતાના મત અને કાર્યક્રમ ઉપર કોઈ પ્રમુખે પોતાની ઉમેદવારી જાહેર કરી હોય.

અત્યાર સુધી જે થયું છે તે બરાબર થયું છે કે નહિ તે ભલે મતભેદનો વિષય હોય, પરંતુ એમાં પ્રજાતંત્રની ભાવના લેશમાત્ર હણાઈ હોય એમ અમે માનતા નથી. કોઈ પણ સંસ્થાનું સ્વરૂપ ચૂંટણી અનુસારનું જ હોય અને એ જ રહે છતાં એના કાર્યકરો અંદર અંદરના મતભેદો શમાવી લઈ એક-મતે જ કામ કરે એમાં પ્રજાતંત્રની ભાવના શી રીતે હણાય? આપણા જેવા યુદ્ધ કરતા દેશ માટે તો એ રીત જ સર્વોત્તમ ગણાવી જોઈએ.

ઉપરાંત, મહાસભાના બંધારણ અનુસાર એના તમામ અધિકારીઓની ચૂંટણી દર વરસે જ થાય છે ત્યારે તો આપણે ઇચ્છતા હોઈએ કે ન ઇચ્છતા હોઈએ તો પણ જે પ્રમુખ થશે તે પોતાનો સ્વતંત્ર કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂકી જ નહિ શકે. એણે તો ચાલુ કાર્યક્રમને જ બહુધા આગળ ધપાવવાનો રહેશે. જો પ્રમુખ ઉપર ઇંગ્લાંડના વડાપ્રધાન જેવી કે અમે-રિકાના પ્રમુખ જેવી જવાબદારીઓ કલ્પાતી હોય તો એના વિચારોનો પૂરો અમલ કરાવવા માટે એની પાસે પાંચેક વર્ષનો સમય પણ હોવો જોઈએ. જો દર વરસે જ ભિન્નભિન્ન વિચારધારા ધરાવનાર પ્રમુખ પોતાની યોજના અમલમાં મૂકવા માંડે તો સંસ્થાનું તંત્ર જ તૂટી પડે. એટલે જ્યાંસુધી આ બંધારણ છે ત્યાં સુધી પ્રમુખની સત્તા બહુ મર્યાદિત જ રહેવાની.

આમ છતાં ચૂંટણી થાય એમાં કશું ખોટું નથી, કારણ કે ચૂંટણી જ્યારે ચોક્કસ નીતિ અને કાર્યક્રમ ઉપર થતી હોય ત્યારે એથી પ્રજા સમસ્તને કેળવણી જ મળે. પરંતુ આજે આપણી સમક્ષ જે બે મહાન પુરુષો ઉમેદવાર તરીકે ઊભા છે તે ખરેખર પોતપોતાનો કાર્યક્રમ અને નીતિ લઈને ઊભા છે? આજના રાષ્ટ્ર-પતિ એવી વાત જરૂર કરે છે, પરંતુ એમનો એવો કોઈ કાર્યક્રમ કે નીતિ આ વર્ષ દરમિયાન દેશે જોયા નથી. પોતે જે સ્થિતિમાં આજે પ્રમુખ છે તે સ્થિતિ અનિચ્છનીય છે એમ તેઓ માનતા હોય તો તેઓ પ્રમુખ થયા શા માટે? અને હવે પોતે નવું શું કરવા ધારે છે? સાચી વાત એ છે કે એમણે કોઈ નીતિ કે કાર્યક્રમ પ્રગટ કર્યો નથી. એમણે તો સૌ કોઈને ભાવી જાય એવો ફેડ-

રેશનના વિરોધનો ઢોલ પીટવા માંડ્યો છે. આ ઢોલમાં આપણા દેશના તમામ ઉદ્દામવાદીઓએ પણ દાંડી પછાડવાનું વ્યાજબી ધાર્યું છે, કારણકે તો જ આ ગાંધીવાદીઓ અને સરદારને ખસેડવાની કંઈક આશા રહે છે. જો કે એ આશા નિરાશામાં ફેરવાઈ જવાની છે એમાં ભાગ્યે જ કોઈ ડાહ્યો માણસ શંકા ધરાવતો હશે, પરંતુ આજે સુભાષબાબુની તરફેણ કરતાં જે નિવેદનો બહાર પડ્યાં છે તે ખરેખર કોઈ નીતિ કે કાર્યક્રમની તરફેણ કરે છે કે ગાંધીનીતિનો માત્ર વિરોધ જ કરે છે તે જરા વિચારવા જેવું છે. જે ફેડરેશનના ફુરચે ફુરચા ઉડાડી નાખવાની વાત ઉદ્દામવાદીઓ કરે છે તે ફેડરેશનને ગાંધીવાદીઓ હૃદય સાથે મિલાવી લેવાના છે એવું એમણે ક્યાંથી શોધી કાઢ્યું ? દેશના લાખ્ખો માણસોનો વિશ્વાસ ધરાવતા અને મોટી લડતોનું સંચાલન કરતા સરદાર વલ્લભભાઈ, રાજેનબાબુ, મૌલાના સાહેબ, જયરામદાસ દોલતરામ, આચાર્ય ક્રિપાલાની જેવા માણસો સાફ સાફ કહેતા હોય કે અમે તમારા જેટલી જ કે તેથી વધુ ઉગ્રતાથી ફેડરેશન સામે લડવાના છીએ ત્યારે એ વચનો ન સ્વીકારવાં અને એમના હેતુઓ ઉપર શંકા લાવવી તે શું કોઈ સજ્જનને છાજે એવું છે ? એ મહાન નેતાઓનું અને એના લાખો અનુયાયીઓનું એમાં અપમાન નથી ?

સુભાષબાબુ અને બીજા ઉદ્દામવાદીઓ શું ૧૯૩૯ની હિંદની પ્રજાને એટલી બધી બેવકૂફ માને છે કે એને જો સરકાર અને બીજા નેતાઓ દગો દેશે તો એ નહિ સમજી શકે ? એ દગાખોરોને તોપણ એ પોતાના આગેવાનો માનશે ? આ રીતનું હેત્વારોપણ કરવામાં સમસ્ત પ્રજાનું પણ અપમાન જ રહ્યું છે.

આમ છતાં જ્યારે હરીફાઈ અનિવાર્ય છે ત્યારે સૌએ એને વધાવી લીધી છે. આપણે એવી આશા રાખીએ કે ચૂંટણીનું સમગ્ર કામ શાંતિથી અને ખેલદિલીથી પસાર થાય અને આ દેશમાં કઈ વિચારધારા પ્રબળ છે તેનો નિર્ણય આપે.

## ચાલીસ હજારની મુક્તિ

આપણા દેશમાં એક સામટા એટલા બધા મહત્ત્વના બનાવો બને છે કે દરેક બનાવની નોંધ પણ ન લઈ શકાય. બારડોલીના ચાળીસ હજાર હાલી–દૂબળાઓની મુક્તિનો પ્રસંગ એટલો બધો મહાન છે કે જો આપણે સમજીએ તો એ બનાવને વર્તમાનયુગના મહાનમાં મહાન બનાવોની હારમાં મૂકવો જોઈએ. બારડોલીનું નામ ત્યાંની પ્રજાની શક્તિના કારણે જગવિખ્યાત થયું હતું. પરંતુ એ પ્રદેશ ઉપર એક કાળું કલંક લાગેલું છે તેની જગતને જાણ નહોતી. આ કલંકને ભૂંસવા માટે એ પ્રદેશને જગવિખ્યાત કરનાર ગાંધીજી અને તેમના સાથીઓ–મુખ્યત્વે જુગતરામભાઈની મંડળી–વર્ષો થયાં મહેનત કરી રહ્યા હતા. એ પ્રદેશમાં ચાળીસ હજાર માનવીઓ આજ સુધી પશુતુલ્ય હતા. કાયદેસર તો આ દેશમાં કોઈ કોઈને ગુલામ રાખી શકે નહિ, તેમ માણસની બદલી કે વેચાણ કરી શકે નહિ, પરંતુ અજ્ઞાનના અંધારામાં પડેલા હાલી લોકો–કાળીપરજ અને રાનીપરજ આજ સુધી પેટવડીએ એના માલિક ખેડૂતોને ત્યાં પડી રહેતા. એમના ઉપર રાત દિવસ કામનો બોજો રહેતો. એની તંદુરસ્તી કે કેળવણીની કોઈને પરવા નહોતી. એને પેટપૂર ખાવાનું પણ કામ કરાવવાની ગરજને લઈને જ મળી શકતું અને સૌથી શરમજનક તો એ હતું કે એ માણસને બીજા કોઈને ત્યાં આપી પણ દઈ શકાતો.

આ પ્રશ્ન કોઈ પણ સ્વાતંત્ર્યપ્રેમીને કાંટાની પેઠે ખૂંચે એવો હતો. કોઈ પણ અધીરો સમાજસેવક આ પ્રશ્નના નિકાલ માટે ઉશ્કેરાટ અને હિંસાનો માર્ગ લેવા લલચાઈ જાય. પરંતુ આશ્ચર્યની વાત એ જ છે કે મુદ્દલ કડવાશ ઊભી કર્યા વિના, શુદ્ધ હૃદયપલટો કરાવીને આ શરમજનક પ્રથાનો ગાંધીજીના સાથીઓએ જાન્યુઆરીની ૨૬ મી તારીખે–સ્વાતંત્ર્યદિને–અંત આણ્યો છે. સ્વાતંત્ર્યદિનની ઊજવણી ભલે કરોડો હિંદવાસીઓએ આજ સુધી અનેક રીતે કરી હોય, પરંતુ એ બધામાં આ ઊજવણી સદાકાળને સારુ અપૂર્વ ગણાશે.



વર્ષ ૮ : અંક ૩ માર્ચ ૧૯૩૯

ઊર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ

છૂટક એક નકલની કિંમત ૦-૮-૦.



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય : રાણપુર

મુદ્રણસ્થાન : સ્વાધીન મુદ્રણાલય : સૌરાષ્ટ્ર રોડ : રાણપુર : (કાઠિયાવાડ)

# ભારતી સાહિત્ય સંઘ : સમાચાર અને સૂચનાઓ

૧. મુંબઈમાં 'શિષ્ટ સાહિત્યભંડાર'ને આપેલી અમારી તમામ પ્રવૃત્તિની સેલ એજન્સી માર્ચની આખરે પૂરી થાય છે. એ પછી ત્યાંનું બધું કામકાજ અમારી શાખા દ્વારા જ થશે. શાખાનું અત્યારે જે મકાન છે તે બદલાશે. આ માસમાં એ નવા સ્થળની ગોઠવણ થઈ જશે.

૨. 'નવરચના'ના ગયા અંકમાં અમે એક નિવેદન દ્વારા જણાવેલું કે અમારા પાસે પ્રચારકોનો અભાવ હોવાથી મુંબઈના તેમજ બીજા ગ્રાહકોને 'નવરચના'નું વી. પી. થશે, પરંતુ મુંબઈ શાખા માટેના માણસોની વ્યવસ્થા અમે કરી શકયા છીએ એટલે મુંબઈના, તેમજ ભાવનગર, અમરેલી, જૂનાગઢ કરાચી, સુરત અને અમદાવાદના અમારી પ્રવૃત્તિના કોઈ પણ ગ્રાહકને વી. પી. થશે નહિ; દરેક ગ્રાહકનું લવાજમ ભેટપુસ્તક આપીને જ વસૂલ કરવામાં આવશે.

૩. અમારી સંસ્થાના પાંચમા વર્ષ માટે અમે જાહેર કરેલી પ્રવૃત્તિઓમાં નવી પ્રવૃત્તિઓ ('વિશ્વસાહિત્યમાળા' 'અરુણ પુસ્તકમાળા' 'ગંભીર સાહિત્યમાળા' અને 'નૂતન ગ્રંથાવલિ)નો આરંભ કરી શકાશે કે કેમ એ વિષે રાજસ્થાની લડતના કારણે અમને સંદેહ હતો, પરંતુ અમે નવા માણસોની વ્યવસ્થા કરી શકયા છીએ એટલે એ બધી જ પ્રવૃત્તિઓ, નિયત કરેલી યોજના પ્રમાણે, શરૂ થશે જ.

૪. દરેક પ્રવૃત્તિનાં પ્રથમ પ્રગટ થનાર પુસ્તકોની જાહેરાત આ અંકમાં અન્યત્ર આપેલી છે. વર્ષભરમાં પ્રગટ થનારાં તમામ પુસ્તકોની જાહેરાત આવતા અંકે કરવામાં આવશે.

૫. 'નવસર્જન ગ્રંથાવલિ'ના પ્રચાર-અર્થે અમારા પ્રચારકો ત્રિપુરી મહાસભામાં જશે.

૭. 'ધરતી' અને 'આરોગ્ય'નાં છેલ્લાં ત્રણ પુસ્તકોની રવાનગી આવતા અઠવાડિયામાં થશે. તા. ૧૫મી સુધીમાં તમામ ગ્રાહકોને મળી જશે.

## સંપાદકમંડળ

'ભારતી સાહિત્ય સંઘ'ના તંત્ર નીચે ચાલતી અને હવે પછી શરૂ થતી તમામ પ્રવૃત્તિઓની પાછળ એક જ દૃષ્ટિ અને એક જ ધ્યેય રહ્યાં છે, એટલે બીજું કોઈ વિશેષ કારણ ન હોય (દા. ત. હિંદી માળા માટે હિંદી ભાષાભાષી જ જોઈએ) તો દરેક પ્રવૃત્તિ માટે એક જ સંપાદક કે સંપાદકમંડળ રાખવાની જરૂર છે એમ અમને લાગ્યું છે. ઉપરાંત, નિયમિતતા અને વ્યવસ્થાને ખાતર પણ જરૂરી છે કે એ સંપાદક કે સંપાદકમંડળ 'ભારતી સાહિત્ય સંઘ'નું પોતાનું જ, એના નિયમન હેઠળ, એને જ બધો સમય આપનારું, હોય. એટલે અમારી ચાલુ અને નવી, તમામ પ્રવૃત્તિઓ માટે, અમે નીચેનું સંપાદકમંડળ નકકી કર્યું છે:

**મોહનલાલ મહેતા    કાન્તિલાલ શાહ**
**ઈશ્વરલાલ દવે    હરજીવન સોમૈયા**

## 'ઊર્મિ'ની વર્ષ-બદલી

'ઊર્મિ'ના ગ્રાહકો તો ગમે તે મહિનાથી એક વર્ષ માટે થઈ શકાય છે, પરંતુ અંકો ઉપર લખવાની રીતે એનું વર્ષ ડિસેંબર આખરે પૂરું થાય છે. અમારી સંસ્થા તરફથી ચાલતી 'ઊર્મિ' સિવાયની બીજી બધી પ્રવૃત્તિઓ એપ્રિલથી જ શરૂ થાય છે, એટલે 'ઊર્મિ'નું વર્ષ પણ એપ્રિલથી જ ગણાય એ અમને વધુ ફાવે એમ છે, કારણકે અમે દર વરસે અમારી સાહિત્યપ્રવૃત્તિમાં જે કાંઈ ફેરફાર કરીએ છીએ તે બહુધા એપ્રિલથી જ કરીએ છીએ. એટલે હવે પછી 'ઊર્મિ'નો પહેલો અંક એપ્રિલ અંક ગણાશે અને એ અંકથી જ શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટનાં વિવેચનો શરૂ થશે.



વર્ષ આઠમું ] માર્ચ : ૧૯૩૯ [ અંક ત્રીજો

# कलावृत्ति अने कुसुमावचय*

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

પ્રશ્ન :– "ફૂલ ઉપભોગને અર્થે તોડવાં એ પાપ છે એમ આપે એક સ્થળે લખ્યું છે... માણસની અંદર જ રહેલી કળાની વૃત્તિને સંતોષવા કે જેને પૂજામાં શ્રદ્ધા હોય તેવા લોકો પૂજાની સામગ્રીમાં પુષ્પો વાપરે તેમાં બાધ ખરો ? પૂજામાં પુષ્પો વાપરીએ છીએ તે પણ કળાની વૃત્તિના સંતોષને અર્થે જ છે, એટલે એનો જુદો ભેદ ન પાડીએ તોપણ ચાલે. એને ઉપભોગ કહી શકાય ? ફૂલોને તોડવા ખાતર તોડવાં અને એને રમત કરીને ફેંકી દેવાં એમાં આપનું કહેવું યથાર્થ હોઈ શકે."

ઉત્તર :–એટલે એટલું તો સ્વીકારાયું છે કે જેમાં ઉપભોગ છે તેમાં કળા નથી હોતી. જેમાં પરપીડા છે તેમાં પણ કળા નથી હોતી ઉપભોગશૂન્ય આનંદમાં જ કળા હોય છે. કળા હ્‌લાદૈકમયી હોવી જોઈએ. ઉચ્ચ કળા—આદર્શ કળા—અનન્યપરતંત્ર હોય છે. * * * *

ઈશ્વર પૂજા નથી માગતો. આપણે પોતાના હૃદયને સંતોષવા ખાતર અને ભક્તિભાવ કેળવવા ખાતર પૂજા કરીએ છીએ. જેવી આપણી સંસ્કૃતિ તેવી આપણી પૂજાપદ્ધતિ. માંસાહારી માણસ કાલીમાતાને માંસનું નૈવેદ્ય અર્પણ કરે તેમાં મને આશ્ચર્ય જેવું નથી લાગતું. જેવો ભક્ત તેવો તેનો દેવ. यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः। ભીલ લોકો અંબાજીને પાડો અર્પણ કરે અને આપણે ગણપતિને મોદક ખવડાવીએ એ બંને સરખાં છે. પોતાને સંતોષવા ખાતર આપણે આહાર કરીએ એના કરતાં ઠાકોરજીના ભોગ તરીકે જાતજાતની વસ્તુઓ તૈયાર કરીએ અને ઠાકોરજી આગળ ધરી પ્રસાદ માની ખાઈ જઈએ એમાં કંઈક

* એક બહુ જૂના કાગળમાંથી વીણી કાઢેલો થોડોક ભાગ.

સુંદરતા વધારે છે. ઉપભોગવૃત્તિને ભક્તિના મિશ્રણથી આપણે સૌમ્ય કરીએ છીએ અને કંઈક સંયમનો પણ પાઠ શીખીએ છીએ નાનપણમાં હું છ છ કલાક પૂજામાં ગાળતો અને તેમાં જાતજાતનાં ફૂલ અને પાંદડાંની નવી નવી રચના કરવામાં મારા બબ્બે કલાક જતા. આવી પૂજા મારફતે જ મેં મારી કળાની વૃત્તિ પોષી છે. બીજો કોઈ તે જ રસ્તે જાય તો હું તેને રોકું નહિ. પણ હવે મારાથી તેવી પૂજા થઈ શકે એમ નથી.

* * *

હવે આપણે હિંસા–અહિંસાની થોડી ચર્ચા કરી લઈએ. બે બિલાડીઓ જ્યારે આપસમાં લડે છે ત્યારે તેમનામાં વેરભાવ એટલે કે એકબીજાનું નુકસાન કરવાની વૃત્તિ હોય છે એ દેખીતું છે. પણ જ્યારે બિલાડી પોતાના અથવા પોતાનાં બચ્ચાંના આહારને માટે ઉંદરને મારે છે ત્યારે તે હિંસા તો કરે જ છે, પણ તેમાં વેરવૃત્તિ નથી હોતી. હિંસા કર્યા વગર ઉંદરને ખાઈ જવાતો હોત તો બિલાડી તેમ પણ કરત. નાનપણમાં મેં સાંભળ્યું હતું (અને ત્યારે એ સાચું પણ લાગતું) કે નોળિયાના મોઢામાં અમૃત હોય છે. તે સર્પને પકડી તેનો વચલો ભાગ ખાઈ જાય છે અને માથું અને પૂંછડી જોડી દઈ સર્પને સજીવ કરી છોડી દે છે! આવી હિંસામાં આહાર મેળવવો તે મુખ્ય ઉદ્દેશ હોય છે અને હિંસા એ તેનું અપરિહાર્ય–અનિચ્છિત છતાં અત્યાજ્ય–સાધન થઈ જાય છે. બિલાડી ઉંદરને મારે તેમાં હિંસા પૂરેપૂરી છે, પણ બિલાડીનું ધ્યાન ઉંદરના દુઃખ કરતાં ઉંદરનું માંસ ખાતી વખતે પોતાને અથવા પોતાનાં બચ્ચાંને છૂટતા રસ તરફ જ હોય છે. આપણે ફૂલ-પાત્રમાં મૂકવા માટે જ્યારે ફૂલ તોડીએ છીએ ત્યારે ઝાડને દુઃખ થતું હશે તેનો ખ્યાલ સરખો પણ આપણને આવતો નથી. આપણે તો તે ફૂલો ફૂલપાત્રમાં કેવાં શોભશે તેનો જ વિચાર કરીએ છીએ. પ્રાણી-સૃષ્ટિ અને વનસ્પતિસૃષ્ટિનો આજનો સંબંધ જોતાં ફૂલના દુઃખ તરફ ધ્યાન જવું જોઈએ એમ પણ કહેવાની હું ધૃષ્ટતા ન કરું. પણ હવે જ્યારે મારું ધ્યાન ત્યાં જાય જ છે ત્યારે મને ફૂલ તોડવામાં અને ગોઠવવામાં રહેલો કળાનો આનંદ હવે ક્યાંથી છૂટે? રમતાં બાળકોને દૂરથી જોઈને જ જેમ હું આનંદ લઈ શકું છું તેમ જંગલમાં કે બગીચામાં ફૂલોને પ્રકાશમાં ડોલતાં, નાચતાં ને હીંચતાં જોઈ હું સંતોષ અને કળાનો આનંદ લઈ શકું છું. ઝાડ ઉપરથી તૂટી કોઈ માનવીના માથા ઉપર જઈને બેસવામાં જ ફૂલના જીવનની સાર્થકતા છે એમ કેટલાક કવિઓ કહે છે. પણ તેમાં હું ન્યાય કે કાવ્ય જોઈ શકતો નથી. તેમાં માનવી–અહંકાર છે. સંસ્કૃત કવિઓ સ્ત્રીઓ વિષે પણ એવા જ ઉદ્ગારો કાઢતા અને લોકો એ સ્થિતિમાં પણ કળા જોતા!

જ્યાંસુધી ફૂલ તોડવામાં આપણે કાંઈ પણ ખોટું કરીએ છીએ એમ ન લાગે ત્યાંસુધી જ તોડેલાં ફૂલો ગોઠવવામાં કળા દેખાઈ આવે અને ત્યાંસુધી જ ફૂલો મારફતે ઈશ્વરનું પૂજન કરવાનું માણસને સૂઝે.

મરી ગયેલાં જાનવરોનાં ચામડાં વાપરવાં, ખેતરોમાં લણણી થયા પછી પડી રહેલા દાણા વીણી તેના પર ગુજરાન ચલાવવું એ જેમ ઉત્તમ મનાયું છે તેમ પારિજાતકના જેવાં ફૂલ પોતાની મેળે ખરી પડે ત્યારે તે ભેગાં કરી તેનો આસ્વાદ લેવો એમાં દોષ નથી.

પણ આ નાજુક ચર્ચા કરવા ક્યાં બેસીએ?

o

# લતીફા

શ્રી. કાન્તિલાલ શાહ

[ સતત યુદ્ધમાં જ વીતેલા મુસ્તફા કમાલના જીવનમાં પ્રથમથી તે છેક ૧૯૩૨ સુધી એક બીજો પ્રવાહ–મેલો પ્રવાહ–ચાલ્યો આવે છે તે કોઈ પણ વાચકને આંચકો ઉપજાવે એવો છે. છેક ૧૯૩૨ સુધી એ ભયાનક યુદ્ધો ખેલતો હોવા છતાં અંગત રીતે તો વાસનાનો ગુલામ જ રહ્યો છે. જિંદગીના છેલ્લાં વર્ષોમાં એને પોતાની વેડફાતી જતી શક્તિઓનું ભાન થયું અને એક યોદ્ધાની પેઠે એણે પોતાના એ જીવનપ્રવાહને બદલાવી નાખી પોતાની પ્રચંડ શક્તિને તુર્કીની નવરચનાના કામમાં જ રોકી દીધી. એના જીવનના મધ્યકાળમાં, જ્યારે એ યુદ્ધ ખેલતો હતો અને જ્યાં જ્યાં સ્ત્રી–સૌંદર્ય દેખતો હતો ત્યાં શિકારીની પેઠે એના ઉપર તરાપ મારતો હતો. એ દિવસોમાં એને લતીફા નામની એક યુવતી મળી ગઈ. એ તેજસ્વી યુવતીએ એક વખત તો એ પ્રચંડ, ભયંકર, હિંસ્ર પશુ જેવા મુસ્તફાનો મદ હરી લીધો તેનો ખ્યાલ આપતું આ પ્રકરણ 'મુસ્તફા કમાલ' નામના તુરતમાં પ્રગટ થનારા પુસ્તકમાંથી મૂકું છું. કા૦ ]

સ્મર્ના પહોંચ્યા પછી ત્રીજે દિવસે જ્યારે મુસ્તફા કમાલ પોતાના કાર્યાલયમાં અત્યંત કામમાં ડૂબી ગયો હતો, ત્યારે તેના નોકરે આવીને ખબર આપ્યા કે કોઈ સ્ત્રી આપ નામદારને મળવા માગે છે. તે પોતાનું નામઠામ કે કામકાજ વિષે એક શબ્દ પણ બોલવા ના પાડે છે અને છતાંયે કહે છે કે ગાઝીને મળ્યા વિના હું પાછી નથી જ જવાની. મુસ્તફા કમાલ નોકરની વાત સાંભળતો હતો ત્યાં જ પેલી સ્ત્રી બોલાવ્યા વિના જ આવી પહોંચી. તેણે પોતાનું નામ આપ્યું. 'મારું નામ લતીફા.'

એક ક્ષણ મુસ્તફા સ્તબ્ધ થઈ ગયો. આ પ્રકારની અસભ્યતા સાંખી લેવા તે ટેવાયેલો નહોતો. તેના ચહેરા ઉપર ગુસ્સો તરી આવ્યો. કેવી બદમિજાજી સ્ત્રી! તેણે પોતાનું મોં ઊંચું કર્યું અને તેના ઉપર દૃષ્ટિ ફેંકી, તેના મુખભાવ બદલાયા હોય એમ દેખાયું. તેણે નોકરને બહાર જવા અને સ્ત્રીને બેસવાનું કહ્યું. આ અજાણી સ્ત્રી તુર્કી મહિલાઓ કરતાં જુદા પ્રકારની જ હતી. માથું બાદ કરતાં આખા શરીરે તેણે ચુસ્ત અને સુંદર એવો યુરોપીય પોષાક ધારણ કર્યો હતો. તુર્કી મહિલાની પેઠે તેણે પડદો રાખ્યો નહોતો. તેની મોટી, ગોળ અને કાળી આંખો તેના સુંદર મુખને વધારે દીપાવતી હતી. તેનું શરીર ભરાવદાર, ગોળ ગોળ, માંસલ અને સપ્રમાણ હતું, ચામડી શ્વેત, સુંવાળી, ચકચકતી અને મુલાયમ હતી. તેના દેખાવ ઉપરથી તે કોઈ ઊંચા અને ખાનદાન કુળની કેળવાયેલી, સંસ્કારી કન્યા હોય એમ લાગતું હતું. જરાયે સંકોચ રાખ્યા કે અચકાયા વિના મુક્તપણે તે વાત કરતી હતી. આટલા દિવસોના યુદ્ધમય, જંગલી અને આરામ વિનાના જીવન પછી આવી સુંદર અને સરસ યુવતીનું દર્શન અને તેનો મીઠો પરિચય મુસ્તફાને સુખદાયી થઈ પડ્યાં. મુસ્તફાએ વિનયથી કહ્યું: 'બોલો, તમારે શું કામ છે?'

લતીફાએ ટૂંકમાં પોતાની વાત રજૂ કરી : " મારા પિતા અહીંના એક મોટા અને પ્રખ્યાત વહાણ–માલેક છે. મારાં માતાપિતા અત્યારે પારિસમાં છે. હું હમણાં જ ત્યાંથી અહીં આવી છું. પાસેની જ ટેકરી ઉપર અમારું વિશાળ ભુવન આવેલું છે. તે ઘણું જ આરામ અને સગવડવાળું છે. નોકર–ચાકરની પણ કમી નથી. અહીં શહેરના ઘોંઘાટની વચ્ચે આ મકાન આપને માટે ઘણું જ નાનું અને અગવડવાળું છે. એથી આપના કામમાં પણ અડચણ પડતી હશે અને આપને ભારે તકલીફ ઉઠાવવી પડતી હશે? શું આપ આપના તમામ સ્ટાફ સહિત મારા મહેમાન બનશો? મારું આમંત્રણ સ્વીકારશો? ત્યાં હું જાતે જ સરભરા કરીશ અને આપની જરૂરિયાતો પર દેખરેખ રાખીશ."

મુસ્તફા કમાલે લતીફાનું આમંત્રણ હર્ષપૂર્વક સ્વીકાર્યું અને પોતાના સ્ટાફ સાથે તે લતીફાનો મહેમાન બન્યો. મકાન ઘણું જ સુંદર હતું ટેકરીની ચારે બાજુ દ્રાક્ષના મંડપ હતા. ફૂલોના ક્યારા હતા અને ઉપર મકાન હતું. બંગલામાંથી આસપાસની હસતી કુદરત સામેનું બંદર અને ઘૂઘવતો સાગર નજરે પડતો અને આંખને ઠારતો. મુસ્તફાને અહીં ખૂબ જ ગમી ગયું. નોકર–ચાકરો કાળજીપૂર્વક તેના હુકમનો અમલ કરતા. તેને જે જોઈએ તે તુરત જ હાજર કરી દેતા. એ ઉપરાંત લતીફા પ્રત્યેનું તેનું આકર્ષણ! લતીફા પણ ઘરકામમાં કુશળ હતી. તેણે મુસ્તફાની સેવા–સુશ્રુષા કરવામાં જરાયે ક્યાશ રાખી નહિ. બુદ્ધિમતી હોવાથી અલ્પસમયમાં જ તેણે તેના ગમા–અણગમા જાણી લીધા, અલ્પ સમયમાં જ અને તેમને ધ્યાનમાં રાખીને જ તે મુસ્તફાની નાની મોટી બધી જરૂરિયાતો પૂરી પાડતી. અને તેની મીઠી રીતભાતથી તે મુસ્તફાને ખુશ કરતી. આ બધા ઉપરાંત તે એક સ્ત્રી હતી–યુવતી સ્ત્રી હતી! તેનો સુંદર ચહેરો, હસતી આંખો મીઠી બોલી, આકર્ષક દેખાવથી મુસ્તફા મુગ્ધ થઈ ગયો. બે દિવસમાં તો લતીફાએ તેના હૃદયને જીતી લીધું. તે લતીફાના પ્રેમમાં પડ્યો. લતીફા તેના દિલમાં વસી ગઈ.

બીજી બાજુ થોડા વખતથી તેને એમ લાગ્યા કરતું હતું કે બુઢાપો આવતો જાય છે. દિવસના કામથી તે કંટાળેલો અને શ્રમિત જણાતો હતો. ગાલમાં ખાડા અને ચહેરા ઉપર કરચલી પડી ગઈ હતી. અને સાથે સાથે શરાબને લઈને શરીર શિથિલ થઈ ગયું હતું. પણ લતીફાની મહેમાનગીરી ભોગવ્યા પછી તેનામાં અજબ પરિવર્તન થઈ ગયું. તેણે શરાબ છોડી દીધો. ચહેરા ઉપરની કરચલીઓ અદૃશ્ય થઈ ગઈ. થાક હરાઈ ગયો. આનંદ અને ઉત્સાહમાં તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો. તેને ફરી જુવાની આવી હતી.

અને લતીફાએ પણ સુંદર જવાબ વાળ્યો. ખુલ્લી રીતે તે મુસ્તફાની પ્રસંશા કરતી. મુસ્તફાને તે પૂજવા લાગી. તે એક વીર પુરુષ હતો. દેશનો રક્ષણહાર હતો!

મુસ્તફાએ વખત ગુમાવ્યો નહિ. ધીમે ધીમે કામ કરવાની તેની આદત નહોતી. તેણે તુરત જ પોતાનો પ્રેમ પ્રગટ કરી દીધો. પોતાના જીવનનો સર્વ–પ્રથમ પ્રેમ! લતીફા તેના ઉપર આસક્ત હતી. મુસ્તફાને તે પોતાનો જીવનદેવતા બનાવી ચૂકી હતી, મુસ્તફાના પ્રેમનો તેણે સ્વીકાર કર્યો. પણ મુસ્તફાનો પ્રેમ કરવાની રીત પણ જંગલી હતી. કોમળતાનું નામનિશાન પણ તેમાં નહોતું. પશ્ચિમની સંસ્કૃતિમાં ઊછરેલી લતીફા પશ્ચિમની રીતે જ પ્રેમ કરતાં શીખી હતી. પ્રેમની મીઠી મીઠી વાતો, એક બીજાના સામીપ્યમાં આનંદ અને ગેરહાજરીમાં વ્યથા અનુભવવી, એક બીજા માટે કંઈક કરી છૂટવાનો આનંદ—આ બધું મુસ્તફા કમાલમાં નહોતું. તે મધુર ભૂમિકા તૈયાર કર્યા પહેલાં જ સીધા અંતિમ પગથીએ કૂદી જતો, તે એક ઝટકે જ પ્રેમ કરવા માંગતો હતો. યુરોપના રીતરિવાજને અનુકૂળ એવી છૂટછાટો મુસ્તફા કમાલ લેતો ત્યાંસુધી તો તે ઉમળકો બતાવતી પણ મુસ્તફા ત્યાંથી જ અટકી જતો નહિ. તે આગળ વધતો ત્યારે છેલ્લી ઘડીએ તે છટકી જતી. મુસ્તફાએ પહેલાં તો લતીફાને સમજાવવા માંડી. સ્ત્રીનું દિલ જીતવા માટે તેને જે અનુભવો થયા હતા અને જે કળા

તે જાણતો હતો તેનો ઉપયોગ કરી તે લતીફાને પોતાની કરવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ નિષ્ફળ. ઊલટું જેમ જેમ તે પ્રયત્ન કરતો ગયો તેમ તેમ લતીફા દૂર દૂર ખસતી ગઈ. આમાં મુસ્તફાનો વાંક નહોતો, પણ તેના અનુભવોનો વાંક હતો.

કારણ કે તે છોકરો હતો ત્યારથી જ ગંદું જીવન જીવતો હતો. તેના સંસર્ગમાં ખેડૂતોની બદચાલ છોકરીઓ, રખાતો અને વેશ્યાઓ જ આવી હતી. તેની સાથેનો પ્રેમ કેવો હોય? તદ્દન બેહૂદી અને જંગલી રીતે પોતાની વાસના સંતોષતા તે શીખ્યો હતો. તે નીતિમાં, સ્ત્રી-સન્માનમાં, અને સદ્‌ગુણોમાં માનતો નહિ. પેરિસ, સોફીઆ અને પેરાના વેશ્યાગારોમાં તેણે રાતની રાતો વિતાવી હતી, સ્વેચ્છાચાર ખેલ્યો હતો. આ બધા ભોગોની–આનંદની તેને ભારે કિંમત ચુકાવવી પડી હતી. તેનું તન્દુરસ્ત ખડતલ શરીર ભાંગી પડ્યું હતું. અને ગુપ્ત દર્દોનો તે ભોગ થઈ પડ્યો હતો. રંડીબાજી સાથે બીજા બે મોટા દુર્ગુણો પણ તેણે સેવ્યા હતા–શરાબ અને જુગાર. આ ઉપરાંત મારામારી, કાપાકાપી અને ગાળોની ત્રમઝટ અને કાવાદાવાથી ભરેલું લડાયક જીવન–આ અનુભવોએ તેને જંગલી, કઠોર અને સંગદિલ બનાવી દીધો હતો.

સ્ત્રીઓ વિષે તેના વિચારો ચોક્કસ હતા–ભોગનું સાધન, વાસનાતૃપ્તિ કરનાર અને બે ઘડી દિલ બહલાવનાર ચીજ. એ પૂરું થયું એટલે બાજુએ મૂકી દેવાની. તેને મન લતીફા પણ એવી જ એક સ્ત્રી હતી. અલબત્ત વધારે નાજુક, વધારે રૂપાળી, વધારે આકર્ષક–પણ હતી તો એ એક સ્ત્રી જ ને? બીજી સ્ત્રીઓની પેઠે જ તેણે લતીફાનું યૌવન, તેનું રૂપ માગ્યું, તેની સાથે છેલ્લી છૂટ માગી. પણ મુસ્તફા ઘર ભૂલ્યો હતો. લતીફાએ સાફ સાફ ઇન્કાર કરી દીધો.

મુસ્તાફા મૂંઝાયો. લતીફા એક અજબ ચીજ હતી, કોઈ જુદી જ જાતની સ્ત્રી હતી. ઊંચા કુળની, ઊંચા સંસ્કાર અને ઊંચી શિક્ષા પામેલી, સુશીલ, સ્વાવલંબી, બુદ્ધિમાન, કોમળ છતાંયે અક્કડ, સ્વતંત્ર વિચારશક્તિ ધરાવનારી. તે તેની વાતોમાં રસ લઈ શકતી હતી, તેનાં કાર્યોમાં સાથ દઈ શકે એવી હતી. અને છતાંયે કોમળ, સુંદર, મુલાયમ, આકર્ષક! પોતાના શરીરને સુગંધ રાખનાર અને તેને પાગલ બનાવનાર! તે પોતાની જાતને કાબૂમાં રાખી શક્યો નહિ! તે પૂરેપૂરો પ્રેમમાં પડ્યો હતો.

એવામાં તેને સમાચાર મળ્યા કે ફિક્રિયે તેને મળવા માટે આવે છે. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ! એ ખરું હતું કે તે એક દિવસ તેને ચહાતો હતો. એક દિવસ તેની ખૂબસૂરતી પાછળ તે ફિદા હતો. પણ હવે શું છે? હજીયે શા માટે ફિક્રિયેએ તેને વળગી રહેવું જોઈએ? તે ફિક્રિયેએ જાણવું જોઈએ કે હવે મુસ્તફા તેને ચાહતો નથી. તેના રોગિયલ, પીળા, પચકાઈ ગયેલા ફિક્કા–ફચ અને કદરૂપા શરીરથી તે કંટાળી ગયો છે. શું તેનામાં એટલી પણ અક્કલ નથી કે સ્વર્ગની અપ્સરા, એક સૌન્દર્યની મૂર્તિ જ્યારે તેની પાસે જ છે ત્યારે તેનો ત્યાગ કરીને ફિક્રિયે જેવી બદસૂરત ઓરત આગળ તે જાય? ફિક્રિયા તેને માર્ગમાં આવતા પથ્થર જેવી લાગવા માંડી અને મુસ્તફા કમાલ પોતાના માર્ગમાં આડે આવનાર કોઈને સાંખી લેતો નહિ, પછી તે ફિક્રિયે હોય કે ગમે તે હોય! ફિક્રિયે જો ખરાબ હોત, ઝઘડાખોર હોત કે બિનવફાદાર હોત તો મુસ્તફા તેનો જલદી નિકાલ લાવી શકત. પણ તે તો હમેશાં વફાદાર, પતિની પાછળ જાન દેનારી, ખરા અર્થમાં પ્રેમિકા અને કરુણાની મૂર્તિ સમી હતી. મુસ્તફા–સંગદિલ મુસ્તફા-જરા અચકાયો, તેને ફિક્રિયે ઉપર દયા આવી. પણ વાસનાના પ્રચંડ અગ્નિમાં તે બળતો હતો. તે આંધળો બન્યો હતો. દયા ઉપર વાસનાના સ્વાર્થે વિજય મેળવ્યો. તેણે તેને રજા આપી. પત્ની તરીકે ધક્કો માર્યો. માત્ર એક વસ્તુનો ખ્યાલ રાખ્યો. તેને બીજી કોઈપણ જાતની તકલીફ ન પડે. તેણે તેને જોઈએ તેટલા પૈસા આપ્યા. પારિસ, મ્યુનિચ કે બીજે કોઈપણ ઠેકાણે જઈ ઇલાજ કરાવવાની સગવડ કરી આપવા કહ્યું. બસ પછી શું? સાજી થઈને લહેર કરે!

મુસ્તફાએ ફ્રિક્રિયેને વિદાય આપી. સાથે સાથે મગજમાંથી ફ્રિક્રિયેના વિચારને પણ વિદાય આપી. ફ્રિક્રિયેને ભૂલી તે સીધો લતીફા પાસે પહોંચ્યો. લતીફા તેની જ હતી. હવે તે એક દિવસ પણ રાહ નહિ જુએ. આ બધાં રિસામણાં-મનામણાં તો સ્ત્રી-સહજ ટેવ છે. એ જ રાત્રે લતીફાને મેળવવાનો નિશ્ચય કર્યો.

રાત પડી. મુસ્તફા કમાલ અને લતીફા ઉપરના ઝરૂખામાં ઊભાં હતાં. ખ્રિસ્તીઓના લતામાં વિજેતા તુર્કોએ આગ લગાવી હતી. હજી સુધી તે બુઝાણી નહોતી. પવનના ઝપાટામાં તેની ઝાળો જડાફ ! જડાફ ! કરતી ચોમેર પ્રસરી રહી હતી અને પોતાના સપાટામાં આવતાં મકાનો, સામાન અને ખ્રિસ્તીઓનાં મુડદાંને ભસ્મીભૂત કરતી હતી. આ ભડકા જોઈને તેના દિલમાં જરાયે દયા ન આવી. તેણે લતીફાને કહ્યું, "આ એ વસ્તુની નિશાની છે કે તુર્કસ્તાન આઝાદ થયું અને વિદેશીઓ, દગાબાજો અને દેશ-દ્રોહીઓથી તે મુક્ત થયું અને હવે તે માત્ર તુર્કોને માટે જ બાકી રહ્યું."

બાગમાંથી મંદ મંદ હવા આવતી હતી અને પુષ્પોનો પરિમલ પ્રસરાવતી હતી. આકાશમાં તારાઓ ઝગમગ ઝગમગ થતા હતા. વાતાવરણમાં એક પ્રકારની માદકતા છવાઈ ગઈ હતી. હવાની એક આછી લહર ગુલાબ ને કેતકીની સોડમ લેતી આવી.

મુસ્તફાએ લતીફાને ધીરેથી પોતાની નજીક ખેંચી એક ચુંબન લીધું, લતીફા કંઈ ન બોલી. મુસ્તફાની વાસના ઝડપથી વધતી જતી હતી. તેણે લતીફાનું મુખ ચૂમ્યું. ફરી ચૂમ્યું. ચૂંબનોની ઝડી વરસાવી. તેને અરધી ઉઠાવી તે પોતાના શયનગૃહ ભણી લઈ ચાલ્યો. નોકરે ત્યાં પથારી પાથરી રાખી હતી.

અચાનક લતીફા જોર કરીને મુસ્તફાનો હાથ છોડાવી દૂર જઈને ઊભી. "તમે મને ખોટી રીતે સમજ્યા લાગો છો !" તે ધીમેથી બોલી "હું તમને ચાહું છું. તમારી સાથે પ્યાર કરું છું. પણ તમારી રખાત તરીકે નહિ રહું. શાદી કર્યા પહેલાં હું તમને મારું શરીર નહિ સોંપું. શાદી કરો અને હું તમારી જ છું."

"શાદી," મુસ્તફા પર જાણે વીજળી પડી, ગુસ્સાથી તે તમતમી ઊઠ્યો. "શાદી તું કોને કહે છે? સુવ્વરી દાઢીવાળા અડિયલ મુલ્લાના બેચાર અર્થવિનાના શબ્દોના રટણમાત્રથી શું કંઈ ખાસ ફરક પડી જાય છે ! શું તું પણ આવી બધી અર્થવગરની અને નકામી વાતોમાં માને છે? વળી એ ઉપરાંત મેં પ્રતિજ્ઞા કરી છે કે જ્યાંસુધી તુર્કસ્તાન પૂર્ણ રીતે આઝાદ ન થાય ત્યાંસુધી હું શાદી કરીશ નહિ. આવ નજીક આવ. મને નિરાશ કર મા. મારી થઈ જા, અત્યારે જ !

"મેં પણ પ્રતિજ્ઞા કરી છે." તેણે સ્થિરતાથી જવાબ આપ્યો "શાદી કર્યા પહેલાં હું મારું શરીર સોંપીશ નહિ. આ મારી શર્ત છે. તમારી પ્રતિજ્ઞાની કિંમત હોય તો મારી પ્રતિજ્ઞાની પણ કિંમત છે."

વાતાવરણમાં સ્તબ્ધતા છવાઈ ગઈ. બંને જણાં આંખ સામે આંખ માંડી ઊભાં રહ્યાં. બંને વચ્ચે જાણે યુદ્ધ ચાલ્યું.

મુસ્તફા કમાલની આજ્ઞાનો ભંગ કરવાનું લાંબા વખતથી કોઈએ સહાસ નહોતું કર્યું. અને તેમાંયે કોઈ સ્ત્રીએ તો તેની વાસનાનો શિકાર બનવાની માગણી ધુતકારી કાઢવાની ધૃષ્ટતા કરી જ નહોતી. એમ કર્યું હોત તો પણ મુસ્તફાએ તેની ઉપર બળાત્કાર કર્યો હોત. પણ આ સ્ત્રીમાં કંઈક એવું તત્ત્વ હતું જે મુસ્તફાને આગળ વધતો અટકાવતું હતું. બળ વાપરવાની તેની હિંમત જ ચાલી નહિ. લતીફાના સ્ત્રીત્વના તેજથી જ તે ડઘાઈ ગયો.

આપખુદ, અભિમાની, અહંકારી અને પ્રબળ ઇચ્છાશક્તિવાળો મુસ્તફા લતીફાની 'ના'થી છંછેડાઈ ગયો, ગુસ્સાથી પાગલ થઈ ઊઠ્યો. આવેશમાં ને આવેશમાં તે બહાર ચાલ્યો ગયો. સવારે તેનો ઓરડો ખાલી હતો. તે લતીફાનું ઘર છોડી સેનામાં ચાલ્યો ગયો હતો.

o

# આતમગાન

કાયાખૂણા પ્રાણવરણા રે પણ જુગતે ન એના ઝંકાર
ઘોર જામી શોર શી જુદાઈ એમાં શોધું શે વિસામસાર,
આતમરામે ઓરતા.

પાડ્યા પટ્ટા પરમાનંદે રે એમાં જૂજવી જ્યોતોની ભાત;
હૈયા પૂરેલી ઝગમગે છે એમાં સંતોની પ્રેમલ વાટ,
આતમ ઝંખે સુરતા.

સોણાં–ચાંદરણે શોધું વિસામા તયેં આવ્યો અલેકનો અસવાર;
જીવ ને શિવનાં ઓજારો એણે ઉતાર્યાં ધરતી મોઝાર
ચેતવવાને ચોતરા.

ઘડ્યાં હૈયાનાં ચોસલાં ને એણે ચણ્યા ચેતનના પરસાળ;
કંડોરી છે કલેજાં–કમાનો માહીં નોંધ્યાં અજવાળાં વિશાળ,
આતમથંભો ઓપતા.

રોપું શે ઝીણી રતન રોશનીઓ જ્યાં પંડે રુશનાઈ અવતાર;
માયલી ઝબૂકતી રોશની તારા અનંતે ભારોભાર,
આતમસપનાં મોરતાં

વિશ્વવખંભરના ચણતરથરે કાયા–છીપની ચીપ સૂજાવ;
ખળભળેલા ખંડેરી સાંધામાં મારા આતમવાટાઓ મેલાવ,
આતમસાંધા સાંધવા.

સુધાંશુ

# ઊપડતાં મોર

ઊપડતાં મોર જરી થોભ !
અલી હોડલી, ઊપડતાં મોર જરી થોભ !

એક મોર તારી આ કાયા નાજુકડી,
બીજી પા ઊછળતો લોઢ;
કૂવાને થંભ વીંટ્યા સઢના ધજાગરા
દેખશે કેટલા પરોઢ ?
અલી હોડલી, ઊપડતાં મોર જરા થોભ !

અણજાણી દિશથી ઊમટશે વાયરા,
ને વમળોનાં મચશે તુફાન;
વાયુનાં વ્હેણ પછી પલટાશે પળપળે,
રહેશે ન કાબૂમાં સુકાન !
અલી હોડલી, ઊપડતાં મોર જરી થોભ !

ઊપડતી વેળ બસ્સ એકવાર દેખિયાં,
પામ્યાં અંતરિયાળ નાશ;
જંગી જહાજનાંય ગળતાં ગુમાન ત્યાં,
તારી તો શી પછી ગુંજાશ ?
અલી હોડલી, ઊપડતાં મોર જરી થોભ !

નાની મુસાફરી ન, તારે છે પૂગવું
મળતાં જ્યાં સાગર ને વ્યોમ !
એકવાર બ્હાર પડ્યે ખુલ્લા દરિયાવમાં,
સાંભરશે બારાની ભોમ !
અલી હોડલી, ઊપડતાં મોર જરી થોભ !

શ્રદ્ધા પાથેય સાથ લીધાં અણખૂટ જો,
સાબિત સુકાનનાય સાજ,
(ને) જીતથીય જુદ્ધને તું અદકેરું જો ચહે,
(તો) પળ આગે: અબઘડી હમણાં જ !
અલી હોડલી, ઊપડ, ના લેશ હવે થોભ !

ઊપડતાં મોર હવે થોભ નહિ હોડલી,
ઊપડતાં મોર નહિ થોભ !

**દેવજી રા. મોઢા**

●

# એકલો

(પૃથ્વી)

નિગૂઢ અવકાશની ગહન ઊંડી ગુફા મહીં
છૂપી સમય કૈંકને અજબ સાધના સાધીને
કૂદે ગગન માપવા જગ ઉજાળવા ધૂમનો
મહાન નભકેતુએ વિજયી વીર–શો એકલો.

પ્રચંડ જલધિ તણા સુસવતા મહા તાંડવે
રચેલ જળડુંગરા નિમિષમાત્રમાં ખૂંદતો
રમેછ શશિ એકલો હૃદય–સ્થૈર્યને ધારીને
અનુપ સુખ–સૌમ્યથી જલધિ–ઉરને જીતતો.

સહસ્ર કિરણો તણી રવિની તેજની કીકીઓ
ફરેછ જગ પાછી જ્યાં અફલ થૈ, ત્યહાં એકલો
અખૂટ રસશ્રી તણા વિરલ દેશમાં ઊડતો
અકિંચન કવિ સદા શબ્દ–બ્રહ્મ ઉપાસતો.૧

અને સકલ વિશ્વના જરજરીત પ્રાસાદના
તૂટે બુરજ થાંભલા, વિવિધ ચૈત્ય પૌરુષના;
હતાશ સહુ જ્યાં બને, હૃદય હામ ત્યાં ભીડીને,
યુવાન નવ–વિશ્વનો નૂતન વિશ્વ–કર્મા બને.૧

**: રતિલાલ છાયા :**

●

## જતાં જનક

ન માન મરયાદ; ગેહ મટયું, વાટ ઊભી થઈ;
જતાં જનક, ધી પ્રભાવ ગૃહભાવ ઓજસ્ વહ્યાં.
સળંગ, તરુમૂલ ઉન્મૂલ થતાં, શિરાઓ, જતી
શિખા પર છલે ફૂલે સકલ, છેક છુટ્ટી પડી.
વિલાઈ સહુ ડાંખડી, ત્વચ સુકાઈ, શીળી ગઈ
અનેક પર છોડ કાજ ગૃહ વૃક્ષની છાંયડી.

પડી વિપત દૂર ને નિકટના સબંધી પરે,
કથે જલ દૃગે, નિસાસ, શ્વસની ઊંડી, કે છૂપું
રડી નયન-રક્તિમા. પડી સદાવડી મસ્તકે.

કહે અવર સૌ રડી, "અમ ન દુઃખ ઓછાં કદી;"
કદી સમજી તે ગૃહે અમ તરુ-તૂટેલા-તણી
અકથ્ય શકશે વ્યથા કુસુમ પાંદડાં શોષતી?

'હું શોષું તૂટતાં તરુ પ્રસરી વહ્નિ-જ્વાલા ગૃહે'
ઉરોર્મિ-અભિલાષ એ ન મટશે શું આશા અરે?

મનુભાઇ ત્રિવેદી.

•

## પિતૃધર્મ

(પૃથ્વી)

કઠોર તપ આદરી કરુણ દેવકેરા કૃપા—
પ્રસાદમય બાલ-નિર્ઝર લભંત કલ્લોલતો,
પહાડ કંઇ લાડથી લઇ રમાડતો અંકમાં,
નિહાળત સગર્વ ક્રીડન અપાપ ઉલ્લાસનું;
પરંતુ શિશુકાળ જ્યાં થનગનંત વીતી જતો,
વિમુક્તિ નિજ બાલને જનક અર્પતો: ને પછી
બની નદ મહાન નિર્ઝર પ્રચંડ પ્રાણે ભર્યો,
ગજાવત નિજાત્મગાન, સુવિશાલ આદર્શનો
અજાણ લઇ પંથ, વિઘ્ન સહ આથડી જીતતો,
તુરંગગતિએ ધસી લભત સિદ્ધિના સિંધુને.

પૂજાલાલ

•

## દૈવપલટો!

જન્મ્યો જ્યારે પ્હેલો તુજ નયનમાં નૂર ન હતાં,
બળેલો કાળો તું, અજડ ઉદરે પૃથ્વીપડના
હશે ન્હાયો સૈકા કંઈક સુધી લાવા મહીં; ચઢયો
તું અંતે કો' કાળા મજદૂર કરે ને પરખતો
બિચારાને તારી કદી નવ, ચહ્યાં બાહુબળનાં
ખરાં ટીપાં વિના મફત મળતાં લક્ષ્મી-લટકાં
ન જોણે કોઈ દિ,' ઝટ સરકી તું આગળ વધ્યો
પડયો હસ્તે તેના મજૂરપીઠ જેણે ફૂદી વીંઝયો
ગૂંથેલો ને રાતો રુધિરવરણો ચાબુક અરે!
તને સંસ્કારીને જનસમૂહના ઉત્તમ થરે
ધકેલ્યો તેણે ને ઝળહળત તું આજ વિરજ્યો
કિરીટે રાજાના, અજબ હીરલા! દૈવપલટો.

પરંતુ જ્યારે એ મજૂરપીઠવાચા ઊઘડશે
ઊંડી ખીણે તારે મુગટ લઈ જાવું ફરી થશે.

'અજ્ઞાત'

•

## ધરતીમાતા

જલે ધરતીમાતનું ઉર પ્રચંડ અગ્નિશિખે
સદા ભડભડી રહી, વજર હાડ ઓગાળતી
અને ભીષણુ, દેહને હચમચાવતા, ચીરતા
મહા પ્રલય કંપમાં કુસુમ-અંગ તૂટી જતાં.
ચિરાય મૃદુ, કાલની મરણફૂંક ઝંઝાનિલે
હરિત વસનો, જતી શિશિર વાયરે મા થીજી;
ઊની મરુતઝાળમાં શરીર દાઝતું ઊકળે
અસહ્ય દુઃખ વાહ્નમાં નિશદિ' મા તવાઈ રહી!

છતાં જનની-પ્રેમના મૃદુ હૂંફાળ સ્નેહોભરે
ઝુલાવતી શિશુ અનેક ઉરનાં પિવાડી મીઠાં
સુસ્નેહજળ; શક્તિ-ઓઘ અણુએ અણુમાં પૂર્યા
સદૈવ નવલા, મીઠા હૃદયથી, શિશુપ્રાણના.
અખંડ વહતી રહો, મૃદુલ વાત્સલ્ય નિર્ઝરી
લચો જીવનવાટિકા અમ, પ્રફુલ્લ પુષ્પે-સદા.

'અનન્ત'

•

# એક અધૂરી સ્મૃતિ

(હરિણી)

લલિત મધુરી પ્યારી તારી છબિ અહીં જે ખડી,
સરલ હસતી મીચી આંખો ન શું કથતી હતી ?
અવનિ પરની ઊંચેરી કો' ન હોંશ રહી જતી,
નીરખી નીરખી નેનોનીયે ન તૃપ્તિ કદી થતી–

તવ કર સહી તૃષ્ણા–ઘેલી અનેક સુખો ભરી,
જનની હમણાં કેવાં સ્વપ્ને ઉમંગથી નાચતી,
તવ ચિબુકને પંપાળંતી ઉરેથી ન લેટતી,
નિજ તનયને ગોદે લેતી ભૂલી જગ રાચતી.

પણ અવનિને અંકે સૂવું જ કૈં નિરમ્યું તને–
નયન અધમીચ્યાં ના ખૂલ્યાં વિદાય ગમી તને.

૨

દિવસ જગમાં ન્હોતા પૂરા વીત્યા હજી સાત ત્યાં–
શરૂ કરી સમેટ્યો તેં તારો પ્રવાસ; શી યાતના
તુજ જનનીએ વેઠી તેની તને ગમ તે કશી ?
જખમ દિલને કીધો વ્હાલા, અજાણપણેય કાં ?

શિરીષ કુમળું તેનું હૈયું સહે કયમ આ વ્યથા ?
તરફડ થતું ઝૂરી ઝૂરી વિલાપતું વેદના–
જવ સમસમે મૌને ત્યારે નિશા ઘનઘોર–શી
અતિ કરુણતા વ્યાપે, હૈયું વલોવી વિદારતી.

૩

જનની તણી આશાની કુંજો સુકાઈ ગઈ હવે
કડડ કરતાં તૂટ્યા તેના મિનાર અનેકને–
વિધવિધ ધરી વાચ્છા તે સૌ બની ગઈ વંચના
દુઃખમય બની આજે તેની મનોરમ કલ્પના.

પણ દગ સમીપે જે તારી તરે પ્રતિમા સદા
પળપળ હવામાં એ પેલી છબિ રમતી અહા.

અમરપટ હૈયા કેરું એ સુદર્શન શેં ભૂલે ?
નિજ ઉદરનો લેટ્યો તેનો અતિપ્રિય બાલ તે.
ક્ષણિક જ છતાં હૈયે કેવું ચિરંતન દર્શન !
તુજ જનનીને છાનાં કેવાં સ્ફૂરંત વિમર્શન !

૪

મુજ ગરીબ પાસે એ તારી છબિ ઝડપાઈ જે
પ્રિય શિશુ ! રહી સંગ્રાહી, ને નરી સ્મૃતિ એ બની.

જગત પર આવીયે મીઠી હશે કદી નીંદ શું ?
મધુર સ્મૃતિના સ્વપ્ના જેવી હવે નીરખી રહું–
વિલય થઈ જે જોતાં જોતાં–નિહાળું ફરી ફરી,–
મૂરત મૃદુ કાલી ઘેલી કે રડાય ફરી ફરી.

નીરખ કહું આ આછી છાયા અરે મન ધૈર્યથી
પણ સમજના જ્ઞાનાલાપો વૃથા બનતા અહીં.
તુજ જીવન શું સંધાયો હું હવે બસ અશ્રુથી
પણ રુદન એ છાનું જોશે નહિ જગ આ કદી.

# સચરાચરની પ્રીત

[ જેમાં ઓટલો માનવને પોતાની કથની કહે છે ]

એક જાડચોક્તિ : (સવૈયા)

સર્જનહારે માટી લઈને
મંત્ર ફૂંકી સર્જી સૃષ્ટિ;
તેમાં માનવને નિપજાવી
તેજભરી દીધી દૃષ્ટિ !
મનુજે રે'વા ઘર બાંધ્યાં,
ઘરઘરને ઓટલા લાધ્યા :
એ ઓટલામાંનો હું એક,
મારી કથની સુણજો છેક.

પરમ પ્રભુની પાંખો જેવાં
રસમસ્તી મચવે શિશુવૃન્દ;
ખૂબ ખૂબ ખેલે મુજ ખોળે
બ્રહ્મ તણો રેલે આનંદ
ઝીલીને જે દિવ્ય હસું,
બાળકનાં નયને વિલસું

ઈશ્વરના અમૃતદીપ જેવી
સુંદરીઓ ઘડીભર વિરમે;
અલકમલકની ગોષ્ટિ કરતાં
અંતર છાની વાત ઝમે :
સ્ત્રીગણનાં સુખ દુઃખ લહું,
અચર મને પછી કેમ કહું ?

જગત–પિતાની ગહન ફિલસૂફી–
જેવા વૃદ્ધો બેસે અહીં;
વિષમય ભવની લગની છોડી
મૂળ રૂપને ભજતા તહીં.
'હાશ' તણા ઉદ્‌ગાર સુણું,
સફળ થયું મમ જીવન ગણું.

વ્યોમ વિરાટ ભરી ભરી છલકે–
મોતી હીરા મણિ સમસ્ત;
સન્ધ્યા છોડે રંગ–ફુવારા,
ત્યારે મારું હૈયું મસ્ત;
કોણ ઉકેલે મારું ગીત ?
વ્યાપી રહ્યું તેમાં નવનીત.

જડ ચેતન શાંતિમાં ડૂબે,
તિમિર તણાં જગને અંજન;
ત્યારે મારો આતમ જાગે,
પૃથ્વી પર કરતો નર્તન.
એના જોયા ઉર્ધ્વ વિકાસ ?
તો શાને કરતા પછી હ્રાસ ?

હૈયે હૈયું આજ મળ્યું તો
વાત કહું એક નાનકડી;
તારામાં, રજકણમાં, તુંમાં,
ધબકે એક જ છાતલડી,
સચરાચરની પ્રીત વડી,
જાણે તેની ધન્ય ઘડી.

મોહિનીચંદ્ર

# જશો જ, બસ?

[ પૃથ્વી ]

"જશો જ, બસ ?"
અખંડ નભશાન્તિમાં જલદ ગર્જનાઘોષ–શો,
પ્રશાન્ત સરવારિમાં ઉપલ શો, મુખેથી સર્યો
ઉરોર્મિ મમ સુપ્ત સૌ ખળભળાવતો પ્રશ્ન ત્ય્હાં
અને સુખદ ભૂતનાં ભભકવન્ત સ્વપ્નો તણા
મહોદધિમહીં નિમજ્જ સહસા થયાં બેઉ; ને
નિમેષહીણ નેત્રથી નીરખતાં જ અન્યોન્યને
રહ્યાં; અકથ ભાવ મૌન થરમાંહીયે વાંચતાં !

ભૂલી સમય, કાળ ને સ્થિતિ–ત્રણેયનું ભાન હું
ત્યહીં વદી પડ્યોઃ "સખિ ! જીવન સર્વ મ્હારું ત્હમે,
ત્હમે જ જડ ચિત્તમાં પ્રબળ ચેતના પાથરી;
ત્હમે પ્રણય–પન્થપે મમ સુમાર્ગદ્રષ્ટા બન્યાં;
અદીઠ સુખભોગ સૌ અનુભવ્યાં ત્હમારી સહ;
સમસ્ત મમ શક્તિબીજ તવ સ્નેહવારિ થકી
મહા તરુમહીં રહ્યાં વિકસતાં; અહા ! આખરે
ત્હમે પ્રિયતમે ! જશો જ, બસ ? જાવ, રોકું નહિ !

છતાં જીવનદીપ આ સ્મરણ–તૈલ ત્હારા થકી
મથીશ, અહ, રક્ષવા; નવ કદીય કો' અન્યને
દઉં હૃદય માંહી હું અમર સ્થાન ત્હારા વિના;
ત્હને જ સ્મરતો રહી જીવન શેષ જીવીશ હું

જજે જરૂર : કિન્તુ રે ! પતિપરાયણું સ્ત્રીત્વ ત્હું
મલિન કરજે કદી ન, ગતકાળ શોચી વ્યથા;
સુમંગલ, પવિત્ર ને પરમ પુણ્યવન્તુ તવ
રહે જીવન સર્વદા—અહીં જ હું રહું ચિન્તતો !"

જયાનન્દ દવે

•

# મદારીને–

નચાવે નોળિયાં નાગ, નચાવે રીંછ વાંદરાં;
ભિન્નરુચિ જનોને ત્હું નચાવે એક તાનમાં ! ૨

બજારને આ ચકલે ઊભીને
બજાવતો ત્હું ડમરુ, મદારી!
ને લોકનાં લોચન રીઝવીને
રૂડી કલાની પીરસે પ્રસાદી! ૬

પરંતુ ઘેલાં જન ઉત્સવપ્રિય
કરી શકે શું સનમાન તાહરાં?
ઘણા તમાશા દિનરાત ન્હાળતાં
તખ્તા પરે વા પડદા પરે ને
સમાજમાં; ધર્મ, વિભિન્ન જાતિના
પ્રકાર વચ્ચે કલહો સદા કૂડા;
ને ખેલ કૈં માનવતા મહીંયે
સ્પર્ધા અને દ્વેષ, પ્રપંચ સ્વાર્થતા.
વળી મઝાની મિજબાનીઓમાં
પીણાં મધુરાં, નવનાજની તણાં
નૃત્યો રસીલાં; નિજ સંતતિના
વિવાહ કાજે લખલૂટ વાપરી
લોકેષણા ને ગરવી પ્રતિષ્ઠા
જમાવવા, ફોરમ ફૂલહારની
રૂડાં રૂડાં અત્તર ને છટાભરી
પોશાકની સુંદરતા નવી નવી:
અને ઝગારા બહુ દીપ કેરા
ઊગેલ જાણે નભતારકો જ્યાં!
વાજાં તણા દુઃખદ સૂર જાણે
આ લગ્નની ફોકટતા પ્રમાણે! ૨૬

એવા તમાશા જનઅંતરોમાં
ભરી રહ્યા પાર્થિવ માનપાનને
સુકીર્તિની સાર્થકતા : અરે! ત્હાં
મદારીનો ખેલ ધરે વિશિષ્ટતા
કદીય શું? તોય અધીર ઊભો
રિઝાવવા અંતર લોક કેરાં! ૩૨

ને તાહરા ખેલ તણી પરંપરા
મહીં હશે વાંદરીયે રિસાઈ!
રીંછે કીધાં નિર્દય દાંતિયાં કદી
ને ખીજિયો નાગ કરી ફુંફાડા,
હશે કદી આ સસલું દુભાયું
ને નોળિયાએ કર ડંખ દીધા:
પરંતુ ન્હાળી તવ સ્નિગ્ધ નેનને
કઠોરતાયે સુકુમારતા ધરે! ૪૦

ગુરુ દત્તાત્રેય સમીપ ગોદમાં
સમાન શું આ પશુ માત્ર ગેલતાં? ૪૨

ત્હું શીખવે સ્નેહ તણી મીમાંસા,
જગાડતો કૌતુકની પિપાસા;
જાદુગરી ને તુજ શક્તિ કેરી
મ્હને કરે કામણ; ખેલ તારો
નિહાળતાં અંતર હર્ષ વ્યાપે,
ત્હને નિહાળી ઉર મુગ્ધ નાચે;
વિષાદનાં વાદળ ભેદનારો
ગણું ત્હને: તોય ન જાણતો કે
હશે કુટુમ્બી–જન તાહરાંયે
નિહાળતાં જે તુજ નિત્ય વાટડી;
ને બાળ ત્હારાં પુરને સીમાડે
અધીર હૈયે તુજ દીન ઝોળી
લે ઝુંટવી: ને ઘૂઘરા પદે આ
વા મોરલી મોહનમંત્ર જેવી.
આ સર્પના સંગ્રહનો કરંડિયો
અને સરંજામ વિચિત્ર આ બધો
ઉતારતી કોડભરી પતિવ્રતા
હશે શું? વા એકલ માત્ર ઓટલે
સદાય સ્વપ્ને પ્રભુતા કરે ખડી,
ને આંખડી રક્ત થતી રડી રડી? ૬૨

**હરિલાલ ગો. પંડ્યા**

# નૂતનના અભિસારે

આજ આવી છું ઠાકુરદ્વારે
નૌકા મૂકીને દૂર કિનારે,
આવોને સાજન મળીએ આજે
નૂતનના અભિસારે :

જોયું તો બારણાં બંધ હતાં
પણ કોડિયું બળતું'તું
સુખડ ધૂપ ઊડ્યો હતો ભવને
અંતર હરતું'તું :

ઘાટે ઘાટે તારા ખબરો પૂછતી
પથે પથે તારાં પગલાં પૂજતી,
અણઓટ્યા નૈવેદ્યની થાલી
પ્રીતથી લાવી છું વનમાલી.

નથી નથી હું આજ ભિખારિણી
રાજા ભલે હોય તું,
જીવનધન નૈવેદ્ય લઈ આવી
ચરણે મૂકવા હું :
ભાવનાની બની પ્રેમ પ્રચારિણી
થઈશ ભુવનમોહિની રાણી :

બારણે બારણે શબ્દ ગયો
પણ સાજન જાગ્યો નહિ,
સૂર્યને સંધ્યાનો અર્ઘ્ય ચડ્યો
પણ દ્વાર તો ઊઘડ્યાં નહિ;

અંધકારે આવી અરૂપ વેશે
ભીડી લીધી મને સોહાગ-વેશે,
ચીરીને આભુષણો લઈ ચાલ્યો
ગર્વ થકી મારો હાથ તેં ઝાલ્યો,
નૈવેદ્ય મારું લઈ લીધું તેં
સાચવી સાચવીને,
આનંદનાં બધાં અશ્રુ બની ગયાં
લોચનીયે ભીને :
બેસાડી અંતર-આસને રાણી
ધન્ય કરી દીધી પ્રેમ-પૂજારિણી:

**સુરેશ ગાંધી**

# એક ધ્રુવ ઊગે

ચહું એક ધ્રુવ ઊગે
મારા અંતર વ્યોમને ઘાટે રે
બીજો એક ધ્રુવ ઊગે;
મારા ભવની વિજન વાટે રે
રે એક ધ્રુવ ઊગે.

હોકાજંતરના
અવળી દિશને તારલે રે
ધ્રુવની મારી મીટ ઠરે,
સત મારગની જે ભાળ દે રે
સ્થિર તેજ રહે, ન કદીય ખરે
એવો એક ધ્રુવ ઊગે.
લાખ ચંચલ તારક સાટે રે
મારે એક ધ્રુવ ઊગે.

અતિ ક્રુદ્ધ જલો
મારી જીવન નાવને ફરતાં રે
ચૂમે નભ-કાજળિયાં,
એ વિષમ પંથ આથડતાં રે
જલભોમતણા ઢેકાઢળિયા
જલધ્વસ્ત થશે તરણી શકલો.

એને સરલ પંથમાં સાચવે રે
એવો એક ધ્રુવ ઊગે,
દગ દુઃખે, ધીરજ ખૂટે હવે રે
પ્રભો! ઝટ ધ્રુવ ઊગે.

**વિશ્વામિત્ર**

•

•

# ચિકિત્સક

શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ

[ ગયા ફેબ્રુઆરી અંકના પૃષ્ઠ ૧૨૧થી ચાલુ ]

મધરાત વહી જતી હતી. ગોદડાંમાં લપેટાયલી દુનિયા પથારી કે પલંગમાં લપાઈ બેઠી હતી. જ્યારે જગત ઊંઘતું હતું ત્યારે એ એકલો જ એની પ્રયોગશાળામાં જાગતો હતો. એ જાગતો સૂક્ષ્મદર્શક કાચમાંથી મીટ માંડીને દેખતો હતો. કાચનાં વાસણોમાં પડેલા એક પ્રવાહીમાં એ કંઈ શોધતો હતો. એણે જોયા જ કર્યું. એણે દૂરબીન માંડીને દેખ્યા જ કર્યું.

એની અજાયબીનો પાર રહ્યો નહિ. એની આંખમાં ઉલ્લાસ માયો નહિ, એણે પ્રવાહીમાં સળવળતું જીવન જોયું. એણે એક પ્યાલામાં દુનિયા આખીને ભરી દે એવાં જંતુઓ ખદબદતાં દેખ્યાં.

"મને જવાબ જડી ગયો છે" એનાથી મોટેથી બોલી દેવાયું. એને જવાબ જડી ગયો હતો. એણે જંતુઓનું નવું જગત શોધી કાઢ્યું હતું. ખાંડમાંથી લેકટીક ઍસિડ શાથી બને છે તે એને સમજાઈ ગયું હતું. હજારો વરસથી ખાંડમાંથી લેકટીક ઍસિડ બનતો હતો પણ ખાંડમાં આવાં લાંબાં લાંબાં જંતુઓ જન્મે છે અને તેનો લેકટીક ઍસિડ બને છે તે વાત એણે દુનિયાને પહેલીવાર દેખાડી. અને કેટલાંયે વરસોથી દૂધ દહીં બને છે એ સૌ કોઈ જાણતા પણ દૂધમાં બેક્ટેરીઆ નામનાં લાખો જીવડાં જન્મે છે અને એ જીવડાંનું દહીં બને છે એ વાત એણે દુનિયા પાસે પહેલીવાર મૂકી.

"હે લોકો, સાંભળો રે સાંભળો !" જાણે એ જગતને નવો સંદેશો આપતો હતો. એ સંદેશો સડાનો નહોતો, જીવનનો હતો. એણે સડામાં—આથામાં જીવન જોયું હતું. એ જીવન એણે એની સગી આંખોએ સળવળતું, ખદબદતું દેખ્યું હતું. વસ્તુ સડે છે એટલે એમાં હજારો ને લાખો નવાં જંતુઓ જન્મે છે. દૂધનું દહીં થાય છે કેવી રીતે ? ખાંડમાંથી લેકટીક ઍસિડ બને છે કેવી રીતે ? એ સડે છે અને સડે છે એટલે એમાં લાખો જંતુઓની નવી દુનિયા જન્મે છે ત્યારે.

અને એ ગાંડો હતો ! એણે જંતુઓના જગત ને જગત શોધી કાઢ્યાં અને દૂરબીનમાંથી જેને જોવાં હોય તેને બતાવ્યાં. ઠીક છે કે આપણે ત્યાંનાં ભગતરામો અને મરજાદીઓ બિચારાં દૂરબીનમાંથી દેખતાં નથી થયાં, નહિ તો એક દહીંના પ્યાલામાં લાખો જંતુઓની દુનિયા ગટકાવી ગયાનું એ જાણે તો ઓકી ઓકી ને આંતરડાં ઉલેચી નાખે.

તો રોગનું શું ? એ પણ એક આથો જ છે ના !" એ ખડખડાટ હસી પડ્યો. એની સામે એક પછી એક રોગ પસાર થવા લાગ્યા. એ મનમાં ને મનમાં બબડ્યો "હડકવા, ક્ષય, તાવ, કૉલેરા .."

એને એક એક રોગ જંતુઓની એક એક દુનિયા દેખાઈ, એની આંખ સામે જંતુઓ જ જણાઈ રહ્યાં. એને હવામાં પણ જંતુઓ જ ઊડતાં દેખાયાં.

'બધા રોગનાં જંતુઓ મનુષ્યજીવનનાં દુશ્મનો છે !" દુશ્મનોને ડારતો હોય તેમ એ એની આખી પ્રયોગશાળા પર આંખો તતડાવી રહ્યો.

એણે દીવાનોને, બુદ્ધિમાનોને, એના ડૉકટર મિત્રોને એ વાત કહી.

"જા....રે જા, માથું તો ઠેકાણે છે ના !" એના માથાની આસપાસ મજાક હસી ઊઠી. 'પણ વસ્તુ સડે છે ત્યારે તેમાં જીવ થાય છે એ વાત તો સાચીને ?" એ પૂછી રહ્યો.

"પણ જીવડાં થાય જ ક્યાંથી ! માબાપ વિના એની મેળે જ ઊગવા માંડે ?" એને જિજ્ઞાસુઓ સવાલ કરતા હતા.

"એની મેળે જ નહિ, હવા જંતુઓથી ખદ-બદતી છે, હવામાંથી જંતુઓ આવે છે અને..."

"બેસ બેસ ડાહ્યલા..." એ પૂરું કરે તે પહેલાં વિદ્વાનો હસી પડ્યા.

"અરે પેસ્ટર સાહેબ, પેસ્ટર સાહેબ !" ફ્રાન્સની દક્ષિણેથી કાસદો દોડતા આવ્યા હતા અને કહેતા હતા, "સત્યાનાશ નીકળી જવા બેઠું છે, રેશમનાં જંતુઓ માંદાં થયાં છે ને ખાવાની જ ના પાડે છે. પછી સાહેબ...પછી સાહેબ કોસેટાઓ બાંધે કોણ ! અને રેશમ મળે કેમ ! અને પછી સાહેબ અમારા શેઠલોક નફો કરે કેમ ? અને દુનિયાનાં સુંવાળાં ભાઈ સાહેબો ને બાઈ સાહેબો રેશમ પહેરીને રૂપાળાં લાગે કેમ !"

દક્ષિણ ફ્રાન્સના શેઠલોકો સામે કોસેટાનાં જંતુઓ માંદાં પડીને ભૂખમરાની હડતાલ પર ગયાં હતાં અને કોસેટા તૈયારી કર્યા વિના જ મરી જતા હતા. એક પછી એક કોસેટાની વાડીઓ સુકાઈ જતી હતી, એક પછી એક શેઠ દેવાળું ફૂંકવાની તૈયારી કરતો હતો.

'જો પેસ્ટર બચાવે તો" સૌને છેલ્લો ઉપાય અજમાવી જોવાનો લોભ લાગતો હતો.

કોસેટાનાં જીવડાં માંદાં પડ્યાં હતાં. એમનાં શરીર પર એક ભૂખરો ડાઘો માંદગીની નિશાનીરૂપ દેખાતો હતો. માલિકો હાથ ઘસતા હતા. ડૉકટરો માથું ખંજવાળતા હતા.

અને પેસ્ટર ! એને તો રેશમનું પણ ઓછું જ્ઞાન હતું. કોસેટાનીય માહિતી નહોતી. એની પાસે તો એક દૂરબીન હતું અને દૂરબીનમાંથી કલાકો સુધી દેખ્યા કરવાની એને ટેવ હતી.

"હું તપાસી જોઉં" એ દૂરબીન લઈને ઊભો થયો અને મરી જતાં જીવડાંને દેખવા ચાલી નીકળ્યો. એણે જીવડાંને દૂરબીનમાંથી દેખ્યાં. દરેક જીવડા પર એણે ભૂખરાં ટપકાં જોયાં. એણે દરરોજ એ ટપકાંને જીવડાનાં શરીરપર વધતાં જતાં જોયાં. "એ ટપકાં રોગનાં જંતુઓ છે અને રોજ વધતાં જ જાય છે." એને સમજાઈ ગયું અને એણે સમજાવી દીધું. રેશમનો ધંધો બચી ગયો. માલિકો મલકાઈ ઉઠ્યા, અને પેસ્ટરનું સોનાનું પૂતળું સ્મારક તરીકે ઊભું કરવાની વાતો કરવા લાગ્યા.

'હું મરણ પામું છું ને તું તો જંતુઓના જ પ્રેમમાં પડ્યો છે. મેં તને મરતાં પહેલાં જોયો હોત તો... ! એક દિવસ પેસ્ટર પર આરબોઈથી બાપાનો છેલ્લો અવાજ આવ્યો. એ બેઠો હતો ત્યાંથી ઊભો થયો પણ બાપા દેખાય તે પહેલાં દફનાઈ ગયા હતા અને એના બાપની સાથેસાથ એની એક દીકરીના પ્રાણ પણ પરવારી ગયા હતા.

એ એક દિવસે બેઠો હતો. એની આંખો ઊભરાઈ ગઈ હતી. એને એનો બાપ યાદ આવતો હતો. એને એની દીકરી સાંભરતી હતી.

"અને હુંય કેવો, જીવડાં જોવા આડે બા બાપની જરાય દરકાર ન રાખી......! બાપાને વધારે ચાલ્યા

હોત તો...!" પેસ્ટર એનાં જંતુઓને ઘડીભર ભૂલી મરેલા બાપાને અને મરેલી દીકરીને યાદ કરી આંસુ સારતો હતો.

"અમારું સાંભળો, મારા બાપા, અમારું એકનું એક ધન ખોવાઈ જાય છે. અમારો જિવારો ઝડપાઈ જાય છે" બોલતાં ફ્રાન્સનાં રબારી ને રબારણો પેસ્ટરનું ઘર ઘેરી વળ્યાં.

"થયું છે શું ?" પેસ્ટર સાંભળી રહ્યો. "અમારાં ઘેટાં–બકરાંને ગૂમડાં નીકળે છે ને ટપોટપ મરી જાય છે."

પેસ્ટરે ઘેટાં–બકરાંનાં ગૂમડાં ધારી ધારીને જોઈ જોયાં. એણે એક અખતરો કરી જોયો. એક બકરાનાં ગૂમડાંમાંથી રસી કાઢી અને તે એક સારા બકરાના શરીરમાં ઉતારી જોઈ. સારું બકરું બીજે જ દિવસે ગૂમડાંવાળું થઈ ગયું.

"સમજાયું, સમજાયું" એને સમજાઈ ગયું હતું. એ સમજના ઉલ્લાસમાં નાચી ઊઠ્યો. ઘેટાંના ડૉક્ટરો પણ આ વખત તો એનો સખત હુરિયો થશે એમ ધારતાં એની મજાક ને ગમ્મતમાં નાચી ઉઠ્યા.

"તમે તમારી જ મૂરખાઈ પર હસો છો. તમારા પોતાના અજ્ઞાન પર હસતાં તમારાં મોઢાંને બંધ કરી દેવા હું મારી વાત જાહેરમાં પુરવાર કરવા તૈયાર છું" એણે બધા ડૉક્ટરોને આવાહન ફેંક્યું.

બીજો હોત તો બીધો હોત, એ બીધો નહિ, કોઈ બીજો હોત તો એની સામે હુરિયો બોલાવનાર સેંકડોના ટોળાથી ડરી ગયો હોત. એ ડગ્યો સરખો નહિ, "તમારાં ઘેટાં લાવો અને પછી તમારી આંખ સામે પ્રયોગ કરી બતાવું છું અને તમારું હસવું તમારા પેટમાં જ પાછું ઉતારી દઉં" એણે હામ ભીડી અને જાહેરમાં પ્રયોગ કરવા તૈયાર થઈ ગયો.

મીલુન પાસે એક ખેતરમાં અડતાલીસ ઘેટાં, બે બકરાં તથા કેટલીક ગાયોને આણવામાં આવી. વૈદાના ઇતિહાસમાં આવી જાતનો પ્રયોગ પહેલો હતો. જંગલની મેલડી માતાઓને આવાં કેટલાંય પશુઓ વધેરાઈ ગયાં હતાં, આજે પહેલીવાર વિજ્ઞાનના ભગવાનને ભોગ ધરવા આ બધાં ઘેટાં, બકરાં અને ગાયોને આણવામાં આવ્યાં હતાં. ૧૮૮૧ની સાલના મે માસના પાંચમા દિવસે પેલો માંદલો પેસ્ટર એના આસિસ્ટંટોને લઈને ખેતરમાં વિજ્ઞાનનું નાટક ભજવી બતાવવા ઊતરી પડ્યો હતો.

વિજ્ઞાનના પ્રયોગ પાછળ ખતમ થઈ જવા જે ઘેટાં બકરાં ને ગાયોને ખડાં કરવામાં આવ્યાં હતાં તે વિજ્ઞાનના ભોગ બનેલાં પશુઓથી વધારે અક્કલવાળાં ઘેટાં બકરાં ને ગાયો જેવાં નરનારીઓ પેસ્ટરની મજાક કરવા સેંકડોની સંખ્યામાં આ પ્રયોગ જોવા ખડકાયાં હતાં. પશુઓના દવાખાનાનો ખબરપત્રી, રોઝીગનોવી ત્યાં ખુરશી નાખીને ગોઠવાઈ ગયો હતો અને એની સામે બેઠેલા એના ભાઈબંધો તરફ પલકારા મારતો હતો. બીજાં છાપાંઓના પ્રતિનિધિઓ પણ પહોંચી ગયા હતા અને પેન્સીલની અણીઓ કાઢી જે દેખાય તે લખી લેતા હતા.

મે ની ૫મી તારીખે થોડાંક ઘેટાંઓને રસી મૂકવામાં આવી અને મેના છેલ્લા દિવસે બધાં જ ઘેટાં, બકરાં અને ગાયોને રસી મૂકવામાં આવી. જો પેસ્ટર સાચો હોય તો થોડા જ દિવસમાં જેને મેની ૫ મીએ રસી મૂકવામાં આવી હતી તે ઘેટાં સિવાયનાં બાકીનાં બધાં મરી જવાં જોઈએ. જૂનના બીજા દિવસે પેસ્ટરને સાચો ઠેરવ્યો. જે ઘેટાંને એણે પહેલાં રસી મૂકી હતી તે ઘેટાં જીવી ગયાં અને બાકીનાં બધાં ટપોટપ મરણ પામવા લાગ્યાં. જૂનના બીજા દિવસે બપોરના પેસ્ટર ખેતરમાં આવ્યો ત્યારે બાકીનાં બધાં મરણ પામ્યાં હતાં. પેસ્ટરની વાત સોએ સો ટકા સાચી પુરવાર થઈ ગઈ.

ત્યારની દુનિયાએ વિજ્ઞાનની આ અજબ જેવી વાત ગજબ બનીને સાંભળી.

હવે એ માંદો પડ્યો હતો અને સાજો ઊઠ્યો હતો. હવે એને પક્ષાઘાત પણ થઈ ગયો હતો, પણ પાછો બોડાતો બચી ગયો હતો. એના વાળ ધોળા થઈ ગયા હતા, પણ ચળકાટ મારતા હતા. હવે એને સાઠમું વરસ બેઠું હતું અને કબર ખૂબ પાસે આવેલી દેખાતી હતી.

એટલે તો એ ઝબકીને જાગ્યો અને જાગીને છલાંગ મારી ઊભો થઈ ગયો.

"હું જાઉં છું." એ ખોડાતો ઠેકી રહ્યો, "મારી પ્રયોગશાળામાં ઘણા વખતથી..."

"પણ...પણ" એની સ્ત્રી ગભરાતી ઊઠી.

"પણ ને બણ...કેટલા દિવસ થઈ ગયા ને પ્રયોગ-શાળા નહિ...!"

"પણ...પણ જરા આરામ...!" એ ચાલ્યો ગયો.

ત્યારે હડકાયાં કૂતરાં રોજ રાતના ઘૂરકતાં હતાં અને હડકાયાં કુકરો, હડકાયાં સસલાં હાહાકાર મચાવતાં હતાં. કેટલાંનેય હડકવા હાલતો હતો અને હણાઈ જતાં હતાં.

"જાણે એનેય હડકવા હાલ્યો છે!" હવે તો એની પ્રયોગશાળાના આસિસ્ટંટો પણ તોબા પુકારતા ફફડી ઊઠ્યા હતા.

એ સાઠ વરસનો ડોસો, રાતી આંખો કરીને ઘૂરકતો હતો. એકએકને ખડે પગે કામ પર રાખતો હતો. આમથી તેમ ઉતાવળા આંટા મારતો હતો. વાતવાતમાં બરાડા નાખતો હતો. એ હડકવાનાં જંતુઓ શોધતો હતો. જાણે એ શોધતાને-એનેય—હડકવા હાલી ઊઠ્યો હતો !

"હવે ઘેર તો ચાલો, આજે નહિ તો કાલે જડશે." એની બાઈ આવતી હતી, એને પંપાળતી પટાવતી હતી.

પણ એને પંપાળવોય ક્યાં ? એનાં જંતુઓ થડકી ઊઠ્યાં હતાં અને જંતુનો જ બનેલો હોય એવો એ પંપાળી શકાય એવો રહ્યો'તો જ ક્યાં તે !

"પણ કાલ ન જ પડી તો ! હું હવે ઘરડો થયો છું". આઠે પહોર ગુસ્સે રહેતો હોય એવો એ બોલતો હતો, "અને હડકવાનાં જંતુઓ..." એ તાકી રહેતો હતો.

અને હડકવા હાલતો હતો. કૂતરાંઓ ને સસલાંઓ મર્યે જતાં હતાં. હડકવાથી મરેલાં રોગી કૂતરાંને સસલાંનાં કરોડરજ્જુઓ એ તપાસતો હતો. પણ તોય એને કંઈ જડતું નહોતું. હડકવાનું જંતુ આ ખોડાતા વૈજ્ઞાનિકને હાથ જ લાગતું નહોતું.

"હવે તો કંટાળી ગયા છીએ, ભાઈશા'બ" એના નોકરચાકરો અંદર અંદર વાતો કરતા હતા. "હવે તો દૂરબીનોમાં દેખી દેખીને આંખોનાં અજવાળાં ખૂટી ગયાં છે" એની પ્રયોગશાળાના આસિસ્ટંટો થાકી ગયા હતા.

પણ ખોડાતો ચાલતો અને એક ટેબલથી બીજા પર ઠેકતો પહોંચી જતો પેસ્ટર જેવો ને તેવો હતો. એના માથામાંથી હડકવા નીકળ્યો જ નહોતો. એણે જ સૌને થકવી માર્યા હતા. એણે જ સૌને કંટાળો ઉપજાવ્યો હતો. એણે જ આખીય પ્રયોગશાળાને એક મોટી હડકવાશાળા બનાવી મૂકી હતી.

એણે હડકાયલાં સસલાંની કરોડરજ્જુઓને જ્યાં જંતુઓ ન જઈ શકે તેવી કાચની બરણીમાં સૂકવવા માંડી. ચૌદ દિવસે સુકાયલી કરોડરજ્જુઓને પીસીને લોટ કરવા માંડી. એ લોટમાં પાણી નાખી એણે રસી તૈયાર કરવા માંડી. એ રસીને એણે સારાં કૂતરાંઓમાં દાખલ કરી. અને એ રસીમાં હડકવાના જંતુઓ છેવટે હાથ લાગી ગયાં હતાં.

"જો બધાં કૂતરાંઓને રસી મૂકવામાં આવે તો કૂતરાંઓને હડકવા હાલે નહિ, અને કૂતરાઓને હડકવા થાય નહિ તો માણસો પણ હડકવાની બીમારીમાંથી બચી જાય" એ વિચાર કરતો એક દિવસ બેઠો હતો.

"પણ ફ્રાન્સનાં બધાં કૂતરાંઓને કંઈ ઓછી રસી મુકાય છે ! અને જો કૂતરાંને રસી મૂકવાથી હડકવા ન હલે તો માણસોને પણ એ જ રસી .." એની બાઈ હસી ઊઠી.

"હા, હા; એ જ રસી માણસોને પણ બચાવી શકે" પેસ્ટરને સમજાઈ ગયું.

"હડકવાના દરદીઓ હવેથી મરી જશો નહિ" એણે પેરીસને સંભળાવી દીધું.

"હડકવાના દરદીઓ હવેથી તમારે મરી જવાની જરૂર નથી." આખા ફ્રાન્સમાં પેસ્ટરનો અભયનાદ ગાજી રહ્યો.

માર્ચના શરૂઆતના દિવસો ચાલતા હતા. દુનિયાના હડકવાને હણીને એના પેસ્ટરમાં મગરૂર બનેલું પારીસ ઉલ્લાસ ઊજવતું હતું. ત્યારે રુવાંટીવાળી ટોપીઓવાળા ઓગણીસ જણ પારીસના પાદરમાં પેસતા હતા. એ ઓગણીસના શરીરે પાટા બંધાયા હતા. તેમાંના પાંચ તો વધી ગયલા દરદથી ઘસડાતા ચાલતા હતા.

"કોણ છો ?" પારીસમાં કોઈ પૂછતું હતું.

"ખેડૂતો સાહેબ, પેસ્ટરને શોધીએ છીએ" ઓગણીસમાંથી એક બોલ્યો.

"ક્યાંથી આવો છો ?"

"રશિયામાંથી, હડકાયલું વરુ કરડ્યું છે."

"કેટલા દિવસ થયા ?" જાણે પારીસમાં તો સૌ કોઈ હડકવાનું ઉસ્તાદ બની ગયું હતું, અને ચિકિત્સા કરતું હતું.

"દશ દિવસ થઈ ગયા."

"દશ દિવસ થઈ ગયા ?" પૂછનારે મોટું મોઢું કરી ધુણાવ્યું અને ઉમેર્યું "દશ દિવસમાં તો હડકવાનાં જંતુઓ કરોડરજ્જુમાં ઊતરી ગયાં હશે, મગજમાં પણ પહોંચી ગયાં હશે, અરેરે—"

"પણ પેસ્ટર, પેસ્ટર" ઓગણીસે જણ ફ્રેંચ નામનો ઉચ્ચાર કરી રહ્યા, "અમને પેસ્ટર બચાવશે જ...... સૌને બચાવે છે તો અમને......" રશિયાના ખેડૂતો પેસ્ટરનું નામ પૂછી ચાલી રહ્યા.

"હું તમને બચાવીશ, હવે હડકવાથી માણસે મરવું જોઈએ નહિ" એટલે ઓગણીસે આદમીઓને અભય વચન આપ્યું અને સારવાર શરૂ કરી.

થોડા દિવસ પછી એ રશિયન ખેડૂતો સાજાસમા રશિયા પહોંચ્યા ત્યારે કબર ખોલીને માનવી ઊઠી આવ્યા હોય તેમ ખેડૂતોનો મેળો એ ઓગણીસને જોવા જમા થયો.

"ચમત્કાર, ચમત્કાર" સૌનાં મોઢાંમાં એક જ શબ્દ હતો.

"અને જાદુગર, જાદુગર" સૌ પેસ્ટરને પિછાણતા હતા.

રશિયાના રાજા ઝારે પોતાના એક ઉમરાવને ફ્રાન્સ મોકલ્યો અને પેસ્ટરને ઓર્ડર ઑફ સેઈન્ટ એન નામનો એક રત્નજડિત ક્રોસ ભેટ આપ્યો તથા પેસ્ટર ઈન્સ્ટીટ્યુટ બંધાવવા એક લાખ ફ્રેંક આપ્યા.

એક લાખ ફ્રેંકમાં બીજા લાખો ઉમેરાયા. ગરીબ મજૂરોથી માંડીને તે મોટામાં મોટા શ્રીમંત સુધી સૌએ પેસ્ટર ઈન્સ્ટીટ્યુટ બંધાવવા ધનના ઢગલા કર્યા. પેસ્ટર ઈન્સ્ટીટ્યુટ બંધાઈ ગયું.

એક દિવસે પારીસમાં એ ઇમારતને ખુલ્લી મૂકવા ઘરડો પેસ્ટર માનવમેદની સામે ઊભો હતો. એનો એક એક વાળ સફેદ થઈ ગયો હતો. એની આંખો ફિક્કી પડી ગઈ હતી. એની ચામડી ઢીલી પડી હતી. એનું ભાષણ વાંચવાનું જોર પણ એનામાં રહ્યું ન હતું.

પાછો એક બીજો દિવસ આવ્યો. અઢારસો-બાણુંની સાલના ડિસેંબર મહિનાનો એ સત્તાવીશમો દિવસ હતો. એ એનો સિત્તેરમો જન્મદિવસ હતો. સોરબોનનું ભવ્ય સભાગૃહ ખીચોખીચ ભરાઈ ગયું હતું. જુદા જુદા દેશોમાંથી પ્રતિનિધિઓ આવી પહોંચ્યા હતા. એક મોટા આસન પર એ બેઠો હતો. એની આસપાસ એના ચાર વિદ્યાર્થીઓ બેઠા હતા.

"મને એક સાંભરે છે......" વૃદ્ધ વૈજ્ઞાનિકનો અવાજ આવા શુભ દિવસે રડી રહ્યો, "મને મારો જુલીવર સાંભરે છે. મારો એ જુવાન વિદ્યાર્થી. મેં એને એલેકઝેંડ્રીયા કોલેરાનો અભ્યાસ કરવા મોકલ્યો'તો. પણ કોલેરાનાં જંતુઓએ એને ત્યાં જ મારી નાખ્યો છે......એ હોત તો...... !" વૃદ્ધનો અવાજ લાગણીથી ભરાઈ ગયો. હોલવાતો દીવો ચમકે તેમ એની વૃદ્ધ આંખો ચમકી ઊઠી, એણે આગળ ચલાવ્યું.

"તમે મારો સિત્તેરમો જન્મદિવસ ઊજવવા આવ્યા છો ! મારો એમાં સાથ નથી. આજના દિવસનું બધું માન હું મારા જુવાન જુલીવરના ખભા પર લાદું છું. મને એ ખપતું નથી, તમે મરણ ઊજવવાને પાછા જજો."

ડિસેંબરની સત્તાવીશમી તારીખ પછી બરાબર નવ માસ ગબડી ગયા. આજે નવેંબરની સત્તાવીશમી તારીખ હતી. સપ્ટેંબરના સત્તાવીશમા દિવસે પેસ્ટર એની મરણપથારીમાં પડ્યો હતો. એનો એક હાથ પોતાના બંને હાથમાં લઈ એની બાઈ ચુપચાપ બેઠી હતી, પેસ્ટર મરણ પામતો હતો.

# મૃત્યુનું વિજ્ઞાન

**શ્રી. પદ્મકાન્ત ર. શાહ**
બી. એસ. સી., એ. એમ. આઇ. ઇ. ટી. (લંડન)

કયા પ્રકારના મૃત્યુથી આપણે નહિ મરીએ એ નક્કી કરવું જો કે કેટલેક અંશે આપણા હાથની વાત છે છતાં, મૃત્યુ તો દરેકને અનિવાર્ય છે. એના પંજામાંથી કોઈ છૂટી શકવાનું નથી; વહેલા કે મોડા, દરેકને એનું જ શરણ છે. તોપણ આપણે અકાળ મૃત્યુ પામીશું કે સાઠ સિત્તેર વર્ષ સુધી જીવીશું એટલું નક્કી કરી શકીએ (થોડે જ અંશે, કારણ કે જીવનમાં આપણને ઓછા અકસ્માતો નથી નડતા). કોઈ એવો અકસ્માત ન આવી પડે અને નિયમિત અને સંયમી જીવન આપણે ગુજારીએ તો લાંબું આયુષ્ય ભોગવવાને વાંધો ન પડે.

આપણું શરીર ઘડિયાળ જેવું છે, છતાં ઘડિયાળની જેમ અમુક જ વખતે એને ચાવી આપવી પડે છે એમ નથી. એમાં તો જેમ ચાવીનો એક આંટો ઊકલે છે તેમ ફરી નવો આંટો દેવાય છે અને શારીરિક યંત્ર નિયમિત ચાલ્યા કરે છે. આપણા શરીરની અજબ રચના નિહાળી આપણને પ્રશ્ન થાય છે કે એ બધું અદ્ભુત સાંચાકામ એક દિવસ કેવી રીતે અટકી જાય છે યાને આપણે મૃત્યુ કેમ પામીએ છીએ ?

'આત્માની અમરતા'ની ફિલસૂફી ધાર્મિક અને વેદાંતી છે. કુદરતી મૃત્યુમાંથી વનસ્પતિ અને એક-કોષી (unicellular) શરીરધારીઓ (organisms) મુક્ત છે એવું કહી વ્રાઈસ્મર્ગના જીવશાસ્ત્રીનો આત્માની અમરતા વિષે ઉલ્લેખ કરવાનો હેતુ ન હતો. એક-કોષી શરીરધારીઓને તો શારીરિક અમરતા વરી હતી. શરીરમાં સરખા જ પ્રકારના બધા કોષો હોવાથી આ પ્રમાણે બનવું શક્ય હતું, પણ એ શરીરને શરીર જ ન કહી શકાય. એવા 'શરીર'માંથી આપણા જેવો 'દેહ' ઉત્પન્ન થયો ત્યારે જ એ દેહ નાશવંત પણ બન્યો, અર્થાત્ મૃત્યુ એ દેહ પ્રાપ્ત કરવા માટે આપવી પડેલી કિંમત થઈ.

મૃત્યુ એ કોઈ જીવની શારીરિક અથવા પ્રોટોપ્લાસ્મિક પ્રવૃત્તિઓનો અસાધ્ય અંત છે એવી એની વ્યાખ્યા કરીને આપણે તેના ત્રણ પ્રકાર પાડીશું: (૧) અપમૃત્યુ (Violent death), (૨) રોગજનિત મૃત્યુ (Microbic or parasitic death) અને (૩) કુદરતી મૃત્યુ (Natural death).

## (૧) અપમૃત્યુ

આમાં શારીરિક રચના અથવા તો એનો કોઈ મુખ્ય આધાર તૂટી પડે છે. બંદૂકની એક ગોળી પક્ષીનું મસ્તક અથવા શરીર વીંધી નાંખે, કોઈ અકસ્માતથી નદીની રેતીમાં આરામ-

થી પડેલા કાચબા પર એકાદ પથ્થર પડે અને એ મરી જાય; કોઈ પ્રાણી પાણીના વહેણમાં તણાઈ જાય અથવા તો અગ્નિમાં ભસ્મ થઈ જાય–આ બધાં અપમૃત્યુનાં દૃષ્ટાન્તો છે. પણ એનું સૌથી સામાન્ય સ્વરૂપ તો એક પ્રાણી બીજા પ્રાણીનો ભક્ષ કરી જાય તે છે. એક મત્સ્ય વધતાં વધતાં અનેક પ્રકારનાં મોત-માંથી ઊગરી જાય અને આખરે કોઈ વ્હેલ અથવા શાર્કનો શિકાર થઈ પડે–કદાચ કોઈ માછીમારની જાળમાં જ તે સપડાઈ જાય અને પરિણામે એના જીવનનો અંત આવે.

जीवो जीवस्य जीवनम् એ જ્યાં સાચું છે ત્યાં અપમૃત્યુ સ્વાભાવિક છે. નાનાં જીવડાં અને જિવાતો એટલી ઝડપથી પેદા થાય છે કે એમનો જો ભક્ષ ન થઈ જાય તો પૃથ્વી જીવડાંથી જ ભરાઈ જાય. ભક્ષ્ય અને ભક્ષકની પરંપરા આપણે જોઈએ છીએ. એક મોટા મત્સ્ય જેમ નાનાં માછલાં ઉડાવી જાય છે ત્યારે મત્સ્યનું ભક્ષણ કરનારાં મોટાં પ્રાણીઓ તૈયાર જ હોય છે! બિલાડી ઉંદર મારી ખાય છે, કરોળિયો માખી ઉપર જીવે છે. પૃથ્વી પરનું કુદરતી સુધરાઈખાતું આમ ચાલ્યા કરે છે; કેટલેક સ્થળે તો માદા પોતાનાં જ બચ્ચાંનો ભક્ષ કરી જાય છે.

આકસ્મિક મૃત્યુ જેમ કે ટ્રેન કે મોટર તળે ચગદાઈ જવું, પાણીમાં ડૂબી જવું, ઊંચેથી પડીને મરી જવું, સળગી જવું, ખૂન થવું, ફાંસીએ ચઢવું–એ બધાં જ અપમૃત્યુનાં દૃષ્ટાન્તો છે.

## (૨) રોગજનિત મૃત્યુ

કેટલાંક સૂક્ષ્મ અથવા મોટાં જંતુઓ જ્યારે શરીર પર હુમલો કરે છે અને ધીમે ધીમે તેનો નાશ કરી જે પ્રકારનું મૃત્યુ આણે છે તેને રોગજનિત મૃત્યુ કહે છે. પ્લેગનાં, કોલરાનાં, ક્ષયનાં જંતુઓ એક પ્રકારમાં છે. બીજા પ્રકારમાં મેલેરિયાનાં, ટાઈફોઈડનાં, સ્લીપિંગ સિકનેસ (Sleeping Sickness)નાં વગેરેનાં જંતુઓનો સમાવેશ થાય છે. ત્રીજા પ્રકારનાં જંતુઓ કૅન્સર, અછબડા, બળિયા વગેરે ચેપી રોગો ઉત્પન્ન કરે છે. આ જંતુઓ કાં તો ફેફસાંની દીવાલો તોડી નાંખે, રક્તકોષોનો નાશ કરે કે શ્વાસોચ્છ્વાસના કે એવા કોઈ બીજા માર્ગમાં અવરોધ કરે, પણ સૌથી વધારે નુકશાન તો આ જંતુઓ શરીરમાં અમુક પ્રકારનાં વિષમય તત્ત્વો (Toxins) ઉત્પન્ન કરીને કરે છે. આ વિષને હઠાવનારી દવાઓ (antitoxins) લઈને રોગનો સામનો કરી શકાય છે.

મોટાં જંતુઓ (parasites) જ્યારે શરીરમાં પ્રવેશ કરવા પામે છે ત્યારે ઘણીવાર પ્રાણહારક નીવડે છે. આના ઉદાહરણમાં વાળાનાં જંતુઓ છે. સૂક્ષ્મ જંતુઓ જે નુકશાન કરે તેના કરતાં આ મોટાં જંતુઓ વધારે પ્રમાણમાં કરે છે. તેઓ શરીરના બંધારણને કોરી નાંખે, શરીરની અંદરના માર્ગોને રૂંધી નાંખે, લોહી ચૂસવા માંડે કે પાચનક્રિયાને મંદ પાડી દે અથવા ઝેર ઉત્પન્ન કરે અને એવા અનેક અનર્થો શરીરમાં ઘુસાડી અંતે તેનો અંત આણે.

છતાં એક વસ્તુ નોંધપાત્ર છે. કેટલાય લાંબા સમયથી આપણે વન્યપ્રાણીઓથી દૂર રહ્યા છીએ. રોગના જંતુઓના હુમલા એમના પર નહિ થતા હોય? થાય છે તો ખરા, પણ રોગથી આપણી જેવી 'વલે' થાય છે એવી તેમની થતી નથી. એટલે કે રોગનાં જંતુઓ આપણા શરીરની જેવી પાયમાલી કરે છે, જેવું આપણા શરીરને તેઓ નિચોવી નાંખે છે, તેવું વન્ય-પ્રાણીઓનાં શરીરના સંબંધમાં બનતું નથી. એમનાં શરીરો રોગો સામે સારા પ્રમાણમાં વિરોધ કરી શકે છે. આપણે જેને રોગ કહીએ છીએ તેવું એમને ઓછું થાય છે. આપણી પ્રકૃતિમાં અતિશય બાંધ-યારપણાને લઈને વધારે પડતી કુમાશ આવી ગઈ છે એટલે આપણે માટે રોગનાં જે જંતુઓ પ્રાણહર થઈ પડ્યાં છે તે એમને નથી થઈ પડ્યાં. તેઓ તો સારી રીતે એ જંતુઓનો સામનો કરી શક્યાં છે.

## (૩) કુદરતી મૃત્યુ

મૃત્યુનું સૌથી લાક્ષણિક સ્વરૂપ આ છે. શરીરના ન પહોંચી વળાતા ધીમા ઘસારાને એ આભારી છે.

મિલના કાપડની સામે હિંદી કાપડ ટકી શક્યું નહિ. હિંદી સરકારે પણ વિલાયતના કાપડને હિંદી બજારોમાં દાખલ કરવા માટે પુષ્કળ સગવડો આપી હતી.

હિંદ તે સમયે કળા, હુન્નર, ઉદ્યોગમાં જગતના બીજા દેશો કરતાં આગળ વધેલું હતું. હિંદમાં સરસ કિનખાબ પુષ્કળ પ્રમાણમાં વણાતો હતો. રેશમ તો ભારે શ્રેષ્ઠ પ્રકારનું થતું હતું. હાથીદાંત ઉપર સરસ નકશી થતી હતી. ધાતુઓનાં વાસણો પણ ઘણા સુંદર પ્રકારનાં બનતાં હતાં. આ બધા ઉદ્યોગો હિંદનાં ઝૂંપડાંઓમાં બનતા હતા, આથી કરોડો માણસોને કામ મળતું હતું. રાજ્યઅમલ વારંવાર બદલાતા હતા. વિપ્લવો જરૂર થતા હતા. મગધ સામ્રાજ્ય, ગુપ્ત સામ્રાજ્ય, મુસલમાની સામ્રાજ્ય–એવાં અનેક શાસનો બદલાતાં હતાં, પરંતુ તેથી ગામડાંઓની સમૃદ્ધિમાં અને સાદા જીવનમાં ક્યાંયે ફેરફાર થતા નહિ. હિંદ અનેક સંસ્કૃતિઓ જેવી કે ગ્રીક, પાર્થિયન, શકને ગળી ગયું છે. પરંતુ તેનાં ગામડાંઓ ઉપર ક્યાંયે અસર નહોતી. હિંદનું વહાણવટું અને વેપાર એ તો આવી હાલતમાં જ રહેતાં હતાં.

હિંદમાં બારસો વરસો થયાં મુસ્લિમ–આક્રમણો ચાલુ થયાં કરતાં હતાં. પરંતુ હિંદનાં વેપાર અને વહાણવટું સર્વે રાજ્યઅમલોમાં ખૂબ વિકાસને પ્રાપ્ત થયાં હતાં. ખીલજીવંશ, ગુલામવંશ, સૈયદ–અમલ એ સર્વે સુલતાનોએ પોતાનું વહાણવટું બાંધ્યું હતું. હિંદમાં અનેક બંદરો હતાં. શરીરે મજબૂત, સાગરની કળા જાણનાર, સાહસિક વહાણનાવિકો હમેશાં મોટી સંખ્યામાં વંશપરંપરા કળાને હસ્તગત કરી હિંદમાં વસતા હતા. ચાંચિયાગીરી પણ હિંદી સાગરોમાં પુષ્કળ હતી. બધાં વહાણોમાં હથિયારો રહેતાં હતાં. બધા નાવિકો સારા લડવૈયાઓ હતા. સમુદ્રયુદ્ધો પણ ઘણાં થતાં હતાં.

મોગલોના અમલમાં વહાણવટું સારો વિકાસ પામ્યું હતું. ચારે તરફ સાગરમાં ડચ, પોર્ટુગીઝ, અંગ્રેજનાં વહાણો હિંદની મુલાકાતે આવતાં હતાં. એમાના ઘણાખરા ચાંચિયા હતા. એમની સામે લડવા માટે હિંદી વહાણોનો મોટો લડાયક કાફલો મોગલોને નિભાવવો પડતો હતો. હાજીઓને મક્કા ખાતે પહોંચાડવા સારુ રક્ષણ માટે પણ આ લડાયક કાફલાનો ઉપયોગ કરવામાં આવતો હતો. ઔરંગઝેબ પાદશાહે પોતાના નૌકા–કાફલાનો મોટા પ્રમાણમાં વિકાસ કર્યો હતો. એને પોર્ટુગીઝો અને મરાઠાઓની નૌકાઓ સાથે પુષ્કળ યુદ્ધો થયાં હતાં. મરાઠાઓ પણ સરસ નાવિકો હતા, શિવાજીના વંશજો નૌકાઓને લૂંટફાટ માટે દૂર દૂર મૂકતા હતા. મરાઠાઓ યુરોપિયન વહાણો ઉપર પણ હલ્લો કરતા હતા. બેટ દ્વારકાના વાઘેરો પણ સરસ નાવિકો હતા. હિંદનો વિશાળ કિનારો અનેક બંદરોથી યુક્ત હતો. આ બંદરો સર્વે વહાણો, નાવિકો વેપારીઓથી ભરેલાં હતાં.

હિંદના લોકોએ પરદેશો ખાતે મોટાં સંસ્થાનો બાંધ્યાં હતાં. આજે એને લગતી શોધખોળો પુષ્કળ પ્રમાણમાં થઈ રહી છે. ચારે તરફ અનેક સુંદર રાજ્યો હિંદીઓએ સ્થાપ્યાં હતાં. જાવા ખાતે હિંદીઓનું મોટું રાજ્ય હતું. અહીં અનેક મહાન પરાક્રમી રાજાઓ થઈ ગયા છે. જાવા ખાતે બોરોબંદરનું મોટું બૌદ્ધ મંદિર કારીગરી, હુન્નર અને કોતરકામનો શ્રેષ્ઠ નમૂનો છે. જાવાના બાલીબંદરમાં હજુ પણ હિંદીઓનો હિંદુધર્મ પ્રવર્તે છે. ત્યાં બાલી ભાષામાં રામાયણ, મહાભારત અને ભગવદ્ગીતા મળે છે. બોરોબંદરમાં અનેક વહાણો, નાવિકો અને વહાણવટીઓનાં ચિત્રો પથ્થરો ઉપર કોતરેલાં છે. જાવાનાં સુંદર નૃત્યો હિંદની અસરવાળાં છે. આપણામાં કહેવત હતી કે— જે જાય જાવે તે પાછો ન આવે, આવે તો પરિયા ને પરિયા ચાવે.

સિયામ પાસે ફ્રેંચોના શાસનનું ઈન્ડો ચાઈના છે. આ ઈન્ડો ચાઈનામાં કંબોડિયા ખાતે મોટું હિંદી સંસ્થાન હતું. નવમી સદીથી તેરમી સદી સુધી અહીં મોટા પરાક્રમી હિંદી રાજાઓ થઈ ગયા છે. એમણે દિગ્વિજયો કર્યા હતા. હમણાં કંબોડિયામાં ઘીચ જંગલોની અંદર મોટાં હિંદી શહેરો પ્રાપ્ત થયાં છે. એનો વિસ્તાર, કોતરકામો, સરસ શિલ્પકળા, સુંદર

સ્થાપત્યો, વિશાળ અને શ્રેષ્ઠ કારીગરીવાળાં મંદિરો, મિનારાઓ જગતમાં અજોડ ગણાયાં છે. એના વિષેની હકીકત 'ઊર્મિ'ના વાંચકો પાસે રજૂ કરવાની ભવિષ્યમાં મુરાદ છે. દૂર દૂર સાગર પારના દેશોમાં હિંદીઓએ ભારે પુરુષાર્થ દેખાડ્યો છે.

સિયામમાં હિંદી સંસ્કૃતિના અવશેષો આજ પર્યંત છે. ફીલિપાઈનમાં નવીન શોધખોળના આધારે હિંદીઓનું જૂનું સંસ્થાન જણાયું છે. ફીલિપાઈન ભાષામાં પણ અનેક સંસ્કૃત શબ્દો મળે છે. બોર્નીઓમાં પણ હિંદના વહાણવટીઓએ મોટું સંસ્થાન સ્થાપ્યું હતું. સુમાત્રામાં પણ હિંદીઓનું સંસ્થાન હતું. એ સમયના સર્વે સુધરેલા દેશોમાં હિંદીઓનાં વહાણો ઘૂમતાં હતાં. એમનાં વહાણો જગતનાં તે સમયનાં સર્વે બંદરોના ખૂંટાઓમાં બંધાતાં હતાં. હિંદીઓનો આ વિષયમાં સતત અને ચાલુ પુરુષાર્થ હતો. હિંદનું વહાણવટું, વેપાર અને ગૃહઉદ્યોગો શરૂઆતથી તે ઠેઠ અઢારમી સદી સુધી મહત્ત્વતા ભોગવતાં હતાં. શ્રેષ્ઠ સંસ્કૃતિમાં બે દેશો આગેવાન હતા. પ્રથમ ચીન અને બીજું હિંદ. હવે બંને વૃદ્ધ થયા છે.

ઠેઠ સત્તરમી સદીમાં હિંદના ગુજરાતી વહાણવટીઓએ નૌકાવેપારમાં ભારે નામના મેળવી હતી. ચારે તરફ એમનાં નાનાં નાનાં વહાણો ઘૂમતાં હતાં. આફ્રિકાના પરસીયન ગલ્ફ, રેડ સી અને અરબ કોસ્ટ ઉપર નાનાં નાનાં હિંદી વહાણો વેપાર ચલાવતાં હતાં. એ સમયે મસ્કતના સુલતાનો ભારે શક્તિસંપન્ન હતા. અરબસ્તાનના મોટા ભાગ ઉપર આધિપત્ય ભોગવતા હતા. એમણે આફ્રિકાનો કેટલોક ભાગ જીતી લીધો હતો. આ મસ્કતના સુલતાનોએ હિંદી વેપારીઓને મોટું ઉત્તેજન આપ્યું હતું. ગુજરાતીઓને પોતાના વજીરો બનાવ્યા હતા. નાણાં અને આર્થિક સલાહકારો પણ હિંદી વેપારીઓ જ હતા. સુલતાનોને આ દૂઝતી ગાયો જેવા હતા. મોટા વેપારથી મસ્કતના સુલતાનો ગુજરાતી વેપારીઓ ઉપર ઘણા પ્રસન્ન રહેતા હતા. એમને માટે એઓએ જુદો વિભાગ સાગરકિનારે કાઢી આપ્યો હતો. એમાં ગુજરાતી વેપારીઓની ધર્મભાવના અને ધાર્મિક રીતરિવાજોનું પણ બરાબર રક્ષણ કરવામાં આવતું હતું. ગુજરાતી વેપારીઓનો મસ્કતમાં મોટો મોટો માનમરતબો હતો.

મસ્કતનું જકાતખાતું પણ હિંદી વેપારીઓના સ્વાધીનમાં હતું. સુલતાનો પાસે એમનું સારું ચલણ હતું. નિર્દોષ, સંતોષી અને રાજ્યલોભ વગરના અહિંસક ગુજરાતી વેપારીઓ ઉપર સુલતાનોના ચારે હાથ રહેતા હતા. ગુજરાતી વેપારીઓનાં નાનાં નાનાં વહાણો મોટા પ્રમાણમાં મસ્કત ખાતે આવતાં હતાં. મસ્કતનાં ખારેક, ખજૂર, દાડમ હિંદી વેપારીઓ ખરીદતા હતા. બહેરીનનાં મોતીઓ પણ હિંદી વેપારીઓ ખરીદ કરતા હતા. બદલામાં હિંદનું કાપડ, તલવારો, મીઠું, માટીનાં વાસણો, ધાતુનાં વાસણો મસ્કતના રાજ્યમાં હિંદીઓ લાવતા હતા. હિંદીઓને વેપારમાં સારો કસ રહેતો. સુલતાનની મહેરબાનીથી એમનાં રીતરિવાજો અને ધર્મ સચવાતાં હતાં. ધીમે ધીમે તેઓ પોતાનાં બાળબચ્ચાંઓને પણ મસ્કત લાવતા હતા. અંગ્રેજોના અમલ પછી ગુજરાતી વેપારીઓનાં શક્તિ, સાહસ અને વેપાર ઉપર અંકુશ મુકાયો છે.

પંદરમી સદીથી તે અઢારમી સદી સુધી આફ્રિકાના જંગબારના મહાન સુલતાનોએ હિંદના ગુજરાતી વેપારીઓને મોટો આશ્રય આપ્યો હતો. બે ત્રણ માસ સુધી નાનાં વહાણોમાં સાગરની સફરો કરતા ગુજરાતી વેપારીઓના નાના યુવકો જંગબાર પહોંચતા હતા. જંગબારમાં એઓ મોટા હિંદી વેપારીઓને ત્યાં રહી નામુંઠામું અને હિસાબ શીખતા હતા. સ્વાયલી ભાષા પણ બોલતા શીખતા હતા. ત્રણ ચાર વરસ સુધી વેપાર શીખી તેઓ ગામડાંઓમાં દુકાનો ખોલી પોતાના વેપારને ખીલવતા હતા. અનેક જંગલીઓના ગામડામાં એક એક હિંદી દુકાન તો હોય જ. જંગબારના સુલતાનો આ હિંદી વેપારીઓને પુષ્કળ ઉત્તેજન આપતા હતા. હિંદી વેપારીઓ રાજ્યને આબાદ કરતા હતા. રાજ્યની પેદાશમાં ભારી વધારો કરાવતા હતા.

આ સમયે જંગબારનું સામ્રાજ્ય બહુ મોટું હતું. ઠેઠ દારેસલામ સુધી એમનું શાસન હતું. ચારે તરફથી જંગબારની મોટી બજારમાં ગુલામો, હાથીદાંત, નાળિયેર, લવીંગ અને બીજા જંગલી પદાર્થો આવતા હતા. સાથે હિંદી કાપડ અને કરિયાણું, રેશમ તથા બીજી અનેક વસ્તુઓ હિંદથી આવતી હતી. આ સર્વે વેપાર હિંદી વેપારીઓના હાથમાં હતો. અનેક કરોડાધિપતિ અને લક્ષાધિપતિ ગુજરાતી વેપારીઓ જંગબારમાં હતા. જંગબારમાં તેઓ ગુજરાત વસાવી બેઠા હતા. જંગબારના જકાતખાતાનો બધો કારભાર હિંદી ગુજરાતી વેપારીઓના હાથમાં હતો. સુલતાનના તેઓ આર્થિક સલાહકારો હતા. પોતાનો ધર્મ અને રીતરિવાજ ગુજરાતી વેપારીઓ સારી રીતે પાળતા હતા. તેઓનો આરબોની વચ્ચે સરસ માનમરતબો હતો.

શેઠ લધા રામજીએ જંગબારમાં મોટું નામ કાઢયું હતું. જેરામ શિવજીની કરોડાધિપતિ પેઢીના એ મુનીમ હતા પરંતુ જંગબારના સુલતાનોના એ વજીર હતા. એમની લાગવગ અગ્રેજો, ફ્રેંચો અને અમેરિકન વેપારીઓ વચ્ચે બહોળા પ્રમાણમાં હતી. સુલતાનની લધાભા ઉપર ભારે પ્રીતિ હતી. લધાભાએ પોતાની લાગવગનો ઉપયોગ ગુજરાતીઓના સંસ્થાનના વિકાસ માટે સાધ્યો હતો. એમણે પોતે અનેક વહાણો બંધાવ્યાં હતાં, અનેક વહાણોથી મોટો વેપાર સાધ્યો હતો; પરંતુ બ્રિટિશરોની જંગબાર ઉપર સત્તા જામી હતી. એમણે સુલતાનને તદ્દન નબળો બનાવી દીધો. બધી સત્તા પોતાના હાથમાં લીધી. ત્યારથી હિંદીઓની જંગબારમાં અવનતિ ચાલુ છે. એમનું વહાણવટું અને વેપાર બંને ક્ષીણ થયાં છે.

છેક ઓગણીસમી સદીની શરૂઆત સુધીમાં હિંદમાં સારાં વહાણો બંધાતાં હતાં. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ હિંદની સસ્તી મજૂરી, સસ્તું લાકડું, વહાણ બાંધવા માટે સારા કારીગરો જોય ત્યારે એ કંપની પોતાનાં વહાણો અને મનવારો હિંદમાં બાંધવા માંડી. મુંબઈ અને કલકત્તામાં સને ૧૭૩૫ લગભગમાં વહાણો બનાવવા માટે નાની નાની ગોદીઓ બાંધવામાં આવી. મુંબઈમાં સુરતના પારસી ગૃહસ્થ લવજી નસરવાનજી વહાડિયાએ વહાણો બાંધવાને માટે સરસ ગોઠવણો કરી. એઓ મનવારો પણ બાંધવા લાગ્યા. કલકત્તાની ગોદીમાં પણ વહાણો બંધાવા લાગ્યાં. ઈસ્ટ ઈન્ડિયા કંપનીનાં સારાં, શોભિતાં અને સસ્તાં વહાણો હિંદમાં બંધાતાં જોઈને બ્રિટિશ સરકારને પણ પોતાની મનવારો હિંદમાં બાંધવાનો વિચાર થયો, એટલે મુંબઈ અને કલકત્તાની ગોદીઓમાં છૂટથી વહાણો બંધાવા લાગ્યાં હતાં.

શેઠ લવજી વહાડિયાના વંશજોએ ઉત્તરોઉત્તર ચાર પેઢીઓ સુધી હિંદી સરકાર અને બ્રિટિશ સરકાર માટે વહાણો અને મનવારો બાંધી હતી. લવજીના હાથથી કુલ ૨૦ મનવારો અને ૧૪ વહાણો બંધાયાં હતાં. એમના પુત્રોએ ૨૯ વહાણો બાંધ્યાં હતાં. ત્રીજી પેઢીના ફરામજી માણેકજીએ ૩૦ નવાં વહાણો બાંધ્યાં હતાં. ત્રીજી પેઢીના શેઠ જમશેદજી વહાડીઆએ ૫૬ બારકસો બાંધ્યાં હતાં. તેમાં કેટલાંક વહાણો તો ૧૪ તોપોવાળાં હતાં. એ રીતે પેઢીદરપેઢી આ વહાડિયા કુટુંબના નમીરાઓ સરસમાં સરસ મનવારો બાંધતા હતા. એમણે સેંકડો મનવારો બ્રિટિશ સરકાર માટે બાંધી હતી.

હિંદમાં બંધાતાં સરસ વહાણો માટે સર. વીલિયમ ડીગ્બી લખે છે કે—

"એકસો વરસો પહેલાં હિંદની ગોદીઓમાં સરસ વહાણવટું તૈયાર થતું હતું. સને ૧૮૦૦માં ગવર્નર જનરલ લોર્ડ વેલેસ્લિએ જણાવ્યું હતું કે હિંદમાં બનેલાં લગભગ દશહજાર ટનનાં વહાણો કલકત્તાની ગોદીમાં ઇંગ્લંડ માટે માલ ઉપાડે છે."

હિંદમાં વહાણો કેવાં મજબૂત બંધાઈ શકતાં હતાં તે માટે કર્નલ વૉકર સને ૧૮૧૧માં નીચે મુજબ જણાવે છે—

"ઘણાં મુંબઈમાં બાંધેલાં વહાણો ૧૪–૧૫ વરસો સુધી સારું કામ આપી નેવીમાં લાવવામાં આવ્યાં છે. તેઓ તાજાં બનાવ્યાં હોય તેવાં મજબૂત છે. યુરોપમાં બનાવેલું કોઈ વહાણ ૭ સફર ઉપરાંત કામ આપતું નથી.

હિંદમાં વહાણો કેટલાં સસ્તાં બંધાતાં હતાં તે માટે એ જ ગૃહસ્થ જણાવે છે—

"ઇંગ્લંડમાં વહાણુ બાંધવા કરતાં હિંદમાં મુંબઈ ખાતે વહાણો ચોથા ભાગની કિંમતે તૈયાર થઈ શકે છે. બંગાળમાં અને પ્રિન્સ ઑફ વેલ્સ ટાપુઓમાં સરસ વહાણો તૈયાર થઈ શકે તેવી સગવડો છે."

હિંદની ઉત્તરે પંદરસો માઈલ લાંબી હિમાલયની પર્વતમાળા આ દેશનું રક્ષણ કરી રહી છે. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ ત્રણે દિશાઓમાં સાગર હિંદનું રક્ષણ કરી રહ્યો છે. વહાણવટાને માટે હિંદ આદર્શ દેશ છે. આથી જ છેલ્લાં વીસ સૈકાંઓ થયાં હિંદનાં નાનાં નાનાં વહાણો જગતના સમુદ્રોનું મંથન કરતાં આવ્યાં છે. આથી જ હિંદને પ્રાચીન પરદેશી લેખકો મોટું સમૃદ્ધ અને વેપારી પ્રદેશ તરીકે વર્ણવી ગયા છે. હિંદ સુવર્ણભૂમિ છે. એના રાજામહારાજાઓની સમૃદ્ધિ અને શ્રીનો કાંઈ પાર નથી એવાં લખાણોના પાયામાં હિંદનું વહાણવટું અને વેપાર હતાં. હિંદનાં નાનાં નાનાં પણ મજબૂત ટકાઉ વહાણો, તેના દ્વીપથી, લોઢા જેવા ખડતલ અને શૂરા ખલાસીઓ, એના સાહસિક ઉદ્યોગી અને બુદ્ધિમાન વેપારીઓથી હિંદનું પ્રાચીન ભવ્ય હતું.

હિંદમાં ચાર હજાર માઈલનો કિનારો છે. સેંકડો સરસ બંદરો છે. વંશપરંપરાના ધંધો કરનારા ખલાસીઓ છે. હિંદની ભૂમિમાં અબજો ટન લોઢું જમીનની અંદર છે. મોટાં કારખાનાં બંધાવી શકાય તેવાં સરસ સ્થાનો છે. શ્રેષ્ઠ કારીગરોનો હિંદમાં તોટો નથી. લાકડા–સાગના મજબૂત લાકડા-નાં મોટાં વનો હિંદમાં છે. સરસ વહાણવટું બાંધવાને માટે હિંદમાં પૂરતી મૂડી છે. સસ્તી અને સારી મજૂરી મળે તેમ છે. હજારો વર્ષોનો સાગરનો અનુભવ છે. આ સર્વે છે, પરંતુ રાજ્યાશ્રય બિલકુલ નથી. ભૂતકાળમાં બ્રિટિશરોએ આપણા ઉદ્યોગોને દબાવી નાખવા પ્રયત્નો કર્યા હતા. વર્તમાનકાળમાં પણ એમને બ્રિટિશ ઉદ્યોગો પોતાના અને હિંદી ઉદ્યોગો સાવકા લાગે છે. આથી હિંદનું વહાણવટું આગળ વધતું નથી.

હિંદનો વહાણવટાનો ઉદ્યોગ ઠેઠ અઢારમી સદી સુધી સરસ ચાલતો હતો, પરંતુ સને ૧૮૭૧ પછી સ્ટીમરોની શોધ થઈ. એમને અને વિલાયતના વહાણવટાને ઉત્તેજન આપવા હિંદી સરકારે મુંબઈ કલકત્તાની વહાણો બાંધવાની ગોદીઓ બંધ કરાવી દીધી. હિંદમાં વહાણો અને મનવારો બાંધવાનો ઉદ્યોગ ધીમે ધીમે આશ્રય વગર પડી ભાંગ્યો. બદલામાં અંગ્રેજ સ્ટીમર કંપનીઓએ હિંદી વેપાર–ઉદ્યોગની મૉનોપોલી લઈ લીધી. પરદેશો ખાતેનો મોટો વેપાર પણ આ બ્રિટિશ વહાણવટીઓના હાથમાં આવ્યો. પેસેંજરો લઈ જવા લાવવાનો મોટો ધંધો પણ એમના હાથમાં આવ્યો. મેઈલો અને પોષ્ટ ઉપાડવાનો ધંધો પણ બ્રિટિશ સ્ટીમર લાઈનોને મળ્યો. દર વરસે હિંદને પચાસ કરોડ રૂપિયાનું બિલ પરદેશી વહાણવટાની કંપનીઓને ચુકાવવું પડતું હતું.

આપણા દેશમાં જ મૉનોપોલી રૂપે પાકતા જૂટ અને જૂટના કોથળાઓ–આ સર્વે અહીંથી પરદેશી સ્ટીમરો ઉપાડી જાય છે. આપણા કપાસના મોટા પાકમાંથી લગભગ ત્રીસ પાંત્રીસ લાખ ગાંસડીઓ પરદેશી સ્ટીમરો ઉપાડી જઈ નૂર ખાટે છે. દર વરસે ૪૦ કરોડ રતલ "ચા" પણ પરદેશી સ્ટીમરોમાં જ ચડે છે. દશથી પંદર લાખ ટન ચોખા, ત્રણથી ચાર લાખ ટન ઘઉં, અળશી, સરસી, ભોંયશિંગ અને એવી અનેક વસ્તુઓ પરદેશી સ્ટીમરોનાં તળિયાંમાં પરદેશો ખાતે લઈ જવાય છે. આપણે ત્યાં પાકતાં રબર, મેંગેનીઝ પીગ અયર્ન, કોપરાં, કરિયાણાં, તેલો, કિંમતી લાકડું–એ સર્વે વસ્તુઓ પરદેશી સાધનો દ્વારા પરદેશો ખાતે ચડે છે. આપણી પરાધીનતા માત્ર રાજકીય નથી–આર્થિક પણ છે.

આમદાની માલ માટે પણ એમ જ છે. પ્રથમ લગભગ ૬૦ કરોડ રૂપિયાનું કાપડ દર વરસે હિંદમાં આવતું હતું. હમણાં પણ વીશ કરોડ રૂપિઆનું કાપડ હિંદમાં દર વરસે આયાત કરાય છે. એ સર્વે પરદેશી સ્ટીમરોમાં આવે છે. આપણે દર વરસે પંદર કરોડ રૂપિયાની ખાંડ આયાત કરતા હતા તે પણ પરદેશી સ્ટીમરોમાં આવતી હતી. આપણે ૧૨–૧૩

કરોડની મશીનરી—એટલે યંત્રો-આયાત કરીએ છીએ, તે સિવાય સિમેંટ, દારૂગોળો, રેલવેનો સામાન અને અનેક વસ્તુઓ પરદેશોથી મંગાવીએ છીએ. આ સર્વે આયાત પરદેશી સ્ટીમરો મારફતે થાય છે.

પરદેશી વેપાર પરદેશી સ્ટીમર કંપનીઓ પાસે છે. એટલું જ નહિ પરંતુ હિંદથી પરદેશ તરફ જતા લાખો પેસેન્જરોની ફી આવવા-જવાની પણ આ પરદેશી કંપનીઓને મળે છે. આ સિવાય પોષ્ટખાતા તરફથી પણ આ પરદેશી કંપનીઓને મોટી રોકડ મદદ મેઈલ લઈ આવજાવ કરવાની મળે છે. હિંદ બહારનો સર્વે વેપાર આ પરદેશી કંપનીઓના હાથમાં છે. એટલું જ નહિ પણ હિંદની અંદરનો આંતર-પ્રાંતીય વેપાર પણ થોડાં વરસો ઉપર લગભગ અંગ્રેજ કંપનીઓની મોનોપોલી જેવું હતું. અંગ્રેજ કંપનીઓની સ્ટીમરો હિંદનાં બંદરોમાંથી બિનહિંદી બંદરો ખાતે માલ લઈ જતી હતી. તેવી જ રીતે મેઈલો એટલે પોષ્ટ પણ એ જ લઈ જતી હતી. તેમ જ પેસેન્જરો પણ એ જ કંપનીઓની સ્ટીમરોમાં જતા હતા. કોલસાના મોટા કંટ્રાકટો પણ એ જ અંગ્રેજી કંપનીની સ્ટીમરોને હિંદી સરકાર આપતી હતી.

પી. ઓ. કંપની, બ્રિટિશ ઇન્ડિયા નેવીગેશન કંપની, એશિયાટીક સ્ટીમ નેવીગેશન કંપની—આ ત્રણેય મોટી કંપની બ્રિટિશ મૂડીમાંથી સ્થપાઈ છે. એઓએ હિંદ પાસેથી ભૂતકાળમાં અઢળક સંપત્તિ મેળવી છે. બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કંપનીની બે સ્ટીમરો માત્ર હતી. ધીમે ધીમે એણે આઠ લાખ ટન જેવડો મોટો કાફલો તૈયાર કરી લીધો છે. એ કંપનીએ હિંદમાંથી મોટો લાભ મેળવ્યો છે. બીજી કંપની એશિયાટીક સ્ટીમ નેવીગેશન કું. છે. એણે જાવાની ખાંડના નૂરમાં મોટો લાભ ભૂતકાળમાં મેળવ્યો છે. હવે હજ માટે હાજીઓને લઈ જઈ તેમાંથી મોટો લાભ મેળવે છે. પી. ઓ. કંપનીને મેઈલ અને પેસેંજરોનાં નૂરનો લાભ મળે છે. આ ત્રણે કંપનીઓ લૉર્ડ ઇચકેપની લાગવગ નીચે હતી. હિંદમાંથી એમને મોટા પ્રમાણમાં પુષ્ટિ મળી છે. હિંદી સરકારે એ પુષ્ટિમાં ભારે સહકાર આપ્યો છે.

ભૂતકાળમાં અનેક દેશભક્ત હિંદીઓએ દેશી સ્ટીમર કંપનીઓ હિંદના અનેક ભાગોમાં ઊભી કરી છે. આ કંપનીઓને હિંદી સરકાર તરફથી કાંઈ પણ ઉત્તેજન મળ્યું નહોતું. દસ વીશ લાખ રૂપિયાની આ કંપનીઓને બી. આઈ. અને એશિયાટીક કંપનીઓ જેવી કરોડોની મૂડી ધરાવનાર કંપની સાથે કેમ ટકી શકવું શકય હોય? એ કંપનીઓની સાથે બી. આઈ. એસ. એન. કંપની મોટી હરીફાઈ કરતી હતી. માલના નૂરના ભાવો તદ્દન બેસાડી દેવામાં આવતા હતા. પેસેંજરોની ટિકિટના ભાવો પણ ઘટાડી નાંખવામાં આવતા હતા. સ્વદેશી કંપનીનો આર્થિક સંહાર કરવાનાં બધાં શસ્ત્રો વાપરવામાં આવતાં હતાં. જે વેપારી સ્વદેશી કંપનીની સ્ટીમરોમાં માલ ચડાવતો હતો તેનું રિબેટ અટકાવવામાં આવતું હતું. આ રીતે સ્વદેશી કંપનીની સ્ટીમરો ખોટમાં ચાલતી હતી

ધી બેંગાલ સ્ટીમ નેવીગેશન કું. સ્વદેશી નેવીગેશન કું., ધી ઇન્ડિયન નેવીગેશન કું., ધી એંગ્લો ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કું.—આવી આવી પંદર સ્ટીમર કંપનીઓ ઊભી થઈ. જેવી એક સ્વદેશી સ્ટીમર કંપની ઊતરી પડતી કે બી. આઈ. એસ. કંપની એની સામે હરીફાઈમાં ઊતરી પડતી હતી. છેવટે મફત પેસેંજરો ઉપાડવા જેટલી હરીફાઈ ચાલતી હતી. પરિણામે સ્વદેશી સ્ટીમર કંપની ફડચામાં જતી હતી અથવા બી. આઈ. એસ. એન. કંપની એને ખરીદી લેતી હતી. આવી રીતે સ્વદેશી સ્ટીમર કંપનીઓ અંગ્રેજ કંપની સામે હરીફાઈમાં ઊતરી શકતી નહોતી. સરકારની બધી દિલસોજી અંગ્રેજ કંપની તરફ હતી. યુરોપિયન વેપારીઓ તો ખુલ્લી રીતે આ સ્વદેશી કંપનીઓને દાબી દેવા અનુકૂળ હતા. દેશી વેપારીઓનો મોટી રકમ રિબેટ અંગ્રેજ કંપનીના હાથમાં હતો. આથી છાનાં નામે દેશી વેપારીઓ માલ ચડાવી સ્વદેશી કંપનીઓને ઉત્તેજન આપતા હતા

દરેક દેશના ઇતિહાસમાં પોતાના દેશની સ્ટીમર કંપનીઓને ત્યાં ત્યાંની સરકારે ભારે મદદ અને સહકાર આપ્યાં છે. અંગ્રેજી વહાણવટું બ્રિટિશ અને

હિંદી સરકારોની મદદ અને ઉત્તેજન વગર કદી આગળ વધી શકત નહિ. હજી સુધી ત્યાંની સરકાર વહાણવટીઓને વાર્ષિક બે કરોડ પાઉંડની મદદ આપે છે. અમેરિકાની સરકારે પોતે સીધી મદદ અને આર્થિક સહકાર આપી લગભગ અર્ધસરકારી મોટું વહાણવટું સ્થાપ્યું છે. મુસોલેનીએ પણ સરકારની મદદ આપી મોટો વહાણોનો કાફલો તૈયાર કર્યો છે. જર્મન વેપારી વહાણોનો કાફલો પણ સરકારી સહકારને લીધે જ સાગરોમાં વેપાર કરે છે. રશિયાનો વહાણોનો કાફલો તો સરકારી માલેકીનો છે. જાપાનનો વિકાસ થાય તો વહાણનો કાફલો સરકાર તેમ જ ઉદ્યોગપતિઓના સહકારથી ચાલે છે. માત્ર હિંદી વહાણવટું સરકારને બ્રિટિશ લાગવગ અને અંગૂઠા નીચે છે. તેણે સ્વદેશી વહાણવટાને બિલકુલ ઉત્તેજન ભૂતકાળમાં આપ્યું નથી.

કેનેડા, ઑસ્ટ્રેલીઆ, દક્ષિણ આફ્રિકા વગેરે સ્થાનોએ પોતપોતાના સ્વતંત્ર વેપારી કાફલાઓ મોટી સરકારી આર્થિક મદદ સાથે બાંધ્યા છે. મહાયુદ્ધમાં સ્ટીમરોની માંગ વધી પડી હતી. નૂરના ભાવો દશગણા વધી ગયા હતા. લડાઈના કામ માટે સ્ટીમરો મળતી નહોતી ત્યારે હિંદી વહાણવટાને ઉત્તેજન આપવાનો હિંદી સરકારને વિચાર આવ્યો હતો, પરંતુ તે નિષ્ફળતામાં પરિણમ્યો. યુદ્ધ બંધ થયું એટલે આ યોજના કાગળ ઉપર જ રહી ગઈ.

આ સમયમાં મુંબઈમાં એક મોટી વહાણવટાની સ્વદેશી કંપની ઊભી થઈ. શેઠ નરોત્તમ મોરારજીએ સીંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીની સ્થાપના કરી. અગાઉ સ્વદેશી સ્ટીમ નેવીગેશન કંપનીઓની મૂડી નાની હતી. સીંધિયા કંપનીની મૂડી મોટી હતી. મુંબઈના હિંદી મૂડીપતિઓ પ્રથમથી જ સારા વ્યવસ્થા કરનાર જણાયા છે. એમણે આ વહાણવટાની કંપનીના ઉદ્ધાર માટે તન–મન–ધનથી મહેનત કરી. તરત બી. આઈ. એસ. એન. કંપનીએ સખત હરીફાઈ શરૂ કરી. પંદર રૂપિયા દર ટનનું નૂર હતું. તેમાંથી ચાર પાંચ રૂપિયા નૂર ઘટાડવામાં આવ્યું. ત્રણ ચાર વરસો સુધી હરીફાઈ ચાલુ રહી. દરમિયાનમાં લોર્ડ ઈંચકેપે સિંધિયા કંપનીની સ્ટીમરો ચાલુ બજારભાવથી બેવડા ભાવે ખરીદી લેવા ઑફર મૂકી. પરંતુ સીંધિયા કંપનીના ડાયરેક્ટરોએ પોતાની કંપનીને વેચી નહિ. હરીફાઈથી બંને કંપનીઓને ભારે નુકશાન થતું હતું.

દરમ્યાનમાં હિંદમાં મોન્ટેગ્યુએ નવા સુધારા દાખલ કરી હિંદીઓને રાજદ્વારી સત્તાનો સ્વાદ લગાડ્યો હતો. ધારાસભામાં વારંવાર સ્વદેશી કંપનીને ઉત્તેજન આપવા માટે પુષ્કળ ચર્ચાઓ થવા લાગી. આથી હિંદી સરકારને પણ આ વિષયમાં કાંઈ પગલાં લેવાની ફરજ પડી. એમણે સ્કીન કમિટી નીમી બાર માસ સુધી આ કમિટીમાં પુષ્કળ ચર્ચા અને સાક્ષીઓ લીધી. છેવટે એમણે પોતાનો રિપોર્ટ બહાર પાડ્યો. એમાં હિંદનો આંતરસામુદ્રિક વહાણવટાનો વહીવટ હિંદી વહાણવટું કરે એવી ભલામણ મુખ્ય હતી. આ ભલામણ હિંદી સરકારને કડવી ગોળી જેવી થઈ પડી. મહાશક્તિશાળી બી. આઈ. એસ. કંપનીએ વિલાયતમાં પોતાની ભારે લાગવગ વાપરી. પરિણામે આ ભલામણ અભેરાઈ ઉપર ચડાવી મૂકવામાં આવી. હિંદી સરકાર બ્રિટિશ વહાણવટાને નારાજ કરી શકી નહિ.

મધ્યસ્થ ધારાસભામાં વહાણવટાના પ્રશ્નો હિંદી સભ્યો ચર્ચવા માંડ્યા. સરકાર હમેશાં તેના ઉડાવનારા જવાબો આપતી હતી. પરંતુ આ સ્થિતિ હિંદી સરકાર માટે અસહ્ય થઈ પડી. શક્તિશાળી અંગ્રેજ સ્ટીમર કંપનીને સમાધાન કરવાની સૂચના મળી. લૉર્ડ ઈરવીનની સરકારે બી. આઈ. કંપની ઉપર દબાણ કરાવ્યું. આથી સીંધિયા સ્ટીમર કંપની અને બી. આઇ. એસ. કંપની વચ્ચે સમાધાન થયું. હિંદના આંતરબંદરી વેપારને આ બંને કંપનીઓએ વહેંચી લીધો છે. સીંધિયા કંપની હવે અંગ્રેજ વહાણવટાની કંપની સાથે હળીમળીને ચાલે છે. સીંધિયા કંપનીએ દેશના હિત કરતાં પોતાના શેર–હોલ્ડરોનું હિત વધારે પ્રમાણમાં જોયું છે. પરિણામે અંગ્રેજી કંપની સ્થિર બની છે.

મધ્યસ્થ હિંદી ધારાસભામાં હિંદી વહાણવટાના લાભ માટે ચાલુ બિલો નોન–ઑફિશિયલ સભ્યો

લાવે છે. પરંતુ તેને સરકારી ટેકો રહેતો નથી રિબેટ કાઢી નાંખવાનાં બિલો અનેક વખત આવ્યાં. પરંતુ તેનું પરિણામ શૂન્યમાં આવ્યું છે. બીજા આંતર-બંદરી વેપાર હિંદીઓના હાથમાં રાખવાના ઘણા ઠરાવો થયા છે. પણ હિંદી સરકારે તેમને મચક આપી નથી. હજુ સુધી એ ચર્ચા ત્યાં ચાલુ છે. પણ પરિણામ શૂન્ય આવ્યું છે. હિંદી સભ્યો આ માટે ભારે અકળાય છે. પરંતુ બ્રિટિશ વેપારી બચ્ચો અત્યંત જોરાવર છે. હિંદી સરકાર ઉપર એઓની વિલાયત મારફતે ભારે લાગવગ છે. હિંદી સરકારને સેક્રેટરી ઑફ સ્ટેટની આજ્ઞા માનવી પડે છે. એટલે આ વિષયમાં એનાથી હિંદીવાનો તરફ કાંઈ પણ મીહાશ બતાવી શકાતી નથી.

હિંદનો પરદેશો સાથેનો બધો વેપાર પરદેશી વહાણવટાની કંપનીઓ મારફતે થાય છે. એમાં હિંદીઓને જરા-ઇય જેટલો-પણ અવકાશ નથી. સીંધિયા કંપનીએ પરદેશના વેપાર માટે એક વહાણવટાની કંપની ઊભી કરવાની ઇચ્છા રાખી હતી. તે માટે બધી યોજના પણ તૈયાર હતી. પરંતુ હમણાં બધા યુરોપનાં મહારાજ્યો લશ્કરી સાધનોની મોટી તૈયારીઓ વસાવે છે એટલે લોઢું-પોલાદ ખૂબ મોંઘાં થયાં છે. લોઢું-પોલાદ મોંઘાં થવાથી સ્ટીમરોની કિંમત ઘણી વધી ગઈ છે. આથી આ યોજના મુલતવી રહી છે. કદાચ પાંચેક વરસો પછી આ યોજના ફળીભૂત થશે.

અંગ્રેજ વહાણવટાની કંપનીને હિંદના નવા ૧૯૩૫ના કાયદા મુજબ ખાસ કાયદેસર રક્ષણ આપવામાં આવ્યું છે. આથી હિંદી સરકાર કે પ્રાંતીય સરકાર એમના વિરુદ્ધ ખાસ કાયદો ઘડી શકે તેમ નથી. એમના લાભો ઉપર ખાસ ધ્યાન અપાય છે. હમણા સીંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીએ લોર્ડ ઇંચકેપની એક કંપની એશિયાટીક સ્ટીમ નેવીગેશન કંપની સામે ભારે હરીફાઇ કરવા માંડી છે. આ કંપનીના હાથમાં હાજીઓને હજ માટે લઈ જવાનો મોનોપોલી ધંધો છે. એ ધંધામાં એવી સખત હરીફાઈ થઈ પડી છે કે હાજીનું નૂર રૂ. ૨૫૦) હતું, તેમાંથી માત્ર સિત્તેર રૂપિયા જ કરવામાં આવ્યું છે. હિંદી સરકારની સૂચનાથી થોડો વખત સુલેહ થઈ. પરંતુ પાછો વાંધો પડતાં હરીફાઈ ચાલુ થઈ છે. સીંધિયાને એ ધંધામાં સારો ભાગ જોઈએ છે. એશિયાટીક તેમાં થોડો ભાગ આપવા માંગે છે.

મુંબઈ-કરાચીથી કલીકટ, કોચીન, નેગાપટ્ટમ, મદ્રાસ અને ટયુટીકોરીનના આંતરબંદરી વેપાર માટે નાની નાની અનેક સ્વદેશી કંપનીઓ ઊભી થઈ છે. આ કંપનીઓ પાસે પૂરતી મૂડી પણ નથી. તેમ સારી અને પૂરતી સંખ્યામાં સ્ટીમરો પણ નથી. ધારવાડ, માંગરોલ વગેરે ઠેકાણે અને કાઠિયાવાડનાં બંદરો ખાતે બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો માલ તથા પેસેંજરો લાવ-લઈજાવ કરે છે. આ કંપનીની મૂડીનો ઘણો ભાગ સ્વદેશી છે, પરંતુ એનો વહીવટ અને મેનેજીંગ એજંસી બ્રિટિશ કંપનીના હાથમાં છે. સીંધિયાની એકાદ આશ્રિત કંપની છેલ્લાં બે વરસો થયાં આ અર્ધબ્રિટિશ કંપની સાથે હરીફાઈમાં ઊતરી છે. માલ અને પેસેંજરોનાં નૂરમાં મોટો ઘટાડો કર્યો છે. સમાધાનના અનેક પ્રયત્નો સર્વે ફોગટ ગયા છે. જોશબંધ હરીફાઈ ચાલુ છે. સીંધિયાની આશ્રિત કંપનીને અર્ધો ભાગ જોઈએ છે. તે મળતો નથી એટલે સમાધાન થતું નથી.

આખા જગતની ઇન્ટરનેશનલ શિપીંગ પરિષદમાં સૌ સભ્યોની સંમતિથી એક ઠરાવ પસાર થયો છે. તે મુજબ સૌ દેશોનો આંતરબંદરીય વેપાર તે તે દેશોના રહેવાસીઓને માટે જ રાખવામાં આવ્યો છે. જાપાનના આંતરબંદરી વેપારમાં બ્રિટિશ કંપનીઓ ભાગ લઈ ન શકે. ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી, અમેરિકા વગેરે ૪૪ દેશોએ આ સિદ્ધાંત સ્વીકાર્યો છે. હિંદમાં અંગ્રેજ પેઢીઓને માટે કાયદેસર રીતે હિંદીઓ જેટલી જ સરસાઈ અને હક્કો આપવામાં આવ્યાં છે. આથી હિંદમાં અંગ્રેજ કંપનીઓ ત્યાંની પ્રજા જેટલા જ સર્વે હક્કો ભોગવે છે. આથી હિંદી સરકાર હિંદના વહાણવટાની બાબતમાં કાંઈ લાભ કે હિતનું કાર્ય કરી શકતી નથી. હિંદી મધ્યસ્થ સરકારનું આ વિષયમાં

ચલણ ઓછું છે. અંગ્રેજ સરકારના એજન્ટ સેક્રેટરી ઑફ સ્ટેટની આજ્ઞા મુજબ હિંદી સરકારને ચાલવું પડે છે. આથી હિંદી વહાણવટું પુષ્ટ થતું નથી.

હિંદી અનેક નાની કંપનીઓ નાની મૂડી અને નાની આગબોટો સાથની સ્થપાઈ છે. તેઓમાં એકસંપી નથી. પરસ્પર હરીફાઈ કરે છે. હિંદી સરકારે દક્ષિણ તરફનાં બંદરોમાં એ નાની કંપનીઓ માટે મોટો વેપારનો ફાળો ઠેરાવી આપ્યો છે. પરંતુ પરસ્પર કલહ અને હરીફાઈમાં સમાધાન થતું નથી. આથી એક મજબૂત સંગઠનવાળી સ્વદેશી સ્ટીમર કંપનીની હિંદમાં આ વેપાર માટે જરૂર છે. વહાણવટું એ હિંદનું હૃદય છે. એના વગર વેપાર ચાલી શકે નહિ. એટલે હિંદને ભવિષ્યમાં સંગઠન તો જરૂર કરવું જ પડશે. મધ્યસ્થ સરકારમાં પણ હવે થોડાં વરસોમાં હિંદી જોખમદારીનો વિકાસ થશે. આવે વખતે વહાણવટાના વિકાસ માટે મોટા સંપ અને એકતાની જરૂર ઊભી થશે.

હિંદી સરકારે વહાણવટાના હુન્નરના શિક્ષણ માટે મુંબઈમાં ડફરીન નેવેલ સંસ્થા કાઢી છે. આમાં વહાણવટા માટેની તાલીમ કેડેટોને મળે છે. આ સંસ્થા હિંદના મોટા વિસ્તાર અને લાભો જોતાં ઘણી નાની છે. એમાંથી ઘણી નાની સંખ્યાના કેડેટો બહાર પડે છે. પરંતુ એટલી નાની સંખ્યા માટે પણ નોકરીની મુશ્કેલી છે. બ્રિટિશ વહાણવટાની કંપનીઓ પોતાની સ્ટીમરોમાં આ પાસ થયેલા કેડેટોને નોકરી આપતી નથી. આ માટે હિંદી કરકારે પૂરતું દબાણ કર્યું છે. આ પરદેશી કંપનીઓ બ્રિટિશ લાગવગથી હિંદી સરકારને ઉડાવે છે. એમને વજીરની મોટી ઓથ છે. ઘણા ખરા કેડેટોને સીંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીએ લઈ લીધા છે. એમના માટે ભવિષ્ય ઊજળું નથી. કારણ કે મોટી અંગ્રેજ કંપનીઓ આ હિંદી યુવકોને નોકરી આપવા ખુશી નથી.

હિંદમાં સ્ટીમરો બનતી નથી. સ્ટીમરો બનાવવાની ગોદીઓ નથી. સ્ટીમરો બનાવવાનો હુન્નર પણ દાખલ થયો નથી. હિંદી સરકારે આ વિષયમાં બિલકુલ ઉત્તેજન આપ્યું નથી. પરિણામે બધી સ્ટીમરો પરદેશથી ખરીદાય છે. જાપાન, ઇટાલી, ફ્રાંસ, જર્મની, અમેરિકા, સ્વીડન, નોર્વે વિગેરે સર્વે રાજ્યો પોતાની સ્ટીમરો પોતાની ગોદીમાં બનાવે છે. એ રાજ્યો આ ઉદ્યોગને આર્થિક અને બીજો સંપૂર્ણ સહકાર આપે છે. હિંદી સરકારની દિલસોજી એ રસ્તે ઊતરતી નથી. હિંદની કોંગ્રેસ–પ્રાંતીય સરકારોએ સાથે મળીને હિંદના ઉદ્યોગોના ઉદ્ધાર માટે ઉદ્યોગ–બોર્ડ રચ્યું છે. આ બોર્ડમાં શ્રી જવાહરલાલ નેહરુ પ્રમુખ છે. આથી ભવિષ્યમાં હિંદના ઉદ્યોગો માટે કાંઈ થાવાની વકી રહે છે. વહાણવટું હિંદમાં બંધાવી શકાય તેવી ગોદીઓ અને સાધનો ઊભાં કરવાની જરૂર છે. કારણ કે હમણાં સીંધિયા જેવી સ્વદેશી કંપનીઓને પણ પરદેશમાં બાંધેલી સ્ટીમરો તૈયાર ખરીદવી પડે છે.

આપણા વહાણવટાને બીજી પણ મોટી અગવડો છે. કપ્તાનો સર્વે યુરોપિયનો છે. કપ્તાનો માત્ર લંડનમાં જ મળી શકે છે. ત્યાં એમની પરીક્ષાઓ અને અભ્યાસને માટે શાળાઓ સ્થપાઈ છે. હિંદમાં આવી શાળાઓ નથી એટલે હિંદી વહાણવટું અંગ્રેજ કપ્તાનો ઉપર આધાર રાખે છે. તે સિવાય એન્જિનીઅરો પણ હિંદમાં મળતા નથી. એમને માટે અહીં શિક્ષણશાળા નથી, ચીફ ઑફિસ છે. આ માટે પણ પરદેશીઓ ઉપર આધાર રાખવો પડે છે. સીંધિયા કંપનીએ હમણાં બે ત્રણ યુવકોને વિલાયતની કપ્તાનની પરીક્ષા પાસ કરવા આર્થિક મદદ આપી મોકલ્યા છે. એઓ પાસ થઈ આવશે કે એમને સ્ટીમરોનો ચાર્જ મળી શકશે. આવા આવા અનેક વિષયોમાં હિંદનું પરાધીનપણું સ્પષ્ટ છે.

હિંદમાં લગભગ પાંચ સાત હજાર લાકડાના સઢનાં વહાણો નાનાં નાનાં બંદરોથી મોટાં બંદરો ખાતે માલ લઈ લાવજાવનું કામ કરે છે. આ નાનાં વહાણો સ્ટીમરોની હરીફાઈમાં ઊભાં રહે છે. તેઓ ૨૦ ટનથી દોઢસો ટન માલ ઉપાડી શકે છે. એમની હયાતી ઓછા નૂર અને નાનાં બંદરોની થોડી જરૂરિયાત

ઉપર નભે છે. એ નાનાં વહાણો આખા હિંદી મહાસાગરમાં હજારો માઈલો સુધી ફરે છે. ઠેઠ આફ્રિકાનાં બંદરો સુધી વેપાર કરે છે. નકશાઓની મદદ વગર કોઈ પણ બંદરે જઈ શકે છે. પરંતુ મોટા સામટા વેપારમાં આ વહાણો ઉપયોગી નથી. તેને માટે તો હિંદને સ્ટીમરો બાંધવાની જરૂર છે. હિંદની પ્રજામાં જાગૃતિ આવી છે. સરકાર અને સંજોગો હમણાં તદ્દન અનુકૂળ નથી, પરંતુ ભવિષ્યમાં એ અનુકૂળતા મળવા પૂરતો સંભવ જણાય છે. હિંદને પોતાના કુદરતી અને વંશપરંપરાગત્ ચાલ્યા આવતા ધંધા વહાણવટામાં વિકાસ આણ્યા વગર પાલવે તેમ નથી.

હિંદના લગભગ પચાસ હજાર ખલાસીઓ સ્ટીમરો ઉપર કામ કરે છે. એમને અતિ જૂજ પગાર આપવામાં આવે છે. આ ખલાસીઓ શિસ્ત પાળે છે. બહુ ટૂંકા પગાર લે છે, આજ્ઞાધીન છે, દારૂ કે બીજો કાંઈ નશો કરતા નથી. છતાં એમની વિરુદ્ધ મોટી ખટપટ કાળી ચામડીને માટે જગાડવામાં આવી છે. બ્રિટિશ ખલાસીઓ અને તેમના હિતેચ્છુઓ આ હિંદી ખલાસીઓ ઉપર કડવી ને લાલ આંખ રાખે છે. એમને માટે ઊંચા ઓદ્ધા, પગારના વધારા કે શિક્ષણ માટે કાંઈ વ્યવસ્થા કરવામાં આવતી નથી. એમને નીચા જ રાખવામાં આવે છે. બ્રિટિશ કંપનીઓ પોતાની સ્ટીમરો ઉપર એમને સસ્તા અને થોડા પગાર છતાં ઉદ્યોગી અને મહેનતુ જોઈ નીમે છે, પરંતુ એમના ઉત્તેજન માટે કાંઈ કરવામાં આવતું નથી.

હિંદના નૌકાના ધંધાનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે. હિંદના પ્રાચીન વહાણવટા માટેનો ઇતિહાસ ઘણો રસિક અને બોધપ્રદ છે. એ કોઈ સમયે "ઊર્મિ" વાંચકો સમક્ષ રજૂ કરીશું, હમણાં તો હિંદ માટે નીચે મુજબ જરૂરિયાતો છે.

(૧) ડફરીન શાળાનો મોટો વિકાસ. હમણાં એક સ્ટીમર આ માટે છે તે ત્રણ સ્ટીમરો રાખી બસોથી ત્રણસો જેટલા યુવકોને ચાલુ તાલીમ મળવી જોઈએ.

(૨) હિંદમાં કપ્તાન, એન્જિનીઅરો અને ચીફ ઑફિસરોની ડીગ્રીઓ માટેની સગવડો અપાવી જોઈએ. તેવી શિક્ષણશાળાઓની જરૂર છે.

(૩) હિંદમાં વેપાર કરતી બધી સ્ટીમર કંપનીઓને હિંદીઓને જ અધિકારી અને ઑફિસરો તરીકે નીમવાની ફરજ પાડવી જોઈએ.

(૪) હિંદમાં સ્ટીમરો નાની મોટી બાંધવાની ગોદીઓ સરકારી અને બિનસરકારી સંયુક્ત કારભાર નીચે સ્થાપવાની જરૂર છે.

(૫) હિંદનો આંતરબંદરી વેપાર હિંદીઓની વહાણવટાની કંપનીઓના હાથમાં જ મુકાવો જોઈએ.

(૬) હિંદને માટે મનવારો અને નૌકાસૈન્યની નાના પાયે શરૂઆત કરવી જોઈએ.

(૭) સી-સ્કાઉટ મૂવમેંટ હિંદમાં ચાલુ કરવી જોઇએ.

o

# ધર્મસંમેલનની મર્યાદા*

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

'दिक्कालाद्यनवच्छिन्ना ऽनन्त-चिन्मात्र-मूर्तये ।
स्वानुभूत्यैक मानाय नमः शान्ताय ब्रह्मणे ॥'

સન્નારીઓ અને સજ્જનો,

આ સંમેલનનું પ્રમુખપદ સ્વીકારીને જો હું આપની કંઈપણ સેવા કરી શકીશ તો તો હું માનીશ કે મેં કંઈ ધૃષ્ટતા નથી કરી. નહિ તો મારા મનમાં એ વાતનું દુઃખ રહી જશે કે હું આપના અહેશાનનો જરાપણ બદલો ન વાળી શક્યો, એટલું જ નહિ પણ મારી ધૃષ્ટતા વડે મેં આપને નરી તકલીફ જ પહોંચાડી. મને એ વાતનું પૂરેપૂરું સ્મરણ છે કે વિદ્વત્તા અને તપ એ બંને ગુણોમાં મારા કરતાં કેટલાયે ગણા ચડિયાતા અને યોગ્ય સત્પુરુષો આ સભામાં બિરાજે છે. એટલે જ્યારથી આ બોજો ઉઠાવવાનું મેં માથે લીધું ત્યારથી હું એ વાતનો વિચાર કરી રહ્યો છું કે આ અવસરે હું શું કહું?

ભિન્નભિન્ન ધર્મમતોમાં શ્રદ્ધા ધરાવનાર વિચારક સ્ત્રી-પુરુષોનું આ સંમેલન છે. આ રીતે એકઠાં મળીને પરસ્પર મિત્રભાવે ધર્મસંબંધી વાર્તાલાપ કરવા માટે આપની મનોવૃત્તિ શરૂઆતથી જ તૈયાર થઈ ચૂકી છે. એટલે જુદાજુદા ધર્માવલંબીઓ વચ્ચે સમભાવ પેદા થઈ શકે છે અથવા થવો જોઈએ એ વાત આપની આગળ સાબિત કરવાની જરૂર રહેતી નથી. એવા સમભાવનો સ્વયં અનુભવ લઈને જ આપ અહીં આવ્યાં છો.

ત્યારે આપણી સમક્ષ વિચાર કરવા જેવો સવાલ એ નથી કે આપણે પોતે બીજાના ધર્મ પ્રત્યે કેવી રીતે સમભાવ રાખીએ, પણ સવાલ તો એ છે કે જે રીતે આપણે સર્વ ધર્મ પ્રત્યે સમભાવ અનુભવી શકીએ છીએ એ જ રીતે આપણા બીજા સહધર્મી બંધુ બીજા ધર્મો પ્રત્યે શી રીતે સમભાવ અનુભવી શકે?

આ વિષયમાં શ્રી કૃષ્ણદાસ જાજૂજીએ મારો ઘણોખરો બોજો હળવો કરી દીધો છે. એમણે ઠીક કહ્યું છે કે કોઈપણ ધર્મને સમજવાની ચાવી તે તે ધર્મના ગ્રંથોમાં નથી હોતી, પણ તેના સંતો પાસે હોય છે. કોઈપણ ધર્મનું પરિપક્વ ફળ તે તે ધર્મદ્વારા નિર્માણ થયેલા સંતપુરુષો જ છે. એ સંતપુરુષો જ તે તે ધર્મના વિષયમાં પ્રમાણભૂત હોય છે અને નહિ કે તેના ગ્રંથ અથવા ગ્રંથનું અધ્યયન કરનાર પંડિતો. એવા કેવળ પોથી-પંડિતો તેમ જ સંતપુરુષોની ઓળખ તેમનાં હૃદય વડે જ થઈ શકે છે, નહિ કે શાસ્ત્રાભ્યાસ, કર્મકાંડ અથવા પ્રચારકાર્ય વડે.

* વર્ધામાં મળેલી 'ધર્મ પરિષદ'માં આપેલા હિંદી વ્યાખ્યાનનો અનુવાદ — અનુવાદક કા.

આપણે ભિન્નભિન્ન ધર્મોદ્વારા ઉત્પન્ન થયેલા સંતોનાં હૃદય ભણી દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આપણને અનુભવ થાય છે કે સર્વ ધર્મોનું પરિપક્વ ફળ સામાન્ય રીતે એક સમાન જ હોય છે.

जे का रंजले गांजले त्यांसि ह्मणे जो आपुले
तोचि साधु ओळखावा, देव तेथेंचि जाणावा
मृदु सबाह्य नवनीत, तैसें सज्जनाचें चित्त
ज्यासि आपंगिता नाहीं, त्यासि धरीं जो हृदयीं
दया करणें जे पुत्रासी, तेचि दासा आणि दासी
तुका ह्मणे सांगों किती, तोचि भगवंताची मूर्ति

"दया राखी धर्मको पाले, जगसों रहे उदासी
अपना-सा जीव सबको जाने, ताहि मिले अविनासी
सहै कुशब्द वाद को त्यागै छांडे गर्व गुमाना
संतनाम ताहि को मिलि है कहे कबीर सुजाना

મતલબ કે 'अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च' વિગેરે જે લક્ષણો ગીતાના બારમા અધ્યાયમાં બતાવવામાં આવ્યાં છે તેને અનુસરીને જ જગતના આચાર અને વ્યવહાર નક્કી થાય એ ધાર્મિકતાનું પરિપક્વ ફળ છે. આ મુદ્દાને સર્વ ધર્મો એકસરખી રીતે સ્વીકારે છે. વળી એવો કોઈપણ દેશ અથવા પ્રજા નથી જેમાં આવા સંતપુરુષો પાક્યા જ ન હોય કે પાકી શકે નહિ. તેઓ પોતાનો ધર્મ છોડ્યા વિના તેનું દૃઢતાથી અને શ્રદ્ધાથી પાલન કરીને જ આવી સાધુતા પામે છે. અને આવી સાધુતામાંથી એક એવી જ્ઞાનનિષ્ઠા પેદા થાય છે, જેને લઈને તેઓમાં એવો સંકુચિત ભાવ જ રહેતો નથી કે મારો જ દેશ, મારો જ ધર્મ, મારી જ જાતિ સભ્યતા, ભાષા, રીતરિવાજ વિગેરે બધાંથી શ્રેષ્ઠ છે. મારું જ બધું અને સંપૂર્ણતા સુધી પહોંચી ગયેલું છે; તેમ જ બધાને માટે એમનો સ્વીકાર અપરિહાર્ય છે. તે ઈશ્વરને વધારે માન્ય અથવા પ્રિય છે તથા એમાં ક્યાંયે સુધારા-વધારાને અવકાશ નથી અને બીજા બધા દેશ, જાતિ, ધર્મ વિગેરે ન્યૂન છે. જે સમાજમાં તે રહેતા હોય છે તેમાં ઊભાં થયેલાં કર્તવ્યોનું તથા એ સમાજનાં નિર્દોષ રીત-રિવાજોનું તે બરાબર પાલન કરે છે. અને છતાંયે તેના મનમાં એવું અભિમાન પેદા થતું નથી કે બીજા સમાજો કરતાં પોતાનો સમાજ અને પોતાની બધી વાતો કંઈક અલૌકિક છે, દિવ્ય છે. સાચી વાત તો એ છે કે માનવસમાજની ધર્મરૂપી બધી જ નદીઓ એક જ મૂળમાંથી નીકળી છે, અને બધી એક જ સમુદ્ર ભણી વહી રહી છે. એક નદી રસ્તામાં કોઈ જગ્યાએ છીછરી જણાય છે, ક્યાંક નિર્મળ તો ક્યાંક ગંદી પણ જોવામાં આવે છે. બીજી નદીઓની પણ એ જ દશા છે. પણ કંઈક નિરાળી રીતે છતાંયે સામાન્ય રીતે બધાનું પાણી એકસરખું છે. ગંગા અને નાઈલ, ટેમ્સ અને હ્રાઈન, યુફ્રેટિસ અને મિસિસિપી—બધી જ વિશાળ મહાસાગરમાં મળે છે. એટલે એમાંથી કોઈ એકને પવિત્ર અથવા પાપવિનાશક તીર્થ માને અને બીજીને પાણીનો મામૂલી પ્રવાહ માને તેવી જાતના ભેદભાવને સંત-હૃદયમાં સ્થાન મળતું ક્યાંયે જોવામાં નથી આવ્યું પણઃ—

'इक नदिया ईक नाल कहावत, मैलो ही नीर भरो
जब दोउ मिलकर एक वर्ण भई सुरसरि नाम परो

એવું માનવા તરફ એમના મનનું વલણ રહે છે. એટલે કે થોડોઘણો મેલ છે એ જોઈને પણ તે ઘૃણાપાત્ર છે એવો ભાવ તેના હૃદયમાં ઊઠતો નથી. તો પછી તે કોઈને એમ કેવી રીતે કહે કે તમે ગંગાજી દ્વારા જ સમુદ્ર સુધી પહોંચી શકશો અને નાઈલ તથા યુફ્રેટિસ દ્વારા અધવચ્ચે જ ડૂબી જશો? તે તો એમ જ કહેશે કે જેને આ ધર્મરૂપી નદીઓ દ્વારા સમુદ્ર સુધી પહોંચવું છે તેમને માટે ગંગા કે ટેમ્સ કોઈ મહત્ત્વની વસ્તુ નથી, પણ તેની પોતાની હોડી જ મહત્ત્વની વસ્તુ છે. એ હોડી મજબૂત હોય તો તો સૌ સારાં વાનાં જ છે, નહિ તો બધી જ નદીઓ જોખમથી ભરેલી છે. એ હોડી છે તેનું પોતાનું ભાવબળ અને આત્મશુદ્ધિ. જો એ આત્મશુદ્ધિ અને ભાવબળ તેની પાસે હોય તો પછી તેણે માત્ર ગીતા જ વાંચી કે ફક્ત કુરાન અથવા બાયબલ જ વાંચ્યું છે તેની કંઈ ચિંતા નથી. તેણે માત્ર રામનું જ નામ લીધું છે કે માત્ર

બુદ્ધનું, તીર્થંકરનું અથવા ઈસુખ્રિસ્ત કે પયગંબરનું— તેની કશી જ ફિકર નથી. વળી તે બહેરો અથવા મૂંગો હોય અને ઈશ્વરનું નામ સાંભળી કે બોલી ન શકતો હોય અથવા કોઈ ધર્મગ્રંથ વાંચી કે સાંભળી ન શકતો હોય તોપણ જો તેની પાસે એકનિષ્ઠ ભાવબળ અને આત્મશુદ્ધિની તમન્ના હોય તો તેને માટે ચિંતાનું કશું જ કારણ નથી. બીજનો ચંદ્રમા આપણે કોઈક કોઈકવાર શોધી શકતા નથી, પણ કોઈ બીજો, જેણે તેને અકસ્માતથી જોઈ લીધો હોય તે, આપણને ચંદ્રમા શોધવામાં સહાયભૂત થાય છે. પણ એથી એમ નહિ કહી શકાય કે એ સહાય આપનારે પોતે જ ચંદ્રમાને ત્યાં ઉગાવીને રાખી દીધો. જો એવો સહાયક ન મળે તોપણ આપણે એમ તો ન જ કહી શકીએ કે ચંદ્રદર્શન કરવું આપણે માટે અશક્ય છે. એ જ રીતે તીર્થંકર, પયગંબર, મસીહ, આત્મજ્ઞાની, સદ્‌ગુરુ અને તેમના ધર્મગ્રંથો ઈશ્વર મેળવવામાં સહાયરૂપ થાય છે, પણ એથી એવું થોડું સિદ્ધ થાય છે કે એ મહાત્માઓ અથવા તેમના ધર્મગ્રંથોએ જ ઈશ્વરને પેદા કર્યો છે? અને એટલા માટે જેમને તે કોઈપણ કારણે અલભ્ય હોય તેમને તો ઈશ્વરપ્રાપ્તિ થઈ શકે જ નહિ? જ્યારે સત્પુરુષો સર્વધર્મ પ્રતિ સમભાવ પ્રગટ કરે છે ત્યારે તેમના કહેવાનું તાત્પર્ય એ થાય છે જે કબીરજીએ કહ્યું છે—

"मोको कहाँ ढूँढे बन्दे, मैं तो तेरे पास में ॥
ना मैं देवल ना मैं मसजिद, ना काबे कैलास में ।
ना तो कोऊ न क्रिया कर्म में, नहीं जोग बैराग में ॥
खोजी होय तो तुरते मिलि है पलभर की तलाश में ।
कहे कबीर सुनो भाई साधो, सब साँसों की साँस में ॥

એક ભક્તે ગાયું છે.

'अजब तेरा कानून देखा खुदाया !
जहाँ दिल दिया फिर वहीं तुझको पाया ॥
न यां देखा जाता है मंदिर औ' मसजिद ।
फकत यह कि तालिब सिदक दिल से आया ॥
जो तुझपै फिदा दिल हुआ एक बारी ।
उसे प्रेम का तूने जलवा दिखाया ॥
तेरी पाक सीरत् का आशिक हुआ जो ।
वही रँग रँगा फिर जो तूने रँगाया ॥
है गुमराह, जिस दिल में बाकी खुदी है ।
मिला तुझसे जिसने खुदी को गँवाया ॥
हुआ तेरे विश्वासी को तेरा दरसन ।
गदा को दुरे बेबहा हाथ आया ॥

અને એ દૃષ્ટિથી સંતોએ વારંવાર દૃષ્ટાન્ત આપીને ગાયું છે કે:

'चरणस्पर्श परमपद पायो, गौतम ऋषि की नारी ।
गणिका शबरी इन गति पाई बैठ विमान सिधारी ॥
गज अरु गीध तारि है गणिका, कुटिल अजामिल कामी ।
यही साख श्रवणे सुनि आयो, चरण–शरण सुखधामी ॥
मैं तो बिरद भरोसे बहुनामी ॥
किव सचयारा होईये किव कूडै तुटै पालि ?
हुकम रजाई चलणा, नानक लिखिया नालि ।

તાત્પર્ય એ છે કે ઈશ્વરની ઓળખાણ એ જ જીવનનું સાધ્ય હોય તો તો અનન્ય ભાવથી શરણાગતિ અને આત્મશુદ્ધિ સિવાયની ધર્મની બીજી તમામ બાબતો ગૌણ બની જાય છે. અને જો ઈશ્વરની ઓળખ એ જીવનનું સાધ્ય ન હોય તો ધર્મને નામે પ્રચલિત થયેલી માન્યતાઓ, વિધિઓ, રીતરિવાજો વિગેરેનો એવી રીતે વિચાર કરવો જોઈએ, જેમ મનુષ્યની રાજકીય, આર્થિક, સામાજિક વિગેરે સંસ્થાઓનો કરવામાં આવે છે. એટલે કે એમ કહી શકાય જ નહિ કે કોઈ ખાસ સંસ્થા, માન્યતા, વિધિ કે રીતરિવાજ ઈશ્વર–પ્રણીત છે અને તેમાં કોઈ દિવસ કંઈ ફેરફાર કરી શકાય જ નહિ.

જો આપણે જગતના સંતો તરફ દૃષ્ટિ કરશું તો તેમનામાં બે પ્રકારની વ્યક્તિઓ નજરે પડશે. એક તો તે લોકો—જેમણે ઈશ્વરપ્રાપ્તિને પોતાના જીવનનું ધ્યેય બનાવી લીધું. પોતાના ધ્યેયની સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી તેમણે કેવળ એ લોકોનાં જીવનમાં જ રસ લીધો જે એમની પેઠે માત્ર ઈશ્વરપ્રાપ્તિ સારુ જ મથનારા હતા. તેઓએ ધાર્મિક માન્યતાઓ અથવા બીજા

પ્રકારની માન્યતાઓમાં સુધારા કરવાની હિલચાલો મોટે ભાગે હાથ ધરી નહિ. કોઈવાર કંઈ કર્યું તો એકાદ બે નાની નાની બાબતોમાં સામાજિક અને ધાર્મિક રૂઢિઓ, માન્યતાઓ અને ક્રિયાવિધિમાં કાં તો એમણે ઉપેક્ષાવૃત્તિ રાખી અથવા તેને મહત્ત્વ આપનારને ફિટકાર પણ સંભળાવ્યો. અને કેટલીકવાર એ બધું-જેમનું તેમ-આદરપૂર્વક નિભાવ્યું. સાધારણ રીતે આપણે જેને 'સંત'ના નામથી ઓળખીએ છીએ એ બધાં આ પ્રકારના સાધુપુરુષો હતાં. તુકારામ, એકનાથ, નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે. એવાં જ સંતો બીજા ધર્મમાં પણ થઈ ગયાં છે.

વળી, એક બીજા પ્રકારના સંત પણ થઈ ગયા છે જેમણે કેવળ અનન્ય સાધકોનાં જીવનમાં જ રસ ન લીધો પણ પોતાના સમાજના બીજાં પામર અને પુણ્યશાળી બંને પ્રકારના મનુષ્યનાં જીવન તરફ ધ્યાન આપ્યું. મને લાગે છે કે તેમણે એમ વિચાર્યું હશે કે જો કે ઈશ્વરપ્રાપ્તિ જ જીવનનું એકમાત્ર ધ્યેય છે અને જાણ્યે--અજાણ્યે બધા જ મનુષ્યો એ તરફ જ જઈ રહ્યા છે (કારણ કે એમાં તો તેમનું જીવન સમાયું છે) તોપણ મોટા ભાગના માણસોને માટે તો એ મહાસાગર એટલો દૂર જણાય છે કે જાણે એ તેમના જીવનનું ધ્યેય ન હોય પણ તેમનું સંસારી જીવન, એટલે કે તેમનાં ધર્મ, અર્થ અને કામપ્રાપ્તિ—એ જ જીવનધ્યેય બની ગયાં હોય. એટલે આ મહાપુરુષોએ પોતાના સમાજ અને કાળની ધાર્મિક, આર્થિક, રાજકીય અને સામાજિક વિગેરે બધી સંસ્થાઓ તથા માન્યતાઓ, વિધિઓ, રીતરિવાજ વિગેરેમાં સુધારા કરવા માટે એમાં હસ્તક્ષેપ કર્યો. પરિણામ એ આવ્યું કે એ લોકો નવા સમાજના આદિપુરુષ બની ગયા. બુદ્ધ, મહાવીર, કોન્ફ્યુસીઅસ, મૂસા, ઈસુખ્રિસ્તી, મુહમ્મદ, ગોવિંદસિંહ, લ્યુથર વિગેરે આ પ્રકારના મહાપુરુષો થઈ ગયા. અને ગાંધીજી પણ વર્તમાનકાળમાં એ જ શ્રેણીના યુગપ્રવર્તક છે. અલબત્ત અહીં હું એક ઐતિહાસિક સત્ય બતાવવાનો અથવા આ બધાની તુલના કરવાનો કે એમની સમાનતા બતાવવાનો દાવો નથી કરતો. સંભવ છે આમાંથી કેટલાક પુરુષોની ગણતરી પહેલા પ્રકારના સંતોમાં કરવામાં આવે અને એમના શિષ્યોનાં કામો જ એમના નામે ચઢાવેલાં હોય. પણ એ ત્યારે જ થઈ શક્યું હશે જ્યારે એમાંના કેટલાક એવા શિષ્યો પણ થઈ ગયા હશે જેમનું જીવનધ્યેય કેવળ ઈશ્વરપ્રાપ્તિ જ નહિ હોય પણ ધર્મ, અર્થ, કામના પણ અભિલાષી હશે અને તેમણે આપેલા ઉપદેશોમાં ભિન્નભિન્ન સમાજરચનાનું બીજ પણ થોડે ઘણે અંશે નાખવામાં આવ્યું હશે. મતલબ કે આ પુરુષો તથા એમના શિષ્યો દ્વારા જે નદીઓ વડે માનવજાતિ સમુદ્ર ભણી જાય છે તે નદીઓનાં પ્રવાહ તથા પાણી સુધારવા અથવા એમાંથી નહેરો કાઢવાના એટલા બળવાન પ્રયત્ન કરવામાં આવ્યા કે કેટલીકવાર બિલકુલ નવી જ નદીઓ અથવા વેગીલી નહેરો વહેવા લાગી. અનેક ધર્મ, એક એક ધર્મમાં વિવિધ પંથ, અનેક પ્રકારની સભ્યતાઓ તથા રાજકીય, આર્થિક, સામાજિક સંસ્થાઓ, નાના મોટા ભેદ રાખનારાં વિવિધ કર્મકાંડ, રીતરિવાજ વિગેરેની ઉત્પત્તિ આવી રીતે થઈ છે.

જ્યાં કાંઈ ધર્મની અનેક વાતોને પ્રમાણ માનીને કેટલાક વિષયોમાં પરિવર્તન કરવામાં આવે છે તેને આપણે 'પંથ' કહેશું. અને જ્યાં કોઈ જૂના ધર્મનું પ્રમાણ અમાન્ય કરીને નવો ક્રમ ચલાવવાનો પ્રયત્ન કરવામાં આવે તેને આપણે 'નવા ધર્મ'નું નામ આપીશું.

આ બધાના ઉત્પાદનમાં અને સંચાલનમાં વિવિધ પ્રકૃતિ અને રુચિના લોકોએ પોતપોતાનો ફાળો આપ્યો છે. એ બધા શુભવૃત્તિવાળા જ માણસો હશે એમ કહી શકાય નહિ. એટલા માટે એવા નિર્ણય પર આવવું પડે છે કે કોઈપણ ધર્મને સંપૂર્ણ રીતે શુદ્ધ કે એક માત્ર મોક્ષદાયી કહી શકાય નહિ. બધામાં અનેક દોષો પડેલા છે. કેટલાક દોષો નજીવા અને તેથી ઉપેક્ષા કરવા લાયક છે, કેટલાક ભારે ગંભીર છે. બધા ધર્મોમાં ધર્મને નામે જ વામમાર્ગ જેવા દુષિત પંથો બની ગયા છે.

સાથે સાથે સામાન્ય મનુષ્યસ્વભાવની આ એક મર્યાદા છે કે તે પોતાંના દેશ, ધર્મ, જાતિ, ભાષા વિગેરે ગુણોને જ જોઈ શકે છે. તેના અવગુણ કાં તો એમને દેખાતા નથી અથવા દેખાય છે તો ગુણ જેવા જ લાગે છે કે બહુ જ ઉપેક્ષ્ય લાગે છે, કે તે થોડા અણસમજુ લોકોની ત્રૂટિઓ છે એમ સમજીને તે સંતોષ માની લે છે. પણ બીજાના દેશ ધર્મ વિગેરે દોષો પર જ તેની નજર ખોડાઈ જાય છે અને તે તેને પહાડ સરખો માલુમ પડે છે. જેની અંધારી છાયામાં તેનો ગુણ નહિવત્ થઈ જાય છે.

આ પરિસ્થિતિમાં સર્વધર્મસમભાવનો બીજો શો અર્થ હોઈ શકે? દાખલા તરીકે ખ્રિસ્તી મિશનરીઓ, ઘણા મુસલમાનો તથા હિંદુ-સંપ્રદાયના કેટલાક અનુયાયીઓ કે જે ધર્મ અથવા પંથમાં અનેક દેવ-દેવીઓની પૂજા કરવામાં આવતી હોય, ડરામણા આકારના યક્ષ, રાક્ષસ, ભૂત-પ્રેત, પિતર, મહામારી અને શીતળા વિગેરેમાં શ્રદ્ધા રાખવામાં આવતી હોય, નિર્દોષ પ્રાણીઓનું બલિદાન ચઢાવવામાં આવતું હોય અથવા તો પંચ મકારનું પણ ધર્મના નામે સેવન કરવામાં આવતું હોય, અથવા અલગ ધર્માવલંબીઓની સાથે દુષ્ટ વર્તન કરવાનો ઉપદેશ ખુદ ઈશ્વરના નામે આપવામાં આવતો હોય તેના પ્રત્યે આપણે એટલો આદર કઈ રીતે રાખી શકીએ જેટલો આદર આપણા ધર્મ પ્રત્યે-જે એકેશ્વર ભક્તિ અથવા પવિત્ર ચરિત્ર ઉપર સ્થિત છે તેના પ્રત્યે-રાખીએ છીએ? વળી આપણે એ ધર્મ પ્રત્યે સમભાવ ન રાખી શકીએ એ દોષ ન ગણાતો હોય તો એ માન્યતાઓમાં જકડાયેલા લોકોને ઉચ્ચતર ધર્મનો ઉપદેશ આપવાનું આપણું કર્તવ્ય નથી થઈ જતું?

ધાર્મિક રાગદ્વેષ અને ધર્માન્તરની પ્રવૃત્તિના મૂળમાં આ બે પ્રશ્નો ઊભા છે.

આ બાબતમાં મારા વિચારો નીચે પ્રમાણે છે:

જે વ્યક્તિનો એકમાત્ર સ્થિર ઉદ્દેશ ઈશ્વરરૂપી મહાસાગરને પ્રાપ્ત કરવાનો જ છે, તેના રસ્તામાં તેનો જન્મપ્રાપ્ત ધર્મ અથવા પંથ-પછી તે ગમે તે હોય-અવરોધ નાખતો નથી. કારણ કે એની સિદ્ધિ માટે તો એકનિષ્ઠ ભાવબળની જ અનિવાર્ય જરૂર છે. જો એ જ ન હોય તો કોઈ પણ ધર્મ કે પંથ દ્વારા એ લક્ષ્યને પહોંચી શકાય નહિ. જેને મૂંગાં પ્રાણીઓનું બલિદાન ચઢાવવામાં આવે છે તે દુર્ગાકાલીની ઉપાસના દ્વારા એકનિષ્ઠ ભાવબલયુક્ત શ્રી રામકૃષ્ણ પરમહંસને અથવા તો રસ્તામાંથી પથ્થર ઉઠાવી તેની સિંદૂરથી પૂજા કરનાર કોઈ પણ એકનિષ્ઠ ભીલને પણ મોક્ષ મળી શકે છે. પણ એવી એકનિષ્ઠા વિનાનો અને લીલું પાન સરખું પણ ન તોડનારો એવો અહિંસક ભિક્ષુ પણ અજ્ઞાનમાં જ ભટકતો હોય એવું બને.

આનું કારણ એ છે કે જે એકનિષ્ઠ ભક્ત છે તે પોતાના જ ભાવબળથી બધી અશુદ્ધ માન્યતાઓ અને કર્મકાંડોથી પોતાની મેળે જ પર થઈ જાય છે. 'जिज्ञासुरपि योगस्य शब्द ब्रह्माऽतिवर्तते।' અને જ્યારે એમાં ન્યૂનતા હોય છે ત્યારે તે બાહ્ય કર્મકાંડોનાં કૂંડાળાંમાં જ ફર્યા કરે છે અને આગળ જ વધતો નથી.

એમ છતાં પણ ધર્મ યા પંથના સંસ્કારો મનુષ્યમાં એકનિષ્ઠભાવ પેદા કરવામાં તથા એકનિષ્ઠ ભક્તમાં પણ અનેક મનુષ્યોચિત સદ્‌ગુણોનો વિકાસ કરવામાં તથા તેને પોષવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એથી તેના ગુણદોષોનો વિચાર કરવો અહીં અપ્રસ્તુત નહિ ગણાય. આ ગુણદોષોનું પરિણામ ધીમે ધીમે ધ્યાનમાં આવતું જાય છે અને થોડા અથવા ઘણા સમય પછી તે ઘણા મહત્ત્વના અને વ્યાપક બની જાય છે. એથી કોઈપણ ધર્મ યા પંથના આચાર-વિચારસુધારાથી પર થઈ શકતા નથી. એ જ કારણને લીધે દુનિયામાં હરેક ધર્મમાં નવા નવા પંથ અને કોઈ કોઈવાર નવા નવા ધર્મો પેદા થતા આવ્યા છે. આ ક્રિયાને રોકી શકાતી નથી અને જ્યારે તેને રોકી શકાતી નથી ત્યારે જે લોકો આવા સુધારાની જરૂર માને છે અને જે નથી

માનતા તેમની વચ્ચે થોડો ઘણો સંઘર્ષ ઊભો થઈ જ જાય છે. આ બંને પક્ષના આચાર-વિચારો વચ્ચે જેટલું અધિક અંતર હશે તેટલો સંઘર્ષ પણ વધારે તીવ્ર હોય એવો સંભવ છે. વળી જેને સુધારાની જરૂર લાગતી હોય તેઓ તેના માટે પ્રચાર ન કરે તે પણ અસંભવિત છે. અહીં જ ધર્માન્તર અથવા પરિવર્તનની પ્રવૃત્તિ શરૂ થઈ જાય છે. હિંદુધર્મમાં પેઠેલી ઊંચનીચની વર્ણભાવના, અસ્પૃશ્યભાવના વિગેરેને હટાવવા માટેની હિલચાલ કરતાં ગાંધીજીને રોકી શકાય એમ છે? જો ન રોકી શકાય તો આવા સુધારાની જરૂર જેમને ન લાગતી હોય તેનો વિરોધ તો થવાનો જ. એવા પ્રસંગોમાં જો સુધારકો મજબૂત હોય તો ધીમે ધીમે જૂનો મત નામશેષ થતો જાય છે અને જો એટલો બધો મજબૂત ન હોય તો બે પંથ ઉત્પન્ન થઈ જાય છે. અને જો નિર્બળ જ હોય તો પોતે જ નામશેષ થઈ જાય છે. ઈસ્લામ કદાચ પહેલા પ્રકારના સુધારાનું દૃષ્ટાંત છે. અરબસ્તાન, ઈરાન વિગેરે દેશોમાં ઈસ્લામે ત્યાંના જૂના ધર્મોને મિટાવી દીધા. કબીર, સ્વામી દયાનંદ વિગેરેના સુધારા બીજા પ્રકારના છે. તે હિંદુધર્મના સુધારક-પંથ બનીને અટકી ગયા. એ રીતે પ્રોટેસ્ટંટ વિગેરે પંથો રોમન કેથોલિક પંથને નામશેષ ન કરી શક્યા, ખ્રિસ્તીધર્મને માત્ર પંથોમાં વિભક્ત કરીને જ અટકી ગયા. જ્યારે નવા ફિરકાનું બળ અધૂરું હોય છે ત્યારે પુરાતની અને નૂતનીઓ વચ્ચેનો ઝઘડો રેલવેના મુસાફરોના ઝઘડા જેવો થઈ જાય છે. નવો મુસાફર જ્યારે ડબ્બામાં પ્રવેશ કરવા આવે છે ત્યારે ડબ્બાના બધા જ મુસાફરો તેનો તીવ્ર વિરોધ કરે છે. પણ જો તે કોઈ પણ પ્રકારે અંદર ઘૂસી જ જાય તો પહેલાંના પ્રવાસીઓ પોતાનાં મનને મનાવી લ્યે છે, એટલું જ નહિ પણ એને માટે કોઈ પણ રીતે જગા પણ કરી દે છે. એ પ્રમાણે જ્યારે સુધારક બળવાન દેખાય છે ત્યારે તેનો પંથ ભલે ચાલે એ વૃત્તિથી પુરાતનીઓ તેની સાથે સમાધાન કરી લે છે. એક બીજા સાથે ઝઘડતા નથી. એ પ્રમાણે આજે કેથોલિક અને પ્રોટેસ્ટંટ, સુન્ની અને શિયા, સ્માર્ત અને વૈષ્ણવ, સનાતની અને આર્ય-સમાજી એક બીજા સાથે ભાગ્યે જ કજિયો કરે છે.

માનવસ્વભાવ અને ધર્મ વિગેરે માનવીસંસ્થાઓની આવી ત્રૂટીપૂર્ણ પરિસ્થિતિમાં જે લોકો આપણી પેઠે મનુષ્ય મનુષ્ય વચ્ચે શાંતિ, પ્રેમ, સુલેહ, સમાધાન અને સાથે સાથે સંસ્થામાં સુધારો પણ ઇચ્છે છે તેની મનોવૃત્તિ કેવી હોવી જોઈએ? તેની ફરજ શી છે? જો આપણે નીચે બતાવેલા વિચારો ઉપર એકમત થઈએ તો આપણે સર્વધર્મસમભાવની સાથે સાથે ધર્મોની સંશુદ્ધિનો પ્રયત્ન પણ કરી શકીએ તેમ છીએ.

૧ : મનુષ્યજાતિ, જે વિવિધ ધાર્મિક અને સામાજિક સંસ્થાઓવાળા સમાજમાં વહેંચાઈ ગઈ છે એ બધાનો ઉદ્ભવ કોઈ પ્રકારની વાસ્તવિક અથવા કાલ્પનિક આવશ્યકતાઓમાંથી થયેલો છે. સંભવ છે કે એમાંથી કોઈ કોઈ સંસ્થાઓની આજે પૂર્ણરૂપમાં જરૂર ન હોય, અને કોઈ કોઈ સંસ્થાઓના એકાદ વિભાગની જરૂર ન હોય અને તેમનો પરસ્પર મેળ ભાંગી પડ્યો હોય, છતાંયે જે વિવિધ પરિસ્થિતિઓમાં માનવ-જીવન નિર્માણ થયું છે અથવા સંકલિત છે તે પરિ-સ્થિતિઓના કારણે લોકોની સ્વાભાવિક મનોવૃતિ તે તે સંસ્થાઓનો ત્યાગ કરવામાં કે તેમાં ફેરફાર કરવામાં મંદ હોય છે. પ્રચલિત સંસ્થાઓ થોડો સરખો ઉપ-યોગ પણ એમને જણાય તો તેટલાથી જ સંતોષ માનવાની લોકોની વૃત્તિ હોય છે. એટલા માટે જ્યાં આપણને આપણા કરતાં અત્યંત જુદા જ પ્રકારના આચાર-વિચાર દેખાય છે ત્યાં આપણે આપણી દૃષ્ટિથી નહિ પરંતુ એ લોકોની દૃષ્ટિથી એવા આચાર-વિચારો તરફ જોવાનો પ્રયત્ન કરવો જોઈએ, અથવા જે વાસ્તવિક કે કાલ્પનિક જરૂરને તેઓ પૂરી કરે છે અથવા કરતા હતા તેને શોધવી જોઈએ. એવા જ પ્રકારની વાસ્તવિક અથવા કાલ્પનિક જરૂર આપણે કયા આચાર-વિચારો દ્વારા પૂરી કરી શકીએ તેમ છીએ એ પણ જોવું જોઈએ.

આપણા આચાર-વિચારોને નિષ્પક્ષ બુદ્ધિથી અને બીજાના આચાર-વિચારોને સહાનુભૂતિપૂર્વક સમજવાની

કોશિશ કરવાથી આપણે બંનેનું વાસ્તવિક મૂલ્ય આંકી શકીશું અને લગભગ આ શોધમાંથી જ ખબર પડશે કે બંને પક્ષોમાં થોડા ગુણ છે, થોડા દોષ છે, થોડું વાસ્તવિક મહત્ત્વ છે અને થોડું કાલ્પનિક હોય તો પણ સંતોષપ્રદ લક્ષણ છે. જ્યાં આ વાત બરાબર સમજાશે ત્યાં પોતાના જ આચાર-વિચારોને સર્વશ્રેષ્ઠ માનવાનો અથવા એને જ પ્રસ્થાપિત કરવાનો આપણો આગ્રહ શિથિલ થઈ જશે.

૨ : — જ્યારે એવી સમાલોચનામાં આપણને સાફ દેખાય કે આપણા અને બીજાના થોડાક આચાર-વિચારોમાં પરસ્પર વિરોધ જ છે અને એક સત્ય હોય ને બીજું અસત્ય જ થઈ શકે છે, તો આપણું કર્તવ્ય છે કે આપણે શુદ્ધ સત્યની શોધ કરવાની દૃષ્ટિથી જ શોધ કરવી જોઈએ કે આમાં કયા કયા આચાર-વિચાર સત્ય છે? અને કયા કયા સર્વથા અસત્ય જ છે? જો આપણા પક્ષમાં જ અસત્ય હોય તો આપણે પોતે તો એવા આચાર-વિચારો છોડી દેવા જ ઘટે. એવા અસત્ય પર રચાયેલ આપણા આચાર-વિચારો હોય તો તેનો ત્યાગ કરી દીધા પછી અને બીજાના હોય તો પહેલેથી જ તેના પર પુખ્ત વિચાર કરીને આપણે એ શોધી કાઢવું જોઈએ કે એ આચાર-વિચારોથી કોનું અને કેવા પ્રકારનું નુકસાન થાય છે? અથવા કોને અનુચિત લાભ મળે છે? આમાં આપણી તારતમ્ય બુદ્ધિ પણ કામ કરશે જ. જ્યાંસુધી આપણે એ ન જોઈએ કે આપણને આપણા જે આચાર-વિચારો અસત્યમય લાગ્યા છે તેનાથી કોઈપણ મનુષ્ય કે પ્રાણીને નુકસાન અને દુઃખ પહોંચે છે, ત્યાંસુધી આપણે એ પ્રશ્નો ઉપર માણસ માણસ વચ્ચે ઝઘડો પેદા થાય એવું કામ ન કરવું જોઈએ. માત્ર જ્યારે યોગ્ય તક મળે ત્યારે અત્યંત સહૃદયતા અને સૌમ્યભાવપૂર્વક જનતાની બુદ્ધિ અને હૃદય પર જે આચાર-વિચારો આપણને શુદ્ધ લાગ્યા હોય તેના સંસ્કાર રેડે.

૩:—પણ જ્યારે આપણને સ્પષ્ટરૂપે એમ પ્રતીત થાય કે આપણા અથવા બીજાના આચાર-વિચારો માત્ર અશુદ્ધ અને અસત્ય જ છે, એટલું જ નહિ પણ તેને કારણે આપણા કે બીજા સમાજનાં મનુષ્ય અને પ્રાણીઓને દુઃખ અને નુકસાન પહોંચાડનારા છે, જે આપણી સહૃદયતા માટે પણ અસહ્ય છે ત્યારે બધાં સત્યાગ્રહી સાધનો દ્વારા તેનો ઉચ્છેદ કરવાનું કર્તવ્ય બની જાય છે. એમ કરવાથી સંભવ છે કે થોડો કલહ ઉત્પન્ન થાય. પણ ત્યાં આપણે નિરુપાય છીએ. જો આપણું વર્તન શુદ્ધ સત્યાગ્રહીનું હોય તો આખરે સમાજ માટે શુભ પરિણામ જ આવશે. વિરોધના વખતમાં આપણને તકલીફ જરૂર થશે. પરંતુ સત્યાગ્રહીઓએ તે ભોગવવી જ રહી.

૪ : જ્યારે જ્યારે સત્યાગ્રહી પોતાના કે બીજાના અસત્ય કે અશુદ્ધ આચાર-વિચારોનો તીવ્ર વિરોધ કરતો હોય ત્યારે પણ તે અતિશયોક્તિ ન કરે, મર્યાદા ન છોડે. એટલે કે વિશિષ્ટ અસત્ય આચાર-વિચારોનું જ ખંડન કરે, આખી સંસ્થા કે સમાજ ઉપર ન તો આક્ષેપ કરે કે ન તેની મશ્કરી કરે. અને જે સત્ય અથવા શુદ્ધ હોય તેના પ્રત્યે આદરભાવ રાખવામાં મણા ન રાખે.

૫ : સર્વધર્મસમભાવી બીજાની નિર્દોષ વિશિષ્ટતાઓનું ખંડન કે ઉપહાસ નહિ કરે અને ક્ષમાલાયક ત્રૂટીઓ ઉપર ઝઘડો ઊભો નહિ કરે. એક જ બીબામાં ઢાળેલા પદાર્થની પેઠે તે સારી માનવસંસ્થાઓને એકસરખા સ્વરૂપની બનાવવાનો મિથ્યા પ્રયાસ કરશે નહિ.

૬ :— તે પોતાના આચાર-વિચારમાં કૃત્રિમતા પણ દાખલ કરશે નહિ. તે પોતાની એકનિષ્ઠ ઉપાસના અને નિરુપદ્રવી આચાર છોડશે નહિ. સર્વધર્મસમભાવ બતાવવા માટે કે સિદ્ધ કરવા માટે તે આજે હિંદુ, કાલે મુસલમાન અને પરમદિવસે ખ્રિસ્તી બનવાનો પ્રયત્ન નહિ કરે.

રામ અને કૃષ્ણમાં ભેદબુદ્ધિ ન રાખ્યા છતાંયે તુલસીદાસે રામની અને સુરદાસજીએ કૃષ્ણની ઉપાસના કરી. આવી એકવિધ ભક્તિ સર્વધર્મસમભાવની વિરોધી નથી.

૭ :— જેમાં પરસ્પર પ્રશંસાની જ અપેક્ષા રાખવામાં આવે એવા સર્વધર્મસમભાવમાં હું માનતો નથી. એથી પરસ્પર સાચી મૈત્રી પેદા નહિ થાય. એવી બે વ્યક્તિઓ ખરા અર્થમાં મિત્ર હોઈ શકે જ નહિ, જે એક બીજાની ખામીઓ જોયા પછી પણ તેને તે જણાવવામાં ડર અનુભવતી હોય, અને માત્ર એક બીજાની પ્રશંસા કરવામાં ઈતિકર્તવ્ય માનતી હોય. તેવી જ રીતે એ બે વ્યક્તિઓ પણ મિત્રો ન હોઈ શકે જે એકબીજાના ગુણોની કદર ન કરી શકે અને ત્રૂટીઓ બતાવવાની જ પોતાની ફરજ માનતી હોય. મિત્રતા ત્યારે જ બંધાય છે જયારે સામેવાળો આપણા હૃદયમાં પ્રેમ અને નિર્મળતા અનુભવે છે. ત્યારે કડવાં વચનો પણ મીઠાં લાગે છે. ટૂંકામાં બધી વાતનો સાર એ છે કે :—

૧ :— ઈશ્વરપ્રાપ્તિ સંપ્રદાયોથી પર વસ્તુ છે. તે સંપ્રદાયો, પંથો અને વાડામાં નથી પણ એકનિષ્ઠ ભાવબળ અને ચિત્તશુદ્ધિમાં છે, જે હૃદયની વસ્તુઓ છે.

૨ :— સાંપ્રદાયિક પ્રણાલિકાઓ મનુષ્યને એકનિષ્ઠ ભક્તિ અને હૃદયના વિકાસના સંસ્કારો રેડવામાં ઉપયોગી થઈ શકે તેમ છે.

૩ :— પરંતુ બધી પ્રણાલિકાઓ માનવપ્રણીત હોવાથી તે સંપૂર્ણ રીતે શુદ્ધ રહી શકતી નથી કે થઈ શકતી નથી. એથી તેમાં સુધારો કરવાની આવશ્યકતા હમેશાં ઊભી થાય છે.

૪ :— આ સુધારાનું કાર્ય સત્યાગ્રહી જ સફળતાપૂર્વક હાથ ધરી શકે. સત્યાગ્રહ પણ હૃદયની વૃત્તિ છે નહિ કે બુદ્ધિની. કારણ કે સમભાવ વિનાનો કોઈ પણ સત્યાગ્રહી હોઈ શકે જ નહિ. એટલા માટે સર્વધર્મસમભાવ હૃદયનો મેળ છે, સંપ્રદાયિકોનું સુલેહનામું કે એકરાર નથી.

૫ :— સુધારા કરવાના કર્તવ્યનો જ્યાં સ્વીકાર કર્યો ત્યાં નવો ધર્મ કે પંથનું ઉત્પન્ન થવું સંભવિત છે. જો એ સુધારો અને તેનો પ્રચાર સત્યાગ્રહની રીતે થાય તો આખરમાં તેની સાથે સંબંધ ધરાવતા બધા માણસોએ તેનો સ્વીકાર કર્યે જ છૂટકો છે. સંભવ છે કે સંક્રાન્તિકાળમાં ઝઘડો ઓછાવત્તો થાય. એ અનિવાર્ય છે એમ જાણી સત્યાગ્રહી તેને સહન કરી લેશે. પણ જો એ સત્યાગ્રહની નીતિરીતિ છોડશે નહિ તો તેનાથી કોઈનું પણ અહિત નહિ થાય.

૬ :— સર્વધર્મસમભાવી હોવાં છતાં પણ સત્યાગ્રહી કોઈની ખુશામત કરશે નહિ. તે બાહ્ય દેખાવને માટે બીજાના ધર્મોનું આચરણ નહિ કરે. જે વસ્તુઓ તેને માન્ય ન હોય તેનું સમર્થન કરવાની જવાબદારી પોતાના ઉપર નહિ લ્યે. વખત આવ્યે કર્તવ્યનો પ્રેર્યો તે પોતાના કે બીજાના ધર્મની જે વસ્તુઓ તેને અસત્ય લાગે તેનો વિરોધ પણ કરશે.

આ મારા વિચારો છે. આપ બધાંને શું તે માન્ય થઈ શકે તેમ છે? જો આ વિષે કંઈપણ શંકા હોય તો અવકાશે તેના ઉપર પ્રશ્નોતરી થઈ શકે છે.

પરંતુ, આ વિચારો ઉપર આપણે બધાં એકમત થઈ શકતાં હોઈએ કે ન હોઈએ, આપણે બધાં જે સત્યસમાજના શુભ સંકલ્પથી અહીં એકઠાં થયાં છીએ, તે બધાં એટલું તો જરૂર કરીએ કે:—

"आज मिल सब गीत गाओ
उस प्रभु के धन्यवाद ॥
जिसका गुण नित्य गाते हैं
गंधर्व मुनि सुर धन्यवाद ॥
मंदरों में कन्दरों में पर्वतों के शिखर पे
लेते हैं लगातार सौ सौ
वार मुनिवर धन्यवाद ॥

o

# વાયુ-પંથના પ્રવાસી

શ્રી. હરજીવન સોમૈયા

રાષ્ટ્રદલ દેશની સ્વાધીનતા માટે લડનારું મોટામાં મોટું અને સૌથી વિશેષ સંગઠિત દલ હતું, પણ આજ એની સ્થિતિ કટોકટીભરી હતી. પક્ષનો એકાદ જવાબદાર નેતા જાતે મોસ્કો એક વાર જઈ આવે તો જ એ સ્થિતિમાંથી છૂટાય એમ હતું. લગભગ બધા ઉપાયો અજમાવી લીધા પછી પક્ષની બહુમતિના ઠરાવથી ઠાકોરને હુકમ મળ્યો કે એણે એરોપ્લેનમાં છાની રીતે ગમે તે જોખમે પણ રશિયા પહોંચવું અને એ માટે એણે કરાચીના એરોડ્રોમના વડા સેનિસ્કીની પોતાની જોડેની મિત્રતાનો ઉપયોગ કરવો.

ઠાકોર જ્યારે હાઈસ્કૂલના ઉપલા વર્ગમાં હતો ત્યારે સેનસ્કી તેના ભૂગોળના વિષયના શિક્ષક હતા. ઠાકોરને એ વિષય ગમતો તે પરથી બંને વચ્ચે ગાઢ મૈત્રી જામી ગઈ. એ મિત્રતા દિનપરદિન વધતી ગઈ અને આજે પણ તે ચાલુ હતી.

રશિયન-ક્રાંતિ પહેલાં સેનિસ્કીના પિતા ઝારના રશિયન લશ્કરમાં સારા હોદ્દા પર હતા. એના મોટાભાઈ હવાઈ સંશોધનખાતામાં હતા. એમની પાસેથી જ સેનિસ્કી હવા અને હવાઈ જહાજો સંબંધી ઘણું શીખવા પામ્યો હતો.

સમાજવાદી સરકાર આવી અને એણે પ્રલયના પૂરની પેઠે વિનાશકારી જૂનવાણી બળોને ક્રૂર રીતે ઉખેડી નાખવા માંડ્યાં. સેનિસ્કીના પિતા અને ભાઈ ફાંસીએ લટકી ગયા. માતા અને એક બેનની સાથે સેનિસ્કીને જેલમાં પૂરવામાં આવ્યો. માતા પોતાનો જૂનો મોભો ખોવા કરતાં મરવું વધુ પસંદ કરનારી હતી. પોતાનાં બાળકોને પણ એણે એ શીખવ્યું હતું. એણે સમાજવાદી સરકારની સજાવટોને ધ્યાનમાં ન લેતાં જેલને પસંદ કરી. સેનિસ્કીના મગજમાં તે દિવસથી સમાજવાદ વિરુદ્ધ ઉગ્ર રોષ જાગ્યો. ત્યાર પછી લાગ મળતાં માતા અને બેનને લઈને એક દિવસ તે જેલમાંથી ભાગી છૂટ્યો. રસ્તામાં એમને ઘણી તકલીફો સહન કરવી પડી. એક વખત તો અઠવાડિયા સુધી એમને કંઈ પણ ખાવા નહોતું મળ્યું. આનું પરિણામ સેનિસ્કીના સમાજવાદ પ્રત્યેના રોષને વધારવામાં જ આવ્યું.

માતા અને બેનને લઈને તે ડેન્માર્ક સહિસલામત આવી પહોંચ્યો. અહીં એના સારા નસીબે એને હવાઈ-ખાતામાં નોકરી મળી ગઈ અને એમનું ગુજરાન ચાલવા લાગ્યું. ત્રણેક વર્ષ તો ચાલ્યું, પણ એક દિવસ સેનિસ્કીને લાગ્યું કે ડેન્માર્કની સરકારને એના પર શક આવ્યો છે અને એને ગિરફતાર કરવામાં આવશે, એટલે એ ત્યાંથી ભાગ્યો. માતા અને બેન ડેન્માર્કમાં જ રહ્યાં.

ભાગીને એ બર્લિન આવ્યો. ઍરોપ્લેન–વિષયક પોતાની બુદ્ધિની મદદથી એણે ત્યાં પણ જુદા નામ નીચે હવાઈ–ખાતામાં જ નોકરી મેળવી લીધી. પણ એ સ્થિર થાય ન થાય ત્યાં આગલો ભય એની સામે આવી ઊભેલો એને દેખાયો. પકડાઈને ફરી રશિયા જવું એ વિચાર જ એને અસહ્ય લાગતો હતો. એ ભાગ્યો, લગભગ આખું યુરોપ રખડ્યો. અનેક પ્રકારની શારીરિક અને માનસિક હેરાનગતિઓ સહન કરી આખરે લાગ મળતાં એક સ્ટીમરમાં ચઢી ગયો અને હિંદને કિનારે ઊતર્યો; હિંદમાં પણ તે ઘણાં શહેરોમાં આથડ્યો, છેવટ કંટાળ્યો. બ્રિટિશ સરકાર પાસે તેણે પોતાની હકીકત જેવી હતી તેવી સાચા સ્વરૂપમાં રજૂ કરી અને દયા માગી. હિંદમાં રઝળપાટ દરમિયાન શહેરોમાં, હાઈસ્કૂલોમાં અને ખાનગી રીતે તે યુરોપની ભાષાઓ અને ભૂગોળ પર ટ્યુશનો આપી પોતાનું ગુજરાન ચલાવતો.

આ અરસામાં જ ઠાકોરના પરિચયમાં એ આવ્યો. ઠાકોર એનો વિદ્યાર્થી હતો, પણ એને એ મીઠા મિત્ર જેવો લાગ્યો. થોડા જ સમયમાં એને જીવવામાં રસ આવવા લાગ્યો. ત્યાં જ બ્રિટિશ સરકાર તરફથી એને જણાવવામાં આવ્યું કે જો અમુક શરતો એને માન્ય હોય તો તે હિંદમાં રહી શકશે. સેનિસ્કીએ બધી શરતો કબૂલ કરી દીધી. સરકારને તો લાગ્યું હશે કે સેનિસ્કી આફતરૂપ નહિ બલ્કે ક્યારેક મદદરૂપ થઈ પડે તેવો માણસ છે, પણ સેનિસ્કીને એ સાથે નિસ્બત નહોતી. એને તો લાગ્યું કે પોતે સ્થિર થઈ ગયો એટલે બસ. થોડા વખત પછી એના મનમાં એનો પ્રિય શોખ જાગવા લાગ્યો. યંત્રો સાથે માથાં મારવાં અને હવામાં ગુલાંટો ખાવી–એ વૃત્તિ એનામાં જોર કરવા લાગી. એણે કરાચી હવાઈ–ખાતાને એવી નોકરી માટે અરજી કરી. એ મંજૂર થશે એવી એને આશા બહુ ઓછી હતી છતાં એની નવાઈ વચ્ચે અરજી મંજૂર થઈ ગઈ.

"ઠાકોર," ઠાકોરની વિદાય લેતાં એ બોલ્યો, "ઠાકોર, આપણે હવે જુદા પડવું..."

"જુદા ? ના, મેં તો નક્કી કરી લીધું છે કે જો તને હરકત નહિ હોય તો હું તારી સાથે જ રહીશ, તને રાંધીને ખવડાવીશ, તને થાક લાગ્યો હશે ત્યારે વાતો કરીને આનંદ આપીશ." ઠાકોર પોતાના પ્રિય શિક્ષકને તુંકારો આપતો હતો.

"તારી કૉલેજ—" ઠાકોરે હમણાં જ કૉલેજનો અભ્યાસ શરૂ કર્યો હતો.

"તું સાચો મિત્ર હશે તો તારી ઑફિસને જ મારી કૉલેજ બનાવી દેશે." હસીને ઠાકોર બોલ્યો.

"ઠાકોર, આ કોને ખાતર?"

"મારે ખાતર," ઠાકોરે જવાબ આપ્યો.

પણ સેનિસ્કી સમજતો હતો કે ઠાકોર પોતાને આરામ આપવાના ખ્યાલથી જ એનો અભ્યાસ છોડતો હતો.

સેનિસ્કી જોડે રહીને ઠાકોરે વધુ લાભ મેળવ્યો હતો. એની પાસેથી એ ઘણું શીખ્યો હતો. 'તુ દે વન મોર ન્યુ થીંગ ફૉર યુ તુ નો' (આજે વળી તારે જાણવા જેવું એક વધુ નવું) એમ પોતાના રશિયન ઉચ્ચારમાં કહીને હોંશે હોંશે ઠાકોરને તે કેટલુંય શીખવતો.

"જો આ પતરાનો ટુકડો. હવા કરતાં તો એ વજનદાર છે ને ? એને હું ફેંકું છું. કયા નિયમે એ હવામાં તરતો દૂર જઈ શક્યો ? એ એકદમ નીચે કેમ ન પડી ગયો ? એની પાછળ કામ કરી રહેલું તત્ત્વ 'ફૉર્સ'–શક્તિ અથવા ધક્કો ઍરોપ્લેનમાં પણ કામ કરે છે. ઍરોપ્લેનની અંદરનું મોટર–એન્જિન એ જ રીતે ઍરોપ્લેનને હવામાં લઈ જાય છે." સેનિસ્કી શીખવતો.

"પણ એવા ધક્કાથી તો પ્લેન જમીન પર જ સીધું દોડે. આ તો અદ્ધર ઊડે છે. એનો જવાબ શો છે ?"

"કેમ, એમાં જવાબ આપવા જેવું શું છે ? જમીનથી અમુક વસ્તુ જેટલા પ્રમાણમાં કોણવર્તી હોય તેટલા પ્રમાણમાં તે તેનાથી દૂર કે તેના તરફ ધક્કો લાગતાં દોડી જાય. ઍરોપ્લેનને જમીનથી આકાશ તરફનો

ત્રાંસો ધક્કો લાગે છે માટે તે ઊંચું આકાશ તરફ ઊડે છે." સેનિસ્કી સમજાવતો.

પછી સેનિસ્કીએ એને ઍરોપ્લેનની આખી રચના અને ઊડવાની કળા શીખવી.

"એક પ્રશ્ન, સેનિસ્કી," ઠાકોર પૂછતો. "યુરોપની નજીકનું હિંદમાં મોટામાં મોટું અને વધુમાં વધુ સગવડભર્યું શહેર મુંબઈ હોવાં છતાં યુરોપથી આવતું પ્લેન પ્રથમ કરાચી જ શા માટે ઊતરે છે? કરાચી જેવું ખૂણામાં પડેલું શહેર હિંદનું મોટામાં મોટું વિમાની મથક કેમ બન્યું? આની સાથે એ પણ પ્રશ્ન રહ્યો છે કે અમુક જ દિશામાં વિમાન કેમ ઊડી શકે છે? માણસ ધારે તે દિશામાં તેને લઈ જઈ શકે કે નહિ?"

"જરૂર લઈ જઈ શકે." સેનિસ્કી કહેતો, "પણ આજ અમુક જ માર્ગોએ પ્લેન ચાલે છે, કારણ કે એ માર્ગો વધુમાં વધુ સલામત છે તે નક્કી થઈ ગયું છે. મુંબઈને બદલે યુરોપનાં વિમાનો કરાચી પ્રથમ આવે છે તેનું કારણ એ છે કે કરાચીના માર્ગમાં સુક્કી હવા છે. ભીની હવાની આરપાર જોવું મુશ્કેલ હોય છે. પાયલોટને આગળનો અથવા નીચે ઉપરનો માર્ગ જોવામાં તેથી અવરોધ આવે છે. વળી જેમ સમુદ્રોમાં સાગરઝરણાં (Ocean currents) હોય છે અને તે ઘણીવાર વહાણોને મુશ્કેલીમાં નાખી દે છે તેવી રીતે હવામાં પવનપ્રવાહો (air currents) હોય છે, તે વિમાનને ક્યારેક નુકસાન પહોંચાડે. એડન અથવા બગદાદથી ખુલ્લા દરિયામાં મુસાફરી કરતાં મુંબઈ આવતાં વચ્ચે જો ક્યાંક વિમાનને ઊતરવાની ફરજ પડે તો? કરાચીનો માર્ગ એ સગવડ પૂરી પાડે છે કારણ કે એ માર્ગ દરિયાકાંઠે જ ચાલે છે."

આવા પ્રશ્નોત્તરો અને પ્રત્યક્ષ જ્ઞાન દ્વારા સેનિસ્કી પાસેથી ઠાકોરે ભૂગોળ અને વિજ્ઞાનનું સારું જ્ઞાન સંપાદન કરી લીધું હતું. વિમાનમાં ઊંચે ઊંચે ચડી સુંદર સૃષ્ટિસૌંદર્યનું પણ પાન પીધું હતું. ઊંચે ચડીને દૂરબીનમાંથી ઘેરા આકાશની આરપાર નજર નાખતાં દૂર દૂર પૃથ્વી વળાંક લેતી દેખાતી તે જાણે કૂદકો મરી અગમ્યમાં જવા માટેની કમાન ન હોય તેવું લાગતું. રાત્રે શહેરમાં થતાં વીજળીના દીવાઓ ઉપર આકાશમાં તારાઓનું જે અર્ધવર્તુલ રચાતું તેને પૂર્ણવર્તુલ બનાવી એક નવી જ જાતની તેજસૃષ્ટિ ખડી કરતા.

અહીં સ્થિર થઈ ગયા પછી સેનિસ્કીએ ડેન્માર્ક-માંથી પોતાની માતા અને બેનને બોલાવી લીધાં. માતા તો બિચારી સાવ ખખડી ગઈ હતી સેનિસ્કીએ જ્યારે કહ્યું કે ઠાકોર આટલા વખતથી એની માતા બનીને રહ્યો છે, ત્યારે બુઢ્ઢી માની આંખોમાં પાણી આવી ગયાં. એણે ઠાકોરને એક ચુંબન કર્યું. "મારો સેનિસ્કી પણ જરૂર પડ્યે તારી માતા જ બનીને તારી પાસે રહેશે." સેનિસ્કીની બેન પણ ઠાકોર પ્રત્યે ગળગળી થઈ ગઈ. એ પછી કેટલોક વખત ઠાકોર એમની સાથે રહ્યો, પણ જ્યારે સેનિસ્કી પરણ્યો ત્યારે એણે કહ્યું, "હવે મને પરણવા દેવો છે કે નહિ? તમારી સાથે રહીશ તો તો હું નહિ પરણી શકું." એ સાંભળીને સૌ હસ્યાં. પણ આખરે દુઃખી થતાં ઠાકોરને વિદાય આપવી પડી.

ઠાકોરના દિલમાં આજ અકળામણ થતી હતી. 'સેનિસ્કીએ વર્ષો સુધી રઝળપાટ, ભૂખમરો, અશાંતિ અને ભાંગી નાખતી એકલતાની બરદાસ્ત કરી છે, ફરી પાછું એણે એ જ ભોગવવાનું? એની આંખો સામે સેનિસ્કીની પત્ની અને બેનનાં 'થાકોર, થાકોર' એવા મધુર ઉચ્ચાર-થી પોતાને સન્માન આપતાં સ્નેહાળ મોં તરવા લાગ્યાં. પણ પક્ષના હુકમ અને દેશના હિતના ખ્યાલે એણે એને દૂર હડસેલી મૂક્યાં. પ્લેનની ચોરી કર્યા વિના તે કોઈ રીતે મળી શકે નહિ; એ પ્લેન ચોરવાની તક સેનિસ્કીની મિત્રતાનો ઉપયોગ ઉઠાવ્યા વિના, એને દગો દીધા વિના, મળવી અશક્ય હતી.

ઠાકોરે સાયકલો અને મોટરો કેમ ચોરવામાં આવે છે તે તો વાંચ્યું હતું, ઍરોપ્લેનની ચોરી જગતમાં પોતે જ પ્રથમ કરવા જાય છે તેનો તેને ખ્યાલ આવ્યો. એમાં એને અભિમાન લેવા જેવું તો ન જ લાગ્યું. એણે એ વસ્તુ પ્રત્યે બેદરકારી બતાવી.

એણે સેનિસ્કીને પોતાના આવવાનો પત્ર લખી નાખ્યો.

પક્ષનો હુકમ મળ્યા પછી ઠાકોરે પોતાની યોજનામાં ઘણું વધુ વિચારી લીધું. સિમલા ઉપર થઈને તિબેટમાં પહોંચવા માટેનો શીમકી ઘાટ હતો, કાશ્મીર ઉપર થઈને ચિનાઈ તુર્કસ્તાનમાં પહોંચવા માટેનો બોડવીન ઘાટ હતો. પણ આ બંને ઘાટ હિમાલય અને કારાકોરમના બરફથી છવાયેલા ઊંચા પહાડો વચ્ચે આવેલા હતા. અહીં લશ્કરી બંદોબસ્ત એટલો બધો સખત ન કહેવાય, પણ માણસ કરતાં કુદરતના પ્રતિબંધો ઉવેખવા બહુ દુસ્તર હતા. વાયવ્ય સરહદના માર્ગો એના ભ્રમણમાં ઘણા સહેલા ગણાય, પણ ત્યાં તો ડુંગરોને પથ્થરે પથ્થરે લશ્કરી થાણાં પડ્યાં હતાં અને ડુંગરાઓ પણ આખી સરહદ પર દીવાલની પેઠે આડા પડ્યા હતા. ઠાકોરે સમુદ્રની દિશાનો પણ વિચાર કર્યો. ત્યાં આખા કાંઠા પર એક યા બીજી રીતની બ્રિટિશ હકૂમત કે લાગવગ હતી. અફઘાનિસ્તાનના અમીર જોડે કરારો કરીને અને કાશ્મીરનું ગિલ્જીટ પરગણું ખાલસા કરીને એણે રશિયન સરહદને રૂંધી રાખી હતી. દક્ષિણ ઈરાન, ઈરાક, અરબસ્તાન, યેમેન, ઓમાન અને હેજાજ પ્રાંતો પર પૂરી લાગવગો જમાવીને એણે આખા દરિયાકાંઠાને કબજે રાખ્યો હતો. કોઈ વિમાન અણધારી રીતે જાય તો એ સરહદો અને દેશોને પાર કરી જાય ખરું, પણ એટલો લાંબો માર્ગ પ્રતિકૂળ પવનપ્રવાહો અને વેરાન ભૂમિ ઉપરથી ઊડવામાં ઠાકોરને પક્ષના કામની સલામતી ન દેખાઈ. એને સારામાં સારો માર્ગ કરાચીથી કવેટા–કંદહાર અને કાબૂલને વટાવી રશિયન હદ ઉપર આવેલા રશિયન શહેર મર્વમાં પહોંચી જવાનો લાગ્યો. આ માર્ગે ખૈબરઘાટ જેટલું લશ્કર પણ નહોતું, ચોકી પણ એટલી જાગ્રત ન હોય એ સંભવિત હતું. વળી જો કોઈ વિમાન ઓછામાં ઓછા દોઢસો માઈલની કલાકની ગતિએ એકધારું ઊડવાનું રાખે તો એક રાતમાં એ મર્વ પહોંચી જાય એટલો એ ટૂંકો માર્ગ પણ હતો.

કામ કંઈ મુશ્કેલ નહોતું, જો માત્ર એક મિત્રતાની લાગણીને તે મારી નાખી શકે તો. એને લાગ્યું કે એ થઈ શકશે. પણ સરહદ પસાર કરતાં જો વચ્ચે કોઈ ઠેકાણે લશ્કરી ચોકી ઉપરથી ભૂલથી વિમાન પસાર થવા પામ્યું તો એનો ઘરરર અવાજ–આહ, વિમાનની આ મોટામાં મોટી ખામીને દૂર કરવી જોઈએ. એનો અવાજ જો ન થતો હોત તો કેટલી સરળતા મળત ! અરે, એનો અવાજ સાધારણ સમયમાં પણ કેટલો કંટાળાભર્યો હોય છે ? વસતીમાં એ આવે છે ત્યારે એના અવાજથી માંદા માણસોને કેવો ત્રાસ થાય છે ! એ અવાજ કેમ બંધ થઈ શકે ?

સેનિસ્કીએ એને એક પ્રયોગમાં હાજર રહેવાનું બે વર્ષ પહેલાં આમંત્રણ આપેલું. ત્યાર પછી એ પ્રયોગો વિષે એમણે પત્રથી ઘણી ચર્ચાઓ કરી હતી. વચ્ચે એક વાર તેઓ મળ્યા હતા ત્યારે પ્રયોગશાળામાં પણ એ ઉપર બંનેએ ચર્ચાઓ અને થોડા અખતરાઓ કરી એકમેકના જ્ઞાનમાં સુધારા–વધારા કર્યા હતા. એ પ્રયોગ 'સાયલંટ–પ્લેન' 'નિઃસ્વર વાયુયાન' નો હતો. સેનિસ્કીએ હમણાં છ માસથી એને એ વિષે કંઈ જ નહોતું લખ્યું. એ પ્રયોગ એણે પૂરો કર્યો હોય– ! એમાં એ સફળ થયો હોય– !

ચાલુ પ્લેનમાં જ એક બે કલોનો ઉમેરો કરવાથી સાયલંટ–પ્લેન તૈયાર થઈ શકે તેમ હતું. વિમાનને મોટરનો એક ધક્કો અમુક જ ફૂટ સુધી હવામાં તરતું રાખી શકે. તેટલી વાર મશીન બંધ રહે એટલે મશીન કે પંખાનો અવાજ પણ બંધ રહે. પણ લાંબી મુસાફરી એવી રીતે સમય સમય પર મોટરના ધક્કા લગાવીને કરવામાં ભય રહેલો છે. પણ અવાજ મશીનની પેટીની અંદર જ પુરાઈ રહે અને બહાર ફેલાવા ન પામે તે માટે તે પેટીની અંદર જ અથવા કંટ્રોલરની બાજુમાં એક સ્વરસ્તંભકની યોજના કરવી જોઈએ. સ્વરસ્તંભક કેવી રીતે કામ કરે તેનો ઠાકોરે વિચાર કરવા માંડ્યો, પણ એ વિચારને એક બીજો વિચાર રૂંધતો હતો. એને થતું હતું કે સેનિસ્કીએ જો આવું વિમાન તૈયાર કરી નાખ્યું હોય તો તે જ લઈને એકદમ નાસી નીકળાય.

વિમાનની ચોરી કરવાના તાપમાં મિત્રતાની બધી લાગણીઓ સુકાઈ ગઈ, સાયલંટ-પ્લેનને તૈયાર કરવાની વાત સેનિસ્કી પાસે કેવી રીતે મૂકવી, એ તૈયાર થયે તે ચોરીને કેવી રીતે નાસવું, ચોરી પહેલાં કઈ કઈ જાતની તૈયારીઓ રાખવી-એ બધું વિચારી લઈ એ સેનિસ્કી પાસે આવવા નીકળ્યો.

ઠાકોરને મળતાં સેનિસ્કી, તેની બેન અને પત્ની આનંદથી ગાંડાં બની ગયાં.

"જો સેનિસ્કી, આ વખતે ઠાકોર કેટલા લાંબા સમય પછી આવ્યો છે! એને જલદી ભાગી જવા દેતો નહિ." સેનિસ્કીની બેન વેલ્વિસ્કા બોલી.

"એને ભાગવાનું મન ન થાય તેનો ઉપાય બતાવું?" સેનિસ્કીની પત્ની ફ્રેની બોલી, "તેં પેલું 'સાયલંટ-પ્લેન' બનાવી નાખ્યું છે, તે જ એના હાથમાં પકડાવી દેજે. હું તો કહું છું, એ એને મળતાં છ મહિને પણ એ અહીંથી નહિ ખસે."

"'એફ નાઈન'! સાયલંટ-પ્લેન? તૈયાર કરી પણ નાખ્યું?" ઠાકોરે હર્ષમાં આવીને કહ્યું.

"તું તો એ પ્રયોગોમાં ભાગ લેવા આખર સુધી આવ્યો જ નહિ ને? હા, ભાઈ, તારે તો તારા દેશની સ્વતંત્રતા હાંસલ કરવી છે. એના કામ આડે વખત ક્યાંથી પામે? પણ તારાં સમાજવાદી વિચારો અને કામોને હવે છોડી દે તો સારું. આપણી વચ્ચે ક્યારેક એમાંથી જ ઝઘડો પેદા થઈ જશે. અહીં જો રશિયા આવ્યું તો હું પહેલું ખૂન તારું કરવાનો." સેનિસ્કી હસીને બોલ્યો, પણ એ આ વાક્યો ગંભીરપણે બોલ્યો હોત તોપણ ઠાકોરને નવાઈ ન લાગત.

"એ તો ભવિષ્યની વાત થઈ, આજની વાત કર ને! ક્યાં છે એફ નાઈન?"

"એના વિધિસરના ઉડ્ડયનની પ્રથમ ક્રિયા ગવર્નરને હાથે થવાની છે, પણ તુંયે મારો ગવર્નર જ છે ને? પણ આમાં હજી થોડી ખામી રહી ગઈ છે. એને જ્યારે લાંબી ઉડાડીએ છીએ ત્યારે બસોએક માઈલની મુસાફરી પછી થોડી થોડી વારે થોડો થોડો અવાજ કરી નાખે છે. પણ હું હજી પ્રયોગો ચાલુ રાખવાનો છું." સેનિસ્કી બોલ્યો.

બીજે દિવસે સવારની ગુલાબી ઠંડી હતી ત્યારે બંને એરોડ્રોમ ઉપર આવવા ઘેરથી પગે ચાલતા જ નીકળ્યા. 'શેડ'માંથી પ્લેનને બહાર કાઢ્યું. બહારથી પ્લેનનો દેખાવ પ્લેન જેવો જ-કોઈ પણ સાદા પ્લેન જેવો જ-હતો.

સેનિસ્કીએ ઠાકોરને હોંશે હોંશે પ્લેનની અને સ્વસ્યુંબકની આખી રચના સમજાવી. ઠાકોરથી છાનું રાખવા જેવું એને કંઈ લાગ્યું જ નહિ. બધું સમજાવતાં-સમજતાં અને ઊડવામાં સમય ક્યાં ચાલ્યો ગયો તેનું પણ તેમને ભાન નહોતું રહ્યું. ભોજન અને ચા પણ એમણે એરોડ્રોમ પરની હોટેલમાં લઈ લીધાં. જ્યારે પ્લેનને પાછું 'શેડ'માં લાવ્યા ત્યારે તો રાત પડી ગઈ હતી.

"ભૂખ સખત લાગી છે." ઠાકોરે કહ્યું.

"ઘેર પહોંચશે ત્યાંસુધીમાં મરી નહિ જાય. ફ્રેની અને વેલ્વિસ્કા રાહ જોઈને જ બેઠાં હશે." સેનિસ્કી બોલ્યો.

"ઘેર? ચાલીને જ જવું પડશે?" ઠાકોર બોલ્યો.

"ચાલીને સ્તો."

"આપણાથી અત્યારે એટલું ચાલી શકાશે નહિ."

"એટલે? અત્યારે પણ હોટેલનું જ ખાવું છે?" સેનિસ્કીએ પૂછ્યું.

"એક દિવસમાં શું વાંધો આવી જવાનો છે?"

"સારું, જેવી તારી મરજી."

બંને હોટેલમાં જમ્યા, પછી ખૂબ વાર સુધી વાતો કરી.

"લે, હવે ઊઠ. કેટલું અંધારું થઈ ગયું?" સેનિસ્કીએ કહ્યું.

"મહેરબાની કરીને અત્યારે ન ચલવ. તારે જવું

હોય તો જા અને મારે માટે હોટેલમાં સૂવાની સગવડ કરાવી આપ. ”

“ હોટેલમાં ? અહીં એવી સગવડ હશે જ નહિ. અહીં પ્લેનને રાત કદીયે પડ્યા રહેવું પડતું નથી એટલે આગળ મુસાફરી કરતા મુસાફરોને માટે સૂવાની સગવડ હોટેલમાં રાખવાની જરૂર નથી જણાઈ. ” સેનિસ્કીએ કહ્યું.

“ તો ‘ પ્લેન–શેડ ’માં પડ્યો રહીશ. ” ઠાકોરે બીજી વાત કરી.

“પ્લેન–શેડમાં ?” સેનિસ્કી બોલ્યો. પછી થોડીવાર શાંત રહીને તે બોલ્યો, “સારું, જેવી તારી મરજી. ચાલ, હું પણ ત્યાં જ સૂઈ રહીશ. તાલપત્રીઓ ત્યાં ઘણી છે અને હું તો એના પર બહુ દિવસો સુધી સૂતો છું. તારી તો એવી જ રીતે જિંદગી ગઈ છે.”

બંને ‘શેડ’માં આવ્યા. સેનિસ્કી તો ઘણો થાકેલો હતો એટલે સૂતાંવેંત ઊંઘી ગયો. ઠાકોરે થોડી વાર નસકોરાં બોલાવ્યાં પણ પછી એ ઊભો થયો.

**સ**વારે સેનિસ્કી ઊઠ્યો ત્યારે એ ઠાકોરને ન જોતાં ‘શેડ’ બહાર આવ્યો. પણ ઠાકોર મેદાનમાં પણ ન દેખાયો, ‘શેડ’માં એ પાછો આવ્યો. અચાનક એને જણાયું કે ‘એફ નાઈન’ શેડમાં નહોતું. દોડીને એ પાછો બહાર આવ્યો, મેદાનમાં દૂર સુધી નજર કરી, આકાશમાં દૂર સુધી જોયું પણ એક પણ પ્લેન દેખાયું નહિ. એની છાતીના ધબકારા વધી ગયા. થોડીવાર તો કંઈ ન સૂઝતાં એ વિચાર કરતો ઊભો જ રહ્યો. શું થયું હશે ? પોતે એકલો નવા પ્લેનને કાબૂમાં રાખી શકે છે કે નહિ તે જોવા ઠાકોર ઉપર ચડ્યો હશે અને પછી–પણ પછીની વાત વિચારવાની જ ક્યાં હતી ? સ્વરશોષક યંત્રની બે કલો સિવાય પ્લેનની બધી કલો દરેક સાદા પ્લેનમાં હોય છે તેવી જ હતી, અને ઠાકોરનો એ તમામ કલો ઉપર કાબૂ હતો. તો એ પાછો નીચે કેમ નહિ ઊતરી શક્યો હોય ? ઠાકોરનો ઇરાદો પ્લેનને ચોરી જવાનો હોય તેવું તો એની કલ્પનામાં પ્રથમ ન આવી શક્યું, છતાં એ દોડ્યો. દોડીને ઑફિસના વાયરલેસ–રૂમમાં ગયો. હિંદનાં બધાં હવાઈ–મથકોએ તાર કર્યા, પણ ક્યાંયથીયે સંતોષજનક જવાબ ન મળ્યો. શું કરવું એ એને સમજાયું નહિ. હવે પ્રશ્ન માત્ર પ્લેનની ચોરીનો જ નહોતો પણ એ ચોરી પાછળ જે કારણો કલ્પવામાં આવશે તેનો હતો. ચોરીમાં પોતાનો હાથ હોવો જોઈએ, પોતે કોઈક કાવત્રામાં સામેલ હોવો જોઈએ એવો શક સરકાર જરૂર લાવશે, અને– ‘કાવત્રું’ શબ્દ યાદ આવતાં એને ઠાકોર જે પ્રકારનું રાજદ્વારી કામ કરતો અને જે પ્રકારનાં વિચારો–મંતવ્યો અને દલીલો રજૂ કરતો તે તેને યાદ આવ્યું.

‘ઠાકોરનો ઇરાદો ચોરીનો જ હોવો જોઈએ.’ હવે એના મનમાં આવ્યું. ‘પણ મને–એના એક સાચા મિત્રને–એ છેતરે ?’ એને રશિયાનાં કાવત્રાંની સાંભળેલી વાતો યાદ આવી. એણે કપાળે હાથ મૂક્યો, સમાજવાદીઓ પોતાના કામને જ પ્રથમ મહત્ત્વ આપે છે, એ વાત એ અત્યાર સુધી કેમ ન સમજ્યો ?’

ઠાકોર પોતાના અંગત સ્વાર્થ માટે તો પોતાના વેરીનું પણ નુકસાન કરે નહિ. પણ એના દેશને માટે, એના જેવો મત ધરાવતા પક્ષને માટે, આ પક્ષ તે કયો પક્ષ હતો ? એ પક્ષનું આખરી નિશાન શું હતું ? સમાજવાદ—! ‘સમાજવાદ’ શબ્દ સેનિસ્કીના માથા પર હથોડાની પેઠે પડ્યો. ઠાકોરનો દેશ સેનિસ્કીનો પણ બની ચૂક્યો હતો, પણ ઠાકોરનો સમાજવાદ સેનિસ્કીનો નહોતો બન્યો. એ સમાજવાદે એના પિતા અને ભાઈને ફાંસીએ લટકાવ્યા હતા, એને અસહ્ય દુઃખો આપ્યાં હતાં, એને માતા અને બેનથી વર્ષો સુધી વિખૂટો રાખ્યો હતો ! એ સમાજવાદને એ શી રીતે સહન કરી શકે ? એના અનેક લાભો ગમે તેટલા જોરથી એની સામે આવી ઊભે, છતાં એના મગજને ન જ ગૂંગળાવી શકે. ઠાકોર દોસ્ત હતો, જાની દોસ્ત હતો, પણ આખર એ સમાજવાદી હતો ! ખેર, ભલે એ સમાજવાદી હોય, જ્યાંસુધી સમાજવાદની સફળતામાં તેનો હાથ તે ન આપે ત્યાંસુધી બસ હતું. આ ચોરીનો પ્રસંગ એ હદને વટાવી ગયો હતો.

વિચાર કરતાં એને લાગ્યું કે પ્લેન લઈ ને રશિયા સિવાય બીજે ક્યાંય જવાનો ઠાકોરનો ઈરાદો હોઈ શકે નહિ. હિંદુસ્તાનમાં તો એ બેધડક ફરી શકે તેમ હતો. હિંદુસ્તાનમાં છાની રીતે ફરવું હોય તો આ સિવાય બીજા ઘણા સલામત માર્ગો હતા. પરદેશોમાં બીજે ક્યાં એણે જવાનું હોય! સમાજવાદીને છાની રીતે ક્યાંય જવું હોય તો તે સ્થળ રશિયા જ હોઈ શકે.

રશિયા!

સેનિસ્કીએ દાંત ભીંસ્યા.

ઝટપટ એ રેસ્ટોરાંમાં આવ્યો. ત્યાં એક સાયકલ પડી હતી તે લીધી અને ઘેર આવ્યો. ફેની અને વેલ્વિસ્કા એની રાહ જોઈ ને જ બેઠી હતી. એને જોતાં જ ફેની બોલી ઊઠી:

"ક્યાં હતો આખી રાત? અને ઠાકોર ક્યાં? નાસ્તો તૈયાર કરી રાખ્યો છે, ચાલ, મોં ધોઈ લે એટલે બેસી જઈ એ."

ત્રણે નાસ્તા ઉપર બેઠાં. સેનિસ્કીએ આખી વાત કરી અને પરિસ્થિતિ સમજાવી.

"અહીંથી જલદી ભાગું, નહિ તો મારે નસીબે જિંદગી આખીની જેલ જ આવશે." એણે કહ્યું.

"પૈસા બાબત તમારે મૂંઝાવાની જરૂર આ વખતે નહિ રહે, કારણ કે બેંકમાં આપણાં ઘણાં નાણાં જમા પડ્યાં છે. એ સિવાયની તો કોઈ બીજી તકલીફ આવે તેવું નથી લાગતું." એ આગળ બોલ્યો.

થોડી વાર શાંતિ છવાઈ રહી. એ પછી વેલ્વિસ્કા બોલી.

"સેનિસ્કી, તને સમાજવાદ પ્રત્યે દ્વેષ છે, હું તો યુરોપમાં તારાથી છૂટા પડ્યા પછી ઘણો વખત રહી. મેં વાંચ્યું પણ ઘણું. મને લાગ્યું કે દરેક દેશે સમાજવાદને વહેલામાં વહેલી તકે અપનાવી લેવો જોઈએ. પણ તને મારી આ વાત પસંદ નહિ જ પડે એ હું જાણું છું. ખેર, પણ એ વાતને છોડતાં પણ એક બીજી વાતનો વિચાર કરવો જોઈએ. ઠાકોરે જે કર્યું છે તે પોતાના દેશના ભલાને નજરમાં રાખીને કર્યું છે. એણે એ માટે પોતાનાં જાન-માલ અને સુખનો ભોગ આપવાની પૂરેપૂરી તૈયારી રાખી છે. તારો એ મિત્ર છે એ ખ્યાલને દૂર કરીને પણ તારે એવા બહાદુરને દરેક રીતે મદદ કરવી જોઈએ. તારે ભાગવું છે, ભાગવા માટે તારી પાસે વિમાન જેવું સરસ સાધન છે, શા માટે તું રશિયા તરફ જ ન ભાગે? ઠાકોરને મદદ કરી શકે તે માર્ગે કેમ ન જાય?"

"એટલે કે રશિયા જવાનું? ઠાકોરને હું ચાહું છું, ઠાકોરને હું ગમે તેટલી મદદ કરું, જાન માગે તો તે પણ આપી દઉં, પણ એના સમાજવાદને—" સેનિસ્કી બોલ્યો.

વેલ્વિસ્કા થોડી વાર વળી ચુપ રહી. "સમાજવાદને મદદ કરવાની વાત જ કરવાની વાત જ ક્યાં છે આ? આમાં તો સીધી ઠાકોરને જ મદદ કરવાની છે. તને ખબર છે, પ્લેન બરાબર સલામત રીતે રશિયાની સરહદ પર પહોંચી જશે?"

"ના, કદાચ પેટ્રોલ ખૂટે. અને આ ઠંડીના દિવસોમાં હવાઈ-માર્ગ તરીકે એ માર્ગ જોખમકારક કહેવાય, સંભવ છે કે હવાનું તોફાન પણ નડે." સેનિસ્કી ધીમેથી બોલ્યો.

"તો એ મુશ્કેલીમાંથી તું ઠાકોરને ઉગારશે તો તેં સમાજવાદને ઉગાર્યો ગણાશે?"

"પણ ઠાકોરને ઉગારું એટલે એ રશિયા પહોંચે જ." સેનિસ્કી અચકાઈ ને બોલ્યો.

"એની જિંદગીમાં એ ક્યારેય રશિયા ન પહોંચે એવી તારી ઇચ્છા હતી, તો તેં એનું અહીં ખુન જ કેમ ન કરી નાખ્યું?"

સેનિસ્કી આ શબ્દો સાંભળીને ચમક્યો.

"અને આ રીત તો તારા બચાવને ખાતર પણ તારે અખત્યાર કરવી જોઈશે. હિંદુસ્તાનમાં એક રશિયન કેટલો વખત છુપાઈ રહી શકે? અને તું

એમ માને છે કે તું બીજા કોઈ દેશમાં અહીંથી છટકી જવા પામશે? તારું શરીર બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, ઈરાન, તુર્કસ્તાન જેવા દેશોમાં પગપાળે મુસાફરી કરી શકે તેવું છે?" વેલ્વિસ્કા બહુ આવેશમાં બોલતી હતી.

સેનિસ્કીએ આ બધું શાંતિથી સાંભળી લીધું. પછી હળવેથી ઊભો થઇને તે બોલ્યો, "હું નાસી જઈ શકું તે માટે નહિ, પણ ઠાકોરને મુશ્કેલીઓમાંથી બચાવી શકાય તે માટે વિમાન લઈને એની પાછળ જાઉં છું, સલામ ફ્રેની, સલામ વેલ્વિસ્કા—" એણે વાંસો ફેરવ્યો.

"વાહ! બહાદુર તો ચાલ્યો!" ફ્રેની હસીને બોલી. "પણ મારા બહાદુર, આવી અણધારી મુસાફરીઓમાં બની શકે તેટલું ખાવાનું અને કપડાં સાથે રાખવાં જોઈએ. હું એ તૈયાર કરી આપું ત્યાંસુધી થોભજે જરા."

ત્રણે જણ એકી સાથે તૈયારી કરવા લાગ્યાં. થોડી વારમાં એક મોટી પેટી અને બે નાની થેલીઓ ભરી ખાવાનું અને કપડાં નોકર સાથે 'શેડ' તરફ સીધાં રવાના કરી દીધાં.

"હવે તો રજા છે ને?" સેનિસ્કી બોલ્યો.

"પેટ્રોલ બરાબર લેવાનું નહિ ભૂલજે." વેલ્વિસ્કા બોલી.

"ઠીક યાદ આપ્યું."

થોડી જ વાર પછી આકાશમાં એક વિમાનનો ઘરર આવજ સંભળાયો. બંને જણી એકદમ બારી પાસે આવી.

"જાય છે—" ફ્રેની બોલી.

વેલ્વિસ્કા થોડી ક્ષણો વિમાન સામે જોઈ રહી, પછી છાતીને અક્કડ બનાવી એકદમ અંદરના ઓરડા તરફ ચાલી ગઈ.

ઠાકોરને તો કલ્પના પણ નહોતી કે પોતાની યોજના આટલી જલદી પાર પડશે. યોજના જો આટલી પાર પડી તો બાકીનું પણ બહુ મુશ્કેલી વિના પાર પડી જશે એવો વિચાર આવતાં તેની છાતી હર્ષથી ફૂલી. પણ એ હર્ષને દબાવી દેવા એક બીજી લાગણી ધસી આવી. એક મિત્રને, સેનિસ્કીને, કેવો ભયંકર છેહ એણે દીધો હતો! સેનિસ્કીને સરકાર ગોળીએ વીંધશે, ફાંસીએ લટકાવશે–એમાંથી બચે તો આજન્મ કેદ તો એણે ભોગવવી જ પડશે; અથવા ફરીને એકલ રઝળપાટ શરૂ કરવો પડશે. પોતાના પર અગાધ પ્રેમ રાખતી વેલ્વિસ્કાનું શું? ગભરુ ફ્રેનીનું શું થશે? ઠાકોરની છાતી આ વિચારે રૂંધાવા લાગી, પણ જોરથી માથું ધુણાવી એણે એ વિચારને મગજમાંથી બહાર કાઢી નાખ્યો અને કંટ્રોલરને મજબૂત રીતે પકડ્યું. દિશાદર્શક સોય નકશા ઉપર બરાબર ઉત્તર તરફ રહેતી હતી. 'એક્ નાઈન' રશિયાની દિશા બરાબર પકડી હતી.

બહાર ઝમઝમ રાત વહી જતી હતી. ઠાકોરે વિમાનની બહાર જોયું. હવામાં ખૂબ ભિનાશ આવેલી હતી અને ગાઢ અંધારું હતું. એને વીંધીને નજર આગળ જતી નહોતી, એને વીંધીને હૃદય પણ આગળ જઈ શકતું નહોતું. છતાંય વિમાનનું ખોખું આગળ તો ચાલ્યે જ રાખતું હતું.

અચાનક ઠાકોરે પ્લેનની અંદરથી પણ ઝમઝમ અવાજ ઊઠતો સાંભળ્યો. થોડી જ વારમાં એ અવાજ સુરર સુરર થવા લાગ્યો. આ શું? ઠાકોરનું દિલ ધડકી ઊઠ્યું. મશીનમાં ક્યાંથી અવાજ ઊઠે છે તે જોવા વાંકા વળી એણે જુદી જુદી ચાવીઓને ફેરવી જોઈ, પણ અવાજ બંધ ન થયો. એને સેનિસ્કીએ પ્લેનમાં ખામી હોવાની વાત કરેલી તે યાદ આવ્યું. અચાનક સનનન સનનન એવા ચાર પાંચ અવાજ બીજા એણે સાંભળ્યા. એની છાતીના ધબકારા ઘણા વધી ગયા. એણે ઘડિયાળમાં જોયું, નકશામાં જોયું, દિશાસૂચક સોયને જોઈ. એને સમજાયું કે તે કવેટા આગળ આવ્યો હતો. તે કવેટાની લશ્કરી છાવણી ઉપર આવી ગયો હોવો જોઈએ. એનો વિચાર તો હતો કે કવેટાથી પચ્ચીશ માઈલ દૂર રહીને ઊડવું, પણ કંઈક ભૂલ થઈ હોવી

જોઈએ એટલે એ જે રસ્તો છોડવા માગતો હતો તે જ રસ્તા ઉપર આવી ચડ્યો હતો. પણ હવે વિચાર કરવાથી વળે તેમ ન હતું. એણે વિમાનની ગતિ વધારી. ફરી સનન જેવો અવાજ તેના સાંભળવામાં ન આવ્યો, પણ સ્વરચુંબકની પેટી સુરર અવાજ હવે વારે વારે કરી ઊઠતી હતી. એ અવાજને કેમ ટાળવો ?

એકાદ કલાક બીજો વીત્યો. અમન શહેર આવી ગયું. બસ હવે નિશ્ચિંત. બ્રિટિશ હદ તો અહીં પૂરી થઈ. પણ એની સાથે એક તકલીફ શરૂ થઈ. સુરર અવાજ તો અવારનવાર પ્લેનમાં થયા કરતો હતો, તેનાં આંદોલનો પણ હવે વધતાં જતાં હતાં, ઉપરાંત બહારની હવા એ અવાજની નકલ કરતી હોય તેમ સુરર સુરર વાવા લાગી હતી.

રાત્રીનો અવાજ, મશીનનો અવાજ, હવાનો અને બીજા ઘણા કાલ્પનિક અવાજો વચ્ચે ઠાકોરનું હૃદય ભિંસાતું સંકોડાઈને ચુપ બેઠું હતું. ઠાકોરને તો લાગતું હતું કે એ પણ અવાજ કરવા ઇચ્છે છે.

પણ આ બધા અવાજો કરતાં હવાના અવાજે ઘણી જલદીથી પ્રગતિ કરી નાખી. થોડીવારમાં તો જાણે દરિયામાં પ્રચંડ મોજાં ઊછળતાં હોય અથવા ભયંકર મેઘ ગાજતા હોય તેમ હવાના ફફડાટ વિમાનની દીવાલોને તોડી નાખવા ધસી આવવા લાગ્યા. ઠાકોરને ભય લાગ્યો કે કદાચ વિમાન અહીં જ તૂટશે. અહીં જો એ તૂટે તો ? દરિયામાં જેનું જહાજ ભાંગે તેને તો ડૂબતાં પહેલા અનેક જળચરો જોડે છેલ્લી છેલ્લી વાતો કરી લેવાનો આનંદ મળે છે, નદીમાં જેનું જહાજ ભાંગે તે પણ મૃત્યુ વખતે સાવ એકલો નથી હોતો, કોઈ જીવતું પ્રાણી સાથે ન હોય તો છેવટે કોઈ મૃત્યુ પામેલાનું શબ, નદી કાંઠે ઊભેલાં ઝાડો અથવા મસ્તીમાં જીવતાં જળ તો હોય જ છે. પણ જેનું હવામાં ચાલતું જહાજ ભાંગે છે તેને આ જગતની વિદાય લેતાં કોઈ છેલ્લી સલામ પણ કહેવા આવતું નથી. કોઈ પથ્થર જેવી અચેતન વસ્તુનું એને આલિંગન મળી જાય તો તે આલિંગનનો આનંદ લેવા જેટલી એનામાં શુદ્ધિ નથી હોતી. હવામાં ઊંધે માથે એ ફંગોળાઈને ફેંકાઈ જાય છે અને બીજી પળે જ એની છાતી ધબકારા લેતી બંધ થઈ જાય છે. જમીન પર આવતાં તો એનાં છોતાં ઊડી જાય છે.

આવા કેટલાય વિચારો ઠાકોરને આવી ગયા પણ તે ઝાઝીવાર ન ટક્યા. એણે પોતાના મહાન કાર્યને યાદ કર્યું અને મશીનની ચાવીઓને કહ્યું,

"બિચારી હવા, કે જેને પોતાને ભાન નથી કે પોતે ક્યાંથી ક્યા નિયમોએ અને શા માટે વહે છે, તેની સામે તમે હારી જશો ? મજબૂત રહી બરાબર સામનો કરો." અને પછી જુસ્સામાં આવી સ્વરચુંબકની કળોને એણે બંધ કરી દીધી. એ બંધ થતાં અત્યાર સુધી ચુપ રહેલું વિમાન ઘરર અવાજ કરી ઊઠ્યું. ઘૂઊઊ અવાજ કરી કેસરીએ મેઘગર્જનાની જાણે સરસાઈ માંડી, સૂઊઊ અવાજે વહેતી હવા પણ જાણે વિમાનના અચાનકના આ અવાજથી જરા પાછી હઠી ગઈ, અને પછી ઠાકોરે બીજી ચાવી ઉપર હાથ મૂક્યો. દોઢસો માઈલની કલાકની ગતિએ જતા 'એફ નાઈને' બમણી ગતિ પકડી.

એનો એ ઘરર અવાજ, નીચે સૂતેલા સુલેમાન–પહાડને પણ થડકાવી દેતો હતો. કંદહાર ગયું, પૂર્વમાં હિંદુકુશ પર્વતનાં શિખરો દેખાયાં, કાબુલ વટાવ્યું અને આસમાનના તારાઓએ વિદાય લેવાની ઉત્સુકતા બતાવી.

ઠાકોરે ગર્વથી છાતીને ટટ્ટાર કરી. એણે પટ્ટાને સહેજ ઢીલો કર્યો અને અંગ મરડ્યું. અચાનક 'ફ્રૂ' એવો અવાજ થયો ને એ ચમક્યો. 'શું થયું ?'

એણે એક હાથને કંટ્રોલર ઉપર સ્થિર કર્યો અને વાંકો વળી બીજા હાથે બીજી ચાવીઓને અડતો, જરા જરા ફેરવી જોતો, આંખોને તીક્ષ્ણ બનાવી મશીનના અંદરના ભાગોમાં ફેરવવા લાગ્યો. પણ ત્યાં તો એને લાગ્યું કે વિમાન નીચે ઊતરે છે. એ મામલાને પામી ગયો. પેટ્રોલ ખૂટ્યું હતું. હવે જો એ પોતે ઝડપથી છતાં સાવચેતીથી વિમાનને નીચે નહિ લે તો વિમાન થોડુંક જ નીચે ઊતર્યા પછી જોર

સાથે જમીન પર પટકાશે અને જો એમ થતાં એ સળગશે તો આ ભયંકર વેરાનમાં જ એની જિંદગી પૂરી થઈ જશે.

એણે ખૂબ સાવચેતીથી વિમાનને નીચે ઉતાર્યું. આ બે અપરિચિતોના દર્શનથી ડુંગરો જરા દ્વિધામાં પડી ગયેલા જણાયા.

જ્યારે 'એફ્ નાઈન' નીચે ઊતરતું હતું ત્યારે સૂર્ય ઉપર ચડતો હતો, પણ ઠાકોરને તો લાગ્યું કે એનો સૂર્ય ઉપર નહિ પણ નીચે ઊતરતો હતો અને થોડી જ વારમાં ક્ષિતિજના સમુદ્રમાં ડૂબી જવાનો.

વિમાન જમીન પર આવ્યું, એક નાનો સરખો ધક્કો ઠાકોરને લાગ્યો, થોડી ધૂળ જમીન ઉપરથી, વિમાનના સ્પર્શથી એ સુગાઈ હોય તેમ, ઊડી, ઠાકોર પ્લેનની બહાર નીકળી ખાલી દિશાઓને જોઈ રહ્યો.

ચારે તરફ નાના નાના ડુંગરાઓ જ હતા. ડુંગરની ટોચે ચડીને જોતાં પણ કોઈ ગામડું કે ઝૂંપડું નજરમાં આવવું સંભવિત નહોતું. ચોમાસું તો અહીં હતું નહિ, તો પછી સુક્કા ડુંગરો વચ્ચે શિયાળામાં લોહીને બરફ કરી નાખનારી ઠંડી અને ઉનાળામાં એ બરફનું રૂપાંતર પાણીમાં કરી નાખનારી ગરમીનો અનુભવ લેવા ઇચ્છા કરે તેવું પ્રાણી ધરતી ઉપર પાક્યું જાણવામાં નથી; એટલે ગીધ કે સમળી પણ અહીં નજરે પડતાં નહોતાં.

પણ પછી બેપરવાઇથી ઠાકોર હસ્યો. 'આખી રાતનો ઉજાગરો છે એટલે ઊંઘ લેવાની રજા મળી' કહીને એ સૂતો. પણ એને એક વિચાર આવ્યો, 'જાઉં તો ખરો, હું કેટલે આવ્યો અને ક્યાં આગળ અધવચ લટક્યો !' એ ઊભો થઈને વિમાનમાં ગયો.

વિમાને જે જે ગતિ રાખેલી અને જે જે દિશાઓમાં ચાલેલું તે બતાવનારા નકશાઓ ઉપરથી હિસાબ કરીને એણે ગણતરી કરી કે પોતે કાબુલથી વાયવ્યમાં ૫૦ અંશને ખૂણે ૭૦ માઈલ દૂર આવી પડેલ છે. મર્વ પહોંચવા માટે એણે હવે ૨૦ અંશ ઈશાન ખૂણામાં વળવું પડે. આમ વધારે ત્રાંસી દિશામાં ચાલ્યા જવાથી કાબુલથી મર્વ વચ્ચેનું અઢીસો માઈલનું અંતર થોડું વધી જાય તેવું થયું હતું. પણ હવે અંતરનો વિચાર જ ક્યાં કરવાનો છે? હવે તો મુસાફરી એટલી લાંબી થઈ પડી છે કે એનો અંત જ કદી નહિ આવવાનો.

એ તો પાછો બહાર નીકળી જમીન પર સૂતો. પણ અચાનક એને એક વિચાર સ્ફૂર્યો. વિમાન તૂટ્યું તેમાં ગભરાવા જેવું શું છે? મર્વ હવે બહુ બહુ તો ત્રણસો માઈલથી વધુ છેટું નથી ને? એવા ત્રણસો માઈલો તો કેટલાય એણે પોતાના પગ નીચેથી એક સામટા કાઢી નાખ્યા હતા.

આ વિચાર આવતાં એ ઊભો થઈ ગયો. વિમાનને એકવાર બરાબર જોઈ લીધું. વિમાન પ્રત્યે એને માયા ઊપજી હતી. એ વિમાનમાં પોતે જ પહેલો આટલું લાંબું ઊડ્યો હતો. જો પોતાની બેદરકારી નડી ન હોત તો એ એને જરા પણ આંચ આવવા દીધા વિના છેક મોસ્કો પહોંચાડી દેત. એ વિમાન પ્રત્યે એને માયા કેમ ન ઊપજે? એને છોડવાના વિચારથી ભીની થયેલી આંખોને લૂછીને એણે વાંસો ફેરવ્યો અને પગપાળા આગળ ચાલવા માંડ્યું. આગળ જતાં જતાં પણ એ વારે વારે પાછું વાળી વિમાનને જોઈ લેતો હતો. છેવટે વચ્ચે એક ટેકરી આવી અને વિમાન દેખાતું બંધ થયું ત્યારે જ એણે સીધું જોઈને ચાલવા માંડ્યું. ચાલવામાં ચિત્ત પરોવાતાં પગે જોર પકડ્યું.

પહાડોનો વાંકોચૂંકો અને કેડી વિનાનો માર્ગ દિશા ભુલાવી દે તેવો હતો, પણ ઠાકોરે સૂર્યની ચોક્કસ દિશાને પ્લેનમાંની દિશાસૂચક સોય પરથી નક્કી કરી લીધી હતી અને તેનાથી કેટલા અંશને ખૂણે રહીને ઉત્તરમાં ચાલવું એ પણ નક્કી કરી લીધું હતું એટલે ગમે તેટલા આડા ફાંટવું પડતું છતાં તે મૂળ દિશાને ફરી જલદીથી પકડી પાડતો હતો.

પહાડોની દીવાલો વચ્ચે ચાલતાં પણ ઠંડીના સ્પર્શથી બચી શકાતું નહોતું. પણ પગની પિંડીઓ જ્યારે રૂંવાડે રૂંવાડે ગરમ લોહી ફેરવવું શરૂ કરે છે ત્યારે ઠંડીની કારગત બહુ ફાવવા પામતી નથી. કાલે

રાત્રે મોડેથી ખાધું હતુ એટલે ઠાકોરના પગમાં જોર પણ સારું હતું. સૂરજ માથા પર આવીને પશ્ચિમમાં ઊતરવા પણ લાગી ગયો. રસ્તામાં ત્રણ ચાર ઝાડોનું એક ઝુંડ આવી ગયું. ઝાડો જોઈને ઠાકોરને નવાઈ લાગી પણ સાથે થોડો આરામ લેવાની પણ ઇચ્છા જાગી. એણે અંગોને જમીન પર લંબાવી દીધાં અને થોડી જ વારમાં ઘસઘસાટ ઊંઘવા પણ માંડયું. ગઈ આખી રાતનો એને ઉજાગરો હતો અને વળી ચાળીસેક માઈલનો પંથ કંઈ પણ ખાધા વિના એક સામટો કરી નાખ્યો હતો.

સુસવાટા કરતી રાત એમ ને એમ પસાર થઈ ગઈ. વચ્ચે ઠંડીને લીધે એક વાર એ જાગી ગયો હતો પણ તરત જ શરીરનું ગૂંચળું બનાવી તેણે આંખો મીચી દીધી હતી. સવારે સૂર્ય ઠીક ઠીક ઊંચે આવ્યો ત્યારે એ જાગ્યો. આંખો ખુલતાં પ્રથમ તો પોતે કયાં છે તેનો તેને ખ્યાલ ન આવ્યો, પણ થોડી ક્ષણો પછી જ બધું યાદ આવ્યું.

આંખ ઊઘડી તે સાથે પેટની ભૂખ પણ ઊઘડી. થોડીવારમાં તો જાણે પેટમાં આગ લાગી હોય તેવું એને થવા લાગ્યું. એ જ સ્થિતિમાં પડ્યા રહેવાનો એણે પ્રયત્ન કર્યો પણ એને અકળામણ જણાવા લાગી. વિમાન લઈને ભાગી નીકળવાની એની મૂળ યોજનામાં તો ખોરાકનો બંદોબસ્ત હતો જ, પણ જલદીથી યોજના પાર ઉતારવાની ઉતાવળમાં ખોરાક રહી ગયો. પણ ખોરાક રહી જાય એટલે શું, એનો અનુભવ ઠાકોરને સૂર્ય માથે આવતાં જ બરાબર થવા લાગ્યો. એક ટીપું પાણી પણ ક્યાંય મળે તેવું દેખાતું નહોતું. અહીં ઝાડો છે માટે આજુબાજુ બીજે પણ ક્યાંક ઝાડો હશે અને કોઈક ગામડું પણ હશે એ આશાએ આમતેમ થોડું રખડવા છતાં કોઈ જીવતા પ્રાણીનો એને ભેટો થયો નહોતો. પાણી મળે તોય ચાલે તેમ હતું, પણ એય ન મળ્યું. આ ઝાડ તો કોણ જાણે કેટલાં વર્ષો પહેલાંનાં ઊગેલાં હશે, ત્યારે કોઈક નદી અહીં હશે, ધરતીકંપના એકાદ આંચકાથી નદી-ગામ બધું ગેબ થઈ ગયું હશે અને આ ઝાડવાં એને યાદ કરાવવા જ અહીં ઊભાં રહી ગયાં હશે.

ગળું શોષાતું હતું છતાં તાપ જરા નરમ પડતાં ઠાકોરે દિશા નોંધીને ચાલવા માંડયું. થોડું ચાલતાં, થોડું બેસતાં, એમ કરતાં અંધારું થતાંમાં એણે દસ-પંદર માઈલ કાપી નાખ્યા. અને પછી કંઈ પણ વધુ વિચારો મગજને ઘેરી લે તે પહેલાં ઊંઘી જવાય એવી મનની સ્થિતિ થાકને કારણે થઈ છે એમ લાગ્યું ત્યારે જ એ નીચે બેઠો અને જમીન પર ચત્તોપાટ થઈને પડ્યો. થોડીવાર તો એને લાગ્યું કે આંખ મિચાઈ જાય છે, પણ આખરે એ વાત ખોટી ઠરતી હોય તેમ લાગ્યું. પેટની આગે ઊંઘને બાળી નાખી હતી, એની પાંપણનાં પાણીને સૂકવી નાંખ્યાં હતાં, અંગ બધાં દાઝતાં હતાં. એનાથી સૂઈ ન શકાયું, એ બેઠો થઈ ગયો.

અચાનક એણે કોઈ વિમાનનો અવાજ સાંભળ્યો, 'ભણકારા !' એમ એને એક વાર થયું, પણ અવાજ મોટો ને મોટો થતો હોય એમ લાગ્યું એટલે કુતૂહલથી એ ઊભો થયો. થોડીવારમાં ડુંગરોને પથ્થરે પથ્થરે તેજસ્વી પ્રકાશ રેલાઈ ગયો, ડુંગરાઓની ઊંઘ ઊડી ગઈ અને એ પ્રકાશ ભૂત-ભડકા હોય તેમ તેનાથી ડરીને તે ચીસો પાડવા લાગ્યા. નક્કી કોઈ વિમાન આવતું હતું !

'મને પકડવા માટે કોઈ આવતું લાગે છે ! હું પકડાઉં તો પક્ષનું કામ અહીંથી જ પૂરું થાય !' એ દોડીને એક મોટા પથ્થર નીચેની બખોલમાં પેસી ગયો, વિમાન ચાલ્યું ગયું છતાં તે ઘણીવાર સુધી ત્યાં જ બેસી રહ્યો, પણ એની ગણતરી સાચી હતી. વિમાન વારે વારે એ પ્રદેશમાં ઘરર અવાજ કરવા આવી જતું હતું. કયારેક એ અવાજ બંધ રહેતો પણ પ્રકાશ ફેલાયેલો રહેતો હતો. મશીન બંધ કરીને વિમાન ઉપર ફરતું હોય તે સંભવિત હતું, પણ આખરે વિમાન ગયું જ હોય એમ નક્કી થયું, કારણ કે એનો પ્રકાશ કે અવાજ કશું લાંબા વખત સુધી સાંભળવા ન મળ્યું. એની શોધ આગળના પ્રદેશમાં

હશે. વિમાન ગયું પણ ઠાકોર તો સવાર બખોલ નીચે જ બેસી રહ્યો. એનાં ભૂખ, થાક, અને પરિતાપ વિસરાઈ ગયાં હતાં.

સૂર્ય ઊગ્યો ત્યારે એનામાં ચાલવાની તો શું ઊભા થવાનીયે શક્તિ નહોતી. છતાં મહા-યત્ને એ બખોલની બહાર નીકળ્યો. બહાર નીકળીને એણે દોડવા જ માંડયું. આટલી બધી લીધેલી મહેનત ઉપર પાણી ફરી ન વળે માટે જલદીથી રશિયાની હદમાં પેસી જવાની એને ખૂબ ઉતાવળ જણાઈ. પગ ઢીંચણ આગળથી વળી જતા હતા, છતાં એણે દોડયે રાખ્યું, ઝાઝું દોડાયું નહિ. થોડીવાર એ નીચે બેસી ગયો, પણ ફરી ઊભો થઈને દોડવા માંડયો. દોડતાં દોડતાં એને ખબર પણ ન રહી એ રીતે એની દોડવાની ગતિ ચાલવાની ગતિથી પણ ધીમી થઈ ગઈ છતાં એણે દોડયે રાખ્યું. પણ એ થોડુંક આગળ ગયો કે થાકી ગયો. જરા બેસીને ઊભો થઈ ચાલવા માટે સામે નજર કરે ત્યાં તો એક ચઢાવ પોતે ચડી રહ્યો છે તેનું એને ભાન થયું. એના પગ સાવ ભાંગી ગયા જેવા થઈ ગયા. આખી રાત ગૂંચળું વળીને બેસી રહેવાને કારણે ગોઠણની એ સ્થિતિ થઈ હતી. ચઢાવ ન ચડવાનો હોય તો ચલાય એ વિચારે એણે બીજી દિશામાં જોયું, પણ લાગ્યું કે એ માર્ગ તો વધુ લાંબો થઈ પડે તેમ હતું. એ કેટલો લાંબો થઈ પડે તેની ગણતરી થઈ શકે તેમ નહોતી. એણે ચઢાવ ચડવો જ બહેતર માન્યો. પગમાં બધું જોર ભરીને એ ચઢાવ ચડવા લાગ્યો, સાથે એને શ્વાસ પણ ખૂબ જોશથી ચડતો હતો. એને થયું કે થોડુંક પાણી જો મળી જાય તો પચાસ માઈલ એક દોડમાં કાપી નખાય. પણ પાણી ક્યાં હતું ? હવે તો એના ઢીંચણ ચાલતાં ચાલતાં છેક જમીનને અડી જતા હતા, દસ દસ ફૂટ ચાલીને અર્ધો અર્ધો કલાક આરામ લેવો પડતો હતો, છતાં એ ચાલતો હતો. એ પાંચેક માઈલ ચાલ્યો ત્યાં તો સંધ્યા–સમય થતો હોય એવું લાગ્યું. રાત્રે જેની નીચે પડી રહેવાય તેવી કોઈ જગ્યા માટે એણે આમ તેમ નજર નાખી, પણ તેવું કંઈ દેખાયું નહિ. એનું હૃદય હતાશાથી ભરાઈ ગયું. અંતે બીક એક જ લાગી, દિવસે કોઈ વિમાન એને શોધવા ન નીકળ્યું પણ રાત્રે જરૂર નીકળશે અને એને પકડી લેશે, એવી આશંકાથી એ ગભરાઈ ગયો. એના શરીરનું જોર એકદમ હરાઈ ગયું અને ધબ અવાજ સાથે તે નીચે પડ્યો. નીચે પડતાં એ બેશુદ્ધ થઈ ગયો. એના પડવા-ના અવાજનો પડઘો પહાડીઓમાં ગાજી ઊઠ્યો.

પણ ઠાકોર થોડુંક ચડીને જો આગળ જોવા પામ્યો હોત તો તે એક સ્વચ્છ પાણીનું તળાવડું જોઈ શક્યો હોત. એ તળાવડાને કાંઠે એક વિમાન પડ્યું હતું અને તેની નજીક એનો મિત્ર સેનિસ્કી બેઠો હતો તે પણ એ જોઈ શકત. ઢોળાવ જ ત્યાં શરૂ થતો હતો.

સેનિસ્કીએ ઠાકોરના પડવાનો અવાજ સાંભળ્યો. એ ચમક્યો. ઝટપટ ઊઠીને વિમાન પાસે આવ્યો. પણ વળી એક વિચાર આવતાં તેણે આજુબાજુ નજર નાખી. કંઈ ન દેખાતાં તે ચઢાવની ટોચે આવ્યો અને ઠાકોરને જોયો. નજીક આવી બૅટરીના તેજમાં એણે ઠાકોરને ઓળખ્યો. એને બેશુદ્ધ જોઈ એ પાણી લાવ્યો અને તેના પર છાંટીને એને ભાનમાં આણ્યો.

ઠાકોરની આંખો ઊઘડી. 'પાણી' એટલું બોલીને એ બંધ થઈ ગઈ. સેનિસ્કીએ એના ગળા હેઠળ પાણી ઉતરાવ્યું. પાણી મળતાં જ શરીરમાં ચેતન વ્યાપી ગયું. ઠાકોર બેઠો થઈ ગયો, એની આંખો સેનિસ્કી તરફ વળી. એ ઘડીભર સ્તબ્ધ થઈ ગયો. "મને પકડવા ?" એ બોલ્યો.

"તને મદદ કરવા..." સેનિસ્કી બોલ્યો.

"ખરું કહે છે ? દગો તો..." પણ ઠાકોર આગળ ન બોલી શક્યો. દગો તો એણે જ કર્યો હતો. એને શો હક્ક હતો એ પ્રશ્ન કરવાનો ? સેનિસ્કીના ખોળામાં એણે માથું નાખી દીધું. 'મને માફ કર ! મારા દેશને ખાતર એમ કરવું જરૂરી હતું." એ બોલ્યો.

સેનિસ્કી કંઈ ન બોલ્યો. ઠાકોર એની સામે જોઈ રહ્યો.

"પાછો દેશ ન લઈ જતો; મારી નાખ એ બહેતર છે, મેં તારો ગુનો કર્યો છે. તું સજા કર. સરકાર ભલે ગમે તે માનતી હોય, પણ હું માનું છું કે મેં સરકારનો ગુનો નથી કર્યો, એના હાથમાં મને ન સોંપજે." ઠાકોર બોલ્યો.

"હું તને રશિયા પહોંચાડવા માગું છું." સેનિસ્કી ધીમે સ્વરે બોલ્યો.

"રશિયા? તું રશિયાનો દુશ્મન-!" ઠાકોર બોલવા જતો હતો.

"છોડ એ વાત. તારે રશિયા જવું હશે તો હું તને ત્યાં પહોંચાડીશ. મારી સાથે હું પ્લેન લાવેલ છું."

"હાં? ત્યારે કાલે રાત્રે મેં જે પ્લેનનો અવાજ સાંભળ્યો તે તારા પ્લેનનો?"

"કાલે રાત્રે તો મારા જ પ્લેનનો, પણ આજે રાત્રે કદાચ સરકારી લશ્કરના પ્લેનનો સાંભળીશ. કાલે રાત્રે તારી શોધ માટે ડુંગરે ડુંગરે વિમાનનું અજવાળું મેં ફેરવ્યું પણ તું નહોતો મળ્યો, આજે રાત્રે સરકારી વિમાન પોતાનું અજવાળું લાવશે અને આપણને શોધી કાઢશે. પછી તું અને હું બંને—"

"એટલે તું મને બચાવવાના ખ્યાલથી જ પાછળ આવ્યો છે? સેનિસ્કી—!" ઠાકોર ગળગળો થઈ ગયો.

સેનિસ્કીએ ઠાકોરને ખભે ઉપાડી લીધો. બંને પ્લેન આગળ આવ્યા, ઠાકોર ખાવા લાગ્યો, સેનિસ્કી પણ એની જોડે થોડું થોડું ચણ ચણ કરવા લાગ્યો.

"મારી પાસે પાણી તો ઘણું હતું પણ આજ સવારે એ ઢોળાઈ ગયું. અહીં એ દીઠું એટલે ભરી લેવા ઊતર્યો. થાક ખાતો બેઠો હતો ત્યાં તારા પડવાનો અવાજ સાંભળ્યો—"

"સરહદને તું કેમ વટાવી શક્યો તે—"

"કેમ વટાવી શક્યો તે આપણે હવે રશિયન સરહદ પર પહોંચશું ત્યારે જ તને સમજાશે પણ હું તો આખું યુરોપ ભાગતો ભાગતો રખડ્યો છું ને! મર્દ કેમ પહોંચવું તે હું જાણું છું." સેનિસ્કી બોલ્યો. ઠાકોર એની સામે જ જોઈ રહ્યો.

o

## આશા?

જે જાવું નિરમ્યું ભલે વહી જતું ના કાંઈ દુઃખે મને
રે તોયે સ્વશૂન્ય નિર્જળ રણે આંખો ભરે આંસુને,
આશા હોઈ શકે નહિ, હૃદયમાં તોયે છૂપેલી હતી
આ વિશ્વે બળતા રણે પલક કો' છાયા તટે નીરની

**સ્વસ્થ**

# અર્થવ્યવહારની ગૂંચવણો

શ્રી. રિચાર્ડ બી. ગ્રેગ

[ ગતાંકથી સંપૂર્ણ ]

### સાદા ઉપાયની સુસંગતતા

જ્યારે આપણે અર્થવ્યવહારની ગૂંચવણોમાંથી છૂટવાના ઉપાય વિચારવા બેસીએ છીએ ત્યારે આપણા લક્ષમાં એ વસ્તુ રહે છે કે એ એક જ સાધનથી ઘણાં કાર્ય પતાવી નાખવાની વૃત્તિમાંથી એનાં અનિચ્છનીય પરિણામો જન્મ્યાં છે, એટલે નાણાંમાં રહેલી ત્રુટિઓથી નીપજતા દોષોને ટાળવા નાણું જેટલાં કામો કરે છે તે દરેક કામ માટે નાણાંના પાંચ છ જુદા જુદા પ્રકારો યોજી નાખવા જોઈએ, અને તે એવી રીતે કે દરેક પ્રકાર એકમેક સાથે સંકળાયેલ હોય કે જેથી એકનું બીજામાં સહેલાઈથી પરિવર્તન કરી શકાય.

### નાણાંના વ્યવહારોને કેમ વહેંચી નાખવા

ખરું જોતાં તો આવી કામવાર નાણાં–પ્રકારની યોજના આજ પહેલાં અમલમાં કંઈક અંશે આવી ચૂકી છે અને જ્યાંસુધી એનો અમલ થયેલો ત્યાંસુધી એ બરાબર ચાલી હતી. ૧૯૩૩માં યુનાઇટેડ સ્ટેટ્સમાં પચ્ચીસ જેટલાં શહેરો અને ગામડાંઓમાં સ્ટેમ્પ સ્ક્રીપ (Stamp scrip) નો ઉપયોગ શરૂ થયેલો. એ પહેલાં યુરોપમાં પણ એનો ઉપયોગ અજમાવાયેલો. અંગ્રેજ અર્થશાસ્ત્રી મિ. જે. એમ. કિનીસ એના સિદ્ધાંતનો સ્વીકાર કરે છે. અમેરિકન પ્રોફેસર ઈરવીંગ ફિશર કરે છે. Stamp Scrip નામના પોતાના નાના પુસ્તકમાં એને વિષે સ્પષ્ટતાથી અને વિસ્તારથી લખે છે.

સ્ટેમ્પ સ્ક્રીપનો શ્રેષ્ઠ ઉપયોગ તો એ હતો કે તે નાણાંના વિનિયમવાહકના વ્યવહારને તેના બીજા બધા વ્યવહારોથી જુદા પાડતાં હતાં. એ માત્ર વિનિમયનાં વાહક જ હતાં. અને મંદીના ખરાબમાં ખરાબ સમયમાં પણ જ્યાં જ્યાં તેનો ઉપયોગ થયેલો ત્યાં ત્યાંના સમાજને તે ગુલાબની પેઠે ખીલતાં રાખતાં અને છતાંય, નાણાંના બીજા વ્યવહારો સાથે પ્રોફેસર ફિશરના પુસ્તકમાં વર્ણવાયેલા સાદા ઉપાયે તે સંકળાયેલ હતાં. એને બેંકમાં જમા પણ રાખી શકાતાં અને સામાન્ય નાણાંના ભાવે બેંકના હાથમાં તે મૂલ્યના સંગ્રહ તરીકેનું કામ કરતાં. પણ તેનું ભંડોળ ન થઈ શકતું. બેંકે તેને બીજાના હાથમાં તુરત પસાર કરી દેવાં પડતાં.

સ્ટેમ્પ સ્ક્રીપ જે સ્વરૂપમાં ચાલતાં હતાં તે જ સ્વરૂપમાં તે ચાલે તેવું હું અહીં કહેતો નથી, પણ હું એટલું તો સૂચવું જ છું કે એક જ પ્રકારનાં નાણાંમાં પાંચ છ વ્યવહારો સમાવી

રાખવાને બદલે તે વ્યવહારોને આવી રીતે ફાળવી નાખી શકે તેવી બુદ્ધિ માણસજાત ધરાવે છે અને તે વ્યવહારગત વસ્તુઓને એકમેકમાં પાછી ફેરવી નાખી શકાય તેવા ઉપાયો શોધી શકે તેમ છે. આ બધા સુધારા-વધારા અને ફેરફારો વિચારવાનું નિષ્ણાતોનું કામ છે.

## સાધનમાં સુધારા થતાં થતા લાભો

ચિહ્નોમાં જ સુધારા-વધારા થતાં માણસજાતે કેટલી પ્રગતિ કરી છે! તો પછી સાધનોના સુધારામાં તો તેવી પ્રગતિ રહેલી જ હોય તે નિઃશંક છે. કઢંગા રોમન સંખ્યાંકો અને મર્યાદિત ગ્રીક અક્ષર સંખ્યાંકોને સ્થાને અરબી સંખ્યાંકોથી અને સ્થાનમૂલ્યની હિંદુ-શોધથી ગણિતમાં અમાપ પ્રગતિ થઈ છે. વનસ્પતિશાસ્ત્રમાં લિન્નિયસે (Linnaeus) છોડવાઓના વર્ગોને અનુરૂપ નામો આપ્યાં તેથી પ્રગતિએ એક બીજું મોટું ડગલું ભર્યું. ટેલિસ્કોપ, દૂરબીન ઇત્યાદિ સાધનોની શોધ અને એ શોધમાં થયેલા સુધારા-વધારાનું પણ એ જ પરિણામ આવ્યું છે. વરાળયંત્રના બહોળા પ્રચારે તો આખા સમાજમાં જબરો પલટો લાવી નાખ્યો.

ગૂંચવાડાભરી વસ્તુઓને એક વાર તોડી પછી તેનાં સાદાં રૂપો કરી નાખ્યે ઘણા લાભ થાય છે. કાચા પેટ્રોલિયમને અમુક અમુક અંશે સુધારીને તેમાંથી એન્ઝાઈન, ગેસોલિન, જાતજાતનાં હલકાં ભારે તેલો, કોલટાર, પેરેફિન ઇત્યાદિ વસ્તુઓ બનાવી દેવાઈ છે અને તેના ઉપયોગો તથા ઉપયોગોના પ્રકારો મૂળ પેટ્રોલિયમમાં ન ધાર્યા હોય તેટલા થઈ શક્યા છે અને તેથી તેની 'સાચા દ્રવ્ય' તરીકેની કિંમત પણ ઘણી વધી છે.

નાણાંના સાધનમાં પણ સુધારાઓ કરવાથી સૈકાઓના કેવળ નીતિના ઉપદેશથી ન થઈ શકે તેવી કેટલીક નૈતિક ટેવો પણ સહેલાઈથી અને ઝડપથી આપણામાં રૂઢ થઈ જાય એમ હું માનું છું. લોભ-લાલસાની સનાતન અને અળખામણી વૃત્તિને હઠાવી શકાય અને માનવસહજ એ વૃત્તિને મર્યાદામાં લાવી શકાય. સત્તાની ભૂખ પણ એવા સંજોગોમાં સુકાઈ જાય કે તેને અહિંસક પ્રતિકારથી કાબૂમાં લઈ શકાય.

## સમાજવાદ સાથેનો સંબંધ

મારી વાતો પરથી સમાજવાદીઓ કહેશે કે હું આ દ્રાવિડી પ્રાણાયામ જેવું બતાવી રહ્યો છું,–સામાજિક અને આર્થિક અવ્યવસ્થા ટાળવાની સીધી અને સારી રીત એ છે કે લોકશાસિત સરકાર સ્થાપી ઉત્પાદનનાં સાધનો ઉપર નિયમન મૂકી દેવું. આ રીતની સફળતા-નિષ્ફળતાની તકરારમાં ઊતર્યા વિના હું એટલું કહી દઉં કે એના નિયમનની **સફળ અજમાયશ** થઈ શકે તે માટે પ્રથમ તો પ્રજામાં સહકાર અને પારસ્પરિક જવાબદારીની ભાવના મજબૂતપણે અને બહોળા પ્રમાણમાં ખીલવી જોઈશે. 'સફળ અજમાયશ' શબ્દમાં હું ઘણો અર્થ સમાવી દઉં છું. ઉત્પન્નની જાત અને બહોળાશ તેમજ તેની વહેંચણીનો ખ્યાલ એમાં ઘણો મહત્ત્વનો રહ્યો છે. તમામ લોકોને ગુલામી જેવી દશામાં મૂક્યા વિના, અને જુલમાટ કે નાણાંવ્યય કર્યા વિના એ થાય ત્યારે સફળ અજમાયશ થઈ ગણાય. આર્થિક ન્યાય સચવાય, સ્વદેશ અને પરદેશો પ્રત્યેના હિંસક ભાવો ઓછા થાય તેવી વ્યક્તિ પ્રત્યેની માનબુદ્ધિ અને સદિચ્છા વધે ત્યારે સફળ અજમાયશ થઈ ગણાય. આવા સહકાર, પારસ્પરિક જવાબદારી, સ્વતંત્રતા અને વૈયક્તિક માનની ભાવનાઓ, જ્યાં અબાધિત નાણાંનું જ વર્ચસ્વ બધે વ્યાપેલું છે તેવી આપણી પાશ્ચિમાત્ય સંસ્કૃતિમાં, સ્થાન જમાવે તે અશક્ય નહિ તો અસંભવિત તો મને બહુ લાગે છે.

અહીં જે જાતનો અર્થસુધાર હું સૂચવું છું તે મારે મતે સમાજવાદ સફળ રીતે કામ કરી શકે તે માટેની પ્રાથમિક તૈયારી છે, અને તે હું રશિયન કાર્યપ્રણાલી પ્રત્યે ઉચિત માનદૃષ્ટિ રાખીને સૂચવું છું. જ્યાંસુધી નાણાંનું આજનું સ્વરૂપ અને તેમાંથી ઊભી થયેલી નૈતિક અને બૌદ્ધિક જટિલતાઓ દૂર નહિ થાય ત્યાંસુધી પશ્ચિમના જગતમાં કોઈપણ જાતની આર્થિક સુધારણા કાયમી બની શકશે તેમાં મને શંકા છે. આજનો સમાજ એટલો બધો જટિલ

સર્વસામાન્ય સફળતા મળે તે માટે એમાં હજી સુધારાને અવકાશ છે અને તે થવા જોઈએ.

**વ્યવહારો વચ્ચેની સાંકળ**

કેવળ વિનિમયનું વાહન હોઈ ને પણ સ્ટેમ્પ સ્ક્રીપ નાણાંના બીજા વ્યવહારો સાથે સંકળાયેલ હતાં. સામાન્ય નાણા જોડે તે પૈસાવાળા સ્ટેમ્પની યોજનાથી સંકળાએલ હતાં. વળી તે બેંકમાં જમા મૂકી શકાતાં હોવાથી, સામાન્ય નાણાંની કિંમતે તેનું મૂલ્યના સંગ્રહમાં પરિવર્તન થઈ શકતું. એ ખરું કે બેંક તે પોતાની પાસે ન રાખતાં પોતાના ગ્રાહકો તરફ ઘણી જલદીથી પસાર કરી દેતી, જેમ આપણે દશ રૂપિયાની નોટ બેંકમાં મૂકી હોય તો તે પાછી બજારમાં તો આવી જ જાય તેમ. અહીં તફાવત ગતિનો રહે છે. બીજી પણ રીતોથી એને નાણાંના બીજા વ્યવહાર–પ્રતીકોને બેંક–ચેકની યોજનાથી સંપૂર્ણ બનાવી શકાય; ઘણું ખરું બેંક–ચેકના આજના સ્વરૂપમાં સુધારો કરવાથી તે બની શકે. નાણાંનાં જુદાંજુદાં સ્વરૂપોને જોડતી સાંકળને અર્થે ચોક્કસ અને સમાન રીતે કામ કરતી ખાસ યોજનાઓ ઘડાવી જોઈએ.

**શક્ય માર્ગો**

મૂલ્ય–સંગ્રહના વ્યવહાર માટે નિયત સમય ચાલે તેવાં જાતજાતના ખાસ રંગનાં પેપર બિલ્સ (Paper bills)ની યોજના કરી શકાય. પછી ચોક્કસ જાતના કામ માટે ચોક્કસ જાતનો ઉપયોગ કરવો જોઈએ. જુદીજુદી જાતના કાચા માલમાંથી તૈયાર માલ જે ગતિથી બનતો હોય અને જે ગતિથી જુદી જુદી વસ્તુઓની નિકાસ થતી હોય તે આની ઉપર અંકુશ રાખનારું તત્ત્વ બની શકે. માણસના જીવનધોરણનો વધુમાં વધુ ખ્યાલ કરીને આ પ્રકારની સદ્ધરતાનો નિયમ બાંધી શકાય. આમ કરીને મિલકતના અમર્યાદિત વારસામાંથી ઊભી થતી કેટલીક મુશ્કેલીઓ ટાળી શકાય. દાખલા તરીકે, એક ખેતીવિષયક સ્ક્રીપની યોજના કરીએ અને તેની સદ્ધરતા એક વર્ષ કે એક મોસમપૂરતી નક્કી થાય, અને પછી એ મૂલ્ય–સંગ્રહમાં એક યા બીજી રીતે ફેરવી નાખી શકાય તેની યોજના કરીએ. જો બધી બેંકો સરકારી હોય તો મૂલ્ય–સંગ્રહને બેંકનાં ખાતાંઓમાં જ મર્યાદિત કરી નખાય. એવી ખાસ ગોઠવણ થઈ શકે કે નાણાંની આવકના હક્ક પ્રમાણે મૂલ્ય–સંગ્રહ સરકારી કે એવી જામીનગીરીઓનાં રૂપમાં વારસામાં આવે. ખાસ કરીને મોટી રકમો કે લાંબી મુદતની શાખ તો સમાજ કે સરકારી ઉપયોગમાં જ આવે તેવી રીતે મર્યાદિત કરી નાખવી જોઈએ.

આ બધા ફેરફારો અને ઉપાયના માર્ગો કેમ અમલમાં લાવી શકાય તે નિષ્ણાતોએ વિચારવું જોઇએ.

ચલણના જથ્થાને અને તેની ફરવાની ગતિને કાબૂમાં લેવા માટે સરકાર અથવા સેન્ટ્રલ બેંક સિસ્ટમ માટે સ્ટેમ્પ સ્ક્રીપનો જ કોઈ પ્રકાર કામમાં લેવો ઉચિત છે કે જે વિનિમયવાહનના વ્યવહારને નાણાંના બીજા વ્યવહારોથી છૂટો રાખે છે. એથી ઉપર જણાવેલું કામ ઘણું સરળ બની જશે. એથી મૂલ્યના પરિણામના વ્યવહારમાં આવતી અસ્થિરતા પર પણ સારો કાબૂ મેળવાશે અને વસ્તુઓના ભાવોમાં સ્થિરતા આવશે. મોટા ભાગના લોકો માટે વિનિમયનું વાહન એ જ નાણાંનો સૌથી વિશેષ મહત્ત્વનો વ્યવહાર હોઈ સ્ટેમ્પ સ્ક્રીપ નિ:સંકોચપણે ચલણમાં લાવી શકાય અને બીજાં સ્વરૂપોના વ્યવહારોને બાજુ પર મૂકી દઈ શકાય. અને આ રીતે વધુમાં વધુ અગત્યના ફેરફારની એકદમ શરૂઆત કરી શકાય. બધાં જ સ્વરૂપોના વ્યવહાર બરાબર ચાલવા યોગ્ય બને ત્યાં સુધી થોભી રહેવાની જરૂર નથી.

શાખ અને વિશ્વાસ માપી શકાય તેટલા પૂરતું જ પ્રતીકનું કાર્ય કરનારું નાણાંનું કોઈ જુદું જ સ્વરૂપ યોજાય તો મને લાગે છે કે નાણાંના વ્યવહારો સાથે આજે જે રીતે તે જોડાયેલ છે તેમાંથી છૂટાપણું મેળવતાં જ આજે લોકોનાં મગજ પારસ્પરિક વિશ્વાસ, શ્રદ્ધા, શાખ અને સાચાપણામાં સાચા અને પ્રતીકરૂપ સંબંધમાં જે અનિશ્ચિતતા અનુભવી રહેલ છે તેમાંથી મુક્ત થાય. એ અકલ્પ્ય માનસિક અને

લાગણીની વાસ્તવિક સ્થિતિ વધુ મજબૂત પણ બને. અને મને લાગે છે કે બીજી પણ શંકાઓ ઊકલી જાય.

## એક ટીકા અને તેનો જવાબ

આ વિચારોનો કોઈ ટીકાકાર કહી શકે કે ધારો કે એક શ્રી. क છે, તેણે ઘણાં વર્ષના પોતાના વર્તનથી લોકોમાં પોતાની શાખ સ્થાપી અને વિશ્વાસ જમાવ્યો. એ એની ખરી પ્રાપ્તિ અને મિલકત ગણાય. છતાં મિલકત તરીકે તેની કિંમત શ્રી. क એ સમાજમાં લાંબો સમય રહ્યા અને રહેવાનું ચાલુ રાખવાના–તે વસ્તુ પર જ નિર્ભર છે. એટલે ધારો કે હવે તેઓ ત્યાંથી ક્યાંય બીજે જવા માગે તો તે મિલકતને બીજે સ્થળે લઈ જવા માટે નાણાંમાં તેને વટાવવી નહિ પડે? એટલે કે, પ્રતીકમાં વાસ્તવિકતા અને મૂલ્ય હોવાની જરૂર નથી? માણસને ધંધાને અંગે હમેશાં ફરતાં જ રહેવાનું હોય તો?

મેં જે સૂચન કરેલ છે તેમાંથી ખરી રીતે આ મુશ્કેલી ઊભી થતી નથી. જે સાધન વડે મૂલ્ય ઊભું કરવામાં આવે છે અને તેનો ભંડોળ કરવામાં આવે છે તે જે વડે પરિવર્તિત થાય છે એ જ હોવાની જરૂર નથી, છતાં એક સ્વરૂપનું રૂપાંતર બીજામાં યોગ્ય યોજનાથી થઈ શકે છે. શાણા વેપારીનું વર્તન એવું હોય છે કે તેથી વ્યક્તિગત અને સામાજિક વિશ્વાસનું ભંડોળ તેની પાસે એકઠું થઈ જાય છે. એ વિશ્વાસનું ભંડોળ જ નાણાંના સ્વરૂપમાં ફેલાઈ જાય છે. જેટલે અંશે આમ બની શકશે તેટલું તે નવા સ્થાન પર લઈ જઈ શકશે અને જે અંશનું તેમ નહિ બને તેનું તુરત તો નવા સ્થાનમાં કંઈ નહિ થઈ શકે પણ અમુક સમય બાદ તે રૂપાંતર પામે. કેટલોક ભાગ કાયમ માટે તે સમાજમાં રહી જાય. તે સ્મરણના કંઇક અંશ તરીકે, ભૂતકાળના કાર્યના પ્રારંભિક અંશ તરીકે કે જે દ્વારા બધા લોકોને માનવતામાં શ્રદ્ધા પ્રગટી છે તેવું બનીને રહેશે. આજે છે તે એ સ્થિતિ છે અને નાણાંમાં જો ફેરફાર થશે તો રહેવાની. પોતાનાં પ્રમાણિક કાર્યોથી સમાજમાં જે વિશ્વાસ માણસે ઊભો કર્યો છે તેનું રજેરજ વળતર તો કોઇ.જ તેમાંથી નહિ લઈ જઈ શકે. એ વિશ્વાસનો સારો એવો ભાગ બદલા વિના ત્યાં જ રહે તેમાં ખુશી અનુભવવી જોઈએ, કારણ કે તેમાંથી જ ભવિષ્યમાં આપણી અને આપણાં બાળકોની સલામતીનું વાતાવરણ તૈયાર થવાનું. આપણાં નાનાં મોટાં દૈનિક કાર્યો પરવાળાનાં બેટોની પેઠે ઊંચાં આવતાં જાય છે. વિશ્વાસ એ એક શબ્દમાં સમજાવી દેવાય તેવી બાબત નથી, એ એવો થઈ પણ શકે નહિ, એને એવો કરવાનો પ્રયત્ન કરવા જતાં પાછળથી પસ્તાવું પડે છે અને એ અવિશ્વાસ બની જાય છે. જે માણસ પોતે જમાવેલ વિશ્વાસનો અમુક અંશ સમાજમાં ખોઈ નાખે છે તે ત્યાં પોતાને માટે એક પ્રકારની મૂડી જ જમા કરાવે છે. જે જીવનસત્ય ને સમજવા માટે સમય અને પુનરાવર્તનની જરૂર પડે છે તે, માનવસમાજ સમગ્ર એક જ છે, તેને એ ઓળખે છે એટલે માત્ર પોતાને ખાતર અને પોતાની જ જવાબદારી ઉપર કંઈ કાર્ય કરતો નથી. આ સિદ્ધાંત ઉપર જેમ વધુ જુસ્સાથી અને વધુ સમજથી તેનું જીવન ચાલતું હશે તેમ નવા પ્રદેશમાં જતાં તેને ઓછું ગુમાવવું પડશે. એનું જીવન વ્યાપક બને છે અને એનું ચારિત્ર્ય વધુ દૃઢ બને છે. નવા સમાજમાં આ વસ્તુ તેને ત્વરાથી પ્રકાશમાં લાવી દે છે.

બીજું, માણસની કાર્યો કરવાની ઢબ અને તેમાંથી નીપજતાં પરિણામો તેના ચારિત્ર્યનો એક ભાગ બની જાય છે, બરાબર રીતે જોનારને તેનાં આંખ, અવાજ, હલનચલન, રીતભાત અને ચહેરા ઉપર તે દેખાય છે. નવા શહેરમાં તે પોતાની સાથે પોતાનું ચારિત્ર્ય લઈને જ જશે. અજાણ્યાઓના જોવામાં પણ તે એક ક્ષણમાં આવી જશે, અને જેમ વધુ ત્યાં તે રહેશે તેમ વધુ તે દેખાશે. એટલે જે વિશ્વાસ પ્રથમના સમાજમાં એણે જમાવ્યો હશે તે જ્યાં જ્યાં તે હશે ત્યાં ત્યાં તેની સાથે જ લઈને જશે. એ એના પટારામાં બંધ નહિ હોય પણ મોં પર ખુલ્લો હશે અને એના ચોરાઈ જવાની પણ ભીતિ નહિ હોય.

# કલંકિની

[ એક નાટિકા ]

શ્રી. 'હિમાંશુ'

**સ્થળ** : તખ્તો  **કાળ** : નાટ્યારંભનો પૂર્વાશ્રમ  **પાત્રો** : આવતાં જાય છે તેમ

[ "એક પૌરાણિક કથાવસ્તુનો કેવળ આધાર લઈને આ નાટિકા લખાઈ. શ્રી. યશવંત પંડ્યાનું આ જ વસ્તુ ઉપરનું નાટક પણ મેં વાંચ્યું છે. છતાંય આ નાટિકા લખવાનું પ્રયોજન ? જો નાટિકા સ્વયં ન બોલે તો મારું કહ્યું નકામું છે."
**લેખક** ]

[ નાન્દ્યાંન્તે પ્રવેશીને સૂત્રધાર ]

**સૂત્રધાર** : હજી કેટલી વાર લગાડશો દેવી !

**પ્રમદા** : આ આવી આર્યપુત્ર !

**સૂત્રધાર** : વિશ્વકર્માની સહાયથી સમુદ્રતનયુ શયનાગાર તો મેં રચાવ્યું : પરવાળાંની ફર્શબંધી ઉપર અકીક અને નીલમના સાથિયા પુરાવી દીધા છે અને સુવર્ણ–દીપિકાઓમાં પ્રકાશ–અર્થે રત્નો જ મૂક્યાં છે. રત્નાકરના પુત્રને આજે ધૃતદીપિકાઓનો તાપ સહ્યો નથી જતો.

**પ્રમદા** : (હજી નેપથ્યેથી જ) અને આજ તો મધુયામિની છે દેવ ! પેલાં સાગરતીરમાંથી ગળાઈ ને આવતાં ચંદ્રકિરણો ન ભૂલો.

**સૂત્રધાર** : અરે ! એવી ભૂલ તે સુજ્ઞ આર્યમિશ્રો નિભાવી શકે દેવી ! કિનખાબની કરચલીઓવાળી શયનાગારની ઉપર અને આજુબાજુ યંત્રસહાયથી સમુદ્રોર્મિઓ વહેતી મૂકી છે, અને એમને ચઢાવ્યા છે ધવલફેનના મુકુટ અને રંગશીર્ષને શિખરેથી પ્રકાશધારાઓ સમુદ્રતરંગોમાં ગળાઈને ઢળે છે......

આટલું આટલું મેં કર્યું પણ હજી તમારું વસ્ત્રવિધાન પૂરું ન થયું.

**પ્રમદા** : આ આવી આર્યપુત્ર ! કટિમેખલા અને નૂપુર ભૂલી જતી હતી.

**સૂત્રધાર** : કાંઈક તો ભૂલશો જ. નાટ્યકલા સહજ-સાધ્ય નથી.

**પ્રમદા** : (એક મોટું હાસ્ય હસી) પણ તખ્તે તો વસંત જોઈએ. રાત્રીનો ત્રીજો પ્રહર જોઈએ (પ્રવેશીને) અને....અને સમુદ્રતરંગોનો ઘેરો મીઠો ધ્વનિ જોઈએ.

**સૂત્રધાર** : એ સઘળું સંગીતશાસ્ત્રીએ પોતાના સૂર-સપ્તકમાંથી તૈયાર કર્યું છે દેવી !

**પ્રમદા** : (એકદમ મોટેથી હસી) સાચે જ નાટ્યકલા સહજસાધ્ય નથી. ખાલી શયનાગારને પ્રેક્ષકો શું ગણશે ?

**સૂત્રધાર** : મુખદ્વાર બંધ રહેશે અને ખૂલશે ત્યારે રત્નજડિત પલંગ, ધૂપદાનીઓ, પુષ્પમાળાઓ–સઘળુંયે ઠેકાણે પડ્યું હશે.

[ નેપથ્યેથી તોફાની સૂર ઊઠે છે. ]

અરે ! અરે !

[ એકાએક સૂર પલટાય છે. સિંધુડો ફૂંકાય છે. વાદ્યો હીબકવા માંડે છે, રણભેરી ગાજે છે. ]

અરે! અરે! આ તો દેવો સાથે યુદ્ધે ચઢતા જાલંધરની નોબત ગડગડી. (નટીને) જાઓ દેવી! કાંઈક ભૂલ થઈ છે. જાલંધરથી ત્રાસતા દેવોએ આજે વળી અધિક હિંમત દાખવી છે... જાઓ અને પેલી ઊર્મિલા અને કુમુદાને કહો કે જળકન્યકાઓનાં વસ્ત્ર પરિધાન કરી હાજર થાય. મારેય હજી તો ટોપ–કવચ ધારવાં છે.

[ પ્રમદા અને સૂત્રધાર બન્ને જાય છે. ]

## મુખ્ય દર્શન

[ શયનાગારનો આગલો ખંડ. ચાર છેડે ચાર ધૃતદીપિકાઓ, બરોબર વચ્ચે દેખાતું શયનખંડનું બારણું, અધખોલું. અંદરથી આછો પ્રકાશ આવે છે.

ઘડીક મધરાતની શાંતિ છવાય છે, પછી ચોરને પગલે કુમુદા અને ઊર્મિલા, બે દાસીઓ, પ્રવેશે છે.]

**ઊર્મિલા** : (દીપક ઠારતાં) આજે દેવી લક્ષ્મીજી પધારેલાં.

**કુમુદા** : કેમ વળી? આજે ક્યાંથી પિયર સાંભર્યું? કે પતિનું જીવન માગવા આવ્યાં હતાં?

**ઊર્મિલા** : ના. ના. એમ તો મહારાજે પહેલેથી જ વિષ્ણુ સાથે હલકે હાથે કામ લીધું છે

**કુમુદા** : ત્યારે? ( વિચારી ) મને તો કાંઈ કારણ નથી દેખાતું.

**ઊર્મિલા** : સાચું કારણ કહું? 'વીરાનું મૃત્યુ જાણવા.' દેવો હરવખત હાર ખાય, મહારાજ અજીત રહે; અને એ બધુંય સતીની માળાના પ્રતાપે. લક્ષ્મીજીથી દેવીના સતીત્વની પ્રતિભા, કીર્તિ, સહી નથી જતી.

**કુમુદા** : પછી?

**ઊર્મિલા** : પછી શું? દેવી બિચારાં જેટલાં મહાન તેટલાં ભોળાં. કહી દીધું કે "જ્યાંસુધી મારી ગૂંથેલી માળા તેમને ગળે છે અને મારું સતીત્વ અખંડ છે ત્યાંસુધી મહારાજ અજેય છે."

**કુમુદા** : ત્યારે તો બહાર ચાલતા સંગ્રામ કરતાં આ અંદરનો સંગ્રામ વધુ ભયંકર છે.

**ઊર્મિલા** : ભયંકર છે અને સાથે એકપક્ષી પણ છે. અને આમ યુદ્ધમાં સ્ત્રીને આગળ કરવામાં પછી ધર્મ જ ક્યાં રહ્યો? એમ કાંઈ ઓછો જ દેવોનો વિજય થવાનો છે?

[એક જ દીપક પ્રકાશ વેરે છે. બાકીના ઠારી નાખે છે. કુમુદા ઝારી ઠેકાણે મૂકે છે.]

**કુમુદા** : (બારણામાંથી જોઈને) હજી દેવી તો જાગે છે...મધરાત વીતવા આવી.

**ઊર્મિલા** : હમણાં દેવીને જાગવા સિવાય રહ્યું છે શું? જ્યારે જ્યારે આવીને જોઉં ત્યારે જાગતાં, વિચારે ચઢેલાં, કેટલીયે વખત સારીયે રાત એમનેમ દીપકજ્યોત સમારતાં સમારતાં કાઢી નાંખે છે. મારી તો હિંમત જ ચાલતી નથી એમને સામે જવાની...

(નિઃશ્વાસ નાખીને) પુરુષો જો સ્ત્રીઓ સામુંયે જોતા હોય તો જગતમાં યુદ્ધનું નામનિશાન ન રહે.

**કુમુદા** : તો પછી પોતાની મરજી વિરુદ્ધ પતિના કાર્યમાં સહાય શા માટે આપે છે અને પછી દુઃખી થાય છે?

**ઊર્મિલા** : મહાન આત્માઓના એ ધર્મ છે. તેમને તો સઘળું આપવાનું જ હોય છે, લેવાનું કાંઈ જ નહિ. સ્ત્રી ઇચ્છે છે પોતાનો પતિ યશસ્વી, અદ્વિતીય, જગજ્જેતા હોય, પણ પોતે એક ક્ષણ પણ ભુલાઈ જાય એ ભોગે નહિ.

(થોડીવાર પછી) સ્ત્રીનું હૈયું બહુ મૃદુ છે. કુમુદા! એના આત્માની ભૂખ એક જ છે; એનું પોતાનું હોય એવું એક હૈયું : ત્યાં બીજો કોઈનો પ્રવેશ નહિ જોઈએ. કીર્તિ, શક્તિ, ધરતી–કાંઈ જ નહિ. અને જો એને એ હૈયું ન મળ્યું તો એ હૃદયનો જ્વાળામુખી આખાયે વિશ્વને ભસ્મ કરતાં એક પણ થડકાર નહિ અનુભવે.

[એકાએક શયનખંડનું દ્વાર ખૂલે છે. ધવલવસ્ત્રા, એકવેણીધરા શૃંગારહીના સતી વૃંદા પ્રત્યક્ષ થાય છે.

**વૃંદા** : (એકદમ સ્તબ્ધ થઈને પછી હર્ષમાં દોડીને ભેટી પડતાં) નાથ !...સમરાંગણમાંથી ?

**વિષ્ણુ** : હા ! દેવીના દર્શનનો મોહ ન છૂટયો.

**વૃંદા** : પણ યુદ્ધમાંથી નહોતું આવવું પ્રભો !

**વિષ્ણુ** : યુદ્ધ તો પુરુષનો જીવનક્રમ છે ! પણ યુદ્ધ ઉપરાંતેય બીજા ધર્મોનો સાદ એણે સાંભળવો જોઈએ, દેવી !

**વૃંદા** : (વીંટળાઈ વળતાં) અને મારી ફૂલમાળા ?

**વિષ્ણુ** : (વૃંદાના હાથ ગળે વીંટાળતાં) આ રહ્યાં મૃણાલદંડ અને કમળપુષ્પો.

**વૃંદા** : (ક્રોધ-ભયથી) એમ વાત ન બનાવો નાથ ! સત્ય કહો.

**વિષ્ણુ** : (હસીને) મારા ઉપર અશ્રદ્ધા દેવી !

**વૃંદા** : નહિ પ્રભો ! એ તમારું જીવન છે માટે ચિંતા કરું છું નાથ !

**વિષ્ણુ** : હમણાં જ માર્ગમાં આવતાં માતા પાર્વતીનાં ચરણોમાં એ યોગ્ય ઉપહાર થયો દેવી !

**વૃંદા** : (કમળ ખીલે તેમ ખીલે છે) ત્યારે અત્યાર સુધી ચોરની માફક લપાઈને ઊભા જ રહ્યા ?

**વિષ્ણુ** : જન્મોજન્મ આ ચોરીની સજા થવી જોઈએ.

**વૃંદા** : કરીશ જ.

**વિષ્ણુ** : વિધાત્રી લાગો છો.

**વૃંદા** : (હસતાં) ના એનાયે વિજેતાની વિજેતા... પણ અત્યાર સુધી આમ ટળવળાવી તે સારું કર્યું કે'વાય ?

**વિષ્ણુ** : (એકદમ બાહુપાશમાં લઈને ચુંબન ચોડતાં) વિજેતાઓ ટળવળે ખરા !... એ તો પુરુષની જીત છે સતી !

**વૃંદા** : અને જિતાઈ જવું એ પણ અમારું સદ્‌ભાગ્ય છે ના ? !

**વિષ્ણુ** ; (નયનમાં જોતાં) બીજા સદ્‌ભાગ્યની એષણા અધૂરી છે દેવી !

**વૃંદા** : સ્વામી !

**વિષ્ણુ** : તમારા હાસ્ય પાછળનો વિષાદ, તમારા ઉલ્લાસ પાછળની વેદના ન સમજું તેટલો મૂર્ખ નથી સતી ! મલકતા મુખ પાછળનું અસંતોષી હૃદય ઘણું ઘણું બોલી ઊઠે છે. પત્નીનો સંતોષ એ તો પુરુષની મોટામાં મોટી ફરજ છે સતી ! યૌવન માગે છે, સ્ત્રીત્વ માગે છે.

**વૃંદા** : (ઘેરાયેલી આંખે) નાથ !

**વિષ્ણુ** : કુલ માગે છે, વંશ પણ માગે છે. વૃદ્ધિ. તમારી અસંતોષની જ્વાલા સંગ્રામથી અનેકગણી છે દેવી ! યુદ્ધવિજેતા એ નહિ સમજે તો જીવન ખાક થઈ જશે.

**વૃંદા** : પ્રિયે ! (સ્મરવશ થઈને) ઇંદ્રનાં આયુધો...

**વિષ્ણુ** : પણ (ઓષ્ટને સ્પર્શી) આ ખેંચાયેલી પણછ; (નયને નીરખી) આ છૂટેલાં તીર ! (સારાંયે અંગ-પ્રત્યંગને નિહાળી) આ યૌવન અને આ સૌંદર્ય ! ......દેવી !

**વૃંદા** : (નયન મીચી) પ્રિયતમ !

**વિષ્ણુ** : સૌંદર્યરાજ્ઞી ! (ચુંબન એક, બે, અંગેઅંગ ચુંબનઝડી વરસાવતાં)

**વૃંદા** : બહુ ઊંચે ન ચઢાવો નાથ ! પડી જવાશે.

**વિષ્ણુ** : પણ પડવાનીયે મીઠાશ તો માણી લ્યો સતી !

[શયનખંડ તરફ જતાં]

**વૃંદા** : જાઓ...

[છતાંય પોતે ખૂબ ઘેરાતી જાય છે. ડગલે ડગલે બંનેના પાય અફળાટે ચડે છે.]

અંગે બહુ થાક લાગે છે નાથ !

[પોતે વિલાસમૂર્તિ બની તેજકિરણો ફેંકે છે. લાલસા-મૂર્તિસમી અંગેઅંગમાંથી યૌવન વિકસાવે છે, હસે છે, ઢળી પડે છે.]

વિષ્ણુ : (વૃંદાને ઊંચકી લઈને) અનંગનો ભાર વધી ગયો છે સતી.

[ તેને આવરી લે છે. શયનખંડમાં દોડી જાય છે. પાછળ જ બારણાં બંધ થાય છે.]

વૃંદા : (નેપથ્યે, સંબોધનો) નાથ ! પ્રભો !

આ દીપિકાઓનો તાપ અસહ્ય છે, પ્રિયે !

[દીપિકાઓ શયનમંદિરમાં ઠરી જાય છે, અંધકાર છવાય છે.]

હાશ ! અંધકાર કેવો મીઠો લાગે છે !

[શાંતિ.

ક્યાંક પ્રભાતમાં ઘુવડ બોલે છે.

વજ્ર ત્રાટક્યું હોય એમ એક ભયંકર કડાકો થાય છે.

સમુદ્રનાં પાણીમાં ઘમસાણ જામે છે. દેવોની વિજય–કિકિયારી સંભળાય છે. અંતરિક્ષમાંથી જાલંધરનું કપાયલું રુધિરથી ખરડાયલું મસ્તક શયનાગારમાં આવીને પડે છે.

મહેલનાં દાસ–દાસીઓ 'મહારાણી, મહારાણી' બૂમો પાડે છે.

બેબાકળી વૃંદા બારણાં ખોલી નાંખે છે.]

(એક ચીસ પાડીને) નાથ !

[સ્તબ્ધ થઇને ઊભી રહે છે. પ્રત્યેક પળ ભયંકર બનતી જાય છે.]

હું...હું.. કલંકિની ?

[પોતાના વાળ પીંખી નાંખે છે.]

અને...અને...તમે ? ...કોણ ?

[વિષ્ણુ નતમસ્તક આવીને ઊભે છે]

વિષ્ણુ ?...

[એનો શ્વાસ અધ્ધર ચઢી જાય છે. આખરે ઓધાર અશ્રુધારાઓ વહે છે.]

(જાલંધરના મસ્તકને નમન કરતાં) હું...હું તો કલંકિની છું નાથ !

(પોતાના જ શબ્દો યાદ કરતાં) 'જગત આખાનું શૌર્ય સ્ત્રીના સતીત્વને નહિ જીતી શકે" ...હું તો પતિતા, કુલવિનાશિની... પતિહત્યારી છું (ભાંગી પડે છે.)

વિષ્ણુ : દેવોની હાર હું કબૂલ કરું છું સતી !

વૃંદા : (ક્રોધથી) સતી...સતી કહીને તમે મને કલંકિતા કહો છો એમ ? તમારા પ્રભુત્વનાં સિંહાસનોના પાયા પ્રપંચના રચી જગતનું પાલન કરો છો મહારાજ !

વિષ્ણુ : (નમ્રતાથી) સંગ્રામની કુટિલ નીતિમાં આ પાત્ર ભજવવાનું મારે માથે આવી પડેલું સતી !

વૃંદા : અને એક નિરપરાધી સ્ત્રીના શિયળને એબ લગાડતાં તમે જરીકેય આંચકો ન ખાધો, નરોત્તમ !

વિષ્ણુ : આ પતનનાં તો આપણે બંને સરખાં ભાગીદાર છીએ, સતી !

વૃંદા : સરખાં ?

વિષ્ણુ : હા ! પતિ અને પરના સ્પર્શને ન પારખો એટલાં તો બાળક નહોતાં, સતી !

વૃંદા : વિષ્ણુ ! તમે તે નરોત્તમ કે નરાધમ ! અમારાં હાડ–માંસ ચૂંથી, અમને પતિત બનાવી, પુનિત ગણાવાનો તમારો માર્ગ ખરેખર સુંદર છે હાં !

[વિષ્ણુ એક આંચકો અનુભવે છે]

વિષ્ણુ : કીર્તિ, આત્મબહુમાન અને ગુમાન ઘેરાયલું હૃદય કયાં પોલું હતું તે ખબર છે સતી ! સ્ત્રી પોતાની સંમતિ વિના શરીર સોંપે છે દેવી ? સ્મરથી આટલાં ઘેરાયલાં રહો સતી ! તો તો પછી સતી–અસતીનો પ્રશ્ન જ કયાં છે ?

(ગળગળા થઈને) પણ જવા દો એ વાત : જગતના પાલન–અર્થે એ નક્કી હતું તમારી પાસે વિશ્વ એટલો આત્મભોગ માગે છે.

વૃંદા : આત્મભોગ ! આત્મભોગ !... કેવો વિચિત્ર આત્મભોગ ! સ્ત્રીનું શિયળ !... (એકદમ ક્રોધમાં) મહારાજ ! મારા સ્થાને લક્ષ્મીજી હોત તો !

[ વિષ્ણુ ઉપર જાણે વજ્રાઘાત થાય છે. ]

કેમ ! કેમ ! મુખ બંધ થઈ ગયું !...પોતાની

સ્ત્રીનું મૂલ્ય પરસ્ત્રી કરતાં કેટલું મોટું છે? બોલો? કેમ જડ પથ્થરનું પૂતળું બની ગયા? અચેતન, પ્રાણવિહીન! જા! એક સ્ત્રીના શિયળને છંછેડનાર પુરુષોત્તમને એ સજા છે.

[બેસી જાય છે.]

**વિષ્ણુ** : તમારા પતનની પૂણ્યગાથા વિશ્વ પોતાના શ્રેય અર્થે ઊજવશે. શય્યાભાગિની હતાં; ચોરીના જન્મોજન્મ દંડ દેવાનાં હતાં; પડવાની મીઠી મોજ માણી હતી, મારી સાથે અંધકારનાં એકાંત સેવ્યાં હતાં, તો તમારા સતીત્વને એબ નહિં લાગવા દઉં! સતી! પત્ની તરીકે ભોગવી છે તો પત્ની બનાવીને રહીશ અને કાળને ચોપડે લખતો જઈશ કે "મહાન આત્માનું પતન પણ મહાન છે."

**વૃંદા** : હજીયે આટલો મોહ છે પ્રભુ!

**વિષ્ણુ** : પશ્ચાત્તાપનો અગ્નિ ભૂલને સંશુદ્ધશે સતી!

**વૃંદા** : અને મને તો હવે મૃત્યુ જ સંશુદ્ધિ શકશે.

[જાલંધરનું શિર ખોળે લે છે. કુમકુમને પગલે, ખુલ્લા કેશે ચાલે છે. ચંદનચિતા ઉપર બેસે છે. અગ્નિ પ્રજળે છે, પુષ્પો ખરે છે.]

**વિષ્ણુ** : (નયન લૂછતાં) સતી તુલસી!...(અંજલિ કરીને નમતાં) 'પાહિમામ્"

[પડદો ઢળે છે]

[નેપથ્યેથી]

રાત્રીની જવનિકા માફક જીવનના નેપથ્યે–શું નરોત્તમ કે નરાધમ, શું પતિવ્રતા કે પતિતા; પુરુષ અને પ્રકૃતિનાં ઘર્ષણ અને નર્તન ઢાંકી ઉષા કસુંબલ પગલી પાડતી આવે છે. એની ફૂલગુલાબી ઓઢણી મલયાનિલમાં લહેરાતી આવે છે. જાણે મહાસતીના પૂજનની એ પહેલી આરતી છે.

○

## નિશ્ચયની ઘડી

સ્વપ્નોનાં અનિવાર્ય કૌતુક–જલે ઝાંખા થયેલા પથે
હું તુંને નિરખી રહ્યો અમર કો' તૃષ્ણાભર્યાં લોચને
આશાના સ્મિતના પરાગ મધુરા જે પ્રાણમાં ફોરતા
તે આ તત્ર દિશા સુખે જીવનનાં માધુર્ય અર્પો સદા.

**સ્વપ્નસ્થ**

# ટૂંકી વાર્તામાં રસાસ્વાદ*

શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય
બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન)

(અનુસંધાન જાન્યુઆરી પૃષ્ટાંક ૩૭)

આપણા સાહિત્યની અર્વાચીન ટુંકી વાર્તાઓ વિશે જે વિવેચન અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયું છે તે તેના સ્વરૂપની પેઠે ટુંકું છે. અને વસ્તુતઃ એ ક્રમ યથાર્થ છે, કેમકે ન્હાને માથે મ્હોટી પાઘડી અનુચિત ગણાય. તો પછી પ્રસ્તુત નિબંધમાં લાંબી પીંજણ શા માટે એમ સ્વભાવિક પ્રશ્ન થાય. એના ઉત્તરમાં જણાવવાનું કે એ વિવેચનો છૂટક છૂટક અને જુદે જુદે વખતે અમુક વાર્તાસંગ્રહને ઉદ્દેશીને ટપકાવેલાં છે. એ પૈકી એકમાં, ટુંકી વાર્તાની ઉત્પત્તિ અને સ્વરૂપની ચર્ચા છે. બીજામાં, એનાં લાક્ષણિક તત્ત્વો, તુલનાત્મક દૃષ્ટિયે, સંક્ષિપ્તમાં પણ સમર્થ રીતે દેખાડવામાં આવ્યાં છે. ત્રીજામાં એનાં ધ્યેય અને ક્ષેત્ર વિશે અંગત મન્તવ્યો છે, ચોથાએ એ ત્રિરંગી વિવેચનોથી નિરપેક્ષ રસશાસ્ત્રની જુદી જ વિચારસરણી રજુ કરી છે, પાંચમામાં નૈયાયિકની તર્કપરંપરાયુક્ત આ નવા પ્રકારની મીમાંસા છે. એ સિવાય, ન્હાના મ્હોટા અન્ય લેખકોએ પણ પ્રસંગવશાત્ ટુંકી વાર્તાના પ્રદેશમાં અવગાહન કર્યું છે જે બધાનો નિર્દેશ કરવા સમય કે સ્થળ નથી તેમ તે અત્રે આપણને ઉપકારક પણ નથી. આમ હોવાથી, સાહિત્યના આ નવા પ્રકાર વિશે આપણને સમગ્ર ખ્યાલ આવતો નથી અને એના આસ્વાદમાં ગોટાળો થવા સંભવ રહે છે. આ વિધાન વધારે સ્પષ્ટ કરવા ઉક્ત વિવેચનોમાંથી થોકાંક અવતરણો ટાંકિયે.

દક્ખણ કૉલેજના અર્થશાસ્ત્રના પ્રૉફેસર અને પ્રિન્સિપાલ બેઈને "Heifer of the Dawn"[1] નામનું પુસ્તક લખ્યું. આ પુસ્તક સંસ્કૃત સાહિત્યના બૃહત્કથા કે દશકુમારચરિત જેવા વાર્તાગ્રન્થોનું અને તેના વાતાવરણનું સ્મરણ કરાવે છે. એ અંગ્રેજી ગ્રન્થનું ભાષાન્તર સૌ. ઊર્મિલા દયારામ ગિડુમલે કર્યું છે. આ પુસ્તકનું અવલોકન[2] કરતાં

(अ) આચાર્ય આણંદશંકર ધ્રુવ નોંધે છે કે—

(૧) આ વાર્તા હાલમાં પ્રચલિત થયેલી 'Short Story'ના પ્રકારની છે.

(૨) વર્તમાન સમયમાં નવલકથામાંથી રૂપાન્તર થઈને સાહિત્યનો આ નવો પ્રકાર એના વિશેષ રૂપમાં અમેરિકામાં જન્મ્યો છે.

---

* આ લેખના જાન્યુઆરી–અંકના પહેલા હપતાની તથા આ બીજા હપતાની જોડણી લેખકનો આગ્રહ હોઈ એમની પોતાની જ રાખી છે. સં.

૧. રા. નરસિંહરાવ–સ્મરણમુકુર પૃ. ૩૧૧

૨. "વસન્ત" વિ. સં. ૧૯૭૧. માઘ વર્ષ ૧૪, અંક ૧, પૃ. ૩.

(૩) ઍડગર એલન પોના મત પ્રમાણે "A short story is a prose narrative requiring from half an hour to one or two hours in its perusal." હડસનના શબ્દોમાં "It is a story that can be easily read at a single sitting.[3]

(૪) પણ લાંબી વાર્તાનો ટુંકામાં સાર આપવો એ રસશાસ્ત્રની પરિભાષામાં 'લઘુવાર્તા' નથી. તેમાં એકાગ્રતા ( concentration ) અને એકતા (unity) જોઈયે.

(૫) જેમ સંગીતકલ્પકાવ્ય (Lyric)માં એકજ ઊર્મિ વા વિચાર ઉપર આખું કાવ્ય રચાયેલું હોય છે, તેમ આ લઘુવાર્તામાં પણ એકજ પ્રધાન વિચારને મૂર્તિમન્ત કરવા પૂરતી વાર્તાની રચના હોય છે. નકામી અને શોભામાત્ર એવી એક પણ રેખા આ લઘુવાર્તામાં હોવી ન જોઈયે.

(૬) છતાં એમાં સુંદર ચિત્રો, વર્ણનો અને સંવાદો વા વિચારોને પણ અવકાશ છે.

(બ) "કલ્પનાકુસુમો" ના ઉપોદ્ઘાતમાં[૪] રા. નરસિંહરાવ ટુંકી વાર્તાનાં લક્ષણો નીચે પ્રમાણે તારવે છે–

(૧) હાલની ટૂંકી વાર્તાઓ અંગ્રેજી સાહિત્યમાંથી પ્રવેશ પામી છે.

(૨) અસલની ટૂંકી વાર્તાઓને અંગ્રેજી સાહિત્યની ટૂંકી વાર્તા જોડે કાંઈ સામ્ય કે સંબન્ધ નથી, કેમકે અસલની ટૂંકી હેવી વાર્તાઓનું સ્વરૂપ જુદું છે.

(૩) ટૂંકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાંધળિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવમાં સોધવી પડશે.

(૪) છતાં, ટુંકાપણું એટલુંજ લક્ષણ એ રચના માટે બસ નથી.

(૫) લાંબી વાર્તામાંથી ફાલતુ, નિરર્થક, વર્ણનાદિકના અંશોનો ત્યાગ કરવાની સાથે ટૂંકી વાર્તામાં કલાજનિત સંક્ષેપ, અવયવોનો સુઘટિત સંબન્ધ, વૃત્તાન્તમાં યોજના ચમત્કાર અને ભાવાનાની દીપ્તિ વગેરે ઘટક અંશો આવવા જોઈયે.

(૬) વીરકાવ્ય અને સંગીત કાવ્ય વચ્ચે જે સ્વરૂપ સંબન્ધ છે તે પ્રકારનો સંબન્ધ લાંબી વાર્તા અને ટૂંકી વાર્તા વચ્ચે છે પણ ટૂંકી વાર્તા તે ટુંકાવેલી લાંબી વાર્તા નથી અને લાંબી વાર્તા તે લંબાવેલી ટૂંકી વાર્તા નથી.

(૭) ટૂંકી વાર્તામાં વસ્તુરચના અતિ સંકુલ કે અતિ સરલ ના અ. વે. વૃત્તાન્ત પણ ચમત્કૃતિયુક્ત હોવા છતાં સંયમઘટિત, અને પત્રાલેખન વ્યંજના–વ્યાપારે અલ્પ લેખનીસ્પર્શ વડે જ સાધવું જોઈયે.

ઉપરનાં અ અને બ લક્ષણો સરખાવતાં જણાશે કે અનો લગભગ સમાવેશ બમાં થઈ જાય છે, અને વિશેષમાં, સૌન્દર્યઘટક અંશો, ચમત્કૃતિ, વ્યંજના, સંયમ ઈત્યાદિ તત્ત્વો પર (બ)માં ભાર દીધો છે. વિવેચનસાહિત્યમાં રા. નરસિંહરાવની પદ્ધતિ ભાષ્યકારની ગણાય છે, છતાં પ્રસ્તુત અવલોકનમાં એમણે સૂત્રકારની રીતિ ગ્રહણ કરી છે. શરુઆતના માત્ર બે પૃષ્ઠમાંજ ટુંકી વાર્તાનું વિશિષ્ટ લક્ષણ–સ્વરૂપ સંક્ષેપમાં ટપકાવી, "Temperament is not

3. W. Hudson Introduction to the study of Literature : Second Edition Page 451.

૪. રા. લલિતમોહન ગાંધી–કલ્પનાકુસુમો : ઉપોદ્ઘાત ( પૃ. ૭–૨૭)

judgment"[૫] એ ન્યાયે પોતાના અર્થદર્શનને સર્વતોમુખી (all-embracing) બનાવવા પ્રયાસ કર્યો છે. એ સિવાય, ટુંકી વાર્તાને સાહિત્યની એક કલાકૃતિ માનીને એ સમર્થ સાક્ષરપંડિતે એના આલેખનમાં લેખકના અંગત મંતવ્યોને શી મર્યાદા છે તે, તથા એમાં નીતિ (Morality)ને શું સ્થાન છે તે વિશે અર્થગર્ભ અવતરણો અને ગંભીર ચિંતન રજુ કર્યાં છે જેનો નિર્દેશ યથાવકાશ આગળ જતાં કરવામાં આવશે.

(क) ટુંકી વાર્તાના પ્રસિદ્ધ વિધાતા રા. ધૂમકેતુ તણખા મંડળ ૧ (પ્રસ્તાવના સને ૧૯૨૬)માં જણાવે છે કે—

(૧) ટુંકીવાર્તાની માતૃભૂમિ અમેરિકા છે.

(૨) ટુંકી વાર્તાને 'સજેસ્ટિવ આર્ટ' (ધ્વનિપ્રધાન કલા) તરીકે, અંગ્રેજી સાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન મળ્યું છે.

(૩) ટુંકી વાર્તા એકજ બેઠકમાં વંચાઈ રહે એવું ગણિત પણ સાચું નથી ઠર્યું. ટુંકી વાર્તાનાં ક્ષેત્ર અને ધ્યેય વિશે તણખા મંડળ બીજા (સને ૧૯૨૮)ની પ્રસ્તાવનામાં આ વચનો છે.

(૪) ટુંકીવાર્તાને માત્ર મોજ મજા કે આનંદના સાહિત્ય તરીકે ગણવાનો વખત હવે પૂરો થવો જોઈએ.

(૫) સમય અને સ્થળની મર્યાદા સંકોચાતી જાય છે ત્યારે તો સાહિત્યનું જે સ્વરૂપ થોડામાં થોડા શબ્દોમાં ઘણામાં ઘણું કહેવાની શક્તિ ધરાવશે તે સ્વરૂપ લોકપ્રિય અને લોકોત્તર નીવડશે.

(૬) મનુષ્ય, જીવનનો મમ સમજવા માટે, આરામ માટે, આનંદ માટે, પ્રોત્સાહન માટે, આદર્શ માટે,—કે પછી ઘડી બે ઘડી વ્યવહાર ભૂલવા માટે–ટુંકી વાર્તા તરફ વળ્યો છે.

(૭) ટુંકી વાર્તા જીવનના મર્મસ્થાનને એક ઘડીમાંજ પ્રત્યક્ષ કરાવી શકે છે અને જરાક ઈશારત કરીને આખું સ્વરૂપ દેખાડી શકે છે.

તણખા મંડળ ૩ (સને ૧૯૩૨) અને તણખા મંડળ ૪ (સને ૧૯૩૬)માં એજ લેખક નોંધે છે કે–

(૮) ટુંકી વાર્તા આપણને આપણી યોગ્યતા પ્રમાણે આનંદ આપે છે એટલુંજ નહીં પણ જીવનક્ષેત્રનો નવો અને વિશાળ અર્થ પણ આપે છે. (મંડળ ૩, પ્રસ્તાવના પૃ. ૬)

(૯) સાહિત્યનાં સઘળાં રૂપોમાં સૌથી વધારે પ્રાચીન અને સૌથી વધારે નૈસર્ગિક સ્વરૂપ નવલિકાનું છે.

(મંડળ ૪, પ્રસ્તાવના પૃ. ૨૮)

ટુંકી વાર્તાના સર્જનમાં સિદ્ધહસ્ત લેખાતા રા. ધૂમકેતુ સાહિત્યના આ પ્રકાર વિશે બહુ ઉજ્વળ ભાવિ કલ્પે એ સ્વભાવિક છે. એ પ્રકારને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ પર લઈ જવા એમણે કલ્પનાની સવાસો મૂર્તિયો સરજાવી છે. ભૈયાદાદા અને હૃદયપલટો નામક વાર્તાનાં વૃત્તાન્તમૂલક બીજ પોતાની નોંધમાંથી આપેલ છે જે ઉપરથી માલમ પડે છે કે વાર્તાની રજુઆતમાં જે હથોટી અને તાલીમ જોઈએ તે તેમણે પ્રાપ્ત કરી છે. છતાં, પ્રસ્તાવનામાં મૂકેલાં ત્હેમનાં વચનોમાં હડસન કહે છે તેમ "extraordinary claims are at times put forth in its behalf."[૬] આધુનિક સમયમાં ટુંકી વાર્તા સવિશેષ લોકપ્રિય થતી જાય છે એ ખરું, પણ તેથી એ પ્રકારમાં જ પ્રજાનું માનસ ફેરવવાની, જીવનને પલટાવવાની કે લોકોત્તર નીવ-

૫. ધૂમકેતુ – તણખા મંડળ ૧. (ત્રીજી આવૃત્તિ) પ્રસ્તાવના પૃ. ૯.

૬ Hudson–Introduction to the Study of Literature P. 449.

તેનો સમાવેશ ટુંકી વાર્તાના વિશેષ અર્થમાં થતો નથી. લાગણીમાં તીવ્રતા અને વેધકતા લાવવા માટે અન્ય સાધનોને આનુષંગિક અંગો તરીકેજ સંયોજવા જોઈયે. બીજી રીતે કહિયે તો ભાવકના મનોવ્યાપારને એક જ લક્ષ્ય ભણી સંક્રાન્ત કરવા સંયમજનિત સંપેક્ષની જરુર અનિવાર્ય છે.

(ઈ) રા. રામનારાયણ પાઠકે પ્રસ્તુત બાબતમાં[૯] જે મુદ્દાઓ ચર્ચ્યા છે તે પ્રમાણે–

(૧) ટૂંકી વાર્તાની એક બાજુ જેમ નવલકથા છે તેમ તેની બીજી બાજુ ટુચકો છે. વાર્તાનું મુખ્ય અવલંબન બીજ કોઈ વૃત્તાન્ત કે બનાવ સમજાય છે.

(૨) એના કથનમાં વેગની જરુર છે.

(૩) ટુચકો અને ટૂંકી વાર્તા એ બે વચ્ચે તફાવત એટલો છે કે ટુચકો સાચી બનેલી હકીકતનો હોઈ શકે, પણ ટૂંકી વાર્તામાં કલ્પિત અંશ હોવો જ જોઈએ.

(૪) વાર્તાના બનાવો વાર્તાનું વાતાવરણ ઘડવા અને વાર્તાનાં પાત્રોની પરિસ્થિતિ ઘડવા આવે છે.

(૫) એ બનાવો પ્રતીતિકર હોવા જોઈએ, એટલે કે બનાવની સંભવિતતા વાર્તાના વાતાવરણમાંથી ઉઠી આવવી જોઇએ.

(૬) બનાવોની પરંપરા હોય એવી વાર્તામાં બનાવ સ્વાભાવિક રીતે એક બીજામાંથી ઉગતો હોય એમ તથા બનાવ અને પરિણામ એકજ નિર્માણથી બન્યાં છે એમ લાગવું જોઈએ.

(૭) વાર્તાના સંભવાસંભવ બનાવ વિશે એમ કહી શકાય કે જ્યાં વ્યવહાર જગતની ભૂમિકા જ વાર્તાકારે સ્વીકારેલી હોય ત્યાં અસંભવિત બનાવ અસંભવિત તરીકે અને સંભવિત બનાવ સંભવિત તરીકે આવી શકે, પણ જ્યાં લેખક આપણા જગતથી ભિન્ન નવી સૃષ્ટિમાં વાચકને લઈ જાય છે ત્યાં તે આ જગતની મર્યાદાઓ સ્વીકારતો નથી અને લેખકની ઉત્તેજના પ્રમાણે જગતમાં અસંભવિત એવા બનાવો તે ઘડવા માંડે છે કેમકે એ ઘડતર પ્રવૃત્તિ વાચકને ઇષ્ટ છે.

(૮) પ્રસંગ, લાગણી, ઉક્તિ, ક્રિયા નિરુપ્યા પ્રમાણે પોતાના મનમાં ઘડતાં વાચક કે ભાવકને ક્લેશ ન થવો જોઈએ.

(૯) વાર્તામાં બનાવો, ઉક્તિઓ અને પાત્રોનાં વર્તનો સંભવિત હોવા સાથે તે ચમત્કારક-લોકોત્તર હોવા જોઈએ.

(૧૦) વાર્તા મુખ્ય પાત્રનું પૂરેપૂરું વ્યક્તિત્વ પ્રગટ કરવા પ્રયત્ન કરે છે × × × અને તેથી જ વાર્તા વ્યક્તિ ઉપર, સમાજ ઉપર અને આખા જગત ઉપર પ્રકાશ નાંખી શકે છે.

(૧૧) પણ પાત્રોનાં વ્યક્તિત્વ કરતાં વાર્તાની જીવન્તતા વધારે જરૂરની છે.

(૧૨) ટૂંકી વાર્તા જીવનના કોઈ રહસ્યને ઓછામાં ઓછા પાત્રોથી, ઓછામાં ઓછા બનાવોથી અને ઓછામાં ઓછા શબ્દોમાં નિરુપિત કરે છે.

રા. પાઠકની મીમાંસામાં નૈયાયિકની વિચારસરણી છે. એમના ચિંતનમાં અવતરણોનો અવરોધ નથી. ફિલસૂફની તટસ્થતાથી તર્કપરંપરા ઉત્તરોત્તર આનુપૂર્વીમાં ચાલતી આવે છે. એટલે અન્ય પ્રમાણો ઉપર આધાર રાખ્યા વિના, ટુંકી વાર્તા, એના લાક્ષણિક સ્વરૂપમાં, ટુચકાને વધારે મળતી આવે છે એ નવું દર્શન તેઓ કરાવે છે. રા. નરસિંહરાવ તથા અન્ય વિવેચકો જણાવે છે તે પ્રમાણે ટુંકી વાર્તાનું સ્વરૂપ સંગીત

૯. પ્રસ્થાન વિ. સં. ૧૯૯૪ ચૈત્ર અંક ૬.

કાવ્ય જેવું છે પણ એમાં તથા ગદ્યના આ લઘુરૂપોમાં સામાન્ય તત્ત્વ એકજ અવલંબનબીજમાં રહેલાં છે તેનો સ્ફોટ રા. પાઠકે કરી બતાવ્યો છે. એ ખરું છે કે ટૂંકી વાર્તાની શરીરઘટના જુદાં જુદાં રૂપ લઈ શકે છે તથાપિ જ્યાં એકજ પ્રશ્નને પોષવા બનાવ, વર્ણન, સંવાદ કે ક્રિયા યોજેલાં હોય ત્યાં એ ઘડતર આધુનિક ટૂંકી વાર્તાનો પ્રકાર છે એમ સહેજે ફલિત થાય છે. આ દૃષ્ટિએ જોતાં રા. નરસિંહરાવનાં સૂત્રાત્મક વચનોને આચાર્ય શ્રી પાઠકે ભાષ્યકારની શૈલીથી સવિશેષ અર્થવાહી બનાવ્યાં છે.

આ પંચવિધ ટાંચણો તપાસતાં એમ નક્કી થાય છે કે ટૂંકી વાર્તા ભલે ઋગ્વેદ જેટલી જુની હોય, તોપણ એનાં શરીર અને સ્વરૂપ વર્તમાન યુગમાં વિદેશી સાહિત્યમાંથી પ્રવેશ્યાં છે. એની રચના કલાના સામાન્ય નિયમને વશ છે અને વ્યંજકત્વ એ એની વિશેષતા છે. તેથી એના શરીરગત લક્ષણોની પરીક્ષા, अ અને ब માં કરી છે તેમ અંગ્રેજી વિવેચન સાહિત્યના આધારે, અને કલાકૃતિ તરીકે એની સમીક્ષા ड માં છે તે મુજબ, રસશાસ્ત્રના સિદ્ધાન્તો મુજબ થાય એ વાસ્તવિક છે. આમ, ટૂંકી વાર્તાના લક્ષણદર્શી સ્વરૂપનો સ્ફોટ કરવા ઉપરાંત એ પ્રકારમાં આસ્વાદના તત્ત્વો ક્યાં છે અથવા ભાવકોને એનો અર્થબોધ સરલ થાય એ માટે ક્યાં અંશો ધ્યાનમાં રાખવા જરુરના છે એનું માર્ગદર્શન इ માં બતાવ્યું છે. એ સિવાય क ૩, ૪, ૬ વગેરે વચનોમાં અસંગતતાનો જે આભાસ છે તેનું નિરાકરણ પણ ड અને इ માં આવી જાય છે. પરંતુ છેલ્લા બે દૃષ્ટાઓના વિવેચનની ખાસ વિશેષતા તો એ છે કે તેમણે ગુજરાતના સમર્થ વિવેચક શિરોમણિ રા. નરસિંહરાવનાં દર્શનને, કસોટીના જુદાંજ ધોરણથી અને સ્વતંત્રરીતે પુષ્ટિ આપી છે જે નીચેના અવતરણથી સ્પષ્ટ થશે.

"કેવળ વૃત્તાન્તોથી અથવા ચાતુર્યયુક્ત વસ્તુયોજનાથી ઘડેલી વાર્તા હેના લેખકનું આત્મસ્વરૂપ આવિષ્કૃત કરે છે એમ અવશ્ય ફલિત નથી થતું; પરંતુ જે વાર્તા માનવચારિત્ર્ય અને માનજીવનનું અર્થોદ્‌ઘાટન કરે છે જે વાર્તા સ્પષ્ટ રૂપે હૃદયની ભાવોર્મિયોને વિજ્ઞપ્તિમય સંબોધન કરે છે–તે વાર્તા લેખકની સ્વરૂપ ઘટનાનું સૂચન કર્યા વિના રહેતીજ નથી"[૧૦]

"ટૂંકી વાર્તાની વિશેષતા મનુષ્યસ્વભાવ, જગતની પરિસ્થિતિમાં એ મનુષ્યસ્વભાવમાંથી ઉપજતા બનાવ અને એ બનાવની સાથે સંકળાઈ રહેલી લાગણીની મુખ્ય સાંકળ શોધી કાઢવામાં, અને તે મનુષ્ય સ્વભાવના અને બનાવના, ભાવકના હૃદયમાં સરલ રીતે ઉચિત લાગણી વ્યક્ત કરે એવા, વર્ણનમાં રહેલી છે."[૧૧]

આ સાથે રા. પાઠકે ઉપસ્થિત કરેલો એક પ્રશ્ન સરખાવવા યોગ્ય છે. તેઓ કહે છે કે "માત્ર બનાવોના ચમત્કારનીજ ટૂંકી વાર્તા કે નવલિકા બની શકે? હું માનું છું કે સામાન્ય રીતે કેવળ બનાવની, અલબત કલ્પિત બનાવની, ટૂંકી વાર્તા ન થઈ શકે, થાય તો તે હલકા પ્રકારની થાય. બનાવોથી પણ એક સુંદર આકૃતિ બને છે, પણ કેવળ બનાવથી સુંદર આકૃતિ રચવાને માટે જેટલો લાંબો પટ જોઈએ તેટલો ટૂંકી વાર્તામાં મળતો નથી. અને જ્યાં બનાવોની આકૃતિ સુંદર હોય છે ત્યાં પણ કોઈ માનવજીવનરહસ્યને લઈનેજ એ બનાવોની આકૃતિનું ઔચિત્ય સમજાય છે."[૧૨]

આત્મલક્ષી અને પરલક્ષી સ્રષ્ટાઓ વચ્ચે જે સૂક્ષ્મ ભેદ રહેલો છે તે સ્પષ્ટ કરવા રા. નરસિંહરાવે આલબ્રાઇટનાં વચનો ઉતાર્યાં છે, તો પણ રા. લલિતમોહન ગાંધીની "એ મોહ કે ઉપાસના?" નામક વાર્તાને એ લાગૂ પાડતાં જણાય છે કે વાતાવરણ અને બનાવના અલ્પ ઉપાદાનથી ભાવકના હૃદયમાં જે લાગણી વ્યક્ત થાય છે તે ખરેખર રસ-

---

૧૦ રા. નરસિંહરાવ–કલ્પનાકુસુમોનો ઉપોદ્‌ઘાત પૃ. ૧૮

૧૧ રા. રસિકલાલ–દ્વિરેફની વાતોનો ઉપોદ્‌ઘાત પૃ. ૧૭

૧૨ રા. રામનારાયણ–પ્રસ્થાન વિ. સં. ૧૯૯૪ ચૈત્ર અંક ૬, પૃ. ૪૩૭–૩૯.

દર્શનનું અપૂર્વ ચિત્ર છે. એટલે કલ્પિત બનાવોની વાર્તા હલકા પ્રકારની થાય એ રા. પાઠકનો ભય વાસ્તવિક છતાં અહિં નિરાધાર બની જાય છે. પણ એનું કારણ એ બનાવોમાં ભાવકની હૃદયોર્મિને વિજ્ઞપ્તિમય સંબોધન કે માનવજીવનનું પરમરહસ્ય રહેલું છે માટેજ ઉક્ત આલેખન ઉપાસનાપાત્ર બને છે. આ રીતે જોતાં ઉપરનાં ત્રણેય વચનો જેમ અન્યોન્ય-પૂરક છે તેમ ટુંકી વાર્તાના વિવેચનમાં આ ત્રણેય આચાર્યોનાં અર્થદર્શન એકબીજાને ઉપકારક છે.

વિવેચનની આ ચર્વણામાંથી એમ ફલિત થાય છે કે સર્જનમાત્રની પેઠે ટુંકીવાર્તા એ આનંદલક્ષી પ્રકાર છે. પણ સર્જનના પ્રકારમાંથી રસાસ્વાદની પ્રાપ્તિ વાચકના અધિકાર ઉપર અવલંબે છે. મહાકાવ્યની ઉદાત્ત ભાવના. ગંભીર ચિંતન અને ચિત્રાત્મક વર્ણનો વાચકને સહેજે બોધક થતાં નથી. કાવ્યત્વના સંસ્કાર વિના અથવા ગેયત્વની શક્તિ વગર સંગીતકાવ્યનો આનંદ સહેલાઈથી મેળવાતો નથી. જીવનની સમ-વિસમતાના અર્થદર્શના વિના શ્રાવ્ય નાટકનો, અથવા સમભાવ અને સમન્વય વૃત્તિની ઊનતાને કારણે દૃશ્ય ચિત્રનો આસ્વાદ સામાન્ય વાંચનાર કે જોનારને ન મળે એ સ્વાભાવિક છે. તેજ પ્રમાણે, વર્ણનની પરંપરાથી ભરપૂર નવલકથામાં લાગણીની એકાગ્રતાનો આનંદ ઓસરે એ પણ બનવાજોગ છે. આનો અર્થ એમ નથી કે સર્જનના આ બધા પ્રકારોમાં ભાવકને લેશ માત્ર ઉલ્લાસ નથી આવતો. અથવા એમ પણ કહે-વાનું નથી કે એમાંથી આનંદપ્રાપ્તિ કરવા માટે કોઈ વિશેષ પ્રકારના જ્ઞાન કે અધિકારની જરૂર છે. રસવૃત્તિ દરેકમાં છે, પણ વ્યક્તિગત રસવૃત્તિના ઓછા વધતા વિકાસને લીધે આનંદની પ્રાપ્તિ ઓછી વધતી થાય એમ વકતવ્ય છે.

આમ, સાહિત્યના વિવિધ પ્રકારોમાંથી રસાસ્વાદ મેળવવા કેટલીક મર્યાદાઓ છે: વાચકની યોગ્યતા, પરિશીલન માટે શ્રમ અને સમય, તુલનાત્મક રસવૃત્તિ અને ધીરજ, આ તત્ત્વોને અભાવે સારામાં સારી કૃતિ વાચકને ઘણીવાર કંટાળો આપે છે. ટુંકીવાર્તામાં મુખ્યત્વે લાગણીનો આવિર્ભાવ હોય છે અને એ લાગણીઓને એકાગ્ર વણવામાં એની કુશલતા છે એટલે એનું આલેખન ભાવકને સ્પર્શવામાં વધારે સફળ બને છે કેમકે સાહિત્યવિષયક અન્ય બન્ધનોથી એ મુક્ત છે. એની શૈલી તીરના જેવી વેધક છે, એના કથનમાં સચોટતા છે, અને એનો ટુંકો દેહ એની શરીરયષ્ટિને નાજુકતા અર્પે છે. અલંકારોના ભાર વગર એ જાતેજ આકર્ષણની મૂર્તિ બની રહે છે. એના અંગમરોડમાં ચપળતાનો વિલાસ છે, એની દૃષ્ટિમાં નવયૌવનાના અર્થસૂચક ઈશારા છે. એનું સૌંદર્ય ઘુંઘટમાંથી ડોકીયાં કરે છે. સાહિત્યના રસસિદ્ધ સાક્ષરોને મહાકાવ્યના વિરાટ શરીરમાં કે નવલકથાના વિસ્તૃત આલેખનમાં જે રસ-દર્શન થાય છે તે રસપ્રાપ્તિ વાચકનો મોટો ભાગ, પોતાની પરિમિત શક્તિને લીધે, ટુંકી વાર્તામાંથી મેળવે છે. ટુંકી વાર્તાઓ એ રસની ન્હાની આવૃત્તિયો છે પણ ગોલ્ડસ્મિથ[૧૩] કહે છે તેમ જીવનની સંકુલતામાં ઓતપ્રોત થયેલા અલ્પજીવી માણસને કલ્પનાની આ મૂર્તિયોનાં દર્શન પ્રેરક છે માટે જ તે વધારે સત્કાર-પાત્ર બનતાં જાય છે. અને વસ્તુતઃ મલયાનિલની 'ગોવાલણી' પેઠે રસનાં તો છાંટણાં જ હોય ને?

---

૧૩. Oliver Goldsmith–Traveller: "These little things are great to little man" (line 42)

# गीतानी शिखामण

[ अध्याय ५ ]

श्री. दत्तात्रेय वालकृष्ण कालेलकर

[ અનુસંધાન ફેબ્રુઆરી અંકના પૃષ્ઠ ૧૬૫ થી ]

## वेवडु वंधन

માણસને સુખ વહાલું લાગે છે. દુઃખ અળખામણું હોય છે. માણસ માને છે કે 'હમેશ સુખ જ હોત અને દુઃખ ન હોત તો કેવું સારું થાત ! પણ આ દુઃખ જ્યાં ત્યાં નડે છે. દુઃખનું બંધન ન હોત તો દરેક માણસ ઝપાટાબંધ પોતાની ઉન્નતિ સાધી લેત.'

ત્યારે આ દુઃખ કોણે સર્જ્યું અને તે શા માટે ? ઈશ્વર તો માણસની ઉન્નતિ જ ઇચ્છે છે. ઉન્નતિ વિષે માણસ જેટલો ઇંતેજાર છે એના કરતાં ઈશ્વર તો કંઈક વધારે જ ઇંતેજાર હશે. સુખ જો ઈશ્વરે પેદા કર્યું હોય અને દુઃખ કોઈ સેતાને, તો દુઃખ ટાળવા માટે એ સેતાનને જ સમજાવવો જોઈશે. માણસ શાંત થઈ વિચાર કરી શકશે તો એને જણાશે કે સુખ અને દુઃખ બન્નેની આવશ્યકતા છે. અને બંધનની દૃષ્ટિએ જોતાં તો દુઃખ કરતાં સુખ જ વધારે બંધનકારી છે. સુખથી તો માણસ ગાફેલ થાય છે. લાલચમાં આવી ભાન ભૂલી જાય છે અને જોતજોતામાં નીચે પડે છે. દુઃખ આગળ જો માણસ દબાઈ ન જાય, હારીને શરણ ન જાય તો દુઃખ એ જીવનમાં મોટી પાચક (ટૉનિક) વસ્તુ ગણાય.

સાચું જોતાં સુખ અને દુઃખ બંને એમના નિયમ પ્રમાણે આવ્યા જ કરવાનાં. દિવસ છે અને રાત છે, ઉનાળો છે અને ચોમાસું છે, ઊંઘ છે અને જાગૃતિ છે, તેમ સુખ અને દુઃખ બન્ને આવ્યાં જ કરવાનાં. એક ઇષ્ટ અને બીજું અનિષ્ટ એમ માનવામાં જ આપણે ભૂલ કરીએ છીએ. બંનેની કિંમત સાચા માણસ આગળ સરખી હોવી જોઈએ. સુખ દુઃખ ઇંદ્રિયો માટે છે, મનને માટે છે, માણસની સાચી મતલબ બંનેમાં નથી. સમુદ્રમંથન અમૃતને માટે હોય છે, રત્ન માટે પણ નહિ અને હળાહળ વિષ માટે પણ નહિ. સમુદ્રમાંથી બંને નીકળ્યાં એ અપરિહાર્ય હતું. ક્ષુદ્ર દેવોએ રત્નો લઈ લીધાં, મહાદેવે હળાહળ લીધું. પણ મંથન તો અમૃત માટે જ હતું. જિંદગીમાં જો આપણે એટલું જ ધ્યાનમાં રાખશું કે જીવતર એ સુખ માટે પણ નથી અને દુઃખ માટે પણ નથી; સુખ મેળવવું અને દુઃખ ટાળવું એ જ કંઈ જિંદગીનો પુરુષાર્થ નથી – એટલું જે સમજ્યો છે અને તેથી જે દુઃખ આવ્યાથી ઉદ્વિગ્ન થતો નથી અને સુખ મેળવવાની ઝંખના રાખતો નથી એવો માણસ સહેજે સુખેથી બંધનમાંથી મુક્ત થાય છે.

निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ।

અ ૫, શ્લો. ૩.

### જ્ઞાન સ્વયંભૂ છે

આપણે જ્ઞાન મેળવવા મથીએ છીએ. આપણી પાસે નથી એવી માહિતી ચોપડીઓમાંથી, બીજા લોકો પાસેથી અથવા અનુભવ દ્વારા મેળવીએ. પણ તત્ત્વજ્ઞાન તો આપણી અંદર જ હોય છે. લાકડામાં જેમ દેવતા સૂતેલો છે તેમ દરેક માણસમાં શુદ્ધ જ્ઞાન ભરેલું છે જ. રત્નમણિ માટીમાં દટાયેલો હોય તોયે એમાં એના પાસા અને ચળકાટ હોય છે તો ખરા જ. માટીથી ઢંકાઈ જવાથી એ નથી એમ લાગે છે. માટી ધોઈ કાઢીએ એટલે પાસા, રંગ અને ચળકાટ એ તો છે જ. એ ક્યાંકથી આણીને ઉમેરવાં નથી પડતાં. આપણું કામ તો ફક્ત માટી ધોવા પૂરતું જ છે. એ જ રીતે વાસનાનો મેલ, અજ્ઞાનની માટી, આત્મા ઉપર છવાઈ છે તેથી માણસ મોહમાં સપડાય છે, અજ્ઞાનથી જ્ઞાન ઢંકાઈ ગયું છે તેથી પ્રાણીઓ હેરાન થાય છે. અજ્ઞાનનું બાઝી ગયેલું પડ દૂર કરો એટલે અંદરનું સ્વયંભૂ જ્ઞાન એની મેળે ઝળકશે.

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।

અ. ૫. શ્લો. ૧૫.

*

### પ્રેમદૃષ્ટિ અને તત્ત્વદૃષ્ટિ

સ્વામી વિવેકાનંદ જ્યારે અમેરિકાથી દિગ્વિજય કરી પાછા આવ્યા ત્યારે રામકૃષ્ણ પરમહંસના શિષ્યોએ વિવેકાનંદને માનપત્ર આપી તેમનું ગૌરવ કરવાનો વિચાર રાખ્યો અને એ બાબતમાં શું કરવું એ વિષે સલાહ લેવા શ્રી શારદામાતા પાસે ગયા. શ્રી શારદામાતાએ એમને કહ્યું, 'આ માનપત્ર અને ગૌરવ વળી શાનું ? મારી દૃષ્ટિએ પરમહંસના બધા શિષ્યો સરખા. દુનિયાએ નરેન્દ્રને વધારે માન્યો એટલે શું એ મોટો થઈ ગયો ? એની પાસે ડહાપણ વધારે હોય, લોકોને સમજાવવાની શક્તિ વધારે હોય તેથી શું એ મોટો થયો ? મારે મન તમે બધાયે સરખા. આ માનપત્રનું ધતિંગ માંડી વાળો, દુનિયા ભલે મે તે માને આપણે માંહોમાંહે સરખા જ રહીએ.'

આ તો થઈ માતાની દૃષ્ટિ. સાચા પંડિતો પણ એ જ રીતે સમદર્શી હોય છે. પ્રેમની દૃષ્ટિ અને તત્ત્વદૃષ્ટિ એવી જ હોય. જેમ પાણી ગાયને માટે અમૃત થતું નથી અને વાઘને માટે ઝેર થતું નથી તેમ પંડિતો બધા પ્રત્યે સરખા જ હોય છે. જેમ સુખદુઃખમાં સમાન તેમ જ્ઞાની અજ્ઞાની પ્રત્યે સમાન. મા, મોટા બાળકને વધારે ખવડાવે છે નાના બાળકને એની ભૂખ જેટલું આપે છે પણ બંને પ્રત્યે હેત તો સમાન જ રાખે છે. તેમ મહાત્માઓ સજ્જનો પ્રત્યે પણ સદ્‌ભાવ રાખે છે અને દુર્જનો પ્રત્યે પણ એ જ સદ્‌ભાવ રાખે છે. બંનેની સરખી જ ઉન્નતિ ચાહે છે. અને બન્ને તરફ એક જ દૃષ્ટિથી જુએ છે. જેને સ્વાર્થ સાધવો છે તે જ અસમાનતા કેળવે છે, અમુક માણસ અનુકૂળ છે, અમુક માણસ પ્રતિકૂળ છે એમ તપાસી પોતાનો રાગદ્વેષ નક્કી કરે છે. જેને કોઈ પાસેથી કશું મેળવવું જ નથી, તેનામાં લોભી લાલસા નથી. જે પોતે તૃપ્ત અને સ્વસ્થ છે તેને પક્ષપાત ક્યાંથી હોય ? તે તો વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ તરફ અને ચાંડાલ તરફ, અને ગાય જેવા ઉપયોગી જાનવર તરફ, હાથી જેવા જબરદસ્ત જાનવર તરફ અને હાડકાં ચાવનાર કૂતરા તરફ સરખો જ ભાવ રાખવાનો. લાગણીમાં તો ફેર ન જ પડે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

અ. ૫, શ્લો. ૧૮.

*

### સામ્યાવસ્થા

જે કામ આ ભવમાં અધૂરું રહ્યું તે પરભવમાં પૂરું કરાય છે એવી એક માન્યતા છે. પણ આ ભવનું આપણું મુખ્ય કામ શું ?

આ આખા વિશ્વમાં સંપૂર્ણ સર્વત્ર સમાન સત્યસ્વરૂપ એવું એક પરમતત્ત્વ છે. તેની કૃપા મેળવી તેના જેવા થઈ જવું, તેની અંદર લીન થઈ જવું એ દરેક જિંદગીનો મુખ્ય ઉદ્દેશ છે.

એ ઉદ્દેશ પાર પાડવાનું સાધન કયું? જેમ તેમ કરીને ગમે તે ઉપાયે પોતાના દોષો દૂર કરી સદ્‌ગુણો કેળવી, વિચારનો નિશ્ચય કરી અંતે તે પરમતત્ત્વ જેવા આપણે થવું જોઈએ. તે પરબ્રહ્મ, નિર્દોષ અને સમ છે. એટલે કે એનામાં એકાંગીપણું, પક્ષપાત, વાસનાની ભૂખ કે સંકુચિતતા નથી. તેનો સર્વત્ર સરખો જ ભાવ છે. પ્રિય અને દ્વેષ્ય એવો ભેદભાવ એનામાં નથી. આપણે જ્યારે આપણા દોષો કાઢી નાખી, સમાન સદ્‌ભાવનો ગુણ કેળવીશું ત્યારે આપણે પણ એ પરબ્રહ્મ જેવા થઈ જઈશું. એની કૃપા આપણા ઉપર થશે અને પછી અહીં જ આપણે મૃત્યુલોક જીત્યો એમ થશે. માટે સુખદુઃખનો ભેદ ટાળી, દ્વેષ્ય અને પ્રિયનો પક્ષપાત ભૂલી જઈ આપણું મન સામ્યાવસ્થામાં સ્થિર કરવું જોઈએ. એટલે એની મેળે બ્રહ્મપ્રાપ્તિ થઈ જશે. અરે! એ જ બ્રહ્મપ્રાપ્તિ છે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ।

અ. ૫, શ્લો. ૧૯.

*

## અનાસક્તિ

સારી વસ્તુ વિષે કે સારા માણસ વિષે હમેશ એમ બને છે કે એને ઓળખવું અને ચાહવું એમાં અંતર જ પડતું નથી. એમને વિષે તો જાણવું એજ ચાહવું થઈ પડે છે. પણ જાણવું એ જ અઘરી વાત હોય છે. એના જેવા થઈએ ત્યારે જ એને ઓળખીએ વીરવૃત્તિ આપણા મનમાં કેળવાય ત્યારે જ આપણે વીરને ઓળખી શકીએ છીએ. અને ત્યારે જ એનું વીરજીવન આપણે ચાહીએ છીએ. આમ જાણવું, ચાહવું અને તેના જેવું થવું એ અંતે તો એક જ ગણાય. જે બ્રહ્મ જાણે તે બ્રહ્મ જ થઈ જાય.

નિર્દોષ અને સમ થઈએ એટલે બ્રહ્મ થઈ જવાના. એટલા માટે સુખદુઃખથી પર થવું ઘટે છે. કોઈ મા પોતાના બાળકને માટે દવા લાવવા દોડતી હોય ત્યારે રસ્તા ઉપર પગ બળતા હોય તો તેનેયે વિચાર ન કરે અને આસપાસની હવા સુગંધી ફૂલોના પરિમલથી મહેકતી હોય તોયે એનો આસ્વાદ લેવા માટે થોભ નહિ. એને તો એક જ ભાન છે કે બાળક માટે વગર વિલંબે દવા લાવવી છે. એ જ રીતે, સુખદુઃખ સાથે આપણને કશી લેવાદેવા નથી એ જે જાણે છે, એ બંને આપણને મદદ કે રુકાવટ કરનાર નથી, માટે એમની પ્રત્યે સરખી જ ઉદાસીનતા રાખવી ઘટે છે એવી સ્થિર બુદ્ધિ જેની થઈ ગઈ છે, રસ્તાનો તાપ અને ફૂલોની મહેક – બેમાંથી એકેનો જેને વળગાડ નથી, તે જ સીધો મુકામે પહોંચવાનો, એને જ પરમ તત્ત્વ મળવાનું.

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसम्मूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥

અ. ૫, શ્લો. ૨૦.

*

## વિષયસુખ અને આત્મસુખ

પાંચ ઇન્દ્રિયો મારફતે જે સુખદુઃખ થાય છે તેને વિષય કહે છે. આ ઇંદ્રિયો દુનિયાનો અનુભવ લેવા માટે અને દુનિયાનું ચક્ર ચલાવવા માટે છે. કુદરતે પોતાનું આ કાર્ય બરાબર ચાલે એટલા માટે ઇંદ્રિયોના વ્યાપાર સાથે સુખદુઃખ જોડી દીધાં છે. એ સુખદુઃખો આપણને પ્રકૃતિના પ્રવાહને આધીન રાખે છે, ઈશ્વર તરફ લઈ જતાં નથી. જેને પોતાનું જીવન સાર્થક કરવું હોય તેણે સુખદુઃખ પ્રત્યે ઉદાસીન થવું ઘટે છે. વિષયનો આનંદ છોડ્યા પછી જ આત્માનંદ – અંદરનો સ્થિર અને અખંડૈકરસ આનંદ મળી શકે છે. ઇંદ્રિયોના વિષયાનંદ મર્યાદિત છે. એ આનંદ મળતાં મળતાં જ ક્ષીણ થઈ જાય છે. જેમ ઘર બાંધ્યું તે ક્ષણથી જ એ જૂનું થવા લાગે છે તેમ વિષયોના ઉપભોગની શરૂઆતથી જ એ વિષયો પોતે પણ ક્ષીણ થઈ જવા લાગે છે અને આપણને પણ ક્ષીણ કરે છે. અને તેથી દરેક વિષયને અંતે દુઃખ જ છે. વિષય ન હોય તો દુઃખ

પણ ન હોય. દુઃખનો જન્મ જ વિષયમાંથી છે. આટલું જાણ્યા પછી ડાહ્યા માણસે શા માટે વિષયોની પાછળ પડવું ? સાચું અક્ષય્ય સુખ તો વિષય વિષે ઉદાસીન થવાથી જ મળનાર છે.

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्त कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥
અ. ૫, શ્લો. ૨૧–૨૨

[ ખાઈએ છીએ ત્યારે જીભ અને ખાદ્ય પદાર્થમાં સ્પર્શ થાય છે. સૂંઘીએ છીએ ત્યારે પદાર્થના સૂક્ષ્મ પરમાણુ નાકની અંદર જઈ ચોંટે છે. સાંભળીએ છીએ ત્યારે અવાજનાં આંદોલનો કાન ઉપર અથડાય છે, જોઈએ છીએ ત્યારે દૃષ્ટિ પદાર્થને અડકે છે–આમ દરેક વિષયના સેવનમાં સ્પર્શ રહેલો છે. એ સ્પર્શમાંથી જ પતન થાય છે – સ્પર્શ એ જ પાપ છે. એવા સ્પર્શમાંથી બચી જવું એ જ સાચી અસ્પૃશ્યતા છે. વિષયોનો સ્પર્શ થવાથી મન મેલું થાય છે અને આત્મા અભડાય છે. એટલા માટે જ આત્માને વિષયોથી અસ્પૃશ્ય રાખવો ઘટે છે. અસ્પૃષ્ટ આત્માને જ મુક્તિ છે. ]

### सर्वभूतहिते रत

ટૂંકામાં કહીએ તો જેઓ સ્પષ્ટ જુએ છે, જેમણે પોતાના દોષો ધોઈ કાઢ્યા છે, જેમણે ઇષ્ટઅનિષ્ટ એવો ભેદ કાઢી નાખ્યો છે, જેમણે પોતાનો એટલે પોતાની ઇંદ્રિયોનો સંયમ કર્યો છે અને તેથી બધાનું હિત કરવામાં તમામ પ્રાણીમાત્રના કલ્યાણને અર્થે મહેનત કરવામાં જેમને રસ પડે છે તેમનું જીવતર ધન્ય છે – તેમને જ મોક્ષ મળવાનો.

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥
અ. ૫, શ્લો. ૨૫.

*

### વિજયી સેના

સેનાપતિને ત્યારે જ વિજય મળે જ્યારે એની **સેના** એના તાબામાં હોય, અને એની સેનામાં કોઈ ઘરભેદૂ ન હોય, એના સિપાઈઓ, એના અમલદારો અને એના સલાહકારો બધા એને વશ હોય, એને અનુકૂળ હોય, અને એની દૃષ્ટિએજ વિચાર કરતા હોય અને ચાલતા હોય, ત્યારે લડાઈમાં ખાતરીથી એની જીત થવાની.

આપણી ઇંદ્રિયો તે આપણા સિપાઈ છે. મન એ અમલદાર છે અને બુદ્ધિ એ સલાહકાર છે. એ ત્રણેનો આપસમાં એકરાગ હોય અને આપણા ઉદ્દેશ પ્રત્યે અનુરાગ હોય ત્યારે જ જીવનસંગ્રામમાં આપણે ફાવવાના. માત્ર એ ફોજની અંદર ઇચ્છા, વાસના, બીક અને ક્રોધ જેવા ફિતૂરી લોકો ન હોવા જોઈએ. ક્રોધ હોય તો સેના આંધળી થઈ જવાની. ભય હોય તો પાછી પાની કરવાની અને સેનાને જો ઇચ્છા વળગે તો સેના એકત્ર ઊભી રહે જ શાની ! હાર તૂટે અને મોતી જેમ ચોમેર વિખરાય તેવી સેનાની દશા થવાની. માટે ઇંદ્રિયો, મન અને બુદ્ધિ મોક્ષને અર્થે જેણે પોતાના કાબૂમાં રાખ્યાં છે અને ઇચ્છા, ભય અને ક્રોધ જેણે કાઢી નાખ્યાં છે એને લડ્યા વગર જ વિજય છે.

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥
અ. ૫, શ્લો. ૨૮.

*

### सुहृद

માનસશાસ્ત્રનો નિયમ છે કે જેનું ધ્યાન ધરીએ તે જ આપણે થઈ જઈએ. જેનો સંગ કરીએ તેનું ધ્યાન તો થાય જ છે અને પછી ધીમે ધીમે આપણે તેના જેવા થઈ જઈએ છીએ. એટલા માટે જ ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન ધરવું જોઈએ અને દુર્જનોનો તેમ જ દુર્વૃત્તિનો સંગ તજવો જોઈએ. ઈશ્વરનું સ્વરૂપ કેવું છે ? એ તમામ

[જુઓ પાનું ૨૮૧]

# કેપ્ટન નાકામુરાનું મૃત્યુ

શ્રી. લિ નેઇ-ચોંગ

નાનકીંગ મથકના 'હિઝ મેજેસ્ટીસ ઇમ્પીરિયલ આર્મી'ના અમલદાર કેપ્ટન નાકામુરાએ શાંઘાઈમાં એક પખવાડિયું રજા ગાળવાની મંજૂરી મગાવી હતી, તે આવી જતાં તેને ઘણો આનંદ થયો. ચીનની જૂની રાજધાનીનું આ શહેર કેટલું બધું શુષ્ક હતું! અહીં ન મળે કોઈ સારું જાપાનીઝ રેસ્ટોરાં કે જ્યાં પોતાના ખરબચડા જોડાને કાઢી નાખીને 'તાતામી' ઉપર બેસી જઈ શકાય, કે નહોતાં મળતાં 'સુકીયાકી' 'સાકે' અને 'ગેઈશા.' દૂર પૂર્વના રંગીલા શહેર શાંઘાઈમાં જવું એટલે કોઈ મજેદાર સ્વપ્નની ફરી ફરીને લિજ્જત લેવા જવું. ત્યાં જવાને જે પૈસાની જરૂર પડે તેની તો આ વખતે સગવડ થઈ જાય તેમ હતું.

એના ત્રણ સાથી-અમલદારો એની જોડે જ શાંઘાઈ-નાનકીંગ-એક્ષ્પ્રેસમાં પહેલાં વર્ગના ડબ્બામાં મુસાફરી કરતા હતા. બધાની હજામત વધી ગયેલી હતી. અને છતાં તેઓ હતા લશ્કરી પોશાકમાં જ. લડાઈ વિષે તેઓ મુદ્દલ ચર્ચા કરતા નહોતા. આઠ કલાકની મુસાફરીમાં એમની વાતચીત દરમિયાન ભાગ્યે જ એકાદ પણ મહત્ત્વનું વાકય આવ્યું હતું. મગજને એવા વાકયથી મુકત રાખવા તેઓ બારી બહાર જોઈ રહેતા અને ખેડ્યા વિના પડી રહેલી જમીન અને ખંડિયેર થઈ ગયેલાં ગામડાંઓને જોતા હતા.

૧૯૩૨ અને ૧૯૩૭ની ચીન-જાપાનની લડાઈ દરમિયાન જાણીતા થઈ ચૂકેલા શાંઘાઈના ઉત્તર-સ્ટેશન પર ટ્રેન આવી ત્યારે એકમેકને યંત્રવત્ સલામો કરી તેઓ જુદા પડ્યા. દરેકનો માર્ગ જુદો જુદો હતો.

કેપ્ટન નાકામુરા એક રિક્ષા પાસે આવ્યો અને તેને ધક્કો મારી ઉપર ચઢી બેઠો. રિક્ષા નીચે ઝોકાં ખાતો મજૂર ઊભો થઈ ગયો. "ક્યાં, સા દિ ફ્રોન્ગ?" "ના ચાપુ લૂ." રિક્ષા ચાપુ રોડ પર આવી પહોંચી. એક જાપાનીઝની દુકાન આગળ કેપ્ટને તેને થોભાવી અને મજૂરના હાથમાં પાંચ પૈસા મૂકી તે નીચે ઊતરી ગયો. આટલી મહેનત બદલ પાંચ પૈસા આપતાં કોઈ ગરીબ પણ શરમાયો હોત. મજૂરે વધુ પૈસા માગ્યા. જવાબમાં કેપ્ટને પોતાની જમણી બાજુ લટકતી તરવારની મૂઠ તરફ હાથને લંબાવ્યો. મજૂર રિક્ષાનો હાથો પકડી એકદમ નાસી જ ગયો.

*

---

* 'મોડર્ન રિવ્યુ'ના ફેબ્રુઆરી ૧૯૩૯ના અંકમાંથી અનુવાદિત.

કોબાયાશીએ પોતાના મિત્રને જોતાં હર્ષ પ્રગટ કર્યો. એમણે એની પાસે 'સુચી' ખાવા માટે ધરી અને આછી લીલી ચાના પ્યાલા મૂક્યા. છાતી ફુલાવીને મોટે મોટે અવાજે એમણે લડાઈ વિષે ખૂબ વાતો કરી. થોડીવાર પછી કેપ્ટનને ગરમાગરમ પાણીએ નહાવાનું આમંત્રણ આપ્યું. એ પછી તે ઘસઘસાટ ઊંઘ્યો, જાણે દુનિયામાં એ સિવાય બીજું કંઈ હોય જ નહિ !

બીજે દિવસે હજામત કરાવી, નવાં કપડાં ચડાવી, તૈયાર થઈને કેપ્ટન વૉન્ગ-મેતુકને ત્યાં જવા નીકળ્યો.

મિ. વૉન્ગના પિતા મંચુ વંશના પતન પહેલાં એક પ્રખ્યાત રાજકારણી અને ધનવંત ગૃહસ્થ હતા. મિ. વૉન્ગ હાલમાં આંતરરાષ્ટ્રીય વસાહત અને ફ્રેંચ થાણાની પેલી બાજુ પર આવેલા બૃહદ્-શાંઘાઈની પૂતળી-રાજસભાનો સભ્ય હતો. કેપ્ટન નાકામુરા જાસૂસી-ખાતામાં કામ કરતો તેથી તેની લાગવગે તે ત્યાં ગોઠવાઈ ગયેલો.

રાજકારણમાં કે વેપારમાં મિ. વૉન્ગે મીડું વાળ્યું હતું. નાણાં અપાવે અને દુનિયાની નજરમાં કાંઈક સ્થાન અપાવે તેવું મિ. વૉન્ગમાં કંઈ નહોતું. એનું મગજ મોજમજા અને ચેનબાજી સિવાયનાં કામનો બોજો ઉઠાવી શકે તેમ નહોતું. આ કારણે એનામાં નૈતિક શિથિલતા પણ ખૂબ આવી ગઈ હતી. પૈસા વિના દુર્ગુણો પોષાઈ શકાતા નથી. ૧૯૩૭માં જાપાનીઝોએ શાંઘાઈને હાથ કર્યું તે વખતે તે બાપે ભેળી કરેલી અઢળક દોલતને ફના કરી ચૂક્યો હતો.

જુગાર એનો ખાસ શોખ. ત્રણ ત્રણ દિવસ સુધી લાગલાગટ ટેબલ ઉપર એ રમ્યા કરતો, વચ્ચે થોડીક જ મિનિટો લુસ લુસ ખાઈ લેવામાં એ કાઢતો. જુગાર ન રમવાનો હોય ત્યારે તાલેવંતોની કલબોમાં રાત્રીઓ સુધી પડ્યો રહે. દારૂની બાટલીઓ ઉપર બાટલીઓ અહીં ખાલી થતી, શહેરની સુંદરમાં સુંદર સુંદરીઓ મનને રીઝવવા અહીં મળતી.

જ્યારે જાપાનીઝોની પોતાની રચેલી રાજસભામાં બેસનાર કોઈ વગદાર ચાઈનીઝ ગૃહસ્થ ન મળ્યો ત્યારે એમણે મિ. વૉન્ગ ઉપર નજરને ઠેરવી. વૉન્ગને એ નોકરી લેતાં બે લાગણીઓ થતી હતી, શરમ અને બીક શરમને એણે તરત ઉડાડી મૂકી, કદાચ થોડીક રહી ગઈ હોય તો કોણ જાણે ! પણ બીકને ઉડાડી મૂકવી એટલી સહેલી ન લાગી. ચાઈનીઝ ત્રાસવાદીઓની ગોળીઓએ એના જેવા ઘણા દેશદ્રોહીઓને વીંધી નાખ્યા હતા. એ વિચારથી એ ધ્રૂજી ઊઠતો હતો.

મહિનાના બે હજાર ડોલર પગાર ઉપરાંત અંગત રક્ષણ માટેના ખર્ચની રકમની મોટી લાલચ જાપાનીઝોએ એની સામે મૂકી હતી તે એણે આવી અનિશ્ચિત્ત દશામાં જ ઉપાડી લીધી. બદલામાં એણે જાપાનીઝ સરકારની રાજસભાના એક સભ્ય તરીકે પોતાનું નામ જાહેર થવા દેવાનું હતું અને સમયે સમયે જાપાનીઝો જે મુસદ્દાઓ એની સામે રજૂ કરે તે પર એણે સહી કર્યે જવાની હતી.

જાપાનીઝ અમલદારો એને ત્યાં એટલી બધી વાર આવતા કે જ્યારે એનો અંગરક્ષક કેપ્ટન નાકામુરાના નામનું વિઝીટીંગ કાર્ડ એની પાસે લાવ્યો ત્યારે તેને આશ્ચર્ય ન થયું. કંઈ ખાસ કહેવાનું હશે ? ન પણ હોય. જાપાનીઝ એજન્ટો ઘણી વાર કંઈ પણ કામ વિના એને ત્યાં કલાકો સુધી પડ્યા રહેતા, એની ચા ઉડાવતા અને એની સિગારેટોનો ધુમાડો કરતા. એ લોકો વાતો તો ઘણી કરતા પણ બધી દમ વિનાની. ખરેખર તો એ લોકો એ જ જાણવા માગતા કે તે સામું શું કહે છે ? એમની વિચિત્ર કલ્પનાઓ અને તદ્દન બાલિશ આશંકા જે ઘણી વાર તેને દેખાતી તેનાથી તે ટેવાઈ ગયો હતો. એમના જવાની રાહ જોતો કલાકો સુધી અકળાયા વિના તે બેસી રહેતો.

કેપ્ટન નાકામુરાએ અંદર પ્રવેશ કર્યો એટલે પોતાના ભારે અને બેડોળ શરીરને લઈને તે એને આવકારવા સામે ગયો. બંનેએ પરસ્પર નમસ્કાર કર્યા અને શિષ્ટાચારના થોડા શબ્દો ઉચ્ચારી લુખ્ખું હાસ્ય

કર્યું. મહેમાનને બેઠક લેવાનો વિવેક કરી વૉન્ગે નોકરને ચા, મીઠાઈ અને તરબૂચનાં બીજ લાવવા કહ્યું.

થોડીક મીઠી મીઠી વાતો કર્યા પછી કૅપ્ટને કહ્યું, "મિ. વૉન્ગ, તમારી રજા હોય તો મારે તમારી પાસે એક વાત કરવી છે."

"જરૂર, જરૂર, કૅપ્ટન, જરૂર કરો."

"મારી પાસે મોતીના બે સાધારણ દાણા છે. જરા જોશો?" કૅપ્ટને કહ્યું.

"ઘણી ખુશીથી, કૅપ્ટન સાહેબ."

મિ. વૉન્ગને જરા અકળામણ થવા લાગી. આ અમલદારે એને આજે એ જે જગ્યાએ હતો ત્યાં મુકાવ્યો હતો, અને હવે તે એનો બદલો લેવા આવેલ છે. અલબત્ત, સીધે સીધા પૈસા માગે તેવો તો એ નથી પણ પૈસા કઢાવવાની રીતો ક્યાં ઓછી હોય છે? સારામાં સારી રીત કોઈ વસ્તુનો સોદો કરવો એ છે. કાચના બે કકડાને હીરા કહી તેના બદલામાં મોટી રકમ તે પડાવી શકે. અને જો એ હીરા ખરીદવાની ઇચ્છા પોતે ન બતાવે તો, કોઈ ચાઇનીઝ-ગોળી એની છાતીને વીંધી નાખે તે પહેલાં કોઈ જાપાનીઝ ગોળી એ કામ કરવા આવી પહોંચે તેવી કોઈ યોજના કરતાં કૅપ્ટન નાકામુરાને કોણ અટકાવે તેમ હતું?

કૅપ્ટન નાકામુરાએ લાક્ષણિક રીતે પોતાના કોટનાં બટન ખોલ્યાં અને તેના અસ્તરમાં બનાવેલી એક નાની ખિસ્સીમાંથી ચામડાનું નાનું પાકીટ કાઢ્યું. એણે એ હળવેથી ઉઘાડ્યું અને અંદરથી સફેદ રેશમના રૂમાલમાં લપેટેલી એક વસ્તુ બહાર કાઢી.

"મિ. વૉન્ગ, આ જુઓ જોઈએ." કૅપ્ટન બોલ્યો.

મિ. વૉન્ગે રૂમાલની ગડી ઉખેડી, અને મોતીનાં બે એરીંગ એની આંખો સામે દેખાયાં. પોતાની નાની બેનને આપેલાં એ એરીંગ હતાં!

કૅપ્ટન નાકામુરાએ મિ. વૉન્ગ આશ્ચર્ય પામ્યો તે જોયું નહિ, કારણકે તે તરફ એનું ધ્યાન નહોતું. તેણે એના મોં પરથી લોહીને ઊડી જતું જોયું નહિ, કારણ કે એ અફીણના બંધાણીના મોં પર લોહી દેખાય તેમ જ નહોતું. અને સ્વભાવિક રીતે જ કૅપ્ટન નાકામુરા મિ. વૉન્ગનું હૃદય જોરથી ધબકવા લાગ્યું હતું તેનો અવાજ પણ ન સાંભળી શક્યો.

કેટલીયેવાર સુધી મિ. વૉન્ગે મોતીને ફેરવી ફેરવીને જોયા કર્યાં. થોડાં વર્ષ ઉપર જ નાની બેનને એણે એ આપ્યાં હતાં ત્યારે એ જેવાં પારદર્શક, સફેદ, અખંડ અને ચમકતાં હતાં તેવાં જ અત્યારે પણ હતાં. મોતીનાં એ એરીંગોની કિંમત એને આકરી જણાઈ હતી, પણ એને મન એની મોંઘી કિંમતને લીધે નહિ પણ એનાથી નાની બાળકીને જે આનંદ થયેલો તે કારણે એનું મૂલ્ય ઘણું હતું. આજે ફરીને એ મોતી એની હથેળીમાં પડયાં હતાં.

"કૅપ્ટન નાકામુરા, આ એરીંગ તો ઘણાં સરસ છે. મને વેચાતાં આપશો?"

"તમે એની કેટલી કિંમત કરો છો?" કૅપ્ટને પૂછ્યું.

"એ તો તમારે પ્રથમ કહેવાનું."

કૅપ્ટન તો એરીંગની ખરી કિંમત જાણતો જ નહોતો. કદાચ થોડાક સો ડોલર એની કિંમત હશે. પણ એ તો મિ. વૉન્ગ પાસેથી ઓછામાં ઓછા પાંચ હજાર ડોલર કઢાવવાની ઇચ્છાથી આવ્યો હતો. મિ. વૉન્ગ એટલા આપશે કે નહિ તે તો એણે એની નોકરીમાંથી પગાર ઉપરાંત કેટલું મેળવ્યું છે તેના ઉપર નિર્ભર રહે છે. કિંમતમાં કાપકૂપ તો થવાની જ એની એને ખાતરી હતી એટલે એણે પહેલે જ ધડાકે કહ્યું:

"દસ હજાર ડોલર, મિ. વૉન્ગ!"

"મશ્કરી કરો છો, કૅપ્ટન સાહેબ! આ ચીજ સુંદર છે ખરી, પણ હું તો એની બસો ડોલરથી વધુ કિંમત ન આપી શકું."

"આજે સવારે જ હું આને એક ઝવેરી પાસે લઈ ગયેલો. એણે તો આની દસ હજાર કિંમત કહેલી મને ખબર પડી કે તમે ઝવેરાતના શોખીન છો એટલે પ્રથમ હું એ તમારી જ પાસે લાવ્યો.

મિ. વૉન્ગ, તમે પૈસાદાર છો, મને લાગે છે કે તમે આને હાથથી નહિ જવા દો."

"આપની કૃપા છે એટલું સારું છે, કેપ્ટન સાહેબ! પણ હવે હું એવો પૈસાદાર રહ્યો નથી. છતાં ચીજને લઈ લેવા ખાતર હજાર ડોલર આપવા તૈયાર થઈશ."

"જુઓ મિ. વૉન્ગ, નવ હજારનો આંકડો હું રજૂ કરું છું."

"તો મારો આંકડો બે હજારનો છે. આ કરતાં વધુ આપવું મારી શક્તિ બહારનું છે. આ કરતાં દશ ગણી કિંમતની ચીજ હોય તોપણ હું આટલું જ આપી શકત." મિ. વૉન્ગે કહ્યું.

કેપ્ટનને લાગતુ હતું કે મિ. વૉન્ગનો કસ આટલો જ નથી એટલે એણે તરત કહ્યું.

"હું એમ તો માનું છું કે તમે એમ નહિ ઇચ્છતા હો કે કોઈ ઝવેરી પાસે આને હું લઈ જઉં. તમે એ રાજી થઈને ખરીદી શકો તે માટે સાડા સાત હજારમાં પણ હું તમને બંને એરીંગ આપી દઈશ."

છેલ્લા શબ્દો બોલાયા હતા નરમાશથી, છતાં એમાં ધમકીના સૂર દેખાતા હતા.

"મારા પ્રત્યે આટલા સહાનુભાવી બનો તો મારાથી આપના વેણને તુચ્છકારી ન શકાય, પણ પાંચ હજાર ડોલરથી વધુ ન માગો એવી મારી વિનંતિ છે."

બન્નેના ચહેરા પર સ્મિત ફરકી ગયું. કારણ કે સોદાનો અંત બંનેના સંતોષમાં આવ્યો હતો. મિ. વૉન્ગે ચાના તાજા પ્યાલા ભર્યા અને બંને શાંતિથી તે પીવા લાગ્યા. બંને પોતાના વિચારમાં ડુબી ગયા હતા.

મિ. વૉન્ગે શાંતિનો ભંગ કરતાં કહ્યું, "પૈસા તમે કેવી રીતે લેવા માગો છે?"

"રોકડા જ મળે તો ઠીક."

"માફ કરજો, અત્યારે તો રોકડા આપી શકવાની સ્થિતિમાં નથી. કાલે આપું તો?"

કેપ્ટને સંમતિમાં માથું હલાવ્યું:

"તમને એમ સગવડભર્યું થતું હોય તો એમ. પણ ફરી કાલે જ, એટલી જ વારમાં, તમને મળવા આવવું મારે પક્ષે સારું નહિ દેખાય."

થોડીવાર વિચાર કર્યા પછી મિ. વૉન્ગે કહ્યું: "કેપ્ટન સાહેબ, ઘણા સમયથી કોઈ જાપાનીઝ રેસ્ટોરાંમાં હું ગયો નથી, હું તમને આવતી કાલે સાંજે સાધારણ ભોજન લેવા આવવાનું આમંત્રણ ન આપી શકું? એ વખતે હું તમને નાણાં ચૂકવી આપું."

"એમ તો નહિ, મિ. વૉન્ગ! હું તમને આમંત્રણ આપું."

"સારું, એમ."

અને પછી સ્થળ અને સમય નક્કી થઈ ગયાં.

ઊઠતાં ઊઠતાં ચાનો એકેક પ્યાલો વધુ ચડાવી લઈ કેપ્ટન ઊભો થયો. મિ. વૉન્ગે પોતાના રાક્ષસી દેહને ઊભો કર્યો. મહેમાનની સાથે એણે ચાલવા માંડ્યું. મહેમાન કરતાં તે ઊંચો હતો.

કેપ્ટન નાકામુરાએ હાથમાં ટોપી લઈને અને મિ. વૉન્ગે દેહને નમાવીને સલામો કરી. "હવે કાલે–" બંને બોલ્યા.

કેપ્ટન બગીચાની કરકરી જમીન પર ચાલતો દરવાજા બહાર નીકળ્યો. સંત્રીએ એને સલામ કરી, પણ તે તરફ તેનું લક્ષ નહોતું. એ રસ્તા પર આવ્યો. ટ્રામકારની ઘંટડીનો ખણણ ખણણ અવાજ, ભરેલી ગાડીઓ ખેંચતા દોડતા મજૂરોની 'એક બાજુ, એક બાજુ'ની બૂમો અને મોટરનાં ભૂંગળાંનો ભોં ભોં અવાજ એને આજે સંગીતમય લાગતો હતો.

મિ. વૉન્ગે ચાનો પ્યાલો ચડાવી નોકરને ખાવાનું લાવવા હુકમ કર્યો.

* * *

બીજે દિવસે સાંજે સાત વાગ્યા પહેલાં થોડી વારે કેપ્ટન નાકામુરા ગોલ્ડન ક્રિશ્ચિયન રેસ્ટોરાંમાં દાખલ થયો. શાંઘાઈમાં જ્યાં જાપાનીઝ વેપારીઓએ અડ્ડો જમાવ્યો હતો તે હોન્કુ લત્તામાં વૅસુંગ રોડની એક ગલીમાં આ રેસ્ટોરાં હતું. આગલે દિવસે ટેલીફોનથી

કૅપ્ટને સારામાં સારી રૂમ રિઝર્વ કરાવી લીધી હતી, ભોજનની ખાસ વાનીઓ અને તાજી બનાવટ માટેની તૈયારીનો હુકમ આપ્યો હતો અને બે ખૂબ સુંદર અને હસમુખ સુંદરીઓને તહેનાતમાં હાજર રાખવાનું ફરમાવ્યું હતું, કારણ કે બે મોટા માણસો ભોજન લેવાના હતા.

સાત વાગ્યે મિ. વૅાન્ગ ઉત્તમોત્તમ અને બારીક વાદળી રંગનો ઝભ્ભો પહેરી બંધ મોટરકારમાંથી બહાર નીકળ્યો. કેટલાય મહિનાઓ પછી આજે પહેલી વાર તે લેશ પણ બીક કે આશંકા વિના બહાર નીકળ્યો હતો. નિત્યના નિયમ પ્રમાણે બે અંગરક્ષકો એને રેસ્ટોરાં તરફ દોરી ગયા.

એક અંગરક્ષકે રેસ્ટોરાંના લાકડાના દરવાજાને ધક્કો મારીને ઉઘાડી નાખ્યો. ઉપર એક નાની ઘંટડી વાગી. રેસ્ટોરાંનો માલિક મિ. વૅાન્ગના આવવાની રાહ જોતો હતો. જ્યારે તે રેસ્ટોરાંના નાનાં ઝાડ અને પાણીના ફુવારાઓવાળા નાના બાગમાં આવ્યો ત્યારે એને ખૂબ માનથી આવકાર આપવામાં આવ્યો.

"કૅપ્ટન નાકામુરા આપની રાહ જોઈ રહ્યા છે, સાહેબ ! સાહેબ, આ બાજુથી ચાલવાનું છે—"

મિ. વૅાન્ગે પોતાના માણસોને રજા આપી. જાપાનીઝ માલિકે એક છોકરીને એના બૂટ ઉતારી નાખી સ્લીપરો પહેરાવી દેવાનું કહ્યું. એ જ વખતે કૅપ્ટન નાકામુરા લાકડાનાં ચકચકિત પગથિયાં ઊતરીને નીચે આવ્યો. એના હૃદયમાં આનંદ હતો અને તે ખુશમિજાજ દેખાતો હતો. ખૂબ ભાવથી એ પોતાના મહેમાનને ભેટ્યો.

જે ઓરડો રિઝર્વ કરાવ્યો હતો તે રેસ્ટોરાંમાં મોટામાં મોટો હતો. એનો ઝરૂખો બાગ તરફ પડતો હતો. બહારની દુનિયા આડી એક દીવાલ ચણી દીધેલી હતી અને તેથી અંદર તદ્દન એકાંત હતું. 'તાતામી ઉપર રેશમના તકિયા ચીવટપૂર્વક ગોઠવેલા હતા. એક ખૂણામાં ચીની માટીની ફૂલદાનીમાં સફેદ અને ગુલાબી રંગનાં મિશ્ર ફૂલો ડાંખળીઓ સહિત મહેકતાં હતાં.

ઓરડાની વચ્ચે એક નીચા ટેબલ પર બંને જણા પગને આડા નાખીને બેઠા. કૅપ્ટન નાકામુરાએ હાથથી એક તાળી પાડી અને સૂર કાઢ્યા :

"નાઈ–સાન :"

એમની સેવામાં હાજર રહેલી બે છોકરીઓમાંથી એક જણીએ જવાબ આપ્યો "હાઈ" હળવેથી બંને પગથિયાં કૂદતી ઓરડાની અંદર આવી અને નીચી નમી સફેદ મોજાં પહેરેલા પગ તરફ નીચી નજર ઢાળી ઊભી રહી.

"નાઈ–સાન, ચા લાવ અને ખાવાનું તૈયાર કર."

તરત જ બંને એક તાસકમાં તરેહ તરેહની સુંદર રીતે કકડા કરી રાખેલી ખાવાની ચીજો લઈ ને હાજર થઈ. બે નાના ગેસ–સ્ટવ ટેબલ ઉપર મૂકીને તાંબાના વાસણમાં માછલીઓને બાફવા પાણી ઉકાળવા માંડ્યું. ખાવાનું બનવા લાગ્યું હતું. લોઢાની મોટી તવીમાં તેમણે તેલ રેડ્યું અને માંસ તથા મરઘીને તળવા માંડી. મુખ્ય ખાણું તૈયાર થતું હતું તે દરમિયાન કૅપ્ટન અને મિ. વૅાન્ગ બીજી વસ્તુઓ ચાખ્યા કરતા હતા. સ્વાદિષ્ટ ભોજન, દારૂની પ્યાલી અને સુંદર યુવતીઓએ દૃઢ શિષ્ટાચારને ભુલાવી દીધો. જેમ વધુ ખવાયું અને વધુ પિવાયું તેમ એમની ભાષા અને વર્તન વધુ છૂટાં બન્યાં. એકમેકને તાણ કરી કરીને બંને ખવડાવવા લાગ્યા.

મિ. વૅાન્ગ હવે ખાવાનો ઢોંગ જ કરે છે એમ કૅપ્ટનને લાગ્યું એટલે એણે પણ પોતાની સળીઓ (ખાવા માટે ચમચાની પેઠે વપરાતી સળીઓ) નીચે મૂકી દીધી અને છોકરીઓને ટેબલ સાફ કરી નાખી વધારે દારૂ, ફળ તથા સિગોરેટો લાવવાનું કહ્યું. એ આવ્યા પછી છોકરીઓને એણે રજા દઈ દીધી.

"હોટેલની છોકરીઓ ગમે તેવી સુંદર હોય તો– પણ હું એમને પસંદ કરતો નથી. ઇચ્છા થાય તો ધંધાદારી વેશ્યાઓ પાસે ચાલ્યો જાઉં." કૅપ્ટન બોલ્યો.

"જાપાનીઝ છોકરીઓ–"મિ. વૉન્ગે બોલવું શરૂ કર્યું.

"છોકરીઓનો તો અમને લડાઈમાં ઘણો અનુભવ મળ્યો છે." કેપ્ટને ચાનો ઘૂંટડો લેતાં કહેવા માંડ્યું.

"લડાઈ પણ કોઈ ગજબ ચીજ છે," દારૂડિયાનો પાઠ ભજવનારની પેઠે તેણે બોલ્યે રાખ્યું. "જાપાનીઝ લશ્કરે તો કમાલ કરી છે. લૂંટના માલનો તો કોઈ હિસાબ નથી રહ્યો." કેપ્ટનની આંખો સામે લડાઈનાં દૃશ્યો ખડાં થયાં, એ પોતે લડાઈના મેદાન ઉપર જ અત્યારે હોય તેવું એને લાગ્યું. એના શબ્દોએ પણ માઝા મૂકવા માંડી.

"નાનકીંગ અમે લીધું તે વખતે તમે અમારી સાથે હોત તો જોઈને તમે દિંગ થઈ જાત! આહ! શું એ દિવસ! અમે અમારા ઘણા સાથીદારોને ખોયા, અમે ગાંડા બની ગયા, બદલામાં અમે એકે એક ચાઈનીઝની, સ્ત્રીની, બાળકની, બુઢ્ઢાની–જે હાથમાં આવ્યું તે દરેકની કતલ કરી નાખી."

"એ દિવસ મગજમાંથી ભુંસાવો મુશ્કેલ છે, કેપ્ટન," મિ. વૉન્ગ બોલ્યો.

"થોકબંધ ચાઈનીઝોને પકડ્યા, દસ–દસનાં, પચાસ–પચાસનાં, સો–સોનાં જૂથમાં ચાઈનીઝોને પકડીને મશીનગને ચડાવી દીધા. રેટ–ટેટ–અ–ટેટ, હજી પણ અવાજ કાનમાં ગૂંજે છે, મને તો એમાંથી સંગીતનો આનંદ મળે છે."

"કોઇ પણ સાચા લડવૈયાને મશીનગનનો અવાજ સંગીત જ લાગે."

"અમે જીત્યા હતા, પણ વિજયોત્સવ માટે અમારી પાસે દારૂખાનું ફોડવાનું હતું નહિ, દીવાઓ પણ હતા નહિ. અમે તો નવો ઉપાય શોધી કાઢ્યો, પકડાયેલામાંથી થોડાકને બાંધ્યા, એમનાં શરીર ઉપર ગ્યાસતેલ છાંટ્યું અને પછી દીવાસળી ચાંપી દીધી. શું ચીસાચીસ! શું અજવાળાં! ફટાકડા અને દીવાઓ બંને વસ્તુનો આનંદ મળી ગયો, પણ કૂતરાં બહુ ભેળાં થઈ ગયાં એટલે અમારે એ મજા દૂર ઊભા રહીને જ લેવી પડેલી."

આ વખતે મિ. વૉન્ગ એક શબ્દ પણ મોંમાંથી કાઢી શક્યો નહિ.

"અરે, તમે પ્યાલીને તો હોઠે અડાડતા જ નથી. પીઓ, પીઓ, દુનિયામાં બીજું છે શું?" કહીને કેપ્ટને ઉપરાઉપર 'સાકે' (દારૂ)ની ચાર પાંચ પ્યાલીઓ એક સામટી ખાલી કરી નાખી, મિ. વૉન્ગે પોતાની શક્તિ એટલો બધો દારૂ પીવાની નથી એમ કહીને માથું હલાવ્યું. એના મોં ઉપર વાતનો કંટાળો દેખાતો હતો, એણે હળવેથી કહ્યું:

"લડાઈમાં આ સિવાય બીજું પણ અનુભવ્યું હશે—"

"અરે અનુભવોની તો વાત જ શી કરવી? છોકરીઓ જોઈએ તેટલી મેળવી શકતા, અમને અમલદારોને તો સારામાં સારી, એક વાર તમે જોઈ હોય–" કેપ્ટને બોલવા માંડ્યું.

"આપની રસવૃત્તિ તો ઘણી ઊંચા પ્રકારની છે, આપને યોગ્ય મળવી–" મિ. વૉન્ગે કહ્યું.

"મને બરાબર ગમી જાય તેવી તો નાનકીંગમાં એક મળી ગયેલી. જ્યારે ચાઈનીઝોને મારવાના ન હોય કે એમને વેઠે પકડવાના ન હોય ત્યારે અમારે એક જ કામ કરવાનું રહેતું, છોકરીઓની શોધનું." કેપ્ટન બોલ્યો.

"ઓહ, પણ કેપ્ટન, આપની નાનકીંગવાળી સુંદર છોકરીની તો વાત કરો. મેં મેં પણ એવી જિંદગી કંઈક માણી છે." વૉન્ગ બોલ્યો.

"મારી તો એ આદત છે કે જો યોગ્ય ન મળે તો ગમે તેની સાથે જવા કરતાં નિશાનબાજીમાં વખત કાઢી નાખવો. એકાદ બે દિવસ એમ કાઢી નાખવામાં કંઈ ખાટું–મોળું નથી થઈ જાતું."

"આ જ રીતે નાનકીંગમાં એક દિવસે હું રખડતો હતો અને એક સુંદર મકાન મારા જોવામાં આવ્યું.

અંદર કોઈના હોવાનો સંભવ તો હતો જ નહિ, છતાં અંદર પગ મૂકવામાંય જોખમ તો હતું જ. પણ હું તો મારા પાંચ-સાત માણસોને લઈને દરવાજામાં ઘૂસ્યો. અંદરના ઓરડાઓનો ઠાઠ અજબ હતો. અમારે માટે બક્ષિસો તૈયાર પડી હતી. ઓરડે ઓરડે અમે ફરી વળ્યા."

"અને-અને શું શું જોયું ?"

"ધીરા ખમો," કેપ્ટન બોલ્યો અને થોડીવાર ચુપ રહ્યો.

"ભોંયતળિયાના બધા ઓરડાઓને જોઈ વળ્યા એટલે અમે ઉપર ગયા...પહેલા જ ઓરડાને તાળું મારેલું જોયું, પણ એને તોડતાં શી વાર ? હું આગળ હતો. અંદર એક ખૂણામાં એક સુંદર ચાઈનીઝ છોકરીને મેં જોઈ. એવી સુંદર છોકરી ખરેખર મેં એ જ પહેલી જોઈ હતી. એની આંખોનો રંગ, એના ચહેરાનો ભરાવ, એની ચામડી...મારી પાસે તો એનું વર્ણન કરવાને શબ્દો નથી. મારા માણસો એની સામે તાકી રહ્યા હતા. મેં એ બધાને બહાર કાઢી મૂકયા.

"છોકરી તો સ્તબ્ધ થઈને અવાક્ ઊભી હતી. પણ હું એક ડગલું આગળ ગયો કે એણે ચીસ નાખી. 'નહિ, નહિ, મને નહિ અડતા !' અને જ્યારે મેં ઊંચકીને એને પથારી પર નાખી ત્યારે એણે પોતાના કાનનાં એરીંગ ખેંચી કાઢીને મારી સામે ધર્યાં, 'આ લઈ જાઓ, પણ મને છોડો.' એ બોલી. હા...હા...હા...તદ્દન મૂરખ ! એમ કરીને એણે એરીંગ તો ખોયાં અને—"

"મને આપ્યાં તે એ જ એરીંગ ?" મિ. વૉન્ગે પૂછ્યું.

"હા, એ જ એ એરીંગ." કેપ્ટન બોલ્યો. એને હવે થાક ચડવા લાગ્યો હતો. દારૂની અસર થતી હતી.

"કેપ્ટન, આપે તો ઘણા ઘણા રોમાંચોનો અનુભવ કર્યો. મને તો એની અદેખાઈ આવે છે. પણ તમે એ વાતો કરીને પણ મને ઘણો આનંદ આપ્યો છે. તમે મને બહુમૂલ્ય એરીંગો આપીને પણ આભારી બનાવ્યો છે. બદલામાં મારા તરફથી એક મામૂલી ભેટ સ્વીકારશો ?"

કેપ્ટન નાકામુરાએ નમ્રતાથી એનું કહેવું સાંભળ્યું. એણે સંમતિમાં માથું નમાવ્યું. મિ. વૉન્ગે ધીમેથી કહ્યું:

"આમ જુઓ, કેપ્ટન ! આ શું છે ?"

એની લાલઘૂમ આંખો ફાટી ગઈ. એના હૃદયમાં ભોંકાઈ જાય તે પહેલાં એક ક્ષણ એક ખંજર એની આંખોએ જોયું.

o

## गीतानी शिखामण [ અનુસંધાન પૃષ્ઠ ૨૭૪થી ]

लोकोनो – बधी दुनियानो – महेश्वर छे. एना हाथमां बधुं छे. माणस अथवा आ विश्व जे कंई यज्ञकर्म करे अथवा तपश्चर्या करे ए अंते एने माटे ज छे. एनो उपभोग ईश्वर ज करे छे. आदर्श राज्यमां जेम दरेक जातनो करवेरो राजानी तिजोरीमां जाय छे अने एमांनी एकेएक पाई प्रजाना गरीब, तवंगर, ज्ञानी, अज्ञानी – बधी ज प्रजाना हितने अर्थे खर्चाय छे तेम आ सर्वलोकमहेश्वर बधे ज राज्य करे छे. तमाम यज्ञ अने तपश्चर्यानो भोक्ता ए ज छे अने ए सर्व भूतोनो, सर्व प्राणीमात्रनो, दरेक सृष्ट वस्तुनो सुहृद छे, मित्र छे, आत्मीय छे, कल्याणकारी छे एम जे जाणे छे ते पोते शांत थई सहेजे मोक्ष मेळवे छे.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥

अ. ५, श्लो. २९.

चालु ]




ચા.

સૌંદર્યમીમાંસક કમળ *

તમને સૌંદર્યમીમાંસક કહું તો અનુચિત તો નહિ ગણાય? તમારા સાહિત્યમીમાંસાના પત્રોમાં સાહિત્યના સૌંદર્યની મીમાંસા તમે કરેલી મને હમેશાં દેખાયેલી છે, સ્નેહીઓના સૌંદર્યની મીમાંસા પણ ક્યાં ઓછી કરો છો?

આજે આ પત્ર સાવ જુદા જ કારણસર લખું છું, ભડકશો ના.

એક પુસ્તક હાથ ચડ્યું, કયું ધારો છો? 'કમળના પત્રો'! પાનાં ઉઘાડીને જોયું તો મને, અંગ્રેજી સાહિત્યને જ સર્વ કાંઈ સમજતી, તેમાં જ રસ લેતી અને 'ગુજરાતી સાહિત્યમાં તે શું હોઈ શકવાનું!' એમ જ માનતી વ્યક્તિ (કીર્તિદા)ને, ગુજરાતી સાહિત્યમાં રસ લેતી કરવા છેક ૧૯૮૦ના અને '૮૨ના સંવતમાં લખેલા પત્રોનો સંગ્રહ! આ સંગ્રહમાં છેલ્લા 'Gujrat and its Literature એ મુનશીના પુસ્તકનું વિવેચન કરતા લખ્યા–તારીખ વિનાના બે પત્રોનો પણ સમાવેશ કરી દીધો છે.

જબરા તમેય! એક વખતની તમારી આ શિષ્યાને પુસ્તક પ્રગટ કરીને એક પ્રત પણ ન મોકલી? 'સપ્રેમ–' મોકલવાની સ્થિતિમાં નહોતા તો 'વી. પી.' કરી નાખવું હતું, હું નકારત નહિ. ગુજરાતમાંય ટિકિટ દ્વારા નાણાં લઈને આમંત્રણો તો હવે અપાવાં શરૂ થઈ જ ગયાં છે!

પણ ૧૯૮૦ના સંવતમાં જે કીર્તિદા હતી તેને તમે ગુજરાતી સાહિત્યનો તમારા પત્રો દ્વારા ચટકો લગાડ્યો અને તેમાં ઓતપ્રોત કરી દીધી. પરિણામે ૧૯૯૫માં તે બીજાની ટીકાઓ કરતા તમારા પત્રોની ટીકા કરવાની શક્તિમાં આવી ગઈ હશે, એ ટીકા થવાની બીકે તમે તેને તમારું પુસ્તક નહિ મોકલ્યું હોય! ખેર! તમે મને ભૂલ્યા પણ હું તમને ભૂલું એવી ક્યાં છું? તમે ઇચ્છો કે ન ઇચ્છો છતાંય કીર્તિદાના એ પુસ્તક પરના થોડા વિચારો તમે વાંચો તે માટે આ પત્ર તમારી તરફ આવે છે.

આજથી પંદર વર્ષ ઉપર જ્યારે હું સાહિત્યમાં કશું જ જાણતી નહોતી ત્યારે આ પત્રો જેટલા આકર્ષક લાગેલા તેટલા આજે નથી લાગતા. ભાષાનું માધુર્ય અને રમતિયાળ

* (કીર્તિદાને) કમળના પત્રો લેખકઃ બટુભાઇ ઉમરવાડિયા, મિલ ઓનર્સ એસોસિયેશન, અમદાવાદ, મૂલ્ય દોઢ રૂપિયો.

શૈલીની રોચકતા એટલાં ને એટલાં ગમે છે. પણ ઊંડાણ બહુ નથી એમ દેખાય છે. નર્મદ, દલપત, કલાપી, લીલાવંતી, 'પૃથ્વીવલ્લભ' અને Gujrat and its Literature વિષે જે સારું કે નરસું લખ્યું છે તે ઘણું સ્પષ્ટ છે પણ યથોચિત નથી.

પ્રથમના પત્રમાં ગુજરાતી સંસ્કૃતિને જે શબ્દોમાં રજૂ કરી છે તેવી તે ખરેખર હતી? આ પંદર વર્ષમાં (ભલે તમારી જ પ્રેરણાથી) મેં ગુજરાતી સાહિત્ય જેટલું વાંચ્યું તે પરથી હું તમારા મંતવ્યમાં શંકા ઉઠાવવા શક્તિમાન થઈ છું. તમે કહો છો, 'મનુષ્યત્વ–માણસાઈ આજે જે અર્થમાં આપણે સાંભળીએ છીએ તે તે વખતે ઓછી હશે.' આ કથનનો વિરોધ કરનારા આજે ગુજરાતમાં ઘણા નીકળશે. 'રૂઢિના મેખો મોભે મોભે હતી' અને છે, પણ તે તમે રજૂ કરી છે તેટલા ભયંકર શબ્દોમાં? પણ આને સાહિત્યની ચર્ચા સાથે ઓછું લાગે વળગે છે.

નર્મદને યુગપ્રવર્તક અને દલપતને યુગપ્રતિનિધિ કહીને તમે 'બેમાંથી કોણ શ્રેષ્ઠ'ની ચર્ચાને ઠીક મોળી પાડી નાખી. પણ એમનાં લખાણોની સમાલોચના બહુ અધૂરી રાખી દીધી છે. કલાપી વિષે પણ એવું જ કર્યું છે, 'એક પત્રમાં તે કેટલુંક કહી શકાય?' તમે કહેશો. હું આમ નહિ કરું. જુઓને, 'કલાપી'ના વિવેચનમાં 'રાજા બીજાની પરણેતરને ઉઠાવી લાવી શકે અને બીજો વિધવા સામે નજર પણ ન કરી શકે' એ જાતની ચર્ચા કેટલી લંબાવી છે!

અને મહેરબાન, 'પૃથ્વીવલ્લભ'નાં આટલાં બધાં વખાણ? 'પૃથ્વીવલ્લભ' મુંજ ભવ્ય છે એ ખરું, પણ 'પૃથ્વીવલ્લભ' પુસ્તકને ભવ્ય નહિ કહી શકાય. આ વસ્તુ તમારે બરાબર કહેવી જોઈતી હતી.

લીલાવતીનાં 'રેખાચિત્રો' વિષે એક વાત કરું. મારી બાજુમાં રહેતા બે વિદ્યાર્થીઓ મારી પાસેથી એ વાંચવા લઈ ગયેલા. બીજે જ દિવસે પાછું લાવ્યા. મેં ધારેલું કે એમને ખૂબ ગમ્યું હશે એટલે હાથમાં આવ્યું કે તરત એક જ બેઠકે વાંચી નાખીને પાછું આપવા આવ્યા હશે. પણ પૂછતાં તો હકીકત ઊલટી જ નીકળી! આ પહેલાં પણ મેં એ વિષે એવા મતો સાંભળેલા તો ખરા. મેં તો તમને એ વાંચ્યા પછી મારો અભિપ્રાય આપી દીધેલો, 'તમે જેટલાં વખાણ કર્યાં એટલું બધું તો તેમાં કંઈ ન લાગ્યું. જો કે સારું તો છે જ'

મુનશીના 'Gujrat and its Literature'નું વિવેચન કરતાં કરતાં ગુજરાતનો સાહિત્ય–ઇતિહાસ વર્ષો ઉપર મને જેવો ઉપયોગી હતો તેવો આજે પણ છે, અને હજી પણ વર્ષો સુધી ઉપયોગી બની રહેવાનો. પણ તમે મુનશીજીને બિચારાને બહુ 'લઈ નાખ્યા' છે. એમના પુસ્તકમાં ત્રુટિઓ જરૂર છે, એ દર્શાવવાનું કામ આવશ્યક અને ઉપકારક હતું, પરંતુ જરા વધુ પડતી કડકાઈથી તમે એ કર્યું છે એમ મને લાગે છે.

પત્રો દ્વારા સાહિત્યવિવેચન આટલી સરસ રીતે તમે કરી શકો છો તે તમારી એ વિષયની શક્તિ પ્રત્યે શ્રદ્ધા પ્રગટાવે છે (તમે તો એક ઠેકાણે એ માટે તમારી અયોગ્યતા જાહેર કરી છે). વિવેચનમાં જે તટસ્થતા અને સ્પષ્ટતા જોઈએ તે પણ તમારામાં છે. જરૂર છે વધુ ઊંડાણ આવે તેની.

તમારા જેવા રસિક વિવેચકોની ખાસ જરૂર છે, એ કાર્ય તમે કરશો તો ગુર્જરગિરા અને તેનાં બાળકો તમારાં ઋણી ગણાશે.

વિશેષ—

પણ વિશેષ ક્યારેક પછી, અત્યારે તો રજા લઉં—

લિ.

**કીર્તિદા,**

**યોગશાસ્ત્ર**–(હેમચંદ્રાચાર્ય કૃત)–સંપાદક : ગોપાલદાસ જીવાભાઈ પટેલ; પ્રકાશક : નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ; મૂલ્ય એક રૂપિયો.

પૂંજાભાઈ જૈનગ્રંથમાળાનું ક્રાઉન સોળપેજી ૨૮૮ પાનાંનું આ પંદરમું પુસ્તક છે. નવજીવનનાં પુસ્તકોની ઉપયોગિતા વિષે તો બે મત છે જ નહિ,

પરંતુ આ ગ્રંથમાળાની યોજના અને એના સંપાદનના કાર્ય પરત્વે એક વિસ્તૃત લેખ અમે પ્રગટ કરવાના છીએ એટલે અત્યારે માત્ર પહોંચ જ આપીને અટકીએ.

**માર્ટિન લ્યુથર**–લેખકઃ વિદ્યારામ વિસનજી ત્રિવેદી; મૂલ્ય દસ આના.

ખ્રિસ્તી ધર્મના સડાઓ અને પોપનાં ધતિંગોનો ૧૫મી સદીમાં વિરોધ કરી 'પ્રોટેસ્ટન્ટ' પંથને ચલવનાર માર્ટિન લ્યુથરની જીવનકથા આ પુસ્તકમાં સામાન્ય લોકસમૂહ સમજી શકે તેવી ભાષામાં લખાયેલી છે. યુરોપનો ધાર્મિક ઇતિહાસ પણ સાથે સાથે રજૂ થયો છે. લેખકના પોતાના ધર્મ વિષેના વિચારોનું પણ એક પ્રકરણ છે.

પુસ્તકનું મુદ્રણ અને સુશોભન એવું છે કે પુસ્તક ૧૯૩૯માં નહિ પરંતુ ૧૮૩૯માં છપાયું હોય એમ લાગે. આવા નાના પુસ્તકની દસ આના જેટલી કિંમત અને આવાં મુદ્રણ–સુશોભન જોઈ સખેદ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

**તાત્ત્વિક પ્રશ્નાવળી**–લેખક : ફાજલભાઈ પ્રધાનભાઈ વકીલ, પ્રકાશક :લવજી ઝીણા માસ્તર; પ્રાપ્તિસ્થાન : લેખક પાસેથી, મહુવા (કાઠિયાવાડ) : મૂલ્ય ચાર આના

આ પુસ્તકમાં બે વિભાગ છે, તાત્ત્વિક પ્રશ્નાવળી [લેખક : ફાજલભાઈ પ્રધાન વકીલ] અને સૂફીઝમ, મિસ્ટીસિઝમ અને એગ્નોસ્ટિકવાદના ત્રણ નિબંધો, [લેખક : લવજી ઝીણા માસ્તર], બંને વિભાગના લેખક બંધુઓ મુસ્લિમ છે પણ એમની ભાષા અને હિંદુ-ધર્મનું ઊંડું જ્ઞાન જોઈ આપણને આશ્ચર્ય થાય. પરંતુ એક ગુજરાતી મુસ્લિમ લેખકે કહ્યું છે કે 'ગુજરાત જેની માતૃભૂમિ છે તેને સારું લખતાં વાંચતાં આવડે [અને ગુજરાતની ભૂમિ અને લોકોના ધર્મો અને રિવાજોનું જ્ઞાન ધરાવે] તેમાં નવાઈ શી ? ' એટલે આપણે હવે આ હકીકતોથી નવાઈ પામતાં અટકવું જોઈશે. પણ એ આનંદની વાત નથી કે આમાંથી જ હિંદુ–મુસ્લિમના ભેદભાવને મિટાવવાની કૂંચી મળે છે?

'તાત્ત્વિક પ્રશ્નાવળી'માં કોઈ પણ ધર્મના અનુ-યાયીને ઊઠે તેવા પ્રશ્નો લીધા છે અને લેખકે પોતાની સમજ પ્રમાણે તેના ઉત્તરો આપ્યા છે. કહેવું જોઈએ કે પ્રશ્નો અને ઉત્તરો જ્ઞાનભરપૂર અને બુદ્ધિગમ્ય છે. ઉત્તરો બરાબર આપી શકાય તે માટે લેખકે મુસ્લિમ ઉપરાંત ખાસ હિંદુ અને બીજા ધર્મોનું સારું જ્ઞાન મેળવી લીધેલું છે.

જે ત્રણ વાદો ઉપર ત્રણ નિબંધો છે તે બંગાળી-માંથી અનુવાદિત છે, પણ અનુવાદની ભાષાયે મૌલિક હોય તેવી માધુર્યભરપૂર અને સરળ છે. અગમ્યવાદ અજ્ઞેયતાવાદ અને સૂફીવાદના સિદ્ધાંતો તેમના ઇતિહાસ સહિત બહુ સારી રીતે સમજાવાયેલા છે. સૂફીવાદના વિવરણથી એને વિષેની આપણી પૂર્વગ્રહિત માન્યતામાં ફેર પડી જવાનો સંભવ છે. સૂફીવાદ વિષે એવો મજબૂત ખ્યાલ ઘણાનો બંધાયેલો હોય છે કે એ વાદમાં સુરા અને સુંદરી જ પ્રાધાન્ય ભોગવે છે. આ નિબંધમાં એનું સ્વરૂપ સમજાવીને બતાવેલ છે કે એનો હેતુ એકાંતવાસ, દુનિયાના વ્યવહારો પ્રત્યે બેપરવાઈ અને મસ્તી છે. આ વસ્તુએ એને બીજા ધર્મોનો વિરોધ કરતી અટકાવેલ છે અને તેથી બીજા ધર્મોએ પણ એનો વિરોધ કર્યો નથી. એથી કોઈપણ ધર્મનો અનુયાયી તેનો પણ અનુયાયી થઈ શકે છે.

પુસ્તકનું પ્રકાશન નિરર્થક નથી.

**કાવ્યસંહિતાઃ** રચનાર–'અનામી,' પ્રકાશકઃ રણજીત એમ. પટેલ, ડભોઇ (બી. બી. રેલવે) કિંમત એક રૂપિયો

'સ્મરણસંહિતા' નામ સાથે સંભ્રમ પેદા કરે તેવા નામના આ કાવ્યપુસ્તકના કર્તા એક જુવાન તે કોલેજિયન છે. એમનાં કાવ્યો સામયિકોમાં અવારનવાર પ્રગટ થયા કરે છે. 'ઊર્મિ'માં એમનાં 'સંહારને અંતે' અને 'એક દર્શન' કાવ્યો વાંચ્યાં ત્યારે ઘણાં ગમ્યાં હતાં. સંગ્રહ ઉઘાડતાં જ સુંદર લીટીઓએ મનને આકર્ષી લીધું.

"પ્રભો ! હું છિદ્રોથી ખચિત અમથો વાંસ–કટકો
કૃપા–સ્પર્શે જાગ્યો કવન કવવા ઑર ચટકો,
તું વાશે તો ગાશે જીવનભર બંસી મૃદુસ્વરે
નહીં તો એ ઘેરા ભવવન વિષે મૂક ભટકે."

કલ્પના સરસ છે અને ભાવો આર્દ્ર છે. પરંતુ આગળ વાંચતાં નિરાશા જ મળી. સંગ્રહનાં મોટા ભાગનાં ગીતો જોતાં દુઃખ સાથે કહેવું પડે છે કે કવિએ સંગ્રહ છપાવવાની ઉતાવળ ન કરી હોત તો ઠીક હતું. કાવ્યોમાં હજી કચાશ છે, છંદો પર પ્રભુત્વ આવેલું દેખાતું નથી અને તેથી કલ્પના પોતાની મેળે કાવ્યમાંથી ફૂટી નીકળી મનને આકર્ષી લેતી નથી.

"પ્રભો! શાં? શે,? લલકારું ગાન?"

આ લીટીમાં જેવી આર્દ્રતા છે તેવી વધુ લીટીઓમાં અને વધુ ગીતોમાં જોવા મળી હોત તો?

કવિ પાસે કલ્પનાઓ છે, અને ક્યારેક પ્રવાહિતા પણ બહુ સરસ આવી જાય છે, એટલે ભવિષ્યમાં એમના તરફથી ઘણા સારાની આશા રાખી શકાય છે એ જોવા માટે નીચેની લીટીઓ સહાયક બનશેઃ

"ઉખેડે ગર્વીલાં દ્રુમ કુપિત વાયુ પલકમાં
ઉખેડે શું ઊભાં લઘુ, સરલ ટોળાં તૃણ તણાં?"

* * *

ગાંધીજી વિષે કહે છે:

'વિશાળ જે છે ન મહાન કો' દિ,'
'મહાન જે છે ન વિશાળ કો દિ';
વિશાળ સામ્રાજ્ય મહાન ના એ,
છે કૃશ બાપુ નહિ શું મહાન?"

* * *

"અહો મનુજ ક્ષુદ્રતા! —
વિદારી સ્થળ–કાળનાં અતૂટ બંધનો કાળનો
કરી અદય કોળિયો, અમિત આભ માપી લઈ—
મનુજે કીધું
અશક્ય સહુ શક્ય ને વિજય દર્પથી હાસતો...
પરંતુ જવ..................
...................વિભુની આંખ રાતી થતી
તદા મનુજ રક્ષવા જીવન વ્યર્થ વલખે ખરે!"

* * *

આ લીટીઓ કેટલી સરસ છે! આશા છે કે કવિ જ્યારે ફરી કાવ્યના રંગમંચ પર આવશે ત્યારે આવા અંશતઃ નહિ પરંતુ સંપૂર્ણ રીતે આકર્ષી લે તેવા સ્વાંગમાં આવવા સમર્થ બનશે.

**સાંધ્યગીત–કર્તાઃ** कोल्लक **પ્રકાશકઃ** માધુરી કાર્યાલય, વિલેપારલે, મૂલ્ય સવા રૂપિયો.

'માધુરી' (ત્રૈમાસિક)ના તંત્રી ભાઈશ્રી. कोल्लक નાં કાવ્યો ગુજરાતી સામયિકોમાં અવારનવાર દેખા દે છે. એણે ઘણા વાચકોની પ્રીતિ મેળવેલ છે, એમનો આ કાવ્યસંગ્રહ પણ પ્રીતિકર બને તેવો છે.

પ્રારંભમાં કવિશ્રી ખબરદારે પ્રવેશકમાં આજના ઊછરતા કવિઓની કાવ્યો લખવાની રીતિની યોગ્ય મીમાંસા કરી છે. કવિઓ એ વાંચશે તો તેઓ પોતાને અને ગુજરાતી કવિતાના વાંચનારાને લાભ કરશે.

'સાંધ્યગીત'નાં બધાં કાવ્યો ઉપર સંધ્યાની જાણે એક સરખી અસર પથરાયેલી છે. સંધ્યાની સુમોહક છટા અને તેજની દીપ્તિ સાથે કારુણ્ય અને નમ્રતાના ભાવો પણ સમાયેલા છે. સુંદર કલ્પનાઓ અને ભાવોને યોગ્ય શબ્દો જડી ગયા છે તેથી તે રમ્ય લાગે છે. 'અમારાં કાવ્યો'માં કવિ લખે છે કે—

"અમારાં કાવ્યોમાં—
પ્રવાસી થાકેલાં નીતરતી પીશે નિર્મલ સુધા,
જગે કંટાળેલાં ઘડીક ગ્રહશે શાંતિ મધુરી."

તે વચન તેઓ અહીં પાળતા જણાય છે. 'જીવનરંગ' અને 'જીવનહાસ્ય'વાળા ખંડોમાંથી ખરેખર 'નિર્મલ સુધા' અને 'મધુરી શાંતિ' મળે છે.

* * *

'પ્રવાસી ઉતારુ! અમ સદન સોહાવ, પગલી
કુંણી તારી પાડી જનક જનનીના હૃદયમાં'

'પ્રથમ પુત્ર પર લખાયેલી' આ લીટીઓમાં કોમળ ભાવો છે અને—

"દીધી બાએ શીખ બહુ મને જિંદગી જીવવાને
પૂછ્યું મેંયે 'ફરી નહિ જ શું આવશે સાથ મારી,

બા તું ?'–ત્યાં એ સ્મિત કરી ધીમું, હરત માથે અડાડી, બોલી; 'તારે સ્થળ સુખ રહે, ભાઈ! આ સૃષ્ટિ બીજી'– ને આંખોયે છબિ લટકતી ભીંત પે જોઈ ભીંજી."

એ 'બાની છબિ' નામક કાવ્યમાં બાની છબિ જોઈને થતા સ્મરણનું ભીનું ચિત્ર જેટલી સરસ રીતે રજૂ થયું છે તેટલી જ, બલકે તેથી ઘણી વધુ સારી રીતે 'કવિનું ઘર' 'કાઢી નાખેલા જોડાને' ઇત્યાદિ કાવ્યોમાં હાસ્ય સ્ફૂટ થયેલ છે. આ હાસ્ય પાછળ સુંદર ધ્વનિ પણ રહેલો છે, વળી તે તદ્દન સહજ રીતે ફૂટે છે અને નીરોગી છે.

કલ્પનાઓ તો ઘણી ભવ્ય છે :

"સુભગ સુંદર સેંથે ભરીને ઉષા
પૂર્વના ચોકમાં ખેલતી વેરતી
રંગ વાદળ પટે"

મધ્યાન્હનું જોબન ગયા પછી

"જીવનાન્તે બધાં ગીત સંકેલતી–
રંગ પૂર્વે હતા તે બધા ઝંખતી!
ને પછી આવી શું રાત્રિ? હા, રાત્રિ તે
મૃત્યુનાં દ્વાર ખખડાવીને પૂછતી :"

('રંભા જાડી')

આમાં માનવજીવ અને દિવસને જોડાજોડ લીધાં છે અહીં મૂકેલી પહેલી બે લીટીઓ 'વસંતના ગાન' નામે ગીતમાં જુદા શબ્દોમાં અને જુદા ભાવ નીચે રજૂ થઈ છે, એનું આકર્ષણ ઉપલી લીટીઓ કરતાં ઓછું નથી થતું–

"શું ઉષા તેજ આ વેશ લઈ સાંજનો
સંચરી વ્યોમની વાટિકામાં ?"

× × ×

"મળ્યા ઊભય ને થયા પૃથક સાંધ્ય–ચંદ્રા સમા,
નહીં શું મળશું ફરી કહીંક એમ આકાશમાં?"

('વિખૂટા,)

અહીં કલ્પના સાથે કારુણ્ય સરસ રીતે સધાયું છે.

× × ×

"દેશ, કહે મા ! ક્યાં છે એવો,
વિશ્વ કુટુંબ ગણે તેવો!
કહે, મા! કોણે તારાં
ક્યાં દર્શન ગોઝારાં—"

જેવી લીટીઓ ગાતું ગીત 'માનાં દર્શન' ખરેખર ખૂબ ભવ્ય અને ભાવપ્રવાહી છે.

એક ઠેકાણે सुखदुःखे समे कृत्वा' નો ભાવ જુદા પ્રસંગમાં અને જુદી રીતે રજૂ થઈ ગયો છેઃ લોકોને મન તો હું સુખી હોઉં કે દુઃખી એ સરખું જ છે, એમને તો કશું દેખાતું નથી એટલે–

"હવે તો રોવું ને લ્હોવું, ભીંજવું એ જ વૃષ્ટિથી!
પિતાની મ્હેર માનીને જોવું સૌ સમદૃષ્ટિથી."

આમ આ કાવ્યસંગ્રહનાં મોટા ભાગનાં કાવ્યો સરસ છે; નવીન ભાવ કે કલ્પના વિનાનાં ગીતો 'પ્રભુભક્તિ' વાળા વિભાગનાં લાગે છે. 'ગ્રામ્યગીતો'ના વિભાગમાં 'અટકી પડેલા બળદને'વાળા કાવ્ય સિવાયનાં કાવ્યો પણ તેવાં કહી શકાય. 'કુદરત અને કાવ્ય' વિભાગનાં ઘણાં કાવ્યોમાં કલ્પનાના રંગોનું પ્રમાણ જળવાયું નથી લાગતું, એટલે એનું રંગીનપણું આંખથી જલદી દૂર થઈ જાય તો ઠીક તેવી ઇચ્છા રહ્યા કરે ખરી. બે ત્રણ ઠેકાણે કાનને ખટકે તેવી રીતે શ્રુતિઓને લંબાવવી કે ટુંકાવવી પડે છે, પરંતુ સમગ્ર રીતે कोलकनां કાવ્યો વિષે કહી શકાય કે તેની ભાષા સરળ હોય છે, છંદોમાં પ્રવાહિતા હોય છે અને શબ્દોની પસંદગી પણ બહુ ભાગે યોગ્ય હોય છે. જ્યાં કલ્પના જ એકલી વિહરવા નીકળે છે ત્યાં તે સારી નથી લાગતી.

કાવ્યસંગ્રહ ગુજરાતી કવિતાવાડીને શોભાવે તેવો છે એ તો નિઃશંક છે.

ઊર્મિ

વર્ષ ૮ : અંક ૬

એપ્રિલ ૧૯૩૯



ઊર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ
છૂટક એક નકલની કિંમત ૦-૮-૦.

## અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય : રાણપુર
મુદ્રણસ્થાન : સ્વાધીન મુદ્રણાલય : સૌરાષ્ટ્ર રોડ : રાણપુર : (કાઠિયાવાડ)

# ભારતી સાહિત્ય સંઘ

## સમાચાર અને સૂચનાઓ

૧. 'બંધન અને મુક્તિ' અંજલિ ગ્રંથમાળાનું પાંચમા વર્ષનું પહેલું પુસ્તક પ્રગટ થઈ ગયું છે. આજથી જ બધા ગ્રાહકોને રવાના થવા માંડ્યું છે. હવે એક પણ પુસ્તક અનિયમિત થશે નહિ, તેમ બદલાશે પણ નહિ કારણ કે પૂરી હસ્તપ્રત અમારા કબજામાં આવ્યા પછી જ એની જાહેરાત થાય છે.

૨. 'આરોગ્ય ગ્રંથાવલિ'નાં પહેલાં બંને પુસ્તકો પણ પ્રગટ થઈ ગયાં છે. ગયા વર્ષનાં પુસ્તકો વાંચનાર જોઈ શકશે કે આ વર્ષ પ્રગતિના નિયમને જ અનુસરે છે. પહેલું પુસ્તક 'નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૨ જો' ૪૮ પાનાંનું છે અને 'કલેજાનાં દર્દો' ૬૪ પાનાંનું છે.

૩. 'ઊર્મિ' અને 'નવરચના'નું વ્યવસ્થાતંત્ર તા. ૧લી એપ્રિલથી અમદાવાદ આવે છે એટલે હવે તમામ પ્રવૃત્તિને લગતો પત્રવ્યવહાર અમદાવાદના સિરનામે જ કરવો.

૪. મુખ્ય કાર્યાલયે પોસ્ટ બોક્ષ નંબર લીધો છે એટલે હવે પછી અમારી કોઈ પણ પ્રવૃત્તિને લગતો પત્રવ્યવહાર કરવામાં **પોસ્ટ બોક્ષ નંબર ૭૩** નો ઉપયોગ કરજો.

૫. 'પતન અને પ્રાયશ્ચિત્ત' 'ગુલામીની શૃંખલા' અને 'અરુણ પુસ્તકમાળા'નાં ચાર પુસ્તકો અત્યારે છપાય છે.

**અમદાવાદ**
૨૭-૩-૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**



વર્ષ આઠમું ] એપ્રિલ : ૧૯૩૯ [ અંક પહેલો

# सार्वभौम जीवन-दर्शन*

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

દર્શનપરિષદના પ્રમુખપદે પોતાને જોઈને મને જેટલું થાય છે તેથી ઓછું આશ્ચર્ય તમને પણ કદાચ નહિ થતું હોય! કૉલેજ છોડયા પછી ન તો મેં એ વિષયનો રીતસર અભ્યાસ કર્યો છે, ન મેં એ વિષે કંઈ સાહિત્યરચના કરી છે. જીવનનાં જુદાં જુદાં અંગોનું મહત્ત્વ જે સમજે છે તેના અભ્યાસમાં અને ચિંતનમાં દર્શનશાસ્ત્ર પણ આવે છે. એ રીતે મારો પણ એની સાથે સંબંધ રહ્યો છે. પણ હું અહીં મારી યોગ્યાયોગ્યતાની ચર્ચા કરવાની જરૂર જોતો નથી. પ્રમુખ બે પ્રકારના હોય છે – કેટલાક અગ્રમાન્ય હોય છે તો કેટલાક મીડ–મંજક હોય છે. હું માનું છું કે અહીં હું બીજા પ્રકારનો પ્રમુખ છું. અને તેથી પરિસ્થિતિપ્રાપ્ત કર્તવ્યને પોતાનો ધર્મ સમજીને તેની આગળ માથું નમાવવું અને યથાશક્તિ તે પૂરું કરવું એટલી જ હું મારી ફરજ સમજું છું.

હમણાં હમણાં મારો સંબંધ ત્રણ સાહિત્યપરિષદો સાથે જોડાયો છે – હિંદી, મરાઠી અને ગુજરાતી. ત્રણેમાં પ્રત્યેક પરિષદ સાથે આવી વિભાગી પરિષદો પણ ભરવામાં આવે છે. આ પરિષદો માટે લોકોનો કેટલો ઉત્સાહ હોય છે તે જોઈને મેં એ પરિષદોનું નામ અભાગી પરિષદો રાખ્યું છે. કેટલેક સ્થળેથી તો આ પરિષદો બંધ કરવાની સૂચના પણ થઈ છે પણ હું તે પસંદ નથી કરતો.

* સપ્ટેંબર ૧૯૩૮માં સિમલામાં મળેલા હિંદી સાહિત્યસંમેલનના દર્શનવિભાગના પ્રમુખપદેથી આપેલા હિંદી વ્યાખ્યાનનો અનુવાદ. સં.

આ બાબતમાં મારો આદર્શ તો એ છે કે દરેક વિભાગની પરિષદ ભરાયા પછી તેનો એક મંત્રી નીમવામાં આવે, હિંદી ભાષામાં તે વિષયના સાહિત્યની આખા વર્ષ દરમિયાન કેવી અને કેટલી પ્રગતિ થઈ છે, એ વિષે શું શું લખાયું છે, તે વિષય ઉપર બીજા પ્રાંતોમાં કે પરદેશમાં કેવી મૌલિક કૃતિઓ પ્રગટ થઈ છે, તેની એક વિગતવાર યાદી તે તૈયાર કરે અને બીજા વર્ષની પરિષદ આગળ તે રજૂ કરે.

વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ, સાહિત્ય, સમાજશાસ્ત્ર, નૃવંશશાસ્ત્ર (Anthropology), રાજનીતિ વગેરે વિષયોમાં જેમને રસ છે તેવા જૂના અને નવા સાહિત્યસેવકોનું જુદું જુદું સંગઠન કરવા માટે જુદી-જુદી પરિષદોના એવા કેટલાક ખાસ સભ્યો બનાવવામાં આવે કે જેમની પાસેથી કશી ફી ન લેતાં તેમને સભ્ય બનાવવા માટે કોઈ ગણ્ય–માન્ય વ્યક્તિની તેમને માટેની ભલામણ જ પૂરતી ગણાય. મંત્રી આવા સભ્યો સાથે સંબંધ બાંધે અને જો તે તેમની પાસેથી કંઈ લખાવી શકે તો તે લખાવી સંમેલન-પત્રિકામાં પ્રસિદ્ધ કરે.

આ બધા વિભાગોના મંત્રીઓનું મંડળ સંમેલન-પત્રિકાનું તંત્રીમંડળ બને.

આ રીતે જો કામ કરવામાં આવે તો રાષ્ટ્રભાષા હિંદીનાં બધાં અંગોની ઉન્નતિ થશે, પરીક્ષાવિભાગનું કામ પણ પરિપુષ્ટ બનશે અને 'પ્રચારને અધિક મહત્ત્વ આપવું કે સાહિત્યને?' એવા આત્મઘાતી પ્રશ્નો આપોઆપ શાંત થઈ જશે. જે વિભાગ મંદ ગતિથી ચાલતો હોય તેને ઉત્તેજન આપી આગળ વધારવો જોઈએ.

જ્યારે સંમેલન આ રીતે હિંદી સાહિત્યનાં અંગપ્રત્યંગનું રક્ષણ કરશે ત્યારે તે 'લીટરરી ઓર્ગેનાઈઝર' અથવા એન્જિનીઅર બની જશે. (ઓર્ગેનાઈઝરને આપણે હિંદી કે ગુજરાતીમાં શું કહીશું, વ્યાસ કે પૂષા ?)

૨

મારા આદર્શને અનુસરીને જો આ પરિષદ ભરાઈ હોત તો ભીડ ટાળવાની દૃષ્ટિએ પણ હું આ સ્થાનનો કદી સ્વીકાર ન કરત. પરંતુ આપણા સંમેલનની તો હજી આરંભિક દશા છે એટલે મારા થોડા વિચારો અને સૂચનાઓ હિંદી જનતા આગળ રજૂ કરવાનો મને જે અવસર મળ્યો છે તેનો લાભ લેવાના વિચારથી જ હું આ સ્થાને ઊભા રહેવાની ધૃષ્ટતા કરું છું.

દર્શનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ ન કરવાને કારણે કદાચ મારી દર્શન વિષેની કલ્પના જ કંઈ જુદી થઈ ગઈ છે. વિદ્વાન દાર્શનિકો તેનો કેટલો સ્વીકાર કરશે તે હું જાણતો નથી. પણ એ વિષે જો થોડી ચર્ચા પણ થશે તો તેથી મને સંતોષ થશે અને મારા એ વિશેના જ્ઞાનમાં કંઈક વધારો થાય એવો પણ સંભવ છે.

દર્શન શબ્દ આવ્યો ક્યાંથી ? એને કેકાણે તત્ત્વજ્ઞાનશાસ્ત્ર કેમ ન કહ્યું ? કહે છે કેઃ

आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्य निदिध्यासितव्यः।

ઉપનિષદના આ વચનમાં આત્મજ્ઞાનની જે સાધના બતાવવામાં આવી છે તેના આરંભિક વિભાગને (द्रष्टव्य વિભાગને) જ દર્શન કહેવામાં આવે છે.

આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જે તત્ત્વચિંતન કરવામાં આવે છે તેનેજ દર્શન કહેવામાં આવે છે. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જે શાસ્ત્રવિચાર થાય છે તે જ દર્શન છે. નૈયાયિકોના મત પ્રમાણે બાર તત્ત્વો અથવા પ્રમેય છે જેનું તાત્ત્વિક જ્ઞાન હોવું જરૂરતું છે. તે જ્ઞાન ઉન્નતિ-કારક અને બધી ગ્રંથિઓનું છેદન કરનારું છે. આપણે એ બાર તત્ત્વને જ દર્શનશાસ્ત્રના મુખ્ય વિષય ગણીએ – આત્મા, શરીર, ઇંદ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ અને અપવર્ગ. એમાંનો દ્રવ્ય–ગુણ–કર્મરૂપી 'અર્થ' તો બાહ્યસૃષ્ટિ સાથે સંબંધ ધરાવે છે. બાકીનાં શરીરથી તે આત્મા અને અપવર્ગ સુધીનાં બધાં મનુષ્યજીવન સાથે સંબંધ રાખે છે.

જૂના જમાનામાં દર્શનના આસ્તિક અને નાસ્તિક એવા મુખ્ય બે ભાગ કરવામાં આવ્યા હતા. આ ભેદ જરા સમજી લેવો જોઈએ. આજે તો જેઓ ઈશ્વર અને ધર્મ ઉપર (અને કદાચ રૂઢિ પર) શ્રદ્ધા રાખે છે અથવા શ્રદ્ધા હોવાનું બતાવે છે તેઓ આસ્તિક કહેવાય છે. અને જેઓ ઈશ્વર અને ધર્મ પ્રત્યે અવિશ્વાસ પ્રગટ કરે છે તેઓ નાસ્તિક કહેવાય છે. અસલનો એનો અર્થ એવો નહોતો. વેદ અને વૈદિક શાસ્ત્રો પર વિશ્વાસ ન હોવો નાસ્તિકતાનું લક્ષણ ગણાતું. જો કોઈ માણસ ઈશ્વરમાં તો વિશ્વાસ રાખે પણ વેદોને ન માને તો તેને નાસ્તિક જ કહેવામાં આવતો. પણ જેનો વેદોમાં વિશ્વાસ છે તે ઈશ્વરના અસ્તિત્વનો ઇનકાર કરે તોપણ તેને શુદ્ધ આસ્તિક ગણવામાં આવતો હતો. नास्तिको वेदनिन्दकः । જો કોઈ વેદોની બધી આજ્ઞાઓ ઉત્તમ અને ગ્રાહ્ય હોવાનું સ્વીકારે પણ તેનું અપૌરુષેયત્વ ન સ્વીકારે તો તેને પણ નાસ્તિકની જ ઉપાધિ મળતી.

આસ્તિક નાસ્તિકની વ્યાખ્યાઓ હમેશ એક-સરખી નહોતી. પરલોકમાં જેનો વિશ્વાસ હોય તે આસ્તિક અને જેનો ન હોય તે નાસ્તિક, એવી પણ એક વ્યાખ્યા જૂના જમાનાથી ચાલતી આવી છે. મારા વિચાર પ્રમાણે આ વ્યાખ્યામાં ઘણું તથ્ય છે. પરલોકની રૂઢ કલ્પનાનો ત્યાગ કરી તેની આપણે તર્કશુદ્ધ અને યુક્તિમાન્ય વ્યાખ્યા કરીએ તો આત્માના અમરત્વનો જે સ્વીકાર કરે છે તેને મરણોત્તર જીવન, સામ્પરાય અથવા પરલોકનો પણ સ્વીકાર કરવો પડે છે. પરંતુ આ વિષે આપણે આગળ વિચાર કરીશું.

મારી દૃષ્ટિએ તો જેનો આત્મામાં વિશ્વાસ છે તે આસ્તિક જ છે અને જે જડવાદી આત્માને માનતો નથી તે જ નાસ્તિક છે.

પહેલાં તો આપણે શાસ્ત્ર-પ્રામાણ્યવાળી વ્યાખ્યાનો વિચાર કરીશું. હું શાસ્ત્રપ્રામાણ્ય અને ગ્રંથ-પ્રામાણ્યમાં ભેદ પાડું છું. રૂઢ અર્થમાં આજે જેને ગ્રંથપ્રામાણ્ય કહેવામાં આવે છે તેનો તો સાચા દાર્શનિકોમાંથી કોઈક જ સ્વીકાર કરશે. જેટલા પણ ગ્રંથો છે, બધા જ મનુષ્યના બનાવેલા છે. જેના કર્તાને આપણે નથી જાણતા તેને આપણે 'એનો-નિમસ' અથવા અપૌરુષેય કહીએ, પણ ગ્રંથમાત્ર મનુષ્યકૃત છે એમાં કશી શંકા ન હોઈ શકે. આવા ગ્રંથોમાં જે ઉચ્ચ કોટિના પુરુષોએ રચેલા ગ્રંથો છે તેમાં ઈશ્વરપ્રણિત તત્ત્વજ્ઞાન જરૂર ભરેલું હોઈ શકે. પણ ઈશ્વરે આપેલું જ્ઞાન મનુષ્યે ગ્રહણ કર્યું ત્યારથી જ તેમાં દોષ, અજ્ઞાન અને અપૂર્ણતા આવી ગયાં. વરસાદનાં શુદ્ધ જલકણો હવામાં આવતાં જ તેમાં હવાનાં રજકણો મળી જાય છે અને તે જમીન પર પડે છે ત્યારે તો જમીનના ગુણધર્મ પણ તેમાં પ્રવેશે છે. એ પાણીને આપણે પૂરેપૂરું શુદ્ધ નહિ કહી શકીએ. એવી રીતે ઈશ્વરદત્ત જ્ઞાન પણ જ્યારે મનુષ્યની વાણીમાં આવ્યું ત્યારે તે મનુષ્યની બુદ્ધિ અને શ્રદ્ધા સાથે સંબંધ રાખતું થયું. તેમાં અપૂર્ણતા આવી ગઈ. અને ઈશ્વરપ્રણિત વેદ અને શાસ્ત્રોને પણ મનુષ્ય પોતાની ધીરેધીરે વિકાસ પામતી શ્રદ્ધા-બુદ્ધિ દ્વારા જ ગ્રહણ કરી શકે ના? દર્શનશાસ્ત્રના અભ્યાસમાં ગ્રંથનું પ્રામાણ્ય કશી મદદ કરી શકતું નથી.

પ્રસ્થાનત્રયીના આદર્શમાં તો ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ગીતાને જ વેદાન્તદર્શન માટે પ્રમાણ માનવામાં આવ્યાં છે. એનો એવો અર્થ કરું છું કે ઉપનિષદના ઋષિઓના ધર્માનુભવ જ આપણે પ્રમાણ માનીએ છીએ. તેઓ પોતાનો અનુભવ સીધી સાદી ભાષામાં કહી દે છે. અને કોઈ કોઈ વખત તો એમ પણ કહે છે કે જે કંઈ અનુભવથી અમે કહ્યું તે જ અમુક વૈદિક ઋચામાં પણ કહેવામાં આવ્યું છે— 'तच्च एतद् ऋचा अभ्युक्तम्।'

ઉપનિષદોમાં જે કહેવામાં આવ્યું છે તે અનુભવ-સિદ્ધ છે, અને તેથી તે પ્રમાણ છે. ઉપનિષદોનો અર્થ ભગવાન બાદરાયણે બરાબર સમજી લીધો હતો. ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન તેમણે બ્રહ્મસૂત્રમાં શાસ્ત્રીય રીતે સંકલિત કર્યું માટે તેને પણ આપણે પ્રમાણ માનીએ છીએ. અને એ જ ઉપનિષદોના દોહન-

રૂપે અને બ્રહ્મસૂત્રોએ નિશ્ચિત કરેલા નિર્ણયને આધારે શ્રીકૃષ્ણ જેવા જગદ્‌ગુરુએ ગીતાદ્વારા જે જીવનકલા અથવા યોગશાસ્ત્રની રચના કરી તેને પણ પ્રમાણ માનવામાં આવે છે. આ ત્રણેને અનુકૂળ જે જ્ઞાન આપવામાં આવશે તે અનુભવમૂલક જ્ઞાન હશે, માટે એવી મર્યાદા બાંધવામાં આવી છે જે પ્રસ્થાનત્રયીનો સમન્વય કરશે તે જ આચાર્ય થઈ શકશે. આચાર્ય કેવળ બુદ્ધિશાળી હોય એટલું જ પૂરતું ન હતું.

આચિનોતિ હિ શાસ્ત્રાર્થં આચારે સ્થાપયત્યુત ।
સ્વયમાચરતે યસ્તુ સ આચાર્યઃ પ્રચક્ષતે ॥

એનો અર્થ એ છે કે ધર્માનુભવી લોકોનાં વચનોને જે બાદરાયણ અને શ્રીકૃષ્ણ જેવા સર્વમાન્ય આચાર્યોના કથનાનુસાર સમજે છે અને એ સિદ્ધાંતો પ્રમાણે લોકસમાજનો જીવનક્રમ ઘડે છે અને પોતે પણ તેને અનુસરે છે એવો તત્ત્વજ્ઞ, ધર્મકાર, સમાજશાસ્ત્રી લોકગુરુ જ આચાર્યપદ પ્રાપ્ત કરી શકે.

ગ્રંથ કદી આગળ ન વધી શકે. શાસ્ત્ર તો સદા પ્રગતિશીલ હોય છે. મનુષ્યની બુદ્ધિ, અનુભવ, કલ્પના, તુલના અને શ્રદ્ધાના વિકાસની સાથે સાથે શાસ્ત્રનો પણ દિનપ્રતિદિન વિકાસ થતો જાય છે. મનુષ્યની આ બધી શક્તિઓ ઈશ્વરદત્ત હોય છે અને તેથી દરેક શાસ્ત્ર મનુષ્યકૃત હોવા છતાં પણ ઈશ્વરપ્રણિત કહી શકાય. આ સિદ્ધાંત પ્રમાણે જો જોવામાં આવે તો જે સાહિત્ય અથવા ધર્મગ્રંથ વિભૂતિમત, શ્રીમત્ અને ઊર્જિત દેખાય તેને ઈશ્વરસંભૂત જ સમજવું જોઈએ. પણ કોઈ વિશેષ ગ્રંથ ઈશ્વરના ખાસ નિઃશ્વાસરૂપે છે એટલે તે નિર્ભ્રાંત જ હોઈ શકે આ ભૂમિકાનો હું, સનાતની હોવા છતાં પણ, સ્વીકાર કરી શકું એમ નથી. જેટલા ધર્મગ્રંથો અને શાસ્ત્રગ્રંથો છે તેમના પ્રતિ મને ઘણું માન છે. શિષ્યભાવથી જ હું તેમને જોઉં છું. તેમાંથી હું જે કંઈ ગ્રહણ કરી શકું, શીખી શકું તે કૃતજ્ઞતાપૂર્વક લઈ લઉં છું. અને જે નથી સમજાતું તે વિષે મારો નિર્ણય હું મુલતવી રાખું છું, અર્થાત્ ન તો હું તેનો સ્વીકાર કરું છું, કે ન વિરોધ. હું તો એમ માનું છું કે પ્રત્યેક દાર્શનિકની આ જ દૃષ્ટિ અને ભૂમિકા હોઈ શકે છે.

પરમાત્મામાં વિશ્વાસ રાખવો કે ન રાખવો એ પ્રત્યેકની પોતાની નિષ્ઠા, વૃત્તિ અને અભિરુચિ પર આધાર રાખે છે. પરમાત્માને કેવળ માનવાથી ન કોઈ વિશેષ સાત્ત્વિકતા પ્રગટ થાય છે અને ન માનવામાં ન કોઈ ખાસ બહાદુરી. જે કોઈ હૃદિસંસ્ફુરત્ આત્મતત્ત્વને માને છે અને પૂરેપૂરો યત્ન કરવા છતાં પરમાત્મતત્ત્વ પર વિશ્વાસ નથી કરી શકતો તેવા જિજ્ઞાસુને હું તો નાસ્તિક નહિ કહું. જે આત્મતત્ત્વનો ઓછો યા વત્તો, સ્પષ્ટ યા અસ્પષ્ટ અનુભવ દરેકને હોય છે, તેનો જે ઇનકાર કરે છે તેને હું નાસ્તિક અવશ્ય કહીશ. તેવા મનુષ્યની પ્રતિષ્ઠા, તેની શ્રદ્ધા અને તેની જીવન પ્રત્યેની દૃષ્ટિ જ અલગ હોય છે. મારી વ્યાખ્યા પ્રમાણે જૈનોને નાસ્તિક નહિ કહી શકાય. પોતાને અનાત્મવાદી કહેવડાવનાર બૌદ્ધોને પણ હું તો નાસ્તિક નથી ગણતો. હું તો એમ માનું છું કે તેઓ જ્યારે આત્માનો ઇનકાર કરે છે ત્યારે તેઓ અહં–પ્રત્યયનો જ ઇનકાર કરે છે. તેમની શૂન્યની ઉપાસના સાચે જ અચિન્ત્ય, અતર્ક્ય અને અવ્યાખ્યેય આત્મતત્ત્વની જ ઉપાસના છે. મારી આ ભૂમિકા મારા મિત્ર ભદન્ત આનંદ કૌશલ્યાયનને માન્ય નથી, પણ હું હજી તેને છોડી શક્યો નથી.

આત્મા અને પરલોકનો જેવો સંબંધ હું માનું છું તેવો સંબંધ જોતાં જે મનુષ્ય પરલોકમાં નથી માનતો તે નાસ્તિક જ છે. 'અયં લોકઃ ; નાસ્તિ પરઃ' એમ જે માને છે અને સામ્પરાય વિષે 'લાઈફ આફ્ટર ડેથ વિષે,' મૃત્યુ પછીના અસ્તિત્વ વિષે, જેને શ્રદ્ધા નથી તે નાસ્તિક છે. મૃત્યુનું અંતરાય હોવા છતાં એક જાતનું અખંડ, અનુસ્યૂત, ધારાવાહિક જીવન હોય છે એ વાત પર જેને વિશ્વાસ નથી તે ધર્માધર્મ-વિવેક નહિ કરી શકે. તેના આચારમાં અને જીવનમાં દુરાચાર સહેલાઈથી પ્રવેશ કરી શકે છે, કારણ કે તેની નાસ્તિકતા તેને બધી જાતના મોહથી ઘેરી લે છે અને તેની બુદ્ધિ ક્ષીણ થઈ જાય છે.

પ્રજ્ઞા અને આસ્તિકતાનો સંબંધ જુદો ન પાડી શકાય એવો છે.

प्रज्ञानाशात्मको मोहः तथा धर्मार्थनाशकः ।
तस्मान्नास्तिकता चैव दुराचारश्च जायते ॥

મનુષ્યના મૃત્યુ પછી જે કંઈ અવશેષ રહે છે, પછી તે જીવ હોય, સંસ્કારપુંજ હોય, વાસનાગ્રંથિ કે કર્મસમુચ્ચય હોય – જે કંઈ પણ હોય તે નવો દેહ ધારણ કરીને પોતાનું કર્તૃત્વ, જ્ઞાતૃત્વ અને ભોક્તૃત્વ વધારવા માટે આ દુનિયામાં ફરી આવે છે, એવી આપણી સર્વમાન્ય અને રૂઢ કલ્પના છે. એને જ આપણે પુનર્જન્મ કહીએ છીએ અને આપણો એવો વિશ્વાસ છે કે આ પુનર્જન્મની પરંપરા અપવર્ગ અથવા મોક્ષ સુધી એમની એમ ચાલ્યા કરે છે. આ કલ્પના અશાસ્ત્રીય કે અવૈજ્ઞાનિક નથી. બુદ્ધિથી પણ તે સમજી શકાય તેવી છે. પણ તેનો કોઈ અનુભવ કરાવી શકે એમ નથી. એટલે એને એક 'હાયપોથેસિસ'-વાદ અથવા અભ્યુપગમ જ કહેવો જોઈએ.

મનુષ્ય તેના મૃત્યુ પછી તેની સંતતિમાં જીવે છે અને પોતાના કાર્યનો વિસ્તાર કરે છે એને પણ તેનો એક સામ્પરાય કહી શકાય. જેવી રીતે વૃક્ષ પોતાનાં બીજ દ્વારા પોતાની સંતતિપરંપરા કાયમ રાખે છે અને પોતાની જાતિને નિત્યજીવી બનાવે છે, તેમજ મનુષ્ય પણ પોતાની સંતતિ દ્વારા અજરામર થઈને પોતાના સામ્પરાયને સિદ્ધ કરે છે. આપણી જિજ્ઞાસાનો વિષય એ નથી કે શરીર છૂટયા પછી તેના શ્વાસોચ્છ્વાસનું શું થાય છે? શરીર નિશ્ચેષ્ટ થયા પછી તે પ્રાણશક્તિ ક્યાં જાય છે એ વિજ્ઞાનનો વિષય ભલે રહ્યો. આપણે શોધવાનો વિષય એ નથી. તેના શરીરનું શું થાય છે અથવા તેનું આપણે શું કરીએ છીએ તે તો આપણે બધા જ જાણીએ છીએ. "वायुः अनिलम् भस्मान्तम् शरीरम्"। એટલું તો સ્પષ્ટ જ છે. એ સિવાય જે કંઈ સ્વભાવ, અધ્યાત્મ અથવા પર્સનેલિટી બાકી રહે છે તેનું શું થાય છે, એ જ મુખ્ય પ્રશ્ન છે. મનુષ્યે પોતાના સમસ્ત જીવનમાં જે કંઈ સંસ્કાર મેળવ્યા હોય, જે જે ધર્મોનું અનુશીલન કર્યું હોય, તેમના સમૂહ અથવા ગ્રંથિનું શું થાય છે એ જ મુખ્ય વિષય છે. આત્મા વિભુ છે. તેના આવવા જવાનો, થવા ન થવાનો પ્રશ્ન જ નથી. પરમાત્મા પણ – જો તે હોય તો – વિભુ છે. તેનો પ્રશ્ન જ શું હોઈ શકે? પણ જે વ્યક્તિત્વ (પર્સનેલિટી) રહ્યું, અને જે બધા સંસ્કારસમૂહનો આધાર છે, મૃત્યુ પછી તેનું શું, એ જ પ્રશ્ન માણસજાત માટે મહત્ત્વનો પ્રશ્ન છે.

મનુષ્ય જો એમ સમજી જાય કે તેના વ્યક્તિત્વનું કેંદ્ર તેનું શરીર ભલે રહ્યું, પણ તે શરીરથી મર્યાદિત તો નથી જ, તેનો મોટો ભાગ તો તેનો સમાજ, તેની પરિસ્થિતિ અને જે જે તત્ત્વો સાથે તેનો સંબંધ છે તેમાં હોય છે, તો તે એ પણ સમજતો થશે કે મૃત્યુથી તેનો ઘણો જ અલ્પ અંશ નષ્ટ થાય છે. શરીર છૂટતાં તેનું કર્મસ્વાતંત્ર્ય નષ્ટ થતું હશે, કદાચ સૂક્ષ્મ બનવાને કારણે તે વધતું પણ હોય, પરંતુ મૃત્યુથી વ્યક્તિત્વનો નાશ તો નથી જ થતો.

રાજાનું રાજત્વ તેનું રાજ્ય, તેનો પ્રજાસમૂહ અને રાજ્યના કાયદા-કાનૂનો સુધી વિસ્તૃત હોય છે. એટલું જ નહિ પણ સંધિ-વિગ્રહ દ્વારા તે જે પડોશી રાજ્યો સાથે સંબંધમાં આવે છે તેમાં પણ તેનું રાજત્વ વ્યક્ત થાય જ છે. આ રાજત્વને એક પ્રકારનો પ્રવાહ જ ગણવો જોઈએ. એનો ઉદ્ગમ અનાદિ ઇતિહાસમાંથી થતો હોવો જોઈએ અને તે કોણ જાણે કયા શક્તિસાગરમાં-પુરુષાર્થસાગરમાં વિલીન થવાનો છે! રાજાના મૃત્યુથી રાજત્વનો નાશ નથી થતો. તેને માત્ર તેનું કેંદ્ર બદલવું પડે છે. અને તેથી જ ઇંગ્લેંડમાં રાજાના મરણ પ્રસંગે લોકો કહે છે: "The king is dead, long live the king."

પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિત્વની સાચી સ્થિતિ આવી જ છે. આપણે આપણા શરીરમાં રહીએ છીએ તેના કરતાં કેટલાયે વિશેષ આપણા સંજોગોમાં, સમાજમાં, કાર્યોમાં, સહકારોમાં, વાસનાઓમાં, સાથીઓમાં, વિરોધીઓમાં, આપણી સંતતિમાં અને

ધારાવાહી સનાતન અને અનન્ત કાળમાં રહીએ છીએ. છેવટે જ્યારે આપણે કૃતાર્થ થઈને અનન્તમાં વિલીન થઈએ છીએ, સ્મૃતિનિઃશેષ બનીએ છીએ, ત્યારે જ આપણે નિર્વાણ અથવા મોક્ષ મેળવીએ છીએ. પ્રત્યેક મનુષ્યના જીવનની સમૃદ્ધિ કે સંતતિ એક સરખી નથી હોતી. કેટલાયે લોકો પોતાના અદમ્ય સંકલ્પને લીધે પોતાના જીવનનો વિસ્તાર કલ્પનાતીત વધારી મૂકે છે. જો એક કલ્પના એક કલ્પ સુધી વિકાસ પામતી રહે તો તેમાં કશું આશ્ચર્ય નથી. પરંતુ કૃતાર્થ થતાં, જ્ઞાનમાં તેની પરિસમાપ્તિ થતાં, તેને મોક્ષ મળવો જ જોઈએ.

મારી દૃષ્ટિએ સામ્પરાયનું આ જ સાચું રહસ્ય છે. મનુષ્યનું શારીરિક, માનસિક અને સંકલ્પાત્મક કાર્ય જ તેના વ્યક્તિત્વનું સાચું રહસ્ય છે. 'યથા કર્મ યથાશ્રુતમ્' એવો પ્રવાહ ચાલતો રહે છે. જ્યારે જરત્કારવ આર્તભાગે યાજ્ઞવલ્કયને પૂછ્યું કે શરીર, આત્મા આદિ બધાં તત્ત્વો જ્યારે વિલય પામે છે ત્યારે પુરુષનું શું થાય છે? ત્યારે યાજ્ઞવલ્કયે જે ગૂઢ રહસ્ય બતાવ્યું, તેમાં પણ આ જ કર્મતત્ત્વનો ઉલ્લેખ હતો એવો રહસ્યભેદ ઉપનિષદ્‌કાળના ઋષિએ નોંધ્યો છે.

જેને આ સામ્પરાય વિષે વિશ્વાસ છે તે જ મારા મત પ્રમાણે જ્ઞાનપૂર્વક ત્રિકાળાબાધિત રહી શકે છે. તેની દૃષ્ટિ પણ વ્યાપક અને દીર્ઘ બને છે. તેની સત્તા સાર્વભૌમ હોય છે. તે જ અજરામર હોય છે. આ સૃષ્ટિમાં જે વિરાટતત્ત્વ બધે વ્યાપક છે (અનુસ્યૂત છે) તે જ આત્મા છે. તેથી જુદો કોઈ પદાર્થ આત્મા નથી. બધી સંખ્યાઓમાં જેમ એકનો ગુણક સદા હોય જ છે તેમ આત્માનું પણ બધે અને બધામાં અસ્તિત્વ છે. તેના અભાવની કલ્પના પણ ન કરી શકાય. એની આસપાસ જ આપણું વ્યક્તિત્વ અને આપણું જગત પ્રગટ થાય છે અને આપણે આપણા વ્યક્તિત્વનો અનુભવ કરી શકીએ છીએ.

જેઓ આત્માને નથી માનતા તેમને આત્મા છોડી નથી દેતો. એટલે તેમનું પણ શ્રેય થવાનું નથી. જેમનો આત્મામાં વિશ્વાસ નથી તેઓ તો આત્માની એક વિશિષ્ટ વ્યાખ્યા કરીને જ તેનો ઇનકાર કરે છે. તેમને કદાચ એ ખ્યાલ નહિ હોય કે તેમના એ ઇનકારથી જ તેઓ આત્માનો સ્વીકાર કરે છે, પછી ભલે તેઓ એ ન માને.

અને આપણે કોઈને મનાવવાનો પ્રયત્ન પણ શા માટે કરીએ? ઈશ્વર અને આત્માના ચેમ્પિયન-ત્રાતા બનવાની નકામી કોશીશ શા માટે કરીએ? શું યૌવનનું જ્ઞાન વખત આવ્યે અંદરથી એની મેળે ઉત્પન્ન નથી થતું? આ આત્મા બધું ગ્રહણ કરે છે, મેળવે છે, બધાંનો ઉપભોગ કરે છે અને અખંડ, અનન્ત રૂપે નિરંતર રહે છે માટે જ તે આત્મા છે. શ્રીશંકરાચાર્યે આત્માની વ્યુત્પત્તિ આપ્, આદા, આ+અદ્, આ+અત્ ધાતુઓથી કરી છે. આપ એટલે પ્રાપ્ત કરવું, આદા એટલે ગ્રહણ કરવું, આ+અદ્=ઉપભોગ કરવો, આ+અત્=નિરંતર ચાલ્યા કરવું.

આત્માના સાક્ષાત્કારમાં સુખ છે કે નહિ એ કહેવું કઠણ છે. પણ આત્માની પ્રાપ્તિમાં આપણને આપણું પોતાનું કેંદ્ર મળી જાય છે. તે પછી જ બધું વિશ્વ યથાસ્થિત પ્રતીત થવા લાગે છે. આપણા જીવનનાં બધાં મૂલ્ય (Values) યથાર્થ બને છે. એવા મૂલ્યપરિવર્તનમાં જ જીવનનું પરિવર્તન રહેલું છે – જીવનસિદ્ધિ રહેલી છે. એ પછી કોઈ ગ્રંથિ નથી રહેતી, કશી શંકા નથી રહેતી. આત્મસાક્ષાત્કાર એ જ એક અદ્‌ભુત સામર્થ્ય છે, પરમ શાંતિ છે. એ પ્રાપ્ત થયા પછી એનો કદી હ્રાસ નથી થતો. અને તેથી જ બીજી બધી વસ્તુઓનો ત્યાગ કરીને આત્મપ્રાપ્તિ માટે અખંડ અને અથાક પ્રયત્ન કરવો જોઈએ. तमेवैकम् जानथ आत्मानम्, अन्या वाचो विमुञ्चथ; अमृतस्यैष सेतुः ॥

એ આત્માને જ અંતરાત્મા કહે છે, પરમાત્મા કહે છે, પરબ્રહ્મ કહે છે, આત્મારામ કહે છે અને પુરુષોત્તમ પણ કહે છે. મનુષ્યમાત્રના હૃદયમાં તેનો નિવાસ હોઈને તેને નારાયણ પણ કહે છે. વર્તમાન, ભૂત, ભવિષ્યનાં નર–નારીસમૂહને નાર અથવા

Humanity કહે છે. એ નાર જ જેનું અયન છે, પ્રતિષ્ઠાનું સ્થાન છે તે જ નારાયણ God of Humanity છે. મનુષ્યજીવનના સર્વોત્કૃષ્ટ સામાજિક આદર્શના વિચારથી તેને પુરુષોત્તમ કહેવામાં આવે છે અને તેના વ્યાપકપણાને લીધે તેને નારાયણ કહે છે. આખા સમાજ સથે, સમષ્ટિ સાથે, આપણા 'નાર' સાથે એકરૂપ થતાં જ આપણું વ્યક્તિત્વ નષ્ટ થઈ જાય છે. આપણી 'પર્સનેલિટી' ઓગળી જાય છે અને નારાયણ સાથેનું સાયુજ્ય આપણે મેળવીએ છીએ. એ જ બધી વ્યક્તિઓનું ચિર સામ્પરાય છે. જે એને માનતા નથી તેમનાં જીવનમાં ભવ્યતા, દૃઢતા અને પૂર્ણતા આવી શકતી નથી. સર્વવ્યાપી વૈષ્ણવી શક્તિથી તે વંચિત રહે છે. મારા આગળના વિવેચનની દૃષ્ટિએ આસ્તિક નાસ્તિકનો આ ભેદ સ્પષ્ટ કરવો એ જરૂરનું હતું. કારણ મારે આગળ ઉપર એ સિદ્ધ કરવું છે કે 'જેવું આપણું દર્શન હશે તેવો જ આપણો ધર્મ હશે, અને આપણું સમાજશાસ્ત્ર પણ તેને અનુકૂળ જ રહેવાનું.' હું તો માનું છું કે આપણે અત્યાર સુધી આપણાં દર્શનોનો પૂરો લાભ નથી લીધો. પ્રત્યેક દર્શન જીવનની એક પૃથક્ દૃષ્ટિ (View of life) છે. અને જેવી દૃષ્ટિ તેવો જ જીવનક્રમ (Scheme of life) પણ હોવો જોઈએ. આપણું સામાજિક બંધારણ (Social structure) પણ તેને અનુકૂળ જ બાંધવું પડશે.

મેં ઉપર જણાવ્યું છે તેમ ઉપનિષદોમાં આત્મવીર ઋષિઓની તાત્ત્વિક શોધો અને ધર્માનુભવ છે. મનુષ્યે જોયું કે બધા અનુભવો તો એકરૂપ હોવા જોઈએ — પછી તે ગમે તે શબ્દોમાં વ્યક્ત કેમ ન થયા હોય — તેમનું સ્ટેટમેંટ–અભિવ્યક્તિ ગમે તેટલું ભિન્ન કેમ ન હોય. આ એક જ વિચારે ભગવાન બાદરાયણે ઉપનિષદોના આધારે બ્રહ્મસૂત્રોમાં એક તત્ત્વવિદ્યા ગૂંથી. તેને આપણે શું નામ આપીશું ? Science of Philosophy ?

હવે પ્રત્યેક અનુભવનું શાસ્ત્ર–Science બનવું જોઈએ અને પ્રત્યેક શાસ્ત્રની સાથે તેની જીવનપ્રેરક અને જીવનવ્યાપી કળા Art of life પણ હોવી જોઈએ. ઉપનિષદોમાં જે અનુભવ અને વિચાર જોવામાં આવે છે તેનું જ બ્રહ્મસૂત્રે વિજ્ઞાનશાસ્ત્ર બનાવ્યું અને એ બંનેના આધારે ભગવાન શ્રીકૃષ્ણે એક સર્વાંગપરિપૂર્ણ જીવનકળા અર્થાત્ યોગશાસ્ત્ર અદ્ભુત રૂપે રચીને આપણને આપ્યું અને આપણે ભગવદ્ગીતા કહીએ છીએ.

પણ જો આપણા સમાજવ્યવસ્થાપકોએ પોતપોતાનાં દર્શન સાથે એને અનુકૂળ એવી સ્મૃતિ પણ આપી હોત તો આપણું વ્યક્તિગત જીવન તથા સામાજિક જીવન કૃતાર્થ થાત.

આપણા પ્રત્યેક દર્શનની સાથે તેની પોતાની કંઈ ને કંઈ સાધના પણ હોય છે જ. પરંતુ પ્રત્યેક દર્શનની સાથે તેના આધાર પર જેનો વિકાસ કરવામાં આવ્યો હોય એવી તર્કશુદ્ધ અને ધ્યેયસિદ્ધિ માટે શક્તિશાળી સમાજવ્યવસ્થા અથવા સ્મૃતિ આપણી પાસે નથી.

જૈનોની અર્હન્નીતિ મેં જોઈ છે. તેમાં મને જૈનદર્શનનો તર્કશુદ્ધ વિનિયોગ ક્યાંયે દેખાયો નથી. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત આદિ ભિન્ન ભિન્ન દૃષ્ટિવાળા વેદાન્તીઓએ પોતપોતાની સ્વતંત્ર સ્મૃતિઓ નિર્માણ કરવાનો ક્યાંય પ્રયત્ન કર્યો જણાતો નથી. જે અદ્વૈતવાદી છે તે સમાજમાં ઊંચનીચભાવ શી રીતે સહન કરી શકે ? જે અદ્વૈતવાદી હોય તે વર્ણવ્યવસ્થા સ્વીકારી શકે કે નહિ ? એવા પ્રશ્નો ન કોઈએ કર્યા ને ન કોઈએ તેના જવાબ આપ્યા. અદ્વૈતની સાથે અધિકારભેદનો સિદ્ધાંત બંધબેસતો આવે છે કે નહિ એનો પણ કોઈએ નિર્ણય કર્યો નથી. પરિણામે આપણી દર્શનચર્ચા કદી પણ જીવનચર્ચા થઈ શકી નહિ, અને આપણી સ્મૃતિઓ દર્શનશુદ્ધ ન બની.

પ્રાચીન કાળમાં જે પ્રસ્થાનત્રયીનો સમન્વય કરી દેખાડે તેને જ દર્શનાચાર્ય ગણવામાં આવતા. આ આદર્શ અવશ્ય સાચો હતો. પણ હવે તો આપણે

તેને જ આચાર્ય કહીશું જે આપણાં બધાં દર્શનોનો સમન્વય કરી, એ સમન્વિત દર્શનોને અનુસરીને એક શ્રેણિબદ્ધ સાધનાક્રમ તૈયાર કરે અને તે સાથે એક સાર્વભૌમ સ્મૃતિનું પણ સૂચન કરે. આવી વ્યક્તિને આપણે દર્શનાચાર્ય ન કહીને જીવનાચાર્ય કહીશું.

બીજી દૃષ્ટિએ વિચારીશું તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની જે વ્યવસ્થા બતાવે, એ ચારેનું તારતમ્ય અને અધિકાર નક્કી કરી જીવન-સમન્વયનો માર્ગ બતાવે તે જ જીવનાચાર્ય બને. આપણી દર્શનવિદ્યા અને જીવનકળા એમાં જ સાર્થક થશે. આત્મવિદ્યાને, બ્રહ્મવિદ્યાને અનુસરતું યોગશાસ્ત્ર, જીવનસાધના અને સામાજિક સ્મૃતિ મળવાથી વ્યક્તિગત તેમ જ સામાજિક મનુષ્યજીવન સુસંસ્કારી અને સશાસ્ત્ર બનશે.

આપણા તત્ત્વજ્ઞાને સમાજને કદાચ માયારૂપ માન્યો હશે. પરંતુ સમાજ અને જાતિ તત્ત્વરૂપે તો એક જ છે. જો જાતિ નિત્ય છે તો વ્યવહારદૃષ્ટિએ સમાજ પણ નિત્ય છે. તેને પણ તત્ત્વજ્ઞાનનું પ્રમેય બનાવવું પડશે. તેની ઉપેક્ષા કરવી એ તદ્દન આત્મઘાતી નીવડશે.

જ્યારે કાર્લ માર્ક્સે પોતાનું સામ્યવાદી સમાજ-શાસ્ત્ર દુનિયાને આપ્યું ત્યારે તેને સંપૂર્ણ બનાવવા માટે તેનો પાયો કયા દર્શન ઉપર આધાર રાખે છે તે પણ તેણે બતાવ્યું. જો તે આત્માનો સ્વીકાર કરી શક્યો હોત તો તે વર્ગવિગ્રહ ઉપર આટલો બધો ભાર ન મૂકત તેનું દર્શન સાચું હોય કે ખોટું, તેણે દર્શનશાસ્ત્રને તાત્ત્વિક ચર્ચાની મરુભૂમિમાંથી બહાર કાઢી તેને સામાજિક જીવનનો આધાર બનાવવાનો જે માર્ગ બતાવ્યો છે તે એની મોટામાં મોટી સેવા છે. ગાંધીજીએ સત્ય અથવા આત્માને પોતાની જીવનવ્યવસ્થાનું કેંદ્ર માની લીધું અને તે સિદ્ધાંતને પરિણામે અહિંસાને જીવનસાધના તરીકે સ્વીકારી. આથી તેમના જીવનદર્શનમાં સર્વ-સદ્ભાવ, સર્વસમન્વય, અને સર્વોદયની જ વાત આવી શકે. સર્વત્ર વિવિધતા હોવા છતાં પણ તેમાં એકતા કેમ સ્થાપી શકાય એ બતાવવું એ તેમનું જ કામ છે.

હવે આપણે આપણા દર્શનશાસ્ત્રને પણ સામાજિક રૂપ આપવું પડશે. કોઈ પણ વિચારવ્યવસ્થા અને તત્ત્વજ્ઞાન જે સાર્વભૌમ હોવાને કારણે વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનનાં બધાં અંગપ્રત્યંગો પર અને તેની દરેક બાજુ પર પ્રકાશ પાડી શકે છે, બધાની સંતોષકારક ઉપપત્તિ અને સમન્વય કરે છે અને રાજનીતિ, ધર્મનીતિ અને અર્થનીતિને શાસ્ત્રશુદ્ધ બનાવે છે તે જ ખરું દર્શન છે.

આ દૃષ્ટિએ વિચારીએ તો વ્યક્તિવાદ પણ એક દર્શન જ છે. એનાથી ઊલટો સમાજવાદ પણ એક બીજું દર્શન છે. સમાજવાદ કે સમષ્ટિવાદ તેનું જ એક બદલાયલું સ્વરૂપ છે.

સત્ય, અહિંસા, શરીરશ્રમ અને સ્વદેશી વગેરેના આધાર પર જે સત્યાગ્રહી વ્યવસ્થા ગાંધીજીએ દુનિયા સમક્ષ રજૂ કરી છે તે પણ એક સાર્વભૌમ દર્શન જ છે. એને આપણે સત્યાગ્રહદર્શન કહી શકીએ. એને સર્વોદયદર્શન પણ કહી શકાય. સામ્યવાદમાં તથા એમાં જે કંઈ સામ્ય અથવા ભેદ જોવામાં આવે છે તે સ્પષ્ટ કરવા સારુ ગાંધીવાદને આપણે ગીતાની પરિભાષામાં સામ્યયોગનું નામ આપી શકીએ. આ દર્શનમાં વ્યક્તિવાદ અને સમાજવાદનો આંતરિક વિરોધ નષ્ટ પામીને બંનેનો સમન્વય થાય છે.

જીવનના બધા પ્રશ્નોનો ઉકેલ કેવળ બળથી જ થઈ શકે છે; બળપ્રયોગ અને બળસંગઠન જ જીવનની ચાવી છે એવું માનનારા બળદર્શનના અનુયાયીઓ છે.

જીવનની બધી પ્રવૃત્તિઓ ધન વડે જ થાય છે. ધન જ જીવનક્રમનું છેવટનું નિર્ણાયક છે એવું માન-નારા ધનંજય લોકોનું ધનદર્શન ચાર્વાકદર્શનથી કંઈ ઓછું લોકપ્રિય નથી.

આજે તો કળા પણ એક સ્વતંત્ર જીવનદર્શન તરીકે પોતાને રજૂ કરે છે. પણ આપણે તેની અહીં ચર્ચા નહિ કરીએ. હવે તો કેળવણીનું દર્શન પણ પોતે એક

સાર્વભૌમ દર્શન હોવાનો અનુભવ કરવા લાગ્યું છે. શિક્ષણે હવે સામાજિક અને આધ્યાત્મિક જીવનની બધી ગૂંચો ઉકેલવાનો દાવો કરવા માંડ્યો છે. કેળવણીનું શાસ્ત્ર કહે છે કે બળ દ્વારા અથવા શાસનતંત્ર દ્વારા કે પ્રાચીન ગૂઢ ધર્મોની ઉપાસના દ્વારા જે આજ સુધી સિદ્ધ ન થઈ શક્યું તે કેળવણી દ્વારા સંપૂર્ણપણે સિદ્ધ થશે. કેળવણીમાં નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ તથા સાધના વડે જ્ઞાન, કૌશલ અને બલ પ્રાપ્ત થાય છે. શિક્ષણશાસ્ત્રનો આધાર તેની બોધ-શક્તિ, ધીરજ, સેવા, બલિદાન અને ઈશ્વરપ્રણિધાન ઉપર હોય છે. કેળવણીને અંગેનું શાસ્ત્ર તાત્ત્વિક રીતે રાજ્ય-શાસનતું વિરોધી છે. કેળવણીના શાસન વડે જે આદર્શ અરાજક વ્યવસ્થા (Ideal state of Anarchy) સ્થપાશે તે જ મનુષ્યજીવનની પ્રતિષ્ઠાને અનુકૂળ અને મનુષ્યોને યોગ્ય એવી સમાજવ્યવસ્થાને માટે સંપૂર્ણ હશે. જે કાર્ય કાયદા કરવાથી, ધર્મશાસ્ત્રની આજ્ઞાથી, કળાના અનુનયથી કે બળપ્રયોગના ડરથી નથી થતું તે શિક્ષણ દ્વારા સંપૂર્ણ સિદ્ધ થાય છે. દુનિયામાં એવું કોઈ કાર્ય નથી જે કેળવણીના પ્રયોગથી દુઃસાધ્ય હોય. કેળવણીને આપણે સત્યાગ્રહનું પૂર્ણ દર્શન કહી શકીએ છીએ. કારણ કે કેળવણી દ્વારા આખા સમાજની સેવા કરનાર સેવક સત્ય, અહિંસા અને બલિદાનથી જ પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. પોતાની શક્તિનું પૂરેપૂરું ભાન થતાં કેળવણી, જેને હું વિનયા કહું છું, કહેશે કે : સત્તાની હું દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની ગુલામ નથી. હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ અને બીજી બધી ઇંદ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર મારા બે પગ છે, હુન્નર અને કળા મારા હાથ છે, વિજ્ઞાન મારું મસ્તિષ્ક છે, નિરીક્ષણ અને તર્ક મારી આંખો છે, ઇતિહાસ અને ગાથાઓ મારા કાન છે, સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે, ઉત્સાહ અને ઉદ્યોગ મારાં ફેફસાં છે, ધીરજ મારું વ્રત છે, શ્રદ્ધા મારું ચૈતન્ય છે, સર્વોદય મારો પ્રસાદ છે. એવી હું જગદંબા છું-જગદ્ધાત્રી છું. મારી ઉપાસના કરનારને કોઈનું મોં જોવું નથી પડતું. તેની બધી ઇચ્છાઓ મારા વડે જ તૃપ્ત થશે. ભવિષ્યની હું સમ્રાજ્ઞી છું. મારા વડે જ મનુષ્ય પરિપૂર્ણ અને કૃતાર્થ બનશે.

દર્શનશાસ્ત્ર એક સાર્વભૌમ વિદ્યા છે. કેવળ તત્ત્વચર્ચા પૂરતી તેને આપણે મર્યાદિત ન કરી મૂકીએ. જીવન પર તેનો પૂરેપૂરો પ્રભાવ પડવો જોઈએ. અને એ દર્શનની સિદ્ધિ માટે આપણે તત્ત્વજ્ઞાનાર્થ-દર્શનનું રૂપ જ બદલી નાખવું જોઈએ, એટલું જ મારું અહીં કહેવું છે.

હું મારા વિચારોનો જરાયે વિસ્તાર નથી કરી શક્યો. તેમનું સમર્થન કરવાનો પણ મને અવકાશ નથી મળ્યો. એ તરફ માત્ર આંગળી ચીંધીને જ મારે સંતોષ માનવો પડ્યો છે. હું લાચાર હતો. સેવાનો આદેશ માથે ચઢાવીને અહીં આવ્યો. જે વિચારોથી પ્રેરાઈને હું તત્ત્વજ્ઞાનની શોધ કરું છું તે વિચારોને આપની આગળ રજૂ કરીને સંતોષ માનું છું.

सत्यं परं धीमहि

●

# અકર્મણ્યતા

: શિખરિણી :

પડ્યાં આ પાસે એરણુ, ઘણુ અને આગ–સગડી,
ઝીણાં મોટાં બીજાં અનુકૂળ ઘણુંયે કરણુ સૌ;
વૃથા કાં વિમાસે હજીય? કરમાં હેમ–લગડી
પડી તારે; શક્તિ, સમય, સુકળાસિદ્ધિ પણુ બહો.

મણિમુદ્રા, માળા, કરણફૂલ, નેપૂર, નથડી,
સમા કૈં કૈં બીજા નજરછક ઘાટો ઘડી ઘડી,
શકે છે તું હૈયાં હરી ભૂષણઘેલાં જન તણાં,
ભળે જો આ તારાં કરણુ, કસણે કર્મરમણા!

અહીં સૃષ્ટિઘાટે સકલ જન વાંછે સુખઘડી:
તદર્થે જ્ઞાનાદિ વિપુલ કરણો, અમૃતકળા,
બધુંયે છે આંહીં, પણ ધગશ ને આત્મવિમળા
પ્રયત્નાકાંક્ષા ના; ઉદયરતિ રે'તી વણફળી.

ભરી છે આ વિશ્વે અચલ ભૂતિ સર્વત્ર સુખની
બધી સંસિદ્ધિઓ તદપિ ફળતી કર્મકૃષિમાં.

**અમૃતલાલ છ. પારેખ**

•

# છેલ્લી છાયા

મૃત્યુનું દર્શન કેટલું વિસ્મિત કરનારું છે! 'વિરાટ આભ, વિરાટ ધરામાં, આવા શા પડછાયા?' હજુ ગઈ કાલે તો મસ્ત જુવાનીમાં ચાલતા હતા અને આજે સ્મશાનમાં ભટકાવાનું?

આ જગની છેલ્લી છાયા,
જ્યાં જન લાખો ભરખાયા.

વિરાટ આભ, વિરાટ ધરામાં
આવા શા પડછાયા?
વિરાટ વિશાળાં જગજન હૈયે
શાને લાધે તાળાં

આ ઘોર ઘોર અંધારાં
આ લંબ ભૂત પડછાયા?

ગઈ કાલ નાચતાં નયન વિભુ! કાં
સમશાને ભટકાયાં?
ગઈ કાલ ખેલતી આંખડીઓમાં
આંસુ કાં ઊભરાયાં?

શું જગની છેલ્લી છાયા,
જ્યાં જન લાખો ભરખાયા?

**ભાનુ લ. શુક્લ**

•

# યા ચ ના

**- પૃથ્વી -**

પ્રભો ! શીદ કર્યો છતે નયન આવો મને ?
બહેતર કરી દીધાં જ નવ હોત ચક્ષુ ફૂટાં
અરૂપ તણું રૂપ, રૂપ તણું: અરૂપ જે આછુડાં
લહી નવ શકે. વળે પડળ મોહનાં લોચને !
સુરમ્ય જૂઇ ફૂલમાં, લલિત મૌગ્ધ્ય, કૌમાર્ય, ને
સુડોળ નવજોબનાની મદમોલ કીકી મહીં,
સુધા-ઝરતી ચંદ્રીમાં, પ્રણય અશ્રુશા 'તાજ' કે
પરોઢ સુષમા મહીં જ કમનીયતા મેં લહી !

કુરૂપ શબરી તણા સરલ આત્મસૌન્દર્યની,
અજામિલ ઉરે નિગૂઢ શુચિતાની, સૌજન્યની,
કરાલતમમાં છૂપા અલસરૂપ, માંગલ્યની,
મને, નયન આ છતાં, જરીક ઝાંખીયે ના મળી !
દઇ દૃગ, લઈ લીધી પરમદૃષ્ટિ તેં આત્મની ?
પ્રભો ! હૃદય અંધ યાચું શુચિ દૃષ્ટિ સૌંદર્યની !

**'નૌતમ'**

●

# ચૉક-સ્ટિક

દરે અહીં ડોલરની કળી શી,
અધ્યાપકે ચૉકની સ્ટિક નાની;
આલેખવા માંડયું કંઇક પાટિયે
શબ્દો તણી ત્યાં પ્રતિમા ખડી થઈ.

ધારી મનોહારી અનંત રૂપ
વાગ્દેવી સાકાર સ્વરૂપિણી બની;
રસેશ્વરીના રસદેહ કેરી
બજી રહી નૂપુર પાય ઝાંઝરી.

સ્થૂલે ઝગી ચેતન જ્યોતરેખા
જોઈ હસી અંતર પદ્મપાંદડી,
અણુ અણુ ચાલી ઘસાતી યષ્ટિ
અંતે થઇ વિલીન તત્ત્વમાંહી

વિચારતો વિશ્વવિરાટ પાટિયે
કાં ના બને જીવન ચૉક-યષ્ટિ ?

**'યાત્રિક'**

●

## પ્રકાશ–અવતાર

પ્રકાશ–અવતાર, હે પ્રભુ! તમિસ્ત્ર–છેડો ખર્યો
સશોક રડતાં દગે લહ્યુ; ચ્હડી નિશાધિ ઉરે;
ચગ્યો છ ચકડોળ મસ્તક વિષે; ન શોચી શકું,
ન સ્પષ્ટ ઉદ્‌ગાર વ્યક્ત કરતાં દુઃખો કે કરું.

પ્રકાશ–અવતાર પ્રાંગણુ વિષે પ્રભાતે પ્રભુ,
વિશાળ નભના; પટો કંઇ વિશાળ તારાભર્યા;
સમોજ્વલ થતા; મહીપટ પ્રદીપ્ત રાચી રહે;
પૂલે નચવતો નિસર્ગ; મુજ હોય આંધી ઉરે.

પ્રકાશ ઝીલતાં ક ઉત્સહી સ્મિતો ઝરે માનવી;
શી ધન્ય પળ તે! રહું નીરખી તારકોથી ખચી
રૂડી ગગનવાડી શાં ગૃહ; શું ધન્ય ધન્ય ધ્વનિ
કરી બનતું ધન્ય તે મુજ ભવિષ્યની ગૂંથણી?

પ્રકાશ પથરાવ, ઈશ્વર! મથું હું સંભારવા,
સ્મિતશ્રુતિ, સહાયતા કર; તમિસ્ત્ર ગાઢું ગૃહે;
ઊડે ન તુજ રશ્મિના બળ વિના. શું આંધી ધ્રૂજે?
અધન્ય તુજ બાલ કેમ? પ્રભુ, કેમ? નાસે ગિરા!

**મનુભાઇ ત્રિવેદી**

●

## રાજકોટમાં તપસ્વી

કરોડો આંખની જ્યોતિ કરોડોની ઉરશ્રી શા,
પ્રેમભાનુ પ્રકાશે છે દિવ્ય ભારતના નભે;
ઊભી આથમણે દ્વારે આચખાન્ત શી આદરે
તપસ્યા રાષ્ટ્રશુદ્ધિની, પાપનાં પુંજ ઓસરે.

આ દેવભૂમિ કંઇ કાળથી દેવસૂની,
થૈ'તી અપાવન અમંગળ કાળજૂની;
આજે ઊગ્યો નિજ તીરે શુચિભર્ગ ભાનુ,
લૈ સત્ય–પ્રેમભર્યું હૈયું કૂણું સદાનું.

માથે ધરી મુગટ કંટકનો સહંત,
શીળા ઊના પ્રલયમારુત વેગવંત;
ધારી સુકાન કર દુરતર રાષ્ટ્રનાવ,
દોરી રહ્યો દૂર કરી જ તુફાનધાવ;

દેવા સદાય નિજ તત્પર પ્રાણદાન,
સત્યાગ્રહે; વચનબંધનના પ્રમાણ
કાજે તપસ્વી તપ આત્મવિશુદ્ધિ કેરું,
સાધી રહ્યો વિમળ ઉર્ધ્વગ કૈં અનેરું.

પાપમોચની ગંગા શી ગંગાઓ કૈં શમાવતા
ઉરમાં; ગાંધીજી એવા મહાનદ વહ્યા જતા;
રાજકોટ! તુજ દ્વારે તપસ્વી આજ ઊતર્યા
દે દે કિલ્બિષો લૈ લે પુણ્યના પુંજ સામટા.

**'અજ્ઞાત'**

●

# મેઘધનુ

### મંદાક્રાંતા

વ્યોમે છાયું દિશ દિશ ભરી ભવ્ય આ ઇન્દ્રચાપ,
રંગો એના અમિત નીલતા ચૂમતા ઊર્મિસાથ;
વારિચિત્રે અનુપમ રહી તેજસભેદ ભાસે,
મોહ્યો સૃષ્ટિપ્રણય સહુ આ રંગના સુપ્રકાશે.

નાચે તેમાં રસમય દ્યુતિ – રંગમાધુર્યરેખા,
દૃષ્ટિ દૃષ્ટિ વીજળીસમ આ સ્ફૂરતી તેજકેકા;
નૃત્યે તેને ઝમક-રણકા ધ્રૂજતા દોલ આપી
ખંખેરે છે વિરસ વસમા દ્વેષ આ વિશ્વમાંથી.

કેવા સાતે રસ વિવિધ એ બંધુતાને સમારે!
ને કેવી સુપ્રભ કરણીમાં આછરે એક ક્યારે!
એ છાયાનું સુકુર બનતું આભ-નીલત્વ જ્યારે
એકાકારે અદીઠ રચના મ્હાલતી સ્વપ્નભારે!

વારિજ્યોતે ઠરતી મધુરી રશ્મિની આરસીઓ
ત્યારે થાતી નયન ગમતી માધુરીની પ્રભાઓ;
નારીજ્યોતે ઠરતી મધુરી પ્રેમજ્યોત્સ્ના અનેરી,
ઝંખી ઊંડે અતલ ભરતી ઐક્યની મૌનવંતી.

ત્યાં ઘેરાયું તિમિરદલ શું વાદળીજૂથ આભે
વેરી જ્યોત્સ્ના છિન્નભિન્ન કરી મૃત્યુને કાલપાંખે;
જે રંગો સૌ સુક્ષ્મ સરખી મૌનતાને જમાવે
તેની કાળી પ્રખર ઘટના નાશનો મંત્ર આપે!

છાઈ આભે પલ વિભવની જીર્ણ ખંડેરતાઓ,
ને સ્હામે છે રજત-સરલા વાદળી ફેન-માળો;
જાણે જ્યોત્સ્ના કરુણ ભયનાં પીંજરે ચીસ નાખે,
ને એના એ દરદ-પડઘા સંધિકામાં સમાયે.

જોને વ્હાલી તવ જીવનના ઊર્મિચાપે ભર્યા છે
હૈયાઘેરા તરલ રસના રંગ સાતત્ય સાથે;
મીઠી લાગે જીવન રમણા ખેલવા એ સરિતા,
કાંઠે બેસી કૂજન કરતાં આપણાં ભાગ્ય કેવાં!

ને વિખાયું પ્રણયધનુનું માળખું કાળ જાતાં,
ખંડેરો તો ઝરણમધુરાં સ્વપ્નસંભાર ગાતાં;
કિંતુ છાયા પડી ગઇ અહીં કાળને રેત ઊંડે
જૂની થાતાં જર્જર ગજવે કાવ્ય-કારુણ્ય પ્રીતે.

પ્રીતિ કેરો રસ મધુર ને ઇન્દ્રવર્ણો સુભાગી,
સ્વપ્નું હોયે અમરરસ-સંભારણું એ સુહાગી!

સુધાંશુ

●

# ધોબીનું ગીત

વોકળાના વહેણમાં ગોઠણબૂડ ઊભી,
ધોબીડા વસ્તર ધોતા રે !
ઊછળતાં જલકણનાં મોતીડાં વીંધી
સૂરજના રંગ સાત સ્હોતા
કે ધોબીડા વસ્તર ધોતા રે !

કાંઠડે ગાળ્યા છે ગોળુડા વીરડા
ખાંતેથી ખારો ડોતા રે !
વસ્તર ઝબોળીને ઝીકન્તા પાટ પર,
જાળવી જાળવીને જોતા
કે ધોબીડા વસ્તર ધોતા રે !

ચોખ્ખાંચણુક ધોઈ ખહોળાં પાણીમાં
તારવી મેલને ખોતા રે !
વસ્તરની ભાત મૂળ ઊઘડતી આવતી,
મલકી મલકીને મ્હોતા
કે ધોબીડા વસ્તર ધોતા રે !

સામસામા છેડલા ઝાલીને દંપતી
ભરડો દઈને નચો'તાં રે !
દિલની ધોળાશને વસ્તરમાં ઢાળી
ઊજળાં કરતાં મસોતાં
કે ધોબીડા વસ્તર ધોતા રે !

ત્રણસેં ને સાઠ દિ' વગડો વેઠન્ત
ફૂલગોટા શી ધોબણો સોતા રે!
તોયે હજી ન એનાં ફિટ્યાં છે દાળદર,
પેટનાં ગૂમડાં મોટાં !
કે ધોબીડા વસ્તર ધોતા રે !

**દેવજી રા. મોઢા**

•

# અટવાતો પથ્થર

- ઝૂલણા -

ગર્ભગીતો મહાકાળનાં સૂણતાં,
ચમકતો પ્રાણ મારો ઉમંગી;
પ્રતિધ્વનિ ગાજતા હૃદયધબકારમાં,
માનવી સાંભળે ના ઘમંડી : ૧
વજ્ર સમ હૃદયથી અમીઝરણ છૂટતું,
શુષ્ક વનભોમને આર્દ્ર કરતું;
જન–પશુ–પ્રાણીનાં લુપ્ત પગલાંમહીં,
સભર કરુણા તણું તેજ ભરતું : ૨
જગતકાનન વિષે એકલા રખડવું,
જે મળે તે બધા ઠેશ મારે;
પરમ પ્રભુતા ઝરું શ્વાસ ઉચ્છ્વાસથી,
તુચ્છ મનુજો નહિ ચિત્ત ધારે. ૩
'નેત્રમાં નેહને ઉરતણી અડગતા.'
વિશદ સદ્‌ગુણ તણો બોધ દેતા,
સકળ મુજ અંગનાં કણકણે આ લખ્યા,
ગહન સંદેશ ના ઝીલી લેતા ? ૪
વ્યોમમાં થનગની તારલા નાચતા,
ચક્ષુકિરણે મને સ્પર્શ દેતા;
ત્યાહરે માહરા ભીતરમાં વીજળીનાં,
દિવ્ય આંદોલનો મૂર્ત થાતાં. ૫
આંખ મમ ખોલીને ખલક નીરખી રહું,
પ્રકટ લીલા પ્રભુ કેરી પેખું;
વિકટ જગતંત્રના મર્મ ઉકેલતો,
તોય મારું નહિ કાંઈ લેખું. ૬
વિશ્વના તાલમાં તાલ મારો પૂરું,
સુખદુઃખે સમ થઈ મૌન ધારું;
તોય 'પથરો' કહી મનુજ સંબોધતા,
કેમ મુજને ? મળ્યું જીવન ચારુ.

**મોહિનીચન્દ્ર**

•

# સમૂહજીવન*

શ્રી. જ્યેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય,
બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન).

'A man is a social being' અર્થાત્ માણસ સામાજિક પ્રાણી છે એમ એક લેખકનું વચન છે. આ અર્થગર્ભ વાક્ય પરથી એમ જણાય છે કે માણસને સમુદાયમાં રહેવું ગમે છે. સમૂહમાં રહેવાની રુચિ એ એક પ્રકારની વૃત્તિ છે, અને તે પ્રાણીઓમાં પણ દેખાય છે. આ સમૂહવૃત્તિ અથવા જેને માનસશાસ્ત્રમાં "Gregarious instinct" કહે છે તે જીવમાત્રનું સ્વાભાવિક લક્ષણ છે. જીવનનાં ભાવ અને ભાવના, એના આનંદ અને વિકાસ સમૂહમાં જ શક્ય છે; સમૂહને લીધેજ એની મીઠાશ છે અને એમાંજ વ્યક્તિ પોતાની માનવતા ખીલવે છે.

'एकोऽहं बहु स्याम्' એ શ્રુતિવચન પણ સમૂહવૃત્તિનું સમર્થન કરે છે. અવ્યાકૃત બ્રહ્મને એકમાંથી અનેક કરવાની વૃત્તિ થઈ અને સૃષ્ટિ સરજાવી. સર્જનના ન્હાના મ્હોટા જીવોને એક બીજાથી જુદા નહિં, પણ સાથે રહેવા તેણે સરજાવ્યા, એમ 'सहनाववतु, सह नौ भुनक्तु, सह वीर्यं करवावहै' પરથી સાબીત થાય છે; અને તેથી કવિયો માણસને 'Creation's[1] heir' સર્જનનો વારસ–એમ કહી સંબોધે છે. એમાં એવો ધ્વનિ રહેલો છે કે પ્રત્યેક જીવ સૃષ્ટિ પદાર્થોનો ઉપભોગ કરવા હકદાર છે. પણ પ્રકૃતિનાં વિવિધ રૂપરંગનો આનંદ એકલાં માણી શકાતો નથી. કેમકે,

> "એકલવાયા ઉડવું મુજને ના ગમે,
> ચાહે આત્મા સ્નેહીના સહચાર જો,
> આવો, આવો વ્હાલાં ! સાથે ઉડિયે"[2]

આમાં પણ કવિ પોતાની સાથે વિહાર કરવા સ્નેહીનો સમાગમ વાંચ્છે છે. મતલબ કે, સમૂહ વિના એકાન્તિક આનંદની કીંમત નથી. જેમ મુંગાને બહુજ સુંદર સ્વપ્ન આવ્યું હોય, પણ તે પોતાની સ્વપ્નસૃષ્ટિનો આનંદ અન્યને જણાવવા અસમર્થ છે, તેમ એકલવાયું જીવન, જીવનના આનંદ તરીકે, નિરર્થક છે. શરીરશાસ્ત્રની દૃષ્ટિયે, સ્ત્રી–પુરુષનાં બંધારણ સમૂહવૃત્તિના પોષણ અર્થે છે. એમનાં સંયોગ વિના સર્જન નથી, અને સર્જન વિના સમૂહનો ઉલ્લાસ નથી. એટલે સમૂહવૃત્તિ જેમ સ્વાભાવિક છે, તેમ વિકાસક્રમને પણ ઉપકારક છે.

---

* જોડણી લેખકની જ રાખી છે. સં.]

૧. "Creation's heir, the world, the world is mine" (Goldsmith's Traveller.)

૨. રા. ચન્દ્રશંકર ન. પંડ્યા.

ન્હાના જંતુથી માંડીને સુધારાની સીમાએ પહોંચેલા માણસને સમૂહજીવનના એક અથવા બીજા સ્વરૂપમાં સંતોષ થાય છે. અનાજના કણો એકઠા કરતી સંખ્યાબંધ કીડીઓ, મધપૂડામાં એકી સાથે નિર્વાહ કરતી મધમાખીઓ, પાકથી ઉભરાતા ખેતરોને સાફ કરતાં ટીડનાં ટોળાં, વગડામાં ફરતાં હરણીઆં, વાંદરાનાં જુથ, બાવાઓની જમાત, ભજનમંડળીઓ, થિયટરમાં ઉભરાતી માનવમેદની અને ધારાસભા ધ્રુજવતા બુદ્ધિના મહારથીઓ એ બધાં સમૂહવૃત્તિનાં પ્રત્યક્ષ ઉદાહરણ છે.

પરંતુ, પ્રાણી અને મનુષ્યને સામાન્ય એવી આ સહજ વૃત્તિના આવિર્ભાવમાં ફેર છે. સામાન્યરીતે, પ્રાણીઓની વૃત્તિયો આવેશમય હોય છે તેથી જીવનના વ્યવહારમાં એમની સમૂહવૃત્તિ મુખ્યત્વે આત્મવૃદ્ધિ, આત્મસંરક્ષણ કે આજીવિકાની પ્રાપ્તિ પૂરતી હોય છે. મધપૂડાની માખીઓ આત્મવૃદ્ધિ માટે, વાનરજુથ આત્મસંરક્ષણ માટે અને કીડિયારાં આજીવિકા માટે સમૂહમાં નજરે પડે છે. પણ માણસે, તેની વિવેકબુદ્ધિને લીધે, સામુદાયિક વૃત્તિમાં ઉંચાં લક્ષણો કેળવ્યાં છે જેને પરિણામે સમૂહજીવનનાં અનેક અંગ તે ખીલવી શક્યો છે.

અહિં, કોઈ શંકા કરે કે સમૂહવૃત્તિનું આ નવું તુત તે શું છે? કે પશ્ચિમના કોઈ વૈજ્ઞાનિકના વિચારો રજુ કર્યા છે? આના જવાબમાં જણાવવું જોઈયે કે પૂર્વ અને પશ્ચિમનો ભેદ ન્હોતો એવા અતિપ્રાચીન કાળમાં આપણા પૂર્વજોનું જીવન આ વૃત્તિ પર રચાયેલું હતું. તેથી એ વૃત્તિયે તેમના આચાર અને વિચારમાં સમુદાયનું કેટલું અને કેવું હિત સાધ્યું એટલું જ ઐતિહાસિક દૃષ્ટિયે હાલ તુરત જોઈશું તો બસ થશે.

ઇતિહાસની તવારીખ પણ જ્યાં પહોંચી શકતી નથી એવા એ પ્રાગ્ ઐતિહાસિક (pre-historic age) જમાનામાં માનવજાતિયો, આજે પશુ પ્રાણીઓ ભટકે છે તેમ, ટોળામાં ભટકતી. આવાં અનેક ટોળાંઓ વચ્ચે ઝગડા થતા. પોતાનાં સ્વાસ્થ્ય અને સલામતીનું રક્ષણ કરવું એ દરેક સમૂહની ફરજ હતી. સમૂહના નાયકની ઇચ્છા એ આજ્ઞા લેખાતી, અને અન્ય સમૂહની સ્ત્રીઓનું હરણ કરવું એ ધર્મ મનાતો. આજના સુધરેલા જમાનાને માનવવંશના પૂર્વજોની આ સ્થિતિથી, પ્રથમ દૃષ્ટિયે, આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. પણ જે ઉત્ક્રાન્તિમાંથી આપણો વિકાસ થયો છે તેનો ક્રમ વિચારતાં આમાં નવાઈ પામવા જેવું કશું જ નથી. ઉત્તરધ્રુવથી આરંભીને સપ્તસિન્ધુ આદિ પ્રદેશોમાં આર્યકુલોનું ભ્રમણ, દસ્યુઓ સાથેની લડાઈ અને તેમની સ્ત્રીઓનાં હરણ એ બધા સમૂહવૃત્તિના પૂરાવા છે.

ભ્રમણકાળ પછી, માનવજાતિનાં ટોળાં સ્વસ્થતા પકડે છે. વસાહતમાં શાન્તિ માને છે અને ઇતિહાસમાં અમર થયેલો વેદકાળ લગભગ પૂરો થવા આવે છે. વસવાટની શાન્તિમાં સમૂહજીવનને પોષક એવા કર્મકાંડો શરુ થાય છે અને શ્રમ વિભાગની દૃષ્ટિયે ચાર વર્ણોની ઉત્પત્તિ આપણે 'પુરુષ સૂક્ત'માં નિહાળિએ છિયે. આમ, પોતાના સમગ્ર સમૂહને ચાર વિભાગોમાં વહેંચવામાં એટલે કે વર્ણવ્યવસ્થા ઉભી કરવામાં આર્ય ઋષિયોએ સમૂહસમસ્તનું શ્રેય જાળવ્યું છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે[3] તેમ વર્ણોનું વર્ગીકરણ ગુણ અને કર્મ ઉપર નજર રાખી કરેલું છે, અને એ ચારે ય વર્ણનાં જીવન અને વ્યવહારમાં આખાય સમૂહને પોષણ મળે એવી વ્યવસ્થા હતી એમ ધર્મશાસ્ત્રો પરથી સિદ્ધ થાય છે. બ્રાહ્મણના યજનયાજનાદિમાં ચારેય વર્ણનાં સંસ્કાર અને સંસ્કૃતિનો સંગ્રહ થતો. ક્ષત્રિયના રક્ષણમાં બધા વર્ણો સલામતી માનતા. વૈશ્યના વાણિજ્યમાં પોષણની પર્યાપ્તિ લેખાતી, અને શૂદ્રની સેવાથી બધાં સંતુષ્ટ રહેતાં. વર્ણની વ્યક્તિને પોતાનો એટલે વ્યક્તિગત લાભ જેવો પ્રશ્ન થતો જ નહિં; કેમકે વર્ણના પ્રત્યેક એકમની –સ્ત્રી કે પુરુષની– દૃષ્ટિ સમુદાયના હિત ઉપર રહેતી. સમૂહના શ્રેય ખાતર દધિચિયે દેહ આપ્યો, સગરે

---

૩ चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः। भ. गी. ४–१३

સુવર્ણા તથા વીતહવ્યને સંહાર્યાં અને ઔર્વને પિતૃ-તર્પણ કરાવ્યું. આવા અનેક દાખલા ઉપરથી જોઈ શકાય છે કે વર્ણાશ્રમની વ્યવસ્થામાં વર્ણના દરેક એકમે (Unit) પોતાનાં કે વર્ણનાં સુખ અને સ્વાસ્થ્ય જોવાને બદલે સમગ્ર આર્યકુલના હિત ઉપર લક્ષ રાખેલું છે. સારાંશ કે, સમૂહવૃત્તિનો ઉપયોગ સમુદાય માટે હતો. વર્તમાન યુગમાં આઠમા એડવર્ડનો ગાદીત્યાગ એ પણ સામુદાયિક હિત જાળવી રાખવાનો અનુપમ દાખલો છે. આ રીતે વિચારતાં જણાશે કે અત્યારે વર્ણાશ્રમનો અથવા એમાંથી ફૂટેલા અનેક વાડાઓનો જે અર્થ આપણે કરિયે છિયે તે અર્થને આર્યોની સમૂહવૃત્તિમાં સ્થાન જ નહોતું.

સારી દુનિયાને મંત્રમુગ્ધ કરે એવો આપણો તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પણ ઉપરની હકીકત પ્રકારાન્તરે સ્પષ્ટ કરે છે. સમષ્ટિના લાભમાં વ્યષ્ટિનું સુખ છે માટે તાત્ત્વિક દૃષ્ટિયે સમષ્ટિ એ વ્યષ્ટિનું લક્ષ્ય બન્યું. શ્રીમત્ શંકરાચાર્યના અદ્વૈતવાદમાં પણ આજ વાતનું દર્શન થાય છે. અંગત રાગવિરાગને ગૌણ રાખી, સ્વસંવેદનું ભાન એટલે બ્રહ્મના આવિર્ભાવમાં એકતા અર્થાત્ આત્મત્વ ગાળી, લોકસંગ્રહ અર્થે જનકની જેમ વિદેહી થતાં આવડે તો જ પારલૌકિક શ્રેય અથવા જીવન્મુક્ત સ્થિતિ પ્રાપ્ત થાય એવો સૂક્ષ્મ અર્થ એ સિદ્ધાન્તમાં રહેલો છે.

આ પ્રમાણે, વેદકાળથી સ્મૃતિકાળ પર્યંત આર્ય–કુલોમાં સમૂહભાવના તેમનાં જીવન અને વ્યવહારમાં અખંડિત જળવાઈ રહી હોય એમ ફલિત થાય છે. આપણને બહુમાન્ય એવા એ પ્રાચીન સાહિત્યમાં આર્યોના સમૂહજીવનમાં કયાં વિશિષ્ટ લક્ષણો હતાં તે સંક્ષિપ્તમાં જોઈયે.

ભારત વર્ષના જુદા જુદા ભાગમાં વસેલા આર્ય-કુલો ભિન્ન લોકોના સંપર્કમાં આવ્યા. અનાર્ય જાતિયોના સંસર્ગથી તેમને સંકરતાનો ભય લાગ્યો. તેથી શ્વેતકેતુના પુત્ર ઉદ્દાલક મુનિયે લગ્નની પ્રથા દાખલ કરી. પણ લગ્નની એ સંસ્થામાં ન્હોતી સંકુચિતતા કે ન્હોતો સ્વચ્છંદ. સમૂહના લાભ માટે એમાં વર્ણાન્તર લગ્નોની છૂટ હતી. પ્રજોત્પત્તિ એ લગ્નનું ધ્યેય હતું. પુરુષ–સંતાન માટે નિયોગનો પ્રબંધ પણ એમાં હતો; છતાં સંયમની આકરી મર્યાદાઓ હતી. પુરુષ એ ઘરનો માલીક ગણાતો પણ સ્ત્રીને ઘરની દેવી અથવા પ્રત્યક્ષ લક્ષ્મી ગણવામાં આવતી. જીવનમાં અને વ્યવહારમાં એ તેની હંમેશની સાથીદાર બનતી. તાત્પર્ય કે, શિક્ષણ અને સંસ્કાર, લગ્ન અને વ્યવહાર એ બધાં સમૂહજીવનને પોષતાં. આથી સંસ્કૃતિ સમૃદ્ધ થતી અને સામુદાયિક જીવન અણીશુદ્ધ ટકી રહેતું.

વખત જતાં, પરદેશીઓનાં આક્રમણ થયાં; વિદેશી સંસ્કારનો સંચાર થવા માંડ્યો. જીવનની ઉપાધિયો વધી, અને સમૂહભાવના શિથિલ પડવા લાગી. શિક્ષણ-તંત્ર સરવા લાગ્યું અને સંસ્કાર વિસરાતા ગયા. સંપ્રદાયો, આશ્રમો અને જ્ઞાતિયો ઉભાં થયાં. વ્યક્તિની દૃષ્ટિમર્યાદામાંથી સમૂહભાન (Collective consciousness) ભૂલાયું એટલે ન્હાના મ્હોટા વાડાઓએ એક અથવા બીજી રીતે અહંતા પોષી. સંકરતામાંથી બચવા માટે જ્ઞાતિઓએ મર્યાદા બાંધી, અને સમૂહ તેમ જ વ્યક્તિનાં બળ અને શક્તિનો હ્રાસ કર્યો.

સંપ્રદાયોએ મતાન્તર ઉભા કર્યા, એટલે સર્વ-માન્ય પ્રણાલી (Common traditions) નષ્ટ થઈ; આચાર્યોએ વ્યક્તિગત ઝગડા શરુ કર્યા, જેથી સંસ્કાર લુપ્તપ્રાય થયા.

આમ, એક તરફ સંસ્કૃતિનું ભાન ઓછું થયું, સમૂહ માટે જવાબદારી હળવી થઈ, અને વ્યવસ્થાનું પાલન શિથિલ થયું ત્યારે બીજી તરફ જીવનનો વ્યવહાર વધારે ને વધારે સંકુલ થતો ગયો. વિદેશી વિચારોનાં પૂર વધ્યાં અને તેના મોહમાં આપણે અંજાયાં. વ્યક્તિપૂજા પાંગરી અને પ્રતિષ્ઠાના જાદુમાં આપણે ફસાયાં. પરિણામે આપણે ન જાણિયે તેમ સમૂહભાવના ભ્રષ્ટ થઈ.

ચોક્કસ ભાવનાને અભાવે, લોકજીવન અનેકમુખ વહેણોમાં ઘસડાયું. વ્યક્તિગત સ્વાર્થ, અહંતા અને કહેવાતી પ્રતિષ્ઠા જીવનનાં અંગ બન્યાં. આ સમયે

બંગાળ અને કાઠિયાવાડમાંથી બે આકસ્મિક બળો પ્રગટ્યાં. એણે સમૂહજીવનને નવા સ્વરૂપમાં ઉતારવા પ્રયાસ કર્યો. સમુદાયના એકમોમાં એણે સંસ્કૃતિના સાતત્યનું ભાન જગાડ્યું અને સંઘ વ્યવસ્થાની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો. આ રીતે આર્યોના સમૂહજીવનનું સંસ્કરણ બ્રહ્મોસમાજ અને આર્ય-સમાજે કર્યું.

વૈદિક સમૂહજીવનમાંથી છેવટે સામુદાયિક વૃત્તિની ભાવનાએ સમાજના મંડળો અને ઉપ–મંડળોમાં આશ્રય લીધો. ત્યારપછી, દરિયાપારના દેશોની જેમ સારા હિંદુસ્તાનમાં સામાજિક મંડળો સ્થપાયાં. આર્ય-જીવનમાં સમષ્ટિની જે પરંપરા હતી તેને બદલે તેમાં અનુકરણ આવ્યું. સમાજ અને સામાજિક જીવનનો જે અર્થ આપણે સમજિયે છિયે તે ધ્યેય બ્રહ્મો અથવા આર્યસમાજનું પણ ન્હોતું. સંસ્કૃતિસાતત્ય અને શુદ્ધિની પરંપરા એ એની નેમ હતી. આ દૃષ્ટિએ જોતાં સમાજજીવનને આપણે વિશેષ અર્થમાં અપનાવ્યું છે તેથી જે બળોમાંથી આજનું સમાજજીવન નિષ્પન્ન થયું છે તે બળો ભાવિ વિકાસને કેટલે અંશે અને કેવી રીતે પ્રેરણા આપી શકે એ એક જુદો જ પ્રશ્ન છે.

પ્રારંભમાં જણાવ્યા મુજબ, ભ્રમણ યુગમાં સમૂહ-જીવનનાં ત્રણ મુખ્ય લક્ષણ હતાં: સમૂહહિતનું ભાન, સંસ્કૃતિનું પાલન, અને જાતિની શુદ્ધિ માટે ચીવટ. આ ત્રણ બળોએ સમષ્ટિનો સર્વાંગે વિજય સાધ્યો અને ઈતિહાસની તવારીખમાં અનેક વ્યક્તિઓ અમર બની. પ્રાચીન બળોની સરખામણીએ આધુનિક સમાજ જીવનમાં ઉન્નત કરતાં અવનત તત્ત્વોનો ભાસ વિશેષ થાય છે અને તેથી સમૂહવૃત્તિને લીધે પરિણમતું સામુ-દાયિક જીવન વિસંવાદી દેખાય છે.

આ વસ્તુસ્થિતિનાં કારણોમાં ઉંડા ઉતરતાં માલમ પડે છે કે વર્તમાન સમાજજીવન એ સંપ્ર-દાયનું મંડળ નથી, જ્ઞાતિનો વાડો નથી, અથવા ધંધાદારીઓનો સમૂહ નથી..છતાં એમાં એ બધાયના સારા–માઠા અંશો છે. એના એકમોમાં સમૂહવૃત્તિ છે પણ સર્વમાન્ય ધ્યેય નથી અથવા ધ્યેયના પાલન માટે આગ્રહ નથી. એમાં સંયુક્ત કુટુંબની પ્રથા અસ્તિત્વ ધરાવે છે પણ એમાં વ્યક્તિવાદનો વધારે પડતો ઉલ્લાસ છે. એમાં જ્ઞાતિનાં બંધનો છે, પણ વ્યવસ્થાનો સમૂળગો અભાવ છે. એના શરીરને પુરુષ, પૈસો અને પ્રતિષ્ઠાનો પક્ષઘાત થયો છે. કેમકે એના બંધારણમાં આ ત્રણ 'પ'[4] સિવાય અન્યને ઓછું સ્થાન છે. આવા પરસ્પરવિરોધી તત્ત્વો સમૂહવૃત્તિની વ્યક્તિગત શક્તિયોને નીચોવી નાંખે છે અને સમાજનો દેહ ક્ષીણ થતો જાય છે.

સમૂહવૃત્તિ એ જીવનનું સ્વાભાવિક લક્ષણ છે એ ખરું, પણ જો સામુદાયિક હિતને બદલે વ્યક્તિ અથવા વ્યક્તિગત લાભને પ્રાધાન્ય આપવામાં આવે તો તે મંડળ, સંસ્થા કે સમાજનું હિત જોખમાય એ નિઃસંશય વાત છે. કાંઈક આવાં કારણને લીધે જ આધુનિક અનેક સંસ્થાઓનાં તંત્ર આપણે શિથિલ થતાં જોઈયે છિયે. વ્યક્તિ એ સમુદાયનો એકમ છે, પણ સમુદાય એ વ્યક્તિ નથી. વિવિધ અણુઓના સમૂહથી બનેલો છતાં સમાજનું વ્યક્તિત્વ એ બધાથી નિરાળું છે એ સત્ય ઘણી વખત વ્યવહારમાં ભૂલી જવાય છે અને તેથી સમુદાય તેમજ વ્યક્તિની અવ-નતિ થાય છે. સમૂહવૃત્તિનો આનંદ સમગ્ર સૂરોના સંવાદમાં રહેલો છે એટલે વિસંવાદી તત્વનો, સમગ્રના શ્રેય અર્થે, નિષેધ કરવો એ જ ધર્મ છે. સમૂહવૃત્તિને લીધે સમાજ અને વ્યક્તિ વચ્ચે શો સંબંધ છે તેનું પૃથક્કરણ અન્ય પ્રસંગ પર રાખી હાલ આ વિષય સંકેલીશું.

---

૪. ત્રણ 'પ'ની આ કલ્પનાને **સામળ** ભટ તરફથી સ્વતંત્ર પુષ્ટિ મળે છે. સરખાવો–

"નારિ બોલી નેહશું, તમે છો ચતુર સુંજાણ;
પાંચ 'પપા' પ્રિય પુરુષને, તેનાં કરો વખાણ"

પદ્માવતીની વાર્તા–બૃહત્ કાવ્ય દોહન ભા. ૨, પૃષ્ઠ ૩૬૯.

# સરદાર વલ્લભભાઈની ધાર્મિકતા

શ્રી. કિશોરલાલ મશરૂવાળા

તા. ૫મી માર્ચ ૧૯૩૯ના 'કૉંગ્રેસ સોશિયાલિસ્ટ'માં શ્રી. યુસુફ મહેરઅલીએ સરદાર વલ્લભભાઈનું એક રેખાચિત્ર દોર્યું છે. શ્રી મહેરઅલીની કલમે લખાયેલું હોવાથી એ વાંચવા જેવું છે. આ અંકમાં બીજે ઠેકાણે એનો અનુવાદ આવશે.

વલ્લભભાઈ સ્વામીનારાયણ-સંપ્રદાયના જે ધાર્મિક વાતાવરણમાં ઊછર્યા હતા, તેનો કાંઈક ખ્યાલ ન હોય તો વલ્લભભાઈના ચારિત્રની કેટલીક બાબતો પૂરી સમજી શકાય એમ નથી. મારી ઉછેર પણ એ જ વાતાવરણમાં થયેલી હોવાથી હું એનો સારો આંક બાંધી શકું છું.

બહારના માણસને સ્વામીનારાયણ-સંપ્રદાયમાં અવિલાસવૃત્તિ (પ્યુરિટનિઝમ્, અથવા આજની ભાષામાં કહીએ તો, 'આશ્રમવૃત્તિ') પર બહુ ભાર છે, એ સિવાય એમાં તથા બીજા વૈષ્ણવ-સંપ્રદાયો વચ્ચે બહુ ભેદ ભાગ્યે જણાશે. શ્રી. વલ્લભભાઈમાં રહેલી અવિલાસ-વૃત્તિને શ્રી. મહેરઅલી જોઈ શક્યા છે એ એમના નિરીક્ષણની ઝીણવટ દેખાડે છે. પણ એ સંપ્રદાયની ખાસિયત એ વિશિષ્ટ સંસ્કારો કેળવવામાં રહેલી છે. અલબત, જેમણે નિષ્ઠાપૂર્વક એ સંપ્રદાયનું સેવન કર્યું હોય (અને સરદાર ઘણાં વર્ષ સુધી એના નિષ્ઠાપૂર્વક ભક્ત હતા) તેમનામાં જ એ સંસ્કારો કેળવાય છે, અને તેમના ચારિત્રને એક ખાસ છાપ આપે છે. એક સંસ્કાર એ કે, બોલવામાં ન બતાવે તોયે, નિષ્ઠામાં સ્વામીનારાયણ-સંપ્રદાય મુસલમાન-ધર્મ કરતાંયે વધારે એકેશ્વરવાદી છે. ઇસ્લામમાં 'ખુદા એક જ છે' એ સૂત્ર પછી 'અને મહંમદ તેના પયગંબર છે' એવું બીજું સૂત્ર આવે છે. સ્વામીનારાયણ-સંપ્રદાયનું બીજું સૂત્ર, 'અને સ્વામિનારાયણ જ તે ખુદા છે' એવું છે એમ કહી શકાય. બુદ્ધિવાદીને આવી શ્રદ્ધા વિચિત્ર અને અંધ લાગે. કદાચ બીજા હિંદુઓને એમાં રામ-કૃષ્ણાદિક અવતારોનો અને પૌરાણિક દેવોનો નિષેધ કરનારીયે લાગે. અને બહારના માણસને મારી આ વાત અતિશયોક્તિભરી લાગે. છતાં, કોઈ ચુસ્ત સત્સંગીને પૂછશો તો તે આ વાત કબૂલ કરશે. વેદાંતદૃષ્ટિએ આ નિષ્ઠાનું સમર્થન પણ કરી શકાય. પણ, એ આ લેખનો ઉદ્દેશ ન હોવાથી એ વાત પડતી મૂકું છું.

આ અંધશ્રદ્ધા જેવી લાગતી માન્યતાની જોડે જ એક બીજો સંસ્કાર પણ રહ્યો છે, અને તે પહેલા સંસ્કારની અસરને નવી જ દિશા આપનારો છે. મારા જાણવા પ્રમાણે સ્વામીનારાયણ-સંપ્રદાયનું એ વિશેષ લક્ષણ કહી શકાય. તે સંસ્કાર તે આ : સાધારણ રીતે માણસના મનમાં ભૂતકાળના રામ, કૃષ્ણાદિક અવતારો, શુક, નારદ વગેરે સંતો, અને વેદાદિ શાસ્ત્રો વિષે અત્યંત આદર અને શ્રદ્ધા હોય છે. પણ જ્યાંસુધી

એવો જ મહિમા એને પ્રત્યક્ષ અવતાર, સંત અને શાસ્ત્ર માટે સમજાય નહિ, ત્યાંસુધી તે કૃતાર્થ થઈ શકતો નથી.

આ ન્યાય, અર્થાત્, સ્વામીનારાયણને પોતાનેયે લાગુ પડે. એમના કાળના લોકોને એ પ્રત્યક્ષ હતા, અને જેમણે એમને ઓળખ્યા અને માન્યા તેમનાં જીવન કૃતાર્થ થયાં એમ કહેવાને હરકત ન હોય. પણ આજને માટે આજના સ્વામીનારાયણ જોઈએ. જે તેને ઓળખીને તેના જીવન સાથે પોતાનું જીવન વણી દે તે જ ધન્ય થઈ શકે.

આ—તેની સાથે જીવન વણી દેવાની વાત—પણ એક બળવાન સ્વામીનારાયણીય સંસ્કાર છે. હાલર પક્ષીનું દૃષ્ટાંત સત્સંગીઓ આગળ આદર્શ તરીકે મુકાય છે. આ પક્ષી વિષે મનાયેલી વાત સાચી છે કે ખોટી તે હું જાણતો નથી. પણ કહેવાય છે કે એ પક્ષી જ્યારે પોતાની માનો માળો છોડે છે, ત્યારે તેમાંથી એક લાકડી પોતાના પગમાં પકડી લે છે, અને મરતાં સુધી તેને પોતાની જોડે ફેરવે છે. એ છોડાવીએ તો એનું મૃત્યુ થાય. સત્સંગીનો નિષ્ઠાનો આ આદર્શ છે.

શ્રી. મેહેરઅલીએ પોતાના લેખમાં કહ્યું છે કે : 'અવિલાસીવૃત્તિના હોવા છતાં, એમને ધર્મમાં બહુ રસ નથી. ગાંધીજીએ પોતાનું જીવન ગીતાના સિદ્ધાંતો ઉપર રચ્યું છે. પણ વલ્લભભાઈએ તો થોડાં વર્ષ પર જ એ પુસ્તક પહેલી વાર વાંચ્યું.' વલ્લભભાઈએ ગીતા ભલે ન વાંચી હોય પણ સ્વામીનારાયણીય ધાર્મિક સાહિત્ય વાચન કે શ્રવણથી સારી પેઠે જાણ્યું છે એ યાદ રાખવું જોઈએ. છતાં, ઉપરની બાબતોથી આનો ખુલાસો મળે છે. સરદાર વલ્લભભાઈને પોતાના ઉપયોગ માટે ગીતાનો ખપ નથી. ગાંધીજીને એ પ્રિય છે, માટે તે પણ એ પ્રત્યે આદર રાખે. પણ એમને પોતાના સંતોષાર્થે તો, જો ગાંધીજીનાં વચન એમને ગળે ન ઊતરે તો જ ગીતા કે બીજાં શાસ્ત્રોની જરૂર રહેને? ગીતા કે બીજાં શાસ્ત્રોનાં પ્રમાણ મળે કે ન મળે, એમને ગાંધીનું વચન જ પૂરતું પ્રમાણ છે. એટલે કે સરદારને ધર્મ પ્રત્યે અનાસ્થા કે અરુચિ છે એમ નહિ, પણ જેના જીવનને જોઈને શાસ્ત્ર ઉત્પન્ન થાય છે, તે મહાપુરુષ જ સામે બેઠેલા હોય ત્યારે શાસ્ત્રોનો ઉપયોગ ક્યાં રહ્યો?

વળી શ્રી મહેરઅલી કહે છે :

'બુદ્ધિ—શક્તિમાં એ રાજગોપાળાચાર્યથી ગાઉઓ પાછળ છે; અને દૃષ્ટિની વિશાળતાની બાબતમાં તો મને શંકા છે કે એમને દૃષ્ટિ જેવો કોઈ શબ્દ પણ સાંભળ્યો છે કે કેમ?' આ ગેરસમજ છે. પણ આવું લાગે તો તેનો પણ ખુલાસો ઉપરના નિરૂપણમાંથી મળે છે. મોટા દૂરબીનથી આકાશદર્શન કરનારા તેની સાથે એક નાનકડું દૂરબીન રાખે છે. મોટું દૂરબીન તારાને શોધવામાં અડચણરૂપ થાય છે. નાનું તેને શોધી આપે છે. પછી મોટા વડે તેનું નિરીક્ષણ કરવામાં આવે છે. પણ, જેને મોટા દૂરબીનથી જ તારો દેખાઈ ગયો હોય, તે

પછી નાનું દૂરબીન શું કામ વાપરે? તેમ જેને દૃષ્ટિ ન સાંપડી હોય, તે આ દૃષ્ટિથી તપાસો અને પેલી દૃષ્ટિથી તપાસો, આઘે દૃષ્ટિ નાંખો અને નજીક નાંખો એમ ફાંફાં મારે, પણ જેને પોતાની દૃષ્ટિ મળી ગઈ હોય અને ત્યાં સ્થિર ઠરી ગઈ હોય તે અનેક દૃષ્ટિઓ પાછળ શું કામ વલખાં મારે?

આ બધું વિદ્વાન બુદ્ધિવાદીને અશાસ્ત્રીય અને અબુદ્ધિતું લાગશે. વિદ્વાન બુદ્ધિવાદી સરદાર પ્રત્યે બહુ ખેંચાતો નથી તેનું આ એક કારણ હોઈ શકે છે. બુદ્ધિવાદી ઘણું ખરું બધી બાબતોમાં શંકાવાદી હોય છે. કશી બાબતમાં એ નિશ્ચયાત્મક થઈ શકતો નથી. નિશ્ચયાત્મક ન થવું જોઈએ એવો આગ્રહ પણ રાખે છે. આથી એ ક્યાંયે સ્થિરપણે ચોંટતો નથી. આ એક જાતની અનિશ્ચિતતા છે. બીજી જાતનીયે એક અનિશ્ચિતતા છે. તે ગાંધીજી પોતાની બાબતમાં જાહેર કરે છે. એ પોતાને સદાયે સત્યના શોધક માને છે. એ કહે છે હું કેંદ્રને પામ્યો નથી, પણ આજુબાજુમાં છું, અને તેને શોધું છું. વલ્લભભાઈ સાશંક પણ નથી અને શોધક પણ નથી, એ તો પોતા પૂરતા કેંદ્રમાં જઈને બેસી ગયા છે. એ કેંદ્ર તે ગાંધીજી પોતે. ભલે ગાંધીજીને પોતાને પરમસત્ય ન મળ્યું હોય પણ ગાંધીજી મળ્યા પછી સરદારને કોઈ બીજું પરમસત્ય શોધવાનું કુતૂહલ નથી. પરમેશ્વર જાતે ગાંધી સિવાય કોઈ બીજા રૂપમાં એમની સામે આવીને ઊભા રહે તો કદાચ તે એની એવી જ ઉપેક્ષા કરે જેવી એમણે ગાંધીજીને ઓળખ્યા નહોતા ત્યારે તેમની અમદાવાદ–ક્લબમાં કરી હતી. પરમેશ્વરને એમને પોતાના સ્વરૂપનું વધારે સારી રીતે જ્ઞાન કરાવવું હોય તો તે ગાંધીરૂપે અને ગાંધી દ્વારા જ કરાવવું જોઈએ:

"એક ગુરુકા આસરા, એક ગુરુકી આશ;
તિન સે રાજી રહીયે, ઔરન સે ઉદાસ."

થોડા દિવસ પર ગાંધીજીએ જમનાલાલજીને શ્રી. રમણ મહર્ષિના આશ્રમમાં જઈ આવવા સૂચવ્યું. શ્રી. રાજેન્દ્રબાબુ પણ એમની સાથે જવા તૈયાર થયા. સરદાર વર્ધામાં જ હતા. એમણે એમની વિશિષ્ટ રીતે એ વિચાર હસી કાઢ્યો. બાપુજી પર પણ પોતાના વિનોદનો પ્રહાર કર્યો.* એમાં રમણ મહર્ષિ પ્રત્યે અનાદરનો ભાવ નહોતો. પણ એ કુતૂહલ અથવા વલખાં એમને બરાબર ન લાગે. માથી છૂટું પડેલું વાછડું ગાયોનાં ટોળાં શોધી વળે; પણ જે માની પાસે

---

*સ્વામીનારાયણ–સંપ્રદાયમાં એક કિસ્સો છે. સ્વામીનારાયણ નાહી ધોઇને ધ્યાન ધરવા બેઠા હતા. તે વખતે મોઢા પર ધોતિયું ઓઢી લીધું હતું. સામે વલ્લભભાઇના જેવા જ એમના વિનોદી શિષ્ય સોમલાખાચર બેઠેલા હતા. એ બોલ્યા, 'ભણે મહારાજ, તમને તો ભગવાનનાં દર્શન થતાં હશે, પણ મારાં ચાલ્યાં ગયાં! મોં પરથી આ ધોતિયું કાઢી નાંખો તો મને પણ થાય!' સ્વામીનારાયણ હસી પડ્યા અને ધોતિયું દૂર કર્યું. પણ અહીં તો બાપુજી પોતે જમનાલાલજીને બીજે જવા સૂચવે એ કેવું વિચિત્ર એ વલ્લભભાઇની વૃત્તિ.

જ ઊભું હોય તે શું કામ શોધવા નીકળે ? તેમ વીસ વીસ વર્ષ બાપુ જેવા સાથે વસ્યા પછી બીજાને શોધવાનું કુતૂહલ કે જરૂર રહે એ જ આશ્ચર્ય ગણાય. 'આપણે તો નિશ્ચય, નિયમ ને પક્ષ'† એમ બોલી મારી સામે જોઈ હસ્યા. આવી બુદ્ધિમાં સ્થિર થયા પછી એ આગ્રહપૂર્વક સ્થિતપ્રજ્ઞના શ્લોકો રટવા ક્યાં બેસે ?

અને છતાં, સરદાર ગાંધીજીને ભગવાનના અવતાર કે સદ્‌ગુરુ તરીકે રજૂ કરવાની ખટપટમાં કદી નહિ પડે. બુદ્ધ, ઈશુ, રામકૃષ્ણ પરમહંસ, અરવિંદ ઘોષ કે કોઈ બીજા ભૂત કે વર્તમાન મહાપુરુષની સાથે તેમની આધ્યાત્મિકતાની સરખામણી કરવાનાં ચૂંથણાંમાં નહિ પડે. મારી મા વધારે ગુણવાન કે તારી મા, એવી ચર્ચા કોઈને ગમે ? તેમ એવી ચર્ચાઓથી એ કંટાળીને ભાગશે. તેમ એ બાપુની પાસે આવશે ત્યારે એમની ચરણરજ માથે મૂકવાનો વિનય નહિ કરે. એ બાપુની મશ્કરીયે કરશે. પણ જ્યારે બાપુનો એક શબ્દ નીકળશે ત્યારે તેમના 'વચન પર ચૂરેચૂરા' થવામાં પાછું નહિ જુએ.

નિર્ણય ન થયો હોય ત્યાંસુધી તર્કની જરૂર રહે; દિશા પણ ન માલમ હોય ત્યારે વિશાળ દૃષ્ટિની જરૂર રહે; પોતાને જીવનમાં શું કર્તવ્ય કરવાનું છે તેની ખબર ન હોય, અથવા પરલોકની તૃષ્ણા હોય ત્યારે શાસ્ત્રો ખોળવાની જરૂર રહે. અથવા, પ્રોફેસર કે પ્રચારકનું કામ કરવું હોય તો એ બધું જોઈએ. પણ નિષ્ઠાવાન સિપાહીને માટે આ બધું નકામું બની જાય. અને સરદારના જીવનનું મોટામાં મોટું લક્ષણ તે એમની નિષ્ઠાભરી સિપાહીગીરી છે.

"બ્રહ્માનંદ ગુરુવાક્ય પર ટુક ટુક ઉડ જાય."

જે ક્ષણે એમણે હાલરની લાકડીની જેમ બાપુને ઝાલ્યા, તે ક્ષણથી એમણે પોતાનું જીવન એમની જોડે એવી રીતે વણી દીધું છે કે સ્વામી મુક્તાનંદનું નીચેનું ભજન એ સુખેથી પોતાને લાગુ પાડી શકે :

હરિ કે હુકમ સે શૂરા, અબ મૈં૦ ધ્રુવ
નારાયણ મુનિ દેવ રિઝાઉં,
ખેલ મચાઉં પૂરા—અબ મૈં૦

શિલ, સંતોષ હજૂરી ચાકર.
નિશદિન રાખું પાસા;
સાવધાન રહું રણ બીચ ઠાઢા
તોહું સબ મેવાસા—અબ મૈં૦

કરડી ફોજ ફિરાઉં ચહુ દિશ,
ચોર રહન નહીં પાવે;
રાજ અકંટક થિર કરી બૈઠું,
સબ ઠંઠા મિટ જાવે—અબ મૈં૦

ભજન ભક્તિ બીચ કરત અડંગા,
તિન કા સીસ ઉડાઉં;
**મુક્તાનંદ** મોહદલ હનિ કે,
મૌજ ચરનરતિ પાઉં—અબ મૈં૦

---

† આ સ્વામીનારાયણીય પરિભાષાના શબ્દો છે. બુદ્ધ, ધર્મ અને સંઘ–ને મળતા એ છે. એનો અર્થ, અહીં, બાપુનો નિશ્ચય, બાપુના નિયમ, અને બાપુનો પક્ષ. સ્વામીનારાયણ–સંપ્રદાયમાં બાપુને બદલે સ્વામીનારાયણ શબ્દ સમજવો.

# છેલ્લું ચિત્ર

શ્રી. રમણીક મેઘાણી
શ્રી. બલરાજ સાહની

આખાયે દિવસનું કામ પતાવી ડાકટર નિરાંતે હાથ ધોતા હતા તેવામાં એમણે પોતાના ચિત્રકાર મિત્ર વિનુના પુત્રને દીવાલને અઢેલીને ઊભેલો જોયો. ને એમણે પૂછ્યું–"કેમ બેટા, શું ખબર છે?"

"તમને મારી બાએ બોલાવ્યા છે."

"કેમ, તબિયત તો વધારે ખરાબ નથી ને?"

"ખબર નથી, પણ એણે તમને જલદી બોલાવી આવવાનું મને કહ્યું છે."

ડાકટરે બાળકને પોતાની ખુલ્લી ઉપેક્ષાવૃત્તિથી વિસ્મય પમાડતાં નિરાંતે હાથ લૂછ્યા, કપડાં પહેર્યાં, ઓવરકોટ ચડાવ્યો ને પછી કંપાઉંડરને થોડીક સૂચના આપી બહાર નીકળ્યા. બાળક એમની બેગ ઉપાડી પાછળ પાછળ ચાલ્યો. જો કે વરસાદ હવે રહી ગયો હતો, પણ રસ્તો ગારોગારો થઈ ગયો હતો. ડાકટર લાકડીનો ટેકો લેતા લેતા માર્ગની દુકાનો તરફની બાજુએ સંભાળપૂર્વક ચાલતા હતા. ચિત્રકાર રહેતો હતો એ ગલ્લી સાંકડી હતી, એમ ન હોત તો તેઓ ગાડી જ ભાડે કરી લેત. બાળકના પગ ઉઘાડા હતા તેથી એને માર્ગ વચ્ચે ગારામાં પગનાં આંગળાં દબાવી ચાલવું વધુ ગમતું હતું. વાદળોથી આચ્છાદિત સંધ્યા રાત્રિનું રૂપ લેતી હતી; પણ હજુયે કમબખ્ત મ્યુનિસિપલવાળાઓએ માર્ગ પરના દીવાઓ નહોતા સળગાવ્યા. જ્યારે સદરમાં, જ્યાં નહોતી થતી ભીડ કે નહોતો થતો કાદવ ત્યાં, પાંચ વાગતાં જ દિવાળી જેવો ઝળહળાટ થઈ જતો. અત્યારે ત્યાં કંઈ અજબ ઋતુ ખીલી હશે! જો આ કવેળાએ એમને અહીં આવવાનું ન થાત તો ડાકટર સાહેબ પણ એ અજબ ઋતુની મજા માણવા, હવા ખાવા, બીજા કેટલાયે સારા સારા શહેરીઓની જેમ કેન્ટોન્મેન્ટ તરફ ફરવા જાત. કારણ એ એમનો નિત્યનો નિયમ હતો.

આજે એથી જ એમને પોતાના ચિત્રકાર મિત્ર પર દયાની સાથે જ ખીજ પણ આવતી હતી. જ્યારે એ બંને કૉલેજમાં સાથે ભણતા ત્યારે વિનાયકની ગણતરી સારા ને તેજસ્વી વિદ્યાર્થીઓમાં થતી. એના બાપુ પણ પૈસે ટકે સુખી અને ઉદાર માણસ હતા, એટલે જો એ ઇચ્છત તો યુરોપ પણ જઈ શકત. છતાંયે આમ કંગાલિયત ભોગવવી શા માટે? માન્યું કે આદર્શ એક વખાણવાલાયક વસ્તુ છે; પણ જો સમાજને એની કદર જ ન હોય તો એ માટે સત્યાગ્રહ કરવો શા કામનો? એમને વિનુથી ઘણીયે વધારે ગરીબીનો સામનો કરવો પડ્યો હતો. પણ ધંધાની શરૂઆતમાં જ એ સમજી ગયા કે દુનિયામાં માણસે પોતાની મેળે જ પોતાનો ઉત્કર્ષ

સાધવાનો છે. જીવનના સંગ્રામમાં નિઃસ્વાર્થી બની કોઈ કોઈને સહાય કરતું નથી. અને પરિણામે આજે એ ભદ્ર પુરુષોની જેમ સભ્ય ને ઉપયોગી જીવન વિતાવી શકે છે. પણ જો એમણેયે એમ જ માન્યું હોત કે સરકારી કૉલેજોમાંથી બહાર આવતા વિદ્યાર્થીઓને કામ આપવું એ સરકારનું જ કામ છે તો એ પણ હજુ સુધી ગલ્લીઓમાં સડતા હોત ને કદાચ ચરિત્રહીન પણ થઈ ગયા હોત!

બેશક, એ દિવસોમાં વિનાયકની દલીલોનો જવાબ એ નહોતા દઈ શકતા, વિનુની દલીલો સદાયે વ્યક્તિગત નહિ પણ સામુદાયિક રહેતી. એ કહેતો કે જો રસ્તાઓ ને બજારો ગંદાં છે અને મોટા ભાગના દેશવાસીઓ એમાં જ રહે છે, તો હું શા માટે સિવિલ લાઇન્સના બંગલાઓમાં જાલિમોનો પાડોશી બનું? ભલે મારી પાસે દૌલત હોય. જો હું સમજું છું કે ચાલુ શિક્ષણપ્રણાલી ખરાબ છે તો હું કેમ કોઈ કૉલેજનો પ્રોફેસર બની, મારા બટકુંક રોટલા માટે વિદ્યાર્થીઓને જૂઠાણું શીખવું, ઠગું?

પણ એ વાત તો હવે જૂની થઈ. હવે તો વિનાયક કોઈને મળતો હળતો નથી. ઘેર બેઠાં બેઠાં જ બધો સમય વિતાવી દે છે. જો કે પોતાને ચિત્રકાર કહેવરાવવાનો એને હજુયે શોખ છે, છતાં હજુ સુધી એક પણ પ્રશંસનીય ચિત્ર એ નથી આલેખી શક્યો. જગત આવા માણસોને એમને ઠેકાણે જ પડ્યા રહેવા દઈ આગળ ધપ્યું જાય છે.

**અં**ધારી અને સાંકડી એવી કેટલીયે ગલીઓ વટાવીને તેઓ વિનાયક ને ત્યાં પહોંચ્યા. ઓરડાનાં બારી-બારણાં બંધ હતાં. બેન્ઝોઇન અને બીજી દવાએ.ની ગંધ હવામાં ફેલાઈ રહી હતી. વીજળીના બલ્બ ઉપર શેડને સ્થાને કાર્બન પેપર ચોંટાડેલો હતો. પુસ્તકો, કપડાં વગેરે કેટલીયે કામની અને નકામી વસ્તુઓ ઓરડામાં જેમ તેમ પડી હતી. ચિત્રકાર પોતાની પત્નીની વારંવારની મનાઈ છતાં બિછાના પરથી કચરો ખંખેરી રહ્યો હતો ને ખૂબ સંભાળપૂર્વક પોતાના ખરી પડેલા વાળ ભેગા કરતો હતો.

"હેલ્લો નરેન!" ડૉક્ટરને આવતાં જોઈ એણે આવકાર આપ્યો.

"વિનુ! આ તું શું કરે છે? હજાર વાર તને ઊઠવા બેસવાની ના પાડયા છતાં તું આમ કેમ કરે છે?" ડાક્ટરે કહ્યું.

"સાંભળ ભાઈ," વિનુએ અંગ્રેજીમાં બોલવું શરૂ કર્યું–'ગૃહિણીએ એક વાત સદાયે ધ્યાનમાં રાખવી જોઈએ કે માંદા માણસનું બિછાનું હમેશાં સાફ-સૂથરું રાખવું જોઈએ. આપણી સ્ત્રીઓ જો એ સંભાળ ન રાખે તો આ સિવાય બીજો શો ઉપાય? ચાલ, હવે તો બિછાનું સાફ થઈ ગયું, હું સૂઈ જાઉં છું, હવે તો રાજી છો ને?"

ડાક્ટરે નાડ તપાસી. તાવ જોરમાં હતો ને શ્વાસની ગતી પણ અનિયમિત હતી. ચિત્રકારની પત્ની તરફ મોં ફેરવી ડાક્ટરે કહ્યું—"જુઓ, હું હમણાં એક શીશી મોકલું છું. એમાં થોડુંક ઊકળતું પાણી રેડી બૂચ મારી દેજો" ને વિનુને કહ્યું કે "બાટલી સાથે જોડેલી નળી મોં પાસે રાખી બને એટલા લાંબા શ્વાસોચ્છ્વાસ લેતો રહેજે. ઉધરસ મટી જશે. ચિંતા જેવું નથી. દવાઓ ચાલે છે એ જ ચાલવા દ્યો."

"પણ ડાક્ટર સાહેબ!"–ચિત્રકારની પત્નીએ સાબુ ઠીક કરતાં કહ્યું "તમને ફક્ત આટલા માટે જ નથી બોલાવ્યા. મને ચિંતા તો એ થાય છે કે છેલ્લા ત્રણ કલાકથી એ સતત બોલ્યા જ કરે છે ને આરામ નથી કરતા. મારું કહ્યું પણ માનતા નથી. તમે એમને સમજાવોને!"

"ડાક્ટર, બે મિનિટ અહીં બેસો. ફક્ત બે મિનિટ જ, "દર્દીએ પ્રેમપૂર્વક આગ્રહ કર્યો, "હું જાણું છું કે મને ડબલ ન્યૂમોનીઆ છે. મને એ પણ ખબર છે કે તાવ અત્યારે ખૂબ સખત છે ને હું કંઈક ખુમારીમાં છું. છતાં હું બકતો નથી એની મને ખાતરી છે. આ સ્ત્રી મારી વાત સમજતી નથી. આખી જિંદગીમાં મારી એક પણ વાત એ સમજી શકી નથી. એ માને છે કે હું બહેકી ગયો છું અને એટલે જ મારે

વધારે અશક્ત પાડવા પડે છે. આખો દિવસ હું કોઈની રાહ જ જોઈ રહ્યો હતો કે હું જે કંઈ જોઈ રહ્યો છું તે કોઈને બતાવી શકું. કારણ," ત્યાં પાછો એ અંગ્રેજીમાં બોલવા લાગ્યો "મને હવે જિંદગીનો ભરોસો નથી રહ્યો એ સારૂ વાત છે, ને હું જાણું છું કે મનમાં ને મનમાં તો તમે પણ એમ જ માનો છો.'

ડાક્ટર નક્કી ન કરી શક્યા કે શું જવાબ આપવો? સ્થિતિ અગાઉ કરતાં ખરાબ દેખાતી હતી. અને કંઈક ડિલિરિયમ પણ હતું. પણ વિનુના સ્વભાવ મુજબ આ સ્થિતિમાં એની ઇચ્છાનો વિરોધ કરવો એ વધુ ખરાબ હતું. એ કારણે એ ચુપ જ રહ્યો. વિનુ બોલતો જ ગયો—"નરેન, તું તો જાણે છે ને મારા જીવનની ટ્રેજેડી? જ્યારે સ્વસ્થ હોઉં ત્યારે કોઈની સાથે વાતો કરવા જેટલુંયે બળ ન હોય. એમ જ થયા કરે કે બસ આરામ કરું, પડ્યો જ રહું, કોઈનું મોં સુદ્ધાં ન જોઉં. મારી ગરીબાઈને અંગે નથી કોઈ મને બોલાવતું કે નથી હું ક્યાંય જતો. પણ જ્યારે મેં દારૂ પીધો હોય છે ત્યારે મારા લોહીની ગતિ જોરમાં હોય છે. વિજ્ઞાનના નિયમ મુજબ એ વખતે મારું મગજ પૂર જોરમાં કામ કરે છે. ચિત્રો દોરું છું તે વખતે હું એવો માણસ હોઉં છું, જેવો, જો મુશ્કેલીઓ અને હાડમારીઓએ મારી કમર ભાંગી ન નાંખી હોત ને હું હોત. પણ લોકો મારા વિચારોને સમજી નથી શકતા એ કારણે જીવનમાં મળતી બાકી રહેલી ઠોકરો મને આ સમયે મળે છે. લોકો શરાબી કહી મને ઉડાવે છે. જે ક્યારેય મારા તરફ આંખ પણ નહોતા માંડી શકતા એ પણ હવે તો માથું હલાવીને ઇશારા કરતા ચાલ્યા જાય છે કે 'જુઓ આ ફલાણાનો દીકરો. બધી માલમિલકત ઉડાવી દીધી દારૂમાં, ને હવે દુકાનો ઉપર બેઠો બેઠો બક્યા કરે છે.'"

ચિત્રકારની પત્નીએ રોતાં રોતાં પતિના માથા પર હાથ ફેરવ્યો ને એ બોલી—"આવા વિચારો શું કામ કરો છો તમે! જહન્નમમાં જાય દુનિયા ને દુનિયાના લોકો. ડાક્ટર સાહેબ પણ હવે તો થાક્યા હશે, સારા થઈ જાઓ ત્યારે કર્યા કરજો ને વાતો, નિરાંતે દિવસોના દિવસો!"

"આની તરફ જો?" જોરથી હસતાં હસતાં ને ઉધરસ ખાતાં ખાતાં વિનુએ કહ્યું. "કેમ જાણે હું દુનિયાની એપેલકોર્ટ સામે તને અપીલ ન કરતો હોઉં! આ નથી સમજતી, જિંદગી આખીમાં મારી એક વાત પણ એ નથી સમજી શકી. ફક્ત પાંચ મિનિટ માટે, ડાક્ટર દોસ્ત, ફક્ત પાંચ મિનિટ માટે રોકાઈ જા, પછી તું ચાલ્યો જજે. હવે આ દુનિયામાં તું જ એક મારો મિત્ર છો. તારા મતની મને કિંમત છે—

"તાવ અત્યારે સખત છે, પણ એટલો સખત નથી કે હું બેહોશ બની જઉં. ઉત્તેજના છે, પણ અહોભાગ્ય! કે એ એટલા પ્રમાણમાં જ છે જેટલાથી મારા મગજને પૂરી મદદ મળે. હું અત્યારે એ પ્રોમીથિયસ નથી જે પથ્થર સાથે બંધાયેલો હતો, પણ જેનું રોમેરોમ એક નવી સ્વાધીનતા, એક નવી તાઝગી અનુભવી રહ્યું હતું એ છું. તું ધ્યાનપૂર્વક સાંભળજે. મારી વાતો મારી પત્નીને ભલે બકવાદ લાગે પણ તને તો એની ખાતરી થવી જ જોઈએ.

"આ પ્રસંગે જ આ એક માર્મિક વાર્તા બની શકે એમ છે. જ્યારે સારો હોઉં ત્યારે પણ દુનિયા ન માને ને જ્યારે માંદો હોઉં ત્યારે પણ ન માને—ઓહ! પણ હું વાર્તા નથી લખતો."

ડાક્ટર ચુપચાપ સાંભળી રહ્યા હતા. આ વિચિત્ર કોયડો નહોતા એ સમજી શકતા ને નહોતા સમજવા પણ માગતા. એમને માટે એ સ્પષ્ટ હતું કે ટેક્સીમિયા વધી રહેલ છે ને રોગીને આરામની અત્યંત જરૂર છે. પણ એનો બીજો ઉપાય શું હોય, સિવાય કે વિનુ પોતાના મનનો ભાર હળવો કરે? નહિ તો એ પાટો પણ કેમ બાંધવા દેશે? કદાચ આ માનસિક વિભ્રાન્તિમાં જ એ કંઈક ખાસ વાત કહેવાની મહેનત પણ કરી રહ્યો હોય!

"હું, હું વાર્તાયે નથી લખતો ને ચિત્રોયે નથી દોરતો. તું એ જ વિચારતો હશે ને? હું તારી

સાથે મળતો છું. મેં આજ સુધી એક પણ સરસ ચિત્ર નથી દોર્યું. એથી દુનિયાની દૃષ્ટિએ હું કળાકાર ન કહેવાઉં, પણ તને યાદ છે ને એ દિવસો, જ્યારે હું વર્ગમાં બેઠો બેઠો દીવાલો ઉપર ચિત્રો જોયા કરતો ને કેટલીયે વાર તારી શંકાનું નિવારણ કરવા પેન્સિલથી કેટલાંક ચિત્રો મેં પાકાં કરીને તને દેખાડ્યાં હતાં? મારા આ જીવનમાં મેં હજારો માસ્ટરપીસ કલ્પ્યાં છે, જોયાં છે ને અંતરમાં સંઘરી રાખ્યાં છે; પણ ચિત્રિત નથી કર્યાં. શા માટે કરું? મારી દુનિયાને એની જરૂર નહોતી, ને લોકોની આંખો દ્વારા મારી કળાનું અપમાન સહવા હું તૈયાર નહોતો.

"અથવા તો એમ માની લે કે મને મારી કલ્પનાની બહાર કોઈ પણ વસ્તુ એવી સુંદર ન લાગી, જેનું હું ચિત્ર દોરું? અથવા તો બેશક એમ સમજી લે–અને કદાચ સાચું પણ હોય–કે પ્રમાદી બનીને મેં બ્રશ સંભાળવા જેટલીયે હોશિયારી ન મેળવી.

"પણ ઈશ્વરની દૃષ્ટિએ હું ચોક્કસ એક ચિત્રકાર છું. કેનવાસ ઉપાડીને ભેગું થોડું જ લઈ જવાય છે? હું તો માનું છું કે જે દૃશ્ય કલ્પના જુએ છે તે હૂબહૂ કેનવાસ પર નથી જ ઉતારી શકાતું.

"બસ, આ હતી મારી ભૂમિકા. હવે અહીં આવ. આ જો મારું છેલ્લું ચિત્ર."

ડાક્ટર ઊઠીને એના માથા તરફ બેઠા. વિનુ છત તરફ કંઈક સંકેત કરી રહ્યો હતો. પણ ડાક્ટરને ત્યાં એક નાનકડા રૂમાલ સિવાય કંઈ ન દેખાયું. ડાક્ટરની શંકા હવે વિશ્વાસનું રૂપ લેવા લાગી, ચિત્રકારની પત્ની દીવાલને અઢેલીને અશાંત મુદ્રામાં ઊભી હતી. ડાક્ટરે એને ઇશારાથી બીનો પાટો તૈયાર કરવા કહ્યું અને પોતે ખિન્નચિત્ત થઈ બારી પાસે જઈ ઊભો. ડાક્ટર હોવા છતાંયે એની આંખોમાં જળજળિયાં આવી ગયાં.

આ જોઈ વિનુએ જોરથી કહ્યું, "મૂર્ખ ક્યાંયના, તારી દૃષ્ટિ હમેશાં વસ્તુઓ પર જ રહી, આગળ પહોંચી જ નહિ. જો ભાઈ નરેન, અહીં આવ, શાંત દૃષ્ટિએ આ રૂમાલ પર જો."

વિનુએ ધીરેકથી ડાક્ટરનો હાથ ખેંચી ફરી એને પોતાની પાસે બેસાડ્યો ને ધીમે સાદે ખૂબ પ્રેમપૂર્વક એ તેને સમજાવવા લાગ્યો.

એની આંગળીના ઇશારા તરફ ધ્યાનપૂર્વક જોતાં ડાક્ટરે જોયું કે ખરેખર રૂમાલ ઉપર કાર્બન પેપરથી ઢંકાયેલા બલ્બનો પ્રકાશ એક ચિત્રનું રૂપ લેતો હતો. એવું દેખાતું હતું કે ધાબળો ઓઢીને કોઈ માણસ જમીન ઉપર બેઠો છે, જેના ગાલનાં હાડકાં બહાર નીકળી આવ્યાં છે ને કાન અંદર બેસી ગયા છે. જાણે કોઈ મજૂર દિવસ આખાની–જિંદગી આખીની–મહેનત પછી થાકીને બેઠો છે ને હવે આંખો મીચીને તૃષા ને શ્રદ્ધાભર્યા હોઠે એક શ્વેત સુકોમળ હાથ ચૂમી રહ્યો છે જે કદાચ કોઈ અદૃશ્ય યુવતીએ એના ખભા પર મૂકી રાખ્યો છે. એક માનવી ને એના ખભા પર એક હાથ, બસ.

ડાક્ટર થોડીવાર સુધી સ્તબ્ધ બની એ ચિત્ર જોતા જ રહ્યા પણ કંઈ બોલી ન શક્યા. આખરે એક લાંબો શ્વાસ લઈ એ ઊઠ્યા ને ઊભા થયા. વિનુ સ્નેહપૂર્ણ આંખોથી રૂમાલ તરફ જોતો જોતો કહેતો હતો—"કેટલો સાફ, કેટલો કોમળ, કેવો પ્રેમાળ હાથ! ડાક્ટર, કદાચ દરેક માનવીને જીવનમાં કોઈ નહિ ને કોઈવાર આવો હાથ પકડવાની તક મળે છે. પણ કેટલાયે એકવાર એ પકડ્યા પછી ફરી એને છોડતા જ નથી. એ હાથને ખાતર જગતમાં એમને શું શું નથી સહેવું પડતું? ઠોકરો, પાયમાલીઓ, મુશીબતોનો પારાવાર. પણ એ પોતાના અરમાનોને દબાવી બધું કંઈ સહન કરે છે, એ આશામાં કે કદાચ આ હાથ..."

ડાક્ટરે જોયું કે વિનુની આંખો અશ્રુથી છલકાઈ ગઈ છે. એ વિનુના માથા પર હાથ ફેરવી એને પટાવવા લાગ્યો—"ગાંડો ન થા દોસ્ત વિનુ, હું તને ખાતરી આપું છું કે તું સાજો થઈ જઈશ ને એ ચિત્ર પૂરું કરી શકીશ. દુનિયામાં એવું ચિત્ર કદી કોઈએ જોયું નહિ હોય. ધીરજ રાખ ભાઈ!"

આટલું કહીને એમણે ચિત્રકારની પત્નીને દૂધ લાવવા સૂચના આપી ને ટેબલ પર જેમ તેમ પડેલી દવાઓ સરખી કરતાં કેટલાંક સાંત્વનાકારક વાક્યો એ બોલ્યો. દરદી હવે સ્વસ્થ બન્યો હતો. એને વિશ્વાસ હતો કે એની વાતો પર ડાક્ટરને અવિશ્વાસ નથી આવ્યો.

એણે ડાક્ટરને છેલ્લી અરજ ગુજારી કે એ તેની પત્નીને સૂચના કરી દે કે એ પેલા રૂમાલને કોઈ પણ હાલતમાં એની મૂળ જગ્યાએથી ન હટાવે.

ચિત્રકારની પત્ની દૂધ લાવી. ચિત્રકાર તે ચુપચાપ શાંતિપૂર્વક પી ગયો. ડાક્ટરે એક પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું અને સાથે જ ચિત્રકારની પત્નીને પેલો રૂમાલ તેને સ્થળેથી ન હટાવવાની સૂચના આપી. ને પછી એ પોતાની લાકડી ઉપાડી ચાલવા માંડયા. બહાર ચિત્રકારનો પુત્ર બીજા છોકરાઓ સાથે વાતો કરતો હતો. ડાક્ટરને ઊતરતા જોઈ તે એમની બેગ ઉપાડવા દોડી ગયો.

ગલીઓના ચક્રવ્યૂહમાંથી પાછા ફરતા ડાક્ટર મૂંઝવણમાં હતા કે પેલો રૂમાલ એ જ સ્થાને રહેવા દેવામાં એમણે ભૂલ તો નથી કરીને ? કદાચ એને સતત જોતાં રહેવાથી રોગી વધારે ને વધારે ઉત્તેજિત થતો રહે ને પોતાની રહીસહી શક્તિ પણ ગુમાવી દે. પણ એ રૂમાલ ત્યાંથી ઉપાડી લેવામાં યે એ વધારે ખિન્નત ને ખેર, હવે તો એ શાંત દેખાતો હતો એટલે જલદી સૂઈ જશે. ને વળી, સવારે તો સૂર્યના દિવ્ય પ્રકાશમાં રૂમાલ પરનું ચિત્ર આપોઆપ અદૃશ્ય થઈ જશે!

# વીતી ક્ષણ

જેણે આપી વસંત યૌવનભરી રંગે રસી હેતથી
તે આવો શું નઠોર થાય ક્ષણમાં વહ્નિ ઉતારે ઊના ?
ગ્રીષ્મા ભાળી વસુંધરા મન વિમાસે : કિંતુ વીતી ક્ષણ
અંગે શીતળતા સમર્પી રમતાં વર્ષા તણાં ચુંબનો.

'અજ્ઞાત'

# જાતીય વૃત્તિ અને લગ્નની પ્રથા

શ્રી. નરોત્તમભાઇ પટેલ

પૃથ્વીના પડ ઉપર રહેતા નાનામાં નાના પ્રાણીથી માંડીને મોટામાં મોટા સુધીનાં બધાંય પ્રાણીમાં જાતીય વૃત્તિ રહેલી છે અને બધાંય આ વૃત્તિને એક યા તો બીજી રીતે સંતોષે છે. મનુષ્યેતર પ્રાણીઓ આ વૃત્તિને સંતોષવા માટે મોટે ભાગે કુદરતનાં બળો ઉપર આધાર રાખે છે. એનામાં લાંબો વિચાર કરવાની શક્તિ નથી, સારું કર્યું અને નરસું કર્યું એ પારખવાની વિવેકબુદ્ધિ નથી, સભ્ય શું અને અસભ્ય શું એનો ખ્યાલ નથી, દરેક પ્રાણી સામી જાતિ સાથેના શારીરિક સંબંધથી જાતીય સંતોષ મેળવે છે. મનુષ્યની બાબતમાં પણ એવું જ છે, કારણ કે એના ઉપર તો પ્રાણીમાત્રના અસ્તિત્વનો આધાર રહેલો છે. છતાં જાતીય વૃત્તિ સંતોષવાની રીતમાં મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે આસમાન જમીનનો ભેદ છે. મનુષ્યે કુદરતના બળ ઉપર કાબૂ મેળવવાનો પ્રયત્ન કર્યો. આમ કરવા જતાં જાતીય વૃત્તિનું શુદ્ધિકરણ થયું અને વિકૃતિ પણ થઈ. મનુષ્ય કુદરતથી દૂર ને દૂર જતો ગયો. એણે જાતીય વૃત્તિ પર સંયમ રાખ્યો અને બહેલાવી પણ મૂકી. સમાજને વ્યવસ્થિત બનાવવાને માટે અને મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ સરળ બને એટલા ખાતર અમુક નિયમો દાખલ કર્યા. આવા નિયમો કરતાં કરતાં ધીરે ધીરે લગ્નની પ્રથાનો જન્મ થયો છે. લગ્નના મૂળમાં જાતીય વૃત્તિ રહેલી છે તેથી કરીને લગ્ન એટલે સભ્ય રીતે જાતીય વૃત્તિ સંતોષવાની એક સર્વમાન્ય પ્રથા એમ કહું તો ખોટું નથી, પછી ભલે આપણે લગ્નને ધાર્મિક સ્વરૂપ આપ્યું હોય અને એમાં પવિત્રતાની ભાવનાનું આરોપણ કર્યું હોય.

લગ્નની પ્રથા કેવી રીતે શરૂ થઈ એ જાણવા માટે મનુષ્યજાતિના પાછલા ઇતિહાસનાં પાનાં ઉથલાવવાં પડશે, મનુષ્યેતર પ્રાણીઓ જાતીય વૃત્તિ સંતોષવામાં વિવેકબુદ્ધિ નથી વાપરતાં, માબાપ કે સગાંસંબંધીનો ભેદ નથી પાડતાં. નર માદા પુખ્ત ઉંમરે પહોંચે, એક બીજા પ્રત્યે આકર્ષણ થાય અને શારીરિક સંબંધ બાંધે. આ સંબંધ બાંધતાં એને શરમ નથી આવતી અને કોઈ જુએ કે ન જુએ એની પરવા નથી. એ તો કુદરતના બળને આધીન થઈને જે થાય છે એ જ કરે છે. ઇતિહાસ કહે છે કે પ્રાથમિક યુગનો મનુષ્ય બીજાં પ્રાણીઓ જેવો જ જંગલી હતો. એ જંગલે જંગલે રખડતો હતો, જાનવરને મારીને એના કાચા માંસ અથવા તો કંદમૂળ ઉપર ઉદરનિર્વાહ કરતો હતો; ટાઢ તડકો અને વરસાદથી બચવાને પહાડ અને ટેકરીઓમાં કોરી કાઢેલી ગુફામાં ભરાતો હતો, રહેણીકરણીની રીત જેવી રીતે બીજાં પ્રાણીઓ જેવી હતી તેવી રીતે જ તેનામાં જાતીય વૃત્તિ સંતોષવાની રીત પણ તેવી જ હતી.

પૃથ્વી ઉપર સજીવ પ્રાણી ઉત્પન્ન થયાં ત્યારથી નરનું માદા પ્રત્યે અને માદાનું નર પ્રત્યેનું આકર્ષણ ચાલ્યું આવે છે. આ આકર્ષણ શારીરિક સંબંધ મારફત પ્રજોત્પત્તિમાં પરિણમે છે. નાનામાં નાના જંતુથી માંડીને સુધરેલામાં સુધરેલા મનુષ્ય સુધી બધાંને આ નિયમ એક સરખો લાગુ પડે છે. જેવી રીતે માણસને ભૂખ લાગે અને પાસે પડેલો ખોરાક ખાય અથવા તો પ્રયત્ન કરીને ખોરાક મેળવીને ભૂખ સંતોષે, તરસ લાગે અને નજીક પાણી ન હોય તો દૂર ભટકીને પણ પાણી શોધી કાઢીને તરસ છિપાવે છે. એમાં એને શરમ નથી લાગતી, નાનમ નથી લાગતી. તેવી જ રીતે જાતીય સંબંધનું હતું. તે વખતે સમાજે કોઈ પણ જાતનાં બંધન મૂક્યાં નહોતાં. દરેક પોતાની મરજી પ્રમાણે કરતો. કુદરત સિવાય બીજું કોઈ શાસન કરનાર ન હતું. એટલે આજના મનુષ્યની દૃષ્ટિએ અરાજકતાના તત્ત્વનું અક્ષરશઃ પાલન થતું હતું. અલબત્ત, એ વખતે સ્ત્રી–પુરુષની અન્યો અન્ય સંમતિની તો ખાસ જરૂર હતી. પુરુષવર્ગે સ્ત્રીવર્ગને ગુલામીનાં બંધનોથી જકડી લીધો નહોતો. સ્ત્રી સંપૂર્ણ સ્વતંત્ર હતી. સ્ત્રી અને પુરુષ કુદરતનાં સંતાનો હતાં અને કુદરતના બળથી પ્રેરાઈને ચાલતાં એટલે જેટલો હક પુરુષને હતો તેટલો જ સ્ત્રીને હતો.

આજે આફ્રિકાનાં કેટલાંક જંગલોમાં નગ્ન દશામાં ટોળાંબંધ ફરનારાં માણસો મળી આવે છે. એવી જ રીતે પ્રાથમિક યુગનાં મનુષ્યો જંગલી અને હિંસક પ્રાણીઓથી બચવા માટે જંગલમાં ટોળાંબંધ ફરતાં. આ લોકો હિંસક પશુનો સામનો એકી સાથે કરતા અને શિકાર પણ સાથે જ કરતાં. આ ટોળાંમાં પુરુષો હતા અને સ્ત્રીઓ પણ હતી. એક જ ટોળીમાં રહેનારાં સ્ત્રીપુરુષને એકબીજા પ્રત્યે જાતીય આકર્ષણ થાય એ તદ્દન સ્વાભાવિક છે. એક જ ટોળીમાં રહેતી સૌંદર્યવાન સ્ત્રી સાથે જાતીય સંબંધ બાંધવાને માટે એકી સાથે ઘણા પુરુષોએ પ્રયત્ન કરવા માંડ્યો. બળવાન અને દેખાવડો પુરુષ સૌંદર્યવતી સ્ત્રી સાથે જાતીય સંબંધ બાંધવામાં ફળીભૂત થતો. આમ થતાં એકબીજા પ્રત્યે ઝેરવેર અને ઈર્ષ્યા થવા માંડી. સમૂહને વ્યવસ્થિત રાખવાને માટે અમુક નિયમો સ્વીકારવા જ પડે છે. જાતીય સંબંધ વિષે ચાલતી અરાજકતા વધારે ભયંકર નીવડી અને અંદરોઅંદર લડાઈટંટા વધવા મંડ્યા. આથી કરીને ટોળીમાં રહેતાં વિચારવંત માણસોએ રસ્તો કાઢ્યો કે એક જ ટોળીમાં સાથે ફરતાં સ્ત્રીપુરુષ પરસ્પર જાતીય સંબંધ બાંધી ન શકે. એક ટોળીનો પુરુષ બીજી ટોળીમાં રહેતી સ્ત્રી સાથે જાતીય સંબંધમાં ઊતરે અને એક ટોળીમાં રહેતી સ્ત્રી બીજી ટોળીમાં રહેતા પુરુષ સાથે જાતીય સંબંધ બાંધી શકે. એક બીજાની પસંદગી થયા પછી જે ટોળીમાં પુરુષ રહેતો હોય તે ટોળીમાં સ્ત્રી જઈને રહે.

મનુષ્ય પહાડની ગુફામાં અને ઝાડની નીચે રહેતો હતો તેને બદલે ધીરે ધીરે છાપરાં બાંધીને રહેવા મંડ્યો. નગ્ન દશામાં ફરતો હતો એને બદલે મરેલા જાનવરનું ચામડું અથવા ઝાડની છાલ ઓઢીને ફરતો થયો. ધીરે ધીરે કુટુંબનો વિકાસ થવા માંડ્યો. એક જ ટોળીનાં સ્ત્રીપુરુષો નાનકડું ગામ વસાવીને રહેવા મંડ્યાં. જાતીય સંબંધ માટે અમુક નિયમો ઘડેલા હોવા છતાં એનો કડક અમલ થતો ન હતો. એક ટોળીનાં સ્ત્રીપુરુષો વચ્ચે પણ જાતીય સંબંધ બંધાતો હતો. વાત એનાથી પણ આગળ વધી હતી. પિતાએ દીકરી સાથે, માતાએ દીકરા સાથે અને ભાઈએ બહેન સાથે જાતીય સંબંધ બાંધ્યાના દાખલા વારંવાર બનવા મંડ્યા. કાંઈ પણ દખલ વિના આ રીત ચાલ્યા કરી હોત તો બીજો રસ્તો કાઢવાની જરૂર પડત નહિ. સભ્ય ગણાતી પ્રજામાં પણ છમકલાં હજુ ક્યાં નથી બનતાં ? પરંતુ એક જ કુટુંબમાં અંદરોઅંદર જાતીય સંબંધ બંધાવાથી ઈર્ષ્યા વધવા માંડી. બાપ–દીકરા અને મા–દીકરી વચ્ચે વારંવાર બખેડા થવા મંડ્યા, કંકાસ વધવા માંડ્યો, શાંતિએ ઘરમાંથી દેશવટો લેવા માંડ્યો અને અશાંતિનું સામ્રાજ્ય વધવા માંડ્યું. આવા બનાવો દરેક કુટુંબમાં વારંવાર બનવા

મંડ્યા. વળી ડાહ્યા માણસોએ વિચાર કર્યો કે આ સ્થિતિમાં કંઈક ફેરફાર કરવો જોઈએ. સમૂહના ભલા માટે વ્યક્તિએ પોતાની થોડી સ્વતંત્રતાનો ભોગ આપવો પડે છે, કેટલાંક બંધનો સ્વીકારવાં પડે છે. વળી એક નિયમ થયો કે બાપ દીકરી સાથે, મા દીકરા સાથે જાતીય સંબંધ બાંધી ન શકે તેમ જ ભાઈબહેન પણ આ સંબંધમાં ઊતરી ન શકે. આ નિયમનું કડક રીતે પાલન કરવાનો વિચાર કર્યો અને એને માટે અમુક પેટા નિયમો પણ ઘડાયા, જે આપણને ઘણા સખત લાગે. કેટલીક જંગલી જાતિમાં તો છોકરાને પુખ્ત ઉમરનો થાય એટલે ઘરની બહાર કાઢી મૂકવામાં આવતો કે જેથી કરીને મા અથવા બહેન સાથે એકાંતમાં મળવાની તક ન મળે અને જાતીય સંબંધમાં ઊતરવાનો પ્રસંગ ન સાંપડે. બહેનનું તો મોઢું જોવાની પણ મનાઈ હતી. બીજા ટોળામાં રહેતી એકાદ સ્ત્રીને પસંદ કરીને એની સાથે તે રહેતો. દીકરાને શરૂઆતમાં કદાચ ખાવાનું ન મળે તો એને પાછલે પગે બાપના ઘરમાં આવીને ખાઈ જવાની છૂટ હતી. પરંતુ એ વખતે પણ બહેનનું મોઢું જોઈ ન લેવાય એની ખાસ કાળજી લેવાતી. અરે મોઢું તો શું પરંતુ ઘરમાં રહેતી જુવાન બહેન ભાઈનાં પગલાં જોઈ ન શકે એટલા માટે ભાઈના ગયા પછી પગલાં પણ ભૂંસી નાંખવામાં આવતાં. સાસુ-જમાઈને માટે પણ અમુક નિયમો ઘડાયા. કારણ કે સસરાના ઘરમાં જઈને સાસુ સાથે જાતીય સંબંધમાં ઊતર્યાના દાખલા બન્યા. સાસુ અને જમાઈ એક બીજાનું મોઢું જોઈ ન શકે એવી રીતે વાત કરવાનો નિયમ થયો. ઘણું કરીને વાત કરતી વખતે અમુક અંતરાય રાખવામાં આવતો. સમાજને વ્યવસ્થિત કરવાને માટે અને સમૂહમાં રહેનાર દરેક શાંતિમાં રહે એટલા માટે જાતીય સંબંધ માટે આવી તરેહતરેહની નિષેધોની દીવાલ ચણી લેવામાં આવી.

છોકરાના પ્રેમનો પ્રથમ વિષય મા હોય છે અને છોકરીના પ્રેમનો પ્રથમ વિષય બાપ હોય છે એવી મતલબનું ફ્રોઈડનું કથન મા-દીકરા અને બાપ-દીકરીના પવિત્ર સંબંધમાં માનનારા સમાજને કઠે એવું છે. સદીઓ થયાં આપણે એ જ રીતે વિચારતા આવ્યા છીએ એટલે ફ્રોઇડનું કથન સીધી રીતે મુકાયેલું હોવાથી પ્રથમ સાંભળનારને ચમકાવે તેવું છે, છતાં એ કથન સત્યથી વેગળું નથી. જાતીય સંબંધનો વિચાર કરીએ ત્યારે જો એનો શાસ્ત્રીય રીતે વિચાર કરવો હોય તો માબાપ, ભાઈબહેન કે સાસુજમાઈના સંબંધ તરીકે એ પ્રશ્નને જોવો ન જોઈએ, પરંતુ એક બાજુ પુરુષ અને બીજી બાજુ સ્ત્રી એ રીતે આ પ્રશ્નને તપાસવો જોઈએ. જેની સાથે વધારે વખત સાથે રહેવાનું થાય, જેની સાથે એકાંતમાં મળવાના પ્રસંગો વધારે બને તેના તરફ એ આકર્ષણ જલદી થાય છે અને એમાંથી શારીરિક સંબંધ થવાનો ઘણો સંભવ છે. તેથી કરીને તો સમાજે અમુક નિયમો ઘડ્યા અને નીતિ ઉપર વધારે ભાર મૂકનારા શાસ્ત્રકારોએ તો કોઈ પણ સ્ત્રી સાથે—પછી ભલે તે માતા હોય કે બહેન—એકાંતમાં વાર્તાલાપ કરવાની પણ મનાઈ કરી. દીકરાને જન્મતાંની સાથે જ માતાથી છૂટો પાડવામાં આવ્યો હોય અને પુખ્ત ઉમરે પહોંચ્યા પછી જો પોતાની માતાને મળે, એક બીજાને પોતાના સાચા સંબંધની ખબર ન હોય અને માતાએ પોતાનું દૈહિક સૌંદર્ય સાચવી રાખ્યું હોય, તો દીકરો બીજી રૂપવતી સ્ત્રી તરફ આકર્ષાય તેવી જ રીતે માતા તરફ પણ આકર્ષાય છે. એવી જ રીતે ભાઈબહેનના સંબંધની ખબર ન હોય તો એક બીજા તરફ આકર્ષાય છે અને શારીરિક સંબંધ બાંધવાની અણી પર જવાના અને શારીરિક સંબંધ બાંધ્યાના દાખલા મળી આવે છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે ભાઈ-બહેન, બાપ-દીકરી, સાસુ-જમાઈ વગેરે વચ્ચેનો જાતીય સંબંધનો ભેદ કૃત્રિમ છે, મનુષ્યે પોતાના આચારવિચાર અને વહેવારમાં અનુકૂળ આવે એ માટે પાડેલો છે અને સાચો ભેદ તો સ્ત્રી અને પુરુષનો જ છે.

મનુષ્ય જેમ જેમ સુધરતો ગયો તેમ તેમ અમુક નિયમો દાખલ કરતો ગયો. સ્ત્રીપુરુષના

પરસ્પર જાતીય આકર્ષણને નિયંત્રિત કરવા માંડ્યું. નિષેધોની દીવાલને બદલે અમુક વ્યક્તિ સાથે ભાવનાને જોડવામાં આવી. માતા અને બહેન તેમ જ બાપ અને ભાઈ વગેરેના સંબંધમાં પવિત્રતાની ભાવના ઉમેરવામાં આવી. સ્ત્રીપુરુષના જાતીય સંબંધને અપવિત્ર ગણવામાં આવ્યો. જે વ્યક્તિઓની વચ્ચે પવિત્ર સંબંધની કલ્પના કરવામાં આવી હોય તેની સાથે અપવિત્ર સંબંધ માટે સૂગ કેળવી અને એ પ્રશ્નની વાત કરવી, એની ચર્ચા કરવી એ પણ પાપ છે એવું વાતાવરણ જમાવ્યું. ધીરે ધીરે મનુષ્યે જાતીય સંબંધ વિષે વધુ અશાસ્ત્રીય રીત અખત્યાર કરવા માંડી. ખોટા આચારવિચાર દાખલ થઈ ગયા અને મુખ્ય વસ્તુ એક બાજુએ રહી ગઈ.

ધીરે ધીરે મનુષ્યે સમાજની વ્યવસ્થાને માટે જાતીય વિષયક વધારે નિયમો દાખલ કર્યા. સ્ત્રીપુરુષ સાથે રહે, જાતીય સંબંધ બાંધે છતાં આ સંબંધ લાંબો વખત ટકી શકતો નહોતો. કંઈક એવું કારણ બને કે જેથી સ્ત્રીપુરુષ વચ્ચે કંકાસ થતો અને એકબીજાથી છૂટાં પડવાનો વખત આવતો. ક્યાં તો સ્ત્રી એક પુરુષને છોડીને બીજા સાથે સંબંધ બાંધતી, ક્યાં તો પુરુષ એક સ્ત્રીને છોડીને બીજી સાથે સંબંધ બાંધતો. આવી રીતે થવાથી બંનેના સંબંધથી ઉત્પન્ન થયેલી સંતતિની કફોડી સ્થિતિ થવા માંડી અને જીવન પણ અસ્થિર રહેવા માંડ્યું. ઘરમાં શાંતિ જાળવવી હોય, જીવનમાં સ્થિરતા આણવી હોય તો જાતીય સંબંધના જરૂરી પ્રશ્નોનો યોગ્ય નિકાલ લાવવો જોઈએ એમ કેટલાકે વિચાર કર્યો. આજે એક સ્ત્રી અને એક વર્ષ કે બે વર્ષ પછી બીજી, આજે એક પુરુષ અને વર્ષ કે બે વર્ષ પછી બીજો–આવી સ્થિતિ ઘણી દૃષ્ટિએ નુકસાનકારક છે એમ અનુભવથી એ લોકોને લાગ્યું; એટલે લગ્નની પ્રથા દાખલ કરવામાં આવી અને એમાં સ્થિરતા આણવાને માટે એક બીજાને વફાદારીના સોગંદથી બંધાવાની રીત દાખલ થઈ. લગ્નની પ્રથાને મજબૂત બનાવવાને માટે અનુભવીઓએ જમાનાને અનુસરીને ધાર્મિક સ્વરૂપ આપ્યું, પવિત્રતા દાખલ કરી અને પાપ પુણ્યનું તત્ત્વ પણ દાખલ કર્યું. એક બીજા પ્રત્યે બેવફા થનાર સ્ત્રીપુરુષને અમુક સજા કરવી એવો રાજ્યકર્તાએ કાયદો કર્યો. અને ઈશ્વરના દરબારમાં એને ભારે સજા થશે એવું ભવિષ્ય કેટલાક ધર્માચાર્યોએ ભાખ્યું. બેવફા થનાર નર્કે જશે અને નર્કનું બિહામણું ચિત્ર પણ આપવા માંડ્યું. આ લોક અને પરલોકની સજાથી ડરીને અને એકબીજાનાં દેખાદેખીથી લગ્નની પ્રથા મજબૂત થઈ.

દેશ અને કાળને અનુસરીને જુદા જુદા દેશમાં જુદી જુદી રૂઢિઓ દાખલ થઈ, ધીરે ધીરે સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ પુરુષો ઉપર આધાર રાખતી થઈ અને ઘરમાં, સમાજમાં તેમ જ બધે ઠેકાણે પુરુષનું પ્રભુત્વ વધવા માંડ્યું, ધીમે ધીમે સ્ત્રી પુરુષની ગુલામ બનતી ગઈ; ઘર, સમાજ અને રાજ્ય અંગે થતા બધા કાયદામાં મોટે ભાગે પુરુષનું જ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં લેવામાં આવ્યું. લગ્નમાં સ્ત્રીની સંમતિ લેવાની ન જ હોય એવી સ્થિતિ આવી પહોંચી. 'દીકરી અને ગાય, જ્યાં દોરે ત્યાં જાય' એ કહેવત આપણા સમાજમાં હજુ વહેવારમાં પણ પ્રચલિત છે. પુરુષોએ પોતાને અનુકૂળ આવે એવી રીતે જુદા જુદા દેશમાં જુદી જુદી લગ્નપ્રથા દાખલ કરી. કેટલીક જગ્યાએ એક વખતે એક જ પત્ની પરણી શકાય એવો નિયમ દાખલ કર્યો, જ્યારે બીજી જગાએ એકી સાથે વધારેમાં વધારે ચાર સ્ત્રી પરણી શકાય એવી મર્યાદા બંધાઈ. કેટલીક જગ્યાએ એક પત્ની પરણી શકાય એવો આદર્શ માન્ય રાખ્યો પરંતુ વહેવારમાં તો ગમે તેટલી સ્ત્રી પરણી શકતા. કેટલાય ધનિકો અને રાજામહારાજાઓએ આ બાબતમાં નિરંકુશ વર્તન કર્યાનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. સત્તા અને પૈસાનો ઉપયોગ પોતાના ઝનાનામાં રાણીઓની ફોજ ભરવામાં કર્યો. ઝનાનામાં રાણીની સંખ્યા જેમ વધારે તેમ વધારે આબરૂદારમાં ગણતરી થવા માંડી. વળી કેટલેક ઠેકાણે એક જ સ્ત્રી એકી વખતે એક કરતાં વધારે ધણી રાખી શકે એવી પ્રથા પણ દાખલ થઈ.

આ પ્રમાણે લગ્ન વિષે જુદા જુદા દેશમાં જુદી

મંડ્યા. વળી ડાહ્યા માણસોએ વિચાર કર્યો કે આ સ્થિતિમાં કંઈક ફેરફાર કરવો જોઈએ. સમૂહના ભલા માટે વ્યક્તિએ પોતાની થોડી સ્વતંત્રતાનો ભોગ આપવો પડે છે, કેટલાંક બંધનો સ્વીકારવાં પડે છે. વળી એક નિયમ થયો કે બાપ દીકરી સાથે, મા દીકરા સાથે જાતીય સંબંધ બાંધી ન શકે તેમ જ ભાઈબહેન પણ આ સંબંધમાં ઊતરી ન શકે. આ નિયમનું કડક રીતે પાલન કરવાનો વિચાર કર્યો અને એને માટે અમુક પેટા નિયમો પણ ઘડાયા, જે આપણને ઘણા સખત લાગે. કેટલીક જંગલી જાતિમાં તો છોકરાને પુખ્ત ઉમરનો થાય એટલે ઘરની બહાર કાઢી મૂકવામાં આવતો કે જેથી કરીને મા અથવા બહેન સાથે એકાંતમાં મળવાની તક ન મળે અને જાતીય સંબંધમાં ઊતરવાનો પ્રસંગ ન સાંપડે. બહેનનું તો મોઢું જોવાની પણ મનાઈ હતી. બીજા ટોળામાં રહેતી એકાદ સ્ત્રીને પસંદ કરીને એની સાથે તે રહેતો. દીકરાને શરૂઆતમાં કદાચ ખાવાનું ન મળે તો એને પાછલે પગે બાપના ઘરમાં આવીને ખાઈ જવાની છૂટ હતી. પરંતુ એ વખતે પણ બહેનનું મોઢું જોઈ ન લેવાય એની ખાસ કાળજી લેવાતી. અરે મોઢું તો શું પરંતુ ઘરમાં રહેતી જુવાન બહેન ભાઈનાં પગલાં જોઈ ન શકે એટલા માટે ભાઈના ગયા પછી પગલાં પણ ભૂંસી નાંખવામાં આવતાં. સાસુ-જમાઈને માટે પણ અમુક નિયમો ઘડાયા. કારણ કે સસરાના ઘરમાં જઈને સાસુ સાથે જાતીય સંબધમાં ઊતર્યાના દાખલા બન્યા. સાસુ અને જમાઈ એક બીજાનું મોઢું જોઈ ન શકે એવી રીતે વાત કરવાનો નિયમ થયો. ઘણું કરીને વાત કરતી વખતે અમુક અંતરાય રાખવામાં આવતો. સમાજને વ્યવસ્થિત કરવાને માટે અને સમૂહમાં રહેનાર દરેક શાંતિમાં રહે એટલા માટે જાતીય સંબંધ માટે આવી તરેહતરેહની નિષેધોની દીવાલ ચણી લેવામાં આવી.

છોકરાના પ્રેમનો પ્રથમ વિષય મા હોય છે અને છોકરીના પ્રેમનો પ્રથમ વિષય બાપ હોય છે એવી મતલબનું ફ્રોઈડનું કથન મા-દીકરા અને બાપ-દીકરીના પવિત્ર સંબંધમાં માનનારા સમાજને કઠે એવું છે. સદીઓ થયાં આપણે એ જ રીતે વિચારતા આવ્યા છીએ એટલે ફ્રોઇડનું કથન સીધી રીતે મુકાયેલું હોવાથી પ્રથમ સાંભળનારને ચમકાવે તેવું છે, છતાં એ કથન સત્યથી વેગળું નથી. જાતીય સંબંધનો વિચાર કરીએ ત્યારે જો એનો શાસ્ત્રીય રીતે વિચાર કરવો હોય તો માબાપ, ભાઈબહેન કે સાસુજમાઈના સંબંધ તરીકે એ પ્રશ્નને જોવો ન જોઈએ, પરંતુ એક બાજુ પુરુષ અને બીજી બાજુ સ્ત્રી એ રીતે આ પ્રશ્નને તપાસવો જોઈએ. જેની સાથે વધારે વખત સાથે રહેવાનું થાય, જેની સાથે એકાંતમાં મળવાના પ્રસંગો વધારે બને તેના તરફ એ આકર્ષણ જલદી થાય છે અને એમાંથી શારીરિક સંબંધ થવાનો ઘણો સંભવ છે. તેથી કરીને તો સમાજે અમુક નિયમો ઘડ્યા અને નીતિ ઉપર વધારે ભાર મૂકનારા શાસ્ત્રકારોએ તો કોઈ પણ સ્ત્રી સાથે-પછી ભલે તે માતા હોય કે બહેન-એકાંતમાં વાર્તાલાપ કરવાની પણ મનાઈ કરી. દીકરાને જન્મતાંની સાથે જ માતાથી છૂટો પાડવામાં આવ્યો હોય અને પુખ્ત ઉમરે પહોંચ્યા પછી જો પોતાની માતાને મળે, એક બીજાને પોતાના સાચા સંબંધની ખબર ન હોય અને માતાએ પોતાનું દૈહિક સૌંદર્ય સાચવી રાખ્યું હોય, તો દીકરો બીજી રૂપવતી સ્ત્રી તરફ આકર્ષાય તેવી જ રીતે માતા તરફ પણ આકર્ષાય છે. એવી જ રીતે ભાઈબહેનના સંબંધની ખબર ન હોય તો એક બીજા તરફ આકર્ષાય છે અને શારીરિક સંબધ બાંધવાની અણી પર જવાના અને શારીરિક સંબંધ બાંધ્યાના દાખલા મળી આવે છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે ભાઈ-બહેન, બાપ-દીકરી, સાસુ-જમાઈ વગેરે વચ્ચેનો જાતીય સંબંધનો ભેદ કૃત્રિમ છે, મનુષ્યે પોતાના આચારવિચાર અને વહેવારમાં અનુકૂળ આવે એ માટે પાડેલો છે અને સાચો ભેદ તો સ્ત્રી અને પુરુષનો જ છે.

મનુષ્ય જેમ જેમ સુધરતો ગયો તેમ તેમ અમુક નિયમો દાખલ કરતો ગયો. સ્ત્રીપુરુષના

પરસ્પર જાતીય આકર્ષણને નિયંત્રિત કરવા માંડ્યું. નિષેધોની દીવાલને બદલે અમુક વ્યક્તિ સાથે ભાવનાને જોડવામાં આવી. માતા અને બહેન તેમ જ બાપ અને ભાઈ વગેરેના સંબંધમાં પવિત્રતાની ભાવના ઉમેરવામાં આવી. સ્ત્રીપુરુષના જાતીય સંબંધને અપવિત્ર ગણવામાં આવ્યો. જે વ્યક્તિઓની વચ્ચે પવિત્ર સંબંધની કલ્પના કરવામાં આવી હોય તેની સાથે અપવિત્ર સંબંધ માટે સૂગ કેળવી અને એ પ્રશ્નની વાત કરવી, એની ચર્ચા કરવી એ પણ પાપ છે એવું વાતાવરણ જમાવ્યું. ધીરે ધીરે મનુષ્યે જાતીય સંબંધ વિષે વધુ અશાસ્ત્રીય રીત અખત્યાર કરવા માંડી. ખોટા આચારવિચાર દાખલ થઈ ગયા અને મુખ્ય વસ્તુ એક બાજુએ રહી ગઈ.

ધીરે ધીરે મનુષ્યે સમાજની વ્યવસ્થાને માટે જાતીય વિષયક વધારે નિયમો દાખલ કર્યા. સ્ત્રીપુરુષ સાથે રહે, જાતીય સંબંધ બાંધે છતાં આ સંબંધ લાંબો વખત ટકી શકતો નહોતો. કંઈક એવું કારણ બને કે જેથી સ્ત્રીપુરુષ વચ્ચે કંકાસ થતો અને એકબીજાથી છૂટાં પડવાનો વખત આવતો. ક્યાં તો સ્ત્રી એક પુરુષને છોડીને બીજા સાથે સંબંધ બાંધતી, ક્યાં તો પુરુષ એક સ્ત્રીને છોડીને બીજી સાથે સંબંધ બાંધતો. આવી રીતે થવાથી બંનેના સંબંધથી ઉત્પન્ન થયેલી સંતતિની કફોડી સ્થિતિ થવા માંડી અને જીવન પણ અસ્થિર રહેવા માંડ્યું. ઘરમાં શાંતિ જાળવવી હોય, જીવનમાં સ્થિરતા આણવી હોય તો જાતીય સંબંધના જરૂરી પ્રશ્નોનો યોગ્ય નિકાલ લાવવો જોઈએ એમ કેટલાકે વિચાર કર્યો. આજે એક સ્ત્રી અને એક વર્ષ કે બે વર્ષ પછી બીજી, આજે એક પુરુષ અને વર્ષ કે બે વર્ષ પછી બીજો—આવી સ્થિતિ ઘણી દૃષ્ટિએ નુકસાનકારક છે એમ અનુભવથી એ લોકોને લાગ્યું, એટલે લગ્નની પ્રથા દાખલ કરવામાં આવી અને એમાં સ્થિરતા આણવાને માટે એક બીજાને વફાદારીના સોગંદથી બંધાવાની રીત દાખલ થઈ. લગ્નની પ્રથાને મજબૂત બનાવવાને માટે અનુભવીઓએ જમાનાને અનુસરીને ધાર્મિક સ્વરૂપ આપ્યું, પવિત્રતા દાખલ કરી અને પાપ પુણ્યનું તત્ત્વ પણ દાખલ કર્યું. એક બીજા પ્રત્યે બેવફા થનાર સ્ત્રીપુરુષને અમુક સજા કરવી એવો રાજ્યકર્તાએ કાયદો કર્યો. અને ઈશ્વરના દરબારમાં એને ભારે સજા થશે એવું ભવિષ્ય કેટલાક ધર્માચાર્યોએ ભાખ્યું. બેવફા થનાર નર્કે જશે અને નર્કનું બિહામણું ચિત્ર પણ આપવા માંડ્યું. આ લોક અને પરલોકની સજાથી ડરીને અને એકબીજાનાં દેખાદેખીથી લગ્નની પ્રથા મજબૂત થઈ.

દેશ અને કાળને અનુસરીને જુદા જુદા દેશમાં જુદી જુદી રૂઢિઓ દાખલ થઈ, ધીરે ધીરે સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ પુરુષો ઉપર આધાર રાખતી થઈ અને ઘરમાં, સમાજમાં તેમ જ બધે ઠેકાણે પુરુષનું પ્રભુત્વ વધવા માંડ્યું, ધીમે ધીમે સ્ત્રી પુરુષની ગુલામ બનતી ગઈ; ઘર, સમાજ અને રાજ્ય અંગે થતા બધા કાયદામાં મોટે ભાગે પુરુષનું જ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં લેવામાં આવ્યું. લગ્નમાં સ્ત્રીની સંમતિ લેવાની ન જ હોય એવી સ્થિતિ આવી પહોંચી. 'દીકરી અને ગાય, જ્યાં દોરે ત્યાં જાય' એ કહેવત આપણા સમાજમાં હજુ વહેવારમાં પણ પ્રચલિત છે. પુરુષોએ પોતાને અનુકૂળ આવે એવી રીતે જુદા જુદા દેશમાં જુદી જુદી લગ્નપ્રથા દાખલ કરી. કેટલીક જગ્યાએ એક વખતે એક જ પત્ની પરણી શકાય એવો નિયમ દાખલ કર્યો, જ્યારે બીજી જગાએ એકી સાથે વધારેમાં વધારે ચાર સ્ત્રી પરણી શકાય એવી મર્યાદા બંધાઈ. કેટલીક જગ્યાએ એક પત્ની પરણી શકાય એવો આદર્શ માન્ય રાખ્યો પરંતુ વહેવારમાં તો ગમે તેટલી સ્ત્રી પરણી શકતા. કેટલાય ધનિકો અને રાજામહારાજાઓએ આ બાબતમાં નિરંકુશ વર્તન કર્યાનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. સત્તા અને પૈસાનો ઉપયોગ પોતાના ઝનાનામાં રાણીઓની ફોજ ભરવામાં કર્યો. ઝનાનામાં રાણીની સંખ્યા જેમ વધારે તેમ વધારે આબરૂદારમાં ગણતરી થવા માંડી. વળી કેટલેક ઠેકાણે એક જ સ્ત્રી એકી વખતે એક કરતાં વધારે ધણી રાખી શકે એવી પ્રથા પણ દાખલ થઈ.

આ પ્રમાણે લગ્ન વિષે જુદા જુદા દેશમાં જુદી

જુદી પ્રથા ચાલે છે. જંગલ અને અર્ધજંગલના પ્રદેશમાં રહેનારી કેટલીક પછાત કોમમાં પ્રાયોગિક લગ્ન (trial marriage) જેવી એક પ્રથા ચાલે છે. એક કુટુંબમાં દીકરી અથવા બ્હેન ઉમરલાયક થાય ત્યારે એનું લગ્ન કરીને પારકે ઘેર મોકલવાને બદલે ઘરજમાઈ રાખવામાં આવે છે. ઘરજમાઈને જો ફાવી ગયું તો અમુક વખત પછી વિધિસરનું લગ્ન થાય છે. વિધિસરનું લગ્ન થાય તે પહેલાં પણ બંને પતિપત્ની તરીકે રહે છે, સમાજમાં પણ એવી રીતે જ ફરે છે અને સંતતિ પણ ઉપત્ન્ન થાય છે. ઘરજમાઈને ન ફાવે, પ્રયોગમાં સફળ ન થાય તો પાકું લગ્ન થાય તે પહેલાં ગમે ત્યારે તે જતો રહે છે. એક ચાલ્યો જાય એટલે બીજાને લાવવામાં આવે છે અને બીજો જાય તો ત્રીજો એનું સ્થાન લે છે. ઘરજમાઈ બદલવા છતાં સ્ત્રીનું સ્થાન નીચું પડતું નથી. એક જ જુવાન સ્ત્રી માટે જુદા જુદા ચારથી પાંચ ઘરજમાઈ બદલવાના દાખલા મોજૂદ છે. આ પ્રથા પશ્ચિમના દેશોમાં અત્યારે પ્રચલિત થવા માંડેલી પ્રાયોગિક લગ્નના જેવી દેખાવમાં હોવા છતાં એક સગવડિયા પ્રથા છે. કન્યા અથવા વરની સગવડ કરતાં વાલીની સગવડ ઉપર એની સફળતાનો આધાર રહેલો છે. કુટુંબમાં પુરુષ-વર્ગનું પ્રમાણ ઓછું હોય અને ખેતીનું કામ કરવામાં આપદા પડતી હોય ત્યારે બ્હેન અથવા દીકરીનું પૈસા લઈને બીજી જગ્યાએ લગ્ન કરવા કરતાં ખેતીમાં કામ કરવામાં મદદ કરનાર માણસ વધે એ વધારે પસંદ કરવામાં આવે છે. બદલા વિના કોઈ વૈતરું કરવા તૈયાર ન થાય એટલે પૈસા ખરચ્યા વિના જાતીય વૃત્તિ સંતોષવાની કાયદેસર સગવડ કરી આપવામાં આવે છે. 'લડતમાં બહાદુરીથી લડતાં લડતાં મરશો તો સ્વર્ગમાં જશો અને અપ્સરાઓ સ્વર્ગના દરવાજામાં પેસતાં જ તમારા ગળામાં વરમાળા આરોપશે' એવો કાલ્પનિક બદલો રણક્ષેત્ર પર લડતા સૈનિકોને ક્યાં આપવામાં નહોતો આવતો ? કાલ્પનિક અપ્સરાઓને વરવા કેટલાય સૈનિકો દેહની પરવા કર્યા વિના ક્યાં નથી લડ્યા ? તો પછી થોડો વખત મહેનત કર્યાથી આ જગતમાં એનો બદલો મળી જતો હોય તો શા માટે ન લેવો ? આવો વિચાર કરીને ઘરજમાઈઓ એકાદ બે વર્ષ મહેનત કરી લે છે. પાકું લગ્ન થયા પછી મોટા ભાગના ઘરજમાઈઓ સ્વતંત્ર રીતે રહેવાનું પસંદ કરે છે.

આપણા દેશમાં પણ જુદા જુદા જમાનામાં અનેક જાતની લગ્નપ્રથા આવી અને ગઈ. હિંદુ શાસ્ત્રકારોએ આઠ પ્રકારનાં લગ્ન વર્ણવ્યાં છે, ત્યાર પછી કેટલાય ફેરફાર થઈ ગયા. આપણા સમાજમાં આજે લગ્નનું સુકાન માબાપોએ લીધું છે અને દીકરા કે દીકરીની લાગણીનો વિચાર કર્યા વિના રૂઢિને વશ થઈ લગ્નનું વહાણ હંકાયે રાખે છે. આ પ્રમાણે યુવક અને યુવતીના જાતીય વિષયક ભાવિનાં નિર્માતા માબાપો થઈ પડ્યાં છે. લગ્ન જેવા મહત્ત્વના પ્રશ્નમાં જરૂરી તત્ત્વને જોવાને બદલે બાહ્ય વસ્તુઓ અને ખાસ કરીને સમાજમાં અત્યાર સુધી ચાલતી આવેલી રૂઢિ પર વધારે જોર આપવામાં આવે છે. કોઈ માલમિલકત અને પૈસા જુએ છે, કોઈ કુળને જુએ છે તો કોઈની નજર મૂળિયાં તરફ જ હોય છે. કોઈ ભણતર તરફ મીટ માંડે છે તો કોઈ રૂપથી અંજાઈ જાય છે. આવી રીતે દરેક જુદા જુદા માન-દંડથી પસંદગી કરે છે. લગ્નની પસંદગી માટે વિસ્તૃત ક્ષેત્ર હોવું જોઈએ તેને બદલે નાના નાના વાડા પડી ગયા છે, પરિણામે લગ્નનો મૂળ ઉદ્દેશ માર્યો ગયો છે અને લગ્ન એક બજારના રૂપમાં ફેરવાઈ ગયું છે. કોઈ પેટા જ્ઞાતિમાં કન્યાની અછત હોય તો જેવી રીતે ગામ-ડાંમાં જુવાર કે ભાત આપીને રીંગણાં અથવા બીજી શાકભાજી સાટામાં લેવામાં આવે છે તેવી રીતે પોતાની કન્યા આપીને પોતાના છોકરાને માટે બીજી કન્યા લેવામાં આવે છે. કોઈ બાપને બે ચાર કન્યા મળી ગઈ હોય તો ધનને માટે કન્યારૂપી ચેકને એક પછી એક વટાવવામાં આવે, પછી ભલે જુવાનજોધ દીકરીને મરણને કાંઠે પહોંચેલા ડોસા સાથે પરણવું પડે. જે જ્ઞાતિમાં કન્યાની સંખ્યા વધારે હોય તેમાં વરની કિંમત અંકાય છે અને કૂળ પ્રમાણે વાંકડાનો આંકડો વધે છે અથવા ઘટે છે. ઉચ્ચ જ્ઞાતિમાં વિધવાઓને

પુનર્લગ્ન કરવાની છૂટ નથી. વિધવાઓ જાણે કે માણસ મટી જાય છે અને જાતીય વૃત્તિથી પર થઈ જાય છે એવી રીતનું એમની સાથે સમાજનું વર્તન છે. એટલે ખરું જોતાં લગ્નના પ્રશ્નને શાસ્ત્રીય રીતે છણવાને બદલે અમુક જમાનામાં અમુક વિચારના માણસોએ દાખલ કરેલી પ્રથાને વિચાર કર્યા વિના આપણે વળગી રહીએ છીએ. સમૂહમાં રહેતી એકેએક વ્યક્તિનું લગ્નજીવન સુખી થાય, એટલે કે જાતીય વૃત્તિ સભ્ય રીતે સંતોષાય અને સમાજ વ્યવસ્થિત ચાલે એટલા માટે અમુક નિયમો દાખલ કર્યા છે. એને બદલે આજે તો જાણે કે અમુક નિયમ અને રૂઢિ માટે લગ્ન ન હોય એવી સ્થિતિ આવી પહોંચી છે. આપણા સમાજની લગ્નની ગાડી પાટા પરથી રસ્તે જ ઊતરી પડી છે અને આડે રસ્તે જ ચાલવા માંડી છે. બાળલગ્ન અટકાવવા માટે કાયદો ઘડવો પડે અને છતાંય બાળલગ્ન થાય એ આપણા સમાજની કમનસીબી છે. લગ્નની અંદર દાખલ થયેલી અનેક રૂઢિઓએ આજે આપણા સમાજને કદરૂપો બનાવી મૂક્યો છે.

મનુષ્યમાં રહેલી જાતીય વૃત્તિનો આપણે સ્વીકાર નથી કર્યો અને જૂની પુરાણી રૂઢિને જ માન આપ્યા કર્યું છે, નહિ તો બાળલગ્ન થાય અને વિધવાવિવાહની મનાઈ કરવામાં ન આવે. બાળવિધુર પુરુષો પાસે શા માટે ફરજિયાત વૈધવ્ય પળાવવામાં નથી આવતું અને બધાય મેખમોગરી લઈને બાલવિધવાની પાસે વૈધવ્ય પળાવવા શા માટે મંડ્યા હતા? એક વખત પતિ મરી જાય એટલે જાતીય વૃત્તિ પણ એની સાથે જ મરી જાય એમ એમનું માનવું છે શું? આપણા સમાજની ખરાબ રૂઢિઓને લીધે તો દેશભરમાં વેશ્યાની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે. વેશ્યાઓમાં મોટી સંખ્યા બાલવિધવાઓની હશે. બાલવિધવાનું એક વખત સ્ખલન થયું એટલે સમાજ એને હડધૂત કરે છે. સમાજને છોડી દેવાની એને ફરજ પડે છે. પોતાના દેહને ટકાવી રાખવા માટે કેટલીય વિધવાઓને વેશ્યાવૃત્તિનો આશરો લેવો પડે છે. એક વખત વેશ્યાનો ધંધો સ્વીકાર્યો કે સમાજ એને સ્વીકારવા તૈયાર નથી અને પરિણામે સમાજથી બહિષ્કૃત થઈ તેને આખી જિંદગી આવી રીતે ગાળવી પડે છે. સમસ્ત સ્ત્રીજાતિને થયેલા અન્યાયના પરિણામરૂપે વેશ્યાસમાજનો જન્મ થયો છે. અસ્પૃશ્યતા જેવી રીતે હિંદુજાતિનું કલંક છે તેવી રીતે વેશ્યાનો આખો સમાજ મનુષ્યજાતિના કલંકરૂપ છે. આપણી લગ્નની પ્રથામાં કંઈક ખામી છે કે જેથી સ્ત્રીઓને આ ધંધાનો આશરો લેવો પડે છે–પેટ ભરવાને માટે પોતાના દેહની, પોતાના રૂપની બજાર વચ્ચે દુકાન માંડવી પડે છે.

પશ્ચિમના દેશોમાં પણ લગ્નમાં અનેક અનિષ્ટ તત્ત્વો દાખલ થયાં છે. આપણા સમાજની પેઠે ખાનગી મિલકત અને મનુષ્ય વચ્ચે ઊભી કરવામાં આવેલી આર્થિક અસમાનતાએ અનિષ્ટમાં વધારો કર્યો છે. ત્યાં પણ કુળ જોવામાં આવે છે, મિલકત જોવામાં આવે છે અને સમાજના નીચલા અને ઉપલા થરમાં જુદા જુદા વાડા છે. અમીરની કન્યા સામાન્ય માણસ સાથે લગ્ન ન કરી શકે, વિધવાવિવાહની છૂટ હોવા છતાં અને છૂટાછેડાની પ્રથા હોવા છતાં લગ્નમાં અસંતોષ રહે છે. અમેરિકામાં છૂટાછેડા કરનારની સંખ્યા વધ્યે જ જાય છે જ્યારે રશિયામાં એનું પ્રમાણ ઓછું છે એમ આંકડા કહે છે. આ ઉપરથી એમ કહી શકાય કે લગ્નના પ્રશ્નમાં આર્થિક અસમાનતા મોટામાં મોટું અંતરાય છે. આર્થિક અસમાનતાનો પ્રશ્ન જ્યાં આગળ દૂર થયો હોય ત્યાં આગળ આ પ્રશ્ન હળવો બની જાય છે અને સ્ત્રીપુરુષની યોગ્ય વરણી થવાને પૂરો અવકાશ રહે છે.

પશ્ચિમના દેશોમાં લગ્નની અત્યાર સુધી ચાલી આવતી પ્રથા સામે ઠેકઠેકાણે બળવો થઈ રહ્યો છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ તપાસીએ તો દરેક યુગમાં વિચારોની ક્રિયા અને પ્રતિક્રિયા ચાલ્યા જ કરે છે. આપણે જેટલા જોરથી ભીંતમાં દડો મારીએ, એનાથી બમણા જોરથી પાછો એ ઊછળે છે. સમાજશાસ્ત્રમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. સમાજે લગ્નની પ્રથાને અત્યાર સુધીમાં અનેક રૂઢિથી જકડી લીધી છે. આ

બધી રૂઢિઓને ઠેકઠેકાણેથી બમણા જોરથી તોડવા મંડયા છે, પ્રાયોગિક લગ્ન અને મર્યાદિત સમય માટેના લગ્ન (Companionate marriage) વગેરે ચાલુ લગ્નની સામે પદ્ધતિસરનો બળવો છે. જજ લીંડ્સે અને બર્ટ્રાન્ડ રસેલ જેવા બીજા અનેક વિચારકો બીજી જાતના લગ્નને પુષ્ટિ આપે છે. આ વાત આનાથી પણ આગળ વધી છે અને એક આધુનિક નવલકથાકાર એક નવલકથામાં એવા સમાજની કલ્પના કરે છે કે જે સમાજમાં સ્ત્રીપુરુષ ધણીધણિયાણી તરીકે એક અઠવાડિયાથી વધુ સાથે રહી ન શકે. એક અઠવાડિયું થયું કે કપડાં બદલે તેવી રીતે સાથીની બદલી કરવી જ જોઈએ. એ જ નવલકથામાં એક સ્ત્રીપાત્ર પોતાની સખી એક પુરુષ સાથે એક અઠવાડિયા કરતાં વધુ સમય રહે છે એટલે વિસ્મય પામે છે.

બર્ટ્રાન્ડ રસેલ 'શાસ્ત્રીય દૃષ્ટિ' (Scientific Outlook) નામના એક પુસ્તકમાં એક નવા સમાજની કલ્પના કરે છે. એ સમાજમાં લગ્ન જેવી પ્રથા જ ન હોય. જેવી રીતે મધપૂડો તૈયાર કરતી માખીમાં બે ભાગ પડી જાય છે, એક ઇંડાં મૂકનારી એટલે કે રાણી અને બીજી કામ કરનારી, તેવી જ રીતે સમાજમાં પણ બે ભાગ પાડે છે. સમાજમાં રહેતાં સ્ત્રીપુરુષોમાંથી અમુક ટકાને પ્રજોત્પત્તિ કરવાને માટે લાયક રાખવામાં આવે છે જ્યારે બાકીનાં પર વિજ્ઞાનિક શસ્ત્રક્રિયા કરવામાં આવે કે જેથી પ્રજોત્પત્તિ કરી ન શકે પરંતુ વિષયોપભોગ કરી શકે. એ સમાજમાં અમુક પુરુષ અમુક સ્ત્રી સાથે જાતીય સંબંધમાં ઊતરે અને અમુક સ્ત્રી અમુક જ પુરુષ સાથે જાતીય સંબંધ બાંધે એ પ્રથાને તોડીને જેને જેની સાથે જાતીય સંબંધ બાંધવો હોય તેની સાથે બાંધી શકે એવી કલ્પના છે. દાક્તરી તપાસ પછી કોણ પ્રજોત્પત્તિ માટે લાયક છે અને કોણ નથી એનો નિર્ણય રાજ્ય કરી શકે સમયના પ્રવાહની સાથે લગ્નની પ્રથા પણ બદલાયા કરે છે એટલે કઈ પ્રથા વધારે સારી એ નક્કી કરવું અત્યારે મુશ્કેલ છે.

મનુષ્યના જીવનમાં લગ્ન અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. લગ્ન કરનાર વ્યક્તિઓનું જીવન સુખી થાય એટલા માટે એનો શાસ્ત્રીય ઉકેલ થવો જોઈએ તેને બદલે જુગજૂની માન્યતા અને પ્રથાઓ ઉપર મુસ્તાક રહીને એનો ઉકેલ કરવામાં આવે છે એ દુઃખની વાત છે. કેટલીક વખત આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે સુધરેલા સમાજ કરતાં જંગલી સમાજની લગ્નપ્રથામાં વધારે શાસ્ત્રીયતા છે. લગ્નપ્રથામાં શાસ્ત્રીયતાની ખામી હોવાને લીધે પરિણામ એ આવ્યું છે કે આજે મોટા ભાગના મનુષ્યનું જાતીય જીવન સુખી નથી. તેથી કરીને લગ્ન એક આશીર્વાદરૂપ થવાને બદલે શ્રાપરૂપ થઈ પડયું છે. જાતીય જીવન સુખી નથી હોતું એટલે કુટુંબમાં શાંતિ નથી રહેતી અને પતિપત્નીનાં દીલ બહારથી એક હોવા છતાં બંનેની વચ્ચે મોટું અંતર રહે છે અને નાના મોટા અનેક કજિયાથી ઘરસંસાર ભરેલો હોય છે. લગ્નની લીલી વાડીમાં જુદી જુદી જાતનાં રંગબેરંગી સુગંધીદાર ફૂલવાળાં ફૂલઝાડ ઊગવાને બદલે બિનજરૂરી અને માર્ગમાં અંતરાયરૂપ થનારાં ઝાંખરાં ઊગી નીકળ્યાં છે, તેથી કરીને આ સંસારના માર્ગને સરળ બનાવવાને બદલે કપરો બનાવે છે. પ્રથાને લીધે કરેલું લગ્ન ભારરૂપ લાગે છે અને તેથી કરીને આપણા સમાજમાં સ્વતંત્ર વિચાર ધરાવતા યુવકો અવિવાહિત રહેવાનું પસંદ કરે છે. લગ્નની વાડીમાં જમાના થયા ઊગી નીકળેલાં ઝાંખરાંને ઉખેડી નાંખીને ફરીથી ફૂલઝાડ વાવવામાં આવે તો જ આખા સમાજનું કલ્યાણ થાય.

જાતીય વૃત્તિને સભ્ય રીતે પોષવા જતાં લગ્નની પ્રથાની ઉત્પત્તિ થઈ એ આપણે જોયું. લગ્નની પ્રથામાં શાસ્ત્રીયતા આણવી હોય તો એમાં મુખ્ય ભાગ ભજવતી જાતીય વૃત્તિનો પદ્ધતિસરનો અભ્યાસ દરેક સ્ત્રીપુરુષે કરવો જોઈએ. એક કોટ સિવડાવવો હોય તો એના કપડાની ખરીદીથી માંડીને પૂરેપૂરો સિવાઈ રહે ત્યાંસુધીની પૂરેપૂરી કાળજી લઈએ છીએ. તો પછી જીવનમાં જેના જ્ઞાનની ડગલે ને પગલે વહેવારમાં જરૂર પડે એની તરફ બેદરકાર કેવી રીતે થઈ શકાય?

સારી રીતે લગ્નજીવન જીવવું એમાં પણ કળા રહેલી છે. સ્ત્રી અને પુરુષ પુખ્ત ઉમરનાં થાય, યોગ્ય કેળવણી લે, જાતીય સંબંધ માટે એક બીજાનાં પૂરક છે કે નહિ એની યોગ્ય તપાસ થાય અને પછી લગ્નગ્રંથિથી જોડાય તો લગ્નની પાછળ રહેલો મૂળ હેતુ પાર પડે. આ દૃષ્ટિએ બાળવિવાહ અને વિધવાવિવાહપ્રતિબંધની પ્રથાને પુષ્ટિ આપવી અથવા વિરોધ ન કરવો એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ અવળી ગંગા વહેવડાવવામાં મદદ કરવા જેવું થાય. દરેક સ્ત્રી અને પુરુષને જાતીય વિષયક જ્ઞાન જરૂરી છે, કેળવણીનું એક અંગ છે એટલે પછી એના પ્રત્યે સમાજે અત્યાર સુધી કેળવેલી સૂગને તો ક્યાં–ય સ્થાન નથી. નાતજાતના વાડા તોડીને દેશપરદેશનો ભેદ છોડીને મનુષ્ય મનુષ્ય તરીકે એક બીજાની વધુ નજીક આવતાં જાય અને આર્થિક અસમાનતાનો પ્રશ્ન ઉકેલાઈ જાય તો લગ્નનો પ્રશ્ન ઘણો હળવો થઈ જાય એમ છે. પ્રગતિને માર્ગે ચાલવા ઇચ્છતા સમાજે પ્રગતિને આડે આવતી એકેએક રૂઢિને ફગાવી દેવી જોઈએ અને સમાજનું કલ્યાણ થાય તેમ જ સુધરેલી પ્રજાને શોભે એવી રીતે લગ્નના પ્રશ્નની શાસ્ત્રીય આલોચના કરીને નવા નિયમો ઘડવા જોઈએ. લગ્નની વાડીમાં ફૂલઝાડ રોપતાં પહેલાં ઝાંખરાંને બાળીને સાફ કરવાં પડશે. જો લગ્નની પ્રથાની ફરીથી શાસ્ત્રીય પુનર્રચના ન થાય તો સંભવ છે કે આખી પ્રથાનો ભાંગીને ભુક્કો થઈ જાય, એવી પ્રથાઓનો હવે ઠેકઠેકાણે પ્રચાર થવા માંડ્યો છે.

લગ્નની પ્રથાની શાસ્ત્રીય પુનર્રચનાનો અર્થ એ નથી કાઢવાનો કે જે ભાવનાને લીધે મનુષ્યે પ્રગતિ કરી છે એની અવગણના કરવી. મા, બહેન, ભાઈ, બાપ વગેરેની ભાવનાથી સમાજે પ્રગતિ કરી છે. આપણે મૂળ હતા તેવા જ થઈને પ્રગતિને અવરોધવી નથી, પરંતુ જેનાથી સમાજની અધોગતિ થઈ છે એને ઉખેડી નાંખી સમાજને વધારે સંસ્કૃત બનાવવો છે.

●

# ક્રીડા

: પૃથ્વી :

–પછી શબ્દ માહરા શબ્દ તુજમાં ઢાલવ્યા,
ઉરે ધખતી જ્વાળ ચિંતનતણી તુંમાં ઓગળીઃ
પ્રિયા ! જીવનસિદ્ધિઓ અણુ અણુ ગઈ ઓસરી
તુંમાં : પ્રકટતો તહીં જગઉજાળતો દીવડો !

હવે સૂરજચંદ્ર શું ગગન ગોળ ઘૂમી રહી
થરે મલિનતાભર્યાં તિમિર ભોમ પેટાળમાં;
પવિત્ર રસગર્ભના અનુપ ઓઘ વર્ષાવતાં,
પ્રિયે ! પૃથિવિપાટલે મધુર આદરીશું ક્રીડા.

મોહિનીચંદ્ર

# બંધન અને મુક્તિ

[બે પ્રકરણો]

શ્રી. 'દર્શક'

['અંજલિ ગ્રંથમાળા' તરફથી તુરતમાં જ પ્રગટ થનાર 'બંધન અને મુક્તિ'નું સૌંદર્ય દર્શાવતાં આ બે પ્રકરણો 'ઊર્મિ'ના વાંચકોને રસપ્રદ થશે. સં.]

૧

એમીલી થોડી ડાકટરી વિદ્યા પણ જાણે છે. જંગલીઓ શેખરને સ્ટ્રેચરમાં લાવીને કહેઃ "મા, ક્યાં સુવાડીએ સાહેબને ?"

"અહીં ટેબલ પર લાવો. ઘા સાફ કરીને ધોવો પડશે." ટેબલ પર સૂતાં સૂતાં શેખર કહે, "તમે અડશો તો હું ક્યાંક ભ્રષ્ટ થઈ જઈશ, એટલે આ જંગલીઓને ઘા કેમ ધોવો એ ચીંધજો."

"ભ્રષ્ટ થાવ તો ગંગામાં ડૂબકી મારીને પ્રાયશ્ચિત્ત કરી લેજો. તમને તે કંઈ સમય કસમયની ખબર છે કે ?"

"એ બધી અક્કલ તો ભગવાને તમને જ આપી છે. નહિતર કાંઈ આ બધાના હાથમાં મને અમસ્તો જ સોંપ્યો હતો."

એમીલી પોચે હાથે જંતુનાશક પાણીથી ઘા ધોતી હતી. બે ત્રણ મિશનવાસીઓ ફાનસ, પાટા, દવાઓ લઈને ઊભા હતા. ઘા સાફ કરતાં પણ એના હોઠ ફફડતા હતા.

"શું બેન્થામનો પાઠ ચાલે છે કે ?"

'ચુપ રહો."

ઘા ધોઈ, પાટા બાંધી, ખાટલામાં સુવાડી રજાઈ ઓઢાડતાં કહ્યું, "જીભ બહુ વધી ગઈ છે. અનુભવ થશે ત્યારે ખબર પડશે કે હોઠ કેમ ફફડતા હોય છે" કહી એ ચાલી ગઈ. જતાં જતાં કહે, "ભગવાને એટલી દયા કરી છે કે ઘા જીવલેણ નથી. રુઝાતાં વાર તો નહિ લાગે."

પણ એમીલીની ધારણા જૂઠી પડી. સવારમાં જનરલ આવ્યા ત્યારે શેખરને તાવ ચડ્યો હતો ને સંનિપાત શરૂ થયો હતો. કિલ્લામાં ફેરવાય તેવું રહ્યું નહોતું. તાવ ચડવા માંડ્યો તે પહેલાં જ શેખરે રાત્રે જ આવેલ રહેમાનને એક બાજુ બોલાવી કહી રાખ્યું હતું કે, "માને બિઠૂર કે જ્યાં હોય ત્યાં આના ખબર ન આપે. નહિતર એ ફફડી મરશે." એટલે જનરલે

જ્યારે નરસિંગપુર ઘોડેસ્વાર મોકલવાની વાત કરી ત્યારે રહેમાને ના કહી. જનરલ પાછા જતા હતા ત્યાં એમીલીએ કહ્યું, "હું તો હમણાં અહીં જ રહીશ."

"હું પણ એ જ કહેવાનો હતો. આપણને એ જ શોભે; હું અવારનવાર આવતો રહીશ."

તે આખો દિવસ શેખરે સંનિપાતમાં બબડચા કર્યું. એમીલી ને રહેમાન ઓશીકા ને પાંગેત આગળ ચોવીશે કલાક બેસી રહ્યાં. ન કોઈ ખાવા ઊઠ્યું, ન કોઈ સૂવા ગયું. વચમાં વચમાં એમીલીનું ધૈર્ય સરી જતું તો રહેમાન કહેતો, "ધીરજ રાખો મિસ, અલ્લાનું નામ લો, આ તો સનેપાત છે, પણ એના નામે તો મડાં બેઠાં થાય છે; પથરાયે તરે પથરાયે. આકીન રાખો. ને હું થોડોક નજૂમી છું. માલિકના હાથની રેખા મેં જોઈ છે. એમનું મોત રોગથી કે પથારીમાં છે જ નહિ."

બીજે દિવસે સંનિપાત સહેજ નરમ પડચો, પણ તાવ લંબાયો. છત્રીશ દિવસ સુધી તાવ રહ્યો. રહેમાન અને એમીલીએ શેખરની સેવા કરવાની જાણે હરીફાઈ માંડી હતી. રહેમાન શેખરનું બધું જ કામ પોતાને કરવા દેવા કહ્યા કરતો, પણ એમીલી એને કશાને અડવા ન દેતી. રોજ બે વાર પથારી બદલાવવી, ત્રણ વખત દવા-પાની, એનાં કપડાં કઢાવવાં, પહેરાવવાં, બટન પણ ભીડી આપવાં, ગરમ પાણીએ સ્પંજ-બાથ આપવો, માથું દબાવવું, કાંજી, સૂપ બ્રાહ્મણ પાસે બનાવરાવી મંગાવી સામે ધરવો, ખભાને ટેકો આપી બહાર લઈ જવો-એ બધાં કામ એ જાતે જ કરતી. શેખરને ઘણું આ બધું ગમતું, પણ બધી વસ્તુઓને પાછી વાળી શકાય છે પણ પ્રેમને હેલ્યો હેલાતો નથી. એ તો તમને હેલીને અંદર આવે છે. તમારી સંમતિની રાહ પણ જોતો નથી. બહુ કહે છે ત્યારે એમીલી કહે છે, "જુઓ, તમારા શાસ્ત્રમાં પણ આપદ્ધર્મ કહ્યો છે. પછી ગંગાસ્નાન કરી આવજો. હું આડી આવું તો કહેજો. બાકી હમણાં તો મારી ઇચ્છા પ્રમાણે ચાલવાનું છે. હમણાં તમે મારા કેદી છો" કહી પૂછે છે:

"શું કામ મને રઘુવીરની કેદમાંથી છોડાવી? લેતા જાવ" કહી એ ચાલવા માંડે છે.

"પણ ઊભી તો રહે." હવે એને 'તમે' કહેવું એ પણ નિરર્થક છે. 'તમે' કહે છે ત્યાં જાણે ખંડની દીવાલો ને પેઢલી પર મૂકેલાં વાસણો પણ ખડ ખડ, ખડ ખડ, હસવા માંડે છે.

"તું આખો દહાડો આટલી બધી મહેનત લે છે તો રાત્રે ભલેને રહેમાન જાગે."

"રહેમાનને દવા કેટલી પાવી, ક્યારે પાવી એ બધાંની શું ખબર પડે? શીશીમાં કાંઈ ગોટાળો કરે તો?"

"મને ઘડી જોતાં આવડે છે; એક દિવસ મને બતાવો ને ભૂલ થાય તો દંડ કરજો." રહેમાન કહે છે.

"હા, એ સરસ, ભૂલ થઈ જાય પછી શું મારે તારા કાન કાપવા આવવું?"

"ભૂલ નહિ થાય. હું પણ જાગતો હોઉં છું. અંગ્રેજીમાં તો હું વાંચી શકું છું."

"હજી છ મહિનાથી અંગ્રેજી વાંચતા થયા છે; એમાં ભાઈસાહેબનું અભિમાન માતું નથી!"

"પણ તારી તબિયત તો જો. આંખ ઊંડી ઊતરી ગઈ છે."

"તે એ શું સારવારમાં પડતી મહેનતને લીધે ઊંડી ગઈ છે?"

"નહિતર ત્યારે શું?"

"તમે એકવાર સાજા થાઓ પછી કહીશ કે હું શા કારણે દૂબળી પડી ગઈ હતી" કહી એ ચાલવા માંડે છે.

"અરે, પણ..." શેખર રોકે છે.

"જુઓ મને નવરાશ નથી. હજુ કપડાં ધોવાં છે; તમે ને રહેમાન તો છો નવરા" કહી એ ચાલી જાય છે.

"સ્ફૂર્તિ તો આમની જ. આપણું બૈરું હોય તો ત્રણ કલાકે પણ ન સળવળે; આ તો અધઘડીમાં ફરી

વળે છે. હાલતી તો છે જ નહિ, જાણે ઊડે છે.” રહેમાન કહે છે.

એક દિવસે પાળું ઉપાડીને જતી એમીલીને શેખર કહે,

“પછી જજે. અહીં આવ જોઈએ ?”

પાળું હેઠું મૂકી એમીલીએ કહ્યું, “કહો.”

“જનરલની છોકરીને આ બધું કરતાં સૂગ નથી ચડતી ?”

“સૂગ ! સૂગ શું કામ ચડે ? આ કામ તો અમસ્તું પણ ઘણા દરદીઓની સારવારમાં હું કરું જ છું. માત્ર ત્યાં પરમાર્થબુદ્ધિથી કરું છું ને અહીં છે સ્વાર્થબુદ્ધિ.”

“અહીં પણ પરમાર્થબુદ્ધિથી ન થાય ?”

“અહીં એ બુદ્ધિ રાખું તો ઊલટું પાપ લાગે. ઉપકાર તો પરાયા ઉપર હોય.”

“મને આશ્ચર્ય થાય છે. મારાથી આ ગંદું ન ઉપાડાય.”

“તમે ચાહતા હો તેનું પણ નહિ ? અતિશય—પ્રાણથી પણ અધિક ચાહતા હો...”

“સંભવિત છે કે બને. જનરલની એકની એક કન્યા...”

“તમે ‘બને જ’ એમ નથી બોલી શકતા, કારણ કે તમે હિંદુ છો. તમારો સમાજ ઊંચા ને નીચાનો બનેલો છે. તમારામાં નીચ જાતિની કન્યા ને ઊંચ જાતિનો પુરુષ કદી પરણી શકતાં નથી. એટલે પ્રેમ જે સમાનતા લાવે છે એની તમને કદી કલ્પના આવી શકવાની જ નથી. એવાં લગ્નો થશે તોપણ એમાં ઊંચામાં પરોપકારબુદ્ધિ ત્યાગબુદ્ધિ, ને નીચામાં ઋણબુદ્ધિ રહેવાનાં જ. તમે મને તમારા કરતાં અતિશય ઊંચા ને પ્રતિષ્ઠાવાન કુટુંબની માની લીધી છે, ને તમારી જાતને હલકા, નીચલા ઘરના માન્યા છે. તમે ડોકું ન ધુણાવતા. એટલે તમને મારી આ સેવાથી આશ્ચર્ય થાય છે. વસ્તુતઃ પ્રેમ ને આ બધું સાથે ચાલે છે. એમ નહોત તો તો કદરૂપાની—ગંદાની—કોઈ માતા થાત જ નહિ. એને સૌ નદીમાં જ તરતા મૂકી દેત. પણ તમારી સમાજિક ઉચ્ચનીચતા પ્રેમના આ સામર્થ્યનું દર્શન તમને નહિ કરવા દે.”

“તારી વાત કાંઈક સમજાય છે. મને થાય છે તે એ નહિ કે ભંગીનું કામ તું શા માટે કરે છે; એ તો થાય જ છે પણ વધુ તો એ કે મારું—એક સામાન્ય માણસનું—આવું કામ તારા જેવી શા માટે કરે ?”

“મેં તો આવું કામ બધાનું—કોઈ ઊંચનીચના ભેદ સિવાય ઘણીવાર કર્યું છે. ને એના પ્રતાપે જ આજે ભગવાને તક આપી છે” કહી એણે હાથ વતી ક્રોસ કર્યો ને પાળું લેવા નીચે વળી.

“હમણાં મને જ નવરાશ ક્યાં છે ? સવારની ઊઠું ત્યારથી કામમાં હોઉં છું. તમને દાતણ આપી, નાહી પરવારું ત્યાં મહારાજ પાસે કાંજી કરાવું, તમે પી લ્યો એટલે આગલા દિવસનું ટેમ્પરેચર વિગેરે લખી દવા મંગાવું, રાંધવાની તૈયારી કરું. અહીં છું એટલે કલાક બે કલાક દવાખાનામાં જાઉં. આવીને તમારું, રહેમાનનું, મારું ખાવાનું તૈયાર કરાવું ત્યાં બાર વાગી જાય. પછી દવા, કપડાં ધોવાં, પથારીઓ બદલવી, વાસણો મંજાવવાં, અનાજ સાફ કરવું, દળાવવું—એ બધામાં સાંજ ક્યારે પડી જાય છે એની ખબરે નથી પડતી. ત્યાં તો સાવ નવરી હતી. અહીં નવરાશ ક્યાં છે ? તોપણ આ પા કલાક બેસી જ લીધું ને ? હવે વળી બે કલાક કામે ચડી જઈશ, ને એક આંટો મારી તમને જોઈ જઈશ. તમને થશે કે પાગલ છે સાવ ! પણ એથેન્સના ડાહ્યામાં ડાહ્યા પુરુષને એની સ્ત્રી ચક્કર કહેતી ને સૌએ એને પાગલ કહીને મારી નાખ્યો. સમાજ એ તમારા હિંદુ ધણી જેવો છે. એને કોઈ પરંપરાગત નક્કી કરેલા ચીલાની બહાર જાય એ ગમતું નથી. ને એમાંથી જન્મી છે દુનિયાની આંસુ ને રુધિરભીની શહાદતો. ગેલેલિયો લો, ફોક્સ લો, ઈશુ લો કે રોમિયો—જુલિયેટ લો. ફેર માત્ર એટલો જ કે ઈશુ, ફોક્સ, ગેલેલિયોને સેંકડો કે

હજાર વર્ષે મરવાનું આવે છે ત્યારે રોમિયો જુલિયેટ હરરોજ વેદી પર ચડી રહ્યાં છે." એના અવાજમાં એક પ્રકારની એવી ગાઢ નિરાશા ને દુઃસહ વેદનાનું મિશ્રણ થયું હતું કે શેખરને એણે વ્યથિત કરી મૂક્યો. એ કશું આશ્વાસન કે પ્રત્યુત્તર આપે તે પહેલાં તો એ વાસણ લઈને ચાલી ગઈ હતી.

"આજનો પાઠ તો એણે આપી દીધો." શેખર મનમાં બોલ્યો.

આ યુવતી એમ માની રહી છે કે હું માત્ર જાતિભેદના ડરે એનો સ્વીકાર કરતાં અટકી ગયો છું. હિંદુ સમાજનાં વિધિનિષેધો એના પ્રેમને ખાળી રહ્યાં છે. હું એને કેમ કરી સમજાવું કે એ આ બધો પ્રેમ ઢોળી રહી છે તે તો એ પ્યાલામાં જેમાં એક ટીપું પણ માય તેમ નથી. માત્ર ઉપરથી છલકાઈ જઈને ધૂળમાં વ્યર્થ રગદોળાઈ જવા સિવાય એનો કશો અર્થ નથી. જેમ પાણીથી પુષ્ટ થઈ ગયેલી ધરતી ઉપર ગમે તેટલા જોરથી વર્ષતી મેઘધારા મેદિની સાથે મળી શકતી નથી—પૃથ્વી એનો સ્વીકાર જ કરી શકતી નથી, એણે ઉપર થઈને વહી જવા સિવાય બીજો રસ્તો જ નથી—એમ જઃ પણ મેઘધારાને એ કોણ સમજાવે !

ઓચિંતાનો એ ચમકી ઊઠ્યો. ત્યારે જો સુભગાની પ્રેમોજ્જ્વલ મૂર્તિ એના હૃદયમાં ન હોત તો શું એણે આ વિદેશી આંગ્લ, ફિરંગી યુવતીનું પાણિ-ગ્રહણ કર્યું હોત ? શું એ ફિરંગી થઈ ગયો હોત ?

મનના આ પ્રશ્ન સાથે જ જાણે એનું લોહી શોષાઈ ગયું. ચહેરો ફિક્કો પડી ગયો. એને શું કોઈએ જાદુ કર્યું હતું ? એના પર કોઈએ મૂઠ તો નહોતી નાખી ? નહિતર ચુસ્ત હિંદુનો બાળક આ વિચારથી પણ અભડાઈ જાય. માતા સુભગા આ જાણે તો ? એમને કેવો વજ્રાઘાત થાય ?

પણ આખર આ હિંદુધર્મ હતો શું ? એના શ્રેષ્ઠ ઋષિ વેદવ્યાસ માછણના દીકરા હતા, વિશ્વપરિ-વ્રાજક વિષ્ણુપ્રિય નારદની માતાને એના પિતાની ખબર નહોતી. પુરાણી સૌતી શુદ્ર હતા, વસિષ્ઠ વેશ્યાના પુત્ર હતા, ભગવાન કૃષ્ણ ગોપને ત્યાં છાણના ટોપા વચ્ચે ઊછર્યા હતા. રામ ક્ષત્રિય હતા એમાં કોઈ એક જાતિ, એક કુળ કે એક વર્ણનો અધિકાર કે શ્રેષ્ઠતા તો દેખાતાં નહોતાં. એ કોઈ એક જ પેગંબરને હાથે રચાયલી ઇમારત નહોતી. એમાં તો વણકર કબીર ને ચમાર રોહીદાસ, કાળો ધનો ને ઇસ્લામી દાદુ, વર્ણોના ગુરુ જેવા બ્રાહ્મણ જ્ઞાનદાસ તેમ જ અંત્યજ સાધુ નંદ—સૌએ ઈંટો મૂકી હતી, ચૂનો પીલ્યો હતો, રંગ-રોગાન કર્યું હતું. તો એમાં માત્ર ફિરંગીઓ જ શા માટે બાતલ ? ઊંચનીચના ભેદ જો હિંદુધર્મના નથી તો કોણે આ ફિરંગીઓ માટે દરવાજા બંધ કર્યા છે ? ઊંચનીચની સૂગ જેટલી એને છે એટલી પણ એમીલીમાં તો નથી. એણે તો ઈશ્વરના ઘડેલા સૌને સરખા ગણી મેલાં ઉપાડ્યાં છે, તો એનાથી હિંદુધર્મ કઈ રીતે અભડાઈ જાય ?

એના મનમાં ધીરે—ધીરે—ધીરે સૂર્યોદય થતો હતો. જાણે કોઈક વિપુલવાહિની નદીને કાંઠે એક વિશાળ ઘેર ગંભીર વડલો અનેક વડવાઈઓ વિસ્તારી ઊભો છે. એની છાયામાં મોર, પોપટ, મેના, કાગડા, કાબર, અસંખ્ય પંખીઓ પ્રાતઃકાળના આગમનનું ગીત કલરવ કરી ગાઈ રહ્યાં છે. એની છાયામાં ગાડાં છૂટ્યાં છે. કલાંત પથિકો વિશ્રાંતિ લે છે. કોઈક સૂર્યનું ઉપસ્થાન કરે છે, કોઈક ભાથું છોડી ટીમણ કરે છે. એક બાજુ વાછરડાં જેવા ચપળ કુમારો ઓળકો-ળાંબડો રમતા કૂદાકૂદ કરી રહ્યા છે. વડ આગળ કેટલીક યુવતીઓ પૂજા કરે છે, કોઈક અક્ષત્ ચડાવે છે, કોઈક સૂતરના નાગલા ચોડે છે, કોઈ એની કોમળ આંગળી વડે ચાંલ્લા કરી રહી છે તો કોઈ હાથમાં થાળી સાથે પ્રદક્ષિણા ફરે છે. થોડે દૂર સફેદ ઈંડા જેવા વર્ણવાળી ગાયો શાંત સ્નિગ્ધ આંખે વાછરડાંને જોતી ચાટી રહી છે. પડખે બેઠો બેઠો રબારી વાંસળી વગાડે છે. નદીના ઘાટ પરથી કેટલાંક સ્ત્રી-પુરુષો ભીનાં વસ્ત્રે, ખભા પર ચળકતો કુંભ મૂકી વડને પાણી સીંચવા ચાલ્યાં આવે છે. કોઈ નજીકની

વડવાઈને પાણી પાય છે, કોઈ દૂરની. કોઈક આસ્થાવાળા વળી ઠેઠ મૂળ થડને પાણી સીંચવા મથે છે. કોઈ એમ કહેતું નથી કે આ આવે ને તે ન આવે–અહીં સીંચો, ત્યાં ન સાચો, સૌ પોતાને ગમે તે વડવાઈના મૂળમાં પાણી સીંચી આવી, નમન કરી, પ્રદક્ષિણા ફરી ચાલ્યાં જાય છે. એમાં હિંદુ છે, મુસલમાન, શીખ, કોળી, વાઘરી, ચમાર સૌ છે. ફિરંગી પણ છે. સૂર્યનાં કિરણો ને નદીનાં જળ પર પોષાતો એ વડ તો સૌને માટે શીતળ છાયા પાથરી રહ્યો છે. એને ત્યાં તો માણસ, પંખી, ઢોર, જંતુ, કોયલ, કાબર, કાળા, ગોરા, સીંચનાર ન સીંચનાર એવા કશા ભેદભાવ નથી.

શેખર સ્વપ્નસ્થ દશામાંયે સર્વભૂતહિતેરત અશ્વત્થનાં દર્શન કરી રહ્યો.

## ૨

શેખરનો તાવ ચાલ્યો ગયો હતો. શરીરમાં લોહી પણ થોડું ભરાયું હતું. સવાર સાંજ લાકડીના ટેકે થોડે સુધી ફરવા જવાની રજા પણ એમીલીએ આપી હતી. હવે થોડા દિવસમાં એ ફરીથી પોતાના કામ પર ચડી જવાનો છે. એમીલી પણ આજકાલમાં જવાની છે. જનરલની તબિયત બરાબર રહેતી નથી એટલે ડાકટરોએ એમને ફરી હવાફેર કરવા જવાનું કહ્યું છે.

વહેલી સવારની કોઈ ક કોઈ વાર એમીલી પણ સાથે ફરવા જાય છે. આજે રહેમાનને દમ ચઢ્યો હતો એટલે એનાથી નીકળાય તેમ નહોતું. એને ગરમ પાણી આપી એમીલી શેખરની સાથે ચાલી. સૂર્યોદયને હજુ વાર છે પણ ઉષાએ તો ચારે બાજુ મૂઠીઓ ભરીભરીને ગુલાલ વેર્યો છે. જંગલીઓનાં ઘરોમાંથી છાશનાં વલોણાં ને ઘંટીનો અવાજ આવે છે. કોઈક ઉદ્યમી ખેડુ સાંતીડું લઈ ને ચાલી નીકળ્યો છે. ને પહર ચરીને પાછાં ફરતાં ઢોરનાં ગળાંની ઘંટડીઓના ટણણ–ટણણ અવાજ જંગલના વિવિધ ખૂણેથી આવે છે. કાગડાઓએ તો આખું જંગલ છાપાંના ફેરિયાઓની પેઠે ગજાવી મૂક્યું છે.

શેખરે ઓવરકોટ ઓઢ્યો છે. માથે શાલ વીંટી છે. એમીલીએ માત્ર એક ભૂખરી શાલ જ નાખી છે.

"તમે હવે ઝટ સાજા થઈ જાવ તો હું પપ્પાને લઈ ને મરી જઈ શકું."

"હું તો હવે સાજો જ થઈ ગયો છું. તું ક્યાં સુધી મારી સારવારમાં રહીશ ? ને હવે તો સારવારની પણ કશી જરૂર નથી."

"પહેલાં થતું કે આ સહેજ તાવ આવતો બંધ થાય એટલે જાઉં. પછી થયું કે હરતા ફરતા થાય એટલે જાઉં, હવે થાય છે ખોરાક પર ચડે એટલે જાઉં. મને થાય છે કે રોજના ખોરાક ઉપર ચડશો એટલે મન શું બહાનું કાઢશે ?"

"કહેશે કે હવે હાંકી કાઢે તો જાઉં !" શેખરે હસીને કહ્યું.

"ખરેખર તમે હાંકી કાઢો ખરા ?"

"જ્યાં સાથે રહેવાનું જ નથી ત્યાં હાંકી કાઢવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે ?"

એક વહેળો આવતાં શેખરે કહ્યું:

"આવ, અહીં બેસીએ."

"ઊંહ–ચાલો, બેસવું નથી."

"આ જગ્યા સુંદર છે."

"ઊંહ, મારે મોડું થાય. પાછું અંધારું થઈ જાય."

શેખરને તે દિવસની સંધ્યા યાદ આવતાં તે ખડખડ હસી પડ્યો. ને પછી શિલા પર બેસી પડતાં કહ્યું:

"તું તારે જવું હોય તો જા એકલી, હું તો નથી આવવાનો."

એમીલી બે ડગલાં જઈ પાછી આવી. બેઠી ને કહ્યું:

"હું જાણું છું; તમે એ જ કહેવાના છો." એના કાઢેલ અર્થ ને સ્વરમાં પ્રચ્છન્ન દર્દ હતું. શેખર સહેજ નજીક આવી બોલ્યો:

"હું શું કરું એમીલી? થાય છે કે તું માગે છે એ જ નહિ પણ એથીયે વધુ આપું. કશુંયે પાસે ન રાખું. પણ જે છે જ નહિ એ કેમ આપું? તું એમ ધારે છે કે તું ફિરંગી ને હું હિંદુ એટલે ધર્મભીરુતાથી તારી વાતને ઠેલ્યા કરું છું; પણ એમ નથી. તારી પાસેથી જ 'ધર્મ'નાં મિથ્યા ને નિત્ય બન્ને રૂપો પામ્યો છું. એનો તો મને કશો ભય નથી. જાતિ–રોટી બધું અતિશય તુચ્છ છે. એના કારણે તારા જેવી ઐશ્વર્ય-શાલિનીને બારણેથી પાછી કાઢવાનું પાપ કરવા જેટલો અંધ હું નથી. પણ તું જે માગી રહી છે તે છે જ નહિ–ત્રણ લોકમાં લેવા જાઉં તોપણ મળે તેમ નથી."

"તો શું તમે વૈરાગી છો? સંન્યાસી તો નથી."

"ના, હું વૈરાગી નથી. પણ તું જે પ્રેમ માગી રહી છે એ પ્રેમ તો આજથી ઘણાં વર્ષો પહેલાં બાલ્યકાળના એક હેમવર્ણા પ્રભાતે અપાઈ ગયો છે. ને આજે પણ તે એવો જ નિર્મળ ને શુચિ હૈયામાં ઝગઝગે છે. તું તો મારા કરતાં વધારે જાણે છે કે દુનિયામાં બધી જ વસ્તુઓના ભાગલા થઈ શકે છે; આપીને પાછું પણ લઈ લેવાય છે, પણ પ્રેમના તો નથી ભાગલા થઈ શકતા કે નથી પાછો લઈ શકાતો. એ તો વ્યાકરણના પદચ્છેદ ને વ્યાપારનાં લેખાંથી અસ્પૃષ્ટ છે."

એમીલી એકાગ્ર ચિત્તે આંખ બંધ કરી આ સાંભળી રહી હતી. બેઉ આંખોમાંથી દડ દડ આંસુની ધાર વહ્યે જતી હતી,

શેખરે આંગળીમાંથી વીંટી કાઢી હથેળીમાં રાખી કહ્યું, "આ જો." એમીલીએ પ્રભાતકિરણોમાં રત્નકલીસમ ઝગઝમી રહેલ વીંટી તરફ જોયું.

"આ જો, એના પરનું નામ એ એનું નામ છે."

"સુભગા." એણે ધીરેથી વાંચ્યું ને પછી વીંટી સામે એકી ટશે જોઈ રહી.

"હા, સુભગા." બોલતાં શેખરના ચહેરા પર પ્રેમનું અપાર્થિવ તેજ પથરાઈ ગયું.

"તેં, જેણે મને જીવનદાન આપ્યું છે..." એમીલીએ હાથ જોડી વચમાં જ કહ્યું, "કૃપા કરીને આજે એ ન બોલો. તમે જ કહ્યું ને કે પ્રેમ વ્યાપારી લેખાંથી અસ્પૃષ્ટ છે?"

"પણ..." ને એ અટકી ગયો.

"હા. પણ તમને પ્રેમ નથી એટલે તમે કૃતજ્ઞબુદ્ધિ, ઋણબુદ્ધિ એમ વિવિધ બુદ્ધિથી મારા પ્રેમદાનને માપો જ ને! કાયમ માપવાના!" એનું ગળું ભરાઈ આવ્યું હતું. જાણે હમણાં જ એ ભાંગી પડશે.

"એમીલી, એમીલી," શેખરે વધુ નજીક જઈને કહ્યું.

"તું માગે છે તે હું દરિદ્રી નથી આપી શકતો એનું મને કેટલું દુઃખ છે તે તો જો! ને દુનિયામાં પુરુષ સ્વામી તરીકેનો પ્રેમ આપે તો જ આપ્યો કહેવાય એમ નથી. હું તને ચાહું છું, તારો કૃતજ્ઞ છું, દુઃખ વખતે જ્યારે બોલાવીશ ત્યારે હાજર થઈશ, એટલું જ બસ નથી? ને તારું સ્મરણ એ કંઈ ભુલાવાનું હતું? એટલું જ બસ નથી?"

એમીલીએ નમસ્કાર કરી કહ્યું, "એટલું બસ છે. એ સાંભળીને જ હું કૃતાર્થ થઈ. હવે મારાથી અભડાતા નથી એ જ મારે માટે બસ છે. હવે મને કોઈ વાસના નહિ પીડે."

"તારું સ્મરણ મને હમેશાં રહેશે." શેખરે નમસ્કાર કરી કહ્યું.

બંને થોડીવાર ચુપચાપ બેસી રહ્યાં. એમીલી સહેજ સ્વસ્થ થઈ એટલે પૂછ્યું:

"તમે નમસ્કાર શા માટે કર્યા?"

"એક તો આપણે ઊંચનીચ ભાવને કાઢી નાખનારાં રહ્યાં, ઉપરાંત તું મારી ગુરુ." એણે હસીને કહ્યું ને પછી ગંભીરભાવે બોલ્યો, "સાચે જ તું મારી ગુરુ. તેં આજે મને મુક્ત કર્યો."

એમીલી વળતી વખતે રસ્તામાં કહે:

"આ વીંટી હવે મારી પાસે રહેશે."

"ભલે, તેમ કર. કામ પડે ત્યારે ગમે ત્યાં હો ત્યાંથી મોકલજે. હાજર થઈ જઈશ."

"સુભગાને કહેશો?"

"મળશે કે તરત જ."

"એ શું કહેશે?"

"મેં એને બરાબર ઓળખી હોય તો મને વઢશે ને તારી શોધમાં નીકળશે."

"ના એને નહિ કહેતા."

"કેમ?"

"અમારા – સ્ત્રીઓના–જીવ બહુ ટૂંકા હોય છે."

"તારો તો નથી."

એમીલી પ્રસન્ન મુખે એની સામે જોઈ રહી.

"એક કામ કરીશ? આજે તું રાંધજે; આપણે સાથે જમશું."

એમીલી આંખમાં આંસુ સાથે શેખરના ચહેરા તરફ જોઈ રહી. આંસુ લૂછવાનું ભાન પણ ન રહ્યું.

* * *

એમીલી જવાની હતી એને આગલે દિવસે એણે રહેમાનને કહ્યું:

"રહેમાન! તું એમીલી સાથે જશે?"

"જી હા, હજૂર."

"એનું કામ કરજે ને મને ખબર આપતો રહેજે." ને પેલી માળા પેટીમાંથી કાઢીને કહે, "આ સાથે લેતો જા. કોઈવાર કામ આવશે."

સંધ્યાકાળે રહેમાન એને કૂવા તરફના ભાગમાં લઈ દીવાલના એક પથ્થર પર હાથ રાખી કહે, "આને યાદ રાખજો" કહી એણે ધક્કો માર્યો–ગઢની દીવાલમાં એક માણસ જાય તેવડું બાકોરું હતું.

●

## વાંછા

કો જાણે કઈ ઘડીએ મરણ પટકશે પિંડ આ માટી-બાંધ્યો, –
તે માટે મોંઘલી આ પળ પળ કયમ ના ફૂઝી લઉં જિંદગીની ?
ને એથી માહરું આ શુચિ મનુજપણું ના રહું કેમ પોષી ?
કે જેથી મૃત્યુદ્વારે પણ હસી ચમકું આત્મસંતુષ્ટ થૈ હું !

**અમૃતલાલ છ. પારેખ**

# હિંદનો આવકવેરો (ઇનકમ-ટેક્ષ)

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

હિંદી સરકારની મુખ્ય આવકનો આધાર આમદાની-જકાત ઉપર છે. દર વરસે પરદેશોથી આયાત થતી મોટરકારો, લોઢું, સિમેંટ, યંત્રો, કાપડ, ગરમ વસ્ત્રો અને બીજી અનેક આમદાનીની વસ્તુઓ ઉપરની જકાત એકત્ર કરી આ મોટી રકમ હિંદી સરકારને દર વરસે મળે છે. એના પછી બીજા નંબરની પેદાશ આવક-કરમાંથી થાય છે. દર વરસે લગભગ સત્તર કરોડ રૂપિયા પેદાશ ઉપર આવકવેરો હિંદી સરકાર મેળવે છે. આપણામાંના ઘણા એ આવકવેરો ભરે છે, પરંતુ એનો ઇતિહાસ, કાયદા, કેવી રીતે ઇનકમ-ટેક્ષ લાગુ પડે છે તે, કેવી રીતે એ વસૂલ કરવામાં આવે છે તે અને એવી એની બીજી આંટીઘૂંટીઓ બહુ થોડા જ જાણે છે. ઇનકમ-ટેક્ષને લગતું વિશાળ સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું છે. એના કાયદાના અર્થો અને તે કેવી રીતે લાગુ પાડવા તે સંબંધી હિંદની જુદીજુદી હાઇકોર્ટોના સેંકડો કેસો છે. ઇનકમ-ટેક્ષને સમજવા માટે વિદ્વાન વકીલોની લખેલી ટીકાઓનાં સેંકડો પુસ્તકો છે. આ સઘળા સાહિત્યને સમજીને ઇનકમ-ટેક્ષનો અમલ થાય છે. ઇનકમ-ટેક્ષનો નવો કાયદો હમણાં જ પસાર થઈ બહાર પડ્યો છે.

સને ૧૮૫૮ પહેલાં હિંદનું શાસન વિલાયતની એક ખાનગી કંપની-ઇસ્ટ ઇન્ડિયા કંપની-કરતી હતી. ગવર્નરો, ગવર્નર-જનરલો અને બીજા અધિકારીઓની નિમણૂકો, મોટા સૈન્યનો નિભાવ અને મોટાં યુદ્ધો એ ખાનગી કંપનીના ડાયરેક્ટરોના બોર્ડની આજ્ઞા પ્રમાણે થતાં હતાં. સને ૧૮૫૭માં હિંદમાં મોટું હુલ્લડ થયું એટલે હિંદનું શાસન મહારાણી વિક્ટોરિયાના પ્રધાનમંડળે પોતાના સ્વાધીનમાં લીધું. ઇસ્ટ ઇન્ડિયા કંપની ઇનકમ-ટેક્ષ લેતી નહોતી, પરંતુ કેટલાક ધંધાઓ અને ઉદ્યોગો ઉપર એણે સીધા કરો દાખલ કર્યા હતા. પરંતુ રાજ્યઅમલ શહેનશાહની સરકારના હાથમાં આવતાં જ એ સર્વે કરો રદ કરવામાં આવ્યા હતા. પરંતુ સને ૧૮૫૭ના બળવામાં વિલાયતથી લશ્કર મંગાવવું પડ્યું. દેશમાં અરાજકતા વ્યાપી. આથી ખર્ચ ઘણું થયું અને પેદાશ ઘટી ગઈ. બજેટનાં બંને પાસાં સમતોલ કરવા માટે નવા કરોની જરૂર પડી.

હિંદી સરકારે નાણાં મેળવવા માટે લાયસેન્સ-ટેક્ષ નાંખવા વિચાર કર્યો. તે માટે એક કાયદો તૈયાર કરી ધારાસભા પાસે પસાર કરવા મૂક્યો. તે કાયદો દોષવાન હતો તેથી બિનસરકારી અને સરકારી સભ્યોએ એની સામે વાંધો ઉઠાવ્યો, એટલું જ નહિ પણ તે સમયના હિંદના મુખ્ય જડજ સર બાર્નસ પિકોક પણ એ કાયદો યોગ્ય રીતે ઘડાયેલો નથી તેવો અભિપ્રાય આપ્યો. આથી એ કાયદો પાછો ખેંચી લેવાયો. પરંતુ હિંદી સરકારને નાણાંની ઘણી જરૂર હતી, એનું

આર્થિક તંત્ર બરાબર નહોતું જેથી વિલાયતની બ્રિટિશ સરકારે હિંદના આર્થિક તંત્રને સુધારવા માટે વિલાયતથી મિ. જેમ્સ વિલ્સનને હિંદમાં મૂક્યા. એણે પૂરી તપાસ અને વિચાર પછી ઇનકમ-ટેક્ષ અને લાયસન્સ–ટેક્ષ નામે બે જુદા જુદા કાયદા બનાવી અને ૧૮૬૦માં ધારાસભા પાસે રજૂ કર્યા. આ બંને કાયદાઓ એકબીજાના સહકારી હતા. પરંતુ એનો અમલ ભિન્નભિન્ન વ્યક્તિઓ ઉપર જુદો જુદો થવાનો હતો. ઇનકમ–ટેક્ષ કાયદામાં બે ભાગો ઠરાવામાં આવ્યા હતા. જેની પેદાશ રૂ. ૨૦૦ થી ૫૦૦ સુધી હોય તેના ઉપર ૨ ટકા કર લેવાનો હતો અને જેની પેદાશ ૫૦૦ રૂપિયા ઉપર હોય તેની પાસેથી ૪ ટકા કર વસૂલ કરવાનો હતો. તેમાં ત્રણ ટકા હિંદી સરકારને મળે અને એક ટકો સ્થાનિક ખર્ચોને માટે નિયત કરવામાં આવ્યો હતો. આ ઇન-કમટેક્ષ ચાર વસ્તુઓ ઉપર લાગુ પાડવાનો હતો (૧) જમીન અને ઘરો (૨) વેપાર, ઉદ્યોગ અને ધંધાઓ (૩) જાહેર ફંડો (૪) નોકરોના પગારો. એ પ્રમાણે એમાં ગોઠવણ થઈ હતી. એની સામે જમીન-દારોએ મોટી જેહાદ ઉપાડી. જમીનદારોને બંગાળ, બિહાર અને યુ.પી.માં જમીન નિશ્ચિંત ભાગ (Permanent Settlement) લઈને હમેશના માટે આપવામાં આવી હતી. એટલે હવે કોઈ પણ જાતનો વધારાનો કર જમીનદારો ઉપર સરકાર નાખી જ શકે નહિ એવી એમની દલીલ હતી. પરંતુ તે દલીલ ચાલી નહિં. કાયદો ધારાસભામાં પસાર થયો. આ કાયદાનો અમલ પાંચ વર્ષો માટે ઠરાવવામાં આવ્યો હતો.

સને ૧૮૬૫માં આ કાયદાનો અમલ બંધ પડ્યો. એની પાંચ વર્ષની મુદત પૂરી થઈ. હિંદી સરકારનો લશ્કરી ખર્ચ વધ્યે જતો હતો એટલે એને નાણાંની ઘણી જરૂર પડી. અને એટલે સને ૧૮૫૭માં ફરી લાયસન્સ–કાયદો ચાલુ કર્યો. બીજે વર્ષે એ કાયદાને સર્ટિફીકેટ એકટમાં ફેરવી નાખ્યો. હિંદી સરકારની નાણાંની ચાલુ જરૂરિયાતથી સને ૧૮૬૯માં એને ઇનકમ–ટેક્ષના રૂપમાં ફેરવી નાખ્યો. આથી દરેકની ૫૦૦ રૂપિયાની ઉપરની પેદાશ ઉપર આ આવકવેરો એક ટકા લેખે લાગુ પાડવામાં આવ્યો. પરંતુ હિંદની સરકારના લશ્કરી ખર્ચના વધવાથી આવકવેરો સને ૧૮૬૯–૭૦ માં બે ટકા કરવામાં આવ્યો. પરંતુ સરકારની લોભવૃત્તિ વધવા લાગી. સને ૧૮૭૦માં એ આવકવેરો વધારીને એક રૂપિયા ઉપર અડધો આનો એટલે સાડાત્રણ ટકા કરી નાંખવામાં આવ્યો. અગાઉ સમષ્ટિગત આવકવેરો વસૂલ કરવામાં આવતો હતો, હવે વ્યક્તિગત રીતે આ વેરો વસૂલ કરવામાં આવ્યો.

આવકવેરો વધ્યો પણ એથી સરકારી આવકમાં જાણવાજોગ વધારો થયો નહિ. લોકો ઉપર એનો બોજો વધારે પડતો જણાયો. સરકારી અધિકારી-ઓનો એવો સામાન્ય અભિપ્રાય હતો કે આવકવેરો લોકો ઉપાડી શકે તે કરતાં વધારે છે અને ગરીબ વર્ગને એમાંથી પૂરતું રક્ષણ મળતું નથી. સને ૧૮-૭૧–૭૨ માં પ્રાંતીય સરકારો અને વરિષ્ટ અધિ-કારીઓના મતો લેવામાં આવ્યા, જેમણે આવકવેરાની વિરુદ્ધમાં અભિપ્રાયો આપ્યા હતા. આથી સને ૧૮-૭૧ માં આવકવેરો ઘટાડી રૂપિયે બે પાઈનો કરવામાં આવ્યો હતો અને રૂ. ૭૫૦ ઉપરની પેદાશ હોય તો જ કર લેવાનું ઠરાવ્યું હતું. બીજે વર્ષે આ મર્યાદા વધારી ૧૦૦૦ રૂપિયાની પેદાશવાળાઓ ઉપર આવક-વેરો ઠરાવવામાં આવ્યો હતો. બીજે વર્ષે હિંદી સરકારે અધિકારીઓ અને બિનઅધિકારીઓના અભિપ્રાયો મેળવી પોતાની આર્થિક હાલત તપાસી આવક ઉપરનો કર તદ્દન માફ કરી એ કાયદો રદ કર્યો હતો.

હિંદમાં સને ૧૮૭૩ થી સને ૧૮૭૮ સુધીનાં પાંચ વર્ષો સુધી આવકવેરો બંધ કરવામાં આવ્યો હતો, પણ તે પછીના વર્ષમાં લાયસન્સ–ટેક્ષ ફરી દાખલ કરવાની આર્થિક કારણોસર જરૂર પડી હતી. નવ વર્ષો સુધી આ લાયસેન્સ–ટેક્ષ સીધી રીતે વસૂલ કરવામાં આવ્યો હતો, પરંતુ હિંદી સરકારનું ખર્ચ કૂદકે અને ભૂસકે વધતું જતું હતું એટલે સને ૧૮૮૬માં

ફરી આવકવેરો દાખલ કરવાની જરૂર પડી, આથી ધારાસભામાં નવો કાયદો બનાવીને દાખલ કર્યો. એ મુજબ રૂ. ૫૦૦થી નીચેની રકમ ઉપર કર માફ કરવામાં આવ્યો. ૫૦૦ અને ૨૦૦૦ વચ્ચેની રકમ ઉપર ચાર પાઈ ઠરાવવામાં આવી હતી, જ્યારે ૨૦૦૦ રૂપિયાથી વધારેની રકમ ઉપર પાંચ પાઈ લેવામાં આવતી હતી. જમીનદારો ઉપર કૃપા કરી જમીનની પેદાશ ઉપર આ કર રદ કરવામાં આવ્યો હતો. આ રીતે આવકવેરો હિંદ ઉપર હમેશને માટે ઠોકાયો.

સને ૧૯૦૩ સુધી એટલે ૧૬ વરસ સુધી આ પદ્ધતિ પ્રમાણે આવકવેરો લેવાયો. એ સાલમાં કર આપનારાઓની ૫૦૦ રૂપિયાની મર્યાદા વધારીને ૧૦૦૦ રૂપિયાની કરવામાં આવી હતી. આથી ગરીબોને કેટલુંક રક્ષણ મળ્યું હતું. આ ગોઠવણ સને ૧૯૧૬ સુધી ચાલી. તેર વરસ સુધી બીજો ફેરફાર થયો નહિ. સને ૧૯૧૪માં જગતનું મહાયુદ્ધ ફાટી નીકળ્યું, આ મહાયુદ્ધમાં હિંદને સીધો સંબંધ નહોતો, પરંતુ બ્રિટિશ સરકારની આશ્રિત હિંદી સરકાર હોવાથી એને પૂર્વ આફ્રિકા, તુર્કી, ફ્રાન્સ વગેરે સ્થળોએ હિંદી સૈન્ય મોકલવું પડ્યું. હિંદનો લશ્કરી ખર્ચો કૂદકે અને ભૂસકે વધવા માંડ્યો. ચાલીસેક કરોડથી વધીને પાંસઠ કરોડ રૂપિયા સુધી તે પહોંચ્યો હતો. એટલે હિંદી સરકાર નવા નવા કરો વધારવાની યોજનાઓ કરવા માંડી. આથી સને ૧૯૧૬માં આવકવેરો પણ વધ્યો હતો. ઇનકમ-ટેક્ષનું નવું બિલ ધારાસભામાં રજૂ થયું. તેમાં ૨૦૦૦ રૂપિયાથી મોટી રકમ ઉપર પાંચ પાઈ લેવામાં આવતી હતી તે વધારીને ૧૦૦૦૦ રૂપિયા સુધી છ પાઈ લેવાનું ઠરાવ્યું. ૧૦૦૦૦ રૂપિયાથી ૨૫૦૦૦ રૂપિયા સુધી એક આનો ઠરાવવામાં આવ્યો હતો. અને આ રીતે પગથિયે પગથિયે આવકવેરાનો વધારો કરવાની પદ્ધતિ સંપૂર્ણ રીતે સ્વીકારાઈ હતી. મહાયુદ્ધની ભયંકર અસર વધતી ગઈ. હિંદી સરકારનાં અંદાજપત્રોમાં મોટાં ગાબડાં પડ્યાં. દર વરસે મોટું કરજ કરવું પડતું હતું. અધૂરામાં પૂરું અંગ્રેજ સરકારના હિતમાં હિંદના ખજાનચી સર માલ્કમ હેલીએ બે શિલિંગનો રૂપિયો કર્યો. તે ટકાવવા માટે ઊલટી હૂંડીઓ વિલાયતથી લખાઈ આવવા માંડી. આમાં પણ ખોટ આવવા માંડી. આથી હિંદી સરકારને નાણાંની મોટી દરકાર પડી. સને ૧૯૧૭માં હિંદી સરકારના અંદાજપત્રમાં મોટી ખોટ માલૂમ પડી એટલે વળી આવકવેરો વધારવાની સગવડ થઈ. નવું બિલ દાખલ કરવામાં આવ્યું. તેની સાથે ઇનકમ-ટેક્ષખાતામાં જે પોલ ચાલતી હતી તે બંધ કરવાની ગોઠવણ થઈ. આથી લુચ્ચાઈ કરી એ વેરામાંથી છટકી જનારને પણ શોધી કાઢવાની સગવડો કરવામાં આવી હતી. આ જ કાયદામાં સાધારણ આવકવેરા ઉપરાંત સુપર-ટેક્ષ એટલે અસામાન્ય મોટો કરવેરો પણ દાખલ કરવામાં આવ્યો. સાધારણ આવકવેરાની સાથે ૫૦૦૦૦ રૂપિયાની વાર્ષિક કમાઈ કરનાર વ્યક્તિ કે કંપનીને એક આનાનો વધારાનો વેરો આપવાનો હતો. તે પછીના બીજા ૫૦૦૦૦ રૂપિયા એટલે ત્રીજી ૫૦૦૦૦ની રકમ ઉપર બે આના કર લેવામાં આવતો હતો. ચોથા ૫૦૦૦૦ની આવક ઉપર અઢી આના કર હતો. અને ૨૦૦૦૦૦ રૂપિયાની આવક ધરાવનારને તે પછી ત્રણ આના લેખે કર આપવાનો હતો.

સને ૧૯૧૮માં સરકારે ખેતીવાડીની પેદાશને પણ આવકવેરાની મર્યાદામાં દાખલ કરવા ધાર્યું, પરંતુ અંગ્રેજ મોટા અધિકારીઓ અને બિનઅધિકારીઓના વિરોધથી એ ધારાસભામાં પસાર થઈ શક્યું નહિ. સને ૧૯૧૯માં આવકવેરાની મર્યાદા ઊંચી કરાઇ. નાના નાના અનેક કર ભરનારાઓ પાસેથી કર વસૂલ કરવામાં ઘણી મહેનત પડતી હતી એટલે કરની મર્યાદા વધારીને ૨૦૦૦ રૂપિયાની કમાઈ ઉપર વેરો લેવાનું ઠરાવ્યું. તે સિવાય બજેટની આવકને સમતોલ કરવા માટે ૩૦૦૦૦થી વધારે આવકવાળા પાસે સેંકડે પચાસ ટકા જેટલો મહાન વેરો લેવાની એક વરસ માટે ગોઠવણ થઈ. આ વેરો ઘણાખરા મોટા ધંધાદારીઓ અને ઉદ્યોગવાદીઓને લાગુ પડ્યો હતો. એક જ વર્ષ ચલાવી તે પાછો શરૂ કરવામાં આવ્યો નહિ.

સને ૧૯૨૧માં સુપર-ટેક્ષ કાયદામાં સુધારો કરવાનું નવું બિલ ધારાસભામાં દાખલ કરવામાં આવ્યું. તેમાં સુપર-ટેક્ષ જે પગથિયે પગથિયે જુદા ભાવથી લેવાતો હતો તે એક જ એક આનાના ભાવથી સ્થિર કરવામાં આવ્યો. પરંતુ વ્યક્તિઓ, રજિસ્ટર નહિ થયેલી પેઢીઓ, અને સંયુક્ત કુટુંબો ઉપર જૂનો ક્રમસરનો સુપર-ટેક્ષ રાખવામાં આવ્યો હતો. સને ૧૯૨૧માં નાણાંની વધારે દરકાર પડી એટલે સુપર-ટેક્ષમાં વધારો કરવામાં આવ્યો. તેમાં ઊંચી કક્ષાની પેદાશો ઉપર ૧૬ પાઈ જેટલો વેરો દાખલ કરવામાં આવ્યો હતો. નીચેની કક્ષાઓ માટે કાંઈ ફેરફાર કર્યો નહોતો. પરંતુ સાડા ત્રણ લાખ રૂપિયાની ઉપરની આવકને માટે ચાર આના વેરો ઠરાવવામાં આવ્યો હતો. સને ૧૯૨૨માં આવકવેરામાં વિશેષ સુધારો કરવામાં આવ્યો. ૩૦૦૦૦ સુધીની પેદાશની રકમ ઉપર આગળ જેટલો જ વેરો રહ્યો, પરંતુ ૩૦૦૦૦ થી ૪૦૦૦૦ રૂપિયા સુધીની પેદાશ ઉપર ૧૪ પાઈની ૧૫ પાઈ કરવામાં આવી. ૪૦૦૦૦ ઉપરની પેદાશ ઉપર ૧૬ પાઈથી વધારીને ૧૮ પાઈ કરવામાં આવી. ઊંચામાં ઊંચી પેદાશ ઉપર આગળ ચાર આના સુપર-ટેક્ષ હતો એને બદલે છ આના કરવામાં આવ્યો. પરંતુ ઇનકમ-ટેક્ષ અને સુપર-ટેક્ષ બંને મળીને સાડાપાંચ આનાથી વધારે ન લેવું એવું ઠરાવવામાં આવ્યું હતું.

હિંદી સરકારને આવકવેરાનો કાયદો સુધારવાની આવશ્યકતા જણાઈ. આથી તેને માટે એક કમિટી નીમવામાં આવી. તેની ભલામણો અનુસાર સને ૧૯૨૨નો ઇનકમ-ટેક્ષ એક્ટ નં. ૧૧ પસાર કરવામાં આવ્યો. આ કાયદો વિશાળ વ્યવસ્થાવાળો હતો. એમાં કેવી રીતે અને કઈ પદ્ધતિથી આવકવેરો લાગુ કરવો, કેવા ધોરણ ઉપર આવકખર્ચ ગણવાં, ઇનકમ-ટેક્ષ લેવાનાં યંત્રો ગોઠવવાં વગેરે નક્કી કરવામાં આવ્યું. પરંતુ આવકવેરો કેટલો લેવો એ વાત દરેક વર્ષના બજેટમાં નક્કી કરવાનું હતું. આ એક્ટ મુજબ નીચે પ્રમાણે અગત્યના ફેરફારો થયા હતાઃ

૧. આગલા વર્ષની પેદાશ ઉપર પાછલા વર્ષે આવકવેરો ભરવાની ગોઠવણ થઈ. તે પહેલાં માત્ર અનુમાન ઉપર પેદાશની ગોઠવણ નક્કી થઈ હતી.

૨. આવકવેરા માટેની રકમ ખરેખર પેદાશ ને ખર્ચ ઉપર નહિ પરંતુ ઇનકમ-ટેક્ષના કાયદા મુજબ આંકણી કરી નક્કી કરવામાં આવી હતી. એક માણસે ગમે તેટલી રકમ ખર્ચી હોય પરંતુ તે આખી રકમમાંથી માત્ર કાયદેસરની રકમ જ બાદ આપવાનું ઠર્યું.

૩. સર્વ નોકરોના પગારોમાંથી ઇનકમ-ટેક્ષ કાપી લેવાની અથવા ખાતાને ખબર આપવાની શેઠો ઉપર ફરજ નંખાઈ.

૪. એક જ માલેકીના એક ખાતામાંની નુકસાની બીજા ખાતાના નફામાંથી બાદ કરી શકાશે.

૫. ઇનકમ-ટેક્ષ-અધિકારીઓને વિશાળ સત્તાઓ આપવામાં આવી.

આવા ઘણા અગત્યના ફેરફારો કરવામાં આવ્યા હતા. તે સિવાય સને ૧૯૨૪ના ચોથા કાયદા અને એ જ વરસના ૧૧મા કાયદા તેમ જ ૧૯૨૬ના ત્રીજા કાયદા અને ૧૯૨૮ના ત્રીજા કાયદા મુજબ કેટલાક અગત્યના ફેરફારો થયા. આ સર્વે અહીં વર્ણવતાં બહુ લંબાણ થાય તેમ છે. સને ૧૯૩૦માં રૂ. ૧૫૦૦૦ અને તે ઉપરની રકમ ઉપર એક પાઈ વેરો વધારવામાં આવ્યો હતો. સને ૧૯૩૧ના બજેટમાં બે હજાર રૂપિયાથી ઉપર કર લેવાની મર્યાદા રદ કરી તે ૧૦૦૦ રૂપિયાની ઠરાવી. રૂ. ૧૦૦૦ થી ૨૦૦૦ની ઉપર ૪ પાઈ વેરો ઠરાવવામાં આવ્યો હતો, તેમ જ સર્વે ઇનકમ-ટેક્ષ ઉપર વધારાનો ૧૨॥ ટકાનો કર નાંખવામાં આવ્યો હતો. સને ૧૯૩૫માં સુપર-ટેક્ષ અને ઇનકમ-ટેક્ષ ઉપરના વધારાના કરનો ત્રીજો ભાગ માફ કરવામાં આવ્યો. તેમ જ ૧૦૦૦ રૂપિયા અને ૨૦૦૦ રૂપિયા વચ્ચેના વેરો ભરનારા ઉપર પણ $\frac{1}{3}$ જેટલો ભાગ માફ કરવામાં આવ્યો હતો. ધીમે ધીમે બે વરસમાં આ વધારાનો કર પણ માફ કરાયો હતો.

આવકવેરામાં હમણાંના ખજાનચી સર જેમ્સ ગ્રીગે વધારો સુધારો કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સને ૧૯૩૭માં તે માટે ઇગ્લેંડથી મિ. ચેમ્બર્સ અને આયર નામના બે ગૃહસ્થોને તેડાવ્યા. તેમની સાથે એક ખાનબહાદુરને પણ સંયુક્ત સભ્ય તરીકે નીમ્યા. આ કમિટીએ આખા હિંદમાં પ્રવાસ કરીને જુબાનીઓ લીધી. પરિણામે તેમણે પોતાનો રિપોર્ટ સરકાર પાસે રજૂ કર્યો. તે ઉપર વિચાર કરીને હિંદી સરકારે એક કાયદો રજૂ કર્યો. એ કાયદા પ્રમાણે મુખ્ય ફેરફારો નીચે મુજબ કરવામાં આવ્યા હતાઃ

(अ) કંપનીઓના ભેગા કરેલા આગળના નફાની રકમ પણ ડિવીદન્ડોની વાંટણી સાથે ગણીને કર લેવાનું ઠરાવવામાં આવ્યું. આથી મૂડી તરીકે ભાગ પણ કરમાં સામેલ કરવામાં આવ્યો છે એ પ્રમાણે લિમિટેડ કંપનીઓએ સખત વાંધો લીધો.

(आ) આ કાયદાની કલમ ૪થી ભારે મતભેદ અને રસાકસીભરેલી કલમ હતી. એમાં હિંદના વેપારીઓને પરદેશોમાં થતી આવક ઉપર પણ કર લાગુ પાડવામાં આવ્યો હતો. હિંદના ઘણા વેપારીઓની આફ્રિકા, યુરોપમાં પેઢીઓ અને દુકાનો છે તે સર્વેની પેદાશનો કર પણ હિંદી સરકારને ભરવાની જોગવાઈ હતી. સિંધી વેપારીઓ અને બીજા વેપારીઓએ આ સામે સખત વાંધો લીધો હતો. આથી હિંદી વેપારીઓનાં પરદેશખાતાનાં સાહસોને સખત ફટકો પડશે એવી બીતિ દેખાડવામાં આવી હતી. આ કલમમાં એવી પણ પેટાકલમ હતી કે હિંદ બહારના બ્રિટિશ વેપારીઓ જેમની હિંદમાં શાખાઓ હોય પણ જેઓ હમેશાં હિંદની પ્રજા ન હોય તેના ઉપર માત્ર જે નાણાં હિંદમાંથી મોકલે તે ઉપર જ કર લેવામાં આવે. આ કલમથી હિંદના વેપારીઓની પરદેશની આવકથી ખજાનચીને એક કરોડ રૂપિયા જેટલી પેદાશ થવા વકી હતી. પરંતુ અંગ્રેજ વેપારીઓની પરદેશની આવક આ કરમાંથી દૂર રાખવામાં આવી હતી. હિંદની પ્રજા નહિ બનેલા પણ હિંદમાં રહેતા અંગ્રેજ વેપારીઓને ખાસ રક્ષણ આ કલમથી મળતું હતું. આથી આ કલમ ભારે તકરારી થઈ પડી હતી.

(इ) કલમ પાંચમીમાં "રહેવાસી" શબ્દની વ્યાખ્યા હતી. પરંતુ તે વ્યાખ્યા અંગ્રેજ વેપારીઓની તરફેણમાં હતી. આથી એના ઉપર પણ સખત રસાકસી ચાલી હતી.

(ई) અપીલ કરવા માટે ન્યાય અને કાયદાને જાણનાર જુદી જ જાતના મદદનીશ કમિશ્નરો નીમવાની સગવડ કરવામાં આવી હતી. આ સુધારો સૌને અનુકૂળ હતો. અપીલ કરવા માટે આ વધારે નિષ્પક્ષપાત ગોઠવણ હતી.

(उ) દરેક નોકરના પગાર ઉપર વેરો લાગુ છે, પણ હવેથી એવી ગોઠવણ કરવામાં આવી હતી કે પગાર સંબંધી અથવા બીજી રીતે લેણી નીકળતી કુલ રકમ ઉપર વેરો વસૂલ કરવો. પછી એ રકમ કમાયલી હોય કે બિન કમાયલી હોય તેમાં ભેદ રાખ્યો નહોતો. આ કલમ પણ વાંધાવાળી ગણાઈ હતી. નોકરોને મળતા પગારની રકમમાંથી સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને પાળવા માટે જે રકમ બાદ દેવાનો રિવાજ હતો તે પણ બંધ કરવામાં આવ્યો હતો. એવાં એલાઉન્સને અતિ મર્યાદિત કરી, ટુંકાવી નાખવામાં આવ્યાં હતાં. આથી પણ અસંતોષ ફેલાયો હતો.

(ऊ) પતિ અને પત્નીની જુદી જુદી રકમો ભલે ચોપડામાં જમે હોય, એ રકમો પત્નીની ભલે અંગત હોય છતાં પણ બંનેની ભેગી આવકની રકમ ઉપર એક સાથે ભેગો આવકવેરો વસૂલ કરવાની નવી કલમ દાખલ કરવામાં આવી હતી. આ કલમને લીધે હિંદીઓને મોટી રકમનો કર ભરવો પડે તેમ હતું. લગભગ મોટો ભાગ પોતાનાં સ્ત્રી અને

બાળકોને નામે નાની મોટી રકમો જુદી કાઢે છે. તેના ઉપર સંયુક્ત કર ભરવો પડે એ અસંતોષનું કારણ હતું.

(ए) દરેક ઉદ્યોગ એટલે કારખાનું ધરાવનારી કંપની હમેશાં દર વરસના નફામાંથી યોગ્ય રકમ ઘસારા–ફંડ ખાતે જમે લઈ જાય છે. આ ઘસારા–ફંડ સંબંધી એલાઉન્સ એટલે બાદ વળતર મૂળ જેટલી રકમ સાંચાઓ ઉપર ખર્ચાઈ હોય તેટલા ઉપર આપવાનો રિવાજ હતો. પરંતુ નવા કાયદા નીચે ઘસારાની રકમમાંથી દર વરસે જેટલાં નાણાં માંડી વાળી નાખતાં બાકી જે નાની રકમ સાંચા-કામ ખાતે રહે તેટલા ઉપર જ વળતર આપવાની જોગવાઈ રાખી હતી. આથી ઉદ્યોગપતિઓ અને મિલમાલેકોમાં અસંતોષ ફેલાયો હતો. સરકારને જરૂર વધારે આવક મળવાની હતી.

(ऐ) કોઈ પણ રકમ એક ધણી બીજાને ખાતે બક્ષિસ આપી જમે કરાવે તોપણ તે બક્ષિસ આપનાર પાસેથી તે રકમનો કર વસૂલ કરવા માટે ગોઠવણ હતી. આ રકમ હમેશાં માટે બક્ષિસ આપવામાં આવી હોય છતાં પણ તે માટે રક્ષણ આપવામાં આવ્યું નહોતું.

(ओ) અગાઉ ઇનકમ–ટેક્ષની પોતાની આવક લેખિત રીતે જાહેર કરવાનું કર ભરનાર ઉપર ફરજિયાત નહોતું પણ આ કાયદાથી ઇનકમ–ટેક્ષ ભરનાર ઉપર ફરજિયાત પોતાની પેદાશ જાહેર કરવાની કાયદો ફરજ પાડે એવું ઠરાવવામાં આવ્યું હતું. આ રીતે પોતાની પેદાશ જાહેર ન કરનાર ઉપર સખત દંડ નાંખવામાં આવ્યો હતો. હિંદની પ્રજાનો માત્ર આઠ ટકા ભાગ ભણેલો છે, તો આવી ફરજિયાત લેખિત પેદાશની ખબરો આપવી સૌને માટે અશક્ય છે એવો વાંધો ઉઠાવવામાં આવ્યો હતો.

(क) આ કાયદામાં જરા પણ ભૂલ કરનાર કર ભરનારા ઉપર એવી સખત શિક્ષાઓ ફરમાવવામાં આવી હતી કે તેની અસર ઘણી ખરાબ નીવડે. ઘણી વખતે અધિકારીઓના ફાંદામાં આવા નિર્દોષ કર ભરનારને સહન કરવું પડે તેવું કાયદાનું વલણ હતું.

(ख) આવકવેરાના અધિકારીઓના હાથમાં આ કાયદો મહાન સત્તાઓ આપવા ધારતો હતો. આ સત્તાઓ એટલી વિશાળ હતી કે તેમાંથી અનેક લોકોને દુઃખ થવા સંભવ હતો. દાખલા તરીકે કોઈ પણ કર ભરનારાના ઘરમાં ઓચિંતા પ્રવેશ કરી ચોપડા જપ્ત કરવાનો ઇનકમ–ટેક્ષના અધિકારીઓને કાયદો સત્તા આપે છે. તેથી કર ભરનારાઓ ઉપર જુલમ ગુજરવાની સંભાવના ઊભી થાય છે.

(ग) હમણાં કોઈ વેપારીને વેપારમાં નુકશાન કે કળખાધ જાય તો તે તે જ વર્ષે માંડી વાળે તો ઇનકમ–ટેક્ષવાળો માંડી વાળવા આપે છે. પણ બીજા વર્ષમાં એ નુકશાની માંડી વાળવા દેતો નથી. હવેથી એ કાયદામાં એવો સુધારો કરવામાં આવ્યો છે કે એક વેપારીને ખમવી પડતી કળખાધ કે નુકશાની તે દર વરસે થોડી થોડી નફામાંથી બાદ કરી ૭ વરસે બધી નુકશાની માંડી વાળી શકે. આ ફેર-ફાર માટે વેપારીઓ ઘણા સમયથી દબાણ કરી રહ્યા હતા. તે છેવટે થયો છે અને તે આવકારદાયક છે.

(घ) બ્રિટનના અંગ્રેજ વેપારીઓ હિંદમાં જે નફો કરે છે તેનો કર હિંદમાં આપતા નથી. તે નફાની રકમ વિલાયત લઈ જઈ ત્યાંની સરકારને તે રકમનો કરવેરો આપે છે. હિંદમાં કરેલી કમાઈનો કરવેરો તેમને હિંદમાં આપવો પડતો નથી. આગલા ૪૯ નંબરના કાયદામાં અંગ્રેજી વેપારીઓને ખાસ આ રક્ષણ આપવામાં આવ્યું હતું તે આ કાય-દામાં ૫૯ નંબરના કાયદા નીચે ચાલુ

રાખવામાં આવ્યું હતું. આથી હિંદને મોટું નુકશાન ભોગવવું પડે છે. છતાં યુરોપિયન વેપારીઓ હિંદમાં મોટી લાગવગ ધરાવે છે. એઓએ પોતાનો કેસ રજૂ કર્યો હતો, તેમના કહેવા મુજબ ઇંગ્લંડમાં તેમને સાડા પાંચ આના આવકવેરો ભરવો પડે છે. હિંદમાં પણ તે આવકવેરો ભરે તો એવડો વેરો ભરવો પડે તે માટે તેમને હિંદના કરોમાંથી માફી મળવી જોઈએ.

(ચ) આ સિવાય એક મોટી ખામી હિંદીઓની નજરે જોવામાં આવી છે. દર વરસે નવ કરોડ રૂપિયા લશ્કરી અમલદારોનાં પેન્શન તરીકે વિલાયતમાં હિંદે મોકલવા પડે છે. એ પેન્શન ઉપર આવકવેરો બિલકુલ વસૂલ કરવામાં આવતો નથી. તેવી જ રીતે મુલકી અમલદારોનાં પેન્શનો પણ હિંદના આવકવેરામાંથી મુક્ત ગણવામાં આવ્યાં છે. આથી હિંદને મોટું નુકશાન ભોગવવું પડે છે. પણ અંગ્રેજ અમલદારો ભારે લાડકા છે. એમને મોટા પગારો, બંગલા, નોકરો, એલાઉન્સો, હૂંડિયામણનો બદલો વિગેરે ભારે લાભો હિંદ તરફથી મળે છે. તેમ આવકવેરામાંથી મુક્તિ પણ મળે છે. હિંદી સભ્યોની મોટી લડત છતાં કાંઈ બની શકતું નથી.

(છ) ઇનકમ-ટેક્ષ પ્રથમ બે હજાર રૂપિયા સુધી માફ હતો. તે પછીની દરેક રકમ ઉપર ૫૦૦૦ સુધી આટલું, તે ઉપરની રકમ ઉપર આટલું—એ રીતે કટકે કટકે લેવાતું હતું એટલે ૨૦૦૦થી રૂ. ૫૦૦૦ની રકમ ઉપર છ પાઈ લેખે વસૂલ થતું. તે પછી સાત પાઈ, આઠ પાઈ એમ કટકે કટકે વધારવામાં આવતું હતું. પણ હમણાંની નવી સ્લેબ-પદ્ધતિ મુજબ એમ કટકે કટકે આવકવેરો લેવાશે નહિ, પણ તેની કુલ કમાઈ ઉપર ધોરણ મુજબ એક જ ભાવે લેવાશે. એટલે ૧૦૦૦૦ની કમાઈ ઉપર ૧૦૦૦૦નો ઠરાવેલો એક જ દરનો ઇનકમ-ટેક્ષ લેવાશે. જુદા જુદા રકમના ટકા એટલે ભાગલા પાડીને લેવાશે નહિ. આથી ગરીબોને લાભ મળશે. ધનવાનો ઉપર વધારે બોજો પડશે. આને બિનઅધિકારી સભ્યોએ વધાવી લીધેલ છે.

આ કાયદા ઉપર સિલેક્ટ-કમિટી બેસાડવાની સરકારની ઇચ્છા નહોતી. પરંતુ મધ્યસ્થ ધારાસભાના દબાણથી એ બિલ સિલેક્ટ-કમિટીને સોંપવું પડ્યું. એણે આ બિલમાં કેટલાક સુધારા કર્યા. તેમાં ધણી-ધણિયાણીની મિલકત સંયુક્ત મિલકત તરીકે આવકવેરા માટે નહિ ગણવાનો સુધારો મુખ્ય હતો. છતાં હજી આ બિલમાં અનેક દોષો હિંદી સભ્યોની નજરે હતા. એક આખા માસ સુધી ધારાસભામાં સભ્યોએ મોટી તકરારો, દલીલો અને ભાષણો કર્યાં. એ બિલની જુદી જુદી કલમો ઉપર સેંકડો સુધારાઓ મૂકવામાં આવ્યા, પરંતુ કોઈ કોઈ સુધારા સ્વીકારવામાં આવ્યા, બાકીના ઊડી ગયા. ખાસ કરીને ચોથી તથા પાંચમી કલમ ઉપર ભારે મોટો વાદવિવાદ ચાલ્યો હતો. એ કલમોની અસરમાં પરદેશની હિંદી કમાઈ ઉપર આવકવેરો નાખવામાં આવ્યો હતો, જ્યારે યુરોપિયનોની હિંદી કમાઈ આવકવેરાથી મુક્ત રાખવામાં આવી હતી. આ ચાર અને પાંચ કલમો રદ કરવા માટેના સુધારાને વિશાળ ટેકો મળ્યો હતો. સરકારે પણ ખૂબ દૃઢ વલણ પકડી હતી, જો આ સુધારો પસાર કરવામાં આવશે તો આ બિલ પડતું મૂકવામાં આવશે એવી એણે ધમકી આપી. છતાં ઠેઠ છેલ્લી ઘડીએ સરકારે નમતું મૂક્યું. કોંગ્રેસપક્ષના વડા શ્રી. ભુલાભાઈ દેસાઈ અને મુસ્લિમપક્ષના વડા શ્રી. ઝીણાની સંગાથે મસલત કરીને એ કલમમાં મોટો ફેરફાર કર્યો. હિંદી અને અંગ્રેજી વેપારી વચ્ચે જે ભેદ રાખવામાં આવ્યો હતો તે કાઢી નાંખવામાં આવ્યો. એમાં નીચે મુજબ સુધારો કરવામાં આવ્યો :–

હિંદી વેપારીઓની પરદેશની કમાઈને હિંદી કમાઈ સાથે ગણવાનો સિદ્ધાંત કાયમ રાખવામાં આવશે,

પરંતુ રૂ. ૪૫૦૦ સુધીની કમાઇ ઉપર કાંઇ કર આપવો નહિ પડે. જે રકમ હિંદમાં લાવવામાં આવે તો જ તેના ઉપર કર લાગુ પડશે. વસેલી પ્રજાને બદલે રહેવાસી શબ્દ દાખલ કરવામાં આવ્યો (આની સમજણ અતિ સૂક્ષ્મ હોવાથી અને માત્ર કાયદાશાસ્ત્રીને જ ઉપયોગી હોવાથી અત્રે આપવી યોગ્ય ધારી નથી.) તે સિવાય પરદેશમાં વેપાર કરતા હિંદીઓને જ્યારે હૂંડિયામણ વગેરેની અડચણ નડે ત્યારે પણ તેમને અડચણ ન નડે તેની સગવડ રાખવામાં આવી છે. તે સિવાય જે દેશ સાથે બેવડા ઇનકમ–ટેક્ષનો સંબંધ કે કરાર ન હોય તેવા દેશમાં વેપાર કરતા હિંદીઓ ઉપર વધારે કરનો બોજો ન રહે એવી પણ સંભાળ રખાઈ છે.

સ્ત્રીપુરુષોની મિલકતો એક સાથે સંયુક્ત ન ગણવા માટે પણ કાયદો છૂટ આપે છે. તે સિવાય એક અગત્યનો સુધારો મધ્યસ્થ ધારાસભામાં થયો હતો તે, કોઈ કર ભરનારના ઘરમાં ઘૂસી ચોપડા તપાસવાને લાગતો હતો તે, સત્તા રદ કરવામાં આવી હતી. બીજા પણ સુધારા કરાવી બિલને ઠોકીઠાકીને ઠીક કરવામાં આવ્યું છે, છતાં પણ બે દૃષ્ટિથી આ કાયદો રચવામાં આવ્યો હતો તે બંને દૃષ્ટિઓ કાયમ રહી છે. જો કે ધારાસભાના સભ્યોએ તેમાં ઘણા સુધારા કરાવી એને નમ્ર બનાવ્યો છે, છતાં હિંદી મૂડીદારવર્ગ પાસેથી જેમ બને તેમ વધારે નાણાં કઢાવવાની પહેલી દૃષ્ટિ અને અંગ્રેજ વેપારીઓ અને અધિકારીઓને હિંદી આવકવેરામાંથી બને તેટલા મુક્ત રાખવાની દૃષ્ટિ કાયમ રહી હતી. એટલા જ માટે ૫૩મી કલમ કે જેમાં યુરોપિયન વેપારીઓને હિંદી આવકવેરામાંથી મુક્ત કરવાની વાત હતી તે ઉપરના સુધારા ગવર્નર–જનરલે પોતાની ખાસ સત્તાથી રદ કર્યા છે. તેમ જ અંગ્રેજ અમલદારોનાં પેન્શનો પણ હિંદી આવકવેરાથી મુક્ત રહ્યાં છે.

આ સિવાય અપીલ કરવા માટેનાં સાધનોમાં ઠીક સુધારો કરવામાં આવ્યો છે. મદદનીશ કમિશ્નરોના ચુકાદાઓ ઉપર આ અપીલ કરવાનો હક્ક કર ભરનારાઓને આપવામાં આવ્યો છે. તે માટે ખાસ મંડળો નીમવામાં આવશે. આ મંડળના દસ કરતાં વધારે સભ્યો હશે નહિ. તે સભ્યોમાંથી અર્ધા કાયદાના સમજદાર અને અર્ધા હિસાબના સમજદાર હોવા જોઈએ. તેનો અધ્યક્ષ એક જડજ હોવો જોઈએ. આ અપીલની સગવડ કાયદે સરસ આપી છે.

આખા હિંદમાં આ કરવેરાનું ખાતું ઘણું જ અપ્રિય છે. વેપારીઓ અને વેરો ભરનારાઓને એમાં સતામણી જરૂર થાય છે. મારો પણ એ ખાસ અનુભવ છે. ઇનકમ–ટેક્ષના અધિકારીઓ ચોપડા તપાસતાં અનેક સાચાખોટા વાંધા ઊભા કરે છે તેનું સમાધાન કરવું પડે છે. આ કાયદા નીચે હિંદુ સંયુક્ત કુટુંબોને માટે ખરેખર તકલીફ છે. તેમને વધારે પ્રમાણમાં આવકવેરો ભરવો પડશે. રજિસ્ટર નહિ કરાયેલી પેઢીઓને પણ વધારે પ્રમાણમાં આવકવેરો ભરવાનો હોય છે. કોઈ પણ ધર્માદા કરેલી રકમ માટે જો હમેશ માટે ધર્માદા કરવાનું રજિસ્ટર લખત ન હોય તો તે રકમને ઇનકમ–ટેક્ષમાં સાથે ગણવાનો રિવાજ છે. કોઈ માણસે ૨૦૦૦ રૂપિયા નુકસાન કર્યું હોય છતાં અહીંતહીં ખોડખાપણો બતાવીને તેની પાસેથી કર વસૂલ કરાય છે.

પ્રથમ પોતાની મિલકતો અને પેદાશ જાહેર કરવાની દરેકને ફરજ નહોતી. પણ હવે દરેક માણસે તે જાહેર કરી ઇનકમ–ટેક્ષ–ઑફિસનું ફારમ ભરવું જ પડશે. પોતાની પાસે કોઈની મૂડી જમા હોય તેની ખબર પણ ઇનકમ–ટેક્ષ–ઑફિસને આપવી જ પડશે. આ ખાતામાંથી લાંચ–રુશવત બંધ થઈ ગઈ છે. ખાતું ઘણું કડક બન્યું છે. આગળ ઉપર વેપારીઓ યુક્તિ કરી છટકી જતા હતા, હવે ચોખ્ખો હિસાબ રાખનારને માટે તકલીફ નથી. વેપારીઓને ચોપડા કોઈ પણ ભાષામાં અને પદ્ધતિથી રાખવા દેવામાં આવે છે. પરંતુ તેમને બારીકીથી જોવામાં આવે છે. ઇનકમ–ટેક્ષની પેદાશમાંથી અમુક ટકા દરેક પ્રાંતને આપવાની નિમયાર એવાર્ડ પ્રમાણે ગોઠવણ કરી છે. પરંતુ રેલવેની પેદાશમાં કાંઈક ફાળો મળે તો જ આ ટકા અપાય છે. ઇનકમ–ટેક્ષના નવા કાયદાના અમલથી હિંદી સરકારની પેદાશમાં વધારો થશે.

# એક જ વાસના

: ખંડકાવ્ય :

**અનુષ્ટુપ્**

દીક્ષાર્થે વૃંદ શિષ્યોનું ધૌમ્યાવાસે ખડું રહે,
સૌમાંહી ઉપમન્યુ તો શાસ્ત્રે નૈપુણ્ય દાખવે :
દોષો ચિત્ત વિષે પેદા સૂક્ષ્મ દષ્ટે ઉકેલતો,
કિલ્બિષો ઉરમાં વસ્યાં યોગાભ્યાસે ઉખેડતો :
ધૌમ્યાચાર્ય નથી દેતા ઊંચી દીક્ષા અદ્યાપિ કાં?
એને અન્નની બુભુક્ષા આડે આવે યદાતદા :
પત્ની સાથ ઉપાધ્યાયે ત્રુટી એની વિદારવા
કીધા યત્નપ્રયત્નો કૈં ખામી એવી સુધારવા.

**વસન્તતિલકા**

ધૌમ્યે કહ્યું, 'ઉપમન્યુ! સુણ મારું કે'ણ,
ઢોરો ચરાવી તું અહીં વળ થાય રેન;
મોડું ન લેશ કરતો;' ગુરુ આમન્યા તો
આજ્ઞા પ્રભુ તણી ગણી દિલ હર્ષ થાતો;

એ કાળ અંતરમહીં કંઈ પ્રશ્ન ઊઠ્યો :
'ખાશે શું તું વિપિનમાં અહ! કર્મફૂટ્યો ?'
સ્નાનાપલાવન કરી પછી ભીખી ખાય,
નિરાંતથી જમી લઈ સહુ ધેનુ જાય.

સંધ્યાસમે પુનરપિ ઉપમન્યુ આવે,
ગુરુ પૂછે, 'વન વિષે ભૂખ તો સતાવે—
ખાવા પ્રબંધ શું કર્યો ?' 'અહીંથી જ ભિક્ષા
માંગી હું તો જમી ગયો—પછી શી પ્રતીક્ષા ?'

ગંભીરતા ધરી કહે ઋષિ એ જ વાણી :
'ગુરુનિવેદન વિના યદિ કો ઉજાણી
ભિક્ષાન્નની કરી રહે તવ અન્ન પાપી
તે ખાય છે જરૂરથી—નથી એની માફી !

કાલે જજે તું જ ફરી વળી એ જ કાર્યે !'
'આજ્ઞા શિરે !' ઉપમન્યુ શબ્દો ઉચ્ચારે.

### ઉપજાતિ

બીજી પ્રભાતે ઉપમન્યુ વ્હેલો
મિક્ષાન્નદેહિ કરવા થયો પ્હેલો;
ગુરુ સમીપે બધી ભીખ આણી,
તેણે બધી વાપરી જોઈ જાણી.

ક્ષુધાર્ત શિષ્યાંતરે કોઈ બોલે:
'ભૂખ્યું થવાશે-કંઈ ખાઈ તો લે!'
પાછો જ ગામે જઈ ભીખી લાવ્યો,
નિરાંતથી એ જમીને સિધાવ્યો.

સંધ્યાસમે જ્યાર પાછો ફરે છે
ગાયો ચરાવી, ગુરુજી કરે છે
પૃચ્છા, 'કહે, આજ આરોગ્યું શું તેં ?'
'ભિક્ષા ફરી લાવી ખાધી'તી તે મેં !'

'હે વત્સ ! તેં યોગ્ય કીધું નથી એ,
માધુકરી એક વેળા જ સ્હોયે !'
ગુરુ કહે, 'કાલ તારે જ જાવું
ધેનુ લઈને :' કહે શિષ્ય, 'વારુ !'

### સમાનિકા છંદ

ત્રીજ દિન થાય જ્યાં ભીખ આણી જાય ત્યાં
ઉપમન્યુ વનમાં ઢોરની જતનમાં;
એ અરણ્ય ઘોર છે, શાંત ચાર કોર છે—
વૃક્ષ ઉપરે ચઢી 'સામ' ગાઈ બે ઘડી,
બે ઘડી વિહંગ થૈ પંખીસૂર કાઢી દે,
વખત એમ કાઢતો જીવને પછાડતો :
રાજ્ય ચાલ્યું ભૂખનું પેટ બેસી ગ્યું હતું,
ઉપમન્યુ ગુંજતો, નાદ સ્હેજ ધ્રૂજતો :
'ગુરુએ ન રાખિયું અન્ન, મેં ન ચાખિયું
કૈં પ્રભાતથી અરે ! કામ એથી શું સરે ?
આઉ ગાયનાં બધાં છે તૂટી પડે હવાં,
દૂધ તેનું પી લઉં ? પાપ એ નથી, કહું.'
એ વિચારતાં જ તે ધીર ધીર ઊતરે,
દૂધ આંચળેથી પી ભૂખ નિજ ઠારવી.
સૂર્ય આથમે યદા શિષ્ય આવિયો તદા
ગુરુ પાસ, પૂછિયું, 'પેટ કેમ પૂજિયું ?'

'ધેનુદુગ્ધ પી લઈ,' ઉપમન્યુ કહે સહી;
'દૂધ વાછડાંનું એ, હોમ કાજ ખાસ છે–
દૂધ એ પિવાય ના !' ગુરુવાણી થાય ત્યાં,
'કાલ જાવ શોચજો, તો જ મોક્ષ પ્હોંચશો.'

### ઉપેન્દ્રવજ્રા

'ખરે ગુરુજી' ઉપમન્યુ કહે છે,
'ઊંડી પરીક્ષા મુજની કરે છે:
કરું છ સંકલ્પ હું દૃઢ આજે,
જરૂર પાળું ઉપવાસ સાચે:'

જ્યહાં વિલોક્યાં દૂધ ધાવતાં એ,
દીઠાં ફીણોને મુખ વાછડાં પે–
ધરાઈ પીએ ફીણ ઉપમન્યુ,
નહિ કંઈ પાતક લેશ ચીન્યું;

ઘરે ગુરુ તો ફરી પ્રશ્ન પૂછે:
'કહે, અરણ્યે તવ ખાદ્ય શું છે?'
જ્યહાર સુણે ઉપમન્યુ વાતો,
કહે, 'કર્યું તેં ફરી પાપ આ તો !

અરે ! ફીણોમાંહ્ય જ સત્ત્વ વાસે,
ફરી જતો ના ફીણની અડાસે !'

### મોદક છંદ

પાંચમ દિવસ આવત સાથ જ
શિષ્ય ગયો ફરી જંગલ વાટ જ;
સાંજ થઈ પણ ખાધું કંઈ નહિ–
'આજ હું છું વિજયી ભૂખ પે સહી !'

થોર દીઠા રસ્તામહીં સુંદર,
તત્ક્ષણ મુગ્ધ થયું મન અંદર;
હાથ અડે તહીં સેર વછૂટી જ,
થોર તણા દૂધની અહો ! ફૂટી જ:

ચક્ષુમહીં ગઈ–અંધ થયો તવ,
ઉપમન્યુ અહ ! દેખત ના લવ !
કેડી ન ધેનુ, તરુવર કે પણ
દીસતું, ઓ ! તિમિરે મૂંઝળામણ–

ગાયખરીરવ સુણી હિંડે જવ,
એ પડિયો ઊંડી ગર્તમહીં તવ !
ત્યાં વળી ત્યાર જ ભાન ખૂલી ગયું :
'હું ઉપમન્યુ ! ન માન્યું ગુરુકહ્યું—

ના શકિયો ભૂખ ખાળી હું નફ્ફટ
આ કૂપમાં હું મરીશ જ ફોકટ :
માફ કરો, ગુરુજી ! હું જ મૂરખ,
અક્ષરઅર્થ પરે રહી બેશક

વ્હોરી લીધું દુઃખ, રે અફસોસ જ !
માફ કરો મુજ અક્ષમ્ય દોષ જ :
આપ જ તારણહાર ગુરો થઇ
આવત જન્મ ફરી મળજો અહીં;

ને ગુરુપત્ની ! મને અવતાર જ
દ્યો ઉદરે, સરશે મમ કારજ !'

**હરિણી**

હવનસમયે સંધ્યાકાળે સ્મૃતિ થઈ ધૌમ્યને,
હજી ન ફરિયો પાછો શાને ? તપાસ કરી અને
વિગત મળી કે ગાયો આવી, નથી ઉપમન્યુ કાં ?
દિલ ધડકતે ગુરોપત્ની કહે, 'સુત ! છે તું ક્યાં ?
સરપ કરડ્યો ? ફાડી ખાધો ? ભૂખે મરી શું ગયો ?
ઋષિ ઝટ નીકળે શિષ્યો સાથે, ઉરે ડર તો રહ્યો.

**મન્દાક્રાન્તા**

પોકારી રૂહે ભયભિત થઈ જંગલે ધૌમ્ય ત્યાંઈ :
'ક્યાં તું છે, ફહે, સુત ઉપમન્યુ ! હૈયું જાયે ચિરાઈ !
તું શા શિષ્યો વિરલ જડશે : રે થયું શું તહારું ?'—
'ગુરુજી એ ! તંતુ અહીં પડ્યું ભાડિયામાં મહારું :

સંભાળીને ડગ સહુ ભરો : કૂપ ઊંડો ઘણો છે;
મારાં પાપે અહ ! ગબડતો એ મહીં હું પડ્યો રે !
અંધાપાનાં પડ ફરી વળ્યાં, હાય ! દીસે કશું ના !'
સુણી વાણી ગુરુહૃદય તો પીગળી ઢળી ગયું ત્યાં;

તેને કહે છે : 'લવ ન ડર તું : અશ્વિનો કેરી સ્તુતિ
ઊંડા ભાવે ત્વરિત કરી લે; દિવ્ય એ બે વિભૂતિ
તારો વ્યાધિ જરૂર હરશે, વૈદ્ય દેવો તણા એ.'
ભીને હૈયે સ્તુતિ જવ થઈ ભાડિયામાં પ્રકાશે

જ્યોતિ દેવી, સુર યુવક બે તહીં પ્રત્યક્ષ થાય;
'શું છે?' એવું તરતજ પૂછે, 'કામ શું છે જ ત્યાંય?'
'અંધાપો આ મુજ દરદ છે,' ઉપમન્યુ વદે છે,
'એ ટાળો તો ઉપકૃત રહું આપનો હું હમેશે!'

દેવો બોલ્યા, 'અપૂપ દઈએ, ખાય વ્યાધિ જ જાય!'
'ના, ના, આજ્ઞા ગુરુની ન મળે ત્યાંસુધી ના ખવાય!
ખાવાથી તો વિપદગરતે હું ગર્યો હાય ઊંડો!'
બોલી ઊઠ્યો ગદગદ ઉરે ઉપમન્યુ જ રૂડો.

'સાજા થાવા' સુરજન વદે, 'ઔષધ એ તું લેને:
ધૌમ્યાચાર્યે પણ લીધું હતું ગુરુઆજ્ઞા વિના એ!'
'એ સંકલ્પાધીન મનડું છે, નિરધાર્યું ફરે ના!'
અશ્વિનો બે ઢીલવિણ ઊડી ધૌમ્ય પાસે ગયા ત્યાં;

આજ્ઞા લીધી, ચખ દ્વય ખૂલ્યાં શિષ્યનાં તે જ વેળા;
કૂવામાંથી ઝટ નીકળતાં ગુરુ ભેટયા પહેલાં.

### ગીતી છંદ

પછી આશ્રમ ભણી ચાલ્યા ધૌમ્યઋષિ શિષ્યવૃંદની સાથે,
ઉપમન્યુને ગુરુ કહે, 'સાક્ષાત્કાર લખ્યો તુજ લલાટે :
એક જ બૂરી વાસના ક્ષુધાની તને આડે આવે,
જ્ઞાન સ્ફૂર્યું કૂવામાં કિલ્મિષ સઘળા અવશ્ય તાવે;
હો કલ્યાણ જ તારું ! માતપિતા તુજ વાટડી જુએ !'
એવા આશિષ દઈને વિદાય તેને દીધી ગુરુએ :
એવા ગુરુ ને શિષ્યો આજે જગમાં વિરલ જણાશે,
ઋષિઆશ્રમનો મહિમા સદા ગવાયો, સદા ગવાશે.

**જેહાંગીર માણેકજી દેશાઇ**

•

# યુગમૂર્તિ વાર્તાકાર

શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

**દુનિયામાં સદા વીતે તેની આ સુજ વાત છે;**
**કલા છે ના, નવું છે ના, રસીલું ય નહિ કશું.**

પોતાના પ્રિય કવિ કલાપીના 'વૃદ્ધ ટેલિયા'ના આ શબ્દોથી રા. રમણલાલ દેસાઈ એમની એક વાર્તા 'સ્નેહયજ્ઞ' શરૂ કરે છે, અને એની પ્રસ્તાવનાને અંતે પણ 'મારી આ વાર્તા વાંચવા સરખી–Readable–બની હોય તો બસ થશે; કારણ હું જાણું છું કે મારી વાર્તામાં

**કલા છે ના, નવું છે ના, રસીલું ય નહિ કશું.'**

એમ ફરીથી કહે છે. અને આવો અભિપ્રાય કંઈ એમણે કોઈ એકાદી જ વાર્તામાં દર્શાવ્યો છે એમ નથી. એમની લગભગ સઘળી વાર્તાઓની પ્રસ્તાવનાઓમાં એમણે મોટે ભાગે આ જ મતલબના શબ્દો ઉચ્ચાર્યા છે, એટલે આ તો એમની સર્વ પ્રસ્તાવનાઓનો નિષ્કર્ષ જ સમજવાનો છે. આમ એક બાજૂથી રા. રમણલાલ પોતાની વાર્તાઓને સાવ સામાન્ય ગણે છે, તો બીજી બાજૂથી આપણે જાણીએ છીએ તેમ છેલ્લાં દસેક વરસથી ગુજરાતની વાર્તાપ્રિય જનતાને એમણે ઘેલી કરી મૂકી છે, તેથી આજની ઘડીએ જો કોઈની પણ વાર્તાઓ સૌથી વધારે વંચાતી હોય અને વેચાતી હોય તો તે રા. રમણલાલ દેસાઈની જ છે. એટલે રા. રમણલાલ પોતે એમના સર્જન વિશે એમની લાક્ષણિક નમ્રતાપૂર્વક ગમે તેમ કહે તોપણ ગુજરાતી વાચકસમાજને મન તો આજનો સર્વોત્તમ વાર્તાકાર એ જ છે. તો આ બેમાં કોનો મત સાચો, રા. રમણલાલનો કે એમના વાચકોનો? એમની વાર્તાઓમાં કલાતત્ત્વ કેવુંક? તેના ગુણ દોષ શા? વાચકોને એમની મોહની લાગી છે તેનું કારણ શું? ગુજરાતી નવલકથાના ઇતિહાસમાં એમનું સ્થાન ક્યાં? એ પોતે કહે છે તેમ 'સારા લેખકો પણ કીર્તિદેહે દસકો જીવે તો મોટી વાત કહેવાય.'[1] અને એટલું જીવન તો એમણે અત્યાર સુધીમાં ક્યારનું દાખવ્યું છે, તેથી આ બધા પ્રશ્નોનું ચિંતન કરવાનો અવસર હવે આવી પહોંચ્યો છે. તો એમની આજ સુધીની બને તેટલી બધી કૃતિઓનું એકી સાથે અધ્યયન કરીને આ પ્રશ્નોના સમકાલીન વિવેચનને હાથે શક્ય હોય એવા ઉત્તરો શોધવા આપણે યત્ન કરીએ.

રા. રમણલાલ દેસાઈ કેવળ વાર્તાકાર જ નથી. જાણે એમના જ એક નાટકના પાત્રના

---

૧. **'જયંત'**, બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

દરેક યુગને પોતાના વિચારો, ભાવનાઓ, અને મંથનોને મૂર્ત કરનારા ગાયકો તેમ સર્જકોની જરૂર પડે છે. છેલ્લાં વીસેક વરસથી આપણા દેશમાં જે નવયુગ શરૂ થયો છે તેને પણ એવા ગાયકો ને સર્જકોની જરૂર પડી છે, અને તેથી તેણે પણ પોતાના મનોભાવોને ઝીલનારા સાહિત્યકારો થોડાં વરસથી હવે પ્રકટ કરવા માંડ્યા છે. સ્નેહરશ્મિ, સુંદરમ્, ઉમાશંકર વગેરે કવિઓ જેમ આ નવયુગના ભાવોને કાવ્યના રૂપમાં મૂર્ત કરનારા ગાયકો છે, તેમ રા. રમણલાલ એ જ ભાવોને વાર્તાના રૂપમાં મૂર્ત કરનારા સર્જક છે. રા. રમણલાલે કાવ્યો પણ લખ્યાં છે, પણ એમની 'નિહારિકા'માં જે કાવ્યો એકત્ર કરવામાં આવ્યાં છે તેમાંનાં ઘણાંખરાં તો એમનાં નાટકો તેમ નવલકથાઓમાં તે તે પાત્રોને મુખે ગવાવાને માટે પ્રસંગાનુસાર યોજાએલાં ગીતો જ છે, બીજાં કેટલાંક છેક જોડકણાં[4] જેવાં જ છે, અને બાકીનાં કેટલાંક જે સારાં છે તેમાં પણ બહુ ઊંચા પ્રકારની કવિત્વશક્તિ તો જવલ્લે જ દેખાય છે, એટલે કેવળ કવિ કે ગાયક તરીકે ગુજરાતી સાહિત્યમાં એમનું સ્થાન અત્યારે તો ગૌણ જ છે. પણ વાર્તાકાર તરીકે એ વાજબી રીતે જ મુખમાં એમણે મૂકેલા શબ્દો[2] સાચા પાડતા હોય તેમ વાર્તાઓ ઉપરાંત એમણે નાટકો, નવલિકાઓ, કાવ્યો અને વિવેચનો પણ લખ્યાં છે. એ સઘળી કૃતિઓનું સવિસ્તર પૃથક્ પૃથક્ અવલોકન અત્ર શક્ય નથી. તેથી આંહીં તો મુખ્યત્વે એમની વાર્તાઓનો જ વિચાર કરીશું, અને એ વાર્તાઓની ચર્ચાને અંગે જ્યાં જ્યાં શક્ય કે આવશ્યક હશે ત્યાં ત્યાં એમની કાવ્યનાટકાદિ ઇતર પ્રવૃત્તિ પર દૃષ્ટિ નાખતા જઈશું. રા. રમણલાલ એમના નિબંધસંગ્રહ 'જીવન અને સાહિત્ય'માંના 'ગાંધીજી સાહિત્યકાર ખરા ?' એ નિબંધમાં સાહિત્યકારનું સ્વરૂપ સમજાવતાં એના ત્રણ વર્ગ પાડે છે; (૧) પંડિત કે વિદ્વાન, (૨) પ્રજાજીવનનું પ્રતિબિંબ પાડનાર લેખક, અને (૩) પ્રજાજીવનને ઘડનાર લેખક. આ જ વર્ગીકરણ રા. રમણલાલને લાગુ પાડીએ તો એ કયા વર્ગમાં આવે ? અલબત્ત, એ બીજા જ—પ્રજાજીવનનું પ્રતિબિંબ પાડનાર લેખકોના જ —વર્ગમાં આવે. એનો અર્થ એમ નહિ કે એમનામાં પ્રથમ વર્ગના પંડિત લેખકોના જેવી વિદ્વત્તા બિલકુલ નથી. 'જીવન અને સાહિત્ય'[3]ના કેટલાક લેખોમાં ઇતિહાસ તેમ સાહિત્ય ઉભય વિષયમાં એમનો અભ્યાસ અને એમનું ચિંતન સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે, એટલે એમનામાં વિદ્વત્તા પણ નિઃશંક છે જ. પરંતુ એમણે પ્રજાહૃદય પર જે જીત મેળવી છે તે એમની વિદ્વત્તાને જોરે નહિ, પણ એમના સર્જનના જ સામર્થ્યે વડે, અને એમનું એ સર્જન પ્રજાજીવનને ઘડનારું નહિ પણ ઝીલનારું—યુગવિધાયક નહિ પણ યુગદર્શક—એ પણ સ્પષ્ટ છે.

---

૨. 'ડૉક્ટર : આપ નાટકો લખો છો ?
કવિ : નાટકો ? એકલાં નાટકો તો શું, પરંતુ કાવ્ય, વાર્તા, નવલકથા, નિબંધ, વિવેચન, સમાજશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, એમ કોઈ પણ સાહિત્યના અંગને હું ખીલવી શકું એમ છું. સાહિત્યના ક્ષેત્રમાં મારા સરખો ખેલાડી હાલ તો નથી.'—'શંકિત હૃદય,' પૃ. ૨૦-૧.

૩. આનો પહેલો ભાગ જ આંહીં જોઈ શકાયો છે. બીજો ભાગ જો બહાર પડ્યો જ હોય તો હજુ તે કરાંચી જેટલે પહોંચ્યો નથી, એટલે તે વાંચવાનું બન્યું નથી.

૪. હમણાં હમણાં આ જોડકણાં છાપીને સંગ્રહો ફુલાવવાની અને એ દ્વારા વસ્તુતઃ થોડાં જ કાવ્યો રચેલાં હોવા છતાં દળદાર કાવ્યગ્રંથ બતાવીને કવિવર્ગમાં ઘૂસી જવાની જે અનિષ્ટ પ્રથા આપણે ત્યાં શરૂ થઈ છે તેનો ખુલ્લી રીતે વિરોધ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. નરસિંહરાવ રમણભાઈના જમાનામાં આવાં જોડકણાં પુસ્તકમાં તો શું પણ માસિકમાં પણ આપવાની હિંમત કોઈ પ્રતિષ્ઠિત લેખક કરી શકતો નહિ એ જે ઉચ્ચ 'કાવ્યાદર્શ' આપણે ત્યાં ગયા જમાનામાં સ્થાપિત થઈ ચૂકયો હતો તેને આ સંગ્રહકારો હવે પાછા વણસાડવા બેઠા છે. આનું પરિણામ એ આવવાનું કે જે કંઈ પદ્યમાં લખેલું હોય, કે જેમાં કંઈ શબ્દખેલ કે વિચારખેલ કરેલો હોય એ સઘળું કાવ્ય એવો દલપતના જમાનાનો જૂનો ભ્રમ વળી પાછો ચાલુ થવાનો. એટલે આપણે સૌએ આ બાબતમાં ચેતવાનું છે, અને ગમે તેવો પ્રતિષ્ઠિત સાહિત્યકાર પણ કાવ્યો ભેગાં જોડકણાં મૂકીને કોઈને છેતરવા માગતો હોય તો તેની એવી છેતરપિંડી તરતજ ઉઘાડી પાડવાની છે.

આગળ તરી આવ્યા છે. રા. મુનશીએ વાર્તાલેખન છોડી દીધું ત્યારથી ગુજરાતની વાર્તાભૂખને શિષ્ટ ને સબળ કૃતિઓ દ્વારા સતત રીતે સંતોષનાર મુખ્ય સાહિત્યકાર એ એક જ છે. આમ એમની સાહિત્ય-સેવાનું પ્રાધાન્ય ને વૈશિષ્ટ્ય એમના વાર્તાલેખનમાં જ રહેલું છે. વાર્તાઓ દ્વારા તો એમણે આપણા વાચકોનું દિલ અત્યારે એટલું બધું મેળવી લીધું છે કે આજના વાર્તારસિક વર્ગને હવે રા. મુનશી જેવા સમર્થ વાર્તાકારની ખોટ પણ સાલતી નથી, અને રમણલાલથી મુગ્ધ બનીને મુનશીને એ જાણે કે એમ કહી રહ્યો છે કે 'આપને હવે રાજકારણનાં ઘોડાં ખેલાવવાં હોય તો ભલે ખેલાવો. અમને અમારા હૃદયભાવોને સમજનારો અને અમારી ભાવનાઓને રસમય રૂપમાં રજૂ કરનારો એક શિષ્ટ વાર્તાકાર મળી ગયો છે. એટલે હવે આપ વાર્તાલેખનમાંથી વિરામ લેશો તો પણ અમે ચલાવી લઈશું.' અને આમાં જ રા. રમણલાલની સેવા તેમ સિદ્ધિ ઉભય રહેલાં છે. રા. મુનશીની વાર્તાલેખનપ્રવૃત્તિ મંદ પડી કે તરત જ ગુજરાતને શિષ્ટ વાર્તાઓની તંગી પડવા ન દેતાં એમણે એ કાર્ય ઉપાડી લીધું અને આજ સુધી અખંડ રીતે તે ચાલુ રાખ્યું એ એમની ગુજરાતી પ્રજા તેમ સાહિત્યની મુખ્ય સેવા છે, અને રા. મુનશી જેવા સમર્થ નવલકથાકારની પરંપરા જાળવી રાખીને આજે હવે તેમની ખોટ લગભગ વીસરાવી દીધી એ એમની મહાન સિદ્ધિ છે. રા. રમણલાલની વાર્તાકલા ભલે ગમે તેવી હોય, એમાં ચાહે તેટલા દોષો કે ખામીઓ હોય, તોપણ ૧૯૨૫થી માંડીને આજ સુધીના ગાળામાં એમણે ગુજરાતને એક પછી એક શિષ્ટ વાર્તાઓ આપ્યા કરી એના પ્રવાહને સુકાવા ન દેતાં જીવંત રાખ્યો, અને વિશેષમાં વળી રા. મુનશી જેવા પ્રતિભાશાળી વાર્તાકારને પડછે એ નિષ્ફળ ન ગયા એટલું જ નહિ પણ ધીરે ધીરે લોકહૃદયનું આકર્ષણ કરી આખરે તેમના જેટલી જ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા શક્તિમાન થયા એ એક જ વાત ગુજરાતી નવલકથાના ઇતિહાસમાં એમને સદાને માટે સ્મરણીય રાખવાને માટે પૂરતી છે.

રા. રમણલાલની આ સિદ્ધિના મૂળમાં બે વસ્તુઓ રહેલી છેઃ (૧) એમની યુગભક્તિ અને (૨) એમની કલા. આ બંનેના સંયુક્ત બળથી જ એમણે એમની આજની લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. એમની વાર્તાઓમાં અમુક પ્રકારની કલા રહેલી છે અને એ કલાનો એમણે લોકહૃદયને ઉછાળી રહેલી યુગભાવનાઓના આલેખનમાં વિનિયોગ કર્યો છે એટલે જ એ અત્યારે ગુજરાતના માનીતા વાર્તાકાર થઈ શક્યા છે. આ બેમાંથી એક પણ વસ્તુનો અભાવ હોત તો એ આટલું આકર્ષણ કરી શકત નહિ એમાં શંકા નથી. આજના યુગભાવોથી અલિપ્ત રહીને એમણે જો પોતાની નવલકથાઓ લખ્યાં કરી હોત, અથવા બીજી બાજૂથી એ યુગભાવોના આલેખનમાં એમનામાં છે એવી કલાસંપત્તિનો યોગ ન થયો હોત, તો એ આટલી પ્રતિષ્ઠા મેળવી શક્યા ન હોત એ ચોક્કસ. એમાં યે એમની સાચી સહૃદય યુગભક્તિએ એમને ખુબ મદદ કરી છે. એ યુગભક્તિએ એમને પ્રજાને ગમતા હતા એવા જ વિષયો, પ્રસંગો, ને પાત્રોના નિરૂપણ પ્રત્યે દોર્યા, અને તેને પરિણામે એમની વાર્તાઓ અનાયાસે જ લોકપ્રિય બની ગઈ. એમણે પોતે એમની વાર્તાઓની પ્રસ્તાવનાઓમાં ઠેર ઠેર દર્શાવ્યું છે[૫] તેમ મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિથી આપણે ત્યાં જે વીરત્વભર્યું નવજીવન શરૂ થયું છે તેનું સાહિત્યકારે સર્જન કરવું એ જ એમના

---

૫. (ક) 'આપણો અંગત અભિપ્રાય ગમે તે હોય છતાં નવલકથા એ ગુર્જર સાહિત્યનું વિશિષ્ટ અને બળવાન અંગ બનતું જાય છે. નવીન ગુજરાતના સુંદર અને શક્તિશાળી જીવનનું પ્રતિબિંબ તેમાં ઝિલાય, અને કંઇક અંશે એ જીવનને પ્રેરાય એવો સર્વ કલાકારોનો ઉદ્દેશ હોય જ. હું પણ કલાકારોની કોટિમાં બેસી જઇ એવો જ ઉદ્દેશ ધરાવું છું એમ જાહેર કરવાનો આડંબર નહિ કરું. નવજીવનને પ્રેરવાની અશક્તિનો સ્વીકાર કરી લઇ હું એટલું જ કહેવા માગું છું કે નવીન ગુજરાતને માટે મને પક્ષપાત છે, અને તેને લીધે મને દેખાતા તેના સૌંદર્યઅંશો આલેખવાનું મને ઘણું ગમે છે. એ વૃત્તિના એક પરિણામરૂપ મારી નવલકથાઓ છે.'—'શિરીષ', બીજી આવૃત્તિ.

વાર્તાલેખનનું પરમ પ્રયોજન છે. એમનો મહાભિલાષ તો ગાંધીયુગના ગુજરાતનું મહાકાવ્ય આપણે ત્યાં કોઈને હાથે રચાય એ છે, પણ એ અભિલાષ તો સિદ્ધ થાય ત્યારે. દરમિયાન એ નવજીવનનાં જુદાં જુદાં પાસાં, જુદા જુદા ખંડો, અને જુદી જુદી પ્રવૃત્તિઓ લઈને તેની આસપાસ એ પોતાને આવડે એવાં કથા-ચિત્રો દોરવા લાગ્યા છે. 'પત્રલાલસા'થી માંડીને 'ગ્રામલક્ષ્મી' સુધીની એમની સઘળી વાર્તાઓ ઓછે-વત્તે અંશે આ નવયુગનાં કથાચિત્રોની પરંપરા સિવાય બીજું કાંઈ નથી. આ ચિત્રપરંપરામાંથી 'દિવ્યચક્ષુ' અને 'ગ્રામલક્ષ્મી' એ બે વાર્તાઓ તો ગાંધીયુગનાં ચિત્રો તરીકે આપણા સાહિત્યમાં ચિરસ્મરણીય બની જાય એવી છે. બંનેમાં રા. રમણલાલની વાર્તાકલાની મર્યાદાઓ અને ક્ષતિઓ તો આવ્યા વિના નથી જ રહી, છતાં એમાં ગાંધીજીની જીવનફિલસૂફી તેમ રાષ્ટ્રીય પ્રવૃત્તિનાં સત્યાગ્રહ, અહિંસા, અસ્પૃશ્યોદ્ધાર, હિંદુ-મુસ્લિમ ઐક્ય, ગ્રામસેવા આદિ મુખ્ય મુખ્ય અંગો તથા ધ્વજવંદન, સરઘસ, લાઠીમાર, જેલજાત્રા, ગામ-સફાઈ, ગામડાનું આરોગ્ય આદિ અનેક ઝીણી ઝીણી વીગતો કૌશલ્યપૂર્વક ગૂંથીને એવી સુભગ રીતે આલે-ખવામાં આવેલ છે કે ભવિષ્યમાં કોઈક દિવસ રા. રમણલાલની બીજી બધી વાર્તાઓ વંચાતી બંધ થશે ત્યારે પણ ગાંધીયુગનાં તાદૃશ કથાચિત્રો તરીકે આ બે વાર્તાઓ તો અવશ્ય જીવન્ત રહેશે જ. નર્મદનું 'હિંદુઓની પડતી' અને દલપતનું 'વેનચરિત્ર' એ બંને અનેક રીતે ખામીવાળાં હોવા છતાં યુગમાનસનાં આબેહૂબ પ્રતિબિંબ હોવાથી એના જમાનાનાં આછાં પાતળાં પણ મહાકાવ્યો જેમ કહેવાય છે, 'સરસ્વતી-ચંદ્ર' જેમ પોતાના યુગની અભિલાષાઓ અને મૂંઝ-વણોને મૂર્ત કરતું હોવાથી ગોવર્ધનયુગનું ગદ્યદેહી મહાકાવ્ય છે જ, 'રાઈનો પર્વત' અને 'ભદ્રંભદ્ર' જેમ સુધારકસમાજની અખિલ ચિત્તપ્રવૃત્તિનાં ચિત્રો દોરતાં હોવાથી સુધારકયુગની કેટલીક કલાક્ષતિવાળી છતાં પ્રતિનિધિરૂપ શિષ્ટ કૃતિઓ છે, તેમ આ 'દિવ્ય-ચક્ષુ' અને 'ગ્રામલક્ષ્મી' પણ વર્તમાન યુગનાં સંચલનો ને સ્પંદનોને ઝીલતાં હોવાથી ગાંધીયુગનાં ગદ્યદેહી મહાકાવ્યો તો નહિ પણ આખ્યાનકાવ્યો—'દિવ્યચક્ષુ' તે ખંડકાવ્ય અને 'ગ્રામલક્ષ્મી' તે સુદીર્ઘ આખ્યાન-કાવ્ય—છે એમ કહેતાં જરાયે અચકાવાનું કારણ નથી. રા. રમણલાલે આ રીતે ગાંધીજીનાં અદ્દોલનોથી પ્રેરાએલું જોમભર્યું નવજીવન જીવતી પ્રજાને પોતાના કૅમેરામાં કુશળતાપૂર્વક ઝડપી લીધી એમાં જ એમનાં આકર્ષણ અને યશનું રહસ્ય રહેલું છે. ગાંધી-યુગનું ગુજરાત એ જ યુગની મહાભાવનાઓ અને ભવ્ય પ્રસંગોને આમ રસમય રૂપે ગૂંથનારા વાર્તાકાર પર મોહ પામે તો એમાં જરા યે આશ્ચર્ય નથી.

આ પ્રમાણે રા. રમણલાલ દેસાઈ ગાંધીયુગના વાર્તાકાર છે. પણ 'ગાંધીયુગ' એ શબ્દથી કોઈએ ભ્રમમાં પડવાનું નથી. એ ગાંધીયુગના વાર્તાકાર છે, પણ સર્વથા ગાંધીવાદી વાર્તાકાર નથી એ વાત ભૂલવાની નથી. ગાંધીવાદના અહિંસાના સિદ્ધાન્તના એ આરૂઢ ભક્ત છે, અને 'ભારેલો અગ્નિ' તથા 'ઠગ' જેવી વાર્તાઓમાં એ સિદ્ધાન્તની ઘેલછામાં એમણે ઇતિહાસવિરોધ (anachronism) નો ગંભીર દોષ વહોરી લઈને પણ ૧૮૫૭ના બળવા જેવી હાડોહાડ હિંસાત્મક યુદ્ધપ્રવૃત્તિમાં તેમ ઠગ જેવા

---

(ખ) 'ગુજરાતને, આર્યાવર્તને અને જગતને મહાન બનાવતો એક ગુજરાતી મહાત્મા સાહિત્યનાં—એટલે જીવન-નાં—બળોને અદ્ભુત પ્રેરણા આપી રહ્યો છે. આપણા સાહિત્યકારોનો મોટો ભાગ એ પ્રેરણાસાગર મહાત્માના પગ પાસે બેસી ગયો છે.'—'સ્નેહયજ્ઞ.'

(ગ) '......ગુર્જરજીવનમાં રસ લેવાના મારા આછા-પાતળા પ્રયત્નોમાંથી મારી વાર્તાઓનો જન્મ છે. એ પ્રયત્નો સફળ છે કે ઊંચા પ્રકારના છે એમ પણ માનવાની ભૂલ હું નહિ કરું. ગુજરાત હાલમાં તો શૂરજીવન જીવે છે, અને તેની શૌર્યકથા—Epic—હજુ લખાઇ નથી. ગુજરાત જેવું જીવન જીવશે તેવું તેને સાહિત્ય મળશે. પરંતુ તેનું મહાકાવ્ય વાણીમાં ઊતરતાં થોડો સમય વીતશે એમ લાગે છે......તેમ થાય ત્યાંસુધી નવીન ગુજરાતને નિરખવાના મારા સરખા નિર્બળ પ્રયાસો થયા કરશે. મારા આ પ્રયાસમાં જો કાંઇ પણ ગમે એવું તત્ત્વ હોય તો તે મારી કલાનું નહિ, પરંતુ કલાને ગમતે અણગમતે ચારે પાસથી જાગૃત કરતા વીરજીવનનું એ તત્ત્વ છે.' —'દિવ્યચક્ષુ.'

માનવતાશૂન્ય હત્યારાઓમાં પણ એ અહિંસાનું આરોપણ કરતાં જરા પણ આંચકો ખાધો નથી, છતાં ગાંધીવાદના સઘળા સિદ્ધાન્તો કે સમસ્ત જીવનફિલસૂફી એમને માન્ય નથી એ એમની વાર્તાઓનો કોઈ પણ અભ્યાસી ખુલ્લેખુલ્લું જોઈ શકે એમ છે. ઉદાહરણ તરીકે એમનામાં ગાંધીવાદની સંયમભક્તિ, વિશુદ્ધિપરાયણતા, કે વિલાસવૈભવનો તિરસ્કાર નથી, એટલું જ નહિ પણ એવી વિશુદ્ધિપરાયણતા અને સંયમભક્તિની એમને ભારે ચીડ છે, અને જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે તેને ચોખલિયાપણું કે ચાપલાવેડા કહીને નિંદવાનું એ કદી પણ ચૂકતા નથી. એ જ રીતે ગાંધીપ્રવૃત્તિનાં ઘણાં અંગોને એમણે પોતાની વાર્તાઓમાં મૂર્ત કર્યાં છે, છતાં ક્યાંયે એમણે રેંટિયાને મહત્ત્વનું સ્થાન આપ્યું નથી. 'ગ્રામલક્ષ્મી'માં તેમ 'શિરીષ'માં એકાદ બે વાર એનો ઉલ્લેખ કર્યો છે ખરો, પણ તે કેવળ સંભારવા પૂરતો જ. રેંટિયો એટલે હિંદના આર્થિક ઉદ્ધારનો રામબાણ ઇલાજ એ ગાંધીવાદી સિદ્ધાન્ત એમને બરાબર ગળે ઊતર્યો હોય એમ એમની કૃતિઓમાંથી જોઈ શકાતું નથી. વસ્તુતઃ એમની 'ગ્રામલક્ષ્મી'નો નાયક અશ્વિન[૬] પોતાને માટે કહે છે[૭] તેમ રા. રમણલાલ ગાંધીવાદી છે એવા જ સામ્યવાદી પણ છે, અથવા વધારે યથાર્થ રીતે કહીએ તો પહેલા સામ્યવાદી છે અને પછી ગાંધીવાદી છે, અને એક બાજૂથી રાજનીતિના વિષયમાં જેમ એમણે ગાંધીજીના અહિંસા, સત્યાગ્રહ વગેરે સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો છે તેમ સમાજનીતિ અને અર્થનીતિની બાબતમાં એમણે સામ્યવાદી વિચારસરણીનો સ્વીકાર કર્યો છે. આ વસ્તુ 'શિરીષ'ની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં એમણે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી પણ છે.[૮] આમ એમની વાર્તાઓમાં એકલો ગાંધીવાદ નથી, પણ સાથે સામ્યવાદ પણ છે. ખરી રીતે સામ્યવાદ એમની વાર્તાઓમાં ગાંધીવાદથી પણ પહેલાં પ્રવેશેલો જણાય છે. એમની પ્રારંભની વાર્તાઓ 'ઠગ', 'પત્રલાલસા', 'જયંત', 'શિરીષ', 'કોકિલા', ને 'સ્નેહયજ્ઞ' એ સર્વના વસ્તુને સામ્યવાદનો પટ ઓછોવત્તો લાગેલો જ છે. પણ એકાદ બે અપવાદ બાદ કરીએ તો રા. રમણલાલ સુભાગ્યે આ બેમાંથી એકે વાદના અંધ ભક્ત બન્યા નથી, એટલે એમની કલાને આ બેમાંથી એકે વાદથી બહુ હાનિ પહોંચી નથી. (થોડીક પહોંચી છે તે આગળ આપણે જોવી પડશે.) આથી જ એમની વાર્તાઓ કેવળ પ્રચારગ્રંથો બનતાં બચી ગઈ છે. વસ્તુતઃ એમને આ બેમાંથી એકે વાદને માટે ઊંડો અભિનિવેશ કે તીવ્ર આસક્તિ હોય એવું લાગતું નથી. એમનો ઇષ્ટદેવ તો કોઈ અમુક વાદ જ નહિ, પણ એ વાદના અધિષ્ઠાનભૂત યુગાત્મા જ જણાય છે. એ યુગાત્મારૂપ ઇષ્ટદેવે જે વાદને જેટલા પ્રમાણમાં સ્વીકાર્યો હોય તેટલા પ્રમાણમાં તે વાદને પોતાના સર્જનમાં સ્થાન આપવું એવી જ વૃત્તિ એમની વાર્તાઓમાં કામ કરતી લાગે છે. આ વાદોને પણ એ યુગનાં મુખ્ય બળો રૂપે જ જુએ છે, એટલે એના તરફનો એમનો સમભાવ કેવળ વાદો તરીકેનો નહિ પણ એમની યુગભક્તિના પરિણામરૂપ જ છે. એમનું મુખ્ય ધ્યેય તો વર્તમાન યુગના આત્માને ઓળખવો, તેની સાથે તાદાત્મ્ય સાધવું, તેનાં સુખ-દુઃખો, તેની સમસ્યાઓ આદિનો અભ્યાસ કરવો, અને એ બધાને અંતે પોતાની કલાથી એ યુગાત્માને એનાં વિવિધ રૂપોમાં વાર્તાઓરૂપે નિરૂપવો એ જ છે. એટલે યુગાત્માની એમની આ ભક્તિને લક્ષમાં લઈ ને, નવલરામે નર્મદને માટે 'સમયમૂર્તિ પુરુષ' એવા

---

૬. રા. જ્યોતીન્દ્ર દવે એમના 'ચોત્રીસના ગ્રંથસ્થ વાઙ્મય'માં એને અરુણ કહે છે, અને તે એક નહિ પણ ચાર વાર (પૃ. ૩૪-૫) એ ભૂલ જ છે. અરુણ તો દિવ્યચક્ષુનો નાયક, 'ગ્રામલક્ષ્મી'નો નહિ.

૭. (કલેક્ટર અને અશ્વિન વચ્ચે વાતચીત)

'"ગાંધીવાદી છો?"

"જેવો સામ્યવાદી તેવો જ ગાંધીવાદી."' – 'ગ્રામલક્ષ્મી,' ૪, ૧૬૪.

૮ 'સામ્યવાદના સિદ્ધાન્તો મને ગમે છે; હું જોઇ રહ્યો છું કે જગત તેના સ્વીકાર માટે તૈયાર થતું જાય છે.'

શબ્દનો પ્રયોગ કરેલો તેમ આપણે રા. રમણલાલને 'સમયમૂર્તિ વાર્તાકાર' કહીએ, અથવા અર્થ એનો એ રાખીને સંક્ષેપ ખાતર શબ્દ જરા સુધારીને 'યુગમૂર્તિ વાર્તાકાર' કહીએ, તો એ ઉપલક્ષણમાં એમની સેવા, શક્તિ, અને મર્યાદા એ સઘળાનું યથાર્થ દર્શન થઈ જશે તેમ એમની આજની લોકપ્રિયતાનું રહસ્ય પણ ઘણે અંશે સમજાઈ જશે.

૨

**આ** પ્રમાણે રા. રમણલાલની લોકપ્રિયતામાં એમની યુગભક્તિનો કેટલો હિસ્સો એ આપણે જોઈ ગયા. હવે એમની કલાનો એમાં કેટલો હિસ્સો એ તપાસીએ.

રંજન, શિક્ષણ, અને ઉદ્‌બોધન એ ત્રણ નવલકથાના મુખ્ય ધર્મો. વાંચનાર અવકાશની વેળાએ એની પાસે પોતાનું દિલ બહેલાવવા આવે છે, તો એને મનોહર કલ્પનાસૃષ્ટિમાં રમાડી રસ આપવો; એને જ્ઞાન આપી જીવન અને જગત વિશેની એની દૃષ્ટિને વિશાળ કરવી, અને એ ઊભો હોય ત્યાંથી આગળ વધવાની, એ જીવતો હોય તેથી કોઈ ઉચ્ચતર જીવન જીવવાની એને પ્રેરણા આપવી—આ ત્રણ નવલકથાનાં મુખ્ય કર્તવ્ય. આમાંથી રંજન ઉપરાંત શિક્ષણ અને ઉદ્‌બોધનના ધર્મો કોઈ પણ નવલકથા જેટલા વિશેષ સાધી શકે; રસ આપવા ઉપરાંત જ્ઞાન અને પ્રેરણા પણ જેટલાં વિશેષ પ્રમાણમાં અને વિશેષ ઉચ્ચ પ્રકારનાં આપી શકે; તેટલે અંશે એ વિશેષ ઉત્કૃષ્ટ પ્રકારની નવલકથા. પણ રંજન કરવું એ તો એની પહેલી જ અચૂક શરત. એ વિના તો એ નવલકથા નામને પાત્ર જ ન બની શકે. રંજન ન કરી શકે તે બીજું ગમે તે હોય પણ નવલકથા તો નહિ જ. આ રંજન, શિક્ષણ, અને ઉદ્‌બોધનના ધર્મો બજાવવાને માટે લેખક જે શક્તિસમુદાય ઉપસ્થિત કરી શકે, અને એ શક્તિસમુદાયનો સંયોગ કરીને એમાંથી નવલકથાની સૃષ્ટિ ઊભી કરવામાં એ જે કારીગરી દાખવી શકે તે એની કલા. એટલે કે કલામાં બે બાબતોનો વિચાર કરવાનો: (૧) નવલકથાના ઘડતરમાં ઉપાદાન રૂપે વપરાતી સામગ્રી, જેવી કે કલ્પના, ઊર્મિ, અનુભવ, દર્શન વગેરે, અને (૨) એ ઉપાદાનભૂત સામગ્રીનો ઉપયોગ કરી એમાંથી આખી વાર્તાસૃષ્ટિ ઊભી કરવાનું રચનાકૌશલ, જેવું કે વસ્તુસંકલના, પાત્રાલેખન, પ્રસંગચિત્રણ, સંવાદચાતુરી, અને નિરૂપણશૈલી વગેરે. રા. રમણલાલે પોતાની વાર્તાકલામાં મુખ્ય ચોટ રંજન ઉપર જ રાખી છે, વાર્તા જ્ઞાન કે પ્રેરણા આપી શકે તો ભલે, પણ એ રંજનસમર્થ તો બનવી જ જોઈએ એ જ સળંગ રીતે એમની નેમ જોવામાં આવે છે, તો એ રંજનધર્મ બજાવવામાં એમની કલા કેવી સફળ થઈ છે એ દૃષ્ટિએ ઉપર ગણાવેલાં વાર્તાકલાનાં સઘળાં તો નહિ—સઘળાંને માટે જોઈએ તેટલો અવકાશ આહીં છે નહિ—પણ થોડાં મુખ્ય મુખ્ય અંગોનો વિચાર કરીએ.

રા. રમણલાલની વાર્તાકલા વિશે હવે ફરિયાદો ઠીક ઠીક થવા લાગી છે. એમાં પૂરતી વાસ્તવિકતા નથી, એની વસ્તુસંકલનામાં પૂર્વાર્ધ ઉત્તરાર્ધ વચ્ચે બરાબર પ્રમાણભાન સચવાતું નથી, અને એમાં વિવિધતા પણ બહુ જોવામાં આવતી નથી એવી એવી ટીકા એમની વાર્તાઓ વિશે સંભળાય છે, અને એ બધી ટીકા વજૂદ વિનાની છે એમ પણ નથી. પણ એ બધી ખામીઓ હોવા છતાં એમની વાર્તાઓ ખૂબ વંચાય છે, અને તે કેવળ પ્રાકૃત વર્ગમાં જ નહિ, પણ શિક્ષિત સંસ્કારી વર્ગમાં પણ ઉમળકાભેર વંચાય છે, બીજાં તો શું, દોષો જોવા છતાં આપણે પોતે પણ એ ભાવપૂર્વક વાંચીએ છીએ, તો એનું કારણ શું? એનું કારણ એક તો એમની કલ્પના. એમની કલ્પના સારી પેઠે ફળદ્રુપ છે, તેથી પાત્રો અને પ્રસંગો એ ઈલમની લકડીની જેમ રમત માત્રમાં સરજી શકે છે, એ વાતની તો એમનાં નાટકો, નવલકથાઓ, અને નવલિકાઓ વાંચનારને ખાતરી થયા વિના રહેતી જ નથી. 'ઠગ', 'બંસરી', અને 'ક્ષિતિજ'નાં સમુદ્રવિહાર તથા નાગલોકને લગતાં 'કૌમુદી'

માસિકમાં આવેલાં પ્રકરણો વાંચ્યા પછી તેમ 'પરિવર્તન', 'આરબ પહેરેગીર', 'ઘેલછા', 'પંકજ' વગેરે નવલિકાઓ જોયા પછી એમ લાગ્યા વિના રહેતું નથી કે કલ્પના પર લેખકને અજબ પ્રભુત્વ છે. કલ્પનાને લડાવવી, એને છુટ્ટી રમતી મૂકી દેવી, અને એની પાસેથી ધાર્યું સર્જન કરાવવું એ એમને મન રમત વાત છે. અલબત્ત, એમની કલ્પનાશક્તિ એમને અવાસ્તવિકતાના દોષમાંથી ઉગારી શકે એવી તત્ત્વગ્રાહી, માર્મિક, કે પ્રતિભાશાળી નથી, તેમ અવિવિધતામાંથી ઉગારી શકે એટલી બધી સમૃદ્ધ પણ નથી, પણ છતાં એ વાચકને ધારે તે દેશકાલમાં આસાનીથી લઈ જાય એવી ચપળ, એક વાર કોઈ પણ વાર્તાવસ્તુનો કે કોઈ પણ પરિસ્થિતિનો સ્વીકાર કર્યો કે પછી તરત જ એમના લક્ષ્યને અનુકૂળ તેમ આવશ્યક હોય એવી પાત્રસૃષ્ટિ અને પ્રસંગપરંપરા એમાંથી સહેલાઈથી સરજી શકે એવી ઉન્મેષશાલિની, તથા એ પાત્રસૃષ્ટિ અને પ્રસંગપરંપરાને વાચક સમક્ષ મોહક તાદૃશ સ્વરૂપમાં ખડી કરી શકે એવી જોમદાર તો એ છે જ એમાં સંશય નથી. એમની વાર્તાઓમાં ઉપર નોંધી તે અવાસ્તવિકતા વગેરે કેટલીક ખામીઓ છે, છતાં વાચકોને વાર્તાવાચન દરમિયાન એનો ખ્યાલ સરખો આવતો નથી, અને જરા પણ રસભંગ અનુભવ્યા વગર તેઓ હોંશે હોંશે વાંચ્યે જાય છે એટલું જ નહિ પણ એમની એક વાર્તા વાંચ્યા પછી બીજી નવી વાર્તા વાંચવાનો ઉત્સાહ એમનામાં ટકી રહે છે તે એમની આ પ્રબળ કલ્પનાશક્તિનો જ પ્રભાવ છે. એટલે ગમે તેવા દોષોવાળી હોવા છતાં એમની વાર્તાઓને અક્ષત રીતે રંજનક્ષમ રાખવામાં એમની આ કલ્પનાશક્તિનો ફાળો નાનોસૂનો ગણવાનો નથી.

રા. રમણલાલની વાર્તાઓની મોહકતાનું એક કારણ જો આ પ્રમાણે કલ્પના, તો બીજું કારણ ઊર્મિ અથવા રસ. વાચક વાર્તા તરફ આકર્ષાય અને આકર્ષાયા પછી કંટાળ્યા સિવાય એને છેક સુધી વળગી રહે એટલા માટે એના ચિત્ત પર આદિથી તે અંત સુધી એક કે બીજી ઊર્મિનો પ્રસંગાનુસાર ઝીણી મોટી ધારે અખંડ રીતે અભિષેક કર્યા કરવો એ વાર્તાકારનું એક મુખ્ય કર્તવ્ય છે. રા. રમણલાલ આ કર્તવ્ય ખૂબ કૌશલપૂર્વક બજાવે છે. એમની વાર્તાઓમાં વાચકને પહેલેથી તે છેલ્લે સુધી એક કે બીજી ઊર્મિથી જકડી રાખે એવો અવિરત રસપ્રવાહ ચાલુ જ હોય છે, એટલે એમની વાર્તાઓ વાંચતાં થાક્યા કે અણગમો આવ્યો એવો અનુભવ જવલ્લે જ થાય છે. અલબત્ત, લેખકનો સઘળી ઊર્મિઓ પર એક સરખો કાબૂ નથી એ તો સ્પષ્ટ છે. કરુણાદિ કેટલાક રસોથી રા. રમણલાલ કંઈક ભડકતા લાગે છે, એટલે એમના સર્જનમાં એના પ્રસંગો એ બહુ આવવા દેતા નથી.[૯] એમનો ઉદ્દેશ કેવળ રંજનનો જ છે, એટલે જે રસો રંજન કરવાની સૌથી વિશેષ શક્તિ ધરાવતા એમને લાગે છે એને જ એ પોતાની વાર્તાઓમાં વિશેષ અવકાશ આપે છે. એમણે જાણે કે સઘળા રસોનો

---

૯. એમની આટલી બધી કૃતિઓમાંથી ફક્ત ચાર જ કરુણાન્ત છે : (૧) 'સંયુક્તા' (૨) 'પત્રલાલસા,' (૩) 'દિવ્યચક્ષુ' અને (૪) 'ભારેલો અગ્નિ,' અને એ ચારેમાં કરુણાંતને બને તેટલો હળવો બનાવવાનો પ્રયત્ન કર્યા વિના લેખકથી રહેવાયું નથી. એક બીજી રીતે જુઓ. આપણા વિદ્યમાન સર્જકોમાં કરુણરસનું પ્રમાણ સૌથી વધારે કોઇના સર્જનમાં હોય તો તે ધૂમકેતુમાં. એમની સૃષ્ટિમાં પાત્રનું મરણ એ બહુ સહેલાઇથી બનતો બનાવ છે. એમનાં પાત્રો સહેજે મૃત્યુ પામે છે, અને તેથી એમના 'તણખા'માં—કેવળ પહેલા જ મંડળમાં નહિ પણ આગળનાં મંડળોમાં પણ—પાત્રમરણની સંખ્યા ઠીક ઠીક મોટી જોવામાં આવે છે. આમ કહેવામાં કશી સ્તુતિનિંદાનો હેતુ નથી, કેવળ હકીકત જ છે એવી નોંધવાનો આશય છે. ત્યારે રમણલાલની કૃતિઓમાં બહુ ઓછાં પાત્રોનું મૃત્યુ થાય છે. સંભારવા બેસીએ તો 'સંયુક્તા'માં પૃથુરાજ અને એનો એક સામંત, 'પત્રલાલસા'માં મંજરી, 'હૃદયનાથ'માં બકુલ, 'સ્નેહયજ્ઞ'માં કિરીટનાં પિતા માતા અને અમીના, 'ભારેલા અગ્નિ'માં રુદ્રદત્ત, ગૌતમ, મંગળ પાંડે, અને જેક્સન, અને 'ગ્રામલક્ષ્મી'માં રોહિત—આ સિવાય કોઇ મુખ્ય પાત્રો—જો કે આંહીં ગણાવ્યાં તે પણ કંઇ બધાં મુખ્ય નથી જ—મરણ પામેલાં યાદ આવે છે ? કદાચ બીજાં થોડાં રહી ગયાં હોય તોપણ પંદર સોળ વાર્તાનાટકોમાં આ સંખ્યા કેટલી બધી નાની !

દહેલાજક કાઢ્યો છે, અને સમસ્ત જનસમૂહને કયા રસો સૌથી વિશેષ આકર્ષી શકે એનો વિચાર કરી અદ્દ્ભુત, હાસ્ય, ને શૃંગાર એ ત્રણ એમણે પોતાની વાર્તાઓ માટે વિશેષ પસંદ કર્યા જણાય છે. ઉપર કલ્પનાના દૃષ્ટાંતરૂપે આપણે 'ઠગ,' 'બંસરી' વગેરે કેટલીક કૃતિઓ નોંધી તે સઘળીનું આકર્ષણ મુખ્યત્વે કરીને અદ્દ્ભુતરસને જ આભારી છે. આ સિવાય એમની ઘણીખરી વાર્તાઓમાં એકાદું ભેદી પાત્ર આવે છે તેમાં પણ વાચકમાં કૌતુક અને વિસ્મયની ઊર્મિઓ જગાવી એનું રંજન કરવાનો જ લેખકનો આશય છે. ઉપરાંત એમની વાર્તાઓમાં જે અકસ્માતો બને છે, આગ, ડૂબવું, ઝપાઝપી, ખૂનના પ્રયાસો, રિવૉલ્વરના ધડાકા, વગેરે જે પ્રસંગો એમાં યોજાએલા છે તેની પાછળ પણ લેખકનો આશય અદ્દ્ભુતરસની નિષ્પત્તિ કરી વાચકના ચિત્તને વાર્તાના પ્રવાહમાં પકડી રાખવાનો જ છે. આ અદ્દ્ભુતના જેવો જ એમનો બીજો માનીતો રસ તે હાસ્ય. 'શંકિત હૃદય'માંના કવિ, અને 'દિવ્યચક્ષુ'માંના વિમોચન જેવાં પાત્રો એમણે ખાસ હાસ્યરસને માટે જ સરજ્યાં છે. પણ એમની વાર્તાઓમાં સૂક્ષ્મ, સમભાવભર્યા, અને અખંડ રીતે વહેતા હાસ્યરસનું ઉત્પત્તિસ્થાન તો એમની ઘણીખરી વાર્તાઓના ધૂની, વ્યવહારશૂન્ય, વિચિત્ર નાયકો અને એ નાયકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવી તેમને સતત રીતે મદદ કર્યા કરતા છતાં એમને સદાયે બનાવ્યા કરી એમની હાસ્યપાત્રતા છતી કરતા નાયકમિત્રો એ બન્નેનાં યુગલો છે. આ સર્વ યુગલોમાં હૃદયનાથ અને નિરંજનનું યુગલ કદાચ આપણા સમસ્ત વાર્તાસાહિત્યમાં અજોડ બની જાય એવું છે. એ આખી વાર્તા 'હૃદયનાથ'ની આકર્ષકતાનું એક મુખ્ય કારણ જ બધો વખત લંગોટ મારીને દંડ બેઠક વગેરે કસરત કર્યા કરવા સિવાય બીજું કંઈ ન સમજતો, સ્ત્રીઓથી સદાય નાસતો ફરતો, અસાધારણ શરીરબળ અને મનોબળવાળો હોવા છતાં સ્ત્રીઓની હાજરીમાં શિયાવિયા બની જતો નાયક અને એને હમેશાં આવી મૂંઝવણોમાં મૂકી પજવ્યા ને બનાવ્યા કરતો એનો મિત્ર નિરંજન એ બન્નેની જોડલી જ છે. આવાં પાત્રો ઉપરાંત જુદા જુદા પ્રસંગે જનસમાજનાં રીતરિવાજો, માન્યતાઓ, આચારવિચારો વગેરે વિશે વિનોદ અને કટાક્ષભરી ટકોરો કે વિચારણાઓ વાર્તાઓમાં ઠેર ઠેર વેરતા જવાની લેખકની જે ટેવ છે તે પણ હાસ્યરસને પુષ્ટ કરી વાચકના દિલને બહેલાવવામાં ખૂબ ઉપયોગી થઈ પડે છે. પણ એમની વાર્તાઓને અત્યંત રુચિર બનાવનારો મુખ્ય રસ તો શૃંગાર–અથવા એ પ્રાચીન શબ્દની અર્વાચીન વ્યંજના કોઈને કુત્સિત લાગતી હોય તો બીજા નામે કહીએ કે પ્રણય–છે. સામાન્ય જનસમાજની પેઠે રા. રમણલાલ પણ એને રસરાજ માનતા લાગે છે, એટલે એમની એકેએક વાર્તામાં આ રસનું જ એમણે અંતિમ સામ્રાજ્ય સ્થાપ્યું છે. એમની વાર્તાઓનો વિષય ગમે તે હોય, વ્યાયામ, વેશ્યાજીવન, ઠગધુતારા, સત્તાવનનો બળવો, સત્યાગ્રહ, ગ્રામસેવા એમ ગમે તે પ્રશ્ન લઈને એમની વાર્તા ગૂંથાઈ હોય, પણ આ પ્રણયનો ભાવ તો એમાં એક છેડાથી બીજા છેડા સુધી સળંગ રીતે અનુસ્યૂત રહેલો દેખાવાનો જ. આથી એમની ઘણીખરી વાર્તાઓ પ્રશ્નકથાઓ કરતાં પણ પ્રેમકથાઓ એ નામને વિશેષ પાત્ર બની ગઈ છે. એમની વાર્તાઓની પ્રસંગપરંપરા નાયકનાયિકાના પ્રેમસાયુજ્ય ભણી જ એકધારી રીતે ધસતી હોય છે. એટલે જૂની લોકવાર્તાઓની ઢબે આપણે રા. રમણલાલની વાર્તાઓનો ઉપસંહાર કરવો હોય તો 'ખાધું પીધું ને પરણી ગયાં' એટલું જ કહેવું બસ થાય. એમની ઘણીખરી વાર્તાઓનું અંતિમ બિંદુ તે લગ્ન, અને વિશેષમાં વળી ચુંબનાદિ પ્રણયચેષ્ટા! અને આવું એમના સર્જનમાં એટલી બધી વાર બને છે કે એમની સઘળી વાર્તાઓ વાંચનાર કોઈ એકમાર્ગી વિરાગી વાચકને તે વાંચતાં વાંચતાં વાર્તાસમાપ્તિપ્રસંગે એમના હૃદયનાથની પેઠે ઘડીભર એમ થતું હોય કે 'આ તે શી ઘેલછા? લોકો આવાં પરણિયાં[૧૦] કેમ બની જતાં હશે? શું પ્રણય કે લગ્ન સિવાય બીજું કંઈ કર્તવ્ય જ

૧૦ જુઓ 'હૃદયનાથ,' પૃ. ૨૨૯, ('પરિણયા' એ લગ્નલોલુપ પુરુષો માટે હૃદયનાથે વાત–વાતમાં તત્કાલ યોજેલો નવો શબ્દ છે)

જીવનમાં નથી?' તો નવાઈ નહિ. પણ રા. રમણલાલ બરાબર સમજે છે કે હૃદયનાથ જેવા વિરાગીઓ જગતમાં બહુ વિરલ છે, વળી એવા વિરાગી હૃદયનાથનું યે હૃદય અંતે એને હાથ નહિ રહેતાં એ પણ પ્રતિજ્ઞાભંગ કરીને આખરે પરણી જાય છે, અને સામાન્ય જનસમાજના દિલનું રંજન કરવાને માટે પ્રણય જેવો રસ બીજો કોઈ જ નથી, તેથી એમણે એમની સઘળી વાર્તાઓમાં એ રસને પૂર બહારમાં મહાલવા દીધો છે, અને ઉપર કહ્યું તેમ એને પ્રણયકથાઓ જ બનાવી મૂકી છે. વિશેષમાં વળી એક જ સ્ત્રીને ચાહનારા બે પુરુષો કે એક જ પુરુષને ચાહનારી બે સ્ત્રીઓ એ પ્રકારનો પ્રણયત્રિકોણ, એ ચાહનારાઓ વચ્ચેની તીવ્ર પ્રતિસ્પર્ધા, અને એને અંગે ઊપજતાં વેરઝેર એ પણ વાચકચિત્તનું ખેંચાણ કરવામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. અને રા. રમણલાલની કથનકલા પણ પ્રણયની રમતના આલેખન પ્રસંગે સોળે કળાએ ખીલી નીકળે છે, એટલે વાચકો એમની વાર્તાઓથી મુગ્ધ થઈ જાય એમાં જરાયે આશ્ચર્ય નથી.

વાર્તાકલાનું પછીનું અંગ જે જીવનદર્શન તેની ચર્ચા તો ઉપર યુગભક્તિને નામે આપણે વિસ્તારપૂર્વક કહી ગયા છીએ, એટલે આંહીં તેની પુનરુક્તિ ન કરતાં લેખકના રચનાકૌશલનો જ હવે વિચાર કરીએ અને એમાં વસ્તુસંકલના, પાત્રાલેખન આદિ અંગો પૃથક્ પૃથક્ ન લેતાં એ સર્વનું એકી સાથે જ અવલોકન કરીએ કે જેથી બહુ લંબાણ ન થાય. ગુજરાતમાં સામાજિક વાર્તા લખનારની ખરેખરી કસોટી કરનારું કોઈ તત્ત્વ હોય તો તે વાર્તાનું વસ્તુ છે. કેમકે સ્વ. રમણભાઈએ કહ્યું છે તેમ 'આપણા સંસારજીવનમાં romantic (કૌતુકભરેલી વિચિત્રતામય) અંશ ઓછા છે તેથી લાગણીની તીવ્રતા થોડી છે અને જીવનવ્યવહારની સાધારણતા વધારે છે, એ સ્થિતિ નવલકથાસાહિત્યના ઉત્કર્ષનો અવરોધ કરનારી છે'[11] રા. રમણલાલ પણ આ જ ફરિયાદ કરે છે. 'ગુજરાતમાં સામાજિક નવલકથાના લેખકને એક મુશ્કેલી નડે છે. યુરોપના અને ગુજરાતના સામાજિક જીવનમાં ઘણો ફેર છે. યુરોપના સમાજમાં જે સંભવિત છે તે આપણે ત્યાં સંભવિત નથી. ધવલગિરિ એ હિમાલયનું જ એક શિખર છે; પરંતુ એક યુરોપિયન તેની ઉપર ચડવા મથે એ જેટલું સંભવિત લાગે છે તેટલું ગુજરાતના એક મગનલાલ માટે તે સંભવિત નથી લાગતું. જર્મન યુદ્ધ હમણાં જ થઈ ગયું છે; પરંતુ ગુજરાતના કોઈ કરુણાશંકર ટુકડી લઈ મેદાને પડ્યા એમ કલ્પના કરવી બહુ ફાવતી નથી. ઉત્તર ધ્રુવમાં કૅપ્ટન સ્કૉટ જઈ શકે; પરંતુ કોઈ જોરાવરસિંહ કે બળવીરસિંહ ત્યાં પહોંચ્યા એ કલ્પનાગ્રાહ્ય કરવા માટે ઘણી સરળતા તો નથી જ.'[12] સ્વ. રમણભાઈએ ઉપરનો મત સૌથી પહેલો ૧૯૦૯માં ઉચ્ચારેલો, તે પછી અને તેમાંયે છેલ્લાં દસ પંદર વરસમાં આપણા જીવનમાં એવું ત્વરિત અને ચમત્કારિક પરિવર્તન થવા લાગ્યું છે તેમ યુરોપીય જીવન અને આપણા જીવન વચ્ચેના કેટલાક ભેદો એટલા વેગથી ભુંસાઈ જવા માંડ્યા છે કે ૧૯૦૯માં આ સંબંધમાં જેટલી મુશ્કેલી હતી તેટલી આજે નથી, અને આવતા દાયકા દોઢ દાયકામાં તો કદાચ બિલકુલ નહિ હોય. છતાં સામાજિક નવલકથા એટલે મુખ્યત્વે ઉજળિયાત વર્ગની ઉપલી કોમોની અને તેમાંયે નગરવાસી જનોની જ કથા એવો સંકુચિત અર્થ લઈએ તો એમની ફરિયાદનો મુદ્દો છેક ખોટો નથી. આ પ્રમાણે સામાજિક નવલકથાની રચનામાં આપણે ત્યાં અમુક પ્રકારની મુશ્કેલી રહેલી છે, છતાં એ મુશ્કેલીને તરી જઈને કોઈ લેખક જો પોતાની વાર્તાને મનોરંજક બનાવી શકે તો

૧૧. 'કવિતા અને સાહિત્ય,' ૩, ૨૬૩. સ્વ. રમણભાઈએ આ મત ફરી ફરીને ત્રણ વાર દર્શાવેલો. (બીજાં બે સ્થાનો માટે જુઓ સદર પૃ. ૪૩, અને ૬૮), અને ૧૯૦૯ના ઉપલા મતમાં ૧૯૨૦ની સાહિત્યપરિષદના વિભાગીય અધ્યક્ષસ્થાનેથી આપેલા વ્યાખ્યાનમાં એમણે સુધારારૂપે થોડી પૂર્તિ પણ કરેલી. એમના આ મતમાં એ જમાનાના સર્જકોની જીવનવિમુખતાનો (પૂરેપૂરી વિમુખતા ન કહો તોપણ વિદૂરતા તો ચોક્કસ:) દોષ તો મૂળરૂપે રહેલો જ છે, છતાં એ દોષ સ્વીકાર્યા પછી એમાં કેટલુંક તથ્ય પણ રહ્યું છે એ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી.

૧૨. 'હૃદયનાથ', પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

એ મનોરંજકતા જ એનાં કલાકૌશલનો ઉત્તમ પુરાવો ગણાય. અને આવાં કલાકૌશલ રા. રમણલાલે મોટા પ્રમાણમાં દર્શાવેલ છે. કેવી રીતે એ જાણવું હોય તો જુઓ, પહેલાં તો એમણે વસ્તુ-પસંદગી જ ધનિકવર્ગના જીવનમાંથી કરી છે, એટલે એ લોકોની સમૃદ્ધિ, સત્તા, વૈભવ વગેરે વાર્તામાં કૌતુકમયતાના અંશો સારી પેઠે લાવી શકે છે, અને એની પરિસ્થિતિને એક પ્રકારની દીપ્તિથી મઢી દે છે. સામાજિક વાર્તાને છેક સામાન્યતામાં સરી જતી અટકાવવાની એમની એક યુક્તિ આ. એવી જ એમની બીજી યુક્તિ એમના નાયકોની પસંદગીમાં દેખાઈ આવે છે. રા. રમણલાલ એમની વાર્તાના નાયકસ્થાને ઠાવકા, વ્યવહારકુશળ, સાદા, શાંત પુરુષોને યોજવાને બદલે અર્ધા ચક્રમ જેવા, ધૂની, મનસ્વી, તરંગી વ્યવહાર-શૂન્ય યુવકોને જ યોજે છે એ શા માટે? એ પણ વાર્તાના વસ્તુમાં બને તેટલી વિલક્ષણતા આણીને એને આકર્ષક બનાવવા માટે જ. અને આપણે જાણીએ છીએ કે એમની વાર્તાઓમાં રસના કેંદ્રરૂપ કોઈ થઈ પડતું હોય તો તે, જગન્નાથ પંડિતના શબ્દોમાં કહીએ તો જેમનું सकलमेव चरित्रमन्यत् છે એવા, જગતમાં કંઈક અવનવું કરી નાંખવાની લગનીવાળા, આદર્શઘેલા યુવકો જ છે. વળી એમની ઘણીખરી વાર્તાઓમાં એકાદી ભેદી વ્યક્તિ આવે છે, કોઈ સાધુ, કોઈ સંન્યાસી, કોઈ દેશભક્ત, કોઈ સામ્યવાદી હોય છે, જેનો ભૂતકાળ અગમ્ય હોય, જેનાં કાર્યો પણ અકળ હોય, જેની પ્રવૃત્તિનો મર્મ પ્રારંભમાં વાચકોને સમજાતો ન હોય અને ગૂંચવણમાં નાખતો હોય, એ પણ વાચકોના ચિત્તમાં કુતૂહલ ઉત્પન્ન કરી એમની રસવૃત્તિને અખંડ રીતે પોષવા માટે જ લેખકે વિચારપૂર્વક કરેલી વ્યવસ્થા છે. એ જ રીતે વાર્તામાં બનતા અકસ્માત, આગ, મારામારી, ખૂન કે આપઘાતની કોશિશ, છરાની ઝપાઝપી, રિવોલ્વરના ધડાકા એવા એવા બનાવોનો આશય પણ વસ્તુને બને તેટલું ધમકભર્યું રાખવાનો જ છે. વાર્તાને મોહક બનાવવાને માટે પ્રણયલીલાનો એમણે જે ઉપયોગ કર્યો છે તેની તો સવિસ્તર ચર્ચા આપણે ઉપર કરી ગયા છીએ એટલે તેનું પુનરાવર્તન ન કરતાં અંતમાં આપણે એમની વાર્તાશૈલી જ જોઈ જઈએ. એમની પાત્રનિરૂપણની પદ્ધતિ પણ વર્ણનાત્મક નહિ પણ રા. મુનશી જેને એના કરતાં ચડિયાતી ગણે છે[13] તેવી દર્શનાત્મક કે નાટ્યાત્મક જ છે. એટલે કે પાત્રોનો પરિચય એ લાંબાં લાંબાં વર્ણનો આપીને નથી કરાવતા પણ રસમય સંવાદો દ્વારા તથા એ પાત્રોનાં પોતાનાં કાર્યો દ્વારા જ કરાવે છે, એટલે વાચકોને કંટાળો આવતો નથી એટલું જ નહિ પણ પાત્રો તેમના કલ્પનાચક્ષુ આગળ જીવંત સ્વરૂપમાં ખડાં થઈ જાય છે. અને એમની ભાષા પણ વાર્તાને માટે જેવી જોઈએ તેવી જ —સામાન્યમાં સામાન્ય વાચક પણ સમજી શકે એવી સાદી અને છતાં સંસ્કારીમાં સંસ્કારી વાચકને પણ રોચક થઈ પડે એવી શિષ્ટ, લલિત, મનોહર—છે. નથી એમાં સામાન્ય વાર્તાવાચકને ભડકાવી મૂકે એવું આડંબરી પાંડિત્ય, તેમ નથી એમાં ડગલે ડગલે વાચકનું ચિત્ત વાર્તાપ્રવાહ ભણીથી ખેંચીને પોતાના તરફ આકર્ષ્યાં કરે એવું છટાદાર ચાપલ્ય. એમાં છે માત્ર નરી સરલતા અને સતત રીતે રસ ઝર્યા કરી એ સરલતાને પણ મોહક બનાવતી મધુરતા. આમ વસ્તુસંકલનાથી માંડીને તે ભાષાશૈલી સુધીનું એમની વાર્તાકલાનું એકેએક અંગ વાર્તાના રંજન—ધર્મને સર્વથા અનુકૂળ જ નહિ પણ એ ધર્મનું પરમ પોષક છે. રા. રમણલાલની વાર્તાઓની મોહકતાનું મૂળ એમની યુગભક્તિની સાથે આમ એમની કલામાં રહેલું છે.

ત્યારે આટલા લાંબા અને વીગતવાર વિવેચન પછી હવે આપણે પ્રારંભમાં મૂકેલી કલાપીની પંક્તિઓના ઉત્તરરૂપે નિઃસંકોચ કહી શકીશું કે રા. રમણલાલની વાર્તાઓમાં દુનિયામાં સદા દીસે તેવી છેક સાદી, સામાન્ય, શુષ્ક વાતો જ નથી. એમાં ઘણું નવું છે, ઘણું રસીલું છે, અને તેથી એમાં કલા અવશ્ય રહેલી છે. અલબત્ત, એમાં ખામીઓ તો છે જ. અને એ ખામીઓ ભણી જ હવે આપણે વળીએ છીએ. [ અપૂર્ણ ]

---

૧૩. જુઓ એમનો લાઠી સાહિત્યપરિષદમાં વંચાએલો નિબંધઃ 'ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ.'

# સાગરનું સંતાન

શ્રી. હરજીવન સોમૈયા

હમણાં હમણાં નાનજી શેઠ જખુમાં થતા ફેરફાર જોઇને મનમાં ને મનમાં મૂંઝાતા હતા. જખુનો બાપ તભો નાનજી શેઠના જ વહાણ ઉપર નાખુદો હતો. દરિયાલાલના સાચા દીકરાની પેઠે જ એણે દરિયાને પોતાની છેવટની પથારી કરી હતી. હજી બાર મહિના પણ એ વાતને નથી થયા.

શેઠ દક્ષિણ આફ્રિકાની તાજી નીકળેલી સોનાની ખાણોમાં ભાગ રાખ્યો હતો, એટલે ત્યાં જવા–આવવાનું અવારનવાર ચાલ્યા જ કરતું. હુતાશની નજીક આવતી હતી અને શેઠને આફ્રિકાનું એક કામ નીકળ્યું હતું. મોડું કર્યું હોત તો ચાલત પણ ચાર પાંચ જુવાન ખારવાઓએ તભાને કહ્યું, "હાલ ને ! ભારે મજા આવશે ! રંગે રમવું હોય તો દરિયામાંય ક્યાં નથી રમાતું ! સરખે સરખા છીએ, હોળી દરિયામાં કરશું તો ધનતેરસ ઘેર આવીને કરી શકશું." તભાને જુવાન ભાઈબંધોની વાત ઠીક લાગી. માંદી સ્ત્રીને ધીરજ આપીને એ નીકળ્યો–'ધનતેરશે તો આવી જ જવાશે. અને હારે ઝાઝું રહેવાનું નહિ જ લખ્યું હોય તો અહીં બેઠા હઈશ ને હૂકુડુ કરતો દરિયો અહીં સુધી દોડી આવશે ને ઉપાડીને ચાલતો થઈ જશે. માટે હૈયામાં હિંમત રાખ. જખુડાને પણ હમેશાં આ જ વાત શીખવવી.' કહીને તભો વહાણ ઉપર ચડી ગયો.

પણ ખરું કહીએ તો તભાનું ટાણું આવી ગયું હતું અને દરિયો જ એને ઘરમાંથી ઉપાડી જવા હૂકુડુ કરતો સામો આવ્યો હતો.

જુવાન ખારવાઓની આ પહેલી જ લાંબી સફર હતી. આવડો મોટો દરિયો જોઈને તો તેઓ રંગમાં જ આવી ગયા. એમને મન તો હમેશ હોળીએ રમવાના આ દિવસો હતા. રસ્તે લખદ્વીપ, માલદ્વીપ અને જે જે નાના મોટા બેટો આવતા ગયા ત્યાં તેઓ ઊતરી પડતા. બારે માસ વરસાદથી ભીના ભીના રહેતા અને ગરમીએ બફાઈ જતા આ બેટો ઉપરનાં ઊંચાં ઊંચાં તાડ–નાળિયેરી અને ખજૂરાંનાં ઝાડોની મોહકતા એમને પરાણે પરાણે પોતાની પાસે ખેંચી બોલાવતી. તભો સૌની જોડે રંગતે ચડ્યો હતો. વચ્ચે એકાદ બે વાર નાનાં તોફાનો આવી ગયાં એમાં ક્યાંના ક્યાંય નીકળી ગયા અને પાછા માર્ગ ઉપર ચડ્યા તે વખતે એમને લાગ્યું કે ધનતેરસને દિવસે તો એમણે ઘેર પાછા પહોંચી જવા ધાર્યું હતું, પણ ભાદરવો બેસી ગયો છતાંય હજી તેઓ માડાગાસ્કર જ પહોંચ્યા હતા. એ મહિનામાં ઘેર પહોંચી નહિ શકાય.

"તભા, ધનતેરસ તો આફ્રિકામાં જ કરવી પડશે. ઘેર નહિ થાય." એક જણે કહ્યું.

"આફ્રિકામાં જ ધનતેરસ કરવી હોય તો હવે ઉતાવળ શું કામ કરવી ?" બીજો બોલ્યો.

"તને કાંઈ નવું સૂઝે છે, તભા !"

"માડાગાસ્કર બેટની પશ્ચિમે જ આ મોસમમાં સૌ વહાણો હાંકતા હોય છે. આપણે લઈએ પૂર્વમાંથી. અત્યારે અગ્નિખૂણાના ચોમાસુ પવનો શરૂ થઈ ગયા છે. બેટની દક્ષિણે આ પવન મરડાય છે અને નૈઋત્યના થઈ જાય છે. એમાં જે તોફાન જામે છે તે જોવા જેવાં હોય છે. લેવી છે એની મજા ?" તભો બોલ્યો.

સૌ એકબીજા સામું જોવા લાગ્યા.

"ભલે થાય ધનતેરસ અહીં ને અહીં." તભાએ કહ્યું.

"તો ભલે થાય; અમે તો નફકરા છીએ, ફકર હોય તો તારે છે, તારે નાનકડો જખુડો છે અને જખુડાની મા છે, અમને શું છે ?" જુવાનો બોલ્યા.

"એનાં તો રામને જ રખવાળાં સોંપી દીધાં છે." તભો બોલ્યો.

"તો અમને વાંધો નથી."

ત્રણસો વરસ ઉપરના હિંદી મહાસાગરમાં પડેલા બેટોમાં અને આજના એ બેટોમાં આસમાન જમીનનો ફેર પડી ગયો છે. તે વખતે ત્યાંની સંસ્કૃતિ અને પ્રજા જોતાં એમ લાગતું કે ઇતિહાસકારો કહે છે કે એક વખત માડાગાસ્કર બેટ અને દક્ષિણ હિંદ એક આખી સળંગ જમીનપટ્ટી હતી તે ખરું હોવું જોઈએ.

હિંદના જ એક કટકા જેવા માડાગાસ્કરની પૂર્વ તરફ તભાનું વહાણ વળ્યું. પવન એવો સીધો હતો કે ચાર દિવસમાં તો મોઝામ્બીકની ભૂશિર આગળ આવી ગયા.

"તભા, આ પવન તો આપણને વહેલો પહોંચાડશે. તું કહેતો હતો તેવી મજા તો ક્યાંય દેખાતી નથી." જુવાનો બોલ્યા.

"ધીરા ખમો." તભો બોલ્યો.

પણ બીજે જ દિવસે મધરાતની મીઠી ઊંઘમાં જ્યારે સૌ સૂતા હતા અને વહાણ આરસપહાણ ઉપર સોપારી દડે એમ વહ્યું જતું હતું ત્યાં એકાએક એક મોટું મોજું આવીને ભડીંગ અવાજે વહાણનાં પાટિયાં જોડે અથડાયું. પાટિયાંની એક કડેડાટી બોલી. એ અવાજની પાછળ જ આકાશમાં વીજળીનો ચમકારો થયો અને મેઘની ગર્જના થઈ. સૂતેલા ઝબકીને જાગી ઊઠ્યા. ઊભા થઈને જુએ તો સામે નાગની ફેણ જેવાં ઊંચાં થઈને આગનો ભડકો સામે આવતો હોય તેમ મોજાં એકની પાછળ એક, એકથી ઊંચું એક, એમ ચાલ્યા આવતાં હતાં. અજવાળે ધોવાયેલા આકાશને એમણે પોતાના ચળકાટે ઘેરું બનાવી દીધું. જુવાનોની તો જોઈને આંખો જ ફાટી રહી.

"કેમ, જોયું'તું આવું કોઈ દિ' ?" તભો સુકાન ઉપર બેઠો હતો ત્યાંથી બોલ્યો.

જુવાનોમાંથી કોઈ ન બોલ્યો.

એ મોજાંની પછડાટો જ્યારે વહાણ ઉપર પડવા લાગી ત્યારે એના અને પવન અને વરસાદના અવાજમાં દિશાઓ પણ ડૂબી ગઈ.

"તભા..."

"તભા આમાંથી વહાણ સલામત બહાર નીકળશે ?"

તભો આનો જવાબ દે તે પહેલાં તો એના મોંમાથી એક ચીસ બહાર આવી. એના હાથમાંથી સુકાન છટકી ગયું હતું. એ પછી અચાનક પવનના જોરે વહાણને એક ઘૂમરડી ખવરાવી દીધી, ઊભેલા જુવાનો હેઠે પડી ગયા અને પછી—

પછી ખબર ન પડી કે શું થયું !

એ જુવાનો માડાગાસ્કરના કાંઠા પર ઘસડાઈ ગયા હતા. એ ઘેર પાછા આવ્યા અને બનેલા બનાવ વિષે વાત કરી.

તભાની સ્ત્રી તો ધનતેરસની લાપસી રાંધીને જ બેઠી હતી. માંદી હતી તોય ઊભી થઈ ને એણે ઘરને સાફસૂફ કર્યું હતું, આખી માંડ અજવાળી હતી, ગાંસડો ભરીને ધોણ કાઢી હતી, ઘરને ધોળ્યું હતું, ગાર કરી હતી અને દીવા પ્રગટાવીને ધણીના આવવાની

રાહ જોતી હતી. એણે જ્યારે સાંભળ્યું કે એના ધણીએ તો આ ઘરની વાટ લેવાને બદલે પેલા ઘરની વાટ લીધી ત્યારે એની ધીરજ ખૂટી ગઈ. રાત્રે સૌ જ્યારે જંપી ગયાં હતાં ત્યારે એ છાનીમાની ધણીની પાછળ ચાલી નીકળી.

શેઠે પોતાના ખારવાઓનાં ઘણાંય નિરાધાર ઘરોને આધાર આપ્યો હતો; એણે તભાના નાનકડા જખુને તો પોતાના ઘરની છાયામાં જ લઈ લીધો. શેઠાણીને જખુ ખૂબ ગમી ગયો.

"આનાં રૂપરંગ તો જુઓ, ખારવાનો જાણે દીકરો જ નહિ ! આપણને પોતાનું તો પેટ છે નહિ, ભગવાને જ આને આપણી પાસે મોકલ્યો છે, તો હવે આને આપણા લેખે આપણે કેમ ન ઉછેરવો ? જતે દહાડે આપણી પેઢી સંભાળે તેવી જ આને કેળવણી આપો." શેઠાણીએ કહ્યું.

શેઠે શેઠાણીના આગ્રહને કબૂલ રાખ્યો.

પણ શેઠે થોડા વખતમાં જ જોઈ લીધું કે જખુ રૂપે રંગે ગમે તેના જેવો હોય પણ અંતરથી એ ખારવાનો દીકરો છે. એનું ધ્યાન મહેતાજી પાટી ઉપર અક્ષર પાડી આપે તે ઘૂંટવામાં નથી ચોંટતું પણ વહાણનું ચિત્ર બનાવવામાં અને મોજાં આલેખવામાં જ એ પડી જાય છે. મહેતાજી એને પાઠ સંભળાવે છે ત્યારે એના કાન ક્યાંક બીજે જ ફરવા ઊપડી જાય છે, પણ ઘેર આવતા ખારવાઓની વાતો સાંભળવા એ ચપ દઈને બેસી જાય છે. શેરીનાં છોકરાં સાથે એને રમવા જવું ગમતું જ નથી. એ તો ઘરની પાણીની કૂંડીમાં હાથથી હિલોળ ચડાવે છે અને મહીં કાગળની કે લાકડાની નાની હોડીને મૂકે છે, એને તરાવે છે, ડુબાડે છે અને ફરીને પાછી કાઢે છે, એ જ રમતો રમ્યા કરે છે. કાલે એમણે નવું જ જોયું. જખુએ લાકડાની બે કામઠીઓ બનાવી તેના બે છેડાને દોરીથી બાંધી લઈ વહાણના કાંઠલા જેવો આકાર બનાવ્યો, અને પછી મોટા પનાનું કપડું એની ચારે તરફ વીંટાળી વચ્ચે પોતે ઊભો રહ્યો અને એને ડોલાવવા લાગ્યો. એ જ વખતે શેઠ ત્યાં આવ્યા, એમને જોઈને એ બોલ્યો, "જુઓ કાકા, વહાણ કેવું ડોલે છે !" કપડાનો નીચેનો ભાગ પવનમાં લહેરાતો હતો તે દેખાડીને બોલ્યો, "એ તો મોજાં છે, હો કાકા !"

શેઠને મનમાં એ પછી તો થયું કે આ છોકરાને વેપારી બનાવવો એ પાપ છે. દરિયાનો એ દીકરો છે અને દરિયાને એ સોંપી દેવો જોઈએ.

એમણે શેઠાણીને કહ્યું. શેઠાણીએ જવાબ આપ્યો, "એવી રમતો તો ઘણાય વાણિયાના છોકરા રમતા હોય છે. એ કોઈને તેથી ખારવા નથી બનાવાતા. ભગવાને એક છોકરો આંખ ઠારવા આપ્યો તેય તમે લઈ લેવા માગતા લાગો છો." શેઠાણીની આંખમાં પાણી આવી ગયેલાં જોઈને શેઠે એ વિષે વધુ ન કહ્યું.

શેઠના ગયા પછી શેઠાણીએ જખુને પોતાની પાસે બોલાવ્યો.

"જખુ, તને માસ્તર પાસે ભણવું નથી ગમતું ? હું ભણાવું તો ગમે કે નહિ ?" શેઠાણી બોલ્યાં.

જખુ નીચું જોઈ ગયો.

"જો ભાઈ, તારે મારી સામે જ રમવું, મને તારા વિના ગમતું નથી. તારે જેનાથી રમવું હોય તે મને કહેવું, હું મંગાવી આપીશ. તારે હોડી જોઈતી હશે તો તે તો એકદમ મળશે. આપણી ડેલીની પડખેની જ ડેલીમાં સુતારકાકા રહે છે, તે તરત ઘડી આપશે." શેઠાણીએ કહ્યું.

"હું હમણાં જ લાવું ?" જખુ ધીમેથી બોલ્યો.

"હમણાં ? ઠીક જા, પણ જલદી આવજે પાછો."

ઘરની પછવાડે વાડાની પછીતમાં જ એક નાનું બારણું સુતારકાકાના ફળિયામાં પડતું હતું. જખુ એકદમ ત્યાં દોડી ગયો. શેઠાણીએ એના ગયા પછી ઊંડો નિઃસાસો નાખ્યો. એણે મનમાં કંઈક બાધા પણ રાખી.

સુતારકાકા એ વખતે બહુ કામમાં પડ્યા હતા. જખુને એ ઓળખતા હતા એટલે એને જોતાં હસ્યાઃ "કેમ છો ?"

"સારું છે. પણ કાકા, આ શું, વહાણ છે ?" વહાણનું એક ખોખું બનાવેલું પડ્યું હતું તે જોઈ જખુ બોલ્યો.

"હા."

"આવડું મોટું ?"

"આના કરતાં તો ક્યાંય મોટાં વહાણો હોય છે !"

"ક્યાંય-મોટાં ? ક્યાંય મોટાં એટલે કેવડાં ?"

" આપણું ફળિયું છે ને, એવડાં. સો-બસો માણસ હલેસાં મારે ત્યારે હાલે એવાં."

"ભારે મોટાં ! એવડાં મોટાં વહાણ દરિયામાં શે સમાતાં હશે ? એમાં તો ભાર કેટલો બધો હોય. પાણી ઉપર એ તરતાંય શે હશે ! ડૂબી ન જાય ?"

"કોઈક દિ' દરિયાકાંઠે જઈને જોઈશ તો ખબર પડશે કે એ કેમ તરે છે. એવડું તો વહાણ જ હોય, પણ એમાંય ઠાંસોઠાંસ તો ઉપરાંત માલ ભર્યો હોય." સુતારકાકા બોલ્યા.

એવી એવી તો બીજી ઘણી વાતો થઈ. જખુ એ સાંભળીને ઊંડા વિચારમાં ઊતરી જતો હતો. 'દરિયે જવું જોઈએ.' એના મનમાંથી ઊઠતું હતું.

બીજે દિવસે જમ્યા પછી શેઠ પેઢીએ ગયા, શેઠાણી જરા ઊંઘવામાં પડ્યાં અને નોકરો ઘરનું કામ પતાવવામાં પડ્યા હતા ત્યારે જખુ ડેલીની બહાર નીકળી ગયો.

ખારવાને ઘેર એ જન્મ્યો હતો, બીજા ખારવાઓનાં છોકરાં તો ભાંખોડિયાંભર ચાલતાં હોય ત્યારથી દરિયાનાં હેવાયાં થઈ ગયાં હોય, પણ જખુના જન્મ પછી જખુની માની બીમારી સતત ચાલુ રહી હતી, એ સંજોગોમાં જખુને ઘર બહાર લઈ જનાર કોઈ નહોતું. પહેલવહેલો આજ દરિયાકાંઠે આવતો હતો. દરિયો જોઈને એ તો સ્તબ્ધ થઈ ગયો.

વિશાળ બંદરકાંઠો અનેક નાનાં મોટાં વહાણોથી ભરેલો હતો. દેશદેશનાં અને જુદી જુદી જાતનો માલ ઉપાડતાં એમ વહાણોના ભાગ કરી સૌને ઊભાં રહેવાને જુદા જુદા ધક્કા હતા. એક એક ધક્કા ઉપર એક જ વખતે સામટાં વીશ વીશ મોટાં વહાણો લંગર નાખી શકે તેવી જોગવાઈ હતી. હિંદી વહાણવટાના સોનાના દિવસોમાં સૂરત, મલબાર, ખંભાત, કોચીન, કોલંબો, ચિત્તગાંવ (ચિતાગોંગ) નગરઠઠ્ઠા અને દ્વારકાની પેઠે આ બંદરે પણ લુહારોની કોઢોમાંથી ભઠ્ઠીઓ રાત દિવસ લાલપીળા ભડકા ઊંચે ઉડાડતી અને સુતારની કરવતો અને વાંસલા અને ઘણિયાનાં ઘણ–એરણના અવાજો બેતાલ તાલમાં ગાજતા હતા. રૌદ્રરૂપ સમુદ્રદેવની એવા જ રૌદ્રરૂપે આરતી ઊતરતી હતી અને એ આરતીનાં અજવાળાં અને ઘોષોથી આકર્ષાઈ દેશવિદેશનાં વહાણો અહીં દર્શન કરવાને દોડી આવતાં. ઉત્તરમાં ધોળા સમુદ્રેથી, દક્ષિણમાં સિલોન અને જાવા–સુમાત્રા તથા મલાપાના દ્વીપ-સમૂહેથી, પૂર્વમાં ચીની બંદર હૈયાઉથી અને પશ્ચિમે ભૂમધ્ય અને છેક આટલાંટિક સાગરથી વહાણો આવતાં; એમને આમંત્રણો આપવા હિંદી વહાણો અવારનવાર એમનાં ઘરઆંગણાં સુધી પણ જઈ આવતાં.

વહાણોની આ ઠઠ જોઈને જખુ દિગ્મૂઢ બની ગયો. કાંઠા ઉપર એ ફરવા લાગ્યો. જેમ જેમ આગળ જતો ગયો તેમ મોટાં વહાણોને બદલે નાનાં વહાણો અને નાની હોડીઓ આવવા લાગી, અહીં બાંધેલો કાંઠો પૂરો થયો હતો અને ખુલ્લા દરિયાની હવા ફરફર ચાલી આવતી હતી. પાણીથી પચેલી જમીન રેશમની હજાર તળાઈઓ નીચે પાથરી હોય એવી મુલાયમ લાગતી હતી અને ગલગલિયાં કરતી હતી.

ખુલ્લા સમુદ્રનું સૌંદર્ય જોવા જખુ ઊભો રહી ગયો. એક મોજું આવ્યું અને એના પગને ભીંજવી ગયું. બીજું એનાથી સહેજ મોટું આવ્યું અને એનાં ઘૂંટણ સાથે અથડાઈ ગયું. ચોથું સાવ નાનું આવ્યું. પાંચમાનો એવો હિલોળ ચડ્યો કે એ જોઈને એ જરા પાછળ હઠી ગયો, તો છઠ્ઠું મોજું ત્યાં આવીને પણ એના ઘૂંટણને અડકીને પાછું ચાલ્યું ગયું. સાતમું વળી નાનું આવ્યું, આઠમું પણ નાનું આવ્યું. એ જરા આગળ આવ્યો, પણ ત્યાં તો

ખડખડ હસતું હોય એવું નવસું મોજું આવ્યું અને એની કમ્મર પર ચડી ગયું. જખુ પણ મોજાંની સાથે હસી પડ્યો. મોજાંનો આ ક્રમ ફરીથી શરૂ થયો. જખુને તો એથી ખૂબ લહેર પડી. કાંઠે આવી ગયેલું મોજું પાછું ફરતું હોય ત્યારે સામેથી બીજું મોજું આવતું હોય. બંને હર્ષથી ભેટવા ઊંચાં થઈ જતાં અને પછી તરત એકમેકમાં મળી જતાં. ક્યારેક પાછું વળતું મોજું સામેથી આવતા મોજાને માર્ગ આપવા સૂઈ જતું અને પેલું એની ઉપરથી સરી જતું.

જખુ એકધ્યાને ઊભો હતો. કેટલો સમય થયો, એનું એને ભાન નહોતું. એ તો ઊભો જ રહ્યો. આખરે સામે સૂરજ પાણીમાં ઊતરતો એને દેખાયો. સંધ્યાના રંગો પાણીમાં ડૂબવાની રજા માગતા હતા. પાણીએ એના જેવા રંગોને ધારણ કરીને બતાવ્યું કે આપણે જુદાં નથી, ખુશીથી અમારામાં તમે સમાઈ શકો છો. અને સંધ્યા પણ પાણીમાં ઊતરી ગઈ. હવે તો આકાશની કાળાશમાં પાણીની ચમક ઓસરવા લાગી હતી. અચાનક એક મોજું આવ્યું અને જખુની છાતી સરસું થઈ ગયું. ખડખડ હસીને જખુએ એની સામા હાથ લંબાવ્યા, અને એને હાથમાં લઈ લેવાને શરીર આગળ કર્યું. એ જ વખતે એના પગ નીચેથી રેતી સરકી ગઈ અને એ પડ્યો. પણ પડતાંય એણે મોજાંઓને પોતાની છાતી સાથે દાબી રાખવાનો પ્રયત્ન કર્યો. મોજાં તો કાંઈ એમ દબાય એમ નહોતાં, એણે હાથ આગળ ને આગળ લંબાવ્યા કર્યા. હાથની સાથે પગ પણ એ જ તાલમાં એની મેળે પાણી ઉપર લાંબા–ટૂંકા થવા લાગ્યા.

પણ આમ એ ઝાઝો વખત ન કરી શક્યો. એના હાથ–પગ થાકી ગયા. એ પાણીમાં નીચે ઊતરવા લાગ્યો, બે ચાર ગળકાં ખાઈ ગયો, પછી કંઈક ગૂંગળામણ જેવું થવા લાગ્યું અને એ બેભાન થઈ ગયો.

એ જ વખતે એને શોધવા નીકળેલી એક હોડી ત્યાં આવી ગઈ અને એને બહાર ખેંચી કાઢ્યો.

શેઠાણી ઊંઘીને ઊઠ્યાં અને જાણ્યું કે જખુ શેરીમાં ગયો છે, એટલે તરત તે શેરીમાં એક આંટો મારી આવ્યાં હતાં, અને ત્યાં એને જોયો નહિ એટલે થોડી આશંકામાં પડ્યાં હતાં. સાંજ પડવા આવી; શેઠ ઘેર આવ્યા પણ જખુ ન આવ્યો એટલે તો ચિંતાનો પાર ન રહ્યો. આજુબાજુનાં ઘરોએ તપાસ કરાવી પણ કંઈ જ ખબર ન મળ્યા ત્યારે તો એમના હોશકોશ ઊડી ગયા. કોઈકે કહ્યું કે બંદર તરફ એ જતો હતો એટલે બંદરની ખાડીમાં જુદી જુદી બાજુ હોડીઓ છૂટી.

જખુને ઘેર આવ્યો જોઈ શેઠાણી ગાંડાં જેવાં થઈ ગયાં. "મારો દીકરો !" એમણે જખુને છાતીએ વળગાડી દીધો.

પણ જખુને જાણે એ છાતી ગૂંગળાવનારી લાગતી હતી. એણે હળવેથી પોતાને એમાંથી છોડવી લીધો.

એ સૂતો હતો પણ એની આંખો તો ઊંચે કશુંક જોવા ફરતી હતી. એ જોઈ શેઠાણીએ પૂછ્યું, "શું જુએ છે ?"

"દરિયામાં મોજાં કેવાં આવે છે એનો વિચાર કરું છું." જખુએ જવાબ આપ્યો અને પછી એકાએક મોટેથી રડી પડીને બોલ્યો, "મારે દરિયો જોવો છે. મારે દરિયે જવું છે."

"હા–હા, ખુશીથી જજે. હમણાં તને ઠીક નથી, સાજો થઈ જઈશ એટલે આપણા કરસન ટંડેલની હારે તને મોકલશું, હાં !" શેઠાણીએ કહ્યું.

જખુ શાંત થઈ ગયો. એ આંખો બંધ કરી ગયો. સૌને લાગ્યું કે એ ઊંઘી જાય છે એટલે સૌ હળવે હળવે આઘાં–પાછાં થઈ ગયાં. શેઠે શેઠાણીને કહ્યું, "આપણે નકામાં આને ઘરમાં પૂરી રાખીએ છીએ. એ આપણો દીકરો છે જ નહિ." શેઠાણીએ એનો કંઈ જવાબ ન આપ્યો.

જખુ માંદો તો કંઈ હતો જ નહિ. બે દિવસમાં તો એ પથારીમાં રહીને કંટાળ્યો. શેઠ બાજુમાં બેઠા હતા, એને એણે કહ્યું, "હવે મને ગમતું નથી. મને દરિયે ક્યારે મોકલશો ?"

"બે દિવસ બરાબર પથારીમાં શાંતિથી પડ્યો રહે. જો, પાણીમાં એમ ને એમ પડીએ તો ડુબી જઈએ. પહેલાં તરતાં આવડવું જોઈએ. તરતાં આવડે તો આપણે પાણીની ઉપર જ રહીએ. તને જરા વધારે ઠીક થાય તો તરતાં શીખવા મોકલાય." શેઠે જવાબ આપ્યો.

ત્યાર પછી ત્રીજે દિવસે કરસન ટંડેલ આવ્યા અને જખુને તે પોતાની સાથે બંદર ઉપર લઈ ગયા. શેઠાણીની તો હજી પણ ઇચ્છા નહોતી કે જખુને ખારવાનું શિક્ષણ આપવું. એમણે તો કહ્યું, "જખુને શિખાડવું હોય તો તરતાં શિખાડો, બાકી હલેસાં મારવાં, ખૂવા પર ચઢાવી સઢ બાંધવા છોડવા અને રાંઢવાં ખેંચવાનું એને નથી શિખાડવું." શેઠે એથી ટંડેલને ભલામણ કરી કે જખુને અત્યારે તો સાધારણ તરતાં આવડી જાય કે નાની હોડીને ખાડીમાં ફેરવી ખારા પાણીની થોડી હવા લે એટલું જ શીખવજો."

દરિયાનાં ફરી દર્શન કરવા મળતાં જખુને ખૂબ આનંદ થયો. એ તરવા માટે પાણીમાં પડ્યો. ટંડેલ એની પડખે હતા. તરતાં તો એને એકદમ આવડી ગયું. 'ઓહો ! આમાં તે શું હતું ? હાથ હલાવી પાણીને શરીર નીચે જ ધકેલવાનું અને ત્યાંથી પગથી એને આઘું ઠેલવું, એટલું જ ને ! આમ તો પાણી ઉપર રહીએ જ ને ? આમાં તે શી નવાઈ છે ?'

"હા, તરવામાં તો કંઈ છે જ નહિ." ટંડેલે કહ્યું.

પછી તો રોજ જખુ દરિયે જતો આવતો થઈ ગયો, ટંડેલ ના કહે છતાં ડૂબકીઓ મારી ક્યાંનો ક્યાં નીકળી જતો. એક વાર તો કાંઠે પડેલી કોઈકની હોડીમાં ચડીને પાણીમાં નીકળી ગયો. પણ હલેસાં મારવાની આવડત ન હોવાથી હોડી ડોલવા લાગી અને એને સીધી રાખવાનો પ્રયત્ન કરતાં તો એ એક બાજુ નમી ગઈ અને એકદમ ઊંધી જ વળી ગઈ. પણ એથી એ ગભરાયો નહિ, એ પગે તરતા રહી હાથથી હોડીને હડસેલતો એ કાંઠે આવી ગયો, ટંડેલ તો એનું આ કામ જોઈને છક થઈ ગયા, એને પણ લાગ્યું કે છોકરાને આગળ વધારવો જોઈએ, અને એમણે એ જ વખતે એને હલેસાં મારતાં શીખવી દીધું, "તરતી વખતે માણસ જેવી રીતે પાણીને હાથથી પાછળ ધકેલે છે એટલે શરીર એટલું આગળ જાય છે, એમ જ હલેસાંથી પાણીને પાછળ ધકેલતાં હોડી આગળ જાય છે. પાણીને ચાલુ રીતે પાછળ ને પાછળ ધકેલી શકાય તો હોડી સર સર ભાગે; જો આમ–" એમ કરીને એમણે હોડીને સર સર ભગાવવા માંડી. જખુએ એકદમ એમના હાથમાંથી હલેસું લઈ લીધું, "એ તો આવડે જ. જુઓ, હું પણ હલાવું." અને એના હાથે પણ હોડી બરાબર ભાગવા માંડી. "શાબાશ !" ટંડેલથી બોલાઈ ગયું.

ટંડેલે શેઠને કહ્યું, "આ જખુને જો તમે છૂટ નહિ આપો તો કોઈક દિવસ એ અનઆવડતમાં કંઈક કરી બેસશે અને આપણે એને ખોઈ બેસશું. એનામાં ખારવાનું લોહી ભર્યું છે તે એને જંપીને બેસવા નહિ દે, એને કાં તો ઘરમાં બારણાં વાસીને પૂરી જ રાખો, અને જો બહાર કાઢવો હોય તો એને ખારવાનું બધું કામ શીખવા દો."

"મને પણ લાગ્યું છે કે એનું એ જ સાચું ભણતર છે; જુઓ ને, માસ્તર આવે છે ત્યારે એ ઘેર હાજર જ રહેતો નથી. નિશાળે મૂકીએ છીએ તો નિશાળમાં સૂનમૂન બેસી રહે છે. પેઢી પર મારી સાથે લાવીને બેસાડું છું તોપણ એમ જ રહે છે, અને એક દિવસમાં તો જાણે કેટલોય સુકાઈ જાય છે. પણ દરિયે જવાની રજા આપીએ છીએ ત્યાં જ એનામાં શેર–શેર લોહી ચડવા માંડે છે અને થનગનવા જ માંડે છે."

"તો પછી હવે એને વહાણ ઉપર જ રાખો. ભલે બધું શીખે."

"એની મા માનતી નથી." શેઠે જવાબ આપ્યો.

ટંડેલે વધુ દલીલ કરી નહિ, શેઠ પણ પછી કંઈ બોલ્યા નહિ.

પણ જખુ હવે પોતાના હૃદયને દાબી શકતો નહોતો. એને શેઠાણીએ 'પાણીને વધુ ન સતાવવાની'

આજ્ઞા આપી હતી, પણ દરિયાકાંઠે આવતાં એના મગજમાં દરિયો જ ભરાઈ બેસતો અને બીજું બધું નીકળી જતું, ભુલાઈ જતું, એટલે એ પાણી સાથેની મસ્તીમાં મસ્ત બની જતો. એ ખાડી બહાર ખૂબ દૂર સુધી ખુલ્લા દરિયામાં ફરતો, એ નીરવતામાં એને એક અવાજ સંભળાયા જ કરતો–જાણે દરિયાને તળિયેથી, પાતાળમાંથી એના બાપા એને સાદ કરતા હતા! જખુને એ અવાજની નજીક પહોંચી જવાની બહુ ઇચ્છા થતી પણ ત્યાં પહોંચતાં પહેલાં જ સાંજ પડી જતી અને એને ઘેર પાછા ફરવાની ઉતાવળ કરવી પડતી.

આજ સુધી એ કદી શેઠ–શેઠાણી પાસે હૃદય ખોલીને મોંમાથી કંઈ કહી શકયો નહોતો, પણ આજે એ એક પ્રસંગ પરથી ગમગીન બની ગયો હતો. એના જ જેવડો એનો એક ભાઈબંધ એના બાપા સાથે દૂર લંકાની સફરે ઊપડ્યો હતો. એના વહાણ સાથે તે પણ પોતાની હોડીને હંકારતો ક્યાંય સુધી સાથે ગયો હતો, પણ આખરે તો એ વહાણને જ એકલું જતું એણે જોઈ રહેવું પડ્યું હતું. જમતાં જમતાં એ વિચાર આવી જતાં હાથમાંનો કોળિયો સ્થિર થઈ ગયો, ગળામાં કાંચકી બાઝી ગઈ અને આંખ આંસુએ છલકાઈ ગઈ.

"મને જીવવા દેવો હોય તો મને છોડો. મને દરિયે જવા દો." એ બોલી ઊઠ્યો.

શેઠ–શેઠાણી તો અચાનક આ શું થયું એ જોઈને અહાવરાં બની ગયાં. "કેમ, કેમ, બેટા!"

"મને વહાણ ઉપર રહેવા દો." જખુ ફરીથી બોલ્યો.

"પણ તને અહીં શું વાંધો છે? ખારવાની જિંદગી કાંઈ સહેલી નથી. અહીં તો બસ ખાવું, પીવું ને મજા કરવાની છે. લહેરથી રહે." શેઠાણી બોલ્યાં.

"મને આમાં કંઈ મજા જણાતી નથી. હું સાચું કહું છું કે જો મને વહાણ ઉપર નહિ મૂકો તો હું જીવીશ નહિ."

"ભલે, તો એમ કરશું. પણ તું રડ નહિ. તું પહેલાં શાંતિથી જમી લે." શેઠાણી પણ જખુની વાતથી ગળગળાં બની ગયાં.

"તો ભલે શીખે એને જે શીખવું હોય તે, પણ એને સાવ અળગો થઈ જવા ન દેતા." જમી રહ્યા પછી શેઠાણીએ શેઠને કહ્યું.

તે દિવસ પછી જખુના મોં પર ફરીને તેજ આવવા લાગ્યું. સઢના ખૂવા ઉપર ચડતાં એના શરીરમાં સ્ફૂર્તિના ચમકારા ઊઠતા અને ચપચપ કરતો એ ચડી જતો. ગમે તેવા સખત પવનમાં પણ એ સઢને છોડવા ચાડતાં લેશ પણ થડકો અનુભવતો નહિ. વહાણને સ્થિર રાખવા મોજાંના મોટા લોઢ ઊછળતા હોય ત્યારે પણ હોડીના કાંઠલાના છેક ઉપલા છેડા પર ઊંચે જઈને બેસતો અને જરૂર પડ્યે એક અંગૂઠા પર ત્યાં ઊભો રહી કયાંય સુધી શરીરને પાણી બાજુ સાવ નમાવી રાખતો, પણ હોડીને તો સ્થિર રાખતો જ. દૂર દૂર ઊભાં રહેલાં વહાણો ઉપર કશાનોય આધાર લીધા વિના તે ઠેકતો જતો. બંદરના સૌ ખારવાઓ કહેતા, "આ હજી ગઈ કાલનો આવેલો છોકરો આપણને પણ વટાવી જાય એવો થઈ ગયો." શેઠ જ્યારે કરસન ટંડેલ પાસેથી જખુની વાતો સાંભળતા ત્યારે હર્ષથી ઊભરાઈ જતા. "એના બાપનો છેલ્લો હુકમ બજાવી શકું તો બસ છે મારે." એ બોલતા. તેવતેવડા અને જખુથી મોટી ઉમરના ખારવાઓને પણ જખુની ખુશામત કરતાં જ્યારે શેઠાણી જોતાં ત્યારે એમને પણ આનંદ થતો. પણ એ આનંદની ભરતી સાથે એના હૃદયમાં બીજો એક ફફડાટનો ભાવ પણ ઊભો થતો હતો, "આ બધા ભેળા મળી મારા જખુને મારી પાસેથી આમ ને આમ ફોસલાવીને ઉપાડી જશે!"

જખુ જેમ મોટો થતો ગયો તેમ પોતાનાં કામોમાં આગળ ને આગળ વધતો ગયો. એણે મુસાફરીઓને પણ લાંબી બનાવવા માંડી. શેઠાણી પાસે એ જતી વખતે રજા માગવા આવતો ત્યારે શેઠાણીની આંખમાં

દર વખતે આંસુ આવી જતાં પણ આખરે એમને કહેવું પડતું, "રામ તારાં રખવાળાં કરે !"

છેલ્લી એક સફર એણે યુરોપનાં બંદરોએ કરવાનો વિચાર કર્યો ત્યારે રજા માગવા જતાં જખુની પણ છાતી ન ચાલી. એ આ વખતે તો વહાણનો કપ્તાન થઈ જોખમી સફરની જવાબદારી સાથે જતો હતો, પણ એથી તો એની છાતી ફુલાતી જ હતી. મા પાસે રજા માગવા જતાં એને એક જ વિચાર આવતો હતો–"બિચારાં ! એમને હું શાંતિ નથી આપતો ! પણ હું શું કરું ?"

જઈને એ મા પાસે નીચે મોંએ બેસી ગયો. માજી સમજી ગયાં.

"વહાણે ઊપડવું છે ને ? તને રોકનારી હું કોણ ? દરિયાલાલના હુકમ ઉપર મારો હુકમ શું કામ લાગે ? પણ જાળવીને રહેજે. આ માને કદી ભૂલતો નહિ."

આંખને લૂછીને જખુ ઊભો થઈ ગયો.

પણ આ સફરથી એની કીર્તિ અનેક બંદરોએ ફેલાઈ ગઈ. એની જ હોશિયારી અને બહાદુરીથી એણે સ્પેનના ચાંચિયાઓને આ મુસાફરી દરમિયાન હરાવ્યા અને શેઠનો માલ બચાવ્યો.

જખુએ મુસાફરીએ ઊપડતાં પહેલાં અને એની જવાબદારી સ્વીકારતાં પહેલાં જ ચાંચિયાઓ વિષે ઘણું સાંભળી લીધું હતું. આ પહેલાં બે ત્રણ વાર એણે દરિયામાં વહાણોની લડાઈ થતી જોઈ હતી, એમાં એણે ભાગ લીધો હતો અને એકવાર તો બંગાળાના ચાંચિયાઓ જોડે પણ ભેટો થયો હતો. ચાંચિયાઓની લડવાની રીતની એને ખબર પડી હતી.

સ્પેનિશ ચાંચિયાઓ તો પોતાનાં વહાણમાં તોપો રાખતા અને એ વડે વેપારીનાં વહાણમાં પ્રથમ ગાબડું પાડી દેતા. સૌ ગભરામણમાં પડી ગયા હોય ત્યાં ચાંચિયાઓ વહાણના તૂતક ઉપર ચડી આવતા અને કોઈને મારી, કોઈને ઘાયલ કરી, કોઈને ડુબાડી, વહાણનો માલ લૂંટી લઈ ભાગી જતા. એ લોકો જાનના બેપરવા હોય એટલે આંધળુકિયા કરીને ગમે તેમ ઉપર પડે, ત્યારે તોપણ એમણે તો કશું ગુમાવવાનું હોય નહિ; જ્યારે વેપારીને તો ઘણી બાજુનો વિચાર કરવાનો હોય. પણ જખુને લાગ્યું હતું કે એકવાર આપણે પણ એની જ માફક કોઈ બાબતનો વિચાર કર્યા વિના તૂટી પડીએ તો જરૂર એમને ભગાડી શકીએ. એમને પણ એમની જિંદગી અને એમનાં બાલ-બચ્ચાં પ્યારાં હશે જ.

જખુએ હજી યુરોપનો દરિયો મૂક્યો નહોતો. એને ચાંચિયાઓનો પૂરેપૂરો ખ્યાલ હતો. એટલે એક વહાણમાં કિંમતી કિંમતી માલ ભરી દઈ તેને ફરતાં બીજાં સામાન્ય પણ મજબૂત વહાણોને કોટ કરી લઈ એ મુસાફરી કર્યે જતો હતો. અચાનક આગલા વહાણ સાથે કશુંક મોટા અવાજે અથડાયું એમ એને લાગ્યું. એણે ચાંચિયાઓના વહાણને જોઈ લીધું. સામેથી ગોળા પણ છૂટતા જોયા. પણ એ જરા પણ ગભરાયો નહિ. બીજાઓ પણ ગભરાય તે પહેલાં એણે હુકમો આપવા માંડ્યા. 'પાણીમાં કૂદી પડો. પાણીની અંદર જ તરતા રહી ચાંચિયાઓના વહાણ ઉપર પહોંચો.' થોડા સારા તરવૈયાઓને હુકમ આપ્યો. વચ્ચેના વહાણ ઉપર થોડા થોડાને ગોઠવી દીધા, "સમજજો કે દરિયામાં તોફાન જાગ્યું હતું અને ડૂબી ગયા હતા. ગમે તે ઉપાયે પણ ચાંચિયાઓને પાછા હઠાવવા છે."

સામેથી તોપના ગોળા છૂટતા હતા, તેને શેઠનાં વહાણો ચૂકવતાં હતાં. છતાં એક વહાણ સળગ્યું તો તેને છૂટું કરી સાની પાછળ મૂકી દીધું, અને એની જગ્યાએ બીજું વહાણ લાવ્યા.

પણ ચાંચિયાઓએ તોપના પહેલા ગોળાને છોડતા પહેલાં પોતાના થોડા માણસોને પાણીમાં તરતા છોડ્યા હતા. ત્યાંથી ચાંચિયાઓ અહીં તરતા આવશે એવું તો ધાર્યું હતું પણ તે આટલી જલદીથી આવશે એમ નહોતું ધાર્યું એટલે તેઓ પાછળથી અચાનક વહાણ ઉપર ચડી આવ્યા. જખુની તો ધારણા હતી કે એ લોકોને ઉપર જ ન ચડવા દેવા, છતાં ચડ્યા તેથી તે કંઈ ગભરાયો નહિ. હાથોહાથની લડાઈ જામી. થોડી

વાર ચાંચિયાઓએ રંગ જોયો, પણ જ્યારે એમણે જોયું કે જીતી શકાય એમ નથી, એટલે પોતાના એક માણસને મરેલો અને બીજા બેને ઘાયલ છોડી તેઓ પાછા પાણીમાં ઠેકી ગયા અને ભાગ્યા.

સામે ચાંચિયાઓના વહાણ ઉપર ગયેલા શેઠના માણસોએ ચાંચિયાઓને કદી નહિ થયેલો એવો અનુભવ કરાવ્યો. ચાંચિયાઓએ એ તો ધાર્યું જ ન હોય કે વેપારીના વહાણમાંથી તેમના ઉપર હુમલો કરવા કોઈ એમના વહાણ ઉપર ચઢી આવે. અને અચાનક જ જ્યારે એમણે દુશ્મનોને જોયા ત્યારે તેઓ ગભરાઈ ગયા. એમની તોપો તોપોને ઠેકાણે રહી ગઈ અને સામે લડવા ઊભા થાય તે પહેલાં એમનામાંના બેચાર તો ઢળી પણ પડ્યા. બાકીનાઓએ સામનો કર્યો, પણ ટકી શકાય એવું ન લાગતાં પાણીમાં ઠેકી પાડીને ભાગ્યા. નજીકમાં જ કોઈ જમીનની એમને જાણ હશે. પણ આખરે શેઠનાં વહાણની જીત થઈ. ચાંચિયાઓનું એક કિંમતી વહાણ પણ એમને મળ્યું.

વહાણ બંદરે આવ્યું અને શેઠે ચાંચિયાઓ સાથેની લડાઈની વાત સાંભળી ત્યારે હરખથી એ જખુની સામે દોડ્યા અને એને બથમાં લઈ લીધો. આજુબાજુ ઊભેલાઓને પણ એ દૃશ્યથી હર્ષાશ્રુ આવ્યાં. શેઠ જખુને તુરત જ ઘેર લઈ ગયા. જખુએ શેઠાણીના પગમાં માથું નમાવ્યું, "મા—!"

"મારા પ્રાણને ભગવાને સાજો નરવો ઘેર પહોંચાડ્યો ! આવતી આઠમના આપણે બ્રાહ્મણો જમાડવા છે." શેઠાણીએ પોતાની બાધા કહી સંભળાવી.

"બ્રાહ્મણોને જ નહિ, પણ ગામ આખાને જમાડવું છે. જખુએ મોટું પરાક્રમ કર્યું છે." શેઠે શેઠાણીને બધી વાત કહી સંભળાવી.

"ભગવાન એને ઝાઝો જશ અપાવે ! પણ—" શેઠાણીથી વધુ ન બોલાયું.

શેઠાણી જખુને કંઈ સ્પષ્ટ ન કહેતાં પણ એ કહેતાં, "હવે અમે તો આવરદાને કાંઠે બેઠાં, અમારે હવે કેટલું જીવવું છે ? સુખ પણ ભગવાને બધી વાતનું આપ્યું અને ભોગવ્યું પણ ઘણું. હવે શાંતિથી જીવ છૂટી શકે તો જન્મારો સફળ." પણ એટલામાં જ જખુ બધું સમજી જતો. શેઠાણીની અંતરની ઇચ્છા હતી કે હવે જખુ પોતાની દરિયાઈ સફરોને થોભાવી દે તો સારું. એ ક્યાંક બહાર હશે અને પોતાનો અંતકાળ આવ્યો હશે તો શાંતિથી મરી નહિ શકે. જખુ મોંએથી એનો કંઈ જવાબ આપતો નહિ. મનમાં એ ગણગણતો, "મારી માને અશાંતિ કરાવી એના જીવને અવગતે નથી મોકલવો, પણ માના હુકમ કરતાંય કોઈક બીજાનો હુકમ એવો આવે છે કે એની ઉપરવટ એનાથી થઈ શકાતું નથી—એનાથી એ પછી ઘરમાં બેસી જ શકાતું નથી.

માટે જ જ્યારે જ્યારે જખુને બહાર જવું હોય છે ત્યારે ચુપ-પગલે એ બહાર નીકળી જાય છે, રખેને એના બહાર નીકળવાનાં પગલાંનો અવાજ મારી છાતીને ગૂંગળાવી મૂકે.

પણ એક દિવસ તો એને ભારે મથામણ થઈ. ભાઈબંધો બધા વાંસે પડ્યા હતા, વેપારીઓ એને વીનવી રહ્યા હતા, પણ જખુ જવાબ આપતો હતો, "મારી મા હવે બહુ વૃદ્ધ થયાં છે, આવડી લાંબી સફરે આવીને મારે એમના જીવને અશાંતિ નથી કરાવવી. આ વખતે તો હું નહિ આવું, બીજી વખતે વળી જોયું જાશે."

"પણ જખુ, તારા વિના આ સફર થઈ શકે એમ નથી. લાંબી મુસાફરીનાં દરિયાઈ તોફાનોમાંથી અને ચાંચિયાઓની બદમાશીમાંથી તું જ વહાણોને બહાર કાઢી શકે તેમ છે. યુરોપના રાજાઓ તરફથી માણસો તેડવા આવ્યા છે, આપણે એમની વરધી પણ કબૂલી લીધી છે, અને એ એક તારે કારણે જ થશે. વિચાર કરી જો." વેપારીઓએ કહ્યું.

'એમાં વિચાર તે શું કરવો હતો ? એનો બાપ તો એ આટલોક હતો અને એની મા માંદી હતી ત્યારે પણ, ઉપર હુતાશની આવતી હતી તેની મજા છોડીને ઘરની બહાર નીકળી ગયો હતો ! એવું તો કંઈ આને છે નહિ. કેમ શું કહે છે જખુ ?" અને

પછી હસીને સાથી ખારવાઓએ કહ્યું, "ડોસી બે વરસ નહિ ખમી જાય ?"

જખુને કહેવાનું મન થયું કે ડોસી બેનાં ચાર વરસ પણ વધુ જીવે, પણ તે પહેલાં પોતે જ સફરમાં દરિયાને ખોળે જઈ સૂતો તો? પણ એમ કહેવું એને શરમાવનારું લાગ્યું. "કાલ જવાબ આપીશ" કહીને એ ચાલતો થયો.

મા પાસે વાત કેમ કાઢવી એ એને સૂઝ્યું નહિ. એણે ઘણી ગડમથલ ભોગવી, વાત કરવા માટે મા પાસે ગયો પણ ખરો, પણ એની જીભ ખુલી નહિ, આડી અવળી બીજી વાતો કરીને જ એ ઊઠી ગયો.

સાંજે શેઠે એને પૂછ્યું, "મારી પાસે શહેરના વેપારીઓ આવ્યા હતા, ખારવાઓ પણ આવ્યા હતા, સૌ મને કહે છે કે મારે તને એમની સાથે યુરોપ જવા સમજાવવો. એટલે હું તને પહેલાં પૂછી લઉં કે તારી શી મરજી છે?"

"મારી મા–" પણ જખુ આગળ ન બોલી શક્યો.

"તારી માની ફિકર કર્યે કંઈ ચાલશે? ખારવાને હુકમ એક દરિયાલાલનો. દરિયાલાલ શું કહે છે?" શેઠે અવાજને જરા મોટો કરીને કહ્યું.

શેઠાણીએ એ સાંભળ્યું. એ નજીક આવ્યાં.

"જખુને યુરોપ જવું છે?" એ બોલ્યાં, થોડીવાર ચુપ રહ્યાં અને પછી બોલ્યાં, "તારા કાકાની વાત સાચી છે. મારી ફિકર કર્યે કંઈ ન ચાલે, હવે તો હુંય જાણી ચૂકી છું કે તું અમારો દીકરો નહિ પણ દરિયાલાલનો જ દીકરો છે, તારા પર પહેલો હક્ક દરિયાનો છે. તારે જવું હોય તો મારી રજા છે."

આ સાંભળતાં જ જખુની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં.

મુસાફરીએ ઊપડવાને હજી થોડા દિવસની વાર હતી. એટલા દિવસ જખુ જેમ બને તેમ ઘરમાં જ વધુ રહ્યો અને માના જીવને સુખ થાય તેવી વાતો અને તેવું વર્તન રાખવા માંડ્યો.

"આ હવે છેલ્લી જ સફર છે, હાં મા! આ પછી તો તમારી સેવા કરવી છે, દરિયાલાલને પણ હવે તો કહી દેવું છે કે આજ સુધી તારી સેવા કરી, હવે મારી માની સેવા કરવા દે." એણે કહ્યું.

"ભગવાન તને સુખી રાખે." મા એના ભાવથી ગળગળાં થઈ જતાં.

જખુની એ મુસાફરી છેલ્લી જ હોવી જોઈએ, પણ એને ગયે આજ ત્રણ ત્રણ વરસ થયાં છતાં એના કે એના સાથીઓના કોઈના પણ હજી કશા સમાચાર આવ્યા નથી. વહાણના માલિક વેપારીઓ અને ખારવાઓનાં કુટુંબીજનો એમના સમાચારની વાટ જોઈ રહ્યાં છે, સૌનાં હૃદયમાં ચિંતા અને શંકા જાગી છે.

"જખુ હજી આવ્યો નહિ. જખુ મને કહી ગયો હતો કે હવે તો દરિયાલાલને વીનવી મારી સેવા કરવાની એની પાસેથી હવે રજા લઈ લેવી છે. જખુ મારી સેવા કરવા હજી કાં ન આવ્યો? દરિયાલાલ એને રજા નહિ આપતા હોય?" માંદગીને ખાટલે પડેલાં શેઠાણી બોલ્યાં.

"જીવને અસુખ થવા દેવામાં આપણી શોભા ન ગણાય. તમે એ વારેવારે ભૂલી જાઓ છો. દરિયાલાલને તો હજી બહુ દીકરાઓની જરૂર છે ત્યાં એને એ રજા કેમ આપે?" શેઠ બોલ્યા.

એક 'આહ' નાખી શેઠાણી પડખું ફરી ગયાં. શેઠ સ્થિર નજરે એમના સામું જોઈ રહ્યા.

# વલ્લભભાઈ પટેલ

[ રેખાચિત્ર ]

શ્રી. યુસુફ મહેરઅલી

હિંદુસ્તાનના રાજકારણમાં મહાત્માજી પછીનું વધારેમાં વધારે પ્રભાવશાળી વ્યક્તિત્વ કદાચ વલ્લભભાઈ પટેલનું હશે. આમ કહેવાનો અર્થ એ નથી કે લોકપ્રિયતા, બુદ્ધિશક્તિ કે દર્શનની વિશદતામાં ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. વસ્તુસ્થિતિ એથી ઊલટી જ છે. વ્યક્તિગત લોકપ્રિયતામાં તેઓ જવાહરલાલના અંશ બરોબર પણ નથી અને બુદ્ધિશક્તિમાં રાજગોપાલાચારીથી કોશો દૂર છે. અને દર્શન જેવી કોઈ ચીજની એમને જાણ હોય તો મારે મન તે નવાઈ ગણાશે. પણ વ્યવસ્થાશક્તિ તેઓ ગજબની ધરાવે છે અને ગજબના કરડા (Ruthless) છે. એમણે પોતાને જ બળે એવા શક્તિશાળી રાજદ્વારી તંત્રનું મંડાણ કર્યું અને તેને આગળ વધાર્યું છે કે જેણે એના સંખ્યાબંધ રાજદ્વારી વિરોધીઓને તોડી પાડ્યા, એટલું જ નહિ પણ મહાચાણાક્ષ પરદેશી નોકરશાહીને પણ મૂંઝવણમાં નાખી દીધી અને ભવિષ્યને માટે ચિંતિત કરી મૂકી. ગયા અઠવાડિયા સુધી પાર્લામેન્ટરી કમિટીના પ્રમુખની રૂએ તેઓ હિંદના આઠ મહાસભાવાદી પ્રાંતોનાં પ્રધાનમંડળો ઉપર કાબૂ ધરાવતા હતા. વડાપ્રધાનો અને મહાસભાના આગેવાનો એમના પ્રત્યે ભયમિશ્રિત માનની નજરે જુએ છે.

એમનાં જીવનનાં ૬૧ વર્ષો તનતોડ પ્રવૃત્તિ અને અવિરત પ્રયત્નો પાછળ ગયાં છે. એમણે મહાન પગલાં ભર્યાં છે અને એ ઉપરથી પાછા ચસ્યા નથી. મહાત્માજી સાથે પોતાના ભાવિને જોડી દેવાનું પગલું એમણે ભર્યું તે એમનું મોટામાં મોટું પગલું હતું.

મહાત્માજી જ્યારે આફ્રિકાથી આવ્યા અને અમદાવાદને એમણે પોતાનું મથક બનાવ્યું ત્યારે વલ્લભભાઈ વકીલાતનો ધીકતો ધંધો કરતા હતા. એ વખતે 'અમદાવાદ-ક્લબ' કે જ્યાં બધા વકીલો ભેળા મળતા ત્યાં મહાત્માજી એ મજાકનો સારામાં સારો વિષય મનાતા. જેણે વકીલાત છોડી દીધી છે તેવો એક સામાન્ય માણસ સત્ય અને અહિંસાનાં શસ્ત્રોથી આ વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય સામે લડવા ઊભો થયો હતો તે વસ્તુમાં જ સૌને રમૂજ દેખાતી. વલ્લભભાઈ પણ એ મજાકમાં છૂટથી મળતા. અને જ્યારે એક દિવસ મહાત્માજીએ આ અમદાવાદ-કલબમાં પોતાના સિદ્ધાંતો સૌને સમજાવવા પગ મૂકવાની હિંમત કરી ત્યારે વલ્લભભાઈએ એમના સામું પણ નહોતું જોયું અને હોઠ ઉપર કટાક્ષભર્યું સ્મિત લાવી એક ખૂણામાં ગંજિપાનાં પાનાં કૂટવા બેસી ગયા હતા.

વલ્લભભાઈ મહાત્માજીની સાથે ભળ્યા એ વાતે એમના તમામ સાથીઓને આશ્ચર્ય ઉપજાવ્યું હતું. એમનો ભૂતકાળ એનો સાક્ષીરૂપ હતો. અડગ પગલે અને આશ્ચર્યકારક મક્કમતાથી તેઓ આગળ

વધતાં પહેલી હરોળ સુધી પોતાને લાવ્યા હતા. નિશાળમાં બધા શિક્ષકો ત્રાસતા અને એમણે કેટલીયે નિશાળો બદલી નાખી હતી. કોઈ શિક્ષક એમની મારમાર વહેતી શક્તિને કાબૂમાં લઈ શકે તેમ નહોતા. શિક્ષણ પૂરું થતાં વકીલાતનું પાટિયું ચડાવ્યું. એમની પહેલી પસંદગી ગુનાહિત કેસો હાથમાં લેવાની હતી. સિવિલ કાયદાનાં જાળાં એમને ઠંડા જ રાખતાં. ખૂન, ચોરી, અને ધાડના મુકદ્દમાઓના લડનારા તરીકે એમની ખ્યાતિ સારી થઈ ગઈ હતી. થોડા જ સમયમાં ન્યાયખાતાને પણ એમનું નામ 'હાઉ' થઈ પડયું. એમનાથી છૂટવા રેસિડેન્ટ–મૅજિસ્ટ્રેટની કોર્ટને બોરસદથી આણંદ ખસેડાઈ. પણ વલ્લભભાઈ એની પાછળ જ આણંદ પહોંચ્યા એટલે કોર્ટને પાછી બોરસદ લાવવામાં આવી !

બૅરિસ્ટર તરીકેની લાયકાત મેળવવા એમણે ચિત્તને રોકયું હતું. જ્યારે પાસે પૂરતા પૈસા થયા ત્યારે ઈંગ્લાંડ ઊપડી ગયા અને વિદ્યાર્થીના જેવી ખંતથી અભ્યાસ શરૂ કરી દીધો. નિશાળમાં એ જુદી જાતના વિદ્યાર્થી હતા પણ બૅરિસ્ટરની પરીક્ષામાં પ્રથમ વર્ગના અને સૌ ઉમેદવારો કરતાં ચડિયાતા ગુણો મેળવતાં એમને મુશ્કેલી નહોતી નડી. આજની માફક તે દિવસે પણ તેઓ પોતાના ખંત અને ઉદ્યમના ગુણોને અણીના મોકા માટે વાપરવાને સંગ્રહી મૂકતા. પરીક્ષા પૂરી થઈ કે તેઓ હિંદ તરફ આવવા ઊપડી ચૂક્યા. માર્ગમાં આવતાં એક પણ યુરોપી દેશને જોવા થોભ્યા નહિ–એ જોવા માટે કંઈ તેઓ ત્યાં ગયા નહોતા.

ગાંધીજી પ્રત્યે વલ્લભભાઈ આકર્ષાયા તે ગાંધીજીના સિદ્ધાંતના જાદુએ નહિ પણ એમના વ્યક્તિત્વના જાદુએ. ગુજરાત રાજકારણના પૂરની બહાર બેઠું હતું. અને ગાંધીજીનું અદ્વિતીય અને દૃઢ નેતૃત્વ એને હચમચાવી રહ્યું હતું. પોતે મજબૂત માણસ હતા. ગાંધીજીની જ્વલંત આત્મશ્રદ્ધાએ વલ્લભભાઈ ઉપર જબરી છાપ પાડી અને જ્યારે ગાંધીજીએ વ્યવહાર અને લડાયક કાર્યક્રમ રજૂ કર્યો ત્યારે વલ્લભભાઈએ એમની સાથે જોડાવાનું નક્કી કરી નાખ્યું. એ પછી ક્રમે ક્રમે એમણે ગાંધીજીને માથેથી એમનો દૈનિક ક્રમના (Routine) કામનો બોજો પોતાની ઉપર લઈ લેવા માંડ્યો અને એમના કાયમના હાથ બની ગયા. પોતાના માલિકનો સંદેશો લઈને તેઓ ગામડે ગામડે આથડ્યા. એમણે સંસ્થાઓ ઊભી કરી અને મોટી લડાઈઓનું નિયંત્રણ કર્યું. આમાંની સૌથી અદ્‌ભુત એવી ૧૯૨૮ની બારડોલીની નાકરની લડાઈ છે. એક શક્તિશાળી સામ્રાજ્યના કાબૂનાં બધાં દમન ચક્રોને નોતરીને તેની સામે વલ્લભભાઈની આગેવાનીમાં અડગપણે ઊભા રહેલા બારડોલીના ખેડૂતોની શૂર લડાઈને દેશ આખો નિહાળી રહ્યો હતો. અને જ્યારે એમનો વિજય થયો ત્યારે વલ્લભભાઈની કીર્તિ દેશવ્યાપી બની ગઈ. ૧૯૩૦ની ગુજરાતની સવિનય કાનૂનભંગની લડતને પણ એમણે જ દોરી હતી અને એ લડતને એટલી ઉગ્ર બનાવી દીધી હતી કે સેંકડો સરકારી નોકરોએ પોતાંની નોકરીનાં રાજીનામાં આપી દીધાં હતાં. સરકારની સામે કદી નહોતી આવી તેવી પ્રતિકારની હવાથી આસમાન ભરાઈ ગયું હતું. કૃતજ્ઞ પ્રજા આપી શકે તેવું મોટામાં મોટું માન એમને આપ્યું. હિંદી રાષ્ટ્રીય મહાસભાના તેમને પ્રમુખ બનાવવામાં આવ્યા. ૧૯૩૨માં સવિનય કાનૂનભંગની લડત ફરી શરૂ થઈ ત્યારે મહાત્માજીની સાથે એમને પણ ૧૮૧૮ના ત્રીજા રેગ્યુલેશન મુજબ પકડવામાં આવ્યા અને કોઈ પણ જાતનો મુકદ્દમો ચલાવ્યા સિવાય બે વર્ષ જેટલા સમય સુધી જેલમાં પૂરી રાખવામાં આવ્યા.

મહાત્મા ગાંધીના અનુયાયી હોવા છતાં તેઓ પોતાના અનોખા નેતાથી ઘણી રીતે જુદા પડે છે. વાસ્તવવાદી ને વ્યવહારુ રાજપુરુષ એ છે અને તે કારણે ગાંધીજી જીવનની જે બાજુ ઉપર ભાર મૂકે છે–જેને મહત્ત્વ આપે છે–એના કરતાં જુદી (એટલે આદર્શની નહિ પણ વ્યવહારની) બાજુ ઉપર વલ્લભભાઈ ભાર મૂકે છે. એમની ટેવોમાં ધર્મચુસ્તતા (Puritanical habits) દેખાય છે. પણ તેમને ધર્મમાં કંઈ બહુ રસ

નથી. ગાંધીજીએ પોતાના જીવનને જે ગીતા ઉપર નિર્માણ કર્યું છે તે જ ગીતા વલ્લભભાઈએ તો થોડાં જ વરસ અગાઉ જ પહેલીવાર વાંચી. જ્યારે ગાંધીજી પહેલેથી જ સત્યના પ્રયોગો સાથે રહ્યા છે ત્યારે વલ્લભભાઈનું ધ્યાન દુન્યવી વસ્તુઓ તરફ જ ખાસ કરીને રહ્યું છે. એ પોતે જીવતી જાગતી વ્યવસ્થા-શક્તિ છે પણ વ્યવસ્થા માટે એ મૂંગી (Implicit) આજ્ઞાધીનતા માગે છે. સ્વભાવ પ્રમાણે તેઓ વિરોધીને કે બીજાઓના વિચારસ્વાતંત્ર્યને સાંખી શકતા નથી. કાં તો એમની સાથે સંમત થઈને એમના તંત્રમાં ગોઠવાઈ જવું અથવા એમનાથી જુદા પડીને એક કોર હડસેલાઈ જવું. એમણે કડકપણે (Ruthlessly) અને છતાં યુક્તિપૂર્વક એક પછી એક વિરોધીને પોતાના માર્ગમાંથી દૂર કર્યો છે.

વલ્લભભાઈમાં સર્વદેશીય દૃષ્ટિનો અભાવ છે. એમની જીવનફિલસૂફી ગાંધી–તત્ત્વને બાદ કરતાં જીવન જીવતાં જે અનુભવાયું તેટલામાં જ સમાઈ જાય છે. વસ્તુના મૂળ સુધી ઊતરવાની જરૂર એમણે જોઈ નથી, વ્યવહારિક કાર્યોમાં એમને મુખ્યત્વે રસ પડે છે અને એટલા માટે એમણે એક વફાદાર અને વિશ્વાસુ એવું તંત્ર ઊભું કરી તેના પર પોતાનું નિયંત્રણ મૂકી બધાં કાર્યોને પાર ઉતારી નાખવાની યોજના ગૂંથી છે.

મૂર્તિમંત સાદાઈથી ભરેલો આ માણસ પૈસાની અસરથી વ્યક્તિગત રીતે તો સાવ છૂટો રહેલ છે. છતાં, તે જાણે છે કે પૈસો એક શક્તિ છે. એમની આસપાસ પૈસાદારોનાં જે ટોળાં ઊભરાય છે તેથી તેઓ તેમને વિષે ભ્રમ સેવતા નથી. પણ તેઓ માને છે કે પૈસાદારો મહાસભાની બહાર હોય તે કરતાં અંદર હોય તો ઓછા ઉપદ્રવકારી બને છે. તેઓ એમની કિંમત અને એમનું સ્થાન કેટલું છે તે બરાબર જાણે છે, અને એટલું જ એમને માન આપે છે. સમાજતત્ત્વજ્ઞાનના અભાવને કારણે અને રાજકારણી પુરુષની જનતા પ્રત્યેની સૂગ (Contempt) ને કારણે ગાંધીજીના સંપર્કથી એમાં સુધારો થયો છે પણ ઘટાડો થયો નથી એમણે આશ્ચર્ય પમાડે તેવી રીતે એમને (મૂડીદારોને) લાભ કરી દીધો છે.

જ્યારે ગાંધીજીના સંખ્યાબંધ સાથીઓ રચનાત્મક કાર્યક્રમ, જેવા કે દારૂબંધી, અસ્પૃશ્યતાનિવારણ, ખાદીપ્રચાર ઇત્યાદિને વેગ આપવામાં રસપૂર્વક લાગ્યા છે, વલ્લભભાઈ એમને સામાન્ય ટેકો આપીને પોતાની શક્તિને રાજદ્વારી કામો માટે ખાસ સંગ્રહી રાખે છે. ગાંધીજી એક વખત 'લાઈન' દોરી આપે છે એટલે વલ્લભભાઈ પોતાની અથાગ શક્તિને એને પાર પાડી દેવા પાછળ રોકી દે છે. ગાંધીજીએ ધારાસભાબહિષ્કારને જાહેર કર્યો ત્યારે એ દેશબંધુ દાસ, મોતીલાલ નેહરુ અને એમના જ ભાઈ વિઠ્ઠલભાઈની સામે પણ એ દૃષ્ટિકોણને બરાબર ચોંટી રહીને લડ્યા. અને જ્યારે ગાંધીજીએ ધારાસભાપ્રવેશનો પ્રયોગ રજૂ કર્યો ત્યારે પાર્લામેન્ટરી કામના આખા તંત્રને જ એમણે પોતાના હાથમાં લઈ લીધું અને એની દોરવણી પાછળ શક્તિને રેડવા માંડી.

ગામડાના એક નાના ઘરમાંથી બહાર નીકળી દેશવ્યાપી કીર્તિને પ્રાપ્ત કરવા જતાં વલ્લભભાઈએ ઘણી કઠિન સફર ખેડી છે. એમના ચારિત્ર્યની મુખ્ય ચાવી એમના કુટુંબના ઇતિહાસમાં પડેલ છે. ગુજરાતનો ખેડા જિલ્લો રોબિનહૂડની રીતિઓ માટે જાણીતો છે. એમના પિતા એ રીતિઓના જાણકાર તરીકે જાણીતા હતા. ૧૮૫૭નું જે મહાન સ્વાતંત્ર્યયુદ્ધ હિંદમાં ફાટી નીકળેલું તેમાં બ્રિટિશો સામે લડવાને તેઓ ગુજરાતમાંથી નીકળેલા. એક વખતે તેઓ એક દેશી રાજ્યમાં કેદ પકડાઈ ગયા ત્યારે રાજા સાહેબ શેતરંજ રમવામાં તલ્લીન હતા. રાજા સાહેબને એમણે ત્યાં ઊભા ઊભા પ્યાદાંઓની થોડી સરસ ચાલો બતાવી અને રાજા ખુશ થઈ ગયા, અને પરિણામે એમને છોડી મૂકવાનો હુકમ થયો. વલ્લભભાઈમાં પિતાની એ હિંમત અને નિર્ભયતા, અને એમના ભાઈ વિઠ્ઠલભાઈનો માહિતીભંડાર પુષ્કળ પ્રમાણમાં આવી રહેલો છે.

સરદાર વલ્લભભાઈ મહાસભામાં ગાંધીપક્ષના આજે આગેવાન છે એ નિઃશંક છે. મહાસભાવાદી સમાજ-

વાદીઓને બંધારણવાદીઓમાંથી મોટામાં મોટો ફટકો મારનાર ખરેખર એ જ છે. જો કે વલ્લભભાઈએ જ મુખ્યત્વે આ બંધારણીય તંત્ર ઊભું કર્યું છે અને તેઓ જ એના પ્રમુખ છે, અને સરમુખત્યારની આવડતથી તેને આટલું ચલાવે છે, છતાં તેઓ પોતે રૂઢિયુસ્ત બંધારણવાદી નથી. અલબત્ત અવસ્થા સાથે વિનીતપણું આવ્યું છે. '૩૬ જાઓ'ની અને જે પ્રદેશ જીત્યો છે તેની સંઘટના કરી લેવાની પણ ઇચ્છા એમને જાગી છે. પણ ખરેખર તો એમને લડાઈ જ ગમે છે અને સાનુકૂળ સંયોગોમાં એ ફરીને શરૂ થાય તો એથી દુઃખ ન જ પામે. એમનામાં ખાસ દેખાઈ આવતી વસ્તુ છે મગજની સ્થિરતા. વર્ષો પહેલાં જ્યારે વકીલાતનો ધંધો ચાલુ હતો ત્યારે કોર્ટમાં એક મુકદ્દમા ઉપર બોલવા ઊભા થયા હતા. વચ્ચે એક તાર આવ્યો. તાર એમનાં પત્નીના મૃત્યુનો હતો, પણ એમણે જાણે એમાં કંઈ લખ્યું જ નહોતું તેમ નજર ફેરવીને એને ગજવામાં મૂકી દીધો, અને પોતે જે બોલતા હતા તે શાંતિથી બોલવું શરૂ કરી દીધું. એમની અંદર એ વખતે શું ચાલતું હતું તેનો કોઈને ઇશારો સરખો આવેલો નહિ. બીજા દિવસ ઉપર કોર્ટ જ્યારે ગઈ ત્યારે જ સૌએ સમાચાર જાણ્યા. એમના આ આત્મસંયમથી સૌ સ્તબ્ધ બની ગયા. આજે પણ એમના મગજનું એ બંધારણ કાયમ છે, એથી જ તેઓ એટલા ડરામણા લાગે છે.

નેતા તરીકેના એમના ગુણો ખરે જ અદ્ભુત છે, પણ એ ગુણો ધી છે, સ્વયંચેતના નથી. એ છે ગાંધીજી. તેઓ દૂર જોવાની ઝંખના રાખતા નથી, એક જ ડગલું એમને બસ થઈ પડે છે.

•

# गीतानी शिखामण

[ एक नोंध ]

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

## पापनी प्रगति

દરેક વસ્તુની શરૂઆત બહુ જ સૂક્ષ્મ રીતે થાય છે. અંગ્રેજો જ્યારે આ દેશમાં આવ્યા ત્યારે કોઈને ખબર ન હતી કે તેઓ દેશની ઉન્નતિમાં આટલા બધા વિરોધી નીવડશે. શરીરમાં રોગો પણ બહુ જ સૂક્ષ્મ રીતે દાખલ થાય છે. જહાજ જ્યારે નદીમાં ચાલે છે ત્યારે પહેલાં તેનો વેગ ઘણો જ ધીમો હોય છે, પણ એક વાર તે નદીના વહેણમાં પહોંચ્યું કે પછી, સડસડાટ સમુદ્ર તરફ દોડવા મંડે છે. નદી પણ મૂળ આગળ કેટલી નાની હોય છે, પણ તે જ પાછળથી મોટાં મોટાં શહેરોને પણ ડુબાવી દઈ શકે છે. માળવાના પહાડોની કીડી જેવી મહી નદી ખંભાતની પાસે પહોંચતાં એટલી મોટી થઈ જાય છે કે ત્યાં લોકો તેને સાગર તરીકે ઓળખે છે. તે સ્થળે મોટા મોટા હાથીઓ પણ તેમાં ઊતરવાની હિંમત કરતા નથી.

પાપની પ્રગતિ પણ આવી જ રીતે થાય છે. શુદ્ધ આચારવાળા માણસના મનમાં કોઈ વિષયના વિચાર આવે છે ત્યારે તે વિચાર કરે છે કે મારું વર્તન તો શુદ્ધ છે. મનમાં એકાદ આડીઅવળી કલ્પના આવી ગઈ તો શું થયું ? તે એવા ભ્રમમાં રહે છે કે આટલાથી કંઈ અધઃપતન નહિ થઈ શકે. પરંતુ એમાં જ તેનો સર્વનાશ સંતાયેલો છે. પીપળા જેવા મહાન વૃક્ષનું બીજ કેટલું નાનું હોય છે ? માણસ બધી રીતે તટસ્થભાવથી કોઈ વિષયનો સહેજ પણ વિચાર કરે તોપણ તેનું ચિત્ત તેમાં ચોંટી જાય છે. વખતોવખત તે વિષયનું તેને સ્મરણ થાય છે, અને તેનું ચિંતવન તેને માટે આનંદદાયી થઈ પડે છે. કોઈ વાર અનાયાસે તે વિષય નજીક આવતાં તેના મનમાં આનંદ થાય છે. પછી તેને મેળવવાની ઇચ્છા થાય છે. તેના તરફ પક્ષપાત ઉત્પન્ન થાય છે, જ્યાં એક વાર પક્ષપાતની જાગૃતિ થઈ ત્યાં સમાનભાવ નાશ થયો જ છે, અને પક્ષની સામે પ્રતિપક્ષ તો હોય છે જ. પ્રતિપક્ષમાં અપ્રિયતા, દ્વેષ અને ક્રોધ સ્વાભાવિક જ હોય છે. કામ અને ક્રોધ માણસને એવો તો આંધળો બનાવી દે છે કે વસ્તુનું સારા-નરસાપણું શોધવાની કે તપાસવાની તેની શક્તિ જ નાશ પામે છે. આસક્તિ અને દ્વેષને કારણે વસ્તુઓ પર કાલ્પનિક ગુણાવગુણોનો આરોપ થવા લાગે છે. તેથી કુદરત સાથેનું જોડાણ તૂટી જાય છે. માણસને મોહ ઊપજે છે. મોહથી જાગૃતિ જતી રહે છે. પ્રત્યેક વસ્તુને તેના યોગ્ય રૂપમાં જાણવી અથવા તેના તરફ પોતાનો ધર્મ નક્કી કરવો એનું નામ સ્મૃતિ. સ્મૃતિના નાશ પછી વિવેકશક્તિનો નાશ થાય છે, અને જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી જ માણસ છે. એ રીતે બુદ્ધિના અભાવે માણસનો સર્વનાશ થાય છે.

विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।

પાપની પ્રગતિ આવી જ છે. પાપ આવે છે ત્યારે ગરીબ ગાયની માફક સીધું સાદું થઈને આવે છે પણ એક વખત તેનો પગપેસારો થતાં તે સિંહની માફક ફાડી ખાધા વિના છોડતું નથી. યમરાજમાં પણ દયા હોય પણ પાપમાં દયા હોતી નથી. તેથી પહેલેથી જ પાપ પર દયા ન કરવી જોઈએ. પાપ પર દયા કરવાથી તે આપણને ખાઈ જશે. વિષયો એટલા સંપીલા છે કે તેમાંના એકને આવવા દીધો કે પછી વગર બોલાવ્યે તરત જ કાગડાની માફક બધા આવી પડે છે. માણસ એક વાર એમના કબજામાં આવ્યો કે પછી ગીધની માફક તેઓ તેને ચૂંથી ખાય છે.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥
क्रोधात् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥
અ. ૨, શ્લો. ૬૩-૬૪

*

## काममांथी क्रोध केम ?

કામથી ક્રોધ કેવી રીતે ઉત્પન્ન થાય છે? માનસ-શાસ્ત્રની દૃષ્ટિએ આ ખૂબ વિચારવા જેવો પ્રશ્ન છે. કામનો અર્થ પ્રેમ નથી, પ્રેમને સુખ દુઃખ જોડે કંઈ પ્રયોજન નથી. પ્રેમ તો બીજાના કલ્યાણને માટે આત્મસમર્પણ કરવું જાણે છે. સારી રીતે વિચારવાથી જણાય છે કે કામ સ્વાર્થી છે. પોતાની તૃપ્તિ જ તેનો એકમાત્ર હેતુ હોય છે. જેમ સાધારણ મનુષ્ય એમ સમજે છે કે સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો આદિ બધા પોતાની પૃથ્વીની આસપાસ ફરે છે, તેમ જ કામી માણસો કામને મધ્યબિંદુએ રાખીને જગતને જુએ છે. તેથી તેનું જીવનજ્યોતિષ અટપટું અને આંધળું થાય છે. બહારની વસ્તુઓની ગતિના સંબંધમાં તે ગમે તેવા આરોપ કરે છે. એવો માણસ દુનિયાની સરળ ગતિ સમજી શકતો નથી. તે ન્યાય કે નીતિ સમજી શકતો નથી તેથી પક્ષમાં ઊતરી પડે છે. કામી માણસ પોતાની ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ માટે દુનિયાનો ક્રમ બદલવા માગે છે, અને જ્યારે તે નથી બદલાતો ત્યારે તે ચિડાય છે. તેનું મન પક્ષપાતી હોવાથી ખરી વસ્તુસ્થિતિ સમજી શકતું નથી. તેથી તે વધારે ચિડાય છે. કામને માટે તે જે વસ્તુ પર પ્રેમ કરે, તે જ્યારે તેને નથી મળતી ત્યારે તે તેના પર ક્રોધ કરે છે. પોતાની વહાલી ગાય દોવા ન દે ત્યારે મનુષ્યનો ગાય પર જો સાચો પ્રેમ હશે તો તે તેને લાકડીથી મારશે નહિ. આશામાં વિક્ષેપ થતાં જ, આશા તૂટતાં જ કામ ક્રોધનું રૂપ ધારણ કરે છે. પોતાની પ્રિય વસ્તુની બાબતમાં માણસ જ્યારે જુએ છે કે આ વસ્તુ મારી નહિ થઈ શકે ત્યારે તે તેનો નાશ કરવામાં વિલંબ નથી કરતો. અનુરાગ અને દ્વેષ એ એક જ વસ્તુની બે બાજુઓ છે. એક લોઢાના સીધા પતરાને એક બાજુએ દબાવીને આપણે તેનો તવો બનાવીએ છીએ. તવો એક જ વસ્તુ છે, પણ એક તરફથી તે ઊંડો હોય છે, અને બીજી તરફથી તે થોડો ઊપસી આવેલો દેખાય છે. રાગ-દ્વેષની પણ આવી જ દશા છે. બંને બાજુની સમાન સ્થિતિ બગડી કે રાગદ્વેષ પેદા થયા. જે દુનિયાનો મિત્ર થવા માગે છે તે કોઈ એકનો ખાસ મિત્ર નહિ થઈ શકે. તેને માટે તો બધા જ સમાન છે. ભિન્નભિન્ન વ્યક્તિઓના સંબંધમાં ન્યૂનાધિકતા રહે છે જ, પણ તેના હૃદયની ભાવના બધા તરફ સમાન જ હોય છે. એક ખીસાના રૂપિયા બીજા ખીસામાં જતાં માલિકના મનમાં રૂપિયા કમાવા કે ખોવાનો ભાવ નથી થતો. કોઈ આખા કુટુંબના મિત્રને તે કુટુંબના એક ભાઈને વધારે અને બીજાને ઓછું મળવાથી જેમ બળતરા નથી થતી તેમ જ અજાતશત્રુ, વિશ્વમિત્ર માણસ દુનિયામાં વિચરે છે. પોતાની બાબતમાં પણ તેને પક્ષપાત નથી હોતો. રાગદ્વેષ ગયા પછી શું રહે છે? પછી તો સમાધાન અને પ્રસન્નતા રહે છે. મૈત્રી, કરુણા, મુદિતા (આનંદ) અને ઉપેક્ષા આવી ચાર જાતની પ્રસન્નતા રહે છે. ઇચ્છાઓનો અભાવ એ જ પ્રસન્નતાનો અર્થ છે.

બીજી રીતે પ્રસન્નતાનો અર્થ સ્વચ્છતા પણ છે. રાગદ્વેષ રૂપી કાદવ બેસી જવાથી ચિત્ત રૂપી

સ્વચ્છ અને નિર્મળ થાય છે. કાદવથી પાણી ગંદું રહે છે. માટે જ તેની અંદર શું છે તે દેખાતું નથી. પાણી સ્વચ્છ થતાં પારદર્શક બની જાય છે. ચિત્ત-પ્રસાદનો પ્રભાવ પણ એવો જ છે. જેણે ચિત્તપ્રસાદ પ્રાપ્ત કર્યો તેણે પોતાના તો શું પણ બીજાના મનના વિચારો જાણી લેવાની પણ શક્તિ પ્રાપ્ત કરી. જ્ઞાનપ્રાપ્તિ કે તત્ત્વપ્રાપ્તિમાં અડચણ કરનાર રાગદ્વેષ આદિ વાસનાઓનો કાદવ જ છે. કેટલીક વાર રાગદ્વેષને કારણે એકાગ્રતા આવતી દેખાય છે. કેટલેક અંશે આ વાત સાચી છે, પણ આ એકાગ્રતા આંધળી અને આત્મઘાતી હોય છે. સત્યજ્ઞાન તો પ્રસાદથી જ થાય છે. કોઈ યંત્ર અથવા સંસ્થાનું સ્વરૂપ, તેની રચના, તેનું પ્રયોજન અથવા તેનું કાર્ય સમજ્યા વગર, જો આપણે એ વાપરવા જઈએ તો ઠોકર ખાઈ પાછા આવવાનું થાય, અથવા હેરાન થવાય, પરંતુ તે જ યંત્ર અથવા તે સંસ્થાની સ્થિતિને સારી રીતે સમજી લેવાથી, આપણે તેમાં સુરક્ષિત રીતે, અને સ્વતંત્રતાથી ફરી શકીએ છીએ. એક સ્થિતિનું નામ રાત્રી છે, અને બીજીનું દિવસ. અંધારામાં આપણને ઠોકરો વાગે છે, અજવાળું આપણને સ્વતંત્રતા આપે છે. જો કે બન્ને સ્થિતિઓમાં આસપાસનું સંગઠન એકસરખું જ રહે છે. રાગદ્વેષ જવાથી પ્રસન્નતાની પ્રાપ્તિ થતાં જ આપણને પ્રકાશ મળે છે. વિશ્વસંસ્થાનો સ્વભાવ, અને તેમાં આપણું સ્થાન આપણે સમજી લઈએ છીએ, અને તેથી આપણાં બધાં દુઃખોનો નાશ થાય છે. ફરી જેમ બપોરના અજવાળામાં આપણને ગમે ત્યાં ફરવામાં કંઈ હરકત નથી થતી, તેમ જ બુદ્ધિ પણ ગમે તેમ ફરતી છતાં પોતાના સ્થાન પર હમેશાં સ્વાધીન અને સ્વસ્થ રહે છે.

> रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
> आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥
> प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
> प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥
>
> અ. ૨, શ્લો. ૬૪-૬૫

•

## નોંધી લ્યો

અમારી કોઈ પણ પ્રવૃત્તિને લગતો પત્રવ્યવહાર કરવા માટે **પો. બો. નંબર ૭૩ અમદાવાદ** એટલું જ લખો.

'ઊર્મિ' અને 'નવરચના'નું છાપકામ અને વ્યવસ્થાતંત્ર હવે પછી અમદાવાદ છે એટલે બધો વ્યવહાર **રાણપુરના સરનામે નહિ પણ અમદાવાદના સરનામે** જ કરવો.

# આપણી સ્વરાજયાત્રા

શ્રી. મોહનલાલ

## ત્રિપુરી અને તે પછી–

ત્રિપુરી મહાસભાની અપૂર્વતા જો ગણાવવા બેસીએ તો અનેક ગણાવી શકાય, પરંતુ સૌથી મોટી અપૂર્વતા તો પંડિત ગોવિંદવલ્લભ પંતના ઠરાવની આજુબાજુ જ રહેલી છે. બે મહિના પહેલાં કોઈ જાણતું પણ નહોતું કે આ દેશમાં મહાત્માજીના નેતૃત્વ વિષે શંકા ઊપજે એવો કોઈ બનાવ પણ બની શકે. ચૂંટણીજંગમાં સુભાષબાબુના વિજયનું પરિણામ પ્રગટ થયું ત્યારે પણ જાણે એમાં કંઈક ભૂલ તો નહિ થઈ હોય એમ લાગતું હતું. કારણ કે સૌ કોઈના દિલમાં એવી ખાતરી હતી કે જેમ રામના નામે પથ્થરો તર્યા હતા તેમ ગાંધીના નામે એક બોડું ઊભું કરવામાં આવ્યું હોય તોપણ વિજય પામે. આ વખતની ચૂંટણીએ એટલું તો સાબિત કરી આપ્યું કે ગાંધીના નામે પથ્થર તરી શકતા નથી. પ્રમુખપદના ઉમેદવાર ડૉ. પટ્ટાભી સ્વતંત્ર રીતે સુભાષથી ચડિયાતા હતા કે નહિ એ પ્રશ્ન આપણે નહિ ચર્ચીએ, કારણ કે સુભાષ અને પટ્ટાભી તો છેલ્લાં વર્ષોમાં દેશમાં ઊભા થઈ ગયેલા બે વર્ગના પ્રતિનિધિરૂપ જ બની ગયા હતા. સુભાષબાબુનું ગયા વર્ષનું રાષ્ટ્રપતિપદ એમના માટે બહુ આદર ઊભું કરે કે એમની શક્તિ વિષે તાજુબી પમાડે એવું તો નથી બન્યું, પરંતુ એ રીતે તો દેશના નાયક તરીકેનો ડૉ. પટ્ટાભી વિષે પણ કોઈને કશો અનુભવ નથી. ડૉ. પટ્ટાભી મૂંગા સેવક છે અને ગાંધીજીના એક અનુયાયી છે એટલું જ પ્રજા જાણતી હતી. એમની પીઠ પાછળ સરદાર વલ્લભભાઈ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, મૌલાના આઝાદ ઇ. મહારથીઓ છે તેની પણ પ્રજાને જાણ હતી. ગાંધીજી સુભાષબાબુને નથી ઇચ્છતા એમ કદાચ પ્રજા જાણતી નહોતી–જો કે પ્રજાએ એટલું જાણી લેવું જોઈતું હતું–છતાં જે મહારથીઓએ પ્રગટપણે સુભાષબાબુનો વિરોધ કર્યો હતો તેમની તો પ્રજાએ આંખ ઉઘાડી નાખી. સુભાષબાબુના વિજયનાં કારણો ભલે અનેક હોય પરંતુ એમાં સૌથી મહત્ત્વનું કારણ ઉપરના મહારથીઓની કાર્યવાહી પ્રત્યે અસંતોષનું તો હતું જ. સુભાષબાબુની ચૂંટણીના પરિણામે દેશ મોટી આફતમાં આવી પડશે એમ માનતા હોવા છતાં એ ચૂંટણીને અમે વધાવી હતી, કારણ કે એ ચૂંટણીએ ગાંધીવાદીઓને જાગૃત કર્યા હતા–રામના નામે પથ્થર નથી તરી શકતા એવું સ્પષ્ટ ભાન કરાવ્યું હતું.

બસ આટલું જ સુભાષબાબુની ચૂંટણીની તરફેણમાં કહી શકાય એમ છે. ત્રિપુરીએ જાણે એવું બતાવ્યું કે 'અમે અમારા બુઝર્ગ નેતાઓને માત્ર જગાડવા જ ઇચ્છતા હતા. એમનું છત્ર ગુમાવવાની અમારી ઇચ્છા નથી.' પરંતુ ચૂંટણીના પરિણામને ઉદ્દામવાદીઓએ જુદી રીતે જ લીધું હતું. કેટલાકે તો ત્યાં સુધી માન્યું હતું કે ગાંધીયુગ ખતમ થયો

અને હવે ઉદ્દામવાદીઓનો યુગ શરૂ થયો. જો કે આ ભ્રમણા તો ચૂંટણી પછીના ગાંધીજીના એક નિવેદન માત્રથી જ દૂર થઈ ગઈ હતી. એ નિવેદને સુભાષબાબુની તરફેણ કરનારાઓને પોતે શું કર્યું છે તેનું ભાન કરાવ્યું હતું. સુભાષબાબુને ચૂંટવાનો શો અર્થ હોઈ શકે તે પ્રજા ત્યાં સુધી જાણતી જ નહોતી. સૌનાં મનમાં એ વખતે તો ચાલુ કાર્યવાહી પ્રત્યે અસંતોષ અને 'કંઈક નવીન'ની ઝંખના જ માત્ર હતી. ગાંધીજીના નિવેદને સ્પષ્ટ કર્યું કે ગાંધીબળનો પરાજય થયો છે. લોકોએ તુરત જ પોકાર કરીને કહ્યું : 'ના, ગાંધીબળનો પરાજય નથી થયો. એ બળના પ્રતિનિધિઓની કેટલીક વાતો અમને નહિ રુચવાથી જ અમે આ પગલું લીધું છે.'

અને ત્યારથી જ વાતાવરણ ડામાડોળ બન્યું. પ્રજામતના અગ્નિ ઉપર એક સાથે જ બંને વિચાર કે વર્તનની ધારાઓ કસોટીએ ચડી. સરદાર અને બીજા અગિયાર સભ્યોનાં રાજીનામાં, પંડિત જવાહરલાલજીનું નિવેદન અને તે પછીની લેખમાળા, શ્રી. સુભાષબાબુનાં અને બીજા ઉદ્દામવાદીઓનાં નિવેદનો—એ બધું પ્રજાની સામે આવી પડ્યું. પ્રજા જાણતી નહોતી તેવું કેટલુંયે આ બનાવથી જાણી શકી. કયા નેતામાં ને કઈ વિચારધારામાં કેટલું હીર છે તેની પ્રજાએ પરીક્ષા કરી. ત્રિપુરીની મહાસભામાં આ બંને બળોનો ખુલ્લો મુકાબલો થવાનો હતો એટલે બંને પક્ષે ભરપૂર તૈયારીઓ પણ થવા માંડી.

અને એ જ અરસામાં—ચૂંટણી પછી તુરત જ—પથારીવશ થયેલા સુભાષબાબુની તબિયત વધુ બગડવા માંડી. બીજી બાજુ રાજકોટની લડતે અણધાર્યો પલટો લીધો. ગાંધીજી રાજકોટ માટે વ્યથા તો ભોગવતા હતા, પરંતુ આટલી ઝડપથી એ વ્યથા એમને અનશનનું પગલું લેવા પ્રેરશે એમ કોઈએ કલ્પ્યું નહોતું. ગાંધીજી અચાનક રાજકોટ ગયા અને એથીયે અચાનક એમણે આમરણાંત ઉપવાસની જાહેરાત કરી. ત્રિપુરી મહાસભા ભરાઈ શકશે કે કેમ એ જ એક પ્રશ્ન થઈ પડ્યો. સુભાષબાબુની ચૂંટણી અંગેના ગાંધીજીના નિવેદન પછી દેશનું વલણ કઈ દિશામાં છે તે તો જોઈ શકાતું હતું. પરંતુ ગાંધીજીએ ઉપવાસ જાહેર કર્યા કે તુરત જ આખા દેશને જાણે ભાન થઈ આવ્યું કે રાષ્ટ્રના હૃદયના સ્વામી તો એકલા ગાંધીજી જ છે. ગાંધીજી કહે છે અને સંસ્થાનું બહુમાન કરવા આપણે પણ કહેવું જોઈએ કે મોટામાં મોટી વ્યક્તિ કરતાં પણ સંસ્થા મહાન છે, કારણ કે એ જ ચિરંજીવ છે, એ જ અનેક હૃદયોનું એકીકરણ છે, પરંતુ ગાંધીજી જાણે મહાસભાથીયે મહાન છે એવું એ વખતે સૌએ જોઈ લીધું. ખરી રીતે જોઈએ તો ગાંધીજીને વ્યક્તિ કહી શકાય જ નહિ. એમનું વ્યક્તિપણું આ સમષ્ટિમાં લય પામી ગયું છે. તેઓ એક સંસ્થા જ છે. જેમ મહાસભા ચિરંજીવ છે તેમ ગાંધીજી પણ ચિરંજીવ છે. એમના ઉપવાસે મહાસભાના તમામ પ્રશ્નોને ઝાંખા પાડી નાખ્યા. 'બીજું બધું પછી, અરે, સ્વરાજ પણ પછી, પહેલાં અમારે ગાંધીજી જોઈએ' એવો પ્રજાએ જાણે આર્તનાદ કર્યો.

એ ઉપવાસનો અંત શી રીતે આવ્યો તે આપણે સૌ જાણીએ છીએ. આપણા સદ્ભાગ્યે બરાબર સાતમી તારીખે જ—મહાસભાની વિષયવિચારિણી સમિતિના પહેલા દિવસે જ—એ ઉપવાસ પૂરા થયા, એટલે સ્તબ્ધ બની ગયેલા દેશનેતાઓ ભવિષ્યનો વિચાર કરવા લાગ્યા. સૌએ આશા રાખેલી કે ઉપવાસનો અંત આવતાં જ ગાંધીજી ત્રિપુરી જશે, પણ એમણે રાજકોટનું કામ પૂરું કરવાનું જ મુનાસબ ધાર્યું.

બીજી બાજુ સુભાષબાબુની તબિયત લથડતી જ ચાલી. એક તરફ ગાંધીજીની ગેરહાજરી, બીજી બાજુ સુભાષબાબુની નાજુક તબિયત. આ સ્થિતિમાં મહાસભાની કાર્યવાહી ચલાવવાનું ઘણું મુશ્કેલ બન્યું. પરંતુ રાષ્ટ્રના અગ્રણીઓએ દિલને કઠણ કરી જે ધર્મ હતો તે બજાવ્યો. રાષ્ટ્રપતિની ચૂંટણી પછી દરેકના મનમાં અનેક કલ્પનાઓ રમતી હતી. કહેવાતા વિનીતો કેવું વલણ લેશે તે કોઈ કહી શકતું નહોતું. એમ છતાં એક માન્યતા સર્વત્ર દેખાતી હતી કે આ વિનીતો રાષ્ટ્રપતિના કાર્યક્રમમાં બાધા ઉત્પન્ન કરશે

નહિ. જે દિવસે આ જાતનાં નિવેદનો થતાં હતાં તે દિવસે પણ અમને સમજાતું નહોતું કે આમ શી રીતે થઈ શકે? રાષ્ટ્રપતિને પોતાની નીતિ પાર પાડવા દેવી એનો અર્થ શો? રાજકારણમાં એવું એકેય પગલું હોઈ શકે ખરું કે જે આપણી માન્યતાનો વિરોધ કે તરફેણ કશું જ ન કરતું હોય? તે દિવસે જ પ્રશ્ન થતો હતો કે સુભાષબાબુ જો બાંધી મુદતનું અલ્ટિમેટમ આપી બેસશે તો શું આ બધા નેતાઓ ચુપચાપ બેઠા રહેશે? તેઓ એમ નહિ કહે કે 'અમે યુદ્ધની ભૂમિકા અત્યારે જોઈ શકતા નથી?' અને તો એ વિરોધ કર્યો એમ નહિ કહેવાય? મહાસભાથી એક તસુ દૂર ઊભા ઊભા મહાસભાને દોરી રહેલા ગાંધીજી આવી પળે પોતાની આત્મવાણી નહિ ઉચ્ચારે? તેઓ નહિ કહે કે 'હું તો આમાં દેશની પાયમાલી જોઉં છું?'

પણ આ બધા પ્રશ્નોના જવાબ મળી ગયા. પંડિત ગોવિંદવલ્લભ પંતનો દસ–બાર લીટીનો નાનકડો ઠરાવ ગાંધીવાદનું રક્ષણ કરનાર અભેદ્ય કિલ્લા જેવો બની ગયો. એ ઠરાવ ઘડવામાં અગ્રણી કોણ છે તે આપણે નથી જાણતા. પરંતુ જે સમર્થ મસ્તક એની પાછળ હોય તેને લાખ લાખ અભિનંદન આપવાં જોઈએ. દુશ્મનો પણ જેની તારીફ કરે એવો એ ઠરાવ સુસ્પષ્ટ, સંપૂર્ણ તેમ જ કુનેહભર્યો હતો. એ ઠરાવ મહાસમિતિમાં પ્રમુખે ન આવવા દીધો. બહુમતી ઇચ્છતી હતી છતાં એ કાનૂનબહાર ઠર્યો. પરંતુ વિષયવિચારિણીમાં એ ઠરાવે બીજા તમામ ઠરાવોને હઠાવી દીધા. છ મહિનાના અલ્ટિમેટમની, જૂના નેતાઓને રાખવા કે કાઢી મૂકવાની, બ્રિટનની વિષમ પરિસ્થિતિનો લાભ ઉઠાવવાની, પ્રધાનોને બરાબર સકંજામાં લેવાની, હેરાન થયેલી કિસાનસભાઓ અને મજૂરસંઘોને ઉપર લાવવાની–એવી તમામ યોજનાઓને–મનોરમ કલ્પનાઓને ઊંધી વાળી દીધી. પંડિત પંતના પહેલા જ વ્યાખ્યાને ભ્રમનાં વાદળોને વિખેરી નાખ્યાં. વિરોધપક્ષ ત્યાં સુધી અનેક જાતની વાતો કરતો હતો તે હવે એકમતે કહેવા લાગ્યો કે 'ગાંધીજી મહાસભામાં હોય કે ન હોય, દેશના સાચા સુકાની એ જ છે. તેઓ જ દેશનું નાવ પાર ઉતારી શકશે.' આ ઠરાવ ઉપર પુષ્કળ સુધારાઓ પણ આવ્યા. આમાંના ઘણા સુધારાઓ બે ભાગમાં જ વહેંચાઈ જતા હતા. એક સુધારો એમ કહેતો હતો કે આક્ષેપવાળો ભાગ કાઢી નાખવો. બીજો સુધારો એવી મતલબનો હતો કે ગાંધીજીની ઇચ્છા મુજબ કાર્યવાહક સમિતિ નિમાય એમ નહિ પણ એમની સલાહ અનુસાર નિમાય. આ બંને સુધારાઓ વિષયવિચારિણી સભામાં મોટી બહુમતીથી ઊડી ગયા.

આવું પરિણામ આવ્યા છતાં મહાસભાના અધિવેશનમાં શો નિર્ણય આવશે તે ચોક્કસ નહોતું, પરંતુ અનેકના આશ્ચર્ય વચ્ચે ત્યાં તો મહાસભા સમાજવાદીપક્ષે તટસ્થ વલણ લીધું અને પ્રચંડ બહુમતીથી એ ઠરાવ પસાર થઈ ગયો. આ ઠરાવ પસાર થતાં પહેલાં બંગાળના પ્રતિનિધિઓએ જે શરમજનક દેખાવો કર્યા, અને એમના સન્માન્ય શરતબાબુએ એ વિષે ખેદનો એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો એ માટે તો અફસોસ જ થાય એવું છે. પંડિત જવાહરલાલે એ દેખાવો જોઈને મહાસભાના મંચ ઉપરથી જે વેદનાપૂર્ણ ઉદ્‌ગારો કાઢ્યા તેમાં તમામ મહાસભાવાદીઓ પોતાનો સૂર પુરાવશે જ.

મહાસભા સમાજવાદીપક્ષે તટસ્થતા શા માટે રાખી એ પ્રશ્ન આજે એમના મંડળમાં ઉગ્ર બન્યો છે. શ્રી. જયપ્રકાશના નિવેદન પછી પણ એ તટસ્થતા અમારાથી સમજી શકાતી નથી. એમણે તટસ્થતા ન રાખી હોત તોપણ ઠરાવ તો પ્રચંડ બહુમતીથી જ પસાર થવાનો હતો, પરંતુ વિષયવિચારિણીનો એમનો વિરોધ જો વ્યાજબી હતો તો અહીં પણ એ વિરોધ એમણે નોંધાવવો જ જોઈતો હતો. એમની તરફેણ કરનારા બંગાળના અને બીજા પ્રતિનિધિઓ તોફાન કરે એટલા ખાતર જે સાચો વિરોધ છે તે કેમ દૂર થઈ શકે? અને એવું તો જોખમ નહોતું જ કે તેઓ ઠરાવમાં અમુક જ સુધારો ઇચ્છતા હતા તેને બદલે એમના વિરોધથી સમૂળગો ઠરાવ ઊડી જશે! જો છેલ્લી

ઘડીએ પણ એમને એ ઠરાવ સુયોગ્ય લાગ્યો હોત અથવા તો એમને એ સિવાય કશું જ સૂઝતું નથી એવી નિખાલસ જાહેરાત થઈ હોત તો તો એમનું વલણ સમજી શકાત. આ તટસ્થતાએ તો એમના માનસની ડામાડોળ સ્થિતિને જ પ્રગટ કરી છે.

આ મહાન ઠરાવ ઉપરાંત જે ઠરાવો થયા તે બહુ ચર્ચાસ્પદ નથી. રાષ્ટ્રીય માગણીનો ઠરાવ લગભગ એકમતે જ પસાર થયો. શરતબાબુએ અલ્ટિમેટમની વાત છેડી ખરી, પણ એમને દાદ ન મળી. પંડિત પંતના ઠરાવ પછી જાણે ત્યાંની હવા જ બદલાઈ ગઈ હોય તેમ બધા ઠરાવો ગાંધીદૃષ્ટિએ જ તપાસાતા હતા. રાજસ્થાનને લગતા ઠરાવ ઉપર સમાજવાદીઓએ સુધારાઓ મૂકયા પણ તે બધા જ ઊડી ગયા અને હરિપુરાની નીતિનું સમર્થન કરતો મૂળ ઠરાવ જ પસાર થયો.

આ રીતે ત્રિપુરીનું અધિવેશન સંપૂર્ણ રીતે ગાંધીજીનો વિજય પોકારનારું થઈ પડ્યું. આ લેખની શરૂઆતમાં અમે કહ્યું કે ગાંધીના નામે પથરા નથી તરી શકતા એમ ચૂંટણીએ સાબિત કર્યું એ જ રીતે ગાંધી–સુકાની વિના મહાસભાનું નાવ નથી ચાલી શકતું એમ ત્રિપુરીએ સ્પષ્ટ કર્યું.

પરંતુ ત્રિપુરી અધિવેશનમાં ઊકલી ગયેલી દેખાતી ગૂંચ હજી ઊકલી નથી. મહાસભાની સ્પષ્ટ આજ્ઞા છતાં રાષ્ટ્રપતિએ ગાંધીજીની ઇચ્છા મુજબની કાર્યવાહક સમિતિની નિમણૂક કરી નથી. અત્યારે મહાસભાનું આખું તંત્ર–આઠ પ્રાંતનાં પ્રધાનમંડળો સહિત–એમ ને એમ મધ્યવર્તી સત્તા વિના ચાલ્યું જાય છે. આ સ્થિતિ લાંબો વખત રહે તો મહાસભાનું મજબૂત તંત્ર પણ તૂટી જ પડે. હજી ગઈ કાલ સુધી લોકો એમ માનતા હતા કે સુભાષબાબુની તબિયત સારી નથી અને ગાંધીજી રાજસ્થાની પ્રશ્નમાં ગૂંચવાયેલા છે એટલે આ પ્રશ્નનો નિકાલ નથી આવતો, પરંતુ ગઈ કાલના સુભાષબાબુના નિવેદને બતાવ્યું છે કે 'રખે કોઈ હરખાઈ જતા! હજી મડાગાંઠ એમની એમ પડી છે. મહાસભાએ ભલે આજ્ઞા આપી, પણ એનો અમલ કેમ કરવો તે હું જાણું છું.' જે પ્રમુખે પંડિત પંતનો ઠરાવ મહાસમિતિમાં ન આવવા દીધો અને કાનૂની રીતે કહ્યું કે એ ઠરાવ વિષયવિચારિણીમાં અને ખુલ્લા અધિવેશનમાં જ આવી શકે, તે ગઈ કાલના નિવેદનમાં કહે છે 'બંધારણની મર્યાદા બહારનો એ ઠરાવ......' ત્યારે દુઃખ થયા વિના રહેતું નથી. ચૂંટણી વખતે ને તે પછી પ્રજાશાસનની મોટી વાત કરનાર આજે એ ઠરાવનો અમલ કરવામાં અચકાય છે તેથી આશ્ચર્ય થાય છે. પંડિત પંતે અને બીજા નેતાઓએ કહ્યું છે કે 'એ ઠરાવ સુભાષબાબુ માટે અવિશ્વાસની દરખાસ્ત નથી' એનો અર્થ અમે તો એવો સમજીએ છીએ કે 'સુભાષબાબુ રાજીનામું આપે એમ અમે નથી ઇચ્છતા, તેઓ જેમ ગાંધીજી ઇચ્છે એમ જ કરે એવી અમારી ઇચ્છા છે.' આ રીતે જો ગાંધીજીનું તેઓ વાહન બનવા ન ચાહતા હોય તો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના એમણે રાજીનામું આપી દેવું જોઈએ અને નહિ તો ચુપચાપ ગાંધીજીની છાયાનો સ્વીકાર કરી લેવો જોઈએ.

સુભાષબાબુનું આખું નિવેદન વાંચતાં ફરી ફરીને મન ઉપર એ જ છાપ ઊઠે છે કે તેઓ બધા દોષનો ટોપલો કોઈ ને કોઈ રીતે બીજા ઉપર જ ઢોળવા ઇચ્છે છે. એમને એક વાતની તો ખાતરી થઈ ગઈ છે કે ગાંધીજીની ઇચ્છાનો અમલ કરવો જ પડશે. આ ઇચ્છા તેઓ પાર પાડવાની વૃત્તિ કે શક્તિ ધરાવતા નથી. આ સ્થિતિમાં એમના માટે છૂટા થવા સિવાય બીજો માર્ગ નથી. અત્યારે એમનાં બધાં પગલાં એ છૂટા થવાના સમયને બને તેટલો મોડો કરનારાં અને ગાંધીજી ઉપર જ બધી જવાબદારી આવી પડે તેવો પ્રયત્ન કરનારાં છે.

ત્રિપુરી પછી એમ થતું હતું કે જે ફાટફૂટનો ઉગ્ર ભય ઊભો થયો હતો તે હવે દૂર થયો છે, પરંતુ ગઈ કાલનું સુભાષબાબુનું નિવેદન એ ભયને ફરીને દેશ સમક્ષ લાવે છે. આપણે એવી આશા રાખીએ કે સુભાષબાબુ મહાસભાની સ્પષ્ટ આજ્ઞાને, એના અર્થ–ભાવાર્થ સાથે અનુસરી, મહાસભાને બચાવી લ્યે.

# યુરોપખંડનો દાવાનળ

## (૧) સુડેટન પ્રદેશની પ્રાપ્તિ પાછળ જર્મનીની નેમ

ગઈ તા. ૧૩મી માર્ચના દિવસે રોઈટરે દુનિયાને સમાચાર આપ્યા કે ઝેકોસ્લોવકીઆના સ્વયંશાસિત (Autonomous) સ્લોવક પ્રાંતમાં ઉદ્દામવાદી વિભાગે ભારે ધમાલ જગાવી છે. તેઓ ઝેકોસ્લોવકીઆથી સ્વતંત્ર થવા માગે છે.

સામાન્ય દુનિયાને આ સમાચારનું બહુ મહત્ત્વ નહિ લાગ્યું હોય. વીસ વીસ વરસ થયાં ઝેક રાષ્ટ્રના અખંડ રચનાવિકાસ વિષે જેમને કંઈક ખ્યાલ હશે એમને થોડું ઘણું આશ્ચર્ય થયું હશે પરંતુ યુરોપીય ઇતિહાસ અને આંતરિક રાજકારણના ચકોર અભ્યાસીઓ પામી ગયા કે યુરોપના આકાશમાં ઘડી બે ઘડીમાં જ કાળાં ઘોર વાદળ ઘેરાવાનું આ પૂર્વચિહ્ન છે.

સમજનારા તો છ માસ પહેલાં જ બધું સમજી ગયા હતા. હિટલરના ખપ્પરમાં ઝેક હિતોનું ભારે મોંઘું બલિદાન ધરીને બ્રિટનનો મુખ્ય સચિવ સર નેવિલ ચેમ્બરલેઈન આખા વિશ્વને યુદ્ધની મહા આફતમાંથી ઉગારી લેવાના પુણ્યકર્મનો સંતોષ અનુભવતાં વિશ્વશાંતિની વાણી ઉચ્ચારતો હતો ત્યારે જ નિઃસ્વાર્થ અનુભવદષ્ટિને તો દીવા જેવું દેખાઈ રહ્યું હતું કે મ્યુનિચ કરારોથી જે આફત ટળી ગઈ લાગે છે તે થોડા જ વખતમાં મહાભયાનક સ્વરૂપ ધારણ કરીને દુનિયાને માથે તોળાઈ રહેશે.

આજે દુનિયા આનો સાક્ષાત્કાર કરી રહી છે. ઝેક રાષ્ટ્રનું લોહી ચાખ્યા પછી જર્મન વરુએ મધ્ય યુરોપને ફાડી ખાવા પોતાનો પંજો ઉગામ્યો છે અને આખા યુરોપને જાણે ભરખી જવા માગતું હોય એવી વિકરાળતા ધારણ કરી રહ્યું છે.

* * *

તા. ૧૪ મી માર્ચના રોજ સ્લોવક પ્રાંતે પોતાની સ્વતંત્રતા જાહેર કરી. રાષ્ટ્રના બીજા સ્વયંશાસિત રૂથેનીઆ પ્રાંતે પણ એની સાથોસાથ આઝાદી પુકારી. અને પછી તો જાણે કોઈ નક્કી કરેલી યોજના બરાબર અમલમાં આવતી હોય એમ નાટકના પડદા ઉપરનાં ચિત્રોની ઝડપે એક પછી એક બનાવો બનવા માંડ્યા. રૂથેનીઆના પાટનગરમાં સરકારી લશ્કર સામે બળવો થયો. એને દાબી દેવા માટે ઝેક લશ્કરે સો જેટલા માણસો ગુમાવ્યા. હંગેરિએ ઝેક સરકારને તત્કાળ લશ્કર પાછું ખેંચી લેવા માટે આખરીનામું મોકલ્યું. રૂથેનીઆએ હિટલરની મદદ માગી. બીજી બાજુથી આ આકસ્મિક અને ઉપરાઉપરી બનાવોથી મૂંઝાઈ જઈને ઝેક સરકારે રાજીનામું આપ્યું અને એનો પ્રમુખ ડૉ. હાચા તુરત જ બર્લિન જવા ઊપડી ગયો.

ત્યાં વાટાઘાટો અને કોલકરારનું નાટક થયું. દુનિયાને ખબર આપી કે ઝેક રાષ્ટ્રને તેમની વિનતિથી પોતાના રક્ષણ નીચે લેવાની હિટલરે ઉદારતા બતાવી છે. અને ઝેક લોકોનાં જાન, માલ, મિલકતની રક્ષાને અર્થે જર્મન લશ્કર પણ રવાના કરી દીધું છે. જ્યારે હકીકત તો એમ છે કે ડૉ. હાચા જ્યારે ઝેક પ્રજાધેનુનો કાન ઝાલીને જર્મનીને સોંપવા એની રાજધાનીમાં પ્રવેશ કરતો હતો ત્યારે જર્મન લશ્કર તો ઝેક દેશના સીમાડાની અંદર બાર બાર માઈલ ઊંડે પહોંચી જઈને હિટલરની જયઘોષણા ગજવી રહ્યું હતું.

પ્રમુખ મેસેરિક જેવા સાધુચરિત પુરુષની ઘોર તપશ્ચર્યા; ડૉ. બેનિસ જેવા કર્મવીરનો પ્રચંડ પુરુષાર્થ અને ખંતીલી ઝેક પ્રજાનો અવિરત ઉદ્યમ : આ બધાંને પરિણામે જે ભવ્ય રાષ્ટ્રદેહ ઘડાયો હતો એના કટકા થઈ ગયા. જર્મન રાક્ષસના ભયાનક સ્વરૂપ પાસે અસહાય બની જઈને ડૉ. હાચાએ ઝેક પ્રજાની ગરદન હિટલરની તલવાર નીચે ધરી દીધી. સ્લોવક પ્રાંતે પણ બે દિવસની 'સંપૂર્ણ આઝાદી' માણીને તા. ૧૬મીએ પોતાનું નસીબ હિટલરના હાથમાં સોંપી દીધું.

આજે હિટલર આ બહાદુર પણ પોતાની સરખા-મણીમાં નાનકડા ગણાતા રાષ્ટ્રની કાંધ ઉપર ચઢીને યુરોપનાં નાનાં રાષ્ટ્રોને ડરાવી રહ્યો છે અને મોટી સત્તાઓને પડકાર આપી રહ્યો છે.

ગયા સપ્ટેંબર ઑકટોબર માસમાં યુદ્ધને નજીક આવેલું જોઈને ગભરાઈ ગયેલી યુરોપીય પ્રજાઓને મ્યુનિચના ભ્રામક કરારોથી જે શાંતિ વળી હતી એ શાંતિ આજે અલોપ પામી છે અને કરોડોના શ્વાસ જાણે થંભી ગયા છે.

* * *

છ માસ પહેલાં શું દુનિયાને શાંતિની ખાતરી નહોતી આપવામાં આવી ? આખા વિશ્વને મહાઘોર વિગ્રહમાંથી ઉગારી લેવા માટે ભોળું જગત ચેમ્બરલેઈનને આભાર અને આશીષ અર્પી નહોતું રહ્યું ? સુડેટન પ્રદેશનો કબજો કરી લીધા પછી 'હવે યુરોપમાં કોઈ બીજા વધુ પ્રદેશ મેળવવાની મારી બિલકુલ નેમ નથી' એમ હિટલરે જાહેર વચન અને વિશ્વાસ નહોતાં આપ્યાં ? બધું થયું હતું. બધાએ માન્યું હતું. ભલે એક રાષ્ટ્રનું બલિદાન અપાયું પણ આખું જગત તો બચી ગયું એવી લાગણીથી ઈશ્વરનો ઉપકાર માનવા દેવમંદિરોમાં પ્રાર્થના અને ઘંટારવ પણ થયાં હતાં.

હિટલરે મ્યુનિચ–કરારો પર સહી કરી. સરહદ સંબંધમાં નવો ઝઘડો થાય તો તેનો ફ્ડચો આંતર-રાષ્ટ્રીય પંચ પાસે જ થાય એ વસ્તુનો સ્વીકાર કર્યો.

પણ એવા કરાર અને સ્વીકાર, વચન અને વિશ્વાસ એણે પહેલાં પણ ક્યાં નથી કર્યાં ? નિર્બળ હોઈએ ત્યારે કરાર કરવા અને વચનભંગ જેટલું બળ પ્રાપ્ત થાય ત્યારે તેનાં ચીથરાં કરવાં એ તો તેનો મુદ્રાલેખ છે. આ નીતિ માત્ર હિટલરની જ શા માટે ? પારકાનાં શોષણ અને પશુબળ ઉપર નભતી સામ્રાજ્યપિપાસુ તમામ સત્તાઓની એ નીતિ છે. ૧૯૩૬માં રાઈન પ્રદેશનો કબજો લીધો અને ૧૯૩૭માં ઑસ્ટ્રિયા પચાવી દીધું એ તો એના તાજા દાખલા છે. વર્સેલ્સના કરારના-મામાંથી હવે એક પણ કલમ બાકી નથી.

* * *

સુડેટન પ્રદેશની હિલચાલ શું હતી તે જોઈએ.

વર્સેલ્સના કરારોને પરિણામે યુરોપનો આખો નકશો બદલાઈ ગયો હતો. નવાં રાષ્ટ્રો ઊભાં થયાં હતાં અને નવી સરહદો અસ્તિત્વમાં આવી હતી. જર્મનીએ જે સજ્જડ હાર ખાધી હતી એને પરિણામે એની અખંડિતતા તૂટી ગઈ હતી. નવી સરહદો રચાઈ એમાં પોતાની સરહદ ઉપરની પ્રજા જુદી જુદી વહેંચાઈ ગઈ. જે નવું ઝેક રાષ્ટ્ર નિર્માણ થયું તેમાં જર્મની સાથે જોડાતા સુડેટન પ્રદેશમાં જર્મનોની વસ્તી હતી.

ઑસ્ટ્રિયા ગળી ગયા પછી ધીરેધીરે હિટલરની નજર અહીં પડી હતી. એણે શરૂઆતમાં 'લઘુમતીના આત્મનિર્ણયનો સિદ્ધાન્ત' ઊભો કર્યો. ઝેક રાષ્ટ્રમાં આ જર્મન લઘુમતી કચરાય છે એવો

ઉહાપોહ શરૂ કર્યો. પછી લઘુમતી જર્મન પ્રજા સુડેટન પ્રદેશમાં સ્વયંશાસન માગે છે એ જાતનાં આંદોલન શરૂ કર્યાં. ધીરે ધીરે એ આંદોલન ઉગ્રતા પકડતાં ગયાં. ગયા સપ્ટેંબર માસની મધ્યમાં તો જર્મન નાઝી પત્રોએ મોટી તકરાર જગાવી દીધી. જર્મનો ઉપર ખૂબ જ જુલમ થાય છે એવી બૂમાબૂમ કરી મૂકી. આઠ કરોડની શક્તિવાળી પ્રજા પોતાનો આઝાદ વાવટો ફરકાવતી હોય એની બાજુમાં જ પોતાના થોડા બાંધવો પરદેશી સત્તાના જુલમ સહન કરે એ નહિ સાંખી શકાય એ પ્રકારની ધમકી હિટલર આપવા માંડ્યો. આખા યુરોપને અસર પહોંચે એવું સ્વરૂપ આ તકરાર પામે એ પહેલાં જ એનું વ્યાજબીપણું નક્કી કરવા માટે બ્રિટિશ પ્રધાન લૉર્ડ રન્સીમેનને તપાસ સોંપાઈ. પરંતુ એની તપાસ પૂરી થવાની રાહ જોયા પહેલાં જ હિલચાલે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. સુડેટન પ્રદેશનો નાઝી નેતા હેનલીન આ આખી હિલચાલ માટે સીધા જર્મની પાસેથી જ હુકમો મેળવવા માંડ્યો. યુરોપનાં મહારાજ્યોને ચિંતા પેઠી. બ્રિટન અને જર્મની વચ્ચે સંદેશા ચાલવા માંડ્યા.

હિટલર અક્કડ હતો. ફ્રાંસ અને રશિયા તો ઝેકાસ્લોવકીઆ સાથે સંધિથી બંધાયલાં હતાં. પરંતુ પોતાનાં સામ્રાજ્યહિતોની દૃષ્ટિએ જોતાં ફ્રાંસની સ્થિતિ એવી નહોતી કે બ્રિટનની મદદ વિના એકલું લડાઈમાં ઝંપલાવી શકે. વળી બ્રિટિશ સામ્રાજ્યનાં હિતોની સ્થિતિ જોતાં બ્રિટિશ પોતે કોઈ પણ મહાયુદ્ધમાં ઊતરી શકે એમ હતું જ નહિ. આથી એ કોઈ પણ ઉપાયે લડાઈ ટાળવા માગતું હતું. એટલે એ હિટલરને થાબડભાણાં કરવા માંડ્યું. જર્મની આ સ્થિતિ બરાબર સમજતું હતું. એણે પરિસ્થિતિનો લાભ લેવાનો નિશ્ચય કર્યો હતો. એથી બ્રિટન જેમ જેમ નરમ રહેતું ગયું તેમ તેમ હિટલર વધુ અક્કડ થતો ગયો.

સુડેટન પ્રદેશ સબંધની શરૂઆતની હિલચાલ એ પ્રકારની હતી કે લઘુમતી જર્મન પ્રજાના અધિકારોને ઝેક સરકારે સંપૂર્ણ રક્ષણ આપવું અને ૭ માસની અંદર ત્યાં સ્વયંશાસન દાખલ કરવું. યુરોપીય મહારાજ્યોની નાડી જેમ જેમ હિટલર પામતો ગયો તેમ તેમ એની માગણીઓ વધવા માંડી. અત્યાર સુધીની રીતરસમ અને બ્રિટિશ પ્રતિષ્ઠાના ગુમાનને એક બાજુ રાખીને ચેમ્બરલેઈન જાતે હિટલરને મળવા જર્મની આવ્યો ત્યારથી હિટલરના પગમાં જોર વધતું ગયું.

એણે સુડેટનવાસી જર્મન પ્રજા માટે આત્મનિર્ણયનો અધિકાર માગ્યો, જર્મનીની ધમકી વધતી જતી હતી એ જોતાં ફ્રાન્સે લડી લેવા માટે એક વખત તો બ્રિટનની મદદ માગી, પરંતુ બ્રિટનની તૈયારી હતી જ નહિ એટલે ફ્રાંસ ઢીલું પડ્યું. આ સ્થિતિમાં ઝેક દેશ અસહાય જેવો હતો. એની અસહાયતા જોઈ જોઈને હિટલર વધુ આક્રમણશીલ બનતો જતો હતો. એણે તો નફ્ફટ બનીને આખો સુડેટન–વિસ્તાર તત્કાળ જર્મનીને સોંપી દેવાની માગણી કરી. જેમ જેમ વખત જાય તેમ તેમ એની માગણીઓ વધુ નફ્ફટ, અક્કડ અને આકરી બનતી જતી હતી.

છેવટે બ્રિટન, ફ્રાન્સ, ઈટલિ અને જર્મની–યુરોપની ચાર મુખ્ય સત્તાઓએ મ્યુનિચ મુકામે કરારનામું તૈયાર કર્યું. ઝેક રાષ્ટ્રના પ્રતિનિધિ ત્યાં આવ્યા હતા, પણ એમને અંદર દાખલ થવાની છૂટ નહોતી. આ ચાર મહારાજ્યોએ જે કરારો નક્કી કર્યા એના ઉપર એમને તો ધ્રૂજતે હાથે સહી આપવાની હતી. ઝેક રાષ્ટ્રની ધોરી નસ જેવો સુડેટન પ્રદેશ જર્મનીએ પચાવી પાડ્યો,

ઝેક રાષ્ટ્રને સુડેટન પ્રદેશની ખોટ એટલે શું ? બહારના આક્રમણ સામે દેશની સરહદની કિલ્લેબંદી કરનારી પર્વતમાળા ગઈ, કોલસાની ખાણો ગઈ, પેન્સીલ, રમકડાં, વાસણ અને બીજી હજાર જાતની સુંદર ચીજો બનતી એવાં ધાતુઉદ્યોગનાં ગંજાવર કારખાનાં ગયાં. ઔષધિ જેવાં ગણાતાં કુદરતી પાણીનાં અમૂલ્ય ઝરાઝરણાં ગયાં. રાષ્ટ્રદેહની જાણે ધોરી નસ તૂટી. એને લોહીવા શરૂ થઈ ગયો.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું કે સુડેટન વિસ્તારમાંની હિલચાલની નેમ જર્મન-લઘુમતીના આત્મનિર્ણયના અધિકારની જ નહોતી, પણ આખો પ્રદેશ પચાવી પાડવાની હતી. જર્મન-લઘુમતી કંઈ કેવળ એક દેશમાં જ નથી. રૂમાનીઆ, હંગેરિ, પોલંડ, લીથુઆનીઆ, બેલ્જિયમ, ઇટલિ વગેરે ફરતાં બધાં રાષ્ટ્રોમાં જર્મન પ્રજા વસે છે. લઘુમતી જર્મન પ્રજાની અધિકારરક્ષા માટે ઘડેલા મ્યુનિચ કરાર પર સહી કરનાર પોતાના જ ભાઈબંધ મુસોલિનીના ટિરોલ પ્રદેશમાં લાખો જર્મન ફાસી સત્તાની એડી નીચે ચગદાઈ રહ્યા છે. હિટલર જ્યારે મુસોલિનીને મળવા માટે ઇટલિ ગયેલો ત્યારે આ અસહાય બાંધવાઓએ દુઃખની ચીસો નાખેલી, પણ એના અધિકાર અને એના રક્ષણની કોણ વાત કરે છે?

ખરી વાત તો એમ છે કે લઘુમતી પ્રજાની અધિકારરક્ષાની વાત તો એક ઉપજાવી કાઢેલું તૂત હતું. આત્મનિર્ણયના પવિત્ર સિદ્ધાંતની વાત પણ પોકળ પરંતુ મનભાવતું બહાનું જ હતું. લોર્ડ રન્સીમેનના પત્રવ્યવહાર અને અહેવાલ ઉપરથી ચોખ્ખું સાબિત થાય છે કે એક દેશની સરહદને જરાય જોખમ પહોંચાડ્યા સિવાય લઘુમતીના આત્મનિર્ણયના પ્રશ્નનું નિરાકરણ શક્ય હતું, એટલું જ નહિ પણ એક વખત એ જાતનું સમાધાન હેનલીન સાથે લગભગ થઈ ચૂક્યું હતું. પણ પાછળથી જર્મન રાજધાનીમાંથી અને નાઝી પત્રોદ્વારા ચાવીઓ ફરી અને બધું ફરી ગયું. એમને સુડેટન-પ્રશ્નનું વ્યાજબી સમાધાન ક્યાં જોઈતું હતું? એની નેમ તો ઘણી જ વિશાળ અને એટલી જ દુષ્ટ હતી. 'સુડેટનપ્રાપ્તિ પછી યુરોપમાં વધુ કોઈ પ્રદેશ મેળવવાની મારી નેમ નથી' એ જાતની જાહેરાત તો પોતાનો ખોરાક પચાવવા માટે અને દુનિયાનો આઘાત શમાવી દેવા માટે થોડો સમય જવા દેવાની ચાલાકી માત્ર હતી. એની આખરી નેમ શું હતી અથવા શું હોઈ શકે એ સમજવા માટે જર્મનીની એ વખતની આંતરિક પરિસ્થિતિ સમજવી આવશ્યક છે.

જર્મનીને પોતાની આંતરિક સ્થિરતા અને વિકાસ માટે ત્રણ વસ્તુ ઉપર આધાર રાખવાની ખાસ જરૂર છે. (૧) એક તો નાઝીમતના અનુયાયીઓની ઘણી મોટી બહુમતી (૨) બીજું જર્મનીની આર્થિક સદ્ધરતા અને (૩) ત્રીજું કોઈ પણ સત્તા હરીફાઈ ન કરી શકે એવું લશ્કરી બળ.

પહેલું, જર્મનીમાં નાઝી અનુયાયીઓની આવડી મોટી સંખ્યા તેના મતમાં કોઈ ઊંડી શ્રદ્ધાને કારણે નહિ પરંતુ તેની ત્રણ ચાર વરસથી ચાલી આવતી વિજયપરંપરાને કારણે છે. રાઈનલેન્ડનો કબજો, ઑસ્ટ્રિઆની જીત અને યહૂદીનું નિકંદન વગેરે બનાવોએ એ વસ્તુને ઉત્તેજન આપ્યું છે. નાઝીમતના અનુયાયીઓની સંખ્યા વધારવા અને લાંબો વખત સુધી ટકાવવા માટે એણે વિજયપરંપરા ચાલુ રાખવી જોઈએ.

બીજું, પોતાની આર્થિક સ્થિતિ સદ્ધર કરવા માટે એના ઔદ્યોગિક માલનું ઉત્પન્ન અને નિકાસ વધવાં જોઈએ. દુનિયામાં ચાલતી તીવ્ર હરીફાઈના આ સમયમાં પોતે પોતાનો માલ આજુબાજુના નબળા અને પોતાની અસર નીચે રહે એવા દેશોમાં ઠાલવી શકે એ માટે એવા દેશો મેળવવા જોઈએ. પોતાને નાણાંની તો પુષ્કળ તંગી છે, એ વખતે નાણાં ખરચીને નહિ પરંતુ પોતાના ઔદ્યોગિક માલના બદલામાં તેને અનાજ અને કાચો માલ મળી શકે એવી વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. પોતાના દેશને પૂરો પડી શકે એટલા મોટા જથ્થામાં માલ એને રૂમાનીઆમાંથી મળી શકે. ઘઉં અને તેલની ત્યાં વિપુલતા છે. એ માલ આજે એને કાળા સમુદ્રમાં થઈને બ્રિટિશ આગબોટમાં લાવવો પડે છે અને ભારે ખર્ચ ભોગવવું પડે છે. જમીનમાર્ગે વ્યવહાર કરવામાં એને એક દેશમાં થઈને પસાર થવું પડે જે સ્વતંત્ર એક રાષ્ટ્ર હોય તો બની જ ન શકે.

ત્રીજું, મધ્ય યુરોપમાં પોતાની સત્તાને પડકારે એવું બરોબરિયું અને હરીફ રાષ્ટ્ર રશિયા છે.

ઝેકોસ્લોવકીઆને ફ્રાન્સ તેમ જ રશિયા સાથે પણ સંધિ છે. મધ્ય યુરોપમાં પોતાની લશ્કરી સત્તા જમાવવા માટે આ નાનકડું ઝેક રાષ્ટ્ર ભારે વિઘ્નરૂપ ગણાય.

આમ બધી દૃષ્ટિએ વિચાર કરતાં એને પોતાના કોઈ પણ પ્રકારના વિકાસમાં ઝેક રાષ્ટ્ર નડતરરૂપ જ લાગે એ દેખીતું છે. એટલે એને કોઈ પણ રીતે તોડી પાડવું અને પોતાની સંપૂર્ણ અસર નીચે લાવવું એ પોતાની ઇચ્છાપૂર્વકના વિકાસ માટે જરૂરનું હતું. યુરોપના રાજકીય નકશામાં ઝેકોસ્લોવકીઆનું સ્થાન જ અસાધારણ મહત્ત્વનું છે. અને એટલે તો યુરોપીય રાજકારણના એક અઠંગ અભ્યાસીએ કહ્યું છે કે બોહીમિયા (ઝેકોસ્લોવકીઆનો મુખ્ય પ્રાંત) જેના કબજામાં હોય તે મધ્ય યુરોપનો—અને તેથી યુરોપનો પણ—સ્વામી છે.

અને હિટલરને તો એવા સ્વામી થવું જ છે. ગયા મહાયુદ્ધમાં જર્મનીએ જે નામોશીભરેલી હાર ખાધી છે ત્યારના માનભંગની એને હજુ કળ વળી નથી; અને એનો તૃષ્ણાગ્નિ સદાય ભભૂકતો જ જાય છે. એમાં વિજયબલિ પડ્યા પછી તો ઊલટી એની જ્વાલાઓ વધતી જ જાય છે—જાણે સારા યુરોપને ભરખી ગયા પછી પણ શમવાની ન હોય!

મધ્ય યુરોપના સ્વામી થવાની નેમથી જ એણે સુડેટન પ્રદેશ પર આંખ માંડી હતી. હિટલર કદી સીધો છાપો મારતો નથી. વિજય કરવાની એની યોજના અને કળા ખાસ વિશિષ્ટ પ્રકારનાં અને હવે લગભગ નક્કી થઈ ગયેલાં છે. પ્રથમ તો દેશવાસી લઘુમતી જર્મન કોમમાં પ્રચાર થશે, પછી અધિકાર માટે આંદોલનો થશે, પછી સ્વસ્તિક ધજા, નાઝી પોશાક, લશ્કરી ઢબની કવાયત અને એવું બધું શરૂ થશે. એમ કરીને તે દેશની સરકારને નબળી પાડશે. પછી નાઝી ભાવનાની રક્ષા માટે તે દેશવાસી જર્મનો ને બર્લિન સાથે એકતા સાધવાના અધિકાર મંગાશે અને આમ લોકલાગણીને ઉશ્કેરીને પોતાની નેમ સિદ્ધ કરશે. સુડેટન પ્રદેશની પચાવગીરી પહેલેથી છેલ્લે સુધી આ નીતિની સાક્ષી પૂરે છે.

પરંતુ સુડેટન વિસ્તાર પડાવી લીધાથી જ આનો અંત આવતો નથી. ઉપર કહ્યું તેમ એની તત્કાળ નેમ તો મધ્ય યુરોપ પર નાઝી વાવટો ફરકાવવાની છે. એની સિદ્ધિ માટે એણે પોતાની રૂઢ અને સફળ નીતિ ચાલુ રાખી.

સુડેટન વિસ્તાર કબજે કર્યા પછી એણે ડૉ. બેનીસનો કાંટો કાઢી નાખવાનું પહેલું કામ કર્યું. એની જગાએ ડૉ. હાચા જેવા ઢીલા અને પોતાની ઇચ્છાને અવગણતાં ડરે એવા માણસને પ્રમુખ બનાવરાવ્યો. દેશમાંથી સરકારી પક્ષ સિવાયના બાકી બધા જ રાજકીય પક્ષો સાફ કરી નાખ્યા. વિરોધપક્ષ રહ્યો તે પણ કેવળ નામનો અને ગમે ત્યારે ભૂંસી નાખી શકાય તેવો. સ્લોવક અને રૂથેનીઆ પ્રાંતમાં સ્વયંશાસન દાખલ કરીને તેને પોતાની અસર નીચે લીધાં. અને ત્યાં નાઝી-જર્મન-પ્રચારકો મારફત ઝેક-વિરોધી આંદોલનો શરૂ કરાવી દીધાં. સ્લોવક પ્રાંતમાં સ્વયંશાસન દાખલ કર્યા પછી એની સાથેનો સંબંધ વધુ મુક્તદિલ થયો. સ્લોવકની રાજધાની બ્રેટિસ્લેવા અને જર્મન સરહદ વચ્ચે માત્ર ડાન્યુબ નદીનો પુલ જ છે.

સ્લેવાક સાથે સામાન્ય સરહદ ધરાવતું ઑસ્ટ્રિયા તો પોતાને કબજે છે જ. વેપાર-વ્યવહારની સરળતાના નામે ત્યાંના પાટનગર વીએનાથી બ્રેસ્નો સુધી ૬૦ માઈલ લાંબો અને ૭૦ વાર પહોળો પાકો રસ્તો બાંધવાના કરાર કર્યા. સુડેટનની પર્વતમાળા જર્મનીના હાથમાં ગયા પછી આ રસ્તો બંધાય એટલે ઝેક ફરતો જર્મન ભરડો પૂરો થઈ જાય અને આખું રાષ્ટ્ર જર્મન-કિલ્લામાં બંદીવાન બની જાય. વળી આ રસ્તાને લંબાવીને રૂથેનીઆ મારફત રૂમાનીઆ સુધી જોડી શકાય. રસ્તો બાંધવાના કરાર થયા પછી એમણે નાઝીવિરોધી પરદેશી વર્તમાનપત્રોની બંધી કરાવી, પછી ધીરે ધીરે નાઝી પત્રોનો ધોધ વરસાવ્યો; પછી લશ્કરની આવ-જા માટે પેલા રસ્તા ઉપર છૂટ મેળવી. અને ત્યાર પછી પોતાની માલગાડીઓ આ રસ્તે કોઈ

પણ જાતની જકાત ભર્યા સિવાય અને આંતરરાષ્ટ્રીય નિયમ પાળ્યા સિવાય જઈ શકે એવા અધિકાર મેળવ્યા.

બીજી બાજુ નબળું પડેલું એક રાષ્ટ્ર પોતાની સદ્ધરતા પુનઃ પ્રાપ્ત કરવાના તનતોડ પ્રયાસ કરતું હતું. વર્સેલ્સના કરારો પછી પોતે ખંત અને ઉદ્યમથી જ આટલે સુધી પહોંચ્યું હતું. પોતાના વિકાસ માટે એને દુનિયામાંથી ૨૦ વરસ દરમિયાન કંઈ મદદ મળી હોય તો તે ૮૦ લાખ પૌંડની બ્રિટનની લોન હતી. એણે સુડેટન વિસ્તાર ગુમાવ્યાથી ભારે મોટી આર્થિક નુકશાની વેઠી લીધી. ઉદ્યોગકેંદ્રો અને કોલસાની ખાણો ઉપરાંત રેલવે અને રસ્તાઓ ગુમાવ્યાં હતાં તે સરહદો બદલાતાં ફરીને બાંધતાં ૧૪ કરોડ પૌંડનું ખર્ચ થાય. ગુમાવેલ વિસ્તારમાંથી છૂટા થયેલા ૭૦૦૦૦ જેટલા સરકારી નોકરોને પણ નભાવવાનું હતું. આ બધી મુશ્કેલીઓ વચ્ચે પણ તે આશા ગુમાવ્યા વિના પોતાનું તમામ હીર ખરચી રહ્યું હતું.

પરંતુ જર્મન-કાવતરું ચાલુ જ હતું. સ્લોવક પ્રાંત મારફત અસાધારણ અધિકારો પ્રાપ્ત કર્યા પછી એણે ત્યાંની પ્રજાને ઉશ્કેરવા માંડી અને એક-વિરોધી આંદોલન જગાવ્યાં. આખરે ત્યાંના ઉદ્દામવાદી વિભાગે એક રાષ્ટ્રથી છૂટા થઈને સંપૂર્ણ આઝાદ થવાની ધૂન લીધી. અને ગઈ તા. ૧૪મી માર્ચના દિવસે એણે પોતાની આઝાદી પુકારી. એને બિચારાઓને શી ખબર કે એ 'આઝાદી'ની જિંદગી પૂરા બે દિવસની પણ નહિ હોય!

આમ એણે પ્રજાની અંદર પેસીને એને ઊધઈની માફક ફોલી. એની પેશી પેશી છૂટી પાડીને પ્રજાને નબળી કરી. પછી એના કટકા કર્યા ને એક એક કટકો કરીને બધું ખાઈ ગયો.

દુનિયા આખી સ્તબ્ધ બની ગઈ છે. મ્યુનિચ-કરારના કટકા પણ જડતા નથી. 'યુરોપમાં હવે વધુ પ્રદેશ મેળવવાની મારી નેમ નથી' એવું જગતને જાહેર વચન આપનાર માણસ આજે કહે છે કે જર્મની ફરતાં નાનાં રાજ્યોની સાંકળ હું સહન કરવાનો નથી. મ્યુનિચ-કરારનાં યશોગાન ગાનાર નાઝીપત્રો આજે છડે-ચોક સંભળાવે છે કે ૧૦૦૦ વરસથી એક રાષ્ટ્ર જર્મનીનું હતું. મૂર્ખાઈને કારણે થોડો વખત જુદું રહ્યું તે ભૂલ જર્મનીએ સુધારી લીધી છે. દુનિયાએ એ વિષે ચિંતા કે ફરિયાદ કરવાનું કારણ નથી.

વર્સેલ્સથી માંડીને મ્યુનિચ સુધીના તમામ કરારોના ચૂરા કરીને હિટલર આગળ વધતો જાય છે. અને બ્રિટન વગેરે મહારાષ્ટ્રો વિરોધના નબળા અને નિર્વીર્ય સૂરો કાઢતાં ટગર ટગર જોયા કરે છે. તેઓ હજુ તાર, ટપાલ, સંદેશા, ચર્ચા અને વાટાઘાટમાં પડ્યાં છે. બ્રિટન રૂમાનીઆ સાથે વાત લંબાવવામાં રહ્યું એ પહેલાં જ જર્મનીએ એની સાથે વ્યાપારી કરારો કરી નાખ્યા. એની સાથે જોડાવા માટે જમીનમાર્ગની સરળતા તો એણે આગળથી જ કરી રાખી છે, એટલે હવે બ્રિટિશ આગબોટની એને પરવા પણ નથી. રૂમાનીઆમાંથી એને લડાઈ માટે જોઈતું તેલ અને ખાવા માટે જોઈતા ઘઉં વગેરે મળી રહેશે. બાકી તો એક રાષ્ટ્રની અખૂટ ધનસંપત્તિનો એ સ્વામી બન્યો છે, એટલું જ નહિ પણ કસાયલ તૈયાર લશ્કર અને ભારે વિપુલ લશ્કરી સરંજામ પણ તેને પ્રાપ્ત થયો છે. કાચી ચીજો અને કારખાનાંની પણ હવે એને ખોટ નથી. રાષ્ટ્રનું તમામ સુવર્ણધન પણ હવે પોતાનું બન્યું છે. માત્ર એક પ્રજાનું હૃદય અને હૃદયપૂર્વકનો સહકાર એ કદી નહિ મેળવી શકે.

એણે આગળ વધીને લીથુઆનીઆના જીવનસમું મેમલ બંદર કબજે કર્યું છે. જે રીતે સુડેટન કબજે કર્યું તેમ. અને હાલ તુરત તો લીથુઆનીઆને કબજે કરવા પહેલાં તેની સાથે લશ્કરી બાબતમાં તટસ્થ રહેવાની સંધિ કરી છે.

આજના છેલ્લા સમાચાર મુજબ લીથુઆનીઆએ જરા મજબૂત અવાજ કાઢ્યો છે અને સંભળાવ્યું છે કે લીથુઆનીઆ નામર્દની માફક શરણે થવા કરતાં દુશ્મન સાથે લડતાં મરી ખૂટવામાં માને છે.

પોલંડની સરહદ ઉપર પણ સહેજ છમકલું

થવાના સમાચાર આવ્યા છે. એ મુજબ જર્મન લશ્કરે પોલંડની સરહદમાં પ્રવેશ કરવાની કોશિશ કરી હતી, પરંતુ થોડી ઝપાઝપી પછી એણે પાછાં પગલાં ભર્યાં છે. પોલંડની રાજધાનીમાંથી ગંભીર ચેતવણી જાહેર થઈ છે કે કોઈ પણ રાષ્ટ્રના આક્રમણને પહોંચી વળવાની અને એને શિકસ્ત આપવાની અમારી સંપૂર્ણ તૈયારી છે. પરંતુ હિટલર એમ ક્યાં કાચો હતો ? એ તો ત્રણ ત્રણ વખત તપાસશે અને પોચું લાગવાની ખાતરી થયા પછી જ પગ મૂકશે. પોલંડની ચેતવણીના જવાબમાં નાઝીપત્રોએ સૂર કાઢ્યા છે કે જર્મનીની એવી કોઈ નેમ છે જ નહિ. એ તો ઊલટું ઉત્તર–પૂર્વમાં પોલંડ જેવા બળવાન રાષ્ટ્રના અસ્તિત્વને સલામતી માટે આવશ્યક અને લાભકારક લેખે છે !

આમ હિટલર પોતાની યોજનામાં રોજ ને રોજ આગળ વધતો જાય છે, ત્યારે મહારાજ્યો હજુ વિચાર જ કર્યા કરે છે. એને કંઈ સૂઝતું નથી. એમની મતિ મૂંઝાઈ ગઈ લાગે છે—અને મૂંઝાઈ જવી જ જોઈએ. હિંસાથી મેળવેલું હિંસાથી જ ટકાવી શકાય. શસ્ત્રાસ્ત્રો વધારવાની લગભગ છેલ્લી હદ આવી ગયા છતાંય સામ્રાજ્યરક્ષણ માટે એ પૂરતાં નથી. પૂ. ગાંધીજીએ તો વિદેશી પત્રકાર મારફત હમણાં જ પોતાનો પ્રસિદ્ધ અભિપ્રાય પાઠવ્યો કે શસ્ત્રસંન્યાસ સિવાય દુનિયાનો બીજો આરો નથી.

આપણે જાણીએ છીએ કે પાયામાં જ હિંસા હોવાને કારણે દરેક પ્રસંગે એ ગુણાતી જ જાય છે. એનું મૂળ બદલી નાખ્યા વિના અને અહિંસાના પાયા ઉપર જ સમાજનું, રાષ્ટ્રનું, સરકારનું અને સમાજોપયોગી તમામ સંસ્થાનું ચણતર કર્યા વિના બીજો રસ્તો જ નથી.

યુરોપી ઘોર દાવાનળનું મુખ્ય કારણ સામ્રાજ્ય-પિપાસા અને એ ટકાવવા માટે હિંસા એ છે. એટલું સ્વીકારી લીધા પછીનાં બીજાં કારણોનો વિચાર કરીશું તો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના અવલોકનને અંતે અત્યારની વિષમ અને ભયાનક સ્થિતિના મૂળમાં આપણને બ્રિટિશ સરકારની વિદેશનીતિ માલૂમ પડશે. આજે યુરોપમાં કલ્પનાને પણ ધ્રુજાવે એવી સ્થિતિ પેદા થઈ છે એ બ્રિટનની વિદેશનીતિને કેટલે અંશે આભારી છે તે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં રસ ધરાવનારાઓએ જાણવા જેવું છે.

તા. ૨૭–૩–૩૯

સોમ





વર્ષ ૮ : અંક ૫ મે ૧૯૩૯

ઊર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ

છૂટક એક નકલની કિંમત ૦-૮-૦

## અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય પો. ઓ. નં. ૭૩ : અમદાવાદ
મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ : ઘીકાંટા : નોવેલ્ટી ટોકીઝ પાસે : અમદાવાદ

# ભારતી સાહિત્ય સંઘ

## સમાચાર અને સૂચનાઓ

૧ ‘ ઊર્મિ ’ વિષેનો તમામ ( વ્યવસ્થા અને સંપાદન ) પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો.

૨ અમારી સંસ્થાનાં પ્રકાશનોની કિંમતમાં અમે મોટો ઘટાડો કર્યો છે તે આ અંક સાથેની જા. ખ. માંથી જોઇ લેવું.

૩ આ વર્ષની અમારી યોજનાઓ પ્રમાણે ચાલુ બે માસિકો ઉપરાંત દર મહિને લગભગ ચાર નવાં પુસ્તકો બહાર પડશે તેની જાહેરાત જોતા રહેજો.

૪ ‘ બંધન અને મુક્તિ ’ની તેમ જ ‘ આરોગ્ય ગ્રંથાવલિ ’ની પ્રથમ બે પુસ્તિકાઓની બ્રહ્મદેશ સિવાયના પ્રદેશમાં રવાનગી થઇ ગઈ છે.

૫ ‘ નવરચના ’નું ભેટ પુસ્તક તા ૧લીએ રવાના થશે.

૬ અમારી મુંબઈ–શાખાને લગતો તમામ વ્યવહાર નીચેના સ્થળે કરવો.

ભારતી સાહિત્ય સંઘ
બ્લોક નં. ૭ પહેલે માળે
દેવકરણ મેન્સન
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ—૨

ઊર્મિ કાર્યાલય પો. બો. નં. ૭૩ અમદાવાદ



વર્ષ આઠમું ] મે : ૧૯૩૯ [ અંક પાંચમો

# જીવન શું ?

મ્હને " જીવન શું ? " મહા મૂંઝવતો, અહા, પ્રશ્ન છે;
ઉકેલ નવ કો' કરે ; અનુભવો તણા પુંજમાં
નિમજ્જી, નિજ બુદ્ધિથી સરળ, શુદ્ધ વ્યાખ્યા કરું :
ખરે જ, દિન એક છે જીવન; પર્ણશય્યામહીં
ખરેલ જળબિન્દુ શું ખરી જશે જ આ જિંદગી
તણું સકળ--વારિ-બિન્દુ પળ એકમાં; ખારવો
ઘડી અધઘડી લીયે ઘૂંઘવતા મહાસાગરે
વહાણમહીં ઊંઘ; આ જીવનયે ઘડી બે ઘડી !...૮

અરે, જીવનચિત્રને કરુણપ્રાય કાં ચીતરો ?
કહી પરમસ્નેહી કો' મમ, નવી જ વ્યાખ્યા કરે :
ખીલન્ત નવપુષ્પ શું જીવનતેજ આશાભર્યું;
ધીમે પ્રિયતમાતણા વદનપદ્મ આચ્છાદતો
સફેદ પટ ખેંચતાં હૃદય જેમ આહ્લાદતું,
લહો જીવન તેમ, જે "જીવન શું ?" સ્વયં ચિંતન્જે !...૧૪

જયાનંદ દવે

# યુગમૂર્તિ વાર્તાકાર

શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

( અનુસંધાન એપ્રિલ અંક પૃ. ૩૫૫થી )

૩

રા. રમણલાલ દેસાઈની વાર્તાઓના સંબન્ધમાં એમણે ટાંકેલી કલાપીપંક્તિ

**કલા છે ના, નવું છે ના, રસીલુંય નહિ કશું.**

એ તો લાગુ પડી શકે એમ નથી એ આપણે જોઈ ગયા, પણ એ જ કવિની બીજી એક પંક્તિ

**જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી.**

એ એમની વાર્તાકલાને માટે ઘણે અંશે યથાર્થ થઈ પડે એવી છે ખરી. કેમકે જે ગુણોએ એમને લોકપ્રિય બનાવ્યા છે એ જ ગુણોએ એમની કલાને કેટલીક હાનિ પણ પહોંચાડી છે, જે લક્ષણોને લીધે એમની વાર્તાઓ રંજક બની છે એ જ લક્ષણોએ એની વાસ્તવિકતા અને વિશ્વસનીયતા ઉપર ભારે તરાપ મારી છે, અને જે તત્ત્વોને જોરે એ પૃથગ્જન કે પ્રાકૃત વાચકોના માનનીય વાર્તાકાર થઈ પડ્યા છે એ જ તત્ત્વોએ એમની વાર્તાઓની વિદ્વજ્જનોની તેમ બુદ્ધિશાળી વાચકોની કસોટીમાંથી પસાર થવાની શક્તિ ઘટાડી છે. આમ એક રીતે એમને પોષક બનેલી વસ્તુ જ બીજી રીતે એમને મારક પણ નીવડી છે. વીગતો જોઈએ એટલે આ હકીકત આપોઆપ સ્પષ્ટ થશે.

સ્ટીવન્સન એક ઠેકાણે કહે છે કે કોઈ પણ ગ્રન્થકારની કલાની બરાબર કસોટી કરવી હોય તો એની નબળામાં નબળી કૃતિ બારીકાઈથી તપાસવી, એટલે એમાંથી એ એક જ ગ્રન્થની નહિ પણ એ લેખકની સમસ્ત સાહિત્યપ્રવૃત્તિની અંદર જે કંઈ કચાશ રહી હશે તે એની મેળાએ દેખાઈ આવશે.[૧૩] આ નિયમ રા. રમણલાલને પણ લાગુ પાડી જોવા જેવો

૧૩. And just as the most imbecile production of any literary age gives us sometimes the very clue to comprehension we have sought long and vainly in contemporary masterpieces, so it may be the very weakest of an author's books that, coming in a sequel of many others, enables us to get hold of what underlies the whole of them.'—R. L. Stevenson: Familiar Studies of Men and Books, p. 24.

છે. આપણે સૌ જાણીએ છીએ તેમ તથા લેખકે પોતે પણ સ્પષ્ટ એકરાર કર્યો છે[14] તેમ 'જયંત' એમની નબળામાં નબળી વાર્તા છે, એટલે એનું જો બરાબર અવલોકન કરીએ તો એમની વાર્તાકલાની મુખ્ય મુખ્ય ખામીઓ સહેલાઈથી પકડી શકાશે.

'જયંત' લેખકની સૌથી પહેલી પ્રકટ થએલી વાર્તા છે. એટલે ગુજરાતી જીવનની પરિમિતતા અને કૌતુકશૂન્યતાને કારણે પોતાની એ પહેલી વાર્તા ક્યાંક અનાકર્ષક કે નીરસ ન બની જાય અને એ રીતે નવલકથાલેખનમાં ક્યાંક પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવું ન થઈ જાય એની આ વાર્તા રચતી વખતે એમને ખૂબ ચિન્તા રહેલી હોય એમ લાગે છે. આથી આમાં એમણે એવું નિશાન રાખ્યું છે કે બીજું બધું ભલે ગમે તેમ થાય, પણ વાર્તાને રંજકતાની દૃષ્ટિએ ફીકી કે મોળી તો કોઈ રીતે ન જ પડવા દેવી. અને તેથી વાર્તાના વસ્તુને રોમાંચક બનાવવા માટે આપણી સામાજિક પરિસ્થિતિમાં જેટલાં સાધનો કે ઉપાયો યોજી શકાય તેટલાં સઘળાં એ એક જ વાર્તામાં એકી સાથે યોજવાનો એમણે પ્રયત્ન કર્યો છે. આટલી નાનકડી વાર્તામાં પહેલું પાનું ઉઘાડીએ ત્યાંથી માંડીને લગભગ છેલ્લે સુધી આગ, ડૂબી જવું, ધરપકડ, જેલગમન, ભેદી મંડળ, ખૂનનો પ્રયત્ન, છરાની ઝપાઝપી, રિવોલ્વરના બાર વગેરે દિલ ઉશ્કેરનારા બનાવો એક પછી એક અવિરત રીતે બન્યા કરે છે એ ઘટનાની પાછળ લેખકનો આ જ હેતુ રહેલો છે. પરિણામે વાર્તા રંજક તો બની છે, પણ એ રંજકતા એના કરતાં પણ મોટો કલાગુણ જે વાસ્તવિકતા તેને ભરખી ગઈ છે. કેમકે એથી પછી એ વાર્તાની દુનિયા આપણા નિત્યાનુભવની સાચી દુનિયા જેવી નથી લાગતી, પણ વાચકના કુતૂહલને સતત રીતે જાગ્રત રાખવા માટે ઇરાદાપૂર્વક ઊભી કરેલી કોઈ બનાવટી દુનિયા જેવી જ એ આપણને પગલે પગલે લાગે છે. ઉદાહરણ તરીકે એનું પ્રોફેસર જવાલાપ્રસાદનું પાત્ર લ્યો. એનું ગુપ્ત મંડળ, એના અકળ સિદ્ધાન્તો, કોઈ જાસૂસના જેવી એની ભેદી પ્રવૃત્તિ, સ્ત્રીઓ સાથેનો એનો ભ્રષ્ટાચાર, અને એના રિવોલ્વરના ધડાકા એ બધું આપણા ગુજરાતના સામાજિક જીવનમાં તમને કોઈ પણ રીતે શક્ય લાગે છે? બીજો દાખલો દક્ષાનો લ્યો. બે બહેનો વચ્ચે પ્રેમની હરીફાઈ ચાલે એ આપણે સમજી શકીએ, પણ એ હરીફાઈમાં હારનાં મોટી બહેન નાની બહેનનું છરો લઈને ખૂન કરવા જાય એ વાત ગુજરાતના ઉચ્ચ વર્ગના સમાજમાં ક્યાંયે કલ્પી શકો છો? અને એના પિતા જયપ્રસાદ જેવો જમાનાનો ખાધેલો વકીલ જવાલાપ્રસાદની ભ્રષ્ટતાને આખર સુધી કળી ન શકે, પોતાના જ ઘરમાં રહીને એણે કરેલાં કાવતરાંની એને ગંધ સરખી ન આવે, અને છેવટે એવા લુચ્ચા અને દુરાચારી પુરુષ સાથે પોતાની પુત્રી દક્ષાને પરણાવવાની એ તજવીજ કરે એ પણ માની શકાય એવી વાત છે? છેલ્લે, જે સ્વામી આનન્દ જવાલાપ્રસાદનો ભ્રષ્ટતાભર્યો ઇતિહાસ આદિથી અન્ત સુધી પૂરેપૂરી વીગતો સાથે જાણતો હતો તે એને પોતાના સમાજોદ્ધાર અર્થે સ્થાપેલા આશ્રમમાં શિક્ષકનું માનવંતું સ્થાન આપે એ ઘૂંટડો પણ ગળે ઊતરે એવો છે? અને આ તો આપણે મુખ્ય મુખ્ય બનાવોની જ વાત કરી. બાકી ઝીણી ઝીણી બાબતોમાં પણ લેખકે ભેદ અને કૌતુકનું વાતાવરણ જમાવવા ઉપર એટલું બધું લક્ષ આપ્યું છે કે એમાં વાસ્તવિકતા પળે પળે અળપાઈ જાય છે અને વાર્તાને આકર્ષક બનાવવાની એમની હિકમતો ઉઘાડી પડી જાય છે એ વાત એમના ખ્યાલમાં રહી નથી. ત્યારે 'જયંત'ની આ બધી શિથિલતા ઉપરથી શું સાબિત થાય છે? એ જ કે લેખકમાં પોતાના સર્જનને રંજક બનાવવાનું જેટલું કૌશલ છે તેટલું એને સ્વાભાવિક અને પ્રતીતિજનક બનાવવાનું કૌશલ નથી, એમને કલ્પનાનો સ્વૈરવિહાર જેટલો ફાવે છે તેટલું વાસ્તવિકતાનું નિબન્ધન નથી ફાવતું, 'હાંકયે રાખો! આ તો વાર્તા છે ને? એમાં બધું ય ચાલે!' એવા ભાવથી ફેંકાફેંકી ચલાવવી

૧૪. '....આ પુસ્તકના કર્તા તરીકે મારું નામ જાહેરમાં મૂકતાં હું સંકોચ પામું છું.' (પહેલી આવૃત્તિની પ્રસ્તાવના) '"જયંત" એ મારી સહુથી પહેલી પ્રસિદ્ધ થએલી નવલકથા; બ્હીતે બ્હીતે પ્રસિદ્ધ થવા દીધેલી.' (બીજી આવૃત્તિની પ્રસ્તાવના)

હોય તો તેમાં લેખક પાવરધા છે, પણ ડગલે ડગલે કાર્ય કારણના અંકોડા મળતા આવે અને સંભવિતતાની દૃષ્ટિએ લેશ માત્ર શંકાને અવકાશ ન રહે એવી સુશ્લિષ્ટ, તર્કબદ્ધ, શ્રદ્ધેય વસ્તુરચના કરવી હોય તો તેમાં એમની કલા એટલી સફળતા દાખવી શકતી નથી. એમની બીજી વાર્તાઓ જોઇશું તો તેમાંથી પણ આ જ હકીકત ફલિત થશે.

રા. રમણલાલની વાર્તાઓમાં 'જયંત' જો કે સૌથી પહેલી પ્રકટ થએલી, છતાં લખાએલી તો સૌથી પહેલી 'ઠગ', એટલે એમાં લેખકને અનાકર્ષકતાની ભીતિ 'જયંત' કરતાં પણ વિશેષ હોય એ સ્વાભાવિક, અને તેથી જ કલ્પનાની ફેંકાફેંકી એમાં એમણે 'જયંત' કરતાં પણ વિશેષ ચલાવી છે. અલબત્ત, 'જયંત' સામાજિક નવલકથા છે, ત્યારે આ તો એક પ્રકારની જાસૂસી વાર્તા છે, એટલે એમાં ભેદી વાતાવરણ રચવાનો લેખકને વિશેષ હક્ક ગણાય ખરો, પણ એ હક્ક સ્વીકાર્યા પછી પણ એમાં મકાનોની દીવાલો ખસી જાય, ભોંયતળિયાં ઘડીકમાં ઊપસીને વળી તરત પાછાં હતાં એવાં સપાટ બની જાય, ઈષ્ટદેવ તરીકે પૂજાતી મૂર્તિઓ યાંત્રિક પૂતળાંની પેઠે છૂટી પડી જાય અને તેની પાછળથી દૂર દૂરનાં સ્થળોના રસ્તાઓ નીકળે, અંગ્રેજ સેનાપતિઓ અને સૂબાઓના અંગરક્ષકો અને પરિચારિકાઓ સુધીનાં સઘળાં માણસો ઠગમંડળનાં અંગભૂત હોય—એવી એવી અસંભવિત ઘટનાઓ પ્રતિપદે થતી જે વર્ણવી છે તે તો આજના વખતમાં આપણને ટાઢા પહોરનાં ગપ્પાં સિવાય બીજું કંઈ જ ન લાગે. એ ઉપરથી એક બાબત સિદ્ધ થાય છે ખરી, કે રા. રમણલાલને શુદ્ધ નવલકથા (Novel) કરતાં અદ્‌ભુતરસપ્રધાન કૌતુકકથા (Romance) વધારે ફાવે. વીસમી સદીના ગુજરાતી સમાજની વાર્તાઓને બદલે મધ્યયુગના કોઈ સ્થળકાળની કે ભૂતપ્રેત, દેવદાનવ, પરી રાક્ષસ આદિ અમાનુષી સત્ત્વો જેમાં પૂર છૂટથી ઘૂમી શકે એવી 'અરેબિયન નાઈટ્સ' કે સામળની વાર્તાઓ જેવી કથાઓ રચવાનું એમને સોંપ્યું હોય તો તેમાં એ સારી પેઠે સફળ થઈ શકે. કેમકે અદ્‌ભુતરસનો એમને ભારે શોખ છે અને એની જમાવટ પણ એ બહુ સહેલાઈથી કરી શકે છે. પણ એ અદ્‌ભુતરસનું આક્રમણ આ 'ઠગ'માં તો કંઈક અસ્થાને અને અમર્યાદિત થઈ ગયું છે, તેથી આંહીં તો એને લીધે વાર્તાને લાભને બદલે ઊલટી હાનિ જ થઈ છે. વિશેષમાં વળી આ ઠગ લોકો મહા સિદ્ધાન્તવાદી પુરુષો હતા, એમનામાં અત્યારનાં વિપ્લવવાદી મંડળોના જેવી રાજકીય હિલચાલો અને વ્યવસ્થાઓ હતી, એમની લૂંટફાટની પાછળ તો દેશના દુશ્મનોને હાંકી કાઢવાની યોજના હતી, હિંદનાં મોટાં મોટાં રજવાડાંઓની ઊથલપાથલોમાં એમનો મુખ્ય હિસ્સો હતો, હિંદુસ્થાન બહારના દૂર દૂરના દેશો સાથે પણ એ લોકો રાજકીય સંબંધ ધરાવતા હતા, અને વળી એમના નાયકો નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને અહિંસાનાં વ્રતો પાળતા હતા એવું એવું જે એમાં બતાવવામાં આવ્યું છે તે તો ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેને અસંભવિત ઠરાવે છે અને તેથી આ આખી વાર્તા અવાસ્તવિકતાના અજોડ નમૂનારૂપ ગણાય એવી બની ગઈ છે.

'જયંત' લેખકે બીતાં બીતાં પ્રકટ થવા દીધેલી, પણ ગુજરાતે એને સારી પેઠે આવકાર આપ્યો, એટલે એમનામાં હિંમત આવી, અને તેથી એ પછીની એમની વાર્તાઓમાં એમની કલાએ ક્રમે ક્રમે સારી પ્રગતિ કરવા માંડી, એટલું જ નહિ પણ અનાકર્ષકતાની ભીતિને લીધે અદ્‌ભુતરસનો જે વધુ પડતો આશ્રય લેવામાં આવતો હતો અને તેને પરિણામે જે અવાસ્તવિકતા આવી જતી હતી તે બધું ધીરે ધીરે ઓછું થતું ગયું. આથી 'જયંત' પછીની એમની વાર્તાઓ વાસ્તવિકતાની બાબતમાં નિઃશંક ચડિયાતી બની છે. છતાં એમાંની ઘણીખરીમાં કેમે કરતાં ન માની શકાય એવું કંઈક નહિ ને કંઈક તો અવશ્ય આવ્યા જ કર્યું છે. ઉદાહરણ તરીકે 'જયંત' પછીની વાર્તા 'શિરીષ'માં પેલો લાખ રૂપિયા ભરી આપવાની જુદાં જુદાં પાત્રોની પડાપડીવાળો જે પ્રસંગ છે તે આખો યે અવાસ્તવિક છે. ડૉકટર, ચિત્રકાર, રોહિણી, અને કાન્તા એ બધાં એવડી મોટી રકમ બરાબર વખતસર ક્યાંથી ઊભી કરી શકયાં? કોઈને ત્યાં

પૈસાનું ઝાડ હતું કે પછી કોઈ કીમિયો મળી આવ્યો હતો? એ પ્રસંગથી મુરલીધર શેઠ પોતે જેટલા ચકિત થઈને ચિડાય છે તેટલો જ દરેકે દરેક બુદ્ધિશાળી વાચક પણ ચકિત થઈને ચિડાય છે. એ જ રીતે 'કોકિલા'માં રશ્મિ, જુગલકિશોર, અને નાથબાવા એ ત્રણની એકતા લેખક ભારે સિફતથી સમજાવવા અને સમર્થિત કરવા પ્રયત્ન કરે છે, છતાં એ અસંભવિત જ લાગ્યા કરે છે. અને 'સ્નેહયજ્ઞ'માં કોઈ ભેદી માણસ સર સુરેન્દ્ર સામે રિવૉલ્વર તાકીને એનો પગાર પડાવી જાય છે અને પોલીસખાતું શોધાશોધ કરે છે છતાં ગુનેગારનો પત્તો લાગતો નથી એટલું જ નહિ પણ એનો એ બનાવ બીજે મહીને વળી વિશેષ અદ્ભુત રીતે બને છે એ પ્રકારની જે ઘટના વર્ણવી છે તે પણ ગુજરાતની ધરતીમાં તો અપ્રતીતિકર જ નથી લાગતી? ગુજરાતે એવી સામ્યવાદી કે વિપ્લવવાદી ટોળીઓનાં વ્યવસ્થિત ગુપ્તસંડળો અને એવી ખુલ્લી લૂંટ કદી પણ જોએલ છે કે આપણને એ ઘટનામાં વિશ્વાસ પડે? બંગાળ જેવા પ્રાન્તની વાત હોય તો હજુ આપણે માની શકીએ, પણ ગુજરાતને માટે તો એ લેખકના કલ્પનાવિલાસ સિવાય બીજું કંઈ જ નથી લાગતું. છેવટ, 'ભારેલા અગ્નિ'માં રુદ્રદત્તનું જે જાતનું પાત્રાલેખન કરવામાં આવ્યું છે તે પણ પ્રતીતિજનક લાગતું નથી. ગુજરાતનો કોઈ બ્રાહ્મણ પૂર્વજીવનમાં મોટો ક્રાન્તિકારી યોદ્ધો હોય, યુરોપ એશિયામાં મહાયુદ્ધોમાં ભાગ લઈ સમર્થ સેનાનાયક તરીકે મશહૂર બન્યો હોય, ઝૂઝી ઝૂઝીને પરદેશીઓને હાંકી કાઢવાને મથેલો હોય, અને પછી એ પાછો કોઈ નાનકડા ગામડામાં આવી વિદ્વાન આચાર્ય તરીકે પાઠશાળા ચલાવતો હોય અને સત્તાવનના બળવાના સમયમાં ગાંધીજીનો અહિંસાનો સિદ્ધાન્ત ફેલાવવા પ્રયત્ન કરતો હોય એ દેખીતું જ અશક્ય છે. તેમ જ 'કળિકાળના ગરબા'ના લેખક કૃષ્ણરામ મહારાજના કહેવા પ્રમાણે બાર વરસની વયે તો છોકરીઓ માતા બનતી હતી[૧૫] એવા એ જમાનામાં રુદ્રદત્તની પૌત્રી કલ્યાણી બહુ મોટી ઉમર સુધી અપરિણીત રહી હોય એ પણ અસંભવિત વાત છે. આ પ્રમાણે 'જયંત' પછીની વાર્તાઓની કલા એકંદરે વિકાસમાન હોવા છતાં એમાંની ઘણીખરીમાં અવાસ્તવિકતાનો દોષ ઓછાવત્તા પ્રમાણમાં આવ્યા વિના નથી જ રહ્યો અને એ દોષ સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો જ નહિ, પણ એથી આગળ વધીને કહીએ તો સુન્દર મુખમાં કુત્સિત કોઢના ડાઘા જેવો બનીને એમની વાર્તાઓની ઘણી શોભાને હતી ન હતી કરી નાખે છે એમાં પણ શંકા નથી.

એટલે રા. રમણલાલની વાર્તાકલાએ હવે જે પ્રગતિ કરવાની છે તે પ્રથમ તો આ વાસ્તવિકતાની બાબતમાં જ કરવાની છે. એમની પ્રતિષ્ઠા હવે જામી ગઈ છે, તેથી લોકોનું આકર્ષણ કરવા ખાતર પહેલાંની પેઠે અદ્ભુતરસનો અકારણ આશ્રય લેવાની હવે એમને જરૂર રહી નથી. તેથી પ્રારંભમાં એમણે જેટલી ચીવટ રંજકતાને માટે રાખેલી તેટલી જ ચીવટ હવે એમણે વાસ્તવિકતાને માટે રાખવાની છે અને બીજું બધું ભલે ગમે તેમ થાય પણ વાર્તાનાં એકેએક પાત્રપ્રસંગ સર્વથા શંકાતીત અને વાંચતાં વેંત જ પ્રતીતિ થાય એવાં સ્વાભાવિક બનાવવા ઉપર પોતાનું સઘળું ધ્યાન લગાડવાનું છે. આપણું મનુવાક્ય છે કે दृष्टिपूतं न्यसेत् पादम्, એના અનુકરણરૂપે એક નવું વાક્ય બનાવીને કહીએ તો સંભવપૂતં સૃજેત્ વસ્તુ એ એમણે હવે પોતાની વાર્તારચનાનું આચારસૂત્ર બનાવવાનું છે, અને સંભવની મર્યાદામાં રહીને જ પોતાનાં પાત્રપ્રસંગો યોજવાનાં છે. ઉપર જે થોડાં ઉદાહરણો નોંધ્યાં છે એમાંની અસંભવિતતા લેખક પોતે નથી જોઈ શકતા એમ માનવાનું કારણ નથી, ઊલટું એમાંના એક એનો તો એમણે દાખલા દલીલો આપીને બચાવ કરવા પણ પ્રયત્ન કર્યો છે. 'ઠગ'માં પાછળ પરિશિષ્ટમાં દેશાન્તરની ભેદી મંડળીઓનો અહેવાલ એમણે આ જ હેતુથી આપ્યો છે. પણ આ ઠેકાણે લેખક કલાનું એક મુખ્ય લક્ષણ ભૂલી જાય છે કે તે હમેશાં સ્વયંપ્રકાશ અને સ્વયંપ્રતીતિકર હોવી જોઈએ. દાખલા દલીલોની તો એને કદી જરૂર જ ન હોય. એવી

---

**૧૫. 'દશ એકાદશ બાર, વર્ષે ગર્ભ જ ધરતી; વિહ્વળ થઇ વ્યભિચાર, કામિનીઓ બહુ કરતી.'**

જરૂર પડી કે તરત જ એનું શૈથિલ્ય સાબિત થઈ ચૂક્યું સમજવું. સાચું સર્જન તો એનું નામ કે જેમાં શંકાને માટે અવકાશ જ ન રહે. એકવાર શંકા ઊભી થઈ એટલે પછી ગમે તેટલા દાખલા કે દલીલો આપો છતાં વિગલિતવેદ્યાન્તર દશા પ્રાપ્ત થવાની નહિ, અને તેથી એ સર્જનની પછી રસ આપવાની શક્તિ ઘટી જવાની. એટલે રા. રમણલાલ જો પોતાની કૃતિઓને કંઈક દીર્ઘાયુષી બનાવવા માગતા હોય, કેવળ સમકાલીનોના જ આદરથી સંતુષ્ટ ન થતાં ભવિષ્યમાં પણ પોતાની વાર્તાઓ વંચાતી રહે એવી જો એમની આકાંક્ષા હોય, અને સમકાલીનોમાં પણ માત્ર બાલમાનસવાળા વાચકોનું જ નહિ પણ પરિપક્વ પરીક્ષણશક્તિવાળા શિષ્ટ સમુદાયનું પણ ચિત્તરંજન કરવા ઇચ્છતા હોય, તો એમણે પોતાની વાર્તાના એકેએક પાત્રપ્રસંગના સર્જન પ્રસંગે 'આ ખરેખર શક્ય છે?' 'આ સંભવિત ગણાશે?' 'વાચકોને આ પ્રતીતિ ઉપજાવી શકશે?' એવા એવા પ્રશ્નો પૂછી પગલે પગલે પોતાના સર્જનની સંભવિતતાની પાકી તપાસ કરવાની છે, અને કટ્ટામાં કટ્ટા વિરોધીની આકરામાં આકરી કસોટી સામે ટક્કર ઝીલી શકે એવી વાસ્તવિકતા પોતાની વાર્તાઓમાં દાખવવાની છે. નહિ તો એમની વાર્તાઓ આજે ગમે તેટલી રમણીય લાગતી હશે અને લોકોમાં ગમે તેટલી વંચાતી હશે તોપણ એ લાંબો વખત જીવવાની નથી એ ચોક્કસ.

૪

રા. રમણલાલની વાર્તાઓ વાસ્તવિકતાની પૂરતી છાપ પાડી શકતી નથી તેનું એક મુખ્ય કારણ ઉપર બતાવ્યું તેમ એમની અદ્ભુતતાની આસક્તિ છે, પણ એ ઉપરાંત એનાં બીજાં બે ગૌણ કારણો પણ છે. તેમાં એક તો દેશકાલની અસ્પષ્ટતા અને બીજું વાસ્તવિકતાનો આભાસ ઉત્પન્ન કરે એવાં કાળજીભર્યાં સુરેખ તાદૃશ વર્ણનોની ન્યૂનતા. આ બન્ને બાબતો ઉપર ઉપરથી મહત્ત્વ વગરની લાગે છે, પણ કલ્પિત વસ્તુને વાસ્તવ જગતના જેવું નક્કર અને શ્રદ્ધેય બતાવવામાં તે બન્ને બહુ ઉપયોગી થઈ પડે છે. પણ રા. રમણલાલે એમની વાર્તાઓમાં એ બન્ને પર પૂરતું લક્ષ આપ્યું નથી. એમની વાર્તાઓમાં એ સ્થલકાલનો નિર્દેશ જવલ્લે જ કરે છે. ક્યા શહેરમાં એમની વાર્તાના પ્રસંગો બને છે એ ક્યાંયે જણાવે છે એ? સંભારો, જયંતની મોટી હવેલી બળી ગઈ એ કયા શહેરમાં આવેલી? શિરીષ તોફાન કરીને પજવતો હતો તે પ્રોફેસરો ક્યાંની કૉલેજના? જગદીશ અને કોકિલા કયા નગરમાં વસતાં હતાં? જનાર્દનનો આશ્રમ ક્યા શહેરમાં ચાલતો હતો? 'પત્રલાલસા'માં સનાતન પૈસા કમાવા મુંબઈ ગયો એ આપ્યું છે, પણ એ કયા ગામમાં ભણતો હતો અને એની મંજરી ક્યાં રહેતી હતી એ જણાવ્યું છે? 'પૂર્ણિમા'ના અવિનાશની આંગળીને આગગાડીના ડબ્બામાં અકસ્માત થાય છે તે ક્યાંના સ્ટેશને? આ કશું ય ક્યાં ય જણાવ્યું નથી. એ જ રીતે સમયની બાબતમાં પણ લેખકે મૌન જ રાખ્યું છે ઘણીખરી વાર્તાઓમાં. 'સરસ્વતીચંદ્ર' ઉઘાડીએ કે તરત આપણને ખબર પડે છે કે એ વખતે માઘ માસ ચાલતો હતો અને થોડા જ દિવસમાં શિવરાત્રિ આવવાની હતી. 'પૃથિવીવલ્લભ' વાંચવા માંડીએ ત્યાં પહેલાપ્રકરણનું પહેલું જ વાક્ય આપણને કહે છે કે 'સંવત ૧૦૫૨ના વૈશાખ માસની દશમની સાંજે તૈલંગણના પાટનગર માન્યખેટના રાજ્યમહેલના શિવાલયમાં એક બાળા પદ્માસન વાળી બેઠી હતી.' અંગ્રેજીમાં Forsyte Saga ના પ્રથમ ગ્રંથ The Man of Propertyનું પહેલું જ પાનું શરૂ કરો ત્યાં 'On June 15 eighteen eighty-six, about four of the afternoon' એમ પૂરી વીગતો સાથે તમને સમયનિર્દેશ મળે. રા. રમણલાલની વાર્તાઓમાં આવી કોઈ સ્પષ્ટતા ક્યાં યે નજરે પડે છે? તિથિ માસ તો શું પણ ઋતુનો ઉલ્લેખ પણ અત્યંત વિરલ પ્રસંગે જ કરેલો જોવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે દેશકાળના સ્પષ્ટ નિર્દેશથી વાર્તામાં વાસ્તવિકતાના જે રંગો પુરાય છે તેનો લાભ એમની વાર્તાઓને મળતો નથી અને તેથી એમની વાર્તાઓ જાણે આપણે હાલીએ ચાલીએ

છીએ એવી દુનિયા ઉપર નહિ પણ કોઈ કલ્પિત પ્રદેશમાં અદ્ધર ચાલતી હોય એવું આપણને ઘણી વાર લાગ્યા કરે છે. એમનાં વર્ણનોમાં પણ એવું જ બને છે. આજના જમાનામાં કોઈ હવે 'કરણઘેલા' કે 'સરસ્વતીચંદ્ર' જેવાં લાંબાં લાંબાં વર્ણનો સહન કરી શકે એ આશા તો રાખવાની જ નથી. જરાક લાંબું વર્ણન આવ્યું કે પાનું ફેરવ્યું જ છે એ આજના વાર્તારસિકોની સામાન્ય ટેવ બની ગઈ છે. એટલે રા. રમણલાલે રા. મુનશીની પેઠે લાંબાં વર્ણનો ઉડાડી દીધાં એ તો યોગ્ય જ કર્યું છે. પણ જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં ત્યાં ટૂંકાં છતાં વસ્તુના મર્મને બરાબર પકડીને તેનું સ્વરૂપ આબેહૂબ ખડું કરે એવાં સબળ વર્ણનો આપવા એ વાર્તાની અંદર વાસ્તવિકતાની છાપ પાડવા માટે અત્યંત અગત્યનું છે. પણ રા. રમણલાલની કૃતિઓમાં એવાં મર્મગ્રાહી સમર્થ વર્ણનોનું પ્રમાણ બહુ ઓછું માલૂમ પડે છે. વાચક ક્યાંક કંટાળશે એની એમને એટલી બધી બીક લાગી જણાય છે કે વર્ણનોનું તત્ત્વ ગૌણ કરી નાખવા તરફ જ એમનું વલણ રહ્યું છે. એમની વાર્તાઓમાં આગ, વાવાઝોડું, જેલ, નદી, વન, સરોવર કે તળાવ આદિ અનેક વસ્તુઓ આવે છે, પણ એનાં અવિસ્મરણીય વર્ણનચિત્રો એમણે દોર્યાં હોય એવાં સ્થળો વિરલ જ છે. ઘણેખરે સ્થળે તો આછી રેખાઓથી સૂચન માત્ર જ કર્યું છે. આથી એ વસ્તુઓનો કંઈક ખ્યાલ તો આવે છે, પણ એથી વાસ્તવિકતાની સંગીન ધરતી ઊભી થતી નથી, અને આ બધું કલ્પનાના હવાઈ આકાશમાં ચાલી રહ્યું છે એ ભાસ નાબૂદ થતો નથી. એમનાં વર્ણનો કેટલીક વાર કેવાં ઉપરચોટિયાં હોય છે એનાં આંહીં બે જ દૃષ્ટાંતો ટાંકીશું. 'શિરીષ'માં વાર્તાનાયક પોતાના અંગ્રેજ મિત્ર સાથે મેસોપોટેમિયા જાય છે ત્યાંની વસાહતનો એક પ્રસંગ વર્ણવ્યો છે, પણ એ બનાવ ગુજરાતમાં નહિ ને મેસોપોટેમિયામાં જ બન્યો એવું બતાવે એવી કશી સ્થાનિક વિશિષ્ટતા લેખકે ત્યાં વર્ણવી છે? એ જ રીતે 'ભારેલા અગ્નિ'માં ક્રીમિયન યુદ્ધનો એક પ્રસંગ આવે છે ત્યાં પણ એ બનાવ હિંદમાં નહિ ને રશિયામાં બનેલો એવો ખ્યાલ આપે એવું કશું વિશિષ્ટ તત્ત્વ વર્ણનમાં જોવામાં આવતું નથી. એટલે લેખકે પોતાની વાર્તાઓમાં વાસ્તવિકતાની છાપ પાડવા માટે એક બાજુથી જેમ કલ્પનાની બેજવાબદાર ફેંકાફેંકી છોડી દેવાની છે, તેમ બીજી બાજુથી સ્થળકાળાદિ વેષ્ટન (setting)ની સ્પષ્ટતા અને પ્રસંગોનાં વર્ણનોની મર્મગ્રાહી સુરેખતા ઉપર પણ કાળજીપૂર્વક લક્ષ આપવાનું છે.

આ પ્રમાણે પૂરતી વાસ્તવિકતાનો અભાવ એ રા. રમણલાલની વાર્તાઓની એક મુખ્ય ખામી, તો પૂરતી વિવિધતાનો અભાવ એ તેની બીજી મુખ્ય ખામી છે. આ ખામી એટલી બધી સ્પષ્ટ છે—એકના એક પ્રકારના ભલા, ભોળા, સાદા, સરળ, ધૂની, આદર્શશીલ નાયક, એવા નાયકને નભાવતી પ્રેમાળ નાયિકા, એ બન્ને વચ્ચેનો પ્રેમ, પ્રેમને પરિણામે પરિણયન, અને એ પ્રણયપ્રવૃત્તિની આસપાસ વ્યાયામ, ગણિકાજીવન, સત્યાગ્રહ, ગ્રામજીવન આદિ કોઈ એકાદ વિષયની ગૂંથણી, અને એમાં પાછી ભેદી પાત્રો, અકસ્માતો, પ્રેમત્રિકોણ વગેરે સુપરિચિત રંજનયુક્તિઓ એ બધું હવે એટલું બધું જાણીતું બની ગયું છે—તેમ લેખકે પોતે પણ એનો એવી ખુલ્લી રીતે સ્વીકાર કર્યો છે[૧૬] કે એ બાબત દાખલા દલીલો આપીને પુરવાર કરી આપવાની આંહીં હવે જરૂર રહેતી નથી. અલબત્ત, જેમ એક જ માબાપનાં સન્તાનોમાં અમુક પ્રકારનું આકારસામ્ય તો અવશ્ય હોય જ, તેમ એક જ લેખકની કૃતિઓમાં પણ અમુક પ્રકારનું સ્વરૂપસામ્ય તો અનિવાર્ય જ છે. પણ રા. રમણલાલની વાર્તાસૃષ્ટિનું સામ્ય એટલેથી જ અટકતું નથી. એમની વાર્તારચનામાં તો એટલું બધું એકધારાપણું જોવામાં આવે છે કે એમની પાસે વસ્તુસંકલનાનું જાણે એક જ બીબું છે, અને એ એક જ બીબાના ઢાળામાં ઢાળીને એ પોતાની વાર્તાઓ રચે છે એમ તરત જ

૧૬ 'વાતાવરણ અને વસ્તુનું મળતાપણું એ મારી મોટામાં મોટી મર્યાદા છે એ મારી જાણ બહાર નથી. અને કલાને ટૂંકજીવી બનાવનાર એ અંશો છે એ હું ન સ્વીકારું તોય સત્ય છે.'—'જયંત', બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

દેખાઈ આવે છે. આથી એમની એકાદ બે વાર્તાઓ વાંચ્યા પછી વાચકને યોજનાની નવીનતા જેવું કશું જોવા મળતું નથી, અને તેથી બાકીની વાર્તાઓમાં એનો રસ સ્વાભાવિક રીતે જ મોળો પડી જાય છે. વસ્તુસંકલનાની આ એકવિધતા બતાવી આપે છે કે લેખકમાં સર્જકશક્તિ છે, પણ એ બહુ સમૃદ્ધ નથી. ક્ષણે ક્ષણે નવા નવા ઘાટ ઉપજાવી શકે એવું પ્રતિભાબળ એ હજુ દાખવી શક્યા નથી. એટલે અવાસ્તવિકતાની પેઠે અવિવિધતાનો આ દોષ પણ એમની 'કલાને ટૂંકજીવી બનાવી' દે તો એમાં નવાઈ નથી.

એમની કળાનો ત્રીજો દોષ કથાવસ્તુના ગુંફનમાં અને વિસ્તારમાં એ પહેલેથી કશી ચોક્કસ યોજના નક્કી કરી શકતા નથી તેને પરિણામે એનાં અંગોપાંગો વચ્ચે યોગ્ય પ્રમાણ જળવાતું નથી એ છે. ઉદાહરણ તરીકે 'શિરીષ'માં પાત્રોની પૂર્વકથા પાછળ પચીસ પ્રકરણ રોકયાં છે અને ખુદ નવલકથાના વસ્તુ માટે પંદર જ પ્રકરણ આપ્યાં છે, જે દેખીતું જ અયોગ્ય છે. એ જ રીતે 'સ્નેહયજ્ઞ'માં. ત્યાં કિરીટ અને મીનાક્ષીનો પૂર્વપ્રેમ વર્ણવવામાં વાર્તાનો મોટો ભાગ (પ્રકરણ ૧૭ થી ૨૫) વપરાઈ જાય છે, એટલે વાર્તાના કેન્દ્રરૂપ જે સ્નેહના યજ્ઞની ભાવના ને કિરીટ મીનાક્ષી અને સુરેન્દ્રના માનસપરિવર્તનના પ્રસંગો, તેને માટે પછી પૂરતી જગા રહેતી નથી. 'હૃદયનાથ'માં નાયકનું તેમ 'ગ્રામલક્ષ્મી'માં ખળ નાયક વૈકુંઠરાયનું હૃદયપરિવર્તન અત્યારે આપણને અણધાર્યું અને અસ્વાભાવિક લાગે છે તેનું કારણ પણ આ પ્રમાણબુદ્ધિની ન્યૂનતા જ છે. ઉપર જણાવેલા અવિવિધતાના દોષની પેઠે આ દોષની પણ લેખકને પોતાને ખબર છે,[17] તેથી એ વિશે પણ આંહીં આથી વિશેષ વિસ્તાર કરવાની જરૂર નથી, એટલે આંહીં એ સંબંધમાં ફક્ત એટલું જ નોંધીશું કે રંજક હોવા છતાં એમની વાર્તાઓ ઘણી વાર કલાદૃષ્ટિએ અનવદ્ય સુશ્લિષ્ટતાવાળી કે સાહિત્યદૃષ્ટિએ ઉચ્ચ પદની અધિકારી નથી બની શકતી તેનું કારણ અવાસ્તવિકતા ને અવિવિધતાની સાથે એમની આ પ્રમાણબુદ્ધિની ન્યૂનતારૂપી ખામી પણ છે.

## ૫

રા. રમણલાલની વાર્તાઓની નીતિવ્યવસ્થાના સંબન્ધમાં એમની સામે બે જાણીતા વિવેચકો[18] તરફથી બે જુદી જુદી ફરિયાદો કરવામાં આવી છે:

---

૧૭. 'મારી બીજી નવલકથાઓ મને સંતોષ આપી શકી નથી, તે જ પ્રમાણે આ નવલકથા પણ મને ખામીઓથી ભરેલી લાગે છે. લખાણ જેમ જેમ લખાતું જાય છે તેમ તેમ છપાતું જાય છે, એટલે સમગ્રદર્શન પછી જે ફેરફારો આવશ્યક લાગે તે થઇ શકતા નથી, કેટલીક વિગતની ભૂલો અને ખામીઓ સુધારી શકાતી નથી, અને મુખ્ય તથા આડકથાઓનાં પ્રમાણ સાચવી શકાતાં નથી. આ રચનાની–technique ની ખામી કલાતત્ત્વને ભારે હાનિ પહોંચાડે છે એ હું જાણું છું. છતાં તે હું નિવારી શકતો નથી!'–'સ્નેહયજ્ઞ'ની પ્રસ્તાવના.

૧૮. આ ઉલ્લેખ ફરજ ગણીને ખાસ ઇરાદાપૂર્વક આંહીં કર્યો છે. ગુજરાતમાં હમણાં હમણાં એક નવો વા વાવા લાગ્યો છે કે કોઇ પણ વિષયનું વિવેચન કરતી વખતે જાણે ગુજરાતની સમસ્ત વિવેચનકલા–અરે ભૂલ્યો, વિવેચનકલા નહિ પણ વિવેચનશાસ્ત્ર, કેમકે વિવેચન કદી કલા હોઇ જ ન શકે એવો એક મત આપણે ત્યાં પ્રવર્તાવવા પ્રયત્ન થયો છે–જાણે પોતામાં જ ઊગીને આથમી જતી હોય, અને પોતાના પુરોગામીઓ તેમ સમકાલીનોમાંથી જાણે કોઇએ એ વિષયનો અગાઉ કદી સ્પર્શ જ ન કર્યો હોય એવો દેખાવ રાખી પોતાની ચર્ચામાં કોઇના નામનો નિર્દેશ જ ક્યાંયે ન કરવો. પણ આમાં એવા વિવેચકના ચિત્તની કૃપણતા સિવાય બીજું કંઈ જ દેખાતું નથી. ખરી રીતે વિજ્ઞાનની પેઠે સાહિત્ય અને વિવેચનનું ક્ષેત્ર પણ ઘણું બહોળું છે, એમાં એક જ નહિ પણ અનેક અન્વેષકો પોતપોતાની રીતે અન્વેષણો કર્યા કરે, અને એકે કરેલા કામની બીજો પૂર્તિ કરે, એકનું કરેલું સંશોધન બીજો એકાદ ડગલું આગળ લઇ જાય, અને પુરોગામી કે સમકાલીન વિવેચકબન્ધુના અન્વેષણનો ઉલ્લેખ કરી પોતે એમાં જે સુધારો કે દૃષ્ટિભેદ આવશ્યક માનતો હોય તે સૂચવે એમાં કોઇએ નાનમ માનવાનું કારણ નથી. પણ કોઇને 'ગુજરાતનો અનન્ય વિવેચક તો એક બસ હું જ' એમ બતાવવું હોય તો પછી બીજા કોઇના અન્વેષણનો ઉલ્લેખ એ શી રીતે કરી શકે?

એક તો એ કે એ ખરેખર દુષ્ટ પાત્રો સરજી શકતા જ નથી,[૧૯] અને બીજી એ કે એમની કૃતિઓમાં ખળ નાયકોનો જે રીતે નિકાલ કરવામાં આવે છે તે સંતોષકારક નથી.[૨૦] અને આ બન્ને ફરિયાદોમાં સત્ય રહેલું છે. પણ એમની સઘળી વાર્તાઓને સાથે રાખીને એમની કૃતિઓનું જો ઝીણવટથી અવલોકન કરીશું, અને આ બાબતમાં પ્રસંગોપાત્ત ભિન્ન ભિન્ન સ્થળે લેખકે પોતે જે વિચારો દર્શાવ્યા છે તે એકઠા કરીને લક્ષમાં લઈશું તો તરત જણાઈ આવશે કે એમની આ બન્ને ખામીઓનું મૂળ એમની સામ્યવાદી જીવનફિલસૂફીમાં અને અભિનવમત ભણી ઢળતા એમના નીતિદર્શનમાં રહેલું છે. સર્જકોના વાદો કેટલીક વાર એમની કળાને પણ હાનિ પહોંચાડ્યા વગર રહેતા નથી એ જાણીતો સાહિત્યસિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્ત પ્રમાણે રા. રમણલાલને એમના અહિંસાવાદે કેવી હાનિ પહોંચાડી છે અને તેને લીધે એમની 'ઠગ' અને 'ભારેલો અગ્નિ' એ બન્ને વાર્તાઓ કેવી દૂષિત બની ગઈ છે એ આપણે પાછળ જોઈ ગયા. તો એ જ રીતે આ પાત્રાલેખન અને વસ્તુનિર્વહણની બાબતમાં એમના સામ્યવાદ અને અભિનવનીતિવાદે એમની કલાને કેવી માઠી અસર કરી છે તે બને તેટલા સંક્ષેપથી જોઈ જઈએ.

કલાકાર ખરેખરાં દુષ્ટ પાત્રો ક્યારે સરજી શકે, અને પોતાની કૃતિઓમાં એને એની દુષ્ટતાને યોગ્ય એવી દુર્દશાએ ક્યારે પહોંચાડી શકે? જ્યારે એ એની દુષ્ટતાને માટે એને જવાબદાર ગણતો હોય અને એ દુષ્ટતા બદલ એના તરફ—એના પોતાના તરફ નહિ તો છેવટ એની દુષ્ટતા તરફ તો અવશ્ય—તિરસ્કાર અનુભવતો હોય ત્યારે જ. પણ રા. રમણલાલની જીવનફિલસૂફી આ બેમાંથી એક વસ્તુ કરી શકતી નથી. એક બાજૂથી એમનો સામ્યવાદ માનવીને આર્થિક સંજોગોનું રમકડું માને છે, તો બીજી બાજૂથી એમનો અભિનવનીતિવાદ માનવીને પ્રકૃતિએ એને પૂછ્યા વગર એના ચિત્તમાં મૂકેલી અને અનિવાર્ય રીતે પોતપોતાના સ્વભાવધર્મ પ્રમાણે પ્રવર્ત્યા કરતી પ્રેરણાઓ કે વાસનાઓનું રમકડું માને છે. માનવી જે કંઈ કરે છે તે આ બે બળો આગળ પરવશ બનીને, ગીતા કહે છે તેમ अनिच्छन्नपि बलादिव नियोजितः પોતાની ઇચ્છા ન હોય છતાં બીજું કોઇ એના પર બળાત્કાર કરીને એની પાસે કરાવતું હોવાથી કરે છે. આમ હોવાથી લેખક માનવીને એની દુષ્ટતા માટે જવાબદાર ગણી શકતા નથી, અને એ બદલ એમને તેના પર તિરસ્કાર પણ ઊપજતો નથી.[૨૧] પરિણામે

---

૧૯. રા. જ્યોતીન્દ્ર દવે: 'બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય,' પૃ. ૩૩: 'રમણલાલ ખરેખરાં દુષ્ટ પાત્રો કોણ જાણે કેમ ચીતરી શકતા નથી એમ લાગે છે.'

૨૦. રા નવલરામ ત્રિવેદી: 'કેટલાંક વિવેચનો', પૃ. ૧૧૪: 'આ જ પ્રમાણે રાજ્જા શેઠ, કનક, મહેશચંદ્ર વગેરે શઠો ખુલ્લા પડ્યા વિના છેવટ સુધી નાયક અને ઉપનાયકની સાથે સંબંધ જાળવી રાખે છે, અને તેમની દુષ્ટતાનો કાંઇ જ દંડ તેમને મળતો નથી, તેથી એક જાતની ઉણપ લાગ્યા કરે છે.'

૨૧. જુઓ એમના શબ્દો:—'કોઈ પણ દોષનો બચાવ થઈ શકે એમ નથી; કોઇ પણ દોષને ગુણ તરીકે ગણાવવામાં કાંઈ અર્થ નથી; પરંતુ દૂષિત માનવીનો બચાવ થઇ શકે એમ છે. તેનો બચાવ કરવાની જરૂર પણ છે. બહુ જ થોડા માનવીઓ જન્મદૂષિત હોય છે. એક સાધુ અને એક વિષયી જન્મસમયે ગુણદોષના લગભગ સરખા જ સંસ્કારભાગ લઈ અવતરે છે. ગુણ અગર દોષમાં સ્વપ્રયત્ને આગળ વધનાર પણ બહુ જ થોડા હોય છે. માનવીનો મોટો ભાગ તો એના પરિવેષ્ટનથી જ ઘડાયે જાય છે. સંયોગાનુસાર તે ગુણદોષને ગ્રહણ કરી લે છે. કોઇ માનવીમાં ગુણભાગ વિશેષ હોય તો જાણવું કે તેના જન્મપ્રાપ્ત શુભ સંસ્કારોને પોષણ મળે એવા વાતાવરણમાં તે ઊછર્યો છે. દૂષિત કાર્યોના આચરનારને જોઈને એમ જ સમજવું કે તેના જન્મસિદ્ધ અશુદ્ધ સંસ્કારો ખીલે એવી પરિસ્થિતિમાં જ તે ઊછર્યો છે. સાધુને નિહાળી આપણને પૂજ્યભાવ પ્રગટે તેની હરકત નહિ. પરંતુ એક ધૂળમાં પડેલા મદ્યપીને કે કેદમાં પડેલા લૂંટારાને જોઇને આપણને તિરસ્કાર પ્રગટે તે ક્ષણે આપણે યાદ રાખવાની જરૂર છે, કે એ મદ્યપી કે લૂંટારાને સ્થાને આપણે નથી એમાં આપણી મહત્તા કરતાં સંયોગોની જ વધારે મહત્તા છે. એ સંયોગો બદલાતાં તે ભાગ્યહીન દુર્ગુણી મનુષ્ય સાથે આપણો સ્થાનવિનિમય થતાં વાર લાગે એમ નથી.'—'સ્નેહયજ્ઞ' પૃ. ૧૩૯-૪૦

એ કોઈ પણ પાત્રને સળંગ દુષ્ટતાવાળું આલેખી શકતા નથી, તેમ વાર્તામાં એની અંતિમ દુર્ગતિ થતી પણ બતાવી શકતા નથી.[૨૨] કારણકે જે માણસો બીજાના દોષે-જેના પર પોતાનો કાબૂ નથી એવાં ત્રાહિત બળોને પરિણામે-દુષ્ટ બનેલાં હોય તેના પ્રત્યે લેખકના અંતરનો સદ્‌ભાવ સ્વાભાવિક રીતે જ કાયમ રહે છે, એટલે એવાં દુષ્ટ માનવીઓમાં પણ બીજી રીતે જે સદંશો રહેલા હોય તેના તરફ એ આંખમીચામણાં કરી શકતા નથી તેમ પારકાને દોષે દૂષિત બનેલાને દંડ દેવાનું પણ એમનું મન માનતું નથી. એમની 'ગ્રામલક્ષ્મી'માં **ઊજમ**, **મહેરુ**, **રામચરણ**, અને **નન્દી** એ ચાર પાત્રોનો એમણે જે જાતનો ઇતિહાસ આપ્યો છે તે જોતાં એમનું આ નીતિદર્શન સ્પષ્ટ રીતે સમજાઇ જાય છે. એ ચારેની વીગતો આપવાનો તો આંહીં અવકાશ નથી, એટલે એક **ઊજમ**ની જ વાત ટૂંકમાં જોઈએ. એ **ઊજમ** મૂળમાં સદાચારી સ્ત્રી હતી, પણ એના ધણીને ગામ છોડી શહેરમાં કમાવા જવું પડયું ત્યારથી એની પાસે પોતાનું ને પોતાનાં બાળકોનું ગુજરાન ચલાવવાનું કશું સાધન ન રહેતાં તે ગામના **મગન**શેઠને ત્યાં કામ કરવા રહે છે. એ **મગન** શેઠ લંપટ છે, અને **ઊજમ**ની નિરાધાર સ્થિતિનો લાભ લઈ એને પોતાની વાસનાતૃપ્તિનું સાધન બનાવવા પ્રયત્ન કરે છે. **ઊજમ** સ્વભાવે સદાચારી હોવાથી શરૂઆતમાં તો એની સામે થાય છે, પણ પછી ભૂખમરો નહિ વેઠાતાં ન છૂટકે એને **મગન** શેઠની મરજી સંતોષવી પડે છે. આ રીતે **ઊજમ**ના પાત્રદ્વારા લેખક સ્પષ્ટ રીતે બતાવે છે કે માનવીના પતનમાં એની પોતાની નહિ પણ પરિસ્થિતિની જ જવાબદારી રહેલી હોય છે. બાકીનાં ત્રણ પાત્રોના સંબંધમાં પણ એમણે એ જ કારણો જણાવ્યાં છે.[૨૩] એટલે એમનાં દુષ્ટ પાત્રોના આલેખન અને નિર્વહણના સંબંધમાં જે અસંતોષકારક સ્થિતિ જોવામાં આવે છે તેનો ખુલાસો આ પ્રમાણે એમના સામ્યવાદ અને અભિનવનીતિવાદથી થઈ જાય છે.

આ રીતે દુષ્ટ પાત્રોના સંબંધમાં લેખકનું જે વલણ જોવામાં આવે છે તે એમનામાં કેવી રીતે રૂઢ થયું એ આપણે સમજ્યા, પણ એ વલણ બરાબર છે કે કેમ એ વિચારવાનું હજુ રહે જ છે. એ સંબંધમાં પહેલો પ્રશ્ન તો એ થાય છે કે માનવી પતિત થાય એમાં બધી જ જવાબદારી શું સંજોગોની ગણાય? સંજોગો ઉપરાંત એ સંજોગો સામે એ માનવીએ ટક્કર ઝીલી નહિ એટલા પૂરતી એની પોતાની પણ જવાબદારી નહિ? ખરી રીતે માનવીની સાચી નીતિમત્તા સંજોગો સામે થવામાં જ રહેલી નથી? विकारहेतौ सति न विक्रियन्ते चेतांसि येषां त एव धीराः એ જ નીતિમત્તાનું સાચું લક્ષણ નથી? પ્રતિકૂળ સંજોગો ન ઊભા થાય એને લીધે માણસ નીતિમાન રહે તો દુનિયા ભલે એને નીતિમાન ગણે,

---

૨૨. '**ગ્રામલક્ષ્મી**'માં **નંદી** જેવી શિથિલ ચારિત્ર્યની સ્ત્રી પ્રત્યે પણ એમને સદ્‌ભાવ રહે છે તેનું કારણ એ પોતે આ પ્રમાણે આપે છેઃ 'સંજોગોએ-એટલે કે સમાજે-કુરસ્તે દોરેલાં માનવી સર્વદા દુર્ગતિનાં જ અધિકારી નથી હોતાં. અનેકને આકર્ષતું મોહકપણું-ગમે તેવો ઉપયોગ થવા છતાં--કોઇ વિશુદ્ધ તત્ત્વ ઉપર જ રચાયેલું હોવું જોઈએ'-ભા. ૩, પૃ. ૧૦૭.

૨૩. **મહેરુ** અને **રામચરણ**ના સંબંધમાં '**ગ્રામલક્ષ્મી**'નો નાયક **અશ્વિન** આ પ્રમાણે વિચારો દર્શાવે છેઃ—

(ક) 'સાધુ **અશ્વિન**ની દૃષ્ટિએ પાપમૂર્તિ મટી સંજોગોનું પૂતળું જ બની ગયો. સાધુને જુગારના અખાડા કાઢવાની જરૂર કેમ પડી? છોકરીઓનાં વેચાણ કરવાની ક્રૂરતા તેનામાં કયા કારણે ઉત્પન્ન થઈ? લગ્નની લાલચમાં નાખી, ભોળા પુરુષોના પૈસા પડાવી લેવાની ઠગાઇ કરવા સાધુને કોણ પ્રેરતું હતું? ધુતારો જન્મે બનાવ્યો કે જગતે?' ભાગ ૪, પૃ. ૧૯.

(ખ) '**અશ્વિન**ને એક બહુ પાર્થિવ તત્ત્વ ધ્યાનમાં આવ્યું. જ્યાં જ્યાં પેટ ન ભરાય ત્યાં ત્યાં પાપ, ત્યાં ત્યાં લાંચ, વેચાણ અને અનીતિ. આખું ગામ ભૂખે ન મરે તો ગામમાંથી પાપ અદૃશ્ય થાય. સમાજવાદી, સામ્યવાદી **ચંદ્રાનન** **અશ્વિન**ને યાદ આવ્યો. ઉત્પાદનનાં સાધનો જનસમસ્તનાં - મઝિયારાં - બની રહે તો **મહેરુ** ચોર ન બને, સાધુ ધુતારો ન બને. અને પટેલ તલાટી લાંચિયા ન બને...પાપનું મૂળ જ માલિકી...ગુનાનું મૂળ જ મિલકત.'—ભાગ ૪ પૃ.૨૦.

પણ ખરી રીતે એ નીતિમાન છે જ નહિ. ખરો નીતિમાન તો વિપરીત સંજોગો હોવા છતાં એની સામે ઝૂઝી પોતાની વિશુદ્ધિને જાળવી રહ્યો હોય તે જ કહેવાય. રા. રમણલાલની જ પાત્રસૃષ્ટિમાંથી ઉદાહરણ લઇએ તો આર્થિક ભીંસને લીધે ઊજમ પતિત થાય છે, ત્યારે એવી જ કપરી આર્થિક ભીંસમાં સપડાયા છતાં કોકિલા લાલજી શેઠની જાળમાં ફસાતી નથી અને પોતાની વિશુદ્ધિ અખંડ જાળવી રાખે છે. બાહ્ય સંજોગો જુઓ તો બન્નેના સમાન હતા, છતાં ઊજમે થોડીક મથામણ પછી તરત પતિતાવસ્થા સ્વીકારી લીધી, ને કોકિલાએ ન જ સ્વાકારી, તો એમાં કોકિલાની એટલી ઉચ્ચતા અને ઊજમની એટલી નીચતા ખરી કે નહિ? બીજો દાખલો નંદી અને તારાનો લ્યો. વાસનાના દબાણથી દુરાચારી થવાનું કારણ કોઈને યે સૌથી વિશેષ હોય તો તે વિધવા તારાને હતું. એ જુવાન હતી, અશ્વિનને ચાહતી હતી, ને અશ્વિન પણ એને ચાહતો હતો, છતાં એ પતિત નથી થતી ને નંદી ફરી કરીને થાય છે, એમાં તારાનું ચડિયાતું મનોબળ સ્વીકારવું જ જોઇએ ને? એ જ જાતની સરખામણી જગદીશ અશ્વિન અને મહેરુ રામચરણ વચ્ચે પણ થઈ શકે. જગદીશ અશ્વિન બન્ને બેકાર બને છે, છતાં એ મહેરુ રામચરણની અધમતાએ નથી જ પહોંચતા એમાં એમનું ઉચ્ચતર નીતિબળ ખરું જ ને? એટલે સંજોગોનું દબાણ લક્ષમાં લીધા પછી પણ પુણ્યપાપમાં માનવની અંગત જવાબદારી તો ઊભી રહે જ છે, અને તેથી રા. રમણલાલ એમનાં દુષ્ટ પાત્રો પરત્વે એ જવાબદારીનું તત્ત્વ સર્વથા ઉડાડી દેવા માગે છે તે ખોટું જ છે. હા, સંજોગોનું દબાણ લક્ષમાં લઈએ તો એક પરિણામ આવવું જોઇએ ખરું, કે જૂની દૃષ્ટિ પાપીને સર્વથા તિરસ્કારપાત્ર માનતી હતી તેને બદલે આ દૃષ્ટિએ ગમે તેવો પાપી પણ તિરસ્કારપાત્ર નહિ પણ અનુકંપાપાત્ર જ ઠરે છે. એટલે રા. રમણલાલ એમનાં દુષ્ટ પાત્રો પ્રત્યે અનુકંપા દર્શાવે છે ત્યાં સુધી એમની સામે કંઈ વાંધો લેવાનું કારણ નથી પણ એથી આગળ વધીને એમને આદરપાત્ર આલેખે ત્યારે એમનું એ કળાવિધાન ખૂંચ્યા વિના ન રહે એ દેખીતું જ છે. અને એમની સામે જે ફરિયાદ કરવામાં આવે છે તે એ જ છે કે એ દુષ્ટ પાત્રોને કેવળ અનુકંપાપાત્ર બનાવીને નથી અટકતા, પણ આગળ વધીને એ એમને આદરપાત્ર પણ બતાવે છે અને એમાં ઔચિત્યનો ભંગ થતો હોવાથી કલાદૃષ્ટિએ પણ એ વાંધાભરેલું જ લાગે છે. આ એક વાત. બીજી વાત એ કે દુષ્ટતા ગમે તે કારણે ઊભી થઈ, આર્થિક દબાણ, પ્રાકૃતિક વાસનાબળ, કે અંગત જવાબદારી એમ ગમે તે મૂળમાંથી એ ઉદ્‌ભવી, પણ એકવાર એ ઉદ્‌ભવ્યા પછી તો દુષ્ટતાનું સ્વરૂપ જ શું એવું નથી કે એ દંડાયા વગર ન જ રહે? સમાજનું બંધારણ જ એ જાતનું નથી કે કોઈ માણસ ગમે તે કારણે દુષ્ટ બનેલ હોય, છતાં એ દુષ્ટતા બદલ એને થોડું ઘણું દુઃખ અનિવાર્ય રીતે જ સહન કરવું પડે? 'દિવ્ય ચક્ષુ'માં એમની સુશીલાનું જ શું થાય છે? અભિનવનીતિવાદની દૃષ્ટિએ જોઈએ તો સુશીલા અને જનાર્દનનું કાર્ય ભાગ્યે જ દૂષિત ગણાય. બન્ને જુવાન હતાં, બન્નેમાં કુદરતે મૂકેલી વાસનાઓ કામ કરતી હતી, એટલે જે બન્યું તે બન્યા વગર ન જ રહે. તો પછી સુશીલા સગર્ભા બની એમાં એ બન્નેનો શો દોષ? છતાં સુશીલાની નવી મા એની મદદે આવીને બધું ઢાંકી દે છે તોપણ સુશીલા અને જનાર્દન એ બન્નેને માનસિક યાતના કંઈ થોડી ભોગવવી પડે છે? એટલે જ્યાં જ્યાં દુષ્ટતા ત્યાં ત્યાં દંડ, પછી એ દંડ કોઈ બાહ્ય સત્તા તરફથી યોજાય કે પોતાની જ ચિત્તસત્તા તરફથી અંતસ્તાપ રૂપે આવી પડે એ જુદી વાત, પણ જ્યાં જ્યાં દુષ્ટતા ત્યાં ત્યાં દંડ તો અવશ્ય જ, એ સિદ્ધાન્ત ખોટો નથી. અને તેથી જ વાર્તાઓમાં દુષ્ટ પાત્રોને એવો દંડ કોઈક નહિ ને કોઈક રૂપમાં મળવો જોઇએ એવી અપેક્ષા આપણને હંમેશાં રહ્યા કરે છે, અને એને જ આપણે સાહિત્યની પરિભાષામાં કલાન્યાય (Poetic justice) કહીએ છીએ. અલબત્ત, આવા દંડની સાથે એ દુષ્ટ પાત્રો પ્રત્યે તિરસ્કાર પણ હોવો જ જોઇએ એવું કંઇ નથી. દુષ્ટનો દંડાય અને છતાં દુષ્ટ પ્રત્યે અનુકંપાવૃત્તિ અને ઉદારભાવ કાયમ રહે એ અશક્ય નથી. ખરી રીતે જગતના

સર્વોત્તમ નવલકથાકાર ટૉલ્સ્ટોય, ડૉસ્ટોયેવ્સ્કી, હૉથોર્ન આદિના સર્જનમાં એમ જ જોવામાં આવે છે. એમની વાર્તાઓમાં જ્યાં જ્યાં દુષ્ટતા હોય ત્યાં ત્યાં એ સજા પામે જ છે, અને છતાં પ્રેમાળ માતા ભૂલ કરતા બાળકને મારતી મારતી પણ જેમ રડે છે, તેમ આ કલાસ્વામીઓનું અન્તર એ સજા પામતાં દુષ્ટ પાત્રો પ્રત્યે સતત રીતે દ્રવતું જ હોય છે. પણ બાળક નિર્દોષ હોય અને ભલેને અજાણતાં અગ્નિમાં હાથ નાખે છતાં જેમ એ દાઝ્યા વગર રહે જ નહિ, તેમ દુષ્ટતા કે પાપનું તાત્ત્વિક સ્વરૂપ જ એવું છે કે જ્યાં જ્યાં એનો પ્રાદુર્ભાવ થાય ત્યાં ત્યાં એનું કારણ ભલેને ગમે તે હોય છતાં એને પરિણામે એક કે બીજા રૂપમાં દુઃખ આવ્યા વિના તો રહેતું જ નથી. મનુષ્યના ચિત્તનું તેમ લોકોના સમાજનું બંધારણ જ એવું છે કે અનીતિ કરી કે યાતના સામે આવીને ઊભી જ છે. તેથી એમનાં પાત્રોમાં **જ્વાલાપ્રસાદ**, કનક, **મહેશચન્દ્ર** વગેરે ખળનાયકો છેક છેલ્લે સુધી જરાયે ઊની આંચ લાગ્યા વિના આખી અણીએ ફર્યા કરે છે એ વસ્તુરચના ઘણાને અસન્તોષકારક લાગે છે તે સકારણ જ છે, અને એમની આવી નીતિવ્યવસ્થા એમની કૃતિઓના રસાસ્વાદમાં પણ કેટલેક અંશે વિક્ષેપકર નીવડતી હોવાથી કેવળ નીતિ-દૃષ્ટિએ જ નહિ પણ કલાદૃષ્ટિએ[૨૪] પણ તે એમની વાર્તાઓની ખામી જ ગણવાની છે.

પણ રા. રમણલાલની નીતિવ્યવસ્થામાં સૌથી વિશેષ ખૂંચે એવી વસ્તુ એમની દુર્જન પાત્રો પ્રત્યેની ઉદારતા નહિ પણ સજ્જન પાત્રો પ્રત્યેની સખતાઈ છે. એમની દુનિયામાં જાણે કોઈ અવળો કલાન્યાય પ્રવર્તી રહ્યો છે. એટલે એમની વાર્તાઓમાં દુર્જનો દંડાતા નથી, પણ સજ્જનના આચારણમાં જરાક સ્ખલન થઈ ગયું કે તરત લેખક એના ઉપર તૂટી પડે છે અને

**અહ સન્તજી! પગ પાવડી પરથી**
**જુઓ આ ખસી ગયો,**
**તમ પુણ્યભર પગલે જુઓ જરી**
**ધૂળ અડકી અહો !**
**અરે લપસી ગયો પગ હો !** ૨૫

---

૨૪. કલા ને સાહિત્યના રસાસ્વાદ અને મૂલ્યાંકનમાં નીતિદૃષ્ટિનું કેટલું બધું મહત્ત્વ છે એની સવિસ્તર ચર્ચા અત્ર શક્ય નથી, પણ એ સંબંધમાં એક નામાંકિત અંગ્રેજ વિવેચકે જે વિચારો દર્શાવ્યા છે તે આંહીં ટાંકવા જેવા છેઃ–
(૧) The separation ot pocti experience from its place in life and its ulterior worths, involves a definite lopsidedness, narrowness, and incompleteness in those who preach it sincerely....When jenuinely held the view leads to an attemptted splitting up of the experiencing reader into a number of distinct facultics or departments which have no real existence. It is impossible to divide a reader into so many men -an asithetic man, a moral man, a political man, an intellectual man, and so on. It cannot be done. In any ginuine experience all these elements inevitably enter. But if it could be done, as many critics pretend, the result would be fatal to the wholeness and sanction of the critical judgment. We cannot e. g. read Shelley adequately while believing that all his views are moonshine-read *Promethcms Unbound* while holding that, the perfectibility of man is an undesirable ideal' and that hangmen are excellent things. In an adequate reading of the greater kinds of poetry everything not private and peculiar to the individual reader must come in. The reader must be required to wear no blinkers, to overlook nothing which is relevant, to shut off no part of himself from participation.'—I. A. Richards : Principles of Literary Criticism, pp. 79-80
(૨) The critic is as much concerned with the health of the mind as any doctor with the health of the body. To set up as a critic is to set up as a judge of values.. ..For the arts are inevitably and quite apart from any intentions of the artist an appraisal of cxistence.'—Ibid, p. 60.

૨૫ ૧૨૮ 'નિહારિકા' ૧૨૯ (મૂળ 'શંક્તિ હૃદય'માંનું ગીત)

એમ બોલી ઊઠીને એ સજ્જનને તીવ્ર કટાક્ષબાણથી બાંધી નાંખે છે. પોતાની વાર્તાઓમાં એમણે કોઈને સૌથી વિશેષ ઉતારી પાડ્યા હોય તો તે મહેરુ જેવા લૂંટારાને નહિ પણ 'કોકિલા'ની અંદર પ્રાણલાલ જેવા પ્રમાણિક ગુમાસ્તાને. માણસ દુરાચાર કરે એ એમને બહુ ખટકતું નથી, પણ સદાચારની ખૂબ કાળજી રાખે, જાતે સદાચારી રહે અને બીજાઓને પણ રાખવા મથે એ એમને બહુ ખટકે છે. 'ગ્રામલક્ષ્મી' ચોથા ભાગના પેલા ગ્રેડ્યુએટ મામલતદાર ''સ્નેહયજ્ઞ'ના વરજભાઈ અને 'ઝાકળ'માંની નવલિકા 'અભિમાની ફણીધર'ની નાયિકા એ સૌ આ રીતે જ એમની ખફગીના ભોગ થઈ પડ્યા છે. આવે પ્રસંગે તટસ્થ વાચકને તો એમને એમ કહેવાનું મન થઇ જાય છે કે 'જો તમે ઉદારતામાં જ માનો છો, અને ભારેમાં ભારે પાપી પ્રત્યે પણ અનુકંપાની નજરે જ જુઓ છો, તો પછી જેઓ સાચી દાનતથી પ્રમાણિક રહેવા મથે છે એમને આમ કાં બનાવો ને ઉતારી પાડો ? આર્થિક સંજોગોના દબાણને લીધે અનીતિ તરફ ધસડાએલા મહેરુ રામચરણ નંદી ને ઊજમ જેવા તરફ જો તમે ક્ષમાદૃષ્ટિ રાખો છો, તો પુત્રપ્રેમ જેવી સરખામણીમાં તો અવશ્ય ઉચ્ચતર વૃત્તિને લીધે જરા પોચા બની જતા અને બીજી રીતે જીવનભર વિશુદ્ધ રહેલા પ્રાણલાલ ને વરજભાઈને કાં પાણીછલા કરી નાખો ? જેવી છે એવી આ તમારી દુનિયામાં તો પડતા આખડતા સજ્જન થવા કરતાં જરા યે અરેરાટી વગર અનીતિ આચરતા નિર્ભેળ દુર્જન થવું એજ વધુ સલામત લાગે છે. અને આ પ્રકારની નીતિવ્યવસ્થામાં એક પ્રકારનું અજ્ઞાન, અમુક જાતની અવળાઇ (Perversity) રહેલી નથી લાગતી ?' અને એમની વાર્તાઓની નીતિવ્યવસ્થા એકંદરે જે છાપ પાડે છે તે એ જ છે કે તે કોઈ સુસ્થ સમતોલ સૌમ્યદર્શી માનસનું પરિણામ નથી, પણ કંઇક વક્રદર્શી, કંઇક વિકૃત એવા સ્વભાવનું સર્જન છે. એમના વાદોએ એમની કલાને જે હાનિ પહોંચાડ્યાનું પ્રારંભમાં આપણે કહેલું તે આ જ. 'ઠગ' અને 'ભારેલા અગ્નિ'માં અહિંસાનું અસ્થાને આરોપણ કરીને એમના ગાંધીવાદે એમની એ વાર્તાઓને નુકસાન કર્યું, તો સદસદ પાત્રોના આલેખન નિર્વહણમાં ઔચિત્યભંગ કરીને એમના સામ્યવાદે પણ એમની વાર્તાઓને આમ નુકસાન જ કર્યું છે.[૨૬]

૬

આ પ્રમાણે આપણે રા. રમણલાલ દેસાઈની વાર્તાઓના ગુણ ને દોષ બન્ને જોયા. એ બન્નેનો ઉપસંહાર કરીએ તો, એમનામાં કલ્પના છે, રસ જમાવવાની શક્તિ છે, અને ગુજરાતના બહુ આકર્ષક નહિ એવા સમાજજીવનને રંજક વાર્તાના આકારમાં ગૂંથવા જેટલું કલાકૌશલ પણ છે. અને આપણે ત્યાં વીસેક વરસથી શરૂ થએલા નવજીવન સામે પોતાની કલાનું મુકુર ધરીને તેનાં જે મનોરમ પ્રતિબિંબો એમણે ઝીલ્યાં છે તે ગુજરાતી નવલકથાના ઇતિહાસમાં એમને સદાને માટે સ્મરણીય રાખવાને પૂરતાં છે. પણ સાથે એમની કલાને મર્યાદાઓ પણ છે, અને એ મર્યાદાઓ આંખમીંચામણાં કરીને જતી કરી શકાય એવી નાની પણ નથી. ઉદાહરણ તરીકે એ કલ્પનાબળે મનોહર સૃષ્ટિ ખડી કરી શકે છે, પણ તે સૃષ્ટિને રોજિન્દા અનુભવની સૃષ્ટિ જેવી નક્કર બનાવી શકે એવી પૂરતી વાસ્તવિકતા એ ઊભી કરી શકતા નથી. તેમ એમની વસ્તુરચનામાં પૂરતું વૈવિધ્ય પણ એ દાખવી શકતા નથી. એમની શૈલી સરળ મધુર છે, અને પોતાને અનુકૂળ હોય એ રસની નિષ્પત્તિ સહેલાઇથી કરી શકે એવી સમર્થ પણ છે, પણ એમાં જેટલી મધુરતા છે તેટલી વેધકતા નથી વાચકના હૃદય પર ઊંડી અવિસ્મરણીય છાપ પાડવા જેટલું જોમ એ જવલ્લે જ બતાવી શકે છે. આથી જ, એમણે 'પૂર્ણિમા' જેવી પ્રશ્નવાર્તાઓ (Problem novels) લખેલી છે, છતાં શુદ્ધ પ્રશ્નવાર્તાકારરૂપે એમને બહુ સફળ સર્જક ગણી શકાય એમ નથી. ટૉલ્સ્ટોયની

૨૬. રા. રમણલાલના નીતિદર્શનના હજુ બીજા એક બે અંશો ચર્ચવા રહી જાય છે, પણ આ લેખમાં લંબાણ બહુ થઈ ગયું તેથી નિરુપાયે તે છોડી દેવા પડ્યા છે. ભવિષ્યમાં કોઇક વાર એ આખો વિષય પૃથક્ લેખરૂપે નિરૂપવા જેવો છે.

'Resurrection' કે અપ્ટન સિંકલેરના jungle જેવી પ્રશ્નવાર્તાઓ વાંચીને વાંચકની આંખો જ ખૂલી જાય અને રૂંવાડાં ઊભાં થઈ જાય એવું પ્રેરકબળ એમની પ્રશ્નવાર્તાઓ ધરાવતી નથી તેમ પોતે નિરૂપેલા પ્રશ્ન પર વાચકને દિવસોના દિવસો સુધી ચિંતન કરતો કરી મૂકે એવું વિચારોદ્દીપનનું સામર્થ્ય પણ એમની પ્રશ્નવાર્તાઓમાં[૨૭] જોવામાં આવતું નથી. અને આ બધી મર્યાદાઓને લીધે જ, વાંચવી ગમે એવી વાર્તાઓ એમણે સારી સંખ્યામાં આપેલી હોવા છતાં, ફરી ફરીને વાંચતાં ધરાઈએ નહિ અને કલાના ઊંચાંમાં ઊંચા ધોરણે કસોટી કરીએ તોપણ એક પણ ખામી બતાવી શકીએ નહિ એવી સર્વાંગસુન્દર કૃતિ હજુ સુધીમાં એક પણ એ આપી શક્યા નથી. અલબત્ત, એમની કલમ હજુ નવા નવા ઘાટ ઘડ્યે જ જાય છે, અને પહેલેથી માંડીને અત્યાર સુધીની એમની વાર્તાઓને ક્રમવાર અવલોકીએ તો એમની કલામાં પ્રગતિ અને વિકાસ પણ અસંદિગ્ધ રૂપમાં જોઈ શકાય છે. એટલે આજે નહિ તો કાલે એવી સર્વાંગસુંદર વાર્તા એ આપણને આપશે એ આશા અસ્થાને નથી. કેમકે એમનામાં શક્તિ તો છે જ, પણ કંઈક નમ્રતાને કારણે, કંઈક ક્ષોભને લીધે, કાંઈક આત્મભાનની ન્યૂનતાને લીધે એ શક્તિ પાસેથી બને તેટલો ઉત્તમોત્તમ ફાલ મેળવવાની દૃષ્ટિ હજી એમનામાં પૂરી ખૂલી લાગતી નથી, એટલે એમણે અત્યાર સુધીમાં લોકોમાં સુવાચ્ય બને એવી વાર્તા લખવા કરતાં ઊંચી નેમ જ રાખી નથી. પણ આજે હવે એ એવી કક્ષાએ આવી પહોંચ્યા છે કે ક્ષોભ કે ભીતિનું હવે એમને કારણ રહ્યું નથી, તેથી એની એ 'શિરીષ' 'કોકિલા'ના વડની વાર્તાઓનું જ ફરી ફરીને આવર્તન કર્યા કરવાનો એમને માટે ખાસ અર્થ પણ હવે રહ્યો નથી. તેથી પોતાની ભાવનાને વિશાળ બનાવી, અલ્પસિદ્ધિથી સંતુષ્ટ ન થઈ જતાં ગુજરાત વરસો સુધી વીસરે નહિ એવી નખશિખ અનઘ કલાકૃતિ આપવાનો એ યત્ન કરશે તો ઈશ્વરે આપેલી એમની શક્તિ એમને દગો નહિ જ દે એ નક્કી.

---

૨૭. 'પૂર્ણિમા' આદિ એમની પ્રશ્નવાર્તાઓનું ચાર પાંચ પાનાં રોકીને વીગતવાર અવલોકન કરવાની આ લેખ શરૂ કરતી વખતે ધારણા રાખી હતી, પણ સ્થળસંકોચને લીધે એ પણ અત્યારે તો જતી કરવી પડે છે.

●

# રોગનું મૂળ અને તેનો ઉપાય

શ્રી. નરસિંહભાઈ પટેલ

[ આ વિચારણીય અને ચોંકાવનારા લેખને અંતે મુ. નરસિંહભાઈ કહે છે કે 'પણ આ ઉમરે આવા વિચારો પ્રગટ કર્યા માટે 'સાઠે બુદ્ધિ નાઠી' એમ કહી મને ગાળો દેનાર નીકળશે. એવા લોકોને મારો આટલો જ ઉત્તર બસ છે: 'મારી બુદ્ધિ ઉતાવળે દોડતી હશે, નાસતી હશે, પણ તમારી બુદ્ધિની પેઠે અવિચારના જડ કાદવમાં ફસી જઈને સ્થિર તો નથી જ થઈ ગઈ. કૃપા કરીને એ કાદવમાંથી તમારી બુદ્ધિને, જોઈએ તો બળપૂર્વક પણ કાઢો અને સમાજ-હિતને માટે કંઈક વિચારતા થાઓ તો સમાજ ઉપર કંઈક ઉપકાર થાય. બીજું તો શું કહું?'

અમે 'ઊર્મિ'ના વિચારક વાચકો પાસે આ ચર્ચાસ્પદ લેખ મૂકીને એ ઉપર એમના વિચારો માગીએ છીએ. અમારા મત પ્રમાણે આ લેખ ઉપર ચર્ચા થવી અત્યંત જરૂરી છે. સં. ]

આત્મરક્ષણને તેમ જ વંશવર્ધનને માટે પ્રાણીમાત્રમાં—અને ત્યારે માનવીમાત્રમાં પણ—આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર પ્રકૃતિપ્રેરણા છે જેની અનુકૂળતા સાધવા તેનામાં બુદ્ધિનો વિકાસ થયો છે. ઇતર પ્રાણી કરતાં માનવીમાં બુદ્ધિનો વિકાસ વધારે થયો છે અને તેને પરિણામે તેણે સંસ્કૃતિ પણ સાધી છે. પણ પ્રકૃતિને જ નિયમે તેનામાં સંસ્કૃતિની સાથે વિકૃતિનો પણ વિકાસ ગયો છે. ઇતર પ્રાણીમાં માનવીના જેટલી સંસ્કૃતિનો વિકાસ થયો નથી, ત્યારે વિકૃતિનો પણ વિકાસ થયો નથી.

આહારને માટે 'કીડી કણસંગ્રહ કરે, જુઓ જંતુની જાત.' પણ એક મોસમ ચાલે એટલા જ આહારનો સંગ્રહ કેટલાંક પ્રાણી કરે છે. વાઘ જેવાં પ્રાણી, અને લગભગ બધાં પક્ષી, સંગ્રહ કરતાં નથી; માનવ-સંન્યાસીની પેઠે મળી રહ્યા ઉપર જ તે જીવે છે. આદિ માનવ પણ થોડો જ સંગ્રહ કરતો. એ વનમાં ફરીને વનફળ વીણી ખાતો અને એક મોસમ ચાલે એટલા જ આહારનો સંગ્રહ કરતો. ઇતર પ્રાણીની પેઠે માનવજાતિમાં પણ ગમે તે પુરુષ ગમે તે સ્ત્રી સાથે શરીરલગ્ન કરતો અને પરિણામે સતાનતંતુ ચાલતો. પણ સ્ત્રી પુરુષે જતે દિવસે ઘર બાંધ્યું ને ચિરંતન સાથે રહેવા માંડ્યું. ત્યારથી કાયમની ચિંતા ટાળવા બને તેટલો આહારસંગ્રહ કરવા માંડ્યો. અને ત્યારથી ખાનગી મિલકતની ભાવના ઉત્પન્ન થઈ. એ પોતાની મિલકતને બીજાનો સ્પર્શ પણ ન થવા દે અને વળી બુદ્ધિએ અને શરીરે બળવાન માણસો તો બીજાના શ્રમનો સંગ્રહ – મિલકત – પડાવી લઈ તેનો પણ સંગ્રહ કરવા લાગ્યા. આને જ પરિણામે સંસ્કૃતિને નામે—પણ સાચી રીતે તો વિકૃતિરૂપે—ધનવાદનો વિકાસ થયો, પરિણામે આર્થિક અસમાનતાનો ઉદય થયો. થોડાક બળવાનો પોતે શ્રમ કર્યા વિના

બીજાને શ્રમે ધનમાં આળોટે ને તાગડધિન્ના કરે, બાકીના બિચારા શ્રમ કર્યા છતાં ભૂખ્યા ને નાગા રહી ધૂળમાં આળોટે ને કમોતે માર્યા જાય. આ રોગની માત્રા આજે વધી ગઈ છે ને તેણે ભયંકર સ્વરૂપ પકડયું છે. આવી સ્થિતિમાં ચોરી ને લૂંટ ન થાય તો બીજું થાય શું ? બળવાનોની ને ધનવાનોની થઈ બેઠેલી સરકાર એ કહેવાતા ચોરને ને લૂંટારાઓને–પણ ખરી રીતે તો નિઃસહાય અને નિર્દોષ માનવીઓને–ગમે તેવી ને તેટલી ભયંકર સજાઓ કરશે તોયે એ ધનવાદ–પાપનું મૂળ–કાઢયા વિના ચોરી ને લૂંટ નિર્મૂળ નથી જ થવાનાં, એ વાત આજે નહિ સમજીએ તો કાલે સમજવી જ પડશે.

આ વસ્તુસ્થિતિ આજે કેટલાક વિચારકો સમજતા થયા છે ને તેમણે ધનવાદના રોગ ઉપર પ્રહાર કરવા માંડયા છે. પણ એથીયે વધારે ભયંકર અને ધનવાદના પિતારૂપ બીજા એક ગંભીર રોગ પ્રત્યે હજી બહુ જ થોડા વિચારકો જોતા થયા છે. ઉપર જણાવ્યું છે તેમ અહીં માનવસમાજમાં ચિરંતન લગ્ન જેવી સંસ્થા નહોતી. ઇતર પ્રાણીની પેઠે માનવજાતિમાં પણ પ્રકૃતિનાં પ્રેર્યાં ગમે તે સ્ત્રીપુરુષ સંયોગવશાત્ ગમે ત્યાં એકઠાં થતાં, શરીરલગ્ન કરતાં ને પછી પોતપોતાને માર્ગે ચાલ્યાં જતાં. પ્રકૃતિને નિયમે એથી સંતાન થતાં, તેમને ઇતર પ્રાણીની પેઠે ખાસ કરીને માતા ઉછેરતી, કંઈક અંશે પિતા તેને તેમાં સહાયતા આપતો. સંતાન મોટે ભાગે તો માતાની સાથે રહેતાં અને તે પણ મોટાં થયે માતાથી યે સ્વતંત્ર થઈ પોતે સ્વતંત્ર રીતે પોતાનો જીવનનિર્વાહ કરતાં. ઇતર પ્રાણીની પેઠે માનવજાતિનો વંશતંતુ આમ જ વધ્યે જતો. પક્ષી માતા પોતાનાં સંતાન મોટાં થતાં સુધીના સમય માટે માળા બાંધી રહે છે તેવી જ રીતે માનવ-માતા પણ તેટલા સમય માટે ઘર જેવું કંઈક બાંધીને રહેતી. સંતાન મોટાં થતાં સુધી માતાને એ ઘરમાં બાંધ્યે પગે રહેવું પડતું, પિતા તો ત્યાં થોડો કાળ રહે અને કુટુંબને માટે આહાર–સામગ્રી લઈ આવે. પણ પછી સ્વતંત્ર ભાવે વિહરતો ફરે. આમ માતૃગૃહનો ઉદય થયો. સુવાવડના સમયમાં અને સંતાન ઉછેરવાના સમયમાં પોતાના ને સંતાનના ઉદરનિર્વાહ માટેની સામગ્રી એકત્ર કરવા માટે સ્ત્રી બહાર જઈ શકે નહિ, એટલે એ વિષેનો આધાર એણે પુરુષ ઉપર રાખવો રહ્યો, અને એટલે અંશે એ વિષયમાં સ્ત્રીએ પુરુષનું ઓશિયાળાપણું અને પરતંત્રતા વેઠવાનાં રહ્યાં પુરુષ પોતાનો ધર્મ ચૂકયો ને સ્ત્રીની એ પરિસ્થિતિ જાણી લઈ તેને પરાધીન બનાવી દીધી. સંયોગવશાત્ ચિરંતન લગ્ન થવા લાગ્યાં ને ત્યારપછી તો માતૃગૃહ ફીટીને પિતૃગૃહનો ઉદય થયો. એટલે તો સ્ત્રી કાયમની ઘરમાં રહેતી થઈ અને કુટુંબના જીવનનિર્વાહ માટે પુરુષને છેક જ આધીન થતી ગઈ. આખરે આજે જોઈએ છીએ એમ પુરુષ સ્ત્રીનો કુલ માલેક–ધણી–થઈ પડયો ! વળી પુરુષ કુટુંબના જીવનનિર્વાહ માટે બહાર રખડી શ્રમ કરતો થયો એટલે એ શરીરે અને બુદ્ધિએ બળવાન થતો ચાલ્યો, સ્ત્રી સુવાવડને કારણે અને ઘરમાં રહ્યાને કારણે શરીરે ને બુદ્ધિએ નિર્બળ થતી ચાલી. આમ સ્ત્રીની પરાધીનતાની માત્રા વધતી ચાલી, જો કે સંતાનને ઉછેરવાને કારણે એનામાં સંતાનના ને કુટુંબના સ્નેહની વૃદ્ધિ થતી ગઈ.

અને વિકૃતિનો વિકાસ થયે વિકૃતિ વધતી જ ચાલી. ધનસંગ્રહને પરિણામે માનવી ધનનો ધણી થઈ પડ્યાથી–ધનવાદથી–સમાજમાં જે ભયંકર પરિણામ આવ્યું છે તેવું જ–તેથીયે વધારે વિપરીત ને ભયંકર–પરિણામ પુરુષ સ્ત્રીનો ધણી–માલેક–થઈ બેઠાથી આવ્યું છે, ધન નિર્જીવ હોવાથી પોતાના માલેક પાસે રહી શકે છે, તેનાથી સ્વતંત્ર થઈ નાસી છૂટવા બળવો કરતું નથી. ગાય વગેરે પશુ સજીવ હોવા છતાં તેનામાં સ્વતંત્ર થવાની તીવ્ર વૃત્તિ અને શક્તિ ન હોવાથી પોતાના માલેક પાસે રહી તેની ગુલામગીરી ઉઠાવે છે, તેની ગમે તેવી ક્રૂર વ્યવસ્થાનો પણ સ્વીકાર કરી લે છે. માલેક તેને દોહી ખાઈ, ચૂસી નાખી કસાઈવાડે મોકલે છે તોય બિચારી ગુલામ ગાય તે વ્યવસ્થા પણ સ્વીકારીને ભોગવી લે છે. મજૂર માણસ પેટને ખાતર તમારી મજૂરી કરે, તેને ચૂસી ખાઈ ક્ષયરોગને શરણે ધકેલવા પ્રયત્ન કરો, પણ તે સજીવ હોવાથી અમુક જ સીમા સુધી તમારો જુલમ સહન કરે, તેનામાં સ્વતંત્ર

થવાની વૃત્તિ હોવાથી તે તમારી સામે બળવો કરે, નાસી છૂટે.

ચિરસ્થાયી લગ્નને બંધને સ્ત્રીને બાંધી પુરુષ તેનો માલિક થઈ બેઠો, એટલે એ માલેક સ્ત્રી-ગુલામડીને અનેક રીતે ચૂસી નાખી તેને મરવા જેવી કરી મૂકે. એ સજીવ હોવાથી અમુક જ સીમા સુધી પુરુષનો માલેકી-હક સ્વીકારે, અમુક જ સીમા સુધી તેનો જુલમ સ્વીકારે; તેનામાં સ્વતંત્ર થવાની વૃત્તિ હોવાથી પછી તે પુરુષની સામે બળવો કરે, નાસી છૂટે. ગુલામગીરીના બંધનમાંથી છૂટેલા મજૂરને તેનો માલિક ગમે ત્યાંથી પકડી લાવે; પકડી લાવવા પ્રયત્ન કરે; પણ માલેકની માલેકીમાંથી છૂટવા એ પણ તેનાથી બને એટલા પ્રયત્ન કરે. ચિરસ્થાયી લગ્નબંધનની બેડીમાં સ્ત્રી-મિલકતને જકડી રાખવા તેનો પુરુષમાલેક તેને ગમે ત્યાંથી પકડી લાવે, પકડી લાવવા પ્રયત્ન કરે; પણ સ્ત્રી-મિલકત પણ એ માલેકથી છૂટવા બને તે ઉપાય યોજે, છેવટે માલેકનું ખૂન પણ કરે. એક-પત્ની-લગ્નની પ્રણાલી જ્યાં જડ થઈ ગઈ છે ત્યાં-યુરોપ વગેરેમાં પણ-ન ગમતી સ્ત્રીથી છૂટવા પુરુષ પણ તેનું ખૂન કરી બીજી ગમતી સાથે લગ્ન કરે છે. ચિરસ્થાયી જડ લગ્નપ્રણાલીનું આ પ્રથમ પરિણામ.

નવીનતાનો મોહ બહુ દિવસ નથી ટકી શકતો. ગમે તેવો સરસ વક્તા પણ શ્રોતાજનોનું ચિત્ત અમુક વખતથી વધારે આકર્ષી નથી રાખી શકતો. કામ-શાસ્ત્રીઓ કહે છે કે સ્વયંવર-લગ્નમાં પણ લગ્નનો મોહ કે સ્નેહ ત્રણથી વધારે વર્ષ એકધારો નથી ટકી શકતો, પછી એનું આકર્ષણ ઓસરતું જાય છે. માનવસ્વભાવની નિર્બળતા કહો કે ફાવે તે કહો, પણ વસ્તુસ્થિતિ એ છે અમુક સમય પછી સ્ત્રી-પુરુષને લગ્ન બહાર બીજાના સહવાસમાં વિહાર કરવાની ઇચ્છા થાય છે. તેમને લગ્નના જડ બંધનથી રૂંધી રાખવાના પ્રયત્ન કરો તો તે બંધન તોડવા એ બંડ કરે. સ્વેચ્છાથી માનવી સંયમ પાળે, અને એવો સંયમ પાળનાર વિરલ સ્ત્રી-પુરુષ મળી આવે, પણ સામાન્ય સ્થિતિ તો એવી છે કે એ વિષયમાં સંયમ હોવો વિરલ છે અને એવી સ્થિતિમાં બહારનાં બંધન માનવી ન સ્વીકારે, બંડ કરી તેને તોડી નાખે; પરિણામે સમાજ જેને વ્યભિચાર કહી નિંદે છે તે કરવા એ પ્રેરાય. ચિરસ્થાયી જડ લગ્નપ્રણાલીનું આ બીજું પરિણામ.

માણસને જે કરવાનો નિષેધ કરો એ જ કરવાનો એ પ્રયત્ન કરે એ માનસશાસ્ત્રનો અવિચળ નિયમ છે, કારણકે પ્રાણી તેમ જ માનવી પોતાની સ્વતંત્રતા ઉપરના અંકુશને સહન કરી શકતો નથી. બાગ ચોખંડો બનાવો ને તેમાં ફરવાના સરળ માર્ગ ન બનાવો તો લોક બાગની વચ્ચે પડી તેને બગાડે; માટે બાગને બગડવા દેવો ન હોય તો વચ્ચે આડાઅવળા સરળ માર્ગ કાઢવા ઘટે ને ખૂણા ગોળ બનાવવા ઘટે. ખેતરને ચારે બાજુથી વાડ વડે ઘેરી લો તો લોક છીંડાં પાડી પેસે. બાળકને ભાવતું ખાવાનું ન આપો, આપો તોય તેને સંતોષ ન થાય એમ થોડું થોડું તેને તકાવી તકાવીને આપો તો લાગ મળતાં તે ચોરીને પણ ખાય. તેને રોટલો ખાવો હોય અને તમે તેને લાડુ આપો, તો એ લાડુને ફેંકી દઈ રોટલા માટે હઠ કરશે. આજે કુમારિકાઓને બંગડી પહેરવાની ને લાંબા વાળ રાખવાની સ્વતંત્રતા છે ત્યારે તે બંગડી કાઢી નાખે છે ને વાળ કપાવી ટૂંકા (bobbed) કરાવે છે, પણ વિધવાને તે વિષે સ્વતંત્રતા નહિ હોવાથી બંગડી પહેરવાને અને વાળ વધારવાને તે તલસે છે. આમ પ્રાણીમાત્ર સ્વભાવથી જ સ્વતંત્રતાપ્રિય છે, તેને બીજાનો અંકુશ કડવો લાગે છે. એથી જ માનવીની કામવાસના ઉપર પણ લગ્નબંધનને નામે તેને ન ગમતો અંકુશ મૂકો તો તે અતૃપ્ત રહે. પરિણામે સમાજે તેના ઉપર મૂકેલાં લગ્નબંધન તે તોડે અને સમાજ જેને વ્યભિચાર કહી નિંદે છે તે કરવા પ્રેરાય. પણ વ્યભિચાર કરવાની તેને સ્વતંત્રતા નહિ, એટલે તેનું ચિત્ત તે જ તરફ રહે અને પરિણામે એ અંકુશથી તેની કામવાસના વધ્યે જ જાય. તેમાં વળી કવિઓએ કલાને નામે કામવાસનાનાં ગીત ગાયાં એટલે બાકી શું રહે! પરિણામે માનવીમાં કામવાસનાની માત્રા એટલી બધી વધી ગઈ છે કે પુરુષ અને સ્ત્રી પણ સૃષ્ટિક્રમવિરુદ્ધ

પણ સંયોગ કરતાં થઇ ગયાં છે! આ સ્થિતિમાં અસાધારણ સંયમબળ વિના ભાગ્યે જ કોઈ વ્યભિચાર-વૃત્તિથી મુક્ત રહે. જગતના મહાપુરુષો પણ કામવાસનાથી હારી બેઠા છે અને ભર્તૃહરિ જેવો વિરાગી પણ કબૂલ કરી નાખે છે કે સંયમ માટે આટલા આટલા પ્રયત્ન કરું છું, છતાં **हा हा तथापि कामा न परित्यजन्ति.**

અને આમ માનવીની પ્રકૃતિજન્ય કામવાસના ઉપર લગ્નનું જડ બંધન નાખ્યાથી સમાજમાં વ્યભિચાર ખૂબ વધી ગયો છે. પરિણામે વિચિત્ર તો એ બન્યું કે વ્યભિચારના એક પ્રકારને ધાર્મિક સ્વરૂપ આપીને કેટલાકે વામમાર્ગની ને દેવદાસીની સંસ્થાને જન્મ આપ્યો છે, જેથી વ્યભિચાર કડે નહિ. વેશ્યાસંસ્થા પણ વ્યભિચારનુંજ સામાજિક સ્વરૂપ છે. એ વેશ્યા-સંસ્થાને ગમે એટલી નિંદો, તેનો નાશ કરવાના ગમે એટલા પ્રયત્ન કરો, પણ જ્યાં સુધી જડ લગ્નસંસ્થાનો નાશ નહિ થાય ત્યાં સુધી એનો નાશ નથી જ થવાનો. વળી એ વેશ્યાસંસ્થાએ તો અનેક ગૃહસ્થનાં ઘરને સલામત રાખ્યાં છે. એટલે આજની સમાજસ્થિતિમાં તો એનો નાશ કરવામાં પણ લાભ નથી.

ચિરસ્થાયી જડ લગ્નસંસ્થાને જ પરિણામે સમાજમાં આટલો વ્યભિચાર ચાલે છે અને વળી સ્ત્રીઓનાં અપહરણ થાય છે. અપહરણ કરનારા પારકી કન્યા-ઓને અને પત્નીઓને તેમની ઇચ્છાએ કે અનિચ્છાએ પણ ઉપાડી જઈ તેમને પોતાના ઘરમાં રાખે છે અથવા બીજાને વેચી પણ મારે છે. આને અને વેશ્યાવૃત્તિને લોહીનો વેપાર કહી સમાજ ધિક્કારે છે. પણ આ સ્થિતિમાં બીજું થાય પણ શું? અને વળી કન્યાવિક્રય અને વરવિક્રય કરનારાં માબાપ પણ લોહીના વેપાર સિવાય બીજું કરે છે શું? જાપાનમાં તો માબાપ પોતાની પુત્રીઓને પરણાવતાં જે ખર્ચ થાય તે ખર્ચના પૈસા મેળવવા માટે પોતાની પુત્રીઓ પાસે વ્યવસ્થિત વેશ્યાવૃત્તિ કરાવે છે; જે પુત્રી વેશ્યાવૃત્તિથી વધારે પૈસા કમાઈ લાવે તેના સમાજમાં વખાણ થાય છે! વકીલો વગેરે બુદ્ધિનો વેપાર કરે છે, તેમને કોઇ નિંદતું નથી. ત્યારે સમાજે બળાત્કારે ઊભી કરેલી સ્થિતિમાં આવા લોહીના વેપાર થાય એમાં આશ્ચર્ય પણ શું! એને નિંદે વળે પણ શું?

અને વળી આ બધાને પરિણામે શારીરિક રોગોથી પણ સમાજ આજે સડી ગયો છે.

ત્યારે હવે સમજી શકાશે કે ચોરીનાં ને લૂંટનાં માબાપ—જેમ ધનવાદે ઊભી કરેલી આર્થિક અસમાનતા છે, તેમ જ વ્યભિચાર, અપહરણ, ગર્ભપાત, વામમાર્ગ ને દેવદાસી જેવી સંસ્થાઓ, શારીરિક રોગો અને એવાં બીજાં અનેક અનિષ્ટોનાં માબાપ—ચિરસ્થાયી લગ્નની જડ સંસ્થા છે. કારણકે સ્ત્રીને કે પુરુષને પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેની સાથે સહચાર કરવાની સ્વતંત્રતાને ચિરસ્થાયી લગ્નનનાં જડ બંધન મૂળથી જ છેદે ત્યાં બીજા કયા પરિણામની આશા રાખી શકો? સંયમથી નહિ પણ જડ બંધનથી બંધાયેલું માનવી એવાં બંધન, પોતાની સ્વતંત્રતા ઉપરનો છેદ, કેમ સહન કરે? ત્યારે ગળે સાંકળ બાંધેલા કેદીઓની પેઠે સ્ત્રી–પુરુષને ન ગમતી લગ્નસાંકળે બાંધી રાખ્યે શો લાભ?

આમ માનવસમાજ અંદરથી તો કામવાસનાએ સડી ગયો છે, પણ બહારથી લગ્નસંસ્કૃતિને નામે આડંબરથી શોભીતો ને સુંદર દેખાય છે! બધા તાળીઓ પાડીને બોલે છે કે આપણે શુદ્ધ જીવન જીવવું ઘટે, કામવાસના ઉપર સંયમ રાખવો ઘટે, પણ એ બધાય હૃદયમાં તો વ્યભિચાર સેવતા જ હોય છે, લાખમાં એક પણ માણસ એવું છે જે છાતીએ હાથ મૂકીને કહી શકે કે બેશક હું શુદ્ધ-હૃદય છું? આ વિષે બાઇબલમાં એક સુંદર કથા છે. ક્રાઇસ્ટ મંદિરમાં બેસીને લોકને ઉપદેશ આપી રહ્યો છે તે સમયે શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વ્યભિચારમાં પકડાયેલી એક સ્ત્રીને લાવે છે ને તેને વચમાં ઊભી રાખીને તેઓ ક્રાઇસ્ટને કહે છે, 'ગુરુ, આ સ્ત્રી વ્યભિચાર કરતાં પકડાઈ છે. મુસાએ તો નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે એવીને પથ્થરે મારવી; ત્યારે એને વિષે તમે શું કહો છો?'

...તેણે ઊભા થઈને તેમને કહ્યું કે તમારામાં જે પાપ વિનાનો હોય તે તેના ઉપર પ્રથમ પથ્થર નાખે;...અને એ સાંભળીને તેઓ વૃદ્ધથી માંડીને સૌ એકે એક નીકળી ગયા અને ક્રાઇસ્ટને તથા વચમાં ઊભેલી પેલી સ્ત્રીને મૂકીને ચાલતા થઈ ગયા. ત્યારે ક્રાઇસ્ટે ઊભા થઈને એ સ્ત્રીને પૂછ્યું: 'બાઇ, તેઓ ક્યાં છે ? શું કોઈએ તને દુષિત ઠરાવી નહિ?' તેણે ઉત્તર આપ્યો; 'ના પ્રભુ, કોઇએ નહિ.' ત્યારે ક્રાઇસ્ટે કહ્યું. 'હું પણ તને દુષિત ઠરાવતો નથી; ચાલી જા. હવેથી પાપ કરતી ના.' (જોન, ૮–૩–૧૧). ખરે જ, પાપીનો ન્યાય પાપીને અને વ્યભિચારીનો ન્યાય આપણા જેવા વ્યભિચારીને તોળવાનો શો અધિકાર ? અને નિષ્પાપ ક્રાઇસ્ટ તો કોઈનોય ન્યાય તોળવા ઇચ્છતો નથી.

ચિરસ્થાયી જડ લગ્નપ્રથામાં સ્ત્રીને તો ખાસ અન્યાય થયો છે. પુરુષ સ્ત્રીનો માલેક થઈ પડ્યો, એટલે માલેકીની વસ્તુને–સ્ત્રીને પણ–કોઈનો સ્પર્શ એ ન થવા દે. સ્ત્રી બીજા સામે કે બીજો એ સ્ત્રી સામે જુએ તોય પુરુષ ઇર્ષ્યા કરે, પણ પોતે તો સ્ત્રીશિકારની શોધમાં ગમે ત્યાં રખડવામાં પોતાને સ્વતંત્ર અધિકારી માને. આથી પણ પુરુષમાં કામ-વાસનાનો ને સાથે સ્ત્રી પ્રત્યેના અવિશ્વાસનો ને ઇર્ષ્યાનો વિકાસ વધી ગયો છે. પુરુષને એવે પ્રસંગે સ્ત્રીથી તેની ઇર્ષ્યા થઈ શકે નહિ. તેનામાં ઇર્ષ્યાનો વિકાસ તો એટલે જ કારણે થયો છે કે પુરુષ બીજી સ્ત્રીના સંબંધમાં રહે તો તેની પોતાના તરફની કૃપાદૃષ્ટિ નાશ પામે ને તેથી પોતાનું સુખ ધૂળ મળે. પુરુષની ઇર્ષ્યાથી અને ચોકીથી સ્ત્રીમાં કામવાસનાનો બહુ વિકાસ નથી થયો, પણ તેનેય પુરુષથી અને ખાસ કરીને વ્યભિચારી પુરુષથી અસંતોષ થતાં તે પણ વ્યભિચાર તરફ વળે.

સમાજની આ સડેલી સ્થિતિને તમે સંસ્કૃતિ કહો કે એથીયે વધારે ગર્વે નામે વખાણો, પણ એ સ્પષ્ટ રીતે વિકૃતિ જ છે, ઢોળ ચઢાવેલો ખોટો રૂપિયો જ છે. એ civilization નથી. ટોલ્સ્ટોય કહે છે એમ devilization છે. અને વ્યભિચારથી થતા syphilis વગેરે રોગથી સમાજ સડી ગયેલો હોવાથી એક અંગ્રેજ લેખક એને syplilization કહે છે ! અને એમાં કંઈ ખોટું છે કે ? આ સ્થિતિમાં તમે સૌને–સમાજે બળાત્કારે રાખેલા વાંઢાને પણ–'બ્રહ્મચર્ય પાળો, સંતાનની ઇચ્છા થયે જ શરીરલગ્ન કરો.' અને એવા ગમે એટલા ઉપદેશ આપો, પણ એ ઉપદેશ–કાગળની કોથળીમાં કામવાસનાના લોઢાના ખીલા ભરવાથી તે તુરત ચિરાઈ જવાની છે; ઊલટું, જેને તમે વળી ધિક્કારો છો એવાં સંતતિનિરોધ થાય છતાં કામવાસના અનર્ગળ ભોગવી શકાય એવાં કૃત્રિમ સાધનો ધમધોકાર યોજાયે જવાનાં છે અને પરિણામે માનવજાતિની શારીરિક ને માનસિક સંપત્તિ નષ્ટ થયે જવાની છે.

ત્યારે હવે કરીશું શું ? આ સૌ અનિષ્ટ ટાળવાનો ઉપાય શો ?

અત્યાર સુધીની ચર્ચામાં આપણે જોઈ લીધું કે લગ્નવિષયમાં આપણે સંસ્કૃતિ સાધી નથી, પણ વિકૃતિને માર્ગે ચઢી ગયા છીએ. ત્યારે હવે ભૂલ્યા ત્યાંથી પાછા વળવું ઘટે, પ્રકૃતિ તરફ–પશુજીવન તરફ–દૃષ્ટિ કરવી ઘટે. વિકૃતિમાંથી પાછું વળવા માટે પશુજીવન તરફ પણ દૃષ્ટિ માંડવી પડે.

માનવસમાજે પોતાની સંસ્કૃતિ માટે યોજેલી સંસ્થાઓ માનવસ્વભાવને અનુકૂળ હોવી જોઈએ, નિર્બળતાઓ ધ્યાનમાં રાખીને યોજવી જોઈએ. અમુક ઉચ્ચ ભાવનાના સમાજગુરુઓ પોતાની જ દૃષ્ટિએ યોજેલા સંસ્કૃતિના નિયમો સમસ્ત સમાજ ઉપર બળાત્કારે ઠોકી બેસાડે, નીતિનિયમોને નામે અસહ્ય અંકુશો મૂકી દે, તો તે નિષ્ફળ જ જવાના છે. લગ્ન-સંસ્થાને વિષે જેવું પરિણામ આવ્યું છે તેવું જ આવવાનું છે. ઘોડાને ગોળ દોડવું વધારે અનુકૂળ હોવાથી ઘોડદોડનો માર્ગ ચોખંડો નહિ પણ ગોળ જ રાખવો પડે. ત્યારે માનવસ્વભાવને પારખીને સમાજના નિયમ ઘડાય તો સંસ્કૃતિ સધાય. અમુક જ માણસો ધનને બાંધી રાખે અને બીજાને શ્રમે મજા ઉડાવે, પરિણામે શ્રમજીવી શ્રમણોને ભૂખે મારે તો અંતે સમાજનો નાશ થાય. માટે શ્રમ કરીને સૌ જણ

જીવનનિર્વાહની સામગ્રી મેળવે ને પોતાનો જીવન–નિર્વાહ ચલાવે એવી માનવસ્વભાવને અનુકૂળ પ્રાકૃતિક યોજના ને વ્યવસ્થા થાય તો આર્થિક દુરવસ્થા ટળે, લોક સુખે જીવે, આર્થિક સ્વાર્થ માટે થતાં યુદ્ધો ટળે, યુદ્ધોની સામગ્રી માટેના વિજ્ઞાન પાછળનો શ્રમ બચે ને માનવી સાચી સંસ્કૃતિ પામે. બાકી ભૂખ્યાને કહેવું કે સંયમ રાખ, અર્થાત્ ભૂખે મર, એ તો વિકૃતિનો માર્ગ છે. ભૂખ્યો માણસ કયું પાપ નથી કરતો ?

લગ્નવિષયમાં પણ એમ જ. જાતિનાં પ્રાણી જીવે અને નવાં જન્મી એ જાતિનો તંતુ અખંડ વધ્યે જાય એ જ પ્રકૃતિનો ક્રમ છે. એ ક્રમ પ્રમાણે સંતાન એ જ સૌ પ્રાણીનાં–તેમ જ માનવજાતિનાં પણ–નર-નારીનાં શરીરલગ્નનો હેતુ છે. જગતના સૌ માનવ-સમાજના લગ્નવિધિમાં એ વસ્તુનો સ્પષ્ટ ઉલ્લેખ છે. માનવી ઉન્નત ને સંસ્કૃત થયેલો પ્રાણી પોતાને માનતો હોય તો સંતાન વધારે ઉન્નત ને સંસ્કૃત કેવે પ્રકારે થાય એ જ વિષે વિચાર કરીને, પ્લેટો વગેરે વિચારકોની પેઠે, સમાજને લગ્ન વિષેના નિયમો દેખાડે; ગમે તેવા, ન પળાય એવા પણ, નિયમો બાંધી માનવીની સ્વતંત્રતા ઉપર આડાઅવળા કાપ ન મૂકે, એ નિયમો તોડવાને માર્ગે તેને ન હાંકે.

"સમાજસેવાને અર્થે વૈરાગ્યની પ્રબળ પ્રેરણા જાગ્યે જ માનવી સંન્યસ્તનો અધિકારી બને છે, તેમ જ સમાજસેવાને અર્થે વંશવર્ધનની પ્રબળ પ્રેરણા જાગ્યે જ માનવી લગ્નનો અધિકારી બને છે. પણ ઉત્તરાવસ્થામાં સૌએ સંન્યસ્ત લેવું એવી યોજના સમાજમાં જાગી, ત્યારથી સંન્યસ્તસંસ્થાની પવિત્રતાનો નાશ થયો. એ જ પ્રમાણે પૂર્વાવસ્થામાં સૌએ લગ્ન કરવું એવી યોજના સમાજમાં જાગી ત્યારથી લગ્નસંસ્થાની પવિત્રતાનો નાશ થયો." ('લગ્નપ્રપંચ': ૪૬૨.) જેમને ઉન્નત ભાવનાએ લગ્ન કરવું હોય તે સ્ત્રી–પુરુષ લગ્ન કરે, અને તેવાંને માટે મારા 'લગ્નપ્રપંચ' પુસ્તકમાં 'લગ્નનો કલ્યાણહેતુ' વિસ્તારથી વર્ણવ્યો છે. એવાં લગ્ન તે માનવસંસ્કૃતિ છે.

જેમને લગ્ન ન કરવું હોય તેમને ન કરવાની પણ સ્વતંત્રતા હોય. બર્ટ્રાન્ડ રસેલ તો પોતાના Marriage and Morals નામે પુસ્તકમાં એટલે સુધી કહે છે કે લગ્નમાં જોડાયેલાં અને ઘર બાંધી રહેલાં સ્ત્રી-પુરુષને પણ, પ્રકૃતિની પ્રેરણા તરફ દૃષ્ટિ રાખતાં, પ્રકટ રીતે બહાર મુક્તવિહાર કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ; કારણ કે એની સ્વતંત્રતા ઉપરનાં બંધનથી જ કામવાસના વધી જાય છે અને ગુપ્ત રીતે વ્યભિચાર કરવાની વૃત્તિ જાગ્રત થાય છે. તમે કહેશો કે નિયમિત લગ્ન વિનાના મુક્તવિહારથી વ્યભિચાર વધી જશે, ભોગથી ભોગવૃત્તિ ઊલટી વધશે ને તેનું ઉદાહરણ આપશો કે અગ્નિમાં ઘી હોમ્યે તેની જ્વાળા ઊલટી વધશે, બેશક.

અગ્નિમાં ચમચે ચમચે ઘી હોમ્યે એની જ્વાળા જરૂર પ્રદિપ્ત થશે, પણ આખું તપેલું તેના ઉપર રેડી દીધે અગ્નિ સમૂળગો હોલવાઈ જશે! બાળકને તકાવી તકાવી ખાવા આપો તો તે ખાધા કરશે, અકરાંતિયું ખાઈ નાખશે; પણ તેની સામે મીઠાઈનો ડબો ખુલ્લો મૂકી દેશો તો થોડામાં જ તે ધરાઈ જશે. દુઃખીના હૃદયમાં ડૂમો ભરાયો હોય તો ખૂબ રડી નાખ્યે તેને શાન્તિ વળે. તેમ જ માનવીની કામવાસના ઉપર અંકુશ મૂકશો તો તેની કામવાસના વધ્યે જ જશે, તેની કામલોલુપતાને સીમા નહિ રહે, પણ તેની કામવાસનાને તૃપ્ત કરવાને પૂરી સ્વતંત્રતા આપશો તો પછી તે સંતુષ્ટ થઈ જશે ને તેની કામવાસના કેવળ પ્રાકૃતિક પ્રવાહમાં જ વહેતી થશે. સંસારના વિવિધ ભોગ ભોગવીને થાકતો માનવી સંન્યાસી નથી થઈ જતો ? મીસ મીડ (Miss Mead) પોતાના Coming of age in samoa નામે પુસ્તકમાં જણાવે છે કે સામોઆ દ્વીપના લોકમાં કામલોલુપતા જેવી વસ્તુ જ નથી, કારણ કે ત્યાં મુક્તવિહારની સૌ નરનારીને સંપૂર્ણ સ્વતંત્રતા છે.

ઇતર પ્રાણીમાં ચિરસ્થાયી વૈધિક લગ્ન નથી, મુક્ત-વિહાર જ છે; ત્યારે તેમનામાં માનવીના જેટલી કામ-લોલુપતાની માત્રા વધી પણ નથી ગઈ. માનવીને ઉપદેશ આપવો પડે છે: 'બ્રહ્મચર્ય પાળો, સંતાનની

ઇચ્છાએ જ શરીરલગ્ન કરો.' એવો ઉપદેશ ઇતર પ્રાણીઓને આપવો નથી પડતો, છતાં તેમનામાં કામ-લોલુપતાની માત્રા વધી નથી ગઈ, અને ત્યારે એમનામાં માનવીના જેટલા લગ્નસંબંધના શારીરિક રોગ પણ વધી નથી ગયા. સંતાનની ઇચ્છાએ નહિ પણ પ્રકૃતિની પ્રેરણાએ પોતાની નિયત ઋતુમાં તેઓ શરીરલગ્ન કરે છે અને પ્રકૃતિનિયમે તેમને સંતાન થઈ તેમની જાતિનો વંશતંતુ વધ્યે જાય છે. પોતાને સંસ્કૃત માનતા માનવીએ તો એ ઋતુના પણ બંધ તોડી નાખ્યા છે!

ત્યારે સમાજે લગ્નસંસ્થા ઉપરનાં જડ બંધન ધીરે ધીરે શિથિલ કરતાં જવું અને અંતે તેનો સમૂળો નાશ કરવો એ જ આજની ભયંકર દુર્દશામાંથી નીકળવાનો એકમાત્ર માર્ગ છે. આ માર્ગ વિપ્લવથી નહિ, પણ વિકાસથી ઇષ્ટ રીતે સધાશે. સંન્યાસીની પેઠે જેને લગ્ન કરી દંપતીધર્મ પાળવાની ભાવના હૃદયમાં જાગે તે જ સ્ત્રી-પુરુષ લગ્ન કરે અને ઉન્નત સંતાન સમાજને ચરણે અર્પવાની દૃષ્ટિ રાખી સમાજ-સેવા કરે, એવા લગ્નને માટે કોઈ ધાર્મિક વિધિની–ક્રિયાકાણ્ડની જરૂર નથી, કારણ કે એ વિધિ લગ્ન કરનાર ઉપર જડ બંધન નાખે તો ઇચ્છા થયે પણ તેમનાથી લગ્નમુક્ત થઈ છૂટાં થવાતું નથી ને એકઠાં રહેવાનો આડંબર કરવો પડે છે અથવા છૂટાં પડવામાં પ્રપંચ રચવા પડે છે. એકઠાં રહી શકે ત્યાં સુધી રહેવા માટે ઘર બાંધે, કુટુંબનિર્વાહ માટે સામગ્રી પ્રાપ્ત કરે. પિતા યોગ્ય લાગે ત્યાં સુધી માતા સાથે રહે, બંને મળી સંતાનને પોષે ને કેળવે. જ્યારે છૂટાં થવાની ઇચ્છા થાય ત્યારે છૂટાં થાય, પણ ત્યારે બાળકના પોષણનો કંઈક આર્થિક ભાર પિતા ઉપાડે. એકઠાં રહ્યા છતાં અથવા છૂટાં થયા પછી બંને ઇચ્છા પ્રમાણે મુક્તવિહાર કરે. તેને વ્યભિચાર કહી સમાજ તિરસ્કારે નહિ. કંઈક અંશે લગ્નનાં અને મુક્તવિહારનાં બાળકોને રાજ્ય પણ પોષે અને કેળવે. સમાજને જેવી જોઈતી હોય તે પ્રકારની કેળવણી તેમને રાજ્ય આપે.

આર્યોમાં અતિપ્રાચીન કાળે આજના જેવાં ચિરસ્થાયી જડબંધનનાં લગ્ન નહોતાં. મહાભારત એ વાતની બરાબર સાખ પૂરે છે. પાણ્ડુ રાજા પોતાની રાણી કુંતીને કહે છે: "હે કુન્તિ, હે કલ્યાણિ, હવે હું તને ધર્મવેત્તા મહાત્મા ઋષિઓએ જોયેલું પુરાતન ધર્મતત્ત્વ કહું છું તે તું સાંભળ. હે સુંદરમુખિ, પૂર્વે સ્ત્રીઓને કોઈ જાતનું બંધન ન હતું. તેઓ સ્વતંત્ર અને ઇચ્છામાં આવે એમ રતિસુખને માટે વિહાર કરતી હતી. હે સુભગે, તે સ્ત્રીઓ કૌમારવયથી જ પુરુષપુરુષાન્તર વિહાર કરતી; પણ તે અધર્મ કહેવાતો નહિ કારણ કે પહેલાં તે ધર્મ ગણાતો. તે પ્રાચીન ધર્મને હજી પણ કામક્રોધથી રહિત પશુ-પક્ષીઓ અનુસરે છે. હે રંભોરુ, આ પ્રમાણે દૃષ્ટધર્મ છે. મહર્ષિઓ પણ તેને માને છે અને ઉત્તરકુરુ દેશમાં હજી પણ તે ધર્મ માનથી પ્રવર્તે છે. સ્ત્રીઓના ઉપર અનુગ્રહ કરનારો તે પુરાતન ધર્મ છે. પછી આ લોકમાં થોડા સમયથી મર્યાદા બંધાઈ છે, તે કોણે બાંધી ને શા માટે બાંધી તે તું સાંભળ. મેં સાંભળ્યું છે કે પૂર્વે ઉદ્દાલક નામે મહર્ષિ હતા. તેનો શ્વેતકેતુ નામે પુત્ર હતો. શ્વેતકેતુની માતાનો હાથ તેના પિતા સમક્ષ કોઈ બ્રાહ્મણે પકડ્યો ને 'ચાલ આપણે જઈએ' એમ તેને કહ્યું. પોતાની માતાને બળાત્કારે લેઈ જવાતી જોઈને શ્વેતકેતુને ક્રોધ ચઢ્યો. તે જોઈને ઉદ્દાલક ઋષિએ તેને કહ્યું, 'હે વત્સ, તું ક્રોધ મા કર, કેમકે એ તો સનાતન ધર્મ છે. પૃથ્વી ઉપર સર્વે વર્ણની સ્ત્રીઓ બંધનરહિત છે. હે તાત! જેમ સંગને માટે ગાય વિગેરે પશુઓ સ્વતંત્ર છે તેમ પોતપોતાના વર્ણમાં પ્રજા સ્વતંત્ર છે.' પરંતુ શ્વેતકેતુ તે ધર્મને સહન કરી શક્યો નહિ. હે મહાભાગે, તેણે પૃથ્વીમાં સ્ત્રી-પુરુષોને માટે આ પ્રમાણે મર્યાદા બાંધી, તે પણ મનુષ્યો માટે જ, બીજાં પ્રાણીઓ માટે નહિ.'

(આદિપર્વ ૧૨૨: ૩–૧૬).

અને ત્યારે એ સ્થિતિમાં મુક્તવિહારથી થએલાં સંતાનો પ્રચલિત જડ લગ્નથી થતાં બાળકો કરતાં અધમ જ હશે એમ માનવાનું પણ કારણ નથી. ઉપર જણાવેલી આર્યોની લગ્નહીન અવસ્થામાં અને લગ્ન-સંસ્થા પ્રવર્ત્યા પછી પણ, મુક્તવિહારનાં સંતાનો કેવાં

ઉન્નત હતાં તેની પણ મહાભારત સાખ પૂરે છેઃ કર્ણ, સત્યકામ, જબાલ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, શુકદેવ, વ્યાસ વગેરે અનેક યુગપુરુષો અને શકુન્તલા જેવી ભવ્ય ભારતમાતા—એ બધાં એવા મુક્તવિહારનાં જ સંતાન હતાં, અને આર્યોનાં એ સંતાન માટે તો આજે પણ આપણે અભિમાન લેઈએ છીએ!

એવા લગ્નહીન સમાજમાં વેશ્યાસંસ્થા તો ક્યાર-નીયે ઊડી ગઈ હશે. અને લગ્નજનિત શારીરિક ને માનસિક રોગો પણ લુપ્ત થઈ ગયા હશે. ભૂખ, તરસ ને ઊંઘની પેઠે માનવીને કામવાસના પણ સ્વાભાવિક છે, અને તે એવા લગ્નહીન સમાજમાં બહુ સરળતાથી તૃપ્ત કરી શકશે એટલે તેની કામલોલુપતા પણ મર્યાદામાં—સ્વાભાવિક સીમામાં—આવી ગઈ હશે.

એ સમાજમાં માતૃગૃહ હશે. સંતાનો પિતાને નહિ પણ માતાને જ મોટે ભાગે વળગી રહેલાં હશે; તેનું જ નામ જાણતાં હશે—પિતાનું નહિ. આજે પણ અનેક હલકી ગણાતી નાતોમાં દીકરીઓ પોતાના નામ પાછળ પિતાનું નહિ, માતાનું નામ લખાવે છે. સ્ત્રી પુરુષથી સર્વથા સ્વતંત્ર હશે.

અને આ માતૃગૃહમાં બહુ ધનસંચય નહિ હોય. એ તો પિતૃગૃહના વિકાસ પછી જ થવા લાગ્યો. આમ ધનસંચય નહિ થવાથી ધનવાદનો નાશ થશે અને સાચો સમાજવાદ પ્રવર્તશે, ત્યારે ચિરસ્થાયી જડ લગ્નસંસ્થા નાશ પામ્યે, તેના સંતાન ધનવાદનો મહારોગ પણ નાશ પામશે, અને ત્યારે સમાજ સાચી સંસ્કૃતિને અને ઉત્કર્ષને માર્ગે ચઢ્યો હશે.

આ વિષય ઉપર આખું પુસ્તક લખી શકાય, પણ આ તો લેખ હોવાથી તેનું સંક્ષેપમાં અહીં વિવરણ કર્યું છે.

મારા આ વિચારો સર્વથાસત્ય છે કે સર્વદાસત્ય છે એવો દાવો હું કરતો નથી. પણ તે ગમે તેટલા ભયંકર લાગતા હશે તોયે આજની ચિરસ્થાયી જડ લગ્નસંસ્થાથી ઉત્પન્ન થયેલા અને સમાજમાં ભયંકર રૂપે પ્રવર્તી રહેલા મહારોગમાંથી નીકળવા માટે એવા ભયંકર પણ વિચારો કરવા જ જોઈશે. લગ્નવિષયક રોગ આજે અતિભયંકર તો થઈ જ પડ્યા છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી, પ્લેગ વગેરે રોગોની પેઠે એ રોગ સમાજશરીરમાં પચી ગયો છે માટે તે ભયંકર લાગતો નથી એટલું એ જ. માનવસમાજની નિર્બળતાઓ ધ્યાનમાં લેઈ રશિયાએ લગ્નબંધન શિથિલ કરવા માંડયાં છે ને લગ્નહીન અવસ્થા તરફ પ્રયાણ કરવા માંડયું છે. એ માર્ગે તેણે વિકાસ કરવા માંડયો છે, તેનું આપણને ભડકાવતું ભયંકર પરિણામ નથી જ આવ્યું, ઊલટી ત્યાંની વેશ્યાસંસ્થા લુપ્ત થતી ચાલી છે.

ધનવાદનો નાશ કરવાના આજે પ્રયત્નો ચાલી રહ્યા છે, પણ તેની માતાનો—ચિરસ્થાયી જડ લગ્નસંસ્થાનો—નાશ કર્યે ધનવાદનો નાશ તો આપોઆપ થઈ જશે.

ત્યારે આ વિષય ઉપર આપણા વિચારકો વિચાર ને ચર્ચા કરશે તો લાભ જ થશે એમ હું માનું છું.

પણ આ ઉમરે આવા વિચારો પ્રકટ કર્યા માટે, 'સાઠે બુદ્ધિ નાઠી' એમ કહી મને ગાળ દેવા નીકળશે એવા લોકને તો મારો આટલો જ ઉત્તર બસ છે; "મારી બુદ્ધિ ઉતાવળે દોડતી હશે, નાસતી હશે, પણ તમારી બુદ્ધિની પેઠે અવિચારના જડ કાદવમાં કળી જઈને સ્થિર તો નથી જ થઈ ગઈ. કૃપા કરીને એ કાદવમાંથી તમારી બુદ્ધિને, જોઈએ તો બળપૂર્વક પણ, કાઢો ને સમાજહિતને માટે કંઈક વિચારતા થાઓ તો સમાજ ઉપર કંઈક ઉપકાર થાય. બીજું તો શું કહું ?"

# ચરણપાદુકા*

શ્રી. સુરેશ ગાંધી

[ છાયા–પ્રકાશની એક ભજવી શકાય એવી નૃત્યનાટિકા. ભજવવાવાળાઓએ એટલું ધ્યાનમાં રાખવું કે બધાં નૃત્યગીતો નેપથ્યમાંથી વૈષ્ણવીઓ ગાય છે. ]

## દર્શન પહેલું

**સ્થળ** : રાણા કુંભનો રાજપ્રસાદ **સમય** : રાત્રિનો

○ ભુવનના છેક છેવાડાના ખંડના એક ખૂણામાં એક સંગેમરમરના રત્નજડિત આસન ઉપર શાલિગ્રામની મૂર્તિ સુંદર રેશમી વસ્ત્રોમાં શણગારીને મૂકેલી છે. આસનની મોઢાઆગળ સુખડના તેલનાં પાંચ કોડિયાં ધીમાંધીમાં બળે છે. બાજુમાં ધૂપદાનીમાંથી ધૂપ વેરાઈ જાય છે. પાછળ નીલા કિનખાબની સુંદર પીઠિકા બાંધેલી છે. રાજરાણી મીરાં નૈવેદ્યથાલીમાં કુસુમાંજલિનો અર્ઘ્ય લઈ એની ભક્તિધૂનમાં નૃત્ય કરતી કરતી પ્રવેશ કરે છે. એણે સોનેરી કિનારનું કુમકુમરંગી રેશમી વસ્ત્ર પહેર્યું છે. ભાલમાં શ્વેત ચંદનની આરકા છે. કંઠમાં કુન્દફૂલની માલા લટકે છે. કરકંકણની જગ્યાએ મંદારફૂલની ગ્રંથિઓ બાંધી દીધી છે અને કાનમાં કૃષ્ણચૂડા મંજરીઓ શોભે છે. એના નૃત્ય સાથે વૈષ્ણવીઓનું નેપથ્યગીત સંભળાય છે. ○

**: નૃત્યગીત :**

આવો આવોને અરૂપરૂપ આવો
પારિજાતકે, અશોકે, ફૂલગંધે,
આવો આવો.

આગુવસંત જ્યારે ઓઢે નવચૂંદડી
ભક્તિના રંગેરંગે આવો,
નવનવ છૂંદણાંમાં રૂપ તવ જાગો
પરિમલ પ્રાણે પ્રાણે લાવો :
આવો આવો.

અંતરની કલિકાનો ઘૂમટો ખસેડીને
કમલનાં પગલાંએ આવો,
અરવ પડેલી વીણા અંકમાં ઉઠાવીને
મિલનનું મધુ ગીત ગાવો :
આવો આવો.

○ નૃત્યાંતે મીરાંની નણંદ લાલ પ્રવેશ કરે છે. એના ખોળામાં કરેણનાં ફૂલ છે. ○

---

* નાટિકામાં બધાં સ્ત્રીપાત્રો છે. નાટિકા લેખકની અનુજ્ઞા વિના કોઈએ ભજવવી કે ભજવાવવી નહિ. લે.

**લાલ** : રાજરાણી મીરાં! (કરેણનાં ફૂલ એના પદ-યુગલમાં મૂકે છે.)

**મીરાં** : કેમ આવી લાલ?

**લાલ** : તમારી પૂજા કરવા. બીજું મારે કરવાનું રહ્યું પણ શું? થાય છે કે આમ તમારા ચરણે ફૂલોનો અર્ઘ્ય ચડાવી ચડાવીને જ જીવનનો મેલ ધોઈ નાખું.

**મીરાં** : (હાથ પકડી) ગાંડી નહિ તો! પૂજા તો ભગવાનની હોય, હું કાંઈ પ્રભુસ્વરૂપ તો નથી?

**લાલ** : મારે એથી શું? કોઈ કહે છે તમે કુલકલંકિની છો. રાજમાતા પણ એમ જ કહે છે. એ તમને ધિક્કારે છે, અને મને પણ એમ કરવાનું કહે છે. પણ હું એમ નથી કરી શકતી. કેવી અભાગણિ?

**મીરાં** : શા માટે?

**લાલ** : સાંભળો ત્યારે, ગોધૂલિવેળાએ જ્યારે તમારા આ પૂજાઘરમાં સંધ્યાપ્રદીપ સળગે છે, અને ફૂલોના અર્ઘ્ય વચ્ચે શ્રદ્ધા અને સાધનાનું ગીત ગાતા તમારા કરતાલ જ્યારે વાગી ઊઠે છે ત્યારે એ સળગતા કોડિયાના પ્રકાશે હું તમારું મોઢું જોઉં છું, અને મારી કલ્પનામાં તમારી અને ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ એક થઈ જાય છે.

**મીરાં** : કારણ કે તારી કલ્પના સુખડની સુગંધ જેવી પવિત્ર છે. સવારે ઊઘડતાં શેફાલી ફૂલ જોઈ મને તારી કોમલતા યાદ આવે છે, સખી, અને એ નિર્મલતા મારી ભક્તિમાં પ્રભુરૂપે પ્રગટી ઊઠે છે. એનાં સોનાનાં નૂપુરનો અવાજ જાણે હરઘડીએ, હરેક પળે, મારા હૃદયની નજીકમાં આવી રહ્યો હોય એવું મને થાય છે.

**લાલ** : શું હમેશાં એનાં નૂપુરનો મધુર ધ્વનિ તમે સાંભળો છો?

**મીરાં** : હા, આજ સવારે જ્યારે જનપદ વચ્ચેથી હું ચાલી આવતી હતી ત્યારે મેં જોયું તો ઘર-ઘરને બારણે આસોપાલવનાં તોરણ બાંધેલાં હતાં, આંગણામાં કુમકુમના સાથિયા પૂરેલા હતા, અને લોકો ઉત્સવનાં ગીતો ગાઈ રહ્યાં હતાં, અને મને થયું કે મારા ભગવાન આવે છે. એનાં પગલાં વધાવવા આ બધી તૈયારીઓ થઈ રહી છે.

**લાલ** : પણ એ તો રાણા કુંભ શત્રુઓને હરાવી વિજેતાનાં પગલાં રાજધાનીમાં માંડે છે એ માટે લોકોએ ઉત્સવ કર્યો હશે.

**મીરાં** : મારા પતિનાં પગલાંમાં હું ભગવાનનો અવાજ સાંભળું છું, સાંભળ, કોઈ ગાતું ગાતું આ તરફ આવે છે. એનાં નાચતાં સુવર્ણનૂપુરનો ધ્વનિ હું સાંભળું છું, દીપક હાથમાં લે. આપણે એ પગલાં જોઈએ.

° કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી-ત્રણે સખીઓ નાચતી નાચતી આવે છે. મીરાં અને લાલ હાથમાં કોડિયાં લઈ એમને જુએ છે. °

**: નૃત્યગીત :**

**આજ કોનાં નૂપુર બાજે સખી સંધ્યા થઈ જો?**
**મધુર પરાગ ઘેરા દ્વારે, કોણ આવે છે કુસુમપ્રાણે**
**કોની સોનાચૂડી બાજે સંધ્યા ટાણે રે?**
**આજ આશાનાં ફૂલ ફૂટે કોણ નૂતન સોહાગલું રે**
**કોણ સ્વપ્નદ્વારે આવે જીવન બનીને?**
**ઓરે! મધુર આતુર ગાને અનંતના જાગવા ટાણે**
**કોણ બોલાવે નૂતન ઘાટે સંધ્યા થઈ જો?**

**મીરાં** : (ગીત પૂરું થયે કોડિયાં હેઠાં મૂકી) કૃષ્ણ-ચૂડા, મંજરી, વાસંતી! તમે અહીં ક્યાંથી આવ્યાં?

**કૃષ્ણચૂડા** : તમારું દર્શન કરવા કલ્યાણી! વૈષ્ણવીઓએ કહેવડાવ્યું છે કે આજે રાત્રે આપણે નગરકીર્તન કરવા જવું પડશે. લોકો તમારું દર્શન કરવા ઝંખે છે.

**મંજરી** : વર્ષો થયાં બંધ પડેલો ઓરડો જેમ સુખડની સુગંધથી મઘમઘી ઊઠે, એમ તમારી પ્રભુભક્તિથી એ લોકોના પ્રાણ જાગી ઊઠ્યા છે.

**વાસંતી** : સાંભળો, ભક્તિકમલા! કમલના ફૂલ ઉપર ઠરેલા જલબિંદુ જેવી તમારી ભક્તિએ એ

લોકોને વશ કરી લીધા છે. ગઈ કાલે જ્યારે હું ઘરથી બહાર નીકળી અહીં આવતી હતી ત્યારે ગલીએ ગલીએ તમારાં વૈષ્ણવગીતોની પદાવલિનો મધુર અવાજ મારા કાને અથડાતો હતો. તમારાં ગીતોએ એ લોકોની રસના જગાડી દીધી છે.

**મીરાં** : કોઈવાર મને પણ એવું થાય છે કૃષ્ણચૂડા! કે એ લોકોના સંસારને હું મારા આ નાનકડા રાજમહેલમાં ઉપાડી લાવી છું, અને મને એ ડંખે છે. એમનું જગત જ્યારે મને બોલાવી રહ્યું છે ત્યારે હું રાજમહેલની આ જડકુંઠિત દીવાલો વચ્ચે વૈભવ અને મોહના શણગારોથી વીંટાઈને બેઠી છું. જાણે આ બધું મૂકીને હું એ લોકોના ઘેરઘેર ભિખારિણી જેમ ભીખ માંગીને મારું જીવન પૂરું કરું એવું મને થાય છે! જાણે એ લોકોના સંસારમાં ખોવાઈ જાઉં! પણ એ બધું બનશે?

◦ વૈષ્ણવીઓનું નેપથ્યગીત સંભળાય છે. ◦

**કૃષ્ણચૂડા** : સાંભળો કલ્યાણી! વૈષ્ણવીઓનું ગીત સંભળાય છે. આપણો જવાનો સમય થયો છે, ચાલો.

**મીરાં** : હા, ચાલો. (લાલને) નગરકીર્તનમાં તારે આવવું છે લાલ?

**લાલ** : ના, હું અહીં મારા શાલિગ્રામના ચરણ પાસે પડી રહીશ.

◦ વૈષ્ણવીઓનો સમૂહ અંદર આવે છે, કેટલીક હાથમાં પ્રદીપ લીધા છે, કેટલીકે કરતાલ અને મંજીરા—એમનું ભક્તિગીત વાતાવરણમાં ગુંજી ઊઠે છે. ◦

: ગીત :

સખી ભક્તિનો નવરંગ છાયો
ફૂલે ફૂલે પરિમલે, ધૂસરની ચૂંદડીના
છેડે છેડે જોને પથરાયો—
ફૂલ ન જાણે પરિચયકથા
અંતર ન જાણે શી છે વ્યથા
અંગે અંગે મ્હેકી ઊઠે પરાગસુગંધ સખી
નથી નથી એનો પ્રાણ મેં જગાવ્યો.

◦ બધાં જાય છે. માત્ર લાલ બેઠી છે. ◦

*

## દર્શન બીજું

સ્થળ : એ જ

◦ કરતાલ અને વીણા સાથે ત્યાં જ શાલિગ્રામની મૂર્તિ પાસે બેઠીબેઠી ગીતમગ્ન લાલ ગાય છે. ◦

જીવને જે પૂજા
પૂરી થઈ નથી
જાણી મેં જાણી બધી
એળે ગઈ નથી:
ફૂલ જે ફૂટ્યા વિના
ઝરે છે ધરણીએ
ધારા જે નદીની
ખોવાય મરુભૂમિએ
જાણી મેં જાણી બધી
એળે ગઈ નથી:
જીવને જે અપૂર્ણતા
પૂરી થઈ નથી,
જાણી મેં જાણી બધી
ભૂલી કદી નથી:
મારા સૂરો અનાગત
હશે જે અનાહત
તારી વીણાના તારે
બાજશે એક સવારે!
જાણું હું પૂજા બધી
એળે ગઈ નથી!*

◦ રાજમાતા પ્રવેશ કરે છે. ◦

**રાજમાતા** : મીરાં ક્યાં ગઈ લાલ?

**લાલ** : (ઊઠીને પ્રણામ કરે છે) વૈષ્ણવીઓ એમને

* ટાગોરના એક ગીત ઉપરથી.

નગરકીર્તન કરવા લઈ ગઈ. આજ આખી રાત એ લોકો કીર્તન કરતાં કરતાં નગરની ગલીઓમાં ફરશે, અને ભક્તિનો પ્રાણ જાગ્રત કરતાં, આગળ ને આગળ ચાલ્યાં જશે.

**રાજમાતા** : તેં એને શા માટે ન અટકાવી ?

**લાલ** : કેમ અટકાવી શકું મા ? એની ભક્તિના પ્રચંડ પ્રવાહ આગળ હું પાણીના નાનકડા રેલાની જેમ તણાઈ જાઉં છું.

**રાજમાતા** : આટલા માટે જ હું તને અહીં મોકલું છું લાલ ? હમેશાં હું તને કહું છું કે મીરાંને સમજાવવી એ તારા હાથમાં છે. આ રાજકુટુંબની ખરાબે ચડેલી નૌકાને તું જ કિનારે લાવી શકીશ. પણ તું તો અહીં એની પૂજારિણી બનીને બેસી રહે છે અને મારી બધી સમજાવટ નકામી જાય છે.

**લાલ** : સાચું કહું છું મા, પ્રભુભક્તિની એની પ્રચંડ જ્યોત સામે હું નાના દીવા જેવી લાગું છું અને જાણે બધું ભૂલી જઈને એના પગમાં પડી રહેવાનું મન થઈ આવે છે. મા, જાણે જનમ જનમ મીરાંની પૂજા કરું !

**રાજમાતા** : એ કલંકિનીમાં તું એવું શું જોઈને બેઠી છે ?

**લાલ** : સાંભળો. શાલિગ્રામની મૂર્તિ પાસે શ્રદ્ધાપૂર્વક હાથ જોડી એ જીવનનું નૈવેદ્ય ધરાવતાં બેઠાં હોય છે ત્યારે મને મનમાં થાય છે કે એની નૈવેદ્ય-થાલીમાં હું બેસી જાઉં, અને એમના કરતાં પહેલાં જ ભગવાનનાં શ્રીચરણમાં પહોંચી જાઉં !

**રાજમાતા** : ગાંડી, તને એણે ભરમાવી નાખી છે. અડધી રાત વીતવા આવી છે. ઠંડો પવન વાય છે. ઝાડ કેવાં જોરથી કંપી ઊઠે છે ? મારાં અંગે અંગમાં જાણે એવો જ કંપ ઊઠે છે. ચાલ હું તો જાઉં છું.

( **જાય છે.** )

° **લાલ, મધુર સ્વરે એના ગીતનું પ્રથમ ચરણ ગાયા કરે છે.** °

( **પડદો** )

## દર્શન ત્રીજું

**સ્થળ** : આગળનું

° નગરકીર્તનમાંથી પાછી ફરી મીરાં એના ભગવાનની મૂર્તિ પાસે બેઠી બેઠી ગાય છે. એના કરતાલનો મધુર અવાજ રાત્રિના શેષગાન સાથે મિશ્ર થઇ જાય છે. °

**: ગીત :**

મારો ઘૂંઘટ હેઠો પડયો છે આજે
ઝાંખું થયું છે આનંદમુખ,
તારું પીતાંબર હાથ ન આવ્યું
માનું છું પંકમાં સુખ !
તારાં નૂપુરના મધુ છંદ
સાંભળું છું કરી દુવાર બંધ
રખે તારાં અંગઅંગની સુગંધ
લઈ જાય મને પરિવેશે !

° હાથમાં કુસુમાંજલિ લઇને એની પૂજારિણી નણંદ લાલ હળવે પગલે ધ્યાનસ્ત મીરાં પાસે આવે છે. મીરાં એના ગીતની ધૂનમાં ડૂબી ગઇ છે, લાલ ધીમેથી એનાં ચરણ પાસે ફૂલોનો ઢગલો કરી, પોતાના કંઠમાંની મણિ-માલા કાઢી મીરાંની ગ્રીવામાં નાખી દે છે, અને નંદિત થઇ ઊઠીને ધીમે પદે ચાલી જાય છે. મીરાંને એનું કંઈ ભાન નથી, એ તો કર-તાલના તાલેતાલે ભાન ભૂલી ગઇ છે. °

( **રાજમાતા પ્રવેશે છે.** )

**રાજમાતા** : મીરાં !

**મીરાં** : ( ગીતની રસમૂર્છનામાંથી જાગતાં પ્રણામ કરીને ) રાજમાતા ! મને તમે બોલાવી ?

**રાજમાતા** : તું કયાં ગઈ હતી મીરાં ? તને શોધવામાં અડધી રાત પણ નીકળી ગઈ.

**મીરાં** : મારા ભગવાનનો સંદેશો લઈને હું નગરનાં લોકોને પહોંચાડવા ગઈ હતી રાજમાતા ! હમેશાં મારા હૃદયમાં એ સંદેશો હું સાંભળતી હતી. આજ બહારનાં લોકોને એ પહોંચાડી આવી ધન્ય થઈ છું.

**રાજમાતા** : તું કુલનારી મીરાં! અંધારી રાત્રિએ નગરની ગલીગલીમાં વૈષ્ણવ સ્ત્રીઓ સાથે આમ કેમ ભટકી શકાય? કાલે ઊઠીને લોકો કેવી વાતો કરશે?

**મીરાં** : હું જાણું છું, કુલકલંકિની, ચારિત્ર્યહીન.

**રાજમાતા** : શું કહે છે મીરાં?

**મીરાં** : સાચું કહું છું રાજમાતા! આજ હું બધું સ્પષ્ટ જોઈ શકું છું. કોઈ બાધા, કોઈ અવરોધ નથી. આ અંધારામાં હું પ્રકાશનો માર્ગ જોઈ શકું છું.

**રાજમાતા** : તને કોઈની એવના નથી? રાજકુટુંબની પણ નહિ? રાણા કુંભની પ્રતિભાને તેં લાંછન લગાડ્યું છે. (મીરાંના કંઠમાં મણિમાલા જોઈ) અને આ માલા તારા કંઠમાં કોની પડી છે?

**મીરાં** : (હાથથી માલાનો સ્પર્શ કરી) હું જાણતી નથી રાજમાતા. કદાચ મારા ભગવાને પહેરાવી હોય.

**રાજમાતા** : કલંકિની.

(દાસી પ્રવેશ કરે છે)

**દાસી** : (રાજમાતાને) થોડીવાર પહેલાં મહારાજ અહીં આવ્યા હતા, અને કહેતા ગયા છે કે રાજ-રાણી મીરાં હવે આ મહેલમાં નહિ રહી શકે. મેવાડ છોડીને ગમે ત્યાં ચાલ્યાં જાય એવો એમનો આદેશ છે.

**મીરાં** : (આનંદથી) કોણે, મહારાણા કુંભે એમ કહેવડાવ્યું છે?

**દાસી** : કલ્યાણી!

**મીરાં** : મહારાણા કુંભના શબ્દોમાં હું મારા ભગવાનનો અવાજ સાંભળી રહી છું. જાણે એ મને બોલાવી રહ્યો છે. 'મીરાં તું ચાલી આવ, ચાલી આવ.' હું જાઉં છું રાજમાતા!

(કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી પ્રવેશ કરે છે.)

**કૃષ્ણચૂડા** : ક્યાં જાઓ છો રાજરાણી?

**મીરાં** : તેં સાંભળ્યું નહિ? મારા દેવતા મને બોલાવી રહ્યા છે. હવે વધુ વાર મારાથી અહીં નહિ થોભી શકાય.

**કૃષ્ણચૂડા** : મીરાં! મીરાં!

○ રાજમાતા ગુસ્સામાં ચાલ્યાં જાય છે. ○

**મીરાં** : કોઈનાં મધુર પગલાંનો અવાજ આજ હું સાંભળું છું, કૃષ્ણચૂડા! પવન આતુર કંઠે ગાઈ રહ્યો છે. મારું વ્યાકુલચિત્ત આજ ચંચલ બની ડોલી ઊઠ્યું છે, માધવી લતામાંથી મધુર સુગંધ ઊડી ઊડીને મારા પ્રાણમાં ભરાઈ જાય છે.

○ દૂર નેપથ્યમાંથી વૈષ્ણવીઓનું સમૂહગીત સંભળાય છે. ○

સાંભળ કૃષ્ણચૂડા, વૈષ્ણવીઓ મને તેડવા આવી છે. મારો પ્રાણ મને બોલાવે છે. હું જાઉં છું મારા ભગવાનના ચરણકમલમાં. મારો સંસાર ત્યાં પડ્યો છે.

○ એક હાથમાં પ્રદીપ અને બીજા હાથમાં કરતાલ બજાવતી, સમૂહગીત ગાતી ગાતી વૈષ્ણવીઓ અંદર આવે છે. ○

**: સમૂહગીત :**

તારો પ્રાણ બોલાવે જ્યારે
શાને એકલી બેસીને કમાડ આડે
શોકનાં આંસુ સારે?
તારો પ્રાણ બોલાવે જ્યારે.
ખોલી નાખને બંધ દુવાર
નાખને કંઠમાં શેફાલી માલ
એનાં પગલે પગલાં જોડતી જાને
જીવનના અભિસારે
તારો પ્રાણ બોલાવે જ્યારે.
ભયશંકા ન હો પલવાર
ઊઠજો શ્રદ્ધાનું મધુર ગાન
એના પથે પથે લઈ પ્રદીપ હાથમાં
જાને ઘોર અંધારે
તારો પ્રાણ બોલાવે જ્યારે.

○ કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી મીરાંના ચરણ-કમળમાં શીશ નમાવે છે. મહેલની દાસીઓ મીરાં જાય છે એ ખબર સાંભળી હાથમાં ફૂલની છાબડીઓ લઇ ત્યાં દોડી આવે છે, અને મીરાંનાં પગલે પગલે ફૂલછાબ ઢોળી, મધુરચિત્ત બની ફૂલના ઢગલા ઉપર માથું મૂકી કોઈ સ્વપ્ન જેમ પડી રહે છે. મીરાં એના શાલિગ્રામની મૂર્તિ ઉપાડી વૈષ્ણવીઓ સાથે ચાલી જાય છે. ○

( પડદો )

## દર્શન ચોથું

**સ્થળ** : વૃંદાવનનું એક મંદિર

**સમય** : રાત્રિનો

○ એક હાથે શાલિગ્રામની મૂર્તિને વસ્ત્રના પાલવમાં છુપાવતી, અને બીજા હાથમાં કુસુમથાલી લઇને મીરાં મંદિરમાં નાચતી નાચતી પ્રવેશ કરે છે. એણે રેશમી શ્વેત ઉત્તરીય પહેર્યું છે. ભાલમાં ચંદનનું ટીકું છે. આગળ જે હતા એ જ બધા શણગારો. પ્રથમ એ મંદિરની પ્રતિમાની બાજુમાં શાલિગ્રામની મૂર્તિને પધરાવે છે. પછી ભગવાનનાં ચરણમાં ફૂલોનો અર્ઘ્ય ચડાવી નૃત્ય આરંભે છે. નેપથ્યમાંથી વૈષ્ણવીઓ ગાય છે. ○

**: નૃત્યગીત :**

તારાં ચરણે જોને આવી પડ્યા છે
નીલ આકાશી મેઘ:
જીવન—લઇ સુહાગથાલી
સંધ્યા જોને પૂજને ચાલી
મર્મરછંદે, વાંસના દ્રુમે
ગીતમાધુરી રૂમે ઝૂમે:
કંપિત પગલે પગલે એનાં
આનંદ ચોરી જાય છે શેના
પારૂલ જૂઈ સ્થલે સ્થલે ?
નૈવેદ્યની આજ સુભગ પળે
બોલાવે કોણ ગગનતલે
જોને એના ઘૂંઘટ આડે
પ્રદીપ જલે !

○ નૃત્યાન્તે મીરાં ફૂલના અર્ઘ્ય ઉપર માથું રાખી કોઈ મધુર રસનામાં ડૂબી જતી હોય એમ પડી રહે છે. ○

કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી નૃત્ય કરતી કરતી ત્યાં પ્રવેશ કરે છે. નેપથ્યમાંથી વૈષ્ણવીઓનું સમૂહગીત ઊઠે છે. ○

**: નૃત્યગીત :**

તારાં પગલે તારાં પગલે
કોણ મધુમય છંદે આજે ગાયે ?
તારાં પગલે તારાં પગલે:
રંગ ઢોળી બેઠી જોને સંધ્યારાણી
કુમકુમરંગે તારા પગની પાની
ઝંખવાઈ જાય મૃદુ ફૂલ શેફાલી
તારાં પગલે તારાં પગલે:
નિત ચિરયૌવનની બંસરી બાજે
ઘૂંઘટમાં કોનું મુખ આનંદે લાજે ?
જૂઇ બિથિકાએ જેનું મર્મરરાજે
તારાં પગલે તારાં પગલે:
ઓ રે! પ્રાણ પ્રાણ ભરે ઉત્સવગાને
આજે નૂતન જીવન જાગવા ટાણે
કોણ મધુમય કંઠે ગાયે ?
તારાં પગલે તારાં પગલે:

**મીરાં** : ( રસમૂર્છનામાંથી જાગતી ) આ કોનો નૂપુર-ઝંકાર સંભળાય છે ? કોણ આવ્યું ?

○ કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી મીરાંના ચરણમાં નમે છે. ○

**કૃષ્ણચૂડા** : રાજરાણી મીરાં !

**મીરાં** : ઓહો ! કોણ કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી ? અહીં વૃંદાવનમાં તમે ક્યારે આવ્યાં ?

**કૃષ્ણચૂડા** : ફૂલની વાસે વાસે જેમ ભમરો જાય છે તેમ તમારાં પગલાં શોધતાં શોધતાં અમે અહીં આવ્યાં.

**મીરાં** : અંધારામાં તમારે દીપકની જરૂર ન પડી ?

**મંજરી** : અંતરનું કોડિયું સળગાવી અમે અમારો માર્ગ શોધી લીધો.

મીરાં : લાલ શું કરે છે વાસંતી ?

વાસંતી : તમારા વિરહથી એ માધવી લતા રડી રડીને સુકાઈ ગઈ છે.

મીરાં : શું કરું સખી ? એના વિરહ કરતાં મારા અંતરની વેદના કેટલી પ્રબળ છે એ તને શી રીતે બતાવું ?

કૃષ્ણચૂડા : અમે જાણીએ છીએ કલ્યાણી ! એવું કોણ હશે જેણે તમારી ભક્તિમાંથી ઊઠતી વેદના નહિ પિછાણી હોય ? વૃંદાવનના રસ્તે રસ્તે અમે એ જ વાતો સાંભળતાં આવ્યાં છીએ. વૃક્ષે અને વલ્લરીએ, લતાએ અને દ્રુમે જાણે તમારી વેદના ફૂલરૂપે પ્રગટી હોય એવું અમને લાગ્યું.

મીરાં : આખું વૃંદાવન મારી પીડા જાણે છે. માત્ર એક મુરારી જ નથી જાણતા, જાણે છે. કૃષ્ણચૂડા, દિવસ અને રાત હું મારા અંતરમાં મારા ભગવાનને બોલવું છું. એના સ્મરણે સ્મરણે હું પાગલ બની જાઉં છું. જમુનાકાંઠે સ્નાન કરવા જાઉં છું, અને કાંઠે ઊભેલાં કદંબવૃક્ષનાં ફૂલે ફૂલે, અને પાને પાને એની સ્મૃતિ મને ઘડીભર સંસારનું ભાન ભુલાવી દે છે, અને મને વ્રજગોપીઓની જેમ નાચવાનું મન થઈ આવે છે.

કૃષ્ણચૂડા : જુઓ કોઈ આ તરફ આવે છે.

° વ્રજગોપીઓ નૃત્ય કરતી કરતી આવે છે. મીરાં અને કૃષ્ણચૂડા પણ એમના નૃત્યના તાલે તાલે નાચી ઊઠે છે. મંજરી અને વાસંતી હાથમાં પ્રદીપ લઈ ઊભી રહે છે. નેપથ્યમાંથી વૈષ્ણવીઓ ગાય છે °

: નૃત્યગીત :

કદંબના ફૂલે ફૂલે
પીતાંબરી પામરી કોની ઊડે ઊડે રે.
કદંબના ફૂલે ફૂલે ?
જૂઈ યૂથિકા લે છે તાલી
નાચે ધરતીની હરિયાળી
ઋતુ સુહાગણ વેશે ચાલી રે
કદંબના ફૂલે ફૂલે :
અશોકની મંજરી મહોરી
કુંજે કુંજે ગીતની દોરી
ગોપિકા ગાય છે ગોરી રે
કદંબનાં ફૂલે ફૂલે !
નીલી જલચૂંદડી ઓઢી
જમુના દોડી દોડી
પૂછે છે ગીતમાધુરી કોની છાઈ રે
કદંબનાં ફૂલે ફૂલે ?
અરૂપના વેણુગાને
જાગે કોણ પ્રાણે પ્રાણે ?
મારું ઉર ઊડે ઊડે રે
કદંબનાં ફૂલે ફૂલે :

## દર્શન પાંચમું

સ્થળ : આગળનું.

સમય : એ જ.

° ફરીવાર એ જ વ્રજગોપીઓ નૃત્ય કરતી કરતી આવે છે. °

: નૃત્યગીત :

આજ આશાનાં ફૂલ ફૂટ્યાં
સખી આવો આવો આવો :
પથે પથે રંગ હસે છે
પવન ગાય છે આતુર ગીતે,
દિશદિશાનો ચંદરવો આજ
રંગ થકી છોરાવો;
સખી આવો આવો આવો :
મધુર ગહન બંસી બાજે
જીવન આવે નૂતન આજે
પગલે પગલે સુહાગ જાગે
મંજરીઓ વેરાવો
સખી આવો આવો આવો :
મંદિર તારું શૂન્ય હતું જે
ભરી દીધું નૈવેદ્ય – ફૂલે
હૈયાનો સંપુટ ઉઘાડી

મૂક્યું રતન કોણે ?
સખી આવો આવો આવો :

० વ્રજગોપીઓ ચાલ્યા ગયા પછી, સામેથી કૃષ્ણચૂડા બે વૈષ્ણવીઓ સાથે નાચતી નાચતી આવે છે, નેપથ્યમાંથી બીજી વૈષ્ણવીઓ ગાય છે. ०

કુંજે કુંજે નીલરંગી નીલીમા સુહાય
પગપાનીના રંગો ધોવાય,
મેઘ છોડી છોડી શ્યામલ પછેડી
વાદળીઓ વરસાવી જાય :
પલ્લવપુંજે મર્મર છાય
માધવી મંજુલ કરતાલે ગાય,
મણિ સેંથીમાં જડેલો
ઘડી ઘડી ઝબકી જાગી જાય :
મોરપીછાંની નવ નવ શોભા
કોણે સખી નીરખી ?
કોણ આજ આવે ફૂલોના પ્રાણે
નવચંચલ કોનાં પગલાં આ ટાણે?
ધીમે ધીમે આવી આવી
રૂપ અરૂપે છુપાય ?

(જાય છે)

० પછી મંજરી અને વાસંતી નાચતી નાચતી આવે છે. નેપથ્યમાંથી વૈષ્ણવીઓનો ગીત-ધ્વનિ ઊઠે છે. ०

: નૃત્યગીત :

આઘે આઘે ધીરે ધીરે જીવન જાગે
માધવી ડોલે, પાયે ઘૂઘર બાજે :
કુસુમ સ્વપ્ન છાંડી ઊઠે
કુંજે કુંજે, ધૂસર ગીતે
ચિત્તહારી વેણું કોની વાગે ?
આઘે આઘે०

**મંજરી** : (નૃત્યાન્તે) કૃષ્ણચૂડા ! ઓ કૃષ્ણચૂડા ! ક્યાં ગઈ સખી ?

**કૃષ્ણચૂડા** : (પ્રવેશીને) મને બોલાવતી હતી મંજરી ?

**મંજરી** : હા, મારે જાણવું છે કે હમણાં તું ક્યાં રખડે છે.

**કૃષ્ણચૂડા** : મીરાંની પાછળ પાછળ પડછાયા જેમ, (ઊંડી વેદનાથી) જાણે છે મંજરી ! મીરાંની વેદના હમણાં કેવું રૂપ પકડતી જાય છે? ન ખાધું, ન પીધું, બસ એનાં ભક્તિવેદનાનાં ગીતો રાત અને દિવસ એ ગાયા કરે છે અને નાચે છે.

એનાં ગીતોમાં માત્ર એક જ ધ્વનિ ઊઠે છે. "પ્રભુ, આ સંસારની પારાવારતામાંથી મને ઉપાડી લ્યો. હું જમુનાતટે સ્નાન કરવા ગઈ હતી. પાછી ફરી ત્યારે નલિનીદલમાં તાજાં શ્વેતકુન્દનાં ફૂલ લઈ હું મંદિરે અર્ઘ્ય ચડાવવા ગઈ. જોઉં છું તો અંધકારની શૂન્યતામાં બીજું કોણ હોય ? મીરાં જ. મંદિરના પગથાર પાસે અંકમાં વીણા લઈ એ બેઠી બેઠી કંઈક ગાતી હતી. ન આંખોમાં નિદ્રા, ન ભય, ન શંકા. એનાં ચરણમાં હું ફૂલોનો અર્ઘ્ય ચડાવી ચાલી આવી. ન એને અડી શકી, ન કંઈ પૂછી શકી. મારામાં એ હિંમત જ નહોતી.

**મંજરી** : એક બીજી ખબર. કોઈ વ્રજગોપીએ મને કહ્યું કે ચિતોડથી લાલ આવી છે, અહીં વૃંદાવનમાં. ચાલો એને શોધીએ.

(બન્ને જાય છે)

० મીરાં કરતાલ વગાડતી વગાડતી અંદર પ્રવેશ કરે છે. બે વ્રજગોપીઓ એની પાછળ પગલાં માંડતી આવે છે. એકના હાથમાં મંજીરા અને બીજાના હાથમાં મૃદંગ છે. બન્ને મીરાંના કરતાલ સાથે તાલ પૂરતી આવે છે. બધાં મંદિરના પગથાર પાસે આસન લે છે. મીરાં એનું વેદનાગીત કરતાલતાલે ગાય છે, વ્રજગોપીઓ પોતાનાં વાદ્યોથી એમાં તાલ પૂરે છે. ०

: ગીત :

યદિ તમે નહિ હોત હે સુંદર,
મારા આ સંસારે,

કોણુ લઈ આવત મને મધુર
વેદના પારાવારે ?
તે દિ' શ્રાવણુસંધ્યા ટાણે
તમે મધુર નૂપુર-ગાને
આતુર પદે આવી ઊભા
મારા ગૃહદ્વારે !
અંધકારે ધરી પ્રકાશ-દીપક
મલિનમાં થઈ મલિન રૂપક
ઘસી ઘસી શ્વેત ચંદન ઉરનાં
ભરી દીધી સુગંધ!
કોણુ લઈ આવત નૌકા ઘાટે
સુંદર હે સુંદર,
યદિ તમે નહિ હોત હે મધુર
મારા આ સંસારે ?

**વ્રજગોપી** : ભગવતી, હું જાણુતી નથી, શા માટે તમારાં ગીતે ગીતે મારો વ્યાકુલ પ્રાણુ આજ નાચી ઊઠે છે ! કોઈ કોઈ વાર મારા હૃદયમાં એવા કોઈ ગીતનાં સ્પંદનો હું સાંભળું છું-જાણે કોઈ ભિખારી બનીને મારું હૃદય માંગી લેતું હોય એવી મધુર યાચના એમાં ભરી હોય છે. જાણુતી નથી કોણુ એ ગાય છે અને એ ગીતમાં શું છે?

**મીરાં** : તારી વેદના સંભળાવ તો !

**વ્રજગોપી** : સાંભળો.

**: ગીત :**

સખી સખી બેસું જ્યારે
વાળ મારા હોળવાને
સિંદૂરની સેંથી પૂરી કરવા શૃંગાર :
કરતાલગાને ગાને ઉર મારું ભરી દેતો
અરૂપ ભિખારી કોઇ આવે મારે દ્વાર :
કોણુ હશે અજાણ્યો એ હું તો નહિ જાણું સખી
કોના કાજે આવે મારા ગૃહ તણે દ્વાર :
માત્ર જાણું આટલું આ સખી કથા કહું આજ
મધ્યાહ્ને સમેટી જ્યારે બધાં ગૃહકાજ :
ઓશરીમાં બેસું મારા શૃંગાર હું સજવાને
ભિક્ષુ કોઈ આવી ઊભો રહે મારે દ્વાર :
અને એના કરતાલે હૈયું મારું નાચી ઊઠે
અધૂરા રહે છે મારા શૃંગારના સાજ :
નિત એના કરતાલ બાજી ઊઠે વાતાયને
જાણું નહિ સખી કોનાં ભરે એમાં ગાન :
માત્ર જાણું આટલું કે ગાય એ તો પ્રેમલીલા
રાધાકૃષ્ણુ પૂરે જાણે એમાં પદતાલ :
સખી થાય એવું જાણે સુંદર એ ભિખારીની
રાધા બની વાંસે વાંસે હુંયે દોડી જાઉં !
એના કરતાલતાલે પૂરી મારો પ્રેમસૂર
ધન્ય એનાં પગલાંનો પ્રાણુ બની જાઉં !

° મીરાંની નણંદ લાલ ચિતોડથી આવી છે. હાથમાં કમલપત્રમાં રાખેલાં ફૂલોનો અર્ઘ્ય છે. ધીમે પગલે આવીને એ મીરાંના ચરણમાં ઝૂકી એને પ્રણામ કરે છે. °

**લાલ** : મારી પૂજાનો અર્ઘ્ય સ્વીકારો, ભક્તિકમલા !

**મીરાં** : લાલ ! તું આવી ?

**લાલ** : તમારી પૂજા મને અહીં સુધી ખેંચી લાવી. એક સંદેશો લાવી છું, કમલા.

**મીરાં** : શું છે એ ?

**લાલ** : મેવાડની પ્રજા તમને ઝંખે છે. નગરની ગલીઓ તમારા વિના સૂનકાર પડી છે. કોઈ ગાતું નથી, આનંદતું નથી.

**મીરાં** : બીજું કાંઈ?

**લાલ** : હું અહીં આવતી હતી ત્યારે મહારાણા કુંભે મને થોભાવી કહ્યું, 'લાલ, મેવાડની રાજલક્ષ્મીને ચરણે પડી વીનવજે કે વૃંદાવન છોડી હવે મેવાડ પાછાં આવો. તમારાં પગલાંથી મેવાડ અને મેવાડનો રાણો ધન્ય થશે.

**મીરાં** : મારા સ્વામી મારા દેવતા છે. લાલ ! મારો સંદેશો પણ એમને પહોંચાડજે. હું વૃંદાવન છોડી મેવાડ નહિ આવી શકું. મારો સંસાર અહીં જ પડ્યો છે. રાજરાણી મીરાં બની મેવાડમાં શોભવાની હવે મને જરાયે ઇચ્છા નથી. મારા

ભગવાનની ચરણપાદુકા બની હું અહીં જ પડી રહીશ.

**લાલ** : તમારી પ્રજાનો પોકાર પણ તમને નથી સંભળાતો ?

**મીરાં** : એક બીજો અવાજ મને હમેશાં બોલાવ્યા કરે છે સખી. એ અવાજ પાસે મેવાડની પ્રજાનો પોકાર કંઈ વિસાતમાં નથી.

**લાલ** : કોનો અવાજ ?

**મીરાં** : મારા નંદલાલનો. રાત્રિ અને દિવસ જાણે એનાં ભાવનાદર્શનોની પરંપરામાં હું ડૂબી જાઉં છું. જાણે એ મને હરહમેશ બોલાવી રહ્યો છે. મારા હૃદય ઉપર એનાં પગલાંનો કોમલ સ્પર્શ હું અનુભવું છું. ખબર છે, ગઈકાલે સંધ્યાટાણે શું થયું હતું ?

**લાલ** : શું ?

**મીરાં** : મારા પ્રભુની પૂજાસામગ્રી તૈયાર કરવા જમુનાકાંઠે ઊગેલાં કદંબના વૃક્ષ ઉપરથી ફૂલ લઈ આવવા હું ગઈ હતી ત્યાં મેં એક દૃશ્ય જોયું, અને જાણે હું કોઈ મધુર સંસ્કાર-જાગરણમાં ઉચકાઈ ગઈ. સાંભળ.

: ગીત :

કુંજવાસિત મારા મને મને
કોનું અરૂપરૂપ ઊઠે જાગરણે ?
શ્રાવણ – સંધ્યા હતી તે દિને
વૈષ્ણવી ઊભી’તી કોઈ પૂજને :
અબીલરંગ ઊડ્યો હતો ભવને
દીપક રાગ ભળ્યો હતો પવને
કુંજે કુંજે કદંબની વાસે
ધરિત્રિ--હૈયું ભર્યું હતું શ્વાસે :
કોઇ અખંડિત ગીતનાં પગલે
દોડતું’તું મારું અંતર મંગલે :
જે પગલાં જોવા વરસો ગાળી
ભાવનાદીપ અખંડિત બાળી
આજ સુધી સંધ્યા—અવસાને
બેઠી હતી મારા અભિસાર-ગાને :
ધીમે ધીમે ખખડાટ થયો ત્યાં
અંધારે તેજનો ઓઘ થયો ત્યાં
ફૂલકદંબનાં ભોંય પડીને
લતાઓ કમ્પને લળી લળીને
આનંદનો અવિષ્કાર કરીને
ચૂમતી’તી પ્રભુ ચરણપંકજ
ધન્ય થવા હરી--ચરણે રંકજ:
જમુનાની મૃદુ ઊર્મિ ઊડી ઊડી
બાજતી’તી જાણે ગોપિકાની ચૂડી
સખી,સખી, ત્યાં તો બંસી વાગી
ઓ રે ! મિલનની ઘડીઓ જાગી
કુંજલતાઓથે મોરનું પીછું
અરૂપરૂપનું દર્શન કીધું :
ઓ રે ! સખી સખી, લેને મૃદંગ
એના સ્મરણે પલેપલે જાગે છે મન
સ્થિર રહેતા નથી કરતાલ હાથે
પાયઘૂઘરમાં નર્તન જાગે :

° “ ઓરે ! સખી સખી, લેને મૃદંગ” બોલતાં જ લાલ પાસે બેઠેલી વ્રજગોપી પાસેથી મૃદંગ ખેંચી વગાડવા મંડી પડે છે, અને મીરાં ઊભી થઈ નાચવા માંડે છે. બે વ્રજગોપીઓ મંજીરા વગાડી તાલ પૂરે છે. સામેથી કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી અને બે વ્રજગોપીઓ નાચતી નાચતી પ્રવેશ કરે છે. મીરાં પણ એમના નૃત્યમાં ભળી જાય છે. નેપથ્યે વૈષ્ણવીઓ ગાય છે. °

સજની સજની સુણને રાધા
બંસી બાજી રે !
શેફાલી ફૂલે નાચે છે ધરા
યૌવન વેશે રે !
મૃદુ મૃદુ ગાને વાતાયને
આનંદ આનંદ છૂટે !
મધુ–મધુ સ્વર બપૈયાકંઠે
પ્રીતની હેલી ફૂટે !
સજની સજની રાધા રાધા
ફરી લેને શૃંગાર,

મોતનમાલા કંઠે લગાવી લે
કટીએ કુસુમહાર :
ભાલમાં કુમકુમ આડ કરી લે
સિંદૂર કેશે રે,
રૂમઝૂમ નૂપુર પાય ધરી લે
આનંદવેશે રે :
સજની સજની રાધા રાધા
ચાલને પૂજા કાજે
છોડને વિરહ છોડને લજ્જા
ચાલને સોહાગ સાજે :
આજ તારા ઘનશ્યામને જોવા
ફૂટતા શેફાલી ફૂલે
મૃદુ ચરણ ગોવિંદનાં જોવા
માનવસંસારકુલે :
સજની સજની સુણને રાધા
બંસી બાજી રે,
નૂતન મંગલ આલોક આલોક
ધારા છાયી રે !

( બધાં જાય છે )

( પડદો )

## દર્શન છઠ્ઠું

**સ્થળ : સમય**—આગળનાં.

○ શાલિગ્રામની મૂર્તિ પાસે મીરાં હાથમાં દીપમાલા લઈને નાચતી દૃશ્ય થાય છે. એના પાયઘૂઘરનો અવાજ વાતાવરણને ભરી દે છે. સાથે સાથે કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી, વ્રજગોપીઓ અને કેટલીક વૈષ્ણવ સ્ત્રીઓ, કોઇ કરતાલ તો કોઈ મંજીરા વગાડતી તાલ પુરાવતી ગાતી હોય છે. ○

**: નૃત્યગીત :**

જાગો જાગોને જીવનધન જાગો
મંદિરે મંદિરે આલોકે આલોકે
તિમિરઘૂંઘટ ત્યાગો ત્યાગો :
અંતરવીણા જ્યારે,
વેદનાનું ગીત ગાય
ફૂલનું સ્વપન મારું
સ્પંદને જાગી જાય
ખૂલેલા જીવનદ્વારે આવો
આનંદ આનંદ ગાને પ્રાણે પ્રાણે જાગો
અંધારની વેદના ત્યાગો :

○ નૃત્ય પૂરું થયે બધાં વાદ્યો શાંત પડી જાય છે. મીરાં દીપમાલા નીચે મૂકી દે છે. ○

**મીરાં** : ( કરજોડામણ કરીને ) 'જાગો, જાગોને જીવનધન જાગો." કેવું સુંદર ! ભગવાન ! હું જોઉં છું કે તમે આજ મારી વેદના સાંભળીને જાગી ઊઠ્યા છો. મારું અંતર મને એમ કહી રહ્યું છે. સામે દીપમાલા સળગે છે, એના અજવાળે અજવાળે હું મારા ભગવાનને જોઈ શકું છું. એ મને જાણે બોલાવી રહ્યો છે. એનો અવાજ આજ મને સ્પષ્ટ સંભળાય છે, આજ મારાં સકલ બંધન જાણે તૂટી જતાં હોય એવું મને લાગે છે. મારો પ્રાણ જાણે પુલકિત થઈ નાચી ઊઠ્યો છે. ભગવાન મધુસૂદન ! તમે મને બોલાવી ? હું આવું છું.

○ મંદિરના પગથાર ઉપર ફસકાઈ પડે છે. મંદિરમાં મૂર્તિ પાસે એક જ્યોતનો ઝબકારો થાય છે. ○

○ બધાં સ્તબ્ધ બની જાય છે. લાલ બહાવરી જેમ નેપથ્યમાંથી દોડતી આવે છે ○

**લાલ** : મીરાં ! મીરાં ! શું થયું ?

○ ઢગલો થઈ એના ચરણ પાસે પડે છે. ○

○ નેપથ્યમાંથી વૈષ્ણવીઓનું ગીત ઊઠે છે. ○

" પ્રેમભક્તિકા પંથ નિરાલા અપની ગલી દીખા જા,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર જ્યોતિમેં જ્યોત મિલ જા."

○ મંદિરમાં ઊભેલો સકલ સ્ત્રી-સમૂહ એ ગીતનું ચરણ પોતપોતાનાં વાદ્યો ઉપર ઝીલી ગાવા માંડે છે, બે ત્રણ વાર પરંપરિત. કૃષ્ણચૂડા, મંજરી, વાસંતી અને બીજી બે વ્રજગોપીઓ મંદિરના પગથાર પાસે પડેલાં સળગતાં કોડિયાંઓ ઉપાડી ખોબામાં અંજલિ-રૂપે લે છે, અને મીરાંના નિશ્ચેત દેહ ઉપર પ્રકાશ ધરે છે. ગીતની ધૂને ધૂને પડદો નીચે સરકતો જાય છે. ○

# સાહિત્યના પ્રદેશમાં

## સાંધ્ય-ગીતનો પ્રવેશક

શ્રી. અરદેશર ખબરદારે સાંધ્ય-ગીતના પ્રવેશકમાં કેટલાક ચર્ચાસ્પદ મુદ્દાઓ રજૂ કર્યા છે. તેમની અહીં સમાલોચના કરવા પ્રયત્ન કરીશ.

શ્રી. ખબરદારની ફરિયાદ એ છે કે—" નરસિંહ-ભાલણથી માંડીને સામળ, અખો, પ્રેમાનંદ, દયારામ, દલપત જેવા અમર કવિઓની મિષ્ટશિષ્ટ ભાષાને આજકાલ અવગણવામાં આવે છે. "—આ વિધાનમાં ગુજરાતના એ અમર કવિઓનું અત્યારે જે સ્થાન છે તે વિષે કાંઈક ગેરસમજૂતી થતી હોય એમ મને લાગે છે. નરસિંહથી માંડીને દલપતરામ સુધીના એમણે ગણાવેલા કવિઓ અમર છે, પરંતુ તેટલા કારણથી તેમની ભાષા મિષ્ટશિષ્ટ છે એવી દલીલ ગર્ભિત હોય એમ લાગે છે. અને એ દલીલ હોય તો આજકાલના કવિઓમાંથી કેટલાક તો જરૂર અમર થશે એ વિષે શંકા નથી. અર્થાત્ ઉપરની દલીલ સ્વીકારીએ તો એમની કવિતાની ભાષા ભવિષ્યમાં મિષ્ટ અને શિષ્ટ ગણાવાને અધિકારી છે એમ કહી શકાય. આધુનિક યુવાન કવિઓને બાદ કરતાં આપણે સહેજે કહી શકીશું કે કાન્ત, નાનાલાલ કે નરસિંહરાવની કવિતા મિષ્ટ અને શિષ્ટ ભાષામાં લખાયલી છે. વળી કૌટુંબિક જીવનનાં સુંદર કાવ્યો લખનાર સ્વ. કવિ બોટાદકર પણ મિષ્ટ અને શિષ્ટ ભાષા લખનારા ગણાવાને અધિકારી છે.

એ પ્રાચીન કવિઓની લોકપ્રિયતા વિષે અને જનસમાજમાં તેમના પ્રચાર વિષે પણ શ્રી. ખબરદાર ભૂલ કરતા હોય એમ લાગે છે. ઉદાહરણ તરીકે, સામળ ભટની કવિતા તો લોકપ્રિય ભાષામાં લખાયલી છે એ વિષે બે મત ભાગ્યે સંભવે છે. વધારામાં તેણે પદ્યદ્વારા વાર્તાઓ રચી તેમનું વસ્તુ પણ જનસમાજને ગમી જાય એવું હોય છે. અને છતાં તેને પોતાને તે સમયે પૂરતું ઉત્તેજન મળ્યું હોય એમ લાગતું નથી. નહિ તો, " રખીયલ રૂડા રાજવી "ની છાયા તેને શોધવી ન પડત. અને એની એ સરળતા – સુબોધતાના અર્થમાં – છતાં આજે શામળ કેટલો લોકપ્રિય છે?—

પ્રેમાનંદની લોકપ્રિયતાનું કારણ, શ્રી. ખબરદાર જણાવે છે તેમ, તેની કવિતા ઉત્તમ છે યા તો તેણે સુબોધ ભાષામાં તે લખી છે એટલું જ નથી એમ મને લાગે છે. અલબત્ત, મારો મુદ્દો એ નથી કે પ્રેમાનંદની કવિતા ઉત્તમ ગુજરાતી કવિતા નથી. પરંતુ એની લોકપ્રિયતા

જુદા જ કારણને આભારી છે. પ્રેમાનંદે સંસ્કૃત પુરાણો વાંચનારા પુરાણીઓની હરીફાઈમાં ગુજરાતી ભાષામાં પુરાણો ઉતાર્યાં. આટલેથી તેની કવિતા ઉત્તમ બની ગઈ એમ નથી. તેણે પોતે એ પૌરાણિક વિષયને લગતી કવિતાઓને વાંચીને–ગાઈને. તેમનો પ્રચાર સમસ્ત ગુજરાતમાં કર્યો હતો. અને એની પછી પણ એ લોકપ્રિયતા ચાલુ રહી કારણ કે વંશ-પરંપરા ગુજરાતમાં કથા વાંચનારા બ્રાહ્મણોનો વર્ગ તેણે પોતાની પાછળ મૂક્યો હતો. આ કારણને લઈને એની કવિતા ગઈ કાલ સુધી જીવતી હતી અને આજે સૌથી વધુ જીવતી છે. પરંતુ કથાઓ વાંચનાર વર્ગનો જે શોકજનક લોપ ધીમે ધીમે થઈ રહ્યો છે તેને લઈને પ્રેમાનંદની લોકપ્રિયતા – તેના બહોળા પ્રચારના અર્થમાં – પણ ઘટતી જ જાય છે.

વળી અખાની કવિતા જનતા સમજે છે એ શ્રી. ખબરદારનું વિધાન મને તો હકીકતથી વેગળું લાગે છે.

લોકપ્રિયતા એટલે “ જનસમાજના કંઠમાં રમી રહેવાની શક્તિ ”એ સિદ્ધાંતને સ્વીકારીશું તો મને લાગે છે શ્રી. ખબરદારે ગણાવેલા અમર કવિઓમાંના ઘણાની કવિતા લોકપ્રિય નહિ ગણી શકાય.

પ્રેમાનંદનાં આખ્યાનો જેમ ધર્મના ભાવ જોડે સંકળાયલાં હતાં તેમ દયારામની કવિતા પણ વૈષ્ણવ-સંપ્રદાય સાથે સંકળાયલી હતી. અને એના શિષ્યોની ભજનમંડળીઓ ને તેનો પણ પ્રચાર આભારી છે.

પરંતુ એ રીતે ધાર્મિક ભાવ સાથે સંકળાયલી કવિતા કરતાં આજની કવિતા–કળા જુદી પડે છે એ નિર્વિવાદ છે. અને આજકાલની કવિતા એ પ્રાચીન પ્રણાલીમાં વહેશે એવી માગણી કરવી બરાબર નથી.

બીજું પ્રાચીન કાળમાં–દૂર શા માટે, ૩૦, ૪૦ વર્ષ પહેલાં પણ–કવિતા મુખ્યત્વે ગેય ગણાતી. ગેયતા કવિતાનો અવિભાજ્ય ગુણ હતો. પરંતુ યુરોપિયન સાહિત્યના સંપર્કને લઈને આપણે ત્યાં પણ કવિતા ગેય હોવી જ જોઈએ એ સિદ્ધાંત કોરાણે મુકાયો છે. આ નવીન પંથના અનુયાયીઓ અગેય કવિતા લખવાનો પ્રયત્ન કરતાં ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની કવિતા ભલે ન લખી શક્યા હોય પરંતુ આજે કવિવર્ગના મોટા ભાગમાં એ તો સ્થાપિત થઈ ચૂક્યું છે કે અર્થ-પ્રવાહી લયયુક્ત પદ્ય–ગેયતા વિનાનું–આપણા જમાનાની કવિતા માટે સુયોગ્ય વાહન છે. “ લયયુક્ત ” એ વિશેષણનો અર્થ ગેય એવો કરવો બરાબર નથી. ભાવ કે વિચારને અનુસાર અર્થાનુકૂળ લય જ ખરું જોતાં કવિતાનો સાચો લય ગણાવો જોઈએ. કવિતાના અર્વાચીન પ્રેરણાવહેણને વહેવા માટે સુયોગ્ય વાહન યાને સફળ રૂપની શોધ આપણા સાહિત્યમાં પૂરેપૂરી સફળતા સાધી શકી નથી. આધુનિક કવિતા ચિરંજીવી થશે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર તેની આજની લોકપ્રિયતા ઉપરથી આપી શકાય નહિ. એવાં ઘણાં ઉદાહરણો આપી શકાય જેમાં ઉત્તમોત્તમ કવિતા તેના સૃષ્ટાના જીવનમાં લોકપ્રિય થઈ ન હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે જે નવીન કાવ્ય–રૂપની શોધ માટેના પ્રયત્નો ગુજરાતી સાહિત્યમાં થઈ રહ્યા છે તેમાં ગેયતાની ફરજ વિનાનો પદ્યલય શોધવામાં સંસ્કૃત છંદોના તથા વૃત્તોના ભાગોનો કે અંશોનો પ્રયોગ થાય એમાં કશું પણ અયોગ્ય શા માટે ગણાવું જોઈએ ? કવિતા માટે જે થોડીઘણી વૃત્તિ–રુચિ આજે આપણા લોકમાં છે તે નરસિંહ કે પ્રેમાનંદ સંતોષી શકશે એમ માનવું તર્કસંમત લાગતું નથી

સંસ્કૃત છંદો તથા વૃત્તોના પ્રયોગ વિષે પણ અત્યાર સુધી એમ મનાતું કે સંસ્કૃત સાહિત્યની અવનતિ પછી એમનો પ્રયોગ સદંતર બંધ જ પડેલો. અને છેક અંગ્રેજી કેળવણી શરૂ થઈ ત્યારે જ ફરીને કેળવાયલા વર્ગે તેનો પુનરુદ્ધાર અને પુનઃ પ્રચાર શરૂ કર્યો. પરંતુ વધતી જતી શોધખોળને પરિણામે સ્પષ્ટ થતું જાય છે કે અર્વાચીન યુગ શરૂ થયો તે પહેલાંના સાહિત્યમાં સંસ્કૃત વૃત્તો અને છંદોનો પ્રયોગ થયેલો છે. એ સાહિત્ય જૈન ભંડારોમાંથી ધીમે ધીમે બહાર આવતું જાય છે.

વળી, ગુજરાતી કવિતાનો પ્રવાહ સંસ્કૃત તરફ વળ્યો છે યા તો વધુ ને વધુ વળતો જાય છે એવું

વિધાન કરીને શ્રી. ખબરદાર અકારણ ગેરસમજૂતી ઉત્પન્ન કરે છે. મનઃસુખરામ સૂર્યરામની કે ભદ્રંભદ્રની ભાષા આપણા આજકાલના સાહિત્યમાં–અને કવિતામાં–વપરાતી હોય એમ કોઈ જવાબદાર વિવેચક તો માનતો હોય એમ જણાતું નથી. શ્રી. ખબરદારની પોતાની ભાષા એવા સંસ્કૃત શબ્દોના પ્રયોગથી મુક્ત નથી. ગુજરાતી ભાષાના શબ્દકોશનો ૮૦ ટકા જેટલો ભાગ સંસ્કૃત કે સંસ્કૃતમાંથી આવેલા શબ્દોનો બનેલો છે. એટલે ભાષાની પ્રગતિ સાથે આગળ ન વપરાયલા એવા ઘણા શબ્દો વપરાવા શરૂ થાય એ સ્વાભાવિક છે. ઘણા પૂર્વે અપરિચિત વિચારો અને ભાવો પ્રગટ કરવાની લેખકોને જરૂર પડે અને તેમ કરવામાં સંસ્કૃત શબ્દો પણ વધારે વપરાય તેથી ગુજરાતી ભાષાનું ગુજરાતીપણું ઓછું થઈ જાય છે એમ માનવાને કાંઈ કારણ નથી. સંસ્કૃત શબ્દો ટાળવામાં જ શું ગુજરાતીનું ગુજરાતીપણું છે ? બંગાળી, મરાઠી કે હિંદી ભાષાના આધુનિક સાહિત્યનાં વહેણો જોતાં જણાશે કે તે ભાષાઓમાં પણ સંસ્કૃત શબ્દો આગળ કરતાં વધારે વપરાતા થયા છે. અલબત્ત, એ શબ્દો પાંડિત્ય બતાવવા માટે કે અર્થને દુર્બોધ કરવા માટે વપરાતા નથી. શ્રી. ખબરદારના લખાણમાં તેઓ જેને સંસ્કૃતમય ભાષા કહે છે તેના લેખકો પાંડિત્ય દર્શાવવા યા તો અર્થને દુર્બોધ કરવા માટે લખે છે એવો જે ગર્ભિત આક્ષેપ છે તે અન્યાયભર્યો લાગે છે. સ્વ. ખોટાદકરની કૌટુંબિક ભાવોને આલેખતી કવિતા શું સંસ્કૃતનું પાંડિત્ય બતાવવા ખાતર લખાયલી કહી શકાશે ? સંસ્કૃત જેવી સમૃદ્ધ ભાષાનો વારસો કોરાણે મૂક્યો એના જેવી બીજી ભૂલ ભાગ્યે હશે.

અને અંગ્રેજી સાહિત્યનું ઉદાહરણ ટાંકીને શ્રી. ખબરદારે પોતાની દલીલને ટેકો આપવા પ્રયત્ન કર્યો છે તે તો મને છેક લૂલો લાગે છે. અંગ્રેજી ભાષાના મૂળમાં છેક ચોસરથી ફ્રેંચ ભાષાની–એટલે કે લેટીનની–અસર તો છે જ. વધારામાં અંગ્રેજી કવિતાનો વિકાસ જોતાં જણાશે કે બાયરન, કીટસ, શેલીથી તે આજકાલના અતિ–આધુનિક ગણાતા ટી. એસ. ઈલિયટ કે એઝરા પાઉન્ડ વગેરેની કવિતા જેને શ્રી. ખબરદાર દુર્બોધતા કહે છે તે દોષથી મુક્ત નથી. તેમાંયે જે કવિતા અતિ–આધુનિક ગણાવાનો દાવો કરે છે તે તો દુર્બોધતામાં આપણી અતિ સંસ્કૃતમય ગણાતી કવિતાને પણ ટક્કર મારે તેવી છે. અને એંગ્લો–સેક્સન શબ્દોનો કવિતામાં બુદ્ધિપૂર્વક પ્રયોગ કર્યો હોય તો તે એક માત્ર વિલિયમ મોરીસે. બાકીના બધા ઉત્તમ ગણાતા કવિઓની ભાષા એંગ્લો–સેક્સન તો નહિ જ ગણી શકાય. ગ્રીક અને લેટીનની અસર દીવા જેવી સ્પષ્ટ છે.

અને " દુર્બોધતા " " દુર્બોધતા "ની ફરિયાદ કરતાં શ્રી. ખબરદાર ભૂલી જાય છે કે સરળતા અને સુબોધતા એ જ કાંઈ ઉત્તમોત્તમ કવિતાનાં લક્ષણ નથી. મહાકાવ્યોના જમાનાની ભાષામાં સુબોધતા, પ્રસાદ અને ઉદાત્તતા ભેગાં મળે છે એ સાચું છે, પરંતુ તેટલા ઉપરથી બાઈબલના જેવી સરળતા ન હોય તે ઉચ્ચ કવિતા ન કહેવાય એવું અનુમાન દોરવું વ્યાજબી નહિ ગણાય. અને રામાયણના જેવું કાવ્ય ન હોય તે ઉત્તમ કાવ્ય નથી એમ પણ નહિ કહી શકાય.

બાકી, કવિતાને લોકપ્રિય કરવી હોય તો ગુજરાતના મહાકવિ પ્રેમાનંદે જેમ ગામે ગામ અને શેરીએ શેરીએ કવિતા વાંચી અને ગાઈ હતી તેમ કરવામાં આવે તો જ બની શકે. આ રીતે ગુજરાતી જનતા અરસિક છે એ મહેણું આજનું નથી પરંતુ મહાકવિ પ્રેમાનંદના કાળથી ચાલતું આવે છે. અને એવો પ્રયત્ન આજે કરવામાં આવે તોપણ તે સફળ થશે કે કેમ એ તો જોવાનું છે. રા. કવિ લલિત એ પ્રમાણે ઘણે ઠેકાણે પોતાની તેમજ અન્યની કવિતાઓ ગાતા ફરે છે અને વળી વધારામાં એમની કવિતા તો જનસમાજને સહેલાઈથી ગમી જાય એવી ગેય હોય છે. અને છતાં એમણે સુબોધતા કે લોકપ્રિયતા સાધી હોય એમ માનવું મુશ્કેલ છે. પછી હકીકત એનાથી વેગળી હોય તો તે જાણીને મને ઘણો આનંદ થશે.

વળી આધુનિક કવિઓને પોતાના વાહન તરીકે દેશીઓ, ઢાળો અને વલણોનો ઉપયોગ કરવાની શ્રી.

ખબરદારની સૂચના મને તો અંગ્રેજી કહેવત પ્રમાણે "નવા દારૂને જૂના સીસામાં નાંખવા" જેવી લાગે છે. દેશીઓ અને ઢાળોમાં વ્યક્ત થાય તે માનસ તેમાં આપોઆપ જ વ્યક્ત થશે, પણ સુબોધતાને ખાતર કે લોકપ્રિયતા સાધવાને ખાતર તેમાં લખવું એ તદ્દન કૃત્રિમ લાગે છે.

પોતાના અંતરાત્મામાં જાગતી પ્રેરણાને ઉચિત રૂપમાં સૃષ્ટા વ્યક્ત કરે અને એ ક્રિયામાં તે દિલનો સાચો હોય એટલું બસ છે. બાકી તેની કૃતિ લોકપ્રિય થાય છે કે નહિ, દુર્બોધ છે કે સુબોધ એ તરફ નજર રાખ્યા કરવી એ સૃષ્ટાનું કાર્ય નથી. અને અંતરાત્માની પ્રેરણા સરળ અને જનસામાન્ય પણ સમજી શકે એવી હોય તો જ તે સાચી પ્રેરણા, એ સૂત્ર કલા-સર્જનમાં સાચું નથી જ. ગેથેની ફાઉસ્ટ, મીલ્ટનની પેરેડાઈઝ લોસ્ટ, કે શેલી અને કીટ્સની ઉત્તમ કવિતાઓ શેરીમાં જતા માણસો સમજી શકે નહિ તેથી તે ઉત્તમ કવિતા નથી એમ કહી શકાશે નહિ. કવિ પોતાના અંતરાત્માની પ્રેરણાને વફાદાર રહે તો તેનું સર્જન સત્ય-સર્જન હશે—પછી તે લોકપ્રિય થાઓ વા ન થાઓ. **શ્રી. અંબાલાલ પુરાણી**

# વિવેચક સર્જક નથી જ

હમણાં હમણાં સર્જન અને વિવેચનની ચર્ચા ઠીક ઠીક ચાલે છે. કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે વિવેચક એ સર્જક છે, તે પણ સર્જક જેટલું જ સંવેદન અનુભવે છે અને કૃતિના હાર્દનું પરીક્ષણ કરે છે.

પણ આ દલીલમાં વજૂદ નથી. જરૂર વિવેચક સંવેદનશીલ હોય છે. તે સૌન્દર્યદર્શી હોય છે. તે કાવ્યમાંથી સૌન્દર્યનાં દર્શન કરવા તલસે છે અને એ રીતે તેનું સમસ્ત ચિત્ત–તંત્ર વ્યાપારમય બને છે. આ છતાં તે સર્જક તો નથી જ.

સર્જક જેટલો સ્વતંત્ર છે, જેટલું તેનું ક્ષેત્ર વિશાળ અને બહોળું છે તેટલું વિવેચકનું નથી. એક કોયલનો મધુર અવાજ સાંભળી કવિની વૃત્તિઓ સળવળે, તેનું સમસ્ત ચિત્ત–તંત્ર પેલા અવાજમાં તલ્લીન થાય અને એ રીતે તે કાવ્ય લખે. કાવ્યનો વિષય 'કોયલનો અવાજ' છે પણ તેથી કવિ કંઈ તે અવાજ વિશે જ લખતો નથી. તે તો તે અવાજ પરથી સ્ફૂરેલાં વિચારો અને ચિંતનનું કાવ્યમાં નિરૂપણ કરશે. એ રીતે એ ઘણો જ સ્વતંત્ર છે. અનુભવના મૂળ પ્રસંગને વળગી રહેવું જોઈએ એવું કોઈ તેને માટે બંધન નથી. શ્રી. પાઠક કહે છે 'તેમ જ્યારે એ કાવ્યમાં રજૂ કરે છે ત્યારે એ કાવ્યને તેના મૂળ અનુભવના પ્રસંગ સાથે કશો જ સંબંધ રહેલો હોતો નથી.' આ કથન તદ્દન સત્ય છે.

હવે આ કાવ્યનું વિવેચન જો કોઈ વિવેચક કરે તો તે એ કાવ્યની બહાર જરા પણ ન જઈ શકે. તે નવું કંઈ જ સર્જન ન કરી શકે. વિવેચક તો માત્ર આપણને એ કાવ્યમાં છુપાયેલા સૌન્દર્યનું દર્શન કરાવી શકે. તેને કાવ્યની મર્યાદામાં રહીને જ વિવેચન કરવાનું રહે છે. તે રીતે તેનું ક્ષેત્ર ઘણું જ મર્યાદિત છે. કવિ તો "કોયલનો અવાજ" એ અનુભવ સાથે કંઈ પણ સંબંધ રાખ્યા વગર તેનો આનંદ અને ચિંતન વ્યક્ત કરી શકે છે. શ્રી. પાઠક કહે છે તે સ્વીકારવું જ પડશે કે 'વિવેચન હમેશાં પરાયત્ત છે.'

શ્રી. મયૂરધ્વજ ઊર્મિના ફેબ્રુઆરી ૧૯૩૯ના અંકમાં તેમના 'સર્જક અને વિવેચક'વાળા લેખમાં કહે છે કે '......વિવેચનને પરાયત્ત કહે છે. એ ભેદ બિલકુલ ગળે ઊતરે તેવો લાગતો નથી.'

વાંચક સમજી શકશે કે આ એવો ભેદ નથી કે જે 'બિલકુલ ગળે ન ઊતરે.' જો વિવેચન પરાયત્ત ન હોય તો પછી તેને 'સ્વાયત્ત' કહેવું? પણ આગળ જોઈ ગયા કે વિવેચકને તો હમેશાં કાવ્યનું જ વિવેચન કરવાનું રહે છે. તેને એ કાવ્ય સિવાય બીજું કંઈ નવું કહેવાનું કે નવું સર્જન કરવાનું રહેતું નથી. અને જો તે કૃતિને બાજુમાં મૂકી ગમે તેમ પરીક્ષણ કરે તો તે વિવેચન રહેતું નથી. એટલે વિવેચકનો ધર્મ તો કૃતિને અવલંબીને જ ગુણદોષદર્શન કરવાનો છે.

શ્રી. મયૂરધ્વજ તેમના કથનના સમર્થનમાં લખે છે કે કાવ્ય ગમે તેટલી ઊંચામાં ઊંચી કોટીનું હોય પરંતુ તેના ઉપાદાન તરીકે કવિએ કાવ્યનો વિષય તથા તે પરત્વેના પોતાના અનુભવોનો સ્વીકાર કર્યો જ હોવો જોઈએ. તેમ જ વિવેચન ગમે તે કક્ષાનું હોય છતાં પણ વિવેચકે તેના ઉપાદાન તરીકે વિવેચનના વિષયને સ્વીકારેલો જ હશે એટલે આ હિસાબે તો બંને પરાયત્ત છે અને છે જ.

પણ શ્રી. મયૂરધ્વજ ભૂલી જાય છે કે કવિ કાવ્યના વિષયને વળગી રહેતો નથી. તેમજ તેની પાસે જે કંઈ અનુભવ હોય તેની રજૂઆત પણ કોઈ અનેરી જ હોય છે. તે અનુભવ પરથી કવિ તો કંઈ અદ્ભુત સર્જન કરતો હોય છે. અને એ અનુભવ તો માત્ર નિમિત્ત બનતો હોય છે. અને એ અનુભવ સાથે કાવ્યને કંઈ જ સંબંધ રહેતો નથી.

જ્યારે વિવેચક તો અમુક કૃતિની બહાર જઈ શકે જ નહિ તેમજ તેનું વિવેચન કૃતિથી પરોક્ષ રહીને પણ કંઈ કહી શકે નહિ. વિવેચનને તો કૃતિ ઉપર જ કંઈ કહેવાનું છે એટલે તે પરાયત્ત જ છે. એમાં લેશ પણ શંકા ન રહે એવી સ્પષ્ટ વાત છે.

આથી મારા કહેવાનો ભાવાર્થ એવો છે જ નહિ કે સર્જક વિવેચક કરતાં ચઢિયાતો છે કે વિવેચક સર્જક કરતાં ઊતરતો છે. સર્જન અને વિવેચન બન્ને ભિન્ન ભિન્ન ક્ષેત્રો છે. અને સારો સર્જક અને સારો વિવેચક બન્ને પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ છે.

એક એવી ભ્રમણા ફેલાયેલી છે કે વિવેચક સર્જકની તોલે તો ન જ આવી શકે, પણ એવું કંઈ જ નથી. વિવેચકનું ક્ષેત્ર કોઈ પણ રીતે સર્જકના ક્ષેત્રથી ઊતરે તેમ નથી.

પણ એવી ભૂલ તો ન જ કરવી જોઈએ કે વિવેચક સર્જક છે. અને 'સર્જન અને વિવેચન એ એક જ પાસાની બે બાજુઓ છે' એ કહેવું પણ ખોટું છે. જ્યાં બન્નેનાં ક્ષેત્રો જુદાં છે ત્યાં તે બેને બે પાસાં કેમ કહી શકાય?

મેં ઉપર કહ્યું તેમ ઘણાનાં મનમાં એમ ઠસી ગયેલું છે કે વિવેચન સર્જનની તોલે ન આવી શકે અને એ ભ્રમણાનો કેટલાક લેખકો બચાવ કરવા નીકળી પડે છે અને ગમે તેમ કરી વિવેચકને સર્જક ગણવાનો દાવો કરે છે. પણ તે બરાબર નથી. આથી નકામી ચર્ચાઓ ઊભી થાય છે.

**શ્રી. પીતાંબરભાઈ ન. પટેલ**

## આપણી ગ્રંથમાળાઓ

હમણાં હમણાં આપણા કેટલાક લેખકો પુસ્તકો ને ગ્રંથમાળાઓની કિંમત અને યોજનાઓ વિષે ચર્ચા કરવા લાગ્યા છે. પ્રકાશનક્ષેત્રની શુદ્ધિ અને વિકાસ માટે આવી ચર્ચાઓ આવશ્યક છે. માત્ર મુશ્કેલી એ જ છે કે આવી ચર્ચાઓમાં ગુજરાતના કોઈ પ્રકાશકો પોતાનો હિસ્સો આપતા નથી એટલે આ ચર્ચાઓમાંથી સારતત્ત્વ મેળવી શકાતું નથી. ઘણી વાર તો આવી ચર્ચા કરનાર પ્રકાશનક્ષેત્રના તદ્દન બિનઅનુભવી છે એમ પણ દેખાઈ આવે છે. ગ્રંથમાળાઓ ગુજરાતમાં કેટલી છે તેની ગણતરી અમે કરી નથી, પણ 'ફૂટી નીકળી' હોય એટલી બધી તો નથી જ. ગ્રંથમાળા સિવાયનાં પ્રકાશનો એ કરતાં ઘણાં ઘણાં વધારે છે. હમણાં હમણાં બે સાહિત્યકારોએ ગ્રંથમાળા માટે એવા મતલબની ટીકા કરી કે 'એમાં ગ્રાહકને પસંદગીનો અવકાશ રહેતો નથી. પહેલેથી જ તે બંધાઈ જાય છે અને પછી પ્રકાશક જે ખોરાક આપે તે એને ખાઈ લેવો પડે છે.' આ ટીકા ઘણે અંશે સાચી છે, પણ ટીકાની યથાર્થતા સમજવા માટે ગ્રંથમાળા સિવાયની પ્રકાશન-પ્રવૃત્તિને પણ આપણે જોવી જોઈએ. ગ્રંથમાળા માટે જે ટીકા કરવામાં આવે છે તે ટીકા કોઈ પણ સાપ્તાહિક કે માસિક માટે તો થઈ જ શકે એમ સૌ કબૂલ કરશે. રખે એવી દલીલ થાય કે એમાં તો સાપ્તાહિક કે માસિકનું ધોરણ બંધાયેલું હોય છે એટલે એમાં શું આવવાનું છે તે માણસ સમજી શકે છે. અમે અનુભવે કહીએ છીએ કે એવું ધોરણ અને એવી પ્રતિષ્ઠા ગ્રંથમાળાઓની પણ બંધાય છે,

ગુજરાતમાં એવી ગ્રંથમાળાઓ છે કે જેના બે વરસે પાંચસો સાતસો ગ્રાહક પણ નથી થતા (આ માળાઓના એક વખત વધુ ગ્રાહકો હતા), જ્યારે એવી પણ માળાઓ છે કે જેનાં પુસ્તકોની બે વરસમાં પાંચ હજાર જેટલી પ્રતો ખપી જાય છે.

એ જ રીતે હમણાં હમણાં ચાલુ થયેલી કૂપન–પદ્ધતિ વિષે પણ કહી શકાય. એમાં ને ગ્રંથમાળામાં એટલો જ ફેર છે કે એ રૂપિયો દોઢ રૂપિયો ખરચાવે છે, જ્યારે ગ્રંથમાળા ત્રણ કે ચાર રૂપિયા ખરચાવે છે. એમાં પણ પહેલેથી જ કૂપનો કાઢવામાં આવે છે. મોટા ભાગના લોકો પુસ્તક જોઈ પણ શકતા નથી.

આવી જ સ્થિતિ લેખકો માટે પણ કહી શકાય. જેમ ગ્રંથમાળાનાં બધાં પ્રકાશનો એક સરખાં નથી નીવડતાં તેમ જ એક લેખકનાં બધાં પુસ્તકો પણ એક સરખાં નથી પ્રગટ થતાં. જેમ ગ્રંથમાળાને નામે સસ્તાપણાના લોભે ગ્રાહક માલ ખરીદી લે છે તેમ લેખકના મોટા નામથી પણ ખરીદી લે છે. અહીં એ યાદ રાખવું જોઈએ કે ગુજરાતમાં સારા પુસ્તક-ભંડારો તો સાત–આઠ શહેરોમાં જ છે, જ્યાં નજરે જોઈને માણસ ખરીદી શકે. જો કે બુકસેલરની દુકાને ઊભાં ઊભાં જ પુસ્તકની પસંદગી અને જા. ખ. વાંચીને મગાવવું એમાં બહુ ફેર નથી. પણ ગુજરાતના મોટા ભાગમાં તો પુસ્તકભંડારો છે જ નહિ. એટલે લેખકનું પણ ગ્રંથમાળા જેવું જ છે. એના સાહિત્યનું પણ અમુક ધોરણ માણસના મનમાં નક્કી થઈ જાય છે ને એ રીતે લોકો ખરીદે છે. આપણે જાણીએ છીએ કે એક વખતના ઘેર ઘેર વંચાતા લેખકને બે ચાર વરસ પછી કોઈ બોલાવતું પણ નથી. ગ્રંથમાળાનું પણ એવું જ બને છે.

સાચી વાત એ છે કે ગ્રંથમાળા એ ચાર–છ પુસ્તકોનું ઝૂમખું જ છે. એ ઝૂમખાની એક સાથે જ કિંમત થાય છે ને અસર થાય છે.

એક સાહિત્યકારે એવી સલાહ આપી છે કે પુસ્તકાલયોએ અને ગ્રાહકોએ પુસ્તકોનાં વિવેચન વાંચીને પછી પુસ્તકો ખરીદવાનો નિર્ણય કરવો. આપણાં વિવેચનોનો જરા સરખો પણ જેને અનુભવ હશે તે આ સલાહને હસી કાઢશે. પહેલી વાત તો એ કે આપણે ત્યાં ભાગ્યે જ વિવેચન થાય છે અને જે વિવેચનો થાય છે ને તો લોકોને ભારે મુંઝવણમાં નાખનાર બને છે. અમને અનુભવ છે કે એક સરખી જ પ્રતિષ્ઠાવાળા અને શક્તિવાળા બે વિવેચકો એક જ પુસ્તક માટે તદ્દન ભિન્ન–જુદા જુદા છેડાના જ–અભિપ્રાયો પ્રગટ કરે છે. આમ બનવું સાવ સ્વાભાવિક છે, પણ ખરીદનાર એનાથી કઈ રીતે માર્ગ-દર્શન મેળવી શકે? અને ઘણા ખરા વિવેચકો તો 'સારું છે,' 'સુવાચ્ય છે,' 'આવકારદાયક છે,' 'જરા વધુ મહેનતની જરૂર છે,' એટલું જ લખી નાખે છે.

એથીયે વધુ જાણવા જેવું તો એ છે કે કેટલાક પ્રકાશકો અને લેખકો પોતાનાં પુસ્તકો કાં તો વિવેચન માટે મોકલતા જ નથી, અથવા તો ઘણાં ઘણાં મોડાં મોકલે છે–અને આવું જ વિવેચકો પણ કરે છે. અમને અનુભવ છે કે અમારાં પુસ્તકોનાં વિવેચનો દોઢ દોઢ વરસ પછી આવ્યાં છે.

આ સ્થિતિમાં પુસ્તકો ખરીદવાં શી રીતે? લાંબી યોજના રજૂ કરવાનું આ સ્થાન નથી, પણ લોકો પાસે સારાં કે સસ્તાં પુસ્તકો પહોંચાડવા માટેની ગ્રંથમાળાની જે યોજનાઓ છે તેને પૂરો આવકાર આપીને અમે એમાં આટલા મહત્ત્વના સુધારાઓ રજૂ કરીએ છીએ. આ સુધારાઓ અમે તો દાખલ કરવા માંડ્યા છે:

૧. ગ્રંથમાળાના સંચાલક વર્ષભરમાં આપવાનાં પુસ્તકો પહેલેથી જ પૂરેપૂરાં તૈયાર કરાવી લેવાં.

૨. આ પુસ્તકોનાં નામ, લેખકનાં નામ અને પુસ્તકમાં શું છે તેની માહિતી પ્રગટ કરવી.

૩. આ પુસ્તકો પ્રગટ થશે જ એવી કાયદેસર ખાતરી આપવી એટલે કે એ જ પુસ્તકો આપવા માટે બંધાવું.

અમે માનીએ છીએ કે જે ગ્રંથમાળા આમ કરશે તે જ લાંબે ગાળે સફળતા પ્રાપ્ત કરી શકશે અને જનતાને કંઈક શુભ આપી શકશે. મો.

# " મારું ઝાડ! "

શ્રી. હરજીવન સોમૈયા

બરફનું નાનું ઘર છે. ઘરમાં પુપુ એક શિંગડા વડે બરફની ભીંતો પર વસ્તુઓ મૂકવા માટે બરફ ખોતરીને પેડલી બનાવી રહ્યો છે. રેન્ડિયરની ચામડીના કોડિયામાં બળતો સીલ માછલીની ચરબીનો દીવો આછો અને મધુરો પ્રકાશ ફેલાવી રહ્યો છે, ચમકતી ભીંતોમાં તેનાં પ્રતિબિંબો પડી કોઈ ઉત્સવગૃહ જેવી શોભા થઈ ગઈ છે. પુપુ જાણે ભીંતો જોડે જ વાતો કરી રહ્યો છે.

" હમણાં દેવ રાજી નથી. ત્રીશ વરસથી હું આંહીં છું પણ દશ વરસથી દેવ રાજી નથી. દેવે વરસાદ ખૂબ મોકલ્યો, બરફ ખૂબ મોકલ્યો ને જમીન ડૂબી ગઈ. દેવે પવન ખૂબ ફૂંક્યો અને ઝાડ ઊખડી ગયાં, ઘર પડી ગયાં, બરફનાં ઘરોમાં હવે રહેવું પડે છે. દેવે ટાઢ ખૂબ મોકલી ને ઢોર બધાં મરી ગયાં, વનસ્પતિ પણ કાંઈ ઊગતી નથી.

" આંહીં રહેવું ગમતું નથી. લાકડું ક્યાંય જડતું નથી, લાકડાનું ઘર ટાઢ ઝીલતું નથી, બરફનું ઘર ચોરસ ટકતું નથી, બરફનું ગોળ ઘર ગમતું નથી.

" લોક કહેતાં હતાં, હજી બીજું તોફાન આવવાનું છે, બરફનાં ઘર પણ નહિ રહે. બરફના ડુંગર થઈ જશે. માણસ ઝાઝા દિવસ રહેશે તો મરી જશે.

" દેવ કાંઈ રાજી નથી. આપણે આંહીંથી ભાગવું છે. "

પછી મોટેથી બોલ્યો, " શુચિ! શુચિ! "

ઘરની વચ્ચોવચ્ચ બેસી શુચિ જમીનમાં એક ઝાડની ડાંખળી નાખવાનો પ્રયત્ન કરતી હતી. આ પહેલાં પુપુએ એને ઝાડની એક વાર્તા કહી હતી.

' એક હતું ઝાડ. ઝાડને માણસે મહેનત કરીને જમીનમાં નાખ્યું હતું. એને લોહીનું ખાતર આપ્યું હતું. ઉપર ભીની માટી દાબી હતી, રોજ એને પાણી પાયું હતું. ઝાડ પણ બહુ ભલું. એ મોટું થયું એટલે માણસને એણે છાલ આપી, માણસે છાલને પોતાને શરીરે વીંટી, છાલ વીંટયે ટાઢ ન પડે, છાલ વીંટયે રીંછના નહોર ન વાગે, છાલ વીંટયે સીલની પૂંછડી ન લાગે. ઝાડે માણસને પાન આપ્યાં. લીલાં, લાંબી પાતળી ચીપ જેવાં ચીકણાં પાન, માણસે એની દોરી બનાવી, દોરીમાં શિકાર પકડાય. ઝાડે માણસને લાકડું આપ્યું, લાકડાની આણી થાય, આણીથી રીંછ મરાય, સીલ કપાય, ઘર બને. ઝાડનું લાકડું બળે, તે ઉપર માંસ શેકાય, શેકેલું માંસ સારું લાગે. ઝાડની શોભા સારી,

ઝાડ બહુ સારું. એક દિવસ તોફાન આવ્યું ને ઝાડ મરી ગયું, લોકો બહુ રોયાં.'

એ વાર્તા સાંભળીને શુચિને પણ રડવું આવી ગયું હતું. તે પછી પણ એણે ઝાડ વિષે થોડું વધારે જાણ્યું હતું, પણ ઝાડ એણે જોયું ન હતું. એક દિવસ પુષુને એણે પૂછ્યું હતું:

" ઝાડ હવે ન ઊગે ? "

" બહાર ન ઊગે, બરફના ઘરમાં હૂંફ હોય, બરફના ઘરમાં સૂરજનો તાપ અને અજવાળું સરખાં આવે, બરફના ઘરમાં ઝાડ ઊગે. "

તે દિવસથી શુચિને મનમાં થયા જ કરતું હતું કે ઘરમાં ઝાડ વાવવું, પણ કેમ વાવવું એની એને સમજ નહોતી પડી.

આજ સવારે એ ઘરની બહાર હતી. આકાશમાં એણે એક પંખીને ઊડતું જોયું. પંખીએ પોતાના બે પગ વચ્ચે કંઈક પકડેલું હતું. પુષુએ ઝાડની વાત કરી હતી તેવું જ કાંઈક એ હતું, એણે બરફનો એક કઠણ કકડો ઊંચક્યો અને જોર કરીને આકાશમાં એનો ઘા કર્યો. ઘા બરાબર પક્ષીના બે પગ વચ્ચે જ વાગ્યો, પક્ષીના પગ છૂટા થઈ ગયા, એના પગ વચ્ચે પકડાયેલી વસ્તુ નીચે પડી. શુચિએ દોડીને એ લઈ લીધી અને એકદમ ઘરમાં આવી.

" પુષુ, આ જો, આ શું ? " એણે પુષુને પૂછ્યું.

" ઝાડની ડાંખળી. " પુષુએ જવાબ આપ્યો.

" ઝાડ નહિ ? " શુચિ નિરાશ થઈને બોલી.

" આને જમીનમાં નાખીએ, લોહીનું ખાતર આપીએ, મૂળ ઉપર માટી દાબીએ, રોજ પાણી પાઈએ તો એમાંથી ઝાડ થાય. "

સાંભળીને શુચિ હર્ષથી ગાંડી બનીને નાચવા લાગી. એ તરત ઘરની વચ્ચે જમીન ખોદવા બેસી ગઈ.

ડાંળખી જમીનમાં નાખતાં નાખતાં ધ્રુવદેશનું એક ગીત એ ગુણગુણતી હતી,

મારે ઘેર મહેમાન આવ્યા,
મહેમાનને ખાવા શું આપું ?

*

બરફનાં ભારી તોફાન આવ્યાં,
રેન્ડિયર બધાં દક્ષે ચાલ્યાં,
રીંછડાં બધાં ભાગી ગયાં,
કૂતરાં બધાં મરી ગયાં,
માણસ બધાં સડી ગયાં,
મહેમાનને ખાવા શું આપું ?

*

દેને મીઠું કાળજું તારું.
બીજું શાને શોધવા જા તું ?

" શુચિ ! શુચિ ! " પુષુએ ફરીને બૂમ મારી.

શુચિએ એની સામે જોયું.

" હું બહાર જાઉં છું, બરફમાં રહેવું મને ગમતું નથી. "

" કેમ ? બરફમાં તો ઝાડ ઊગે. " શુચિ બોલી.

થોડીવાર ચુપ રહીને પુષુ બોલ્યો, " ઝાડવાં પહેલાં બહાર ઊગતાં, પછી ઘરમાં ઊગવા માંડ્યાં, હવે તો ઘરમાંય નહિ ઊગે. "

શુચિ પ્રશ્નાર્થભાવે એની સામે એકી ટશે જોઈ રહી. પુષુ આગળ બોલવા લાગ્યો:

" તારી મા ના પેટમાંથી બહાર આવ્યે તને દશ વરસ થયાં, દશ વરસ ઉપર બરફનું ભારી તોફાન આવ્યું હતું; તું તો મરશે તોયે એવડું તોફાન જોવાની નથી. ઘણાં લોક મરી ગયાં. તારી મા મરી ગઈ, મેં તને મોટી કરી. તે દિવસે ઝાડવાં બહારથી ઘરમાં આવતાં રહ્યાં. દશ વરસ થયાં. હવે બીજું તોફાન આવશે. ઝાડ હવે ઘરમાં પણ નહિ ઊગે. "

" તોફાન કેમ આવતાં હશે ? " ખિન્ન થઈને શુચિ બોલી.

પૃથ્વી આગનો એક ગોળો હતી. એ આગ ઠરતી ચાલી, આડી ધરીએ સૂર્ય સામે મોં કરી ફરતી પૃથ્વીનો ધ્રુવનો ભાગ પહેલો ઠર્યો, ત્યાં જીવની ઉત્પત્તિ થઈ પણ પૃથ્વીના ભાગ્યમાં ગતિની શિથિલતા અને તેને

કારણે ઠંડીની તીવ્રતા લખાયેલી હતી એટલે ગતિના ફેરફારથી અને ઠંડીની અસરથી પૃથ્વી આસપાસ લપેટાયેલ વાતાવરણમાં તોફાનો જાગતાં હતાં. પણ આ વાત પુપુની સામાન્ય બુદ્ધિ સમજી ન શકી હોય તે સંભવિત હતું. એણે એનો કંઈ જવાબ ન આપ્યો.

પુપુ ચુપ રહ્યો એટલે શુચિ ઊભી થઈ. એની ડાંખળી જમીનમાં નખાઈ ગઈ હતી. ખૂણામાં પડેલું લોહીનું એક ફૂંડું છેક પાસે લાવી અને ડાંખળીના મૂળમાં માટી સાથે મેળવીને લોહી નાખ્યું અને પછી ઉપર ખૂબ ભીની માટી દાબી દીધી. પુપુ એને જોઈ રહ્યો હતો.

"ઝાડ મને બહુ ગમે." શુચિ બોલી.

પુપુ પોતાના મનમાં બોલ્યો, "ઝાડ તો મનેય ગમે." પછી મોટેથી બોલ્યો. "પણ શુચિ! ઝાડ તું નકામું વાવે છે."

"કેમ?" શુચિએ અકદમ પૂછ્યું.

"મેં તને ન કહ્યું? મારી મા બહુ બુઢ્ઢી થઈને મરી ગઈ. એ ઘણી વાર્તાઓ કહેતી. એ કહેતી, એની મા બીજા લોક સાથે પૃથ્વીના માથા પર રહેતી, સૂરજ ત્યાંથી નીચે દરિયાને અડી અડીને જ ફર્યા કરતો—લાગલાગટ પાંચ મહિના સુધી. પછી બધા મહિના અંધારું. પહેલાં ત્યાં ઝાડ ઊગતાં, પછી મોટું તોફાન આવ્યું, પછી ભારી ઠંડી આવી, પાણીનો બરફ થઈ ગયો ને ઝાડવાં બળી ગયાં. માણસ ત્યાંથી ભાગી ગયાં. કોઈ પૃથ્વીના વાંસા પર ઊતર્યાં તો કોઈ પૃથ્વીની છાતી તરફ ઊતર્યાં. પછી મારી મા અહીં લાકડાના ઘરમાં રહેતી. હું પણ લાકડાના ઘરમાં રહેતો. અહીં પણ તોફાન આવ્યું ને હવે આપણે બરફના ઘરમાં રહીએ છીએ. આઠ દિવસથી પવન કેવો ફુંકાય છે તેની ખબર છે ને? આથેના દરિયામાંથી સીલ પણ એમાં આવી ફેંકાઈ આવે છે. આ બધું કાંઈ સારું નથી. માણસ પણ હવે મરી જશે, તો ઝાડ શેનાં ઊગશે?"

શુચિને આ વાત સાંભળીને ધ્રુજારીનો એક કંપ આવી ગયો. "ખરું કહે છે?" પૂછીને એ પુપુ સામે જોઈ રહી.

પુપુ એનો જવાબ ન આપતાં ચુપ રહ્યો.

"પણ ઝાડ મને બહુ ગમે છે." શુચિ બોલી. એની આંખોને ખૂણે પાણીનાં બુંદ ચમકતાં હતાં. તોય પુપુ ચુપ રહ્યો.

"ઝાડ હવે કયાં હોય?" શુચિએ પ્રશ્ન કર્યો.

"ગરમી હોય ત્યાં હોય, પાણી હોય ત્યાં હોય, માટી હોય ત્યાં હોય, તડકો હોય ત્યાં હોય, હવા હોય ત્યાં હોય."

"આપણે ત્યાં જશું?"

"જવું છે, પણ એ કયાં છે એની મને ખબર નથી." પુપુ બોલીને અંતરમાં ઊંડો ઊતરી ગયો.

થોડી વાર બંને વચ્ચે શાંતિ પથરાઈ ગઈ. શુચિ છોડ સામે જોતી બેઠી હતી. થોડી ક્ષણો પછી એના મોંમાંથી સ્વરો નીકળવા માંડ્યા,

**"હેને મીઠું કાળજું તારું—"**

"તોય ઝાડ નહિ ઊગે. તોય માણસ નહિ ઊગે. આપણે અહીંથી ભાગી જઈએ." પુપુ જોરથી બોલ્યો.

એ જ સમયે બહારથી મોટો કોલાહલનો અવાજ આવતો સંભળાયો. 'શેનો અવાજ!' પુપુ ચમકયો. એણે શિંગડાને બરફમાં ખુંતાડી રાખવાના ઇરાદે શિંગડાની અણી જોરથી બરફમાં પેસાડી, પણ આ શંકાના ગભરાટમાં એ વધુ પડતી અંદર ઊતરી ગઈ અને દીવાલમાંથી એક ચોસલું ફસકી પડયું. દીવાલમાં સોંસરું બાંકોરું પડયું અને બાંકોરામાંથી પવનનો એક સૂસવાટો આવ્યો, 'દીવો, દીવો,' કરતી શુચિ ઊભી થઈને દીવાને સંભાળવા જાય ત્યાં તો દીવો બુઝાઈ ગયો.

ક્ષણ પહેલાં દીવાલોમાં ઠેર ઠેર હીરા-માણેક લટકાવ્યાં હોય તેવું લાગતું હતું તેને ઠેકાણે એકદમ અંધારું થઈ ગયું. બરફની ચમક તો કાળા અંધારાને જરા લીસું બનાવતી હતી એટલું જ. શુચિએ ભયથી પુપુનો હાથ પકડી લીધો.

"ચાલ, ભાગી જઈએ." પુપુએ એને દરવાજા તરફ ઘસડી. પણ એને ખેંચીને લઈ જતાં ઉતાવળમાં

અંધારે જમીનમાં તાજો નાખેલો છોડ શુચિના પગમાં અટવાયો.

"ઓ–ઓ !" શુચિના મોંમાંથી અવાજ નીકળી ગયો. છોડ જમીનમાંથી ઊખડી જઈને એના પગ નીચે કચડાયો હતો. પુપુનો હાથ છોડવીને વાંકી વળીને એણે છોડને હાથમાં લઈ છાતીએ દાબી દીધો.

"આ, જો" છોડનો સંકેત કરતી પુપુ પ્રત્યે એ બોલી. એની આંખોમાં આંસુ આવી ગયાં. પુપુએ એ તરફ સહેજ જ નજર કરીને મોં ફેરવી લીધું.

"રીંછડાંમાં પણ આ કરતાં સારી અક્કલ હોય." રોષ કરીને શુચિ બોલી.

"તોફાન આવ્યું લાગે છે, લોકો કેવો અવાજ કરે છે! આપણે ભાગી નહિ જઈએ તો મરી જશું." પુપુ બોલ્યો.

જમીનને અડીને જમીનથી એકાદ ફૂટ જ ઊંચો દરવાજો હતો. પુપુ દરવાજા આગળ આવીને જમીન પર સૂઈ ગયો, હાથને જમીન પર ટેકવીને શરીરને એક ઝોલો ખવરાવી બહાર નીકળી ગયો. શુચિ પણ વધુ કાંઈ બોલ્યા વિના એની પાછળ જ બહાર નીકળી. ઝાડની ડાંખળી તો એની છાતીએ જ રહી.

બહાર નીકળતાં જ એમણે ઉત્તરમાં માણસોનું એક ટોળું પથરાઈને ધસમસતું આવતું જોયું. એમને માથે બચકાં હતાં અને ખભે મોટાં મોટાં લાકડાં હતાં.

"નવાં લોક !" પુપુના મોંમાંથી ઉદ્‌ગાર નીકળ્યો.

"નવાં લોક !" શુચિએ આશ્ચર્યથી પૂછ્યું.

"હા, નવાં લોક ! નવાં લોક આપણને મારી નાખે, એક વાર નવાં લોક આવેલાં, મારી મા મને ખભે બેસાડીને નાસી છૂટેલી."

"પછી ?"

"પછી નવાં લોક થોડા દિવસ રહ્યાં અને ફાવ્યું નહિ એટલે આમ ગયાં." પશ્ચિમ દિશા બતાવીને પુપુ બોલ્યો.

"પછી ?"

"પછી અમે પાછાં રહેવા આવ્યાં."

પુપુની વાતથી શુચિના મનમાં એક બીજી વાત ઊઠી. "અહીં ઝાડ ઊગશે નહિ, માણસ મરી જશે. નવાં લોક જશે ત્યાં ઝાડ ઊગતાં હશે. આપણે એમની જોડે જઈએ."

પણ પુપુ શુચિનો હાથ પકડીને ક્યાંક દોડી જ જતો હતો. નવાં લોકે એમને જોઈ લીધો. એમાંથી બે જણાઓ એની પાછળ દોડ્યા. પુપુએ પાછળ જોયું. એ લોકો એની બહુ નજીક આવી ગયા હતા.

દોડતાં દોડતાં વચ્ચે બરફમાં એક ઊંડો ખાડો આવ્યો. પુપુ શુચિને લઈ અંદર કૂદી પડવા જતો હતો. પણ શુચિએ ખાડાને જોતાં જ 'ઓ–ઓ !'નો ચિત્કાર કરી તેના હાથમાંથી પોતાનો હાથ છોડવી લીધો. પુપુ ખાડામાં કૂદી પડ્યો, એ અંદર અદૃશ્ય થઈ ગયો અને શુચિ ખાડાને કાંઠે ખાડામાં જોતી ઊભી રહી ગઈ.

એ જ ક્ષણે પાછળ પડેલા પેલા બે જણા એની નજીક આવી ગયા, અને એને એમણે પકડી લીધી: પહેલી ક્ષણે તો એ ચીસ પાડી ઊઠી પણ બીજી ક્ષણે એ તરત શાંત થઈ ગઈ. પેલાઓ એમને ખાડા તરફ આંગળી ચીંધી કંઈક પૂછી રહ્યા હતા પણ શુચિ એમાંનું કંઈ સમજી નહિ. કેટલીક વાર સુધી પેલાઓ ખાડા આગળ પુપુના બહાર નીકળવાની રાહ જોઈ રહ્યા, પણ પુપુ નીકળ્યો જ નહિ એટલે શુચિને પકડીને પાછા ચાલ્યા. શુચિએ એમની સામું જોયું, પેલાઓ એની સામે જોતા હતા. શુચિએ પોતાના હાથમાંની ડાંખળી બતાવી પૂછ્યું, "ઝાડ ઊગે છે ત્યાં લઈ જશો ?" પેલાઓએ એનો કંઈ જવાબ ન આપ્યો. શુચિએ એમને બીજો પ્રશ્ન કર્યો, "તમારું નામ ?"

"સુરાત." એક જણો બોલ્યો.

"વીલુત." બીજાએ જવાબ આપ્યો.

"તારું નામ ?" એક જણે પૂછ્યું.

"શુચિ." શુચિએ જવાબ આપ્યો.

ત્રણે જણાં ધીરે ધીરે ચાલતાં ટોળાની સાથે

થઈ ગયાં. ટોળું હવે જૂનાં લોકનાં ઘરો આગળ આવી ગયું હતું.

નવાં લોકોએ જૂનાં લોકોને પકડીને મારવા માંડ્યાં. તેઓ ખૂબ ભૂખ્યાં જણાતાં હતાં કારણ કે તેમ ન હોત તો માણસને મારી નાખીને તેનું કાચું માંસ તેઓ ખાવા ન લાગત. શુચિ તો એ જોઈને થરથર કાંપતી હતી. એને પણ એ લોકો મારી નાખત, પણ એને મારી નાખવા વિષે એ લોકોમાં ઝઘડો ઊભો થયો હતો, કેટલાક કહેતાં હતાં, મારી નાખવી અને કેટલાંક કહેતાં હતાં ન મારી નાખવી. સુરાત અને વીવુતે શુચિને જીવતી રખાવવા સૌથી વધારે ઝઘડો કર્યો. આ ઝઘડાને લીધે તે જીવતી રહેવા પામી હતી.

થોડા દિવસ તો આવું જ ચાલ્યા કર્યું. ઘણા જૂનાં લોકો મરી ગયાં, ઘણાં નાસી ગયાં અને કેટલાંક નવાં લોકોમાં ભળી પણ ગયાં અને જીવતાં રહી ગયાં. જીવતાં રહેલાં જૂનાં લોકોએ નવાં લોકોને રહેવાનાં ઘર બનાવી આપ્યાં, ખાવાને રીંછનું માંસ લાવી આપ્યું, અજવાળું કરવા સીલની ચરબી લાવી આપી, બરફમાં ચાલવા કૂતરાં અને રેન્ડિયરની ગાડીઓ બનાવી આપી અને પહેરવા માટે ચામડાં તથા ઝાડની છાલો આપ્યાં. નવાં લોકો આથી રાજી થયાં.

પણ બીજા થોડા દિવસ પછી તરત બધાં નવાં અને જૂનાં લોકોને ભાગવું પડે તેવું થયું.

એક દિવસ વહેલી સવારે બધાં ઊઠ્યાં ત્યારે ઢોલ મોટા અવાજે પિટાતો હોય તેવા અવાજો ઘરોની બહારની દીવાલો જોડે અથડાવા લાગ્યા. ઘરમાં બેઠેલાં નાનાં મોટાં સૌ ચમકી ગયાં, અને 'તોફાન આવ્યું!' એવા ભયમાં ભાન ભૂલીને ઘરની બહાર નીકળી આવ્યાં.

દિશાઓ હવાને બદલે બરફથી ભરાઈ ગઈ હતી. રાત્રે અતિશય ઠંડી પડી હતી, સાથે ધોધમાર વરસાદ અને પવનના વંટોળ ચડ્યા હતા. લોકોએ આકાશ સામું જોયું ત્યાં તો હવામાં તોળાઈ રહેલા બરફના કકડા જમીન પર પડવા શરૂ થઈ ગયા. લોકો દોડી દોડીને પાછાં ઘરમાં ભરાઈ જાય તે પહેલાં તો વીજળીના ઝબકારા અને મેઘના કડાકાથી કેટલાંકની છાતીનાં પડ તૂટી ગયાં અને કેટલાકને બરફ લાગી જતાં ત્યાં જ થીજીને લાકડું થઈ ગયાં.

એક કલાકમાં અફાટ ધરતી અને ઊંડું આકાશ બરફ બરફ થઈ ગયા. દૂર દૂર સુર–અસુરની લડાઈનાં દૃશ્યો ભજવાતાં હતાં અને તેના ઘોષો દિશાઓને ગજવી મૂકતા હતા. કોઈ ભાગ્યશાળીની આંખો અને કાનો એનો અનુભવ લઈ શકે. નવાં કે જૂનાં લોકોમાં એવો કોઈ ભાગ્યશાળી નહોતો. સૌ ઘરોમાં ભરાઈ રહ્યાં હતાં. ઘરના દરવાજાઓ આડે પણ બરફ છંદાઈ ગયો હતો.

શુચિ એક ખૂણામાં પડી હતી. એ મનમાં રડતી હતી. 'પુષુ કહેતો હતો. બરફનું તોફાન આવશે. માણસ જીવશે નહિ. ઝાડ તો શેનું જ ઊગે?' એણે પોતાની છાતીએ વળગાડેલી ડાંખળીને હાથથી વધુ દાબી, પગનાં ટૂંટિયાં છાતી સાથે વધુ ભીંસ્યાં.

ઘરની વચ્ચે સુરાત અને વીવુત પડ્યા હતા.

તોફાન વધતું ચાલ્યું હતું. રેન્ડિયરોને માટે ચરવાને લીલ પણ રહેતી નહોતી. રીંછડાં અને સીલ તો ક્યાંય અદૃશ્ય થઈ ગયાં હતાં. કૂતરાં માણસની સોડમાં ભરાઈને સૂઈ રહેતાં. ક્યારેક માણસો એને બહાર ધકેલતાં, એમ ધારીને કે આકાશમાં ઊડતા પંખીને કૂદકો મારીને એ પકડી લે. સાધારણ સમયમાં એમ બની શકતું હતું, પણ આ સમયે તો જે કૂતરું બહાર જતું તે પાછું અંદર આવતું નહિ. દરવાજાની બહાર પગ મૂકતાં દરવાજાના મોં આગળ જ એ ઠરી જતું. એટલે ઘણાં લોકો તો પોતાનાં કૂતરાંઓને પણ અંધારામાં મારી નાખીને ખાઈ જવા લાગ્યાં. પણ એમ ઝાઝા દિવસ ન ચાલ્યું. હવે તો માણસને ક્યાંયથીયે ખાવાનું મળતું નહોતું. માણસ માણસને ખાઈ જવા લાગે તેવો સમય હજી આવવો બાકી હતો.

શુચિ પોતાની ડાંખળીને છાતીએ લગાડીને ઊંઘી ગઈ હતી. એનાં પાનમાં હજી ભીનાશ હતી. ઊંઘમાં

એનો હાથ જરા ધ્રૂજી ગયો, એક પાન હલીને એના હોઠ આગળ આવ્યું. ઊંઘમાં જ હોઠ ખૂલી ગયા. પાન એની વચ્ચે પકડાયું. પણ ત્યાં તો એ ઝબકીને જાગી ગઈ. એણે મોઢામાંથી પાન દૂર કર્યું અને ગરદન બીજી બાજુ વાળી દઈ મોંને ફેરવી દીધું.

"ઝાડ મને બહુ ગમે. સીલને ખાઈ જવાય, ઝાડને ન ખવાય." એ મનમાં બોલી.

એના આ બધા ચાળા સુરાત અને વીવુત જોતા હતા. એમનાં મગજમાં થોડો ખળભળાટ થયો. તેઓ હળવેથી સરકતા શુચિની છાતી પાસે આવ્યા અને એકદમ ડાંખળી ઉપર હાથ નાખ્યો. પણ હાથ શુચિના હાથ ઉપર જોરથી પડી ગયો. શુચિ એકદમ ચીસ પાડી ઊઠી. બંને જણા જરા દૂર હટી ગયા. એમની આંખોને ડાંખળી પર ચોંટેલી જોઈ શુચિ બોલી ઊઠી : 'નહિ–નહિ !' અને પછી ડાંખળીને હાથમાં મજબૂત રીતે વધુ જકડી રાખી એમનાં મોં સામે જોઈ રહી.

થોડી વાર સુરાત અને વીવુત શાંત બેસી રહ્યા, પણ એમના પેટની આગ એમને શાંત રહેવા દે તેમ નહોતી. તેઓ શુચિ તરફ ફરીને ધસ્યા.

શુચિ આ બે મોટાં શરીરવાળા પાસે નિરૂપાય હતી. એ પાછળ ખસીને દીવાલસરસ થઈ ગઈ, પણ પેલાઓના હાથ એની છાતી સુધી પહોંચી જ ગયા. ભૂરી આંખમાં લાલ રંગ લાવી ડોળા ઘુરકાવી એમણે હોઠ પીસ્યા અને ડાંખળીને આંચકો માર્યો.

'ઓ—ઓ ! ઝાડને ન મારો, ઝાડ મને બહુ ગમે." શુચિના મોંમાંથી ભયંકર ચીસો નીકળી. એ ચીસોથી પેલાઓ ડરી ગયા. એની પ્રેત જેવી ફાટી રહેલી આંખોમાં ઊપસી આવેલા ડોળા અને મોંની તંગ થયેલી રેખાઓ સામે જોતાં જ એમણે ડાંખળીને છોડી દીધી.

એમની આંખો સામે આંખો માંડી શુચિ શાંતિથી બોલી, "આમાંથી ઝાડ થશે. ઝાડ બહુ સરસ હોય. ઝાડ સૌને ગમશે."

આ બોલ બોલતાં એની સ્નિગ્ધ આંખોમાં આંસુ ચમકી આવ્યાં. એના જોડીદારો એ જોઈને પીઠ ફેરવી ગયા.

ત્રણ જણ વચ્ચેનું ઘરમાંનું આ તોફાન શાંત પડી ગયું. એને બીજે જ દિવસે બહારનું પ્રકૃતિનું તોફાન પણ શાંત પડી ગયું. વરસાદ બંધ પડ્યો, હવા ધીમી પડી, સૂર્યનાં કિરણો બરફથી ચમકતી ભોંય પર પડીને વિધવિધ રંગોએ દિશાઓને ઉજાળવા લાગ્યાં, અને જ્યારે બારણા આગળ જામેલો બરફ ઓગળી ગયો ત્યારે સેનાનાયકની આજ્ઞા થતાં આખું સૈન્ય એક તાલે કવાયત શરૂ કરી દે તેમ ઘરઘરમાંથી લોકો બહાર નીકળવા લાગ્યાં અને દક્ષિણ તરફ દોડવા લાગ્યાં. શુચિ પણ સુરાતની કમ્મરના હાડકાને પકડી રાખીને દોડવા લાગી.

આખો દિવસ સૌ દોડ્યાં. સૂર્ય આથમી ગયો છતાં સૌ દોડતાં રહ્યાં, કારણ કે સૌ જાણતાં હતાં કે બરફનો વરસાદ અટક્યો છે તે લાંબા વખત માટે અટક્યો નથી. કદાચ પાછો બીજી સવારે જ આવી પડે, માટે એ આવતાં પહેલાં કોઈક આશરો લેવા મળે તેવાં ઘર શોધી લેવાં જોઈએ.

આખી રાત તેઓ દોડ્યાં પણ ક્યાંય આશરો લેવા મળે તેવું કોઈ ઘર દેખાયું નહિ, બીજી સવાર થઈ. વરસાદ તો ન આવ્યો, ઊલટો સૂર્ય વધુ તેજે ચમકતો દેખાયો. સૌ ખૂબ થાક્યાં હતાં એટલે પહેલાં સૌ ધીમાં પડ્યાં અને જ્યારે સૂર્ય બરાબર માથે ચડ્યો ત્યારે અંદર અંદર સલાહ કરીને એક ઠેકાણે બેસી ગયાં.

અહીં હવે બરફ નહોતો પણ જમીન સારી નહોતી. જમીન કરકરી હતી, ઝાડવાં દેખાતાં નહોતાં, પણ છૂટાંછવાયાં ઝાંખરાં દેખાતાં હતાં—અત્યારે તો એ ઝાંખરાં ધૂળ સાથે મળી ગયેલાં દેખાતાં હતાં.

બધાંને ભૂખ બહુ લાગી હતી પણ ખાવાનું કંઈ હતું નહિ. જૂનાં લોકોને મારીને નવાં લોક હવે તેમને ખાઈ શકે તેમ નહોતાં, કારણ કે સૌ સરખાં થઈ ગયાં હતાં. કેટલાકની નજર શુચિ પર પડી.

અને એની છાતીએ દબાયેલી ડાંખળીને એમણે જોઈ. પણ શુચિની ભયકંપિત આંખો જોઈને એમને ભય લાગ્યો હતો અને નજરને તેણે ફેરવી લીધી. અંતે એક જણો ઊઠયો. શુચિને લાગ્યું કે પોતાની ડાંખળીને લેવા એ ઊઠયો, એટલે એના મોંમાંથી ‘નહિ—’ની એક ચીસ નીકળી, ડાંખળીને એણે છાતી સાથે વધુ જોરથી દાબી.

પણ પેલો તો ઊઠીને એક ઝાંખરા પાસે ગયો અને એના આડેથી ધૂળ દૂર કરી એને મૂળમાંથી બહાર ખેંચી કાઢી કરડવા લાગ્યો. એને એ કરડતો જોઈ બધા ઊઠયા અને જેના હાથમાં જે ઝાંખરું દેખાયું તેને ખેંચી કાઢીને તેઓ કરડવા લાગી ગયા. શુચિ પણ હળવેથી ઊઠીને એક ઝાંખરા પાસે ગઈ, ઝાંખરાને જમીનમાં રહેવા દઈ વાંકી વળી એ એનાં ઝીણાં ઝીણાં બરછટ પાનને કરડવા લાગી.

સાંજે સૌ ભેળા મળ્યા અને અહીં પડ્યા રહેવા કરતાં દક્ષિણમાં વધુ આગળ જવાનો વિચાર કરવા લાગ્યા.

“અહીં કંઈ સારું મળવાનું નથી. આપણે પહેલાં રહેતાં હતાં ત્યાં તોફાન આવ્યું એટલે દક્ષિણમાં ઊતર્યાં. ત્યાં થોડા દિવસ સારું રહ્યું પણ પછી ત્યાંયે તોફાન આવ્યું. અહીં પણ થોડા દિવસ પછી તોફાન આવશે.” એક જણ બોલ્યો.

“અહીં તોફાન નહિ આવે, ત્યાં જમીન થોડી હતી અને બરફ ઝાઝો હતો. અહીં જમીન ઝાઝી છે અને બરફ દેખાતો નથી.” બીજાએ કહ્યું.

“પણ ત્યાં લોક રહેતાં હતાં, અહીં કોઈ રહેતું જ નથી.”

“ભાગી ગયાં હશે. લોક નહિ રહી શકયાં હોય.”

“તો આપણે કેમ રહી શકશું? આપણે પણ ભાગવું જોઈએ.”

“કયાં ભાગશું?”

“દક્ષિણમાં.” એક જણે કહ્યું.

“ના, પશ્ચિમમાં. તમે આવ્યા ત્યાર પહેલાં એક ટોળી અમારા રહેઠાણ ઉપર આવી હતી. તે લોકો પશ્ચિમમાં ગયા છે, પશ્ચિમમાં સારું હશે.” જૂનાં લોકમાંથી એક બુઢ્ઢા જેવો આદમી બોલ્યો.

“જેવું પશ્ચિમમાં તેવું પૂર્વમાં. આપણે પૂર્વમાં જઈએ.” ત્રીજો એક જણ બોલ્યો.

“દક્ષિણમાં સારુ હશે.” એક બીજો જણ બોલ્યો.

“આપણે ઉત્તરથી દક્ષિણમાં તો આવ્યાં છીએ. આપણે રહેતાં ત્યાં સારું હતું પણ દક્ષિણમાં આવતાં કાંઈ સારું જોયું નહિ. અત્યારે સારું આવ્યું છે પણ આની પછી ખરાબ આવતું હોય તો?”

“ખરાબ નહિ આવે. દક્ષિણમાં ઊતરીએ છીએ તેમ અજવાળું અને ગરમી સારાં આવે છે, અજવાળું અને ગરમી હોય તો ઝાડ થાય. ઝાડ થાય તો ઘર થાય, ખાવાનું થાય, પહેરવાનું થાય. દક્ષિણમાં સારું હશે.”

ઊંચા થઈ થઈને સૌ પોતપોતાનો મત બોલતા હતા કે કઈ બાજુ જવું. આખી રાત આ ઝઘડો ચાલ્યો પણ કંઈ નિર્ણય આવ્યો નહિ. આખરે સવારે થોડા જણ પશ્ચિમમાં ગયા, થોડા જણ પૂર્વમાં ગયા અને થોડા દક્ષિણ તરફ ચાલ્યા. શુચિએ ‘દક્ષિણ’ શબ્દ યાદ રાખી લીધો હતો. તે સુરાત અને વીવુત પાસે આવી, “આપણે દક્ષિણમાં જઈએ. ત્યાં ઝાડ થાય. ઝાડ મને બહુ ગમે.” એ બોલી.

એ બંને થોડું હસ્યાં અને પછી શુચિના કહેવા પ્રમાણે દક્ષિણ તરફ ચાલ્યા.

દક્ષિણ તરફ જનારાં લોકોને લાગ્યું કે દક્ષિણ તરફ આવવામાં પોતે ડહાપણનું કામ કર્યું છે, કારણ અહીં જમીન વધુ ને વધુ ઊંડી આવતી હતી અને વનસ્પતિ પણ વધુ કૂણી આવતી હતી. કયારેક કયારેક જમીન સૂંઘીને ચાલતાં જનાવરો પણ એમને દેખાતાં હતાં. એમને ખાવા વિષે તો હવે બહુ ચિંતા ન કરવી પડતી. કૂણાં પાનવાળાં ઝાંખરાં ખાવા મળી જતાં,

ક્યારેક કોઈ જનાવર પણ પકડાઈ જતું. મોટી પૂંછ-વાળાં અને થોડું થોડું જ ઊડી શકતાં પંખી ક્યારેક નજરે પડી જતાં તો પથ્થરનો ઘા મારી તેને તેઓ નીચે પાડતાં. સાંજે સૌ કૂંડાળું વળીને બેસી જતાં અને દિવસનું એકઠું થયેલું ખાદ્ય વચ્ચે મૂકી દેતાં. મુખી સૌને તે વહેંચી દેતો. આનંદથી તેમની મુસાફરી આગળ વધતી હતી.

પણ એક દિવસ એમની આ મુસાફરીને પણ થંભી જવું પડ્યું. ભારે તોફાન આવ્યું. આકાશમાં મોટા મોટા અવાજો થવા લાગ્યા. ધૂળની મોટી મોટી ડમરીઓ ચડતી હતી, હવા પણ એ ડમરીઓથી મૂંઝાઈ જતી હતી, તે પણ આ ડમરીમાં અંદર ઊંચકાઈ જતી હતી, જમીન જાણે અસુખમાં પડખાં ઘસતી હોય તેમ તેમાંથી મોટાં ઢેફાં ઊખડીને બહાર આવતાં હતાં. લોકો સૌ એકમેકને પાટિયાં જડાઈ ગયાં હોય તેમ ચોંટી રહ્યાં, એકમેકના કાનને પોતાના હોઠ અડાડીને સૌ બોલતાં હતાં, "દક્ષિણમાં તો કંઈ સારું ન આવ્યું." એમના એ સ્વરોમાં અતિ કારુણ્ય હતું પણ મસ્તીમાં ચકચૂર બનેલી હવા તે સાંભળે તેમ નહોતી. આ અફાટ વિશ્વ અને એવાં અનેક અગોચર વિશ્વોમાં એક દિવસ એકલી એ જ ઘૂમતી હવા આળોટતી હતી. પછી એક દિવસે એણે પોતાનાં અણુઓને નિહારિકાઓનું સ્વરૂપ આપ્યું. કેટલી નિહારિકાઓ! કેવી નિહારિકાઓ! એનો જવાબ જ નથી. આસમાનમાં એક સૂર્યને માનવ-આંખ જુએ છે, એ સૂર્યનાં દશ બચ્ચાંઓને-ગ્રહોને માણસ જુએ છે, ગ્રહોના પાછા ઉપગ્રહો-ચંદ્રો છે-આ તો એક નાની એવી નિહારિકાનો વિસ્તાર. નરી આંખે દેખાતા કરોડો તારાઓ આવા એક એક નિહારિકાના એક એક સૂર્ય છે. આકાશગંગામાં અસંખ્ય નિહારિકાઓ તરી રહી છે. બધી નિહારિકાઓને ગણવા બેસે એવી શક્તિ કોણ ધરાવે છે? હવા કહે છે 'એ બધાં મારાં સ્વરૂપો છે. નિહારિકામાંથી કરોડો માઈલ ઊંચી ઊડતી અગ્નિની જ્વાળાઓ પણ હું જ છું. હું જ મારા એ સ્વરૂપને છિન્નવિછિન્ન કરું છું અને પૃથ્વીઓ રચું છું.'

ગરીબ બિચારું માનવી!

આઠ દિવસ બરાબર તોફાન ચાલ્યું. નવમે દિવસે હવા શાંત હતી. ધૂળ નીચે બેસી ગઈ હતી અને દિશાઓ ચોખ્ખી થઈ ગઈ હતી. ધૂળમાં ઢંકાયેલાં લોકો ઉપરથી ધૂળ ખરી ગઈ પણ સૂતેલાં લોકમાંથી ઊભાં થવાની કોઈનામાં શક્તિ નહોતી.

શુચિ સુરાતને વળગીને પડી હતી. એણે હળવેથી ધૂળના ભારે તોલદાર થયેલ પોપચાંને આંખ ઉપરથી ઉપાડ્યાં, જુએ તો સુરાત એની ડાંખળીનાં પાન દાંતો વચ્ચે લઈને કરડી રહ્યો હતો.

'આ-!' કરીને એ ઊભી થઈ ગઈ અને દોડીને ટોળાથી દૂર ભાગવા લાગી. સુરાત એની પાછળ જ ઊભો થઈ ગયો. હોજરીમાં નાખી શકાય એવી એક વસ્તુની શોધ એની ભૂખે કરી લીધી હતી. હવે એનાથી પડી રહેવાય એમ નહોતું, પણ દૂર ઊભી થરથર કાંપતી શુચિને જોઈને થોડીક એ પોતાની જગ્યાએ જ થંભી ગયો, પછી ધીમેથી બોલ્યો:

"ઝાડ હવે નહિ ઊગે. બરફની ભીનાશ અને ઠૂંઠમાં જ ડાંખળી ફૂટી રહેતી હતી. જો તે હવે કેવી સુકાઈ ગઈ છે! હવે ઝાડ નહિ ઊગે."

શુચિએ ડાંખળી સામું જોયું. એ ખરેખર ખૂબ સુકાઈ ગઈ હતી. એનાં પાન સુકાઈને પીળાં અને બરડ થઈ ગયાં હતાં. એ જોઈને એની છાતીમાં મૂંઝારો ઊપડ્યો.

"ઝાડ હવે નહિ ઊગે?" ડાંખળીને પૂછતી હોય તેમ તે તેની તરફ મીટ માંડી રહી.

એની આંખો આગળથી બધી દિશાઓ વિલીન થઈ ગઈ, દેખાતું હતું એક માત્ર મોટું ઝાડ, ઝાડનું જાડું એવું થડ, એની ઉપર ચડેલી વેલો અને તેના રેશમી રેસાઓ, એનાથી આગળ પાંચ મોટી ડાળો અને ડાળને છેડે એકેક પાંદડું. ધીરે ધીરે ઝાડ વધુ ને વધુ મોટું થતું ગયું, અંતે એ એવડું મોટું થઈ ગયું કે એનાથી ડરીને એણે આંખો એકવાર મીચી દીધી, બીગીને આંખો ફરી ઉઘાડી, સ્થિર કરી જોયું તો ઝાડ કે પાંદડાં કશું જ ત્યાં નહોતું. એને બદલે સુરાતનો

પાંચ આંગળાંવાળો મોટો પંજો જ જોવામાં આવ્યો. એની આંખો ફાટી રહી.

સુરાતે એના હાથને આંચકો મારી એની છાતી-એથી દૂર કર્યો, ડાંખળીને પકડી, મચરડી અને ઝૂંટવી. બે એક પાનનો ભુક્કો થઈને જમીન પર વેરાઈ ગયો, ડાંખળી અર્ધેથી ભાંગીને સુરાતના હાથમાં ચાલી ગઈ. શુચિના હાથમાં રહ્યું એક માત્ર નાનું સરખું અને પાન વિનાનું લાકડીનું બટકું.

સુરાતે પોતાના હાથમાંનાં પાંદડાં મોંમાં નાખવા મોં ખોલ્યું. પણ એકાએક એના માથાપર એક જબ્બર ફટકો પડ્યો. એના મોંમાંથી ચીસ નીકળી ગઈ. એનો પંજો ખૂલી ગયો. પાંદડાં અને ડાંખળી જમીન પર પડી ગયાં. માથામાંથી લોહીની ધાર ચાલી અને તમ્મર ખાઈને એ નીચે પડ્યો.

શુચિ કંઈ સમજી શકે તે પહેલાં એક માણસ એની સામે આવીને ઊભો રહ્યો.

"શુચિ!"

શુચિએ પોતાના નામનો ઉચ્ચાર સાંભળીને ઊંચું જોયું અને ઉચ્ચાર કરનારને ધારી ધારીને તે જોવા લાગી.

"પુષુને ભૂલી ગઈ શુચિ?"

"તું પુષુ? તું પુષુ? પુષુને માથે આવા સફેદ વાળ! પુષુને આવડી મોટી દાઢી! પુષુનાં અંગ ઢીલાં! પુષુને ખભે આ શું?" શુચિ આશ્ચર્યથી બોલી.

"હું બુઢ્ઢો કેમ થયો તેની મને ખબર નથી, પણ હું પુષુ છું એ વાત સાચી. મારે ખભે આ મારેલું હરણ છે. હું તને લેવા આવતો હતો. રસ્તામાં ખાવાનું તો જોઈએ ને? એ સારુ આ હરણ મારીને ખભે ઉપાડી લીધું."

"તું ક્યાં નાસી ગયેલો? અને પાછો કેમ આવતો હતો?" શુચિએ પૂછ્યું.

"નવાં લોકો પાસેથી હું નાસી છૂટ્યો. કોઈ નહોતું જોતું ત્યારે ખાડામાંથી નીકળીને ભાગ્યો. મને બહુ દુઃખ પડ્યું, પછી હું આ તરફ આવ્યો, આ તરફ ઝાડ છે, તને ઝાડ દેખાડવા સારુ તેડવા આવતો હતો."

"ઝાડ છે?" શુચિ બોલી ઊઠી.

"તને ઝાડ બહુ ગમે છે ને?"

"મને ઝાડ બહુ બહુ ગમે છે." પોતાના હાથમાં રહી ગયેલી સુકકી લાકડી તરફ જોતાં ગદ્‌ગદ્ કંઠે એ બોલી.

"ઝાડ આંહીંથી આઘે છે, હું તને મારે ખભે બેસાડીને ત્યાં લઈ જઈશ. તને લઈ જવા હું આવતો હતો. તોફાન આવ્યું એટલે હું પહાડની જગ્યામાં સંતાઈ રહ્યો. પેલાં નવાં માણસ લાગે છે. પેલો તને મારવા આવતો હતો એટલે એના માથામાં મેં મારું લાકડું માર્યું."

"મને મારતો નહોતો." શુચિએ કહ્યું.

"તારું ઝાડ લેવા આવતો હતો."

"હા, એમ."

"હવે આપણે મોટાં ઝાડ આગળ રહેશું, ત્યાં પાણી ઘણું છે, ખાવાનું ઘણું છે."

"આ લોકોને લઈ જઈએ." શુચિ બોલી.

"એ તો નવાં લોક છે."

"હવે એ જૂનાં લોક છે."

"એ લોકો ત્યાં જ આવવાનાં. આપણે પહેલાં પહોંચી જઈએ."

આમ કહીને પુષુએ શુચિને પોતાના માથા પર બેસાડી દીધી અને ખૂબ ઝડપથી દક્ષિણ તરફ દોડવા લાગ્યો. શુચિએ પાછળ નજર નાખી. આકાશે જેના છેડા અડતા હતા તેવડા વિશાળ મેદાનમાં કેટલાયે લોકો આમ તેમ આળોટતાં પડ્યાં હતાં, કેટલાંક બેઠાં થઈ ગયાં હતાં અને કેટલાંક ઊભાં થઈને ચારે બાજુ જોતાં પણ હતાં. થોડાંકની આંખો શુચિને આશ્ચર્યથી જોઈ રહી હતી. શુચિએ છેલ્લે સુરાતને જોવા માટે નજરને

ફરતી. સુરાત જમીન પર ચત્તોપાટ થઈને સૂતો હતો, એની ડોક એક બાજુ નમી ગઈ હતી.

પુપુ મોટાં ડગ ભરતો દોડી રહ્યો હતો. વચ્ચે બે રાત તે એક પહાડની ગુફામાં પડી રહ્યો હતો. અહીં એણે અને શુચિએ મારેલા હરણના શરીરમાંથી માંસના લોચા ખેંચી ખેંચીને પેટની ભૂખ શમાવી હતી.

ત્રીજા દિવસની વહેલી સાંજે એક ઠેકાણે પુપુએ શુચિને માથા ઉપરથી નીચી ઉતારી, અને આંગળી લાંબી કરીને બતાવતાં બોલ્યો, "આ ઝાડ."

"ઝાડ !" શુચિના મોંમાંથી હર્ષોદ્ગાર નીકળ્યો. એની આંખો એક નવીન દૃશ્યને જોઈ રહી.

નાનું એવું પાણીનું તળાવડું હતું. તળાવડાને કિનારે પાંચ ઝાડનું એક ઝુંડ હવામાં લહેરો લઈ રહ્યું હતું. એનાં જાડાં, લીસાં અને ઊંચાં થડ, મોટાં લાંબાં અને ત્રિકોણાકાર પાન, કુણી કુણી કૂંપળો અને નાની મોટી ડાળો. શુચિએ પોતાના શરીર પર નજર નાખી ઝાડ સામું જોયું. પોતાના કરતાં એ ક્યાંય મોટું હતું. એણે પુપુના શરીર પર નજર નાખી ઝાડ સામું જોયું, પુપુના શરીર કરતાંય એ મોટું હતું.

પવનની એક મોટી લહેર આવી. પાનમાં ખખડાટ થયો અને ચારે બાજુ એક મીઠી ગંધ ઊડી. પાનના ખખડાટના સંગીતમાં અને સુગંધના ઘેનમાં શુચિની આંખો મિંચાઈ ગઈ.

"આ ઝાડ ?" પ્રસન્ન પામતાં એણે ફરીને પૂછ્યું.

"એ ઝાડ" કહીને પુપુએ એક પથ્થર લઈ ઝાડમાં ફેંક્યો, ઘા વાગતાં એક ફળ પડ્યું. ફળ ભાંગીને અંદરથી ગર્ભ કાઢ્યો.

"આ." એણે શુચિને કહ્યું.

શુચિએ ઝાડ સામે જોતાં જોતાં ફળનો ગર્ભ લેવા બે હાથ લાંબા કર્યા, એને મોંમાં મૂકવા જતી હતી ત્યાં એને યાદ આવ્યું, "મારી ડાંખળી !"

એણે જમીન તરફ જોયું. ઝાડને જોવામાં ધ્યાન પરોવાતાં ડાંખળી છાતીએથી છૂટી ગઈ હતી. એ ઝટ નીચી નમી, ફળને નીચે નાખી દીધું અને ડાંખળીને છાતીએ ચાંપી લઈને બોલી.

"મારું ઝાડ !"

"એ તો હવે સુકી લાકડીનું બટકું છે. ઝાડ તો આ છે, જો કેવું તારા માથા ઉપર ગયું છે !" પુપુ બોલ્યો.

પણ શુચિએ સુકી લાકડીના એ બટકાને છાતીએ દાબી રાખીને મનમાં ગણગણ્યા કર્યું, "મારું ઝાડ !"

એક સુધારો – ઊર્મિના ગયા અંકમાં 'આવ્યાનો પથ્થર' એ નામનું શ્રી. મોહિનીચંદ્રનું કાવ્ય છે. એ કાવ્યની છેલ્લી પંક્તિનો છેલ્લો શબ્દ 'ચારે' જોઈએ. ભૂલથી 'ચાર'ને બદલે 'ચારુ' છપાઈ ગયેલ છે તો એટલું સુધારીને વાંચવા વાચકોને વિનંતી છે. -સં.

# હિંદમાં વીમાનો ધંધો

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

હિંદમાં વહાણવટાનો ઉદ્યોગ જૂનો છે. એને અંગે વીમાનો ઉદ્યોગ પણ ઘણા જૂના સમયથી ચાલ્યો આવે છે. એ 'આવંગ'ના નામે ઓળખાય છે. વહાણ અને માલ એ બંનેનો વીમો વેપારીઓની પેઢીઓ ઉતારીને એ રકમમાંથી અનેક નાના નાના વેપારીઓ અને મૂડીદારો વચ્ચે જોખમ વહેંચી આપે છે. એ રીતે સેંકડો વ્યક્તિઓ અને વેપારીઓ ૫૦૦ થી ૧૦૦૦ રૂપિયાનાં જોખમો પોતાના ઉપર રાખે છે. હજી આ પ્રકારનો વીમાનો ઉદ્યોગ પોરબંદર, કચ્છ-માંડવી વિગેરે ઠેકાણે પ્રચલિત છે. પરંતુ તે પદ્ધતિ માત્ર દેશી વહાણો માટે જ છે. જ્યારથી સ્ટીમરો અસ્તિત્વમાં આવી છે ત્યારથી વીમાની પદ્ધતિમાં મોટો ફેરફાર થયો છે.

પરદેશો સાથે હિંદનો વેપારી-સંબંધ વધ્યો. સને ૧૮૭૦ પછી સ્ટીમરોની શોધ થઈ. સ્ટીમરોએ કારખાનાંઓમાં વરાળયંત્રોની મદદથી બહુ સસ્તા ભાવે જાતજાતનો માલ તૈયાર કરવા માંડ્યો. આ માલની આયાતથી હિંદમાંનાં ગામડાંઓમાં ગૃહ-ઉદ્યોગોથી બનતા જાત-જાતના સુંદર, ટકાઉ પણ મોંઘા માલ સાથે મોટી હરીફાઈ થઈ પડી. છેવટે યંત્રોથી બનાવેલા માલની સામે ગૃહ-ઉદ્યોગોમાં હાથથી બનાવેલ માલ હરીફાઈમાં ટકી શક્યો નહિ. હિંદના ગૃહ-ઉદ્યોગોનો નાશ થયો. સાથે ગામડાંઓની વિભૂતિઓનો પણ અસ્ત થયો. હિંદમાંથી પરદેશીઓની સ્ટીમરો કાચો માલ લઈ જઈ ત્યાંનાં કારખાનાંઓમાં પાકો માલ બનાવી હિંદમાં જ પાછો લઈ આવી હિંદના ગૃહ-ઉદ્યોગો ઉપર કુઠારાઘાત કરતી હતી. એ રીતે પરદેશથી પાકા માલની આવક અને હિંદમાંથી કાચા માલની જાવક ઉપર હિંદનો પરદેશી વેપાર પેદા થયો. એ વેપારને અંગે વીમાનો ધંધો વિકાસ પામવા લાગ્યો.

ઘણા સમય સુધી હિંદનો પરદેશનો વેપાર બિનહિંદીઓના હાથમાં હતો. એટલે વીમો બધો અંગ્રેજી કંપનીઓમાં જ 'ઊતરતો' હતો. ધીમે ધીમે બીજા દેશોએ પણ હિંદ સાથે વેપારી-સંબંધ બાંધ્યો એટલે એમની વીમા-કંપનીઓની શાખાઓ પણ હિંદમાં સ્થપાઈ. પરંતુ હિંદના વીમાના ધંધાનો મોટો ભાગ અંગ્રેજી કંપનીઓ લઈ જતી હતી. એવી ગણતરી થઈ છે કે પરદેશી વહાણવટું હિંદમાંથી દર વરસે સાઠ કરોડ રૂપિયાની પેદાશ કરતું હતું. વીમા-કંપનીઓ પણ દસ કરોડ રૂપિયા વાર્ષિક હિંદમાંથી લઈ જતી હતી. તે સિવાય લેંકેશાયર સાઠ કરોડ રૂપિયાનું કાપડ હિંદને દર વરસે 'પૂરું' પાડતું હતું. શરાફી પેઢીઓ એટલે વિદેશી બેંકો પણ હિંદના મૂડીદારોની મૂડી જમા રાખી તેમાંથી દસ કરોડ રૂપિયા પેદા કરતી

હતી. આવી રીતે અંગ્રેજ વેપારીઓને દર વરસે અબજો રૂપિયા હિંદની ભૂમિમાંથી મળતા હતા. હિંદ એમને સોનાની ખાણ થઈ પડયું હતું.

સને ૧૯૦૧ પછી હિંદમાં હિંદી વેપારીઓએ પરદેશના વેપારમાં થોડો થોડો ભાગ લેવા માંડ્યો હતો. બંગભંગના દિવસોમાં એટલે સને ૧૯૦૭ પછી એમાં ઉત્સાહ વધ્યો હતો. સને ૧૯૧૪ના મહાયુદ્ધના સમયમાં હિંદી વેપારીઓએ પરદેશના વેપારમાં મોટો ઉત્સાહ લેવા માંડ્યો હતો. સને ૧૯૨૧ના અસહકારના સમયમાં હિંદી કંપનીઓએ વધારે પ્રમાણમાં પ્રગતિ કરી. છેલ્લા સને ૧૯૩૦ના અસહકારના સમયમાં એમને વિશેષ ઉત્તેજન મળ્યું. હિંદી વેપાર હિંદીઓના હાથમાં આવવા લાગ્યો તેવી જ રીતે વીમાનો ધંધો પણ હિંદના હાથમાં મોટા પ્રમાણમાં આવવા લાગ્યો. હિંદી વીમા–કંપનીઓને વિશેષ બળ મળવા લાગ્યું. સારા પ્રમાણિક વહીવટ કરનાર હિંદી વીમા–કંપનીઓ મોટો નફો કરવા લાગી. હિંદી વીમાનો ધંધો સારો વિકાસ પામતો ગયો.

સને ૧૯૧૨ ના વીમાના કાયદા અને સને ૧૯૨૮ ના જિંદગીના વીમાના કાયદા અનુસાર હિંદમાં સને ૧૯૩૫માં ૩૬૬ વીમા–કંપનીઓ હતી. આમાંથી ૨૧૭ કંપનીઓ હિંદમાં જ જન્મ પામી છે. ૧૪૯ કંપનીઓ પરદેશમાં ઉત્પન્ન થઈ તેની શાખાઓ હિંદમાં છે. હિંદમાંની ૨૧૭ વીમા–કંપનીઓમાંથી ૬૧ કંપની મુંબઈ ઇલાકામાં હતી, ૪૧ બંગાળ ઇલાકામાં હતી, ૩૭ મદ્રાસ ઇલાકામાં, ૨૯ પંજાબમાં, ૧૪ સિંધમાં અને ૧૦ દિલ્હીમાં હતી. તે સિવાય ૧૦ સંયુક્ત પ્રાંતમાં, ૪ બિહારમાં, ૫ મધ્ય પ્રાંતમાં, ૩ અજમેર–મેરવાડામાં અને ૧ દરેક પ્રાંત એટલે બ્રહ્મદેશ, સરહદ પ્રાંત અને આસામમાં હતી. મુંબઈ ઇલાકામાંથી મુંબઈ શહેરમાં વીમાના ધંધાનો સારો વિકાસ થયો છે. મોટી ધરખમ કંપનીઓ મુંબઈ ખાતે જ સ્થપાઈ છે. પરદેશની મોટી વીમા–કંપનીઓ સાથે પોતાનું આસન જમાવી શકે એવી ઓરીએન્ટલ વીમા–કંપની, ન્યુ ઇન્ડિયા, જ્યુપીટર, નેપ્ચ્યુન, યુનિવર્સલ વિગેરે અનેક વીમા–કંપનીઓ મુંબઈમાં જ સ્થપાઈ અને જામી છે. એમની મૂડી બહુ મોટી છે.

હિંદમાંથી કેટલીક વ્યક્તિઓએ પ્રોવિડન્ટ વીમા–કંપનીઓ કાઢવા માંડી હતી. એ કંપનીઓમાં માસિક આઠ આના અને રૂપિયો ભરીને સભ્ય થઈ શકાતું હતું. લગ્ન–ફંડ, જનોઈ–ફંડ, શિક્ષણ–ફંડ, પરણ–ફંડ એવા એના પેટાવિભાગોમાં જુદા જુદા સભ્યો નોંધાતા હતા. આ ફંડોના સભ્યો પોતાના પુત્રો અને પુત્રીઓનાં લગ્ન વહેલાં કરી લઈ વીમાની મોટી રકમો મેળવવા લાગ્યા. આ કંપનીઓનું આખું બંધારણ અશાસ્ત્રીય અને અનાર્થિક હતું. જ્યાં સુધી નવા નવા માણસો અગ્નિમાં પતંગિયાની પેઠે લોભ અને લાલચમાં પડી સભ્યો બનતા જતા હતા ત્યાં સુધી તેમની આવેલી ફીમાંથી આવી કંપનીઓ નભતી હતી. આ રીતે હિંદમાં શહેરે શહેરે આવી હજારો પ્રોવિડન્ટ વીમા–કંપનીઓ સ્થપાઈ હતી. પરંતુ ગભરાટ લાગતાં નવા સભ્યો બનતા બંધ થયા. કંપનીઓ પરપોટાની પેઠે ફૂટવા માંડી. આ આગ સર્વત્ર હિંદમાં ફેલાઈ ગઈ. લાખો માણસોએ એની લાલચમાં મોટી નુકશાની કરી. માત્ર મુંબઈ ઇલાકામાં જ ગરીબ અને મધ્યમવર્ગે એક કરોડ રૂપિયા ખોયા. હિંદના વીમાના ધંધામાં આ કાળું વાદળું આડે આવ્યું હતું.

હિંદમાં સને ૧૯૩૫માં ૧૪૯ બિનહિંદી વીમાની ધંધાદારી કંપનીઓ હતી. એ બધી કંપનીઓની હેડ ઑફિસો હિંદ બહાર હતી. એમના ડાયરેક્ટરો પણ હિંદની બહાર હતા. એમની વ્યવસ્થા અને આજ્ઞાઓ પણ હિંદની બહારથી જ થતી હતી. એનો નફો પણ હિંદની બહારના ભાગીદારોને મળતો હતો. એમાં બધા મોટા અધિકારીઓ પરદેશીઓ હતા. આ ૧૪૯ બિનહિંદી કંપનીઓમાંથી મોટો ભાગ એટલે ૬૯ કંપનીઓ અંગ્રેજોની હતી. ૩૦ અંગ્રેજી સામ્રાજ્યનાં સંસ્થાનોમાંથી આવી હતી. ૨૦ યુરોપનાં અંગ્રેજી સિવાયનાં બીજાં રાજ્યોની બનેલી હતી. ૧૬ વીમા–કંપનીઓ અમેરિકાની હતી, ૯ જાપાનની અને ૫ જાવાની હતી. યુરોપિયન અને જાપાનીઝ કંપનીઓને પોતાના દેશના વેપારીઓ તેમ જ હિંદના વેપારીઓ

વીમાનું પુષ્કળ કામ આપતા હતા. હવે હિંદના વેપારીઓ એમને બહુ થોડું કામ આપે છે. હિંદમાં સ્વદેશીની ભાવના દિનપ્રતિદિન વધતી જાય છે.

પરદેશી વીમા–કંપનીઓ બહુ વિશાળ ધોરણ ઉપર વિકાસ પામી છે. એમનાં આર્થિક સાધનો બહુ વિસ્તૃત અને બહોળાં છે. હિંદી સરકારનો એમને મોટો ટેકો અને સહકાર હતો. હિંદી સરકારના વીમાના કાયદા ખાસ તેમને ઉત્તેજન મળે તે માટે જ રચાયા હતા. એઓને યુરોપિયન વેપારીઓ પોતાનું દરેક કામ આપતા હતા. હિંદની સરકાર, પ્રાંતીય સરકારો, દેશી-રાજ્યો, મ્યુનિસિપાલિટીઓ, પોર્ટટ્રસ્ટો, રેલવે, લશ્કરી ખાતાંઓ અને છેવટે હિંદી વેપારીઓ પણ એમને એટલે અંગ્રેજ વીમા–કંપનીઓને પોતાનું બધું કામકાજ આપતાં હતાં. હવે તો એમાં મોટો ફેરફાર થયો છે. કંપનીઓ જામતી જાય છે. હિંદી વીમાનો ધંધો વિકાસમાર્ગે છે.

જિંદગીનો વીમો એ હિંદી કંપનીઓની ખાસ વિશિષ્ટતા છે. ઘણીખરી કંપનીઓ એ જ ધંધામાં છે. એના વિકાસનું ક્ષેત્ર પણ વિશાળ છે. ૧૬૫ હિંદી કંપનીઓ હિંદમાં જિંદગીના વીમાનું કામ કરે છે. બાકીની પર વીમા–કંપનીઓમાંથી ૩૬ વીમા–કંપનીઓ જિંદગી અને બીજા વીમાના ધંધાનું કામ કરે છે. ૧૬ કંપનીઓ જિંદગીના વીમા સિવાયનું વીમાનું કામ કરે છે.

યુરોપ–અમેરિકામાં તો વીમાનું કામ બહુ મોટા પ્રમાણમાં છે. ગ્રેટબ્રિટન કરતાં હિંદમાં નવગણી વધારે વસ્તી છે. છતાં અહીં કરતાં ત્યાં અનેકગણું વધારે વીમાનું કામ થાય છે. અમેરિકામાં બાર કરોડ માણસની વસ્તી છે. હિંદમાં ચાલીસ કરોડ છે. છતાં હિંદ કરતાં દસગણું વધારે વીમાનું કામ ત્યાં થાય છે. ત્યાં અનેક જાતના વીમા લેવાય છે. આગ, જિંદગી, મોટરકાર, ઘરો, માલની ચડઉતર, નોકરીનો વીમો, ફરનીચરનો વીમો, અકસ્માતનો વીમો, શિક્ષણ, વિવાહ વગેરે સેંકડો જાતના વીમાઓનું ત્યાં અસ્તિત્વ છે. લોકો વીમો ઉતારીને નિશ્ચિંત બને છે. ત્યાંની સરકારો બેકારોના વીમા પાછળ દર વરસે કરોડો પાઉંડ ખરચે છે. એક માણસ પ્રીમિયમનો ચોથો ભાગ કે ઓછોવત્તો વીમામાં આપે છે. બાકી મોટો ભાગ સરકાર આપે છે. અંગ્રેજ સરકાર દર વરસે બે અબજ રૂપિયા આ ફંડમાં આપી વીસ લાખ બેકારોને નભાવે છે.

બિનહિંદી વીમા–કંપનીઓનો મોટો ભાગ જિંદગી સિવાયનું બીજું વીમાનું કામ કરે છે. આવા કામમાં આગના વીમાનું કામ મોટા પ્રમાણમાં છે. પરંતુ હિંદી કંપનીઓ પણ હવે આગના વીમાનું કામ કરે છે. તેવી જ રીતે ધરતીકંપ વિગેરે આફતોનો વીમો પણ ઉતારવામાં આવે છે. સૌથી મોટો વિકાસ મોટરકારોના વીમાનો છે. આમાં મોટરકારમાં બેઠેલા અવરજવરના વીમાનો–એટલે થર્ડ પાર્ટીના વીમાનો–પણ સમાવેશ થાય છે. બાકી સ્ટીમરોમાં ચડતા માલનો દરિયાઈ વીમાનો મોટો ભાગ પરદેશી કંપનીઓમાં ઊતરે છે. વિલાયતમાં લોયડની કંપની એ બહુ જૂની વીમાની મહાન સંસ્થા છે. તે બહુ ઓછા ભાવે વીમો ઉતારે છે. આગના વીમામાં અને દરિયાઈ વીમામાં અમુક ટકા વળતરના મળે છે.

પરદેશી ૧૪૯ બિનહિંદી કંપનીઓમાંથી મોટો ભાગ–એટલે ૧૨૫ કંપનીઓ–જિંદગીના વીમા સિવાય બીજો વીમો ઉતારે છે. માત્ર ૧૧ કંપનીઓ જ જિંદગીનો વીમો ઉતારે છે. ૧૩ કંપનીઓ જિંદગી સાથે બીજી જાતનો વીમો પણ સ્વીકારે છે. ઉપલી કંપનીઓમાંથી ૧૬ કંપનીઓ અંગ્રેજી પ્રજાની છે. ૬ બ્રિટિશ સંસ્થાનોની છે અને જર્મની તથા સ્વિટ્ઝરલેંડની એક વીમા કંપની છે.

સને ૧૯૩૪માં જિંદગીના વીમાનું બધું મળીને કામ ૨૧૫,૦૦૦ પૉલિસીઓનું થયું હતું. એ કામ ૩૮ કરોડ રૂપિયાનું થતું હતું અને તેનું પ્રીમિયમ બે કરોડ રૂપિયા થતું હતું. આમાં હિંદી કંપનીઓના ભાગે ૧૮૩,૦૦૦ પૉલિસી અને ૨૮ કરોડ રૂપિયાની રકમ ફાળે આવી હતી. એનું પ્રીમિયમ ૧॥ કરોડ રૂપિયા એમને મળ્યું હતું. બ્રિટિશ કંપનીઓને ફાળે ૪ કરોડનો વીમો, સંસ્થાનોની કંપનીઓને ફાળે પા

કરોડનું કામકાજ અને એટલી જર્મન કંપનીને ફાળે અર્ધા કરોડનું કામકાજ આવ્યું હતું. હિંદી દરેક પૉલિસીની સરેરાશ ૧૫૨૮ની અને પરદેશી કંપનીની પૉલિસીની સરેરાશ ૩૨૧૩ રૂપિયા આશરે આવતી હતી. એ વરસ સુધી જિંદગીના વીમાનું જૂનું-નવું કુલ કામ ૯૮૭૦૦૦ પૉલિસીઓ અને ૨૧૫ કરોડ રૂપિયાનું હતું. આથી કંપનીઓને પ્રીમિયમ તરીકેના ૧૬॥ કરોડ રૂપિયા મળ્યા હતા. આમાંથી હિંદની કંપનીઓને ૭૪૨,૦૦૦ પૉલિસીઓ અને ૧૩૨ કરોડ રૂપિયાનું કામ ફાળે આવ્યું હતું અને પ્રીમિયમ ૬ કરોડ રૂપિયા મળ્યું હતું.

હિંદી વીમા-કંપનીઓમાંથી હવે મોટો ભાગ શાસ્ત્રીય રીતે પદ્ધતિબદ્ધ વીમાનું કામ કરે છે. પરંતુ થોડી કંપનીઓ હજી જે પ્રીમિયમ મળે તેમાંથી ખર્ચ બાદ કરી બાકીનાં નાણાંનો વધારો કલેમો વચ્ચે વહેંચી આપે છે. આ પદ્ધતિ નુકસાનકારક અને અયોગ્ય હોવાથી ઘટતી જાય છે. હિંદી વીમા-કંપનીઓ યુરોપ તરફ તો પોતાનું કામ વધારી શકે તેમ નથી. કારણ કે ત્યાં સખત હરીફાઈ, મોટાં ખર્ચો અને રાજ્યાશ્રય છે. પરંતુ હિંદી કંપનીઓએ પોતાની શાખાઓ અથવા એજંટો સિલોન, સિંગાપુર, એડન, પૂર્વ આફ્રિકા, મોરીશિયસ તરફ મૂક્યા છે. સને ૧૯૩૪ માં હિંદ બહાર એમને ૯૪ લાખનું કામ અને ૬ લાખ વાર્ષિક પ્રીમિયમ મળેલ છે. પરદેશોનું કુલ કામ પાંચ કરોડ રૂપિયાનું હિંદી વીમા-કંપનીને મળ્યું છે. દર વર્ષે એની ૨૫ લાખની પેદાશ હિંદી કંપનીઓને મળે છે.

જિંદગીના વીમાની હિંદી કંપનીઓએ છેલ્લા દસકામાં કરેલી પ્રગતિ નીચેના આંકડાઓથી જણાશે. જિંદગીના વીમાનાં કુલ ફંડ ૩૨ કરોડ જેટલાં મોટાં થયાં હતાં.

| વરસ | નવું કામકાજ | નવું-જૂનું બધું કામકાજ |
|---|---|---|
| ૧૯૨૫ | ૮,૧૫ લાખ | ૪૭ કરોડ |
| ૧૯૨૬ | ૧૦,૩૫ ,, | ૫૩ ,, |
| ૧૯૨૭ | ૧૨,૭૭ ,, | ૬૦ ,, |
| ૧૯૨૮ | ૧૫,૪૧ ,, | ૭૧ ,, |
| ૧૯૨૯ | ૧૭,૨૯ ,, | ૮૨ ,, |
| ૧૯૩૩ | ૨૪,૮૩ ,, | ૧૧૯ ,, |
| ૧૯૩૪ | ૨૮,૯૨ ,, | ૧૨૭ ,, |

વીમાની એક બીજી શાખા પોસ્ટ-ઑફિસો નિભાવે છે. સને ૧૮૮૩ માં હિંદી સરકારે પોસ્ટ-ઑફિસના નોકરો માટે આ ફંડ ખોલ્યું હતું. પરંતુ હવે એ ફંડમાં દરેકનો વીમો ઉતારવામાં આવે છે. આમ પ્રજા માટે આ યોજના થઈ છે. આ યોજનાની રૂએ હિંદની પોસ્ટ-ઑફિસોએ સને ૧૯૩૫ માં ૪૮૩૫ પૉલિસીઓ એટલે ૧ કરોડ રૂપિયાનો નવો વીમો ઉતાર્યો હતો. તેમાંથી ૯૩ લાખની પેદાશ પોસ્ટ-ઑફિસને મળતી હતી. વીમાનું ફંડ સાડા ૭ કરોડ રૂપિયાનું હતું.

સને ૧૯૩૪માં આગ, દરિયાઈ અને પરચૂરણ વીમામાંથી ૨॥ કરોડ રૂપિયાની પેદાશ મળી હતી. આમાંથી હિંદી કંપનીઓના ભાગે ૫૪ લાખ રૂપિયાની પેદાશ આવી હતી, જ્યારે બિનહિંદી કંપનીઓને ૧૯૩ લાખ રૂપિયાનું પ્રીમિયમ મળ્યું હતું. આમાંથી ૧૩૫ લાખ આગના વીમામાંથી, ૪૪ લાખ દરિયાઈ વીમામાંથી અને ૬૮ લાખ રૂપિયા મોટર વગેરે પરચૂરણ વીમામાંથી આવક થઈ હતી. હિંદી કંપનીઓને આ જાતનો વીમો પુષ્કળ મળે છે. પરંતુ મોટી રકમનો વીમો મોટા જોખમને કારણે કોઈ પણ કંપની પોતાના ઉપર રાખતી નથી. તે પોતાની હદ ઉપરાંતનો વીમો અંગ્રેજી કંપનીમાં ફરી ઉતારી જોખમ ઓછું કરે છે. દેશી વીમા-કંપનીઓએ પોતાની એસોસીએશન સ્થાપી છે.

હિંદી વીમા-કંપનીઓની કુલ અસ્કયામત રૂ. ૪૦॥ કરોડની ગણાય છે. તેમાં ૨૭॥ કરોડ રૂપિયા સરકારી અને બીજા કાગળોમાં રોકાયલી છે. ૫॥ કરોડ રૂપિયા પૉલિસીઓ અને મોર્ટગેજો અપાયાં છે. તે ઉપરાંત જગ્યાઓ વગેરે ઉપર અને બીજી રીતે મોટી રકમો અપાયેલી છે.

હિંદમાં વીમાના નવા કાયદા માટે ખૂબ અગત્ય હતી. સને ૧૯૧૨નો હિંદી વીમાનો કાયદો વ્યાપક અને વિશાળ દૃષ્ટિનો નહોતો. તેમ જ એ કાયદો માત્ર જિંદગીના વીમાને લગતો હતો. સને ૧૯૨૫માં હિંદી સરકારે વીમાને લગતો કાયદો તૈયાર કરવા ઇચ્છા રાખી હતી. કારણ કે પરદેશી વીમા-કંપની-ઓને સને ૧૯૧૨નો કાયદો અસ્પૃશ્ય રાખતો હતો. સને ૧૯૨૫માં નવો કાયદો ઘડીને સરકારે ધારા-સભામાં દાખલ કરવાની ધારણા રાખી હતી પરંતુ અંગ્રેજી વીમાના કાયદાને સુધારવા માટે મિ. ક્લોસનના વડપણ નીચે કમિશન નિમાયાથી હિંદી સરકારે પોતાનું બિલ પાછું ખેંચી લીધું. પરંતુ સને ૧૯૨૮માં વચગાળાના સમય માટે સને ૧૯૨૮નો વીમાનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદા મુજબ સર્વે વીમા-કંપનીઓને સરકારના દફતરમાં ફરજિયાત રજિસ્ટર કરવાની હતી. એ સર્વે કંપની-ઓએ સરકારમાં પોતાનાં સ્ટેટમેંટો દર વરસે દાખલ કરવાનાં હતાં.

સને ૧૯૩૫માં વીમાના નવા કાયદા માટે શ્રી. સુશીલસેન સૉલિસિટરની નિમણૂક કરવામાં આવી હતી. એની તપાસની રૂએ હિંદી સરકારના કાયદાના પ્રધાન શ્રી. એન. એન. સરકારે નવો કાયદો તૈયાર કર્યો. આ કાયદા હેઠળ બધી જાતના વીમાની ઉપર અંકુશ રહે એવી ગોઠવણ કરી હતી. તે સિવાય હિંદી વીમા-કંપનીઓ અને પરદેશી વીમા-કંપનીઓ ઉપર પણ અંકુશ રહે એવી સગવડ હતી. બનાવટી કંપનીઓ ઊભી થઈ લોકોને ન ઠગે તે માટે તેમાં વેતરણ કરી હતી. બધી વીમા-કંપનીઓ ઉપર સરકારી અંકુશ વધારવામાં આવ્યો હતો. વીમા-કંપની પાસે રહેલાં મોટાં ફંડોનો દુરુપયોગ ન થાય તેવી કલમો તેમાં દાખલ કરી હતી. પૉલિસી-હૉલ્ડરોનો અવાજ વીમાના કારભારમાં રહે તેવી અનુકૂળતા આપવામાં આવી હતી.

આ કાયદામાં જિંદગીના વીમા, પ્રોવિડન્ટ વીમા અને સહકારી ધોરણે ચાલતી વીમા-કંપનીનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. તે સિવાય હિંદી અને બિનહિંદી કંપનીઓ વચ્ચે આ કાયદો કાંઈ ભેદ રાખતો નથી. પરદેશી વીમા-કંપનીઓ ઉપર ખાસ અંકુશ લાદવામાં આવ્યો છે. બ્રિટિશ વીમા-કંપની-ઓને હિંદી સરકારના સને ૧૯૩૫ના કાયદા મુજબ હિંદી કંપનીઓ તરીકે ગણવાની ફરજ પડી છે. તે સિવાય જે જે બહારના દેશો હિંદી વીમા-કંપનીઓ સામે પ્રતિકૂળ કાયદા કાનૂનો ઘડે તે દેશોની વીમા-કંપનીઓની હિંદની શાખાઓ પ્રત્યે એવી જ વિરુદ્ધ વલણ ધારણ કરવાની સત્તા આ કાયદો હિંદી સરકારને આપે છે.

આ નવા કાયદા હેઠળ મેનેજીંગ એજન્ટોનો નિષેધ કરવામાં આવ્યો છે. ખોટી હરીફાઈ, બનાવટી વીમા-કંપનીઓ વગેરે માટે સખ્ત કાનૂનો ઘડાયેલા છે. દરેક વીમા-કંપનીને કાયદાના ત્રીજા વિભાગ પ્રમાણે ફરજિયાત રજિસ્ટર કરવાની આજ્ઞા છે. દરેક કંપનીને રજિસ્ટર કરાવવા સમયે નીચેની વિગતો પૂરી પાડવાની છેઃ

૧. કંપનીના કાયદા અને બંધારણ સંબંધી સંપૂર્ણ વિગત.

૨. ડાયરેક્ટરો અને માલેકોનાં નામો, ઠેકાણાં અને ધંધાની સંપૂર્ણ માહિતી.

૩. કંપનીની હેડ-ઑફિસનું સ્થાન અને ઠેકાણું.

૪. કંપની કઈ જાતના વીમાનું કામ કરશે તેની સંપૂર્ણ વિગત.

૫. કાયદામાં જાહેર કરવા મુજબ સરકારમાં ભરવાની ડિપોઝિટ ભર્યાની પહોંચ.

૬. જિંદગીના વીમાની નવી કંપની હોય તો કાયદાએ સૂચવેલ મૂડી ભેગી કર્યાની એફિડેવીટ.

૭. પ્રોસ્પેક્ટસ, પૉલિસીનાં ફારમો, ભાવ-પાડતા કોઠાઓ, આપવાનાં કમિશનની ખબરો, બૉનસ, ડિવિડન્ટ આપવાની પદ્ધતિ વગેરે સંપૂર્ણ બિનાઓ સરકારમાં નોંધાવવી. જિંદગીના વીમા સંબંધી વિગતોમાં આ કંપની બરાબર ચાલી શકે તેવી હાલતમાં છે એવું સર્ટિફિકેટ જોડવું પડશે.

રજિસ્ટ્રેશન ફી ભરવાથી અને ઉપલી ખબરો પૂરી પાડવાથી કંપનીને રજિસ્ટર કરવામાં આવશે. ડિપોઝિટ નહિ ભરવાથી રજિસ્ટરનું સર્ટિફિકેટ રદ કરવામાં આવશે. જિંદગીના વીમાનું કામ કોઈ પણ કંપની ૨૫ હજાર રૂપિયાની પ્રોમિસરી નોટો ઉપર કરી શકતી હતી. આથી નાની નાની સેંકડો કંપનીઓ ઊભી થઈ લોકોને ઠગી પરપોટાની માફક પાછી ફૂટી જતી હતી. આથી આ નવા કાયદાની છઠ્ઠી અને સાતમી કલમ મુજબ ૫૦ હજાર રૂપિયા સરકારમાં ડિપોઝિટ મૂકવાની શરત છે. એ જ કલમ આ ડિપોઝિટ સિવાય ઓછામાં ઓછા બીજા ૫૦ હજાર રૂપિયાની ખર્ચા માટે ગોઠવણ કરવાની ફરજ કંપની ઉપર નાખે છે. પરંતુ પરસ્પર એટલે મ્યુચ્યુઅલ વીમા–કંપની અને સહકારી વીમા–કંપનીઓ માટે ડિપોઝિટની રકમ ૨૫ હજાર રૂપિયાની અને ખર્ચાની રકમ ૧૫ હજાર રૂપિયા ઠરાવવામાં આવી છે, તેમ વધારાનાં પેદા કરેલાં નાણાંમાંથી પણ પાછલાં વર્ષોમાં ડિપોઝિટો વધારે પ્રમાણમાં મેળવવાની સગવડ રાખી છે, જનરલ કંપનીઓ પાસેથી મોટી રકમ ડિપોઝિટ મેળવવાની સંભાળ રખાય છે.

બધી હિંદી કંપનીઓએ પોતાની પેદાશ, ખર્ચો, વ્યાજ, સરવૈયું, રેવન્યુ એકાઉન્ટ અને હિસાબી તમામ હકીકત વીમાના સુપ્રિન્ટેન્ડેન્ટને દર વરસે જણાવવાની છે. આ ખબરો ન આપે તેનું નામ રજિસ્ટ્રેશનમાંથી રદ થશે. પરદેશી કંપનીઓ પણ પોતાની હિંદની શાખાની મૂડી, પેદાશ, ખર્ચ, કમિશન અને બીજી દરેક વિષયની ખબરો સરકારી વીમાખાતાને પૂરી પાડશે. કાયદાની ૧૪મી કલમ તે માટે ચોક્કસ ફરજિયાત છે. આ સિવાય વીમાખાતાનો સુપ્રિન્ટેન્ડેન્ટ જો તેને અગત્ય જણાય તો જોઈતી ગમે તેવી ખબરો વીમા–કંપનીઓ પાસે મંગાવી શકશે. કોઈ પણ કંપનીના ચોપડા જોવા–તપાસવાનો તેને હક્ક રહેશે. વીમા–કંપનીના કોઈ પણ અધિકારીને બોલાવી તેને ઊલટપાલટ તપાસી શકશે. કોઈ વીમા–કંપનીએ પોતાનો હિસાબ દાખલ કર્યો હશે, પણ તેમાં ભૂલ દેખાતાં તે ભૂલ જ્યાં સુધી સુધારવામાં નહિ આવે ત્યાં સુધી વીમા–કંપનીનો પોતામેળ બહાલ રાખવામાં આવશે નહિ. આના ઉપર કોર્ટને વીમા–કંપની અપીલ કરી શકશે.

જિંદગીની વીમા–કંપનીઓની મૂડી અને અસ્કયામતની કિંમત જો વધારો પડતી થઈ જણાશે તો વીમાખાતાનો વડો એ ઓછી કરાવવાની આજ્ઞા કરશે. તે સિવાય વીમાખાતું કોઈ પણ વીમા–કંપનીના હિસાબો તપાસવા માટે ઓડીટરો નીમી તપાસી શકશે. ૫૩મી કલમ મુજબ કાયદા મુજબ નહિ ચાલવા માટે કોઈ પણ વીમા–કંપની ત્રણ માસમાં વીમાખાતું બંધ કરાવી શકે છે. આ રીતે બધી વીમા–કંપનીઓ ઉપર ૧૯૩૭નો વીમા–કાયદો સંપૂર્ણ અંકુશ મૂકે છે. સરકારે ચારે તરફથી એને પોતાના કબજામાં રાખવાના કાયદા ઘડ્યા છે.

વીમાની કંપનીઓમાં મેનેજીંગ એજન્ટો મોટું કમિશન મેળવતા હતા. બીજા ધંધાઓની પેઠે એમને કંપની માટે નાણાંની જોગવાઈ કરવાની કંઈ જરૂર પડતી નહોતી, આથી વગર ફોકટના એ મેનેજીંગ એજન્ટો લાખો રૂપિયા પોતાનાં કમિશન તરીકે લઈ જતા હતા. નવા કાયદા હેઠળ આવા મેનેજીંગ એજન્ટને દૂર કરવામાં આવ્યા છે. હમણાંની કંપનીઓના જૂના મેનેજીંગ એજન્ટોને ત્રણ વરસની મુદત આપવામાં આવી છે. ત્યાં સુધી તેમને માસિક બે હજાર રૂપિયાથી વધારે રકમ મળશે નહિ.

નવા કાયદાની નીચે હરીફાઈ ઘટાડવામાં આવી છે. છૂપાં રિબેટો અપાતાં હતાં તે બંધ કરવામાં આવ્યાં છે. મોટાં કમિશનો એજન્ટોને અપાતાં હતાં તે પણ બંધ કરાયાં છે. ખોટાં રિબેટો આપનાર માટે કાયદે શિક્ષાઓ ફરમાવી છે. તે સિવાય એજન્ટોને લાયસન્સો આપવાનો રિવાજ પણ શરૂ કર્યો છે. ૪૨મી કલમ મુજબ આ લાયસન્સો ગેરવર્તણૂકથી રદ થઈ શકે છે. ૪૦મી કલમ મુજબ એજન્ટોને પહેલા વર્ષના પ્રીમિયમમાંથી ૪૦ ટકાથી વધુ કમિશન આપી શકાશે નહિ. અને પૉલિસી રિન્યુ કરાવવા માટે ૫ ટકા જિંદગીના વીમા માટે અને ૧૫ ટકા બીજા વીમાના કામ માટે ઠરાવવામાં આવ્યા છે. નવી કંપનીઓના એજન્ટોને

એથી વધારે કમિશન શરૂઆતનાં વર્ષો માટે મળે એવી પણ ગોઠવણ કાયદે આપી છે. ચીફ એજન્ટના કમિશન બાબત કંઈ અંકુશ નથી. તે વિષય ખૂબ ચર્ચાસ્પદ છે.

પરદેશી કંપનીઓને તો પોતાની હિંદની શાખાની મૂડી, પેદાશ, બૉનસ, કમિશન—એ બધું જાહેર કરવાનું છે. હિંદમાં જો પૂરતી પેદાશ ન થાય અને બૉનસ માટે પરદેશથી પૈસા મંગાવવા પડે તે પણ જાહેર કરવા પડશે. અંગ્રેજી કંપનીઓ માટે ઘણી છૂટછાટ મૂકવામાં આવી છે, કારણ કે હિંદી કાયદો તેમને બહુ છૂટો આપે છે. જૂનો કાયદો કંપનીની અસ્કયામત અને મૂડીની કિંમત સંબંધી જો પ્રજાને ઊંધે રસ્તે દોરવવા માટે ખોટા પાયા ઉપર રચવામાં આવી હોય તો તે માટે સરકારને કંઈ સત્તા આપતો નહોતો. પરંતુ નવો કાયદો વીમાખાતાને આ વિષયમાં સંપૂર્ણ સત્તા આપે છે.

વીમા—કંપનીઓ પાસે મોટી રકમ શેર—હોલ્ડરો અને પૉલિસી—હોલ્ડરો પાસેથી ભેગી થાય છે. નાણાંની આ મોટી મૂડીને કેવી રીતે અને કયાં સાધનોમાં રોકવી તે ગંભીર સલાલ છે. નવો કાયદો આ વિષયમાં ખૂબ સ્પષ્ટતા લાવે છે. ૨૭મી કલમ મુજબ હિંદી કંપનીઓ અને ગ્રેટબ્રિટનની અંગ્રેજ કંપનીઓ (જેમને હિંદી કંપનીઓ તરીકે ગણવામાં આવશે) પોતાનાં નાણાંનો ૫૫ ટકા જેટલો ભાગ સરકારી જામીનગીરીઓમાં રોકવાનું કાયદો ફરમાવે છે. આમાંથી ૨૫ ટકા સરકારી કાગળોમાં અને બાકીના ટકા સરકારે સ્વીકારેલ જામીનગીરીઓમાં રોકવાના છે. પરદેશી કંપનીઓએ પોતાની ૧૦૦ ટકા હિંદની મૂડી સરકારે સ્વીકારેલ ટ્રસ્ટીઓને નામે ચડાવવી પડશે. તેમાંથી ૩૩ા ટકા સરકારી જામીનગીરીઓમાં રોકવાની છે. બાકીનાં નાણાં સરકારે સ્વીકારેલ સંસ્થાઓની જામીનગીરીઓમાં અને શેરોમાં રોકવા પડશે. ૨૮મી કલમ મુજબ બધી વીમા—કંપનીઓએ પોતાનાં નાણાંની રોકતનો હિસાબ વીમાખાતાને હમેશાં પૂરો પાડવાની ફરજ કાયદો નાંખે છે. હિંદી અને અંગ્રેજી વીમા—કંપનીઓને કાયદો પસાર થયા પછી ચાર વરસની મુદતમાં ૫૫ ટકા જામીનગીરીઓ ખરીદવાની મુદત અપાઈ છે. બાકીની ૪૫ ટકાની રોકડ કોઈ પણ વીમા—કંપની દેશના ઉદ્યોગોના વિકાસમાં સહાય તરીકે વાપરી શકે છે.

૨૯મી કલમ મુજબ કાયદો વીમા—કંપનીના કોઈ પણ ડાયરેક્ટરને અથવા અધિકારીઓને લોન આપવા મનાઈ કરે છે. પરંતુ કંપનીની પૉલિસીઓ ઉપર આ લોનો એમને પણ મળી શકશે. પણ પૉલિસીમાં પાકતી રકમ કરતાં તે વધારે હોવી જોઈએ નહિ. એક વરસની મુદતમાં જ આ ગોઠવણ પ્રમાણે ડાયરેક્ટરો પાસેથી નાણાં વસૂલ કરવાનાં છે. કલમ ૧૦૬ પ્રમાણે દરેક વીમા—કંપનીનો ડાયરેક્ટર, મેનેજર આ આ કલમ ભંગ કરી કંપનીને નુકશાન કરવા માટે ગુનેગાર ઠરી શિક્ષાને પાત્ર ગણવામાં આવ્યો છે.

વીમાના કાયદાની ૪૮મી કલમ મુજબ ડાયરેક્ટરો ¼ ભાગ પૉલિસી—હોલ્ડરોની સભા નીમશે. આ પ્રમાણે કંપનીના વહીવટમાં પૉલિસી—હોલ્ડરોનો મોટો અવાજ રહેશે.

કલમ ૩૯ મુજબ દરેક પૉલિસી ધરાવનાર પોતાના જીવતાં જ પોતાની પૉલિસીનાં નાણાં ફલાણા વ્યક્તિ અથવા વ્યક્તિઓને આપવાં એમ નક્કી કરી શકશે. એટલે પાછળથી પૉલિસીનાં નાણાં મેળવવા માટે કોર્ટ—દરબારનાં બારણાં પૉલિસી—હોલ્ડરનાં વારસોને ન જોવાં પડે તે માટે આ સગવડ રાખી છે.

કલમ ૧૧૩ મુજબ વીમો ઉતરાવનાર ત્રણ વરસ સુધી પ્રીમિયમનાં નાણાં ભરશે તો તેની પૉલિસી તેટલી મુદત માટે ચોક્કસ થશે. પાછળથી વધારે પ્રીમિયમ નહિ ભરી શકનાર ઉપર પૉલિસી રદ થવાની ધાસ્તી આવા પડશે નહિ. પણ ત્રણ વરસની ચાલુ પૉલિસીમાંથી તેને લાભ મળશે. આ સિવાય વીમા ઉતારનારાઓ ઉપર એવી જાતની ફરજ નાંખવામાં આવી છે કે પૉલિસી—હોલ્ડરને કલમ ૫૦ મુજબ પૉલિસી રદ થયાના અગાઉ ત્રણ માસની નોટીસ આપી તેના હકમાં સારામાં સારો માર્ગ સૂચવવો. આથી ઘણાઓને રક્ષણ મળશે.

કોઈ પણ પૉલિસી ધરાવનારે ખોટી વિગતો અને

સમજણ આપી પોતાની પૉલિસી કરાવી લીધી છે એવા વાંધા જૂના કાયદામાં છેવટની ઘડી સુધી ઉઠાડી તેમને તકલીફ આપવામાં આવતી હતી. હવે વીમા-કંપનીવાળો તેવા વાંધા પૉલિસી શરૂ કર્યા પછી માત્ર બે વરસો સુધી જ ઉઠાવી શકશે. તેમ જ ચાલુ પૉલિસીઓ જે અસ્તિત્વમાં છે તેમને માટે પણ તેવો વાંધો આ કાયદો પસાર કરાવ્યા પછી માત્ર બે વરસની અંદર જ ઉઠાવવો જોઈશે. તે મુદત પછી વીમાવાળાનો વાંધો ચાલશે નહિ.

કલમ ૪૬ પ્રમાણે પૉલિસી-હોલ્ડરોની ચાલુ પૉલિસીઓનાં નાણાં બ્રિટિશ હિંદમાં તેમને મેળવવાનો હક્ક છે. કોઈ વાંધો પડતાં એ પૉલિસીઓનો હિંદી કાયદા નીચે અર્થ કરી પતાવટ થશે.

૪૭ કલમ મુજબ વીમાવાળો પૉલિસીની સંતોષકારક ખાતરી અને સાબિતીના અભાવે એ નાણાં કોર્ટમાં જમે રાખી શકશે.

૩૮મી કલમ મુજબ કોઈ પૉલિસી ધરાવનારે પોતાની પૉલિસી બીજાના નામ ઉપર ચડાવી હોય તે પહેલાં તે ચડાવવાની હકીકત વીમા-કંપની પાસે રજિસ્ટર નહિ કરાવવામાં આવે તો પૉલિસી ખરીદનારનો દાવો ચાલશે. નહિ. નામે ફેરવવાની અગત્યતા અને પહેલા રજિસ્ટ્રેશન ઉપર આધાર રાખશે.

સહકારી વીમા-કંપનીઓએ નાની સંસ્થાઓ છે એમને માટે નીચે મુજબના સગવડો અપાઈ છે.

૧. આ સહકારી સંસ્થાઓને માત્ર ૫૦૦ રૂપિયા સુધીની પોલિસીઓ કાઢવાની સત્તા અપાઈ છે.

૨. આ સંસ્થાઓ પાસેથી શરૂઆતમાં માત્ર ૧૫૦૦૦ રૂપિયા ડિપોઝિટ લેવાના છે.

૩. એમની શરૂઆતની મૂડી માત્ર ૧૫ હજાર રૂપિયા સુધીની જ હોવી જોઈએ.

૪. પાછળની બીજી ડિપોઝિટો પ્રીમિયમથી ¼ ભાગની રહેશે.

૫. પોતામેળ, સરવૈયું, પેદાશનો આંકડો વિગેરે હકીકતો દરેક દરેક ભાગીદાર અને સભ્યને વ્યક્તિગત રીતે મૂકવાનાં નથી. પરંતુ જાહેર વર્તમાનપત્રોમાં જાહેરની જાણ માટે પ્રસિદ્ધ કરવાથી કાયદાનો અર્થ જળવાશે.

પ્રોવિડન્ટ ફંડ સોસાઈટીઓ માટે વીમાના કાયદામાં ખાસ જુદો વિભાગ જ બનાવવામાં આવ્યો છે. તેમાં જૂના કાયદા કરતાં નીચે પ્રમાણે ફેરફારો કરવામાં આવ્યા છે.

૧. શરૂઆતમાં દરેક સોસાઈટીએ ૫૦૦૦) રૂપિયા ડિપોઝિટ સરકારમાં મૂકવા પડશે. તે સિવાય જ્યાં સુધી ૫૦૦૦ રૂપિયાની રકમ થાય ત્યાં સુધી દર વખતના પ્રીમિયમમાંથી ¼ ભાગ ડિપોઝિટ તરીકે વીમાખાતામાં ચાલુ ભરવા પડશે.

૨. ચાલુ મૂડી તરીકે ૫૦૦૦ રૂપિયાની જરૂર રહેશે.

૩. કાયદામાં જણાવ્યા મુજબના નિયમો તૈયાર કરવા પડશે. ( કલમ ૭૫ મી ).

૪. કલમ ૭૬ મી પ્રમાણે કાયદા અનુસાર હિસાબ અને નામું ચોખ્ખું રાખવું પડશે. તેને નિયમિત ઑડીટ કરાવવું પડશે.

૫. કલમ ૮૧ મી પ્રમાણે દર પાંચ વરસે એ સોસાઈટીની કિંમતની ફરી આંકણી કરવી જોઈએ.

૬. કલમ ૭૩ પ્રમાણે કોઈ પણ પ્રોવિડન્ટ સોસાઈટી ઊભી થાય તે પહેલાં એની આર્થિક સ્થિતિ મજબૂત છે એવી એક્ચ્યુરી એટલે વીમાખાતાના તજજ્ઞનું સર્ટિફિકેટ હાજર કરવું જોઈએ. તેમજ ચાલુ કંપનીઓ પણ ૭ માસની અંદર તેવું સર્ટિફિકેટ રજૂ કરે.

૭. આ સોસાઈટીનાં નાણાંમાંથી ૫૦ ટકા ટ્રસ્ટ જામીનગીરીઓમાં રોકવા જોઈએ. ડાયરેક્ટરો અને અધિકારીઓને લોન આપવાની મનાઈ છે.

૮. પ્રોવિડન્ટ સોસાઈટીના ચોપડા અને હિસાબ વીમાખાતું તપાસી શકે છે. કોઈ પણ સભ્ય

અને પૉલિસી હોલ્ડરને પણ વીમાખાતાની સંમતિથી આ ચોપડા તથા હિસાબ તપાસવાનો હક્ક રહેશે. ( કલમ ૮૬ ).

૯. વીમાખાતા ઉપર દર બે વરસે આ સોસાઈટીના ચોપડા તથા અધિકારીઓની બારીક તપાસ કરવાને માટે કાયદેસર ફરજ નાખવામાં આવી છે.

૧૦. કલમ ૬૯ મુજબ વહેંચણીના સિદ્ધાન્તની તદ્દન મનાઈ કરવામાં આવી છે.

૧૧. સોસાઈટીએ કરેલ કોઈ પણ અયોગ્ય કૉન્ટ્રેક્ટ રદ્દ કરી શકાશે.

વીમાનો કાયદો મધ્યસ્થ ધારાસભામાં અત્યંત રસ અને ઉત્સાહથી બે માસ સુધી ચર્ચાયો હતો. કલમે કલમની બારીક તપાસ લેવામાં આવી હતી. નવા અનેક સુધારાવધારા થયા હતા. છેવટે આ કાયદો પસાર થયો છે. વીમાના ઉદ્યોગ માટે આ કાયદો ઘણો જ ઉપયોગી છે. સર એન. એન. સરકારે એની પાછળ મોટો ઉદ્યોગ અને ઉત્સાહ લગાડ્યા હતા.

## અંતરકોડ

: પૃથ્વી :

પ્રભો! વિમળ પ્રેમનાં ભરતી–ઓટને જે શકે,  
સહી મુદિત ચિત્તથી લગીર શોક છાયા વિના;–  
મને અંચલ એહવાં જલધિ–અંતરે કોડ છે–  
શમી ટમટમાવવા અટલ દીપિકા નેહની !

· ભારદ્વાજ ·

# નાઝી-સૈનિકની પત્ની*

**श्री. चारुदत्त**

એક ઉપાહારગૃહમાં અન્સ્ર્ટનો મને પ્રથમ પરિચય થયો. મારી એક મિત્ર હતી. ઉપાહારગૃહોમાં જવાની એ શોખીન હતી. એક દિવસ એ ત્યાં જતી હતી અને હું એને બારણામાં મળી. મને જોતાં મોં પર સ્મિત લાવીને એ બોલી :

"ચાલે છે? મજા પડશે, જર્મન ઉપાહારગૃહ છે, નવી તરેહનાં લોકો, નવી ભાષાના ઉચ્ચારો, નવી તર્જનાં ગીતો, ઘણું નવું નવું જોવા-જાણવા અને સાંભળવાનું મળશે, વિશેષમાં મળશે — સમજી લે કે શું?"

હું સમજી ગઈ. એ દિવસો દારૂબંધીના હતા. ચિકાગોમાં એ જ એક એવું ઉપાહારગૃહ હતું કે જ્યાં દારૂ ભરપેટ મળી શકતો. હું એ જાણતી હતી. ઘરમાં જઈ હું તૈયાર થઈ આવી અને બંને ઊપડ્યાં.

આ ઉપાહારગૃહમાં અન્સ્ર્ટને મેં જોયો. હું એના પ્રત્યે ખેંચાઈ ગઈ. એનો આનંદી ચહેરો, એનો સરલ સ્વભાવ, એના મીઠા બોલ-એ જર્મન હતો; હું અમેરિકન હતી. પણ મને લાગ્યું કે એની સાથેનું જીવન જ મને સુખી કરી શકશે. અમે પરણ્યાં.

અમારા દિવસો સુખમાં જતા હતા. એ દિવસોને વધુ સુખી બનાવનાર હતો નમણા ચહેરાનો ગુસ્તાવ. ગુસ્તાવ અન્સ્ર્ટનો નાનો ભાઈ. એ જ્યારે 'ભાભી-ભાભી' કરતો બહારથી આવતો ત્યારે દોડીને હું એની સામે જતી. જિંદગીમાં એનાં એ વચનો તો ફરી સાંભળવા નહિ મળે, ભગવાને એને જીવનના અંત પર્યન્ત સાચાં કેમ ન ઠેરવ્યાં? એ કહેતો, "ભાભી, મારા ભાઈને બહુ બહેકાવશો ના. કોણ જાણે તમે એને કેવાંય કામણ કર્યાં છે! આ ગરીબ ભાઈની હવે દરકાર જ એ કરતા નથી."

ગુસ્તાવ ખરેખર ગરીબ હતો. વાયોલિન એ સારું જાણતો, વાયોલિન શીખવીને એ પોતાનું ગુજરાન મેળવતો. 'ગુસ્તાવ તો સાધુ છે, એને પૈસો પસંદ જ પડતો નથી, બૂરાઈને આચરવી તો ઠીક, પણ કોઈ બીજાનું બૂરું આચરણ પણ એનાથી જોયું જતું નથી. એ ઇચ્છે છે કે દુનિયા આખીએ એના જેવા સંત બની જવું. એ કદી શક્ય છે? આ કારણે એ કોઈ સાથે ભળી શકતો નથી અને પરિણામે નોકરી-ધંધો પણ કરી શકતો નથી,' અન્સ્ર્ટનો ગુસ્તાવ વિષેનો આ મત તદ્દન સાચો હતો.

---

* 'I was a Nazi Wife' નામની એક લાંબી અંગ્રેજી વાર્તાનું સંક્ષિપ્ત રૂપ. લે.

પણ ૧૯૨૯નું કમભાગી વર્ષ આવ્યું. એણે મારા સુંદર જીવન ઉપર કાળનો પડછાયો નાખી દીધો. ભયંકર મંદીના એ વર્ષે અર્ન્સ્ટના પગાર ઉપર જબરો કાપ મુકાયો. પહેલાં એના પગારમાં દસ ડોલરનો કાપ આવ્યો. પછી પાંચ ડોલર બીજા ઓછા થયા, પછી પાછા દસ ડોલર કપાયા. જેટલી જલદીથી પગાર કપાયો એટલી જલદીથી અમારું જીવનધોરણ પણ નીચું ઊતર્યું હોત તો! પણ આજે એની યાદ નકામી છે. આ જંગી પગારકાપે અને ઘરખર્ચની વ્યાધિએ અર્ન્સ્ટના મગજની સ્થિરતાને હરી લીધી. પણ ત્યાં સુધીયે ઠીક હતું--જો એક દિવસ એને નોકરીમાંથી રજા જ ન મળી ગઈ હોત તો.

તે સાંજે ભાંગેલ પગે એ સીડીનાં પગથિયાં ચડ્યો, પણ જાણે મોટા ડુંગર ચઢ્યા જેવું લાગ્યું. આવતાં જ પથારીમાં ઢળી પડ્યો. મેં અનુમાન કર્યું કે પગાર ઉપર વધુ કાપ આવ્યો હશે. પણ જ્યારે સાંભળ્યું કે હવે એક દમડી પણ ઘરમાં આવવાની નથી ત્યારે તો હું પણ સુન્ન બની ગઈ.

"Lily–my Sweet–કમલી! મારી મીઠી! એક પતિએ પત્નીને જે રીતે સુખી કરવી જોઈએ તે રીતે તારો આ કમબખ્ત પતિ—" અર્ન્સ્ટે બોલવા માંડ્યું.

"ગમે તેવું બોલી નહિ નાખ!" મેં એને બોલતો અટકાવીને કહ્યું. "મારો અર્ન્સ્ટ મારો જ છે, એ આશ્વાસનમાં મને સ્વર્ગનાં બધાં સુખો મળી જાય છે."

એ સાંભળીને એ ગળગળો થઈ ગયો. "પણ ઘરનું ખર્ચ..."

"પતિ પત્નીને કમાઈને ખવરાવે એ જો સ્વાભાવિક છે તો પત્ની પતિને માટે કમાવા જાય તે અસ્વાભાવિક શા માટે? હું કાલ ને કાલ મારે માટે નોકરી મેળવી લઈશ. આપણી પાડોશણ બાઈ સાથે મને પરિચય છે, એને એક બાઈની જરૂર છે એ હું જાણું છું. તું ઘરખર્ચની ચિંતા ન કરજે." મેં કહ્યું.

બીજે જ દિવસથી કામ ઉપર તો હું જવા લાગી, મારી શેઠાણી મારી પ્રત્યે ઘણી ભલી હતી પણ મને એ જેટલો પગાર આપતી તેથી વધુ આપવાની એની શક્તિ નહોતી અને એટલામાં અમારું ઘરખર્ચ નીકળી શકતું નહોતું. પણ કામધંધા વિના વ્યગ્ર બની ઊઠેલા અર્ન્સ્ટના ચિત્તે જ્યારે અર્ન્સ્ટને માંદગીની પથારીએ પછાડ્યો ત્યારે સ્થિતિ ભયંકર બની ઊઠી.

"અર્ન્સ્ટ, તું મારો નથી? તને મારી ફિકર નથી? જો તને મારા પ્રત્યે સાચી લાગણી હોય તો તું તારી નોકરીની ચિંતાને ફગાવી દે. એ ચિંતા મારી ચિંતાઓને વધારી દે છે. અને તેથી તારી ચિંતા વળી વિશેષ પ્રમાણમાં વધી જાય છે. આ દુષ્ક્રમ ક્યાં સુધી ચાલવા દેવો છે? તારા મનમાં લેશ પણ વ્યગ્રતાને તું નહિ પ્રવેશવા દે તો મારું કામ ઘણું સરળ બનશે."

"My Lily, My Sweet!" એ શબ્દો બોલી અર્ન્સ્ટ રડી પડ્યો.

પણ એની શારીરિક સ્થિતિ બગડતી જ ચાલી. એનું મગજ સ્થિરતાને ગુમાવવા લાગ્યું. હું ગભરાઈ. ડોક્ટરની સારવાર ચાલુ કરાવી. પણ આ બધું ખર્ચ? અર્ન્સ્ટને નોકરી જલદી મળી જાય તો બધી બાબતોનો ઉકેલ આવી જાય તેમ હતો. પણ ક્યાં હતી નોકરી? જ્યાં એક પછી એક માણસો નોકરી પરથી નીચે ઊતરતા હતા ત્યાં અર્ન્સ્ટે નોકરી પર ચડવું શી રીતે? અર્ન્સ્ટને માટે આખો દિવસ ઘરમાં જ ગોંધાઈ રહેવાનું આવ્યું.

"એક બીજી રીતે પણ એના મનને શાંત કરી શકાય છે." ડોક્ટર બોલ્યા.

મેં આશા ભરી નજરે ડોક્ટર સામું જોયું.

"એને સોબત મળવી જોઈએ." ડોક્ટરે કહ્યું.

"મારી દીકરી તો તદ્દન નાની છે. મારે આખો દિવસ કામ પર જવું પડે છે. સોબતમાં કોણ રહે?"

"પાડોશીઓ, મિત્રો, કોઈ નથી?" ડૉક્ટરે જરા ખિજાઈ ને કહ્યું.

હું શરમથી નીચું જોઈ ગઈ. "પ્રયત્ન કરીશ." મેં જવાબ આપ્યો.

પાડોશીઓનો મારા ઉપર ઘણો ઉપકાર થયો. એમણે અર્ન્સ્ટનું મન બહેલાવવા અવારનવાર સમય મેળવીને અર્ન્સ્ટની પાસે આવવા માંડ્યું. એ સૌમાં એક છોકરી પણ હતી–નામ હેલન.

પણ હેલન તો ભયંકર નીવડી. એણે અર્ન્સ્ટના મગજને શાંત કરવાને બદલે વધુ ઉશ્કેરી મૂક્યું.

"હા, તારા ધણીને હું તારી પાસેથી ખેંચી લેવા માગું છું, બોલ તું શું કરી શકે તેમ છે?" હેલને મને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

"ઓહ...!" મારા મોંમાંથી ચીસ નીકળી ગઈ.

"ના, ના કમલી! તું એના શબ્દોને માનતી નહિ." અર્ન્સ્ટ બોલ્યો.

"કેમ? આપણે શું એક મતનાં નથી? આપણે શું એક જ્ઞાતિનાં નથી? આપણે શું એક ધર્મનાં નથી? આપણે એક દેશનાં નથી? આપણે શા માટે એક બીજાને ન ચાહી શકીએ? હિટલરને તું પણ જર્મનીનો તારણહાર નથી માનતો? નાઝીપક્ષને તું પણ જર્મનીની બેડીઓ તોડી નાખનાર નથી માનતો?" હેલન બોલ્યે જતી હતી, એને "હેલન!" એવી મોટી ચીસ પાડીને અર્ન્સ્ટે જરા વાર બોલતી અટકાવી દીધી. પણ ફરીને તુર્ત જ એણે બોલવું શરૂ કર્યું.

"જર્મનીની સેવા—નાઝીપક્ષની રીતિનીતિને, હિટલરના હુકમને માનીને જ આપણે જર્મનીની સેવા સારામાં સારી કરી શકીએ. એ જર્મનીની સેવા એ શું આપણા જીવનનો હેતુ નથી? એ જ શું આપણે માટે મોટામાં મોટો આનંદનો વિષય નથી? એ જ શું આપણી માનસિક આપત્તિઓનો ઉકેલ નથી? મેં નાઝીપક્ષની વફાદારી સ્વીકારી છે, તેં નથી સ્વીકારી? આપણે એકમેક સાથે કેમ ન રહી શકીએ?"

"હેલન, હેલન, તું મને ચાહે છે? તો ચાલી જા અહીંથી. જો તારા પ્રેમમાં દંભ નહિ હોય તો ફરી તું અહીં કદી નહિ આવે. તને હું ચાહતો નથી પણ તું કહે છે કે તું મને ચાહે છે—તારા પ્રિયજનને સુખ દેવામાં તને આનંદ નથી થતો? તું મારું સુખ વાંછતી હો તો એકદમ અહીંથી ચાલી જા." બોલતાં બોલતાં અર્ન્સ્ટ ઊભો થઈ ગયો. મેં એને હળવેથી પાછો સુવડાવી દીધો. હેલન પીઠ ફેરવીને ચાલી ગઈ.

"કમલી! મારા શબ્દોમાં તને વિશ્વાસ છે? હું ખરું કહું છું, હેલન ઘણી આકર્ષક છે, એ મને ખૂબ ચાહે છે એ બધું કબૂલ કર્યા પછી પણ હું કહું છું કે મારું હૃદય તો હમેશાં તારે માટે જ રહેવાનું છે. એમાં બીજી કોઈ આસન નહિ મેળવી શકે." અર્ન્સ્ટ બોલ્યો.

"પણ એ કેટલું બધું બોલી ગઈ!" રડી પડવા જેવા સ્વરે હું બોલી.

"એણે જે કહ્યું તેમાં દુઃખ લગાડવા જેવું કંઈ નથી. મને જર્મની વહાલું છે, મને નાઝીપક્ષ વહાલો છે, મને હિટલર વહાલો છે, હેલન મારી સાથે લગ્ન ન કરી શકે તેવું સિદ્ધાંતની રીતે કશું નથી. છતાંય હું કહું છું કે હેલનને હું ચાહતો નથી, તને છોડી હું ક્યાંય જવાનો નથી." અર્ન્સ્ટે કહ્યું.

"હિટલરનો હુકમ ઉઠાવવામાં તમને માનસિક આનંદ મળે એ એની વાત સાચી છે?" હું ડરતાં ડરતાં બોલી.

"ઓહ! એ વાત તો એટલી સાચી છે કે જેટલી હું જીવતો છું એ વાત પણ કદાચ સાચી ન હોય. હેલન સાથે આટલા દિવસ વાતો કર્યા પછી જ મને લાગ્યું કે મારી નાજુક તબિયતની સાચી દવા જર્મનીમાં છે, જર્મનીના એક નાના શહેર મોનબર્ગમાં છે. આજ જર્મની નવું રૂપ પ્રાપ્ત કરવા તળે–ઉપર

થઈ રહ્યું છે, એના જુવાન છોકરાઓ એના બેડી-ઓને તોડવા હથોડા લઈને મંડી પડ્યા છે. હું પણ એ જર્મનીનો પુત્ર છું. હું એની સેવાથી દૂર રહું એ ભયંકર વસ્તુ નથી ? એની સેવામાં મને અપાર આનંદ મળે તે વાતમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ?" અર્ન્સ્ટ બોલ્યો.

હું સાંભળી રહી. થોડી વાર મનમાં કંઈક ગડ-મથલ જગવતી રહી, પછી શાંતિથી પીઠ ફરી ગઈ. "કામ પર જવાનું છે—" કહી બહાર નીકળી ગઈ.

અમેરિકા મારું જન્મસ્થાન, અહીંની માટીએ મારો દેહ બાંધ્યો, અહીંની સ્વતંત્ર હવા, અહીંની વિપુલકાય પ્રકૃતિ–આ અમેરિકા છોડવાના વિચાર માત્રથી મારું હૃદય કંપી ઊઠતું હતું. "વધુ કામ કરીશ, અર્ન્સ્ટને માટે વધુ સુખનાં સાધનો પ્રાપ્ત કરીશ, એને જરૂર અહીં સારું થઈ જશે." મેં મનને મનાવ્યું.

અર્ન્સ્ટને માટે મેં વધારે ખર્ચ કરવા માંડ્યો પણ તેટલા પ્રમાણમાં મને વધુ કામ ન મળી શક્યું. કરજથી બચવા ફાટેલાં લૂગડાં સાંધીને મેં ચલાવવા માંડ્યું. સાબુનું ખર્ચ નહિ જેવું જ રાખ્યું, તેલનું ખર્ચ કાઢી નાખ્યું, મારા ખાવામાં લુખ્ખો સુક્કો અને હલકો ખોરાક રાખ્યો, ખોરાક લેવાનું પ્રમાણ મેં ઘટાડી નાખ્યું. અર્ન્સ્ટ એક વાર સારો થઈ જાય તો બધું સારું થઈ રહેશે એવા આશ્વાસને હું જીવતી હતી. પણ મારા બધા પ્રયત્નો ફોક ગયા. એક દિવસ ઘરમાં અનાજનો દાણો પણ નહોતો, ઘરમાં એક પૈસો સુદ્ધાં નહોતો, વેચી શકાય તેવી કોઈ ચીજ પણ નહોતી.

અને અર્ન્સ્ટને માટે ફળો લાવવાની જરૂરિયાત ઊભી હતી. હું તો આખો દિવસ ભૂખ્યાં કાઢી શકું એમ હતી પણ મારી નાની બાળકીને માટે તો દૂધ લાવવું જ જોઈતું હતું.

હું રસોડાની નાની ઓરડીમાં શૂન્ય મને બેઠી હતી ત્યાં સીડી પર ગુસ્તાવનાં પગલાં સંભળાયાં. હર્ષથી હું ઊભી થઈ ગઈ.

ગુસ્તાવ બહુ આવતો–જતો નહિ. જ્યારે આવતો ત્યારે મજાકનાં થોડાં વચનોથી આનંદ પમાડીને ચાલ્યો જતો, કૉફીનો પ્યાલો હું તૈયાર કરીને એની પાસે મૂકી શકું તે પહેલાં તે ઊઠીને ચાલ્યો જતો. આજે ગુસ્તાવ આવ્યો પણ આજે તો એ માગે તો-પણ મારી પાસે કૉફીનો પ્યાલો ન હતો કે જે હું એની સામે ધરી શકું. પણ ગુસ્તાવને સત્કારવામાં તો મને આનંદ જ આવતો હતો.

એને જોતાં હું થંભી ગઈ. એનો કોટ ફાટીને લીરા જેવો થઈ ગયો હતો. એના ચહેરા પર નૂરનું નિશાન નહોતું. એની આંખો ઊંડી ઊતરી ગઈ હતી. એનું શરીર ઘણું ખરાબ થઈ ગયું હતું.

"જુઓને ભાભી, મારે તો હજી પરણવું છે, જીવવાનાં વર્ષો પણ ઝાઝાં છે, પૈસા તો ભેળા કરવા જ પડેને ! જરા વધુ ખેંચાઈને કામ કરું છું અને કરકસરને લોભનું નામ આપો તેટલી હદે એને ઉતારી દીધી છે એટલે જરા આવો દેખાઉં છું " બોલીને એ અર્ન્સ્ટના બિછાના પાસે આવ્યો. અર્ન્સ્ટને જોઈને એ પોતાની મજાકને ભૂલી ગયો. "આ અર્ન્સ્ટ ?" એના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યો.

"ચિંતા એમને ખાઈ ગઈ." મેં હળવેથી કહ્યું અને એક ક્ષણ પછી મારી આંખમાંથી આંસુની ધાર નીકળી પડી.

એ મારી સ્થિતિને પણ બરાબર પામી ગયો. કંઈક વિચારી એ ઊભો થયો. મને રસોડામાં બોલાવી. થોડી વાર ચુપ રહ્યો અને પછી મારા ખભા પર હાથ મૂકી ક્ષણેક મારી આંખોમાં પોતાની આંખોને પરોવીને ઊભો રહ્યો અને પછી બોલ્યો, "આવું છું" અને ઝટપટ એ સીડીનાં પગથિયાં ઊતરી ગયો.

એ ગયા પછી હું રસોડામાં ધબ સરખી બેસી પડી.

જ્યારે ફરી પાછાં પગથિયાં પર પગલાં ચડતાં સંભળાયાં ત્યારે જ ચમકીને જાગી. ગુસ્તાવ સીધો

રસોડામાં જ આવ્યો. મારા હાથને પોતાના હાથમાં એણે લીધો અને પછી વીસ ડોલર તેમાં મૂકી દીધા.

"વિદ્યાર્થીઓની બાબતમાં હું બડભાગી છું. થોડું બચાવી શક્યો છું. પણ ખરી જરૂરિયાતને વખતે બચાવેલી એ રકમ પેટીમાં મૂકી રાખવી તેનો કશો અર્થ નથી." એ બોલ્યો.

"ગુસ્તાવ!" એક હીબકું ભરતાં એને ગળે મારા હાથ ભેરવીને હું બોલી ઊઠી.

મેં જોયું કે એનાં અંગો સોંસરી એક ઝણઝણાટી પસાર થઈ ગઈ. એણે પોતાનું મોં ઊંચું કર્યું અને હળવેથી મારા હોઠથી એના હોઠ જોડાઈ ગયા. એના ફિક્કા ચહેરા ઉપર લાલી આવી ગઈ. કેટલીવાર સુધી અમારા હોઠ એકમેકને અડી રહ્યા તે મને ખબર નથી. ધીમા અવાજે એ બોલ્યો, "તમને હું ચાહું છું."

એ સાંભળતાં મારા હાથ એને ગળેથી છૂટી ગયા. એ મારી સામે જોઈ રહ્યો અને પછી અચાનક પીઠ ફેરવી લઈ કંઈ પણ બોલ્યા વિના સીડીનાં પગથિયાં ઉતાવળે ઊતરી ગયો.

બીજે દિવસે વહેલી સવારે અમારા પાડોશીને ત્યાં ટેલિફોન આવ્યો, "ગુસ્તાવે એની ઓરડીમાં દોરડાથી લટકીને ગઈ રાત્રે પ્રાણત્યાગ કર્યો છે." આ ખબર સાંભળતાં મારા હૃદયમાં જબરો ધ્રાસકો પડ્યો. અર્ન્સ્ટ તો બેભાન જ બની ગયો. એને ફરી શુદ્ધિમાં લાવી, એક ટેક્ષી ભાડે કરી હું ગુસ્તાવની ઓરડી પર આવી. પોલીસો અને લોકોએ ત્યાં આગળ જબરી ઠઠ કરી હતી.

ગુસ્તાવને કબરમાં સુવાડ્યો ત્યારે એના ચહેરા સામું હું જોઈ જ રહી. એ ચહેરા પર સાધુતાનું જ તેજ હતું. બધા કહેતા હતા કે બેકાર બનવાથી ભૂખના દુઃખે એણે આત્મહત્યા કરી. પણ આત્મહત્યાનું સાચું કારણ હું જ એક જાણતી હતી. મને 'ચાહીને' એણે ભાઈનો દ્રોહ કર્યો હતો અને એનું આ પ્રાયશ્ચિત્ત હતું.

ગુસ્તાવની મિલકતમાં એનો એક ઓવરકોટ જ ખાસ ગણી શકાય. એ કોટનાં ખિસ્સાં તપાસતાં અંદરથી 'ગીરવી'ની એક ચિટ્ઠી નીકળી. કાલ વીસ ડોલર ગુસ્તાવે લાવી આપ્યા તે તેણે પોતાનું પ્રિય અને કમાણીનું એક સાધન એવું વાયોલિન ગીરવી મૂકીને લાવી આપ્યા હતા!

ગુસ્તાવના ચહેરા પર સાધુતા સિવાય બીજું શું હોઈ શકે!

પણ સાધુચરિત ભાઈના મૃત્યુએ અર્ન્સ્ટના હૃદયને જબરો આઘાત પહોંચાડ્યો. એનું મગજ સુન્ન બની ગયું. એણે ખાવું, પીવું, બોલવું–બધું બંધ કરી દીધું.

હું ગભરાઈ. મેં એને પૂછ્યું. "જર્મની જશું?"

"જર્મની?" હર્ષથી એ બોલી ઊઠ્યો. "તું આવશે?" એણે પૂછ્યું.

"તમને ત્યાં સારું જણાશે એમ લાગતું હોય તો જરૂર આવું." મેં જવાબ આપ્યો.

"ત્યાં તો મને થોડા જ સમયમાં સારું થઈ જશે." એ બોલ્યો. "અને–" એણે ફરી કહેવા માંડ્યું, "આજે જ બાપુને હું લખી નાખું, પ્રવાસખર્ચ બાપુ જરૂર મોકલશે."

થોડા જ દિવસો પછી અમે અમારો થોડો ઘણો જે સામાન હતો તે બાંધીને ચિકાગોથી નીકળી ગયાં. ન્યૂયૉર્કના બારામાં પડેલી એક સ્ટીમર પર ચડ્યાં. સ્ટીમરે આટલાંટિક સાગરનાં પાણીને જગાડીને પોતાની વિદાયગીરીની ખબર આપી. સ્ટીમર ચાલી. અમારી કેબિનમાંથી મેં બહાર જોયું.

અમેરિકા! કેવો વિશાળ દેશ! એટલું જ વિશાળ એનું હૈયું છે. દીવાઓના ઝળહળાટ અને 'સ્કાઈ સ્ક્રેપર્સ' (આકાશલેખો)ની આછી રેખાઓથી ચમકતું મારા મહાન દેશનું આ મહાનગર છોડતાં મારા દિલમાં ગભરાટ ઊભો થતો હતો. મેં અર્ન્સ્ટ સામું જોયું, જર્મની દિશા તરફ જતી સ્ટીમરના સ્પર્શ માત્રથી, દરિયા પરથી વહી આવતી હવા જર્મની તરફથી આવે છે એવા ખ્યાલ માત્રથી, એનો રોગ માત્ર નાશ પામ્યો દેખાતો હતો. મને ચિકાગોની જર્મન હોટેલોનાં જર્મન મોં યાદ આવવા લાગ્યાં, છેલ્લે ગુસ્તાવનું મોં યાદ આવતાં તો મારા મગજમાંથી બીજું બધું અલોપ થઈ ગયું. આવા

હૃદયના જર્મનોના દેશ જર્મનીનાં દર્શન થવાં એ તો મહાભાગ્યની વાત ગણાય. ન્યૂયોર્કના સમુદ્રકાંઠે ઊભેલી વિશાળકાય સ્વાતંત્ર્યપ્રતિમા જોઈને હું બોલી ઊઠી, "પ્રિય સ્વતંત્રતા! પ્યારી દેવી! હું એક એવા જ દેશ ભણી જઈ રહી છું કે જે તારી પ્રાપ્તિ માટે પોતાનું સર્વસ્વ કુરબાન કરવા જાગીને બેઠો થયો છે."

અમે મોનબર્ગ પહોંચી ગયાં. જર્મનીનાં લોકોની સૂરત આટલી બધી બદલી ગઈ હશે તેની તો મને કલ્પના સુદ્ધાં નહોતી. મારી તો માન્યતા હતી કે મારા દેશમાં જેમ અનેક રાજદ્વારી પક્ષો હોય છે તેવો જ અહીંનો એક પક્ષ નાઝીપક્ષ હશે. પણ અહીં આવી એક જ દિવસમાં જ નાઝીપક્ષની પ્રવૃત્તિઓ મારા જોવામાં આવી ગઈ, મારો જૂનો ખ્યાલ સાવ જુઠ્ઠો પડ્યો. નાઝીપક્ષનું તો પોતાનું સ્વતંત્ર લશ્કર હતું. સાધારણ દિવસે પણ એના સૈનિકો શેરીઓમાં વાવટાઓ લઈ કેટલાંય સરઘસોરૂપે ફર્યા કરતા. વાવટાઓ ઉપર સ્વસ્તિકનું લાલ ચિહ્ન દેખાતું. ટોળામાં સ્ત્રી, પુરુષો, બાળકો, નાનાં અને મોટાં તમામ જાતનાં લોક દેખાતાં. 'હિટલર આપણો નેતા છે,' 'નાઝીપક્ષ ઝિંદાબાદ,' એવી એવી આકાશગામી ઘોષણાઓથી શેરીઓ ગાજતી રહેતી. બજારોમાં, દુકાનોમાં અને ઘરોમાં, છાપાંઓમાં અને માસિકોમાં નાઝીપક્ષની યોજનાઓ ચર્ચાયા કરતી.

પહેલે દિવસે તો આ બધી નવીનતા મને ગમી ગઈ. અન્યાય પામેલી પ્રજા ન્યાય મેળવવાને આટલા જોશથી ઊભી થઈ છે તે જોઈને મને આનંદ થયો. પણ જનતાની બધી ઘોષણાઓમાંથી 'યહૂદી લોકોનો નાશ થાઓ,' 'યહૂદીઓ જર્મનીનું ખૂન કરનારા છે.' એ અને એવી બીજી ઘોષણાઓનો અર્થ મને ન સમજાયો.

અર્ન્સ્ટ તો દરિયાની તાજગીભરી હવાથી અને અહીંના વાતાવરણમાં આવતાં જ બદલાઈ ગયો. એનો રોગ તદ્દન નાબૂદ થઈ ગયો અને એ તો એના પિતાની ઝવેરાતની દુકાને લટાર મારવા અને ત્યાંથી શહેરમાં નાઝીપક્ષની પ્રવૃત્તિઓ જોવા–સમજવા ઊપડી ગયો હતો. રાત્રે એ બહુ મોડો આવ્યો. પણ હું ત્યાં સુધી જાગતી બેઠી. એ આવ્યો એટલે મેં એને પૂછ્યું, "આ યહૂદી–વિરોધી ઘોષણાઓ લોકો શા માટે કરે છે?"

"શા માટે કરે છે? જર્મનીનો મોટામાં મોટો શત્રુ હોય તો યહૂદી પ્રજા છે." એણે જવાબ આપ્યો.

"પણ કેવા રીતે? એણે જર્મનીનું શું ખરાબ કર્યું છે?" મેં ફરીને પૂછ્યું.

"કેવી રીતે? જર્મનો આર્યન છે, આર્યોનું ચિહ્ન સ્વસ્તિક છે, યહૂદીઓ આર્યોના દુશ્મનો છે." પોપટની પેઠે એ બોલી ગયો.

"છાપાંઓ અને નેતાઓ જે ગોખાવે છે તે જ તમે સમજ્યા વિના બોલી જતા લાગો છો." મેં કહ્યું.

મારા આ શબ્દો સાંભળીને અર્ન્સ્ટ એકદમ ટટાર થઈ ગયો. "તું જાણે છે, હું નાઝીપક્ષનો સભ્ય થઈ ગયો છું? મારા પિતા, મારી ઓરમાન માં અને આ આખું ઘર હિટલરને પોતાનો નેતા માને છે, પોણું જર્મની આજ હિટલરને પોતાનો નેતા માને છે. અને થોડા સમયમાં આખું જર્મની એની નેતાગીરીને સ્વીકારી લેશે. જર્મનીના એ ઉદ્ધારક અને પૂજનીય નેતા વિરુદ્ધ એક શબ્દ પણ બોલતાં વિચાર કરજે."

હું તો આ સાંભળીને ચકિત થઈ ગઈ. એકાએક અર્ન્સ્ટમાં આ શો ફેરફાર થઈ ગયો? ત્યારે તો જર્મનીમાં હું એક પરદેશી સ્ત્રીથી વિશેષ કંઈ જ નહિ? તો તો મારાથી અહીં જિવાશે શી રીતે?

આખી રાત રસ્તાઓ તો નાઝી–સૈનિકોથી ગાજતા જ રહ્યા હતા, પણ એમ ન હોત તોપણ હું ઊંઘી શકત કે કેમ એ શંકાની વાત હતી. આખી રાત મારું મગજ અનેક શંકા–કુશંકાને જગવતું મને પજવી રહ્યું. 'ના, ના, મારો અર્ન્સ્ટ મારું અપમાન કરી જ શકે નહિ. આ તો હજી નવીન વાતાવરણમાં એનો પહેલો દિવસ છે એટલે જ જરા વધુ પડતો ઉશ્કેરાઈ ગયો છે, સમય જતાં આ વસ્તુ સામાન્ય બની જશે એટલે એ શાંત બની જશે, અને ચિકાગોમાં જે રીતે મને પ્રેમ કરતો તે જ રીતે 'કમલી–મીઠી!' કહીને પ્રેમ કરશે.

અને સવારે જ અર્ન્સ્ટ આવ્યો. "કમલી! કાલે હું કંઈક ઉશ્કેરાઈ ગયો હતો. મારી ભૂલ થઈ. દેશ અને દેશનાં સેવામંડળોનું તો કામ થવાનું જ છે, આપણા પ્રેમ વચ્ચે એને હવેથી હું આવવા નહિ દઉં. કાલે તારા પ્રત્યે મેં જેવું વર્તન રાખ્યું તેમાટે માફી માગું છું."

"ન બોલ, ન બોલ એવું, અર્ન્સ્ટ" કહીને હું એની કોટે વળગી ગઈ.

સવારે હું ઘરમાં એકલી પડી, ઘરનાં બીજાં માણસો અંગ્રેજી સમજતાં નહોતાં અને હું થોડા જર્મન શબ્દો સિવાય જર્મન સમજી-બોલી શકતી નહોતી. એટલે એકલી પડી બારીમાંથી શેરીમાંની પ્રવૃત્તિઓ જોઈ રહી હતી, ત્યાં અમારી બાજુમાં રહેતી એક બાઈ મારી પાસે આવી, એ થોડું અંગ્રેજી જાણતી હતી. એણે કહ્યું, "ચાલશો ફરવાને? મિ. અર્ન્સ્ટ મને કહી ગયા છે કે મારે તમને સોબત આપવી."

હું એકદમ એની સાથે જવાને તૈયાર થઈ ગઈ. મારી નાનકડી મેરીને મેં ઘરની નોકરડીની સાચવણમાં મૂકી દીધી અને અમે શહેરમાં ઊપડયાં.

શહેરમાં ફરતાં એક સરસ રીતે સજેલી દુકાન આવી. મને ત્યાંથી કંઈક ખરીદવાની ઇચ્છા થઈ આવી અને મારી મિત્રને કહ્યું, "ચાલો કંઈક ખરીદીએ."

"ના, અહીંથી નહિ. એ યહૂદીની દુકાન છે. નાઝી-મતવાદીઓ યહૂદીની દુકાનેથી ખરીદી કરતા નથી. એ લોકો દેશના દુશ્મનો છે." એ બોલી.

હું સાંભળીને ચુપ થઈ ગઈ. અમે આગળ ચાલ્યાં. શહેરમાં એક પછી એક એવાં સુંદર દૃશ્યો આવતાં હતાં કે યહૂદીની દુકાન મારા મગજમાં બહુવાર રહેવા ન પામી.

ખૂબ ફરીને અમે ઘર તરફ વળતાં હતાં ત્યાં એકાએક ઘરમાંથી થોડાં માણસોનું ટોળું બહાર કૂદી પડયું અને કોઈક બે જુવાનો શાંતિથી ચાલ્યા જતા હતા તેના પર તૂટી પડયું. ગડદા-પાટુ અને લાકડીઓથી બેય જણાને ગૂંદી નાખ્યા. લોકોનું મોટું ટોળું એ જોવાને એકઠું મળ્યું, પણ પેલા બે નિર્દોષોને બચાવવા કોઈ આગળ ન આવ્યું. એટલામાં એક આધેડ વયનો દાઢીવાળો માણસ સૌની વચ્ચેથી માર્ગ કરીને આગળ ગયો અને માર મારતા ટોળાને સંબોધીને કંઈક કહેવા લાગ્યો, પણ તેથી તો એ લોકોએ એને પણ મારવા લીધો. મારથી ત્રણે બેભાન થઈ ગયા અને કદાચ મરી પણ જાત, પણ એટલામાં પોલીસ આવી પહોંચી અને ટોળું વીખરાઈ ગયું. પણ પોલીસે દોડવામાં કે ટોળાએ નાસવામાં જરાય ઉતાવળ ન બતાવી એ જોઈને મને નવાઈ લાગી.

આ બનાવથી હું તો ડઘાઈ જ ગઈ, એ જોઈ મારા મિત્રે કહ્યું, "ગભરાવા જેવું આમાં કશું નથી. આ તો અહીંનો સામાન્ય બનાવ છે."

"પણ શા માટે એ નિર્દોષોને મારવામાં આવ્યા?"

"એ લોકો નિર્દોષો નથી, એ લોકો યહૂદીઓ છે, યહૂદીઓ જર્મનીના દુશ્મનો છે."

"પણ પેલો ત્રીજો?" મેં પૂછ્યું.

"એ તો પાદરી હતો. પાદરીઓ એ જ લાગના હોય છે. પાદરીઓએ તો ધર્મને નામે દેશનું સત્યાનાશ વાળ્યું છે. નાઝીઓ યહૂદીઓને અને પાદરીઓને જોઈને ઉશ્કેરાય તે સ્વાભાવિક છે." મારી મિત્ર બોલી.

"ત્યારે માર મારનાર પેલા ગુંડાઓ શું નાઝીઓ હતા?" મેં પૂછ્યું.

"ગુંડાઓ?" બોલીને એ મારી સામે જોઈ તાકી રહી.

"ગુંડાઓ નહિ તો બીજું શું? અમારા દેશમાં બીજાઓ ઉપર એવી રીતે હુમલો કરનારને ગુંડાઓ તરીકે જ ઓળખવામાં આવે." હું મોટેથી બોલી.

"મિસિસ અર્ન્સ્ટ, અમારા દેશની લોકમાન્ય સંસ્થાના સભ્યોને ગુંડા કહેતાં જરા વિચાર કરજો. નાઝીઓ જર્મનીની આશા છે."

હું ચુપ રહી ગઈ, પણ મનમાં તો મને થયું કે જો નાઝીઓ આવા જ હોય તો તે જર્મનીની આશા કેવી રીતે હોઈ શકે? જર્મનીનો ઉદ્ધાર તેઓ કેવી રીતે કરશે? કરી શકશે તો તે કેટલા સમય સુધી

ટકશે? પરાણે ઊંચે લાવેલ વસ્તુ નીચે પડશે ત્યારે તે બમણા વેગથી નીચે નહિ પડે?

મારી મિત્ર બોલી, "જર્મનીમાં આવીને તમારે પહેલી વસ્તુ એ જાણવી પડશે કે શું સારું માનવું અને શું ખરાબ? નાઝીઓ સારા છે એ વસ્તુ સ્વયં-સિદ્ધ માની લેવી."

મેં એનો કંઈ જવાબ ન આપ્યો. અમે ઘેર આવી પહોંચ્યાં, એણે સ્મિત કરીને મારી વિદાય લીધી, પણ હું સામું સ્મિત આપી શકી નહિ.

મારી સાસુએ મારું મોં જોયું. એને કદાચ વાત કરવાની ઇચ્છા થઈ હશે પણ અમે એકમેકની ભાષા ન સમજી શકતાં હોવાથી કંઈ વાત થઈ નહિ.

અર્ન્સ્ટ આવ્યો ત્યારે પણ મારા મોં પર ફેરફાર થયો નહોતો. "શું થયું?" એણે પૂછ્યું.

મેં જે જોયું હતું તે કહ્યું. એ સાંભળીને અર્ન્સ્ટનું મોં પડી ગયું. "તું યહૂદીઓ પ્રત્યે લાગણી બતાવશે તે મને નહિ ગમે. નાઝીઓ પ્રત્યે તારે પ્રેમ કેળવવો પડશે." એ બોલ્યો.

"આવા ગુંડાઓ, નિર્દય, અન્યાયીઓ પ્રત્યે પ્રેમ?" હું બોલી.

"જવાબ બંધ!" અર્ન્સ્ટ ત્રાડ મારી ઊઠ્યો. એનો હાથ પણ ઊંચો થયો. એ આગળ આવ્યો, હું પાછળ ખસી ગઈ.

એકાએક એનો હાથ નીચો પડી ગયો. "કમલી! મારી ભૂલ થઈ! આપણે કેવાં કમઅક્કલ છીએ કે આવી બાબતમાં ઝઘડી પડીએ છીએ!" એણે મને છાતીએ લગાવી દીધી.

પછીથી તે ધીરેથી બોલ્યો,

"કમલી! આ જર્મની છે, અમેરિકા નથી. અહીં રહેવા માટે અહીંની હવાને અનુકૂળ થવું પડશે."

"અહીંની હવા ખરેખર કઈ હતી તે બરાબર હું જાણતી નહોતી. આજે જે જોયું-સાંભળ્યું તે જ જો એ હોય તો તેમાં તો હું ન જીવી શકું." મેં કહ્યું.

"અર્ન્સ્ટ, આ હવાને અનુકૂળ કેમ થવાય? આ તો નરી જંગાલિયત જ કહેવાય. આ તો વેદિયાપણું કહેવાય, પશુતા કહેવાય, આમાં માણસાઈ જ ક્યાં છે! જ્યાં માણસાઈ ન હોય ત્યાં માણસથી કઈ રીતે રહેવાય? આવા હલકટ હુમલાઓને ચાલવા દેનાર આ હિટલર તે કોણ છે? માણસ છે કે પશુ?"

"બસ કર!" અર્ન્સ્ટ મને ધક્કો મારીને ખસી ગયો. "હિટલર કોણ છે? હિટલર જર્મનીનો એક માત્ર નેતા છે." એ બોલ્યો, અને ચાલતો થયો.

એના ગયા પછી હું ધ્રુસકે ધ્રુસકે રડી પડી. જો મેં આ વસ્તુસ્થિતિ એક ઇશારા રૂપે જ અમેરિકામાં જાણી હોત તો અહીં કદી ન આવત. અને આ તો બીજો દિવસ હતો હજી!

ત્યાં તો અર્ન્સ્ટ પાછો અંદર આવ્યો, મને પાસે લઈને બોલ્યો, "કમલી!" એના મોંમાંથી વધુ શબ્દો ન નીકળ્યા.

સાંજે હું શોકમગ્ન ચહેરે મારા ઓરડામાં બેઠી હતી ત્યાં મારા સસરા અને એક પાદરીબુવા અંદર આવ્યા. પાદરીસાહેબ અંગ્રેજી જાણતા હશે, એ બોલવા લાગ્યા.

"તમારા સસરા હેર શ્મીટ મને અહીં લાવ્યા છે. આજે તમારા પતિ સાથેની તમારી વાતથી અમે વાકેફ થયા છીએ, તમારા સસરાને એ વાતનું ઘણું દુઃખ થયું છે .મને તમને એ કહેવા એ અહીં લાવ્યા છે કે તમારે શાંતિ ધારણ કરવી. તમારે તો તમારા ઘરને સુખનું સ્વર્ગ બનાવવાનું છે, દુનિયાના વ્યવહારથી થાકેલા અર્ન્સ્ટના સગજને શાંતિ આપવાની છે, તમારી નાનકડી પુત્રી મેરીના જીવનને તમારે ઘડવાનું છે—આજથી જ જો તમારા બેનાં મન એકમેકથી અળગાં થઈ જશે તો એ કેવી રીતે બનશે? તમારા સંસારના સુખનો આધાર એક જ વસ્તુ ઉપર છે, તમારા રાજદ્વારી વિચારોને તમે ઘરમાં ન પેસવા દો. કેમ બેટા! એ વાત બરાબર નથી? તું શાંતિ રાખશે? મને વચન આપે છે?"

"હું વચન આપું છું, પિતા!" હું જમીન પર ઘૂંટણિયે પડીને બોલી. બંને વડીલો મને આશીર્વાદ આપીને ચાલ્યા ગયા.

"બધા નાઝીઓ કંઈ હિટલર જેવા નથી." સસરાજીના પ્રેમાળ ચહેરાને યાદ કરી મારા મનમાં હું બોલી. એમની સલાહને યાદ કરી સમય વિતાડવાના ઉપાયો હું વિચારવા લાગી. મને પ્રથમ ઉપાય એ સૂઝ્યો કે મારે જર્મન ભાષા શીખી લેવી.

મેં એ માટે પુસ્તકો મંગાવવા માંડ્યાં. ઘરની નોકરડી મીના હતી તેની પાસે જેમ તેમ શીખવા માંડ્યું. જર્મન ભાષાનું રાતદિવસનું વાતાવરણ અને પુસ્તકોની મદદથી હું બહુ જ થોડા સમયમાં જર્મન શીખી ગઈ.

જર્મનીની રાજકીય પરિસ્થિતિ ખૂબ જોશભેર આગળ વધતી હતી. હિટલરની 'સ્ટોર્મ ટ્રુપ્સ' સૌથી મોખરે હતી. થોડા વખત પહેલાં જે વાત વિષે શંકા હતી તેને બદલે હવે મજબૂતપણે મનાવા લાગ્યું કે હિટલર જર્મનીનો પ્રમુખ અને કદાચ સરમુખત્યાર પણ બની જશે. 'નેશનાલિસ્ટ સોશ્યાલિસ્ટ' (રાષ્ટ્રીય સમાજવાદ)ના સિદ્ધાંતો ધરાવતી એની નાઝી પાર્ટી જ જર્મનીની એક માત્ર પાર્ટી બની રહેશે. પણ આ બધા બનાવોથી હું દૂર જ રહેતી હતી, કારણ કે મેં જોયું હતું કે એથી મારા ઘરમાં સુખની વૃદ્ધિ થતી હતી.

એક દિવસે મને લાગ્યું કે હું બીજા બાળકની માતા બનું તેવા સમયમાં હું આવી છું. અર્ન્સ્ટને મેં એ કહ્યું. એણે એ ઘરમાં જણાવ્યું.

મારાં સાસુ મિસિસ શ્મીટ એકદમ મારી પાસે દોડી આવ્યાં, "અભિનંદન! અને આપણે આશા રાખીએ કે તારું બાળક નર હોય. આજે જર્મનીને છોકરાઓની ઘણી જરૂર છે. જર્મનીની છ કરોડની વસ્તીનો ઉદ્ધાર કરવા તેટલા પ્રમાણમાં સૈનિકો જોઈશે ને! મારા આશીર્વાદ છે કે તારો પુત્ર શ્રેષ્ઠ નાઝી-સૈનિક બને!"

"નાઝી-સૈનિક!—મારો પુત્ર નાઝી-સૈનિક!" મારે અંગે શીત વળી ગયાં. નિર્દોષ યહૂદીઓને અને પાદરીઓને મરણતોલ માર મારતા નાઝી-સૈનિકનું ચિત્ર મારી આંખો સામે આવ્યું. હું ધ્રૂજી ઊઠી. બીજી કોઈ ગાળ આપવી હોય તો આપજો, પણ મારા છોકરાને નાઝી-સૈનિક બનવાનો આશીર્વાદ ન આપજો. એ આશીર્વાદને હું ખૂરામાં ખૂરી ગાળ સમજું છું." મારાથી બોલાઈ ગયું.

એ સાંભળીને મારાં સાસુ ત્રાડ મારી ઊઠયાં, "નાઝી-સૈનિક એ ખૂરામાં ખૂરી ગાળ છે? તું નાઝી-સૈનિકને ધિક્કારે છે શું?"

"મને કાંઈ પૂછો મા. હું તમારી ક્ષમા માગું છું." મને મારા સસરાની સલાહ યાદ આવી એટલે હું બોલી.

તે દિવસે ફરીને અર્ન્સ્ટ અને મારી વચ્ચે તકરાર જાગી. ખૂબ ધમપછાડા કરીને એ ચાલ્યો ગયો. મને એ ખબર હતી કે મારાં સાસુ એક કટ્ટર નાઝી હતાં. હિટલરના વચન પછી ઈશ્વરના વચનને પણ એ માનવાને તૈયાર નહોતાં. અર્ન્સ્ટને નાઝી-દીક્ષા આપનારાં એ જ હતાં. અને એણે જ્યારે જાણ્યું કે હું નાઝીઓને ધિક્કારું છું ત્યારે એણે અર્ન્સ્ટને મારી વિરુદ્ધ સતત ઉશ્કેર્યા જ કર્યો હતો. અર્ન્સ્ટના એક શરીરમાં અત્યાર સુધીના અનુભવે મેં બે અર્ન્સ્ટને જોયા હતા. એક અર્ન્સ્ટ હતો કુટુંબવત્સલ અને બીજો અર્ન્સ્ટ હતો જર્મની-વત્સલ, બલકે હિટલર-વત્સલ. સમય સમય પર બંને અર્ન્સ્ટ એનામાં પ્રગટ થયા કરતા અને તે પ્રમાણે તે વર્તતો હતો.

કુટુંબવત્સલ અર્ન્સ્ટ મને ખૂબ ચાહતો હતો, પણ એના પર હમણાં હિટલર-વત્સલ અર્ન્સ્ટ જોર કરતો હતો.

એ રીતે ખિજાઈને જ્યારે અર્ન્સ્ટ મારી પાસેથી ચાલ્યો ગયો ત્યારે મારી અસ્વસ્થતાનો પાર ન રહ્યો. મને થયું કે એ જો પાછો આવે તો એના પગ પકડું, આંસુએ એવા પગ ભીંજવું, માફી માગું કે ફરી કદી એવું નહિ બોલું, પણ કોઈ પણ ઉપાયે મારા ભાંગી પડતા સંસારને બચાવી લે. પણ બે દિવસ થઈ ગયા છતાં અર્ન્સ્ટ દેખાયો નહિ. બે રાત એની રાહ જોઈને હું જાગતી બેસી રહી પણ એ આવ્યો નહિ. હું ગભરાઈ. મીનાને મેં બોલાવી, "મિ. શ્મીટને જરા અહીં મોકલશે?"

મિ. શ્મીટ તરત મારી પાસે આવ્યા. હું એમના પગ આગળ પડી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. "મારો સંસાર ભાંગી પડે છે, મને બચાવો." હું બોલી.

એ શાંત ઊભા રહ્યા અને પછી મને ઊભી કરીને બોલ્યા, "અર્ન્સ્ટને સમજાવવાનો પ્રયત્ન કરીશ."

એ રાત્રે મોડે સુધી હું જાગતી બેઠી, અચાનક સીડી પર પગલાં સંભળાયાં, અર્ન્સ્ટ આવતો હતો. હું દોડીને બારણા આગળ આવી, પણ પગલાં બંધ પડી ગયાં. મારા મનમાં શંકા જાગી, "અચાનક પાછા ફરવાની વૃત્તિ થઈ આવી હશે?" કોઈ જાગી ન ઊઠે તેની સંભાળ રાખતી હું ધીરે પગલે સીડી તરફ આવવા લાગી. આખી પરશાળમાં અંધારું હતું. અચાનક એ અંધારામાં મેં બે આકૃતિઓ જોઈ. એક અર્ન્સ્ટની આકૃતિ હતી, બીજી મારી સાસુની. હું જ્યાંની ત્યાં થંભી ગઈ.

"એ લોંકડીને ફરી મળવા જશે?" મારી સાસુ બોલ્યાં.

થોડી વારે અર્ન્સ્ટનો અવાજ સંભળાયો, "તમે જાણતાં નથી એણે મારી કેટલી સેવા કરી છે? મારે ખાતર એ રાત દિવસ મજૂરી કરતી."

'મારો અર્ન્સ્ટ!' મારા મનમાં પ્રેમની છલક આવી. ત્યાં ફરી મારી સાસુનો અવાજ સંભળાયો.

"રાત દિવસ મજૂરી કરતી તે તારે ખાતર નહિ. તને સાજો કરવા ખાતર મજૂરી કરતી. તું સાજો થાય તો ફરી એને કમાઈને મોજ કરાવે. તું સાજો ન થા તો એણે જિંદગી આખી મજૂરી કરવી પડે એ વાત શું એ નહિ સમજતી હોય?"

આ દલીલ સાંભળતાં તો જાણે મારા માથામાં ફટકો પડ્યો. પણ અર્ન્સ્ટ એનો જવાબ શું આપે છે તે બરાબર સાંભળવા મેં મારા બધા વિચારોના તોફાનને શાંત કરી દીધું. પણ અર્ન્સ્ટે કંઈ જવાબ ન આપ્યો.

"એ ચૂડેલ છે, તું એની પાસે જાય છે એટલે એના સિવાય બીજું કશું જોઈ શકતો નથી. તારા દેશની જો તારે સેવા કરવી હોય તો ત્યાં જવું છોડી દે." મારી સાસુ બોલતાં હતાં. મારું મગજ ચક્કર લેવા લાગ્યું.

પણ ત્યાં તો મારી આંખે જોયું કે અર્ન્સ્ટ પાછો જાય છે. મારાથી સહેવાયું નહિ, હું દોડી, 'અર્ન્સ્ટ! અર્ન્સ્ટ!' મારા મોંમાંથી બૂમ નીકળી ગઈ.

મારી બૂમ સાંભળીને અર્ન્સ્ટ એકદમ પાછો ફર્યો. મારી સાસુએ ચમકીને પાછળ જોયું, 'ઓહ, તું ચૂડેલ!' કહીને એ મારી સામે ધસ્યાં અને મારા માથામાં જોરથી એક મુક્કો લગાવ્યો. હું નીચે પડી ગઈ. પછી એ એના પુત્ર તરફ ફરીને બોલ્યાં, "તારા દેશના તારે દ્રોહી થવું છે? હું જીવતી છું ત્યાં સુધી તો એ નહિ બની શકે. એ તારી સ્ત્રી છે? ના, એ એક અમેરિકન છોકરી છે, એ એવા દેશની છોકરી છે કે જે દેશે આપણા દેશને પાયમાલ થવા દીધો છે. તું એને નહિ મળી શકે." પછી હું વધારે સાંભળી શકી નહિ. પછી બીજી સવાર સુધીમાં શું બન્યું તેની મને ખબર ન પડી. સવારે હું જાગી ત્યારે મેં જોયું કે મારું માથું અર્ન્સ્ટના ખોળામાં હતું. હું ધન્ય બની ગઈ.

ફરીને ચિકાગોના પેલા દિવસો. મોનબર્ગમાં હું મહાલવા લાગી. એવા એક દિવસે અર્ન્સ્ટે મને કહ્યું, "રાષ્ટ્રનેતા શહેરમાં આવેલ છે, ટાઉન હૉલમાં એનું ભાષણ છે, ચાલશે?"

મેં થોડી વાર એની સામું જોયું. એને લાગ્યું કે પોતે આ પ્રશ્ન ન કર્યો હોત તો ઠીક હતું. એટલે એ ફરીને બોલ્યો, "ના—ના. નહિ આવે તો ચાલશે. જો ઘરનાં બધાં જ જવાનાં છે એટલે તારે અહીં એકલાં જ રહેવું પડશે."

"હું સાથે આવીશ." મેં શાંતિથી જવાબ આપ્યો.

એ સાંજે અમે હિટલરને સાંભળવા ગયાં. શહેરનો એ મોટામાં મોટો હૉલ હતો પણ એનો ખૂણેખૂણો મનુષ્યોથી ભરાઈ ગયો હતો. સામે મંચ ઉપર મેં નજર કરી. ચાર્લી ચેપ્લિન જેવી વિચિત્ર મૂછોવાળો એક નાનકડો માણસ ત્યાં ઊભો હતો. પણ એ માણસે જ્યારે મુઠ્ઠી વાળીને હવામાં પોતાનો હાથ ઉછાળ્યો ત્યારે એની ઊંચાઈ કેટલીયે વધી ગઈ.

'જર્મનીનાં ઓ પ્રજાજનો!' એ શબ્દો એના મોંમાંથી નીકળતાં તો આખું સભાગૃહ પડઘા પાડી ઊઠ્યું. અને પછી એણે જે બોલવા માંડ્યું, મને લાગ્યું કે એ મારી જ સામે તોપના ગોળા છોડે છે, મેં નજર ફેરવી લીધી, જોયું તો બધાં લોકોનાં મોં પર મારા જેવા જ ભાવો હતા. કેટલો ભયંકર એ જાદુગર હતો! એનો એકેએક શબ્દ સાદો હતો, અભણમાં અભણ પણ એના મર્મને પામી જાય તેટલા સાદા એ શબ્દો હતા. એ આગળ બોલવા લાગ્યો,

"સારી દુનિયા આજ સુધી આપણી પાછળ લાગી હતી. ફ્રાંસે આપણને નિર્વીર્ય બનાવી નાખ્યાં–યહૂદીઓ એને માટે જવાબદાર છે—"

સભાગૃહની એકેએક વ્યક્તિના મગજમાં રટણ ગુણગુણવા લાગ્યું, 'યહૂદીઓ એને માટે જવાબદાર છે—'

"માલદાર અમેરિકા–અમેરિકા પોતાના ધનનું ચુંબક લગાવી આપણા ધનને પોતાની ધરતી પર ખેંચી રહ્યું છે. એ તમને મિટ્ટીમાં મિલાવી દેવા માગે છે. ઈંગ્લાંડ અને અમેરિકા–બંને તમને ધિક્કારે છે—"

મારું મગજ છેલ્લા વાક્યથી ખળભળી ઊઠ્યું. 'જુઠ્ઠી વાત! પૂછો અર્ન્સ્ટને! પૂછો ચિકાગોના વતની એવા કોઈ પણ જર્મનને! અમેરિકામાં જર્મનોને સુખ છે કે દુઃખ!' પણ આ શબ્દો મોટેથી બોલવાની મારી હિંમત નહોતી. મને લાગ્યું કે એ શબ્દો મારા મોંમાંથી નીકળશે તે સાથે હિટલરનો પોલાદી મુક્કો મારા માથા પર પડશે. ભયની મારી હું ચુપ રહી. હિટલર ભાષણ પૂરું કરતો હતો:

"આજ મારું ધ્યેય એ તમારું ધ્યેય બન્યું છે. મારા સિદ્ધાંતોને તમે તમારા બનાવ્યા છે, તો જુઓ, મારું સૈન્ય છે, મારા બિલ્લાઓ છે, મારો વાવટો છે—" તે, એક હિટલર જ, જર્મનીને બચાવવાને શક્તિમાન છે, એને કંઈ બહુ સમય લાગવાનો નથી, શરત માત્ર એટલી છે–તમે એની સાથે જોડાઈ જાઓ. બસ, ત્યાં તમારાં દુઃખોનો અંત આવે છે, ત્યાં આગળ યહૂદીઓથી બચવાનો માર્ગ છે.

મેં ક્યાંક વાંચ્યું હતું કે જર્મનીમાં યહૂદીઓની વસ્તી ૭ લાખની હતી. ૭ લાખ યહૂદીઓ ૭ કરોડની પ્રજાને હેરાન કરી શકતા હતા એવું હિટલર કહેવા માગતો હતો!

પણ એ બધું તો લોકોને ઉશ્કેરવા માટે. અને લોકો પણ એના વચનને કંઈ પણ વિચાર કર્યા વિના સ્વીકારી લેતાં હતાં. ઘેર આવીને ડરતાં મેં અર્ન્સ્ટને પૂછ્યું, "હિટલરે અમેરિકા વિષે જે કહ્યું તે ખરું છે? યહૂદીઓ ખરેખર તમારા દુઃખનું કારણ છે?"

"હિટલર કહે છે એટલે એ સાચું હોવું જ જોઈએ."

હું આગળ કંઈ ન બોલી. અત્યારે અર્ન્સ્ટ ભાષણની પૂરી અસર નીચે હતો.

જ્યારે રાત્રે એ શયનગૃહમાં આવ્યો ત્યારે એ હસતો હતો. અમે એકમેકની ખૂબ મશ્કરીઓ કરી અને પછી સૂઈ ગયાં. એ રાત્રે અમારા ખંડમાં જર્મની નહોતું કે અમેરિકા નહોતું. હતો એક માત્ર માનવદેશ.

ખબર નથી પડતી, પ્રકૃતિની કેવી રચના છે કે મહા વિપત્તિના કાળ પછી એકદમ મહાસુખનો સૂર્ય ઊગી નીકળે છે અને મહાસુખના દિવસ પછી તરતજ તોફાનનાં વાદળો કેમ ઘેરાઈ આવે છે!

અમારી રાત બહુ આનંદમાં ગઈ હતી. દિવસ પણ ઘણો ખુશનુમા ગયો. સાંજે મારાં સાસુ મારી પાસે આવ્યાં, "બેટા! અર્ન્સ્ટને જરા કહેશે કે આજે સૌને નાચની મિજલસમાં લઈ જાય? આજે એક એવી મિજલસ છે–બહુ સરસ છે."

મને એવી જરા પણ શંકા ન આવી કે મારી સાસુના આ સૂચન પાછળ કંઈ ખાસ યોજના હશે. એટલે મેં તો અર્ન્સ્ટને કહ્યું. અર્ન્સ્ટે એ કબૂલી લીધું અને અમે મિજલસમાં ગયાં.

મિજલસમાં અર્ન્સ્ટ અને હું સરસ નાચ્યાં. હું એનાથી છૂટી પડી એટલે કોઈક બીજી છોકરી એની સાથે જોડાઈ. હું અમારા ટેબલ પર આવી ત્યારે અર્ન્સ્ટની ખુરશીમાં એક નાઝી–અફસર બેઠેલો હતો. મારી સાસુએ એની મને ઓળખાણ આપી અને કહ્યું, "નાચમાં આમને જોડી જોઈએ છે, જરા એમને આનંદ આપી આવ."

હું થાકીને તો આવી હતી એટલે વિનય-પૂર્વક કહ્યું, "મને માફ કરશો, કારણ કે હું એ માનનો અનુકૂળ જવાબ આપી શકતી નથી."

"ચાલોને થોડીવાર" એમ કહીને અફસરે ઊભા થઈને મારો હાથ પકડ્યો અને મને ત્યાંથી દૂર ખેંચી.

"મને માફ કરો, હું ઘણી થાકી ગઈ છું." કહીને ઘણાં લોકોની વચ્ચે એક ટેબલ પાસે પડેલી એક ખાલી ખુરશી પર હું બેસી ગઈ.

"નહિ જ આવો ?" કહીને એ મારી બાજુમાં એક બીજી ખુરશી લઈને બેસી ગયો.

એ મારી સાથે ગમે તેવા વાતો કરવા લાગ્યો. મને અકળામણ થવા લાગી. લાગ જોઈને હું એની પાસેથી નાસી છૂટી. એ મારી પાછળ થોડે સુધી આવ્યો, પણ પછી પાછો વળી ગયો. અમારા ટેબલ પાસે ફરીને આવી ત્યારે અર્ન્સ્ટ ત્યાં આવી ગયો હતો.

તે રાત્રે તો કશું બન્યું નહિ, પણ બીજી રાત્રે જ્યારે અર્ન્સ્ટ મારા ઓરડામાં આવ્યો ત્યારે ક્રોધથી એની આંખો લાલ થયેલી હતી. હું એ જોઈને ભય પામી.

"તું ફરીને આજે ગુસ્સો લઈને આવ્યો છે. મહેરબાની કરીને એને દૂર કર. એ આપણા સંસારને ભાંગી નાખે છે. શા માટે આજે ગુસ્સે થયો છે ?"

"શા માટે ?" આંખોને પહોળી કરીને એ આગળ ધસ્યો. "કાલે તું પેલા અફસર જોડે જે રીતે નાચી હતી તેનો શો અર્થ થઈ શકે તે હું ન સમજી શકું તેટલો હું નાનો અથવા મૂર્ખ નથી." એ બોલ્યો.

"તેં મને નાચતાં જોયેલી ?" મેં પૂછ્યું.

"તું મારાથી એ છુપાવવા માગતી હતી, પણ મેં તને ચક્કર ફરતાં જોઈ લીધી હતી. અને જેટલું જોવું બાકી રહ્યું હતું તેટલું મેં સાંભળી લીધું."

મારી સાસુની તરકીબ હવે જ હું સમજી. 'એ અમેરિકન છોકરી ! નાઝીને ગાળો દેનારી એ પરદેશી !' મારી સાસુના શબ્દો મારા મગજમાં ગુંજી ઊઠ્યા. અમેરિકન છોકરી નાઝીના ઘરમા રહે તે તેનાથી સહે-વાતું નહોતું.

"તમે જે સાંભળ્યું છે તે જુઠ્ઠું છે, તમે જે જોયું છે એમ તમે માનો છો તે ભ્રમ છે." હું બોલી.

"જુઠ્ઠું ? ભ્રમ ? તું જાણે છે કે એ એક નાઝી-નેતા છે ? એ પણ જુઠ્ઠો ?" અર્ન્સ્ટ બોલ્યો.

"એ ગમે તે હોય, પણ હું કહું છું તે સાચું છે."

"ઓહ ! તું એમ માને છે કે મારે આંખો નથી, મારે કાન નથી, મારી બુદ્ધિ ગૂમ થઈ છે ?"

હું આનો કંઈ જવાબ આપું ત્યાર પહેલાં બારણા પાછળથી મારી સાસુ અંદર આવ્યાં. એમને જોઈને હું સળગી ઊઠી, "તમે-તમે મારા સંસારને સળગા-વવા આવ્યાં છો. ઓહ ! શા માટે હિટલર પેદા થયો ? જર્મની ન્યાય માગે, જર્મની સ્વતંત્ર થાય, જર્મનો સુખી થાય તે બધું મંજૂર છે પણ શા માટે યહૂદી-ઓનાં લોહીની તરસ એ જગાડે છે ? શા માટે દેશ દેશનાં નિર્દોષ માનવીઓનાં લોહી રેડવવા એ તૈયાર થયો છે ? ખૂની-ખૂની હિટલર !" મારી જીભ લગા-મને ગુમાવી બેઠી. મારા મોંમાંથી શબ્દો નીકળી પડ્યા.

"ખૂની કોણ છે ? ખૂની તો પહેલાં તું છે." સાસુજી બોલ્યાં.

"હું ?"

"તું–! ગુસ્તાવને આત્મહત્યા શા માટે કરવી પડી ? ગુસ્તાવને તેં કામણ કર્યું હતું. તારા સૌંદર્યનાં વખાણ કરતા ગુસ્તાવના પત્રો અહીં હાજર છે. મારો સાધુપુત્ર ગુસ્તાવ તારી આગને જીરવી ન શક્યો. એણે આત્મ-હત્યા કરી. બોલ, ગુસ્તાવનું ખૂન તેં જ નથી કર્યું ?"

ગુસ્તાવનું નામ આવતાં અર્ન્સ્ટની આંખ ચમકી ઊઠી. બૂમ મારીને બોલ્યો, "સમજ્યો. સમજી ગયો બધું. પહેલાં તેં એને નચવ્યો અને પછી દૂર હડસેલ્યો. આટલો વખત મને એ સમજાતું નહોતું કે મારો ભાઈ આત્મહત્યા શા માટે કરી બેઠો હતો. હવે સમજાઈ ગયું."

"ના, એ વાતમાંથી ખોટો અર્થ લેવાય છે, અર્ન્સ્ટ !"

"ખોટો અર્થ ?"

[ અનુસંધાન માટે જુઓ પાનું ૧૮૫ ]

# अतीतनुं फळ अने भविष्यनुं बीजारोपण

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

આજકાલની શિક્ષણપ્રણાલીની આ એક વિચિત્રતા જ છે કે બધે તેના પ્રત્યે ભાવ હોવા છતાં કોઈ તેનું સમર્થન કરતું નથી. વિદ્યાર્થીઓ તેના તરફ દોડે છે, માબાપ તેને ચાહે છે, દાનીઓ તેના પ્રચાર માટે ધન આપે છે છતાં પણ નવાઈની વાત તો એ છે કે બધા કહે છે: 'આ કેળવણીમાં કંઈ માલ નથી.' ત્યારે પ્રશ્ન ઊભો થાય છે કે આ આખરે ચાલે છે કઈ રીતે ? એને એવું કયું વરદાન પ્રાપ્ત થયું છે કે બધાનો આન્તરિક વિરોધ હોવા છતાં તે બરાબર આગળ વધ્યે જાય છે. પ્રાયઃ માનવામાં આવે છે કે राजा कालस्य कारणम् પ્રમાણે સરકારની માન્યતાથી જ તે ટકી રહી છે. પણ આ ખ્યાલ પણ પૂર્ણપણે સાચો જણાતો નથી. આજે નાના મોટા બધા અધિકારીઓ છડેચોક આ કેળવણીની નિરર્થકતા વિષે વાતો કરે છે. છતાં કોણ જાણે શા માટે કોઈ એને છોડવા તૈયાર નથી.

તો પછી આ શિક્ષણપદ્ધતિનો જીવન-આધાર શો છે ? ખરેખર આ એક કોયડો જ છે કે જે કેળવણીના પરિણામે બેકારી જ પલ્લે પડે છે તેની પાછળ લોકો આટલા ગાંડા કેમ બન્યા છે ?

આનું એક કારણ તો એ સમજાય છે કે આ પદ્ધતિના જે નાના મોટા લાભો છે તે છોડવા લોકો તૈયાર નથી. બીજું એમ માલમ પડે છે કે કદાચ આ શિક્ષણપદ્ધતિની યાન્ત્રિકતા મનુષ્ય સ્વભાવની જડતાને ગમે છે. અથવા આ કેળવણી દ્વારા જે જીવિકા અને પ્રતિષ્ઠા મળે છે તેની ઊંડાણમાં એવું કોઈ પાપ છુપાયેલું છે કે જેને છોડવાનો વિચાર સુદ્ધાં મનમાં આવતો નથી. અથવા પરિવર્તન માટેની બધી અનુકૂળતા હોવા છતાં માત્ર હિંમતને અભાવે પરિવર્તનની શરૂઆત થતી નથી.

જે લોકો સામાજિક અન્યાયોનો લાભ લે છે તેમની આ એક વિશેષતા હોય છે કે કોઈ દુષિત પ્રથાને સુધારવાનો ઉપાય તેમને બતાવવામાં આવે છે ત્યારે તેઓ તે ઉપાયનો અમુક જ ભાગ સ્વીકારે છે અને આ પ્રમાણે જાહેરપણે જનસમાજનાં આંસુ લૂછવાનો ડોળ કરી અન્યાયને જેવો ને તેવો કાયમ રહેવા દે છે. આપણી આ દુષિત શિક્ષણપ્રણાલી હજુ સુધી બદલાતી નથી તેનું કારણ પણ કદાચ આ જ છે. જો દોષોની અસર એક તરફ પડતી હોય અને ઉપાય બીજી બાજુએ અજમાવવામાં આવે, તો તે ઉપાય પણ દુષિત બની જાય છે. માટે દરેક બાબતમાં, દરેક વસ્તુમાં ગુણ અને દોષ બંને જોવાની જરૂર છે. જો ભૂલ કરીને તેથી થનાર નુકસાન વેઠી તેમાંથી કંઈ શીખવાની ઈચ્છા હોય તો તો વિચાર કરવાની કંઈ જરૂર નથી. જડજીવનમાં આમ કેટલાંયે પરિવર્તન થાય છે, પણ મનુષ્યના જીવનનો વિકાસ, સમજી, વિચારી અને જાણી જોઈને કરવામાં આવતાં પરિવર્તનો વડે જ થાય છે.

વર્તમાન શિક્ષણપદ્ધતિના દોષો સમજીને તે સુધારવાની કોશિશ ઘણી જગ્યાએ થઈ છે. શિક્ષણ-સુધારણાને નામે અને ક્યાંક ક્યાંક રાષ્ટ્રીય શિક્ષણને નામે કેટલાક નાનામોટા પ્રયોગો પણ થયા છે. આ બધા પ્રયોગોની ખૂબી તો એ છે કે સાહસપૂર્વક સુધારો કરવા છતાં પણ કોઈ ચાલુ પદ્ધતિથી બહુ આગળ જવાની હિંમત કરી શક્યું નથી. શરૂઆતથી જ ચાલુ પદ્ધતિ જોડે ડગલે ને પગલે મેળ સાધવાનો વિચાર રહેતો આવ્યો છે. કારણ કે આ રાજમાન્ય શિક્ષણપદ્ધતિનો સંબંધ રોજી જોડે છે. છતાં પણ નવાઈ તો એ છે કે આ પદ્ધતિનો મોટામાં મોટો દોષ પણ આ જ બતાવવામાં આવે છે કે આથી રોજીનો સવાલ ઉકેલાતો નથી.

છેવટે ગાંધીજીએ આ દિશામાં હિંમતભર્યું પગલું ભર્યું છે. જ્યારથી તેઓ હિંદમાં આવ્યા છે ત્યારથી તેમણે આ કેળવણી પ્રત્યે પોતાનો અસંતોષ પ્રકટ કર્યો છે. શિક્ષણસુધારાના પ્રયોગોમાં તેમના આશીર્વાદ અને મદદ મળ્યાં છે. પણ આવા પ્રસંગોમાં તેમણે સીધી રીતે એ ભાર પોતાના ઉપર લીધો ન હતો. અને આ જ કારણે તેમણે કેળવણીવિષયક પોતાની કોઈ પણ નીતિ દેશ સમક્ષ સ્પષ્ટપણે મૂકી ન હતી.

આજે જ્યારે દેશની રાજનૈતિક પરિસ્થિતિ બદલાઈ છે અને મહાસભાએ દેશના શાસનની લગામ હાથમાં લેવાનો નિશ્ચય કર્યો છે ત્યારે ગાંધીજીએ કેળવણીનો પ્રશ્ન ફરીથી હાથ ધર્યો છે. જો દેશને સર્વનાશમાંથી ઉગરવું હોય તો ગરીબોને શિરે જે આર્થિક બોજો છે તે ઓછો કરવાની જરૂર છે. જેને પેટ પૂરતું ખાવા મળતું નથી તે સરકારને પૈસા ક્યાંથી આપે અને શા માટે આપે?

અસહકારના દિવસોમાં પ્રિન્સિપાલ પરાંજપેએ ગાંધીજીને કહ્યું હતું કે જો દારૂની બંધી કરશો અને આબકારીની આવક છોડી દેશો તો કેળવણી માટે પૈસા ક્યાંથી લાવશો? ગાંધીજીને તેમની આ વાત હમેશાં ખૂંચે છે. તેમનો ખયાલ છે કે વર્તમાન કેળવણીનો નશો પાવા માટે આમ પ્રજાને દારૂ પાવો પડે છે. અને તેમના વિચાર પ્રમાણે આ સ્થિતિ અસહ્ય છે. જો મજૂરોને, ખેડૂતોને, હરિજનો અને કારીગરોને દારૂ પાઈને જ આપણે આપણા મધ્યમ વર્ગને સુશિક્ષિત અને સુસંસ્કૃત બનાવી શકીએ છીએ તો પ્રશ્ન ઊભો થાય છે કે આવી કેળવણી આપણે માટે કેટલી ઉપયોગી કહી શકાય?

જો મદ્યનિષેધનો કાર્યક્રમ સફળ થયો અને આબકારીની આવક બંધ થઈ ગઈ તો બધી આવકનો બીજો માર્ગ જડી આવતાં સુધી શિક્ષણકાર્ય કરકસરથી ચલાવવું જરૂરનું છે. આ એક એવો ઉપાય છે કે કોઈના પણ ધ્યાનમાં જલદી આવી શકે છે. પણ ગાંધીજીની વિચારપદ્ધતિ ઊંડીક જુદી જ છે. તેઓ દરેક પ્રશ્નના ઠેઠ ઊંડાણમાં પહોંચી જઈ વિચાર કરે છે. મદ્યનિષેધના સંબંધમાં શિક્ષણની આર્થિક બાજુ વિષે વિચાર કરવા છતાં જ્યારે ઉપાયનો સવાલ આવ્યો ત્યારે દારૂ અને તેથી થતી આવકને ભૂલીને તદ્દન સ્વતંત્ર રૂપે તેમણે આ વિષે વિચાર કર્યો.

જે દેશ બીજા દેશોને લૂટી તેમનું ધન પોતાને ત્યાં લાવવા નથી માગતો અને પોતાનો દેશ બીજાઓથી લૂટાવવાનો માર્ગ પારકાના હાથમાં સોંપવા નથી માગતો તે દેશની શિક્ષણપદ્ધતિનું સ્વરૂપ સ્વતંત્ર જ હોઈ શકે—હોવું જોઈએ. જ્યાં કરોડોની સંખ્યામાં મોટાઓને અને બાળકોને કેળવણી આપવી છે ત્યાં કેળવણી સ્વાવલંબી થવી અગત્યની વસ્તુ છે. લોકો પર કરભાર લાદી તેની આવક વડે તેમનાં બાળકોને મફત ભણાવવા કરતાં તો બહેતર છે કે શિક્ષણનો બોજો શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓ અને તે વિદ્યાર્થીઓના શિક્ષકો મળી ઉપાડી લે. જે શિક્ષક અથવા અધ્યાપક પોતાના ગુજરાન માટે જેટલો ઓછો પગાર લે છે તેટલી તે દેશને આર્થિક મદદ કરે છે. આ જ પ્રમાણે જો વિદ્યાર્થીઓ પણ પોતાના અભ્યાસ-કાળ દરમિયાન કોઈ ઉત્પાદક કામ કુશળતાપૂર્વક શીખી લે તો તેઓ પણ ખર્ચનો ઘણો ખરો બોજો

પોતે વહી શકે. આ રીતે ગુરુ અને શિષ્ય બંને મળીને કંઈ નહિ તો કેળવણીના વિષયમાં તો આખા સમાજને નિર્ભય અને નિશ્ચિંત કરી શકે.

શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં હવે એ સમય આવી પહોંચ્યો છે કે શિક્ષણપદ્ધતિમાં વ્યાપક ક્રાન્તિની જરૂર લાગી છે. આજસુધીની શિક્ષણ-પદ્ધતિમાં બધી શક્તિ પુસ્તકિયા ભણતર પાછળ ખર્ચાય છે. અને એ મારફતે બીજાના અનુભવો, બીજાની કલ્પનાઓ અને બીજાના તર્કો ગોખાવવાની રીત જ પ્રચલિત છે. આમાં માનવજીવન અને તેની પરિસ્થિતિઓનું જરા પણ ધ્યાન રખાતું નથી. ગણ્યાં ગાંઠયાં વૈજ્ઞાનિકોએ ભલે કેટલીક અદ્ભુત શોધો કરી હોય પણ સર્વસાધારણની કેળવણીનો આધાર તો ચોપડીઓ જ છે. જે અવસ્થામાં બાળકોની બધી શક્તિઓનો વિકાસ થાય છે અને સદાચારનો પાયો નંખાય છે તે જ અવસ્થામાં પરાવલંબી અને પરાશ્રિત શિક્ષણ મેળવવાથી આજે રાષ્ટ્રનું કેટલું નુકસાન થઈ રહ્યું છે તેનો કોઈ વિચાર જ કરતું નથી.

જાતપ્રયોગોની અને મહેનત-મજૂરી કરી જીવનમાં ઉદ્યોગને પ્રધાનસ્થાન આપવાની વાત તો સમાજે માની લીધી પણ શિક્ષણનો આધાર તે જ જૂની પદ્ધતિ ચાલુ રહી છે જેમાં કેટલાયે વિષયોના અધ્યયનની દૃષ્ટિ સામે રાખી કેવળ ચોપડીઓ જ ભણાવવામાં આવે છે. કેળવણીમાં ઉદ્યોગને સ્થાન આપવાની વાત ઘણા વખત પહેલાથી સર્વમાન્ય થઈ ચૂકી છે. આ કથનમાં પણ હવે કંઈ નવીનતા નથી રહી કે શિક્ષણનો આધાર નિરીક્ષણ અને પરીક્ષણ જ હોવું જોઈએ. પણ રાષ્ટ્રીય જીવનની સમગ્ર અને મહાન પ્રવૃત્તિનો એક વિભાગ બની તે જ રાષ્ટ્રીય જીવન માટે કોઈ એક ઉત્પાદક ઉદ્યોગ અથવા વ્યવસાય વડે બધી કેળવણી પ્રાપ્ત કરવાનો વિચાર તદ્દન નવો છે. આ પદ્ધતિમાં ઉદ્યોગ અથવા વ્યવસાય કેળવણીનો એક વિષય ન રહેતાં સંપૂર્ણ કેળવણીનું એક પ્રધાન માધ્યમ અથવા વાહન બને છે. અને તે વડે જ કેળવણીનું ખર્ચ ઉત્પન્ન કરવાની જુમ્મેદારી હોવાથી ઉદ્યોગ માત્ર રમત નહિ બલ્કે એક પારમાર્થિક અને વાસ્તવિક તથ્ય બને છે. ઉદ્યોગનું આ સ્વરૂપ એવું છે કે તે વડે એક નવી અહિંસાત્મક સંસ્કૃતિનો પાયો નાખી શકાય છે અને આ રીતે શિક્ષણમાં ઉદ્યોગની આ દૃષ્ટિ ખરેખર એક નવી જ દૃષ્ટિ સિદ્ધ થાય છે.

મારું માનવું છે કે જો સંપૂર્ણ શ્રદ્ધા સાથે ગાંધીજીની આ શિક્ષણપ્રદ્ધતિનો પ્રયોગ કરવામાં આવે અને તેને પૂરેપૂરી તક આપવામાં આવે તો એક અથવા બે પેઢીઓમાં તો આપણા સમાજની સૂરત જ બદલાઈ જશે.

હવે આપણે જોઈએ છે ગાંધીજીની આ યોજનામાં કયાં કયાં તત્ત્વોનો સમાવેશ થયો છે.

(૧) જ્યાં સુધી આપણા દેશની શિક્ષણપદ્ધતિ ઉપર આપણો કોઈ પ્રકારનો અંકુશ અથવા અધિકાર ન હતો ત્યાં સુધી રાષ્ટ્રીય કેળવણી તે કેળવણી જ મનાતી કે જેનો સરકાર જોડે કંઈ સંબંધ ન હોય. દેશના આગેવાનો રાષ્ટ્રહિત માટે જે શિક્ષણપદ્ધતિને સારી માનતા તે જ રાષ્ટ્રીય કેળવણી ગણાતી. આ રાષ્ટ્રીય શિક્ષણપદ્ધતિનો નિશ્ચય ત્રણ દૃષ્ટિએ કરવામાં આવતો હતો. (૧) રાષ્ટ્રની ઐતિહાસિક પરંપરા (૨) રાષ્ટ્રીય જીવનના વર્તમાન આદર્શો (૩) રાષ્ટ્રની વર્તમાન જરૂરિયાતો.

(૨) આ પ્રકારની કેળવણીના પ્રયોગો આપણા દેશમાં છેલ્લાં ૫૦ વર્ષોથી થતા આવ્યા છે. લગભગ બધા પ્રાંતોમાં આવા પ્રયોગો થયા છે. અસહકારના યુગમાં ગુજરાત, મહારાષ્ટ્ર, બિહાર, સંયુક્ત પ્રાંત વગેરે પ્રાંતોમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ. આ સંસ્થાઓ રાષ્ટ્રીય દૃષ્ટિથી અને રાષ્ટ્રીય સંગઠનશક્તિથી ચાલતી હતી અને આપણે માનવું જોઈએ કે આ સંસ્થાઓ દ્વારા દેશે કેળવણીનાં ક્ષેત્રમાં ઘણોખરો અનુભવ પણ લીધો છે. આ સંસ્થાઓના પ્રયત્નો અને પ્રયોગોને પરિણામે ભવિ-

ષ્યના કાર્યની દિશા પણ ઘણે અંશે સ્પષ્ટ થઈ ગઈ છે. લોકો સમક્ષ કેળવણીના ક્ષેત્રમાં જે આદર્શો ઓછીવત્તી સ્પષ્ટતા સાથે મૂકવામાં આવ્યા છે અને જેમાંથી ઘણાખરા સમાજે સ્વીકાર્યા પણ છે તેમાંના કેટલાક આ છેઃ—

કેળવણીમાં માતૃભાષાની પ્રધાનતા હોય. આંતરપ્રાંતીય વિચારવિનિમય અને સંગઠન માટે આપણા દેશની એક રાષ્ટ્રભાષા હોય અને તે હિંદી–હિંદુસ્તાની હોય. કેળવણીમાં અસ્પૃશ્યતાને કંઈએ સ્થાન ન આપવામાં આવે. પ્રાથમિક કેળવણી બધે મફત હોય. કેળવણીમાં શહેર કરતાં ગામડાંની સંસ્કૃતિની પ્રધાનતા હોય. દેશમાં શિક્ષણના વાહન તરીકે અંગ્રેજી ક્યાંયે ન હોય. અને જેઓ અંગ્રેજી વિના જ પોતાની કેળવણી પૂર્ણ કરવા ઇચ્છતા હોય તેમની ઉપર અંગ્રેજીનો બોજો કદીયે લાદવામાં ન આવે. ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વગેરે સાંસ્કૃતિક વિષયો ભારતના ઇતિહાસસિદ્ધ સર્વોચ્ચ આદર્શની દૃષ્ટિએ શીખવવામાં આવે. શિક્ષણનો આદર્શ માત્ર ધનપ્રાપ્તિ કે પ્રતિષ્ઠાપ્રાપ્તિ ન હોય, સમાજસેવા જ તેનો આદર્શ રહેવો જોઈએ. અને સાદાઈ, લોકસેવા, સર્વધર્મ–સમભાવ અને ઉચ્ચ ચારિત્ર્યની તેમાં પ્રધાનતા હોય.

આ સાથે જ આ ક્ષેત્રમાં જે બીજી મોટી વિચારક્રાંતિ થઈ તે આ કે આજકાલની કેળવણીમાં ભાષા અને સાહિત્યને જે પ્રધાનતા આપવામાં આવતી હતી તેને ઓછી કરી નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને કળાકૌશલ અથવા ઉદ્યોગ–ધંધાને જ કેળવણીનું મુખ્ય સાધન અથવા વાહન બનાવવામાં આવ્યું.

આ વિચાર સાથે આ વખતે ગાંધીજી કેળવણીના નવા યુગનો આરંભ કરવા આખા દેશને આમંત્રી રહ્યા છે. તેમનો આ વિચાર છેલ્લાં ૫૦ વર્ષોનું પરિપક્વ ફળ અને ભવિષ્યના રાષ્ટ્રવ્યાપી પ્રયત્નનું મૂળ બીજ છે.

આ પ્રમાણે હવે આપણી રાષ્ટ્રીય કેળવણીનો અર્થ થશેઃ—

રાષ્ટ્રના હિત માટે રાષ્ટ્રની ઇચ્છાથી થનાર રાષ્ટ્રવ્યાપી પ્રયત્ન. આજ સુધી આ દિશામાં જે પ્રયત્નો થયા તે કેવળ પ્રયોગરૂપ હતા અને તેથી આવા પ્રયોગોમાં જેમનો વિશ્વાસ હતો તેમના હાથમાં જ તેની લગામ હતી. હવે કોશિશ એ છે કે આ નવો પ્રયત્ન એક સ્વતંત્ર પ્રયત્ન હોય અને તેમાં દરેકને પૂરેપૂરી સ્વતંત્રતા આપવા છતાં પણ તેનું એ જ રૂપ અમલમાં મુકાય કે જે રાષ્ટ્રીય મહાસભાને અર્થાત દેશના જાગ્રત લોકોને મંજૂર હોય.

વર્તમાન શિક્ષણપ્રણાલીમાં આપણે જેટલાં પરિવર્તનો કરવાં હશે તે બધાં મૂળમાંથી જ કરવાં પડશે. સમાજહિતૈષી દેશસેવકો જે પદ્ધતિનો સ્વીકાર કરશે તે જ પદ્ધતિ અમલમાં આવશે. પણ હમણાં તો ગાંધીજીએ માત્ર પ્રાથમિક કેળવણીનો જ પ્રશ્ન હાથ ધર્યો છે. અને સમગ્ર દેશની શક્તિ અને વિચારો તે પર જ તેઓ કેંદ્રિત કરવા માગે છે. ગાંધીજી ઇચ્છે છે કે જે ગ્રામીણ જનતાની આજ સુધી ઉપેક્ષા કરવામાં આવી છે અને જેમાં ભૂખની જ્વાલા હમેશાં ભભકતી રહી છે તેને વહેલામાં વહેલી તકે લાભ પહોંચાડવો. કારણ કે આગબંબાઓને તે બાજુએ દોડાવવાની જરૂરત છે કે જ્યાં આગ લાગી હોય.

જે લોકો આ સમજે છે કે મદ્યનિષેધનો પ્રશ્ન ઉકેલવા માટે જ ગાંધીજીએ શિક્ષણની આ યોજના તૈયાર કરી છે, તેઓ ભૂલી જાય છે કે છેલ્લાં ૨૦–૨૫ વર્ષોમાં રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં આપણે ત્યાં જેટલા પ્રયત્નો થયા છે અને આજે પણ થઈ રહ્યા છે તેને ગાંધીજીએ કોઈ ને કોઈ રૂપમાં સહાયતા આપી છે. પછી ભલે તે શ્રદ્ધાનન્દજીનું ગુરુકુલ હોય, કર્વેનું મહિલાવિદ્યાપીઠ હોય કે કવીન્દ્ર ટાગોરની વિશ્વભારતી હોય. જામિયા મિલિયા ઇસ્લામિયા અને બાકીની રાષ્ટ્રીય વિદ્યાપીઠોનો તો પ્રશ્ન જ શો? ઉચ્ચ કેળવણી અને શિક્ષણમાં–શોધખોળ (research)ની દિશામાં પણ ગાંધીજીએ કંઈ ઓછું કર્યું નથી. તો પણ દેશની ગરીબ જનતા જ વિશેષરૂપે તેમની ચિંતાનું

કેંદ્ર રહી છે તેથી હમણાં ગામડાંઓમાં વસનારાઓની કેળવણી માટે જ તેમને વિશેષ ફિકર છે.

જ્યારે કોંગ્રેસે સાત પ્રાંતોમાં અધિકાર ગ્રહણ કર્યો અને પ્રધાનો તેમ જ આગેવાનોની સામે મદ્યનિષેધ અને વ્યાપક કેળવણીનો વિષમ પ્રશ્ન ઊભો થયો ત્યારે ગાંધીજીએ તેમની સામે અને દેશની સામે પોતાની આ નવી યોજના મૂકી કે જે ૪૦ વર્ષના તેમના અનુભવોનો સાર કહી શકાય. જે શ્રદ્ધાથી દેશસેવકોએ અને રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગ–વીરોએ આજ સુધી આ દિશામાં પ્રયત્નો કર્યા છે તે જ શ્રદ્ધાથી ગાંધીજીએ પોતાની આ યોજના દેશ સમક્ષ મૂકી છે. જે સરકારી કેળવણીના દોષો ઉપર આપણે આજ સુધી પ્રહારો કરતા આવ્યા તે જ દોષો આપણે કઈ રીતે સહી શકીએ? ઉચ્ચ અને માધ્યમિક કેળવણી જે મોટે ભાગે શહેરોમાં જ મર્યાદિત છે તેમાં હજુ વિલંબથી સુધારો થાય તો નભી શકે તેમ છે. તે માટે પહેલાં આપણે લોકમત કેંદ્રિત કરવો પડશે. પણ પ્રાથમિક કેળવણીની નિરુપયોગિતા તો એટલી હદે પુરવાર થઈ ચૂકી છે કે તેમાં હવે બે મત હોઈ શકે જ નહિ. દેશના મોટા ભાગનાં ગામડાંઓમાં સારી અથવા નરસી કોઈ પણ જાતની કેળવણી હયાતીમાં જ નથી. જે ગામડાંઓમાં પ્રાથમિક શાળાઓ છે ત્યાં પણ તે પોતાની ઉપયોગિતા સિદ્ધ નથી કરી શકી. એ શાળાઓથી લાભ નથી જ થઈ શક્યો. તેથી જ ગાંધીજીએ ગામડાંઓના શિક્ષણના પ્રશ્નને પ્રધાનતા આપી છે. અને તે પ્રશ્ન ઉપર જ તેઓ રાષ્ટ્રની સંમતિ અને રાષ્ટ્રના પ્રયત્નોને કેંદ્રિભૂત કરી રહ્યા છે. તેમની માન્યતા મુજબ શિક્ષણની આ યોજના તેમની આજ સુધીની સમસ્ત સેવાનો સાર છે. તેમનો વિશ્વાસ છે કે અહિંસાનો ઉત્કૃષ્ટ પ્રયોગ આ યોજના વડે જ કરી શકાશે.

સ્થૂલપણે તેમની યોજનાની રૂપરેખા આ પ્રમાણે છેઃ–

(૧) કોઈએક રાષ્ટ્રોપયોગી ઉદ્યોગને મધ્યસ્થ રાખીને જ બધી કેળવણીનો પ્રબંધ કરવામાં આવે.

(૨) પ્રાથમિક કેળવણીને જ રાષ્ટ્રની સર્વસામાન્ય અને સંપૂર્ણ કેળવણીનું રૂપ આપવામાં આવે.

(૩) વિદ્યાર્થીઓના ઉદ્યોગ વડે શિક્ષકોના વેતનનું ખર્ચ ઊભું કરવાનો યત્ન કરવામાં આવે; અર્થાત્ ઉદ્યોગ વડે પોતાના ભણતરની ગુરુદક્ષિણા આપવાનો માર્ગ રાષ્ટ્રનાં યુવક અને યુવતીઓને સુઝાડવામાં આવે.

(૪) પ્રાથમિક કેળવણીનું વાહન શરૂઆતથી આખર સુધી વિદ્યાર્થીની માતૃભાષા અથવા પ્રાંતીય ભાષા જ હોય. આ પ્રાથમિક કેળવણીમાં અંગ્રેજીને ક્યાંએ સ્થાન આપવામાં ન આવે.

(૫) પ્રાથમિક શિક્ષણમાં રાષ્ટ્રભાષા હિંદી–હિંદુસ્તાની નાગરી અથવા ઉર્દૂ લિપિ મારફતે ફરજિયાત ભણાવવામાં આવે.

(૬) જો પાઠશાળામાં તૈયાર થતી વસ્તુઓ સ્થાનિક બજારમાં ન વેચાય તો તેને યોગ્ય કિંમતે ખરીદી લેવાની જવાબદારી સરકારની માનવામાં આવે.

(૭) સરકારની જુમ્મેદારી આ હોય છે જે નવયુવકો પ્રાથમિક કેળવણી સમાપ્ત કરીને નિકળે તેમને ઓછામાં ઓછું રૂ. ૧૫) માસિકનું કામ તે આપે.

ગાંધીજીની આ યોજના આ સાત સિદ્ધાંતો ઉપર આધાર રાખે છે. પોતાની આ યોજનાની ચર્ચા તેઓ દેશના શિક્ષણપ્રેમી સજ્જનો જોડે કરવા માંગે છે. મધ્યપ્રાંત અને વ્હાડના કેળવણીખાતાના પ્રધાનો અને કેળવણીખાતાના અધિકારીઓ જોડે આ વિષે વિચારવિનિમય ચાલતો હતો કે ટલામાં મ. ત્વાડી કેળવણીમંડળના રજતમહોત્સવનો સમારંભ નવભારત વિદ્યાલય વર્ધા દ્વારા શરૂ થયો અને આ સાથે સાથે જ અખિલ ભારત કેળવણી પરિષદનો વિચાર પણ પાકેપાયે થયો.

આ પરિષદનું સ્વરૂપ જાણી બૂઝીને નાનું અને અવિધિસરનું રાખવામાં આવ્યું. પરિષદમાં મુખ્યતઃ તેઓને જ બોલાવવામાં આવ્યા કે જેમને કાંતો રાષ્ટ્રીય કેળવણીનો અનુભવ હતો કાંતો ગાંધીજીની નવી યોજનામાં રસ હતો. આ પ્રમાણે પરિષદના

ઉદ્દેશ પરિમિત હોવાથી અને ગાંધીજીની અસ્વસ્થતાને કારણે આ પરિષદમાં બધાને બોલાવી શકાયા ન હતા.

કેળવણીના નવવિધાન વિષે વિચાર કરનારા કોંગ્રેસના કેળવણીખાતાના પ્રધાનોને વિશેષ રૂપે આમંત્રવામાં આવ્યા હતા. પ્રધાનોમાં સીમા પ્રાંતના પ્રધાન અને મદ્રાસના મુખ્ય પ્રધાન શ્રી રાજગોપાલાચાર્યની ગેરહાજરી ખટકતી હતી. ગાંધીજી આ પરિષદના અધ્યક્ષ હતા. અને સૌ. સૌદામિની મહેતાના શબ્દોમાં પરિષદની બધી કાર્યવાહી એક કૌટુંબિક ઉત્સવની જેમ અત્યંત શાંત અને સ્નિગ્ધ વાતાવરણમાં સમાપ્ત થઈ હતી. આની મતલબ આ નથી કે પરિષદમાં મતભેદ, સિદ્ધાંતભેદ અને શંકાઓ ઊભી થઈ જ ન હતી. પરિષદે અને તેની વિષયવિચારિણી સભાએ બે દિવસમાં જે પ્રશ્નો વિષે વિચાર કર્યો તે આ પ્રમાણે હતા:

(૧) આ શિક્ષણપ્રણાલીનો અહિંસા જોડે અવિભાજ્ય સંબંધ છે કે નહિ?

(૨) યંત્રયુગના આ જમાનામાં હાથકારીગરીને પ્રધાનતા આપવામાં ભૂલ તો નથી થતી ને?

(૩) ગાંધીજીની આ યોજના તદ્દન નવી છે કે પહેલાના કોઈ આચાર્યોએ આ વિષે વિચાર્યું છે?

(૪) આ યોજનાને આપણે સ્વાવલંબી ક્યાં સુધી કહી શકીએ?

(૫) વિદ્યાર્થીઓના પરિશ્રમ મારફતે સાત વર્ષમાં પણ અધ્યાપકોનું ખર્ચ ઊભું થઈ સકશે કે કેમ?

(૬) જ્યારે દેશના કરોડો બાળકો એક આદર્શ પરિસ્થિતિમાં માલ તૈયાર કરશે તો પછી દેશના બીજા કારીગરો આ સ્પર્ધામાં ક્યાં સુધી ટકી શકશે?

(૭) નિશાળોમાં તૈયાર થતા માલને સરકાર ક્યાં સુધી ખરીદી શકશે?

(૮) બજારભાવ કરતાં વધારે મજૂરી આપવાની શક્તિ રાજ્યમાં કેવી રીતે આવશે?

(૯) કોઈ એક ઉદ્યોગને મધ્યસ્થ રાખી કેળવણીના બધા વિષયોને તેની ચારે ગમ ગોઠવી શકાશે કે કેમ?

(૧૦) વિદ્યાર્થીઓની મજૂરી સાથે શિક્ષકના પગારને જોડી દેવો ક્યાં સુધી વાજબી છે?

(૧૧) જો પોતાનો પૂરો પગાર ઊભો કરાવવા શિક્ષક વિદ્યાર્થી પાસે માત્ર મજૂરી ને મજૂરી કરાવશે તો તેનો પ્રતિકાર કઈ રીતે કરી શકાશે?

(૧૨) આ કેળવણીની સફળતા માટે નવાં પાઠ્યપુસ્તકો અને નવા અધ્યાપકોની જરૂરિયાત ઊભી થશે તે કઈ રીતે પુરી પાડવામાં આવશે?

(૧૩) ભૂખ્યા વિદ્યાર્થીઓ પાસેથી કંઈ કામ નહિ લઈ શકાય. તેમની આ ભૂખનો ઇલાજ આપણે ક્યાં સુધી કરી શકીશું?

(૧૪) આ યોજનામાં શિક્ષિકાઓનો ઉપયોગ કેટલી હદ સુધી થઈ શકશે?

(૧૫) પ્રાથમિક કેળવણી કેટલી ઉમરે શરૂ થશે?

(૧૬) આ પ્રાથમિક કેળવણીની અવધિ કેટલાં વર્ષો સુધીની હશે?

(૧૭) સાત વર્ષથી નાનાં બાળકોનો અર્થાત શિશુઓની કેળવણીનો શો પ્રબંધ કરવામાં આવશે?

(૧૮) પ્રાથમિક કેળવણીમાં અંગ્રેજીને કયું સ્થાન હશે? તે વૈકલ્પિક હશે, અનિવાર્ય હશે કે વર્જ્ય હશે?

(૧૯) પ્રાથમિક કેળવણી અને કૉલેજની ઉચ્ચ કેળવણીની વચ્ચે આ બંનેને જોડનાર કોઈ પાઠ્યક્રમ હશે કે નહિ?

(અ) જો હશે તો કેટલાં વર્ષનો?

(આ) અને કેટલા વિભાગોમાં વહેંચાયેલો હશે?

(૨૦) પ્રાથમિક કેળવણીની આ યોજના માત્ર ગામડાંઓ માટે હશે કે શહેરો માટે પણ?

(૨૧) સ્ત્રી–કેળવણીનો પ્રબંધ અલાયદો રહેશે કે તે સહશિક્ષણનું રૂપ લેશે?

(२२) राष्ट्रभाषानी तालीम क्यारथी अने कई रीते अपाशे ?

(२३) आ शिक्षणप्रणालीने व्यवहारिक रूप आपवा माटे एक स्थायी समिति स्थपाशे के नहि ?

(२४) आना पाठ्यक्रममां धार्मिक शिक्षणनुं कोई स्थान रहे अथवा न रहे ?

(२५) आ शिक्षण जोडे खेतीनो संबंध केटले सुधी रहेशे ?

(२६) अक्षरज्ञाननी शरूआत क्यारथी अने कई रीते थशे ?

(२७) प्राथमिक, माध्यमिक अने उच्च केळवणीनी संपूर्ण योजना शी हशे ?

(२८) आ नवी योजनाने आपणे बेकारीनो वीमो अथवा इलाज—(Insurance against unemployment) मानीए के नहि ?

आ योजनानी साथे ज मध्यप्रांत अने वऱ्हाडना केळवणीखाताना प्रधान माननीय श्री. रविशंकरजी शुक्लनी विद्यामंदिरयोजना पण परिषद समक्ष विचारार्थ मूकवामां आवी हती.

परिषदना लगभग बधा सदस्योनी विचार-समितिए २२ अक्टोबरनी रात्रे जे प्रस्तावनो स्वीकार कर्यो हतो ते ज बीजे दिवसे परिषद सामे विचारार्थे मूकवामां आव्यो अने मात्र एक सदस्यना आंशिक विरोध सामे ते सर्वस्वीकृत करवामां आव्यो.

आ पछी तरत ज गांधीजीए आ प्रस्ताव प्रमाणे शिक्षणनी नवी योजना तैयार करवा एक समिति नीमी. आ समितिमां विशेषतः तेओने ज पसन्द करवामां आव्या के जेओए या तो गांधीजी पासेथी आ योजना बराबर समजी लीधी हती अथवा जेओ सहेलाईथी तेमनी जोडे वखतोवखत मळी शके अने सलाह लई शके एम हतुं.

जेओने आ योजनाना केटलाक अंशो विषे मतभेद छे अने ते अंशोनी उपयोगिता विषे शंका पण छे तेमना दृष्टिकोणने ध्यानमां राखी तेमनी सहायता मेळववाना विचारथी प्रोफेसर शाहने निवेदन करवामां आव्युं के तेओ आ समितिना सदस्य बनवानुं स्वीकारे.

आ परिषदनी कार्यवाहीमां मात्र बे स्त्रीओए भाग लीधो हतो. तेमणे प्रस्तुत विषयनी चर्चामां पूर्णपणे योग्यतापूर्वक रस लीधो अने पोताना स्वतंत्र अभिप्रायथी परिषदने प्रभावित करी.

आमां तो जराये संदेह नथी के गांधीजीनी आ योजनानी वर्तमान शिक्षणपद्धति उपर पूरती असर पडशे. आजे आखा देशमां आ योजनानी चर्चा थई रही छे. अने लोको आनो प्रयोग जोवा उत्सुक छे. जो आ प्रयोग गांधीजीनी श्रद्धाथी करवामां आवे तो मारुं मानवुं छे के आने परिणामे आपणा राष्ट्रीय जीवनमां एक महान शांत अने अद्भुत क्रान्ति थशे अने तेनो प्रभाव दुनियानी बीजी जातो उपर पण अवश्य पडशे.*

१७ : १२ : ३७

* मूळ हिंदी उपरथी अनुवाद.

# સ્મૃતિ ત્રય

[ છન્દપંચક ]

બાલ્યને બાળભાવે હું—

ચૂમી હસ્તે જનકમુખના કેશની શ્વેત દાઢી,
તેની માંહિ મન-ઊછળતી ઊર્મિઓ ગૂંથી ગાઢી,
નાનાં નાનાં અનેરાં નવીન રસઝર્યાં કલ્પનાચિત્ર કાઢી,
તાત-ખોળે રમ્યો હતો.

વિદ્યાર્થીની અવસ્થામાં—

'બાપા ! હાવાં બદન ધરીને જાઉં શાળામહીં હું.'
કે'તો કે'તો ગૃહ તજી, સરું દૂર મેદાન ચૉટે,
આખો દા'ડો ઉમંગે રમત કરી કરી મસ્તીની મોજ માણી,
આવું ત્યાં દિલ શું હસે !

કંકુના હાથ થયા ત્યારે—

'વ્હેલો આવી મણ ઘઉં લઈ આવજે ભાઈ, કાઠા !'
આજ્ઞા થાતાં 'જરૂર' વદતો, ચાકરી અર્થ જાતો;
સાંજે છૂટી, સુમિત્રો સહુ નવનવ ગોષ્ટિ કરી મોડી રાતે
આવું, ત્યાં કર-અંગુલિ કૂણી થકી વાંકીચૂંકી નાનકી
નદી દોરંતી હું નિજની દુહિતાને નિરખતો,
ઘઉંના ઢગલા મહીં.'

પછી તો એ અને હું-બે એકાંતે હસતાં હતાં !
ત્રણે આ સ્મૃતિઓ દ્વારા, મારા જીવનમાં રહી
પિતાની પ્રેરણામૂર્તિ લુપ્ત કો' દિ' થશે નહિ,
ત્રણે કાળે, ત્રણે લોકે, વિશ્વતાત વસી રહ્યો,
એહ શું ઐક્ય પામંતા તાત મારા તણી સ્મૃતિ
નિશાના ઘોર અંધારે, મારા એકલ બારણે,
શૂન્યતા પાથરેલી ત્યાં કો'ક દિ' ટહૂકી રહે.

· મોહિનીચંદ્ર ·



## કેળવણી

### પંચોતેર વરસ પહેલાંની 'સાતમી ચોપડી'

ઈ. સ. ૧૮૬૪માં જેની ત્રીજી આવૃત્તિ નીકળી છે એવી એક ગુજરાતી સરકારી વાચનમાળાની સાતમી ચોપડી અમને જડી છે. એના એક પાઠમાં આવું વાક્ય છે 'હવે એ બલવો મટીને સમાધાની થઈ રહી છે. આ દેશના જે લોકો એ બળવામાં સામેલ થયા નથી તેમણે આ નવો રાજનો બંદોબસ્ત થયો છે તેથી એટલે રાણી સાહેબના રાજ તળે સુખ ભોગવવાની ઘણી આશા રાખવી.' અને વળી બીજા એક પાઠમાં આવું વાક્ય છે 'સન ૧૮૫૮માં, એટલે એના (રાણીના) રાજ્યને બાવીશમે વરસે, તેણે હિંદુસ્તાનનો વહિવટ લીધો. એના રાજથી આગલા વરસોમાં જેવું ઇંગ્લાંડના લોકોને સુખ થયું, તેવું હવે પછીનાં વરસોમાં હિંદુસ્તાનના લોકને પણ થયા વગર રહેશે નહિ એવી ખચિત આશા રાખવામાં આવે છે.' આ વાક્યો પરથી એમ લાગે છે કે આ વાચનમાળાની પહેલી આવૃત્તિ ૧૮૫૮ પછી તરત (માની શકાય કે ૧૮૫૮–૫૯માં જ) બહાર પડી હશે.

આ વાચનમાળા દ્વારા વિદ્યાર્થીઓ અંગ્રેજી રાજ પ્રત્યે ભક્તિ રાખે અને પોતાની જૂની સંસ્કૃતિ વિષે સાવ અજ્ઞાન રહે અથવા તો તદ્દન ખરાબ ખ્યાલો બાંધે એવો હેતુ રખાયો હોય તે સ્પષ્ટ દેખાઈ આવે છે. આ વસ્તુને બાદ કરીએ તો આ વાચનમાળામાંથી આપણને એ સમયના કેળવણીના ખ્યાલો અને વિદ્યાર્થીઓની ભાષા અને વિચારો ઝીલવાની શક્તિ વિષે ઠીક જાણવાનું મળે છે.

આ વાચનમાળામાં ભાષા કેવી વપરાયેલી છે તે ઉપરના ફકરામાં અવતરણ ચિહ્નોમાં આપેલાં બે જ વાક્યો પરથી પણ સમજી શકાય તેવું છે. મૂળનું વાક્ય ફોટોગ્રાફ હોય તેવું જ અહીં મૂક્યું છે. જો આ ભાષા સાતમા ધોરણ (માધ્યમિક શાળાનું ઊંચામાં ઊંચું ધોરણ)ના વિદ્યાર્થીની, એટલે કે ભણેલાની, ભાષા છે તો જન-સામાન્યની ભાષા આનાથી નીચી કક્ષાની જ હોવી જોઈએ. એ કેવી હશે એનું સ્વરૂપ આપણા મગજમાં આવી જાય તેમ છે. 'પૃથ્વીની પ્રદક્ષિણા વિષે વાત' 'ટાંકણી બને છે તે કારખાનું,' 'મક્દુનિયા (મેસિડોનિયા)નું રાજ,' 'શામળભટ્ટની ઉત્પત્તિ,' જેવા પ્રયોગોવાળાં પાઠનાં શીર્ષકો આજે આપણને વિચિત્ર જ લાગે. 'બાળલગ્નનાં માઠાં પરિણામો વિષે વારતા' અને 'શિકારે ગયેલા રાજાની વાત'માં 'વારતા' અને 'વાત' શબ્દોના પ્રયોગો સાચા હોવા છતાં આજે આપણે ઊલટા ભાવોમાં જ એ વાપરીએ છીએ. આ જોતાં લાગે છે કે પોણોસો વર્ષમાં આપણી ભાષા ઘણી ફેર પામી ગઇ છે.

કાવ્યો જેવું તો આમાં ક્યાંય કશું નથી. જેને 'કવિતા' કહીએ તેવી કવિતાઓ અને તે કેવળ નીતિ–ધર્મ અને ઉપદેશની. છપ્પા–ચોપાઈની કવિતાઓના આમાં ૩૧ પાઠો છે! કુલ પાઠો તો ૨૩૫ છે, પણ ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન ઇ.ના પાઠોને બાદ કરતાં સાહિત્યના ૬૦ પાઠો (જો કે આમાં 'સાહિત્ય' જેવા

તત્ત્વનો અંશ પણ નથી, બધા જ પાઠો 'ચોરી ન કરવી, લાંચ ન ખાવી, શેઠને વફાદાર રહેવું" એવા પ્રકારના ઉપદેશના જ છે) માંથી ૩૧ પાઠો કવિતાના છે એમ ગણાય. એક કવિતા 'પ્રભાતવર્ણન' દલપતરામ કવિની છે તેને અપવાદ ગણવી જોઈશે. નર્મદાશંકર કવિની છંદ વૈવિધ્યવાળી એક કવિતા છે પણ તેનું શીર્ષક છે 'દેશમાં આનંદ ભયો, જય જય વિકટોરિયા,' અને કવિતામાં પણ 'રાણી વિકટોરિયા તણો બોલો જે જે કાર' એવું જ આવ્યા કરે છે! જ્યારે આજે વાચનમાળા કવિતાઓમાં 'કાવ્ય' વસ્તુને બરાબર લક્ષમાં ન રાખે તો તેને આપણે ક્ષમ્ય ન ગણીએ. કાવ્યને બાલરુચિ અનુસાર યોજવાની પણ આપણે ઠીક શક્તિ મેળવી છે. હૃદયની શક્તિમાં આપણે આ વર્ષોમાં સારી પ્રગતિ કરી છે તે વસ્તુ આનંદજનક છે.

પણ પોણોસો વર્ષ ઉપર વિદ્યાર્થીમાં જે અભ્યાસિતાની અપેક્ષા રખાતી તે આજે રખાતી નથી એ આપણી માનસિક અને શારીરિક શક્તિની તૂટ બતાવે છે. વિદ્યાર્થીને નિશાળની પાટલી ઉપર ચાર કલાક બેસાડી રાખવો ઉચિત છે કે નહિ તે પ્રશ્નને બાજુ પર મૂકી વિદ્યાર્થીમાં એટલી વાર બેસવાની શક્તિ છે કે નહિ, જે વસ્તુને સાધ્ય કરવી છે તે કોઈ પણ રીતે સાધ્ય કરી લેવા માટેની એની ઇચ્છાશક્તિ અને કાર્યશક્તિ છે કે નહિ તે પ્રશ્ન વિચારશું તો જવાબમાં નિરાશા મળશે, અને આનું કારણ એ છે કે વિદ્યાર્થીની પાસે આપણે તૈયાર માલ જ મૂકીએ છીએ. એની પાસે બધું સહેલું કરીને મૂકીએ તેમાં વાંધા જેવું કંઈ નથી, પણ મગજને વિદ્યાર્થી–અવસ્થામાં કોઈ જ ગૂંચ ઉકેલવાની ન રહેતાં ભવિષ્યમાં ગૂંચ ઉકેલવાના પ્રસંગે તે લાચાર બની જાય છે. આ માટે ઉદ્યોગ દ્વારા કેળવણીનો જે પ્રશ્ન વિચારાઈ રહ્યો છે તેનો અમલ જલદી થાય તે ઘણું આવશ્યક છે.

આ સાતમી ચોપડીમાં સામાન્ય જ્ઞાન, ભૂગોળવિદ્યા, ઇતિહાસ, સિદ્ધપદાર્થવિજ્ઞાન, અર્થવિદ્યા, પ્રાણી–વનસ્પતિ અને નીતિ એટલા વિષયોના પાઠો છે. આજની સરકારી વાચનમાળાની છઠ્ઠી–સાતમી ચોપડીમાં આમાંના ઘણા પાઠોનો સમાવેશ થઈ જાય છે, આમાં ભાષા આજના પહેલી ચોપડી ભણતા વિદ્યાર્થી માટે હોય તેવી છે તેટલો જ એ પાઠોમાં ફરક છે. સમજાવવાની રીત તો એકસરખી કઢંગી છે. ઇતિહાસ અને ભૂગોળ બંને આખી પૃથ્વીનાં આપ્યાં છે પણ પૃથ્વી ઉપર રાજાઓ સિવાય બીજું કંઈ હોય નહિ અને રાજાઓની લડાઈઓ સિવાય બીજા કોઈ બનાવો ન હોય, પ્રજા ન હોય, પ્રજાની સંસ્કૃતિ–ધર્મ ન હોય એવી જ સમજણ એ બધા પાઠોમાં દેખાય છે.

ચિત્રો ઠીક સંખ્યામાં છે, પણ ઢંગધડા વિનાનાં. ચોપડીની સાઈઝ ડેમી આઠ પેજી છે, છપાઈ અને જોડણી જોઈને એની પ્રાથમિક દશાનો ઠીક ખ્યાલ આવે છે. કાગળ વિષે આજે અભિપ્રાય આપવો નિરર્થક છે.

**વર્ધા શિક્ષણયોજના :** પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ: કિંમત દસ આના.

"Basic National Education" (પાયાની રાષ્ટ્રીય કેળવણી) નામથી પ્રસિદ્ધ થયેલ ઝાકીર હુસેન કમિટીના નિવેદન અને અભ્યાસક્રમનો અનુવાદ 'વર્ધા શિક્ષણયોજના'ને નામે બહાર પડેલ છે. અનુવાદની ભાષા કે મુદ્રણ અને પુસ્તકની કિંમત વિષે તો કંઈ કહેવાનું નથી, અહીં કહેવાનું હોય તો એ છે કે યોજનાને સમજવાનો પ્રયત્ન કરતા એક વાચકને યોજના કેવી લાગી ?

અમે આ યોજનાનો કે આ પુસ્તકનો અભ્યાસ નથી કર્યો, પણ એમાં લખવામાં આવેલી વાત બહુ ધ્યાનપૂર્વક પહેલેથી છેલ્લે સુધી વાંચી છે. વાંચતાં અને વાંચ્યા પછી વિચારતાં દરેક ક્ષણે એમ લાગ્યું જ છે કે જેમ વહેલી આ યોજના અમલમાં મુકાશે તેમ આપણા દેશનાં એટલાં વધુ સદ્‌ભાગ્ય લેખાશે.

પરદેશોની કેળવણીના અખતરાઓ વિષે જ્યારે વાંચતા હતા ત્યારે એ દેશનાં બાળકોની અદેખાઈ આવતી હતી, પણ આ યોજના વાંચ્યા પછી લાગ્યું કે ખરેખર તો એ જ બાળકોએ આપણી અદેખાઈ કરવી પડશે, કારણ કે તેઓ તો કેળવણીનો આડંબર

અને દંભ જ શીખતાં હોય છે, એમની પાછળ થતા ખર્ચનું એમના જીવનને પૂરતું વળતર મળતું નથી, જ્યારે વર્ધા–યોજનાથી આપણાં બાળકો ઉદ્યોગને સમવર્તી નાગરિકતા અને જગતના જ્ઞાનનું સાચું સ્વરૂપ શીખવાને શક્તિમાન થશે. ખૂબી તો એ છે કે આવી મહાન વસ્તુને પ્રાપ્ત કરવા માટે નાણાંનો ખર્ચ પ્રમાણમાં નજીવો જ થવાનો સંભવ છે. શાળા સંપૂર્ણ રીતે સ્વાવલંબી નહિ તોપણ શિક્ષકોના પગાર જેટલું તો વિદ્યાર્થીઓના ઉદ્યોગમાંથી મેળવી શકશે. એટલે પાછળ રહેતાં બીજાં ખર્ચો તો નજીવાં જ ગણી શકાય.

આ શિક્ષણયોજનાને વિષે મગજમાં પૂરેપૂરો પ્રકાશ પાડનારું પુસ્તકમાંનું છેલ્લું પ્રકરણ 'શક્ય અનુસંધાનો' છે. ખેતી, કાંતણ–વણાટ કે પૂઠાનું અને સુતારી–લુહારી કામ ઉત્તરોત્તર શીખતાં શીખતાં એને અનુસંગી રહી ગણિત, ભૂગોળ, ઇતિહાસ અને સમાજ તથા સામાન્ય વિજ્ઞાનનું જ્ઞાન પણ દેવું ક્રમશઃ આગળ વધતું જાય એ સ્પષ્ટ સમજાવ્યું છે. ઉપરાંત, બાળકને કેંદ્રમાં રાખી તેની આસપાસની ત્રણ પરિસ્થિતિઓ (ભૌતિક, સામાજિક અને કુદરતી) ઉદ્યોગના વર્તુલમાં કેવી રહે છે અને તેમાંથી ફૂટતી કલા, વિજ્ઞાન અને કાર્યની રેખાઓના સર્વ પ્રકારો એકમેકને કેવી રીતે મળી શકે તે બતાવનારો નકશો પણ ઘણું સમજાવવા સમર્થ બને છે.

આ વાંચ્યા–સમજ્યા પછી અમારી ખાતરી થઈ છે કે આજે નિશાળમાં ભણતો મેટ્રીકનો વિદ્યાર્થી જેટલું પુસ્તકિયા જ્ઞાન મેળવે છે તેટલું, બલકે તેથી વિશેષ, જ્ઞાન વર્ધા–શિક્ષણનો વિદ્યાર્થી પણ મેળવી શકશે, ઉપરાંત એને સાચવી શકશે, એનો ઉપયોગ કરી શકશે અને પોતાના હાથપગને સમાજોપયોગી કામ આપી ગુજરાનનું સંગીન સાધન એવા ઉદ્યોગનું પણ ઠીક જ્ઞાન મેળવી શકશે.

આંકડાઓ અને વિગતો આપીને બધું સમજાય તેવી રીતે લખાએલું આ પુસ્તક ભાવિ પ્રજાની ચિંતા રાખનારે જરૂર વાંચવું જોઈએ.

આ યોજના ઉપરથી કેટલાક પ્રશ્નો પણ ઊઠે છે : પહેલો પ્રશ્ન તો એ કે ઉદ્યોગોનું હાર્દ, એનું શાસ્ત્ર અને ઇતિહાસ–ભૂગોળ સાથેનો એનો મેળ સમજનાર ઉપરાંત શિક્ષણની કલાને જાણનાર એવા કારીગર શિક્ષકો આપણને પૂરતા પ્રમાણમાં મળશે ? શિક્ષણનાં આ કામ અને જ્ઞાનને જાણવા માટે અને વિદ્યાર્થીઓ પાસે એ મૂકવા પાછળ ઘણો પરિશ્રમ લેવો પડે, અને એ પરિશ્રમ માટે પચીશ રૂપિયાનો પગાર ઘણો ઓછો ગણાય. એટલા પગારમાં સેવાભાવે કામ કરવા કેટલા શિક્ષકો શક્તિમાન હશે ?

એટલે પગારનું ધોરણ ઊંચું બતાવવું જોઈએ એમ લાગે છે, અને એમ કર્યા પછી ઉદ્યોગમાંથી શિક્ષકોના પગાર જેટલું વળતર નીકળી રહેશે એવો ખ્યાલ ભૂલી જવો જોઈશે. એટલે કે, આપણી સરકારે બીજી સરકારોની પેઠે શિક્ષણ પાછળ કેટલું ખર્ચ કરવું પડે છે એ વાત સામે જોવું ઉચિત નહિ ગણતાં વિદ્યાર્થીના જીવનના ઘડતરરૂપે એમાંથી કેટલું વળતર મળે છે એ જ જોવું જોઈએ.

આ યોજનાને 'પાયાની કેળવણી' કહી છે તે તો બરાબર જ છે, પણ વિશેષમાં તે ગાંધીજીના કહેવા પ્રમાણે 'ગામડાંના હાથ–ઉદ્યોગો મારફત ગામડાંની રાષ્ટ્રીય કેળવણી' આ છે. કેળવણી ગામડાંની છે અને તેથી પ્રશ્ન થાય છે કે શહેરોમાં પણ બાળકો ઘણાં છે, એમને માટે કોઈ યોજના નહિ ? આ યોજનામાં જે ઉદ્યોગો બતાવ્યા છે તેમાંથી ખેતી અને કાંતણ–વણાટ માટે જગ્યા એટલી બધી જોઈએ છે કે શહેરોમાં તેટલી જગ્યા મળી શકે તેવું દેખાતું નથી.

અમદાવાદ શહેરને લઈએ તો એની માધ્યમિક અને પ્રાથમિક શાળાઓની સંખ્યા કે એની અમુક વિસ્તારો પ્રમાણેની વહેંચણીમાં ઘટાડો નહિ કરી શકાય પણ વધારો જ કરવો પડે, અને એવું જ બીજાં શહેરો માટે છે; તો શહેરોમાં નવી યોજનાની શાળાઓની ગોઠવણ કેમ કરીશું ? કેટવર્ક, પૂઠાકામ, અને એવા જ બીજા ઉદ્યોગોનો વિચાર કરવો પડશે કે જે થોડી જગ્યાને રોકે છતાં અપેક્ષિત વિષયોનું જ્ઞાન એ દ્વારા આપી શકાય.

આ યોજનામાં છોકરીઓ વિષે કંઈક વધુ વિચાર કરવો જોઈ તો હતો તે થયેલો દેખાતો નથી. એનું કારણ કદાચ એ હશે કે આ યોજના બહુ જલદી તૈયાર કરવી પડી છે. છતાંય સંક્ષેપમાં એટલું સૂચવાયું છે કે ચોથા ધોરણથી છોકરીઓના શિક્ષણમાં ગૃહવ્યવસ્થાનો સમાવેશ કરવો અને છઠ્ઠા સાતમા ધોરણમાં પાયાના ઉદ્યોગને બદલે ગૃહવ્યવસ્થાનો અભ્યાસ આગળ વધારવો. પણ અમને એક બીજું કહેવાનું મન થાય છે. સીવણ અને ગૂંથણના વિષયોનો પણ પાયાના ઉદ્યોગ જેવો જ આખો અભ્યાસક્રમ રચી શકાય. દોરાને વળ દેવો, દોરીઓ ગૂંથવી, નાડીઓ બનાવવી, રસી બનાવવી, રસી માટે મુંજ કૂટવી અને એમ આગળ ઉત્તરોત્તર એનું જ્ઞાન–વિજ્ઞાન ચલાવી શકાય. એ જ રીતે શિક્ષણનો અભ્યાસક્રમ રચી શકાય. કપડાંનો ઇતિહાસ, હવામાન, દેશ-ધર્મ અને ધંધા અનુસારના પોશાકો ઇત્યાદિ બાબતો શીખવવી જરૂરી જ હોય છે.

આ યોજના વિષે વધુ વિચાર કરતાં એમ લાગે છે કે એક વર્ગને એક જ શિક્ષક શીખવે તો જ વિષયોની પરસ્પર સંગતતા જળવાઈ શકે. એ માટે એક શિક્ષકે લગભગ બધા વિષયોના જાણકાર બનવું જોઈએ. સમય અને શક્તિ બચાવવા માટે આમ થવું જરૂરી છે.

આ યોજનામાં હજી ઘણું વિચારવાનું છે એ યોજના ઘડનારી સમિતિના ખ્યાલમાં જ છે, અને ગાંધીજી જેવા સમર્થ કેળવણીકાર એની પાછળ છે એટલે આપણને આ દિશામાં હજી ઘણું વધુ જાણવાનું મળશે, અને એ આપણાં સદ્‌ભાગ્યની વાત છે.

**નૂતન બાળપોથી અને નૂતન બાળપોથીની પુરવણી :** યોજક અને પ્રકાશક : શંકરભાઇ સોમાભાઇ પટેલ, નિઝામપુરા, ભૂતડીને ઝાંપે, વડોદરા; કિંમત પ્રત્યેકની ત્રણ આના.

શ્રી. શંકરભાઇ ગુજરાત વિદ્યાપીઠના ભાષાવિશારદ છે અને વડોદરા પુરુષ અધ્યાપન પાઠશાળાના મોંટેસોરી અધ્યાપક છે. એમની તૈયાર કરેલી બાળપોથીઓ આજસુધીમાં ગુજરાતીમાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ લઈને તૈયાર થયેલી બાળપોથીઓમાં અગત્યનો ઉમેરો કરે છે.

જે સિદ્ધાંતો લઈને શ્રી શંકરભાઈ એ 'નૂતન બાળપોથી'ની રચના કરી છે તે જ સિદ્ધાંતો પર રંગૂત ગુજરાતીશાળાના એક શિક્ષકે 'નવીન બાળપોથી'ની રચના કરી છે. 'નવીન બાળપોથી'માં જૂના–નવા શબ્દોને રંગભેદથી જુદા દેખાડવામાં આવ્યા છે જ્યારે અહીં એ સિદ્ધાંત કોઈ કારણે પડતો મુકાયો છે. અક્ષરો, શબ્દો, વાક્યો અને પાઠોની રચના પાછળ એક જ દૃષ્ટિએ કામ કર્યું છે. આ નવી 'નૂતન બાળપોથી'માં એક દોષ અમને બીજો એ લાગ્યો છે કે તેમાં એક સામટા આઠ આઠ અક્ષરો એક પાના પર જ લઈને તેની શબ્દરચના અને વાક્યરચના કરી છે. બાળકને એક સામટું એટલું કામ કરાવવું સગવડભર્યું નથી. ઉપરાંત આથી પાનું ખીચોખીચ ભરાઈ ગયા જેવું લાગે છે, બાળકોની નજરને એ ગૂંચવશે.

પણ આમાં પાઠોની વિવિધતા ઘણી છે, પાઠો રસદાયક પણ છે, ચિત્રો પણ ઘણાં છે, પૂઠું જાડું અને ચિત્રવાળું અને કાગળો સુંવાળા છે એટલે બાળકોને ગમી જશે.

આપણે ત્યાં બાળકોના હાથમાં મૂકવાની ચોપડીની સાઈઝનો પ્રશ્ન હજી વિચારાયો નથી. સામાન્ય રીતે મોટી સાઈઝની ચોપડી બાળક હાથમાં લેવા લલચાય છે, પણ તે વાંચવા માટે એની આંખને અનુકૂળ ન ગણાય. મોટી સાઈઝ તો માત્ર ચિત્રો માટે જ સારી ગણાય. સામાન્ય વાચનની બાલ–પુસ્તિકાઓ સાધારણ રીતે ક્રાઉન સોળ પેજીની સાઈઝમાં છપાતી હોય છે પણ બાળપોથીને માટે એ સાઈઝ તો જ કામની કે જો એમાં લખાણ પહોળા હાંસિયાઓમાં હોય, અથવા છૂટું છૂટું છપાયેલું હોય. નવી તૈયાર થતી બાળપોથીઓ ઘણી ખરી ડેમી આઠ પેજી સાઈઝની હોય છે, પણ તે બાળકોને વાંચવા માટે યોગ્ય સાઈઝ હોય તેવું મને નથી લાગ્યું. કેવળ પાઠોની રચનાનો જ ખ્યાલ ન રાખતાં વાંચનની સુગમતાનો ખ્યાલ કરવો જોઈશે.

**મશાલ** (જ્ઞાનમૌક્તિકો)—યોજક : પીરસાહેબ હુસેન-અલી; પ્રકાશક : શરફુદ્દીન અલાઉદ્દીન વઝીફદાર, મલાવ ભાગોળે, પેટલાદ; કિંમત દસ આના.

એક વિચારક મુસ્લિમ ગૃહસ્થને સંસારમાં રહીને સૂઝેલા વિચારમૌક્તિકોનો આ સુંદર સંગ્રહ છે. પરધર્મનો અભ્યાસ સર્વધર્મસમભાવ કેળવવામાં કેટલો સહાયભૂત બને છે તેનું પણ આ એક દૃષ્ટાંત છે.

'એક ટેબલ પર બેસી જમનારાઓની વૃત્તિ કેળવવી જોઈએ. તમે જમો અને બીજાને જે વસ્તુ લેવી હોય તે લેવા દો—'

* * *

'ધર્મોએ જ બંધુત્વભાવને વાડાઓમાં પૂરીને કચડી મારેલ છે.

* * *

'પશુઓનાં બલિદાનો ઈશ્વરને નામે શા માટે આપો છો ? ઈશ્વર તમારી પેઠે માંસાહારી અને ઘાતકી છે એની શોધ તમે કરી લીધી ?'

* * *

સમાજ, રાષ્ટ્ર અને ધર્મ ઉપર આવા સુંદર વિચારો જો અન્ય ધર્મના વાચનથી થઈ શકતા હોય તો તે કરવા જેવું નથી ?

## નવલકથાઓ

**સુવાસચંદ્ર** : મૂળ લેખક શ્રી. શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય : અનુવાદક શ્રીમતી ઉષાદેવી દલાલ : પ્રકાશક ચંદ્રકાંત જીવનલાલ મહેતા, પીરમશા રોડ, અમદાવાદ : કિંમત અઢી રૂપિયા.

શરદ્‌બાબુના 'વિપ્રદાસ'નો એક અનુવાદ 'વિપ્રદાસ'ના નામે બહાર પડી ગયો છે, એ જ પુસ્તકનો આ બીજો અનુવાદ છે.

અનુવાદકની માન્યતા પ્રમાણે 'વિપ્રદાસ'માં વિપ્રદાસની સુવાસ ઘણી હતી માટે એને'સુવાસચંદ્ર' નામ આપવું એમને ઊચિત લાગ્યું. આમ અનુવાદકે મૂળ લેખકના એક મુખ્ય પાત્રનું નામ બદલી નાખી ચોપડીનું નામ પણ બદલી નાખ્યું છે, પણ વિપ્રદાસમાં સુવાસ ઉપરાંત બીજા પણ ઘણા ગુણો છે જે 'વિપ્ર' શબ્દમાં જ વધુ સમાઈ શકે છે.

શરદ્‌બાબુની શ્રેષ્ઠ નવલ કઈ તે વિષે મતભેદ છે પણ એમ લાગે છે કે પાત્રોની જેવી સુંદર ખીલવટ આ 'વિપ્રદાસ'માં થઈ છે તેવી એમની બીજી નવલોમાં નહિ થઈ હોય. કથાનકની વાસ્તવિકતા તો એટલી જોરદાર બની છે કે આટલી વાસ્તવિકતા જમાવવા સામે કેટલાકોએ વિરોધ પણ ઉઠાવ્યો છે. વિલાયત જઈ આવેલ અને 'મડમ' જોડે પરણેલ એક બાપની વિલાયતી રંગ-ઢંગમાં ઊછરેલી છોકરીને એક જૂનવાણી ઘરનાં ક્રિયાકાંડો કરતી કરી દેવા બદલ કેટલાકે રોષના સૂરો કાઢ્યા છે. જોરદાર પાત્રાલેખને આ વસ્તુને સિદ્ધ કરેલ છે. પણ જરા વધુ વિચાર કરતાં તો એમ લાગે કે વિલાયતી રહેણીકરણીવાળી એ છોકરી વંદના ઘરનાં ક્રિયાકાંડોને નહિ પણ વિપ્રતાને પૂજવા એ ઘરમાં આવી હતી.

આખી વાર્તા વાંચવા જેવી છે, વાર્તા અને ભાષાનો રસ સતત વહ્યા કરે છે, એક બંગાળી બેને કરેલો આ ગુજરાતી અનુવાદ કંઈક ફિક્કો લાગે છે છતાં અરુચિકર નથી જ. ખુડો (કાકા) ઠાકુરપો (દિયર) અને બડોદા (મોટાભાઈ) જેવા મૂળના શબ્દો અનુવાદમાં પણ આવે છે તે બધી વખતે રુચિકર નથી લાગતા.

વ્યાકરણના થોડા નિયમો અને જોડણીકોશના ઉપયોગ પર વધુ ધ્યાન આપવું જરૂરી હતું. જોડણીની ભૂલો ઘણી જ રહી જવા પામી છે.

**ધરતી**—લેખક : નીરુ દેસાઈ, પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ પાનકોરનાકા, અમદાવાદ; કિંમત રૂપિયા બે

શ્રીમતી પર્લ બક નામનાં અમેરિકન બાઈએ લખેલ 'ગુડ અર્થ' ફિલ્મનાં વખાણ સાંભળ્યાં હતાં, ફિલ્મ ન જોવાની પ્રતિજ્ઞા હોય તેણે પણ આ ફિલ્મ પૂરતો એક અપવાદ ગણીને તે જોવી એમ પણ

સાંભળ્યું હતું. પછી તો એ 'ગુડ અર્થ' પુસ્તક હાથમાં આવ્યું, ફિલ્મ જોવાની તક મળી ગઈ : ફિલ્મે દૃશ્યોનું જાદુ કર્યું, પુસ્તકે ભાષાનું જાદુ કર્યું—ભાષાનું જાદુ વધુ જણાયું. પણ આજે એ 'ગુડ અર્થ'નું ગુજરાતી રૂપાંતર વાંચવા મળે છે, લાગે છે કે ગુજરાતી રૂપાંતરનું જાદુ ઉપલાં બંને જાદુ કરતાં ચડી જાય તેવું છે. કારણમાં સૂરત જિલ્લાની નિર્દંભ ભાષા હશે.

અંગ્રેજીમાં ચીની ભાષાની જે નિર્દંભિકતા શ્રીમતી બક્રે રજૂ કરેલ છે તે જ ગુજરાતીમાં રજૂ કરવાનું કામ કઠિન હતું, પણ 'ધરતી'ના આલેખનમાં શ્રી. નીરુ દેસાઈએ એ કઠિન કામને સફળ રીતે પાર ઉતાર્યું છે. 'ધરતી'ની સફળતા 'ગુડ અર્થ'ની મનોરમ સાદી અને ખેડૂતની ભાષાને પકડી લેવામાં સમાઈ ગઈ છે. મૂળ વાર્તાના એક બે પ્રસંગો રૂપાંતરમાં બદલી નાખવામાં આવ્યા છે. મૂળમાં જ્યાં ચીની બળવાની વાત છે ત્યાં અહીં હિંદુ-મુસ્લિમ હુલ્લડની વાત છે. પણ આ બંને વાતો ખેડૂતને મન એક સરખી છે. ખેડૂતને એની ધરતી-રોટી સાથે કામ છે, જો એ એની પાસે ન હોય તો એને મન રાજકીય ક્રાન્તિ કે ધર્મ એક સરખાં નકામાં છે. બીજા ફેરફારો બહુ નાના છે.

વાર્તાનો ઉઘાડ જ કેટલો રમ્ય છે! જુવાન ખેડૂત મંગલો આજે પરણવાનો! કુદરતમાં જેવો થનગનાટ હતો તેવો જ થનગનાટ એના દિલમાં હતો. એક ધણિયામાને ત્યાં રહેતી ધની નામની રાનીપરજ છોકરી સાથે એનાં લગ્ન થયાં. ધનીએ નાનપણથી ઘણું સહન કર્યું હતું, ઘણું જોયું હતું એટલે મંગલાના ઘરમાં આવતાં એણે ઘરની સૂરત બદલી નાખી, એતીની ઊપજની જુદી જ વ્યવસ્થા થવા માંડી, ખેતરમાં કામ કરનાર બે હાથ પણ વધ્યા હતા એટલે મંગલાની સ્થિતિને ચડી જતાં મુશ્કેલી ન નડી. પોતાનાં લગ્નને દિવસે જે ધણિયામાના મોટા મકાનમાં જતાં એ ડરતો હતો, જે ધણિયામાની થોડી જમીન ખરીદવા તેના મહેતાજી પાસે બોલતાં ખચકાતો હતો તે જ ધણિયામાની જમીન અને તેનું મોટું મકાન તે કટકે કટકે ખરીદવાને શક્તિમાન થઈ જાય છે! મંગલો પોતાના જીવનમાં એક નાના ગાળાના સમયને બાદ કરતાં ધરતીને કદી ભૂલ્યો નહિ. 'જમીન ની વેચવાનો! જમીન કોઈથી ની લઈ હકાવાની.' બાપે શીખવેલ અને પોતાના જીવનમાં વણી લીધેલ આ સત્ય જ મંગલાને ઉપર ને ઉપર લાવે છે. દુકાળ આવે છે, લોક પોતાનાં છોકરાંને સુદ્ધાં ખાઈ જાય છે, મંગલા પાસે પણ કંઈ ખાવાનું નથી રહેતું, વૃદ્ધ પિતા મંગલાને કહે છે, 'બળદને મારી લાખ.' પણ મંગલાનો જીવ નથી ચાલતો, ધરતી જેટલી કામની છે તેટલો જ કામનો ધરતીનો પુત્ર છે, 'બળદને હું ની મારવાનો.' એવું મન બોલ્યા કરે છે. પણ જ્યાં માણસ ટપોટપ ભૂખના દુઃખે મરતાં હોય ત્યાં બળદને કેમ સાચવવો? એની સ્ત્રી બળદને મારી નાખે છે, એનું માંસ રાંધીને મંગલા પાસે મૂકે છે પણ મંગલાને ગળે એ ન ઊતર્યું. થોડું ખાઈને એ ભાણા ઉપરથી ઊઠી ગયો.

પણ જેમ જમીન વધે છે તેમ એની ઊપજમાંથી આવતા પૈસાનો નિકાલ મૂંઝવે છે. ના, પૈસાનો નિકાલ કદી કોઈને મૂંઝવતો જ નથી. મંગલો મોજશોખમાં પડે છે, એના છોકરાઓને જમીન ઉપર દેખરેખ રાખવાની જરૂર નથી જણાતી, બાપની માફક તેઓ પણ વેશ્યા અને એવા બીજા છંદો પર ઊતરી પડે છે, પણ બાપનું લોહી આખર તો ખેડુનું હતું, એની ઊંઘ તો તરત ઊડી જાય છે પણ છોકરાઓ તો હતા તે ને તે જ રહે છે. એક વખત છોકરાઓને થોડી જમીન વેચી નાખવાની વાતો કરતા સાંભળી તે ઉશ્કેરાય છે, ગુસ્સામાં આવી તે છોકરાને ધડાધડ લાકડીથી પીટવા માંડે છે અને એ ઉશ્કેરાટની સ્થિતિમાં એનું હૃદય બંધ પડી જાય છે. મરતાં મરતાં પણ એના ખેડુસાથી અત્યે એના મોંમાંથી વેણ નીકળી જાય છે— 'છગન, જમીન તું હાંચવજે હોં, નીંતર આ પોરા—'

વાર્તા ધીરા પ્રવાહે એક સાચા ખેડૂતના સરળ

જીવનને વર્ણવતી ચાલી જાય છે. વચ્ચે દુકાળ, અતિવૃષ્ટિ અને તીડના ઉપદ્રવનાં વર્ણનો આવે છે, મૂળ પુસ્તકમાં આ વર્ણનો જેવાં આબેહૂબ છે તેવાં અહીં નથી, પણ ખેડૂતની કહણાઈઓનો તો એ ખ્યાલ આપે છે.

વચ્ચે કેટલાક પ્રસંગો બહુ જોરદાર આવે છે: દુકાળમાં જમીન વેચવાટાણું આવે છે, વેપારી લેવાને તૈયાર થઈને આવે છે, મંગલો એકદમ રડી પડીને કહે છે, 'જમીન હું ની વેચવાનો !' દુકાળથી ત્રાસી સૌ શહેર ભણી જાય છે; ખેડૂત મજૂરી કરે, મરી જાય, પણ ભીખ ન માગે, ચોરી ન કરે અને મંગલાના છોકરાંને ભીખ માગવી પડે છે, મંગલાથી એ સહેવાતું નથી, પણ જ્યારે છોકરાં ચોરી કરે છે ત્યારે તો સહનશક્તિની હદ આવી જાય છે. છોકરાંને એ મારવા જ મંડે છે. ધનીના મરણનો પ્રસંગ કરુણ છે, ધનીને રાખવી જોઈએ એ રીતે પોતે રાખી નહિ તે માટે એ રડી પડે છે. એવો જ ત્રીજો પ્રસંગ એના વફાદાર નોકરના મૃત્યુનો છે. ત્યારે પણ એ રડી પડે છે. મંગલો આ ત્રણ પ્રસંગોએ જ રડે છે. ધર્મોપદેશકની એક રમૂજ વચ્ચે આનંદ આપી જાય છે. 'આ વાંચ, આમાં લખ્યું છે કે હિંદુ ધર્મ મુસ્લિમોને કારણે કેવો રસાતાળ જાય છે !' ધર્મોપદેશક મંગલાને એક ફરફરિયું આપે છે. મંગલો ઘેર આવીને ડંખતા જોડાને કૂણો પાડવામાં એનો ઉપયોગ કરે છે !

એક પ્રશ્ન થાય છે: મૂળ પુસ્તકનું રૂપાંતર કર્યું તેને બદલે તેનું ભાષાંતર કર્યું હોત તો ? ભાષાંતરમાં ચીની ખેડૂતના જીવનની છાપ સારી ઊઠત. રૂપાંતરમાં વેશ્યાવાળો પ્રસંગ, મંગલાના છોકરાઓની ઉડાઉગીરી અને સ્ત્રીની વધુ ને વધુ છોકરાંઓને જન્મ આપવાની શક્તિથી થતી ખુશાલી, એ બાબતો આપણા વાતાવરણમાં જાણે બંધ બેસતી થતી નથી. ભાષાંતરમાં પાત્રોનાં નામો પણ અટપટાં ન લાગત. વાંગ્લુંગ અને ઓ–લાન નામો આપણને ફાવે તેવાં છે. હાળી અને ધણિયામાની પ્રથા વિષે પણ કંઈ ખાસ પ્રકાશ આમાં પડ્યો નથી. મૂળ પુસ્તકના લંબાણ અને ભાષાના પ્રશ્નને કારણે જ રૂપાંતર કરવું પડ્યું હોય તો મૂળમાંથી અમુક પ્રસંગો કાઢી નાખી વાર્તાને ટૂંકાવી શકાત, ભાષાનો પ્રશ્ન એમ ઉકેલાત કે કેમ એ શંકા છે. પણ તેના બદલામાં મૂળની કેટલીક મજા અને વાતાવરણની સ્વાભાવિકતા, જે આમાં કંઈક અંશે ખૂટતી જણાય છે તે, લાવી શકાત.

છતાંય પુસ્તક ઘણું સારું બન્યું છે. પુસ્તક ઉપરનું જેકેટ તો ઘણું જ સારું લાગે છે. પૂઠાની બંને બાજુ લપેટાતું કનુ દેસાઈનું ચીતરેલું ચિત્ર ધરતીની વિશાળતા અને કામને અંતે ઘેર પાછું ફરતું ખેડૂત–યુગલ મન ઉપર ઊંડી છાપ પાડે છે. અંજલિ ગ્રંથમાળાના ચોથા વર્ષનું આ ચોથું પુસ્તક છે.

**વ્યાપારી જગત ૧૯૯૫** પ્રકાશક: દુર્લભજી ઉમેદચંદની કું. મુંબઇ, ૨. કિંમત રૂા. ત્રણ.

ગુજરાતી બોલનાર મોટો વર્ગ હિંદનો વેપાર પોતાના હાથમાં રાખીને બેઠો છે છતાં વેપારને લગતું સાહિત્ય ગુજરાતીમાં નહિવત્ છે, તેમાં આ પુસ્તકનો ઉમેરો આવકારદાયક છે. આ પુસ્તકમાં રૂ, બીયાં, ઘઉં, સોના–ચાંદી, હૂંડિયામણ અને એને લગતી વસ્તુઓ વિષયક સમજ, આંકડાઓ અને તેના પર પડતી રાજકીય અસરો, પુષ્કળ સુંદર ચિત્રો અને કાર્ટૂનો સહિત આપવામાં આવી છે. આ સિવાય વેપારને લગતી બીજી પણ ઘણી સામાન્ય બાબતોનો આમાં સમાવેશ થયો છે. આ બધું વેપારીએ તો જાણવું જરૂરી છે જ, પણ બીજા કોઈ પણ વાંચકને પણ જરૂરી છે અને રસપ્રદ થાય તેવું છે. પૂઠું, પૂઠા પરનું ચિત્ર, કાગળો, છપાઈ ઇત્યાદિ પણ સરસ છે. પુસ્તક તૈયાર કરવાની પાછળ ઘણો શ્રમ લેવાયેલો દેખાય છે, એ શ્રમ લેવા માટે યોજકને ધન્યવાદ.

**હિંદુસ્તાનની ગરીબાઇ**–લેખક : સ્વ. દાદાભાઇ નવરોજી, સંપાદક : ગોપાલદાસ જીવાભાઇ, પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય ચૌદ આના.

હિંદના દાદા દાદાભાઈ નવરોજીનું ઝીણાં બીબાં અને મોટાં ૭૦૦ પાનાંનું પુસ્તક Poverty and Un–British Rule in India સારરૂપે ગુજ-

રાતીમાં ઊતરેલું જોઈ આનંદ થાય છે. અનેક સરકારી–બિનસરકારી અહેવાલો અને જાત–તપાસથી મેળવેલાં આંકડા, વિગતો, અને હિંદી–અંગ્રેજી એવી પ્રમાણભૂત વ્યક્તિઓનાં કથનો ટાંકીને દાદાએ જગતને પહેલી જ વાર દેખાડ્યું કે હિંદ અંગ્રેજી અમલમાં સુખી નથી પણ દુઃખી છે, ઉત્તરોત્તર વધુ દુઃખી અને કરજદાર બનતું જાય છે; એની માથાદીઠ આવક વર્ષની ૪૦ શિલીંગ જ છે; જ્યારે સુક્કા રોટલા, તૂટેલાં ઝૂંપડાં અને ફાટ્યાં કપડાં પાછળ જ એને તેથી દોઢું ખર્ચ કરવું પડે છે! એની ખેતી બગડી રહી છે, એના ધંધા નાશ પામતા જાય છે, એના સંસ્કાર ઘસાતા જાય છે અને બદલામાં અજ્ઞાન, આળસ અને દુર્ગુણો વધતા જાય છે.

સંપેક્ષમાં પણ મૂળ વસ્તુને આંચ ન આવે અને છૂટા લેખો પણ સળંગ વાચન આપે તેવી રીતે તૈયાર થયેલું આ પુસ્તક ઘણું ઉપયોગી છે. સાથે શ્રી. નગીનદાસ પારેખે દાદાભાઈનું જીવનચરિત્ર પણ લખ્યું છે તે સારો ઉમેરો થયો છે.

**પથિકના પત્રો** (ગુચ્છ બીજો)–લેખક : અંબાલાલ પુરાણી; પ્રકાશક : શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ; મૂલ્ય આઠ આના.

શ્રી. અંબુભાઈ યોગસાધનાર્થે ગુજરાત છોડી શ્રી અરવિંદ પાસે પોંડિચેરી રહેવા ગયા ત્યારે એમને તેમના એ કાર્યના વિરોધ કરતા પત્રો મિત્રોએ અને સહકાર્યકરોએ લખ્યા, એના ઉત્તરમાં લખાયેલા પત્રોનો આ સંગ્રહ છે.

પત્રોમાં નીતિ–અનીતિ, પાપ–પુણ્ય ઇ. વસ્તુઓની ચર્ચા સાથે અધ્યાત્મ અને યોગસાધનાની આવશ્યકતાનું બુદ્ધિવાદની રીતે સમર્થન થયું છે. શ્રી. અંબુભાઈની દલીલો આપણને એની સાથે ખેંચી જવા સમર્થ બને તેવી છે, તેઓએ પોતાની માન્યતાઓને સ્પષ્ટ રીતે વ્યક્ત કરી છે છતાં તેમાં શંકાઓ રહી જાય છે. શ્રી. શિવનાથ શાસ્ત્રીએ એક વાર યોગપ્રતિક્રિયાઓ વિષે વ્યાખ્યાન કરતાં પ્રસંગોપાત્ યોગનું આસન બતાવવા બુદ્ધદેવની ધ્યાનસ્થ યોગમુદ્રા યોજી; એ જોઈને 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ના સંપાદક ડબલ્યુ. ટી. સ્ટેડ ભરસભામાં મોટેથી હસી પડ્યા. શાસ્ત્રીજીએ એમને હસવાનું કારણ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું, "...હિંદુસ્તાન ક્યારે કઈ રીતે લૂંટાયું તે મને તમારું યોગાસન જોયા પછી બરાબર સમજાય છે." યોગનો અર્થ આપણે ત્યાં સામાન્ય રીતે આવો જ સમજાયેલ છે, અને એની સામે જ તેના વિરોધીઓને વાંધો છે. જગદીશ બોઝ જેવા કે કોઈ પણ (યોગીને પણ એક વૈજ્ઞાનિકમાં લેખીએ) વૈજ્ઞાનિક એક સત્યને શોધવા પ્રયોગશાળામાં પાંચ વર્ષ પુરાઈ રહી સિદ્ધિ માટે મથે એ આવશ્યક અને પ્રશંસ્ય હોઈ શકે છે, પરંતુ એણે પોતાના કુટુંબ (કુટુંબની મર્યાદા પોતીકાં પાંચ માણસમાં ન બાંધી લઇએ)ની સ્થિતિ પ્રથમ ન વિચારી લેવી જોઈએ? પોતાની ફરજો ઉઠાવવા તે પોતાની અવેજીમાં બીજી વ્યકિત અથવા એટલા ધનના સંગ્રહને મૂકી જાય એ પ્રથમ આવશ્યક નથી? અવેજી પોતાનું કાર્ય કેટલો સમય કરી શકશે તે પ્રયોગશાળામાં દાખલ થતાં પહેલાં નક્કી કરી લેવું જોઈએ કે નહિ? આવી બીજી શંકાઓ પણ રહી જાય છે.

પુસ્તકમાં એક ઠેકાણે એક સામાજિક પ્રશ્ન આવે છે, એ ઉપર કશી ચર્ચા કર્યા વિના માત્ર અંબુભાઈના જવાબના શબ્દો જ મૂકું છું,

"બંનેને (દંપતીને) ન ફાવતું હોય તો છૂટાં થવું એ ઉત્તમોત્તમ માર્ગ છે. સમાજ તે ન થવા દે એમ કહેવું યોગ્ય નથી. સમાજને એ પ્રમાણે કરતો કરવો જોઈએ, અથવા તો સ્ત્રીએ પતિના આદર્શને સમજતાં થવું જોઈએ."

ઘણા વિચાર અને મનનને અંતે શુભ હેતુથી જ લખાતાં અંબુભાઈનાં લખાણો વાંચનારને ઘણો લાભ કરે છે તેમ આ પુસ્તક પણ લાભકારી છે.

●

## —નાઝી-સૈનિકની પત્ની—— [ પાન ૧૬૮ થી ચાલુ ]

અને હું વધુ કંઈ બોલું તે પહેલાં અર્ન્સ્ટ મારા પર કૂદી પડ્યો.

"વેશ્યા! ખૂની! પરદેશી!" એક એક શબ્દે એક એક મુક્કો મારા મોં પર પડતો હતો. મારાં સાસુ શાંતભાવે ઊભાં હતાં. પણ એટલામાં મારા સસરા ધમાલ સાંભળીને ઉપર દોડી આવ્યા. એમણે અર્ન્સ્ટને દૂર હડસેલી દીધો, "રાક્ષસ!" એ બોલ્યા.

"એણે તમારા ભાઈને-તમારા પુત્રને-માર્યો છે!" અર્ન્સ્ટ બોલ્યો.

"નાઝીઓ રોજ અનેક યહૂદીઓને મારે છે." મારા સસરા બોલ્યા.

અર્ન્સ્ટ અને મારાં સાસુ નીચું જોઈને બહાર ચાલ્યા ગયાં. હું ડુસકે ડુસકે રડી પડી, મારા સસરા પણ થોડી વાર ઊભા રહીને બહાર નીકળી ગયા.

અહીં રહેવું હવે મારે માટે અસહ્ય હતું. ચિકાગોની મારી શેઠાણીને ખૂબ વિચારને અંતે મેં મારી સ્થિતિ દર્શાવીને પત્ર લખ્યો અને હું અમેરિકા પાછી ફરી શકું તે માટે પૈસા મોકલવાની વિનંતિ કરી. દુનિયામાં મારે એ જ એક મિત્ર હતી, એ જ એક આશ્વાસન અને સહાયનું ઠેકાણું હતું.

ત્રીજે અઠવાડિયે પૈસા આવ્યા.

તે દિવસે મોનબર્ગ શહેર મને ઉજાસમય લાગ્યું, તે દિવસે શેરીમાં ચાલતી નાઝી-ધમાલે મારું ધ્યાન પણ ન ખેંચ્યું. જ્યાં નાત-જાત નથી, જ્યાં લોહી વહેવડાવવાનાં ગીતો નથી, એવા અમેરિકામાં હું જવાની હતી એ વિચારે હું આનંદ પામતી હતી.

અર્ન્સ્ટ મારી પાસે હવે મુદ્દલે આવતો નહોતો પણ તે રાત્રે મેં એને ખાસ બોલાવ્યો.

"અર્ન્સ્ટ, હું અમેરિકા જવાની છું." હું બોલી.

"પછી મેરીનું?"

મારા હૃદયે એક ધડકો અનુભવ્યો, "મેરી મારી સાથે—"

"શું તારી સાથે? મેરી મારી પુત્રી નથી? અમેરિકા તું એને નહિ લઈ જઈ શકે."

ત્યાં તો મારાં સાસુ પણ અંદર આવ્યાં. અર્ન્સ્ટે એને વાત કરી, "અમેરિકા જવા માગે છે."

"ભલે જાય, દેશની સેવા માટે તું એટલો વધુ છૂટો રહી શકશે. પણ હમણાં એ નહિ જઈ શકે. એના પેટમાં છોકરો છે. એક ભાવિ નાઝી-સૈનિકને આપણે ગુમાવીશું?" સાસુજી બોલ્યાં એ સાંભળીને હું બાઘા જેવી થઈ ગઈ.

'નાઝી-સૈનિક! ગર્ભયાતના હું એટલા માટે સહું છું કે દુનિયાને એક જલ્લાદની ભેટ મળે? અને તે માટે મારે અહીં ત્રણ મહિના દુઃખ સહેતાં રહેવું?'

"અર્ન્સ્ટ! તું...તું મને...ચિકાગોની હોટેલ યાદ નથી આવતી?" હું રડતાં રડતાં બોલી.

"આ ચિકાગો નથી, આ જર્મની છે. બાળકનો હું પિતા છું. બાળકોને અહીં મૂક્યા પછી જ તું જઈ શકશે." અર્ન્સ્ટ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. સાસુજી પણ ગયાં.

મારું દુઃખ હતું તે કરતાં અનેકગણું વધી ગયું. ગમે તેમ થાય પણ કોઈ નાઝી-સૈનિકને તો હું જન્મ આપવાની નહિ. મને અનેક વિચારો આવી ગયા. ઘરની દાસી સીના આગળ છેવટે મેં મારું દુઃખ વ્યક્ત કર્યું. "મિ. શ્મીટ કંઈ કરી શકે તો-" હું કહેતી હતી.

બીજે દિવસે સસરાજી એમના પાદરી મિત્રને લઈને મારી પાસે આવ્યા અને દુઃખી અવાજે બોલ્યા, "મેં ધાર્યું હતું કે બધું ફરીને ઠેકાણે આવી જશે, પણ હું જોઉં છું કે એમ બન્યું નથી. પણ ગભરાશો નહિ, હું હમણાં તમારો માર્ગ ચોખ્ખો કરી દઉં છું. મારી સાથે આવશો જરા?"

અમે મિસિસ શ્મીટના ઓરડામાં આવ્યાં. તેઓ એ વખતે એક લાંબી નામાવલિમાં નામો વાંચી રહ્યાં હતાં.

સસરાજી બોલ્યા, "મારું સાંભળી લેશો ?"

સાસુજીએ ઊંચું જોયું. મને જોઈને ધૂંધવાઈને બોલ્યાં, "આને શા માટે અહીં લાવ્યા છો ?"

'એ નામાવલિ નાઝીઓના પક્ષકારોની છે. હિટલરની સત્તામાં એ નામાવલિવાળાઓ ખાસ હક્કો પામશે. જો તમારે તમારું નામ એમાં કાયમ રાખવું હોય તો આના સામું પણ જોવું પડશે." સસરાજી બોલ્યા.

"શું ?"

"શાંતિથી સાંભળો. તમે જાણો છો ને કે હું એક યહૂદી માતાને પેટે જન્મ્યો હતો ? આ પાદરી-સાહેબ તો જાણે છે. બીજા કેટલાક પણ જાણે છે. કમલીને અમેરિકા જવું છે. એને હમણાં જ અને એનાં બાળકો સાથે જો જવા નહિ મળે તો હું મારી જાતને જાહેર કરી દેનાર છું. મારું ગમે તે થશે, પણ એક યહૂદી સ્ત્રીની પુત્રવધૂ તરીકે તમારું પણ શું થશે તે કલ્પી શકો છો ? અર્ન્સ્ટ તમારું કહેવું માને તેમ છે. એને કહો કે કમલીને સુખરૂપ અમેરિકા જવા દે."

સસરાજીના ઠંડા શબ્દોએ સાસુજીને ચમકાવી દીધી. અને પરિણામે હું નિર્વિઘ્ને જર્મની છોડી શકી. સસરાજીથી છૂટા પડતાં મારી આંખમાં પાણી ભરાઈ આવ્યાં.

ફરી પાછી એ સ્વાતંત્ર્યપ્રતિમાને મેં જોઈ. એનાથી વિદાય લેતી વખતનાં વચનોને મેં યાદ કર્યાં. "દેવી !" હું મનમાં બોલી, "તારું અપમાન કરતા દેશથી આખરે છટકીને હું તારે ચરણે પાછી આવી શકી !"

ન્યૂયોર્કથી હું ચિકાગો આવી. રસ્તામાં પેલી જર્મન હોટેલ આવી. એ દિવસ કે જ્યારે અહીં મને અર્ન્સ્ટનો પ્રથમ પરિચય થયેલો ! તે દિવસે હું જાણતી હતી કે હું અર્ન્સ્ટની નહિ પણ એક નાઝી–સૈનિકની પત્ની થવા જતી હતી ?"

●

## છતાં

**જયાનન્દ દવે**

**"The Night has a Thousand Eyes"**
એ અંગ્રેજી કાવ્યનો અનુવાદ

નિરખે નિશા નેત્ર સહસ્ત્ર સામટે
દિનને દિસે એક જ રશ્મિનાથ;
ઊતરે છતાં વિશ્વતમિસ્ર ઘેરાં
દીવાકરે દ્વાર દીધાની સાથ.

માનવ – મગજનેય સહસ્ત્ર નેત્રને પ
હૈયે જડી એક જ દિવ્ય આંખડી;
શમે છતાં જીવનનીય રોશની
બીડાઈ જતાં પાવન પ્રેમ-પાંખડી.

# સંપૂર્ણાનંદ

[ એક બહુમુખ વ્યક્તિત્વ ]

મૂળ લેખક
**શ્રી. રામનાથ 'સુમન'**

અનુવાદક
**શ્રી. ઊર્મિલા**

લાંબા વાળ, પહોળું કપાળ તેના પર એક મોટી બિંદી–જેને પુરુષોને માટે તિલક કહેવાનો રિવાજ છે–મસ્તીભરી ચાલ અને આ બધાની વચ્ચે કાંઈ શોધતી હોય એવી આંખો, સ્થૂળતા તરફ ઝૂકવાની ઇચ્છા કરતું શરીર. આ બધી વિરોધી વસ્તુઓનું સંમિશ્રણ એટલે સંપૂર્ણાનંદ.

જીવનમાં જેટલા માણસોને હું જાણું છું–અને તેઓની સંખ્યા કાંઈ એટલી બધી ઓછી નથી–તેઓમાં કદાચ સંપૂર્ણાનંદ સૌથી અધિક જટિલ વ્યક્તિત્વનો એક નમૂનો છે. માનસશાસ્ત્રના અભ્યાસી માટે તેમનું જીવન એક સંપૂર્ણ પ્રયોગશાળા છે. તેમાં દાર્શનિકની જિજ્ઞાસા છે, સંદેહવાદી અને સંશયાત્માનાં પ્રશ્નચિહ્ન છે, ભક્ત અને સેવકનું આત્મનિવેદન છે. તેમાં વિદ્રોહીનો હુંકાર છે અને રાજનીતિજ્ઞની સમજ છે. એક સ્કૉટની પેઠે તેઓ અનેક તેમ જ બહુરૂપી વ્યક્તિત્વની બનેલ વ્યક્તિ છે.

આનો એ અર્થ નથી કે તેમનામાં કોઈ પ્રધાન પ્રવાહ અથવા જીવનની પ્રવૃત્તિઓ પર શાસન કરનાર કોઈ ઉપકરણ નથી. આ બાબતો એમનો જરી ઉપહાસ પણ કરતી નથી, પરંતુ તેમના જીવનને મહત્ત્વ અને ગતિ આપનાર આવશ્યક ઉપાદાન છે. અને એ ઉપાદાનોનો તેઓ અત્યંત જીવનદાયી રૂપમાં ઉપયોગ કરે છે.

આકૃતિ-વિજ્ઞાન અને જ્યોતિષના વિદ્યાર્થીના મનમાં એમને દેખતાંની સાથે જે ખ્યાલ આવે છે તે એ છે કે આ વ્યક્તિનો શાસક–ગ્રહ શનિ છે. તેમના જીવનનું અધ્યયન માત્ર આ પહેલી ધારણાને પુષ્ટિ કરનારું છે. એમનું આખું જીવન શનિ–શાસિત વ્યક્તિત્વનું એક શ્રેષ્ઠ અને વિકસિત ઉદાહરણ છે. એ જ કારણથી તેમનામાં, આ વાતાવરણ પ્રત્યે, જેમાં તેઓ શ્વાસ લઈ રહ્યા હોય, ભયંકર વિદ્રોહવૃત્તિ અને આવેશનો ભાવ છે. એ કારણે જ તેમનામાં કોઈ કામમાં સંપૂર્ણ લગની, શક્તિ અને જોરથી મંડી પડવાનું અને કેટલીક વાર તેનાથી સંપૂર્ણતઃ અલગ થઈ જવાનું લક્ષણ છે. એટલે જ તેમનામાં દાર્શનિકની એટલે કે પોતાની અને પોતાની સ્થિતિ તથા તેના પર અસર કરનાર તત્ત્વોને હમેશાં તપાસવાની વૃત્તિ છે. તેમની આંખોમાં કૌતુક અને મનમાં ઘણા પ્રશ્નો છે તેથી જ તેઓ હમણાં કોઈથી દબાઈને કે કોઈના અનુશાસનમાં રહેનાર આદમી નથી, તેથી તે બહુ ઇમાનદાર આદમી છે છતાં તેમના સંબંધમાં ભ્રમોની આશંકા અધિક છે. તેથી જ તેમને બહારની ટાપટીપ અને પ્રદર્શન તરફ ખાસ રુચિ નથી. અને કોઈ પણ બાબત પર કેંદ્રિત થઈ ગયા બાદ વિરોધીને પટકી પાડવાની, અગર એથી પણ આગળ જઈને કહીએ તો પોતાની વાત પોતાના પક્ષને સમજાવી દેવા અને તેને વિજય અપાવવા માટે પોતાને મુશ્કેલીમાં અને ભ્રમમાં નાંખવાની, પ્રવૃત્તિ તે પણ આ જ કારણથી છે.

બીજી વાત, સંપૂર્ણાનંદને મળતાં જ જે આપણું ધ્યાન ખેંચે છે તે તેમની વાણી છે. તેમાં અબાધ ગતિ છે—જાણે શબ્દો એક બીજાથી પહેલા નીકળવાની શરત કરતા ન હોય! એ સાચું છે કે તેમાં તેમનું શારીરિક કારણ પણ હશે અને ચહેરાની રચનામાં કાંઈક અંતઃદોષ પણ હોઈ શકે, પણ તેનું મુખ્ય કારણ તેમના મોટા મગજમાં અભિવ્યક્તિની આત્યન્તિકતા છે. એના જીવનમાં કોઈ એવી ગતિ અસર કરી રહી છે કે જેમાં ગતિને કારણે જ રુકાવટ થાય છે. આ વાત એ પણ બતાવે છે કે બોલનારના જીવનમાં પોતાની ઠીક ઠીક અગર તો પરિપૂર્ણ અભિવ્યક્તિ ન કરવા તથા વર્તમાન વાતાવરણમાં સંતોષ ન મેળવી શકવાને કારણે ઉશ્કેરાટ આવે છે, આ વાત એ પણ બતાવે છે કે જે ગતિથી તે પોતાની અભિવ્યક્તિ કરવાનું ઇચ્છે છે, જે ગતિ અથવા જોશની સાથે તે પોતાના અહીંતહીંના વર્તમાન વાતાવરણને બદલવા ચાહે છે તે અવ્યવહારિક અને શારીરિક દૃષ્ટિથી અસંભવ છે.

પણ હું કહી ચૂકયો છું કે એના જીવનનો દેવતા શનિ છે. સંભવ કે અસંભવ જોવાનો શનિનો સ્વભાવ નથી. તે બીજાની સંમતિઓ, વિચારોને ક્ષણભર ભલે માની લે, પરંતુ મોકો આવે ત્યારે તો તેના પ્રત્યે વિદ્રોહ કરશે. લોક શું કહેશે તે વિચારવાનું શનિના સ્વભાવમાં નથી—તેની પ્રકૃતિ સાહસિકતાથી ભરી હોય છે. તે જેને સારું સમજે છે તે કરે છે. તે કેવળ પોતાને અને પોતાની માનસિક રચના પ્રત્યે જવાબદાર અને ઇમાનદાર રહે છે. જરૂર પડતાં સૌનો ઇનકાર કરવો અને એકલા ઊભા રહેવું તે તેનું એક મુખ્ય લક્ષણ છે.

*   *

સંપૂર્ણાનંદે પોતાના જીવનની અભિવ્યક્તિ સાહિત્ય અને શિક્ષણકાર્યની સાથે શરૂ કરી. આ બંને વાતો ધ્યાન આપવા લાયક છે. આ બંને કાર્યો આત્માભિવ્યક્તિનાં અત્યંત વિકસિત યંત્ર છે. પણ આ વસ્તુ શિક્ષણ અને સાહિત્ય આવી વ્યક્તિનું અંતિમ લક્ષ્ય ન હોઈ શકે. વ્યક્તિના વિકાસની સાથે સાથે આ બંને કાર્યની સીમા પણ વધતી ગઈ. એટલે સુધી કે તેનું સ્વરૂપ અને તેની આકૃતિથી આંખો અંજાઈ ગઈ. સાહિત્ય વિસ્તાર પામીને જીવનમાં સમાઈ ગયું અને શિક્ષણનો વિસ્તાર એટલો ફેલાયો કે તેનું કે પોતાનું નિશ્ચિત સ્વરૂપ ન રહ્યું, તે અરૂપ થઈ ગયું. ઘણા લોકો જે વ્યક્તિત્વના વહેણના ઊંડાણમાં ડૂબી નથી શકતા અને જેઓને ઉપર ઉપરથી વસ્તુઓ અને વ્યક્તિઓને જોવાની ટેવ છે તેઓ એમ સમજે છે કે સાહિત્યકારમાંથી સંપૂર્ણાનંદ રાજનીતિજ્ઞ બની ગયા તે કાંઈ સારું નથી થયું. 'વિશાલ ભારત'ના શરૂઆતના દિવસોમાં પં. બનારસીદાસજી ચાતુર્વેદીએ તો આના પર ઠીક ઠીક લખેલું. તેમના મત પ્રમાણે પણ સાહિત્યકારનું આ પ્રમાણે રાજનીતિજ્ઞના રૂપમાં પરિવર્તન થવું એ કાંઈ સારું નથી. સારું થયું કે નહિ તે તો હું કહી શકતો નથી, કારણ કે તે તો સૌ સૌની દૃષ્ટિની વાત છે, સૌને પોતપોતાના અભિપ્રાયો હોય. પણ હું તો એમ કહેવા માગું છું કે સંપૂર્ણાનંદ 'આ' હતા તેને બદલે 'તે' થઈ ગયા એ વાત જૂઠી છે. સંપૂર્ણાનંદે નથી સાહિત્ય છોડયું કે નથી રાજનીતિ ગ્રહણ કરી. અહીં ત્યાગ કે ગ્રહણ જેવી કશી બાબત નથી બની, કારણ કે સંપૂર્ણાનંદ શરૂઆતથી જ જે વ્યક્તિત્વના નિર્માણક્રમને લઈને ચાલ્યા તેમને માટે સાહિત્ય કે રાજનીતિ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવનાર ક્ષેત્ર નથી—એક જ ઢાલની બે બાજુ છે. સાહિત્ય કદી સંપૂર્ણાનંદ માટે આત્મ-સાક્ષાત્કાર અગર આત્મોપાસનાના રૂપમાં નથી આવ્યું, કે નથી રાજનીતિ તેમની પાસે એક ધંધા રૂપે આવી. આ બન્ને અભિવ્યક્તિનાં સાધન રૂપે ગ્રહણ થઈ છે અને પોતાના ઉપયોગ અનુસાર આજ સુધી એ જ રૂપમાં ચાલુ છે.

આપણા સાહિત્યે સંપૂર્ણાનંદને એક વિજ્ઞાન-લેખકના રૂપમાં જોયા છે. સાહિત્યે દેશી રાજ્યોના પ્રશ્ન પર પ્રકાશ ફેંકનાર પ્રથમ લેખકના રૂપમાં તેમને મેળવ્યા- હિંદીમાં આંતરરાષ્ટ્રીય રાજનીતિશાસ્ત્ર પર લખનાર તે એક જ લેખક છે. તેમણે 'આંતરરાષ્ટ્રીય શાસ્ત્ર 'સમાજવાદ' વગેરે અનેક પ્રથમ શ્રેણીના ગંભીર

ગ્રંથ હિંદીને આપ્યા છે. તેમણે 'મર્યાદા' જેવી શ્રેષ્ઠ રાજનૈતિક પત્રિકાનું સફળતાપૂર્વક સંપાદન કર્યું છે. મને તે દિવસનું સ્મરણ છે કે જ્યારે દેશી રાજ્યોમાં શિક્ષણનું કાર્ય કરતા કરતા 'અખિલ'ના ઉપનામથી અનેક રાજનૈતિક તથા રાષ્ટ્રીય સમસ્યાઓ પર તેઓ લેખોના રૂપમાં પોતાના વિચાર પ્રકટ કર્યા કરતા હતા. અસહયોગ–કાળમાં જ્યારે નોકરી છોડી દઈને તેઓ પડદા બહાર આવી ગયા ત્યારે તેમણે બહુ જલદીથી પોતાનાં લેખો અને કૃતિઓથી સાહિત્યમાં પોતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન મેળવી લીધું. પરંતુ સાહિત્યમાં તેઓ વિચારક અને ચિંતકરૂપે જ આવ્યા અને આજ સુધી એમનું એ જ રૂપ રહ્યું છે. સાહિત્ય અને રાજનીતિ બંનેમાં તેઓએ વિદ્રોહના સૂર સાથે પ્રવેશ કર્યો છે.

અસહયોગ–આંદોલન ભારતીય રાષ્ટ્રના આત્માની પ્રથમ શક્તિમાન ગર્જના હતી. એથી તેણે મોટા ભાગે એવા લોકોને આકર્ષ્યા કે જે તેના આધારભૂત સિદ્ધાંતોને કારણે નહિ પરંતુ તેમના આત્માઓ પોતાની અભિવ્યક્તિ માટે તલપતા હતા તેથી તેમાં જોડાયા. તેમને પોતાની અભિવ્યક્તિ માટે કોઈ સારા ઉપાય જડતા ન હતા તેથી તેઓ સહજ જ એમાં કૂદી પડ્યા હતા, પરંતુ જ્યાં તોફાન શમ્યું અને ભરતી પાછી વળી કે તુરતજ અસફળતાના ઉદ્વેગથી તેઓનું મન ભરાઈ ગયું. તેમણે આંદોલનની 'સ્ટ્રેટેજી'ની આલોચના કરી અને જનતામાં ક્રાંતિકારી મનોવૃત્તિ પેદા કરવામાં લાગી ગયા. સંપૂર્ણાનંદ આ સાંહેના એક હતા.

પરંતુ તેઓ એવા લોકોથી ભિન્ન પણ હતા. અહિંસાને 'નીતિ' માનનાર પક્ષમાં તે ભલે રહ્યા હોય પણ તેને ધર્મ માનનારાઓમાં તે કદી નથી રહ્યા. એજ રીતે બંગાળ–સ્કૂલના ક્રાંતિકારીઓ સાથે પણ એમનો મત કદી મળ્યો નહિ. તેઓ કદી ત્રાસવાદના પક્ષમાં ન રહ્યા. હા, ખુલ્લા બળવાના તે હમેશ પક્ષપાતી છે. બંગાળી નેતાઓની ભાવુકતા અને ક્રાંતિકારી પ્રવૃત્તિઓ તેમને અવશ્ય આકર્ષતી. સંસ્કારોને લીધે જ દરેક જાતની સ્ટ્રેટેજીથી શત્રુઓને પરાસ્ત કરવામાં તેમને સદા વિશ્વાસ રહ્યો છે. તેથી તેઓ સ્વરાજદળમાં સામેલ થયા. અને મને લાગે છે કે હોદ્દા–સ્વીકારના વિરોધી હોવા છતાં તેમણે પ્રધાનપણું ગ્રહણ કર્યું તેનું પણ આ જ કારણ છે.

આ પ્રકારની મનોવૃત્તિનું કારણ આપણે તેમના સંસ્કારો તથા પરિસ્થિતિઓમાં શોધી શકીએ છીએ કે જેની વચ્ચે તેઓ રહ્યા છે. પહેલી યાદ રાખવાની વાત એ છે કે પોતાની આધ્યાત્મિક વિચારપદ્ધતિ અને પોતાના સંસ્કાર–બંનેમાં સંપૂર્ણાનંદ શાક્ત છે. પૂર્ણ વૈષ્ણવ ગાંધી તથા તેમની વૈષ્ણવ વિચારધારા સાથે સ્વભાવતઃ તેમની વિચારધારા અથડાય છે. મધ્યકાલિક સંતનું સાહિત્ય નહિ પરંતુ પરમ રહસ્યમય 'દુર્ગા સપ્તશતી' તેમનો ઉપાસ્ય ગ્રંથ છે. આ ગ્રંથમાં જીવનનું જે તત્ત્વજ્ઞાન અને વિરોધી શસ્ત્રના મર્દનની જે યુદ્ધનીતિ છે તે જ તેમનું તત્ત્વજ્ઞાન અને તેમની નીતિ છે. મા અને દુર્ગાની આ ઉપાસનાને કારણે બંગાળી દેશભક્તોના વિચારપ્રવાહ પ્રતિ તેમની અંતઃસહાનુભૂતિ સ્વાભાવિક રીતે રહી હશે. કોઈ પણ પ્રકારનો ભય રાખ્યા વિના આપણે તેમના જીવનપ્રવાહનું અધ્યયન કરીને ઉપર પ્રમાણે કહી શકીએ.

આ મનોરચનાની સાથે તેમના જીવનનું પહેલું પગલું લેખક અને શિક્ષકના રૂપમાં વીત્યું. તેમની ચારે દિશામાં દેશી રાજ્યોની વિચિત્રતાભરી સ્થિતિ હતી. જેમાં એ વખતના દેશભક્તો અને મધ્યકાલિક દેશભક્તિ તથા મધ્યકાલિક બર્બરતાનું અદ્ભુત મિશ્રણ મળતું હતું. રાણા પ્રતાપ, શિવાજી, છત્રસાલ, ગુરુ ગોવિંદસિંહ, વીરબંદા વગેરેનાં જીવન તેમને આકર્ષણ કરતાં હતાં– દેશી રાજ્યમાં પ્રચલિત એવા આવી જાતના મિશ્ર સંસ્કારોની સંપૂર્ણાનંદ ઉપર ઓછી અસર નથી થઈ. પોતાના શાક્ત સંસ્કારોને લીધે તેમણે આ વાતાવરણમાંથી સ્વાભાવિક જ અનુકૂળ ભાવ અને વિચાર ગ્રહણ કરી લીધા. એમણે છત્રસાલનું જીવન પણ લખ્યું છે. આ રીતે તેમના સ્વાભાવિક સંસ્કાર ગાંધીવાદ સાથે અનુકૂળ નહોતા. આ ઉપરથી જ્યારે આપણે એ વાતનો ખ્યાલ રાખીએ કે તેમના જીવનનો શાસક ગ્રહ શનિ છે ત્યારે આપણે સહજ રીતે એમના જીવનની કૂંચી પ્રાપ્ત કરી શકીએ છીએ. અને એ પણ સમજી શકીએ છીએ કે ભારતીય રાજનીતિમાં તત્કાળ લોકપ્રિય

તથા શક્તિશાળી દળની વિરુદ્ધ તે શા માટે હમેશ વિદ્રોહ કરતા રહ્યા છે.

જ્યારે અસહયોગ–કાળના પ્રભાવથી ભારતીય રાજનીતિનું વાતાવરણ મુક્ત નહોતું થયું ત્યારના એમના લખેલા એક લેખની યાદ અમને આવી રહી છે. આ લેખ 'પ્રભા'માં પ્રગટ થયો હતો અને તેનું શીર્ષક, જો હું ભૂલતો ન હોઉં તો, 'આપણા નેતા' એ હતું. આ લેખની તરફેણ હું એટલા માટે કરું છું કે ભલે આ લેખમાં ઘણી સામાન્ય વાતો હતી પણ તેમાં તેની રાજનૈતિક વિચારધારા પાછળ જે શક્તિભાવ છે તે ઘણી પ્રબળતા સાથે પ્રગટ થયો હતો. આ લેખમાં સ્પષ્ટતઃ અસહયોગ–આંદોલનની વિચારભૂમિકાની એક છણાવટ અને તેના પ્રત્યે વિદ્રોહનો સૂર હતો—જ્યારે દેશબંધુ દાસે અને પંડિત મોતીલાલજીએ 'ઑફિશ્યલ' કૉંગ્રેસના વિદ્રોહનો ઝંડો ખડો કર્યો ત્યારે સ્વભાવતઃ સંપૂર્ણાનંદ એ બાજુ ઝૂકી ગયા. યુક્તપ્રાંતીય કૌંસિલમાં તેમણે પોતાના સંબંધમાં બહુ સન્માનપૂર્ણ ભાવ પેદા કરી લીધો હતો. ફરી સત્યાગ્રહનો જમાનો આવ્યો અને ભારતીય રાષ્ટ્રે પ્રબળ હુંકાર કરીને પોતાની અંતઃશક્તિથી વાતાવરણને કંપિત કરી દીધું. આ લડાઈના કાળમાં તો બધી વિચારશ્રેણીઓનાં લોક ભેગાં થઈ ગયાં, પણ જ્યારે રાંચીમાં સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે સંપૂર્ણાનંદે વિદ્રોહનો ભાવ ફરી અખત્યાર કર્યો. ત્યારથી ઘણી પ્રબળતા સાથે તેમણે સમાજવાદી વિચારોને દેશની સામે રાખ્યા છે અને ભારતીય સમાજવાદી--દળના તે અધ્યક્ષ અને પ્રધાનનાયક રહ્યા છે.

પરંતુ એમના સંસ્કારો જોઈને આમ કહેવામાં મને જરીયે સંકોચ ન થવો જોઈએ કે શુદ્ધ માર્ક્સિઝમમાં સંપૂર્ણાનંદને કદી વિશ્વાસ ન હોઈ શકે. તેમના જીવનના મૂળમાં જે આધ્યાત્મિક પ્રવૃત્તિઓ અને વિચારો છે તેને તેઓ ઇચ્છા છતાં છોડી નહિ શકે. કારણ કે તેને છોડી દેવાથી સંપૂર્ણાનંદના સમસ્ત વ્યક્તિત્વનો જ લોપ થઈ જાય છે. મેં કદી તેમને એક કટ્ટર સમાજવાદીના રૂપમાં માન્યા નથી. સમાજવાદી--દળમાં તેમનું શામિલ થવું કેવળ તેમની વિદ્રોહની એ સાંકળને પ્રકટ કરે છે, જેનો ઉલ્લેખ મેં અહીં કર્યો છે. આ પણ તેમના જીવન પરના શનિ અને શાક્ત વિચારોના પ્રભાવનું પરિણામ છે. પરંતુ આ જ કારણોથી સમાજવાદ પ્રતિ તેમને વિદ્રોહી થવાનું પણ બિલકુલ સંભવિત છે. તે સમાજવાદના ભારતીય સંસ્કરણને જ અપનાવી શકે છે. શુદ્ધ માર્ક્સવાદ કદી તેમનો ઉપાસ્ય બની શકે નહિ.

ત્યારે એમ કહી શકાય કે સમાજવાદી દળમાં તેમનું શામિલ થવું કેવળ તેમની 'સ્ટ્રેટેજી'–યુદ્ધ નીતિ--નું સૂચક છે. અને યુક્ત પ્રાંતના મંત્રીમંડળમાં પણ એમનું શામિલ થવું એ તેમની આ નીતિની એક સ્થિતિ છે. કેટલાક માણસો હોદ્દાસ્વીકારને કારણે સંપૂર્ણાનંદ પર સિદ્ધાંતહીનતાનો આક્ષેપ કરે છે. આ ગેરસમજ સંપૂર્ણાનંદને નહિ સમજી શકવાને કારણે છે--તેમના પ્રત્યે અન્યાય છે. જે સંપૂર્ણાનંદને જાણે છે અગર તો જેમણે તેમના જીવનનું અધ્યયન કર્યું છે તે સહજ જ કહી શકે કે કોઈ સ્વાર્થ કે તુચ્છ ભાવનાથી તેઓ આ પ્રકારનું કામ ન કરી શકે. આ વાત માટે તેમની પ્રસંશા કરવી જોઈએ કે તે હમેશાં પોતાના પ્રત્યે ઇમાનદાર રહ્યા છે. તે માટે તેમણે જીવનમાં ભારે કષ્ટ ઉઠાવ્યાં છે અને સદા ઉઠાવવાને તૈયાર રહેશે.

હું પંડિત પંત અને યુક્તપ્રાંતીય સરકારને ધન્યવાદ દઈશ કે તેમને સંપૂર્ણાનંદ જેવા કુશળ તથા વિચારવાન શિક્ષામંત્રીની સેવા પ્રાપ્ત થઈ. તેમનું કાર્ય, તેમની લગન, તેમનાં ભાષણ આખા યુક્તપ્રાંતીય મંત્રીમંડળની શાખ, શક્તિ અને ગૌરવને વધારે છે. આ કહેવામાં મને સંકોચ નથી થતો કે આ સમયે કૉંગ્રેસ--શાસિત પ્રાંતોમાં તેઓ સર્વોત્તમ શિક્ષામંત્રી છે. રાજનીતિજ્ઞ, દેશભક્ત અને ક્રાંતિવાદી હોવાને કારણે તેમની નીતિ પ્રગતિશીલ છે. સ્વયં શિક્ષણકાર્યના અનુભવી હોવાને કારણે તેમાં વ્યવહારિકતાનો સ્પર્શ છે. સાહિત્ય અને દર્શનના ગંભીર વિદ્યાર્થી હોવાને કારણે તેમની શિક્ષણનીતિ રાજનીતિની સંકુચિતતાથી રહિત છે, તેમાં આદર્શ કલ્પના અને વ્યવહારિકતાનું સુંદર મિશ્રણ છે.

ત્યારે બધું મેળવીને મારે આમ કહેવું જોઈએ કે સંપૂર્ણાનંદ એક બહુમુખ વ્યક્તિત્વનું ઉદાહરણ છે. મેરેડીથે એકવાર કહ્યું હતું, 'Blood, brain, spirit.' સંપૂર્ણાનંદમાં પણ આ ત્રણ વાતોનો સમન્વય આપણને મળે છે. આ બહુમુખ વ્યક્તિની મધ્યમાં તેમની આધ્યાત્મિક વિચારધારા છે. તેમનું જીવન, તેમની રાજનીતિ, તેમની સાહિત્યસેવા–બધું આનાથી શાસિત છે તે કારણે જ તેમનામાં કષ્ટ સહન કરવાની અદ્‌ભુત શક્તિ છે. મને એ દિવસ યાદ છે જ્યારે એમના મોટા છોકરા સચ્ચિદાનંદનું મૃત્યુ થયું હતું. આ છોકરો ઘણો આશાસ્પદ હતો અને સંપૂર્ણાનંદ તેને ઘણા ચાહતા હતા. તે દિવસોમાં કાશી મ્યુનિસિપલ બોર્ડના તેઓ સભ્ય હતા. તથા તેના સંબંધમાં બીજાં પણ કેટલાંક મહત્ત્વપૂર્ણ કામ તેમની પાસે હતાં. મેં જોયું કે તે બરાબર પોતાનું કામ કરતા રહ્યા. આ પ્રકારનો સંયમ કદી શુદ્ધ પદાર્થવાદીમાં હોવા સંભવ નથી. બહુ જ થોડા માણસો જાણે છે કે સંપૂર્ણાનંદ એક સારા કવિ છે અને કાવ્યના મર્મમાં પ્રવેશ કરવાની તેમનામાં પૂરતી શક્તિ પણ છે. પરંતુ કાવ્યના આ ઝરાના મૂળમાં પણ શક્તિમાતાના પ્રતિ અનંત આત્માર્પણનો ભાવ છે. મને એમની એક કવિતાની એક પંક્તિ યાદ આવે છેઃ

**हम सेवा करते जावेंगे**
**तुम अङ्गीकार करो न करो**

આ કવિતામાં આત્માર્પણ અને આત્મનિવેદનનો જે સૂર અને આગ્રહ છે તે જ સંપૂર્ણાનંદની આધ્યાત્મિકતાનો ઝરો છે. આ સેવાવૃત્તિ તેમની વિદ્રોહવૃત્તિમાં એકરસ થઇ જાય છે ત્યારે આપણી સામે સંપૂર્ણાનંદના જીવનનું પરિપૂર્ણ છાયાચિત્ર આવી જાય છે. એક બહુમુખ વ્યક્તિત્વ, જેની સ્ફૂર્તિનું ઝરણું આધ્યાત્મિક્તા છે, જેમાં લોહી છે, ગરમી છે, બુદ્ધિ અને સ્પિરિટ છે રાજનીતિથી આ વ્યક્તિત્વનો આવેશ અને વિદ્રોહનો સૂર પ્રાપ્ત થયો છે–દર્શનથી તેમને અંતઃશક્તિ મળી છે, સાહિત્ય તથા શિક્ષણથી તેમણે સંસ્કારિતા ગ્રહણ કરી છે અને તેના સમન્વયે તેમણે લક્ષ્યવેધ માટે છૂટેલા તીરની જેમ ઉગ્રતા અને ગતિ આપી છે.

●

## વાંછા

ઉદાત્ત, રસપૂર્ણ, ભવ્ય કવિતા તણી જાહ્નવી
મહીં, રુચિર નાવ કો' સુખદ કલ્પનાનું ગ્રહી,
અશુદ્ધ, છળપૂર્ણ, મર્ત્ય ઈહલોક ભૂલી જવા
ચહું ઊતરવા મનોહર અનન્તને આંગણે !

• જયાનન્દ દવે •



૯ — ૩

વર્ષ ૯ : અંક ૬ જૂન ૧૯૩૯

ઊર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ
છૂટક એક નકલની કિંમત ૦-૮-૦

## અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય પો. બો. નં. ૭૩ : અમદાવાદ
મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ ઘીકાંટા : નોવેલ્ટી ટોકીઝ પાસે : અમદાવાદ

# ભારતી સાહિત્ય સંઘ

## સમાચાર અને સૂચનાઓ

૧. ' જાગતા રે'જો ' પ્રેસમાં ગયું છે. જુલાઈમાં અવશ્ય પ્રગટ થઈ જશે.

૨. 'ગુલામીની શૃંખલા' અને 'પતન અને પ્રાયશ્ચિત્ત' લગભગ છપાઈ ગયાં છે. પંદરેક દિવસમાં અવશ્ય પ્રગટ થઈ જશે.

૩. ' અરુણમાળા 'નાં ત્રણ પુસ્તકો તૈયાર થઈ ગયાં છે. ચોથું છપાય છે. એક અઠવાડિયામાં ચારેય રવાના થશે.

૪. ' રાજકોટ–સત્યાગ્રહ 'ની થોડી જ નકલો સિલકમાં રહી છે, એટલે જેને જોઈએ તેણે આઠ આનાની ટિકિટ મોકલી તુરત મંગાવી લેવી.

૫. એજન્સી માટેની અમારી માગણીને સુંદર આવકાર મળ્યો છે. અમને આશા છે કે આ મહિનામાં ગુજરાત–કાઠિયાવાડનું તો એકેય મોટું ગામ એજન્ટ વિનાનું નહિ રહે. ઠેઠ ગુજરાતમાં પણ એજન્સીની વ્યવસ્થા થઈ રહી છે.

૬. કલકત્તામાં અમે કોઈને સોલ એજન્સી આપી નથી, પરંતુ અમારાં તમામ પુસ્તકો છૂટક તેમ જ ગ્રાહક તરીકે નીચેના સ્થળેથી મળી શકે છે :

**મેસર્સ એસ. કે. મેઘાણી**

૧૪, અમરતલ્લા સ્ટ્રીટ–કલકત્તા

**અમદાવાદ.** — મુખ્ય સંચાલક

૨૯ : ૫ : '૩૯ — ભારતી સાહિત્ય સંઘ



વર્ષ નવમું ] જૂન : ૧૯૩૯ [ અંક ત્રીજો

# તરંગશોભા

સ્રગ્ધરા

ઓ ! ઓ ! દોડયા સમીપે દૂર દૂર દૂરથી કૈંક પ્રોત્તુંગ શિર્ષે
ઝુલ્ફાંશાં શ્વેત અભ્રો તરલ નચવતા અદ્રિ જેવા તરંગો
આવે; આવે પ્રવેગે, ગગન જલકણે સીંચતા, ગર્જનાથી
ધ્રુજાવંતા દિશાઓ, ધસમસ ધસતા, હાથમાં હાથ ઝાલી
પાસે, પાસે હજીયે, નજીક બહુ બહુ આવતા, આવી પ્હોંચે;
ઊંચાં ઊંચાં ઉછાળે નિજ જલ, ઘુઘવાટો કરી ઘોર, વેગે
નીચે ફેંકે, પછાડે; વરતુલ શીકરોનું રચાયે સુભવ્ય;
ઉલ્લાસે આજ હેલે જલધિજલ ચઢયાં નર્તનોન્માદઘેલાં.

ને નીલી સાડી પ્હેરી ધવલ કુસુમ લૈ થાળમાં કન્યકાની
હારોની હાર પુષ્પો તણી મૃદુ શતરંજી બિછાવી જવાને
ચાલી આવે કિનારે દૂર દૂર ક્ષિતિજથી, અને ગાન દિવ્ય
કંઠેથી છોડી મૂકે; ગહન ગગનથી કંદરો સ્તબ્ધ થાએ.
ગાનો રેલાય વિશ્વે જવ ઉર બનતાં ઊર્મિઉલ્લાસપૂર્ણ
ડોલી એકાગ્ર તાને બસ સરવ રહંતા નભપ્રાન્ત ત્યારે.

રજનીકાન્ત દેસાઈ

# આપણી સ્વરાજયાત્રા

## ઐતિહાસિક નિર્ણય

તા. ૧૭મી મેને રોજ ગાંધીજીએ ગ્વાયર–ચુકાદાને છોડી દેવા વિષેના છાપાંવાળાઓ આગળ જાહેર કરેલા નિર્ણયની કોઈએ કલ્પના નહિ કરી હોય. વૃંદાવનમાં મળેલા તેમના નજીકમાં નજીકના સાથીઓને પણ તે આટલું વહેલું આવવાનું છે એનો ભાગ્યે જ ખ્યાલ હશે. આવું કંઈક થશે એની ઝાંખી તેમણે વૃંદાવન–સંમેલન આગળ તા. ૩જીએ 'નવા પ્રયોગ' વિષે કરેલા પ્રેરક પ્રવચનથી ઘણાઓને થઈ હશે.

આમ છતાં આ ક્રિયા તો ગાંધીજીના અંતરમાં ગ્વાયર–ચુકાદો જાહેર થયો તે જ દિવસથી, અથવા કહો કે ઉપવાસ છૂટચા પછી તુરત જ, શરૂ થઈ હતી એમ કહી શકાય. જો અહિંસા સોળવલ્લું સોનું હોય તો આવા કુંદનની ચમક સામાના હૈયામાં પણ ઝળકી ઊઠવી જોઈએ. ઉપવાસ જો પ્રાર્થના અને આત્મસમર્પણના ઊંચામાં ઊંચા પ્રકાર તરીકે યોજાયો હોય તો તે વિરોધીમાં રોષ કે ઉકળાટ પેદા કરી જ કેમ શકે? પણ પ્યારેલાલજીની રોજનીશી બતાવે છે તેમ ઉપવાસ છૂટ્યાને લગભગ વળતે દિવસે જ ઉપવાસની ધાર્યા કરતાં અવળી જ અસર જણાવા લાગી હતી. ૧૦મી માર્ચે જ દરબાર વીરાવાળા જોડેની વાતચીતથી ગાંધીજીને થયું, 'મારી અહિંસામાં દોષ હોવો જોઈએ. દ૦ વારાવાળામાં હું કાં કશો જ ફેરફાર ન ભાળું?' આમ ૧૦મી માર્ચથી જ તેમની નિષ્ઠુર અંતરખોજ ચાલી. વસ્તુતાએ તો દોષ બધો સામી બાજુએ જ હતો અને બીજો માણસ માનવસ્વભાવની આ નિર્ઘૃણતા સામે ઊકળી ઊઠત. પણ ગાંધીજી તેમ ન કરે.

પણ હું કલ્પનામાં ઊતર્યો. ગાંધીજી પણ અસ્વસ્થ થયા જ. પણ સાથે સાથે એમણે આત્મશોધન ચલાવ્યું. વાઇસરૉય જોડેની પહેલી જ મુલાકાતમાં તેમણે જણાવેલું કે સર મૉરિસ ગ્વાયરનો ચુકાદો પોતાની તરફેણમાં આવશે એ વિષે એમને જો કે લવલેશ શંકા નહોતી, છતાં પોતે ચુકાદાની રૂએ મળનારી મોટી બહુમતીને બદલે માંડમાંડ બહુમતીથી સંતોષાવા તૈયાર નહિ થાય ત્યાં સુધી રાજકોટમાં શાંતિ સ્થપાવાની નથી. પણ હું કહી ગયો તેમ તેઓ ઊકળતા, કારણ કે અમારા જેવા દુન્યવી માણસો એમની આસપાસ રાતદિવસ રહેતા અને અમારી લાગણીઓની અસર પોતાના ઉપર થવા દેવા જેટલો માનવીભાવ ગાંધીજીમાં છે જ. રાજકોટથી રોજેરોજ આવતી ખબરો આવા ઉકળાટમાં ઉમેરો કરતી. ત્યાંના અમલદારો જાણે સમાધાની થઈ ન હોય તેમ વર્તતા. "શું આટલા જ ખાતર મેં ઉપવાસ કર્યો? મેં ઉપવાસ છોડવામાં ઉતાવળ તો ન કરી?" આવી ગડમથલ તેમનામાં ચાલતી.

૨૧મી માર્ચે દ૦ વીરાવાળાએ તૈયાર કરેલા વડા ન્યાયાધીશ આગળ રજૂ કરવાના

ઠાકોરસાહેબના કેસની નકલ તેમને જોવા મળી. તેમાં કરેલા પ્રપંચ દબાણ અને દગાબાજીના આક્ષેપો વાંચી ગાંધીજી વળી ઊકળ્યા. સરદાર પણ ઊકળ્યા. વળી અંતરખોજ ચાલી: "મારો ઉપવાસ આટલો નિષ્ફળ કેમ થયો હશે? દ૦ વીરાવાળા એટલું કેમ નથી જોઈ શકતા કે પ્રપંચથી મેળવેલા દસ્તાવેજના જોર ઉપર હું ઉપવાસ કદી ન આદરી શકું?"

પછી તો સરદારના પક્ષને સંપૂર્ણ વાજબી ઠરાવનારો ગ્વાયર-ચુકાદો થયો. પણ ગાંધીજીને શાતા ન વળી. 'રાજકોટના અત્યારના વાતાવરણ વચ્ચે આ ચુકાદાનો અમલ શક્ય ખરો? ગૂંચ ઉકેલાવાને બદલે આ આપણા ગળાફરતો ગાળિયો ન થઈ પડે?' તેઓ વાઈસરૉયને મળ્યા. પોતાને મળેલી બહુમતી જતી કરીને માત્ર માંડમાંડ બહુમતી રાખી ઠાકોર-સાહેબના નીમેલા માણસોને સમાવવા અગર તો રાજની જાહેરાતની રૂએ પૂરી કમિટી વગર ચલાવવા પોતાની તૈયારી બતાવી. પણ ના૦ વાઈસરૉય નિરુપાય હતા. રાજકોટમાં ઠાકોરસાહેબ જોડે મળીને જ જે કંઈ ઘટે તે ગોઠવણ કરવી રહી હતી—તેમના ઉપરવટ થઈને કશું થાય નહિ.

રાજકોટ આવતાં આ સવાલ વધુ તીવ્ર થઈ પડ્યો. ઉપવાસના ફળરૂપ ગ્વાયર-ચુકાદો દ૦ વીરાવાળાને ભયાનક ઓથાર સમો થઈ પડ્યો હતો અને એની આડે અગણિત અંતરાયો નાંખવા પાછળ તેમણે પોતાની તમામ મુત્સદ્દીગીરી રોકી દીધી હતી. સરદારે કમિટી પર સૂચવેલાં નામો જ પ્રથમ તો રદ કરવામાં આવ્યાં, જો કે તેમાંનાં કેટલાંક અગાઉ રાજ્યે સ્વીકાર્યાં હતાં. આ પછી ભાયાતો અને મુસલમાનો પડ ઉપર આવ્યા. કડવાશનો પાર ન રહ્યો. આમાંથી ઠાકોર-સાહેબને પોતાની સુવાંગ કમિટી બનાવવા સૂચવનારી રેસિડેન્ટ આગળ કરેલી 'શરાફી વાત' ગાંધીજીને સૂઝી. દ૦ વીરાવાળાએ તે પણ નામંજૂર કરી; અને ગાંધીજીના ૧૭મી મેના નિવેદન મુજબ એ વાજબી હતું.

પોતાની અહિંસામાં ક્યાંક કંઈક મોટી ખામી છે એ શંકા હવે ગાંધીજીને વધુ જોરથી મૂંઝવવા લાગી. સત્ય પોતાને પક્ષે હતું અને તે સામે બધાનાં ષડ્યંત્રો અંતે નિષ્ફળ થશે એ વિષે તો એમને કશી જ શંકા ન હતી, પણ અહિંસા અંતે વિજયી નીવડશે? શું સાચે જ અહિંસા વધુ અને વધુ વ્યાપ્યે જશે કે વિરોધ જગાવશે? આમાંથી એ સવાલ ઉદ્‌ભવ્યો કે "ન્યાયને અને સત્યને જાહેર કરનારો ચુકાદો આફતે પેટારા જેવો કાં નીવડ્યો કે જેમાંથી અવળી વસ્તુઓ જ એક પછી એક નીકળ્યાં કરે?" ધ્યેય આટલું ઊજળું અને નિર્મળ છતાં એમાંથી જો આટલી બધી હાનિ પેદા થઈ રહી છે તો સાધનમાં ક્યાંક ને ક્યાંક મેલ અને અશુદ્ધિ હોવાં જોઈએ.

આ ગડમથલને પરિણામે તા. ૨૪મી એપ્રિલે કલકત્તે જવા રાજકોટ છોડતી વેળાએ ગાંધીજીએ કરેલું નિવેદન નીકળ્યું. અહિંસા હિંસાને ભભૂકવા દેવાને બદલે સીધી તેના મોઢામાં જ દોડી જાય; અહિંસા વિરોધીનામાં સૂતેલા સદ્‌ભાવને ખોળી તેને ઢંઢોળે અને જાગૃત કરવા મથે. આપણામાં નિર્ભેળ અહિંસા લઈને દ૦ વીરાવાળા પાસે આપણે જઈએ તો તેનો સામો પડઘો પાડ્યા વિના તેમનાથી રહેવાય જ નહિ.

વૃંદાવનના શાંત મનોચિંતનમાં એ વાત એમને સ્પષ્ટ થઈ કે પોતાની અહિંસા અપૂર્ણ હતી, એટલું જ નહિ પણ તે એ અર્થમાં બેવડી અપૂર્ણ હતી કે તેનો અમલ કરતાં પોતે બહારની મદદનો લાભ લેવા યત્ન કર્યો. પરમેશ્વરને નિઃશેષભાવે આત્મસમર્પણથી જ સત્યાગ્રહીનો ઉપવાસ અંકાય. એ વસ્તુનો અહીં અભાવ હતો. તેથી એવા ઉપવાસથી મળેલું ફળ છોડી દેવું રહ્યું. પણ અહીં તો એટલા બધા બીજાઓ તેમાં ગૂંચવાયેલા હતા કે આવું પગલું ભરવાની હિંમત ચાલતી નહોતી. છતાં એ સત્ય સ્પષ્ટ થયું કે ગ્વાયર-ચુકાદો ગાંધીજીને માટે જ નહિ પણ દ૦ વીરાવાળાને માટે પણ ઓથાર સમો થઈ પડ્યો. ગાંધીજીને ભારે નૈતિક મૂંઝવણ થઈ. દ૦ વીરાવાળાને તે એક સત્યા-ગ્રહીને ન છાજતા હથિયાર તરીકે દુઃખદાયક દેખાયો.

૧૨ મી મેએ રાજકોટમાં પાછા ફર્યાં બાદ પોતાના સાથી કાર્યકરો આગળ ગાંધીજીએ મોટેથી કરેલી આત્મવિચારણાનો સાર આ અંકમાં બીજે આપેલો વાચક જોશે. દ૦ શ્રી વીરાવાળાને લખેલા અંગત

કાગળમાં પણ ગાંધીજી પોતે 'બેવડી રમત' રમ્યાનો ઉલ્લેખ કરે છે અને લગભગ સૂચવે છે કે પોતે આ વસ્તુને જિગરથી ધિક્કારે છે.

દરરોજ સાથીઓ આગળ મોટેથી આત્મવિચારણા કરવાની તક તેઓ ન જવા દેતા. 'રાજકોટ છોડતી વેળા મેં કરેલું નિવેદન મારી મનોદશાની આરસીરૂપ હતું. એ વિચારો આજે વધુ દૃઢ બન્યા છે. હું અધીરો થયો એ હું સ્વીકારું છું. ગ્વાયર-ચુકાદો અશુદ્ધિનું ફળ હતું. તેથી મારામાં આવી અધીરાઈ આવી. એ અધીરાઈ મારી અહિંસાને લાંછનરૂપ હતી. એ અધીરાઈને લીધે જ મેં ભાયાતો તેમ જ મુસલમાન મિત્રોને કહ્યું કે તેમના મુદ્દાનો સર મૉરિસ-ગ્વાયર નિર્ણય આપે ત્યાં સુધી ચુકાદાનો અમલ થોભાવવા હું તૈયાર નહોતો, અને કમિટીનું કામ ચાલવું જ જોઈએ. કમિટી તો હજુ હતી જ નહિ, પણ મારી પાસે આમ કહેવડાવ્યું. વળી કહે : 'ચુકાદો છોડવો જ રહ્યો એ વિષે મારા મનમાં હવે લેશ શંકા રહી નથી. દ૦ વીરાવાળાને રીઝવવાનું અને ચુકાદાની તલવાર તેમના માથા પર લટકતી રાખવાનું એકીવારે હું કેમ કરી શકું? પણ હિંમત ક્યાં છે? આવું હૃદય-દૌર્બલ્ય સત્યાગ્રહીને ન છાજે. તેણે ઈશ્વરનિષ્ઠા સિવાય બીજા કશા પર ન નભવું જોઈએ.'

ત્રણ દિવસમાં પોતે આ વિચારણામાં થોડાં ડગલાં આગળ વધ્યા: "આ ચુકાદાને ફગાવી દેતાં કઈ વસ્તુ મને રોકી રહી છે? એકલું હૃદયદૌર્બલ્ય એમાં નથી. એમાં મુત્સદ્દીગીરીની પણ ગંધ છે. દ૦ વીરાવાળા સીધા ચાલે એમ હું ઇચ્છતો હોઉં તો મારે પણ એમને નિર્ભય કરવા જોઈએ. પોતાથી બને તે સ્વેચ્છાએ ન કરતાં સાર્વભૌમ સત્તાની ધાક હેઠળ તેમને રહેવું પડે એમ શા સારુ? અહિંસાની આટલી બધી વાત હું કરું છું પણ નિર્ભયપણે હિંસાના મોઢામાં ચાલી જતો નથી. સત્યાગ્રહી બહારની મદદ ન શોધે-દુનિયાનાં બળોની, સાર્વભૌમ સત્તાની, કોઈની નહિ. એ તો પોતાના વિરોધી જોડે સીધો હિસાબ કરી લે અને પ્રેમથી તથા પોતાના નિઃશેષભાવે ઈશ્વરને કરેલા આત્મસમર્પણથી જ તેને જીતે. ચુકાદાના અમલમાં આવી રહેલા અંતરાયો, ચુકાદો ફૂટી વિદ્યાના પેટારા રૂપ નીવડ્યો એ બીના સૂચવે છે કે મારે તે ફગાવી દેવો જોઈએ. પછી એમાંથી ગમે તેવાં સારાં ફળ નીપજવાની ભાવી સંભાવના હોય. જાણે ઈશ્વર મને ઉગ્ર સ્વરે આદેશ કરી રહ્યો હોય, 'તારી જીત જીત જ નથી. એને ફગાવી દે.' તમે મને ચુકાદાના અમલની દિશાએ આગળ વધવા કહો છો કારણ તે તમને મળેલો છે. પણ મારી હિંમત તૂટી છે. હાથપગ ધ્રૂજે છે, ત્યાં હું કઈ રીતે આગળ વધું? મારે સારુ આ નીતિનો પ્રશ્ન થઈ પડ્યો છે. આરંભે જ મેં ભૂલ કરી એ વિચાર મને દુઃખ દઈ રહ્યો છે અને તમે ગમે તેટલો પ્રેરો છતાં હું આગળ ચાલી શકું તેમ નથી. આવા ગળિયા સેનાપતિને લઈને તમે શું કરશો? મારે તો ચુકાદાને ફગાવી દેવો રહ્યો છે, પણ તમે આવા સેનાપતિને ફગાવી દઈ શકો છો."

૧૭ મીની સાંજે મિ. ગિબ્સન જોડે હું વાત કરી રહ્યો હતો. ગાંધીજી ગંભીરપણે ચુકાદાને છોડી દેવાનું વિચારી રહ્યા હતા અને એ વિષે પોતાના સાથીઓ જોડે મંત્રણા કરી રહ્યા હતા એમ હું એમને કહેતો હતો તે જ વખતે બીજી બાજુ આનંદ-ભુવનમાં એ નિર્ણય થઈ ચૂક્યો હતો!

ભાયાતો તથા મુસલમાનોના કેસનું નિવેદન ગાંધીજી પાસે આવ્યું. તેમણે તેનો સીધો સાદો જવાબ લખાવવા માંડ્યો. પણ પછી કહે, 'જો હું ચુકાદાને છોડીને તેના જે લાભોને અંગે આ લવાદ ઉપસ્થિત થયો હતો તે છોડી રહ્યો છું ત્યાં પછી વડા ન્યાયાધીશના બિચારા જીવ ઉપર હવે આ બોજો શા સારુ? તેઓ મારી તરફેણમાં આ મુદ્દા પર નિકાલ આપે-અને આપે જ એવી મને ખાતરી છે-તોપણ મને તેનો કશો ઉપયોગ નથી.' આમ કહી તેઓ મૌન રહ્યા અને પોતાનો 'માફીનો એકરાર' લખવા બેઠા, જે હવે જગજાહેર થઈ ચૂક્યો છે.

નિવેદન લખાઈ રહ્યા બાદ અને છાપાંવાળાઓને આપવા સારુ તે ટાઈપ થયા પહેલાં અમારા મનમાંની શંકાઓ શાંત કરવા ગાંધીજી જોડે થોડી ચર્ચા થઈ. સરદાર પણ હતા. તેમને ગાંધીજીની નૈતિક સ્થિતિને

અંગે કશું કહેવાનું નહોતું. પણ મારા મનમાં વસવસો હતો. મેં કહ્યું, "સાર્વભૌમ સત્તાને વચ્ચે પડવા કહેવામાં કઈ રીતે ભૂલ હતી? આપ અનશનની પ્રતિજ્ઞાના અક્ષરને તો વળગ્યા જ નથી. નહિ તો માગણી પૂરી થયા પહેલાં ઉપવાસ ન છોડવાનો આપે આગ્રહ ધર્યો હોત. પણ આપે તો વડા ન્યાયાધીશના લવાદના સ્વીકારથી સંતોષ માન્યો. ૧૯૧૭ની અમદાવાદ મિલમજૂરોની હડતાળ વખતના ઉપવાસ વખતે પણ આપે મજૂરીના ૩૫ ટકા વધારાની માગણીનો આગ્રહ ન રાખતાં મિલમાલેકો લવાદમાં જવાનું સ્વીકારે એટલા પર જ સંતોષ માન્યો. ખરું જોતાં સાર્વભૌમ સત્તાની દરમિયાનગીરી વગર જો ઠાકોરસાહેબ આપની માગણીને કબૂલ થયા હોત તો આપે તેમના પર દબાણ આણ્યું એવો આક્ષેપ તેઓ કદાચ કરત. પણ અહીં તો ઉપવાસને પરિણામે જે લવાદ મળ્યો તે જ ઉપવાસ વગર પણ મળી શક્યો હોત.

ગાંધીજી : તમે સાચું કહો છો. પણ એ કેમ ભૂલો છો કે અમદાવાદમાં તો લવાદની ઑફર મિલમાલેકોએ કરી હતી? જો ઠાકોરસાહેબે સ્વેચ્છાએ લવાદની ઑફર કરી હોત તો તો સુંદર હતું. પણ અહીં તો મેં સાર્વભૌમ સત્તાને વીનવી અને મદદે આણી. તેથી જ તો મળેલો લવાદ અફળ નીવડ્યો. મારે અધીરાઈ નહોતી કરવી જોઈતી. પણ મેં તો ઈશ્વર ઉપર નિર્ભર રહીને મારા ઉપવાસની અસર થવા દેવાને બદલે બહારની મદદ શોધી. આ હાથી જેવડી ભૂલ હતી.

હું : પણ સર મૉરિસ ગ્વાયર નવા મુદ્દા ઉપર નિર્ણય આપે ત્યાં સુધી કાં ન થોભી જાઓ? મુસલમાનો તથા ભાયાતોને એમ કહેવાનું બહાનું શા સારુ આપવું કે વડા ન્યાયાધીશનો નિર્ણય નવા મુદ્દા પર લેવા જવાથી આપ ડરી ગયા?

ગાંધીજી : વાજબી નિર્ણય લેવામાં હું ઢીલ કેમ કરું? એક ઘડીની ઢીલ મને વસમી છે. હું જાણું છું કે ઉપસ્થિત કરેલો નવો મુદ્દો નરી ખાંખદ છે, અને તેમાં આપણે જીતીએ જ. તેમ થાય તો હું જે છોડી રહ્યો છું તેની કિંમત વળી વધે. પણ દુનિ[યા] મારા પગલાને વખાણે એટલા સારુ હું ચુ[...] થોડો જ ફગાવી રહ્યો છું? હું તો એક ભયાનક મનસંતાપમાંથી છૂટવા આ કરી રહ્યો છું મેં નિર્ણય કરી લીધો છે અને હવે હું પક્ષીના જેટલો હળવો થયો છું.

વળતે દિવસે પૂ. કસ્તુરબાને ગાંધીજીને પોતાની મમતાળુ બાળક જેવી વૃત્તિથી સવાલો પૂછતાં મેં સાંભળ્યાં : ગાંધીજીનાં વૃદ્ધ, નિરક્ષર પણ પ્રભુપરાયણ બહેન ગાંધીજીના નિર્ણયથી અતિશય અસ્વસ્થ થઈ ગયાં હતાં અને 'ગાંધીજી હારી ગયા' એવું કોઈને મોઢેથી સાંભળીને વિમાસણમાં પડી ગયાં હતાં. આ સાંભળીને કસ્તુરબાને આઘાત થયો. એમની પોતાની લાગણીઓ પણ કંઈક તેવી જ હતી. તેઓ વૃદ્ધ બહેનને દિલાસો દેવા ગાંધીજીને વીનવી રહ્યાં હતાં.

ગાંધીજીએ સહેજ હસીને કહ્યું, "પણ તું મારો વકીલ થઈને બહેનને મારો કેસ કેમ નથી સમજાવી દેતી?"

"હું કેમ સમજાવી શકું? હું પોતે જ નથી સમજતી તે?"

"પણ તારે તો સમજવું જ જોઈએ. યાદ છે? દક્ષિણ આફ્રિકામાં જ્યારે તું મરણપથારીએ હતી અને દાક્તરે કહ્યું કે મરઘીનો સેરવો આપ્યા વગર તને જિવાડી શકાશે નહિ?"

"યાદ છે."

"યાદ છે, તો પછી એ પણ યાદ છે ને કે મેં તો કહેલું કે તને ગમે તે કરવાની પૂરેપૂરી છૂટ છે. છતાં તેં કહ્યું, 'ભલે મરી જાઉં, પણ પરમાટી કદી નહિ લઉં'?"

"હાસ્તો."

"કારણ કે પરમેશ્વરમાં તને દૃઢ શ્રદ્ધા હતી, તું જાણતી હતી કે એની ઇચ્છા હશે તો જિવાડશે, પણ અભક્ષાભક્ષણ કરીને જીવવું નથી."

"અલબત્ત."

"તે જ પ્રમાણે મારે પણ ઠાકોરસાહેબ અને ૬૦ વીરાવાળા પીગળે અને મારી પાસે [આ]વીને કહે કે 'ઉપવાસ છોડો. અમે આપે [...] પાળીશું' ત્યાં સુધી મારે [...]

કરવો જોઈતો હતો. તેને બદલે હું તો ડર્યો. મને થયું બ્રિટિશ સરકારની મદદ લઉં, રખેને મરવું પડે. આ પાપ હતું, અને એ પાપમાંથી આ ચુકાદો મળ્યો. પાપની તે નીપજ છે. તેથી તે મારે છોડી જ દેવો જોઈએ."

"પણ ઠાકોરસાહેબ અને વીરાવાળા માર્ગમાં વિઘ્નો નાંખે છે તેથી ને? નહિ તો તો ચુકાદાનો ખાસો અમલ થાય અને બધી પંચાત મટે. એ લોકો જ બધો ઉત્પાત મચાવે છે,"

"એ તો છે જ. પણ તે મારી આરંભની ભૂલનું પરિણામ છે. મેં એમને ધોંચપરોણો કર્યો. હવે તેઓ તરફથી વધુ સારા વર્તનની આશા રાખવાનો મને શો અધિકાર છે? વિઘ્ન તેઓ નથી નાંખી રહ્યા, ઈશ્વર જ તેમની મારફત નાંખી રહ્યો છે. પણ ઈશ્વરે મારી આંખ ઉઘાડી છે અને મને રસ્તો બતાવ્યો છે. તેથી આ પાપથી જેટલો વહેલો હાથ ધોઈ નાંખું તેટલું સારું છે. તને એમ નથી લાગતું?"

"લાગે તો છે. પણ આ બધા જુલમી મનાઈહુકમો, દંડ, વગેરેનું શું? આપણે તો બધું છોડી દીધું અને એ લોકો તો રોજ ચલાવ્યે જ જાય છે."

"તેથી શું? આપણે આપણો ધર્મ પાળી છૂટીએ, અને તેઓ તેમનો પાળશે એવો વિશ્વાસ રાખીએ. હું મારો ધર્મ ચૂક્યો અને ઉપવાસ છોડવા અધીરો બન્યો તેથી ઈશ્વરે મને આમ સજા કરી એ તું કેમ નથી જોતી? બહેનને કહે કે પોતાની ભૂલ કબૂલ કરવી એ હાર નથી; ભૂલનો એકરાર કરવો એ જ જીત છે.

[ હરિજનબંધુ ] **મહાદેવ દેસાઈ**



## સખી કલ્પનાને

દિવસના ઉધમાત શમ્યા પછી,
નીરવ રાત્રિ વિષે તુજને કદી,
સમરતો રહું નેન ભરી સદા;
તવ છતાંય ન આવતી તું સખી!........૪

વિરલ વેળ પ્રસંગ કદીક તું
બજવી નૃત્યભરી તવ ઝાંઝરી,
ઊભી રહંતી સમીપ તું માહરી,
પ્રિય સજીવન તું મમ કલ્પના........૮

પણ ન થાય ઘડીક જ વેળ જ્યાં
સરકતી, તું સમારતી સાળુને!
વહી જતી મમ લોચનથી દૂરે
ફરી નહિ મમ દૃષ્ટિ પરે ચડે........૧૨

દીન ઊભો અહીં નમ્ર વિનમ્ર આ,
નજર લેશ કરો નવ કાં સખી!
કૃપણુ ના બનશો પ્રિય ઓ સખી!
નજર નાખી રહો જ અમીસરી!........૧૬

વાસુદેવ જાની

# ધર્મોનો ધર્મ*

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

સર્વધર્મપરિષદનો ખ્યાલ હિંદુસ્તાનમાં પરિચિત કરવાનું માન સ્વામી વિવેકાનંદને ઘટે છે. તેમણે જ જગતને જાહેર કર્યું છે કે જે સર્વધર્મપરિષદમાં હિંદુધર્મનું સમાન ભાગીદાર તરીકે પ્રતિનિધિત્વ ન હોય, તે પરિષદ અધૂરી જ ગણાય. ઇ. સ. ૧૮૯૩માં હિંદુસ્તાનના શિક્ષિત વર્ગને લાગ્યું કે જગતમાં હિંદુધર્મની શ્રેષ્ઠતા પુરવાર થઈ છે; અને તે દિવસથી સ્વામી વિવેકાનંદનું નામ આપણે માટે ઘરગથુ શબ્દ બની ગયો. હું તે વખતે નાનો હતો, પણ તે સમાચાર ચર્ચતા મારા મોટાભાઈઓનો જ્વલંત ઉત્સાહ અને હિંદુધર્મના ભવિષ્ય માટેની તેમની બેશુમાર કલ્પનાઓ મને બરાબર યાદ આવે છે. સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનોનો ટૂંક સમયમાં જ મારી માતૃભાષા મરાઠીમાં અનુવાદ થયો, અને લોકો તે વ્યાખ્યાનોને ઇંતેજારીપૂર્વક વાંચવા લાગ્યા. માત્ર વિષયની દૃષ્ટિએ જોઈએ તો તે વ્યાખ્યાનોમાં વેદાંત જાણનાર વર્ગ માટે કશું નવીન નહોતું; પરંતુ તેમાંનો દરેક શબ્દ પ્રાણપૂર્ણ તથા આશા અને આત્મવિશ્વાસથી ભરપૂર હતો. સ્વામીજીએ હિંદુધર્મની કરેલી રજૂઆતની અપૂર્વતા તેના અર્વાચીન દૃષ્ટિબિંદુમાં તેમ જ આધુનિક યુગના સામાજિક અને કેળવણી વિષયક પ્રશ્નોના ઉકેલ માટે તેમણે વેદાંતના સિદ્ધાંતોના કરેલા ઉપયોગમાં રહેલી હતી. હું જેમ જેમ ઉંમરમાં વધતો ગયો તેમ તેમ તેમના ઉપદેશનું મહત્ત્વ પણ મારે મન વધતું ગયું અને હું સ્વામીજીને હિંદી સંસ્કૃતિની પરાકાષ્ઠારૂપ ગણવા લાગ્યો.

સ્વામીજીએ ગુરુ મહારાજ રામકૃષ્ણ પરમહંસને 'મારા ગુરુ' એ મથાળા નીચે અર્પેલી શ્રદ્ધાંજલી અકસ્માત રીતે જ મારા હાથમાં થોડાં વર્ષ બાદ આવી પડી; અને તેની મારા ઉપર અદ્ભુત અસર થઈ. તે નાના જીવનચરિત્ર દ્વારા સ્વાજીએ મને આધ્યાત્મિક જીવનની વાસ્તવિકતા અને મહત્તામાં શ્રદ્ધા રાખતો કરી મૂક્યો. અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના જ્ઞાનના છાંટા વિનાનો એક અભણ માણસ સ્વામી વિવાકાનંદ જેવા ફિલસૂફ અને તેજસ્વી પ્રજ્ઞાવાળા મનુષ્યમાં શિષ્યભાવ કેવી રીતે પ્રેરી શક્યો એ મારી સમજમાં જ ન આવી શક્યું. પરંતુ હું તો અગાઉથી જ સ્વામીજીથી મંત્રમુગ્ધ બની ગયો હોઈ, તે જે કાંઈ લખતા તેમાં આંતરિક શ્રદ્ધા કરતો. તે ટૂંક જીવનચરિત્રે મારા માનસિક દૃષ્ટિકોણમાં ક્રાંતિ કરી મૂકી. કોલેજજીવનની શરૂઆતના ફળરૂપે મને પ્રાપ્ત થયેલી સંશયવૃત્તિ અને તર્કવૃત્તિમાં મારે ક્ષોભ મચી ગયો અને આધ્યાત્મિક જીવનનું જે દર્શન હું ઘણા દિવસથી ખોઈ બેઠો હતો, તે મને પાછું મળ્યું. તે જીવનચરિત્રનું વાચન મારે માટે નવા જન્મરૂપ થઈ પડ્યું એમ કહું તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

મને સમજાયું કે હિંદુસ્તાનની સાચી આવશ્યકતા તો એવા એક કેળવણીકાર અને સમાજશાસ્ત્રીની હતી કે જે વેદાંતના મૂર્તિમંત પ્રાચીન ધ્યેય સમાન સાચા ધાર્મિક મનુષ્યના જીવંત અનુભવનો લોકોને નવેસરથી અર્થ કરી બતાવે. વિવેકાનંદને લાગ્યું કે,

---

*તા. ૩–૩–'૩૬ના રોજ કલકત્તામાં મળેલી સર્વધર્મપરિષદ (Parliament of Religion) પ્રસંગે આપેલા અંગ્રેજી વ્યાખ્યાન 'The Task before religions'નો અનુવાદ.

તેમને જો લોકોના કાન સુધી પહોંચવું હોય તો તેમણે દૂરદૂર આવેલા અમેરિકાની ઉચ્ચ ભૂમિ ઉપર પહોંચવું જોઈએ. એટલે જગતના ધર્મોની પરિષદમાં હિંદુ ધર્મના સ્વનિયુક્ત પ્રતિનિધિ થઈને તેમણે પોતાનો તે અધિકાર પ્રાપ્ત કર્યો.

આજે હું આ સર્વધર્મપરિષદમાં રામકૃષ્ણવિવેકાનંદની અભિન્નમૂર્તિને મારી ભક્તિ નિવેદિત કરવા આવ્યો છું; અને હું આ લખું છું ત્યાં જ એ ત્રિમૂર્તિના ત્રીજા અંગરૂપ ભગિની નિવેદિતા મને યાદ આવે છે. તેમનું 'Web of Indian life' પુસ્તક, 'The Master as I aaw Him' એ કાવ્યચિત્રમાં તેમણે દોરેલી અદ્‌ભુત જીવનરેખા, 'The Foot-falls of Indian History' અને તેમના વિવિધ નિબંધો મારે માટે યુનિવર્સિટીની કેળવણીરૂપ થઈ પડ્યા છે; અરે, મારે તો એમ કહેવું જોઈએ કે તેમનાં લખાણો, મેં મેળવેલી યુનિવર્સિટીની કેળવણીની ખામી સુધારનારાં થઈ પડ્યાં છે. રામકૃષ્ણ–વિવેકાનંદ અને નિવેદિતા મળીને એક જ પ્રવાહ બને છે. તેઓ પૃથ્વી ઉપર આધ્યાત્મિકતાના અવતરણરૂપ છે;—એક જ બીજના વિશાળ વટવૃક્ષરૂપે ઉદ્‌ભવ અને વિસ્તારરૂપ છે.

અહીં આગળ, મારી સ્મૃતિ, હું જ્યારે ૧૯૧૧માં રામકૃષ્ણકુટુંબની યાત્રાએ કલકત્તા આવ્યો હતો ત્યારે તે કુટુંબની બીજી વ્યક્તિઓ તરફ પાછી વળે છે— શ્રી. શ્રીમા, માસ્ટર મહાશય, સ્વામી બ્રહ્માનંદ અને રામકૃષ્ણમિશન ચલાવનારા સ્વામીજી મહારાજના બીજા ગુરુભાઈઓનું ભાગ્યવંત મંડળ. ત્યાં જે સૌથી પ્રથમ સંન્યાસી મને મળ્યા તે સ્વામી પ્રેમાનંદ હતા. તે વખતે તે બેલુડ મઠના અધ્યક્ષ હતા. તે સાચા ભક્ત અને મૂક સેવક હતા. તે અંગ્રેજી બહુ થોડું જાણતા હતા; હિંદી કદાચ જાણતા જ નહોતા. તેમની પાસેથી જવાબ કઢાવવો બહુ મુશ્કેલ કામ હતું. જ્યારે મેં તેમને ગુરુમહારાજ વિષે પૂછ્યું ત્યારે તે માત્ર ધ્યાનની દશામાં ચડી ગયા અને મૂક થઈ ગયા. પરંતુ તેમની તે આંસુભીની દશાએ જ મને વૈખરી કરતાં પણ વધારે અસરકારક જવાબ આપી દીધો. એક બીજે પ્રસંગે મેં તેમને બનારસમાં બંગાળી ભાષામાં વ્યાખ્યાન આપતા સાંભળ્યા. નિષ્ઠા અને ભક્તિ ઉપર તે એક પ્રાણપૂર્ણ વ્યાખ્યાન હતું.

તે વખતે તેમ જ ત્યારબાદ મેં બ્રહ્માનંદ, તુરિયાનંદ, શિવાનંદ, કલ્યાણાનંદ અને નિશ્ચયાનંદ સ્વામીઓ પાસેથી જે બધું મેળવ્યું તેનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થાન નથી. સ્વામી શારદાનંદનાં તો મેં માત્ર દર્શન જ કર્યાં હતાં. રામકૃષ્ણ મિશન ઉપયોગિતા અને સેવામાં પ્રગતિ કરે તે માટે તે ખંતીલા પ્રયત્ન કર્યે જતા હતા, પરંતુ મારો સૌથી વધુ પરિચય તો માસ્ટર મહાશય સાથે હતો. તેમણે મારા પ્રત્યે ગુરુની વિવેકદૃષ્ટિયુક્ત પિતાનું વાત્સલ્ય છૂટથી રેલાવ્યું.

પછીની જુવાન પેઢીમાંથી પૂર્ણાનંદ અને માધવાનંદ તો હિમાલયની તળેટીના નિવાસકાળ દરમ્યાન મારા પડોશીઓ જ હતા. એટલે આજે આ મહાન સંસ્થામાં હું એક બહારના માણસ તરીકે નથી આવતો. ગૃહસ્થ દશામાં રહેલા બંધુ તરીકેના અધૂરાપણા છતાં તમે મને કહેવા દો તો હું તમારામાંના જ એક તરીકે અહીં આવ્યો છું.

*

અત્યારે આપણને કઈ વસ્તુએ અહીં એક સ્થળમાં એકત્રીત કર્યા છે? મને એમ લાગે છે કે તે વસ્તુ બીજી કોઈ નહીં પણ, વિશ્વની પાછળ રહેલી તથા સર્વસહ પ્રેમશક્તિની વાસ્તવિકતાનો અનુભવ કરવા ખાતર શક્ય તેટલી સર્વ પ્રકારની સાધનાઓમાં નિર્ભયપણે વિચરનારા એક આધ્યાત્મિક કોલંબસના અનુભવની સત્યતા, તીવ્રતા અને સર્વસંગ્રાહિતા છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રયોગ કરનારા રામકૃષ્ણ જેવા મહાન પ્રયોગવીર આગળ ન્યૂટન, ફેરાડે, એડિંગ્ટન, જીન્સ અને રામન ઇત્યાદિ તો માત્ર બાળક જેવા છે. આ આધ્યાત્મિક પ્રયોગવીરોને તો પોતાની જાત ઉપર પ્રયોગો કરવા પડે છે; સંશય અને નિરાશાના ગાળા વિતાવવા

પડે છે અને પોતાના લક્ષ્યે પહોંચ્યા પછી પણ તેમને પોતે મેળવેલાં પરિણામોની ફરી ફરીને ખાતરી કર્યા કરવી પડે છે. હિંદુસ્તાનને તેની આજની પ્રતિષ્ઠાના સ્થાન ઉપર સ્થાપિત કરનારા બ્રહ્મજ્ઞાનીઓની અખંડ હારમાળામાં રામકૃષ્ણ પ્રથમ કોટીના તેજસ્વી તારા રૂપ હતા. રામકૃષ્ણ પરમહંસની સાધનાની વિશિષ્ટતા એ વસ્તુમાં રહી હતી કે તેમણે જુદાજુદા ધર્મોએ બતાવેલી સાધનાઓ આચરી જોઈ હતી, જેથી કરીને દરેક માર્ગનું અંતિમ રહસ્ય પોતે પામી શકે. અને એ જ કારણથી તે દૃઢ પ્રતીતિપૂર્વક કહી શકતા હતા કે બધા ધર્મો એક જ સ્થાને પહોંચાડે છે. તેમને માટે એ વસ્તુ તર્કનો વિષય નહોતી, પણ તેમણે તો તે વસ્તુનો સાક્ષાત્કાર કરી જોયો હતો. આ કારણે જ તે આ યુગના માર્ગદર્શક થઈ પડ્યા છે. તેમના એ અનુભવનો બૌદ્ધિક ભૂમિકા ઉપર હળવો–હળવો પણ કાંઈક પડઘો પાડવા આજે આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ.

રામકૃષ્ણ પરમહંસે હિંદુસ્તાનના બધા મુખ્ય ધર્મોનો સાચો અભ્યાસ કરવાની અગત્ય પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવી. જગતની વિવિધ પ્રજાઓ જો એકબીજા વચ્ચેની ગેરસમજ દૂર કરવાનો અને મેળપૂર્વક જીવવાનો કોઈ માર્ગ નહીં વિચારી કાઢે તો તેમની વચ્ચે દારુણ કલહ લગભગ અનિવાર્ય થતો જાય છે. આ જાતની પરિષદો જો માત્ર બૌદ્ધિક ક્ષેત્રમાં જ કામ કર્યા કરવાનું છોડી દે, તો એ વસ્તુ પાર પાડી શકે તેમ છે. ધર્મ એ અનુભવની વસ્તુ છે. તેને પ્રેમ અને શ્રદ્ધા વડે જ પામી શકાય. વ્યાવહારિક આદર્શવાદ જ બધી પ્રજાઓ તથા તેમણે વિકસાવેલા જીવનમાર્ગો વચ્ચે મેળ સ્થાપવાનો માર્ગ બતાવી શકે.

બધા ધર્મો તથા તેમણે બતાવેલા જગતના પ્રશ્નોના ઉકેલનો અભ્યાસ હવે કેવળ સંસ્કૃતિના વિદ્વાન અભ્યાસકોનો વિલાસ માત્ર રહ્યો નથી. તે તો હવે વધુ ને વધુ, સુસંગઠિત સામાજિક જીવનની પ્રાથમિક આવશ્યકતારૂપ બનતો જાય છે. માત્ર તે અભ્યાસને માનસિક વિલાસરૂપ બની જવા ન દેવો જોઈએ. તેણે જીવનસ્પર્શી બનવું જોઈએ તથા યોગ્ય ઉકેલો લાવવા માટે પ્રયોગો પણ કરવા જોઈએ. લોકો સેવાના ભાવથી જ એકત્ર થઈ શકે તથા દિલનો મેળ સાધી શકે. બુદ્ધિ તો અન્યોન્ય સમજ વધારી શકે, કે પ્રથમથી જ તેમની વચ્ચે જો સદ્ભાવ હોય તો તેને કંઈક અંશે ટેકો આપી શકે. પરંતુ હૃદયોને એક સાથે બાંધનાર અને આપણ સૌને એક માનવ જાતિમાં એકત્રિત કરનાર વસ્તુ તો સેવા જ હોઈ શકે. સ્વાર્થત્યાગ અને સ્વાર્પણની હદે જઈ શકે તેવી સેવા જ એવી વસ્તુ છે કે જે સર્વત્ર સુમેળ સ્થાપી શકે અને આપણું એક કુટુંબ બનાવી શકે. જુદાં જુદાં સંગઠનો આ ક્રિયાને કંઈક અંશે મદદ કરી શકે પરંતુ સંગઠન એ આત્માનું સાધન નથી. પૃથ્વી ઉપરનાં સર્વ સંગઠનો પાર્થિવ જ છે; અને એ રીતે તેઓ ઘણીવાર આધ્યાત્મિકતાના વિકાસમાં વિઘ્નકર્તા થઈ પડે છે. ઘણીવાર તો જે પરિણામો લાવવાનું તેમના સ્વભાવમાં જ હોતું નથી તે પરિણામોની આશા તે સંગઠનો પાસેથી રાખીને આપણે તેમની ઉપયોગિતાનો નાશ કરીએ છીએ. સાચા સેવકો તો એક બીજાને સ્વાભાવિક રીતે જ ઓળખી શકે છે, અને પોતે સ્વતંત્ર રહીને જ એક બીજાને મદદ કરે છે. આપણે સર્વ ધર્મોનું વ્યવસ્થિત ફેડરેશન નથી બનાવવું પરંતુ એક જ ક્ષેત્રમાં કાર્ય કરતા આત્માઓનો સાહજિક અને સ્વતંત્ર સહકાર મેળવવો છે. જગતના મોટા ધર્મો આજે એકબીજાના હરીફ થઈ પડ્યા છે તેનું કારણ તેમના સિદ્ધાંતોમાં તફાવત છે, એ નથી, પણ તે દરેકની પાછળ તેમને નિયંત્રિત કરનાર મોટું સંગઠન હોય છે, એ છે. એ દુઃખદાયક સ્થિતિથી આપણે સારી પેઠે વાકેફ છીએ.

સંગઠન અને સ્વોત્કર્ષનો સિદ્ધાંત કાયદાકાનૂન અને બળજબરીના સિદ્ધાંતનો વફાદાર મિત્ર બની ગયો છે. તેનાથી અંધ અને દુઃખપૂર્ણ માનવપ્રવૃત્તિનું ક્ષેત્ર વિસ્તારવામાં મદદ મળે છે એટલું જ. સંખ્યાનું બળ, સંગઠનની ભવ્યતા, અને સત્તાની કેંદ્રિતતાએ માણસોમાંથી ન્યાય અને ભલાઈના સ્વાભાવિક સામર્થ્યમાંની શ્રદ્ધાને દૂર કરી છે. સંખ્યા, સંગઠન અને કેંદ્રિતસત્તા

એ ત્રણ જીવંત દેવતાઓને જ આજે માનવજાત પોતાની ભક્તિ અર્પી રહી છે. પ્રચલિત ધર્મો તો આપસઆપસમાં જ લડ્યાં કરે છે, જ્યારે બીજી બાજુ વ્યવહારમાં તો તેઓ આ યુગની ઉપર જણાવેલ ત્રિમૂર્તિને જ શરમભરેલી રીતે તાબે થતા હોય છે.

આપણા જીવનમાં જોવા મળતો એક નાનો પ્રસંગ હું અહીં કહી બતાવું તો તમે ક્ષમા આપશો. સિલોનમાં કેન્ડીના વિહારમાં હું એક બૌદ્ધ સાધુ સાથે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોની ચર્ચા કરતો હતો. તે સાધુ તેની વિદ્વત્તા અને ધર્મનિષ્ઠા માટે જાણીતો હતો. બુદ્ધધર્મ પ્રત્યેનો મારો પક્ષપાત તેને બહુ ગમ્યો અને તેણે મને સીધો પ્રશ્ન પૂછ્યોઃ "તો પછી તમે બૌદ્ધ કેમ નથી બન્યા ?" તેનું નિખાલસપણું જોઈ હું ખુશ થયો; અને તેથી તેને મેં રમૂજમાં પૂછ્યું, "હું જો 'બુદ્ધ' અને 'ધર્મ'ને સ્વીકારું પણ 'સંઘ'નો સ્વીકાર કરવાની ના પાડું, તો તમે મને બૌદ્ધ દીક્ષા આપશો ?"

તેણે કહ્યું કે તે કદી ન બની શકે. મારો પ્રસ્તાવ કબૂલ રાખે એવો તે શાસ્ત્રવિમૂખ નાસ્તિક ન હતો. તેણે તરત જ અનેક શાસ્ત્રવાક્યો ટાંકી બતાવ્યાં અને જણાવ્યું કે એ ત્રણે રત્નોનો એકસાથે સ્વીકાર કરવામાં ન આવે તો નિર્વાણ સંભવી શકતું નથી.

સંપ્રદાય જેવા સંગઠનની ઉપયોગિતા પ્રત્યે હું દુર્લક્ષ નથી કરતો. સંપ્રદાય લોકોમાં એવું શિસ્ત જમાવી શકે છે કે જેના વડે જ કોઈ પણ સિદ્ધાંત જીવંત ધર્મમાં રૂપાંતર પામે છે. પરંતુ સંપ્રદાયે તો ઝાડની છાલ જેવા રહેવું જોઈએ, કે જે અંદરના ગર્ભને રક્ષણ આપે છે એટલું જ નહીં પણ ઝાડનો પૂરેપૂરો વિકાસ થાય તે માટે દર શિયાળામાં જાતે ફાટી પણ જાય છે. પરંતુ દુર્ભાગ્યે માણસની બાબતમાં એવું બને છે કે તેનાં સંગઠનો ટૂંક સમયમાં તેનો જ આત્મા ગૂંગળાવનારાં થઈ પડે છે, જીવનરસને છૂટથી વહેતો અટકાવનારાં બની જાય છે.

* * *

મને હંમેશાં લાગ્યું છે કે સત્નું વિરોધી અસત્ નથી, પણ સત્તા છે. અસત્ને તો હમેશ સત્ને નમતા રહેવું પડે છે કારણ કે તેનું બધું સામર્થ્ય સત્ના જ ડોળમાંથી પ્રાપ્ત થયેલું હોય છે. સત્નું સાચું વિરોધી તત્વ તો સત્તા છે, કે જે સત્નું રક્ષણ કરવા કે તેને અમલમાં મૂકવા પ્રવૃત્ત થયું હોય છે ત્યારે પણ હંમેશાં સત્ને ગૂંગળાવવા, છોભીલું પાડવા કે નબળું કરવાના જ પ્રયત્ન કરે છે. જગતના ધર્મોએ મધ્યયુગી રાજસત્તાઓના નમૂના પ્રમાણે પોતાનું સંગઠન જમાવવાનો પ્રયત્ન કર્યો અને માની લીધું કે સત્યને જો સત્તાનું પીઠબળ હોય તો તે જલદી પ્રચારમાં આવી શકે. નાસ્તિકતા પણ આનાથી વધુ ભૂંડું કે નુકસાન કરી શકે એમ હું માનતો નથી. જેમ ઈશ્વરને અને ધનસંપત્તિને એક સાથે પૂજી ન શકાય, તેમ સત્ય અને સત્તાને ભેગાં પૂજી જ ન શકાય; સિવાય કે તે બળ સત્યનું જ આંતરિક બળ હોય. તેથી ધર્મોએ સત્તાની જે દૃષ્ટિ અને વિચારસરણી પોતાની આસપાસ ઊભી કરી દીધી છે, તેમાંથી નીકળી જવાનો તેમણે પ્રયત્ન કરવો જ જોઈએ. આમ અહિંસા એ સત્યનું જ વિશિષ્ટ પાસું છે. ખૂબ ઊંડે ઊતરીને તપાસીએ તો ધર્મમાત્રનું હાર્દ સત્ય અને અહિંસા પ્રત્યે એકાંતિક ભક્તિમાં જ રહેલું છે. આયરીશ કવિ 'એ. ઈ.' યોગ્ય શબ્દોમાં કહે છે તેમ સત્ય પોતે જ પોતાનું ઉચિત બળ છે.

બધા ધર્મો વચ્ચેના તમામ ઝઘડાના મૂળમાં એ મહાન સત્યનો અસ્વીકાર જ રહેલો છે. ધર્મો પોતાના સત્યથી વિમુખ બની એમ માનવા લાગ્યા છે કે તેમનું સંગઠન, તેમનું સંખ્યાબળ, ટૂંકમાં કહીએ તો તેમની સત્તા, એ જ વસ્તુતાએ તેમનું સત્ય છે. નહીં તો પોતાના સંપ્રદાયના માણસોની સંખ્યા વધારવા માટે આટલી ઉતેજારી હોઈ શકે ? કે ટોળાંબંધ લોકોનું ધર્માંતર કરવાનો અભિમાનભર્યો દાવો સંભવી શકે ? સાચામાં સાચું એકમાત્ર ધર્માંતર તો અસત્યમાંથી સત્યમાં, અંધકારમાંથી જ્યોતિમાં, બૂરામાંથી ભલામાં, કે અન્યાયમાંથી ન્યાયમાં હોઈ શકે. અને એ ધર્માંતર તો જગતના બધા ધર્મોના અનુયાયીઓમાં આવવાનું બાકી છે.

દરેક ધર્મનાં બે અંગ હોય છે: એક તો તેના સિદ્ધાંતો એટલે કે સત્ય; અને બીજું તેનો આચારવિધિ એટલે કે સાધના. અને હિંદુધર્મની બલિહારી છે કે તેણે આ વસ્તુ શરૂઆતથી જ જોઈ લીધી. તેણે વળી એ પણ જોઈ લીધું કે તે બેમાંથી આચારવિધિને જ તંત્રબદ્ધ કરી શકાય; નહિ કે સિદ્ધાંતમાર્ગને. તેથી તેણે માણસના વિચારો, કલ્પનાઓ અને ધ્યેયોને પૂરેપૂરાં મુક્ત રહેવા દીધાં. એ કારણે જ આપણને હિંદુધર્મમાં ઊંચામાં ઊંચી વેદાંતની ફિલસૂફી તથા વિવિધ દર્શનોની સમૃદ્ધિ જોવા મળે છે. પરંતુ કેવળ બૌદ્ધિક શોધ આપણને કદી સંતુષ્ટ ન કરી શકે. તેથી આપણે જીવનના અખતરાઓ કર્યા અને પરિણામે પોતપોતાના નિશ્ચિત જીવનમાર્ગો અને અચળ આચારવિધિઓવાળા અસંખ્ય સંપ્રદાયો ઊભા થયા. આ આચારવિધિઓ જ માણસની સાંપ્રદાયિક માન્યતાઓને વાસ્તવિકરૂપ આપે છે; પરંતુ પાછળથી આપણા લોકોની બુદ્ધિશક્તિ અને પ્રાણશક્તિ ઉપર કોઈ વિચિત્ર નિષ્ક્રિયતા છવાઈ ગઈ અને તેઓએ પોતાના સિદ્ધાંતો બદલાયા છતાં આચારવિધિ બદલતા જવાનું છોડી દીધું. કદાચ સત્તાએ સત્યને પદભ્રષ્ટ કર્યું અને સાથે સાથે ધર્મને પણ સત્વભ્રષ્ટ કર્યો.

પરમતત્ત્વની કલ્પનાની બાબતમાં અદ્વૈતી અને દ્વૈતી વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર છે. પરંતુ તેમનું જીવન તપાસશો તો તમને તેમના આચારમાં કશો તફાવત માલૂમ નહીં પડે. દ્વૈતી કદાચ અદ્વૈતી બની જાય તો પણ તે પ્રમાણે તેના જીવન તરફના દૃષ્ટિબિંદુમાં કે તેના આચારવિધિમાં કશો ફેરફાર નહીં થાય. આપણા ફિલસૂફોએ જીવનમાં વ્યવહારિક અને પારમાર્થિક એવો સગવડભર્યો ભેદ શોધી કાઢ્યો છે. અને તેથી જ્યારે સ્વામી વિવેકાનંદ આગળ પંડિતો પોતાની અકર્તવ્યશીલતાના બચાવમાં આ ભેદ રજૂ કરતા ત્યારે સ્વામીજી પોતાની ધીરજ ગુમાવી બેસતા અને ખૂબ ચિડાઈ જતા. દરેક દર્શનને પોતાને અનુરૂપ સ્મૃતિ હોવી જોઈએ પરંતુ જૈનો પાસેથી તેમના અહિંસા અને અનેકાન્તવાદને અનુરૂપ સ્મૃતિ મળતી નથી. 'અર્હન્નીતિ' એ સામાન્ય કોટીનું પુસ્તક છે. વેદાંતીઓએ તો નિષ્ઠુરતાથી તર્કશુદ્ધ સ્મૃતિ વિચારી કાઢી, પણ તે અનુસાર જીવવાનું યતિઓ અથવા સંન્યાસીઓ માટે અનામત રાખવામાં આવ્યું. અદ્વૈતવાદ સ્વીકારનારા ગૃહસ્થી વેદાંતીએ તો પોતાના જીવનવિધિમાં કશો ફેરફાર નથી કર્યો. આને કારણે દર્શનોની આખી ચર્ચા ચર્ચાપરિષદની જીભાજોડી જેવી બની જાય છે.

જૂના જમાનાના ભાષ્યકારોએ જુદાં જુદાં દર્શનોની તર્કશુદ્ધતા અને તેઓમાં ગર્ભિત રહેલી સૈદ્ધાંતિક માન્યતાઓની એકવાક્યતા પ્રગટ કરી આપી છે. પરંતુ હવે જુદા જુદા દાર્શનિક સિદ્ધાંતો અને વિવિધ સાંપ્રદાયિક માન્યતાઓમાંથી ફલિત થતા સામાજિક આચારો બતાવી આપવાનો વખત અર્વાચીન વિચારકો માટે ક્યારનો આવી પહોંચ્યો છે. આ નવી દૃષ્ટિથી આપણાં આસ્તિક તેમજ નાસ્તિક દર્શનોનો અભ્યાસ કરવામાં આવે તો તેમાંથી નવો તેમજ ઉપયોગી અર્થ નીકળશે અને આપણો સમાજ પુનરુજ્જીવિત થશે.

હિંદુધર્મ, બૌદ્ધધર્મ, જરથોસ્તીધર્મ, યહૂદીધર્મ, ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ આ બધાનો તેમજ બીજા બધા ધર્મોનો સામાજિક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરવામાં આવે તો જે પ્રશ્નો આજના માનવસમાજને પજવી રહ્યા છે, તેમનો ઉકેલ જરૂર મળી આવે.

એ પ્રશ્નો કયા છે?

મેં ધર્માંતરના પ્રશ્ન વિષે અત્યાર અગાઉ ઉલ્લેખ કર્યો જ છે; પરંતુ એ ધર્માંતર તે એક ધર્મમાંથી બીજા ધર્મનું નહીં, પણ અસત્માંથી સત્નું, અન્યાયમાંથી ન્યાયનું. એ ધર્માંતર આપણે સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં પ્રવર્તાવ્યું છે? એ બધાં ક્ષેત્રોમાં આજે જે વિખવાદ મચી રહ્યો છે, તેનું કારણ તે ક્ષેત્રોમાં વ્યાપી રહેલી ન્યાયવૃત્તિનો સદંતર અભાવ છે. ઈસુખ્રિસ્તે એમ કહ્યું કહેવાય છે કે રાજાનું છે તે રાજાને આપો; અને ઈશ્વરનું છે તે ઈશ્વરને આપો. એક હિંદુ શાસ્ત્રવચન તો સીધું જ કહી દે છે કે, રાજ્ય ચલાવ્યા પછી તો નરકમાં જ જવું પડે છે. જે

માણસ રાજા થઈ બીજાઓનાં જીવન નિયંત્રિત કરવાનો પ્રયત્ન કરે છે તે નરકમાં જાય છે; સત્તાને જોરે ભરી કાઢેલી રાજાની તિજોરીમાંથી દાન તરીકે મેળવેલું બધું ધન અપવિત્ર છે. તથા કોઈ પણ ધર્માત્મા પુરુષ તેનો સ્વીકાર કરી ભ્રષ્ટ થયા વિના ન રહે.

તો પછી જગતની આર્થિક પરિસ્થિતિની બાબતમાં આ સર્વધર્મપરિષદનો શો નિર્ણય છે?

મહાન શાંતિસ્થાપક ચળવળો સર્વ પ્રકારનાં યુદ્ધોની સામે હજુ સુધી બિનઅસરકારક એવી હિલચાલો ચલાવી રહી છે; અને બીજી બાજુ સર્વત્ર લશ્કરી સરંજામ પૂરપાટ વધારવામાં જ આવે છે. આ સર્વધર્મપરિષદ પોતાના અવાજને ભલે અસરકારક ન બનાવી શકે, પણ તેણે એટલું જાહેર તો કરવું જ જોઈએ છે કે યુદ્ધ એ તો ચાલુ શોષણપદ્ધતિરૂપી જગદ્‌વ્યાપી રોગના વખતોવખત થતા ઉથલારૂપ છે; અને એ રોગ પોતે નૈતિક જીવનધોરણને ભોગે સાધવામાં આવેલા ખર્ચાળ ભૌતિક જીવનને આભારી છે. આપણે જાહેર કરવું જોઈએ કે ઈશ્વર અને મનુષ્યમાં શ્રદ્ધા રાખનારાઓએ આ બંને જીવનધોરણોને નવેસર તપાસવાં જોઈએ. સમાજમાં રૂઢ થયેલા શીલસદાચાર અવ્યભિચાર, અને સમાજહિતના આદર્શો સામે સર્વત્ર પડકાર ઉઠાવવામાં આવે છે. પ્રાચીન વ્યવસ્થાનો બચાવ આપણે આપ્તવાક્યથી કે શાસ્ત્રોના અર્થ કાઢી બતાવીને કરવા જઈશું તો તે હવે કામમાં આવે તેમ નથી. સામાજિક આદર્શની નવી વ્યાખ્યા દ્વારા ધાર્મિક આદર્શોને લોકોના મનમાં સજીવ કરવા જોઈએ. આ બાબતમાં પણ સંગઠિત વિચાર અને સંગઠિત સંકલ્પ જરૂર મદદ કરી શકે. કામવાસના, કે જે વિવાદનો અને તેથી સામાજિક જીવનનો ખાસ પાયો છે, ભાવનાઓના ચક્રનું એક બળશાળી અંગ છે, તેમજ આધ્યાત્મિક શક્તિ નિપજાવવા માટેની ખાસ સામગ્રી પણ થઈ શકે છે, તેનો અત્યારે કરવામાં આવે છે તેમ ભૌતિક દૃષ્ટિબિંદુથી નહીં, પણ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરવો જોઈએ અને તેને વિષે જવાબદાર અખતરા કરવા જોઈએ. આજના ભૌતિક તથા બિનજવાબદાર વલણ તરફ આપણે ઉદાસીન રહી શકીએ નહીં.

જગતના વિવિધ ધર્મો આ રીતે એકઠા મળે તેમાંથી બીજું પરિણામ એ નીપજવું જોઈએ છે લગભગ બધા ધર્મોમાં—અરે ગૂઢતા વિનાના હોવાનો દાવો કરનાર વિજ્ઞાનના ધર્મમાં પણ—જે અંતિમતા અને સત્યના ઈજારદાર હોવાની જે ભાવના પ્રવર્તે છે, તેમાં પલટો થાય. આ પરિષદના પ્રયત્નોના પરિણામે બધા ધર્મોમાં ઉદારતાની ભાવના વ્યાપવી જોઈએ, જેમ ધર્મશાસ્ત્રને કારણે કાનૂનપદ્ધતિઓ ઉદાર બની છે તેમ. આ કામ ખ્રિસ્તી પાદરીઓ કે બુદ્ધિવાદી મંડળો ઉપર ન છોડી દેવું જોઈએ.

ધાર્મિક જીવનની જ કલ્પનાની બાબતમાં પણ આપણી પરિષદ એક આગળ પગલું ભરી શકે તો કેવું સારું. મનુષ્યજાતની ધીરજથી સેવા કર્યા કરતાં લાખો પાલિત પશુઓ પણ આ મહાન પરિષદના ઠરાવો તરફ આશાભર્યાં કાન માંડી રહ્યાં છે એવું હું કલ્પી શકું છું. જો ધર્મનો અર્થ પ્રેમ, દયાળુતા અને કૃતજ્ઞતા, બંધુભાવ તથા પ્રાણીમાત્ર કે જેમના અન્યોન્યાશ્રયથી એક સમગ્ર જીવન બને છે તે સર્વ પ્રત્યે કુટુંબભાવ થતો હોય, તો જે પાલિત પશુઓએ આપણા જીવનને આટલું બધું સુરક્ષિત તથા સહેલું બનાવ્યું છે, તેઓ પ્રત્યે પણ આપણી વર્તણૂક કેવી હોવી જોઈએ એ જાહેર કરવાનો વખત પણ આવી ગયો નથી? ગાય કે જેને મહાત્મા ગાંધીએ કરુણાનું કાવ્ય કહી છે, તેનો સર્વ દેશોના ધાર્મિક મનુષ્યો પાસે સહાનુભૂતિ માગવાનો ખાસ હક છે. તે માનવજાતની બીજી માતા છે. તેને સંરક્ષણ આપવું અને શાંતિમાં મરવા દેવી એ માણસ માટે શું આટલું બધું અઘરું હોવું જોઈએ? ખોરાકનો પ્રશ્ન સૌથી અગત્યનો છે એ નિર્વિવાદ છે. જમીન તેમજ પાણીની પેદાશો રોજ વધતી માનવક્ષુધાને શાંત કરવા ઉપયોગમાં લેવાતી જાય છે. રાસાયણિક ખોરાકો પણ શોધવામાં આવે છે. મનુષ્યજાતિએ ધરતીના પડ ઉપરથી મનુષ્યભક્ષણને

નાબૂદ કરવામાં લગભગ સફળતા પ્રાપ્ત કરી છે. તો કાંઈ નહિ તો માનવકુટુંબના જ એક અંગ રૂપ બનેલા એક પ્રાણીને—ગાયને સુરક્ષિત કરવાનું હવે આપણે હાથમાં ન લેવું જોઈએ? ન્યાય તથા દયા માટેની પોતાની અરજી ગોમાતા સર્વ દેશોના ધાર્મિક પુરુષોની આ પરિષદ આગળ રજૂ ન કરે તો ક્યાં કરે?

પણ ગરીબ બિચારી ગાયની જ વાત શું કામ કરીયે? આપણે ગુલામોની મુક્તિની વાતો કરીએ છીએ, પરંતુ ગુલામોને સાચે જ મુક્ત કરવામાં આવ્યા છે? ગુલામીની પ્રથા તરીકે ગુલામી કદાચ નામશેષ થઈ હશે, પણ સામાજિક અને આર્થિક શોષણ સર્વત્ર ચાલી રહ્યું છે. અને શોષિત લોકો ગુલામો નહીં તો બીજું શું છે? એક કહેવાતી ખ્રિસ્તી પ્રજાએ બીજી ખ્રિસ્તી પ્રજા ઉપર સ્વાર્થ, શોષણ અને સામ્રાજ્યને અર્થે સીધો હુમલો કર્યો. રાષ્ટ્રસંઘ તેને અટકાવી શક્યો નહીં. ધર્મનો સંઘ આવાં યુદ્ધો અટકાવી શકશે?

ધર્મવીરો કે જેઓ સ્વાર્થત્યાગ અને સ્વાર્પણમાં જ રાચે છે, તેઓને તો અંતરનાદ જ ભોમિયારૂપ હોય છે.

સમાજવાદ એજ આ બધા પ્રશ્નોનું એકમાત્ર નિરાકરણ છે. સમાજવાદ ભવિષ્યનો ધર્મ થઈ બેસવાની તૈયારીમાં છે. જગતના પ્રચલિત ધર્મોનું વલણ આ નવી શક્તિ અને નવા આદર્શની બાબતમાં કેવું હશે? મને એમ લાગે છે કે આપણે જરૂર સમાજવાદને અપનાવી શકીએ તથા સમાજવાદને ધાર્મિક રીતે પ્રસ્થાપિત કરવાનો આપણો પોતાનો જ સ્વતંત્ર માર્ગ વિકસાવી શકીએ. જેને શાસ્ત્રીય સમાજવાદ કહેવામાં આવે છે તેણે એવી અપક્વ વિચારપદ્ધતિ અને વર્ગ વિગ્રહની નિષ્ઠુર કાર્યપદ્ધતિ યોજી કાઢી છે કે જે પરિણામે ભયંકર નીવડે તેમ છે. બધા ધર્મોને માટે તે એક ભારે પડકારરૂપ છે. બધા ધર્મો સમાજવાદને હિંમતપૂર્વક સ્વીકારી લઈ જીવનને નવી દોરવણી નહીં આપે તો તે બધાને સંગ્રહસ્થાનમાં સામાજિક વિભાગના પ્રાચીન અવશેષોની દશાથી સંતોષ માનવો પડશે. પ્રાચીન આદર્શ તો મોજૂદ છે; તેમ જ અત્યારની આવશ્યકતાઓને માટે જોઈએ તેથી પણ વધુ પૂરતો પરંતુ તેની પાછળનો પ્રાચીન જુસ્સો, જો કદી હતો તો તે હવે ચાલ્યો ગયો છે; અને ધાર્મિક પુરુષોએ ગરીબોની નિઃસહાય તથા નિરાશાભરી સ્થિતિ વિષે દરકાર કરવાનું પણ છોડી દીધું છે. સદ્ભાવની માત્ર વાતો, અને અન્યોન્ય પ્રશંસા તથા ધર્મ વિષયક તાત્ત્વિક કે દાર્શનિક ચર્ચાઓ એ પોતે ગમે તેટલાં સારાં હોય તો પણ ધર્મોની પરિષદ માટે એટલો કાર્યક્રમપૂરતો તો ન જ કહેવાય.

દરેક ધર્મમાં પ્રાચીન શાસ્ત્રોના નવી રીતે અર્થ કરવાનો પ્રયત્ન કરાય છે. તેથી દરેક ધર્મ ધીમેધીમે અર્થવ્યાખ્યાની પોતપોતાની નવી રીતિઓ વિકસાવતો જાય છે. પરંતુ શાસ્ત્રવાક્યોની વ્યાખ્યા અને શાસ્ત્રવાક્યોના અર્થ ઉપર જ આધાર રાખવાને બદલે આપણે માનવશાસ્ત્ર, સમાજવિદ્યા, કળા, વિકાસવાદ અને તે સૌ કરતાં વધારે આધ્યાત્મિક અનુભવની મદદ સ્વીકારવી જોઈએ અને આજના ધર્મોના સિદ્ધાંતો અને આચારવિધિઓ ઉપર પ્રકાશ પાડવો જોઈએ.

*　*　*

જ્યારે આપણે 'ધર્મો' એવો બહુવચનનો પ્રયોગ કરીએ છીએ, ત્યારે આપણે હિંદુધર્મ, ઇસ્લામ, ખ્રિસ્તીધર્મ વગેરે પ્રચલિત ધર્મોનો જ ખ્યાલ કરીએ છીએ. પરંતુ આ પ્રચલિત ધર્મોના કોચલા હેઠળ જુદા જ પાયાઓ ઉપર નવા જ ધર્મો વિકસતા જાય છે. માનવતાનો ધર્મ જીવનના બધા પ્રશ્નોનું સંતોષકારક નિરાકરણ આપવાનો દાવો કરતી એક સંપૂર્ણ યોજના છે. કળા એ બીજો ધર્મ છે કે જે જીવનમાં સંગતિ સ્થાપી આપવાનો અને માનવવિકાસના પ્રશ્નોનું નિરાકરણ પૂરૂં પાડવાનો દાવો કરે છે. કાયદાકાનૂન એ કદાચ આધુનિક યુગનો સૌથી વધારે લોકપ્રિય અને શક્તિશાળી ધર્મ છે. માણસને વારસામાં જે કાંઈ દુઃખો મળ્યાં છે કે જે તેણે પોતાને માટે ઊભાં કર્યાં છે, તે બધાનો ઉપાય

યોગ્ય કાયદાકાનૂનોથી કરવાનું વિચારવામાં આવે છે. રોજ નવા થતા કાયદાકાનૂનોથી આખા જીવનને નિયંત્રિત કરવાનું ઇચ્છવામાં આવે છે માણસને લાગતી વળગતી કોઈ પણ કે દરેક વસ્તુ માટે ધારાસભા જ દરેક દેશમાં વડી સત્તા થઈ બેઠી છે. રોજ આપણને કાયદાકાનૂનોની નિષ્ફળતાનો અનુભવ થતો જાય છે છતાં આપણે આપણી સર્વોત્તમ શક્તિ કાયદાપદ્ધતિને વિકસાવવામાં અને કાબૂમાં લાવવામાં ખર્ચીએ છીએ.

આપણામાં એવી દૃઢ માન્યતા જામતી જાય છે કે વહેમો હવે જલદી નાશ પામતા જાય છે; પરંતુ આપણે નવા વહેમોની જગા કરવા માટે જ જૂના વહેમોને દૂર કરવામાં ફાવ્યા હોઈએ છીએ, અને વહેમોનું સામ્રાજ્ય હંમેશની પેઠે વિજયી જ રહ્યું હોય છે.

મારી પોતાની એકમાત્ર આશા તો કેળવણીનો ધર્મ ધીમેધીમે પ્રચારમાં આવતો જાય તેમાં રહેલી છે. પરંતુ એ કેળવણી તે કેળવણીખાતાના પ્રધાનોના હાથમાં રહેલી કેળવણી નહીં, પરંતુ વધારે સારા જીવનના–આધ્યાત્મિક જીવનના —હજુ થોડા એવા પેગંબરોએ ફેલાવેલી કેળવણી. આ કેળવણી વૈયક્તિક તેમ જ સામાજિક તથા રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય એમ સમગ્ર મનુષ્યને કેળવવાનો ઇરાદો રાખે છે. આ દૃષ્ટિબિંદુથી જોઈએ તો જ્ઞાન, ભક્તિ અને કર્મ એ આત્મોન્નતિના વૈકલ્પિક માર્ગો નથી, પરંતુ આત્મવિકાસની આપણી સાધનારૂપી હીરાનાં જુદાં જુદાં પાસાં જ છે.

સત્ય અને અહિંસામાં નિષ્ઠા એ કાંઈ બૌદ્ધિક સિદ્ધાંતો નથી. તે તો માણસજાતની જાણમાં આવેલા અમોઘ આચારો છે. સર્વ પ્રકારના ધાર્મિક જીવન અને આચારના એ નિકષરૂપ છે; અને વ્યક્તિ તેમ જ સમુદાયના જીવનમાં એ આચાર દાખલ કરવાનું એકમાત્ર સાધન કેળવણી જ છે.

માનવજાત ધર્મભાવનાને પુનરુજ્જીવિત કરવા માટે નવું વલણ અને નવી ઇંદ્રિયની રાહ જોઈ રહી હોય એમ લાગે છે. પ્રાચીન લોકો બળશાળી સાહજિક વૃત્તિઓ અને વીજળીની પેઠે ઝબકી જતી સ્ફુરણાઓના જમાનાની છાયામાં હતા. તેઓ તીવ્ર ધ્યાન વડે અનંતના રહસ્યમાં ડૂબકી મારવાનો પ્રયત્ન કરતા એવી ધ્યાનશક્તિ જોમશાળી પ્રારંભિક જમાનાનું લક્ષણ હોય છે. તેઓએ કોઈ ગૂઢ રીતે અંતઃસ્ફુરણાની ઇંદ્રિય પ્રાપ્ત કરી હતી કે જે આપણે ખોઈ બેઠા છીએ. સોક્રેટિસ, જરથુસ્ત, બુદ્ધ અને ઉપનિષદકાળ પછીના વખતના ઋષિઓના જમાનાથી માંડીને મનુષ્યજાતિએ તર્કપ્રધાન યુગમાં પ્રવેશ કર્યો છે. એ યુગની પાછળ પાછળ એક બાજુ સંગઠનનો જમાનો આવ્યો અને બીજી બાજુ કલાત્મક આવિષ્કારનો જમાનો આવ્યો એમ કહી શકાય. ત્યારબાદ વિકાસવાદનો સિદ્ધાંત પ્રચારમાં આવ્યો અને તેણે આપણને ઐતિહાસિક દૃષ્ટિબિંદુ અર્પ્યું કે જેનાથી પ્રાચીનો બહુ પરિચિત નહોતા. કલાત્મક દૃષ્ટિ અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ એ આજની માનવજાતનાં મુખ્ય લક્ષણો છે. ધર્મોએ જો ફાલવુંફૂલવું હોય અને માનવજાતિને પુનરુજ્જીવિત કરવી હોય તો તેમણે આ જમાનાનું વલણ સમજીને જીવનનો નવો માર્ગ દર્શાવવો જોઈએ. આજના મોટાભાગના માનવ સમુદાયમાં, અને તેને દોરવા ઇચ્છનારા શિક્ષિતોમાં તો મુખ્યત્વે કરીને, ધર્મની કિંમત બહુ ઓછી થઈ ગઈ છે એ વસ્તુ નાકબૂલ કરી શકાય તેમ નથી. ધર્મો બહુ લાંબો વખત પોતાનાં હલેસાં બંધ કરીને બેસી રહ્યા છે; અને તેથી જ આજે તેમને માલૂમ પડતુ જાય છે કે, તેમની પાસે કીંમતી માલ હોવા છતાં તેઓ પ્રવાહમાં આગળ વધવાને બદલે વહેણમાં પાછા તણાતા જાય છે. દરમ્યાન મનુષ્યજાતિએ વિજ્ઞાન, રાજકારણ અને પ્રચૂર ધનસંપત્તિને જ પોતાની પ્રવૃત્તિનાં મુખ્ય ક્ષેત્ર બનાવી દીધાં છે. એટલે હવે તો ધર્મો માનવજાતની આ મુખ્ય પ્રવૃત્તિઓનો અર્થ કરી બતાવે, તેમની વચ્ચે મેળ બેસાડી આપે અને તેમને કાબૂમાં લાવી શકે તો જ પોતાનું મુખ્ય સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકે.

# ટૂંકી વાર્તામાં રસાસ્વાદ*

શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય
બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન)

( અનુસંધાન, માર્ચ પૃષ્ઠાંક ૨૭૦ )

૪

પ્રસ્તુત નિબંધના ત્રીજા હપ્તાની શરુઆતમાં જ નહીં ધારેલી એવી ભાંજગડ મનમાં ઉભી થાય છે. પ્રશ્ન એ છે કે રસનો આસ્વાદ કોને કહેવો, અને તેની પ્રાપ્તિ વાચકને થાય છે એનો પૂરાવો શો ? સ્થૂલ તેમજ સૂક્ષ્મ બાબતોમાં રસ અને તેની પ્રાપ્તિનો પ્રયોગ વ્યવહારની સામાન્ય ભાષામાં આપણે કરિયે છિયે, છતાં કઈ સ્થિતિમાં આસ્વાદ રહેલો છે એ પ્રાથમિક મુંઝવણ છે.

સ્વાદ એ મનની અભિરુચિને પ્રેરનારું કારણ છે. એને પારખનારી ક્રિયા આસ્વાદમાં રહેલી છે; રસની પ્રાપ્તિ એ આસ્વાદનું પરિણામ છે. એટલે પ્રાપ્તિ પહેલાંની પૂર્વ સ્થિતિ અર્થાત્ રસનો સાક્ષાત્કાર કરવા પ્રત્યક્ષ કે પરોક્ષ જે કાંઈ પ્રક્રિયા કરવી પડે તે, અને તેને લીધે અનુભવાતો આનંદ એને રસાસ્વાદ કહિયે તો ચાલે ?

જગતના વિવિધ પદાર્થોમાં જે સરસતા છે તે મેળવવા પ્રાણીમાત્રની તમન્ના હોય છે. સાહિત્યની સૃષ્ટિમાં આવી સરસતાને રસ કહિયે તો એનો અનુભવ કરવા દરેક ભાવકને વૃત્તિ થાય એ સર્વથા સ્વાભાવિક છે. રસાનુભવની આ સહજવૃત્તિને લીધે સ્વાદ અને આસ્વાદની ઝંખના થાય છે. ભૌતિક પદાર્થોમાં ચર્વણાદિ અને માનસિક વ્યાપારોમાં વિમર્શન વગેરે આસ્વાદનાં અધિષ્ઠાન છે. વ્યવહારજગતમાં અતૃપ્તિ અથવા નિયતિના નિર્માણમાં અસંતોષ ઇત્યાદિ આસ્વાદનાં ઉત્તેજક તત્ત્વો છે. પણ એના અનુભવનો આનંદ આત્મગત છે એટલો જ એના રચનાકૌશલમાં છે.

રચનાકૌશલ દ્વિવિધ છે: બહિર્ગત અને અંતર્ગત. આકૃતિની સુંદરતા, પ્રથમ દૃષ્ટિયે, બહિર્ગત લક્ષણોથી પરખાય છે. '**आकृतिर्गुणान् कथयति**' એ સંસ્કૃત ઉક્તિ, અથવા 'Face is the index of the mind' એ અંગ્રેજી વચન સર્વાંશે સાચૂં નથી, તોપણ આકૃતિના બાહ્ય રૂપરંગને અંશતઃ લાગૂ પડે છે. પદલાલિત્ય, શબ્દાલંકાર, સચોટતા વગેરે રચનાકૌશલ કે સંયોજનનાં બહિર્ગત લક્ષણો છે. ભાવમાં ઔચિત્ય, બનાવોમાં પ્રતીતિ અને કથનમાં વેગ એ એનાં આંતર લક્ષણો છે. બાહ્ય તેમજ આંતર ગુણોને લીધે ભાવકની આસ્વાદવૃત્તિ સંતોષાય છે. સંતોષનો આવો અનુભવ એ જ રસાસ્વાદ છે.

સાહિત્યાકૃતિના રસાસ્વાદમાં એક બીજી વિશેષતા છે. તૃપ્તિનો અનુભવ આસ્વાદમાં છે, તોપણ એ અનુભવ આકૃતિનાં બાહ્ય તેમજ આંતર લક્ષણોથી ભિન્ન છે. રૂપ અને રાગથી

* જોડણી લેખકની પોતાની જ છે.

સ્વતંત્ર અસર ઉપજાવવાની જે શક્તિ સૌન્દર્યમૂર્તિમાં રહેલી છે તેને વ્યંજના કહે છે. રસની એ વ્યંજક શક્તિમાં ધ્વનિ છે, અને વાચનને અંતે અનુભવગોચર થતો ધ્વનન એ જ રસની પ્રાપ્તિ છે.

ટુંકી વાર્તામાંથી આ પ્રકારનો આસ્વાદ અથવા રસનિષ્પત્તિ કેમ થાય છે તે જોઈએ. ટુંકી વાર્તામાં લાગણીનું જીવન હોય છે તે આગળ કહેલું જ છે. પણ લાગણી પોતાની મેળે એટલે કે સ્વતંત્ર રીતે આસ્વાદનો વિષય બનતી નથી. એને ગતિની અપેક્ષા છે. પાત્ર, બનાવ કે પરિસ્થિતિ એ જરુર પૂરી પાડે છે. આ ઉપાદાનથી ગતિમાં વેગ આવે છે જે લાગણીના આરોહ અને અવરોહમાં ભાવકને પ્રત્યક્ષ થાય છે. આ પ્રમાણે લાગણીનું વહન ગતિમાન થયા પછી તેમાં આવર્તન ઉભાં થાય છે. આવર્તનની પરંપરા હૃદયોર્મિના પૂરને ઉછાળે છે અને તેથી ભાવક આલેખનવિષય તરફ ધસડાય છે. મનના કાંઈક આવા વ્યાપારને લીધે સમગ્ર નિરૂપણમાંથી ભાવચિત્ર આપો-આપ પેદા થાય છે. છેવટે મનોરાગનો બધોય વેગ એમાંજ પરોવાય છે.

લાગણી તેનો વેગ અને આવર્તન : એ આસ્વાદનાં મૂળભૂત અંગો છે. પણ એ ત્રણેય પરાવલંબી છે. લાગણીનો આવિર્ભાવ પાત્રમાં, અને વેગનો બનાવમાં જણાય છે. પાત્ર અને બનાવ વચ્ચે, લાગણી અને વેગ કાર્યકારણનો સંબંધ સ્થાપિત કરે છે. પણ એ સંબંધ પ્રતીતિમાં ઉતરે તો જ ભાવકના મનમાં બંધાતાં આવર્તન પુષ્ટ થાય છે. આસ્વાદનાં આ ત્રણ અંગને સંવાદમાં રાખવા કલ્પના એક અમોઘ સાધન છે. વર્ણ્યવિષયને સ્થૂલ સપાટીમાંથી તે બચાવી લે છે, અને વાચકની નજર સન્મુખ ધાર્યું ચિત્ર તે ઉભું કરે છે. વાર્તાના વણાટમાં કલ્પનાનો રંગ તે માત્ર તરંગ નથી, પણ એના પોતને મજબૂત કરનારું વિશિષ્ટ બળ છે. વાર્તાના વિવિધ અંકોડાને અવિચ્છિન્ન જોડનાર એ સાંકળ છે. વિશેષમાં, એ કલ્પના જીવન-દર્શી હોય છે એટલે એની મદદથી રચાતી સૃષ્ટિ કાલ્પનિક બનતી નથી, પણ પ્રસંગને યોગ્ય ચમત્કૃતિ આપી, ભાવકના મનમાં વાસ્તવિકતાની પ્રતીતિ અને ઉલ્લાસ જગાડે એવી રસશાલી સૃષ્ટિ એ રચે છે.

પરંતુ સામાન્ય વાચક, મનોવ્યાપારના આવા સૂક્ષ્મ સંબંધને લીધે, વાર્તા વાંચવા પ્રેરાતો નથી. એ પૃથક્કરણવ્યાપાર એને સુલભ પણ નથી. વાર્તા-સાહિત્યમાં એની અભિરુચિ પોતાની આસ્વાદવૃત્તિને સંતોષવા પૂરતીજ હોય છે. એ વૃત્તિ કાંઈક અંશે વાર્તાના વિશિષ્ટ રચનાપ્રકારથી, અને કાંઈક અંશે એમાંના આલેખનવિષયથી ઉલ્લાસિત થાય છે. રચના-પક્ષે, આધુનિક ટુંકી વાર્તાઓના સત્કારનાં કારણો આ છે : નિમિષમાત્રમાં તે પોતાના શરીરનું સુરેખ દર્શન કરાવે છે; અલંકારના ભાર વગર તે આકર્ષણની મૂર્તિ બની રહે છે; વાર્તાલાપ કે સંવાદની પદ્ધતિથી તે વાચકને સીધોજ સ્પર્શ કરતી હોય છે; જીવનની વિશાળતાને બદલે તે ઊંડાણ માપે છે. એમાં પૂર્વાપર સંદર્ભના અવધાનની બહુ જરુર પડતી નથી, કે અફાટ અર્ણવનાં વમળો એને વિક્ષેપ કરતાં નથી. પણ આ બધા રચનાકૌશલનાં એકપક્ષી કારણો છે. એનું વધતું જતું આકર્ષણ એમાં ઉપસ્થિત કરેલા પ્રશ્નો અને તેની છણાવટ છે. જુની અને નવી વાર્તાના વિષય લગભગ સરખા છે. પણ એકસરખા વિષયની રજુ-આતમાં બન્ને વચ્ચે તળસ્પર્શી ફેર છે. નૂતન વાર્તા-સંપ્રદાયનું વલણ માનસશાસ્ત્ર તરફ વધારે છે. એ વૃત્તિ અને વર્તનનું પૃથક્કરણ કરે છે. એમાં બુદ્ધિવાદને બદલે વૈજ્ઞાનિકનાં કાર્યકારણની દલીલ છે. પાત્ર કે પ્રસંગની ખીલવટ માટે તે અંતરના ગૂઢ પ્રદેશમાં ઉતરે છે. મનોવ્યાપારની અવગણનાથી વ્યવહારમાં કડવાશ અને જીવનમાં વિસંવાદ, લાગણીનાં ઘર્ષણ અને ભાવનાની અથડામણ દેખાય છે તે સર્વનાં પ્રતિબિંબ એમાં છે. " માનવહૃદય એક પુસ્તક નથી. પુસ્તકની માફક એને ઉઘાડીને વાંચી શકાતું નથી."[૧૪] એ હૃદયમાં અનેક ભાવ અણશીખવ્યા ઉગે છે, અને અણકથ્યા આથમે છે. તે પૈકી કેટલાયને સંયમને નામે છુંદી નાંખવામાં આવે છે; કેટલાકને શિષ્ટાચારને નામે

---

૧૪. રા. લલિતમોહન ગાંધી—ઊંધા ચશ્મા; 'પાપને પંથે' પૃ. ૨૩૭

દબાવી દેવા પડે છે; અને મર્યાદાને મિષે કેટલાકનો ઉચ્ચાર પણ નિષિદ્ધ છે. સમાજે આજસુધી દફનાવી રાખેલા આ બધા પ્રશ્નો ટૂંકી વાર્તાના પ્રિય વિષય બન્યા છે, અને તેથી તે વાંચવા સામાન્ય કે અસામાન્ય બધાય પ્રેરાય છે. કેમકે સમધારણ કે વિષમધારણ માનસનાં હૃદયંગમ ચિત્રો અન્યત્ર લભ્ય નથી. મુડીવાદ અને સામ્યવાદની સ્પર્ધા, શેઠ અને મજૂરનું દ્વંદ્વ તેમજ સમાજનાં બહુ જ નીચલા થરનાં દર્શન ટૂંકી વાર્તાઓ ઘણી જ સફળતાથી કરાવે છે એ પણ એના આકર્ષણનું કારણ છે.

## ૫

**આ** ચિત્રોને યથાક્રમમાં ગોઠવવાની કલા એટલે સંયોજન. વાર્તાની સફળતાનો આધાર કેટલેક અંશે એના ઉપર છે, માટે એની ગોઠવણીમાં વાર્તાકાર સ્વતંત્ર છે. સાહિત્યના અન્ય સ્વરૂપોની પેઠે એને આદિ, મધ્ય અને અંત હોય છે. વાર્તાનું વાતાવરણ, પાત્રોની પરિસ્થિતિ અને સંયોગોની ઘટના શરુઆતમાં આપેલી હોય છે. આકર્ષણની દૃષ્ટિએ વાર્તાનો આરંભ એ બહુ જ મહત્ત્વની બાબત છે તેથી પ્રસ્તાવની ગુંથણીમાં શૈલીનાં વૈવિધ્ય માલમ પડે છે: જેમકે—

> “ નહોતી કેળવાયેલી તોય ચાતુર્ય હતું. નહોતી શહેરની તોય સૌજન્ય હતું. નહોતી ઉચ્ચ વર્ણની તોય ગોરી હતી.”
>
> ( મલયાનિલ : ગોવાલણી ).

શરુઆતના આ ત્રણ સાદાં વાક્યો જ વાચકને ઉત્તેજે છે. એ ત્રણેય વચનો એક જ પાત્ર વિશે વિરોધી અંશોનું દર્શન કરાવે છે, અને એમાંજ આસ્વાદનું આકર્ષણ ભર્યું છે. દૂધ વેચવાનો હમેશનો કાર્યક્રમ, અને ચંદનભાઈનો પ્રસંગ વાર્તાના વિકાસમાં અનુપાન માત્ર છે. પણ એનાથી જાદુગરણીની અખંડ મૂર્તિ પાંગરે છે તથા એની પ્રતિચ્છાયામાં કાલિકા અને મૂર્ખનાં ચિત્રો ઉભાં કરે છે. ચંદનભાઈની જેમ ભાવક પણ વાર્તાના જાદુમાં અંજાય છે કેમકે ચિત્રોની ગોઠવણી સ્વાભાવિક છે.

> “ જગતની નીતિ અને અનીતિનાં માપ અધુકલાં અને અધુરાં છે. એનાં માપ માનવી પોતાની અહંતા પોષતા લોકમતથી કાઢે છે. એ ચંચળ લોકમત પાગલ છે. આજે શિરતાજ કરીને સ્થાપે, કાલે ઠોકરે મારે.” (શ્રી. લલિતમોહન ગાંધી : અનીતિનાં માપ)[૧૫]

આ ચાર વચનો પૈકી પહેલું વાર્તામાં આવનાર બનાવોની આગાહી આપે છે, તથા નીતિશાસ્ત્રનો અણઉકલ્યો કોયડો પ્રારંભમાં જ રજુ કરે છે. વાર્તામાં આ ગૂઢ પ્રશ્નની કેવીક છણાવટ છે તે જોવા વાચક પ્રેરાય છે. સંયોજનમાં વેધકતા લાવવા માટે “ સહધર્મચારિણી કરવા ધારેલી ચારુ હેમન્તની માતા ” બને છે. હૃદયને વલોવી નાંખે એવો કારમો આ વિધિયોગ (?) છે. “विषमप्यमृतं भवेत् क्वचिद्-मृतं वा विषमीश्वरेच्छया ।” મહાકવિ કાળિદાસનું આ વચન પણ એને સાન્ત્વન આપી શકે તેમ નથી. કેમકે એ વિધિનો નહીં, પણ દુનિયાના વિલાસી માણસે યોજેલો સંબંધ છે. નીતિનાં સૂક્ષ્મ સિદ્ધાન્ત મુજબ એ યોગ ગમે તેવો નિષ્ઠુર હોય તોપણ વ્યવહારની નક્કર હકીકતનો પૂરાવો છે. “ નાનાં બાળકોને પ્રેમ કરતાં અને ભૂલતાં જરાય વાંધો આવતો નથી ” એ વચન કહેનાર પિતાઓ જાહેર નીતિને નામે કેટલાયના જીવનનું કચ્ચરીઉં કરે છે અને તેથી “ જગતની સ્થાપિત નીતિ સામે બંડ કરવાની વૃત્તિ થાય ” એ સ્વાભાવિક છે. લોકમતની ચંચળતા અને પાગલપણું અહિં કાંઈક અંશે અપ્રાસંગિક છે, છતાં તે બ્રાઉનિંગના પ્રસિદ્ધ કાવ્ય ‘ Patriot ’ નું સ્મરણ કરાવે છે. સગપણની ગાંઠથી માતાપુત્ર બનેલાં ચારુ અને હેમન્તનું ભાવયુદ્ધ પ્રણયની વિષમ પરિસ્થિતિમાં ફેરવાય છે. વાર્તાનો શિરોબિંદુ (climax) જેવી આ સ્થિતિ અધઃપતનનો પ્રકાર બને છે એ જ વખતે હેમન્તનો પિતા અચાનક ત્યાં આવી પહોંચે છે. એ આકસ્મિક બનાવ વાર્તાની સંકલનામાં અણધાર્યો

૧૫. શ્રી. લલિતમોહન ગાંધી ઊંધા ચશ્માઃ ‘અનીતિનાં માપ’ પૃ. ૧૩૮

પલટો લાવે છે, અને કરુણાન્ત સમાપનની પરાકાષ્ટામાં નીતિ–અનીતિનો કોયડો અનુત્તર જ રહે છે. આ કરતાં પણ વધારે ઉત્તેજક પ્રારંભ 'પાપને પન્થે'[૧૬] માં ઉપસ્થિત કરેલા સંવાદમાં જણાય છે—

"કોણે કહ્યું કે જગતનાં મંડાણ ન્યાય અને નીતિ પર થયાં છે? કોણે કહ્યું કે દુનિયાનાં શાસન નીતિ અને ન્યાયને ધોરણે ચાલી રહ્યાં છે? કોણે કહ્યું કે માનવજીવન પાપ ને પુણ્ય વચ્ચે ઝૂલી રહ્યું છે? મૂર્ખ માનવી રટી રહે છે કે જગનિયંતા ન્યાયી છે; એની તુલા મહીં શ્રીમંત કે નિર્ધન, સબળ કે નિર્બળ, મહાન કે પામર સહુ સરખાં છે. સદંતર ખોટું. એને ત્યાં માણસ માણસને માપવાનાં કાટલાં જુદાં છે."

ઉપરોક્ત પ્રશ્નપરંપરાથી ઉપજાવેલો આ સંવાદ જ વાર્તાનું કેન્દ્ર છે. ઇશ્વરમાં અવિચળ શ્રદ્ધા ધરાવતા અશોકનું પરિવર્તન

"કદી ઇશ્વર હોય અને તે ન્યાયી હોય તો વનલીલાને મ્હારા જીવનમાંથી ઝૂંટવી લેવી એ કયો ન્યાય? શું ગરીબના જીવનમાં પ્રેમનેય સ્થાન નથી? નૈતિક દૃષ્ટિયે મ્હેં કયું પાપ કર્યું કે તેના પ્રતીકાર રૂપે મ્હને જેલ મળી? ઇશ્વર હોય તો તેને ન્યાય ગમતો નથી, તેના દીલમાં દયા વસતી નથી. ઇશ્વર હોય તો તે મેલા મનનો, નિર્દય ને જુલ્મી છે."

વગેરે વચનોથી સ્વાભાવિક જણાશે. અને તેથી જ 'શું જગતના અન્યાયનો પ્રતિઉત્તર પાપનો પંથ છે?' એ પ્રશ્ન–ઘડીભર ગળે ન ઉતરે તોપણ-સહૃદયને વિચાર કરતો બનાવે છે.

એ જ લેખકની 'અંતિમ કરાર'[૧૭] નામક વાર્તા સંબોધન ઉક્તિ (Apostrophe) નો નમૂનો છે, અને 'ઊંધા ચશ્મા'ની શરુઆત "સારી દુનિયાએ દિવાના ગણેલા દિવાના નથી હોતા, અને ડાહ્યા માનેલા ડાહ્યા નથી હોતા" એમ વિધિવાક્યના દૃષ્ટિક્ષેપથી કરેલી છે. સારાંશ કે, વાર્તાના પ્રસ્તાવને સવિશેષ આકર્ષક બનાવવા પ્રત્યક્ષ કથન કે વર્ણનને બદલે વિરોધી વાક્યો, કોઈ કોયડો, સંવાદ કે સંબોધન ઉક્તિનો વાર્તાવિધાયકો આશ્રય લે છે; કોઈ વાર વાર્તાના અવલંબનબીજને જ શરુઆતમાં પ્રશ્નરુપે મૂકે છે; અથવા એકાદ વિધિવાક્ય મારફત સમગ્ર નિરૂપણ વિશે દૃષ્ટિક્ષેપ કરેલો જણાય છે. પ્રસ્તાવની સાથોસાથ વાર્તાના ફલક ઉપર પાત્ર, પરિસ્થિતિ કે બનાવ પ્રત્યક્ષ થાય છે. એ ત્રણના વ્યવહારમાં પ્રત્યાઘાતક બળો નિગૂઢ રહેલાં હોય છે અથવા એને પ્રતિકૂળ ઘટના કે સંજોગો ઉપજાવવામાં આવે છે. આવાં વિરોધી તત્ત્વોના સંસર્ગથી વાર્તાના મધ્યભાગમાં અથડાઅથડી કે ઘર્ષણ થાય છે. આ પ્રકારનું ઘર્ષણ આસ્વાદના આરોહ–અવરોહને ખૂબજ વેગ આપે છે અને તે વાર્તાની ઘટનાઓને રસની પરાકાષ્ટાએ પહોંચાડી, ભાવકને તદ્રૂપ બનાવે છે.ઘર્ષણ એ સંયોજનની બીજી ભૂમિકા છે અને વાર્તાના સમગ્ર પ્રવાહનું શિરોબિંદુમાં સંક્રાન્ત થવું તે એની અવધિ છે. 'ગોવાલણી' તથા 'અનીતિનાં માપ'ના પૃથક્કરણમાં બતાવ્યું છે તેમ આ સ્થિતિયે, કુશળ સ્રષ્ટા, સંકલનામાં એકાએક પલટો લાવે છે અને તે માટે (૧) એકાદ ભૂલ, (૨) આકસ્મિક બનાવ, (૩) અમાનુષી તત્ત્વ વગેરે યુક્તિ પ્રયુક્તિઓ યોજે છે. આને લીધે વાચકે ન ધારેલું પરિણામ સમાપનમાં આવે છે અને એમાંજ સંયોજકની કુશળતા છે. આ વિશે થોડાંક ઉદાહરણો જોઈ લઈયે—

'એક ભૂલ' (તણખા મંડળ ૧ પૃ. ૧૨૩–૨૮) માં મ્યુનિસિપાલિટીનો નવો અમલદાર પ્યારેમોહન શાકમારકિટમાં બંસીની દુકાન પાસે આવી પૂછે છે—

"તમે શાક સારું જ વેચો છો કે?"

"જી હા" બંસીએ ધીમેથી મુંઝવણમાં જવાબ આપ્યો.

૧૬. રા. લલિતમોહન ગાંધી, ઊંધા ચશ્મા પૃ. ૨૧૯–૨૪૦

૧૭. રા. લલિતમોહન ગાંધી, ઊંધા ચશ્મા પૃ. ૧૦૧–૧૨૦

"મને ઓળખો છો ?"

"તમને ન ઓળખું તો કો'ને ઓળખું ? તમે પ્યારેમોહન !"

આ ન્હાના સરખા વાકયોના સવાલ જવાબમાં જ વાચકની સામે આખો ભૂતકાળ ખડો થાય છે. 'તમને ન ઓળખું તો કો'ને ઓળખું ?' વગેરેમાં બંસીનું ભાવિ દોલાયમાન થતું જણાય છે તે સાથે વાચકની લાગણી વેધકતાની પરિસીમાએ પહોંચે છે. હવે શું બનશે એમ ક્ષણવાર વિમાસણ થાય છે. એ વખતે બંસીનો છેવટનો અતિસૂચક પ્રશ્ન "પરણેલા લાગે છે" તે વાચકની જીજ્ઞાસાને પારાવાર વધારી મૂકે છે. અને પ્યારેલાલના કુટુંબથી અપરિચિત રહેમાનનો ઉત્તર "કેમ નહિ ? આ નાનો છોકરો છે ને ?" એ આખી વાર્તાનો નિયામક છે. આસ્વાદની ટોચે પહોંચેલા રસપ્રવાહમાં આ પ્રશ્નોત્તરથી અજબ અને અણધાર્યો પલટો આવે છે. રહેમાનની આ ભૂલ સંયોજનમાં હેતુપૂર્વક મૂકેલી છે એમ જણાઈ આવશે. એજ પ્રમાણે 'હૃદયપલટો' (તણખા મંડળ ૧ પૃ. ૨૨૨–૨૪૨ )માં દોલતના મુખમાંથી "ઇજ્જિ, ઇજ્જિ"નો શબ્દોચ્ચાર, 'માનવતાના રાહ' (ઊંધા ચશ્મા પૃ. ૧૯૭–૨૧૬) માં સનાતન આત્મહત્યા કરવા તૈયાર થાય છે ત્યારે માયાનું આગમન, 'પરિવર્તન'[૧૮] (મારી શ્રેષ્ઠ વાર્તા પૃ. ૧૪૨–૧૬૨ )માં પ્રૉ. ધનંજયનો મિનાક્ષી સાથે મેળાપ, વગેરે વાર્તાના પ્રવાહને પલટાવે છે. આ પલટો કોઈ ભૂલને લીધે નહીં, પણ એકાદ આકસ્મિક બનાવને આભારી છે. આવી ઘટના વાર્તાના અમુક જ ભાગમાં આવવી જોઈએ એમ સિદ્ધાન્ત તરીકે કહી ન શકાય, પણ એ ઘટનાથી પ્રવાહમાં ઉલટું કે અણધાર્યું પરિવર્તન આવે છે એમ તાત્પર્ય છે. 'કુલાંગાર' (દ્વિરેફની વાતો ભા. ૨, પૃ. ૧૨૩–૧૫૭ )માં અનન્ત હરિજન બાળકોને માતાજીના મંદિરમાં ઘસડી લાવે છે તે બનાવ વાર્તાના પાંચ દશ્યો પૈકી બીજામાં અર્થાત્ વાર્તાના પંદરમે પાને જ છે. વળી આ ઘટના આકસ્મિકને બદલે આગન્તુક જેવી લાગે છે. 'હૃદય પલટો' (દ્વિરેફની વાતો વા. ૨, પૃ. ૧–૧૪ )માં જેનીને પ્રસૂતિની પીડા, અને અબદુલની નિઃસ્વાર્થ સેવા એ આગન્તુક બનાવ છે. પણ સંયોજનમાં હેતુપુરઃસર મૂકાયેલો હોવાથી એ ભાગ ક્ષેપક નથી, પણ વાર્તાનો ઘટક અંશ છે. 'મદભરનેનાં' (તણખા મંડળ ૧, પૃ. ૧૩૯–૧૫૨ ) માં દુલારીનું ભાવપરિવર્તન વધારે ઝીણવટથી સધાયું છે. આનંદમોહનની ઉદારતાનું પ્રત્યક્ષ દર્શન દુલારીના ગુમાનનું વિષ ઉતારે છે એ ખરું, પણ એ પ્રસંગ આનંદમોહનના પાત્રત્વમાં એટલો બધો વણાઈ ગયો છે કે એ આકસ્મિક કે આગન્તુક લાગતો નથી. 'ગોદડીયા ફકીર'ની પૈસા માટે સર્વાંગે બેદરકારી એ વિરોધક અંશને લીધે જ દુલારી બોલી ઉઠે છે

"ઘેલા ઉદાર! અઢી પૈસામાં દિવસ કાઢવો છે શું ?"[૧૯]

અમાનુષી તત્ત્વનો પ્રવેશ તે પ્રવાહમાં અણધાર્યું પરિવર્તન લાવવાની ત્રીજી ચાવી છે. આપણા વાર્તાસર્જકોએ આ તત્ત્વનો ઉપયોગ સમાપનમાં કર્યો છે. 'પોસ્ટ ઑફિસ' (તણખા મંડળ ૧, પૃ. ૧–૧૩) માં પોસ્ટ માસ્તરને મૃત્યુ પામેલા અલીની ભ્રાન્તિ, 'અખંડ જ્યોત' (તણખા મંડળ ૧, પૃ. ૫૫–૬૭) માં (સાવિત્રીની) "આછા આસમાની રંગની એક મૂર્તિ–પવન જેવી પાતળી અને પાણી જેવી પારદર્શક–ત્યાં ઉભી હતી", 'ઇન્સ્પેક્ટર સાહેબ' (તણખા મંડળ ૪, પૃ. ૨૦૬–૨૧૭ )માં ઇન્સ્પેક્ટરની "પાછળ ત્રિવિક્રમની ભમતી આંખોનો આભાસ", 'સુલોચના' (ઊંધા ચશ્મા, પૃ. ૬૫–૮૦) માં તેની આંખોમાંથી અને ફરાસના મુખમાંથી નીકળતો

---

૧૮. પચ્ચીસ લેખકોની એમના મત પ્રમાણે એમની શ્રેષ્ઠ વાર્તાનો સંગ્રહ. (વૉરા ઍન્ડ કું. પબ્લિશર્સ, લિમિટેડ ).

૧૯. અઠવાડીઆના પાંચ આના પ્રમાણે રોજના અઢી પૈસા નહીં, પણ સાડા આઠ પાઈ લગભગ થાય. પણ 'અઠવાડીઆના દિવસ આઠ' એ સામાન્ય ભ્રાન્તિ કે અનવધાનથી ગણતરી દોષ થયો છે. પણ 'સર્જન' ને બદલે જાણી જોઇને સુજનનો ખોટો પ્રચાર કરનાર લેખકોની તુલનામાં આને અનવધાનનો નમૂનો કહેવાય.

તેજનો અંબાર, 'પ્રભુનો દરવાન'* (ઝાકળ)માં "સ્થિર ઊભેલા વિદ્વાન તપસ્વીએ લોકોના કરતાં કાંઈક વધારે જોયું. લક્ષ્મણના હૃદયમાંથી કોઈ પડછાયો નીકળી સિંહાસન પર સ્થિત થઈ મૂર્તિરૂપે ઘટ્ટ થઈ જતો તેણે જોયો" વગેરેમાં કોઈ અમાનુષી કે અલૌકિક તત્ત્વના ઉપયોગથી પ્રવાહમાં પલટો લાવી, વાર્તાનો અંત સાધી શકાયો છે.

આવા અમાનુષી તત્ત્વનું પ્રયોજન સમજવાની જરુર છે. તે દૈવી તેમજ આસુરી હોય છે. આસુરી તત્ત્વો પાત્રને ઊંધે રસ્તે દોરે છે તે શેકસપિયરના નાટકોમાં બતાવેલું છે. પણ આપણા વાર્તાલેખકો એ તત્ત્વના ઉપયોગથી જન્માન્તરની વાસનાઓનો ખુલાસો કરે છે. "જીવન પરજીવન બે એક અખંડિત વહેણ છે રે લોલ"[૨૦] એ સિદ્ધાન્તનું પ્રકારાન્તરે દર્શન કરાવે છે. 'અખંડ જ્યોત'માં વાદળી અને પૃથ્વી વચ્ચે દેખાતી સાવિત્રીની મૂર્તિ અને એના શબ્દો મુજબ બીજા દિવસના પત્રની હકીકત વગેરે કેવળ કાલ્પનિક માનિયે તોપણ એ કલ્પના પુનર્જીવનના સિદ્ધાન્ત પર રચાયેલી છે. એટલે પંદર વર્ષ પછી સાવિત્રીની પ્રતિકૃતિમાં દંપતીજીવનની જ્યોત શી રીતે અખંડિત રહે છે એનો કાંઈક ખુલાસો છે. પણ એ ખુલાસો અર્થવાદ પૂરતો છે, બુદ્ધિગમ્ય નથી. તેથી આવા તત્ત્વના ઉપયોગથી સંયોજનની ઘટના પ્રતીતિમાં ન ઉતરે તો સમાપનભાગ કૃત્રિમ કે શિથિલ બની જવાનો સંભવ છે.

૬

સંયોજનની ચર્ચા ઉપરથી માલુમ પડશે કે અવલંબનબીજ એ વાર્તાનું પ્રભવસ્થાન છે; પ્રસ્તાવ, ઘર્ષણ અને પરાકાષ્ઠા એ એના વિકાસની ત્રણ ભૂમિકા છે; અને પાત્ર, પ્રસંગ કે પરિસ્થિતિ એ એનાં અનુપાન છે. એટલા માટે વિકાસની ભૂમિકામાંથી ક્રમશઃ પસાર થઈ, અનુપાનના અંગોમાંથી યથોચિત પોષણ મેળવ્યું હોય તે જ (બીજ) ટુંકી વાર્તાનો નમૂનો કહેવાય અને આસ્વાદપાત્ર બને. આ દૃષ્ટિયે એક જ અવલંબનબીજના આધારે રચાયેલી બધી વાર્તાઓ વિશેષ અર્થમાં ટુંકી વાર્તા બનતી નથી. અથવા તો પાત્ર, પ્રસંગ કે પરિસ્થિતિ બીજના એકાદ અંશમાત્રનું આવિષ્કરણ-બીજા અંગોથી નિરપેક્ષ રીતે-કરે તો તે સાદી વાર્તાનું વર્ણન બની જાય છે. તેજ પ્રમાણે સંયોજનની યુક્તિ પ્રયુક્તિઓનો અકુશળ ઉપયોગ અથવા ઘટનામાં અનૌચિત્ય વગેરે રસપ્રવાહને કથળાવે છે. આમ, સાદી અને ટુંકી વાર્તાનો તફાવત એના સંયોજનમાં રહેલો છે એમ ફલિત થાય છે તે નીચેનાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે—

'કેતકી અને કિરીટ' (મારી શ્રેષ્ઠ વાર્તા, પૃ. ૭૯-૧૨૦)[૨૧]માં વૃત્તાન્તમૂલક બીજ છે. કલ્પનાને ઉત્તેજે એવા અપાર વર્ણનો છે. બાણભટ્ટને ભૂલાવે એવા શબ્દાલંકાર છે. સ્થૂલ અલંકાર એટલે ઘરેણાં તેમજ કીંમતી વસ્ત્રાદિકનું પ્રદર્શન પણ એમાં છે. હંસે દમયંતીનું વર્ણન કર્યું તેવા વર્ણનની રૂપરેખા એમાં મળી આવે છે. તે સાથે ગોવર્ધનરામની શૈલી તેમજ અવતરણ વાકયો, તથા કવિ ન્હાનાલાલના સાચા ખોટા શબ્દપ્રયોગ એ બધુંય આ વાર્તામાં છે. છતાં વીસમી સદીમાં દોરાયેલી કેતકીનાં ભાવ અને ભાવના રંગભૂમિની નટી જેવાં લાગે છે. એમાં નથી સ્વાભાવિકતા કે નથી ઉચિત લાગણીનું વહન. પોચા મનનો કિરીટ, છેલ્લી ઘડીએ, ધ્રુજી ઉઠે છે તે તથા નવનીતરાયના સ્વભાવવાળો ઈર્ષ્યાળુ પતિ પોતાની પત્ની જુદી રહે ત વિશે આંખમિંચામણાં કરે તે વાર્તાના બનાવો સાથે સંગત થતાં નથી. વાર્તાની શરુઆતમાં નિર્દોષ બકુલા અણુવર બની આવેલા કિરીટ પાસે કેતકીનાં વખાણ કરે-શા માટે તે જો કે કહ્યું નથી તોપણ-તે સ્વીકારી લઈયે, છતાં મુગ્ધાવસ્થાએ પહોંચેલી બકુલા-કેતકી પ્રેરિત-અભિસારિકાનું કામ કરે એ સઘળું બુદ્ધિગ્રાહ્ય નથી. આમ ઔચિત્યના અભાવે રસનિષ્પત્તિમાં વિક્ષેપ થાય છે. એટલે ટુંકી વાર્તાનાં આવશ્યક તત્ત્વો વિદ્યમાન છતાં આખી વાર્તા સુંદર વર્ણનનો નમૂનો બને છે.

* રા. રમણલાલ વ. દેસાઈ

૨૦. નરસિંહરાવ-સ્મરણસંહિતા

૨૧ જયદેવ દવે

'પગલીનો પાડનાર' (શ્રાવણી મેળો, પૃ. ૨–૮)[૨૨] માં 'ડોસાએ ખોળિયું બદલ્યું' એ છેવટના વાક્ય પર આખી વાર્તાની સંકલના છે. એ વચન પોતેજ વૃત્તાન્તમૂલક બીજ છે. એમાં વાસનાનું જીવન છે. એની ઉત્કટતા પૌત્રનું મુખ જોવાની અભિલાષામાં વ્યક્ત થાય છે. પૌત્રનો અભાવ શાન્તારામ ડોસાને છેલ્લા શ્વાસ સુધી કેટલો વિહ્વળ બનાવે છે તેનું સચોટ નિરૂપણ આમાં છે. છતાં ડોસાની વ્યગ્રતાનો પ્રત્યાઘાત, ઇશારા રૂપે પણ, વાર્તામાં નથી એટલે એની નિરાધારતા વેધક બનવાને બદલે દયાપાત્ર બને છે. સંતાન માટેની તાલાવેલી 'સૃજનજુની ઝંખના' (ધૂપદાની, પૃ. ૧૨૩–૧૪૨)[૨૩]માં જે રીતે મૂકવામાં આવી છે તે વાચકને સીધો જ સ્પર્શ કરે છે :

"તરલાને રૂંવાડે રૂંવાડે બાળકના સાદ પડતા. એની આંખોમાં ને અલકપટે બાળક રમતાં. એને અંબોડે અને વેણીએ બાળક સંતાતાં. એના હોઠ બાળકને ચુંબવા તલસતા હોય એમ કંપતા. એના કંઠમાં હાલરડાંની કડીઓ આવી અટકી જતી, પણ હૈયું તો અવિરત હાલરડાંની હલકે હીંચ્યાજ કરતું. ઉંઘમાંથી ઉઠતાં એને બાળક યાદ આવતું. ઉંઘમાં એના કલેવરને બાળકની હુંફ જોઈતી હતી.......
......રેશમી ચણીઓ, ઝરીભરેલું ઝભલું, કે ઝીકની સાડી ને તનસુખનો કાશ્મીરાનો કોટ બગાડી મૂકે ને પછી બન્ને જણાં હસવા લાગે, એક એક ગાલે એક આંગળી અડાડી 'લુચ્ચા'નો ઇલ્કાબ આપી ચૂમીઓ લે; એ લહાણે હૈયું ધરવવાની ધીરજ, તરલાથી હવે હાથ નહોતી રહેતી."

"મ્હને છોકરું નહિં થાય તો?" એ પ્રશ્ને

"આંસુડાંનો ખોબો ભરી, સૃષ્ટાનાં ચરણ ધોવાં હોય તેમ આંખોએ માઝા મૂકી."

"બા" કહી વાતાવરણને ભરી દે એ બાળક કેવું હશે? એનાં પગલાં ઝીલતી ભૂમાતાએ કેવાં પૂણ્ય કર્યાં હશે! અરેરે ભગવાન, મારે ત્યાં જો ડગલીઓ ભરાય તો એને એક એક પગલે મોતી વેરૂં. એની એક એક રજે હું રજોટાઉં."

નારીહૃદયમાં અપત્ય માટેની ઊંડી અને મર્મભેદી ઝંખના '**धन्यास्तदङ्गरजसा मलिनी भवन्ति**' એ એક જ વચનમાં કાળિદાસે મૂકી છે તેનું યથાર્થ પ્રતિબિંબ અને પૃથક્કરણ આમાં નથી એમ કોણ કહેશે? છતાં લાગણીનો આ ઓઘ માત્ર આવેશ છે અને અવલંબનબીજનું અંશતઃ દર્શન કરાવે છે એટલે સાદી વાર્તાનો સરસ નમૂનો પૂરો પાડે છે.

'મુકુંદનનું પ્રાયશ્ચિત' (રાજાજીની વાતો, પૃ. ૧૩–૩૨)[૨૪]માં "માબાપનાં પાપોનું પ્રાયશ્ચિત કરવું એ દીકરાઓનો ધર્મ છે" એ વચનમાં વાર્તાનું બીજ છે. છતાં એની ઉત્પત્તિ અંત્યજોદ્ધાર અર્થે હોય એમ જણાય છે. ઉત્પત્તિનો આ હેતુ વાર્તાના બીજને ગૌણ બનાવે છે. કેમકે હરિજન બાળકોને રૂઢિચૂસ્ત માતા તરફથી જે અન્યાય થયો તે બતાવવા અન્ય પ્રસંગો અને વિગતો વાર્તામાં પૂર્યાં છે. પૂવી એ પૂર્વજન્મની પોતાની માતા છે એમ માની તેમને એટલે આખા હરિજન કુટુંબને પોતાને ત્યાં રાખી મુકુંદન પ્રાયશ્ચિત્ત કરે છે. પૂર્વાપર બનાવની સંકલના જોતાં મૂળ બીજનો ક્રમશઃ વિકાસ સધાયો છે છતાં વેધકતાની ઊનતા ખૂંચે છે. એ જ લેખકની 'હૅટ અને સાડી' (પૃ. ૩૩–૩૯)માં નર્મહાસ્ય અને કટાક્ષની જમાવટ છે. 'એવફૂફ હિંદની ભાષાઓમાં બોલતા શરમાતો શ્રી. કૌશિક પોતાની પત્ની સાથે જિલ્લા કલેક્ટર મિ. મોરલિની ઈવનિંગ પાર્ટીમાં હાજરી આપવા જાય છે. શ્રાદ્ધાદિ ધાર્મિક ક્રિયાની ઉપેક્ષા

૨૨. ઉમાશંકર જોષી.
૨૩. વિનોદ ભટ્ટ.
૨૪. પ્રસ્થાન કાર્યાલય : મૂળ લેખક–ચક્રવર્તિ રાજગોપાલાચાર્ય.

કરનાર શ્રી. કૌશિક સાહેબ લોકની હૅટ પહેરીને સાડીમાં સજ્જ થયેલી પત્ની સાથે મોટર સાઈકલમાં રવાના થાય છે. પાર્ટી વખતે મિ.સાકેતરામ એજ બનાવ પ્રકારાન્તરે રજુ કરી શ્રી. કૌશિકના વર્તન તરફ સચોટ કટાક્ષ

" એક હરામખોર ગોરો ટોપો પહેરીને પૈડાં આગળ બેઠો હતો. અને સાથેની ગાડીમાં, સરસ ભૂરા રંગની ગાડીમાં, રાતી રેશમી સાડીવાળી, વેણીમાં ફૂલો ઘાલી એક બ્રાહ્મણ છોકરી બેઠી હતી. પેલા દુષ્ટ ગોરાને લઈને નાસી જવા માટે જાણે તે આનંદથી હસતી હતી, તેમણે અમને ( ગામડાંનાં માણસોને ) જોયાં ત્યારે પણ, સાહેબ, તેમને જરા શરમ ન આવી. ઉઘાડે છોક, કેટલું ભૂંડું ! આપણી આ શી દશા થવા બેઠી છે ! સાહેબ ! પછી વરસાદ ન આવે તેમાં નવાઈ શી ! "

ઇત્યાદિ વચનોમાં કરે છે. સામાન્ય જનતા (masses) કહેવાતા સુધરેલા વર્ગ અને તેમનાં વર્તન વિશે શું ધારે છે એનું હૂબહૂ પ્રતિબિંબ આ સાદી વાર્તા આપે છે. " બ્રાહ્મણની સ્ત્રીઓ જ્યારે વંઠે અને સાહેબ લોક સાથે જ ભાગી જાય, ત્યારે સાહેબ, વરસાદ તે શેનો વરસે ?" એ વાર્તાનો સૂર આપણા વંઠેલા વ્યવહારનો ધ્વનિ છે.

સાદી અને સીધી વાર્તાઓનો, તથા ભાવની અથડામણ દેખાડતી આધુનિક ટુંકી વાર્તાઓનો સંયોજક અંશ ડૉ. ટાગોરની કેટલીક વાર્તાઓમાં નજરે પડે છે. એમાં શાન્ત અને સ્થિર વર્ણન છે, છતાં ભાવોપચયની અનોખી શૈલી છે. એમાં માનસનું પૃથક્કરણ છે છતાં હાલના જીવનની વધારે પડતી ધાંધલ નથી. એમાં ભાવદર્શન તથા માનસપૃથક્કરણ સુશ્લિષ્ટ રુપે વણાયાં હોય છે, છતાં ઘર્ષણ ગૌણ રાખી, જીવનના કોઈ પ્રદેશ પર વિશાળ દષ્ટિક્ષેપ કર્યો હોય એમ માલમ પડે છે. વાર્તાનું અવલંબનબીજ અનુપસ્થ કે અનુક્ત રાખેલું હોય છે; અથવા વાર્તાના અંતર્ભાગમાં ક્યાંઈક કોઈ ભાવ કે ભાવના રુપે એ અદષ્ટ રહ્યું હોય છે. એટલે અર્વાચીન ટુંકી વાર્તાઓ માફક તે સહેજે કળી શકાતું નથી.

'કાબુલીવાલા'[૨૫] નામક એમની અતિ પ્રસિદ્ધ વાર્તામાં બાળક મીની રહેમાનના દેખાવથી કાંપતી. છતાં મીની એ પડછંદ કાબુલી સાથે ખૂબ જ હળી જાય છે. એનાં સરંજામ અને વાતોથી પ્રસન્ન થાય છે. વિચિત્ર દેખાવનો કાબુલી પણ બાળક મીની સાથે એક મિત્રની જેમ ગેલ કરે છે. વય અને પ્રકૃતિની અસમાનતા છતાં એ બન્નેનો મેળ લેખકે જે રીતે બતાવ્યો છે તે બાળમાનસના સૂક્ષ્મ અવગાહનનું પરિણામ છે. મીનીનાં સંસ્મરણો પ્રૌઢ રહેમાનને સજીવન અને તાજાં હોય તેમ સાત વરસે જેલમાંથી છૂટી, મીનીને નજરે નિહાળવાની તીવ્ર ઇચ્છા તે રોકી શકતો નથી " May I not see the little one, Sir, for a moment ?" એ વચનમાં એની ઊંડી મમતા વ્યક્ત થાય છે. શૈશવ છોડી, નવયૌવના બનેલી મીનીનું દર્શન રહેમાનને પોતાની પુત્રી પાર્વતી વિશે એકાએક વ્યાકૂળ બનાવે છે. એ ભાવાન્તરમાં જ વિધાયકની ખુબી છે. પણ લગ્નવિધિને લીધે મીનીને નહીં મળી શકાય એ વિચારે રહેમાનનું હૃદય

" Keep me in your memory. Do not offer me money ! – you have a little girl : I too have one like her in my own home. I think of her, and bring this fruit to your child - not to make a profit for myself" વગેરેમાં વંચાય છે અને તેની પ્રત્યક્ષ અસર

"Tears came to my eyes. I forgot he was a poor Cabuli fruit-seller, while I was—But no, what was I more than he ? He was also a father. "

---

૨૫. Stories from Tagore, Macmillan & Co. (1931) પૃ. ૧–૧૨

આમાં, વાત્સલ્ય એ ભાવસ્પન્દનનું કારણ છે. એ વાત્સલ્યભાવ લાગણીના સ્વરૂપે કાબુલીના શબ્દોમાં પ્રત્યક્ષ થાય છે અને એની ઉત્કટ વેધકતા મીનીના માલદાર પિતાને વ્યવહારજગતની પેલે પાર સહૃદયતાની સમાન સપાટીએ લઈ જાય છે. ત્યાં ઊંચનીચના ભેદ વગર પિતા તરીકેનું હૃદય વાત્સલ્યતંતુએ અવિયોજ્ય અને અખંડિત રહે છે. માનવતાની એ ભૂમિકાનું સૂચન લેખકસ્પર્શમાત્રથી "But no, what was I more than he?" દ્વારા કરે છે જે કવિહૃદયનો અચૂક પૂરાવો છે.

સહાનુભૂતિને અભાવે માણસની લાગણીઓ કેવી વિકૃત થાય છે તથા તેનું વર્તન સમજવા માટે સહૃદયતાની કેટલી જરુર છે એ બાબત 'Castaway[૨૬]'માં સફળ રીતે ઉતારી છે. સતીશનો ખડિયો નીલકંઠે ચોરી લીધો–શા માટે? ચોરીના હેતુથી નહીં, પણ સતીશ સામે વેર લેવાની વૃત્તિથી. છાની રીતે લેવું તે ચોરી નહીં તો બીજું શું? અને છતાંય નીલકંઠ પોતે ચોર ન હતો એની ખાત્રી કેમ કરાવે? નીલકંઠની પેઠે કેટલાય માણસો પોતાના હૃદયનો ખુલાસો નથી કરી શકતા! એવા હૃદયની આંતરવેદના કિરન જેવી નારી વિના કોણ જાણી શકે?

મનની લાગણીઓની સૂક્ષ્મ ભૂમિકા ચિતરવી કેટલી કઠણ છે એ બતાવવા રા. રમણલાલ વ. દેસાઈની 'ખરી મા' (મારી શ્રેષ્ઠ વાર્તાઓ પૃ. ૨૭૪–૨૮૫) સરખાવિયે.

પતિના આગલા ઘરના પુત્ર કુસુમાયુધના યોગ્ય ઉછેર માટે અપરમાતા અનેક ઉપાયો યોજે છે. એ વૃત્તિમાં ઉત્સાહ હતો પણ બાળમાનસ નહોતું. 'મોટા કહે તે પ્રમાણે નાનાએ કરવું જ જોઈએ' એ શિક્ષાસૂત્રે ઉગતા બાળકને કચડી નાંખ્યો. છેવટે પુત્રની ગંભીર માંદગી પ્રસંગે 'તમે–તું'ના સંબોધનફેર માત્રથી 'અપર મા ખરી મા બની ગઈ' તે કોઈ ચમત્કાર હોય તો ભલે પણ માનસદર્શન નથી. સારાંશકે, બાળઉછેર વિશેનું વાચન, અથવા શાસ્ત્રીય ચર્ચાનો સંતોષ એ જેમ બાળમાનસ સમજવા માટે પર્યાપ્ત નથી તેમ માનસશાસ્ત્રનું જ્ઞાન તે મનના ફેરફારની ભૂમિકા યથાર્થતઃ નિરુપવા માટે પૂરતું નથી. મીનીનું હૃદય જીતવા માટે કાબુલી રહેમાનમાં જે જ્ઞાન છે અથવા નીલકંઠની સ્થિતિ સમજવા જે વિશાળતા કિરનમાં છે તેના અભાવે પ્રસ્તુત વાર્તાનો આસ્વાદ અનુભવાતો નથી.

'પોસ્ટમાસ્તર' [૨૭]નામક કવિવર્ય ટાગોરની વાર્તા જુદાજ પ્રકારની છે. પોતાને ગામ જવા તૈયારી કરતા પોસ્ટમાસ્તરને રતન પૂછે છે "Dada, will you take me home with you?" એ પ્રશ્ન "વેરકીની યાદ" [૨૮]માં 'સુરુ, મને તારે દેશ લઈ જા તો?" નું સ્મરણ કરાવે છે. હેતુ તેમજ રચનાભેદ છતાં આ બન્ને વાર્તામાં મળતાપણું પણ છે. રતન પોસ્ટમાસ્તરની આશ્રિત છે, તેમ વેરકી સુરુની છે. રતન અને વેરકી એ બન્નેમાં કોણ વધારે સબળ છે એ નક્કી કરવું મુશ્કેલ છે. પોતાના પાલકની વિદાય વખતે બન્ને અશ્રુપાત કરે છે. હબસીકન્યા યાદગીરીમાં સુરુને પિસ્તોલની ભેટ આપે છે. પણ ગરીબ રતનને પોસ્ટમાસ્તર પોતાનો લગભગ એક માસનો બધોય પગાર આપે છે ત્યારે

'Oh, Dada, pray don't give me anything, don't in any way trouble about me' ઇત્યાદિમાં રતનની નિઃસ્પૃહતા તરી આવે છે. તેમજ નિરાધાર રતન

'No, No, you need not tell anybody at all about me; I don't want to stay here any longer.'

આ શબ્દો ઉચ્ચારે છે ત્યારે 'inscrutable are the ways of a woman's heart' એ લેખકનું નારીદર્શન સર્વાંગે સત્ય લાગે છે.

---

૨૬ Stories from Tagore, Macmillan & Co. (1931) પૃ. ૯૬–૧૧૦.

૨૭. Stories from Tagore, Macmillan & Co. (1931) પૃ. ૮૩–૯૩.

૨૮. ઊર્મિ : સને ૧૯૩૯, જાન્યુઆરી અંક ૧, પૃ. ૩૯–૪૯,

પણ ‘ વસમો વિદાય ’ લીધા પછી પોસ્ટમાસ્તર અને સુરુના મનમાં ઉપસ્થિત થયેલા ભાવ, ભિન્ન શબ્દોમાં છતાં, સરખાવવા યોગ્ય છે:

> " When he (i. e., the Post Master) got in, and the boat was under the way, and the rain swollen river, like a stream of tears welling up from the earth, swirled and sobbed at her brows, then he felt grieved at heart; the sorrow-stricken face of a village girl seemed to represent for him the great unspoken pervading grief of Mother Earth herself. " (Stories from Tagore પૃ. ૯૨)

> " વોરકી ! મારા મગજમાં શબ્દ ગૂંજવા લાગ્યો, ટ્રેનનાં પૈડાં પણ જાણે એ જ શબ્દો બોલતાં હતાં, અંધારામાં સંકોડાઈને ઊભાં રહેલાં ઝાડવાં પોતાનાં પાન ખખડાવી વોરકીના નામનું ધીમું રટણ કરતાં હતાં. અકળામણથી રાત્રે ઊંઘ ન આવતી હોય તેમ પડખાં ઘસતી હવા પણ વોરકીનું નામ લેતી હતી. " ( ઊર્મિ: સને ૧૯૩૯, જાન્યુઆરી અંક ૧, પૃ. ૪૨ )

સ્મરણ તાજું રાખવા અને ભાવકને હૃદયસ્પર્શી બનાવવા આ બન્ને ખરેખર અપૂર્વ શબ્દચિત્ર છે.

સ્મૃતિચિત્રના આવા નિરૂપણને વાર્તાના ક્યા પ્રકારમાં મૂકીશું ? કલ્પિત હોય કે સાચું હોય પણ સમગ્ર આલેખનમાં અથેતિ લાગણીનું જીવન છે. એકજ પાત્રને ખીલવવા બનાવ કે બનાવોની યોજના કરી છે. અને એમાંથી પાત્રની જીવન્ત માનવતા ભાવકને પ્રત્યક્ષ થાય છે. તેથી સાદી અને ટુંકી વાર્તાની વચ્ચે આ પ્રકારને મૂકિયે તો અયોગ્ય નથી.

છતાં ડૉ. ટાગોરની આ ત્રણેય વાર્તાઓની વિશેષતા જીવનના તત્ત્વદર્શનમાં રહેલી છે. વિશ્વશાન્તિ વાંચ્છતા કવિનું હૃદય રહેમાન, રતન કે નીલકંઠને દુ:ખી જોતાં કંપે છે. એમના આર્તસ્વરમાં કવિનો સમભાવ સ્પષ્ટ દેખાઈ આવે છે. તોપણ સંસારસાગરમાં વહન કરતા અનેક જીવોને કેટલાય સંયોગ અને વિયોગ થાય એ સ્વાભાવિક છે તેથી એ બધાથી તટસ્થ રહી કવિ માનવસ્વભાવ વિશે નોંધે છે કે

> ‘ Alas, for our foolish human nature ! Its fond mistakes are persistent. The dictates of reason take a long time to assert their sway. The surest proofs are meanwhile disbelieved. One clings desperately to some vain hope etc." (P.92 )

આ સમર્થ દર્શનમાં માણસની નિર્બળતા અને ત્રુટિઓનું દર્શન છે જેનું આવિષ્કરણ આધુનિક ટુંકી વાર્તાઓના પ્રિય વિષય છે એટલે એનું નિરૂપણ હવે પછી જોઈશું.

# ....કારણ કે તે યહૂદી હતો

શ્રી. 'चारुदत्त'

આના ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. વર્નર એની બાજુમાં એને માથે હાથ મૂકી ઊભો હતો. વર્નરને તો એવા અનુભવ બહુ થઈ ગયા હતા.

વર્નરે ઑસ્ટ્રિયા છોડ્યું હતું તેનું કારણ એ નહોતું કે ઑસ્ટ્રિયા એને નહોતું ગમતું, પણ અમેરિકાની નવી દુનિયાએ એને આકર્ષ્યો હતો એટલે જ ઑસ્ટ્રિયા છોડીને તે અમેરિકામાં આવી વસ્યો હતો. એની સાથે નાની પુત્રી આના, જુવાન દીકરો જ્હોન અને માયાળુ પત્ની હતાં.

વર્નરે સંગીતનો કંઈ અભ્યાસ કર્યો નહોતો, પણ એને સંગીત સાંભળવું બહુ ગમતું. એના કાન સંગીતના સૂરોને પકડી લેવા એવા તો ટેવાઈ ગયા કે એ કઠણ પથ્થરમાંથી પણ ઊઠતો અવાજ કયો સૂર છે તે કહી શકતો. અને કાનની આ જાગરૂકતાએ એને અવાજ ઉત્પન્ન કરતાં પણ શીખવી દીધું. અમેરિકામાં એ આવ્યો. વાયોલીન સમારવાની એણે દુકાન કરી અને થોડા જ વખતમાં એની કીર્તિ સારી ફેલાઈ ગઈ. વાદ્યોના બજવૈયાઓથી એની દુકાન ભરાયેલી જ રહેતી. તારોથી ઘડી પણ છૂટા પડવાનો એને વખત ન મળતો. એનો એકનો એક પુત્ર જ્હોન પણ પિતાને સહાયરૂપ બની શકવા એ કામમાં પાવરધો બની ગયો. બાપ-દીકરાને આખો દિવસ કામ કરતા જોઈને અને રોજ સાંજે બેંકમાં જતી એની નાણાંની કોથળી જોઈને લોકો કહેતાં, "પરદેશી પણ આટલું કમાઈ જાય છે ?"

વર્નરનું જીવન સુખમાં વીતતું હતું. આના એકલી બાગમાં અને શેરીમાં દોડી જઈને પડોશી છોકરા-છોકરીઓ સાથે રમવા જવાની ઉમરમાં આવી ગઈ હતી. કાર્લ સાથે એને બીજાં છોકરાંઓ કરતાં વધુ નિકટતા મળી. કાર્લ અને આના દોસ્તો બની ગયાં હતાં.

એ જ વખતે પ્રલયકાળના પડછાયા જેવું વિશ્વયુદ્ધ આવી પહોંચ્યું. અમેરિકાએ પણ એ યુદ્ધમાં ઝંપલાવ્યું હતું.

વર્નરના હૃદયમાં દેશપ્રેમ ઊભરાઈ આવ્યો. એણે પોતાના એકના એક વહાલા અને જીવનાધાર સમા પુત્રને તથા પોતાની સાથે ઑસ્ટ્રિયાથી આવેલા બે ભત્રીજાઓને અમેરિકન સૈન્યમાં ભરતી કરાવ્યા અને ફ્રાંસની યુદ્ધભૂમિ પર લડવા જવાને વિદાય કર્યા. વિચિત્ર વસ્તુ તો એ હતી કે એ જ વખતે એનો ભાઈ જોસેફ જે ઑસ્ટ્રિયામાં જ હતો તે જર્મનીના સૈન્યમાં હતો. આમ પોતાના ભાઈની સામે જ એણે પોતાના પુત્રને અને ભાઈના પુત્રોને લડવા મોકલ્યા હતા ! પણ એમ કરવામાં એને પોતાની ફરજ દેખાઈ હતી. જે અમેરિકાએ એને ધન-દોલત અને અન્નજળ આપ્યાં તે અમેરિકા જ એનો સાચો દેશ હતો. એ દેશ

જ્યારે પોતાના પુત્રને માગે ત્યારે એના જેવા નાગરિકે મનને જરા પણ ખચકાવા દેવું ન જોઈએ.

હુવે કામ વર્નરે એકલાએ જ કરવાનું હતું. એકલે હાથે કામ બહુ થઈ શકતું નહિ, પણ યુદ્ધને કારણે કામ ઓછું પણ થઈ ગયું હતું. કમાણી તદ્દન ઘટી ગઈ હતી પણ તેની તે ચિંતા કરતો નહોતો. દેશને માટે એવી વિપત્તિ તો સહવી જ જોઈએ એમ તે માનતો હતો.

એક દિવસ દુકાનમાં એ બેઠો હતો ત્યાં કોઈક ચાર અપરિચિત માણસો દુકાનમાં દાખલ થયા. વર્નર ઊભો થઈને સામો ગયો, "પધારો" એણે કહ્યું.

"અમે આપની ઉદારતાની મીઠાશ અનુભવવા આવ્યા છીએ." આગંતુકોમાંથી એક જણ બોલ્યો.

વર્નરે સહેજ સ્મિત કર્યું.

"ફંડમાં આપ કેટલું ભરી શકશો ?" આવનારે કહ્યું.

"ફંડ ?"

"જી, યુદ્ધનું ખર્ચ દેશને બહુ ઉઠાવવું પડે છે. આપ જેવા કે જેઓ યુદ્ધમાં ગયા નથી કે યુદ્ધના પ્રચાર માટે ધંધો છોડી બેઠા નથી તેઓ દેશની નાણાંની તંગીને ફેડવવામાં મદદ કરી શકે, આપ એમાં બીજાઓ કરતાં આગળ નીકળી જશો એવી આશા છે."

"તમે કહો, મારે કેટલું આપવું જોઈએ ? મેં ધંધો છોડ્યો નથી પણ મારા ઘરમાંથી મને ધંધામાં બહુ મદદકર્તા હતા તેવા ત્રણ જુવાનોને મેં લડાઈમાં મોકલ્યા છે. અને ધંધો તો હવે રહ્યો છે જ ક્યાં ? એટલે આપ મારી પરિસ્થિતિનો વિચાર કરીને જે આંકડો કહેશો તે વ્યાજબી હશે." વર્નરે કહ્યું.

"એ તો ખરું છે કે અત્યારે આપનો ધંધો બંધ જેવો છે પણ આ પહેલાં આપે બેંકમાં સારું નાણું જમા કરાવી લીધું છે. અમને તો લાગે છે કે આપ પાંચેક હજાર તો જરૂર ફંડમાં આપશો."

"પાંચ હજાર ડોલર!" વર્નરના મોંમાંથી ઉદ્‌ગાર સરી પડ્યો. "બેંકમાં આપ તપાસ કરશો તો આપને જણાશે કે મારા ખાતામાં મૂળ જ બે હજાર ડોલરથી વધુ રકમ નથી."

પેલાઓએ આપસઆપસમાં કટાક્ષમય સ્મિત કર્યું. એમના સ્મિતમાં એવો ભાવ હતો કે "બેંકમાં આપને નામે બે હજાર છે પણ આપના પુત્ર, પત્ની અને ભત્રીજાઓને નામે ? આપની પત્ની પાસે ઝવેરાત કેટલું છે ? આપના ઘરમાં ફરનીચર કેટલું છે ?"

થોડી વિશેષ વાતો થઈ અને પછી નક્કી થયું કે વર્નરે પોતાનું આખું ખાતું યુદ્ધફંડમાં ફેરવી નાખવું અને દેશની કટોકટીની પળમાં તદ્દન ગરીબાઈથી જીવન-નિર્વાહ કરવો પડે તો તેમ કરીને પણ રહેવું.

ભવિષ્યની આશંકાથી ભરપૂર ચિત્તે પણ વર્નરે બે હજાર ડોલર ફંડમાં આપી દીધા.

પણ પંદર દિવસ પછી રાજ્યના નાણામંત્રીની એક હૂંડી એના પર આવી. એ જોઈને વર્નરના હોસ ઊડી ગયા. પાંચ હજાર ડોલર! રાજ્ય નાણાંની ભારે તંગીમાં આવ્યું હતું. વર્નરે એમાંથી એને ઉગારવા પાંચ હજાર ડોલર આ હૂંડીથી ભરવાના હતા! શું કરવું એ વર્નરને સમજાયું નહિ. વર્નર પોતાના પાડોશી મિ. રોજેબને ત્યાં ગયો.

"તમારે આટલા ડોલર ભરવા જ પડશે." રોજેબે કહ્યું.

"પણ હું ક્યાંથી ભરું ? મારી પાસે સિલકમાં એક પાઈ પણ નથી." વર્નર બોલ્યો.

"ફરનીચર, ઝવેરાત, કુટુંબીઓનાં ખાતાં ..."– રોજેબ બોલ્યો.

"બધું જ કાઢી નાખી તદ્દન ગરીબ બની જાઉં તોપણ ત્રણ હજારથી વિશેષ થાય નહિ."

"બે હજાર કરજે લેવા."

"કરજે ?" વર્નરે આશ્ચર્યથી પૂછ્યું. કરજ વિષે એના ખ્યાલો ભયંકર હતા. કરજનો વિચાર એનાથી સહેવાતો નહિ.

"મારે પણ લેવા પડ્યા છે. ઑસ્ટ્રિયન છીએ. ઑસ્ટ્રિયા જર્મનીને મદદ કરે છે તેના પ્રાયશ્ચિત્ત રૂપે આપણે અમેરિકાને મદદ કરવી જોઈએ. દરેક ઑસ્ટ્રિયન ઉપર આવી હૂંડીઓ મોકલાયેલી છે. જો તેઓ હૂંડી ન ભરે તો એમનાં ઘરબાર રાજ્ય જપ્ત કરે છે."

"પણ હું ઑસ્ટ્રિયન મટી ગયો છું. મેં મારા છોકરાઓને જર્મની વિરુદ્ધ લડવા મોકલ્યા છે. યુદ્ધ-ફંડમાં બે હજાર હજી હમણાં જ ભર્યા. છતાંય હું ઑસ્ટ્રિયન?"

"હા, છતાંય ઑસ્ટ્રિયન." રોજેબ બોલ્યો.

વર્નર કેટલીક વાર સુધી સુન્ન થઈને બેસી રહ્યો, પછી બોલ્યો, "કરજે ક્યાંથી લેવું?"

"કેટલાક અમેરિકન શરાફોએ હમણાં જ આવી રીતે કરજે લેવા ઇચ્છતા માણસો માટે ધંધો ખોલ્યો છે. મેં ત્રણ હજાર ગઈ કાલે જ લીધા છે, તમને બે હજાર તો ખુશીથી મળશે."

વર્નર ભાંગેલા હૃદયે અને લથડતા પગે ઘેર આવ્યો. એની પત્ની એની સામું જોઈ રહી. નાનકડી આન્ના 'પપા, પપા' કરતી સમજ્યા વિના એમને પજવતી હતી. વર્નરે રાજ્યને નાણાં ભરી દીધાં હતાં.

પણ મહિના પછી જે ફટકો આવ્યો તે આગલા કરતાં ઘણો ભારે હતો.

ધંધો ચાલતો નહોતો, ઘરમાં કે બેંકમાં કંઈ બચત તો નહોતી પણ કોઈ ચીજ વેચીને પૈસા મેળવી શકાય તેવી ચીજ પણ રહી નહોતી. નવરા પડ્યા ચિત્તને ખિન્ન ન થવા દેવા તે એક વાયોલીન તૈયાર કરતો હતો. એ બનાવવામાં એ પોતાની બધી કુશળતા ઠલવતો હતો. આશા એવી હતી કે એને ઉત્તમોત્તમ નમૂનાનું બનાવીને સારી કિંમતે વેચવું કે જેથી થોડા મહિનાનું ગુજરાન-ખર્ચ વિશેષ ચિંતા વિના નીકળી આવે.

અચાનક બહાર મોટો કોલાહલ સંભળાયો. વર્નર ચમક્યો, "આન્ના!" એણે આન્નાને બૂમ મારી. આન્ના દોડીને આવી.

"બહાર શું છે?" એણે આન્નાને પૂછ્યું.

આન્ના ઝરૂખે ડોકાઈ. "ઓહ, પપા, આ લોકો તો આપણે બારણે ઊભા છે. તમને બોલાવતા લાગે છે."

વાયોલીનને હળવેથી નીચે મૂકી વર્નર ઊભો થયો અને બારણું ખોલ્યું. બારણું ખોલતાં તો જેમ રૂંધાયેલા પ્રવાહને માર્ગ મળતાં તે ઊછળે તેમ બહારનો અવાજ ગાજી ઊઠ્યો.

વર્નરે હાથ ઊંચો કરી એમને શાંત રહેવા કહ્યું. ટોળામાં શાંતિ છવાઈ ગઈ.

"શું છે?" એણે પૂછ્યું.

તરત જ એક સામટા ઘણા અવાજો બોલી ઊઠ્યા, "યુરોપમાં આપણા છોકરાઓ યુદ્ધભૂમિ પર ભૂખે મરે છે, ટાઢે મરે છે, એમને માટે કપડાં આપો, અનાજ આપો, પૈસા આપો."

વર્નરનું ચિત્ત એટલું વિહ્વળ થઈ ગયું હતું કે તેને ઝાઝી દલીલો કરવાની ઇચ્છા ન થઈ. એણે શાંતિથી ટોળાને કહ્યું, "તમારામાંથી પાંચ જણા અંદર આવો, જે જુઓ તે લઈ જાઓ."

આગળ ઊભેલામાંથી પાંચ છ જણા એકદમ કૂદીને ઘરમાં આવ્યા. તેમણે આખું ઘર ફેંદી નાખ્યું. થોડું અનાજ હતું તે ઉઠાવ્યું. વર્નરનાં પોતાનાં રોજનાં પહેરવાનાં કપડાં હતાં તે લીધાં, પેટીઓ ખોલી જોઈ પણ વિશેષ કપડાં મળ્યાં નહિ એટલે બિછાના ઉપરની ચાદરો અને ઓઢવાનાં ઉઠાવ્યાં. પછી બોલ્યા, "પૈસા—"

"પૈસા મારી પાસે નથી." વર્નરે કહ્યું.

"નથી?" એ લોકો ગાજી ઊઠ્યા અને પછી એમણે એનાં પહેરેલાં કપડાં, પેટીઓ, તિજોરી, ચેક-બૂકો અને બેંકની ચોપડીઓ વીંખી. થોડુંક પરચૂરણ જ હાથમાં આવ્યું.

"ક્યાંક સંતાડેલ છે પૈસા." લોકો બોલ્યા.

"સંતાડેલ નથી, મારી પાસે છે જ નહિ." વર્નરે જવાબ આપ્યો.

"જુઠ્ઠું!" કહીને એક જણાએ એના લમણામાં મુક્કો લગાવ્યો. વર્નર પાછળ લથડ્યો. પાસે ઊભેલી આન્ના એ જોઈને ચીસ પાડી ઊઠી. આન્નાની માતા તો મુઠ્ઠીઓ ઉગામી સામી દોડી. પેલાઓ, સ્ત્રી સામે બાઝવાને તૈયાર નહોતા એટલે, બહાર નીકળી ગયા. જ્યારે લોકોએ જોયું કે ઘરમાંથી કંઈ હાથ ન લાગ્યું એટલે તેઓ ચિડાયા. તેઓએ પથ્થરો ઉડાવ્યા અને ઘરનાં કાચનાં બારીબારણાં તોડી નાખી ગાળો દેતા આગળ ચાલ્યા, "લોભી! દેશદ્રોહી! પરદેશી!"

વર્નરના કાન પર એ ગાળો વજ્રની પેઠે પડતી હતી. એને સમજાયું નહિ પોતે કયે કારણે દેશદ્રોહી છે.

બીજે જ દિવસથી જે વસ્તુ અમલમાં આવી તે જોઈને તો એ સુન્ન બની ગયો. લોકોએ એનો બહિષ્કાર કર્યો હતો. "જ્યારે આપણા છોકરાઓ લડાઈમાં મરે છે ત્યારે એને સુખ ભોગવવાની ઇચ્છા થાય છે!' લોકો બોલતા હતા. વર્નર કંઈ પણ જવાબ આપ્યા વિના સાંભળતો હતો.

બીજે દિવસે નિશાળે જવાના રસ્તા પર આન્ના પોતાના દોસ્ત કાર્લની રાહ જોતી ઊભી હતી. ઘણી વારે મોડે મોડે કાર્લ નીકળ્યો. આન્નાએ પૂછ્યું, "કેમ આટલું બધું મોડું?"

"મારી માએ કહ્યું કે મારે તારી સાથે ચાલવું નહિ. તું નિશાળે એકલી પહોંચી જાય તેની રાહ જોતો હું ઘેર બેસી રહેલો."

"તારી માએ એમ કેમ કહ્યું હશે?"

"મા કહે છે તારા બાપુ દેશદ્રોહી છે." કાર્લ બોલ્યો.

તે દિવસથી આન્ના પોતાના બધા મિત્રોને ગુમાવી બેઠી. વર્નરે એ જાણ્યું ત્યારે તેને ઘણું દુઃખ થયું.

એ બહુ એકાંતપ્રેમી બની ગયો. દુઃખને વિસારવા એનો એક આશરો પોતાનું છેલ્લું બનાવેલું વાયોલીન હતું. એના તારોની ઝણઝણાટી એના દુઃખને મૃદુ બનાવતી. વાયોલીનને એ વેચી શક્યો નહિ.

પણ અંતે દુઃખના દિવસો પૂરા થયા. વર્સેલ્સના કરારો થયા અને લડાઈમાં ગયેલા જુવાનો ઘેર પાછા ફર્યા. ભત્રીજાઓ તો બેય રણમાં સૂતા હતા પણ છાતી પર ચાંદ લટકાવીને જ્હોન ઘેર આવ્યો હતો. પિતાને એટલી વાતની નિરાંત થઈ.

જ્હોન ઘેર આવ્યો, ઘરમાં ફરીથી ભળી જતાં એને થોડી વાર લાગી. પણ તે દરમિયાન જ એણે જોયું કે પિતા અંતરમાં બહુ ખિન્ન રહ્યા કરે છે. એણે પિતાને એનું કારણ પૂછ્યું.

"તારી માતાએ તને કહ્યું તો હશે કે યુદ્ધના મહિનાઓમાં અહીં શું બન્યું."

"હા."

"એ વાતે મારું હૃદય ભાંગી પડ્યું છે. મને હવે અહીં ગમતું નથી. જગત માને છે કે અમેરિકામાં કોઈ એક દેશ નથી, એક જાતિ નથી, એક ધર્મ નથી; સૌ સ્વતંત્ર છે, સૌ સમાન છે, સૌ સુખી છે. હું પણ લડાઈ પહેલાં એમ માનતો હતો. મારી એ માન્યતા ભાંગી પડતાં હૃદય પણ ભાંગી પડ્યું છે."

"પણ હવે તો લડાઈ નથી."

"પણ લડાઈનો માણસ એનો એ જ છે. વર્સેલ્સના કરારોમાં લડાઈનો માણસ જ દેખાઈ રહ્યો છે ને? એ કરારો જ્યાં સુધી હશે ત્યાં સુધી લડાઈ સ્થૂળ રૂપે નહિ તો સૂક્ષ્મરૂપે તો ચાલતી જ હશે. લડાઈનું આ બીજું રૂપ પહેલા કરતાં વધુ ભયંકર છે."

"એનો ઉપાય કંઈ કરીએ."

"શું કરશું? ઓસ્ટ્રિયા જશું?" વર્નરે કહ્યું.

"ઓસ્ટ્રિયા? જે ઓસ્ટ્રિયાએ મારા પિતરાઈઓનો પ્રાણ લીધો તે ઓસ્ટ્રિયામાં હું તો ન આવી શકું."

થોડીવાર કોઈ બોલ્યું નહિ.

પછી જ્હોન ફરીને બોલ્યોઃ

"હું અહીં રહું, આપણો ધંધો ચલાવું. તમે, મારી માતા અને આન્ના જાઓ. તમારાથી બને તો ત્યાં કંઈ કામ મેળવી લેજો, અથવા હું અહીંથી મોકલીશ."

વર્નરે મૂંગી સંમતિ આપી.

પાડોશી રોજેખે એમને આર્થિક રીતે ઠીક મદદ કરી. આખરે વિએના જવાની તેઓએ તૈયારી કરવા માંડી.

જવાનો આગલો આખો દિવસ આન્નાએ અને કાર્લે કાર્લના ઘર પાછળના વાડામાં બેસીને વાતો કર્યા કરી. લડાઈ ગઈ એટલે એમને મિત્રતા કરવાની ફરીને છૂટ મળી હતી.

"કાર્લ, તું મને એટલો તો ગમે છે—" આન્ના બોલી.

"તારા ગયા પછી મારા તો દિવસો જ જવા મુશ્કેલ છે. પણ કંઈ હરકત નહિ. મને એ. પી.ના ખબરપત્રી તરીકેની નોકરી મળી ગઈ છે. એમાં હું મારી હોશિયારી બતાવીશ અને પછી મને યુરોપમાં ખબરો મેળવવા મોકલવામાં આવે તેવો હું પ્રયત્ન કરીશ. પછી હું વિએના આવવાનો. વિએનામાં જ હું મારી ઑફિસ ખોલવાનો. પછી બસ, આપણે સાથે ને સાથે – કેમ કેવી મજા!" હર્ષમાં આવીને કાર્લે આન્નાનો હાથ દાબ્યો, આન્નાના ચહેરા પર પુલક આવી ગઈ.

આન્ના અત્યારે કિશોરાવસ્થા વટાવી જવા આવી હતી. કાર્લ કુમારની સ્ફૂર્તિથી છાપાના ખબરપત્રીનું કામ શોખથી કરતો હતો. એની કલ્પના સાંભળીને આન્નાને હસવું જ આવ્યું.

"ઓહો! મારે માટે ખબરપત્રી!" આન્ના બોલી.

"કેવો ખબરપત્રી છું તે તો વખત આવ્યે બતાવી દઈશ." કાર્લ બોલ્યો.

કાર્લનાં આ વચનો ખરેખર સાચાં પડી ગયાં. આન્ના પોતાનાં માતા અને પિતા સાથે વિએનામાં પોતાના કાકાને ત્યાં રહેતી હતી. અમેરિકા છોડ્યે સાત આઠ વર્ષો થઈ ગયાં હતાં. તે વખતે એક દિવસે અચાનક એમને બારણે કાર્લ આવીને ઊભો રહ્યો. આન્ના પ્રથમ તો એને ઓળખી જ શકી નહિ પણ જ્યારે કાર્લે 'હેલ્લો આન્ના!' કહી એનો હાથ પકડ્યો ત્યારે એના અવાજ ઉપરથી આન્ના એને ઓળખી શકી.

"કાર્લ, ક્યારે આવ્યો?"

"કાલ સાંજે જ."

"ક્યાં ઊતર્યો છે?"

"હોટેલમાં. પણ થોડા જ દિવસમાં ઑફિસની વ્યવસ્થા થઈ જવાની છે."

"મજા ત્યારે તો." આન્ના હર્ષથી બોલી.

"ફરવા આવે છે?" કાર્લે પૂછ્યું.

"પપાને તો મળી લે."

"હા – હા. કેમ છે પપાને?"

"હવે તો સારું છે. કાકા લડાઈમાં ઘાયલ થઈને અપંગ બન્યા છે. અમે અહીં આવ્યા તે તેમને માટે સારું થયું. પપા તેમની વાયોલીન તૈયાર કરવાની દુકાન ચલાવે છે. સૌ સાથે જ રહીએ છીએ. અંદર ચાલ, લિયો શેન્ટ્સ પણ પપા પાસે છે."

"એ કોણ?" કાર્લે પૂછ્યું.

"સરસ જુવાન છે. એને વાયોલીન વગાડતો તું જોતો તું કહી નાખ કે 'કમાલ છે.' પપા પાસે ઘણી વાર આવે છે."

બંને વર્નરના ઓરડામાં ગયાં: "પપા કાર્લ આવ્યો છે." આન્નાએ બહારથી જ બૂમ મારીને કહ્યું.

"ઓહ, કાર્લ! આવ ભાઈ આવ. કેમ છે?" વર્નરે કાર્લને આવકાર આપ્યો.

કાર્લ બેઠો. એની સામે જ લિયો બેઠો હતો. લિયો તરફ એણે ધારીને જોયું. એને લાગ્યું કે લિયો સુંદર તો જરા પણ નથી. છતાં કોણ જાણે કેમ પણ એની નિકટતા એનાથી સહેવાઈ નહિ એટલે એ ઊભો થયો. "કાલે ફરી મળીશ, પપા. આજે કામ ઘણું છે." કહીને એ બહાર નીકળ્યો. આન્ના એને વળાવવા રસ્તા સુધી આવી.

"કોણ છે આ લિયો?" કાર્લે પૂછ્યું.

"કહ્યું ને, વાયોલીન સરસ બજાવે છે. પપાને

તો એવા લોકો સાથે બહુ દોસ્તી જામે છે." આન્ના બોલી.

"એ તો જાણ્યું, જર્મન છે?" કાર્લે પૂછ્યું.

"હા, યહૂદી છે. એનાં માબાપ ઘણાં ગરીબ છે, બર્લિનમાં જ તેઓ રહે છે. લિયો અહીં કમાવા માટે રહ્યો છે, જર્મનીમાં તો બેકારી કેવી છે? ત્યાં તેનાં માબાપ, બે નાના ભાઈઓ, એક બેન અને પોતે એટલાનું પૂરું કેમ કરી શકે? અહીં એડલ્વીસ ઓરકેસ્ટ્રામાં એને નોકરી મળી ગઈ છે." આન્નાએ લિયોની પૂરી ઓળખ આપી. કાર્લને એ ઓળખ ગમી ન હોય તેવું લાગ્યું.

બીજે દિવસે એ ફરીને આવ્યો ત્યારે આન્ના એની જોડે ફરવા નીકળી.

"ચાલશે એડલ્વીસ ઓરકેસ્ટ્રામાં?" આન્નાએ પૂછ્યું.

કાર્લને એ પ્રસ્તાવ ગમ્યો નહિ પણ એણે એ વખતે વાંધો ઉઠાવવાનું ઉચિત ન ધાર્યું.

ઓરકેસ્ટ્રામાં બંનેએ લિયોને વાયોલીન બજાવતો સાંભળ્યો. આન્ના તો એના સૂરમાં લીન બની ગઈ. કાર્લે એ જોયું, એણે મોઢું મચકોડ્યું.

પાછાં ફર્યાં ત્યારે રસ્તામાં કાર્લે પૂછ્યું, "આન્ના, લિયો તને ગમે છે?"

"કેમ ન ગમે? જોયું નહિ; કેવું બજાવે છે! આહ, કેટલું સરસ!" આન્ના બોલી.

"પણ એ યહૂદી છે." કાર્લ બોલ્યો.

"પણ કેટલું સરસ બજાવે છે! મને તો એની સાથે પરણવાનું મન થઈ જાય છે."

"યહૂદી જોડે?" કાર્લની આંખો ફાટી રહી.

"ના, ના. એમ તો તારી જોડે જ પરણવાનું મન થાય છે, પણ એનું વાયોલીન તારા કરતાં ઓછું ઊતરે એવું નથી." આન્ના હસીને બોલી.

પણ કાર્લે થોડા દિવસમાં જ જોઈ લીધું કે વર્નરના ઘરમાં પોતાના કરતાં લિયોને જ વધુ માન મળતું હતું. લિયો આવે કે તરત ઘરનાં માણસો એની આજુબાજુ ટોળે વળી જાય. કાર્લ હોઠ પીસતો. આન્ના તરફથી અને વર્નર તરફથી એને ખાતરી મળી ચૂકી હતી કે આન્ના પોતાને જ પરણવાની છે છતાં તેને લિયોનો ડર લાગતો હતો. એ ડર લાગવા કરતાં પણ એક બીજી વાત પ્રધાન રીતે એના લોહીમાં ભળી હતી. કાર્લ છાપાંનો ખબરપત્રી હતો, જર્મનીની પ્રજાનાં દુઃખો જોઈ એ દુઃખી થયો હતો. જર્મન છાપાંઓના તંત્રી-લેખો એના મગજમાં ઘૂમ્યા કરતા હતા. એના મગજ પર એવી મજબૂત છાપ પડી હતી કે યહૂદીઓ જગત પરની નીચમાં નીચ જાતિ છે. લિયો યહૂદી હતો એટલી જ જાણ એના હૃદયમાં તિરસ્કારને પ્રેરવા બસ હતી.

પણ એક દિવસ એણે જોયું કે લિયોએ આન્નાના માનમાં એક ગીત રચ્યું હતું, અને તે એડલ્વીસમાં જાહેર રીતે ગાવાનો હતો, ત્યારે તો એનો ક્રોધ ઘણો જ વધી ગયો.

એણે આન્નાને કહી નાખ્યું, "લિયો સાથે બેસવાનું, વાતો કરવાનું અને ફરવા જવાનું તારે છોડી દેવું પડશે."

"કેમ!" આશ્ચર્ય પામીને આન્નાએ પૂછ્યું.

"એ યહૂદી છે."

"તેથી શું? એ કેટલો સારો છે!" આન્ના બોલી.

"ઝાઝી દલીલ નહિ, એ યહૂદી છે એટલું જ બસ છે કે તારે એની મિત્રતા છોડી દેવી." કહીને સામા જવાબની રાહ જોયા વિના એ ચાલ્યો ગયો. એના ગયા પછી આન્ના ખૂબ રડી. એણે મનમાં નક્કી કરવા પ્રયત્ન કર્યો કે લિયોની મિત્રતા છોડી દેવી, પણ એ માટેનું એને કારણ જડતું નહોતું.

"યહૂદી છે માટે જ મિત્રતા છોડી દેવી? તો કોઈ અંગ્રેજ છે માટે, કોઈ ફ્રેંચ છે તે માટે, કોઈ પોતાનો બાપ છે માટે, કોઈ માતા છે માટે, કોઈ

...કોઈ...શા માટે તો કોઈ પણ સાથે સંબંધ રાખવો ? આ દુનિયા છે માટે દુનિયામાં ન રહેવું તેવો નિર્ણય કરી શકાય ?" એનું મન વધુ ને વધુ અશાંત બન્યું. કાર્લને એની આજ્ઞા પાછી ખેંચી લેવાને સમજાવવા બીજે દિવસે વહેલી સવારે જ તે કાર્લની ઑફિસે ગઈ.

કાર્લ એ વખતે ઑફિસના ખાનગી ઓરડામાં બેઠો હતો. આન્ના ત્યાં ગઈ. એણે જોઈ લીધું કે કાર્લ પોતાની ભીની થયેલી આંખોને ઝટપટ લૂછી નાખતો હતો. આન્ના અંદર આવતાં તે ઊભો થઈ ગયો.

"આન્ના, મારી ભૂલ થઈ. તું ન પાળી શકે તેવી આજ્ઞા કરીને મેં તને કેવી દુઃખી કરી !"

"ખરેખર ?" આન્ના હર્ષથી એને ભેટી પડી ને બોલી. "ઓહ કાર્લ, તું કેટલો પ્રેમાળ છે! તું મને કેટલો વહાલો લાગે છે !"

થોડી વાર બંનેએ આડી અવળી વાતો કરી. પછી આન્નાએ કહ્યું, "ત્યારે તો તું રાત્રે એડલ્વીસમાં પણ આવશે..."

"એડલ્વીસમાં ?" કાર્લ બોલ્યો.

"મારા માનમાં પોતે રચેલું ગીત વાયોલીન પર લિયો ગાવાનો છે, વગાડશે પણ એ જ." બીતાં બીતાં આન્ના બોલી.

કાર્લે કંઈ જવાબ ન આપ્યો.

"તું મને નથી ચાહતો ? નહિ આવે ?"

"આવીશ." ધીમેથી કાર્લ બોલ્યો.

આન્ના હર્ષમાં નાચી ઊઠી. "તને આવો સરળ જોઈને મને કેટલો હર્ષ થાય છે!" એ બોલી.

એ જ્યારે ઘેર પાછી આવી ત્યારે એણે પિતાને અને લિયોને દીવાનખાનામાં બેઠેલા જોયા. પિતાના ચહેરાને જોઈને એ સ્તબ્ધ થઈ ગઈ. પિતાના ચહેરા પર એક જાતનું ઉજ્જવલ તેજ દેખાતું હતું. લિયો ભાવભીની આંખોએ એમની સામે જોઈ રહ્યો હતો.

"આ વાયોલીન મારા અતિ દરિદ્રતાના દિવસોમાં મોટી રકમ મળતી હોવા છતાં મેં વેચ્યું નહોતું. તારા જેવા સંગીતપ્રેમીનો સત્કાર કરવાને આથી મોટી કઈ વસ્તુ હું ભેટ આપું ?" પિતાએ પોતાનું પ્રિય વાયોલીન આગળ ધરી શાંત શબ્દોમાં કહ્યું.

આન્ના એ દૃશ્યને જોઈ જ રહી. એની આંખો પણ ભીની થઈ ગઈ. પિતાનું બોલવું પૂરું થયું એટલે એ એમની પાસે આવી. પિતાએ હસીને એની સામે જોયું.

"આન્ના, વાયોલીન લિયોને ભેટ આપ્યું. મેં, એણે તારા માનમાં રચેલું ગીત અત્યારે સાંભળ્યું. જિંદગીમાં પહેલી જ વાર એવું ગીત સાંભળ્યું, મારું જીવન ધન્ય થયું. હવે જીવનમાં બીજો મોહ શાને રાખું !"

આન્નાએ લિયો સામે જોયું. લિયોએ આન્ના સામું જોયું. આન્નાને લાગ્યું, "લિયો 'યહૂદી' નથી."

રાત્રે બધાં એડલ્વીસમાં ગયાં. કાર્લ પણ સાથે હતો. લિયોએ દૂરથી આન્નાને કાર્લની બાજુમાં બેઠેલી જોઈ. એ નીચું જોઈ ગયો.

ઓરકેસ્ટ્રાના મેનેજરે ઊભા થઈને આજનો નવીન કાર્યક્રમ વાંચી સંભળાવ્યો. યુવાન લિયો શેન્ટ્સની નવી જ ગીતરચનાનો કાર્યક્રમ આવતાં તાળીઓના ગડગડાટ થયા.

લિયોએ હળવે હાથે વર્નર પાસેથી ભેટ મળેલું ઉમદા વાયોલીન લીધું. એના મોં પર અચાનક ચમક આવી ગઈ. એની આંખોમાં આર્દ્રતા પથરાઈ, અને પછી હાથને આછી ધ્રુજારી આપી ગજને વાયોલીન પર મૂક્યો કે એક તીણી ઝણઝણાટી શ્રોતામંડળ ઉપર ફરી વળી. ક્ષણમાં એક જાદુ બધા પર ફરી વળ્યું. સૌ સંગીતમાં લીન બની ગયા. અને અચાનક સંગીત થંભી ગયું ત્યારે સૌ ઝબકી ગયાં.

"જ્યુ – બદમાશ–યહૂદી !" કોઈક ઘાંટા પાડીને બોલતું હતું. એ બરાડાની પાછળ જ 'ડ્બ' એવો અવાજ આવ્યો.

સંગીતમાં આન્નાના મગજની તમામ ક્રિયાઓ એકતાન થઈ ગઈ હતી તેમાં અચાનક ભંગ પડતાં તે ઊભી થઈ ગઈ અને મંચ ઉપર તેણે નજર નાખી. મંચ ઉપર ચડી જઈને કાર્લ લિયોને નીચે પછાડી ગડદા પાટુ મારી રહ્યો હતો અને ગાળો દઈ રહ્યો હતો.

આન્નાના હોશ ઊડી ગયા. એના મોંમાંથી 'પપા' એવો ઉદ્ગાર નીકળી ગયો.

"જાઉં છું બેટા" કહીને પપા મંચ તરફ ગયા.

"કાર્લ–!" વર્નરે બૂમ મારી.

કાર્લે લિયોને છોડી દેતાં વર્નર સામું જોયું.

મંચ ઉપર ઘણાં લોકોની ઠઠ જામી ગઈ હતી. કાર્લ એ બધાંને કહી રહ્યો હતો, "યહૂદી – હરામખોર-નીચ–એક ભિખારી–રાજકુમારી સાથે પ્રેમ કરવા જાય છે! એને તો લાતો સિવાય બીજું શું મળે?"

વર્નરે નજીક જઈ કાર્લને દૂર કર્યો અને લિયોને ઊભો કર્યો. લિયોની છાતી સાથે તૂટેલું વાયોલીન હતું. એ એની સામે જ જોઈ રહ્યો.

"એ હરામખોરને હજી થોડી પ્રસાદી વધુ આપવા દો." કાર્લ બોલતો હતો.

"'એક અધરની રસમસ્તીમાં નાથ પ્રસાદ પૂરો પામું –'" લિયોના ગીતની એક લીટીના ચાળા પાડતો કાર્લ આગળ બોલ્યો, "યહૂદી કોના અધરનો પ્રસાદ પૂચ્છે છે એ જાણો છો પપા? તમારી દીકરીના અધરોનો– કુત્તો! મને આપવા દો એને પ્રસાદ મારા જોડાનો!" કાર્લ લિયો તરફ આગળ વધતો હતો પણ લોકોએ એને પાછળ ખેંચી લીધો. લિયોને નેપથ્યમાં લઈ ગયાં.

કાર્લ પાછો આન્ના પાસે આવ્યો. આન્નાનું આખું શરીર ધ્રૂજી રહ્યું હતું. કાર્લે હસીને એની સામું જોયું, આન્ના એની સામે જોઈ ન શકી.

"નારાજ થઈ છે, આન્ના? એ બદમાસ કેવું ગાતો હતો!"

આન્નાએ તોપણ સામું ન જોયું.

"આન્ના!" કાર્લ ફરીને બોલ્યો.

"ચુપ કર, કાર્લ!" આન્ના મોટેથી બોલી. કાર્લ એ સાંભળીને ચમકી ગયો.

"પણ એ યહૂદી હતો, આન્ના!" કાર્લ બોલ્યો.

"હા યહૂદી હતો, પણ માણસ પણ હતો ને?" રોષથી બોલી આન્ના ત્યાંથી ઊઠી ગઈ. કાર્લે એને એક બૂમ મારી પણ આન્નાએ કઠોર રીતે તેનો જવાબ આપ્યો, "આજથી મને પણ યહૂદી સમજી લેવી." બધાં એ સાંભળીને ચુપ થઈ ગયાં.

આન્ના લિયોને શોધવા ગઈ. એણે એને બાગના એક એકાંત ખૂણામાં ખુરશીમાં ઢગલો થઈને પડેલો જોયો. આન્ના ધીમે પગલે પાસે જઈને બોલીઃ

"લિયો, કાર્લ વતી હું તારી માફી માગું છું."

લિયો થોડી વાર એની સામે જોઈ રહ્યો અને પછી બોલ્યો, "યહૂદીની માફી શા માટે માગવી પડે છે?"

"પણ...લિયો..." આન્નાના ગળામાં કાંચકી બાઝી.

"કંઈ નહિ આન્ના! આજ તો અમારું યહૂદીઓનું આ જીવન છે. એથી કોઈએ દુઃખ પામવાનું નથી."

આન્ના આનો કંઈ જવાબ ન આપી શકી.

આન્ના ઘેર આવી ખુરશીમાં પછડાઈ અને એના ગળામાં રૂંધાયેલાં ડુસકાં બહાર નીકળી પડ્યાં. વર્નર એ સાંભળીને બીજી રૂમમાં હતો ત્યાંથી દોડી આવ્યો. એ એના રડવાનું કારણ સમજી ગયો.

એણે આન્નાના માથે હળવે હળવે હાથ ફેરવવા માંડ્યો. એને પોતાને પણ આવા ઘણા અનુભવ થયા હતા.

માનવતાનું પૂર આંખોમાંથી છલકાઈને બહાર આવતું હોય ત્યારે એને રોકવું ન જોઈએ એમ વર્નરને લાગતું હતું.*

---

* 'Love outlawed by Hitler' નામની એક અંગ્રેજી લાંબી વાર્તાનું સંક્ષિપ્ત રૂપ.

# अमर राष्ट्रभक्त लाला हरदयाळ

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

હિંદુસ્તાનની સ્વતંત્રતા ખાતર ગાંડા બનીને દેશ છોડીને બહાર જનારામાં રાજા મહેન્દ્રપ્રતાપ અને લાલા હરદયાળનાં નામ ખાસ યાદ આવે છે. બન્નેએ આ દેશમાં પૂરતું કાર્ય કરીને પરદેશનો રસ્તો લીધો. લાલા લજપતરાયને પણ કેટલોક સમય આવી રીતે પરદેશમાં રહેવું પડેલું, પણ પાછળથી તે સ્વદેશ પાછા ફરી શક્યા. લાલાજીનો માર્ગ ઉપરના દેશભક્તો કરતાં જુદા પ્રકારનો હતો. લાલાજીએ આ બન્ને વિષે પોતે અમેરિકામાં લખેલા પુસ્તક 'યંગ ઇન્ડિયા'માં ઘણું લખ્યું છે.

આખો દેશ ઇચ્છે છે કે રાજા મહેન્દ્રપ્રતાપને સ્વદેશ પાછા ફરવાની રજા મળે. લાલા હરદયાળ પણ સ્વદેશમાં પાછા ફરી શક્યા હોત તો પ્રત્યેક હિંદુસ્તાનીને ખૂબ આનંદ થાત. પણ તેમને આપણે આપણા દેશમાં પાછા લાવી શકીએ તે પહેલાં જ ગયા માર્ચ મહિનામાં અમેરિકામાં તેમનું અવસાન થયું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જે એકાગ્રતા જોઈએ, જે ઉદારતા અને તેમાંથી પરિણમતી દીર્ઘદૃષ્ટિ જોઈએ તેની આ દેશમાં ખોટ છે. તેથી જ આપણે આજ સુધી સ્વતંત્ર બની શક્યા નથી.

આપણા દેશભક્તો પૂર્ણ સ્વતંત્રતાની વાતો તો કરે જ છે. કોઈને ૭ મહિનામાં સ્વતંત્રતા જોઈએ છે અને કોઈની તો વળી સૂરજ આથમે ત્યાં સુધી રાહ જોવાનીયે તૈયારી નથી. પણ એ બધા એટલું પણ સમજતા નથી કે સ્વાતંત્ર્યના બંદરે પહોંચવું હોય તો રાષ્ટ્રનું વહાણ એક જ દિશામાં હંકારવું જોઈએ. આજે આપણે ત્યાં તો જેટલા દેશભક્તો છે તેનાથીયે વધારે સ્વાતંત્ર્યપ્રાપ્તિના માર્ગ છે. જેનો માર્ગ અલગ ન હોય તે ઓછો દેશનેતા બની શકવાનો હતો ?

હજારો વર્ષના કડવા અનુભવ પછી એક જણે કહ્યું છેઃ—

सर्वे महत्त्वमिच्छन्ति कुलं तदवसीदति ।<br>
सर्वे यत्र विनेतारः राष्ट्रं तन्नश्यति ध्रुवम् ॥

ખેર, આપણે તો જેવા છીએ તેવા જ રહેવાના. અને તેમ રહેતાં છતાં પણ સ્વાતંત્ર્ય મળે તો તેનું અહોભાગ્ય.

લાલા હરદયાળ ભારતીય સ્વાતંત્ર્યના અનન્ય ઉપાસક હતા. એમનાં જીવન અને વિચારમાં આશ્ચર્યજનક પરિવર્તન થયાં છે. પણ તેમની ભારતભક્તિ અને આઝાદીની ઉપાસના અખંડ રહ્યાં છે.

લાલા હરદયાળના અવસાનના ખબર મેં જ્યારે છાપાંમાં વાંચ્યા ત્યારે મારા મિત્ર ભાઈ જેઠાલાલ ગાંધીએ મેં લખેલી એક નાની નોંધ મારા ઉપર મોકલી દીધી. આ નોંધ વર્ષો પહેલાં લખાયલી છે. હું તો તે વિષે ભૂલી પણ ગયો હતો. આજે એ વાંચીને મનમાં અનેક મિશ્ર લાગણીઓ જાગી ઊઠે છે. જો હું આજે લખું તો આ આધુનિક ભક્ત વિષે આના કરતાં વધારે ગૌરવભરી ભાષામાં લખત. છતાં એ જૂની નોંધ જ અહીં આપવાનું ઠીક માનું છું.

"લાલા હરદયાળ એટલે પ્રચંડ ઝંઝાવાત. જ્યાં થઈને તે પસાર થાય ત્યાં મોટાં મોટાં ઝાડોને ઉખાડી નાખે.–જો પવન વાવાની દિશામાં સ્થિરતા આવી શકે તો હરદયાળના વિચારોમાં સ્થિરતા આવવાની તમે આશા રાખી શકો. તેમનામાં સ્થિરતા ભલે ન હોય પણ પારમાર્થિકતા (Earnestness and Sincerity) પુષ્કળ હતી. તેમના વિચાર ગમે તે હોય તોપણ તેમની વૃત્તિ બ્રાહ્મણની હતી. તે આપણને ભલે કોઈ નિશ્ચિત માર્ગ ન દેખાડી શકે પણ ગંભીર વિચારમાં તો જરૂર નાંખી દે છે. તે કોઈ વખત આર્યસમાજી બને છે તો કોઈ વખત હિંદુસંગઠનવાદી. ઘડીકમાં રાષ્ટ્રવાદી તો ઘડીકમાં વિશ્વકુટુંબી. આજે તુર્કસ્તાનની સુવાસ લેશે તો કાલે યાહૂદીઓને આસમાન સુધી ચડાવશે. એક વખત કહેશે કે અંગ્રેજોને આ દેશમાંથી કાઢી મૂકવા બળવાનો માર્ગ લેવો જોઈએ, તો કોઈ બીજા પ્રસંગે કહેશે કે હિંદનો સ્વચ્છ કપડાં પહેરી ફરનાર મધ્યમ વર્ગ સદાને માટે નામર્દ બની ગયો છે. તેમની આશા છોડી દઈને અંગ્રેજોની મદદથી જ દેશની આમ જનતાનો ઉદ્ધાર કરવો જોઈએ. એક દહાડો તે ભગવદ્ગીતામાં ધર્મસર્વસ્વ જોશે તો થોડા દિવસો બાદ એવો પ્રચાર કરશે કે તમામ જૂનાં પુસ્તકો દરિયામાં ડુબાડી દઈને તેમનું સ્થાન અમુક ફ્રેંચ અને અમેરિકન લેખકોના ગ્રંથોને આપવું જોઈએ. આ રીતે તે આંધીની જેમ નજરમાં આવે તેમ ઘૂમ્યા કરે છે તોપણ તેમની ચંચળતાની પાછળની રાષ્ટ્રીય વૃત્તિની તમન્ના દેખાઈ આવે છે.

આજકાલ તે ક્યાં છે? તેમના વિચાર શા છે? તે આપણને મદદ કરશે કે આપણી કાર્યપદ્ધતિમાં મુશ્કેલી નાંખશે તેની આપણને ખબર નથી. પણ તેમની દેશભક્તિ અને ત્યાગથી યુવાન તેમ જ વૃદ્ધ બધા દેશપ્રેમી દેશવાસીઓને પ્રેરણા નિઃશંક મળે છે. જ્યારે તે અમેરિકામાં પ્રોફેસર હતા ત્યારે જે પગાર મળતો હતો તે ત્યાંના મજૂરોમાં વહેંચી દેતા હતા. જીવનની સાદાઈ અને ત્યાગનો ભારતીય આદર્શ તેમના રોમેરોમમાં ભરેલો છે."

આશરે ત્રીસ વર્ષ પહેલાં લાલા હરદયાળે લખેલો 'હિંદુઓની સામાજિક જીત' (Social Conquest of the Hindu Race) નામનો લેખ 'મોડર્ન રિવ્યુ'માં વાંચ્યો હતો: ત્યારે તેની મન ઉપર ઊંડી અસર થઈ હતી. આજે તે વાંચીએ તો તેમાં સંકુચિતતા જરૂર નજરે પડશે, પણ તેમાં જે દૃષ્ટિ છે તે અવશ્ય જીવતી છે. કોઈ પ્રેમી લાલા હરદયાળના બધા લેખોનો ગુજરાતીમાં સંગ્રહ કરે તો સરસ થશે.

અંગ્રેજી આચાર પ્રમાણે મૃત્યુ પામેલી વ્યક્તિની શાંતિ માટે પ્રાર્થના કરવાનો રિવાજ વર્તમાનપત્રોની દુનિયામાં ચાલતો આવ્યો છે. પુનર્જન્મમાં માનનારા આપણે એવી પ્રાર્થના કરી શકીએ કે લાલા હરદયાળ જેવા ભારતીય સ્વાતંત્ર્યના ઉપાસક આ દેશમાં ફરીથી જન્મ લે. જ્યાં સુધી આપણે સ્વતંત્ર થયા નથી ત્યાં સુધી સ્વાતંત્ર્યના આ ઉગ્ર ઉપાસક આપણા હાથે અપાયલા શ્રદ્ધાંજલિના જળનો પણ સ્વીકાર નહિ કરે. કદાચ આપણે તેમને ગરમગરમ લોહીની શ્રદ્ધાંજલિ અર્પવી પડશે. કદાચ મામૂલી જળથી રાષ્ટ્રીય તર્પણ નહિ થઈ શકતું હોય. નિરંતર સેવાથી છૂટેલો પરસેવો અને આત્મબલિદાનથી વહેવડાવેલું આપણું પોતાનું લોહી–એ બન્ને જ રાષ્ટ્રીય શ્રાદ્ધને માટે યોગ્ય જળ છે.

# હિંદુ જાતિનો સામાજિક વિજય*

શ્રી. અમૃતલાલ ઠાકોરદાસ નાણાવટી

જિતાયલી પ્રજા ઉપરના સામાજિક વિજય ઉપર (જે રાજકીય સત્તા) કાયમ નથી થઈ તે કદી પણ હમેશને માટે ટકતી નથી. સામાજિક વિજયે, એક પ્રજાના બીજી પ્રજા ઉપરના રાજકીય વિજયને સ્વાભાવિક રીતે અનુસરવું જ જોઈએ. રાજકીય સત્તા, લશ્કરી શ્રેષ્ઠતા અને રાજનીતિનૈપુણ્ય વડે પ્રાપ્ત કરી શકાય છે અને તે જ સાધનોથી ટકાવી પણ શકાય છે. પરંતુ સામાજિક વિજયનો વ્યાપાર એના કરતાં ધીમો છે, એ વિજય કંઈ અમોઘ તોપો કે વ્યવસ્થિત લશ્કરોથી પ્રાપ્ત કરી શકાતો નથી. અલેકઝાન્ડર કે જંગીસખાન જેવા પણ કેવળ શસ્ત્રબળથી બીજાં રાષ્ટ્રોપર સામાજિક વિજય નથી મેળવી શક્યા. શસ્ત્રબળ, નબળી પ્રજાની વ્યવસ્થિત શારીરિક શક્તિને જરૂર કચરી નાંખે. શસ્ત્રબળ ઊતરતી (Inferior) પ્રજાના કિલ્લાઓનો નાશ કરી શકે અને લશ્કરને છિન્નભિન્ન કરી શકે, પરંતુ એ વડે વિજેતાઓ, પોતાની જિતાયલી પ્રજાઓનાં મન અને હૃદયનું સ્વામિત્વ તો હરગિજ નહિ પ્રાપ્ત કરી શકે. જ્યારે વિજેતાઓ પોતાની રૈયતનું સામાજિક જીવન જીતી લેવા નીકળે છે, ત્યારે તેમની તરવાર નકામી થઈ પડે છે; તે ઊલટી એમના કામની સફળતાની આડે આવે છે. એને તો મ્યાનમાં જ રાખી મૂકવી જોઈએ; એટલા વખત માટે તો એને નજરથી દૂર જ રાખવી જોઈએ.

સત્તાને ચિરંજીવ અને દઢીભૂત કરવા સારુ સામાજિક વિજયની આવશ્યકતા છે. અમુક શરતો જાણ્યાથી સાચી રાજકીય સત્તા સ્થાપી શકાય છે. અને જે બળવાન રાષ્ટ્ર બીજી પ્રજા પર પોતાની રાજ્યસત્તા સ્થાપવા અને ટકાવવા માગે છે તેણે એ શરતો જાણવી જ જોઈએ. જ્યાં સુધી સ્વદેશાભિમાન, સ્વમાન, ધર્માભિમાન અને સામાજિક હિત માટે વ્યક્તિગત જવાબદારીનું ભાન ઇત્યાદિ સદ્ગુણોનું વિસ્મરણ કરાવનાર લાલચ, વિલાસ અને આળસાદિ દુર્ગુણોએ તેને ફોલી નથી ખાધું ત્યાં સુધી કોઈ પણ રાષ્ટ્ર પોતાનો સ્વતંત્રતાનો જન્મસિદ્ધ હક્ક નહિ જ છોડે.

રાષ્ટ્રની નૈતિક અધોગતિ પરદેશી શાસનને તેનો રસ્તો ખુલ્લો કરી આપે છે. અને પરદેશી શાસન પણ પોતાના અસ્તિત્વથી જ તે અધોગતિમાં વધારો કરે છે. પ્રોફેસર શીલી (Sheelay) કહે છે કે પરદેશી શાસનને વશ થવું એ નૈતિક અધઃપાતનાં સૌથી સબળ

* લાલા હરદયાળ લિખિત The Social Conquest of the Hindu Raceનો અનુવાદ

કારણોમાંનું એક છે. જેમ અમર્યાદા કે અનારોગ્ય રહેણીને લીધે નબળા પડી ગયેલા શરીરવાળા માણસને તાવ ઝડપી લે છે અને સાથે સાથે રોગ અને શારીરિક ક્ષયને અટકાવવા માટે તેને વધારે નાલાયક પણ કરી મૂકે છે—નૈતિક અધઃપતન પરદેશી શાસનનું કારણ અને કાર્ય બંને છે—તેમ સામાજિક વિજય, રાજકીય વિજયનું એક આવશ્યક અંગ છે; કારણ કે જો જીતેલી પ્રજાના મર્દાની ગુણોને કમજોર કરવામાં નહિ આવે તો રાજકીય સત્તા કદી પણ દૃઢીભૂત અને ચિરંજીવ ન થઈ શકે.

જિતાયલી પ્રજા સૈકાઓ સુધી પરશાસન હેઠળ પણ જો પોતાનાં સ્વમાન અને પ્રતિષ્ઠા જાળવી રાખી શકે તો એક દિવસ તે પોતાનો સ્વાતંત્ર્યનો વારસો ફરીથી જરૂર મેળવશે. વહેલાં કે મોડાં જે બળવાન પ્રજાનાં હૃદય અને મન દબાઈ નથી ગયાં તે જરૂર પોતાના અસ્તિત્વનું બાહ્ય પ્રતીક શોધશે, આ વ્યાવહારિક જગતમાં પોતાનું પણ એક રાષ્ટ્ર તરીકેનું સ્થાન જરૂર માગશે. રખેને પરદેશી શાસનને કારણે નૈતિક અધઃપતનની અસરથી પોતે ઓલવાઈ જાય એ બીકે, પરતંત્ર પ્રજાની એ મહાન ફરજ છે કે તેણે સ્વમાન અને સ્વદેશાભિમાનના જ્યોતિનું સતત રક્ષણ કરવું. સ્વતંત્ર અને ગુલામ મનુષ્યનો જેથી ભેદ પડે છે એવા સદ્‌ગુણોનો ક્રમશઃ નાશ થવો એ પરકીય શાસનનું સ્વાભાવિક અને અનિવાર્ય પરિણામ છે. રાષ્ટ્રીય અસ્તિત્વના આ આવશ્યક ગુણોના નાશની સાથે જ રાષ્ટ્રનું મૃત્યુ છે. રાષ્ટ્રના પ્રાણનો નાશ કરવા સામાજિક વિજય જરૂરનો છે. પતિત પ્રજાની સ્વદેશાભિમાન એ મોટામાં મોટી મિલકત છે. વિજેતાઓ આપણને હમેશાં એ જ શીખવશે કે આપણે એમના કરતાં ઊતરતી પ્રજા છીએ; એમના કાયદા અને એમની શાસનપ્રણાલી એ જ સત્ય આપણા મગજ ઉપર વારંવાર ઠસાવશે. એટલે, રાજકીય જીતનાં અનિષ્ટ પરિણામ દૂર કરવાની આશા બંધાઈ નથી ત્યાં સુધી પરાજિત પ્રજાએ સામાજિક વિજયનો સામનો કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

રાજકીય વિજય દુનિયાને ઢોલ વગાડીને જાહેર કરે છે કે વિજયી પ્રજા જિતાયલી પ્રજા કરતાં વધારે દક્ષ છે. કુદરતના મહા–વિશ્વવિદ્યાલયમાં યુદ્ધો એ સામાન્ય રીતે પરીક્ષાઓ છે. આન્તરરાષ્ટ્રીય સ્પર્ધાઓનું પરિણામ હરીફ રાષ્ટ્રોની છૂટીછવાઈ લડાઈઓથી નહિ પણ તેમની સામાજિક વ્યવહારદક્ષતા ઉપરથી નક્કી થાય છે. અંગ્રેજોએ ૧૮મી સદીમાં સામ્રાજ્ય માટેની મહાભારત લડાઈમાં ફ્રેન્ચોને હરાવ્યા તે એ કારણે નહિ કે એમની પાસે વધારે સારી યુદ્ધસામગ્રી હતી અથવા તો અકસ્માત એક બે લડાઈઓ જીતી ગયા તેથી, પરંતુ ફ્રેન્ચ રાજ્યકર્તાઓને અજ્ઞાત એવા ધ્યેયની નિશ્ચલતા અને સતત ઉત્સાહ તેમણે દર્શાવ્યાં તેથી જ.

અતએવ યુદ્ધનો વિજય એ કેવળ લશ્કરી સર્વોપરીપણા કરતાં કંઈક વિશેષ છે. એ જાતીય શ્રેષ્ઠતાનો દ્યોતક અને સિક્કો છે.

પરાજિત પ્રજાને હમેશાં એનું બરાબર ભાન હોય છે. જેની જગતને ખબર છે તેની તેને ન હોય એમ કેમ બને ? એને પોતાનું હૃદય બેસી જતું હોય એમ લાગે છે–જાણે સર્વસ્વ જતું રહ્યું હોય એમ લાગે છે. તે આશા, હિંમત અને આત્મવિશ્વાસ ખોઈ બેસે છે. પોતાને શાસક પ્રજાની સમાન ગણતાં અટકી જાય છે. પોતાની અને શાસક પ્રજાની વચ્ચે કાર્યશક્તિની સ્વાભાવિક અસમાનતા છે એમ વિચાર કરતાં શીખે છે. અને આમ, સમય જતાં, પોતે જ પોતાના આત્માને હણે છે, કારણ ઇતિહાસમાં જે લાલ અક્ષરે લખાયું છે તેને એ શી રીતે નકારી શકે ? અને તેં યુદ્ધ કર્યું અને તું હારી ગઈ. તેં તારું સઘળું બળ અજમાવ્યું અને છતાં તું હારી ગઈ. તેં તારાથી જેટલું બને તેટલું કર્યું અને તોપણ તેમાં કંઈ વળ્યું નહિ એ દૃષ્ટિ આગળ તરવરતા મહાન સત્યની તરફ પણ શી રીતે એ આંખમિચામણાં કરી શકે ? આ ભાવના નિરાશા ઉપજાવે છે અને ભવિષ્યમાં વધારે સારું કરી બતાવવાની આશા પણ એ રાષ્ટ્ર ક્યાંથી રાખી શકે ? પોતાના સ્વાતંત્ર્યના દિવસોમાં, કે જ્યારે તે પોતાના

ઘરનું માલિક હતું ત્યારે જે રાષ્ટ્રીય પ્રતિષ્ઠા અને સંસ્થાઓ ન ટકાવી શક્યું તો પછી પરદેશી શાસનના અંધકારમય દિવસોમાં જ્યારે કાયદા, પોલીસ, છૂપી-પોલીસ, લશ્કરી છાવણીઓ, કેદખાનું અને અદાલતોનાં બંધનોથી તે જકડાયલું હશે ત્યારે વધારે માનભરી રીતે પોતાને મુક્ત કરવાની તે કેવી રીતે આશા રાખી શકે? આ વિચાર એનો નૈતિક નાશ કરવાનું કામ કરે છે.

વિજયી પ્રજાની શ્રેષ્ઠતાવિષયક સત્ય પરાજિત લોકો આમ સહજ કબૂલી લે છે. આ સમજાવવા તેમને કોઈ પ્રવચનકારોની જરૂર નથી પડતી. એમની આજુબાજુની પરિસ્થિતિ જ એમને એ શીખવે છે. પ્રાચીન કાળના ઇતિહાસમાંથી સંદેશ લાવતો સ્વાભિમાન અને આશાનો ગમે તેટલો અવાજ તેમના કાને અથડાય તો પણ વર્તમાનકાળનું સત્ય તેમને તે માનવા ના પાડે છે. જોવું એ જ માનવું. અને વર્તમાનમાં જે નિત્યના અનુભવો થાય છે અને જે અસર રાષ્ટ્રનાં હૃદય અને મન ઉપર કરે છે તેના કરતાં વધારે અસર કલ્પના, કરી શકતી નથી. એટલે પતિત રાષ્ટ્રના વિચારકો અને નેતાઓએ જે મહાપ્રશ્ન ઉકેલવાનો છે તે આ છે. પ્રકૃતિ અને સત્યની સામે આ લડાઈ શી રીતે લડવી? કમજોર કરનાર અને ફોલી ખાનાર સંજોગો અને વાતાવરણમાં પણ સ્વદેશાભિમાન અને સ્વમાન કેવી રીતે જીવંત રાખવાં! જે કંઈ થોડી શક્તિ રાષ્ટ્રની પાસે છે તેને કેવી રીતે ટકાવી રાખવી અને તેને સંપૂર્ણ કોટિએ—જેને પહોંચવા તે શક્તિમાન છે—વિકસાવવી? દર્દી મરણપથારીએ છે. નીતિને લાગેલા ઘામાંથી સતત લોહી વહ્યે જાય છે, જે સંપત્તિની ખોટ કરતાંયે અનંતગણું ભયાનક છે. આ ઘાને શી રીતે રૂઝવવો? શી રીતે એ નૈતિક અધઃપાતનો સતત પ્રવાહ અટકાવવો? શી રીતે પ્રજાની એ મર્દાનગીનો ક્ષય અટકાવવો? ગુમાવેલ સોનું અને હીરા રાષ્ટ્ર પાછાં મેળવી શકે, પણ જે રાષ્ટ્રે સ્વાભિમાન અને સ્વમાન એક વખત ખોયાં તે પાછાં નહિ મેળવી શકે, કારણ તેણે પોતાનું વ્યક્તિત્વ ગુમાવ્યું, આત્મા ગુમાવ્યો, જીવન ગુમાવ્યું. અને મરેલો માણસ કંઈ પૃથ્વીનાં ફળ અને કૃપાપ્રસાદનો આનંદ ભોગવી શકતો નથી.

સામાજિક વિજય એક એવો વ્યાપાર છે કે જે વિજેતાઓને જિતાયલી પ્રજાપર દૈનિક જીવનમાં પોતાનું ચઢિયાતાપણું પ્રાપ્ત કરવાની અને સિદ્ધ કરવાની તક આપે છે અને આમ પ્રજાના નૈતિક ક્ષયમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરે છે. જો તેઓ માત્ર રાજકીય હકૂમત જ ચલાવે, કર નાખે અને ઉઘરાવે, કાયદા ઘડે અને તેનું પાલન કરાવે, તો તેઓ વિજેતાઓ અને ધારા ઘડનાર થઈ શકે. પરંતુ તેઓ પોતાની રૈયતના પ્રભુ તો નહિ જ થઈ શકે. જો પ્રજાના સાચા અને બિનહરીફ શાસક થવું હોય, જો પોતાની સ્થિતિ અજેય કરી મૂકવી હોય તો લશ્કરી કબજા અને રાજકીય સર્વોપરીપણા ઉપરાંત કંઈક વિશેષની આવશ્યકતા છે. સત્તા તરવારથી પ્રાપ્ત કરી શકાય છે, પણ સામાન્યપણે એને ટકાવી રાખવા અને સુદૃઢ કરવા તો અન્ય સાધનોની આવશ્યકતા છે. કાલાન્તરે, તરવારનું સ્થાન બીજાં વધારે શક્તિશાળી શસ્ત્રો લે છે, જે જોવામાં ભયંકર નથી, પણ જે ટોલેડો (Toledo)ના તીક્ષ્ણતમ પાના કરતાંયે વધારે (રૈયતના રાષ્ટ્રીય જીવનને) ઘાતક છે. શસ્ત્રબળ હરાવી શકે અને જીતી શકે, પણ કચરી નાંખી શકે નહિ. તે બાંધી શકે, નમાવી નહિ શકે. રાજકીય વિજય પરાજિત પ્રજાને બાંધી લે છે, પણ તેને નમાવી શકતો નથી—કેવી રીતે નમાવવી એ મહા પ્રશ્ન વિજયી પ્રજાની સમક્ષ ખડો થાય છે.

એક ઉદાહરણ લઈએ. એમ મનાય છે કે દક્ષિણ હિંદુસ્તાનમાં જે પેરીઓ(અંત્યજ) લોકો છે તે (આર્યોએ જીતી લીધેલા) ત્યાંના મૂળ વતનીઓના વંશજો છે. એ પણ સુવિખ્યાત છે કે જે આર્યોએ દક્ષિણ હિંદુસ્તાન વસાવ્યું તેમની સંખ્યા ત્યાંના મૂળ વતનીઓની સરખામણીમાં બહુ જ થોડી હતી.

આર્યો વધારે બહાદુર, વધારે સંગઠિત અને વધારે સારાં હથિયારવાળા હતા. અનાર્યોમાં રચના અને વ્યવસ્થાશક્તિ ન હતી. કેટલીકવાર તો તેઓ સંકુચિત સ્વાર્થના માર્યા શત્રુપક્ષમાં પણ ભળી જતા. એટલે આર્યોએ તેમના લશ્કરને હરાવી નાંખ્યું. બ્રાહ્મણો ત્યાં વસ્યા. આટલે સુધી તો બધું ઠીક હતું. એક પ્રજા

જે સંખ્યાની દૃષ્ટિએ ઊતરતી હતી, પરંતુ શારીરિક અને નૈતિક બળમાં ચઢિયાતી હતી તેણે બીજી પ્રજા પર વિજય મેળવ્યો. પરંતુ દક્ષિણનો એક અંત્યજ એક બ્રાહ્મણની આગળ લાંબો થઈ નમસ્કાર કરે અને જ્યારે બ્રાહ્મણ તેની પાસે આવે ત્યારે સ્વેચ્છાએ એક કોરે ઊભો રહે એ કેવી રીતે બનવા પામ્યું? આમ વર્તવા સારું હવે તો પેરીઆને માટે કોઈ કાયદો નથી. જે પ્રજાએ પોતાના રાષ્ટ્રને જીતી લીધું છે તેના એક પ્રતિનિધિને આવી રીતે નમસ્કાર કરી પોતાનું સ્વમાન ખોવાની જો તે ના પાડે તો બ્રિટિશ અદાલતો એને કંઈ પણ શિક્ષા ન કરી શકે. અને બ્રાહ્મણેય કંઈ શસ્ત્રથી સજ્જ નથી હોતો. એ તો એક દૂબળો પંડિત હોય છે જેને હાથોહાથની લડાઈમાં પેરીઓ જરૂર મારી શકે. અને છતાં આપણે જોઈએ છીએ કે શારીરિક કૌવતવાળા સેંકડો પેરીઆઓ એક બ્રાહ્મણને આ વીસમી સદીમાં પણ—જેમાં નમન કરવાની ફરજ પાડનારો કોઈ પણ કાયદો નથી—નમન કરે છે. પેરીઆઓ ભેગા મળી એ બ્રાહ્મણને ધારે તો સારી રીતે ઝૂડી કાઢી શકે. અને બ્રાહ્મણની પાસે તેમના આ ઉદ્ધત વર્તન બદલ શિક્ષા કરવા સારુ કંઈ પણ સાધન નથી. અરે કંઈ નહિ તો તેઓ તેનું ચઢિયાતાપણું સ્વીકારવાની તો ના પાડી શકે. કારણ હવે તેમને ડરવાનું કશું કારણ નથી, પરંતુ આવા સાનુકૂળ સંજોગો છતાં, આ પેરીઆઓ એ બ્રાહ્મણને નમે છે, જોકે એ બ્રાહ્મણ પોતે જ ખરી રીતે—નામમાં નહિ—શૂદ્ર છે. આમ શાથી બને છે? અહીં એક માનસશાસ્ત્રને લગતો વિકટ પ્રશ્ન ઉકેલવાનું આપણે માથે આવી પડે છે. સર હેન્રી કૉટન જે વાત કહે છે તે આપણા આ પ્રશ્ન ઉપર ખૂબ અજવાળું પાડી શકે એમ છે. તે કહે છે:

"પહેલવહેલો હું હિંદુસ્તાનમાં આવ્યો અને મારા પર જે છાપ પડી તે મને સારી રીતે યાદ છે. હું અને મારા હાથ નીચેનો બ્રાહ્મણ મિત્ર જ્યારે સાંજે ફરવા જતા ત્યારે જે હિંદુઓ અમને મળતા તેઓ મને એક અધિકારીને છાજે એવી માનભરી સલામ કરતા. જ્યારે મારા સાથીની આગળ લાંબા સૂઈ જતા અને ધૂળમાં નાક ઘસતાં એને તેઓ ખરા અંતઃકરણથી માન આપતા. મને તો માત્ર કૃત્રિમ માન આપતા. સામાજિક ઊતરતાપણાની પ્રબળ ભાવના, સત્તાના સંબંધને ક્યાંયે ગળી ગઈ."

**( ન્યુઇન્ડિયા પા. ૧૪૧-૧૪૨; ૧લી આવૃત્તિ )**

સર હેન્રીને લાગ્યું હશે કે પેલો બ્રાહ્મણ, અને નહિ કે પોતે, રૈયતનો ખરો રાજા હતો.

એ પોતે તો એક માત્ર પોલીસ—અમલદાર હતો, જ્યારે બ્રાહ્મણ તેમનાં હૃદય અને મનનો માલિક હતો. બ્રાહ્મણનું સ્થાન તો ચોક્કસ હતું. એને સહેજે સ્થાન-ભ્રષ્ટ કરી શકાય એમ ન હતું. બ્રિટિશ સરકારના એક નાનકડા પગારદાર બ્રાહ્મણની સર હેન્રીને જરૂર અદેખાઈ આવી હશે.

ત્યારે આપણે પ્રશ્ન પૂછવાનું અને તેનું સમાધાન મેળવવાનું રહે છે. પેલા પ્રાચીન કાળના દક્ષ બ્રાહ્મણોએ દક્ષિણમાં પોતાનું શાશ્વત સર્વોપરી સ્થાન શી રીતે જમાવ્યું? વીસમી સદીમાં, હિંદમાં બ્રિટિશ નીતિના રહસ્યને સમજવાને ઇચ્છતા હોઈએ તો આપણે પ્રાચીન કાળના બ્રાહ્મણની નીતિ સમજવી જોઈએ. ઇતિહાસનું પુનરાવર્તન થાય છે અને પાંચ હજાર વર્ષો પૂર્વેનું આપણું જ ડહાપણ આજે બીજી પ્રજા આપણી સામે વાપરે છે.

મેં કહ્યું જ છે કે સામાજિક વિજય શસ્ત્ર-બળથી નથી મેળવી શકાતો. ઊલટું શસ્ત્રબળના ઉપયોગથી તેનું મહત્ત્વ નથી રહેતું. સહેજ દબાણ કરવામાં આવે તો તે ચાલે, પણ મુખ્યત્વે કરીને તો દક્ષતા, ધીરજ, આત્મસંયમ અને ખંતથી જ સફળતા મેળવવી જોઈએ. જે વિજેતાએ રણક્ષેત્ર પર વિજય મેળવ્યો છે તેણે સામાજિક જીત મેળવવા જરા નમવું જોઈએ. સામાજિક વિજય આમ એક એવી પ્રવૃત્તિ છે જે સ્વભાવતઃ રાજકીય સ્વાધીનતા કરતાં જુદી જ છે. એ વિજય મેળવવો બહુ મુશ્કેલ છે. એ કંઈ એકાદ લશ્કરી પડાવથી નથી મળી શકતો. જે બિચારા એ વિજયના ભોગ થઈ પડે છે તેમને તો એ વિજય-પ્રવૃત્તિ દેખાતી જ નથી. એ તો એક અફીણ છે જેનો ઉપયોગ પરાજિત પ્રજા પર કરવામાં આવે છે. એ એક એવી જાતનું ધીમી અસર કરનારું ઝેર છે

જે રાષ્ટ્રનો એકદમ નાશ નથી કરતું, પણ તેની વીર્યશક્તિને અદૃશ્ય રીતે ક્ષીણ કરે છે.

સામાજિક વિજયની સફળતાને આવશ્યક જે વસ્તુઓ જોઈએ તે આ છે.—

(૧) શાસકોએ પ્રજાની બધી સામાજિક પ્રવૃત્તિ પર કાબૂ મેળવવો જોઈએ, ખાસ કરીને જે પ્રવૃત્તિઓ તત્ત્વતઃ સામાજિક હિતને માટે હોય અને તેથી જેના નેતાને વિશિષ્ટ પ્રતિષ્ઠા મળતી હોય.

(૨) એક સામાન્ય મિલનસ્થાન જ્યાં શાસકો અને રૈયત અસમાનતાને ધોરણે ભેગાં મળે.

(૩) રૈયતવર્ગમાં એક એવા માણસનો વર્ગ હોય જે શાસકોને મળવા આ મિલનસ્થાન પર આવે.

આ ત્રણ વસ્તુ વિષે એક વખત ખાતરી થઈ ગઈ એટલે પછી વિજયી પ્રજા પોતાના પ્રયત્નમાં સફળતાને માર્ગે જ છે. પ્રાચીનકાળના બ્રાહ્મણો બીજાને પોતાની ઇચ્છાને અનુકૂળ કરવાની કળામાં ભારે નિપુણાત હતા.

તેઓ આગંતુકને બાંધ્યો નહિ હોય તે પહેલાંયે નમાવી શકતા. એ કામ તેઓ કેવી રીતે કરતા તે જોઈએ.

તેઓએ પહેલાં તો જીતેલી પ્રજાની બધી પ્રવૃત્તિ પોતાના કાબૂમાં લઈ લીધી. તેઓએ બધાને જ્ઞાન આપ્યું. પોતે ગુરુ બન્યા. સુધરેલી પ્રજાનું શિક્ષક એક આવશ્યક અંગ છે. તેઓ જ ઘા રૂઝવવાની કળા જાણતા હતા. બીજો કોઈ વર્ગ શીખી શકતો નહિ. એટલે તેઓ વૈદ્ય પણ બન્યા. જ્યારે જ્યારે માણસ માંદો પડતો, ત્યારે તે બ્રાહ્મણને બોલાવતો. અને એના ઉપકારની સ્તુતિ કરતો. પછી તેઓ ધર્મગુરુ બન્યા, ધર્માધિકારી બન્યા, પવિત્ર મંત્રોના સંરક્ષક બન્યા. બ્રાહ્મણની–જે એકલો જ પવિત્ર મંત્રો જાણતો હતો–હાજરી વિના કોઈ પણ લગ્નસમારંભ ન થઈ શકે, કોઈ પણ પ્રેતદહન ન થઈ શકે.

ખગોળશાસ્ત્રનો પણ તેમણે એકલાએ જ અભ્યાસ કર્યો હતો. મહિનાની આજે કઈ તિથિ છે તે પણ બ્રાહ્મણને પૂછ્યા સિવાય કોઈ જાણી શકતું નહિ.

વળી કાવ્ય અને કાવ્યશાસ્ત્ર જેવી જ્ઞાનની ઉપશાખાઓ, જેની હરહમેશ માણસને જરૂર નથી પડતી તે, શીખવવાનો સર્વ હક્ક પણ પોતાને જ સ્વાધીન રાખ્યો. આમ બધી સામાજિક પ્રવૃત્તિઓ પોતાના કાબૂમાં આણી. ગમે ત્યાં જુઓ, તમે બ્રાહ્મણને જરૂર જોશો. તમે એને ભૂલી નહિ શકો, તમે એના હાથમાંથી છટકી નહિ શકો. જીવનના સર્વ પ્રસંગોમાં એનું સૌથી વધારે મહત્ત્વ. અહીં, ત્યાં, સર્વસ્થળે એ હોય જ. જ્ઞાન એ જ શક્તિ–સત્તા છે, અને એ કહેવતના સત્યનો જેટલો સાક્ષાત્કાર બ્રાહ્મણોએ કર્યો એટલો બીજા કોઈએ નથી કર્યો. આમ તેઓ ખરેખરા ધર્મગુરુ, અધ્યાપક, વૈદ્ય, કવિ અને તત્ત્વજ્ઞાની બન્યા.

સમાજમાં જે બળો કામ કરે છે તે આ જ છે. મોટા ભાગના માણસો તો, પ્રજામાં જે આગળ પડતો ભાગ લેનારો શક્તિશાળી વર્ગ છે તેમનામાંથી પ્રેરણાઓ લે છે. મગજ શરીરની પ્રવૃત્તિઓને દોરે છે. બ્રાહ્મણો પોતાની સ્થાપેલી નવી પ્રજાનું મગજ બન્યા. મૂળ વતનીઓનો મોટો જથ્થો એ શરીર બન્યું, જેમાં ઓછામાં ઓછી કાર્યદક્ષ તે આજના પેરીઆ. બીજાઓ બ્રાહ્મણની સમાજવ્યવસ્થામાં જુદે જુદે અંતરે ગોઠવાઈ ગયા. પોતાનાથી નીચે ક્ષત્રિયોને રાખ્યા વગેરે વગેરે. બ્રાહ્મણને હવે લોકો પર રાજ્ય કરવા સારુ કોઈ શક્તિની જરાયે જરૂર નહિ પડી.

સમાજમાં સૌથી મહાશક્તિરૂપ પોતે જ બન્યો હતો. સમાજની પ્રજ્ઞા અને સમાજનું હૃદય એ જ હતો. એ પોતાના દેશમાં કેવી રીતે આવ્યો હતો અને પોતાને કેવી રીતે જીતી લીધા એ બધું લોકો ભૂલી ગયા હતા. અને એમના પુત્ર અને પૌત્રો એને આપોઆપ સન્માનવા લાગ્યા. થયેલી અથડામણ વિસરાઈ ગઈ. બ્રાહ્મણોની સર્વવ્યાપી પ્રવૃત્તિ અને

પરોપકારવૃત્તિ સર્વને જાણીતી હતી. ભવિષ્યની પ્રજાને પણ એનો નેતૃત્વનો દાવો સ્વીકાર્યા વિના છૂટકો નહોતો. એ ખૂબ સમજુ, પરોપકારી, પૂજ્ય મનાવા લાગ્યો અને પ્રજાને લાગ્યું કે ભલે એ આપણા પર રાજ્ય કરે. આમ સ્વાભાવિક રીતે જાતીય સ્વમાનની ભાવના નબળી પડવા લાગી અને કાળાંતરે તે મરી ગઈ. બ્રાહ્મણત્વની પ્રગતિ થતી હતી. બ્રાહ્મણ છૂટે હાથે જ્ઞાનની લહાણી કરવા લાગ્યો. પોતાના ધર્મસિદ્ધાન્તોની રૈયતને તાલીમ આપી. એણે એમનું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય છીનવી લીધું, પણ બદલામાં તેણે તેમને ઘણું વધારે કિંમતી આપ્યું–ચિરંજીવતાની ભેટ આપી.

આમ શત્રુના સંતાનો તેના શિષ્ય બન્યા, એના ધર્મનો સ્વીકાર કરનાર થયા, એના દર્દી થયા. વિજેતા સફળતાથી આશ્રયદાતા અને નેતા બન્યો. સામાજિક જીત પૂરેપૂરી થઈ. હિન્દુરાજ્યસત્તા આખરે કાયમની થઈ.

એ તો સ્પષ્ટ જ છે કે બ્રાહ્મણને તેના કાર્યમાં, સફળ થવા માટે ઉપર જણાવેલી બીજી બે આવશ્યક વસ્તુઓએ જરૂર મદદ કરી હશે. એ કથા વાંચતો, અને મૂળ વતનીનો શ્રોતૃવર્ગ સાંભળતો. જેઓ સાંભળવા આવતા તેમને તે પ્રસાદ આપતો. જે આગ્રહી–હઠીલા લોકો રાષ્ટ્રીય સ્વમાનને લીધે દૂર રહેતા તેમને વિજેતાઓ સન્માનતા નહિ. વળી એક ઔષધાલય ખોલ્યું; અને પેલા મૂળ વતનીઓ ટોળાંબંધ આવવા લાગ્યા. જે લોકો સ્વદેશાભિમાનની ભાવનાથી ન આવ્યા તેમનો એક જુદો વિભાગ થયો. બે પ્રજાઓને અસમાનતાને ધોરણે મળવાનું સર્વ-સામાન્ય મિલનસ્થાન બ્રાહ્મણે આમ પૂરું પાડ્યું. સામાજિક જીતને સારુ સાચું જોતાં એ રણક્ષેત્ર હતું; બલ્કે એક જાળ હતી. કારણ, લડવાનું હતું જ નહિ. જે એમાં આવ્યો તે ફસાયો જ છે. કારણ તે મિલન-સ્થાન પર જે વ્યવહાર થતો તેમાં દરજ્જાની અસમાનતા એ એક આવશ્યક શરત હતી. એ મિલન-સ્થાન પર આવવામાં રાષ્ટ્રના માનની હાનિ થાય છે એમ ન માનનાર વર્ગનો ઉદ્‌ભવ બ્રાહ્મણની કેળવણી અને તેની સાથે પરાજિત પ્રજાના મર્દાની ગુણોનો જે સ્વાભાવિક ક્ષય થયો તેને આભારી છે.

આપણે આજની આપણી મુશ્કેલીઓનો નિકાલ કરવા, આપણા પૂર્વજોના ડહાપણનો ઉપયોગ કરીએ. તેમણે તેનો આક્રમણ માટે ઉપયોગ કર્યો, કારણ તેઓ સશક્ત હતા. આપણે આત્મરક્ષણ માટે ઉપયોગ કરીએ, આપણે અશક્ત છીએ.

બ્રિટિશ લોકો હિંદુઓ પર કેવી રીતે સામાજિક વિજય મેળવી રહ્યા છે? સફળતાની આવશ્યક ત્રણ વસ્તુઓ અહીં છે?

(અ) **સર્વ પ્રવૃત્તિ ઉપરનો કાબૂ**—સામાન્ય જ્ઞાન માટે શાળા–મહાશાળાઓ, વૈદ્યકીય પાઠશાળાઓ, કાયદાની પાઠશાળાઓ, ઔષધાલયો, ડાકઘર, પાણીના નળ વગેરે.

(બ) **સામાજિક વ્યવહાર માટે અસમાનતાના ધોરણે સર્વસામાન્ય મિલનસ્થાન**—ધારાસભાઓ, શાળા – મહાશાળાઓ, દરબારો, અદાલતો, મ્યુનિસિપાલિટીઓ, જિલ્લા બોર્ડો, પ્રસંગોપાત જાહેર સભાઓ વગેરે વગેરે.

(ક) **અસમાનતાને ધોરણે સામાજિક વ્યવહાર સારુ તૈયાર એવો એક વર્ગ**—રાજ્યમાન્યો અને અંગ્રેજી ભણેલો વર્ગ વગેરે.

ચોકઠું તો બરોબર ગોઠવાયલું છે. યંત્ર કેવી રીતે કામ કરે છે તે જોઈએ [**અપૂર્ણ**]

# કંપનીનો કાયદો

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

હિંદમાં પ્રાચીન સમયમાં પુષ્કળ વેપાર હતો, પરંતુ તે વ્યક્તિગત હતો, ભાગીદારો ભેગા મળીને પંત્યાળામાં પોતાનાં સંયુક્ત સાધનોથી વેપાર કરે તેવો રિવાજ નહોતો. માત્ર અંગ્રેજોના સહવાસથી સૌનાં આર્થિક સાધનો ભેળાં કરીને કંપની બનાવી પંત્યાળામાં વેપાર કરવાની પદ્ધતિ શરૂ થઈ છે. અંગ્રેજોએ જગતમાં સૌથી પહેલાં ઉદ્યોગોનો વિકાસ કર્યો ને તે સૌથી ધનવાન પ્રજા બની. ધીમે ધીમે હિંદમાં આ ઔદ્યોગિક વિકાસ આવ્યો. સૌથી પ્રથમ અંગ્રેજ પેઢીઓએ હિંદમાં ઉદ્યોગોનાં કારખાનાં ખોલ્યાં. હિંદીઓએ એમનું અનુકરણ કરી કારખાનાં ખોલ્યાં. આવી રીત અનેક ભાગીદારોની બનેલી લિમિટેડ કંપનીઓ અસ્તિત્વમાં આવી. મોટા ઉદ્યોગોમાં લગભગ ૧૦૦૦ કરોડ રૂપિયાની મૂડી હિંદમાં રોકાયેલી છે, તેમાં હિંદી વેપારીઓ અને ઉદ્યોગપતિઓએ ૫૦૦ કરોડ રૂપિયાની મૂડી રોકી છે અને બાકીના ૫૦૦ કરોડ રૂપિયા અંગ્રેજ ઉદ્યોગપતિઓએ રોકયા હશે.

ગ્રેટ બ્રિટનમાં હિંદની માત્ર ૧૩ ટકા જ વસ્તી છે, છતાં ત્યાં લગભગ દોઢ લાખ કારખાનાં છે. હિંદમાં ગ્રેટ બ્રિટન કરતાં આઠગણી વસ્તી હોવા છતાં માત્ર પંદર હજાર કારખાનાં છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં હિંદની માત્ર ૩૫ ટકા વસ્તી હોવા છતાં બે લાખથી પણ વધુ કારખાનાં છે. તેની મૂડી ત્રણ હજાર કરોડ ડોલર જેટલી ગંજાવર છે. હિંદ કરતાં એ મૂડી ક્યાંય વધારે છે. કેનેડામાં હિંદ કરતાં ૩૫મા ભાગની એટલે કે એક જ કરોડની વસ્તી વચ્ચે ત્રીસ હજાર કારખાનાં છે. તેમાં વીસ હજાર કરોડ રૂપિયા, એટલે કે હિંદ કરતાં વીસગણી મૂડી રોકાયેલી છે. જાપાને પણ હિંદ કરતાં પાંચગણી મૂડી કારખાનાંઓમાં રોકી છે. હિંદ હજી ઔદ્યોગિક વિષયોમાં બીજા દેશો કરતાં કેટલું પછાત છે તે આથી જણાય છે. છેલ્લાં વીસ વરસોમાં જાપાનના ઉદ્યોગો દશગણા પ્રમાણમાં વધ્યા છે જ્યારે આપણે ત્યાં પ્રમાણમાં ઘણી થોડી પ્રગતિ થઈ છે.

રશિયાએ ઉદ્યોગોમાં દશ વરસમાં મહાન પ્રગતિ કરી જગતમાં શ્રેષ્ઠ ઔદ્યોગિક દેશ તરીકે આગલી હરોલનું સ્થાન મેળવું લીધું. જર્મની, ઇટાલી પણ ખૂબ આગળ વધી ઔદ્યોગિક હરીફાઈમાં બીજા દેશોને હરાવે છે. પરંતુ હિંદના કમનસીબે હિંદી સરકાર સાવકી હોવાથી પ્રગતિ જેવી થવી જોઈએ તેવી થતી નથી. હિંદમાં મૂડી, સાહસ, સસ્તી મજૂરી અને હોશિયારી હોવા છતાં ઔદ્યોગિક સાહસોની પ્રગતિ ઘણી ધીમી છે. તેનું કારણ સરકારની મીઠી નજરનો અભાવ છે.

હિંદમાં કંપનીઓ વધવા માંડી એટલે કાયદાની જરૂર પડી. કંપનીના નિયંત્રણ અને વ્યવસ્થા માટે કાનૂનો અને સરકારી દેખરેખની ખૂબ આવશ્યકતા જણાઈ. ઇંગ્લેંડમાં વારેવારે પરિસ્થિતિના બદલવા સાથે કંપનીના કાયદા નવા નવા બનતા ગયા, તેમ હિંદમાં પણ છેવટ સને ૧૯૧૩ માં કંપનીનો કાયદો ધારાસભામાં પસાર કરાવ્યો. યુદ્ધ પહેલાં એ કાયદો પસાર થયો હતો. પરંતુ યુદ્ધ પછી હિંદના ઉદ્યોગોમાં ઘણો વિકાસ થયો. ખાંડ, સિમેન્ટ અને પોલાદના ઉદ્યોગો પ્રગતિમાન થયા. અંગ્રેજોએ કેટલાક ઉદ્યોગો ખાસ મહત્ત્વના નહોતા તેનો વિકાસ થવા દીધો. આથી હિંદમાં જૂના કંપનીના કાયદાની ઉપયોગિતા ઓછી થઈ ગઈ.

પાશ્ચિમાત્ય દેશોમાં ઘણાખરા ઉદ્યોગો હજારો ભાગીદારોના પંત્યાળામાં ઊભી કરેલી મૂડીની જોઈન્ટ સ્ટોક કંપનીઓથી ચાલે છે. હિંદમાં પણ એ જ ધોરણે ઘણુંખરું કામ ચાલે છે. અંગ્રેજોએ લંડનમાં બેઠા હિંદમાં કારખાનાં ઊભાં કર્યાં. તે ઉપર દેખરેખ રાખવા તથા વ્યવસ્થા કરવા અમુક કમિશન અને ખર્ચી આપી મેનેજીંગ એજન્ટો નીમ્યા. હિંદીઓએ પણ એમની નકલ કરીને ઉદ્યોગોની વ્યવસ્થા માટે મેનેજીંગ એજન્ટો નીમ્યા. આ મેનેજીંગ એજન્ટોના હાથમાં કારખાનાની સર્વ સત્તા આવી. એમણે ભૂતકાળમાં ઉદ્યોગોના વિકાસમાં સારો ફાળો આપ્યો હતો. ઉદ્યોગો માટે મૂડી મેળવવાની વ્યવસ્થા કરવા માટે ભૂતકાળના મેનેજીંગ એજન્ટોને યશ ઘટે છે. પરંતુ સને ૧૯૧૩ નો કાયદો મેનેજીંગ એજન્ટોના હાથમાં બહોળી સત્તા મૂકે છે. પરિણામે ઘણી કંપનીઓમાં મેનેજીંગ એજન્ટો ઉઘાડી લૂંટ ચલાવવાનો ધંધો લઈ બેઠા.

મેનેજીંગ એજન્ટો પોતાની શાખ ઉપર બજારમાંથી શેર–હોલ્ડરો પાસેથી નાણાં ઊભાં કરી નવી કંપનીઓ બનાવતા હતા. તેઓ પોતાના મિત્રો અને સગાંવહાલાંઓમાંથી ડિરેક્ટરોની બોર્ડ નીમતા. પછી શરૂ થતી લૂંટ. વિલાયતથી યંત્રો મંગાવતાં તેમાં મોટું કમિશન મળતું તે મેનેજીંગ એજન્ટોનાં ગજવાંમાં આવ્યું જતું. કોલસાની ખરીદમાં ભાવફેર ખાઈ જવાનું સારી રીતે બનતું. કપાસના વાયદાનો વેપાર કરતા તો નફો મેનેજીંગ એજન્ટો ખાઈ જતા, નુકસાની કંપનીને ખાતે ઊધરતી હતી. બધા મેનેજીંગ એજન્ટો એવા નહોતા, છતાં મોટી સંખ્યા એક યા બીજી રીતે કંપનીને ચૂસતી હતી. માલમાં રહેલા નફા ઉપર કમિશન લેવાને બદલે માલના વેચાણ ઉપર કેટલાક મેનેજીંગ એજન્ટો કમિશન લેવા લાગ્યા. આવી જાતના કંપની સાથેના એગ્રિમેન્ટોથી મેનેજીંગ એજન્ટોને ઘી–કેળાં થઈ પડ્યાં હતાં. કંપનીઓ ગમે તેટલું નુકસાન કરે પણ મેનેજીંગ એજન્ટો તો એમાંથી રસકસ ખૂબ પ્રમાણમાં ચૂસતા રહેતા. એ રીતે કંપનીઓ ઉપર મોટરો, ઘોડાગાડીઓ, બંગલા અને બગીચા નભાવતા હતા. મેનેજીંગ એજન્ટો પોતાની કંપનીઓને વંશપરંપરાનો હક્ક સમજતા હતા. કંપની ઉપર તેઓ તાગડધિન્ના કરતા હતા.

મેનેજીંગ એજન્સીના આવા ઘણા ગોટાળા બહાર પડવા લાગ્યા. વીસ વરસમાં ઘણો વિકાસ થયા છતાં જૂનો કાયદો એવો જ રહ્યો હતો. તેમાં સુધારો કરવા કરતાં નવો જ કાયદો કરવો એ વધુ જરૂરી હતું. સરકાર પાસે પણ એને લગતું ખૂબ સાહિત્ય ભેળું થયું. હિંદની અનેક કંપનીઓ મેનેજીંગ એજન્ટોનાં ગેરવ્યાજબી કાર્યોથી ફડચામાં આવી ગઈ તેના અનેક દાખલાઓ નોંધાયા. ઘણી વખતે મેનેજીંગ એજન્ટો સટ્ટા કરી અનેક જાતની પાયમાલીઓ કંપની ઉપર લાવતા હતા તે વાત જાણીતી હતી. શેર હોલ્ડર–ભાગીદારોને કોઇ પણ જાતનો હિસાબ તપાસવાનો હક્ક નહોતો. અંદરના ગોટાળાઓની એમને કંઈ જ ખબર ન પડતી. કાયદો એમની દેખરેખ સ્વીકારતો નહોતો. આથી મેનેજીંગ એજન્ટો ફાવે તેમ વર્તી શકતા હતા.

પ્રાંતિક સરકારો તરફથી ફરિયાદો અને સૂચનાઓ પુષ્કળ પ્રમાણમાં આવી હતી. તે સિવાય વેપારી સંસ્થાઓ અને બીજી અર્ધસરકારી સંસ્થાઓ તરફથી પણ પુષ્કળ સૂચનાઓ મળી હતી.

જાહેર વર્તમાનપત્રો પણ કંપનીનો કાયદો સુધારવા માટે વારંવાર લખાણો લખતાં. ખોટા અને અમુક વ્યક્તિઓનાં જ ગજવાં ભરવા અનેક ‘પરપોટા’

કંપનીઓ ઊભી થતી હતી. બદમાસ લોકોનો આ ધંધો થઈ પડયો હતો. લોકોની આંખમાં ધૂળ નાખી, ભારે ભ્રમમાં નાખનારી અને સોનેરી સ્વપ્નાં દેખાડતી કંપનીઓ ઊભી થઈ હતી. આંધળા લોકો વિશ્વાસમાં પોતાના શેરોના પૈસા ખોતા હતા. શેર-હોલ્ડરોના વિશેષ કાબૂવાળા અને તેમને સારા હક્કો આપતા નવા કાયદાની હિંદમાં ભારે જરૂર ઊભી થઈ હતી. સને ૧૯૩૪માં સર એન. એન. સરકાર નામે ગૃહસ્થ હિંદી સરકારના કાયદાના સભ્ય હતા. એમણે કંપનીનો નવો કાયદો રચવાનું શ્રમભર્યું કામ સાથે લીધું.

સાહિત્ય અને સાધનો ઘણાં હતાં. તે સિવાય અંગ્રેજી તથા જાપાનિઝ કાયદા પણ તપાસવાના હતા, અને ૧૯૧૩નો કાયદો અપૂર્ણ માલૂમ પડયો હતો. હિંદની પરિસ્થિતિને યોગ્ય કંપનીનો કાયદો બનાવવા માટે ઊંડો અભ્યાસ, વિશાળ અવલોકન અને વાચનની જરૂર હતી. સને ૧૯૩૪ માં કાયદાના સભ્યે આ બધું જોઈ વિચારીને અનુકૂળ કાયદાની સામગ્રી ભેગી કરવા માટે કલકત્તાના પ્રસિદ્ધ સોલિસીટર સુશીલ સેનને નીમવામાં આવ્યા. એમણે આ વિષયને લગતું સર્વ સાહિત્ય વાંચ્યું અને પચાવ્યું.તે ઉપરથી પોતાની સૂચનાઓ ઘડી કાઢી. આ સૂચનાઓ સંબંધી વિચાર કરવા માટે આખા હિંદના મોટા ઉદ્યોગપતિઓની કમિટી નીમવામાં આવી. કમિટીએ ઘણી બેઠકોમાં આ દરેક વિષય ઉપર સૂક્ષ્મ વિચાર કર્યો અને તે ઉપરથી કંપનીના કાયદાની રચના થઈ.

હવે આ કાયદો મધ્યસ્થ ધારાસભામાં આવ્યો. કોંગ્રેસના કેટલાક સભ્યો અને અંગ્રેજી પાર્ટીના સભ્યોએ આનો બહુ રસપૂર્વક ઊંડો અભ્યાસ કર્યો હતો. કાયદાના સભ્ય સર એન. એન. સરકાર પણ ઝીણીમાં ઝીણી વિગતથી વાકેફ હતા. સભ્યોએ અગત્યની કલમો ઉપર સેંકડો સુધારાઓ કર્યા. બહુ બારીકીથી એકેએક કલમની સૂક્ષ્મ સમીક્ષા કરવામાં આવી હતી. મુંબઈના ઉદ્યોગપતિઓએ પણ એમાં ઊંડો રસ લીધો હતો. હિંદભરની વેપારી સંસ્થાઓએ પણ પોતાના અભિપ્રાયો મોકલી આપ્યા હતા. ખાસ વિવાદાસ્પદ કલમો ઉપર કેટલાય દિવસો સુધી વિવાદ ચાલ્યા. કોંગ્રેસપક્ષના નેતા શ્રીયુત ભુલાભાઈ દેસાઈના ઊંડા જ્ઞાન અને અનુભવે આ નવા સુધરેલા કાયદામાં ઘણા સુધારાવધારા કરાવ્યા હતા. કંપનીના આ સુધારેલા કાયદામાં અગત્યની ઘણી બાબતો આવી જાય છે.

આ કાયદાની બીજી કલમમાં મેનેજર-એટલે કે વ્યવસ્થાપક-ની વિવેચના છે. ડાયરેક્ટરોની દેખરેખ નીચે કમિટીની વ્યવસ્થા આ વ્યવસ્થાપક કરે. તે પછી મેનેજીંગ એજન્ટની વ્યાખ્યા છે. કંપની સાથે કરારો કરી એનો વહીવટ કરનાર વ્યક્તિ અથવા કંપની જે ડાયરેક્ટરોની સામાન્ય દેખરેખ નીચે કામ કરે તેને મેનેજીંગ એજન્ટ કહે છે. એ પછી ખાનગી કંપનીની વ્યાખ્યા આવે છે. આ વ્યાખ્યા (૧) શેરો બીજાના નામ પર ચડાવવા માટે મર્યાદા મૂકે છે. (૨) ૫૦ થી વધારે ભાગીદારો સ્વીકારતી નથી. (૩) જાહેર પ્રજાને એના શેરો વેચવાની બંધી કરે છે. ત્રીજી કલમમાં કાયદાના ભંગ કરનાર સભ્યને બીજી રીતની કંપની બનાવવા માટે એક હજાર રૂપિયાના દંડની સત્તા આપે છે. સાતમી કલમ આ કંપનીને પોતાના ઉદ્દેશો બદલાવવા, વેચવા અને બીજી કંપનીમાં ભળી જવાની સત્તા આપે છે.

કલમ બારમી દરેક કંપનીમાં થયેલા મેમોરેન્ડમમાં સુધારાવધારાની નોંધ રાખી કાયદા પ્રમાણે જાહેર કરવાની ફરજ નાંખે છે, તે પ્રમાણે ન કરનારને ૫૦ રૂપિયા દંડ કરવામાં આવે. સેકસન ૧૫ પ્રમાણે નવી કંપનીના સભ્યોનું લિસ્ટ અઢાર માસની અંદર કરવાની ફરજ પડે છે. કલમ ચૌદમી દરેક કંપની, જેને ૫૦ કરતાં વધુ સભ્યો હોય તેને રજિસ્ટર રાખી સભ્યોની નોંધ ફરજિયાત રખાવે છે, તે પ્રમાણે પાકું રજિસ્ટર ન રાખનાર કંપનીને પચાસ રૂપિયા દંડ ભરવો પડે.

કલમ સોળમી પ્રમાણે શેર બીજા નામ પર ચડાવવાની અરજી બંને પક્ષમાંથી કોઈ પણ કરી શકે, પરંતુ કંપનીએ સામા ધણીને નોટીસ આપવી પડે જો કંપની શેરો રજિસ્ટર કરી બીજા નામે ચડાવવા ઇચ્છા ન રાખતી હોય તો બે માસની અંદર અરજી કરનારાઓને ખબર આપવાનું તેના પર ફરજિયાત છે.

ખબર ન આપે તો મુદ્દત વીત્યા બાદ કંપનીને દરરોજના પચાસ રૂપિયાથી વધારે નહિ એટલો દંડ આપવો પડશે. છતાં બીજા નામે ચડાવવામાં કંપનીને તેના આર્ટિકલો પ્રમાણે કાંઈ વાંધો આવે તો તેને ન ચડાવવાનો હક્ક રહેશે.

કલમ ૨૪ પ્રમાણે કંપની પોતાના શેરો ખરીદ કરી શકશે નહિ. તેમ જ લોન આપીને બીજાની મારફત પોતાની કંપનીના શેરો બીજા પાસે ખરીદાવી શકશે નહિ. એ પ્રમાણે ન ચાલનાર કંપનીને એક હજાર રૂપિયા દંડ થશે. કલમ ૨૮ પ્રમાણે મેમોરેન્ડમમાં જુદી જુદી જાતના શેરોનાં હિતોની સત્તા કંપની ધરાવતી હશે, પરંતુ તે હિતોમાં કાંઈ ફેરફાર કરવા માટે તે જાતનાં હિત ધરાવનાર શેર–હોલ્ડરોના દશ ટકા પ્રમાણ ધરાવનાર ભાગીદારો કંપનીને કોર્ટમાં લઈ જઈ પોતાનાં હિતોનું રક્ષણ કરી શકશે. કલમ ૩૦ પ્રમાણે દરેક કંપનીને પોતાની રજિસ્ટર ઑફિસ રાખવાની ફરજ પાડવામાં આવે છે, તે પ્રમાણે ન કરનાર કંપનીને દરરોજ પચાસ રૂપિયાનો દંડ ભરવો પડશે.

કલમ ૩૧ પ્રમાણે દરેક કંપનીને રજિસ્ટર થવાથી અઢાર માસની અંદર જનરલ મિટીંગ બોલાવવી પડશે. તેમ જ કાયદેસરની મિટીંગ એક માસથી છ માસની અંદર બોલાવવી પડશે. કલમ ૩૪મી મિટીંગો અને વોટોની બાબતમાં સમજણ આપે છે. કંપનીની જનરલ મિટીંગ બોલાવવાની લેખિત નોટીસ ચૌદ દિવસ અગાઉ આપવી જ જોઈએ. કોઈને અકસ્માત નોટીસ નહિ મળી હોય તો તેથી મિટીંગની કાર્યવાહી રદ થતી નથી. પાંચ સભ્યો પોલ માંગી શકશે. કલમ ૩૭માં દરેક જનરલ મિટીંગની મિનિટ એટલે કે નોંધબુક રાખવાની ફરજ પડે છે. કોઈ પણ સભ્યને જ્યારે જોઈએ ત્યારે તે દેખાડવી પડશે. એની નકલ માટે અરજી કરનાર સભ્યને છ આને એકસો શબ્દોનો ચાર્જ કરીને નકલ આપવી પડશે.

કલમ ૩૨ પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ ડિરેક્ટરો દરેક કંપનીના હોવા જ જોઈએ. કલમ ૩૯ પ્રમાણે ડિરેક્ટરોમાંથી ⅓ ભાગ દર વરસે વારાફરતી નવી ચૂંટણી માટે બહાર પડશે. જૂના ડિરેક્ટરો કંપનીને હમેશ માટે પોતાનો ગરાસ ન કરી બેસે તે માટે આ કલમ રાખવામાં આવી છે.

કલમ ૪૨ પ્રમાણે નીચેના શખ્સો ડિરેક્ટરો ન બની શકે :

૧. કોર્ટમાંથી મુક્ત ન થયેલો નાદાર શખ્સ.

૨. મેનેજીંગ એજન્ટ અથવા મેનેજર કે કંપનીનો કોઈ પણ નોકર. આ કલમનો ભંગ કરનારને બે વરસની કેદ અથવા એક હજાર રૂપિયા દંડની સજા કોર્ટની મુનસફી પ્રમાણે થશે.

આ સિવાય કંપનીનો કોઈ મેનેજર અથવા ડિરેક્ટર પોતાનો હોદ્દો કંપનીના ખાસ ઠરાવ વગર બીજા કોઈને આપી શકશે નહિ.

કોઈ ડિરેક્ટરને નાણાંની લોન આપવા માટે કંપનીને બંધી છે. ઘણા ડિરેક્ટરો કંપની પાસે નાણાં ઉધાર લઈને ગોટાળો કરતા હતા તેમને માટે આ કલમ ખાસ જરૂરી હતી. આનો ભંગ કરનારને પાંચસો રૂપિયા દંડ થશે.

કોઈ પણ ડિરેક્ટર કંપનીના ખાસ જનરલ ઠરાવ સિવાય કંપનીમાં લાભ ધરાવનાર અથવા નફો મેળવનાર ધંધો લઈ શકશે નહિ. માત્ર મેનેજીંગ એજન્ટને અપવાદ તરીકે ગણવામાં આવે છે.

બીજા ડિરેક્ટરોની ખાસ પરવાનગી વગર કોઈ પણ ડિરેક્ટર કંપની સાથે કોંટ્રેક્ટ કે માલ લેવા–વેચવાનો ધંધો કરી શકશે નહિ.

કંપનીના ખાસ ઠરાવથી કોઈ પણ ડિરેક્ટરને તેની મુદ્દત પૂરી થયા પહેલાં કાઢી મૂકી શકાય છે. તેને ઠેકાણે સાધારણ ઠરાવથી બીજો ડિરેક્ટર નીમી શકાય છે. આવી રીતે નીમેલા ડિરેક્ટરને ફરીથી બોર્ડ ઑફ ડિરેક્ટર ચૂંટી શકશે નહિ.

એક જાહેર કંપનીના ડિરેક્ટરો કંપનીના ભાગીદારોની જનરલ મિટીંગની પરવાનગી વગર નીચેની બાબતો કરી શકશે નહિ.

અ. કંપનીને વેચાણ અથવા બીજાને નામે ચડાવી દેવી.

ચ. ડિરેક્ટરો ઉપર નીકળતાં લેણાં નાણાંની રકમ માંડી વાળવી. ડિરેક્ટરો જો નીચેની શરતો પ્રમાણે નાણાં નહિ આપે તો તે ડિરેક્ટર થતો બંધ થશે.

૧. ડિરેક્ટરો માટે ઠેરાવેલી શેરોની સંખ્યામાં ઓછી સંખ્યા થશે તો—

૨. કોર્ટ તેને ગાંડો ઠેરાવે તો.

૩. નાદાર થાય તો અને કોર્ટમાંથી મુક્તિ ન મેળવે તો.

૪. પોતાના શેરોના બાકીનાં નાણાંની કૉલોન ભરે તો.

૫. કંપનીમાં કોઈ નફો મેળવવાનો અધિકાર મેળવશે તો.

૬. ત્રણ મિટીંગોમાં ઉપરાઉપર હાજરી નહિ આપે તો, અથવા તો સંમતિ મેળવ્યા વગર ત્રણ માસ સુધી ગેરહાજર રહેશે તો.

૭. કંપની પાસે નાણાં ઉધાર લેશે તો.

૮. બીજા ડિરેક્ટરોની લેખિત સંમતિ સિવાય કંપનીમાં ધંધાના અથવા બીજા કોંટ્રાક્ટ કરશે તો.

કલમ ૪૪ મેનેજીંગ એજન્ટો સંબંધી હોવાથી ખૂબ અગત્યની છે. મેનેજીંગ એજન્ટો વીસ વર્ષ ઉપરાંત એજન્ટ રહી શકશે નહિ. આ કાયદો પસાર થયો છે ત્યારથી વીસ વરસ સુધીની મુદતમાં જૂની કંપનીના મેનેજીંગ એજન્ટોને તે કંપનીનો વહીવટ કરવાનો હક્ક રહેશે. જૂની કંપનીઓના મેનેજીંગ એજન્ટોને આ કાયદો પસાર થયાની વીસ વરસને અંતેની તારીખે અધિકાર મૂકવો પડશે. આ વીસ વરસની મુદત ખલાસ થયા પછી તેનાં લેણાં નીકળતાં નાણાં કે કંપનીને હિસાબે અને જોખમે વાપરેલાં નાણાં મેળવવાનો તેનો હક્ક કાયમ રહેશે, તેમ જ તેના પગારનાં અથવા કમિશનનાં ચડેલાં નાણાં માટે પણ તે હક્કદાર ગણાશે. મેનેજીંગ એજન્ટ કંપનીના કામકાજ સંબંધમાં જામીન ઉપર ન છૂટે એવો ગુનો કરે તો તેને કાઢી મૂકી શકાશે અથવા નાદાર બન્યાથી પણ તેને કાઢી મૂકી શકાશે. કંપનીની જનરલ મિટીંગના ઠરાવ વગર મેનેજીંગ એજન્ટો પોતાની એજન્સી બીજા કોઈને નામે ફેરવી શકશે નહિ.

એક કંપની મેનેજીંગ એજન્ટના અયોગ્ય વર્તનથી નુકસાનીમાં ઊતરે તો મેનેજીંગ એજન્ટનો કોઈ ક્લેઈમ એના ઉપર રહેશે નહિ. આ કાયદો પસાર થયા પછી મેનેજીંગ એજન્ટોની શરતોમાં ફેરફાર અથવા નિમણૂક કંપનીની જનરલ મિટીંગની પરવાનગી વગર બની શકશે નહિ. મેનેજીંગ એજન્ટ કંપનીના ચોખ્ખા નફા ઉપર જ કમિશન મેળવી શકશે. પરંતુ માલના વેચાણ અથવા લેણા ઉપર કમિશન ઠરાવેલું હશે તો પણ તે રદ બાતલ છે. માત્ર નફો ન થાય તો અમુક ફિચકની રકમ તેમ જ ઑફિસ–ખર્ચા માટેની રકમનો મેનેજીંગ એજન્ટ હક્કદાર રહેશે. આ કલમની અંદર વીમા–કંપનીઓ કે ખાનગી કંપનીઓનો સમાવેશ થતો નથી. કોઈ પણ કંપનીના મેનેજીંગ એજન્ટને કંપની પાસેથી ઉધાર નાણાં ¾ ડિરેક્ટરોની સંમતિ વગર મળશે નહિ. તેમ જ કંપનીનો મેનેજીંગ એજન્ટ કંપની સાથે કોઈ કોંટ્રાક્ટ અથવા માલ વેચવા–લેવાનો સોદો કરી શકશે નહિ. એક જ મેનેજર હેઠળની જુદી જુદી કંપનીઓને પરસ્પર નાણાં ઉધાર દેવા–લેવાની પણ બંધી છે. તેમ જ એક જ મેનેજમેન્ટ હેઠળની કંપનીઓ એક બીજીના શેરો ખરીદ કરે તે માટે પણ બંધી કરવામાં આવી છે. છતાં જો બોર્ડ ઑફ ડિરેક્ટર્સ એકમતે તેવો ઠરાવ કરે તો તેમ થઈ શકે.

મેનેજીંગ એજન્ટોને કંપનીના ડિબેન્ચરો કાઢવાની સત્તા નથી અને ડિરેક્ટરોની રજા વગર કંપનીનાં નાણાં તે ક્યાંય રોકી શકે નહિ. એ સિવાય કંપની જે ધંધો કરતી હોય તેવી જાતના ધંધાની હરીફાઈમાં ઊતરી મેનેજીંગ એજન્ટ તેવો ધંધો કરી શકશે નહિ. મેનેજીંગ એજન્ટો તરફથી નિમાયેલા ડિરેક્ટરોની સંખ્યા કંપનીના કુલ ડિરેક્ટરોની સંખ્યા કરતાં ⅓ રહેશે. એટલે મેનેજીંગ એજન્ટો મરજી પ્રમાણે પોતાના ડિરેક્ટરો નીમી શકશે નહિ.

કલમ ૪૯માં મેનેજીંગ એજન્ટો કેવા પ્રકારના કોંટ્રાક્ટો કરે છે તે બતાવવાને રજિસ્ટર રાખવાનું

ફરજિયાત છે. ભાગીદારો કંપનીના કરેલાં સોદા-સાટાં તપાસવાને હક્કદાર છે. કલમ ૫૦મી કંપનીના પ્રોસ્પેક્ટસની વિગતો જાહેરમાં મૂકવાની અને દેખાડવાની સૂચનાઓ કરે છે, તેમાં મુખ્ય કેટલા શેરો કંપનીએ પોતે રાખી લીધા, કેટલા શેરો કયા ધણીએ ખંડી લીધા, ધણીઓનાં નામ અને તેમની સાથેની શરતો તથા ધણીઓ ખંડી લીધેલા શેરોના પૈસા આપી શકવાને શક્તિમાન છે એવાં ડિરેક્ટરોનાં સર્ટિફિકેટ અને પ્રોસ્પેક્ટસની સાથે બેલેન્સ શીટ જોડવાની ફરજ પાડે છે. કેવો ધંધો કરવાને કંપની તૈયાર થઈ છે તેને લગતું સરવૈયું સાથે જોડેલું હોવું જોઈએ. શેરો કાઢવા માટે જે દલાલી કે વળતર આપવું પડયું હોય તેની વિગત પણ ડિરેક્ટરોએ પ્રસિદ્ધ કરવાની છે. મેનેજીંગ એજન્ટોએ લીધેલા શેરો સંબંધી વિગત પણ જણાવવી પડશે.

કોઈ સ્થાવર મિલકત કંપનીના હિસાબે ખરીદવાની હોય અથવા ખરીદી હોય તેને લગતી વિગતો, એ મિલકત ઉપર શું ખરચ લાગવાનું છે ઇત્યાદિ જણાવવું જોઈએ. કોઈ પેટા કંપની ખરીદી હોય તો તે સંબંધી પૂરી વિગતો અને તે પેટા કંપની પોતાના ભાગીદારોને કયાં સાધનો દ્વારા ડિવિડેન્ડો આપે છે તેનો સંપૂર્ણ ખુલાસો આપવો પડશે.

કલમ ૫૪ એક ખત કે જેના ઉપરથી શેરો વેંચાય અને ડિબેન્ચરો નીકળી શકે તેને પ્રોસ્પેક્ટસ તરીકે સમજવા જણાવે છે. કલમ ૫૫મી ઓછી મૂડીથી કંપનીઓ કાઢવાની મનાઈ કરે છે. પ્રોસ્પેક્ટસમાં જણાવ્યા મુજબની ઓછામાં ઓછી મૂડી ભરાયા વગર અને તેના પાંચ ટકા જેટલાં નાણાં રોકડાં હાથમાં આવ્યા વગર કોઈ કંપનીના શેરો આપી શકાશે નહિ.

કોઈ પણ કંપની કાઢનાર ડાયરેક્ટરોએ નીચે મુજબનાં નાણાંની શરૂઆતમાં જ જોગવાઈ કરવાની છે:

**અ.** કોઈ પણ સ્થાવર મિલકત ખરીદવાની કે ખરીદી હોય તો તેની પૂરી કિંમત.

**આ.** શરૂઆતના ખર્ચાની જોગવાઈ તેમજ દલાલી-કમિશનનાં નાણાં રોકડાં આપવાની સગવડ.

**ઇ.** કોઈ નાણાં ઉપલાં કામો માટે લેવાયાં હોય તો તેને તુરત ભરી દેવાં.

**ઈ.** વર્કીંગ કેપીટલ એટલે કામ ચલાવવા માટેનું રોકડ નાણું.

કલમ ૫૯માં ડિસ્કાઉન્ટ એટલે વટાવ કાપી આપી શેરો કાઢી આપવા સંબંધી, પ્રીફરંસ શેરો કાઢવાની સત્તા બાબત અને મૂડી વધારવા માટે વધારાના શેરો કાઢવા બાબત વિગતો છે.

કલમ ૬૩ માં કંપની માટે જ્યારે રિસીવર નીમવાની જરૂર પડે ત્યારે કાગળ, ઓચરિયું, ભરતિયું, બિલ અને પત્રવ્યવહાર ઉપર આ કંપનીનો રિસીવર નિમાયો છે તેમ જણાવવું જોઈએ.

કલમ ૭૦ પ્રમાણે સરવૈયાની સાથે જ ડિરેક્ટરોએ કેટલું ડિવિડન્ડ આપવાનું છે, કેટલું નાણું જુદાં જુદાં રિઝર્વ ફંડમાં લઈ જવાનું છે, કંપનીની આર્થિક હાલતની વિગતો-તે સર્વે જણાવવાનું છે.

કલમ ૭૨ પ્રમાણે પેટા કંપનીનું સરવૈયું, તેની આર્થિક હાલત અને નફા-નુકસાનનો હિસાબ ઓડિટરના રિપોર્ટ સાથે મુખ્ય કંપનીને પોતાના સરવૈયા સાથે જોડવાની ફરજ વિષે જણાવવામાં આવ્યું છે. પેટા કંપનીના ચોપડા જોવા-તપાસવા અને હકીકત માગવાનો મુખ્ય કંપનીનો હક્ક જાહેર કરાયો છે.

કલમ ૮૧મીમાં ઓડિટરોને કંપનીની સામાન્ય જનરલ સભામાં હાજર થઈ હિસાબ સમજાવવાની સત્તા આપવામાં આવી છે.

કલમ ૮૨મી ડિબેન્ચર હોલ્ડરોને કંપનીના હિસાબો, સરવૈયાં, નફા-તોટાના કાગળો જોવા તથા કંપનીની આર્થિક હાલત તપાસવાની સત્તા આપે છે.

કલમ ૮૪મી રજિસ્ટ્રારને કોઈ પણ કંપની ફડચામાં લઈ જવાની અરજ કરવાની સત્તા આપે છે. શા માટે આવી કંપનીઓ બંધ કરવી તેનાં કારણોની વિગતો આપે છે.

કલમ ૯૨. કંપની કોર્ટના હુકમથી ફડચામાં ગઈ

એટલે એક લિકિવડેટર કોર્ટની મરજી મુજબ નીમવામાં આવે છે તે સંબંધી વિગત આપે છે.

કલમ ૯૬મી કોર્ટ તરફથી લિકિવડેટર નિમાયા બાદ કંપનીના વહીવટ કરનારાઓએ સંપૂર્ણ વિગતો સાથેનું સ્ટેટમેન્ટ તેને કરવું પડશે તથા લિકિવડેટરોને પણ કોર્ટ સન્મુખ વારંવાર કંપનીની આર્થિક સ્થિતિ સંબંધી તેના વિચારો જાહેર કરવા પડશે તે બધી વિગતો અપાઈ છે.

કલમ ૯૮મી કંપની જ્યારે ફડચામાં જાય ત્યારે ભાગીદારોની કમિટી નીમવા માટેની વિગતો આપે છે. બાર વ્યક્તિઓથી વધારે નહિ એવા ભાગીદારો અને બે હોદ્દેદારોની આ કમિટી બનશે. ઑફિશિયલ લિકિવડેટરોના હિસાબો આ કમિટીને જોવાનો હક્ક રહેશે.

કલમ ૧૦૫માં જે કંપની ભાગીદારોની રાજીખુશીથી ફડચામાં જશે તેનો ડિરેક્ટરોએ ઑડિટરોના સર્ટિફિકેટ સાથે એક રિપોર્ટ લિકિવડેટરને કરવો પડશે તેમાં ત્રણ વરસની અંદર કંપનીના કરજદારોને પૂરાં નાણાં ભરપાઈ કરવાની ખાતરી આપવી પડશે. આમાં લેણદારો જે કંપની ફડચામાં લઈ જાય તે માટે ખાસ વિગતવાર હકીકત જણાવવામાં આવી છે. લિકિવડેટરોની ફરજો, કમિટીની ફરજો, લેણદારોની ફરજો વગેરેને વિષે પણ આમાં જણાવવામાં આવ્યું છે.

કલમ ૧૦૬મી ફડચામાં ગયેલી કંપની ઉપર નીચેનું લેણું પહેલું ચૂકવવાની લિકિવડેટર ઉપર ફરજ મૂકે છે:

क. ૧૯૨૩ના મજૂરોને બદલો મળવાના કાયદા મુજબ મળવાના લાભો આપવા બદલ.

ख. નોકરો માટેના પ્રોવિડેન્ટ, ગ્રેચ્યુઇટી–ફંડ, પેન્શન–ફંડની રકમો.

ग. કંપનીની હાલત સંબંધી તપાસ કરવાનો ખર્ચ.

કલમ ૧૦૭માં લિકિવડેટર કંપનીની ગીરો જમીન જેમાં પેદાશ કરતાં ખર્ચ વધુ હોય, કાંઈ પણ લાભ ન આપે તેવા શેરો કે સોદા હોય અથવા ખરાબ કોંટ્રાક્ટ હોય તે સંબંધે પોતાને હિતની નથી એમ જાહેર કરી તે ઉપરથી હાથ ઉઠાવી લેવામાં આવશે. પરંતુ તેમ કરતાં કોઈને કાંઈ નુકસાન થાય તો તે નુકસાનના કલેઈમનું લેણું કંપની ઉપર તેનું રહેશે. બીજા લેણદારો સાથે તેનો પણ હક્ક રહેશે.

કલમ ૧૧૩ મુજબ લિકિવડેટર કંપનીનાં નાણાં વસૂલ કરી માત્ર સ્વીકારેલી બેંકોમાં જ ભરી શકશે.

કલમ ૧૧૬. હિંદમાં વેપાર કરતી બહારની કંપનીઓ પોતપોતાના દેશમાં ત્યાંના કાયદા મુજબ ફડચામાં ગઈ હશે તોપણ હિંદમાં પણ તેને ઉપલા કાયદા મુજબ ફડચામાં જવું પડશે.

કલમ ૧૧૭ મુજબ પરદેશની કંપનીનાં સરવૈયાંમાં હિંદી કાયદાએ માંગેલ સર્વે હકીકત ન આપેલ હોય તો વધારાની ખબરો જુદી જાહેર કરી કાયદાની નેમ સાચવવી પડશે.

કલમ ૧૧૮ મુજબ હિંદ બહારની પરદેશી કંપનીએ જો શેરો વેચવાની ઇચ્છા હોય તો આ દેશના કાયદા મુજબ પ્રોસ્પેક્ટસ, અરજીનાં ફોર્મો અને ડિબેન્ચરોની વિગતો તૈયાર કરી દાખલ કરવાં પડશે. તેમ ન કરનારને પાંચ હજાર રૂપિયાનો દંડ થશે.

કલમ ૧૧૯ મુજબ શરાફીનો ધંધો કરનાર બેંકોની બાબતમાં વિગતો અને વર્ણનો આવે છે. તેણે પોતાના પ્રોસ્પેક્ટસ અને મેમોરેન્ડમમાં જણાવ્યા મુજબની મર્યાદામાં ધંધો કરવો પડશે. આ કાયદામાં જણાવ્યા મુજબના ધંધા સિવાયના બીજા કોઈ ધંધા હવે બેંકથી (બે વરસ પછી) થઈ શકશે નહિ. એનો મેનેજીંગ એજન્ટ નિમાઈ શકશે નહિ. પચાસ હજાર રૂપિયા રોકડા ઓછામાં ઓછા ભરાયા સિવાય કોઈ પણ શરાફી કંપની વહીવટ શરૂ કરી શકશે નહિ. દરેક બેંકને પોતાની કમાણીના દશ ટકા રિઝર્વ ફંડમાં લઈ જવા પડશે. જ્યારે ભરાયેલી મૂડી જેટલી આ રકમ થશે ત્યારે જ આ મુજબ રિઝર્વમાં નહિ લઈ જવાની પરવાનગી મળશે. તે સિવાય મુદતનાં લીધેલાં નાણાં ઉપર દોઢ ટકાની રકમ અને ચાલુ ખાતાની રકમના પાંચ ટકાની સિલક તેણે હાથમાં રોકડી રાખવી

પડશે. જ્યારે બેંક તકલીફમાં આવી ફડચામાં જવાની અણી ઉપર આવી હશે ત્યારે કોર્ટને અરજ કરવાથી અમુક મુદત સુધી લેણદારો પાસેથી એને રક્ષણ મળી શકશે.

કલમ ૧૨૧માં ઘરાકોનાં નાણું, સિક્યુરિટી, મિલકતો જે કાંઈ બેંકને સાચવવા આપ્યું હશે તેનો દુરુપયોગ બેંકના અધિકારીઓ ન કરે તે માટે સાવચેતી રાખી છે.

આ પ્રમાણે ઘણી ઉપયોગી કલમોનો આ સારાંશ છે. સને ૧૯૩૫નો હિંદી કાયદો યુરોપિયન અને તેમાં ખાસ કરીને અંગ્રેજી કંપનીઓને ખાસ હક્કો આપે છે. અહીંથી નાણાં ચૂસી શકે તેવી તેમને ઘણી સગવડો છે. એ અંગ્રેજી કંપનીઓના શાહી હક્કો ઉપર જરા પણ ચંચુપાત કરવાની હિંદી ધારાસભા કે વાઇસરોયને પણ સત્તા નથી. દેશના વેપારીઓ અને કંપનીઓ ઉપર તેઓ ઘણી રીતે સરસાઈ ભોગવે છે. એમની હરીફાઈમાં હિંદી કંપનીઓ ઊભી શકતી નથી. સરકારી દયા-માયાથી એમનાં મૂળો એટલાં ઊંડાં ગયાં છે કે તેમના ગરાસમાં કોઈનો હસ્તક્ષેપ થઈ શકે તેમ નથી. મહાત્મા ગાંધીજીના કહેવા મુજબ કીડી અને હાથી જેટલો એમનાં અને આપણાં સ્થાપિત હિતોમાં ફરક છે. આ કંપનીનો કાયદો ઘડતી વખતે આ આખો સવાલ ફરી ફરીને ચર્ચાયો હતો. પરંતુ સને ૧૯૩૫ના હિંદી કાયદાની ઉપરવટ થઈને સ્વતંત્ર કરવાની સત્તા હિંદી સરકાર પાસે નહોતી. સર એન. એન. સરકાર આ વિષયમાં લાઇલાજ હતા, એટલે હિંદી કાયદાને અનુકૂળ રહીને આ કંપનીનો સુધારેલો કાયદો પસાર થઈ શક્યો છે.



## જરા ન ખસજે, પ્રિયે!

જરા ન ખસજે, પ્રિયે! મધુર આશ કૈં કાલથી
ઉપાય તવ ખોળલે જીવનદર્દનો શોધવા.
બધો વિખરજે, પ્રિયે! યુગ અનન્તથી ઘેરતો
વિષાદ મુજ આત્મને, વ્યજન વસ્ત્ર છેડે કરી.
કદી ન તલસું હવે, જગસમુદ્ર નીચે જઇ
અમૂલ્ય જગ-કીર્તિનાં ચકિત મૌક્તિકો પામવા!
ન કો'દિ ફફડાવવી પ્રબલ પાંખ આભે ચડી
દિગન્ત જગ-જીતના વિરલ શબ્દ પોકારવા!
જરા ન હસજે, પ્રિયે! કદિક ભાનભૂલો થઈ
પ્રસન્ન તવ ખોળલે, દિવસરાત જો હું સૂતો.
વૃથા જગરચેલ સૌ, નિયમબન્ધનોને ફૂદી
અથાગ શ્રમ ભૂલવા, કદિક વિસ્મરું સભ્યતા
હસે અખિલ વિશ્વ ત્યાં હસીશ ના જરી તું પ્રિયે!
જરા ન ખસજે, સખિ! અમર આત્મસંયોગથી.

• વિશ્વનાથ હ. ભટ્ટ •

# રા. અનામી

## [ રેખાચિત્ર ]

શ્રી. ‘ સાંદીપનિ ’

બરાબર બારને વીસ વાગે અમારી લૉજની સીડી દિનભરમાં અનન્ય એવો એક ધણધણાટ અનુભવી રહે છે, અને ગલ્લાની ખુરસી પર બેસીને છાપું વાંચતા અમારા લૉજ–માલિક મિ. પંડ્યા સાવધ બને છે. રોટલી વણનાર રસોઇયાને જરા ઝડપ કરવાની તેમ જ ખાસ કરીને શાક પીરસનાર છોકરાને રા. અનામીની દમદાટીમાં નહિ આવી જવાની રોજિંદી સૂચનાઓ આપે છે, અને રા. અનામી માટે જ ખાસ વાપરવામાં આવતી રોજિંદી ઘૃણા મુખપર લાવીને તેમની પંથપ્રતીક્ષા કરે છે.

સારાય શહેરના ભાડવાતોનો મકાનમાલિકો તરફનો રોષ, આ એક જ મકાનની સીડીને પોતાના પ્રચંડ પદાઘાતદ્વારા વ્યક્ત કરીને, ધોતિયાની પાટલીને બાટાશેઈપના બૂટની અણીઓ પર કોઈ અનેરી છટાથી વેરી દેતા રા. અનામી લૉજના વિશાળ દીવાનખાનામાં દાખલ થાય છે. એમના શરીરની રેખાઓ કે પોશાક ખાસ વર્ણન માગી લે તેવાં તો નથી જ. પાંચ ને પાંચ ઊંચાઈનું, નહિ જાડું ને નહિ પાતળું, છતાંય હૃષ્ટપુષ્ટ ને ઘઉંવર્ણું એવું સાધારણ તંદુરસ્ત ગુજરાતીનું શરીર એ તેમનું શરીર છે. ઉકાવદાર બારીક કિનારવાળું ઝીણું સ્વચ્છ સફેદ ધોતિયું, સંઘટ્ટ વણાટવાળી ઘેરી રંગીન ટિકોલાઈનનું ખમીસ, મજબૂત બકિંગહામ જીનનો હાફકોટ અને આગળથી અણીદાર નહિ પણ ગોળ મરોડ લેતી ખાદીની ટોપી–એવા યુગ સાથે દોડનારા નહિ પણ યુગની દોટ છેટેથી છક થઈને જોઈ રહેનારા મધ્યમ વિચારના ગુજરાતીનો પોશાક એ તેમનો પોશાક છે. આ પોશાકમાંય ઘણાઓ ઘણા પ્રકારની છટાઓ લાવી શકે છે, પણ રા. અનામી છટાઓના શત્રુ છે. અને તેમ છતાંય જાનની માફક જાળવાતા અને મુગ્ધદશાના પ્રેમની માફક પંપાળાતા બાટાશેઈપના બૂટ એ એમની પહેરવેશ પરત્વેની વિશિષ્ટતા ખરી.

રા. અનામી એક જૂના અને જામેલી હથોટીવાળા કંપાઉન્ડર છે. એક મિલના દવાખાનામાં પટાવાળાના પગારની બાદશાહી નોકરી કરે છે. મિલના દવાખાનામાં, એમનો ડૉક્ટર શહેરનું ચાલુ દવાખાનું છોડીને, ભાગ્યે જ આવે છે, એટલે મિલના મજૂરોમાં રા. અનામી પોતે જ આખા ‘ દાકતરસા’બ ’ થઈ પડ્યા છે. મજૂરોની દવા કરતાં એમની મુખરેખાઓમાંથી મિજાજ, વાણીમાંથી વિષ અને હાથમાંથી ત્વરા વરસી રહે છે. એક જૂના કસાઈની રીઢી અનાસક્તિથી, ચૂંથેલાં ઢોરની જેમ યંત્રછેદ્યાં મજૂર સ્ત્રી–પુરુષોને ન ચાલે પાટાપટ્ટી કરીને વગે કરે છે, હથિયારોને છુટ્ટાં ફેંકે છે, દવાના બાટલા ધબધબ ટેબલ પર પછાડે છે અને કપડાં ધોવાના

ધોકા સરખા મજબૂત ચપટા કાંડાપર બાંધેલા મોટા ઢચકા જેવા ઘડિયાળમાં ઘૃણાથી ભરેલી બાડી આંખની તીરછી નજર ફેંકી ફેંકીને મજૂરોને મૌન સૂચનો કરે છે કે હવે સમય પૂરો થાય છે, હવે દવાખાનું બંધ થાય છે, હવે બાઈનાઓ કાલે આવજો.

પણ એ જ મજૂરોમાં કોઈ જો તેમને હોટેલમાં બેસાડીને, ચા–કૉફીનુ કોડિયું પાતાં પાતાં, હથેળીમાં બત્રીસ કલાવાળો સાચૂકડો ચાંદ બતાવે છે, અને બતાવીને નાંહિ અટકતાં તેમની ભૂંગળી સાથે રમતાં રમતાં તેમના ખલેચી જેવા ખિસ્સામાં સરકાવી દે છે તો, અનેક સૂક્ષ્મ પરિવર્તનો પામતી પામતી અમુક અચૂક પરિણામ પ્રતિ પરિણમતી જતી કોઈ સિદ્ધહસ્ત સાહિત્યસ્રષ્ટાની કૃતિની જેમ એ ખિજભર્યું મુખ ધીરાં ગાણિતિક પરિવર્તનો પામતું પામતું પૂર્ણિમાના ચંદ્ર સરીખડું પ્રસન્ન બની રહે છે. ઘૃણાભર્યું વિષ વરસાવતી એતમા વાણીમાં અમૃતની ભરતીના ગણતર ઉધામા આવી જાય છે.

“ મિલના શેઠિયાઓ અમુક દવાઓ તો લાવી આપતા જ નથી. અમારા ડાકટર તો જુઓ છોને. ઘરના દવાખાનામાં બેઠે બેઠે સુંવાળાં શરીરો તપાસ્યા કરે છે. બાર મહિનામાં બેચાર જીવલેણ અકસ્માત થાય ત્યારે મોટર લઈને આવી જાય છે. ‘ યંત્ર નિર્દોષ હતું, મરનાર મજૂરની જ ભૂલ હતી’ એવો શેરો મારી જાય છે. તેમનો બાદશાહી પગાર કંપની ઘેર બેઠાં મોકલી આપે છે, અને મજૂરોના મેલ ત્યારે અમે ધોઈએ છીએ ! ખરી વાત કહું યાર ! સારા માણસોની સારવાર મિલના દવાખાનામાં ફાવતી જ નથી. તમે તમારે કાલથી મારે ઘેર જ આવજોને ! ”

આ પ્રમાણે સાન્ત્વન આપીને રા. અનામી દર્દીઓને ઘેર લઈ જાય છે. મિલના દવાખાનામાં આવતાં સર્વોત્તમ હથિયારો અને દવાઓથી તેઓ ઘરનું કબાટ તર રાખે છે. સાથે સાથે પોતે એક આશાસ્પદ પ્રેક્ટીસ ધરાવનાર ડાકટર છે એવું લખી લખીને, દેશી–વિદેશી દવાઓના નમૂના પણ મફત મંગાવતા જાય છે, નમૂનો મોકલ્યા પછી તે કંપની તરફથી અવારનવાર વિનંતિભરી પૂછપરછ ચાલુ જ હોય છે. પણ એકવાર નમૂનો આવી ગયા પછી તેઓ કોઈને કદી કાર્ડ લખતા જ નથી. દરરોજ નવાં સિરનામાં નોંધે છે, નવા નમૂના મંગાવતા જાય છે અને ઘરના દવાખાનાને સમૃદ્ધ રાખે છે. એક દર્દી પાસેથી એક જ વાર પૈસા પડાવીને તેઓ ભાગ્યે જ અટકે છે; પણ આટલાં ઇન્જેક્શન તો લેવાં જ પડશે, અમુક દવા તો તમારા જેવાના બાંધા માટે અનિવાર્ય જ છે; તે દવા અમુક કંપનીની જ સારી આવે છે અને તે કંપનીનો સ્થાનિક ખાતેનો પ્રમાણિક એજન્ટ તો હું જ છું –એવા એવા મુદ્દાઓ પણ ઠસાવે છે. હોશિયાર થતા જવાની મહત્ત્વાકાંક્ષા અને પૈસાની હાયહાય–એ બંને વૃત્તિઓના પ્રેર્યા તેઓ દર્દીને મટાડવા મરી ફીટે છે. અને તેમાં તેમનો બહોળો અનુભવ તેમને સાથ આપે છે.

દર્દીનું સામાજિક મહત્ત્વ, તેના દર્દની માત્રા, અને પોતાની આવડત એ ત્રણેનો વિચાર કરીને જ તેઓ કેસ લે છે. ગજા ઉપરાંતના કેસ પોતાના ડૉક્ટરના દવાખાને લઈ જાય છે અને વિશેષ પગારની લાયકાત સિદ્ધ કરે છે.

વળી આ બધું કરતાં છતાં જે સમય મળે છે તેટલામાં તેઓ નાના નાના ગાંધીઓની દુકાનોમાં અડ્ડો જમાવે છે. અમુક દરદ માટે અમુક કંપનીની તમે જે દવા વેચો છો તેના કરતાં તે જ દરદ માટે અમુક કંપનીની અમુક બનાવટ વેચવામાં તમને વધારે લાભ છે એ મુદ્દાનું પ્રતિપાદન વિશ્વસનીય હકીકતો પૂરી પાડીને કરે છે; અને જમાનાના ખાધેલ અડિયલ ટટ્ટુ જેવા ગાંધીઓને ગળે પોતાની વાત ધીરે ધીરે પલાળીને ઉતારે છે. મેનેજરોની બેપરવાઈ અને નહિ જેવા કમિશનને લઈને પ્રખ્યાત બનાવટોનો વેપાર તેઓ નથી કરતા. રૂપિયે પૈસા નફાનો વેપાર તેમને નજરમાં જ નથી આવતો. એ વેપારને તેઓ ફઈબાનો વેપલો કહે છે. તેમને તો ખાસ્સાં ઘી–કેળાં થાય એવા મારજીનવાળા સોદા જ ગમે છે, અને તેમ બનવું પ્રખ્યાત બનાવટોના વેપારમાં અશક્ય. એટલે ઊછરતી કંપનીઓની નવીન બનાવટોના નમૂના મફત મંગાવે

છે. અનેક સૂચિપત્રોના મનનદ્વારા ઘણી કંપનીઓની ઘણીઘણી બનાવટોના બજારુભાવ, બજારુસ્થાન, કમિશન, બાટલીના આકાર, પૅકીંગ, લેબલ તેમ જ જાહેરખબરની પદ્ધતિ વિગેરે હકીકતોનું તલસ્પર્શી જ્ઞાન તેઓ ધરાવે છે. પોતાના પ્રયોગોદ્વારા કોઈ બનાવટ આશાસ્પદ જણાય તો તેના બનાવનારાઓ સાથે ચર્ચા કરીને તેમના મગજમાં ઠસાવે છે કે આ બનાવટમાં હજી અમુક મૂળભૂત ફેરફારો થાય, અને અમુક આકારમાં અમુક રીતે શણગારીને અમુક કિંમતે જ બજારમાં મુકાય, તો જ અમુક કંપનીની અમુક બનાવટ સામે તે હરીફાઈમાં ટકી શકે અને બધાઓ બે પૈસા રળે.

'માલ માટી અને પૈસા કલદાર'વાળી બનાવટો બજારમાં સ્થિર નથી થતી અને દુકાનની બેઇજ્જતી થાય છે એ વાત નાના વેપારીઓ સારી રીતે સમજે છે, એટલે કોઈ પણ નવી કંપની સાથેના સોદામાં ઊતરતાં પહેલાં નમાજ પઢતાં મસીદ કોટે ન વળગે તેનું તેઓ ખાસ ધ્યાન રાખે છે. પણ શ્રી. અનામી માલ ન ચાલે તો સોદા 'કેન્સલ' કરી આપવાની શરતે વેપાર કરે છે. દુકાનદારોને હિંમતપૂર્વક પ્રયત્ન ચાલુ રાખવાનું સમજાવે છે.

બાડી આંખની તીરછી નજર કાંડાના ઘડિયાળ પ્રતિ ફેંકતાં ફેંકતાં, ગાંધીના ગલ્લાના પાટલા પર મજબૂત મુઠ્ઠીઓના તાલ દેતાં દેતાં, ગણિતિક આંકડા-વાળી વિશ્વસનીય વાણીમાં ભાવિ રળતરનું રમ્ય ચિત્ર તેઓ જોતજોતામાં દોરી આપે છે, અને નાની નાની બનાવટો વિષેની પોતાની આવી યોજનાઓમાં ભાગ્યે જ નિષ્ફળ જાય છે.

આમ, મિલના દવાખાનાનો પગાર, ડાકટરના દવાખાનાનો પગાર, પોતાના ખાનગી દવાખાનાની આવક અને દવાઓનાં કમિશન—એ ચતુર્વિધ ધનપ્રવાહ શ્રી. અનામીના ખીસાને ભર્યું ભાદર્યું રાખે છે. ટીપે ટીપે સરોવર ભરીને ધનપતિ થવાનું સ્વપ્ન એ અઠ્ઠાવીસેકની વયના અનામીએ રચ્યું છે. એ સ્વપ્ન માત્ર કહેવાનું જ સ્વપ્ન નથી. નવ વર્ષ પહેલાં મેટ્રીક ફેઈલ થઈને આપકર્મી થયા ત્યારથી જ તેનું બીજ તેઓએ વાવેલું. આજ એ બીજનો છોડ થયો છે; અને જીવનના સર્વ શક્તિપ્રવાહોના સીંચને અધિક ને અધિક ઉત્સાહથી તેનું લાલનપાલન તેઓ કરી રહ્યા છે. ઘણા શરાફો સાથે એમને ઓળખાણ છે પણ કોઈ પણ શરાફી પેઢીની સ્થિરતા પર એમને વિશ્વાસ નથી. એમનો એ વિષેનો અવિશ્વાસ વધતો જ જાય છે અને બનતા જતા બનાવોથી તેનું સમર્થન કરતા જાય છે. ગમે તેવો પ્રતિષ્ઠિત, સદ્ધર, લાગવગવાળો અને ગમે તેવો નેકદિલ છતાંય આખરે ખેલાડી—છેવટે સટોરિયો. ત્યાં થાપણ મૂકનારા બધા જ વ્યાજના લાલચુઓ, ભોળા શિકારો, અક્કલના દુશ્મનો એવી દૃઢ માન્યતાને લઈને પોતાનાં બધાં નાણાં તેમણે બેંકમાં જ મૂક્યાં છે. વળી બધાં જ નાણાં એક જ બેંકમાં મૂકવામાં પણ કોઈવાર નાગાબાવા થવાનું નવ્વાણું ટકા જોખમ. એટલે શહેરની બધી જ બેંકોમાં તેઓ ખાતાં ધરાવે છે. પ્રત્યેક બેંકના કાયદાકાનૂનો અને દૈનિક ઊથલપાથલોની અસરથી તેઓ પૂરા વાકેફ રહે છે. તમામ નાણાંવિષયક વ્યવસ્થામાં તેઓ કોઈની પણ સલાહ નહિ માનતાં પોતાની બુદ્ધિ પર મુસ્તાક રહે છે, અને તેમાં ભાગ્યે જ ઠોકર ખાય છે. પ્રત્યેક રાત્રે સૂતી વેળાએ બધી બેંકોની ચોપડીઓને નિરાંતે તપાસે છે, અણીમાદિ સિદ્ધિઓનો સાક્ષાત્કાર કરતા કો' યોગીની ધન્યપુલકે બેલેન્સના આંકડાઓને પ્રસન્ન ગંભીર ચહેરે નિહાળે છે. કોરી ને કકડતી નોટોનાં બંડલોને વચલી આંગળીનું ટેરવું જીભ પર વારંવાર અડકાડીને એકલા ને એકલા ગણ્યા કરે છે.

પણ, શ્રી. અનામીએ જે સ્થિતિની પ્રાપ્તિ કરી છે અને જેના માટે હજીય તેઓ મથી રહ્યા છે તેના માટે પોતાના જીવનમાં એવાં તો વિચિત્ર અને એટલાં તો કપરાં ધોરણો તેમણે દાખલ કર્યાં છે કે ગાઢ અંગત અનુભવમાં આવ્યા સિવાયના વાંચકને મગજમાં ઠસવાં જ મુશ્કેલ !

કુટુંબથી તો તેમણે સાવ છૂટાછેડા કર્યા છે. હજી અમુક વરસ સુધી પ્રભુતામાં પગલાં નહિ પાડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે. સ્ત્રીઓનો અને સટોરિયાઓનો તો છાંયડો લેતાંય અચકાય છે. સાચો કે જૂઠો પણ

જીવનમાં એકે ભય જ નથી. કોઈ પણ સગાવહાલાની સાથે એવો સંબંધ કેળવતા જ નથી કે જેથી કરીને કોઈને તેમની આગળ દિલ ખોલવાનું મન થાય. વેળા-કવેળાએ કોઈ પડોશી ભલેને ગમે તેટલો પરેશાન થઈ રહ્યો હોય, પણ એક જુલાબનું પડીકું, બે ક્વીનાઈનની ગોળીઓ, એકાદ મલમની પટ્ટી, આયોડીન કે વીંછીની દવાનાં બે ટીપાં કે એકાદ કૉલનવૉટરનું પોતું આપવા જેટલા ઉદાર તેઓ કદી પણ થતા નથી. લેવા આવે તો જે માગતો હોય તે સિવાયની બીજી બધી દવાઓ છે એમ કહીને લીલું નાળિયેર આપી દે છે. અને ભોગજોગે આપવી જ પડી, તો વહેલામોડા દોઢો ચાર્જ યાદ કરીને ઓકાવી જ લે છે. છેલ્લાં દસ વરસમાં તેમણે એક પણ પત્ર લખ્યો નથી, કે નથી કોઈનો તેમના પર આવ્યો--અપવાદમાં દવાઓના નમૂનાઓનો પત્રવ્યવહાર ગણાવી શકાય કે જે માટેનાં કાર્ડ–કવર તેઓ ડૉકટરના દવાખાનાનાંજ વાપરે છે. છેલ્લાં દસ વરસમાં તેમણે એક પણ ફિલ્મ જોઈ નથી–અપવાદમાં બે બે પાંચ અંગ્રેજી ફિલ્મો ગણાવી શકાય કે જે તેમના ડૉકટરે બતાવી છે. ન્યાતમાં જમવા જાય ખરા, પણ પીરસે તો નહિ જ; વળી સ્મશાનમાં તો કદી પણ નહિ, પછી ભલેને મોટા ચમરબંધીનો જવાનજોધ છોકરો ફાટી પડચો હોય! આપણે એમના માથાના થઈને પૂછીએ કે તમે મરી જશો ત્યારે તમને કોણ લઈ જશે? તો એ તૂરત જ તુફાનભરી ભમ્મરોને નચવતા અને નફટાઈથી હસતા આપણા માથાના થઈને જવાબ આપે છે કે બીજું તો કોણ પણ જેનાથી ગંધ નહિ સહન થાય તેય લઈ તો જશે જ ને? મરનારને ઊચ–કનારની શી ચિંતા! પોળમાં પેસતાંની સાથે જ નાનું છોકરુંય નવીન આગંતુકને પોતાનું ઘર બતાવી શકે તેમ જ પોતા વિષે માહિતી આપી શકે એટલા પ્રખ્યાત થઈ પડવામાં ઘણાઓને આનંદ આવે છે, પણ રા. અનામીને અફસોસ થાય છે. પોતાને ઘેર આવેલું માનવી તો એમનાથી દીઠુંય ખમાતું નથી–અપવાદમાં દરદીઓ ગણાવી શકાય.

કોઈ સાધુસંત કે ભિખારીને પાસે આવતાં જ ...ખો કાઢે છે, અને સ્ટેશન પર વૈતરું કરવાની કે કાળુપુરના પૂલપર બેસીને હજામત કરી ખાવાની વણમાગી સલાહ આપે છે. ચાતક ઊંચે કંઠે આષાઢની રાહ જુએ તેમ તેઓ ભાદરવાની રાહ જુએ છે આપણે કહીએ કે આ વરસે હિંદુસ્તાનમાં મેનીન-જાઈટીસથી આટલાં મૃત્યુ થયાં, તો તેઓ કહેશે કે ઓહોહોહો! પાંત્રીસ કરોડમાંથી ફક્ત એટલા જ મૂઆ! અને તેનો આટલો બધો અફસોસ! મિસ્ટર! વિશ્વયુદ્ધની ખુવારીના તો આંકડા વાંચીનેય તમારા જેવાઓને ચક્કર આવી જવાનાં! એમાં થઈ શું ગયું? નામ તેનો નાશ છે જ. મરણના આંકડાની સાથે જનમના આંકડાઓય જોતા રહો ને! એટલે કુદરતનો ક્રમ ધ્યાનમાં આવશે.

રા. અનામીને કોઈ પણ વ્યસન નથી અને કોઈ પણ મોજ ગમતી નથી – જો પૈસા ખરચવા પડતા હોય તો. અને બધાં જ વ્યસન છે તેમ જ બધી જ મોજ ગમે છે–જો ખુદાની ખાતર ખેરસલ્લા કરનારો કોઈ હરિનો લાલ મળી જાય તો. 'લાગણીપ્રધાન માણસ ધનવાન થઈ શકે જ નહિ, ન કરે નારાયણ ને કદાચ થઈ ગયો તો થઈ ગયો, પણ ધનવાન રહી શકે તો નહિ જ' એવી માન્યતાને લઈને તેઓ ઇરાદાપૂર્વક લાગણીહીન થતા જાય છે. એ થતા લાગણીહીન એક પ્રસંગે લાગણીશીલ બની ગયેલા. એમને કોઈ માથાનો મળ્યો અને કરુણરસ રેલાવીને અમુક રકમ ઊછીની લઈ ગયો. તે પછી જ્યારે તેઓના સમજવામાં આવ્યું કે ખરેખર પોતે બની ગયા છે ત્યારે તેમને સાચ્ચો આઘાત થયેલો. એવો તો સાચ્ચો કે એ વાત પર વિચાર કરી કરીને તેઓ માંદા પડી ગયેલા. આ માંદગી પછી તેમણે તેમના એક લટકતી સલામવાળા પણ બિનજોખમકારક મિત્રને જણાવેલું કે મારા પૈસા ગયા તેનાથી મને લાગ્યું તો છે જ, પણ હું માંદો પડી ગયો તે તો એ આઘાતથી કે સાલુ મારા જેવા કાટ માણસને, મારા જેવા કાંધિયાને, મને, અલ્યા મને પથ્થરનેય મારો બેટો પલાળી ગયો!

વળી આવો જ આઘાત જ્યારે તેમના વ્યવહારિક કે વ્યાપારી જ્ઞાન પર ફટકો પડે છે ત્યારે તેઓ

અનુભવે છે. સવારમાં ઊઠીને રાત્રે ઊંઘતાં સુધીમાં વપરાતી, આપણા જીવનની રોજિંદી જરૂરિયાતો પરત્વેની કોઈ પણ ચીજ તમે બજારમાંથી કસીકસીને ખરીદી લાવો, પછી રા. અનામી પાસે તેની કિંમત કરાવવા જાવ, તમે ખાંડ ખાતા હશો કે ખૂબ જાળવીને ખરીદી છે, જરૂર એ આના વધારે કિંમત કહેશે અને મારી કદર થશે. પણ હજાર ઠેકાણે કાન રાખનાર અને એનસાઈકિલોપીડિયા જેવું મગજ ધરાવનાર રા. અનામી, તમે જે આપી આવ્યા હશો તેની આજુબાજુ બહુ જ નજીક આવીને ઊભા રહેશે, કોઈવાર આપેલી કિંમતથી ઓછી કિંમત પણ કરશે. અને એ વાતમાં જો તમે જીદ કરશો તો તેઓ હજાર કામ પડતાં મેલીને તમારી સાથે બજારમાં આવશે. અને તમારાથી અર્ધે આને ઓછે સોદો કરી આપીને જ જંપશે. પણ જ્યારે કેટલીકવાર આવું નથી બનતું અને પોતે બની જાય છે ત્યારે એમની સિકલ સાચે જ:—

'દિસ્યો હાર્યો જોદ્ધો હરિતણું હદે ધ્યાન ધરતો.'

એ નર્મદાશંકરે કલ્પેલા કબીરવડના ચિત્ર જેવી દર્શનીય લાગે છે.

કૈંકના અસંતોષ, કૈંકનાં ઝેર પાયેલાં તીર જેવા કટાક્ષ, અને કૈંકના મોઢે મોઢના તિરસ્કાર તેમના પર વરસતા જ રહે છે. પણ જરાય છેડાયા સિવાય, જરાય લાગણીશીલ બન્યા સિવાય સંબંધીઓનાં મુખમાંથી સરકી પડતાં એ ગુલાબ તેઓ હસતે મુખડે આ કાનેથી વીણે છે અને પેલે કાનેથી વેરે છે! જમાનાના ઊંચામાં ઊંચા આદર્શો, સમાચારપ્રવાહો, અને બધી જ મોજમજાહો કે સહેલગાહોની રાહરસમોથી તેઓ પૂરા વાકેફ રહે છે, પણ એ દુર્ધર્ષ ખડકની કાંકરીય પલળતી નથી. ધરતી પર જાણે પોતાની જાત સિવાય બીજા કશાનું અસ્તિત્વ જ નથી એવી મસ્તીમાં તેઓ લૉજના દીવાનખાનામાં દાખલ થાય છે ત્યારે, મિલના મોચીને દાટી દઈને જડાવી લીધેલી એમની બૂટના તળિયાની માછલીઓનું, ગુલબંકીછંદના લય-પ્રવાહસરિખું, ફરસબંધી સાથેનું સંઘર્ષણ સંગીત જમનારાઓને ક્ષણભર આનંદી રહે છે અને આંજી પણ નાખે છે.

લૉજની ખુરસીપર પગ ટેકવીને બૂટની દોરીને એકી સપાટે છોડી નાખી, ખાદીની ટોપીને વાળીને ખિસ્સામાં મૂકતા મૂકતા, પાથરેલા પાટલાના ચોરસ વર્તુલ પ્રતિ હડકાયા કૂતરાની વ્યાકુલતાથી તેઓ ધસી આવે છે. પોતાની નિયત કરેલી ખીંટી પર ભરાવેલાં બીજા ગમે તેવાનાં ગમે તેવાં કપડાં ગમે તે રીતે ચોળાતાં ચૂંથાતાં પકડીને ગમે તે ખીંટી પર ભરાવી દે છે. રસોડાના મુખદ્વારથી શરૂ થતી પંગતનો પ્રથમ પાટલો તેઓ સહેલાઈથી સર કરી શકે છે. કેમકે ચૂલાની ગરમીથી બચવા સૌ કોઈ યત્ન કરે છે, પણ રા. અનામી અમુક ચોક્કસ હેતુસર એ અણમાનીતા પાટલાને જ આલિંગન આપે છે. પાટલો વાંકોચૂંકો હોય કે બરાબર હોય પણ બેસતા પહેલાં એકવાર ઊંચો કરીને પછાડીને ગોઠવે નહિ ત્યાં સુધી એ સીધો છે એવો સંતોષ તેમની ત્રાંસી આંખને નથી થતો. બારથી ત્રણનો સમય એમને તો મનમાની રીતે ગાળવાનો હોય છે, એટલે મથુરાના ચોબાની જેમ સઘન સાથળોની પલાંઠી જમાવે છે. જાડી કઠોર આંગળીઓથી એક જ આંચકે ખમીસનાં બટન ખોલી નાખે છે. અને આજુબાજુના જમનારના પાટલાપર પડેલો પંખો બેદરકારીથી ઉઠાવીને ઝંઝાનિલની ગતિથી વીંઝે છે. ચતુર લૉજમાલિકના હાથ નીચે તાલીમ પામેલા નોકરે પાણીનો લોટો તો ક્યારનોય એમના પાદાર-વિંદ આગળ પધરાવ્યો હોય છે. પણે તેઓ ઊંચો કરીને પછાડીને બાજુ પર ગોઠવે છે. અમુક રોટલી ન ખવાય ત્યાં સુધી પાણી નહિ પીવાનો ભીષ્મસંકલ્પ કરીને જ તેઓ પલાંઠી જમાવે છે.

દરરોજ સવારે ડૉક્ટરના દવાખાને તેઓ પોતાનું વજન તપાસી લે છે. એકસોને આડત્રીસ રતલનો આંકડો તેમણે પોતાની તન્દુરસ્તીની પારાશીશી તરીકે સ્વીકાર્યો છે. એના ઉપર જો એકાદ રતલ વધ્યું માલૂમ પડે છે કે તુરત ઉપવાસ આદરે છે. પોતે જાડા દેખાય અથવા તો જાડા કહેવાય એ તેમને

પસંદ નથી. કેમકે હજી તો તેમનું ધાવેલું ને ચાવેલું પેટમાં છે. કોઈના પાતળિયા થવાનું હજી બાકી છે ત્યાં સુધી તેઓ પાતળિયા જ રહેવા માગે છે. એક ઉપવાસ તેઓ કદી કરતા નથી. ઓછામાં ઓછા ત્રણ ઉપવાસ કરે છે અને લૉજના નિયમ મુજબ ત્રણ દિવસની કપાત મેળવે છે. સામાન્ય જમનાર જો ત્રણ ચાર ટંક ગેરહાજર રહ્યો હોય તો બાકીની સગવડ ગમે તે રીતે કરી લેઈને ત્રણ દિવસની કપાત મેળવે છે, પણ રા. અનામી જો કોઈને ત્યાં એકાદ ટંક જમી આવ્યા હોય તોપણ બાકીની પાંચ ટંકની સગવડ વિચિત્ર રીતે કરી લે છે, અને કોઈ પણ રીતે કપાત સીધી કરે છે. ઉપવાસ પછી પાછું દવાખાને જઈને તપાસતાં વજન ઘટેલું માલૂમ પડે છે ને તેમની આંખ ફાટે છે. અનેક દવાઓનું સંમિશ્રણ કરીને એક સ્પેશ્યલ ડોઝ બનાવે છે અને જઠરને પૂરેપૂરું પ્રદીપ્ત કરીને લૉજમાં આવે છે.

ગણતર મિનિટોમાં જ દૂરની મિલોમાંથી મરણિયા વેગે સાઈકલો દોડાવીને આવનારા, ગણતર મિનિટોમાં જ મૂંગા મૂંગા જમીને ચાલ્યા જનારા અનેક જણ, આતુર આંખે જેવી આવે તેવી કાચીપાકી રોટલીની રાહ જુએ છે અને પીરસનારાને પોકાર્યા કરે છે, પણ પ્રથમ પાટલે મોરચો જમાવીને બેઠેલા રા. અનામી રોટલીનો ઘાણ કાઢી નાખે છે. અદ્‌ભુત હથોટીવાળા રોટલી વણનારની કારમી કસોટી આ સમયમાં થાય છે. રોટલીનો એકધારો પ્રવાહ—અતૂટ પ્રવાહ—ચાલુ રાખીને એ લૉજ – મેનેજર આગળ પોતાની શક્તિ સાબિત કરવા મથી રહ્યો હોય છે, પણ એ પ્રવાહનો એક પંચમાંશ ભાગ શિવે ગંગાજીને જટામાં ઝીલ્યાં હતાં તેમ, રા. અનામીનું ઉદર ઝીલી લે છે. ફક્ત રોટલી જ નહિ પણ શાક,પાપડ, ચટણી, રાયતું વિગેરે લઈને રસોઇયો બહાર નીકળ્યો કે પહેલે પાટલે બેઠેલા રા. અનામી પીરસનાર પર શામ, દંડ અને ભેદ એ ત્રણે ઇલમો અજમાવીને, તેમાંનો સારો જેવો જથ્થો પડાવી લે છે. ઉપયોગ કરતાં કરતાં બીજાઓના સામું જોઈને નફ્ફટાઈથી હસે છે, અને એટલું કરીનેય તેઓ સખણા રહેતા નથી.

ન્યાતજાતે, ધર્મે, ધંધે, શિક્ષણે અને રુચિઅરુચિએ પરસ્પરથી ભિન્ન એવાં ભેજાં લૉજમાં જમા થાય છે. કાળા અક્ષરને કૂટી મારનારા તેમ જ કાશીએ જઈને વેદ ભણી આવેલા, આર્યસમાજિસ્ટો તેમ જ ડાર્વિન-વાદીઓ, 'ગોરી ધીરે ચલો'ના ગાનારાઓ તેમ જ કાળીદાસ ન્હાનાલાલને કોટે બાંધીને ફરનારાઓ, પત્નીને ઊમરો ઓળંગાવતાં અચકાનારાઓ તેમ જ સજોડે લૉજમાં આવનારાઓ, બે પૈસે શેરનાં વંતાક વેચનારાઓ તેમ જ લાખે લેખાં ગણનારા સટોરિયાઓના ગુમાસ્તાઓ—એમ અનેક પ્રકારનાં તત્ત્વો એક જ પંગતે જમવા બેસે છે. લૉજનો વિશાળ ભોજનખંડ ચેવડાની છાબ જેવો લાગે છે; અને ખાસ્સા ઉઘાડી મૂકેલી, વહેરેલા મહુડાના લાલ–કેસરી દંડૂકા જેવા સઘન સાથળો પર તાલ દેતા રા. અનામીની વાણી, એ ચેવડાપર નિચોવાતા ખટમધુરા લીંબુરસ સરખી નીતરી રહે છે.

ક્રૂર વિડંબના, મર્માંતરવેધી મશ્કરી એ રા. અનામીની નૈસર્ગિક આવડત છે. એ શરીરો ચીરી જાણે છે એટલું જ નહિ પણ અંતરોનેય ચીરીને ઉપર મીઠું ભભરાવી શકે છે. નિયમિત જમવા આવનારાઓની ભાવનાઓ,માન્યતાઓ, મહત્ત્વાકાંક્ષાઓ, ઇત્યાદિનો અભ્યાસ તેઓ સહેલાઈથી કરી લે છે અને પોતાના રંજન ખાતર તેમાંના દરેકને દૂભવીને રંજાડ્યા સિવાય છોડતા નથી. ચર્ચામાં ઝુકાવવાની હિંમત, બીજાને માથે ટોપલો મૂકી દઈને ખસી જવાની સિફત, શરૂ કરવાની છટા અને સમેટવાની કારીગરી, તેમ જ જમતાં જમતાં છૂટી થાળી મારવાનું મન થાય એવા સામી બાજુના આક્ષેપો સહી લેવાની ધીરજ, અને વધારે ક્ષેત્રોનું છીછરું છતાંય વિસ્તૃત જ્ઞાન તેમને સામાને થકવવાની બાબતમાં અજેય રાખે છે. હાજરજવાબમાં તો એમની જીભને ટેરવે જાણે બે ઘડી બિરબલ આવીને બેસી જાય છે.

અમુક વિષયના ખાસ અભ્યાસીઓ લૉજમાં ભાગ્યે જ લમણાફોડીમાં ઊતરે છે. સીધી સાદી રીતભાતે તેઓ છાનામાના આવે છે અને જાય છે. રા. અનામી આવાઓને, એટલે કે કોઈ પણ રીતે જાહેરમાં નામના ધરાવનારાઓને, ખાસ લક્ષમાં રાખે

છે. તે સમજે છે કે આ લોકો સાધારણ રીતે તો ચર્ચામાં નહિ જ ઊતરવાના. દરેકના ચિત્તતંત્રનો અભ્યાસ તો તેમણે કરી જ લીધેલો હોય છે, એટલે એક એવું તો આબાદ ગટકડૂં ગોઠવીને કાઢે છે અને તેનાપર બધા જમનારાઓ આગળ એવું તો અસરકારક લેક્ચર આપે છે કે જેને ચીડવવો હોય તેનો મર્મ વીંધી નાખે છે.

ફૂલપથારીમાં શાન્તિથી પોઢેલો સર્પ ચગદાવાથી છંછેડાઈને ફુંફાડો મારે, આંકડે સ્પર્શ થવાથી વીંછી ડંખ મારે કે કોઈ ભૂવાને ડાકલે કોઈ સાધેલું ભૂત ધૂણી ઊઠે તેમ પેલો અભ્યાસી રા. અનામીની સામે મીટ માંડે છે. પોતાની ભાવનાની–પોતાના વાદની આવી ક્રૂર વિડંબના અને તેની પર આટલું નફ્ફટ વિવેચન તેના માટે અસહ્ય બને છે. બીજું કશું નહિ તો આટલા બધાની વચ્ચે થતો અવળો પ્રચાર અટકાવવા માટે પણ તેને બોલવાની ફરજ પડે છે અને પરિણામે, પાણીના ઘૂંટડા સાથે બરછટ રોટલીને ગળે ઉતારતાં ઉતારતાં એને ભોજનખંડમાં શાસ્ત્રીય વ્યાખ્યાન આપવાની ફરજ પડે છે. પણ રા. અનામી સહેલાઈથી મચક આપે તેવા નથી. જો કે વર્તમાન-પત્રો સિવાય તેઓ બીજું કશુંય વાંચતા નથી એટલે કોઈ પણ વિષયપરનું એમનું જ્ઞાન પદ્ધતિસરનું, ચિન્તનાત્મક કે છેવટ સુધી ટકે એવું તો નથી જ. એમણે જે કંઈ મેળવ્યું છે તે બધુંય આવી લડાયક ચર્ચાઓ કરીને કે કરાવીને જ મેળવ્યું છે, એટલે પ્રમાણમાં તો થોડુંજ પડે છે. પણ થોડું થોડું છતાંય ખૂબ વપરાતું રહેવાને કારણે તે પાકકું, વિશદ અને અભિવ્યક્તિની છટાવાળું હોય છે. તેમની વિશિષ્ટતા તેમના જ્ઞાનમાં નહિ પણ તેની વપરાશમાં સમાયેલી છે. ઓછી મૂડી પર વધારે વેપાર ખેડનારા વેપારીની દીર્ઘદૃષ્ટિથી અને ગણતરગોળીઓ જ જેની સિલકમાં રહી છે એવી ઘેરાઈ ગયેલા બહારવટિયાના સચોટ ઝનૂનથી તેઓ તેમના મર્યાદિત જ્ઞાનનો ઉપયોગ કરે છે.

વળી પેલો અભ્યાસી તો એક જ ક્ષેત્રનો સેનાપતિ. સીધીને સાચી રાણા પ્રતાપની નીતિથી લડનારો; અને અનામી તો અનેક ક્ષેત્રોનો સિપાહી, અનેક સિફતથી શિવાજીની જેમ લડનાર. એટલે એક સૂક્ષ્મ મચ્છર ચોમાસુ ચરેલ સાંઢના નાકમાં પેસી જાય અને શિંગડાં વિંઝાવ્યા કરે, તેમ રા. અનામી લાંબા સમય સુધી જીક્ર કરીને પેલાને અવળવાણીના ચક્કરમાં મધ લેવડાવે છે. છેવટે પોતાનું કંઈ જ વળે એમ નથી એમ સમજાતાં, પેલાની ભાવનાઓની સાથે જેને ઊંદર–બિલાડીનું વેર હોય છે એવી ભાવનાઓવાળાને અજબ કુનેહથી ચર્ચામાં સંડોવીને પોતે ખસી જાય છે. એટલે કે સમાજવાદીની સામે કોઈ ગાંધીવાદી કે પછી વેદોને ઈશ્વરપ્રણિત માનનારા આર્યસમાજિસ્ટની સામે ડાર્વિનદાદાના કોઈ વિચારવંશજને ગોઠવી દે છે. પછી વિચક્ષણ ગ્રાહ્યશક્તિ ધરાવતા પોતાના ભેજાને જાગૃત રાખીને, પદ્ધતિસરથી શરૂ થતા એ ભીષણ શબ્દસંગ્રામને નિહાળે છે.

એમની ગ્રાહ્યશક્તિનો એક જ્વલંત પુરાવો પણ નોંધવા જોગ લાગે છે. એમનો એક કહેવાતો મિત્ર એમના ઘરમાં એમના સાથીદાર તરીકે રહેતો હતો. એને હરીફરીને કવિતા ગમે. એક દહાડો એને પૃથ્વી-છંદનો છંદ લાગ્યો. અને રાતદિવસનાં બધાં કાર્યોમાં બસ પૃથ્વીછંદનું જ ગણમાપ ગુંજવા લાગ્યો. અભિમન્યુને ગર્ભમાં રહ્યે રહ્યે ચક્રવ્યૂહનું જ્ઞાન થયું હતું તેમ રા. અનામીને નોટોનાં બંડલો ગણતાં ગણતાં અને દર્દીઓને ઈન્જેકશનો મૂકતાં મૂકતાં પૃથ્વીછંદનું જ્ઞાન થયું; એના લઘુગુરુની અનુપૂર્વી એમના મગજમાં રમતી થઈ ગઈ, અને છંદની દૃષ્ટિએ સાચું કહી શકાય એવું એક સૉનેટ તેમણે લખ્યું. લખ્યું તો લખ્યું પણ પોતાની જીવનવેલનું એ એકનું એક પુષ્પ ગુર્જરગિરાને ચરણે ધર્યા સિવાય કેમ ચાલે? એટલે ત્રણ પૈસે વેચાતા એક અઠવાડીકમાં પોતાની દવાઓની જાહેરખબર આપવાને સાટે તેને છપાવ્યું પણ ખરું. એ ચૌદ લીટીની કાપલી પાકીટના એક ખાનામાં તેઓ રાખે છે અને લૉજમાં આવનારાઓમાંથી કંઈક શિષ્ટમિષ્ટ લાગતા સજ્જનોને કરકમલે નિવેદિત કરવાનું ભાગ્યે જ ચૂકે છે.

દેવોની વચ્ચે ઘૂસી જવાથી રાહુના ગળામાં અમૃતના બે છાંટા પડી ગયા હતા તેમ રા. અનામીના ગળામાં સાહિત્યરસના બે છાંટા પડી ગયા છે. એ મૂડી ઉપર તેઓ સદેવંત–સાવળીંગાથી માંડીને તે સરસ્વતીચંદ્ર સુધીની ઊંડી છીછરી, સાચી ખોટી કે અધૂરી ઊટંગ ચર્ચાઓ કરે છે. અને સાથે સાથે, આ તો પોતાને કંઈ રસ નથી, નહિ તો કંપાઉન્ડરી કરતાં કવિતા કંઈ મુશ્કેલ નથી એ મુદ્દાનું ગર્ભિત સમર્થન કરતા જાય છે. પોતાની વાત એક શિષ્ટ સજ્જનને ગળે ઊતરી છે અને મિ. પંડ્યાએ પણ તેને ટેકો આપ્યો છે એ આનંદમાં તેઓ વરિયાળીના ઉપરાઉપરી બેત્રણ ફાકડા મારી દે છે. ખુશખુશાલ ચહેરે ખુરસીપર પગ ટેકવીને બાટાશોઈપના બૂટની દોરી બાંધે છે. પસીનો લૂછતો અને કમરના કડાકા ફોડતો રોટલી વણનાર રસોઈયો બહાર નીકળે છે. રા. અનામી એક જ બાંયે કોટ પહેરીને ખભાપર ઝૂકતો રાખે છે. ગલ્લાની ખુરસી પર બેસીને પંખો ખાતા મિ.પંડ્યાની આંખો ઘેરાય છે. અને એકસોને આડત્રીસ રતલના શરીરને થોભ દેતા થાંભલા સરખા પગોના પ્રચંડ આઘાતે અમારી લૉજની સીડી વળી પાછો એક અનન્ય ધણધણાટ અનુભવી રહે છે.

●

## મેટ્રિકની મહેફિલ

પૃથ્વી

શિખંડ પૂરી પાતરાં ફૂલવડી કઢી કાતળી
પલાશ – પતરાવળે પીરસી, સર્વ સ્નેહી મળી
સુદૂર સરિતાતટે વસત શંભુને મંદિરે
જમી, રમત કૈં રમી, તરુતળે પડયા સૌ ઢળી.

અજેય ગઢનો કર્યો સર સુરંગ આજે અને
અનન્ય પ્રતિભા વડે અમર ઇન્દ્રકીર્તિ વરી
હજીય જગ જીતશું, લસલસાટ એ ઘેનમાં
ગયાં નયન ત્યાં મળી ગગનસ્વપ્નને ગૂથતાં!

ઊઠયા શ્રવણભેદતી કરુણ કારમી ચીસથી,
ગયા સહુ સ્મશાન ડાઘુસહ કોઇનો લાડકો
કિશોર—અમ ભેરુ-જૂજ ગુણ ખૂટવે ઝેર પી
—અને સ્વજન જીવનેય દઇ ઝેર—મૂઓ હતો!

શમી ગઇ ચિતા, શમી રુધિરરંગી સન્ધ્યા અને
શિખંડ પૂરીયે પચ્યાં નિયતિચક્રના ઉત્ક્રમે.

· રમણીક અરાલવાળા ·

# પ્રગતિ એટલે શું ?

મૂળ લેખક શ્રી. જૈનેન્દ્રકુમાર

અનુવાદક શ્રી. ઈશ્વરલાલ દવે

....ગમે તેમ, કોઈ ને કોઈની દૃષ્ટિએ તમે અજ્ઞાન અને મૂર્ખ જરૂર છો. મૂર્ખ થયા વિના કોઈ રહી શકતું નથી.

અને આ સારું છે. આ ભયથી તમે બચો કે કોઈ તમને મૂર્ખ કહેશે ત્યારે તમે વિચારવા ને સમજવા માટે થોભી પણ શકશો કે પ્રગતિ એટલે શું ? નહિ તો કોઈ ને કોઈ તમને હાથ પકડીને પ્રગતિના માર્ગ પર લઈ ચાલશે. ઝાઝી સંભાવના એ છે કે જ્યાં વધુ મતબળ કે કોલાહલ–બળ હશે ત્યાં જ તમે જશો. અને એટલા માટે ત્યાં પણ ઉન્નતિ કરવી જોઈશે.

એટલા માટે કદાચ તમે પ્રગતિ એટલે શું એ વિચારવામાં, સમજવામાં, સમય ગાળવામાં સાથ દેવા માગતા હો તો એ સાચું ઠરે છે કે તમને કોઈ મૂર્ખ કહે એ માટે તમે તૈયાર છો. એ પણ સાચું છે કે તમે પોતે કોઈને મૂર્ખ કહેવાની ઉતાવળ નથી કરવાના.

આની પછી હવે ચાલો, પ્રગતિનો આપણે વિચાર કરીએ.

પણ આગળ વધીએ એ પહેલાં એક વાત યાદ કરી લઈએ. એ વાત આપણે જાણીએ તો છીએ પણ ભૂલી જઈએ છીએ. એ વાત એ છે કે, આપણે માણસ છીએ. એટલે દુનિયાનાં અનેક પ્રકારનાં પ્રાણીમાંથી એક પ્રકારના પ્રાણી છીએ. સંભવ છે કે બધાથી ઊચ્ચ પ્રકારના આપણે પ્રાણી હોઈએ. પણ એ નક્કી છે કે એ પ્રકાર અસંખ્યોમાંથી એક છે.

જો આપણે માણસ છીએ તો આપણું વિચારવું એ માણસ જેવા માણસનું વિચારવાનું છે. એ બીજા કોઈના જેવું નથી. આપણું સત બસ આપણું જ છે, અને બીજા કોઈ પ્રકારના પ્રાણીને માટે એ સત, સત નથી. એના માટે એ ખોટું પણ થઈ જાય તો એમાં શું ખોટું ?

આમ આપણે જાણી લઈએ કે જેને આપણે પ્રગતિ કહીને સંબોધી એ આપણી પોતાની જાતથી આગળ નથી વધતી. એ શરૂથી અંત સુધી આપણી પર લાગુ પડે છે. આપણાથી ભિન્ન થઈને એ છે નહિ. આ અનંત અનાદિ, અપરિમેય વિશ્વમાં બિચારા માણસનું તે શું ગજું કે તે પ્રગતિ અને અગતિ વિષે ચોક્કસ પ્રકારનો અભિપ્રાય આપી શકે ? એટલા માટે શરૂઆતથી યાદ રાખીએ કે પ્રશ્નોની મર્યાદા માણસે સમજી લીધેલી પોતાની મર્યાદા સુધી છે.

પ્રગતિ શબ્દને બે બાજુ છે. પ્ર+ગતિ, 'ગતિ' એમાં મુખ્ય છે. 'પ્ર' વિશેષણ છે. પ્રગતિની પહેલી રાશી છે ગતિ.

ગતિ અનિવાર્ય છે, એટલે જીવનના અર્થમાં અનિવાર્ય છે. એક ઘડી વીતી એટલે બીજી ઘડી આવી. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ પણ એ ઘડી તો વીતી જવાની. એ ઘડી ઘડીભરને માટે છે, એના પછી એ નથી, એના પછી જે છે એ ઘડી તો છે પણ બીજી. આમ થતાં છતાં જે કાયમ રહીને ચાલે એનું નામ છે 'ગતિ'.

આપણી સમજને બે સ્વરૂપ છે – રૂપ કહી લઈએ કે રૂખ કહી લઈએ – એક 'હા', બીજું 'ના'.

જેવી રીતે કોઈ પણ ત્રિકોણ ત્રણ લીટી વિના સંભવિત નથી એવી રીતે કોઈ પણ જ્ઞાન વ્યક્ત કરવાને માટે 'હા' અથવા 'ના'થી શરૂ થવું જોઈએ. આ 'હા' અને 'ના'ની એક સમાન લીટી ઉપર ત્રીજું બિંદુ છે 'હું'. એ દરેક વાતમાં ગર્ભિત હોય છે.

જેવી રીતે માણસ જમણા ને ડાબા–પોતાના એ બે પગ પર ચાલે છે, એવી રીતે જ બુદ્ધિ 'હા' ને 'ના' એ બે પગ પર ચાલે છે. સ્વીકાર પણ જોઈએ, નિષેધ પણ જોઈએ. જેમ એક પગ સ્થિર હોય છે ત્યારે જ બીજો પગ ઊપડે છે તેમ જ નિષેધના સામર્થ્ય વિના સ્વીકૃતિ નિરર્થક છે અને સ્વીકૃતિરૂપી સ્વત્વતા વિના નિષેધ પ્રવંચના માત્ર છે. બંનેના વિના ચાલવાનું નથી હોતું.

'પ્રગતિ'માં 'પ્ર' એવી નિષેધની શક્તિનું દ્યોતક છે. એ નિષેધના આધાર પર એક પગ ટેકવીને બીજાને સ્વીકૃતિની તરફ ઉપાડે છે ત્યારે આપણે 'પ્રગતિ'–શીલ થઈએ છીએ.

આપણે કાળ અને દેશથી સંકળાયેલા છીએ, એટલે તો આપણે છીએ. આપણી વ્યક્તિગત સત્તાનો અર્થ જ પરિમિત સત્તા છે. આપણી બુદ્ધિ એ આપણી છે, એથી અપરિમેય ન થઈ શકે. પરિમિતનો ભાગ એથી પણ વધુ પરિમિત થશે. એટલે ન આપણે કાળને સમગ્રતામાં જાણી શકીએ, ન દેશને સમગ્રતામાં જાણી શકીએ. બંનેને આપણે ખંડિત કરીને એ ખંડો દ્વારા જ ઓળખી શકીએ. ગજ, માઇલ, ગાઉ, યોજનના માપમાં આપણો દેશ વહેંચાયેલો છે. માત્ર આકાશ આપણે માટે કાંઈ નથી. એને આપણે 'અસંખ્ય' માઇલના અર્થમાં સમજીએ છીએ, – ત્યારે થોડી ઘણી સમજ પડે છે. ઘડીઓ વીતતી જાય છે – એ વીતતી જશે. ન એને આદિ છે, ન અંત છે. એ જ અનંત ઘડીઓ જ્યાં આપસમાં એક સત્તાદોરમાં પરોવાઈને એકતા સાધે છે એ છે કાલ. એવી રીતે અસંખ્ય યોજનોનો વિસ્તાર આપણી સામે છે, આપણી પાછળ છે, ઉપર છે, નીચે છે, ડાબી – જમણી બાજુ છે. બધું મિલાવીને જે આ શૂન્યાકાર અવકાશ છે એ છે આકાશ.

આપણે પરિમિત છીએ. – આકાશ અપરિમિત છે. કાળ અપરિમિત છે. આપણી ચેતનાનો સ્પર્શ, – એનું જાગરણ, ઉત્તરોત્તર જેમ જેમ આ અપરિમેય તત્ત્વોના અવગાહનની તરફ વધતું જાય તેમ તેમ માનવું જોઈએ કે આપણે પ્રગતિ કરી રહ્યા છીએ.

અનાદિ ઇતિહાસમાંથી નીકળીને મનુષ્ય હમણાં વીસમી સદીમાં આવ્યો છે. આ બધી યાત્રામાં મનુષ્ય મનુષ્ય જ રહ્યો છે. એ જ બે હાથ, એ જ બે પગ. પણ એ બદલાયો પણ છે. અનંત કાળમાં જો કે એના ઇતિહાસનાં હજારો વર્ષ સાગરમાં બુંદ સમાન છે, તોપણ એ હજારો વર્ષ વ્યર્થ નથી ગયાં. માણસ કંઈ ને કંઈ મેળવતો આવ્યો છે, આપતો આવ્યો છે, જાણે અજાણે એ પ્રગતિ કરતો આવ્યો છે.

જો એ પ્રગતિ નથી કરતો આવ્યો તો સવાલ એ થાય છે કે તો આપણે બધા આજે જ શા માટે ખતમ નથી થતા ? કાલને માટે શા માટે જીવીએ છીએ ? શા માટે આ બધું ચાલી રહ્યું છે ? જીવન શા માટે ચાલુ છે ? આ 'શા માટે'ની પાછળ શું કાંઈ પણ નથી ? શું ભવિષ્ય સાવ ખોખલું છે ? ખોખલું માનીએ, બધું વ્યર્થ – નિરર્થક માનીએ તો જીવન એક પણ પળ ન ચાલે. એથી કેમ કહી શકાય કે લખવાવાળો હું અને વાંચવાવાળા તમે જીવી રહ્યા

છીએ ? એટલે માનવું જ પડશે કે જો આપણે છીએ તો પ્રગતિ પણ છે. વધુમાં વધુ અનુભૂતિ–સંચય અને એની મારફત ઐક્ય – સંચયની તરફ આગળ વધતા જઈએ છીએ. આપણે મૃત્યુ પામીએ છીએ તો સંતતિમાં જીવીએ છીએ. પરિવાર પૂરો થાય છે તો વંશ અને જાતિમાં જીવીએ છીએ. આવી રીતે નાનાં જાતિ અને રાષ્ટ્ર ઇતિહાસમાં એક દિવસ ઉદય થઈને એક દિવસ અસ્ત પામી જાય છે, અને એની પાછવાડે એની સંસ્કૃતિ, એનું સાહિત્ય અને એની કલાના અવશેષો મૂકી જાય છે. નાશ તો કદીય શેનો થતો નથી. કાળના આદિથી નિરંતર થઈ રહેલી પ્રગતિમાં બસ એ પોતાનો નમ્ર ફાળો આપ્યે જાય છે.

પણ, કોઈ કહેશે કે આ બધી શી વાત થઈ ? જ્યારે જે થઈ રહ્યું હોય એ જ પ્રગતિ, ત્યારે પ્રશ્ન શા માટે કે, 'પ્રગતિ શું છે ?' ત્યારે શું તમારું એવું કહેવાનું છે કે પ્રગતિ ન કરીએ ?

બેશક આ અમારું કહેવાનું નથી. – કોઈ તેજસ્વી વ્યક્તિની એવી ઇચ્છા ન થાય કે પોતે નિષ્પ્રાણ બને. જો પોતે નિષ્પ્રાણ બને તો પ્રગતિ ન પણ કરી શકે. પ્રગતિ સૃષ્ટિનો નિયમ છે. નિયમ તો ન બદલી શકે– ચાહે તો એની સાથે ટક્કર લઈને માણસ પોતાની જાતને ખુશીથી ભાંગી નાંખે.

એ માટે, પ્રગતિનું પહેલું લક્ષણ છે મૃત્યુ પ્રત્યે નિર્ભયતા અને જીવન પ્રત્યે મુક્તિ. – જીવનના તમામ પ્રકારના અવાજો પ્રત્યે પોતે પુર્વગ્રહરહિત રહે અને મોતની તરફ હમેશાં ઉદાસીન, બેફિક્ર રહે – પ્રગતિની આપણી પાસે આ પહેલી માગણી.

એવી રીતે પ્રગતિનો પ્રશ્ન પણ, બેશક, અસંગત છે. જેવી રીતે આપણે આપણી પીઠની તરફ ન ચાલી શકીએ એવી રીતે પ્રગતિની ઊલટી બાજુ ઇતિહાસ ન જઈ શકે.

પણ તો પછી પ્રગતિનો પ્રશ્ન સંગત અને અનિવાર્ય કેમ બને છે ? એટલા માટે કે માનવપ્રાણીથી પોતાની બુદ્ધિ સંભાળી નથી સંભાળી શકતી. અને એ બુદ્ધિમાનની જ વિરુદ્ધ વિદ્રોહ ફેલાવે છે. એટલે આપણે જાણીએ છીએ કે મનુષ્ય એક નથી, એ અસંખ્ય વ્યક્તિઓમાં વહેંચાયેલો છે. દરેક વ્યક્તિ પોતામાં સમાયેલી છે. એની બુદ્ધિ અલગ છે, એનું હૃદય અલગ છે. હૃદયથી એ 'પર'ને પ્રેમ કરે છે. અથવા દ્વેષ પણ કરી લે છે. (કેમકે દ્વેષ વિકૃત પ્રેમ છે.) બુદ્ધિથી એ 'પર'ને સમજે છે, સમજાવે છે, તર્ક કરે છે. જ્યાં સુધી વ્યક્તિ છે ત્યાં સુધી વિવેક છે, ત્યાં સુધી પ્રશ્ન ભવિષ્ય અજ્ઞેય છે. પણ આપણે વર્તમાનમાં પરિપૂર્ણ નથી. આપણું સ્વપ્ન, આપણી કલ્પના, આપણી બુદ્ધિ ભવિષ્યના એ ગર્ભમાં પ્રવેશવાને આગળ વધે છે. એને લીધે વિકલ્પ ઊભો થાય છે અને એથી માણસને પોતાના વિકાસમાં સંકલ્પની આવશ્યકતા થાય છે. જે વિકલ્પોની અનેક-તામાં ઐક્યનું સ્થાપન કરે એનું નામ સંકલ્પ.

આ સંકલ્પના બળથી બળવાન બનેલ વ્યક્તિ ભવિષ્યની પ્રતીક્ષા જ નથી કરતો, એ ભવિષ્યનું નિર્માણ પણ કરે છે. ભવિષ્ય અસંદિગ્ધ રૂપમાં અજ્ઞેય છે પણ એ અજ્ઞેય ભવિષ્ય પણ આવા સંકલ્પસિદ્ધ પુરુષોના હાથમાં કંઇક કંઇક આવી રહ્યું છે એટલા માટે એ હાથમાં આવી રહ્યું છે કે એ પુરુષ ભવિષ્યના સંબંધમાં બિલકુલ નિરાગ્રહી દેખાય છે, ત્યારે એ પોતાના વિકલ્પોનો સ્વામી પણ છે. એ સૃષ્ટા છે, એ નિઃસંશય છે, નિઃશંક છે ને નિસ્વાર્થ છે. એ ક્રમશઃ પોતાની સાથે સૌનો પણ સ્વામી બનવાને મથતો રહે છે. એ મૃત્યુને પણ જીતે છે.

એને પ્રગતિશીલતાનું બીજું લક્ષણ માની લેવું જોઈએ.

હવે અહીં એવી વિવેકબુદ્ધિની વાત કરીએ જે બુદ્ધિની તુલા પર તત્ત્વોને તોળે છે ને ત્યારે શું સ્વીકારવું અને શું છોડી દેવું એ નક્કી કરે છે.

એની વાત કરતા આપણે ઐતિહાસિક બુદ્ધિ (Historical sense)નો આશ્રય લેવો જોઈએ.

જેમ ઉપર કહી ગયા તેમ આપણે આજમાં (વર્તમાનમાં) જ નથી જીવતા, કાલ પણ હતા અને પરમ દિવસ પણ કદાચ આપણે દેખીએ. એ બંને

કાલ ને આજની આજને આપણે ત્રણ ટુકડામાં (વિભાગમાં) વહેંચાયેલી જોઈ શકીએ છીએ. જોઈ શકીએ છીએ શું, જોઈએ જ છીએ. આપણે સભ્ય છીએ, ઘરમાં ઘડિયાળ છે અને આપણે જાણીએ છીએ કે રાતમાં ઘડિયાળમાં જ્યારે બાર વાગ્યા હતા ત્યારે કાલ ખતમ થઈ ગઈ હતી. અને આજ રાતમાં જ્યારે એ ઘડિયાળમાં બાર વાગશે ત્યારે આજ ખતમ થઈ જશે અને કાલ શરૂ થઈ જશે.

આ બંને કાલ અને ત્રીજી આ આજની – આ ત્રણેની ત્રણ સત્તાઓનો અસ્વીકાર કરવાની અમારી પ્રવૃત્તિ નથી. એ જરૂરી પણ નથી. પણ હું તમને કલ્પના કરવાનું કહું છું કે માનો કે આપણી પાસે ઘડિયાળ નથી. શનિ, રવિ, સોમ, વગેરે વારોની યાદ પણ આપણી પાસે નથી, માનો કે સમયવિભક્તિની જરા પણ આવશ્યક્તા આપણને ન રહી – ત્યારે શું આ ત્રણે દિવસો આપણને આપસમાં એવી લડાઈમાં પારોવાયેલા એવા બિલકુલ જુદા માલૂમ નહિ પડે, કે એ અવિભાજ્ય રૂપમાં એક જ છે? ને ખરેખરે એ વચમાં અવિચ્છિન કયાં છે. એટલે હું કહું છું કે કાલ એક છે.

અને વિચારીએ, એક દિવસ પણ શું છે? ૨૪×૬૦×૬૦ સેકંડોનું એકીકરણ જ છે ને? પણ શું બધી સેકંડ અલગ અલગ છે અને દિવસ એનો સમૂહ (પૂર્ણવિરામ) છે? એવું નથી. દિવસની એક સ્વતંત્ર સત્તા છે, સેકંડ એની ૨૪×૬૦×૬૦ માં ખંડની કલ્પનાસંજ્ઞા માત્ર છે. આવી રીતે ત્રણે દિવસોની પણ એક અખંડ સત્તા છે. શનિ, રવિ, સોમ તો એ એકના જુદા જુદા કલ્પિત ભાગોનું નામકરણ માત્ર છે.

ઉપરના કથનથી એક વાત સ્પષ્ટ થાય છે, તે એ છે કે તમામ ગતિમાં એક સંગતિ છે. જે તત્ત્વ આજ ને કાલના વચ્ચેની અપેક્ષા ગતિ છે એ એ બંનેમાં મધ્યવર્તી એકતાની અપેક્ષા સંગતિ છે.

ભૂતકાળનો હિસાબ અમારી પાસે નથી, ભવિષ્યનું જ્ઞાન પણ નથી. અને વર્તમાન તો ક્ષણે ક્ષણે રંગ બદલાવી રહ્યો છે; તોપણ, આપણે એક વાર જાણી લઈએ કે એ બધામાં એક અખંડતા છે–એક સંગતિ છે.

ભૂત વર્તમાનથી વિચ્છિન્ન નથી, ને એ ભૂતકાળ ભવિષ્યથી પણ જુદો નથી. આ બંનેમાં પરસ્પર વિરોધ છે એમ કલ્પીને ચાલવું એ ઐતિહાસિક વિવેકશીલતા (Historical sense)થી વિરુદ્ધ છે.

પક્ષોના સંતુલનની વખતે એ વાત ભૂલવી નહિ જોઈએ કે ભૂતકાળના આધાર પર વર્તમાનને સમજવો જેવી રીતે બુદ્ધિમત્ત ને વિદ્ત્તાનું ચિહ્ન કહેવાય છે તેવી રીતે વર્તમાનની સ્વીકૃતિના આધાર પર ભવિષ્યની નિર્માણ-ધારણા બનાવવી એ વાસ્તવિક શિલ્પ–કૌશલ (કહેવાય) છે. પ્રગતિ નિર્માણમાં છે. પ્રગતિ ભૂતના એવા અવગાહન ને ભવિષ્યના એવા આવાહનમાં છે જેમાંથી એનું વર્તમાનની સાથે ઐક્ય વધુ મજબૂત બને. પ્રગતિશીલ એ છે જે નિર્માતા છે ને નિર્માતા એ છે જેના મનમાં એ ઐકયની સ્વીકૃતિ છે. કાળના પ્રવાહમાં જે સંગતિ નથી દેખતા, જે એ પ્રવાહના કાંઠા ઉપર ઊડતી લહરોના સંઘર્ષમાં ખોવાઈ જાય છે, જે એ સંઘર્ષને ધારણ કરવાવાળી અનવચ્છિન્ન એકતાને નથી દેખતા એ કેવી રીતે નિર્માતા થઈ શકે! નિર્માતા નહિ તો પછી એ પ્રગતિશીલ પણ કેવી રીતે?

ગતિ અનિવાર્ય છે. એના ગર્ભમાં એકતા અનિવાર્ય છે. પ્રગતિ એકતાને અનુકૂળ જ થઈ શકે. એમાં પ્રતિકૂળતા ટકી જ ન શકે. જેમ જોરદાર વહેણમાં ઊછળીને થોડાંક પાણીનાં કણો મોજથી ગમે એ દિશામાં ઊડતાં રહી શકે છે એવી રીતે ઇતિહાસની ગણનામાં ન આવે એવી થોડીક કણિકાઓ બહેકીને અહીંતહીં જઈ શકે છે. પણ ઇતિહાસના વહેણનો પ્રવાહ તો એક ને એક જ અદ્વિતીય છે. ને એ અદ્વિતીય સ્વયં ઇતિહાસમાંથી સ્પષ્ટ છે. પ્રગતિ એવી રીતે સહયોગિની થાય છે.

ગતિનો શિકાર થવો એ પ્રગતિ નથી. સાચી વસ્તુ આ છે (ગતિનો આ શિકાર થયો) જે પ્રગતિથી પ્રતિકૂળ છે. સમયના ગંભીર પ્રવાહની ઉપર વિલાસી આધુનિકતાની અસર પણ થાય છે. આજે એનું નામ આ વાદ હોય તો કાલ બીજો વાદ થઈ જાય. પણ પ્રગતિના દેહ પર વાદ એવી રીતે હોઈ શકે જેમ માનવશરીર પર રૂંવાટી. પણ જેમ એ રૂંવાટીમાં

માણસ નથી તેમ જ 'વાદો'માં પ્રગતિ નથી. પ્રગતિ ક્યારેક એ વાદોને સ્પર્શીને, ક્યારેક એની ઉપર થઈને, ને વધુ તો એની સાથેસાથ ચાલે છે.

વાદો ('ઈઝમો')ના માટે એક વાત યાદ રાખીએ જે લેખકે શરૂઆતમાં ઉદ્દામ ને મવાલ બાજુના પક્ષની કહેલી. એક ઈઝમ છે તો બીજો પણ છે. બીજો છે તો ત્રીજો પણ છે. આવી રીતે જેટલા માણસો એટલા એ અગણિત થઈ જશે તોપણ અંત નહિ આવે, કેમકે ત્યારે કોઈ ઈઝમનો લય નહિ થાય, સૌ પોતપોતાના ઈઝમોના સ્વામી હશે. પણ જ્યાં સુધી આ નથી થયું ત્યાં સુધી 'ઈઝમ'ના નામ પર જેટલી લડાઈ થઈ છે એ બધું મિથ્યાભિમાન છે.

પ્રગતિમાં વાદની કટ્ટરતા કોહાઈ જાય છે—જેમ પાણીમાં ઘાસ કોહાઈ જાય છે.

પ્રગતિ અંદરથી ઉત્પન્ન થાય છે અને બહાર વ્યક્ત થાય છે. શરૂઆતથી જ એને બહાર શોધવી અને સાબિત કરવી એ નિરર્થક છે, એવી ચેષ્ટા એ વાતની દ્યોતક છે કે આપણા મગજની અંદર જીવનનું વહેતું પાણી ક્યાંક બંધાઈ ગયું હોય.

અહીં સુધી આવ્યા પછી આપણે આપણી જાતને એક (શિખાઉ) જિજ્ઞાસુ વિદ્યાર્થી જેવો પ્રશ્ન બનાવીને પૂછીએ કે છેવટે અહીંતહીંનું આ બધું તો થયું, પણ લેખક મહાશય, અમારે જાણવાનું તો એ છે ને કે પ્રગતિને માટે અમે શું કરીએ?

તો હું એવા (શિખાઉ) વિદ્યાર્થીને કહીશ કે ભાઈ, તું પોતે જ હવે નક્કી કરી લે કે પ્રગતિને માટે શું શું કરવું જોઈએ? તારા માટે જે કાર્ય પ્રગતિનું હશે એ કાર્ય તારા સિવાય બીજા કોઈને માટે એવી રીતે પ્રગતિનું નહિ પણ થઈ શકે. તું જે છે અને તું જ્યાં છે એ ન બીજો છે, ન ત્યાં બીજો છે. એથી દરેક પોતાનો સ્વધર્મ સમજશે, પોતાની મર્યાદા જોશે, પોતાની શક્તિ ઓળખશે ત્યારે પોતાનું પ્રગતિશીલ કર્તવ્ય મેળવવામાં મુશ્કેલી નહિ આવે.

આ જાતના કાપડનો કોટ પહેરું? આ ખાઉં? આ વાંચું? અમુક સભાનો સભ્ય થાઉં?—શું થાઉં? બંને આપસમાં ઝગડે છે એટલે પત્નીને છોડું કે માને? શેઠ એક વાત કરે છે ને મન બીજી વાત કરે છે એટલે શું ઘર છોડું કે નોકરી? વગેરે વગેરે પ્રશ્નોના જવાબ એ છે કે આ બધા પ્રસંગોમાં તમે જે કરો એ નિઃસંકોચ એ જ કરો. તમારી પ્રગતિશીલતા એટલા અંશ સુધી અતૂટ રહેશે જ્યાં સુધી તમે આત્મભોગ આપીને બીજા પ્રત્યે પ્રેમ દાખવશો એટલે કે બીજા ઉપર પ્રેમ કરતી વખતે ઓછામાં ઓછો પોતાને પ્રેમ કરતા હશો. આવું હોય તો બધું ઠીક છે.

એટલે આંગળી ઉપાડીને ગણતરી કરીને બતાવવું મુશ્કેલ છે કે અમુક કાર્ય પ્રગતિશીલ છે અને અમુક નહિ. હા, પ્રગતિશીલતાને ઓળખવાનાં લક્ષણો બતાવી શકાય ખરાં.

પ્રગતિશીલ વ્યક્તિ

૧ મૃત્યુનો ભય નથી રાખતો. એટલે એ એની આકાંક્ષા પણ નથી સેવતો.

૨ એ શેનોય ડર રાખ્યા વિના જીવે છે. દંભ ને ક્ષુદ્રતા એને એટલા માટે નથી સ્પર્શી શકતાં કે એના માટે એના મનમાં જરાયે જગ્યા જ ખાલી નથી. એ વિશ્વાસ ને સંકલ્પથી ભરેલો હોય છે. અલ્પપ્રાણ વ્યક્તિ જ શુદ્ધ થઈ શકે છે.

૩ એ પોતાના નિશ્ચય ઉપર દૃઢ હોય છે પણ એને વ્યક્ત કરવામાં સંભાળ રાખે છે અને બીજાના નિર્ણયો પ્રત્યે આદરશીલ હોય છે. એ પોતાને કદી એટલો બધો સાચો નથી માનતો કે એ બીજાને ખોટો કહ્યા વિના ન રહી શકે. પોતાની જાત ઉપર કઠોર થયા પછી એની પાસે એટલી કઠોરતા બચતી જ નથી કે એ બીજા પ્રત્યે આદરે. એ પોતા પ્રત્યે નિર્મળ ને બધાના તરફ પ્રાર્થી હોય છે.

૪ વિવાદ એને અપ્રિય હોય છે કારણ કે કર્મથી એને મુક્તિ નથી જોઈતી. બૌદ્ધિક વિવાદ કર્મના બોજમાંથી છૂટવાનું બહાનું હોય છે.

૫ બુઝર્ગોના તરફ એ વિનયી ને અતિથીઓ પ્રત્યે

શ્રદ્ધાળુ હોય છે. ઘૃણાને જ એ ઘૃણા કરે છે.

૬ એ એવું જ બોલે છે ને એવું જ આચરે છે જે એ જાણે છે, અને એ જાણે છે પોતે બધું નથી જાણતો. બહુ ઓછું, બહુ જ ઓછું જાણે છે. એટલા માટે એ સદા જિજ્ઞાસુ રહે છે.

૭ એ ગભરાતો નથી, નથી ગુસ્સો કરતો, નથી જેમ તેમ બોલતો.

૮ એ સામાન્ય માણસની માફક જીવે છે અને પોતાને સામાન્ય જ ગણતો હોય છે.

વધુ લક્ષણો પણ ગણાવી શકાય, પણ આટલાંય વધુ છે, કેમકે આ અચૂક છે.

આજકાલ એક વસ્તુને સમજવામાં કંઇક જરૂરત કરતાં વધુ પદ્ધતિઓ પ્રચલિત થઈ છે. અને એ વસ્તુનું વિભક્તિકરણ. નિ:સંદેહ બુદ્ધિનું અસ્ત્ર પણ આ જ છે. તોપણ જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી સંયુક્તિકરણની પ્રત્યે આપણું ધ્યાન રહેવું જોઇએ. કેમકે વસ્તુનું જ્ઞાન એ તો આપણી જાતનું જ એક અંગ છે. એ પોતાના ઉપર છૂરી ચલાવીને પોતાને જ મારે છે. આ રીતે એ પોતાને વધુ શું સમજે? આજે હવાઈ જહાજ છે, રેડીઓ છે, તરેહ તરેહનાં યંત્રો છે. ઘેર બેઠાં દુનિયાને જોઈ શકાય છે. દસ હજાર માઇલ ઉપરની વાત એક ક્ષણમાં જાણી શકીએ છીએ વગેરે.

અગાઉ એક ઠેકાણાના તીર્થની યાત્રા કરવામાં બળદગાડીને બે મહિના લાગી જતા હતા. રસ્તામાં ચોર–ડાકુનો ભય એ તો જુદો. જીવવાનો પણ કાંઈ ભરોસો નહોતો. ત્યાં વળી રાજકારણની વાત ક્યાં કરવાની? સમાજની વાત કરીએ તો ગરીબના સૌ ભક્ષક હતા. રક્ષક એકલો વિધાતા હતો જે એના પ્રત્યે ઘણુંખરું ઉદાસીન રહ્યો છે. બસ, જેના હાથમાં લાઠી હતી એની સેવામાં લક્ષ્મી પણ હતી, કીર્તિ પણ હતી.

એટલા માટે આપણો જમાનો સલામત છે. આ વીજળીનો જમાનો છે. આપણે બહુ પ્રગતિ કરી લીધી ...વગેરે આ જાતની વાતો જુઠ્ઠી તો બેશક નથી પણ સાચું કહું તો મનને બહુ તૃપ્તિ નથી આપતી. તાજબીબીના રોજાથી અધિક સુંદર ઈમારત આજ પણ નથી. ગ્રીકની પ્રસ્તર મૂર્તિઓ આજ પણ સુંદર આદર્શ છે. અગર ઉપનિષદ્–જ્ઞાન આજના માટે પણ અગાધ છે, અગર રામ ને કૃષ્ણ, ક્રાઇસ્ટ ને બુદ્ધ આજના માટે પણ વિસ્મય–પુરુષ છે ને એના જેવા આ કાળમાં કોઈ નથી, તો એથી શું એમ સિદ્ધ થયેલું સમજાય કે ગયેલી અનેક સદીઓ કેવળ વ્યર્થ જ ગઈ છે અને વીસમી સદીમાં કાંઈ પણ પ્રગતિ નથી થઈ?

એમ કહેવું સાચું નથી. એટલે પહેલો દાવો પણ એટલો સાચો ન સમજાઈ જાય કે આપણે અતીતની શ્રદ્ધા ખોઈ દઈએ. પ્રગતિ શું છે? એની જેટલી ઊંડી ચર્ચા આપણે કરીએ એટલી ઓછી છે. પણ આ તો સૌથી પહેલું આપણે જાણી લઈએ કે પ્રગતિ અનાદિ કાળના ઇતિહાસના ચરિતાર્થની એકતાથી વિરુદ્ધ નથી. પ્રગતિ એવી ગતિ છે કે જે ઐતિહાસિક ઐક્યતાની સહયોગિની છે.

# જાગતા રે'જો [×]
[ પહેલાં બે પ્રકરણો ]

શ્રી. સોપાન

## ૧

### ગોપાળભાઈ

છેલ્લાં આઠ વર્ષ થયાં એક પણ દિવસ ચૂક્યા વિના જેમની ઓસરીમાંથી સવારના ચાર વાગ્યે 'પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વમ્'નો શાંત અને ગંભીર નાદ ઊઠતો હતો એ ગોપાળભાઈ ચાળીશ વર્ષની ઉમર સુધી તો શહેરમાં જ રહ્યા હતા. ઘણાં વર્ષો થયાં એમનામાં ધાર્મિક વૃત્તિ પ્રધાન હતી. કૉલેજનો અભ્યાસ છોડ્યા પછી એમનો લેખન-વાચનનો સ્વાધ્યાય ચાલુ રહ્યો હતો, એટલે એમનામાં અનુભવજ્ઞાનની સાથે કલ્પનાશક્તિ, બુદ્ધિશક્તિ અને હકીકતોનો ભંડાર હતો, અને દરરોજ વધતો જતો હતો. જગતના ધર્મોનો અને ઇતિહાસોનો એમને સારો અભ્યાસ હતો. પોતાની જાત ઉપર પ્રયોગો કરવામાં એમણે કચાશ નહોતી રાખી. એટલે એમનાં વાંચન અને વિચારો અનુભવની કસોટીએ ચડેલાં હતાં. ગોપાળભાઈની જુવાનીમાં એમ લાગતું હતું કે તેઓ ક્રાંતિકારી જુવાન થશે અને અનેક જૂનાં બંધનોને છેદી નાખશે. એમણે ઘણાં બંધનોને છેદ્યાં તો ખરાં, પણ એમના વિષે જે દાવાનળની શક્તિની આશા હતી તે ન ફળી. તેઓ વધુ ને વધુ શાંત, નમ્ર, સેવાપરાયણ અને પ્રભુપરાયણ થતા ગયા.

એમનું નાનપણ તેજસ્વી હતું. સામાન્ય માબાપને ત્યાં એ જન્મ્યા હતા પણ અભ્યાસમાં કે શેરીઓની રમતમાં બીજાં બાળકો કરતાં એ જુદા તરી આવતા. પહેલેથી જ એ સત્યનિષ્ઠ હતા જ, પણ કિશોરવયે એમનામાં નિર્ભયતા પણ સારી પેઠે આવી ગઈ હતી. શરીર તંદુરસ્ત અને કસરતી હતું. દેખાવ જુવાનીને અને માનવતાને શોભાવે એવો હતો. એમની વીસ વર્ષની ઉમર હતી ત્યારે દેશમાં બંગભંગની હિલચાલ ચાલતી હતી. ગુજરાત સુધી એ હિલચાલની અસર પહોંચી હતી. પણ આગળ પડતા માણસો સિવાય એ વિષે કોઈ જાણતું કે સમજતું નહોતું. ગોપાળભાઈ એ આગળ પડતા માણસોમાં હતા. એ દિવસોથી જ એમનામાં રાષ્ટ્રભાવ દાખલ થયો હતો અને ત્યાર પછી એ વધતો જ ગયો હતો. મહાયુદ્ધ વખતે તેઓ એક હાઈસ્કૂલમાં શિક્ષક હતા. પણ એમના મનમાં ત્યારે આ પ્રસંગનો લાભ લઈ હિંદને આઝાદ બનાવવાનાં સ્વપ્નો ઊઠ્યાં હતાં. બંગાળના ક્રાંતિકારો પ્રત્યે એમને

---

× અંજલિ ગ્રંથમાળા તરફથી થોડા જ સમયમાં પ્રગટ થનાર પાંચમા વર્ષનું બીજું પુસ્તક —સં.

સહાનુભૂતિ અને આકર્ષણ હતાં. અને ક્યારેક એમાં ભળી જવાની ઇચ્છાઓ પણ તેઓ સેવતા હતા. એ દિવસોમાં એમને લોકમાન્યની નીતિ પ્રત્યે વધુ ખેંચાણ હતું. ગાંધીજીના આફ્રિકાના વિજયથી તેઓ અંજાયા હતા, પણ અહિંસાની શક્તિ ઉપર એમને વિશ્વાસ નહોતો બેઠો. એમાં જ્યારે ગાંધીજીએ મહાયુદ્ધ વખતે બ્રિટિશ સરકારને મદદ આપવાનું સ્વીકાર્યું ત્યારે એમના રોષનો પાર ન રહ્યો. એમને થયું કે આવા માણસો જ દેશની લડતને મારી નાખે છે.

પણ મહાયુદ્ધ પૂરું થયું અને હિંદુસ્તાનને એના હજારો સિપાહીઓનાં લોહી અને કરોડોની દોલતની કુરબાનીના બદલામાં જ્યારે રોલેટ એક્ટની ભેટ મળી અને એ ભેટે શાંત લાગતા ગાંધીજીને શિવજીના રુદ્ર રૂપમાં બતાવ્યા ત્યારે ગોપાળભાઈ ગાંધીજીના નામ ઉપર ગાંડા બન્યા. એમને થયું કે આ પુરુષ કંઈક અદ્‌ભુત શક્તિઓ ધરાવે છે. અને પછી તો જલિયાંવાલાની કતલ થઈ અને ગાંધીજીએ અસહકારનો ઝંડો ફરકાવ્યો. ગોપાળભાઈ શાળાની નોકરી છોડીને એમાં ઝૂકી પડ્યા. એમનામાં સંગ્રહાયેલી ક્રાન્તિકારી ભાવનાને પૂરો માર્ગ મળ્યો. એમણે ગામે ગામ ઘૂમવા માંડ્યું અને બ્રિટિશ સલ્તનતની ભયંકરતા લોકોને સમજાવવા માંડી. આ દિવસોમાં એમના મનમાં હિંસા—અહિંસાના પ્રશ્નો પણ તોફાનની પેઠે ઊઠતા, પણ અંદરની શક્તિને પૂરો માર્ગ મળતો અને પ્રજા તરફથી યોગ્ય પ્રમાણમાં એનો જવાબ પણ મળતો હતો એટલે હિંસાની ભાવના બહુ જોર નહોતી કરી શકતી. પણ એ અહિંસક તો નહોતા જ બન્યા. ગાંધીજીની પેઠે એમને કોઈ દિવસ એમ નહોતું થતું કે જનરલ ડાયરને સાપ કરડ્યો હોય તો એનું ઝેર હું ચૂસી લઉં.

૧૯૨૦-૨૧ની લડત વખતે ગોપાળભાઈ ૩૦-૩૨ વર્ષની વયના હતા. પરિણીત હતા. પોતાનાં પત્ની અને વૃદ્ધ માતપિતાના ભરણપોષણનો અને આશ્રયનો બોજો એમને માથે હતો છતાં એમણે લડતમાં ઝુકાવી દીધું. એમની ભાવનાઓ અત્યંત ઉગ્ર હતી. 'એક વર્ષમાં સ્વરાજ'ની ઘોષણામાં એમને અજબ વિશ્વાસ બેસી ગયો હતો. એમનાં ભાષણોમાં ગેરિબાલ્ડી, મેઝિની અને લેનીનની વાતો આવતી હતી. કોઈક વખત રાણા પ્રતાપ અને શિવાજીનાં શૌર્યને પણ તેઓ યાદ કરતા હતા. એમનો સરદાર ગાંધી હતો, છતાં બુદ્ધ, મહાવીર કે નરસિંહ મહેતો પ્રેરણામૂર્તિ નહોતા લાગ્યા. પણ એમના જીવનમાં અચાનક પલટો આવ્યો. અસહકારયુદ્ધમાં ગુજરાતમાંથી ગણ્યાગાંઠ્યા માણસો પકડાયા તેમાં ગોપાળભાઈ પણ હતા. જેલનો એમને ભય નહોતો, સિતમોને બરદાસ્ત કરવાની એમનામાં શક્તિ હતી, પણ જેલની એકાંતે એમને ડોલાવી મૂક્યા. એમને જે વોર્ડમાં મૂકવામાં આવ્યા હતા તે નાનકડા વોર્ડમાં એ એકલા જ હતા. ઉપર આકાશ, ફળિયામાં લીંબડા—સામે ખાવા ધાતી હોય એવી કદરૂપ દીવાલ, આ બધું એમને ભયાનક લાગવા માંડ્યું. આ જેલને શાંતિપૂર્વક સહેવી એવો ગાંધીજીનો આદેશ હતો. ગોપાળભાઈના હૃદયમાં ભારે મંથન જાગ્યું. એમણે તો જેલમાં મારપીટની અને સખ્ત કામની આશા રાખેલી. એમની માનસિક તૈયારી ક્રાન્તિકારની કથાઓ વાંચીને થઈ હતી. અસહ્ય જુલમો સહેવાનું અને પોતાની બહાદુરીનું પારખું કરવાનું મળશે એવી એમને આશા હતી. પણ આ તો ઠંડા મોત જેવી સ્થિતિ આવી પડી. એમનું ધમધમતું લોહી મંદ થવા લાગ્યું. કલ્પના અને ભાવનાના ઓઘ જાણે શમી જતા હોય એમ થવા લાગ્યું. ગોપાળભાઈને થયું કે પોતે અહીં નહિ જીવી શકે.

પણ એમની એ કલ્પના જુઠ્ઠી હતી. એ પરિવર્તન અને એ ભીષણ તૈયારી તો ગોપાળભાઈના નવા જન્મની હતી. આરંભના ત્રણ મહિના એ ખૂબ મૂંઝાયા. ભરી ભરી પૃથ્વીમાં પોતાને એકલો કરી મૂકનાર સત્તા સામે એમણે ઘણાં દાંતિયાં કર્યાં, પણ ધીમે ધીમે એમની આંખોને નિરભ્ર આકાશ ગમવા લાગ્યું. કોઈક વખતે અહીંતહીં ઘૂમતાં વાદળાંઓ મિત્રો જેવાં લાગવા માંડ્યાં. શાંત અને સમાધિસ્થ લાગતા લીમડાઓ ચેતનમય જણાવા લાગ્યા. પછી તો પવનની લહેર કે લીમડાનાં પાંદડાંનું હાસ્ય પણ એમને મધુર જણાવા લાગ્યું.

અને આ દિવસોમાં જ એમણે ધાર્મિક પુસ્તકો વાંચવા માંડ્યાં. જેના વિચાર સામે પણ કંટાળો હતો અને જેની બધી ક્રિયામાં એમને જડતા લાગતી હતી એ ધર્મની હવે એમને લગની લાગી. જેલની દીવાલો વચ્ચે એક પરમ રહસ્ય એમણે શોધી કાઢ્યું કે આ વિશ્વકરતાં યે મહાન વિશ્વ તો મારા અંતરમાં જ પડ્યું છે. હું એટલો શોણે છું ! એમણે ધર્મ-શાસ્ત્રોમાં ઠેર ઠેર જોયું કે, તને બહાર આનંદ નહિ મળે, ખાલી ફાંફાં મારીશ મા. તું પોતે જ આનંદ-સ્વરૂપ છે. અને એમના થાકેલા હૃદયને અપૂર્વ શાંતિ જણાવા લાગી. પોતે આજ લગી જે વિચારો સેવ્યા હતા તે ભૂલભરેલા હતા એવું લાગવા માંડ્યું. એકાંત મીઠું લાગ્યું. ઓરડીના અંધારામાં પણ એમને સૌન્દર્ય જણાવા લાગ્યું.

બરાબર એક વર્ષ એ જેલમાં રહ્યા. આખી આંતરસૃષ્ટિ એમની બદલાઈ ગઈ. આજની મહત્ત્વની લાગતી કેટલીયે વસ્તુઓ ક્ષુદ્ર જણાવા લાગી. આજ એમ લાગતું હતું કે દુનિયામાં જે દેખાય છે એ જ સત્ય છે, હવે એમ લાગવા માંડ્યું કે દેખાય છે એમાં ઘણો તો ભાસ માત્ર છે, નથી દેખાતું એવું જ ઘણું સત્ય પડ્યું છે. આજ લગી એમને કર્મ–ક્રિયા ઉપર શ્રદ્ધા હતી, હવે સંકલ્પ ઉપર શ્રદ્ધા પ્રગટવા માંડી. એમને થયું કે સંકલ્પશક્તિ જ જગતનાં વિરુદ્ધ બળો સામે ઝૂઝવા માટે દુર્જેય શક્તિ છે. ગોપાળ-ભાઈ ધીમે ધીમે આત્માનુરાગી બનતા ગયા.

એ જેલમાં ગયા ત્યારે એમની આંખમાં વીજળી હતી અને પગમાં એનો વેગ હતો. એ છૂટ્યા ત્યારે પાંપણો નમેલી હતી અને પગલાં ધીમાં પડતાં હતાં. એ ગયા ત્યારે યુદ્ધમાં જતા હોય એવો ઉલ્લાસ અને તરવરાટ હતો, આવ્યા ત્યારે તપોવનમાં પ્રવેશ કરતા હોય એવી પ્રસન્ન મુદ્રા હતી.

જેલના દરવાજે એમને મળવા આવનાર એમને જોતાં આશ્ચર્ય ન પામ્યા કારણ કે ત્યારે જેલનું એવું માહાત્મ્ય પણ હતું. જેલ એ તીર્થભૂમિ ગણાતી હતી અને એકાંત એ આત્મશોધનનું સ્થાન મનાતું હતું.

ગોપાળભાઈ છૂટ્યા ત્યારે અસહકારનો જુવાળ ઓસરી ગયો હતો, અને ગાંધીજી યરવડાની જેલમાં બેઠા હતા. લોકોમાં નિરાશા ભરી હતી અને નેતા-ઓમાં ' ગાંધીજીએ ભૂલ કરી ' એવી ભાવના અને અકર્મણ્યતા ભરી હતી. ગોપાળભાઈને બહારની હવાનો સ્પર્શ થતાં ઘડીક તો એમની અંતરની શાંતિ ડોલી ઊઠી, પણ હવે એ સાધક બન્યા હતા એટલે એમણે તુરત જ શાંતિ પ્રાપ્ત કરી લીધી.

બહાર આવ્યા પછી શું કરવું એ સવાલ એમને પેદા થયો. પણ થોડાક મહિના સુધી તો એઓ એકેય માર્ગ ગ્રહણ કરી શક્યા નહિ. એમણે એ થોડાક મહિના ગીતા, ઉપનિષદ્ અને આધુનિક યુગના ઋષિઓસમા રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થ વાંચવામાં ગાળ્યા. ગાંધીજીના જીવન–વિચારોનું પણ અધ્યયન કર્યું. આ અધ્યયન અને ચિંતન જેમ જેમ વધતું ગયું તેમ તેમ એમને લાગવા માંડ્યું કે ' મારી જાતની શુદ્ધિમાં જગતની શુદ્ધિ રહેલી છે, અને એ હું કરું તો એમાં જગતની સેવા સમાયેલી જ છે. '

આત્મશુદ્ધિ તો તેઓ કરી જ રહ્યા હતા, પણ એ ભાવના બળવાન થતાં તેઓ સાબરમતીને કાંઠે ઊભેલા સત્યાગ્રહાશ્રમમાં જોડાયા, અને પોતાના કુટુંબને પણ સમજાવીને આશ્રમમાં દાખલ કર્યું. ગોપાળભાઈનાં જીવનનાં પ્રથમનાં ૩૦–૩૫ વર્ષો જાણે કે ક્યાંક ડૂબી ગયાં.

## ૨

## આશ્રમના સાધક

**આ**શ્રમમાં વ્રતધારીઓનો તોટો નહોતો. એમ પણ કહી શકાય કે વ્રતધારીઓનો જ આશ્રમ હતો. ગોપાળભાઈ એમાં દાખલ થતાં જ, હતા તે કરતાંયે ઉગ્ર વ્રતધારી બન્યા. એમનાં પત્નીને આ બધું રુચતું નહોતું, પરંતુ તેઓ ભારે પતિપરાયણ હતાં એટલે કશાયે વિરોધ વિના ગોપાળભાઈની તમામ ઇચ્છાઓને વશ થતાં અને વ્રતોની બાબતમાં તો એમનાથીયે આગળ નીકળી જતાં.

એ દિવસોના આશ્રમમાં રાજકીય વાતાવરણ નહિવત્ હતું. દેશમાં પણ એ વાતાવરણ શમી ગયું હતું. ગાંધીજીના નવા વિચારો અને લોકમાનસની જૂની માન્યતાઓ વચ્ચે જાણે કે મંથન ચાલી રહ્યું હોય એવા એ શાંત અને ગંભીર દિવસો હતા. અંગ્રેજી અમલ પછી ભારતવર્ષની હવામાંથી આધ્યાત્મિકતાને કાઢી નાખવાના જે વ્યવસ્થિત અને અવ્યવસ્થિત પ્રયત્નો થયા હતા તેનું ફળ આ દેશમાં દેખાવા લાગ્યું હતું. પશ્ચિમમાંથી ધસી આવતા વિચારો દેશના હૃદય ઉપર સારી પેઠે અસર કરતા હતા. એ વિચારોનું પ્રાબલ્ય હતું એ દિવસોમાં ગાંધીજીનું હિંદમાં આગમન થયું. એટલે આધ્યાત્મિકતાને સાચી કે ખોટી રીતે વળગી રહેલાઓ અને ભૌતિક અને આધ્યાત્મિક બળો વચ્ચે ઝોલાં ખાનારાઓ ગાંધીજી પ્રત્યે વધુ આકર્ષાયા હતા. ગાંધીજીની આધ્યાત્મિકતા જૂની પરંપરાથી તદ્દન ભિન્ન પ્રકારની હતી, પણ લોકોમાં ત્યારે એ ખ્યાલ જાગ્યો નહોતો. અને એવું જ ગાંધીજીની રાષ્ટ્રીયતા વિષે બન્યું હતું. ૧૯૨૦–૨૧ ના ભવ્ય દિવસોમાં લોકોએ દેશભાવનાની જે વાતો કરી હતી તેમાં ભારતના પ્રાચીન ગૌરવની અને પ્રતાપ–શિવાજીસમા વીરોની બહુ વાતો આવતી. "મારો દેશ, મારી જનની" એમ બોલતાં લોકો રોમાંચ અનુભવતાં અને ગર્વિત બનતાં, જ્યારે ગાંધીજીને મન 'મારો દેશ' એટલે મહાન વિશ્વનો નાનકડો પ્રદેશ, જેમાં કરોડો દુઃખીઓ, પતિતો, ગુલામો વસે છે અને આત્મભાન ગુમાવવાનાં કારણે જગતની પ્રગતિને રૂંધી રહ્યા છે.

—પણ એ દિવસો નવીન હતા, નવા અવતારના હતા. વિચારનો પ્રકાશ આંખને મીઠો લાગે ને અજવાળું આપે એવી રીતે આવ્યો હતો એટલે લોકોએ એ ઝીલ્યો હતો. એમાં આંખને આંજી દે કે બાળી નાખે એવી ઉગ્રતા હોત તો લોકોએ એનો વિરોધ કર્યો હોત, અને વિરોધની તાકાત ન હોત તો આંખ મીંચી દીધી હોત. પણ આ પ્રકાશ તો અત્યંત શીળો હતો. અને એનો સંબંધ આંખ કરતાં હૃદય સાથે વિશેષ હતો. એટલે હૃદયના અંધારામાં અથડાતા લાખો લોકોએ એ પ્રકાશને અપનાવ્યો હતો. અને એ પ્રકાશ જ્યાં દોરે ત્યાં જવાનો એમણે નિશ્ચય કર્યો હતો.

આશ્રમ એ પ્રકાશનું પરમધામ હતું. થોડા જ વખતમાં એ તીર્થધામ બન્યું હતું. નવા ધર્મનો સૂર્યોદય ત્યાં થયો હતો એટલે માત્ર ભક્તો જ નહિ પણ વિરોધીઓયે ત્યાં આવતા હતા. આશ્રમના મૂળમાં આત્મશુદ્ધિની એટલે કે મોક્ષની ભાવના પડી હતી. પરંતુ ગાંધીજી ત્યાં બેસતા ત્યારે એ ભાવના જીવનના સમગ્ર ધર્મોની જ્યોત હોય એવી દેખાતી. વ્રત–સંયમ તો ત્યાંના વાતાવરણમાં જ હતાં, પણ માનવીના કુટુંબ પ્રત્યેના, સમાજ પ્રત્યેનાં, દેશ પ્રત્યેના ધર્મો શા છે તે પણ ત્યાં જ જાણવાનું મળતું. માનવી એ આ મહાન વિશ્વનું એક અણુ છે અને એવા અનેક અણુઓનું જ આ વિશ્વ છે એ રીતે માનવીની પામરતા અને મસ્તી ત્યાં સ્વીકારાતી અને એક મહદ્ અણુ તરીકેની એની ફરજો પણ ત્યાં એને શિખવાતી.

પણ આ તો બધું આશ્રમમાં હતું, કારણ કે ગાંધીજીમાં હતું. ગાંધીજી આશ્રમને પોતાના શુભનું પ્રતિબિંબ કરવા મથતા હતા. પરંતુ આશ્રમમાં હતા તે બધા શુદ્ધ સ્ફટિક નહોતા કે એ પ્રતિબિંબ ઝીલી જ શકે, તેમ એ બધાનાં અંતરમાં એવી જ્યોત પણ નહોતી પ્રગટી કે જીવનના સમગ્ર ધર્મોને એ જોઈ શકે. એટલે ગાંધીજીના મહાતેજનું એકાદ કિરણ ઝીલી લઈ પોતાને જીવનમાર્ગ જડી ગયો છે એવી ભ્રમણા સેવનારાઓ પણ ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં હતા. એમને થતું કે પોતે ગાંધીજીના જીવનજ્ઞાનને સમજી ગયા છે અને એ જ માર્ગે વિહરી રહ્યા છે. આવો એક વર્ગ આધ્યાત્મિક લોકોનો હતો. એમને મોટાં મોટાં રાજકીય આંદોલનો ધમાલરૂપ લાગતાં, મહાન પ્રવૃત્તિઓ અભિમાનજનિત લાગતી, હજારો અને લાખ્ખો લોકોના ટોળામાં એમને આંતરશક્તિનો અભાવ દેખાતો. આશ્રમના આવા આધ્યાત્મિક વર્ગમાં ગોપાળભાઈ દાખલ થઈ

ગયા. સ્પષ્ટ જ્ઞાનપૂર્વક નહિ પણ ધીમે ધીમે તેઓ એમાં ઊંડા ને ઊંડા ઊતરવા લાગ્યા.

ગોપાળભાઈને ક્યારેક પોતાનું પૂર્વજીવન યાદ આવી જતું. એમને ખાતરી થઈ ગઈ હતી કે એ જીવન ભ્રમણાનું હતું. પોતે રાષ્ટ્રભાવનામાં કેવા પાગલ બની જતા હતા એ વિચારે ક્યારેક હસી પડતા અને અંતે પોતાને સત્ય માર્ગ સૂઝી આવ્યો એથી સંતોષ પામતા. એમનો આખો દિવસ આધ્યાત્મસાધનામાં જ જતો હતો. ત્યાં માળા, તિલક કે પૂજા-ગાયત્રી જેવું નહોતું, પણ જે કાંઈ હતું તે એમને મન આત્મપ્રાપ્તિના સાધનરૂપ હતું. સવારના ચાર વાગ્યા પહેલાં એ ઊઠી જતા અને ઊઠતાં જ જગન્નિયંતાને યાદ કરતા. સાબરમતીને કાંઠે સમૂહપ્રાર્થનામાં એ જતા, પણ ત્યાં એમને એટલી તૃપ્તિ ન મળતી જેટલી એકલા પ્રાર્થના કરવામાં મળતી. એકલા એકલા તેઓ ભજન બોલતા ત્યારે જાણે એઓ અનુભવ કરતા કે પરમાત્માની અને એમની વચ્ચે કશુંયે આવરણ નથી.

આશ્રમની બાહ્યપ્રવૃત્તિમાં રેંટિયો કેંદ્રસ્થાને હતો અને એમાં જેમ દેશનું દારિદ્ર ફેડવાના ગુણનો સ્વીકાર થયો હતો તેમ એ મોક્ષનું સાધન પણ મનાયો હતો. જો કે ગાંધીજી તો જનકલ્યાણની પ્રત્યેક નિઃસ્વાર્થ પ્રવૃત્તિને-અને એવી પ્રવૃત્તિને જ-મોક્ષનું સાધન માનતા હતા, પણ જેમ સ્વરાજના ભૂખ્યાને ગાંધીજીનાં સત્ય-અહિંસા સુધી ઊંડે જવાની ઇચ્છા ન થતી તેમ મોક્ષ-ભૂખ્યાને જનકલ્યાણની પ્રવૃત્તિને સમજવાની ઇચ્છા ન થતી. અને આ બંને લોકો રેંટિયો ફેરવતા ને મનમાં જુદી જુદી આશાઓ સેવતા.

ગોપાળભાઈને રેંટિયો શાંતિદા નીવડ્યો હતો. તોફાન જ્યારે પ્રાર્થનાથી પણ ન શમતું ત્યારે તેઓ રેંટિયાનું શરણ લેતા અને મન અને શરીરના સંયુક્ત સામનાથી પેલા તોફાનને હઠાવી દેતા. જેમ જેમ આવું બનતું ગયું તેમ તેમ એમનામાં રેંટિયા ઉપરની શ્રદ્ધા વધતી અને થતું પણ એવું કે જેમ શ્રદ્ધા વધતી તેમ અનિષ્ટ સામે સામનો કરવાની રેંટિયાની શક્તિ પણ જાણે વધતી.

ગોપાળભાઈને સફાઈકામ તરફ ખાસ વૃત્તિ હતી. તેમાંયે મેલું સાફ કરવાની તેઓની વિશેષ ઇચ્છા રહેતી. એક વખત કોઈએ એમને પૂછેલું કે 'તમે જ્યારે ને ત્યારે આ કામ જ કેમ માગી લો છો?' મોં ઉપર પ્રસન્નતા લાવીને એમણે જવાબ આપ્યો, 'હું મારા આત્માનો મળ ધોતો હોઉં એવું મને ભાન થાય છે.' ફરી કોઈએ પૂછેલું, 'ગોપાળભાઈ, આ ગંદકી તમને અસહ્ય થાય છે માટે સાફ કરો છો?' ગોપાળભાઈએ જવાબ આપ્યો, 'ના, મારું અભિમાન અસહ્ય ન થઈ જાય એ માટે આ સાફ કરું છું.' આમ એમના પ્રત્યેક કર્મની પાછળ આત્મશુદ્ધિની-મોક્ષની-નિરહંકારની ભાવના હતી. અને એ ભાવના પ્રતિક્ષણે એટલી બળવાન બનતી જતી હતી કે ક્યારેક તો ગોપાળભાઈ દેહના આવરણથી અકળાઈ જતા અને આંખમાં આંસુ સાથે પરોઢિયે ચાર વાગે પોકારી ઊઠતા:

'अजहु न निकसे प्रान कठोर'

●

# સર્વ રોગોનું મનોકલ્પિત મૂળ

શ્રી. અશોક હર્ષ

'ઊર્મિ'ના ગયા અંકમાં શ્રી નરસિંહભાઈએ 'સર્વ રોગોનું મૂળ અને તેનો ઉપાય' લખી એક નવો 'ધડાકો' કર્યો છે. ધડાકો એટલા માટે કે બંડખોર મંતવ્યો કદી બૌદ્ધિક (rationalistic) ચિંતન ન કહી શકાય. છતાં તેઓ તો પોતાની એ બંડખોર બુદ્ધિનો બચાવ કરતાં ઉપરથી ચીમકી આપે છે, કે ગુજરાતના જુવાનો પણ અવિચારના કાદવમાંથી મુક્ત થઈ તેમના જોડે સહમત થઈ સમાજ ઉપર ઉપકાર (?) કરે.

પણ સત્ય એ છે કે અવિચારને વરનારી બુદ્ધિ કદી સ્થિર થઈ જ શકતી નથી, એટલે એ રીતે ગુજરાતના જુવાનોને ગાળ આપવાની જરૂર નહોતી. છતાં એમણે આપી છે, તો એ સામે એટલું આશ્વાસન તો રહે જ છે કે એમણે જાહેર કરેલા વિચારોને નથી સમાજ-શ્રેયાર્થી વૈજ્ઞાનિક ચિંતન પુષ્ટિ આપતું કે નથી જીવશાસ્ત્ર અથવા તો માનસશાસ્ત્ર. એટલે એમનું આખું લખાણ વ્યક્તિપ્રધાન મંતવ્ય બની રહે છે.

એટલું સારું છે કે એમણે આહાર, નિદ્રા, ભય અને મૈથુન પ્રાણીજીવનના પ્રાકૃતિક ધર્મો માન્યા છે. અને છતાં દલીલ એ કરી છે, કે અગ્નિમાં જેમ જેમ થોડું થોડું ઘી રેડીએ છીએ તેમ તેમ તે વધુ ભભૂકે છે પણ એક સામટું જો રેડી દઈએ તો પોતાની મેળે શાંત પડી જાય છે, એ મુજબ કામલોલુપતાને સ્વતંત્રતા આપી દેતાં એ આપમેળે શાંત પડી જશે. આ દલીલમાં કંઈ જ વજૂદ નથી. જેવું આહારનું છે તેવું જ કામનું છે. ભૂખ્યા રહેતા માણસ પાસે એ સંપૂર્ણ ધરાઈ રહે એટલું સર્વોત્તમ ભોજન મૂકીને આપણે ઇચ્છીએ કે એની ભૂખ હમેશને માટે મટી જાય, એવું આ અનૈસર્ગિક વિધાન છે. આહાર જેમ કામ પણ પ્રાણીશરીરની નૈમિત્તિક નહિ પણ નિત્યની પ્રક્રિયા છે.

વળી એ જ તર્કને લઈ આગળ વધીએ તો જેમ કામલોલુપતામાં તેમ મનુષ્યની બધી વૃત્તિઓમાં પણ પછી તેની કેમ સહાય ન લેવી? દાખલા તરીકે એક હિંસાખોર મનુષ્ય છે. એક જણની હિંસાથી એની જિઘાંસા શાંત નથી થતી. તો પછી એ શાંત થાય ત્યાં સુધી એ ચાહે તેવો અનિયંત્રિત અત્યાચાર એને શા માટે ન ચલાવવા દેવો? એમાં એ તાર્કિક નીતિને જ સમધોરણે શું ખોટું છે? અને ઊલટું એથી એની જિઘાંસા ક્યારેક પણ શાંત પડવાનો સંભવ રહ્યો છે, જ્યારે દૈહિક પ્રકૃતિ અનુસાર એ રીતે કામશમન તો એક અસંભવિત વસ્તુ જ રહે છે.

નવાઈની વાત એ છે કે પશુજીવનનો મર્મ જાણ્યા વિના લગ્નમાં આવેલી વિકૃતિમાંથી પાછા વળવા માટે તેઓ પશુજીવન તરફ આંગળી ચીંધે છે. એમના મને પશુજીવન એટલે તો બિલકુલ સ્વચ્છંદી જીવન જ હશે. પણ વિજ્ઞાન એને માટે શું કહે છે તે જુઓ : 'પશુ, પક્ષી કે જીવસૃષ્ટિમાંથી જેઓ ઝડપથી દોડવા કે ઊડવા શક્તિમાન છે અને એ રીતે આહારોપાદાનમાં સ્વતંત્ર છે તેમાં માદા નરથી સંવનન આદરે છે તે પછી તે મોસમ માટે કે અધિક ભાગે આખી જિંદગી માટે તેનું સાયુજ્ય સ્વીકારી લે છે. હિંસક જાતિની ( carnivorous ) માદાઓ પણ પોતાનો આહાર સ્વતંત્ર રીતે મેળવતી હોઈ હમેશાં એકાચારી (monogamous) સાયુજ્ય જ સ્વીકારે છે.' Outline of Rationalism.

પૈસા જેવી જડ વસ્તુને લગ્ન જેવી જીવંત સંસ્થા સાથે સરખાવવામાં પણ એમણે બલિહારી કરી છે. આ લગ્નસંસ્થાનું પ્રેરકમૂળ જે લૈંગિક વૃત્તિ તે માત્ર આછકલી ઊર્મિ નથી પણ એક ચિન્મય ક્રિયમાણતા ( intellectual activity ) છે એ વસ્તુ એમણે જાણી જોઈને જતી કરી લાગે છે. અને એ માત્ર ઊર્મિપ્રધાન લૈંગિક વૃત્તિ તો, આલ્ડસ હક્સ્લેના શબ્દોમાં કહીએ તો, 'Like habit-forming drugs, habit-forming sex is evil because it compels the mind to identify itself with a physical sensation and prevents it from thinking of anything but its separate animal existence.' અને આ સત્ય એમણે માની લીધેલા રોગના ઉપચાર માટેની દલીલોમાં મનુષ્યમાં રહેલી પાશવવૃત્તિઓનું જ એમણે સ્વીકારેલું પ્રાબલ્ય દર્શાવી આપે છે.

આજની સંસ્કૃતિ સ્ત્રીને પરાવલંબી રાખીને જ નિર્માણ થયેલી છે એ પણ એમના મનમાં ખોટું ભૂત ભરાયું છે. આજ સુધીની બધી જ સંસ્કૃતિઓ લગ્નની સંસ્થાનું પાવિત્ર્ય સ્વીકારીને જ ઊભી થયેલી ને એ પાવિત્ર્યના લોપ સાથે જ, મુક્તવિહારના આગમન સાથે જ, એ સઘળીનો ધ્વંસ થયેલો. ભાઈ-બહેનના - મુક્તવિહાર પર ચાલેલી મિસરની સંસ્કૃતિથી માંડી વેશ્યાવૃત્તિ પર જ જીવી ગયેલા વિજયનગરના સામ્રાજ્યના ઇતિહાસનાં પાનાં એઓશ્રી ફેરવી જાય તો આ સત્ય નગ્ન સ્વરૂપે જણાઈ આવશે. લૈંગિક વૃત્તિને જ સર્વસ્વ સ્વીકારી બેઠેલા સમાજથરો Zoistic strata એ આજ સુધીમાં એક સંસ્કૃતિ ઊભી કર્યાનું ઉદાહરણ તેઓ આપી શકશે ?

ડૉ. જે. ડી. અનવિન નામના એક ચિંતકે 'Sex and Culture' નામનો એક શકવર્તી ગ્રંથ લખ્યો છે. તેમાં સંસ્કૃતિના તેણે ચાર વર્ગો પાડ્યા છે: Zoistic, manistic, deistic, rationalistic. આમાં આપણે જોઈએ છીએ કે ઉપર ગણાવેલા લિંગપ્રધાન વર્ગને એણે સૌથી નિકૃષ્ટ કોટિમાં મૂક્યો છે. સંસ્કૃતિનાં મૂળભૂત અંગોપાંગોની તુલના કરી એ એ નિશ્ચય પર આવ્યો છે કે સમાજનો જે સમૂહ વધુમાં વધુ સંયમશીલ હોય છે એ જ વધુમાં વધુ શક્તિશીલ હોય છે. અને એના કહેવા પ્રમાણે તો માનવસમાજે શોધેલી સંયમની એ પવિત્ર ઇમારત સામે બંડ ઉઠાવવાની તાકાત પણ માત્ર એવા સંયમશીલ માવિત્રોનાં સંતાનોમાં જ હોય છે. પણ એ બંડખોરો માવિત્રો તરફથી પોતે મેળવેલા વારસાને બદલે પોતાનાં નિજી સંતાનોને કેવો વારસો આપે છે? આ રહ્યા અનવિનના જ શબ્દો: Living as they do upon the capital of energy accumulated by a previous generation of monogamists, whose wives came to them as **virgines intactae,** they can make the best of both worlds during their own lifetime. However it will be impossible for their children to go on making the best of both worlds.'

વળી સ્ત્રીઓ તરફ આટલી બધી હમદર્દી એમને ઊભરાઈ પડી છે તો એમના યોજિત મુક્તવિહારમાં સ્ત્રીની લૈંગિક વૃત્તિનો શા માટે સહેજ પણ ઉહાપોહ નથી કર્યો ? એ મુક્તવિહારમાં સ્ત્રીઓની મનોદિશા

જાણ્યા વગર તેમને જકડવી એ લગ્નસંસ્થાથી સ્વતંત્ર છતાં અનેકગણું સ્વચ્છંદી આધિપત્ય નથી ? સ્ત્રીઓ એ માટે સહમત થવી જ જોઈએ એવો તો એમનો આગ્રહ નથી ને ? માનસશાસ્ત્રના તેઓ એક અભ્યાસી છે, તો એક પ્રખ્યાત માનસશાસ્ત્રીના શબ્દો જ તેમની સામે મૂકું, કે ' Virgin maidens, **contrary to the popular belief,** do not feel and need for sexual experience unless libido has been roused in her by accustoming her to sexual orgasm.' સ્ત્રીઓના આ બાબત પરત્વેનાં માનસ અને મંતવ્યની ઉપેક્ષા કરી, લગ્નની ધોંસરીમાંથી છોડાવવાના બહાને પુરુષોની વાસનાના બોજા તળે દબાવી દેવાની આ તરકીબ નથી ?

એટલે, હું તો એમનાથી વિરુદ્ધ પડીને લગ્નસંસ્થાને માનવજાતિને થયેલી મોટામાં મોટી નવાજેશ ગણું છું. એ, બધા મતપંથોથી, નીતિની બેહૂદી વ્યાખ્યાઓથી પર છે. અથવા સાચું કહીએ તો એમાં નીતિશુદ્ધિ ને સત્ત્વસંશુદ્ધિનું જે તત્ત્વ જળવાયું છે એને લઈને એ જ સર્વોત્તમ નીતિ છે.

મનુષ્ય આજની કોટિને, જીવસૃષ્ટિની અધમ કોટિઓમાંથી જ વિકાસ સાધીને, પહોંચ્યો છે. જીવનનાં આધારભૂત તત્ત્વો ઉપર એણે કાબૂ મેળવ્યો અને એ કાબૂનો ઉત્તરોત્તર વધારો એ જ તેની સુધારણાની, તેની સફળતાની ચાવી. એ કાબૂએ જ ઈઓલિથિક ચકમકો ઘડતા એના હાથ મારફત આજનાં દગદ્ભુત નિર્માણો કરાવ્યાં છે. આમ જીવનનું સમધારણ એને મળતાં જ એનામાં રહેલા અંતઃસ્રોતે આવિર્ભાવ શોધ્યો અને ધર્મ, નીતિ, કલા, સાહિત્ય, તત્ત્વાન્વેષણ—બધાં તેનાં જ પરિણામો છે. એ કાબૂએ એનામાં નવો જોમ આપ્યો છે—વિશેષ વિકાસનો, ક્રિયમાણતાનો, નવસર્જનનો, સહકારનો, સહાનુભૂતિનો.

એ અંતઃસ્રોતનો આવિર્ભાવ તે પ્રગતિ. માણસના દૈહિક વિકાસને જ્યાંથી પાળ બંધાઈ છે ત્યાંથી આ પ્રગતિ શરૂ થઈ છે. માણસમાં આજે પેલો જડ જીવવિગ્રહ ધીમેધીમે રજા લઈ રહ્યો છે. પણ પ્રકૃતિ તો હમેશાં વિગ્રહપ્રિય છે, એટલે માણસની યુયુત્સા એણે મારી ન નાખતાં તેનું ધીમે ધીમે રૂપાંતર કરવા માંડયું છે. એથી આજે વિગ્રહ ચાલે છે તે વિચારોનો, આકાંક્ષાઓનો, સિદ્ધાંતોનો ને આદર્શોનો છે.

એ વિગ્રહ માણસના શ્રેય અર્થે જ છે. અને એ વિગ્રહમાંથી જ શ્રેયાર્થી સમૂહનીતિ જન્મી છે જેનું લગ્નસંસ્થા એક પ્રબળ એકમ છે. એ વિગ્રહ તે અસત્ય ઉપર સત્યનો વિજય છે, ક્ષર ઉપર અક્ષરનો વિજય છે, પાશવતા ઉપર માનવતાનો વિજય છે. માણસ ભલે ક્ષણભંગુર હોય પણ આ વિગ્રહ ખેલતી માનવતા શાશ્વતી છે, અને એટલે જ એ વિગ્રહને પ્રેરતી નીતિભાવનાયે શાશ્વતી છે, એટલું જ નહિ પણ સમગ્ર માનવતાથીયે ઉચ્ચસ્થ છે. એટલે જ એની મર્યાદા ઓળંગનાર એને પોતાને ભોગે નહિ, પણ સારી માનવતાના ભોગે જ ઓળંગી શકે.

અને આ નીતિ એ કંઈ સૈકા બે સૈકાઓમાં માણસને હાથ ચડી ગયેલો કોઈ ક્ષોભકર સિદ્ધાંત નથી. સદીઓ નહિ પણ સહસ્રાવધિ વર્ષોની માણસની સ્વયંજાગૃત શોધની એ ઉપપત્તિ છે, અને એ સ્વયંજાગૃત શોધ હોવાથી જ એમાં સ્વાર્થની છાંટ કે નબળાઈનું સંગોપન નથી. આ ગુણવત્તા પર મોહી પડીને જ રોબર્ટ બ્રિફ્રૉલ્ટ તેના ' The making of Humanity ' માં ઘોષણા કરે છે કે, ' The real standard by which the worth of the human world is to be truly computed is a moral standard."

પણ આ નીતિ એટલે માત્ર શાસ્ત્રીય વાગ્જાળો નહિ. એ નીતિ એટલે સમાજશરીરના સ્વાસ્થ્યને જરાય આંચ પહોંચવા ન દે એવું સંરક્ષણ, અથવા તો સમાજનું મૂળ, કે જે વડે સમાજનાં સઘળાં અંગોપાંગો પુષ્ટ ને સચેતન રહી શકે. મુક્તવિહાર એવી બાંહેધરી આપી શકશે ? હરગિજ નહિ. એ મુક્તવિહારે તો 'સિવિલીઝેશન'ને 'સીફિલીઝેશન' બનાવવા માંડયું છે.

વ્યક્તિ એ સમાજનું એક અંગ છે, એટલે સમાજની આબાદીમાં જ એનું શ્રેય રહેલું છે. કોઈ

[ અનુસંધાન માટે જુઓ પાનું ૨૮૪ ]

# સ્વ. મહાવીરપ્રસાદ દ્વિવેદી

મૂળ લેખક–પ્રો. શ્રીનિવાસ નારાયણ બનહટ્ટી

અનુવાદક–શ્રી. ઊર્મિલા

આ ત્રણ વર્ષ હિંદી ભાષાને માટે ઘણાં કમનસીબીભરેલાં અને કટોકટીનાં ગયાં. ત્રણ વર્ષ પહેલાં ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના થઈ. રાષ્ટ્રભાષા લેખે અખિલ ભારતમાં હિંદીનો પ્રચાર કરવા માટે યોજના આંકવામાં આવી. તે મુજબ કામ પણ શરૂ થયું અને આ જ ત્રણ વર્ષોમાં હિંદીના ધુરંધર પંડિતો એક પછી એક કાલવશ થતા ગયા. હિંદીનું વાઙ્મયસાહિત્ય એમના જતાં નિમાણું અને દીન બની ગયું લાગે છે. પહેલો અને સૌથી મોટો ઘા પ્રેમચંદજીના અવસાનનો પડ્યો. એ પછી મુનશી અજમેરી, બાબુ જયશંકર 'પ્રસાદ', એમની પાછળ શ્રી. રામદાસ ગૌડ અને હવે આચાર્ય મહાવીરપ્રસાદજીનો કોળિયો કાળ કરી ગયો છે. જો કે મહાવીરપ્રસાદજીએ છેલ્લાં કેટલાંક વર્ષોથી સાહિત્યકારણમાંથી નિવૃત્તિ લીધી હતી તોપણ એમના અસ્તિત્વનો અપ્રત્યક્ષ આધાર હિંદી સાહિત્યસેવકોને દિલાસો આપવા બસ થતો હતો. એ જતાં તો પિતાની પાંખ ગુમાવી બેઠેલા બાળક જેવી સ્થિતિ હિંદી સાહિત્યની થઈ છે.

મહાવીરપ્રસાદજીને આધુનિક હિંદી ગદ્યના, ખડીબોલીની કાવ્યરચનાના અને એમ કેટલીયે બાબતોના પિતા માનવામાં આવે છે. પણ એમના સાહિત્યજીવનની શરૂઆત જોઈએ તો તે વીસમી સદીના પ્રારંભ કરતાં પહેલી નથી થઈ. એટલે આપણી (મરાઠી) ભાષાના તાત્યાસાહેબ કેળકર કરતાં એમની સાહિત્યસેવા કંઈ બહુ જૂની નથી. એમ જોતાંય તેઓ હિંદી ગદ્યના અને ખડીબોલીની કાવ્યરચનાના પિતા મનાય છે. હિંદી સાહિત્ય આટલું મોડું શરૂ થયું તેનું કારણ ત્યાં અંગ્રેજી કેળવણીની શરૂઆત મરાઠી કે બંગાળી પ્રાંતો કરતાં મોડી થઈ એ તત્ત્વાંશે નહિ ગણી શકાય, પરંતુ એ મોટા પ્રદેશમાં સાહિત્યનિર્માણ માટે કોઈ એક જ ચોક્કસ પ્રકારની ભાષા જનતા સમક્ષ તૈયાર નહોતી એ જ ખરું અને મોટું કારણ ગણી શકાય. મરાઠી ભાષા તો આજ પાંચસો વર્ષના વાપરથી વાઙ્મયના ઉપયોગ માટે પૂર્ણ રીતે ખેડાયેલી પડી છે. એ જ પ્રમાણે બંગાળી ભાષાનું. એટલે મહારાષ્ટ્રમાં કે બંગાળમાં અંગ્રેજી શિક્ષણ આવતાં જ સુશિક્ષિતોને સ્વભાષામાં સાહિત્યનિર્માણ કરવાની ઇચ્છા થતાં સહજમાં તેઓ તેમ કરી શક્યા. એમને એ વિષયે મુશ્કેલી જેવું જણાયું જ નહિ. મરાઠીની વાત કરીએ તો ચિપળુણકરને આપણે આધુનિક મરાઠી ગદ્યના સ્વામી માનીએ છીએ. પરંતુ આ ગદ્યસમ્રાટનાં લેખનો ૧૮૭૦ની સાલના અરસામાં શરૂ થયાં તે પહેલાં ત્રીસ ચાલીસ

વર્ષમાં મરાઠી ગદ્યના પાઇક અને નાઇક, સરદાર અને દરકદાર–એવા તો કેટલાય થઈ ગયા. હિંદીની પૂર્વ-પીઠિકામાં આવો સહજ અને એકધારો પ્રવાહ જોવામાં આવતો નથી. પશ્ચિમમાં સતલજનાં પાણીથી પૂર્વમાં ગંડકીનાં પાણી પર્યન્ત અને ઉત્તરે હિમાલયથી દક્ષિણમાં સાતપૂડા પર્યંત પથરાયેલા આ અફાટ ભૂમિપ્રદેશની વિશાળ જનસંખ્યા પાસે સાહિત્યનિર્મિતી માટે વાપરી શકાય તેવી તૈયાર લોકભાષા કોઈ જ નહોતી. રાજસ્થાની (એમાં વળી મારવાડી, મેવાડી, જયપુરી–એવા પેટા ભાગ), માળવી, નેપાળી, બુંદેલખંડી, છત્તીસગઢી–એવી એવી બોલીઓ સંયુક્ત પ્રાંતની બહાર બોલાતી અને બોલાય છે. એમનો વાઙ્મય માટે આ પહેલાં કદી પણ ઉપયોગ થયો નથી. કારણ કે એમનો પ્રચાર ઘણા નાના ક્ષેત્રમાં જ થવા પામ્યો છે. અને એ પ્રમાણે લોકો પણ એટલા પછાત એટલે એમાં સાહિત્યનિર્માણ કરવાનો પ્રશ્ન જ ઉદ્ભવેલો નહોતો. ખુદ સંયુક્ત પ્રાંતમાં જ માત્ર ગ્રામ્યજનતાના મોંમાં જ રહી હોય તેવી ઘણીયે લોકબોલીઓ છે. પરંતુ એ ઉપરાંત સાહિત્યના સંસ્કાર પામેલી પણ કેટલીક ભાષાઓનું અસ્તિત્વ હતું. માલિક મુહંમદ જાયસી, ગોસ્વામી શ્રી તુલસીદાસજી વગેરેની રચનાઓ યોગ્યતાએ ચડેલી **અવધી**, સુરદાસ, કેશવદાસ વગેરેનાં કથનોથી પાવન બનેલી **વ્રજભાષા**, અને કબીર, નાનક, દાદુ ઇત્યાદિએ વાપરીને શુદ્ધ કરેલી **ખડીબોલી** –આ ત્રણ ભાષાઓનો પોતાના વિચારોને વ્યક્ત કરવા સુશિક્ષિતો વ્યવહાર કરતા. આમાંથી ખડીબોલીનું જ એક સ્વરૂપ મુસલમાન કવિઓ આત્મસાત કરી સત્તરમી સદીથી વાઙ્મયનિર્માણ માટે ઉપયોગમાં લેતા. આ ભાષાને ' હિંદી ' એવું જ નામ આપવામાં આવે છે. પરંતુ એમાં ફારસી–અરબી શબ્દોનું પ્રમાણ ઘણું મોટું હોવાથી અંગ્રેજી કેળવણીના ઉદય પછી સુશિક્ષિતોને એ રુચિકર અને સ્વીકાર્ય ન લાગી. આવી સ્થિતિમાં વાઙ્મયનિર્મિતીની પહેલાં તો ભાષાનિર્મિતીનો અને ભાષાનિશ્ચિતીનો પ્રશ્ન સુશિક્ષિતોએ ઉકેલવાનો હતો.

* * *

**આ** પ્રશ્નને ઉકેલવાનું કામ ઓગણીસમા શતકના આદિથી અંત સુધી ઓછીવત્તી ગતિએ ચાલતું રહ્યું. આ જ કામ વીસમી સદીનો આરંભ થતાં અત્યંત શ્રદ્ધા, દૃઢતા અને મક્કમ નિર્ધાર સાથે પંડિત મહાવીરપ્રસાદજીએ કરવા કમ્મર કસી, અને ઉપર ઉલ્લેખાયેલા એવા વિશાળ પ્રદેશની એક માત્ર ભાષાનો પ્રશ્ન ઉકેલી નાંખ્યો. આ સર્વ પ્રાંતોના સુશિક્ષિત સમાજમાં અને તે દ્વારા જનતામાં, પોતાના વિચારોને પ્રગટ કરવાને સુયોગ્ય અને પ્રભાવશાળી એવું સાધન એમણે કાયમ માટેનું કરી આપ્યું. મહાવીરપ્રસાદજીએ અનેક કામો કર્યાં તે બધાંમાં મુખ્ય આ છે અને એ માટે જ સમસ્ત હિંદીભાષી જનતા એમની હમેશની ઋણી રહેશે.

ભાષાના પ્રશ્ન–ઉકેલ માટે ઉપર કહ્યા પ્રમાણે ઓગણીસમી સદીમાં જ પ્રયત્નો શરૂ થયેલા. કલકત્તાના ફોર્ટ વિલિયમ કૉલેજના પ્રમુખ જ્હૉન ગિલક્રાઇસ્ટના પ્રોત્સાહનથી ફારસીમિશ્ર ઉર્દૂ અને સંસ્કૃતમિશ્ર હિંદી એવી બે ભાષા ગ્રંથનિર્માણમાં બહુ ચાલવા માંડી. ગિલક્રાઇસ્ટના આશ્રયથી લલ્લુલાલ અને સાદલમિશ્ર એ બંનેએ આધુનિક હિંદીનું પૂર્વસ્વરૂપ ગણતાં જેને ખડીબોલી કહી શકાય તેવી સંસ્કૃતનિષ્ઠ **ખડીબોલી**માં રચના કરવાની પ્રથમ શરૂઆત કરી. મુસલમાનોએ ખડીબોલી લઈ એને ફારસી–અરબી શબ્દોથી શણગારી એનું ઉર્દૂ એવું નામ પાડ્યું અને તે મુસલમાની લિપિમાં પ્રચલિત થઈ. લલ્લુલાલ જેવા હિંદુઓએ એ જ ખડીબોલીમાં સંસ્કૃત અને સંસ્કૃતમાંથી આવેલા શબ્દો ભરી કાઢી સાહિત્યની ભાષા લેખે એમાં ગ્રંથો રચવા માંડ્યા. આવી રીતે આધુનિક હિંદી ભાષાનો પાયો નંખાયો હતો. આમાં કોઈની જ પારકી ભાષાનો ઇરાદાપૂર્વક બહિષ્કાર કરવાની વૃત્તિ નહોતી. પરંપરા અને સંપ્રદાયની ભિન્નતાનું એ સાહજિક પરિણામ હતું. એનો મોટામાં મોટો પુરાવો એ છે કે ઉર્દૂ કહેવાતી ભાષા કદી મુસલમાનોમાં જ મર્યાદિત રહી નહોતી અને હજુયે નથી. મુસલમાની લિપિમાં લખાતી ફારસી–મિશ્રિત ખડીબોલી સંયુક્ત પ્રાંતમાં હિંદુઓ ભણતા જ આવ્યા

છે, અને હજી પણ ભણે છે. ઉત્તરપ્રાંતીય કાયસ્થાની ઉર્દૂમાં કેટલુંય ઉચ્ચ કોટિનું વાઙ્મય લખાયું છે. એથી ઊલટું કેટલાક મુસલમાનો પણ હિંદી (સંસ્કૃતમિશ્રિત ખડીબોલી) નો અભ્યાસ કરી હિંદીમાં વાઙ્મયનિર્માણ કરનારા થઈ ગયા છે. મુસલમાન માટે શું કે હિંદુ માટે શું–વ્રજભાષા, અવધી અને ખડીબોલીમાંથી ખડીબોલી જ વાઙ્મય માટે યોગ્ય લાગી તેનું કારણ ખડીબોલીમાં એવા જ વિશિષ્ટ ગુણો છે તે હશે. ખડીબોલી મૂળ દિલ્હી અને દિલ્હીના આસપાસના પ્રદેશની લોકભાષા છે. મોગલ સામ્રાજ્યના સમયે આ નાના પ્રદેશની બહાર મોટા પ્રમાણમાં તેનો પ્રચાર થયો. હિંદુસ્તાનના સર્વ મુસલમાનોએ તેને પોતાની કરી. કાયસ્થ અને બીજા અમલદારોમાંના શિક્ષિતવર્ગોએ એમાં પ્રવીણતા મેળવી. તેથી એકંદર હિંદુસ્તાનની તે સર્વપ્રચલિત બજારભાષા બની ગઈ. બીજા પ્રાંતમાં અને બીજી ભાષામાંહેના શબ્દપ્રયોગ આત્મસાત કરી લેવાનો મોટો ગુણ તેમાં છે. એનું વ્યાકરણ પણ સાવ સહેલું છે. પ્રથમથી જ સાહિત્યના સંસ્કારો પણ આ ભાષાને લાગ્યા છે. કબીર, દાદુ વગેરે સંતકવિઓએ પોતાને સ્ફૂરેલા ઉદ્‌ગારોમાં ખડીબોલીનો જ ઉપયોગ કર્યો હતો. અમીર ખુશરુના સમયથી અર્થાત્ છેક ૧૭મી સદીથી મુસલમાનોએ તેને જ મુસલમાની પહેરવેશ આપીને 'હિંદી' એ નામ આપીને તેમાં જ પ્રચુર અને સુંદર કાવ્યો લખ્યાં હતાં. તેવામાં ૧૯મી સદીમાં જેવો નવા પ્રકારનો વાઙ્મયનિર્માણનો પ્રશ્ન આવ્યો તેવા જ વ્રજ, અવધી વગેરે ભાષાને પાછળ રાખીને ખડીબોલી જ વાઙ્મય–કેવળ ગદ્યના–માટે આગળ આવી તેમાં નવાઇ નથી.

પરંતુ ૧૯મી સદીના પ્રારંભમાં કલકત્તાની ઈસ્ટ ઇન્ડિયા કંપનીના આશ્રય નીચે લલ્લુલાલ વગેરે પાસે સંસ્કૃતમય ખડીબોલીનું સ્વરૂપ નક્કી કરીને તેને વાઙ્મય માટે નિર્મિત કરવાનો જે પ્રયત્ન થયેલો તે કૃત્રિમ અને અયોગ્ય હતો. જનસમાજની પ્રેરણા અને મદદ તેની સાથે ન હતી. ખુદ યુક્તપ્રાંતની જનતા જુદી જુદી ભાષાના બબડાટ અને વ્રજભાષાના કૃત્રિમ બેસૂર અને અસ્વભાવિક કાવ્યાડંબરના ગગડાટથી ભરી હતી. બદલાયલા કાળને અનુરૂપ આવા નવા વિચારોથી પ્રેરાઈને વાઙ્મયનિર્માણ કરવાની વૃત્તિ જાગૃત થઈ નહોતી.

કાલાંતરે કલકત્તાના લોક બાંકીપુર, પટણા અને બનારસ સુધી પહોંચ્યા અને સ્વયંભૂ પ્રેરણાથી બાબુ 'ભારતેન્દુ' હરિશ્ચંદ્ર, રાજા શિવપ્રસાદ સિતારે હિંદ, પં. ગોવિંદનારાયણ મિશ્ર વગેરેએ આધુનિક હિંદી વાઙ્મયનો સાચો પાયો નાખ્યો.

આમાંના **'ભારતેન્દુ' હરિશ્ચંદ્ર** એ ખરા પ્રતિભાશાળી પુરુષ હતા. બ્રહ્મદેવને જેમ 'સર્વલોકપિતામહ' કહેવાય છે તે પ્રમાણે આમને આધુનિક હિંદી વાઙ્મયના પિતામહ ગણવામાં હરકત નથી. આમના અને વિષ્ણુશાસ્ત્રી ચિપલુણકરના ચરિત્રમાં કેટલીક બાબતોમાં વિલક્ષણ સામ્ય રહેલું છે. બંને ૧૮૫૦માં જન્મ્યા અને તદ્દન નાની ઉમરે મરણ પામ્યા. ચિપલુણકરની નિબંધમાળા પ્રમાણે ભારતેન્દુ બાબુએ 'હરિશ્ચંદ્રિકા' નામનું માસિક ચલાવ્યું. ફરક એટલો જ કે ચિપલુણકરે ફક્ત ગદ્યમાં જ પ્રણયન કર્યું ત્યારે ભારતેન્દુએ ગદ્ય અને પદ્ય બંનેમાં પોતાની કલમ ચલાવી. ભારતેન્દુએ ગદ્યમાં ખડીબોલીનો સ્વીકાર કરીને તેનું સ્વરૂપ પ્રૌઢ અને સર્વ પ્રકારના નવીન વિચારનો સ્વીકાર કરવાને સમર્થ બને એવું બનાવવા પ્રયત્ન કર્યો. તોપણ પદ્ય માટે બિહારી અને કૃત્રિમ અલંકારથી ભરપૂર અને સ્વરમાધુર્યવાળી શૈલીએ સજાયેલી એવી વ્રજભાષા જ તેમણે પસંદ કરી. આવી રીતે નવી વાઙ્મયનિર્મિતી માટે ભાષાનો જે પ્રશ્ન નડતો હતો તે એણે એકલાએ ઉકેલ્યો અને ત્યારથી હિંદી–વાઙ્મયનો પ્રવાહ સતત ગતિએ ચાલવા લાગ્યો.

પરંતુ આટલાથી બધી તકલીફોનું નિરાકરણ થયું ન હતું. એ પછી પણ બાકી રહેલ અંતરાયો અને મુશ્કેલીઓનું નિવારણ કરીને હિંદી વાઙ્મયના પ્રવાહને અપ્રતિહત ગતિએ વહાવવાને સમર્થ કરીને તેને મહત્ત્વ, ગાંભિર્ય અને વિપુલતા પ્રાપ્ત કરાવી

દેવાની સફળતાનું માન શ્રી. **મહાવીરપ્રસાદજી**ને ફાળે જાય છે. આ સફળતા તેમણે કયાં સાધનોથી મેળવી તેનો વિચાર કરવો લાભદાયી થશે.

* * *

**અ**યોધ્યા પ્રાંતમાં લખનૌની દક્ષિણે રાયબરેલી જિલ્લો છે. ત્યાં ભાગીરથીના કાંઠા પર દૌલતપુર નામે ગામડું છે, તેમાં એક કાન્યકુબ્જ બ્રાહ્મણના કુળમાં સંવત ૧૯૨૧ (સન ૧૮૬૪)માં વૈશાખ મહિનામાં મહાવીરપ્રસાદનો જન્મ થયો.

તેમના નાનપણનું વૃત્તાંત મહાવીરપ્રસાદજીએ જ એક જગાએ વર્ણવેલું છે, તેમાંથી જ તેમની પરિસ્થિતિનું જ્ઞાન વાંચકોને સારી રીતે થાય છે:

"હું માસિક ૧૦ રૂપિયા મેળવનાર ખેડૂતનો છોકરો છું. ગામડાની ગામઠી શાળામાં થોડું ઉર્દૂ અને થોડું સંસ્કૃત શીખીને ૧૩મે વર્ષે રાયબરેલી શહેરની જિલ્લા હાઈસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ માટે ગયો. રાયબરેલી અમારા ગામથી ૩૬ માઈલ દૂર હતું. ઘેરથી આટો ને દાળ બાંધીને જતો. દર મહિને બે આનાની ફી હતી. દાળમાં લોટનાં મૂઠિયાં કરીને નાંખી દેતો અને ભૂખ ભાંગતો, કારણ કે મને તે વખતે રોટલી કરતાં આવડતી ન હતી. એક વર્ષ ગમે તેમ કરીને કાઢી નાંખ્યું, પછી પુરવા, ફતેહપુર અને ઉન્નાવની શાળાઓમાં ચાર વર્ષ કાઢયાં. કુટુંબની સ્થિતિ ખરાબ હોવાથી મારું શિક્ષણ અહીં જ સમાપ્ત થયું.

એક વર્ષ અજમેરમાં ૧૫ રૂપિયા માસિકથી નોકરી કરીને મુંબઈ મારા વડીલ પાસે ગયો. ત્યાં તારનું કામ શીખીને જી. આઈ. પી. રેલવેમાં ૨૦ રૂપિયા માસિકથી તાર–માસ્તર થયો. તાર–માસ્તર થયા પછી રેલવેનાં બીજાં ખાતાંનું કામ શીખી લીધું. તેનું પરિણામ સારું જ આવ્યું. મારી પ્રગતિ થતી ગઈ, ચઢતી માટે મારે અરજીઓ કે વિનંતિઓ કરવાની જરૂર પડી નહિ."

મુંબઈ રહીને મહાવીરપ્રસાદજીએ મરાઠી અને ગુજરાતી શીખી લીધું. મરાઠી વાઙ્મયનો પ્રભાવ તેમના પર વિશેષ પડયો. મરાઠી ગદ્યની સુંદરતા અને ઓજસ, તેનું સુરેખ અને વ્યાકરણશુદ્ધ સ્વરૂપ વગેરે ગુણોની તેમના મન પર એવી છાપ પડી કે તે ગુણોને હિંદી ગદ્યમાં ઉતારવાની તેમના મનમાં દૃઢ ઇચ્છા જાગૃત થઈ.

મહાવીરબાબુ તાર–માસ્તર તરીકે ખંડવા, હોશંગાબાદ, ઇટારસી વગેરે અનેક ઠેકાણે રહ્યા. તેમની પાયરી વધતી ગઈ અને તેઓ ટેલિગ્રાફ ઇન્સ્પેક્ટર બન્યા ત્યારે ઇન્ડિયન મિડલ રેલવેનું મુખ્ય ઠેકાણું ઝાંસીમાં બદલાયું. ઇટારસીથી કાનપુર અને આગ્રાથી માણિકપુર–એ સર્વ રેલવેના માર્ગ પર તાર–યંત્રની દેખરેખનું કામ એમની દ્વારા થતું. પરંતુ આટલા ઊંચા હોદ્દે ચડયા છતાંય નોકરીમાં તેમનું સંપૂર્ણ મન ન હતું અને સ્વાભિમાનથી જ્વલમાન હતું. એક દિવસ ઇંગ્લાન્ડથી નવા આવેલ ડી. ટી. એસ. એ કાંઈ અપમાન કર્યાના નિમિત્તે દ્વિવેદીજીએ પોતાની નોકરીનું રાજીનામું આપી દીધું. ૧૯૦૧ માં આમ બન્યું.

એક બે વર્ષ મહાવીરપ્રસાદજી કોઈ પણ ઉદ્યોગ વિના શાંતિથી બેઠા હતા. ૧૯૦૩માં તેમને 'સરસ્વતી' માસિકના સંપાદકના કામના સ્વીકાર માટે વિનંતિ કરવામાં આવી, અને તેમણે તે સ્વીકારી. અઢાર વર્ષ તેમણે સંપાદકનું કામ કર્યું, પછી વૃદ્ધાવસ્થાને લઈને અને અસ્વસ્થ તબિયતને અંગે તેઓ નિવૃત્ત થયા. આ અઢાર વર્ષો 'સરસ્વતી'ના સંપાદક તરીકે એમણે જે કામ કર્યું તેનો હિંદી સાહિત્ય પર એટલો પ્રભાવ પડયો કે હિંદી સાહિત્યમાં નવા પ્રાણનો સંચાર થયો. અનેક રીતે તેની શાખાઓ ખીલી. આધુનિક હિંદી વાઙ્મયના સર્વશ્રેષ્ઠ પ્રેરક, નિયામક અને સંશોધક તરીકે તેમનું નામ અજરામર બન્યું છે. પંડિતજીના સંપાદનકાર્ય માટે સ્વર્ગવાસી પંડિત ગૌડે કહ્યું છે: "પંડિતજીના સંપાદનમાં 'સરસ્વતી'એ ખરેખર પોતાના નામનું સાર્થક કર્યું છે. હિંદીના ક્ષેત્રમાં એકાદ પ્રૌઢ અને ઉન્નત વિશ્વવિદ્યાલય જેટલું કામ

કરી શકે તેટલું મહાવીરપ્રસાદજીએ 'સરસ્વતી'નું સંપાદન કરીને કર્યું છે."

વિદ્વાન પ્રતિભાશાળી અને કર્તવ્યનિષ્ટ સંપાદક માત્ર પોતાના માસિક માટે જ ન હોય તો પોતાની ભાવના વાઙ્મય માટે પણ શું કરી શકે છે તેનું જીવંત ઉદાહરણ પં. મહાવીરપ્રસાદ પોતે જ છે. તે સાધારણ સંપાદક નહોતા. જાહેરાતથી લોકોની દૃષ્ટિ ખેંચીને પોતાનું સ્થાન નક્કી કરે તેવી તેમની સંપાદકગીરી નહોતી. 'સરસ્વતી'ના સંપાદક થયા પહેલાં એક વિદ્વાન લેખક, સમાલોચક અને કવિ તરીકેની સારી કીર્તિ એમણે મેળવી હતી. ભાષાની શુદ્ધિ માટે અને શૈલીની સમુચિતતા માટેની તેમની પાસે કલ્પના તૈયાર હતી. આવી પરિપકવ અવસ્થામાં તે સંપાદક થયા બાદ તેમની બુદ્ધિ અને સંકલિત અનુભવના ફાયદા જલદીથી 'સરસ્વતી'ને અને 'સરસ્વતી' મારફત હિંદી ભાષાને મળ્યા.

એ વખતે એટલે પંડિતજીએ સંપાદનકાર્ય હાથમાં લીધું. તે સમયે હિંદી ભાષાની સ્થિતિ ઘણી ખરાબ હતી. એવડી વિશાળ હિંદી ભાષાની જનતા માટે દૈનિક પત્ર તો એક જ નીકળતું હતું. સાપ્તાહિક નામ લેવા પૂરતાં છ જ નીકળતાં હતાં, પણ તેમાંનાં ત્રણ તો કલકત્તાથી અને એક મુંબઈથી નીકળતાં. સારાં જેવાં એક બે માસિક નીકળીને બંધ થયાં હતાં. અને એક બે ચાલુ હતાં તે સામાન્ય હતાં. એ વખતની હિંદી ભાષાની સ્થિતિ માટે રામદાસજી ગૌડ લખે છેઃ "એ દિવસોમાં ઉર્દૂ પુસ્તકો ખૂબ છપાતાં ને વંચાતાં. હિંદીમાં બહુ જ ઓછાં હતાં. સુપ્રસિદ્ધ સુધારક અને પ્રાચ્યવિદ્વાન રા. બ. લાલા વૈજનાથજીને મેં એ અરસામાં એકવાર પૂછેલું, 'આપ હિંદીમાં સારું લખી શકો છો તો ઉર્દૂમાં જ કેમ લખો છો?' તેમણે ઉત્તર દીધો. 'હિંદી પુસ્તકની કોઈ માગણી કરતું નથી. વિધવાવિવાહ પર મેં હિંદીમાં લખેલ પુસ્તકની પ્રતો એમની એમ જ પડી છે અને ઉર્દૂની બીજી આવૃત્તિ નીકળી.'

આવી સ્થિતિમાં ૧૯૦૦. (કે ૧૯૦૧)ની સાલમાં 'સરસ્વતી' માસિક કાશીની નાગરીપ્રચારિણી સભાને આશ્રયે નીકળવું શરૂ થયું. પહેલાં ત્રણ વર્ષ તેનું સંપાદન નાગરીપ્રચારિણી સભાના સંચાલક બાબુ શ્યામસુંદરદાસે સંભાળ્યું, પરંતુ માસિકની પ્રગતિ ઝાઝી નહોતી થતી. પંડિત દ્વિવેદી ચોથા વર્ષના સંપાદક નિમાયા. તે વર્ષે તેની ગ્રાહકસંખ્યા ઘણી જ નીચે ગઈ હતી. પંડિતજીએ સંપાદન સ્વીકાર્યું તે વર્ષના બધા અંકોમાં મળીને બહારના એક જ લેખકના લેખો સિવાય બીજા બધા લેખ પંડિતજીના જ લખેલા હતા. આમ કેમ? બહારના કોઈ લેખકનો લેખ આવ્યો ન હતો એ કારણે નહિ, પણ આવેલા લેખ પસંદ પડે તેવા ન હતા. અને જે બહુ થોડા પસંદગીને પાત્ર હતા તેને સુધારવાની એટલી જરૂર હતી કે તે કરતાં નવો જ લેખ લખવાનું વધુ સગવડભર્યું હતું એ કારણે.

પંડિતજીએ સખત પરિશ્રમ કરીને પોતાના માસિકને અને હિંદી ભાષાને આ સ્થિતિમાંથી બહાર કાઢ્યાં. કોઈનો પણ લેખ સંપૂર્ણ કાળજીથી વાંચ્યા વિના તેઓ પસંદ–ના પસંદ કરતા નહિ. સાધારણ રીતે લેખ જો પસંદ આવે તો તેને સુધારીને પોતાને ગમે તેવો બનાવ્યા સિવાય છાપવા દેતા નહિ. ભાષાની શુદ્ધતા, ચોકસાઈ, શૈલીની વિશિષ્ટતા, સ્પષ્ટતા વગેરે ગુણો માટે દ્વિવેદીજી ભારે કડક રહેતા. આ સંબંધમાં મોટા મોટા લેખકની ભૂલો થતી એ બતાવવા એમણે પોતાની સંપાદકીય કારકિર્દીના ત્રીજા વર્ષે "ભાષા અને વ્યાકરણ" નામક એક લેખ લખ્યો. તે લેખથી ચારે બાજુ ખૂબ ખળભળાટ મચ્યો. કેટલાંય પ્રશ્નોત્તર, ગાલિપ્રદાન અને કટાક્ષો થયાં. તોપણ લેખનું પરિણામ સારું જ આવ્યું. લેખકો વ્યવસ્થિત ચોકસાઈથી ને સ્પષ્ટ ભાષામાં હવે લખવા લાગ્યા.

દ્વિવેદીજીની પહેલાં ખડીબોલી જ હિંદી ગદ્ય માટે સર્વેએ સ્વીકારેલી હતી, છતાં લેખકોમાં લખાણોમાં શિથિલતા અને અવ્યવસ્થિતપણું ઘણું હતું. કેટલાંક રૂપોનો નિર્ણય થયો નહોતો. દ્વિવેદીજીએ આ સ્થિતિ

તદ્દન બદલી નાંખી. દ્વિવેદીજી પોતે પોતાના લેખમાં જ ઉજ્જવલ ભાષાશૈલીનો આદર્શ લોકો પાસે મૂકતા, પરંતુ આ ઉપરાંત 'સરસ્વતી'માં આવનાર દરેક લેખની ભાષામાં તેઓ પોતે જ પોતાની કલ્પનાનુસાર ભાષાશુદ્ધિ, દુરસ્તી કે સુધારા કરતા. તેથી 'સરસ્વતી'માંના લેખોની ભાષા એક જાતની એક સંચામાંથી ઢાળી કાઢેલ હોય એમ દેખાતી. એટલે આ એકસરખી ઉજ્વલ ભાષાશૈલીનું પરિણામ વાંચકો અને લેખકો પર જાદુ જેવું થવા લાગ્યું. અને સઘળા પ્રસિદ્ધ અપ્રસિદ્ધ લેખકો દ્વિવેદીજીની શૈલીના અનુયાયી બન્યા. આજકાલનો લેખકોમાંના તરુણ લેખકોને છોડીને કહીએ તો બાકીના ઘણાખરા પ્રાપ્તયશ લેખકો દ્વિવેદીજીની તાલીમ નીચે તૈયાર થયા છે, અથવા એમની જ શૈલીની અસર નીચે આવેલા છે એમ કહી શકાય.

આવી રીતથી સરલ, શુદ્ધ, સ્પષ્ટાર્થક અને નિયમબદ્ધ એવી ગદ્યશૈલીનો પ્રકાર દ્વિવેદીજીએ ચારે તરફ રૂઢ કર્યો. પરંતુ અહીંથી જ તેમની કામગીરી અટકી નહિ. જેઓ લખતા જ હતા તેમના લેખ તો સુધરતા જ પરંતુ જે લખતા નહોતા તેમને પણ લખતા કર્યા એ જ તેમનું ઘણું મોટું કાર્ય છે. નવીન લેખકોની એક સેના એમણે નિર્માણ કરી. મહત્ત્વના અને ઉદ્બોધક વિષય પર સુંદર લેખ લખી શકે એવો કોઈ પણ માણસ તેમની નજરમાં આવ્યો કે તુરત જ તેને પકડયા સિવાય તેઓ રહેતા નહિ. આ સંબંધી એક મજાકભરી વાત રામદાસ ગૌડજીએ કહી છે. રાયસાહેબ છોટેલાલજી (બાર્હસ્પત્ય)એ 'હિંદુસ્તાન રિવ્યુ'ના અંગ્રેજી માસિકમાં વેદાંગ જ્યોતિષ પર અત્યંત મહત્ત્વપૂર્ણ લેખ લખેલ હતો. દ્વિવેદીજીની નજરે તે પડતાં જ તેઓ ખૂબ ખુશ થયા. તેઓએ એક આશીર્વાદ આપતી સંસ્કૃતમાં કવિતા રચીને 'બાર્હસ્પત્ય'ને મોકલી આપી. તે કવિતાએ બાર્હસ્પત્ય પર ધારેલી જ અસર કરી. તેમનાં સુંદર સંશોધનાત્મક લખાણો 'સરસ્વતી'માં તરત આવવાં શરૂ થઈ ગયાં. આવાં ઉદાહરણોની આ લેખમાં વધુ ઉલ્લેખ કરવાની શક્યતા નથી. કારણ કે દ્વિવેદીજીએ નવા બનાવેલા, આગળ લાવેલા અને પ્રોત્સાહિત કરેલા લેખકોનો ઉલ્લેખ કરવો એટલે કે આધુનિક હિંદીના ઘણાખરા સર્વપ્રસિદ્ધ લેખકોની નામાવલિ ગણાવવા જેવું થાય.

હિંદીનું ગૌરવ વધાર્યા ઉપરાંત દ્વિવેદીજીએ એક બીજું પણ કાર્ય કર્યું. અનેક સારા સારા લેખકો પહેલાં ઉર્દૂમાં જ પોતાનું લેખન લખતા. તેઓને હિંદીમાં લખવાને તેમણે પ્રવૃત્ત કર્યા. કેટલાક લેખકોના આવા ક્ષેત્રપલટાથી હિંદી વાઙ્મયને કેટલો લાભ થયો છે એ એક પ્રેમચંદજીના ઉદાહરણ પરથી એકદમ સમજવામાં આવશે. મુનશી 'ધનપતરાય ઉર્ફે પ્રેમચંદજી પણ પહેલાં ઉર્દૂમાં લખતા હતા. હિંદીનું ગૌરવ 'સરસ્વતી' માસિકે ચડાવ્યા પછી 'સરસ્વતી'માં જ તે પોતાની હિંદી ભાષામાં લઘુકથાઓ લખવા લાગ્યા તે વાત પ્રસિદ્ધ છે.

દ્વિવેદીજીનું સંપાદનકાર્ય એટલું પ્રભાવશાળી હતું કે તેમના હાથ નીચે સંપાદનકાર્ય શીખીને અનેક ઉત્તમ સંપાદકો તૈયાર થયા. કાનપુરના પ્રખ્યાત સાપ્તાહિક 'પ્રતાપ'ના સંપાદક હુતાત્મા ગણેશશંકર વિદ્યાર્થી, પં. હરિભાઉ ઉપાધ્યાય, પંડિત દેવીદત્ત શુકલ, શ્રી પદુમલાલ પન્નાલાલ બક્ષી ઇત્યાદિ અનેક યશસ્વી સંપાદકો દ્વિવેદીજીની જ તાલીમથી તૈયાર થયા છે.

દ્વિવેદીજી શ્રેષ્ઠ દરજ્જાનાં સમાલોચક અને ટીકાકાર હતા. 'સરસ્વતી'નું કામ હાથમાં લીધા પછી તેનો 'ગ્રંથસમાલોચક' વિભાગ ઘણો જ પ્રભાવશાળી બન્યો. તેમની ટીકાઓમાં ગોળ ગોળ કાંઈ ન હોય, નિર્ભય વૃત્તિ અને ગુણોની સાથે દોષો દેખાડવામાં તેઓ ઓછા ન ઊતરતા, એટલે આશાવંત લેખકના હૃદયમાં તો એમની ટીકાઓ ગભરામણ ઊભી કરતી. તેમની સમાલોચનાઓમાં ભાષાની ને વ્યાકરણની 'ઝડતી' તો પહેલાં આવે. તેમની આવી સમાલોચનાની પદ્ધતિથી હિંદી વાઙ્મયને ઘણો ફાયદો થયો. લેખકની શૈલી અને વિચાર વ્યક્ત કરવાની પદ્ધતિમાં આથી ઘણા સુધારા થયા.

અત્યાર સુધી ઉલ્લેખ કરેલ કામગીરીમાં આધારણ રીતે ગદ્ય સંબંધી જ છે. કાવ્ય સંબંધી તેમની કામગીરી તેટલી જ, અગર તો વધુ મહાન, ગણાઈ છે. દ્વિવેદીજી પોતે કવિ હતા. 'સરસ્વતી'માં આવ્યા પહેલાં પણ તેમણે કેટલીક કવિતાઓ રચી હતી. કાલીદાસના કુમારસંભવનાં પહેલાં પાંચ સર્ગનું 'કુમારસંભવ-સાર' નામથી કાવ્યનું રૂપાંતર તેમણે કર્યું હતું. 'સરસ્વતી'માં આવ્યા પછી પણ તેમણે કવિતા લખી પરંતુ તેમણે પોતે કાવ્ય લખ્યા તે એટલું મહત્ત્વનું નહોતું. પણ તેમણે બીજા કવિઓ પાસે કવિતા લખાવરાવી ને કવિતાનો નવો પ્રભાવશાળી યુગ હિંદીમાં નિર્માણ કર્યો એ જ એમનું તે કરતાં કેટલું મહત્ત્વનું કામ છે! તેમણે નિર્માણ કરેલ નવીન યુગનું લક્ષણ એ હતું કે ખડીબોલીનો ગદ્ય પ્રમાણે કવિતામાં ઉપયોગ થવા લાગ્યો. ભારતેન્દુ હરિશ્ચંદ્રે ખડીબોલીને ગદ્યમાં પ્રતિષ્ઠિત કરી ને તેને મહાવીરપ્રસાદજીએ આગળ ચલાવીને ખડીબોલીમાં ગદ્ય વધુ ભરાવદાર, નિયમબદ્ધ અને સમર્થ બનાવ્યું. પરંતુ વ્રજભાષામાં કવિતા લખવાનો રિવાજ પહેલેથી જ ચાલ્યો આવતો હતો તેને જ ભારતેન્દુએ માન્ય કર્યો હતો. પં. શ્રીધર પાઠકે આ રિવાજ તોડીને પોતાનાં કાવ્યની રચના ખડીબોલીમાં કરી. દ્વિવેદીજીએ તેને અભિનંદન આપ્યાં. કારણકે ગદ્ય પ્રમાણે જ કાવ્યો પણ ખડીબોલીમાં લખાવાં જોઈએ એવો એમનો આગ્રહ હતો. ગદ્ય એક ભાષામાં ને કાવ્ય બીજી ભાષામાં એ રીત જ મૂળે કૃત્રિમ તેમાંય વ્રજભાષા અને તેમાંની કાવ્ય રચવાની પરંપરા તો ઘણી જ કૃત્રિમ અને જીવનવિમુખ બની હતી. વ્રજભાષા લોકવ્યવહાર-માંથી સાવ નષ્ટ થયેલી ભાષા છે. તેનાં કાવ્યોની પરંપરા એટલે શાસ્ત્રોક્ત પ્રેમીઓની વાર્તા, તેની અવસ્થા, તેની અલંકારયુક્ત કલ્પનાઓનાં મારી મચડીને કરેલાં વર્ણન અને એવું જ બીજું, કાળની ગતિનું લક્ષણ ઓળખનાર, દેશોન્નતિની દિશામાં વાઙ્મયનું સુકાન વાળનાર દ્વિવેદીજી જેવા જીવના-ભિમુખ મહાપુરુષ આવી કાવ્યપરંપરાને ત્યાજ્ય સમજે તો તેમાં નવાઈ શું? શરૂઆતના જ થોડા અપવાદો બાદ કરતાં તેમણે પોતાની સર્વ કવિતા ખડીબોલીમાં જ લખી. એટલું જ નહિ પણ ખડી-બોલીમાં જ કાવ્ય લખનાર કવિસમુદાય એમણે નિર્માણ કર્યો. દિગન્તવિખ્યાત કવિ શ્રી. મૈથિલીશરણ ગુપ્તને દ્વિવેદીજીએ નિર્માણ કર્યા એમ કહી શકાય.

આથી વિશેષ દ્વિવેદીજીની લોકોત્તર કામગીરીની બીજી સાક્ષી શી જોઈએ? પં. રામચરિત ઉપાધ્યાય, પં. લોચનપ્રસાદ પાંડેય, પં. રૂપનારાયણ પાંડેય, પં. લક્ષ્મીધર બાજપેયી, ઠાકુર ગોપાલ શરણસિંહ, પં. રામચંદ્ર શુક્લ, પં. નાથુરામ શંકર શર્મા, મૈથિલી-શરણના નાના ભાઈ શ્રી. સિયારામશરણજી વગેરે અનેક ખડીબોલીમાં રચના કરનાર સુવિખ્યાત કવિઓ દ્વિવેદીજીના જ યુગમાં ઉદય પામ્યા. તેઓની સ્વતંત્ર પ્રતિભા અને સ્વયંભૂ તેજ વિષે કોઈ પણ ના કહી શકે એમ નથી. પરંતુ દ્વિવેદીજીની સહાય્ય અને પ્રોત્સાહન ન હોત તો આમાંના કેટલા કવિઓનો ઉદય થયો હોત તે શંકા છે. દ્વિવેદીજી પોતે પ્રથમ દરજ્જાના કવિ નહોતા, પરંતુ ઘણા પ્રથમ દરજ્જાના કવિઓના નિર્માતા અને સંસ્કાર પૂરનાર હતા. એટલે જ તેમનું સ્થાન તુલના ન કરી શકાય તેવું છે.

દ્વિવેદીજીની કાવ્યરચના વિષે ઉપર ઉલ્લેખ કરેલો છે. તેમનું ગદ્યલખાણ મોટે ભાગે નાના મોટા નિબંધના સ્વરૂપમાં છે. 'હિંદી ભાષા અને સાહિત્ય' 'ભાષા અને વ્યાકરણ' 'હિંદી ભાષાની ઉત્પત્તિ' 'કાલીદાસની નિરંકુશતા, 'મિશ્રબંધુનું હિંદી નવરત્ન' વગેરે એમની વિશુદ્ધ લેખનશૈલી સ્પષ્ટ માર્મિક વિચારોના ઉત્કૃષ્ટ નમૂના તરીકે દર્શાવી શકાય છે. ઉપરાંત તેમણે અંગ્રેજી અને સંસ્કૃત ગ્રંથોના અનુવાદો પણ કર્યા છે, પરંતુ તેમનું પોતાનું લખાણ જ કાંઈ હિંદી વાઙ્મયને તેમણે દીધેલું મહાન દાન નથી. સંપાદક લેખે તેમણે હિંદી સાહિત્યનું જે રીતે નિયમન અને સંશોધન કરી તેને ઉજ્જ્વળ કર્યું

તે જ તેમનું ખરું કામ છે અને તે માટે જ હિંદી ભાષા તેમનું ઋણગીત ગાય છે.

દ્વિવેદીજી સંપાદક તરીકે જેટલા સ્નેહાળ ને કષ્ટ ઉઠાવનાર હતા તેટલા જ નિસ્પૃહી અને સ્પષ્ટવક્તા હતા. તેઓ આદર્શવાદી સંપાદક હતા. પોતાના સિદ્ધાંત અને મત પાસે તે કોઈની પણ દરકાર ન કરતા. ‘સરસ્વતી’ના પહેલા કાળમાં, કે જે કાળમાં એકાદ બી. એ. નો લેખ મળે તો સંપાદકનું મહા ભાગ્ય લેખાતું એવા કાળમાં, એક P. H. D. એ પોતાનો લેખ દ્વિવેદીજીને મોકલી આપ્યો અને સાથે લખ્યું, ‘સુધારવાની જરૂર પડચે આ લેખમાં મહેરબાની કરીને ઉર્દૂ શબ્દ એકેય મૂકશો નહિ.’ દ્વિવેદીજીએ એ લેખ તુરત જ પાછો મોકલી આપ્યો અને લખ્યું કે સંપાદનના કાર્યમાં હું કોઈની પણ કશી શરત માન્ય કરી શકતો નથી. દ્વિવેદીજીની તેજસ્વિતાને ખુલ્લી થવાનો એક મોટો પ્રસંગ તેમણે સંપાદનકાર્ય હાથમાં લીધા પછી થોડા જ વખતે આવ્યો હતો. ‘સરસ્વતી’ માસિક કાશીની નાગરીપ્રચારિણી સભાના આશ્રયથી શરૂ થયું હતું. તેના પ્રકાશનની જવાબદારી અને માલિકી માત્ર અલાહાબાદના ઇન્ડિયન પ્રેસના માલિક શ્રી. ચિંતામણિ ઘોષની જ હતી. સભા મારફત જૂનાં હસ્તલિખિતોના સંશોધન અને સંગ્રહનું કામ થતું અને તેના કાર્યનો અહેવાલ સભા છાપીને પ્રસિદ્ધ કરતી. ૧૯૦૧ના કાર્યનો અહેવાલ અંગ્રેજી અને બીજાં પત્રોને મોકલ્યો પણ ‘સરસ્વતી’ને મોકલવામાં આવ્યો ન હતો એટલે દ્વિવેદીજીએ પોતાના ખર્ચે મંગાવીને તેની સમાલોચના ‘સરસ્વતી’માં કરી. સમાલોચના નિયમ પ્રમાણે સ્પષ્ટ ઉક્તિવાળી હતી એટલે કેટલીક ભૂલો પણ તેમણે બતાવી હતી. આથી સભાના સંચાલકો ગુસ્સે થયા અને એ સમાલોચનાનું ખંડન કરનારા પત્રો શ્રી. ચિંતામણિ ઘોષને લખ્યા. તેથી દ્વિવેદીજીએ ‘સભા અને સરસ્વતી’ના મથાળાવાળો એક સણસણાટીભર્યો લેખ લખ્યો, તેથી સભાના અધિકારીઓ વચ્ચે ખળભળાટ મચ્યો અને મંડળની બેઠક ભરાઈ ને તુરત જ સભાનો આશ્રય માસિક ઉપરથી ઉઠાવી લેવાનું ઠરાવ્યું. ઘોષબાબુએ એ જાણ્યું કે તુરત જ તેમણે તે અંકનું મુખપૃષ્ઠ કે જે પર ‘નાગરીપ્રચારિણી સભાના અનુમોદનથી સ્થાપિત’ લખેલ હતું તે રદ કર્યું ને બીજું મુખપૃષ્ઠ છાપીને અંક પ્રસિદ્ધ કર્યો. આ દુઃખદાયક ઘટના પર દ્વિવેદીજીએ ‘અનુમોદનનો અંત’ નામનો હૃદયસ્પર્શી લેખ લખ્યો. તોપણ પોતાનો સંપાદકીય અધિકાર બજાવવાના સિદ્ધાંતમાં તેઓ જરી પણ પાછા પડયા નહિ.

આ પ્રસંગથી દ્વિવેદીજી અને નાગરીપ્રચારિણી સભાનાં પરસ્પર પ્રત્યે મન ખાટાં થઈ ગયાં. પરંતુ જે સભા સાથે તેમને આટલો વિરોધ થયો હતો તે જ નાગરીપ્રચારિણી સભાએ ૧૯૩૨ની સાલમાં તેમને માનપત્ર આપીને તેમનું સન્માન કર્યું, એટલું જ નહિ પણ ૧૯૩૩માં તેમને સિત્તેર વર્ષ પૂરાં થતાં હોઈ તે સમયને અનુલક્ષીને એક અભિનંદનગ્રંથ તૈયાર કરી તેમને અર્પણ કરવાની યોજના કરી. એ યોજનાને અનુસરીને બાબુ શ્યામ સુંદરદાસ અને રાયકૃષ્ણદાસના સંપાદકપણા નીચે એક ભવ્ય અને આંતર્બાહ્ય સુંદર ગ્રંથ તૈયાર કરીને એ સમારંભમાં એમને અર્પણ કરવામાં આવ્યો.

જે સભાએ પહેલાંનો ટંટો ભૂલી જઈને તેને બદલે ગુણગ્રાહકતા બતાવી તે સભા ઉપર દ્વિવેદીજીએ અનેક રીતના ઉપકાર કર્યા છે. પોતાનો મોટો ગ્રંથસંગ્રહ સભાને અર્પણ કરવા ઉપરાંત પણ મોટું ઋણ આપ્યું છે. આ સિવાય સાહિત્યક મહત્ત્વના એક અમૂલ્ય સંગ્રહનું તેમણે સભાને દાન કર્યું. એ ગ્રંથ એટલે તેમણે ‘સરસ્વતી’માં છાપેલ અનેક લેખકોના હસ્તલિખિત લેખો.

આ હસ્તલિખિતના લેખોમાં દ્વિવેદીજીએ પોતાના હાથે કરેલાં સુધારા અને સંશોધનો વિદ્યમાન હોવાથી તેનું એક પ્રકારનું અપૂર્વ મહત્ત્વ છે એ દેખિતું છે. સભા અને દ્વિવેદીજી વચ્ચેનો આ સંબંધનો પલટો જોઈએ એટલે હિંદી સાહિત્ય આજ કોના ગુણોના બળથી ઝડપી ગતિએ આગળ જાય છે તેની ખબર પડે છે. ગુણગ્રાહકતા, નિષ્કપટપણું અને પ્રેમ એ ગુણોના જોર પર જ હિંદી ભાષા અને હિંદી સાહિત્ય ભારતવર્ષમાં પ્રચાર પામ્યું છે. આ બોધ હિંદી સાહિત્યના ક્ષેત્ર તરફ લક્ષ કરતાં આપણા મનમાં ઠસ્યા વિના રહેશે નહિ.

દ્વિવેદીજીને માન-સન્માન આપવામાં પણ હિંદી-ભાષી જગતે મણા રાખી નથી. ૧૯૩૪ સાલમાં પ્રયાગમાં 'દ્વિવેદી-સંમેલન' નામનું એક સાહિત્યકોનું સંમેલન ભરવામાં આવેલ હતું. હિંદી સાહિત્ય-સંમેલનનું પ્રમુખપદ લેવાની પણ તેમને કેટલાંક વર્ષથી વિનંતિ કરવામાં આવતી પરંતુ નાદુરસ્ત તબિયતને બહાને (કેટલેક અંશે એ વિનયને ખાતર જ હશે) તેમણે તે છેવટ સુધી નકાર્યું.

પોતાના આયુષ્યના છેલ્લા દિવસોમાં તેઓ પોતાને ગામ દૌલતપુરમાં વડીલોએ ઉત્પન્ન કરેલ ખેતીની સાનિધ્યમાં રહ્યા. ગંગાના કાંઠા પર જ તેમના પોતાના જ આંબા હતા, એટલે ત્યાં રહીને ઝાડની દેખરેખ રાખતાં રાખતાં ત્યાંનાં મધુર ફળનું સેવન કરવાનું તેમને ઘણું સારું લાગતું. તેમની પત્ની તેઓ ૪૬ વર્ષના થયા ત્યારે ગુજરી જતાં તેઓ વાનપ્રસ્થ અવસ્થા ભોગવવા લાગ્યા હતા. તેમને પોતાનું સંતાન નહોતું તોપણ પોતાની બહેનનાં છોકરાં તેમનાં પોતાનાં જ માનીને તેમણે પાળ્યાં ને મોટાં કર્યાં. તેઓ ઘણા ઉદાર હતા. પોતાનાં આત્મજનોને યોગ્ય સમયે મદદ કરતા તે તો દેખાતું, ઉપરાંત સાર્વજનિક સંસ્થાને મદદ કરવામાં તેમનો હાથ તૈયાર જ રહેતો. નાગરી પ્રચારિણી સભાને આપેલ અમૂલ્ય ધનનો ઉલ્લેખ ઉપર જ કર્યો છે-એ ઉપરાંત બનારસ હિંદુ વિદ્યાપીઠને પણ કેટલાક હજાર રૂપિયા-પોતે સંગ્રહેલા પૈસાનો મોટો ભાગ-તેમણે આપ્યા. આવા આ મહાપુરુષ ૧૯૩૮ની ૨૧ મી ડિસેંબરે લાંબા વખતની નરમ પ્રકૃતિને લઈને સ્વર્ગવાસી થયા. તેમના મૃત્યુથી હિંદી-ભાષીજનતા જગતપિતા ગુમાવ્યાનું દુઃખ અનુભવે છે.

## સ્થિતિભેદ

: અંજની :

લીલમ ઉરના ક્યારા લસતાં,
રોપેરોપ અમીરસ ઝરતાં,
ડાળે ડાળ કુજન કીલ્કીલતાં,
જીવનવનને ઘાટ !

*

મરુભૂમિ શાં ધોમધખારા,
આશા-વીણ અંતર અંધારા,
હાડ કોરતી લૂના લ્હારા,
જીવનરણને વાટ

'ભારદ્વાજ'



**સાનમાં સમજાવું ( સ્ત્રી--આરોગ્ય )ભાગ પહેલો** નેપથ્ય ગ્રંથમાળા, મણકો પહેલો: પૃષ્ઠ ૧૩૧: કિંમત પાંચ આના : લેખક અને પ્રકાશક શ્રી. ડાહ્યાભાઇ હરગોવિંદ જાની, વઢવાણ શહેર.

**આ** નાનકડા પુસ્તકમાં સ્ત્રીઓના શારીરિક માનસિક આરોગ્યસુધારણા માટેનું જ્ઞાન તથા ઉપાયો બતાવવામાં આવેલા છે. કન્યાના બાળઉછેરથી માંડીને લગ્નજીવન, દાંપત્ય, કામશાસ્ત્ર, સુપ્રજનન, સંતતિનિયમન, મધુરું માતૃપદ, કૌમાર, ભૃત્ય વગેરે નારીજીવનના અનેક વિષયો આરોગ્યશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર તથા વૈદ્યવિદ્યાને અનુસરીને ઘણા જ સંક્ષિપ્તમાં પરંતુ ઉપયોગી થઈ પડે એવી રીતે ચર્ચવામાં આવ્યા છે.

આ ગ્રંથ દરેક યુવક યુવતીએ અને ખાસ કરીને માતાપિતા થવાની અભિલાષા રાખનારા દંપતીએ અવશ્ય વાંચવો જોઈએ.

આપણા સમાજમાં સ્ત્રીઓના આરોગ્યની જે દુર્દશા અને પાયમાલી થઈ રહ્યાં છે તે ખરેખર ભયંકર છે. એના દર્શનથી સહૃદય લેખકના અંતઃકરણમાં થયેલી વેદના આ ગ્રંથમાળાના જન્મનું કારણ છે તે એની વિશિષ્ટતા છે.

કોઈ પણ પ્રાંત કે કોમની ઉન્નતિની પારાશીશી એની સ્ત્રીઓનું આરોગ્ય છે. ગુજરાતની ( સમગ્ર ભારતવર્ષની શા માટે નહિ ? ) સ્ત્રીઓનું આરોગ્ય ઉવેખાતું મટશે, એના શરીરને વળગેલી વ્યાધિઓ એના મનને દૂભવતી આધિઓ અને તેના વાતાવરણમાં ઊભી કરેલી ઉપાધિઓના ત્રિવિધ તાપમાંથી એ તાપસીઓને–એ બાપડીઓને–જ્યારે આપણે છોડાવીશું ત્યારે જ–ત્યાર પહેલાં તો હરગિજ નહિ–આપણી ઉન્નતિની ઉષા ઊઘડવાની.

લેખક આ વિષયના ઊંડા અભ્યાસી છે. તેમનું વિશાળ વાચન, વિદ્વત્તા અને બહુશ્રુતપણું એમાં સ્પષ્ટ દેખાય છે. વળી સમર્થ તત્ત્વચિંતકો, વિચારકો, સાક્ષરો અને કવિઓનાં સ્થળે સ્થળે અવતરણો આપીને ચોપડીની સુંદરતા તેમ જ ઉપયોગીતા વધાર્યાં છે.

પ્રકરણોના આરંભમાં ઘણે ઠેકાણે રસિક ચોકઠાંઓ આપી વિષયને સરલ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. નારીને નારાયણી બનાવવી હોય તો જ્યારે જીવનને સાત પુટો ચડે ત્યારે બને. એ કયા કયા? સ્નેહ, સદ્ભાવ, સન્માન, સેવા, સંસ્કાર, સ્વાર્પણ અને સૌહાર્દ. એ ચોકઠું તો પુસ્તકમાં જ વાચક જોઈ શકશે. સ્ત્રીરત્નને સંસ્કારના પહેલ પાડ્યા વિના ક્યાંથી ઝળકશે ?

નારીને નીરોગી અને બળવાન બનાવવા માટે કન્યાના જન્મથી જ મજબૂત પાયો નંખાવો જોઈએ, એટલે એની તૈયારી ગર્ભાધાન પૂર્વેથી જ માતાપિતાએ કરવાની હોય છે. એ માટેનું જરૂરી જ્ઞાન આમાં અપાયું છે. સગર્ભાવસ્થાનો માતાનો ખોરાક, રહેણી કરણી, કન્યાનો બાળઉછેર, એને ખાવાનું વાતાવરણ, ગર્ભિણીના, સુવાવડીનાં બાળકોના સામાન્ય રોગો અને તેના સાદા ઉપાયો સંક્ષિપ્તમાં પણ સાદી સમજણ મળવા પૂરતાં સારી રીતે ચર્ચવામાં આવેલાં છે.

'યૌવનને આરે' અને 'પ્રફુલ્લ પત્નીત્વ' એ પ્રકરણોમાં જાતીય પ્રશ્નો પણ ટૂંકાણમાં છેડ્યા છે.

'મધુરાં માતૃત્વ'નું પ્રકરણ સગર્ભા—માતા થવા ઇચ્છતી—સ્ત્રીએ અવશ્ય મનન કરવા લાયક છે. એમાં બતાવેલા નિયમોના પાલનથી પોતે ઘણા રોગોમાંથી બચી ભાવી બાળકની તંદુરસ્તી બગડતી અટકાવી શકશે.

કેટલાક ચોંકાવનારા આંકડાઓ ઉપરથી સ્ત્રીઓનાં શરીરની ભયાનક દુર્દશાનો ખ્યાલ આવી શકે છે.

"આપણી માતાઓ સુવાવડના ખાટલામાં દર હજારે આડત્રીશ ને દર કલાકે ત્રણ મરે છે." પૃ. ૬૦

પ્રસૂતિના દર્દ સિવાય બીજાં દર્દો કેવડો મોટો ભોગ લેતાં હશે એ વિચારવા જેવું છે.

આમાંથી બચવાનો તદ્દન સહેલો અને સસ્તો નૈસર્ગિક ઉપાય બતાવ્યો છે. તે જ જો શરૂ કરીએ તોપણ કેટલો નાશ અટકાવી શકાય ? "પૂરતો (સંપૂર્ણ પોષણકારક તત્ત્વોથી ભરપૂર પ્રાણતત્ત્વદાયક) ખોરાક, હવા, ઉજાસ, પ્રસન્નતા, અને સર્જનાનંદ, સ્નેહ, આનંદ અને આરામ મળ્યો એટલે સઘળું આવી ગયું."

ખોરાક, પોષણ અને પ્રજનન વિષયમાં પણ ઠીક અજવાળું પાડ્યું છે.

"જે માતાના લોહીમાં અમ્લતા—ખટાશ—(એસીડીટી)નો ભાગ વિશેષ હોય છે તેને છોકરીઓ અવતરે છે અને એ અમ્લતા ટળી—પ્રતિઅમ્લતા—અલ્કલતા આવ્યે છોકરાઓ જન્મે છે એમ વિજ્ઞાને હમણાં જ શોધ્યું છે. આપણી માતાઓના ખોરાકમાં દૂધ, છાશ, લીંબુ, લીલી ભાજી, ફળ, શાક, મેવો વગેરે કંઇક અંશેય ઉમેરાય તો અમ્લતાનો દોષ ટળે." **પાનું ૫૩.**

આપણા ખોરાકમાં અમ્લત્વ વધારનાર ચીજોનો વપરાશ ઘણો થાય છે એને પરિણામે તો સમાજમાં પહેલાં કરતાં કન્યાપ્રસવનું પ્રમાણ નહિ વધ્યું હોય ?

ખોરાક અને પોષણના સંબંધમાં પણ સાદી અને જાણવા જેવી હકીકત આપેલી છે.

"ઈંટ, માટી, કોલસો, ભૂતડો વગેરે ખાવા સ્ત્રીઓ લલચાય છે. આ એમને ફળ, ફૂલ, શાકભાજી, દૂધ કે છાશ વગેરેના અભાવે પૂરતા ને જોઇતા ચેતન-ક્ષારો (Organic salts) નથી મળતા એમ સૂચવે છે." **પાનું ૮૧.**

માટી ખાવાથી થયેલો પાંડુ ટાળવા માટે મંડૂર કે બોદાર જેવી દવાઓ ખાવા કરતાં ખોરાકનું પરિવર્તન કરવાની ખાસ જરૂર હોય છે.

પુસ્તક એકદમ સરસ હોવા છતાં જરૂરી વિષયો બહુ જ ટૂંકાણમાં હોવાથી અપૂર્ણતા લાગ્યા વગર રહેતી નથી. ક્યાંક ક્યાંક તો અસ્પષ્ટ ભાષાદોષને લીધે ગોટાળામાં પણ પડી જવાય છે. દાખલા તરીકે પાનું ૧૦૪: 'થોરના ડીંડલામાંથી બાલામૃત બને છે એ કરે છે' કયો થોર ? અને ડીંડલું કે ફીડલું (ફીડલું)? પુસ્તક બહુ જ ઉતાવળે લખાયું હોય એમ ભાસે છે. ફરી તપાસી આવા અસ્પષ્ટતા, પુનરુક્તિ અને વિષયોની અસંગતિ વગેરે દોષો ટાળી નાંખવા જોઈએ.

પણ લેખક સાનમાં સમજાવે છે માટે એમ બન્યું હશે ? ભવિષ્યના કથનમાં વધારે વિગતથી સમજાવશે એવી આશા રાખીએ.

રોગનિવારણ માટે આપેલા પ્રયોગો પણ છૂટાછવાયા છે, એટલું જ નહિ પણ ખાસ જરૂરી એવું દવા દેવાનું પ્રમાણ—માત્રા—ડોઝ પણ લખ્યું નથી. ૧૦૪મે પાને 'શિશુસુધા.' બાળકની ઉમર પરત્વે કેટલું આપવું ? વળી તેમાં પડતાં ટંકણ, ધાપાણ વગેરે ફુલાવીને શુદ્ધ કર્યા પછી વાપરવું જોઈએ એ સમજ પણ આપી નથી.

બાલચાતુર્ભદ્ર અને પંચભદ્ર બંને એક જ કે જુદાં જુદાં ? પચભદ્રનો પ્રયોગ આપ્યો છે ત્યારે ચાતુર્ભદ્ર રહી ગયું છે. આવા ગોટાળા તો ઘણા માલૂમ પડે છે.

બાલચાતુર્ભદ્રચૂર્ણ જેવી અત્યુપયોગી ગુણકારી અને સાદી દવાનું ફક્ત નામ જ આપ્યું છે, પરંતુ એનો નુસખો લખ્યો નથી. નહિ તો ઘણાં બાળકોના તાવ, ઉધરસ, ઝાડા વગેરે રોગો ઘરે બેઠાં એના સેવનથી મટાડી શકાય એવો તે સાદો સસ્તો અને ચમત્કારિક પ્રયોગ છે.

૫૦મે પાને સ્ત્રીઓનાં શ્વેતપ્રદર, રક્તપ્રદર, પીડિતાર્તવ વગેરે દર્દોના ઉપાય તરીકે ખેર,

અશોક, કુંવાર, લોદર, આસંધ, કેસર ( નાગ કેસર ?) હરડે એવી ઔષધિઓનો ફક્ત ઉલ્લેખ જ કરેલો છે. એના સાદા અને સસ્તા ઘણા ઘરગથ્થુ પ્રયોગો બતાવી શકાત.

એમાંથી બનતી પેટંટ દવાઓ તો ગરીબ સમાજને મોંઘી પડે.

સ્ત્રીઓ અને બાળકોના સર્વસાધારણ રોગોના નિવારણ માટે વૈદ્ય શ્રી. અમૃતલાલ પટ્ટણીકૃત 'સ્ત્રી-રોગચિકિત્સા', શાસ્ત્રી શ્રી. દુર્ગાશંકર કૃત 'બાળકોનો વૈદ્ય,' અને વૈદ્ય શ્રી. બાપાલાલ કૃત 'ઘરગથ્થુ વૈદક' એ પુસ્તકો સરલ અને સુબોધ શૈલીએ જણાવ્યાં છે એનું અનુસરણ કરવું જોઈએ, તો જ સામાન્ય જનવર્ગ એનો બરાબર લાભ ઉઠાવી શકે.

સ્ત્રીઓના ગર્ભાશય અને યોનિમાર્ગના રોગોને માટે કેટલાક નૈસર્ગિક ઉપાયો પણ બતાવેલા છે. ઉપરાંત 'આર્તવામૃત' તથા ગુહ્યભાગમાં વાપરવા માટે પોટલી ઇત્યાદિ આયુર્વેદિક સફળ ઉપચારો પણ આપેલા છે.

ડુશ–યોનિમાર્જન કરવાની પણ ભલામણ કરી છે. એમાં વાપરવા માટે બનાવેલ મોરથૂથુ જેવી ઝેરી દવાનું બે આનીભાર પ્રમાણ ઘણું વધારે ગણાય. જસતનાં ફૂલ ( ઝીંક સલ્ફેઈટ ? ) અર્ધો તોલો અઢી શેર પાણીમાં નાંખી શકાય ? કે તેથી ઓછું ? આ બધી પ્રક્રિયામાં જો પ્રમાણ અને વિશુદ્ધિકરણ ન જળવાય તો નુકસાન થવા સંભવ છે. આ વિધિ એના જાણકારને હાથે જ થવી જોઈએ.

પાનું ૧૦૨ 'ધાપાણ (ચિરોડી)' એમ કહ્યું છે એ બરાબર નથી, એ બંને વસ્તુઓ જુદી છે. ધાપાણનું બીજું નામ ગૌદંતી અથવા 'જીપ્સમ' છે. અને આયુર્વેદિક મતાનુસાર તે ગંધકનો ઉપરસ છે.

દવાઓના પ્રયોગો વિગતથી સમજાય તેવી રીતે આપવા જોઈએ, નહિ તો હાનિ થવાનો સંભવ રહે છે. એમ કરીને પણ કહેવાનું પ્રાપ્ત થાય છે.

અલબત્ત પરિશિષ્ટમાં બીજા થોડાએક સાદા પ્રયોગો બતાવ્યા છે અને જરૂરી વિગત લેખકને પુછાવી જોવાનું પણ કહ્યું છે.

આ ચોપડીમાં દરેક પ્રકરણમાંથી જીવનમાં ઉપયોગી અને જરૂરી કાંઈ ને કાંઈ જ્ઞાન અવશ્ય મળી રહે એમ છે.

પરંતુ સંકલના બરાબર વ્યવસ્થિત નથી. વિષયોની અસંબદ્ધતા અને પુનરુક્તિદોષ ખૂંચે એવાં છે. શૈલી તેમ જ ભાષા સરલ, રસિક અને સુગમ નથી, પણ કિલષ્ટ છે. આવાં પુસ્તકો મધ્યમ કોટિના અને અલ્પ-શિક્ષિત વાચકવર્ગને લક્ષમાં રાખીને રોચક, સહેલી અને સાદી ભાષામાં તથા શૈલીમાં લખાવાં જોઈએ.

હવે પછીના મણકાઓમાં લેખક આ વાત ધ્યાનમાં રાખશે ? ખરી રીતે તો લેખનવ્યવસાયમાં એના પુનઃ પુનઃ અભ્યાસથી સાહિત્યની સેવાદ્વારા તપ અને સાધના એ બેના પુરુષાર્થ વડે પરિણામે કલમમાં એની મેળે સિદ્ધિ આવી જાય છે. અસ્તુ.

—જટુભાઈ ન. વૈદ્ય

**કાયાકલ્પવિજ્ઞાન**—લેખક અને પ્રકાશક વૈદ્ય રવિશંકર જેટાશંકર ત્રિવેદી. તંત્રી વૈદ્યકલ્પતરુ અમદાવાદ. કિં. ૧—૮—૦

પંડિત મદનમોહન માલવીયજીના કાયાકલ્પના પ્રયોગથી ભાગ્યે જ કોઈ અજાણ હશે. એમના પ્રયોગ પછી વૈદ્યોનું તેમ જ જનતાનું ધ્યાન આવા પ્રયોગો ઉપર દોરાયું. વૈદ્યોએ તો સંશોધન કરી અને જનતા સમક્ષ આવા પ્રયોગો રજૂ કરવા જોઈએ એવી ધારણાથી આ પુસ્તક લખાયું હોય તેમ જણાય છે.

કાયાકલ્પ એટલે શરીરની નવેસરથી રચના અથવા તો તેનો જીર્ણોદ્ધાર. આ વિષયમાં આયુર્વેદનાં પ્રાચીન પુસ્તકોમાં ખૂબ વિચારાયું છે, અનેક મહત્ત્વના પ્રયોગો તેમાંથી તારવી કાઢી આ પુસ્તકમાં પ્રગટ કર્યા છે. ચ્યવન જેવા ઋષિઓને આવી દવાઓથી પુનઃયૌવન પ્રાપ્ત થયું હતું એ ઉપરથી એ દવાનું નામ પણ ચ્યવનપ્રાશ પડ્યું. હાલ પણ તે દવા બજારમાં મળે છે, પણ પંચકર્મ અને કૂટિપ્રવેશ કે વાતાતપિક વિધિ–જે બંને વિધિ બહુ જરૂરના છે તે–કર્યા પહેલાં કાયાકલ્પનો કોઈ પણ પ્રયોગ સિદ્ધ થઈ શકે તેમ નથી. પંડિત માલવીયાજીએ કાયાકલ્પ કર્યા બાદ પોતાના

નિવેદનમાં ચોખ્ખું બહાર પાડ્યું છે કે પંચકર્મનો વિધિ ન થઈ શક્યો એથી જોઈએ તેવો ફાયદો નથી થયો. એ નિવેદન વાંચવા જેવું છે. તે આ પુસ્તકમાં પાછળ આપેલું છે.

આવા ધમાલિયા જમાનામાં પણ આપણી સામે આવી પડેલી અનેક વિદેશી મનમોહક પદ્ધતિઓથી નહિ અંજાતાં આવા કાયાકલ્પના પ્રયોગો કરી જોવાની ફુરસદ લેવી ઘટે છે, જેથી આપણા પોતાના ઘરમાં જ શું શું પડ્યું છે તેની સમજણ પડે.

આ વસ્તુ આ પુસ્તકમાં બહુ સારી રીતે રજૂ થયેલી છે.

—વલ્લભરામ વધ

**અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો:**—વ્યાખ્યાતા—પ્રો. રામનારાયણ વિ. પાઠક. પ્રકાશક—મુંબઈ યુનિવર્સિટી કિંમત રૂ. ૧-૪-૦

ગુજરાતી સાહિત્યનું વિવેચન ઘણું ઓછું થયું છે એમ કહીએ તો તે અસત્ય નથી. અને તેમાંયે કાવ્ય-શાસ્ત્રપર તો આંગળીએ ગણાવીએ તેટલા વિદ્વાનોએ પ્રકાશ પાડ્યો છે. તેનું કારણ એ વિષયની ગહનતા અને અભ્યાસની અપેક્ષા પણ હોઈ શકે. સૌ પહેલાં સ્વ. રમણભાઈએ ‘કાવ્ય એટલે શું?’ની ચર્ચા કરેલી. પણ તેમનું સારુંયે વિવેચન અને દૃષ્ટિ અંગ્રેજી વિવેચન-સાહિત્યના અભ્યાસનું પરિણામ છે. પ્રો. પાઠક કહે છે તેમઃ ‘એમની વિવેચનપ્રેરણા સંસ્કૃતકાવ્ય-શાસ્ત્રના પરિશીલનમાંથી ઉદ્ભવી નહોતી.’

તે પછી સમર્થ વિવેચક નરસિંહરાવભાઈ આવ્યા. તેમનો અંગ્રેજીનો તેમ જ સંસ્કૃત સાહિત્યનો સારો અભ્યાસ હતો. તેમ જ મનન અને ચિંતનને લીધે તેમણે કાવ્યશાસ્ત્રપર સારો પ્રકાશ પાડ્યો છે. તેમના વિવેચનમાં આપણને સંસ્કૃત અવતરણો પણ દેખાશે.

આજે તો એ બે વિદ્વાનો આપણી સાથે નથી. ગઈ પેઢીના વિવેચકોમાં આજે તો શ્રી. આનંદશંકર ધ્રુવ, પ્રો. બ. ક. ઠાકોર અને તે પેઢીના છેલ્લા પ્રતિનિધિ પ્રો. પાઠકને ગણાવી શકાય. તેઓએ કાવ્યશાસ્ત્રની સારી એવી ચર્ચા કરી છે અને કર્યે જાય છે. ‘અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો’ એ પ્રો. પાઠકના અભ્યાસનો અને ચિંતનનો પરિપાક. કાવ્યશાસ્ત્રનાં જે થોડાં જ પુસ્તકો આપણી ભાષામાં છે તેમાં આ પુસ્તક કિંમતી ફાળો આપશે.

કાવ્યોનો સ્રોત તો આદિ માનવની સાથે અખાવિત-પણે વહેતો આવ્યો છે. કોઈકવાર તેમાં ભરતી આવી છે ને કોઈકવાર ઓટ પણ દેખાઈ છે. પણ પ્રવાહ તો આજ સુધી અટક્યો નથી. ‘રસતરસ્યાં બાળ’ એ વહેણમાં પોતાની તૃષા તૃપ્ત કરતાં આવ્યાં છે. ચાલો આપણે ‘અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો’ જોઈએ.

આજની કવિતાના ઘડતરમાં કયાં કયાં બળો કામ કરી રહ્યાં છે તે જોઈએ. પ્રો. પાઠકે તેમનાં ભાષણોનો વિષય પણ ઘણો જ રસિક લીધો છે. તેના કરતાં તેમણે વિષયને ઘણો રસિક પણ બનાવ્યો છે. કાવ્યશાસ્ત્ર જેવા વિષયને વિશદ કરવા, વાચકને પોતાનાં મંતવ્યો સાથે એકમત કરવા, અને કંઈક નવીન પ્રકાશ પાડવા માટે લેખક પાસે શિષ્ટ ભાષા જોઈએ તથા પ્રતિભા પણ જોઈએ. જેમ જેમ આપણે વહેણો જોતા જઈશું તેમ તેમ આપણને તેમની પ્રતિભાની પ્રતીતિ થશે.

આ વહેણોની ગતિ અને ઊંડાણ તપાસવા માટે આપણે પહેલાં પ્રો. પાઠકના માનસનો થોડોક પરિચય કરી લઈએ. તેમનો સ્વભાવ ચિંતનશીલ છે અને સતત ચિંતનને લીધે તે મૌલિક કૃતિઓ આપી શકે છે. એમની સામે કોઈ પણ વિચાર કે સિદ્ધાંત આવે તેને તેઓ ચિંતનની ભઠ્ઠીમાં ગાળ્યા વગર પોતાનો કરી લેતા નથી. એ ભઠ્ઠીમાં તવાઈ આવેલો વિચાર પછી તેમનો પોતાનો થઈ જાય છે. એટલે તેઓ બીજાના વિચારો પોતાની છાપ લગાવ્યા વગર પોતાના કરી લેતા નથી. જેમ તેઓ ચિંતનશીલ છે તેમ સારા એવા અભ્યાસી છે. તેમનો પ્રિય વિષય તે કાવ્યશાસ્ત્ર. તેના પર તેમણે ઘણું વાંચ્યું છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્ર અને અંગ્રેજી વિવેચનસાહિત્ય તેમણે પચાવ્યાં છે. તેમને અંગ્રેજી વિવેચનસાહિત્ય કરતાં સંસ્કૃત વિવેચન-

સાહિત્ય પ્રત્યે અનુરાગ છે અને એટલે તે વારંવાર તેનું પરિશીલન કરે છે.

તેમનાં ભાષણમાં પણ તે કહે છે તેમ આધુનિક લેખકો સંસ્કૃત સાહિત્યની ઉપેક્ષા કરે છે. પણ તે ઠીક નથી. તેના અભ્યાસથી આપણા સાહિત્યમાં નવો પ્રકાશ પડે છે. અભ્યાસીઓ જાણતા હશે કે કવિશ્રી ન્હાનાલાલની ઘણીખરી કલ્પનાઓ અને ભવ્યતા ઉપનિષદ્ અને ગીતાને આભારી છે. પ્રો. પાઠક જે ભય બતાવે છે કે 'પૂર્વગ્રહથી પ્રાચીન કાવ્યો નહિ વાંચીએ તો કાવ્યપ્રવૃત્તિના વિકાસને કુંઠિત કરીશું.' અને તેને અસત્ય કેમ કેરવી શકાય ?

જ્યારે અંગ્રેજી સાહિત્યનાં પગરણ મંડાતાં હતાં ત્યારે આપણું કાવ્યશાસ્ત્ર તો ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. વર્ષો પહેલાં લખાયેલું એ શાસ્ત્ર આજે પણ એટલું જ સત્ય છે. તેનાં વિધાનો અત્યારે સૌ કોઈ વિના સંકોચે સ્વીકારે છે. અને અંગ્રેજી સાહિત્યમાં પણ એવાં જ મળતાં જ વિધાનો મળી આવ્યાં છે. આવાં કેટલાંક વિધાનો પ્રો. પાઠકે તેમના 'કાવ્યની શક્તિ'વાળા ભાષણમાં બતાવ્યાં છે. તે પોતે જ કહે છે ને 'મને અર્વાચીન પ્રાચીન સરખાવવામાં એક પ્રકારનો આનંદ આવે છે એટલે એમ કરું છું.'

આટલા પરિચય પછી પેલાં વહેણો તરફ દૃષ્ટિ ફેરવીએ, તેનાં દર્શન કરીએ, બારીકાઈથી તેના વળાંક જોઈએ, ખડકો હોય તો તે જોઈએ, ઘૂમરી દેખાય તો તે પણ નિહાળીએ અને તેના રસનું પાન કરીએ.

સૌથી પહેલા વ્યાખ્યાનમાં તેઓ કાવ્યને ઘડતાં સામાન્ય ઐતિહાસિક બળો દેખાડે છે. સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે. અને જીવનમાં જે જે પરિવર્તનો થાય છે તેનું પ્રતિબિંબ સાહિત્યમાં હરગિજ પડે છે. અંગ્રેજો આવ્યા તે જ અરસામાં અર્વાચીન યુગ શરૂ થયો. અને તેમની અસરને લઈને જ નર્મદે અને દલપતે સુધારાનો સાર સંભળાવવાનું શરૂ કર્યું. એટલે અર્વાચીન યુગની કવિતાના વિષયો બદલાયા. સૌથી પહેલાં પ્રકૃતિકાવ્યો, ચિંતનકાવ્યો અને આત્મલક્ષી કાવ્યો આ યુગમાં દેખાયાં. ગદ્યનું ખેડાણ આ યુગમાં શરૂ થયું. અને જેમ કાવ્યનું વસ્તુ બદલાયું તેમ તેનો આકાર પણ બદલાયો. Matter and Form સાથે જ રહે છે તેનો આ જ્વલંત પુરાવો છે. નવા વિચારો આવ્યા તેમ નવા શબ્દો પણ આવ્યા. આ વસ્તુ પ્રો. પાઠક એક સાદો દાખલો આપી સ્પષ્ટ કરે છે. 'માણસનું શરીર બદલાય તેમ તેને પહેરાવવાનાં કપડાંનો આકાર, તેનાં માપ વગેરે બદલવાં પડે, તેમ અનુભવ બદલાય, તે પ્રમાણે તે અનુભવને પ્રગટ કરવાનું બાહ્યસ્વરૂપ બદલાવવું જ પડે.'

પ્રો. પાઠકે ભાષણોના ક્રમ કાવ્યના વિકાસ પ્રમાણે બરાબર સાચવ્યા છે. બીજું ભાષણ તે 'ભાષા, છન્દ, પ્રાસ'. આમાં ક્યાં ક્યાં ફેરફાર થયા તે બતાવ્યા પછી તેઓ 'અલંકાર : રીતિ' પર બોલે છે. અને પોતે જ કહે છે તેમ 'હું કાવ્યના બાહ્યથી ધીમે ધીમે અંદર પ્રવેશ કરતો જાઉં છું.' અને ત્રણ ભાષણો પછી તેઓ 'વિચાર અને લાગણી' પર બોલે છે, અને છેવટે 'કાવ્યના પ્રકારો' બતાવી 'ઉપસંહાર' કરે છે.

આ વ્યાખ્યાનો વાંચતાં આપણને એમ લાગે છે કે જાણે આપણે પોતે એ વહેણમાં તણાઈએ છીએ. ક્યાંક ઘૂમરી આવતાં અટવાઈએ છીએ અને ખડક આવતાં વિચાર કરવા થોભીએ છીએ. આ વ્યાખ્યાનોની ભાષા એવી જોરદાર અને વેગવંતી છે કે આપણે ન-છૂટકે પણ તેની સાથે ઘસડાવું પડે. કવિતાના અભ્યાસીઓ આમાં એક નવલકથા જેટલો જ રસ માણી શકશે. એક ભાષણ પૂરું કર્યા પછી બીજું વાંચવાનું મન થયા જ કરે છે અને છેવટે આખુંયે પુસ્તક પૂરું કર્યા વગર એ આપણને છોડતું નથી. આમાં પ્રો. પાઠકની કસાયેલી અને ઘડાયેલી ભાષાશૈલીની ખૂબી છે. પોતાના વિચારો વાચકના મનમાં સંક્રમણ કરવા તે પણ કલા છે. તેઓ કહે છે: 'કલાકારના ચિત્તમાંથી ભાવકના ચિત્તમાં થતું ભાવનું અશેષ સંક્રમણ એ જ કલાની સફળતા છે.' આવી જ સફળતા આ ભાષણોમાં પ્રો. પાઠકને મળી છે એમ આપણે વિના સંકોચે કહી શકીએ.

આ પાંચે ભાષણોમાં તેઓએ જુદા જુદા કવિઓનાં જુદાં જુદાં કાવ્યોનાં દૃષ્ટાંતો આપ્યાં છે અને એ રીતે તેમનાં કથનો સ્પષ્ટ કર્યાં છે. જો કે આમાં અર્વાચીન

બધા કવિઓ આવી જતા નથી તે તો તે પોતે જ કબૂલ કરે છે. આપણા માન્ય કવિઓ ક્યાં ક્યાં ભૂલો કરે છે તે તેમણે નિડરપણે બતાવ્યું છે. કવિશ્રી ન્હાનાલાલનાં કાવ્યોમાં દેખાતી અર્થની અસ્પષ્ટતા તેમણે દાખલા આપી બતાવી છે. તેમ જ નરસિંહરાવનાં કાવ્યોમાંથી પણ તેઓ અર્થહીન શબ્દોના ઉપયોગ બતાવે છે. સંસ્કૃતની અસર નીચે કેટલાક કવિઓ સમાસો બનાવે છે, પરંતુ તે ગુજરાતીમાં કેવા બેડોળ અને અર્થને દુર્ઘટ બનાવે છે તે તેમણે દાખલા આપી બતાવ્યું છે. આજના યુવાન કવિઓને ભવ્ય, આંજી નાંખે તેવા શબ્દો વાપરવાનો શોખ વધારે લાગે છે અને એ શબ્દોમાં પોતે જ અંજાઈ જાય છે, ને વિચારતા નથી કે તેમાંથી કયો અર્થ નીકળે છે. તેમની સામે પ્રો. પાઠક લાલ બત્તી ધરે છે.

પ્રો. પાઠક નિડરપણે એમના પૂર્વગામીઓનાં વિધાનોથી અને મંતવ્યોથી જુદા પડે છે. નરસિંહરાવ સંયમના આગ્રહી હતા અને કાવ્યમાં 'સંયમની ખાતર સંયમ' માનતા હતા. આ વિધાનને પાઠક સ્વીકારતા નથી. તેનાં કારણો તેઓ સબળ આપે છે. ન્હાનાલાલ માટે તે કહે છે તે સત્ય લાગે છે: 'ભાવનાને દુનિયાના સ્થૂલ સ્વરૂપ સુધી લઈ જવાની જાણે તેમને સૂઝ છે. ભાવના-ચક્ષુથી આ સ્થૂલ દુનિયા દૂરથી તેમને સુંદર દેખાય છે. તેથી વધારે નિકટ જવા તે નથી ઇચ્છતા, વસ્તુની સોંસરા નથી જવા માગતા.' આ કથન તેમની કોઈ પણ કૃતિ વાંચવાથી સ્પષ્ટ થશે. તેઓ કવિના અપદ્યાગદ્યને એક પ્રકારનું 'રાગબદ્ધ ગદ્ય' જ ગણે છે.

આજના કવિઓને પ્રયોગો કરવા ગમે છે. તેમાં કેટલાક સફળ પણ થયા છે. અનેક પ્રકારના વાદની અસર નીચે સાહિત્યમાં પણ ગમે તે વસ્તુ કાવ્યનો વિષય થઈ શકે એમ મનાયું. પણ આમાં ભય પણ રહેલો છે. ક્ષુલ્લક વિષયનાં કાવ્યો ગાવાં તેમાં કંઈ ખોટું નથી, પણ એવા વિષયમાંથી પણ જીવનનું રહસ્ય તો બતાવું જ જોઈએ. કારણ કે 'જે વસ્તુમાં જેટલું જીવનરહસ્ય તેટલો રસ.' આ વિધાન વાર્તાસાહિત્યને પણ લાગુ પડે છે.

ઉપસંહારમાં વ્યાખ્યાતા આજના કવિઓને ઘણી ઘણી કિંમતી સૂચનાઓ કરે છે. આ પુસ્તક કવિતાના અભ્યાસીઓને આશીર્વાદરૂપ છે, કવિઓને માર્ગદર્શન-રૂપ છે, અને કવિ થવાના કોડ સેવતા યુવાનોને માટે તો માહિતીનો ભંડાર છે. એની અંદર ચર્ચાયેલા વિષયોનું મૂલ્યાંકન વાચકો જ કરે તે જ ઠીક છે. હું તો આને ગુજરાતી કાવ્યસાહિત્યનો અદ્વિતીય ગ્રંથ ગણું છું.

**જીવન અને સાહિત્ય, ભાગ બીજો**–લેખક, રમણલાલ દેસાઈ: પ્રકાશક, આર. આર. શેઠની કંપની: કિંમત રૂ. ૨–૮–૦

આ પુસ્તકમાં સાહિત્યવિષયક લેખો કરતાં બીજા લેખોની સંખ્યા વધારે છે, અને જે છે તેમાંનાં લગભગ બધાં જ ભાષણો. આપણે પહેલાં સાહિત્યવિષયક લેખો જોઈએ.

આ લેખો વાંચતાં આપણને સામાન્ય છાપ એ પડે છે કે લેખક વસ્તુના સોંસરા જતા લાગતા નથી. તેઓ વિષયની સપાટી પર જ ફરતા હોય એમ લાગે છે. છતાં જે કહે છે તે નવીન વિદ્યાર્થીને આકર્ષે તેવું છે. બધામાં 'રંગભૂમિ'વાળો લેખ અભ્યાસપૂર્ણ લાગે છે. રંગભૂમિ પરિષદ્‌ના પ્રમુખપદે આપેલું એ ભાષણ છે. સંસ્કૃત નાટકશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય એમ લાગે છે. તેમાં પ્રદર્શિત થયેલી હકીકતો તેમના અભ્યાસની પ્રતીતિ કરાવે છે. પ્રાચીન રંગભૂમિ વિષે તેમણે સુંદર ચિતાર આપ્યો છે અને ભાષણ નિરસ ન થઈ જાય એટલા માટે વચ્ચે વચ્ચે તે હાસ્યનાં છાંટણાં વેરતાં જાય છે. ભવાઈના ગુણદોષદર્શન કરાવતું તેમનું વક્તવ્ય સ્પષ્ટ છે. ભવાઈ સામે તેમણે જે અનુરાગ બતાવ્યો છે તે યોગ્ય છે. ગ્રામ્યજનતાને આનંદ આપનાર આ સંસ્થા ઘણી જૂની છે. તેના તરફ સૂગની દૃષ્ટિએ નહિ પણ સહાનુભૂતિની દૃષ્ટિએ જોવું જોઈએ. અને તેની કીર્તિનાં ઓસરતાં પાણી અને તેનાં કારણો પણ તેમણે બતાવ્યાં છે. તે જ ભાષણમાં તેમણે વર્તમાન રંગભૂમિનો ઇતિહાસ પણ આપ્યો છે. આ રીતે આખુંયે ભાષણ અભ્યાસ માટે ઘણું ઉપયોગી બન્યું છે.

વર્તમાન રંગભૂમિની ખામીઓ પણ તેમણે નિડરપણે બતાવી છે. સાહિત્ય અને રંગભૂમિનો સુમેળ કેમ સધાય તેની પણ ચર્ચા તેમણે કરી છે. આ ભાષણ વાંચ્યા પછી આપણને તેમના જ્ઞાનનો પરિચય થાય છે. ભાષણને રસિક બનાવવાની કલા શ્રી. રમણલાલે સાધ્ય કરી લાગે છે.

સૌથી પહેલો લેખ તે 'સાહિત્ય અને પ્રગતિશીલ પણું'. હમણાં હમણાં આપણે ત્યાં અને બહાર પ્રગતિશીલ સાહિત્યની ચર્ચા ઊપડી છે. આમાં તેની ચર્ચા લંબાણપૂર્વક કરવામાં આવી છે. પ્રગતિ એટલે શું એ સ્પષ્ટ કરવામાં લેખકે ખૂબ પાનાં રોકયાં છે. અને પ્રગતિશીલ સાહિત્ય એટલે શું એની ચર્ચા પણ તેમણે સુંદર રીતે કરી છે. તેમણે પ્રગતિશીલ સાહિત્યના નમૂના પણ બતાવ્યા છે. શ્રમજીવી સાહિત્ય એ કંઈ પ્રગતિશીલ સાહિત્ય નથી એમ તેમણે સ્પષ્ટ કર્યું છે અને જે ભ્રમ હતો તેને દૂર કર્યો છે.

અમુક વિચાર પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી છે તે કોણ નક્કી કરે? એ ગૂંચ તેમણે ઉકેલી નથી. તેમ જ કૃતિ પ્રત્યાઘાતી છે તે તેમણે દૃષ્ટાંત આપી બતાવ્યું હોત તો ઠીક થાત. તેમણે પ્રગતિશીલ સાહિત્યનાં જેમ નામ ચીંધ્યાં તેમ પ્રત્યાઘાતી સાહિત્યનાં પણ ચીંધવાની ઘણી જરૂર હતી. એથી બે વચ્ચેનો ભેદ વિશદ બનત. તેમની આપેલી પ્રગતિશીલ સાહિત્યની વ્યાખ્યા સ્પષ્ટ અને સંપૂર્ણ લાગે છે.

'સાહિત્યનું વાચન આપણને પ્રગતિનાં તત્ત્વો તરફ અભિમુખ કરે, પ્રગતિ સાચવવાનું બળ આપે અને આપણા મનુષ્યત્વને ખીલવે એવો કોઈ ધ્વનિ ઉત્પન્ન કરે તો એવું વસ્તુ પ્રગતિશીલ કહી શકાય.'

બીજો લેખ તે 'નવલકથા.' આમાં નવલકથા શું છે તેની ચર્ચા કરી છે, પણ નવલકથાનો શાસ્ત્રીય વિકાસ બતાવ્યો નથી. તેમ જ નવલકથાનું વસ્તુ કેવું જોઈએ? તેમાં સત્ય કેટલું આવી શકે? નવલકથામાં કલાતત્ત્વ કયું? આ પ્રશ્નો બહુ જ ઓછા ચર્ચાયા હોય એમ લાગે છે. નવલકથાનાં વસ્તુ અને પાત્રોની સારી ચર્ચા કરી દેખાય છે.

'મહાકવિ પ્રેમાનંદ' વાળો લેખ સાવ મોળો લાગે છે. પ્રેમાનંદ મહાકવિ છે એટલું જ બતાવ્યું છે. તેમાં કંઈ જ નવું કહ્યું નથી. પ્રેમાનંદની કલાને પણ સ્પર્શ કર્યો નથી. આખા સંગ્રહમાં આ લેખ સૌથી વિશેષ કાચો લાગે છે–એક વિદ્યાર્થી લખે તેવો લાગે છે.

આ ચાર લેખો પરથી આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે શ્રી. રમણલાલ જો ધ્યાનપૂર્વક અને અભ્યાસ પછી લખે તો 'રંગભૂમિ' જેવા સુંદર લેખો આપી શકે તેમ છે. અતિ વ્યવસાયમાંથી પણ થોડો ફાજલ સમય મેળવી આપણને સાહિત્યવિષયક લેખો આપે એમ ઇચ્છીએ.

આ ભાષણો નીચે તે આપ્યાની તારીખો અને પ્રસંગો લખ્યાં હોત તો ઠીક થાત.

આ સિવાય બીજા લેખો છે ધર્મ પર, પુસ્તકાલય પર અને વ્યાયામ પર. નાગર–એક સમાલોચના ઘણો લાંબો લેખ છે. તેમાં નાગર જ્ઞાતિની વિશિષ્ટતાઓ બતાવી છે. લેખકે જાવા–બાલીની મુસાફરી કરેલી છે, અને તેને વિષે પણ તેમણે અભ્યાસપૂર્ણ લેખ લખ્યો છે. ત્યાંના નૃત્યમાં આર્ય અંશો છે તેમ લેખક બતાવે છે.

આવા વિષયો અનેક દૃષ્ટિથી ચર્ચી શકાય છે. અને રમણલાલ તેમની પ્રવાહી શૈલીમાં તેને ચર્ચે છે. ધીમે ધીમે વસ્તુવિકાસ કરે છે તે ખૂબી ધ્યાનપૂર્વક અવલોકવા જેવી છે. લેખક પૂછે છે કે આશા રાખું છું કે ગુજરાતના કોઈ કોઈ અભ્યાસપ્રિય વાચકોને આ ગ્રંથમાં વાંચવા જેવું મળી શકશે' તેનો જવાબ હું 'હા' માં આપીશ.

**પીતાંબરભાઈ પટેલ**

**અવન્તીનાથ:**—લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ
પ્રકાશક: શ્રી. 'પ્રજાબંધુ' કાર્યાલય, અમદાવાદ.

મધ્યયુગી રાજપૂત ઇતિહાસને એક પીઢ અને અભ્યાસી લેખકને હાથે વાર્તારૂપ મળેલું જોઈને આનંદ થાય છે.

વિદ્વાન લેખકના આ પુસ્તકથી એક બીજો આનંદ એ પ્રકારનો થાય છે કે એમણે પોતાની આ પહેલાંની ઐતિહાસિક નવલ 'કર્મયોગી રાજેશ્વર' કરતાં આનું વસ્તુગઠન વધુ સારી રીતે યોજ્યું છે. આમાંયે એક વસ્તુનો તો અભાવ રહ્યો જ છે–વાર્તાવસ્તુને એક સળંગ દોરો નથી મળ્યો. એ સાચું છે કે ઇતિહાસ એ જીવન છે અને જીવન કાંઈ 'વાર્તા' નથી. જીવન એ અનેક પ્રસંગોની ઘટમાળ છે, એટલે ઐતિહાસિક વાર્તામાં એક જ પ્રસંગ બધા પ્રસંગોને સાંકળી લેતો હોય તેવું બહુધા સંભવિત નથી, છતાં વાર્તાકથન તો એવું માગતું જ હોય છે એટલે વાર્તાના કલાકારે એવું સંયોજન કોઈ રીતે કરવું તો જોઈએ. દાખલા તરીકે આ વાર્તામાં 'વિજ્યા'ના પાત્રને પહેલેથી ભોજના કોઈ પ્રસંગ સાથે વહેવા દીધું હોત (જેમ પાછળથી થાય છે) અને પછી અહીં જે પહેલાં કહ્યું છે તે તેની ભૂતકાળની હકીકત તરીકે રજૂ થાત તો વાર્તા જુદા જુદા પ્રસંગોની હારમાળા બનવાને બદલે એક આખી ઘટના બની જાત. આમ ઉત્તરાર્ધમાં વાર્તા જે જોશ પકડે છે તે જોશ પહેલેથી જ આવત અને વાર્તા ઘણી રસિક બની જાત. બીજી એક વાત આ વાર્તામાં ખૂંચી તે એ કે ભોજ કે જે મુખ્ય પાત્ર છે, જેના મહિમાગાન માટે વાર્તાની રચના થઈ છે, તે પાત્ર બિલકુલ સત્ત્વહીન લાગે છે. દંતકથાએ (અને ઇતિહાસે પણ) ભોજ વિષે જે વાતો પ્રચલિત કરી છે તેમાં ભોજ કીર્તિવંત લાગે છે.

જ્યાં જ્યાં ભોજનાં વચનો તરીકે શબ્દો કે વાક્યો આવ્યાં છે તે બધાં તદ્દન ફિક્કાં લાગે છે. આ માણસ પોતે 'અવન્તીનાથ' થયો નથી પણ એને એવો બનાવવામાં આવ્યો છે (લેખક દ્વારા નહિ પણ ભોજનાં આપ્તજનો દ્વારા.) લાગણીવશ હતો પણ વિવેકદૃષ્ટિવાળો અને હૃદયમાં અનુકંપા રાખનારો હતો એટલે સારા સોબતીઓની સલાહને અનુસરીને એણે કાર્યો કર્યાં અને અવન્તીનો રાજા નહિ પણ લાડીલો બનીને 'અવન્તીનાથ' બન્યો. પણ ભોજ પોતાની મૌલિકતા તો ક્યાંય દેખાડતો જ નથી એટલે કહેવું પડે છે કે એનું પાત્રાલેખન કાચું જ રહ્યું છે.

વાર્તાના જુદા જુદા પ્રસંગોને લઈએ તો તે પ્રસંગો ઘણા સરસ છે. 'ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તઇલિ' એ કહેવત આપણે બહુ વહેતી સાંભળી છે. એવા ભોજ રાજાના જીવનપ્રસંગો ચમત્કૃતિપૂર હોય જ અને અહીં શ્રી. ચુનીલાલ શાહ જેવા વિદ્વાન લેખકને હાથે એ પ્રસંગો આલેખાયેલા હોઈ તેમાં શુદ્ધ ઇતિહાસનું તત્ત્વ ભળતાં તે મનોરંજન સાથે ઇતિહાસની નિર્મળ દૃષ્ટિનું દાન કરે જ. વાર્તામાં ખાસ આકર્ષક તત્ત્વ છે સાધુ નીલપટેશ્વરનું જીવન અને તેના પંથની ચર્ચાઓ. એ ચર્ચાઓ ધર્મ-ચર્ચા હોવા છતાં શુષ્ક નથી, બલ્કે ઘણી રસિક થઈ છે. સદ્ગત શ્રી. રમણભાઈ નીલકંઠે 'રાઈના પર્વત'માં 'દર્પણ–સંપ્રદાય'નું આપણને દર્શન કરાવ્યું હતું તે કરતાં આ નીલપટ–સંપ્રદાયની ચર્ચા વધુ રોચક લાગે છે.

અને વાર્તા આપણને ક્યાંય પણ ખૂબ ખેંચાણ કરતી હોય તો તેના ઉત્તરાર્ધમાં. વાર્તાનો પ્રવાહ વહે છે, ભાષામાં પણ વધુ જોર આવે છે અને એકે એક ભવ્ય ચિત્રો આપણી દૃષ્ટિ સમક્ષ આવતાં જાય છે ત્યારે આપણે ભોજ પ્રત્યે પક્ષપાત અનુભવીએ છીએ, આપણું હૃદય ઇચ્છવા લાગે છે કે ગુજરાતનો ભીમદેવ પડો, તઇલરાજ ગાંગેય પડો, બધા પડો પણ ભોજ ન પડજો. અને જ્યારે આપણે ત્યાં પહોંચીએ છીએ કે જ્યાં આપણે વાંચીએ છીએ કે ભોજ પડ્યો ત્યારે આપણે હતાશ થઈ જઈએ છીએ. પણ ત્યાં તો તુરત વિજ્યા મિનારા ઉપરથી સાદ પાડે છે: "ના, અવન્તીનાથ નથી પડ્યો" ભીમદેવનો લુચ્ચો મંત્રી પણ કહે છે કે "અવન્તીના રાજા ભોજને આપણે માર્યો છે પણ 'અવન્તીનાથ' તો જીવતો જ છે. અવન્તીના રાજા થવાથી 'અવન્તીનાથ' નથી થવાતું" અને ગાંગો તઇલ પણ અવન્તીને પાડ્યા છતાં કંઈ હાથ કર્યા વિના પાછો પોતાને દેશ જાય છે ત્યારે આપણે હર્ષાશ્રુથી છલકાઈ જઈએ છીએ. 'જે રાજાએ પ્રજાને પ્રેમથી વશ કરી છે તે રાજા અમર છે,' એ વિધાન આગળ વાર્તા પૂરી થાય છે.

વાર્તાગઠનમાં દોષો હોવા છતાં કહી શકીશું કે આ પુસ્તક બહુમૂલ્ય છે.

**અમે પિંજરનાં પંખી.** લે. નીરુ દેસાઈઃ પ્રકાશક 'નવી દુનિયા' કાર્યાલય, અમદાવાદ.

જેલજીવનનાં આપણી ભાષામાં જે કેટલાંક પુસ્તકો પ્રગટ થયાં છે તે સૌ કરતાં આ પુસ્તક એક ડગલું આગળ જાય છે, એટલે કે જેલમાં કેદીનું જીવન અને જેલની બહાર નીકળ્યા પછી કેદીઓને આશ્રય આપવા માટેની સોસાયટીમાંના 'કેદી'નું જીવન અહીં આલેખ્યું છે. જોકે વાર્તાલેખનનો આ મુખ્ય હેતુ હોય તેમ લાગતું નથી, હેતુ તો એવો દેખાય છે કે ગરીબોનાં નસીબમાં હમેશાં જેલ છે, એક વખત જેલમાં જઈ આવેલાને નસીબે હમેશાં જેલ જ રહે છે, ન્યાય માટે લડતા માણસને નસીબે જેલ જ છે. અને આ હેતુ-નિરૂપણ બહુ સુંદર રીતે વાર્તામાં રજૂ થયેલ છે છતાં જેલના અને સોસાયટીના કેદીનું જીવન એટલું આબેહૂબ અને ચાતુરીથી આલેખાયેલ છે કે એ જ લાંબો વખત આપણી સામે રહે છે 'કેદી સહાયક સોસાયટી'ના 'કેદી'નું જીવન તો આપણને નવું જ વાંચવા મળે છે.

પુસ્તકમાં દોષ તો છે, અને બહુ ધ્યાન ખેંચે એવો એક દોષ છે તે ભાષાની એકસૂત્રતા નથી તે છે. વાતાવરણને અનુસરતી જેવી જેવી ભાષા જ્યાં જ્યાં જોઈએ તે બધામાં લેખક સફળ નથી થયા.

**શોભા** :—લેખક ઈન્દ્ર વસાવડાઃ પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ.

એક ગુજરાતી પ્રકાશકે (ભારતી સાહિત્ય સંઘે) હિંદીમાં 'શોભા' પ્રગટ કરેલ, બીજા ગુજરાતી પ્રકાશક (નવચેતન સાહિત્ય મંદિર) એ જ 'શોભા'ને ગુજરાતીમાં પ્રગટ કરે છે. હિંદી 'શોભા'ના ગુજરાતી લેખકે જ ગુજરાતીમાં 'શોભા'નો અનુવાદ કર્યો છે એ વિશેષમાં.

હિંદીમાં 'શોભા' પ્રગટ થઈ ત્યારે એનાં ખૂબ વખાણ થયેલાં, એના દોષો પણ બોલાયેલા. ગુજરાતીમાં પણ એ જ સ્થિતિ રહે તે દેખીતું છે. આશા તો હતી કે ગુજરાતી શોભા પોતાના વેશમાં કંઈક મહારાઈને આવશે, પણ તેમ થયું નથી. શોભા સુંદર ચિત્રાંકનોથી ભરેલ છે પણ તે સમગ્ર રીતે એક ચિત્ર નથી. કરુણા અને નીલાના પ્રસંગોને બહુ જગ્યા રોકતા અટકાવી શકાત. કારણ કે 'શોભા' વસ્તુ સાથે એને કંઈ લાગતું વળગતું નથી દેખાતું. અને રાધા મિશ્રાણીના પ્રસંગ છે તે જરા વિકસાવી શકાત કે જે શોભા પાત્રનું જ એક ભાવિ ચિત્રણ બનત. વળી શોભા પાત્ર બહુ મોડું મોડું વાર્તામાં દાખલ થાય છે અને દાખલ થયા પછી પણ શરમાતું શરમાતું જ બહાર ડોકાય છે. કેટલીક વાર તો તે બહાર જ આવતું નથી, તે ત્યાં સુધી કે આપણને તેથી જરા માઠું લાગી જાય. શોભા છેલ્લે જેવી ઝળકે છે તેવી જ પહેલાં અને વચ્ચે પણ ચમકતી હોત તો વાર્તા ખરેખર અનુપમ બની જાત. ઈન્દ્ર વસાવડા પોતાની સંવાદશૈલીથી પાત્રોને બહુ સરસ બનાવી શકે છે. વિનોદનું પાત્ર તો આપણી ઘણી અનુકંપાને ખેંચી જાય છે. વાર્તાનાયક અનિલ ખરેખર અદ્‌ભુત છે. રાધા મિશ્રાણી સહેજવાર જ આવે છે પણ કેવી ગંભીર છાપ પાડી જાય છે! આવી સુંદર પાત્રાલેખનકલાને શ્રી. વસાવડાએ એક સુગઠિત વાર્તામાં યોજીને ગુજરાતીને એક બહુમૂલ્ય નવલસર્જન આપવું ઘટે.

કેટલાક કહે છે કે શ્રી. વસાવડાએ શોભાને આગળ વધારવી જોઈએ. મારું મન તેમ કહેવા માનતું નથી. કરુણા, નીલા અને એ બધાંને 'શોભા' વસ્તુ સાથે શી નિસ્બત છે? અરુણા અને નીલાની વાત લંબાવવી હોય તો જુદું જ વસ્તુ લઈને વધારાય તો ઠીક, પણ એને એમ ન કહેજો કે એ શોભાનો વિસ્તાર છે. શોભા એમનાથી બહુ જુદી છે. કેટલાક એમ કહે છે કે શ્રી. વસાવડાએ પહેલાં ગુજરાતીમાં લખવું જોઈએ, હિંદીમાં નહિ. મારું મન એ વાત સાથે પણ પોતાના સૂર પુરાવવા રાજી નથી. ગુજરાતી તરીકેની આપણી અસ્મિતા એમ કહેવા લલચાવે ખરી, પણ એ તો મિથ્યાભિમાન છે. શ્રી. ઈંદ્ર વસાવડા હિંદીમાં જ સારું લખશે. એમની ગુજરાતી ટૂંકી વાર્તાઓ હમણાં હમણાં જ વાંચવા મળે છે અને આ અનુવાદમાં ક્યાંક મૌલિક ગુજરાતી જોવા મળે છે તે પરથી લાગ્યું છે કે શ્રી. વસાવડા એમ

કરીને ગુજરાતીને વિકસાવી શકતા નથી. જે વ્યક્તિ જે ભાષામાં પોતાને પૂરી રીતે વ્યક્ત કરી શકતી હોય તેણે તેમાં જ વ્યક્ત થવું યથાર્થ છે. બીજાઓ એના વ્યક્તવ્યને અનુવાદિત કરીને બીજે ભલે ફેલાવે.

'શોભા'ના આ ગુજરાતી અનુવાદ વિષે કહેવાનું કે અનુવાદ મીઠો લાગે છે. હિંદી **शोभा**માં જે ભાવ અનુભવેલો તે આમાં પણ અનુભવવા મળ્યો છે. પરંતુ આમાં બે મોટા દોષો રહી ગયા છે. ક્યાંક મૌલિક ગુજરાતી છાંટ આવી ગઈ છે, તે પ્રવાહથી જરા અતડી લાગે છે અને બીજું ઘણે ઠેકાણે મૂળ હિંદી શબ્દો અને વાક્યો જેમનાં તેમ રહેવા દીધાં છે તે અકળામણ કરાવનારાં લાગ્યાં છે. કેટલાય હિંદી શબ્દો (અસંખ્ય કહી શકાય, કારણે કે તેની સંખ્યા ગણતાં ઘણો કંટાળો આવે તેવડી મોટી એ સંખ્યા છે) જેનાં ગુજરાતી રૂપ સળંગ વાચનમાં જ મૂકવાં જોઈતાં હતાં (કારણ કે હિંદી શબ્દો ગુજરાતી સાથે જરાય ભળતા નથી) તેમને ફૂટનોટમાં ગુજરાતી અર્થ આપીને સમજાવવા પડ્યા છે, છતાંય 'કિબલે' (મહેરબાન) અને બીજા બે એક શબ્દોના અર્થ તો અપાયા જ નથી. આ શબ્દો સામાન્ય વાંચક તો શું પણ ઠીક ઠીક હિંદી જાણનારે પણ સમજવા માટે શબ્દકોશમાં શોધવા પડે.

આ વિચારને અંતે કહેવાનું મન થાય છે કે શ્રી. વસાવડા ગુજરાતીમાં લખે તો પોતે જે એક વિશિષ્ટ શૈલી ઉપર પ્રભુત્વ મેળવ્યું છે તેને જાળવી રાખીને, અને છતાંય હિંદી શબ્દોના મારા વિના લખે તો ગુજરાતી ભાષાની તેઓ વધુ સારી સેવા કરી શકે.

**हंस** (હિંદી માસિક-પત્ર)નો રેખાચિત્રાંક—ક્રાઉન આઠ પેજી સાઈઝ, પૃષ્ઠસંખ્યા ૧૬૦, કિંમત રૂપિયો એક.

હિંદના આંતરપ્રાંતીય સાહિત્યને હિંદી દ્વારા હિંદભરમાં ફેલાવતાં આ બહુમૂલ્ય માસિકનો આ રેખાચિત્રાંક પણ બહુમૂલ્ય છે. જરા પણ અતિશયોક્તિ વિના કહી શકાય કે આ ખાસ અંક પ્રગટ કરીને **हंसे** હિંદના સાહિત્યજગત ઉપર મહદુપકાર કર્યો છે. તામીલ, કાનડી, મરાઠી, ગુજરાતી, બંગાળી, ઉર્દૂ અને હિંદી આટલી હિંદની પ્રમુખ ભાષાઓની વિશિષ્ટ સાહિત્યિક વ્યક્તિઓનાં રેખાચિત્રો લખાવરાવવાં અને તેના અનુવાદની ગોઠવણ કરાવવી એ કામ ખરેખર ઘણું જટિલ અને કઠિન છે. **हंसे** એ કામ આટલી સરસ રીતે પાર ઉતારીને પોતાની યોગ્યતા અને કાર્યદક્ષતાનો પુરાવો આપ્યો છે. જેમનાં રેખાચિત્રો આપવાં જોઈતાં હતાં તેવી ઘણી વ્યક્તિઓનાં આમાં નથી અપાયાં એ ખરું છે પણ મર્યાદિત પૃષ્ઠસંખ્યાએ એમ ન થવા દીધું હોય તે દેખીતું છે. છતાં આમાં ઘણી વ્યક્તિઓનાં ચરિત્રો આવ્યાં છે કે જેઓ આપણા દેશની મહત્તાનો ખ્યાલ આપે છે. આ ચરિત્રો વાંચતાં આપણને ભાન થાય છે કે કોઈ પણ દેશમાં હોય તેવા વિદ્વાનો આપણા દેશમાં પણ વિપુલ પ્રમાણમાં છે.

જુદી જુદી ૩૮ વ્યક્તિઓનાં જુદી જુદી વ્યક્તિઓને હાથે લખાયેલ રેખાચિત્રો—રેખાચિત્રના વિશિષ્ટ નમૂનાઓ પૂરા પાડી—એ કલાનું સ્પષ્ટ દર્શન કરાવે છે. રેખાચિત્ર-કલા પર એક સ્વતંત્ર લેખ આપી શકાયો હોત તો આ અંકની ઉપયોગિતામાં અગત્યનો ઉમેરો થાત.

આ અંકમાં ૭ ગુજરાતી સાહિત્યિક વ્યક્તિઓનાં રેખાચિત્રો આવ્યાં છે. શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. લીલાવતી મુનશી, શ્રી. ઉમાશંકર જોશી અને કવિ શ્રી. ખબરદાર પૂર્ણ પ્રતિભા સાથે અહીં ચિત્રિત થયાં છે, પરંતુ જણાવતાં દુઃખ થાય છે કે કવિ શ્રી. નાનાલાલ કવિનું રેખાચિત્ર આલેખનાર શ્રી હીરાલાલ ગોદીવાલાએ રેખાચિત્રની વ્યાખ્યાનો દ્રોહ કર્યો છે. કવિશ્રીની કાળી બાજુ જ બતાવીને એમણે ઇતર-પ્રાંતીઓ પાસે ગુજરાતને જ કાળું ચીતરીને બતાવ્યું છે. ઝડપી રેખાઓથી દોરાયેલા ચિત્ર પાછળ ફુરસદે થતા જીવનચરિત્રના રંગચિત્ર કરતાં વિશેષ કલાની જરૂર

પડે છે. જેને રેખાચિત્રની કલા સાધ્ય થઈ નથી તેને હાથે થતો એક જ રેખાનો સહેજ જ ખોટો મરોડ આખા ચિત્રની અસરને બગાડી નાખવાને બસ થઈ પડે છે. રેખાચિત્ર દોરતાં પ્રતીકનું નાક વાંકું હોય તો તે વાંકું જ ચિતરાવું જોઈએ તે તો સૌ કબૂલ કરશે, પરંતુ નાકને વાંકું ચીતરતાં હોઠની સુંદરતા ઢાંકી દેવાની છૂટ નથી. શ્રી. ગોદીવાલાએ કવિશ્રીના રેખાચિત્રમાં આવી છૂટ લીધી દેખાય છે.

'રેખાચિત્ર' એ ગુજરાતી પ્રયોગને હિંદીમાં ચાલુ કરી દેવાની હિંમત બતાવવા માટે પણ હંસને ધન્યવાદ ઘટે છે. આંતરપ્રાંતીય સાહિત્યિકો વિષેનું જ્ઞાન અને રેખાચિત્ર લખવાની જુદી જુદી રીતિઓ જાણવા માટે આ અંક વાંચવો, એટલું નહિ પરંતુ ઘરમાં વસાવવો પણ જોઈએ. ચા.



—સર્વ રોગોનું મનોકલ્પિત મૂળ————[ પાન ૨૬૪ થી ચાલુ ]

પણ વ્યક્તિ, કોઈ પણ વર્ગ ન્યાય કે સત્યને બહાને પોતાના સ્વચ્છંદાચારે સમાજસ્વાસ્થ્ય ન બગાડી શકે. એ સ્વચ્છંદાચાર જ્યાં જ્યાં નજરે ચડે ત્યાં વહેલામાં વહેલી તકે દફનાવી દેવા યોગ્ય છે. વ્યક્તિનું કલ્યાણ સમાજને નિરામય રાખવામાં જ રહેલું છે.

આ જ આપણી નીતિ હોવી ઘટે, અને નહિ કે કામુકતાનો અને એને અનુષંગી વિકૃત વૃત્તિઓનો અનિયંત્રિત વિહાર. એ જ નીતિમાન છે જે સમાજના એક એટમ તરીકેની પોતાની ફરજ પ્રત્યે સદોદિત જાગ્રત રહે છે. સમાજના સમધારણમાં પોતાનો ફાળો આપવાની તૈયારી એ જ વ્યક્તિનું ભૂષણ છે. સમાજને પાછળ રાખી વ્યક્તિત્વને મોખરે આણનારી વ્યક્તિઓ જ નહિ, વર્ગો જ નહિ કે રાજ્યો જ નહિ, પરંતુ મહારાજ્યોનાં મહારાજ્યો ફનાફાતિયા થઈ ચૂકેલ છે. કુદરતને મન વ્યક્તિનું મૂલ્ય કોડી જેટલુંયે નથી. સમગ્ર સમાજનું સમુદ્ધરણ એ જ એનો નિશ્ચિત રાહ છે, ને એ રાહને વધાવી લેવા જેટલો સુસંગઠિત જે સમાજ નથી થયેલો હોતો તેને કચડીને જ એ આગળ વધે છે એ નજરે જોતાં માણસને સમાજથી વિરક્ત બનાવતા, વ્યક્તિગત મોક્ષની પિપૂડી બજાવનારા ધર્મ-ધુરંધરોથી માંડી વ્યક્તિગત સ્વાતંત્ર્યને નામે અનિયંત્રિત સ્વચ્છંદાચારે સમાજને આસક્ત રહી તેનું મૂળ ખોદનારા સૌ કોઈ માનવતાના ગુનેગારો છે, માનવતાની નજરે અનીતિમાનો છે.

નીતિની લગામ ઢીલી પડેલી હોય એવાં યુવક-યુવતીઓ બેશક અનાચારના આ ઝંડા નીચે સહેલાઈથી આવી જશે—એને વધાવીયે લેશે. પરંતુ સામૂહિક શ્રેય જેના મનમાં રહેલું હોય, સમાજના આત્યંતિક વિકાસ પર એથી જન્મતા પ્રત્યાઘાતોથી જે વાકેફ હોય એ તો એ ઝંડા નીચે આગેકૂચ કરવા કરતાં કાદવમાં ખૂંચી રહેવાનું જ પસંદ કરશે. ગુજરાતના યુવાનોમાંથી શુદ્ધિ, સચ્ચારિત્ર્ય ને સત્ત્વશીલતા જો નાસી ન ગયાં હોય તો આથીયે વધુ જડબાતોડ જવાબ આપી પોકળતા પર ઊભી થયેલી દલીલબાજીની એ આખી ઇમારતને તોડી પાડે. *

* ગુજરાતનો ચિંતક વર્ગ આ ઉપયોગી ચર્ચાને આગળ વધારે એવી અમારી વિનંતિ છે. સં.

# ખાકનાં આંસુ

∴

“જિંદગીનું નાવ ભર દરિયે હતું,
“શઠ હતું બેકાર, અંધારું હતું;
“ખલાસી બેદિલ, જિગર દર્દી હતું,
“પણ તું સુકાની, બેફિકર તેથી હતું.

“મુસાફિર ગાફિલ હતા દુનિયા તણા
“સફર કરવા નીકળ્યા સાથે હતા,
“મજલ લાંબી આદરી કરવા અદા
“હતી નાની નાવડી પણ ના તમા.

“હલેસાંઓ હાથમાં,-તાકાત નો’તી
“ચઢ્યો સમદર તુફાને મર્યાદ મૂકી.
“હવા ચાલી જોરની ને નાવ ડોલી,
“છતાં હિંમત એક-સાચો તું ખલાસી.

“હતું સૌ આબાદ,-આ અમ જિંદગાની
“જિગરના આરામ! દુનિયા આ મઝાની
“હતો જેમાં તું-બને તે કેમ ફાની?
“હજારો આફ્ત છતાં ઉલ્ફત અમારી.

“હતું રોશન, હતી મહોબ્બત, હતી દૌલત જહાંભરની
“હતો બસ એક તું તેથી-હતી સૌ ખલ્ક આ મારી.
“હતી શી શી તમન્નાઓ જિગરમાં સંઘરી રાખી—
“ઇબાદતમાં પ્રભુજીની ન મેં એ કહી સુધાં પૂરી.
“ઊઠયાં આંધી તુફાનો સૌ સમાયાં એક તું તેથી
“ફિરસ્તા ઓ! મુરાદો હું તને કહું કેમ સમજાવી?

∴

“પણ એ બધો તો ખેલ માટીનો હતો,
“કુંભારની મનમોજનો જાણે તમાશો.

"તેણે રમાડયાં-રમ્યો તે પણ શોખથી
"રૂઠયો કે તેણે ફગાવ્યું-તોડયું એક નિશાનથી.
"ઇશારો તેનો થયો ને મોતની નોબત બજી-
"(જે) સાંભળી પૂરી ન પૂરી, ખેલ ખત્મ ગયો થઈ:
"જિંદગીના નૂર! તારી સલામી આ આખરી-
"ફૂટયું આ તકદીર, તારી જનેતા આયે મૂઈ.

...

"થયો હાહાકાર અંધારું થયું આ દિન છતે,
"પ્રભો! મારી જિંદગીનો ભાર વા'વું શી રીતે?
"હવે આ ખોળિયું મારું-બન્યું બે નૂર તે લૈ લે
"પનાહ આપી મને તારી હવે આ જિંદગીથી દે.

...

"નાજુક નયન મૂર્તિ હૃદયની હું નિહાળું કયાં તને?
"ખાક તારી પણ હવા થૈ વ્હાવરી ફરતી હવે.
"સૂની મારી ગોદ આ તેમાં હવે બેસીશ શેં?
"ઉલાળીશ હું હાથથી શું-હાથ પણ ખાલી હવે?
ભ્રમણા બધી, ફાંફાં બધાં, ડાહ્યા મને આજે કહે-
"મારે તને બસ ગોતવો, તું કયાં મને મળશે હવે?

"તારું સ્મરણ આ આંસુમાં, એ આંસુ પણ પ્યારાં મને
"એકેક બુંદે યાદ રૂપે તું રહ્યો મુજ પાસ ને.
"તારી નિકટ રે'વા હૃદયમાં હોંસ મેં રાખી હતી,
"તારા જીવનમાં કૈં નવું જોવા ઉમેદ ઘણી હતી,
"પણ ખ્વાબ જેવું એ બધું રાખી વિદાય લઈ લીધી.
"એ ખ્વાબ પણ પ્યારા મને તારી સમીપ જતા લઈ.

"ભાંગ્યાં તૂટયાં તારાં રમકડાં આમ તેમ પડયાં રહ્યાં
"તેમાં તને નીરખી જિગર રડતું હસે, હસતું રડે
"ઇચ્છા ધરું એ તું રહ્યો! માની લઉં: એ તું રમે

"પણ ખ્વાબ હા! એ ખ્વાબ હા! તો ખ્વાબ એ મુજને ગમે.
"તું ખ્વાબ, હુંયે ખ્વાબ, ને મારી જહાંયે ખ્વાબ સૌ +
"મુજ ખ્વાબ કેરી જહાં સર્હી તુજ ખ્વાબ-ખેલ સદા રચું.

---

+ આ ત્રણે પંક્તિઓના ઉમેરા માટે હું શ્રી. સું. ગો. બેટાઈનો ઋણી છું.

"ઓ દિલ ! અગર તું તૂટવા જો ચ્હાય છે તો પડ તૂટી
"પણ જિંદગી છે જ્યાં સુધી ત્યાં બાલ મારું રહો બની
"બ્વાણમાં કે આંસુમાં, ફાંફાં મહીં, યાદી મહીં,
"વાતો મહીં, પળપળ મહીં, જીવન તણાં ચક્કર મહીં,

"આપો મને એની સ્મૃતિ આપો મને એનાં સ્વપ્ન
"કડવાં અગર મીઠાં બધાં મારે મને મોટી રહમ
"હું રાંક માગું આટલું મારે રહ્યું એનું રટણ
"એના રટણની વેદનાની એક હું માગું રહમ."

*

જિગર પર ઘાવ ઊંડા આમ કરવા કાં હશે ધાર્યું ?
કસોટીએ ચઢયો ઇન્સાન શું પોલાદનો – માન્યું ?
અગર પોલાદનું બખ્તર કદી તેણે હશે ધાર્યું
છતાં તેમાં જિગર તો ફૂલથીયે કોમળું રાખ્યું.

મારી કલેવરની ભલે કોમળ સદા રહેજો અને
તે પર કુહાડાઓ ખુશીથી આમ પણ પડજો ભલે
ઊંડી જિગરને કોરતી કૈં વેદના તેયે થજોઃ
ડૂબતા જીવનના ઓથ રૂપ તરણુંય તે છટી જજો.

અગર કૈં હો કમીના તો પૂરી પણ શોખથી કરજો
છતાં તેમાં કદી સંધાય તો આઘા ખસી જજો.
અરજ આવી જિગરના તાર જો કે નાખતી તોડી,
જખમ ઊંડા થયા જેમાં અદા નાજુક શી આનાથી !

*

કલમ આજે બધાં બંધન ફગાવી રોય છે ઘેલું
જરા હમદર્દી રાખીને સૂણી લેજો રુદન તેનું.
સૂણી લેજો અગર બેસૂર–તૂટેલી–ખોખરી વીણા
બજાવે ગીત આ તેનું–રુદન ચોધાર આંસુના.

†

અદનશીખીની કિતાબો કોણ લખવા ચ્હાય છે ?
સરતાં ઊનાં આંસુ જિગરનાં કલમ ત્યાં બોળાય છે.

ને લખે છે એવી તવારિખ–રહમ, નેકી, ભલાઈની;
ઇન્સાનિયતની એક જાણે દિલરુબા વાગી રહી.

દિલના દરદની કસોટી, સાચી દિલેરીની મઝા–
આંસુ વિના ? ના, ના અને બીજી કિતાબોમાંય ના.
અફસોસ, હાય વરાળ, વરસાવે દયા, કરુણા, કૃપા–
ઊંડી–જિગરની–દર્દની–વાતો સુણાવે એ સદા.

પાક મહોબ્બતની ભરી લિજ્જત મીઠી આ આંસુમાં
આ દર્દમાં ઇન્સાનિયત મ્હેકી રહી ઊંચી સદા.
રડવું અને સ્મરવું પછી એ આગમાં મરવું બળી
ઝંખવું જ તે પ્યારું, રહેવું પ્યારની યાદે ઝૂરી.

*

અરે પયગામવાહક તું પ્રભુજીના લઈ જાજે,
ફૂલો આ આંસુના થોડાં જનેતાનાં ઉપાડ્યાં જે–
અગર તુંએ રડી પડશે, અને સાચે તું રડવાનો–
ભલે આ ફૂલમાં થોડો વધારો તુંય કરવાનો.

જિગરના ખ્વાબના મ્હેલે કરી છે રોશની મોંઘી
જિગરના ધૂપના ગંધે રહ્યો છે મ્હેલ એ મ્હેકી
અને એ મ્હેલમાં બાંધી કબર તારી સુવાડ્યો મેં
ભલે સૂતો સદા તું ત્યાં જગાડે વેદનાજ્વાલા.
અરે એ જવાળમાં મારે જળી જાવું સલામત છે
ફિરસ્તા ! ખાકનાં આંસુ તણી આવી કરામત છે.§

"લ"

§આ છેલ્લી છયે પંક્તિ માટે હું શ્રી. સું. ગો. બેટાઇનો ઋણી છું. મેં ચાર પંક્તિઓ આમ લખી હતી.

સ્મૃતિમંદિર ન દુનિયામાં હૃદયમાં તે રચાયું છે
ઉપર શણગારવા માલા ગૂંથાઈ આંસુની આ છે.
ચઢવવા તે તને મારી વિનંતિ એક આખરની
કરીને હું રજા માંગું–દળાયો શોકભારેથી.



વર્ષ ૯ : અંક ૪ જુલાઈ ૧૯૩૯

ઊર્મિનું લવાજમ : દેશમાં ૫-૦-૦ બ્રહ્મદેશમાં ૫-૮-૦ પરદેશમાં દસ શિલિંગ
છૂટક એક નકલની કિંમત ૦-૮-૦

## અનુક્રમ



### કાવ્યો અને મુક્તકો



મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય પો. બો. નં. ૭૩ : અમદાવાદ
મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ ઘીકાંટા : નોવેલ્ટી ટોકીઝ પાસે : અમદાવાદ

# નિવેદન

અરુણ પુસ્તકમાળાની ત્રણ પુસ્તિકા છપાઈ ગયા પછી એ હજી પ્રગટ થાય તે પહેલાં શ્રી. સોમાભાઈ ભાવસાર અને શ્રી. દિનેશ ઠાકોરનો અમને પરિચય થયો. એ ભાઈઓએ છેલ્લા એક માસથી 'બાલજગત' પાક્ષિક શરૂ કરેલું છે. આ પાક્ષિકની વ્યવસ્થા અને વેચાણનું કામ અમને સોંપવા માટે તેઓ આવેલા, એ વખતે અમને સૌને લાગ્યું કે આ પુસ્તકમાળાનું સંચાલન પણ તેઓ જ કરે તો પાક્ષિક અને પુસ્તકમાળા બંને સુંદર, સમૃદ્ધ અને એકબીજાને પોષક બની શકે. કેટલીક ચર્ચા પછી અમે એવા નિર્ણય પર આવ્યા કે પુસ્તકમાળા તથા 'બાલજગત' (પાક્ષિક)નું સંચાલન શ્રી. સોમાભાઈ તથા શ્રી. દિનેશ કરે અને અમે એ બંને પ્રવૃત્તિની વ્યવસ્થા અને વેચાણનું કામ સંભાળીએ.

શ્રી. સોમાભાઈ અને શ્રી. દિનેશ છેલ્લાં પાંચેક વરસથી: બાલજગતની વચ્ચે જ રહે છે અને પોતાની વૃત્તિ–શક્તિ અનુસાર બાલસાહિત્યનું સર્જન પણ કરે છે. ઉપરાંત, બાલસાહિત્યના સમર્થ લેખકો સાથે એમને ઘનિષ્ટ સંબંધ છે, એટલે આ પ્રવૃત્તિઓનું સંપાદન એમને હાથે વિશેષ યશસ્વી થશે એ વાતમાં અમને શંકા નથી.

પુસ્તકમાળા અને 'બાલજગત'ની યોજના તો જે પ્રગટ થઈ છે તે જ રહેશે. ફેર માત્ર એટલો પડશે કે 'અરુણ'માળાનાં પુસ્તકોનું લેખન સાદું આવતું તેને બદલે હવે એ ચિત્રોથી શોભિતું બનશે. હવે પછીનાં તમામ પુસ્તકો સર્વાંગે સચિત્ર થશે. છતાં એની કિંમતનું પ્રમાણ તો અત્યારે જે છે તે જ રહેશે.

કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આ માળા અને પાક્ષિકના ગ્રાહકોનાં લવાજમને લગતી સંપૂર્ણ જવાબદારી અમારા 'સંઘ'ની જ છે. અમારી બીજી માળાઓ અને માસિકો વિષે જનતા જેટલો વિશ્વાસ ધરાવે છે તેટલો જ વિશ્વાસ આ માળા અને પાક્ષિક વિષે પણ રાખે જ.

આ ફેરફાર પછી 'બાલજગત' (પાક્ષિક) તથા 'અરુણ પુસ્તકમાળા'ને લાગતો વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમારા સરનામે જ કરવો અને સંપાદન અંગેનો પત્રવ્યવહાર '**દિનેશ ઠાકોર, ૩૧, ગુજરાત સોસાયટી–અમદાવાદ**' એ સરનામે કરવો.

**અમદાવાદ**
૨૨–૯–૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**



વર્ષ નવમું ] જુલાઈ : ૧૯૩૯ [ અંક ચોથો

# આપણી સ્વરાજયાત્રા

મોહનલાલ

## મધદરિયે

મુંબઈની મહાસમિતિ મળ્યા પહેલાં ને તે પછી પણ મહાસભાનું નાવ તો મધદરિયે જ રહ્યું છે. મહાસમિતિની બેઠકમાં બને પક્ષો વચ્ચે જબરદસ્ત રસાકસી થવાના જે ભણકારા વાગતા હતા તે તો દેશના સદ્‌ભાગ્યે ખોટા પડ્યા છે, પરંતુ બે પક્ષો વચ્ચેનો અવિશ્વાસ ત્યાં લેશમાત્ર ઓછો થયો નથી. ત્યાં જો ઉગ્ર રૂપમાં રસાકસી નથી જામી તો તેનું કારણ ખેલદિલી કે વિશ્વાસ નથી પરંતુ બંને પક્ષને પોતાની અશક્તિનું જે ભાન થયું તે જ છે. કારોબારીએ બંધારણીય સુધારામાંથી બે કલમોને છેક મહાસભાની બેઠક ઉપર મુલતવી રાખી તેમાં એણે જે ડહાપણ વાપર્યું તે બદલ એને અભિનંદન જ આપવાં જોઈએ. જો એમ ન કર્યું હોત તો એ પોતાની આજની પ્રતિષ્ઠામાં કંઈક ને કંઈક ઘટાડો જ કરત. બીજી બાજુ ‘ઉદ્દામ’ વર્ગે પોતાનું બળ શરૂઆતની દરખાસ્તોમાં જ માપી લીધું હતું એટલે એ બહુ ઉગ્ર બને એવો સંભવ જ નહોતો રહ્યો.

આમ છતાં કારોબારીએ પોતાના વિચારની તરફેણમાં બે મહત્ત્વનાં પગલાં તો ભર્યાં જ. મહાસમિતિમાં જેટલા ઠરાવો થયા તેમાં એક બીજા પક્ષની નીતિરીતિની પ્રબળતા બતાવતા આ બે ઠરાવો જ મુખ્ય ગણાય. પ્રાંતોમાં સત્યાગ્રહ અને પ્રાંતિક સમિતિ તથા પ્રધાનમંડળના સંબંધ અંગેના બંને ઠરાવો સ્વતંત્ર છે છતાં એકમાંથી જ બીજો ઠરાવ જન્મતો હોય એવું લાગે છે. આ બંને ઠરાવો ઉપર સારી રસાકસી જામી, પરંતુ કારોબારી-પક્ષે જે બળની ધારણા હતી તે કરતાં યે વધુ બળ દેખાયું. કલકત્તાની મહાસમિતિ પછી તમામ ઉદ્દામોનું સંગઠન કરવાના જે પ્રયાસો ચાલતા હતા અને શ્રી. સુભાષબાબુનાં સ્થળે સ્થળેથી જે ભાષણો સંભળાતાં હતાં તેને લઈ એવી અસર ઉપજતી હતી કે એમની શક્તિ વધતી જાય છે, પરંતુ આ અસર મુંબઈ-મહાસમિતિમાં ઓછી થઈ છે. ત્યાં ચોખ્ખું માપ નીકળી આવ્યું છે કે ‘ઉદ્દામો’ કરતાં આ ‘વિનીતો’નું બળ ઓછામાં ઓછું બમણું તો છે જ. છતાં આ બળ ઉપર વિનીતો રાચી શકે એમ નથી કારણ કે દેશની હવામાં આજે ચારે બાજુથી જે વિરોધી સૂરો ફુંકાઈ રહ્યા છે તેમાં કોઈ જ પક્ષ સુખપૂર્વક કામ કરી શકે એમ નથી. ‘ઉદ્દામો’ના આજના પ્રયત્નોને ભલે મહાસભાને

આગળ લઈ જવાના પ્રયત્નો તરીકે લેખવામાં આવે પરંતુ એ પ્રયત્નો મહાસભાની કૂચમાં અંતરાય નાખનારા જ છે. મુંબઈની મહાસમિતિએ પોતાના ઠરાવોથી ચાલતી આવેલી નીતિનું ભલે સમર્થન કર્યું હોય પરંતુ એ જ નીતિ અનુસાર જો દેશવ્યાપી કોઈ ઝુંબેશ ઉઠાવવી હોય તો આજે અવકાશ છે જ નહિ. આખો દેશ એક સૂરથી કામ કરી શકે એવું આજે વાતાવરણ જ નથી. એટલે સુભાષબાબુની ચૂંટણી વખતે જે સ્થિતિ હતી તેમાં માત્ર એટલો જ ફેર પડ્યો છે કે એ રસ્તેથી મહાસભા પાછી વળી છે. હજી એ પોતાને સ્થાને આવી શકી નથી એટલે એનું નાવ તો હજી યે મધદરિયે જ છે ને એને ચલાવનારા નાખુદાઓ જોશભેર વિરુદ્ધ દિશામાં હલેસાંઓ મારી રહ્યા છે.

આવી સ્થિતિ હોવા છતાં મહાસમિતિ એ જે ઠરાવો કર્યા છે તે તો એ નૌકાને સ્થિર કરનારા જ છે. આફ્રિકા, સિલોન અને ડિગ્બોઈની હડતાલને લગતા ઠરાવો લગભગ એકમતે થયા છે. પ્રથમના બે ઠરાવો દૂરના પ્રદેશને સ્પર્શ કરે છે એટલે દેશની સામાન્ય જનતા અત્યારે એની ગંભીરતાને કદાચ પૂરી રીતે ન જાણે, પરંતુ જો એ બંને સંસ્થાનોમાં સમાધાનનો કોઈ રસ્તો નીકળ્યો જ નહિ, અને નીકળવાનો સંભવ ઘણો ઓછો છે તો આપણે સ્વતંત્ર થયાં પહેલાં જ આપણી વસાહતો માટે જંગ માંડવો પડશે. સિલોન અને આફ્રિકામાં આપણાં ભાંડુઓ ઉપર અન્યાય ગુજરતા હશે ત્યારે આપણે આંખો ફાડીને માત્ર જોઈ નહિ રહીએ, પરંતુ એક સ્વમાનશીલ પ્રજા તરીકેના આપણા અધિકારો માટે અવશ્ય લડીશું. ત્રીજો ઠરાવ ડિગ્બોઈની હડતાલને લગતો છે. તે અનેક રીતે પહેલા બે ઠરાવો કરતાં વધુ ધ્યાન ખેંચનારો છે. એક તો આસામ પ્રાંતમાં મહાસભાના પ્રાધાન્યવાળું સંયુક્ત પ્રધાનમંડળ છે, અને જેની સામે હડતાલનો મોરચો છે તે યુરોપિયન વેપારીઓ છે. જ્યાં સુધી આ દેશ ઉપર બ્રિટનનો પંજો છે ત્યાં સુધી તેઓ તો એમ જ માને ને કે આ પ્રધાનમંડળ અને એણે નીમેલું બોર્ડ અમારે ખેલ કરવાનું રમકડું જ છે? આ સંબંધમાં મહાસમિતિએ જે ઠરાવ કર્યો છે તે અનેક રીતે આવકાર લાયક છે. આ ઠરાવ આપણા દેશના દેશી કે પરદેશી મહાન ઉદ્યોગો વિષેની આપણી જે આખરી મુરાદ છે તે તરફ એક મહત્ત્વનું પગલું ભરે છે. આ ઠરાવ પછી ઉદ્દામોએ એટલું તો કહેવું જ જોઈએ કે તેઓ કહે છે ને માને છે તેમ આજની કારોબારી મુડદાલ નથી તેમ એના પ્રધાનો કબરની શાંતિ ચાહનારા નથી.

પ્રાંતોમાં સત્યાગ્રહને લગતો જે ઠરાવ થયો છે તે સામે ગમે તેટલો ઉકળાટ ફેલાયો હોય પરંતુ એ ઠરાવ આજે નહિ પણ સત્તાનાં સૂત્રો હાથમાં લીધાં તે સાથે જ કર્યો હોત તો તેમાં કશું ગેરવ્યાજબી નહોતું. આ ઠરાવનો વિરોધ કરનારાઓએ એને જે સ્વરૂપમાં વર્ણવ્યો છે તેવો એ ઠરાવ છે જ નહિ. એ ઠરાવનું રહસ્ય તો એ છે કે કોઈ પણ પ્રાંતમાં પ્રધાનમંડળની કાર્યવાહી સામે મહાસભાવાદીઓમાં અસંતોષ પેદા થાય તો એ અસંતોષ ટાળવાના એ રીતસરના માર્ગો લ્યે, નહિ કે મહાસભાનાં વિરોધી દળોમાં સમાઈ જઈ, મહાસભાના નામનો પોકાર કરતાં કરતાં મહાસભાના પ્રધાનોને જ લોકોમાં બદનામ કરે અને મૂંઝવણમાં નાખે. આમાં સત્યાગ્રહના સિદ્ધાંતનો અસ્વીકાર નથી. લોકોના વ્યાજબી વિરોધને દાબી દેવાનો પણ સવાલ નથી. અહીં તો પોતાના જ રચેલાં પ્રધાનમંડળને પોતાની જ રચેલી હાઇકોર્ટમાં લઈ ગયા પહેલાં મારી શકાય કે નહિ એ જ પ્રશ્ન છે. એક બાજુ પ્રાંતિક સમિતિના હાથમાં પ્રધાનમંડળનો પણ કાબૂ હોવો જોઈએ ને આપણે બ્રિટિશ સરકાર સામે સમાન સરકારો ઊભી કરવી જોઈએ એવી વાતો કરવી અને બીજી બાજુ એ જ પ્રાંતિક સમિતિના હાથમાં પ્રાંતનો સામાન્ય મહાસભાવાદી સત્યાગ્રહનું ગંભીર પગલું ભરી શકે કે ન ભરી શકે તેનો નિર્ણય સોંપાય છે તેનો વિરોધ કરવો તે બે વિચારસરણી એક સાથે કેમ ચાલી શકે તે સમજાતું નથી. પ્રાંતિક સમિતિ ભૂલ કરે જ નહિ એમ કહેવાનો આશય નથી ત્યાં એક પક્ષનું વધુ જોર હોય તે પણ કબૂલ છે, પરંતુ

જો કોઈ તંત્રને વ્યવસ્થિત બનાવવું હોય તો નિયમન વિના ચાલી જ કેમ શકે ? મહાસભાની કારોબારીએ આ ઠરાવ કરીને અનિષ્ટ તત્ત્વોનો ઉચ્છેદ કરવાનું મહત્ત્વનું પગલું ભર્યું છે. બંધારણના સુધારાને લગતી પાંચ કલમ કારોબારીએ મહાસભાની બેઠક સુધી મુલતવી રાખી છે તે, જો આ ઠરાવનો બરાબર અમલ થાય તો ભલે સદાને સારુ મુલતવી જ રહે.

## રાજસ્થાની સમસ્યા

મહાસમિતિની આ વખતની બેઠકમાં રાજસ્થાની પ્રશ્ન ઉપર મહત્ત્વની ચર્ચા થશે એવી સૌએ આશા રાખી હતી. છેલ્લા ત્રણ ચાર મહિનામાં આ પ્રશ્નને ગાંધીજીએ જે રીતે હલ કર્યો છે તેને ઉદ્દામો ધુતકારી કાઢશે ને એ મહાત્માને હવે બુદ્ધિ-વિભ્રમ થયો છે એવું એવું બોલશે એમ ધાર્યું હતું, પરંતુ ગાંધીજીનો પ્રયોગ હજી ચાલી રહ્યો છે ત્યારે મહાસમિતિએ યોગ્ય રીતે જ એ પ્રશ્ન વિષે મૌન રહ્યાનું ઉચિત ધાર્યું જણાય છે. સર્વ રાજસ્થાન લોક-પરિષદ્ તરફથી આજની પરિસ્થિતિની ચોખવટ કરતું અને પરિષદ્‌ની નીતિ સ્પષ્ટ કરતું પંડિત જવાહરલાલજીનું નિવેદન ગાંધીજીનાં મંતવ્યો સાથે શબ્દશઃ મળતું નથી આવતું. એમના નિવેદનની ભાષા ગાંધીજીના નિવેદનથી સર્વ રીતે જુદી પડે છે. પરંતુ એ બંને નિવેદનો એક સાથે જ વાંચ્યા પછી એનો અમલી અર્થ વિચારીએ છીએ તો લગભગ એકસરખો જ થાય છે. ગાંધીજીના પગલાના ટીકાકારો આ નિવેદનને લડાઈના બ્યૂગલ જેવું સમજે તો કોણ જાણે ! અમને તો એમાંથી એ જ અર્થ માલૂમ પડ્યો છે જે ગાંધીજીના નિવેદનમાં છે. ફેર એટલો જ છે કે, સીધો સવિનય ભંગનો કાર્યક્રમ ન હોય તો શો કાર્યક્રમ હોય એ ગાંધીજીનું નિવેદન બતાવે છે, અને આ નિવેદન ધ્યેયને ઉન્નત રાખવા ઉપરાંત કોઈ કાર્યક્રમ બતાવતું નથી. બંને નિવેદનોમાં પ્રજાશક્તિ એ જ આખરી શક્તિ છે એ વાત ભાર દઈને સ્પષ્ટ કરવામાં આવી છે.

છેલ્લા 'હરિજન'માં ગાંધીજીએ જે બે લેખ લખ્યા છે તે ગાંધીનીતિના વિરોધીઓએ ધ્યાનપૂર્વક વાંચવા જેવા છે. અમને ખાતરી છે કે જો એ નિવેદનો સમભાવપૂર્વક વાંચવામાં આવશે તો ગાંધીજીએ રાજસ્થાની પ્રશ્નને અંગે જે પગલાં ભર્યાં છે તે પગલાંમાં નથી ઉતાવળ, નથી નબળાઈ કે નથી બુદ્ધિવિભ્રમ એ સમજાઈ આવશે. વિશેષમાં એ પણ સમજાશે કે જેને આજે 'નવો પ્રયોગ' કહેવામાં આવે છે તે માત્ર રાજસ્થાન માટે જ નથી, પણ જેમણે અહિંસાનું હથિયાર ધારણ કર્યું હોય તે સમસ્ત પ્રજાને માટે છે. ગાંધીજી પોતાના લેખોમાં આપણા દેશની આજની સ્થિતિનું જે બ્યાન આપે છે તેમાં લગીર પણ અતિશયોક્તિ નથી. આ સ્થિતિમાં આપણે કોઈ મહાયુદ્ધ શરૂ કરી બેસીએ તો આપણો દુશ્મન આજે અશક્ત હોવા છતાં પણ આપણી જીત વિષે શંકા જ રહે; કારણ કે આજે આપણે–ઉદ્દામો, વિનીતો, હિંદુઓ, મુસ્લિમો સૌ–પરસ્પર જ શત્રુ બની બેઠા છીએ. જે ગુંડાગીરી આજે દેશી રાજ્યોમાં દેખાઈ છે તે એથીયે બૂરા સ્વરૂપમાં બ્રિટિશ હિંદમાં પ્રગટ થયા વિના રહે જ નહિ. એટલે જો આપણે બ્રિટિશ સત્તા સામે રાષ્ટ્રવ્યાપી મોરચો માંડવા ઇચ્છતા હોઈએ તો લડતનાં ભાષણો કરવા કરતાં ગાંધીજીએ લડતના માર્ગમાં આવતા જે અંતરાયો બતાવ્યા છે તેને દૂર કરવાના કામમાં લાગી જઈએ તો એ રાષ્ટ્રવ્યાપી લડત જરૂર વહેલી શરૂ થશે.

## પ્રાગતિક પક્ષ

સુભાષબાબુ આજે જે કરી રહ્યા છે તે પોતાના અસંતોષને પ્રગટ કરવા માટે નહિ, પણ દેશ પ્રત્યેની ઊંડી દાઝથી કરી રહ્યા છે એમ માનીએ તોપણ એમના પગલાની તરફેણ થઈ શકે એમ નથી. મુંબઈમાં એમનું સ્વાગત થયું ત્યારથી તે આજ સુધી એમણે જાણે હરીફાઈ જ માંડી છે કે રાષ્ટ્રપતિ કરતાંયે ઊંચો હોદ્દો હું ધરાવું છું. પ્રાગતિક પક્ષની પરિષદમાં જે ભાષણો અને જે ઠરાવો થયાં તે જોતાં લાગે છે કે આ પક્ષ તો વહેલામાં વહેલો વીખરાઈ જશે, કારણ કે જે મંચ ઉપર આ બધા પક્ષો એકત્ર થયા છે તે મંચ કોઈ સિદ્ધાંત

[ અનુસંધાન પૃષ્ઠ ૨૯૭ ઉપર ]

# • ઊધઈનો ઉપાય •

લેખક : જી. સી. કપૂર *

પુસ્તકોનાં, ખાસ કરીને ઉષ્ણકટિબંધમાં, મોટામાં મોટાં કોઈ શત્રુ હોય તો તે કંસારી, વાંદા, ઊધઈ જેવાં જંતુ અને જીવાતો છે. આ જીવાતોના ઘણા વર્ગો છે—નામો પણ ઘણાં છે. જીવાતોમાં ખાસ કરીને ચાર જાત છે. એક જાત ચળકતા ભૂખરા રંગની અને ઇયળ જેવા નરમ શરીરની છે. તેને અંગ્રેજીમાં સિલ્વર ફીશ કહે છે. પા ઈંચ લાંબી માછલી હોય તેવું તેનું શરીર હોય છે અને પાણીમાં માછલી જે ઝડપે અને ચપળતાથી તરતી હોય છે તેવી જ રીતે તે ચાલે છે. તેનું શરીર માથા આગળથી ચપટું થતું જાય છે અને પૂંછડી આગળ અણીદાર બની જાય છે. 'લાહીનાં જંતુ' એ અર્થનાં એનાં બીજાં પણ ઘણાં નામો છે. ગુંદર, લાહી અને સ્ટાર્ચ એવા સાકરના રસ જેવા પદાર્થો એને બહુ ભાવતા હોય છે તેથી તેવા પદાર્થ લગાડીને બાંધેલી ચોપડીઓમાં અને કાગળોમાં તે આહાર મેળવવા આવે છે. આ ચળકતા શરીરવાળાં લાહીનાં જંતુ ઈંચના ત્રીજા કે ચોથા ભાગ જેટલી જ લંબાઈનાં હોય છે. એમની પીઠની વચ્ચેથી બંને બાજુ ઢળતી એક ઝાંખા રંગની રેખા હોય છે.

બીજી જાત છે, જેને ચોપડીના ચાંચડ કહી શકાય. એનું શરીર નરમ અને એક ઈંચના સોળમાથી પચ્ચીશમા ભાગ સુધીની લંબાઈનું હોય છે. ગરમ અને ભેજવાળી જગ્યાએ અને અંધારામાં અને જ્યાં ભાગ્યે જ હાથ અડતો હોય ત્યાં તે ચોંટે છે. એ પણ લાહી અને ગુંદરના આહારને પસંદ કરે છે.

રાત્રે આપણે તમરાંનો અવાજ સાંભળીએ છીએ તે આ જંતુના એક જાતભાઈ જ છે. આટલું નાનું સરખું જંતુ માણસ સાંભળી શકે એવો અવાજ કેમ કરી શકતું હશે તે એક નવાઈ છે. એમ મનાય છે કે આવો અવાજ કરીને જંતુ પોતાના મિત્રોને સાદ કરે છે.

ત્રીજી જાત છે કંસારીની. કંસારી સંપૂર્ણ રીતે શાકાહારી છે. લાકડાની સુગંધ લેવી, લાકડાની નજીક જવું અને લાકડું ખાવું એને ખૂબ પ્રિય હોય છે.

કંસારી એક બીજી રીતે પણ શુદ્ધ હિંદુ ધર્મી છે. એમની જાતમાં ચાર વર્ણો છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એમાં જે બ્રાહ્મણનું કાર્ય કરે છે, ઇતર વર્ણને પોતાના ધર્મો સમજાવે છે, હુકમ કરે તે કહેવાય છે રાણી. જૂના સમયના બ્રાહ્મણો મંત્ર-બળથી જેમ એક સ્થાનેથી બીજે સ્થાને ઊડીને જતા તેમ આ રાણી પોતાની પાંખોથી ઊડીને દૂર જઈ શકે છે. રાણીનું કામ પ્રજાવર્ધનનું પણ છે. તે સૌ વર્ણોમાં પૂજ્યને સ્થાને છે. બીજી જાત છે ક્ષત્રિયની નહિ પણ વૈશ્યની. વૈશ્ય જેમ પ્રજાસંસ્કૃતિનું પ્રતીક છે, વૈશ્ય ઉપર જેમ પ્રજાનો વિકાસ આધાર રાખે તેમ આમાં વૈશ્યના ધર્મો બજાવતી વર્ણ કે જે બીજા અર્થમાં રાજા કહેવાય છે તે સંસ્કૃતિનો પ્રચારક છે.

રાજા પ્રજાને જન્મ આપવામાં મદદ કરે છે. ત્રીજી જાત ક્ષત્રિય અથવા સૈનિકની છે. તેનું કામ નગરરક્ષાનું છે અને ચોથી જાત શૂદ્ર અથવા વૈતરાની છે. નગરનું સુધરાઈ અને આરોગ્યખાતું એમની જવાબદારી ઉપર છે. સૈનિકો અને વૈતરાઓ લિંગ-વિહીન અને ચક્ષુઅંધ હોય છે.

કંસારીઓનું બળ અમાપ હોય છે. અંધારામાં એમને નિરાંતે કામ કરવા મળે તો તેઓ લાકડાં તો શું પણ પથ્થરોને પણ કોરી ખાય અને તેને એવું પોલું માળખું બનાવી દે કે સહેજ અડકતાં તે જમીન પર ફસકી પડીને ભુક્કો થઈ જાય. કંસારીનાં પરાક્રમોની વાતો તો કંઈ ઓર જ છે. પણ આ બાબતમાં ખાસ નામના મેળવનાર તો ઊધઈ છે. પુસ્તકની

---

* મોડર્ન રિવ્યુના જૂન'૫૯ના અંકમાંથી અનુવાદ કરનાર હરજીવન સોમૈયા

કોઈ પણ જીવાતનો વિચાર કરતાં પહેલાં ઊધઈનો જ વિચાર મુખ્યત્વે આવતો હોય છે. ઊધઈ આગળ બીજી બધી જીવાત પાણી ભરે. ઉપર જે કંસારીની વર્ણવ્યવસ્થા કહેવામાં આવી તે વિષે તો એવો મત છે કે ઊધઈને બદલે ત્યાં કંસારીનું નામ મુકાઈ ગયું છે. કંસારી વિષે તો જે હો તે, પરંતુ કંસારી વિષે જે કહેવાયું છે તે વસ્તુ ઊધઈ વિષે તો સાચી જ છે.

આ ઉપરાંત જુદી જુદી વ્યક્તિઓએ પોતાની માન્યતાનાં નામો આપીને ઘણી જાતિઓને ઓળખાવી છે. આ બધી જાતિઓ ભયંકર છે. સર આર્થર શિપ્લીએ એક જાતની જીવાત વિષે લખ્યું છે કે, ' એક જાહેર પુસ્તકાલયના ( જેનો અલબત્ત બહુ ઉપયોગ નહોતો થતો ) સત્તાવીશ મોટા ગ્રંથો સોંસરી એવી સીધી લીટીમાં પસાર થતી આરપાર નીકળી હતી કે એથી પડેલા કાણામાં દોરી પરોવી હોય તો સત્તાવીશે ગ્રંથ એકી સાથે પકડીને ઊંચકી શકાય. '

એક પુસ્તકાલયની એકેએક ચોપડીનું એકેએક પાતું અને જે કાંઈ આડું આવ્યું તેને ખાઈ ગઈ હોય તેવી એક બીજી જીવાતની જાત પણ એક ગ્રંથપાલે નોંધી છે.

પણ આ દરેક જીવાત સૂર્યના પ્રકાશથી ખૂબ ડરનારી અને નિશાચર હોય છે. ચોપડીના કાગળ, પૂઠા કે ચામડાનાં બંધન, ગુંદર, લાહી અને ચોપડીઓ રાખવાના કબાટો કે ઘોડાઓ જેવો જેનો સ્વાદ, તે પ્રમાણે તેઓ તે તે વસ્તુ પર તરાપ મારે છે. ધૂળ અને રજ, ભેજ અને ગરમી, હવામાનના એકાએકના ફેરફારો, સાદડીના ટુકડા, લૂગડાંનાં ચીથરાં અને એવી વસ્તુઓ એમના આદર્શ ખોરાકની અને વસવાટની સારી સગવડ આપે છે.

વાંદાઓ પુસ્તકાલયોમાં આવવાની બહુ હિંમત કરતા નથી, કારણકે એની વસાહત માટે જે જે થવું જોઈએ તે ફૂવડ વ્યક્તિઓ જ કરી શકે તેમ હોય છે, જ્યારે ગ્રંથપાલો છેક એવા ફૂવડ તો થઈ શકતા નથી હોતા, પણ જો કદાચે આ વાંદાઓ પુસ્તકાલયોમાં પેસવા પામ્યા તો પછી મામલો તંગ બને છે. વાંદાને કાળો અને કાળાને મળતો વાદળી કે એવો રંગ ગમતો હોય છે. વાંદાથી બચવાને ગુંદર અને લાખના વારનીશને મેથિલેટેડ સ્પિરીટ અથવા રેક્ટીફાઈડ સ્પિરીટમાં ઓગાળીને તેના બે પીછાં ચોપડીઓને લગાડી દેવા બસ થઈ પડે છે.

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયમાં કીમતી હસ્તપ્રતો અને ગ્રંથોના એક ભાગને ઊધઈ લાગવી શરૂ થઈ હતી. ગ્રંથપાલનું ધ્યાન ગયું. તાબડતોબ ઉપાયો અજમાવ્યા. મોટી મોટી લાયબ્રેરીઓના અનુભવી ગ્રંથપાલોની સલાહ મંગાવી. જે સલાહો મળી તેનો સાર નીચે મુજબ છે.

૧. પુસ્તકોને, કબાટોને, ઘોડાઓને બરાબર ઝાપટતા રહો.

૨. પુસ્તકોમાં અને કબાટોમાં લીમડાનાં અથવા તમાકુનાં તદ્દન સુક્કાં પાન વેરી દો.

લીમડાનાં કે તમાકુનાં પાન તદ્દન સુક્કાં હોવાં જોઈએ કે જેથી પુસ્તકોનાં પાનાંમાં ડાઘ ન પડે.

૩. કપૂરની ગાંગડીઓ અને ફિનાઈલની ભુક્કી ચોપડીઓ વચ્ચે છાંટો.'

૪. ઉનાળામાં સુક્કી હવા હોય ત્યારે ક્યારેક ક્યારેક તડકામાં પુસ્તકો મૂકો. આમ કરવાથી જીવાતનાં ઈંડાંઓ તુરત જ નાશ પામે છે.

૫. યોગ્ય વિષદ્રવ્યોનો ઉપયોગ કરીને જંતુઓનો નાશ કરવો. આ વિષદ્રવ્યો માટે કેટલાંક મિશ્રણો સૂચવવામાં આવ્યાં. અનુભવે જણાયું કે આ દ્રવ્યો ઠીક કામ કરે છે:

| | |
|---|---|
| કોરોઝીવ સબ્લિમેટ | ½ ઔંસ |
| કાર્બોલિક ઍસિડ | ½ ,, |
| મૅથિલેટેડ સ્પિરીટ | ૧ પીન્ટ |

આ પ્રમાણમાં વસ્તુઓ વર્ષમાં બે વાર હળવે હાથે પીછી વતી પુસ્તકની બહારની બાજુ અને અંદરની બાજુએ લગાડવી. " ઇમ્પિરિયલ ડિપાર્ટમેન્ટ ઓફ એગ્રિકલ્ચરના અને ઇમ્પિરિયલ કૉલેજ ઓફ ટ્રોપીકલ એગ્રિકલ્ચરના પુસ્તકાલયમાં આનો સતત સારો ઉપયોગ પુસ્તકોને માટે થાય છે.

આ મિશ્રણુ માનવપ્રાણીને માટે વિષારી છે, પરંતુ જીવાતને માટે જેટલા પ્રમાણમાં વપરાય છે તેથી ડરવા જેવું ખાસ નથી હોતું. એના આ તત્ત્વને કારણે પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયે એની અજમાયશ નહોતી કરી. પણ નીચે એક બીજું મિશ્રણુ બતાવ્યું છે તે પ્રમાણમાં વધુ નિર્દોષ, વધુ અસરકારક અને વધુ સહેલું છે. પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયે આનો ઉપયોગ કર્યો હતો:

| | |
|---|---|
| પાઇરેથ્રુમ એકસટ્રેક્ટ | ૧ ઔંસ |
| સિટ્રોનેલા ઓઇલ | ૧ ઔંસ |
| કેરોસિન | ૪ શીશા |
| પેટ્રોલ | ૨ શીશા |

બર્મા ઓઇલ કંપનીએ ઊધઈ, કંસારી, વંદા ઈ. જીવાતથી રક્ષણુ આપતું શેલટોક્ષ નામે એક બીજું મિશ્રણુ તૈયાર કર્યું છે તે પણુ નિર્દોષ છે, અને તેથી પૂઠાં, ચિત્રો કે લાકડું ખરાબ થતું નથી. એ મિશ્રણુ બહુ મોંઘું પણુ નથી. ૩૫ રૂપિયામાં ૬૪૦ ઔંસનો એક ડબ્બો આવે છે, ઉપરાંત એને છાંટવા માટેની જે ખાસ ઝારી આવે છે તે પણુ કંપની તરફથી મહિનામાં બે વાર વાપરવા માટે મળે છે. એક આ પણુ મિશ્રણુ છે—

| | |
|---|---|
| રેકટીફાઈડ સ્પિરીટ | ૧ ગેલન |
| મર્ક્યુરી ક્લોરાઈડ | ૧ ઔંસ |
| ફિનાઈલ | ૧ ઔંસ |

આ મિશ્રણુના હમેશના ઉપયોગથી પુસ્તકોમાં જીવાત પડતી નથી.

પ્રો. પી. ચક્રવર્તીએ એક નવી જાતના મિશ્રણુની સૂચના પંજાબ વિદ્યાપીઠ લાયબ્રેરીને કરી હતી, તે તો ઘણુંજ અસરકારક જણાયું છે. તે નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| બાચ અથવા વાચ | (Orris Root) |
| દારચીની | ( cinnamon ) |
| લવિંગ | |
| કાળી મરચી | (Black Pepper) |

આ ચારે વસ્તુઓને સમાનભાગે લેવી. પ્રથમ તેને જુદી જુદી ખાંડીને ભુક્કી તૈયાર કરવી, ચાળ્યા પછી એક સાથે કરી દેવી. ધારો કે કુલ ભુક્કી બશેર (૧૬૦ તોલા) છે તો તેની ૮૦ નાની નાની જાડી મલમલની પોટલીઓ બનાવવી. દરેક પોટલીમાં એક એક કપૂરની ટીકડી નખતેલ (Naptheline)ની બબ્બે ગોળીઓ મૂકવી. આ પોટલીઓને પુસ્તકોના દર ત્રીજા કે જરૂર જણાયે દરેક ખાનામાં મૂકવી. નખતેલની ગોળીઓ અને કપૂર ખુલ્લાં પણુ મૂકી શકાય, પણુ તે હવામાં ઊડી જતાં હોવાને કારણે તે ફરી ફરીને મૂકવાં પડે અને તેથી તે ખર્ચાળ બની જાય છે. પણુ આ ઉપાય બહુ જ સરસ જણાયો છે. પોટલી એ એક વર્ષ સુધી ચાલે છે. વર્ષમાં બે વાર બદલાતાં પણુ ખર્ચ કાંઈ ખાસ વધુ જણાતું નથી.

૧ મણુ ( ૮૨ રતલ ) ની જંતુનાશક ૧૬૦૦ મલમલની પોટલીઓ ૧૬૦૦ અભરાઈઓ ( ચાળીસથી પસાચ હજાર ગ્રંથો )ના રક્ષણાર્થે ૮૦ રૂપિયા જેટલું જ ખર્ચ આવે.

| રસાયણુ દ્રવ્યની કિંમત અને ખંડામણુના | |
|---|---|
| ૧ મણુના | રૂા. ૩૦ |
| કપૂર બંગાળી શેર ૩ | „ ૧૦ |
| ફિનાઈલ પૌંડ ૧૨૦ના | „ ૩૦ |
| મલમલ ૨ તાકા ૮૦ વાર ( ૧¾ પનો ) | „ ૧૦ |
| | કુલ રૂા. ૮૦ |

પંજાબ વિદ્યાપીઠ પુતસ્કાલયનું નિરીક્ષણુ કરવાને પંજાબ સરકારના જંતુશાસ્ત્રી ( હાલના પંજાબ વિદ્યાપીઠના ઉપકુલપતિ ) ગયા ત્યારે ઊધઈ લાગેલાં પુસ્તકોના વિભાગનું નિરીક્ષણુ કરતાં એમનો મત થયો કે ઊધઈ પુસ્તકાલયના મકાનની નીચેની જમીનમાં રહેતી હતી અને ત્યાંથી પથ્થર અને છોબંધ ભોંયતળિયા સોંસરી નીકળી લાકડાના કબાટોમાં પેઠી અને ચોપડીઓને ખરાબ કરી.

એ સલાહ અનુસાર ચોપડીઓને એક સલામત સ્થળે તડકામાં ખુલ્લી મૂકી, ભોંયતળિયા અને દીવાલને ફરી સિમેંટ અને ડામરનો જાડો થર* અભરાઈઓની અર્ધી ઊંચાઈ સુધી લગાડયો. દીવાલ નજીકના કબાટની પીઠનો કેટલોક ભાગ, જ્યાં પણુ જીવાત લાગી હતી તે,

* આવો જ બીજો સસ્તો પદાર્થ છે ગેસ રિફ્યુસ.

# સમાજ અને કાયદો

શ્રી. જ્યેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય

બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન)

મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓમાં હમણાં સુધારાના ખરડા ખૂબજ આવવા લાગ્યા છે. છાપાંઓ મારફત એની ગર્જનાઓ દેશભરમાં સંભળાય છે, મુંબઈ સરકારને તો જાણે બીજું કાંઈ કામકાજ ન હોય તેમ કાયદાના બળે સમાજસુધારણાની એને ઘેલછા થઈ હોય એમ જણાય છે. મદ્યનિષેધ અને શિક્ષણથી માંડીને સ્ત્રીપુરુષના વ્યક્તિગત સંબંધ વિશે તેણે ગરમ અને તીખી રસાકસી જગાડી છે. એટલુંજ નહીં પણ વિજાતિના અંગત વ્યવહારને કાયદાથી નિયંત્રિત કરવાની ઝુંબેશ તેણે હાથ ધરી છે. એની અંત્યજપ્રવૃત્તિથી સનાતનીઓ ભડકયા છે. મદ્યપ્રતિબંધથી છેલબટાઉના બાર વાગ્યા છે. વર્ધાયોજનાથી શિક્ષકોના મ્હોટા ભાગની રોજી સરી પડવાના ભયમાં છે. ટેનન્સી બીલથી જાગીરદારો ખળભળ્યા છે. સરકારે સમાજવિષયક નીતિ બદલી છે અને તે સાથે જુદા જુદા મંડળોનો અસંતોષ પણ વહોર્યો છે. પણ વાત આટલેથી અટકતી નથી. તાજેતરમાં એક બીજી આફતે ગભરાટ ફેલાવ્યો છેઃ પતિ કે પત્ની અમુક સંજોગોમાં લગ્નના પવિત્ર કરારમાંથી છૂટા થઈ શકે એ ખરડાને લીધે પતિદેવની કીંમત ભાજીમૂળા જેવી થવા સંભવ છે; અને "સ્વાતંત્ર્ય માટે નાલાયક સ્ત્રી" બજારુ બનવાનો ભય કેટલાક કલ્પે છે. વળી આપણા પૂજ્ય દાદા કે દાદીમા પંચત્વ પામે તો તેમની પાછળ ભોજનપ્રતિબંધના સૂર પણ ત્યાંથી સંભળાય છે. ભલા ભગવાન્, આ શું થવા બેઠું છે તે કાંઈજ સમજાતું નથી. કોણ જાણે કેમ આ જગતનો ક્રમ અવળો ફરે છે કે મ્હારી બુદ્ધિ–જેને માટે મ્હને સગર્વ માન છે તે–ભૂલાવો ખાય છે! ગમે તેમ હોય પણ મ્હને તો આ વિપર્યય ગળે ઉતરતો નથી.

પણ એમ કહેવાય છે કે ધારાસભામાં તો બુદ્ધિના ચમરબંધીઓ બેસે છે. એમનામાં અક્કલની ઊણપ છે એમ કહેવામાં આપણી નાલાશી છે. કેમકે પ્રજાસમૂહના એ મોવડીઓ જુદા જુદા વર્ગ, કોમ અને હિત તરફથી ચુંટાયેલા પ્રતિનિધિયો છે, પણ ધારાસભાના આસનોમાં તો કાંઈ કામણ નહીં હોયને? દેવયાની કહે છે "ઇન્દ્ર ખોટો નથી, ઇન્દ્રાસન ખોટું (ભયંકરના અર્થમાં) છે,"[૧] તેમ એમ. એલ. એ. ની જાદુઈ ખુરસીઓમાં એ ચુનંદા નાયકો લોકલાગણી નહીં ભૂલતા હોય એની ખાત્રી શી? ન કરે નારાયણ ને મ્હને ત્યાં સ્થાન મળે તો "અબ્રહ્મણ્યમ્"ની આ બધી આભડછેટને મૂળમાંથી જ ડાંભી દઉં.

બ્રિટિશ હિંદમાં તો ભલે આવા સુધારા થતા. પણ નવાઈની વાત તો એ છે કે દેશીરાજ્યો પણ આ ઝંઝાવાતથી અળગાં રહી શકતાં નથી. કોંગ્રેસસરકારનો જન્મ થયો ન્હોતો તે પૂર્વે માનવંતા સ્વ. સયાજીરાવ બહાદૂરે વડોદરા રાજ્યમાં આવા કેટલાય સુધારાની પહેલ કરેલી. અને એક અગ્રગણ્ય સુધારક તરીકે એ પ્રતિભાસંપન્ન નરેશની કીર્તિ અને પ્રતિષ્ઠા પશ્ચિમના સુધરેલા દેશોમાં ઝળહળે છે. ધર્મશાસ્ત્રોનું સાફ સાફ ફરમાન છે કે "**विवाहोऽष्टमवर्षायाः कन्यायास्तु प्रशस्यते।**"[૨] તોપણ પ્રગતિશીલ ગણાતાં કેટલાંક રાજ્યો આ વિધાનની અવગણના કરી, લગ્નવય બાબતમાં શારદા ઍક્ટને પ્રમાણ માને છે! બસ, હવે હદ થઈ. આ સ્થિતિમાં આપણી પૂજ્યતાની બુદ્ધિ ઉછાળો મારે એ સ્વાભાવિક છે.

## ૨

આ બધા ગોટાળાનું એક કારણ છે. સમાજ અને કાયદાનો અર્થ તથા એ બે વચ્ચેનો સંબંધ આપણે

---

૧. ક. મા. મુન્શી – પુત્રસમોવડી (પૌરાણિક નાટકો પૃ. ૨૯૫)

૨. મનુસ્મૃતિઃ ગુજરાતી ભાષાન્તર (બીજી આવૃત્તિ) પૃ. ૭૩ ફૂટ નોટ.

બરાબર સમજ્યા નથી. આને લીધે એક વર્ગ બહુજ ગંભીરપણે એમ માને છે કે સામાજિક બાબતોમાં કાયદાની દરમિયાનગિરી એ વ્યક્તિની સ્વતંત્રતા ઉપર તરાપ મારે છે, સ્વતંત્રતાનો અર્થ નિરંકુશ વ્યવહાર એમ થતો હોય તો એવા મનસ્વી વર્તનને કોઈ પણ સમાજમાં સ્થાન ન જ હોઈ શકે. બલ્કે વ્યક્તિગત વૃત્તિયોનો નિગ્રહ કરવો તે સમાજજીવનની પહેલી અને આવશ્યક શરત છે. "ઉજ્જડ અરણ્યમાં વસતો કુઓ અથવા સેન્ટ સાયમન એક ઉંચા સ્તંભ ઉપર સ્વચ્છંદે વર્તે એ પાલવે,"[૩] પણ સમુદાયમાં વ્યક્તિગત અહંતા કે લાભાલાભ ગૌણ રહેવાને જ સરજાયાં છે. કેમકે વ્યક્તિની અંગત રુચિ કે અરુચિનો ભોગ એ સામુદાયિક ઉલ્લાસની કીંમત છે. કાયદો એ નિયમનું બીજું સ્વરૂપ છે માટે તે વ્યક્તિની સ્વતંત્રતા ઉપર કાપ નથી પણ એની માનવતા ઘડવાનું બળ છે એમ સમજાશે.

કાયદાની ડખલગિરીથી સમાજની સ્વયંચેતના ક્ષીણ થાય છે, તેના વિકાસમાં અવરોધ થાય છે, અને સમાજ પોતે પરવશ બને છે એમ બીજા વર્ગની માન્યતા છે.[૪] તેથી સામાજિક પ્રશ્નો બને ત્યાં સુધી કાયદાથી અલિપ્ત રાખવા જોઈયે એમ એનું કહેવું છે. આ દલીલની તર્કપરંપરા દીવા જેવી સ્પષ્ટ દેખાય છે. પણ એ મૂળ વગરના ઝાડની જેમ પાયા વગર ઉભી છે. અર્થાત્ એના પાયામાંજ પોલાણ છે. આમાં ખુદ કાયદા શબ્દને અંગે ગેરસમજુતી ઉભી થઈ છે. કાયદાનો અર્થ શાસનતંત્રની આપખુદી એમ થતો હોય તો એ અવરોધ બેલાશક ન નભાવી શકાય એવો છે. પરંતુ "જે નિયમ કે સિદ્ધાન્ત મુજબ માણસનાં વર્તન અને વ્યવહારની કસોટી કરાય એનું નામ કાયદો"[૫] એવી વ્યાખ્યા સ્વીકારિયે તો તે સમાજના જીવન તેમજ વિકાસને પોષક છે એમ સર્વકોઈ કબૂલ કરશે. વળી, રાજ્ય કે સરકારી કાયદામાં અને સામાજિક કાયદામાં તળસ્પર્શી ભેદ છે. એકમાં, કસુર માટે શિક્ષા કે દંડ, અથવા નુકસાની સહન કરવાની હોય છે. બીજામાં, સામુદાયિક હિતનો દ્રોહ કરનારને, સમાજના જ નિયમથી ઠેકાણે લાવવાનો હોય છે. શાસનતંત્ર પાસે સમાજવિષયક કોઈ જુદો કાયદો પસાર કરાવવાની આ માગણી નથી. પણ સમાજના મ્હોટા ભાગે પસાર કરેલા ઠરાવોના ખરડાને વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના વ્યવહારમાં નિયામક બળ (Sanction) રાજ્ય કે સ્થાનિક સરકાર પાસેથી મળે એવો હેતુ સામાજિક કાયદામાં રહેલો છે. ન્હાના કે મ્હોટા મંડળોને વ્યવસ્થા અર્થે બંધારણ તો હોય છે પણ તે બંધારણમાં આવા નિયામક તત્ત્વ કે બળનો અભાવ હોવાથી તે મંડળોમાં ગેરવ્યવસ્થા નજરે પડે છે, અને ધ્યેયસિદ્ધિ થઈ શકતી નથી. સમાજમાં અંધાધુંધી એ કાયદાની ઉદાસીનતાનું પરિણામ છે. અને જો આ ઉદાસીનતા વધારે વખત ચાલૂ રહે તો સમાજ કઈ સ્થિતિયે પહોંચે એ કહેવું મુશ્કેલ છે. તેથી સમાજનું હિત હૈયે હોય એવા સર્વકોઈએ સ્થાનિક સત્તા પાસે આવી યોજના કાયદેસર માન્ય કરાવવી એ એમની પવિત્ર ફરજ છે. આથી નિરક્ષરતા દૂર થશે, વિધવાઓનો કોયડો ઉકેલાશે અને આર્થિક ગુંગળામણ ઘટશે. આના સમર્થનમાં દાખલા જોઈયે છિયે ? ભલે. સમાજે ઠરાવ કર્યો કે નિરક્ષરને કન્યા ન આપવી. એ ઠરાવનો ભંગ કરનારને રાજ્ય અવસ્ય પ્રતિબંધ કરે. એટલે પરણવાની ઉતાવળ કરવાને બદલે તેને માટે આવશ્યક અક્ષરજ્ઞાનનો પ્રયાસ આપોઆપ થશે. પ્રેત-ભોજનના પ્રતિબંધથી વ્યક્તિ પાસે એટલું દ્રવ્ય બચે એ ઇચ્છવાયોગ્ય નથી ? વિધવાઓના કેસ કૉર્ટે ચડી ફજેતી મેળવે એ કરતાં એ વિશે નિશ્ચિત યોજના રજુ કરી તેની ખોળાધરી સ્થાનિક સત્તા પાસે માંગવી

૩. Harold J. Laski-Grammar of Politics: Page 8.

૪. સરખાવો—"Even to-day, it is not heard infrequently that legislative intervention into accepted canons of Hindu law is a crime against Society" (Indian Review, —May 1939; 'Social chaos' by T. T. Krishnamachari, M. L. A., Page 312)

૫. Salmond's Jurisprudence (Sixth Edition) Page 40.

બરાબર સમજ્યા નથી. આને લીધે એક વર્ગ બહુજ ગંભીરપણે એમ માને છે કે સામાજિક બાબતોમાં કાયદાની દરમિયાનગિરી એ વ્યક્તિની સ્વતંત્રતા ઉપર તરાપ મારે છે, સ્વતંત્રતાનો અર્થ નિરંકુશ વ્યવહાર એમ થતો હોય તો એવા મનસ્વી વર્તનને કોઈ પણ સમાજમાં સ્થાન ન જ હોઈ શકે. બલ્કે વ્યક્તિગત વૃત્તિયોનો નિગ્રહ કરવો તે સમાજજીવનની પહેલી અને આવશ્યક શરત છે. "ઉજડ અરણ્યમાં વસતો કુઓ અથવા સેન્ટ સાયમન એક ઉંચા સ્તંભ ઉપર સ્વચ્છંદે વર્તે એ પાલવે,"[૩] પણ સમુદાયમાં વ્યક્તિગત અહંતા કે લાભાલાભ ગૌણ રહેવાને જ સરજાયાં છે. કેમકે વ્યક્તિની અંગત રુચિ કે અરુચિનો ભોગ એ સામુદાયિક ઉલ્લાસની કીંમત છે. કાયદો એ નિયમનું બીજું સ્વરૂપ છે માટે તે વ્યક્તિની સ્વતંત્રતા ઉપર કાપ નથી પણ એની માનવતા ઘડવાનું બળ છે એમ સમજાશે.

કાયદાની ડખલગિરીથી સમાજની સ્વયંચેતના ક્ષીણ થાય છે, તેના વિકાસમાં અવરોધ થાય છે, અને સમાજ પોતે પરવશ બને છે એમ બીજા વર્ગની માન્યતા છે.[૪] તેથી સામાજિક પ્રશ્નો બને ત્યાં સુધી કાયદાથી અલિપ્ત રાખવા જોઈયે એમ એનું કહેવું છે. આ દલીલની તર્કપરંપરા દીવા જેવી સ્પષ્ટ દેખાય છે. પણ એ મૂળ વગરના ઝાડની જેમ પાયા વગર ઉભી છે. અર્થાત્ એના પાયામાંજ પોલાણ છે. આમાં ખૂદ કાયદા શબ્દને અંગે ગેરસમજુતી ઉભી થઈ છે. કાયદાનો અર્થ શાસનતંત્રની આપખુદી એમ થતો હોય તો એ અવરોધ બેલાશક ન નભાવી શકાય એવો છે. પરંતુ "જે નિયમ કે સિદ્ધાન્ત મુજબ માણસનાં વર્તન અને વ્યવહારની કસોટી કરાય એનું નામ કાયદો"[૫] એવી વ્યાખ્યા સ્વીકારિયે તો તે સમાજના જીવન તેમજ વિકાસને પોષક છે એમ સર્વકોઈ કબૂલ કરશે. વળી, રાજ્ય કે સરકારી કાયદામાં અને સામાજિક કાયદામાં તળસ્પર્શી ભેદ છે. એકમાં, કસુર માટે શિક્ષા કે દંડ, અથવા નુકસાની સહન કરવાની હોય છે. બીજામાં, સામુદાયિક હિતનો દ્રોહ કરનારને, સમાજના જ નિયમથી ઠેકાણે લાવવાનો હોય છે. શાસનતંત્ર પાસે સમાજવિષયક કોઈ જુદો કાયદો પસાર કરાવવાની આ માગણી નથી. પણ સમાજના મ્હોટા ભાગે પસાર કરેલા ઠરાવોના ખરડાને વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના વ્યવહારમાં નિયામક બળ (Sanction) રાજ્ય કે સ્થાનિક સરકાર પાસેથી મળે એવો હેતુ સામાજિક કાયદામાં રહેલો છે. ન્હાના કે મ્હોટા મંડળોને વ્યવસ્થા અર્થે બંધારણ તો હોય છે પણ તે બંધારણમાં આવા નિયામક તત્ત્વ કે બળનો અભાવ હોવાથી તે મંડળોમાં ગેરવ્યવસ્થા નજરે પડે છે, અને ધ્યેયસિદ્ધિ થઈ શકતી નથી. સમાજમાં અંધાધુંધી એ કાયદાની ઉદાસીનતાનું પરિણામ છે. અને જો આ ઉદાસીનતા વધારે વખત ચાલૂ રહે તો સમાજ કઈ સ્થિતિયે પહોંચે એ કહેવું મુશ્કેલ છે. તેથી સમાજનું હિત હૈયે હોય એવા સર્વકોઈએ સ્થાનિક સત્તા પાસે આવી યોજના કાયદેસર માન્ય કરાવવી એ એમની પવિત્ર ફરજ છે. આથી નિરક્ષરતા દૂર થશે, વિધવાઓનો કોયડો ઉકેલાશે અને આર્થિક ગુંગળામણ ઘટશે. આના સમર્થનમાં દાખલા જોઈયે છિયે ? ભલે. સમાજે ઠરાવ કર્યો કે નિરક્ષરને કન્યા ન આપવી. એ ઠરાવનો ભંગ કરનારને રાજ્ય અવશ્ય પ્રતિબંધ કરે. એટલે પરણવાની ઉતાવળ કરવાને બદલે તેને માટે આવશ્યક અક્ષરજ્ઞાનનો પ્રયાસ આપોઆપ થશે. પ્રેત-ભોજનના પ્રતિબંધથી વ્યક્તિ પાસે એટલું દ્રવ્ય બચે એ ઇચ્છવાયોગ્ય નથી ? વિધવાઓના કેસ કોર્ટે ચડી ફજેતી મેળવે એ કરતાં એ વિશે નિશ્ચિત યોજના રજુ કરી તેની ખોળાધરી સ્થાનિક સત્તા પાસે માંગવી

---

૩. Harold J. Laski-Grammar of Politics: Page 8.

૪. સરખાવો—"Even to-day, it is not heard infrequently that legislative intervention into accepted canons of Hindu law is a crime against Society" (Indian Review, —May 1939; 'Social chaos' by T. T. Krish namachari, M. L. A., Page 312)

૫. Salmond's Jurisprudence (Sixth Edition) Page 40.

એ હિતાવહ માર્ગ નથી એમ કોણ કહેશે? આ ઉપરથી જોઈ શકાશે કે કાયદાના બળે સામાજિક બંધારણમાં જે નિયામક તત્ત્વ આવશે તે સમાજના શરીરને અને તેનાં અંગોપાંગને અનેકરીતે ઉપકારક નીવડશે.

અહિં કોઈ શંકા કરે કે સ્ટેટને અને સમાજને શી લેવા દેવા છે? એ બન્નેનાં કર્તવ્ય અને ઉદ્દેશ નિરનિરાળાં છે. વળી સ્ટેટને બીજી અનેકવિધ જવાબદારીઓનો સામનો કરવાનો હોય છે. તેમાં સમાજના તંત્રમાં ઘોંચપરોણો કરી નવી જુમ્મેદારી શા માટે વધારવી? આના જવાબમાં જણાવવું જોઈયે કે સ્ટેટ એક રાજદ્વારી સંસ્થા છે અને તેની હકુમત તળે વસતા પ્રજાસમુદાયનું રક્ષણ અને વ્યવસ્થા કરવા તે બંધાયેલ છે. પ્રજાસમૂહનાં મંડળો અને સંસ્થાઓને કાયદા મારફત સંગીન અને સદ્ધર બનાવવી એ દરેક રાજ્યની ફરજ છે. એની પ્રવૃત્તિયોને, જરુર પડયે, યોગ્ય માર્ગ-દર્શન આપવું એમાં પ્રજા તેમજ રાજ્યનું શ્રેય છે. કાયદા અને વ્યવસ્થાની બાબતમાં સ્ટેટ ઉપેક્ષા કે પ્રમાદ કરે તો પરિણામે બન્નેને નુકસાન થાય એ સ્વતઃસિદ્ધ વાત છે. એટલે સમાજ અને સ્ટેટનાં કર્તવ્યક્ષેત્ર જુદાં છતાં એ બેયનાં હિત એક બીજા સાથે સંકળાયેલ છે માટે રાજ્યે તો સમાજના પ્રશ્નોમાં અંગત રસ લઈ તેમાં પ્રસંગોપાત્ત નવી પ્રેરણાઓ પૂરવી જોઈયે. કેમકે સામાજિક સંસ્થાઓની પ્રગતિ એ રાજ્યનું ગૌરવ છે અને એ વિના રાજ્યના અસ્તિત્વની કીંમત નથી.

આમ છતાં, સામાજિક કાયદાપ્રકરણને અંગે વિરોધ દેખાય છે તેનું કેમ? એ વિરોધ સ્થિતિચૂસ્ત માનસનો નમૂનો છે. કોઈપણ વિષયનું ઉપરચોટિયું જ્ઞાન બહુ ભયંકર વસ્તુ છે, અને એવા અધૂરા કે અપક્વ વિચારને લીધે સમાજને ખૂબ જ નુકસાન થયું છે. વર્તમાન સમયમાં વિષયમાત્રની છણાવટ વિજ્ઞાનની દૃષ્ટિયે કરવામાં આવે છે અને એ રીતે સમાજશાસ્ત્ર અને કાયદાનું વિજ્ઞાન એ બન્ને એક જ વૃક્ષની બે જુદી શાખાઓ છે. અર્થાત્ એકની અપેક્ષાએ બીજાનું અસ્તિત્વ છે, એ અગત્યનો મુદ્દો વ્યવહારમાં ઘણી વખત ભૂલી જવાય છે.

આ કથનની વિરુદ્ધ એમ કહેવામાં આવે કે સમાજશાસ્ત્ર અને કાયદાનું વિજ્ઞાન એ બેય અર્વાચીન યુગની નવતર બાબતો છે એટલે એ પૂરી ખેડાયેલ પણ ન હોય. માટે એવી નવીન બાબતો ઉપરથી આપણી પરાપૂર્વની સમાજગત પ્રણાલીઓના ભંગને સત્કારવો એ ન્યાયમુક્ત નથી. આના ખુલાસામાં બહુ જ ભારપૂર્વક જણાવવાનું કે આ વાત સર્વથા જુઠી છે અને તે ઇતિહાસની અવગણનાનું પરિણામ છે.

### ૩

હવે સમાજ અને કાયદાનો ઉત્ક્રાન્તિક્રમ, ઐતિહાસિક દૃષ્ટિયે, વિચારિયે અને તે ઉપરથી એ બે વચ્ચેનો સંબંધ દુનિયાની પ્રાચીન પ્રજાઓમાં કેવો હતો તેનો ખ્યાલ આવશે.

વ્યવહારની સામાન્ય ભાષામાં સમૂહ એટલે ટોળું કે જુથ એવો અર્થ થાય છે. પણ સમાજશાસ્ત્રની પરિભાષામાં એનો વિશેષ અર્થ સમજવા જેવો છે. પાંચ કે પંદર પાડોશીઓ નવરાશની વેળાએ ચૉવટ કરવા એકઠા થાય તે સમૂહ નથી કેમકે એ બધાયમાં એકસરખી ભાવના નથી. પચીસ કે પચાસ યુવકો રજાઓના દિવસોમાં વાતો કરવા ભેગા થાય, અથવા દેશદેશાવર વસતા લોકો પોતાના ગામમાં એકાદ માસ માટે આવે અને અન્યોન્યને હળેમળે એ સમૂહ નથી કેમકે એમનામાં સાતત્ય નથી. સ્થાનિક જ્ઞાતિમંડળો પણ સમૂહ નથી કેમકે એમાં સામુદાયિક જવાબદારીનું ભાન નથી. ચોમાસાનાં અળસિયાં માફક જે નવાં મંડળો ઉભરાયે જાય છે તે પણ સામાજિક સમૂહ નથી કેમકે એકમાં પ્રણાલીનો તો બીજામાં નિયામક બળનો અભાવ હોય છે. સારાંશ કે, એકસરખી ભાવના, એનું સાતત્ય, સામુદાયિક હિતનું ભાન વગેરે લક્ષણો જે સમૂહમાં હોય તેને જ સામાજિક દૃષ્ટિના વિશિષ્ટ અર્થમાં સમૂહ કહેવાય; બીજાને નહીં.

આ પ્રમાણે ટોળાંની સ્થિતિમાંથી સમૂહ સામાજિક મંડળ કે સંસ્થા બને છે એટલે વ્યવસ્થા એ એની પહેલી જરુરિયાત છે. એ વ્યવસ્થાનું પાલન એના એકમો સૈનિકની જેમ કરે છે કેમકે એમાં સંસ્થા કે

મંડળની જવાબદારી છે. નિયમનમાં કસૂર થાય તો સમાજમાં બખેડા ઉભા થાય છે અને વ્યક્તિયોની સ્થિતિ હરાયા ઢોર જેવી અસ્થિર બને છે.

પ્રણાલી અને પરંપરા, રિવાજ અને રુઢિ એ વ્યવસ્થાનાં પૂર્વપગથીઆં છે. એનો સંગ્રહ તે નિયમો, અને નિયમોનું પાલન તે શિસ્ત. પરલોકનો ભય, લોકાપવાદ અને છેવટે બહિષ્કાર એ શિસ્તપાલનમાં નિયામક બળ. માનવટોળાંઓને સમૂહમાં વ્યવસ્થિત રાખવા આવી ગોઠવણ આદ્યસ્મૃતિકારોએ કરેલી. સ્મૃતિયોએ વ્યવહાર અને વર્તનને ધાર્મિક ધોરણે માપ્યાં. તેથી એને ધર્મશાસ્ત્ર કહે છે. પણ વસ્તુતઃ એ કાયદાના ગ્રન્થો છે. પરલોકના ભયે પાશવવૃત્તિયો નિયંત્રિત થતી; લોકાપવાદે સામાજિક નીતિ સુસ્થાપિત કરી; અને બહિષ્કારના ભયથી વ્યવહારમાં સંયમ આવ્યો. સાચજુઠની પરીક્ષા દિવ્યથી કરવામાં આવતી. આમ, પ્રાચીન આર્યાવર્ત, ગ્રીસ કે રોમની સમાજવ્યવસ્થામાં નિયમ, તેનું પાલન અને કસોટી એ શાસનતંત્રના ત્રણેય અંગો દેખાય છે.

આવા સમાજનો દેહ સચેતન હોય છે. અન્ય પ્રાણીઓની પેઠે એના શરીરને વિકાસની અપેક્ષા છે. એટલે એનાં અંગો પોષણ વાંચ્છે એ સ્વાભાવિક છે. સમયાનુરૂપ પોષણને અભાવે કાં તો એ અંગો ચીમળાય છે અથવા એમાં વિકૃતિ આવે છે. પશ્ચિમની પ્રજાઓએ બાર ડિસેમવરલ ટેબલતું * અને જસ્ટિનિયનના ઇન્સ્ટિટયુટનું ભાષાન્તર પોતપોતાની પ્રાન્તિક ભાષાઓમાં કર્યું. એમાંથી પોષક તત્ત્વો તારવ્યાં અને તે ઉપરથી દેશ અને કાલની જરુરિયાત મુજબ સામાજિક ફેરફારો કર્યાઃ જ્ઞાતિની મર્યાદાઓ ફગાવી દીધી; પિતાના નિરંકુશ દોરને તોડયો અને સંતાનોની પરાધીનતા હળવી કરી; ગુલામોની શૃંખલા દફનાવી અને ધર્માચાર્યોના હાથમાંથી શાસનનીતિ ખુંચવી લીધી. સામાજિક વિકાસમાં આડે આવતાં બળોનો સામનો કર્યો અને સમાજનું નવસંસ્કરણ કર્યુંઃ એ નવા સમાજમાં વર્ણાન્તર લગ્નોની છૂટ આપી એટલે વર્ણોને બદલે વર્ગો થયા. કોઈપણ વ્યક્તિને મનપસંદ ધંધો કરવાની અનુકૂળતા મળી, અને વ્યક્તિગત શક્તિના વિકાસ માટે ગરીબ તેમજ ધનિકને એકસરખી તક આપવામાં આવી. સમાજની નવરચનાને, એનાં મંડળો અને સંસ્થાઓને પોતપોતાના દેશની સરકાર પાસે માન્ય કરાવી. એ માટે ખાસ કાયદાઓ દ્વારા વિશિષ્ટ હક્કો અને ખતપત્રકો મેળવ્યાં. પરિણામે, સાહિત્ય અને કલા, શિક્ષણ અને વિજ્ઞાન, વાણિજ્ય અને રાજ્યનીતિ વગેરે ક્ષેત્રોમાં અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી.

* H. S. Maine : Ancient Law Page 18.

આપણે ત્યાં માનવધર્મશાસ્ત્ર ગ્રન્થસ્થ થયું ત્યાર પછી સેંકડો સદીઓ પસાર થઈ. રાજ્યપલટા થયા અને જાતિમાં સંકરતા આવી. વિજાતિયોનો સંપર્ક વધ્યો અને આચાર તથા વિચારમાં નવાં પૂર આવ્યાં. શાસ્ત્રવિહિત કર્મો છોડયાં અને શાસ્ત્રનિષિદ્ધ યવન તેમજ મ્લેચ્છની સેવા સ્વીકારી. છતાંય સામાજિક ક્ષેત્રમાં સમય પ્રમાણે ફેરફારો ન કરવાનું ગદ્ધાપૂંછ મજબુતપણે પકડી રાખ્યું. ઇસ્લામી રિયાસત અને તેના સંસર્ગથી હિંદુસંસ્કૃતિના સામાન્ય સ્વરૂપ ઉપર પ્રાકૃતદૃષ્ટિને જણાય એવી ખાસ અસર માલમ ન પડી. યુરોપી પ્રજાઓના સહવાસથી અને બ્રિટિશ અમલના પ્રારંભિક વર્ષોમાં, તેની તટસ્થ નીતિને લીધે, સામાજિક વ્યવહાર અને વર્તનમાં આપણને ચોંકાવે એવા પ્રત્યક્ષ ફેરફાર ન દેખાયા. પણ આર્યસમાજ અને ક્રિશ્ચિયન મિશનરીઓના પ્રયાસ અને પ્રચારથી ભાવિ હિંદુ સમાજ ભયમુક્ત નથી એમ વિચારકોને ચોક્કસ જણાયું. જુના જગતની માન્યતાઓ વિશે તેમણે શંકા ઉઠાવી, પણ તતુડીનો અવાજ કોઈએ ન સાંભળ્યો. સમજુતીની વિનવણીઓ કરી પણ તેને હસી કાઢી. પરિષદો ભરી પણ તેને તમાસો ગણ્યો. આંખ્ય મીંચીને ઉઘાડીએ નહીં એટલી વારમાં જીવનની સંકુલતા વધવા લાગી અને સમાજ રૂપાન્તરવશ થતો દેખાયો. જ્ઞાતિ અને સંયુક્ત કુટુંબ વિશે અણગમો, પ્રજોત્પત્તિનું વધતું જતું પ્રમાણ, શહેરમાં વસવાની તાલાવેલી અને નોકરી માટે પડાપડી વગેરે સામાજિક અને આર્થિક બળોની હરિફાઈએ સમાજનું નાવ વધારે ને વધારે અસ્થિર બનાવ્યું તોય ન સમજ્યા સુકાનીઓ કે ન સમજી શાસક સત્તા. સઢ તૂટ્યા,

વંટોળ વધ્યો અને ક્રાન્તિનાં મોજાં ચારે પાસથી ઉછળ્યાં. કોઈ મોટી ઈમારત મૂળમાંથી જ ખળભળી ઉઠે તેમ સમાજનો દેહ પાયાથી ટોચ સુધી પડું પડું થઈ રહ્યો. તેને ટકાવી રાખવા થીગડાં માર્યાં, પણ તે નિષ્ફળ નીવડયાં. સમાજના જર્જરિત ઈમલાને કાં તો જમીનદોસ્ત કરવો અથવા જરુર જણાય ત્યાં વિના સંકોચે નવું ચણતર કરવું એમ બે માર્ગ ખુલ્લા રહ્યા. ચિન્તકોએ બીજો વિકલ્પ સ્વીકાર્યો. કેમકે જે સિદ્ધાન્તો વડે સમાજે હજારો સદીઓ દરમિયાન પોતાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું તેનો સર્વાંગે ત્યાગ કરવામાં તેમણે ડહાપણ ન માન્યું. પણ સમાજના બેલગામ દોરમાં વ્યવસ્થા લાવવી એ હાલના તબક્કે અનિવાર્ય જરુરનું છે એમ તેમણે નિશ્ચય કર્યો. આ વર્ગે નિરાશા છોડી અને લોકમતને ચકાસ્યો. બુઝાતા દીપકમાં ચેતના આવી, ને "જુના જગની દાંડી કાંપી."[૬] એણે સમાજનું સુકાન હસ્તગત કરવા નિર્ધાર કર્યો. પ્રચારથી અને પ્રકાશનથી એણે સમાજનું મન્થન કર્યું, અને સામાજિક અસંતોષનો જુવાળ પ્રગટાવ્યો. પરિણામે વ્યક્તિ તેમજ સમૂહ તરફથી સમાજસુધારણાની પ્રચંડ ઘોષણાઓ સંભળાવા લાગી.

૪

નવા વિચારકોનો મ્હોટો ભાગ યુવાન માનસનો છે. ઈતિહાસના સિંહાવલોકન પરથી તેને જણાયું કે આખી આલમમાં સમાજના ઉદ્ધાર માટે યુવાનોએ આગેકુચ કરી છે. લ્યુથર અને રુસ્સો, વૉલ્ટેર અને ડિડેરો એ નવયુગના આદ્ય જ્યોતિર્ધરો છે. ધર્મના અધ્યક્ષ પોપ સામે લ્યુથરનો પડકાર, રુસ્સોનો "સોશિયલ કૉન્ટ્રૅક્ટ" વૉલ્ટેર અને ડિડેરોના સામાજિક અસમાનતા માટેનાં પ્રવચન એ બધાં એ જ્યોતના પ્રત્યક્ષ પૂરાવા છે. એમના જ્યોતિયે મધ્ય યુગના યુરોપને અંધકારમાંથી પ્રકાશમાં આણ્યો. એ જ્યોતને વ્યવસ્થિત તંત્ર દ્વારા સ્નેહસિંચન મળ્યા કરે છે એટલે એનો અખંડિત પ્રકાશ દેશાન્તરમાં પણ ફેલાયો છે. પ્રાચીનોની એ પ્રેરણાથી આજનો યુવક, યુલિસિઝની માફક આકાશ ને પાતાળ એક કરવા ઉત્સુક થયો છે. શાસ્ત્રોનાં પારાયણ અને ધર્મની તુલના ઉપરથી એણે સંગ્રાહક અને સમન્વય બુદ્ધિ કેળવી છે. એણે કેટલાય મણિશંકરોને ક્રિશ્ચિયન થતા જોયા છે અને સામાજિક બદીઓમાં કાંઈક આશાસ્પદ જીવોનું કચ્ચરીઉં થતું જોયું છે. એણે કેટલીય વિધવાઓને કુવો ખૂરતી નિહાળી છે, અને કેટકેટલીયને પંઢરપૂરનો માર્ગ બતાવ્યો છે. દુનિયા ન જાણે તેમ કેટલાય અનાથોને એણે સનાથ કર્યા છે. પરાયા ડહાપણે જીવવા કરતાં પોતાની ભૂલે આગળ વધવાની તેને હામ છે. એ હાજીહા કરી જાણતો નથી, પણ પોતાના મન્તવ્યને મક્કમ રીતે આગળ ધરે છે. બીજાનું દૃષ્ટિબિંદુ જાણવાની તેનામાં ધીરજ છે પણ પ્રણાલીને નામે પરવશતા કે અંધઅનુકરણ તે કબૂલ રાખતો નથી. એના ક્ષિતિજમાં શાસ્ત્રવિહિત વર્ણોને સ્થાન છે, પણ જુનવાણીએ ઉપજાવેલાં જ્ઞાતિનાં તડાં અને ઝુંમખાં, નિરર્થક ખર્ચ અને પોકળ પ્રતિષ્ઠા, સ્ત્રીઓનો પડદો અને નિરાધારી તેને મંજુર નથી. એનામાં સંકલ્પનું બળ છે અને ભાવનામાં વિશ્વાસ છે. સમાજના નવસર્જન માટે એણે જીવનસર્વસ્વ હોડમાં મૂક્યું છે. સમાજના બડેખાંઓને, સંપ્રદાયના આચાર્યોને અને શાસ્ત્રાર્થના પંડિતોને તેમનાં મન્તવ્યો રજુ કરવા ફરી એક વધારે તક આપે છે કારણ કે સમાજની સુધારણા એ એનો નિર્ધાર છે.

૫

પણ વસ્તુસ્થિતિની વિષમતા હવેજ ખુલ્લે સ્વરુપે પ્રગટ થાય છે. અર્વાચીન સમાજમાં અવ્યવસ્થા અને અસમાનતા છે; એનો વ્યવહાર સ્વૈરવિહાર જેવો દેખાય છે; એમાં વ્યક્તિગત અસંતોષ છે. પ્રાચીન સમાજની જેમ એનો વ્યવહાર સીધો કે સરળ નથી, કેમકે એમાં જુના અને નવા વિચારની અથડામણ છે, એમાં જ્ઞાતિમાત્રના મંડળો અને ઉપમંડળો છે; એમાં ધર્મ અને સંપ્રદાયના ભિન્ન ભિન્ન વાડાઓ છે; જુદા જુદા હિતના વિભાગો છે તેમજ ધંધાદારી અને કારીગરના નિરનિરાળા વર્ગો છે. એ બધાયને એક તંત્રમાં વ્યવસ્થિત કેમ રાખવા એ પહેલી મુશ્કેલી છે. સમાજના બધા એકમોને નાત કે જાતના ભેદ

૬ સ્નેહરશ્મિ – જ્વાળા (કાવ્ય)

વગર, સમાનતા અને સાનુકૂળતાનો લાભ આપવો એ આધુનિક આદર્શ અર્થશાસ્ત્રની નીતિને પરવડે તેમ નથી. વળી જે સમયમાંથી આજનો સમાજ હાલ પસાર થાય છે તે જુના અને નવા યુગનો સન્ધિકાળ છે. સામાજિક અંધેર એ એનું સીમાચિહ્ન છે એ સન્ધિકાળમાં ઉન્નત તેમજ અવનત બન્ને અંશો રહેલાં છે; એમાં ડહાપણ તથા મૂર્ખાઈ, શ્રદ્ધા અને અશ્રદ્ધા પ્રકાશ અને અંધકાર, આશા અને નિરાશા એમ વિરોધી દ્વન્દ્વો છે. આપણી પાસે બધુંય છે અને કાંઈ નથી; સ્વર્ગનું સુખ અને નરકની યાતના પણ આ યુગમાં છે. અને તેમાંથી સારું કે માઠું જે પરિણામ આવે તે સ્વીકારવા સમાજે તૈયાર રહેવાનું છે.૭ પણ એ ભાવિ સમાજરચના કેવી થશે તેનો સ્પષ્ટ ખ્યાલ આપણી પાસે નથી; એનું અનુમાન એ બુદ્ધિ કે ગણતરીનો વિષય નથી. એની આગાહી આપનાર કોઈ દૃષ્ટા પણ અત્યારે નથી. એ માટે આવેશ કે ઝનૂનની લેશમાત્ર જરુર નથી કેમકે વિપ્લવથી સમાજસુધારો થઈ શકતો હોય તોપણ તે ટકતો નથી એમ ફ્રાન્સનો ઈતિહાસ કહે છે. સમાજની સુધારણા ક્રમિક ગતિયે સમૂહના સહકાર અને સંખ્યાના બળથી થાય તો જ સ્થાયી અને લાભકારક બને.

૭ Charles Dickens—Tale of Two Cities; Opening para—

"It was the best of times, it was the worst of times, it was the age of wisdom, it was the age of foolishness, it was the epoch of belief, it was the epoch of incredulity, it was the Season of Light, it was the Season of Darkness, it was the spring of hope, it was the winter of despair, we had everything before us, we had nothing before us, we were all going to Heaven, we were all going direct the other way—in short, the period was like the present period, and some of the people were prepared to receive it for good or for evil."

આ સ્થિતિમાં બીજું કાંઈ જ શક્ય ન હોય તોપણ સમાજની વ્યક્તિયો એક રાગે રહે, એનાં મંડળો એ ધોરણે વર્તે અને એનું બંધારણ સમયવર્તી થાય એવી ગોઠવણ કાયદાથી સાધ્ય છે એમ ઐતિહાસિક દૃષ્ટિનો અનુભવ છે. એટલે સમાજના અનેકવિધ તંતુઓને એક તાંતણે સાંધવા કાયદાનું બળ એ આપણી તાત્કાલિક જરુરિયાત છે.

એ કાયદાના નામથી ભડકવાનું જરાય કારણ નથી. કાયદો માત્ર ઓઠું છે. એની મદદથી સામાજિક અવ્યવસ્થામાં વ્યવસ્થા લાવવી એ ધ્યેય છે. સંસ્થાઓ અને મંડળો વ્યવસ્થિત બનશે એટલે બીજી ન્હાની મ્હોટી વિગતો આપોઆપ સંવાદી થશે. એ ખરું છે કે કાયદો આંધળો છે, પણ કાયદાની સામે છૂટછાટ લેતાં માણસો સ્વાભાવિક રીતે અચકાય છે. એ કાયદો બધી રીતે પરિપૂર્ણ છે એમ કોઈનો દાવો નથી. કેમકે કાયદો ઘડનાર વ્યક્તિ કે મંડળ સ્વભાવે અપૂર્ણ છે. પણ સાહિત્યની પેઠે કાયદો અમુક સમયમાં વસતા માણસોની અભિલાષાનું પ્રતિબિંબ છે.૮ સમય જતાં, માણસોની પ્રકૃતિ અને વ્યવહારમાં ફેર પડે છે તેમ કાયદો પણ આવશ્યક રૂપાન્તર માગે છે. શાસકતંત્રના કાયદામાં જે બળ છે તે સમાજના ઠરાવોમાં નથી હોતું. તેથી કાયદાના તંત્રમાં જે ખામીઓ છે તે કરતાં લાભ વધારે છે. કાયદાના એ આધારથી 'ઈંગ્લેન્ડ અને ફ્રાન્સની અમીરાત અંકુશમાં આવી. એના બળે ગુલામના વેપારનો હમેશને માટે અંત આવ્યો. એથી યુનાઈટેડ સ્ટેટ્સ્ સુધારાની પરિસીમાએ પહોંચ્યું. એ જ કાયદાએ રશિયાની સામાજિક આંતરવ્યવસ્થામાં જબર પરિવર્તન આણ્યું. એની મદદથી યુરોપમાં જર્મનીએ અને

૮. Harold I. Laski—Grammar of Politics, P. 287.

"Law then emerges as the evaluation of the interests by the interweaving of interests. It is a function of the whole social structure and not of some given aspect of it. Its power is determined by the degree to which it aids what that whole social structure reports as its desires."

એશિયામાં જાપાને વિજ્ઞાનક્ષેત્રમાં અજબ પ્રગતિ સાધી. કાયદો એ પ્રજાસમગ્રનું તેમજ સામાજિક સમૂહનું માનસ અને વર્તન ફેરવવાનું અમોઘ શસ્ત્ર છે. એ કાયદો અમુક વર્ગ કે વિભાગ, હિત કે સંપ્રદાયે ઠોકી બેસાડેલો નથી, આમવર્ગના જાહેરહિતનું રક્ષણ કરવાનો એનો હેતુ છે. વળી, અમુક લોકની માગણીથી એ કાયદો પસાર થતો નથી કે અમલમાં આવતો નથી. એ બન્ને ભૂમિકા પહેલાં પ્રજાસમુદાયના લાગતાવળગતા મંડળોનો, તેમના પ્રતિનિધિયોનો અને ખાસ કમિટિયોનો તટસ્થ અભિપ્રાય અને સૂચનો મેળવવાં પડે છે. એનાથી જાહેર વ્યવહાર ઉપર પૂર્વાપર જે અસર થવાની હોય છે તેની પણ આગાહી કરી રાખવામાં આવે છે. અને છતાંય, એમાં ફેરફાર કરવાનું અંતિમ બળ પ્રજાસંઘના હાથમાં છે. તેથી સામાજિક કાયદાપ્રવૃત્તિ વ્યક્તિના કે સમૂહના વિકાસને અવરોધક છે એ ભય કે ઉલ્કાપાત અકારણ છે એમ પ્રતીત થશે. નવા યુગના ચિન્તકો સારાય દેશને શાન્ત અને સ્થિર ચિત્તે વિચારવાનું કહે છે કે સમાજનું ઉત્થાન શેમાં છે? અત્યારે સમાજમાં ઠેકાણે ઠેકાણે વિસંવાદ દેખાય છે, તેમાંથી મુક્તિ મેળવવી એ એમનો જીવનમંત્ર છે. એ માટે બાંધછોડ કરવા પણ તે તૈયાર છે. જો એની એષણામાં પ્રજાનો પ્રતિઘોષ હોય તો કાયદા મારફત સામાજિક સુધારણા એ ઇષ્ટાપત્તિ છે. આ પરિસ્થિતિમાં નવું માનસ પ્રત્યેક ક્ષણે પ્રતીક્ષા કરે છે કે 'વિજય કોનો?'

છેવટે, નરેન્દ્રોને અને તેમના સંચાલકોને, કોંગ્રેસ સરકારને અને તેના કાર્યવાહકોને, સમાજના મોવડીઓને અને શુભેચ્છકોને ઉગતા માનસની નમ્ર વિનંતિ છે કે જાહેર હિતના સંરક્ષક તરીકે, સામુદાયિક અસ્મિતા માટે અને ભાવિ પ્રજાના ગૌરવ માટે, સમાજના દરેક મંડળને, એના વ્યવહારને અને પ્રવૃત્તિયોને આપની લાગવગ, સત્તા અને સહકારનો સક્રિય સાથ આપો કે જેથી સમાજના જીર્ણ ખોખામાં અભિનવ પ્રેરણાઓ પાંગરે.*

* આ લેખની જોડણી લેખકની પોતાની જ છે.

●

## એક સ્થિતિ

હું શું કહું? નવ કહું? ઈહ મેઘ–ખંડો
જેવા ઝૂકેલ ધરતી પર, ભાવ–ખંડો
તેવા નમેલ ઉરના તવ કાજ, શાન્ત!

રોકાય કેમ બલ આજ પ્રવાહ મુગ્ધ?
વર્ષાય કેમ? જલ સાથ વિનાશવેગી
ચાંચલ્યપૂર્ણ ચપલાય વસે, અગમ્ય
એના પ્રપાત, પલમાં તવ નંદનો ને
ભસ્માવશેષ કરશે. ત્યમ શું અનન્ત
આકાશમાં સજલ મેઘ ઝળુંબી રહેશે?

કેકારવો તવ ઉરે થકી તીવ્ર જાગે
આ દામિની ચમક, આ ઉર મૌન કંપે.

•સ્વમસ્થ•

# ગ્રામકબરસ્તાનમાં રચેલી પંક્તિઓ

[ સાંજે ઘેર આવી ગયા પછી રાતનું અંધારું જામ્યે જ્યારે ખેડૂતો સૂઈ ગયા છે ત્યારે ગાઢ શાંતિમાં કેવળ તમરાં અને ઘૂવડના અવાજ સંભળાય છે. પણ એથી શાંત કબરમાં સૂતેલ પિતૃગણોની શાંતિમાં ભંગ પડશે નહિ. એમને યશગીતોની જરૂર નથી. તેઓ મહાન પુરુષો થવાની શક્તિ ધરાવતા હશે, પણ કેટલાંય ફૂલો જંગલમાં વણપિછાન્યાં અને કેટલાંય રત્નો સમુદ્રમાં વણશોધ્યાં જ રહી જાય છે! તેમનું જીવન ઘણું શાંત હતું, તેમાં ઊથલપાથલો નહોતી. એ બધા અશ્રુની અંજલિ માગે છે. આપણને એ શીખવે છે કે મૃત્યુ કોઈને છોડતું નથી, મૃત્યુ દુઃખકારી નથી કારણ કે દેહ ભસ્મ થાય છે પણ ચૈતન્ય તો અમર જ છે.

પ્રખ્યાત અંગ્રેજ કવિ ગ્રેએ જે મૃતપ્રશસ્તિની અમર બસો લીટી લખવા પાછળ બાર વરસો કાઢ્યાં હતાં તે કાવ્યનો આ ગુજરાતી પદ્યાનુવાદ છે. અનુવાદ પાછળ પણ સારો શ્રમ લેવાયો છે અને તે સારો બન્યો છે. આપણા ઊગતા કવિઓ અને લેખકોને હાથે રોજની ત્રણને હિસાબે લખાતી કૃતિઓનું જીવન આ કાવ્યની કીર્તિના પ્રમાણમાં કેટલું હશે? ]

વસન્તતિલકા

ઘેરે રવે અતિ ઘણે રવિ અસ્ત થાતાં,
પૂરે સુણો, શ્રવણને શી દિશાન્ત ઘંટા!
કેવાં બુલાવતી વળી નિજ વત્સ નેહે,
જાતાં ધીરે તૃણભૂમિ પર, ધેનુ સર્વે!
સોંપી સહુ તિમિરને જગ આ દિનાન્તે,
ને એકલો તજી મને વળી એ તિમિરે,
કેવી સુમન્દ ગતિ એ, બહુ થાકી, જાયે,
સર્વે, જુઓ, કૃષિવલો નિજ ધામ રૂડે! ૮
દૃશ્યો તણી દ્યુતિ હવે સહુ ઝાંખી થાયે,
ને વ્યોમ સૌ સ્થળ ઝરે મીઠી શાન્તિ ભારે. ૧૦
ગૂં ગૂં કરી ગગનમાં તમરાં ઊડે જે,
ને નિજ ઘંટડી તણે સૂર સુમધુરે,
મેંઢાં હવે અધીન નિંદ તણે થતાં જે,
ને પૂરતાં દૂરથકી મુજ કર્ણને જે; ૧૪
તેઓ તથા ઘુવડ જે વસો એહ કાલે,
કો વેલીછન્ન ઘુમટે અતિશે જૂનેરે,
પામી પીડા અતિઘણી સ્વપુરાણરાજ્યે
નિવાસ પાસ ભમતા જન દુષ્ટ હાથે,
પોતાતણી સુણવતું ફરિયાદ ભારે,
વિક્ષેપ તેજ કરતાં મીઠી શાન્તિ માંહે, ૨૦

શિખરિણી.

ઝૂકયાં ગાંઠાળાં જ્યાં સુરમણીય તે 'એલ્મ' તરુઓ,
વળી જ્યાં તે 'યુ'નો અતિ શીતળ છાંયો પ્રસરતો,

તથા જ્યાં તે નીચે તૃણમૂળભરેલા ધુલિઢગો.
સદા વેગે ધાતો ક્રૂર સમય ચૂર્ણિત કરતો:
કરે ત્યાં નાની શી નિજ નિજ કુટીરે સુમધુરા,
સહુ કાલાઘેલા પિતૃગણ, અહો, નિંદ અચલા.
ન તો ઉષા કેરા સુરભિ સમીરોના મધુસૂરો,
ન તો તૃણે બાંધી નિજકુટીરવિહંગ કૂજનો,
ન તો કુકકુટોના રવ સબળ કે શૃંગ સુરીલાં,
ધરે શકિત તેની જરી પણ હવે નિંદ હરવા.

હવે ના તે કાજે અનલ અતિ ચારુ ભભૂકશે,
હવે ના તે કાજે ગૃહિણી નિજ કાર્યે રત થશે,
હવે ના તે સામે શિશુ હરખઘેલાં ધસી જશે,
કથા કાલી કે'વા ઝટ નિજ પિતા–આગમનની.
ન તો બાલુડાં કો' અનુપમ મીઠાં ચુંબન તણો
લહાવો લેવાને તુરત જઈ અંકારૂઢ થશે.

અહો! કેવા તેઓ નિજ ભુજબળે ધાન્ય લણતા,
વળી કેવા તેઓ કઠિન ભૂમિમાં ચાસ કરતા,
અને શે હર્ષે તે હય–યુગલ ક્ષેત્રે ચલવતા,
તથા કેવાં મોટાં તરુ નિજ પ્રહારે નમવતા?

મહત્ત્વાકાંક્ષા, ના હસતી શુભ તેના શ્રમ ભણી,
ન તો સાદી ક્રીડા, ન યશહીનતા તેની હસતી;
ન વા તું ઐશ્વર્ય, શ્રવીશ ધરી ધિક્કાર દિલમાં.
કહિ દીનો કેરી લઘુ, સરલ ગાથા પુનિત આ.

ન ચારુતાધારી, ન કુલઅભિમાની, ન ધની વા,
ન સત્તાધારી વા, કદી બચી શકે મૃત્યુમુખથી.
ન તેથી બંધુઓ, લગાર પણ આ વાત ભૂલતા:
'સદા મૃત્યુમુખે સુયશપથ સર્વે લઈ જતા.'

જહીં મંદિરોની મહતી પરસાળે યશગીતો
બહુ ગુંજી ગુંજી લલિત ઘૂમટોને ગજવતાં,
ન જો સ્મૃતિસ્તંભો કબરસમીપે ત્યાં જન રચે,
મદાન્ધો, તો તેને ન જરી પણ દોષિત ગણતા.

રૂડાં રક્ષાપાત્રો, અનવરત કે'તાં મૃતકથા,
મહા ચૈતન્યે વા ચમકતી પ્રતિમા બહુમૂલા,

ગયા પ્રાણોને શું ફરી નિજ ગૃહે સ્થાપી શકશે?
યશોગાનો કિંવા મૂક શરીર વાચાલ કરશે?
વળી રેડાશે શું શ્રુતિસુખદ મિથ્યા સ્તુતિ વડે
કદી મીઠી શાન્તિ અતીવ જડ કર્ણે મૃતતણે? ૫૮
સ્થળે આ વિસ્મૃતે દિલ કંઇ હશે નિંદ કરતાં,
છૂપો જેમાં દિવ્યાનલ સળગતો'તો નકી પુરા
વળી તેવા ભુજો વહી શકત જે રાજ્યધુરને,
વહાવી યા તો જે શકત ગીતનાં દિવ્ય પૂરને.
છતાં વિદ્યાકોશો ભરપૂર થયા કાલથકી જે,
ન તેને તેનાં તો દરશન થયાં કો'દિ જરીએ;
ગરીબીએ તેનો વળી સકળ ઉત્સાહ દળવી,
લીધો આત્માને એ નિજશીતળળે છેક જકડી. ૬૬

અમૂલાં શાં રત્નો અતિ વિમલ તેજે ચમકતાં,
ઊંડી ને અંધારી જલનિધિ-ગુફામાં છૂપી રહ્યાં!
વળી શાં સુપુષ્પો વિજનવન જન્મી વિકસતાં,
કરે તેમાં નિત્યે સકલ નિજ સુવાસ અફલા! ૭૦

અહો, જુલ્મો સામે નીત નિજ લઘુક્ષેત્રપતિના
ઝઝૂમ્યો ઝાઝેરું ભય સહુ તજી ગ્રામ્ય વીર જે,
મહા હેમ્ડન્ જેવો, નકી અહીં મળે સુખથી સૂતો;
વળી કીર્તિવાચાવિહીન અહીં મિલ્ટન્ પણ મળે;
તથા નિષ્પાપી કો', ખચિત અહીં, ક્રોમ્વેલ્ પણ મળે,
ન ડૂબ્યો જે પાપે, રુધિર નીત રેડી, સ્વજનનાં. ૭૬

પ્રશંસા ના ભાગ્યે શ્રવણરત વિદ્વજ્જન તણી,
ન વા ભાગ્યે તેને બહુ સતવણી કેરી ધમકી,
ખરાબી કેરી વા,- અવગણવી કો'દિ લખી હતી,
ન વા ભાગ્યે તેને,-નીત નીત સુચારુ સ્વભૂમિમાં,
મહા રિદ્ધિ સિદ્ધિ સ્થળ સહુ વેરી,-નીરખવા,
સ્વભૂમિવાસીનાં દૃગ ઝલકી રે'તી નિજ કથા. ૮૨

થયા આવી રીતે ન પરિમિત ગુણો જ ઊગતા,
પરન્તુ તે સાથે પરિમિત થયા સૌ અવગુણો,
વહાવી ના તેણે રુધિરપૂર પૃથ્વીપતિ થવા,
દયાકેરાં કો'દિ ઝરણ વિમલાં સૂકવી દીધાં. ૮૬

વળી કુકાર્યોમાં બહુ જ ચલવી બુદ્ધિ નિજની,
અને વેગે તેની શરમ અતિ ઘોરા છૂપવવા,
મહાપીડાકારી, નવ કદિ ચલાવ્યાં જૂઠ ઘણાં.
નવા વિદ્યાજ્યોતે અનુપમ ધૂપોને પ્રગટીને,
મહાન્ધોને ધામે, સુહૃદ, અથવા વૈભવીઁ તણે,
ધરી વારે વારે જરીપણ થયા દુષિત કદા. ૯૨
અહો ! પ્રાકૃતોની ઘડમથલમાંથી છૂટી જવા,
અભિલાષા તેને દિલ ઊપજતી'તી નવ કદા;
વળી ભારે શાન્ત ત્યમ શીતળ કો જીવનખીણે,
રહી તેણે અવ્વા નિજ સકળ કાપ્યો બહુ પ્રીતે. ૯૬

વસન્તતિલકા.

એવાં ચ અસ્થિ અપમાનથી રક્ષવાને,
જે સ્મારકો, વિકૃત આકૃતિને કઢંગે,
કાવ્યે ભર્યાં, નીત ઊભાં સમીપે, નમાલાં;
તે માગતાં સતત અંજલિ આંસુડાની. ૧૦૦

ને નામ ને કવ્યાં કવિ કોઇ અશે,
તે કીર્તિને યશગીતોતણું કામ સારે.
વેર્યાં વળી પુનિત સૂત્ર બધેય જે તે,
આલિંગતાં મરણને શીખવે જનોને. ૧૦૪

છે કો' મનુષ્ય, મૂકવિસ્મૃતિને અધીન,
જેણે તજી જીવન આ, સુખદુઃખપૂર્ણ,
છાંડી તથા ખુશનુમા દિનસંગ સર્વે,
ફેંકી ન આશાભરી દૃષ્ટિ ફરી ફરીને ? ૧૦૮

મૃત્યુગ્રસિત જીવ સૌ નિજ દિલ ધારે,
ઊંડેરી આશ ધરવા શીર પ્રેમી ઉરે;
નિત્યે વળી સહુ, જુઓ, નયનો બિડાતાં,
માગે મીઠી, પ્રીતિભીની, શુભ અશ્રુધારા. ૧૧૨

સુણો, ઊઠે કબરમાંથીય સાદ ઘેરા;
છે તે સખા નકી, પુકાર નિસર્ગકેરા.
આ દેહ ભસ્મ બનતાં પણ બંધુ મારા,
ચૈતન્ય સાહજિક ના કદિ નષ્ટ થાતાં. ૧૧૬

બારડ મૂલજી ભીમજી

Arther Hugh cloughના 'Say not the struggle naugh awailethનું ગુજરાતી ભાષાંતર

ઊર્મિલા દવે (બી. એ.)

બધો પ્રયાસ, બધો શ્રમ, જખમોની બધી પીડા, બધું અફળ છે એમ કેમ માનવું ? પૃથ્વી ખુલ્લી રીતે જે મોજાંઓને પકડી શકતી નથી તે મોજાંઓ પૃથ્વીની એક નાની ચિરાડમાં છાનાંમાનાં પેસી જતાં હોય છે; સૂર્યોદય સમયે પૂર્વને બદલે પશ્ચિમમાં આભા પથરાયેલી હોય છે. આપણા પ્રયત્નોનું ફળ એ જ રીતે આપણી કલ્પનાની બહારની રીતે આવતું કેમ ન હોય ? માટે પ્રયત્નનું ફળ નથી એમ——કદીય વદશો નહિ

# કદીય વદશો નહિ

: પૃથ્વી :

કદીય વદશો નહિ–"અફળ આ બધી યાતના,
પ્રયાસ વળી વેદના વ્રણુ તણી થતી સૌ વૃથા."
કદીય વદશો નહિ–"અજય દુશ્મનો એ, અને

પુરાણુ પગદંડીઓ નિયત સૌ સદાકાળમાં."
બને કપટી આશ તો, ભય હશે મૃષાવાદી યે.
કદાચ ધૂળ વાદળાં ધુમટમાં છુપાઈ રહી
હશે રિપુ–નસાડતા હજીય મિત્ર ઝૂઝી રહ્યા
અને તવ સિવાય સૌ જયથી આભ ગર્જાવતા.

વૃથા ઉછળતા ધસે શ્રમિત લોઢ આહીં છતાં
ધરા સકલ એકને ય ગ્રહી ના શકંતી દીસે;
પણે, તરડ માહીંથી, ઝડપથી કરી છિદ્ર કે,
ધસી નીરવ આવતો જલધિ છોળ ઊછાળતો.

અને, પુરવ ગોખમાં જ થઈને ન આવંત તે
પ્રભા દિવસની બધી, દિનમણી યદા આવતો
ચડે છ અહીં ઉપરે રવિ ધીમે, અહા શો ધીમે !
પરંતુ પ્રતિચી ભણી પૃથિવી, જો, પ્રકાશી રહી.

# સોમનાથનું જીર્ણ મંદિર

[ પ્રભાસમાં સાંજે જ્યારે સૂરજ ડૂબી જાય છે ત્યારે ભરતી સમયે સોમનાથનું દૃશ્ય ભવ્યરૌદ્ર દુઃખદ લાગે છે, ગામના છેડે, દરિયાકાંઠે ખંડિયેર મંદિર ઊભું છે, ને તે મંદિર પર ચડી જોતાં, દૂર દૂર સુધી પથરાયેલ કબરો ને પાળિયા, વિષાદમાં વધારો કરે છે, ને થાય છેઃ ' કહીં વિજયનો નશો? નરી કરુણ રેખા અહીં ! ' ]

· પૃથ્વી ·

અનંત યુગઅંકમાં ડૂબવી કીર્તિને ઊભતું
ધરી વસન શ્યામ મંદિર સૂનું ખૂણે ગામના.
અહીં અહીં હતું વિશાળ શિવલિંગ, જ્યાં ધૂળના
અહો, ઢગ પડ્યા; મનુજ–આશનાં કોટડાં.
ધજા ફરકતી હશે દશ દિશામહીં: ભૂપ કૈં
ત્રિલોચનતણાં પડી ચરણ યાચતા મુક્તિને.
અનેક દિન ઓસર્યા: ઊછળી લક્ષ્મીને, રાજવી
વિલાસ ચકચૂર ભાનભૂલી રંગમશ્ગૂલ થૈ
લૂંટાવી નિજ લક્ષ્મીને: યવન હાથમાં સોંપિયાં
પુરાતન કમાડ, પ્રાણ શિવલિંગ કાળામુખે.
ઘડીક ભણકાર હ્યાં. પૂજનના ધ્વનિનો પડે,
ઘડીક રણકાર હ્યાં, અસિ–અસિ અહીં આથડે,
ઘડીક કકળાટ હ્યાં, યવન પાદમાં પાથરે
ભૂદેવ નિજ પ્રાણ લિંગ, શિવ રક્ષવા આખરે.
હજાર યુગમાં પડેલ સિસકાર યોદ્ધા કરે,
પડે ગજ, તુરંગની :મરણચીસ છેલ્લી ઘડી.
જલે કબરમાં વિષાદ પરદેશીનો ભેટવા
હજી વતન ને હજી વતન ઝંખી સૂતા રહ્યા.
અજાણ કર કો ફરે કબરપે કદી ફૂલડાં,
અજાણ પદ ચાંપતા રખડતાં તનુ–ફૂલડાં*
ઊભા કંઇક પાળિયા ' દીપન્ચું મૃત્યુને ' એટલી
ધરી ધીરજ દેખતા કરુણ હાલ દેરાતણો.
તરંગ ઉદધિતણાં હજુય આથડી પાળને
વિજીર્ણ કરવા મથે પ્રબલ વેગથી ગર્જને.

**ભાનુ લ. શુકલ**

* અસ્થિ

# અહિંસા કે શાન્તિ?

## શ્રી. કિશોરલાલ મશરૂવાળા

'**सर्वोदय**' માસિકના સંપાદકો પાસેથી મને '**संघर्ष**'ના કોઈ અંકો વાંચવાને મળી જાય છે. છેલ્લા બે ત્રણ અંકોના સંપાદકીય લેખોમાં મને એક ધ્વનિ દેખાયો છે. લેખક એ લેખોમાં કહે છે કે તેઓશ્રી કોંગ્રેસની 'શાંતિપૂર્ણ નીતિ'ને સમજી શકે છે, તે સાથે સહમત પણ થઈ શકે છે; પરંતુ ગાંધીજીની 'રહસ્યમયી અહિંસા'ને તેઓ સમજી શકશે એવી તેમને આશા પણ નથી. તે એમને એમની અને એમના મિત્રોની બુદ્ધિથી પર એવી ચીજ લાગે છે. નવવિચારધારાના પ્રવર્તક અને એક સંગઠિત રાજકીય દલના મુખ-પત્રમાંથી આવો નિરાશાનો સૂર નીકળવો તે અતિ ખેદની વાત છે. લગભગ ૪૦ વર્ષોથી મહાન નેતા જે નામનો જપ કરતો હિંદવાસીઓને દોરી રહ્યો છે અને એના ભાગ્યને પલટાવી રહ્યો છે, અને જેને કારણે આખી દુનિયા તેને કીર્તિ આપી રહી છે, તે અહિંસાને, તેના ઉત્તરાધિકારી બનવાની ઇચ્છા રાખનાર નેતાગણ પોતાની બુદ્ધિથી પર એવી વસ્તુ તરીકે જાહેર કરીને એના ઉત્તરાધિકારી બનવાની આશા રાખે છે? મને આ વસ્તુ શોભાસ્પદ નથી લાગતી. અહિંસાને સમજી લીધા પછી એને નકામી ગણી છોડી દેવી એ એક વસ્તુ છે, પરંતુ પોતાની બુદ્ધિ એ વિષયમાં કામ કરતી નથી એમ કહીને એનાથી દૂર ભાગવું એ બુદ્ધિ-યુક્ત વાત નહિ ગણાય. સફલ વિરોધને ખાતર પણ એ જરૂરી છે કે એને પૂરેપૂરો એવી રીતે સમજવાનો પ્રયત્ન કરવામાં આવે કે જેવી રીતે એનો પક્ષપાતી કરે.

ખરેખર શું અહિંસા એવી રહસ્યમયી વસ્તુ છે કે જે સામાન્ય બુદ્ધિના માણસને પણ સમજવી અસંભવ હોય? અને 'શાંતિપૂર્ણ નીતિ' સમજવી વધુ સહેલી છે? '**करना फकीरी, क्या दिलगीरी, सदा मगन में रहनाजी**' આ પણ એક શાંતિની નીતિ છે, અને આજકાલ ચેમ્બરલેન, હિટલર, મુસોલિની વગેરે જે રાજનીતિને ચલવે છે તે પણ શાંતિપૂર્ણ છે એવું સમજાવવામાં આવે છે. કોંગ્રેસે કઈ 'શાંતિપૂર્ણ નીતિ'એ ચાલવું? પહેલી 'શાંતિપૂર્ણ નીતિ'ને તો હિંદ જમાનાઓથી જાણે છે. જો એ અખત્યાર કરવી હોય તો 'સંઘર્ષ', 'ક્રાંતિ', ઇત્યાદિ નામોને જ મિટાવી દેવાં જોઈશે. અથવા જો યુરોપની શાંતિની નીતિને મંજૂર રાખવી હોય તો સામ્રાજ્યશાહીનો વિરોધ પડતો મૂકવો જોઈશે.

આનો કદાચ એવો ઉત્તર વાળવામાં આવે કે હું કેવળ વિતંડાવાદ જ ચલાવી રહ્યો છું. તાર્કિકતાનો આ દુરુપયોગ છે. સાધારણ બુદ્ધિએ સમજવાથી 'શાંતિપૂર્ણ નીતિ' બધાની સમજમાં આવી જાય છે. આ જ વસ્તુ અહિંસાને પણ લાગુ પડે છે. સૂક્ષ્મ બુદ્ધિ અને સૂક્ષ્મ તર્કમાં ફરક છે. તર્કને છોડીને બુદ્ધિથી સમજવાનો — અથવા આજકાલની પરિભાષામાં કહું તો, જીવનની વાસ્તવિકતાને જોવાનો — પ્રયત્ન કરવામાં આવે તો અહિંસાનો અર્થ સમજમાં આવી જવો મુશ્કેલ નથી.

શું, આપણે એ નથી સમજતા કે કોઈ પણ સમાજ — એ પશુ, પંખી અને માખીઓ જ કેમ ન હોય? — એ મનોવૃત્તિના વિકાસ પર વ્યવસ્થિત, સુસંગઠિત અને બળવાન બને છે કે એની દરેક વ્યક્તિએ તે સમાજની બીજી વ્યક્તિને ખાતર કંઈક ને કંઈક પોતાનાં સ્વાર્થ, આરામ, ઇચ્છાઓ કે એવું—સમય આવ્યે પ્રાણ સુદ્ધાં—ન્યોછાવર કરવાં જોઈએ કે જેથી બીજી વ્યક્તિઓનાં સ્વાર્થ, આરામ, ઇચ્છાઓ અને જીવન સુરક્ષિત રહે

અને વધતાં રહે ? આ વસ્તુ એક વખત નહિ, બે વખત નહિ પણ થોડા ઘણા પ્રમાણમાં હમેશાં કરવી પડે છે. સામાજિક જીવનનો આ અનિવાર્ય નિયમ છે. આ મનોવૃત્તિ વિના સારી રીતે વિકાસ પામેલી, બળવાન અને સુસંગઠિત સમાજરચના અસંભવિત છે. સમાજમાં વ્યક્તિસંખ્યા કરતાં આ મનોવૃત્તિના વિકાસની માત્રા વધુ મહત્ત્વની છે. ઓછી સંખ્યા વાસ્તવમાં 'માઈનોરિટિ' નથી, બલકે આ મનોવૃત્તિની ઊણપ 'માઈનોરિટિ' છે. હું માનું છું કે આ વાત કોઈની પણ બુદ્ધિની પરની ન હોવી જોઈએ.

બીજું. શું એ વાત સાચી નથી કે સંસારમાં માનવસમાજ સિવાય બીજાં પ્રાણીઓના સમાજમાં સ્વયોનિશત્રુતાનો રોગ નથી હોતો ? એક પ્રાણી પોતાની યોનિના બીજા પ્રાણી સાથે કારણવશાત્ ઝઘડી પડે છે, એ વખતે ક્યારેક એને મારી પણ નાખે છે; પરંતુ મારી નાખી ન શકે તો એ ઝઘડાને તે યાદ ન કર્યા કરે. વેરનો સંગ્રહ તે ન કરે કે ન એની પરંપરા ચલવે. સિંહ અથવા સર્પનો એક સમૂહ સિંહ કે સર્પના બીજા સમૂહ સાથે યુદ્ધ કરવા નહિ જાય. હરણાંનું એક ટોળું પોતાની યોનિના બીજા ટોળા સામે યુદ્ધ કદી નહિ માંડે. એમ નથી કે એમનામાં સંગઠનશક્તિ જ નથી. પોતાની રક્ષાને માટે તે બરાબર પોતાની વ્યૂહરચના કરી શકે છે. પરંતુ મનુષ્યેતર પ્રાણીઓમાં સ્વયોનિશત્રુત્વ નહિ જેવું છે. આ અનિષ્ટ તો મનુષ્યસમાજમાં જોવા મળે છે. અને એ એટલી હદ સુધી વધ્યું છે કે ન કેવળ દૂર દૂરના માનવસમાજો વચ્ચે શત્રુતા છે પરંતુ એક દેશ, એક ધર્મ, એક સંસ્થા અને એક પરિવારની વ્યક્તિઓ પણ એકમેકનાં ગળાં કાપવાને તૈયાર હોય છે. માનવવેર પેઢીઓ સુધી ચાલે છે. એ વાત બરાબર નથી કે એ વેર માત્ર અર્થને માટે જ થાય છે, અનેક કારણોમાંનું એક કારણ એ હોય છે. હું માનું છું કે આને પણ બુદ્ધિની પરની વસ્તુ માનવામાં નહિ આવે.

એક પગલું આગળ વધીએ. શું એ વાત સ્પષ્ટ નથી કે જે દેશ અથવા સમાજમાં આવું સ્વયોનિશત્રુત્વ ફેલાયલું હોય તે સમાજ નિર્બળ જ રહેવાનો, અને જીવનસંઘર્ષમાં તે એ સમાજનો માર ખાવાનો કે જેમાં સ્વયોનિશત્રુતા તો હોય પરંતુ સ્વસમાજમાંથી તે ઠીક અંશે નાબૂદ કરી શકાયું હોય ? જો એ નિર્બળ સમાજે બળવાન બનવું હોય તો સૌથી પહેલાં તેણે આ રોગથી મુક્ત ન થવું જોઈએ ? આધુનિક પરિભાષામાં 'યુનાઈટેડ નેશનલ ફ્રંટ'નો બીજો કયો અર્થ છે ?

જેઓ આ વાતો સમજી શકે છે તેઓ અહિંસાને સમજી શકશે અને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમના હેતુ અને એના આગ્રહને પણ સમજી શકશે.

એક વ્યક્તિ અથવા સમૂહની બીજી વ્યક્તિઓનાં ઉચિત સ્વાર્થ, આરામ, આકાંક્ષા તથા પ્રાણની રક્ષાને માટે પોતાનાં સ્વાર્થ, આરામ અને આકાંક્ષા અને જરૂર પડે તો પ્રાણનો સહર્ષ ત્યાગ કરવો, તથા મનુષ્યમાં રહેલી સ્વયોનિશત્રુતાની વૃત્તિને કોઈ રીતે ઉત્તેજિત ન થવા દેવી એ અહિંસા છે. આનાથી વિપરીત મનોવૃત્તિનું પોષણ હિંસા છે. કોંગ્રેસ, પ્રજા-મંડળ આદિ સંસ્થાઓની શુદ્ધિ, ગરીબોના દિલમાં ખાદી અને ગ્રામોદ્યોગોની પુષ્ટિ, કોમી એકતા, અસ્પૃશ્યતાનિવારણ, દારૂબંધી, સાર્વત્રિક શિક્ષણ ઇત્યાદિ એનાં સ્થૂલ રૂપ છે. આ દરેકમાં બીજાઓનાં હિત માટે કંઈક ને કંઈક ત્યાગની આવશ્યક્તા રહે છે. એ જ અહિંસા છે.

અને છતાંય જો સ્પષ્ટ ન થતું હોય તો વાંચકો પૂછે.

કલા સરસ્વતીને સાક્ષાત્ કરી શકે, પરંતુ જો એને કોઈની બંદી બનાવી મૂકે તો?

# મેઘમલ્હાર

શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય

પરમિતાના મંદિરમાં સાપનો ખેલ જોવા કેટલાંયે સ્ત્રી–પુરુષો એકઠાં મળ્યાં હતાં. એમાં પ્રદ્યુમ્ન પણ એક હતો.

તે દિવસે જેઠ મહિનાની સંક્રાન્તિ હતી. ચારે બાજુનાં ગમોમાંથી સ્ત્રીઓ દસપરમિતાની પૂજા કરવા માટે આવી હતી. આ પ્રસંગે ઘણા ચતુર ગારુડી અને બાજીગરો પોતપોતાનું કૌશલ બતાવવા ત્યાં આવ્યા હતા. માળીઓ વિવિધ પ્રકારનાં ફૂલોની માળાઓની છાબડીઓ સજીને ગ્રાહકની પ્રતીક્ષામાં ઊભા હતા. એક વેપારી મગધથી કેટલીયે બહુમૂલ્ય સાડીઓ લાવ્યો હતો, એની દુકાન પર સ્ત્રીઓની ઠઠ સૌથી વિશેષ જામી હતી. પ્રદ્યુમ્ને સાંભળ્યું હતું કે જ્યેષ્ઠસંક્રાન્તિ પર થનારા ઉત્સવમાં પરમિતાના મંદિરમાં એક વિખ્યાત બંસીધર ગાયક આવનારો હતો. મંદિરમાં તેને જ શોધવા તે આવ્યો હતો. પણ આખા દિવસની તપાસને અંતે પણ ભીડમાં એને એ ગાયકનો પત્તો ન મળ્યો.

સંધ્યાસમયને કંઈક વાર હતી. તે વખતે મંદિરના ચોકમાં એક વાદીએ સર્પોના આશ્ચર્યકારી ખેલો કરવા માંડ્યા. કુતૂહલપ્રેમી સ્ત્રીઓ ત્યાં એકત્ર થવા લાગી. થોડી જ વારમાં ત્યાં સારી એવી ભીડ થઈ ગઈ. પ્રદ્યુમ્ન પણ ત્યાં હતો તો ખરો પણ એનું ધ્યાન તમાશા તરફ મુદ્દલે નહોતું. એનું ધ્યાન મેદનીની પ્રત્યેક વ્યક્તિ તરફ હતું, રખે એમાંથી કોઈના હાવભાવ બંસીધરનાં લક્ષણો બતાવતાં હોય. આમ કેટલીક વાર સુધી જોતાં રહેવાથી એની નજર એક પ્રૌઢ વ્યક્તિ પર પડી, જે જીર્ણશીર્ણ અને મલિન વેશમાં ભીડની વચ્ચે એક કેડાણે ઊભો હતો. કોણ જાણે કેમ પણ પ્રદ્યુમ્નને થઈ ગયું કે એ જ બંસીધર હોવો જોઈએ. પ્રદ્યુમ્ન ભીડને વીંધી ત્યાં પહોંચવા મથતો હતો ત્યાં એ જ વ્યક્તિએ આવી એના ખભા પર હાથ મૂક્યો અને તેને ભીડની બહાર નીકળવાનો ઇશારો કર્યો.

બહાર આવતાં જ એ પ્રૌઢ વ્યક્તિએ તેને પૂછ્યું, "હું અવન્તીનો ગાયક સુરદાસ. તમે મને જ શોધતા હતા ને?"

પ્રદ્યુમ્ન આશ્ચર્યમાં પડી ગયો. એને થયું, 'આણે મારા મનની વાત કેવી રીતે જાણી લીધી?' પછી એણે વિનયપૂર્વક કહ્યું કે તે તેને જ શોધી રહ્યો હતો.

"હું તમને ઓળખું છું. એક દિવસે તમારા પિતા સાથે મારે સારી મૈત્રી હતી. હું જ્યારે જ્યારે કાશી જતો ત્યારે તમારા પિતાને મળ્યા વિના પાછો ન ફરતો. તમને હું તો તમે નાના હતા ત્યારથી ઓળખું છું. એ વખતે તો તમે બહુ જ નાના." પ્રૌઢે કહ્યું.

"આપ અહીં ક્યાં ઊતર્યા છો?"

"નદીકિનારે એકાંતમાં એક જીર્ણ મંદિર છે. તમે એ જોયું છે?"

"હા, પહેલાં ત્યાં એક સંન્યાસી રહેતા હતા કે?"

"હા, એ હજીયે ત્યાં છે. ત્યાં ક્યારેક મને મળવા આવતા જાઓ. અત્યારે તમે ક્યાં છો?"

"હમણાં હું વિહારમાં અભ્યાસ કરું છું. ત્રણ વર્ષથી છું. અહીં મંદિરમાં આપ ક્યાં સુધી રહેવાના?"

"એ હું તમને તમે મને ત્યાં મળશો એટલે કહીશ. એક દિવસ, જેમ બને તેમ જલદી મને મળો."

પ્રદ્યુમ્ને પ્રણામ કરી વિદાય લીધી.

*

**ત્યારે** પણ સાંજ પડી નહોતી. મંદિર એક ટેકરી ઉપર હતું. એની બંને બાજુએ ઢોળાવવાળા માર્ગ હતા. ત્યાંથી પ્રદ્યુમ્ન નીચે ઊતરવા લાગ્યો. દૂર નદી-કિનારાના જીર્ણ મંદિરમાં આરતી બજતી સંભળાઈ. પ્રદ્યુમ્ન એના અવાજને સાંભળી રહ્યો. ઉત્સવમાં આવેલાં નરનારીઓ ઉતાવળે પોતાનાં સ્થાન તરફ જતાં હતાં. સંધ્યાની શોભા અનુપમ બની હતી. પ્રદ્યુમ્ન એ શોભા જોતો ઊભો જ થઈ રહ્યો. ચંદ્રની જ્યોત્સના જાગી. પૃથ્વી ઝળહળી ઊઠી. દૂરનું મંદિર એમાં રૂપેરી રંગે રંગાયેલું દેખાયું. પ્રદ્યુમ્ન એને જોઈ રહેતો ક્યાંય સુધી ઊભો રહ્યો. સમયનું એને ભાન ન રહ્યું. લોકસમુદાય પાતળા વહેણની પેઠે દૂર ઝાડીમાં છેક અદૃશ્ય થઈ ગયો ત્યારે પ્રદ્યુમ્ન તંદ્રામાંથી જાગ્યો. એણે ઉતાવળે ચાલવા માંડ્યું.

એક વૃક્ષ આગળથી પસાર થતાં એને લાગ્યું કે વૃક્ષ પાછળ કોઈ છુપાઈ રહ્યું છે. એ વૃક્ષની નજીક ગયો કે રૂપાની ઘંટડી જેવો હાસ્યધ્વનિ ગુંજી ઊઠ્યો.

"ઓહ, સુનન્દા!" પ્રદ્યુમ્ન બોલ્યો.

"હા, હું સુનન્દા, પણ આપ ક્યાં આટલી ઘડી સુધી રોકાયા હતા?" સુનન્દા હસીને બોલી.

"હું? ક્યાંય નહિ. કૌમુદી કેવી ખીલી છે! શોભા જોવામાં મોડું કરી નાખ્યું."

"આવી શોભા કોઈ દિવસ જોઈ નહોતી, શું?"

"જોઈ તો હોય—"

"પણ—"

"સુનન્દા, તું જાણે છે બંસી મને કેટલી પ્રિય છે! એ સંપૂર્ણ શીખી લેવાની મારી કેટલી અભિલાષા છે! આજે મેળામાં એક બંસીધર આવવાનો હતો, મને એ મળ્યો પણ ખરો. નદીકિનારેના પેલા ખંડિયેર મંદિરમાં એ રહે છે, ટેકરી ઉપરથી એ દેખાય છે, એને જોવામાં સમય નીકળી ગયો."

"બંસીનો શોખ ખરાબ નથી. કોઈ પણ શોખનો અતિરેક થઈ જતાં તે કદીક પોતાનું અને બીજાઓનું પણ અનિષ્ટ કરી બેસે."

પ્રદ્યુમ્ન હસ્યો.

"સારું, એ બધું તમારા વિવેક ઉપર છોડું. હું તો માગું છું તમારી બંસીના બે સૂર. સંભળાવશો?"

પ્રદ્યુમ્ને કમ્મરે બાંધેલી વાંસળીમાંથી બંસી કાઢી.

"શું ગાઉં?" એણે પૂછ્યું.

"તમારો પ્રિય રાગ, મેઘમલ્લાર." સુનન્દા બોલી.

પ્રદ્યુમ્ને સ્મિત કરી બંસીને હોઠ આગળ આણી. એના પિતા સારા ગાયક હતા, એની જ પ્રસાદી પ્રદ્યુમ્નને મળી હતી. એનો કંઠ અને સૂરના આલાપ વાતાવરણમાં પ્રસરતાં પ્રકૃતિ એ સાંભળવા સ્તબ્ધ બની ઊભી રહેતી.

પ્રદ્યુમ્નની બંસીમાંથી સૂર નીકળ્યા. લતા–પત્ર અને ફૂલ–ફળ વચ્ચેથી સરી ઊંચા આકાશ અને રાત્રિની જ્યોત્સનાના હૃદયને ચીરી જે રસધારા પૃથ્વી પર અનવરત પ્રવાહે વહે છે તે તેના સૂરમાંથી ટપકવા લાગી.

"ઓહ–બસ કરો!" સુનંદા વચ્ચે બોલી ઊઠી.

"કેમ?" બંસીને બંધ કરીને પ્રદ્યુમ્ને પૂછ્યું.

"મોડું થાય છે ઘેર જવાનું." સુનંદા બોલી.

"અત્યાર સુધી ન થયું?" હસીને પ્રદ્યુમ્ને કહ્યું.

"ના." કહીને સુનંદા વાંસો ફરી એકદમ ચાલવા લાગી. પ્રદ્યુમ્ન એને જતી જોઈ રહ્યો.

*

**બીજે** દિવસે વહેલી સવારે નદીકિનારાના એ જૂના મંદિરમાં પ્રદ્યુમ્ન આવ્યો. મંદિરમાં કોઈ દેવ–દેવીની પ્રતિમા નહોતી. દીવાલોમાં મોટી ફાટો પડી હતી. એની અંદર સાપ અને વીંછીઓ ઘર કરીને રહેતા હતા. મંદિરની આસપાસ ગામો તો ઘણાં હતાં પણ રડ્યુંખડ્યું પણ કોઈ કદી આ તરફ આવતું નહિ. કેવળ આજ સાત માસથી એક ભિક્ષુક સંન્યાસી

ત્યાં નિવાસ કરીને રહ્યો હતો. એના બેચાર અનુયાયીઓ હમણાં હમણાં એ તરફ આવતા થયા હતા. આ કારણે ત્યાં એક કેડી જેવું બની ગયું હતું.

પ્રકાશ હજી પૂરેપૂરો ફૂટ્યો નહોતો. એ સમયે પ્રદ્યુમ્નને સુરદાસ આવીને મળ્યો. એ પ્રસન્નતાથી બોલ્યો, "બહાર બેસીએ, અહીં અંધારું વિશેષ છે."

સુરદાસ બહાર આવી પ્રકાશમાં પ્રદ્યુમ્નને પગથી માથા સુધી બરાબર નીરખી રહ્યો, પછી મનમાં સંતોષ પામતો હોય તેમ એ બોલ્યો, "હાં, તારી દ્વારા જ બરાબર બની શકશે. હું બરાબર જાણું છે એ વાત."

પ્રદ્યુમ્ને સુરદાસને દૂરથી પ્રથમવાર જોયો ત્યારે તેના મનમાં એને મળવામાં કંઈક નિરુત્સુકતા જેવું લાગતું હતું. પણ એની નજીક આવતાં એનો ખ્યાલ ફરી ગયો. એને લાગ્યું કે સુરદાસની કુરૂપતામાં પણ એક એવું આકર્ષણ છે કે જે સર્વ સમયે સર્વે લોકોમાં જોવા નથી મળતું.

"મને લાગ્યું જ હતું કે તું આ સમયે આ તરફ આવતો હઈશ. હાં, તારા પિતા તો એક વિખ્યાત ગાયક હતા, તારામાં પણ એ ગુણ ઊતર્યો તો હશે જ?" સુરદાસ બોલ્યો.

"જી, થોડી ઘણી બંસરી બજાવી જાણું." પ્રદ્યુમ્ને સંકોચપૂર્વક જવાબ આપ્યો.

"હાં—હાં, તારા પિતાને નહિ જાણતું હોય તેવું કોઈ નહિ હોય. પ્રત્યેક ઉત્સવમાં કૌશામ્બીથી તારા પિતાને ખાસ નિમંત્રણ આવતું. અને તું પણ—મેં સાંભળ્યું છે કે તું—બંસીમાં મેઘમલ્લાર સારો ગાય છે."

પ્રદ્યુમ્ને વિનમ્ર સ્વરે કહ્યું, "એવું તો કંઈ જાણતો નથી, પણ હાં, મનમાં કંઈ આવે તો તે બજાવી નાખું. મેઘમલ્લાર પણ એમ બજાવી નાખ્યો છે."

"જરા ગાઈ બતાવીશ? જોઉં, અભ્યાસ કેટલે સુધી પહોંચ્યો છે."

બંસી તો પ્રદ્યુમ્નની સાથે જ રહેતી, કોને ખબર સુનન્દા ક્યારે સામી ભેટી જાય અને બજાવવી પડે!

પ્રદ્યુમ્ને બંસી બજાવવા માંડી.

"વાહવાહ!" સુરદાસ બોલ્યો. "પુત્ર તો ઇન્દ્રદમનનો. બાપના પૂરા ગુણ પોતાની અંદર ઉતાર્યા છે. હું જાણતો જ હતો પ્રથમથી."

પ્રશંસાવચનોથી પ્રદ્યુમ્નનું મુખ લજ્જા અને સંકોચથી આરક્ત બની ગયું.

બે ત્રણ મિનિટો બાદ પ્રદ્યુમ્ન ઊઠવાને ઉત્સુક બન્યો. સુરદાસે એ જોઈને કહ્યું, "સાંભળ પ્રદ્યુમ્ન, એક ગુપ્ત વાત કહું છું. આ ગુપ્ત વાત કહેવાને આ પહેલાં પણ મેં તારી શોધ કરેલી. પણ હું તને એ કહું તે પહેલાં તારે પ્રતિજ્ઞા કરવી જોઈએ કે તું એ બીજા કોઈને નહિ કહે."

પ્રદ્યુમ્ન વિસ્મિત બન્યો. એને થયું, જે વ્યક્તિને પોતે પ્રથમવાર જ મળે છે તેની પાસે પોતાને માટે એવી કઈ વાત હોઈ શકે કે જે મનમાં જ રાખવાની હોય? એટલે એ બોલ્યો, "જી, નહિ સાંભળવાથી કંઈ—"

"ભયનું કંઈ કારણ નથી, કોઈ અનિષ્ટકારી વાત નથી. એવું હોત તો તેને હું પોતે જ ન કહેત." સુરદાસ બોલ્યો.

પ્રદ્યુમ્ને પ્રતિજ્ઞા કરી કે પોતે એ વાત કોઈને નહિ કરે. એના મનમાં વાત જાણવાની ઉત્સુકતા જાગી હતી.

સુરદાસ ધીમે અવાજે કહેવા લાગ્યો, "નદીકિનારેની ભેખડને જોઈ છે? આજથી ઘણા સમય પહેલાં ત્યાં દેવી સરસ્વતીની એક મૂર્તિ હતી. સંભળાય છે કે આ દેશના એ સમયે જેટલા મોટા મોટા ગાયકો હતા એ સર્વ પોતાનું શિક્ષણ સમાપ્ત થયે પ્રથમ દેવી પાસે આવી તેની પૂજા કરી તેને સંતુષ્ટ કર્યા વિના પોતાનો એ વ્યવસાય શરૂ ન કરતા, પણ આજ તો ભેખડ ક્યાં રહી છે? રહ્યો છે કેવળ એક ખડકો. પણ આષાઢી પૂર્ણિમાએ ત્યાં જઈને ભક્તિપૂર્વક મેઘમલ્લાર આલાપતાં આજે પણ દેવી પ્રત્યક્ષ થઈ વર આપે છે. આ રહસ્ય આજે દેશમાં ક્યાંય પ્રગટ નથી. અષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ આ ત્રણ માસની પૂર્ણિમાઓ એને માટે વિશેષ ઉપયુક્ત છે. ચોક્કસ સમયે અને વિશુદ્ધ ચિત્તે આ કામ થતાં

ગાયક સિદ્ધ–લાભ કરે છે. એ પછી સંગીતશાસ્ત્રની કોઈ બાબત એને માટે નવીન નથી રહેતી. પણ એ સાથે એટલી વાત છે કે એ ગાયક અવિવાહિત હોવો જોઈએ. એટલે મારો વિચાર છે કે તું અને હું બંને આગામી પૂર્ણિમાએ એ ભેખડ પર જઈ અખતરો કરી જોઈએ. કેમ તારો વિચાર શું છે ?"

સુરદાસની વાત સાંભળી પ્રદ્યુમ્ન અવાક્ થઈ ગયો. પોતાનાથી એ કામ કેમ બનશે ? આચાર્ય વસુવ્રતે તો કલા ઉપર ભાષણ કરતાં કેટલીયે વાર કહ્યું હતું, 'કલા–અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી–ની જે કલ્પના હિંદુઓએ કરી છે તે એક કલ્પના જ છે. એમાં વસ્તિવિકતાનો મેળ છે જ નહિ.' કલ્પનાને સત્ય-સ્વરૂપે જોવી એ કાંઈ સહેલી વાત છે ?

આ વિચારમાં પ્રદ્યુમ્ન કેટલીયે વાર સુધી મૌન બેસી રહ્યો.

સુરદાસ જરા વ્યગ્રતાપૂર્વક બોલ્યો, "કેમ, તને એ પસંદ નથી ?"

પ્રદ્યુમ્ને કહ્યું, "ના, એવું કંઈ નહિ, હું એ વિચારતો હતો કે આ કેવી રીતે સંભવિત..."

"સંભવિતતા માટે તું નિશ્ચિંત રહે. સત્ય સ્વયં પોતાની સાબિતી આપશે. જો તું કહે તો આવતી પૂનમે જ પૂજાનો સર્વ પ્રબંધ કરું."

પ્રદ્યુમ્નનું મન દ્વિધા અને વિસ્મય વચ્ચે ઝોલાં લેવા લાગ્યું. એ ગરદનને એક તરફ સહેજ નમાવીને બોલ્યો, "સારું, કરજે પ્રબંધ, હું આવીશ."

"સરસ ! હું ખૂબ ખુશ થયો. વચ્ચે વચ્ચે તારે અહીં આવવાનું રાખવું. પૂજાની તૈયારીમાં.એકાદ બે કામમાં તારી પણ મદદ જોઈશે. તારે શું કરવું જોઈશે તે હું પછી કહીશ."

સુરદાસની આ સૂચનાને માથું હલાવી પ્રદ્યુમ્ને સંમતિ આપી અને ત્યાંથી તે વિદાય થયો.

વિચાર કરતા પ્રદ્યુમ્ને વિહારનો માર્ગ લીધો. એને થતું હતું, "આહ ! દેવી સરસ્વતી પોતે ! શ્વેત પદ્મના જેવો સુંદર છે વર્ણ જેનો, અને અલૌકિક પ્રતિભાથી પ્રકાશમાન છે મુખછબી જેની ! પરંતુ આચાર્ય વસુવ્રત તો કહે છે......'

*

આષાઢી પૂર્ણિમાની રાત્રે પ્રદ્યુમ્ન સુરદાસની સાથે નદીકિનારેના મેદાન પર ગયો. તેઓ ત્યાં પહોંચ્યા તે સમયે આકાશ વાદળોથી ઘેરાઈ ગયું હતું અને અંધકાર, વીજળીના ચમકવાથી કયારેય કયારેક ઝળહળી ઊઠતો હતો.

પ્રદ્યુમ્ને સુરદાસના કહ્યા મુજબ નદીમાં નાહીને કપડાં બદલ્યાં. સુરદાસની ક્રિયાવિધિથી પ્રદ્યુમ્નને લાગવા લાગ્યું, જાણે સુરદાસ કોઈ નિપુણ તાંત્રિક હોય ! એના વિહારમાં એક ભિક્ષુક, યોગાચાર્ય પદ્મ-સભવનો શિષ્ય હતો, એની પાસેથી એણે તાંત્રિકની ઘણી વાતો સાંભળી હતી. સુરદાસે પોતાની સાથે રક્તજોબા પુષ્પની અનેક માળાઓ લીધી હતી. આ માળાઓમાંથી કેટલીક એણે પોતે પહેરી લીધી અને કેટલીક એણે પ્રદ્યુમ્નને પહેરવા આપી. પોતાના વાળને છુટ્ટા મૂકી એણે દીવો સળગાવ્યો. પૂજાની વિધિ કરતાં પ્રદ્યુમ્નને તો શ્વાસ ચડી જવા લાગ્યો પૂજાનું અંતિમ પરિણામ શું આવશે એ જોવા એનું મન અધીર બન્યું હતું. સૂમસામ રાત્રિએ એક તાંત્રિકની નજીક રહેતાં જે એક પ્રકારનો ભય લાગે તે આ ઉત્સુકતામાં પ્રદ્યુમ્ન તદ્દન ભૂલી ગયો. મોડી રાત્રે પૂજા--અર્ચના પૂરાં થયાં.

સુરદાસે કહ્યું, "મારું કામ પૂરું થયું, પ્રદ્યુમ્ન હવે સરસ્વતીને સાક્ષાત્ કરાવવાનું કામ તારું છે. તારા મેઘમલ્લારની પૂર્ણતા પર એના મૂર્ત સ્વરૂપનો આધાર છે."

પ્રદ્યુમ્ને સુરદાસની આંખમાં આ વખતે એક એવી બુભૂક્ષા જોઈ કે જે તેને ઇષ્ટ ન લાગી, પણ તોય એણે એ વસ્તુ પ્રત્યે વિમનસ્ક થઈને બંસરીને હાથમાં લીધી.

આમેય એની બંસરીને મેઘમલ્લાર સહજ હતો. આજે તો વળી સરસ્વતી કે જે કલ્પના હતી તેને સત્યરૂપ કરવાની એને ઇચ્છા જાગી હતી. મેઘ-મલ્લારના જે આલાપ એણે આજે કાઢયા તે તો અભૂતપૂર્વ હતા.

હવા એ સમયે મંદ હતી. દિશાઓ નીરવ હતી. અંધકારની પાછળ સર્વ સૃષ્ટિ લપાયેલી હતી. ક્યારેક

ક્યારેક હવાના વહેવા સાથે મેદાન પરના શાલવનમાં એક મર્મર ધ્વનિ છવાઈ જતો હતો. સમસ્ત સૃષ્ટિ પોઢી હતી; કેવળ જાગ્રત હતી નદી ભદ્રાવતી, જે કોઈ અનંતમાં સમાઈ જવાને આતુર મને દોડતી જઈ રહી હતી–મંદ મૃદુ ગુંજનની સાથે આનંદગીત ગાતી અને કિનારા સાથે મધુર તાલ લેતી. એકાએક મંદિર આગળનો અંધકાર એકદમ દૂર થઈ ગયો. પ્રદ્યુમ્ને જોયું કે સામે મંદિરની અંદર પૂર્ણિમાની જ્યોત્સના જેવી એક અતિ સુંદર રમણી–મૂર્તિ ઊભી છે. એના કાળા વાળ અસ્તવ્યસ્ત થઈને એના ખભા પર ફેલાઈ ગયા છે. બરફ જેવા એના શ્યામલ શ્વેત કરકંડ પુષ્પોથી શણગારેલા છે. એની પાતળી કમર કટિમેખલા નીચે સંતાઈ ગઈ છે. રક્તકમલ જેવા એના પાદયુગલને જોતાં લાગે કે પૃથ્વીમાંથી વાસન્તી બહાર પ્રગટી રહી છે. પ્રદ્યુમ્નને થયું, આ જ એ દેવી જેની વીણાના ઝંકારથી સંસારના ચિત્ર–કાવ્ય અને કલા-કોવિદોની સૌંદર્યતૃષ્ણા મંગલમુખી બને છે. આના આશીર્વાદથી સત્યની સૃષ્ટિ થાય છે. આહ...એ જ, જેનો શાશ્વત છે મહિમા, જેનું અક્ષય છે દાન અને નિત્યનૂતન છે જેની વાણી!

પ્રદ્યુમ્ન જુએ જુએ ત્યાં તો મૂર્તિ ધીરે ધીરે અંતર્ધાન થતી અલોપ થઈ ગઈ, જ્યોત્સ્ના મ્લાન બની ગઈ અને હવા નિષ્પ્રાણ ભાવે વહેવા લાગી.

ઘણીવાર સુધી પ્રદ્યુમ્ન મોહાચ્છન્ન બની રહ્યો. એણે જે જોયું તે શું સત્ય હતું? કે સ્વપ્ન? અંતે સુરદાસના અવાજે એને જાગ્રત કર્યો.

સુરદાસ બોલ્યો, "મારું કાર્ય તો હજી સમાપ્ત નથી થયું પણ તારે જવું હોય તો તું જઈ શકે છે. હું કહેતો હતો તે સત્ય જણાયું કે નહિ?"

આ સમયે સુરદાસની વાતો કેવી અસંબદ્ધ હતી તે પ્રદ્યુમ્ને જોયું. એની આંખો અંધકારની વચ્ચે પણ જાણે ચમકી ઊઠી.

સુરદાસ પાસેથી નીકળ્યા પછી જ્યારે તે વિહાર તરફ આવવા નીકળ્યો ત્યારે વાદળોએ ચંદ્રને પોતાની નીચે છુપાવી દીધો હતો. ક્યારેક એકાદ ક્ષણ જ્યોત્સ્ના ચમકી જતી ખરી, પણ એનો રંગ મ્લાન હતો–જેવો ગ્રહણને વખતે હોય છે તેવો.

મંદિરનું ચોગાન બહુ વિશાળ હતું. એમાંથી પસાર થઈ જતાં ઠીક વખત લાગ્યો. એ પછી આવ્યું જંગલ. જંગલ ખૂબ ગાઢ હતું. શાલ અને દેવદારુનાં મોટાં મોટાં વૃક્ષની ડાળીઓ પરસ્પર મળીને એકાંત ભાવથી આલિંગન કરી રહી હતી. માર્ગમાં જ સવાર ન પડી જાય એ ભયથી એ ઉતાવળે પગલે આગળ વધી રહ્યો હતો. ચાલતાં ચાલતાં એની નજર એક સ્થળે પડી, જ્યાંથી થોડો પ્રકાશ આવી રહ્યો હતો. પહેલાં તો એને લાગ્યું કે વૃક્ષોનાં પાન વચ્ચેથી સૂર્યનાં કિરણ આવે છે, પણ ફરીને એવો પ્રકાશ ન દેખાયો એટલે તે જંગલ વીંધવા લાગ્યો. જે પીપળની ડાળીઓમાં થઈને પ્રકાશ આવતો દેખાયો હતો તેની નજીક પહોંચતાં એણે પેલી અપરૂપ સુંદર સ્ત્રી કે જેને એણે મંદિરમાં જોઈ હતી તે દેખાઈ. જોઈને એ અવાક્ થઈ ગયો. આશ્ચર્યભાવથી એ વિચારવા લાગ્યો, 'જેને મેં મંદિરમાં જોઈ હતી તે સ્ત્રી અહીં આ અંધકારપૂર્ણ ભયંકર જંગલમાં એકલી કેમ છે? પ્રદ્યુમ્ન એની સમીપ ગયો. એની આંખોનાં પોપચાં ભારે બની ગયાં હતાં, જાણે બહુ રાતનો એને ઉજાગરો થયો હતો, અને બહુ વ્યગ્રપણે તે જંગલની બહાર નીકળવાનો માર્ગ શોધી રહી હતી પણ માર્ગ ન મળવાથી વૃક્ષોની ઘટાઓને આંટા લગાવી રહી હતી; એ ચિંતાથી એની મુખાકૃતિ બહુ જ વિષન્ન થઈ ગઈ હતી.

પ્રદ્યુમ્નને ડર લાગવા લાગ્યો. સરસ્વતીનાં દર્શન પછીની એક એક કરીને પ્રકૃતિની બધી ઘટનાઓ ઉપર વિચાર કરવા લાગ્યો, અને રખે કોઈ ભયંકર બનાવ બની જાય તેની ચિંતા કરવા લાગ્યો.

એ ત્યાં ઊભો ન રહી શક્યો. દોડ્યો. અચાનક બાજુની ઝાડીમાંથી એક વ્યક્તિ દોડીને એની આડે આવી ઊભી. પ્રદ્યુમ્ન ડરીને ઊભો રહ્યો, જરા પાછળની બાજુ લથડ્યો પણ ખરો.

"હા–હા–હા." આગંતુક વ્યક્તિ જોરથી હસી.

"કેવા બિવડાવી દીધા?" એ બોલી.

"કોણ? ઓહ, સુનન્દા?" પ્રદ્યુમ્ને સુનન્દાને ઓળખી.

"ક્યાં આમ ગાંડાની માફક દોડી રહ્યા હતા? આખી રાત ક્યાં હતા? ગુરુજીને ખબર આપી દઈશ." સુનંદા બોલી.

"હું તો પુરુષ છું, મને ગમે ત્યાં ગમે તે સમયે રખડવામાં શો ભય? પણ તું સ્ત્રી થઈને રાત્રે, મધરાતે અને પરોઢિયામાં રખડવા નીકળે છે તેનો જ જવાબ આપને? તું ગુરુજીને મારી વાત કહીશ તે પહેલાં તારા પિતાજીને હું તારી વાત નહિ કહી દઉં?"

"પિતાજી અહીં છે જ નહિ ને? અને હોત તોયે શું? પિતાજી મારી એક પણ પ્રવૃત્તિથી અજ્ઞાત નથી. પિતાજી જાણે છે કે તારી બંસરી પાછળ હું ગાંડી બની છું, અને એ સાંભળવા હું તારી પાછળ ભટકું છું. પિતાજી એમાં નારાજ નથી, મને એટલા સારું કદી કંઈ કહેતા નથી."

"બધી છોકરીઓના પિતાઓ આવા હોત તો?"

"તો શું? પણ અત્યારે એ ચર્ચા કરવા હું અહીં આવી નથી. સૂતી હતી, અચાનક થયું, બંસરી સાંભળવી છે. તારી તપાસ કરી. વિહારમાં તું નહોતો. મને થયું, નદીકિનારાના મંદિરની તને હમણાં રઢ લાગી છે. બસ આ તરફ નીકળી આવી. ચાલ, હવે મૂકી દે વહેતા તારી બંસરીના સૂરોને."

"તને પહોંચવું મુશ્કેલ છે." કહીને પ્રદ્યુમ્ને બંસરી હોઠ આગળ લીધી. "શું બજાવું?" એણે પૂછ્યું.

"એ જ તો, મેઘમલ્લાર." સુનન્દાએ કહ્યું.

પ્રદ્યુમ્ને મેઘમલ્લાર બજાવ્યો. બજાવવાનું પૂરું થયું. પ્રદ્યુમ્ને સુનન્દા સામું જોયું. સુનન્દાના ચહેરા પર આનંદ નહોતો.

"બંસરીમાં જાણે આજે સરસ્વતી આવ્યાં જ નહિ, જાણે ક્યાંય બીજે કેદ થઈ રહ્યાં છે એવું લાગ્યું." સુનન્દા બોલી.

પ્રદ્યુમ્ન એની સામે જોઈ જ રહ્યો. એનાં અંગો ઢીલાં પડી ગયાં, હાથમાંની બંસરી સરકીને જમીન પર પડી જશે એવું થયું.

એ પછી કોઈ કશું બોલ્યું નહિ, બંને વિહાર તરફ આવ્યાં. સુનન્દા પોતાના નિવાસ પર ગઈ. પ્રદ્યુમ્ન પોતાની ઓરડીએ આવ્યો. સૂર્યનાં કિરણો ફૂટવાનો સમય થયો હતો છતાં બેચેનીથી એ પથારીમાં પડ્યો. પડતાં જ ઊંઘ આવી ગઈ.

એણે સ્વપ્ન જોયું. ભદ્રાવતી નદીને કિનારે એક દેવી માર્ગ ભૂલી ભટકી રહી છે. માર્ગ શોધતાં જેમ તે વધુ બ્હાવરી બને છે તેમ નદીનો પ્રવાહ એને વધુ આડો આવતો જાય છે. એક વાર તો એનાં અંગોની જ્યોતિ એનાં પાણીમાં ઢંકાઈ જાય છે. અંધકારમાં એ ભટકવા લાગે છે. પાણીની માછલીઓ એના કોમલદેહને ચટકા ભરી જાય છે. વ્યથાથી તે રૂદન કરવા લાગે છે. એકાએક એક મોટો મચ્છ ક્યાંકથી નીકળી આવે છે. પોતાના હિંસ્ર દાંતોને બહાર કાઢીને તે અટ્ટહાસ્ય કરે છે. સુરદાસનું હાસ્ય હોય તેવું તે મચ્છનું હાસ્ય હતું.

પ્રદ્યુમ્ન જાગી ગયો, વિકલ બની ઊઠ્યો. સ્વપ્નમાં દેખાઈ તે દેવી કોણ હતી? એને કેમ એમ ભટકવું પડે? એને શા માટે રોવું પડે? એનો માર્ગ અંધકારપૂર્ણ કેમ? ક્યાં ગઈ એની જ્યોતિ? શા માટે કાલે પોતાની બંસરીમાંથી એ ગુંજી ના ઊઠી?

એની વ્યગ્રતાનો પાર ન રહ્યો. પથારીમાંથી બહાર નીકળી એ સીધો ગયો આચાર્ય પૂર્ણવર્ધન પાસે. આચાર્યને એણે સુરદાસના મિલાપની અને ત્યાર પછીની તમામ હકીકત ખુલ્લી કરીને કહી. વિહારમાં સૌ કરતાં જ્ઞાને અને વયે વૃદ્ધ એવા આચાર્ય પૂર્ણવર્ધન બૌદ્ધદર્શનના અધ્યાપક હતા. પ્રદ્યુમ્નની વાત સાંભળીને એમને દુઃખ થયું.

"મને આ વાત વહેલી કેમ ન કહી?" એમણે પૂછ્યું.

"એણે મને ના કહી હતી, મેં પ્રતિજ્ઞા કરી હતી........"

"સમજ્યો. તો હવે કેમ કહેવા આવ્યો?"

"મને લાગ્યું કે એથી કોઈને નુકસાન નહિ થવા પામે."

ક્ષણભર આચાર્ય મૌન રહ્યા. પછી બોલ્યા,

"મને થયું હતું કે આવું કંઈક થોડા સમયમાં બનવાનું છે. પદ્મસંભવ અને તેના ટૂંકી દૃષ્ટિના ઘણા તાંત્રિક શિષ્યો દેશનાં ધર્મ-કર્મનો નાશ કરવાના પ્રયત્નમાં છે. પોતાના સ્વાર્થ માટે એવું કંઈ નથી કે જે કરતાં તેઓ અચકાય. અને પ્રદ્યુમ્ન, હું એ પણ જોઈ રહ્યો હતો કે તારી આ કૌતુકપ્રિયતા અને સ્વચ્છંદતામાં જ તારો સર્વનાશ છુપાયો છે. દેવી સરસ્વતીને તેં એક તાંત્રિકના હાથમાં બંદિની કરીને છોડી દીધાં છે, તેં એક મહાપાપ કર્યું છે."

પ્રદ્યુમ્નના મોંમાંથી એક શબ્દ પણ ન નીકળી શક્યો.

આચાર્ય આગળ બોલ્યા, "સુરદાસનાં રૂપ-રંગ અને હલનચલન વિષે મને કંઈ કહી શકશે?"

પ્રદ્યુમ્ને સુરદાસનું વર્ણન કરી બતાવ્યું.

આચાર્ય એ સાંભળીને બોલ્યા, "એ સુરદાસ નહિ, અવન્તી એનું ઘર પણ નહિ. એ તો હતો કાપાલિક ગુણાઢ્ય. પોતાની કામનાસિદ્ધિનું તને સાધન બનાવવા એણે બધી જુઠ્ઠી બાતમી આપી."

પ્રદ્યુમ્ન વિસ્મયતાથી આચાર્ય સામે જોઈ રહ્યો.

"સાંભળ," આચાર્ય બોલ્યા, "નદીકિનારે જે ભગ્ન સ્તૂપ છે તે વેદધર્મીઓનું એક વિખ્યાત તીર્થસ્થાન છે. આજથી બસો વર્ષ ઉપર એની સુંદર વ્યવસ્થા હતી. એમાં એક નિપુણ ગાયક રહેતો હતો. દંતકથા છે કે ગાયક મેઘમલ્લાર સરસ ગાતો, અને એ જ્યારે ગાતો ત્યારે સરસ્વતી સાક્ષાત્ થતાં. અને એ પણ કારણ છે કે એથી મંદિર પ્રખ્યાત બન્યું હતું. એ સિદ્ધ ગાયકના મૃત્યુ પછી પણ પૂર્ણિમાની રાત્રે ત્યાં મેઘમલ્લાર ગાવાથી દેવી સામે આવતી અને ગાનારને વર આપી કૃતાર્થ બનાવતી.

આ તાંત્રિક ગુણાઢ્ય અવન્તીના ગાયક સુરદાસની સાથે એક વાર એ મંદિરમાં હાજર હતો. સુરદાસ તો મેઘમલ્લારમાં નિષ્ણાત હતો જ. એના ગાવાથી દેવી પ્રગટ થઈ અને એને વરદાન કર્યું કે જગતમાં તે સર્વશ્રેષ્ઠ ગાયક ગણાશે. દેવીએ ગુણાઢ્યને પણ વર માગવાનું કહ્યું. ગુણાઢ્ય દેવીના રૂપ ઉપર જ મોહિત થયો હતો. એણે માગ્યું કે દેવી તેની સાથે સદાય રહે.

સરસ્વતીએ કહ્યું, 'મને એકની પાસે જ બંધનમાં બાંધી રાખવી નિર્ગુણનું કામ છે.' ગુણાઢ્ય જેવું નામ હોવા છતાં ગુણાઢ્ય કોઈ કલામાં નિપુણ નહોતો. દેવી એની એ માગણીને તુચ્છકારી અંતર્ધાન થયાં. એથી તો ગુણાઢ્યનો એની ઉપરનો મોહ વિશેષ વધી ગયો. દેવી ઉપર એ ક્રોધાયમાન પણ થયો. તંત્રવિદ્યાથી દેવીને જલદી બંદિની બનાવી શકાશે એમ ધારી તે કોઈ તાંત્રિક ગુરુની શોધ કરવા લાગ્યો. તંત્રોપદેશ આપનાર એક સંન્યાસી એને મળી પણ ગયો. પણ સંન્યાસીને એના દુષ્ટ હેતુની જાણ થઈ ગઈ અને એણે એને કાઢી મૂક્યો. આ વાત સૌ કોઈ જાણે છે. એ પછી ગુણાઢ્યના કંઈ સમાચાર નહોતા. પણ લાગે છે કે આજ સુધી એ પોતાની સાધનાને પૂર્ણ કરવા ક્યાંક એકાંતમાં બેસી રહ્યો હશે. કાલે તારી દ્વારા એણે પોતાનો સંકલ્પ પૂરો કર્યો. પણ હવે એકદમ જા, મંદિરમાં તપાસ કર. જો એ હોય તો તેને મારા સમાચાર કહે."

પ્રદ્યુમ્ન દોડતો વિહારની બહાર નીકળ્યો. એના કાન પર વિદ્યાર્થીઓનાં સ્તોત્રગાન પડ્યાં. ઉદ્યાનના એક છેડા પરના જાંબુના ઝાડ નીચે ચિત્રકાર ભિક્ષુક વસુવ્રત મૃગચર્મ પર બેસીને કંઈ ચીતરી રહ્યો હતો. પ્રદ્યુમ્ને જોયું, કોઈના ચહેરા પર તૃપ્તિનો ભાવ નહોતો. પ્રદ્યુમ્ન એમના તરફથી મોં ફેરવીને ભાગ્યો.

એ મંદિરમાં આવ્યો. એણે ધાર્યું હતું તે જ નીકળ્યું. મંદિરમાં ગુણાઢ્ય નહોતો. પેલો આજીવન સંન્યાસી પણ નહોતો. યવાગૂ (જવનું સત્ત્વ) પાનના બે એક ઘડા અને અગ્નિ પ્રદીપ્ત કરવાને થોડી સુક્કી લાકડીઓ મંદિરની વચ્ચે પડ્યાં હતાં.

એ રાત્રિએ કોઈને કંઈ કહ્યાકારવ્યા વિના પ્રદ્યુમ્ને ચુપચાપ વિહારનો ત્યાગ કર્યો. સુનન્દાને પણ તે મળ્યો નહિ.

*

આ વાતને એક વર્ષ વીતી ગયું. વિહાર છોડ્યા પછી તે એક વાર સુનન્દાને મળી આવ્યો હતો. સુનન્દા અશ્રુભરી આંખે એની સામે આવી હતી. પ્રદ્યુમ્ન સમજી ગયો કે સુનન્દા બંસરી વિના વ્યાકુલ બની

રહી છે. સુનન્દા સમજી ગઈ કે પ્રદ્યુમ્ન પોતાની વાત મૌનથી પણ સમજી ગયો છે. એણે પૂછ્યું:

"ક્યાં છે તારી એ બંસરી ?"

પ્રદ્યુમ્ન નીચું જોઈ ગયો. એની આંખોમાં પાણી આવી ગયાં. સુનન્દાએ એ વાતને વધુ છેડી નહિ.

"હવે ક્યાં જવું છે ?" સુનન્દાએ બીજો પ્રશ્ન કર્યો.

"બંસરીને શોધવા." કહીને પ્રદ્યુમ્ન વાંસો ફેરવી ગયો.

એ પછી એક વર્ષ ગુણાઢ્યને શોધવા પ્રદ્યુમ્ને કાંચી, ઉત્તર કૌશલ અને મગધની ધૂળને રગદોળી કાઢી–ગુણાઢ્ય ન મળ્યો.

ફરતાં ફરતાં એણે ઘણું જોયું–ઘણું સાંભળ્યું.

રાજાની આજ્ઞા અનુસાર મગધનો પ્રસિદ્ધ શિલ્પી મિહિરગુપ્ત ભગવાન બુદ્ધની મૂર્તિ ઘડવામાં વ્યસ્ત હતો. એક વર્ષ સુધી એ એની પાછળ લાગી રહ્યો. પણ એને અંતે મૂર્તિ એવી બની કે લાગે કે એ ભગવાન બુદ્ધની નહિ પણ મગધના દુર્દાન્ત દસ્યુની મૂર્તિ છે.

તક્ષશિલાના વિખ્યાત દાર્શનિક પંડિત યમુનાચાર્ય મીમાંસાદર્શનના ભાષ્યપ્રણયનમાં લાગ્યા હતા. પણ અચાનક શું થઈ ગયું કે સૂત્રોના અર્થ લખવાને બદલે પાણિનિનું સુબંત પ્રકરણ શરૂ કરવું પડ્યું.

મહાકોટિ વિહારના ચિત્ર–વિદ્યા–વિશારદ ભિક્ષુક વસુવ્રત 'બુદ્ધ અને સુજાતા' નામક ચિત્ર વર્ષોની મહેનત પછી પણ પોતાને ગમતું ન બનાવી શક્યા. એમનામાંથી ચિત્રકલા છૂટી પડી ગઈ અને પક્ષી–વિજ્ઞાનની ચર્ચામાં એમને રસ પડવા લાગ્યો.

પ્રદ્યુમ્ને દરેક સ્થળે જોયું, સરસ્વતી જાણે કોઈ એક ઠેકાણે કેદ બની રહી છે અને એના વિના બીજે બધે અંધકાર, અવ્યવસ્થા અને અસ્થિરતા વ્યાપી ગઈ છે. પાઠશાળામાં ગુરુ ઇચ્છે છે એક વિષય ભણાવવા પણ એમના મોંમાંથી નીકળે છે બીજા વિષયોની સેળભેળ અસંબદ્ધ વાતો. વિદ્યાર્થીઓ ચિત્ત દેવા ઇચ્છે છે અધ્યયનમાં, અને કાર્ય કરવા લાગી જાય છે ગમે તે અન્ય પ્રકારનું. વેપારી વસ્તુનો એક ભાવ કહેવાને બદલે બીજો ભાવ કહી નાંખે છે, ખેડૂતો ખેતરમાં એક ધાન્યનું બીજ નાખવાને બદલે બીજાનું બીજ નાખી દે છે. માતા બાળકને પ્રેમ કરવા જાય છે, અને અચાનક તેને મારી બેસે છે!

પ્રકૃતિ માત્ર જાણે તેજહીન બની ગઈ છે.

અને પ્રદ્યુમ્નને પોતાનું પણ ક્યાં કશું ભાન રહ્યું હતું ?

ફરતાં ફરતાં એક વખત એ સાંભળે છે કે ઉરુબિલ્વ નામે એક ગામમાં એક વિચિત્ર પશુચિકિત્સક રહે છે. એના દેહનું અને સ્વભાવનું વર્ણન સાંભળતાં પ્રદ્યુમ્નને લાગ્યું કે તે જ ગુણાઢ્ય હોવો જોઈએ. પ્રદ્યુમ્ન એ ગામમાં પહોંચ્યો. એણે પશુચિકિત્સકની તપાસ કરી પણ કંઈ બરાબર ખબર મળી નહિ.

થાક્યો પાક્યો તે ગામ બહારના એક વૃક્ષની છાયામાં બેઠો હતો. સાંજ હજી પડી નહોતી. મંદ મૃદુ વાયુની લહેરોથી ઝાડનાં પાન ડોલી રહ્યાં છે. સામે પથરાયેલાં ખેતરોમાં પાકેલાં ધાન્ય ઉપર સૂર્યનાં છેલ્લાં કિરણો સોનેરી આભા પાથરી રહ્યાં છે. થોડે દૂર એક જલાશય છે, મોટાં કમળો એમાં હસી રહ્યાં છે, વન્ય હંસો તેમાં જલક્રીડા કરી રહ્યા છે.

થોડે દૂર બીજી બાજુ એક નાનો પહાડ હતો. પહાડને અડીને એક ઝરણ વહેતું હતું. દૂર ઉપર એક ખાડો હતો, ખાડામાં ઝરણનું પાણી બંધાઈ ગયા જેવું લાગતું હતું. એથી એક ઊંડા જલાશય જેવું ત્યાં બની ગયું હતું. પ્રદ્યુમ્ન એ તરફ જોઈ રહ્યો હતો. અચાનક એને દેખાયું કે એક સ્ત્રી પહાડ પરથી કાંખમાં એક ઘડો લઈ ધીરે પગલે નીચે ઊતરી રહી હતી.

એ સંદેહયુક્ત થઈ આગળ વધ્યો. જલાશયથી કંઈક ઉપરની ઊંચાઈએ પહોંચીને જોતાં એને જાણે ચક્કર આવવા જેવું લાગ્યું, "આ તો એ જ સ્ત્રી કે જેને એણે ભદ્રાવતીને કિનારે શાલના વનમાં માર્ગભૂલી ભટકતી જોઈ હતી. એ પ્રથમ દેખાઈ ત્યારે કેટલી પ્રકાશમાન હતી! અને આજ તો પ્રકાશની આછી રેખા પણ એના દેહ પર દેખાતી નથી. એનાં

શુભ્ર વસ્ત્રો, સુંદર મુખમંડલ, સ્નિગ્ધ આંખો અને સુડોલ દેહગઠન—એમાંનું આજ કંઈ નથી રહ્યું. મલિન વસ્ત્રોમાં જાણે શબ વીંટાયું છે.

ઊભા રહીને પ્રદ્યુમ્ને દેવીને બહુ ધ્યાનપૂર્વક જોઈ. જ્ઞાન, કલા, પ્રેમ—એ ગમે તેટલાં ઉચ્ચ હોય તોપણ જો એક ઠેકાણે કેદ બની રહે તો આવાં જ ફિક્કાં બની જાય. એને થયું, પોતે ગુણાઢ્યની શોધમાં તો નીકળ્યો, પણ એ મળશે તો પોતે એને કહેશે શું?

દ્વિધામાં અનિર્ણિત બની તે રોજ તે વૃક્ષની નીચે બેસતો, સાંજે દેવી ઘડો લઈને જળાશય પર પહાડ પરથી ઊતરીને આવતી અને પાછી શોકમગ્ન ચહેરે નીચું જોઈને ચાલી જતી તેને તે જોતો.

*

આમ કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસે વૃક્ષની નીચે બેસી તે દેવીને પાણી ભરવા પહાડની નીચે ઊતરતી જોતો હતો, અચાનક એના મનમાં કંઈક આવ્યું અને તે ઊભો થઈ તેની તરફ ગયો. જોયું—દેવીનું ધ્યાન ફૂલ ચૂંટવામાં હતું. એક મોટું કમળ જલાશયની પેલી બાજુ ખીલેલું હતું. પ્રયત્ન કરવા છતાં તે તેના હાથમાં નહોતું આવતું. એણે સામે પાર નજર કરી. પ્રદ્યુમ્નને જોયો, બોલી, "એ ફૂલ જરા લઈ દેશો?"

"જરૂર; પણ એક કામ કરો તો." પ્રદ્યુમ્ન બોલ્યો.

"કહો, શું?"

"મને કંઈ ખાવાનું આપી શકશો?"

દેવીના મોં પર વિષાદનાં કંઈક ચિહ્ન દેખાયાં. પછી બોલી, "અત્યાર સુધી કેમ ન બોલ્યા? આ બાજુ આવો, છોડી દો એ ફૂલ."

પણ પ્રદ્યુમ્ને ફૂલને તોડી લીધું અને દેવીની પાસે પહોંચ્યો.

"તમે મેદાનમાં પેલા વૃક્ષની છાયામાં હમેશાં બેસો છો કે?" દેવી બોલી.

દેવીને ફૂલ આપતાં પ્રદ્યુમ્ન બોલ્યો, "હાં, અને જોઉં છું કે આપ હમેશાં સંધ્યાટાણે પાણી ભરવા અહીં આવો છો."

"હા, અહીં પહાડ પર મારું ઘર છે. ચાલો ત્યાં, ત્યાં ખાવાનું આપી શકીશ."

એકાએક દેવીએ એક વાર ચારે તરફ કાતર દૃષ્ટિએ જોઈ લીધું. પછી પહાડમાં કોરી કાઢેલાં પગથિયાં ચડવા લાગી. પ્રદ્યુમ્ન પાછળ પાછળ ચાલ્યો. પહાડ ઉપર જઈને એણે જોયું કે કંઈક દૂર વાંસની ઝાડીમાં એક સુંદર નાની કુટી હતી. બારણું હડસેલીને દેવીએ અંદર પ્રવેશ કર્યો, અને પ્રદ્યુમ્નને અંદર આવવાને ઈશારત કરી.

પ્રદ્યુમ્ને જોયું, કુટીમાં અન્ય કોઈ નહોતું. "આપ અહીં એકલાં રહો છો?" એણે પૂછ્યું.

"એક સંન્યાસી મને અહીં ઉપાડી લાવ્યો છે. એ શું કરે છે એ હું જાણતી નથી. અહીં વચ્ચે વચ્ચે આવ-જા કરે છે."

દેવીએ યવાગૂ ભરેલું એક પાત્ર પ્રદ્યુમ્નને આપ્યું. પ્રદ્યુમ્નને લાગ્યું કે એ અમૃત હતું. એવો સ્વાદ એને યવાગૂમાં કદી નહોતો જણાયો.

પ્રદ્યુમ્નને આચાર્ય પૂર્ણવર્ધનની વાત યાદ આવી. એમનું કહેવું સાચું હશે? એના મનમાં થયું. એણે દેવીને પૂછ્યું, "આ પહેલાં આપ ક્યાં હતાં? આપનો વાસ ક્યાં હતો?"

એ વખતે દેવી એક કાષ્ટપાત્રમાં દાળ અને ભાત પીરસવામાં મગ્ન હતી. એણે પ્રદ્યુમ્નની સામે જોયું, "શું કહ્યું? મને પૂછ્યું? મારો વાસ ક્યાં હતો? મને એ કંઈ ખબર નથી. આજ એટલું યાદ છે કે વિદિશાના માર્ગમાં એક જીર્ણ મંદિરમાં પડી હતી ત્યાંથી ઉપાડીને એક સંન્યાસી મને અહીં લાવ્યો. ત્યારથી હું અહીં જ છું, આ પહેલાં ક્યાં હતી તે જાણતી નથી."

આટલું કહીને અનમના ભાવે ઉરુબિલ્વ ગામની તરફ, જ્યાંથી સૂર્ય પોતાનાં છેલ્લાં લાલ કિરણો છોડી વનની તરફ પ્રસ્થાન કરી રહ્યો હતો તે તરફ, તે જોવા લાગી. જોતાં જોતાં જ તે પોતાના મનમાં કંઈક

યાદ કરવાનો પ્રયત્ન કરવા લાગી, પણ જાણે કંઈ યાદ ન આવ્યું. પછી એકાએક કંઈક વિચાર આવતાં પદ્મ જેવી એની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. પણ એક ક્ષણ પછી તરત જ એણે આંખોને લૂછી નાખી. પ્રદ્યુમ્નની પાસે અન્નનો ઘડો લાવીને બોલી, "અત્યારે તો ખાવા યોગ્ય બીજું કંઈ છે નહિ, આજની રાત રોકાઈ જાઓ, કમળના બીજની ખીર બનાવી આપીશ. સવારે ખુશીથી જજો."

પ્રદ્યુમ્નની આંખોમાં પણ આંસુ આવી રહ્યાં હતાં. એના મનમાં વિચારો આવતા હતા, 'આહ! વિશ્વની આત્મવિસ્મૃતા સૌન્દર્યલક્ષ્મી! વિદિશાના મહારાજાના રત્નભંડાર તારાં ચરણોની રજ સમાન પણ નહિ, તે તું આજ અહીં આ દશામાં છે!'

ખાવાનું પૂરું કરી પ્રદ્યુમ્ને વિદાય માગી. દેવીની આંખો નિરાશાથી છવાઈ ગઈ. બોલી, 'આજ રાત નહિ રહો? રાત્રે તમને ખીર બનાવી આપીશ."

પ્રદ્યુમ્ન બોલ્યો, "રાત્રે એકલાં રહેતાં ડર લાગતો હશે."

"ખૂબ જ. આ નેતરના વનમાં અંધારું એવું જામે છે કે ડરની મારી ઝૂંપડીનું બારણું ખોલી શકતી નથી. નિદ્રા પણ લઈ શકતી નથી. આખી રાત જાગતી બેસું છું."

પ્રદ્યુમ્નને હસીને કહેવાનું મન થયું, 'એટલે જ મને વારંવાર ખીરની લાલચ બતાવીને રાત રહેવાનું કહો છો!' પણ એ એમ બોલી ન શક્યો. એણે કહ્યું, "રાત રહીશ."

દેવીનો હર્ષ સમાવ્યો સમાતો નહોતો. આખી રાત એણે પ્રદ્યુમ્ન સાથે ખુલ્લી હવામાં બેસીને કાઢી. આનંદવિહ્વલ થઈ તે બોલી, "આહ! આવી સુંદર ચાંદની છે, પણ ભયની મારી બહાર નીકળી શકતી નહોતી. ઘરમાં અંધારામાં બેઠે બેઠે જ રાત કાઢવી પડતી."

પ્રદ્યુમ્નનું વિસ્મય અધિક–અધિકતર થતું જતું હતું. મંત્રની શક્તિ કેમ ન હોય, પણ આવી આત્મવિસ્મૃતિની કલ્પના એણે સ્વપ્નમાં પણ કરી નહોતી. આડીઅવળી વાતો કરી સવાર પાડી દેતાં એ જવાને તૈયાર થયો.

દેવી બોલી, "સંન્યાસી આવે ત્યારે એક દિવસ અહીં તમે આવો."

એ રાત્રિ પછી દર રાત્રિએ દેવીથી છુપાઈને પહાડની નીચે બેઠો બેઠો તે ઝૂંપડીની ખબર રાખ્યા કરતો. દેવીની આવી દશા કરનાર પોતે હતો તે ખ્યાલ તેને તેની વિસ્મૃતિ થવા દેતાં કે ત્યાંથી ખસવા દેતાં રોકતો હતો.

દસેક દિવસ વીતી ગયા.

પ્રદ્યુમ્ન સાંભળતો કે દેવી હમેશાં એકલી કંઈક ગાતી. એના ગીતની સ્વરલહરી પૃથ્વીવાસી માનવના ગીતની સ્વરલહરી જેવી નહોતી. પ્રાણ–વિકલા આદિમ નિર્ઝરિણીના સ્વરનું તેમાં લાલિત્ય હતું અને બીજું હતું આદિમ તારિકાનું સરલ સ્વરસામંજસ્ય!

*

એક દિવસ બપોરને સમયે પ્રદ્યુમ્ન જળાશય પાસે આવ્યો. અચાનક એની નજર જલમાં સ્નાન કરતા એક પુરુષ પર પડી. એ જ ગુણાઢ્ય. પ્રદ્યુમ્ન ત્યાં જ ઊભો રહી ગયો.

સ્નાનક્રિયાથી પરવારી વસ્ત્રો બદલી ગુણાઢ્ય પહાડ પર ચડવા લાગ્યો. એણે પ્રદ્યુમ્નને જોયો, એ ચમક્યો. "તું અહીં?"

"હા–સરસ્વતી તો હવે સંપૂર્ણ રીતે તમારે વશ છે, તમે મારા આગમનને અગાઉથી જાણી નહોતા ગયા?" પ્રદ્યુમ્ને તિરસ્કારભાવે કહ્યું.

ગુણાઢ્યનો ચહેરો પડી ગયો. "પ્રદ્યુમ્ન, સરસ્વતીને કેદ કરીને હું કેવો દુઃખી થઈ રહ્યો છું તે હું જ જાણું છું. જ્ઞાનના ભાર નીચે હું એટલો દબાઈ ગયો છું કે જ્ઞાનને હું જોઈ શકતો નથી. કલ્પનાઓનો ધસારો એટલો જબરો હોય છે કે રાત્રિઓ સ્વપ્નની જ બનેલી રહે છે, નિદ્રા તો નજીક પણ આવતી નથી. જ્ઞાનને બહાર ઠલવવાની ઇચ્છા થાય છે પણ મોહને કારણે તેમ થઈ શકતું નથી. જો થાય છે તો તે એવા માર્ગે થાય છે કે જેને કોઈ ઝીલી શકતું નથી અને આખરે એ મારી જ પાસે રહે છે."

એક પખવાડિયાથી વધુ દિવસો થયાં હું મારા ગુરુ આજીવક સંન્યાસી પાસે ગયો હતો. એમણે જ મને વશીકરણમંત્રની શિક્ષા આપી હતી. એ વિદ્યાથી હું જેને ઇચ્છું તેને મારે વશ કરી શકું, પણ એને હું આકર્ષી શકું નહિ. એટલા માટે મેં તારો સાથ શોધ્યો હતો. હું ગાઈ જાણતો નથી એમ નહિ, પરંતુ મારું ગાન શુદ્ધ નથી. તારું ગાન નિષ્પાપ હતું. મને શ્રદ્ધા હતી કે તારા ગાનથી દેવીને આકર્ષણ થશે, એ નજીક આવશે, પછી હું એને આબદ્ધ કરી શકીશ. પણ હું એ વસ્તુને જાણતો નહોતો કે મહાન શક્તિને પકડવી જેમ મુશ્કેલ છે તેમ તેને પકડયા પછી છોડવી પણ મુશ્કેલ છે. એને વશમાં રાખી રાખવાની ચિંતા બીજું કંઈ કરવા દેતી નથી."

"તો હવે?" પ્રદ્યુમ્ને પૂછ્યું.

"ગુરુ પાસે હમણાં ગયો હતો, એમણે એક પૂર્વશક્તિનો વિરોધી મંત્ર આપ્યો છે. આ મંત્રથી મંત્રેલું જળ જો દેવી પર છંટાય તો દેવી મુક્ત બની જાય, પણ એ જળ છાંટનાર વ્યક્તિ તે પછી જડ પથ્થર બની જાય એવું તેમાં છે."

"તો શા માટે જલ છાંટી દેતા નથી?" પ્રદ્યુમ્ને પૂછ્યું.

"જલ છાંટવું? મારે છાંટવું? પ્રદ્યુમ્ન! દેવીને મેળવવા મેં કેટલી સાધના કરી! તે બધું વ્યર્થ કરવું? પ્રદ્યુમ્ન, મૃત્યુ પછી તો બીજો સંસાર છે, પણ પથ્થર બન્યા પછી શું રહે છે? જડ પથ્થર–અજ્ઞાનની સ્થિતિનો ખ્યાલ તો કર. સૌ કોઈ એને ઠેબે ઉડાડે." ગદ્ગદિત સ્વરે ગુણાઢ્ય બોલ્યો.

"ત્યારે આ રીતે જ રિબાવું છે?"

"ક્રોધ ન કરે તો કહું."

"શું?"

"મારા વતી તું જલ નહિ છાંટી શકે?" અચકાતાં અચકાતાં ગુણાઢ્ય બોલ્યો.

પ્રદ્યુમ્ન એ સાંભળીને પ્રથમ ક્ષણે તો ચમકયો. સુનન્દા–સુનન્દાને બંસરી બજાવીને કોણ રીઝવશે? પછી સુનન્દા પથ્થરને પ્રેમ કરી શકશે? પણ બીજી જ ક્ષણે એને આચાર્ય પૂર્ણવર્ધનનું વ્યક્તિત્વ યાદ આવ્યું, અને પોતે પોતાના પ્રવાસ દરમિયાન સરસ્વતી વિનાના જગતની જે દશા જોઈ હતી તે યાદ આવી. એને થયું, 'મારા જડ થવાથી જો જગત પ્રકાશમય બનવાનું હોય તો ભલે એમ જ થાઓ.'

એણે ગુણાઢ્યને કહ્યું, "ચાલો, આપો મને એ જળ."

બંને ચાલ્યા. વચ્ચે એક વાર અટકી જઈને ગુણાઢ્યે પ્રદ્યુમ્નને પૂછ્યું, "તેં બરાબર વિચાર કરીને જ મને જવાબ આપ્યો છે? જડ બનવાને તું તૈયાર છે?"

"સરસ્વતીને મુક્ત કરવાથી જડ બની જવાય તે વાત મને સમજાતી નથી, છતાંયે જો જડ થઈ જવાનું હશે તો તે થવાને મારી તૈયારી છે." પ્રદ્યુમ્ને જવાબ આપ્યો.

બંને કુટીની સામે આવ્યા. તાપ ઓછો થયો હતો. દેવી કુટીની બહાર નીકળી હતી. પ્રદ્યુમ્નને જોઈ હર્ષથી બોલી, "સારું થયું તમે આવ્યા, આજે તો ખીર તૈયાર છે."

"વાહ! ત્યારે તો જરૂર ખાઈશ." પ્રદ્યુમ્ને કહ્યું,

"આજે તમે હમણાં જ જઈને જલાશયેથી પાણી ભરી લાવો." સંન્યાસીએ કહ્યું.

"જઉં છું." કહીને દેવી ઘડો લઈને પહાડનાં પગથિયાં ઊતરવા લાગી. ગુણાઢ્ય ઘડા તરફ આંખને સ્થિર કરી રહ્યો.

"હું હવે ભાગવા માંડું છું. તમે એ જ જલ દેવીના શરીર પર ઢોળી દેજો. એ જલ મંત્રાઈ ગયું છે. દેવી મુક્ત થઈ જશે. પછી ફરી મને એને પકડવાનું મન હશે તોપણ હું પકડી શકીશ નહિ." ગુણાઢ્ય–બોલ્યો અને પહાડની બીજી તરફ ઊતરવા લાગ્યો.

પ્રદ્યુમ્ન એકલો ઊભો બંને તરફ વારાફરતી નજર કરી રહ્યો હતો. એક તરફથી સરસ્વતી ઉપર ચડતાં હતાં, બીજી તરફ ગુણાઢ્ય નીચે ઊતરી રહ્યો હતો. પ્રદ્યુમ્નને આજથી વીસ વર્ષ ઉપરની વાત યાદ

આવી. દેવી સરસ્વતીએ માતાને જ્ઞાન આપ્યું અને આવા જ નીલાકાશ નીચે એ માની ગોદમાં જન્મ્યો. આજે ફરીથી બીજી કેટલીયે માતાઓને એવું જ્ઞાન થશે. અચાનક એને સુનન્દા યાદ આવી. પ્રદ્યુમ્નને પછી એકદમ પોતાની બંસરી યાદ આવી, મેઘમલ્લાર યાદ આવ્યો, એના કાનમાં એના સૂર ગુંજવા લાગ્યા. સુનન્દા પણ જાણે સામે બેઠી એ સૂરના નાદમાં લીન બની હતી. દેવી ઉપર આવી. પ્રદ્યુમ્ન એની તરફ દોડ્યો. "દેવી, મેં તને બંધનમાં નાખી હતી. તને બંધનમાં નાખનાર જડ પથ્થર બનજો." પાણી ભરેલ ઘડો એણે દેવીના હાથમાંથી લઈ લઈ દેવી ઉપર ઢોળી નાખ્યો. એની આંખો સામે એ જ ક્ષણે એક અપૂર્વ સૌંદર્ય–હિલોળ ઊડ્યો. જગત આખામાં આનંદની લહર ઊડેલી એને દેખાઈ. ગોખમાં બેઠેલી એની માતાનું એને સ્મરણ થયું. ચાંદની રાતે વિહારના એકાંત ઊંચા સ્થાન પર ક્ષણ પહેલાં વિષાદથી બેઠેલી સુનન્દાના કાન પર અચાનક ક્યાંકથી મેઘમલ્લારના સૂર પડ્યા હોય તેમ તે ચમકીને ઊભી થઈ ગઈ તેવું દેખાયું.

સરસ્વતીની સરિતા બંધથી મુક્ત બની હતી. એનાં નિર્મળ જળ પરથી વહી જતા પવનોએ જગતને પ્રફુલ્લિત કરી દીધું.

*

ચાંદની રાતમાં વિહારના એકાંત સ્થાનપર સુનંદા બેઠી હતી ત્યાંથી ઊભી થઈ ગઈ. એના કાન પર ચિરપરિચિત મેઘમલ્લારના સૂરો આવતા હતા. એ જાણતી નહોતી, એ સૂર ક્યાંથી આવે છે. પણ એને લાગ્યું કે કોઈક એને બોલાવે છે, કોઈક એની પાસે આવે છે. કોણ છે એ ? એનો પ્રિયતમ, બીજો વળી કોણ ? પણ એ કેમ હજીયે નજીક ન આવ્યો ?

સંધ્યા પછી સંધ્યા, દિવસ પછી દિવસ અને માસ પછી માસ આવ્યા, કંઈક સવાર અને કંઈક સંધ્યા સુધી એણે રાહ જોઈ, પણ કોઈ જ આવ્યું નહિ. પણ એને આશા હતી, આવશે, જરૂર આવશે. પાનનો ખખડાટ થતો ને એને લાગતું, એ...આવ્યા.

રાત્રિએ રાત્રિએ એ નિરનિરાળાં સ્વપ્નો જોતી. કોઈ પહાડ પર નેતર અને વાંસની ઝાડીની વચ્ચે એ એક પાષાણમૂર્તિ જોતી. નિસ્તબ્ધ રાત્રિએ નેતર ડોલતાં અને વાંસ વચ્ચે પવનનો સરસર અવાજ થતો. ઓહ, ત્યાંથી, પાષાણમૂર્તિમાંથી મેઘમલ્લારના સ્વર ફૂટે છે !

સવાર પડે છે, સુનન્દાને થાય છે, 'ના, ના, ક્યાં છે પાષાણની મૂર્તિ ? એ તો દૃષ્ટિભ્રમ ! મેઘ-મલ્લાર સંભળાય છે, વાંસના જંગલમાંથી સંભળાય છે, એ બધી વાત સાચી પણ પાષાણમૂર્તિમાંથી સંભળાય છે એ વાત ખોટી. એ તો નિરર્થક સ્વપ્ન ! *

---

* મૂળ બંગાળી વાર્તામાં થોડો ફેરફાર કરીને અનુવાદ કરનાર હરજીવન સોમૈયા.

# ક્યારે પૂજું ?

૧

પુણ્ય, પ્રતાપ કે ઓજના અંશો,
એ સહુનું તું મૂળ;
ફૂલ - છલકતી વાડીઓમાંયે,
દેખતો ત્હારું નૂર,
છતાં તને હું તો નહિ પૂજું,
ભલે તું દેવ ને માનવ હું.

કિન્તુ પાપે ભર્યાં અંતરે સૌનાં,
નિષ્પાપ ત્હારો નિવાસ;
દુર્ગંધના કો' અગોચરમાંયે,
મ્હેકતી ત્હારી સુવાસ,
ત્યારે આવે પૂજનકોડનાં પૂર,
સુણાવી દે બંસરીના બે સૂર!

૨

દેહ પરે, જગ ઉપર આખા,
બ્રહ્માંડે ચારે કોર;
અનંતના અવકાશની ઉપર,
શાસનના તવ દોર;
ચલાવે ચેતનતંતુ તું,
છતાં તને પૂજતો નથી હું.

કિન્તુ અનંતે નહિ માનારો
તે અણુમાંહી સમાય;
શાસક તું, તું વિધાતા તોયે,
દાસ બધાંનો થાય,
તેથી ત્હારું પૂજન વ્હાલું
પાઇ દે પ્રેમનું પ્યાલું!

· જટિલ ·

● વર્તમાન લગ્નસંસ્થાનાં અનિષ્ટો શ્રી. નરસિંહભાઈ કહે છે તેમ
● મનુષ્ય ફરી પાછો પ્રકૃતિપ્રેરિત પશુજીવન ગાળી શકશે ?
● લગ્નમાં પ્રેમતત્ત્વને કંઈ સ્થાન ખરું કે નહિ ?

# રોગનું મૂળ અને

## શ્રી. અંબાલાલ પુરાણી ઉપરના

રા. નરસિંહભાઈ પટેલ ચોંકાવનાર—નિદાન, ચોંકવનાર ગણાય એવાં—લખાણ કરવા માટે જાણીતા થઈ ગયા છે. કેટલાક લોકોને આતશબાજીનો અને ફટાકાના ધડાકા કરવાનો શોખ હોય છે. તેમ વિચારોની બાબતમાં પણ એવી આતશબાજીનો શોખ લેખકોમાં હોય છે. જ્યાં સુધી ચોંકાવનારું ગણાય કે દેખાય એવું લખાણ કરવામાં ન આવે ત્યાં સુધી પોતાની બુદ્ધિ સ્વતંત્ર છે એ બાબત તેમની ખાતરી થતી નહિ હોય એમ લાગે છે. આવી માનસિક આતશબાજીનો જેમને શોખ હોય છે તેઓ પોતે રજૂ કરેલા પ્રશ્ન ઉપર જાણે માનવજાતિએ કદી વિચારો કે પ્રયોગો કર્યા જ ન હોય એમ ઘણું ખરું માની લઈને જ વિચારણા ચલાવે છે. રા. નરસિંહભાઈએ 'ઈશ્વરનો ઈનકાર' નામનું પુસ્તક લખ્યું તેમાં પણ જાણે નાસ્તિકતાની શોધ પહેલવહેલી કરવામાં આવી હોય એવો ધ્વનિ હતો. જ્યારે હકીકત એ છે કે નાસ્તિકતા માનવના માનસિક ઇતિહાસના જેટલી જૂની છે. વાત એમ હોય છે કે આવા ચોંકાવનારા ગણાતા વિચારો મોટે ભાગે તો અવ્યવહારુ હોય છે, એટલે કોઈ એ વિચારો પ્રમાણે આચાર કરવા માંડશે એવી ધાસ્તી ન જેવી જ હોય છે. મારા એક વિદ્યાર્થી-મિત્રની ખોરાકની સુધારણા બાબતની વિચારણા રા. નરસિંહભાઈ જેવી જ હતી. સર્વ પ્રકારનું અનાજ—સર્વ ખોરાક—રાંધ્યા વિના જ ખાવો જોઈએ એમ તે માનતા, ઉપરાંત માનવજાતિના સઘળા વ્યાધિઓનું મૂળ રાંધેલો ખોરાક લેવાની ખોટી ટેવને આભારી છે એમ તેઓ માનતા. પોતાની માન્યતાનો અમલ કરવાની સહૃદયતા તેમનામાં હતી એટલે તેમણે દરેક પ્રકારનું અનાજ રાંધ્યા વિના ખાવા માંડ્યું. જ્યાં સુધી ચોખા ચણા વગેરેના ઉપર પ્રયોગો થયા ત્યાં સુધી થોડી અડચણ ઉપરાંત કાંઈ વધારે નુકસાન થયું નહિ, પણ જ્યારે કાચી વાલની દાળ ખાવાનો અખતરો તેમણે કર્યો ત્યારે તેનું પરિણામ પ્રથમ સખ્ત ચૂંકના રૂપે અને પછીથી અતિસારના વ્યાધિ રૂપે જણાયું. ભલે, એ વ્યાધિથી એમને દુઃખ થયું પરંતુ ખોરાક વિષે ખોટી રીતે પ્રયોગો કરવાની તેમની વૃત્તિ તો તે દિવસથી મટી ગઈ!

કહેવાનો ભાવાર્થ એ નથી કે આપણા ખોરાકમાં કે આપણી લગ્નની સંસ્થામાં સુધારાને અવકાશ જ નથી, અને તે યાવચ્ચંદ્રદિવાકરૌ પૂર્ણ છે, અથવા તો વગર રાંધ્યો ખોરાક ખાવો જ અશક્ય છે. પરંતુ પ્રયોગો કરવામાંયે કલ્યાણકર મર્યાદાઓ અને વિનાશકારક ભયસ્થાનો હોય છે અને કોઈ વિચારક તેમની અવગણના કરી શકતો નથી.

પોતાના પ્રયોગમાં ભયસ્થાનો તેણે સ્વીકારીને જ વિચારણા કરવી જોઈએ. નિરંકુશ કામવાસનાના અમલ વિષે વિચાર કરતાં એના વિચારકો પોતે જ તેની અશક્યતા, યા તો ભયંકરતા સમજી શકશે એમ ધારું છું.

રા. નરસિંહભાઈએ રજૂ કરેલા મુદ્દાઓમાં નીચેના વિચારીશું:—

મુક્તવિહારથી અટકી જશે ?

# તેના ઉપાયો

## પ્રશ્નોના અહીં જવાબ આપે છે—

'આહાર, નિદ્રા, ભય અને મૈથુન, એ ચાર પ્રકૃતિપ્રેરણા છે **જેની અનુકૂળતા સાધવા તેનામાં બુદ્ધિનો વિકાસ થયો છે.**"

આમાં બુદ્ધિનો વિકાસ પ્રકૃતિની અંધ પ્રેરણાઓને સાધવા માટે થયો છે એવી દલીલ છે તે બરાબર નથી. આરંભમાં બુદ્ધિવિકાસને પરિણામે માનવ પોતાની પ્રાકૃતિક જરૂરિયાતો પૂરી પાડે અને એ રીતે પ્રકૃતિની પ્રેરણાઓને સંતોષવાને બુદ્ધિ વપરાય એ સ્વાભાવિક છે, પરંતુ બુદ્ધિનો પોતાનો ધર્મ તેટલેથી સમાપ્ત થતો નથી. બુદ્ધિનો સાચો ધર્મ જિજ્ઞાસા—જ્ઞાન માટે ખોજ—છે એમ બેધડક કહી શકાય. સ્થૂલ જીવનની જરૂરિયાતો પૂરી થતાં જ બુદ્ધિના સાચા કાર્યક્ષેત્રનો આરંભ થાય છે. સત્યની ખોજ, જ્ઞાનપ્રાપ્તિ એ બુદ્ધિમાં રહેલી અદમ્ય પ્રેરણા છે. અને એ સત્યપ્રાપ્તિને માનવ એટલી ઊંચી વસ્તુ ગણે છે કે તેને ખાતર તે પોતાના શરીરનું બલિદાન આપતાં પણ અચકાતો નથી. માનવજીવનનાં મૂળ પ્રાણીજીવનમાં છે તે ઉપરથી માનવ અને અન્ય પ્રાણીઓ વચ્ચે સામ્ય તો સ્વતઃસિદ્ધ છે. માનવમાં પાશવતા છે તેને માટે પુરાવાની જરૂર જ નથી. પરંતુ તે ઉપરથી એવી દલીલ થઈ ન જ શકે કે માનવ કેવળ પશુ છે. પશુ જોડે તેનામાં ગમે તેટલું સામ્ય હોય તે છતાં એ પણ એટલી જ નક્કર હકીકત છે કે તેનામાં અને પશુમાં આસમાન જમીન જેટલો ફેર પણ છે. શ્રી નરસિંહભાઈ પોતે સ્વીકારે છે કે બુદ્ધિના વિકાસને પરિણામે માનવે સંસ્કૃતિ સાધી છે એ હકીકત જ માનવને પશુથી ક્યાંયે ઊંચો કરાવે છે.

એટલે જ્યારે શ્રી. નરસિંહભાઈ આપણને સ્ત્રી–પુરુષના સંબંધના કોયડાના ઉકેલ માટે "પશુજીવન તરફ દૃષ્ટિ કરવાની" સલાહ આપે છે ત્યારે તો ખરેખર! હસવું જ આવે છે. એમની બુદ્ધિ એમના કહેવા પ્રમાણે ઉતાવળે દોડતી હશે તેનો હું ઇનિકાર કરવા માગતો નથી. મને ભય એ છે કે તે ઊંધી દિશામાં ઉતાવળે દોડે છે!

પશુ અને માનવ વચ્ચે કેટલુંક સામ્ય છે તેનો અર્થ એવો નથી થતો કે પાશવજીવન માનવનો આદર્શ છે! *

વળી આ સ્ત્રી–પુરુષના સંબંધનો પ્રશ્ન વિચારતાં શ્રી. નરસિંહભાઈ ધનવાદ—મૂડીવાદના અર્થમાં—ના ઉદયથી માનવજાતિને કે સમાજને કાંઈ જ લાભ નથી થયો એમ પણ વચમાં પ્રતિપાદન કરે છે. આ વિચાર પણ એકતરફી છે. મૂડીવાદથી થયેલા લાભના સામા પલ્લામાં ગેરલાભો પણ થયા છે, આર્થિક ઉકેલોની સામે આર્થિક ગૂંચો ઊભી થઈ છે એ બધું નિર્વિવાદ સ્વીકારાય તેવું છે, પરંતુ આજે એ ધનવાદને–મૂડીવાદને–કેમ દૂર કરવો એ પણ સાદો કોયડો નથી. અને મૂડીવાદ હોય જ નહિ એમ માની લઈને આપણે એ પ્રશ્નની વિચારણા કે ઉકેલ કરી શકતા નથી. મુદ્દો એ છે કે ઇતિહાસના આરંભકાળમાં જ શક્ય એવી સરલતા આપણે આ પ્રશ્નોની વિચારણામાં લાવી શકીશું નહિ. મૂડીવાદનાં અનિષ્ટો દૂર કરવા માટેની સામાજિક મીમાંસાના સિદ્ધાંતોમાં એકવાક્યતા છે એમ માની લઈએ તોપણ તેના વ્યવહારુ ઉકેલો તો જુદા જુદા છે એ આપણે જોઈએ છીએ. અમે-

---

* આ મુદ્દાનું સમર્થન શ્રી. સુરેશ દીક્ષિત એમ. એસ. સી. ના 'લગ્નનો આદર્શ' નામના નાના પુસ્તકમાં મળી આવે છે તે નીચે પ્રમાણે છેઃ—

"માનવના મહાન વિકાસનું મૂળ તો પ્રાણીમાત્રમાં છે. માણસ બીજાં પ્રાણીઓનું નિકટનું સંબંધી છે. છતાંય મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે અગાધ અવનિનો ફેર છે. બુદ્ધિના વિકાસમાં, નીતિ અનીતિની ભાવનામાં માણસ બીજા સર્વ પ્રાણીઓથી ચઢિયાતું છે."

રિકા ન્યુ ડીલથી એ પ્રશ્નનો ઉકેલ કરવા મથે છે, ફ્રાંસ પોપ્યુલર ફ્રંટ નામના સમાજવાદી કામગાર-પક્ષના કાર્યક્રમને પૂરતો માને છે, રશિયાએ સામ્યવાદ સાધવાના સંકલ્પથી શરૂઆત કરી અને આજે State socialism–સમાજસત્તાવાદ આગળ આવીને તે અટક્યો છે. આમ સંસ્કાર, આર્થિક પરિસ્થિતિ વગેરે પરત્વે આ કોયડાના જુદા જુદા ઉકેલો જ હોય એ સ્વાભાવિક લાગે છે. શ્રી નરસિંહભાઈ મૂડીવાદને સર્વ અનિષ્ટોનું મૂળ ગણાવે છે, પરંતુ હિંદને માટેનો વ્યવહારુ ઉકેલ કેવો હોવો જોઈએ તે વિષે કાંઈ પણ દિશાદર્શન કરાવતા નથી.

લગ્ન વિષે શ્રી. નરસિંહભાઈ એવી રીતે દલીલ કરે છે કે જાણે લગ્નની સંસ્થા પ્રયોગો વગર જ એકદમ ઓચિંતી જ હસ્તીમાં આવી ગઈ ન હોય! પણ એ વિચાર બિલકુલ તર્કસંમત લાગતો નથી. એમની જ દલીલ પ્રમાણે તે કાળની સ્ત્રીઓ આજની સ્ત્રીઓની પેઠે ગુલામ થઈ ન હતી કે એટલી જલદી ગુલામી સ્વીકારે–જો લગ્નને આપણે જોરજુલમથી લાદેલી ગુલામી તરીકે ગણીએ તો. હકીકત એ લાગે છે કે લગ્નની સંસ્થાનો ઉદય પણ ક્રમે ક્રમે જ, અનેક પ્રયોગોને અંતે, થયેલો છે. સ્ત્રી અને પુરુષ બન્નેને એમાં વધુ સગવડ, વધુ સુખ, વધુ સંરક્ષણ અને વધુ સંસ્કારિતા દેખાયાં હોવાં જોઈએ. માટે જ તે સંસ્થા સ્વીકારાઈ. અને તે એટલે સુધી ઉત્તમ નીવડી કે એના ઉપર ધાર્મિક પવિત્રતાની છાપ પણ મારવામાં આવી. આનો અર્થ લગ્નની સંસ્થા આદર્શ છે, પરિપૂર્ણ છે, એમાં કાંઈ ફેરફાર કરવાને સ્થાન નથી એમ થતો નથી. પણ ભાવાર્થ એ છે કે લગ્નની સંસ્થાનો ઉદય પ્રયોગોને અંતે થયો છે. આપણા જ દેશમાં વિવાહના પ્રકારો કેટલા હતા તે જોતાં જણાશે કે લગ્નની પ્રદ્ધતિ એક ન હતી.* એ વસ્તુસ્થિતિ જણાવે છે કે જુદી જુદી વિકાસની ભૂમિકાવાળા માણસો કે વર્ગો માટે જુદી જુદી લગ્નપદ્ધતિ, જુદો લગ્નનો આદર્શ, પ્રચારમાં હતો. શ્રી. નરસિંહભાઈ તો એવી દલીલ કરે છે કે જાણે લગ્નનો એકમાત્ર હેતુ કામવાસનાની પરિતૃપ્તિ જ ન હોય! લગ્નનો હેતુ પ્રજાતંતુનું સાતત્ય જાળવવાનો તો છે જ એ દેખીતું છે, પરંતુ શ્રી. નરસિંહભાઈની દલીલ જે માનવજાતિના મોટા ભાગ માટે પ્રજાતંતુ જાળવવો એટલો જ નહિ પરંતુ કામવાસનાની અખૂટ તૃપ્તિ એ જ લગ્નનો યા તો સ્ત્રી–પુરુષના મિલનનો હેતુ છે એ તો સાચી લાગતી નથી. સ્ત્રી–પુરુષના મિલનમાં પ્રજોત્પત્તિ ભાગ ભજવે–છે–શરૂઆતમાં અગત્યનો પણ ભાગ ભજવે એ સમજી શકાય તેવું છે. પરંતુ સ્ત્રી–પુરુષનો આખો સંબંધ કામવાસનાથી જ નિયામાય છે અને નિયામાવો જોઈએ એ સ્ત્રી–પુરુષના સંબંધનો આદર્શ ઉચ્ચ નથી, એટલું જ નહિ પણ તે વ્યવહારુ પણ નથી. સ્ત્રી–પુરુષના મિલનનું કારણ પ્રજોત્પત્તિ જ,—એટલે કે પ્રજોત્પત્તિને ખાતર જ બે જુદી જુદી જાતિઓ ઉત્પન્ન થયેલી—એ વિચારણા પણ બરાબર નથી. રા. સુરેશ દીક્ષિતના પુસ્તકમાંથી નીચેનું અવતરણ જુઓ—

"તળાવોમાં લીલું પાણી હોય છે એ લીલાશ–Blue grun–એક જાતની બારીક સેવાળ–agale–થવાથી થાય છે. એ સેવાળ એક ટપકા જેવી જણાય છે. એવા એક બિંદુ જેવા ટપકામાંથી બે ભાગ પડી તેનો વંશ ચાલે છે. આથી એક વાત તો સિદ્ધ થાય છે કે ફક્ત વંશ વૃદ્ધિખાતર જ લગ્નની કે જાતિભિન્નતાની જરૂર નથી."

એ જ લેખક આગળ લખે છે:—

"આપણી આંખે ન દેખાય એવો ન્હાનામાં ન્હાનો એક સેલનો જીવ–એમીબા–ameeba–નામનું પ્રાણી છે. તેનામાં ખાવાની, શ્વાસ લેવાની અને જીવ આપવાની શક્તિ છે. જ્યારે તે પુખ્ત શરીરનું થાય છે ત્યારે ફક્ત તેના શરીરના બે કકડા થાય છે. અને બન્ને કકડા જુદા જીવરૂપે જીવે છે. આમ જીવનને પહેલે પગથિયે જાતભિન્નતા નથી"—

---

* ब्राह्मो दैवीस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गांधर्वो राक्षसश्चैव पैशाचाष्टमो यतः ॥

આઠ પ્રકારના વિવાહ તે બ્રાહ્મ, દૈવી, આર્ષ, પ્રાજાપત્ય, અસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ.

એટલે સ્ત્રી-પુરુષ એ બે જાતિના વિશિષ્ટ વિકાસમાં કેવળ વંશવૃદ્ધિ સિવાય પણ બીજાં કારણો હોવાં જોઈએ એ સ્પષ્ટ થાય છે. પ્રો. બ. ક. ઠાકોરે એક જગાએ જણાવ્યું છે, "જ્ઞાનપ્રાપ્તિનું તૃતીયકરણ"માં તે પ્રમાણે "સહજીવન અને સહધર્માચરણ" પણ સ્ત્રી-પુરુષના સંબંધમાં ઉત્તરોત્તર વધારે અગત્યનો ભાગ ભજવે છે. સ્ત્રીને ઘણા પ્રાચીન સમયથી "સહધર્મ ચારિણી" કહેલી છે તે સાર્થ છે. સહજીવનને અંગે જ કુટુંબજીવનનો અને કુળના આદર્શોનો-કુલાચારનો-વિકાસ થાય છે, અને સહવાસને પરિણામે સ્ત્રી-પુરુષ વચ્ચે મૈત્રિ, પરસ્પર માન વગેરે ઘણી ઉન્નત ભાવનાઓ પ્રવેશ કરી શકે છે. પ્રાથમિક કામવાસનાનો સંતોષ થઈ જતાં અને શારીરિક ભોગશક્તિની મર્યાદાઓ જણાતાં સ્ત્રી-પુરુષ સ્થૂલ શરીર સિવાયનાં અન્ય મિલન બિંદુઓ વાંછે છે, શોધે છે. અને તે પ્રાપ્ત થતાં તેમને તેમાં વધારે ઊંચા પ્રકારની માનવતા જણાય છે. આ પ્રમાણે બધાં જ દંપતીનાં જીવનમાં બને છે એમ નથી. પરંતુ એથી સમાજને અને સંસ્કૃતિને અનેક લાભો થયા છે એ તો નિર્વિવાદ છે. કુળની ઉન્નત ભાવના, કુળના આદર્શો, ધર્મપાલનનો આગ્રહ, નીતિના પવિત્ર વિચારો અને આચારો વગેરેથી સમાજ અને સંસ્કૃતિ પોષાય છે--કેવળ પ્રજોત્પત્તિથી એ કાર્ય ભાગ્યે જ સાધી શકાય. સૂર્યવંશના રાજાઓથી તો અમુક પ્રકારનું વર્તન થાય જ નહિ, કર્ણના વંશજોથી તો કૃપણ થવાય જ નહિ, બ્રાહ્મણના દીકરાથી અભણ રહેવાય નહિ, ક્ષત્રિયથી તો રણ છોડીને નસાય જ નહિ, શરણાગતને મરાય નહિ વગેરે ઉચ્ચ આદર્શો પેઢી પેઢી ઘસાઈ ગયેલા પણ, આજ સુધી નજરે પડે છે તે બધા સ્વચ્છંદ કામાચાર કે મુક્તવિહારનો અમલ થતાં કેવી રીતે જળવાય તે જોવાનું છે.

નિર્મુક્ત-સ્વચ્છંદી કામાચારના લાભોમાં શ્રી. નરસિંહભાઈ જણાવે છે કે, "ત્રણથી વધારે વર્ષ લગ્નનો મોહ કે સ્નેહ એકધારો ટકી નથી શકતો. અમુક સમય પછી સ્ત્રી-પુરુષને લગ્ન બહાર બીજા સહવાસમાં વિહાર કરવાની ઇચ્છા થાય છે. સામાન્ય સ્થિતિ તો એવી છે કે એ વિષયમાં સંયમ હોવો વિરલ છે"—આ વિચારમાં પણ અવિશદતા છે, અને વસ્તુ-સ્થિતિનો અભ્યાસ પણ નથી એમ લાગે છે. લગ્ન પછી ત્રણ વર્ષ સુધી આકર્ષણ ટકે છે એ વિવાદાસ્પદ મુદ્દો સ્વીકારતાં પણ જણાશે કે લગ્ન બહાર વિહાર કરવાનું આકર્ષણ થાય એ હકીકત એવા સ્વેચ્છાચાર માટે છૂટ મૂકવા માટે દલીલ ભાગ્યે ગણાય. પોતાને દુષ્પ્રાપ્ય દરેક વસ્તુ માટે માનવને આકર્ષણ થાય એટલા ઉપરથી તેની પ્રાપ્તિનો અધિકાર તેને મળી શકતો નથી.

બીજું જાતીય આકર્ષણ હોવા છતાં પણ જાતીય સંભોગ કરવાની શક્તિ ઉમર વધતાં વધુ ને વધુ મર્યાદિત બને છે, કૃત્રિમ ઉપાયોથી તેને ઉત્તેજવામાં આવે તો તેનાં પ્રતિકાર્ય ઊલટાં વધારે આકરાં આવે છે. શારીરિક ભોગ માટેની શક્તિ બ્રહ્મચર્યપાલન ઉપર જ અવલંબે છે. ભોગશક્તિ લાંબો કાળ ટકાવવાની શરત બ્રહ્મચર્યના લાંબા ગાળા પાળવા એ જણાય છે. એટલે લગ્ન કર્યા પછી લગ્ન બહાર જાતીય આકર્ષણ થાય છે એમ સ્વીકારતાં પણ ભોગશક્તિ ઘટવાને પરિણામે, અને પરિણીત દંપતીને શારીરિક સંભોગ કરવાની અમર્યાદ છૂટ હોય છે તે કારણે, બહાર વિહાર કરવાની વૃત્તિ ક્ષણિક નીવડવાનો સંભવ જ વધારે છે.

વળી આપણી ઊંચી નાતો-બ્રાહ્મણ, વાણિયા વગેરે બાદ કરતાં સમાજના નીચેના ગણાતા થરોમાં શ્રી. નરસિંહભાઈ જેની હિમાયત કરે છે તેવી જ સ્થિતિ લગ્નની બાબતમાં આજે પણ પ્રવર્તે છે. નાતરિયા નાતોમાં સ્ત્રી-પુરુષ બન્નેને છૂટાછેડા કરવાનો હક્ક હોય છે અને સ્વેચ્છાચાર માટે ક્ષેત્ર ઘણું વિશાળ હોય છે અને છતાં, અવલોકન કરતાં જણાશે કે એવી નાતોમાં પણ નાતરાં ઘણાં ઓછાં થાય છે, કારણ કે સ્ત્રી-પુરુષ બન્ને જાણતાં હોય છે કે નવો બાંધવા ધારેલો સંબંધ પોતાના ચાલુ સંબંધ કરતાં વધારે સુખી નીવડશે એમ માનવાને કારણ નથી એટલે બનતાં સુધી બન્ને પરસ્પર નભાવી લે છે.

વળી શ્રી. નરસિંહભાઈ સ્વેચ્છાવિહારની હિમાયત કરતાં બાળકોના પાલન વિષે જે યોજના સૂચવે છે

તે છેક જ અસ્પષ્ટ છે. "માતા પણ તેટલા સમય માટે ઘર જેવું કાંઈક બાંધીને રહેતી. સંતાન મોટાં થતાં સુધી માતાને એ ઘરમાં બાંધ્યે પગે રહેવું પડતું, પિતા તો ત્યાં થોડો કાળ રહે અને કુટુંબને માટે આહાર-સામગ્રી લઈ આવે, પણ પછી સ્વતંત્ર ભાવે વિહરતો ફરે"—

માતા શા માટે બાંધ્યે પગે રહે?—અને સ્વચ્છંદ વિહાર જ જ્યારે પ્રવર્તે ત્યારે પુરુષ પણ "થોડો કાળ" શા માટે રહે? બાળકો મોટાં થયાં પછી ઘરનું શું થાય? કે પછી "ઘર જેવું કાંઈક" બાંધેલું એટલે તેનું શું થાય કે ન થાય તેની ચિંતા પણ શી? અહીં આખીયે વિચારણા જરા પણ સ્પષ્ટ નથી.

હકીકત એ છે કે છેક પંખીઓમાં કુટુંબજીવનનો કાંઈક પ્રારંભ થાય છે. રા. સુરેશ દીક્ષિત "લગ્નનો આદર્શ"માં લખે છે–"માળા એ પક્ષીનું ઘર નહિ પણ પારણું કહીએ તો ચાલે. માનવના પ્રેમજીવનની ઝાંખી પંખી કરાવે છે. નરમાદાની કાયાની ભિન્નતા, તેમના પ્રેમની કળા અને રસિકતા, કુટુંબ પ્રત્યે ફરજનાં પગથિયાં અહીંથી ઊંચે ચડે છે"—રા. નરસિંહભાઈ તો આપણને એ પંખીજીવનને પગથિયે જ ઊભા રહેવાનો આગ્રહ કરે છે.

વળી શ્રી. નરસિંહભાઈ જણાવે છે કે, "પુરુષ સ્ત્રીનો કુલ માલેક થઈ પડ્યો" શી રીતે? સ્વતંત્રતામાં–લગભગ સ્વચ્છંદતામાં–રહેવાને ટેવાયલી સ્ત્રીઓએ એવી પરતંત્રતા કેવી રીતે સ્વીકારી? સુવાવડના સમયની સ્થિતિનો ખ્યાલ આજકાલની શહેરી સ્ત્રીઓ ઉપરથી બાંધવો એ ભૂલભરેલું છે. આજે પણ ગામડાંઓમાં જન્મ આપવાનું કામ ખાવાપીવા જેટલું કુદરતી રીતે કરનારી સ્ત્રીઓ મળી આવે છે. બાળકને ઘર બહાર જન્મ આપીને ઘેર લઈ આવનાર સ્ત્રીઓ હોય છે. તો પછી, જે સમય શ્રી. નરસિંહભાઈ વર્ણવે છે તે જમાનામાં તો સ્ત્રીઓ ઘણી જ મજબૂત હોવી જોઈએ. અને એવી સ્ત્રીઓ પુરુષની ગુલામી શા માટે સ્વીકારે?—સિવાય કે રાજીખુશીથી.

વળી થોડાં જ સ્ત્રી-પુરુષો લગ્નનો ઉચ્ચ આદર્શ જીવનમાં ઉતારી શકશે અને બાકીનાં પશુધર્મ જ આચરવાનાં એવી દલીલ કરીને પશુધર્મને ઇષ્ટ કે સાર્થ કરાવી શકાય નહિ. ઘણા જ થોડા વિદ્યાર્થીઓ ઊંચામાં ઊંચી કેળવણીનો બરાબર લાભ લઈ શકે છે અને એવા લોકોમાંથી સ્વતંત્ર, સંગીન કામ ઘણા જ થોડા કરી શકે છે તેટલા ઉપરથી આપણે, ભણવાની જરૂર નથી એવી દલીલ કરી શકતા નથી.

અને શ્રી. નરસિંહભાઈની દલીલ પ્રમાણે અત્યારે પણ સમાજમાં વ્યભિચાર ચાલી તો રહ્યો છે. તો પછી તેને જ ચાલવા દેવો એ વધારે ઠીક નથી? એમાં વળી નવો પંથ ઉમેરીને વધારો કરવાની શી જરૂર છે? કારણ કે એ તો નક્કી છે કે શ્રી. નરસિંહભાઈ જે પ્રકારના સ્વેચ્છાચારની હિમાયત કરે છે તેવો માનવસમાજ સર્વાનુમતે સ્વીકારવાનો તો નથી જ. પરિણામે તેઓના વિચાર સ્વીકારાય તોપણ વ્યભિચારનો કે સ્વેચ્છાચારનો એક નવો પંથ ઉમેરાશે!

માણસને નિષેધ કરો એ જ કરવાનો એ પ્રયત્ન કરે. માનસશાસ્ત્રનો એ અવિચળ કહેવાતો નિયમ અવિચળ નથી લાગતો. વળી "પ્રાણી તેમ જ માનવી પોતાની સ્વતંત્રતા ઉપરના અંકુશને સહન કરી શકતો નથી" એ વિચાર પણ સર્વાંશે સાચો નથી. ઘણાં પ્રાણીઓ અને ઘણાં માનવો સ્વતંત્રતા વિનાનાં આપણે જોઈએ છીએ અને તેઓ તેને સહન કરી લે છે, એટલું જ નહિ પરંતુ તેમાં આનંદ પણ માની શકે છે!

વળી ઊંચામાં ઊંચા આદર્શની નજરે સંપૂર્ણ સ્વતંત્રતાનો અમલ પ્રત્યેક વ્યક્તિ કરવા માંડે તો સમાજનું અસ્તિત્વ જ અશક્ય થઈ પડે. સંઘ, સમાજ વગેરે ત્યારે જ બંધાય જ્યારે વ્યક્તિની સ્વતંત્રતા ઉપર કાંઈક કાપ મૂકવામાં આવે. આવો કાપ વ્યક્તિ સ્વેચ્છાપૂર્વક સ્વીકારે છે કારણ કે એમાં તેને લાભ જણાય છે.

શ્રી. નરસિંહભાઈ લગ્નની સંસ્થા સામે એ ફરિયાદ કરે છે કે તે કામવાસના ઉપર અંકુશ મૂકે છે. એ

વાત સાચી છે કે લગ્ન કામવાસનાના મુક્તવિહાર ઉપર અંકુશ મૂકે છે. પણ વિચારવાનું એ છે કે સમાજના, અને અંતે વ્યક્તિના પોતાના, કલ્યાણની દૃષ્ટિએ એવો અંકુશ ઇષ્ટ છે કે નહિ? વ્યભિચારી વૃત્તિવાળાઓને એવો અંકુશ ગમે છે કે નહિ એ પ્રશ્ન નથી. લગ્નની સંસ્થામાં કામવાસનાના સંતોષને પૂરતું સ્થાન મળે છે એની શ્રી. નરસિંહભાઈ ના કહી શકે તેમ નથી. લગ્નને પરિણામે જે અંકુશ મુકાય છે તે સ્વચ્છંદ કામાચાર ઉપર મુકાય છે અને વિચાર કરતાં તે જરૂરનો છે એમ પણ જણાશે. અતિશય પ્રયત્ન કરવા છતાં કામવાસના જિતાતી નથી માટે સ્વેચ્છાચાર કે સ્વચ્છંદી વ્યવહાર તેનો ઉપાય છે એમ કેવી રીતે કહી શકાય? સાચું બોલતાં અનેક લાલચો માણસને નડે છે તેથી જૂઠું બોલવું એ માનવનો આદર્શ છે એમ આપણે નથી જ માની શકતા. આદર્શ સિદ્ધ કરવાની મુશ્કેલી એ જ માનવતાની ઉચ્ચ શક્યતાની સીમા બતાવે છે અને એ પ્રાપ્ત કરવામાં જ માનવની માનવતા રહેલી છે.

કોઈ પણ વૃત્તિ કે વાસનાને અમર્યાદ છૂટ આપવાથી જ તેનું શમન થાય એવો જે સિદ્ધાંત શ્રી. નરસિંહભાઈ પ્રતિપાદન કરે છે તે ઘણો પ્રાચીન છે. તેઓ ચમચે ચમચે ઘી રેડવાની અને આખું તપેલું રેડવાની દલીલ કરે છે તે બંધબેસતી નથી. વાસના-તૃપ્તિ બાબતમાં આખું તપેલું નાખી શકાય એવી સ્થિતિ જ નથી. એમાં તો તપેલું હોય તોપણ ચમચે ચમચે જ નાખી શકાય છે. વળી 'જ્યોતિર્ધર'માં દલીલ કરી છે કે, 'વાસનાનો દવ જ્યારે લાગશે ત્યારે તપેલાં ચમચા જેટલાં થઈ જશે'. એ પણ વિચારવા જેવી છે. પ્રાચીન કાળમાં યયાતિ રાજાએ શ્રી. નરસિંહભાઈની જ વિચારસરણી પ્રમાણે નિશ્ચય કર્યો કે કામનાઓને ઉપભોગથી શાંત કરવી. તેની ઉમર વધી ગઈ હતી એટલે તેણે પોતાના વિચારપ્રમાણે અખતરો કરી જોવા માટે પોતાના પુત્રો પાસે તેમની જુવાનીની માગણી કરી. બીજા પુત્રોએ ના પાડી પણ સૌથી નાના પુત્રે પિતાની માગણી પૂરી પાડી. ત્યાર પછી યયાતિએ એક હજાર વર્ષ સુધી સર્વ પ્રકારના ભોગો ભોગવી કામનાઓનું શમન કરવાનો અખતરો કરી જોયો. એ લાંબા કાળને અંતે તેણે જે જ્ઞાન મેળવ્યું તે તેણે પોતાના સૌથી નાના પુત્રને કહી સંભળાવ્યું. તેણે કહ્યું–"હું એમ માનતો હતો કે કામનાના ઉપભોગથી કામનાઓ શાંત થશે, પણ તે તો ઉપભોગથી ઊલટી વૃદ્ધિ પામે છે. આ જગતમાં જેટલા ચોખા છે, જેટલાં સોનાચાંદી છે, જેટલી જમીન છે અને જેટલી સ્ત્રીઓ છે તે એક વ્યક્તિની કામનાને સંતોષવા માટે પણ પૂરતી નથી, તો પછી સર્વ માનવો કામનાઓનો ઉપભોગ કરવા માગે તો તો શી સ્થિતિ થાય? માટે સંયમ એ જ કામનાના શમનનો સાચો ઉપાય છે."

આપણે ઉમેરીશું કે સંયમ એ પ્રથમ આવશ્યક પગથિયું છે, ત્યારપછી કામનાની વૃત્તિનો ઉદય જ ન થાય એવી ચેતનાની સ્થિતિ મેળવવી એ આદર્શ સ્થિતિ છે. બાકી પુરાણોમાંથી તો ઘણા પરસ્પર વિરોધી વિચારોના સમર્થનના દાખલા મળી આવે એમ છે.

વળી સ્વેચ્છાચારની બાબતમાં પ્રાણીઓનું દૃષ્ટાંત પણ માનવના જીવનમાં બંધબેસતું આવતું નથી, કારણ કે તેઓ પોતે સ્વીકારે છે કે પ્રાણીના સ્વેચ્છાચાર ઉપર પ્રકૃતિએ પોતે અંકુશ મૂકેલો હોઈ તેઓમાં વિકૃતિ સહેલાઈથી પ્રવેશ કરી શકતી નથી–જ્યારે માનવ બુદ્ધિપ્રધાન પ્રાણી હોઈ પ્રકૃતિના એવા યાંત્રિક બંધનથી સ્વતંત્ર છે. પ્રકૃતિના જે ઋતુબંધો માનવે તોડ્યા છે તે સ્વેચ્છાચારથી પળાશે એમ માનવાને કાંઈ પણ કારણ નથી. અને સુધારાને Siphilization કહેવામાં સાર્થકતા જોનાર શ્રી. નરસિંહભાઈ આપણને એ બતાવશે ખરા કે એમણે બતાવેલા સ્વેચ્છાચારના ઉપાયમાં સીફિલિસ–ચાંદી પરમિયો–વગેરે વ્યાધિઓ કેવી રીતે આપોઆપ અટકી જવાના છે?—કે ઊલટા હાલ છે તેથી વધારે પ્રચાર પામશે?

વળી રશિયામાં લગ્નબંધન શિથિલ કરવાના પ્રયાસો થયા છે એ સાચું છે, પરંતુ તેનું પરિણામ શું આવ્યું છે કે ત્યાં લગ્નો સ્થાયી થવા માંડ્યાં છે. સ્ત્રી–પુરુષનો સંબંધ ચાર દહાડાનું ચટકું, વાસનાતૃપ્તિનું સાધન, મટી જઈને બન્ને જ્યારે સ્થાયી સંબંધમાં આવવા લાગે છે ત્યારે તેમને આપોઆપ જણાય છે કે તાન

લિક આકર્ષણ કેવળ ગૌણ હોઈ ઘણી વાર વિશ્વાસપાત્ર નથી જ હોતું. એવો સ્થાયી સંબંધ ન જ બાંધવો જોઈએ એવી આજ્ઞા તો કોઈથી છોડાય એમ નથી. જ્યારે શારીરિક, પાશવસંબંધ કરતાં વધારે ઉચ્ચ ભૂમિકાનો, સંબંધ બાંધવાનો સમય કે વૃત્તિ થાય છે ત્યારે બન્નેને જણાય છે કે એને માટે વખત, પરસ્પર બાંધછોડ કરવાની વૃત્તિ, પરસ્પર વિશ્વાસ વગેરે અનેક વસ્તુઓની જરૂર પડે છે. એ બધાને સાધતાં દંપતી આપોઆપ પોતાનો પણ વિકાસ સાધે છે.

અને શ્રી. નરસિંહભાઈની આખીયે વિચારણામાં પ્રેમનું તત્ત્વ તો કોઈ જગાએ દેખાતું જ નથી. પ્રજાતંતુ જાળવવા પૂરતો "પ્રેમ" કહેવાતા તત્ત્વનો તેઓ સ્વીકાર કરતા જણાય છે. પરંતુ પ્રેમ એનાથી પર છે અને સ્વતંત્ર છે એ પણ વિચારવાનું છે. એ ઉચ્ચ તત્ત્વના અનુભવ વડે માનવ પોતાની અહંતાની, સ્વાર્થની અને આસક્તિની મર્યાદાઓમાંથી મુક્ત થાય છે. "પ્રેમમાં" શ્રી. ટાગોર કહે છે તે પ્રમાણે "ભેટને નફામાં ઉમેરવામાં આવે છે." જે આપવામાં આવે છે તેટલી પ્રાપ્તિ ગણાય છે! *

* આ આખા પ્રેમના વિષય માટે જુઓ પથિકના પુષ્પો ગુચ્છ ૧ લામાં "પ્રેમ"નો લેખ.

ઉપર શ્રી. સુરેશ દીક્ષિત એમીબાના શરીરના બે ટુકડા થઈને બન્ને જુદા એકત્ર તરીકે જીવનનો આરંભ કરે છે એ હકીકતમાં આપણને સ્ત્રી–પુરુષનો સંબંધ કેવો હોવો જોઈએ તેની કાંઈક ઝાંખી થાય છે. એકેકની ન્યૂનતાપૂરક અર્ધ એ અર્થમાં સ્ત્રી અને પુરુષ એક બીજાનું અર્ધાંગ છે. અને આપણી મીમાંસામાં પુરુષ–પ્રકૃતિની પરસ્પર આધારાધેયતા–એક બીજાના ઉપર આધાર રાખવાની સ્વાભાવિક જરૂરિયાત, તથા ઈશ્વર અને શક્તિ— શિવ અને શક્તિ—વચ્ચે અવિભાજ્ય સંબંધ, અર્ધનારીશ્વરની મૂર્તિમાં પ્રત્યેકમાં–સ્ત્રીમાં પુરુષત્વ અને પુરુષમાં સ્ત્રીત્વ—રહેલ બન્ને તત્ત્વોનું પ્રતિપાદન વગેરે જોતાં સ્પષ્ટ જણાય છે કે આપણા વ્યવહારુ જીવનમાં સ્ત્રી–પુરુષના સંબંધમાં ઘણા સુધારાને અવકાશ છે એ સ્વીકારતાં પણ આપણો આદર્શ કોઈ રીતે એમાંથી કોઈનું પણ અપમાન કરે એવો બિલકુલ નથી. અને એ આદર્શ પ્રત્યે ગતિ કરવામાં આપણે, માનવજાતિમાં ઘણી શ્રેણીના લોકો હોય છે એ, ભૂલવાનું નથી. એટલે હલકામાં હલકા સંબંધથી તે ઉચ્ચમાં ઉચ્ચ સંબંધને માટે વ્યવહારમાં સ્થાન છે એ ધ્યાનમાં રાખવાનું છે.

## પૂજાની મૂંઝવણ

કેમ કરી બોલાવું?
આવ્યે અંતરભાવ બતાવું.
અક્ષરતા તુજ, ક્ષર અક્ષરમાં
કેમ કરી દરશાવું?
"પીળાં પીતાંબર જરકસી જામા"
કલ્પનમાં કેમ લાવું?
એવું ભાવિક ઉર શે લાવું?
કેમ કરી બોલાવું?
આવ્યે અંતરભાવ બતાવું.

• મનુભાઈ ત્રિવેદી •

# હિંદુ જાતિનો સામાજિક વિજય

લેખક શ્રી. લાલા હરદયાળ





અનુવાદક શ્રી. અમૃતલાલ નાણાવટી

[ ગતાંક પૃષ્ઠ ૨૨૯ થી પૂરું ]

૧. બ્રિટિશ લોકોએ હિંદુસમાજની બધી પ્રવૃત્તિઓને કાબૂમાં લેવાનું અને તેને દોરવાનું કામ હાથમાં લીધું છે.

**કેળવણી:**–એ લોકોએ શાળા અને મહાશાળાઓ સ્થાપી છે જ્યાં આપણા છોકરા તેમના હાથ નીચે કળા અને શાસ્ત્રો શીખે છે. એઓ જ્યારે આ દેશમાં આવ્યા ત્યારે જે રાષ્ટ્રીય કેળવણીની પ્રથા ચાલુ હતી તેનો હવે લગભગ સંપૂર્ણપણે નાશ કરવામાં આવ્યો છે. એમના હેતુને એ અનુરૂપ ન હતી. એ તો બ્રાહ્મણોના કાબૂમાં હતી. રાષ્ટ્રીય સાહિત્ય અને ઇતિહાસને તે અત્યંત મહત્ત્વ આપનારી હતી. રાષ્ટ્રીય વ્યક્તિત્વની ભાવનાને એ ટકાવી રાખતી. અમુક એક જુદા જ વર્ગને તેણે ગુરુનું સ્થાન આપ્યું હતું. બ્રિટિશોને એ માનભર્યું પદ પોતાને માટે જોઈતું હતું. કેળવણીની દુનિયામાં પણ બે રાજાઓ રાજ્ય કરી નહિ શકે, એટલે બ્રાહ્મણ ખસી ગયો અને ખસતો જાય છે; એને સ્થાને બ્રિટન આવતો જાય છે.

**ઔષધ**—શિક્ષક તો છે જ. વૈદ્યો તેને અનુસરે છે. મેડિકલ કૉલેજો પરદેશી ઢબે ચાલી રહી છે, અને તેમાં અંગ્રેજો જ શિક્ષકો–સંચાલકો હોય છે. આ કૉલેજો આયુર્વેદને કોતરી રહી છે. પબ્લિક ઇન્સ્ટ્રક્શન કમિટીનો ૧૮૩૧ ના ડિસેંબરનો રિપોર્ટ પોતાનો સંતોષ જાહેર કરે છે કે યુરોપીય દવાઓ આયુર્વેદને હાંકી મૂકે છે.

દરેક જિલ્લામાં એક સિવિલ સર્જન હોય છે તે પોતાને વધારે શ્રેષ્ઠ પ્રકારનો વૈદ્ય ગણાવે છે. અને આપણામાંના કેટલાક એમ માને છે પણ ખરા. હિંદી મદદનીશ દાક્તરો એના શિષ્યો હોય છે. જો કંઈ ગૂંચ તેમનાથી ઉકેલી શકાતી નહિ હોય તો તેઓ પેલા ગોરા દાક્તર પાસે દોડી જાય. તે દવાખાનાંઓ ખોલે છે, અને ત્યાં એ મોટા દર્દીઓના રોગ મટાડનાર ગણાય છે. બીજા લોકો રોગ મટાડે છે તે તેને નામે, કારણ એ કળા તેઓ તેના ચરણ પાસે બેસી શીખ્યા હતા. બીજી બાજુ પેલો હિંદુ વૈદ્ય અંધકારમાં ડૂબતો જાય છે. એ એક જૂનોપુરાણો ગણાવા લાગે છે. જે આદર અને પ્રભાવનો એક વેળા એ અધિકારી હતો તેનો અધિકાર હવે ધીમે ધીમે તેના હરીફને મળતો જાય છે. પરદેશી રમતનો એક બીજો દાવ જીત્યા. માન અને સત્તાનું એય બીજું પદ બ્રાહ્મણે છોડયું અને બ્રિટને તે પદ લીધું.

**ધર્મ:**—ધર્મનો પ્રદેશ હજી પરદેશી અસરથી મુક્ત છે. એ આપણું અંતિમ શરણ છે. બ્રિટિશ લોકોએ સામાજિક કિલ્લાના લગભગ બધા બુરજો કબજે કર્યા છે.

ધર્મ અને એને લગતી બીજી કેટલીક વસ્તુઓને હજી ક્રૂર હાથનો સ્પર્શ નથી થયો. તેમ છતાં સુરંગ ફોડવાનું અને ખોતરવાનું કામ તો શરૂ થઈ ગયું છે જ. એ બે પ્રકારનું છેઃ—

(૧) બહારથી હિંદુ ધાર્મિક પ્રથાનો નાશ. સરકાર બધા ધર્મો પ્રત્યે એક સરખી મતસહિષ્ણુતા* દાખવે છે.

આજે હિંદુઓ એ પ્રચારધર્મી નથી. આવા સંજોગોમાં હિંદુધર્મે ખમવું જ જોઈએ. આપણે બીજા ધર્માવલંબીઓને આપણા પોતાના ધર્મમાં વટલાવતા નથી. પરંતુ સરકાર ખ્રિસ્તીઓને આપણાં બાળકોને ખ્રિસ્તી બનાવવા દે છે. આવા સંજોગોમાં આપણી પાસે સુંદર પ્રકાશ ક્યાંથી હોય? વળી, બ્રિટિશ સરકારે સ્થાપેલી શિક્ષણપદ્ધતિ હિંદુધર્મના પાયાને નબળા કરી નાંખવાનું કામ કરે છે. હિંદુસ્તાનમાં આ બ્રિટિશ કેળવણીની પદ્ધતિના સંસ્થાપકોએ આ પરિણામ પહેલેથી જોઈ રાખ્યું હતું અને ઇચ્છયું પણ હતું. માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન, મુંબઈના પહેલા અંગ્રેજ ગવર્નરે ૧૮૨૩માં લખ્યું:—

"દરમિયાન, અહીંનાં વતનીઓની ધાર્મિક તીવ્ર લાગણીને લીધે તેમ જ આપણી અને રૈયત વચ્ચે જે તદ્દન અંતર પડેલું છે તેથી આપણી સરકારનો પાયો નબળો હોવાને કારણે, જે ભય માથે આવી પડે એમ છે તેના નિવારણાર્થે કંઈક પગલું લેવાની આવશ્યક્તા છે, અને તે પગલું એ કે રાષ્ટ્રવ્યાપી શિક્ષણના પ્રસારદ્વારા એ લોકોના વિરોધો દૂર કરવા અને આપણા સિદ્ધાન્તો અને અભિપ્રાયો ફેલાવવા."

સરકારે શાળા અને મહાશાળાઓ સ્થાપવામાં હિંદુધર્મનું હિત જરાયે વિચાર્યું નથી એમ સાબિત કરનારા બીજા ઘણા ઊંચા દરજ્જા ભોગવનાર અમલદારોના અભિપ્રાયો ટાંકી શકું એમ છું.

સર ચાર્લ્સ ટ્રેવેલિયન ( Sir Charles Trevelyan )ની ૧૮૫૩ની સાલમાં અમીરોની સભા સમક્ષની જુબાનીમાં આ પ્રમાણે ખુલ્લો એકરાર છે:

"આપણે પ્રાચીન પ્રથા ( હિંદુધર્મ )ના આધારસ્તંભોની સાથે અયોગ્ય રીતે અથડામણમાં આવે તેમને છંછેડવાના નથી. આપણે તો એટલું જ કરવાનું છે કે આપણે તો ખૂબ ચઢિયાતા જ્ઞાનની તદ્દન નવી જ ચાવી તેમને આપવાની છે. આ નવી પ્રથા દાખલ કરવાનું પહેલું પરિણામ એ લાવવાનું કે પ્રાચીન પ્રથાના પ્રભાવનો તેમના મનમાંથી સદંતર નાશ કરવો.

કેટલાક પ્રસંગોમાં તો માત્ર તેમને શરૂઆત જ કરી આપવાની રહેશે. આ એક મહાન સત્ય છે કે ઊછરતી પ્રજા થોડાં વર્ષોમાં એક સમગ્ર રાષ્ટ્ર બને છે; અને જો આપણે લોકોમાં કંઈક અસરકારક પલટો કરવા માગતા હોઈએ, તો જ્યારે તેઓ નાના હોય ત્યારે તેમને હાથમાં લેવા જોઈએ, અને જે જાતના આપણે એમને બનાવવા માગતા હોઈએ તે જાતની તેમને તાલીમ આપવી જોઈએ; તો જ આપણો બધો રોકેલો પૈસો સાર્થક થશે. પછી આપણને વિરોધની સામે ઝઘડવાનું નહિ રહે. પછી તો આપણને આપણું કહ્યું કરે એવા લોકો જ મળશે. અને પછી તો આપણે એવા એક પ્રભાવશાળી બુદ્ધિમાન યુવકોનો વર્ગ ઊભો કરીશું જે થોડાં વર્ષોમાં આપણી મદદ વિના અથવા નહિ જેવી મદદથી આપણી જ પ્રથાના સબળ પ્રચારકો થઈ પડશે."

(૨) હિંદુ ધાર્મિક પ્રથા ઉપરનો અંદરખાનેથી કાબૂ.

હમણાં હમણાં સંખ્યાબંધ અંગ્રેજ ગૃહસ્થો અને બાનુઓ શુદ્ધ અને પવિત્ર હિંદુધર્મનાં ઇશ્વરપ્રેરિત્ પ્રચારકો તરીકે બહાર આવ્યાં છે. તેઓ આપણને આપણાં પવિત્ર શાસ્ત્રો શીખવવા ધારે છે. આપણા ધર્મ પ્રત્યે તેમને ખૂબ પ્રેમ છે એવો તેમનો દાવો છે. તેઓમાંનાં કેટલાંક, આપણે જાણવું જોઈએ, સરકારની મદદ મેળવતા હશે. કારણ તેઓ આપણા રાજામહારાજાઓની પાસે પહોંચી જાય છે અને કલાકોના કલાકો સુધી ખાનગીમાં તેમની સાથે વાતો કરે છે. કોઈ અજાણી અંગ્રેજબાનુ, જે ક્યાંથી આવે છે તેની કોઈને ખબર નથી હોતી તે, એક મોટા હિંદુ રાજાની સલાહકાર અને વિશ્વાસુ કદી પણ ન થઈ શકી હોત, જો સરકારને એને વિષે જરા પણ શંકા હોતતો. વળી સેન્ટ્રલ હિંદુ કોલેજને માટે જે જરૂરનું હોય તે બધું કરવા સરકાર તત્પર છે. આપણને માલમ પડે છે કે ત્યાંની સ્થાનિક સરકારે કોલેજની હદની આસપાસનાં ગંદાં ઝૂંપડાં ખરીદી લેવા 'લેન્ડ એક્વિઝિશન એક્ટ'

* કે ઉદાસીનતા ! અનુવાદક.

અમલમાં મૂકયો હતો, જો કે કાયદાના અર્થની દૃષ્ટિએ કૉલેજ એ પ્રજાકીય સંસ્થા હતી કે નહિ એ વિષે શંકા હતી. આવી જ મહેરબાની જો સરકાર હરદ્વારના ગુરુકુળ કે નુદ્દી ( Nudea ) યુનિવર્સિટી તરફ બતાવે તો મને આશ્ચર્ય જ થાય. આપણે એ પણ જાણીએ છીએ કે જ્યારે કાશ્મીર હિંદુ કૉલેજના ખાતમુહૂર્તની ક્રિયા કરવામાં આવી હતી ત્યારે મિસિસ બેસંટ અને રેસિડંટે ઘણાં સુંદર ભાષણો કર્યાં હતાં. કૉલેજ હિંદુ ધર્મના અંગ્રેજ મિત્રોના કાબૂમાં છે. સેન્ટ્રલ હિંદુ કૉલેજની અંદર બીજી પણ એક વસ્તુ જોઈએ છીએ; વિશ્વાસ, જવાબદારી અને સામાજિક નેતૃત્વની સઘળી જગ્યાઓ ઉપર અંગ્રેજ ગૃહસ્થો અને અંગ્રેજ બાનુઓ છે. આ કદાચ અકસ્માત હોય, પણ તે જરૂર નોંધવા જેવો તો છે જ.

મિસિસ બેસંટ ટ્રસ્ટી મંડળનાં પ્રમુખ છે, જે મંડળ નામાંકિત હિંદુ ગૃહસ્થોનું અને સુવિખ્યાત પંડિતોનું બનેલું છે. ૧૯૦૬ ની કારોબારી સમિતિ આ પ્રમાણે બની હતી:—

પ્રમુખ..............મિસિસ બેસંટ

ઉપપ્રમુખ............મિ. રિચર્ડસન

મંત્રી અને કોષાધ્યક્ષ...મિ. એરૂન્ડેલ.

જે ખાસ કરીને **સેન્ટ્રલ હિંદુ કૉલેજ** છે તેવી સંસ્થામાં કોઈ પણ હિંદુ કારોબારી સમિતિના એક પણ અગત્યના હોદ્દા પર નથી ! એક બીજી ‘ વિદ્યાર્થી સહાયક સભા ’ છે, એમાંયે પરદેશીઓનો કાબુ જોયા વગર રહી શકતા નથી; કારણ મિસિસ બેસંટ આશ્રય દાતા—પેટ્રન છે અને એરૂન્ડેલ માનદ ખજાનચી છે. છેવટે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે સેન્ટ્રલ હિંદુ કૉલેજની કન્યાશાળાની આચાર્યા મિસ એરૂન્ડેલ છે, ઉપાચાર્યા મિસ પામર (Palmer) અને માનદ મંત્રી મિસ વિલ્સન છે. ( ૧૯૦૫–૬નો અહેવાલ ).

અહેવાલને સત્તરમે પાને એક રમુજી માહિતી મળે છે:—

મિ. એરૂન્ડેલે એક ચર્ચા પરિષદોને મળતું એક નવું ખાતું દાખલ કર્યું છે–સ્થાનિક પાર્લામેન્ટ (A Local Parliament).

આમની સભાની ઢબે તે ચાલે છે–રાજકારણને સ્થાન નથી.

જે ‘ પાર્લામેન્ટ ’ માંથી રાજકારણને બાતલ ગણવામાં આવ્યું છે તે ખરેખર રસિક વસ્તુ હોવી જોઈએ !

શાબાશ છે–હિંદુ ધર્મના ચુનંદા લોકો, લાગવગવાળા જમીનદારો અને કાશીના મહાપંડિતોના બનેલા મંડળની પ્રમુખ એક અંગ્રેજ બાનુ ! અને એ લોકો પણ સ્વેચ્છાથી તેનું બહુમાન કરે છે.

જિતાયલી પ્રજા જ્યારે હૃદયના ઉમળકાથી બહુમાન કરે ત્યારે સામાજિક વિજય સફળ થયો સમજવો. આપણામાંના કેટલાક અંગ્રેજ ગૃહસ્થો અને બાનુઓને ધર્મગુરુઓની જેમ સન્માને છે. એ જ સામાજિક વિજયને ખુલ્લી રીતે બતાવે છે. કેવું દુ:ખદ દૃશ્ય ! એના રહસ્ય ઉપર ખૂબ વિચાર કરવો ઘટે છે. હિંદુ-જાતિનો એ મૃત્યુઘંટ વાગી રહ્યો છે. છેલ્લાંમાં છેલ્લાં રક્ષણસ્થાનો પણ તોડીફોડી નાખવામાં આવ્યાં છે. અરે, ઊંડાણની અંદર પણ ઊંડાણ છે. મેં એવી હિંદુ કન્યાઓને જોઈ જે મિસિસ બેસંટની લાગવગથી સ્થપાયેલી એક કન્યાશાળામાં અંગ્રેજ અને જર્મન બાનુઓના હાથ નીચે શિક્ષણ લેતી હતી. સામાજિક જીતની એ અંતિમ કોટિ. શિક્ષક અને ધર્મોપદેશકના સ્વાંગમાં વિજયી પ્રજાનાં પ્રતિનિધિઓ ઠેઠ ઝનાનામાં પણ ઘૂસ્યાં છે. જર્મન શિક્ષિકાઓને ચરણે બેસીને શીખતી પેલી નાની બાળકીઓના અવાજો, મરણપથારીએ પડેલાના વિલાપની જેમ મારે કાને પડતા હતા, મને લાગ્યું કે જાણે સાક્ષાત્ ઇતિહાસ આપણા રાષ્ટ્રનું શબ શ્મશાનભૂમિમાં લઈ જાય છે અને આ બાળાઓ ‘ રામ રામ ’નો કરુણ મરણમંત્ર ઉચ્ચારે છે.

હિંદુઓમાં પ્રખર વિચારકોની ખોટ છે. આપણે આપણી પોતાની મેળે ન શીખીએ તો આપણા ધર્મના શત્રુઓએ જે એકરાર કર્યા છે તેમાંથી તો કંઈક શીખીએ ? J. N. Farquhar ખ્રિસ્તી પાદરી–અલબત્ત જે હિંદુધર્મના શત્રુ નથી જ–Contemporary Reviewના એક લેખમાં કહે છે:–

"સેન્ટ્રલ સંસ્થાનો વ્યવસ્થાપક અને નેતા બ્રાહ્મણ નથી, હિંદુયે નથી પણ એક પરદેશી છે અને તે પણ એક સ્ત્રી. કોઈ માને ? એક પ્રજાના ધર્મનો નેતા પરદેશી ! એક સ્ત્રી, બ્રાહ્મણધર્મની વહારે ધાનાર ! પરંતુ આ સત્ય માત્ર કુતૂહલ ઉપજાવનારું જ નથી. એમાં મહાન રહસ્ય સમાયલું છે. એ ચોખ્ખું બતાવે છે કે શત્રુએ કિલ્લો કબજે કર્યો છે.

મિસિસ બેસંટ અને બીજા યુરોપિયનોનો, હિંદુ ધાર્મિક જીવન પર કાબૂ મેળવી તેને દોરવાનો પ્રયત્ન એ શાળા, મહાશાળા, ઇસ્પિતાલો અને દવાખાનાંની સ્થાપના સાથે જે સામાજિક વિજયનું દૃષ્ટિબિંદુ રાખવામાં આવ્યું હતું તેનું, છેલ્લું પગથિયું છે.

અલબત્ત, 'હિંદુધર્મના અંગ્રેજ મિત્રોને' કદાચ પોતે જે કરી રહ્યા છે તેના રહસ્યની ખબર નહિ હોય. તેઓ સહૃદયી અને મહાનુભાવ જગતના મિત્રો હશે. એમ માની લઈએ કે એ લોકો સરકારને આધીન નથી; તોપણ એટલું તો ખરું જ છે કે જે એ લોકોએ કંઈ થોડી સફળતા મેળવી છે તે યુરોપિયનોની હિંદુઓ ઉપરની સંપૂર્ણ સામાજિક ફતેહ સૂચવે છે, એ જ એનું પરિણામ આવ્યું છે, પછી ભલે કાર્યકર્તાઓનો હેતુ ગમે તે હોય.

આમ અંગ્રેજ સરકારી અમલદારો બ્રાહ્મણને અધ્યાપક અને વૈદ્યને સ્થાનેથી ખસેડી મૂકવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જે અંગ્રેજો સરકારી નોકરીમાં નથી તે ધર્મગુરુ અને ઋષિઓનું સ્થાન લેવા માંડયા છે. જ્યારે બ્રિટન અધ્યાપક, વૈદ્ય અને ધર્મગુરુ—પછી તે ખ્રિસ્તી ધર્મમાં વટલાવનાર મિશનરી હોય કે પછી સાચો કે ઢોંગી હિંદુધર્મનો સંરક્ષક-હિમાયતી હોય—થશે ત્યારે સંપૂર્ણ સામાજિક વિજય થશે. પછી લશ્કર પાછળ થતો અનહદ ખર્ચ જેની કોંગ્રેસ ફરિયાદ કર્યા કરે છે તે ઘટાડવામાં આવશે.

(૨) અસમાનતાને ધોરણે સામાજિક વ્યવહાર માટે સર્વસામાન્ય મિલનસ્થાન.

રાષ્ટ્રીય સરકારને અભાવે અને બ્રિટિશ સ્કૂલ અને કોલેજોદ્વારા સ્વદેશાભિમાન અને સ્વમાનની ભાવનાઓનો ખીચડો કરી નાખ્યા પછી સામાજિક વિજય માટેની બીજી આવશ્યક વસ્તુ બ્રિટિશોએ પોતે પૂરી પાડી છે.

રાજ્યવહીવટના ક્ષેત્રમાં હિંદુઓ સાથે પ્રસંગ પાડવાની નીતિ એવી છે કે જ્યાં આપણા સામાજિક અને જ્ઞાનક્ષેત્રના નેતાઓના સુપુત્રોને એક અંગ્રેજ અમલદાર જે તેમનો ઉપરી ગણાય છે, તેની નીચે મૂકવામાં આવે છે. જમીનદારનો છોકરો માત્ર કર ભરી અને રાજકીય ઉપરીપણું સ્વીકારવા કાયદાઓને તાબે થઈ, મૅજિસ્ટ્રેટ કે લેફટેનન્ટ ગવર્નરને કોઈ જગ્યા માટે અરજી કરે છે, અને આમ પોતાનાં જ લોકો ઉપરના સામાજિક વિજયમાં મદદ કરે છે.

આમ સરકારી નોકર થવાની માગણી કરી પોતાની જાતને અને દેશને જગતની દૃષ્ટિએ ઉતારી પાડવા સારુ એને કોઈ કાયદાનું બંધન નથી. એ તો સૌ કોઈ જાણે જ છે કે પોતાના હાથ નીચેના જમીનદારના છોકરા સાથે જિલ્લાનો ઉપરી અમલદાર, તેના સ્વતંત્ર પિતાની તરફ જે આદરમાન અને પ્રતિષ્ઠાની ભાવનાથી વર્તતો તેવી રીતે નહિ જ વર્તે.

ધારાસભાઓ પણ આવાં મિલનસ્થાનો છે. કોઈ એક અંગ્રેજ પ્રમુખ હોવો જ જોઈએ અને એના નેતૃત્વ હેઠળ જે ભેગા થાય છે તે મહારાષ્ટ્રી બ્રાહ્મણો, શીખ રાજાઓ અને હિંદુસમાજના આગેવાનો હોય છે.

આમ હિંદુ જનતાના સામાજિક નેતાઓના પણ સામાજિક નેતા તરીકે સમસ્ત હિંદુસ્તાન સમક્ષ વાઈસરૉય ઊભો રહી શકે છે.

આપણે કદી વિચાર કર્યો છે કે સરકાર ધારાસભાઓમાં શા માટે રાજીખુશીથી આપણને દાખલ થવા દે છે અને અંગ્રેજો હિંદી મૅજિસ્ટ્રેટો અને અમલદારોને પણ શા માટે પોતાની ક્લબોમાં દાખલ નથી થવા દેતા ? સરકારે પોતે જ ૧૮૬૧માં ધારાસભાઓ સ્થાપી અને પોતાના જ લાભાર્થે ૧૮૯૨ માં તેને વધારી. ધારાસભા એક સામાજિક સંસ્થા છે

અને કલબ પણ સામાજિક સંસ્થા છે. અલબત્ત, ધારાસભાના ટેબલ પર આપણે સોડા લેમન કે દારૂ ન પી શકીએ, બીડીના ધુમાડા નહિ કાઢી શકીએ કે ઠઠ્ઠા મશ્કરી ન કરી શકીએ. ત્યારે હવે ભેદ ક્યાં રહ્યો છે? શા માટે વાઇસરૉય પોતે કાઉન્સિલમાં હિંદી નેતાઓને ચૂંટી મોકલે છે અને શા માટે અંગ્રેજી કલબોમાં કેળવાયેલા હિંદીઓને કોઈ પણ સંજોગોમાં દાખલ નથી થવા દેવામાં આવતા? હિંદુસ્તાનના અંગ્રેજ રાજ્યકર્તાઓ સારી પેઠે જાણે છે કે હિંદીઓ સાથેના મૈત્રીભાવથી તેમની સત્તા વધારે મજબૂત થશે. તો પછી પોતાના પ્રિય સામ્રાજ્યને વધારે સુદૃઢ કરવા તેમની કલબોમાં પણ એ મૈત્રીભાવ વધારવાની તેઓ કેમ ના પાડે છે?

એનું રહસ્ય એ છે કે કલબોમાં તો સમાનતાને ધોરણે જ મૈત્રીભાવ થઈ શકે, જ્યારે અંગ્રેજને તો હિંદીઓ સાથે અસમાનતાને ધોરણે મૈત્રીભાવ રાખવો છે. પોતાને અમર્યાદિત પરિચિતતાથી કોઈ સંબોધે તે એને નહિ ગમે, અને 'વાહ રે ફક્કડ' એવાં સંબોધન તો કદી જ નહિ સહન કરે. ધારાસભાઓ, દરબારો અને બ્રિટિશ હિંદની શાળા–મહાશાળાના વર્ગો, એવાં સ્થાન છે, જ્યાં આપણા વૈભવશાળી અને સંસ્કારી લોકો પર પોતાનું સામાજિક ચઢિયાતાપણું અને ધારણ કરેલું બ્રાહ્મણત્વ સિદ્ધ કરી શકે. જેનો પિતા ઈંગ્લંડમાં રસોઈઓ, ભરવાડ, ખાટકી, મોચી કે પાદરી હોય છે એવા એક અંગ્રેજ અમલદારના પ્રમુખપણા હેઠળ આપણા ઉચ્ચ કુલીન ક્ષત્રિયો અને બ્રાહ્મણોનું ભેગા મળવાનું કરુણ દૃશ્ય જોઉં છું ત્યારે મને રડવું આવે છે. જ્યારે આપણાં સતાનો એ દૃશ્ય જુએ છે ત્યારે સ્વાભાવિક રીતે નક્કી માને છે કે પેલો ગોરો કોઈ ઋષિ હોવો જોઈએ, કારણ બ્રાહ્મણથી ઊંચે સ્થાને એ બેઠો છે, એ કોઈ બ્રાહ્મણનોયે બ્રાહ્મણ હોવો જોઈએ, જેમ શેલિ કવિનોયે કવિ છે.

જ્યારે પોતાના જ વડીલોને ઇંગ્લંડના એક મધ્યમ વર્ગમાંથી આવતા અંગ્રેજોની સમક્ષ પોતાની જાતને નિરર્થક હલકી પાડતાં આપણાં બાળકો જુએ ત્યારે તેમનામાં રાષ્ટ્રીય સ્વમાન અને પ્રતિષ્ઠાના પ્રાથમિક ગુણો શી રીતે આવે? રાજકુમાર કૉલેજોમાં 'શિક્ષણ' પામતા રાજાઓએ એ શિક્ષણસંસ્થાના આચાર્યને સલામ કરવી જ જોઈએ. એટલે એમ થયું કે પ્રાચીન કાળથી ચાલતા આવેલા રાજવંશના સંતાનોએ ઑક્સફર્ડ કેમ્બ્રિજના એક સામાન્ય અંગ્રેજ ગ્રેજ્યુએટનો ચઢિયાતો સામાજિક દરજ્જો કબૂલ કરવો જોઈએ. આને માટે કોઈ કાયદો નથી, પણ સરકારે આપણા નવજુવાનો માટે તૈયાર કરેલું વાતાવરણ જ એમ કરવા પ્રેરે છે. સામાજિક ફતેહની એ વિશિષ્ટતા છે કે એમાં ફરજિયાત તત્ત્વનો મોટે ભાગે અભાવ હોય છે. એને, સદંતર કાઢી નાખવામાં આવ્યું છે એમ નથી, પણ એને બહુ સ્પષ્ટ દેખાડવામાં નથી આવતું. જો ફરજિયાતપણાનું તત્ત્વ વધારે પ્રમાણમાં લાગુ કરવામાં આવે તો જરૂર સામાજિક વિજયનું રહસ્ય માર્યું જાય.

કેટલીક વાર આપણે પોતે જ આપણા ઉપર બ્રાહ્મણનું પદ ધારણ કરવાની બ્રિટિશ લોકોને તક આપીએ છીએ. આપણામાંના કેટલાક યુરોપિયન અમલદારોના પ્રમુખપણા હેઠળ પરિષદો ભરે છે, અરે, સમસ્ત હિંદના પાંડિત્ય અને સ્વદેશાભિમાનના પ્રતિનિધિત્વવાળી મહાસભા પણ એટલું તો સ્વમાન ખોઈ બેઠી છે કે પોતાના સમારંભનું પ્રમુખસ્થાન લેવા યુરોપિયનોને વારંવાર આમંત્રણ આપે છે, જેઓ નથી જાણતા સંસ્કૃત, જેઓ આપણા શાસ્ત્રની અવગણના કરે છે અને માંસાહાર કરે છે! બ્રિટિશ હિંદમાં હિંદુ દેશભક્તોની મહાસભા એક અંગ્રેજના નેતૃત્વ હેઠળ, વિજયી પ્રજાના એક માણસના નેતૃત્વ હેઠળ! ઈ. સ. ૧૨૦૦માં શાહબુદ્દીન ઘોરીને પ્રમુખપદે મળેલી હિંદુ દેશભક્તોની સભાની અથવા તો ઈ. સ. ૧૬૬૦માં શૈસ્તખાનને પ્રમુખપદે મળેલી હિંદુઓની રાષ્ટ્રીય મહાસભાની કલ્પના કરી શકીશું? હિંદમાં, બ્રિટિશ શાળા અને મહાશાળાની સ્થાપનાથી રાષ્ટ્રીય સ્વમાનની ભાવનાનો કેટલો સદંતર નાશ થયો છે તે સર હેન્રિને પ્રમુખપદે ૧૯૦૪માં મળેલી મહાસભામાં આપેલા બિપિનચંદ્ર પાલના વ્યાખ્યાનમાંના નીચેનાં વાક્યો બતાવે છેઃ—

"સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, બીજી રીતે કોઈ પણ સત્તાધીશ આગળ મારું માથું નમાવતાં હું જરૂર શરમાઉં, પરંતુ આજે આપણે જેમને આપણા નેતા તરીકે અને મહાસભાની આ બેઠકના અધ્યક્ષ તરીકે વર્યા છીએ તેમને, મારી સ્વદેશપ્રીતિને ન ગણકારતાં, હું માથું નમાવતાં શરમાતો નથી."

અલબત્ત, સાચી સ્વદેશપ્રીતિના નવા ધર્મને શ્રીમાન બિપિનચંદ્રે તે વખતે અપનાવ્યો ન હતો.

જે પોતાના (હિંદુના) ઉપર રાજકીય વિજય મેળવે છે અને પોતાના રાષ્ટ્રને દુનિયામાંનાં અનેક રાષ્ટ્રોમાંનું એક થતું મટાડી દે છે, એવા મનુષ્યને આવી જંગલી રીતે હિંદૂ પંડિતોને મહાસભાઓમાં માન આપતા જોઈને કોઈ પણ ચતુર પરદેશી—ફ્રેન્ચ કે જર્મન ને એ દશ્ય Inexplicably બેહૂદું અને હાસ્યાસ્પદ લાગ્યું હોવું જોઈએ. મને પણ હસવું આવ્યું હોત, જો એના ઊંડા—ગહન રહસ્યમાં એટલી બધી કરુણતા ન હોત. એણે ચોખ્ખું બતાવ્યું કે આપણાં કાર્યો સ્વદેશાભિમાનને છાજે એવાં ન હતાં, એટલું જ નહિ પરંતુ 'સ્વદેશાભિમાન', 'સ્વદેશપ્રીતિ' 'સ્વમાન' વગેરે શબ્દોના અર્થ પણ સમજતા ન હતા; અને એ સમજવા એ કંઈ ગમ્મતની વસ્તુ નથી. આમ હિંદુસ્તાન દુનિયાની એક હસવાની વસ્તુ બન્યું છે. અને આમ સ્વદેશાભિમાન અને રાષ્ટ્રીય અસ્મિતાની ભાવનાઓના જે અવશેષો રહ્યા છે તેને બાળી નાખતી સર્વભક્ષી આગની જેમ સામાજિક વિજય ડગલે ને પગલે આગળ ધપી (પ્રગતિ કરી) રહ્યો છે. સામાજિક વિજયનું ચોક્કસ પરિણામ એ દેખાય છે કે એક અંગ્રેજ એક હિંદુને, વર્ગમાં અધ્યાપક તરીકે, ઇસ્પિતાલમાં દાક્તર તરીકે, મ્યુનિસિપાલિટિ, ડિસ્ટ્રિક્ટ બોર્ડ, લેજિસ્લેટિવ કાઉન્સિલ અને દરબારમાં પ્રમુખ અને શાસક તરીકે મળે છે; પરંતુ કલબ વીશીમાં એક મિત્ર તરીકે કદી મળતો નથી. હિંદુઓ સાથેના સામાજિક વ્યવહારમાં આશ્રયદાતા, માર્ગદર્શક, પરોપકારી કે સ્વામીનો ભાવ ભજવવા એ ઇચ્છે છે. સામાજિક વિજયનું કામ ધપાવવા અસમાનતાને ધોરણે વ્યવહાર કરવા સારૂ એને મિલનસ્થાન જોઈએ છે, અને એ મિલનસ્થાન ઊભું કરી લે છે, તે પોતાનો રસ્તો શોધી લે છે, યા કરી લે છે.

૩. નીરોગી અને જીવંત રાષ્ટ્રમાં, શત્રુના સામાજિક વિજયના કામમાં પહેલ કરનારો મનુષ્યનો કોઈ પણ વર્ગ નહિ મળી આવે. કર આપીને ચુપ રહેવું એ એક વસ્તુ છે અને મ્યુનિસિપલ કમિટી કે લેજિસ્લેટિવ કાઉન્સિલમાં બેસવાના 'માનના ઉમેદવાર' તરીકે આગળ આવવું એ જુદી જ વસ્તુ છે. ડેપ્યુટી કમિશ્નર, બ્રિટિશ હાઈકોર્ટના જજ અને લેજિસ્લેટિવ કાઉન્સિલ સભ્યની નીચા પાડી નાખનારી જગ્યાઓ માટે પણ ઉમેદવારો છે એ જ બતાવે છે કે સામાજિક વિજયે ક્યાં સુધી પ્રગતિ કરી છે, અને ધૃષ્ટ બ્રિટન બ્રાહ્મણનું સ્થાન લેવાની કેટલી નજીક આવ્યું છે. જે ચુસ્ત હિંદુ અહિંદુની હાજરીમાં એક પાણીનો પ્યાલો પણ પીવાની ના પાડે છે તે એક પરદેશી અને માંસાહારી ખ્રિસ્તીને પ્રમુખપદે મળેલી સભામાં એક સામાજિક દૃષ્ટિએ ઊતરતા આદમી તરીકે બેસવામાં શી રીતે માન સમજતો હશે? આવા અપમાનને શરણ થવા સારુ આપણે માટે કોઈ પણ કાયદો નથી. આપણે વિનીત પક્ષના હોઈએ કે ઉદ્દામ પક્ષના હોઈએ, આપણે જો આપણા રાજકીય રીતે અસહાય રાષ્ટ્ર ઉપર સામાજિક વિજય મેળવવામાં મદદ કરવાની ના પાડીશું તોપણ આપણા હક્ક તો જળવાઈ જ રહેશે. જ્યાં સુધી આપણે આપણને બેવફા કહેવડાવ્યા નથી ત્યાં સુધી આપણી રાજકીય અધોગતિ વિષે આપણે સચોટ વિરોધ નથી દર્શાવી શકવાના. પરંતુ આપણી માલમિલકત કે જિંદગીને જોખમમાં નાખ્યા સિવાય આપણે એ સામાજિક વિજયને આગળ વધતો તો જરૂર અટકાવી શકીએ. શિક્ષિત હિંદુસમાજ તદ્દન રાષ્ટ્રીય ભાવનાશૂન્ય અને નીતિભ્રષ્ટ થયો છે, અને તેમાંનો મોટો ભાગ એક તુચ્છ લાભ ખાતર પોતાના જ રાષ્ટ્રના પાયા ખોતરી કાઢવાના નિંદ્ય કાર્યમાં લાગી ગયો છે. અંગ્રેજ અધ્યાપકોના શિષ્યો તરીકે, અદાલતોના વકીલો અને બેરિસ્ટરો તરીકે, સરકારી નોકરીમાં નાના અમલદારો તરીકે, સેનેટ સિન્ડિકેટ, અને લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બરો અને સિવિલિયનો તરીકે અને અંગ્રેજના નેતૃત્વ નીચે દિલચાલોના

સંચાલકો તરીકે તેઓ હિંદુ રાષ્ટ્રને માનવતાની સપાટીથી સતત નીચે ઘસડી લઈ જાય છે. રાષ્ટ્રીય જીવનના પ્રાણસમા સદ્ગુણો—અસ્મિતા, સ્વમાન અને રાષ્ટ્રીય વ્યક્તિત્વની ભાવના—ને તેઓ મારી નાખે છે. કેર હાર્ડી ( Keir Hardie )ને નરસિંહ બનાવનાર પેલા શિક્ષિત હિંદીઓ જ હતા, કેમ જાણે હરિસિંહ નલ્વા ( Harising Nalwa ) જેવા ઋષિ કે સંન્યાસી ન હોય ! વળી એક એવો બનાવ પણ બન્યો છે કે જેમાં આપણે માનસિક અને નીતિની દૃષ્ટિએ શૂદ્રની કોટિએ પહોંચી ગયા છીએ એમ સ્પષ્ટ દેખાયું. તે એ કે ઇંગ્લંડમાં જે મોચી, લુહાર અને મજૂરોના મહાજનનો એક નેતા હતો એવા એક અંગ્રેજના 'માનમાં' ઉચ્ચ કુલીન બ્રાહ્મણો અને ધનિક હિંદુ આગેવાનોએ પાર્ટીઓ આપી. આમ પોતે જ પોતાની જાતને સામાજિક દરજ્જામાં ઇંગ્લંડના મોચી અને હમાલો કરતાં ઉતારી પાડે છે.

સામાજિક પરાભવ, ગુલામી અને શાશ્વત બંધન સ્વીકાર્યા પછી પણ જેઓ શત્રુની પ્રવૃત્તિને મદદ કરે છે તેઓ પેરીઆની કોટિમાં આવી પડે છે. રાષ્ટ્રનું લશ્કરી અને રાજનૈતિક નેતૃત્વ ક્ષત્રિયના હાથમાંથી બ્રિટનના હાથમાં આવ્યું છે. સામાજિક નેતૃત્વના હકદાર બ્રાહ્મણ અને ઋષિનું સ્થાન લેવામાં પણ તે સફળ થશે શું ? સામાજિક વિજય પાર પડ્યો તો આપણા રાષ્ટ્રને સારુ કોઈ પણ આશા નહિ રહે. જે દુષ્ટ વ્યાપાર શરૂ થઈ ગયો છે તેનાં અનિષ્ટ પરિણામ દેખાવા લાગ્યાં છે. રાજકીય પુનરુજ્જીવનનો માર્ગ તૈયાર કરવા સારુ આ અનિષ્ટો દૂર કરવાં જોઈએ. અહીં આ સામાજિક વિજયની સામે થવા કઈ રીત અખત્યાર કરવી જોઈએ તેની ચર્ચામાં પડવા હું નથી માગતો. હું તો માત્ર હિંદુ હિંદને પેલો મહાપ્રશ્ન પૂછું છું, 'બ્રિટન તમારો બ્રાહ્મણ થશે જ શું ?'



## ત્હને નીરખતાં—

( પૃથ્વી )

ત્હને નીરખતાં પ્રિયે ! ઉર મહીં અસંતોષ આ
થતો : મનુજદેહમાં નયન એકલાંને જ કાં
સમગ્ર રૂપ ન્હાળવા તણી અનન્ય શક્તિ મળી ?
સમસ્ત મમ અંગ નેત્રમય વા ન કાં છે ઘડ્યાં ?

થતે જ ત્યમ, તો અહા ! તવ સુદેહ લાવણ્યનો
મહોદધિ અગસ્ત્ય જયમ પળવારમાં પી જતે !

· જયાનન્દ દવે ·

# દેવઘર યાત્રા

• જ્યાં ધર્મને નામે હજારો નિરપરાધી મૂંગાં પ્રાણીઓની અનેક પ્રસંગે કતલ થાય છે તે તીર્થધામ શ્રી વૈજનાથધામનું હૃદય કંપાવનારું વર્ણન •

શ્રી. કાન્તિલાલ શાહ

છેલ્લા આઠ દિવસથી દેવઘરમાં આવ્યો છું. દેવઘર બિહાર પ્રાંતમાં આવેલું જબ્બર યાત્રાનું ધામ છે. બિહાર અને બંગાળનાં ભાષા, પ્રદેશ અને સંસ્કારનો ત્યાં સમન્વય થાય છે. આઠ દિવસ દરમિયાન શહેરના એક છેડાથી બીજા છેડા સુધી ફર્યો છું. દેવઘરનાં જોવાલાયક એવાં એવાં બધાં સ્થળો જોઈ નાખ્યાં. શહેરના મધ્ય ભાગમાંજ આવેલો ખાદી-ભંડાર, શહેરની બહાર નદીને કાંઠે આવેલી મહાસભા સમિતિ, રાષ્ટ્રભાષાનું ઉચ્ચ શિક્ષણ આપતી હિંદી–વિદ્યાપીઠ, રામકૃષ્ણ–મિશન વિદ્યાપીઠ, આર્યસમાજનો ઝંડો ફરકાવતું આર્યગુરુકુળ, જશીડી સ્ટેશનની સામે જ આવેલ બ્રહ્મચારીઓનું ગુરુકુળ વિગેરે અનેક સંસ્થાઓનો પરિચય થયો. દરેક સંસ્થા પોતપોતાની રીતે દેશના પુનર્રચનાના કામમાં પોતપોતાની વિશિષ્ટ રીતે પોતાનો ફાળો આપતી જોઈ.

આ બધામાં રામકૃષ્ણ–મિશન વિદ્યાપીઠે મારા ઉપર ઘણી જ ઊંડી છાપ પાડી. ત્યાં વ્યવસ્થા, સુઘડતા, સ્વચ્છતા, સેવા અને ભક્તિની સુગંધ પ્રસરાવતું વાતાવરણ વિગેરે કોઈ પણ અજાણ્યા મનુષ્ય ઉપર પણ ચિરસ્થાયી છાપ પાડવા માટે બસ છે. બંગાળીઓ માટે તો આ વિદ્યાપીઠ માતાના ખોળા જેવી છે. એવી જ ઊંડી છાપ કોંગ્રેસ સમિતિ અને ત્યાંના કાર્યકરોએ મારા ઉપર મૂકી. રામકૃષ્ણ–મિશન અને કોંગ્રેસ સમિતિનાં સાધનોની સરખામણી કરવા જઈએ તો રાજા અને રંકની સરખામણી કરવા જેવું થાય, પણ બલિદાન, આપભોગ, સેવા અને તેમાંયે ખાસ કરીને સમાજના તદ્દન પછાત વર્ગ જેવા સાંથાલોની સેવા-ભાવનાની દૃષ્ટિએ કદાચ બહારથી તદ્દન મામૂલી જેવી જણાતી આ સંસ્થા દેવઘરની તમામ સંસ્થાઓને પાછળ મૂકી દે. આ સંસ્થા પાછળ ઇન્દુભૂષણ રાય નામના એક બંગાળી મહાશયે પોતાનો પ્રાણ હોમ્યો છે, ને તેની વર્તમાન સ્થિતિ એના સતત ઉદ્યમશીલ અને સેવામય જીવનનુંજ પરિણામ છે.

આમ દેવઘરમાં મેં ઘણું એવું દીઠું કે જેણે મારા હૃદયને આનંદથી ભરી દીધું. પણ એક વસ્તુ એવી જોઈ જેણે મારા તમામ આનંદને ભૂંસી નાખ્યો. એ વસ્તુ તે વૈજનાથધામનું મંદિર. દેવઘર યાત્રાનું ધામ મનાય છે. વૈજનાથના મંદિર સંબંધી પણી પૌરાણિક વાતો પ્રચલિત છે. દરરોજ હજારો યાત્રાળુઓ યાત્રા કરવાને આવે છે અને પૂજા–સ્નાન કરીને શિવજીના આશીર્વાદ લઈ પાછાં જાય છે. ધર્મને નામે કેવાં પાખંડ ચાલે છે, ગરીબોને કેવી કેવી રીતે હેરાન કરવામાં આવે છે, કેવી રીતે એમના અજ્ઞાનનો લાભ ઉઠાવવામાં આવે છે, કેવી રીતે એમને ઉટાંગ વાતો કરીને એમની પરસેવાની કમાઈ લૂંટી લેવામાં આવે છે એ બધું જોવું હોય તો જવું પવિત્ર ગણાતા કોઈ પણ તીર્થસ્થાને. વૈજનાથજી આવાં તીર્થધામોમાંનું જ એક છે. મેં ઠીક ઠીક તીર્થસ્થાનો જોયાં છે. મેં મારી આ આંખોએ આ બધાં પાખંડોને જોયાં છે. એ બધાંએ મારા હૃદય પર ઘેરી વિષાદછાયા પાથરી દીધી છે. પણ સૌથી વિશેષ દુઃખ તો મને એ દિવસે થયું કે જે દિવસે મેં મારી સગી આંખોએ વૈજનાથજીની બાજુના કાલિમાતાના મંદિરમાં માતાને પ્રસન્ન કરવા પશુનો વધ થતો જોયો. આ દશ્યે તો જાણે મારું હૃદય જ વીંધી નાખ્યું. મનમાં શી શી ઉથલપાથલ થઈ, એ કેવું બેચેન બની ગયું ને શબ્દોમાં તો નહિ વર્ણવી શકું. જીવતા જીવને આટલો રિબાવીને મારવાથી

માતા પ્રસન્ન થતી હશે? શા માટે આવું બલિદાન? બલિપ્રથા સંબંધે મેં ઘણું સાંભળ્યું હતું. એ પણ હું જાણતો હતો કે ભગવાન બુદ્ધના સમયથી પણ પહેલાંયે આ પ્રથા આપણા દેશમાં પ્રચલિત હતી. ખુદ બુદ્ધ ભગવાન પણ આ અનિષ્ટ પ્રથાને મિટાવવા પોતાનું જીવનસર્વસ્વ આપવા તૈયાર થયા હતા. આ જંગલી અને દયાહીન પ્રથાને મિટાવવા સાર પછી આજ સુધીમાં અનેક સ્ત્રી–પુરુષોએ પોતાના પ્રાણ સસ્તા કર્યા છે. છતાંયે આ રૂઢિની જડ એટલી તો ઊંડી ગઈ છે કે એને મિટાવવાને તો રાષ્ટ્રવ્યાપી આંદોલન શરૂ કરવું પડશે–વીરોનાં ઉચ્ચતમ અને પવિત્રતમ બલિદાનોની પરંપરા આદરવી પડશે, ત્યારે જ આ રાક્ષસી રૂઢિના અગ્નિની ભૂખ શાંત થશે અને નિર્દોષ પશુઓ મુક્તિ પામશે.

એ દિવસ મને યાદ છે કે જ્યારે કલકત્તાના સુપ્રસિદ્ધ પેલા કાલિમંદિરમાં હું ગયો હતો જ્યાં આ પશુવધના ઘૃણિત રિવાજ સામે રામચંદ્ર શર્માએ આમરણાંત ઉપવાસ આદર્યા હતા. એક નિર્દોષ બકરાનું માથું માતાની સામે પડેલું જોઈને હું કેટલો ક્ષુબ્ધ બની ગયો હતો! તે દિવસથી આવાં મંદિરો પ્રત્યે મને તિરસ્કાર પેદા થયો, પરંતુ દેવઘરમાં મેં જે જોયું એની આગળ તો તે કંઈ વિસાતમાં નહિ. દેવઘરમાં ત્રણ પાડાઓ અને અસંખ્ય બોકડાઓના વધના દશ્યે મને પાગલ બનાવી દીધો. મારા મનની કરુણાજનક હાલત હું કઈ રીતે બતાવું? મારું હૃદય ચીસ નાખતું હતું અને આ રિવાજ સામે બળવો પોકારતું હતું.

પણ શરમ સાથે મારે કહેવું પડે છે કે એ બલિપ્રથાને ઉખાડી દેવાને બુદ્ધ ભગવાન કે શીબી રાજાની શક્તિ મારામાં નહોતી કે હું મારા પ્રાણ ધરી દઉં. પણ મારું હૃદય તો વ્યથાઓથી ખૂબ આકુળ બની ગયું હતું. એ દશ્યને ચુપચાપ જોઈ લેવામાં મેં મારી કાયરતાને જોઈ લીધી, છતાં તે વખતથી મારા મને નક્કી કરી લીધું કે એની વિરુદ્ધ લડવામાં કોઈક દિવસ મારો હિસ્સો હશે જ.

હું ગયો હતો વૈજનાથજીના મંદિરમાં. બાજુમાં કાલિમાતાના મંદિરમાંથી મોટે અવાજે ઢોલ પિટાતો સંભળાતો હતો. લોકોનો કોલાહલ પણ કાન પર પડતો હતો. હું એ તરફ ગયો. કાલિમાતાના મંદિરની પાછળના એક ચોગાનમાં લગભગ એક સો જેટલા પાડાઓ ઊભા ઊભા ત્યાંથી આવતાં જતાં લોકો સામે જોતા હતા. એમને ખબર હતી કે આ ટીલાં–ટપકાં કરીને ફરતા બ્રાહ્મણો દયામયી માતાના ભક્તો નથી પણ નિર્દય જલ્લાદો છે? એમનાં મોંમાંથી નીકળતા મંત્રોચ્ચારો ઈશ્વરભક્તિના નથી પણ છૂરીને ચલાવતાં હાથ ન ધ્રૂજે તે માટે મગજને બહેર મારી નાખવાના કેવળ બરાડા જ છે એ પણ તેઓ જાણતા હતા? સુંદર વસ્ત્રોમાં સજ્જ થયેલી કોમળ અંગોવાળી સ્ત્રીઓ પણ અહીં હતી–કોની કલ્પના હોય કે એ કોમળ અંગોમાં અને સુંદર સજાવટમાં નિષ્ઠુરતા અને પાપના નરકની ગંદકી ભરી હશે? પશુઓ પાસેથી હું પસાર થયો ત્યારે એમણે જાણ્યું હશે કે એમની કતલનો ઘોર વિરોધી અને એમની પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર એક માણસ પસાર થઈ રહ્યો છે? તેઓ તો બધાંની તરફ એક સરખી નજરે જોતાં હતાં. તેઓ જાણતાં નહિ હોય કે એમનો વધ થવાનો છે, બાજુના જ એક બીજા મંદિરમાં જ એમનાં જેવાં બીજાં નિરપરાધી પશુઓ કપાઈ રહ્યાં હતાં એ તો હું જ જાણતો હતો.

પણ આવા ઘૃણિત અને નિર્દય કામથી લોકોના મનને ખુશી કેમ ઉપજતી હશે તે હું સમજી શકતો નહોતો. નિર્દોષ અને મૂંગાં પ્રાણી ઉપર છરી ચલાવતાં અને દયામયી ગણાતી માતાની પાસે રાખતાં તેઓ કંઈકેય ધ્રૂજે છે કે નહિ તે ખાસ જોવા હું કાલિમાતાના મંદિરમાં આવ્યો હતો.

નોમનો દિવસ હતો. સૂર્યદેવે પોતાનાં સોનેરી કિરણો પૃથ્વી પર પાથર્યાં હતાં. કાલ મધરાતથી અત્યાર સુધીમાં સેંકડો બોકડાઓ અને કેટલાય પાડાઓ ધર્મના નામ પર બ્રાહ્મણોના છરા નીચે કપાઈ ગયા હતા. મંદિરના ચોગાનમાં ધડાધડ ઢોલ પિટાતો હતો, અને જાણે મદારીનો ખેલ થતો હોય તેમ જોવાને સ્ત્રી–પુરુષોનાં ટોળાં જામ્યાં હતાં. નાનાં નાનાં બાળકો પોતાની માના ખભા પર ચડીને બેઠાં

હતાં. 'જય મા કાલિ! જય મા દુર્ગે!' એવા ઘોષ રહી રહીને ઊઠતા હતા. એ જ ભીડમાં હું પણ હતો. સામે શું થાય છે તે જોવા મેં મારી ગરદનને ઊંચી કરી.

દૃશ્ય જોઈને હું સુન્ન બની ગયો. મેં શું જોયું? આખું ચોગાન લોહીથી રેલમછેલ બન્યું હતું. ધૂપ. સુગંધીથી હવા ધૂંધળી બની હતી. કાલિ મા પાસે ભોગ ધરવાની બધી સામગ્રી સાથે એક પૂજારી બેઠો હતો. ઝગારા મારતાં પિત્તળનાં વાસણો રેશમ અને કિનખાબથી ઢંકાયેલાં હતાં. એની ઉપર શ્રીફળ, પુષ્પ અને લાડુ ઇત્યાદિ વસ્તુઓ હતી. પેંડા, રસગુલ્લાં, અને અન્ય મીઠાઇઓના બીજા થાળો હતા. બાજુમાં જ તાજા જ મારેલા બોકડાઓનાં સો સવાસો જેટલાં લોહી નીતરતાં માથાંઓનો ઢગલો હતો. એના ઉપર પત્ર, પુષ્પ અને કળીઓ છંટાયેલી હતી. નિર્દોષ અને સુંદર કુદરતનાં બચ્ચાં જેવાં પુષ્પોની પણ કેવી મશ્કરી! કોમળ પુષ્પોને આ ભયંકર દૃશ્ય પાસે લાવીને કુદરતને શા માટે દુઃખી કરવામાં આવતી હશે!

કપાયેલા બોકડાઓના એક એક માથામાં બબ્બે આંખો હતી. આંખોમાં હવે તેજ નહોતું, પણ તેથી જ કદાચ એમાંથી વધુ કરુણતા ટપકતી હતી. એ આંખો જાણે બોલતી હતી, 'કોને માટે અમારી આ દશા કરી?' એ જોઈને હું કંપી ઊઠ્યો.

એ માથાંઓની બરાબર આગળ જ ત્રણ પાડાઓને વધ માટે ઊભા રાખ્યા હતા. આ દૃશ્ય અને વાતાવરણથી તેઓ કંઈક ગભરાયેલા લાગતા હતા. તેઓ પોતાનાં માથાં એવી રીતે હલાવી રહ્યા હતા, જાણે એમને શું બનવાનું છે તેની આગાહી થઈ ગઈ હોય. એમની આંખોમાંથી વિશ્વસમસ્તની નિરાધારિતા અને કરુણતા ટપકતી હતી. ફાંસીની સજા પામેલા હતાશ કેદી જેવી એમની દશા હતી. અવારનવાર તેઓ પોતાની આંખો બંધ–ઉઘાડ કરતા હતા, તેઓ શૂન્યચિત્ત થઈ ગયેલા અને મોતની રાહ જ જોતા હોય તેવા દેખાતા હતા. એમના પગ તદ્દન ઢીલા થઈ ગયા હતા, જાણે હમણાં પડી જશે તેવું લાગતું હતું.

ત્રણ ચાર અલમસ્ત પંડાઓએ પાડાઓને પકડી રાખ્યા હતા. એમણે ગળામાં રુદ્રાક્ષની માળા, કપાળમાં ત્રિપુંડ અને ખભા ઉપર જનોઈ ધારણ કરેલ હતાં. એમનાં શરીરનો દેખાવ પણ શું ચીજ હતો! પેટ ઉપર મોટી ગાગર બાંધી હોય તેવી ગોળમટોળ ફાંદ કમરથી નીચે ઝૂકી હતી. મફતમાં મળેલી કેટલીયે મલાઈ, રબડી અને દૂધનાં તપેલાં એમાં ઠલવાઈ ગયાં હશે! લાડુ, પેંડા અને બરફીનો તો હિસાબ પણ કરવો અઘરો પડે એટલી મીઠાઈ તેમાં ધરબાઈ હતી. પાડાઓની તાકાત નહોતી કે એમના હાથમાંથી પોતાના કાનને છોડાવી શકે.

ત્યાં તો 'જય દુર્ગે' એવો એક મોટો ઘોઘરો અવાજ સંભળાયો–મોટા પંડાએ ક્રિયાવિધિ શરૂ થાય છે તેનો જાણે ઘંટ વગાડ્યો.

પાડાઓનાં ગળાંમાં ફૂલની માળા પડી. એમનાં કપાળ પર ચંદનનું અર્ચન થયું અને સંસ્કૃતના સાચા ખોટા ઉચ્ચારો સાથે અગડંબગડં શ્લોકો બોલાવા લાગ્યા. પાડાઓ આ વિધિથી ધ્રૂજી ઊઠ્યા. ક્યારેક માથું જોરથી ધુણાવી તેઓ કહેતા હતા, 'શા માટે અમારા મોતની મશ્કરી ઉડાવો છો? જો ઘડી પછી અમારી ગરદન પર છરો જ ફેરવવાના છો તો અત્યારે આ પુષ્પની માળા શા માટે? મોતની રાહ જોવડાવી ક્ષણે ક્ષણે મોતની વેદના કેમ આપો છો? એકદમ મારી જ કેમ નથી નાખતા? આ કરતાં તો સારું હતું કે અમને મુંબઈના કતલખાનામાં મોકલ્યા હોત. ત્યાં કામ કરનારાઓ કસાઈઓ કહેવાય છે પણ તમારા બ્રાહ્મણો કરતાં તેઓ સારા છે, કારણ કે તેઓ રિબાવતા તો નથી. ત્યાં અમારે એક જ ઘા સહન કરવાનો અને પછી તરત મૃત્યુમાં સૂઈ જવાનું. શા માટે વિધિમાં વખત ગુમાવી અમારા મૃત્યુને વિલંબમાં નાખો છો? અમને એકદમ મારી નાખો.'

અને જાણે એમની અરજ પંડાઓએ સાંભળી હોય તેમ વિધિ આટોપાઈ ગઈ અને તેમને ત્યાં લોહીનાં ખાબડાં ભર્યાં હતાં તે ખુલ્લા ચોકમાં લાવવામાં આવ્યા. લોહી જોઈને એક પાડો ગભરાયો, તે જોરથી આરડ્યો. બીજા પાડાનો પગ ભયમાં

લથડચો અને લોહીથી ચીકણી બનેલી જમીન પર લપસીને તે પડચો. તેને જોર કરીને ઊભો કર્યો. પંડાઓએ પોતાના હાથથી લોકોની ભીડને જરા પાછળ ધકેલી અને ગોકની જગ્યાને જરા મોટી કરી.

ઝાડનાં પાંદડાંઓનો એક મોટો ઢગલો હતો તેના પર એક પાડાને લાવ્યા, પાંચ છ જોરાવર પંડાઓએ પાડાને પકડી રાખ્યો, કોઈએ ગરદનથી, કોઈએ શીંગડેથી, કોઈએ પૂછડેથી, કોઈએ કાનથી કે પગથી. પછી એક મજબૂત દોરડાનો ફાંસો પાડાના ગળામાં નાખવામાં આવ્યો. દોરડાનો એક ગાળિયો મોં આગળ અને બીજો ચાર પગોની વચ્ચેથી કાઢી પૂછડી તરફ લીધો. આમ કરીને પાડાની ડોક, પેટ, પગ અને આખું શરીર બરાબર જકડી લીધું.

આખી મેદની આ દશ્ય શાંત બનીને જોતી હતી. પછી પંડાઓએ ઢોલવાળાને ઢોલ વગાડવાને હુકમ આપ્યો, અને તે સાથે જ દોરડાના બે ગાળિયા બે વિરુદ્ધ દિશામાં ખેંચવા માંડચા. ગાળિયાની ભીંસમાં આવીને પાડાની ગરદન લાંબી ને લાંબી થતી જતી હતી. લગભગ બમણી કરતાં પણ વધુ લાંબી બનીને ગરદન સાવ પાતળી બની ગઈ. મારું હૃદય જોરથી ધબકારા લેતું હતું. મેં હૃદયને હાથથી દાબી રાખ્યું. ઓહ! એ વખતની પાડાની ચીસો અને ખેંચતાણ કમકમાં ઉપજાવે તેવાં હતાં. એમનાં અંગો ઊભાં હતાં એનો તરફડાટ ચોખ્ખો દેખાતો હતો. જેમ જેમ પાડાનો તરફડાટ વધતો હતો તેમ તેમ ઢોલનો અવાજ મોટો થતો જતો હતો, અને તેમાં પાડાની ચીસોને ડુબાડી દેવામાં આવતી હતી, અને માણસની વિવેકબુદ્ધિને બુઠ્ઠી બનાવી દેવામાં આવતી હતી.

એક ભયંકર કરુણતમ ચિત્કાર સાથે પાડાની જીભ બહાર નીકળી ગઈ. ગરદન પાતળી દોરી જેવી લાંબી બની ગઈ, અને પછી તરત 'જય દુર્ગે'ના અવાજ સાથે ખટ્ કરતો એક અવાજ થયો. બીજી જ ક્ષણે ગરદન પરથી માથું ધબ સરખું ભોંય પર પડ્યું. લોહીનો મોટો ફુવારો છૂટચો. ઓહ! એ ખૂન! ચમકતું ગરમ ગરમ લાલ લાલ લોહી! પંડાના છરાએ પોતાનું કામ કરી લીધું હતું.

પણ પાડો મૃત્યુ નહોતો પામ્યો. જમીન પર એનું ધડ પછાડા મારીને હજી પણ મોત સાથે લડી રહ્યું હતું. એના ગળામાંથી ધકધક લોહી વહેતું હતું. એક પંડાએ દોડીને તેની નીચે એક કૂંડું ધરી દીધું. નિષ્ઠુરતાની કંઈ હદ ખરી? અર્ધી જ મિનિટમાં કૂંડું છલકાઈ ગયું. કૂંડું ઉપાડીને એણે કાલિમાતાની મૂર્તિની સામે રાખી દીધું. બીજા પંડાએ 'જય કાલિ મા' કહી પાડાનું મસ્તક ઉપાડ્યું અને માતાના ચરણમાં રેડવી દીધું, અને હાથ જોડીને માતાને પ્રણામ કર્યાં.

મારી આંખે અંધારાં આવ્યાં. મારા પગ નીચેની ધરતી સરકતી હોય તેવું મને થયું. મને લાગ્યું કે હું હમણાં પડી જઈશ, એટલે મેં પાસે ઊભેલા એક ભાઈના ખભાને પકડી લીધો.

આ દશ્યથી બીજા બે પાડાઓને શું થયું હશે? તેઓ હજી જીવતા ઊભા હતા, પણ એમના પ્રાણ ઊડી ગયા હોય તેમ જ લાગતું હતું.

ફરી પાછો 'જય દુર્ગે!'નો સંકેત થયો. બીજા પાડાનો વારો આવ્યો. આ વખતે તો એ જોવાની મારી હિંમત ન ચાલી. હું પાછળ હઠી ગયો. પણ પાડાના એ ચિત્કાર, ઢોલના એ અવાજ અને પંડાના એ મંત્રોચ્ચારથી હું કલ્પના કરી શકચો કે ફરી પાછી એ જ ફાંસી અને એ જ ખેંચતાણ શરૂ થઈ હશે, એ લબડી પડેલી જીભ, છૂટું પડી ગયેલું માથું, લોહીનો એ ધોધ અને ધડનો એ તરફડાટ—બીજો પાડો પણ ખલાસ.........

ત્રીજા પાડાનો વારો. યંત્રવત્ જ જાણે ચાલતું હોય, હૃદય જેવી કોઈ વસ્તુ જ ઈશ્વરે માણસને આપી ન હોય, તેમ ઘણી જ સહેલાઈથી ત્રણ જ મિનિટમાં ત્રીજા પાડાનું માથું, અને લોહીથી છલકતું કૂંડું માતા પાસે હાજર થઈ ગયું. દયા તો કોઈના હૃદયમાં નહોતી પણ ઊલટા સૌ હર્ષથી જયનાદ કરતાં હતાં! મોં પર આનંદ લાવીને સૌ પોતાનાં માથાં નમાવતાં હતાં!

મહમદ ગીઝની અને બીજા મુસલમાન બાદશાહોએ તો મંદિરોની દીવાલો જ તોડી હતી, પ્રભુની પથ્થરની મૂર્તિ જ ભાંગી હતી, પણ એ મંદિરના પૂજારીઓએ તો મંદિરનો આત્મા જ મારી નાખ્યો છે, પ્રભુના હૃદયને જ વીંધી નાખ્યું છે. કલ્પના કરતાં મગજ બહેર મારી જાય છે ! આ સ્થિતિ કેવળ બ્રાહ્મણમંદિરોની જ નથી. હું જ્યારે બ્રહ્મદેશમાં હતો ત્યારે ત્યાંનાં બુદ્ધમંદિરોમાં પણ આવું જ જોવા મળ્યું હતું. વૈષ્ણવમંદિરોની ભ્રષ્ટતા વિષે તો ઘણીયે વાતો આપણે સાંભળી છે, અને અહિંસાધર્મના અગ્રણી જૈનમંદિરોમાં વાણીહિંસા, ખટપટ અને જૈન સાધુઓની પામરતા જોતાં પારાવાર દુ:ખ થાય છે. મુસ્લિમોની મસ્જિદોમાં મુલ્લાંઓ શું તેમના ધર્મની રક્ષા કરે છે ? ફઝલૂલ હક્ક અને મહમદઅલી ઝીણા ધર્મનો ઝંડો હાથમાં પકડી રાખવાનો દંભ કરવામાં ખરેખર ધર્મને ઊંચો લાવે છે ? ખ્રિસ્તી અને પારસીઓનાં પ્રાર્થના અને દેવમંદિરોની હાલત હું જાણતો નથી, પણ લાગે છે કે ત્યાં આ કરતાં જુદી સ્થિતિ નહિ હોય.

કેમ ઊભાં થયાં આ પાખંડો ? કોણે ઊભાં કર્યાં આ ધતિંગો ? આવા અનેક પ્રશ્નો છે પણ એનો જવાબ એક જ સૂઝે છે–ધનલાલસા. સ્વાર્થી લોકોએ ધનપ્રાપ્તિને અર્થે ધર્મની દુકાન માંડી છે એટલો જ જવાબ છે, એ જ જવાબ છે. અને એમાં લૂંટાય છે ભોળાં, અજ્ઞાન અને દબાયેલાં ગરીબો. આપણે સૌ ઇચ્છીએ, આપણે સૌ પ્રયત્ન કરીએ કે આ સ્વાર્થલીલાનો અંત આવે અને શુદ્ધ ધર્મની સ્થાપના થાય.

●

## જન્મતિથિ

• ઉપજાતિ •

ભાવિ અને ભૂત ધરી જ હસ્તે
બની રહે સંગમતીર્થ રસ્તે :
આશા નિરાશા તણું એક ટાણું
છે જન્મતિથિ અનુવર્ષ જાણું.

. કાન્તિલાલ હ. પરીખ .

# પ રા જ ય

● શ્રી. ધૂમકેતુ ●

આજે જ્યારે જગજ્જનનીના મંદિરમાં જવા માટે અભય ચાલી રહ્યો હતો ત્યારે કુદરતી રીતે તેની નજર સમક્ષ એ જ કોયડો પાછો રજૂ થયો, અને એ જ મનમોહક સ્ત્રીની પ્રતિમા નજરે ચડી : મુરલીની.

મુરલી અને કુમારાનંદ વચ્ચે કઇ જાતનો સંબંધ હતો તે હજી અભય સ્પષ્ટ સમજી શક્યો ન હતો. વય જોતાં તેઓ પિતાપુત્રી ન હતાં, અને છતાં ઘણી વખત જાણે એવો સંબંધ પણ અસંભવિત ન લાગતો. ભાઈબહેન જેવાં પણ એ ન હતાં. પતિપત્નીની તો કલ્પના પણ એમના સંબંધે અકલ્પના જેવી થઈ રહે. પ્રેમી અને પ્રેમિકા—એ વિશેષણો તેમનો સંપૂર્ણ સંબંધ બતાવવા અપૂર્ણ જેવાં લાગે. ભક્ત અને શિષ્યા—કે ભજન ગાતાં ભજનિક ભાઈબહેન પણ કહી શકાય નહિ. કોઈક વખત એ બહુ વિચાર કરતો ત્યારે એને લાગતું કે માનસશાસ્ત્રમાં કદાચ એમના સંબંધ માટે એકાદ શબ્દ મળી આવે. બીજા વિશિષ્ટ જ્ઞાનના અભાવે એ તો એમને અનામી સંબંધી ગણતો. કોઈ સાહિત્યકાર એને જ્ઞાનના સાંનિધ્યમાં બેઠેલી ભક્તદિલની રંગદર્શી લાગણી એવું કાંઈક કવિત્વભર્યું સંબોધન આપે.

મુરલીની પૂર્વાવસ્થા જાણ્યા વિના અત્યારની એની જીવનદશાનો ખરો ખ્યાલ કોઈને મળી શકે તેમ ન હતો.

લગભગ દસબાર વર્ષ પહેલાં અત્યંત રસિક કુલવધૂ તરીકે એક પ્રતિષ્ઠિત કુટુંબમાં તે આવી હતી. તે વખતે એનું નામ શ્રીમતી હતું, એના પતિનું નામ મુરારિ.

એ કુટુંબમાં સમૃદ્ધિ એ સૌથી મહત્ત્વની વસ્તુ મનાતી હતી. કોઈ પણ રીતે ગરીબ હોવું એ એમને મન આપઘાત જેવું લાગતું. જ્યાં બે રૂપિયા ખરચવા જોઈએ ત્યાં ચાર રૂપિયા ખરચવાની તાકાત ન હોય, એ કૌટુમ્બિક પ્રણાલિકા પ્રમાણે, મહાવિપત્તિ ગણાતી. ગરીબી સિવાય બીજી કોઈ જાતની વિપત્તિને વિપત્તિ તરીકે કોઈ ન માનતું : ત્યાં ઠેરઠેર નોકર હતા; સામાન, માણસ, ઘોડા, ગાડી, મોટર, રસોયા, કપડાં, ફર્નિચર—સઘળું ત્યાં એકબીજાની સાથે અથડાયા કરતું. કોઈક વખત એ સગવડ આપતું, ઘણી વખત ગેરવ્યવસ્થા જન્માવતું : બધો વખત નકામો અવાજ ઉત્પન્ન કરતું. ઘરના વડીલ પ્રમદકુમાર તત્ત્વજ્ઞ હતા. એ વેદાંતની ચર્ચામાં જેટલો રસ લેતા, સ્મૃતિમાંથી ક્ષેપક શ્લોકો શોધી કાઢવામાં જે કુશાગ્ર બુદ્ધિ વાપરતા, તે ઘણાને આશ્ચર્યકારક લાગતી. તે બોલતા ત્યારે કાંઈક તીક્ષ્ણ તીણા અવાજે બોલતા. એમને બાપદાદાની સંપત્તિ સાચવવા સિવાય બીજું કાંઈ કામ ન હતું. મુરલીએ જ્યારે આ મહાન સમાજમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રથમ તો ત્યાંના ઠાઠમાઠથી એ અંજાઈ ગઈ. પણ પછી ધીમે ધીમે એ વસ્તુને ટેવાઈ ગઈ. ધીમે ધીમે એને ખબર પડી કે આ ઠાઠમાઠ દેખાય છે તેટલો સંગીન પણ નથી. પ્રમદકુમાર કોઈ તર્કગ્રંથના સંશોધનમાં પડ્યા હતા: અને કેટલીક વસ્તુઓ, આ તાપ ન જિરવાયાથી, મુનીમ ને કારકુનો મારફત પદસંચાર કરીને નાસી જતી હતી.

મુરલીએ આ જોયું.

મુરારિ, તે વખતે હજી કૉલેજના છેલ્લા વર્ષમાં હતો. તે આવ્યો ત્યારે મુરલીએ કહ્યું: 'સસરાજી પોતાના સંશોધનમાં તલ્લીન છે, પણ ગેરવ્યવસ્થાથી ઘણી વસ્તુઓ નાસી જવા લાગી છે!'

મુરારિ મધુર, દિલ જીતનારું, ને કાંઈક મોટું લાગે તેવું હસ્યો. મુરલીને તેના આ હાસ્યનો પ્રથમ

જ પરિચય હતો. સ્વામીના આવા નિખાલસ હાસ્યથી તે તેના તરફ વધુ આકર્ષાઈ:

'તમે શી રીતે આટલું સરસ હસો છો? અને તે પણ આવા ન હસવાના પ્રસંગે?'

મુરારિ ફરી હસ્યો. આ વખતે મુરલીને લાગ્યું કે એ હાસ્ય નિખાલસ કરતાં પણ વધારે તો સાધુત્વની નજીક પહોંચનારું છે, ને તેથી આકર્ષક છે.

'કહું છું—તમે ન સંભાળો તો હું સંભાળું?'

'કેટલીક વસ્તુઓ, મુરલી! ન સંભાળો તો જ તમે જાતને સંભાળી શકો છો. લાખ રૂપિયામાંથી થોડા હજાર આવી રીતે જાય એ સુંદર નથી?'

'સુંદર? એમાં સુંદર શું છે?' મુરલી આશ્ચર્યથી બોલી. મુરારિ તેની સામે જોઈ રહ્યો. પછી અત્યંત મધુરતાથી બોલી ઊઠ્યો: 'તું સમજશે, હું તને સરજાવીશ.'

મુરલી કાંઈ સમજી નહિ.

મુરારિ બોલ્યો: 'જે સુંદર લાગે છે, તે મુખ્યત્વે સત્ય હોવું જોઈએ: અને આ સત્ય છે.'

મુરલીએ કાંઈક બાલભાવે કહ્યું: 'હું તો તમારી આવી મોટી વાતોમાં કાંઇ સમજતી નથી.'

મુરારિ હસ્યો: 'અરે, આ વાત સમજવાનો અધિકાર જ માત્ર તને છે!'

મુરલી નિર્દોષ ભાવે બોલી, તેનું કુમળું ને મધુર મોં તે વખતે અત્યંત સુંદર બની ગયું: 'ત્યારે તમે મને સમજાવો. ચાલો, હું તમારી શિ...થાઉં!'

'શિષ્યા કહેવા જતી હતી ના?'

'હા, બોલો તો. શું—તમે શું કહેતા હતા?'

'જે દેખાય છે તે સત્ય ન હોય, તો અસુંદર લાગવું જોઈએ. આપણને આ સઘળું અસુંદર લાગે છે, માટે જે દેખાય છે તે સત્ય નથી.'

'આ સઘળું એટલે શું—આ સઘળું?' મુરલીએ પોતાના હાથના અભિનયથી વસ્તુમાત્રનો નિર્દેશ કર્યો.

'હા.'

'એમ કેમ?'

'કહું. લાખો રૂપિયા ક્યારે આવે, કહે?'

'વેપાર કરીએ તો. કામીએ તો. બાપદાદાએ મૂક્યા હોય તો. કામ આવડે તો—'

'બરાબર.'

'બીજી કઈ રીતે આવે?'

'વારસો મળે તો.'

'ત્રીજી કઈ રીતે આવે?'

'ખબર નથી.'

'હું કહું, માણસ અર્ધજંગલી હોય તો—'

'અર્ધજંગલી?'

'હા. આપણા બાપદાદા જંગલી હતા: કારભારું કૂટતા, જુલમ કરતા, લાંચો લેતા—હજારોની. પિતાએ એ જ રીતે સમૃદ્ધિ વધારી—કારભારું કરીને, બ્યાજ ખાઈને, ન્યાય વેચીને.' મુરલીના અંતરમાં પ્રકાશની પેઠે મુરારિની પ્રથમની વાત એકદમ સમજાઈ ગઈ.

'એટલા માટે આ સમૃદ્ધિ જાય તો તેને તમે સુંદર કહો છો, એમ?'

મુરારિ એ જ દિલ–ડોલાવનારું હાસ્ય કરી રહ્યો—ખુલ્લું, સ્પષ્ટ, ને નિર્દંશ.

'ઓત્તારીની–તમે તો–શું કહું હવે તમને–?'

'હું જે મારી જાતને કહી રહ્યો છું તે જ મને કહો ને!'

તેના તરફ જેમ વિદ્યુત વેગથી ખેંચાય તેમ ખેંચાઈને મુરલીએ તેના હાથને પોતાના હાથમાં લઈ લીધો. તેના ચિબુકને પોતાના હાથથી જરા ઊંચું કરી, અત્યંત મધુર ને રસભર્યા અવાજે પૂછ્યું:

'બોલો, શું કહું તમને?'

'અત્યારે જાણવું છે કે રજનીરાણીના સાંનિધ્યમાં?'

મુરલી તેના ખભા પર પોતાનું માથું ઢાળી નેણ મીચીને ધીમેથી બોલી: 'તો તો તે વખતે જ કહેજો!'

એટલામાં પ્રમદકુમારના બોલાવવાથી મુરારિને બહાર જવું પડ્યું.

કોઈક સોહાગરાત્રિમાં કાલિદાસની રસિક સ્વપ્નદૃષ્ટિ હોય છે: સોહાગરાત્રિ કેવળ માળીના મજૂરીના પૈસા જેટલી અર્થવતી હોય છે: કેટલીક સમવયસ્ક મિત્રો માટે મશ્કરીનું સાધન બને છે. જંગલી, અર્ધજંગલી, અજંગલી—સુધરેલા અને વણસુધરેલા સૌ એને સ્વપ્નમય ગણે છે: અને છતાં એની મનોરમ મુગ્ધકર જીવનમોહિની માટે—એ મોહિનીને હમેશ

જીવનમાં સંગ્રહી લેવા માટે—જે સુકુમાર રસિકતા જોઈએ તે ઘણામાં હોતી નથી.

તે રાત્રિએ જ્યારે મુરારિએ શયનગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે મત્ત સુગંધથી ભરેલી ડોલરની કળીઓએ, મુરલીના કેશકલાપમાં બેઠાં બેઠાં, જેમ ગાઢ રાત્રિમાં તારા નેત્રો ઉઘાડે તેમ મંદ સ્મિત કરીને, નેત્રો ઉઘાડ્યાં. મુરલીના છાના શરમભરેલા સુરેખ વદન ઉપર, જાણે કોઈ શિલ્પીએ અજબ જેવી કુશળતાથી ગુલાબી રંગની સજાવટ કરી હોય તેમ આછી લાલી આવીને વસીઃ ને એક ખૂણામાંથી પ્રકાશ વેરતા અત્તરમય સુગંધી તૈલદીપની જ્યોતિએ તેને પ્રગટ કરી. મુરારિ તેની પાસે આવ્યોઃ તેની સામે જોઈ રહ્યો.

'શું જુઓ છો?'

'તારી આંખો!'

'મારી આંખો? એમાં શું છે?'

'એક હજાર સુંદર ચહેરામાં બેચાર નાસિકા જ સંપૂર્ણ રીતે સુંદર હોય છેઃ પણ આંખ તો હજાર ચહેરામાંથી એકાદ ચહેરામાં જ સુંદર મળે છે!'

'મારી આંખ સુંદર લાગે છે?'

'લાગતી નથીઃ છે. આ આંખો . .' તે તેની પાસે બેઠો.

મુરલી તેની સામે જોઈ રહી.

'શું જુએ છે?'

મુરારિએ હસતાં કહ્યુંઃ 'તમારી આંખો!'

મુરલીએ ફરી પૂછ્યુંઃ 'તને એમાં શું લાગે છે?'

મુરલીએ કહ્યુંઃ 'જાણે હું પડછાયારૂપે એમાં વસી રહી છું!'

મુરારિએ પ્રેમથી તેનો હાથ હાથમાં લીધો.

'શ્રીમતી!' તે કાંઈક ગંભીર, કાંઈક વિષાદમય અવાજે બોલ્યોઃ 'શ્રીમતી! હાં પણ ઠીક સાંભર્યું, બોલ તું મને શું કહેવાની છે?'

'તમે કહો તે.'

'ત્યારે મને તું કુમારાનંદ કહેજે. હું તને શું કહું?'

'મને તો તમારી રાધા થવું ગમેઃ પણ તમે કુમારાનંદ બન્યા એટલે તમારા હોઠ પર રહી મને જીવનસંગીત બજાવનારી 'મુરલી' જ ગણો નેઃ તમારું પ્રાણસંગીત હું વહું; મારી મોટામાં મોટી એ જ અભિલાષા છે.'

મુરારિ આ જવાબ સાંભળીને માત્ર મુરલી સામે જોઈ જ રહ્યોઃ જોઈ જ રહ્યો. ઉત્તર આપવાની વૃત્તિ ન થાય—એટલો સુંદર એ ઉત્તર હતો.

મુરારિ કૉલેજ-જીવનથી તદ્દન જુદી જ પદ્ધતિનો જુવાન હતો. તેનો આનંદ અને તેની આનંદ લેવાની રીત બન્નેમાં એક પ્રકારનું સ્વત્વ હતુંઃ જ્યાં ઘણાને આનંદ લાગે ત્યાં એને વિષાદ લાગે. જ્યાં ઘણા વિષાદ દેખે ત્યાં એ આનંદ જુએ. એને સૌથી મહત્ત્વની વસ્તુ જીવન લાગતી. એની સુંદર રૂપરેખા જો જાળવી શકાય તો બીજું સઘળું એને મન તુચ્છ હતું: જીવનમાં કોઈ પણ સ્થળે—જરાક પણ વધારે અવાજ થાય, અને એને એ અસંગત લાગે: ક્યાંય જરાક પણ નાટકી દેખાવ થાય, અને એનો અંતરાત્મા એમાં ભળવાની ના પાડે. એની ચાલ, વેષ, દેખાવ, રીતભાત-સઘળાંમાં એક પ્રકારની અનોખી સાધુતા હતી: અને છતાં એના વેષમાં સાદી સ્વચ્છતા કરતાં નિર્મળ સૌન્દર્ય હતું. એની પાસે હીનાનું અત્તર મહેકતું હોય: પણ કેશને તેલથી ઓળવામાં એને અઘટિત રુચિભંગ લાગે. એ હસવામાં માનતો, અને છતાં હસવાની ખોટી રીતને લીધે જીવનમાં જે કૃત્રિમતા આવે છે તે એને ભયંકર લાગતી. તે આનંદમય જીવનમાં માનતો: પણ જીવનમાં આનંદને સ્થાન છે એમ ન ગણતો. એ કહેતો જીવનમાંથી આનંદનો આવિર્ભાવ નૈસર્ગિક થવો જોઈએ: તમે જીવનમાં આનંદને સ્થાન આપવા પ્રયત્ન કરો છો અને તેથી તમે આનંદનો સ્વભાવ જ ગુમાવો છો. આજે એણે કંઈક મુગ્ધ મનોહર રૂપરાશિ જેવી મુરલીને જોઈ, અને એને લાગ્યું કે જે વસ્તુને જોવા એ ઘણા વખતથી આતુર હતો તે આ જ વસ્તુ છે. નવવધૂના વેષમાં હોવાથી મુરલીનું સ્વાભાવિક સૌન્દર્ય અનુપમ રસિકતા ધારી રહ્યું હતું. એમાં એના ચહેરા પર દેખાય નહિ એવું સ્મિત

હતું, અને અતળ ઊંડાણભરેલા નીલાઘેરા જલરાશિ જેવી કાંઈક સ્વપ્નમય બન્ને આંખો હતીઃ મુરારિ મુરલીને એવી જોઈને પોતે સ્ત્રી નહિ—પણ પોતાની સ્વપ્નમૂર્તિ જોતો હોય તેમ અવિચળ તેને તેની સામે જોઈ રહ્યો.

મુરલીએ શરમાઈને પૂછ્યું : 'પણ તમે મારામાં જુઓ છો શું ?'

મુરારિએ જવાબ ન વાળતાં તેનો હાથ હાથમાં લઈ તેના પર એક મીઠું ચુંબન કર્યું

'હું તારામાં શું જોઉં છું એ મને ખબર નથીઃ આટલું હૃદયમાં ઊગે છે કે જાણે કોઈક હવે મને—માત્ર એની હાજરીથી—માત્ર એના મૌનભરેલા વાતાવરણથી, જ્યાં માર્ગદર્શન નહિ મળે ત્યાં માર્ગદર્શન આપશે.'

મુરલી અત્યાર સુધી પ્રેમભરી નજરે તેને નિહાળી રહી હતી—તેને વાર્તાનું આવું અપાર્થિવ સ્વરૂપ હવે ગભરાવવા મંડ્યું. તે ચતુર હતીઃ વિદ્વાન હતી. તેણે વાંચ્યું હતું તેમ મુરારિ કોઈ વિરક્તની જેમ વાતો કરી રહ્યો હતો. તેને એ રુચ્યું નહિ. તેને એમાં અગાધ ઊંડાણ લાગ્યું. બીી પડી હોય તેમ તેણે એકદમ મુરારિનો હાથ પકડી લીધોઃ

'આ તમે શું બોલો છો ?'

'તને શું લાગે છે ?'

'મને બીક લાગે છે. હવે એવું ન બોલતા. જુઓ તો, આ મારાં વેણીનાં ફૂલ કેટલી મત્ત સુગંધ ફેલાવી રહ્યાં છે ?'

'તમારે એમ કહેવું છે ના કે તમારું—'

'તમારું ?' મુરલીએ કાંઈક ભ્રમ્મર ચઢાવીને પૂછ્યું: 'તમારું ? એ કઈ ભાષા છે ? મને એ ભાષાનો અભ્યાસ નથી.'

મુરારિ હસી પડયો : "હાં હાં. તા...રું—તારે એમ કહેવું છે ના કે રસભરિત કુમ્ભ લઈને હું તમને જીવનજળ પાવા આવી છું ને તમો તો હજી સરિતાના મૂળની જ વાત કર્યા કરો છો ?'

મુરલી સહેજ હસી : 'એ તો તમારી કલ્પના લાગે છે. હું કાંઈ કુંભારની કન્યા નથી, કે બનવા ઇચ્છતી નથી. હું તો હું છું, અને હું તમારી પાસે ક્યાં આવી છું ? તમે મારી પાસે આવ્યા છો !'

'ભલે, એમ તો એમ. પણ મુરલી ! તેં તારું નામ ધારણ કરવામાં જ તારું જીવનરહસ્ય તો મને કહી નાખ્યું એ તને ખબર છે ?'

'પણ તમારાથી અપ્રગટ એવું મારે જીવનમાં હવે રહ્યું છે શું કે મારે ખબર રાખવી પડે ?'

'એટલે જ તેં મુરલી નામ ધારીને—તારા કંઠના માધુર્ય વિષે મને કહ્યું ?'

'તમે તો ક્યાંથી ક્યાં જાઓ છો ! મને તો એ ખબર પણ ન હતી.'

એટલું બોલીને મુરલી મુરારિની વધારે નિકટમાં સરી. એને યાદ આવ્યું લાગ્યું, અને એનું અંતર જરાક ગભરાયુંઃ તો તો પછી કુમારાનંદનો અર્થ પણ એ રીતે લેવો રહ્યો. અને તેથી એણે વધારે પાસે સરીને કુમારાનંદનો હાથ હાથમાં લઈ લીધો, અને અત્યંત પ્રેમથી તેને પૂછ્યું :

'તમારે એ સાંભળવું છે ?'

'તું સંભળાવે તો—'

ઘણાં વર્ષોને અંતે, કોઈ રડ્યાખડ્યા દંપતીની, કાલિદાસના સ્વપ્ન જેવી, આવી સુકુમાર રસિકતા, એકાદ વખત જોવા મળી જતી, એ સંભારીને આકાશનો પેલો બિચારો વૃદ્ધ ચંદ્રમા બારીમાંથી તેજનાં કિરણો નાખીને ઊભો, તે પણ મુરલીનો કંઠ સાંભળીને જાણે કનૈયાનું રાસરાત્રિનું સંસ્મરણ જાગ્યું હોય તેમ એમને નિહાળતો ને નિહાળતો આકાશમાં સ્થિર થઈ ગયો, એને ભાન પણ ન રહ્યું કે એની આકાશી મુસાફરીની ઘણી મજલ હજી તો બાકી રહી છે !

મુરારિ—અથવા હવે એને કુમારાનંદ જ કહીએ—કુમારાનંદ, મુરલીની રસિકતા અને સૌન્દર્યદૃષ્ટિ જોઈને જેમ મુગ્ધ બની જતો તેમ કેટલીક વખત ખિન્ન પણ થઈ જતો. એણે જીવન વિષે જે રીતે વિચાર કર્યો હતો તે જોતાં પિતાની આ સમૃદ્ધિનો ઉપયોગ, એને અત્યંત ભયંકર લાગતો. એને એમ પણ લાગ્યું હતું કે આજ દિવસ સુધી કરેલો ઉપભોગ એ પણ એક રીતે એણે પોતાના ઉપર સ્વીકારેલું ઋણ છે;

અને જીવનને મૂળભૂત પરિવર્તનવડે ફરી જીવી બતાવવું જ હોય તો તેણે આ સમૃદ્ધિને સીધે મેળવેલું—સઘળી જ બુદ્ધિ, સંસ્કાર, લાગણી—જે કાંઈ હોય તે લોકોનું છે માટે લોકોને ચરણે ધરવું જોઈએ. એ કદાચ પિતાની સમૃદ્ધિનો ઉપભોગ ન કરે, જે સમૃદ્ધિ છે તે લોકસંગ્રહ માટે સોંપી દે, પણ એ સમૃદ્ધિને અંગે એણે મેળવેલી બુદ્ધિશક્તિ—એ સઘળું જ એણે લોકચરણે ધરવું રહ્યું. ત્યારે જ એ જીવનને સમજ્યો કહેવાય.

પણ પેલી સુકુમાર રસિક મનોમુગ્ધ કરનારી મુરલીને આ વાત શી રીતે સમજાવાય? એ જ્યારે બોલતી, ત્યારે નરી મધુરતા ઝરતીઃ હસતી, ત્યારે નિર્દોષતા, મુગ્ધ બનાવી દે એવી સુકોમળ રસિકતા વડે એનું સમગ્ર જીવન ભર્યું હતું. એની જીવનકલ્પના, કેવળ કવિની કલ્પના જેવી હતી. એ ફૂલમાં હસતી, રમતી—જાણે પુષ્પબાલા હોય તેમ ખિલખિલાટ ફૂદતી, નાચતી—એને શી રીતે કહેવાય કે આ સમૃદ્ધિ એ ભયંકર રીતે ભેગી કરેલી ચીજોનો ઢગલો છે, માટે એને ફેંકી દેવી એ કર્તવ્ય છે, એને તજવી એ જીવન છે, એને રાખવી એ મરણ છે? એને શી રીતે કહેવાય કે ખરી રીતે તો, આપણા દેહનું અસ્તિત્વ ન હોય તેમ આપણા મનની, બુદ્ધિની, લાગણીની જે કાંઈ શક્તિ આપણી પાસે છે, તે લોકચરણે ધર્યા વિના, કોઈ પણ પ્રકારની સ્થિરતા જીવનમાં આવી શકશે નહિ? એને શી રીતે કહેવાય કે તારી સુકુમારતા, રસિકતા, સંસ્કારિતા, મધુરતા, તારો કંઠ, તારી મોહિની, તારું લાલિત્ય—સઘળું જ જનતા માટે છે કે જેથી જનતા માનવતા સમજે?

કુમારાનંદે એક દિવસ વળી મુરલી પાસે પોતાની વાત કહેવાનો યત્ન કર્યો.

'મુરલી! મારે તને એક વાત કરવી છે.'

'શી?'

'જેમ સમૃદ્ધિનો ઉપયોગ છે ને દુરુપયોગ છે, તેમ જ તને લાગતું નથી કે માનવદેહને મળેલી સુંદરતા, બુદ્ધિ, શક્તિ, લાગણી–સઘળાંનો ઉપયોગ છે ને દુરુપયોગ પણ છે?'

મુરલી હસી પડીઃ 'મારે તમારી આ અપાર્થિવ વાતો સાંભળવી નથી. પણ જુઓ, હું તમને કહું.' અને તે અત્યંત પ્રેમથી કુમારાનંદ સામે જોઈ રહીઃ 'તમને એમ નથી લાગતું કે હું તો તમારી સાથે પડછાયારૂપે રહી શકું?'

'ના. એ વાત મને રુચતી નથી.'

'ત્યારે કઈ વાત તમને રુચે?'

'મને?'

'હા. કહોને.'

'જો ત્યારે, મને આ વાત રુચે. તેં પેલી સ્ત્રી—'એસ્પેસ્યા'નું નામ સાંભળ્યું છે?'

'શ્રીમતી સૌન્દર્યમૂર્તિ—જેણે 'પેરીક્લસયુગ' ઘડ્યો તે?'

'હા. ત્યારે તું એ 'એસ્પેસ્યા' જેવી બની રહે. તું તારું સૌન્દર્ય, તારી શક્તિ, તને આજન્મ મળેલી સંસ્કારિતા—એ સઘળાં વડે તરુણોને, પ્રૌઢોને, સામાન્ય જનોને સ્વપ્નથી ભરી દે. એ સૌના અંતરમાં એક તમન્ના જાગે, છે એના કરતાં વિશ્વ હજારગણું વધારે સુંદર હોવું જોઈએ એવી સૌન્દર્યભાવના જાગે—એ રીતે તું વાતાવરણને જાગ્રત કરી દે.'

'તમે કહો છો, હું સેવિકા બનું, અને તમે—'

'ના! ના, ના, મુરલી તું એવી ટૂંકકેશી—'બોબ્ડહેર' સેવિકા બને—હું એ ઇચ્છું જ નહિ. મને તો તારી રસિકતા, તારી સંસ્કારિતા એમાં શ્રદ્ધા છે. તારો કંઠ હજારો સ્ત્રીપુરુષને કંઠ વિષેની જિજ્ઞાસા જગાડશેઃ તારું સૌન્દર્ય હજારોને પોતામાં રહેલી વિરૂપતાનું ભાન કરાવશેઃ તારું માધુર્ય હજારોને પોતામાં રહેલી અકારણ કઠોરતાની ઝાંખી કરાવશે. મારે તો તને પ્રજાજીવનની કંટાળાભરેલી, ભાષણિયા, ટૂંકકેશી, વિરૂપ, કઠોર અને સ્ત્રીનું નૈસર્ગિક માધુર્ય ગુમાવેલી કૃત્રિમ 'સેવિકા' કે 'સાધુડી' નહિ—દસભરિત સૌન્દર્યમૂર્તિ જ રાખવી છે. તું એ રીતે જ પ્રજાને ઘડી શકશે.'

'અને તમે?'

'હું? અરે! હું તો મુરલી, શબ્દોનો પૂજારી માત્ર, સાધારણ ભજનિક રહ્યો. હું બીજું શું કરું? હું બહુબહુ તો મને જેવાં આવડે તેવાં ભજન,

કાવ્યો, પદો કરું–પણ શબ્દોમાં રહેલી સઘળી ઈશ્વિરી શકિત એમાંથી પ્રગટ થાઓ: અને મારી સઘળી અશકિત મારામાં જ લુપ્ત બની રહો. મારી અશકિત, મારી અપૂર્ણતા–શબ્દોમાંથી બહાર ન આવે, અને એની મહત્તા જ એના વડે પ્રગટો: બસ, આવું કાંઈક હું કરી શકું–હું શબ્દપૂજારી બીજું વધુ શું કરું ?'

મુરલી જોઈ રહી. કુમારાનંદ દૂરદૂરની કોઈ અચિંત્ય શકિતનું સાંનિધ્ય અનુભવતો હોય તેમ નેત્ર ઢાળીને એક ઘડીભર તદ્દન શાંત થઈ ગયો.

આવી રીતે એમાંથી એ સંપૂર્ણ જાગે તે પહેલાં તેને કોઈનો પગરવ બહાર સંભળાયો. તેણે બારીમાંથી બહાર જોયું તો એનો વૃદ્ધ નોકર કાંઈક કહેવા આવ્યો હતો.

'કેમ, ગોપાલ !'

'સા'બ, મારા મનને એમ–મારા મનને કે–મેં કીધું તમે હજી જાગતા હશો–'

કુમારાનંદ બહાર આવ્યો : 'હું હજી જાગું જ છું !'

'તો પછી સા'બ, તમને ખબર નો'ય તો, મેં કીધું કે'તો જાઉં !'

'શાની ?'

'આ ઈ તો ઈ જ સા'બ, બીજી કઈ વળી ?'

'હું તો સમજ્યો નથી : શાની ખબર ?'

'તો માજી તો માંય હશે ના ?—આમ આવો જરીક––'

કુમારાનંદ નોકરના મોંનો 'માજી' શબ્દ પકડી રહ્યો. નોકરે તેને એક તરફ લઈ જઈ કહ્યું:

'સા'બ તમને ખબર જ નથી ? અરેરે ! આજ મોટાં માજી જીવતાં હોત–'

મોટાં માજી એટલે કુમારાનંદની મા. તેને મર્યે વર્ષો થઈ ગયાં હતાં. છતાં આ અણઘડ નોકર હજી એને સંભારી રહ્યો હતો. કુમારાનંદને લાગ્યું કે માણસ સઘળું ભૂલી શકે છે, પણ નૈસર્ગિક મધુરતા કોઈ દિવસ ભૂલી શકતો નથી. પોતાની માનું નામ હજી આ માણસ ભૂલી શકયો નથી.

'ઈ તો, ઈમ છે સા'બ કે કાલ મોટાં માજી આવવાનાં છે !'

'મોટાં માજી !'

'ઈ તો સા'બ ઈમ છે કે મોટા સા'બને, જી ! ઘર કરવું છે, ઈ ઘર કાજે આંઈ મળવા આવવાનું છે !'

કુમારાનંદ હસી પડ્યો: પિતા પ્રમદકુમાર જેની સાથે લગ્નબંધે જોડાવા માગતા હતા તે બાઈ કાલે આંહીં મળવા આવવાની હતી––

'હા, બસ એ જ નાં ?'

'હા, સા'બ. કીધું સા'બને કે'તો જાઉં !'

'ઠીક, સારું.'

કુમારાનંદે પાછો શયનગૃહમાં પ્રવેશ કર્યો. તેને આ વાતની કાંઈ અસર થઈ લાગી નહિ.

તે મધરાતે કુમારાનંદ અચાનક જાગ્યો ને મુરલીને જગાડી.

'મુરલી ! જ્યાં કાંઈક પણ અશુદ્ધ હોય છે ત્યાં હું રહી શકતો નથી. હું હવે આંહીં નહિ રહી શકું, મારું અંતર—એનાં ભજન રચવા જાણે તલપી રહ્યું છે—'

'એનાં ?'

'સૌન્દર્યનાં—સત્યનાં—પ્રેમનાં—'

'ઈશ્વરનાં ?'

'હા.'

'પણ તે અત્યારે તમે આ વાત કરો છો ?'

'તને લાગતું નથી કે કેટલીક વાતો કયારે આવશે તેનો સમય નિર્ણીત ન હોવો જોઈએ ?'

મુરલીએ ધીમેથી કહ્યું: 'હા.'

'તો કાલે પિતાજી પોતાનાં બીજી વખતનાં પત્નીને આંહીં મળવા બોલાવી રહ્યા છે—'

'મેં સાંભળ્યું.'

'એટલે જ મને લાગે છે, મારે જવું જોઈએ— એમની વિરૂપ અવસ્થા—મને જોવી નહિ ગમે, માટે આપણે જઈએ.'

મુરલીએ તેનો હાથ પકડ્યો: 'પણ કયાં ? કયાં જઈએ ?'

ધીમું મંદ હાસ્ય કરીને કુમારાનંદ બોલ્યો: 'એ તો મને પણ કયાં ખબર છે ? જ્યાં મારાં ભજન

મને દોરી જશે ત્યાં.'

'પણ અત્યારે જવું છે? વિચાર કર્યા વિના આવું પગલું ભરાય ખરું? પિતાજીને શું લાગશે?'

'કેટલીક વાતોમાં પગલું ભર્યા પછી વિચાર કરવાનો હોય છે–પગલું ભરતાં પહેલાં નહિ.'

'અને પિતાજી–તેમને શું લાગશે?'

'એ તારી ભૂલ છે. સ્વભાવથી અમે એટલા દૂર છીએ. અને અમુક વખતે પિતાપુત્રના સંબંધ કરતાં વધારે અગત્યનો સંબંધ સત્ય, સૌન્દર્ય અને આત્માનો હોય છે. તમે કોઈ પણ અસુંદર વસ્તુ જીવનમાં નભાવી લો, તે જ વખતે તમે મરણ પામો છો. મરણ પામવું કે જીવન મેળવવું એ બન્નેની વચ્ચે પ્રશ્ન હોય, ત્યારે જીવન એ સઘળા સંબંધો કરતાં વધારે અગત્યનું સ્થાયી તત્ત્વ છે.'

મુરલી પોતાનો વેષ સરખો કરી પલંગમાંથી બેઠી થઈ ગઈ: તે અત્યંત શ્રદ્ધાથી—અત્યંત પ્રેમથી બોલી, 'ચાલો ત્યારે; તમે કહ્યું છે તે સંપૂર્ણતઃ હું સમજી છું માટે નહિ—તમે કહો છો માટે.'

'મુરલી!'

'હું તૈયાર છું,' મુરલીએ જવાબ વાળ્યો: 'તમારાં ભજન જાણે મારા કંઠમાં બેસીને એને વધારે સુંદર બનાવશે!'

'મુરલી!' કુમારાનંદ જાણે સ્વપ્નમાં હોય તેમ બોલી રહ્યો હતો. મુરલીમાં આટલી નિઃસીમ શ્રદ્ધા છે એ જોઈને એ આશ્ચર્યચકિત થઈ ગયો.

બીજે દીવસે મંગળપ્રભાતે જીવનયાત્રા કરવા નીકળી પડેલાં કોઈ બે યાત્રીઓ હોય તેમ કુમારાનંદ અને મુરલી નિર્જન રસ્તા પર ચાલી રહ્યાં હતાં. ત્યારપછી તો ઘણી રખડપટ્ટીને અંતે—તેઓ ફરતાં ફરતાં ભંડારિયામાં આવી ચઢ્યાં હતાં. ત્યાંના જગજ્જનનીમંદિરના વૃદ્ધ મહંતે તેમને સ્વીકાર્યાં, અને જ્યારે વૃદ્ધ મહંત મરણ પામ્યો ત્યારથી કુમારાનંદ તથા મુરલી પોતાનું જીવન આ મંદિરમાં જ ગાળી રહ્યાં હતાં.

અભયને ઘણો વિચાર કરતાં પણ કુમારાનંદ અને મુરલીના સંબંધની કાંઈ જ માહિતી મળી ન હતી. માત્ર એને એટલું લાગતું હતું કે કહો ન કહો, પણ એ બન્ને પોતપોતાની અનોખી સૃષ્ટિમાં રમનારાં બે સૌન્દર્યદર્શી અપાર્થિવ તત્ત્વો હોય તેવાં લાગે છે, અને તેમને માનુષી માનતાં મન ના પાડે છે, છતાં માનવતા—ખરી માનવતા એ બન્નેના જેટલી કોઈ જ બતાવી શકતું નથી.

હવે એક ઘડીભર પણ આ ગામમાં રહેવાનું અભયને યોગ્ય ન લાગ્યું.

જગજ્જનનીમંદિરમાંથી જ્યારે તે પાછો ફરતો હતો ત્યારે મુરલી થોડે સુધી બહાર વળાવવા આવી: બહાર આવીને તે ઊભી રહી. વખત રાત્રિનો હતો: સામે ચંદ્રનાં કિરણોમાં નદીનો પટ નાહી રહ્યો હતો. ઠંડો મધુર પવન આવતો હતો, અને જે ઝાડ નીચે એ બન્ને ઊભાં હતાં તેનાં પાન ખખડી રહ્યાં હતાં. મુરલીએ અચાનક કહ્યું: 'સજ્જન! હમને દીખા હય કિ આજકાલ કે પઢને લીખનેવાલે બહુત લોક 'મૅરેજ' —લગ્નસંસારકુ પસંદ નહિ કરતે હય—વિલાસ કી બાત નહિ હય—લગ્નસંસાર કી બાત હય—આપ ભી અબ તો લીખનેપઢને કે લિયે જા રહે હૈં—સમ્હાલના, હમારી રેણુકાકી શૃંગારસૃષ્ટિ આપને જગાઈ હય—અબ તો અપને હી જીવન-વિધાન મેં ઉસકી રચના કરના લાઝિમ હય. સમજ ગયે, સજ્જન! નારી કી શૃંગારસૃષ્ટિકુ મત જગાના—જગાના તો ફીર નવજીવન ઘડને મેં યેહી શૃંગારકુ સાધન કરના—અચ્છા—ભાઈ! યાદ રખના—યેહી બાત કુદરતકી સાંનિધ્ય મેં હૂઇ હય.' મુરલી એટલું બોલીને અંદર ગઈ, અને અભય રજા લઈને ચાલી નીકળ્યો.

રસ્તે તે વિચાર કરી રહ્યો હતો કે કાકીને આ વાતની ખબર પડશે કે રેણુકા એના ઘરમાં આવે છે તો એ ગાંડી ગાંડી થઈ જાશે!

અને આખે રસ્તે રેણુકાની મત્ત સૌન્દર્યમૂર્તિ એની નજર સમક્ષ તરી રહી હતી!

બીજે દિવસે સવારે અભય પોતાનો હિસાબ કરવા બેઠો. સઘળો હિસાબ કરીલેતાં તેને લાગ્યું કે જો તેણે બધાના પૈસા ચૂકતા કરીને ગામમાંથી જવું હોય તો સામાન વેચી નાખવો જોઈએ. એને લક્ષ્મી પાસેથી કે કુમારાનંદ પાસેથી પૈસા માગવાનો

વિચાર ઘૃણાસ્પદ લાગ્યો. પોતાને સામાનનો ખપ નથી—એ રીતે સામાન કાઢી નાખવાના પગલાનો બચાવ કરી શકાય; પણ લક્ષ્મી પાસે પૈસા માગવા એ તો પોતાની અત્યંત મુફલીસ સ્થિતિનો તેને ખ્યાલ આપી, તેના હૃદયને ઘા કરવા જેવું હતું. એટલે તેણે પોતાની પાસે જે રોકડ હતી તે કાઢી: ત્રણ રૂપિયા, સાત આના, નવ પાઈ. મોદીને હજી બે રૂપિયા આપવાના હતા. એક રૂપિયો દૂધનો પણ હશે. તેની પાસે માત્ર સાત આના નવ પાઈ બાકી રહેતાં હતાં. આંહીં બીજું તો કોઈ તેને ઓળખતું ન હતું. ગામના લોકો તેને નામું બાકી રાખીને જવા દે તેવા ન હતા. તેણે ખૂબ વિચાર કર્યો ને છેવટે નક્કી કર્યું કે સામાન હરરાજ કરી નાખવો. તરત પૈસા મેળવી લેવા માટે એ એક જ રસ્તો હતો. તે વહેલી સવારમાં નિશાળના ઓટલા ઉપર આવીને ઊભો રહ્યો.

તેણે પોતાનો સઘળો સામાન ઓટલા ઉપર ગોઠવ્યો અને તે વિચાર કરે તે પહેલાં તેનાથી બોલાઈ ગયું: 'ગાદલું–ને ધડકી–ચાલો, હરરાજી થાય છે–અઢી રૂપિયા—ચાલો, એક વાર–'

આવા વિચિત્ર પ્રસંગો એ જ આનંદના પ્રસંગો હોવાથી ગામના લોકો ભેગા થવા લાગ્યા. થોડી વારમાં તો ત્યાં સારું એવું ટોળું ભેગું થઈ ગયું. એક બાજુથી કેટલાક છોકરા દોડતા આવ્યા. પાણિયારીઓ માથે બેડા સહિત ઊભી રહી ગઈ. રબારી પણ પોતાની ભેંશોને આગળ જવા દઈ ઘડી વાર ઊભો રહ્યો.

કોઈ ધ્યેયને માટે સર્વસ્વ હોમવાની નિશ્ચલતાથી જે નિર્ભયતા આવે છે એવી નિર્ભયતાથી અભય બોલી રહ્યો હતો :

'ચાલો, હરરાજી થાય છે: ગાદલું ને ધડકી–અઢી રૂપિયા !'

રબારી બોલ્યો: 'ત્રણ રૂપિયા !'

'સાડાત્રણ !' કોઈ વેપારી હાથમાં લોટો લઈ ને ઊભો હતો તેણે કહ્યું.

'આપણા ચાર !' એક ખેડૂત પોતાના ગાડાને ઊભું રાખી રસ્તો રોકી રહ્યો હતો. તેણે હાથમાં રાશ રાખી, ગાડામાં ઊભા થઈને મોટેથી કહ્યું.

'ચાલો ચાર !'

'સાડાચાર!'

'પાંચ—સાડાપાંચ—પોણા છ—કોનો છે? —પોણા છ, પોણા છ!'

'છ!'

હવે ખરેખર હરરાજી શરૂ થઈ ગઈ. લોકોએ પહેલાં મશ્કરી માનેલી—પણ ધોતિયાનાં ત્રણ થીગડાં દીધેલું ગાદલું, ને ચીથરાં ભરીને કરેલું ગોદડું–૭ રૂપિયામાં એક જણાના કપાળમાં ચોડયું ને તેણે ખીસામાંથી પાંચની નોટ ને એક રૂપિયો રોકડો અભયના હાથમાં આપ્યાં, ત્યારે સૌને ખાતરી થઈ કે આ 'જોણું' નથી, પણ માસ્તર ખરેખર જાય છે!

'ચાલો આ એક ખુરશી!'

'ત્રણ પાયા છે–' કોઈએ કહ્યું.

'ચાલો ત્રણટાંગ ખુરશી!' અભયે વિનોદ કર્યો. તેણે એક ખોજાને બાળપણમાં હરરાજી કરતો જોયો હતો. તે એવી સુંદર મશ્કરી જમાવતો, એવા કટાક્ષ કરતો, એવાં તરત સમજી શકાય તેવાં વિનોદવાક્યો બોલતો, કે જે ચીજને નાખી દેવાની હોય તેના પણ એ સહેજે રૂપિયો બે રૂપિયા ઉપજાવી લેતો. અભયે પણ આ વિનોદ કર્યો, ત્યારે એણે જે જોયેલું તે તેને યાદ આવ્યું હતું: ને પોતાનો આ વિનોદ લોકોએ હાસ્યના મોજાથી વધાવી લીધો, એટલે એને પોતાનામાં વધારે શ્રદ્ધા આવી:

'ચાલો, ત્રણટાંગ ખુરશી–ત્રણટાંગ ખુરશી–બેસનારો અઢીપાયા હોય તોપણ ત્રણ પાયા થાય એવી જાદુભરી!—'

લોકો ફરી હસી પડયા.

એક સુતારે ખુરશી લીધી.

આ પ્રમાણે અભયે પોતાનો બિનજરૂરી ઘણો-ખરો સામાન કાઢી નાખ્યો. પોતાનો સામાન હરરાજ કરી, સૌનાં નામાંની પતાવટ કરી, અભય તે રાત્રે પોતાનો હિસાબ કરવા બેઠો.

'પણ આ શું?' તેના આશ્ચર્યનો પાર ન

રહ્યો. એ પૈસા રાખતો હતો તે સ્થળ અને ચૂલા પાસે પડેલું મીઠાનું હાંડલું કોઈના ધ્યાનમાં ન હતાં; છતાં રાત્રે તે પોતાના પૈસા તેમાં મૂકવા ગયો ત્યાં તેનો હાથ એક નાની સરખી રેશમી થેલી સાથે ભટકાયો. તેણે આશ્ચર્યથી થેલી બહાર ખેંચી કાઢી, તો તેમાં ભાર લાગ્યો. થેલીનું મોં ખોલતાં તેનાથી 'અરે!' એમ બોલાઈ ગયું. પચાસેક રૂપિયાનો ઢગલો તેના પગ પાસે થઈ પડ્યો.

અભય આભો બની ગયો. આ કોણે કર્યું? તે વિચાર કરવા લાગ્યો. અંતે તે હસી પડ્યો.

'ઓત્તારી—મારો હજી પીછો લેવો લાગે છે! પોલીસ–પટેલના કોઈ માણસે મારા પર ચોરી નાખવાની આ યુક્તિ કરી લાગે છે!' તેણે તરત રૂપિયા પાછા કોથળીમાં ભરી દીધા. તેને રૂમાલમાં વીંટી, તે પૈસા પંચ રૂબરૂ પોલીસ–પટેલને સોંપી દેવાનો નિર્ણય કરી તે બહાર નીકળ્યો.

લગભગ પોલીસ–પટેલના ઘર પાસે તે પહોંચ્યો, ત્યાં તેણે રણજિતને જોયો. રણજિત ઉપયોગી થશે એમ ધારી તેણે તેને બોલાવ્યો. રણજિત આવ્યો.

'રણજિત! હું તો હવે કાલે જવાનો છું. તમને સૌને સવારે મળી જઈશ—પણ મારા ઉપર એક વિપત્તિ આવી પડી છે. હજી કોઈ મારો પીછો પકડી રહ્યું છે. જોને, આ મારા ઘરમાં કોઈ ચુપચુપ મૂકી ગયું લાગે છે!'

'શું છે?'

'કોઈ કોથળી ભરીને રૂપિયા મૂકી ગયું લાગે છે!'

'નશીબદાર છો: મારા જેવા પાઈ માટે મરે છે ને તમારે ત્યાં રૂપિયાનો વરસાદ થાય છે!'

'પણ—આ તો મને કોઈએ ફસાવવા માટે કર્યું છે, સવારમાં હું ઊપડું ત્યાં વચ્ચે જ રોકવાની યુક્તિ છે—એટલે હું તો અત્યારે જ પોલીસ–પટેલ પાસે જાઉં છું!'

રણજિતને ભય લાગ્યો. તેણે ધીમેથી અભયનો હાથ પકડીને કહ્યું: 'તમે કોઈનું કાંઈ ચોર્યું છે? તમને યાદ છે?'

'મેં? હું કોઈનું ચોરું?'

'ના, ના. પણ કહો તો ખરા, તમે કોઈનું કાંઈ ચોર્યું લાગે છે!'

'મેં તો કાંઈ ચોર્યું નથી, ભાઈ!'

'પણ મને બહેને કહ્યું—'

'કોણે? રેણુકાએ?'

'એણે મને કહ્યું કે મારું સર્વસ્વ અભયે ચોરી લીધું છે. હવે મારી પાસે મારું પોતાનું કહેવાય એવું કાંઈ નથી. એ બહેને તમને આમ ભડકાવ્યા લાગે છે!'

'ઓત્તારીની—તમે ભાઈબહેન!'

'પણ હું શું કરું? હું તો મા મુરલીનો દાસાનુદાસ રહ્યો. એણે કહ્યું: "રણજિત! આ થોડા રૂપિયા આંહીં ઠેકાણા વિનાના પડ્યા છે તે તું ઠેકાણે પાડશે?" મેં કહ્યું: "લાવો, માજી! મારે બેચાર દિ'ઊનીઊની જલેબી ખાવા થાશે!" પણ એમ કાંઈ માજી કોઈને સુખી થવા દે કે? તેમણે કહ્યું: "ના; જલેબી માટે નથી. આ રેણુકાને આપજે ને કહેજે કે અભયને છેક છેલ્લી ઘડીએ જરા સતાવજે, દીકરી! નહિતર તો એ તને શી રીતે યાદ રાખશે? અરે, અમ સંસારત્યાગીને, આ સંસારનો રસમાર્ગ તમને ચીંધવો પડે છે—અમારું નશીબ તો જુઓ!" અને એ હસી પડ્યાં. મેં તો એમનું કહ્યું કર્યું છે. બાકી તો ખરો વાંક રેણુકાનો છે. મીઠાના હાંડલામાં જ મૂકવા—એ યુક્તિ તો એણે સુઝાડી. મેં તો તમારા ખાટલાના ઓશીકે મૂકી દેવાનું નક્કી કર્યું હતું, પણ બહેન તો બૈરીજાત ખરા ના? કહે: "ના, એમ નહિ. તું સમજે નહિ. મીઠાના હાંડલામાં મૂકીશ તો છેક રાત્રે બધો હિસાબ જોશે ત્યારે પત્તો ખાશે." હવે આ રાત્રે તમારે હેરાન થવું પડયું—ને મારે પણ તમારી ચોકી કરતાં કરતાં આંહીં ભટકવું પડ્યું—એ વાંક ખરી રીતે રેણુકાનો છે!'

'અરે! શું તમે ભાઈબહેન પણ—મારે આ રૂપિયાને શું કરવા છે?'

'તે તો મને શી ખબર—તે મા મુરલી જાણે, હું તો ચિઠ્ઠીનો ચાકર રહ્યો!'

અભય રણજિત સાથે પાછો ફર્યો. પણ મુરલીની આટલી ઝીણવટભરેલી સંભાળ—તે પોતે જડેલા પૈસા પોલીસ–પટેલને આપવા જશે જ, એ રેણુકાએ તેની સચ્ચાઈમાં મૂકેલો વિશ્વાસ—એ બે વસ્તુએ એના ઉપર એવી અસર કરી કે આખે રસ્તે એ એક પણ શબ્દ બોલી શક્યો નહિ. *

---

* [શ્રી. 'ધૂમકેતુ'ની પ્રસિદ્ધ થનારી નવી નવલકથા 'પરાજય'માંથી આ પ્રકરણ આંહીં લેવામાં આવ્યું છે.

આવ્યાં. ઓહ, દારા ભાગ્યો, ક્યાં, ક્યાં છે દારા? દારાનું તો એક નિર્જન વગડામાં બેસસ નામનો સત્રપ (ગવર્નર) ખૂન કરી રહ્યો હતો. ત્યારે અહીં સિંહાસન ઉપર આ કોણ? સિંહાસન ઉપર તો હતો શાહ ઈસ્કંદર–મહાન અલેકઝાંડર! ઈસુના જન્મ પહેલાં ૩૩૫ વર્ષ ઉપરની એ વાત.

સિકંદર વિજયોત્સવ માણી રહ્યો છે. મિસરની પ્રખ્યાત અભિનેત્રી થાયસના નૃત્યનો અને તે સાથે તાલબદ્ધ વહેતી વાણીમાં ચાલતું શાહના દોસ્ત ટિમોથિયસનું કથાગાન સૌને કેફ ચડાવે છે.

ટિમોથિયસ કથા કહે છે: "એ શાહે જહાં, એક દિવસ ઈરાનીઓ તારા દેશ મકદૂનિયા પર ચડી આવ્યા, એમણે તારા વડવાઓનો અને તારા વતન ફરજંદોનો કચ્ચરઘાણ વાળ્યો, પછી ઈરાનીઓ અહીં ચાલ્યા આવ્યા, આજે તેં ઈરાનીઓ પર જીત મેળવી છે."

વાત અહીં આવતાં સૌ દરબારીઓ પોકાર કરી ઊઠ્યા, "આપણા સરદારે ઈરાનને જીત્યું છે."

અચાનક થાયસે પોતાનું નૃત્ય થંભાવી દીધું. શિકારીના નૃત્યમાં જેવી ખેંચ કરવી પડે તેવી ખેંચ લઈને કેતકી જેવી ભુજાને લંબાવી કોમળ તર્જનીથી કંઈક ચીંધતી હોય તેવો અભિનય કરી એણે પોતાના કંઠમાંથી શબ્દોનો મધુપ્રવાહ વહેવા દીધો.

"એ કલ્પના! ભવ્ય કલ્પના! ધારો કે આ નગરની ગગનચુંબી હવેલીઓ ઉપર એથી યે ઊંચી લાલ પીળી પતાકાઓ હોય તેવી અગ્નિ જ્વાળા ઊડતી હોય, કેવું લાગે એ દૃશ્ય! ભવ્ય! ભવ્ય! આવી હજાર મહેફિલો બરાબર એ એક મહેફિલ થાય! કેવી કલ્પના!"

શાહ એકદમ સિંહાસન પરથી નીચે ઊતરી આવ્યો. થાયસના જેવો જ અભિનય પણ ચહેરા પર વીરના ભાવોને લાવીને બોલ્યો, "જલાવી દો પર્સિપોલિસને! થાયસની કલ્પના અધૂરી ન રહેવી જોઈએ."

તે પછી ભડભડ ભડકા દેખાયા. જબરો કોલાહલ. એવો કોલાહલ તો દિલ્હી બળ્યું ત્યારે પણ નહોતો થયો. અને પછી એની વચ્ચેથી કોઈ કવિના સૂર ઊઠ્યા:

'Revenge! Revenge! Temotheos cries,
And the king seized a flaimbrau
with zeal to destroy,
Thais led him the way to light
him to his prey,
And like another Helen fired
another Troy...'

હેલને જેમ ટ્રોયનો નાશ કરાવ્યો હતો તેમ થાયસે પર્સિપોલિસનો નાશ કરાવ્યો.

પણ આનું વેર જેઓ નિર્દોષ છે તેવા હજારો ગ્રીકો ઉપર ઈરાનીઓએ લેવું? ઈરાનીઓએ તો એમ જ કર્યું, એમણે ગ્રીકો ઉપર અનેક ચડાઈઓ કરી, પણ તેનું પરિણામ તેમના પોતાના જ વિનાશમાં આવ્યું. પરિણામે—

શી દશા છે ઈરાનની આજે?

ઈરાન દેશ એટલે આર્યન–આર્યોનો દેશ. કાયોમુર્સનું પ્રસ્થાપિત રાષ્ટ્ર, કાયોમુર્સે તો જંગલીઓને પોતાના સંસ્કાર આપવા પોતાની નજીક બોલાવ્યા હતા. કાયોમુર્સનો પુત્ર જંગલીઓની સામે ગયો ત્યારે તેની સાથે સિંહો અને વાઘો ચાલ્યા હતા અને જ્યારે એ વીર મૃત્યુ પામ્યો ત્યારે પહાડો રડ્યા હતા અને જંગલીઓ પણ પીગળી ગયા હતા. ત્યારપછી કાયોમુર્સના પૌત્ર હોઉસેચંગે પ્રજામાં સદાય ચેતના જાગ્રત રહે તે માટે પરમગુરુ જરથોસ્તના બક્ષેલા એક અગ્નિના કણને જીવતો કરી અગ્નિપૂજા શરૂ કરી. જરથોસ્તના ધર્મનું આ પ્રથમ જનવ્યાપી આચરણ. ત્યારપછી શાહ જમશેદ આવ્યો. જમશેદ તો દેવતાઈ પુરુષ હતો. એણે પ્રજાને શાંતિના માર્ગો બતાવ્યા. પ્રજાને એણે લોઢું આપ્યું, ઊન, રેશમ અને સૂતર આપ્યું, એના ઉપયોગનું જ્ઞાન આપ્યું; પછી એણે સમાજમાં ચાર વર્ણોની વ્યવસ્થા કરી. જ્ઞાન આપનાર બ્રાહ્મણો, સર્વેનું રક્ષણ કરનાર ક્ષત્રિયો અને દેશના ઉત્પન્નની સર્વ સ્થળે વહેંચણી કરી આપનાર વૈશ્ય. એ ત્રણે વર્ણો કરતાં ચોથી વર્ણ પોષક દ્રવ્યના ઉત્પાદકનું સ્થાન બહુ મહત્ત્વનું ગણ્યું.

આ ચોથી વર્ણ તે નેસાઉદી અથવા ખેડૂતની. તે વર્ણ કોઈના હુકમને બાધ્ય ન ગણાય, તેના કામમાં કોઈ દખલ ન કરે એવી ગોઠવણ જમશેદે કરી. જમશેદનું મોટામાં મોટું કાર્ય તો હતું જંગલીઓને ઉદ્યોગમાં રોકી નિરુપદ્રવી બનાવવાનું. એણે એમને ઈંટો બનાવતાં, વહાણો બાંધતાં, અત્તરો કાઢતાં અને માંદાની સારવાર કરતાં શીખવ્યું. વસંતના સૂર્યગણિત ઉપરથી એણે નવા વર્ષનો દિવસ ( જમશેદી નવરોજ ) નક્કી કરી આપ્યો.

એ પછી આવ્યો અમર રૂસ્તમ. એ નાનો રાજા હતો. આખા ઈરાનનો કાંઈ શાહ નહોતો છતાં એણે જે કામો કર્યાં તેથી આખા ઈરાનનું નામ ઉજ્જ્વલ બન્યું. કેટલાય રાજાઓ વચ્ચે સંપ કરાવી આપી તેણે દેશની સ્વતંત્રતાને મજબૂત બનાવી. કેટલાય દુષ્ટોને એણે પોતાને જોખમે દંડ આપ્યા. કૈકાઉસ જેવા નાલાયક રાજાને સુધારી નાખી તેને પ્રજાનો સાચો સેવક બનાવી દીધો. કૈકાઉસના પુત્ર સિયાવુસનું તેજસ્વી ચારિત્ર્ય રૂસ્તમના ગુરુત્વને લીધે ઘડાયું હતું. રૂસ્તમે પોતાના જ વીર પુત્ર સોરાબ સામે યુદ્ધ કર્યું, તેને માર્યો તે એક કમનસીબી હતી. પણ એ તો બધું ગેરસમજમાં અને અણજાણ્યે બની ગયું હતું. કૈકાઉસના વડીલ કૈકોબાદને રાજ્ય અપાવનાર રૂસ્તમ જ હતો. એ કૈકોબાદ પર્સિપોલિસમાં મૃત્યુ પામેલો. ઈસ્વી સન પૂર્વે છસો વર્ષ પરની એ વાત. હિંદ અને ઈરાન વચ્ચે ગાઢ સંબંધ સ્થાપનાર રૂસ્તમ હતો. તેણે સોરાબ સાથેની લડાઈમાં હિંદની તરવારો વાપરી હતી.

એ પછી આવ્યો કૈખુશરૂ. કૈખુશરૂના સમયથી ઈરાનના પાયાદાર ઇતિહાસની શરૂઆત થાય છે. ત્યાર પહેલાની હકીકતોનું મૂળ દંતકથાઓ જ છે, પણ દંતકથામાં ઇતિહાસનું તત્ત્વ બહુ જોરદાર નથી હોતું શું ?

ઇતિહાસકથિત વ્યક્તિઓમાં સૌથી વિશેષ પ્રભાવ પાડનારી વ્યક્તિઓ થઈ ગઈ તેમાં સાઈરસ ઈસુના જન્મ પહેલાં ૫૫૮ વર્ષ પર સિંહાસનારૂઢ થયેલ. સાઈરસે બાબિલોન જીત્યું હતું. સિત્તેર માઈલના ઘેરાવામાં પડેલું બાબિલોન પેઢીઓ સુધી બહારની સત્તાથી ઘેરાઈ રહે તોપણ અંદર રહેલી પ્રજા અકળાય નહિ તેટલી સમૃદ્ધિથી ભરપૂર હતું. શહેરની અંદર જ ખેતરો અને ગૌચરો હતાં. યુફ્રેતિસ નદી પણ શહેરની વચ્ચેથી જ વહેતી હતી એટલે પાણીની મુશ્કેલી આવે તેમ નહોતું. પણ સાઈરસે અજબ યુક્તિ કરી. બાદશાહ બેલસઝર તો અંદર નિશ્ચિંત બેઠો હતો અને બહારથી સાઈરસે યુફ્રિતિસનું વહેણ બદલાવી નાખ્યું. એકાએકના આ વ્યૂહથી બાબિલોનની પ્રજા ગભરાઈ. બાબિલોન અને આખું ઇરાક ઈરાનને તાબે પડ્યું.

પણ સાઈરસ કરતાં ઈરાનના આસમાનમાં દારા પહેલાનો તારો વધુ ચમકતો છે. ઈરાનમાં જ નહિ પણ જગતના મહાન સમ્રાટોની હારમાં બેસે તેવો તે હતો. એનું મૃત્યુ ઈ. સ. પૂર્વે ૪૭૯ માં થયું. સુંદર શહેર પર્સિપોલિસમાં સુંદર મહેલ બાંધીને તે રહેતો હતો. એ કાળમાં એની રાજ્યવ્યવસ્થા નવીન અને સર્વોત્તમ હતી. એણે દેશને પ્રાંતોમાં વહેંચી નાખ્યો અને દરેક પ્રાંત ઉપર એક એક સત્રપ ( ઈરાની શબ્દ ક્ષત્રપાવન )–ગવર્નર નીમ્યો. ગવર્નરો પાસેથી એ રોજે રોજના સમાચારો મેળવતો. ઉત્તરમાં સિથિયા ( રશિયા ), પૂર્વમાં સિંધુ અને પશ્ચિમે મિસર અને એબિસીનિયા સુધી એનો રાજવિસ્તાર હતો.

દારા પછી તરત આવતી ક્ષરક્ષસ ( ઈરાની ભાષામાં ક્ષયર્ષ )ની કથા કરુણ છે. ગ્રીકો અને સ્પાર્ટનોની સામે એ થર્મોપોલિનું યુદ્ધ લડ્યો તેમાં ઈરાનની જબરી ખુવારી થઈ. એ વર્ણવવા આ લીટીઓ બસ છે :

And ships by thousands all were his
He counted them at break of day
And when at the sun-set? Where
were they ? '

ઈરાનની એવી જ ખુવારી થઈ હતી સિદોન સામેના યુદ્ધમાં. એ યુદ્ધ ઈ. સ. પૂર્વે ૩૫૧ માં થયું હતું. એમાં બંને પક્ષના મળી ચાર લાખ માણસો મરાયા હતા ! તરત જ આવી હતી. ઈ. સ. પૂર્વે

૩૩૫ ની વાત કે જેમાં સિકંદરને હાથે ઈરાને ખુવારી વહોરી. ઉપરાઉપર કેટલા કારી ઘા!

ઈરાની હૃદય ભલું છે, ભોળું છે, ઉદાર છે પણ તેને સંજોગોના બળની પરખ નથી. કેટલીક વાર તે પોતાના નાયક ઉપર ગુસ્સે થાય છે ત્યારે તેઓ એવું કામ કરી બેસે છે કે જેના પરિણામની એમને કલ્પના નથી હોતી, અને પછી તેઓ પસ્તાય છે. શાહ જમશેદ જેવા પુરુષની જિંદગીની પાછલી કારકિર્દી ગમે તેવી હોય તોપણ પ્રજાએ ઝોહાક જેવા પરદેશીને હાથે એનો વિનાશ નહોતો કરાવવો. દારા ત્રીજો નહોતો ગમતો તો તેને બદલે કોઈ બીજા દેશીને ગાદી પર બેસાડી દેવો હતો પણ સિકંદરને આવવા નહોતો લલચાવવો.

પણ છતાંય ઈરાનીઓનું બળ ઓછું નહોતું. સિકંદર જીત્યો હતો છતાં તેને લાગ્યું કે એક વખતની જીતથી ઈરાનીઓ સદાય જિતાયેલા નહિ રહે, એટલે ઈરાનીઓને રાજી કરવા તેણે, ગ્રીકો જેને બહુ વખોડતા તે ઈરાનની બહુપત્નીત્વની પ્રથાને પાળવા માંડી. રોમનોને ઈરાકથી જ સદાય અટકાવી રાખી પૂર્વમાં વધવા ન દેનારું બળ ઈરાનીઓનું જ હતું.

પણ સિકંદરને હાથે પડેલું ઈરાન અરદેશર—આર્તક્ષયર્ષ (આર્ટાક્ષરક્ષસ) પહેલાને હાથે ફરી થોડા જ પ્રયત્ને બેઠું થઈ ગયું. અરદેશરની પહેલાં પાર્થિયનો આવી ગયા હતા, તેમણે પણ ઈરાનની ઇજ્જતમાં વધારો જ કર્યો હતો. પાર્થિયનો પાંત્રીસ હજારની વસ્તીની એક નાનકડી જ પ્રજા હતી. અંધાધૂંધીનો લાભ લઈ તેઓ ઈરાન જેવા મોટા દેશના અધિપતિ થઈ શક્યા અને ઈરાનનાં ધર્મ અને સંસ્કૃતિ સ્વીકારીને સ્થિર થઈ શક્યા. પાર્થિયન રાજા વોલાજીસ પહેલાએ તો જરથોસ્તની આજ્ઞાઓને ઝેંદ ભાષામાં લખાણબદ્ધ કરાવી લઈને જરથોસ્તી ધર્મની અમૂલ્ય સેવા બજાવી. પણ સમય જતાં પાર્થિયનો મૂર્તિપૂજક બન્યા એટલે ઈરાનનું મરી ગયેલું સ્વત્વ જાગી ઊઠ્યું અને પાર્થિયનો સત્તા પરથી નીચે ફેંકાઈ ગયા.

અરદેશર પ્રજા સાથે સમતલ રહી ચાલનારો હતો. સંસ્કૃતની એક શાખા એવી ઝેંદ ભાષામાં જરથોસ્તના ઉપદેશો સંઘરાઈ રહી તે વિદ્વાનોનો ઇજારો બની ગયા હતા, અરદેશરે લોકભાષા પહેલવીમાં તેનો અનુવાદ કરાવરાવ્યો.

'શક્તિ સૈન્યથી આવશે, સૈન્ય ધનથી આવશે, ધન ખેડૂતો ઉપજાવશે, પણ જો ન્યાય નહિ હોય તો ખેડૂતો નહિ હોય અને તો કંઈ નહિ હોય' × × × 'રાજાની ફરજ દેશ અને ધર્મની રક્ષા છે; રાજા નિરભિમાની, સ્થિરબુદ્ધિ અને પવિત્ર હોવો જોઈએ. બેટા, તારું રાજ્ય એવું હોવું જોઈએ કે ઈશ્વરે જેમને તારા પિતૃત્વ નીચે મૂક્યા છે તેઓ તને તારા કાર્યથી આશીર્વાદ આપે.'

ઈ. સ. પૂર્વે ૨૪૦માં મૃત્યુને ખોળે સૂતાં સૂતાં અરદેશરે પોતાના પુત્રને આ શબ્દો કહ્યા હતા. આવા રાજાની પ્રજા નિર્માલ્ય કેમ રહી શકે? ઈરાની પ્રજાએ ફરી જગતમાં પોતાની નામના પ્રસરાવી. અને એમાંથી જ સાપોર જેવો શૂર અને ખૂશરૂ જેવો ન્યાયપ્રિય અને રાજવ્યવસ્થામાં કાબેલ એવા રાજાઓ પેદા થયા.

દારા પહેલાના કાળને એક હજાર વર્ષ વીતી ગયાં હતાં. એ દરમિયાન દારાની સ્થાપિત રાજ-વ્યવસ્થામાં અનેક સડાઓ પેસી ગયા હતા. તે સડાઓ છેક ઇસ્વીસનની છઠ્ઠી સદીમાં ખૂશરૂએ નાબૂદ કર્યા. એણે સત્રપોની વિશાળ સંખ્યાને ઘટાડી ચારની સંખ્યા કરી નાખી. પણ સત્રપો નીચે નાના અને તેથી નાના એવા જિલ્લા અને તાલુકાઓના પેટા વિભાગોની રચના કરી અમલદારોનું કાર્ય જોવા જાસૂસોની ગોઠવણ કરી અને પોતે પણ તે જોવા માટે રખડતો રહેતો. કોઈ પણ ફરિયાદને ઉપર ઉપરથી સાંભળીને તેનો નિર્ણય ન આપી દેતાં તે પર તપાસ-સમિતિ બેસાડતો. એ તપાસસમિતિ ઉપર પોતે તપાસ રાખતો અને પછી ગુનો સાબિત થયે આકરી સજા કરતો. એક વખત ખોટી રીતે કર ઉઘરાવનાર એક સામટા એંસી અમલદારોની એણે કતલ કરાવી નાખી હતી!

ખૂશરૂની ધાક જ એવી હતી કે કોઈ સત્તા એની સામે યુદ્ધ કરવાનું મન ન કરતી. એને લડાઈઓ થોડી કરવી પડી હતી. રોમનો સામેની એક લડાઈમાં એણે કાકેશિયામાંથી નીકળતા પેટ્રોલિયમ અને નખતેલ

(Npatha)નો ઉપયોગ કર્યો હતો. ઇજિપ્ત અને એબિસીનિયામાં એની સત્તા ચાલતી, આવાં કારણે તે અજીત–પરવીઝ કહેવાતો. કળા અને સાહિત્યને પણ ખૂશરૂ પરવીઝે ખૂબ વિકસાવ્યાં હતાં. એના શાસન નીચે પ્રજામાં ઘણી શાંતિ અને આબાદી હતી. એના પશુખાનાંમાં એક હજાર હાથી, દસ હજાર ઊંટ અને પચાસ હજાર ઘોડાં હતાં. ઇરાનમાં બહુપત્નીત્વ તો સામાન્ય હતું જ, પરવીઝના જનાનખાનામાં ત્રણ હજાર રખાતો હતી અને બાર હજાર લોંડીઓ હતી!

સર્વ ધર્મ પ્રત્યે ખૂશરૂનો સમભાવ હતો. પણ એના આ ગુણને ધર્મઝનૂની પ્રજા સહી ન શકી. ખૂશરૂએ પોતાની ખ્રિસ્તી ધર્મ પાળતી રાણીથી જન્મેલ પણ સદાચારી અને લાયક પુત્રને પોતાની પાછળ ગાદીવારસ ઠરાવ્યો તે કારણે લોકોએ એને ગાદી પરથી નીચે ઢસરડી કાઢયો. સામાન્ય દરવાનો પણ એના ઉપર થૂંકતા ગયા અને એનું ભૂંડે હાલે મોત નિપજાવ્યું!

ઈરાની પ્રજા હૃદયથી બધી રીતે આર્ય છે, અન્યાય અને અસત્યને એ સાંખી શકતી નથી. એના દિલમાં કપટ ટકતું નથી, કયારેક કપટ રમી જવાય તો પ્રાયશ્ચિત્ત કરી લે છે પણ એની ધર્મઘેલછાનો અવગુણ આ બધા જ ગુણો વચ્ચે એટલો તો જોરદાર છે કે તેણે સમસ્ત ઈરાનનું નિકંદન કાઢી નાંખ્યું. બહુપત્નીત્વની પ્રથા હોવા છતાં ઈરાનના ઇતિહાસમાં એક પણ મહત્ત્વનો એવો બનાવ નોંધાયો નથી કે કોઈ રૂપવતીને બલાત્કારે હરી લાવવા કાજે નાનું સરખું પણ કાંડ ઊભું થયું હોય. કૈકાઉસનો દાખલો એક જ છે, પણ તેમાંય રાજકુમારી સૌબેદાની કૈકાઉસ સાથે પરણવાની ઇચ્છા હતી, અને તેમાં સૌબેદા જ પોતાના પિતા સામે લડી હતી. પણ એ બનાવ તો તદ્દન નાનો છે. ઈરાનની ગાદી પર બે બેનો રાજકર્ત્રી તરીકે આવી ગઈ તેની પણ ઈરાનીઓએ પૂરી અદબ સાચવી હતી. ઈરાનની નાઝનીઓની વાર્તા બહુ સાંભળીએ છીએ, એના પ્રેમકિસ્સાઓ અદ્‌ભુત છે એ બધું સાચું હશે, પરંતુ ઈરાનીઓએ તેને જીવનની અનેક બાજીઓમાંની એક બાજુ તરીકે જ ગણી છે, એને સર્વોપરી વશિષ્ટ્ય નથી આપ્યું, એ ખાતર જીવનના બીજા ધર્મોને તેઓ ભૂલ્યા નથી. ઈરાની પ્રજામાં દોષ એક જ દેખાયો છે અને તે છે નવા વિચારને વિચાર પર પણ ન લેવાની ટેવ. એ કારણે ખ્રિસ્તી ધર્મ જોડે એમને ઘણી અથડામણો થઈ છે. મની નામના એક સંતે છેક ચીન અને હિંદમાં જોખમી પ્રવાસો કરી ત્યાંની કળા શીખી ઈરાનમાં ફેલાવી. પણ સાથે સાથે તે પોતાના મનીચીવાદનો કે જે વાદ જરથોસ્તી, બૌદ્ધ, વૈદિક અને ખ્રિસ્તી ધર્મોના સાર રૂપ ધર્મ હતો તેનો, પ્રચાર કરતો તે કારણે લોકોએ એને મારી નાખ્યો. મનીચીવાદ પછી મઝદક નામના એક મોબેદે સામ્યવાદના એક પ્રકાર જેવો વાદ પ્રબોધવા માંડ્યો. તે વખતે કોબાદ નામનો શાહ ગાદી પર હતો. તેને એ ધર્મ રુચ્યો. એણે એ સ્વીકાર્યો અને લોકોમાં ફેલાવવા લાગ્યો. પણ લોકોને તે ન રુચ્યો અને કોબાદને તેમણે કેદ પકડ્યો. મઝદક તો નાસી ગયો. પછી જ્યારે ફરીને કોબાદ રાજતંત્ર હાથ કરી શક્યો ત્યારે તેણે મઝદક ધર્મનું નામ લેવું પણ છોડી દીધું. એ જ રીતે સૂર્યપૂજાને મુખ્ય પદ આપનારો મિત્રસ પંથ નીકળ્યો હતો, તેને પણ લોકોએ એવો ધુતકારી કાઢયો હતો. આ જ કારણે જગતના કોઈ પણ ધર્મ કરતાં જરથોસ્તી ધર્મમાં ઓછામાં ઓછા ફાંટા છે. પણ છેલ્લે સાતમી સદીમાં ઇસ્લામનો પવન આવ્યો એની સામે ટકવા પ્રજાએ અનેક ધમપછાડા માર્યા, કેટલાક તો તેનાથી બચવા હિંદ આવ્યા. હિંદને પોતાનો દેશ અને હિંદના વેશને પોતાનો વેશ બનાવીને રહ્યા, પણ ધર્મને ન છોડ્યો. એવા એ લોક તે આજના પારસીઓ. પણ જેઓ ઈરાનમાં રહ્યા તેમનું ઇસ્લામ સામે કશું ન ચાલ્યું, કારણ કે ઇસ્લામ આવ્યો તે પહેલાં ખૂશરૂ જેવા બાદશાહને મારી નાખીને તેમણે કુસંપ અને ગેરવ્યવસ્થાને નોતરી દીધાં હતાં.

ત્યાર પછી પણ ઘણાં વર્ષો સુધી ઈરાને પોતાનું ગૌરવ જાળવી રાખ્યું. તેણે ધર્મ બદલ્યો પણ સંસ્કૃતિ નહોતી બદલી. અને એ જૂની આર્યસંસ્કૃતિના બળમાંથી જ ફિરદૌશી જેવો કવિ થયો કે જેણે મહંમદ ગીઝનીના દરબારમાં ઈરાનનો ઇતિહાસ ગાયો. હૃદયને તાર તાર કરી દેનાર ગીતોના રચનાર કવિ હાફિઝ અને કવિ નિઝામી થયા. તત્ત્વજ્ઞાની કવિ ઉમર ખય્યામે જગત સામે એક નવી દૃષ્ટિ રજૂ કરી. ઝુલેકા અને યુસુફનો પ્રેમ ગાનાર જામી અને પ્રખ્યાત ચિકિત્સક અવિસેના આ અંધાધૂંધીમાં જ થયો, અને છેલ્લે થયો હિંદને ધ્રુજાવનારો નાદીરશાહ.

કેવું છે ભવ્ય આ ઈરાનનું ચિત્ર !

પણ આજ ?

જુવાનોની મદદથી શાહ અહમદશાહને ગાદી પરથી હઠાવી એક સામાન્ય સિપાહીમાંથી સરદારને હોદ્દે ચડેલા રિઝાએ ૧૯૨૧માં જ્યારે ઇસ્પહાન લીધું ત્યારે આશા તો હતી કે ઈરાનમાં નવા લોહીનો સંચાર થાય છે. ૧૯૨૬માં જ્યારે રિઝાએ સમસ્ત ઈરાન લીધું અને રિઝાશાહ પહેલવી એવું નામ ધારણ કર્યું ત્યારે તો આશા એથી પણ વધી. સ્ત્રીઓના પરદાઓના ફરજિયાતપણાને નાબૂદ કર્યો. અને મુલ્લાંઓનાં ધતિંગોને ફટકારવા માંડયા ત્યારે રિઝા બહુ મહાન લાગતો હતો. પણ જોઈએ છીએ કે રિઝાને સત્તા પર આવ્યે બાર તેર વર્ષ થઈ ગયાં છતાં પાટનગર તેહરાન શહેરમાં પ્રજાના શરીરસ્વાસ્થ્યના પ્રથમ સોપાન રૂપ ગટરો અને રાજ્યમાં બધે દવાખાનાં પણ નથી આવ્યાં, ત્યારે નિરાશ થઈ જવાય છે. ન્યૂ ઑફિસર્સ કલબ પાછળ રિઝાએ બાર લાખ ડોલર ખર્ચી નાખ્યા કે જે રકમ તહેરાનમાં ગટરો નાખવાને બસ હતી. ઈરાનના જે ભાગલા પડી ગયા તે તો બહુ દુઃખદાયક છે, પેટ્રોલિયમના કૂવાઓની જંગી પેદાશ આપતો દક્ષિણ ઈરાનનો ભાગ અંગ્રેજોના રક્ષણમાં જઈ પડયો, કાસ્પિયન અને એરલ સમુદ્રનો રસાળ પ્રદેશ કરારોના જાળામાં અટવાયો. બાકી રહ્યો 'પર્શિયા' * નો સુક્કો પ્રદેશ કે જ્યાં ધૂળના જ કેવળ વંટોળ ઊડે છે. અને પાણી વિના ઈરાનનાં ગભરુ બાળકો ચીસો પાડે છે.

એ ચીસો ખરેખર કરુણ હતી. એ ચીસોએ મને તમામ જગતને ભૂલવી નાખ્યું, અને મારી સામે ઈરાનની મૂર્તિઓ જુદે જુદે સ્વરૂપે પ્રગટવા માંડી. એક મૂર્તિ દેખાઈ ને એ મારી સામે ખડી થઈ. મોહન જો ડેરોના નગરના અવશેષોના સંગ્રહસ્થાનમાં એક મૂર્તિ મેં જોઈ હતી, તેના જેવી જ હતી. તેના મૂર્તિ-ચહેરા પર એક પણ કલાયુક્ત ભાવની રેખા નહોતી. ચહેરો ગોળ હતો પણ હડપચી આગળથી ખૂબ પહોળો અને દાઢી સાવ ટૂંકી અને ગોળ. ગાલ ઊપસેલા, વાળ પાછળથી ગરદનને અર્ધે સુધી પહોંચેલા અને ગૂંથી લીધેલા. સંપૂર્ણ પ્રાચીન આર્યની મૂર્તિ હતી. ક્ષણ પહેલાં એની પાછળ વિશાળ ભૂમિપટ હતો, તેમાં નદીઓ નહોતી, વહાણો ચાલી શકે તેવી એક કારૂન નદી હતી, પણ એમાંથી નહેરો નીકળેલી હતી અને તેથી પોષાઈને મહાનગરો ઊભાં થતાં હતાં અને આખો દેશ એક વિશાળ બગીચો બની જતો હતો. બગીચાઓમાં ગુલાબો થતાં અને ગુલાબોનાં ખુશબુદાર અત્તરો બનતાં. ઊંચે દીમાવેત અને આરારાત પહાડ આસમાનમાં ચાર ચાર માઈલ સુધી ઊંચા ચડતા હતા. તેના બંને ઢોળાવ પર ઘેટાં-બકરાં ચરતાં હતાં, તેના ઊનનાં કપડાં અને ગાલીચા થતાં હતાં. પણ બીજી જ ક્ષણે એ બધું બદલાઈ ગયું. બીજી મૂર્તિ દેખાઈ, સાવ તેજહીન અને જર્જરિત રેખાઓ વાળી. તેની પાછળનો ભૂમિપટ તદ્દન સાંકડો હતો, દરિયો દૂર ગયો હતો, વેપારના મુલકો વેગળા બન્યા હતા, ઉદ્યોગ ન હતો, વેપાર ન હતો, રહી હતી કેવળ લૂંટફાટ.

કોણે ફેરવી નાખ્યું આ બધું એક ક્ષણમાં? એક અસ્પષ્ટ અવાજ આવ્યો—અંગ્રેજી રાજનીતિએ.

એક બીજી સ્ત્રીમૂર્તિ આવી, સાવ ભોળી અને પિંખાઈ ગયેલી. આજના ઈરાનની આ મૂર્તિ. એની છાયામાં કેટલીક વ્યક્તિઓ રડતી હતી. તે હતી ઈરાનના સર્જકની મૂર્તિઓ.

જમશેદ, રૂસ્તમ, દારા અને ખૂશરૂનું ઈરાન અંગ્રેજ કાવાદાવામાં પિંખાઈ જાય છે!

મને લાગ્યું કે મારી સામેની ઈરાનની મૂર્તિઓ રડી રહી છે. મારાથી ન રહેવાયું. રડી પડું તે પહેલાં તો હું ઊઠયો. સવાર પડવા આવ્યું હતું. શેરીમાં બહાર આવ્યો, મને લાગ્યું, "મારે પેલા ઈરાનીના પૈસા પાછા આપી જ આવવા જોઈએ." *

* ઈરાન આખા દેશનું નામ છે. પર્શિયા એક પ્રાંતનું નામ છે. પર્શિયા એટલે પાર્સી જાતિના લોકોનો પ્રદેશ.

* આ રેખાચિત્ર નીચેનાં પુસ્તકો અને લેખકો મંતવ્યો અને હકીકતો ઉપર આધાર રાખે છે—

Ancient Persia and Iranian Civilization by Clement Huart,

Persia by S. J. W. Banjamin.

Recent Happenings in Persia by J. M. Balfour,

Robinson.

હિંદની ધરતી ઉપર હજારો માઈલમાં પથરાયેલા રેલવેના પાટાઓનો ઇતિહાસ અને ઉદ્દેશ તમે જાણો છો?

# હિંદની રેલવેઓ

એ હિંદી પ્રજાનાં સુખ અને સગવડ માટે છે કે કંગાળ ભારતવર્ષના દેહ ઉપરનો એક ભરડો છે?

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

## ૧. રેલવેની શરૂઆત

બ્રિટિશ પ્રજાએ હિંદમાં વેપારને માટે પ્રવેશ કર્યો, હિંદના રાજાઓનાં પરસ્પરનાં કુસંપ અને ઈર્ષા જોયાં. વેપારી પ્રજાને હિંદની જમીનનો મોહ લાગ્યો. રાજાઓને પરસ્પર લડાવીને ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ એ બિલાડીઓના રોટલાને ખાવાનું સહેલું કામ શરૂ કરી દીધું. સને ૧૭૭૦માં સ્ટીમ એન્જિનની શોધ પછી તેનો ઉપયોગ થયો, એનો વિકાસ થઇ વિલાયતમાં રેલવે બાંધવાની શરૂઆત થઈ. સૈન્ય અને વેપારની સગવડ માટે ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ રેલવે બાંધવાનો નિશ્ચય કર્યો. સને ૧૮૪૫માં નીચે મુજબ ત્રણ રેલવેઓ બાંધવાની યોજનાઓ પસાર થઈ.

## ૨. રેલવેનો વિકાસ

લોર્ડ ડેલ્હાઉઝી હિંદનો ગવર્નર નિમાયો. એ ખૂબ મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો. એણે પંજાબ, બર્મા અને બીજાં ઘણાં દેશી રાજ્યોને ખાલસા કરી બ્રિટિશ હિંદમાં જોડી દીધાં. બ્રિટિશ સામ્રાજ્યના વિકાસ માટે એને રેલવેની ઘણી જરૂર જણાઈ. એટલે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડાયરેક્ટરોને એણે રેલવેનો વિકાસ કરવા બહુ જ દબાણ કર્યું. સને ૧૮૫૭ના બળવાના સમયમાં સૈન્યની વારફેર કરવામાં રેલવેની સગવડ વગર મોટી મુશ્કેલીઓ ભોગવવી પડી. આ સિવાય અંગ્રેજો હિંદનાં શહેરો વચ્ચે અંગ્રેજી પદાર્થોના વાણિજ્યને વધારવા ઇચ્છતા હતા. આથી રેલવેઓ વધારવાની નીતિ ગ્રહણ કરવામાં આવી. સને ૧૮૫૯માં (બળવા પછીનાં બે વર્ષોમાં) ૫૦૦૦ માઇલ રેલવે વધારવાનો નિર્ણય થયો.

## ૩. રેલવે-કંપનીઓ ખાનગી સાહસને સોંપાય છે

અંગ્રેજોની નીતિ પોતાના દેશની મૂડીને સારા વ્યાજે પરદેશોમાં રોકવાની હતી. આથી મોટા લાભો થતા હતા. મૂડીનું વ્યાજ મળતું, અંગ્રેજ અધિકારીઓને મોટા પગારની નોકરી મળતી. રેલવેની તૈયારીમાં જોઈતાં કરોડો રૂપિયાનાં યંત્રો અને સાધનો અંગ્રેજી કારખાનાં પાસેથી ખરીદાતાં હતાં. રેલવેનો વિકાસ લેંકેશાયરના કાપડને ચારે તરફ પહોંચતું કરતું હતું. આ રીતે રેલવેના વિકાસથી અંગ્રેજોને અનેક ફાયદા થતા હતા. સને ૧૮૫૯માં વિલાયતમાં જુદી જુદી કંપનીઓ ઊભી કરી પાંચ હજાર માઇલની રેલવે બાંધવા માટે કોન્ટ્રાક્ટો થયા. આઠ કંપનીઓને રેલવે બાંધવા માટે મંજૂરી મળી. હિંદની રેલવેઓની આ રીતે સ્થાપના થઈ.

## ૪. કોન્ટ્રાક્ટની શરતો

રેલવેની ખાનગી કંપનીએ પોતાની મૂડી રોકી આ રેલવે બાંધવાની હતી. તે માટેની શરતો ઘણી ઉદાર હતી અને અંગ્રેજોને ખાસ ખટાવે તેવી હતી. તે નીચે પ્રમાણે:—

૧. રેલવે માટેની જમીન સરકાર મફત પૂરી પાડે.

૨. પાંચ ટકા કમાણીની હિંદી સરકાર બાંહેધરી આપે.

૩. પાંચ ટકાથી વ્યાજ ઓછું મળે તો ભાગીદારોને હિંદી સરકાર તેટલું નુકસાન પૂરું કરી આપે. નફો થાય તો કંપની અને હિંદી સરકાર પાંચ ટકાનાં નાણાં બાદ કરી અરધોઅરધ વહેંચી લે.

૪. વિલાયતમાં કંપનીના ભાગીદારોને વ્યાજ પૌંડમાં આપવું. તે માટે ૨૨ પેન્સનો રૂપિયો ઠરાવવામાં આવ્યો. એ સમયે સોળ પેન્સનો રૂપિયો હતો. એટલે અંગ્રેજ ભાગીદારોને હૂંડિયામણમાં મોટો લાભ અપાયો.

૫. પચીસ વરસના ગાળા પછી રેલવેઓને હિંદી સરકાર કંપનીઓ પાસેથી વેચાતી લઈ શકે તે માટેની શરતો ભાગીદારો માટે ઉદાર હતી.

૬. રેલવે બાંધવા અને ચલાવવાનો ખર્ચો થાય તે ઉપર હિંદી સરકારની પૂરતી દેખરેખ રહે.

### ૫. હિંદમાં કંપની–રેલવેનો જંગી ખર્ચો

અંગ્રેજો હિંદમાં કમાઈ કરવા આવ્યા હતા. એમણે રેલવે બાંધવામાં હાથ છૂટો રાખ્યો. કારખાનાંવાળા રેલવે–અધિકારીઓ, એન્જિનીઅરો સર્વેને મોટો લાભ મળવા લાગ્યો. સૌ લાગતાવળગતાને " ઘી–કેળાં " થયાં. કારણ કે બધો ખર્ચ હિંદી કર ભરનારાઓને માથે હતો. એટલે મોસાળે વિવાહ અને મા પીરસનાર જેવી સ્થિતિ પેદા થઈ. આનું પરિણામ એ આવ્યું કે સને ૧૮૬૯ સુધીમાં ખર્ચો વધી પડ્યો. ખાધ ૧૬૬૩/૪ લાખ રૂપિયા જેટલી મોટી થઈ પડી. આવા મોટા ખર્ચથી હિંદી સરકાર પણ ચોંકી ઊઠી. એણે પોતાની મૂડીથી રેલવે બાંધવાનો વિચાર કર્યો.

### ૬. હિંદી સરકાર મૂડી પૂરી પાડે છે.

હિંદી સરકારે ઉપરી અંગ્રેજ સરકારની સંમતિ મેળવી રેલવે બાંધવા માટે નાણાં મેળવ્યાં. પણ તે નાણાંનો સદુપયોગ થયો નહિ. મીટરગેજ એટલે મધ્યમ પહોળાઈની રેલવેઓ બાંધવા માટે હિંદી સરકારે શરૂઆત કરી. પરંતુ મૂડીનો મોટો ભાગ સિંધ–પંજાબની રેલવેને મધ્યમ પહોળાઈમાંથી ફેરવીને સ્ટેન્ડર્ડ ગેજ એટલે સાડા પાંચ ફીટની પહોળાઈમાં ફેરવી નાંખવામાં વપરાઈ ગયો. એટલે હિંદી સરકારને ફરી લંડનની બજારમાં રેલવે બાંધવા માટે કંપનીઓને શરણે જવું પડ્યું. આથી ઇન્ડિયન મીડલેન્ડ ( જી. આઈ. પી. રેલવે ૧૮૮૨–૮૫), બંગાળ નાગપુર રેલવે ( સને ૧૮૮૩–૮૭) સધર્ન મરાઠા રેલવે (૧૮૮૨), અને આસામ બંગાળ રેલવે (૧૮૯૧)ની સ્થાપના થઈ. આ સર્વે રેલવેઓની ખાનગી કંપનીને હિંદી સરકારે પાંચ ટકા વ્યાજની બાંહેધરી આપી સ્થાપના કરાવી હતી.

### ૭. હિંદી રેલવેનો વિકાસ

આ સમયે હિંદનાં દેશી રાજ્યોને પોતાની હદમાં રેલવેઓ બાંધવા માટે આમંત્રણ અપાયું. વેપાર અને હિંદના બચાવની નજરે આ પગલું અગત્યનું હતું. નિઝામ સરકારે પોતાના રાજ્યમાં ૩૩૦ માઇલની રેલવે બાંધવાને માટે કંપનીને ગેરંટી આપી. એટલે સૌથી પ્રથમ દેશી રાજ્યોમાં એ રેલવે બંધાઈ. સને ૧૮૭૦ સુધીના દશકામાં ૪૨૫૫ માઇલની રેલવે બંધાઈ હતી. તે પછીના દશકામાં ૪૨૩૯ માઇલની રેલવે બાંધવામાં આવી. આ રીતે કુલ ૧૮૪૯૪ માઈલોની રેલવે હિંદમાં બંધાઈ. તે પછી રશિયાના ભયના હાઉને લીધે કવેટા ચમન અને બીજી સરહદી રેલવેઓ બાંધવામાં આવી. આ પાર્વતીય રેલવેઓમાં ભારે મોટો ખર્ચ થઈ પડ્યો. બોગદાં બાંધવાનો ખર્ચો અત્યંત ભારે લાગ્યો. હિંદના રેલવે–ઇતિહાસમાં આ ખર્ચો મોટા પ્રમાણમાં થયો છે.

### રેલવે–કંપનીઓ સાથે જુદી જુદી શરતો

૨૨ પેન્સમાં કંપનીઓને વ્યાજ આપવાનું હિંદી સરકારને આકરું લાગ્યું એટલે અમુક નફામાંથી રિબેટ આપવાની પદ્ધતિ દાખલ કરી. વળી પાછી પાંચ ટકાને બદલે સાડાત્રણ ટકા વ્યાજની બાંહેધરી આપવાની નીતિનો આશ્રય લેવાયો. કંપનીઓના શૅરોની કિંમત ઘણી વધી ગઈ. એટલે એક વર્ષ કમિટીએ ઠરાવ્યું કે હિંદી સરકારે નાની નાની રેલવે–કંપનીઓને એકત્ર કરી લેવાની યોજનાને ઉત્તેજન આપવું, અને જ્યાં સુધી રાજ્ય મૂડી પોતે એકત્ર કરી શકવાની હાલતમાં હોય ત્યાં સુધી ખાનગી સાહસોને ઉત્તેજન આપવું નહિ. આ પછી હિંદી સરકારે શાખા રેલવે અને બીજી રેલવેઓ માટેની મૂડી પોતે પૂરી પાડવાની ગોઠવણો કરી છે. તેમ લોકલબોર્ડો અને બીજી સંસ્થાઓને રેલવે બાંધવા નાણાં પૂરાં પાડ્યાં છે. પચીસ વર્ષની મુદ્દત પૂરી થયે મોટી રેલવે–કંપનીઓ સાથેના કંટ્રાક્ટો વધારે નરમ ભાવે થઈ શક્યા છે.

### ૮. રેલવેઓ સરકારને નફો કરી આપે છે.

સને ૧૯૦૦ પહેલાં રેલવેઓમાંથી હિંદી સરકારને નફો મળતો નહોતો, પરંતુ ઘણી વખતે મોટી ખોટ દેવી પડતી હતી. પરંતુ પંજાબમાં મોટી પાણીની નહેરો બંધાઈ અને ત્યાં ઘઉં–ચણાનો મોટો પાક થવા માંડ્યો, આથી વેપાર વધ્યો. મુસાફરોની સંખ્યા પણ

વધી. ફળદ્રુપ પ્રદેશોમાં રેલવેઓની શાખાઓ બાંધવામાં આવી. સને ૧૯૦૦થી હિંદી સરકારને રેલવે–વહીવટમાં નફો મળવા લાગ્યો. સને ૧૯૦૪–૦૮માં દર વર્ષે અઢીથી ત્રણ કરોડ રૂપિયા નફાના મળવા લાગ્યા. સને ૧૯૦૮–૦૯માં દુકાળ અને અમેરિકાના નાણાબજારની તકલીફોને લીધે બે કરોડ રૂપિયાનું નુકસાન થયું. ત્યાર પછીનાં વર્ષોમાં ફરી નફો મળવાનું ચાલુ રહ્યું. દુકાળનાં વર્ષોમાં નફો ઘટી જતો. સુકાળમાં રેલવેઓને સારો નફો મળતો હતો. સને ૧૯૧૯–૨૦માં એ નફો વધીને એક કરોડ પાઉંડ ઉપર થયો. બીજે વર્ષે ૩૮ લાખ પાઉંડ થયો.

## ૯. રેલવે–દૂધ દેતી ગાયો

રેલવેની પેદાશ વધી ગઈ. કારણ કે કપાસ, જુટ, ઘઉં, ચણા, અળશી, સરસી, ભોંયશીંગ વગેરે અનેક પાકો ભરચક હિંદમાં થવા લાગ્યા. પરદેશો ખાતે નિકાસ વધી ગઈ. આ બધો માલ લાવવામાં રેલવેઓને સારી કમાણી થતી હતી. સને ૧૯૨૩–૨૪માં કુલ નફો ૪૬૩૭ હજાર પાઉંડનો થયો. ત્યારપછી રેલવેની પેદાશમાં અમુક રકમ રિઝર્વ ફંડમાં અને અમુક રકમ હિંદી સરકારની તિજોરીમાં અપાવા માંડી. આ વરસોમાં રેલવેની પેદાશ નીચેના કોઠામાં આપી છે એ પ્રમાણે હતી.

| વરસ | સરકારી ખજાનામાં પૌંડ | રેલવે રીઝર્વ ફંડમાં પૌંડ | કુલ નફો પૌંડ |
|---|---|---|---|
| ૧૯૨૪-૨૫ | ૪૯૪૧૩૮૭ | ૪૬૩૫૯૮૫ | ૯૫૭૭૩૭૨ |
| ૧૯૨૫-૨૬ | ૪૧૩૫૬૪૪ | ૨૮૫૪૯૩૮ | ૬૯૯૦૫૮૦ |
| ૧૯૨૬-૨૭ | ૪૪૮૬૦૪૫ | ૧૧૦૮૪૩૩ | ૫૫૯૪૪૭૮ |
| ૧૯૨૭-૨૮ | ૪૭૦૭૨૩૯ | ૩૪૬૦૦૦૦ | ૮૧૬૭૨૩૯ |
| ૧૯૨૮-૨૯ | ૩૯૩૩૮૩૪ | ૧૯૩૭૮૯૫ | ૫૮૭૧૭૨૯ |
| ૧૯૨૯-૩૦ | ૪૫૮૮૯૫૦ | ૧૫૬૧૬૫૦ | ૩૬૨૭૩૦૦ |
| ૧૯૩૦-૩૧ | ૪૩૦૧૭૭૫ | ૮૧૯૨૬૨૫ | |
| ૧૯૩૧-૩૨ | ૪૦૨૦૧૫૯ | ૦ | ૬૯૦૦૦૦૦ |

## ૧૦. રેલવેની ગાય વસૂકે છે

સને ૧૯૩૧ પછી હિંદમાં રેલવેની પેદાશ ઘણી ઘટી ગઈ. જગતમાં મોટી મંદી ફેલાઈ ગઈ. પાકી અને કાચી વસ્તુઓના ભાવો ઘણા ઘટી ગયા. હિંદનો કુલ વેપાર ૩૫૦ કરોડ રૂપિયા ઉપરથી ઘટીને ૧૬૦ કરોડ ઉપર આવ્યો. ઘઉં, બિયાં, કપાસ, અનાજ અને જુટના ભાવો અર્ધાથી પણ ઓછા થઈ ગયા. હિંદનો નિકાસ–વેપાર ઘણો ઘટી ગયો. આની અસર રેલવેની કમાણી ઉપર થઈ. હિંદની રેલવેઓમાં નફો મળતો બંધ થયો, ઊલટી નુકસાની આપવી પડી. કરોડો રૂપિયા જનરલ રિઝર્વ ફંડમાંથી અપાયા. સાત વરસ સુધી આવી ખરાબ હાલત ચાલી. માત્ર ગયા વરસમાં જ નફો થયો છે તે સંબંધી આગળ લખ્યું છે.

## ૧૧. રેલવે–કંપનીઓના કોન્ટ્રાક્ટોમાં ફેરફાર

રેલવે–કંપનીઓના વિલાયતના ભાગીદારોને હિંદની રેલવે મોટી કમાણી આપતી હતી. પચીસ વર્ષે નવા કોન્ટ્રાક્ટ શરૂ થતા. પરંતુ હિંદનાં વર્તમાનપત્રોની ટીકાથી ડરી હિંદી સરકારે આ કોન્ટ્રાક્ટોમાં મુદત પૂરી થયે ફેરફાર કરવા માંડયો. પહેલાં ઈસ્ટ ઇન્ડિયા રેલવે–કંપનીનો કોન્ટ્રાક્ટ પૂરો થયો. એટલે હિંદી સરકારે એ રેલવે ખરીદી લીધી. બદલામાં અમુક વ્યાજ ધરાવતી નોટો આપવામાં આવી. છતાં અંગ્રેજી ભાગીદારોને હજી પણ સારી પેદાશ મળવા લાગી. રેલવેની માલેક હિંદી સરકાર બની, પરંતુ રેલવેનો વહીવટ તો રેલવે–કંપનીને જ સોંપાયો. હિંદની રેલવેઓએ ભૂતકાળમાં અંગ્રેજ મૂડીદારોને ખૂબ મિષ્ટાન જમાડ્યાં હતાં ને!

## ૧૨. રેલવે–બોર્ડ

કંપનીઓ પોતાના એન્જિનીઅરોની દેખરેખ નીચે રેલવે બાંધતી હતી. તેના ઉપર દેખરેખ રાખવા હિંદી સરકારે જાહેર બાંધકામખાતામાં રેલવે એન્જિનીઅરીંગ બ્રાંચ શરૂઆતમાં રાખી હતી. સને ૧૯૦૫માં રેલવે–બોર્ડની રચના બે સભ્યો, પ્રમુખ અને સેક્રેટરી સાથે થઈ. આ રેલવે–બોર્ડ હિંદના વેપારી સભ્યના વહીવટ નીચે રહી. સને ૧૯૦૮માં રેલવે–બોર્ડના પ્રમુખને વિસ્તીર્ણ સત્તા આપવામાં આવી. મોટી રેલવેના એજન્ટો રેલવે–બોર્ડમાં નિમાવા લાગ્યા. હિંદીઓને માટે આ બોર્ડમાં અવકાશ નહોતો. સને ૧૯૨૦માં રેલવે–બોર્ડમાં આર્થિક મદદગારની નિમણૂક કરવામાં આવી. ઘણું કરી પાછળથી એ અધિકાર ઉપર એક હિંદી નિમાય છે.

## ૧૩ રેલવે-બૉર્ડની દેખરેખ

૧૮૪૯૯ માઈલની સીધી સરકારી વહીવટ નીચેની રેલવેનો વહીવટ એણે કરવાનો છે. તે સિવાય ૧૯૪૫૧ માઈલની રેલવેના કંપનીના વહીવટમાં મોટા ભાગીદાર અથવા માલેક તરીકે એણે વહીવટની દેખરેખ રાખવાની છે. નાની નાની રેલવેની બાંહેધરી આપનાર તરીકે એણે અનેક રેલવેઓ ઉપર નિગાહ રાખવાની છે. હિંદની રેલવેઓની પેદાશ, ખર્ચ, વહીવટ, બંધારણ, નિમણૂકો, ખર્ચો, નીતિ, નવી લાઈનોની સરવે, બજેટ તૈયાર કરવું, રેલવેની અર્થનીતિ રચવી, વહીવટમાં કરકસર લાવવી, વગેરે અનેક કામો કરવાનાં અને દેખરેખ રાખવાની રહે છે.

## ૧૪. રેલવેનો ચીફ કમિશ્નર

હિંદની રેલવેઓ રેલવે-બૉર્ડની સત્તામાં છે, પરંતુ સને ૧૯૨૦-૨૧ ની એકવર્થ કમિટીની ભલામણ મુજબ ઘણી ખરી સત્તા રેલવેઓના ચીફ કમિશ્નરના હાથમાં સોંપાઈ છે. રેલવે-બૉર્ડથી સ્વતંત્ર એના હાથમાં ચાલુ વહીવટી સત્તાઓ અપાઈ છે. સને ૧૯૨૭માં રેલવે-બૉર્ડે પ્રકાશનખાતું કાઢીને તેના મુખ્ય અધિકારીને નીમ્યો. સને ૧૯૨૯માં મજૂરોનાં વધતાં જતાં ખાતાં માટે રેલવે-બૉર્ડના ત્રીજા સભ્યની નિમણૂક કરવામાં આવી. હમણાં રેલવે-બૉર્ડમાં ૫ ડાયરેકટરો, ૫ ડેપ્યુટી ડાયરેકટરો, સેક્રેટરી, એસિસ્ટન્ટ સેક્રેટરી છે. તે સિવાય રેલવે-હિસાબનો કંટ્રોલર, સેન્ટ્રલ પ્રકાશન-ખાતાનો મુખ્ય અધિકારી અને ચીફ કોન્ટ્રોલરની મોટી ઑફિસો છે. બધી રેલવેઓના હિસાબની ઑડિટ એટલે તપાસણી પણ રેલવે-બૉર્ડનો કંટ્રોલર કરે છે. આ રેલવે-બૉર્ડના ઘણાખરા મોટા અધિકારો અંગ્રેજોના હાથમાં છે.

## ૧૫. કંપની-મેનેજમેન્ટની રેલવેઓ

કેટલીક બંગાળ-નાગપુર જેવી રેલવેઓનો વહીવટ લંડનના ડાયરેકટરોની બૉર્ડો ચલાવે છે. પરંતુ તેને પણ દેખરેખ વગેરે બાબતોમાં રેલવે-બૉર્ડનું શાસન સ્વીકારવું પડે છે. સને ૧૮૭૮ની સાલથી રેલવેના વિષયો સંબંધી ઉહાપોહ અને મસલત ચલાવવા રેલવે-પરિષદો બોલાવવામાં આવે છે.

## ૧૬. રાજ્ય વિરુદ્ધ કંપના-મેનેજમેન્ટ

આ સવાલ વર્તમાનપત્રોમાં ઘણો ચર્ચાયો છે. અંગ્રેજ પ્રજામત કંપનીના વહીવટની તરફમાં છે. હિંદી પ્રજામત સરકારી વહીવટ માટે આગ્રહ કરે છે. અંગ્રેજોનું કહેવું છે કે સરકારનું કામ શાસન કરવાનું છે. વેપારમાં એને ગમ નથી તેથી મોટું નુકસાન કરી બેસશે. હિંદી પ્રજામતનું માનવું છે કે કંપની-વહીવટ નીચે રેલવેનું અંગ્રેજીકરણ ચાલુ રહે છે. હિંદના ઉદ્યોગને ટેકો આપવાને બદલે અંગ્રેજી ઉદ્યોગોને કરોડો પાઉંડ ખટાવવાની નીતિ અંગ્રેજ રેલવે-કંપનીઓની છે. માટે જે જે કંપનીની રેલવેના કરારનામાનો સમય પૂરો થાય તે તે રેલવેનો વહીવટ હિંદી સરકારે સંભાળી લેવો. એકવર્થ કમિટીએ ૧૯૨૧-૨૨ માં લંડનની ડાયરેકટરોની બૉર્ડો મારફતે ચલાવાતા રેલવે-વહીવટને નાપસંદ કર્યો હતો, મધ્યસ્થ ધારાસભાના સભ્યોએ જી. આઈ. પી. રેલવે અને ઇસ્ટ ઇન્ડિયા રેલવેના સને ૧૯૨૪-૨૫માં પૂરા થતા એગ્રિમેન્ટ પછી એ રેલવેઓ રાજ્યના વહીવટ નીચે ચાલે એવો ઠરાવ કર્યો હતો. આથી ઉપલી બે રેલવેઓનો વહીવટ હિંદી સરકારે સ્વાધીન લીધો છે. સને ૧૯૨૯માં બર્મા-રેલવે પણ હિંદી સરકારે ખરીદી લીધી છે.

## ૧૭. હમણાંની સરકારી રાજનીતિ

હિંદી સરકારની રેલવેની રાજ્યનીતિ ઉપર સેક્રેટરી ઑફ સ્ટેટ ઇન્ડિયા લન્ડનની મુખ્ય લાગવગ છે, એની હમણાંની નીતિ કંપની-વહીવટ નીચે રેલવેઓને રાખવાના વલણની છે. ઇસ્ટર્ન બંગાલ વગેરે રેલવે-કંપનીઓના વહીવટનો કંપની સાથેનો એગ્રિમેન્ટ પૂરો થાય છે. પરંતુ નવા કરારો કરીને એ રેલવેનો વહીવટ એ જ કંપનીને સોંપાશે એવું લાગે છે. રેલવે-બૉર્ડના વહીવટ ઉપર મધ્યસ્થ ધારાસભાનો થોડો ઘણો કાબૂ છે. કારણ કે બજેટ મધ્યસ્થ ધારાસભા પાસ કરે છે. એટલે એ ધારાસભાના હિંદી સભ્યોની દખલગીરી રેલવે-બૉર્ડને ગમતી નથી. આથી નવા કાયદા નીચે મોટા ફેરફાર થશે.

## ૧૮ રેલવે-બજેટને હિંદના સામાન્ય બજેટથી જુદું પાડવું

એકવર્થ કમિટી (સને ૧૯૨૧-૨૨) એ રેલવે-બજેટને જુદું પાડવા ભલામણ કરી હતી.

મધ્યસ્થ ધારાસભાએ પણ સને ૧૯૨૪ના માર્ચ માસમાં એવી જ ભલામણનો ઠરાવ પસાર કર્યો હતો. તે મુજબ રેલવે–ખાતાનો સભ્ય ધારાસભામાં રેલવેનું જુદું બજેટ દાખલ કરે છે. નફામાંથી મૂડી ઉપર એક ટકાની રકમ હિંદી ખજાનચીને આપવાની છે. જો ચોખ્ખી પેદાશ ત્રણ કરોડ રૂપિયા ઉપર થાય તો ત્રણ કરોડની ઉપરની વધારાની રકમનો ⅓ ભાગ રિઝર્વમાં લઈ જવો. મધ્યસ્થ ધારાસભાએ અને સ્ટેટ કાઉન્સિલે પોતાના ૧૨ સભ્યોની કમિટી નીમીને રેલવેની આર્થિક નીતિની ચાલુ સમીક્ષા કરાવી છે. ઉપલી આર્થિક ગોઠવણ દર ત્રણ વર્ષે બદલવાની છે.

### ૧૯. પોપ કમિટી

સને ૧૯૩૨–૩૩માં રેલવેમાં નુકસાન થતું ઓછું કરવા મિ. પોપના અધ્યક્ષપણા નીચે એક કમિટી નીમવામાં આવી હતી. બધી રેલવેઓના વહીવટની તપાસણી માટે જુદી જુદી નાની કમિટીઓ નિમાઈ હતી. સને ૧૯૩૩–૩૪માં એ કમિટીએ રિપોર્ટ કર્યો તેમાં રેલવેનાં એંજિનો ડબ્બાઓ અને રેલવેનાં સાધનોને એક તંત્ર નીચે લાવવાની યોજના હતી, દરેક એંજિન અને ડબ્બા પાસેથી વધારે કામ લેવાની સૂચનાઓનો પણ તેમાં સમાવેશ થતો હતો. આખો રિપોર્ટ શાસ્ત્રીય અને રેલવે સંબંધી ઝીણી ઝીણી હકીકતોથી ભરપૂર છે. એટલે એ 'ઊર્મિ'ના વાંચકોને રસિક થશે નહિ. ખર્ચ ઘટાડવા તથા પેદાશ વધારવાની તેમાં અનેક સૂચનાઓ કરી છે.

### ૨૦. રેલવેનું વીજળીકરણ

જી. આઈ. પી. રેલવેએ કલ્યાણથી પૂના સુધી રેલવે વીજળીથી ચલાવવા માંડી છે. તે માટે તાતા કંપનીના વહીવટ નીચે ચાલતી જળવિદ્યુત્–કંપની એ શક્તિ પૂરી પાડે છે. બીજી રેલવેઓ પણ વિદ્યુત્કરણની યોજનાઓ ઘડે છે.

### ૨૧. રેલવે રેટ–કમિટી

રેલવેની કોઈ પણ વસ્તુનું નૂર વધારે પડતું અને ઉદ્યોગને નુકસાનકર્તા છે એવી ફરિયાદ આ કમિટી પાસે થઈ શકે છે. એ બંને પક્ષને સાંભળી નિર્ણય આપે છે તે સ્વીકારાય છે.

### ૨૨. જુદી જુદી રેલવે–કંપનીઓની રેલવેની લંબાઈ

બ્રોડ ગેજ એટલે પા। ફીટ પહોળાઈની રેલવે ૨૧૧૯૬.૧૨ માઈલો.

મીટર ગેજ એટલે ૩ ફીટ ૩॥ ઈંચ મધ્યમ પહોળાઈની ૧૭૭૬૩.૭૮ માઈલો.

નેરો ગેજ એટલે ૨ ફીટથી ૨॥ ફીટ સાંકડી પહોળાઈની રેલવે ૪૧૫૮.૪૮ માઈલો.

૧ **આસામ–બંગાળ–રેલવે**–ચટગામ અને આસામ વચ્ચે માઈલ ૧૩૦૬.૪૧. ખર્ચ ૨૪ કરોડ રૂપિયા અને પેદાશ ૨૬॥ લાખ રૂપિયા.

૨ **બંગાળ અને નોર્થ વેસ્ટર્ન રેલવે**, માઈલ ૨૧૧૦.૨૭, કંપનીની રેલવે છે.

૩ **બંગાળ નાગપુર રેલવે**–કલકત્તાથી નાગપુર સુધી. માઈલેજ ૩૩૯૨.૨૮ કંપની–વહીવટ નીચે છે. તેમાં મૂડી ૭૮ કરોડ ખર્ચાઈ છે. પેદાશ ૨॥ કરોડ રૂપિયા.

૪ **બોમ્બે બરોડા (બી. બી. સી આઈ. રેલવે)** મુંબઈથી વીરમગામ અને રાજપુતાના વચ્ચે છે. માઈલેજ ૩૬૯૧.૩૦. કુલ મૂડી ૭૩॥ કરોડની છે. પેદાશ પાંચ કરોડ રૂપિયાની છે. કંપનીનો વહીવટ છે.

૫ **ઈસ્ટર્ન બંગાળ રેલવે**–કલકત્તાથી દાર્જિલીંગ. માઈલેજ ૨૦૦૯.૫૫. મૂડી ૫૧॥ કરોડ રૂપિયા. પેદાશ ૭૯ લાખ. સરકારી વહીવટ છે.

૬ **ઇસ્ટ ઈન્ડિયા રેલવે**–કલકત્તાથી દિલ્હી. માઈલેજ ૪૩૯૧.૨૩, મૂડી ખર્ચ ૧॥ અબજ, પેદાશ ૬॥ કરોડ રૂપિયા. સરકારી વહીવટ છે.

૭ **જી. આઈ. પી. રેલવે**–મુંબઈથી નાગપુર દિલ્હી વગેરે. માઈલેજ ૨૭૨૭.૧૬, મૂડી ખર્ચ રૂ. સવા અબજ, પેદાશ ૩॥ કરોડ રૂપિયા. સરકારી વહીવટ છે.

૮ **મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલવે**–પૂના બેંગલોર વગેરે પ્રદેશમાં છે. માઈલેજ ૩૨૨૮.૫૩ છે.

ખર્ચની મૂડી ૫૩।। કરોડ રૂપિયા લાગ્યા છે. પેદાશ ર।। કરોડની છે. સરકારી વહીવટ નીચે છે.

૯ **નોર્થ વેસ્ટર્ન સ્ટેટ રેલવે**–સરકારી વહીવટ નીચે છે. કરાચીથી લાહોર અને સરહદ પ્રાંતમાં જાય છે. માઈલેજ ૬૯૪૪.૯૦ છે. ૧૧૨ કરોડ રૂપિયા ખર્ચ થયો છે. પેદાશ ૨૪।।। કરોડ છે.

૧૦ **સાઉથ ઇન્ડિયન રેલવે** કંપનીના વહીવટ નીચે છે. મદ્રાસથી ટયુટિકોરીન સુધીના પ્રદેશમાં છે. માઈલેજ ૨૫૩૩·૨૧૮ છે. મૂડી ૪૩।। કરોડ ખર્ચાઈ છે. પેદાશ ૧૮૪ લાખની છે.

૧૧ **દેશી રાજ્યોની રેલવે** પૂરા માપની ૭૩૦·૩૭ માઈલ, મીટર માપની ૪૫૭.૫૧ માઈલોની સાંકડા માપની રેલવે ૬૯.૨ માઈલની છે.

૧૨ સરહદની અને મિલિટરી ઉત્તેજનથી બાંધેલી રેલવેઓમાં હિંદી સરકારને દર વરસે બે કરોડ રૂપિયાની ખોટ જાય છે.

૧૩ લોકલ બોર્ડ અને ખાનગી કંપનીઓ દ્વારા અનેક નાની નાની રેલવેઓ બાંધવામાં આવી છે. તે સિવાય પોર્ટટ્રસ્ટોની પણ નાની નાની રેલવેઓ છે. તે સૌ ઉપર રેલવે-બોર્ડની દેખરેખ રહે છે.

## ૨૩. રેલવે સંબંધી કેટલીક અગત્યની ખબરો.

રેલવેને દર વરસે ૬૭ લાખ ટન કોલસાની જરૂર પડે છે. તેમાંથી ૩૦ લાખ ટન રેલવેઓ પોતાની માલેકીની ખાણોમાંથી કાઢે છે. બાકીના ૩૭ લાખ ટન કોલસા હિંદની જુદી જુદી ખાણોમાંથી ખરીદ કરે છે. હિંદની રેલવેઓમાં સને ૧૯૩૫–૩૬ માં કુલ ૭૧૨૩૬૪ પગારદાર નોકરો છે. તેમાં એજન્ટો, ડેપ્યુટી એજન્ટો, ચીફ એન્જિનીઅરો, ચીફ મેનેજરો, ચીફ કન્ટ્રોલરો એવા એવા ઉચ્ચ હોદ્દાઓ ઉપર માત્ર બ્રિટિશરોને નીમવામાં આવ્યા છે. મુસલમાનો માટે ૨૫ ટકા અને એંગ્લો–ઇન્ડિયનો માટે આઠ ટકા જગાઓ રાખવામાં આવી છે. રેલવેઓના અકસ્માતોમાં સને ૧૯૩૫–૩૬ માં કુલ ૩૧૦૯ મરણો અને કુલ ૧૦૨૫૨ ઇજા પામ્યા હતા. કવેટાના મોટા ધરતીકંપમાં ૯૭૪ રેલવેના નોકરો અને સંબંધીઓ નાશ પામ્યાં હતાં. ૮૧૩ ઇજા પામ્યાં હતાં.

## ૨૪. લોકલ એડવાઇઝરી કમિટીઓ

હિંદની સૌ મોટી રેલવેઓએ પોતપોતાના પ્રદેશોમાં સલાહકારક કમિટીઓ નીમી છે. જાહેર પ્રજાને તકલીફો પડે છે તેની ફરિયાદો અને રેલવેમાં સુધારા વધારાની સૂચનાઓ આ કમિટી કરે છે. રેલવે–એજન્ટના પ્રમુખપણા નીચે આ કમિટીઓ વરસમાં એકાદ બે વખત મળે છે તેમાં આવી દરખાસ્તો ચર્ચાય છે.

## ૨૫. રેલવેની લંબાઇ તથા મૂડી

સને ૧૯૨૪–૨૫ માં હિંદની રેલવેના કુલ માઈલો ૨૭૦૦૨ હતા. સને ૧૯૩૫–૩૬ માં રેલવેની લંબાઈ વધીને ૩૬૩૧૦ માઇલની થઈ. દેશી રાજ્યોની રેલવેની લંબાઈનો આમાં સમાવેશ નથી. સને ૧૯૩૭–૩૮માં બર્મા–રેલવે છૂટી પાડીને હિંદની રેલવેથી અલગ હિસાબમાં દાખલ કરવામાં આવી. આખા હિન્દની રેલવે ઘટીને ૩૩૮૭૯ માઇલ થઈ, એના ઉપર મૂડીના રૂપિયા ૭૭૯ કરોડ રોકયા હતા, તેમાં બરમા–રેલવેના રૂપિયા ૨૫ કરોડ બરમાને ખાતે લખાયા. બાકી મૂડી રૂપિયા ૭૫૪ કરોડ રેલવે ખાતે રોકાયા. સને ૧૯૨૪–૨૫ માં માત્ર રૂપિયા ૬૩૪.૮૩ કરોડની મૂડી હતી. પરંતુ દશ વરસમાં મૂડી ખાતે ૧૫૦ કરોડ રૂપિયાનો વધારો થયો છે. છેલ્લાં પાંચ વર્ષોમાં એટલે સને ૧૯૩૫ પછી રેલવેના માઈલો જાણવા જોગ વધ્યા નથી.

## ૨૬. ગંજાવર વેપારીખાતું

હિંદની રેલવે એ ગંજાવર વેપારીખાતું છે. હિંદ આખાના બજેટ જેટલું મોટું એ ખાતું છે. એની પેદાશ દર વરસે લગભગ ૧૦૦ કરોડ રૂપિયા છે. દર વરસે ૧૦ થી ૧૫ કરોડ રૂપિયા કેપીટલ ખર્ચ ખાતે જાય છે. એના માઈલો ૩૪૦૦૦ જેટલા છે. એની મૂડી રૂપિયા ૭૫૦ કરોડની છે. એમાં હજારો નોકરોને પોષવામાં આવે છે. આ રીતે હિંદની રેલવે જગતમાં મોટામાં મોટી સંસ્થા છે. અને તેનો વહીવટ રેલવે–બોર્ડ કરે છે.

રેલવે–બોર્ડના વહીવટની નીતિમાં હિંદી મતોને માટે અવકાશ નથી. હવે નવા સુધારા નીચે રેલવે–ઓથોરિટીના હાથમાં હિંદી રેલવેઓનો વહીવટ આવશે. આ રેલવે–ઓથોરીટીને પણ હિંદની ધારાસભાના કાબૂથી અલગ રાખીને અંગ્રેજ–વહીવટની મુદ્રા એના ઉપર છોડવામાં આવી છે ભવિષ્યમાં રેલવે–વહીવટની નીતિ હિંદીઓના કાબૂથી સ્વતંત્ર રાખવાનો પ્રબંધ કરાયો છે.

## ૨૭. ત્રણ પ્રકારના આંકડા

રેલવે–બજેટ મધ્યસ્થ ધારાસભા પાસે રજૂ કરવામાં આવે છે તેમાં ત્રણ પ્રકારના આંકડા દાખલ કરેલા હોય છે. એક તો ગત વરસની ઊપજ અને ખર્ચના છેલ્લા આંકડા જે ખરેખર અપાયા લેવાયા હોય તે બતાવવામાં આવે છે. તે સિવાય ચાલુ વરસના બજેટના આંકડા જે ગયા વરસે અડસટ્ટાયા હોય તે ફરી તપાસી ચોકસી કરી અનુભવ લઈ, સુધારીને મૂકયા હોય છે. ત્રીજા આંકડા આવતા વર્ષના માટે અડસટ્ટી મૂકયા હોય છે. આ રીતે દરેક બજેટમાં ત્રણ જાતના આંકડા મૂકવામાં આવે છે.

## ૨૮. બજેટ

આ રીતે સને ૧૯૩૭ના ફેબ્રુઆરીના બજેટનો કુલ અડસટ્ટો રૂા. ૯૦·૭ કરોડનો મુકાયો હતો, તેમાં ખર્ચના રૂા. ૬૧·૩૪ કરોડ અડસટ્ટાયા હતા અને ચોખ્ખી રેલવેની પેદાશ રૂા. ૨૯·૬૧ કરોડ ગણવામાં આવી હતી. આમાંથી ૭૪૦ કરોડ રૂપિયાની મૂડી માટે રૂ. ૨૯·૩૬ કરોડ વ્યાજના લેવાયા હતા. બાકી વધારો પંદર લાખનો ગણાયો હતો. સને ૧૯૩૮ના ફેબ્રુઆરી માસમાં આંકડા સુધારીને રજૂ કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે પેદાશ રૂા. ૯૪·૨૫ લાખ એટલે સાડાત્રણ કરોડ રૂપિયા વધારે આંકવામાં આવી.

રેલવેની પેદાશમાં આ સુધારો થતો દેખાયો. ખર્ચનો અડસટ્ટો સુધારેલા આંકડા મુજબ ૬૨·૧૧ કરોડ રૂપિયા જેટલો એટલે રૂા. ૭૭ લાખ જેટલો વધારે ગણાયો હતો. એટલે રેલવેના ખર્ચ માટે પેદાશ રૂા. ૬૨·૧૧ની અડસટ્ટાઈ હતી. આમાંથી વ્યાજના રૂપિયા ૨૯·૨૪ કરોડ બાદ કરતાં બાકી ચોખ્ખો નફો રૂા. ૨·૮૩ કરોડ દેખાડવામાં આવ્યો હતો. હવે ફેબ્રુઆરી તા. ૧૩ ના છેલ્લા આંકડાઓ રજૂ કરવામાં આવ્યા, તેમાં પેદાશ સુધરેલા આંકડા પ્રમાણે લગભગ ૭૫ લાખ વધીને રૂ. ૯૫·૧ કરોડ જેટલી થઈ છે. ખર્ચ પણ સુધરેલા આંકડાથી ૭૫ લાખ વધીને રૂા. ૬૨.૯૪ કરોડ થયું છે. ખર્ચ વધવાનું મુખ્ય કારણ કોલસા અને લોઢાના ભાવો વધી ગયા હતા તેને લીધે હતું. બાકી વ્યાજ માટે ચોખ્ખો નફો રૂ. ૨·૭૬ કરોડ જેટલો થયો છે. એ રકમ મધ્યસ્થ સરકારને રિવાજ પ્રમાણે આપી દેવાની છે.

## ૨૯. નુકસાનીનાં વર્ષોના આંકડા

પરંતુ સને ૧૯૩૦–૩૧ થી વસ્તુસ્થિતિ બદલાઈ. જગતની મહા મંદી આવી. સૌથી મોટું નુકસાન રેલવેની પેદાશમાં આવ્યું. એ વરસમાં રૂા. ૫·૧ કરોડની નુકસાની ગઈ. બીજું વરસ એથી પણ ખરાબ ગયું. નુકસાની વધીને રૂ. ૯·૨૦ કરોડ થઈ. સને ૧૯૨૫–૨૬માં ત્રીજા વર્ગના મુસાફરોની આવક રૂા. ૩૨·૧૭ કરોડની હતી તે સને ૧૯૨૯–૩૦માં રૂા. ૩૧·૮૧ કરોડ થઈ અને સને ૧૯૩૦–૩૧ માં ઘટીને રૂા. ૨૭·૮૨ કરોડની થઈ. માલના નૂરની પેદાશ સને ૧૯૨૮–૨૯ માં રૂા. ૬૭·૭૮ કરોડની હતી. પણ સને ૧૯૩૦–૩૧ માં ઘટીને રૂા. ૬૦.૬૯ કરોડની થઈ. આથી મધ્યસ્થ હિંદી સરકારને કાંઈ ફાળો આપી શકાયો નહિ. ઘસારા–ફંડમાં અગાઉ બહુ મોટી રકમો લઈ જવામાં આવી હતી. એ ફંડમાંથી ૨૩૦ કરોડ ખેંચી લેવામાં આવ્યા હતા. તે ઉપરાંત, હિંદી સરકારના ફાળાની મોટી રકમ ભરપાઈ થઈ શકી નહોતી.

## ૩૦. નવી સમજૂતી

એ વરસ ઉપર મધ્યસ્થ સરકાર સાથે નવી સમજૂતી કરવામાં આવી તે પ્રમાણે હિંદી સરકારને આપવાના ફાળાનાં ચડી ગયેલાં નાણાં પાછાં આપવાની જરૂર રહી નહિ, તે માંડી વાળવામાં આવ્યાં હતાં. પરંતુ જે ચોખ્ખો નફો થાય તે ઘસારા–ફંડને ખાતે સ્વાભાવિક રીતે લઈ જવાની ધારણા હતી. કારણ કે ઘસારા–ફંડમાંથી ત્રીસ કરોડ રૂપિયા

જેટલો ઉપયોગ થયો હતો. આથી આટલાં નાણાં કાયદેસર રીતે એ ફંડને પહોંચતાં કરવાં જોઈએ. પણ હિંદી સરકારે પોતાનું લેણું માંડી વાળ્યું. અને તેના બદલે એવો કરાર કર્યો છે કે જે ચોખ્ખો નફો થાય તે ઘસારા–ફંડ ખાતે ન લઈ જતાં હિંદી સરકારને સોંપવો. છેલ્લાં ત્રણ વર્ષો થયાં આ રીતે બે કરોડ રૂપિયા વાર્ષિક હિંદી સરકારના ખજાનામાં ભરાતા આવે છે. આ ગોઠવણ સને ૧૯૩૯–૪૦ સુધી છે. પછી નવી ગોઠવણ થવાની છે.

### ૩૧. મંદી

હમણાં રેલવે વધુ કમાતી નથી. હજી હિંદમાંથી મંદીની અસર દૂર થઈ નથી. અનાજ કપાસ વિગેરેના ભાવોમાં જોઈતો સુધારો થયો નથી. દર વરસે હિંદમાંથી દશ લાખ ટન ઘઉં પરદેશ ચડતા હતા તે પણ લગભગ બંધ થઈ ગયા છે. હિંદનો આયાત–નિકાસ, વેપાર એક રૂપિયામાંથી ઘટીને ૧૦ આનાથી ૭ આના સુધી રહ્યો છે. આ ઉપરાંત રેલવેની સામે મોટરબસોની પણ મોટી હરીફાઈ થઈ પડી છે. મોટરબસોની હરીફાઈથી રેલવેને દર વરસે ચાર કરોડ રૂપિઆની ખાધ પડે છે. આથી રેલવેની કમાણી ઘટી છે. ત્રીજા ક્લાસના ઉતારુઓની પેદાશ સને ૧૯૨૫–૨૬ માં ૩૨ કરોડ રૂપિઆની હતી. હમણાં ૨૪॥ કરોડ રૂપિયાની ગણાય છે. પેસેન્જરોની પેદાશમાં આઠ કરોડ રૂપિયાનું ગાબડું પડ્યું છે. માલના નૂરની આવકમાં પણ ત્રણથી ચાર કરોડ ઘટાડો થયો છે, આ રીતે રેલવેની આવકમાં સુધારો થયો નથી.

### ૩૨ નોકરીઓ.

રેલવેનું ખર્ચ તો ઘટતું નથી. ૭૫ ટકા હિંદીઓને રાખવાનું સરકારે સ્વીકાર્યું છે તેમાં ૨૫ ટકા મુસલમાનોને અને ૮ ટકા એંગ્લો ઇન્ડિઅનો માટે અનામત રાખવામાં આવ્યા છે. ઊંચી જગ્યાએ હિંદીઓ ઘણા થોડા છે. એજન્ટ તરીકે કોઈ હિંદીને નીમવામાં આવ્યો નથી. રેલવે-બોર્ડમાં પણ પાંચ યુરોપિયનો અને એક હિંદી છે. આથી રેલવેના પગારના ખર્ચા ઘણા વધ્યા છે. એમાં ઘણી કરકસરને અવકાશ છે, છતાં મોટા પગારના યુરોપિયનો નિભાવવા પગારોમાં ઘટાડો થાય તેમ નથી. બીજી તરફ કોલસા અને લોઢું–પોલાદના ભાવો વધ્યા છે, એટલે સ્વાભાવિક રીતે આ ખાતાનો ખર્ચો પણ વધ્યો છે. તેમાં ઘટાડો માત્ર ઊંચી નોકરીઓ હિંદીમય કરવાથી બની શકે તેમ છે. પણ તેવી સરકારી રાજનીતિ નથી. મધ્યસ્થ ધારાસભામાં દર વર્ષે ઊંચી નોકરીઓ હિંદીમય કરવાની જોરથી બૂમ ઊઠે છે, પણ હિંદી સરકાર તે માટે બેદરકાર છે.

### ૩૩. રેલવેની સ્થિતિ સુધારવાનાં કારણો

હિંદી સરકારની રેલવેની પેદાશ વધી નથી. ખર્ચ વધ્યું છે. ત્યારે છેલ્લાં ત્રણ વરસમાં લગભગ ૭૬ કરોડ રૂપિયા હિંદી સરકારને ક્યાંથી અપાયા ? આ પ્રશ્ન સ્વાભાવિક રીતે થશે. હિંદની રેલવેઓની નાણાં સંબંધી સ્થિતિ સુધારવાનાં મુખ્ય ત્રણ કારણો છે. તે નીચે મુજબ છે.

૧ હિંદી સરકારને ઘસારા માટે ઓછાં નાણાંની જરૂર પડે છે. સને ૧૯૩૪–૩૫માં રૂ. ૧૩.૭૨ કરોડની જરૂર પડી હતી. સને ૧૯૩૯–૪૦માં રૂા. ૧૨.૪૫ કરોડની જરૂર પડશે. એટલે ઘસારામાં ૧ા કરોડનો ફાયદો રહ્યો છે.

૨ હિંદી સરકારે વ્યાજના ભાવો ઘટાડ્યા છે. છેલ્લાં ત્રણ વર્ષો થયાં ઘટેલા વ્યાજનો લાભ રેલવેઓને મળે છે. સને ૧૯૩૦–૩૧માં વ્યાજ ૩૩ કરોડ રૂપિયા ભરવું પડતું હતું. પરંતુ સને ૧૯૩૯–૪૦ માં માત્ર ૨૮ કરોડ ભરવું પડશે. આ રીતે વ્યાજમાં પાંચ કરોડ રૂપિયાનો ફાયદો થયો છે.

૩ ઘસારા–ફંડના વ્યાજનો વધારો રેલવેને મળે છે. ઘસારા–ફંડમાંથી ત્રીસ કરોડ રૂપિયા લીધા છતાં તે ફંડ મોટું છે. ખરચ કરતાં તેમાં આવક વધી છે, આથી સને ૧૯૩૭–૩૮માં વ્યાજના રૂા. ૮૦ લાખ મળ્યા હતા. સને ૧૯૩૯–૪૦માં સવા લાખ રૂપિયા મળશે.

### ૩૪ નવી જરૂરિયાત.

સને ૧૯૩૯–૪૦ ની સાલમાં નવી મૂડી વાપરવા માટે ૧૩ા કરોડ રૂપિયા બજેટમાં દર્શાવ્યા છે. પણ

ખરેખરી રીતે તો આ વરસમાં માત્ર ૧૧ કરોડ જ વાપરવા જોઈશે. હવે કેપીટલ ખર્ચમાં ત્રણ વિભાગ છે. નવી લાઈનો બાંધવી અને નવાં બાંધકામો કરવાં તથા કંપનીઓ પાસેથી મુદત પૂરી થયે જૂની રેલવેઓ ખરીદ કરી લેવી. આમાં જે જૂની લાઈનોમાં રીપેર એટલે મરામતનો ખર્ચ થાય, તે ઘસારા-ફંડમાંથી અપાય છે. જ્યારે નવી લાઈન બાંધવી કે કંપની પાસેથી ખરીદી લેવી તેનાં નાણાંની હિંદી સરકાર જોગવાઈ કરી આપે છે. ઘસારા–ફંડમાં દર વરસે નિયત કેટલી રકમો ઉમેરાય છે. તેમજ મરામત–ખર્ચના રૂપિયા ઊપડે છે. આ ખાતામાં ખરચ કરતાં આવક વધારે રહે છે. એટલે એ ખાતું હમેશાં પુષ્ટ રહેતું આવ્યું છે.

## ૩૫. હિંદી સરકારની સાંકડી નીતિ

એ રીતે મૂડી ખાતે રૂા. ૧૧ કરોડ વરસ દરમિયાન ઊપડશે. આમાં રૂા. ૬ા કરોડ ઘસારા–ફંડમાંથી ઉપાડાશે. આમાં પણ સરકારને દોઢિયું પણ દેવાનું નથી. કારણ કે ઘસારા–ફંડ ખાતે એ વરસે રૂા. ૧૨·૫૮ કરોડ ઉમેરાશે જ્યારે તેમાંથી માત્ર રૂા. ૬·૨૭ કરોડ મરામત માટે લેવાના છે. હવે હિંદી સરકાર રેલવેના શરાફ છે, એટલે એ વધારાની મૂડી ખાતેની રૂા ૪ાા કરોડની રકમ પણ તે વધારામાંથી આપશે. છતાં દોઢ કરોડ રૂપિયા બીજા વધશે. હિંદી સરકાર હિંદમાં જ રેલવે માટે એન્જિનો બનાવે એવી ઘણાં વરસો થયાં હિંદી ધારાસભાના સભ્યોની એકધારી માગણી છે. છતાં એથી ઈંગ્લાંડના કામદારોને કામ ન મળે એવી શંકાથી હિંદી સરકાર તે સ્વીકારતી નથી. આ વરસે આ રેલવેના કેટલાક પાટા પણ હિંદ બહારથી ખરીદ કરવામાં આવ્યા છે તે પણ દિલગીરી-ભરેલું છે. કેટલીક રેલવે માત્ર લશ્કરી દૃષ્ટિથી બાંધવામાં આવી છે. તે ઉપર દર વરસે બે કરોડ રૂપિયા ખોટ જાય છે. આ ખોટ ચુંટાયેલા સભ્યો લશ્કરી ખાતે લઈ જવા કહે છે, પણ સાંભળે છે કોણ?

## ૩૬. મોટરબસોની હરીફાઈ

મોટરબસો સાથેની રેલવેની હરીફાઈ ખૂબ તીવ્ર થઈ પડી છે. રેલવેઓ બસો જેટલા નૂરના ભાવો ઘટાડતી નથી કારણકે તે ભાવો એને પરવડતા નથી. બસોમાંથી પણ હિંદી સરકારને જકાતની અને રસ્તાના ભાડાની મોટી પેદાશ મળે છે એટલે હવે કેટલીક રેલવે–કંપનીઓને બસો રાખવાની છૂટ અપાઈ છે, છતાં આ સવાલ અનિર્ણીત રહ્યો છે.

પેદાશ ઘટવાથી રેલવે–સત્તાવાળાઓ નિદ્રામાંથી જાગ્યા છે. આથી માલની ટ્રેનોને ઝડપથી ચલાવવી, અમુક ચોક્કસ ઠેકાણાંઓનું નૂર ઘટાડવું, રસ્તામાં ટ્રેનો વિશેષ ન રોકાય તેની ચોકી રાખવી વિગેરે સુધારા કરવામાં આવ્યા છે. પરંતુ નવા વરસ માટે નબળા સંયોગો લાગે છે.

# મારી બેવકૂફી, ચાલાકી કે લાચારી?

શ્રી. સોપાન

ભાગીદારોને છૂટા કર્યે હજી તો મને ત્રણ જ દિવસ થયા છે. ધંધો હાથમાં લેતી વખતે જે અંધકાર દેખાતો હતો તે હજી એટલો જ ગાઢ છે. ભવિષ્ય કેવું જશે તે કશું હું જાણતો નથી. મારાથી આ સારું થયું છે કે નઠારું તેનું પણ ભાન નથી, પણ એક ભાન મને ત્યારે પણ હતું અને અત્યારે પણ છે કે જે થયું છે તે સિવાય બીજું કાંઈ જ થઈ શકે એમ નહોતું. જે થયું તે ગમે તેટલું અનિષ્ટકર્તા હોય, જે થયું તે ભલે મારી ચિંતાઓને દૂર કરવાને બદલે વધારનારું હોય પણ એ સિવાય બીજું કશું શક્ય જ ન હોય ત્યાં થાય શું?

મયાશંકર એમ માને છે કે હું મહા લુચ્ચો છું. મેં આ દુકાનમાં અજબ-ગજબનો નફો દીઠો છે એટલે મારા ભાગીદારોને મેં હડસેલી મૂકયા છે. એ એમ પણ માને છે કે મને ગરીબાઈ રોતાં આવડે છે એટલે મારા ભાગીદારોને રઝળાવ્યા છતાં એમની દયા પણ હું પામી શકયો છું. શી રીતે આ મયાશંકરને મારા દિલના ઊંડા ઘા બતાવું? મયાશંકર માને છે તેનું તો મને બહુ આશ્ચર્ય નથી થતું, કારણ કે મયાશંકરને તો એક વખતે તેસો રૂપિયા ઉધાર લેવા આવ્યો હતો ત્યારે મેં પાછો કાઢેલો. તે દિવસે મારી પાસે સો રૂપિયા હતા જ નહિ છતાં એને એમ લાગ્યું હતું કે હું મોઢે જ મીઠાબોલો માણસ છું, બાકી ખરે વખતે ઘસાઈ શકું એવો નથી. એટલે મયાશંકર તો મારા વિષે આમ માને જ. પણ મયાશંકર સિવાયના મારી સ્થિતિ નહિ જાણનારા લોકો પણ એમ માને કે મારા ભાગીદારોને છૂટા કરવામાં મેં ભારે ચાલાકી વાપરી છે ને મોટો લાભ ખાટી લીધો છે, તો શું મારે આશ્ચર્ય પામવું? એમ ન માનું કે દુનિયા તો એમ જ ચાલે? આ અનુભવ પછી મેં તો મનમાં ગાંઠ વાળી છે કે જો કોઈ માણસથી સારું કામ થાય તો તે 'થઈ જાય છે' અથવા તો એને કરવું 'પડે છે' એમ જ માનવું. સ્વેચ્છાએ તો ભાગ્યે જ કોઈ સારું કામ કરે.

પણ અજબની વાત તો એ છે કે મારા ઘરનાં તમામ માણસો, હા, એક મારાં બા સિવાય, એમ માને છે કે મારા ભાગીદારોએ સાપની માળા જેવી આ દુકાન મારા ગળામાં પહેરાવી દીધી છે. હું તદ્દન ભોળો છું એમ એ લોકોનું માનવું છે. એમની માન્યતા પ્રમાણે મારા ભાગીદારો પહેલા પ્રથમ દિવસથી જ ઉઘાડી આંખે અને સાબૂત હૈયે કામ કરનારા માણસો છે અને હું વિશ્વાસમાં આંધળો રહેનારો અને પોચા દિલનો માણસ છું. આજ સવારે જ મારા બાપાએ મને કહ્યું કે, 'આ રીતે એક દિવસ લોટ માગવાનો વખત ન આવે તો મને કહેજે. હું ચાર વરસ થયાં તને કહું છું કે આ જમાનો બહુ વિશ્વાસ મૂકવા જેવો નથી, પણ મારી વાત તને ગળે ઊતરતી નથી.' વૃદ્ધ અને અશક્ત બાપાને દુ:ખ ન થાય એ માટે હું ધીમેથી મારી સ્થિતિ એમને સમજાવવાનો પ્રયત્ન કરું છું, પરંતુ મારામાં મુદ્દલ બુદ્ધિ નહોતી અને લગીર પણ શક્તિ નહોતી તે દિવસથી પોતાની બુદ્ધિ અને શક્તિ અનુસાર મને ઉછેરનાર પિતાથી મારી આ વાત માની શકાતી નથી. હું એમનાથી વધુ સમજું છું કે સમજી શકું એ વાત તેઓ કદી સ્વીકારવા જ તૈયાર નથી. હું જાણું છું કે મારા બાપાએ એમની સાઠ વરસની ઉમરમાં આ જગતના વ્યવહારના જેટલા અનુભવો નથી લીધા તેટલા મેં ત્રીસ વરસની ઉમરમાં લઈ લીધા છે, પણ તેઓ એ માને જ શી રીતે? એમણે તો મારા જન્મના પહેલા દિવસથી જ અમારી વચ્ચે ઉમરનું જે અંતર રહ્યું છે તે બુદ્ધિ-શક્તિનું પણ છે એમ માન્યા કર્યું છે.

પણ આટલેથી વાત પૂરી નથી થતી. મારા પિતા તો મને બેવકૂફ માને. પણ મારા પ્રત્યે સદા-

નુભૂતિ ધરાવનાર જે જે સગાંવહાલાંઓ છે તે પણ એમ માને છે કે આ દુકાન લેવામાં હું ફસાઈ પડ્યો છું. હું બરાબર પૃથક્કરણ કરું છું તો જોઈ શકું છું કે સગાંઓ અને વહાલાંઓ મારું આ પગલાને બેવકૂફીભર્યું ગણે છે અને અજાણ્યાઓ અને અમિત્રો એને ચાલાકીભર્યું ગણે છે. જ્યારે મારા પોતાનું અંતર આમાંનું એક પણ વિશેષણ સ્વીકારવા માટે તૈયાર નથી. હું તો જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે ત્યારે મને લાગે છે કે દુકાન રાખ્યા સિવાય મારી પાસે કોઈ રસ્તો જ નહોતો.

મેં પહેલાં જ જણાવ્યું કે દુકાન રાખવામાં લાભ છે એમ હું જોઈ શકતો નથી. ગેરલાભ છે એવી પણ મને ખાતરી નથી. એમાં જે કાંઈ હોય તે ભલે હોય. હું આજે જે દુનિયામાં ઊભો છું તે દુનિયામાં એ વિના ચાલે એવું નથી એ વાત નિર્વિવાદ છે. મારી આ 'દુનિયા'શી છે તે હું તમને સમજાવું.

પાંચ બહેનો અને બે નાના ભાઈઓનો હું મોટો ભાઈ છું. મારા અપરિણીત રહી ગયેલા કાકા અને નાનપણમાં જ વિધવા બનેલાં મારાં ફોઈ મારી સાથે રહે છે. આજથી દસ વરસ પહેલાં હું પરણ્યો છું એટલે મારી લાયકાત હોય કે ન હોય છતાં હું ત્રણ બાળકોનો પિતા બની ગયો છું. મારાં પત્નીને છેલ્લા ચારેક માસથી દમનો વ્યાધી લાગુ પડ્યો છે.

આ મારા ઘરની સ્થિતિ છે. જે બે નાના ભાઈઓ છે તેમાં એક તો પંદર વરસનો છે, જેને હું કરજ કરીને પણ ભણાવી રહ્યો છું—એ આશા સાથે કે એ ભણીગણીને મારા કુટુંબને આ ગરીબીની ખાઈમાંથી ઉપર લાવશે. જો કે મને હમેશ બીક તો રહે જ છે કે કાં તો એ ભાઈ અનેક શિક્ષિત બેકારોના જેવો બેકાર રહી જશે ને કાં તો આ નવા જમાનાના પવનમાં ઇચ્છિત લગ્ન કરીને પોતાની પત્ની સાથે અમારાથી જુદો થઈને રહેશે. એને લાગશે કે 'મારા કુટુંબે ખોટી રૂઢિઓ અને મૂર્ખાઈને વશ થઈ કરજનો બોજો કરેલો છે. એ બોજો ઉપાડવાનું કામ મારું નથી. મારે મારો ને મારી પત્નીનો વિકાસ સાધવો હોય તો કુટુંબથી દૂર રહેવું જોઈએ.' આવો દુષ્ટ વિચાર મારા જ નાના ભાઈ માટે, અને તે પણ જ્યારે હું તેને મહામુશીબતે ભણાવી રહ્યો છું ત્યારે, મને કેમ આવ્યો એવો તમને પ્રશ્ન થશે. એવો વિચાર આવવાનું એક કારણ તો એ કે હું મારી આજુબાજુની નવી દુનિયામાં પોતાના ઉત્કર્ષ સાધતા અને પોતાના કુટુંબને રઝળાવતા અનેક જુવાનોને દરરોજ જોઉં છું, અને બીજું કારણ એ કે બે દિવસ પહેલાં જ એક નજીકના મિત્રે મને કહેલું કે, 'તારી પત્ની તો દમમાં સપડાઈ છે ને થોડા દિવસમાં તું પણ સપડાશે. જો સુખરૂપ જીવવું હોય તો આ કુટુંબધર્મની ઘેલછા તજી દે.' એ મિત્રને મેં કશો જવાબ નહોતો આપ્યો, પણ એનો અર્થ એ નથી કે મારી પાસે કોઈ જવાબ હતો જ નહિ. મારા મનમાં પૂર્ણ મંથનને અંતે પ્રગટેલો જવાબ તૈયાર જ હતો કે, 'ભાઈ, તારી પેઠે હું મને ને મારા કુટુંબને જુદાં માનતો નથી. મારી પત્ની મારી ને મારાં માબાપ કે નાનાં ભાઈબહેન મારાં નહિ એ તત્ત્વજ્ઞાન હું હજી શીખ્યો નથી.' પણ મારા મિત્રને એ વાત કહેવાથી ચર્ચા આગળ વધારવા ઉપરાંત કશું ફળ આવે એમ નહોતું, એટલે મેં હસીને એની વાત સાંભળી લીધી હતી. પણ ત્યારે જ નવા જમાનામાં ઊછરતા મારા નાના ભાઈ વિષે મને બીક લાગેલી.

જે બીજો ભાઈ છે તે તો ચોવીસ વરસનો છે. એને ભણાવવા માટે મેં ઘણી મહેનત લીધેલી પણ એ ભણ્યો જ નહિ. આ દુકાનનો માચડો એના માટે અને મારા કાકા માટે જ મેં ઊભો રાખ્યો છે એમ કહું તો અતિશયોક્તિભરેલું નથી. એ ભાઈને અને એ કાકાને બીજે સારે સ્થળે નોકરીએ રખાવવાના મેં કાંઈ ઓછા પ્રયત્નો નથી કર્યા, પરંતુ અમારા નસીબની વાત કહો કે એમની અણઆવડતની વાત કહો પણ એ બન્નેને ક્યાંય નોકરી મળતી જ નથી અને મળે છે તો પંદર દિવસથી વધુ ચાલતી નથી.

આ માટે મારા ભાઈ અને કાકા ઉપર હું ઘણી વાર ગુસ્સે થઈ જાઉં છું. અને જિંદગીમાં સફળ થયેલા માણસોના એમની પાસે દાખલા મૂકું છું. એ બંને એ વખતે મૂંગા મૂંગા મારાં વચનો સાંભળી લે છે

હું દરેક વખતે પાછળથી સમજી જાઉં છું કે તેઓ મૂંગા મૂંગા સાંભળે છે તેનો અર્થ એટલો જ છે કે તેઓ મારું–ઘરના મોટો ભાર ઉઠાવનારનું–માત્ર માન જ સાચવે છે. આથી હું સફળ થયેલા માણસોના જેટલા દાખલા આપું છું તેથી અનેકગણા દાખલા તેઓ નિષ્ફળ થયેલા લોકોના આપી શકે એમ છે અને મને સાબિત પણ કરી આપી શકે એમ છે કે આજની મહાગૂંચવાડાભરેલી દુનિયામાં પરિશ્રમ કે આવડત કશું કરી શકતાં નથી.

પણ આ તો મારે દુકાન રાખવાનું એક જ કારણ થયું. આ કારણમાંથી એટલું ફલિત થાય છે કે જો હું દુકાન ન રાખું તો હું તો ગમે ત્યાં કમાઈ ખાઉં, પણ મારા કાકા ને મારો ભાઈ મજૂરી જેટલું પણ ક્યાંયથી મેળવી શકે નહિ. પણ આ કારણ કરતાં યે એક મોટું કારણ હું તમને જણાવવા ઇચ્છું છું તે તો એટલું બધું સૂક્ષ્મ અને એટલું બધું કાતિલ છે કે એનો માર, જેને અનુભવ ન હોય તે તો જાણી શકે જ નહિ. એટલો હું સદ્‌ભાગી છું કે આવો માર ખાનાર આ દુનિયામાં હું એકલો જ નથી. મારી આજુબાજુમાં સેંકડો, હજારો, લાખ્ખો માણસો આ મારનો રોજ ને રોજ અનુભવ કરી રહ્યા છે.

જે મારા કાકાની તમને મેં વાત કરી તે શા માટે અપરિણીત રહી ગયા તે તમે જાણો છો ? આ પ્રશ્ન ઉપરથી તમે સમજ્યા હશો કે અમારી ગરીબીને કારણે તેઓ અપરિણીત રહ્યા હશે, પણ સાવ એવું નથી. અમારા જેવી સ્થિતિવાળા જો કોઈ ને કોઈ પ્રકારનો ડોળદમામ ઊભો કરી શકે તો એને પરણવામાં મુશ્કેલી આવે નહિ. મારા બાપા કે મારા કાકા આવો ડોળ ઊભો કરી શક્યા નહિ અને પરિણામે મારા કાકાની આખી જિંદગી આજે કૂતરાના જેવી વીતે છે.

મેં એક વાત તમને હજી નથી કહી. મારા જે ભાઈને મેં દુકાનમાં બેસાડ્યો છે તે પોતાની હયાતીમાં પરણી શકશે કે નહિ તે વિષે મારા પિતાને શંકા છે. મારી બા તો બિચારી એ માટે રાતદિવસ રડ્યા કરે છે. મારા કાકાને જોઈ જોઈને એને થાય છે કે, ‘વખતે મારો દીકરો પણ રહી જશે તો ?’

અને મારી પાંચ બહેનો વિષે શું કહું ? એને માટે જો સારું સ્થળ શોધવું હોય તો અમારે અમારા સમાજમાં શોભીએ એવા થવું જ જોઈએ. એ વિના એ બહેનોનું જીવન સુધરી શકે એવું ઠેકાણું મળવાનું અશક્ય છે.

અને મારા પિતાએ મારાં લગ્ન વખતે કરેલું બે હજારનું કરજ હજી એમ ને એમ માથે ઊભું છે. અમારા લેણદારો એમ માને છે કે અમે ભાઈઓ વેપારમાં પડ્યા છીએ તો વહેલું મોડું એમનું કરજ ચૂકવી આપીશું. એમને જો ખાતરી થાય કે દુનિયામાં અમારો કોઈ ધડો કરતું નથી માટે અમે વેપારમાં પડ્યા છીએ તો અમારા ઘરનો સામાન આજે જ બજારમાં લિલાઉં થવા માટે જાય.

આ વાતના વાંચનાર સાંભળનાર, તમે જો સત્યવાદી હશો તો આ બધું જાણીને તમને મારા માટે અફસોસ થશે. તમે સત્યવાદીની સાથે સાથે જો દયાળુ નહિ હો તો મારી સ્થિતિ સમજશો નહિ અને પોકારી ઊઠશો કે, ‘આ તો અસત્ય કહેવાય, ડોળ કહેવાય, સમાજને છેતરવાની હલકટ બાજી કહેવાય !’ સાચી વાત છે ભાઈ ! આ મારી દુકાન એ બાજી જ છે–દુનિયાને અમારી સાચી સ્થિતિ ન સમજવા દેવાની યુક્તિ છે–અમારાં નાગાં શરીરો ઢાંકવાનો પર્દો છે. તમારે આ યુક્તિને ને પર્દાને ગાળો દેવી હોય તો બેલાશક દો, પણ મારામાં એ પર્દો ઉપાડી લઈને મારા ભાઈઓને ને બહેનોને મારા કાકાની પેઠે–કૂતરાની પેઠે–રઝળાવવાની હિંમત નથી. મારા ઘરડા બાપની ઉપર એમના લેણદારો કેસ કરે ને આ જાતે જન્મારે એનું ઘર લૂંટાય તે જોવાની મારી હિંમત નથી. તમે મને દંભી, ડોળી, અસત્યવાદી–જે કહેવું હોય તે કહો. એ બધું હું નીચી મૂંડીએ સાંખી લઈશ. હું તો મારી જાત માટે એક જ વિશેષણ વાપરીશ, અને તે લાચારી. ન–સહન થાય, ન દૂર કરી શકાય એવી ભયાનક લાચારી !

●

# અંજલિ

ગુજરાતના પ્રખર કેળવણીકાર અને બાળકોના પિતા શ્રી. ગિજુભાઈ બધેકાનો આત્મા ચિરશાંતિ પામી ગયો છે. છેલ્લા કેટલાક મહિના થયા એમની તબિયત અસ્વસ્થ રહેતી હતી, પરંતુ એ તબિયત આખરે એમને કાયમની પથારી આપશે એવી તો કોઈને કલ્પના પણ નહોતી. છેલ્લે છેલ્લે તો એમ સાંભળેલું કે તબિયત સુધારા ઉપર છે. પરંતુ પરમાત્માની ઇચ્છાને જેમ કોઈ જાણતું નથી તેમ કોઈ મિથ્યા પણ કરી શકતું નથી. એ ઇચ્છાના અમલથી આપણને-ટૂંકી દૃષ્ટિવાળા દુન્યવી લોકોને–આઘાત પહોંચે તે સાવ સ્વાભાવિક છે. પરંતુ પરમકૃપાળુની ઇચ્છા આગળ શાંતિથી અને શ્રદ્ધાથી શીર નમાવવું એમાં જ આપણી શોભા છે.

શ્રી. ગિજુભાઇનો નાજુક દેહ આપણી વચ્ચેથી ચાલ્યો ગયો છે, પરંતુ એમનો બાળપ્રેમી આત્મા અને બાળમંદિરોરૂપી એમનું વિરાટ શરીર હજી યે આપણી સાથે જ છે અને જ્યાં સુધી આપણામાં લાયકાત હશે, રહેશે ને વધશે ત્યાં સુધી એ શરીર અને એ આત્મા અમર જ રહેશે.

જેણે પોતાના જીવનની પળેપળ કર્તવ્યમાં ગાળી, જેણે પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે સર્વસ્વનો અહર્નિશ હોમ જ કર્યો એ ગિજુભાઈના જતાં એમનું વિશાળ મિત્રમંડળ અને શિષ્યમંડળ આજે આક્રંદ કરે છે. એ ક્રંદનમાં આજે ગુજરાતનાં લાખો બાળકોનું ક્રંદન પણ છુપાયેલું જ છે, છતાં આપણે કહેવું જોઈએ કે આ અવસર આંસુ સારવાનો નહિ પણ આત્મજાગૃતિનો છે. જે મહાયજ્ઞ ગિજુભાઈ કરી રહ્યા હતા તે યજ્ઞ અખંડ રાખવાનો આ સમય છે. પ્રભુ આપણ સર્વને એ યજ્ઞ અખંડ રાખવાની શક્તિ આપે અને શ્રી. ગિજુભાઈના વિશાળ પરિવારને આ કારમો ઘા સહી લેવાનું બળ આપે.

કોઈના મૃત્યુ વખતે એમના આત્માને શાંતિ પ્રાપ્ત થાય એવી પ્રાર્થના કરવાનો રિવાજ છે. ગિજુભાઈના આત્મા માટે પણ આપણે એ પ્રાર્થના કરીએ; પરંતુ જેમણે પોતાનું તમામ કરજ કણ કણ કરીને ચૂકવી આપ્યું છે તેમનો આત્મા શાંતિને જ વર્યો હોય એમાં સંદેહ નથી. આપણે એ મહાન આત્માને આજે ભક્તિની અંજલિ આપીએ અને એ જીવનમાંથી ત્યાગની મહત્તાની પ્રેરણા મેળવીએ.

સંપાદકો



**વેવિશાળ**—લેખક અને પ્રકાશક: શ્રી. ઝવેરચંદ મેઘાણી, ફૂલછાબ કાર્યાલય રાણપુર; મૂલ્ય ૧ રૂપિયો.

મેઘાણીભાઈની નવલકથાઓમાં વેવિશાળની આ વાર્તા એક નવા પ્રદેશમાં આપણને લઈ જાય છે. પાત્ર જેમ વધુ નીચલા થરનું હોય તેમ મેઘાણીભાઈ તેને વધુ સરસ રીતે ખીલવી શકે છે. 'વસુંધરાનાં વહાલાં દવલાં'એ આ જ કારણે વાંચકોનાં દિલ જીતી લીધાં હતાં. અને 'વેવિશાળ'ની વાત સપ્તાહે સપ્તાહે 'ફૂલછાબ'માં છપાતી જતી તેમ તેમ વાંચનારાઓને આકર્ષતી જતી હતી તે પણ આ જ કારણે.

મુંબઈમાં ઊછરેલી એક શાહુકાર બાપની દીકરી સુશીલાનું વેવિશાળ નાનપણમાં જ્યારે તેમનું કુટુંબ ગામડામાં હતું ત્યારે ગામડાના સુખલાલ નામે છોકરા સાથે થયેલું. સુશીલાના પિતાના મોટાભાઈ જ કુટુંબનો બધો વ્યવહાર સાચવતા. મુંબઈના વાતાવરણ અને એકઠા થયેલા ધનને પરિણામે 'મોટાભાઈ'ને સુખલાલ સાથેનું સુશીલાનું વેવિશાળ અળખામણું થઈ પડયું. વિજયચંદ્ર નામના એક મુંબઈગરા જુવાન ઉપર એમની નજર પડી હતી. જૂનું વેવિશાળ ફોક કરવાનું મળે તે માટે એમણે સુખલાલને 'નમાલો' ઠરાવવા પ્રયત્નો કરવા માંડયા. પણ સુશીલાએ કોઈ અજ્ઞાત મનોવ્યાપારના કારણે સુખલાલને જ પોતાનો યોગ્ય પતિ માન્યો અને મોટાભાઈનો ઉગ્ર વિરોધ સહીને પણ એણે પોતાનું ધાર્યું કર્યું.

આ વાર્તામાં સુખલાલ, સુખલાલનું કુટુંબ, મુંબઈ શહેરમાં અજાણ એવા સુખલાલને આશ્વાસનરૂપ થયેલા ખુશાલભાઈ અને નર્સ લીના, 'ભાભુ' વગેરે પાત્રો ખૂબ કલાત્મક બન્યાં છે. પણ પાત્રાલેખનની એ કલા વિજયચંદ્રના પાત્રાલેખનમાં નથી દેખાતી. એવું લાગ્યું છે કે મેઘાણીભાઈ પોલિશ્ડ સમાજનાં પાત્રોને જીવતાં નથી બનાવી શકતાં. એમની 'નિરંજન' નવલકથામાં પણ આ વસ્તુ દેખાઈ આવી છે અને એવું જ વિજય-ચંદ્રના પાત્રમાં થયું છે.

વચ્ચે બે ત્રણ ઠેકાણે વાર્તા નીરસ બની જાય છે, તેને બાદ કરતાં વાર્તા આપણને આકર્ષી રહે છે અને આપણા કુતૂહલને જાગ્રત રાખે છે.

પણ એક વસ્તુ તો પહેલેથી છેલ્લે સુધી સમજાતી નથી તે એ કે સુશીલા સુખલાલ તરફ કેમ આકર્ષાય છે? સુશીલાના માનસદર્શનમાં કે વાર્તાના ઘટનાક્રમમાં એક કોઈક કડી ખૂટે છે કે જેને કારણે એ સમજવું મુશ્કેલ થઈ પડયું છે. લેખક આપણને એ સમજાવવા બહુ પ્રયત્ન કરે છે છતાં લાગે છે, જાણે સુશીલા એ વિષયમાં લેખકનું પઢાવેલું પાત્ર જ છે.

અંતે તો એ જ કહેવાનું રહે છે કે જે વાર્તાએ 'ફૂલછાબ'ના અનેક વાંચકોના રસને જગાડયો હતો તેણે અમને પણ રસ પીરસ્યો છે.

**રા' ગંગાજળિયો** લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી, ફૂલછાબ કાર્યાલય, રાણપુર, કિંમત દોઢ રૂપિયો.

'ફૂલછાબ' (સાપ્તાહિક પત્ર)ના વાંચકોને ૧૯૩૯ના વર્ષની આ ભેટ છે. ગયા વર્ષના ભેટપુસ્તક 'સમરાંગણ'થી ગુજરાત અને સૌરાષ્ટ્રના મુસ્લિમ ઇતિહાસનું એક સરસ પાનું કલાપૂર્ણ રીતે આપણી પાસે મુકાયું હતું. કહેતાં આનંદ થાય છે કે એ જ ઇતિહાસનું એક બીજું પાનું એથી પણ સરસ રીતે 'રા'ગંગાજળિયા'થી ખુલ્લું થયું છે.

રા'માંડળિકનું વ્રત હતું કે રોજ તાજા ગંગાજળે સ્નાન કરવું અને તેથી તે રા'ગંગાજળિયો કહેવાતો. એ ધર્માસક્ત, સચ્ચરિત્, માનવપ્રેમી અને શૂરવીર માંડળિકના દિલમાં પુત્રપ્રાપ્તિની વ્યથા જાગે છે. પતિપરાયણ કુંતાદે રાણી એને બીજું લગ્ન કરવા કહે છે. એમાં એક ચારણ નાગાજણ મિત્ર તરીકે રા'ને મળી જાય છે, તે રા'ના દિલમાં અપ્સરાની ઝંખના જગવે છે અને ત્યાંથી રા'નું પતન શરૂ થાય છે. અને પછી પતન ત્યાં સુધી પહોંચે છે કે માંડળિક નાગાજણની જ સ્વરૂપવાન ચારણ સ્ત્રી ઉપર કૂડી નજર નાખે છે અને શાપિત બને છે. પરિણામે એનું રાજ્ય મહંમદ બેગડાના હાથમાં જાય છે. એ ધર્મ ગુમાવે છે, સત્ત્વ ગુમાવે છે અને આપણા મોંમાંથી સરી પડે છે. 'अघोघो गंगेयस्'... અને 'ભ્રષ્ટ થઈ મતિ જરી જેની, શતમુખ વિનિપાત જ નિર્મેલો.'

માંડળિકના ચારિત્ર્યને રંગ આપવા થોડી કલ્પનાઓ, કેટલીક દંતકથાઓ અને ચમત્કારકથાઓનો અહીં આશ્રય લેવામાં આવ્યો છે, પણ પ્રધાન પ્રસંગો ઐતિહાસિક છે અને કલ્પનાઓ અને લોકમાન્યતાઓ એને બાધક ન નીવડતાં વેગ આપનાર બનેલ છે.

કેટલાક પ્રસંગોનાં વર્ણનો તો અદ્‌ભુત લાગે છે. માંડળિક પોતાની પત્નીને તેના (રાણીના) કાકાની બહાદુરીની વાત કહે છે તે આખી વાત ખૂબ રોચક છે. અને નરસિંહ મહેતાના પ્રસંગો તો આપણને ભાવભીના કરી નાખે છે. એક પ્રસંગ-નરસિંહ મહેતા અભ્યાગતો પોતાને બારણેથી ભૂખ્યા પાછા ન જાય તે માટે ઉધાર ધન લેવા વેપારી પાસે જાય છે. વેપારી બહાના તરીકે એમની પાસેથી 'કેદારો ન ગાવો' એવું વચન માગે છે. એ સમયે મહેતાની દારુણ અંતરવ્યથા લેખકની ભાષામાંથી ટપકે છે. પણ એ વ્યથા કરુણતર–કરુણતમ તો ત્યારે બને છે કે જ્યારે મહેતા કેદારો ન વેચવાના નિર્ણય પછી વેચે છે. આ પ્રસંગ તો આખા પુસ્તકમાં મુકુટમણિ જેવો છે. 'પુરાતન જ્યોત'માં ધાર્મિક પ્રસંગો જેવા ખીલ્યા છે તેવો જ આ પ્રસંગ અહીં ખીલ્યો છે.

વચ્ચે વચ્ચે ઉપમાઓ પણ કેવી સરસ આવી જાય છે! રા'માંડળિક અને કુંતાદેનાં રૂપની સરખામણી થાય છે, પણ સરખામણી કરવી ન ફાવતી હોય તેમ લેખક કહી નાખે છે, 'ખરી વાત તો એ હતી કે નિશા અને શશીની માફક બંને એકમેકને સોહાવતાં હતાં!'

અને લોકમુખેથી સુધારાના વેણ કેવાં કઢાવે છે!

"માતાજી, હું ઊઠીને એક ભવે બે ભવ કરું?"

"કરવા જોશે, દીકરી! તારે માટે નહિ, કળુકાળમાં નબળાં સબળાં સૌ નાનડિયાંને જીવવાની કેડી બતાવવા સારુ."

'બે ગઢોને જીતનાર તે બેગડો' એ કથનને અહીં 'સીધાં લાંબાં શીંગવાળા બળદ-વેગડો કે બીત્રરો –જેવો, બીત્રરા બળદનાં શીંગ જેવી લાંબી, સીધી અને ધીંગી મૂછો રાખનારો' એવું કહી જુદું બતાવ્યું છે.

વાર્તામાં મહંમદ બેગડાનું ચારિત્ર્યનિરૂપણ કરતાં અને સાંઈ જમિયલશા સાથેની વાતચીતોમાં ફારસીમિશ્રિત જે ભાષા વપરાઈ છે તે સ્વાભાવિક નથી લાગતી. કોઈ પ્રસંગોમાં પ્રસંગ અને પાત્ર પણ ફૂંકીને ફુલાવેલાં લાગે છે. પરંતુ કથાનો પ્રવાહ એવો છે કે આ વસ્તુ બહુ વાર યાદ નથી રહેતી.

## પ્રૌઢશિક્ષણની પોથીઓ

**લોકપોથી પહેલી**—કર્તા શ્રી. નરહરિભાઇ પરીખ અને જુગતરામ દવે, પ્રકાશક: પ્રૌઢશિક્ષણસમિતિ તરફથી નવજીવન કાર્યાલય, અમદાવાદ: કિંમત એક આનો.

**'આપણે સૌ ભણીએ'માળાની નાની પોથી, પહેલી ચોપડી, બીજી ચોપડી**—કર્તા શ્રી. 'ધૂમકેતુ' પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત અનુક્રમે એક આનો, એક આનો, દોઢ આનો.

**'ચાલો વાંચીએ'** કર્તા શ્રી. ગિજુભાઇ, પ્રકાશક: શ્રી. દક્ષિણામૂર્તિ, ભાવનગર. મૂલ્ય એક આનો.

બાલમાનસ અને શિક્ષણની કલાના જ્ઞાતા એવા

જાણીતા અભ્યાસીઓને હાથે જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓએ તૈયાર થયેલી ચોપડીઓમાંથી પ્રૌઢશિક્ષણસમિતિની ચોપડી અક્ષરજ્ઞાન સાથે વર્ધા–શિક્ષણના મૂળ સિદ્ધાંતને અનુસરતી લાગે છે, 'ધૂમકેતુ'ની ચોપડીઓ 'ભણીએ છીએ' એવા ભાવને ઉત્પન્ન કરનારી છે અને શ્રી. ગિજુભાઈની ચોપડી વાંચનનો રસ આપનારી છે.

શબ્દરચના અને પાઠોની રચનાની દૃષ્ટિએ પ્રૌઢ–શિક્ષણસમિતિની ચોપડી સરકારી 'બાળપોથી'ને મળતી આવે છે, પણ પ્રૌઢોનું માનસપરિવર્તન કરાવવાનો ઉદ્દેશ તેમાં રહ્યો છે તેથી તેના પાઠો શિક્ષકોને નવા પાઠો તૈયાર કરવાના સૂચનરૂપ વિશેષતઃ બન્યા છે. 'ધૂમકેતુ'ની ચોપડીઓ સહેલા વળાંકના અક્ષરોથી શરૂ થાય છે, પ્રૌઢોના માનસપરિવર્તનનો ઉદ્દેશ એમાં રખાયો છે ખરો, પણ તે પ્રધાનપણે હોય તેવું નથી લાગતું. વાંચનમાં તેમાં પુનરાવર્તનના સિદ્ધાંતને મહત્ત્વ અપાયું છે. પ્રૌઢશિક્ષણસમિતિની પોથી કરતાં આ ચોપડીઓ વાંચનારને વધુ રસપ્રદ થાય તેવી લાગે છે.

પરંતુ અમારે મતે શ્રી. ગિજુભાઈની ચોપડી પ્રૌઢશિક્ષણને વધુ ઉપયુક્ત છે. એમાં વર્ધા–શિક્ષણના-ક્રમ જેવું ખાસ નથી, ઝટપટ લખતા કરી દેવાનો હેતુ પણ એમાં હોય તેવું લાગતું નથી, પરંતુ તેમાં વાંચનનો રસ ઘણો છે. 'ક–દ, કા–દા, કાકા–દાદા છે, કાકા છે, દાદા છે.' આમ પ્રથમ પાઠથી જ વાક્યની શરૂઆત થઈ જાય છે અને તે નવીન વિદ્યાર્થીને આકર્ષી લે છે. તેમાં પુનરાવર્તનનો સિદ્ધાંત પણ રહ્યો છે. શ્રી. 'ધૂમકેતુ'ની અને પ્રૌઢશિક્ષણસમિતિની ચોપડીઓ સાથે ઇતરવાંચન તરીકે રહે તેવી યોજના થાય તે ઠીક લાગે છે.

## બાલસાહિત્ય

**ઊડો આકાશમાં સાચી વાતો** } કર્તાઃ હર્ષદ પટેલ' પ્રકાશકઃ આપણું બાળકાર્યમંદિર, ભરૂચ. પાનાં દરેકમાં ૩૨, કિંમત દરેકની ૩ આના.

આમાંની 'ઊડો આકાશમાં' ચોપડી બાલભોગ્ય ભાષા અને શૈલીમાં વાયુયાનનો ઇતિહાસ આપે છે, અને 'સાચી વાતો'માં મોતીભાઈ અમીન, મહાદેવ રાનડે, લોકમાન્ય તિલક અને ગોપાલકૃષ્ણ ગોખલેનાં, બાળકોને વાંચવા ગમે તે રીતે અને તેમને સમજાય તેવી ભાષા અને શૈલીમાં, સંક્ષિપ્ત જીવનચરિત્રો આપ્યાં છે. છેલ્લું 'ગિજુભાઈ' ઉપરનું ગીત તો બાળકોને ખૂબ ગમી જાય તેવું છે.

**ગુંજન** (બાલકાવ્યો)—શ્રી સોમાભાઈ ભાવસારઃ પ્રાપ્તિસ્થાન : ભારત વસ્તુ ભંડારઃ રમકડાં મારકેટ અમદાવાદ. કિંમત પાંચ આના.

આ પહેલાં શ્રી. સોમાભાઈનાં જે બાલકાવ્યોના સંગ્રહો પ્રગટ થયા છે તેમાં આ એક નવો ઉમેરો થાય છે. આખી ચોપડી 'કુમાર પ્રિન્ટરી'માં રંગ-બેરંગી શાહીઓ અને ચિત્રોમાં છપાઈ છે.

બાલકાવ્યોમાં 'ઉષા અને સંધ્યા', 'તારલા અને ચંદ્રિકા' અને એવી એવી કલ્પનાઓ બહુ સસ્તી થઈ પડી છે તે જરાય ગમ્ય નથી જણાતી. શ્રી. સોમાભાઈનાં આ સંગ્રહમાંનાં કાવ્યો પણ એનાથી મુક્ત નથી. જો બાલકાવ્યો એ મુખ્યત્વે સુંદર અને સહેલા રાગોમાં ગાવા માટેની લલિત શબ્દોની રચેલી નિર્દોષ લીટીઓ જ માત્ર હોય તો તે રીતે આમાંનાં બધાં જ કાવ્યો ઘણાં સારાં છે.

ત્રણ ચાર કાવ્યો અર્થ–ભાવની દૃષ્ટિએ પણ સારાં છે. 'પિંજરનું પંખી'માં પંખી મુક્ત પ્રકૃતિને જોઈ જોઈ રુએ છે, એ કાવ્યમાં બે ત્રણ એવી વસ્તુઓ બતાવ્યા પછી દરિયાનું વર્ણન આવે છે.

'જો પેલો ઘૂઘવે છે દરિયો,
અહીં તહીં કાઢે છે હડીઓ,
જાણે અરબી ઘોડે ચડિયો,
સેના શું જંગી !

અને પછી છેલ્લી કડી આવે છે. ત્યાં તો સાંભળનારથી છાનું ડૂસકું મુકાઈ જવાય છે.

'ભૈયા આવું નિતનિત દેખું,
દેખું દાઝું પિંજર એકું,
કોઈ મને ના મૂકે રેઢું,
કેવું હતભાગી !
પિંજરનું પંખી !

'ક્યાં ગયા રામ, ક્યાં ગયા રામ'થી શરૂ થતી લીટીઓવાળું 'ભરતવિલાપ'નું કાવ્ય આખર સુધી એ જ ભાવ જાળવી રાખે છે અને 'ભીમસેન'નું ગીત 'જો બા તું કુંતાજી બન તો' મહાભારતના મીઠા ઢાળમાં શરૂ થઈ ભીમસેનની મહત્તા ગાય છે. 'અમે તો બાલ ગૂજરાતી' એ મુખકાવ્ય પણ સારું છે. બધાં જ ગીતો આટલી સરળ ભાષામાં અને સુંદર રાગમાં સાદી ભાવના સાથે રજૂ થવાની જરૂર હતી એમ અમને લાગે છે.

અત્યારે તો આ કાવ્યોની ખરી મઝા એને યોગ્ય રાગોમાં ગાવાની જ છે.

## કાવ્ય

**અર્ચન**–કર્તા અને પ્રકાશક : પ્રબોધ અને પારાશર્ય, અનંતવાડી ભાવનગર, મૂલ્ય રૂા. બે.

આ ગીતસંગ્રહના કર્તાઓમાંના શ્રી. પારાશર્યનું નામ તો આપણાં સામયિકોમાં પ્રગટ થતાં કાવ્યોના કવિઓમાં આપણને વાંચવા મળ્યું છે. એમનાં કાવ્યોએ પ્રશંસા પણ મેળવી છે. પોતાના મિત્ર સાથે મળીને એમણે "આ કાવ્ય મારું અને આ એનું" એવું જણાવ્યા વિના આ કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો છે. કુમાર પ્રિન્ટરીમાં ઊંચી જાતના કાગળો પર એ સુંદર રીતે છપાયેલ છે.

પ્રથમ કાવ્ય 'પૂજારી' એક સુલલિત શબ્દોમાં વહેતી કથા છે. અંદર સુંદર કલ્પનાની આછી છાંય અને સરસ ભાવનાઓ છે. બીજાં કાવ્યોમાં, જેમાં કથાતત્ત્વ છે તે કાવ્યો, પણ એવાં જ સરસ લાગે છે. પણ મોટા ભાગનાં કાવ્યો રસ આપનારાં નથી લાગતાં.

પ્રથમ કાવ્ય 'પૂજારી'ના માપબંધ વિષે કહેવાનું મન થાય છે કે જે ગેયતા કવિએ છંદનું માપ તોડી નાખીને આણી છે તે ગેયતા જો છંદોબદ્ધતા ન તોડી હોત તો વધુ રુચિકર બનત. કાવ્ય સુંદર છે–આત્મા સુંદર છે પણ છંદ જે એનો દેહ છે તેને આમ નષ્ટ કરીને કવિએ કંઈ સારું નથી કર્યું. જે છંદો સંસ્કૃતમાં નિર્માણ થયા તેથી આગળ જવું જ નહિ તેમ કહેવાનો આશય નથી, પરંતુ આપણે કોઈને કોઈ (આપણું પોતાનું મૌલિક જ) એક ચોક્કસ માપ ન રાખીએ તો કાવ્યની ગેયતામાં ખામી આવે છે, અને જતે દિવસે કાવ્યસાહિત્યમાં અરાજકતા આવે છે.

ઉદાહરણતઃ 'પૂજારી' કાવ્યની એક કડી આ છેઃ

'અહીં આ જ સરીતનાં શાંત તટે
અતિ જૂનું પુરાણું કો' ગામ હતું
અહીં ભાંગલ તૂટલ ખોરડે મેઘ
સંડાય ત્યારે આખું ગામ ચૂતું'

આ કડીમાં એક સુંદર ચિત્ર રજૂ થયેલ છે, પણ આમાં એક પણ લીટી બીજી કોઈ પણ લીટી સાથે એક માપમાં બેસતી નથી. કેટલાક ગુરુ સ્વરોને એવી રીતે લઘુ કરી નાખવા પડ્યા છે કે ગાવાની મજા જ મારી જાય છે. ત્રીજી લીટીના તેર અક્ષરો અને ચોથી લીટીના અગિયાર અક્ષરો કરીને બંને લીટી અર્થબોધ સહેલો થાય માટે એક શ્વાસે એકી સાથે ગાઈ જવી પડે છે. આ વસ્તુ કાવ્યની અસરને મોળી પાડી નાખે છે. અને આવું તો ઘણે ઠેકાણે બન્યું છે.

શ્રી. મેઘાણીભાઈના જે કાવ્યને આ સ્વચ્છંદતા માટે 'આદર્શ' તરીકે રાખેલ છે તે 'ધરતીને પટે પગલે પગલે'વાળું ગીત પણ છંદનું બંધન ન હોવાને કારણે ક્યાંક ગાવામાં ખટક આપે છે. એ ગીતની પણ એક કડી નોંધીએ. એને ગાવાથી એમાંનું અનિષ્ટ તત્ત્વ જણાઈ આવશે.

'દિનરાત જેઓની નસેનસમાં
પડે ઘોર ભયંકર યંત્ર તણા
પિયેઁ ઝેરી હવા જેઁ દમેદમમાં
(લઘુસ્વરચિહ્નો મેં કર્યાં છે)

તોટક છંદનું માપ ચાર સગણ છે, તેમાં ગેયતા સારી છે. જો થોડી વધુ મહેનત લેવાઈ હોત તો કાવ્ય સંપૂર્ણ રીતે ગાન બની ગયેત અને ભવિષ્યમાં જે

નિરંકુશતા આવવાનો ભય રહે છે તેના દોષભાગી થતા બચી શકાત, અને એક સર્વાંગસંપૂર્ણ સુંદર કાવ્ય રચવાનો યશ કવિને મળી શક્યો હોત.

**મદાલસા** (એક ખંડકાવ્ય)–કર્તા: ગોવિંદભાઈ હ. પટેલ પ્રકાશક: ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ, નંદાનંદ અલકાપુરી, વડોદરા, મૂલ્ય દશ આના.

**તપોવન** (બે ખંડકાવ્યો)–કર્તા અને પ્રકાશક ઉપર મુજબ, મૂલ્ય બાર આના.

આપણી ભાષામાં ખંડકાવ્યોની અતિ ખોટ છે એવી સતત બૂમ છે તેમાં એક અજાણ્યા કવિનાં આ ખંડકાવ્યો વાંચતાં મુગ્ધ થઈ જવાય છે. આ કાવ્યોના એક વિવેચકે કહ્યું છે કે, " આ કંઈ ઇંદ્રવરણાં નથી કે જોતાં જ રૂપ જોવા મળે, કે આ કંઈ જામફળ નથી કે ઝટ દઈ ને બટકું ભરી લઈ સ્વાદ લઈ લેવાય, આ તો છે નાળિયેર. એની અંદરનો મધુર ગર્ભ મેળવવા માટે થોડો શ્રમ પણ વેઠવો પડશે. પણ એનો સ્વાદ ઓર હશે." આ મત સાથે અમે સહમત છીએ. સંસ્કૃત છંદોને આટલી સરળતાથી પ્રવાહબદ્ધ અને સંવાદશૈલીમાં રચી દેનાર આ કવિની શક્તિ પ્રત્યે માન ઊપજે છે.

'મદાલસા' કાવ્ય પૌરાણિક વસ્તુ ઉપર રચાયેલ છે, પણ અહીં કેન્દ્રસ્થાને વાર્તાને ન રાખતાં ઉપદેશને રાખ્યો છે અને વાર્તા ઉપદેશને સ્પષ્ટ કરવા આગળ વધતી રહે છે. આ કાવ્યની છંદરચનામાં પાંચ ઠેકાણે અશ્વગતિબંધ, કપાટબંધ, ત્રિપદીભેદ, મુરજબંધ, અર્ધભ્રમક, સર્વતોભદ્ર અને વિશેષ ચક્રબંધ એવા ચિત્રબંધો પણ રચાયા છે કે જે આ પહેલાં કવિ દલપતરામે જ રચી બતાવેલા. ચિત્રબંધછંદરચના ખૂબ કૌશલ્ય માગે છે. શ્રી. ગોવિંદભાઈ બધા ચિત્રબંધોમાં એવું કૌશલ્ય બતાવી શક્યા નથી. પરંતુ તેઓ એ રચી શકે એ તો સ્પષ્ટ દેખાય છે. આ ખંડકાવ્ય ૩૪૦ કડીઓનું ( લગભગ ૧૧૦૦ લીટીઓનું ) છે.

'તપોવન' માં 'સાવિત્રિ અને યમ' ખંડકાવ્યમાં સાવિત્રીનો યમ સાથેનો બુદ્ધિયુક્ત સંવાદ છે. તેમાં ૨૬૬ કડીઓ છે. આ પુસ્તકમાંનું બીજું ખંડકાવ્ય 'યજ્ઞશિખા' શીખ ગુરુઓનો બલિદાનો મહિમા વર્ણવે છે. તે ૨૮૦ કડીઓનું છે.

કેટલાક શ્લોકોની ક્લિષ્ટતા અને ક્યાંક કથાપ્રવાહ ગૂંચવાઈ ગયેલો લાગે છે એટલા વસ્તુ ને બાદ કરતાં ત્રણે ખંડકાવ્ય આપણી કાવ્યસમૃદ્ધિને શોભાવે તેવાં છે.

**એકટીંગના હુન્નરનું વ્યવહારુ શિક્ષણ**—લેખક અને પ્રકાશક ફિરોજશાહ રૂસ્તમજી મહેતા : ૧૪, કાત્રક પારસી કોલોની, સદર, કરાંચી ; મૂલ્ય રૂા. પોણા બે.

'વ્યવહારોપયોગી અભિનય' એ આ પુસ્તકનું બીજું નામ છે. આ પુસ્તકના લેખકને ગુજરાત સારી રીતે ઓળખે છે. લેખકની વિશિષ્ટતા એ છે કે પોતે નટ ન હોવા છતાં 'અભિનય' નું પુસ્તક લખે છે. પોતે 'ચિત્રકાર' ન હોવા છતાં ચિત્રો ઉપર સમીક્ષા લખે છે. રડીખડી જ વાર્તાઓ લખી હોવા છતાં વાર્તાશૈલી ઉપર લખે છે અને એમ જ નૃત્યકલાના શાસ્ત્રને છણે છે. પણ જેમ લેખક માને છે તેમ અમે પણ માનીએ છીએ કે અમુક વિષયનો અનુભવ લીધા વિના પણ તે વિષયના શાસ્ત્ર વિષે લખી શકાય. પણ અમને તો લાગે છે કે લેખકે જાહેરમાં નહિ તો ઘરમાં, બારણાં બંધ કરીને પણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અભિનયો ખૂબ વાર કરી તો જોયા જ હશે અને તે એકવાર નહિ પણ ઘણી વાર. નહિતર ચેષ્ટાઓનું જે વર્ણન એમણે પુસ્તકમાં કર્યું છે તે બીજા લેખકના લખાણમાંથી ઉતારો કરી લીધા સિવાય ન લખી શકાય. લેખકે બીજાં પુસ્તકો અને લેખકોની સહાય જરૂર લીધી હશે, પરંતુ અહીં તો એમણે સ્વતંત્ર શૈલી અને દૃષ્ટાંતોથી વિષયને સ્પષ્ટ કર્યો છે એટલે ક્યાંયથી ઉતારા લીધા હોય તેવું સંભવિત નથી લાગતું.

પુસ્તકમાં આપેલી ૧૦૭ વ્યવહારુ સૂચનાઓ તો શિખાઉને સારી ઉપયોગી થઈ પડે તેવી છે. ઉપરાંત પુરવણીના લેખો રંગમંચની સજાવટ ઉપર અંગુલિનિર્દેશો કરે છે.

પુસ્તકમાં શૈલી અને દૃષ્ટાંતો ઘણાં રમૂજી છે એટલે વાંચન રસિક બને છે.

પુસ્તકમાં ખામીઓ બે છે. ચિત્રો વિના ચેષ્ટા-વર્ણન સમજતાં ઘણી તકલીફ પડે છે અને પુનરાવર્તનના અને વિષયસંકલનાના દોષો રહી ગયા છે.

ઊગતા દિગ્દર્શક અને અભિનેતાની વચ્ચે અમુક અભિનયની યથાર્થતા પરત્વે મતભેદ પડે ત્યારે છેવટના નિર્ણય તરીકે સલાહ લેવામાં અને જેને જન્મગત અભિનેતાની શક્તિ નથી મળી પણ જેઓ અભિનેતા થવા ઇચ્છે છે તેમને માર્ગદર્શક બનવામાં આ પુસ્તક ઉપયોગી બનશે.

**બળવાખોર પિતાની તસ્વીર** [ 'નવસૌરાષ્ટ્ર' સાપ્તાહિકપત્રનું ૧૯૩૯નું ભેટપુસ્તક ] સંપાદક શ્રી. કકલભાઈ કોઠારી, નવસૌરાષ્ટ્ર કાર્યાલય; અમદાવાદ. મૂલ્ય રૂપિયા અઢી.

ઊગતા જીવનમાં તનતોડ શારીરિક મજૂરી કર્યે પણ જેને પૂરતું ખાવાનું મળતું નહિ, કામ વિના હતાશ ચહેરે અને ભાંગલે પગે જેને ઘણા દિવસ ઘેર પાછા ફરવું પડતું, પણ પછી અભ્યાસ, ચિંતન, સાહસ અને દૃઢ નિશ્ચયના બળે જે જીવનનાં વધતાં વર્ષોમાં આયર્લેન્ડના એક વીર પુરુષ તરીકે જીવ્યો, પ્રજાકીય લશ્કરના સેનાપતિ તરીકે પરદેશી અંગ્રેજોની ગોળીએ વીંધાઈને જે મર્યો તે જેમ્સ કોનોલીનું આ જીવન-ચરિત્ર છે, પણ એના વાંચનમાં રસ ભર્યો છે કોઈ વેગબંધ ઘટનાક્રમે આગળ વધતી નવલકથાના કથનનો.

બળવાખોર પુત્રીએ જ પોતાના બળવાખોર પિતાની આ તસ્વીર પોતે ત્રીજા પુરુષમાં રહીને દોરી છે. નવલકથાનું પાનું ઊઘડતું હોય તેમ 'તસ્વીર'નું પાનું ઊઘડે છે અને નવલકથાનું છેલ્લું પાન બંધ થતું હોય તેમ 'તસ્વીર'નું છેલ્લું પાન પૂરું થાય છે, અને અંત આવતાં તો વાંચક પણ આંખો ફાડીને સ્તબ્ધ બની રહે છે અને પૂછે છે: "શું બની ગયું બધું ?" આવું પુસ્તક આઝાદીની લડાઈ લડતા આપણા દેશને ખૂબ વિચાર અને બળ આપે છે. સાથે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે આયરીશ સ્વાતંત્ર્યના લડવૈયાઓની અને ઉપરોક્ત પુસ્તકની લેખિકા સાથેની નિકટની મિત્રતાથી આયરીશ લડતને સમજીને એનો ઇતિહાસ પણ આપ્યો છે.

પુસ્તકમાં ભાષાની કચાશ અને જોડણીની ભૂલો ઠીક નજરે ચડે છે.

**ભાવોર્મિ**—સ્વ. જયાશંકર જીવનરામ જોષી ('ભાવિક')નાં ગદ્યપદ્ય લખાણોનો સંગ્રહ: પ્રકાશક, કેશવ હ. શેઠ, ખડાયતા મુદ્રણકલામંદિર, ચાર રસ્તા, અમદાવાદ, મૂલ્ય એક રૂપિયો.

નાટિકા–વાર્તા–ઉદ્‌બોધનો–લેખો અને કાવ્યોનો આ નાનો સંગ્રહ એક લેખકની શુભ વૃત્તિઓનો સંગ્રહ છે. એના પ્રગટ થવાથી ગુજરાતી ભાષાની અસેવા થઈ નથી કે કંઈ બીજું અનિષ્ટ થયું નથી, પરંતુ આવો સંગ્રહ તો લેખકનાં આપ્તજનો સિવાય બીજા બહુ ઓછા જણને વાંચવા લલચાવશે.

**'ચિત્રમય જગત' લશ્કર–અંક–૧૯૩૯**

આ વિશિષ્ટ પ્રકારના સાપ્તાહિકની સાહિત્યસેવા જાણીતી છે. જે ખંત અને શ્રમથી એના બીજા અંકો તૈયાર થાય છે તેવી રીતે ખાસ શ્રમપૂર્વક તૈયાર કરેલો આ લશ્કર–અંક ઘણી મનનીય વાચન–સામગ્રી પીરસે છે. શિવાજીનું મરાઠા–લશ્કર, હિંદુ-સ્તાનના લશ્કરનો વિકાસ, ૧૮૫૭ અને તે પછી લશ્કરની સંઘટના, લશ્કરના અવયવો, બહારની આફતોને નિવારવાનો માર્ગ ઇત્યાદિ વિષયો અને ખૂબ ફોટો–ચિત્ર અને આંકડાઓથી અંક સમૃદ્ધ બન્યો છે. અને આ બધું આજની હિંદની પરિસ્થિતિને અનુલક્ષીને જ લખાયું છે.

## આવકાર

**બાલજગત** (બાળકો માટેનું પાક્ષિક–પત્ર)–સંપાદકો શ્રી. સોમાભાઈ ભાવસાર અને દિનેશ ઠાકોર, ૩૧. ગુજરાત સોસાયટી, અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂપિયા ચાર.

શ્રી. ગિજુભાઈના આશીર્વાદ સાથે બાળકો માટેનું

આ એક નવું સામયિક શરૂ થાય છે. એના પ્રથમ બે અંકો તંત્રીઓએ એની પાછળ લીધેલો શ્રમ દેખાડી આપે છે. આ અંકોમાં 'દેશ ને દુનિયા' વિભાગમાં જે ચિત્રાત્મક રીતે દેશપરદેશના સમાચારો અપાયા છે તે રીતે જ તે સમાચારો રજૂ થતા રહેશે અને શ્રી. મોતીભાઈ અમીનનું જીવનચરિત્ર જે રીતે લખાયું છે તે રીતે બીજાં જીવનચરિત્રો લખાશે તો એ શુષ્ક વિભાગો પણ બાળકોને રસિક લાગશે અને ઉપયોગી નીવડશે. ચિત્રો, વાર્તા, ગીતો, ઇ. પ્રસાદી તો અન્ય બાલસામયિકો જેવી જ છે. દર પંદર દિવસે ચોવીસ પાનાંનું આવું સાહિત્ય બાળકોને જે લવાજમમાં મળે છે તે આજનાં બીજાં બાલસામયિકોની સરખામણીમાં બરાબર જ છે.

આનું પૂઠું અને સુશોભનો ઉઠાવદાર બન્યાં નથી એ આની એક મોટી ખામી ગણાય. આશા છે કે એમાં સુધારો થશે.

અંતે આ નવા સામયિકને અમે સહર્ષ આવકારીએ છીએ. **ચા.**

**સુહિણી** [માસિક]:–તંત્રી કરસનદાસ માણેક : રાજા મેન્શન રણછોડ લાઈન કરાંચી.

બૃહદ્ ગુજરાતમાં મુંબઈની ગણના તો કરાય જ નહિ, કારણ કે એ તો લગભગ ગુજરાત જ છે. એ પછી ગુજરાતીઓની મોટામાં મોટી વસાહત કરાંચીમાં છે. ત્યાંના ગુજરાતીઓ બીજી તમામ વસાહતોની પેઠે વેપાર અર્થે જ ત્યાં વસેલા છે, પરંતુ એ વસવાટ હવે તો સૈકા ઉપર પહોંચી ગયો છે. આટલો કાળ જ્યાં એક પ્રજા વસે ત્યાં 'વતન'ની પ્રેરણા જાગે જ અને તે સાથે ત્યાં માનવજીવનને રસ, પ્રેરણા ને બળ આપતા સાહિત્ય અને કલાના સંસ્કારો પણ વિકસે જ.

આવી સંસ્કારિતા કરાંચીમાં ઘણાં વરસોથી પ્રગટેલી છે. જેને માટે ગુજરાતીઓ ગર્વ લઈ શકે એવા કવિઓ, અભ્યાસીઓ, વાર્તાકારો — ભલે અલ્પ સંખ્યામાં પણ–ત્યાં છે જ. શ્રી. ડોલરરાય માંકડને વાર્ષિક સમીક્ષાનું કામ આપી કરાંચીના એક પ્રખર અભ્યાસીની કદર ગુજરાતે કરી જ છે, એ જ રીતે કવિ ઇન્દુલાલ, કરસનદાસ અને ચમનલાલનાં કાવ્યોને પણ ગુજરાતે બહુ જ પ્રેમ અને આદરથી સત્કાર્યાં છે. શ્રી. ઇન્દુલાલનાં તો નાટકો અને વાર્તાઓનો પણ ગુજરાતે પરિચય લીધો છે. શ્રી. ભવાનીશંકર અને સુરેશ ગાંધીના વાર્તાસંગ્રહો પણ ગુજરાતમાં વસી ગયા છે.

આવું, પરસ્પર જોડાયેલું નહિ છતાં પ્રસંગ આવ્યે સાથે દેખાતું, એક સંસ્કારમંડળ ત્યાં વસે છે. આ સંસ્કારમાંથી જ 'ઊર્મિ'નો જન્મ થયો હતો અને ત્યાં જ લગભગ પાંચ વર્ષ સુધી એનું પોષણ થયું હતું. જો અમારું પ્રકાશનકાર્ય આટલું વિસ્તાર ન પામ્યું હોત અને એને કારણે કરાંચીમાં રહેવું અગવડભર્યું ન થયું હોત તો આજે યે 'ઊર્મિ'નું પ્રકાશન કરાચીમાંથી જ થતું હોત. જો કે અમે હમેશ 'ઊર્મિ'ને અને અમારી આ પ્રકાશનપ્રવૃત્તિને કરાંચીના સંસ્કારોનું જ ફળ માનીએ છીએ.

આ કરાંચીમાંથી આજે નવસંસ્કારના ફળરૂપ 'સુહિણી'નો જન્મ થાય છે તેને અમે અંતઃકરણપૂર્વક આવકારીએ છીએ. 'સુહિણી' માસિક-પત્રિકાનું પ્રથમ દર્શન સાહિત્યસંમેલન વેળા થયેલું, જો કે સંમેલનનાં સંસ્મરણો મીઠાં છતાં 'સુહિણી'નું માધુર્ય તો અમને યાદ રહી જ ગયું છે. એ 'સુહિણી' ચાલુ રહેશે એવી તે દિવસે થતી વાતો અમને આનંદ આપતી હતી, અને સંમેલનની નિષ્ફળતાએ 'સુહિણી'નો વિકાસ ન જ થવા દીધો એ જાણ્યું ત્યારે સહેજ દુઃખ પણ થયું હતું. આજે એ 'સુહિણી' પ્રચારપત્રિકા તરીકે નહિ પણ એક શુદ્ધ સંસ્કાર–પત્રિકા તરીકે જન્મ પામે છે તેથી અમે આનંદ પામીએ છીએ.

આ પહેલા અંક ઉપરનું ચિત્ર અને એનો ઉઠાવ એટલાં બધાં આકર્ષક લાગ્યાં છે કે આવા અજાણ્યા ચિત્રકારથી આવું ચિત્ર કેમ થઈ શક્યું હશે અને બહુ નાનું ગણાતું મુદ્રણાલય એને છાપી

કેમ શક્યું હશે તે જ પ્રશ્ન થાય છે. અંકના આત્મા-રૂપ એનું લેખનચિત્ર એટલું તો સુંદર અને સમૃદ્ધ નથી જ છતાં એમાં આશા તો પડી જ છે. પ્રારંભનું શ્રી. કરસનદાસનું કાવ્ય ભાવની દષ્ટિએ અમને સર્વોત્તમ લાગ્યું છે. શ્રી. ભવાનીશંકરની વાર્તા અંત ભાગમાં પ્રેમનો ઝબકારો ન બતાવી શકી હોત તો કોઈ લાંબી વાતના સાર જેવી જ લાગત. શ્રી. ઇન્દુલાલની લગભગ બધી નાટિકામાં જે અદ્ભુત કલ્પના-રંગો પૂરેલા હોય છે તે આમાં નથી એટલે એમની નાટિકાઓ માટે સહજ એવી રસનિષ્પત્તિ આમાંથી થતી નથી. વધુમાં, નાટિકા એક પ્રચાર–નાટિકા જેવી નિર્જીવ પણ બની ગઈ છે. શ્રી. સુરેશની વાર્તામાં જેટલો ભાષાડંબર છે તેટલું તત્ત્વ હોત તો વાર્તા સુંદર બનત. શ્રી. ડોલરરાયનો લેખ વાંચ્યા પછી એક સૂચન કરવાનું મન થયું છે. ' સુહિણી 'ને સર્વ રીતે રસ અને સાહિત્યનું જ માસિક ન બનાવી શકાય ? સુહિણીના જીવન અને કવનમાં એ જ માત્ર નથી શું ? એમાં કઠોર લેખો શા માટે ?

અને તંત્રીના નિવેદન માટે એટલું જ કહીએ કે 'સુહિણી'માં સૌન્દર્યની સાથોસાથ પ્રગતિશીલતા–સમાજવાદ ઇત્યાદી ભાવોના દર્શન કરવા–કરાવવાની ઇચ્છા ન કરી હોત તો ચાલી શકત. સુહિણીનું સૌન્દર્ય અને આત્મવિસર્જન જ આ માસિકનાં નામ અને ધ્યેયને સ્પષ્ટ કરી શકત.

ફરીને અમે આ માસિકપત્રને આવકાર આપીએ છીએ. **મો.**

# ઊર્મિ

સાહિત્ય અને સંસ્કારનું પાક્ષિક

૧ ઑગસ્ટ ૧૯૩૯

દર પંદર દિવસે વાર્તાઓ, લેખો, કાવ્યો, સાહિત્યવિવેચનો અને જીવનચરિત્રો રજૂ કરતું આ પાક્ષિક ઓછામાં ઓછું ૪૮ પાનાંનું વાચન આપે છે. બહુ જ મર્યાદાપૂર્વકની જા. ખ. લે છે ને દર વરસે સુંદર ઍન્ટિક કાગળમાં છપાયેલું લગભગ અઢીસો પાનાંનું ભેટ–પુસ્તક આપે છે. વાર્ષિક લવાજમ ભેટપુસ્તક સાથે :

દેશમાં
૫–૦–૦
બ્રહ્મદેશમાં
૫–૮–૦
પરદેશમાં
૬–૮–૦
શિ. દસ

## આ અંકે



## આવતા અંકે



ઉપરાંત, કાવ્યો, સ્વરાજયાત્રા, અવલોકન વગેરે

મુદ્રક અને પ્રકાશક : દિનેશ હરિદાસ મોતીવાલા : ઊર્મિ કાર્યાલય : પો. બો. નં. ૭૩ : અમદાવાદ
મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ ઘીકાંટા : નોવેલ્ટી ટોકીઝ પાસે : અમદાવાદ

# 'ઊર્મિ' પાક્ષિક બને છે

ગ્રાહક બંધુઓ !

આ અંક જોઈને તમે ચમકી જશો. 'ઊર્મિ' આટલું નાનું કેમ થઈ ગયું એમ તમને લાગશે, પણ થોભજો. પંદર દિવસ પછી આવો જ એક અંક તમારા હાથમાં આવશે ને તે પછી દર પંદર દિવસે 'ઊર્મિ' તમારી પાસે હાજર થશે.

એમ કહી શકાય કે 'ઊર્મિ'ને સમૃદ્ધ કરવા પાછળ અમે જેટલી મહેનત લીધી છે તેટલી મહેનત અમારી બીજી કોઈ પણ પ્રવૃત્તિ માટે લીધી નથી, છતાં આર્થિક બાજુએ સૌ કરતાં નબળું 'ઊર્મિ'જ રહ્યું છે. 'ઊર્મિ' એનું ખર્ચ તો ઉઠાવે છે પરંતુ એમાંથી કશી જ બચત નથી થતી એટલે અમે એને વિશેષ સમૃદ્ધ કરી શકતા નથી.

ગુજરાતનાં અગ્રણી માસિકોમાં 'ઊર્મિ'નું સ્થાન ક્યાં છે તે જ્યારે જ્યારે બીજાના મુખેથી અમે સાંભળીએ છીએ ત્યારે ત્યારે અમને આનંદ થાય છે, પરંતુ આર્થિક કારણોને લઈ એની પ્રગતિ અમે કરી શકતા નથી એટલે અસંતોષ રહે છે. એમ લાગે છે કે 'ઊર્મિ' અઘરું છે ને બહુ ગંભીર છે એવી જે છાપ પહેલેથી પડી છે તે એને ખૂબ લોકપ્રિય બનાવ્યા છતાં ભુસાતી નથી. અમારા મત પ્રમાણે 'ઊર્મિ' આજે જે ગંભીરતા ધરાવે છે તે કોઈને અઘરી કે ભારે પડે તેવી નથી. એના ગંભીર લેખો પણ વ્યક્તિ અને રાષ્ટ્રજીવનના ફૂટ પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા હોય છે એટલે એ વાંચવામાં માણસને રસ અને જ્ઞાન મળે જ. ઉપરાંત, 'ઊર્મિ'માં રોચક સાહિત્યનું પ્રમાણ પણ ઠીક ઠીક હોય છે. આવું 'ઊર્મિ' તો જ આગળ વધી શકે, જો એની ગ્રાહકસંખ્યા વધે.

આ રીતે 'ઊર્મિ'ને પાક્ષિક કરવાનો એક હેતુ એ છે કે 'ઊર્મિ' લોકપ્રિય થાય અને તેના ગ્રાહકો વધે. બીજું મહત્ત્વનું કારણ એ છે કે આપણા ગુજરાતમાં સાહિત્યનું એકેય સાપ્તાહિક કે પાક્ષિક નથી. એ ચાલે કે કેમ એવી સૌને શંકા છે. અમે અત્યારે તો સારા પ્રમાણમાં ખર્ચ વધારીને એ શંકા દૂર કરવાનું સાહસ કરીએ છીએ. અમને એવી આશા છે કે 'ઊર્મિ'— પાક્ષિકને ગુજરાત સત્કારશે જ.

સૌએ એટલી ખાતરી રાખવી કે 'ઊર્મિ' પાક્ષિક થતાં છતાં એની વાર્તાઓ, લેખો, નોંધો અને સાહિત્યસૂરો તો જે છે તે જ રહેશે – તે જ કક્ષાનાં રહેશે. 'ઊર્મિ' પોતાનું ધોરણ કે નીતિ બદલશે નહિ.

**ભેટ પુસ્તક**—પાંચ રૂપિયાના લવાજમમાં 'ઊર્મિ' અત્યારે દર મહિને લગભગ ૯૬ પાનાં આપે છે. પાક્ષિક થતાં હાલ તુરત દર પખવાડિયે ૪૮ પાનાં આપી એ જ વાચનસામગ્રી આપશે. જેમ ગ્રાહક વધતા જશે તેમ વાચનનું પ્રમાણ વધશે. પરંતુ તે દરમિયાન પણ 'ઊર્મિ' ભેટપુસ્તક આપવાનું સાહસ તો કરવા માગે જ છે.

'ઊર્મિ'નું નવું વર્ષ અમે એપ્રિલથી ઠરાવ્યું છે, એટલે જે ગ્રાહકો એપ્રિલથી થયા હશે તે સૌને ભેટપુસ્તક મળશે. એ સિવાયના મહિનાઓમાં જે ગ્રાહકો હશે તેનું નવું લવાજમ જેમ જેમ મળતું જશે તેમ તેમ ભેટપુસ્તક પહોંચાડવામાં આવશે.

અને ભેટપુસ્તક પણ એક અત્યંત રોમાંચક નવલકથા છે. ફ્રાંસના જગવિખ્યાત લેખક આનાતોલ ફ્રાંઝની નવલકથાનો ગુજરાતી અનુવાદ **અહંકાર** ભેટપુસ્તક તરીકે આપવામાં આવશે. એનો વિસ્તૃત પ્રવેશક, જેમાં આનાતોલ ફ્રાંઝનું સાહિત્યજીવન આલેખાયેલું હશે તે, ગુજરાતના સમર્થ વિવેચક શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક લખવાના છે. આ પુસ્તક અમારી 'વિશ્વસાહિત્યમાળા'નું બીજું પુસ્તક છે. આ વર્ષે એ જ પુસ્તક 'ઊર્મિ'ના ગ્રાહકોને પણ મળશે. પુસ્તક ઓછામાં ઓછું અઢીસો પાનાંનું, કાગળો સુન્દર એન્ટિક અને પૂઠું દ્વિરંગી થશે. આ પુસ્તક મોડામાં મોડું ઑક્ટોબરમાં પ્રગટ થઈ જશે.

અમદાવાદ : ૧–૮–૩૯ મુખ્ય સંચાલક : **ભારતી સાહિત્ય સંઘ**



વર્ષ નવમું ] ૧ ઓગસ્ટ : ૧૯૩૯ [ અંક પાંચમો

# બુદ્ધિ વિરુદ્ધ ભાવના

બુદ્ધિના દરબારમાં, ભાવના, લજ્જાશીલ મુખે પોતાના અસ્તિત્વની જરૂરિયાત સિદ્ધ કરવા ઊભી હોય, એવી સ્થિતિ આજે આવી છે. એક રીતે ગણો તો બુદ્ધિ વિરુદ્ધ ભાવના – એવા વિગ્રહી વિભાગનું કોઈ કારણ તમને જડશે નહિ. ખરી રીતે એ એક બીજાનાં વિરોધી નહિ પણ પૂરક તત્ત્વો છે. એકના વિના બીજું અપૂર્ણ છે, એટલું જ નહિ, એ બન્નેના અસ્તિત્વ વિના કોઈ પણ મનુષ્ય કોઈ પણ કામ ખરા અર્થમાં કરી શકતો નથી. અને છતાં આજે બુદ્ધિને કોઈ એવો વૈજ્ઞાનિક પદાર્થ ગણવામાં આવે છે કે જાણે એ નહિ રહે તો માનવજાત પણ નહિ રહે. જીવનમાં એની જરૂરિયાતને એટલું મહત્ત્વ આપવામાં આવ્યું છે કે એના વિના જીવન વેરાન ને શૂન્ય મનાય છે; એના વિના વ્યક્તિ ભયંકર ને બેવકૂફ ગણાય છે; એના વિનાનો સમાજ અંધ અને પંગુ મનાય છે; એને પ્રાણનો પ્રાણ માનવામાં આવે છે; બુદ્ધિવાળો મનુષ્ય જે કહે ને કરે તે અવિચલ ગણાય છે; અને ઈશ્વરને નકારનારા પણ બુદ્ધિને નકારતાં ધ્રૂજી ઊઠે છે: એક રીતે ઈશ્વર કરતાં માનવને મહાન ગણવાનું એમનું સૌથી પ્રબળ સાધન બુદ્ધિ છે. ઈશ્વરે માનવને બનાવ્યો હોય કે ન બનાવ્યો હોય, પણ માનવ, ઈશ્વરને રાખવા ન રાખવાની પોતાની શક્તિનો ઘણો મદાર બુદ્ધિ ઉપર રાખી રહ્યો છે.

બુદ્ધિને અપાતું આ મહત્ત્વ વ્યર્થ કે કાલ્પનિક કે અકલ્યાણકારી છે એમ તો કોઈ જ નહિ કહે. પણ જ્યારે બુદ્ધિમાં ન ઊતરે એવા કોઈ કારણને કે કાર્યને, ભાવનાના નામથી સંબોધવામાં આવે છે, ત્યારે બુદ્ધિશાળીઓનો અખાડો ' અબ્રહ્મણ્યમ્ ' કહીને એકદમ પોકાર કરી મૂકે છે: એ પોકાર ખરી રીતે અતાર્કિક છે. તર્કથી આપણે સઘળું સિદ્ધ કરવા માગીએ છીએ એ જ બતાવે છે કે કોઈક સ્થિતિ એવી હોવી જોઈએ, કે જે તર્કથી પર હોય. એમ ન હોય તો તર્કની અપરિમિત શક્તિ એટલી વિશ્વવ્યાપી ગણાય — કે માણસ

અને ઈશ્વરમાં કાંઈ ભેદ જ ન રહે. ઈશ્વરને સર્વજ્ઞ કહેવામાં આવે છે — એ વિશેષણ માણસને જ લાગુ પડે. અને વિશ્વક્રમના આદિકારણ તરીકે માનવને જ માનવો પડે.

ભાવના બુદ્ધિથી પર છે, એના બે અર્થ છે. એક તો એ બુદ્ધિથી નહિ — પણ બીજા કોઈ સાધનથી સમજી શકાય તેવો પદાર્થ છે. અને બીજું એના અનુભવ માટે જાગૃત બુદ્ધિ સિવાય બીજી મનોસ્થિતિની જરૂરિયાત પડે છે. જે વસ્તુ જેના અનુભવનો વિષય નથી તેના વિષે એને નિષેધાત્મક સૂત્ર કહેવાનો અધિકાર નથી, તેમ ભાવના વિષે સમજવું. ભાવના — એની શરૂઆત ત્યાં થાય છે કે જ્યાં બુદ્ધિ અંત પામે છે. એ એવો અનુભવ છે કે જે લેવા માટે બુદ્ધિની પરમમાં પરમ શક્તિનો ઉપયોગ કરવો પડે છે. જેનામાં બુદ્ધિ ન હોય એનામાં જ ભાવના હોય એવો કોઈ નિયમ નથી. પણ ભાવના, એ બુદ્ધિનો એક એવો ઉત્કૃષ્ટ અનુભવ છે કે જે કાર્યકારણ વચ્ચે થતો મનોવ્યાપાર પણ સહી શકતો નથી; અને તેથી કારણ — કાર્ય એવી સાંકળ નહિ: પણ જાણે — પ્રેરણા અને કાર્ય — એવી સાંકળ જોડાય છે. આ પ્રેરણા — અને એ લાગણીનો કે બુદ્ધિનો, કોઈ પણ દોષ જ્યારે માનવમાં રહ્યો ન હોય — અને બન્ને એના ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપમાં હોય — ત્યારે જન્મ લેતો, એવો અનુભવ છે કે, જેનું તમે શબ્દમાં નહિ પણ કેવળ ક્રિયામાં જ રૂપાંતર કરી શકો.

એટલા માટે બુદ્ધિ વિરુદ્ધ ભાવના — એ શબ્દવ્યાપાર અનર્થકારી છે. કદાચ, એ, આપણી અંગ્રેજી કેળવણીએ આપણને આપેલાં અનેક કાલ્પનિક દ્વંદ્વો જેવું એક અનસ્તિત્વ ધરાવતું દ્વંદ્વ છે.

ભાવના એ બુદ્ધિને હણનારી કોઈ ક્રિયા નથી: તેમ જ એ બુદ્ધિથી તદ્દન વિરુદ્ધ એવો કોઈ અનુભવ નથી. એ કોઈ એવો આકાશી પદાર્થ નથી કે જે, જીવનમાં લાવવાથી જીવન વ્યર્થ અને તરંગી બની રહે. એ એક એવા સામર્થ્યની જન્મભૂમિ છે કે જે સામર્થ્યની ગણના બુદ્ધિથી કરવી અશક્ય છે. એટલા પૂરતો જ એને બુદ્ધિ સાથે વિરોધ — વિરોધ હોય તો — છે. પણ ઘણી વખત સાધારણ વ્યવહારમાં પણ માણસ, 'મને સૂઝી આવ્યું' એમ કહીને એનો આશ્રય જ લેતો હોય છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કે આત્માનુભૂતિ પ્રગટ કરવા માટે વાણી છે. ગદ્ય — પદ્ય — કે સંગીતાત્મક એવી એની ઉચ્ચારણશૈલી એ તો બાહ્ય સ્વરૂપ છે. સત્ય મેળવવાને માટે જ્ઞાન એક સાધન છે. એ સત્ય એટલું વિરાટ છે કે એને મેળવવા માટે અનેક ચક્ષુઓ હોઈ શકે. બુદ્ધિ એ એક એવી ચક્ષુ છે. ભાવના એવી જ બીજી ચક્ષુ છે. આત્માને મનોમય વાઙ્મય ને પ્રાણમય માન્યો છે. એટલે કે એ જ્ઞાનદ્વારા — સૌન્દર્યદ્વારા — અને કાર્યશક્તિ દ્વારા મેળવી શકાય છે. એ ત્રણે એની શક્તિ છે. માટે બુદ્ધિ વિરુદ્ધ ભાવના — એવી કોઈ વસ્તુ નથી. સમરસેટ મોઘાંમ એક સુંદર વાક્ય આપે છે કે My great religion is a belief in the blood, the flesh as being wiser than intellect. જો બુદ્ધિ એટલે આપણે સાધારણ વિચારશક્તિ એવો અર્થ લઈએ તો એવી તર્કશક્તિ એ ભાવના પાસે કોઈ હિસાબની વસ્તુ નથી — ભાવના લોહીમાં રહેનારી વસ્તુ છે. લોહીનો ગુણ — એ માનવમાં રહેલી અમર્ત્ય શક્તિનું સૂચક ચિહ્ન છે. અને — એવી જે અમર્ત્ય શક્તિ — જેને કોઈ પરાજય હંફાવી શકે નહિ, કોઈ મુશ્કેલી ડારી શકે નહિ, કોઈ દુશ્મન ડરાવી શકે નહિ, કોઈ સમાજ

ધ્રુજાવી શકે નહિ, કે કોઈ શક્તિ પરાભવ પમાડી શકે નહિ — ગીતામાં કહેલી, ન છેદાય, ન હણાય, ન નાશ થાય એવી માનવની અજેય શક્તિ — આત્માની પ્રાણમય શક્તિ – તેનું નામ ભાવના. એ મરતી નથી, મરી શકતી નથી. એને મારી શકાતી નથી. જેણે એ મેળવી એ અમર થઈ ગયો.

માણસની પેઠે પ્રજા પતિત થાય છે ત્યારે એ વ્યાકુળતામાં પોતાના રોગનું નિદાન કરતાં, અનેક ભૂલો કરી બેસે છે.

અને એ ભૂલ એના સર્વ કાર્યક્ષેત્રોમાં વ્યાપક બની જાય છે. એને પોતાની પતિત અવસ્થાનાં કારણોમાં પોતે પોતાનું સ્વત્વ ગુમાવ્યું એ લાગવાને બદલે — પોતાની જ સંસ્કૃતિનો દ્રોહ કરવાનું મનમાં વસે છે. પછી એ કહેશે — આ શ્રદ્ધાએ, આ સંસ્કૃતિએ, આ પુસ્તકોએ, આ તત્ત્વજ્ઞાને, આ વ્યવસ્થાએ, આ સામાજિક બળોએ — અમને પાડ્યા : એને એમ ખબર નથી રહેતી કે એ બળોએ જ એને એક વખત દુનિયામાં સ્થાન અપાવ્યું હતું. માટે એ બળોની ઉપેક્ષા કરીને નહિ — પણ એ જ બળોને યુગધર્મથી રંગીને પ્રાણ-શક્તિ પ્રગટ કરી શકાશે. એ બળોને એમના વિકૃત સ્વરૂપમાં નહિ — પણ એમનાં મૂળ સ્વરૂપમાં સમજવાં ઘટે છે.

આજે ભાવના વિરુદ્ધ બુદ્ધિ — એ પણ એવો જ એક કાલ્પનિક ઝઘડો છે. અને આત્માની એ બે ભિન્ન ભિન્ન શક્તિઓનો સમન્વય સાધવાને બદલે એમની વચ્ચે દ્વંદ્વ-યુદ્ધ કરાવવાથી — આત્મા એટલો નિર્બળ બને છે.

ધૂમકેતુ

●

## તમને

રુઝાતા ઘાવોને કઠણુ કરની અંગુલિ વતી,
અડો ના! પક્ષ્મોનો સ્પરશ મૃદુયે એ નહિ સહે!
પ્રસંગે આળા ઘા સુહૃદ સુશ્રુતાથીજ મટશે,
કટાણે સ્પર્શેથી રુધિર વ્રણુથી ઓર વહશે!

પ્રેમશંકર હ. ભટ્ટ

જગવિખ્યાત વિજ્ઞાની

# સાદો ભોળો આઇન્સ્ટાઇન

સતીશ દ. કાલેલકર (ઑકસફર્ડ)

પ્રિન્સ્ટન યુનિવર્સિટીના લોકોને મન હવે તો આઇન્સ્ટાઇન, સામે તાકી તાકીને જોઈ રહેવા જેવો નથી રહ્યો, પણ શરૂઆતમાં તો આવડા મોટા વૈજ્ઞાનિક અને વિચારક પુરુષને આવો સાદો અને ભોળો જોઈને એમના આશ્ચર્યની સીમા નહોતી રહી.

એ આવો છેક છે તેની જાણ લોકોને ૭ વર્ષ પહેલાં જ્યારે "શ્રી. ડૉ. આઇન્સ્ટાઇન" (જર્મનીમાં આ રીતે બોલાવવાની પદ્ધતિ છે) જર્મનીમાંથી અમેરિકામાં કાયમ માટે રહેવા આવ્યા ત્યારે જ થઈ. પ્રથમ પ્રથમ લોકોની ઉત્સુકતાને સીમા નહોતી. એ જ્યારે પ્રથમ ફરવા નીકળ્યો ત્યારે બુઢ્ઢા બુઢ્ઢા પ્રોફેસરો પણ ક્ષણેક થંભી જઈને એની સામે તાકી રહેલા. "ટોળું" બનાવવાની ટેવવાળા બેશરમ લોકો એ મહાન માણસની પાછળ પાછળ ચાલીને એ વિશાળ ભાલની પાછળ કયા વિચારો રમી રહ્યા હશે એના તર્કવિતર્ક કરવાનું પણ ચૂકતા નહિ. હમણાં જાણે કોઈક નવો બૉમ્બ કાઢશે, ને આખી પૃથ્વીને ડોલાવશે એમ જ ટોળાને થતું.

આ લોકોના અસ્તિત્વનું ભાન આઇન્સ્ટાઇનને હતું કે નહિ એ તો કોણ જાણે, પણ હોય એમ એના વર્તન ઉપરથી લાગતું નહોતું. ટોળાને થયું, શું હશે? હિંમત કરીને કાચની બારીમાંથી એકાદ બે જણાએ અંદર જોયું તો આઇન્સ્ટાઇન એક આઇસ્ક્રીમનું ચોસલું ઉડાવી રહ્યો હતો!

એક એકાંત ખૂણામાં શાંત રસ્તા ઉપર આવેલા નાનકડા ઘરમાં આઇન્સ્ટાઇન રહે છે. એક નાનકડા દીવાનખાનામાં બેઠો બેઠો કામ કરે છે. એક તરફની લગભગ આખી ભીંત એક કાચની બારીની બનેલી છે, અને અહીં ઊભા રહીને બહારના બગીચા ઉપર દૃષ્ટિનિક્ષેપ કરી શકાય છે. ઉઘાડા કૉલરવાળું, એક ઝિપર શર્ટ અને એના ઉપર એક ઢીલો કોટ એ એનો ઘરમાં પહેરવાનો પોશાક. એના માથા ઉપરના સુંદર સફેદ વાળની "આયાળ" પવનમાં સહેજ સહેજ ફરકતી હોય છે. ભમરોનાં ઝાંખરાં નીચેની એની વિશાળ આંખો એના ફોટાઓમાં દેખાય છે તે કરતાં કયાંયે વધારે ઊંડી અને સ્નેહપૂર્ણ છે. દીનપણે માફી માગતું એવું આછું સ્મિત તમને એક અર્ધી મિનિટ ખોટી થવા વિનતિ કરે છે, અને ટેબલ આગળથી ખસતાં પહેલાં એની કલમ ઝડપથી છેલ્લાં નાનાં નાનાં વાક્યો અને ગણિતનાં ચિહ્નો પૂરાં કરી દે છે.

એનું જીવન આવા હજારો કોરા કાગળો ચીતરી કાઢવામાં જ રોકાયેલું છે, પણ એ કાગળોનો મોટો ભાગ આખરે કચરાની ટોપલીમાં જાય છે. એનું આ શોધન અંતઃસ્ફુરણાથી થાય છે, અને એની કલમ કલાકોના કલાકો ચાલ્યા જ કરે છે. અભેદ્ય ભીંત આવીને ઊભી રહે એટલે ભાઈસાહેબ ઊઠીને કાં તો વાયોલિન શરૂ કરે છે અથવા તો પિયાનો. બહુ જ અસ્વસ્થ થાય એટલે ઊઠીને ચાલવા માંડે છે. પણ આ બધી પ્રવૃત્તિ દરમિયાન જાણે અજાણે મન તો એના અભેદ્ય કોયડા ઉપર જ રમ્યા કરતું હોય છે. રિલેટિવિટીના સિદ્ધાંતનાં મૂળભૂત તત્ત્વો એને પોતાના છોકરાને બાબાગાડીમાં ફેરવતાં ફેરવતાં અને પ્રાગના એક બગીચામાં એકલા ભટકતાં સૂઝેલાં!

આઇન્સ્ટાઇનના ચહેરા સામે જુઓ તો તરત ખબર પડે કે અંતર્‌શાંતિ પ્રાપ્ત થયેલ કોઈ વિભૂતિની સામે તમે જોઈ રહ્યા છો. તમને તરત લાગે કે આ માણસને પરમસુખની ચાવી મળી છે, અને એ ચાવીની શોધ એની રિલેટિવિટીની શોધ કરતાં યે મોટી છે.

અનેક યુગ સુધી એની કીર્તિ જગતમાં વિહરતી રહેવાની છે એ ભાવનાથી શું એ સુખી દેખાય છે? એના રિલેટિવિટીના સિદ્ધાંતે આખા વિશ્વ વિષેની માનવ-કલ્પનાઓમાં ક્રાંતિ કરી છે. માનવઈતિહાસમાં વિજ્ઞાને ભરેલું મોટામાં મોટું પગલું એ આઇન્સ્ટાઇનની શોધ છે એમ પણ કહેવામાં આવ્યું છે. બાર પાનાંમાં જગત આગળ ધરવામાં આવેલો એ સિદ્ધાંત કદાચ વીસમા સૈકાનું સૌથી વધારે મહત્ત્વનું કાગળિયું છે. એ પ્રસિદ્ધ થયા પછી પંદર જ વર્ષમાં એના ઉપર ૩૭૭૫ પુસ્તકો અને પરિપત્રો લખાયાં છે!! એથી વધારે નવાઈની વાત તો એ છે કે દુનિયા આખી એનું મોઢું જાણે છે. વિજ્ઞાનશાસ્ત્રીનું મોઢું કોઈ સિનેમાસ્ટાર જેટલું જાણીતું હોવું એ આજના યુગમાં ખરેખર એક મોટી અજાયબી કહી શકાય. એનામાં એવું કાંઈક છે કે જે તરત જ આદર અને સદ્‌ભાવ ઉત્પન્ન કરે છે. મહાયુદ્ધ પછી ફ્રાન્સમાં રીમના રણમેદાન ઉપર ફરી આવીને આઇન્સ્ટાઇન એક વાર એક રેસ્ટૉરંટમાં જમવા બેઠો હતો. બાજુના ટેબલ ઉપર યુદ્ધકળાના બે પ્રખ્યાત ફ્રેંચ મહારથીઓ અને એક સરદારકુલની રમણી જમવા બેઠાં હતાં. એમણે આઇન્સ્ટાઇનને તરત જ ઓળખ્યો. અને જ્યારે એ જમીને ઊભો થવા ગયો ત્યારે આ ત્રણેએ ઊભા થઈને એક શબ્દ પણ બોલ્યા વગર આદરપૂર્વક વાંકા વળીને આ વિજ્ઞાનશાસ્ત્રીનું અભિવાદન કર્યું.

પણ એના સુખનું કારણ આ બધી કીર્તિ નથી. ઊલટું રિપોર્ટરો, ફોટોગ્રાફરો અને ભક્તગણોથી તો એ ભાગતો ફરે છે. જ્યારે પણ એ પ્રવાસ કરવા નીકળે છે ત્યારે દર્શનેચ્છુ ઉત્સુક લોકોથી બચવાની એની ઇચ્છા અને કોઈને પણ દુ:ખી ન કરવાની એની આકાંક્ષા એ બે વચ્ચે બિચારો હમેશાં હેરાન થાય છે.

થોડે અંશે આઇન્સ્ટાઇનની પરમ શાંતિનું મૂળ એની કામ કરવાની જબ્બર શક્તિમાં સમાયેલું છે. પણ એટલે જ દરજ્જે અથવા એથી પણ વધારે તો એ સાદો, સહૃદય, અને સર્વ માનવજાત માટે પ્રેમવાળો છે એ એની પરમશાંતિ અને પરમસુખનું કારણ છે.

એની બધી ટેવોમાં, એના વર્તનમાં એનું વલણ હમેશાં સાદાઈ તરફ હોય છે. નહાવા માટે અને હજામત કરવા માટે એ એક જ જાતનો સાબુ વાપરે છે, કારણ બે જાતના સાબુની માથાકૂટ ઊભી કરીને જીવન વધારે કૂટ અને કઠણ કરી મૂકવું એ કૂટકોયડાઓના ઉકેલનાર આ ગણિતશાસ્ત્રીને નથી ગમતું. ગરમીમાં મોજાં પહેરવાં એ મૂર્ખાઈ છે એટલે ઘેર આઇન્સ્ટાઇન મોજાં નથી પહેરતો. ટપાલમાં આવેલા જે કાગળોમાં એને રસ નથી એ કાગળો આવ્યા એવા સીધા કચરાની ટોપલીમાં જાય છે. પછી ભલેને ગમે એટલા મોટા માણસ તરફથી એ આવ્યા હોય! પૈસા માટેની એની અનાસક્તિ અજબ છે. એક વાર રોકફેલરે એને પંદરસો ડૉલરનો એક આપ્યો. કેટલાયે દિવસ આઇન્સ્ટાઇને એને ચોપડીમાં પાનું યાદ રાખવાની કાપલી તરીકે વાપર્યો ને પછી એ પુસ્તક જ ખોઈ નાખ્યું!

એના મનરંજનનાં સાધનો પણ સાદાં છે. ફરવા જવાનું અને સઢવાળી નાનકડી હોડી ચલાવવાની. હોડીમાં કોઈ વાર એ માથે એક ટુવાલ વીંટે છે, ને પછી બરાબર ચાંચિયા જેવો દેખાય છે. મગજની શક્તિ સોગઠાં રમવામાં કે પાનાં રમવામાં વાપરી નાંખવામાં એ માનતો નથી. કવિતાના ટુચકા લખવામાં કે બીજી ઘરમાં રમી શકાય એવી તદ્દન સાદી રમતોમાં એને જરૂર રસ છે. દારૂને એ કદી સ્પર્શ નથી કરતો, પણ દિવસમાં ત્રણ વાર ચલમ પીવાની એણે પોતાને છૂટ આપી છે. એ વાંચન બહુ નથી કરતો. એ કહે છે, "અમુક ઉમર પછી વાંચન કરવાની ટેવ મનની ઉત્પાદનશક્તિને બીજી દિશામાં વાળી દે છે. કોઈ પણ માણસ, જે બહુ વાંચે છે, તે પોતાનું મગજ વાપરતો નથી ને વિચારમાં આળસુ બની જાય છે."

પારકાઓની સેવા કરવાનો તિરસ્કાર જે ભણેલાઓમાં નજરે પડે છે એ એનામાં બિલકુલ નથી. પંચોતેર હજાર રૂપિયાનું પોતાનું નોબેલ પ્રાઇઝ

એણે દાનમાં આપી દીધું અને એ પણ પોતે તદ્દન ગરીબ અને પૈસાની તંગીમાં હોવા છતાં. જે કાર્યોમાં એને વિશ્વાસ છે એનો એ જબરો હિમાયતી છે. એક વાર મુસાફરીમાં એની બોટ ન્યૂયોર્ક પાંચ દિવસ માટે રોકાવાની હતી. વિશ્રાંતિની જરૂર હોવાથી એણે નિયમ કરી નાખેલો કે એકકે મુલાકાત ન આપવી, એકકે ફોટોગ્રાફ ન પડાવવો ને કયાંય જાહેર પ્રસંગોમાં જવું નહિ. પણ અમેરિકન રિપોર્ટરો કાંઈ જાય એવા હોય છે! એક જણાએ એની કળ જાણી લીધી. એણે કહ્યું, "તમારે મુલાકાત આપવી જ જોઈએ ડૉ. આઇન્સ્ટાઈન! કારણ કે તેથી જ્યૂ લોકોની ઝાયોનિસ્ટ ચળવળને મદદ થશે." આટલું કહ્યું ને રિપોર્ટરોનું કામ પાકયું. આગબોટે ન્યૂયોર્ક છોડયું ત્યાં સુધીમાં આઇન્સ્ટાઈને એક જાહેર લંચમાં અને એક જાહેર ડિનરમાં હાજરી આપી રેડીઓ ઉપર એક વ્યાખ્યાન આપ્યું, ને પાંચ દિવસ જાહેર કામ ને જાહેર કામ સિવાય બીજું કાંઈ જ કર્યું નહિ—બધું ઝાયોનિઝમ માટે!

સમારંભ અને ઔપચારિકતાના જુલમ માટે એને કેટલી પરવા છે એ એક પ્રસંગે બહુ જ સરસ જણાઈ આવ્યું. સ્વાર્થ માટે યુનિવર્સિટીમાં એને ડિનરમાં મુખ્ય અતિથિ તરીકે એકવાર બોલાવવામાં આવેલો. ડિનર પૂરું થયું ને મુખ્ય વકતા તરીકે પ્રેસિડેંટે એને બોલવાની ભલામણ કરી. આઇન્સ્ટાઈન સાહેબ ઊઠયા અને "ભાઈઓ અને બહેનો, હું ઘણો જ દિલગીર છું. પણ મારે ખરેખર કાંઈ જ કહેવાનું નથી" એટલું બોલી બેસી ગયા. એક મિનિટ પછી ઊભા થઈને વળી એક વાકય બોલ્યા, "જો મારે કાંઈક કહેવાનું હશે તો હું પાછો આવીશ." છ મહિના પછી એક દિવસે યુનિવર્સિટીના પ્રેસિડેંટ ઉપર તાર આવ્યો. "હવે મારે કંઈ કહેવું છે"!! એટલે વળી બીજું ડિનર ગોઠવવામાં આવ્યું અને આઇન્સ્ટાઈને સુંદર ભાષણ કર્યું.

આઇન્સ્ટાઈનનું બાલ્ય જર્મનીના મ્યૂનિક શહેર-માં પસાર થયું. એનો બાપ નાનો એવો ઇલેકિટ્રસિટીનો ધંધો માંડ માંડ ચલાવતો. નાનપણથી જ આઇન્સ્ટાઈન શાંતતાવાદી બન્યો. ૧૮૮૦માં જ્યારે મ્યૂનિકના રસ્તા લોઢાના શિરસ્ત્રાણ પહેરેલા લડવૈયાથી ભરાઈ ગયેલા ત્યારથી જ આઇન્સ્ટાઈનના બાલમનમાં ઢોલ, નગારાં અને કૂચ કરતા લોહી-તરસ્યા લડવૈયા માટે તિરસ્કાર ઉત્પન્ન થયેલો. યુદ્ધ અને હિંસા તરફ-નો એનો એ તિરસ્કાર આજ સુધી કાયમ છે.

એનું જીવન પણ એને આંતરરાષ્ટ્રીયત્વ તરફ દોરવામાં કારણભૂત બન્યું છે. હજી દસ વર્ષનો થયો ન થયો ત્યાં એના કુટુંબે ઇટાલીમાં રહેવાનું નક્કી કર્યું. એ કહે છે કે જીવનના સૌથી સુખમય દિવસો એણે અહીં પસાર કર્યા. ત્યાંથી એ નિશાળમાં ભણવા માટે સ્વિટ્ઝર્લેંડ ગયો. વિદ્યાર્થી તરીકે એ હોશિયાર તો નહોતો જ. ઝૂરિચ યુનિવર્સિટીની પહેલી પ્રવેશપરીક્ષામાં એ તદ્દન ખરાબ રીતે નાપાસ થયેલો! સામુદાયિક શિક્ષણ અને નિશાળની શિસ્ત એ એના ચોકઠામાં બેસે એવું એનું માનસ કદી હતું જ નહિ. પોતે જે ભણ્યો એનો મોટો ભાગ એણે પોતાની મેળે હસ્તગત કરેલો. ચૌદ વર્ષની ઉમરે એનું પ્રિય પુસ્તક કૅંટનું નીતિશાસ્ત્ર હતું!

ત્યાર પછી એ તે વખતે જર્મન સામ્રાજ્યમાં આવેલા ઑસ્ટ્રિયા-હંગરીમાં પ્રોફેસર બન્યો. એના આખા જીવનમાં આ રીતે એ ઘણાં રાષ્ટ્રોનો વતની બન્યો પણ એકે રાષ્ટ્ર માટે એણે ખાસ ભક્તિ નથી કેળવી. એ માનવજાતનું ભલું ચાહે છે. પણ તે એક જ પક્ષનું નહિ તેમ જ બીજાં અંગોને ભોગે પણ નહિ. આંતરરાષ્ટ્રીયત્વનો પોતાને એ હિમાયતી કહે છે. "રાષ્ટ્રીયતા એ માનવજાતનો બાલ-રોગ છે. માનવજાતિ ઉપર ફૂટી નીકળેલા એ બળિયા છે."

છવ્વીસ વર્ષની ઉમરે એણે પોતાનું રિલેટિવિટી વિષેનું પહેલું પુસ્તક બહાર પાડયું. ત્યાર પછી દસ વર્ષ એ વિષય ઉપર અભ્યાસ કરી એણે ટીપે ટીપે સરોવર ભર્યું. ૧૯૧૫માં આખરે એનું કાર્ય એણે સંપૂર્ણ બનાવ્યું.

ધૃષ્ટતાપૂર્વક એણે ઘોષણા કરી કે અબાધિત કાલ (absolute time) જેવી કોઈ ચીજ છે જ

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨૯ ઉપર ]

# अहीं सुधी केम आव्या ?

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

સને ૧૯૦૭થી હું રાષ્ટ્રીય કેળવણી વિષે વિચાર કરતો આવ્યો છું અને ત્યારથી મારા પ્રયોગો પણ ચાલુ છે. મેં મારા વિચારોમાં અને સિદ્ધાન્તોમાં જે પ્રગતિ કરી છે તે પણ જુદાજુદા પ્રયોગોના અનુભવ વડે જ કરી છે અને તેથી મારી પ્રગતિ પણ ધીમી થઈ છે.

આરમ્ભમાં અમારો ખ્યાલ એવો હતો કે રાષ્ટ્રીય શિક્ષણ વડે આપણે માત્ર ક્રાન્તિકારીઓ ઉત્પન્ન કરવા છે પછી જોયું કે જ્યારે આખો દેશ રાષ્ટ્રભક્ત થઈ જશે ત્યારે જ તેમાંથી કેટલાક ક્રાન્તિકારી તૈયાર થઈ શકવાના. એટલા માટે પહેલાં રાષ્ટ્રીય કેળવણી મારફતે દેશભક્ત તૈયાર કરવાની જરૂર જણાઈ. પછી અનુભવે સમજાયું કે રાષ્ટ્રની સંસ્કૃતિના અધ્યયન વડે જ શુદ્ધ રાષ્ટ્રભક્તિ ઉત્પન્ન થઈ શકે છે. એટલે કે પ્રારમ્ભમાં માત્ર રાષ્ટ્રીય સાહિત્ય ઉપર જ આપણો વિશ્વાસ હતો ત્યાર પછી ધીમેધીમે આપણે યુવકોના સર્વાંગી વિકાસનું મહત્ત્વ સમજવા લાગ્યા. આમ રાષ્ટ્રીય કેળવણીના વિચાર ક્રમશઃ વ્યાપક અને ઊંડા થતા ગયા.

સરકાર અને રાષ્ટ્રીય કેળવણી વચ્ચે પરસ્પર મેળ ન હોવાને લીધે જ્યારે સરકારી નોકરી, વકીલાત, દાક્તરી, ઈજીનેરી વગેરે ક્ષેત્રો આપણે માટે બંધ થયાં ત્યારે સાહિત્યના શિક્ષણનું વાસ્તવિક મૂલ્ય શું અને કેટલું છે તે આપણે સમજવા લાગ્યા. તો પણ દેશમાં ઔદ્યોગિક કેળવણીની જે વાતો ચાલતી હતી તે તરફ આપણું આકર્ષણ ન હતું. કારણ કે આપણને લાગતું હતું કે ઔદ્યોગિક કેળવણી મેળવનાર લોકોમાં નથી જણાતી સંસ્કારિતા કે નથી જડતી દેશભક્તિ. તો પણ આપણે જોયું કે માત્ર શાબ્દિક જ્ઞાનથી નથી બુદ્ધિનો સાચો વિકાસ થતો કે નથી સમજશક્તિ વધતી. મેં તો એ પણ જોયું કે માત્ર તર્ક અને વાદ કરનાર પ્રોફેસરો અને વકીલો મહત્ત્વના વિષયો ઉપર શુદ્ધ અને કુશળ નિર્ણય પણ આપી શકતા નથી પણ પોતે પોતાની તર્કજાળમાં ફસાઈ જાય છે. જેઓ સાચું અને કાયમી કામ કરે છે તેમનામાં જ વિચારશુદ્ધિ હોય છે, અને તેઓ જ શુદ્ધ નિર્ણય કરી શકે છે. આ અનુભવે આપણે એ નિર્ણય ઉપર આવ્યા કે હાથ-પગની કેળવણી જ પ્રધાનપણે આપવી જોઈએ.

મન અને બુદ્ધિના વિકાસ માટે આપણે આજ સુધી જીભ અને કાનનો ઉપયોગ વિશેષ કર્યો. આંખોનો ઉપયોગ પણ નિરીક્ષણ કરતાં વાંચવા વંચાવવામાં અધિક કર્યો. હવે ખ્યાલ આવ્યો છે કે આંખો વડે મુખ્યતઃ નિરીક્ષણ અને પરીક્ષણ થવું જોઈએ અને શિક્ષણનું સાધન પ્રધાનપણે કામ હોવું જોઈએ. જ્યારે હાથ પગથી મહેનત થશે અને પ્રયોગો વડે સમાજહિતકારી ઉદ્યોગોનું રહસ્ય પ્રાપ્ત કરવામાં આવશે ત્યારે જ બુદ્ધિ અને લાગણીનો સાચો વિકાસ થઈ શકશે.

'જ્યારે જ્યારે મારા શિક્ષકબંધુઓ કહે છે કે બૌદ્ધિક શિક્ષણની સાથે સાથે ઔદ્યોગિક કેળવણી પણ આપવી જોઈએ' ત્યારે મને આશ્ચર્ય અને દુઃખ બન્ને થાય છે. તેમના મત પ્રમાણે

---

* અખિલ ભારત શિક્ષણ પરિષદ, વર્ધામાં આપેલું વ્યાખ્યાન : તા. ૨૨-૧૦-૧૯૩૭.

જાણે ઔદ્યોગિક શિક્ષણમાં બૌદ્ધિક શિક્ષણ છે જ નહિ ! સાચું કહીએ તો ઉદ્યોગ વડે જ ઉત્તમ બૌધિક શિક્ષણ આપી શકાય છે. હું તો હમેશાં કહું છું કે બૌદ્ધિક શિક્ષણનાં બે સાધન છે : ઔદ્યોગિક શિક્ષણ અને પુસ્તકોનું શિક્ષણ. બૌદ્ધિક શિક્ષણનું ઉત્તમ સાધન ઔદ્યોગિક અથવા પ્રયોગાત્મક શિક્ષણ જ છે. તેમાં જ કંઈ પૂર્તિ કરવા માટે અને તેને શબ્દ બદ્ધ કરી તેનો સંગ્રહ કરવાની દૃષ્ટિએ પુસ્તકોના શિક્ષણની જરૂર ખરી. વ્યાપક પ્રાથમિક શિક્ષણને ધ્યાનમાં રાખીને જ હું કહી રહ્યો છું. આપણા ઋષિમુનિયોએ સાચું જ કહ્યું છે કે—'बुद्धिः कर्मानुसारिणी''।

આ પ્રમાણે ઉદ્યોગનું મહત્ત્વ તે આપણા ધ્યાનમાં આવ્યું પણ પાઠ્યક્રમમાં તેને કેટલું સ્થાન આપવું તેનો આપણે પોતાના મનમાં કાંઈ નિશ્ચય કરી શક્યા નહિ. માત્ર "વોકેશનલ બાયસ" ઉપર મારો વિશ્વાસ કદી હતો જ નહિ. શિક્ષણ તો ચોપડીઓનું જ રહે અને તેમાં ઉદ્યોગોનું થોડુક નામ આવે અને તેમનું કંઈક મહત્ત્વ ગવાય આથી આપણને કઈ રીતે સંતોષ થઈ શકે ? ઉદ્યોગનો અર્થ ઉદ્યોગ જ હોવા જોઈએ. એટલે કે કેટલાક કલાકો માટે પૂર્ણપણે ઉદ્યોગનું જ અનુશીલન થવું જોઈએ. મનમાં આ વાતનો નિશ્ચય હોવા છતાં આપણે હજુસુધી તેને પૂરો સમય નથી આપ્યો. શરૂઆતમાં આપણે ઉદ્યોગ માટે માત્ર એક કલાક આપ્યો. પણ તેથી કામ ન ચાલ્યું. પછી સમય વધાર્યો અને વિદ્યાપીઠમાં ઉદ્યોગ અને પુસ્તકોને સરખો સમય આપવામાં આવ્યો. તો પણ આપણને આ વિશ્વાસ ન આવી શક્યો કે ઉદ્યોગ વડે બુદ્ધિનો વિકાસ થઈ શકે છે. એટલે 'બૌદ્ધિક કેળવણી વિરૂદ્ધ ઔદ્યોગિક કેળવણી'નું જ વાતાવરણ આજ સુધી ચાલુ રહ્યું છે.

આજકાલની કેળવણી, કેળવણી જ નથી; આથી નથી વિદ્યાર્થીઓને લાભ કે નથી શિક્ષકોને. પણ બન્ને ખોટમાં રહે છે. કોઈએ વિદ્યાર્થીઓને ઉપદેશ આપતાં સાચું કહ્યું હતું કે Never allow your studies to interfere with your education. એક સમાજ સેવકે કહ્યું છેઃ You must rescue education from the four walls of the school room. પણ હું તો હવે આ નિર્ણય ઉપર આવ્યો છું કે સાચી કેળવણીને 'કેળવણી'ના નામથી પણ બચાવવી પડશે. ત્યારે જ તે પોતાનું શુભ પરિણામ બતાવી શકશે.

આપણે જોઈએ છીએ કે જ્યારે આપણે કેળવણીનું નામ લઈએ છીએ ત્યારે શિક્ષક, વિદ્યાર્થી, મા-બાપ અને સમાજ બધાંનાં મનમાં તે જ પુરાણી જૂની આકાંક્ષા જાગે છે. અને લોકો તે જ જૂની ધરેડ અથવા ધારમાં વહેવા લાગે છે. મેં વિચાર્યું છે કે જો હું કોઈ નવી કેળવણીની સંસ્થા શરૂ કરૂં તો તેને આ જૂની આકાંક્ષાઓથી બચાવવા તેના દરવાજે મોટા મોટા અક્ષરોમાં લખીશઃ "આ કોઈ શિક્ષણસંસ્થા નથી. અહીં તો માત્ર મજૂરી જ કરવામાં આવે છે." શરૂઆતમાં આને ભલે કોઈ 'ચાઈલ્ડ લેબર'ની સંસ્થા માને પણ તેમાં કેવળ મજૂરી માટે આવેલા બાળકોની દૃષ્ટિએ ઉદ્યોગની તાલીમ આપવામાં આવે. સંસ્કારની કેળવણી તો પ્રવીણ અને ચારિત્ર્યશીલ કારીગર-શિક્ષકોના સહવાસ વડે અને સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓ વડે કોઈપણ જાતના નામ અથવા લેબલ' વિના અપાવી જોઈએ.

આજ સુધી શિક્ષણનું જે કંઈ કાર્ય મેં કર્યું છે તે શહેરોમાં જ કર્યું છે. સાહિત્ય અને કળાની વાતો કરીને શહેરી લોકોની ખૂબ ખુશામત કરી છે. મારા વિદ્યાર્થીઓના સંપર્કથી અને તેમના કાર્યથી હું પુનીત અને ધન્ય થયો છું. તો પણ મારો અનુભવ એ છે કે જ્યાં સુધી આપણે ગામડાંઓમાં જઈ ત્યાંના લોકોની સેવા નહિ કરીએ અને તેમને કેળવણી નહિ આપીએ ત્યાં સુધી દેશનો ઉદ્ધાર નહિ થાય. છેવટે સ્વરાજ્યની શક્તિ તો આપણને ગ્રામીણ જનતા પાસેથી જ પ્રાપ્ત થશે. આપણી સંસ્કૃતિનો પાયો ત્યાં જ છે. પણ હું હજુસુધી ગામડામાં જઈ શક્યો નથી.

એવી શંકા કરવામાં આવે છે કે ઔદ્યોગિક શિક્ષણને લીધે અને ખાસ કરીને તેને સ્વાવલમ્બી બનાવવાના પ્રયત્નને લીધે બાળકો પાસેથી બળજોરીથી કામ લેવામાં આવશે અને તેથી ગુલામી ઉત્પન્ન થશે. મને તો આવો કશો ભય નથી. કારણ કે જ્યાંસુધી આપણા શિક્ષકો પોતે કામ નહિ કરે ત્યાંસુધી વિદ્યાર્થીઓ પાસેથી તેઓ કામ નહિ લઈ શકશે. ઇન્સ્પેક્ટરો પણ આ બાબતમાં સાવધાન રહેશે અને આથી વિશેષ તો એ છે કે શાળામાં જે કંઈ ઔદ્યોગિક કામ કરવામાં આવશે તેનો બરાબર હિસાબ (Record) રાખવાથી ખબર પડશે કે કામ જબરદસ્તીથી અથવા વધારે તો નથી લેવામાં આવતું.

છેવટે હું તો એ કહીશ કે આળસ અને જડતામાં ડૂબેલા આપણા આ દેશમાં મજૂરી અને ઉદ્યોગ માટે થોડી સખતાઈ કરવામાં આવે તો બૌદ્ધિક ગુલામી કરતાં તે ખૂબ સારું છે. જેટલું નુકસાન કેવલ ગોખણપટ્ટી અને બૌદ્ધિક ગુલામીથી થાય છે તેટલું પરિશ્રમપ્રધાન ગુલામીથી નથી થતું.

પ્રોફેસર શાહ કહે છે કે યંત્રયુગ લાવીને જ આપણે આપણા દેશનો ઉદ્ધાર કરી શકીએ છીએ. મારી માન્યતા આથી બિલકુલ ઊલટી છે. હું હાથથી ચાલતાં નાનાં નાનાં મશીનોની વિરુદ્ધ નથી. હાથથી ચાલતાં મશીનો અથવા યંત્રો તો આપણે પુષ્કળ વસાવવાં પડશે રેંટિયો એક એવું જ યંત્ર છે; જે વડે આપણે જનતાની બુદ્ધિનો વિકાસ કરવા માંગીએ છીએ. મશીનો અથવા યંત્રોનો પ્રશ્ન નથી પણ પ્રશ્ન એ છે કે આપણે તે યંત્રોની પાછળ કઈ શક્તિનો ઉપયોગ કરવા માંગીએ છીએ. યંત્રોની સાથે મનુષ્યો અને તેમના કુટુમ્બી પશુઓની શક્તિ ન યોજી અર્થાત્ તેમને બેકાર બનાવી જો આપણે પ્રાકૃતિક શક્તિથી કામ લઈશું તો આપણે ત્યાં યંત્રયુગ આવ્યા વિના રહેશે જ નહિ.

આજે આપણા દેશમાં અર્ધો યંત્રયુગ તો આવી જ ગયો છે. આપણે યંત્રની વસ્તુઓ બનાવતાં તો નથી પણ ખરીદીએ છીએ. તેથી આપણે એક 'એક્સ'લોઇટેડ નેશન' અર્થાત્ શોષિત રાષ્ટ્ર બન્યા છીએ. જો આપણે યંત્રો વડે વસ્તુઓ બનાવતા થઈએ તો આપણે 'એક્સપ્લોઇટિંગ નેશન' અર્થાત્ શોષક રાષ્ટ્ર પણ બની જઈશું. આ પ્રમાણે જો પાંત્રીસ કરોડ વસ્તીવાળો એક સંસ્કારી અને ઉદ્યોગી દેશ 'એક્સપ્લોઇટિંગ' રાષ્ટ્ર બની જાય તો તેનાથી દુનિયાને કેવળ ભગવાન જ બચાવી શકે પછી તો આપણે બનાવેલી વસ્તુઓ દુનિયાના બજારોમાં જબરદસ્તી વાપરીને જ વેચવી પડશે.

આજે આપણા દેશમાં એટલી બધી બેકારી છે કે જ્યાં સુધી બધા મનુષ્યોને અને બધાં પાળેલાં પશુઓને આજીવિકા માટે કામ નહિ આપવામાં આવે ત્યાં સુધી યંત્ર–કારખાનાઓથી કામ લેવાનો આપણને જરાએ અધિકાર નથી. સમગ્ર દેશ જ્યારે કુશળ કારીગર બની જશે ત્યારે દેશમાં બુદ્ધિનો પૂરેપૂરો વિકાસ થશે અને આળસ, અજ્ઞાન, બેકારી વગેરે રહેશે નહિ.

આપણે કેળવણીનો વિચાર અહિંસાની દૃષ્ટિએ જ કરવો જોઈએ. મારા વિચાર પ્રમાણે આપણે અહિંસા વિના કદી કેળવણી આપી શકીશું નહિ. હિંસા અને કેળવણી પરસ્પર વિરોધી વસ્તુઓ છે. મેં કેળવણીની આરાધનામાંથી જ આ વસ્તુ મેળવી છે. શરૂઆતમાં તો હું પણ બીજા શિક્ષકોની જેમ વિદ્યાર્થીઓને પશુની જેમ મારતો હતો. 'પશુની જેમ'નો અર્થ એ છે કે હું પણ પશુ બનતો હતો, તેમજ વિદ્યાર્થીઓને પણ પશુ સમજતો અને બનાવતો હતો. તાડન કરવામાં કંઈક લાભ જ સર છે પણ નુકસાન વધારે અને ભયંકર છે. તેમાં મનુષ્ય દ્રોહ છે અને સ્વરાજ્યનો તો નાશ જ છે.

મેં શિક્ષણના અનેક પ્રયોગો કરી જોયા છે. હું ક્રાન્તિકારી તો હતો જ. પણ અનેક દૃષ્ટિએ સમાજહિતનો વિચાર કરતાં જ્યારે મારી નજર સામે કેવળ અંધારું જ રહ્યું ત્યારે હું મૂંઝવણમાં પડ્યો કે હવે શું કરવું ? તે વખતે હું શાન્તિનિકેતનમાં હતો. મારા સારા નસીબે તે

દિવસોમાં ગાંધીજી ત્યાં આવ્યા. આઠ દિવસ સુધી પ્રશ્નો પર પ્રશ્નો પૂછી મેં તેમને હેરાન કરી મૂક્યા. પણ પરિણામે મને મારો માર્ગ મળી ગયો. અહિંસાનું રહસ્ય હું સમજી શક્યો અને તે વડે જ શિક્ષણ-શાસ્ત્રનું રહસ્ય મારી સામે પ્રકટ થયું. મારું માનવું છે કે જ્યાં સુધી અહિંસાનું દર્શન નથી થયું ત્યાં સુધી કેળવણીનું સર્વવ્યાપી સ્વરૂપ આપણા ધ્યાનમાં નહિ આવે. ગાંધીજીની આ નવી યોજનાનું રહસ્ય પણ અહિંસા વડે જ બરાબર સમજી શકાશે.

પાઠ્યક્રમ કેટલા વર્ષનો હોય એ વિષે ૭ વર્ષ અથવા ૪ વર્ષ? એ વિષે ખૂબ જ ચર્ચા થઈ છે. એ સ્વાભાવિક છે કે આપણા શિક્ષણ મંત્રીઓને ૪ વર્ષથી આગળ વધવામાં સંકોચ થાય અને પ્રાથમિક કેળવણીને મફત અને ફરજિયાત બનાવવાનું ખર્ચ પોતાને માથે લેતા પહેલાં સો વાર તેઓ વિચાર કરે પણ જ્યારે વિદ્યાર્થી ભણતર સાથે કંઈક કમાતો થશે ત્યારે ચાર ને બદલે સાત વર્ષની સાર્વત્રિક કેળવણી રાખવામાં આપણી સામે કંઈ મુશ્કેલી આવશે નહિ. મારા વિચાર પ્રમાણે સંપૂર્ણ પ્રાથમિક કેળવણી માટે સાત વર્ષની મુદત જરૂરી છે અને સાત એ સ્વાભાવિક સંખ્યા છે.

આજકાલ લોકો ઈચ્છે છે કે છોકરો ચાર વર્ષમાં જ મેટ્રિક થઈ જાય તો સારું. પણ જ્યારે છોકરો સ્વાવલંબી થશે અને આગળ જતાં તેને આજીવિકાની ચિન્તા રહેશે નહિ ત્યારે કેળવણી જલદી પૂરી કરવાનો કોઈનો આગ્રહ પણ નહિ રહે.

હમણાં શ્રીમતી સૌદામિની બહેને મોન્ટેસોરી પદ્ધતિનો ઉલ્લેખ કર્યો. હું તેમના વિચારોમાં સહમત છું. બાળકોના ત્રણ ચાર વર્ષથી છ વરસ સુધી કેળવણી કોઈ સંસ્થા દ્વારા ન અપાય અને તે સરકારનું કર્તવ્ય ન જ હોય. સરકાર માટે આટલું બસ છે કે તે બાળ-શિક્ષણ સંબંધી સાહિત્ય પ્રકટ કરાવે અને માબાપોને બાળશિક્ષણનું રહસ્ય સમજાવે બાળશિક્ષણ તો માબાપો તરફથી જ અપાવું જોઈએ. આવી કેળવણી બેચાર કુટુંબનાં બાળકો એકઠાં મળી પણ લઈ શકે છે.

પણ સાર્વજનિક અને રાષ્ટ્રવ્યાપી કેળવણી તો ૭થી૧૪ વરસ સુધી જ અપાવી જોઈએ. બાળકોનો સ્વાભાવિક વિકાસ ૧૪ વરસે પૂરો થાય છે. તેમના જીવનમાં આ એક માનસિક વિકાસનો પ્રાકૃતિક ગાળો છે.

બીજી કેટલીએ શક્તિઓ બાળકોમાં ૧૪ અને ૧૬ વર્ષની વચ્ચેના ગાળામાં ખીલે છે. એટલે હું તો ૧૬ વર્ષની ઉંમર થતા સુધી સાર્વત્રિક કેળવણી રાખવાના મતનો છું. હમણાં ભલે ૧૪ વર્ષ રાખવામાં આવે. ૧૬ વર્ષ માટે આજે સમાજ તૈયાર નથી અને સરકાર પણ તૈયાર નથી. સ્વાવલમ્બી કેળવણીના અનુભવ પછી જ ૧૬ વર્ષનો ઠરાવ સ્વીકૃત થઈ શકશે.

વ્યાપક અને સામાન્ય શિક્ષણ પછી જ વિશિષ્ટ શિક્ષણનો પ્રશ્ન આવે છે. પણ આજે આપણે આ ઉચ્ચ અને વિશિષ્ટ શિક્ષણનો વિચાર નથી કરવાનો.

આપણા ઠરાવમાં ભાષાનો પણ ઉલ્લેખ છે. આ બાબતમાં તો કોઈનોએ મતભેદ નથી કે અંગ્રેજી આપણા શિક્ષણનું વાહન અર્થાત્ માધ્યમ ન જ થઈ શકે. પાયાની વ્યાપક કેળવણીમાં સ્વભાષા (પ્રાન્તિક ભાષા) અને રાષ્ટ્રભાષા હિંદુસ્તાની બન્નેનું સ્થાન હોવું જોઈએ. બીજી ભાષાઓ ૧૪ વર્ષ પછી શીખી શકાશે.

આપણા કાર્યમાં જો કંઈ મુશ્કેલી હોય તો તે કારીગર શિક્ષકોના અભાવની છે. તેમને તૈયાર કરવા આપણે અધ્યાપન મંદિરો ખોલવાં પડશે!

મારી એક વિશેષ સૂચના એ પણ છે કે અધ્યાપન કાર્ય માટે આપણે પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે પસંદ કરીએ એ જરૂરનું છે. પાયાના શિક્ષણ માટે સ્ત્રીઓ જ વિશેષ યોગ્ય હોય છે. તેમની સીધી દેખરેખ નીચે વિદ્યાર્થીઓમાં કારીગરીનો વિકાસ સહેલાઈથી થશે અને પુરુષ શિક્ષકો પાસે ભણવામાં કન્યાઓને સંકોચ રહે છે તે સ્ત્રી શિક્ષિકાઓ પાસે નહિ રહે આ રીતે આજ સુધી આપણે સ્ત્રીજાતિની જે અવગણના કરી છે તેનું પણ કંઈક પ્રાયશ્ચિત થશે.

●

સૂરજ તપતો હતો છતાં ચોમેર અંધકાર હતો,
રેતીના વંટોળે દિશાઓને આંધળી કરી હતી,
દુકાળની છાયાએ માનવતાને ઘેરી હતી.
ત્યારે પણ—

# રણની રેતીમાં બે વસ્તુ ચમકતી હતી

—શ્રી. હરજીવન સોમૈયા

નદીકાંઠાનું ગામ છે પણ સાવ ભૂખ ગામ. ભૂખ જ તો, બીજું શું? બે નિરાધાર છોકરાં શેરીએ શેરીએ અને ઘરે ઘરે આથડે છે છતાં એમને બે દિવસથી બટકું કહેતાં બટકું રોટલો મળ્યો નથી કે મુઠ્ઠી મમરા કોઈ આપી શક્યું નથી તે શું બતાવે છે?

બેય ભાઈબેન છે, નીશિયા અને પાઉલ—પાઉલ ભાઈ છે, નીશિયાથી નાનો છે, ગભરુ બાળક છે; કેટલાય દિવસથી પેટપૂર ખાવા નથી મળ્યું અને બે દિવસથી તો મુદ્દલે નહિ; એનું મોં મરી ગયું છે, એના પગ ગળવા લાગ્યા છે. 'હવે પેલું ઘર છે ત્યાં જ, એક એ જ ઘર જઈ આવીએ,' ભાઈના વાંસા પર ધીરો હાથ ફેરવતી બેન કહે છે. ભાઈ બેનના મોં સામે જોઈ રહે છે, એનનું મોં આંસુથી મેલું થઈ ગયું હતું. ભાઈ બેઠો થાય છે, બોલ્યા વિના ચાલે છે.

ત્રણ હજાર વર્ષ ઉપરની મિસર દેશમાંથી વહેતી નાઈલ નદીના કાંઠાના એક ગામમાં બનેલી વાત છે, ઇતિહાસમાં પૂરી નોંધાયેલી નથી પણ દંતકથામાં બોલાય છે. આ ગામમાં—આ એક ગામમાં નહિ પણ આખા મિસર દેશમાં—એકવાર ભયંકર દુકાળ પડ્યો.

મિસરમાં દુકાળ પડે તેવું કોઈ કલ્પી જ શકે નહિ. નાઈલ* જેવા પિતાનો જેને આશરો છે તે મિસર કદી ભૂખ્યું રહેવા પામે? મનાય નહિ તેવી વાત.

દુનિયામાં નાઈલ જેવડી બીજી કોઈ નદી નથી. ચાર હજાર માઈલ લાંબી. એબિસીનિયાના ન્યુબિયન પહાડોમાંથી એનાં પાણી આવે. હિંદી મહાસાગર અને બાબલમાંડબની સામુદ્રધુની આગળનાં ખારાં પાણી સૂરજના તાપે મીઠાં બની આકાશમાં ચડે, ત્યાંથી પવન એમને ન્યુબિયન પહાડો તરફ લાવે, પહાડોનાં ઊંચાં શિખરો સાથે અથડાઈને અને ઘન જંગલની ઠંડીથી ઠંડાં થઈ ભારે બની પોતાને ભારે તૂટી પડે અને ધો ધો વેગે નીચે ખીણમાં ધસે. ન્યુબિયન પહાડો એટલે ઠંડા પડી ગયેલા જ્વાળામુખીના પહાડો. આખો ઢોળાવ લાવાનો ભરેલો. માટી સાથે લાવા ધસડાઈ આવે. આ નાઈલ નદી—આવા મૂલ્યવાન કાંપવાળી નાઈલ પોતાના પટને વિસ્તારતી અને પોતાની ભુજાઓને દૂર દૂર સુધી લંબાવતી આખા મિસરને સોનાની ભૂમિ બનાવે છે. એવી સોનાની ધરતીમાં કાંઠા પર ગામો, શહેરો, ખેતરો અને વાડીઓમાં લોકવૃંદ કિલ્લોલી રહેતાં. ધનધાન્યથી ભરપૂર કોઠારોવાળાં ઘરોમાં રહેતાં લોકો નિશ્ચિંત ભાવે સાહિત્ય, કલા અને વિજ્ઞાનમાં રાચ્યાં રહેતાં, અને જગતમાં શ્રેષ્ઠ સંસ્કૃતિનો પ્રચાર કરતાં. એની પ્રતીતિ કરાવતાં ચિતિઓ (પિરામીડ) આજે પણ ઊભાં છે.

મહાભાગ્યશાળી દેશ. આ દેશમાં પણ દુકાળ?

* નાઇલ નદી. મિસરમાં નદીને પિતા કહેવામાં આવે છે.

પહાડો–વિહોણા અને સહરા અને સુદાનના રણ-પ્રદેશથી ઘેરાયેલા મિસરના પ્રદેશ તરફ વરસાદ ભાગ્યે જ આવી ચડે. રણની ગરમી વાદળાંની યે વરાળ બનાવી તેને વધુ ઊંચે ચડાવી દે. એટલે જો કોઇક વર્ષે ન્યુબિયા ( એબિસીનિયા ) માં વરસાદ ન પડે અને નાઇલમાં પાણી ન આવે તો—

એ જ વિપત્તિ કે જે વિપત્તિની કલ્પના કરવામાં પણ મિસરવાસીઓ પાપ માનતાં તે એક વર્ષે સાક્ષાતરૂપે સામે આવી. મિસરને નાઇલનો આશરો પણ ખોટો થયો, કોઈ માની ન શકે એવી વાત સાચી ઠરી. દેશ આખામાં દુકાળ હુહુકાર કરવા લાગ્યો.

લોકોની દાણાની કોઠીઓ ભરેલી હતી એટલે એક વર્ષ પાણી ન આવ્યું તેથી લોકો ગભરાયાં નહિ. આરામમાં ઊછરતી પ્રજા તો વધુ આરામ મળતાં આનંદ પામી. ખેતર–વાડીની ચિંતા છોડી લોકો તો નિશ્ચિંતભાવે ખાનપાન અને ગુલતાનમાં દિવસો વિતાવવા લાગ્યાં.

વર્ષ પૂરું થયું. કોઠીઓ ખાલી થઈ. લોકોએ ધાર્યું કે નાઇલનું અંતર ભરાશે અને કોઠીઓને ભરાતાં વાર નહિ લાગે. પણ બીજે વર્ષે પણ નાઇલ ખાલી ને ખાલી રહી ત્યારે આશ્ચર્ય અને દુશ્ચિંતામાં લોકોની આંખો ફાટી રહી.

આ શું થયું ? નાઇલમાં પાણી ન આવે તેવું એક વર્ષ પણ ન બની શકે તેને બદલે બે વર્ષ થયાં ? નાઇલ સુક્કી કેમ રહી શકી ? નાઇલમાં પાણી કેમ ખૂટે ?

ન્યુબિયન પહાડો શું ધરતીમાં પેસી ગયા ? એનાં જંગલો શું બળી ગયાં ? ખીણમાં મોટી આગ ભભૂકી અને પાણી શોષાઈ ગયાં કે સમુદ્ર પાતાળમાં ઊતરી ગયો કે એમાંથી વરાળ ન બની ? કે પવન જ ફરી ગયા અને વાદળો ન્યુબિયા તરફ આવવાને બદલે અરબસ્તાન તરફ ઘસડાઈ ગયાં ? શું થયું કે નાઇલમાં પાણી ન આવ્યાં ? પુરોહિતોએ એવી કથા કહી કે સૂરપતિ, સૂરજ અને સાગર ત્રણ દેવો વચ્ચે હરીફાઈ જાગી છે. તેઓ એ જોવા માગે છે કે કોના પ્રતાપે પૃથ્વી સુખી હતી. એ કારણે ત્રણેએ પોતાના ધર્મોને સ્થંભાવી દીધા છે. તેને લીધે નાઇલમાં પાણી ખૂટી ગયાં છે. 'શું ખરેખર આમ હશે ?' વાત સાંભળીને લોકો અવાક્ થઈ ગયાં.

વરસોવરસ કપાસનાં પીળાં ફૂલો અને કાલાં ફાટીને બહાર નીકળેલા સુંદર સફેદ કપાસથી ખેતરો હસું હસું થઈ રહેતાં તેમાં હવે જટિયાં જ ઊડે છે. સૂર્યના તડકામાં પ્રફુલ્લ થઈને જે ઘાસનાં બીડ ચોતરફ સુગંધ ફેલાવતાં તે હવે ખારી રેતી જ ઉડાડે છે. નથી ઘઉં, નથી મકાઈ, નથી શેરડીના સાંઠા, નથી ખજૂરી ઉપર રસદાર પેશીઓ–નાનાં છોકરાં ખાશે શું ? ભયાનક ! દેવોને આવું કેમ સૂઝે છે ? દેવો આ કેમ જોઈ શકે છે ? દેવો આ જોઈને કંપી નથી ઊઠતા ? અને આ આપણો પિતા–નાઇલ પિતા !"

લોકો નાઇલને પોકાર કરવા લાગ્યાં, "પિતા, પિતા ! અમે તારાં બાળ !"

દેવોને આ સાંભળીને કંઈ થતું હતું કે નહિ તે તો કોણ જાણે, પણ એ પોકાર સાંભળી નાઇલ કંપી ઊઠતી હતી. એની આંખો બાળકની ચિંતાથી એટલી ભયત્રસ્ત બની હતી કે એ ફાટી જ રહેતી, એમાંથી આંસુનું ટીપું પણ પડી શકતું નહિ.

અને પિતાના ચહેરા પરની કરચલીઓ પડેલી અને સુકાઈ ગયેલી ચામડીને જોઈને બાળક પણ ભયથી તરત ચૂપ બની જતું.

એવાં અનેક બાળકોનાં પ્રતિનિધિ જેવાં ભાઈ-બેન નીશિયા અને પાઉલ હાથ પસારી આંગણે આંગણે ફરતાં હતાં.

આજે એમને ખબર નથી કે એમનાં માબાપ ક્યાં ગયાં છે. દુકાળ પહેલાં એમના બાપા ખેતી કરતા. એમની મા ઘર સાચવતી. હજી યે એમને એ યાદ આવે છે કે એમના બાપા ઘોડો અને હળ લઈને સવારે વહેલાં ખેતરે જતા, સાંજે પાછા આવતા; મોસમમાં બાપા ક્યારેક ચણા લાવતા, ક્યારેક લીલા ઘઉં લાવતા, તેનો પોંક પાડતા

ઘરમાં સૌ ખાતાં. નીશિયા ભારે લુચ્ચી હતી, તે છાનીમાની પડોશનાં ભાઈબંધોને બોલાવી લાવતી. બાપા નીશિયાને પોંક આપે અને નીશિયાનાં ભાઈ-બંધોને ન આપે એ તો કેમ બને? એટલે ખિજાતા ખિજાતા પણ તે એમને પણ ભાગ આપતા અને પછી સૌ હસીને એ ખાતાં. નીશિયાને એની મા તો બહુ યાદ છે. મા ઘરના કામમાં ભારે ચતુર. નદીથી દૂર દૂરથી એ ક્યાંકથી રેતી લાવતી, એમાં નદીનો કાંપ અને ચૂલાની રાખ ભેળવતી અને પછી ગારો તૈયાર કરતી. એ ગારાથી ઘરની ભીંતો લીંપતી. એ ભીંતો એટલી તો ચકચકિત અને લીસી બનતી કે પાસે ઊભાં રહેતાં અંદર પોતાનું મોં દેખાય અને ઉપર હાથ મૂકીએ તો હાથ સરી જાય. નીશિયા પણ માનું અનુકરણ કર્યા કરતી. આખો દિવસ એ ગારો ખૂંદે અને શરીર બગાડે એટલે મા તો એવી ખિજાય–મારે પણ ખરી, પણ નીશિયા એને ગણકારે નહિ. નીશિયાને એક શોખ જાગ્યો હતો.

એક દિવસે ખૂબ મેળવણી કર્યા પછી નીશિયાએ મા કરતી તેવો જ ગારો તૈયાર કર્યો અને એમાંથી એક મૂર્તિ બનાવી.*

કેવી સરસ હતી મૂર્તિ! ભાઈબેન ઓટલા પર મૂર્તિને મૂકી એને નીરખી રહ્યાં હતાં. શેરીમાં હાલતાં ચાલતાં સૌ માણસો એને આશ્ચર્યથી જોતાં જતાં હતાં. તેમાં એક માણસ એને જોવા ઊભો રહી ગયો તે બસ રહી જ ગયો.

"ક્યાંથી મેળવી આ મૂર્તિ?" એ બોલ્યો.

"અમે પોતે બનાવી." નીશિયાએ કહ્યું.

"તમે પોતે? વાહ, તમારા બાપુ સારી કળા જાણતા લાગે છે."

"નહિ જી, આ તો અમે ભાઈબેને મળીને બનાવી."

એ સાંભળીને તો એ માણસ તો વિસ્મયથી અવાક્ થઈ ગયો. પછી ઘણી વારે બોલ્યોઃ

"મારે આવી મૂર્તિ જોઈતી હોય તો મારે શું કરવું?"

"શું કરવું? લઈ જાઓ આ."

"આ? તો તો મને ઘણો આનંદ થાય. બોલો, આનો બદલો શું આપું?"

ભાઈબેનમાંથી કોઈ 'બદલો' એટલે શું એ જ જાણતાં નહોતાં ને! નીશિયાએ કહ્યું: "તમે લઈ જાઓ."

પેલો માણસ મૂર્તિને લઈ ગયો હતો પણ જતાં જતાં ભાઈ અને બેન બંનેને હેતનું એક એક ચુંબન કરતો ગયો હતો.

તે દિવસથી ભાઈબેનને એ એક શોખ જાગ્યો હતો કે બસ, મૂર્તિઓ બનાવવી, બનાવીને જે માગે તેને આપી દેવા અને બદલામાં હેતનું એક ચુંબન લેવું. પણ એ એક ચુંબનથી બંનેને કેટલો બધો આનંદ થતો હતો!

પાઉલને આ બધું યાદ તો હતું પણ નીશિયાને તો બહુ જ યાદ હતું.

પછી આવ્યો દુકાળ. માબાપ શું ખાતાં એ તો ખબર ન પડી. થોડા મહિના તો એમણે છોકરાંને બરાબર ખવરાવ્યું. ખેતર વેચ્યું, ઢોર વેચ્યાં, ખેતીનાં ઓજાર વેચ્યાં, ઘરનો સામાન વેચ્યો અને છેવટે ઘર પણ વેચ્યું. પણ બે વરસ કાઢવાં હતાં એ સહેલી વાત નહોતી.

"બા, ખાવાનું દે ને!"

"બા, ખાવાનું કેમ દેતી નથી?"

"બા, તને ખબર નથી પડતી કે અમને ભૂખ કેવી લાગી છે?"

છોકરાં ખાવું–ખાવું કરતાં પણ બા બિચારી શું જવાબ આપે? કાંઈ પણ જવાબ આપવાને બદલે સીધું ખાવાનું જ બાળકના મોંમાં મૂકી શકાય તે માટે બિચારીએ બહુ ફાંફાં માર્યાં પણ પછી હારી ગઈ.

રાત હતી.

પત્નીએ પતિને કહ્યું: "આજે તો છોકરાંને બિચારાંને બહુ માર મારી દીધો."

પતિ જાણતો હતો કે છોકરાં માને ખાવાનું

* આજે મિસરમાં ઇસ્લામ ધર્મ પળાય છે પણ ખ્રિસ્તજન્મ પહેલાં મૂર્તિપૂજા ચાલતી.

પહાડો–વિહોણા અને સહરા અને સુદાનના રણ-પ્રદેશથી ઘેરાયેલા મિસરના પ્રદેશ તરફ વરસાદ ભાગ્યે જ આવી ચડે. રણની ગરમી વાદળાંની યે વરાળ બનાવી તેને વધુ ઊંચે ચડાવી દે. એટલે જો કોઈક વર્ષે ન્યુબિયા ( એબિસીનિયા ) માં વરસાદ ન પડે અને નાઈલમાં પાણી ન આવે તો—

એ જ વિપત્તિ કે જે વિપત્તિની કલ્પના કરવામાં પણ મિસરવાસીઓ પાપ માનતાં તે એક વર્ષે સાક્ષાતરૂપે સામે આવી. મિસરને નાઈલનો આશરો પણ ખોટો થયો, કોઈ માની ન શકે એવી વાત સાચી ઠરી. દેશ આખામાં દુકાળ હુહુકાર કરવા લાગ્યો.

લોકોની દાણાની કોઠીઓ ભરેલી હતી એટલે એક વર્ષ પાણી ન આવ્યું તેથી લોકો ગભરાયાં નહિ. આરામમાં ઊછરતી પ્રજા તો વધુ આરામ મળતાં આનંદ પામી. ખેતર–વાડીની ચિંતા છોડી લોકો તો નિશ્ચિંતભાવે ખાનપાન અને ગુલતાનમાં દિવસો વિતાવવા લાગ્યાં.

વર્ષ પૂરું થયું. કોઠીઓ ખાલી થઈ. લોકોએ ધાર્યું કે નાઈલનું અંતર ભરાશે અને કોઠીઓને ભરાતાં વાર નહિ લાગે. પણ બીજે વર્ષે પણ નાઈલ ખાલી ને ખાલી રહી ત્યારે આશ્ચર્ય અને દુશ્ચિંતામાં લોકોની આંખો ફાટી રહી.

આ શું થયું? નાઈલમાં પાણી ન આવે તેવું એક વર્ષ પણ ન બની શકે તેને બદલે બે વર્ષ થયાં? નાઈલ સુક્કી કેમ રહી શકી? નાઈલમાં પાણી કેમ ખૂટે?

ન્યુબિયન પહાડો શું ધરતીમાં પેસી ગયા? એનાં જંગલો શું બળી ગયાં? ખીણમાં મોટી આગ ભભૂકી અને પાણી શોષાઈ ગયાં કે સમુદ્ર પાતાળમાં ઊતરી ગયો કે એમાંથી વરાળ ન બની? કે પવન જ ફરી ગયા અને વાદળો ન્યુબિયા તરફ આવવાને બદલે અરબસ્તાન તરફ ધસડાઈ ગયાં? શું થયું કે નાઈલમાં પાણી ન આવ્યાં? પુરોહિતોએ એવી કથા કહી કે સૂરપતિ, સૂરજ અને સાગર ત્રણ દેવો વચ્ચે હરીફાઈ જાગી છે. તેઓ એ જોવા માગે છે કે કોના પ્રતાપે પૃથ્વી સુખી હતી. એ કારણે ત્રણેએ પોતાના ધર્મોને સ્થંભાવી દીધા છે. તેને લીધે નાઈલમાં પાણી ખૂટી ગયાં છે. 'શું ખરેખર આમ હશે?' વાત સાંભળીને લોકો અવાક્ થઈ ગયાં.

વરસોવરસ કપાસનાં પીળાં ફૂલો અને કાલાં ફાટીને બહાર નીકળેલા સુંદર સફેદ કપાસથી ખેતરો હસું હસું થઈ રહેતાં તેમાં હવે જટિયાં જ ઊડે છે. સૂર્યના તડકામાં પ્રફુલ્લ થઈને જે ઘાસનાં બીડ ચોતરફ સુગંધ ફેલાવતાં તે હવે ખારી રેતી જ ઉડાડે છે. નથી ઘઉં, નથી મકાઈ, નથી શેરડીના સાંઠા, નથી ખજૂરી ઉપર રસદાર પેશીઓ—નાનાં છોકરાં ખાશે શું? ભયાનક! દેવોને આવું કેમ સૂઝે છે? દેવો આ કેમ જોઈ શકે છે? દેવો આ જોઈને કંપી નથી ઊઠતા? અને આ આપણો પિતા—નાઈલ પિતા!"

લોકો નાઈલને પોકાર કરવા લાગ્યાં, "પિતા, પિતા! અમે તારાં બાળ!"

દેવોને આ સાંભળીને કંઈ થતું હતું કે નહિ તે તો કોણ જાણે, પણ એ પોકાર સાંભળી નાઈલ કંપી ઊઠતી હતી. એની આંખો બાળકની ચિંતાથી એટલી ભયત્રસ્ત બની હતી કે એ ફાટી જ રહેતી, એમાંથી આંસુનું ટીપું પણ પડી શકતું નહિ.

અને પિતાના ચહેરા પરની કરચલીઓ પડેલી અને સુકાઈ ગયેલી ચામડીને જોઈને બાળક પણ ભયથી તરત ચૂપ બની જતું.

એવાં અનેક બાળકોનાં પ્રતિનિધિ જેવાં ભાઈ-બેન નીશિયા અને પાઉલ હાથ પસારી આંગણે આંગણે ફરતાં હતાં.

આજે એમને ખબર નથી કે એમનાં માબાપ ક્યાં ગયાં છે. દુકાળ પહેલાં એમના બાપા ખેતી કરતા. એમની મા ઘર સાચવતી. હજી યે એમને એ યાદ આવે છે કે એમના બાપા ઘોડો અને હળ લઈને સવારે વહેલાં ખેતરે જતા, સાંજે પાછા આવતા; મોસમમાં બાપા ક્યારેક ચણા લાવતા, ક્યારેક લીલા ઘઉં લાવતા, તેનો પોંક પાડતા

ઘરમાં સૌ ખાતાં. નીશિયા ભારે લુચ્ચી હતી, તે છાનીમાની પડોશનાં ભાઈબંધોને બોલાવી લાવતી. બાપા નીશિયાને પોંક આપે અને નીશિયાનાં ભાઈબંધોને ન આપે એ તો કેમ બને? એટલે ખિજાતા ખિજાતા પણ તે એમને પણ ભાગ આપતા અને પછી સૌ હસીને એ ખાતાં. નીશિયાને એની મા તો બહુ યાદ છે. મા ઘરના કામમાં ભારે ચતુર. નદીથી દૂર દૂરથી એ ક્યાંકથી રેતી લાવતી, એમાં નદીનો કાંપ અને ચૂલાની રાખ ભેળવતી અને પછી ગારો તૈયાર કરતી. એ ગારાથી ઘરની ભીંતો લીંપતી. એ ભીંતો એટલી તો ચકચકિત અને લીસી બનતી કે પાસે ઊભાં રહેતાં અંદર પોતાનું મોં દેખાય અને ઉપર હાથ મૂકીએ તો હાથ સરી જાય. નીશિયા પણ માનું અનુકરણ કર્યા કરતી. આખો દિવસ એ ગારો ખૂંદે અને શરીર બગાડે એટલે મા તો એવી ખિજાય—મારે પણ ખરી, પણ નીશિયા એને ગણકારે નહિ. નીશિયાને એક શોખ જાગ્યો હતો.

એક દિવસે ખૂબ મેળવણી કર્યા પછી નીશિયાએ મા કરતી તેવો જ ગારો તૈયાર કર્યો અને એમાંથી એક મૂર્તિ બનાવી.*

કેવી સરસ હતી મૂર્તિ! ભાઈબેન ઓટલા પર મૂર્તિને મૂકી એને નીરખી રહ્યાં હતાં. શેરીમાં હાલતાં ચાલતાં સૌ માણસો એને આશ્ચર્યથી જોતાં જતાં હતાં. તેમાં એક માણસ એને જોવા ઊભો રહી ગયો તે બસ રહી જ ગયો.

"ક્યાંથી મેળવી આ મૂર્તિ?" એ બોલ્યો.

"અમે પોતે બનાવી." નીશિયાએ કહ્યું.

"તમે પોતે? વાહ, તમારા બાપુ સારી કળા જાણતા લાગે છે."

"નહિ જી, આ તો અમે ભાઈબેને મળીને બનાવી."

એ સાંભળીને તો એ માણસ તો વિસ્મયથી અવાક્ થઈ ગયો. પછી ઘણી વારે બોલ્યો:

"મારે આવી મૂર્તિ જોઈતી હોય તો મારે શું કરવું?"

"શું કરવું? લઈ જાઓ આ."

"આ? તો તો મને ઘણો આનંદ થાય. બોલો, આનો બદલો શું આપું?"

ભાઈબેનમાંથી કોઈ 'બદલો' એટલે શું એ જ જાણતાં નહોતાં ને! નીશિયાએ કહ્યું: "તમે લઈ જાઓ."

પેલો માણસ મૂર્તિને લઈ ગયો હતો પણ જતાં જતાં ભાઈ અને બેન બંનેને હેતનું એક એક ચુંબન કરતો ગયો હતો.

તે દિવસથી ભાઈબેનને એ એક શોખ જાગ્યો હતો કે બસ, મૂર્તિઓ બનાવવી, બનાવીને જે માગે તેને આપી દેવી અને બદલામાં હેતનું એક ચુંબન લેવું. પણ એ એક ચુંબનથી બંનેને કેટલો બધો આનંદ થતો હતો!

પાઉલને આ બધું યાદ તો હતું પણ નીશિયાને તો બહુ જ યાદ હતું.

પછી આવ્યો દુકાળ. માબાપ શું ખાતાં એ તો ખબર ન પડી. થોડા મહિના તો એમણે છોકરાંને બરાબર ખવરાવ્યું. ખેતર વેચ્યું, ઢોર વેચ્યાં, ખેતીનાં ઓજાર વેચ્યાં, ઘરનો સામાન વેચ્યો અને છેવટે ઘર પણ વેચ્યું. પણ બે વરસ કાઢવાં હતાં એ સહેલી વાત નહોતી.

"બા, ખાવાનું દે ને!"

"બા, ખાવાનું કેમ દેતી નથી?"

"બા, તને ખબર નથી પડતી કે અમને ભૂખ કેવી લાગી છે?"

છોકરાં ખાવું–ખાવું કરતાં પણ બા બિચારી શું જવાબ આપે? કાંઈ પણ જવાબ આપવાને બદલે સીધું ખાવાનું જ બાળકના મોંમાં મૂકી શકાય તે માટે બિચારીએ બહુ ફાંફાં માર્યાં પણ પછી હારી ગઈ.

રાત હતી.

પત્નીએ પતિને કહ્યું: "આજે તો છોકરાંને બિચારાંને બહુ માર મારી દીધો."

પતિ જાણતો હતો કે છોકરાં માને ખાવાનું

* આજે મિસરમાં ઇસ્લામ ધર્મ પળાય છે પણ ખ્રિસ્તજન્મ પહેલાં મૂર્તિપૂજા ચાલતી.

આપવાને પજવતાં હશે, માને તો કેટલાય દિવસથી ખાવાનું નહોતું મળ્યું, એ બાળકોને શું ખાવા આપે? એ ગુસ્સામાં એમને મારી બેઠી હતી. એ કંઈ બોલ્યો નહિ.

"આપણે જાણીએ છીએ કે અંત શું આવવાનો છે, તો એની વળી રાહ જોવાની?" પત્ની પડખું ફરી જઈને બોલી.

"મને ન પૂછ, હું મૂંઝાઈ ગયો છું." પતિ બોલ્યો.

થોડી વાર ગંભીર શાંતિ છવાઈ રહી.

"આ જોવું અત્યારે જ અસહ્ય થઈ પડયું છે તો હવે તો જે આવવાનું છે તે આનાથી પણ ભયંકર આવવાનું છે. એ જોવા આપણે રોકાવું છે?"

પછી શાંતિ છવાઈ ગઈ.

સવારે છોકરાં જાગીને જુએ તો ઘર ખાલી!

"મા! મા!" પાઉલ મોટેથી રડી ઊઠયો.

"મા હમણાં આવશે. ખાવાનું લેવા ગઈ હશે." બેને ભાઈને શાંત પાડયો.

સાંજ પડી ગઈ પણ મા કે બાપા–બેમાંથી કોઈ જ આવ્યું નહિ, એટલે ભાઈબેન એમને શોધવા ગામમાં નીકળ્યાં.

"કાકા, મારા બાપુને ભાળ્યા?"

"માસીબા, મારી બા આંહીં આવી છે?"

બાળકોના આ પ્રશ્નો અનુત્તર જ રહેતા. લોકો એમની સામેથી મોં ફેરવી લેતાં. કોઈક બોલતુંઃ

"બિચારાં છોકરાં! એ શું જાણે, એમનાં મા બાપ તો ત્યાં ગયાં છે કે જેની સૌને ખબર છે અને છતાં ખબર નથી."

ભાઈબેન આમ શેરીએ શેરીએ આથડતાં હતાં. એક ઘર આગળ તેઓ આવ્યાં. ભૂતિયા મકાન જેવું ઘર હતું. ઘર વચ્ચે એક હાડપિંજર 'જેવો માણસ ખુલ્લી ભોંય પર પડયો હતો. ખુલ્લા બારણામાંથી ઘરનો ખૂણેખૂણો દેખાતો હતો. ખૂણા બધા ખાલી હતા. કિનારીએ અને વચમાં ધૂળના ઢગલા જામ્યા હતા.

"લે, હું પૂછું છું." નીશિયાએ પાઉલને કહ્યું.

"મારા બાપુની ખબર છે?" નીશિયાએ બારણા આગળ જઈ ઘરમાં સૂતેલા માણસને પૂછ્યું.

સૂતેલો માણસ ચમકીને અર્ધો બેઠો થઈ ગયોઃ "હાં? શું કહ્યું?" ઘોઘરા પણ ક્ષીણ અવાજે એણે પૂછ્યું.

"મારા બાપુ- "

"તારા બાપુ? હા, હા, આવ અંદર આવ." એ માણસ બોલ્યો.

નીશિયાએ પાઉલ સામે પાછળ ફરીને જોયું અને પછી એને પોતાની પાછળ અંદર આવવાનો ઇશારો કર્યો. બંને અંદર ગયાં.

"શું કહ્યું?" એ માણસે ફરીને પૂછ્યું.

"બાપુ નથી જડતા." પાઉલ બોલ્યો.

"તારા બાપુ ને?" કહીને એ માણસે એકદમ ભાઈબેનને એક એક હાથમાં મજબૂત રીતે પકડયાં અને આંખો મોટી કરીને પોતાના મોટા મોટા દાંતવાળું મોં એમની નજીક આણ્યું.

એનો દેખાવ જોતાં પાઉલ મોટી ચીસ પાડી ઊઠયો અને નીશિયાએ ઝટકાથી પોતાને એના હાથમાંથી છોડાવી લીધી.

પેલો માણસ ખો–ખો જેવું બોખલું હાસ્ય હસ્યો અને બકવા લાગ્યો, "ભાગશે તે કયાં? કેટલાય દિવસનો ભૂખ્યો છું, સાળાં ઘરનાં માણસ બધાં ભાગી ગયાં. છોકરાં પણ નાસી ગયાં, ઢોર ખવાઈ ગયા પછી પણ આઠ દિવસથી ખાવાનું પામ્યો નથી. માંડ આજે તમારું કૂણું કૂણું માંસ ખાવા મળ્યું છે, એમ શું હું છોડી દેવાનો?" એમ કહીને એ નીશિયા તરફ દોડયો. નીશિયાએ ચીસાચીસ કરી મૂકી. ભાઈ યે દુષ્ટના હાથમાં પડયો હતો એટલે એને મૂકીને ભાગી જવાય એમ હતું નહિ. એટલે 'નહિ, નહિ,' કરતી ઉંબર આગળ જ ઊભી રહી એ ચીસો પાડતી હતી.

આજુબાજુનાં ઘરોમાં તો કોઈ સળવળતું નહોતું પણ રસ્તા પર એ વખતે બે ચાર માણસો હતાં તે એની ચીસોથી ત્યાં દોડી આવ્યાં. અને ભાઈબેનનો છુટકારો થયો.

અહીંથી છૂટ્યા પછી પણ પાઉલ તો એવો ને એવો જ સૂનતો હતો. એના ગળામાંથી અવાજ ઊડી ગયો હતો. એની આંખો જાણે મૃત્યુને શોધતી હતી. કોઈ માણસને એ જોઈ શકતો નહોતો, જોતાં જ એનાં અંગો થરથર કાંપવા લાગતાં. નીશિયા એને ગામ બહાર લઈ ગઈ. ગામ બહાર ખાડાખડિયાવાળી જમીન હતી. આસપાસ તો ધૂળના ગોટા ઊડતા. એક ખાડામાં ભાઈને સુવડાવી રાખી પોતે પાસે બેસી રહેતી.

"તું મારી સાથે ચાલશે કે હું એકલી જ ગામમાં જઉં? તારે ખાવું જોઈશે ને?" નીશિયા ભાઈને પૂછતી. પાઉલ જવાબમાં બેન સામે જોઈ જ રહેતો.

"બીજું નહિ, સૂઈ રહેજે, ગામમાં હું એકલી જાઉં છું, તારે માટે ખાવાનું લાવું, જલદી જ આવીશ." કહીને ભાઈને કોઈ સારે ઠેકાણે બેસાડી નીશિયા ગામમાં જતી.

પહેલે દિવસે ગામમાં આવતાં એને ખબર ન પડી કે ખાવાનું ક્યાંથી મેળવવું. રસ્તા પર જતાં આવતાં લોકોને એ આંખો પહોળી કરીને જોઈ રહેતી. કોઈક ઘરનાં બારણાં ખુલ્લાં હોય અને કોઈને કંઈ ખાતાં જુએ તો દૂર ઊભી રહીને એ તરફ તાકીને જોઈ રહેતી.

એક ઠેકાણે એ જોતી ઊભી હતી ત્યાં એણે એક માણસને હાથ લાંબા કરીને એક બીજા જણાને કંઈક કરગરીને કહેતો જોયો. નીશિયા એની નજીક ગઈ. પેલો હાથ લાંબા કરેલો માણસ કહેતો હતો, "મહેરબાન, ભૂખ બહુ લાગી છે. થોડું ખાવાનું આપશો તો બચી જઈશ, હમણાં નાઈલમાં પાણી આવશે અને ખેતી કરીને બદલામાં હું તમારો કોઠાર કણથી ભરી દઈશ."

બીજા માણસે એને પોતાના ગજવામાંથી મમરાની એક મુઠ્ઠી કાઢી આપી અને માગનારો આનંદ પામીને ચાલતો થયો. નીશિયાએ એ જોયું. એ તરત પેલા આપનાર પાસે દોડી અને બોલી, "મહેરબાન, ભૂખ બહુ લાગી છે. થોડું ખાવાનું આપશો તો બચી જઈશ, હમણાં નાઈલમાં પાણી આવશે અને ખેતી કરીને બદલામાં હું તમારો કોઠાર કણથી ભરી દઈશ."

પેલાએ નીશિયા સામું જોયું અને પછી એનું બોલવું જોઈને એકદમ હસી પડ્યો. "મારો કોઠાર તું ખેતી કરીને ભરી દેશે?" એ બોલ્યો.

"હું ખેતી કેવી રીતે કરી શકું? મારા બાપુ કરી શકતા." નીશિયા બોલી.

"ત્યારે તું આ શું બોલી ગઈ?" પેલાએ પૂછ્યું.

નીશિયા તો એ સાંભળીને બાઘી બની એની તરફ જોઈ જ રહી.

"ક્યાં છે તારા બાપુ?" પેલા માણસે પૂછ્યું.

"ખબર નથી." નીશિયાએ જવાબ આપ્યો.

તો તું ક્યાં રહે છે?"

"ખબર નથી."

"છોકરી ગાંડી થઈ ગઈ છે" કહીને પેલાએ એને મમરાની મુઠ્ઠી આપી ચાલવા માંડ્યું. નીશિયા દોડીને ભાઈ પાસે પહોંચી ભાઈએ બધા મમરા એક સામટા મોંમાં મૂકી દીધા. નીશિયા એને ખાતો જોઈ રહી. અને પછી એ ચાર દાણા ખાતાં ખાતાં ભાઈના મોંમાંથી નીચે પડી ગયા હતા તે પોતે છાનામાના પોતાના મોંમાં મૂકી દીધા.

એ પછી હમેશાં નીશિયા ગામમાં જતી, કોઈ પણ માણસ દેખાય એટલે એના આડી ઊભી રહે અને કહે, "થોડું ખાવાનું આપો, હમણાં નાઈલ આવશે, બદલામાં ખેતી કરીને તમારો કોઠાર કણથી ભરી દઈશ."

ઘણાં લોકો પાસે હવે એવું કંઈ રહ્યું નહોતું કે કોઈ બીજાને દાનમાં આપી શકે પણ નીશિયાનું બોલવું સાંભળી એમને હસવું આવતું અને મૂઠી મમરા કે કકડો રોટલો આપતાં. સાંજ પડ્યે બેનભાઈ થોડુંક ખાઈને પણ સંતોષ મેળવી શકે એટલું ખાવાનું મળી જતું.

પહેલાં ભાઈ ખાતો. બેન વચ્ચે થોડું થોડું છાનુંમાનું મોંમાં મૂકતી જતી અને પછી ભાઈ

આપવાને પજવતાં હશે, માને તો કેટલાય દિવસથી ખાવાનું નહોતું મળ્યું, એ બાળકોને શું ખાવા આપે? એ ગુસ્સામાં એમને મારી બેઠી હતી. એ કંઈ બોલ્યો નહિ.

"આપણે જાણીએ છીએ કે અંત શું આવવાનો છે, તો એની વળી રાહ જોવાની?" પત્ની પડખું ફરી જઈને બોલી.

"મને ન પૂછ, હું મૂંઝાઈ ગયો છું." પતિ બોલ્યો.

થોડી વાર ગંભીર શાંતિ છવાઈ રહી.

"આ જોવું અત્યારે જ અસહ્ય થઈ પડયું છે તો હવે તો જે આવવાનું છે તે આનાથી પણ ભયંકર આવવાનું છે. એ જોવા આપણે રોકાવું છે?"

પછી શાંતિ છવાઈ ગઈ.

સવારે છોકરાં જાગીને જુએ તો ઘર ખાલી!

"મા! મા!" પાઉલ મોટેથી રડી ઊઠયો.

"મા હમણાં આવશે. ખાવાનું લેવા ગઈ હશે." બેને ભાઈને શાંત પાડયો.

સાંજ પડી ગઈ પણ મા કે બાપા—એમાંથી કોઈ જ આવ્યું નહિ, એટલે ભાઈબેન એમને શોધવા ગામમાં નીકળ્યાં.

"કાકા, મારા બાપુને ભાળ્યા?"

"માસીબા, મારી બા આંહીં આવી છે?"

બાળકોના આ પ્રશ્નો અનુત્તર જ રહેતા. લોકો એમની સામેથી મોં ફેરવી લેતાં. કોઈક બોલતુંઃ

"બિચારાં છોકરાં! એ શું જાણે, એમનાં મા બાપ તો ત્યાં ગયાં છે કે જેની સૌને ખબર છે અને છતાં ખબર નથી."

ભાઈબેન આમ શેરીએ શેરીએ આથડતાં હતાં. એક ઘર આગળ તેઓ આવ્યાં. ભૂતિયા મકાન જેવું ઘર હતું. ઘર વચ્ચે એક હાડપિંજર જેવો માણસ ખુલ્લી ભોંય પર પડયો હતો. ખુલ્લા બારણામાંથી ઘરનો ખૂણેખૂણો દેખાતો હતો. ખૂણા બધા ખાલી હતા. કિનારીએ અને વચમાં ધૂળના ઢગલા જામ્યા હતા.

"લે, હું પૂછું છું." નીશિયાએ પાઉલને કહ્યું.

"મારા બાપુની ખબર છે?" નીશિયાએ બારણા આગળ જઈ ઘરમાં સૂતેલા માણસને પૂછ્યું.

સૂતેલો માણસ ચમકીને અર્ધો બેઠો થઈ ગયોઃ "હાં? શું કહ્યું?" ઘોઘરા પણ ક્ષીણ અવાજે એણે પૂછ્યું.

"મારા બાપુ- "

"તારા બાપુ? હા, હા, આવ અંદર આવ." એ માણસ બોલ્યો.

નીશિયાએ પાઉલ સામે પાછળ ફરીને જોયું અને પછી એને પોતાની પાછળ અંદર આવવાનો ઇશારો કર્યો. બંને અંદર ગયાં.

"શું કહ્યું?" એ માણસે ફરીને પૂછ્યું.

"બાપુ નથી જડતા." પાઉલ બોલ્યો.

"તારા બાપુ ને?" કહીને એ માણસે એકદમ ભાઈબેનને એક એક હાથમાં મજબૂત રીતે પકડયાં અને આંખો મોટી કરીને પોતાના મોટા મોટા દાંતવાળું મોં એમની નજીક આણ્યું.

એનો દેખાવ જોતાં પાઉલ મોટી ચીસ પાડી ઊઠયો અને નીશિયાએ ઝટકાથી પોતાને એના હાથમાંથી છોડાવી લીધી.

પેલો માણસ ખો-ખો જેવું બોખલું હાસ્ય હસ્યો અને બકવા લાગ્યો, "ભાગશે તે કયાં? કેટલાય દિવસનો ભૂખ્યો છું, સાળાં ઘરનાં માણસ બધાં ભાગી ગયાં. છોકરાં પણ નાસી ગયાં, ઢોર ખવાઈ ગયા પછી પણ આઠ દિવસથી ખાવાનું પામ્યો નથી. માંડ આજે તમારું કૂણું કૂણું માંસ ખાવા મળ્યું છે, એમ શું હું છોડી દેવાનો?" એમ કહીને એ નીશિયા તરફ દોડયો. નીશિયાએ ચીસાચીસ કરી મૂકી. ભાઈયે દુષ્ટના હાથમાં પડયો હતો એટલે એને મૂકીને ભાગી જવાય એમ હતું નહિ. એટલે 'નહિ, નહિ,' કરતી ઉંબર આગળ જ ઊભી રહી એ ચીસો પાડતી હતી.

આજુબાજુનાં ઘરોમાં તો કોઈ સળવળતું નહોતું પણ રસ્તા પર એ વખતે બે ચાર માણસો હતાં તે એની ચીસોથી ત્યાં દોડી આવ્યાં. અને ભાઈબેનનો છુટકારો થયો.

---

અહીંથી છૂટયા પછી પણ પાઉલ તો એવો ને એવો જ ધ્રૂજતો હતો. એના ગળામાંથી અવાજ ઊડી ગયો હતો. એની આંખો જાણે મૃત્યુને શોધતી હતી. કોઈ માણસને એ જોઈ શકતો નહોતો, જોતાં જ એનાં અંગો થરથર કાંપવા લાગતાં. નીશિયા એને ગામ બહાર લઈ ગઈ. ગામ બહાર ખાડાખડિયા-વાળી જમીન હતી. આસપાસ તો ધૂળના ગોટા ઊડતા. એક ખાડામાં ભાઈને સુવડાવી રાખી પોતે પાસે બેસી રહેતી.

" તું મારી સાથે ચાલશે કે હું એકલી જ ગામમાં જઉં ? તારે ખાવું જોઈશે ને ?" નીશિયા ભાઈને પૂછતી. પાઉલ જવાબમાં બેન સામે જોઈ જ રહેતો.

" બીજું નહિ, સૂઈ રહેજે, ગામમાં હું એકલી જાઉં છું, તારે માટે ખાવાનું લાવું, જલદી જ આવીશ." કહીને ભાઈને કોઈ સારે ઠેકાણે બેસાડી નીશિયા ગામમાં જતી.

પહેલે દિવસે ગામમાં આવતાં એને ખબર ન પડી કે ખાવાનું ક્યાંથી મેળવવું. રસ્તા પર જતાં આવતાં લોકોને એ આંખો પહોળી કરીને જોઈ રહેતી. કોઈક ઘરનાં બારણાં ખુલ્લાં હોય અને કોઈને કંઈ ખાતાં જુએ તો દૂર ઊભી રહીને એ તરફ તાકીને જોઈ રહેતી.

એક ઠેકાણે એ જોતી ઊભી હતી ત્યાં એણે એક માણસને હાથ લાંબા કરીને એક બીજા જણાને કંઈક કરગરીને કહેતો જોયો. નીશિયા એની નજીક ગઈ. પેલો હાથ લાંબા કરેલો માણસ કહેતો હતો, " મહેરબાન, ભૂખ બહુ લાગી છે. થોડું ખાવાનું આપશો તો બચી જઈશ, હમણાં નાઈલમાં પાણી આવશે અને ખેતી કરીને બદલામાં હું તમારો કોઠાર કણથી ભરી દઈશ."

બીજા માણસે એને પોતાના ગજવામાંથી મમ-રાની એક મુઠ્ઠી કાઢી આપી અને માગનારો આનંદ પામીને ચાલતો થયો. નીશિયાએ એ જોયું. એ તરત પેલા આપનાર પાસે દોડી અને બોલી, " મહેરબાન, ભૂખ બહુ લાગી છે. થોડું ખાવાનું આપશો તો બચી જઈશ, હમણાં નાઈલમાં પાણી આવશે અને ખેતી કરીને બદલામાં હું તમારો કોઠાર કણથી ભરી દઈશ."

પેલાએ નીશિયા સામું જોયું અને પછી એનું બોલવું જોઈને એકદમ હસી પડયો. " મારો કોઠાર તું ખેતી કરીને ભરી દેશે ?" એ બોલ્યો.

" હું ખેતી કેવી રીતે કરી શકું ? મારા બાપુ કરી શકતા." નીશિયા બોલી.

" ત્યારે તું આ શું બોલી ગઈ ?" પેલાએ પૂછ્યું.

નીશિયા તો એ સાંભળીને બાઘી બની એની તરફ જોઈ જ રહી.

" ક્યાં છે તારા બાપુ ?" પેલા માણસે પૂછ્યું.

" ખબર નથી." નીશિયાએ જવાબ આપ્યો.

તો તું ક્યાં રહે છે ?"

"ખબર નથી."

" છોકરી ગાંડી થઈ ગઈ છે" કહીને પેલાએ એને મમરાની મુઠ્ઠી આપી ચાલવા માંડયું. નીશિયા દોડીને ભાઈ પાસે પહોંચી ભાઈએ બધા મમરા એક સામટા મોંમાં મૂકી દીધા. નીશિયા એને ખાતો જોઈ રહી. અને પછી બે ચાર દાણા ખાતાં ખાતાં ભાઈના મોંમાંથી નીચે પડી ગયા હતા તે પોતે છાનામાના પોતાના મોંમાં મૂકી દીધા.

એ પછી હમેશાં નીશિયા ગામમાં જતી, કોઈ પણ માણસ દેખાય એટલે એના આડી ઊભી રહે અને કહે, " થોડું ખાવાનું આપો, હમણાં નાઈલ આવશે, બદલામાં ખેતી કરીને તમારો કોઠાર કણથી ભરી દઈશ."

ઘણાં લોકો પાસે હવે એવું કંઈ રહ્યું નહોતું કે કોઈ બીજાને દાનમાં આપી શકે પણ નીશિયાનું બોલવું સાંભળી એમને હસવું આવતું અને મૂઠી મમરા કે કકડો રોટલો આપતાં. સાંજ પડયે બેનભાઈ થોડુંક ખાઈને પણ સંતોષ મેળવી શકે એટલું ખાવાનું મળી જતું.

પહેલાં ભાઈ ખાતો. બેન વચ્ચે થોડું થોડું છાનુંમાનું મોંમાં મૂકતી જતી અને પછી ભાઈ

ખાતો અટકે એટલે એ ઝટપટ વધેલું પોતાના મોંમાં મૂકી દેતી. ખાઈને બેય પડખોપડખ બેસી રહેતાં. સૂરજ આથમવા આવે એટલે પોતાના ખાસ ખાડામાં આવીને સૂઈ રહેતાં.

રેતી–પથ્થર પાણી કરતાં ગરમ પણ બહુ જલદી થાય અને ઠરી પણ બહુ જલદી જાય. ગરમ હોય ત્યારે અતિશય ગરમ હોય અને ઠંડાં હોય ત્યારે ઠંડાં હોય. નાઈલને કારણે મિસર રણ ન કહેવાય એ ભલે પણ એ છે તો રણ જ. દિવસે ગરમ રેતીના વંટોળ અને રાત્રે ઠંડી સૂસવતી હવા અને રેતીનાં તોફાનો એમાં થતાં હોય છે. ખાડામાં પડયા રહેવાથી ભાઈબેનને રેતી ધસી આવતી રોકવાને તો આડશ મળી હતી પણ ઠંડીથી બચવા માટે એમણે અગ્નિને મેળવવો જરૂરી હતો. નીશિયાએ ઝાંખરાં અને સુક્કી કાઠી વીણી લાવીને ઢગલો કરી રાખ્યો હતો. રાત પડે ને પથ્થર ઘસી દેવતા પાડે, રાતના પવનના સૂસવાટામાં લાકડાં ગમે ત્યાં ઊડી જઈને દેવતા વિખાઇ ન જાય તે માટે તેને એક ખાડામાં સળગાવતી.

મહિનો એક તો એમનું ચાલ્યું, ખાસ તકલીફ જણાઈ નહિ; પણ હવે જે દિવસો આવવા લાગ્યા તે તેમને આકરા પડવા લાગ્યા અને છેલ્લા બે દિવસમાં તો નીશિયા ઘણે ઠેકાણે આથડી, ખૂબ કરગરી, પણ ક્યાંયથી, કોઇ પાસેથી પણ બે દાણા મમરાના કે બટકું રોટલો મળ્યો નહિ. નીશિયા સાંજે ભાઈ પાસે આવે. 'બેન આવી ખરી. કંઈક ખાવાનું લાવી હશે,' એમ ધારી ભાઈ ઊભો થઈને બેનને વળગી પડે. 'કેટલું લાવી આજે? કોઈક દિવસ તો ધરાઈને ખવાય એટલું લાવ!' કહીને એ બેનના બે હાથ, બગલ અને લૂગડાના છેડા તપાસવા મંડી જાય. બેન કાંઈ બોલી ન શકે અને જ્યારે ભાઈને ખાતરી થાય કે બેન પાસે કંઈ જ નથી એટલે એ રડી પડીને બોલે, 'કંઈ જ નહિ? કેમ કંઈ ન લાવી? ખાઈ ગઈ કે? મને ભૂખ કેવી લાગે છે તે નથી જાણતી? નહિ, જા, ફરીથી જા, કંઈક લાવી દે, કંઈક લાવી દે!'

બેનની આંખમાંથી દડદડ આંસુની ધાર ચાલે. 'કોઈ કાંઈ નથી આપતું, ભાઈ!' ભાઈને ગળે લગાડીને એ બોલે.

એવો તો આજ બીજો દિવસ થયો.

"તું કાલે સાથે આવ, તને જોઈને કદાચ કોઈક કાંઈક આપે." બેને કહ્યું.

ત્રીજે દિવસે ભાઈ અને બેન બંને ગામમાં ગયાં. ઘણી શેરીઓ ભટકયાં, ઘણાં લોકો પાસે દોડી ગયાં પણ કોઈએ કાંઈ આપ્યું નહિ. બેનના શબ્દો ભાઈએ ગોખી લીધા હતા, બીજા માગનારાઓ કોઈક આપી શકે તેવા માણસના પગ પકડતા તે તેણે જોયું હતું એટલે એ જેને દેખે તેના પાસે જાય, એના પગ પકડી લે અને બોલે, "થોડું ખાવાનું આપો, હમણાં નાઈલ આવશે, ખેતી કરીને તમારો કોઠાર કણથી ભરી દઈશ."

ભિખારીઓ પણ એના આ આચરણથી હસતાં. ભાઈ સાથે બહેનને પણ સૌ ગાંડાં ગાંડાં કહીને પજવવા લાગ્યાં.

આથી તો ભાઈ બહુ કંટાળ્યો, એ દિશાશૂન્ય બની ગયો. ગભરાઈને એ રસ્તા વચ્ચે લાંબો થઈને સૂઇ ગયો.

"ભાઈ, ભાઈ, ભાઈ!" નીશિયા એની પાસે બેસી ગઈ.

ભાઈ શાંત જ પડયો હતો.

"જો પેલું એક ઘર રહ્યું, એનાં બારણાં ખુલ્લાં છે, બસ, હવે એ એક જ ઘેર જઈ આવીએ." બેને કહ્યું. એણે ભાઈને બેઠો કર્યો, ભાઈનો વાંસો પંપાળ્યો.

ભાઈના પગ ગળતા હતા. એ કાંઈ બોલ્યો નહિ ગુપચુપ બેનની સાથે ચાલવા લાગ્યો.

ઘરના ઉંબર આગળ એક નાનો છોકરો હાથમાં કંઈક લઈને ખાતો હતો. પાઉલ એને જોઈને દોડયો. એણે નાના છોકરાના પગ પકડી લીધા, "ઓહ, થોડું ખાવાનું આપો, હમણાં નાઈલ આવશે, ખેતી કરીને તમારો કોઠાર કણથી ભરી દઈશ."

પણ પેલો છોકરો તો એની આંખો અને એના ચાળાથી એકદમ ચીસ પાડી ઊઠયો. ચીસ સાંભળીને ઘરમાંથી એક માણસ દોડી આવ્યો. પાઉલને છોકરાના પગ પકડીને ઊભેલો જોતાં એણે કાંઈક અવળું જ ધાર્યું. એકદમ એ નજીક આવ્યો અને 'હરામ-

ખોર' કહીને જોરથી એક થપ્પડ પાઉલના લમણામાં ચોડી દીધી. પાઉલ લથડિયું ખાઈને શેરીમાં દૂર જઈ પડ્યો.

"કોણ છે?" નીશિયા સામે આંખો ફાડીને જોતો, પ્રશ્ન પૂછીને એના જવાબની રાહ જોયા વિના બારણાં બંધ કરી છોકરાને લઈને તે માણસ અંદર ચાલ્યો ગયો.

ભાઈને પડતો જોઈને નીશિયા 'આહ–' કરી નીચે બેસી ગઈ. એણે ભાઈને ઊંચકી લીધો.

ભાઈને ઊંચકીને એ ગામ બહાર પોતાને સ્થાને આવી. એનું ચિત ઠેકાણે ન રહ્યું.

'ભાઈ, ભાઈ,' એ ભાઈને બોલાવતી રહી.

રાત સૂસવાટા મારતી વહી રહી છે. કાનના પડદા તૂટી જાય એવા અવાજ થયા કરે છે. ઠંડી જોશભેર ઊતરી રહી છે. આજ તો દેવતા પણ નથી કર્યો.

નીશિયાએ જોયું કે ભાઈનું શરીર ખૂબ ધ્રૂજી રહ્યું છે. હળવેથી ઊભી થઈ એ આગના ખાડા પાસે આવી. નીચે ધરતી શાંત નહોતી. ધરતી ઉપર પચીસ પચાસ ફૂટ ઊંચું આકાશ શાંત નહોતું, રેતી એમાં તોફાન મચાવીને કોલાહલ મચાવતી હતી. પણ ઊંચે ખૂબ ઊંચે, જ્યાં ચંદ્ર ચમકે છે ત્યાં ઊંચે, આકાશ શાંત હતું, એમાં રમતી ચાંદની શાંત હતી.

ચાંદનીના પ્રકાશમાં નીશિયાએ ચકમક ઝરવવા પથ્થર હાથમાં લીધા. પણ ખાડા સામે નજર જતાં એને વિચાર આવ્યો, 'રાખ બહુ થઈ ગઈ છે, લાકડાં બરાબર તાપ આપશે નહિ, રાખ ઓછી કરી નાખું તો?'

એ રાખને ઉલેચવા બેઠી. મગજ શૂન્ય હતું છતાં અચાનક એક ચમકારાથી એ ચમકી ઊઠી. રાખમાં કંઈક ચમકતું હતું.

"એ શું?" એને પ્રશ્ન થયો.

"હશે કંઈક." એણે સમાધાન મેળવ્યું.

લાકડાંને એણે ખાડામાં નજીક નજીક કર્યાં, પણ એની વચ્ચે પેલી ચમકતી વસ્તુ તો ડોકિયાં કરતી જ હતી.

"બરાબર જોઉં તો ખરી જ." એને બીજો વિચાર આવ્યો. લાકડાંને દૂર કર્યાં. થોડી વધુ રાખને દૂર કરી. ચમકતી વસ્તુને હાથમાં લીધી. કાચ!

નીશિયાને એ ચમકતી વસ્તુના નામની ખબર નહોતી. એને તો એટલી જ ખબર પડી કે એ વસ્તુ માત્ર ચમકારા મારે એવી જ નહોતી એની આરપાર પણ દેખાતું હતું અને લીસી તો એવી હતી કે એની માએ પોતાના ઘરની ભીંતને બનાવી હતી તે પણ તેના જેવી નહોતી. આનંદ-નીશિયાએ કાચના કકડાને હાથમાં લઈ લીધા. ભાઈ જાગતો હોત તો એને એ એકદમ બતાવવા માંડત અને નવાઈ પામવામાં અને ચર્ચા કરવામાં ટાઢને પણ ભૂલી જાત.

કકડાને બાજુ પર મૂકી દઈ એણે અગ્નિ સળગાવી લીધો અને પછી કકડા હાથમાં લઈ એને જોતી, આશ્ચર્ય પામતી બેસી રહી. આંખ આડી હથેળી રાખીએ તો ભાઈનું મોં નથી દેખાતું પણ આ લીસી વસ્તુ આડી રાખીએ છીએ તોય ભાઈનું મોં બરાબર દેખાય છે!

ભાઈ ક્યારે જાગે અને ક્યારે કાચ બતાવું એની આતુરતામાં એ ધીરે ધીરે ઊંઘમાં પડી ગઈ.

સવારે ખૂબ તાપ થઈ ગયો ત્યારે એ જાગી. જાગીને જુએ તો ભાઈ હજી જાગ્યો નહોતો.

એનને તરત કાલની ભાઈની દશા યાદ આવી ગઈ. 'ઝટપટ ગામમાં જાઉં, ગમે એમ, કાંઈક તો ખાવાનું લઈને ઝટપટ પાછી આવું જ. ભાઈ કેવો થઈ ગયો!' વિચારી એ ઊઠી. કાચના કકડા એના હાથમાં રહ્યા હતા તે અત્યારે તો એ ભૂલી જ ગઈ.

આજે એ એક નવી જ શેરીમાં આવી ચડી. એક ઘરને બારણે ઊભી રહી. "અરે મહેરબાન, એક થોડું, માત્ર થોડું, પણ કાંઈક તો ખાવા આપો જ, મારો ભાઈ ગામ બહાર રેતીમાં શેકાતો પડ્યો છે, એનાથી ઉઠાતું પણ નથી. મારે માટે કાંઈ ન આપો તો કંઈ નહિ, મારા ભાઈને માટે કાંઈક આપો, તમે આવો, જોઈ જાઓ મારા ભાઈને, અને પછી કહો કે તમારે એને ખાવા આપવું જોઈએ કે નહિ. એ ભલા મહેરબાન, કાંઈક ખાવાનું આપો!'

એની બૂમો સાંભળીને એક પ્રૌઢ પુરુષ બહાર આવ્યો. એનાં કપડાં સારાં હતાં એટલે લાગતું હતું કે એના ઘરમાં હજી ખાવાનું ઠીક ઠીક રહ્યું હશે.

"શું છે?" પેલા પ્રૌઢે પૂછ્યું.

"અરે મહેરબાન—"

અચાનક પ્રૌઢની નજર નીશિયાના હાથમાંના કાચના કકડા પર ગઈ.

"પેલું શું છે, તારી મુઠ્ઠીમાં?" એણે પૂછ્યું.

"એ તમારે જોઈતું હોય તો લો, મહેરબાન, પણ કંઈક ખાવાનું જરૂર આપો." કહીને નીશિયાએ કાચના કકડા પ્રૌઢના હાથમાં મૂકી દીધા અને એ કંઈક ખાવાનું આપે તે માટે એના મોં સામે ઊંચું જોઈ રહી.

"ક્યાંથી લાવી આ?" કાચને તપાસી લઈ આશ્ચર્ય પામતાં, પ્રૌઢે પૂછ્યું.

"મહેરબાન, રેતીમાં આગ પેટાવું છું તે ખાડામાંથી મળ્યા. પણ મહેરબાન ખાવાનું–"

"કોની દીકરી તું?" તદ્દન બીજા જ વિચારમાં ઘૂમરીઓ ખાતા પ્રૌઢે બીજો જ પ્રશ્ન પૂછ્યો.

નીશિયાને લાગ્યું કે પોતાની મા કેવી ચતુર હતી તે વાત કહેવાથી આ માણસ રાજી થશે અને કંઈક ખાવાનું આપશે, એટલે બોલી:

"મહેરબાન, દીકરી તો મારી માની છું પણ મા જેવા તેવી નહિ. અમારા ઘરની ભીંતો જેવી તો રાજાના મહેલની ભીંતો પણ નહિ હોય, એવી લીસી, અને જોવા ધારીએ તો અંદર મોં દેખાય એવી હતી. રેતીમાં રાખ અને નાઈલનો કાંપ ભેળવીને એ એનો ગારો બનાવતી."

પ્રૌઢ કંઈક વધુ ઊંડા વિચારમાં પડ્યો.

"મહેરબાન, કંઈ ખાવાનું–"

"હા, હા. ઊભી રહે, આપું."

પ્રૌઢે નીશિયાને એવડો મોટો કટોરો ભરીને ખાવાનું આપ્યું કે એ ઉપાડતાં ગે એણે ખૂબ ધ્યાન રાખવું પડે.

"કાલે પાછી અહીં આવજે, હાં!" પ્રૌઢે કહ્યું.

"હો" કહીને નીશિયા દોડી. ભાઈ પાસે આવી. ભાઈ હજી પણ ઊંઘતો જ હતો.

"અરે! આ ટેવ બિલકુલ ખરાબ. તડકો કેવો થયો છે, રેતી ઉપર તો પગ પણ મૂકી શકાતા નથી. અરે પાઉલ, ભાઈ, ભાઈ, ઊઠ, જો ખાવાનું લાવી. અરે આ તડકામાંથી તો બેઠો થા." નીશિયા બોલી.

નીશિયાએ ઘણીવાર સુધી ભાઈને બૂમો માર્યા કરી, હલબલાવ્યો પણ ખરો, પણ ભાઈ તો ઊઠ્યો જ નહિ.

"મેં તને કાલે પરાણે છેલ્લે એક ઘર ચલાવ્યો અને ત્યાં તને પેલા માણસે થપ્પડ મારી એમાં મારા પર ચિડાયો છે, એમ ને? ઠીક ભલા, ચિડાવું હોય તો ચિડાજે. પણ જોઈ લે, હું પણ તું ઊઠે નહિ ત્યાં સુધી અહીં તારી પડખે જ રેતીમાં સૂતી છું."

કહીને એ શરીરને લંબાવવા ગઈ પણ એને ભૂખ બરાબર લાગવા માંડી હતી. પાસે જ કટોરામાં ખાવાનું પડ્યું હતું. અર્ધી બેઠી રહી એણે નજરને આમતેમ ફેરવવા માંડી. આગના ખાડામાં થોડા તણખા ઝગઝગતા અને વચ્ચે કાચની કણીઓ ચમકતી હતી. ભાઈને લલચાવવાની વસ્તુ સૂઝી આવી, એમ લાગતાં એણે બરાબર બેઠી થઈને બોલવા માંડ્યું, "અરે પાઉલ, જો, આવું તેં કદી દીઠું છે? જો તો ખરો, કેવું ચમક ચમક થાય છે!"

પણ પાઉલે તો આંખનું મટકું માર્યું નહિ.

"ઠીક, સૂતો જ રહે ત્યારે. હવે તો હું પણ ખરેખર સૂઈ જાઉં છું" નીશિયા ભાઈની પડખે જ સૂઇ ગઈ અને પછી સૂતાં સૂતાં જ બોલવા લાગી.

"અને તારે ખાવું તો છે જ નહિ, એમ ને? ન ખાજે, હું પણ ખાવાની નથી."

અને એ પડખું ફરી ગઈ.

સૂરજ તપતો હતો અને બાઈ બેન પડખોપડખ સૂતાં હતાં, એમની ઉપર રેતી ઊડી ઊડીને આવતી હતી. અને સરી જતી હતી.

એવી રણની રેતીમાંયે બે વસ્તુ ચમકતી હતી. આગના તણખા વચ્ચે કાચની કણીઓ, અને ક્ષુધાની જ્વાળા વચ્ચે–

# —રોગનું મૂળ અને તેના ઉપાયો—

**શ્રી. નરસિંહભાઈ પટેલના આ ચોંકાવનાર લેખનો જવાબ શ્રી. અશોક હર્ષે આપ્યો, શ્રી. અંબાલાલ પુરાણીએ આપ્યો અને આજે શ્રી. મગનભાઈ દેસાઈ આપે છે. તેઓ કહે છે કે-**

## માનવસ્વભાવને પરખો

**–ને પછી આગળ વધો.**

સીધું સત્ય કે સીધું અસત્ય સમાજને નુકસાન નથી કરતું, જેવું કે, અર્ધદગ્ધ માણસની જેમ, અર્ધસત્ય કરે છે.

'માનવસ્વભાવને પારખીને સમાજના નિયમ ઘડાય તો સંસ્કૃતિ સધાય'–એવે વ્યાપક ધોરણે શ્રી. નરસિંહભાઈ પટેલે 'ઊર્મિ' (મે માસ) માં લખેલા 'રોગનું મૂળ અને તેનો ઉપાય' નામનો લેખ વાંચીને મને આ વિચાર આવ્યો, કેમ કે, ખરેખર, એ લેખ અર્ધસત્યોથી ભરપૂર છે, છતાં સ્વાંગ ધરે છે સંપૂર્ણ વૈજ્ઞાનિકતાનો !

એ લેખમાં સમાજની અનેક બાજુઓ એકસામટી ઉલ્લેખવામાં આવી છે. અને એમ કરવામાં અનેક ભારે મોટાં પ્રતિપાદનો સીધેસીધાં કહી જઈને વિચારધારા આગળ વધારી છે. એમ એકસામટી બધી બાજુઓને સ્પર્શવા જતાં વિચારધારા ગૂંચવાઈ ન જાય તોય બહુસૂત્ર તો થાય જ, એ સ્પષ્ટ છે. મને લાગે છે, પ્રસ્તુત લેખમાં બેઉ પરિણામો આવ્યાં છે. આમ છતાં, સરવાળે આખો લેખ ગૂજરાતનું— અને શ્રી. અશોક હર્ષ 'ઊર્મિ'ના જૂન અંકમાં એમની આ લેખની ઉત્તર–ચર્ચામાં કહે છે એમ, ભીતિ છે કે,—યુવાન વર્ગનું ધ્યાન ખેંચશે જ. વાચક માફ કરે તો આપણાં છાપાંનો શબ્દ વાપરીને કહું તો, ભારે 'ચકચાર', અને કોઈક વર્ગોના મનમાં તો ગદબદિયાં પણ, જગવશે. લેખની આ બહુસૂત્રતાને લઈને તેને સમગ્રપણે વિચારવું તો છોડવું જ જોઈએ. હું તેમાંથી એક તાંતણો પકડવાને ઈરાદે આ લખું છું. અને તે તાંતણો કદાચ એ આખી અર્ધસત્યમાળનો મણિગણસૂત્રવત્ જ છે.

૧

આ તાંતણો એટલે પ્રસ્તુત લેખમાં ગૃહીત લીધેલાં મનુષ્યસ્વભાવનાં લક્ષણો. લેખક છૂટી છૂટી જગાએ થઈને માનવપ્રકૃતિ કે મનુષ્યસ્વભાવને અંગે નીચેનાં વિધાનો કરે છેઃ—

(૧) પ્રાણીમાત્રમાં ચાર પ્રકૃતિપ્રેરણા છેઃ આહાર, નિદ્રા, ભય અને મૈથુન.

(૨) માણસે 'કાયમની ચિંતા ટાળવાને માટે બને તેટલો આહારસંગ્રહ કરવા માંડ્યો.' એટલે કે, તેના સ્વભાવમાં આ એક લક્ષણ છે, જે પશુઓથી ભિન્ન છે.

(૩) ચાર પ્રકૃતિપ્રેરણા (જુઓ કલમ ૧ માં)ની અનુકૂળતા સાધવા જતાં પ્રાણીમાં બુદ્ધિવિકાસ થયો છે. અને તરત જ પછી લેખક કહે છે, 'ઈતર પ્રાણી કરતાં માનવીમાં બુદ્ધિનો વિકાસ વધારે થયો છે.' શાથી તે બતાવવાની લેખકને જરૂર નથી લાગી. પણ એમ કહેવામાં એ આવી ગયું કે, માનવી ઈતર પ્રાણીઓ કરતાં બુદ્ધિ વધારે વિકસાવી શકે છે.

(૪) 'માણસને જે કરવાનો નિષેધ કરો એ જ કરવાનો એ પ્રયત્ન કરે એ માનસશાસ્ત્રનો અવિચળ નિયમ છે.' આમ માનવા છતાં લેખક માણસને કહે

છે કે, તમે રોગોમાંથી બચવા અમુક માર્ગ લો. તેમ કહેશો તો ને તેથી જ તે, પોતાના માનસશાસ્ત્રના અવિચળ કાયદા પ્રમાણે, ઊલટો જ નહિ જાય? પણ મારે ચર્ચામાં ખેંચાઈ જવું ન જોઈએ. સંયમપૂર્વક પાછાં લેખકે ગૃહીત લીધેલાં માનવલક્ષણો વિચારવા તરફ વળવું ઘટે.

(૫) માનવસ્વભાવની નિર્બળતા કહો કે ફાવે તે કહો. પણ વસ્તુસ્થિતિ એ છે કે, અમુક સમય પછી (કેટલો એનું કાંઈ માપ હશે?) સ્ત્રી–પુરુષને લગ્ન બહાર બીજાના સહવાસમાં વિહાર કરવાની ઇચ્છા થાય છે.'

(૬) 'શ્રમ કરીને સૌ જણ જીવન-નિર્વાહની સામગ્રી મેળવે ને પોતાનો જીવનનિર્વાહ ચલાવે એવી માનવસ્વભાવને અનુકૂળ પ્રાકૃતિક યોજના ને વ્યવસ્થા થાય તો આર્થિક દુરવસ્થા ટળે.........' એટલે કે, **શ્રમ કરીને** સામગ્રી મેળવવી એ મનુષ્યસ્વભાવને અનુકૂળ છે. તો પછી મનુષ્ય કેમ વાંકો જાય છે? અને આ લક્ષણ માનો તો તેની સાથે લક્ષણ નં. ૨ કેવી રીતે ઘટાવી શકાશે? પણ પાછો હું ચર્ચા તરફ ઢળ્યો.

(૭) 'ચિરસ્થાયી લગ્ન' લક્ષણ નં. ૫ જોતાં પણ અ-પ્રાકૃતિક ઠરે છે. આ વસ્તુ રોગોનું મૂળ છે.* તેથી 'હવે ભૂલ્યા ત્યાંથી પાછા વળવું ઘટે; પ્રકૃતિ તરફ—પશુજીવન તરફ—દૃષ્ટિ કરવી ઘટે. વિકૃતિમાંથી પાછું વળવા માટે પશુજીવન તરફ પણ દૃષ્ટિ માંડવી પડે.' કારણ કે, "માનવ સ્વભાવને પારખીને સમાજના નિયમ ઘડાય તો સંસ્કૃતિ સધાય." (કે 'પ્રકૃતિ' સધાય?)

(૮) સંસ્કૃતિ સાધવી એ માનવલક્ષણ છે, એ આખા લેખનો ધ્વનિ જ માનવો જોઈએ, જોકે બધામાં ગુણગાન છે પ્રકૃતિનાં.

* રશિયાએ એનું નિદાન કરવા માંડ્યું છે એમ લેખક કહે છે. આ હકીકત સાચી છે કે? અને કેટલાં વર્ષ જૂની એ હકીકત છે? કેમ કે યુરોપમાં ઊતરી જઈ વાસી થયેલી ઘણી વાતો અહીં તાજી નવી માનીને ચલાવાય છે, એટલે શંકા કરું છું.

આથી વધારે કલમો પણ ગોઠવી શકાય એમ છે. પરંતુ, લેખ જોતાં સહેજે જે સૂઝી તે અહીં ગણાવી ગયો. વાચકને રસ હોય તો, મૂળ લેખમાંથી જ, આ ધોરણે, બીજી અનેક કલમો તારવી લે.

હવે આપણે તે વિચારવા તરફ વળીએ.

૨

શ્રી નરસિંહભાઈનો ધર્મ વિકાસવાદ કે પ્રકૃતિ-વાદ છે. 'ઈશ્વર' કે એવા શબ્દોથી એ નફરત રાખે છે. છતાં એવા ધર્મમાં નહિ માનનારા એવા ભર્તૃ-હરિના પ્રકૃતિવિચારને પોતાના કામ પૂરતો ઉતારે છે, અને એ કહેવાનું છોડી જ દે છે કે, '**धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः।**

પરંતુ એ વસ્તુ છોડીએ. પ્રકૃતિવાદથી પણ એમ તો કહેવું જોઈતું હતું કે, મનુષ્યપ્રાણીમાં બુદ્ધિતત્ત્વ ઇતરપ્રાણીઓ કરતાં વિલક્ષણ છે. વિકાસવાદે પ્રાણી-ઓના શરીરના વિકાસને બુદ્ધિપુરઃસર ગોઠવી બતાવવા બુદ્ધિના ઘોડા દોડાવ્યા. પણ બુદ્ધિના વિકાસની તેમણે એવી સયુક્તિકતા નથી બતાવી, હજુ સુધી નથી બતાવી શક્યા.

'કાયમની ચિંતા ટાળવી' એ મનુષ્યચિત્તનો જ વેપાર નથી? અને એ કયા વિકાસક્રમમાં મનુષ્યે લાધ્યો? અરે, કાયમ, કામચલાઉ, ઇ૰ કાલગણનાના ભાવો જ ક્યાંથી આવ્યા? એ ખાસ મનુષ્યના મનનો જ વેપાર છે. અને તેથી જ બેકારી, રોગ, મરણ ઇ૰ દશાઓ માત્ર શારીરિક વ્યથા ઉપરાંત માનસિક વ્યથાઓ અને સામાજિક વ્યથાઓ પણ બની શકી છે. અરે, ધર્મ જેવી વિશેષતા પણ માન-વીની આ જ એક નવી ઇંદ્રિયને કારણે ઊભી થઈ છે. શ્રી રાધાકૃષ્ણન ગયે વર્ષે અમદાવાદમાં આવ્યા ત્યારે તેમણે એ જ કહ્યું હતું કે, આ એક નવી ઇંદ્રિયને લઈને જ માનવી માનવી છે અને નહિ તો નથી... કેવળ પશુ જ છે.

લેખની આ વસ્તુને લઈને જ મેં આરંભમાં કહી તેવી છાપ પડે છે કે, વિજ્ઞાનનાં અર્ધસત્યો

વાપરી લેખકે કાગનો વાઘ કરી મૂક્યો છે. વૈજ્ઞાનિકોએ જ આ વસ્તુની ચર્ચા ( Instinct and Intuition ) સહજબુદ્ધિ કે 'પ્રકૃતિ પ્રેરણા' અને માનવબુદ્ધિ કે પ્રજ્ઞા યા વિવેકશક્તિ એ નામે કરી છે. લેખક પોતાના પ્રતિપાદનને રજૂ કરવામાં આ વસ્તુ જ છોડીને ચાલ્યા છે.

પરંતુ જ્યાં આર્થિક બાબત પર તે જાય છે ત્યાં બીજે ન્યાયે ચાલતા લાગે છે. ત્યાં તે સંયમવાદી સુધારકો અને ઉપદેશકોના 'Earn thy bread by the sweat of thy brow'–જાતમહેનતથી રોટલો ખાઓ એ સૂત્ર પર દોડી જાય છે! કોઈ પ્રતિવાદી એમ નહિ કહે કે, 'Man takes the line of least resistance'? અને જો કામાચારમાં સ્વૈરવિહાર પ્રકૃતિ જ છે એમ કહેવાય, તો આરામથી રોટલો મળે તો સૌને ગમે; પછી ભલેને તમે જોર જોરથી કહો કે 'અમુક જ માણસો ધનને બાંધી રાખે અને બીજાને શ્રમે મજા ઉડાવે, પરિણામે શ્રમજીવી શ્રમણોને ભૂખે મારે, તો અંતે સમાજનો નાશ'–આમ લખ્યા કે બોલ્યા કરો!

આ વસ્તુને હું ન્યાયસંકર કહું છું. અને તેમાં પછી ન્યાયાભાસ જ થયા કરે છે, જે અર્ધસત્યનું સનાતન લક્ષણ કહો તોય ખોટું નથી.

માણસના આદિ કાળના ઇતિહાસનો પણ લેખકે ઉપયોગ કર્યો છે. એમણે એને જેવો સરળ ને સીધો નિરૂપ્યો છે એવો જ એ હોત તો કેવું સારું! અને એ ઇતિહાસ પણ ઘણી વાર મનગમતા સમાજવાદો, ધર્મવાદો, કે પ્રગતિવાદોની પોતપોતાની કલ્પના અનુસાર ઘડી કઢાય છે. અને એ ટીકા સર્વ પક્ષે લાગુ પડે છે. સારાંશ કે,. દલીલનો છેવટનો આધાર એવા ઇતિહાસો ઉપર ન નાંખવો જોઈએ.

આદિ કાળમાં મનુષ્ય અનિયતકાલિક સ્વૈર લગ્ન જ કરતો, અને જાતમહેનતે રોટી કમાતો, એમ લેખક રજૂ કરતા લાગે છે. જે મહાભારતનો દાખલો ટાંક્યો છે ત્યાં જ છે કે, એ સ્વૈર લગ્ન સાર્વત્રિક નહોતું. અને ચોરી, ધનમત્તા ઇ૦ પાપો આદિ કાળમાં નહોતાં એમ કહેવાય ખરું? પાપ, આચાર વિચાર આદિમાં વસ્તુતાએ ને મૂલગત ખાસ ફેરફાર મનુષ્યસમાજે ઇતિહાસકાળમાં કર્યો છે કે કેમ એ શંકા છે. સમાજ વધારે ને વધારે વિસ્તર્યો છે, જટિલ થયો છે; પ્રકૃતિ પર પ્રભુત્વ વધવાથી સમાજના બાહ્ય સંગઠનનાં સાધનો ફર્યા છે; પરંતુ માણસની મૂળ વૃત્તિઓમાં ફરક થયો છે એમ કહેવું કઠણ છે. હા, તે વૃત્તિઓએ બાહ્ય રૂપ ધરતી વખતે બાહ્ય તંત્રમાંથી પોતાનું શરીર જરૂર ઘડયું છે. પરંતુ એ બધાં શરીરોના ઇતિહાસ-પ્રવાહમાં માણસની અંતરેંદ્રિય અને તેને મનુષ્યત્વ અર્પનારી શક્તિ ( પછી તેને તમે ગમે તે નામ આપો એમાં કોઈ વાંધો નથી લેતું. ) એકસમાન અને અમર રહેલી છે. ૧૯ મા સૈકાના પશ્ચિમના વિકાસવાદી સમાજશાસ્ત્રીઓએ આ વસ્તુ નથી ઓળખી. તે ઓળખ્યાનો તેમણે દાવો પણ નથી કર્યો. શ્રી. નરસિંહભાઈનાં લખાણો જોતાં તે એ જ પેઢીને હજી વળગી રહેતા લાગે છે. એમેક પેઢી પછી પણ તેમને એ વાદમાં મૂલગત શંકા હજી નથી લાગી. ઈશ્વરને ઇન્કારવામાં કે આ લગ્નસંસ્થાને રોગનાં મૂળ નિરૂપવામાં, એ સિવાય બીજી વિચારસૃષ્ટિ પ્રતીત થતી નથી. કમભાગ્યે છેલ્લામાં છેલ્લી ગણાતી આજની સમાજદૃષ્ટિઓ પણ ગયા જમાનાના આ જ ભ્રમમાં ભરાઈ પડેલી છે, જોકે તેઓ સમાનતા અને વર્ગરહિતતાનો શાંતિપાઠ તો ભણ્યા કરે છે.

અને આદિ કાળમાં જે પ્રકૃતિ જ દશા હતી એ સારી હતી એમ કેવી રીતે માની શકાય? શું મનુષ્યસમાજે ત્યાર બાદનાં સૈકાંમાં જે ફેરફારો કર્યા તે વિવેકરહિત હતા એમ જ માનવું જોઈએ? તે વિવેકવાળા હતા એમ પણ કહેવાનો આશય નથી. તે બધામાં તે પોતાની શક્તિ વાપરી, ઠીક પરિણામ આવશે એવી આશાએ જ, વર્ત્યો છે. જ્યાં તેને ભૂલ લાગી છે ત્યાં તેણે સુધારી છે તે પણ એ જ એની મંગળશોધક પ્રેરણાએ. એમાં એણે પોતાના સત્ત્વને જેવું ઓળખ્યું તેવું ગ્રહણ કરીને, સુધારા વિચાર્યા છે. ઉપનિષદ્કાર કહે છે એમ, અંતે માનવશોધ પોતાના

માનવત્વની જ છે. અને એ માનવત્વની જે કલ્પના લઈને શ્રી. નરસિંહભાઈએ ચર્ચા કરી છે તે અધૂરા વિજ્ઞાનવાળી અને અતિ એકપક્ષી મને લાગે છે.

પરંતુ, તેમણે જે અભાવાત્મક ધ્વનિથી આખો લેખ લખ્યો છે, તે શુષ્ક ટીકા પૂરતો યોગ્ય છે. છતાં તે જ દોષ મારે ન કરવો જોઈએ. મનુષ્ય સ્વભાવમાં શું તત્ત્વ છે હું એ વિષેની મારી માન્યતા થોડા શબ્દોમાં રજૂ કરીને આ ચર્ચા હું આટોપીશ.

૩

સમાજમાં ને પ્રાણીસૃષ્ટિમાં કલહ જ ધોરણ છે એમ સમજીને ચાલનારા સમાજશાસ્ત્રીઓ એ જ ધોરણને શાશ્વત રાખે એવાં નિગમનો ઉપર આવવાના એ ઉઘાડું છે. યુરોપીય સમાજશાસ્ત્ર અને વિજ્ઞાન-વિકાસ ૧૯ મા સૈકાની આ પોતાની ભૂલમાંથી હજી નીકળી નથી શક્યાં. તેની જ વેદના એ આજ ભોગવે છે. એ કલહવાદને જ સમાજમાં વિગ્રહવાદ તરીકે નિરૂપવામાં આવે છે. એ દૃષ્ટિવાળા લોકોને તમે ગમે તે ચીજ આપો, એતું એ અર્થનું જ ચોકઠું તે ગોઠવી આપશે. કેમ કે, બુદ્ધિ કયું ચોકઠું ન ગોઠવી શકે એવી એની ઉપર મર્યાદા છે? સ્ત્રીપુરુષ-સંબંધની વાત કરો તો ઝટ તેમના ગૃહીત વાદને દાવે તે ચાલવા મંડશે ને કહેશે, સ્ત્રી ને પુરુષના હિત-વિરોધમાંથી સૌ જાળું ઊભું થયું છે; અને છતાં અંતે જણાવશે કે તેમણે મેળ સાધવાનો છે. આ વાદો આત્માના ઇન્કાર પર અવલંબે છે. પણ આત્મા જ શું કામ કહેવું? ક્રોપોટકીનનું માનીએ તો, સમાજની સુમેળ અને પરસ્પર સાહાય્યની નક્કર હકીકતોના જ ઇન્કાર ઉપર નથી અવલંબતા? આ બે હકીકતોમાંથી કઈ ગ્રહણ કરવી, એ નિર્ણય માત્ર વિજ્ઞાન કે ભૌતિક વિદ્યાઓ ન આપી શકે. રાધા-કૃષ્ણન્ એક જગાએ લખે છે એમ, “માનવ આચારનું ધ્યેય શોધવામાં, તથા માનવ ચિત્તના ઉચ્ચ પુરુષાર્થોનું ઐક્ય સાધવામાં, વિજ્ઞાનની પ્રત્યક્ષ વિદ્યાઓના કરતાં ધર્મ અને ફિલસૂફી આપણને વધારે મદદ કરે છે.” આ ધર્મ અને ફિલસૂફી પર પણ ઉપરની જડવાદી દૃષ્ટિએ પોતાના પ્રિય કલહવાદનું ચોકઠું ગૂંથ્યું છે તે હું જાણું છું. પણ એ વિજ્ઞાન નથી, તે પણ એક ધર્મ કે ફિલસૂફી જ છે. કેમ કે, વિજ્ઞાન એટલે જ નક્કર હકીકતોનો સ્વીકાર અને તે પરથી બુદ્ધિ દ્વારે એમ નિર્ણયો તારવવા. જો એક પણ માણસ કામવાસના કે ધનવાસના કે પ્રભુત્વ-વાસનાથી પર થઈ શકે છે — અને એમ થઈ શકાય છે એવી જગતનો બધો ઇતિહાસ સાક્ષી પૂરે છે — તો માણસને માટે કામલોલુપતાનો સ્વભાવ ઠોકી બેસાડવો એ અવૈજ્ઞાનિક એટલે કે દૂષિત નિગમન થયું. પ્રકૃતિમાં પણ કામલોલુપતા નથી, પણ કામ-વ્યવસ્થિતિ છે. પશુઓ લોલુપ છે એમ કહેવાય? વિવેકસ્વામી માણસને જ એવું થવાનો અધિકાર છે, કેમ કે તે તરી શકે છે તેમ જ ડૂબી પણ શકે છે: એ શક્તિ જ એની વિશેષતા છે. અને એ શક્તિનો ઊગમ એની જાગ્રત (ને વિજ્ઞાન-ભાષામાં કહો તો, વધુ વિકસિત) આત્મશક્તિમાંથી છે. એટલે, કોઈ પણ માનવસંસ્થા મનુષ્યની આ વિશેષતા પારખ્યા વગર ઘડાય તો તે માનવસંસ્થા તો હશે, કેમ કે માનવી ભૂલ પણ કરી શકે છે, પરંતુ તે ખોટી હશે, વિકૃતિ કે અધોગતિ તરફ લઈ જનારી નીવડશે. ઘણા માણસો માટે આ સત્ય નથી એમ કહેવું પણ બરોબર નથી. કેમ કે, માણસ ભલે આ જ્ઞાન સભાન ન પામ્યો હોય; પરંતુ તે જ મૂળ જ્ઞાનદીપને જોરે એની આઈવરિ (અને તેથી રંગાયેલી) બુદ્ધિ કામ કરે છે. જનસમૂહો નાશ પામતા ઇતિહાસમાં જોયા છે તે આવાં આઈવરિ નિગમનો પર ચાલીને. શ્રી અશોક હર્ષ એમના ઉત્તરમાં આના કાંઈક દાખલા આપે છે, એટલે મારે તે દિશામાં જગા રોકવાની જરૂર નથી. પ્રજાની દૃષ્ટિ બહુમતીએ ન નક્કી થાય. ‘Nations perish for want of vision’, નહિ તો, ન કહેવાત. ‘Vision’ — દીર્ઘદૃષ્ટિ, અનંતનું દર્શન — સૌને નથી સાંપડતું, તેથી તેને બજારુ કરવાથી પ્રજા જ પાયમાલી વહોરે. એક બીજે સ્થળે આ બાબતમાં મેં લખેલું અહીં ઉતારવા બદલ વાચક

મને ક્ષમા આપશેઃ “ મનુષ્ય-સમાજનો ઇતિહાસ જોઈએ તો એમ લાગે છે કે, ગીતાકારનું નીચેનું વાક્ય માત્ર અધ્યાત્મ-ક્ષેત્રમાં જ નહિ પણ ઉપયોગી એવી બધી વાતોમાં સાચું છે: ‘હજારો મનુષ્યોમાં કોક જ્ઞાનપૂર્વક સિદ્ધિ પાછળ પડે છે; અને એમ મંડનારામાં કોક ફાવે છે; અને એવા ફાવનારામાં પણ સો ટકા સત્ય પાછળ પડનારો તો વળી કોક જ હોય છે.’ સારાશ અને સચ્ચાઈની પાછળ મંડવાનું એવું અઘરું કામ છે. એમ કરવા જતાં રસ્તામાં એવાં એવાં ને એટએટલાં પ્રલોભનો, આકર્ષણો, વિઘ્નો, પ્રમોહનો વગેરે આવે છે કે, શરતમાં પાર જનાર તો કરોડોમાં કોક બને છે. પરંતુ આ પરથી એવો અર્થ નથી નીકળતો કે, માટે કોઈએ તે રસ્તે જવાની જરૂર નથી. મનુષ્ય ધારે તો તેમાં પણ ફાવી શકે અને.........

“ આથી કરીને જગતના નાયકોનું કામ એ હોય છે કે, તેઓ લોકકેળવણી દ્વારા આખા જનસમાજનું વહેણ આ એક મુખ્ય વસ્તુ ઉપર કેન્દ્રિત કરે છે, કે જેથી સચ્ચાઈ અને સારાશનું જોર વ્યક્તિશઃ અને વ્યષ્ટિતઃ વધતું રહે. લોભ, મોહ, સ્વાર્થ, સંકુચિતતા વગેરે સર્વ અસામાજિક વૃત્તિઓ ઉપર સમાજ, ધર્મ, શિક્ષણ, સંગતિ સર્વ થઈને સમાજ-પોષક ને પ્રાગતિક સંયમો યોજે છે. આવી બધી સંયમ કે ધારણાની શક્તિ જ ‘ ધર્મ ’ કહેવાય છે...”[1]

[1] જુઓ ગોપાળદાસ પટેલ સંપાદિત ‘ યોગશાસ્ત્ર ’નો મારો પ્રારંભક લેખ.

શ્રી. નરસિંહભાઈ જે વિધાન કરે છે તે મનુષ્યમાં રહેલાં અસામાજિક વૃત્તિ કે આવેગને કેવી અસર કરે છે—ઇષ્ટ કે અનિષ્ટ—તે ઉપરથી તે વિધાનની સત્યાસત્યતા નક્કી કરવી જોઈએ.

આ ચર્ચા શ્રી. નરસિંહભાઈએ માગી છે અને તે યોગ્ય જ છે. તે જ ભાવે હું એમનો લેખ વાંચીને પ્રેરાયો અને આ રજૂ કરું છું. આખા જગતમાં આજ વિજ્ઞાનવાદી યા જડવાદી વિરુદ્ધ આત્મવાદી સમાજદૃષ્ટિનું કલહ સૂક્ષ્મરૂપે ચાલી રહ્યું છે. ગાંધીજીના નેતૃત્વ નીચે આપણો દેશ આત્મવાદી સમાજ-રચના સપ્રયોગ શોધવા મથે છે. તેનું શાસ્ત્ર ઊપજવા લાગ્યું છે; સામે ઊભેલા વિજ્ઞાનવાદી શાસ્ત્ર જેવું રોકડું તે રજૂ કરતું નથી, ન કરી શકે, કેમકે તેનો પ્રયોગ ચાલુ છે. આ વસ્તુ પણ આપણે ખ્યાલ બહાર ન કરવી જોઈએ. એ આત્મવાદી સમાજ-દૃષ્ટિએ વિચારવાના પક્ષનો હું છું. એક લેખની મર્યાદામાં આથી વધારે એનો ચિતાર આપવો ન જોઈએ, ન આપી શકાય. એનો કાંઈક ઇસારો જ કરીને અહીં પૂરું કરવું ઘટે.*

ગૂજરાત વિદ્યાપીઠ
૧૭-૬-’૩૯

મગનભાઈ દેસાઈ

* આ ચર્ચાનો શ્રી. નરસિંહભાઈ જવાબ આપવા ઈચ્છતા હશે તો એ છપાશે ને તે પછી ચર્ચા બંધ થશે. સં. ]

અનુ. ઊર્મિલા

# કલાધરની શોધમાં

● એ શાથી ડરતો હતો? લોકલાગણીથી? કીર્તિથી? ઘોંઘાટથી? મનોરમા કહે છે કે ના, પ્રેમથી. એને ભય હતો કે કોઈ સાથે પ્રેમ કરીશ તો મારી પ્રિયતમા કલાદેવી નારાજ થશે ને કદાચ મને છોડી જશે; પણ મનોરમા તો એની પાછળ ભટકે છે ને છેવટે કશુંક રહસ્ય, કશુંક સાંત્વન લઈને પાછી આવે છે.........................................●

હિંદી માસિક 'महिला'માંથી

તે વખતે પણ નિયમ પ્રમાણે જ બન્યું. મનોરમાએ પત્ર લખ્યો અને દશબાર દિવસ જ્યાં ત્યાં ભટકાઈને એ પત્ર ફરી મનોરમાની પાસે આવી ગયો. પત્ર લેતાં જ મનોરમા રોવા જેવી થઈ ગઈ. એના હૃદયમાં તીર ભોંકાવા લાગ્યાં અને ક્ષણભરને માટે એ પોતાને ભૂલી ગઈ. પછી તો ધીરે ધીરે ઊઠીને પોતાની ઓરડીમાં ચાલી ગઈ. એક નાની સોનેરી પેટી જે એવા જ પાછા આવેલા પત્રોથી ભરી હતી તે ખોલી અને એમાં પેલો પત્ર મૂકીને પાછી વળી, પરંતુ કોણ જાણે શું એને વિચાર આવ્યો કે તે ત્યાં જ બેસી ગઈ અને એક પછી એક પત્ર કાઢી એને વાંચવા લાગી. પત્રો કોઈ ક્રમસર ન હતા, પરંતુ આજથી એક વર્ષ પહેલાં જે પત્રો લખ્યા હતા તે આવા હતા.

**મહોદય !**

આ પત્ર માટે હું ક્ષમા માગું છું. જેઠ માસના 'દેવભૂમિ'ના અંકમાં મેં તમારી વાર્તા વાંચી અને તે મને બહુ ગમી ગઈ. સાચે જ કહું છું કે લોક-માનસનું આટલું સૂક્ષ્મ અધ્યયન આજની દુનિયામાં કેવી રીતે સંભવી શકે? એ જ મારે માટે તો આશ્ચર્ય છે. તમે એ આશ્ચર્યને સંભવિત બનાવી દીધું છે એટલે હું કહું છું કે તમે ભવિષ્યના એક મહાન કલાકાર છો.

બીજો પત્ર આમ હતો.

**પ્રિય મહાદેવ !**

કેટલાય દિવસો પહેલાં એક પત્ર લખેલો તે તો પાછો આવ્યો. પોસ્ટ–ઑફિસ તમને શોધી ન શકી, પત્ર પર એ લોકોએ 'લેફ્ટ' લખ્યું હતું એટલે હું શું કરું? પરંતુ એ પછી વળી મેં 'દેવભૂમિ'માં તમારી એક બીજી વાર્તા વાંચી. શ્રાવણના 'મનોજ'ના અંકમાં પણ તમારો એક લેખ પ્રકટ થયો હતો એટલે મેં મનમાં નક્કી કર્યું કે ક્યાંય પણ તમે વસો તો છો જ. મને ખબર નથી પડતી કે એ લેખો મને પસંદ કેમ પડે છે! જ્યારે હું તે વાંચું છું ત્યારે મારું હૃદય બળપૂર્વક એ તરફ ખેંચાઈ જાય છે ને મનમાં થાય છે કે તમને ખૂબ ખૂબ અભિનંદું —એ અભિનંદનની તમને શી કિંમત હશે એ વિચા-રવા જેટલું મારી બુદ્ધિ કામ નથી કરતી–એટલી સૂક્ષ્મતા આપણા સાહિત્યમાં ક્યાંય દેખાય છે? આ યુગના મોટા મોટા કલાકારોને તમારી ઈર્ષા થતી હશે, પરંતુ જ્યારે મેં 'દેવભૂમિ'ના સંપાદકોને પૂછ્યું કે તેઓ 'ધૂમિલ'ને ઓળખે છે? તો એમણે જવાબ દીધો, અમારે પણ એ જ સમસ્યા છે, 'ધૂમિલ' કોણ છે અને ક્યાં રહે છે એ કોઈને ખબર નથી, તો પછી હું કઈ રીતે જાણી શકું?

તે પછીનો એક પત્ર આ રહ્યો:

**અમર શિલ્પી !**

દુનિયા કેવી છે? એક પત્ર પણ તમારા સુધી પહોંચી ન શક્યો. હવે તો પત્ર પહોંચવાની બધી

સંભાવનાઓ નષ્ટ થતી જાય છે છતાં પણ આશા તો હજુ યે છે, એ આશા મને ક્યાં લઈ જઈને અથડાવી મારશે તે હું નથી જાણતી. પરંતુ હું તો આડી વાતે ઊતરી ગઈ. હું એમ કહેવા માગું છું કે આ બિભત્સ દુનિયામાં આંટા મારતાં પ્રાણીઓ તમારા હાથમાં આવતાં જ આટલાં દૈવી કેમ બની જાય છે ? તમારા એ પત્રો કેટલા સ્પૃહણીય છે ? જે દુનિયાનું ઠેકાણું પણ, અહીં ગમે તેટલી શોધ કરતાં છતાં મળી શકતું નથી તેનું દર્શન તમે તો સત્યની સંગીન દીવાલ પર તમારી કલાનો આધાર રાખીને કરાવો છો. કહો તો ખરા, તમે કાદવની ગટરમાં કમળને કેવી રીતે સર્જાવો છો ?......

એક બીજો પણ પત્ર હતો.

દેવ !

તમે કવિ પણ છો, 'કવિ'! હું આ શું કહું છું ? આ બે અક્ષરનો શબ્દ તમારું પ્રતિનિધિત્વ નથી બતાવી શકતો, તમે સ્વયં સૃષ્ટા છો. તેની જેમ જ નિરાકાર, નિર્વિકાર અને સર્વવ્યાપી છો, નહિ તો તમે આટલું સુંદર કઈ રીતે લખી શકો ? એ સંભવી જ કેમ શકે ? માણસ શું આટલો ઊંડો ઊતરી શકે ખરો ?

પરંતુ ઓ નિર્દયી ! હું તો તને શોધી કાઢવાની પ્રતિજ્ઞા લઈ બેઠી છું. જાણું છું કે આ ગાંડપણ છે, નિરાકારને સાકાર કોણ કરી શકે ? પરંતુ તમે જ અસંભવને સંભવિત બનાવવાનો પાઠ મને ભણાવ્યો છે; એનો પ્રયોગ તમારા પર જ થાય એમ હું ઇચ્છું છું.

હું પેલા મહાન ઇશ્વર સાથે તમને સરખાવવા લાગી પરંતુ તમે પોતે તો ઇશ્વરમાં માનતા નથી. હમણાં તમે લખ્યું હતું "મનુષ્ય સાથે ઘૃણા કરીને માણસે ઇશ્વરને મેળવ્યો છે, હું એવા ઇશ્વરને નથી માનતો, હું નાસ્તિક છું" પરંતુ ઓ કલાધર ! તમારા માનવપ્રેમમાંથી જ મને તમારામાં ઇશ્વરની ભ્રાંતિ દેખાવા લાગી છે, કેવી અશક્ય ને ઊલટી આ વાત છે !

આજે જે પત્ર લખ્યો હતો એમાંનાં થોડાં વાક્યો આ રહ્યાં:

હદથી જ્યાદે ભલે ને કોઈ પણ જાય, તે પોતાનું રૂપ ખોઈ બેસે છે. જોઉં છું કે તમારી શોધમાં આખો દેશ ગાંડો બન્યો છે પરંતુ હજુ તમને કોઈ ખોળી નથી શક્યું. સૌને તમે પ્રેતાત્મા હો એવો શક છે, તો તો તમે આત્મવિજ્ઞાપનથી પર હશો.

પ્યારે શિલ્પી ! તમારા હૃદયની સદ્‌ભાવનાઓ આટલી ઉદાર થઈને કેમ વીખરાઈ ગઈ છે ! તમે માત્ર સુંદરતાની ઝાંખી જ નથી કરાવતા પણ તેનું નિર્માણ કરો છો અને એ 'સુંદર' પણ કેવું ? કે જે મનુષ્યની કલ્પનામાં આવી શકે એવું. લ્યો હું તો તમારું મૂલ્ય આંકવા બેઠી, પરંતુ કોઈનું મૂલ્ય આંકવું એ સારું છે ? વહેતા પાણીને જે માપે તે ગાંડું જ હોય–પરંતુ ફરીથી પણ મન વિવશ થઈ જાય છે ત્યારે જોવા મંડું છું કે પ્રવાહમાં તેજી કેટલી છે ?...

આટલી તીવ્ર દૃષ્ટિ, આટલું સૂક્ષ્મ અધ્યયન, આટલી ઉદારતા, આ બધું હોવા છતાં તમે કેમ ભૂલ કરો છો કે તમે જેટલા રહસ્યમય બનતા જશો એટલી જ દુનિયા તમારી પાછળ પડશે ? શું તમે એમ ઇચ્છો છો કે દુનિયા બધું જ છોડીને તમારી શોધમાં ફરે ? પાગલ કલાધર ! સંસાર હવે હદ ઉપર આવી ગયો છે, તે આગળ નહિ વધે અને તમે રહસ્યના ગર્ભમાં જ છુપાયલા પડી રહેશો; તમે કહેશો "હું એ જ ઇચ્છું છું" પણ એ શું સંભવિત છે ? હું કહું છું, હું હવે ચૂપ નહિ બેસી રહું, તમને શોધીશ, અવશ્ય શોધીશ......

મનોરમા આ પત્ર વાંચતી વાંચતી આવેશમય બની ગઈ. 'અવશ્ય હું એને શોધી જ કાઢીશ, તે ભલે ને ગમે ત્યાં હોય, હવે છૂપા નહિ રહી શકે, પરંતુ ......' વળી તે વિચારવા લાગી, 'હું એને શા માટે શોધું ? એનો ને મારો સંબંધ શું ? ગાંડી મનોરમા ' એમ કહેતી કહેતી મનોરમા હસવાનો પ્રયત્ન કરવા લાગી અને તે ખરેખર હસી પડી, બહુ જોરથી હસી પડી. 'એક ગૃહસ્થ–ઘરની કન્યા કોઈ અજાણ્યાને આટલા ને

આવા પત્રો લખે એ જો કોઈ જાણે તો શું કહે ?......' અને કહેતાં કહેતાં એનામાં ફરી તેજી આવી ગઈ. તેણે નાની પેટીને બે ય હાથમાં દબાવીને છાતી સાથે લગાવી દીધી ને કહેવા લાગી—મારી બાબતમાં કોઈને કાંઈ કહેવાનો શું અધિકાર છે ? હું દુનિયાની ચિંતા શા માટે કરું ? હું તો કેવળ મારાને જ જાણવા માગું છું'

એ જ વખતે બહારથી કોઈએ કહ્યું—'જીજી ! 'દેવભૂમિ'ના સંપાદક આવ્યા છે.'

મનોરમા ચોંકી ઊઠી. એણે પત્રોને એકદમ પેક કરતાં કરતાં કહ્યું: ' એમને અંદર મોકલો.'

તે બહાર આવી ગઈ, તેણે જોયું તો ખાદીધારી નવયુવક એની સામે ઊભો હતો.

મનોરમાએ કહ્યું: 'આવો, તમે બહુ તકલીફ લીધી,' અને તે અંદર આવીને બેસી ગયા.

સંપાદક બોલ્યા:—'તમારા પત્રો મળ્યા હતા, કારણ-વશાત્ ઉત્તર આપી ન શકયો તેથી ક્ષમા માગવા આવ્યો છું.'

મનોરમા લજ્જાથી નમી પડી ને કાંઈ બોલી ન શકી. તે ફરીથી બોલ્યા: 'તમે ધૂમિલનાં આટલાં પ્રશંસક છો તે સ્વાભાવિક જ છે, તમે પણ બહુ સુંદર લખવા લાગ્યાં છો. પરંતુ બહેન ! આશ્ચર્ય તો એ છે કે ધૂમિલને આજ સુધી કોઈ જોઈ નથી શકયું. એના એક ઠેકાણા પર હું ગયો હતો, પરંતુ ત્યાં કોઈ ' ધૂમિલ ' લેખક વિશે કાંઈ કહી ન શકયું. મકાનમાલિક એટલું કહી શકયો કે આ મકાનમાં એક બદ્રી નામનો કારકુન રહેતો હતો એને અહીંનાં હવાપાણી માફક નહોતાં આવતાં તેથી તે રાજીનામું દઈને પોતાને દેશ ચાલી ગયો છે.

મનોરમા ઉત્સુક બનતી ગઈ પણ બોલી નહિ પરંતુ સંપાદક બોલ્યા: ' એ લાલાજીએ એક અદ્ભુત વાત મને કહી છે. '

' શું ?' મનોરમા એકદમ બોલી ઊઠી.

' કે તે કારકુન બહુ ઓછી વાતો કરતો હતો અને મોટે ભાગે લખ્યા જ કરતો હતો. '

' તો શું તમે એમ માનો છો કે તે કારકુન જ આપણા મહાન કલાકાર ' ધૂમિલ ' હોય ?'

'નહિ નહિ, હું એમ નથી કહેતો, બિચારો કારકુન શું લખે ! તે કયાં સ્વતંત્ર હોય છે ?'

મનોરમાએ વિરોધ તો બતાવ્યો પણ એના મન-માં યે શંકાનું બીજ વવાઈ ગયું, જો કે તે દૃઢ નહોતું, વાદળમાં ચંચળ વીજળી ચમકીને ચાલી જાય પણ કેવી જ્યોતિમય હોય ! એવી એની શંકા હતી. એ વિચારતી હતી ત્યાં સંપાદક ફરીને બોલ્યા, ' આ વખતે જે પત્ર આવ્યો છે એમાંથી એક બીજા ઠેકાણાનું સૂચન મળે છે. હું અત્યારે ત્યાં જ જાઉં છું. આ વખતે આપણે એ રહસ્યને ખુલ્લું કરી શકીશું એવી મને આશા છે.'

'તમે અત્યારે જ જાવ છો ?' મનોરમા જાગૃત થઈ.

'હા જી.'

થોડીવાર મનોરમા કંઈક વિચારમાં પડી ગઈ, પછી એકદમ બોલી ઊઠી, ' હું જ જઈશ. '

'તમે ?' સંપાદકે આશ્ચર્યથી પૂછ્યું.

'હા, હું જઈશ. તમે મને ત્યાંનું સરનામું આપી દો, હું તેને અવશ્ય શોધી કાઢીશ.'

સંપાદક મહોદય ભડકી ગયા. તેને આશ્ચર્ય પણ બહુ થયું, પરંતુ મનોરમા દૃઢ હતી. તેણે કહ્યું, 'કલાકાર સૌની સંપત્તિ છે, એને માટે હું જે કાંઈ કરું તેથી કોઈ પર ઉપકાર નહિ થાય.'

સંપાદક લજ્જિત થઈને બોલ્યા, ' ના ના, હું એમ નથી કહેવા માગતો, તમારો પ્રયત્ન સ્તુત્ય છે. હું તમને સફળતા ઇચ્છીશ.'

અને તે ચાલ્યા ગયા. મનોરમાએ જાણે શું યે મેળવ્યું હોય એમ એની મેળે જ એનું મન ખીલી ઊઠયું. એ દિવસે મનોરમા બહુ હસનારી છે એ વાત વિશેષ રૂપે પ્રકટ થઈ.

જે મકાનની સામે મનોરમા જઈને ઊભી રહી તે એક સાધારણ ગલીમાં હતું. ચારે બાજુ ખૂબ ઘરો હતાં. બધાં જ ગંદાં હતાં, જાણે ગંદકીથી લીપાયેલાં ન

હોય ! જે ઘરની સામે તે ઊભી હતી એ પણ એટલું જ ગંદું હતું પણ તદ્દન ખાલી દેખાતું હતું. મનોરમાએ ત્યાં કોણ રહે છે તે કોઈ પાસેથી જાણવા ચારેબાજુ જોયું. એ વખતે તે ઉદ્વિગ્ન થઈ ગઈ હતી કારણ કે એને કેટલી ય જગાએ ભટકવું પડ્યું હતું. વસ્તી બહાર રહેનાર બધી જાતિઓના મહોલ્લામાં એ ફરી વળી હતી, જેને દુનિયા તિરસ્કૃત અને નીચ કહે છે એવી વસ્તીમાં જઈને પણ એણે જોયું હતું. કેટલી વાર એના મનમાં એ પ્રશ્ન થતો, 'ધૂમિલ' જેવા કલાકાર પણ આવી જગાએ રહી શકતા હશે શું ? પરંતુ ત્યારે એ વિચિત્ર વાતો સાંભળતી કે એની શંકાનું બીજ ખીલી ઊઠતું ને એ આગળ વધતી.

એક મહોલ્લામાં જઈને એણે પૂછ્યું 'ધૂમિલ'નું ઘર કયું ? તો કેટલાય માણસો એની સામે જોવા લાગ્યા. તેઓને આવી સુંદર સ્ત્રી અહીં કેવી રીતે આવી હશે એનું જ અચરજ થતું હતું–તેઓ 'ધૂમલ' કે 'ધૂમિલ'ના પ્રશ્નને ભૂલી જઈને 'તમે કોણ છો ?' એમ જ પૂછવા લગ્યા.

મનોરમા શું કહે ? પણ ઉત્તર તો દેવો જ પડશે એમ વિચારીને બોલી 'હું ધૂમિલના ગામની રહેવાસી છું.'

'ધૂમલ'–જાણે હમણાં જ એને ખ્યાલ આવ્યો હોય એમ–એક જણ બોલી ઊઠયો અમે કોઈ 'ધૂમલ'ની વાત નથી જાણતા. અમને તો અમારા ગોવિંદભાઈની ખબર છે.'

'ગોવિંદ કોણ ?' મનોરમાએ પૂછ્યું.

'ગોવિંદને તમે નથી ઓળખતાં ?'

'અમે શરાબ ન પીઈએ એમ એણે કહેલું,' એકે કહ્યું–'હું હવે શરાબ નથી પીતો.'

બીજો બોલ્યો–'હું રોજ સાબુથી કપડાં ધોઉં છું.'

ત્રીજાએ કહ્યું–'મેં મારા છોકરાને ભણવા મૂકી દીધો છે.'

ચોથાએ કહ્યું–'મેં માંસ ખાવું છોડી દીધું છે.'

અને એવી એવી બીજાઓની વાતો સાંભળીને મનોરમાનું મગજ ભરાઈ ગયું.

ત્યાં એક નવયુવક ફરી બોલ્યો, 'અમારા ગોવિંદભાઈ મહાન પંડિત હતા–મેં તો એમને હમેશાં દીવાને અજવાળે લખતા જ જોયા છે.'

'હાં...' કહેતાં મનોરમા કાંપી ઊઠી ને પૂછવા લાગી કે તે કયાં છે ?

'તે કયાં છે એ તો અમે પણ જાણવા ઇચ્છીએ છીએ.' નવયુવકે જવાબ દીધો. 'કટલાય મહિના વીતી ગયા અને જ્યારે તહેવારનો દિવસ આવ્યો ત્યારે અમે ગોવિંદભાઈને ન જોયા.' આમ કહેતાં તે રડવા જેવો થઈ ગયો: 'દેવ હતા પણ ચાલ્યા ગયા.' પાછળથી કોઈક બોલ્યું.

મનોરમા મૂંઝવણમાં પડી ગઈ, અહીં પણ એને માટે વીજળીનો ચમકાર દેખાઈ ગયો હતો, પરંતુ ગોવિંદ અને ધૂમિલ એક જ હશે એમ એ કઈ રીતે માની શકે ? હોઈ પણ શકે અને ન પણ હોય. આટલા માટે જ એણે ગોવિંદને મળવાની ઇચ્છા કરી. પરંતુ ગોવિંદ પણ આ રહસ્યમય દુનિયામાં એક વધુ રહસ્યમય બનીને ગૂમ થઈ ગયો.

તે પાછી ફરી. હવે એનું મન ભારે થઈ ગયું હતું તેથી ઘેર જવાનો વિચાર કરતી હતી, ત્યાં એક છોકરી એકદમ એની પાસે આવી. તે લગભગ ૧૬–૧૭ વર્ષની હશે, શ્યામવર્ણી પણ નમણી હતી. કપડાં સ્વચ્છ હતાં. 'તમે ગોવિંદભાઈને મળવા આવ્યાં છો ?' એણે પૂછ્યું.

મનોરમાને ખૂબ આશ્ચર્ય થયું. તેણે કહ્યું, 'હા'–

'તે કયાં રહે છે તે હું જાણું છું.'

'તું ?' મનોરમાને વધારે આશ્ચર્ય થયું. 'તો મને બતાવશો ?

'ચાલો' કહી છોકરી ચાલી. મનોરમાએ પાછળ ચાલવા માંડયું. એનું મન ફરી ખીલી ઊઠ્યુ. 'તારું નામ શું છે ?' મનોરમાએ પૂછ્યું.

'ગોમતી !'

ગોવિંદ ત્યાં રહે છે એની તને કેમ ખબર પડી ? પેલા લોકો તો નથી જાણતા !'

ગોમતી ખમચાઈ ગઈ, પણ પછી તુરત બોલી 'જ્યારે તે જતા હતા ત્યારે મને કહી ગયા હતા. હજુ પણ હું કોઈ કોઈ વાર ત્યાં જાઉં છું. એમણે તે ત્યાં રહે છે એ કોઈને કહેવાની મને ના પાડી છે.'

'ત્યારે તેં મને તો કહી દીધું !'

ગોમતી જરી પણ પાછી ન પડતાં બોલી, 'તમે તો એના ગામથી આવો છો એટલે એમના કાંઈક સગાં હશો.'

મનોરમા કાંપી ઊઠી.

ગોમતી તો બોલતી જ હતી. 'એમનું મોં તો તમારા જેવું છે, પણ કોણ જાણે કેમ તે અમારા જેવાં ગંદાં માણસોની વચ્ચે રહે છે. મને તે કહેતા હતા કે હવે હું જલદી મારે ગામ ચાલ્યો જઈશ.' આમ કહેતાં કહેતાં તો ગોમતીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

મનોરમા સામે દુનિયાનું એક નવું જ સ્વરૂપ–નવો જ રંગ દેખાવા લાગ્યો. તેણે બહુ જ ધીરા સ્વરે પૂછ્યું, 'એના જવાથી તને દુઃખ થાય છે ગોમતી ?'

'હા, જીજી.' ગોમતી બોલી, પણ શરમની મારી સજ્જડ થઈ ગઈ. મનોરમા સમજી ગઈ કે છોકરી પોતાના ગોવિંદને ચાહે છે, અને તેના હૃદયમાં ગોમતી માટે સહાનુભૂતિ ઊભરાઈ આવી. એ જ વખતે તે એક બહુ જ ગંદી ગલી સામે આવી ગઈ હતી. ગલીમાં ત્રીજું મકાન એનું છે. ગોમતીએ કહ્યું, 'હું ત્યાં નહિ આવું. તમો જઈ શકો છો જીજી ! પરંતુ...'ગોમતી આગળ ન બોલી શકી.

મનોરમાએ કહ્યું, 'હું તારા ગોવિંદને ક્યાં ય નહિ લઈ જાઉં, હો ગોમતી ! એ ઠીક ને ?'

ગોમતી ચાલી ગઈ અને મનોરમા ત્યાં જ ખમચાઈને ઊભી રહી ગઈ. કોઈ આવે તો પૂછું એ વિચારે છે ત્યાં તો કેટલાય માણસોએ એને ઘેરી લીધી. મનોરમાને ત્યાં ઊભેલી જોઈને સૌને આશ્ચર્ય થયું. સૌ પૂછવા લાગ્યા 'કોનું કામ છે ?'

'આ મકાનમાં કોણ રહે છે ?' મનોરમાએ પૂછ્યું.

'ચારણભાઈ' બધા એક સાથે બોલી ઊઠયા.

'હું એમને જ મળવા માગું છું'

આથી બધાને વધારે આશ્ચર્ય થયું પણ સૌએ કહ્યું, 'ઠીક, આવો' અને મનોરમા એમની સાથે ચાલવા લાગી. એણે ત્યાં જે કાંઈ જોયું તેથી તે કંપી ઊઠી. ઘૃણાથી એનું દિલ ભરાઈ આવ્યું. આંખો બંધ કરવાની એને ઇચ્છા થઈ, અને મનમાં થવા લાગ્યું કે અહીં તો 'ધૃમિલ'ની છાયા પણ આવી ન શકે, છતાં પણ તેણે તો ચાલવા માંડયું. કોણ જાણે કેમ, એની ચેતના એને પાછી ખેંચી જતી હતી. પરંતુ ઉપચેતના આગળ ખેંચવા લાગી. આવા યુદ્ધમાં ઉપચેતના જ હમેશાં જીવતી રહે છે–તેનો અંત આવે છતાં પણ તે મનુષ્યને મરવા દેતી નથી, મૃગજળમાં લોભાવી રાખે છે. મનોરમાની ઇચ્છાને પણ એણે જ બાંધી રાખી.

એ વખતે એક જણ બોલી ઊઠયો, 'પેલા રહ્યા ચારણભાઈ' બીજા માણસે આગળ આવીને તેને ઢંઢોળવા માંડયો ને બૂમો પાડવા લાગ્યો, 'ચારણભાઈ, જુઓ તો, કોણ આવ્યું છે ?'

એ ચારણભાઈ નામની વ્યક્તિ લીમડાના ઝાડ નીચે ચટાઈ પર સૂતી હતી. લાંબો ને મજબૂત આદમી લાગતો હતો. એનો રંગ સફેદ હતો પણ મોં પર જાણે રુવાંટીનું ગાઢ ખેતર ઊગ્યું હોય એવું લાગતું હતું. કપડાં સાફ હતાં, અવાજ સાંભળતાં તે ચોંકી ઊઠયો. એણે આંખો ઉઘાડી તો જાણે એમાંથી અગ્નિ ઝરતો હોય એમ લાગતું હતું.

થોડીવાર ઊંચે જોઈને તે ફરી ચત્તો સૂઈ ગયો. પેલા માણસે ફરી ચારણને બોલાવ્યો, 'ચારણભાઈ, તમને શું થયું છે ?' બીજો બોલ્યો, 'લાગે છે કે આજ એણે ભાંગ પીધી છે.'

'ના, ના, એ તો...'

'બાપુ ! આજ કન્હાઈએ એને પણ પિવરાવી દીધી છે.' પાછળથી એક છોકરો બોલ્યો.

'એણે ના ન પાડી ?'

'ના,'

'અજબ માણસ લાગે છે.' આવનાર માણસો ગુસપુસ કરતા ઊઠવા લાગ્યા અને મનોરમાને કહેવા લાગ્યા, 'હવે અત્યારે તે નહિ ઊઠે, તમે સાંજે .....' મનોરમા શરમથી, ગ્લાનિથી ને ઘૃણાથી ઊભરાઈ ગઈ, 'નહિ, નહિ, ફરી કોઈવાર આવીશ.' કહીને તે પાછી ચાલી ગઈ. એ એટલી ઝડપથી ચાલી કે એને પોતાને જ

આશ્ચર્ય થયું. જ્યારે સડક પર આવી ત્યારે જ પોતે એ જ દુનિયામાં છે એની એને ખાતરી થઈ.

હોટેલની કેબિનમાં બેસીને મનોરમાએ એ આખી ઘટના પર વિચાર કર્યો. ત્યાંથી પાછા આવીને તુરત જ એણે નોકરને કહી દીધું હતું કે તે આજે રાતની ટ્રેનમાં ઘેર જશે. પરંતુ હવે એ મૂંઝવણમાં પડી ગઈ હતી. તે કૂવા પર જઈને તરસી પાછી આવતી હોય એવું તો નહિ હોય! એની ઠીક તપાસ તો કરું!

વળી અંદરથી અવાજ આવતો, કેવી મૂર્ખ છોકરી! એ તે શું ધૂમિલને રહેવાનું સ્થાન! તું કોની પાછળ ભટકે છે?

વળી તેને વિચાર આવ્યો, આ બધી વસ્તુએ મને નવી દુનિયાનું દર્શન કરાવ્યું છે. કેટલી બીભત્સ! પરંતુ દયા–મમતાથી કેટલી ભરપૂર છે! એ કેટલી ભલી દેખાય છે! જાણે કેવળ અંધારી રાતમાં આગિયાનો ઝબકારો!.........

અને તે બોલી ગઈ, 'એકવાર તો ચારણને જરૂર મળીશ. એ લોકો એનું નામ કેમ લેતા હતા? એ પહેલાં પણ તેઓએ પૂછ્યા વિના જ ગોવિંદની વાત કરેલી, અને પેલો કારકુન? એ બધા ય લખે તો છે જ. ત્યારે, ત્યારે...' એની સામેથી કાંઈક પડદા જેવું ખસવા લાગ્યું. 'ત્યારે 'ધૂમિલ'નાં પાત્રો પણ આ જ દુનિયાનાં છે. એટલાં જ ગંદાં, એટલાં જ દુરાચારી, પરંતુ કેટલાં સાચાં! માનવદયાથી ભરપૂર......'

એણે નિશ્ચય કરી લીધો અને નોકરને બોલાવીને કહ્યું કે તે કામસર બહાર જાય છે, દશ વાગે પાછી ફરશે.

અને તે ચાલી ગઈ. એ જ મકાનની સામે જતાં જ તે ખમચી અને ઊભી રહી ગઈ.

ત્યાં બિલકુલ શાંતિ હતી અને અંધકાર તો એવો હતો કે જાણે એ જગાને પોતાની છાતીમાં સમાવીને નિશ્ચિંતતાથી સૂઈ ગયો હતો. માત્ર પેલાં બારણાંની તિરાડોમાંથી ક્યાંક ક્યાંકથી પ્રકાશનું કિરણ આવતું હતું. જાણે કે પૃથ્વીને કોઈએ ઊઝરડા ન કર્યા હોય!

એણે ધીરેથી કમાડ ખખડાવ્યું 'કમાડ ખોલો!'

કોઈ બોલ્યું નહિ.

મનોરમા ફરી બોલી. 'કમાડ ખોલી દો ચારણ! 'કમાડ ઉઘાડો, ચારણ, ગોવિંદ જે કોઈ હો તે બારણાં ઉઘાડી નાંખો.'

ચારણ ચોંકી ઊઠચો, હસ્યો અને બારણાં ઉઘાડી નાંખ્યાં. બહાર જોયું તો એક ગૃહસ્થઘરની કન્યા તેના સુંદર મોં પર કેટલાય ભાવો છુપાવીને ઊભી હતી 'તમે?' તે બોલી ઊઠચો.

'હાં, હું મનોરમા. કેમ, અંદર આવી શકું કે?' ચારણે રસ્તો કર્યો, તે એક બાજુ ઊભો રહી ગયો અને મનોરમા અંદર આવી ગઈ. ઓરડો આખો ખાલી હતો, માત્ર એક ચટાઈ, માટીનાં બે ચાર વાસણ અને લખવાનો સામાન ત્યાં પડચો હતો.

'બેસો' તેણે કહ્યું.

'તમને અચરજ થતું હશે' બેસતાં બેસતાં મનોરમાએ કહ્યું. તે હસી પણ ન શકચો.

મનોરમા ચુપ થઈ ગઈ. કેવી રીતે કહે? શું કહે? માત્ર સામે જોઈને બેસી રહી. તે જોતી હતી કે પહેરવેશ વિચિત્ર છતાં મુખ કેટલું શાંત અને ગંભીર હતું! જાણે કે એ વ્યથાની પાછળ કોઈ ઊંડી અનુભૂતિ પડી હતી. તો શું આ જ 'ધૂમિલ'.

તે બોલ્યો. 'હું તમારી ઓળખ માગું તો?'

મનોરમા પણ એકદમ બોલી ઊઠી, 'અને હું પણ 'ધૂમિલ'નો પરિચય માગું તો?'

મનોરમાને તો એટલી વારમાં જાણે ધરતીકંપ થયો હોય એવું લાગ્યું. પરંતુ એ તો હતો એમ જ શાંત રહ્યો અને બોલ્યો:

'તમે ધૂમિલને શોધો છો?'

'હા'

'તો જાણો કે હું જ તે ધૂમિલ છું.'

'ધૂમિલ ! મહાન કલાકાર ધૂમિલ તમે ?!'

મનોરમા આશ્ચર્ય અને હર્ષથી ઊભરાઈ ગઈ. અને ક્યાંય સુધી બંને ચુપ રહ્યાં. મનોરમા શું બોલે ? શું કહે ? તે તો વાણી જ ખોઈ બેઠી હતી. ધૂમિલ પણ ઉપરથી શાંત હતો પરંતુ એના દિલમાં વિચારોનું એક ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. મનોરમા ઊઠતાં ઊઠતાં બોલી, 'હવે જાઉં છું ને બધાને જ કહી દઉં છું કે મેં ધૂમિલને મેળવ્યા છે.'

ધૂમિલે કહ્યું, " તમારો હક્ક સાચો છે પરંતુ જરા બેસો." મનોરમા બેસી ગઈ. ધૂમિલ બોલ્યો " હું હવે મને છુપાવીશ નહિ, અને હું એ પણ જાણું છું કે તમે અહીં ક્યારે ને કેવી રીતે આવ્યાં છો. હું દુનિયાથી છૂપો છું પણ દુનિયા મારાથી છૂપી નથી. હું એ પણ કહી દઉં કે હું તમારી રાહ પણ જોતો હતો. જો તમે ન આવત તો કદાચ મને આશ્ચર્ય થાત. તમને હું સારી રીતે જાણું છું. "

મનોરમા ફરી આશ્ચર્યથી ઊભરાઈ ગઈ. અને તે તો કહેતો જ ગયો, " હું તમને મળીને ખુશ થયો છું. મેં આજે જાણ્યું કે આ દુનિયામાં પણ મારા માટે આટલો પ્રેમ છે. "

મનોરમા બોલી ઊઠી, " તમારે માટે દુનિયા ગાંડી બની છે, તમે અમર શિલ્પી છો. "

" શક્ય છે દેવી ! પરંતુ હું માનું છું કે દેશનો આત્મા હજુ મને ઓળખતો નથી. અને વળી અંધકારમાં રહેવાને હું એટલો ટેવાયલો છું કે પ્રકાશનું પહેલું કિરણ જોતાં જ હું અંધો બની જઈશ. "

મનોરમા પાછી સ્થિર......

'ત્યારે...તેણે કહ્યું,' 'હું તમને કહું......'

તે એકાએક અટકી ગયો. મનોરમા ચમકી, ધ્રૂજી ઊઠી. તે ફરી બોલ્યો, " હું ભૂલ્યો, હું તમને પ્રાર્થના કરું છું કે તમે ધૂમિલને જોયો છે એવું કોઈને કહેશો નહિ. "

'ધૂમિલ' શબ્દ તે એટલી જલદીથી બોલી ગયો કે મનોરમા કંપી ગઈ. થોડીવાર સુધી તો એ સમજી ન શકી, પછી સમજી ને એને લાગ્યું કે એનો જીવનરસ મરુભૂમિમાં નષ્ટ થઈ ગયો છે. તે બબડવા લાગી. ' દુનિયા જે દેવતાને ઇચ્છતી હતી એ દેવતાને મનોરમા મેળવે ને છતાં મનોરમા દુનિયાને કહે કે દેવતા નથી ? નહિ નહિ ......'

ધૂમિલ બોલી ઊઠ્યો, ' બોલો, તમે એટલું કરશો ? જો હું ધારત તો તમે મને શોધી ન શકત, પરંતુ ગોમતીનું વચન હું કઈ રીતે ફોક કરું ? '

' ગોમતી ! ' મનોરમા ફરી જરીક ધ્રૂજી ગઈ " હું જાણું છું કે તે તમને ચાહે છે '

' હું પણ જાણું છું ને તેથી જ આજે જ અહીંથી ચાલ્યો જાઉં છું '

' ક્યાં જશો ? '

' તે નથી જાણતો દેવી ! જવું છે, કેવળ એટલું જ હું જાણું છું. '

' ગોમતીને પણ નહિ મળો ? '

' નહિ દેવી '

મનોરમા આને શું કહે ? મહાન કલાકાર કે નિર્દયી હત્યારો ?

તે બોલ્યો, ' તમને આશ્ચર્ય થતું હશે પણ જે માણસના હૃદયમાં પડ્યું હોય છે તેને બહાર લાવવા માટે આવી સઘળી માયાનો ત્યાગ કરવો જ પડે છે. મારું હૃદય જો હું ગોમતીને દઉં તો દુનિયાને શું દઉં ? '

મનોરમા ચુપ જ રહી.

" બોલો દેવી ! જવાબ દો. માણસ જો દુનિયાને કાંઈક આપે તો તો પોતે કાંઈક ય મેળવી શકે, પણ જો બધું પોતે જ લઈ લે તો દુનિયાને શું દે ? કાંઈ જ દઈ શકતો નથી. '

મનોરમા સ્તબ્ધ બની એની વાતો સાંભળતી હતી. તેનું હૃદય રડતું હતું, ' કેટલો વિવશ ! કેટલો દયાભાવી ! પરંતુ કેટલો મહાન ! જાણે અંધારામાં બેસીને પોતાના હૃદયના લોહીથી ખાલી પટ પર અમર ચિત્ર ચીતરે છે ? અને કહે છે ' મને કોઈ ન દેખે ને હું સૌને દેખું. '

અને તેનું દિલ ભરાઈ આવ્યું, ઊડતાં ઊડતાં એણે કહ્યું, 'જાઉં છું, વિશ્વાસ રાખજો, કોઈને નહિ કહું. પરંતુ દેવ ! શું તમે જાણો છો કે હું તમને...'

મનોરમા આગળ ન બોલી શકી. એણે એકદમ 'ધૂમિલ'ના ચરણનો સ્પર્શ કરી લીધો અને બહાર નીકળી ગઈ.

ધૂમિલ તો એ જ રીતે શાંતિથી સ્થિર બની ત્યાં જ બેસી રહ્યો. એણે પોતાની સઘળી શક્તિ ખર્ચીને અંદરના આવેગને અંદર જ રોકી રાખ્યો હતો. મનોરમા જ્યારે ચાલી ગઈ ત્યારે પોતાની સાથે વાત કરતો હોય એમ ધીરે ધીરે એ બોલવા લાગ્યો, "જીવનનું આ દૃશ્ય કેટલું સુંદર ! કેટલું સાચું ! છતાં અંધકારથી આચ્છાદિત થયેલું છે. તેના ઉપરનું આવરણ ઉતારવા માટે મારે પોતાને આવરણ ઓઢવું જ પડશે, હું શું કરું ?' અને તે મહાન કલાકાર એ ઘોર અંધકારમાં ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો.

× × × ×

ઘેર જઈને તુરત જ મનોરમાએ 'દેવભૂમિ'ને લખી મોકલ્યું, 'હું દિલગીર છું કે હું 'ધૂમિલ'ને શોધી નથી શકી, શી ખબર, કળાએ એને ક્યાં સંતાડી દીધો છે !'

એ સાંજે જ ગોમતી ચારણના નિવાસ પર જઈને ખૂબ વખત સુધી રડતી રડતી પડી રહી હતી. તેને ખાતરી જ થઈ હતી કે પેલી સુંદર સ્ત્રી ગોવિંદની જ સ્ત્રી હતી અને તે જ ગોવિંદને પોતાની સાથે લઈ ગઈ.

એનો એ વિશ્વાસ કેમ તૂટે !



## મુરાદ

અગમ્ય ભૂતાવળ ઘોર બોલતી,
આયુષ્યની જંગલ ઝાડીઓમાં.
કાંટાળ એ પથ્થર – પંથ સોહે,
ગાથા – મઢ્યો ઉજ્જ્વળ ભૂતકાળ.
કે વીરલા સાહસ–સૌરભે ભર્યા,
રચી સૂતા મંદિર કીર્તિ–રંગ્યાં

ત્યાં તેજવંતાં પગલાં પડેલાં
જ્વલંત પ્રત્યેક પદે સમેટી
સ્વમાન ને સ્વાર્પણ શૌર્ય કેરાં
સમુજ્જ્વલા સ્વસ્તિક ભૂમિ આંકતા

ઉત્ક્રાન્તિના દુષ્કર કર્મયજ્ઞે
હઠાવવા વાદળ મૃત્યુ–હાસ્યનાં,
આયુષ્યના એ ઇતિહાસ–માર્ગે
હું યે બની પથ્થર એક નાનો
વિરાટના ગંભીર ઘોર નર્તને
મુરાદ કે " ઠેક ઝીલી ઝણી રહું "

· અજ્ઞાત ·

# હિંદમાં શણનો ઉદ્યોગ

☆ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ ☆

### ૧. શણ

છોડના વૃક્ષની છાલના એ રેસા છે. હિંદના પ્રાંતો બંગાળ, બિહાર, ઓરિસ્સા અને આસામનો જાણે એ ઇજારો જ છે. કુદરતે આ પ્રાંતોને હિંદમાં જ એનો ઇજારો આપ્યો છે એમ નહિ પણ દુનિયા આખીમાં બીજા કોઈને એ ઉગાડવાનો પ્રકૃતિએ પરવાનો નથી આપ્યો. જગતના બીજા વિભાગોમાં શણ ઉગાડવાના ઘણા નિષ્ફળ પ્રયત્નો થઈ ચૂક્યા છે, પણ હિંદના ઉપલા પ્રાંતો સિવાય બીજે ક્યાંય પણ આ છોડવાઓ ઊગી શકતા નથી. બંગાળનાં ગંગા અને બ્રહ્મપુત્રાનાં જળથી અને માટીથી પુરાયેલાં મેદાનોમાં આ છોડવાઓ સરસ રીતે વિકાસ પામે છે. આથી શણનો મુખ્ય પાક બંગાળમાં જ થાય છે. કપાસ પછી હિંદમાં આ વેપારનો નંબર બીજો છે. ક્યારેક કોઈક વર્ષમાં શણનો વેપાર પ્રથમ નંબર પણ લઈ જાય છે. જગત આખું શણ માટે બંગાળ તરફ જ નજર રાખે છે અને એની માંગ મોટી રહે છે.

### ૨. શણની જાતો

બંગાળી ખેડૂતો શણ મોટા પ્રમાણમાં વાવે છે. એ પાક કિંમતી ગણાય છે. બંગાળમાં બે પાક મોટા ગણાય, પહેલો ચોખાનો અને બીજો શણનો. શણમાંથી ખેડૂતોને વધારે પૈસા મળે છે. શણની બે જાતો રહે છે. પણ બંનેમાંથી લગભગ સરખી પેદાશ થાય છે. પહેલી જાત કેપસુલારીઝ ( capsularis ) અને બીજી જાત ઓલિટોરિયસ ( olitorius ) કહેવાય છે. બ્રહ્મપુત્રા અને ગંગા નદી હિમાલયનો કાંપ ખેંચી લાવીને બંગાળનાં આ મેદાનોમાં ઠાલવે છે તેમાં શણ ફૂલે ફાલે છે. એના સંશોધન પાછળ બંગાળનું ખેતીખાતું અને એસોસિએશન મોટી રકમમાં નાણાં ખરચે છે. આ શણનો પાક સરસ માટીવાળી અને નીલી જમીનમાં બહુ સારો થાય છે.

### ૩. શણની ખેતી

ખેડૂતો શણનાં બિયાં આ માટિયાળ જમીનમાં માર્ચથી એપ્રિલ માસમાં વાવે છે. જમીનમાં ઊંડી ખેડ કરવાની જરૂર પડતી નથી, તેમ હિમાલયનો કાંપ ભરેલો હોવાથી ખાતરની પણ જરૂર પડતી નથી. શરૂઆતમાં ફેબ્રુઆરીમાં સાધારણ વરસાદ પડી જાય છે એટલે જમીન ઉપર સામાન્ય હળ ફેરવી જમીન તૈયાર કરવામાં આવે છે. બંગાળામાં ખેતી કરવા માટે સારાં જાનવરોનો અભાવ છે. ત્યાંનાં જાનવરો કદમાં નાનાં અને ઊંડી ખેડ કરવાની શક્તિ નહિ ધરાવનારાં હોય છે. એપ્રિલ અને મેમાં સારા વરસાદના ઝાપટાની આવશ્યકતા રહે છે. શરૂઆતમાં છોડો નાના હોય છે એટલે એની અતિ સંભાળ રાખવાની હોય છે. વચ્ચેથી ઘાસ અને બીજા નકામા છોડોને સંભાળથી ખેંચી કાઢવામાં આવે છે. છોડવાઓનાં મૂળ પાસે માટી પણ ઢીલી કરે છે.

### ૪. શણની વૃદ્ધિ

શણના છોડવાઓ એકાદ માસમાં એક ફૂટ ઊંચા થાય છે. હવે એની વિશેષ સંભાળ રાખવાની જરૂર પડતી નથી. થોરની પેઠે છોડવાઓ વધતા જાય છે. પણ ઘણી વખતે મે માસમાં કે જૂનની શરૂઆતમાં ધોધબંધ વરસાદ વરસે છે ત્યારે ખેતરો પાણીથી ભરાઈ જાય છે. માર્ચ—એપ્રિલમાં વરસાદની ખામીથી પાક ઉપર ખરાબ અસર થાય છે. ઘણા વરસાદથી છોડવાની છાલ ઝાંખી પડીને રેસાઓ કાળા પડી જાય છે. થોડા વરસાદથી છાલમાંથી પૂરા પ્રમાણમાં તંતુઓ નીકળતા નથી. એક વખત છોડવાઓ વધવું શરૂ કરે એટલે પછી વધતા જ જાય છે. દશથી બાર ફૂટ ઊંચા થાય એટલે લગભગ જુલાઈ માસમાં કાપવાની શરૂઆત થાય છે. બંગાળમાં નદીઓમાં રેલ ઘણીવાર આવે છે. એ વખતે ખેતરોમાંના શણના છોડવાઓ તણાઈ જવાનો બહુ ભય હોય છે.

### ૫. શણ તૈયાર થાય છે

ખેડૂતો જુલાઈ માસની શરૂઆતમાં છોડને કાપે છે. પછી એના મોટા ભારા બાંધે છે. બંગાળામાં ૧૦૦ થી ૧૨૫ ઈંચ સુધી વરસાદ પડે છે. જૂન–જુલાઈમાં ત્યાં મોટા વરસાદો પડે છે એટલે ખેતરોની બહાર ઊંડા પાણીનાં ખાબોચિયાં ભરાય છે. ખાબોચિયાંમાં શણના ભારા નાખી દઈ વરસાદના પાણીમાં પલળવા દે છે. ત્રણ અઠવાડિયાં સુધી છોડ પાણીમાં બોળાયેલા રહે છે એટલે જરા કંઈક નરમ થઈ જઈ એમાંથી ચીકાશનો ભાગ નીકળી જાય છે. પછી ધોકાઓથી છોડવાઓને કૂટી છાલને જુદી પાડવામાં આવે છે. આ છાલને ધોકાથી વળી કૂટીને પાણીથી ધૂએ છે એટલે ચળકતા સફેદ તંતુઓ રહે છે. આ તંતુઓ એ જ શણ. શણ શ્રેણી જાતોનું જુદું કરવામાં આવે છે. તદ્દન સફેદ રંગનું ઊંચું ગણાતું હોય છે. નરમાશમાં પણ તે સારું હોય છે. કુમાશ વગરનું, કાળું અને મેલાશવાળું શણ હલકું ગણાય છે.

### ૬. શણનું ખેતીવાડીખાતું

બંગાળ અને તેની બાજુના બીજા પ્રાંતોનાં ખેતીવાડીખાતાં શણના પાક ઉપર નજર રાખે છે. સારું બિયારણ પેદા કરવા માટે ખેતરોમાં અખતરાઓ કરે છે. સારાં બીજ પૂરાં પાડે છે. ખેતીની- સ્થિતિ, વરસાદની ખામી, પાકની હાલત, ઇત્યાદિ વિષે બંગાળ, બિહાર, ઓરિસ્સા અને આસામનાં ખેતીવાડી–ખાતાંઓ કાચા અને પાકા રિપોર્ટો બહાર પાડે છે. શણના પાકના ભાવો ઓછા આવતા હોય તો પાકની વાવણી ઓછી કરવા ખેડૂતોમાં મોટી જાહેરાત કરે છે. એ સિવાય કેટલો પાક થશે તે માટે અડસટ્ટાઓ પણ તૈયાર કરીને બહાર પાડે છે, જે પરથી તે વરસે પાક કેટલો ઊતરશે તેની પ્રજાને ખબર પડે. આ અડસટ્ટાઓ ઉપર વેપારનું બંધારણ બંધાય છે.

### ૭. ગૃહઉદ્યોગ તરીકે શણ

શરૂઆતમાં શણ માત્ર બંગાળની મોનોપોલી (ઇજારો) હતી. છોડવાઓમાંથી રેસા કાઢી તેમાંથી ઝૂંપડાંઓનાં સ્ત્રી–પુરુષો જાડી વણકરીવાળા કોથળા તૈયાર કરે છે. એને બંગાળમાં ફ્દિયા કહે છે. આ ફ્દિયાનો બહુ મોટો ઉપયોગ કપાસની કાચી ગાંસડીઓ બાંધવામાં થતો હતો. આથી મોટા પાયા ઉપર આનો વ્યાપાર ચાલતો હતો, પરંતુ હવે કપાસની કાચી ગાંસડીઓનો વેપાર ઘટવાથી ફ્દિયાના ગૃહઉદ્યોગને મોટો ધક્કો લાગ્યો છે. એ ગૃહઉદ્યોગનો વિકાસ થવાને બદલે દિનપ્રતિદિન તે ઘટતો જ જાય છે.

### ૮. શણમાંથી શું શું બને છે ?

શણમાંથી અનાજ ભરવાના કોથળા મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. દરેક દેશ એ કોથળાઓ મોટા પ્રમાણમાં બંગાળામાંથી આયાત કરે છે. શણની વસ્તુઓના વિકાસ માટે મુખ્ય બંદર કલકત્તા છે. ઑસ્ટ્રેલિયાના ઘઉંના મોટા પાકને ભરવા કલકત્તાથી કોર્નસેક્સ તરીકે ઓળખાતા કોથળા કરોડોની સંખ્યામાં ત્યાં જાય છે. જાપાનના ચોખાના પાકને ભરવા હેવીસી કોથળા મોટા જથ્થામાં જાપાન જાય છે. જાવા અને ક્યુબાની ખાંડને ભરવા માટે સ્યુગર બેગ્સ (ખાંડના કોથળા) પણ અસંખ્ય જાય છે. આમ અબજો કોથળા દર વર્ષે હિંદમાં અને પરદેશમાં વપરાય છે અને કલકત્તાથી રવાના થાય છે. ઉપરાંત, કપાસની ગાંઠો બાંધવા માટે શણના કપડાની મોટી જરૂર પડે છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં કપાસનો એક કરોડથી પોણા બે કરોડ ગાંસડીઓ જેટલો પાક થાય છે. આ ગાંસડીઓને પાકી બાંધતી વખતે એના પર શણનું કાપડ વીંટાળે છે તે માટે કરોડો વાર શણ–કાપડ દર વરસે અમેરિકા અને બીજાં રાજ્યો મંગાવે છે. શણના ગાલીચા, પાથરણાં, પગલૂછણિયાં એવી અનેક ચીજો બને છે.

### ૯ શણના પ્રતિનિધિઓ

શણ એ હિંદનો ઇજારો છે. બીજા દેશો શણ જેવી વસ્તુ પોતાના દેશમાં પેદા કરવા વરસોથી મોટા પ્રયત્નો કરે છે પરંતુ હજી સુધી શણ જેવું ઉપયોગી અને સસ્તું પ્રતિનિધિ શોધવામાં કોઈ દેશ તદ્દન સફળ નથી થયો. હિંદ જેવા પરતંત્ર દેશ ઉપર શણ જેવી અત્યંત ઉપયોગી વસ્તુ માટે આધાર રાખવાનું સ્વતંત્ર દેશોને ગમતું નથી, એટલે પરદેશના રસાયનશાસ્ત્રીઓ આ વિષયમાં શોધખોળ કરવા વરસોથી ખંતથી મંડયા છે. હિંદી સરકારના ખેતીવાડીખાતાએ

દક્ષિણમાં તૈયાર થતા શણના છોડવાઓ ઉપર અખતરા કરવા માંડયા છે અને એમાંથી અસલ શણના જેવા જ રેસાઓ પેદા કરે છે. દક્ષિણ જેવા ઓછા વરસાદના પ્રદેશમાં એ ઊગી શકયા છે. જર્મની હમણાં બધી વસ્તુઓ માટે પોતાના પર જ આધાર રાખવાનો પ્રયત્ન કરે છે, તેણે એક જાતનું ઘાસ શોધી કાઢ્યું છે. એ શણ જેવું કામ આપી શકે તેમ જણાયું છે પણ તેની કિંમત શણ કરતાં ત્રણ ગણી થઈ જાય છે.

## ૧૦. શણનો વેપાર

શણ ખેડૂતો પાસે ઑગસ્ટ માસમાં તૈયાર થાય છે. સપ્ટેંબરમાં બંગાળના જુદા જુદા મુકામોએ તેની આવક શરૂ થાય છે. ખેડૂતો પાસેથી વચ્ચેના બંગાળી વેપારીઓ હાટ(ગામડાંની બજાર)માંથી શણ ખરીદી લે છે. તેઓ મોટા વેપારીઓ અને મિલના એજન્ટોને તે વેચે છે. બંગાળના જુદા જુદા મુકામોમાં આવેલા પ્રેસોમાં આ શણની ગાંસડીઓ બંધાય છે. ત્યાંથી તે કલકત્તા ચડે છે. એનો જબરો વેપાર ચાલે છે. લાખો માણસો એના ઉપર જીવે છે. શણની સૌથી મોટી ખરીદી કરનાર શણ વણનારી મિલો છે. બીજે નંબરે દંડી(સ્કૉટલૅંડનું શહેર)ના વેપારીઓની ખરીદી થાય છે. ત્યારપછી જર્મન, ફ્રાન્સ અને ઇટાલીના વેપારીઓ ખરીદીમાં આવે છે. મુકામો અને કલકત્તા ખાતે શણનાં ખાસ બજારો છે. કલકત્તામાં શણના વાયદાના મોટા સટ્ટા ચાલે છે. એમાં જાણવાજોગ વધઘટો થાય છે અને પરિણામે ઘણા ધનવાન બને છે, ઘણા ભિખારી બને છે.

## ૧૧. શણનાં કપડાં

પંચોતેર વર્ષ પહેલાં શણનો મોટો વેપાર હાથ-ઉદ્યોગનો હતો. ત્યારે બંગાળમાં ખેડૂતવર્ગ અને મજૂરવર્ગ શણનાં બનાવેલાં કપડાં પહેરતા. એ વખતે કલકત્તામાં એક પણ મિલ સ્થપાઈ નહોતી. એ વખતે શણ મુખ્યત્વે જાડા કોથળા અને કપડાં બનાવવાના કામમાં આવતું હતું. ઝૂંપડે ઝૂંપડે શણ વણવાની હાથશાળો હતી. સને ૧૮૫૦-૫૧ માં એકે શણ-મિલ નહોતી ત્યારે આવા હાથના બનાવેલા કોથળા ૨,૧૫,૯૭૮ પૌંડના પરદેશ ખાતે ચડયા હતા. ખેડૂત પોતે શણ પેદા કરતો, પોતે જ તે વણતો, અને પોતે તેનાં વસ્ત્રો બનાવીને પહેરતો. સામાન્ય રીતે ખેડૂત સુખી હતો. પરંતુ જ્યારથી મિલ-ઉદ્યોગ શરૂ થયો અને વધવા લાગ્યો ત્યારથી ખેડૂતો ઉપર કરજના ઢગલા થવા લાગ્યા છે. સામાન્ય રીતે શણનાં કપડાં બનતાં નથી કારણકે તેની આવરદા ઝાઝી હોતી નથી. કપાસ જેવો બારીક તાર એમાંથી નીકળતો નથી. કપડાં બની શકે તે માટે તેના પર ઘણા રસાયણિક પ્રયોગો થયા છે પરંતુ હજી સુધી તેમાં સફળતા મળી નથી.

## ૧૦. શણ-મિલ-ઉદ્યોગની શરૂઆત

શણના મિલ-ઉદ્યોગનો વિકાસ સ્કૉટલૅંડના લોકોએ કર્યો છે. હજી સુધી એ ઉદ્યોગ સ્કૉટલોકોના હાથમાં મોટે ભાગે છે, પરંતુ મૂળ પાયો નાખનાર એક અંગ્રેજ વેપારી હતો. ચરખા અને હાથશાળનો તદ્દન બહિષ્કાર કરનાર વિલાયતમાં બનેલાં યંત્રો હિંદમાં આવવા લાગ્યાં. તે પહેલાં સ્કૉટલાંડના દંડી શહેરમાં તે નાના પાયા ઉપર સ્થપાયો હતો. સને ૧૮૫૪ સુધી એ ઉદ્યોગની બંગાળમાં શરૂઆત થઈ નહોતી. એ વર્ષમાં મિ. જ્યોર્જ ઑકલેંડ નામના અંગ્રેજનું ધ્યાન આ ઉદ્યોગ માટે મિલ બાંધવા તરફ ગયું. કલકત્તાના એક પરાથી રાયપુરની બાજુમાં ઇસિરા ગામમાં એણે 'ધી ઇસિરા યાર્ન મિલ્સ કંપની'ની સ્થાપના કરી. પછીથી તે 'ઇસિરા કંપની લિમિટેડ'ના નામથી ઓળખાઈ હતી.

## ૧૩. એની મુશ્કેલીઓ

મિ. જ્યોર્જ ઑકલેન્ડ સિલોનમાં ઘણા કૉફીના બગીચાઓ ધરાવતો હતો, પૈસાદાર માણસ હતો. એણે આ મિલ ચલાવવા ઘણી મહેનત કરી, પરંતુ શરૂઆત કરનારના નસીબમાં મહેનત જ હોય છે, ફળ નથી હોતું. જ્યોર્જ ઑકલેન્ડને પણ ભારે મુશ્કેલીઓ ભોગવવી પડી. સને ૧૮૫૪માં તે વિલાયત ગયો. દંડીના મિ. જોન કેરે તેને શણમાંથી કોથળા બનાવવાની સૂચના કરી. અને એણે જોન કેરને તે માટેના સાંચાઓ બનાવવા કહ્યું. પોતાના બે પુત્રો અને દંડીના અર્થશાસ્ત્રીઓને લઈ તેણે રીશરા ખાતે પહેલી કોથળા વણવાની મિલ ઊભી કરી. હમણાં ત્યાં વેલિંગ્ટન મિલ ઊભી છે. પરંતુ આ સાહસ ફતેહમંદ

થયું નહિ. કેટલાક સારા-માઠા સમયને સાચવતાં પણ આખરે ચૌદ વર્ષે આ કંપનીને ફડચામાં લઈ જવાની તેને ફરજ પડી.

## ૧૪. પાવરથી ચાલતી શાળો

સને ૧૮૫૯માં એક સ્કોટમેન મિ. જ્યોર્જ હેન્ડિસને 'બોર્નિયો જ્યુટ કંપની' ઊભી કરી. એણે વરાળની શક્તિની મદદથી શાળો ચલાવવી શરૂ કરી. એને પણ સખ્ત આર્થિક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું, છતાં છેવટે એને યશ મળ્યો. સને ૧૮૬૪માં મિલનો વિકાસ કરી તેમાં બેવડી શક્તિનાં યંત્રો ગોઠવવામાં આવ્યાં. એમની મૂડી પણ બેવડી બની. સને ૧૮૭૨માં મિલને લિમિટેડ કંપની કરી 'બરાનગર જ્યુટ ફેક્ટરી'માં તેને ફેરવી નાખી. ત્યારપછી સ્કોટમેનોએ ગૌરીપુર, સિરાઝગંજ અને ઇન્ડિયા જ્યુટ મિલોની સ્થાપના કરી. સને ૧૮૬૮થી ૧૮૭૩ સુધીનાં ૬ વરસોમાં મિલોને નાણાંની રેલ વધી. માત્ર રીશરામિલ મંદ સ્થિતિમાં હતી. કુલ શાળો ૧૨૫૦ અત્યાર સુધીમાં થઈ હતી.

## ૧૫. મિલોને નફો

શણ-મિલો સારી કમાણી કરતી થઈ હતી. મોટાં ડિવિડેન્ડો જાહેર થતાં હતાં. ૧૫થી ૨૦ ટકા ડિવિડેન્ડો, એટલે વહેંચણી સારી હતી. સને ૧૮૭૨-૭૩-માં શણની મિલો મોટી કમાણી દેવા માંડી હતી. નવી મિલ નીકળતી કે તેના શેરો ઉપર પડાપડી થતી. શરૂઆતથી જ શેરોના ભાવો ઊંચા જવા માંડતા હતા. ચાહ અને કોલસાના ઉદ્યોગો પણ યુરોપિયન માલેકીના હતા. તેમાં પણ સારી પેદાશ અને સમૃદ્ધિ મળતી હતી. પણ સૌથી સારી પેદાશ મિલોવાળાને શણની હતી. આથી વિલાયત તરફ સોનાની નદી વહેવા માંડી હતી. હિંદીઓને માત્ર મજૂરી મળતી હતી, થોડા કારકુનોને પગાર મળતા હતા. બાકીની જંગી કમાણી હિંદ બહાર પરદેશીઓનાં ગજવામાં ઠલવાતી હતી.

## ૧૬. મિલોનો વિકાસ

સને ૧૮૭૨-૭૩ માં ત્રણ નવી મિલો સ્થપાઈ: (૧) ફોર્ટ ગ્લોસ્ટર, (૨) બજબજ અને (૩) શિવપોર. સને ૧૮૭૫ માં ચાંપદાની અને શામનગર જ્યુટ મિલો સ્થપાઈ. સને ૧૮૭૫માં આઠ મિલો સ્થપાઈ. બે વરસમાં ૧૨૫૦ શાળો વધીને ૩૫૦૦ થઈ. હાવરા ઓરિએન્ટલ (હવે યુનિયન), એશિયાટિક (હવે સુરાહ), કલાઈવ, બેલિયાગારા, બરાનગર, રૂસ્તમજી (હમણાં સેંટ્રલ), ગેંજિસ, હેસ્ટિંગ્સ એમ મળીને તેર મિલો સને ૧૮૭૪-૭૫ માં હતી. આ રીતે ૭ વરસ સુધી મોટા નફા મળ્યા એટલે મિલોના રાફડા ફાટવા લાગ્યા. ઉપલી મિલોમાંથી ગેંજિસ વિલાયતમાં રજિસ્ટર થઈ હતી. હેસ્ટિંગ્સ બર્કમાયર ભાઈઓની ખાનગી માલેકીની હતી.

## ૧૭. મિલો મંદીની અસર નીચે

એકદમ એકી સાથે તેર મિલોના સ્થપાવાથી બજારોને જરૂર હોય તે કરતાં બહુ વધારે માલ નીકળવા માંડયો. આની અસર ઉદ્યોગ ઉપર ખરાબ થઈ. મિલો વચ્ચે માલ વેચવાની હરીફાઈ ચાલી. આ હરીફાઈમાં ભાવ કાપી નાંખી નુકસાનથી વેચવાનું મિલોએ શરૂ કર્યું. જૂની મિલોએ સારા નફા કરીને રિઝર્વ ફંડો ભેળાં કર્યાં હતાં, તેઓ તો આ હરીફાઈના કટોકટીના સમયમાંથી પસાર થતાં ગે ટકી રહી જ્યારે ચાર મિલો ઓરિએન્ટલ, એશિયાટીક, રૂસ્તમજી અને બેંગાલ પ્રેસિંગ મેન્યુફેક્ચરીંગ કંપનીઓ ફડચામાં ગઈ. તેમનો પુનરુદ્ધાર થઈ પાછળથી તે નવી કંપનીઓને સોંપાણી. ફોર્ટ ગ્લોસ્ટરની મૂડી ઘણી ખરી ખલાસ થઈ ગઈ. એક દશકો શણ-મિલ-ઉદ્યોગને માટે ખરાબ ગયો. સને ૧૮૭૫-૮૫ વચ્ચે માત્ર એક જ મિલ નવી બંધાઈ હતી. આ કમટાહટી મિલ હતી.

## ૧૮. મિલો મંદીની અસર દૂર કરાવે છે.

મંદીની આ ભયંકર અસરમાંથી દૂર કેમ થવાય તે માટે મિલોને મોટી ચિંતા થઈ પડી. માલનો મોટો જમાવ થયો. ભાવો એકદમ બેસી ગયા. નુકસાનીથી કામ કરવું કેટલો વખત પાલવે ? છેવટે મિલોએ આ મંદીમાંથી છૂટવાને એકસંપીથી ગોઠવણ કરવાનો વિચાર કર્યો. બધી મિલો સ્કોટમેનોની મેનેજમેન્ટ અને રાહબરી નીચે ચાલતી હતી. એટલે સૌ મિલોએ એકઠી મળીને અમેરિકાથી એક લાખ રૂપિયા ફી ઠરાવીને એક અનુભવીને બોલાવ્યો. એણે સર્વ પરિસ્થિતિ તપાસીને મત આપ્યો કે જગતમાં શણના

કાપડ અને કોથળાઓની માંગ છે તે કરતાં માલ ઘણો વધુ પેદા થયો છે માટે બધી મિલોએ એક થઈને રાત્રિદિવસ કામ કરવાને બદલે અઠવાડિયામાં સાઠ કે એથી પણ ઓછા કલાક કામ કરીને માલની પેદાશ ઘટાડી નાખવી. એના અભિપ્રાય મુજબ મિલોએ કામના કલાક એકસરખા ઘટાડી નાખ્યા, પેદાશ ઓછી કરી નાખી, જૂના માલને કાઢી નાખ્યો અને નુકસાનમાંથી બચી ગયા. પરિણામે જ્યારે શણની માંગ જગતમાં વધી ત્યારે તેઓ ઉત્સાહપૂર્વક કામ કરી શકવા લાગ્યા અને ફરી પાછો ઉદ્યોગ સારી હાલતમાં આવી ગયો.

### ૧૯. મિલોનો ફરી વિકાસ થાય છે.

સને ૧૮૮૨માં ૫૧૫૦ શાળો હતી. સને ૧૮૮૫ની આખરમાં હુગલી, ટિટાગર, વિક્ટોરિયા અને કંકનાડા એમ ચાર મિલો બંધાઈ. આથી કુલ શાળોની સંખ્યા ૬૭૦૦ થઈ. સને ૧૮૮૫થી ૧૮૯૪ સુધી ફરી મંદીની અસર ચાલી એટલે કોઈ નવી મિલ ન બંધાઈ. વળી કામના કલાકો ઘટ્યા, પેદાશ ઘટાડી જૂનો સ્ટોક ખલાસ કર્યો અને સ્થિરતા મેળવી. સને ૧૮૯૬ થી ૧૯૦૦ સુધીમાં નવ મિલો નવી બાંધવામાં આવી. તે પછીનાં ચાર વર્ષોમાં જૂની મિલોમાં મોટો ફેરફાર કરી વધારે શાળો ગોઠવવામાં આવી. આ વરસો દરમિયાન મિલોએ વ્યાજબી રીતે ઠીક નફો કર્યો હતો. તે પછીનાં પાંચ વર્ષોમાં દશ નવી મિલો બંધાઈ. શાળો ૩૩૦૦૦ હતી. કુલ મૂડી બાર કરોડની રોકાતી હતી. બે લાખ મજૂરો કામ કરતા હતા. ઉદ્યોગ સારી સ્થિતિમાં આવી ગયો.

### ૨૦. શણ-ઉદ્યોગના સુવર્ણયુગની શરૂઆત.

સને ૧૯૧૪ના જુલાઈ માસમાં મહાયુદ્ધ શરૂ થયું. યુરોપનાં બધાં કારખાનાંઓ સામાન્ય જીવનની જરૂરિયાતના માલને બદલે યુદ્ધને કામ આવે તેવો માલ પેદા કરવા લાગ્યાં. સમુદ્રમાં સબમરીનોએ સ્ટીમરો ડુબાડવા માંડી. વેપાર બંધ થઈ ગયો. શણ-મિલોની બનાવટના કોથળા અને કાપડના ભાવો તદ્દન ઘટી ગયા. મિલો બંધ કરવાનો સમય આવ્યો. એટલામાં આ મિલોના દૈવે જોર કર્યું. સર્વે મિત્ર-રાજ્યોનાં સૈન્યને શણની મોટી જરૂર જણાઈ. ફ્રાન્સમાં અને બીજે ખાઈઓ ખોદીને સામસામાં સૈન્ય પડ્યાં હતાં. એ ખાઈઓની એક તરફ રેતીના કોથળા ભરીને સેંકડો અને હજારો માઈલોની વાડો કરવાની હતી. આથી મિત્રરાજ્યો તરફથી કરોડો સેન્ડ બૅગ્સ (રેતીના કોથળા)ની વરદી હિંદની શણ-મિલોને મળી. રાતદિવસ મિલોમાં કામ શરૂ થયું. મિત્રરાજ્યોની માંગ એવડી મોટી હતી કે મિલો એને પહોંચી શકતી નહોતી. શણની વસ્તુઓના ભાવો ટોચે પહોંચ્યા.

### ૨૧. સોનાની નદી વહેવા માંડે છે.

શણની મિલોને મોટા નફા મળવા લાગ્યા. સને ૧૯૧૪થી ૧૯૧૮ સુધી આ સુવર્ણયુગ ચાલ્યો. મિલોવાળાને એકના ત્રણ મળ્યા. મિલો લડાઈના કોથળા બનાવવાના કામમાં એટલી બધી ઉદ્યત હતી કે બીજો વેપારનો માલ થોડો બનાવતી હતી એમાં એને માંગ્યા ભાવો મળતા હતા. હેસિયન કપડાના સાત રૂપિયાના ૪૫ રૂપિયા મળવા લાગ્યા. આ ચાર વર્ષોમાં મિલોની મૂડી કરતાં પણ અનેકગણું કમાઈ બેઠી હતી. ખરેખર શણની મિલોને સોનાની ટંકશાળ વહેવા લાગી મોટા નફામાંથી શણ-મિલોએ પોતાના યુરોપિયન અધિકારીઓને બાદશાહી બોલાઉંસ આપ્યાં. ભાગીદારોને ૨૦૦થી ૩૦૦ ટકા ડિવિડન્ડ મળ્યાં. બાદશાહી રિઝર્વ-ફંડ ભેગાં કરાયાં, કારકુનોના પગારો પણ વધારાયા. મજૂરોની પણ થોડી મજૂરી વધી.

### ૨૨. પણ ખેડૂતોને લાભ મળ્યો નહિ.

મિલ-માલેકોએ એકસંપ કર્યો હતો. જર્મની શણનું મોટું ગ્રાહક હતું. પરંતુ તે શત્રુ હોવાથી તેણે શણ લેવાનું બંધ રાખ્યું હતું. આથી કાચા શણની છત થઈ પડી. તે પાણીના ભાવે વેચાતું હતું. મિલોવાળા એકસંપીથી શણના ભાવો ઊંચા લાવવા દેતા નહોતા. બંગાળની સરકાર પણ ગૌરાંગ સ્કોટમેનો અને અંગ્રેજોની બનેલી હતી એટલે એણે ખેડૂતોને કંઈ પણ મદદ આપી નહિ. પરિણામે બધું માખણ મિલોવાળા ખાઈ જવા લાગ્યા. ખેડૂતોના હાથ કોરા જ રહ્યા. મજૂરોને સહેજ લાભ મળ્યો હતો. મિલોના શેરોના ભાવો ઘણા વધી પડ્યા એટલે એકે એક મિલને ઘી-કેળાં થઈ પડયાં. [ અપૂર્ણ ]

# ચારિત્ર્યનું અનુવર્તન

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ઓગસ્ટની પહેલી તારીખ રાષ્ટ્રીય શ્રાદ્ધનો દિવસ છે. તે દિવસે શ્રદ્ધાવાન વ્યક્તિના ચારિત્ર્યના અનુવર્તનના સંકલ્પને પુનર્જીવિત કરવાનો છે. શ્રાદ્ધ દ્વારા આપણે કેવળ દિવંગત વ્યક્તિઓનું સ્મરણ જ તાજું કરવા નથી માગતા પરંતુ એ વ્યક્તિઓને આપણે સદાને માટે જીવંત રાખવા માગીએ છીએ. લોકમાન્ય તિલક આજે જીવતા હોત તો તેઓ ૧૯૨૦માં હતા તેવા ન હોત. આજે જે જીવતી વ્યક્તિઓ છે તે આજ સુધીમાં ક્યાંની ક્યાં પહોંચી ગઈ છે? રાજાજી, જવાહરલાલજી કે વલ્લભભાઈ સામે જુવો! આ ગાળામાં એમનો ચારિત્રક્રમ કેટલો બદલાઈ ગયો છે? એ સ્થિતિમાં શું લોકમાન્ય તિલક જેવા પ્રતિભાશાળી અને તેજસ્વી દેશભક્ત જેવા હતા તેવા ને તેવા જ રહેત? જે ત્રણ વ્યક્તિઓનું આપણે ઉદાહરણ ઉપર લીધું તેમના જીવનમાં જે પરિવર્તનો થયાં એની ૧૯૨૦માં કોઈને કલ્પના પણ આવી શકતી હતી? એમને પોતાને પણ ખબર હતી કે એમનામાં આટલું પરિવર્તન થશે? તો પછી આજે આપણે એમ કેવી રીતે કહી શકીએ કે લોકમાન્ય તિલકે આજની પરિસ્થિતિમાં ફલાણું કર્યું હોત અને ઢીકણું ન કર્યું હોત?

જ્યારે દેશમાં પક્ષાપક્ષી થાય, વાડાઓ બંધાય ત્યારે સર્વમાન્ય દિવંગત વ્યક્તિઓનો આશરો લઈ સહુ કોઈ પોતાના પક્ષને પુષ્ટ કરવાનો પ્રયત્ન કરે એ સૌથી સહેલો માર્ગ છે. આથી પ્રચલિત પરિસ્થિતિને કશો લાભ થતો નથી જ, પરંતુ દિવંગત વ્યક્તિઓ પ્રત્યે ભારે અન્યાય થાય છે અને તે પણ તેઓ પોતાની જાતને બચાવી ન શકે એવી સ્થિતિમાં. કોઈ ખાસ પરિસ્થિતિમાં લોકમાન્ય તિલક શું કરત એ જો કોઈ પણ વ્યક્તિ કહી શકે તો તો લોકમાન્ય તિલકનું 'તિલકત્વ' જ કાંઈ ન રહ્યું એમ કહેવું પડશે. શાળાઓ તથા કોલેજોના વિદ્યાર્થીઓ આવા પ્રશ્નો કરે અને તેના જવાબો આપવા બેસે તો એમનાં બુદ્ધિકૌશલ્યને અજમાવવાનું એ એક સરસ સાધન છે.

લોકમાન્યનું આપણે જે શ્રાદ્ધ કરીએ છીએ તે તો તેમના તરફથી મળેલી પ્રેરણાને સજીવ કરવા માટે જ. એમણે દેશ સમક્ષ જે અવિરત સેવાના, સ્વરાજ્યના અખંડ ધ્યાનના, ત્યાગ અને બલિદાનના આદર્શો રાખ્યા તેનાથી જ તો આજે દેશ આટલો ઊંચો ચઢી શક્યો છે. લોકમાન્ય જેવા દેશભક્તોએ હળ ચલાવીને રાષ્ટ્રસેવાનું ક્ષેત્ર તૈયાર ન કર્યું હોત તો ગાંધીજી જેવા તેમના ઉત્તરાધિકારીઓને આજે જેટલી સફળતા મળી છે તેટલી ન જ મળી હોત. ગાંધીજીએ પોતે સાચું કહ્યું છે કે લોકમાન્યે સ્વરાજ્ય-ગીતાનો પૂર્વાર્ધ લખ્યો કે 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે.' જ્યારે ગાંધીજીએ એ જ ગીતાનો ઉત્તરાર્ધ પૂરો કર્યો અને કહ્યું 'વ્યાપક સ્વદેશી દ્વારા હું એ સ્વરાજ્યને સિદ્ધ કરીશ.'

લોકમાન્ય પોતાના યુગના સર્વશ્રેષ્ઠ રાજનીતિજ્ઞ હતા. કારણકે એમની બુદ્ધિમાં અસાધારણ વીરતા હતી. 'દેશના કરોડો લોકોમાં એવી જ વીરતા પડી છે અને એને હું જાગ્રત કરી શકું છું.' એ એમનો વિશ્વાસ હતો. આવો વિશ્વાસ જેમનામાં હોય તે જ પોતાની જાતને લોકમાન્યના અનુયાયી કહેવડાવી શકે છે. પોતાની વીરતામાં અને પોતાના દેશભાઈઓની ત્યાગશક્તિમાં વિશ્વાસ એ જ લોકમાન્યનું લોકમાન્યત્વ હતું,

ધનદોલતનો લોકમાન્યે કેટલો ત્યાગ કર્યો તેની તો આપણને કશી માહિતી નથી, અને તે મેળવવા ઇચ્છા ધરાવના પણ નથી. તેઓ સરકારી નોકરી

કરત તો કેટલું કમાત, હાઈકોર્ટ ન્યાયાધીશ બનત તો કેટલી પ્રતિષ્ઠા પામત, આનો જ્યારે કોઈ હિસાબ કરવા બેસે છે ત્યારે આપણને ખૂબ ચીડ ચડે છે. લોકમાન્ય મનુષ્ય હતા, મનુષ્યસહજ આકાંક્ષાઓ એમનામાં પણ હતી. એમના જીવનકાર્યનો પ્રારંભ તદ્દન સામાન્ય હતો. આ બધું ખરું છે. છતાં તે પહેલેથી તે છેલ્લે સુધી આગળ વધતા જ રહ્યા, ક્યાંય રોકાયા નહિ. બે બાબતો વચ્ચે જ્યારે જ્યારે પસંદગી કરવાનો પ્રશ્ન આવ્યો ત્યારે ત્યારે એમણે તુચ્છ વસ્તુનો ત્યાગ કરી ઉચ્ચ વસ્તુને જ ગ્રહણ કરી હતી. પોતાના ૬૩ વર્ષના જીવનકાળ દરમિયાન એમણે પોતાને હાથે એક પણ એવું કાર્ય ન થવા દીધું કે જેથી એમને કે દેશને શરમાવું પડે. એમની દેશભક્તિ અને વીરતાએ રાષ્ટ્રજીવનમાં કદી પણ પોતાનું સ્થાન ઊતરવા દીધું નથી.

લોકમાન્યના જીવનની બે બાબતો આપણને ખાસ આકર્ષે છે. અસાધારણ વિદ્વત્તા હોવા છતાં એમણે કદી દેશભક્તિના માર્ગમાં એને આડે નથી આવવા દીધી. જ્યારે એમને કોઈએ કહ્યું કે 'તમારી વિદ્વત્તા ત્રિખંડપંડિત થવા લાયક છે. તમે સંશોધન અને અનુશીલનનાં કાર્યો છોડીને રાજકારણની આ ગંદકીમાં શું કામ પડો છો?' ત્યારે એમણે જવાબ આપ્યો કે 'વિદ્વત્તાના ક્ષેત્રમાં મારી માતૃભૂમિ કદી વાંઝણી રહી નથી, ભવિષ્યમાં એવું વાંઝિયાપણું એને આવવાનું નથી; સ્વરાજ્ય વિના એનું સૌભાગ્યતિલક નષ્ટ પામ્યું છે. જો હું એ ફરીથી પ્રાપ્ત કરાવી દઉં તો સારી દુનિયાને ચકિત કરી નાખે તેવા સેંકડો સંશોધકોને એ જન્મ દેશે.' એમાં જ લોકમાન્યનું તિલકત્વ હતું.

બીજી વાત એ હતી કે જનતાને સ્વદેશી ભાષા દ્વારા રાજનૈતિક શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવાને કારણે એમને શરૂઆતથી જ અંગ્રેજી ભણેલા દેશનેતાઓ સમક્ષ ઘણા દિવસો સુધી અપ્રતિષ્ઠિત રહેવું પડ્યું. પરંતુ એમણે પોતાનો માર્ગ કદી છોડ્યો નહિ. દેશી ભાષામાં સ્વદેશની શક્તિ છે એ તેઓ બરાબર જાણતા હતા. દેશના કરોડો અભણ ભાઈઓની જાગૃતિમાં સ્વરાજ્યની કૂંચી છે એ પણ તેઓ જાણતા હતા. આથી એમણે પ્રથમથી જ એ કાર્ય કર્યું અને અંગ્રેજીમાં લખનાર, બોલનાર અને સ્વપ્નાં સેવનાર લોકો સાથે એ હમેશાં લડતા જ રહ્યા. લોકમાન્ય કાંઈ અજાતશત્રુ ધર્મરાજ ન હતા. એમનામાં સારા પ્રમાણમાં કડવાશ હતી, મોટા ઝઘડાખોર હતા. પરંતુ એમનામાં વ્યક્તિગત દ્વેષભાવ જરા પણ ન હતો. સ્વરાજ્યપ્રેમી વ્યક્તિ સાથે એમનો ગમે તેટલો ઝઘડો થયો હોય તોપણ એને સહકાર દેવામાં એ જરા પણ આંચકો ન ખાતા. પોતાના ઝઘડાથી એમણે કદી દેશને નબળો નથી પાડ્યો.

લખનૌ કોંગ્રેસ વખતે અને ખિલાફત–આંદોલનના દિવસોમાં એમણે મુસલમાનોને બતાવી દીધું કે તેઓ એમના શત્રુ ન હતા. શત્રુતામાં પણ તેઓ આજન્મ એકનિષ્ઠ રહ્યા. એમનો એક જ શત્રુ રહ્યો અને તે બ્રિટિશ સામ્રાજ્યની નોકરશાહી. જો લોકમાન્યની એકનિષ્ઠા આપણે દેશમાં પ્રસ્થાપિત કરી શકીએ તો આજની પરિસ્થિતિમાં સ્વરાજ્યના પ્રશ્નનો ઉકેલ લાવવામાં આપણને એક વર્ષ પણ નહિ લાગે.*

ઑગસ્ટ, ૧૯૩૮.

---

* મૂળ હિંદી ઉપરથી.

# આપણી સ્વરાજયાત્રા

## શ્રી. મોહનલાલ

### રાજકેદીઓના ઉપવાસ

દેશ સમક્ષ આજે અનેક પ્રશ્નો પડ્યા છે તેમાં રાજકેદીઓનો પ્રશ્ન સૌથી અગત્યનો અને ઉગ્ર બન્યો છે. અલીપુર અને ડમડમ જેલમાં આપણા રાષ્ટ્રની મોંઘી મિલકત સમા નેવાશી વીર પુરુષોએ ઉપવાસ આરંભી દીધા છે ને રોજ ને રોજ તેઓ પોતાના મૃત્યુ ભણી ડગલાં ભરી રહ્યા છે. એ વીરો વિષે આપણાં દિલમાં કેટલું માન અને કેટલો પ્રેમ છે તેની પરીક્ષા થઈ જાય એવો પ્રસંગ અત્યારે આવી પડ્યો છે.

રાજકેદીઓનો ઇતિહાસ આજે ભાગ્યે જ કોઈથી અજાણ્યો હશે કારણ કે એ પ્રશ્ન ઉપર ગાંધીજીએ પોતાની બહુમૂલ્ય શક્તિનો પુષ્કળ ભોગ આપ્યો છે અને એક વખત એ પ્રશ્ન ઉપર જ મહાસભાના મહાનમાં મહાન પ્રયોગ–પ્રધાનપદાંને છોડવાની પણ તૈયારી કરેલી છે. યુક્તપ્રાંત અને બિહારના બનાવો કોઈથી ભૂલી શકાય એવા નથી.

સૌએ એવી આશા રાખેલી જ કે મહાસભાવાદી પ્રાંતોની ઝડપે નહિ તો છેવટ ધીમી ગતિએ પણ પંજાબ અને બંગાળના રાજકેદીઓ તો છૂટી જ જશે, પરંતુ જૂની સરકારનું પ્રતીક હોય એમ એ બંને સરકારોએ એ આશાઓને ધૂળમાં જ મેળવી છે. ગાંધીજીના પ્રબળ પ્રયત્ને અને લોકમતના દબાણને વશ થઈ એમણે નજરકેદીઓ અને કેટલાક રાજકેદીઓને આજ સુધીમાં છોડ્યા તો છે, પરંતુ એમ કરવા માટેની આજની એમની ઝડપ જોતાં કેટલાય રાજકેદીઓનું આયુષ્ય જેલમાં જ પૂરું થઈ જાય એવો સંભવ છે.

દોઢેક વર્ષ પહેલાં રાજકેદીઓએ જ્યારે ઉપવાસ આદરેલા ત્યારે ગાંધીજીએ જ આખા રાષ્ટ્રની વતી એમની મુક્તિ માટે પ્રબળ પ્રયત્ન કરવાનું વચન આપેલું અને એવી આશા વ્યક્ત કરેલી કે તમે એકાદ વર્ષમાં તો મુક્ત થઈ જ જશો. અહીં એ વાતની યાદ આપવાની જરૂર હોય જ નહિ કે એ તમામ રાજકેદીઓએ વ્યક્તિગત તેમ જ સમૂહગત એવી ખાતરી આપી છે કે 'દેશને સ્વતંત્ર કરવા માટે હિંસાનો માર્ગ નિષ્ફળ નીવડ્યો છે એમ અમે સ્વીકારીએ છીએ.' આવી સ્પષ્ટ ખાતરી અને તે ઉપરાંત ગાંધીજીએ સ્વીકારેલી ખોળાધરી અને જેલમાંથી છૂટેલા અનેક કેદીઓનો વર્તાવ એ બધું બંગાળ કે પંજાબ સરકારનાં હૃદય પિગળાવવામાં ઉપયોગી થઈ શક્યું નથી. અને એટલે જ જીવનથી થાકીને આ વીરોએ ઉપવાસનો માર્ગ લીધો છે.

ઉપવાસની ટીકા કરવાનું ઘણું સહેલું છે, પરંતુ એમની સ્થિતિનો જો આપણે વિચાર કરીએ તો આપણને એમ થઈ જ જાય કે તેઓ ઉપવાસ ન કરે તો કરે શું? છેલ્લાં બે વરસથી એમનાં જીવન આશાતંતુ ઉપર લટકેલાં છે. એમનાં દિલમાં મોતનો ડર નથી, જીવનનાં સુખ ભોગવવા માટે બહાર નીકળવાની એમની ઇચ્છા નથી. એમની જ્વલંત ઇચ્છા તો આજે પણ એ જ છે કે છૂટા થઈને આજની નવી દૃષ્ટિએ — અહિંસક દૃષ્ટિએ માતૃભૂમિની સેવા કરીએ. એ વિનાનું જીવન એમને હવે અકારું થઈ પડ્યું છે. અને એટલે જ તેઓએ દેશને, ગાંધીજીને અને સરકારને કહ્યું છે કે 'જો આ રીતે જ અમારે જીવવાનું હોય તો મરવામાં અમને વધુ સુખ છે.'

પરંતુ એ બલિદાનવીરોની ભૂલ તો ત્યાં થઈ રહી છે કે જે નવી દૃષ્ટિએ આજે તેઓ માતૃભૂમિની સેવા કરવા ઇચ્છે છે તેમાં સુખદુઃખની પસંદગીને અવકાશ નથી. એમાં તો જે માર્ગ સાચો લાગે તે

આચરતાં જાલીમ તરફથી જે પ્રકારનું દુ:ખ આવે, એ હળવું હોય કે કઠણ હોય — તે શાંત ચિત્તે ને હસતા મુખે સહન જ કરવાનું હોય છે. આ દૃષ્ટિએ તેઓ આજે જેલમાંથી છૂટવા માટે ઉપવાસ કરે છે તે એમની અહિંસક વીરતાને ઝાંખપ લગાડે છે. અને તેથી જ દેશના તમામ નેતાઓ એમને ઉપવાસ છોડી દેવાની વિનતિ કરે છે.

સ્વાતંત્ર્યયુદ્ધમાં કોઈનો પણ દેહ પડે તે ઉપર આંસુ સારવાનાં હોય નહિ, એવું મૃત્યુ તો આંસુનું નહિ પણ ફૂલોનું અધિકારી હોય છે. ગાંધીજી અને બીજા આગેવાનો એ વીરોને આજે ઉપવાસ છોડવાની વિનતિ કરી રહ્યા છે તેનો અર્થ એ નથી તેઓ કોઈ પણ ભોગે એમનું જીવન જ ઇચ્છે છે. ગાંધીજીએ તો છેલ્લાં વીસ વર્ષથી આપણને શિખાડયું છે કે 'સ્વમાન ગુમાવવા કરતાં દેહ ગુમાવવાનું પસંદ કરજો.' આવો માણસ કોઈનો દેહ બચાવવા માટે ઝૂરે નહિ. એમની વેદના તો એ છે કે 'તમે દેશનું નવનીત છો. ઉપવાસનો માર્ગ સાચો નથી. એ માર્ગે જીવન ગુમાવો નહિ.' આ વિનતિને રાજકેદીઓએ હજી સુધી તો પોતાનાં દિલ અને દિમાગમાં ધારણ કરી નથી.

પરંતુ એ તો રાજકેદીઓના કર્તવ્યની વાત થઈ. તેઓ ઉપવાસ છોડે કે ન છોડે પણ રાષ્ટ્રનો ધર્મ આજે સ્પષ્ટ છે. જો આપણે વિનતિઓ કરી કરી એમના ઉપવાસ છોડાવીને જ શાંતિ પામશું તો આપણે એમની સાથે વિશ્વાસઘાત કરીશું ને આપણી કાયરતા અને સ્વાર્થાંધતા ઉપર મહોર મારીશું. આપણે એ ત્રિવિધ પાપમાંથી બચી જવાના આજે માર્ગો વિચારવા જ જોઈએ. અને બંગાળ સરકારના કઠણ હૃદયને પિગળાવવા માટે રાષ્ટ્રનાયકો તરફથી જે કાંઈ માંગણી કરવામાં આવે તે પૂરી પાડવી જોઈએ.

### વર્તમાનયુગનું પુણ્યકામ

આ અંક પ્રગટ થશે તે દિવસે મુંબઈમાંથી શરાબ અને તેના સાથીઓ અફીણ, ગાંજો, ચરસ ઇત્યાદિએ વિદાય લીધી હશે. એક વર્ષ પહેલાં અમદાવાદમાંથી પણ એ મંડળીને વિદાય આપી હતી, પરંતુ તે દિવસ કરતાં આજના દિવસનું મહત્ત્વ અનેક રીતે અનેકગણું વધારે છે. અમદાવાદમાં ભાગ્યે જ કોઈએ એ પ્રવૃત્તિનો વિરોધ કર્યો હતો. જ્યારે મુંબઈમાં તો કોઈ મહાન તોફાન જાગવાનું હોય એટલો વિરોધ થઈ રહ્યો છે. દૂર બેઠાં બેઠાં છાપાંના અહેવાલો વાંચનારને તો એવું લાગી જાય કે શું ત્યાં બળવો ફાટી નીકળશે? શું મુંબઈ સરકારને આ બધા લોકો ઉથલાવી મૂકશે? પરંતુ બીજી બાજુ સરકારની મક્કમતા, ગાંધીજીના નિશ્ચલ આશીર્વાદ અને લાખ્ખો લોકોનાં હૃદયની મૂંગી અને પ્રગટ સહાનુભૂતિ જોઈને એમ થાય છે કે આ એક જ કર્તવ્ય મહાસભાના પ્રધાનપદના પ્રયોગને સફળ અને સિદ્ધ બનાવશે.

નશાબંધીનો અનેક પ્રકારે વિરોધ થઈ રહ્યો છે, તેમાં છેલ્લામાં છેલ્લો પ્રકાર ડૉ. ગિલ્ડરનો બહિષ્કાર કરવાનો છે. જે પારસી જમાતે આ ઠરાવ કર્યો છે તેમણે પોતાની બુદ્ધિને કયાં મૂકી હશે તે જ સમજાતું નથી. તેઓ એટલું પણ નહિ સમજતા હોય કે દારૂબંધી કરનાર ડૉ. ગિલ્ડર નથી, એ તો એક વિશાળકાય સરકારનું નાનકડું અંગ જ છે? જો કોઈનો બહિષ્કાર કરવો જ હોય તો મહાસભાનો અને સરકારનો કરવો જોઈએ. કારણ કે નશાબંધી ડૉ. ગિલ્ડરે નહિ પણ એમણે કરી છે. પરંતુ વિરોધીઓ આજે ભાન ભૂલ્યા જણાય છે. એમને પહેલાં તો એવી આશા હતી કે સરકાર ડરી જશે, હારી જશે, ને આ છોડી દેશે. પરંતુ સરકારને ડરવાનું કંઈ કારણ નથી કારણ કે એનું અસ્તિત્વ જ એ માટે છે. જો એ આવું કાર્ય ન કરી શકે તો એણે ખસી જવું જોઈએ એવો સ્પષ્ટ આદેશ છે.

### સુભાષબાબુ

સુભાષબાબુની પ્રવૃત્તિઓ એ પણ આજે તો મોટો બનાવ ગણાવો જોઈએ કારણ કે તેઓ મહાસભાના નેતાઓ સામે આજે મરણિયો સંગ્રામ ખેલવા માટે મેદાને પડચા જણાય છે. એમનો ત્યાગ ભોગ અને પ્રતિષ્ઠાને આપણે વંદન કરીએ, પરંતુ

આજે તેઓ જે એકનું એક બોલ્યા કરે છે તે તો હજાર વખત સાંભળવા છતાં સમજમાં આવતું જ નથી. એમ લાગે છે કે તેઓ ક્રોધ અને નિરાશામાં આજે સમતોલન ગુમાવી બેઠા છે. મહાસમિતિના ઠરાવ સામે એમણે તા. ૯ મીએ જે બળવો જગાવ્યો તેને લઘુમતિનો પોકાર ગણવો કે મહાસભાની જડ ઉપરનો પ્રહાર ગણવો તે સમજવાનું જરા યે અઘરું નથી. અમે એવી તો આશા રાખેલી જ કે તેઓ રાષ્ટ્રપતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં પહેલાં બંગાળ પ્રાંતિક સમિતિનું પ્રમુખપદ તો છોડી જ દેશે. પરંતુ એમ કરવાનું તેઓએ વ્યાજબી ધાર્યું જ નથી. એમ જણાય છે કે તેઓ પોતે ખૂબ કુનેહપૂર્વક કામ કરી રહ્યા હોય એમ માને છે. એમના મનમાં એવી ભ્રમણા છે કે જો એમની સામે શિસ્તનાં પગલાં લેવામાં આવશે તો એમનો પક્ષ બળવાન બનશે. એટલું ખરું કે તા. ૯ મીએ જેવા દેખાવો થયા તે કરતાં યે ઉગ્ર દેખાવો તે દિવસે થશે, પરંતુ એથી એમનો પક્ષ બળવાન બને એ વાતમાં સાર લાગતો નથી. અત્યાર સુધીનો અનુભવ એમ કહે છે કે મહાસભાની સામે શીંગડાં ભરાવનાર મહાસભાને પછાડી શક્યા નથી, પણ પોતે જ પડી ગયા છે. સુભાષબાબુ ઘણા મોટા પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત માણસ છે, પરંતુ તેઓ એમાં અપવાદ બનશે નહિ. કારણ કે લોકો હવે રાજકારણના મર્મને ધીમે ધીમે સમજવા લાગ્યા છે.

સુભાષબાબુને ખરેખર એમ લાગતું હોય કે મહાસમિતિનો ઠરાવ અયોગ્ય છે તો એમની પાસે નીચેના માર્ગો સાફ પડ્યા છે.

૧ મહાસભાના પ્રાથમિક સભ્યોને પહોંચી જઈ એમને પોતાના પક્ષમાં ખેંચે. જલદી ખેંચી શકે તો એમના જોરે અત્યારે જ મહાસભાનું અધિવેશન માગે ને ત્યાં એ ઠરાવને ઉડાડી દે.

૨ બંગાળ પ્રાંતિક સમિતિના પ્રમુખપદનું અને પોતાના બીજા હોદ્દાઓનું રાજીનામું આપી દઈ એમનામાં શક્તિ હોય તેટલા જોરે લોકમત કેળવે.

૩. એમ ન બને તો બંગાળમાં, જ્યાં પ્રાંતિક સમિતિ એમની જ છે, ત્યાંથી મંજૂરી લઈ એ પ્રાંતમાં જ સત્યાગ્રહનો સફળ પ્રયોગ કરી બતાવે. આમ કરશે તો લોકોને એ વાતની પણ ખાતરી થઈ જશે કે પ્રજા યુદ્ધ માટે તૈયાર છે.

આમાંનો એકેય માર્ગ ન લેતાં એમણે હિંદભરના પ્રવાસનો માર્ગ લીધો છે તે કોઈ રીતે સમજવામાં આવતું નથી. મહાસભાની દૃષ્ટિએ જે પ્રાંત ઘણો જ નબળો છે તે પ્રાંતમાં જ તેમણે પોતાની શક્તિઓનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ એમ કહેવામાં એમનો જરીપણ અવિનય નથી. આજનો એમનો પરિશ્રમ જે માતૃસંસ્થાનું દૂધ પીને આખો દેશ ઊછર્યો છે તેને જ ત્રાસ આપનારો છે. એમનો આ પરિશ્રમ ચાલુ રહેવા દેવામાં આવે તો મહાસભાનું આખું મંડાણ જ તૂટી પડે. મહાસમિતિનો એકેય ઠરાવ એવો તો હોય જ નહિ કે જેનો કોઈ વિરોધ ન કરે. સુભાષબાબુનો સિદ્ધાંત સ્વીકારીએ તો એવા વિરોધીઓ મહાસમિતિનો મંડપ છોડ્યા પછી એ ઠરાવના નાશની પ્રવૃત્તિમાં જ લાગી જાય અને પ્રજાતંત્રના નામે અંધાધૂંધી જ મચાવી દે. આવો વિરોધ કોઈ સામાન્ય સભ્ય કરે તો તો હજીયે સમજી શકાય, પરંતુ જેમના માથે એ ઠરાવના અમલની જવાબદારી રહેલી છે એવા મહાસભાના હોદ્દેદારો જ એમ કરે પછી કોઈ પણ ઠરાવનો અર્થ જ ક્યાં રહે ?

અને વાત એટલેથી જ અટકી નથી. સુભાષબાબુએ દારૂનિષધને અંગે એક પછી એક જે નિવેદનો કર્યાં છે તે તો આ માર્ગમાં એમની કૂચ કેટલી ઝડપથી થઈ રહી છે તે બતાવે છે. હમણાં એમણે મુંબઈની ફૉરવર્ડ બ્લૉકની સભામાં તો ત્યાં સુધી કહ્યું કે 'જો મહાસભામાંથી મને કાઢી મૂકવામાં આવશે તો હું એની સમાન સંસ્થા ઊભી કરીશ.' આ શબ્દો ખરેખર એમના જ હોય તો તેઓ અતિશય ઝડપથી પોતાનું સ્થાન અને જ્ઞાન ગુમાવી રહ્યા છે એમ સાથે કહેવું જ જોઈએ.

## હૈદ્રાબાદના સુધારા

જેની કેટલાયે સમયથી રાહ જોવાતી હતી તે

સુધારાનો ખરડો હૈદ્રાબાદ રાજ્યે પ્રગટ કરી દીધો છે. જે રાજ્ય હિંદમાં સૌથી મોટું છતાં સૌથી પછાત છે તે પોતાના સુધારામાં ' જવાબદાર રાજતંત્ર ' જેવું આપી દેશે એવી તો કોઈએ આશા નહોતી રાખી, પરંતુ આટલી મોટી આશાઓ આપીને અને જહેમત ઉઠાવીને આવા સુધારાઓ આપશે એવી પણ કલ્પના નહોતી. અજબની વાત તો એ છે કે આ સુધારાઓ, જેમાં રાજ્યની ૧૨ ટકા મુસ્લિમ પ્રજાને ૮૮ ટકા જેટલી પ્રજા જેટલું જ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે તે એનો વિરોધ કરે છે ને તેનું પરિણામ હિંદુ-મુસ્લિમ–રમખાણ થવાની હદ સુધી આવી પહોંચ્યું છે. મુસ્લિમોને આટલું મોટું પ્રતિનિધિત્વ આપવામાં રાજ્યે દલીલ એ કરી છે કે ' આ રાજ્યમાં એમનો મોભો, સ્થાન અને પરંપરા એવી છે કે એમને આટલા અધિકારો મળવા જ જોઈએ. ' અભ્યાસીઓ આ વિધાનનો જવાબ આપે છે કે ' આ સાવ જુદી વાત છે. જો એ રીતે જ અધિકાર આપવા હોય તો ત્યાંની મરાઠા કોમ, જેની વસ્તી મુસ્લિમો કરતાં વધુ છે અને જેણે જ હૈદ્રાબાદ લડીને જીત્યું હતું અને એમની મહેરબાનીથી જ મુસ્લિમોએ અધિકારો મેળવ્યા હતા, તેમને જ મળવા જોઈએ. ' પરંતુ આ યુગની દૃષ્ટિએ આપણે જોઈએ તો ભૂતકાળની કોઈ પણ બહાદુરી, ચાંચિયાગીરી કે દગાઈને આજે વિચારવી જ ન જોઈએ. આજની પરિસ્થિતિ લક્ષમાં રાખીને જ સુધારાની રચના થવી જોઈએ. શું હિંદના મુસ્લિમો આવા સુધારાઓ કાશ્મીરમાં થાય તો સ્વીકારશે ? ત્યાં બરાબર હૈદ્રાબાદ કરતાં ઊલટી જ સ્થિતિ છે.

આ ઉપરાંત હૈદ્રાબાદના આર્ય–સત્યાગ્રહ પ્રત્યે રાજ્યે એ જ જુલમી વલણ અખત્યાર કર્યું છે. હજી પણ એમને ખાતરી આપવામાં નથી આવી કે તેઓ પોતાના ધાર્મિક સમારંભો કોઈ પણ પ્રકારની રોક-ટોક વિના કરી શકશે. આર્ય–સત્યાગ્રહીઓએ આજ પહેલાં અપૂર્વ બલિદાનો આપી પોતાની સચ્ચાઈને સિદ્ધ કરી છે અને જ્યારે સુધારા પ્રગટ થયા છે ત્યારે રાજ્યને કોઈ પણ પ્રકારનું જુલમ કરવાનું બહાનું ન મળી જાય તે માટે સત્યાગ્રહ મોકૂફ રાખીને આજની પરિસ્થિતિને શાંત ચિત્તે વિચારે છે. આપણે એવી આશા રાખીએ કે હૈદ્રાબાદ-સત્યાગ્રહની સમિતિઓ રાજ્ય પાસેથી પોતાની તદ્દન નજીવી છતાં જીવનના શ્વાસ જેટલી જરૂરી માગણીઓ સંતોષી શકશે અને આજના સત્યાગ્રહનો અંત આવશે.

આ સુધારાની તરફેણમાં માત્ર એટલું જ કહી શકાય કે જ્યાં ઘોર અંધારું હતું ત્યાં આશા આપતું એક કિરણ છેવટે પ્રકાશ્યું છે. જો પ્રજાશક્તિ વધારવામાં એ કિરણનો ઉપયોગ થઈ શકે તો કોઈક દિવસ એમાંથી પૂરેપૂરો પ્રકાશ મળી શકશે.

## ભારતના એલચી

પંડિત જવાહરલાલજી સિલોનથી પાછા આવી ગયા છે. તેઓ ત્યાં શું કરી આવ્યા છે તેની પૂરી વિગતો તો મહાસભાની કારોબારીની બેઠક મળી ગયા પછી પ્રજા જાણી શકશે. અત્યારે તો એટલું જણાયું છે કે તેઓ પોતાના પ્રયાસમાં જેમ પૂરા સફળ થયા નથી તેમ નિષ્ફળ પણ ગયા નથી. બંને પલ્લાં સરખાં જ લાગે છે. એક કામમાં પૂરેપૂરી સફળતા મળી છે અને તે એ કે તેઓએ હિંદવાસીઓ અને લંકાવાસીઓ વચ્ચે જે ઝેર ફેલાઈ રહ્યું હતું તેને અટકાવ્યું છે ને એ બંને પ્રજાઓ, જે સંસ્કૃતિ અને હજારો વર્ષોના સહકારને લઈ એક પ્રજા જ છે તેમનામાં વ્યાપતી જતી વેરની લાગણીને ઘણી જ નબળી બનાવી દીધી છે.

સિલોનથી પાછા ફર્યા પછી મદ્રાસમાં અને મુંબઈમાં એમણે જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે ઉપરથી લાગે છે કે મહાસભાની કારોબારી આ ગંભીર પ્રશ્ન ઉપર દેશને પૂરેપૂરી સમજ આપશે ને દોરશે.

## સરહદનો પ્રવાસ

સરહદ પ્રાંતે આપણી છેલ્લી લડતમાં અપૂર્વ બલિદાન આપ્યું હતું અને આજે ત્યાં મહાસભાનું પ્રધાનમંડળ છે. છતાં આપણે એ પ્રદેશના રાજકારણ વિષે જાણે ઓછું જ જાણતા હોઈએ તેવું લાગે છે. એ પ્રદેશમાં દરેક પક્ષ અને કોમના નેતાઓના પ્રવાસો થાય છે તે પણ જાણે રહસ્યવાળા લાગે છે. આ

વખતના ગાંધીજીના પ્રવાસે એ રહસ્યને પ્રગટ કર્યું છે. એમ જણાયું છે કે ત્યાંના મહાસભાવાદીઓમાં ભારે ફાટફૂટ પડી છે અને મહાસભા–ધારાસભાપક્ષમાં પણ ભારે મતભેદો છે. ત્યાંનું પ્રધાનમંડળ મહાસભાના અન્ય પ્રાંતો જેટલું બળવાન અને સુસ્થિર નથી લાગતું. ગાંધીજીના છેલ્લા પ્રવાસે આ મતભેદો અને ફાટફૂટોને દૂર કરવામાં સફળતા મેળવી હોય એમ જણાય છે. ખાનસાહેબ, જે આ મતભેદોથી થાકીને આઘા ખસ્યા હતા તેમણે ફરી પાછું સુકાન હાથમાં લઈ લીધું છે. આપણે એવી આશા રાખીએ કે ગાંધીજીની હાજરીમાં જે એકતા અને વિશ્વાસની પુનર્રચના થઈ છે તે હવે અખંડ રહેશે.

●

## સાદો ભોળો આઈન્સ્ટાઈન

[અનુસંધાન પૃષ્ઠ ૩૯૨ થી]

નહિ અને બે બનાવો એક જણને સાથે બન્યા હોય એમ લાગે તે બીજાને ન લાગે એ વસ્તુ તદ્દન સંભવિત છે. આઈન્સ્ટાઈનના આ તત્ત્વમાંથી કાળ એ ચોથું ગણક ( dimension ) ઉત્પન્ન થયું. વિશ્વમાંની દરેક ચીજ બીજી બધી ચીજોની દૃષ્ટિએ પોતપોતાની લંબાઈ પહોળાઈ અને જાડાઈમાં ફરતી હોવા છતાં એ બધી ચીજોને એ ત્રણ મહત્ત્વો ઉપરાંત પોતાનું સ્વતંત્ર કાલ–મહત્ત્વ પણ છે.

જ્યારે હિટલરના હાથમાં રાજકારણ આવ્યું ત્યારે આઈન્સ્ટાઈનને જર્મની છોડવું પડ્યું. નાત્સી લોકોએ પોતાનું પોત બરાબર પ્રકાશીને જગતના આ મહાનમાં મહાન વિજ્ઞાનશાસ્ત્રીને પાણીચું આપ્યું—કારણ એ જ્યૂ હતો. એકેડેમી ઑફ સાયન્સમાંથી એને બરતરફ કર્યો, એની માલમિલકત અને એની હોડકી પડાવી લીધી. એની બૅંકમાંની બધી મૂડી જપ્ત કરી, અને જાણે આટલું બસ ન હોય એમ "શસ્ત્રો સંતાડેલાં છે કે કેમ તે જોવા" એના ઘરની ખૂણેખાંચરે ઝડતી લીધી !!! આખરે અમેરિકાએ એને વધાવી લીધો. અને કયું રાષ્ટ્ર એને ન વધાવી લે ?

એક સ્ત્રીએ એકવાર આઈન્સ્ટાઈનને પૂછ્યું: "તમને પોતાને સોએ સો ટકા ખાતરી છે કે તમારા સિદ્ધાંતો સાચા છે ?"

"હું માનું છું કે એ સાચા છે." આઈન્સ્ટાઈને કહ્યું. "પણ એ વાત નક્કી તો ઇસ્વી સન ૧૯૮૧માં થશે; ને ત્યારે તો હું મરી ગયો હોઈશ."

"ત્યારે શું થશે ?" સ્ત્રીએ ફરી પૂછ્યું.

"જો હું સાચો હોઈશ તો જર્મન લોકો કહેશે કે હું જર્મન હતો, અને ફ્રેંચ લોકો જર્મનીને મહત્ત્વ ન આપવા માટે કહેશે કે હું જ્યૂ હતો. જો હું ખોટો ઠરીશ તો જર્મન લોકો કહેશે કે હું જ્યૂ હતો ને ફ્રેંચ કહેશે કે હું જર્મન હતો."

આજે પ્રિન્સ્ટન યુનિવર્સિટીમાં આઈન્સ્ટાઈને નવું ઘર માંડ્યું છે. કદી નહોતી કરી એટલી મહેનત અને અભ્યાસ એ આ ઉમરે પણ કરે છે. પણ એની સાદાઈ, સહૃદયતા અને ભાવનાપ્રધાનતા તો એવાં ને એવાં જ રહ્યાં છે. આઈન્સ્ટાઈનને પ્રત્યક્ષ મળતાં પહેલાં તમને એમ થાય કે તમે એક મહાન પુરુષની જોડે વાર્તાલાપ કરવાનો અનુભવ મેળવવાના છો, પણ પ્રત્યક્ષ મળ્યા પછી જ ખબર પડે કે તમારો અનુભવ તો એથી ક્યાંયે વધુ ઉચ્ચ કોટિનો હતો—કારણકે એ અનુભવ હોય છે એક સહૃદય અને સારા માણસને મળ્યાનો. *

---

* અમેરિકન નિયતકાલિક "નેશન"માંના એક લેખનો ટૂંકો સાર.



**જીવનસંસ્કૃતિ :** કાકા કાલેલકર : નવજીવન પ્રકાશન-મંદિર : અઢી રૂપિયા.

કાકાસાહેબના લેખ-ગ્રંથો જેમ જેમ પ્રગટ થતા જાય છે તેમ તેમ આપણું આશ્ચર્ય વધતું જ જાય છે કે કાકાસાહેબે આટલું બધું લખ્યું ક્યારે ? કાકાસાહેબનાં નાનાં પુસ્તકો બાદ કરતાં આ ગ્રંથ ત્રીજો છે, અને જાણવા મળ્યું છે કે આવા અનેક ગ્રંથો હજી પ્રગટ થશે.

આ ગ્રંથમાં તેમ જ પ્રગટ થયેલા કે થવાના ગ્રંથોમાં જે લેખો આવે છે તે એક વખત છપાઈ ગયેલા જ છે ને વિશાળ વાચકવર્ગે એ વાંચેલા પણ છે, છતાં નવલકથા કરતાં યે વધારે ઝડપથી આ ગ્રંથોનો ઉપાડ થતો જાય છે તે જાણવું અગત્યનું છે. આપણે ન જાણતા હોઈએ તો જાણવું જોઈએ કે 'જીવનવિકાસ' અને 'જી વ ન ના આ નં દ' ની આવૃત્તિ ખલાસ થઈ ગઈ છે ને બહુ સમય થયા એની નવી માંગ ઊભી છે. શાને લઈને કાકાસાહેબનું લેખન આટલું પ્રિય થાય છે તે આજના સાહિત્યકારોએ અને પ્રકાશકોએ જાણવા જેવું છે. અમને એક કારણ તો એ લાગે છે કે કાકાસાહેબનું તમામ સાહિત્ય તેઓ કહે છે તેમ જીવનને અનુલક્ષીને જ લખાયેલું હોય છે. એ વાંચતાં વાંચતાં આપણને આપણા જીવનપ્રવાહનું સતત સ્મરણ રહ્યા કરે છે ને એ પ્રવાહ કઈ બાજુ જઈ રહ્યો છે ને કઈ બાજુ જવો જોઈએ તેનું ભાન પણ થાય છે. બીજું કારણ એ છે કે કાકાસાહેબની ભાષા અને શૈલી કાવ્યમય હોય છે. 'કાવ્ય' નામ સામે આજે સામાન્ય લોકોને ચીડ છે. એની વ્યાખ્યા જ આજે એવી છે કે જે કવિ સિવાય કોઈ ન સમજી શકે તે કાવ્ય. પણ એ કાવ્યની અહીં વાત નથી. આ કાવ્ય તો માણસને સંગીત જેવું મધુર, સ્વજન જેવું હેતાળ અને ગુરુ જેવું ગૌરવશીલ લાગે છે. એટલે જ કાકાસાહેબનું લેખન જેમ ચિંતનની પ્રેરણા જગાડે છે તેમ કાવ્યનું માધુર્ય પણ આપે છે. કાકાસાહેબના ગંભીરમાં ગંભીર લેખો વાંચતાં આપણું મન વિષાદથી ભરાઈ જતું નથી કે આપણું માથું વિચાર-ભારથી પાકી જતું નથી. લેખન ગંભીર હોવા છતાં આપણું મન એક જાતની હળવાશ અને મોકળાશ અનુભવે છે. આ તત્ત્વ જ એમના વાચનને અત્યંત લોકપ્રિય બનાવે છે.

આ ગ્રંથમાં સામાજિક અને સંસ્કૃતિવિષયક લેખોનો સંગ્રહ છે. એ લેખોનું પૃથક્કરણ કરવાનું હોય નહિ. એટલી જગ્યા પણ કોઈ પત્ર ફાજલ પાડી શકે નહિ. અહીં તો એટલું જ કહેવાનું હોય કે આ એક નવો રત્નભંડાર ગુજરાત પાસે આવ્યો છે. આપણને જો જ્ઞાનનું ગુમાન ન હોય અને અજ્ઞાનનો અંધાપો ન હોય તો એ વાંચીએ ને વિચારીએ.

**હિંદનું ફેડરલ રાજ્યબંધારણ અને દેશીરાજ્યો :** લે. હરકાન્ત શુક્લ : ન્યાયાધીશ, લાઠી સ્ટેટ કાઠિયવાડ : મૂલ્ય ચાર રૂપિયા.

આવા પુસ્તકની સમાલોચના તો આ વિષયનો કોઈ પ્રખર અભ્યાસી હોય તે જ લઈ શકે. અમે તો એટલું જાણ્યું છે કે નવા રાજ્યબંધારણ ઉપર ગુજરાતી ભાષામાં ગ્રંથ રચવો ને પ્રગટ કરવો તે એક પ્રશંસ્ય સાહસ છે. આવું સાહસ શુક્લે કર્યું છે તે બદલ તેમને અભિનંદન ઘટે. પુસ્તકની પ્રસ્તાવના એક સ્વતંત્ર લેખ જેવી અને બંધારણની

સમાલોચના જેવી છે. એનું વાચન આ વિષયના તદ્દન અનભિજ્ઞને પણ થોડી માહિતી આપશે. પુસ્તકમાં બંધારણનો ટૂંકો ઇતિહાસ, પ્રાંતિક સ્વાયત્ત તંત્ર તથા સમવાયતંત્ર અને દેશીરાજ્યોનો તે સાથેનો સંબંધ શક્ય તેટલી સરળ રીતે બતાવવાનો પ્રયત્ન થયો છે. આવાં પ્રકાશનને અમે આવકારીએ છીએ.

**ખોલકી અને નાગરિકા** (વાર્તાઓ) લે. સુન્દરમ્. ગતિ અને રેખા : અમદાવાદ : મૂલ્ય : આઠ આના

કવિ અને વાર્તાકાર તરીકે સુપ્રસિદ્ધિ પામેલા શ્રી. સુન્દરમની વિશિષ્ટ પ્રકારની પાંચ વાર્તાઓનો આ સંગ્રહ છે. આમાંની છેલ્લી વાર્તા 'ખોલકી' જ્યારે પ્રથમ પ્રસિદ્ધિ પામી ત્યારે એણે 'સુરુચિભંગ થયો છે કે કેમ?' એ વિષે ઠીક ચર્ચા જગાવેલી. આ સંગ્રહની પાંચેપાંચ નહિ તો ત્રણ વાર્તાઓ તો એ ચર્ચાને ઉગ્ર બનાવશે જ. અમારો પોતાનો મત એવો છે કે આ વાર્તા સુરુચિભંગ કરનારી છે અને સામાન્યજનોને વાચન આપવા માટે જે માળા શરૂ થઈ છે તેના પ્રથમ મણકા તરીકે સર્વથા અયોગ્ય છે.

આ વાર્તાના લેખકની પ્રતિષ્ઠા જોતાં આ વાર્તાઓ ઉપર વિશેષ ચર્ચા થશે એમ અમે ધારીએ છીએ. જો એમ થશે તો એ વખતે અમારા મતનું સમર્થન કરતી વિગતો રજૂ કરવાની છૂટ રાખીને અત્યારે તો ચોખ્ખો અભિપ્રાય જ ઉચ્ચારી લઈએ છીએ.

**ગુજરાતની અસ્મિતા** (વ્યાખ્યાનસંગ્રહ) લેખક શ્રી. કનૈયાલાલ મુનશી પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ્ : સોલ એજન્ટઃ-શિષ્ટ સાહિત્ય ભંડાર : મુંબઈ.

કરાચીના સાહિત્યસંમેલનને શ્રી. મુનશીની અર્ધશતાબ્દિને અંગે જે ઠરાવ કરેલો તે યોગ્ય તો નહોતો જ. પરંતુ એ ઠરાવ અનુસાર બીજું કશું ન કરતાં શ્રી. મુનશીના આગ્રહને વશ થઈ માત્ર આ પ્રકાશન જ કર્યું તે સર્વથા યોગ્ય કર્યું છે. આ માટે શ્રી. મુનશીને અને સાહિત્યપરિષદ્‌ના મંત્રીઓને આપણે ધન્યવાદ આપવા જોઈએ.

આ સંગ્રહનાં ઘણાં ખરાં વ્યાખ્યાનો અગાઉ વાંચેલાં તે બરાબર યાદ છે. એ વખતે એ વ્યાખ્યાનોની ભાષા જેટલી જોરદાર લાગેલી તેટલી જ આજે આડંબરી લાગે છે. એમ લાગે છે કે છેલ્લાં દસ વર્ષમાં ગુજરાતી ભાષાનો પ્રાણ જેમ બળવાન બન્યો છે તેમ એ ભાષાનું કલેવર પણ બદલાઈ ગયું છે. આજે જોશ પૂરવા કે ચિંતન પ્રગટ કરવા ભાષાને કઠિન નથી બનાવવી પડતી. એ સિવાય તો આ સંગ્રહનાં વ્યાખ્યાનો દરેક ગુજરાતપ્રેમી માણસે વાંચવા જેવાં છે.

પુસ્તકના આરંભમાં મંત્રીઓનું વક્તવ્ય છે. એમાં શ્રી. મુનશીના સાહિત્ય અને જાહેરજીવનના ગુણ-દોષની ચર્ચા કરી છે. પરંતુ એ ચર્ચા એટલી બધી ભક્તિપૂર્વક થઈ છે કે દરેકે દરેક દોષનો બચાવ જ કરવામાં આવ્યો છે. એમ છતાં શ્રી. મુનશીને ઓળખવા માટે એ વક્તવ્ય વાંચવા જેવું છે.

**પુસ્તકાલયપ્રવૃત્તિ** (ભાષણો અને લેખો ભા. ૨ જો) સં. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ વડોદરા. મૂલ્ય : દોઢ રૂપિયો.

વડોદરાના પુસ્તકાલયમંડળની અનેકવિધ સાહિત્ય-સેવામાં આ પુસ્તક મહત્ત્વનો ઉમેરો કરે છે. આમાં મુખ્યત્વે પુસ્તકાલયપરિષદોના પ્રમુખનાં વ્યાખ્યાનો સંગ્રહવામાં આવ્યાં છે અને છેવટ થોડાક લેખો છે. આ પુસ્તકની યોજના અને તૈયારી સ્વ. મોતીભાઈ અમીને કરેલી, પરંતુ તેઓ આ પુસ્તકનું પ્રકાશન જોઈ શક્યા જ નહિ. આ પુસ્તકને આવકાર આપતી વખતે કહેવાનું એટલું જ છે કે આ પચાસ ઉપરાંત વ્યાખ્યાનોમાં જ્યાં જ્યાં એકનું એક આવે છે ત્યાં ત્યાં એ કાપી નાખી ન શકાત? એથી વ્યાખ્યાન-કર્તાઓને કંઈ માઠું લાગત એમ અમે માનતા નથી.

**જીવતા તહેવારો** (ત્રીજી આવૃત્તિ) કાકા કાલેલકર : નવજીવન પ્રકાશનમંદિર : અમદાવાદ : મૂલ્ય ૧૨ આના.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે તે જેમ એની લોકપ્રિયતાનો પુરાવો છે તેમ આપણા સમાજની ઉત્સવપ્રિયતાનો પણ પુરાવો છે. આ ત્રીજી આવૃત્તિ સહિત આ પુસ્તકની કુલ ૭ હજાર નકલ થશે. લોકોને વાર્તાઓ અને નવલકથાઓ જ ગમે છે એમ કહેનારાઓએ જાણવા જેવું છે કે આપણે ત્યાંની

કોઈક જ નવલકથાએ પાંચ વર્ષમાં છ હજારનો આંકડો ભાળ્યો છે. અમે આ પુસ્તકનું સ્વાગત કરીએ છીએ.

**જગતનો આવતી કાલનો પુરુષ :** અનુ૦ મગનભાઈ પ્રાપ્તિ : પ્ર૦ જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ : સ્થાન : નવજીવન કાર્યાલય : અમદાવાદ.
મૂલ્ય : બાર આના.

આ પુસ્તકના પ્રકાશન માટે સૌથી પહેલું અભિનંદન શ્રી જૈન સાહિત્ય પ્રકાશનસમિતિને આપવું જોઈએ, કારણ કે જે પ્રકાશનસમિતિની આગળ એક સંપ્રદાયનું નામ હોય તે જગતના તમામ પરમ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ ઝીલે એવું ભાગ્યે જ બને છે. આ પ્રકાશનસમિતિએ એ પ્રકારની સંકુચિતતા પ્રથમથી જ છોડી છે તે ખરેખર નોંધપાત્ર છે.

હિંદના મહાન તત્ત્વજ્ઞ સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનું 'The World's unborn soul' નામના વ્યાખ્યાનનો આ સુંદર અને ગંભીર અનુવાદ છે. પુસ્તકને અંતે 'સર્વધર્મસમભાવનો પંડિત' એ નામે સર રાધાકૃષ્ણનની જીવનરેખા આપી છે. અને એ પછી વિસ્તૃત ટિપ્પણો આપવામાં આવ્યાં છે. પુસ્તકનો મધ્યવર્તી પ્રશ્ન એ છે કે આજે વિજ્ઞાનની સહાયે આખું જગત બહુ નજીક આવી ગયેલું દેખાય છે, પરંતુ ખરેખર એમ છે ખરું ? માનવહૃદય એકમેકની નજીક આવ્યું છે? યુરોપીય ઇતિહાસની ભૂમિકા ઉપર આ એકતાની ચર્ચાનો એમણે આરંભ કર્યો છે અને જુદાં જુદાં તત્ત્વજ્ઞાનનું દર્શન કરાવતાં, ભારતીય તત્ત્વજ્ઞાન પાસે આપણને લઈ આવ્યા છે, ને તે પછી વર્તમાન અંધાધૂંધી વચ્ચે જે આશાકિરણો ઝબકી રહ્યાં છે તેનું દર્શન કરાવે છે.

આ પુસ્તક ગુજરાતમાં આવવું જ જોઈતું હતું.

**કલ્યાણયાત્રા** લેખક : શ્રી. દર્શક, પ્રકાશક : વોરા એન્ડ કં. પબ્લિશર્સ લિ. મુંબઈ ૨. મૂલ્ય દોઢ રૂપિયો.

ટૂંકી વાર્તાના સ્વરૂપની ૨૧૯ પાનાંની આ કથા ઘડાતા રાષ્ટ્ર–હિંદના વિવિધ અનુભવોવાળી લાંબી કથા–નવલકથાના એક ખંડરૂપ છે.

વાર્તામાં જે પિતાનું પાત્ર છે તે ઘણું કલામય છે. કથામાં જે અવાન્તર કથા આવે છે તે કાવ્યમય છે પણ એ નવલકથાના મૂળ પ્રવાહને રૂંધે છે. તે ઉપરાંત, આખી વાર્તામાં જે આડંબરી ભાષા વપરાયેલી છે તે કોઈ ચિંતનપ્રધાન કથાને જ અનુરૂપ છે. જ્યારે આમાં તો વાર્તા છે એક ગરીબ પિતાના સાદા જીવનની, એટલે અહીં એ ભાષા હાસ્યાસ્પદ જ લાગે છે. સામાન્ય લોકની જાહેરસભામાં બોલવું કે 'ધરિત્રીના ક્ષીર જેવું ઊજળું લવણ' અથવા એક સામાન્ય છોકરાને કોઈ યાત્રીનું કલ્પનાદર્શન કરાવી દેવું કે જે 'કોણ છો'ના જવાબમાં કહે 'પ્રાણ' અને 'ક્યાં જાઓ છો'ના જવાબમાં કહે 'જ્યાં જીવન રડે છે ત્યાં' એ ભદ્રંભદ્ર જેવું થઈ જાય છે. જ્યાં જવાબ આપવાનો છે ત્યાં સંસ્કૃતમાં લાંબું ભાષણ અપાય એ કેવું લાગે! અંગ્રેજી વાક્યો વચ્ચે વચ્ચે આવે તેની જોડણીની ભયંકર ભૂલો તરફ બીજા અવલોકનકારોએ આંગળી ચીંધી જ છે એ કરતાં વધારે ભૂલો ગુજરાતીની છે.

હિંસાને કોઈ માનતું નથી, એમ કહો કે એણે અહિંસાને ઓટલી ઓછી સાધી છે–Man does not march from error to truth but from truth to greater truth' 'માનવીમાં હિંસા તો છે, પણ તે શક્તિ નથી–અજ્ઞાન છે.' '(પ્રેમસ્વરૂપ) માતાને પેટે જન્મેલ માણસ પ્રેમને ન ઓળખે એ મનાય નહિ' આવાં આવાં સત્યોને સહેલી રીતે કહી બતાવનાર લેખક પાસેથી આપણે ઘણી આશા રાખી શકીએ.

**રૂપાની ગાય**--લેખક અને પ્રકાશક શરદ કાર્યાલય : અમદાવાદ કિંમત આઠ આના.

કિશોર–કિશોરીઓને ભજવવા યોગ્ય છ નાટિકાઓનો આ સંગ્રહ છે, તેમાં બે રવિબાબુની નાટિકાઓનો અનુવાદ છે અને એકનું વસ્તુ 'Les miserables' ફ્રેંચ નવલકથામાંથી લીધું છે. રવિબાબુની નાટિકાઓ સરસ છે, હાસ્યપ્રધાન છે. લેખકની મૌલિક નાટિકાઓમાંથી 'મામાને ઘેર' રસપ્રદ છે, 'કવિતું મૂલ્ય' સારી છે પણ કિશોરો માટે અસ્પષ્ટ છે. 'ભગતનું જાદુ' અને 'રૂપાની ગાય' ભજવતાં રસ પડે તેવી નથી જણાતી.



વર્ષ નવમું ] ૧૫ ઑગસ્ટ : ૧૯૩૯ [ અંક છઠ્ઠો

## ' કલાકારની નિષ્ક્રિયતા '

સાહિત્યકાર, કલાકાર કે હરકોઈ માનસી ક્રિયાના ઉપાસક ઉપર અત્યારે જો કોઈ મોટામાં મોટો દોષ આરોપાતો હોય તો તે તેની નિષ્ક્રિયતા વિષેનો છે. ક્રિયામાત્ર ઉપકારક છે માટે તેણે ક્રિયા કરવી એમ કોઇ કહેવા માગતું નથી; પણ તે પોતે જે વસ્તુને અંદર જુએ છે તેને બહાર મૂર્ત કરવાની ક્રિયામાં પોતાનો ફાળો લૌકિક દૃષ્ટિએ આપી શકતો નથી અને એટલા માટે એનું આંતરદર્શન એ મિથ્યા સ્વપ્ન જ રહે છે.

આ આરોપ સામે એક પક્ષ કલાકારની તટસ્થવૃત્તિનો ઉલ્લેખ કરે છે. અને તેથી કલાકારનાં આંતરદર્શન અને ક્રિયા-અસહકાર વચ્ચે એમને વિરોધાભાસ લાગતો નથી. બીજો પક્ષ આ તટસ્થવૃત્તિને જ નબળાઈ માને છે ને કલાકારનું સ્વપ્ન મિથ્યા, ભ્રામક ને મોહક ગણે છે.

જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ રજૂ કરતી આ વૃત્તિમાંથી જ કેટલેક અંશે ભાવના-વાદ ને વાસ્તવવાદનો જન્મ પણ થયો છે.

આ સઘળી વિવેચનાનો જન્મ એટલા માટે થયો છે કે ખરેખરા અર્થમાં મહાન એવો કોઈ કલાકાર અત્યારે જન્મતો નથી-આ જગ્યાએ ' કલા ' શબ્દ-સઘળી માનસી ક્રિયા પરત્વે વાપરેલો છે-એટલે એવી એક મહાન શૂન્યતાને લીધે અનેક પ્રકારની તોફાની વૃત્તિઓનું ઘર્ષણ કલાના ક્ષેત્ર ઉપર થઇ શકે છે. ખરેખરા અર્થમાં મહાન કલાકાર, એક રીતે કહો તો, યુગપરિવર્તનની ઘડી ઉપર જ દેખા દે છે ને એવા સત્ત્વસર્જન માટે કુદરત પણ, એનો સમય, આવ્યા વિના વંધ્યત્વ અનુભવે છે. આ વસ્તુ કોઇને અવૈજ્ઞાનિક લાગવાનો સંભવ છે ખરો, પણ અત્યારનું વિજ્ઞાન આંકડાની સાબિતી સ્વીકારે છે એ જોતાં, હિંદુસ્તાન પૂરતી વાત કરીએ

તો તુલસીદાસ પછી કોઇ મહાન કલાકાર જન્મ્યો નથી, અને એમ ન થવામાં કાંઈક કારણ હોવું જોઈએ. મહાન કલાકાર એ છે કે જે, પોતાની માનસી ક્રિયા પરત્વે એટલા વિશાળ, ચિરસ્થાયી અને મહાન અનુભવોના સાગરમાંથી પસાર થાય છે કે એનાં એ આંતરદર્શનને એણે આપેલું સ્વરૂપ અનેક ક્રિયાઓના સંભવસ્થાન જેવું બની રહે છે. એની એ માનસી ક્રિયા એટલી તલસ્પર્શી, ચિરસ્થાયી, સત્ત્વશાળી અને વિશાળ હોય છે કે માનવના હૃદયમાં રહેલી સુપ્ત ક્રિયાત્મક શક્તિને એ પ્રેરે છે, એટલું જ નહિ, મૈર્યા પછી પણ માનવ, વારંવાર પોતાની મુશ્કેલીઓનો તોડ એમાં જુએ છે. આવી માનસી ક્રિયાનો જે સ્વામી હોય તે કલાકાર કહેવાય–અને એવા કલાકારની અત્યારે ખામી છે. એટલેજ હરકોઇ માણસ કહી શકે છે કે મિથ્યા સ્વપ્નની ભૂમિ એ કલા ન હોઈ શકે.

કલા માટે જે માનસસાધના કરવી પડે છે ને એના જન્મ માટે જે તપ, ઉપાસના ને આરાધના કરવી પડે છે તે અત્યારના જમાનાને અપરિચિત છે.

કદાચ આ પારિભાષિક શબ્દો પણ એને અપરિચિત જેવા છે, અને જેમ પારિભાષિક શબ્દોના પરિચય વિના કોઈ સૂત્રનો મર્મ પકડી શકાતો નથી તેમ અત્યારે કલાનો મર્મ પણ ગ્રહી શકાતો નથી, અને જે વસ્તુ વિષે માણસને જ્ઞાન હોતું નથી, તેવી અપરિચિત વસ્તુને જેમ એ ફેંકી દેવાની સહજવૃત્તિ ધરાવે છે, તેમ કલા વિષે એને પરિચય નહિ હોવાથી એને પણ એ ફેંકી દેવા માગે છે. એ કહે છે–આ કલા નહિ, આ સ્વપ્ન નહિ, આ કલ્પના નહિ, આ સૌન્દર્ય નહિ–એમાંથી અમને કાંઈ મળતું નથી. ખરી રીતે માનવમાત્રને જોઈએ એવું આપવાનું તો મહાન કલાકાર પાસેજ હોય છે. કલાને પાછું જીવનમાં સ્થાન પ્રાપ્ત કરાવવું હોય તો મહાન કલાકારોને, મહાન ભક્તોને, મહાન વ્યક્તિઓને, હરેક મહાન ક્રિયાને–એણે સમજવું રહ્યું; ત્યારે જ એને ખબર પડશે કે હજારો ને લાખો ક્રિયાઓ કરતાં પણ વધારે મહાન એવી નિષ્ક્રિયતા હોઇ શકે છે; અને તે માત્ર કોઈ મહાન ક્રિયાવાન સમૃદ્ધ આત્મા પાસે જ હોય છે.

કલાકારની નિષ્ક્રિયતા–એ હજારો અનુભવોનો નિચોડ કૃતિઓમાં મૂકયા પછી મેળવેલી જરૂરી શાંતિ છેઃ એ નિષ્ક્રિયતા વિના એ ફરીવાર ક્રિયાવાન થઈ શકતો નથી. પ્રાસંગિક વિવેચન કરનારાઓ જ્યારે કલાનો, વિદ્યાનો, સંસ્કારનો, સંસ્કૃતિનો કે વૈજ્ઞાનિક શક્તિઓનો ઉપહાસ કરે છે ત્યારે તેઓ પોતે જેના વિષે કાંઇ જાણતા નથી એ વસ્તુઓનો ઉલ્લેખ કરે છે એમ સમજી લોકોએ કલાદષ્ટિને જીવનમાંથી ગુમાવવી ન જોઈએ. જે પ્રજા એક વખત કલાદૃષ્ટિ ગુમાવે છે તેને માટે સર્વસ્વ ગુમાવવું બહુ સહેલું થઈ પડે છે.

કલાદૃષ્ટિ જ નિત્યજીવનમાં અને નિત્યના કાર્યક્રમની પ્રેરક હોવી જોઈએ.

· ધૂમકેતુ

# સત્યની વિભૂતિઓ

दत्तात्रेय बालकृष्ण कालेलकर

ભગવાન વ્યાસે સત્યના તેર આકાર વર્ણવ્યા છે. અહિંસા, સમતા, સંતોષ વગેરે બધી જ સદ્‌વૃત્તિઓનો એમણે સત્યમાં અંતર્ભાવ કર્યો છે. જીવનના વિશાળ નિરીક્ષણ અને ઊંડા અધ્યયન પછી જ એમણે એ શોધ કરેલી હોવી જોઈએ કે અંતે સદ્‌ગુણ તો એક જ છે અને તે સત્યનું પાલન. જેમ બીજમાંથી અંકુર અને પલ્લવ ફૂટે છે તેમ એક સાર્વભૌમ સત્યમાંથી જ બધી શુભ વૃત્તિઓ અને અશેષ ધર્મસિદ્ધાન્તો નીકળે છે.

આવા અનુભવ પછી જ સાર નીકળ્યો કે સત્ય એ જ આત્મા, એ જ અંતરાત્મા અને એ જ પરમાત્મા કે વિશ્વાત્મા.

આમાં અતિશયોક્તિનું કાવ્ય ન હોય તો આપણો પરમ ધર્મ થાય છે કે સત્યનું સ્વરૂપ શું છે એ આપણે શોધવું જોઈએ. જીવનની જરા સરખી પણ જેને પિછાન છે તે જાણે છે કે સત્ય જેટલું સાવ પરિચિત લાગે છે તેટલું જ તે ગૂઢ છે, અદ્‌ભુત છે. જે લોકોએ જીવન સમસ્તને જોખમે સત્યની શોધ કરી છે, તેઓ કહે છે કે સત્ય અનંત છે, એનો અંત હજી હાથ લાગ્યો નથી. એ સીધું છે, સહેલું છે પણ અમર્યાદ છે, અને વિશેષ તો એ કે તે અવ્યર્થ છે.

સત્યનો અર્થ આપણે સામાન્ય રીતે શો કરીએ છીએ? સત્યનો હમેશનો અર્થ યથાર્થ કથન એટલો જ થાય છે. જેવું જોયું, જાણ્યું અથવા કલ્પ્યું હોય તેવું ને તેવું જ પ્રામાણિકપણે કહી દેવું તેનું નામ સત્ય. કહેલી વાત પરમાર્થતઃ સારી હોય કે ન હોય, આપણે જેવી સાંભળી અથવા જાણી અને માની તેવી ને તેવી તે કહી દેવી એ આપણો ધર્મ છે. આપણે એમાં અપલાપ ન કર્યો, પ્રતારણા ન કરી, ચિત્તશાઠ્ય ન કર્યું એટલે પત્યું. આપણે પોતાની સાથે સીધા રહીએ, સાચા રહીએ એ જ એમાં મુખ્ય વાત છે. યથાર્થ કથન એ જેટલો સામાજિક ધર્મ છે, (એમાં જેટલી સમાજસેવા રહેલી છે) એટલો જ એ સ્વધર્મ પણ છે. (એટલી જ એમાં આત્મ-સેવા પણ છે.) એ વ્રતની જેણે દીક્ષા લીધી છે તેને ધીમે ધીમે સત્યની સર્વ વિભૂતિઓ સુલભ થઈ જાય છે. અન્તરબાહ્ય સૃષ્ટિની રચના જ એવી છે કે જે સાચો સમાજધર્મ છે તે જ આત્મધર્મ પણ છે. આત્મધર્મ પ્રત્યેની પરમ નિષ્ઠામાંથી સમાજધર્મ સહેજે સૂઝે છે અને પળાય છે.

આમ છતાં યથાર્થ કથનમાં સત્યનો સંપૂર્ણ અંતર્ભાવ નથી થતો. સત્યનિષ્ઠા માણસ પાસેથી એથી ઘણી વધારે અને ઊંચી વસ્તુની અપેક્ષા રાખે છે. માણસને ભાગે એકલું જ્ઞાતૃત્વ કે ભોક્તૃત્વ નથી પણ કર્તૃત્વ પણ છે. સત્ય પ્રત્યે સીધા રહેવું એટલું બસ નથી પણ પોતે સત્યરૂપ થવું એ પણ એનો ધર્મ છે. માણસ પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલે એટલું બસ નથી; એણે પોતાનું આપેલું વચન પણ પાળવું જોઈએ. અને વચન પાળવામાં પોતે ઉત્પન્ન કરેલી રાસ્ત અપેક્ષાઓ પૂર્ણ કરવાની વાત પણ આવી જ જાય છે. વચનપાલન અને અપેક્ષા-પૂર્તિ એ પણ સત્યના પાલનનો આવશ્યક ભાગ છે. આ પાલન હમેશાં સહેલું નથી હોતું. કોઈ કોઈ વાર બધી બુદ્ધિશક્તિ અને સંકલ્પશક્તિ વાપરીએ ત્યારે જ તે શક્ય થાય છે. અને કોઈ કોઈ વાર તો એ પાલન શિર સાટે જ થઈ શકે છે. માણસના હૃદયમાં સત્ય વિષે એવો અદમ્ય રસ, એવી પરમ નિષ્ઠા હોય છે કે જિજીવિષાને મહાત કરીને પણ તે તૃપ્ત કર્યા વગર એનાથી રહેવાતું નથી. પ્રતિજ્ઞા-પાલનમાં જેટલું સંકટ વધારે તેટલો એ પાલનનો આગ્રહ વધારે. કેમકે એમાં જ હૃદય પોતાનો ઉત્કર્ષ અનુભવે છે. મનુષ્યનું જે કાંઈ પણ સર્વસ્વ હોય તો

એ એનું જીવન છે. એ પણ જેની આગળ ભોગ ધરવા લાયક બને છે, તેને જ જો માણસ ઈશ્વર-તત્ત્વ તરીકે ઓળખાવે તો તેમાં શી નવાઈ?

અને આખું વિશ્વ પ્રતિજ્ઞાપાલનથી બંધાયું નથી શું? વરસાદ, સમુદ્ર અને વાદળાંને ભલે ચંચળ લેખો, તરંગી કહો કે સ્વૈરાચારી ગણો પણ તેમનું નિયમપાલન અનાદિ કાલથી સિદ્ધ થઈ ચૂક્યું છે. પવન વાય છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા ફેરા ફરે છે. જીવનકલા પોતાનો વિસ્તાર વિસ્તરે છે અને સર્વભક્ષ મૃત્યુ એને યથાવકાશ કિંચિત્કાલ ભૂંસી નાંખે છે. એ બધાની પાછળ ઋતમ્ અને સત્યમ્ જોઈને માણસની ખાતરી થાય છે કે જે સત્ય આપણને સ્ફુર્યું તે જ આ વિશ્વનું પણ નિબંધન છે. એટલા માટે જ એણે ઉભય અર્થમાં ધર્મ શબ્દ યોજ્યો.

યથાર્થ કથન, નિયમાનુવર્તન અને પ્રતિજ્ઞાપાલન એ સત્યના ત્રણ અર્થ તો થયા પણ એટલેથીયે સત્યની વિભૂતિનો અંત આવતો નથી. જીવનમાં જે જે પ્રિય હોય છે, જે જે કષ્ટપ્રાપ્ત હોય છે, જે જે પોષક અને સંવર્ધક નીવડે છે તે બધું એકી ક્ષણે ફેંકી દેવાની શક્તિ જેની ઉપાસના વડે પ્રાપ્ત થાય છે, જેને અર્થે જિંદગી ફના કરવામાં જ એની કૃતાર્થતા જણાય છે તે સત્ય જીવનથી પર હોવું જ જોઈએ. જીવન અને એની અંદર સમાયેલા અનંતવિધ અનુભવ જ્યારે અપૂર્ણ જણાય છે, એથીયે ઊંચે ઊડવાનું મન થાય છે, ત્યારે આપણે શ્રદ્ધાના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો જાણવો. આવી શ્રદ્ધા યથાર્થ દર્શનનો તિરસ્કાર કરી સ્વતંત્ર રીતે વિરાજે છે, અનુભવની અપૂર્ણતા સિદ્ધ કરી અંતે અનુભવ ઉપર પ્રકાશ પાડે છે અને આ રીતે દૃષ્ટ સત્ય કરતાં સત્યતમ બને છે. સત્યનારાયણનું આ ચોથું સ્વરૂપ.

સત્યનો પાંચમો વ્યૂહ તે વિશિષ્ટ અનુભવનું જ નહિ પણ જેટલાનું આકલન અને જેટલાની માત્ર કલ્પના જ થઈ શકે તે અખિલ વિશ્વનું જે પરમ રહસ્ય, જે હોવાની સ્ફુરણા જ નહિ પણ ખાતરી દરેક હૃદયમાં હોય છે પણ જે જડ્યાનું સમાધાન હજી કોઈ હૃદયે અનુભવ્યું નથી તે છે. એનું સ્મરણ કરી કરીને, એનું ધ્યાન ધરી ધરીને અને એના વિરહની વેદના ક્ષણે ક્ષણે અનુભવીને ઋષિઓએ અને સંતોએ આખરે કહ્યું કે એ જ ઈશ્વર છે, એ જ ધ્યેય છે, એ જ ગેય છે, એને અર્થે બધું છે, એ કશા અર્થે નથી. એનાથી આત્મા જુદો હોઈ શકે એમ કલ્પનામાં પણ નથી આવી શકતું. જે કંઈ છે તે એને માટે જ છે એટલું જ નહિ પણ એની અંદર જ છે, એ જ છે અને છતાં એ એથી વધારે છે. આકાશનો અંત જાણ્યા વગર જેમ પક્ષીઓ આકાશમાં ઊડ્યા જ કરે છે તેમ આપણે પરમહંસ થઈને એ સત્યના અવકાશમાં વિહાર કરીએ અને એ વિહાર સાથે અનુભવીએ કે આપણે એ જ છીએ પણ એ આપણા કરતાં મોટું છે. તેમ ન હોત તો ભક્તિનો આનંદ ક્યાંથી સંભવત? એકાગ્રતાનું પ્રયોજન શું રહેત? અને સ્વાનુભવનો સંપૂર્ણ રસ શી રીતે ચૂસી શકાત?

सामुद्रो हि तरंगः
क्वचन सामुद्रो हि तारंगः ।

## એક મુક્તક

સંદેશાર્થ ન મેઘ હંસ શશીને તું દૂત કેં'તી પ્રિયે!
સૂનો વાસ વિલોકતાં મુજ હીણો, સ્નેહાર્દ્ર કૂણા ઉરે
જે થાશે અનુભાવ એ જ સહુ છે સંદેશ; જે તું હીણો
એકાકી સમજી બરાબર શકું દાઝયો વિયોગાગ્નિનો.

(ભાષાન્તર) પારાશર્ય

## ‘સર્વ રોગોનું મૂળ’

### [ એક રહી જતો મુદ્દો ]

**શ્રી. અશોક હર્ષ**

[ ઊર્મિના ગયા અંકમાં શ્રી. મગનભાઈનો લેખ આવી ગયો તેને અંત ભાગે એ ચર્ચા સમેટવાનો આશરે ઇરાદો અમે જાહેર કર્યો હતો. શ્રી. અશોક હર્ષ તરફથી એ ચર્ચામાં રહી જતો એક મુદ્દો અમને મળ્યો છે, જે અહીં નીચે આપીએ છીએ.

આ ચર્ચાનો જવાબ શ્રી. નરસિંહભાઈ તરફથી અમને મળી ગયો છે. એ અમે આવતા અંકમાં પ્રગટ કરશું. —સં ]

“ શ્રી મગનભાઈ દેસાઈએ રશિયાની પરિસ્થિતિ પર જે અનુમાન બાંધ્યું છે એ સાચું જ છે, અને આજે રશિયામાં મુક્તવિહાર જેવું કશું છે જ નહિ. થોડો વખત રશિયામાં એ અખતરો ચાલેલો પણ રશિયાને પોતાની ભૂલ સમજાઈ ને એ અખતરો ખેંચી લીધો છે. તાજેતરમાં અવસાન પામેલા હેવલૉક એલિસ ને મૉરિસ હિંડસ વચ્ચે એક વખત આ બાબતની ચર્ચા નીકળતાં હિંડસે વસ્તુસ્થિતિ કહેલી કે, ‘ રશિયાના એ પ્રયોગે ફરી કોઈએ એવા પ્રયોગમાં નહિ ઝંપલાવવાનો જગતને બોધપાઠ આપ્યો છે. ’ એટલું જ નહિ પણ માર્ક્સ ને એંગલ્સે પણ પોતાના ‘ The Holy Family ’ પ્રબંધમાં કુટુંબસંસ્થાનો આદર કરેલો છે. એથી વધુ ખાતરી જોઈતી હોય તો રશિયાના મુખપત્ર ‘ Pravda ’માંથી અમેરિકાના Readers Digest માં આવેલા Chastity નામક અનુવાદનો આ ઉતારો બતાવી શકાય:

“ ‘ The sexual question can bc correctly decided in one way only: steadfast and lasting marriage founded on love. Trivolous and casual sexual relationships which are bound to lead to various ugly consequences are vigarously opposed by the Commune. ’

“બાકી એવાં બંડો ઇતિહાસમાં નવાં નથી. સ્ત્રીસમાગમને વાપીસ્નાન સરખા માનતા ‘ શકાર ’ ( મૃચ્છકટિક ) જેવા બંડખોરો તો અનેક નીકળે છે, પણ સમાજે તો લગ્નબંધનને હમેશાં કરાર ( contract ) ને બદલે ( Sacrament ) સંસ્કાર જ માન્યો છે અને સમાજનો અનવસ્થાપ્રસંગ ઇતિહાસમાં કદી ન આવ્યો હોય તો આ જ માન્યતાને લીધે.

“ બાકી તો પૂરતું કહેવાઈ ગયું છે.”

અશોક હર્ષ

# સાગર, શાને રો ?

(૧)

ભંડારો તવ સભર ભર્યા, ને
નહી નિત ઠલવે પાણી,
તળિયે મોતીથાળ છવાયા,
હજી કમીના શાની ?
સાગર, શાને રો ?

(૨)

નયનપણછથી તાકી ફેંક્યાં,
ચંદ્રીએ તેજલ તીરો,
ને શું કાતિલ તેની ચોટે,
પડયો જિગરમાં ચીરો ?
સાગર, શાને રો ?

(૩)

વ્રણમાં કાળી વેણ્ય થતી, ને
ધાય સમીર સલૂણા !
સ્પરશે સ્પરશે દર્દ ઊભળતાં,
દર્દે કરેલાં – જૂનાં !
સાગર, શાને રો ?

(૪)

નવખંડા પૃથિવી આ નમણી,
તેનો તું કંદોરો !
એ પદમાં કૈં હજી અધૂરું,
(કે) વધુ મેળવવા રો !
સાગર, શાને રો ?

(૫)

અઘભારે પૃથ્વી જતી નમતી,
પ્રલય નજીક તું જો !
પડશે પૃથ્વી સમાવવી પંડે,
એ અતિજ્ઞાનથી રો !
સાગર, તેથી રો !
શાગર, શાને રો ?

દેવજી રા. મોઢા

પાપનશ્યસ પોતાનાં તપ અને દેહદમન ઉપર મુસ્તાક છે. એ માને છે કે પ્રખર તાપમાં આ દેહને સૂકવીને મારી વાસનાઓને બાળી નાખીશ, એ માને છે કે આ દેહ ઉપર કોરડા વીંઝીને મનના પાપને હાંકી કાઢીશ, એ ભ્રમણામાં છે કે દેહને જાળવીશ તો બાકીનું બધું જ જળવાઈ રહેશે......પરંતુ એક અંધારી રાતે એના દેહમંદિરમાં ચોર પેસી જાય છે.........

# • મૃતદેહનું દર્શન •

મૂળ લેખક • આનાતોલ ફ્રાંઝ——————અનુવાદક • હરજીવન સોમૈયા

તે રાત્રે જ્યારે આ નવજાત નગર નિદ્રા લઈ રહ્યું હતું ત્યારે પાપનશ્યસે એક અવાજ સાંભળ્યો.

'પાપનશ્યસ, તું તારાં કાર્યોથી વિખ્યાત અને તારી વાણીથી શક્તિશાળી બન્યો છે. ઈશ્વરે પોતાના ગૌરવ અર્થે તને ઊંચે ચડવા પ્રેરણા કરી છે, એણે તને ચમત્કારો કરવાને, માંદાંને સાજાં કરવાને, નાસ્તિકોને આસ્તિક બનાવવાને, પાપીઓને પ્રકાશ આપવાને, મિથ્યાવાદીઓને દ્વિધામાં નાખી દેવાને અને ધર્મમાં શાંતિ પ્રવર્તાવવાને નિયુક્ત કર્યો છે.'

પાપનશ્યએ ઉત્તર આપ્યો, 'ઈશ્વરેચ્છા બલવાન છે.'

ફરીને અવાજ સંભળાયો—

'પાપનશ્યસ, હવે એ સમય આવ્યો છે કે તારે ઊભા થઈને કોન્સ્ટેન્ટીનના ભાઈ કોન્સ્ટેન્સના મહેલનો માર્ગ લેવો જોઈએ કારણ કે તે પોતાના ભાઈનું અનુસરણ ન કરતાં એરિયસ અને મારકસના ભ્રમમૂલક વિચારોમાં આથડે છે. જા, તારે માટે એના મહેલનાં અષ્ટધાતુદ્વારો ખૂલી જશે; અને તારી પાદુકાઓનો પ્રતિધ્વનિ સુસજ્જિત મહેલની સુવર્ણ ભૂમિ પર બાદશાહોનાં સિંહાસનની સામે જ પડશે; અને તારો બુલંદ અવાજ કોન્સ્ટેન્ટીનસના પુત્ર અને કોન્સ્ટેન્ટીનના ભાઈ કોન્સ્ટેન્સના હૃદયની પાર ઊતરી જશે. એક પ્રતિભાવાન અને શાંતિમય ધર્મરાજ્ય ઉપર તું સત્તા ચલાવશે અને જેમ આત્મા દેહને ચલવે છે તેમ તું ધર્માસન પરથી શાસન ચલાવશે. રાજ્યાધિકારીઓ, પ્રજાનેતાઓ અને જમીનદારો પણ તારે વશ હશે. જંગલીઓની ઉદ્દંડતાને અને લોકોની લાલસાઓને તું મિટાવી દઈ શકશે. વૃદ્ધ કોતા પણ તને સમ્રાટનો સમ્રાટ માની તારાં ચરણ ધોવામાં માન સમજશે; અને તારા દેહાન્તે તારો મૃતદેહ એલેક્ઝાંડ્રિયામાં લાવવામાં આવશે જેને મહાધર્માધિકારી એક ઋષિના અવશેષ તરીકે ચૂમવામાં ગર્વ લેશે.'

"પ્રભુની ઇચ્છા પૂર્ણ થાઓ." પાપનશ્યસ બોલ્યો.

અને પછી ઊભા થઈને નીચે ઊતરવાની એણે ચેષ્ટા કરી. તુરત જ એને ફરીને અવાજ સંભળાયો.

"સીડીદ્વારા તો ન જ ઊતરીશ. એ તો થયું સામાન્ય કોટિના મનુષ્યનું કામ. તારામાં રહેલી અસામાન્યતા વિષેનું એ અજ્ઞાન સૂચવશે. તારા જેવા મહાત્માએ તો હવામાં ઊડવું જોઈએ. કૂદી પડ! દેવદૂતો તને ઝીલી લેવાને ઊભા છે. બસ, કૂદી પડ!"

"જેમ સ્વર્ગમાં તેમ પૃથ્વી પર પણ એક તેની જ ઇચ્છાનું પાલન થાઓ!"

આમ કહીને પાપનશ્યસે પોતાના હાથને પંખીની તૂટેલી પાંખો પહોળી થાય તેમ લાંબા કર્યા, પણ એ જ ક્ષણે એના કાનમાં એક તીક્ષ્ણ ઉપહાસપૂર્ણ હાસ્ય ગાજી ઊઠ્યું. "કોણ આવી રીતે હસે છે?"

"હા–હા–હા!" ફરીને હાસ્યનો ચરચરાટ સંભળાયો. "હજી તો આપણી દોસ્તીની આ શરૂઆત છે. કોઈક દિવસ તું મને વધુ સારી રીતે ઓળખશે, પ્યારા દોસ્ત! એ તો હું કે જેની પ્રેરણાથી તું અહીં ચડ્યો છે. અને મને જાણીને સંતોષ થયો છે કે મારી ઇચ્છાઓને નિરાપદ ભાવે તેં પાર ઉતારી છે. પાપનશ્યસ, તારા પર હું પ્રસન્ન છું."

ભયથી રૂંધાતા અવાજે પાપનશ્યસ બોલ્યો:

"દૂર થા! હાં, ઓળખી ગયો તને. તું એ છે કે જેણે જિસસને શિખર પર લઈ જઈને સમગ્ર પૃથ્વીનું દર્શન કરાવ્યું હતું. ચાલ્યો જા અહીંથી."

હતાશ અને ભયભીત થઈ પથ્થર પર એ પડી રહ્યો.

"આ વસ્તુનું મને પહેલાં જ જ્ઞાન કેમ ન થયું? મારામાં શ્રદ્ધા ધરાવતાં લૂલાં, લંગડાં અને આંધળાંઓ કરતાં પણ હું વધુ હતભાગી છું. દૈવી જેવી કોઈ વસ્તુનું મને ભાન નથી રહ્યું. જેઓ માટી ખાવા લાગે છે અને શબ પાસે બેસી રહે છે એ ચિત્તભ્રમ લોકો કરતાંય હું વિશેષ ભ્રષ્ટબુદ્ધિ થઈ ગયો છું. દૈવી અને નારકી અવાજો વચ્ચેનો ભેદ હું પારખી શકતો નથી. મારામાં એટલી બુદ્ધિ પણ રહી નથી કે જેટલી બુદ્ધિ હાથમાંથી માતાનું સ્તન ઝુંટવાઈ જતાં રડી પડતા બાળકમાં, શેઠનાં પગલાંને સૂંઘવા માત્રથી ઓળખી જતા કૂતરામાં કે સૂર્યના પ્રકાશનો અનુભવ કરી તેની તરફ ફરી જતાં ફૂલોમાં હોય છે. હું તો બની ગયો છું સેતાનનું મજાક કરવા માટેનું રમકડું. મને અહીં ચડાવનાર સેતાન જ છે. હું ઊંચે ચડ્યો તે સાથે મારું અભિમાન અને મારી દેહવાસના પણ ચડ્યાં. મારાં પ્રલોભનોનો વિસ્તાર મને ગભરાવતો નથી. પર્વત પર એન્તોની પણ આનાથી પિડાય છે. મારા શરીરમાં દેવતાઓની સાક્ષીએ તેમની તલવાર ભોંકાઈ જાય તો સારું. વેદનાને સહેતાં તો હું સરસ રીતે શીખ્યો છું. પણ ઈશ્વર મારી સાથે વાતો કરતો નથી તે સહેવાતું નથી. એ એમ કેમ કરે છે તે સમજાતું નથી. મારે માટે જે એક માત્ર આશ્વાસનનું સ્થાન હતું એ મને છોડી ગયો. મને છોડી જઈને કેવી વિષમ પરિસ્થિતિમાં એણે મને એકલો મૂકી દીધો છે! મારી પાસેથી એ નાસી જાય છે પણ હું એની પાછળ જઈશ. આ પથ્થર હવે મને અગ્નિ જેવો લાગે છે. હવે તો અહીંથી છૂટું અને ઈશ્વર પાસે પહોંચું."

આમ કહીને થાંભલા આગળ ટેકાઈને ઊભેલી નિસરણીને એણે પકડી. એના પર પગ મૂક્યો અને એક પગથિયું નીચે ઊતર્યો કે એના મોં સામે મૂર્તિનું મોં આવ્યું. મૂર્તિ વિચિત્ર રીતે હસી. હવે જ એને ખાતરી થઈ કે જે સ્થાનને એણે શાંતિપ્રદ અને ગૌરવશાળી માન્યું હતું તે જ એનાં પતન અને દુઃખનું કારણ હતું. ત્વરાથી નીચે ઊતરીને એણે જમીન પર પગ મૂક્યો. પગ પોતાની ક્રિયા ભૂલી ગયા હતા. એ લથડિયું ખાઈને પડ્યો. પણ પૈશાચિક સ્તંભની છાયા પોતાની ઉપર પડી રહી છે એમ લાગતાં એ ભગેજ કોઈ અજ્ઞાત બળે એનામાં અદ્ભુત શક્તિ મૂકી દીધી અને તે ઊભો થઈને દોડ્યો. આખું નગર નિદ્રા લેતું હતું. કોઈ જુએ નહિ તેમ સ્તંભની આસપાસ જ્યાં દારૂની દુકાનો, ભઠિયારાની ભઠ્ઠીઓ અને ધર્મશાળાઓ વસી ગઈ હતી તે ચોકને વટાવી જઈ તે એક નાની ગલીમાં દાખલ થઈ ગયો. એની પાછળ એક કૂતરું ભસ્યું પણ એ તો ભાગતો જ રહ્યો.

દૂર દૂર જ્યાં તદ્દન ઉજ્જડ હતું, એક પણ પ્રાણી દેખાતું નહોતું, તેવા મરુસ્થાનમાં પહોંચીને તે અટક્યો. જંગલી જાનવરોના ચાલવાથી પડેલી આછી કેડીઓ સિવાય અહીં બીજો કોઈ રસ્તો નહોતો. પણ અહીં બહુ વાર અટકવાનો એનો વિચાર નહોતો. પોતાની પાછળ ધન કમાવા સારુ ઊભાં થયેલાં મકાનોથી ખૂબ ખૂબ દૂર જવા તે ઇચ્છતો હતો એટલે ત્યાંથી પણ આગળ તે રાત અને દિવસ ભાગતો રહ્યો.

અંતે ખૂબ થાક, ભૂખ અને તરસથી પિડાતો, અને હજી એ સમજી શક્યો નહોતો કે ઈશ્વર એનાથી કેટલો દૂર છે, એવી દશામાં તે એક શાંત-મૃત શહેર પાસે આવી પહોંચ્યો. શહેર ઉત્તર દક્ષિણ દૂર સુધી પથરાયેલું હતું. શહેરમાં મકાનો ખૂબ મોકળાશમાં બાંધેલાં અને એક જ ઘાટનાં હતાં. પિરામીડોને અર્ધેથી કાપી નાખ્યા હોય તેવાં તે હતાં. એ બધી સમાધિઓ હતી. મકાનોના દરવાજા ભાંગી ગયા હતા અને બહારથી અંદર ઓરડામાં તરસ અને વરુ જેવાં પ્રાણીઓ પોતાનાં બચ્ચાંને લઈને આંખો તગતગાવતાં બેઠેલાં દેખાતાં હતાં. ઉંબરોમાં લૂંટારાઓને હાથે લૂંટાયેલ અને રાની પશુઓને હાથે પિંખાયેલ મુડદાં પડ્યાં હતાં. આવા આ પ્રેતનગરમાંથી પસાર થતાં પાપનશ્યસ થાકથી લોથ થઈને એક સમાધિ આગળ પડી ગયો. આ સમાધિની નજીક એક ઝરણ અને આજુબાજુ તાડ-ખજૂરીનાં ઝાડો હતાં. સમાધિ સારી રીતે શણગારાયેલ પણ લાગતી હતી. બારણાં ન હોવાથી અંદરના રંગરોગાનવાળા ઓરડામાં તે જોઈ શક્યો. ઓરડામાં સાપનાં કેટલાંક ભોંયણ દેખાતાં હતાં.

એક નિશ્વાસ નાખીને એ બોલ્યો, "આ જ મારું સાચું નિવાસસ્થાન, મારા પ્રાયશ્ચિત્ત અને આત્મદમનનું મંદિર !"

એની નજીક એ ગયો. પગથી સર્પોને હાંકી કાઢ્યા અને પછી સતત અઢાર કલાક સુધી પથ્થરની જમીન પર લાંબો થઈને પડ્યો રહ્યો. ત્યારપછી ઊઠીને તે ઝરણા પાસે ગયો, ખોબે ખોબે પાણી પીધું, ઝાડ ઉપરથી ફળો પાડીને અને ખાબોચિયામાંથી કમળકાકડી તોડીને પેટ ભર્યું. આ જીવનને અત્યુત્તમ સમજી તેને જ નિયમ બનાવી દેવાનો એણે નિર્ધાર કર્યો. સવારથી સાંજ સુધીમાં તે પોતાનું મસ્તક સુદ્ધાં જમીન પરથી ઊંચું કરતો નહિ કે એક પાસેથી બીજે પાસે ફેરવતો નહિ.

પણ એક દિવસ તે એવી રીતે લાંબો થઈને પડ્યો હતો તે વખતે તેને એક અવાજ સંભળાયો:

'આ મૂર્તિઓ સામું જો, તને જાણવાનું મળશે.'

પછી ઊભા થઈને એણે દીવાનખાનાની દીવાલ પરનાં ચિત્રો સામે નજર કરી. ગૃહજીવનનાં અને જીવંત હોય તેવાં, અદ્દભુત પ્રાચીન કલાના નમૂનારૂપ એ ચિત્રો હતાં. ગાલનાં ગલોફાં ફુલાવીને અગ્નિ ફૂંકતા ગુલામો, બતકને ચીરતા અને ઘેટાના માંસને તવામાં તળતા રસોઈયા પણ દેખાતા હતા. થોડે દૂર એક શિકારી એક સાબરને મારીને ખભે નાખીને લાવતો હતો. એક તરફ ખેતર ખેડતા, બી વાવતા, લણતા અને ઊપણતા ખેડૂતો દેખાતા હતા. બીજી તરફ વાદ્યોના સૂરમાં નૃત્ય કરતી સ્ત્રીઓ ચીતરી હતી; એક યુવતી સિતાર વગાડતી હતી. એના અંબોડામાં એક કમળ હતું. આછાં વસ્ત્રોમાંથી એનાં અંગો સુસ્પષ્ટ દેખાતાં હતાં. એનાં સ્તન અને મુખની માંસપેશીઓ સંપૂર્ણ હતી. એણે ગરદનને એક તરફ નમાવી દીધી હતી. એની આંખોનું લાવણ્યતેજ જોનાર સામે જ ફેંકાતું હોય એમ લાગતું હતું. ચિત્ર સર્વાંગ અનુપમ હતું, પાપનશ્યસે ચિત્રની રેખાઓનું નિરીક્ષણ કર્યું અને પછી આંખો નીચી ઢાળીને બોલ્યો:

"શા માટે આ મૂર્તિ સામે જોવાની મને આજ્ઞા કરો છો ? એક મૂર્તિપૂજક સંસારીના જીવનનાં આ ચિત્રો છે કે જેનું શબ મારા પગ નીચે ભોંયરામાં+ કાળા પથ્થરની પેટીમાં બંધ છે. ગમે તેટલું સૌંદર્યયુક્ત હોવા છતાં આ ચિત્ર એક મૃતદેહનું જ સ્મરણ કરાવે છે, મડદાથી વિશેષ–છાયાની પણ છાયાથી વિશેષ તે કંઈ નથી. કેટલું અહમ્."

"એ મૃતદેહ છે, પણ એક દિવસ એમાં જીવન હતું. તું તો મૃત્યુ પામશે છતાં જીવ્યો નહિ હો !" અવાજે કહ્યું.

તે દિવસથી પાછી પાપનશ્યસની શાંતિ હરાઈ ગઈ. એક ક્ષણ પણ શાંતિની એ પામતો નહોતો. સતત બધો વખત એને અવાજો સંભળાયા કરતા. સિતારવાળી યુવતી એને પોતાની પાંપણો નીચેથી જોઈ જ રહેતી. એક દિવસ તો એ પણ બોલવા લાગી:

"જો, મારામાં કેટલું સૌંદર્ય અને રહસ્ય ભર્યું છે! મને પ્રેમ નહિ કરે ? જે પ્રેમ તને પ્રજાળી રહ્યો છે તેને મારી ભુજાઓમાં સમાવીને શમાવ. મારાથી ભય પામીને શું મેળવીશ ? મારી પાસેથી તું છૂટીને ક્યાંય જઈ શકવાનો નથી. મૂર્ખ માણસ ! મારી પાસેથી ભાગીને ક્યાં જવા ધારે છે ? પુષ્પોની સુગંધમાં, હરિણોની છલાંગમાં, ઝરણાંના કલરવમાં, ચંદ્રની જ્યોત્સ્નામાં, અને તું આંખ મીંચી દેશે તો સર્વ સ્થળે–ઝાડનાં પાનની કુમાશમાં અને પક્ષીની પાંખોના ફફડાટમાં પણ તું મારા રૂપને જ જોઈશ. એ વાતને હજાર વર્ષ થઈ ગયાં કે જ્યારે આની નીચેના ભોંયરામાં કાળા પથ્થરની પેટીમાં આછાં વસ્ત્રોએ લપેટાઈને સૂતેલા પુરુષે મારા મસ્તકને પોતાના વક્ષ પર લીધું હતું. મારા હોઠની સુધાનો આસ્વાદ લીધો હતો તેને આજ હજાર વર્ષ થયાં છતાં એ સુધા હજી સાં કાયમ છે. પાપનશ્યસ, તું મને ઓળખે છે–તું મને કેવી રીતે ઓળખી શકયો ? કારણ કે હું થેઇસના અસંખ્ય અવતારોમાંની એક છું. તું વિદ્વાન વ્રતધારી છે, તું વસ્તુનું સારું જ્ઞાન ધરાવે છે, તેં પ્રવાસ કર્યો છે, અને પ્રવાસ તો એવી વસ્તુ છે કે જે માણસને ઘણી વસ્તુઓ શીખવે છે. કેટલીક વાર તો ઘર આગળ દશ વર્ષમાં ન પામીએ એટલું પ્રવાસમાં

+ ઇજિપ્તવાસીઓ પ્રાચીન કાળમાં મૃતદેહને કૂવાઓમાં કે ભોંયરાંઓમાં રાખતા.

એક દિવસમાં મળે છે. તું જાણતો હઈશ કે થેયૂસ પહેલાં આર્ગોસમાં રહેતી ત્યારે એનું નામ હેલન હતું. એનું બીજું સ્વરૂપ થીબ્સમાં હેકાટોમ્પીલમાં અવતરિત થયું. થીબ્સની હેકાટોમ્પીલ થેયૂસ તે હું પોતે. તું આ અનુમાન કેમ ન કરી શકયો હોય? મારા પ્યારા તપસી! જ્યારે હું જીવતી હતી ત્યારે જગતનાં તમામ પાપોનો ભાર મારે માથે લઈ લેતી હતી. આજે હું એક છાયા માત્ર છું છતાં તારાં સર્વે પાપોને મારી ઉપર લઈ લેવાની શક્તિ ધરાવું છું. આમ સ્તબ્ધ કેમ ઊભો છે? એ નક્કી છે કે તું જ્યાં હશે ત્યાં થેયૂસને ફરી ફરીને જોશે જ."

પાપનશ્યસે ધડ અવાજે પોતાનું માથું પથ્થરની ફરસ પર પછાડયું. ભયનો એક ચિત્કાર નાખી તે બેશુદ્ધ બન્યો. પણ એ સિતારવાહિની દર રાત્રિએ દીવાલ પરથી ઊડીને એની પાસે આવતી અને તે એની લુબ્ધક ચેષ્ટાઓનો પ્રતિકાર કરતો ત્યારે મૃદુ પણ સ્પષ્ટ સ્વરે એ બોલતી:

"પ્રિયતમ! શા માટે મને પ્યાર કરતા નથી? મારો પ્રતિકાર કરશો તેથી તો તમને જ વધુ ને વધુ વેદના થશે. મૃતનારીની ધીરજનું માપ તમે જાણતા નથી. આવશ્યક જણાયે તમારા મૃત્યુપર્યંત હું તો રાહ જોઈશ. હું જાદુગરણી છું, તમારા મૃતદેહમાં પણ હું સંજીવની રેડી શકીશ, પછી એ મારી ઇચ્છાનો વિરોધ નહિ કરી શકે. પાપનશ્યસ, કલ્પના તો કરો કે પોતાના આવરણને–દેહને ખુલ્લી રીતે ભ્રષ્ટ થતો જોઈ તમારા આત્માને કેટલું દુઃખ થશે. જે ઈશ્વરે તમને અંતિમ ન્યાય પછી–કાલાન્તે તમારો દેહ તમને પાછો સોંપવાનું વચન આપ્યું છે તે પોતે પણ મૂંઝાઈ ને ઊભો રહી જશે. અસુરે જેને પોતાનું ધામ બનાવ્યું હશે, જાદુગરણીએ જેને પોતાના જાદુની પ્રયોગશાળા બનાવી હશે તેવા દેહને ઈશ્વર સ્વર્ગમાં કેવી રીતે આવવા દઈ શકે? આનો તમે વિચાર જ કર્યો નથી, ઈશ્વરે પણ નહિ. આપણા વિષયે એણે બહુ વિચાર નહિ કર્યો હોય. એને તો કોઈ પણ જાદુગર છેતરી જઈ શકે તેમ છે. અને સારું છે કે એની પાસે વજ્રની શક્તિ અને આકાશનું પ્રલયતાંડવ છે, નહિતર કોઈ પણ નાનું છોકરું પણ એની દાઢી વારેવારે ખેંચતું જાત. એના શત્રુ વૃદ્ધ સર્પ એના કરતાં વધુ બુદ્ધિમાન છે, એનામાં અજબ તરેહનું કલાકૌશલ્ય છે. હું સુંદર હોઉં તો તેનું કારણ એ છે કે એણે મારામાં એટલું સૌંદર્ય ભર્યું છે. એણે જ મને વાળના ગુચ્છા પાડતાં શીખવ્યું છે, એણે જ મને નખને રંગતાં શીખવ્યું છે, એણે જ મને મારા અર્ધકુસુમિત અધરોમાંથી માદક હાસ્યગંધ સ્ફુરાવતાં શીખવ્યું છે. તમે એને સાચી રીતે કળી શકયા નથી. તમે જ્યારે અહીં આવ્યા ત્યારે એના વંશજ સર્પોને તમે નસાડી મૂકયા અને એનાં ઈંડાંઓને ચગદી નાખ્યાં. મને લાગે છે કે તમારે એનું વેદનાપૂર્ણ ફળ ભોગવવું પડશે. તમે એટલું તો જાણતા હતા કે સર્પરાજ પ્રેમી છે, એ સંગીતપ્રિય છે, છતાં તમે કેવું કામ કર્યું? વિજ્ઞાન અને કલા સાથે તમે શત્રુતા બાંધી! તમારી દશા શોચનીય છે. ઈવા+ તમને સહાય કરવા કેમ આવતો નથી? હવે એ આવશે એવો સંભવ દેખાતો નથી. સર્વ સૃષ્ટિના વિસ્તાર જેટલો તમારા કર્મે એનો વિસ્તાર થઈ ગયો છે એટલે સ્થળના અભાવે તે ચલી શકતો નથી. અને આટલી અશકયતા વચ્ચે પણ જરાકે ચાલવાની તે ચેષ્ટા કરશે તો આખી સૃષ્ટિ સ્થાનચ્યુત થઈ જશે. માટે પાપનશ્યસ, તું મારી નજીક આવ, એક–એક જ ચુંબન આપ."

પાપનશ્યસ જાણતો હતો કે જાદુથી અનેક ઊથલપાથલ મચી જઈ શકે, વિચાર કરતાં એના ગભરાટનો પાર ન રહ્યો.

જે મૃતપુરુષ મારા પગ નીચેના ભોંયરામાં સૂતો છે તેને 'ગુપ્ત ગ્રંથ'માં લખાયેલા ગુપ્ત મંત્રો કંઠસ્થ હોવા જોઈએ. કોઈ બાદશાહી કબરમાં આ સ્થળની નજીકમાં એ ગ્રંથ હોવો જોઈએ. એના શબ્દોની શકિતથી મૃતદેહો જે રૂપે પૃથ્વી પર જીવતા હતા તે રૂપે સજીવ બનીને સૂર્યનો પ્રકાશ અને નારીનું સ્મિત જોઈ શકતા હશે.

એનો ભય એ હતો કે રખેને પેલો મૃતપુરુષ અને આ સિતારધારી છાત્રા સ્ત્રી હાથમાં હાથ પરોવીને

+ યહુદીઓના જ્ઞાનના દેવ.

એની સામે આવે અને જીવતા જીવનમાં કરે તેમ એની દૃષ્ટિ સમક્ષ જ સંભોગક્રિયા શરૂ કરી દે. કેટલીક વાર એણે ચુંબનોનાં તો સ્પષ્ટ સ્વર સાંભળ્યા હતા.

એનું મગજ બહાવરું બની ગયું. ઈશ્વરની અનુપસ્થિતિમાં ભાવ–અનુભવનો એને જેટલો ભય રહેતો તેટલો જ વિચારનો પણ ભય રહેતો. કોઈ પણ વિષય પર વિચાર કરતાં તે ભય પામતો, રખેને એ વિચાર એને પેલી સુંદરીના વિચાર તરફ ધસડી જાય. છતાંય એક દિવસ એને પેલો અવાજ સંભળાઈ ગયો.

"પાપનશ્યસ, જગત પર તું ધારે છે તે કરતાં અનેકગણાં માનવીઓ છે. અને મેં જે જોયું છે તે તું જોવા પામે તો આશ્ચર્યમાં તારું હૃદય ધબકાર લેવું ભૂલી જાય. દુનિયામાં એવાં મનુષ્યો છે કે જેમને એક જ આંખ હોય છે, એવાં પણ મનુષ્યો હોય છે કે જેમને પૂરા બે હાથ નથી હોતા, એવાં મનુષ્યો છે કે જે નરમાંથી નારી અને નારીમાંથી નર બની જાય છે. કેટલાંક એવાં નર–વૃક્ષો હોય છે કે જેઓ પોતાનાં મૂળ જમીનમાં ઊંડાં ઉતારે છે, એવાં મનુષ્યો છે કે જેમને ખોપરી નથી હોતી અને નાક, આંખો અને મોં છાતીમાં જડાયાં હોય છે. જિસસે આ બધાંની મુક્તિ અર્થે પોતાના પ્રાણનું દાન કર્યું હતું એમ તું માને છે?"

બીજે દિવસે એને એક દૃશ્ય દેખાયું. ખૂબ ઝળહળતા પ્રકાશમાં એણે એક પહોળો માર્ગ, એક ઝરણું અને મહેકતાં ઉદ્યાનો જોયાં. માર્ગ ઉપર શેરિયાસ અને એરિસ્ટોબુલસ (જેમનો એને પોતાને ત્યાં ભોજનસમારંભ વખતે પરિચય થયો હતો) પોતાનાં સીરિયન ઘોડાંઓને દોડાવતા જઈ રહ્યા હતા. સવારીથી એમનાં મોં લાલ થઈ ગયાં હતાં. એક વિસામા નીચે કાલિક્રાતિસ પોતાનાં કાવ્યો બોલી રહ્યો હતો. એના મોં પર અને આંખોમાં વિજયનો ગર્વ હતો. બાગમાંથી ઝેનોસ્થેમિસ સુવર્ણફળો વીણી રહ્યો હતો અને રૂપેરી પાંખોવાળા સર્પને પંપાળી રહ્યો હતો. હરમોડોરસ સફેદ વસ્ત્રો અને મુક્તામંડિત મુગટ ધારણ કરીને એક પવિત્ર છત્ર નીચે ધ્યાન ધરીને બેઠો હતો. છત્રમાં ફૂલો ભરેલાં નહોતાં પણ ઈજિપ્તની દેવીઓને માથે હોય છે તેવા ગીધ, બાજ અને ચંદ્રના આકારો હતા. પાછલી બાજુ ઝરણુને કાંઠે નિસિયસ એક તારાવર્તુલ ઉપર તારાઓની નિયમિત ગતિનો અભ્યાસ કરતો હતો.

એ પછી એક સ્ત્રી મોં પર પડદો નાખીને પાપનશ્યસ પાસે મેંદીની એક ડાંખળી લઈને આવી. એ બોલવા લાગી:

"સાંભળ! કેટલાક લોકો એવા હોય છે કે જેઓ અવિનાશી સૌંદર્યને માટે લાલાયિત રહે છે અને પોતાના નશ્વર જીવનને અમરત્વમાં મૂકવા મથે છે. બીજા કેટલાક તો મુદ્દલે વિચાર જ કરતા નથી, પણ એમ કરીને તેઓ પોતાની જાતને સીધી અને સરળ કુદરતને સોંપી દે છે, અને તેથી તેઓ સુખી પણ બને છે. કેવળ જીવીને પણ તેઓ જીવનને સુંદર બનાવી જાય છે. આમ તેઓ તેમના સૃષ્ટાને માન આપે છે. પ્રાણી માત્રે સુખી થવું તેમાં દોષ નથી, સૌને સુખી થવાનો અધિકાર છે. જો આ લોકો સાચા હોય તો, પાપનશ્યસ, તું ભયંકર મૂર્ખાઈ નથી કરી રહ્યો?"

દૃશ્ય અદૃશ્ય થયું.

આમ અનેક રીતે પાપનશ્યસ સામે મન અને દેહનાં પ્રલોભનો મૂર્ત થતાં. આસુરી તત્ત્વો એને ક્ષણની પણ શાંતિ નહોતાં આપતાં. રાજનગરના રાજમાર્ગ પર જેટલી ભીડ ન હોય તેટલી ભીડ અહીં આ વિજનમાં રહેતી. પિશાચો મોટેથી ખડખડ હસતા, ચૂડેલો એની સામે નાચતી, પ્રેતો અને આભાસરૂપો સાંસારિક દૃશ્યો ભજવ્યા કરતાં, સાંજે ઝરણાં પાસે જતો ત્યારે પણ કિન્નર–કિન્નરીઓ જલવિહાર કરતાં દેખાતાં. તેઓ તેને ધસડી જતાં અને પોતાની વાસના–તરબોળ મસ્તીમાં ભેળવતાં; દાનવો હવે એનાથી મુદ્દલે ડરતા નહિ. તેઓ તેનું અપમાન કરતા, તેની મશ્કરીઓ કરતા અને તેને મારી પણ જતા. અને એક દિવસ તો એક જ હાથ ઊંચું એક વામનપ્રેત આવીને એણે પહેરેલી એની એકની એક લંગોટ ખેંચી ગયું.

પાપનશ્યસ ગણગણ્યો, "મન! તું મને ક્યાં ખેંચી જાય છે!"

અને પછી એણે નક્કી કર્યું કે હાથને નવરા ન પડવા દેવા. તો જ, મનને જે આરામની જરૂર છે તે મળી શકશે. ઝરણા પાસે તાડ–ખજૂરીની છાયામાં કેટલીક કેળો ઊગી હતી. એને કાપીને તે સમાધિ પાસે લાવ્યો અને પથ્થર વડે કૂટી એના રેસા બનાવ્યા. રેસાઓને વળ દઈ, ગૂંથીને એક લંગોટી જેવું બનાવી લેવાની એની ઇચ્છા હતી. એને આમ કાર્યમાં રત થયેલો જોઈને સેતાન મૂંઝાયો. જેમ જેમ પાપનશ્યસ રેસાઓ અને રેસાઓમાંથી દોરીઓ બનાવતો ગયો તેમ તેમ સેતાનને પોતાને અને તેના ચાકરોને એના કાન પર અવાજો નાખવાનું અને ભીંત ઉપરની ચિત્રિત સિતારધારિણીને પોતાનું રૂપ એની આંખો સામે લાવવાનું મુશ્કેલ બનવા માંડ્યું. પાપનશ્યસનાં આંખો અને કાન કામના ધ્યાનમાં એકતાન થઈ ગયાં હતાં.

એને લાગ્યું, "પ્રભુકૃપાથી હવે વાસનાઓને શાંત કરી શકાશે. આત્મા માટે તો મારી શ્રદ્ધા અડગ જ છે. અસુરો અને સ્ત્રીદર્શન મને વ્યર્થ જ શંકાશીલ બનાવતાં હતાં. હું એમને દેવાવતાર જહોનના શબ્દોમાં કહીશ, 'આદિમાં એક શબ્દ હતો અને શબ્દ એ બ્રહ્મ હતો.' મારી એ વાતમાં અચલ શ્રદ્ધા છે. અને મારી શ્રદ્ધા જો હાસ્યાસ્પદ હોય તો તે વસ્તુતઃ વધુ દૃઢ બને છે. વસ્તુતઃ એ હાસ્યાસ્પદ જ હોવી જોઈએ, નહિ તો મને 'શ્રદ્ધા' ન હોય પણ 'જ્ઞાન' હોય. અને જીવનને અનંત રૂપ આપનાર જ્ઞાન નથી પણ શ્રદ્ધા છે."

તે હમેશાં રેસાઓને પલાળતો, સૂકવતો અને સુકાઈને સડી ન જાય તે માટે ફેરવ્યા કરતો. પોતાને એક નાનું બાળક બની ગયેલ જોઈને એને આનંદ થતો હતો. લંગોટ તૈયાર થઈ ગયો એટલે એણે સાદડીઓ અને ટોપલીઓ બનાવવા માંડી. કબરનો ઓરડો તો એક થેરીનું (સાવરણી, ટોપલા, સાદડીઓ ઈ. બનાવનારી જાત) ઘર બની ગયો. પાપનશ્યસ જરા પણ મુશ્કેલી વિના કામમાંથી પ્રાર્થના તરફ વળી શકતો.

છતાં, હજી ઈશ્વરની પૂરી કૃપા એને મળી નહોતી, કારણ કે એક રાત્રે એક મૃત્યુ પામેલા પુરુષના અવાજથી તે ઊંઘમાંથી જાગી ગયો હતો.

એ અવાજ અધીરપણે બોલતો હતો.

"હેલન, હેલન! જલદી દોડ, ચાલ, ચાલ, જલદીથી સ્નાન માટે જળમાં પડીએ!"

અને એક સ્ત્રીનો અવાજ આવ્યો, પાપનશ્યસના કાન પાસે જ એ સ્ત્રીનું મોં હોય તેવો એ અવાજ હતો.

"પ્રિયતમ! મારાથી ઊઠી શકાય તેમ નથી. એક બીજા પુરુષનો દેહ મારી ઉપર પડ્યો છે."

અચાનક પાપનશ્યસના જોવામાં આવ્યું કે તેના ગાલ એક સ્ત્રીની છાતી ઉપર હતા. સિતારવાળી સ્ત્રીને એ ઓળખી ગયો, જેણે એના સહેજ ઊંચા થવાની સાથે પોતાની છાતીને એની નીચેથી બહારની બાજુએ સરકાવી દીધી. પાપનશ્યસને આ મધુર, સુંવાળા, હૂંફાળા શરીરને છોડવાની ઇચ્છા થતી નહોતી. આર્જવ સ્વરે એ કહેતો હતોઃ

"જરા વાર. મારી મધુરી, જરા વાર પડી રહે!"

પણ એ તો ઊભી થઈને ઉંબર પાસે જઈ ઊભી રહી હતી અને ચંદ્રનાં ધવલ કિરણોમાં ધવલ હાસ્ય-સુધા છાંટતી હતી. કટાક્ષ કરતી એ બોલીઃ

"શા માટે મારે પડ્યા રહેવું? જેને આટલી સૂક્ષ્મ કલ્પના છે, તેને માટે છાયાની છાયા પણ બસ છે. વળી, દેહલાલસાને તો તેં પૂરી કરી લીધી, હવે વિશેષ તારે શું જોઈએ?"

પાપનશ્યસ રાતભર રડ્યો. અને જ્યારે દિવસ ઊગ્યો ત્યારે પ્રાર્થનામાં ધ્યાનસ્થ થઈને બોલતો હતો.

"જિસસ! મારા જિસસ! શા માટે તું મારાથી નાસી જાય છે? હું કેવા ભયની ઊંડી ખાઈમાં પડ્યો છું તે તું જુએ છે. ઓ ત્રાતા! મારી રક્ષા કર! મારો ઉદ્ધાર કર! તારો પિતા મહાન પ્રભુ તો મારી આંખોને દેખાતો નથી. તારા સિવાય હવે મારે કોનો આશરો શોધવો? એના સુધી મારો અવાજ પહોંચતો નથી, એને હું ઓળખી પણ શકતો નથી. એના તરફની મારી સર્વ આશાઓ હવે નષ્ટ બની છે. એની કરુણા હું હારી બેઠો છું. પણ જિસસ, તું તો એક સ્ત્રીને પેટે જન્મ્યો હતો, તું પણ એક પુરુષ હતો, એટલે તું મને સહાય કરશે એ વિષે મને શ્રદ્ધા છે. હું તને પ્રાર્થું છું, તે એટલા માટે નહિ કે તું ઈશ્વરનો ય ઈશ્વર છે, તું જ્યોતિની ય પરમ જ્યોતિ

છે, પરમ પિતાનો ય પિતા છે; હું તને પ્રાર્થું છું તે એટલા માટે કે તું આ પૃથ્વી ઉપર, કે જ્યાં હું આજે પીડા ભોગવી રહ્યો છું ત્યાં, એક વાર દીન અને હીનની સાથે રહ્યો હતો, સેતાને તારામાં પણ વાસનાઓને પ્રેરવા પ્રયત્ન કર્યો હતો, માનસિક વેદનાએ તારા કપાળ ઉપર પણ પરસેવો વાળ્યો હતો. હું વીનવું છું તારી માનવતાને; હું તારી પ્રાર્થના કરું છું, જિસસ! જિસસ, મારા બંધુ!"

આમ એ પ્રાર્થના કરતો હતો અને હાથ ઘસતો હતો ત્યાં જ કબરમાંથી ખડખડ હસવાના અવાજે દીવાલોને ધ્રુજાવી દીધી, અને સ્તંભ ઉપર એણે જે અવાજ સાંભળેલો તે જ અહીં એની સામે દાંતિયાં કરતો અને બોલતો સંભળાયો :

"ઓહ! વિધર્મી મારકસ જે જાતની પ્રાર્થના કરે તે તું કરે છે! પાપનશ્યસ પણ એનો ચેલો બની ગયો! વાહ વાહ!"

માથા પર વજ્ર પડ્યું હોય તેવી વેદનાથી પાપનશ્યસ બેશુદ્ધ બની ગયો.*

---

* 'ભારતી સાહિત્ય સંઘ'ની 'વિશ્વસાહિત્યમાળા'ના પ્રગટ થનાર બીજા પુસ્તક અને 'ઊર્મિ'ના ભેટપુસ્તક 'અહંકાર'માંથી.



## અચિન્તી ઊર્મિ

×

લસે વ્યોમે ચંદા શતદલ ખીલ્યું પદ્મ નભશું !
શીળી જ્યોત્સ્નાધારે ઉદધિ ઉર ઉલ્લાસ ઊછળે,
અને મોંઘાં મોંઘાં રતન ઊજળાં મુગ્ધ ઉરનાં
હસી અર્પે પ્રેમે રસછલકતો સાગર ત્ય્હાં.

સુનીલું સોહન્તું ગગન નમણું તારકમઢ્યું,
શકે નીલે બાગે મુકુલ ઊઘડે મંદ હસતાં
ભરે આછી અચ્છી અવનિ અવકાશે સ્મિતપ્રભા
સુવાસે મ્હેકન્તી ઘમક નિશિગન્ધા પમરતી,
અચિન્તી ઊર્મિ ત્યાં મુજ ઉર તીરે ભાવ ભરતી
મીચું ચક્ષુ, સામે મુખ મલકતી માત તરતી.

: તારાબ્હેન પંડિત :

# • આપણી ગ્રંથમાળાઓ •

## શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

ઈ.સ. ૧૯૧૬–૧૭ નાં વર્ષોમાં કે તે અગાઉ એકાદ બે વર્ષોમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની 'વિવિધ ગ્રંથમાળા' તથા 'ચરિત્ર-માળા'ના અનુકરણરૂપ અનેક માળાઓ નીકળી હતી. તે વખતે બધી માળાઓની એક યાદી મેં તૈયાર કરી હતી. વર્ષો જતાં તે યાદી અત્યારે તો ઉપલબ્ધ નથી. પણ ફરીથી આપણા સાહિત્યમાં નવી માળાઓનો યુગ શરૂ થયો છે ત્યારે તે તથા ચાલુ માળાઓની યાદી માર્ગદર્શક થઈ પડશે તેમ માની આ યાદી તૈયાર કરી છે. કોઈ વાંચક તેમાં કોઈ રહી ગયેલ માળાનું નામ સૂચવશે તો આભાર થશે. કંઈ પણ નિયમ વિના બહાર પડતી માળાઓમાંથી બની શકે તેટલીની નોંધ આમાં લીધી છે.

માળાઓમાં પ્રથમ સ્થાન સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની 'વિવિધ ગ્રંથમાળા'નું આવે છે. અત્યારે ૧૯૯૫ માં તેનું અઠ્ઠાવીસમું વર્ષ ચાલે છે. અત્યાર સુધી તે માળામાં ૫ × ૯ ની સાઈઝનાં ૧૬૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠ આપવામાં આવતાં તેને બદલે ચાલુ વર્ષથી ૫ × ૭ાા ના ૨૦૦૦ થી ૨૪૦૦ પૃષ્ઠ રૂા. ૫) ના જ લવાજમમાં આપવામાં આવવાનાં છે. પુસ્તકો પાકાં પૂઠાંનાં હોય છે. વર્ષમાં ત્રણથી ચાર પુસ્તકો બહાર પડતાં હોઈ પુસ્તકો ખૂબ દળદાર થાય છે. ચાલુ વર્ષનું એક પુસ્તક 'આખ્યાનમાળા ગ્રંથ ૨ જો' બહાર પડેલ છે.

વિવિધ ગ્રંથમાળાના અનુકરણ યા પૂર્તિ રૂપે પ્રગટ થતી, પણ અત્યારે તો માત્ર નામશેષ થયેલી બીજી થોડીક માળાઓનો નિર્દેશ જ થઈ શકશે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે શરૂ કરેલી 'ચરિત્ર-માળા' દ્વારા ગુજરાતને દેશવિદેશનાં સ્ત્રીપુરુષોનાં અનેક ચરિત્રોની ભેટ મળી છે. 'ચરિત્રમાળા' ગ્રાહકોના અભાવે બંધ પડતાં, થોડાં વર્ષો પછી 'વિવિધ ગ્રંથમાળા'નો બીજો વર્ગ શરૂ કરી તે દ્વારા ચરિત્રો તથા કવિવાણી આપવાની શરૂ કરેલ પરંતુ તે વિભાગ પણ સત્વર બંધ કરવાની ફરજ પડી હતી.

શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્રે શરૂ કરેલ 'સસ્તી વાર્તામાળા' દ્વારા વાર્તાઓનાં સારાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. સ્વ. વૃજલાલ જાદવજી ઠક્કરનું 'કથાગુચ્છ' એક વર્ષ પૂરું કરી શક્યું નહોતું. તેવી જ સ્થિતિ 'હિંદના પુત્રો તથા મિત્રો'ની ચરિત્રમાળાની થઈ હતી. અમદાવાદથી નીકળતી 'સનાતન ધર્મની ગર્જનાઓ' દ્વારા તથા શ્રી. મૂળચંદ કરસનદાસ કાપડિયાએ સંપાદિત કરેલ 'સસ્તી જૈન ગ્રંથમાળા' દ્વારા નાનાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. જામનગરની 'વિજયકૃષિમાળા'માં ખેડૂતોને ઉપયોગી થોડી પુસ્તિકાઓ પ્રગટ થઈ હતી. 'ભગિનીસમાજ પત્રિકા-માળા'એ સ્ત્રીઉપયોગી પત્રિકાઓ મોટી સંખ્યામાં પ્રગટ કરી હતી. 'સુમનમાળા' નામની એકઆના-માળામાં પણ નાનાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. તે સિવાય પણ અલ્પજીવી થોડીક માળાઓ નીકળી હતી, પરંતુ તેનાં નામ અત્યારે યાદ આવતાં નથી.

વિવિધ ગ્રંથમાળાની માફક વર્ષોથી ચાલી આવતી બીજી માળા તે અમદાવાદ (હવે મુંબઈ પણ)ના સાહસિક બુકસેલર શ્રી. જીવનલાલ અમરશીની 'જ્ઞાન-વર્ધક પુસ્તકમાળા'. ૧૯૭૫ માં તે શરૂ થયેલ હોવાથી અત્યારે તે પચીસમા વર્ષમાં છે. પ્રવેશ–ફીનો રૂા. ૧) લઈ બહાર પડતાં બધાં પુસ્તકો અર્ધી કીમતે આપવાનો તે માળાનો રિવાજ હતો, પરંતુ ચાલુ સંવત ૧૯૩૯ થી તે નિયમમાં ફેરફાર કરી ક્રાઉન સોળ પેજી ૧૧૦૦–૧૨૦૦ પૃષ્ઠનાં પુસ્તકો રૂપિયા ૪ (પોસ્ટેજ સાથે રૂ. ૫ માં) આપવાનો તેણે નિયમ કર્યો છે. અને તે મુજબ ચાલુ સાલમાં નીચેનાં પુસ્તકો અપાશે: ૧ સુવાસચંદ્ર, ૨ હૃદયત્રિપુટી, ૩ મુસ્તફા કમાલ, ૪ સહચરીની શોધમાં, ૫ બિન્દુરે

છેલ્લે. આ પુસ્તકો પ્રગટ થતાં માળા દ્વારા પ્રગટ થયેલાં પુસ્તકોની સંખ્યા ૯૩ થશે.

વર્ષો સુધી 'વિવિધ ગ્રંથમાળા' તથા 'જ્ઞાન-વર્ધક પુસ્તકમાળા'—આ બે જ માળા—પ્રગટ થતી હતી. અસહકારના યુગ પછી પાછી માળાઓની શરૂઆત થઈ. 'યુગધર્મ' માસિકે 'યુગધર્મ' ગ્રંથમાળા શરૂ કરી હતી. પરંતુ બીજી માળાઓને શરૂ કરવાનું માન તો એક વખત ગુજરાતનાં ઘરોમાં જેનાં પુસ્તકો વંચાતાં હતાં અને જેની પ્રવૃત્તિ અત્યારે તદ્દન શિથિલ છે તે 'પ્રસ્થાન' કાર્યાલયની 'સરસ્વતી ગ્રંથમાળા'. વર્ષે ૭૦૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૨ માં આ માળા આપે છે. તેનું અત્યારે સાતમું વર્ષ ચાલે છે અને સાતમા વર્ષમાં, 'આપણો આહાર' 'સ્ત્રી-પુરુષ-મર્યાદા' 'ગિરિરાજ આબુ' અને 'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા' બહાર પડેલ છે.

રાજકોટ નવયુગ પુસ્તકભંડાર તરફથી પ્રગટ થતી બે માળાઓ 'નવયુગ ગ્રંથમાળા' તથા 'લીલા-વતી ગ્રંથમાળા' વર્ષે ૧૦૦૦ પૃષ્ઠનાં પુસ્તકો રૂ. ૩, (પાકાં પૂઠાં રૂ. ૪)માં આપે છે. આ બન્ને માળા દ્વારા વિવિધ વિષયનાં તથા સ્ત્રી-ઉપયોગી ૯૦ પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. અત્યારે બન્ને માળાઓએ સાતમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. 'નવયુગ ગ્રંથમાળા' દ્વારા 'પાંખડીઓ' અને 'રામરોટી' તથા 'લીલા-વતી ગ્રંથમાળા' દ્વારા 'તાત્યારાવનું તાવીજ' બહાર પડેલ છે.

આ જ સંસ્થા દ્વારા ડીટેક્ટીવ પુસ્તકો આપતી 'ગુપ્તચર ગ્રંથમાળા' બહાર પાડવામાં આવતી હતી. તે ત્રણેક વર્ષ ચાલીને બંધ પડી છે.

પરંતુ ગ્રાહકોની તથા વાંચકોની સંખ્યામાં પોતાનું સર્વોપરીપણું સિદ્ધ કરતી ભારતી સાહિત્ય સંઘની 'અંજલિ ગ્રંથમાળા' છે. આ ગ્રંથમાળા દર વર્ષે બારસો પાનાંમાં ચાર નવલકથા રૂ. ૩, (પાકું પૂઠું રૂ. ૪) માં આપે છે. અત્યારે તે માળાનું પાંચમું વર્ષ ચાલે છે અને તેનાં બે પુસ્તકો 'બંધન અને મુક્તિ' અને 'જાગતા રેજો' બહાર પડેલ છે.

આ જ સંસ્થાની બીજી માળા 'આરોગ્ય ગ્રંથા-વલિ છે' લગભગ ૬૫૦ પાનાંની આરોગ્યની રક્ષા માટેની આઠથી બાર પુસ્તિકાઓ ત્રણ રૂપિયામાં આપવામાં આવે છે. તેનાં પહેલા વર્ષનાં બાર અને બીજા વર્ષનાં ચાર પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે.

અમદાવાદના 'નવી દુનિયા' કાર્યાલયની ત્રણ માળાઓ હવે લઈએ. 'નવી દુનિયા ગ્રંથમાળા' વર્ષમાં ૧૧૦૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૩ (પાકું પૂઠું રૂ. ૪)માં આપે છે. તેનાં ત્રીજા વર્ષનાં ચાર પુસ્તકો 'શહીદી, સુભાષચંદ્ર, અમ્મા, અમે પિંજરનાં પંખી' બહાર પડ્યાં છે.

માત્ર રૂ. ૧)માં ૮૦૦ પાનાંનાં ત્રણ પુસ્તકો આપતી 'ચાલો વિચારીએ' ગ્રંથમાળાના ચાલુ ત્રીજા વર્ષમાં 'રાતું રુસ ભાગ ૧-૩' પ્રગટ થયા છે. ત્રીજું પુસ્તક 'આવતી કાલે' બહાર પડવાનું છે.

તે જ સંસ્થાની 'ચાલો પલટીએ' ગ્રંથમાળાનાં પહેલા વર્ષનાં ચાર પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે.

'કૌમુદી'ના સંચાલક શ્રી. મૂળશંકર ભટ્ટે 'કૌમુદી ગ્રંથમાળા' શરૂ કરી તેનાં બે પુસ્તકો બહાર પાડયાં હતાં, પણ ત્યાર બાદ પુસ્તકો બહાર ન પડતાં તે માળા બંધ થઈ જતાં ગ્રાહકોનું લવાજમ બાકી રહી ગયું છે.

અમદાવાદના 'નવચેતન સાહિત્ય મંદિર' તરફથી સ્ત્રી-ઉપયોગી ગ્રંથમાળા 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા' પ્રગટ થાય છે. ૧૨૦૦ પાનાંનાં પુસ્તકોનું લવાજમ રૂ. ૪ છે. અત્યારે ચોથા વર્ષનાં બે પુસ્તકો બહાર પડ્યાં છે. 'ઉમા' અને 'શોભા'. કુલ ૨૧ પુસ્તકો બહાર પડ્યાં છે.

અમદાવાદના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી 'તરુણ ગ્રંથમાળા' બહાર પડે છે. વર્ષમાં ૬૫૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૩ના લવાજમમાં આપવામાં આવે છે. ત્રણ વર્ષમાં થયેલી પુસ્તકોની પસંદગી સારી કહી શકાય તેવી છે. ચાલુ ચોથા વર્ષમાં શ્રી. પ્રેમચંદજીનું 'ગોદાન' (પૂર્વાર્ધ) બહાર પડેલ છે.

# • આપણી ગ્રંથમાળાઓ •

**શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર**

ઇ.સ. ૧૯૧૬–૧૭ નાં વર્ષોમાં કે તે અગાઉ એકાદ બે વર્ષોમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની 'વિવિધ ગ્રંથમાળા' તથા 'ચરિત્ર-માળા'ના અનુકરણરૂપ અનેક માળાઓ નીકળી હતી. તે વખતે બધી માળાઓની એક યાદી મેં તૈયાર કરી હતી. વર્ષો જતાં તે યાદી અત્યારે તો ઉપલબ્ધ નથી. પણ ફરીથી આપણા સાહિત્યમાં નવી માળાઓનો યુગ શરૂ થયો છે ત્યારે તે તથા ચાલુ માળાઓની યાદી માર્ગદર્શક થઈ પડશે તેમ માની આ યાદી તૈયાર કરી છે. કોઈ વાંચક તેમાં કોઈ રહી ગયેલ માળાનું નામ સૂચવશે તો આભાર થશે. કંઈ પણ નિયમ વિના બહાર પડતી માળાઓમાંથી બની શકે તેટલીની નોંધ આમાં લીધી છે.

માળાઓમાં પ્રથમ સ્થાન સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની 'વિવિધ ગ્રંથમાળા'નું આવે છે. અત્યારે ૧૯૯૫ માં તેનું અઠ્ઠાવીસમું વર્ષ ચાલે છે. અત્યાર સુધી તે માળામાં ૫ × ૯ ની સાઈઝનાં ૧૬૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠ આપવામાં આવતાં તેને બદલે ચાલુ વર્ષથી ૫ × ૭ાા ના ૨૦૦૦ થી ૨૪૦૦ પૃષ્ઠ રૂ. ૫) ના જ લવાજમમાં આપવામાં આવવાનાં છે. પુસ્તકો પાકાં પૂઠાંનાં હોય છે. વર્ષમાં ત્રણથી ચાર પુસ્તકો બહાર પડતાં હોઈ પુસ્તકો ખૂબ દળદાર થાય છે. ચાલુ વર્ષનું એક પુસ્તક 'આખ્યાનમાળા ગ્રંથ ૨ જો' બહાર પડેલ છે.

વિવિધ ગ્રંથમાળાના અનુકરણ યા પૂર્તિ રૂપે પ્રગટ થતી, પણ અત્યારે તો માત્ર નામશેષ થયેલી બીજી થોડીક માળાઓનો નિર્દેશ જ થઈ શકશે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે શરૂ કરેલી 'ચરિત્ર-માળા' દ્વારા ગુજરાતને દેશવિદેશનાં સ્ત્રીપુરુષોનાં અનેક ચરિત્રોની ભેટ મળી છે. 'ચરિત્રમાળા' ગ્રાહકોના અભાવે બંધ પડતાં, થોડાં વર્ષો પછી 'વિવિધ ગ્રંથમાળા'નો બીજો વર્ગ શરૂ કરી તે દ્વારા ચરિત્રો તથા કવિવાણી આપવાની શરૂ કરેલ પરંતુ તે વિભાગ પણ સત્વર બંધ કરવાની ફરજ પડી હતી.

શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્રે શરૂ કરેલ 'સસ્તી વાર્તામાળા' દ્વારા વાર્તાઓનાં સારાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. સ્વ. વૃજલાલ જાદવજી ઠક્કરનું 'કથાગુચ્છ' એક વર્ષ પૂરું કરી શક્યું નહોતું. તેવી જ સ્થિતિ 'હિંદના પુત્રો તથા મિત્રો'ની ચરિત્રમાળાની થઈ હતી. અમદાવાદથી નીકળતી 'સનાતન ધર્મની ગર્જનાઓ' દ્વારા તથા શ્રી. મૂળચંદ કરસનદાસ કાપડિયાએ સંપાદિત કરેલ 'સસ્તી જૈન ગ્રંથમાળા' દ્વારા નાનાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. જામનગરની 'વિજયકૃષિમાળા'માં ખેડૂતોને ઉપયોગી થોડી પુસ્તિકાઓ પ્રગટ થઈ હતી. 'ભગિનીસમાજ પત્રિકા-માળા'એ સ્ત્રીઉપયોગી પત્રિકાઓ મોટી સંખ્યામાં પ્રગટ કરી હતી. 'સુમનમાળા' નામની એકઆના-માળામાં પણ નાનાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. તે સિવાય પણ અલ્પજીવી થોડીક માળાઓ નીકળી હતી, પરંતુ તેનાં નામ અત્યારે યાદ આવતાં નથી.

વિવિધ ગ્રંથમાળાની માફક વર્ષોથી ચાલી આવતી બીજી માળા તે અમદાવાદ (હવે મુંબઈ પણ)ના સાહસિક બુકસેલર શ્રી. જીવનલાલ અમરશીની 'જ્ઞાન-વર્ધક પુસ્તકમાળા'. ૧૯૬૫ માં તે શરૂ થયેલ હોવાથી અત્યારે તે પચીસમા વર્ષમાં છે. પ્રવેશ–ફીનો રૂા. ૧) લઈ બહાર પડતાં બધાં પુસ્તકો અર્ધી કીમતે આપવાનો તે માળાનો રિવાજ હતો, પરંતુ ચાલુ સંવત ૧૯૩૯ થી તે નિયમમાં ફેરફાર કરી ક્રાઉન સોળ પેજી ૧૧૦૦–૧૨૦૦ પૃષ્ઠનાં પુસ્તકો રૂપિયા ૪ (પોસ્ટેજ સાથે રૂ. ૫ માં) આપવાનો તેણે નિયમ કર્યો છે. અને તે મુજબ ચાલુ સાલમાં નીચેનાં પુસ્તકો અપાશેઃ ૧ સુવાસચંદ્ર, ૨ હૃદયત્રિપુટી, ૩ મુસ્તફા કમાલ, ૪ સહચરીની શોધમાં, ૫ બિન્દુરે

છેલ્લે. આ પુસ્તકો પ્રગટ થતાં માળા દ્વારા પ્રગટ થયેલાં પુસ્તકોની સંખ્યા ૯૩ થશે.

વર્ષો સુધી 'વિવિધ ગ્રંથમાળા' તથા 'જ્ઞાન-વર્ધક પુસ્તકમાળા'-આ બે જ માળા-પ્રગટ થતી હતી. અસહકારના યુગ પછી પાછી માળાઓની શરૂઆત થઈ. 'યુગધર્મ' માસિકે 'યુગધર્મ' ગ્રંથમાળા શરૂ કરી હતી. પરંતુ બીજી માળાઓને શરૂ કરવાનું માન તો એક વખત ગુજરાતનાં ઘરોમાં જેનાં પુસ્તકો વંચાતાં હતાં અને જેની પ્રવૃત્તિ અત્યારે તદ્દન શિથિલ છે તે 'પ્રસ્થાન' કાર્યાલયની 'સરસ્વતી ગ્રંથમાળા'. વર્ષે ૭૦૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૨ માં આ માળા આપે છે. તેનું અત્યારે સાતમું વર્ષ ચાલે છે અને સાતમા વર્ષમાં, 'આપણો આહાર' 'સ્ત્રી-પુરુષ-મર્યાદા' 'ગિરિરાજ આબુ' અને 'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા' બહાર પડેલ છે.

રાજકોટ નવયુગ પુસ્તકભંડાર તરફથી પ્રગટ થતી બે માળાઓ 'નવયુગ ગ્રંથમાળા' તથા 'લીલાવતી ગ્રંથમાળા' વર્ષે ૧૦૦૦ પૃષ્ઠનાં પુસ્તકો રૂ. ૩, (પાકાં પૂઠાં ૩. ૪)માં આપે છે. આ બન્ને માળા દ્વારા વિવિધ વિષયનાં તથા સ્ત્રી-ઉપયોગી ૯૦ પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. અત્યારે બન્ને માળાઓએ સાતમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. 'નવયુગ ગ્રંથમાળા' દ્વારા 'પાંખડીઓ' અને 'રામરોટી' તથા 'લીલાવતી ગ્રંથમાળા' દ્વારા 'તાત્યારાવનું તાવીજ' બહાર પડેલ છે.

આ જ સંસ્થા દ્વારા ડીટેક્ટીવ પુસ્તકો આપતી 'ગુપ્તચર ગ્રંથમાળા' બહાર પાડવામાં આવતી હતી. તે ત્રણેક વર્ષ ચાલીને બંધ પડી છે.

પરંતુ ગ્રાહકોની તથા વાંચકોની સંખ્યામાં પોતાનું સર્વોપરીપણું સિદ્ધ કરતી ભારતી સાહિત્ય સંઘની 'અંજલિ ગ્રંથમાળા' છે. આ ગ્રંથમાળા દર વર્ષે બારસો પાનાંમાં ચાર નવલકથા રૂ. ૩, (પાકું પૂઠું રૂ. ૪) માં આપે છે. અત્યારે તે માળાનું પાંચમું વર્ષ ચાલે છે અને તેનાં બે પુસ્તકો 'બંધન અને મુક્તિ' અને 'જાગતા રે'જો' બહાર પડેલ છે.

આ જ સંસ્થાની બીજી માળા 'આરોગ્ય ગ્રંથાવલિ છે' લગભગ ૬૫૦ પાનાંની આરોગ્યની રક્ષા માટેની આઠથી બાર પુસ્તિકાઓ ત્રણ રૂપિયામાં આપવામાં આવે છે. તેનાં પહેલા વર્ષનાં બાર અને બીજા વર્ષનાં ચાર પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે.

અમદાવાદના 'નવી દુનિયા' કાર્યાલયની ત્રણ માળાઓ હવે લઈએ. 'નવી દુનિયા ગ્રંથમાળા' વર્ષમાં ૧૧૦૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૩ (પાકું પૂઠું રૂ. ૪)માં આપે છે. તેનાં ત્રીજા વર્ષનાં ચાર પુસ્તકો 'શહીદી, સુભાષચંદ્ર, અમ્મા, અમે પિંજરનાં પંખી' બહાર પડ્યાં છે.

માત્ર રૂ. ૧)માં ૮૦૦ પાનાંનાં ત્રણ પુસ્તકો આપતી 'ચાલો વિચારીએ' ગ્રંથમાળાના ચાલુ ત્રીજા વર્ષમાં 'રાતું રુસ ભાગ ૨-૩' પ્રગટ થયા છે. ત્રીજું પુસ્તક 'આવતી કાલે' બહાર પડવાનું છે.

તે જ સંસ્થાની 'ચાલો પલટીએ' ગ્રંથમાળાનાં પહેલા વર્ષનાં ચાર પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે.

'કૌમુદી'ના સંચાલક શ્રી. મૂળશંકર ભટ્ટે 'કૌમુદી ગ્રંથમાળા' શરૂ કરી તેનાં બે પુસ્તકો બહાર પાડ્યાં હતાં, પણ ત્યાર બાદ પુસ્તકો બહાર ન પડતાં તે માળા બંધ થઈ જતાં ગ્રાહકોનું લવાજમ બાકી રહી ગયું છે.

અમદાવાદના 'નવચેતન સાહિત્ય મંદિર' તરફથી સ્ત્રી-ઉપયોગી ગ્રંથમાળા 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા' પ્રગટ થાય છે. ૧૨૦૦ પાનાંનાં પુસ્તકોનું લવાજમ રૂ. ૪ છે. અત્યારે ચોથા વર્ષનાં બે પુસ્તકો બહાર પડ્યાં છે. 'ઉમા' અને 'શોભા'. કુલ ૨૧ પુસ્તકો બહાર પડ્યાં છે.

અમદાવાદના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી 'તરુણ ગ્રંથમાળા' બહાર પડે છે. વર્ષમાં ૬૫૦ પાનાંનાં પુસ્તકો રૂ. ૩ના લવાજમમાં આપવામાં આવે છે. ત્રણ વર્ષમાં થયેલી પુસ્તકોની પસંદગી સારી કહી શકાય તેવી છે. ચાલુ ચોથા વર્ષમાં શ્રી. પ્રેમચંદજીનું 'ગોદાન' (પૂર્વાર્ધ) બહાર પડેલ છે.

પોરબંદરથી પ્રગટ થતી ‘ લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા ’ દ્વારા ‘ યુગાવતાર ગાંધી ભા. ૧–૨–૩ ’ ‘ કુદરતમય જીવન ’ તથા ‘ ખોરાક ’ સંબંધી એક પુસ્તક બહાર પડેલ છે.

બાકીની માળાઓને ટૂંકામાં પતાવીએ. ડૉ. જટાશંકર નાન્દીએ ‘ જીવનપ્રકાશ ગ્રંથમાળા ’ દ્વારા માણસને નીરોગી રહેવા માટે ‘ મંદાગ્નિ ’ ‘ બ્રહ્મચર્ય ’ ‘ માણસ માંદો કેમ પડે છે ? ’ તથા ‘ મંદવાડ કેમ મટાડવો ’ એ ચાર પુસ્તિકાઓ બહાર પાડી છે. પહેલી પુસ્તિકાની કિંમત એક આનો તથા બાકીની દરેકની બે આના છે.

અમદાવાદથી ‘ સારસી ગ્રંથમાળા ’ નામે એક માળા નીકળે છે. તેનું એક પુસ્તક પ્રગટ થયાનું જણાય છે.

આ સિવાય ‘ પ્રસ્થાન ’ કાર્યાલયની ‘ ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિ ’ તથા ‘ રવીન્દ્ર ગ્રંથાવલિ ’, ભારતી સાહિત્ય સંઘની ‘ ચિંતન ગ્રંથાવલિ ’ ‘ વિશ્વસાહિત્યમાળા ’ તથા હિંદીમાં પ્રગટ થતી ‘ નવસર્જન ગ્રંથાવલિ ’; મુંબઈના આર. આર. શેઠની ‘ વિરાટ ’ તથા ‘ સંસ્કાર ગ્રંથાવલિ ’ વિગેરે અનેક માળાઓ છે, પરંતુ તેમાં કોઈ માળામાં ગ્રાહકોને અનામત પૈસા રાખી પુસ્તકો મોકલવામાં આવે છે તો કોઈ માળામાં ૨૫ ટકા વળતર કાપીને પુસ્તકો આપવામાં આવે છે. તે માળાઓની વિગત આ લેખમાં આપી નથી.

હવે આપણે બાળસાહિત્યની માળાઓ લઈએ. આ માળાઓની વિશેષતા એ છે કે તેમાંની એક પણ હજુ બંધ પડી નથી, તેમ જ પુસ્તકો પણ ઠીક નિયમિત પ્રગટ થાય છે. ‘ શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન-મંદિર ’ બાલસાહિત્યવાટિકાનાં ૧૦૮ પુસ્તકો–દરેક પાંચ આનાની કિંમતે–પ્રગટ કરતું હતું, પણ હવે તો તે સંસ્થા બંધ થઈ હોઈ ચાલુ વર્ષમાં તેનાં પ્રકાશનો નીકળશે કે કેમ તે શંકાસ્પદ છે. ‘ બાલસાહિત્ય-માળા ’ દ્વારા બીજાં પુસ્તકો પણ આ સંસ્થાએ પ્રગટ કર્યાં છે.

સુરતના ગાંડીવ સાહિત્યમંદિરે ‘ બાલોદ્યાન માળા ’ના ચાર ગુચ્છ દ્વારા કુલ ૮૦ પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ માળાનાં પુસ્તકોની કિંમત અગર પ્રકાશન–સમય માટે કંઈ નિયમ નથી. તેવી જ રીતે ‘ કુમાર–માળા ’ દ્વારા ૧૩ પુસ્તકો પ્રગટ કર્યાં છે.

પોસ્ટેજ સાથે વાર્ષિક બે રૂપીઆના લવાજમમાં શ્રી. નાગરદાસ પટેલ તથા રમણલાલ ના. શાહ ‘ અશોક બાલપુસ્તકમાળા ’ ચલાવે છે. દર મહિને એક પુસ્તક તથા એક ભેટપુસ્તક મળી કુલ તેર પુસ્તકોમાં ૫૦૦ પાનાંનું સચિત્ર વાંચન આ માળા આપે છે. તેના પાંચમા વર્ષનાં પાંચ પુસ્તકો અત્યાર સુધીમાં પ્રગટ થયેલ છે. શ્રી. નાગરદાસ પટેલે બીજી માળા–‘ બાલવિનોદમાળા ’ દ્વારા ત્રણ આનાની કિંમતે રૂપરંગમાં આકર્ષક ત્રીસ પુસ્તકો પ્રગટ કર્યાં છે. આવાં વીસ પુસ્તકોના એક સેટનું લવાજમ ત્રણ રૂપિયા હોય છે.

એમની ત્રીજી માળા ‘ બાલવિનોદગ્રંથાવલિ ’ છે અને તે દ્વારા બે પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ ત્રીજી માળાનું એક પુસ્તક બાદ કરતાં, પ્રગટ થયેલ તથા પ્રગટ કરવા ધારેલ પુસ્તકોની કિંમત ચાર આના રાખવામાં આવેલી છે.

આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ‘ કિશોર ચરિત્રમાળા ’ના બે ગુચ્છ પ્રગટ કરેલ છે, પણ તે ગુચ્છો એકી સાથે પ્રગટ થતા હોઈ માળામાં ગણી શકાય નહિ.

અમદાવાદના શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ‘ ગૂર્જર બાલગ્રંથાવલિ ’નાં ૭૦૦ પાનાંનાં પુસ્તકો ત્રણ રૂપિયામાં મળે છે. અત્યારે ત્રીજું વર્ષ ચાલે છે અને તે વર્ષનાં સાત પુસ્તકો બહાર પડી ગયાં છે.

રાજકોટના કવિ વલ્લભજી સુંદરજીએ પોતાના પુત્ર સ્વ. નરોત્તમના સ્મરણાર્થે ‘ નરોત્તમ બાલ-ગ્રંથાવલિ ’ શરૂ કરી છે. વર્ષમાં બાર પુસ્તકો બહાર પડે છે. દરેક પુસ્તકની છૂટક કિંમત ત્રણ આના

તથા વાર્ષિક લવાજમ બે રૂપિયા છે. આ માળાનું અત્યારે બીજું વર્ષ ચાલે છે.

અમદાવાદનું જ્યોતિ કાર્યાલય લિમિટેડ બે માળાઓ ચલાવે છે. એક તો 'કુમારગ્રંથમાળા'. ૮૫૦ પૃષ્ઠનાં કુમારોપયોગી ૬ પુસ્તકોનું લવાજમ રૂા. ત્રણ છે. પહેલા વર્ષનાં ૬ પુસ્તકો પ્રગટ કરી આ માળાએ બીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે અને તે વર્ષનું એક પુસ્તક 'રમુજી ટુચકા' બહાર પણ પડી ગયું છે. આ જ પ્રકાશક વિદ્યાર્થીઓને ઉપયોગી વીસ પુસ્તિકાઓનું ગુચ્છ 'વિદ્યાર્થી વાચનમાળા' તરીકે બહાર પાડે છે. ચાલુ વર્ષમાં આઠમી શ્રેણી બહાર પડી ગયેલ છે. આ શ્રેણિનું લવાજમ રૂા. ૧–૮–૦ છે.

ભરૂચથી 'આપણી બાળગ્રંથમાળા' વાર્ષિક રૂ. ૧) ના લવાજમમાં ૬ પુસ્તકો આપે છે. તે માળાના બીજા વર્ષનાં પાંચ પુસ્તકો અત્યાર સુધીમાં બહાર પડી ગયાં છે.

'બાલજીવન'ના સંચાલક શ્રી. રમણલાલ શાહે 'બાલજીવન'ના સાથીદાર પ્રકાશન તરીકે 'બાલજીવન ક્રમિક વાર્તામાળા' શરૂ કરી છે. ૪૦૦ થી વધુ પાનાં તથા ૧૦૦ ચિત્રોવાળાં ૬ પુસ્તકો તથા ૧ ભેટપુસ્તક મળી કુલ સાત પુસ્તકોનું લવાજમ ટપાલખર્ચ સહિત બે રૂપિયા છે. આ માળાનાં બે પુસ્તકો 'અટકચાળા વાંદરા' તથા 'સહેલી વાતો' બહાર પડી ગયેલ છે.

શ્રી. ભારતી સાહિત્ય સંઘે બાળકો માટે 'અરુણ પુસ્તકમાળા' શરૂ કરી છે. વર્ષે એક હજાર પાનાંની સોળ પુસ્તિકાઓ પ્રગટ કરવાની યોજના છે. આ માળાનું લવાજમ ત્રણ રૂપિયા છે. તેનાં ત્રણ પુસ્તક 'શંકરાચાર્ય' 'રંગરંગ વાદળિયાં', અને 'નાનાં છોકરાં' બહાર પડયાં છે.

સમગ્ર દૃષ્ટિથી આ માળાઓનો આપણે વિચાર કરીએ. બાલસાહિત્યની માળાને આપણે આ વિચારમાંથી દૂર રાખશું કેમકે જે જે ખામીઓ બીજી માળાઓમાં છે તેમાંની ઘણી ખરી મોટા ભાગે આ બાલસાહિત્યની માળાઓમાં નથી.

અપવાદ તરીકે એકાદ બે માળા બાદ કરતાં આ માળાઓમાં વર્ષમાં કયાં પુસ્તકો પ્રગટ થવાનાં છે તેની ગ્રાહકને ખબર હોતી નથી. ગ્રાહકના હાથમાં પુસ્તક આવ્યા બાદ જ તેને તે માળામાં પુસ્તક પ્રગટ થયાની ખબર પડે છે. અને તે પોતે ચાર પાંચ માળાઓનો ગ્રાહક હોય તો જોઈ લો મજા ! અમુક પુસ્તક કઈ માળા તરફથી તેને આવ્યું તે યાદ રાખતાં તેને ખૂબ મહેનત પડે છે. વળી આ માળાને અને નિયમિતતાને કશોયે સંબંધ હોય તેમ લાગતું નથી. બે મહિને, ત્રણ મહિને કે ચાર મહિને પુસ્તક પ્રગટ થાય તેવો કંઈ નિયમ હોતો નથી. અલબત્ત જે પુસ્તકથી લવાજમ વસૂલ કરવાનું હોય તે પુસ્તક ઠીક વહેલું પ્રગટ થઈ જાય છે. પછી તો એક વર્ષને બદલે પુસ્તકો પૂરાં કરતાં બે અઢી વર્ષ પણ ચાલ્યાં જાય તો નવાઈ નહિ.

આમ અનિયમિતતા હોવાથી પ્રગટ થયેલ પુસ્તક ગુમ થાય તોપણ ગ્રાહકને ત્યારપછીનું પુસ્તક મળે ત્યારે જ ખબર પડવાનો સંભવ છે. કેમકે અમુક માળાનું અમુક પુસ્તક પ્રગટ થઈ ગયું છે તેવી ખબર કયાંયે છાપવા છપાવવાની જરૂર પ્રકાશકોને લાગતી નથી.

પુસ્તક બહાર પડયા પછી ગ્રાહકને બને તેટલું મોડું મોકલવામાં આવે છે. અમુક પુસ્તક માળામાં પ્રગટ થયું છે ને તેની ગ્રાહકોને ખબર ન હોય ને તે છૂટક કિંમતે ખરીદી લે, ત્યાર પછી તેને તે જ પુસ્તક મળતાં પુસ્તક બેવડાય છે. પ્રગટ થયા પછી પુસ્તકની ખૂબ જાહેરાત થયા બાદ ત્રણ મહિના સુધી પણ ગ્રાહકને પુસ્તક ન મળ્યાના દાખલા મોજૂદ છે. ગ્રાહક પોસ્ટકાર્ડ લખી ઉઘરાણી કરે ત્યારે જ પુસ્તક મળે છે. વર્તમાનપત્રોમાં સમાલોચના જોયા બાદ પોતાને પુસ્તક આજકાલ મળશે તેમ ગ્રાહક રાહ જોયા જ કરે છે, પણ તેની રાહનો અંત ખૂબ મોડો આવે છે. પ્રકાશકોની આ બેદરકારી ગ્રાહકોએ જરા પણ ચલાવી લેવી ન જોઈએ.

આપણે ત્યાં દિનપ્રતિદિન વાંચન પ્રત્યે અભિરુચિ વધતી જાય છે તેવે સમયે માળાના પ્રકાશકો પુસ્તકો

પસંદ કરવામાં તથા ગ્રાહકોની સગવડ પૂરેપૂરી સાચવવામાં ધ્યાન રાખે તો તેમને જ ફાયદો છે.

પુસ્તકપસંદગીની સામે પણ ચાલુ ફરિયાદ રહેવાની. પાનાં પૂરાં કરવાના હિસાબે અગર તો અમુક વખતે પુસ્તક આપવાનું છે તે ખાતર વર્ષમાં અમુક પુસ્તક 'મોળું' અપાઈ જાય છે. દરેક પ્રકાશક જો વિચારી જોશે તો તેણે આ ભૂલ કરી હશે તેમ તેને લાગશે. આ ક્ષતિ દૂર કરવા માટે પહેલેથી જ પૂરી તૈયારી કર્યા બાદ પ્રકાશનોનાં નામ પ્રસિદ્ધ કરવાં અને ખાસ કારણ સિવાય તેમાં ફેરફાર કરવો જ નહિ.

મોંઘું ટપાલખર્ચ આ માળાના પ્રચારમાં મોટા વિઘ્નરૂપ છે. પણ જ્યાં સુધી પુસ્તકો માટે 'જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ' ટપાલના દર અમેરિકામાં જેમ ઓછા થયા છે તેમ ન થાય ત્યાં સુધી, ગામ વાર એજન્ટો નીમીને આ પ્રશ્નનો નિકાલ લાવવા યત્ન થવો જોઈએ.

હું પોતે પ્રકાશક ન હોવાથી પ્રકાશકોની મુશ્કેલીઓનો મને ખ્યાલ ન હોય તેમ કોઈ પ્રકાશક ભાઈ કહેશે. અલબત્ત મેં તો આ બધું ગ્રાહકની દૃષ્ટિથી લખ્યું છે. તેમાં કોઈ ચર્ચાસ્પદ મુદ્દો હોય ને કોઈ પ્રકાશક ભાઈ ચર્ચા કરશે તો તેને આવકારદાયક ગણીશ.

●

## અમે

•પૃથ્વી•

અમે પથિક, કિંતુ સૌ ક્ષિતિકિનારના પંથ એ,
અમે શ્રમિત, કિંતુ ઈન્દ્રધનુના વિસામા બધે;
અમે ક્ષુધિત, કિંતુ ભોજન બધેય જૂમ્ભા તણાં,
અમે તૃષિત, કિંતુ વારિ બસ ઝાંઝવાં ઝાંઝવાં.

કહીંથી નીકળ્યા, વળી કહીં જવું, વિના ભાન એ
ભવાટવી વિષે અહીં ભટકતાં ભૂલાં સૌ પડ્યાં;
અને કઠિન ઠોકરો અદીઠ કંટકોને સદા,
બનાવી અમ ભોમિયા અગમ પંચ સૌ જૈ રહ્યાં.

કુટાઈ ઠુકરાઇ કોઇ દિન આંસુડાં નેનથી,
જરાક વળી સારવી જગત આંગણે ખેલતાં
અમે શિશુ નચિંત; તોય ઘરને કદી ઓટલે
જઈ સૂઇ જવાની આશ અણદીઠ હૈયે રસે.

અમો ઘરવિહીનને ઘર તણી ન કૈયે મણા;
અમારું ઘર ત્યાં જ જ્યાં રઝળતાં જ લોટી પડ્યાં.

રજનીકાન્ત દેસાઇ

# હિંદમાં શણનો ઉદ્યોગ

☆ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ ☆

[ ગતાંકથી સંપૂર્ણ ]

## ૨૩. હિંદી મિલો

શરૂઆતમાં મુંબઈના શેઠ ચંદારામજી નામના ગૃહસ્થે શણ-મિલની સ્થાપના કરી. પરંતુ પાછળથી તેમણે તે વેચી નાખી. તે પછી રૂસ્તમજી મિલ કોઈ પારસી સાહસને આભારી હતી. પરંતુ ખરાબ વખતમાં નુકસાની કરવાથી તે પણ બીજાને વેચાઇ ગઈ. એકાદ બંગાળી ગૃહસ્થે એક નાની મિલ બાંધી બીજાઓને એટલે કે યુરોપિયનોને ચલાવવા આપી હતી. સામાન્ય રીતે બંગાળી જમીનદારો પાસે પુષ્કળ પૈસા હોય છે પરંતુ તેમને ઉદ્યોગો પ્રત્યે પક્ષપાત નથી એટલે તેઓ પોતાના ફાજલ પૈસા ગવર્નમેન્ટ લોનોમાં રોકે છે. હજી સુધી કોઈ બંગાળીની માલેકીની મિલ થઈ નથી. આવા નફાકારક ધંધામાંથી પણ બંગાળીઓ નિવૃત્ત રહી શકે છે એ એક અજાયબી છે. મુંબઈના ઉદ્યોગપતિઓ પણ આ વિષયમાં પરાંગમુખ રહ્યા છે! હમણાં ૭ સાત મિલો હિંદના વહીવટ નીચે છે. તેમાં બિરલા, હુકમીચંદ, આદમજી એ મુખ્ય છે. બીજી ત્રણ ચાર નાની મિલો હિંદીઓના વહીવટ નીચે છે. પરંતુ લડાઈના વખતની સુંદર કમાણીનો લાભ હિંદીઓએ લીધો નથી.

## ૨૪. મહાયુદ્ધ પછી મિલોનો વિકાસ

મહાયુદ્ધની મોટી કમાણી મિલોને મળવાથી સને ૧૯૧૪ થી ૧૯૧૬ સુધીમાં ૧૬ નવી મિલો બંધાઈ. કુલ આઠ મિલોમાંથી ૭૬ મિલો થઇ. જૂની મિલોએ પણ શાળો વધારી. આથી કુલ શાળોની સંખ્યા ૩૩૦૦૦ માંથી ૪૦૦૦૦ થઈ. સને ૧૯૨૧-૨૨ માં ચાર મિલો વધી. મિલોની સંખ્યા ૮૧ થઈ આ ચાર વર્ષ મિલઉદ્યોગનાં સારાં હતાં. મિલોવાળાને યોગ્ય નફો મળ્યો હતો. કદી ભાવો ઘટી જતા તો મિલોવાળા કામ કરવાના કલાકો ઘટાડીને ઓછો માલ કાઢતા હતા. આમ જૂનો સ્ટૉક ખલાસ કરતા હતા અને ભાવોને સુધારી લેતા હતા. આવા બજારના ફેરફારો ઘણા થતા હતા. પરંતુ એકંદર વિકાસની દૃષ્ટિએ શણમિલોએ ઠીક પ્રગતિ કરી હતી.

## ૨૫. પછીનાં દશ વર્ષોમાં વિકાસ

સને ૧૯૨૧-૨૨ માં કોથળા અને શણના કાપડનો ભાવ ઘટી ગયો એટલે મિલોએ કામના કલાકો ઘટાડી નાખ્યા એટલે વળી બજાર સુધરી આવી. આમ વારંવાર કરીને મિલોએ ભાવો ટકાવી રાખ્યા હતા. પરંતુ હવે નવી મિલો પુષ્કળ બંધાવા લાગી. સને ૧૯૨૧-૨૨ માં ચાર મિલો વધી. સને ૧૯૨૨-૨૩ માં પાંચ વધી. સને ૧૯૨૩-૨૪ માં ત્રણ વધી. સને ૧૯૨૬-૨૭ માં ભાવો બહુ સારા રહેવાથી તે વર્ષે ૭ મિલો વધી. કુલ ૯૬ મિલો થઈ. સને ૧૯૩૦ માં પૂરી ૧૦૦ મિલો થઈ. તેમાં ૨૩॥ કરોડ રૂપિયાની મૂડી રોકાઈ. પોણા ત્રણ લાખ કામ કરનારા હતા. કુલ શાળોની સંખ્યા ૬૧ હજારે પહોંચી હતી. આ દશ વર્ષો મિલઉદ્યોગ માટે સારાં ગણાય. વચ્ચે કોઈ કોઈ વરસ નબળાં આવતાં પરંતુ મોટાં રિઝર્વ ફંડો, નાણાંની છૂટ અને આગલાં વર્ષોની સારી કમાણીથી નબળાં વર્ષોમાં મુશ્કેલી નહોતી આવતી.

## ૨૬. મંદી

સને ૧૯૩૦-૩૧ માં લગભગ ૧૦૦ મિલો હતી તે પછીના દશકામાં એક પણ મિલ વધી નથી, તેમ બીજો વિકાસ પણ થયો નથી; કારણ કે છેલા દસકામાં એક બે વરસ સિવાય બધો વખત મંદી જ રહી છે. ઉઠાવ કરતાં ઉત્પન્ન ઝાઝું થતું હતું. મિલોની સંખ્યા અને શાળોની સંખ્યા ઘણી વધી

ગઈ હતી. આથી સ્વાભાવિક રીતે જ મંદી આવી. ઉપરાંત કેટલીક મિલો જ્યુટ મિલર્સ એસોસિયેશનની બહારની હતી. તેઓ રાત્રિ દિવસ કામ કરી વધારે માલ તૈયાર કરતી હતી. આથી પેદાશ ઘણી થતી હતી. આ સ્થિતિમાં આ દશકામાં મિલોએ ઓછા કલાક કામ કરવા માટે ચાલુ ગોઠવણો કરી હતી. દર અઠવાડિયે ૪૮ થી ૬૦ કલાક કામ કરવાની વારેવારે ગોઠવણો થઈ હતી. છતાં માલ દુનિયા ઉપાડી શકે તે કરતાં વધુ જ પેદા થતો હતો અને મંદી ચાલુ જ રહેતી હતી.

## ૨૭. બંગાળી ખેડૂતો

સને ૧૯૩૭થી બંગાળ સરકારે શણના ઓછા ભાવો જોઈ શણની વાવણી ઓછી કરવા માટે સબળ પ્રયત્નો કર્યા હતા. ખેડૂતો વચ્ચે શણ ઓછું વાવવાની મોટી જાહેરાત ચાલુ છે. ખેડૂતો પણ હવે જાગ્રત થયા છે. એમની વચ્ચે સ્વતંત્રતાની અને પોતાના હક્કોની સમજણ પ્રસરવા લાગી છે. છતાં શણના ઉઠાવ ઉપર શણના ભાવોનો આધાર હોય છે. બંગાળ સરકાર એમને મદદ કરે છે. પરંતુ બંગાળની સરકારને અંગ્રેજ સભ્યોનો સક્રિય અને જબ્બર ટેકો હોવાથી તે તેમની દબાયેલી રહે છે અને આથી યુરોપિયન હક્કોની વિરુદ્ધ બંગાળની સરકારથી ખેડૂતોને મદદ થઈ શકે તેમ નથી. છેલ્લાં ત્રણ વર્ષથી પાકની વાવણી ૨૫ ટકા ઘટાડવા સરકાર મોટા પ્રયત્નો કરે છે. બંગાળમાં જમાબંધીની પદ્ધતિ હોવાથી જમીનદારોને જમીનનો રસકસ ઘેર બેઠાં મળે છે અને ખેડૂતો ગરીબ રહે છે.

## ૨૮. શણ–મિલોની હમણાંની સ્થિતિ

શણ–મિલોની હમણાંની સ્થિતિ મંદ છે. તેમના હાથમાં હેસિયન એટલે શણનું કપડું અને કોથળાનો મોટી રકમ સ્ટૉક થઈ ગયો છે. મિલો પાસે પૈસા છે એટલે આટલો મોટો જથ્થો સંભાળી શકે છે પરંતુ હવે તેમનાં ગળાં ભરાઈ ગયાં છે. લગભગ ૪૫ કરોડ વાર જેટલું શણ–કાપડ એમની પાસે વગર વેચાયેલું પડયું છે. કોથળા પણ જંગી જથ્થામાં પડયા છે. છેલ્લાં બે વરસથી સ્થિતિ બગડતી ચાલી છે. બધી મિલોને એકત્ર કરવા માટે ભગીરથ પ્રયત્નો થયા છે. કેટલીક હિંદી મિલોએ ઓછા કલાક કામ કરવા બદલ નુકસાની માગી પણ તે આપવા મોટી મિલો તૈયાર ન થઈ. છેવટે જ્યારે બહુ નુકસાન થઈ પડયું ત્યારે હવે સૌ મિલો ભેગી થઈ ગઈ છે.

## ૨૯. મિલોએ કરેલા નવા કરારો

મિલોએ મળીને કરારો કર્યા છે. તેમાં બજાર સુધારવા માટે ઓછા કલાક કામ કરવાનો નિર્ણય થાય તો સૌએ તે મંજૂર રાખવું. તેમાં જે કરારભંગ કરે તેણે દંડની મોટી રકમ ભરવાની રહે. સૌ મિલો પાસેથી ડિપોઝિટ લેવામાં આવી છે. ખુશીથી આ કરારો થયા છે. આ વરસના ફેબ્રુઆરી માસમાં યુરોપમાં લડાઈનાં વાદળો ચડેલાં જોઈ અંગ્રેજ સરકારે વીશ કરોડ યુદ્ધ માટેના કોથળાઓનો ઓર્ડર આપ્યો હતો. તે છ માસ ચાલ્યો. તેટલા સમયમાં બજારમાં ઠીક સુધારો થયો. હવે એ ઓર્ડર જુલાઈમાં પૂરો થયો એટલે બજાર ન ઘટે તે માટે મિલોએ મળીને ૨૦ ટકા શાળો બંધ કરવાનો ઠરાવ કર્યો છે. આથી બજાર ટકેલી પડી છે. પરંતુ જૂનો સ્ટૉક પૂરો થયા વગર બજાર લાંબી સુધરશે નહિ.

## ૩૦. શણ–મિલો અને હિંદીઓ

આ શણ–મિલોના સાઠ ટકા ઉપર શેરો હિંદીઓના હાથમાં છે. પરંતુ આ મિલોની મેનેજમેન્ટ અને કુલ સત્તા સ્કૉટમેનોની છે. મેનેજીંગ એજન્ટો બધી સ્કૉચ પેઢીઓ છે. મેનેજરો, એસિસ્ટંટ મેનેજરો, એન્જિનીઅરો અને અધિકારીઓ બધા યુરોપિયનો છે. એમને મોટાં પગારો અને એલાઉંસો મળે છે. કારકુનો અને નાના અધિકારીઓ બંગાળી બાબુઓ હોય છે. એમને સાધારણ પગારો મળે છે. મોટા અધિકાર કયારે પણ હિંદીઓને આપવામાં આવતો જ નથી. રૂપિયે તેર આના લગભગ કારભાર યુરોપિયનોના હાથમાં છે. જૂની મિલો અત્યંત ધનવાન અને મોટાં સાધનો ધરાવનારી છે. સરકારમાં એમની લાગવગ ભારે મોટી રહે છે.

ઑફિસમાં યુરોપિયન અનુભવીની દેખરેખ નીચે જુદી જુદી જાતના માર્કાના શણના રેસાઓને મિશ્ર કરી મિલમાં મૂકવામાં આવ્યા હોય છે. શણ–કાપડમાં ઊંચી જાતનું શણ વધુ મિશ્ર થયું છે. શણ–કોથળામાં હલકી જાતનું શણ વધુ ભેળવાય છે. જુદાં જુદાં ગોડાઉનોમાંથી જુદી જાતના શણની ગાંસડીઓ મંગાવી આજના જોઈતા કાપડ માટે મિશ્રણ કરવામાં આવે છે. તાણા અને વાણા માટે જુદી જુદી જાતનું શણ જોઈએ છે.

### ૩૬. શણ તૈયાર કરાય છે

શણના રેસા કડક હોય છે એટલે પ્રથમ એને નરમ કરવું પડે છે. પાણી અને જાડું તેલ છાંટતા જઈ એને ખૂબ ખૂંદે છે. પછી જુદા જુદા રોલરોની નીચેથી એને પસાર કરવામાં આવે છે. આ રોલરોમાં રેસાઓ ચોળાઈ, દબાઈ, મસળાઈ, ધોવાઈ સુંવાળા બને છે. પછી મિલમાં એના તાણાવાણા બને છે. ત્યાંથી શાળો ઉપર વણાય છે. દરેક શાળ ઉપર છ મજૂરો વણવા અને કાંતવા માટે જોઈએ છે. હેસિયન (શણ–કાપડ)ની દરેક શાળમાં દરરોજ દોઢ મણ શણ વપરાય છે, જ્યારે કોથળા બનાવવાની શાળમાં દરરોજ સાડા ત્રણ મણ શણ જોઈએ છે. ત્રીશ મણ શણમાંથી ૨૭ મણ તૈયાર કાપડ નીકળે છે. કાપડને પાછળ અસ્ત્રી કરવાના સાંચા ઉપર મૂકી દે છે. ત્યાં તે પોલીશ થઈ સફાઈદાર બને છે. ત્યાંથી કાપડના મોટા વીંટા કાપવાના સંચા ઉપર જાય છે. ત્યાં તેના જોઈતા માપમાં કકડા થાય છે. પછી ઓટવાના સંચા ઉપર કોથળા બે બાજુથી ઓટાય છે અને કોથળા તૈયાર થઈ જાય છે. ઉપરની બાજુએથી ઓટવાનું હાથથી બને છે. સ્ત્રીઓ એ કામ કરે છે. કોથળાઓ ગણતરી કરીને ૨૫૦, ૩૦૦ અને ૪૦૦ની સંખ્યામાં પાકી ગાંસડીઓમાં બંધાઈ ગોડાઉનમાં પહોંચે છે. કોથળાના ભાવ દર સો ઉપર બોલાય છે.

### ૩૭. શણનું કાપડ તૈયાર થાય છે

કાપડમાં ઓટવાની જરૂર પડતી નથી. દરેક એક હજાર અથવા બે હજાર વારની એવી પાકી ગાંસડીઓ બંધાય છે. આ બધાં કામમાં યંત્રનું મુખ્ય કામ પડે છે. છતાં હાથમહેનતને માટે પણ થોડો અવકાશ રહે છે. સરેરાશ દરેક મિલમાં ૫૦૦ શાળ, દશ હજાર ત્રાકો અને ત્રણ હજાર મજૂરો હોય છે. સરેરાશ સૂતરાઉ કાપડની મિલ કરતાં સરેરાશ શણ–કાપડની મિલ મોટી હોય છે. આ શણમાંથી ઢાંકવાનાં ટરપાલો પણ બનાવાય છે.

### ૩૮. સોદાને લગતી હકીકત

યુરોપિયન મિલો ઘણું ખરું યુરોપિયન દલાલો મારફતે કામ કરે છે. દલાલ કોન્ટ્રાકટની બે નકલો કરીને લેનાર અને વેચનારને મોકલી દે છે, મહિનાની આખરે ડિલિવરી સ્ટીમરમાં આપવા મિલવાળા બંધાય છે કારણ કે તેઓ સ્ટીમર પહોંચતો માલ વેચે છે. સ્ટીમરનું નામ લેનારે આઠ દિવસ પહેલાં આપવું પડે છે. મિલવાળો સ્ટીમરની મેટસ રસીદ મેળવી પૈસાનું બિલ બનાવી લેનાર ઉપર મોકલે છે. જો આ કોન્ટ્રાકટમાં કંઈ વાંધો પડે તો તેનો નિકાલ બંગાળની ચેમ્બર ઑફ કોમર્સ (અંગ્રેજોનું બનેલું વેપારીમંડળ)ની લવાદી ઉપર છોડવામાં આવે છે, જે હારનાર પાસેથી ૯૨ રૂપિયા ફીના લે છે.

### ૩૯. શણના માલના બજાર

કાચા શણની બજાર જુદી છે. ત્યાં મોટો સટ્ટો ચાલે છે. કરોડો રૂપિયાની ઊથલપાથલ થાય છે. તેવી જ રીતે શણના માલના સોદા કલાઈવ સ્ટ્રીટમાં થાય છે. અહીં બધા દેશોના વેપારીઓ અને દલાલો ભેળા થાય છે. દેશપરદેશ બધા દેશોને માટે તૈયાર કોથળા અને કાપડ (હેસિયન)ના સોદા થાય છે. યુરોપની પરિસ્થિતિ અને સામાન્ય અફવાઓથી પણ બજારમાં મોટી ઊથલપાથલ થાય છે. તે સિવાય બીજો સટ્ટો મારવાડીઓ મુખ્યત્વે કરે છે. અબજો રૂપિયાનો સટ્ટો તેમાં ચાલે છે, પરંતુ તેમાં માલની ડિલિવરી બિલકુલ લેવાતી દેવાતી નથી. માત્ર નફો નુકસાન લેવાય દેવાય છે.

### ૪૦. સરકારી જકાત

સને ૧૯૧૬થી શણ પરદેશ ચડે તેના ઉપર સરકારી જકાત ૪૦૦ રતલની ગાંઠ ઉપર સવા બે રૂપિયા હોય છે. હેસિયન ( શણ–કાપડ ) ઉપર ટને ૧૬ રૂપિયા અને કોથળા ઉપર ટને ૧૦ રૂપિયા હતા. સને ૧૯૧૭થી આ જગાત લેવામાં આવે છે. એની પેદાશ રૂપિયા બેથી સવાબે કરોડ હિંદી સરકાર લેતી, પરંતુ હવે બંગાળની સરકારને એ જકાતી પેદાશનાં અર્ધાં નાણાં મળે છે.

### ૪૧. મિલોમાં માલની પેદાશ

હાલમાં ૯૯ મિલો કામ કરે છે, લગભગ ૬૪ હજાર શાળો ચાલે છે, પોણાત્રણ લાખ માણસો એની પાછળ રોકાયાં છે, ૨૪ કરોડની મૂડી છે. આટલાથી લગભગ ૪૨ કરોડ કોથળા અને ૧૫૬ કરોડ વાર કાપડ બને છે. તેની કિંમત લગભગ બાવીસ કરોડ રૂપિયા થાય. આ સિવાય યુરોપની અને જાપાનની મિલો માટે સાડાસાત લાખ ટન શણ કાચું ચઢે છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યો ૧૦૦ કરોડ વાર હેસિયન ખરીદે છે. ૩૦ કરોડ વાર દક્ષિણ અમેરિકા ખરીદે છે. ૩૩ કરોડ વાર બીજા પરદેશોમાં જાય છે, શાળોમાં ૨૨૦૦૦ શાળો કોથળા અને ૪૨૦૦૦ શાળો કાપડ બનાવવા માટેની છે.

### ૪૨. ઇન્ડિયન જ્યુટ મિલ્સ એસોસિયેશન

સને ૧૮૮૬થી આ મિલમાલેકમંડળ સ્થપાયું છે. એ ઘણું વગવાળું અને ધનવાન મંડળ છે. મિલોને થોડો વખત ચલાવવી, કલાકો ઓછા કરવા, એમની નીતિ બાંધવી વગેરે કામ એ કરે છે. એ યુરોપિયનોનું મંડળ છે. મિલોની એકસંપી રાખવા માટે તે ભારે પ્રયાસ કરે છે. સરકાર સાથેનો મિલોનો સંબંધ અને નીતિ પણ આ મંડળને હસ્તક છે. તે સિવાય હિંદી સરકારના અનુભવીઓ, બંગાળ સરકારના અનુભવીઓ અને મિલોના અનુભવીઓનું ઇન્ડિયન મંડળ સેંટ્રલ કમિટી છે. તે શણની વાવણી, પાક, જંતુનાશ, શણવિભાગમાં પાકા રસ્તાઓ બાંધવા, મુકામોમાંથી માલ મંગાવવાની સગવડો વધારવી, શોધખોળો કરાવવી ઇત્યાદિ કામો કરે છે. તે માટે તેને દર વર્ષે હિંદી સરકાર પાસેથી પાંચ લાખ રૂપિયા ગ્રાંટ મળે છે.

### ૪૩. પરદેશમાં શણનો ઉદ્યોગ

ડંડી ( સ્કોટલેંડ )માં સને ૧૮૩૮માં શણની મિલો સ્થપાઈ તેમાં શણની સરસ બનાવટો થાય છે. ત્યાં લગભગ ૨૦ મિલો છે. તે સિવાય યુરોપમાં હેમ્બબર્ગ, ડનકર્ક, જિનોઆ, ટ્રીસ્ટ, ન્યુયોર્ક અને જાપાન ખાતે શણ-મિલો સ્થપાઈ છે. પણ એ બધી મિલોને કાચું શણ તો હિંદમાંથી જ મેળવવું પડે છે. દર વર્ષે લગભગ સાડાસાત લાખ ટન શણ હિંદમાંથી પરદેશો ખાતે જાય છે. ત્યાંની મિલોમાં શણની અનેક ચીજો બને છે.

### ૪૪. શણને લગતા આંકડા

સરકાર તરફથી હમેશાં શણના પાકના અંદાજો બહાર પડે છે. પરંતુ વરસ આખરે અંદાજ કરતાં વધારે માલ નીકળે છે. પાકના આંકડા નીચે મુજબ છે:

| વરસ | કુલ ગાંઠ | પરદેશ ચડેલ ગાંઠ | મિલોએ વાપરી ગાંઠ |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૮૫,૮૨,૦૦૦ | ૪૧,૨૭,૦૦૦ | ૪૪,૫૫,૦૦૦. |
| ૧૯૩૬–૩૭ | ૧,૦૭,૪૧,૦૦૦ | ૪૮,૨૭,૦૦૦ | ૬૧,૨[illegible],૦૦૦. |
| ૧૯૩૭–૩૮ | ૯૯,૯૭,૦૦૦ | ૩૭,૨૦,૦૦૦ | ૬૧,૭૭,૦૦૦. |

સને ૧૯૩૮–૩૯નો પાક એક કરોડ દશ લાખ ગાંઠ થવાની વકી છે, કારણ કે વરસાદ અને ઋતુ અનુકૂળ રહ્યાં છે.

## ૪૦. સરકારી જકાત

સને ૧૯૧૬થી શણ પરદેશ ચડે તેના ઉપર સરકારી જકાત ૪૦૦ રતલની ગાંઠ ઉપર સવા બે રૂપિયા હોય છે. હેસિયન ( શણ-કાપડ ) ઉપર ટને ૧૬ રૂપિયા અને કોથળા ઉપર ટને ૧૦ રૂપિયા હતા. સને ૧૯૧૭થી આ જગાત લેવામાં આવે છે. એની પેદાશ રૂપિયા બેથી સવાબે કરોડ હિંદી સરકાર લેતી, પરંતુ હવે બંગાળની સરકારને એ જકાતી પેદાશનાં અર્ધાં નાણાં મળે છે.

## ૪૧. મિલોમાં માલની પેદાશ

હાલમાં ૯૯ મિલો કામ કરે છે, લગભગ ૬૪ હજાર શાળો ચાલે છે, પોણાત્રણ લાખ માણસો એની પાછળ રોકાયાં છે, ૨૪ કરોડની મૂડી છે. આટલાથી લગભગ ૪૨ કરોડ કોથળા અને ૧૫૬ કરોડ વાર કાપડ બને છે. તેની કિંમત લગભગ બાવીસ કરોડ રૂપિયા થાય. આ સિવાય યુરોપની અને જાપાનની મિલો માટે સાડાસાત લાખ ટન શણ કાચું ચઢે છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યો ૧૦૦ કરોડ વાર હેસિયન ખરીદે છે. ૩૦ કરોડ વાર દક્ષિણ અમેરિકા ખરીદે છે. ૩૩ કરોડ વાર બીજા પરદેશોમાં જાય છે, શાળોમાં ૨૨૦૦૦ શાળો કોથળા અને ૪૨૦૦૦ શાળો કાપડ બનાવવા માટેની છે.

## ૪૨. ઇન્ડિયન જ્યુટ મિલ્સ એસોસિયેશન

સને ૧૮૮૬થી આ મિલમાલેક મંડળ સ્થપાયું છે. એ ઘણું વગવાળું અને ધનવાન મંડળ છે. મિલોને થોડો વખત ચલાવવી, કલાકો ઓછા કરવા, એમની નીતિ બાંધવી વગેરે કામ એ કરે છે. એ યુરોપિયનોનું મંડળ છે. મિલોની એકસંપી રાખવા માટે તે ભારે પ્રયાસ કરે છે. સરકાર સાથેનો મિલોનો સંબંધ અને નીતિ પણ આ મંડળને હસ્તક છે. તે સિવાય હિંદી સરકારના અનુભવીઓ, બંગાળ સરકારના અનુભવીઓ અને મિલોના અનુભવીઓનું ઇન્ડિયન મંડળ સેંટ્રલ કમિટી છે. તે શણની વાવણી, પાક, જંતુનાશ, શણવિભાગમાં પાકા રસ્તાઓ બાંધવા, મુકામોમાંથી માલ મંગાવવાની સગવડો વધારવી, શોધખોળો કગવવી ઇત્યાદિ કામો કરે છે. તે માટે તેને દર વર્ષે હિંદી સરકાર પાસેથી પાંચ લાખ રૂપિયા ગ્રાંટ મળે છે.

## ૪૩. પરદેશમાં શણનો ઉદ્યોગ

દંડી ( સ્કૉટલેંડ )માં સને ૧૮૩૮માં શણની મિલો સ્થપાઈ તેમાં શણની સરસ બનાવટો થાય છે. ત્યાં લગભગ ૨૦ મિલો છે. તે સિવાય યુરોપમાં હેમ્પબર્ગ, ડનકર્ક, જિનોઆ, ટ્રીસ્ટ, ન્યુયોર્ક અને જાપાન ખાતે શણ-મિલો સ્થપાઈ છે. પણ એ બધી મિલોને કાચું શણ તો હિંદમાંથી જ મેળવવું પડે છે. દર વર્ષે લગભગ સાડાસાત લાખ ટન શણ હિંદમાંથી પરદેશો ખાતે જાય છે. ત્યાંની મિલોમાં શણની અનેક ચીજો બને છે.

## ૪૪. શણને લગતા આંકડા

સરકાર તરફથી હમેશાં શણના પાકના અંદાજો બહાર પડે છે. પરંતુ વરસ આખરે અંદાજ કરતાં વધારે માલ નીકળે છે. પાકના આંકડા નીચે મુજબ છે:

| વરસ | કુલ ગાંઠ | પરદેશ ચડેલ ગાંઠ | મિલોએ વાપરી ગાંઠ |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૮૫,૮૨,૦૦૦ | ૪૧,૨૭,૦૦૦ | ૪૪,૫૫,૦૦૦. |
| ૧૯૩૬–૩૭ | ૧,૦૭,૪૧,૦૦૦ | ૪૮,૨૭,૦૦૦ | ૬૧,૨[illegible],૦૦૦. |
| ૧૯૩૭–૩૮ | ૯૯,૯૭,૦૦૦ | ૩૭,૨૦,૦૦૦ | ૬૧,૭૭,૦૦૦. |

સને ૧૯૩૮–૩૯નો પાક એક કરોડ દશ લાખ ગાંઠ થવાની વકી છે, કારણ કે વરસાદ અને ઋતુ અનુકૂળ રહ્યાં છે.

[ રેખાચિત્ર ]——— **હીરિયો** ———[ સાંદીપનિ ]

એક ખરો રમતિયાળ છોકરો છે. કામ કરતા હો ત્યાં સુધી કામ કરો, અને રમતા હો ત્યાં સુધી રમો એ જાણીતી અંગ્રેજી કહેવતને, એની કાર્યપદ્ધતિ જોતાં, એના જીવનમાં જરા જુદી રીતે ઘટાવી શકાય તેમ છે. સવારના સાતથી તે સાંજના પાંચ વાગ્યા સુધીનો મિલનો આખોય સમય એ કામ કરતો કરતો રમે છે, અને રમતો રમતો કામ કરે છે.

શાહપુર વનમાળી વાંકાની પોળમાં એક નાની સરખી ઓરડી રાખીને, સાવ આછાંપાતળાં સાધનો સાથે એ એકલો રહે છે. બ્રાહ્મમુહૂર્તે અમારી ઉદ્યોગી નગરીમાં યંત્રવાદની આરતી ઊતરે છે. ઘંટારવોની જેમ ટાવરોમાંથી વિસ્તરતા છના ટકોરાને ટણકારે અને શરૂ થતા મહાભારતના યુદ્ધની જેમ એક પછી એક ફુંકાતાં જતાં પ્રચંડ શંખનાદો સમા સો સો ભૂંગળાંના ભેંકારે બેથી અઢી લાખ મજૂરોના ટેવાયેલા કાન ભરઊંઘમાંથી ફફડી ઊઠે છે, અને સૌની સાથે હીરિયાની આંખોય ઊઘડી જાય છે.

પણ એના પંથ બધાઓથી ન્યારા છે. મોડી રાત સુધી રવડીરખડીને, પરસેવાના પૈસાનો દુર્વ્યય કરીને, પાછલી રાતે સૂનારા; તેમ જ ઢંઢોળનારી ઘરવાળીને 'ઊઠું, ઊઠું છું, ઊઠું છું ઊઠું' કરીને આંખો મીચી દેનારા, ખેંચેલી ગોદડીને ફરી ફરી ઓઢતાં ઢંઢોળનારી તરફ જેમ તેમ બકનારા નિશાચર સરીખા અનેક મજૂરોની જેમ એના શરીરમાં સુસ્તી, થાક, કંટાળો કે બેચેની નથી. યંત્રવાદ–મૂડીવાદનાં સદસદ્ તત્ત્વોનાં રશિયન પૃથક્કરણ એ સમજતો નથી. મિલ–લાઈન તરફ એને તિરસ્કાર કે ઉપેક્ષા નથી.

ધરતી, ઢોર, માતા, ભાઈભાભી અને એક નાની બહેનને વતનમાં છોડીને એ એકલો, ખાસ કમાવા જ નહિ, છતાંય કમાવા જ, એ અહીં આવ્યો છે. એટલે કે કમાણીથી પર એવા કોઈ હેતુની સિદ્ધિ અર્થે પોતાની ઊગતી જુવાનીની શરૂઆત એણે શહેરી કારકિર્દીથી કરી છે; કરી છે કહેવું એના કરતાં કરવી પડી છે કહેવું વધારે ઉચિત છે, નહિ તો વતનમાં એને જિવારો છે. મિલ એને મન ખરેખર મંદિર છે અને ભૂંગળાનો ભેંકાર જીવનયુદ્ધના યોદ્ધાને ઉત્તેજતો શંખનાદ છે.

વાગી રહેલી અનેક વ્હીસલોમાંથી, એની ટેવાયેલી અને જાગરૂક શ્રવણશક્તિ એની મિલની વ્હીસલ પરખી લે છે, અને એ સ્ફૂર્તિથી ઊભો થઈ જાય છે. નિરાંતે દાતણપાણી કરે છે, ચકલી નીચે બેસીને નિરાંતે ચોળીચોળીને નહાય છે. સુસ્તીને ઉરાડવા કે થાકેલા અવયવોને ઉત્તેજવા એને ચાનાં કોપિયાંની કે મલબારી તેજ પાનના ડૂચાની જરૂર નથી પડતી. એ તો રાત્રે પોતાના હાથે બનાવી રાખેલી ઘઉંની ભાખરીમાંથી એક બે ચોપડેલી ભાખરી અને થોડાક દૂધનો નાસ્તો કરી લે છે. થોડી ભાખરી, થોડું કોરું શાક અને થોડો ગોળ મૂકીને એક નાનો ભાતનો ડબ્બો પેક કરે છે. વતનમાંથી લાવી રખાતી ગડાકુમાં થોડો સૂકો ભેળવીને ચુંગીના બે ઉતાવળા સડાકા મારી લે છે. થોડી ગડાકુ અને સૂકાની પોટલી તેમજ ચુંગી અને દીવાસળીને એક ખીસામાં નાખે છે, તો બીજા ખીસામાં એક ચપ્પુ, થોડા પૈસા, તૂટેલા તાર સારવાનો એક સોયો તેમજ નુકસાની કાગડ સમારી લેવાની એક ઝીણા દાંતવાળી લોખંડની કાંસકી વિગેરે વિગેરે સંભારી સંભારીને ગોઠવી દે છે. દિશાદિશામાંથી ધસ્યાં આવતાં સમાજના અનેકવિધ થરોનાં સેંકડો નરનારીઓનો એકત્ર મજૂરસમુદાય, સવારના પોણાસાતે દિલ્હી ચકલાને કોઈ રંગીન ઝાંય અર્પે છે. અને એ બધાંને ચકલાની હોટેલોમાં વિખરાતાં વિખરાતાં આવતાં મેલીને, આપણા રેખાચિત્રનો નાયક બધાંની પહેલાં પહોંચવાના હેતુથી, શાહીબાગરોડને સ્વસ્થ ગતિથી વટાવતો હોય છે.

ચાલુની વ્હીસલ થાય અને બધાં મજૂરો એક

પછી એક પોતપોતાના સાંચા પર જઈને ગોઠવાય તે પહેલાં તો પા કલાક અગાઉથી તે તેના સાંચા પર પહોંચી ગયો હોય છે. સફાઈવાળો આવીને સાંચો સાફ કરશે, તેમ જ તેલવાળો ખુદ્દો મિયાં આવીને સાંચાને તેલ પૂરી આપીને જરા સરળ બનાવી આપશે એવી રાહ તે કદીય જોતો નથી. પોતાના સાંચા માટે એક ઇલાયદી સાવરણી અને એક ઇલાયદું 'ઑઇલિ કૅન' ગમે તે હિકમતે તેણે હાથ કરી લીધાં છે. બીજા કારીગરની નજરે ચઢે નહિ તે રીતે એ તેને સંતાડી રાખે છે, અને મિલ ચાલુ થતાં પહેલાં પા કલાક અગાઉ આવીને, એના બંને સાંચા, એની જ ભાષામાં કહું તો 'રૅડી ફીટ કંપલેટ' કરી લે છે.

જેટલું કામ થાય તેના પ્રમાણ ઉપર જ દરેક કારીગરને પગાર મળવાનો હોય છે. કારીગરોએ લીધેલા પગારના પ્રમાણમાં જ મુકરદમને ય પગાર મળવાનો હોય છે. એજન્ટના કમિશનનો આધાર પણ ઉત્પન્ન ઉપર જ હોય છે, અને ઓછામાં ઓછા સમયમાં કરાવી લીધેલું વધારેમાં વધારે ઉત્પન્ન એ હરકોઈ કંપનીની આબાદીનાં ઘણાં કારણોમાંનું એક છે, એટલે વધારે કામ કરીને વધારે પગાર લઈ જનારો કારીગર પોતાની જાત ઉપરાંત મુકરદમ, એજન્ટ અને કંપની ત્રણેને ઉપકારકર્તા છે.

બીજા કારીગરોને સામાન્ય રીતે 'ઑઇલીંગ-ક્લીનીંગ'ની કંઈ પડી નથી હોતી. વ્હીસલ થઈ ગયા પછી પાંચપાંચ સાતસાત કે દશદશ મિનિટે, મુકરદમ-નાં દાંતિયાં કરતા મુખડાનાં દર્શન કરતાં કરતાં, અને બગાસાં ખાતાંખાતાં, આવનારા એ બાદશાહો, ટેવાયેલા ગધેડાની જેમ સાંચા પર આવીને આઘુંપાછું કર્યા પછી વણવાની શરૂઆત કરે તે પહેલાં તો ક્યારનાય પોતાના બંને સાંચાઓને હીરિયાએ અજબ જોમથી રમરમાવા માંડ્યા હોય છે.

જુવાનીમાં આવતો જતો અઢાર ઓગણીસ વર્ષનો પાતળી કાઠીનો ઊંચો ઘઉંવર્ણો હીરિયો સાંચા પર કામ કરે છે ત્યારે પારા જેટલો ચંચળ, પવન જેવો ઉલ્લાસિત રમતિયાળ, તેમ જ ગીત ગૂંજતાં ગૂંજતાં અને ઘરકામ કરતાં કરતાંય દાદરા આગળ રમતા બાળકનું ધ્યાન રાખી રહેલી માતા સરખો ચીવટવાન દેખાય છે.

શહેરમાં ગણાતા થઈ જવાની વૃત્તિને લઈને જ શહેરમાં આવ્યા છતાંય, કોઈ પણ શહેરી કટેવરૂપી જળો એણે એના જીવનને વળગવા નથી દીધી, એટલે એનું ગામડિયા આરોગ્ય હજીયે એવી ને એવી નક્કર તાજપ દાખવે છે. અખાડિયન નહિ હોવા છતાંય અખાડિયન જેવો લાગે છે. ઢીંચણ સુધીનો ભાગ ખુલ્લો રહે એ રીતે, લાંબા પહોળા કોરીકિનારના બંદૂકછાપ ધોતિયાનો એક મઝાનો ઝૂલવન્તો કાછડો એણે વાળી લીધો હોય છે. ખુલ્લા બદન પર માત્ર રહેવા દીધેલા, કાળા ચટાપટાવાળા, ને ચપસીને આવી રહેતા ગંજીફરાકને તોડું તોડું કરી રહેલ એનો કૃશ છતાંય તેજસ્વી અને વિશાળ બનતો જતો સીનો એક પ્રકારની સુકુમાર મર્દાનગીભરી છટાથી નીતરતો લાગે છે. નૈસર્ગિક વાંકડિયાળ ઝુલ્ફાં એને શિરે છે નહિ, અને ખોચી સુધી આવતાં કાઠિયાવાડી કાનશિયાં એને પસંદ નથી. આછા આછા વાળ અને આગળના ભાગમાં જરા પાંથી જણાઈ આવે એવા આછી સુક્કી છતાંય કુમાશવન્તી બાબરીવાળા શિરે, કામ કરવાના સમગ્ર સમય દરમિયાન એ એક રેશમી રંગીન જપાની રૂમાલ બાંધી રાખે છે ને એ એવી તો બંકિમ છટાથી બાંધે છે કે એની સાંચા પરની સમગ્ર હિલચાલમાં, ઊડતી બાબરીની સાથે ફરફરતો રૂમાલ, એક પ્રકારની સંવાદી નાજુકાઈ પાથરી રહે છે. કમર પર ચાંદીનો કંદોરો ચકચકી રહે છે. બંને કાને ઉપરના ભાગે સોનાના તારની વાળીઓ ઝૂલે છે. ને વિંધાયેલી બૂટોમાં ડમરો ને મોગરો મહેકે છે. ડાબા હાથનું કાંડું છૂંદાવીને પોતાનું 'હીરિયો' નામ પડાવ્યું છે. કોઈ કૉલેજિયન જે આસક્તિથી વારંવાર ઘડિયાળ જુએ તેમ એ પસીનામાં નહાતું પોતાનું 'હીરિયો' નામ જોયા કરે છે.

પોતાના સાંચા તરફની એની દૃષ્ટિ પણ બીજા-ઓથી તદ્દન ન્યારી છે. અમુક દિવસે અમુક પગાર અપાવનારાં માત્ર જડ મશીનો તરીકે જ એ એને નથી જોતો, ખેતરના ચાસેચાસ પર લક્ષ દઈને ખેતી કરતાં શીખેલો એક ખેડૂતનો છોકરો પોતાની હરિયાળી

ધરતીને જેમ અન્નપૂર્ણાના પ્રતીક તરીકે નિહાળે છે ને હૈયું ભરીભરીને હુલામણાં ગાય છે તેમ હીરિયો પણ પોતાની ખેડૂતસુલભ વૃત્તિથી અમુક પ્રકારના ભક્તિભાવનું આરોપણ કરીને તેના સાંચાઓને લાડ લડાવતો જેવાય છે. વારંવાર એ એનાં મશીનોને સાફ કરે છે. વારંવાર તેલ પૂરીપૂરીને સુંવાળાં સ્નિગ્ધ ચકચકીત અને સરળ રાખે છે. બળેવને દિવસે પોતાના હાથે રાખડી બંધાવતાં પહેલાં સાંચાને અને તાર સારવાના સોયાને રંગબેરંગી વરખવાળા મોટાં મોટાં ફૂમતાંવાળા મનોહર ગોટાઓ બાંધે છે. ધનતેરસને દિવસે વતનમાંનાં પોતાનાં પશુઓનાં શીંગડાં રંગથી રંગવાની પડી ગયેલી ટેવને લીધે એ અહીં આગળ પણ ઘેરથી કંકુ લેતો આવે છે અને ધનતેરસને દિને સાંચાને પાંચપાંચ ચાંલ્લા કરે છે. પ્રત્યેક હિંદુ તહેવારે અને મુસલમાનોના તાજિયા પ્રસંગે રંગબેરંગી કાગળો ઘરના પૈસે ખરીદે છે. ઘેરથી જ અવનવી ડિઝાઈનોમાં કાપી લાવે છે ને મિલની ઝીણી દોરીઓનો યથેચ્છ ઉપયોગ કરીને, સાંચાઓની ઉપર અને આજુબાજુ, પાઈપોના અવલંબને ધ્વજા પતાકાથી શોભતી કમાનોવાળો એક નાનકડો રંગમંડપ ઊભો કરી દે છે. દીવાસળીની છાપો, કાપડ પરની છાપો, અડવાડિકોની છબીઓ, સિનેમાની આકર્ષક જાહેરખબરોવાળાં હેન્ડબીલો તેમજ દવાઓ અને અત્તરોવાળાની જાહેરખબર કરતાં સુગંધિત કાર્ડ વિગેરે વિગેરે ઉપર એને અજબ આસક્તિ છે. જ્યાંથી મળે ત્યાંથી એ બધું ભેગું કરે છે. એક બીજા સાથે કંઈક મેળ મળે, સંગત લાગે તેમજ કંઈક કૌતુકભર્યો ભપકો સાધી આપે, એવું રાખે છે ને બાકીનું ફેંકી દે છે. સાઈઝીંગમાંથી થોડીક ઊકળતી કાંજી, એ પસંદ કરેલી સામગ્રીને ચોંટાડવા લાવે છે, ને લોખંડના ભયંકર હુંકાર વચ્ચે ગરજી રહેલા એ લોખંડી વાતાવરણમાં પોતાને ઊભવા જેટલી જગાને એ હીર હીરિયો જેવી સુંવાળાશ અર્પે છે. એના સાંચા પર જતાં કે ત્યાંથી પસાર થતાં એમ લાગે કે જાણે નાનાં છોકરાં આ તો 'મંદિર મંદિર' રમે છે.

પ્રત્યેક મશીનને એક સરખો આકાર હોય છે, અને એન્જિનની એકધારી અખંડ ગતિ પ્રત્યેક મશીન પર એક સરખું પ્રભુત્વ પાથરતી વહી રહી છે. પણ સાંચા ચાલુ રાખવા ઉપરાંત એ ગતિનો બીજી રીતે વિવિધ ઉપયોગ કરીને વિવિધ સગવડો ઊભી કરવાની ઉત્કંઠા અને આવડત ઓછામાં જ દેખાય છે. હીરિયાએ જાડું પૂઠું કાપીને ફરફરિયાંના આકારના બે પંખા બનાવ્યા છે. અને સાંચા પર એવી રીતે લગાડયા છે કે ચક્કર ચક્કર ફર્યા કરે. વળી બે સાંચાની વચ્ચે બે ફૂટ પહોળાઈમાં તેણે એક ચામડાનો પટો હીંચકાની રીતે સાંકળ્યો છે. એજન્ટ કે અધિકારીઓ ખાતામાં ફરવા આવે એટલી ઘડી તે પંખા કાઢી લે છે અને પટો છોડી લે છે. બાકી આખો દિવસ પટા પર બેઠાં બેઠાં, પંખો ખાતાં ખાતાં, એ કામ કરે છે. અતિશય ગતિથી ફરતો ભમરડો જેમ ઊંઘ લેતો દેખાય છે, તેમ કોઈ પણ પ્રકારની ચૂંથાચૂંથી કે તૂટમતૂટી કે અવ્યવસ્થા સિવાય ચાલતા હીરિયાના સાંચા ઊંઘ લેતા હોય એવું લાગે છે. ને એકધારી કુમાશવાળું કાપડ એક પણ પીકના ફેર સિવાય વણાયે જાય છે. દિવસભરમાં ચાર ચા, ચાર પાન અને પચીસ બીડીનો ઉપયોગ કરનારા, આખો દિવસ સાંચા પર ઊભા ને ઊભા રહેનારા અને વર્ષોના જૂના કારીગરો દિવસને અંતે જે કામ આપે છે તેનાથી અનેકગણું સુંદર અને પ્રમાણમાં વધારે કામ, આજકાલનો હીરિયો, ભાખરી ગોળ અને દૂધ પર નભીને, ચામડાના ઝૂલતા પટા પર બેસીને, પંખો ખાતાં ખાતાં, આપે છે. કોઈ પણ અધિકારી ખાતામાં ફરતો હોય છે તે વેળાએ તેની પૂઠે બરાબર તે અધિકારીની જ લાક્ષણિક ચાલ તેના લાક્ષણિક અભિનય સાથે હીરિયો ભજવી બતાવે છે અને આખા ખાતામાં એક રમૂજભરી કિલકારી લહેરાય છે. પેલાને આ કૌતુકની જાણ થાય તે પહેલાં તો તે ગુપચુપ પોતાની હદમાં આવીને મશીન સાથે મશીન બની ગયો હોય છે. મોજમાં આવે તો તે બીજાઓને મદદ પણ કરે છે, બીજાઓની મશ્કરી પણ ઊડાવે છે. અને ગમે તેવા ગામગપાટા ય હાંકે છે.

પણ આ બધી પ્રવૃત્તિમાં તે લગભગ જલકમલવત્ જ રહે છે. ગમે તેવી રમતિયાળ પળોમાંય તેની દૃષ્ટિ તેના સાંચાની ચોકી કરતી હોય છે. સવારથી સાંજ સુધીના નવે નવ કલાકમાં એક મિનિટ માટે પણ મશીન બંધ ન રાખવું એ એનો આદર્શ હોય છે. કંઈક બગડે છે અને તેનો મુકરદમ સજ કરવા આવે છે કે તુરત જ હીરિયો જે કંઈ સાધનો જોઈએ તે રજૂ કરી દે છે. મુકરદમ નવો આવેલો હોય તો હીરિયાના સાંચા પર તેની કસોટી થાય છે. મથતાં મથતાં જરા વાર થઈ તો મુકરદમ મૂંઝાય છે. હીરિયો પળેપળે અધીર બને છે. એ આખાય રિપેરીંગના સમય દરમિયાન એની લાક્ષણિક રમતિયાળ દેહરેખાઓ સખ્ત બની જાય છે. ને છેવટે છણકાઈને લાલ આંખે એ મુકરદમને નિહાળી રહે છે. પોતાના હાથની આંગળીએથી પોતાની દાઢી પસવારે છે, ડાબા હાથની હથેળી પર જમણા હાથની આંગળીઓ ફેરવીને ચટપટિયું વગાડે છે ને એ અભિનય દ્વારા મુકરદમને સૂચવે છે કે તમે આ મિલ માટે નાલાયક છો, હજામ છો, કાળુપુરના પૂલ પર બેસો અને હજામત કરી ખાવ. આવી જ મૂંઝવણનો સામનો તેના સાંચાની નકશી બગડે છે ત્યારે નકશીવાળાને પણ કરવો પડે છે. ચૂંથાઈ ગયેલી ડિઝાઈનને જોતજોતાંમાં છિનાળની આંખ જેવી કરી આપે એવા સિદ્ધહસ્ત અને સ્ફૂર્તિવાળા ફેન્સી જોબરને જ તે પોતાના સાંચા પર ટકવા દે છે.

ચાલુ કામના કલાકો દરમિયાન પણ લગભગ દરેક કારીગર ખાતાની બહાર નીકળવાનો અને હોટેલમાં બેસવાનો એ વાત નક્કી. હીરિયો આમાંની કોઈ પણ લપમાં માનતો નથી, એટલું જ નહિ પણ બપોરની રજાના સમયમાં ખાવા માટે પણ બહાર નીકળતો નથી. બપોરની નાનકડી છુટ્ટી પડવાને થોડી વાર હોય છે ત્યારે એ બહાર નીકળે છે. કુદરતી હાજતે જતો આવે છે. હાથ પગ મોં ધોતો આવે છે ને પવાલું પાણી ભરતો આવે છે. છુટ્ટી પડે છે, બધા બહાર નીકળે છે, કોઈ ખાવા માટે ઘેર સાયકલ દોડાવે છે, કોઈ કોઈ સાથે લાવેલું ખાણું મિલના કંપાઉન્ડમાં ગમે ત્યાં ટુકડીમાં બેસીને ખાય છે. હીરિયો ખાતાની અંદર જ રહે છે.

ભૂતાવળનો રાસ થંભી ગયો હોય એવા વિશાળ ખીચોખીચ અને શાન્ત સ્તબ્ધ વાતાવરણમાં એના એકલાના સાંચા ચાલ્યા કરે છે. ચામડાના પટા પર ઝૂલતા બેસીને પંખો ખાતાં ખાતાં એ એનું ખાણું ખાય છે. પવાલું પાણી પીએ છે ને કોઈ જોઈ ન જાય એવી સફાઈથી સુંગીના બે સડાકા પણ ખાતાની અંદર ને અંદર જ લગાવી લે છે. આ પ્રવૃત્તિ પણ એને મન ગૌણ છે. વધારે કામ, વધારે પગાર અને પાંચસો કારીગરોમાં પહેલો નંબર એ જ એની પ્રધાન ઝંખના છે.

દરેક બારમે દિવસે પગારનો દિવસ આવે છે ત્યારે એનો મુકરદમ એનો ખભો થાબડીને એના પગારની ચિટ્ઠી એના હાથમાં મૂકે છે, ને હજાર સાંચાને ચલાવનારા પાંચસોય કારીગરો એના તરફ માનભરી નજરે જોઈ રહે છે. બારબાર દિવસના દરેક હપ્તે એ લગભગ પહેલો હોય છે. વીવીંગ માસ્તર જેવો ખાતાનો સર્વોપરી અધિકારી દિવસમાં એકાદવાર હીરિયાના સાંચા પર આંટો મારી જાય છે. દીવાલ પર એક પાટી લટકતી હોય છે તેને હાથમાં લઈને મીઠી નજરે નિહાળી રહે છે. જે વિશાળ કારખાનાનાં ચક્રો પોતાના ચક્રવર્તીપણા નીચે ચાલી રહ્યાં છે તેના ઉત્પન્નની પારાશીશીની ઊંચામાં ઊંચી ડીગ્રી જોવા તે હીરિયાના સાંચાની પાટીનો ઉપયોગ કરે છે. કોઈ વાર મજૂરો અને માલિક વચ્ચે પગારકાપનો ઝઘડો પડ્યો હોય છે ત્યારે મિલનો એજન્ટ મજૂર–મહાજનના મંત્રી આગળ હીરિયાની પાટી અને પગારનો આંકડો ધરે છે, ને દલીલ કરે છે કે હજી તો અમારે ત્યાં પગારનું ધોરણ એટલું ઊંચું છે કે સારો કારીગર આટલો પગાર લઈ જાય છે. આવી જંજાળ આવી પડવાની હોય છે ત્યારે કેટલાક કારીગરોનું ડેપ્યુટેશન હીરિયાને ભલામણ–ખાનગી ભલામણ–કરે છે કે બધાઓની ખાતર હમણાં ઓછું કામ કરો અને ઓછો પગાર ઉતારો.

પગાર લેતી વખતે નોટોથી હીરિયાનું મન ભરાતું

નથી, એ હમેશાં રોકડા રૂપિયા પસંદ કરે છે. બબ્બે વાર ગણે છે અને ખખડાવી ખખડાવીને ખાતરી કર્યા પછી સવા ફૂટ લાંબી અને અઢી ઈંચ પહોળી એવી એક ખાદીની કોથળીમાં ભરી લે છે. પગાર આપનાર કારકુનની સાથે જ હોટેલનો માલિક ચોપડી લઈને બેઠો હોય છે. પોતાની રકમ કાપી લીધા પછી જ દરેકના હાથમાં તે પગાર જવા દે છે. આવી જહાંગીરી પદ્ધતિથી ટેવાયેલા હોટેલવાળાની આંખો હીરિયાના પગારની અક્ષત રકમ તરફ ખરેખર કતરાય છે. હોટેલવાળો તો ઠીક છે જાણે, પણ કાયદેસરનું પરચૂરણ હીરિયાને પસંદ નથી. દાખલા તરીકે ત્રીસ રૂપિયા આવવાના હોય ને એક આનો સ્ટેમ્પનો કપાવાનો હોય તો ઓગણત્રીસને પંદર આના લેવા પસંદ ન કરતાં એક આનો ખીસામાંથી આપે છે અને ત્રીસ રોકડા પસંદ કરે છે.

શનિવારે રાત્રે ટ્રેઈનમાં ઊપડવું, રવિવારની રજા વતનમાં વિતાવવી અને સોમવારે કામ પર ચઢવા માટે રવિવાર રાત્રે પાછા આવી જવું એ પદ્ધતિ એને ખૂબ અનુકૂળ છે. એનું ગામ પણ એટલું જ નજીક છે. એની સાદી જિંદગીને જે કંઈ ચીજોની જરૂર છે તે બધી તે પોતાના ઘેરથી લેતો આવે છે. તૈયાર લોટ, તુરત જ કામ લાગે એટલે લગીની તૈયારીવાળું બીજું અનાજ, નાસ્તા માટેનો મગસ, પગની ચંપલો, ત્યાંના જ દરજીએ સીવેલાં કપડાં, તૈયાર ગડાકુ અને ધુપેલ–એવા બધી ચીજો એ દર રજાએ ઘેરથી લેતો આવે છે અને પગારની રકમ સીધી ઘેર આપે છે.

જ્યાં સુધી શહેરમાં રહેવું જ છે ત્યાં સુધી આ રીતે રહી જાણવું, શહેરી સુઘડતા કે સંસ્કારિતા ધીરે ધીરે ગ્રહણ કર્યે જવી, પણ બેવકૂફ સ્વચ્છંદતાનો તો છાંટોય ન લેવો એ એનો નિશ્ચય છે. છતાંય જ્યારે જ્યારે એ વતનમાં જાય છે ત્યારે ત્યારે એ ગામડિયાઓની નજરમાં પોતે શહેરી તરીકે વસે એવા પ્રકારની કેટલીક કૃત્રિમ રીતભાત એને આદરવી પડે છે.

વાત એમ છે કે પાટીદાર જ્ઞાતિના જે ગોળમાં હીરિયો જનમ્યો છે તેમાં એક તો કન્યાઓની તાણ છે, તે ઉપરાંત મુરતિયો જોવાની પ્રવર્તમાન દૃષ્ટિ જ છે એવી કે સૌને જરા શહેરી છટાળા વર જોઈએ છે. આ બે ઉપરાંત ત્રીજી મર્યાદા એ છે કે હીરિયો પોતે પણ, બધાઓને મળે છે તેનાથી જરા વધારે સુઘડ સંસ્કારી પાત્ર ઇચ્છે છે. તેના શહેરના વસવાટનું પ્રધાન કારણ આ છે.

દરેક કોમને માટે જ્યાં ફરજિયાત કેળવણી છે એવા ગાયકવાડી રાજ્યના એકાદ ગામડામાંથી જરા ભણેલી ગણેલી કન્યા મળી જાય, પોતાની સાથે હળી જાય અને મન મેલીને રહેતી થાય ત્યાં લગી શહેરમાં રહેવું, ને તે પછી–ખરી હકીકત–પોતાની દૃષ્ટિ પ્રમાણેનું જીવનનું સાચું રહસ્ય ઘરવાળીને ગળે ઉતારીને વતનની ધરતી ખેડવા ચાલ્યા જવું–આવું કંઈક નિશાન તાકી બેઠેલો હીરિયો જિંદગીની તંગ પણછ પર અત્યારે તો પ્રયત્નોનાં શર સાંધે જાય છે.

# ટૂંકી વાર્તામાં રસાસ્વાદ*

**શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય** • બી. એ., બી. ટી.; એમ. આર. એસ. ટી. (લંડન)

[ અનુસંધાન જુલાઈ પૃષ્ઠાંક ૨૯૮ ]

પકવાનની વિવિધતામાં મશગૂલ થયેલાને કાંકરો આવે ને જે સ્થિતિ થાય તેવી અવસ્થાએ આસ્વાદની લેખનપ્રવૃત્તિ પહોંચી છે. અર્થાત્ આસ્વાદરસમાં પરોવાયેલા ભાવકને કોઈ પણ પ્રકારનો અવરોધ થોડીવાર અસ્વસ્થ બનાવે છે. આવા અવરોધથી જે અસ્વસ્થતા આવે છે તે અનુભવે જ જાણી શકાય છે, છતાં તેનો ઉકેલ રસવૃત્તિને વિશેષ સતેજ બનાવે છે માટે આસ્વાદની આનુપૂર્વીમાં ક્રમભંગ કરીને પણ કેટલીક શંકાઓ નોંધવી પ્રાપ્ત થાય છે.

રસાસ્વાદના ત્રણ હપ્તા પરથી એનો લખનાર વિવેચક બનવા માગે છે એવું અનુમાન એક ભાઈએ બાંધ્યું. બીજાને ઉક્ત આસ્વાદમાં તદ્દન નવી વિચારસરણીનું દર્શન થયું. ત્રીજાએ એમાં અમુક વાર્તાઓનાં અવલોકન જ છે એમ માની લીધું. ગુજરાતના એક સમર્થ અને શિષ્ટ સાક્ષર વિશે એવો પણ સૂર સંભળાય છે કે તેમનાં કેટલાંક કાવ્યો અને વિવેચનો ઘણે અંશે પરોપજીવી છે. તદનુસાર અવતરણોથી ભરેલા પ્રસ્તુત રસાસ્વાદને "કવ્યું કહે તે શાનો કવિ" એ સામળનું વિશેષણ કેમ ન લગાડવું એવી મ્હને શંકા રહ્યા કરે છે. મ્હારી દલીલ પૂર્વપક્ષીના શબ્દોમાં મૂકવી હોય તો એમ જણાવાય કે રસાસ્વાદને નામે આરંભેલી પ્રવૃત્તિ પ્રમાણ અને અવતરણોનો સંગ્રહ છે. એમાં અન્યનાં સર્જનો વિશે વ્યક્તિગત અભિપ્રાયોના સંચય સિવાય વિશેષ કાંઈ જ નથી. તેથી પારકાની વિચારસામગ્રીનો આશ્રય લેવાને બદલે કાંઈક નવું સરજાવવાનો પ્રયત્ન કરવો એ વધારે ઇષ્ટ છે એવો વિચાર પણ આવે છે. અત્ર ઉપસ્થિત કરેલા પૂર્વપક્ષને રા. ભાઈ ઉમાશંકર જોષીનું વચન—"વાર્તાકલા વિષેનો અભ્યાસ આમુખ તરીકે મૂકવો હતો. પણ એ કરતાં બની શકે તો એક વાર્તા જ શા માટે ન લખવી એમ કરીને એ વિચાર પડતો મૂક્યો."[૨૯] ટેકો આપે છે. આમાં સર્જનની તુલનાએ અભ્યાસને ગૌણ ગણ્યો છે, પણ વસ્તુતઃ 'એક મગની બે ફાડચ' જેવાં બંન્નેમાં એક જ વસ્તુનું દર્શન માલમ પડે છે. બન્નેમાં એક સરખાં ઉપાદાનનો ઉપયોગ કર્યો હોય છે પણ એક સંયોજનવ્યાપારથી કાળમૂર્તિ સરજાવે છે, ત્યારે બીજો પૃથક્કરણ વડે એનાં અંગોપાંગની સુંદરતા પ્રત્યક્ષ કરાવે છે. વળી અમુક વિષયના ઊંડા અભ્યાસ વિના તથા તેનાં વિશિષ્ટ લક્ષણોના જ્ઞાન વિના, સર્જનનાં પ્રચાર ને મૂલ્યાંકન સંભવતાં નથી. માટે વિષયમાત્રમાં સર્જન અને અભ્યાસ સરખાં મહત્ત્વનાં છે.

પણ અભ્યાસને પરિણામે પ્રગટ થતા સાહિત્યમાં મૌલિકતા હોવી જોઈએ એમ પૂર્વપક્ષનું કહેવું છે. વિચાર અને વિચાર વચ્ચે સંબંધ તેમજ આકર્ષણ છે એ સાચું હોય તો કોઈ પણ ચિન્તક અન્યના વિચારોથી નિર્ભેળ રહી શકતો નથી. તેથી વિચારમાત્રની નિર્ભેળતાને મૌલિકતા કહેવાતી હોય તો તે અભ્યાસ એટલે વિવેચનના ક્ષેત્રમાં સંભવતી નથી. વિચાર એ ભાવનું બીજું સ્વરૂપ છે, અને ભાવ એ દરેક માણસને કુદરત તરફથી મળેલો વારસો છે. તેથી ભાવ કે વિચારના સામ્ય ઉપરથી અમુક વિવેચન મૌલિક મટી જાય છે એ માન્યતા યથાર્થ નથી. આવી અવળી દલીલને લીધે વિવેચન પુનરુક્તિનો પ્રકાર છે એવી ભ્રમણા ફેલાશે અને શિષ્ટ પ્રમાણોનો અનાદર કરવાથી મૌલિકતાને નામે ઉરાંગઉટાંગ જેવા

* આ લેખની જોડણી લેખકની પોતાની છે. સં.

૨૯. શ્રાવણી મેળો—નિવેદન પૃ. ૧૦

વિચારો પ્રસરશે. વૈજ્ઞાનિકની જેમ વિવેચક પ્રમાણોના બળાબળની તુલના કરે છે અને એમાંથી નવું અર્થ-દર્શન તારવી પોતાના અભ્યાસના નીચોડ તરીકે રજુ કરે છે. આચાર્યશ્રી રામનારાયણ પાઠકે "કાવ્યની શક્તિ"નું જે અર્થદર્શન કરી બતાવ્યું છે તે સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યશાસ્ત્રના પરિશીલનનું પરિણામ હોવા છતાં આપણા વિવેચનભંડારની મૌલિક કૃતિ છે એ વિશે બે મત નથી. એટલે અવતરણ કે પ્રમાણના ઉપયોગથી અભ્યાસના ગ્રન્થોની મૌલિકતા ઘટતી નથી એમ પ્રતીત થશે.

સાહિત્યને જીવનનું પ્રતિબિંબ માનવામાં આવે છે એ રીતે વિચારતાં સામો પ્રશ્ન ઉઠે છે કે જીવનના કયા વ્યવહારમાં માણસ સ્વાવલંબી છે? ઇશ્વરકૃત સર્જનનાં મૂળ અંગો–પ્રકૃતિ અને પુરુષ–અન્યોન્યાશ્રયી છે. લોકવ્યવહારમાં વપરાતી કહેવતનો ઉપયોગ કરિયે તો "એક હાથે તાળી પડતી નથી" તેમ ભૌતિક કે માનસશાસ્ત્રના ક્ષેત્રમાં કોઈ પણ સર્જક આગલી પેઢીઓના વિચારકોના આશ્રય વિના રહી શકતો નથી. મૌલિક સર્જનના શ્રેષ્ઠ નમૂના કહી શકાય તેવા ગ્રન્થોમાં પુરોગામીઓના વિચારનો સંભાર સૌથી વધારે હોય છે એ હકીકત આ સંબંધમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. સારાંશ કે, વ્યવહારમાં ને જીવનમાં માણસ અથેતિ પરાવલંબી છે કવિયે યથાર્થ ગાયું છે કે–

" આજ લગી રહ્યો ગર્વમાં હું,
ને માગી મદદ ન લગાર.
આપ બળે માર્ગ જોઈને ચાલવા
હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર–પ્રેમળ જ્યોતિ"૩૦

સારાંશ કે, સેવ્યની પ્રેરણા અને સહાનુભૂતિ વિના માર્ગ કાપવાની હામ ધરનારને કવિ મૂઢ કહે છે તેમ પુરોગામીઓના વિચારસમુચ્ચયથી સર્વાંગે અલિપ્ત રહીને સ્વોપજીવી કે સ્વતંત્ર સર્જનનો દાવો કરવો એ નરી અહંતા છે. અલબત્ ભવાન્ શંકરાચાર્ય કે રસરાજ કવિ જયદેવને આ વિધાનમાં અંશતઃ અપવાદ ગણાવાય, પણ તેથી આગલી પેઢીઓનું ઋણ સર્જકોમાં વધતે ઓછો અંશે હોય છે એ વ્યાપ્તિને બાધ આવતો નથી. તે જ પ્રમાણે, પરભાષી સાહિત્યના વાચનને પરિણામે અમુક કૃતિમાં, ખૂણેખાંચરે, અન્યનાં ભાવસાદૃશ્ય કે પ્રતિધ્વનિ માલમ પડે તો તેથી નવું સર્જન મૌલિકની અપેક્ષાએ ઉતરતું બને છે એ માન્યતા પણ વજુદ વગરની છે. કેમકે ભિન્ન વિચારોની તુલના અને મન્થનથી જ તત્ત્વબોધ પ્રાપ્ત થાય છે. હિંદુસ્તાનના જ નહીં પણ દુનિયાના દર્શન-સાહિત્યમાં શ્રીમદ્ભગવદ્ગીતા એક અપૂર્વ ગ્રન્થ લેખાય છે. ભારતવર્ષના પ્રખર આચાર્યોએ એના ઉપર ૭ પ્રકારનાં ભાષ્યો લખ્યાં છે, તે સિવાય અનેક વાર્તિકો ઉપલબ્ધ છે. પશ્ચિમના સમર્થ પંડિતોએ પણ એનું તત્ત્વદોહન કર્યું છે. એ બધાય સંપ્રદાયો અને ભિન્ન મતવાદીઓ ઉપરથી **ગીતા-રહસ્યનું નવું અર્થદર્શન લોકમાન્ય બાળ ગંગાધર** ટિળકે "કર્મયોગશાસ્ત્ર" માં કરી બતાવ્યું છે તે દર્શનશાસ્ત્રોના સર્વોત્કૃષ્ટ મૌલિક ગ્રન્થોમાં અગ્રસ્થાન ભોગવે છે. તાત્પર્ય કે, અન્યનાં પ્રમાણોનો આધાર લેવા છતાં રહસ્યદર્શનમાં નવી વિચારપદ્ધતિ એ મૌલિકતાની કસોટી છે. એટલે રસાસ્વાદમાં અવતરણો કે પ્રમાણોનો આધાર, એની વિચારસરણીના સમર્થનમાં વક્તવ્યને વિશેષ સ્પષ્ટ કરવા, લેવામાં આવે છે એમ સમજાશે.

એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે રસાસ્વાદમાં વિવેચકનું દૃષ્ટિબિંદુ નથી એ પહેલા હપ્તાના પ્રારંભમાંજ સ્વીકારેલું છે. વિવેચક સમગ્ર કૃતિને લક્ષમાં રાખી તેના અવયવોનું સાંગોપાંગ પૃથક્કરણ કરી બતાવે છે. રસાસ્વાદમાં તો જે અંગ કે ઉપાંગમાંથી રસનિષ્પત્તિ થાય છે તેનું જ પાન કરાવવાનો હેતુ છે. કૃતિના આકારની મીમાંસા ગૌણ રાખી, રસોદ્દીપક બિંદુઓ કયા પાત્ર કે પ્રસંગમાં રહેલાં છે અને તે લાગણીના સ્વાભાવિક પ્રવાહને કેટલે અંશે અનુરૂપ છે તે રજુ કરવાનો નમ્ર પ્રયાસ

૩૦. Cardinal Newman's Pillar of the cloudનું સા. શ્રી નરસિંહરાવકૃત ભાષાન્તર.

# આયુઃક્ષમતા*

શ્રી. ડાહ્યાલાલ હ. જાની

'જિંદગી ટૂંકી છે ને જંજાળ લાંબી છે' એ એક વૈરાગીનું વચન છે. આ ટૂંકી જિંદગીને આપણે શી રીતે વેડફી રહ્યાં છીએ ને એને શી રીતે લાંબી બનાવી શકાય તેનો શ્રી. જાની જવાબ આપે છે.

વેદમાં માણસ માટે આયુઃ શબ્દ વપરાયો છે, અને એના માટે જે ઉપવેદ રચવામાં આવ્યો છે તેને માટે આયુર્વેદ એવું સાર્થ નામ રાખવામાં આવ્યું છે. પૂરું આયુષ્ય માણવું એ આદોકદમીથી માનવી માટે પરમ આવશ્યક ને પવિત્ર ગણાતું આવ્યું છે. દરેક ધર્મે પૂર્ણાયુ સાધવા માટે ભારપૂર્વક જીવનના વિધિનિષેધ ફરમાવતો આચાર પ્રબોધ્યો છે. આવરદાનું અર્થશાસ્ત્ર પણ વિચારવા જેવું છે.

### જીવનનદ

જિંદગીનો સમય બે ભાગમાં વહેંચી શકાયઃ ઉત્પાદક અને અનુત્પાદક. અનુત્પાદક કાળ રમત ગમત, ઊંઘ, આરામ, માંદગી, આળસ, ગપ્પાસપ્પા અને હાળાગફાળા વગેરેમાં જાય છે. ખાસ કરીને બાળપણ, માંદગી, ઘડપણ એમાં જ જાય છે. જ્યારે ઉત્પાદક કાળમાં જીવનની સાધના અને સિદ્ધિનો સમાવેશ થાય છે. નદીને તર અને ખુશ્ક–ભીનો પટ તથા સૂકો પટ બન્ને હોય છે. જીવનનદમાં ઉત્પાદક કાળ એ જ વહેતો જીવનપટ ( Dynamic Life ), અને ઊંઘ, આરામ, અજ્ઞાન, પ્રમાદ વગેરેમાં રોકાયલો અનુત્પાદક, અર્થશૂન્ય કાળ ( Static Life ) એ સૂકો પટ.

ઉદ્યમ, સંયમ, કળા વડે માનવી ભીનો પટ જેટલો વિસ્તારે અને સૂકો પટ જેટલો સંકોચે તેટલી જીવનની સફળતા ગણાય. જીવનની સાર્થકતા નદીના કુલ પટ ઉપરથી નહિ, પણ સજીવ પટ પરથી અંકાય. વિસ્તાર સાથે ઊંડાઈ અને વેગ મળી નદીનો સાચો ને પૂરો ખ્યાલ આવી શકે છે. એથી જ અર્થપ્રપૂર્ણ ને અર્થ–સૌરભ જીવન જીવી જનાર શંકર, નાનક, રામતીર્થ, કીટ્સ, શેલી, કલાપી, ગોખલે, તોરૂદત્ત, રાજચંદ્ર વગેરેનાં જીવનની મહત્તા અંકાય છે. 'वरं शीघ्रंऽवलनं, न तु चिरं धूमायितं.'

### ઠાંસેલું જીવન

આથી જ 'આપણે વર્ષોને બદલે કલાકોમાં જીવીએ' એમ બેકન કહે છે. અને એથી જ વિસ્તાર કરતાં ઊંડાણનું મહત્ત્વ ગણાયું છે. મહાત્માજી, શ્રી અરવિંદ, કવિવર ટાગોર, સુભાષ, જવાહર, ગ્લેડસ્ટન, એડીસન, બેઝંટ વગેરે રોજિંદા જીવનમાં કેટલા કલાક કામ કરે છે, અને એ સાધનાની સેવા દ્વારા શું સાધે છે તેની મૂલવણી થાય છે. સોળ, અઢાર કે વીસ બાવીસ કલાક કામ કરનાર એ નરનારીઓ બીજા ચાર છ કે આઠ કલાક કામ કરનાર કરતાં એક જ દિવસમાં ત્રણ, ચાર કે પાંચગણું નથી જીવી જતાં શું? વખતને એળે નહિ ગાળતાં માણસ ઊંઘ, હાલાગફાલા કે અન્ય અર્થશૂન્ય ચેષ્ટાઓમાંથી વખત બચાવી અર્થપૂર્ણ સર્જનાત્મક કામો પાછળ વખત ગાળે તેટલું તે જીવન વધારે જ છે. આમ સવાયા કે દોઢા કલાકો કામ કરનાર સવાયું કે દોઢું જીવન જીવી ગયો ગણાય! પોષણ, વ્યાયામ, આરામ અને આરોગ્યપ્રદ આદતોથી જીવન પૂરું ને પરિણામદાયી બનાવી શકાય છે. યોગ્ય આહાર, વિહાર, ચેષ્ટા, ઊંઘ, આરામ વગેરેનું હિતમિત ધોરણ દાખલ કરનાર જીવન જીતી જાય છે.

'युक्ताहार विहारस्य युक्तचेतस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य जीवनंहि चिरायते ॥

* લેખકના 'દાયકે દશ વર્ષ'ના પુસ્તકનું એક પ્રકરણ.

### કાર્યક્ષમતા જ તરણોપાય

હિંદનું પતન આજે એની બેસુમાર સંખ્યા, અનહદ આળસ અને હલકી કાર્યક્ષમતાને લીધે છે. ૧૯૪૧ ની મરદુમશુમારીમાં હિંદની વસતિ ૪૦ કરોડે પહોંચશે, અને સરાસરી આવરદા કદાચ ત્રીસ બત્રીસ સુધી પહોંચશે; પણ એ કશાથી ખાસ મલકાવાનું નથી. ગરીબી, ગુલામી અને અજ્ઞાન વધવા સાથે પ્રજાસંખ્યા વધે તો તેથી હિંદનો કશો દિ' વળશે નહિ. સંખ્યા નહિ પણ આવરદા વધવી જોઈએ. તેમ આવરદા જ નહિ પણ પહેલાં તો ઉદ્યમ અને કાર્યક્ષમતા વધવાં જોઈએ કે જેથી સમૃદ્ધિ ને સ્વાતંત્ર્ય મળે.

બાકી આજની માફક કંગાળ પ્રજા (Scrub Population) વધે તે તો ઘોર આફત છે, અને પ્રજાની બીજી આફતને અભાવે કેવળ આવરદા જ વધે તો વળી એ ઘોરતર આફત છે એ ન ભૂલીએ. હિંદીવાનની સરાસરી કાર્યક્ષમતા આજે ઘણી જ ઓછી છે. હિંદનો સરાસરી શ્રમજીવી કે બુદ્ધિજીવી પૂર્વમાં ચીન, જાપાન કે અફઘાનિસ્તાનના કે પશ્ચિમના તે તે માણસો કરતાં ખેદજનક રીતે ઊતરતો છે એ આપણે ન વીસરીએ. હિંદનો ખરો પ્રશ્ન તો કમાતલ કે કામગર પ્રજાનું (Effective Population) પ્રકાર અને પ્રમાણ વધારી રાષ્ટ્રસંપત્તિ હાંસલ કરવાનો છે. અને તે તો આવરદાની સાથોસાથ કાર્યક્ષમતા વધે તો જ બની શકે. દુનિયામાં આડે દિવસે જે ઉચ્ચોચ્ચ કાર્યક્ષમતા ગણાય તેનાથી ત્રણગણી કાર્યક્ષમતા લડાઈમાં પશ્ચિમના દેશોએ દાખવી હતી. હિંદ સંસ્કાર, સંયમ, પોષણ ને રાષ્ટ્રભાવના દ્વારા તેની કાર્યક્ષમતાનું ધોરણ સહેજે બમણું કરી શકે તેમ છે. અને જો એને જગતમાં જીવવું હશે તો એણે એ કરવું જ પડશે. કામના કલાકો અને કાર્યક્ષમતા વધશે ત્યારે હિંદની વિપુલ સંખ્યા આફતને બદલે ઊલટી વિપુલ આશીર્વાદરૂપ નીવડશે. (વર્ધમાન પુરસ્કારના નિયમને આધારે).[1]

### આવરદાનું અર્થશાસ્ત્ર

ધારો કે એક માણસ પચીસ, પચાસ, પોણોસો કે સો વર્ષ જીવે છે. એમ ચાર રીતે વિચારતાં એનો અનુત્પાદક કાળ બમણો, ત્રમણો કે ચારગણો નહિ જાય. કેમ જે એને બે ત્રણ કે ચાર વાર બાળપણ, ઘડપણ વગેરે અનુત્પાદક સમય વિતાવવા નહિ પડે. એટલું જ નહિ પણ એને તૈયાર થવાનો સાધનાકાળ પણ બમણો, ત્રમણો કે ચાર ગણો નહિ માગે. આથી એનો ઉત્પાદક કાળ માત્ર બમણો ત્રમણો કે ચારગણો નહિ પણ વર્ધમાન પુરસ્કારના નિયમે (Law of Increasing Returns) વધારે ને વધારે જ રહેવાનો.

એનું સ્પષ્ટ ઉદાહરણ લઈએ. સરાસરી માણસનું ૭૦ વર્ષ ને ૭૫ દિવસની જિંદગીનું નીચે પ્રમાણે સમયપત્રક રહે છેઃ–

ઊંઘ ૨૩ વર્ષ, વાચન ૭, કામ ૧૮, શાળા ૧૧ ખાનપાન ૩, માંદગી ૧ાા, હજામત સ્નાન વ. ૨ા, રમતગમત ૧ાાા, નાટક–સિનેમા ાા, પ્રવાસ ૨ા, આળસ ૨ાા, પરચૂરણ ૭, સામાજિક ૬૦ દિ૦, ફોગટ ૧૫ દિ.

આમાંથી ઓછી આવરદાએ ય ઉત્પાદક કાળ ઓછો, ને અનિવાર્ય અનુત્પાદકનું પ્રમાણ ક્ષીયમાણ પુરસ્કારના ધોરણે (Law of Diminishing) ઘટતું જવાનું. એક જ જિંદગી લંબાય ટૂંકાય તેથી વાસ્તવ જીવન–સજીવ જીવનમાં (Dynamic Life) કેવો જબ્બર ફેર પડે છે તે લક્ષમાં આવ્યું હશે. વળી રોજિંદા જીવનમાં કામના કલાકો વધવાથી ફેર પડે છે તે પણ જોયું. આમાં રોજિંદા અને વર્ષોના વાસ્તવ જીવનનો એમ બે બાજુનો લાભ મળે તો તો ન્યાલ થઈ જઈએ ને ! વ્યક્તિ કરતાં પ્રજાને એ વાત તો વળી વર્ધમાન પુરસ્કારના ધોરણે લાગુ પડે છે. તેમ વાજબી હદ સુધી, વિવેકપૂર્વક, ગજા પ્રમાણે વધારેલા કલાકોના કામથી આવરદા ટૂંકાતી નથી. માત્ર શ્રમ ને આરામનું (Depuration Recuperation) સુમધુર પ્રમાણ આવશ્યક છે. આળસ ને બદફેલીથી તો ઊલટી આવરદા

---

૧ બર્નાર્ડ શૉ: ઇન્ટેલીજન્ટ વુમન્સ ગાઇડ ટુ સોશ્યાલીઝમ, કેપીટાલીઝમ, સોવીયેટીઝમ એન્ડ ફેસીઝમ.

## કાર્યક્ષમતા જ તરણોપાય

હિંદનું પતન આજે એની બેસુમાર સંખ્યા, અનહદ આળસ અને હલકી કાર્યક્ષમતાને લીધે છે. ૧૯૪૧ ની મરદૂમશુમારીમાં હિંદની વસતિ ૪૦ કરોડે પહોંચશે, અને સરાસરી આવરદા કદાચ ત્રીસ બત્રીસ સુધી પહોંચશે; પણ એ કશાથી ખાસ મલકાવાનું નથી. ગરીબી, ગુલામી અને અજ્ઞાન વધવા સાથે પ્રજાસંખ્યા વધે તો તેથી હિંદનો કશો દિ' વળશે નહિ. સંખ્યા નહિ પણ આવરદા વધવી જોઈએ. તેમ આવરદા જ નહિ પણ પહેલાં તો ઉદ્યમ અને કાર્યક્ષમતા વધવાં જોઈએ કે જેથી સમૃદ્ધિ ને સ્વાતંત્ર્ય મળે.

બાકી આજની માફક કંગાળ પ્રજા ( Scrub Population ) વધે તે તો ઘોર આફત છે, અને પ્રજાની બીજી આફતને અભાવે કેવળ આવરદા જ વધે તો વળી એ ઘોરતર આફત છે એ ન ભૂલીએ. હિંદીવાનની સરાસરી કાર્યક્ષમતા આજે ઘણી જ ઓછી છે. હિંદનો સરાસરી શ્રમજીવી કે બુદ્ધિજીવી પૂર્વમાં ચીન, જાપાન કે અફઘાનિસ્તાનના કે પશ્ચિમના તે તે માણસો કરતાં ખેદજનક રીતે ઊતરતો છે એ આપણે ન વીસરીએ. હિંદનો ખરો પ્રશ્ન તો કમાતલ કે કામગર પ્રજાનું ( Effective Population ) પ્રકાર અને પ્રમાણ વધારી રાષ્ટ્રસંપત્તિ હાંસલ કરવાનો છે. અને તે તો આવરદાની સાથોસાથ કાર્યક્ષમતા વધે તો જ બની શકે. દુનિયામાં આડે દિવસે જે ઉચ્ચોચ્ચ કાર્યક્ષમતા ગણાય તેનાથી ત્રણગણી કાર્યક્ષમતા લડાઈમાં પશ્ચિમના દેશોએ દાખવી હતી. હિંદ સંસ્કાર, સંયમ, પોષણ ને રાષ્ટ્રભાવના દ્વારા તેની કાર્યક્ષમતાનું ધોરણ સહેજે બમણું કરી શકે તેમ છે. અને જો એને જગતમાં જીવવું હશે તો એણે એ કરવું જ પડશે. કામના કલાકો અને કાર્યક્ષમતા વધશે ત્યારે હિંદની વિપુલ સંખ્યા આફતને બદલે ઊલટી વિપુલ આશીર્વાદરૂપ નીવડશે. ( વર્ધમાન પુરસ્કારના નિયમને આધારે ).[1]

## આવરદાનું અર્થશાસ્ત્ર

ધારો કે એક માણસ પચીસ, પચાસ, પોણોસો કે સો વર્ષ જીવે છે. એમ ચાર રીતે વિચારતાં એનો અનુત્પાદક કાળ બમણો, ત્રમણો કે ચારગણો નહિ જાય. કેમ જે એને બે ત્રણ કે ચાર વાર બાળપણ, ઘડપણ વગેરે અનુત્પાદક સમય વિતાવવા નહિ પડે. એટલું જ નહિ પણ એને તૈયાર થવાનો સાધનાકાળ પણ બમણો, ત્રમણો કે ચાર ગણો નહિ માગે. આથી એનો ઉત્પાદક કાળ માત્ર બમણો ત્રમણો કે ચારગણો નહિ પણ વર્ધમાન પુરસ્કારના નિયમે ( Law of Increasing Returns ) વધારે ને વધારે જ રહેવાનો.

એનું સ્પષ્ટ ઉદાહરણ લઈએ. સરાસરી માણસનું ૭૦ વર્ષ ને ૭૫ દિવસની જિંદગીનું નીચે પ્રમાણે સમયપત્રક રહે છે:–

ઊંઘ ૨૩ વર્ષ, વાચન ૭, કામ ૧૮, શાળા ૧। ખાનપાન ૩, માંદગી ૧॥, હજામત સ્નાન વ. ૨।, રમતગમત ૧॥।, નાટક–સિનેમા ૦॥, પ્રવાસ ૨।, આળસ ૨॥, પરચૂરણ ૭, સામાજિક ૬૦ દિ૦, ફોગટ ૧૫ દિ.

આમાંથી ઓછી આવરદાએ ય ઉત્પાદક કાળ ઓછો, ને અનિવાર્ય અનુત્પાદકનું પ્રમાણ ક્ષીયમાણ પુરસ્કારના ધોરણે ( Law of Diminishing) ઘટતું જવાનું. એક જ જિંદગી લંબાય ટૂંકાય તેથી વાસ્તવ જીવન–સજીવ જીવનમાં ( Dynamic Life ) કેવો જબ્બર ફેર પડે છે તે લક્ષમાં આવ્યું હશે. વળી રોજિંદા જીવનમાં કામના કલાકો વધવાથી ફેર પડે છે તે પણ જોયું. આમાં રોજિંદા અને વર્ષોના વાસ્તવ જીવનનો એમ બે બાજુનો લાભ મળે તો તો ન્યાલ થઈ જઈએ ને ! વ્યક્તિ કરતાં પ્રજાને એ વાત તો વળી વર્ધમાન પુરસ્કારના ધોરણે લાગુ પડે છે. તેમ વાજબી હદ સુધી, વિવેકપૂર્વક, ગજા પ્રમાણે વધારેલા કલાકોના કામથી આવરદા ટૂંકાતી નથી. માત્ર શ્રમ ને આરામનું (Depuration Recuperation) સુમધુર પ્રમાણ આવશ્યક છે. આળસ ને બદફેલીથી તો ઊલટી આવરદા

---

1 બર્નાર્ડ શૉ: ઇન્ટેલીજન્ટ વુમન્સ ગાઇડ ટુ સોશ્યાલીઝમ, કેપીટાલીઝમ, સોવીયેટીઝમ એન્ડ ફેસીઝમ.

ઘટે છે. 'કાટચા (કટાયા) કરતાં તો ઘાસ્યું સારું' એ કહેવત જીવનયંત્રને ખાસ લાગુ પડે છે.

## જિંદગીનાં માપ

રોજિંદા કલાક ને જિંદગીનાં વર્ષો બન્ને જીવનનાં લંબાઈ પહોળાઈનાં રૂપ છે, તેની સાથે સંસ્કારનું ઊંડાણ આવે તો જીવન તર–બતર અને ભર્યું ભર્યું લાગે. એમાં વળી કાર્યક્ષમતાનો વેગ ઉમેરાય તો જીવનનદીનાં નીર જેટલાં પ્રસન્ન તેટલાં વિશદ અને જેટલાં આહ્લાદક તેટલાં જ ઉપકારક થઈ પડે!

દીર્ઘજીવનનું આ અર્થશાસ્ત્ર સમજનાર પુનર્જીવનની અનુત્પાદકતા ને અપવ્યય કલ્પી શકશે. પચીસ વર્ષ જીવી મરી જનાર ક્યારે ને કેવો જન્મ પામે તે સવાલ તો છે જ ને? એમ **पुनरपि जननं पुनरपि मरणं, पुनरपि जननी जठरे शयनं** પાછળ કેટલો કાળનો અપવ્યય થાય? જન્મ્યા પછી પણ ફરી બાળપણ, ભણતર, રમત, ગમત, ગપ્પાસપ્પા, માંદગી, ઘડપણ વગેરે પાછળ પણ બીજી વાર વખત તો વિતાવવો રહે જ છે. એટલે વર્તમાન જીવન જ બને તેટલું ક્રિયાવાન્, કાર્યક્ષમ, ઉલ્લાસક, સંસ્કાર અને સ્વાર્પણ–સમૃદ્ધ બને તેટલી સાર્થકતા. આથી અભ્યાસ, અનુભવ, આવડત વગેરેના અપવ્યયમાંથી બચી જવાય છે. આવરદાનું આ અર્થશાસ્ત્ર વ્યક્તિ કરતાં પ્રજાને તો કંઈ ગણા પ્રમાણમાં લાગુ પડે છે. મુદ્દતની દૃષ્ટિએ તેમજ નાણાંની દૃષ્ટિએ બચતથી તેમજ ઉપાર્જનથી પણ. પશ્ચિમની એક ગણતરી પ્રમાણે ૫૦ વર્ષ જીવનાર નાવા ધોવામાં ૬૦૦૦ કલાક, ખાનપાનમાં ૧૨૦૦૦ ક. અને ઊંઘવામાં ૧૫૩૦૦૦ ક. ગાળે છે. પણ તેથી દોઢું જીવનારને તો દોઢાથી ઓછો અને અર્ધું જીવનારને અર્ધાથી વધારે અને ૫૦ વર્ષની બે જિંદગીઓમાં તો એથી યે વધારે સમય લાગે તે દેખીતું છે. પશ્ચિમમાં જન્મતાં સુધીમાં ૧૦૦ રૂ. ઉછેરના ૧૫૦૦, અને ૫૦ વર્ષ પૂરાં કરતાં ૨૨૯૭૭ રૂ. જણદીઠ ખર્ચાય છે. તેમાં હજામતના ૮૦૦, સાબુ–સ્નાનના ૨૨૫, કપડાં ૧૨૫૦, બૂટ ૨૨૫, ધોબી ૮૦૦, ટોઈલેટ ૬૦૦, ખોરાક ૮૦૦૦, મકાનભાડું ૩૬૦૦, દીવાબત્તી ૭૫૦, વાહન ૬૦૨૫, પરચૂરણ ૩૦૦, ચાય ૨૦૬૨, ધુમ્રપાન–મુખવાસ ૬૦૧૨ રૂપિયા!

આ બધામાં ઉત્પાદક ને વિકાસક ક્રિયાઓ ને ખર્ચ કેટલાં? બે ટૂંકાં જીવન કરતાં એક લાંબું કેટલું સસ્તું, કમાઉ અને ફાયદાકારક? આમ જીવનમાં લાંબા કામના કલાકો, ચઢિયાતું કામ, સંસ્કાર ને કાર્યક્ષમતાની ત્રિવેણી રેલે તો જીવન કેટલું સમુદ્ધારક ને મધુર બને!

પશ્ચિમ જેટલા હિંદના ઉડાઉના આંકડા નથી હોતા. તોપણ પ્રમાણ તો લગભગ એવું જ રહે, ભલે પાંચમા, ત્રીજા કે અર્ધા ભાગના હોય. આજે જે હિંદનો અદનો આસામી, માલેતુજાર દેશના ઊંદર જેટલું, મધ્યમ આસામી પાળેલા કૂતરા જેટલું અને શ્રીમંત ચાકર જેટલું માંડ મેળવે છે, એ ભીષણ બિના સામે આંખમિચામણાં કર્યે પાલવે તેમ નથી જ. આ સ્થિતિમાં હિંદની સંખ્યાની વિપુલતા એ પાપરૂપ ને શાપરૂપ ખસૂસ લાગે. પણ તેનું ખરું કારણ સંખ્યા નહિ, રાજકીય ગુલામી જ છે. સ્વાતંત્ર્ય વિના સમૃદ્ધિ નથી. પ્રજા આપભોગ, સંયમ, શ્રમ દાખવશે તેમ તેમ એ ચાલ્યાં જ આવશે.

હિંદ આજે પણ સહેજે બમણી પ્રજા નિભાવી શકે તેમ છે. એવી સ્વાતંત્ર્ય ને ન્યાયપૂર્ણ અર્થતંત્રીની સુવ્યવસ્થા ને સુઅવસ્થા આણવા માટે પહેલો તો હિંદે, હિંદના કરોડોએ, સ્વરાજ્યયજ્ઞ કાજે પૂરતાં શ્રમ, સંયમ, સમજ ને સ્વાર્પણ દાખવવાં જોઈએ. એમાં જ એના દીર્ઘાયુની સાર્થકતા છે. પ્રભુ આપણ સહુને એ માટે પ્રેરે. **आयुर्यज्ञेन कल्पताम्।**

# અંધારી રાતના તારા

શ્રી. ચંદુલાલ એમ. પટેલ

સુધરેલા લોકોમાં કદાચ આ વાતનો કોઈ વિશ્વાસ ન કરે, લોકો એને 'અસંસ્કૃત' કહી કાઢે, પણ આ વાત સુધરેલા લોકોમાં બની નથી એટલે એની કંઈ ચિંતા નથી. આ વાત તો છે ગંગાકાંઠાના એક એવા પ્રદેશની કે જેની ચારે પાસ ઘન જંગલ છે, જંગલમાં વાઘ-ચિત્તા ગર્જે છે અને એમની વચ્ચે થોડાંક માનવીઓ વસે છે, જંગલમાં વસતાં એ માનવીઓની આ વાત.

જંગલ અંધારું હતું, અંદર રહેતાં લોકોને પણ 'અંધારામાં રહે છે' કહેવામાં આવતું. એ અંધારા જંગલમાં ઉપર આસમાનમાં તારાઓ ચમકતા હતા તેવી જ જંગલને વીંધી નાખતી તારા જેવી બે આંખો ગીચ ઝાડીમાં ચમકતી હતી.

દૂરની કોઈ જાગીરના જાગીરદાર ભરતબાબુએ એ ચમકતી આંખોને નોંધીને પોતાની બંદૂકમાંથી ગોળીઓ છોડી. આખા જંગલમાં એક તીણી સનસનાટી પ્રસરી ગઈ. નજીકમાં લાકડાં ફાડતા જંગલના જુવાન જનકે પાછળ જોયું, 'ઓહ!' એના મોંમાંથી શબ્દ નીકળી ગયો.

ભરતબાબુની ગોળીએ વાઘને ઘાયલ કર્યો હતો પણ તેનો જાન ન લઈ શકી. છંછેડાઈને વાઘ ભરતબાબુ પર કૂદ્યો. જનકની નજરે એ જોયું. કુહાડી લઈને એ દોડ્યો. એક અડબોત મારી એણે વાઘને દૂર ફેંક્યો અને પછી વાઘ સામો આવ્યો એટલે બરાબર એના માથા પર કુહાડી બેસાડી દીધી, એ જ અદાથી જે અદાથી તે લાકડામાં હમેશ કુહાડીને બેસાડી દેતો. વાઘ મરી ગયો.

"ઓ જુવાન! તેં મારો પ્રાણ બચાવ્યો!" ભરતબાબુ ગળગળા થઈ ગયા.

"જી!" વાઘના માથામાંથી કુહાડી ખેંચી લેતાં જનક બોલ્યો.

"મારી સાથે જાગીર પર આવીને રહો." ભરતબાબુ બોલ્યા.

"અહીં મજા છે." કુહાડી પરથી લોહી સાફ કરતો જનક બોલ્યો.

"તમને જંગલ જેવી જ ત્યાં છૂટ રહેશે. મારી જાગીર એ તમારી જાગીર રહેશે."

"જી, મારો બુઢ્ઢો બાપ છે, સાથે બાલા છે, બધાં કેવી રીતે આવીએ?" જનકને જવાબ શું આપવો એ ન સમજાતાં તે થોથરાવા લાગ્યો.

"બધાં આવો, મારો મોટો મહેલ છે, મહેલને ફરતો મોટો બગીચો છે, બગીચામાં ઝરણ છે, તમે ઇચ્છશો તો આ જંગલની અને ગંગાની મજા ત્યાં પણ લઈ શકશો."

પછી બાલા, બાલાના વૃદ્ધ પિતા અને જનક ભરતબાબુને ઘેર આવીને રહ્યાં. બાલા યૌવનમાં આવતી કુમારિકા હતી. જનક એનો કોઈ નહોતો, કોઈ કેમ નહોતો? એનાં માબાપ મરી ગયાં પછી, નાની વયથી જ બાલાના પિતાએ એને ઉછેરીને મોટો કર્યો હતો એ ખરું, પણ આજ તો એ બાલાનો સર્વ કાંઈ હતો. બાલાને જનક વિના ન ચાલે અને જનકને બાલા વિના ન ચાલે.

શિકાર કરવા ગયેલા જમીનદાર ભરતબાબુ પાછા ફરતી વખતે પોતાની સાથે એક મારેલો વાઘ તો લાવ્યા, પણ સાથે ગોરા ગોરા બદનવાળી અને કાળા કાળા વાળવાળી બાલાને પણ લાવ્યા અને તેની સાથે તેના કોઈક જનકને અને તેના પિતાને લાવ્યા ત્યારે ગામ આશ્ચર્યમાં એક બીજા સામે જોઈ રહ્યું હતું. પણ જ્યારે ગામે જાણ્યું કે ભરતબાબુ તો જંગલની એ છોકરીને પરણે છે ત્યારે તો તેને લાગ્યું કે 'ગજબ થયો! એક જંગલી છોકરી, ન જાણીએ જાત, ન જાણીએ નાત, બસ રૂપ દીઠું એટલે પરણવું?'

એ વાતથી સૌથી વિશેષ બેચેન બન્યો તે તો જનક.

એ પહેલાં વાત આમ બનેલી.

એક વખત ભરતબાબુ બાલા પાસે આવ્યા અને બોલ્યા:

"બાલા—"

"બાબુજી!"

"બાલા, તું પરણવા નથી માગતી?"

"પરણવા?" બાલા સમજી નહિ. ભરતબાબુએ એને ઘણું સમજાવ્યું પણ બાલા કંઈ જ સમજી નહિ, આખરે એ બોલી, "આપ જનકને જ કહી જોજો ને! કદાચ એ જવાબ આપી શકશે."

"જનકને?"

"હા."

"બાલા, હું તને પ્રેમ કરું છું."

"એથી મને આનંદ થાય છે. જનક પણ મને પ્રેમ કરે છે, બાબા પણ મને પ્રેમ કરે છે." બાલા બોલી.

ભરતબાબુ આખરે કંટાળીને ચાલતા થયા. બાલાને સમજાયું નહિ કે બાબુજી ગુસ્સે કેમ થયા. એ એકદમ જનક પાસે આવી, રોવા જેવી થઈને બોલી:

"બાબુજી કેમ ગુસ્સે થયા હશે?"

"ગુસ્સે થયા?"

"હા, પહેલાં મને કહે, 'મારી સાથે પરણ, આપણે બંને ભેળાં રહીએ, જિંદગી આખી ભેળાં રહીએ, આપણાં બાળક થશે તે આપણાં જ કહેવાશે,' પણ મને એમની વાત બિલકુલ સમજાઈ નહિ. હું ખરું કહું છું, મને એ વાત સમજાઈ નહિ. પછી મને કહે, 'હું તને પ્રેમ કરું છું.' એટલે મેં કહ્યું, મને જનક પણ પ્રેમ કરે છે, બાબા પણ પ્રેમ કરે છે' બસ, એમ એમ કહ્યું અને રોષ કરીને ચાલ્યા ગયા."

"હું પૂછી જોઈશ કારણ." જનક બોલ્યો.

પછી જનક ભરતબાબુને મળ્યો. ભરતબાબુએ એને વિસ્તારથી વાત કરીને કહ્યું, "આ જાગીરની તમે જ તમારી મનફાવતી રીતે વ્યવસ્થા કરો, મને બાલા સાથે જિંદગીભર રહેવાનું મળવું જોઈએ."

જનકે જવાબ આપ્યો, "સારું."

બાલાને જનકે ફરીથી વાતની સમજણ પાડી, બાલાના પિતાને પણ વાત કરી. પિતા બોલ્યા, 'વાહ, આવડા મોટા જમીનદાર, એમના ઘરની માલકન મારી નન્હી બને એથી તો મને આનંદ જ હોય ને! જો કે મારી તો ઇચ્છા હતી કે બાલા એક દિવસ જનકની રખેવાળ બને, પણ ખેર! નસીબ કંઈ જુદું જ કહેતું લાગે છે! આખર જનક પણ આ જ ઘરમાં રહેવાનો છે ને? અને—"

"પણ બાબા, જનક સાથે હું આવડીક હતી ત્યારની રહેતી આવી છું અને હવે ભરતબાબુ સાથે જ રહેવાનું? એ વાત મને સમજાતી નથી." બાલા બોલી.

"મેં ન કહ્યું બેટા, કે જનક સાથે જ જિંદગીભર રહી શકી હોત તો સારું હતું, પણ ભરતબાબુનું જ્યારે આપણે અન્ન ખાધું ત્યારે એ કહે છે એમ કરવું પડે!" વૃદ્ધ બોલ્યો.

જનક નીચું જોઈને ત્યાંથી ચાલ્યો ગયો.

ગામે ખૂબ ચર્ચા કરી. જનક બેચેન બન્યો, બાલા રડી, પણ વૃદ્ધે સૌને માથે હેતનો હાથ મૂક્યો અને બધું શાંત થઈ ગયું. બ્રાહ્મણ આવ્યો, બે ચાર સંસ્કૃત શ્લોક બોલ્યો, ભરતબાબુના હાથમાં બાલાનો હાથ મૂક્યો અને બાલા અને ભરતબાબુ આખા જીવન માટે એક બની ગયાં.

આઠ દિવસ સુધી ધામધૂમ ચાલવાની હતી. રોજ રાત્રે રોશની થતી, દારૂખાનું ફૂટતું, મિષ્ટ ભોજન થતાં, દાન અપાતાં અને સુંદર વસ્ત્રાભૂષણ સજાતાં. છેલ્લે દિવસે મોટી પાર્ટી હતી. પાર્ટીમાં મોટા મોટા લાટ સાહેબો આવવાના હતા. ખબર આવી હતી કે ગવર્નર આવવાના હતા. ભરતબાબુનો ઉત્સાહ સમાવ્યો સમાતો નહોતો. એ ખુશખબર બાલાને આપવા તેઓ બાલાને શોધતા ઓરડે ઓરડે ફરી રહ્યા હતા.

'બાલા, બાલા,' બૂમ મારતા તેઓ એક ઓરડામાં આવ્યા. ઓરડામાં પગ મૂકતાં દૃશ્ય જોઈને થંભી ગયા. જનકના ખોળામાં ઊંધું માથું નાખી બાલા પોક પોક રોતી હતી. જનક એના માથા પર હાથ ફેરવી રહ્યો હતો.

"બાલા—!" ભરતબાબુએ ત્રાડ મારી.

"જી!" બાલા હળવેથી બેઠી થઈ પણ તરત એણે માથું જનકના ખભા પર નાખી દીધું.

"ઊભી થા!" ભરતબાબુએ હુકમ કર્યો.

બાલા ઊભી થઈ.

"મારી પાછળ ચાલ." લાલ આંખ કરી ભરતબાબુ બોલ્યા અને જવા માટે પગ ઉપાડ્યો. બાલા એમની પાછળ જવા ઓરડાની બહાર નીકળી.

ભરતબાબુ બાલાને લઈ પોતાના ઓરડામાં આવ્યા. થોડીવાર એ બાલા સામે જોઈ રહ્યા, પણ બાલાની આંખોમાં કંઈયે ફેર પડ્યો નહિ એટલે બોલ્યા:

"શું હતું?"

"મને આ નથી ગમતું."

"આ...એટલે?"

"આપનાં જે સૌ લોકો આવ્યાં છે તે કહે છે કે આપના સિવાય કોઈ પુરુષનું મોં મારે ન જોવું, જનકનું પણ નહિ."

"એ વાત બરાબર છે."

"બરાબર કઈ રીતે છે?"

"બરાબર કઈ રીતે? બ્રાહ્મણે આપણો હસ્તમેળાપ કરાવ્યો ત્યારથી તું એક મારી જ બની છે. આપણી કુલમર્યાદા કહે છે કે તારાથી હવે કોઈ પરપુરુષનું મોં ન જોવાય."

બાલા આમાં કંઈ ન સમજી. એ બોલી:

"મને એ પસંદ નથી. મારાથી એમ નહિ રહેવાય. તો મારે આપની સાથે પરણ્યા નથી ગણાવું."

ભરતબાબુને શું જવાબ દેવો તે સૂઝયું નહિ.

"તારી બીજી વાતો મારે સાંભળવી નથી, મારો આ છેલ્લો હુકમ છે કે જનકને તારાથી હવે મળાશે નહિ અને જે રીતે આજ જનક પાસે તું બેઠી હતી તેમ હવેથી બેસી શકાશે નહિ" કહીને તેઓ બહાર ચાલવા લાગ્યા. અચાનક યાદ આવતાં પાછા ફર્યા: "હાં, જો, એક ખુશીના ખબર છે કે ગવર્નરે પણ આપણાં લગ્નની પાર્ટીનું આમંત્રણ સ્વીકાર્યું છે. તેઓશ્રીની સવારી સાંજે આઠ વાગે પધારવાની છે. એ વખતે આપણે એને સામે લેવા જઈશું, તું તૈયાર થઈ રહેજે." અને પછી એ ચાલ્યા ગયા.

બાલા ક્યાંય સુધી શૂન્યમનસ્ક બેસી રહી. એના મગજમાં એક વિચાર આવ્યો, "અહીં ન રહીએ એ જ સારું છે." એ ઓરડાની બહાર નીકળી જનકના ઓરડામાં એકદમ આવી. જનક ઊંધું માથું નાખી જમીન પર પડ્યો હતો.

"જનક—!" બાલા ધીમેથી બોલી.

જનકે ઊંચું જોયું.

"બાબાને કહે, આપણે અહીંથી ચાલ્યાં જઈએ." બાલા બોલી.

"ભલે."

બંને વૃદ્ધ બાબા પાસે આવ્યાં. વૃદ્ધ બોલ્યો:

"તમે લોકો દુનિયાને સમજતાં નથી એ ભારે તકલીફની વાત છે, ખેર, જેવી તમારી મરજી, પણ ભરતબાબુની રજા તો લેશો ને?"

"રજા લીધા વિના ચાલશે. આપણે ચાલવા જ માંડીએ. ઝટપટ જાગીરની હદ વટાવી જઈએ." જનક બોલ્યો.

"જુવાનિયાંઓની વાતો અમારા વૃદ્ધોથી સમજવી મુશ્કેલ છે, પણ ખેર, તમને પણ ભગવાને બુદ્ધિ આપી છે, ચાલો, ચાલીએ."

મહેલની પાછલી બાજુએ નાની સીડી હતી, જનકને એની માહિતી હતી, ત્રણે ત્યાંથી પાછળના નિર્જન સ્થાનમાં થઈને ચાલ્યાં ગયાં.

જ્યારે બે કલાક પછી ભરતબાબુ જોવા આવ્યા કે બાલા કેવીક તૈયાર થઈ છે, ત્યારે બાલાને ઓરડામાં ન જોતાં તેઓ પ્રથમ એકદમ જનકના ઓરડા તરફ ગયા, ત્યાં તેને ન જોતાં વૃદ્ધના ઓરડામાં ગયા, ત્યાં તો વૃદ્ધ પણ નહોતો એટલે આખો મહેલ જાતે ઘૂમી વળ્યા, નોકરોને ઘૂમી વળવા કહ્યું, દોડાદોડ કરાવી મૂકી, પણ જનકનો, બાલાનો, બાલાના પિતાનો—કોઈનો ય પત્તો લાગ્યો નહિ.

"જંગલી લોકો! અંધારામાં જ રહેવાને ટેવાયેલાં ઘુવડ આ ઝાકઝમાળને ક્યાંથી ઓળખી શકે? પણ મારી આબરૂ—"

એક ખુરશીમાં તેઓ પટકાઈ પડ્યા.

સુધરેલા લોકો ન માની શકે એવી આ વાત છે, પણ વાત ખરી છે કે જનક અને બાલાની આંખોના તારા જંગલના અંધકારમાં જ ચમકી ઊઠ્યા, ભરતબાબુના મહેલના ઝળહળાટમાં તેઓ ફિક્કા પડી ગયા હતા.

# અવલોકન ☆

શ્રી. જટુભાઈ વૈદ્ય
શ્રી. 'ચા.'
શ્રી. મગનભાઈ દેસાઈ

**પ્રાચીન ભારતની દંતવિદ્યા**-લે. ડૉ. કેખશરૂ સોરાબજી જીલા. પ્રકાશક જીલા બ્રધર્સ. નવસારી

"પશ્ચિમની આજે નવી જણાતી દંતવિદ્યા ભારતની હજારો વર્ષની જૂની દંતવિદ્યાનો પુનર્જન્મ છે" એમ સમર્થ ઇતિહાસવેત્તા પુરાતત્ત્વઅન્વેષકો અને વિદ્વાન દાકતરોનાં અનેક પ્રમાણો આપીને સરળતાપૂર્વક આ નાનકડા પુસ્તકમાં પુરવાર કરવામાં આવ્યું છે. ચિત્રો પણ ઘણાં છે.

દંતવિદ્યાની જન્મભૂમિ ભારતદેશ છે. ઇજિપ્ત, ગ્રીસ કે અરેબિયા નહિ, એવો પ્રમાણપુરઃસર દાવો સાબિત કરીને પ્રજા પાસે કબૂલ કરાવાની પહેલવહેલી કોશિશ કરનાર મુંબઈના ગ્રાંટ મેડિકલ કૉલેજના દંતવિદ્યાના પ્રોફેસર સ્વ. ડૉ. જમશેદજી જીવણજી મોદી હતા. મિત્ર તરીકે મરહૂમનું અધૂરું કાર્ય પૂર્ણ કરવાના શુભ હેતુથી લેખક પોતાના માનવંતા મિત્રની ત્રીજી મૃત્યુસંવત્સરીએ શ્રદ્ધાંજલિ રૂપે આ પુસ્તિકા પ્રગટ કરીને સુહૃદધર્મની પવિત્ર ફરજ બજાવે છે અને પોતાનું ઋણ અદા કરે છે.

લેખક પ્રાચીન—પૌર્વાત્ય દંતવિદ્યાના સમર્થ અભ્યાસી છે, પુરાતત્ત્વશોધક છે અને દાક્તર હોવા છતાં આયુર્વેદના સાચા ભક્ત તેમજ પરમ ઉપાસક છે. આ પુસ્તક સને ૧૯૩૮ના જાનેવારીથી 'વૈદ્યકલ્પતરુ' માસિકમાં ક્રમશઃ પ્રગટ થતું હતું. દાંતના રોગો અને તેની ચિકિત્સાના બીજા તેમના લેખો—ગ્રંથો પણ વિદ્વત્તાપૂર્ણ અને મનન કરવા લાયક છે.

આ પુસ્તક પુરાતત્ત્વની દૃષ્ટિએ માહિતીપૂર્ણ છે. તેમાં દેશી વૈદ્યવિદ્યાને ન્યાય આપવાનો બહુ વિરલ પ્રયત્ન થયેલો છે. આવી દૃષ્ટિથી જ્યારે દાક્તરો આયુર્વેદને જોશે ત્યારે વૈદોને માટે સુવર્ણનો સૂર્ય ઉદય થશે. વૈદજગતમાં આ પુસ્તક ગૌરવભરેલું છે. દાક્તરોએ તો અવશ્ય વાંચવા જેવું છે કે જેથી દેશી વૈદક તરફ અજ્ઞાનથી ખોટી તિરસ્કારવૃત્તિ આવેલી છે તે દૂર થશે. અને દેશી વૈદોને પણ પોતાના દટાઈ ગયેલા ખજાનાનું ભાન થશે.

પુસ્તકમાં શૈલી અને ભાષા સારાં છે. હવે પછી દંતરોગની ચિકિત્સાના આયુર્વેદિક ઉપાયોનું એક પુસ્તક લખીને સમાજને લાભ આપી ઉપકારક બનાવશે એમ આશા છે.

પાછળ, કપાવેલ નાક સાંધવાની ક્રિયા કરનાર કાઠિયાવાડના ડૉ. શાહનું નામ છે તે બીજા કોઈ નહિ પણ જૂનાગઢવાળા સુવિખ્યાત ડૉ. ત્રિભુવનદાસ છે. એક કાળે ગિરમાં જ્યારે બહારવટિયાઓ વટેમાર્ગુનાં નાક કાપી લેતા તેને બંને ગાલો અને કપાળ પરની પાતળી ચામડી ઉતારી સાંધી નવું નાક બનાવી દેતા. આ વિધિ સુશ્રુતસંહિતામાં બતાવેલી છે અને એને પ્રત્યક્ષ કરી બતાવનાર ડૉ. ત્રિભુવનદાસ મોતીચંદ શાહ જૂનાગઢવાળા છે. આ નાક સાંધવાની કળા 'ઇન્ડિયન ઓપરેશન' નામથી પાશ્ચાત્ય સર્જરીઓમાં પણ ઓળખાય છે.

જટુભાઈ વૈદ્ય

**શારીર અને આરોગ્ય**-લેખક અને પ્રકાશક : શ્રી રવિશંકર જટાશંકર. ગુજરાત આયુર્વેદિક ફાર્મસી, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧—૮—૦

'વૈદ્ય કલ્પતરુ' (માસિક પત્ર)ની ૧૯૩૮ની સાલનું આ ભેટપુસ્તક છે, તેમાં ચિત્રો આપીને શરીરરચના સમજાવવામાં આવી છે તે સાથે આયુર્વેદની દૃષ્ટિએ રોગોનાં કારણો અને નિવારણો આપ્યાં છે. રોગના ઉપાયો ઘરગથ્થુ બતાવ્યા છે. ભાષા સરળ છે.

**ભારતીય સમાજશાસ્ત્ર**-લેખક: ચીમનલાલ મગનલાલ ડૉકટર. પ્રકાશક: લોહાણા મિત્ર પ્રેસ, વડોદરા. મૂલ્ય રૂા. ૧—૬—૦

કર્વે વિદ્યાપીઠની 'ગૃહીત આગમા'ની ઉપાધિ મેળવવા શીખવાના સમાજશાસ્ત્રના વિષયમાં ઉપયોગી

બને તે રીતે ઘણા વાંચન અને મનન પછી પોતાનાં અને બીજા લેખકોનાં મંતવ્યો રજૂ કરીને આ પુસ્તક લખાયું છે. લેખકના વિચારો સુસ્પષ્ટ છે અને પ્રગતિવાદી છે. ભાષા રુચિકર છે. સામાન્ય વાંચકને પણ પુસ્તક ઉપયોગી જણાશે.

**રાતું રુસ**–લેખક : ચંદ્રભાઇ ભટ્ટ, પ્રકાશક : નવીદુનિયા કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧—૦—૦

છેલ્લી રશિયન ક્રાંતિના ઇતિહાસના બે ભાગ પ્રગટ કર્યા પછી આ તેનો ત્રીજો અને છેલ્લો ભાગ પ્રગટ થયો છે. ભાષામાં જોશ છે અને ચિત્રાત્મક છે અને રસિક વાંચન છે, પણ તે સાથે વાક્યપ્રયોગો વિચિત્ર અને પ્રસંગો ફુલાવીને મોટા કર્યા હોય તેવા આવી ગયા છે, કે આવી ગયા હોય તેવું લાગ્યું છે.

**પથિકના પત્રો** (ગુચ્છ પહેલો–વિદ્યાર્થીઓને) લેખક અંબાલાલ પુરાણી, પ્રકાશક : અરવિંદ કાર્યાલય, આણંદ. મૂલ્ય નવ આના.

જેમણે પોતાની વ્યાયામપ્રવૃત્તિને કેવળ શરીર સાથેના સંબંધ પૂરતી જ ન રાખતાં મન અને અધ્યાત્મ સાથે પણ તેનો સંબંધ કલ્પ્યો હતો તેવા શ્રી. અંબુભાઈએ પોતાની એ પ્રવૃત્તિને અને યોગને સમજાવતા જે પત્રો લખેલા તેનો આ સંગ્રહ છે. સંગ્રહ ઉપકારક છે.

**કમળદળ**–કર્તા અને પ્રકાશક : નારણદાસ પુરુષોત્તમ સુખડિયા, ચાણસ્મા. મૂલ્ય ચાર આના.

છત્રીસ પાનાંમાં પચાસ જેટલાં પ્રભુભક્તિ અને દેશભાવનાનાં એક સજ્જન હૃદયમાંથી નીકળેલાં નાનાં સાદાં ગીતોનો સંગ્રહ છે.

**બેઝીક–ઇંગ્લીશ** કર્તા હરિકૃષ્ણ વ્યાસ, લાઠી (કાઠિયાવાડ)

દુનિયાની આવતી કાલની ભાષા તરીકે અંગ્રેજી સ્વીકારાય તે રીતે અંગ્રેજીનું જે સાદું અને વ્યાપક સ્વરૂપ વ્યવહારમાં આવી રહ્યું છે તે ગુજરાતને શીખવવા લેખકે એક માળા શરૂ કરી છે તેની પહેલી અને ત્રીજી પુસ્તિકા જોતાં લેખકનો પ્રયાસ સ્તુત્ય લાગે છે.

**કાવ્યપરિચય** (ભા. ૨ જો) સંપાદકો. શ્રી. રામનારાયણ વિ. પાઠક અને નગીનદાસ પારેખ : પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય ૧૨ આના.

વિનયમંદિરનાં પાંચમા–છઠ્ઠા ધોરણમાં વિદ્યાર્થીઓને કાવ્યો શિખાડવા માટે આ સંગ્રહ ઘણો જ યોગ્ય છે. પહેલી આવૃત્તિ કરતાં બીજી આવૃત્તિમાં ઘણાં વધુ ગીતો સમાવાયાં છે. એની વિશિષ્ટતા એ છે કે કવિની પૂરી પિછાન મળે તે માટે એક કવિના એકથી વધુ કાવ્યો લીધાં છે.

બાર આનાની કિંમતમાં પોણા ત્રણસો પાનાંનું પાઠ્યપુસ્તક સસ્તું કહેવાય.

**રાષ્ટ્રભાષા હિંદુસ્તાની કોશ**–સંપાદક શ્રી. મગનભાઈ દેસાઇ, પ્રકાશક. નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. દોઢ. પાનાં ૭૬૭.

આપણને હિંદી શીખવામાં અને હિંદીના યથાર્થ શબ્દો જાણવામાં ઘણો ઉપયોગી થાય તેવો આ કોશ છે; અમે જે હિંદી કોશો વાપર્યા છે તે સૌમાં આ ઉપયોગી થાય તેવું જણાયું છે. એમાં સંસ્કૃત શબ્દો કરતાં ઉર્દૂ શબ્દોનું પ્રમાણ વધુ રાખ્યું છે, એમ સમજીને કે સંસ્કૃત શબ્દો જે આપણે ગુજરાતીમાંથી જાણી લઈ શકીએ તે આમાં ઉમેરીને કોશને મોંઘો ન કરવો. આમે ય કોશ ઘણો જ સસ્તો છે. નવલકથા–વાર્તાઓનાં પુસ્તકોની કિંમત આ કરતાં દોઢી હોય છે. આ પ્રયાસનો ગુજરાતે લાભ ઉઠાવવો જ જોઈએ.

**ભીખો ચોટ્ટો**–લેખક : રમણલાલ સોની, પ્રકાશક–શરદ કાર્યાલય, અમદાવાદ. કિંમત બે રૂપિયા.

એક યુરોપીય લેખકની નવલનું ખોખું ઉઠાવી લેખકે આ વાર્તાની રચના કરી છે. તેનો પ્રથમ ભાગ ઘણો જ આકર્ષક અને હળવા હાસ્યનો બન્યો છે, ત્યાં સુધીનો પાત્રનો વિકાસ પણ બહુ સ્વાભાવિક બન્યો છે, પણ ત્યાર પછીના ભાગમાં રામલીલા અને સરકસના જે પ્રસંગો આવે છે અને જ્યાંથી 'પ્રેમ'ની વાત શરૂ થાય છે ત્યાંથી તો વિશેષે કરીને કથા કથળતી દેખાઈ છે. 'ભીખો ચોટ્ટો' એ નામ યથાર્થ નથી લાગતું. નાનપણમાં ભીખાથી એવું થઈ જતું કે તેનું નામ ચોટ્ટો પડી ગયેલું, બાકી તો ભીખાનું ચોટ્ટાનું તો શું, પણ કોઈ પણ ખાસ કહેવાય એવું લક્ષણ નથી.

પહેલા ભાગમાં માતાની સાથેના સંબંધમાં રહીને અને ભીખાના 'ચોટ્ટા'પણાને વળગી રહીને જો કથા આગળ વધી હોત તો ખરેખર એક અનુપમ સર્જન આપણા સાહિત્યને મળત.

**સહચરીની શોધમાં**–લેખકઃ મામાસાહેબ મુરલીધર. પ્રકાશકઃ જીવણલાલ એન્ડ સન્સ. મૂલ્ય રૂપિયો દોઢ.

અઢીસો પાનાંનું શિષ્ટ અને હળવા હાસ્યનું આ પુસ્તક છે. મોટી ઉમર સુધી કુંવારા રહી ગયેલા એક માણસની, પત્ની મેળવવાની તાલાવેલીનો લાભ લઈ એક મિત્રમંડળ એની મજાક ઉડાડી આનંદ પ્રાપ્ત કરે છે. મૂર્ખ માણસની મૂર્ખાઈ અને પુસ્તકમાં સ્થળે સ્થળે આવતાં રમૂજી પ્રતિકાવ્યોના વાચનથી વાંચકને આનંદ મળે છે પણ એક શિષ્ટ મંડળ ગરીબ માણસને નાહક પૈસા ખર્ચાવે અને હેરાન કરે તે વસ્તુના મંડાણ ઉપર રચાયેલી વાર્તા સ્વાભાવિકતાનો ભંગ કરે છે.

**રેખા** (માસિકપત્ર)–સંચાલકો: 'ગતિ અને રેખા' મંડળ, સંપાદક : જયંતિ દલાલ. ઝવેરીવાડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ બે રૂપિયા.

ચાલુ માસિકો કરતાં જુદું પડતું હોય તેવા વેશમાં શિષ્ટ સાહિત્યનું આ એક નવું હળવું માસિક છે. ચાલુ પુસ્તકની સાઈઝમાં જાણીતા લેખકોના સામાન્ય જનતાના વિષયોનું ૭૨ પાનાંનું વાચન અને ચાર–પાંચ કટાક્ષ ચિત્રો એના પહેલા અંકમાં છે. પાનાં રફ જેવાં લાગે છે. ખૂબ ગમી જાય તેવું છે. શ્રી. નવલરામનું 'એકલેખી ઇતિહાસ દર્શન' છે. પન્નાલાલ પટેલની વાર્તા પણ સારી છે. કવિ શ્રી. બ. ક. ઠાકોરની કવિતાનો તો હેતુ જ સમજાતો નથી. બીજા લેખનોમાં ઓજસ દેખાતું નથી.

સારા સારા લેખકોનો સહકાર મેળવ્યો છે તો સામગ્રી પણ તેવી સરસ હોય તેવી આશા આ નવા માસિક પાસે રાખીએ.

**સ્કાઉટ વીર** (માસિક પત્ર)–સંચાલકઃ જીવરામ જોષી, સંપાદકઃ ગુણવંતલાલ ભટ્ટ, વડોદરા : વાર્ષિક લવાજમ રૂ. ૨

આ માસિક નવ વર્ષથી ચાલે છે તેનો એક અંક આજે પહેલો જ જોવા મળે છે. સ્કાઉટ–પ્રવૃત્તિને ઉપકારક એવી વાર્તાઓ, પ્રવાસવર્ણનો, સૂચનાઓ અને હિંદીશિક્ષાના વિષયો સરસ આવે છે. હિંદીશિક્ષાના પાઠોની ગોઠવણી સુધારવા જેવી લાગે છે.

**हंस** (સરસ્વતી પ્રેસ–બનારસ)નો શ્રી અરવિંદ–અંક —મૂલ્ય બાર આના.

'**हंस**' હિંદી સામયિકોમાં કોઈ વિશિષ્ટ રીતે પોતાનું મહત્ત્વ જાળવી રાખીને હિંદી ભાષાની સેવા કરે છે. તેણે પોતાનો જુલાઈ–ઑગસ્ટનો અંક ખાસ 'અરવિંદ અંક' બનાવ્યો છે. શ્રી અરવિંદ વિષે પ્રચલિત ભ્રાંતિઓથી મુક્ત થવા આ અંક વિચાર–પ્રેમીઓએ જરૂર વાંચવો જોઈએ. સંપાદકોએ પોતાના આગલા ખાસ અંકોની પેઠે આની પાછળ સારો શ્રમ લીધો દેખાય છે. ગુજરાતના શ્રી. અંબુભાઈનો પણ એમાં મોટો હિસ્સો દેખાય છે. **ચા.**

'**મજૂરપોથી**'—૧ પ્રકાશક : મિલમાલિકમંડળ, અમદાવાદ.

પ્રૌઢ શિક્ષણનું કામ આદર્યે વરસે ય પૂરું નથી થયું ત્યાં તો ત્રણેક પ્રૌઢપોથીઓ બહાર પડી છે, એ પ્રજાના આ કાર્યમાં રસ અને ઉત્સાહની સચોટ નિશાની ગણાય. પરંતુ, એક એવો પ્રશ્ન પણ મનમાં ઊઠે છે કે, ટપોટપ ત્રણ જેટલી પોથીઓની આપણને જરૂર હતી ખરી? પ્રૌઢસાહિત્યનો જેટલો બને એટલો વિકાસ ભલે થાય એમ વિચારીએ તો તો એવા પ્રશ્નને ખાસ સ્થાન નથી. પણ એવા વિકાસની શરત એ છે કે, એક જ જરૂર માટે અનેક હાથે થતા પ્રયત્નોમાં કાંઈક નવીન દૃષ્ટિ, કાંઈક વિશેષતા, કાંઈક નવો માર્ગ હોવાં જોઈએ.

એ દૃષ્ટિએ જોતાં આ મજૂરપોથી જોઈને ઉત્સાહ નથી છૂટતો એમ કબૂલ કરવું જોઈએ. અમદાવાદ જેવા શહેરમાં અભણ મજૂરોની મોટી સંખ્યા છે. એમને ભણાવવા માટે મિલમાલિકમંડળ તથા મજૂરસહાજન તત્પર થાય એ વધાવી લેવા જેવું ગણાય. એ રીતે આ બે મંડળોએ શહેરની પ્રૌઢ શિક્ષણ સમિતિનું કામ હલકું કરી આપ્યું એમ પણ માની શકાય. પરંતુ એ કામ માટે નવી પોથી કાઢવા સુધી જવાની જરૂર સમજાતી નથી. મજૂરોને

તેમના પ્રત્યક્ષ કાર્યનું તથા શહેરી જીવનનો પરિચય આપનારું જ્ઞાન જરૂર આપવું છે. તેને માટે ખાસ સાહિત્ય તૈયાર કરવું જોઈશે. પણ આ પોથી તેવી જાતનું સાહિત્ય ન ગણાય જોકે તેમાં મિલોમાં વપરાતા શબ્દો વાચન માટે મૂક્યા છે એ નોંધવા જેવી એની ખાસિયત છે ખરી. પરંતુ, અક્ષર શીખવાનો પ્રારંભ કરતા મજૂરને માટે શ્રી. જુગતરામભાઈ અને નરહરિભાઈએ તૈયાર કરેલી સુંદર 'લોકપોથી' લીધી હોત તોપણ મિલમાલેકમંડળની પ્રારંભિક ગરજ તો સરી જાત. અને એથી કરીને તેઓ પોતાની શક્તિ અને ધન ખાસ મજૂરો માટેનું સાહિત્ય તૈયાર કરવામાં વાપરી શકત.

આમ છતાં, બે પૈસા જેટલી કિંમતમાં આ પોથી મળે છે એ પણ એક લાભ જ છે. પરંતુ એ પોથીના સંપાદનમાં એટલી બધી ઊણપ અમને લાગે છે કે, આ આવકારપાત્ર લાભની કિંમત લગભગ ભુંસાઈ જાય છે. જોડણીનો તો કશો ધડો જ નથી રખાયો. 'શ્રીમતિ, મીલ, માલીક, હય (હૈ), મણી, હમારી, પુણી, સુતર, નહવડાવે છે, સુવાનો, મ્હારું' વગેરે કેટલાય શબ્દોની જોડણી અક્ષમ્ય ગણાય. અશિષ્ટ તો ઘણા શબ્દોની જોડણી ભૂલવાળી જ છે. આગળ જઈને કેટલીક તો એવી ભૂલો છે કે જે બેદરકારીની જ ગણાય. 'કાંટા વાળુ ગુલાબ', 'નૃસ્હિન્હ' તો ઠીક; પરંતુ 'ચિન્હ, મધ્યાન્હ' એના દાખલા આપ્યા તે કેમ ચાલે? ચિહ્ન, મધ્યાહ્ન ખરું રૂપ છે. એટલે કે, હ્+ન=હ્ન ત્યાં છે. પા. ૧૩ ઉપર છેવટે શબ્દો છે તેમાં 'મીનીટ' એ વાર શું કામ? અને જોડણી 'મિનિટ' જોઈએ એ તો ઉપરાંત.

આશા છે કે નવી આવૃત્તિમાં પોથીના સંપાદકો સાંગોપાંગ સુધારો કરી લેશે. અમારી ખાસ ભલામણ તો એ છે કે, મિલમજૂરોને ઉપયોગી સરળ સાહિત્ય ઉપજાવવા તરફ જો મિલમાલિકમંડળના શિક્ષણપ્રેમીઓ વળે તો વધારે સારું થશે.

મગનભાઈ દેસાઈ

---

## ખોટી કલ્પના

(શાર્દૂલવિક્રીડિત)

વૃક્ષે વૃક્ષ ભમન્ત કો' વિહગ, ના હૈયે ધરી હેતુ કૈં,
બેઠું એક સુડાળપે' તરુતણી; ધાર્યું તરુએ: "નકી
આ પંખી મુજથી પ્રસન્ન મલકે, સર્વસ્વ માને મ્હને"
ત્યાં પાંખો ફફડાવીને ગયું ઊડી બીજે અજાણ્યે સ્થળે!

જયાનંદ દવે

# આપણી સ્વરાજયાત્રા

## રખે બેદરકાર બનીએ

શ્રી સુભાષબાબુના પ્રયત્ને બંગાળના રાજકેદીઓના ઉપવાસ બે મહિના માટે મુલતવી રહ્યા એ સમાચારે આખા દેશમાં સંતોષની લાગણી જન્માવી છે. રાજકેદીઓની મુક્તિ અને ઉપવાસનો પ્રશ્ન એટલો બધો જટિલ બની ગયો હતો કે જો આવો કોઈ માર્ગ ન નીકળ્યો હોત તો આ દેશ ઉપર મહાન આફત તૂટી પડવાનો પૂરેપૂરો સંભવ હતો. બંગાળ સરકાર પોતાના નિર્ણયમાં મક્કમ હતી, રાજકેદીઓ પણ મક્કમ હતા અને સુભાષબાબુ એમની મક્કમતાને ઉત્તેજી રહ્યા હતા. બીજી બાજુ ગાંધીજી અને રાષ્ટ્રપતિ રાજકેદીઓને ઉપવાસ છોડવા વીનવી રહ્યા હતા, પરંતુ એ વીનવણીઓ જેલની દીવાલ સાથે અથડાઈને પાછી ફરતી હતી. પંડિત જવાહરલાલજી જેવા કહેતા હતા કે આ મુદ્દા ઉપર મહાસભાનાં પ્રધાનમંડળો મડાગાંઠ ઊભી કરી શકે નહિ, જ્યારે સુભાષબાબુ અને બીજા ઉદ્દામ આગેવાનો એ માટે એથીયે ઉગ્ર પગલાંની ભલામણ કરતા હતા. તેઓ રાજકેદીઓના ઉપવાસને રાજકોટના ગાંધીજીના ઉપવાસ સાથે સરખાવતા હતા અને જેમ એ વખતે પ્રધાનમંડળો મડાગાંઠ માટે તૈયાર થઈ ગયાં હતાં તેમ આ વખતે પણ થવું જ જોઈએ એમ દૃઢપણે તેઓ માનતા હતા. પરિસ્થિતિ એવી હદે પહોંચી ગઈ હતી કે જેમાં એક બાજુ રાજકેદીઓ ઉપર મૃત્યુ તોળાઈ રહ્યું હતું અને બીજી બાજુ મહાસભાના મોવડીઓ અને સુભાષબાબુ વચ્ચે કાર્યપદ્ધતિનો મતભેદ જાગ્યો હતો.

રાજકેદીઓને મુક્તિ અપાવવા માટે સૌથી વધુ તલસાટ કોનો હતો તેનું પૃથક્કરણ થઈ શકે એમ નથી, પરંતુ ગાંધીજી, રાષ્ટ્રપતિ, જવાહરલાલજી અને મહાસભાના બીજા અગ્રણીઓ કરતાં સુભાષબાબુનો તલસાટ વધુ હોય તોપણ આ પ્રશ્ન ઉપર તેઓ બંગાળને જે જોર આપી રહ્યા હતા તે તો વ્યાજબી નહોતું જ. એક બાજુ આ પ્રશ્નને અખિલ હિંદનો પ્રશ્ન કહેવો અને બીજી બાજુ અખિલ હિંદનાં બહુમાન્ય નેતા અને સંસ્થા પ્રત્યે દુર્લક્ષ કરવું તે રાજદ્વારી ડહાપણ ગણાય કે કેમ એ વિષે અમને શંકા છે. અમને તો એ વખતે એમ લાગેલું કે આ મહાન અને નાજુક પ્રશ્ન સુભાષબાબુના હાથે જોખમાઈ જશે.

અને રાજકોટના ઉપવાસ અને રાજકેદીઓના ઉપવાસ વચ્ચે પણ કોઈ સરખામણી થઈ શકે એમ નથી. રાજકોટના પ્રશ્ન ઉપર પ્રધાનમંડળો રાજીનામાં આપે એ બાબતમાં બહુ મોટો તફાવત છે. દેશીરાજ્યોના પ્રશ્નોમાં તો મહાસભા હમેશાં એમ કહે છે કે સાર્વભૌમ સત્તાએ વચ્ચે પડવું જોઈએ, જ્યારે પ્રાંતના પ્રશ્નોમાં તો આપણે એમ કહીએ છીએ કે તમામ સત્તા પ્રધાનોના અને ધારાસભાના હાથમાં હોવી જોઈએ. જે મુદ્દા ઉપર યુક્તપ્રાંત અને બિહારમાં આપણે કટોકટી ઊભી કરી પ્રધાનોની સત્તા ઉપર મહોર મારી હતી તે મહોર આ વખતે શું ઉખેડી નાખવી જોઈતી હતી? બંગાળનું પ્રધાનમંડળ શું યુક્તપ્રાંત કે બિહાર જેવું પ્રજાકીય જ પ્રધાનમંડળ નથી? રાજકેદીઓના પ્રાણ આપણને ગમે તેટલા પ્યારા હોય પણ એ માટે સિદ્ધાંતનો ત્યાગ કરી શકાય? જે સિદ્ધાંતને સ્થાપિત કરવા માટે આપણે મહાન જંગની તૈયારી કરી હતી અને એ જંગ જો થયો હોત તો આપણે અપરંપાર બલિદાનો આપવાં પડત—એ સિદ્ધાંત તજી દેવામાં આપણે, ભલે સદ્‌હેતુપૂર્વક પણ, ભૂલ જ કરી બેસત.

પરંતુ જે થયું તે સારું થયું. રાજકેદીઓના ઉપવાસ મોકૂફ રહ્યા એથી હાલ તુરત તો આપણે મહાન આફતમાંથી ઊગરી ગયા. હવે ભય એટલો જ રહે છે કે આપણે એ પ્રશ્ન તરફ બેદરકાર તો નહિ બની જઈએ? એક ગાંધીજી કે એક સુભાષબાબુ એમને છોડાવી દેશે એવી ભ્રમણામાં તો નહિ પડી જઈએ? એક બીજો ભય પણ માથે તોળાઈ રહ્યો છે. આપણને સતત એ યાદ રહેવું જોઈએ

કે રાજકેદીઓએ ઉપવાસ મોકૂફ રાખ્યા છે, તજી દીધા નથી. સુભાષબાબુ એમની આ નીતિનું સમર્થન કરે છે. અમને પ્રશ્ન એ થાય છે કે જો સુભાષબાબુ ઉપવાસની નીતિનો સ્વીકાર કરે છે તો અત્યારથી જ સવિનય ભંગ શરૂ કેમ નથી કરતા? શું રાજકેદીઓ ઉપવાસ કરશે ત્યારે તેઓ સત્યાગ્રહ શરૂ કરશે? એક બાજુ મૃત્યુ અને બીજી બાજુ સત્યાગ્રહ એ બેમાં કોની ઝડપ વધશે? અમને લાગે છે કે આપણે આપણા તોરમાં રાજકેદીઓના જાનને ગુમાવી બેસશું. અમારા મત પ્રમાણે આ સ્થિતિમાં બે જ માર્ગ હોઈ શકે. એક તો એ કે રાજકેદીઓએ ઉપવાસનો માર્ગ સદંતર છોડી દેવો અને મહાસભાએ એમનેં છોડાવવા માટે પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરવો, અથવા તો સુભાષબાબુ જે સત્યાગ્રહની તૈયારી કરી રહ્યા હતા તેનો હમણાં જ આરંભ કરી દેવો કે જેને પરિણામે રાજકેદીઓના ઉપવાસ જીવલેણ બને ત્યાર પહેલાં આ પ્રશ્નનો ઉકેલ આવી જાય. આ બે માર્ગ સિવાય ત્રીજો કોઈ માર્ગ કલ્પી શકાતો નથી. આમાંનો પહેલો માર્ગ ગાંધીજીનો છે અને અમારા મત પ્રમાણે એ સાચો ને કાર્યસાધક છે. બીજો માર્ગ સુભાષબાબુનો છે. એનો અત્યારે જ આરંભ થાય તો એમાં સફળતાની થોડી ઘણી આશા રહેલી છે. પરંતુ અત્યારે સત્યાગ્રહની દમદાટી આપવી અને છેક ઉપવાસનો આરંભ થાય તે દિવસે સત્યાગ્રહ કરવો એમાં તો અમને જરી પણ આશા નથી લાગતી.

## રાજસ્થાન પ્રજાપરિષદ

રાજસ્થાની પ્રજાની સેવા અને મુક્તિ અર્થે જ જેનું અસ્તિત્વ છે તે રાજસ્થાન પ્રજાપરિષદને ગાંધીજીએ હમણાં ભારે મહત્ત્વ આપ્યું છે. થોડા જ દિવસ પહેલાં ધામીના હત્યાકાંડ સંબંધમાં ત્યાંના આગેવાનો ગાંધીજીની સલાહ લેવા આવ્યા હતા અને એ જ રીતે ઠેર ઠેર વેરાયેલાં સંખ્યાબંધ દેશીરાજ્યોના પ્રતિનિધિઓ ગાંધીજી પાસે આવ્યા જ કરે છે. આ બધા પ્રતિનિધિઓને ગાંધીજી સલાહ આપે છે કે એમણે રાજસ્થાન પરિષદની કાર્યસમિતિને મળવું અને એની દોરવણી નીચે કામ કરવું. અમને લાગે છે કે આ સલાહથી રાજસ્થાની પરિષદની જવાબદારી અનેકગણી વધી છે. રાજકોટમાં ગ્વાયર-ચુકાદો મળ્યો તે પછી એક વખત જવાહરલાલજી બોલેલા કે દેશીરાજ્યોમાં કામ લેવાની ગાંધીજીની અને મારી રીતિમાં ભેદ છે એટલે હું નિશ્ચિત બેઠો છું. ગાંધીજીની આ સલાહ ઉપરથી લાગે છે કે ગાંધીજીને પોતાને એવો ભેદ લાગ્યો નથી. તેઓ તો રાજસ્થાન પરિષદ્ મહાસભાનું જ અંગ હોય અને એ જ સિદ્ધાંતો પ્રમાણે કામ કરતી સંસ્થા હોય એ રીતે જ એની ગણના કરે છે. હવે તો રાજસ્થાનના અને પરિષદ્ના કાર્યકરોએ જ આ સલાહને અમલી રૂપ આપી પરિષદ્ને શક્તિશાળી સંસ્થા બનાવવી જોઈએ.

આ પ્રસંગે એક બીજો વિચાર પણ આવે છે. આ દેશમાં ગાંધીજીના જેવી આર્ષદૃષ્ટિ બીજા એક પણ આગેવાનમાં નથી એ વાત કબૂલ રાખીએ તોપણ આપણે હવે એટલું તો સમજવું જ જોઈએ કે કોઈ પણ દેહધારી માણસને મર્યાદાઓ હોય જ છે. ગાંધીજીમાં ગમે તેટલી શક્તિ હોય તોપણ એ આ દેશના દરેકે દરેક પ્રશ્ન અને તેની વિગતને તપાસી શકે નહિ–તે ઉપર સલાહ આપી શકે નહિ. આપણે એમની પાસેથી દરેક નાની મોટી બાબતમાં સલાહ લેવા દોડીએ તો છેવટે તેઓ પણ થાકી જાય અને આપણે પણ થાકી જઈએ. અને એવા થાકમાંથી કોઈ દિવસ પ્રેરક યોજનાઓ જન્મે નહિ. ગાંધીજીની અવસ્થા, એમના ઉપરના કામનો બોજો, દેશના અનેક પ્રશ્નોની ચિંતા વગેરેનો ખ્યાલ કરીને આપણે નછૂટકે જ એમની પાસે જવાનું રાખવું જોઈએ. અમને તો એમ લાગે છે કે હવે એ સમય આવી પહોંચ્યો ગણાવો જોઈએ કે જ્યારે ગાંધીજી આપણને માત્ર દિશા જ બતાવે અને એ દિશાનાં વન–વગડા આપણી જાતે જ આપણે ખેડીએ. એકેએક મૂંઝવણ માટે ગાંધીજી પાસે જવાથી પ્રજાશક્તિ કુંઠિત જ થવાની છે, અને જે દિવસે ગાંધીજીનો નશ્વર દેહ આ જગત ઉપરથી વિદાય થશે તે દિવસે

આપણું સર્વસ્વ વિદાય થઈ ગયેલું આપણે અનુભવશું. સિદ્ધાંતને સમજવા ગાંધીજી પાસે જરૂર જઈએ, પરંતુ રોજ–બ–રોજના વ્યવહારમાર્ગો તો આપણી મેળે જ આપણે નક્કી કરી લઈએ.

## કાર્યવાહક સમિતિ

મહાસભાની કારોબારીની આ વખતની બેઠકમાં જેટલું કામ થયું છે તેટલું ભાગ્યે જ કોઈ બેઠકમાં થયું હશે. આ વખતની બેઠકના ઠરાવો પોતે જ એમ બોલે છે કે સુભાષબાબુ અને બીજા કેટલાક ઉદ્દામો કહે છે તેમ મહાસભા બંધારણવાદી નથી બની ગઈ, પરંતુ ૧૯૨૧ કે ૧૯૩૦માં હતી તેવી જ કે તેથીયે વધુ લડાયક સંસ્થા છે. કારોબારીએ સુભાષબાબુને પદચ્યુત કરતા ઠરાવની સાથોસાથ વડી ધારાસભાના બહિષ્કારનો અને મહાયુદ્ધ અંગેનો જે ઠરાવ કર્યો છે તેમાં અદ્‌ભુત કુનેહ રહી છે. જો માત્ર સુભાષબાબુનો જ ઠરાવ થયો હોત તો કારોબારીના કપાળ ઉપર 'મવાળ' નામનું તિલક લગાવવામાં આવત. પરન્તુ તે સાથે જ જે લડાયક ઠરાવો થયા છે તે મહાસભાને લડાયક સંસ્થા તરીકે પુરવાર કરે છે.

આ વખતની કારોબારીએ ખરેખર સખત હાથે કામ લીધું છે. યુદ્ધસમિતિમાં જે જાતની કડકાઈની આપણે કલ્પના કરી શકીએ તે કડકાઈ આ વખતના ઠરાવોમાં દેખાય છે. મધ્ય પ્રાંતના ઉપોજીના વર્તનની સખત ઝાટકણી કાઢી એમને બરતરફ કરવામાં આવ્યા છે. દિલ્હી પ્રાંતિક સમિતિને વિખેરી નાખવામાં આવી છે. બંગાળ પ્રાંતિક સમિતિની છેલ્લી બેઠકને પણ ગેરકાયદે ઠરાવી છે અને સૌથી વિશેષ તો સુભાષબાબુને સ્થાનભ્રષ્ટ કર્યા એ છે. આ બધાં પગલાંઓ સંસ્થાની આંતરિક નબળાઈઓ દૂર કરનારાં છે, જ્યારે બીજા ઠરાવો મહાસભાનું પ્રાણતત્ત્વ પ્રગટ કરનારા છે. એ ઠરાવોમાં વડી ધારાસભાની મુદત લંબાવવાનો અને લશ્કરી ટુકડીઓ ધારાસભાની ઉપરવટ થઈને બહાર મોકલાઈ છે તેનો વિરોધ છે. આ વિરોધ પોકળ નથી તેની ખાતરી આપવા માટે પહેલું પગલું વડી ધારાસભાની આગામી બેઠકના બહિષ્કારનું લીધું છે. મહાયુદ્ધ અંગેના ઠરાવમાં મહાસભાવાદી પ્રાંતોના પ્રધાનોને સ્પષ્ટ આદેશ આપવામાં આવ્યો છે કે યુદ્ધની તૈયારીના કોઈ પણ કામથી દૂર રહેજો ને એનો વિરોધ કરજો. એ માટે જરૂર પડે તો પ્રધાનપદનાં રાજીનામાં આપજો અથવા બરતરફ થજો. આ ઠરાવોને વાંચનાર જો હજીયે એમ કહે કે આજના નેતાઓ મવાળ છે તો એમની એ ભ્રમણા કે અસત્ય કોઈથી કોઈ દિવસ દૂર થઈ શકશે નહિ એમ જ માનવું જોઈએ.

## એ યોગ્ય જ થયું છે

મહાસભાની કારોબારીના ઠરાવોમાં ખરું જોતાં સૌથી ધ્યાન ખેંચનારા ઠરાવો વડી ધારાસભાનો બહિષ્કાર અને યુદ્ધવિરોધનો ગણાવા જોઈએ. પરંતુ અત્યારે તો સુભાષબાબુના ઠરાવે જ સૌનું ધ્યાન ખેંચ્યું છે. તા. ૯ મી જુલાઈએ જ્યારે સુભાષબાબુએ રાષ્ટ્રપતિની અવગણના કરી તે દિવસે જ તમામ પક્ષના લોકોએ માન્યું હતું અને જાહેર પણ કર્યું હતું કે આ માટે જલદમાં જલદ પગલાં લેવાશે. છતાં જ્યારે એ પગલાં લેવાયાં છે ત્યારે તમામ ઉદ્દામ વર્ગ તરફથી એમ કહેવામાં આવે છે કે 'એ જાણીને આંચકો લાગ્યો છે.' કેટલાકે તો મહાસભાની કારોબારીની ખબર લઈ નાખવાની અને અત્યારે જ મહાસભાનું અધિવેશન બોલાવી એનો નિર્ણય લેવાની પણ માગણી કરી છે. સુભાષબાબુ પોતે તો આ નિર્ણય માટે 'બસ આટલું જ?' એમ કહે છે.

સુભાષબાબુએ જે પગલું ભર્યું તે શિસ્તભંગ હતો કે નહિ એ વિષે ઉદ્દામોમાં પણ મતભેદ છે. કેટલાક એમ માને છે કે એમાં શિસ્તભંગ જેવું હતું જ નહિ, જ્યારે કેટલાક એમ કહે છે કે શિસ્તભંગ જરૂર થયો છે પરંતુ મહાસભાના ઉચ્ચ આદર્શો અને પ્રજાતંત્રની ભાવનાઓ રક્ષવા માટે એ શિસ્તભંગ જરૂરી હતો. આ વખતની કારોબારીના જ બે ઠરાવો લઈને આપણે આ વસ્તુને તપાસીએ.

કોઈ એમ તો કહી શકશે જ નહિ કે વડી ધારાસભાની આગામી બેઠકનો બહિષ્કાર કરવામાં આવ્યો છે તે ધારાસભાના તમામ સભ્યોને પસંદ હશે. હવે જે સભ્યોને એ ઠરાવ પસંદ ન હોય તે એનો

ખુલ્લો વિરોધ કરે, એ માટે ગામે ગામ સભાઓ ભરે અને અખિલ હિંદ દિન ઊજવે તો એ યોગ્ય ગણાશે ખરું? ઉદ્દામો એ સાંખી શકશે? અને એટલું જ નહિ પણ એવું નહિ કરવા માટે રાષ્ટ્રપતિ વિનતિ કરે અને પછી આજ્ઞા પણ કરે છતાં એ વિરોધ ચાલુ જ રાખવામાં આવે તો એના નિવારણ માટે ઉદ્દામો શી સલાહ આપશે? અહીં એ યાદ રાખવું જોઈએ કે વડી ધારાસભાના બહિષ્કારનો ઠરાવ તો કારોબારીએ કર્યો છે, જેમાં બીજા કોઈ મહાસભાવાદીના પ્રગટ મતને અવકાશ નથી. જ્યારે પ્રાંતોમાં સત્યાગ્રહને લગતો ઠરાવ તો મહાસમિતિએ કર્યો છે અને અતિ વિશાળ બહુમતિથી કર્યો છે.

એવો જ બીજો દાખલો લઈએ. યુદ્ધ અંગેનો જે ઠરાવ થયો છે તે શું બધા જ પ્રધાનોને પસંદ હશે? પ્રધાનપદની મોહ–બેડીમાં ફસાયેલા કોઈ પ્રધાનને જવા દઈએ તોપણ શું આઠ પ્રાંતના પ્રધાનોમાં એવા પ્રધાનો પણ નહિ હોય કે જે પ્રમાણિકપણે એમ માનતા હોય કે આ મુદ્દા ઉપર અમારે બરતરફ ન થવું જોઈએ? સુભાષબાબુની નીતિરીતિથી વિચારીએ તો આ પ્રધાનો પણ એમ કહે કે અમે અમારા પ્રાંતની પ્રજા સમક્ષ આ ઠરાવોનો વિરોધ કરશું. ઠેર ઠેર સભા ભરશું ને એ રીતે લોકશાસનનો સિદ્ધાંત અમલમાં લાવશું.

આવા તો અનેક દાખલાઓ રજૂ કરી શકાય. આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે પોતે જ્યારે રાષ્ટ્રપતિ હતા ત્યારે શિસ્ત માટે લાંબાં લાંબાં નિવેદનો કર્યાં હતાં તે આજે તદ્દન ભુલાઈ ગયાં છે. તે દિવસે જેમાં શિસ્ત અને સંગઠન દેખાતું હતું તેમાં આજે પ્રજાતંત્રનો ભંગ દેખાય છે.

સુભાષબાબુને સ્થાનભ્રષ્ટ કરતાં કારોબારીએ જે ખેદ અને દુઃખ અનુભવ્યાં છે તે સાથે આખો દેશ સંમત હશે. સૌ કોઈને એમ લાગતું હશે કે હજી ગઈ કાલે જ જેના હાથમાં રાજ્યદંડ આપ્યો હતો તેને આજે સામાન્ય આસન ઉપર બેસવાની પણ મનાઈ ફરમાવવામાં આવી છે. પરંતુ વ્યક્તિના નહિ પણ સિદ્ધાંતના પ્રેમીને આજે એમ લાગવું જ જોઈએ કે એમ કર્યા વિના છૂટકો જ નહોતો. સુભાષબાબુને સ્થાનભ્રષ્ટ કરવામાં નથી આવ્યા પણ પોતાની જાતે જ એમણે એમ કર્યું છે. રાષ્ટ્રપતિની વીનવણીઓને ઠોકરે મારીને જ એમણે આ નિર્જન રસ્તો પસંદ કર્યો છે.

અને તા. ૯મીના વિરોધ પછી પણ એ ક્યાં શાંત રહ્યા છે! એમના દારૂબંધીના નિવેદને ભલભલાને આઘાત પહોંચાડ્યો છે. 'મને શિસ્તભંગના પગલાની પરવા નથી' એ હુંકારે પણ અનેકને દુઃખ પમાડ્યું છે. અફસોસનો એક શબ્દ પણ આજ સુધી તેઓ બોલ્યા નથી. એમના માટે કારોબારીએ જે પગલું લીધું છે તે સર્વથા યોગ્ય છે એમ જ એમણે સાબિત કર્યું છે.

## વાદળ ઘેરાશે?

મહાસભાએ જ્યારથી પ્રધાનપદનો સ્વીકાર કર્યો છે ત્યારથી ઘણી વાર આપણને લડતની વિસ્મૃતિ થઈ ગઈ છે. આપણાં પ્રધાનપદ પણ યુદ્ધની જ તૈયારી છે એવું અનેક વખત ભુલાઈ ગયું છે. અને આનું પરિણામ એ આવ્યું છે કે કેવળ યુદ્ધના વ્યૂહને ખાતર જ જેમણે ધારાસભાનો કબજો લીધો છે તેમના માથે બંધારણમાર્ગીનું આળ ચડાવવામાં આવ્યું છે. એ નેતાઓના, દેશના અને મહાસભાના સદ્‌ભાગ્યે એ આળ જૂઠું છે એવા પુરાવાઓ આપતા પ્રસંગો સમયે સમયે આપણને સાંપડતા જ જાય છે. આપણે યાદશક્તિ ન ગુમાવી હોય તો આ બે વર્ષમાં એવા ત્રણ પ્રસંગો આવી ગયા તે તો આપણને યાદ રહેવા જ જોઈએ. રાજકેદીઓના પ્રશ્ન ઉપર યુક્ત પ્રાંત અને બિહારના પ્રધાનોએ રાજીનામાં આપ્યાં એ પહેલો પ્રસંગ, ગવર્નરની નિમણૂકના પ્રશ્ન ઉપર ઓરિસ્સાનું પ્રધાનમંડળ રાજીનામું આપવા તૈયાર થયું તે બીજો પ્રસંગ, અને ગાંધીજીના રાજકોટના ઉપવાસ વખતે આઠેય પ્રાંતોના પ્રધાનોએ પોતાની તંત્ર ચલાવવાની અશક્તિ જાહેર કરી તે ત્રીજો પ્રસંગ. આપણા પ્રધાનો તરફ સહેજ પણ સહાનુભૂતિ આપણા દિલમાં હોય તો આ પ્રસંગો પછી આપણને ખાતરી થવી જ જોઈએ કે તેઓ જ્યાં બેઠા છે તે સત્તાનું સિંહાસન

નથી, યુદ્ધનો રથ જ છે. પરંતુ આપણા દુર્ભાગ્યે ઘણાને એમ લાગતું નથી. તેઓ તો આપણા પ્રધાનોને બ્રિટિશ શાહીવાદના પ્રતિનિધિઓ જ સમજે છે.

જે ન જ સમજવા ઇચ્છે તેને સમજાવવાનું કઠણ હોય છે. નહિ તો આજે જે નોથો પ્રસંગ આવી રહ્યો છે તે પણ મહાસભાની મનોવૃત્તિને સાચી રીતે પ્રગટ કરનારો છે. ધારાસભાની બેઠકનો બહિષ્કાર એ નાનોસૂનો પ્રશ્ન નથી. સમવાયતંત્ર સામેની લડતનો એ પ્રથમ–પહેલો મોરચો છે. કારોબારી કહે છે કે આ તો અમારું પહેલું જ પગલું છે. આ પગલા ઉપરથી આપણને સમજાવું જોઈએ કે એ પગલું સહકાર તરફ નહિ પણ અસહકાર તરફ છે, સત્તા તરફ નહિ પણ યુદ્ધ તરફ છે. અમને એમ લાગે છે કે હિંદુસ્તાનના આકાશમાં યુદ્ધનું એક વાદળ તો આજે ઊગી આવ્યું છે. એ વાદળ વિખરાઈ જશે કે ઘેરાશે તે કહેવાનું કઠણ છે. એટલી વાત નિશ્ચિત છે કે એ વાદળ કંઈ પણ પરિણામ વિના તો વિખરાવાનું નથી જ. જો એ વાદળ તરફ બ્રિટિશ સત્તા દુર્લક્ષ કરશે તો આવતી કાલે યુદ્ધ–તૈયારીના પ્રશ્ન ઉપર પ્રધાનપદનાં રાજીનામાંનું બીજું વાદળ આવશે અને એથી આખું આકાશ અવશ્ય ઘેરાઈ જશે. આવી ઘોર આંધિ નહિ આવે ત્યાં સુધી ઉદ્દામ-વાદીઓ આજના આગેવાનો પ્રત્યે શંકાશીલ જ રહેશે કે શું એ પ્રશ્નનું સૌને દુઃખ થાય છે. આપણે એવી આશા રાખીએ કે એવી આંધિ આવતાં પહેલાં આપણા દળમાં વિશ્વાસ, સંગઠન અને શિસ્તની ભાવના દૃઢિભૂત થઈ જાય.

## આન્તર હેતુ

અનુષ્ટુપ

પુણ્ડરીકો ખીલી ઊઠે ઊગે જ્યાં ભવ્ય ભાસ્કર;
હિમાંશુ પેખતાં સુપ્ત હૈયું, જાગે સમુદ્રનું;
પ્રીતિની સર્વ ગાંઠોને બાંધે આન્તર હેતુ કો'.

· જયાનંદ દવે ·

સાહિત્ય અને સંસ્કારનું પાક્ષિક

# ઊર્મિ

દર પંદર દિવસે વાર્તાઓ, લેખો, કાવ્યો, સાહિત્યવિવેચનો અને જીવનચરિત્રો રજૂ કરતું આ પાક્ષિક ઓછામાં ઓછું ૪૮ પાનાંનું વાચન આપે છે. બહુ જ મર્યાદાપૂર્વકની જાહેરખબર લે છે ને દર વરસે સુંદર એન્ટિક કાગળમાં છપાયેલું લગભગ અઢીસો પાનાંનું ભેટ-પુસ્તક આપે છે. વાર્ષિક લવાજમ, ભેટપુસ્તક સાથે દેશમાં રૂ. ૫-૦-૦, બ્રહ્મદેશમાં રૂ. ૫-૮-૦, પરદેશમાં રૂ. ૬-૮-૦, (શિ. દસ)

## અનુક્રમ

### આ અંકે



### આવતા અંકે



૧ સપ્ટેંબર
૧૯૩૯

મુદ્રક અને પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસ ગાંધી : ઊર્મિ કાર્યાલય : પો. ઓ. નં. ૭૩ : અમદાવાદ
મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ : ઘીકાંટા : નોવેલ્ટી ટૉકીઝ પાસે : અમદાવાદ

# ભારતી સાહિત્ય સંઘ

## સમાચાર અને સૂચનાઓ

૧. ‘અંજલિ ગ્રંથમાળા’નું ‘જાગતા રે’જો,’ ‘વિશ્વસાહિત્યમાળા’નું ‘પતન અને પ્રાયશ્ચિત્ત,’ ‘ચિંતન ગ્રંથાવલિ’નું ‘ગુલામીની શૃંખલા’ અને ‘આરોગ્ય ગ્રંથાવલિ’નાં ‘લાંબુ ચાલો અને લાંબું જીવો’ તથા ‘વેક્સિનેશન કે સેનિટેશન?’ તમામ ગ્રાહકોને રવાના થઈ ચૂક્યાં છે.

૨. સપ્ટેંબર માસના અંત સુધીમાં નીચેનાં પુસ્તકો પ્રગટ કરવાની ધારણા છે:

૧ **અહંકાર** (વિશ્વસાહિત્યમાળા: ઊર્મિ–ભેટપુસ્તક)
૨ **લગ્ન–એક સાધના** (ચિંતન ગ્રંથાવલિ)
૩ **પ્રવાસપત્રો** (અરુણ પુસ્તકમાળા)
૪ **આપણાં ભાંડુઓ** „ „
૫ **હજીયે મને સાંભરે છે** „ „

૩ ઑક્ટોબર માસના અંત સુધીમાં નીચેનાં પુસ્તકો પ્રગટ થશે:

૧. **જાગતા રે’જો** (ઉત્તરાર્ધ અંજલિ ગ્રંથમાળા)
૨. **નિસર્ગોપચાર: વિચાર અને વ્યવહાર ભા. ૨ જો** (આરોગ્ય ગ્રંથાવલિ)
૩. **પાયોરિયા અને દાંતનાં બીજાં દર્દો.** „ „

૪ અમારાં પાક્ષિકો ને માસિક પ્રગટ થવાની તારીખો નીચે પ્રમાણે છે:

૧ ‘**ઊર્મિ**’ તા. ૧ લી અને ૧૫ મી
૨ ‘**નવરચના**’ તા. ૧૦ મી
૩ ‘**બાલજગત**’ તા. ૭ અને ૨૨ મી

૫ ફરીને જણાવીએ છીએ કે જે કોઈ ‘ઊર્મિ’ અને ‘વિશ્વસાહિત્યમાળા’ એ બંનેના ગ્રાહક હશે કે ‘ભારતી–સભ્ય’ હશે તેને જો ‘અહંકાર’ની બે નકલ નહિ જોઈતી હોય તો અમારા આજ સુધીમાં પ્રગટ થયેલ પુસ્તકોમાંથી કોઈ પણ પુસ્તક, જેની મૂળ કિંમત રૂ. સવા કે દોઢ હોય તે ‘અહંકાર’ની બીજી નકલને બદલે પસંદ કરી શકાશે, પરંતુ એવી ઇચ્છા એમણે સપ્ટેંબરની આખર પહેલાં જણાવવી પડશે. ત્યાં સુધીમાં નહિ જણાવનારને ‘ઑક્ટોબર’ના આરંભમાં ‘અહંકાર’ મોકલવામાં આવશે.

અમદાવાદ
૩૦ : ૮ : ૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**



વર્ષ નવમું ] ૧ સપ્ટેંબર : ૧૯૩૯ [ અંક સાતમો

# બાળકોનું સાહિત્ય

ઘણું કરીને ટાગોરે એક કલ્પના કરી છે કે, એક પાંજરામાં પૂરાયલા પોપટને એટલા બધા વિદ્વાનો પઢાવવા ભેગા થાય છે કે છેવટે પાંજરું રહે છે ને પોપટ રહેતો નથી. થોડાં વર્ષો પહેલાં ગુજરાતમાં બાળસાહિત્ય ન હતું, બાળકો માટે શિક્ષણની કોઈ રીતિ ન હતી; અને સરકારી તંત્રના મુખ્ય સંચાલકોનાં ભેજાં સિવાય બીજે ક્યાંય બાલસૃષ્ટિ પણ ન હતી. આજે એ જમાનો પલટાઈ ગયો છે. મોન્ટેસોરી–પદ્ધતિ વિષે કાંઈ પણ ન બોલનારો આજે કુશિક્ષક ગણાય છે; અને એને ન વખાણનારો જૂનવાણી મનાય છે.

આજે બાળકોની સૃષ્ટિમાં અનેકરંગી પુસ્તકો આવ્યાં છે. કેટલાંક ખરેખર સુંદર છે. બીજાં સુંદર થવા પ્રયત્ન કરે છે. કેટલાંક અધિકારીજનોને હાથે લખાયાં છે, ઘણાં કેવળ મોટા અક્ષર પૂરતું જ બાલસાહિત્યનું નામ શોભાવે છે. માબાપોને પોતાનાં બાળક સુંદર રીતે ભણે એવી મનોવૃત્તિ જાગી છે. શિક્ષકોને બાળકોના માનસના અભ્યાસમાં આનંદ પડ્યો છે.

પણ જ્યારે એક વસ્તુ ઘણા સમય સુધી ઉપેક્ષિત રહે છે ત્યારે નવી આવતી જાગૃતિ બહુ સંભાળ લેવા જેવી હોય છે: એમાં અતિઉત્સાહની ભૂલો થાય છે, તકવાદીઓની જરૂરી ભૂલો પણ હોય છે, પ્રદર્શન કરવાના મોહમાં શક્તિનું માપ ચૂકી જવાય છે, અને સત્ત્વ તથા પ્રદર્શન વચ્ચેની રેખા પણ યાદ રહેતી નથી.

અત્યારના બાલસાહિત્યમાં આ સઘળું દેખાય છે. બર્નાર્ડ શૉએ એક સુંદર વાક્ય કહ્યું હતું કે મને ડૉ. મોન્ટેસોરીમાં શ્રદ્ધા છે; પણ મોન્ટેસોરી–પદ્ધતિમાં નથી. તમે કોઈ પણ વસ્તુને–ખાસ કરીને શિક્ષણને–જ્યારે પદ્ધતિના વાડામાં ઉતારો છો ત્યારે એમાં વ્યક્તિ ગૌણ બને છે. અને તેથી વ્યક્તિ નિર્દોષ હોય છતાં પદ્ધતિ સદોષ થાય છે. જો કોઈ એવી વસ્તુ હોય કે, જેમાં પદ્ધતિનો ઓછામાં ઓછો આશ્રય લઈ ને વ્યક્તિએ, પોતાના અંતરમાંથી જ પદ્ધતિનો વિકાસ સાધવાનો હોય તો તે બાલશિક્ષણપદ્ધતિ છે. કાંઈક અતિશયોક્તિનો દોષ વહોરીને એમ પણ કહી શકાય કે, બાલશિક્ષણમાં કોઈ પણ પદ્ધતિનો અક્ષરશઃ આશ્રય લેવો એના જેવી કઢંગી શિક્ષણરચના કોઈ હોઈ ન શકે.

પણ તમે તાત્કાલિક ફેરફાર કરવા માટે એક પદ્ધતિ સ્વીકારો એટલે પછી તમે એની જરૂરિયાત પૂરી થયા પછી પણ એના ગુલામ બનો છો. મોન્ટેસોરી–પદ્ધતિએ આપણને બાળકો પ્રત્યે કેમ જોવું એ શિખવાડ્યું, હવે એ વિષયમાં રસ લેનારા પોતપોતાની શક્તિ કામે નહિ લગાડે તો તેઓ એ પદ્ધતિનો આત્મા હણી નાખશે.

અત્યારે બાલસાહિત્યમાં જે પ્રવાહ ચાલી રહ્યો છે એ જોતાં, માબાપોએ બાળકોના હાથમાં મૂકવાનાં પુસ્તકોનું વિવેકી વર્ગીકરણ કરવું પડશે. નહિતર પાંજરું રહેશે-ને પોપટ નહિ રહે. બાલસાહિત્યમાં જે લખાય છે તે બાળકો માટે લખાય છે. એ સાહિત્યમાં જે લખાય તે એટલું સાદું હોવું જોઈએ કે બાળકોને સમજતાં મુશ્કેલી ન પડે ને તે ઝટઝટ વાંચી જાય.

જીવનકલહને આટલો ગુલાબી રંગવા સામે વાંધો પ્રગટ કરી શકાય. બાળક ઝટઝટ વાંચે–એ બાળકનું માનસ રોગી થાશે. મોટી ઉમરે એ ડિટેકટીવ વાર્તાઓ વાંચશે. બાળકને જે વાંચતાં થોભવું પડે, મુશ્કેલી ઓળંગવી પડે, એ સાહિત્ય એને ઘડશે.

બાળકનું સાહિત્ય ઘડવું એ પણ એક વિશિષ્ટ પ્રકારનો મનોયત્ન છે એમ સમજ્યા વિના અત્યારના ક્રમ પ્રમાણે જો બાલસાહિત્ય થોકબંધ ઉત્પન્ન થયા જ કરશે — તો આ વિદ્વાનોના પ્રયત્ને છેવટે પોપટ નહિ રહે — ને પાંજરું લટકયા કરશે. મોન્ટેસોરી–પદ્ધતિનો દેહ રહેશે — પણ એનો આત્મા ઊડી ગયો હશે.

આજે જો કોઈ પણ સાહિત્યની કડકમાં કડક સમાલોચના કરવી જરૂરી હોય તો તે બાલસાહિત્યની છે. એમાંનું ઘણું જે માબાપો ને શિક્ષકો બાળકોના હાથમાં મૂકે છે તે તેમને સંસ્કાર આપવાને બદલે — શોખ આપે છે. વાચનનો શોખ એ ભયંકર વસ્તુ છે. એ ક્રિયાહીન માનસની ધાત્રી છે. જે વાચનમાંથી બાળકને એના નિત્યજીવનમાં ઉપયોગી એવું કાંઈક નહિ મળે — પછી છેવટે નિર્દોષ આનંદ — તે વાચન વ્યસનનું રૂપ પકડશે.

એટલા માટે આજે ગુજરાતમાં જે માબાપો પોતાને મોન્ટેસોરી–પદ્ધતિનાં અનુયાયી માને છે તેમણે આ વિષય ઉપર એક વખત ફરી વિચાર કરવો ઘટે છે.

મોન્ટેસોરી–પદ્ધતિથી બાળકો કૃત્રિમ થયાના દાખલા પણ આવ્યા છે. કૃત્રિમ વિવેક, કૃત્રિમ સંસ્કાર, કૃત્રિમ પ્રદર્શન, કૃત્રિમ બહાદુરી, કૃત્રિમ ઉદારતા — અને એવી ભયંકર કૃત્રિમતા જીવનના સંચાલક બળ તરીકેનું સ્થાન લે એવો ભય પણ જન્મ્યો છે.

આમાં મોન્ટેસોરી–શિક્ષકનો, પદ્ધતિનો કે વાતાવરણનો કોઈનો દોષ નથી.

માબાપોએ પણ જાણવું જોઈએ કે કુદરતે એમના દોષનો ઢાંકપિછોડો કરવાનો ઇજારો રાખ્યો નથી. કુદરતને એમની એવી કાંઈ પડી નથી કે એમના લોહીના દોષ શિશુની લોહી-નળીમાં વહેતા ન મૂકે. બાળકો માટે માબાપોએ પહેલાં પોતાની જાતને સુધારવી ઘટે.

જે લોકો શિશુ — કોરા કાગળ જેવું છે — એમ કહેતા હોય તે લોકો ભયંકર રીતે અવૈજ્ઞાનિક છે.

શિશુ કોરા કાગળ જેવું છે આ અર્થમાં કે, દોષ ગમે તેટલા મહાન હોય – પ્રેમ પાસે પીગળીને બાબ ન બને એવો કોઈ દોષ હોતો નથી.

એટલાં માટે સંસ્કારી માબાપોએ પોતાનાં બાળકો માટેની પદ્ધતિનો ફરી ખ્યાલ કરવો ઘટે છે.

અક્ષરશઃ પળાતી મોન્ટેસોરી કૃત્રિમતા જન્માવી રહી છે: અક્ષરશઃ પળાતી જૂની ઘોકેસોરી લુચ્ચાઈ શિખવાડી રહી છે. ભય દંભ શીખવે છે: કૃત્રિમ પ્રેમ ચાંપલાશ શીખવે છે. સાદો–સીધો–જીવનને અનુરૂપ અકૃત્રિમ પ્રેમ–એ પ્રેમ જ બાળકને દોરવાનું સામર્થ્ય ધરાવે છે.

• ધૂમકેતુ •

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## જર્મની અને રશિયા

હીટલરે રશિયાની સાથે વ્યાપારી સંધિ કરી હવે અનાક્રમણકારી સંધિ કરવાની તૈયારીની જાહેરાત કરીને યુરોપના રાજકારણમાં અજબ પલટો આણ્યો છે. આનાં શાં શાં પરિણામો આવશે તેની ખબર તો જ્યારે આવા પ્રકારની સંધિના પૂરા ખબરો મળશે ત્યારે જ જાણી શકાશે. પણ હીટલરે અજબ મુત્સદ્દીગીરી વાપરી છે અને બ્રિટન તથા ફ્રાંસના હાથ નબળા પાડી દીધા છે. એમ કહેવું જ જોઈએ કે વગર યુદ્ધે ડાન્ઝિગ પોતાના હાથમાં પડે એની પૂર્વતૈયારી સુંદર રીતે કરી લીધી છે.

પણ ઘણાને આશ્ચર્ય તો એ થાય કે બોલ્શેવિક રશિયા અને ફેસિસ્ટ જર્મની નજીક નજીક કેમ આવી શક્યાં? હીટલરે કોમ્યુનિઝમની શત્રુતા તો ઢોલ પીટી પીટીને આજ સુધી જાહેર કરી છે. છતાં આમ એકદમ બન્ને વચ્ચે સંધિ કેમ સંભવી?

જેઓ ઝીણવટથી અભ્યાસ કરતા હશે તેમને આ બાબતમાં બહુ આશ્ચર્ય ન પણ થાય. હીટલરને ડાન્ઝિગ જોઈએ છે–યુદ્ધથી કે યુદ્ધ વગર, પણ બની શકે તો યુદ્ધ વગર જ તેને હજી વિજયો મેળવવા છે. પણ ઝેકોસ્લોવાકિયાના પતન પછી જે ઉતાવળથી બ્રિટન તથા ફ્રાંસે પોલાંડને મદદ આપવાનું વચન આપ્યું તે જોતાં હીટલરને થંભી જવું પડ્યું. બ્રિટને હીટલરને વધારે ડરાવવા માટે રશિયાની સાથે વાટાઘાટોની પણ તુરત જ મંત્રણા ચલાવવા માંડી. જો આ વાટાઘાટો સફળ થાય તો યુદ્ધ વગર ડાન્ઝિગ મળવાનો સંભવ નહોતો. તેમ ડાન્ઝિગ લઈ લેવાની જાહેરાત તો થઈ ચૂકી હતી એટલે પોતાની પ્રજાને હવે તે પીછેહઠ પણ કરાવી શકે એમ નહોતું. એટલે હીટલર પાસે સરળ રસ્તો એ જ હતો કે રશિયા પોતાની સામેના પક્ષમાં ન ભળે એમ કરવું. આમ બે પક્ષે શરત શરૂ થઈ હતી–બ્રિટનની રશિયાને પોતાના પક્ષમાં ખેંચવાની અને હીટલરની રશિયાને સામા પક્ષથી અલગ રાખવાની.

રશિયાની યુદ્ધતૈયારીની હકીકતો સાંભળીએ તો જર્મની તેની સામે યુદ્ધમાં ઊતરવાનું સાહસ હમણાં જ કરી શકે એવું નથી. એટલે ડાન્ઝિગ લેવું હોય તો હરકોઈ ઉપાયે રશિયા ભાવિ યુદ્ધમાંથી અલગ રહે તેમ કરવું જોઈએ. જર્મનીને પોતાનો મુલક વધારીને યુરોપમાં બળવાન થવું છે, પછી રશિયાને ભોગે કે પ્રજાતંત્ર રાજ્યોને ભોગે થવું એ તો જેવો સમય. જ્યાં સુધી ચેમ્બરલેઈને જર્મનીને મદદ કર્યા કરી ત્યાં સુધી તેણે પોતાનો મોરચો પૂર્વ તરફ વાળ્યો. પણ જ્યારે હવે પૂર્વમાં બ્રિટન આડખીલી નાખવા માંડ્યું એટલે તેણે રશિયાની સાથે આવા કરારો કરવાનું પગલું ભર્યું. આમ કરીને આજે એ પ્રજાતંત્રનાં રાજ્યોને ડરાવવા માગે છે, અને પોતાની માગણી સંતોષાઈ જાય એમ ઇચ્છે છે.

રશિયા શા માટે હીટલરને મદદ કરે? એ પણ એવો જ પ્રશ્ન છે.

આ પ્રશ્નનો વિચાર કરતાં પહેલી વાત તો એ મનમાં ઊઠે કે રશિયાએ કોને ખાતર બ્રિટનની મૈત્રી જાળવવી? પોલાંડને ખાતર? પ્રજાતંત્રને ખાતર? રશિયા માને છે કે પોલાંડમાં ખરું પ્રજાતંત્ર આજે છે જ નહિ. ખરું પ્રજાતંત્ર ઝેકોસ્લોવાકિયામાં હતું. તેને બચાવવા ખાતર તે યુદ્ધમાં ઊતરવા તૈયાર હતું. પણ બીજા પ્રજાતંત્ર રાજ્યોએ એને દગો દીધો અને એ પ્રજાતંત્રને મારી નાખ્યું. હવે તો પોલાંડને મદદ કરવી એટલે બ્રિટિશ શાહીવાદને મદદ કરવી. આજે એને મન મૂડીવાદી બ્રિટન કે ફેસિસ્ટ જર્મની

એ એક જ કોટિમાં છે. ગમે તેને મદદ કરવા જતાં એ મૂડીવાદને જ મદદ કરે છે અને તેથી શાહીવાદ જ વધારે મજબૂત બનવાનો છે. આ કારણે જ હવેની કોઈ પણ લડાઈમાં ઊતરવાની તેની ઇચ્છા નથી.

આ માન્યતા ધરાવનારો વર્ગ રશિયામાં નાનો-સૂનો નથી. તેઓ બ્રિટનને મદદ આપીને મૂડીવાદી નબળા સામ્રાજ્યને બળવાન બનાવવા માગતા નથી. ઊલટું આવા યુદ્ધમાં કોઈ એક પક્ષને મદદ કરવાને બદલે બધાં શાહીવાદી રાષ્ટ્રોને અંદર અંદર કપાઈ મરવા દે અને નબળાં થવા દે તો એમાં રશિયા પોતાનું હિત જુએ છે. કારણ, તો જ ક્રાંતિ કરવા માટેની યોગ્ય ભૂમિકા તૈયાર થશે એમ તેમનું માનવું છે.

ઉપરાંત રશિયાને ચેમ્બરલેઈન-બ્રિટન-ઉપર બિલકુલ વિશ્વાસ નથી. બ્રિટનમાં આજનો સત્તાધારી-વર્ગ રશિયાનો કટ્ટર દુશ્મન છે. તેઓ જર્મનીના ફેસિઝમને રશિયાના બોલ્શેવિઝમ કરતાં વધારે આવકારે છે, અને માટે જ રશિયા સાથે કોઈ પણ પ્રકારના કરારો થાય એ એમને ગમતું નથી. રશિયા સાથે વાટાઘાટો શરૂ કરવાનો હેતુ તો હીટલરને ડરાવવાનો હતો. પણ હીટલર તો આવા મુત્સદ્દીગીરીના દાવ-પેચોને ઘોળીને પી જાય એવો છે. ઝેકોસ્લોવાકિયા વખતે રશિયાને બ્રિટને જે દગો દીધો, અને ત્યાર પછી ચાર રાજ્યોની જે સભા થઈ એમાં અને તેની પછીની બધી વાટાઘાટોમાં રશિયાને બાતલ રાખીને તેની જે અવગણના કરવામાં આવી તે રશિયા ભૂલ્યું નથી. ચેમ્બરલેઈનનું ચાલત તો તો યુરોપના રાજકારણમાંથી રશિયાનું નામનિશાન એણે ભૂંસી નાખવું હતું, પણ પોલાંડ વખતે રશિયાની મદદની ભીખ માગ્યા વિના ન ચાલ્યું. આવે વખતે રશિયા પોતાની કિંમતે જ સંધિ કરવા તૈયાર થાય એ સમજી શકાય એવું છે.

રશિયાએ બાલ્ટીક રાજ્યોને પણ આ પ્રકારની ખોળાધરી આપવાની પોતાની શરત પહેલેથી જ મૂકી. પણ બ્રિટન તો માત્ર પોતાની જ રગ બચાવવા માગતું હતું, રશિયાની નહિ. એટલે એ વાટાઘાટો આ મુદ્દા ઉપર ઘણો વખત લંબાઈ. જેમ વખત જતો ગયો તેમ તેનો હીટલરે લાભ લઈ લીધો. એક બાજુથી ડાન્ઝિગમાં પૂર્વતૈયારી કરી લેવાનો તેને પૂરતો વખત મળ્યો અને બીજી બાજુથી રશિયાને લલચાવવાનો પણ પૂરતો મોકો મળ્યો.

જે રીતે રશિયા સાથેની વાટાઘાટો ચાલી છે એ જોતાં બ્રિટન સંધિ કરવા માગતું જ નથી એવું જણાવ્યા સિવાય રહે નહિ. આ હકીકત હમણાં જ લૉઈડ જ્યોર્જના લેખ ઉપરથી આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. જે શરતો ઉપર વાટાઘાટો લંબાઈ તે શરતો પ્રથમથી જ રશિયાએ આગળ ધરી છે, પણ જ્યારે ત્રણ દિવસમાં રશિયાએ પોતાની શરતો રજૂ કરી ત્યારે તેનો જવાબ વાળવામાં બ્રિટને બીજાં ત્રણ અઠવાડિયાં લીધાં, ત્યાર પછી રશિયાએ જ્યારે તુરત જ પોતાનો જવાબ આપ્યો ત્યારે વળી તેનો જવાબ આપવામાં બે અઠવાડિયાં જેટલો વિલંબ બ્રિટન તરફથી થયો. આ વિલંબ જ બતાવે છે કે બ્રિટન પોતાની શરતે રશિયાનો સાથ માગે છે. પણ રશિયન લોકો એવા મૂર્ખ નથી કે બ્રિટનની લડાઈ રશિયા પોતે લડે અને ખુવાર થાય અને બધો લાભ આખરે બ્રિટન ઉઠાવી જાય !

એમને બરાબર ચેતવણી આપવા માટે લિટવી-નોફને તેમણે પરદેશમંત્રીના પદેથી દૂર કર્યો. એ ચોખ્ખી જાહેરાત હતી કે હવે જો વધારે વિલંબ કરવામાં આવશે તો રશિયા પોતાની પરદેશનીતિ બદલશે. પણ બ્રિટન અને પ્રજાતંત્ર રાજ્યો સમજ્યાં નહિ અને સ્વાભાવિક રીતે જ રશિયા જર્મની તરફ વળ્યું.

સંધિ કરવા માટે જે માણસને રશિયા મોકલ્યો એ પણ એક કારકુનની કોટીનો માણસ હતો. જર્મની સાથે જ્યારે વાટાઘાટો ચલાવવાની હતી ત્યારે હેલીફાક્સે આવ-જા કરી અને ચેમ્બરલેઈન પોતે પણ ઊડીને ત્રણ વાર જર્મનીની જાત્રા કરી આવ્યો. જ્યારે રશિયાની સાથે એક મામૂલી કારકુનને મોકલ્યો અને તે પણ પૂરી સત્તા વગર. એ વાટાઘાટોનો અંત ન આવ્યો અને પ્રજામત વિક્ષુબ્ધ થવા લાગ્યો ત્યારે

એક નવો ધડાકો કરીને લશ્કરી મંડળને રશિયા સાથે વાટાઘાટો કરવા રવાના કરવામાં આવ્યું. અને તેથી યુરોપને એકવાર તો બ્રિટનની પ્રમાણિકતામાં વિશ્વાસ બેઠો કે હવે તો બ્રિટન જરૂર કંઇક કરવા માગે છે. પણ તેનો ફેંસ પણ પૂર્વવત્ જ થયો. લોકોને અને જર્મનીને ભ્રમમાં નાખવા માટેની આ પણ એક યુક્તિ જ હતી. કારણ કે આ વાટાઘાટોનો પણ કશો અંત ન આવ્યો. આ લોકોને પણ કોઈ મહત્ત્વના કરારો કરી લેવાની કશી જ સત્તા વગર માત્ર બોલવા અને વખત ખેંચવા જ મોકલવામાં આવ્યા હતા એ હકીકત બહાર આવી ગઈ.

રશિયા આવું અપમાન સહન કરવા શા માટે તૈયાર થાય! ગરજ આજે પ્રજાતંત્રને છે. રશિયાની મદદ તો માગવામાં આવી છે, રશિયા મદદ આપવા નીકળ્યું નથી. રશિયાની વસ્તી ૧૮ કરોડની છે. તેનું લશ્કર વધારેમાં વધારે છે. તેનું વિમાનીદળ દુનિયાનાં બધાં દળો કરતાં જબ્બર છે. તેને દુનિયાની કશી પડી નથી. તે તો આજે એક જ શરતે સંધિ કરવા તૈયાર થાય કે તેને પણ એક પ્રમુખ શક્તિ તરીકે સ્વીકારવામાં આવે. ચેમ્બરલેઈનની એ રીતે તેને સ્વીકારવાની તૈયારી તેમજ ઇચ્છા નથી.

પરિણામે આજે જોઈએ છીએ તેમ જર્મનીએ પોતાની મુત્સદ્દીગીરી અજમાવી, અને હવે કદાચ તેમાં તે ફાવી પણ જાય. છેલ્લા બે ત્રણ માસથી તે જે ભાષણો કરે છે તેમાં રશિયા સામેની દુશ્મનાવટનો બિલકુલ ઉલ્લેખ નથી. હવે તે રશિયા તરફ આગળ ન વધવાની ખાતરી આપે તો નવાઈ નથી. કારણ તેને પશ્ચિમ તરફ પ્રજાતંત્રો પાસેથી હજી પોતાનો હિસાબ પતાવવાનો બાકી છે અને પોતાનાં સંસ્થાનો પણ તેને પાછાં મેળવવાં છે.

રશિયાએ પણ એ જ જાતનાં ચિહ્નો બતાવવા માંડ્યાં હતાં. લિટવીનોફને દૂર કરવામાં પણ જર્મનીને રાજી કરવાનો ઇરાદો અને પશ્ચિમનાં પ્રજાતંત્રોને ચેતવણી આપવાનો ઇરાદો જણાઈ આવે છે. લિટવીનોફ યહૂદી છે, જ્યારે તેની જગાએ આવેલ મોલોટોવ આર્ય છે.

બ્રિટનની બાજી રશિયા અને જર્મનીને સામસામાં અથડાવી મારવાની હતી અને તેમ કરીને બન્નેને નબળાં પાડવાની હતી. કારણકે પોલાંડના બચાવ માટે પહેલામાં પહેલી મદદ રશિયાની આવી શકે. અને એ એમને જર્મનીના લડાઈ શરૂ થઈ ગયા પછી જર્મનીની મૈત્રી બાંધી લેતાં કે યુદ્ધમાં જ ન ઊતરતાં માત્ર રશિયા અને જર્મનીને જ લડાવી મારવાના હેતુની ગંધ રશિયાને આવી હોય તો નવાઈ નથી. પણ એ બાજી હવે જર્મનીએ ઊંધી-વાળી છે.

રશિયા માટે એક પ્રશ્ન હવે બાકી રહે છે અને તે એ કે આમ કરવાથી જર્મની બળવાન નહિ થાય? થશે. પણ બ્રિટનને મદદ આપવાથી બ્રિટન પણ બળવાન થવાનું હતું. તેને તો જર્મની કે બ્રિટન બન્ને આજ સરખાં છે. કારણ બ્રિટન કંઈ ફેસિઝમનું વિરોધી નથી, અને જો કદી જર્મની અને રશિયા વચ્ચે કે રશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ સળગે તો કોઈ રાજ્ય રાતા રશિયાની મદદ કરવા આવવાનું નથી એ નિઃસંશય છે. એટલે રશિયા સમજે છે કે આખરે તો તેને પોતાના એકલાના બળ ઉપર જ આધાર રાખવાનો છે. અને પોતાના લડાયક સામર્થ્યમાં તેને એટલો વિશ્વાસ છે કે દુનિયાની ગમે તે શક્તિ સામે થઈ શકે. પણ આજે દુશ્મનોની લડાઈ પોતાના ઉપર વહોરીને જે રચનાત્મક કાર્ય શરૂ થયું છે તેના ઉપર પાણી ફેરવવા તે તૈયાર નથી.

શાહીવાદી સામ્રાજ્યોની અંદર અંદરની લડાઈ-ઓમાંથી જ ક્રાંતિ તો આપોઆપ ફાટી નીકળવાની છે. એટલે એ લોકોની કાચો માલ કે દુનિયાની વિભાગણી માટેની લડાઈઓમાંથી અલગ રહેવામાં જ રશિયા આજે ડહાપણ માને છે. પણ એનો અર્થ એવો તો નથી જ કે તેણે પોતાના સિદ્ધાન્તો ફેરવ્યા છે.

હવે પછીના દિવસોમાં યુરોપમાં ભારે ફેરફારો થશે એ ચોક્કસ છે. હીટલરે તો રશિયાને સામા પક્ષમાંથી અલગ પાડીને જબ્બર વિજય મેળવ્યો છે.

પણ હજી રિબેનટ્રોપ વાટાઘાટ ચલાવવા ગયો છે. તે દરમિયાન જો યુદ્ધ ખાળવું હોય અને જર્મનીના આક્રમણને રોકવું હોય તો તાત્કાલિક રશિયા સાથેની વાટાઘાટોનો સફળ અંત લાવી શકાય એવો મોકો છે. પણ એવી ઇચ્છાનો જ બ્રિટનપક્ષે અભાવ છે.

આજે તો રશિયા તટસ્થ જ રહેશે. પણ તેમાંથી આગળનું પગલું બન્નેની લડાયક મૈત્રીમાં આવે તો આખી દુનિયાના રાજકારણમાં અજબ પલટો આવશે. રિબેનટ્રોપ જાય છે એવા ખબર માત્રથી જ ચારે તરફ ખળભળાટ થઈ ગયો છે, અને મુત્સદ્દી-મંડળોમાં ફફડાટ શરૂ થઈ ગયો છે. આપણા દેશના પાટનગર સિમલામાં પણ આની અસર થઈ છે અને તટસ્થ રહેવાની વારંવાર ઘોષણા કરનાર અમેરિકામાં પણ તાત્કાલિક વિચારણા ચલાવવા માટે કારોબારીની સભાઓ ભરાવા લાગી છે.

આ બધાની અસર ખરાબ તો બ્રિટન માટે છે. આજે નહિ તો કાલે બ્રિટનને લડાઈમાં ઊતર્યા વગર છૂટકો નથી. અને એ જેમ મોડું થતું જાય છે તેમ આખરે જ્યારે એ લડાઈમાં ઊતરશે ત્યારે હાર ખાવાના પૂરતા સંયોગો હશે. મ્યુનિકનું ભૂત હવે ચેમ્બરલેઈનને પોતાને જ ભરખી જશે એ આગાહી સાચી પડશે.

તા. ૨૪ : ૮ : ’૩૯

[ કરારો થઈ ગયા છે. એનાં પરિણામોની ચર્ચા આવતા અંકે કરશું. ૨૮ : ૮ : ’૩૯ ]

●

## આવકાર

નવજીવન કાર્યાલય તરફથી ‘શિક્ષણ અને સાહિત્ય’ નામના માસિકપત્રનો આરંભ થાય છે તે જાણીને સૌ આનંદ પામશે. જ્યારે ‘નવજીવન’ ચાલતું હતું ત્યારે કાકાસાહેબના સંપાદન હેઠળ ‘શિક્ષણ અને સાહિત્ય’ પૂર્તિ નીકળતી. તેણે પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી હતી. આ માસિકપત્ર એથીયે વધુ ઉપયોગી થશે એવી આશા રાખવાને પૂરતાં કારણો છે. ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઇ દેસાઈ એના તંત્રી છે. શ્રી. જુગતરામ દવે, શ્રી. ગોપાળદાસ પટેલ, શ્રી. નગીનદાસ પારેખ, શ્રી. મણિભાઈ દેશાઈ અને શ્રી. જીવણજી દેશાઇ એના સંપાદકો છે.

# પ્રતિમા અને પ્રિયતમા

[ "પિગમેલિયન અને ગેલેશિયા" નામના ગ્રીસની એક પૌરાણિક દંતકથાના આધારે રચાયેલ સર વિલિયમ એસ. ગિલબર્ટ કૃત હાસ્યપ્રધાન નાટકનો અનુવાદ ]

અનુવાદક-શ્રી. કૃષ્ણવદન જેતલી

## પાત્રો

**પિગમેલિયન**–એક એથેન્સવાસી શિલ્પી.
**લુસિપસ**–એક સૈનિક.
**ક્રિસોસ**–કલાનો એક આશ્રયદાતા.
**એજિસિમોસ**–ક્રિસોસનો ચાકર.
**મિમોસ**–પિગમેલિયનનો ચાકર.
**ગેલેશિયા**–એક સજીવન થયેલી પ્રતિમા.
**સિનિસ્કા**–પિગમેલિયનની પત્ની.
**ડાફ્ને**–ક્રિસોસની પત્ની.
**મેરિન**–પિગમેલિયનની બહેન.

**સ્થળ** : પિગમેલિયનનું કલામંદિર.
**સમય** : ચોવીસ કલાકમાં જ બધું કાર્ય સમાપ્ત થઈ જાય છે.

---

## અંક પહેલો

**દૃશ્યઃ** પિગમેલિયનનું કલામંદિર. કેટલીક પૌરાણિક પ્રતિમાઓ તથા સંપૂર્ણ માનવના માપની વિનસની મૂર્તિ ખંડમાં ગોઠવ્યાં છે. પાછલા ભાગમાં પ્રેક્ષકોથી છુપાવેલી, પડદામાં દેરી જેવા કબાટમાં ગેલેશિયાની પ્રતિમા છે. પડદા માટે એવી ગોઠવણ છે કે નટ સહેલાઈથી પડદો જલદીથી ઊંચો કરી પ્રતિમાને ખુલ્લી કરી શકે. ત્રીજા અંકના છેલ્લા ભાગમાં પડદા એમ ને એમ બંધ થઈ જાય એવી યાંત્રિક ગોઠવણવાળા છે. તેમાં કેટલાંક દ્વારોની પણ યોજના દેખાઈ આવે છે.

પડદો ઊપડતાં ચાકર મિમોસ અર્ધ ઘડેલી પ્રતિમાના કાર્યમાં ગૂંથાયેલો જણાય છે. તેની જમણી બાજુથી એજિસિમોસ આવે છે. તેણે ભપકાબંધ કપડાં પહેર્યાં છે.

**એજિસિમોસ** : (રૂવાબથી નમીને) પિગમેલિયનનું કલામંદિર તે આ જ કે ?

**મિમોસ** : (નમીને) આ જ.

**એજિસિમોસ** : તમે જ પિગમેલિયન છો ?

**મિમોસઃ** ના જી, હું એમનો ચાકર છું.

**એજિસિમોસ** : પિગમેલિયનને ચાકરો છે ? પથ્થર ફોડનારની સેવામાં ખડા રહેનારા ચાકરો ! કાંઈ લાવવા લઈ જવા માટે ધક્કા ખાનારા ! એક સલાટની મરજી મુજબ ધક્કામુક્કા અને ચાબખા ખાનારા ! સામે થયા વિના પીઠ નમાવનારા ? અરેરે, આ દુનિયાનું શું થવા બેઠું છે ?

**મિમોસઃ** આપની આજ્ઞા ?

**એજિસિમોસ** : એ કે આજે સાડા ત્રણ વાગે ક્રિસોસ પિગમેલિયનનો મેળાપ ઇચ્છે છે; તે વખતે એ આવી જાય.

**મિમોસઃ** મહાશય, આપ જ ક્રિસોસ છો કે ?

**એજિસિમોસ** : (મિજાજથી) ના રે ના, હું...હું નહિ, હું તો માત્ર તેમનો ચાકર છું.

**મિમોસઃ** (લહેરથી) તેમનો ચાકર ?

**એજિસિમોસ** : (વધુ ગર્વથી) મારું નામ એજિસિમોસ !

**મિમોસઃ** (હસીને) અને એજિસિમોસને વળી શેઠ છે કે ? કાંઈ લાવવા લઈ જવા માટે ધક્કા ખાવા હુકમ કરનાર ! અને શેઠની મરજી મુજબ ધક્કામુક્કા

ને ચાબખા ખાવા તે સામે થયા વિના, તાબે થઈ, પીઠ નમાવે છે? અરેરે! આ દુનિયાનું શું થવા બેઠું છે?

[ આનંદથી હસે છે ]

**એજિસિમોસ :** અરે ભિખારચોટ! આંધા, મૂરખ! તારા જેવા બાર ગુલામોના શેઠ બનવા કરતાં મારા શેઠના ચંપલ જલદી બાંધવા હજારગણા સારા! અને ધક્કામુક્કા ખાવા? અરે ક્રિસોસના હાથે ચાબખા ખાવામાં પણ માન છે. તારા જેવાને મારી મારી ગામની ભાગોળે પહોંચાડવા કરતાં હું દિવસમાં સાત વખત ક્રિસોસના ચાબખા ખાવા તૈયાર છું. બોલ, હવે કાંઈ તારે કહેવું છે?

**મિમોસ :** (હસતાં) એ બાબતમાં એજિસિમોસ, ખરેખર, હું તારા મતનો છું. પણ એ ક્રિસોસ છે કોણ?

**એજિસિમોસ :** (બેસીને) ઓ પરભુ! આ ગમારની વાત સાંભળો! ક્રિસોસને યે તે ઓળખતો નથી!

**મિમોસ :** સાચે જ હું નથી જાણતો.

**એજિસિમોસ :** એ છે એથેન્સનો નગરશેઠ. મહેરબાન, કલાનો પિતા, શેઠિયો—બાદશાહી ખરચ અને ઠાઠવાળો! પિગમેલિયન જેવા ભૂખે મરતા પાંચસો ખાઈને જાડા થાય તો યે એને ત્યાં ના ખૂટે.

[ ડાબી બાજુથી પિગમેલિયન આવે છે. ]

**પિગમેલિયન :** આ માણસ કોણ છે?

**એજિસિમોસ :** (બેસી રહીને) હું ક્રિસોસનો ચાકર છું. (ગર્વથી) મારું નામ એજિસિમોસ. ક્રિસોસે તમારે માટે સાંભળ્યું છે, તે જાણે છે કે તમે હોશિયાર માણસ છો અને તેણે રાજી થઈ તમને મળવા માટે બોલાવ્યા છે. પણ તેની સાથે બગાડતાં પહેલાં ખૂબ વિચાર કરજો. મારવું કે તારવું તેના હાથમાં છે.

**પિગમેલિયન :** જુઓ આ શેઠનો ચાકર! શેઠના ફાંકાનો પડઘો પાડે છે! (એજિસિમોસ ઊઠે છે) તેમને મારા તરફથી કહેજે કે હું ગરીબ છું, છતાં કલાકાર છું અને સજ્જન છું. કલા કાંઈ એની ચાકરડી નથી. એ તો જગત પર શાસન કરે છે; માટે એની સેવામાં પોતે જ પધારે.

**એજિસિમોસ :** આ શિલ્પી છે!

**પિગમેલિયન :** (ચિડાઈને) હા, મિજાજનો ફરેલો! (એજિસિમોસ પાછો હઠે છે) ચલ, જા, મારો સંદેશો તારા શેઠને કહેજે. (એજિસિમોસ જમણી બાજુથી જાય છે. મિમોસ તે જાય છે ત્યાં સુધી પ્રતિમા ગોઠવે છે) કમજાત, કુત્તો!

[ ડાબી બાજુથી સિનિસ્કા પ્રવેશે છે. ]

**સિનિસ્કા :** પિગમેલિયન, શું થયું?

**પિગમેલિયન :** ક્રિસોસે ધનથી કલાની કદર કરવા મારી પાસે તેનો ચાકર મોકલ્યો'તો.

**સિનિસ્કા :** પિગમેલિયન! બે બદામના, ફટવેલા ચાકરના મિજાજથી આટલો બધો રોષ ને ક્ષોભ? ચલ, ચલ, ઠેકાણે આવી જા ને ઉપાડ છીણી. નહિતર પછી આ તારી પ્રતીક-પ્રિયતમા એથેન્સ જવા અરધા કલાકમાં આ ઊપડી. જો ભાઈ, અરધો જ કલાક છે તારે માટે હવે તો. એનો બરાબર કસ કાઢી લે. જો આ પૉઝ આપું છું. બોલ જોઉં, ચાલશે કે આ?

**પિગમેલિયન :** આજે કામ નહિ થાય. મારા હાથનું ઠેકાણું નથી. થોડો આરામ લેવો પડશે.

[ બેસે છે. ]

**સિનિસ્કા :** તો બેસ અને તારી સર્વોત્તમ પ્રતિમાને મીટ માંડી જો. એનાથી તારા મનને ગોઠશે. જો!

[ પડદો ખસેડી ગેલેશિયાની પ્રતિમા ખુલ્લી કરે છે. ]

**પિગમેલિયન :** હા, મારા હાથની કલાને જોતાં, હું કુદરતના હાથની કલાનું દર્શન કરું છું. તું તો બસ—

**સિનિસ્કા :** ભલે આ તારું સર્વોત્તમ સર્જન હોય, છતાંય તારી કલાના આશ્રયદાતાઓ એમાં પણ તારી ઘણી પ્રતિમાઓમાં જે ખામી જુએ છે તે જોવાના જ.

**પિગમેલિયન :** તેઓ કઈ ખામી જુએ છે?

**સિનિસ્કા :** તેઓ કહે છે કે પિગમેલિયનની

પ્રતિમાઓને એક જ જાતનું મસ્તક હોય છે–( વચમાં આવી ) અને તે સિનિસ્કાનું મસ્તક.

**પિગમેલિયન :** એમ ? ત્યારે એ ખામી છે ! ( તે ઊભો થાય છે ) જે સુખ ભગવાને મને આપ્યું છે, તે વિશાળ માનવજાતના લાભાર્થે અનેકવાર ફરી ફરીને સર્જવું તે ખામી ? ( સિનિસ્કાનો હાથ પકડે છે ) વારુ, જ્યારે મને તારા કરતાં વધુ સુંદર ચહેરો જડશે ત્યારે જ હું એ આશ્રયદાતાઓને કાંઈ નવીન આપી શકીશ.

**સિનિસ્કા :** ( ત્વરાથી ) આખી દુનિયા ઊંધી વળે તો યે હું તને વધુ સુંદર લાગે એવું મુખ શોધવા દઈશ નહિ. એવા અજાણ્યા પ્રતીકનું આપણે ત્યાં કામ નહિ. મહાશય, આજ સુધી જેમ હું જ તમારું પ્રતીક બની છું તેમ જ હમેશ માટે બનીશ. તમારી ઇચ્છા પ્રમાણે પ્રતિમાઓ ઘડો. ( પ્રતિમાની જમણી બાજુ જઈ ) પરંતુ આ સુંદર પ્રતિમામાં પણ સિનિસ્કાના વદનની ઝાંખી થાય છે એમ વિચારવામાં કેવળ મારું મિથ્યાભિમાન જ નહિ હોય !

**પિગમેલિયન :** ( બેઠાં બેઠાં ) એની એકેએક રેખામાં સિનિસ્કાનું વદન છે !

**સિનિસ્કા :** ના, ના, આ રેખાઓનું માર્દવ, જડબાંની સખ્તાઈને બદલે કુમાશ, ભમ્મરોની કમાનો, મસ્તકનો તદ્દન નૈસર્ગિક ઝોક, મારા કરતાં દશ વર્ષ નાની બાળા જેવું લીસું કપાળ ! દશ વર્ષ પર આર્ટેમિસની શાંત કુંજોમાં પિગમેલિયન પ્રેમ કરતો ત્યારે સિનિસ્કા જેવી લાગતી તેવી જ આ લાગે છે એમ કહે તો કાંઈ ઠીક. અત્યારે તો આ સરસ ભમ્મરો અને મધુરમ્લાન હોઠો નમ્રપણે માથું નમાવી પોકારે છે કે હું પિગમેલિયનની પત્ની નથી—જે ઘડીમાં હસે છે અને ઘડીમાં ચિડાય છે, પણ બે વચ્ચે મેળ સાધી શકતી નથી. હવે તો હું આ પ્રતિમાને જરા યે મળતી આવતી નથી !

**પિગમેલિયન :** વાહ, તું તો તારી પાસેથી જલદી પસાર થઈ જનારા કાળની અવજ્ઞા કરી રહી છે, તેને ભાંડી રહી છે ! અથવા એમ તો નથી કે ભલે કાળ તારી પાસે થઈને જાય, પણ તારા વદનને તે શોભીને ચૂમે એ સાંખવા તૈયાર નથી ?

[ સિનિસ્કા બેસે છે. મેરિન દોડતી જમણી બાજુથી પ્રવેશે છે. ]

**મેરિન :** પિગમેલિયન, હું એક વધાઈ લાવી છું.

**પિગમેલિયન :** અચ્છા ?

**મેરિન :** ( શરમાતી ) આ મિમોસને અહીંથી જવા દે.

**પિગમેલિયન :** ( મિમોસને સંજ્ઞા કરે છે એટલે તે બહાર જાય છે ) હવે આપણે તદ્દન એકલાં છીએ.

**મેરિન :** લુસિપસ—

**સિનિસ્કા :** શું ?

**મેરિન :** ( પિગમેલિયનને ) તે તો તારો નિશાળનો દોસ્ત, અને તું ને એ તો એક લોહી સિવાય ભાઈઓ જેવા જ ને ? એ મારા ભાઈને તો ભાઈની જેમ જ ચાહે.

**પિગમેલિયન :** હાસ્તો, એમાં કહેવાનું શું ? પણ આમાં તેં નવા સમાચાર તે શા આપ્યા ?

**મેરિન :** ( શરમાતી ) તારી બહેનને પણ તે ચા.........

**પિગમેલિયન :** વાહ, ખૂબ આનંદના સમાચાર ! મને ચુંબન કર તો. ( મેરિન ચુંબન કરે છે અને સિનિસ્કા તરફ જાય છે. સિનિસ્કા મેરિનને ચુંબન કરે છે. ) હું તારા સુખે અધિક સુખી છું. એનાથી વધુ સારો દુનિયામાં બીજો કોણ મળવાનો હતો ?

**સિનિસ્કા :** પણ અમને બધી વાત તો કર. એ ઢંગ વિનાનો, શરમાળ, ખડતલ લડવૈયો આ પ્રેમોચ્ચાર–પ્રેમસ્વીકાર કરવાની હિંમત લાવ્યો ક્યાંથી ?

[ લુસિપસ જમણા દ્વાર પાસે દેખાય છે. ]

**મેરિન :** આ રહ્યો એ. ( તેની પાસે જઈ તેને ખેંચી લાવે છે ) એ જ તમને વાત કેમ બની તે કહેશે.

**લુસિપસ :** ( કઢંગી રીતે ) સાચે જ. મને ખબર હોય તો ? હું તો આ બાબતમાં નવોસવો છું. હું તો માત્ર સિપાઈ. હું કાંઈ ઓછો લડીને એક કન્યાના

હૃદય સુધી મારો રસ્તો મોકળો કરી શકું એમ છું? હં, ઠીક છે, એમ જ ચાલે. હું ગમે તેમ ત્યાં સુધી પહોંચી ગયો. પણ વાત કરતાં નિશ્વાસ નાંખવા અને કાનમાં મીઠું મીઠું બોલવું એ આપણું કામ નહિ. મેં યે અખતરો તો કર્યો, પણ જીભ થોથરાઈ અને મેં શરમાઈને છબરડો વાળ્યો. મેરિનને પણ મારા પર હસવું આવ્યું. પણ ભલું થાય એનું તે, તે મારે કહેવાનું સમજી ગઈ અને મને બચાવી લીધો!

**મેરિન** : સાચી વાત, પણ એ બધું કેમ બની ગયું તેની મને યે ખબર નથી, પિગમેલિયન! તે કહે છે તેમ તેની જીભ થોથરાઈ અને હું હસવા લાગી. જ્યારે આ મોટા, કસાયેલા, બહાદુર લુસિપસને મેં માર ખાધેલા નિશાળિયા જેવો જોયો ત્યારે મને દિલગીરી થઈ–હું ધારું છું મને રડવું આવેલું. પછી આગળ શું બન્યું એ તો હું ભૂલી ગઈ છું. ગમે તેમ પણ આખરે હમેશાં ઠંડાં, અભિમાની, અતડાં અને વિવેકી લાગતાં અમે બંનેએ જોયું કે.........

**લુસિપસ** : અમે એકબીજાના ગળે બાઝી પડયાં'તાં (મેરિનને ભેટે છે–પિગમેલિયનને) કેમ ચીડ તો નથી ચડી ને?

**પિગમેલિયન** : (વાતને આગળ ચલાવતાં) ચીડ? આનંદથી છલકાઈ જાઉં છું! હું ઇચ્છું છું કે એ જોવા હું ત્યાં છૂપો હાજર હોત. એના કરતાં કોઈ પણ દશ્ય મને વધુ સુખ ન આપત!

**લુસિપસ** : શું? તારું એમ માનવું છે? ચાલ ત્યારે મેરિન, દોસ્ત, આપણે એના લાભાર્થે ફરીથી એ દશ્ય ખડું કરીએ (તેઓ ભેટે છે) આમ જો, પિગમેલિયન! જો, અહીં તારે લાયક યુગલ છે! ચાલ, તારી માટી લઈ આવ અને એના પર કામે લાગ. હું તને ખાતરી આપું છું કે તારાં પ્રતીકોને થાક નહિ લાગે!

**સિનિસ્કા** : વાહ રે વાહ, લુસિપસ! એને જોઈને તારા મોં પર એક નિશાળિયા જેમ શરમની લાલી છવાઈ જતી તે કયાં ગઈ?

**લુસિપસ** : એ તો ખૂબ આછી હતી. અમે તે ભૂસી નાંખી છે!

[ મેરિનને ચૂમે છે અને તેની જમણી બાજુએ બેસાડે છે. ]

**પિગમેલિયન** : (પ્રતિમા પાસે જઈ, તેને ઘડતાં) અને સંભાળજે મેરિન, (ડાબી બાજુ બેઠેલી સિનિસ્કાને બતાવી) તારી પાસે રક્ષણ કરવા સિનિસ્કાના જેવી ઢાલ નથી.

**મેરિન** : (જમણી બાજુ બેસે છે. લુસિપસ તેની પાછળ બેસે છે) એ વળી શું વાત છે?

**સિનિસ્કા** : એ વાત વિચિત્ર છે. ઘણાં વર્ષો પહેલાં હું અખંડ બ્રહ્મચર્યને વરેલી આર્ટેમિસની પવિત્ર બ્રહ્મચારિણી હતી.

**લુસિપસ** : ખરેખર?

**મેરિન** : કેવું ભયંકર!

**સિનિસ્કા** : મને એમ લાગતું નહિ. એ ગંભીર પગલું ભરતાં પહેલાં હું એના વિષે દિવસોના દિવસો સુધી ઊંડો વિચાર કર્યા કરતી. રાત્રિમાં પણ હું ઉજાગરા કરી એ પ્રશ્નને આમ તેમ ઉલટાવી જોતી. આખરે તો એ નિશ્ચય પર આવી કે જે પ્રતિજ્ઞા મેરિનને ભયંકર લાગે છે તે હું ગમે તે સંજોગોમાં પાળી શકીશ.

[ લુસિપસ મેરિનના કાનમાં કાંઈ કહે છે. ]

**મેરિન** : ત્યારે તું કેટલાં વર્ષની હતી, સિનિસ્કા?

**સિનિસ્કા** : (હસીને) દસ વર્ષની! (બધાં હસે છે) સમય જતાં હું અગિયારની થઈ તો યે મને મારા પગલા માટે પસ્તાવો ન થયો. બારની થઈ–તેરની થઈ–ચૌદની થઈ તો યે મારો વિચાર અડગ રહ્યો. પંદરમે વર્ષે મને એક દિવસ સમજાયું કે દેવોએ આપણને સર્જન કરવા માટે લગ્ન નામની એક દુષ્ટ જરૂરિયાત ઊભી કરી છે અને તેમાંથી છટકવું એ અધર્મ છે. સોળમે વર્ષે મારો એ વિચાર વધુ દઢ બન્યો અને સત્તરમે વર્ષે મને એની સત્યતાની ખાતરી થઈ ગઈ.

**પિગમેલિયન** : (મેરિનને) એ અરસામાં તેણે આ તારા ભાઈને જોયો હતો!

**મેરિન :** અને તું પિગમેલિયનમાં વિશ્વાસ રાખી તેને બધા વિચારો દર્શાવતી ?

**સિનિસ્કા :** હા, અને તેમાં તે સંમતિ પણ આપતો—એટલે પછી અમે અમારો દાવો મારી દેવી આર્ટેમિસ સમક્ષ રજૂ કર્યો. અમે શી દલીલો વાપરી તે કહેવાની જરૂર નથી. એટલું જ બસ થશે કે તેથી અમે શાપિત બન્યાં. સિનિસ્કાની પ્રાર્થનાની ગરમીથી આર્ટેમિસની બરફસમી દૃઢતા ગળી ગઈ અને તેણે જવાબ દીધો : 'જા છોકરી, ભલે તું પિગમેલિયન સાથે લગ્ન કર. પણ મારા શબ્દો યાદ રાખજે (ઊભી થઈ) તમારા બંનેમાંથી કોઈ એક—જો બીજાને સંપૂર્ણ વફાદાર રહેવાની પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો અન્યાય ખમનાર 'દગાખોર અંધ થાય' એવો શાપ આપવાની સત્તા પ્રાપ્ત કરશે, અને જ્યાં સુધી એ બેવફા સાથી બીજા પાસેથી સ્પષ્ટ ક્ષમા નહિ મેળવે ત્યાં સુધી તે દૃષ્ટિહીન રહેશે.

**લુસિપસ :** એટલું ઠીક છે કે તમારા જેવી સત્તા જગતમાં સર્વ કોઈને નથી. જો એમ હોત તો પતિઓ અને પત્નીઓમાંથી અર્ધાં તો રાત્રિ જેવાં આંધળાં થયાં હોત. બાકીનાં અર્ધાં પોતાનાં ચક્ષુ એક બીજાં પાછળ જાસૂસી કરવા જ વાપરત.

(મિમોસ ડાબી બાજુથી આવે છે અને પિગમેલિયનને એક પત્ર આપે છે. પિગમેલિયન તે પાછળ જઈ વાંચે છે. મિમોસ ડાબી બાજુથી જાય છે.)

**મેરિન :** (સિનિસ્કાને) આ શાપ આપવાની સત્તા તો તારી પાસે છે. તે ગમે તેટલી ખૂરી રીતે તને કનડે, છતાં યે તું તેને છેક અંધપણાના શાપથી નહિ પીડે.

**સિનિસ્કા :** (અંતરથી) હું પિગમેલિયનને તેની વફાદારી ખાતર ચાહું છું. જે કાર્ય એની એ વફાદારી હરી લે તે તેમાંથી જન્મતા પ્રેમને પણ એની પાસેથી ખૂંચવી લેશે.

**મેરિન :** પણ અંધાપો ! કેવું ભયંકર !

**સિનિસ્કા :** અને બેવફાઈ ! કેવું ભયંકર ! મારો સ્વભાવ પિગમેલિયનના જેવો છે. જ્યાં સુધી તે દેવ જેવો છે ત્યાં સુધી તે મારે મન દેવ છે. જો તે શૈતાન થાય તો હું પણ તેના જેવી થઈશ. અર્ધદગ્ધ સ્વભાવને હું જાણતી નથી. હું તો છું સ્નેહ, કાં દ્વેષ; ત્રીજું એકે નહિ.

**મેરિન :** (લુસિપસને) આ વિષે તારું શું માનવું છે ?

**લુસિપસ :** વાહ, હું તો ઊલટો આનંદ પામું છું કે તું એના જેવી આર્ટેમિસની સેવિકા નથી.

(મેરિન અને લુસિપસ જમણી બાજુથી જાય છે.)

**પિગમેલિયન :** (મિમોસે આપેલો પત્ર બતાવી) મેં એની સાન ઠેકાણે આણી છે. થોડીવારમાં મારો આશ્રયદાતા ક્રિસોસ અહીં આવશે. હજારેક મહોરની એ કમાણી કરવાનો.

**સિનિસ્કા :** (ડાબી બાજુ બેસીને) કમાણી ? કેવી રીતે વહાલા પિગમેલિયન ? એ તો અખૂટ ધનવાન છે અને કાંઈ ધંધો કરતો નથી.

**પિગમેલિયન :** તે ધંધો કરે છે. તે કલાનો આશ્રયદાતા છે અને તેની દલાલીથી સારી રીતે કમાય છે.

**સિનિસ્કા :** કેવી રીતે ?

**પિગમેલિયન :** એ તો બુદ્ધિહીન ગમાર છે! પણ મગજ કરતાં પૈસાની કોથળીનું સ્થાન ઊંચું છે. ક્રિસોસ ખરીદ કરે છે ત્યારે મૂર્ખાનું ટોળું તેનું અનુકરણ કરે છે. ક્રિસોસને પોતાની કૃતિ અર્ધી કિંમતે પણ વેચી કલાકારો આનંદ પામે છે. કારણ તેઓ કહી શકે, 'અમારી કલાકૃતિ ક્રિસોસે ખરીદ કરી છે.' શિલ્પખરીદીમાં પોતે એક માર્ગદર્શક છે એ તે સારી પેઠે જાણે છે. કડિયા—મિસ્ત્રીના કામની ગણતરી માફક તે કિંમત ઠેરવે છે. આરસનાં આટલાં, રોજનાં આટલાં, ઓજારોનાં આટલાં—છતાં યે તે ખરીદે છે અને એથી કલાનો આશ્રયદાતા ગણાય છે.

**સિનિસ્કા :** સ્વર્ગપ્રદેશની બાલિકા આવાની દાસી બને એ વિચાર.........

**પિગમેલિયન :** (કટુતાથી) એમ તો લક્ષ્મી

પણ સ્વર્ગમાં જન્મી છે. હું તો ધન માટે કામ કરું છું.

**સિનિસ્કા :** ના, વહાલા પિગમેલિયન, તું તો કીર્તિ માટે કામ કરે છે.

**પિગમેલિયન :** અને કીર્તિ ધનને લાવે છે. વિચાર ઘૃણાજનક છે, પણ ધનને માટે કામ કર્યા સિવાય મારો છૂટકો ક્યાં ?

**સિનિસ્કા :** જેનું ઉમદા કાર્ય જડ આરસને પ્રાણવાન કરવાનું, તેના મુખમાંથી આ શબ્દો ?

**પિગમેલિયન :** પ્રાણવાન ? શું એ પ્રાણવાન ?

**સિનિસ્કા :** હા, એક શ્વાસની જ ખોટ !

**પિગમેલિયન :** ( કટુતાથી ) કેવળ શ્વાસની જ ખોટ ! એટલે તે મોઢેથી વાત કરે છે ? કેવળ ગતિહીન ! એટલે એ ચાલે છે અને દોડે છે ? કેવળ જીવનહીન ! એટલે એ જીવે છે ? ના ના પ્રિયે, એ વસ્તુ ઠંડો નકામો પથ્થર છે—અમુક પ્રતિમા રૂપે ઘડેલો. છતાંયે નકામો પથ્થર. ( પ્રતિમા તરફ જુએ છે ) જીવનહીન—ચેતનહીન—જીવનની મશ્કરી ! ફક્ત પરમાત્મા જ જીવન સર્જે છે. હું તો માત્ર મૃત્યુ સર્જી શકું તેમ છું.

( પ્રતિમાના પડદા બંધ કરી નીચે ઉતરી )

**સિનિસ્કા :** ચૂપ પિગમેલિયન ! દેવો એટલા સારા છે કે બીજાઓ કરતાં તને તેમણે વધુ પ્રમાણમાં પોતાના જેવો બનાવ્યો છે. આ તો તારી કૃતઘ્નતા કહેવાય. વારુ, પણ હવે હું ઊપડું.

( જમણી બાજુ ફંટાય છે અને બેઠક પર પડેલ ઉપવસ્ત્ર માથે ઓઢે છે. )

**પિગમેલિયન :** આટલી ઉતાવળ અને કેટલા બધા સમય માટે ?

**સિનિસ્કા :** એક દિવસ તો જલદીથી પસાર થઈ જશે.

**પિગમેલિયન :** બેશક, પંચાંગ પ્રમાણે ગણતરી કરનાર માટે. પણ જે સિનિસ્કાનાં નયનોના સૂર્યતેજ સિવાયના દિવસોને પિછાનતો નથી તેને માટે નહિ. તું પાછી ફરે ત્યાં સુધી મારે માટે તો રાત્રિ જ.

**સિનિસ્કા :** ત્યારે ઊંઘ્યા કરજે, પિગમેલિયન ! પણ ઊભો રહે. તારે એકલા કંટાળામાં સમય વિતાવવો નહિ પડે. સાંભળ એક વાત કહું. હું જ્યારે તારાથી દૂર હોઈશ ત્યારે ( ગેલેશિયાની પ્રતિમાને પડદા ખસેડી બતાવતાં ) મારી પ્રતિનિધિ સામે ઊભી છે. એ મારી પ્રતિનિધિ છે અને હું આપ મહાશયને ફરમાવું છું કે એની સાથે મારી સાથે રહ્યા છો તેમ વફાદાર રહેજો ! એના ધ્યાનમગ્ન શાંત કર્ણમાં તારી અલંકારી ભાષાનો ખજાનો ઠાલવજે અને તારી સળવળતી જીભને પૂરી છૂટ આપજે, નહિ તો વળી એના યંત્ર પર ઉપયોગ વિના કાટ ચડી જશે. ( તેની પાસે જઈ ) અને જો પ્રેમના વિચારોનું જૂથ તારા મનને ઘેરી લે તો અહીં સામે મારી બીજી જાત ઊભી છે એને એ કહેજે. તે ધ્યાન દઈ સારી રીતે સાંભળશે. ( અધીરાઈ દર્શાવતી ) નહિ, એ સંકુચિત વિચાર છે. કારણ તે મારું સ્વરૂપ છે, મારા કરતાંયે વધુ સુંદર. તેને મિજાજ નથી તેમ જીભ પણ નથી. તને પરવાનગી મળી છે તેનો પૂરો ઉપયોગ કરજે. ( પ્રતિમા સામે જોઈને ) અત્યારથી જ હું અર્ધી અદેખી બની ગઈ છું. ( પડદા ખેંચી પ્રતિમાને છુપાવી દે છે ) લે ત્યારે ! હવે એ જતી રહી. પણ આખરે તો એ પ્રતિમા જ છે એટલે તેની સાથે તને એકલો છોડી જવામાં હું સાવ નચિંત છું. અચ્છા, પાછી ફરું ત્યાં સુધી વિદાય, પિગમેલિયન !

( તેને ચૂમીને જમણી બાજુથી જાય છે. )

**પિગમેલિયન :** ( કટુતાથી ) 'આખરે તો એ પ્રતિમા જ છે !' સિનિસ્કાને ભાગ્યે જ ખબર હશે કે એ શબ્દોમાં તેણે મારા અસંતોષની ચાવીને સ્પર્શ કર્યો છે. મારી પાસે બીજા માણસો પાસે નથી એવી બક્ષિશ છે. મને જડ આરસનું ગચ્ચું આપો—હા, હું એક જાદુગર છું અને એના ગર્ભમાં શું તત્ત્વ છે તે કહેવું મને સુલભ છે. (ગર્વથી) એમાં પુરુષ સમાયેલો હશે, સ્ત્રી હશે, બાળક હશે—અને મારી ઇચ્છા થાય તો તેમાં દસેક સ્ત્રી પુરુષો સમાયેલાં હશે ત્યાં લગી તો હું અને દેવો એકસરખા હરીફ છીએ. અરે, ત્યાં લગી તો હું તેમના ધંધામાં જ તેમને હરાવી

દઉં, હા. હું કાંઈ અણઘડ નથી–જેટલા પુરુષો હું સર્જું છું તે બધાયે સુંદર અવયવવાળા અને સંપૂર્ણ પૌરુષની પ્રભાથી દીપી ઊઠે છે. હું વળેલી પીઠવાળા સર્જતો નથી; બાહ્ય દેખાવમાં મારા બધાયે પુરુષો દેવા છે અને મારી સુંદરીઓ દેવીઓ છે. પણ ત્યાં જ મારી મર્યાદા છે. ( ડાબી બાજુ બેસી ) ત્યાં લગી જ હું જઈ શકું છું, આગળ વધી શકું તેમ નથી. તે સ્થાને મને બળાત્કારે અટકાવનાર બંધનોને શાપ દેતો હું અટકી પડું છું. 'નરોમાં તું નરોત્તમ થશે, છતાં યે તું અણુ સમો નાનો હશે' એવું કહેનાર એ અભિમાની દેવોની ધૃષ્ટતાને હું ધિક્કારું છું.

**ગેલેશિયા** : ( પડદા પાછળથી વચ્ચે ) પિગમેલિયન !

**પિગમેલિયન** : ( જરા થંભી જઈ) કોણ બોલાવે છે એ ?

**ગેલેશિયા** : પિગમેલિયન !

( પિગમેલિયન ડાબી બાજુ જુએ છે, પછી વચમાં જુએ છે. પડદા ખેંચી કાઢે છે અને ગેલેશિયાને જીવતી નિહાળે છે. પ્રણામ કરતો તે પ્રતિમાની ડાબી બાજુ ઘૂંટણિયે પડે છે.)

**પિગમેલિયન** : ઓ દેવો ! ગેલેશિયા જીવે છે!

**ગેલેશિયા** : પિગમેલિયન !

**પિગમેલિયન** : હેં ! એ બોલે છે ! મારી પ્રાર્થના ફળી ! મારી ગેલેશિયા શ્વાસ લે છે !

**ગેલેશિયા** : હું ક્યાં છું ? મને બોલવા દે. પિગમેલિયન, મને તારો હાથ આપ, બંને હાથ–કેવા સુંવાળા અને ઉષ્ણ ! (તખ્તી પરથી તે ઊતરે છે. પિગમેલિયન તેને દોરતો વચમાં લાવે છે. ) હું ક્યાંથી આવી ?

**પિગમેલિયન** : કેમ, પેલી તખ્તી પરથી.

**ગેલેશિયા** : પેલી તખ્તી ! અહાહા, મને સ્મરણ છે, એક વખત એવો હતો જ્યારે મારો એ એક ભાગ હતી !

**પિગમેલિયન** : તે વખત તો સદાને માટે ચાલ્યો ગયો. હવે તું જીવતી, શ્વાસ લેતી, નારી–જાતના દરેક ગુણની પરાકાષ્ઠા સમી સુંદરી છે.

**ગેલેશિયા** : હું ક્યાં છું ?

**પિગમેલિયન** : કેમ, દુનિયામાં–ચમત્કારથી અવતાર પામેલી !

**ગેલેશિયા** : આ જ દુનિયા કે ?

**પિગમેલિયન** : આ જ.

**ગેલેશિયા** : આ ખંડ તે ?

**પિગમેલિયન** : આ ખંડ તો ઘરનો એક ભાગ છે. ઘર એક કુંજમાં છે. કુંજ પણ ઘણીમાંની એક–એથેન્સમહીંની હજારો કુંજોમાંથી એક છે.

**ગેલેશિયા** : ત્યારે એથેન્સ એ દુનિયા ?

**પિગમેલિયન** : હા રતો, એથેન્સવાસીને મન તો એમ જ.

**ગેલેશિયા** : હું યે એથેન્સવાસી કે ?

**પિગમેલિયન** : જન્મથી અને પિતાપક્ષથી, વંશાનુવંશથી નહિ.

**ગેલેશિયા** : પણ હું કેવી રીતે સર્જાઈ ?

**પિગમેલિયન** : જરા મને વિચાર કરવા દે. ઓહ, તને પેન્ટેલિકસની ખાણમાંથી ખોદી કાઢવામાં આવી. મેં તારી માટીમાં આકૃતિ ઘડી. મારા કારીગરોએ તારો એ પરથી આરસમાં સામાન્ય આકાર ઘડ્યો. મેં છેવટે મારી કલામય બુદ્ધિ તારા પર વાપરી અને તને તું અત્યારે છે તેવી બનાવી--કેવળ જીવનહીન. મેં જે શરૂ કર્યું હતું તે દેવોએ પૂરું કર્યું અને તને આપવા હું અસમર્થ હતો એવી જીવનની બક્ષિશ આપી.

**ગેલેશિયા** : ત્યારે શું, આ જીવન છે ?

**પિગમેલિયન** : હા, એ જ.

**ગેલેશિયા** : અને થોડા સમય પહેલાં જ હું ઠંડો–જડ પાષાણ હતી. મને સાંભરે છે કે હું એક પાષાણ હતી. ગમે તેમ પણ મને એની સમજ હતી. આત્મજ્ઞાનનું એ આછું કિરણ હતું. મને હિમસમી જાતનું ભાન થયું–ઠંડો સ્થાવર દેહ. હું જાણતી હતી કે હું પાષાણ હતી, બીજું કાંઈ મને માલૂમ નહોતું !

પછી ધીમે અદૃશ્ય ગતિએ બાહ્યવસ્તુઓની આછી ઝાંખી થવા લાગી. તિમિરભર્યું અને અપૂર્ણ–છતાં યે મને દેખાવા લાગ્યું. મારી ચારે બાજુ ભીંતો અને અટૂલી હું–પેલી તખ્તી, પેલો પડદો–પછી તો ગેલેશિયાને બોલાવતો સાદ! મારા આરસના અંતરમાં સ્પંદનો જગવનાર એ શબ્દે જે પહેલાં ઝાંખું હતું તે સ્પષ્ટ થયું. મારી ચારે બાજુ ગુંજન કરતા અસ્પષ્ટ, અશ્રાવ્ય, અર્થહીન સ્વરો હું સમજી શકું એવી ભાષામાં પીગળી જતા લાગ્યા. મારાં અંગમાં મારા આરસને સ્નાયુઓમાં ફેરવી નાંખતું તેજ મેં અનુભવ્યું. તેની કઠોર અને કઠણ વસ્તુ સચેતન જીવનથી ધબકવા લાગી. મારાં ગાત્રો ચંચળ બન્યાં અને હું હાલી–હું જીવવા લાગી? નવી જિંદગીની મસ્તીમાં હું જીવવા લાગી; મને ઘડનારના પ્રેમમાં હું જીવવા લાગી; હજારો ગૂંચાયેલા આશાભર્યા વિચારોમાં જીવવા લાગી. પ્રેમ, કૃતજ્ઞતા વગેરે વિચારો એક શબ્દમાં ઓગળી જવા લાગ્યા. એ શબ્દ તે પિગમેલિયન!

( તેની આગળ ઘૂંટણિયે પડે છે. )

**પિગમેલિયન:** મારો આનંદ તને જણાવવા મારી પાસે શબ્દો નથી; સંપૂર્ણ લાવણ્યે સુહાતી સુંદરી!

**ગેલેશિયા :** સુંદરી એટલે? હું સુંદરી છું?

**પિગમેલિયન :** હા.

**ગેલેશિયા :** તું યે?

**પિગમેલિયન :** ના, હું પુરુષ છું.

**ગેલેશિયા :** પુરુષ એટલે?

**પિગમેલિયન :** એક બળવાન બાંધાનો માણસ, સ્ત્રીનો સેવક અને બધાં અનિષ્ટો દૂર કરી બળ અને હિંમતથી તેનું રક્ષણ કરનાર, તેને આરામ આપવા મહેનત અને મજૂરી કરનાર, તેને રીઝવવા માટે તેની સમક્ષ રડીને શોક કરનાર, તેનો જીવ બચાવવા લડીને તેની ખાતર જાનફેસાની કરનાર.

( ડાબી બાજુની બેઠક તરફ તેને લઇ જાય છે. તે તેના ડાબે પડખે બેસે છે. )

**ગેલેશિયા :** ( જરા થંભીને ) હું નારી છું તેથી મઝા પડે છે મને.

**પિગમેલિયન :** હું પણ આનંદ પામું છું.

**ગેલેશિયા :** હું તો તારે જે પીડાઓ વેઠવાની છે તેમાંથી છટકી જઉં છું એટલે આનંદ પામું છું.

**પિગમેલિયન :** હું તારે ખાતર પીડાઓ ખમવામાં આનંદ માનું છું.

**ગેલેશિયા :** ત્યારે તું કોની સાથે લડશે?

**પિગમેલિયન :** જેના શબ્દ કે કાર્યથી ગેલેશિયાને દુઃખ થાય એવા કોઈ પણ માણસ સાથે. ( તેની કમરે હાથ વીંટે છે. )

**ગેલેશિયા :** આ અજાણી દુનિયામાં બીજા માણસો પણ છે?

**પિગમેલિયન :** હા, ઘણા.

**ગેલેશિયા :** અને બીજી સ્ત્રીઓ?

**પિગમેલિયન :** ( તેની કમરેથી હાથ ખસેડી લઈ–સ્વગત ) હા, હું ઘડીભર માટે ભૂલી ગયો હતો. (મોટેથી) હા, બીજી સ્ત્રીઓ પણ.

**ગેલેશિયા :** એ બધી યે માટે પુરુષો મહેનત–મજૂરી કરે છે? શોક કરે છે? રડે છે ને લડે છે?

**પિગમેલિયન :** જો જરૂર પડે તો એ બધી યે માટે લડવાની પુરુષની ફરજ છે. પરંતુ તે જેને ચાહે છે તેના માટે જ તેમ કરે છે.

( તેની કમરે હાથ નાંખે છે. )

**ગેલેશિયા :** તારા વર્તનથી હું જાણું છું કે તું મને ચાહે છે.

**પિગમેલિયન :** સાચે જ, હું તને ચાહું છું.

( તેને ભેટે છે )

**ગેલેશિયા :** કેવી જાતના પ્રેમથી તું ચાહે છે?

**પિગમેલિન :** ( તેને છૂટી કરી પોતાનું મન કાબૂમાં લાવતાં) હું તને ચાહું છું–એક શિલ્પી તેની પ્રતિમાને ચાહે તેમ! (સ્વગત) મેં ચતુરાઈભર્યો જવાબ દીધો છે.

**ગેલેશિયા :** મારો પ્રેમ તારાથી જુદા પ્રકારનો છે. હું શિલ્પી નથી અને મેં કોઈ પ્રતિમા ઘડી નથી. છતાં હું તને ચાહું છું. કહે, મારો પ્રેમ કેવો છે?

**પિગમેલિયન :** મને તેનાં લક્ષણો કહે તો હું તને જવાબ દઈશ.

**ગેલેશિયા :** તેનાં લક્ષણો ? જેમ હું અનુભવું તેમ કહેવા દે. હું તારાથી અને તારા માટે સર્જાઈ છું એવી લાગણી થાય છે. મારે સંપૂર્ણપણે તારી ન હોય એવી કોઈ ઇચ્છા નથી, તારી સત્તા ન માને એવા મારે કોઈ વિચાર નથી, એવી આશા નથી, એવું પરાક્રમ નથી. ( તેની આગળ ઘૂંટણિયે પડી ) તારે માટે જીવી શકું એ અર્થે મારું જીવન છે. હું તારી છું-તું અને હું એક છીએ ! ( આવેશમાં તેને ભેટે છે. પણ પોતાના ઊર્મિવેગથી મૂંઝાઈ છૂટી થાય છે. તેને ઘૂંટણિયે પડી રહી ) આ પ્રેમ કઈ જાતનો કહેવાય ?

**પિગમેલિયન :** એ પ્રેમ એવી જાતનો છે કે એની સાથે કામ પાડતાં મારે કાંઈ જોખમ વહોરવું પડે.

**ગેલેશિયા :** એમ શા માટે, પિગમેલિયન ?

**પિગમેલિયન :** તારા જેવો પ્રેમ એક પુરુષ પોતાની પત્ની અથવા પત્ની થવાની હોય એ સિવાય બીજી કોઈ તરફથી સ્વીકારી શકે નહિ.

**ગેલેશિયા :** ત્યારે હું તારી પત્ની થઈશ.

[ ફરીથી તેને ભેટે છે. ]

**પિગમેલિયન :** ( તેનાથી છૂટો થતાં ) એમ ન થાય. મારે એક પત્ની છે, અને દેવો ફક્ત એક જ પત્ની કરવાની છૂટ આપે છે.

**ગેલેશિયા :** ત્યારે દેવોએ મને અહીં, તારી પાસે, શા માટે મોકલી ?

**પિગમેલિયન :** મને શી ખબર ? ( ઊભો થઈ એક આંટો લે છે, ગેલેશિયા હજુ ઘૂંટણિયે પડેલી છે ) કદાચ મારી વિચારહીન અને મિથ્યાભિમાની પ્રાર્થના બદલ સજા કરવા ! હું યાચતો'તો કે તું જીવતી થાય. મારી પ્રાર્થના ફળી અને હું હવે એમાંથી ઊપજતાં ભયંકર પરિણામને જોઈ રહ્યો છું.

**ગેલેશિયા :** ( ઊભી થઈ તેની ડાબી બાજુએ જાય છે ) છતાં તું તો મને ચાહે છે ને ?

**પિગમેલિયન :** આવું સુંદર વદન જોઈ પ્રેમને કોણ કચડી શકે ?

**ગેલેશિયા :** ત્યારે શું હું સુંદર છું ?

**પિગમેલિયન :** નિઃશંક, તું સુંદર છે.

**ગેલેશિયા :** મને ઇચ્છા થાય છે કે હું મારું વદન જોઈ શકું. પણ એ કાંઈ બની શકે ?

**પિગમેલિયન :** ના, એ વિચાર બરોબર નથી. આ દર્પણ તારા વદનનું પ્રતિબિંબ ઝીલશે. જો !

( તેના હાથમાં દર્પણ આપે છે. )

**ગેલેશિયા :** કેટલું સુંદર ! હું જાણી ખુશ થાઉં છું કે આપણાં બંનેનાં દૃષ્ટિબિંદુઓ આટલા સંપૂર્ણપણે મળતાં આવે છે ! ઓ મારા પિગમેલિયન, મેં મારું મુખ જોયું તે પહેલાં તારા કરતાં કોઈ વધુ સુંદર હોય એવું હું નહોતી ધારતી. સાચું કહું છું, વહાલા પિગમેલિયન, હું આ દર્પણમાં આખો દિવસ જોયા જ કરું એમ થાય છે. ત્યારે ખરેખર હું એક સુંદરી છું !

**પિગમેલિયન :** એ વિષે કાંઈ શંકા નથી !

**ગેલેશિયા :** આવી સુંદર કન્યા બનવાનું સુખ ! અને એથી યે અધિક, મરજી પ્રમાણે મીટ માંડી આટલું સુંદર મુખ જોયા કરવાનું સુખ, પિગમેલિયન !

**પિગમેલિયન :** ચૂપ રહે, ગેલેશિયા ! તું નિર્દોષપણે ( તેના હાથમાંથી દર્પણ લઈ લેતાં ) ન બોલાય એવાં વેણ બોલી રહી છે.

**ગેલેશિયા :** ખરેખર પિગમેલિયન, શું પોતે ખૂબ સુંદર છે એમ ધારવું એ ખોટું છે ?

**પિગમેલિયન :** એ આંતરિક લાગણી સ્ત્રીઓ હૈયાના ઊંડાણમાં હમેશાં સેવતી હોય છે. પણ, સામાન્ય રીતે તેઓ એ પોતાના અંતરમાં જ છુપાવી રાખે છે.

**ગેલેશિયા :** અને તારી પત્ની પણ મારા જેવી સુંદર છે ?

**પિગમેલિયન :** ના, ગેલેશિયા. તને ઘડવામાં એના સુંદર દેહનો આધાર લીધો હતો. પણ આરસમાં તેને વધુ સુંદર બનાવ્યો હતો.

**ગેલેશિયા :** ( નિરાશ થતાં ) ઓહ ! ત્યારે હું મૌલિક નથી ?

**પિગમેલિયન :** હં.....ના. એટલે કે તારી સમાકૃતિ છે, પરંતુ-જો કે તું આરસમાં એની સાથે

મળતી આવતી હતી, પણ જીવનમાં તફાવત તદ્દન સ્પષ્ટ છે.

**ગેલેશિયા** : હું એના કરતાં વધુ સુંદર છું એથી ખૂબ ખુશ થાઉં છું. પણ શું એનાથી વધુ સારી છું ?

[ બેસે છે.]

**પિગમેલિયન** : (ઊભો રહીને જ ) એની મને ખબર નથી.

**ગેલેશિયા** : એનામાં ખામીઓ છે ?

**પિગમેલિયન** : હા, પણ બહુ જ થોડી. હું અને એ એક જ માટીમાંથી સર્જાયાં છીએ તે બતાવવા પૂરતી જ–નજીવી ખામીઓ. એવી ભૂલોને લીધે તો ઊલટો હું એને ખૂબ ખૂબ ચાહું છું.

[ગેલેશિયાના ડાબે પડખે બેસે છે.]

**ગેલેશિયા** : ( જરા થોભીને ) મને એ ખામીઓ જણાવ અને હું પણ એ પ્રાપ્ત કરીશ.

**પિગમેલિયન** : એ માટે ઉતાવળ કરવાની જરૂર નથી. સમય જતાં તે આપમેળે જ આવશે. એમ જોતાં તો અત્યારે આપણે પ્રેમબદ્ધ બેઠાં છીએ તેમાં પણ મહાપાપ છે.

**ગેલેશિયા** : પાપ આવું મઝાનું હોય છે ? જો આપણે બેઠાં છીએ એમ બેસીને વાત કરવી એ પાપ હોય તો હું આખો દિવસ એવું પાપ કર્યા કરું ! પણ મને કહે, વહાલા પિગમેલિયન, અત્યારે હું કરું છું તે–તું અને હું એક માટીમાંથી સર્જાયાં છીએ એ બતાવવા પૂરતી થાય એવી–મોટી ખામી નથી ?

**પિગમેલિયન** : ખરેખર મને ભારે શંકા જાય છે કે એવી જ એ ખામી છે.

**ગેલેશિયા** : ત્યારે એ ખામી બદલ તું મને વધુ ચાહે છે ને ?

( તેને ભેટે છે. )

**પિગમેલિયન** : એની ના પાડી શકે એવો પૃથ્વી પર કયો માનવી હશે ?

**ગેલેશિયા** : ( તેને છોડી ) બસ, હવે મને સંતોષ થયો. પિગમેલિયન, તારી પત્ની અને હું સમાન પ્રેમના ધોરણે રહી શકીશું. તને એ ચાહે છે ને ?

**પિગમેલિયન** : બહુ જ.

**ગેલેશિયા** : એ જાણી હું રાજી થઉં છું. મને તારી પત્ની ગમે છે.

**પિગમેલિયન** : શા માટે ?

**ગેલેશિયા** : ( આશ્ચર્ય પામી ) અમારા વિચારો મળતા આવે છે તેથી. અમે બે તને બહુ ચાહીએ છીએ એથી ફક્ત તો તું અમને બંનેને ચાહે છે. મને ખાતરી છે અમારે એકબીજા સાથે બનતું આવશે.

**પિગમેલિયન** : ( સ્વગત ) મને ભારે શંકા છે.

**ગેલેશિયા** : તે ઘરમાં છે ?

**પિગમેલિયન** : ના, તે ઘરમાં નથી.

**ગેલેશિયા** : પણ તે ઘેર આવશે તો ખરી ને ?

**પિગમેલિયન** : ( ઊભો થઈ ) અરે હા, જરૂર તે પાછી આવશે.

**ગેલેશિયા** : ( ઊભી થઈ તેના ગળે હાથ ભેરવી ) પાછી આવીને તે જ્યારે જાણશે કે તેની ખોટ પૂરવા અહીં કોઈક હતું ત્યારે તે કેટલી ખુશ થશે !

**પિગમેલિયન** : ( શુષ્કપણે કટાક્ષમાં ) હા, મારે કહેવું જોઈએ તે ખૂબ રાજી થશે.

**ગેલેશિયા** : પણ તારા અવાજમાં એવું કાંઈક છે એ બતાવે છે કે તું મશ્કરી કરે છે. એક વાત કહેવી અને બીજો અર્થ કરવો એ બની શકે ?

**પિગમેલિયન** : હા, કેટલીક વાર એમ જ થાય છે.

**ગેલેશિયા** : કેટલું આશ્ચર્યજનક ! કેટલી હોશિયારી !

**પિગમેલિયન** : અને કેટલું બધું ઉપયોગી !

**ગેલેશિયા** : હા, મને એ શીખવ.

**પિગમેલિયન** : સમય જતાં એ કલા પણ આવડશે. સાચું કહું તો મારી પત્ની જરાયે ખુશ નહિ થાય.

**ગેલેશિયા** : તારી પત્ની મને ગમે એમ હું ધારતી નથી. મને એના વિષે વધારે કાંઈ કહે.

**પિગમેલિયન** : ઠીક.

**ગેલેશિયા** : તે તારાથી છૂટી પડી ત્યારે છેલ્લું તેણે શું કહ્યું'તું ?

**પિગમેલિયન** : હં...હં... ઠીક, મને યાદ કરવા દે. હા, ખરું છે–તેણે તને પોતાની એકલી

પ્રતિનિધિ તરીકે મને પત્ની માફક ગણવા સોંપી હતી. (મૃદુતાથી) તેને ભય હતો કે હું તે આવશે ત્યાં સુધી એકલવાયો પડીશ અને તેણે મને સલાહ આપી હતી કે જો પ્રેમના વિચારો આવે તો એ વિચારો હું જેમ તેને કહેતો તેમ તને કહેવા.

(તેને ભેટે છે.)

**ગેલેશિયા :** એ તો ખરેખર છે.

**પિગમેલિયન :** (તેને છૂટી કરતાં) પણ જ્યારે તેણે એ કહ્યું'તું ત્યારે તું પાષાણ હતી. પણ અત્યારે તું જીવતી–જાગતી છે. એ જ તફાવતનું કારણ છે.

**ગેલેશિયા :** આ તો વિચિત્ર દુનિયા છે. એક સ્ત્રી તેના પતિને ખૂબ ચાહે છે અને હું પણ તેને ચાહું તે સાંખી શકતી નથી. તેને ભય લાગે છે કે તે પાછી ફરે ત્યાં સુધી પતિ એકલવાયો પડશે છતાં યે મને એ પતિની એકલતામાં આનંદ નહિ પૂરવા દે. તે જડ પાષાણ પ્રતિ તેને પ્રેમ વ્યક્ત કરવાની સલાહ આપશે, પણ જ્યારે પાષાણ સજીવન થશે ત્યારે કહેશે –'મૂંગો રહે!' ખરેખર આ તો ભારે વિચિત્ર! હું તેનો પાર પામી શકતી નથી.

**પિગમેલિયન :** (સ્વગત) મારે હિંમત ધરી આના કોયડાનો અંત આણવો જોઈએ. (મોટેથી) ચાલ, ગેલેશિયા, મારી પત્ની આવે ત્યાં સુધી મારી બહેન તને તેના ઘરમાં રાખશે. તેનું ઘર નજીક જ છે.

**ગેલેશિયા :** (આશ્ચર્ય અને ભય પામી) મને અહીંથી મોકલી ના દે, પિગમેલિયન. મને અહીં રહેવા દે.

**પિગમેલિયન :** એમ ન થાય, ગેલેશિયા, ચાલ. આપણે ફરીથી મળીશું.

**ગેલેશિયા :** (નછૂટકે) જેવી તારી ઇચ્છા, પિગમેલિયન! પણ ફરી આપણે મળશું ને? થોડા સમયમાં જ?

**પિગમેલિયન :** હા, બહુ થોડા સમયમાં.

**ગેલેશિયા :** અને તારી પત્ની પાછી ફરે ત્યારે મને તારી સાથે રહેવા દેશે?

**પિગમેલિયન :** મને ખબર નથી (સ્વગત) મારે શા માટે તેનાથી સત્ય છુપાવવું જોઈએ? (મોટેથી) મને કહેતાં શોક થાય છે, ત્યારે હું તને નહિ મળી શકું.

**ગેલેશિયા :** (ત્રાસ પામી) ઓહ! પિગમેલિયન, આ કેવા ભયંકર શબ્દો છે!

**પિગમેલિયન :** તદ્દન સાચી વાત. હું તને ચાહી શકું યે નહિ. મારે તને અહીંથી મોકલી દેવી જોઈએ.

(બેસે છે.)

**ગેલેશિયા :** એ શબ્દો યાદ કર, પિગમેલિયન, વહાલા પિગમેલિયન! આ માટે શું દેવે મને જીવન બક્ષ્યું'તું? પિગમેલિયન, મારા પર દયા કર. જો હું તારી કલા છું, તેં મને સર્જી છે, દેવોએ મને તારી પાસે મોકલી છે. હું તારી છું, ફક્ત તારી જ, નિર્વિવાદ તારી જ!

(સંગીત)

આજ ઊર્મિથી મારું હૈયું ધબકે છે. તું મને તારા પ્રેમની હક્કદાર પત્ની વિષે કહે છે અને તને એકલી તેના માટે જ પ્રેમ છે. અરેરે! એ વાત હું સમજતી નથી. હું ફક્ત એ જ સમજું છું કે દેવે મને અહીં તારી જીવનસાથી થવા મોકલી છે. (તેની જમણી બાજુએ ઘૂંટણિયે પડે છે) તું મને તારી પત્ની પ્રત્યેની ફરજ વિષે કહે છે. તું ફક્ત એને જ ચાહે છે એવી પ્રતિજ્ઞા વિષે કહે છે, અરેરે! હું એ સમજી શકતી નથી. હું ફક્ત એ જ સમજું છું કે મને અહીં મોકલનાર દેવે મને તને અર્પણ કરી છે. એક શ્રેષ્ઠ ફરજ બજાવવા–તને ચાહવાની અને તારી સાથે ફરી ફરી અનેકવાર પ્રેમ કરવાની!

(પિગમેલિયનને બાહુપાશમાં ભીડે છે)

(આ વાણીપ્રવાહ દરમિયાન પિગમેલિયન અનિશ્ચિતતાનાં લક્ષણો દાખવે છે. અંતમાં તે પણ ગેલેશિયાને બાહુપાશમાં જકડે છે અને આવેશમય આલિંગન કરે છે.)

[અપૂર્ણ]

# રોગનું મૂળ અને તેનો ઉપાય

શ્રી. નરસિંહભાઈ પટેલ

ઉપરના વિષય સંબંધે મારો લેખ 'ઊર્મી'ના મે માસના અંકમાં છપાયો છે. તેના ઉપર 'પ્રજાબંધુ'ના તા. ૭ : ૫ : '૩૯ ના અંકમાં તથા 'ગુજરાત સમાચાર'ના તા. ૧૧, ૧૮, ૨૫ : ૬ : '૩૯ ના તેમ જ તા. ૨ : ૭ : '૩૯ ના અંકોમાં ચર્ચા થઈ છે. વળી 'ઊર્મી'ના જૂનના અંકમાં ભાઈ અશોક હર્ષે, જુલાઈના અંકમાં ભાઈ અંબાલાલ પુરાણીએ તથા ઑગસ્ટના અંકમાં ભાઈ મગનભાઈ દેસાઈએ ચર્ચા કરી છે. અને આ તેની ચર્ચાને અંતે એ પાક્ષિકપત્રે જણાવ્યું છે કે: "આ ચર્ચાનો શ્રી. નરસિંહભાઈ જવાબ આપવા ઇચ્છતા હશે તો એ છપાશે ને તે પછી ચર્ચા બંધ થશે." ત્યારે એ બધી ચર્ચાનો એક-સામટો ખુલાસો કરી લઉં.

પણ પ્રથમ એક વાત જણાવી લેવી ઇષ્ટ લાગે છે: ભાઈ અંબાલાલ પુરાણી પોતાના લેખની શરૂઆતમાં વાંચકોને મારી વિરુદ્ધ મતાગ્રહ બંધાવવાનો પ્રયત્ન કરે છે: પોતાની બુદ્ધિ સ્વતંત્ર છે એ બાબત ખાતરી કરવા માટે ચોંકાવનાર લખાણ કરવાની "માનસિક આતશબાજીનો જેમને શોખ હોય છે તેઓ પોતે રજૂ કરેલા પ્રશ્ન ઉપર જાણે માનવજાતિએ કદી વિચારો કે પ્રયોગો કર્યા જ ન હોય એમ ઘણુંખરું માની લઈને જ વિચારણા ચલાવે છે. રા. નરસિંહભાઈએ 'ઈશ્વરનો ઇનકાર' નામનું પુસ્તક લખ્યું તેમાં પણ જાણે નાસ્તિકતાની શોધ પહેલવહેલી કરવામાં આવી હોય એવો ધ્વનિ હતો. જ્યારે હકીકત એ છે કે નાસ્તિકતા માનવના માનસિક ઇતિહાસ જેટલી જૂની છે." મારું એ પુસ્તક ભાઈ અંબાલાલે વાંચ્યું હોત તો તુરત એ જોઈ શકત કે ભારતવર્ષના પ્રાચીન અને યુરોપના અર્વાચીન નાસ્તિક આચાર્યનાં નામ મેં વારંવાર આપીને તેમના આધાર ટાંક્યા છે. મારા તરફથી "જાણે નાસ્તિકતાની શોધ પહેલવહેલી કરવામાં આવી હોય એવો ધ્વનિ" આપતું એક પણ વાક્ય મારા એ પુસ્તકમાંથી ભાઈ પુરાણી બતાવે તો બહુ કૃપા થાય. હજી કોઈએ એવો આરોપ મારા ઉપર મૂક્યો નથી, ત્યારે એ આરોપ મૂકવા જેવી પ્રથમ શોધ કરવાની આતશબાજી ઉડાડવાનો પ્રયોગ તો, મારા વિરુદ્ધ વાંચકવર્ગને મતાગ્રહ બંધાવવા માટે જ કર્યો હશે ને!

અને એ આતશબાજીને ટેકો આપવા માટે, 'સર્વ પ્રકારનું અનાજ—સર્વ ખોરાક રાંધ્યા વિના જ ખાવો જોઈએ એમ' માનનાર અને તે વિષે પ્રયોગ કરનાર પોતાના એક વિદ્યાર્થી—મિત્રનું ઉદાહરણ ભાઈ અંબાલાલે ટાંક્યું છે. એવું જ માનનાર અને એ વિષે અનેક પ્રયોગ કરનાર ગાંધીજીને એ ભાઈ અંબાલાલે પોતાની આતશબાજીમાંથી મુક્ત રાખ્યા છે તે માટે ગાંધીજીએ એ ભાઈનો ઉપકાર માનવો ઘટે।

આમ મારા વિરુદ્ધ વાંચકોને મતાગ્રહ બંધાવવાનો પ્રયત્ન કરીને એવે જ ભાવે મારા લેખ વિષે એ ભાઈએ ચર્ચા કરી છે. હું ગમે તેવો ..(અહીં પોતાને ગમતું વિશેષણ ભાઈ અંબાલાલ મૂકીને સંતોષ માની લે!) હોઉં, પણ સૌ વાંચકોએ સ્પષ્ટ ભાવે જાણી લેવું ઘટે કે: "વાંચકને તો કામ લખાણ જોડે છે, એના લેખક જોડે નહિ." ગાંધીજી: 'કેળવણીનો કોયડો' (પૃષ્ઠ ૪૩૯).

સ્ત્રી—પુરુષના જાતીય સંબંધનો—અર્થાત્ લગ્નનો—એકમાત્ર હેતુ વંશવર્ધન—જાતિસાતત્ય છે, તે સિવાય પ્રકૃતિપ્રેરણાનો બીજો કશોય અર્થ નથી જ: વિકાસમાં પગલાં માંડતા માનવીએ પછી ઘર બાંધ્યું, તેનાથી અનેક સાધનાઓ સાધી એ વાત ખરી, પણ મૂળ હેતુ તો વંશવર્ધન જ છે.

આહારમાં સ્વાદ, રૂપ, ગંધ, વગેરે રુચિકર સામગ્રીઓ છે તેથી જ પ્રાણી આહાર ખાઈ શકે છે. તેવી જ રીતે સ્ત્રી—પુરુષમાં રૂપગુણ વગેરે અનેક રુચિકર

સામગ્રીઓનાં આકર્ષણ–સ્નેહ–છે, તેથી જ સ્ત્રી–પુરુષ સંબંધ જોડે છે અને તેથી વંશવર્ધન થાય છે. બાકી તે સિવાય સ્ત્રી–પુરુષના સ્નેહને કોઈ સ્વતંત્ર સ્થાન નથી.

એ કામસ્નેહને બળે આકર્ષાતો પુરુષ સ્ત્રી પ્રત્યે દોડે છે, વચમાં બીજો કોઈ પુરુષ આવી પડે તો કોઈ પણ પ્રકારે તેને દૂર કરે છે અને પછી તે સ્ત્રી સાથે સંબંધ જોડે છે. ઇતર પ્રાણીઓમાં આ લગ્ન-સંગ્રામ પ્રત્યક્ષ છે, માનવજાતિએ લગ્નસંસ્થા યોજ્યા પછી યે એ લગ્નસંગ્રામ અનેકવાર પ્રત્યક્ષ, વારંવાર પરોક્ષ રીતે ચાલ્યો જ રહ્યો છે. લગ્નસંસ્થાના સુંદર દેખાતા આડંબર નીચે ઢંકાયેલો એ સંગ્રામ, આડંબરનો પોપડો ઊંચો થતાં જ પ્રકટ થઈ જાય છે, એ સંગ્રામ કદાપિ નિર્મૂળ નથી જ થવાનો.

માનવી એ સંગ્રામથી દૂર રહે એટલા માટે સમાજગુરુઓએ લગ્નસંસ્થા ઉપર ધર્મને નામે સીલસિક્કો માર્યો, પણ માનવસ્વભાવની નિર્બળતા એ ધર્મને ગાંઠી નથી. જેમ જેમ લગ્નબંધન વધારે મજબૂત ને જડ કર્યાં તેમ તેમ તે બંધનને તોડવા માનવીએ તેના ઉપર ઘા કર્યા. અને છતાં યે સમાજે માનવી ઉપર સજા ઠોકી બેસાર્યાથી એને પાછું પડવું પડ્યું તેમ તેમ તેની કામવાસના ઉશ્કેરાઈ, ધર્મની સીમા તોડવા મચી રહી અને વળી એ કૃત્રિમ ધર્મે સ્ત્રીના કપાળમાં તો ગુલામીનો ડામ જ દીધો છે. આજે પણ સંસ્કૃત ગણાતા માનવસમાજો કરતાં પ્રાકૃત સમાજોમાં લગ્નસંગ્રામની અને કામવાસનાની માત્રા ઓછી છે. સ્ત્રીની પરાધીનતા પણ ઓછી છે, કારણ કે ત્યાં લગ્નબંધન આટલાં જડ નથી.

નાનપણમાં હું ભણતો હતો તે નિશાળના મહેતાજીને લખવા માટે કાગળશાહી અને લીટીઓ દોરવા આંકણી મળેલી હતી. આંકણી વડે લીટીઓ સીધી દોરાતી. ઘરેણાંગાંઠાં વિષેનો પાઠ સમજાવતાં એક દિવસ એ મહેતાજીએ વર્ગમાં અમને કહ્યું કે: "આપણને ઘરેણાંગાંઠાંની જરૂર હોત જ તો ભગવાન આપણને તે પહેરાવીને ના મોકલત ? એણે એમ નથી કર્યું એ જ બતાવી આપે છે કે આપણે ઘરેણાંગાંઠાં પહેરવાની જરૂર નથી." મેં ધીરે રહીને ઊભા થઈ કહ્યું: "સાહેબ, આપણને કપડાં પહેરવાની જરૂર હોત જ તો ભગવાન આપણને તે પહેરાવીને ના મોકલત ? એણે એમ નથી કર્યું એ જ બતાવી આપે છે કે આપણે કપડાં પહેરવાની જરૂર નથી." ઉત્તરમાં મહેતાજીને બીજું કંઈ ના સૂઝયું ત્યારે સીધી લીટીઓ દોરવાની આંકણી વડે મારી પીઠ સીધી કરી દીધી! પણ ત્યારે તે રાતે જ આંકણી ગુમ થઈ ગઈ ! બીજે દિવસે મહેતાજીએ આંકણી ના જોઈ ને મારી ઉપર આંખ લાલચોળ કરી, પણ આંકણી પાછી ના આવી !

માનવવ્યવહારને સરળ ને સીધો ચલાવવા ધર્મ-આંકણીની યોજના હોય, પણ વ્યવહારને બદલે જ્યાં માનવીને જ સરળ ને સીધો કરવા એ ધર્મ-આંકણીનો ઉપયોગ થાય ત્યારે તો એ પોતે જ ગુમ થઈ જાય. અને આજે એ ધર્મ–આંકણી ગુમ થાય છે ત્યારે "હાય ! ધર્મનો નાશ થાય છે ! " એમ કહીને શાસ્ત્રીઓ છાતી કૂટે, આંખ લાલચોળ કરે આંકણીની પેઠે ગુમ થતો ધર્મ કંઈ પાછો આવવાનો છે ?

માટે જ મેં મારા લેખમાં કહેલું કે લગ્ન ઉપરનાં જડ બંધન સંકેલી લો તો પછી માનવીમાં સ્વાભાવિક પ્રકૃતિપ્રેરણા જ રહેશે, બધી કામલોલુપતા ચાલી જશે અને મેં ઉદાહરણ આપેલું કે : "અગ્નિમાં ચમચે ચમચે ઘી હોમ્યે એની જ્વાળા જરૂર પ્રદીપ્ત થશે, પણ આખું તપેલું તેના ઉપર રેડી દીધે અગ્નિ સમૂળગો હોલવાઈ જશે." તેના વિરુદ્ધ કહેવામાં આવ્યું કે : "પણ વાસનાનો દવ લાગ્યો છે ત્યાં ડબા ચમચા બની જવાના" અને પછી યયાતિ રાજાનું ઉદાહરણ ધરવામાં આવ્યું છે. પણ યયાતિ રાજાએ નાના પુત્ર પાસેથી જુવાની મેળવી તેણે 'હજાર વર્ષ સુધી સર્વ પ્રકારના ભોગો ભોગવી કામનાઓનું શમન કરવાનો અખતરો કરી જોયો.' એ અખતરામાં તેણે મુક્તવિહાર કરેલો કે બદ્ધવિહાર કરેલો એ જણાવ્યા પછી પોતાનું જ્ઞાન પુત્રને સંભળાવ્યાની હકીકત એ ઉદાહરણ ધરનાર ભાઈ અંબાલાલ પુરાણીએ કહી હોત તો વધારે સ્પષ્ટતા થાત.

બીજું ઉદાહરણ મેં આપેલું: "બાળકને ભાવતું ખાવાનું ન આપો, આપો તો ય તેને સંતોષ ન થાય એમ થોડે થોડે તેને તકાવી તકાવીને આપો તો લાગ મળતાં તે ચોરીને પણ ખાય. તેને રોટલો ખાવો હોય અને તેને તમે લાડુ આપો, તો એ લાડુને ફેંકી દઈ રોટલા માટે હઠ કરશે." તેના ઉત્તરમાં એમ કહેવાયું છે કે: "એમ પણ કેમ ન બને કે બાળક આગળ દાબડો મૂકવાથી તે અકરાંતિયું જ બને?" આ પ્રશ્ન સામાન્ય અનુભવની વિરુદ્ધનો છે. અને બર્ટ્રાણ્ડ રસેલ કહે છે કે જ્યાં ખાવાની તાણ અને તેથી પ્રતિબંધ હોય છે ત્યાં જ અકરાંતિયાવેડા આવે છે (Marriage and Morals, પૃષ્ઠ ૨૨૭) અને એમ કહીને એ વિચારક સાબિત કરે છે કે જ્યાં કામવાસના ઉપર પ્રતિબંધ હોય છે ત્યાં જ તે વધી જાય છે. ભાઈ અશોક હર્ષ માની લે છે તેમ ભૂખ હમેશને માટે મટી જાય એટલા માટે નહિ પણ સ્વાદલોલુપતા ટળી જાય એટલા માટે મુક્તાહારનો પ્રયોગ છે. કામવાસના હમેશને માટે મરી જાય એટલા માટે નહિ પણ કામલોલુપતા શમી જાય એટલા માટે મુક્તવિહારનો પ્રયોગ છે.

ભાઈ અશોક કહે છે: "એક જણની હિંસાથી હિંસાખોરની જિઘાંસા શાન્ત નથી થતી. તો પછી એ શાન્ત થાય ત્યાં સુધી એ ચાહે તેવો અનિયંત્રિત અત્યાચાર એને શા માટે ન ચલાવવા દેવો?" એ સંબંધમાં ગાંધીજી આમ કહે છે: "गायों में यदि इस प्रकार की बुद्धि पैदा की जा सकती कि उनमें से पर्याप्त संख्या में शेर के मुंह में जाने के लिये तैयार हो जाती तो शेर को जो गोमांस खाने का चस्का लगा हुआ है उसे वह छोड देता और उसकी प्रकृति में परिवर्तन हो जाता। ('**हरिजन-सेवक**')

બેશક સંસ્કૃતિ સાધવા માટે માનવજાતિએ સંયમ સાધવો ઘટે. પણ એ પણ સમજવું ઘટે કે સૌ માનવીમાં એટલું અંતર્બળ નથી હોતું. તેમના ઉપર બાહ્ય બંધન ન નાખતાં તેમની નિર્બળતાને માર્ગ કરી આપવો જ ઘટે, નહિ તો એવા માનવી બાહ્ય બંધન સામે બંડ કરીને સમાજે સાધેલી સંસ્કૃતિનો પણ નાશ કરી મૂકશે. અને આજે એમ શું નથી થયું? સમાજ ને સંસ્થાઓએ એની નિર્બળતાની થાપાથાબડી કરવી ના ઘટે. એને નિર્મૂળ કરવાના ઉપાય લેવા ઘટે એ સાચું, પણ એ ઉપાય સાચા હોવા ઘટે, એ નિર્બળતાને નીકળી જવાને તેમને માટે છટકબારી (safety valve) રાખો તો જ એ ઉપાય સાચો નીવડે.

કહેવામાં આવ્યું છે કે: "લગ્નબહારનો જાતીય સહચાર એને આપણે સામાન્ય રીતે વ્યભિચાર કહીએ છીએ. પણ મૂળે તો એ શબ્દનો અર્થ 'વધારે પડતો જાતીય અભિચાર' એ જ છે ને?" પણ લગ્નબહારના જાતીય સહચાર ઉપરનો પ્રતિબંધ ઊઠી જશે તો એ 'વધારે પડતો જાતીય અભિચાર' પછી 'વધારે પડતો' નહિ રહે. લગ્નના અભિચારથી અમુક વખત પછી તે વિષેની માનવીની નવીનતા ઊડી જાય છે અને ત્યારે તે લગ્ન બહાર ડોકિયાં કરતો થાય છે. પણ તેના ઉપર પ્રતિબંધ હોવાથી તેની કામવાસના વધી જાય છે અને લગ્નમાં પણ 'વધારે પડતો અભિચાર' કરતો થાય છે. બ. રસેલ કહે છે: પતિપત્ની "પરસ્પર ખૂબ સ્નેહ રાખતાં હોય અને પરસ્પર ખૂબ આસક્ત રહેતાં હોય પણ મોડેવહેલે સતત સહવાસને પરિણામે તેમની કામવાસનાની ધાર બૂઠી થઈ જાય છે અને તેને પૂર્વેની પેઠે સતેજ કરવા માટે તેઓ બહાર ડોકિયાં કરવા માંડે છે." (પૃ ૧૧૨) અને ત્યારે મારા લેખમાં, "કામશાસ્ત્રીઓ કહે છે કે સ્વયંવર-લગ્નમાં પણ લગ્નનો મોહ કે સ્નેહ ત્રણથી વધારે વર્ષ એકધારો નથી ટકી શકતો, પછી આકર્ષણ ઓસરતું જાય છે." એમ જે લખ્યું હતું તેમાં ખોટું શું છે?

ભાઈ અશોક હર્ષ Outline of Rationalism ને આધારે એમ માને છે કે "હિંસક જાતિની માદાઓ પણ પોતાનો આહાર સ્વતંત્ર રીતે મેળવતી હોઈ હમેશાં એકાચારી (monogamous) સાયુજ્ય સ્વીકારે છે." પણ માનવી તેવો હિંસક નથી અને તેની માદા સ્વતંત્ર રીતે પોતાનો આહાર નથી મેળવતી. તેને માટે પણ એકપતિલગ્ન જ હોવું

જોઈએ એમ એ વાક્યથી એ ભાઈ સાબિત કરવા માગે છે ? અને માનવપુરુષનું શું ?

અને મોટે ભાગે અન્નાહારી પ્રાણીઓમાં અનેકલગ્ન હોય છે. ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે માનવી અમુક અન્નાહારી પ્રાણીનો વંશજ છે, માટે તે પણ સ્વભાવથી અનેકલગ્નમાં રાચે છે. એકલગ્નથી તેને સંતોષ નથી થતો. છતાં એના અનેકલગ્નના સ્વભાવને તમે આંતરશો તો તમારી સંસ્કૃતિની વાડમાં એ છીંડાં પાડે. માટેજ રસેલ કહે છે : " સ્ત્રીપુરુષોને સખ્ત બંધન ન હોય, અથવા તેમનામાં પોતાનામાં નીતિની ખૂબ ઊંચી ભાવના ન હોય તો તેમને વારંવાર વ્યભિચારની પ્રચંડ વૃત્તિ થયા વિના નહિ રહે. ( પૃ. ૧૮૨ ) જાતીય સંબંધ બાંધવાની સ્વતંત્રતા આપવા સિવાય માનવીની કામલોલુપતા શમવાની નથી, પણ સમાજમાં એ સ્વતંત્રતા રિવાજ તરીકે સ્વીકારવામાં નહિ આવે અને સાથે જ જાતીય વિષયો સંબંધે સાચી કેળવણી અપાતી નહિ થાય ત્યાં સુધી માત્ર એવી સ્વતંત્રતાથી ધાર્યું પરિણામ નહિ લાવી શકાય. " ( પૃ. ૨૨૮ )

અને સંતતિ માટે જ લગ્ન છે એમ સ્વીકારીએ તો પણ " ભાવિ સમાજે બેવડી નીતિ સ્વીકારવી જોઈશે. એક બાજુએ સંતતિનો પ્રશ્ન બાદ કર્યા પછી લગ્નસંબંધ બહાર મુક્તવિહાર સ્વીકારવો જોઈશે અને બીજી બાજુએ આજના કરતાં સંતતિજનન તરફ વધારે ધ્યાન આપવું જોઈશે." ( પૃ ૨૧૨ ) " હું માનું છું કે જ્યાં સંતતિનો પ્રશ્ન જ નથી ત્યાં બધા જાતીય સંબંધોને પોતપોતાના ખાનગી વ્યવહાર સમજવા, અને અમુક પુરુષ અને અમુક સ્ત્રી સંતતિજનનની ઇચ્છા સિવાય સાથે રહેવા ઇચ્છતાં હોય તો એ એમની પોતાની ઇચ્છાની વાત છે, એમાં વચ્ચે માથું મારવાનો કોઈને અધિકાર નથી " ( પૃ. ૧૩૨ ) " હું માનું છું કે બે માનવી વચ્ચે શ્રેષ્ઠ અને સૌથી વધારે મહત્ત્વનો સંબંધ તે લગ્ન છે. એ અનુભવ આજ સુધી ઘણું કરીને નથી થયો તેનું કારણ એ છે કે પતિ અને પત્ની એક બીજા ઉપર ચોકી રાખ્યા કરે છે. જો લગ્નને સફળ કરવું હોય તો પતિઓએ અને પત્નીઓએ એટલું સમજતાં શીખવું જોઈશે કે કાયદો ગમે તે કહેતો હોય પણ તેઓ પોતપોતાના જીવનવ્યવહારમાં સ્વતંત્ર હોવાં જોઈએ. " ( પૃ. ૧૧૫ )

વળી લેડી બર્ટ્રેન્ડ રસેલ પોતાના The Right to Happiness નામે પુસ્તકમાં લખે છે: " પુરુષ ૭ પત્નીઓ કરે તો તેમાં કંઈ ખોટું નથી, જો એમ કરવામાં એમને સુખ મળી રહેતું હોય તો. અને તેમ જ સ્ત્રી ૭ પતિઓ કરે અને તે દરેકથી એક એક સંતાન હોય તો તેમાં યે કંઈ ખોટું નથી, જો એ સૌને એના જીવનથી સંતોષ થતો હોય તો." મુક્તવિહાર એ સ્ત્રીઓને " લગ્નની ધોંસરીમાંથી છોડાવવાને બહાને પુરુષોની વાસનાના બોજા તળે દબાવી દેવાની આ તરકીબ નથી ? " એવા ભાઈ અશોકના પ્રશ્નનો ઉત્તર સ્ત્રીના જ ઉપરના કથનથી મળી રહેશે.

મુક્તવિહાર તરફના આ પ્રકારના પ્રયાણથી કામલોલુપતા ઓછી થઈ જાય છે. જ્યાં લગ્નસંસ્થાનાં બંધન પ્રત્યે અને બદ્ધવિહાર પ્રત્યે ધર્મદૃષ્ટિએ જોવાની કેળવણી મળી છે ત્યાં તેવું થવાનો સંભવ નથી. સૅમોઆ ( samoa ) ટાપુમાં મુક્તવિહાર પ્રવર્તે છે ત્યાં કામલોલુપતા નથી એમ મિસ મીડ પોતાના Coming of age in samoa નામે પુસ્તકમાં લખે છે. અને વળી ઉમેરે છે કે ખ્રિસ્તી પાદરીઓએ પોતાની સંસ્કૃતિને અનુસરીને ત્યાંના ખ્રિસ્તી થયેલા લોકમાં લગ્નબંધન અને સ્ત્રીપુરુષના સંબંધની પવિત્ર મનાતી ભાવનાઓ દાખલ કર્યાં છે, તેથી તે ખ્રિસ્તીઓમાં જાતીય વિકૃતિ થવા માંડી છે. કારણ કે ભાઈ અશોક કહે છે તેમ " કુદરતને મન વ્યક્તિનું મૂલ્ય કોડી જેટલું યે નથી " તો સમાજનું, રાજ્યનું કે મહારાજ્યનું મૂલ્ય પણ કોડી જેટલું યે નથી, જો તે કુદરતના નિયમ વિરુદ્ધ જાય તો.

ત્યારે સમાજગુરુઓએ માનવનિર્બળતાની ગણતરી કરવી જ જોઈશે. ગાંધીજી કહે તે પ્રમાણે સૌ હિંદીઓ કરે તો એક વર્ષમાં સ્વરાજ્ય લાવી આપવાની ગાંધીજીની બાંહ્યધરી હતી, પણ સૌ હિંદીઓ

એમ કરી શકે એવા સબળ નથી જ, અને તેથી જ હજી યે આપણે નસીબે સ્વરાજ્યનાં સ્વપ્નાં જ સેવવાનાં રહ્યાં છે. ભાઈ મગનભાઈ કહે છે: "જો એક પણ માણસ કામવાસના કે ધનવાસના કે પ્રભુત્વ-વાસનાથી પર થઈ શકે છે,.........તો માણસને માટે કામલોલુપતાનો સ્વભાવ ઠોકી બેસાડવો એ અવૈજ્ઞાનિક એટલે કે દૂષિત નિગમન થયું. પશુઓ લોલુપ છે એમ કેમ કહેવાય?" ના જ કહેવાય, માટે તો કહું છું કે લગ્નવિષયમાં માનવીએ પાછા વળી પ્રથમ પશુકોટિએ જવું જોઈશે ને પછી સંસ્કૃતિની સાચી દિશા શોધવી જોઈશે. એ ભાઈના તર્કને અનુસરીને એમ પણ કહી શકીએ કે: "જો એક પણ વિધવા કામવાસનાથી પર થઈ શકે છે તો વિધવાવર્ગને માટે કામવાસનાનો સ્વભાવ ઠોકી બેસાડવો એ અવૈજ્ઞાનિક એટલે કે દૂષિત નિગમન થયું." અને ત્યારે તો વિધવાવર્ગને પુનર્વિવાહની સ્વતંત્રતા આપવી એ પણ ભાઈ મગનભાઈને મતે અવૈજ્ઞાનિક એટલે કે દૂષિત નિગમન થયું! એમ જ ને? ત્યારે એ ભાઈએ જાણવું જોઈએ કે જગતમાં કોઈ વિરલ માણસ એ વાસનાઓથી પર થઈ શકે માટે સૌ યે થઈ શકે એવો નિર્ણય આપવો એ અવૈજ્ઞાનિક છે; ગીતાના વર્ણવેલા ત્રિગુણાત્મક લોક તો સદાય રહેવાના. ગાંધીજી કહે તે પ્રમાણે કરનારા અમુક હિંદીઓ હતા જ, પણ સર્વે તે પ્રમાણે ન કરી શક્યા, માટે તો આપણે સ્વરાજ્ય પામી શક્યા નથી. અને ભાઈ મગનભાઈ પોતે જ ગીતાનું વાક્ય ટાંકીને મારા કથનને પુષ્ટિ આપે છે: "હજારો મનુષ્યોમાં કોક જ્ઞાનપૂર્વક સિદ્ધિ પાછળ પડે છે, અને એમ મંડનારામાં કોક ફાવે છે; અને એવા ફાવનારામાં પણ સો ટકા સત્ય પાછળ પડનારો તો વળી કોક જ હોય છે." પણ ત્યારે બાકીના ૯૯૯ નું શું? જે બિચારા અશક્ત છે તેનું શું? બેશક એ ભાઈ કહે છે તે સ્વીકારું છું કે: "પરંતુ આ પરથી એવો અર્થ નથી નીકળતો કે, માટે કોઈએ તે રસ્તે જવાની જરૂર નથી." બેશક જવું જ જોઈએ.

અને માટે તો મેં મારા લેખમાં લખ્યું જ છે કે: "સમાજસેવાને અર્થે વૈરાગ્યની પ્રબળ પ્રેરણા જાગ્યે જ માનવી સંન્યસ્તનો અધિકારી બને છે, તેમ જ સમાજસેવાને અર્થે વંશવર્ધનની પ્રબળ પ્રેરણા જાગ્યે જ માનવી લગ્નનો અધિકારી બને છે. પણ ઉત્તરાવસ્થામાં સૌએ સંન્યસ્ત લેવું એવી યોજના સમાજમાં જાગી, ત્યારથી સંન્યસ્તસંસ્થાની પવિત્રતાનો નાશ થયો. એ જ પ્રમાણે પૂર્વાવસ્થામાં સૌએ લગ્ન કરવું એવી યોજના સમાજમાં જાગી ત્યારથી લગ્નસંસ્થાની પવિત્રતાનો નાશ થયો." ('લગ્નપ્રપંચ', ૪૬૨). અને હજારમાં જે એકાદ વિરલે ઉન્નત ભાવનાએ લગ્ન કરવું હોય તે લગ્ન કરે અને તેવાને માટે મારા 'લગ્નપ્રપંચ' પુસ્તકમાં 'લગ્નનો કલ્યાણહેતુ' વિસ્તારથી વર્ણવ્યો છે. એવાં લગ્ન તે માનવસંસ્કૃતિ છે. આજનાં લગ્ન તો મોટે ભાગે વિકૃતિ જ છે.

અને એ ભાઈ મગનભાઈ 'સો ટકા સત્ય' કોને કહે છે? મારા લેખમાં તો એ ભાઈ 'અર્ધસત્ય' જ જુએ છે. હું સ્વીકારું છું કે મને તો જે અર્ધ-સત્ય પણ લાધ્યાં તે જ ઉપર હું તો ચાલી શકું. પણ એ ભાઈએ પોતાના લેખમાં 'સો ટકા સત્ય'નું સ્વરૂપ સમજાવ્યું હોત તો મને તો બહુ લાભ થાત જ. મને તો એમ જ લાગ્યું છે કે સંપૂર્ણ સત્ય તો કોઈને ય લાધ્યું નથી, સૌ સત્યના શોધાન્તમાર્ગના પ્રવાસી છે. અને સંપૂર્ણ સત્ય જેવું કંઈ હશે કે કેમ તેની જ મને તો શંકા છે! પ્રખ્યાત ચિંતક રોમેં રોલાં કહે છે: "સતત બદલાતા આ વિશ્વમાં જે સત્ય કદી બદલાતું નથી તે જૂઠાણું છે, અથવા તેના કરતાં યે ખરાબ છે." ('પ્રસ્થાન,' જેઠ ૧૯૯૫, પૃષ્ઠ ૧૮૨). ત્યારે 'સો ટકા સત્ય' જેવું કાંઈ હોઈ શકે ખરું?

'સમાજમાં ને પ્રાણીસૃષ્ટિમાં કલહ જ ધોરણ છે,' એ વાત ભાઈ મગનભાઈ નકારે છે. આત્મ-રક્ષણને માટે જીવનસામગ્રી મેળવવા સારુ વિશ્વમાં સર્વત્ર કલહ પ્રવર્તી રહ્યો છે એ અવલોકનથી તુરત સમજી શકાશે. ગાય અને માણસ વચ્ચે એ કલહ નથી પ્રવર્તતો, કારણ કે એ બેની જીવનસામગ્રી એક જ પ્રકારની નથી, પણ ગાયગાયની અને માણસ-

માણસની જીવનસામગ્રી એક જ પ્રકારની હોવાથી ગાયગાયમાં અને માણસમાણસમાં એ જીવનસામગ્રી માટે કલહ પ્રવર્તે છે, ગાયના જેટલો માણસમાં પ્રકટ રૂપે નહિ તો ગુપ્ત રીતે એક જ જાતિ વચ્ચેના એ જીવનકલહને એટલા જ માટે સ્વજાતિશત્રુતા પણ કહેવામાં આવે છે. કેટલાંક પ્રાણીઓમાં તેમ જ માનવીમાં અનુભવે એ ભાવ પ્રકટયો કે અમુક સંખ્યામાં દળ બાંધીને રહીએ અને પરસ્પર સાહાય્ય કરીએ તો જીવનસામગ્રી સરળતાથી મેળવી શકાય. ત્યારે ક્રોપોટકીનના વર્ણન પ્રમાણે એવા સાહાય્ય-સમાજો કીડી, મધમાખી વગેરે પ્રાણીઓમાં તેમ જ માનવીમાં ઉદ્ભવ્યા.

"યુરોપીય સમાજશાસ્ત્ર અને વિજ્ઞાનવિકાસ ૧૯મા સૈકાની આ પોતાની ભૂલમાંથી હજી નીકળી નથી શકયાં." એમ જણાવીને ભાઈ મગનભાઈ લખે છે: "શ્રી. નરસિંહભાઈનાં લખાણો જોતાં તે એ જ પેઢીને વળગી રહેતા લાગે છે. બે એક પેઢી પછી પણ તેમને એ વાદમાં મૂલગત શંકા હજી નથી લાગી." પણ મેં બર્ટ્રેણ્ડ રસેલના જે પુસ્તકના આધાર આપ્યા છે તે Marriage and Morals પુસ્તક તો આ જ દશકામાં–પ્રથમ ઑકટોબર ૧૯૨૯માં–લખાયું અને તેની પાંચમી આવૃત્તિ ૧૯૩૨માં પ્રગટ થઈ છે. છતાં પાલવે તો ભાઈ મગનભાઈ તો સુખેથી કહી શકે છે કે "કમભાગ્યે છેલ્લામાં છેલ્લી ગણાતી આજની સમાજદષ્ટિઓ પણ ગયા જમાનાના આ જ ભ્રમમાં ભરાઈ પડેલી છે." અને ભાઈ મગન-ભાઈની સમાજદષ્ટિ ?

ભાઈ મગનભાઈ કહે છે: "માણસે 'કાયમની ચિંતા ટાળવાને માટે બને તેટલો આહારસંગ્રહ કરવા માંડ્યો' એટલે કે, તેના સ્વભાવમાં આ એક લક્ષણ છે, જે પશુઓથી ભિન્ન છે." એમનું એ તારણ ખોટું છે. 'કીડી કણ સંગ્રહ કરે' છે, અને મધ-માખી મધપૂડામાં મધ સંગ્રહ કરે છે, તે પણ એ જ હેતુએ. એટલે એ વિષયમાં માનવી પશુથી ભિન્ન છે તે પ્રકારભેદે નહિ, પણ પ્રમાણભેદે જ. અને આહારસામગ્રી માટે અમુકો કહે છે કે Man takes the line of least resistance, પરિણામે તો સમાજમાં આ બધી આર્થિક દુરવસ્થા ઊભી થઈ છે. એ વસ્તુએ–ધનવાદે–તો ચોરી, લૂંટ આદિ વસ્તુઓને જન્મ આપ્યો છે, જેમ લગ્નની જડ સંસ્થાએ વ્યભિચાર, અપહરણ આદિ વસ્તુઓને જન્મ આપ્યો છે.

ભાઈ અશોક હર્ષ મારે માટે લખે છે કે: "પૈસા જેવી જડ વસ્તુને લગ્ન જેવી જીવંત સંસ્થા સાથે સરખાવવામાં પણ એમણે બલિહારી કરી છે." પણ પૈસા જેવી જડ વસ્તુનો માણસ 'સ્વામી,' 'ધણી', 'માલેક' થઈ પડ્યો છે, બરાબર તેવી જ રીતે પુરુષ સ્ત્રીને જડ જેવી માની તેનો 'સ્વામી', 'ધણી', 'માલેક' થઈ પડ્યો છે, પૈસાની પેઠે તેને પૂરી રાખી તેનું રક્ષણ કરી રહ્યો છે; અને સ્ત્રી ઉપર પોતાની માલકી કાયમ કરી દેવા માટે તો 'લગ્ન જેવી જીવંત સંસ્થા'ને એણે જડ કરી મૂકી છે. એમાં એ ભાઈને બલિહારી નથી લાગતી!

ભાઈ અંબાલાલ પુરાણી લખે છે કે: "લગ્ન વિષે શ્રી. નરસિંહભાઈ એવી રીતે દલીલ કરે છે કે જાણે લગ્નની સંસ્થા પ્રયોગો વગર જ એકદમ ઓચિંતી જ હસ્તીમાં આવી ગઈ ન હોય!" એ ભાઈ માને છે એટલો લગ્નસંસ્થાના ઇતિહાસમાં હું છેક જ બાળક નથી. હું તો માણસજાતિની ઉત્પત્તિ વિકાસ-ક્રમે માનું છું અને તેની લગ્નસંસ્થા પણ વિકાસક્રમે આજની સ્થિતિએ આવી પહોંચી છે એમ માનું છું, એ બધું જાણવાની એ ભાઈને પરવા હોય તો મારું 'લગ્નપ્રપંચ' પુસ્તક વાંચે. ભાઈ અશોક કહે છે કે: "મનુષ્ય આજની કોટિને, જીવનસૃષ્ટિની અધમ કોટિમાંથી વિકાસ સાધીને, પહોંચ્યો છે." "આજ સુધીની બધી જ સંસ્કૃતિઓ લગ્નસંસ્થાનું પાવિત્ર્ય સ્વીકારીને ઊભી થયેલી" છે, ત્યારે એ ભાઈ શું એમ કહેવા ઇચ્છે છે કે આજની કોટિ શું સુંદર ને પવિત્ર છે? 'ગુજરાત સમાચાર'ના લેખક અતિ 'સંસ્કૃતિની ટોચ' તરફનું પ્રયાણ માને છે? એમ હોત તો આજના civilization ને ટોલ્સ્ટોય devilization અને અમુક અંગ્રેજ લેખક syphi-

lization શા માટે કહેત? અને આજે પ્રવર્તી રહેલી આ સ્થિતિને ભાઈ અશોક 'પાશવતા ઉપર માનવતાનો વિજય' માને છે?

ભાઈ અંબાલાલ પુરાણી પૂછે છે કે: "શ્રી. નરસિંહભાઈ આપણને એ બતાવશે ખરા કે એમણે બતાવેલા સ્વેચ્છાચારના ઉપાયમાં સીફીલિસ–ચાંદી પરમિયો–વગેરે વ્યાધિઓ કેવી રીતે આપોઆપ અટકી જવાના છે?–કે ઊલટા હાલ છે તેથી વધારે પ્રચાર પામશે?" મેં મારા લેખમાં જણાવ્યું જ છે કે "સમાજે લગ્નસંસ્થા ઉપરનાં જડ બંધન ધીરે ધીરે શિથિલ કરતા જવું અને અંતે તેનો સમૂળો નાશ કરવો એ જ આજની ભયંકર દુર્દશામાંથી નીકળવાનો એકમાત્ર માર્ગ છે. આ માર્ગ વિપ્લવથી નહિ પણ વિકાસથી ઇષ્ટ રીતે સધાશે." "એવા લગ્નહીન સમાજમાં વેશ્યાસંસ્થા તો ક્યારની યે ઊઠી ગઈ હશે. અને લગ્નજનિત શારીરિક અને માનસિક રોગો પણ લુપ્ત થઈ ગયા હશે." એ સંબંધે બ. રસેલ પણ કહે છે કે: "સ્પષ્ટ રીતે કહી શકાય કે આવા રોગોનો નાશ કરવા માટે, ઔષધ ઉપરાંત વૈશ્યાસંસ્થાને સંકેલી લેવી એ જ ઉપાય છે. હવે સંસ્થાને સંકેલવા માટે જુવાન સ્ત્રીપુરુષોને જાતીય સંબંધની વધારે સ્વતંત્રતા આપવી એ જ ઉપાય છે." ( પૃ. ૨૨૯ ).

બાકી આજની સ્થિતિને થાપાથાબડી કરીને કે થીગડાં મારીને કે રંગરોગાન લગાવીને કાયમ રાખવાથી તો Syphilization વધ્યે જ જશે અને બીજું નવું નવું શું નહિ થાય તેની તો કલ્પના ય કરવી અશક્ય છે.

અને ત્યારે આ સર્વે રોગનો ઉપાય વર્તમાન લગ્નબંધન શિથિલ કરતાં જવું એ જ છે. મેં મારા લેખમાં જણાવ્યું જ છે કે "માનવસ્વભાવની નિર્બળતાઓને ધ્યાનમાં લઈ રુશિયાએ લગ્નબંધન શિથિલ કરવા માંડ્યાં છે ને લગ્નહીન અવસ્થા તરફ પ્રયાણ કરવા માંડ્યું છે. એ માર્ગે તેણે વિકાસ કરવા માંડ્યો છે, તેનું આપણને ભડકાવતું ભયંકર પરિણામ નથી જ આવ્યું, ઊલટી ત્યાંની વેશ્યાસંસ્થા લુપ્ત થતી ચાલી છે." આ મારા ઉલ્લેખ ઉપર શંકા લાવી ભાઈ મગનભાઈ લખે છે કે: "રશિયાએ એનું નિદાન કરવા માંડ્યું છે એમ લેખક કહે છે. આ હકીકત સાચી છે કે? અને કેટલાં વર્ષ જૂની એ હકીકત છે? કેમકે યુરોપમાં ઊતરી જઈ વાસી થયેલી ઘણી વાતો અહીં તાજી નવી-માનીને ચલાવાય છે, એટલે શંકા કરું છું." છેક આ જ દશકામાં—સં. ૧૯૩૨ માં—પ્રકટ થયેલી, રસેલના Marriage and Morals પુસ્તકની પાંચમી આવૃત્તિમાંથી નીચેની હકીકત આપીને એ ભાઈની શંકાનું નિવારણ કરવા પ્રયત્ન કરું: "રુશિયા સિવાય કોઈ દેશમાં અને કોઈ કાળે જાતીય સંબંધની નીતિ અને સંસ્થાઓનું ( લગ્નનીતિ અને લગ્નસંસ્થાઓનું ) બુદ્ધિવિવેક ઉપર નિર્માણ થયું નથી. આ વિષયમાં સોવિયેટ રુશિયાની લગ્નસંસ્થા સંપૂર્ણ છે એમ હું નથી કહેતો, પણ એટલું તો કહું છું જ કે બીજા દેશોની અને સર્વકાળની સંસ્થાઓની પેઠે રુશિયાની લગ્નસંસ્થા વહેમમાંથી અમે રૂઢિમાંથી નથી જ ઉદ્ભવી." અને ભાઈ અંબાલાલ જણાવે છે કે: "રશિયામાં લગ્નબંધન શિથિલ કરવાના પ્રયાસો થયા છે એ સાચું છે, પરંતુ તેનું પરિણામ શું આવ્યું છે કે ત્યાં લગ્નો સ્થાયી થવા માંડ્યાં છે." સારી વાત છે. સાચી ને ઉન્નત ભાવનાથી લગ્નો સ્થાયી થવા માંડે એ જ ઇષ્ટ છે. અને ત્યારે આપણે પણ એવી સાચી ને ઉન્નત ભાવનાથી લગ્નો સ્થાયી થાય એમ કરવું હોય તો આજનાં લગ્નબંધન શિથિલ કરી જ નાખવાં ઘટે. પછી વળી જ્યારે તેમાં સડો પેસશે ત્યારે વળી તે સમયનો સમાજ તે સડો દૂર કરવાના ઉપાય યોજી લેશે. રુશિયાએ એ પ્રયોગ શરૂ કર્યો છે એ બતાવે છે કે કમમાં કમ એને એ પ્રયોગ વિષે શ્રદ્ધા તો છે જ, પછી પરિણામ ગમે તે આવે, ભૂંડું તો નહિ આવે.

ભાઈ સુરેશ દીક્ષિતના વાક્યનો ઊંધો જ અર્થ કરી ભાઈ અંબાલાલ પુરાણી પોતાની વાત સાચી ઠરાવવા લખે છે. "શ્રી. સુરેશ દીક્ષિત અમીબાના શરીરના બે ટુકડા થઈને બંને જુદાં એકત્ર તરીકે જીવનનો આરંભ કરે છે એ હકીકતમાં આપણને

સ્ત્રી–પુરુષનો સંબંધ કેવો હોવો જોઈએ તેની કાંઈક ઝાંખી થાય છે." પણ ભાઈ સુરેશ દીક્ષિત તો સાચી રીતે જુદું જ કહે છે કે જ્યારે અમીબા "પુખ્ત શરીરનું થાય છે ત્યારે ફક્ત તેના શરીરના બે કકડા થાય છે. અને બંને કકડા જુદા જીવ રૂપે જીવે છે. આમ જીવનને પહેલે પગથિયે જાતિભિન્નતા નથી" એટલે સ્પષ્ટ છે કે એ બે કકડા સમાન છે. તેમાં કોઈ સ્ત્રી કે કોઈ પુરુષ નથી. ત્યારે એમાં ભાઈ અંબાલાલને 'સ્ત્રી પુરુષનો સંબંધ કેવો હોવો જોઈએ તેની કાંઈક ઝાંખી' ક્યાંથી થઈ?

મેં જણાવેલું કે: "કર્ણ, સત્યકામ જાબાલ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, શુકદેવ, વ્યાસ વગેરે અનેક યુગપુરુષો અને શકુન્તલા જેવી ભવ્ય ભારતમાતા–એ બધાં એવા મુક્તવિહારનાં જ સંતાન હતાં, અને આર્યોનાં એ સંતાન માટે તો આજે પણ આપણે અભિમાન લઈએ છીએ" એ સંબંધે 'પ્રજાબંધુ' મને યાદ આવે છે કે "એ બધાંયે કુટુંબની રીતભાતે ઊછર્યાં હતાં એ વાત તે ભૂલી જાય છે" જાણે હું એમ જ કહેતો હોઉં કે મુક્તવિહારની અવસ્થામાં કુટુંબ જેવું કંઈ હશે જ નહિ, ને તેમનાં સંતાન રસ્તાની ઈંટની પેઠે રખડતાં જ ઊછરશે. અને વળી સત્યકામ જાબાલની માતા જબાલી તો જીવનભર કુંવારી રહી પરપુરુષોની સેવામાં રહેતી છતાં યે સત્યકામ જેવા પુત્રને એણે ઊછેર્યો હતો એ વાત 'પ્રજાબંધુ' ભૂલી જાય છે.

એક લેખકનું એક વાક્ય મેં મારા કથનના આધાર માટે લીધું એટલે એ લેખકનાં સર્વ વાક્યને મારે આધારરૂપ માનવાં જ જોઈએ એમ માનીને ભાઈ મગનભાઈ લખે છે કે: "'ઈશ્વર' કે એવા શબ્દોથી એ (નરસિંહભાઈ) નફરત રાખે છે. છતાં એવા ધર્મમાં નહિ માનનાર એવા ભર્તૃહરિના મુક્તવિહારને પોતાના કામ પૂરતો ઉતારે છે અને એ કહેવાનું છોડી દે છે કે धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः।" જાણે ભાઈ મગનલાલ બાઈબલમાંથી કે કુરાનમાંથી એક વાક્યને પોતાના આધાર માટે ઉતારે એટલે એ પુસ્તકના શબ્દમાત્રને એમણે બ્રહ્મવાક્ય માનવું જોઈએ! ભર્તૃહરિના એમણે ટાંકેલા વાક્યને એક રીતે પ્રમાણભૂત માનું છું કે માનવીએ ઊભો કરેલો કપોલકલ્પિત ઈશ્વરધર્મ પશુમાં નહિ–માનવીમાં જ છે. અને વળી તેને પકડીને જાળવી રાખવા હજારો ધતીંગ ઊભાં કર્યાં છે એટલી માનવીની વિશેષતા છે ખરી, બાકી સમાજધર્મ તો કીડી મધમાખી જેવાં સમાજ બાંધી રહેનાર સૌ પ્રાણીમાં છે, એટલે એ પ્રાણી ને માનવી એ વાતે સમાન છે. માનવીમાં તેનો વધારે વિકાસ થયો છે એટલે એ પ્રાણીમાં અને માનવીમાં જે ભેદ છે તે પ્રમાણભેદ જ છે પ્રકારભેદ નહિ જ.

ફરીફરીને કહું છું કે કામવાસના ઊપર કૃત્રિમ સંયમ રાખવા ગમે એટલાં ને એવાં બંધનો મૂકો, કાયદા પણ કરો, પણ પ્રાકૃતિક નિર્બળતાને લીધે માનવી એ બંધન ને કાયદા તોડ્યે જ જવાનો છે એમ સર્વ દેશનો ને સર્વ કાળનો ઇતિહાસ પોકારી પોકારીને શાખ પૂરે છે અને દરેક દેશના ને દરેક કાળના સમાજસુધારકો એ વાત સારી રીતે સમજે છે. માટે તો કાળે કાળે સ્મૃતિઓ બદલાયે જાય છે–ગમે એવાં બંધન નાખ્યાં ને કાયદા કર્યા છતાં સૌ વિધવાઓ વૈધવ્યસંયમ નથી જ પાળી શકતી. એટલા માટે તો તેમાંના અપવાદને અવગણીને પણ સરકારે ને સ્મૃતિઓએ તેમને પુનર્લગ્નની સ્વતંત્રતા આપી જ છે. વાંઢા ને વિધુરો સંયમ નથી પાળી શકવાના એમ જાણીને એમને લગ્નની જોગવાઈ કરી આપવા માટે પણ આજે આપણી સરકાર અનેકપત્નીલગ્નને છેદવા માટે કાયદાની યોજના કરી રહી છે. ગમે તો સ્વયંવરલગ્ન થયું હોય તોપણ તે કરનાર સ્ત્રીપુરુષ એ લગ્નથી વખત જતાં કંટાળી જાય, તેમનું લગ્નજીવન અસહ્ય થઇ જાય છતાં યે તેમને ગળે કેદીની પેઠે સાંકળ બાંધી રાખી તેમને છૂટાં થવા ન જ દેવાં એનું પરિણામ ભયંકર આવે, એમ માનીને તો આજની સરકાર લગ્નવિચ્છેદના કાયદાની યોજના કરી રહી છે. આ બધાં પ્રયાણો અતિસૂક્ષ્મ રૂપે પણ બદ્ધવિહારમાંથી મુક્તવિહારની દિશામાં નથી થતાં? અને સંતતિનિયમનની યોજનાઓ પણ?

અને આ બધા કાયદા વિરુદ્ધ ભાવનાભક્ત લોક ખૂબ ઉન્મત્ત ચર્ચા કરી રહ્યા છે. તેવી જ રીતે મારા

વિચારો વિરુદ્ધ ચર્ચા કરનાર પણ એવી ભાવના-ભક્તિથી જ એમ ચર્ચા કરી રહ્યા છે, શક્યતાની દૃષ્ટિથી નહિ. એમ ભાવનાથી ( sentiment થી ) હા-હો કર્યે તેમની ભાવનાને માન આપી પ્રકૃતિ પોતાના અચળ નિયમ ફેરવશે એમ જો તે માનતા હોય તો ભીંત ભૂલે છે! પ્રકૃતિ તો પોતાના અચળ નિયમમાં એવી અચળ છે કે ગમે તેવાની યે પરવા કરતી નથી. કાગળ ઉપર ગમે તેટલી ભાવનાઓ ચીતરો, પણ પ્રસંગ આવ્યે દૂધમાં ખાંડ ઓગળી જાય એમ કાગળ ઉપરનાં ચિત્રામણ પ્રકૃતિનિયમનની વિરુદ્ધનાં હશે તો ઓગળી જવાનાં છે, અને એટલા માટે તો મેં કહ્યું જ છે કે "લાખમાં એક પણ માણસ એવું છે જે છાતીએ હાથ મૂકીને કહી શકે કે બેશક હું શુદ્ધહૃદય છું?"

મેં જોયું છે કે મારા લેખ વિરુદ્ધના બધા ટીકાકારોએ મારા વિચારોને **નેતિ નેતિ** કહીને અવગણ્યા છે. પણ આજે લગ્નસંસ્થામાં ભ્રષ્ટ સ્થિતિ પ્રવર્તે છે એની તો કોઈએ ના નથી પાડી, છતાં યે એ સ્થિતિનાં મૂળ કારણ કે તે સ્થિતિના નિવારણના ઉપાય પણ કોઈએ બતાવ્યા નથી.

અને ભાઈ અશોક હર્ષ તો મને 'આથી ય વધુ જડબાંતોડ જવાબ' આપવામાં રાચે છે! પણ એમણે સમજવું જોઈએ કે જડબાંતોડ જવાબ આપવાથી અથવા માથાતોડ લાઠી વાપરવાથી પ્રકૃતિ કંઈ પોતાના નિયમ બદલવાની નથી. અને એવા જડબાંતોડ જવાબ કે માથાતોડ લાઠી એ કંઈ આ યુગની નવીનતા નથી. રસેલ કહે છે કે: "નૈતિક વિષયોમાં ક્રાન્તિનો પ્રચાર કરનારા ઉપર, જેમ સોક્રેટિસ ઉપર તેમ, આરોપ મુકાવાનો જ કે તેઓ જુવાનિયાંને બગાડી મૂકે છે." (પૃ. ૨૪૨). અને ગેલિલિયો, લ્યુથર, હેવલોક એલિસ અને સ્વામી દયાનંદ-એ સૌને એ આરોપની પ્રસાદી મળી છે! ત્યારે એથી ડર્યે તે કેમ પાલવે?

અને 'ગુજરાતના જુવાનોને ગાળ' આપ્યાનો ભાસ ભાઈ અશોક હર્ષને મારા કયા શબ્દોમાં થયો તે એ ભાઈ કૃપા કરીને બતાવશે? હું તો સૌને પ્રાર્થના કરું છું કે મારા વિચારો "ગમે તેટલા ભયંકર લાગતા હશે તો યે આજની ચિરસ્થાયી જડ લગ્નસંસ્થાથી ઉત્પન્ન થયેલા અને સમાજમાં ભયંકર રૂપે પ્રવર્તી રહેલા મહારોગમાંથી નીકળવા માટે એવા ભયંકર પણ વિચારો કરવા જ જોઈએ." અને ગુજરાતના જુવાનોને તો રોમેં રોલાંના શબ્દોમાં પ્રાર્થના કરું છું કે: "જુવાનો, આજના જુવાનો, અમને તમારા પગ તળે કચડી, આગે બઢવા કૂચ કરો. અમારા કરતાં વધુ મહાન અને વધુ સુખી બનો." ('પ્રસ્થાન,' જેઠ ૧૯૯૫, પૃ. ૧૮૧).

અને છેવટે ફરી કહું છું કે: "મારા આ વિચારો સર્વથાસત્ય છે કે સર્વદાસત્ય છે એવો દાવો હું કરતો નથી." અને છતાં પ્રાર્થના કરું છું કે એ વિચારોને નાણી જોવાને એ માર્ગે પ્રયાણ તો કરી જુઓ. "એને અજમાવી જોયા વિના જ એ અશક્ય છે એમ કહી દેવું એ કંઈ દલીલ નથી." (ગાંધીજીઃ કેળવણીનો કોયડો, પૃ. ૪૨૯). બાકી પશ્ચિમના લોક મૂર્ખ છે, એમને સાચી સંસ્કૃતિનું કંઈ યે ભાન નથી; પૂર્વના જ લોક સાચી સંસ્કૃતિને ઓળખે છે, એ મિથ્યાભિમાનથી બાપદાદાની મૂડી ઉપર જીવવામાં જ રાચી રહેવું એથી તો આપણા નાશનો માર્ગ મોકળો થવાનો છે.

એક વાત વચમાં કહેવી રહી ગયેલી તે કહી લઉં: મેં લગ્નસંસ્થાને ધનવાદની માતા કહી છે. ભાઈ અંબાલાલ પુરાણી કહે છે: "શ્રી. નરસિંહભાઈ મૂડીવાદને સર્વ અનિષ્ટોનું મૂળ ગણાવે છે. પરંતુ હિંદને માટેનો વ્યવહારુ ઉકેલ કેવો હોવો જોઈએ તે વિષે કાંઈ દિશાદર્શન કરાવતા નથી." મેં મૂડીવાદને 'સર્વ અનિષ્ટોનું' નહિ, પણ સર્વ આર્થિક અનિષ્ટોનું મૂળ ગણાવ્યું છે. આ લેખમાં તેની ચર્ચા અપ્રસ્તુત છે. આ લેખના વિષય સાથે મૂડીવાદને જે સંબંધ છે તે જ મેં બતાવ્યો છે, તેને માટેનું દિશાદર્શન યોગ્ય વિચારકો કરાવી રહ્યા છે. અને છતાં યે હું તો માનું છું કે: "ધનવાદનો નાશ કરવાના આજે પ્રયત્નો ચાલી રહ્યા છે, પણ તેની માતાનો-ચિરસ્થાયી જડ લગ્નસંસ્થાનો-નાશ કર્યે ધનવાદનો નાશ તો આપોઆપ થઈ જશે."

ગુજરાતના વિચારકો, જડબાંતોડ જવાબ આપવા માટે નહિ, પણ સમાજશુદ્ધિને માટે આ વિષય ઉપર ગંભીર વિચાર કરશો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

તા. ૯ : ૮ : '૩૯

# આપણો કાપડનો ઉદ્યોગ

—શ્રી. ડુંગરશી ધરમશી સંપટ—

### કપાસ – એનો આદિ દેશ ભારત

કપાસ એ કાચાં દ્રવ્યોનો રાજા છે. આજે કપાસની મુખ્ય પેદાશ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં થાય છે. દર વરસે દોઢથી બે કરોડ ગાંસડીઓ કપાસ ત્યાં થાય છે, પરંતુ ત્યાં કપાસ થવા માંડ્યે હજી એક જ સદી થયેલ છે. કપાસનો નિપજાવનાર આદિ દેશ તો હિંદ જ છે. આજે હિંદનો નંબર એમાં બીજો છે. હિંદમાં આજે દર વરસે પચાસથી સાઠ લાખ ગાંસડીઓ જેટલો કપાસ પેદા થાય છે. હિંદમાં પ્રાચીન કાળમાં કપાસ ઉત્પન્ન કરાતો તેના પુરાવા તરીકે ઋગ્વેદની એક ઋચા છે. એમાં રૂનાં વસ્ત્રો વિષે ઉલ્લેખ છે. અશ્વઆપન શ્રૌત સૂત્રોમાં પણ એને વિષે ઇશારો છે. મનુએ તો એ વિષે સ્પષ્ટ લખ્યું છે. ખ્રિસ્તી સનની પહેલાંના બધા ગ્રીક લેખકો હિંદના કાપડ માટે લખી ગયા છે. ઈસુના જન્મ પહેલાં ૧૫૦૦ વરસો અને તેના જન્મ પછી ૧૫૦૦ વરસો એ હિંદના કપાસનાં બનાવેલાં વસ્ત્રોના ઇજારાનાં વર્ષો હતાં.

હિરોડીટસ, સિકંદર સાથે ગયેલા ઇતિહાસકારો, સ્ટ્રેબારે અને પ્લીની–આ સર્વે પ્રાચીન લેખકો 'હિંદમાં એક જાતના છોડ ઉપર ઊન થાય છે' તેમ કહી નવાઈ તરીકે કપાસનું સૂચન કરે છે. રોમન સામ્રાજ્યના સમયમાં હિંદમાંથી રૂનાં વસ્ત્રોની આયાત ત્યાં કરવામાં આવતી. તે વખતે કાપડનો ઉપયોગ માત્ર શ્રીમંતો કરતા. મધ્યયુગમાં આરબો હિંદમાં બનતા શ્રેષ્ઠ નમૂનાના કાપડને વિષે લખી ગયા છે. પ્રસિદ્ધ મુસાફર માર્કોપોલો હિંદમાં કોરોમંડળ–કિનારાનાં શહેરોમાં થતાં સુંદર જાતનાં વસ્ત્રોનું વર્ણન કરે છે. યુરોપમાં સત્તરમી સદી સુધી મનાતું કે હિંદમાં એક જાતના છોડવા ઉપર ઘેટાં પાકે છે! એ કલ્પનાનાં બનાવેલાં ચિત્રો હજી મળે છે. હિંદમાંથી કપાસ ઉગાડવાની રીત આ પછી ચીનમાં ગઈ.

### હિંદના કાપડની શ્રેષ્ઠતા

કોઈ પણ આધુનિક યંત્ર ન કાંતી શકે એવું બારીક સૂતર હિંદની સ્ત્રીઓ હાથથી ચાલતા રેંટિયા ઉપર કાંતતી, પાદશાહોની હરમો માટે આ બારીક કાપડ બનતું. એક વીંટીમાંથી આખો તાકો પસાર થઈ જાય તે અમે બંગાળામાં જોયો છે. હવે એવા જૂના નમૂના થોડા જ રહ્યા છે, પરંતુ એક જમાનામાં એ સામાન્ય વાત હતી. બાદશાહ ઔરંગઝેબની શાહજાદી ઝયબુન્નિસાની સાત સાત પટોળાં પહેર્યાં છતાં મર્યાદા સચવાઈ નહોતી તે વાત જાણીતી છે. યુરોપિયન લેખકો તાજુબી સાથે લખી ગયા છે કે બંગાળના ઢાકા શહેરમાં બનતી મલમલ ઘાસ ઉપર પાથરી હોય તો ખબર ન પડે કે ત્યાં કોઈ વસ્ત્ર પડ્યું છે. સને ૧૬૬૦માં ટ્રેવેનિયર લખી ગયો છે કે હિંદી વસ્ત્ર જે કોઈ પહેરે છે તે છેટેથી વસ્ત્રવિહોણો જ લાગે એવાં બારીક એ વસ્ત્રો હોય છે. અઢારમી સદીમાં લેંકેશાયરના વણકરો હિંદી બારીક સૂતર મંગાવીને કોમળ વસ્ત્રો વણતા. ટ્રેવેનિયરે લખ્યું છે: ઈરાનનો એલચી પોતાના શાહ માટે રત્નજડિત નાળિયેર હિંદમાંથી લઈ ગયો. શાહે તે ખોલ્યું તો અંદરથી અત્યંત સુંદર રંગીન અને સ્વચ્છ મુલાયમ કાપડનો ૩૦ વારનો તાકો નીકળ્યો!

### હિંદના કાપડની જૂની પેદાશ

કપાસ અને કાપડ એ મૂળ હિંદનાં જ પાલિત છે એ હવે નિર્વિવાદ ઠર્યું છે. એની જાતો પણ અનેક હતી. મસલીપટ્ટમમાં સર્વશ્રેષ્ઠ રંગીન કાપડ બનતું. ઢાકામાં બારીક મલમલ બનતી. અમદાવાદ અને બનારસમાં કિનખાબ બનતું. કાલીકટમાં કેલીકો નામનું કાપડ બનતું. ખંભાતમાં ખાસ અરબસ્તાન, મલાકા અને બ્રહ્મદેશ માટે કાપડ બનતું.

ગુજરાતમાં બનતું કાપડ ઈરાન તાર્તરી, તુર્કી, સીરિયા, અરબસ્તાન, બાર્બરી, અને ઇથોપિયા ખાતે ચડતું.

હિંદમાં લાખો રેંટિયા, ચરખા અને શાળો ગૃહઉદ્યોગમાં રોકાયાં હતાં. દોઢ કરોડ માણસો એમાંથી ગુજરાન મેળવતાં હતાં. મરે લખી ગયો છે કે હિંદી કાપડ જગતના કોઈ પણ કાપડ કરતાં બારીકાઈ, સુંવાળપ, સુંદરતા અને વિવિધ ભાતોમાં ચડિયાતું છે.

સને ૧૬૨૨માં માત્ર ગુજરાતમાંથી જ ૫૦૦ ગાંસડી સૂતર વિલાયત ખાતે ચડયું હતું. ૧૬૭૭માં માત્ર ઈંગ્લેંડ ખાતે દોઢ લાખ પૌંડનું કાપડ હિંદમાંથી ગયું હતું. સને ૧૬૯૭ થી ૧૭૦૨ સુધીમાં કાપડની ચડગત દશ લાખ પૌંડની થઈ હતી ! અને આ જબરા વેપારમાંથી જબરો નફો ખાવા માટે જ તો ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના થઈ હતી ને !

### હિંદી કાપડની ચડગત બંધ થાય છે.

ઇંગ્લાંડના વણકરો હિંદી ઉદ્યોગને જોઈને બળી જવા લાગ્યા. એમણે પ્રજાકીય પાર્લામેન્ટને ફરિયાદ કરી. ૧૭૦૧માં પાર્લામેન્ટે પોતાની પ્રજાનું હિત વિચારી હિંદી કાપડ પહેરનાર ઉપર ૨૦૦ પૌંડના દંડનો કાયદો કર્યો. પરંતુ લોકોને હિંદી કાપડનો મોહ એટલો હતો અને ખુદ કાયદા ઘડનારાઓને એ વિના ચાલી શકે તેમ નહોતું એટલે કાયદો સખ્તાઈપૂર્વક ચલાવાતો નહોતો. પણ ૧૭૨૧માં હિંદી કાપડ કેલીકોનો ઉપયોગ એટલો વિશાળ થઈ ગયો કે તે વેચનારને ૨૦ પૌંડ અને ખરીદનારને પાંચ પૌંડ દંડનો નવો કાયદો સખ્તાઈપૂર્વક પળાવા માંડ્યો. એણે હિંદના કાપડને ફટકો માર્યો, યુરોપનાં બીજાં રાજ્યોએ પણ ઇંગ્લાંડની નકલ કરી હિંદી કાપડની આયાત ઉપર પ્રતિબંધો મૂકયા. આવી રીતે કરોડો રૂપિયાનો હિંદી માલ પરદેશ ખાતે નિકાશ થતો અટકી ગયો.

### હિંદી માલ ઉપર જકાતો

હિંદી વસ્ત્રો ઉપર વિલાયતમાં જે જકાતો એ વખતે પડવા માંડેલી તે વિષે વિલ્સન જણાવે છે: ઇંગ્લાંડમાં વણાતા કાપડ કરતાં હિંદી બનાવટનું કાપ૦ એટલે દૂરથી તે આવતું હોવા છતાં ૫૦-૬૦ ટકા જેટલું સસ્તું વેચાતું. આથી હિંદના માલ ઉપર ૭૦-૮૦ ટકા જકાત ઇંગ્લાંડની સરકારે નાખી. જો આ જકાત ન નાખી હોત તો માન્ચેસ્ટર અને પૈસીલીની મિલો બંધ પડી ગઈ હોત. સને ૧૭૬૭-માં આર્કરાઇટ અને હારગ્રેવની શોધોથી અંગ્રેજી યાંત્રિક શાળો શોધાઈ. સ્ટીવન્સને વરાળયંત્ર શોધી કાઢ્યું. સને ૧૭૯૦ લગભગ ઇંગ્લાંડમાં પહેલી કાપડ વણવાની મિલ સ્થપાઈ. સને ૧૮૩૫ સુધી હિંદી કાપડ ઉપર જકાત લેવામાં આવતી. અને જ્યારે અંગ્રેજી ઉદ્યોગ બરાબર વિકસી ગયો ત્યારે એટલે કે ૧૮૫૨માં એ જકાત ૫ ટકા કરી નાખી. એ દરમિયાન હિંદમાં પણ અંગ્રેજી હકૂમત ઠીક જામી ગઈ હતી એટલે પરિસ્થિતિનું વહેણ ઊલટું ચાલ્યું. ૧૮૪૦માં ઇંગ્લાંડની મિલોનું ઝીણું સૂતર ઢાકામાં વપરાવા લાગ્યું. મિલના ૪૦ થી ૨૦૦ નંબરના સૂતર સાથે હાથથી કાંતનારીઓનું સૂતર હરીફાઈમાં હવે ટકી શકે તેમ નહોતું એટલે એમનો ઉદ્યોગ નાશ પામ્યો—ત્રીસ વર્ષની મુદતમાં ત્રણ હજાર વર્ષનો જૂનો ગૃહઉદ્યોગ એક રાજસત્તાની કુટિલતાએ નાશ પામ્યો ! લાખો રેંટિયા ચૂપ થઈ ગયા.

અને કામ અહીં જ ન અટક્યું. જો હિંદમાં જ હિંદી કાપડને ઊભવું મુશ્કેલ થઈ પડ્યું તો બીજા દેશમાં તો તે ક્યાંથી જ ઊભું રહી શકે ? એક પછી એક, પણ બહુ ઝપાટાભેર યુરોપ, એશિયા અને આફ્રિકાના દેશોનો વેપાર હિંદના હાથમાંથી સરકી જવા લાગ્યો.

### લેંકેશાયરનું કાપડ હિંદ સર કરે છે.

લેંકેશાયરની મિલોનો માલ હવે હિંદમાં પુષ્કળ આવવા લાગ્યો હતો. ઈંગ્લાંડની સરકાર એ જ હિંદની સરકાર હતી એટલે બંને સરકારની મહેરબાની આ ઉદ્યોગ ઉપર હતી. આથી હિંદનાં ચરખા અને શાળો બંધ થયાં, એટલું જ નહિ પણ જે જે દેશોમાં હિંદી કાપડ જતું ત્યાં લેંકેશાયરનું કાપડ પેસી ગયું. ૧૮૫૮ સુધી હિંદમાં પોતાનાં ગામડાંઓની જરૂરિયાતો

માટે વીશ લાખ શાળો ચાલતી હતી. તેટલાથી ૨૬ ટકા હિંદી પ્રજાની જરૂરિયાતો પૂરી પડાતી હતી. ૭૪ ટકા માટે લેંકેશાયરનું કાપડ જવાબદાર હતું. સને ૧૮૫૮ માં આઠ લાખ પૌંડની કિંમતનું કાપડ હિંદમાંથી નિકાસ થયું હતું જ્યારે ૫૬ લાખ પૌંડનું કાપડ લેંકેશાયરથી હિંદમાં આવ્યું હતું. સને ૧૯૦૯ થી ૧૯૧૩ સુધી દર વરસે ૨૫૦ કરોડ વાર કાપડ લેંકેશાયરથી હિંદ આવતું હતું, સને ૧૯૨૭માં ૧૫૨ કરોડ વાર, સને ૧૯૨૮માં ૧૪૪ કરોડ વાર, સને ૧૯૨૯માં ૧૨૬ કરોડ વાર અને સને ૧૯૩૫–૩૮માં ૩૪ થી ૩૫ કરોડ વાર આવ્યું. છેલ્લે એ કાપડની હિંદમાં આયાત ઘટી ગઈ તેનું કારણ આપણી રાષ્ટ્રીય હિલચાલ અને આપણા મિલઉદ્યોગનો વિશાળ વિકાસ છે.

## હિંદમાં મિલોની સ્થાપના

છેક સને ૧૮૧૭માં કલકત્તાની હુગલી નદીના કિનારે ઓવરિયા મિલ સ્થપાઈ હતી, પરંતુ તે નિષ્ફળ ગઈ હતી. સને ૧૮૫૧માં ભરૂચમાં એક મિલ સ્થપાઈ હતી. ચીન ખાતે જાડા સૂતરનો મોટો જથ્થો જવા લાગ્યો. સને ૧૮૭૬માં ૪૭ મિલો સ્થપાઈ હતી. એ પછી સંખ્યા ચડતી ગઈ તે સને ૧૮૭૭માં ૫૧, ૧૮૮૫માં ૮૭ મિલો, ૧૮૮૭માં ૧૦૩, ૧૮૯૨માં ૧૪૨, ૧૯૦૦માં ૧૯૩, ૧૯૧૦માં ૨૬૩, ૧૯૨૨માં ૨૯૮, ૧૯૨૯માં ૩૪૪, ૧૯૩૬માં ૩૦૯ અને ૧૯૩૮માં લગભગ ૪૦૦ સુધી મિલોની સંખ્યા થઈ. અગાઉની મિલો નાની અને હલકાં યંત્રોવાળી હતી. હવે જે મિલો થતી જાય છે તે સરસ બને છે. તેમાં યંત્રો નવાં નવાં દાખલ થાય છે. મિલોનું મુખ્ય મથક મુંબઈ છે પરંતુ અમદાવાદ ખૂબ વિકાસ પામે છે અને મુંબઈને પહોંચી જાય તેવી આશા છે. બીજે નંબરે અમદાવાદ અને ત્રીજે નંબરે કોઇમ્બતુર (મદ્રાસ) આવે.

## લેંકેશાયરનાં હિતો

વિલાયતમાં લેંકેશાયરને માટે હિંદી વજીરે ભૂતકાળમાં સતત પરિશ્રમ ઉઠાવ્યો છે. ૧૮૭૪ની સાલમાં લૉર્ડ સેલિસબરી હિંદી વજીર હતા, તેમણે હિંદી સરકારની ઉપરવટ થઈને અંગ્રેજી માલને હિંદમાં રક્ષણ આપવાની તેને ફરજ પાડી હતી. વૉયસરોય લૉર્ડ લિટન અને ખજાનચી લૉર્ડ સ્ટ્રેચી તેને સાનુકૂળ હતા. એ સમયે લેંકેશાયર હિંદનો કપાસ લેતું હતું. હિંદનો કપાસ લેંકેશાયરને સસ્તો પડે તે માટે સને ૧૮૭૮ માં તેના પરની નિકાસ–જકાત લેવી બંધ કરી હતી. એ જ વરસમાં વિલાયતથી હિંદમાં આયાત થતું કેટલુંક સાદું કાપડ, જેની સામે હિંદી મિલો હરીફાઈ કરતી, તેના ઉપરની આયાત–જકાત માફ કરી લેંકેશાયરના માલને હિંદમાં સસ્તો કર્યો હતો.

હિંદી સરકાર ઉપર વિલાયતથી વારંવાર દબાણ કરવામાં આવતું હતું. એ રાજદ્વારી દબાણથી હિંદી સરકાર મુક્ત રહી શકે તેમ નહોતી. સને ૧૮૭૯ માં વળી ૩૦ નંબરની નીચેના સૂતરમાંથી બનાવેલું કાપડ લેંકેશાયરથી હિંદ આવે તે ઉપરની આયાત–જકાત માફ કરી. વૉયસરોય લૉર્ડ લિટને પોતાની કાઉન્સિલના મતની અવગણના કરીને આ પગલું ભર્યું હતું. હિંદી વજીર લૉર્ડ સેલિસ્બરીએ પણ ઇન્ડિયા કાઉન્સિલના મતને કોરે મૂકીને આ જકાતમાફીને બહાલી આપી. સને ૧૮૮૨ માં લેંકેશાયરના પાર્લામેન્ટના સભ્યોની મોટી લાગવગને અધીન થઈ હિંદમાં આવતા વિલાયતી માલ ઉપરની આયાત–જકાતની 'ફ્રી ટ્રેડ'ને નામે બિલકુલ બંધી થઈ. હિંદને આ જબરો ખુલ્લો ગેરઇન્સાફ હતો.

ફરીને સને ૧૮૯૨માં વિલાયતી કાપડ ઉપર પાંચ ટકા જકાત નંખાઈ. એનું કારણ હિંદી સરકારને નાણાંની તંગી જણાઈ હતી એ હતું. પરંતુ લેંકેશાયરે આની સામે મોટો વાંધો લીધો એટલે એને રાજી કરવા ૧૮૯૬માં હિંદી મિલોમાં તૈયાર થતા કાપડ ઉપર ૩॥ ટકા આંતરિક જકાત નાખી હિંદી માલને મોંઘો કરી લેંકેશાયરના માલનો માર્ગ મોકળો કર્યો. વીશ વર્ષના લાંબા ગાળા સુધી આ દુઃખમય અને શરમજનક સ્થિતિ ચાલુ રહી. હિંદી વર્તમાનપત્રો, રાજદ્વારીઓ, મહાસભા, ધારાસભાના સભ્યો, અને મિલમાલિકોની બૂમો, ભાષણો, અરજીઓ અને લાગવગોની અંગ્રેજ રાજદ્વારીઓ ઉપર કાંઈ અસર થઈ નહિ.

### મહાયુદ્ધ પછી હિંદી મિલોને રાહત

મહાયુદ્ધમાં જગતનું આર્થિક બંધારણ બદલ્યું. હિંદે ઇંગ્લેંડને મદદ તરીકે મહાયુદ્ધમાં એક અબજ રૂપિયા અને સેંકડો સિપાહીઓ અને સેવકો ભેટ ધર્યા. મહાયુદ્ધના ખર્ચનો ખાડો પૂરવા માટે સને ૧૯૧૭માં ૭ાા ટકા જકાત નાખવી પડી. ખર્ચને વધુ સારી રીતે પહોંચી શકવા ૧૯૨૧માં ૧૧ાા ટકા જકાત નાખવામાં આવી. ખજાનચી સર માલ્કમ હેલીએ બે શિલિંગનું હૂંડિયામણ ટકાવવાના લોભમાં ૪૫ કરોડ રૂપિયાનું બલિદાન આપ્યું. એટલે એ ખાડો પૂરવા વળી જકાત વધારવી પડી. છેક સને ૧૯૨૫માં હિંદી મિલોના બનાવેલા માલ ઉપરની આંતરિક જકાત કાઢી નાખવાનું બની શક્યું. હવે હિંદને થોડી જકાતી સ્વતંત્રતા મળી હતી. મુંબઈની કાપડની મિલોની સ્થિતિ સુધારવા માટે સને ૧૯૩૦–૩૧ માં બ્રિટિશ કાપડ ઉપર ૧૨–૧૫ ટકા જકાત નંખાઈ.

### પણ પરદેશીમાં બ્રિટિશ માલને પસંદગી

પણ હિંદમાં બીજા દેશોનું કાપડ બ્રિટિશ કાપડ કરતાં વધુ ન ફાવવું જોઈએ એ દૃષ્ટિ તો કાયમ હતી એટલે જ્યારે બ્રિટિશ કાપડ ઉપર ૧૫ ટકા જકાત હતી ત્યારે બીજા દેશોના કાપડ ઉપર ૨૭ ટકા જકાત હતી. હિંદી સરકારના ખર્ચનો આંકડો તો વધતો જ રહે એટલે વધારાના ખર્ચાને પહોંચી વળવા જકાતો વધતી જ ગઈ. સને ૧૯૩૧માં એ જકાતમાં પાંચ ટકાનો વધારો થયો. સપ્ટેંબર ૧૯૩૧ના વધારાના બજેટમાં ૨૫ ટકા સરચાર્જનું લાકડું ઘૂસ્યું. આથી પરદેશી કાપડ ઉપર ૩૧ા ટકા અને બ્રિટિશ કાપડ ઉપર ૨૫ ટકા જકાત થઈ. જાપાનિઝ કાપડની ભીંસ આ સમયે બહુ હતી એટલે એના ઉપર (૧૯૩૨ ના ઑગસ્ટ માસથી) ૫૦ ટકા જકાત નાખી. એપ્રિલ ૧૯૩૪માં જાપાન સાથેના બ્રિટિશ વેપારી કરારો પૂરા થયા એટલે જાપાન અને યુરોપના બાકીના દેશોના માલ ઉપર ૭૫ ટકા જકાત નાખી.

સને ૧૯૩૩ માં ઓટાવા–કરારો મુજબ બ્રિટિશ માલને ખાસ પસંદગી આપવામાં આવી. તે પછી તરત મોદી–લીઝ કરારો થયા, એ અનુસાર બ્રિટિશ કાપડ ઉપર માત્ર ૨૦ જ ટકા જકાત લેવાનું ઠર્યું. સને ૧૯૩૬માં જાપાન સાથે નવા કરારો થયા તેમાં જાપાન ૧૫ લાખ રૂની ગાંસડીઓ હિંદમાંથી લે તેના બદલામાં તે ૪૦ કરોડ વાર કાપડ હિંદમાં મૂકી શકે એવા કરાર નીચે તેના પરની જકાત ૫૦ ટકા કરી નાખી. બ્રિટનને જકાત ૨૦ ટકા અને જાપાનને ૫૦ ટકા આપવી પડે છે પણ બંને ૪૦–૪૦ કરોડ વાર કાપડ જેટલો માલ હિંદ ચડાવે છે.

ત્રણ વરસો થયાં લાગટ પ્રયત્નો છતાં હિંદ અને લેંકેશાયરનાં હિતો પરસ્પર વિરુદ્ધ હોવાથી કરારો થઈ શકતા નહોતા. એ માટે હિંદી વેપારી–સભ્ય સર ઝફરૂલ્લાખાન ત્રણ વખત વિલાયત જઈ આવ્યા. છેવટે દબાણને વશ થઈને કરારો થઈ ગયા છે. એ કરારો હિંદી વેપારી સલાહકારોના મનને અવગણીને થયા છે. એ કરારો ત્રણ વરસો માટે છે. લેંકેશાયરનું કાપડ દર વરસે ૪૨ા કરોડ વાર આયાત કરવાનું છે. હમણાં ૩૫ કરોડ વાર આયાત થાય છે. વિલાયતી કાપડ ઉપર ૧૫ થી ૧૭ાા ટકા જકાત રાખવામાં આવી છે–અઢીથી પાંચ ટકા ઘટાડવામાં આવી. બદલામાં લેંકેશાયર પહેલે વર્ષે ૫ લાખ, બીજે વરસે ૫ાા લાખ અને ત્રીજે વરસે ૬ લાખ ગાંસડી રૂ હિંદમાંથી ખરીદે (હમણાં પણ ૭ લાખ ગાંસડી તો ખરીદે જ છે). વિલાયતી કાપડની આયાત ૪૨ા કરોડ વારથી ઘટે તો જકાત ઘટાડવી અને વધે તો વધારવી એવો એક નિયમ સ્વીકાર્યો છે. પણ આ કરારો હિંદની તરફેણમાં ગણાતા નથી. હિંદી વેપારીઓ એની તારીફ કરતા નથી. ૧૮ પેન્સનો મોંઘો રૂપિયો સ્થિર કરવામાં આવ્યો છે તેથી પણ લેંકેશાયરને ૧૨ાા ટકાનો ચોખ્ખો લાભ મળશે.

### જાપાની કાપડની હરીફાઈ

હિંદી કાપડને ગૂંગળાવવામાં એક બાજુ લેંકેશાયરે આવો ભાગ ભજવ્યો અને બીજી બાજુ જાપાને એક સાવ નિરાળી પદ્ધતિથી પોતાનું કાપડ અતિ સસ્તું કરી હિંદમાં ઘુસાડીને ભાગ ભજવ્યો. જાપાન હિંદમાં-થી કપાસ ખરીદે, તેની ઉપર સ્ટીમર અને રેલવેનાં

નૂર, મજૂરી, બંદરી જકાત અને બીજાં ખર્ચ વેરે, એનું કાપડ બનીને હિંદ આવે ત્યારે એના ઉપર ૫૦ ટકા જકાત પડે અને છતાં તે કાપડ સસ્તું પરવડે ! એની હરીફાઈમાં હિંદની કે લેંકેશાયરની મિલો ઊભી રહી શકતી નથી. દરેક વિરોધી સંયોગને એ પહોંચી વળે છે અને સસ્તું કાપડ હિંદમાં અને દુનિયાની બીજી બજારોમાં મૂકે છે. એનું કાપડ વારના દોઢ આના સુધી સસ્તું ગયું છે. અમેરિકા અને લેંકેશાયરમાં પણ તે હરીફાઈ કરી શકે છે. સૌ એની આ રમત જોઈને અજાયબ થાય છે.

### જાપાનિઝ કાપડની આયાતનો ઇતિહાસ

લડાઈ પહેલાં જાપાની કાપડ બજારોમાં ઓછું આવતું હતું. લડાઈ પહેલાં એની આમદાની માત્ર ૩૧ા લાખ વાર હતી. પરંતુ યુરોપનાં રાજ્યો લડાઈમાં રોકાયાં તે તક સાધી તેણે પોતાનો મિલઉદ્યોગ વધારી લીધો. એણે સસ્તું કાપડ વેચવું શરૂ કર્યું. હિંદખાતેની એની નિકાસ ૩૦૦ ગણી વધી ગઈ! લડાઈ દરમિયાન એની સરેરાશ નિકાસ ૯ાા કરોડ વારની થઈ. લડાઈ પછીનાં વર્ષોમાં પણ એણે ધીમી પણ ચોક્કસ પ્રગતિ કર્યે રાખી. લડાઈ પછી સરેરાશ ૧૧ા કરોડ વારની એની નિકાશ હતી. હિંદી સરકારે એના ઉપર જકાતો વધારવા માંડી છતાં એનું કાપડ વધારે ને વધારે આવવા લાગ્યું.

હિંદી મિલોને એની હરીફાઈનો બહુ ડર લાગ્યો. સને ૧૯૩૧માં સપ્ટેંબરમાં ઇંગ્લેંડે સોનાનું ધોરણ છોડયું. જાપાને કાચો માલ અગાઉથી ખૂબ ભરી રાખ્યો હતો—એણે પણ સોનાનું ધોરણ છોડી દીધું. આમ કરીને એણે પોતાના સિક્કા યેનના ભાવ ૨૦૦માંથી (૧૦૦ રૂપિયાના) ૭૫ સુધી લાવી દીધા. હૂંડિયામણના ભાવ ઘટતાં જાપાનના નિકાશ–વેપારને ખૂબ ઉત્તેજન મળ્યું. હિંદમાં જાપાની કાપડની આયાત ખૂબ વધવા લાગી. હિંદી મિલોએ એ સામે સખ્ત પોકાર કર્યો. પરિણામે પ્રથમ એના પર ૩૧ા ટકા, પછી ૫૦ ટકા અને છેલ્લે ૭૫ ટકા આયાત–જકાત પડી. છેલ્લી જકાતથી જાપાન નારાજ થયું. હિંદી કપાસની એની ખરીદી મોટામાં મોટી હતી, એણે હિંદી કપાસનો બહિષ્કાર પોકાર્યો એટલે હિંદી સરકારને એની સાથે કરારો કરવાની ફરજ પડી.

હિંદી સરકારે જાપાનના વેપારી–પ્રતિનિધિઓને સિમલા બોલાવ્યા અને ૧૯૩૬માં ઘણી વાટાઘાટોને અંતે નક્કી થયું કે જાપાન હિંદમાં ૪૦ કરોડ વાર કાપડ મોકલી શકે, બદલામાં હિંદ પાસેથી ૧૭ લાખ ગાંસડી રૂ તે ખરીદ કરે. ૧૯૩૭–૩૮માં જાપાને હિંદમાં ૩૦ કરોડ વાર કાપડ મોકલ્યું હતું અને બદલામાં ૨૦ લાખ ગાંસડી રૂ ખરીદ્યું હતું. જાપાની કારખાનાં-ઓને હિંદી રૂ બહુ અનુકૂળ પડે છે. આ વરસે જાપાન ૩૫ કરોડ વાર હિંદમાં મોકલશે. પણ સૂતરાઉ સિવાય સસ્તું રેશમી કાપડ જાપાન એટલા મોટા પ્રમાણમાં મોકલે છે કે તેથી આપણા કાપડ–ઉદ્યોગને મોટો ધક્કો લાગે છે. વળી પોતાનું કાપડ વધારે પ્રમાણમાં હિંદમાં ઘૂસી શકે તે માટે તેણે કાપડનો પનો પણ વધાર્યો છે. આવતા વરસે જાપાન સાથેના કરારો પૂરા થાય છે એટલે નવા કરારોની વાટાઘાટો શરૂ થઈ ગઈ છે. પણ હમણાં અંગ્રેજો સાથે જાપાનને તકરાર થઈ હોવાથી કરારો લંબાશે એમ લાગે છે.

### જાપાની અને હિંદી ઉદ્યોગની સરખામણી

અહીં આપણે તો એ વસ્તુ વિચારવા યોગ્ય છે કે જાપાન પોતાના માલને આટલો સસ્તો કેમ બનાવી શકે છે ?

ઉદ્યોગનું સંગઠન, પોતાની જ સરકાર, કેળવાયેલ કામદારવર્ગ, ઊંચી જીવનશક્તિ, વેપારની દીર્ઘદર્શિતા અને સાધનોની વિપુલતા—આમ ઘણાં કારણો એની પાછળ છે. બીજા સ્વતંત્ર દેશો કેટલીક બાબતોમાં જાપાન કરતાં વધુ સગવડો ભોગવે છે, પરંતુ તેઓમાં જાપાન જેટલું રાષ્ટ્રઐક્ય અને નીચું અને સાદું જીવનધોરણ ન હોવાથી તેઓ જાપાનની કક્ષાએ આવી શકતા નથી. હિંદને જાપાન સાથે નીચેની બાબતોમાં જુદું પડતું કહી શકાય કે જે કારણે હિંદ પછાત રહ્યું છે અને જાપાન આગળ વધી રહ્યું છે.

[અપૂર્ણ]

# जीवनदर्शनो

श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

પ્રસ્થાનત્રયીની એકવાક્યતા કરી બતાવે તે આચાર્ય, એમ આપણા વિદ્વાન ધાર્મિકોએ નક્કી કર્યું છે. પ્રસ્થાનત્રયી એટલે શું ? ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતા. ઉપનિષદો એ આપણા ઋષિઓનો મૌલિક અનુભવ અને મૌલિક વિચાર છે. બ્રહ્મસૂત્રો એ ઉપનિષદોનાં વચનોમાંથી નીતરતું દાર્શનિક શાસ્ત્ર છે. અને ગીતા એ એ જ ઉપનિષદોમાંથી તૈયાર કરેલું દિવ્ય રસાયન છે. ગીતા એ ઉપનિષદોનું અત્યન્ત વ્યાપક જીવનભાષ્ય છે.

એટલે મૂળ વસ્તુ તો ઉપનિષદમાં સંઘરેલો જીવન્ત અને પ્રામાણિક અનુભવાત્મક વિચાર જ છે. એ બધાની જે એકવાક્યતા કરી શકે, એટલે કે એ ઉદ્‌ગારોમાંથી એકરૂપ સળંગ જીવનરહસ્ય નિચોવી કાઢી આપે તે જ આચાર્ય, તે જ જીવનસ્વામી.

જીવનનાં અખિલ તત્ત્વોની મીમાંસા જેમાં કરેલી હોય, એક સાર્વભૌમ તત્ત્વથી એકેએક સવાલનો ઉકેલ જેમાં આણેલો હોય, બુદ્ધિનું જે સમાધાન કરે, હૃદયને સંતોષે, કર્મને પ્રેરે, અને એ ત્રણેનો સમન્વય કરી પુરુષાર્થને અન્તે વિજયી શાન્તિ મેળવી આપે, તે દર્શન. એવું દર્શન જોનાર તે ઋષિ. અને એનો વ્યાસ તે આચાર્ય.

આજના જમાનામાં જીવનના બધા જ મુખ્ય સવાલોનો ઉકેલ આણનાર કેટલાંક દર્શનો પ્રવૃત્ત થયાં છે. સંપત્તિશાસ્ત્ર એ એવું એક દર્શન છે. એ માને છે અને કહે છે કે સંપત્તિના પ્રયોગથી એકેએક વસ્તુ સફળ થઈ શકે છે. સંપત્તિના ક્ષેત્રમાં જે નથી જ આવતું તેની ઉપેક્ષા કરવી એમ એ દર્શન કહે છે. આ ઉપેક્ષાની સલાહને લીધે એ દર્શન અધૂરું કે અપંગ ન ગણાય. વેદાન્ત પણ જગતની અને માયાની ઉપેક્ષા જ સૂચવે છે ને !

વૈદક એ પણ એક દર્શન છે. એ કહે છે કે આત્મરક્ષા એ પરમધર્મ છે, અને બધી જાતના કામોપભોગ ભોગવવાની શક્તિ કેળવી વધારેમાં વધારે જીવવું એ જીવનનો પરમ પુરુષાર્થ છે.

રાજસત્તા એ પણ એક દર્શન છે. સૈન્યબળ અને કાયદાનું બળ એ એનાં દ્વિવિધ સાધન છે. દુનિયાનાં તમામ દુઃખોનું ઓસડ સત્તાના યોગ્ય ઉપયોગમાં છે એમ એ માને છે. જે કંઈ સામાજિક આપત્તિ દૂર કરવી હોય અથવા સામાજિક અભિલાષ પૂરો પાડવો હોય તે બધો ડહાપણભર્યા કાયદા કરવાથી અને તે કાયદાનો અમલ કરવાની શક્તિ કેળવવાથી થઈ શકે છે.

જગદ્‌વ્યાપી વેપાર અને વિનિમય એ પણ દર્શનની કોટિએ પહોંચવાને ઉમેદવાર છે. ભૂખ એ જીવનનું મુખ્ય કારણ છે. જ્યાં ભૂખ જણાય ત્યાં તે તૃપ્ત કરો, એટલે જીવનનું મુખ્ય કાર્ય થયું.

દુનિયાનો દરેક ધર્મ તો જીવનના એકેએક સવાલનું નિરાકરણ કરવા માટે જ અવતર્યો છે. દરેકને થાય છે કે જીવનનું રહસ્ય અમે જ બરાબર જાણ્યું છે. લોકો એનું સેવન કરે એટલે એમને સુખ મળવાનું જ. અથવા એમને જે કંઈ મળશે તે જ સાચું સુખ છે.

આજકાલ કળા પણ પોતે સંપૂર્ણ દર્શન હોવાનો દાવો કરે છે. દુઃખની વાત એટલી જ છે કે એ પોતે પોતાનું સ્વરૂપ જ જાણતી નથી. દરેક વાત સહેલી, આહ્‌લાદક અને અનુકૂળ કરવાનું બીડું કળાએ ઝડપ્યું છે. જે સવાલો ધર્મને વિકટમાં વિકટ લાગ્યા છે તે અત્યંત સહેલા અને સુખસાધ્ય કરી શકવાનું જાદુ પોતાની પાસે છે એ કળાનો મોટો દાવો છે.

દરેક દર્શન સ્વયંભૂ સમ્રાટ જેવું હોય છે. પોતાની શક્તિથી પોતે બધું કરી શકે, પોતાને બીજા કોઈની મદદની જરૂર નથી, પોતે અસહાય નથી, મદદ લે તો તે ઉદારતા બતાવવા અને ઉત્તેજન આપવા ખાતર જ, એવી વૃત્તિ દરેક દર્શનની હોય છે. એના વગર એનામાં દર્શનત્વ કેમ આવી શકે ? યહૂદી લોકોના પરમેશ્વરની પેઠે દરેક દર્શન એ દ્વિતીયાક્ષમ–આખાબોલો ઈશ્વર હોય છે.

કેટલાક લોકો દરેકમાંથી થોડુંક થોડુંક સારું તત્ત્વ ભેગું કરી સારાપણાનો સંપૂર્ણ મસાલો તૈયાર કરવા માગે છે. પણ દર્શનોનો સ્વભાવ જ એવો છે કે બીજા સાથે એ ભળે નહિ. તેલ પાણી ભળે નહિ, ખાંડ મીઠું ભળે નહિ, તેમ બે દર્શનો મળીને ન ચાલે. એમનો ખીચડો કરવાથી એ જાતે પણ બગડી જાય છે અને જીવનને પણ બગાડી મૂકે છે. છતાં માનવસ્મૃતિની શરૂઆતથી મનુષ્યજાત તો દરેકમાંથી થોડુંક થોડુંક ભેગું કરીને જ પોતાનું જીવન નભાવતી આવી છે. અશ્રદ્ધાળુ માણસજાત પોતાની જવાબદારી એક હાથમાં સોંપે જ નહિ. બધાં દર્શનોની સમિતિ નીમી પોતાનું કારભારું એના હાથમાં સોંપે છે.

માણસજાતને આને લીધે સગવડ ભલે ઘણી થઈ હોય, સુરક્ષિતતા પણ જણાઈ હોય, પણ એ ક્રમ ઉન્નતિને માટે યોગ્ય નથી. એક એકના હાથમાં જીવન સોંપીને માણસજાતે કેટલાક પ્રયોગો કર્યા, પણ એમાં એને હમેશાં પસ્તાવું પડ્યું છે. પણ એમાં વાંક દર્શનોનો નથી, વાંક માણસજાતની અધીરાઈનો જ છે. દરેક દર્શને જીવનનો વહીવટ હાથમાં લેતાં પહેલાં જે કોલકરાર કર્યા છે તેમાં એણે આકરી શરત એ મૂકી છે કે અમારો પ્રયોગ એકાગ્રતાથી બહુ જ દીર્ઘ કાળ સુધી કરવા દેવો જોઈએ. આ ધીરજની શરત માણસજાત પાળી શકી નથી. તેથી એકે દર્શનની પૂરી કસોટી થયાનું સમાધાન નથી મળ્યું તે દર્શનને કે નથી મળ્યું માણસજાતને. માણસજાતને નજીકનો લાભ જોઈએ છે અને પરિણામે સુંદર ફળ પણ જોઈએ છે. અગ્રે, વચ્ચે અને અન્તે લાભદાયક, સુખદાયક અને સહેલું હોય એવું કાંઈક માણસજાતને જોઈએ છે. આ ઇચ્છા ગમે તેટલી સ્વાભાવિક હોય તોયે જીવનધર્મથી એ વિરુદ્ધ છે. ધીરજ કહે છે કે જેમ મધરાત વિના સૂર્યોદય નહિ તેમ નિરાશામાંથી પસાર થયા વગર આશાનાં સુવર્ણકિરણો શ્રદ્ધા પણ બતાવી શકતી નથી.

દર્શનોના આ મહાન સ્વયંવરમાં માણસજાતને હાથે માળ પહેરવા એક દર્શનરાજ ઉપસ્થિત થયો છે. એનું નામ છે શિક્ષણ. શિક્ષણ એ અદ્‌ભુત જડીબુટ્ટી છે, અલૌકિક રસાયન છે, અમૃતસંજીવની છે, કામધેનુ છે, કલ્પલતા છે. જેટલું ઇચ્છો તે બધું છે અને તેના ઉપરાંત પણ છે. સત્યયુગ આણવાની તાકાત તો એની જ છે—એ જાતનો દાવો શિક્ષણના દર્શનકારોનો છે. એ દર્શનનું સ્વરૂપ, એની માગણી, એના કલાકારો, એની શરતો અને એની ફલશ્રુતિ આપણે ધ્યાનપૂર્વક સાંભળવી જોઈએ. સંભવ છે કે આ છેલ્લો રાજપુત્ર જ સ્વયંવરમાં ફાવી જશે. અત્યાર સુધી કોઈ ન ફાવ્યું એટલે શિક્ષણ પણ નહિ ફાવે એવું અનુમાન કાઢવામાં અણછાજતી ઉતાવળ થવાનો પણ સંભવ છે. દરેકનું સાંભળતા આવ્યા છીએ, શિક્ષણનું પણ સાંભળીએ.

❁

# આપણી સ્વરાજયાત્રા

## શ્રી. કાન્તિલાલ શાહ

### બંગાળનો પ્રશ્ન

બંગાળ પ્રાંતિક સમિતિની કાર્યવાહીની છેલ્લી બેઠક વિષે રાષ્ટ્રપતિએ પોતાનો ચુકાદો પ્રગટ કરી દીધો છે. એ ચુકાદાને બંગાળ કઈ દૃષ્ટિએ જોશે તે સમજવાનું મુશ્કેલ નથી રહ્યું. સુભાષબાબુએ આ ચુકાદા ઉપરનું પોતાનું મંતવ્ય જાહેર કરતાં કહ્યું છે કે એમાં ભારોભાર અન્યાય રહ્યો છે આપણે એ ચુકાદાને સમજવા માટે એની પૂર્વભૂમિકા જોઈએ.

બંગાળ પ્રાંતિક સમિતિનું આજનું કાર્યવાહકમંડળ એ રીતસર ચૂંટાયેલું મંડળ નથી, પરંતુ સુભાષબાબુને પ્રાંતિક સમિતિના પ્રમુખ ચૂંટયા પછી સર્વાનુમતે એમના હાથમાં કારોબારી રચવાની સત્તા આપી તેનું પરિણામ છે. આવી સત્તા આપવાનું કારણ તે દિવસે એ હતું કે એમ કરવાથી સુભાષબાબુ, જે તે દિવસે મહાસભાના સરનશીન હતા, તે બધા પક્ષોને પોતાની વિશાળ પાંખમાં સમાવી શકે અને બંગાળનું ડહોળાયેલું રાજકારણ શાંત થાય. પરંતુ સુભાષબાબુએ જે નિમણૂક કરી તેથી પ્રફુલ્લ ઘોષ, કિરનશંકર રોય વગેરે લઘુમતિ-પક્ષોને સમાધાન ન થયું. એ નિમણૂકમાં એમને પક્ષપાત લાગ્યો. સુભાષબાબુને સત્તા આપતી વખતે નક્કી એમ થયેલું કે બધા પક્ષો સાથે સલાહ કર્યા પછી જ એમણે કાર્યવાહકમંડળની નિમણૂક કરવી. પરંતુ સુભાષબાબુએ એમ કરવાનું વ્યાજબી નહોતું ધાર્યું. આ કાર્યવાહકમંડળમાં સુભાષબાબુના પક્ષના સભ્યોની સંખ્યા ૧૧૧ અને લઘુમતિ પક્ષોની સંખ્યા માત્ર ૩૭ની હતી. કાર્યવાહકસમિતિની પહેલી જ બેઠકમાં પ્રફુલ્લ ઘોષે પોતાનો અસંતોષ પ્રગટ કરતો ઠરાવ રજૂ કર્યો હતો, પરંતુ પ્રમુખે-સુભાષબાબુએ-એ ઠરાવને ગેરકાયદે ઠરાવેલો. આ નિમણૂક છેક જૂન માસમાં થયેલી તે પણ જાણવા જેવું છે.

એ પછી કાર્યવાહકમંડળની બીજી એક સભા થયેલી ને એમ લાગેલું કે જેમ થયું છે તેમ હવે ચાલશે, પરંતુ ત્યાં તો મુંબઈની મહાસમિતિએ એક એવો ઠરાવ કર્યો કે જેને લઈ ૧૪૮ સભ્યોની પ્રાંતિક સમિતિમાં માત્ર ૩૭ સભ્યોની લઘુમતિ પણ સુભાષબાબુને ખૂંચી. મહાસમિતિનો ઠરાવ ચૂંટણીના ઝઘડા અંગે પંચની નિમણૂક બાબતનો હતો. એ ઠરાવ પ્રમાણે દરેક પ્રાંતિક સમિતિના કાર્યવાહકમંડળે શક્ય હોય તો સર્વાનુમતે અને નહિ તો છેવટ ૩/૪ બહુમતિથી એ પંચની નિમણૂક કરવાની હતી. જો બંગાળ પ્રાંતિક સમિતિએ એટલે કે સુભાષબાબુએ આખું તંત્ર પોતાની જ ઇચ્છા પ્રમાણે ચલાવવું હોય તો એમને ૩૭ સભ્યોની લઘુમતિ ભારે અડચણરૂપ હતી. આ વિકટ પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવા માટે એમણે આખી જ કાર્યવાહકસમિતિ, જે પોતાની જ નીમેલી હતી તે, બદલી નાખવાનો નિર્ણય કરી લીધો. રાજેનબાબુનો ચુકાદો કહે છે કે એમ કરવા માટે અયોગ્ય રીતે રીકિવઝીશન મેળવી પ્રાંતિક સમિતિની બેઠક બોલાવી. પ્રાંતિક સમિતિની બેઠક બોલાવવા માટે સાત દિવસની મહેતલ આપવી જોઈએ તે પણ પૂરી ન અપાઈ અને એ રીતે તા. ૨૬મી જુલાઈએ મળેલી પ્રાંતિક સમિતિએ-જેમાં લઘુમતિ-પક્ષ વિરોધ નોંધાવી ગેરહાજર રહ્યો હતો-જૂની કાર્યવાહકસમિતિને કશું કારણ આપ્યા વિના રદ કરી નવી કાર્યવાહકસમિતિ ચૂંટી લીધી, જેમાં લઘુમતિ-પક્ષની સંખ્યા માત્ર ૧૩ની રહી. આ કાર્યવાહકસમિતિએ તા. ૩૦ મીની પોતાની બેઠકમાં પંચની નિમણૂક કરી લીધી.

રાષ્ટ્રપતિનો ચુકાદો પૂરતી વિગતો સાથે પ્રગટ થયો છે, ને અંતે એમણે તા. ૨૬મી જુલાઈ અને ૩૦મી જુલાઈની બેઠકોને ગેરબંધારણીય ઠરાવી છે. એમના ચુકાદા પ્રમાણે બંગાળ પ્રાંતિક સમિતિની

કાર્યવાહકસમિતિ સુભાષબાબુએ પ્રથમ–પહેલાં નીમી હતી એ જ રહે છે.

રાષ્ટ્રપતિના આ ચુકાદા માટે એમણે મુખ્ય અને અંતિમ કારણ સાત દિવસની નોટિસના નિયમનું પાલન નથી થયું એ આપેલ છે. શુદ્ધ બંધારણની દૃષ્ટિએ આ કારણ વ્યાજબી છે, પરંતુ જો એ પહેલાંના બનાવો સુભાષબાબુ–પક્ષની દાનત વિષે શંકા પેદા કરનારા ન હોત તો સાત દિવસનો પ્રશ્ન કારોબારીમંડળ પાસે આવત જ નહિ. આ આખા પ્રશ્ન ઉપર વિચાર કરતાં પ્રશ્નો એ ઊઠે છે કે સુભાષબાબુએ બંધારણીય માર્ગો જ લીધા હોત તો શું તેઓ પોતાનું ધાર્યું પાર ન ઉતારી શકત? બંગાળના લગભગ તમામ મહાસભાવાદીઓ એમની પાછળ છે એ હકીકત શું બનાવટી છે? સુભાષબાબુને પોતાને પોતાના નેતૃત્વ વિષે શું શંકા હતી? બીજું એમ પણ થાય છે કે અખિલ હિંદના રાજકારણમાં પ્રજાતંત્ર અને લઘુમતિના હક્કો વિષે પોકાર કરનાર પોતાના પ્રાંતમાં જુદી જ રીતે વર્તે છે તેનો અર્થ એ તો નથી કે એ પોકારની પાછળ કોઈ સિદ્ધાંત જ નથી? મહાસભાની કારોબારી અને બહુમતિના જુલમોની વાતો કરનાર પોતાની કાર્યવાહી તપાસતા હોય તો કેવું સારું!

પણ આટલેથી વાત પૂરી નથી થતી. વિકટ પ્રશ્ન તો એ છે કે હવે શું થશે? સુભાષબાબુને સ્થાનભ્રષ્ટ કર્યા અને કાર્યવાહકસમિતિની નવી રચના હાલ તુરત વીંખી નાખી એનો પ્રત્યાઘાત બંગાળમાં કેવો થશે? બંગાળના મહાસભાવાદીઓ અખિલ હિંદની મહાસભાને વળગી રહેશે કે સુભાષબાબુની આજુબાજુ વર્તુલ ગોઠવશે? ફરી એક વાર બંગાળ વિખૂટું કે કજિયાળું તો નહિ બની જાય? અમને લાગે છે કે આ પ્રશ્નો ઉપર બંગાળનું મહાસભાનું રાજકારણ ડહોળાઈ જશે અને તે સાથે જ ત્યાંના અનેક ગંભીર પ્રશ્નો પણ પક્ષાપક્ષીની ગૂંચમાં પડી જશે. આ સ્થિતિનો નિકાલ આવે એવું એકેય આશા-કિરણ અત્યારે તો દેખાતું નથી. બંગાળ પ્રાંતિક સમિતિ થોડા જ દિવસમાં આ બંને પ્રશ્નો ઉપર ચર્ચા કરવાની છે. એ વખતે શા નિર્ણયો થશે એ અત્યારથી જ સમજી શકાય છે. એ નિર્ણયો આ ગૂંચને ઉકેલનારા નહિ હોય એ વાતમાં શંકા નથી.

## કુદરતનો કોપ

ગુજરાત–કાઠિયાવાડમાં વરસાદની તંગીને લીધે દુષ્કાળના ભયથી લોકોના જીવ અદ્ધર ચડી ગયા છે. કુદરત સામે પોતાની અસહાયતા અને લાચારી જોઈને કુદરતનાં બાળ વરસાદ માટે કુદરતને પ્રાર્થના કરી રહ્યાં છે. વરસાદની રાહ જોતાં જોતાં અત્યાર સુધીમાં તો દુષ્કાળના દૈત્યે પોતાની કાળી છાયા ગુજરાત–કાઠિયાવાડ પર પ્રસારી દીધી છે. ઘાસચારાના અભાવે સેંકડોની સંખ્યામાં ઢોરો મરી ગયાં અને બીજાં સેંકડો ઘાસના અભાવે હાડકાંના માળા જેવા દેહ લઈને મૂવા વાંકે જીવે છે. ચારાને અભાવે સો સો અને બસો બસોની કિંમતનાં બળદો અને ભેંસો આજે માલિકો મફત આપવા તૈયાર થઈ ગયા છતાં તેને કોઈ સંઘરતું નથી એવી કરુણ સ્થિતિ ઊભી થઈ છે. અને છેવટે ચારાને અભાવે તેઓ મોતનો આશરો લે છે. આવાં પશુઓનાં મુડદાં ઉપર મિજબાની કરતાં ગીધ–કાગડાઓનાં ટોળાં દરેક ગામની ભાગોળનું સામાન્ય દૃશ્ય થઈ પડ્યું છે. પણ જ્યાં માણસોની દશા એથીયે બદતર થઈ ગઈ હોય ત્યાં પશુઓની વાત ક્યાં કરવી?

ધોળકા તાલુકા અને ભાલના કાંઠા ઉપર આવેલાં ગામોમાં પાણી અને ઘાસની તંગીને લઈને લોકો વતન છોડી જવા લાગ્યા છે. આજે કેટલાક માણસો ઝાડનાં પાંદડાં ખાઈને દિવસો કાઢે છે! કોઈ બીડ નામના ઘાસનાં મૂળિયાં ખોદી તેની ગાંઠ ઉપર ગુજરો કરે છે. અડાલજના ખેડૂતોના ટાંટિયા ભાંગી ગયા છે. જુવાર–બાજરીના રોટલાને બદલે તેઓ ઘાસ બાફીને ખાય છે. ગોધરાના લોકોમાંથી કેટલાક તો એવા છે જેણે ત્રણ ત્રણ દિવસના કડાકા કર્યા છે. વનાળા ગામના કોળીઓએ ટુકડો રોટી મેળવવા બાવળ કાપી લાકડાં વેચવાનો પ્રયત્ન કરતાં તેના ઉપર કેસ ઊભો કરવામાં આવ્યો છે. તેમનાં બાળકો

આજે રોટી વિના તરફડે છે. આ અને આવી દિલ-દ્રાવક વાતો રોજ ને રોજ આપણા કાન ઉપર અથડાય છે. દિવસો સુધી આકાશ સામે આશાની મીટ માંડીને બેઠેલા લોકોએ આખરે આશા છોડી અને બીજી મીટ સરકાર માબાપ ઉપર, કહેવાતા ગૌબ્રાહ્મણ-પ્રતિપાળ અને અન્નદાતા રાજાઓ ઉપર માંડી છે. એ સદ્ભાગ્યની વાત છે કે આજે આપણા પ્રાંતમાં મહાસભાવાદી સરકાર સત્તા ધરાવે છે. સ્થિતિની ગંભીરતા જોઈ તુરત જ તેણે વીસ લાખ રૂપિયા રાહત માટે ખર્ચવાની તૈયારી કરી છે. ગુજરાતના શિરતાજ સમા સરદાર વલ્લભભાઈ પટેલે તો ગુજરાત કૉલેજની એક સભામાં ત્યાં સુધી જાહેર કરી દીધું છે, ‘ આ મહિનાના અંત સુધીમાં જો વરસાદ નહિ થાય તો ગુજરાત કૉલેજ બંધ થશે. ’ કાઠિયાવાડના પ્રાણપ્રશ્ન જેવી રાજકોટની લડત વખતે વિદ્યાર્થીઓને થોડા વખત પૂરતી પણ શાળા-કૉલેજ છોડવાની ના પાડનાર સરદાર આ વખતે ગુજરાત કૉલેજ બંધ કરવા સુધીનો વિચાર કરી રહ્યા છે, એ પરિસ્થિતિ કેટલી હદ સુધી ખરાબ થઈ ગઈ છે તેનો ખ્યાલ આપે છે. ગોંડલનરેશ જેવા થોડા રાજવીઓએ સખાવત જાહેર કરવા માંડી છે એ શુભ ચિહ્ન છે. પણ હજી કેટલાંયે રજવાડાંઓ બાકી છે. પોતાની વસ્તીને જિવાડવા માટે તેઓએ રાહતનાં તાત્કાલિક પગલાં ભરવાં જોઈએ.

ઈશ્વરે પણ મનુષ્યના યત્નની કદર કરી હોય તેમ છેલ્લા ત્રણેક દિવસથી ઠેકઠેકાણેથી વરસાદની શરૂઆતના શુભ સમાચાર આવી રહ્યા છે. પણ હજી જોઈએ એ કરતાં ઘણો જ ઓછો પડયો છે. આપણે આશા રાખીએ છીએ કે શરૂ થયેલો આ વરસાદ સતત ચાલુ રહે અને ગુજરાત–કાઠિયાવાડ ઉપર ઝઝૂમી રહેલો દુષ્કાળનો ઓળો દૂર કરી લોકોનો અજંપો દૂર કરે.

એક બીજી વાત. અત્યારે તો વરસાદની શરૂઆત-થી, મહાસભાવાદી સરકાર, પ્રાંતિક સમિતિ અને બીજા કેટલાક સખીદિલ રાજવી તથા શ્રીમંતોના સહકારથી આ વર્ષ પૂરતી તો દુષ્કાળની આફત હળવી કરી શકાશે. અને ગુજરાત–કાઠિયાવાડ ઉપર આવી ભયંકર આફત એક દિવસ ઊતરી હતી એ પણ ભુલાઈ જશે. પણ ભવિષ્યમાં દુષ્કાળ નહિ પડે તેની શી ખાતરી? હિંદુસ્તાનનો ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે અહીં અવારનવાર મોટા દુષ્કાળો પડતા આવ્યા છે અને ગમે ત્યારે આખા પ્રજા-જીવનને છિન્નભિન્ન કરી નાખ્યું છે. આમ દુષ્કાળનો પ્રશ્ન એ કંઈ માત્ર આજનો જ પ્રશ્ન નથી પણ કાયમી પ્રશ્ન છે અને કાયમી ઉકેલ માગે છે. ગુજરાત–કાઠિયાવાડમાં આટલાં આટલાં રજવાડાંઓ છે, મોટા મોટા ધનકુબેરો છે–એ બધાંએ મળીને કોઈ ચોક્કસ પ્રકારની યોજના ઘડી ખેડૂતોનું આ કાયમી દુઃખ દૂર કરવું જોઈએ. સક્કર બૅરેજની યોજના પછી કહેવાય છે કે અહીંની ઋતુઓમાં ફેરફાર થઈ ગયા છે. અહીંથી વરસાદ તણાઈ ગયો છે. એ બધાની પૂર્તિ માટે મોટા પ્રમાણમાં ઝાડો વાવવાની, નહેરો લાવવાની કે એવી બીજી યોજનાઓ હાથ ધરી કાઠિયાવાડના રાજાઓએ પોતાનું અન્નદાતાપણું સિદ્ધ કરી બતાવવું જોઈએ અને જે પાયા ઉપર તેઓ ઊભા છે તેને સલામત રાખવો જોઈએ. કારણ કે તેમની સમૃદ્ધિ આખરે તો ખેડૂતોની સમૃદ્ધિ ઉપર જ આધાર રાખે છે ને? ખેડૂત અને પશુજીવન જે દિવસે મરી પરવારશે ત્યારે કોણ જીવવાનું છે? એટલે પ્રાંતિક સરકાર, ગુજરાત–કાઠિયાવાડના રાજવીઓ, અને સખીદિલ ધનિકોની દુષ્કાળનો કાયમી ઉકેલ લાવવાની પહેલી ફરજ છે. એ ફરજ તેઓ અદા કરે.

### આર્યસત્યાગ્રહનો વિજય

પ્રજાના ધાર્મિક અને નાગરિક-અધિકારો માટે આટલા લાંબા સમયથી ચાલતા આર્યસત્યાગ્રહનો આખરે વિજયવંત અંત આવ્યો છે. આ સત્યાગ્રહ દરમિયાન લગભગ ૧૫૦૦૦ જેટલાં સ્ત્રી–પુરુષોએ જેલની બરદાસ્ત કરી. અઢાર જેટલા માણસો જેલમાં અને જેલ બહાર શહીદ થયા. જેટલા જેલમાં ગયા એ કરતાંયે વધારે માણસોએ એમાં સક્રિય ભાગ લીધો. હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી તેની સહાનુભૂતિ માટે સભાઓ અને ફંડો થયાં. અખિલ હિંદની

ખ્યાતિ પામેલા એવા કેટલાયે આગેવાનો છેક પાર્લામેન્ટ સુધી પહોંચ્યા. આ બધાને પરિણામે આખરે તેઓને વિજય મળ્યો. ધાર્મિક અને નાગરિક સ્વાતંત્ર્યના અધિકાર મેળવવા માટે પ્રજાએ કેવી ભારે કિંમત ચૂકવવી પડે છે એ હૈદ્રાબાદ–સત્યાગ્રહે બતાવ્યું. દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્રની લડત માટે જેઓ ઉતાવળા થઈ રહ્યા છે અને બ્રિટિશ હિંદમાં તાત્કાલિક સીધા સામનાની નીતિની જેઓ તરફેણ કરી રહ્યા છે તેમણે એને માટે કેટલાં બલિદાન અને આપભોગની જરૂર છે તે હૈદ્રાબાદ–સત્યાગ્રહ ઉપરથી ધડો લઈ સમજી લેવાની જરૂર છે. કારણ કે હૈદ્રાબાદની લડત તો માત્ર થોડા સુધારા માટેની જ લડત હતી, જ્યારે સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડાઈ એ તો બ્રિટિશ સામ્રાજ્યના જીવનમરણનો સવાલ છે. સામ્રાજ્ય છોડતાં પહેલાં તે હિંદુસ્તાનની અગ્નિપરીક્ષા કરી જોશે. એનો અર્થ એ નથી કે આઝાદીની લડત કદી લડવાની જ નથી, તેમ એ પણ નથી કે ગમે ત્યારે આંધળિયા કરવાથી બ્રિટિશ સત્તા નમી જશે. એવા કેસરિયા કરવાનો યુગ હવે ચાલ્યો ગયો છે. અત્યારે તો માત્ર આવી લડતની ગંભીરતા સમજી લઈ તેને માટે જોઈતી તૈયારી કરી લીધા પછી જ સીધો સામનો થઈ શકે એ વાત સમજવાની જરૂર છે. હૈદ્રાબાદ એ વસ્તુ સમજાવવામાં મદદગાર થાઓ.

સત્યાગ્રહની આ લડતમાં આપણી રાષ્ટ્રીય મહાસભા આખર સુધી દૂર રહી એનો અર્થ એ નહોતો કે તેને લડતના વ્યાજબીપણામાં શંકા હતી. આ પ્રશ્ન જ એટલો કોમળ હતો કે તેના ઉકેલ માટે રાષ્ટ્રીય મહાસભા દૂર રહે તે જ યોગ્ય હતું. મહાસભાની દરમિયાનગીરી આ પ્રશ્નને ઉકેલવાને બદલે વધારે ગૂંચવે એવો સંભવ હતો એમ છતાં મહાસભાના તમામ નેતાઓ–ગાંધીજી સુદ્ધાં–આ લડતના રોજેરોજના બનાવોને કેટલી ચિંતાપૂર્વક નિહાળી રહ્યા હતા એ વસ્તુ બતાવે છે કે મહાસભાના નેતાઓનો વ્યક્તિગત રીતે આ લડાઈને સંપૂર્ણ ટેકો હતો. આ લડતનો સફળ અંત આવ્યા પછી મહાત્મા ગાંધી, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ વિગેરે આગેવાનોએ આર્યસત્યાગ્રહના નેતાઓને જે અભિનંદનો પાઠવ્યાં છે એ જોયા પછી મહાસભાની આ લડત પ્રત્યે સહાનુભૂતિ નહોતી એવી શંકાને જરાયે સ્થાન રહેતું નથી. આ લડતને સફળતાપૂર્વક પાર પાડવા માટે આર્યસત્યાગ્રહીઓએ જે હિંમત, સાહસ, બલિદાન બતાવ્યાં છે, અને એ કરતાંયે વધારે સમાધાન માટે જે તત્પરતા બતાવી છે તેને માટે અભિનંદન ઘટે છે. બીજી બાજુ 'જંગલના કાયદા'નો આશ્રય છોડી પરસ્પર સમજાવટ અને ભલી લાગણીનો જે માર્ગ નિઝામની સરકારે ગ્રહણ કર્યો એ બદલ તેને પણ અભિનંદન ઘટે છે. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ અભિનંદન આપતા જે શબ્દો વ્યક્ત કર્યા છે કે 'સફળ સત્યાગ્રહ તેજ કહેવાય જેમાં બન્ને પક્ષોને અભિનંદન આપી શકાય.' તેમાં અમે પણ અમારો સૂર મિલાવીએ છીએ.

આ સત્યાગ્રહ વધારે આગળ ચાલ્યો હોત તો હિંદુ–મુસલમાનનો પ્રશ્ન વધારે તીવ્ર બનવા જેમ સંભવ હતો તેમ બંને પક્ષો સહિષ્ણુતા, ઉદારતા અને પરસ્પર વિશ્વાસની લાગણીથી સમાધાન ઉપર આવી શક્યા તે હિંદુ–મુસલમાનના પ્રશ્નનો ઉકેલ લાવવામાં કારણભૂત થવાનો સંભવ છે. સમાધાન કરતી વખતે બંને પક્ષોએ જે સહિષ્ણુતા, ઉદારતા અને પરસ્પર વિશ્વાસની લાગણી બતાવી તેવી જ ભવિષ્યમાં જો ચાલુ રહેશે તો હૈદ્રાબાદની હિંદુ જનતા અને નિઝામ સરકારના સંબંધો તો સુધરશે જ, એટલું જ નહિ પણ આ પ્રસંગ હિંદુસ્તાનની સૌથી મોટી બે કોમો વચ્ચે સુમેળ સાધવવામાં નિમિત્તરૂપ બનશે.

## જમનાલાલજી છૂટ્યા

રાજસ્થાન–જગતમાં આર્યસત્યાગ્રહના વિજય જેવો જ બીજો વિજય આપણને જયપુરમાં સાંપડ્યો છે. જયપુર રાજ્યે નબળી તબિયતનું કારણ બતાવી જમનાલાલજીને છોડી મૂક્યા છે. ગમે તેમ, પણ આથી એક વસ્તુ સિદ્ધ થાય છે અને તે એ કે જયપુર રાજ્ય જમનાલાલજીને જીરવી શક્યું નથી. નાગરિક સ્વાતંત્ર્ય જેવા પ્રાથમિક અધિકારો માટે જયપુર જેવું રાજ્ય આટલી જીદ કરે તેમાં તેની જરાય શોભા નથી. જમનાલાલજીએ તો બહાર આવતાં જ સાફ વાત જાહેર કરી દીધી છે કે 'નાગરિક અધિકારો મેળવ્યા સિવાય હું જંપવાનો નથી.' પ્રજાપક્ષનો આ નિર્ણય સાંભળી લીધા પછી હવે વિચાર તો જયપુર

રાજ્યે કરવાનો છે. ' એક વખત ના પાડી દીધા પછી હા કેમ પડાય ? ' એ જાતની ખોટી પ્રતિષ્ઠાને વળગી ન રહેતાં જમનાલાલજીના આ છુટકારાનો લાભ લઈ પ્રજાને નાગરિક અધિકારો આપી પ્રજા-પ્રેમ સંપાદન કરવાની સુવર્ણતક ન ગુમાવે.

## શિસ્તભંગનાં પગલાં

મહાસભાની કારોબારી સમિતિએ તા. ૯મીની વિરોધસભાઓમાં ભાગ લેનારાઓમાંથી માત્ર સુભાષબાબુ સામે જ શિસ્તભંગનાં પગલાં લઈ બાકીના વિષે વિચાર કરવાનું કામ પ્રાંતિક સમિતિઓ પર છોડી દીધું એ ઠીક જ થયું. સુભાષબાબુ માટે તો એમ થવું જ જોઈતું હતું. મહાસભા જેવી મહાન સંસ્થામાં શિસ્તપાલનનો કડક આગ્રહ જાળવી રાખવા માટે એની જરૂર હતી. બીજી બાજુ કારોબારી સમિતિ પોતપોતાના પ્રાંતમાં શિસ્તભંગ કરનારાઓ સામે શાં પગલાં ભરવાં એ વિચારી રહી છે. મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિએ તો પોતાના પ્રાંતમાં શિસ્તભંગ કરનારાઓને આ વખતે માત્ર ચેતવણી આપીને જ જવા દીધા. ફાટફૂટ, પરસ્પર દ્વેષ અને ઝઘડાના આ કાળમાં મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિનું આ ઉદાર પગલું ઘણું જ ડહાપણભર્યું અને પ્રસંગોચિત છે. એથી મહાસભાની એકતા જાળવવાનું કામ સહેલું થશે. કોઈ એમ કહેશે કે શિસ્તભંગ કરનારાઓ મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિના આ ઉદાર પગલામાં મહાસભાના ભાગલા પડતા અટકાવવાની તેની શુભ વૃત્તિ જોવાને બદલે સમિતિની નબળાઈ જ જોશે અને એથી ભવિષ્યમાં બીજે વખતે આવા જ પ્રસંગે તેઓને શિસ્તભંગ કરવાનું ઉત્તેજન મળશે. સુભાષબાબુને થયેલી સજા પછી જો કે એમ થવાનું કારણ નથી છતાં યે શિસ્તભંગ કરનારા માણસો મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિના આ ઉદાર પગલાને નબળાઈની નિશાની રૂપ ગણશે તો તેઓ ભૂલ કરશે. ભવિષ્યમાં ફરીને શિસ્તભંગ કરનાર જોશે કે જે સમિતિ તેને ક્ષમા આપી શકે છે, તે વખત આવે ત્યારે તેને દંડી પણ શકે છે. આ કારણે અમે મહારાષ્ટ્ર પ્રાંતક સમિતિના આ પગલાને વધાવીએ છીએ અને બીજી પ્રાંતિક સમિતિઓ એનું અનુકરણ કરે એવી આશા સેવીએ છીએ.

## જવાહરલાલની વિદાય

છેલ્લા એકાદ મહિનાથી ' જવાહરલાલજી ચીન જવાના છે ' એવી જે અફવા ઊડતી હતી તે આખરે સાચી પડી. કવિવર રવીન્દ્રનાથ ટાગોરના આશીર્વાદ લઈ જવાહરલાલજી એરોપ્લેન મારફત ચીન ઊપડી ગયા. એમના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે દુનિયાના જુદા જુદા દેશોની જેમ ચીન સાથે સંપર્ક સાધવાની તેમની ઇચ્છા ઘણા લાંબા સમયથી હતી. પણ અહીંના પ્રશ્નો તેમને અહીં રોકી રાખતા હતા. ત્રિપુરી કોંગ્રેસ પછી ડહોળાયેલા દેશના રાજકારણથી જવાહરલાલજીનું દિલ ઊચક રહેતું જ હતું, બીજી બાજુ ચીનના મિત્રોનાં ઉપરાઉપરી પ્રેમપૂર્વકનાં આમંત્રણો આવ્યાં જેને જવાહરલાલજી પ્રયત્ન કરવા છતાં યે પાછા ન ઠેલી શક્યા. આ રીતે તેઓ ચીન જવાના નિર્ણય ઉપર આવ્યા.

ચીન અને હિંદુસ્તાન બન્ને દેશો વચ્ચે ઘણું સામ્ય છે. બન્ને દેશોની સંસ્કૃતિ પ્રાચીન છે. બન્નેને યશસ્વી ભૂતકાળ છે. આજે બન્ને દેશો સામ્રાજ્યવાદનો ભોગ થઈ પડ્યા છે. હિંદુસ્તાનની પેઠે ચીન પણ ખેતીપ્રધાન દેશ છે. આપણા દેશની માફક એ પણ ગામડાંઓનો મુલક છે. આમ બન્ને દેશોનો સંપર્ક એક બીજાનાં સુખદુઃખો સમજશે અને આપત્તિકાળમાં એકબીજાને મદદ આપવા તત્પર થશે. વર્તમાન યુગમાં ચીન સાથેના સંપર્કની શુભ શરૂઆત કવિવર ટાગોર અને તેની વિશ્વવિખ્યાત સંસ્થા વિશ્વભારતીથી થઈ. ચીન દેશે ૪૦,૦૦૦ની કિંમતનાં જ્ઞાન–વિજ્ઞાનનાં અનેક પુસ્તકોની તેને ભેટ ધરી. એ પછી જવાહરલાલજીના શુભ પ્રયત્નથી જાપાન સાથેના યુદ્ધમાં ચીની સૈનિકોની સુશ્રૂષા કરવા માટે મહાસભાએ એક રેડક્રોસની ટુકડી મોકલી.

હિંદુસ્તાનની સહાનુભૂતિ વ્યક્ત કરવા અને ચીની પ્રજાની વધારે ઓળખ કરવા આજે જવાહરલાલજી પોતે ચીન જાય છે. એમનો આ પ્રવાસ મનુષ્યસંખ્યામાં જગતના સૌથી મોટા એવા આ બન્ને દેશોને વધારે નજીક લાવશે અને બંને દેશોને પ્રેમની મજબૂત સાંકળથી જોડવામાં કારણભૂત થશે. જવાહરલાલજીનું આ મહાન મિશન પાર પડો.

૨૪ . ૯ : '૩૯

# મારી પત્નીનો વિકાસ

## સોપાન

એનું મૂળ નામ સૂરજ, પણ મેં એનું નામ સુકન્યા રાખ્યું છે એટલે એ નામે જ તમે એને ઓળખજો. આજે ઘણા શિક્ષિત પતિઓ પોતાની પત્નીના વિકાસ માટે સતત ચિંતાતુર રહે છે તેમની પાસે મારો આ અનુભવ રજૂ કરતાં મને અપાર આનંદ થાય છે.

હું કોઈ મામૂલી માણસ છું એમ તમે માનશો નહિ. મુંબઈ યુનિવર્સિટીનો એમ. એ. થયેલો હું અત્યારે એક આગેવાન દૈનિક પત્રનો તંત્રી છું. મારી પત્ની પણ હવે મામૂલી નથી. એ 'સ્ત્રીસ્વાતંત્ર્યમંડળ'ની અત્યારે મંત્રી છે. અમે બંને જૂહુ-કાંઠા ઉપર એક બંગલો ભાડે રાખીને હમણાં રહીએ છીએ.

જે સુકન્યાને અત્યારે અર્ધું મુંબઈ શહેર ઓળખે છે તે એક દિવસ ચાર ગુજરાતી જ ભણેલી હતી એમ હું કહીશ તો કદાચ કોઈ નહિ માને. પણ કોઈ ન માને તેથી મારી સાચી વાત ખોટી ઠરી શકશે નહિ, એટલે જે બિના બની છે તે મારે કહી જ દેવી જોઈએ.

હું બી. એ. માં હતો ત્યારે મારાં લગ્ન થયાં છે. આ સુકન્યા—તે દિવસની સૂરજ—અમારા કાઠિયાવાડના બગસરા ગામના એક માલદાર વણિકની પુત્રી છે. બગસરામાં આગળ ભણવાનું સાધન નહિ હોય તેથી, કે કદાચ એની બા પણ કશું ભણી નહોતી છતાં એના જીવનમાં ઊણપ નહોતી તેથી, પણ સૂરજે ચાર ગુજરાતી ભણીને 'ભણેલી'નું પદ પ્રાપ્ત કર્યું હતું. શરીર સારું હતું, રૂપ પણ સારું અને ઘરના કામકાજમાં જબરી એટલે મારી બાને એ કન્યામાં કશી જ ખામી નહિ લાગેલી.

તમે પ્રશ્ન કરશો કે 'તારી બાને તો ખામી નહિ લાગેલી, પણ તનેય શું નહોતી લાગી? તું શા માટે એવી ગામડાની જડ છોકરીને પરણી ગયો?' આ પ્રશ્નનો એક જવાબ તો એ છે કે એ છોકરીનું ચેતન આજે કોઈથી અજાણ્યું નથી, પણ બીજો અને સાચો જવાબ એ છે કે હું લગ્ન વિના થાકી ગયો હતો. હું ભોટ કે ગમાર નહોતો છતાં કૉલેજની કોઈ પણ છોકરીને ખેંચી શકેલો નહિ. તમે રખે એમ માની લેતા કે કૉલેજ-કન્યાથી હું ડરનારો કે એને તિરસ્કારનારો હતો! હું વર્તમાન યુગના અનેક જુવાનોની સાથે જ કૉલેજ-કન્યા પ્રત્યે મમત્વ ધરાવનારો હતો.

પણ એટલેથી બધું પતે એમ નહોતું. મારી મમતાની કૉલેજની કોઈ પણ છોકરીને પરવા નહોતી, કારણકે કૉલેજ-કન્યાને આકર્ષવામાં અગ્ર ભાવ ભજવે એવી લગભગ દરેક વસ્તુની મારામાં ખામી હતી. સૌથી મોટી ખામી એ હતી કે હું કોઈ મોટર-બંગલાવાળાનો પુત્ર નહોતો. બીજી ખામી એ કે આખી કૉલેજમાં સૌને બનાવી જાઉં એવું બુદ્ધિચાતુર્ય મારામાં નહોતું. ત્રીજું એ કે કોઈ કન્યાને ભોળવવાની કે ખુશામત કરવાની પણ મારામાં જોઈએ તેટલી લાયકાત નહોતી, આ સ્થિતિમાં હું ટટળતો રહું એમાં નવાઈ શી?

આમ છતાં મેં ફાંફાં તો ઘણાં વરસ સુધી રાખ્યો હતો. મારી બાએ ને બાપાએ જ્યારે જ્યારે મારી પાસે સૂરજ જેવી છોકરીની વાત મૂકી હતી ત્યારે ત્યારે મેં મોં બગાડીને ના સુણાવી હતી. એમ તો હું લગ્નમાં ક્રાંતિ કરવાના મતનો હતો, પણ આ દુનિયામાં મારી ક્રાંતિભાવના લાંબો વખત ચાલી શકી નહિ. હું જોઈ શક્યો કે ભણેલી, કેળવાયેલી, તેજ બુદ્ધિની, સ્વતંત્ર કે નિરંકુશ છોકરીઓની સંખ્યા આ જમાનામાં ભલે મોટી દેખાતી હોય પણ એવા

છોકરાઓની સરખામણીમાં એ સંખ્યા અતિ અલ્પ હતી. સામાન્ય અર્થશાસ્ત્ર કે વ્યવહારગણિત જાણનાર સમજી જ જાય કે દરેક નવા યુગના છોકરાને નવા યુગની છોકરી મળવાનું અશક્ય છે, કારણકે એટલી છોકરીઓ છે જ નહિ. છતાં પોતાના ગામમાં મુંબઈની કમાણીને પ્રતાપે કોઈએ બંગલો બંધાવ્યો હોય ને સૌને આશા બંધાય કે પોતે યે મુંબઈ જઈને બંગલા જેટલું કમાઈ આવશે, એવું જ મને હતું. પણ એવા અનેકની પેઠે હું યે રખડતો જ રહી ગયો. ને જે દિવસે મને ભાન થઈ ગયું કે આ તો ઝાંઝવાનાં નીર છે તે દિવસે મારી બાએ સૂરજનું નામ મૂક્યું ને મેં કબૂલ રાખી લીધું. ક્રાંતિ મને પ્રિય હતી, પણ એની સાથે લગ્ન કરી શકાય એવા સંયોગો નહોતા—જુવાનીના આભૂષણ તરીકે એ ઠીક હતી.

આમ હું થાકેલો માણસ આખરે સૂરજને પરણી ગયો. પરણતાં પહેલાં એટલું વિચારી લીધું કે સૂરજને હું શિક્ષિત અને સંસ્કારી બનાવીશ અને થોડા જ સમયમાં એ મારે યોગ્ય થઈ જશે. આ માટે બા અને પિતાજીની સંમતિ પણ મેં પહેલેથી લઈ લીધી હતી. તેઓ તો જાણતાં જ હતાં કે આવા ભણેલા છોકરાને આવી વહુ ગમશે નહિ, એટલે એમાં વાંધો લઈ શકાય એવું હતું જ નહિ.

પણ સૂરજ જુદી જ મનોવૃત્તિની નીકળી. મારે કબૂલ કરવું જોઈએ કે લગ્નના દિવસે મારા દિલમાં કશો જ ઉમળકો નહોતો. લગ્નની પહેલી રાત ઘણાંનાં અંતરમાં આનંદનો ન કલ્પાય એવો ઝંકાર ઊભો કરે છે એવું મને કશું જ નહોતું થયું. સૂરજનું ગોળ અને નમણું મોં મને ગમ્યું હતું, નિખાલસ આંખો પ્રત્યે પણ મારું ધ્યાન ખેંચાયેલું, પણ કૉલેજ-કન્યાનું ચાપલ્ય એની આંખમાં કે અંગમાં હતું જ નહિ, અને એ રીતભાતનો તો એનામાં છાંટો યે ક્યાંથી હોય!—પણ મારે કહેવું છે તે તો જુદું છે. સૂરજ પહેલી રાત્રે મોડી મોડી આવી. ઘરનું કામ પતાવ્યા પછી મારી બા પાસે બેસી રહેલી. હું એની રાહ જોયા જ કરતો હતો. મારા મનમાં એની સાથે કરવાની વાતો ગોઠવાતી હતી. મેં વિચારેલું કે આજે જ એને ભણવાની વાત કરીશ અને એ રાજી રાજી થઈ જશે, અને એ દિલ દઈને ભણશે,—કેમ નહિ ભણે? હું આગ્રહ કરીશ અને પ્રેરણા આપ્યા જ કરીશ તો બે વરસમાં એ તદ્દન નવીન બની જશે. પછી મારા ને એના રસો એક બનશે, મિત્રો એક બનશે, જીવનની દિશા અને નિશાન એક બનશે, જીવનના વિકટ પણ અનંત આશાભર્યા પંથે અમે સ્નેહ અને સંસ્કાર સાથે પ્રવાસ કરશું. આ મારાં સ્વપ્નો હતાં ને વિચારો હતા. સૂરજ ધીમે પગલે ઓરડામાં આવી ત્યારે આ બધું કહી દેવા માટે મારું દિલ તલપાપડ થઈ રહ્યું; પણ એ તો સોફા ઉપર મારી પાસે ન આવતાં પલંગને છેડે ઈસ ઉપર બેસી રહી.

એ રાત એમ નકામી ગઈ. મને વાત કરવાનો ઉત્સાહ જ આવ્યો નહિ. બીજી ને ત્રીજી રાત પણ એવી ગઈ. ચોથા દિવસની સવારે કંઈ કારણ વિના એની આંખો રડી રડીને સૂઝી ગઈ હોય એવી મને લાગી. મને થયું કે એનાં માતપિતા એને યાદ આવ્યાં હશે. મારા દિલમાં થોડી અનુકંપા થઈ આવી, પણ મેં કલ્પેલું એનું દુઃખ હું ફેડી શકું એમ નહોતું. એ હવે આ ઘરનું માણસ થઈ ગઈ હતી.

એમાં એક દિવસે મારા ચારેક મિત્રો મને મળવા આવ્યા. એમને બારણામાં જોતાં જ મારા દિલમાં ધ્રાસકો થયેલો. એ આવતાંની સાથે જ હસશે, ટીખળ કરશે, અભિનંદન આપશે ને છેવટ સૂરજને બોલાવશે તે હું સમજી ગયો. શું કરું? શી રીતે આ સૂરજની અસંસ્કારિતા—ગ્રામ્યતા આ મિત્રોથી છુપાવું? શી રીતે મારી લજ્જા હું એની પાસે ઢાંકું? મેં પ્રયાસ તો કર્યા પણ વાત ખુલ્લી પડ્યા વિના રહી શકી નહિ. એમણે સૂરજને મળવાની ઇચ્છા કરી અને મેં બહુ જ આગ્રહ કરી સૂરજને બોલાવી, પણ એ ઉંબરથી આગળ વધી જ નહિ. મિત્રોએ મજાક કરી તોપણ એની આંખો જમીન ઉપરથી ઊખડી નહિ તેમ મોં ઉપરની રેખાઓ પણ અસ્થિર બની નહિ. હું તો શરમથી નીચું જોઈને બેસી રહ્યો.

તે રાત્રે મને ઘણા વિચાર આવ્યા. એમ થયું કે સંસ્કાર અને કેળવણી વિના આ રૂપને, યૌવનને, શરીરને, શક્તિને કરવાં શું ? મને લાગ્યું કે આ કરતાં અપરિણીત જ રહ્યો હોત તો શું ખોટું હતું ? જે પ્રેમની રીતભાત સમજતી નથી, મિત્રો સાથે મોજ લઈ શકતી નથી, નવા યુગની કોઈ છાપ ઝીલી શકતી નથી તે મારી પત્ની હોઈ શકે ? હમણાં હું એમ. એ. થઈશ. પછી કોઈ કૉલેજનો પ્રોફેસર થઈશ. કેટલીયે કન્યાઓ સમક્ષ મારે રજૂ થવાનું આવશે. એ વખતે મારી પત્ની આ સૂરજ ?

મેં નક્કી કર્યું કે બીજે દિવસે જ એને ભણાવવાનો પ્રબંધ કરવો અને તે પણ અહીં ભાવનગરમાં નહિ પણ મુંબઈમાં. અહીં તો એને એનું એ વાતાવરણ મળશે. મુંબઈનાં ખુલ્લાં હવાપાણીમાં એનો પ્રાણ જરૂર પ્રફુલ્લશે.

*

સૂરજને પસંદ નહોતું ને મારી બા પણ નારાજ હતી છતાં મેં સૂરજને પંદર દિવસ પછી મુંબઈ મોકલી જ આપી. જતી વખતે એ ખૂબ ખૂબ રડી પણ મેં નબળા પડતા મારા મનને મનાવ્યું કે જો આખી જિંદગી હસવું હોય તો આજના રડવાને ચલાવી લે. એને પોતાને ભણવાની કશી જરૂર લાગતી જ નહોતી. એના જીવનનું એક જ નિશાન હતું અને તે હું. હું એટલે મારું શિક્ષણ, મિત્રો કે સંસ્કાર નહિ પણ મારું પતિત્વ. મારા જીવનની એકેય વાત એ મને પૂછતી નહિ. સામે આવીને ઊભી રહેતી. હું જોઈ શકતો કે મારી આજ્ઞા સાંભળવાની એને બહુ હોંશ હતી, પણ મારે એવી આજ્ઞાંકિત ગુલામ નહોતી જોઈતી; મારે તો સંસ્કાર અને સ્નેહભરી પ્રિયતમા જોઈતી હતી, એટલે એને દુઃખ આપીને પણ મેં એને મુંબઈ મોકલી આપી.

મુંબઈમાં મારા મિત્રો હતા. સગાં પણ હતાં. છતાં મેં એને પહેલાં તો છાત્રાલયમાં રાખવાનું યોગ્ય ધાર્યું હતું કારણ કે ત્યાં જ એ વિશેષ કરીને બીજી નવયુગી કન્યાઓના સંસર્ગમાં આવી શકે; પરંતુ એમ કરવામાં એક મોટી મુશ્કેલી હતી. એ ત્યાં રહે ખરી ? એને ત્યાં ગમે ખરું ? આધુનિક કન્યાઓની પાસે એની આંખો અંજાઈને મિચાઈ ન જાય ? મને લાગ્યું કે થોડો વખત તો મારા કાકાને ત્યાં જ રહે ને એમની પુત્રી પદ્મા, જે આધુનિક છે તેની પાસે જ અભ્યાસ કરે. પદ્માએ મારી આ માગણી કબૂલ રાખી હતી એટલે સૂરજ, હવે સુકન્યા, એને ત્યાં જ જઈને રહી.

સૂરજ જ્યાં સુધી ભાવનગરમાં હતી ત્યાં સુધી એના પ્રત્યે મારામાં જાણે પ્રેરણા જ જન્મતી નહોતી. મારે નિખાલસપણે કહેવું જોઈએ કે જે દિવસે સૂરજ મુંબઈ ગઈ તે રાત્રે મેં પહેલવહેલી એની ઊણપ અનુભવી. મારા થીજેલા હૃદયમાંથી સ્નેહનું એક ટીપું પણ તે દિવસે જ ઓગળ્યું એમ કહું તો ખોટું નથી. તે રાત્રે બે ચાર વખત હું જાગી ગયો અને મને વિચારો આવ્યા જ કર્યા કે હવે સૂરજને હું આ રીતે કાગળ લખીશ અને તે રીતે કાગળ લખીશ. જવાબમાં એના ગડબડિયા અક્ષરો મારે વાંચવાના રહેશે, જે ધીમે ધીમે મોતીના દાણાના રૂપમાં ફેરવાતા જશે. મારી હારેલી બાજી હું ફરી જીતી રહ્યો હોઉં એવો આનંદ મારા દિલમાં વ્યાપી ગયો.

અને બન્યું પણ એમ જ. પદ્માએ છ મહિનામાં તો સૂરજને સાચેસાચી સુકન્યા બનાવી દીધી. રજાના દિવસોમાં હું મુંબઈ ગયો ત્યારે એનામાં મેં જે ફેર જોયો તેણે મારા અંતરને નચાવી મૂક્યું. મને થયું કે હવે એક વર્ષમાં તો સુકન્યા સર્વાંગ–સુંદર બની જશે. એની કપડાં અને વાળાની ઢબછબમાં અજબ ફેર પડી ગયો હતો. આધુનિક કન્યામાં જોઈએ એવી વાણીની સજાવટ એનામાં આવી નહોતી. કેટલીયે વાતો હજી એ મુગ્ધભાવે સાંભળી રહેતી. એની મજાક થતી હોય ત્યારે એ સામાં બાણ ફેંકી શકતી નહિ, માત્ર મીઠું હસીને અથવા જરા મૂંઝાઈને ચૂપ બેસી રહેતી. છતાં પ્રભાત ઊઘડી ગયું હતું. ગ્રામ્યતાનો અંધકાર ભેદાઈ ગયો હતો. જે ચાપલ્યને હું ઝંખી રહ્યો હતો તેનો પદરવ હવે સંભળાવા લાગ્યો હતો. મારી પાસે પણ મૂંગી બેસી રહેનાર હવે ઓળખીતાંઓની સાથે દરિયા સુધી ફરવા નીકળતી અને કંઈ કંઈ વાતો કરી શકતી.

આનંદ અને આશાભર્યો હું એક મહિનો મુંબઈમાં રહ્યો. એક મહિનામાં મને જણાયું કે સુકન્યાને હવે છાત્રાલયમાં મૂકી શકાય એટલી તૈયારી એની થઈ ગઈ છે, પરંતુ મુંબઈ જેવા શહેરમાં પૂર્ણ સ્વાતંત્ર્યની ભાવનાને સમજી શકે એવું છાત્રાલય મને મળ્યું નહિ. મેં જોયું કે કૉલેજ–કન્યાઓ માટે એવાં છાત્રાલયો હતાં, પરંતુ સુકન્યાને કૉલેજ–કન્યા થવાને હજી વાર હતી. પદ્મા અને હું ખૂબ પરિશ્રમ કરીએ તોપણ એ એક વરસ પછી મૅટ્રિકમાં બેસી શકે એમ હતું. પદ્માની મહેનત અને સુકન્યાની તેજ બુદ્ધિથી પ્રગતિ તો સારી થઈ હતી.

આ સ્થિતિમાં પદ્મા પાસે જ સુકન્યાને રાખીને હું ભાવનગર જવા તૈયાર થયો. મારા ભાવનગર જવાના દિવસો નજીક આવ્યા ત્યારે સુકન્યા રડવા જેવી થઈ ગઈ હતી, પરંતુ આ વખતે મારી સાથે ફેરવીને મેં એને અનેક મિત્રો સાથે ઓળખાણ કરાવી હતી. વધુમાં એ મિત્રો–કન્યાઓ અને કુમારોને પણ મેં ભલામણ કરી હતી કે સુકન્યા સાથે સહવાસ વધારજો અને એનામાં નવા યુગના સંસ્કારો સીંચજો.

આટલી તૈયારીઓ પછી હું ભાવનગર પાછો ફર્યો ત્યારે મારું ચિત્ત પ્રફુલ્લ હતું. સ્ટેશન ઉપર સુકન્યા મને મૂકવા માટે આવી ત્યારે એનું રડી જતું મોં છાતી સરસું ચાંપી દેવાની મને ઇચ્છા થઈ હતી, પરંતુ મેં મારા મનને મજબૂત બનાવ્યું હતું. હું મારી જાતને કહેતો હતો કે 'સમગ્ર જીવનના અમૃત માટે થોડો સમય દુઃખ સહન કરી લે.' મારા મનમાં ખાતરી જ હતી કે હવે સુકન્યાને મારે યોગ્ય થવા માટે વધુમાં વધુ બે વરસ લાગશે. અને એ બે વરસ પછીની કલ્પના મને કેટલી મધુર લાગતી હતી તેનું તો વર્ણન જ અશક્ય છે.

એક વરસ બીજું વીતી ગયું અને પદ્માની લાગવગથી એક શાળા દ્વારા મારી સુકન્યા મૅટ્રિકમાં બેઠી. આ દિવસોમાં એના કાગળો ઓછા થઈ ગયા હતા, પરંતુ એ કેટલી જહેમત ઉઠાવી રહી હતી તેનું વર્ણન પદ્મા મને લખતી હતી અને મારો હર્ષ કોઈ રીતે સમાતો નહોતો. પરીક્ષા પૂરી કર્યા પછી સુકન્યાને ઘેર આવવાની તીવ્ર ઇચ્છા થઈ હતી. મને તો હતું કે એ રજાના દિવસો પણ મુંબઈમાં ગાળે અને મારા મિત્રો સાથે સંસર્ગ વધારી નવા યુગનું પાન કરે, પરંતુ ભાવનગર આવ્યા વિના એ રહી શકે એમ જ નથી એમ જ્યારે પદ્માએ મને લખ્યું ત્યારે એને બળાત્કારે ત્યાં રોકવાનું મને વ્યાજબી ન લાગ્યું. મેં એને આવવાની રજા મોકલી અને વળતી જ ટ્રેનમાં એ ભાવનગર આવવા માટે રવાના થઈ ગઈ.

સુકન્યા રવાના થઈ કે તુરત જ મારાં બાએ તો એને ફરી નહિ જવા દેવા માટે મારા પિતાને સમજાવવાનું શરૂ કરી દીધું. એમના મત પ્રમાણે મૅટ્રિક સુધીનું શિક્ષણ જોઈએ તે કરતાં ઘણું ઘણું વધારે હતું, પરંતુ મારા પિતાએ એની વાતને ટેકો આપ્યો જ નહિ એટલે એ નિરાશ થઈને બેસી રહી. સુકન્યાને ઘેર રોકી લેવા માટે એની મોટામાં મોટી દલીલ એ હતી કે એને મારાથી દૂર ન રાખવી જોઈએ. આ દલીલ કેટલી ક્ષુદ્ર હતી તેના વિચારે હું મનમાં હસતો હતો. મને થતું હતું કે મારી બા ક્યાંથી સમજી શકે કે આજની સુકન્યા મારી સાથે રહે કે ન રહે તે મારે મન સરખું જ છે. મારે જે સુકન્યા સાથે રહેવું છે તે તો હજી હવે તૈયાર થવાની છે!

સુકન્યા આવી ગઈ. ઘરનાં સૌએ એને પ્રેમથી સત્કારી. આડોશીપાડોશી અને મિત્રોએ પણ એના ફેરફારની પ્રશંસા કરી. નવા અને જૂના–બંને યુગનાં લોકોએ જ્યારે એનાં વખાણ કર્યાં ત્યારે મને નવાઈ ન થઈ, કારણ કે સુકન્યાની પ્રગતિ અત્યારે એ બંને યુગની મર્યાદા ઉપર પહોંચી હતી. અત્યારે એ જૂના યુગમાં પણ હતી અને નવા યુગમાં પણ હતી. એના મોં ઉપર શિક્ષણનો, આશાનો પ્રકાશનો ઉલ્લાસ હતો, તેમ નવવધૂમાં આવશ્યક ગણાય એવાં લજ્જા અને વિનય પણ હતાં. એ મારા મિત્રો સાથે હસતી હતી, તેમ મારાં વડીલોનો આદર પણ કરતી હતી. સુકન્યા સર્વ રીતે સૌને પ્રિય થઈ પડે એ રીતે ત્યાં રહેવા લાગી.

પરીક્ષાનું પરિણામ આવી ગયું. સુકન્યાને પોતાને

પાસ થવા વિષે શંકા નહોતી અને એની એ ધારણા સાચી પડી. આટલા દિવસ એ અને હું બહુ પ્રેમથી રહ્યાં હતાં એટલે એને પાછી મોકલતાં મારું દિલ સહેજ હલી જતું હતું. સુકન્યા તો જવા જ નહોતી ઇચ્છતી એમ હું સમજી ગયો હતો. પહેલી વખતે એની આંખમાં આંસુ આવેલાં એમ તો આ વખતે ન બન્યું, પરંતુ આ વખતે એના મોં ઉપર વિષાદ તો છવાઈ જ ગયો હતો. જવાની આગલી રાત્રે મેં એને ભાવી જીવનની સુંદર કલ્પનાઓ આપીને ખૂબ સમજાવી હતી. મારી સમજાવટની એના ઉપર કેટલી અસર થઈ હશે તે તો પ્રભુ જાણે, કારણકે એણે મારી સામે એક પણ દલીલ કરી નહોતી, તેમ બધી વાતને અંતે સંતોષ પણ પ્રગટ કર્યો હતો. હું એને સમજી શક્યો હતો ત્યાં સુધી તો એની મનોવૃત્તિ ફરીને તપ કરવા જતી હોય એવી હતી. એને મારે ખાતર જ શિક્ષણ લેવું પડતું હોય એવા ભાવો એના મોં ઉપર હતા. એ જ્યારે મુંબઈથી આવી અને થોડાક દિવસ પ્રેમથી રહી ત્યારે એણે એમ માન્યું હશે કે હું જે ઇચ્છતો હતો તે એને પ્રાપ્ત થઈ ગયું છે. સુકન્યા એમ માને તેમાં નવાઈ નહોતી, કારણકે એ પરણીને આવી ત્યારે મેં એને પ્રેમનો એક શબ્દ પણ ક્યાં કહ્યો હતો! અને આ વખતે?

પણ સુકન્યાની સાધના હજી અધૂરી હતી. એને બીજી વખત મુંબઈ મોકલતાં મને કેટલું દર્દ થતું હતું તે મેં એને સમજાવ્યું હતું. જો હું આટલું સહન કરી રહ્યો છું તો એણે પણ સહન કરી લેવું જોઈએ એવો મારો અભિપ્રાય એને કંઈક અસર કરી શક્યો હતો.

આમ સુકન્યા મુંબઈ ભણી વિદાય થઈ અને હું અભ્યાસ કરતો કરતો એક શાળાના મુખ્ય શિક્ષક તરીકે નોકરી કરવા લાગ્યો. આ વખતે સુકન્યાએ મુંબઈ જઈને છાત્રાલયમાં જ રહેવાનું હતું એટલે હવે પછી એના પ્રગતિના સમાચારો અદ્ભુત હશે એમ હું ધારતો હતો. એ મારી સાથે આટલો સમય રહીને સમજી ગઈ હતી કે મારે મન એના શિક્ષણ કરતાંયે નવયુગના સંસ્કાર વધુ જરૂરી હતા. એ થોડું ઓછું ભણેલી હોય, કોઈ પદવી ન ધરાવતી હોય તેની મને ચિંતા નહોતી, પરંતુ એ જો મારા મિત્રો સાથે બેસી શકે એવી ન હોય, મારી પાસે પણ પોતાનો સ્વતંત્ર મત પ્રગટ કરી શકે એમ ન હોય તો એની કોઈ પણ પદવીની મને કિંમત નહોતી.

સુકન્યાના મુંબઈ પહોંચવાના સમાચારમાં જ આ સુંદર પલટાનાં ચિહ્નો હતાં. એને સ્ટેશને લેવા માટે પદ્મા ઉપરાંત આઠ દસ મિત્રો-કન્યાઓ અને કુમારી—આવ્યાં હતાં. સુકન્યાએ લખ્યું હતું કે 'ગાડીમાં મને આખો દિવસ બેચેની લાગી હતી, પણ રાત્રે સારી ઊંઘ આવી ગએલી. સવારમાં મુંબઈ પહોંચતાં મન આનંદમાં હતું.' હું આ જ સ્થિતિ ઇચ્છતો હતો. આનંદ વિના નવસંસ્કારનું ઘડતર એના હૃદય ઉપર શી રીતે થઈ શકે?

બસ, આ સમયથી સુકન્યાના પલટાનો કાળ શરૂ થયો. આજે સુકન્યામાં જે જે દેખાય છે તે બધું એ વરસે વવાયું હતું. પહેલું દોઢ વર્ષ તો ધરતી ખેડવામાં જ ગયું હતું એમ કહેવું જોઈએ.

એકાદ મહિનો વીત્યા પછી સુકન્યાની સાથે કોઈ વાર ધીમતિ તો કોઈ વાર કલા, કોઈ વાર ચંદ્રશેખર તો કોઈ વાર મનુકુમારના પત્રો પણ આવવા લાગ્યા. એ બધાં ક્યાં ક્યાં ફરવા ગયાં હતાં તેનું સુકન્યા વર્ણન મોકલતી હતી. હું આવા દરેક કાગળના જવાબમાં સુકન્યાને ફરવાનાં નવાં નવાં સ્થળો અને મુંબઈમાં આવતાં સારાં બોલપટો સૂચવ્યા કરતો હતો. હું જાણીને રાજી થતો કે મારી દરેક સૂચનાનો અમલ એ પછીના રવિવારે સુકન્યા અને એનાં તથા મારા મિત્રો કરતાં જ.

દિવસો પછી દિવસો વીતવા લાગ્યા અને સુકન્યાના રંગ બદલાતા ગયા. એક સત્ર પૂરું થયું ત્યારે મેં માન્યું કે સુકન્યા હવે ઘેર આવશે. હું ઇચ્છતો પણ હતો કે એ ઘેર આવે. મારે એના મોં ઉપર નવીનતા જોવી હતી. જે ચાપલ્યને હું ઝંખતો હતો તેનું દર્શન કરી અંતર પ્રફુલ્લિત કરવું હતું. હું તો આ વખતે એમ. એ.ની તૈયારી પૂરી કરી શકેલો નહિ એટલે એ માટે મને ચિંતા નહોતી. પણ મારા આશ્ચર્ય અને

હર્ષ-શોકની મિશ્ર લાગણી વચ્ચે સુકન્યાએ લખ્યું કે 'તમે જાણીને આનંદ પામશો કે હું આ રજાઓ મુંબાઈમાં જ ગાળીશ. વચ્ચે થોડાક દિવસ ચંદ્રશેખર સાથે પંચગીની જવાની પણ ઇચ્છા છે. રજા આપશો ને?' આ કાગળથી મને આનંદ થયો હતો કે શોક થયો હતો તેનું પૃથક્કરણ હું પોતે કરી શક્યો નથી. જવાબમાં મેં લખ્યું હતું કે 'મેં ધારેલું કે રજાઓમાં તું અહીં આવશે. તારા આગમનની તૈયારી અને કલ્પનાઓ પણ હું કરતો હતો, પરંતુ તેં ત્યાં રહેવાનું અને પંચગીની જવાનું કર્યું તેથી મને આનંદ થયો છે. મારે જે જોઈતું હતું-જોઈએ છે તે હવે તારામાં ઝડપભેર આવી રહ્યું છે. સુકન્યા, તારામાં જેની ઊણપ હતી તે વસ્તુ હવે તને પ્રાપ્ત થઈ ગઈ છે.'

સુકન્યાનો જવાબ અત્યંત આનંદભર્યો હતો. આ નવા જીવનમાં એને પોતાને કેટલી પ્રફુલ્લતા લાગે છે તેનું વર્ણન હતું અને આજ લગી એ અજ્ઞાન અને ગ્રામ્યતાની સાંકળમાં જકડાયેલી હતી એવો એકરાર હતો. જીવનનો આ અનુપમ આનંદ લૂંટવા માટે જ્યારે મેં એને મુંબઈ મોકલી ત્યારે એ ખૂબ રડેલી તે ઉપર એ અત્યારે હસી રહી હતી. હું જોઈ શક્યો કે હવે સુકન્યા પ્રસન્નચિત્ત છે અને એનાં રૂપ, ગુણ અને યૌવનની સાથે નવયુગનો રંગ પણ ભળી રહ્યો છે. સુકન્યાને મેળવીને હું હવે ધન્ય બની રહ્યો હતો.

અને પછી પંચગીનીથી સુકન્યાના કાગળો આવ્યા. ત્યાંની અદ્દભુત કુદરતમાં પોતે કેટલી મુક્તતા અનુભવે છે અને 'જો તમે સાથે હોત તો મારા આનંદને અવધિ જ ન રહેત' તેનું બયાન હતું. ડુંગરે ડુંગરે ને વૃક્ષે વૃક્ષે કેટલી નવીનતા અને સૌંદર્ય ભર્યું હતું તેનું વર્ણન કરતાં સુકન્યાએ પાંચ પાનાં ભર્યાં હતાં. આ કાગળમાં ચંદ્રશેખરની પણ ખૂબ પ્રશંસા કરી હતી. મને આ કાગળ સર્વ રીતે આહ્‌લાદક લાગ્યો હતો.

રજા પૂરી થઈ અને બીજું સત્ર શરૂ થયું. સુકન્યાએ લખ્યું કે આ સત્રમાં પોતે બહુ મઝા નહિ લૂંટી શકે કારણ કે વાંચવાનું ઘણું છે. પરંતુ તે સાથે જ દર રવિવારે કોઈની સાથે ફરવા ગયાના ને સિનેમા જોયાના સમાચારો તો આવતા જ હતા. મને આ સમાચારો વાંચીને થતું હતું કે એક વખત તો એને આંખ ભરીને જોઈ લઉં. હું ભાવનગરમાં બેઠો બેઠો મીઠી મનોરમ્ય કલ્પનાઓ તો કરી શકતો હતો, પરંતુ કલ્પના કરતાં વાસ્તવમાં ઓર મઝા રહી છે એમ જાણતો હોવાથી ત્યાં જવાની ઇચ્છા જોર કરતી હતી. છેવટે આઠેક દિવસ માટે ત્યાં જઈ આવવાનો મેં નિશ્ચય કરી લીધો ને શાળામાંથી રજા લીધી. પરંતુ ભાગ્ય કંઈક વિપરીત હતું. જવાને આગલે દિવસે જ પિતાજી તાવમાં પટકાઈ પડ્યા અને હું ન જઈ શક્યો. છેવટે મને એક રસ્તો સૂઝ્યો. મેં સુકન્યાને લખ્યું કે 'પિતા બિમાર પડી ગયા છે એટલે નથી આવતો. હવે તારો છેલ્લામાં છેલ્લો ફોટો મોકલી તારું દર્શન કરાવજે.' વળતી ટપાલે જવાબ આવ્યો કે 'તમે આવો ત્યારે તમને આશ્ચર્યમાં ગરકાવ કરવાની યોજના મેં ઘડી હતી. તમને લાગે કે પેલી સૂરજ તો મરી જ ગઈ અને તમારી સુકન્યાએ પણ નવો જન્મ લીધો........પણ તમને આશ્ચર્ય થશે કે મેં અહીં આવીને એક પણ ફોટો પડાવ્યો નથી. બે ચાર વખત મિત્રોએ આગ્રહ કરેલો પણ મેં ના પાડી હતી. મારી ઇચ્છા હતી કે જિંદગીમાં પહેલવહેલો ફોટો તો તમારા સાથે જ પડાવવો. પણ હવે આજે સ્ટુડીઓમાં જાઉં છું. એકાદ બે દિવસમાં તમને ફોટો મળી જશે.'

અને બે દિવસ પછી ફોટો પણ આવ્યો. ખરેખર એણે નવો અવતાર લીધો હતો. એના સુંદર શરીરમાં સહેજ સ્થૂળતા લાગતી હતી તે ચાલી ગઈ હતી. આંખમાં અને મોં ઉપર ચાપલ્યની તમામ રેખાઓ ઊપસી આવી હતી. માથાના વાળ અને કાનના લટકણિયાં, હસતું મોં અને મન્નકભરી આંખો એ જોઈ જોઈને હું એનું સાંનિધ્ય અનુભવતો હરખાવા લાગ્યો. અને એનો વિચાર કેવો સુંદર હતો! 'જિંદગીમાં પહેલવહેલો ફોટો તો તમારા સાથે જ પડાવવો.' એ ખરું હતું, યથાયોગ્ય હતું. મારી સાથે જ પડાવવો જોઈએ ને! મિત્રો ભલેને હજાર

હોય, પણ હું તે હું હતો અને સુકન્યા તે સુકન્યા હતી. અમારા સંબંધની તોલે જગતનો કોઈ પણ સંબંધ આવી શકે એમ નહોતું.

અને બીજા ચાર મહિના પસાર થઈ ગયા. સુકન્યાએ પરીક્ષા આપી દીધી. હું તો આ વખતે પણ એમ. એ. માં ન બેસી શક્યો. મેં આશા રાખી કે આ વખતે તો સુકન્યા મારા કહ્યા વિના જ અહીં આવી પહોંચશે, પણ એનો કાગળ આવ્યો કે 'હું ત્યાં આવું તે કરતાં તમે જ ન આવો? ત્યાં આપણને શી મજા પડશે?'

મને આ કાગળ ગમ્યો કે ન ગમ્યો તે કહી શકું નહિ. એમ તો થયું કે સુકન્યાએ આવવું જોઈએ. અમારા આનંદ ઉપરાંત અમારે માતાપિતાના આનંદનો પણ સહેજ વિચાર કરવો જોઈએ. મેં સુકન્યાને લખ્યું કે 'આ વખતે તું આવી જ જા. તારે ફરી મુંબઈ જવાનું થશે ત્યારે જો શક્ય હશે તો હું સાથે આવીશ. તને જોઈને બા-બાપુ પણ ખૂબ રાજી થશે.' આ કાગળ ટપાલમાં નાખતી વખતે મને થતું હતું કે કદાચ સુકન્યા હજી યે મને ત્યાં બોલાવવાનો આગ્રહ કરશે તો મારા હૃદયમાં શી લાગણી થશે તે હું સમજતો હતો. પરંતુ મારી સુકન્યા એવી નહોતી. એણે તો કાગળ પહોંચતાં જ તાર કર્યો: 'હું આવું છું.'

અને એ આવી—અંગમાં ને આંખમાં નવીનતાના રંગો પૂરીને. મેં એને સ્ટેશન ઉપર જોઈ ત્યારે ખરેખર હું તાજુબ થઈ ગયો. મારે જે જોઈતું હતું તે છલોછલ મળી ગયું હતું. મારા કરતાં આ પૃથ્વીપટ ઉપર બીજું કોઈ જ વધુ સુખી ન હોય એમ મારું અંતર ગણગણવા લાગ્યું. સુકન્યા અને હું ગાડીમાં બેસીને ઘેર પહોંચ્યાં.

એક વર્ષ પહેલાંની અને આજની સુકન્યામાં અજબ ફેર પડી ગયો તેની સાક્ષી મારી બાએ અને પાડોશીએ સહેજ મોં બગાડીને પૂરી અને મારા મિત્રોએ મોં ઉપર હર્ષની ભરતી લાવીને પૂરી. હું જોઈ શક્યો કે જૂના યુગની મર્યાદાઓ સુકન્યાએ વટાવી દીધી છે અને હવે એ સર્વ રીતે નવયુગી બની ગઈ છે.

જે આધુનિકતા, નવીનતા, ચપળતા, સ્વતંત્રતા સંસ્કારિતા હું ઇચ્છતો હતો તે મને મળી ગયાં હતાં.

[ અપૂર્ણ ]

●

## એક સુધારો

'ઊર્મિ' પહેલી ઓગસ્ટના અંકમાં શ્રી. 'ઊર્મિલા'ની અનુવાદિત વાર્તા 'કલાધરની શોધમાં' હિંદી માસિક 'મહિલા'માંથી અનુવાદ કર્યાનું જણાવ્યું છે તે એક ભૂલ થઈ છે. વસ્તુતઃ ઉપરોક્ત વાર્તા 'વિશ્વમિત્ર' (હિંદી માસિક)ના જૂન-અંકમાંથી અનુવાદિત થઇ છે અને તેના લેખક શ્રી. વિષ્ણુ પ્રભાકર છે. —સં

# અભિનંદન

‘ગુજરાત સાહિત્યસભા’એ ગુજરાતના લાડીલા કલાકાર શ્રી. કનુ દેસાઈને રણજીતરામ સુવર્ણચંદ્રક આપીને સર્વ રીતે યોગ્ય કર્યું છે. આવા સુવર્ણચંદ્રકો કેટલીક વખત માણસનું મૂલ્ય અંકાવવામાં કારણભૂત થાય છે અને કેટલીક વખત જેનું મૂલ્ય અંકાયેલું જ હોય તેની શોભામાં એક કલગીનો ઉમેરો કરે છે. શ્રી. કનુભાઈ પોતાના પરિશ્રમે અને કલાપ્રેમે આજ પહેલાં જ પોતાનું મૂલ્ય અંકાવી ચૂક્યા છે. ગુજરાતમાં તો ભાગ્યે જ એવો કોઈ સાહિત્યપ્રિય કે કલાપ્રિય હશે જે એમની કલાને ન પિછાનતો હોય. પરંતુ એમની ખ્યાતિ તો પ્રાંતની અને અલ્પ અંશે દેશની સીમાઓની બહાર પણ પહોંચી ગઈ છે. આ સુવર્ણચંદ્રક આપીને સાહિત્યસભાએ એમની શોભામાં યોગ્ય રીતે એક કલગીનો ઉમેરો કર્યો છે.

ચંદ્રક સ્વીકારતી વખતે શ્રી. કનુભાઈએ પોતાની મહત્ત્વાકાંક્ષા પ્રગટ કરી છે તે સાત્ત્વિક અને પ્રેરક છે. દુનિયાના ખંડેખંડમાં પહોંચી જવાની એમણે વાત નથી ઉચ્ચારી. એમણે તો પોતાની સૌમ્ય કલાને ઘરઘરમાં પહોંચાડવાની મુરાદ પ્રગટ કરી છે. એમની મહત્ત્વાકાંક્ષા એ છે કે વેપારી ગુજરાત સૌંદર્યપ્રેમી થાય. આ મહત્ત્વાકાંક્ષા ખરેખર અભિનંદનને પાત્ર છે. જો એમની એ સાધના ફળે તો ગુજરાતે પોતાની વ્યાપારશક્તિ મેળવતાં જીવનના કોમળ અને મંગલ રસો પ્રત્યે જે બેદરકારી રાખી છે તે દૂર થાય અને ગુજરાતનું જીવન પૂર્ણતા તરફ એક મહત્ત્વનું પગલું માંડે.

શ્રી. કનુભાઈને આ મહત્ત્વાકાંક્ષા બદલ અને આ ચંદ્રકની પ્રાપ્તિ બદલ અમે અભિનંદન આપીએ છીએ.



## હાથ રાખજો !

હાથ દેઈને રાણી ! હેઠાં ઊતરજો
  મ્હારાં અંતરને ઊતરાણે હો !
જીવતરને પાળે પાય ટેકાવી
  ત્હમે ઊભજો આથમ્યા વા’ણે
  દેજો સાથ આયખુ–ઓટને ટાણે. ૧
આસ્તે રાણી તમે અમી ઉભારજો
  આથમ્યા જંતર રમાડજો
ઢીલા આ આતમાના તાર તાણો તો
  તંબૂર–તૂંબડું સમારજો !
  ધીમા ધ્યાન–લ્હેકામાં વિરામજો ! ૨
આતમ ઘડૂલો રાણી ! ઊર્મિથી ફાંસજો,
  કાયાના કૂપમાં ઉતારજો
પ્રેયપાતાળનાં પાણીડાં સીંચતાં
  મનખ્યાદોરીને હાથ રાખજો,
  જોજો ઘડો ભવે ન ભટકાડજો૦

સુધાંશુ

સા હિ ત્ય અ ને સં સ્કા ર નું મા સિ ક

# ઊર્મિ

## યોજના

દર મહિને વાર્તાઓ, લેખો, કાવ્યો, સાહિત્યવિવેચનો, જીવન-ચરિત્રો ઇત્યાદિ સામગ્રી ૮૦ થી ૧૦૦ પાનાંમાં આપવામાં આવે છે. નવું વર્ષ એપ્રિલથી શરૂ થાય છે, પરંતુ કોઈ પણ મહિનાથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.

## • એનું વાર્ષિક લવાજમ •

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| પાંચ રૂપિયા | સાડા પાંચ રૂપિયા | સાડા છ રૂપિયા |
| | | ( શિ. દસ ) |

## છૂટક કે નમૂનાની નકલના આઠ આના

## લેખ સંબંધી

૧. જે લેખનો સ્વીકાર કરવામાં આવે છે તે લેખ જો પહેલા જ અંકમાં પ્રગટ થઈ શકે એમ હોય તો તેના લેખકને ખબર આપવામાં આવતી નથી. જો લેખનું પ્રકાશન મોડું થવાનું હોય તેની ખબર આપવાનો રિવાજ છે.

૨. જે લેખ સાથે ટપાલખર્ચ નથી હોતું તે લેખ જો સ્વીકારવા યોગ્ય ન લાગે તો રદ કરવામાં આવે છે.

૩. જે લેખનો અસ્વીકાર કરવામાં આવે તેનાં કારણો આપવાને અમે બંધાયેલા નથી. અમારા તરફથી કારણો ન મળે તો અમે નથી રાખવા ઇચ્છતા એમ સમજવું.

૪. કોઈ પણ લેખકનો લેખ જે અંકમાં છપાય તે અંક અને તે લેખની છૂટી પાંચ પ્રતો લેખકને મોકલવાનો રિવાજ છે. કોઈ પણ કારણસર છૂટી પ્રતો ન મોકલી શકાય તો તે ફરીથી છપાવી આપવાનું જોખમ અમે સ્વીકારતા નથી.

## વ્યવસ્થા સંબંધી

૧. કોઈ પણ ફરિયાદ માટે જવાબી ટપાલખર્ચ અને ગ્રાહક નંબર જણાવવો જરૂરી છે.

૨. જે ગ્રાહકોનું લવાજમ પૂરું થવા આવે છે તેને અગિયારમા અંક સાથે એ જાતની ચેતવણી મોકલવામાં આવે છે અને એમના તરફથી વખતસર જવાબ નથી આવતો તો બારમો અંક એમને વી. પી. થી મોકલવામાં આવે છે. વી. પી. રૂા. ૫–૪–૦નું થાય છે, જેના ગ્રાહકે રૂા. ૫–૬–૦ ભરવા પડે છે. આ વી. પી. જો ગ્રાહક ન સ્વીકારે તો છેલ્લા અંક ઉપર એમનો અધિકાર રહેતો નથી. વી.પી. ખર્ચના ચાર આના મોકલીને જ તે અંક પાછો મેળવી શકાય છે.

૩. અંગ્રેજી મહિનાના પહેલા અઠવાડિયામાં જ 'ઊર્મિ'નો અંક પ્રાપ્ત ન થાય તો ગ્રાહકને વિનતિ છે કે તેમણે ટપાલ–ઑફિસમાં ખબર કાઢવી અને ટપાલખાતા તરફથી જે લેખિત જવાબ આવે તે અહીં મોકલી આપતાં એમને તે અંકની બીજી નકલ મોકલી આપવામાં આવે છે.

ભા ર તી સા હિ ત્ય સં ઘ : પો. બો. નં. ૭૩ : અ મ દા વા દ

# અહિંસા–સિદ્ધાંત કે નીતિ?

આ પ્રશ્નને ફેરવીને જુઓ. શું હિંસા કદી જીવનનો સિદ્ધાંત બની શકે છે? ચોર, બદમાસ કે મહત્ત્વાકાંક્ષી રાજા પણ કદી હિંસાને જીવન–સિદ્ધાંત તરીકે નહિ ઓળખાવે. પરંતુ, પોતાની યોજનાઓની સફળતા માટે હિંસાનીતિનો આશ્રય લેવાની આવશ્યકતા આગળ કરશે. એટલે કે હિંસા સિદ્ધાંત નથી બની શકતી, બહુ બહુ તો તે નીતિ બની શકે છે.

સામ્યવાદી પણ આખરી ધ્યેયે તો હિંસાનો નાશ અને અહિંસાની સ્થાપના જ ઇચ્છે છે. અર્થાત્ સિદ્ધાંત રૂપે તે અહિંસાને માને છે. પરંતુ પોતાની યોજનાઓની ત્વરિત સફળતા માટે આવશ્યક જણાયે હિંસાનીતિને અત્યાજ્ય નથી સમજતો.

જો આ બરાબર હોય તો આપણા લોકોમાં 'અહિંસા–સિદ્ધાંત કે નીતિ?'ની જે ચર્ચા ચાલી રહી છે તે ફોકટ જ છે. ચર્ચા જો કરવાની જરૂરી હોય તો તે એ વિષયે કરવાની કે "શું હિંસાનીતિ સર્વથા ત્યાજ્ય થઈ શકે છે?"

માનવસમાજ કેવો છે તે આપણે જાણીએ છીએ. ભલે આપણે માનીએ કે તે એક દિવસ આદર્શ સંસ્કારી બની જશે, પણ આજે તો આપણે આજની મર્યાદાઓમાંથી જ માર્ગ કાઢવાનો છે. એમાં હિંસાનો થોડો ઉપયોગ થવાનો જ છે. ત્યારે પંડિતાઈ કરતાં વ્યવહારિક દૃષ્ટિએ જોઈએ તો પ્રશ્ન આટલો જ બની જાય છે કે—

(૧) અમુક એક પરિસ્થિતિમાં આપણે હિંસાનીતિનો સ્વીકાર કરવો કે નહિ?

(૨) જ્યાં એ અનુચિત લાગે ત્યાં અહિંસક માર્ગ કયો હોઈ શકે? અને

(૩) જ્યાં હિંસા અપરિહાર્ય લાગે ત્યાં એની મર્યાદા કઈ હોઈ શકે?

રાજકીય કાર્યકર્તા તાત્ત્વિક ચર્ચા ન કરતાં એટલું સ્વીકારે કે (૧) સિદ્ધાંત તરીકે અહિંસા જ હોઈ શકે, (૨) એટલા માટે નેતાનું પ્રથમ કર્તવ્ય અહિંસાની રીત શોધવાનું જ હોઈ શકે છે અને (૩) હિંસા અપરિહાર્ય જણાયે પણ એને વધુમાં વધુ નિયંત્રણમાં રાખવી પડશે. આટલી વાતનો સ્વીકાર કર્યા પછી ઊભા થતા એક એક સવાલને ઉકેલવાના વ્યવહારુ ઉપાયો શોધે. તો સંભવ છે કે મોટા ભાગના પ્રસંગોએ તે એક જ નિર્ણય પર આવશે.

**શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

આખરે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું છે. હિટલરે આખરે આખી દુનિયાને યુદ્ધમાં ઉતારવાની–લોહીમાં રગદોળવાની શરૂઆત કરી દીધી છે. આ જ વખતે યુદ્ધ થશે કે કેમ તેની તેને તો કદાચ શંકા જ હશે. ગયા વરસે જેમ ઝેકોસ્લોવાકિયાનો બલિ શાંતિ ખાતર અપાયો તેવી જ રીતે આ વખતે પણ પોલાંડનો બલિ ધરવા ચેમ્બરલેઈન તૈયાર થશે. અને પોતાની ધમકીઓને આધારે પોલાંડનો કર્નલ બેક સફેદ વાવટો લઈને હિટલરને શરણે આવશે એવી આશા ઠેઠ સુધી હિટલર રાખતો હતો એમ જણાય છે. પણ એમાંનું કશું બન્યું નહિ અને આખરે યુદ્ધ ૧લી તારીખથી શરૂ પણ થઈ ગયું.

૧લીએ જર્મન લશ્કરે પોલાંડમાં પ્રવેશ કર્યો. ૩જીએ ઇંગ્લાંડે બે કલાકની નોટીસ આપીને યુદ્ધ જાહેર કર્યું. સાથે ફ્રાંસે પણ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. ત્રણ અઠવાડિયાં સુધીમાં જર્મનીએ પોલાંડનો ઘણો ભાગ કબજે કરી લીધો, અને બાકીનું અર્ધું કામ રશિયાએ પૂરું કર્યું. આજે આ લખાય છે ત્યારે પોલાંડ બે ભાગે વહેંચાઈ ગયેલું છે, જેમાંનો પશ્ચિમનો ભાગ જર્મનીએ લીધો અને પૂર્વનો મોટો ભાગ રશિયાએ લીધો છે. જ્યારે રશિયા — જર્મનીના અનાક્રમણકારી કરારો બહાર પડ્યા ત્યારે રશિયા પોલાંડની પીઠ પાછળ ઘા કરશે એવી કોઈની ધારણા નહોતી. જર્મનીની ધારણા હતી કે કેમ એ બાબત શંકાસ્પદ છે, પણ આખરે એ બનાવ તો બન્યો જ. હજી કોઈ કોઈ જગાએ પોલાંડનું લશ્કર ટક્કર ઝીલે છે ખરું પણ હાલ તુરત માટે તો એ એનાં છેલ્લાં ડચકાં જેવું જ ગણાય. હિટલરે તો પોલાંડનું યુદ્ધ સંપૂર્ણ થયાનું જાહેર પણ કરી દીધું છે.

ઇંગ્લાંડ કે ફ્રાંસ કોઈ પોતાનું સૈન્ય પોલાંડની ભૂમિ ઉપર ઉતારી શકે એવું તો હતું જ નહિ. એઓ એક જ રીતે પોલાંડ ઉપરનું જર્મનીનું દબાણ ઓછું કરી શકે અને તે જર્મનીની પશ્ચિમ સરહદ ઉપર જર્મની ઉપર હલ્લો લઈ જઈને જર્મનીના પૂર્વ તરફ જતા સૈન્યને પશ્ચિમ તરફ વળવાની ફરજ પાડે. એ રીતે પશ્ચિમ તરફ યુદ્ધ શરૂ થયું પણ ખરું અને આજ સુધી ચાલે છે. આ સરહદ ઉપર બન્ને બાજુએ મજબુત કિલ્લેબંદી છે. જર્મનીની સીગફ્રીડ લાઈન અને ફ્રાંસની મેગિનૉટ લાઈન બન્ને કિલ્લેબંદીઓ અભેદ્ય છે. એટલે અહીંનું યુદ્ધ વધારે આકરું છે અને થશે.

જર્મનીની યોજના શરૂઆતમાં બહુ જ થોડા વખતમાં પોતાનું બળ ખરચીને પોલાંડને કચડી નાખવાની હતી અને ત્યાં સુધી ફ્રાંસની સરહદ ઉપર ઝાઝું લક્ષ આપવું નહિ; અને એ રીતે એણે કર્યું પણ ખરું. પરિણામે પોલાંડનું નાનું રાજ્ય જર્મનીના વધુ બળવાન લશ્કર સામે ટકવું અસંભવિત હતું અને એમ જ થયું.

પોલાંડનો મોરચો પૂરો કરીને હવે હિટલર પોતે પશ્ચિમ સરહદ ઉપર આવ્યો છે. એટલે વાસ્તવિક રીતે યુદ્ધની ખરી શરૂઆત હવે જ થાય છે એમ કહી શકાય. છેલ્લા બે દિવસથી જર્મન–હલ્લાઓ જોસથી શરૂ થયા છે, પણ કહે છે કે ફ્રેંચ તોપોના મારા આગળ જર્મનો આગળ વધી શકતા નથી. આથી કદાચ હોલાંડ અને બેલ્જિયમ મારફત જર્મની, ફ્રાંસ અને ઇંગ્લાંડ ઉપર હલ્લો લઈ આવે એવી એક દહેશત રહે છે.

જર્મન સબમરીનોએ તો ગયા મહાયુદ્ધની જેમ જ આ વખતે પણ સમુદ્ર ઉપર ત્રાસ વર્તાવવાનું શરૂ કરી દીધું છે. અનેક સ્ટીમરો ઇંગ્લાંડની ડુબાડી દીધી છે. અને 'કરેજિયસ' નામનું એક બ્રિટિશ લશ્કરી જહાજ પણ ડુબાડયું છે. જ્યારે સામી બાજુએ બ્રિટિશ લોકોએ હજી એવું ભારે જબરું કામ કર્યું હોય એવી હકીકત ઝાઝી બહાર આવી નથી.

આ તો થઈ અત્યારની યુદ્ધની પરિસ્થિતિ.

આ યુદ્ધ દરમિયાન જે આશ્ચર્યકારક ઘટના બની તે તો જર્મની અને રશિયાનું જોડાણ, તથા આખરે રશિયાએ પોલાંડ ઉપર હલ્લો કર્યો તે. ઈંગ્લાંડ રશિયાને પોતાના પક્ષમાં ન લઈ શક્યું તેનો આ સીધો જવાબ છે.

આજ સુધી એમ જ મનાતું કે રશિયા અને જર્મની બન્ને તો કદી એક થાય જ નહિ. તેમનું વૈર એ તો જગજાહેર વસ્તુ હતી. પણ રશિયાની પરદેશનીતિ જાણે કે સાવ પલટાઈ ગઈ હોય એમ જણાય છે અને આ જોડાણથી દુનિયાના રાજકારણમાં પણ એક જબ્બર પલટો આવ્યો છે. જો કે કેટલાક જણાએ આ આગાહી કરી જ હતી કે જતે દહાડે સ્ટેલિન અને હિટલર બન્ને હાથ મિલાવશે જ. પણ એ આગાહી ઉપર તે વખતે ઝાઝું લક્ષ અપાયું નહોતું. આજે તો બધાની ગણતરી ઊંધી વળી ગઈ અને નવી પરિસ્થિતિમાં ફરી બંધબેસતા થવા માટે બધાના પ્રયત્નો શરૂ થઈ ગયા.

મુત્સદ્દીગીરીમાં હિટલર ચેમ્બરલેઈનને વટાવી ગયો એમ તો જણાય છે જ. પણ આ સંધિને પરિણામે સ્ટેલિન ફાવ્યો કે હિટલર તે હજી નક્કી કરવું મુશ્કેલ છે.

અત્યાર સુધી કમ્યુનિઝમ-વિરોધી સંઘનો નેતા હિટલર હતો, અને ઈટાલી તથા જાપાનને તેમાં તેણે ભેળવેલાં હતાં. જેની સામે આ સંઘ સ્થાપવામાં આવ્યો હતો તેની જ સાથે હિટલરે હાથ મિલાવવાથી શરૂઆતમાં તો બધા જ મિત્રો વિચારમાં પડી ગયા. જાપાન ઉપર તેની સારી અસર નહોતી થઈ, કારણ કે પૂર્વમાં જાપાન — સોવિયેટની તકરારો ઘણા વખતથી ચાલ્યા જ કરે છે. એટલે પશ્ચિમમાં જ્યાં સુધી રશિયા ઉપર જર્મનીની શેહ પડતી હતી ત્યાં સુધી પૂર્વમાં રશિયાનો ઝાઝો ડર નહોતો. સંધિને પરિણામે રશિયાને પશ્ચિમની બીક જતી રહી. એટલે હવે જો રશિયા જાપાનને સીધું કરવા ધારે તો સહેલાઈથી તેમ કરી શકે એમ હતું. જાપાન આથી મુશ્કેલીમાં આવી પડ્યું, કારણ કે ચીનમાં તો એ રોકાયેલું છે જ. ઉપરાંત ચીનમાં ઈંગ્લાંડની સામે પણ તેણે માથું ઊંચક્યું હતું. અને હોંગકોંગને ઘેરો નાખવાની તૈયારી ચાલુ હતી. આ રીતે બ્રિટનને મૂંઝવવામાં હિટલરનો સ્વાર્થ હતો, જેથી પોલાંડની બાબતમાં ઈંગ્લાંડ મચક આપે. પણ જાપાનને હવે પૂર્વમાં રશિયા અને ઈંગ્લાંડ બન્નેની દુશ્મનાવટ આકરી પડી જાય એવું હોવાથી તેણે ઈંગ્લાંડની સાથે મળતું કરી લેવાની પેરવી રચી અને હોંગકોંગનો ઘેરો ઉઠાવી લીધો. ઉપરાંત હિટલરે આ યુદ્ધ શરૂ કરવામાં ગણતરીભૂલ કરી છે એવું પણ જાપાન તરફથી જાહેર કરવામાં આવ્યું. હિટલરનો આ રીતે એક મિત્ર ઓછો થવાની તૈયારીમાં હતો, પણ વળી હિટલર જાપાન — રશિયા જોડે સંધિ કરવામાં આખરે ફાવ્યો એટલે મંચુકુઓની સરહદ ઉપર જાપાન — સોવિયેટ વચ્ચે સમાધાની થઈ ગઈ. હિટલરને પણ લાભ થયો; પણ આનાથી રશિયાને પણ એટલો જ લાભ થયો કારણ બન્ને બાજુએ તેને સતત યુદ્ધનો ડર રહ્યા કરતો હતો તે એનો ઘટી ગયો.

ઈટાલિ અને રશિયાની સરહદો ક્યાંયે સીધી રીતે નજીક નથી આવતી, પણ ઈટાલિએ પણ આખરે આ નવી સંધિ સ્વીકારી પણ લીધી છે. એટલે આખરે કમ્યુનિઝમ — વિરોધી સંઘમાં રશિયા પણ હવે આજે ભળી ગયું છે એમ ગણી શકાય ! અને એ નવાઈ કંઈ ઓછી નથી ! !

અહીં સુધી સમજી શકાતું હતું કે ઈંગ્લાંડે રશિયાનું આજ સુધી જે અપમાન કર્યા કર્યું છે એનો આ સચોટ જવાબ રશિયા વાળે છે. જર્મની આજે પોતાનું કામ કાઢી લેવા માગે છે અને રશિયા સામા પક્ષમાં ન ભળી જાય એ કરવા માગતું હતું એટલે તેણે પણ આ પગલું આખરે ભર્યું છે. પણ આનાથી રશિયા પોલાંડ ઉપર ચડાઈ કરશે એમ તો ઘણા ઓછાએ કલ્પ્યું હશે. પણ આખરે એ બન્યું. જેમ કોઈ પણ પ્રદેશ કબજે કરવા માટે ત્યાંની લઘુમતી કોમોનાં દુઃખોનો હાઉ બતાવવાનો નાઝી લોકો પ્રચાર કરતા હતા એનો જ આશરો રશિયાએ લીધો

અને આખી સરહદ ઉપરથી પોલાંડમાં પ્રવેશ કર્યો. બન્ને બાજુની ભીંસમાં બિચારું પોલાંડ શે ટકે ?

જર્મની આખું પોલાંડ કદાચ હજમ કરી જવા માગતું હોય તોપણ જ્યારે ભાગલા જ પાડવાના છે, અને પોલાંડ ટકવાનું તો હતું જ નહિ, ત્યારે જર્મની બધો ભાગ પડાવી લે એ રશિયાને કેમ પોસાય ? તેણે પણ પોતાનો ભાગ પડાવી લીધો અને તે પણ ઓછામાં ઓછી મહેનતે.

આજે જે ભાગ રશિયાને મળ્યો તે ભાગ ખેતીને માટે ઉત્તમ છે. જર્મનીને એ જોઈતો હતો. પણ તેની સાથે યુક્રેઈન જોડાયેલ છે અને યુક્રેઇન ઉપર જર્મનીની નજર ઘણા વખતથી છે એટલે ભવિષ્યમાં એ પ્રદેશ ઉપર જર્મની નજર નાખે એ પહેલાં એને દૂર જ રાખવાનું પગલું રશિયા આજે શા માટે ન ભરે ! પોલાંડની આ આખી લૂંટમાં રશિયાએ જર્મનીને છેતર્યું છે કે જર્મનીએ રશિયાને રમાડ્યું છે એ તો કોણ જાણે. પણ આજે તો કોઈ કશું બોલતું નથી અને જાણે કે પોલાંડના આ જાતના ભાગલા એ અગાઉથી જ નક્કી કરી રાખ્યા હોય એ રીતે બન્નેએ એ વસ્તુનો સ્વીકાર કરી લીધો છે.

## હિટલરની ધમકી

પોલાંડ લગભગ કબજે થયું એટલે ડાન્ઝીગમાં હિટલરે રીતસર પ્રવેશ કર્યો. નાઝી લોકોનો મોટો જલસો કર્યો અને ત્યાં હિટલરે પોતાના દુશ્મનોને સંધિ માટેની પોતાની તૈયારી પણ બતાવી અને ધમકી પણ આપી. તેણે કહ્યું — " અમારે શાંતિ રાખવી છે. વર્સાઇલ્સની સંધિ વખતે સાડા આઠ કરોડ જર્મનોનો કશો જ વિચાર કરવામાં આવ્યો નહોતો. પણ જર્મન પ્રજા જીવવા માગે છે અને જીવશે. અમારે ઇંગ્લાંડ કે ફ્રાંસ સામે યુદ્ધ કરવું નથી. તે છતાં જો હજી યુદ્ધ ચાલુ રહેશે તો તેનો દોષ ઇંગ્લાંડ માથે છે. પોલાંડ અને ફ્રાંસ તો સંધિ કરવા તૈયાર હતાં પણ ઇંગ્લાંડે જ પોલાંડને ચડાવ્યું છે અને યુદ્ધ સળગાવ્યું છે. એટલે યુદ્ધ કરવાની મુરાદ અમારી નહિ પણ ઇંગ્લાંડની જ છે. જો તેને લડવું જ હોય તો અમારી પાસે એક એવું સાધન છે કે જેનાથી અમારા ઉપર હલ્લો થઈ શકે નહિ, જ્યારે દુશ્મનને અમે જેર કરીએ. ઇંગ્લાંડ ત્રણ વરસના યુદ્ધની વાત કરે છે પણ અમે ત્રણ વરસે પણ શરણે જવાના નથી. જર્મની 'શરણ' શબ્દ આઠ વરસે પણ ઉચ્ચારનાર નથી. " વગેરે.

એટલે જો પોલાંડ જીતી લીધું છે તેટલું જો જર્મની પાસે રહેવા દે તો હિટલર હવે ન લડે એ પ્રકારની તૈયારી હિટલરે બતાવી છે, અને મુસોલિનીએ હજી હમણાં જ ભાષણ કરતાં એ જ બાબતનો પુનરુચ્ચાર કર્યો છે — " ખરું યુદ્ધ તો હજી શરૂ થયું જ નથી. જે પરિસ્થિતિ અસહ્ય હતી તેને જ ચાલુ રાખવાનો કે એનાથી પણ વધારે ખરાબ પરિસ્થિતિ ઊભી કરવાનો મમત છોડી દેવામાં આવે તો હજી આખા યુરોપને દાવાનળમાંથી ઉગારી શકાય એમ છે." એમ તેણે કહ્યું છે. પણ ઇંગ્લાંડ અને ફ્રાંસ હવે એ વસ્તુ સ્વીકારી શકે એમ છે જ નહિ. નાઝીવાદ અને હિટલરશાહીનો નાશ નહિ થાય ત્યાં સુધી આ યુદ્ધ અટકવાનું નથી, અને પોલાંડને ફરી સ્વતંત્ર બનાવશું જ એ જાતની ખાતરી વારંવાર ઇંગ્લાંડ તથા ફ્રાંસ તરફથી ઉચ્ચારવામાં આવે છે. આ મક્કમતા ઉપરથી હિટલર કે મુસોલિનીની સમાધાનીની ધારણાઓ હવે તો ધૂળભેગી જ મળે છે.

આજે હજી એક મુદ્દો નથી સમજાતો તે એ છે કે રશિયા પોલાંડનો પોતાનો ભાગ પડાવીને જ સ્વસ્થ બેસી જશે કે હજી વધારે આગળ વધશે ? અનેક જાતની અટકળો કરવામાં આવે છે. રશિયાએ પોતાની પરદેશનીતિ તો સાવ જ બદલી નાખી છે. હંગેરી–જાપાન–બલ્ગેરિયા બધાં સાથે આસ્તે આસ્તે રશિયાના સંબંધો સુધરવા લાગ્યા છે. એ હિસાબે લોકો કલ્પના કરે છે કે રશિયા હજી જર્મનીને સક્રિય સહાય કરશે. એટલે પોલાંડનો કબજો કરીને જેમ જર્મનીને પૂર્વ તરફથી છૂટું કર્યું તેવી જ રીતે ઇંગ્લાંડને વધારે મૂંઝવવા સ્વેઝ તરફ અને હિંદુસ્તાન તરફ ધસારો કરે એવી કેટલાક કલ્પનાઓ કરે છે. આ બધી તો હજી કલ્પના જ કહી શકાય. આજના જમા-

નામાં અનુમાનો બાંધવામાં જોખમ સમાયેલું છે. પણ રશિયાનો હજી લડવાનો ઇરાદો હોય એમ બે બાબતો ઉપરથી જાણી શકાય છે. એક તો એણે સૈન્યભરતી ચાલુ રાખી છે. લશ્કરની તૈયારી પણ એવી જ ચાલુ છે. અને બીજું તેણે બાલ્ટીક સમુદ્રના મોટા કાફલાની હરફર ચાલુ કરી છે. આનો ઉદ્દેશ તો પોલિશ સબમરીનનો પીછો પકડવાનો બતાવવામાં આવે છે. પણ એક સબમરીન પાછળ છ છ ક્રૂઝરો અને પચાસ જેટલી સબમરીનો દોડાવવામાં આવે છે એ તો કીડી માથે કટક જેવું છે, અને એટલે એ હિલચાલ ભેદી જણાય છે. ઉપરાંત તુર્કીની સાથે પણ તેની વાટાઘાટો ચાલુ છે. આજે તુર્કી બ્રિટન તરફ સહાનુભૂતિ ધરાવે છે અને એ એણે યુદ્ધની શરૂઆતથી જ જાહેર પણ કરી છે, પણ રશિયા–તુર્કીના સંબંધો ઘણા જૂના છે. અને એ સંબંધો તથા તુર્કી રશિયાની સાવ નજીક જ આવેલું સ્થાન બન્ને તપાસતાં રશિયા તેને પોતાના તરફ વાળી લે તો નવાઈ નહિ. અને તો ડાર્ડેનલ્સની સામુદ્રધુનીમાં થઈને તેનો સીધો કાફલો ભૂમધ્યમાં એ ઉતારે અને સ્વેઝ તરફ આગળ પણ વધી શકે. આ તો માત્ર અનુમાનો છે, પણ પાયા વગરનાં નથી. અને તો બ્રિટિશ સામ્રાજ્યને માથે રશિયામાં ભય ઘણો મોટો ગણાય.

રશિયા પોલાંડ અર્ધું ચાવી ગયું તોપણ ઈંગ્લાંડ કશું બોલતું નથી. રશિયા પ્રત્યે શી વલણ રાખવી તે તેણે હજી નક્કી કર્યું જણાતું નથી. પણ મોડા વહેલું જો ઇંગ્લાંડ પોતાના વચનને ખરેખર વળગી રહેવા માગતું હોય–જો પોલાંડને ફરી તેનો અર્ધો મુલક પાછો અપાવીને જ જંપવા માગતું હોય તો રશિયા સાથે યુદ્ધમાં ઊતર્યા વગર છૂટકો જ નથી. કારણ હવે પોલાંડનો જે ભાગ રશિયાએ લીધો છે તે યુદ્ધ કર્યા વગર રશિયા જવા દે એવો મુદ્દલ સંભવ નથી, જર્મની કદાચ હારે તોપણ રશિયાનો મુલક રશિયા હાર્યા વગર તો કેમ પાછો કરે? આ પ્રશ્ન બ્રિટનને મૂંઝવતો હોય એમ જણાય છે. પણ રશિયા સાથે ઊતરતાં પહેલાં પોતાની શક્તિનું માપ આ કાઢવું જ રહ્યું.

આ મૂંઝવણમાંથી હજી બ્રિટનને રસ્તો જડચો હોય એમ જણાતું નથી. દરમિયાન પશ્ચિમ સરહદ ઉપર યુદ્ધ શરૂ થઈ ચૂક્યું છે. પણ હજી ઈંગ્લાંડે દુનિયાને આંજી દે એવું પરાક્રમ કરી બતાવ્યું નથી. તેમ હજી તેનું લશ્કર રણમેદાનમાં રીતસર યુદ્ધમાં ઊતર્યું પણ નથી. કદાચ જર્મનીનું બધું બળ જ્યારે ફ્રાંસની સરહદ ઉપર અથડાય ત્યારે આ લશ્કર એ પ્રસંગ માટે રાખ્યું હોય. આજે તો ચેમ્બરલેઈને જાહેર કર્યું છે કે "અમે યુદ્ધમાં સાહસ કરવામાં માનતા નથી. સાહસ કરનારને શરૂઆતમાં જ વિજયો મળે છે પણ પાછળથી એ તૂટી જાય છે. એટલે અમે તો આગળ ભરેલું પગલું પાછળ ન ભરવું પડે એ વિચારથી જ ધીમે ધીમે પણ મક્કમપણે બરાબર યોજનાઓ ઘડીએ છીએ. પણ ત્રણ વરસ સુધી યુદ્ધ ચાલશે એ ગણતરીએ આજે ચાલ્યા વગર છૂટકો નથી એટલે અંતે તો ઈંગ્લાંડનો જ વિજય છે એમાં શંકા નથી."

ઈટાલિએ પોતાની તટસ્થતા ફરી એકવાર જાહેર કરી છે. અને પોતે સીધી રીતે યુદ્ધમાં ઊતરવા માગતું નથી એમ તેણે કહ્યું છે. આનો અર્થ તે હમણાં નિરાંતે જોયા કરવાની મનોદશા ભોગવતું હોય એમ જણાય છે. અને દરમિયાન ખાનગી રીતે તટસ્થ દેશ તરીકેનો લાભ લઈને જર્મનીને માલ વગેરે પહોંચતું કરવા માગતું હોય એવો સંભવ છે.

જાપાનનું વલણ પણ હજી અનિશ્ચિત છે, પણ જતે દહાડે તે બ્રિટનની વિરુદ્ધ જ જોડાશે એવા સંજોગો જણાય છે. સોવિયેટની સાથે સમાધાની થઈ જતાં ફરી તેણે ચીનને જીતી લેવાની તૈયારી જોર-શોરથી શરૂ કરી દીધી છે. અને રશિયાની મૈત્રીને લીધે તથા ઈંગ્લાંડ યુરોપમાં યુદ્ધમાં રોકાયેલું હોવાને લીધે તેને સરસ મોકો મળી ગયો છે. ઉપરાંત બ્રિટન-વિરોધી હિલચાલો જે તેણે મોળી પાડી દીધી હતી તે ફરી સતેજ થઈ છે. એ બન્ને ચિહ્નો બ્રિટન માટે શુભસૂચક જણાતાં નથી. પાસિફિક અને હિંદી મહાસાગરમાં લાગ મળતાં જપાન પોતાનો ભાગ પડાવી લેવાની તક જતી કરે એમ નથી જણાતું,

પણ આજે તો તેણે બધું ધ્યાન ચીન ઉપર એકત્રિત કર્યું જણાય છે. આવડો મોટો દેશ ગળી લીધા પછી હજમ કરવા માટે પણ થોડો વખત તો જોઈએ ને !

અમેરિકા પણ મૂંઝવણમાં છે. તટસ્થતા હવે અમેરિકા ઝાઝો વખત ટકાવી શકે એવું જણાતું નથી, પણ તે દેશમાં આના ઉપર મતભેદો છે. રૂઝવેલ્ટ પોતે તો માને છે કે યુદ્ધમાં એક યા બીજી રીતે સંડોવાયા સિવાય ચાલે એમ નથી, અને એ લાંબે ગાળે બરાબર જણાય છે હિટલરવાદ જીતે તે કરતાં તો ઇંગ્લાંડ અને ફ્રાંસ જીતે તેમાંજ અમેરિકાનું આખરી હિત સમાયેલું છે. અને ગયા વખતની માફક આ વખતે પણ એને વહેલું કે મોડું ઊતરવું પડે તો તે બ્રિટનને પડખે જ ઊતરશે એમાં શક નથી.

વળી અમેરિકાને વધારે વિચાર તો જપાનનો પણ કરવાનો છે. જેમ જેમ ચીનમાં એ વધારે બળવાન થતું જાય છે તેમ તેમ અમેરિકાને વિશેષ ચિંતા છે. આમ ઝાઝો વખત અમેરિકા તટસ્થ રહે એવા સંયોગો ઓછા જણાય છે.

આજ હજી વિશ્વયુદ્ધનો વિસ્તાર વિશ્વ જેટલો વિશાળ થયો નથી. હજી તો યુરોપમાં જ યુદ્ધ છે અને આજે હવે જ્યારે પોલાંડ ખતમ થયું છે ત્યારે તો માત્ર એક જ જર્મન-ફ્રાંસની સરહદ ઉપર જ છે. પણ જેમ એક પછી એક દેશ ઊતરતો જશે તેમ તેમ તેનો વિસ્તાર વધશે.

બ્રિટન અને ફ્રાંસ જર્મનીને માલની આવ-જા બંધ કરીને થકવી દેવા માગતાં હોય એમ જણાય છે. પણ રશિયા-જર્મનીની સંધિ થવાથી અને બંનેની સરહદ નજીક આવી જવાથી જર્મનીને બધો જ કાચો માલ રશિયામાંથી મળ્યા કરશે અને તેથી જ્યાં સુધી રશિયા સાથે સારાસારી છે ત્યાં સુધી જર્મનીનો આવો આર્થિક ઘેરો જર્મનીને ઝાઝું નબળું પડવા દે એવા સંજોગો ઓછા તો જણાય છે; પણ રશિયા અને જર્મનીની આ મૈત્રી કેટલો કાળ ટકી શકશે ? કદાચ આ ચાલુ યુદ્ધ પૂરતી ટકશે, પણ પછી બન્નેની વચ્ચે ફરી યુદ્ધ થયા વગર રહેવાનું નથી એમ કેટલાક લોકો માને છે ખરા.

છેલ્લા બે દિવસથી ફ્રાંસની સરહદ ઉપરના સમાચારો આશા ઉપજાવનારા આવે જાય છે. જર્મનીના હુમલાઓ ફ્રેંચ તોપો પાછા વાળવા લાગી છે. આ જ જગાએ આખી લડાઈ લડાવાની છે. બન્ને બાજુ જબરદસ્ત કિલ્લેબંદી છે. એટલે આ લડાઈ ક્યાં સુધી અહીંને અહીં ચાલ્યા કરે એ તો આ કિલ્લેબંદીઓની મજબૂતી ઉપર આધાર રાખે છે. દરમિયાન પોલાંડ તો આજે ખતમ થઈ ગયું છે. હવે તો ફરી જર્મની અને રશિયા બન્ને જ્યાં સુધી હારે નહિ ત્યાં સુધી પોલાંડ જેવું હતું તેવું તો થવાનું જ નહિ. એકલા જર્મનીને હરાવવું હજીયે સહેલું હતું પણ રશિયાને પણ સાથે હરાવવું એ લોઢાના ચણા ચાવવા બરાબર છે. તેમ છતાં બ્રિટન અને ફ્રાંસનાં લશ્કરોનો ભૂતકાળ ભવ્ય છે. અને અનુભવી લોકો પણ એમનામાં છે એટલે તેઓ છાતી ઠોકીને જ્યારે કહે છે કે પોલાંડ હતું તેવું થશે ત્યારે આપણે તે માનવું જ રહ્યું. ૨૫-૯-૩૯.

# શ્રેષ્ઠ પ્રતિકાર

[ પૃથ્વી ]

ખડા રહી સુશાંત, નિશ્ચળ, અશબ્દ, સાચા વીરો !
વનશ્રી સમ ધીટ રે', અડગ, મૃત્યુ-ભેટો ધરો,
અજીત, રણજંગનાં ચમકદાર શસ્ત્રો સમા
ચિરંતન ઝગો, ઝગી અદબભેર ઊભા રહો.

કદાપિ પછી દ્રોહીઓ કર ઉપાડવાનું કરે,
ભલે ચઢી ય આવતા, તમ વિષે ખુશીથી ફરે,
શિરો ઊડી જતાં, થતા જખમ, અંગ છૂટાં પડે,
મચી કતલ છો રહે, મનગમ્યું બધું યે કરે.
સહો અદબભેર, થિર નજરે, ઉરે ના લહી
જરી ય ભય, રે અજાયબ થવું લગારે નહીં.
શમે અનલ ક્રોધનો, કતલ-તાંડવે તુષ્ટ થૈ
સુશાંત રહી ત્યાં સુધી નિરખજો લીલા એમની.

પછી શરમ લૈ જશે નિજ ગુહા વિષે; ને વહ્યું
બધું રુધિર તેમને મુખ ચઢી, પુકારી ફરી
લજામણી કહાણી આ જગતને કહેશે ખરી.
સ્ત્રીમાત્ર નિજ અંગુલિ, નિરખી તેમને ચીંધશે;
ન મિત્રમિલને રહી કદીય સ્વસ્થ તેઓ શકે.

થશે કતલ એ, અપૂર્વ ઊકળી હૃદે દેશના
મહાશબ્દ પ્રેરણા, ગરજતી, દૂરે ગાજતા
ભયંકર ભૂકંપ શી—

ઊઠો, સબળ કેસરી સમ-અસંખ્ય-નિદ્રા તજી,
અજીત, ફગવો દૂરે, કઠતી શૃંખલા પૃથ્વીપે
—તુષારસમ-મુક્ત એ દુષણથી બનીને બઢો.
તમો વીર ! અસંખ્ય છો; બહુ જ અલ્પ એઓ અરે !

'અજ્ઞાત'

[ કવી શેલીના કાવ્યનો આ પદ્યાનુવાદ છે. એ કાવ્ય વિષે મિસીસ શેલી આ પ્રમાણે લખે છેઃ '૧૮૧૯ની સાલમાં પાર્લામેન્ટના અમુક સુધારાઓની તરફેણ કરવા એક સભા મળેલી તેની ઉપર સિપાહીઓએ ઘોડા દોડાવેલા, પરિણામે સાતેક સ્ત્રી-પુરુષો મૃત્યુ પામેલાં અને અનેક ઘાયલ થયેલાં. શેલીને ઈટાલિમાં એ સમાચાર મળ્યા ત્યારે પ્રથમ તે અવાક્ થઈ ગયા અને પછી જાણે એકાએક એમને આ અત્યાચારનો ઉપાય સૂઝ્યો હોય તેમ જોશમાં આવીને તે બોલવા લાગ્યાઃ

એ શબ્દોમાં જુલ્મના શ્રેષ્ઠ પ્રતિકારની રીત રહેલી હતી. શ્રેષ્ઠ પ્રતિકારની રીત એ જ છે કે જુલ્મી મારવા આવે ત્યારે તેની સામે આંગળી પણ ઊંચી ન કરતાં દૃઢ રીતે છાતી ટટાર રાખીને શાંતિથી સામા ઊભા રહો. સં. ]

# પ્રતિમા અને પ્રિયતમા

[ " પિગમેલિયન અને ગેલેશિયા " નામના, ગ્રીસની એક પૌરાણિક દંતકથાના આધારે રચાયેલ સર વિલિયમ એસ. ગિલબર્ટ કૃત હાસ્યપ્રધાન નાટકનો અનુવાદ ]

અનુવાદક–શ્રી. કૃષ્ણવદન જેતલી

[ ગતાંકથી ચાલુ ]

### પાત્રો

**પિગમેલિયન**–એક એથેન્સવાસી શિલ્પી.
**લુસિપસ**–એક સૈનિક.
**ક્રિસોસ**–કલાનો એક આશ્રયદાતા.
**એજિસિમોસ**–ક્રિસોસનો ચાકર.
**મિમોસ**–પિગમેલિયનનો ચાકર.
**ગેલેશિયા**–એક સજીવન થયેલી પ્રતિમા.
**સિનિસ્કા**–પિગમેલિયનની પત્ની.
**ડાફને**–ક્રિસોસની પત્ની.
**મેરિન**–પિગમેલિયનની બહેન.

**સ્થળ** : પિગમેલિયનનું કલામંદિર.

**સમય** : ચોવીસ કલાકમાં જ બધું કાર્ય સમાપ્ત થઈ જાય છે.

---

## અંક બીજો

**દૃશ્યઃ** પ્રથમ અંકનું જ. પિગમેલિયન એક અપૂર્ણ પ્રતિમા પર કામે વળગ્યો છે.

**પિગમેલિયન** : બસ, આવતી કાલે મારી સિનિસ્કા પાછી ફરવાની. તે અહીંથી ગઈ જ ન હોત તો કેવું સારું થાત ! મને બેવફા સાબિત કરવા માટે ચમત્કાર થયો ત્યારે તો હું કેવળ વિચારમાં જ બેવફા હતો. જરા નરમ સ્વભાવની પત્ની હોય તો એ ખ્યાલે મનનું સમાધાન કરે. પણ મારે તો વિચારમાં યે શુદ્ધ રહેવું જોઈએ. પછી ભલે મારી અચળતાના દુર્ગ સામે સ્વર્ગનાં સરંજામ – પ્રલોભનો ખડકાય !

( મેરિન જમણી બાજુથી ગભરાયેલી હોય એમ પ્રવેશે છે. )

**મેરિન** : પિગમેલિયન !

**પિગમેલિયન** : મેરિન !

**મેરિન** : ( તેનાથી દૂર જતાં ) મારાથી દૂર રહે. તેં મને તેમ જ તારી પત્નીને દગો દીધો છે ! ગઈ કાલે રાત્રે મારા ઘરમાં રહેવા મોકલેલી સ્ત્રી કોણ છે ?

**પિગમેલિયન** : શાંત થા, મેરિન. અમારા બંનેમાંથી કોઈનો યે ન્યાય ઉતાવળથી ન તોળ, તે પણ તારા જેટલી જ શુદ્ધ અને નિર્દોષ છે.

**મેરિન** : ઓ પાખંડી, સાચી જ વાત કહેને ! જે વાત એ ઢોલ પીટીને કરે છે તેને નાહક ન છુપાવ.

**પિગમેલિયન** : શેની વાત એ ઢોલ પીટીને કરે છે ?

**મેરિન** : હું કાંઈ પણ પૂછું છું તેનો એ પોપટ માફક એકનો એક જવાબ દે છે: ' હું પિગમેલિયનને ચાહું છું. ' મેં ખિજાઈને તેં તારી પત્નીને દગો દીધો છે એમ જણાવ્યું, ત્યારે પણ તે કહેઃ ' હું પિગમેલિયનને ચાહું છું. હું અને મારું જીવન તેનાં જ છે, કેવળ તેનું જ છે ! ' આ બેશરમ સ્ત્રી કોણ છે ? જણાવશો કે ભાઈ?

**પિગમેલિયન** : મેરિન, હું તને બધું જ કહીશ. દેવોએ મેં વ્યક્ત કરેલ અપવિત્ર ઇચ્છા બદલ મને સજા કરવા ચમત્કાર કર્યો અને મારી ગેલેશિયાની પ્રતિમાને સજીવન કરી.

**મેરિન** : ( ન માનતાં ) અ...જ...બ, જો આ વાત સાવ સાચી હોય તો !

**પિગમેલિયન** : સાવ સાચી.

( મેરિન ઉપલી રંગભૂમિ પર જાય છે. પડદા ખોલે છે અને પ્રતિમાની બેઠકવાળી તખ્તી ખાલી જુએ છે. )

**મેરિન** : પ્રતિમા ચાલી ગઈ છે !

( ગેલેશિયા જમણા દ્વારમાં પ્રવેશતી દેખાય છે. )

**પિગમેલિયન** : પ્રતિમા સામે દ્વાર પાસે છે !

(મેરિન આશ્ચર્ય પામી ગેલેશિયા તરફ જોયા કરે છે અને ધીમે ધીમે જમણી બાજુ જાય છે. )

**ગેલેશિયા** : ( પાસે આવી પિગમેલિયનને આલિંગતાં ) આખરે આપણે મળ્યાં ખરાં ! મારા પિગમેલિયન, આપણે મળ્યાં એટલામાં તો કેવી વિચિત્ર વિચિત્ર વાતો બની ગઈ !

**પિગમેલિયન** : કેમ, તને શું થયું'તું ?

**ગેલેશિયા** : ઘણી ભયંકર વાત ! ( મેરિનને ) હું તારી સાથે તારા ઘરમાં ગઈ—

**મેરિન** : હં...હં.

**ગેલેશિયા** : અને પછી હું એકલી બેઠી અને રડી. ઘણો લાંબો સમય મારા પિગમેલિયન માટે રડી. પછી ધીમે ધીમે–થાકેલાની જેમ ધીમે પ્રકાશ – અનુપમ પ્રકાશ – પ્રભુએ પાઠવેલ પ્રકાશ મેં ડૂબતો જોયો; દુનિયાની પાછળ ડૂબતો – ડૂબતો ! પછી તો હું ઠંડી પડવા લાગી – પહેલાં હતી તેવી – મારા પિગમેલિયને મને જીવન અર્પ્યું તે પહેલાં હતી તેવી ઠંડી. મને એ વખતે એક ભીષણ વિચાર આવ્યો કે હું ધીમે ધીમે પાછી પથ્થરમાં ફેરવાઈ જતી હતી ! હું કેટલું બધું રડી અને મેં ચોધાર આંસુએ મોટેથી પ્રાર્થના કરી કે એવું ન થાઓ ! 'બચાવો, દેવો મને બચાવો.' મેં કહ્યું, મારા પિગમેલિયન ખાતર – થોડી વાર જ પિગમેલિયન માટે ! અરે, મને મારા પ્રેમથી આટલી જલદી વિખૂટી ન પાડો. અરે રે, મને એક વખત તેને મળવા દો – ફરીથી એક જ વખત ! પણ ના તેમણે મારું સાંભળ્યું નહિ. જો તેમણે સાંભળ્યું હોત તો જરૂર તેઓ મારી દયા ખાત. કારણ તેઓ સારા કહેવાય છે. તેમણે તને જોયો નહોતો. મારે જે સુખથી છૂટા પડવાનું હતું તેનો તેમને ખ્યાલ પણ નહોતો. ( મેરિનને ) હું તારા પલંગ પર સૂઈ ગઈ, મારાં પોપચાં બંધ થયાં, મારું ભાન ધીમે ધીમે ઊડી ગયું. તિમિરમય સમયનો એક ગાળો પસાર કર્યા પછી મેં પાછી પેલી ઘૃણાજનક તખ્તી પર મારી જાતને જોઈ. ત્યાં સુધી મને કાંઈ ભાન નહોતું. હું એક સ્થિર, ચેતનહીન પ્રતિમા જેવી બની ગઈ હતી. પછી મે પ્રભાવંતા દેવોને ઊતરતા જોયા ! આ ખંડમાં આવતા ! ખંડ તેમના તેજથી ઝળહળી ઊઠયો હતો ! તેઓ આવ્યા અને પિગમેલિયનને જોવા લાગ્યા. અને એક પછી એક તેને ચુંબન કરી મને જીવન અર્પે એવા સ્વરમાં કહેવા લાગ્યા. 'આપણે ગેલેશિયાને આ સુખથી વિખૂટી ન પાડવી જોઈએ ! પિગમેલિયનના પ્રેમ ખાતર ગેલેશિયા ભલે જીવે !' અને પછી મેં ગુમાવેલો ભવ્ય પ્રકાશ પાછો આવ્યો – મેં જોયું તો ત્યાં મેરિનનો ખંડ હતો અને તેનો પલંગ હતો. આકાશમાં સૂરજ તપતો હતો અને પંખીઓ લીલાં ઝૂલતાં વૃક્ષોમાં ગાઈ રહ્યાં હતાં. મેં તેમને ગાતાં સાંભળ્યાં કે તરતજ હું મારા પ્રિતમને જોવા ફરીથી જીવતી બની.

**મેરિન** : ઓહ, એ તો સ્વપન હતું. પૃથ્વી પર વસનારાં તું અને હું જ્યાં સુધી ફરીથી જાગીએ નહિ એવી નિદ્રા ન લઈએ ત્યાં સુધી દરરોજ એકવાર આવું મરણ આપણને આવવાનું.

**ગેલેશિયા** : (ભય પામી મેરિનનો હાથ પકડે છે) ફરીથી નહિ જાગવું ?

**પિગમેલિયન** : એવો યે વખત આવશે. ભલે અત્યારે ન આવે, છતાં તે જરૂર આવશે અને આપણે બધાં તને જે ઠંડી માટીમાંથી ખોદી કાઢી હતી તેમાં પાછાં ભળી જઈશું.

**ગેલેશિયા** : ઊગતા નવા જીવનની ઇચ્છાઓનો રંગ ઝળકતી આશાના ચિત્રમાંથી ધીમે ધીમે ઊડતો જાય છે. પિગમેલિયન પ્રત્યે પ્રેમ એક ઘોર પાપ? તેને છુપાવી રાખવો પડે એવો શરમજનક ? નિદ્રા-પથ્થર જેવી ચેતનહીન નિદ્રા એક સ્વાભાવિક

સ્થિતિ! અને જીવન એ તેમાંથી જન્મ પામતું ચંચળ સ્વપ્ન! એક પછી એક તેજોમય ઇચ્છાઓના રંગ કેવા ફૂટકી જાય છે!

**મેરિન :** બીજા કેટલાયે માણસો છે જેમને તું ચાહી શકે છે. પણ પિગમેલિયનને નહિ કારણ તેને તો એક પત્ની છે.

**ગેલેશિયા :** તેને બીજું કોઈ ચાહતું નથી?

**મેરિન :** ચોક્કસ, હું ચાહું છું. તે મારો ભાઈ છે.

**ગેલેશિયા :** તને સજીવન એણે કરી?

**મેરિન :** હં...ના, પણ એટલે—

**ગેલેશિઆ :** એણે તને જીવન નથી આપ્યું, છતાં તું એને ચાહે છે! અને જેનું જીવન એના પ્રેમને આભારી છે તેવી હું એને કેમ ન ચાહું?

(પિગમેલિયન તરફ ફરે છે)

**પિગમેલિયન :** વારુ, તું મને પિતા ગણીને ચાહી શકે.

**મેરિન :** હા, તે તારો પિતા થાય, કારણ તેણે તને જીવન આપ્યું.

**ગેલેશિયા :** ઠીક, જેવી તારી ઇચ્છા. મારે માટે તો હું પિગમેલિયનને ચાહી શકું એ વાત જ પૂરતી છે. તું પણ મને ચાહશે ને, પિગમેલિયન?

**પિગમેલિયન :** હા, પુત્રી ગણીને. ચાલ હવે સમાધાન થયું ને?

**ગેલેશિઆ :** (તેનો હાથ ચૂમી) હવે મને સંતોષ થયો.

**મેરિન :** (સ્વગત) ખરેખર, હું આશા રાખું છું કે સિનિસ્કા પણ સંતોષ પામશે!

(જાય છે.)

**ગેલેશિયા :** (જમણી બાજુથી જતાં પિગમેલિયનને) તું મારી પાસેથી જતો રહેતો નથી ને?

**પિગમેલિયન :** થોડીવાર માટે જ.

**ગેલેશિયા :** મને તારી સાથે લઈ જા, પિગમેલિયન! (બીજી પ્રતિમાઓનો નિર્દેશ કરી) મને આ મારી પહેલાંની જાતનાં પ્રતીકો સાથે એકલી મૂકી જા નહિ! હું તેમની સામે જોવાની હિંમત પણ કરી શકતી નથી.

**પિગમેલિયન :** (આડું જોઈ) આ લુસિપસ આવે; હું પાછો આવું ત્યાં સુધી તે તને આનંદ આપશે. મને બહુ વાર નહિ લાગે.

**ગેલેશિયા :** લુસિપસ! એ કોણ છે?

**પિગમેલિયન :** એક બહાદુર લડવૈયો.

**ગેલેશિયા :** એટલે શું?

**પિગમેલિયન :** પોતાના દેશના શત્રુઓને મારવા ભાડે રાખેલો પગારદાર માણસ.

**ગેલેશિયા :** (ભય પામી) પગારદાર ખૂની!

**પિગમેલિયન :** (ચિડાઈને) ખૂની? વાહ, એમાં જ અણકેળવાયેલું માનસ જણાઈ આવે છે. આવી કઢંગી લાગણી તો જંગલી જ સેવી શકે. સંસ્કારી રાજ તો સૈનિકને અત્યંત કીમતી માને છે. અત્યંત સુધરેલા ઍથેન્સમાં તો સૈનિકનું સામાજિક સ્થાન લગભગ અમીર ઉમરાવ જેવું છે.

**ગેલેશિયા :** તે સંહાર કરે છે! અને સંહાર માટે તેને પગાર મળે છે!

**પિગમેલિયન :** બેશક, પણ તે તેના દેશબાંધવોને બચાવવા માટે સંહાર કરે છે.

**ગેલેશિયા :** તેના દેશબાંધવો સાચા હોય કે ખોટા હોય તોપણ?

**પિગમેલિયન :** એની સાથે તેને નિસ્બત નથી. એને માટે તો મારવા શત્રુઓ છે એ જ પૂરતું છે; તેના પર હુકમ થાય એટલે તે જાય છે અને તેમની કતલ કરે છે.

**ગેલેશિયા :** કેવું ભયંકર! ઓ પિગમેલિયન, તું મને કેટલી ભયાનક વાતો શિખવાડી રહ્યો છે! તેં મને મૃત્યુની – સૌને ભરખી ખાતા ઘૃણાજનક મૃત્યુની– વાત કરી. એ વાત પતી એટલે અહીં સંહારનો ધંધો કરનાર માણસ ખડો થાય છે. તેં મને આપેલી અમૂલ્ય બક્ષિસ – જીવનની બક્ષિસ – બીજા પાસેથી લૂંટી લેનારનો તું બચાવ કરે છે!

**પિગમેલિયન** : મને એ બધું સ્પષ્ટ કરવા સમય નથી. અહીં એ આવ્યો છે. તેની સાથે વાત કરજે અને તને લાગશે કે એનો ધંધો ભયંકર હોવા છતાં તે માયાળુ છે.

**ગેલેશિયા** : ( ખૂબ ભય પામી ) ના ! મારાથી એની સાથે નહિ રહેવાય. પિગમેલિયન થોભ ! એ તો ખૂની છે !

**પિગમેલિયન** : હાસ્યજનક ! અરે ગેલેશિયા, તને એ ઈજા નહિ કરે. એ જેટલો બહાદુર છે એટલો ભલો છે. મને બહુ વાર નહિ થાય. હું જલદી પાછો ફરીશ, વિદાય !

( જમણી બાજુથી જાય છે. )

**ગેલેશિયા** : તારી ઇચ્છાને હું માન્ય રાખીશ. પણ જેનું જીવનકાર્ય સંહારનું જ છે એવા સાથે એકલા રહેવું ? કેટલું ભયંકર !

( જમણી બાજુથી લુસિપસ મરેલી હરણીને લઇને આવે છે. )

**લુસિપસ** : અચૂક ઘા ! આવો ઘા ફરીથી કોઈ દિવસ મારાથી નહિ થાય !

( મૃગલી જમણી બાજુ બેઠક પર ફેંકે છે. )

**ગેલેશિયા** : ( ડાબા ખૂણામાં ભરાતાં ) રાક્ષસ ! મારી સામે ન આવતા !

**લુસિપસ** : ઓહો, આ કોણ છે ? નહિ રે, હું તને ઈજા નહિ કરું સુંદરી !

**ગેલેશિયા** : મને મારતો નહિ ! મેં તારા દેશનું કાંઈ બગાડ્યું નથી – હું કાંઈ શત્રુ નથી !

**લુસિપસ** : હું સોગન ખાઈને કહું છું, અગર એથેન્સના શત્રુઓ તારા જેવી સુંદરીઓ હોત તો એથેન્સને સૈનિકોની જરા યે ખોટ ન રહેત.

**ગેલેશિયા** : ( આગળ આવી ) અરે અભાગી માણસ, ( તખ્તીને બતાવી ) ફરીથી તું કઠોર આરસમાં ફેરવાઈ જાય તે પહેલાં વિચાર કર !

**લુસિપસ** : મને બરોબર સમજાતું નથી.

**ગેલેશિયા** : મહાશય, યાદ રાખજો કે જે શિલ્પીએ આપને ઘડયા અને જીવન અર્પવા દેવોને પ્રાર્થના કરી તેને ભાગ્યે જ ખબર હતી કે તેણે દુનિયા પર એક દાનવને છૂટો મૂક્યો છે. તારા ઘાતકી રક્તલીના હાથ જો ! આઘો રહે, મને સ્પર્શતો નહિ !

**લુસિપસ** : ( સ્વગત ) બિચારી ભ્રમિત બાળા ! (મોટેથી) હં હં, ગભરાવાનું કાંઈ કારણ નથી. હું તને ઈજા નહિ કરું. ( મૃગલીને ઉપાડી ) લોહી તો આને લીધે છે.

**ગેલેશિયા** : એ શું છે ?

**લુસિપસ** : મૃગલી.

( ગેલેશિયાના પગ પાસે ફેંકે છે. )

**ગેલેશિયા** : ( ઘૂંટણિયે પડી ) એ હાલતી યે નથી!

**લુસિપસ** : ના, મેં એને ઘાયલ કરી છે.

**ગેલેશિયા** : ઓહ ! ભયંકર !

**લુસિપસ** : ગરીબ બિચારી ! એક અકસ્માત જેમ જ થયું. હું એક ઝાડ તળે સિસોટી બજાવતો આરામથી આડો પડયો હતો. એટલામાં જ મેં એને દૂર ખીણમાં ફાળો ભરતી જોઈ. મારું ધનુષ પાસે જ હતું એટલે કેવળ ગમ્મતમાં જ મેં તેને તાકીને તીર છોડયું. હું તો માનતો હતો કે સો વારને છેટે એ બિચારી સહીસલામત જ રહેશે, પણ મને કહેતાં અજાયબી થાય છે કે મેં તેને વીંધી નાંખી. આ પડી બિચારી ! ( નીચો નમી મૃગલીને જુએ છે ) તે તરફડે છે – બાપડી ! અરે રે, તે મરી ગઈ !

**ગેલેશિયા** : ઓહ, કેવું ત્રાસજનક ! ઓ હત્યારા, તેં આ શું કર્યું ? ( મૃગલીને ઊંચકે છે ) અરે રે, તેં એનું ખૂન કર્યું ? બાપડું બચ્ચું ! મને ખબર નથી તું શું છે, તારો ઘાટ મને અજાણ્યો છે, પણ તારામાં યે જીવન હતું અને તારું જીવન તેણે હરી લીધું છે !

( તેના રૂમાલથી મૃગલીને પંપાળે છે, પછી ઊઠીને લુસિપસને તે સોંપે છે. )

પ્રભુ તને બદલો આપે તે પહેલાં અહીંથી ચાલ્યો જા !

**લુસિપસ** : ઠીક, સાચે, મને પણ એ બાબતમાં શંકા છે. હું જાણતો નહોતો પણ એ મેરિનની મૃગલી હતી. એ મરી ગઈ છે એ જાણીને તેને ખૂબ દુઃખ

થશે. એટલે એને બદલે હું તેને બીજી લાવી આપું નહિ ત્યાં સુધી આ વાત તેનાથી કાળજી દઈ છુપાવી રાખજે.

(જમણી બાજુથી મૃગલીને લઈ લુસિપસ જાય છે.)

**ગેલેશિયા :** ચાલ્યો જા અહીંથી. મારે એક ખૂની સાથે કાંઈ વાત કરવી નથી.

(મેરિન ડાબી બાજુથી પ્રવેશે છે.)

**મેરિન :** (ચિંતાપૂર્વક) કેમ ગેલેશિયા! આમ બીએ છે કેમ?

**ગેલેશિયા :** મેરિન, મારે તને એક વાત કહેવાની છે; એ સાંભળવા તું તારી હિંમત એકઠી કર. પેલો માણસ–તું ચાહે છે તે પેલો માણસ–ખૂની છે!

**મેરિન :** (નચિંતપણે) અરે ભાનવગરની! પિગમેલિયને અહીંથી જતાં પહેલાં મને કહ્યું હતું કે આપણા દેશના એ સૌથી બહાદુર સૈનિકને તું ખૂની ગણે છે. એ ખૂની નથી, એ તો સૈનિક છે.

**ગેલેશિયા :** ત્યારે ખૂની એટલે શું?

**મેરિન :** જે નબળાં અસહાય પ્રાણીઓ સાથે લડે છે તે–જે ઓચિંતા છૂપી રીતે મારવાનો ધંધો કરે છે તે. મારો બહાદુર લુસિપસ કાંઈ ખૂની નથી.

**ગેલેશિયા :** તારો બહાદુર લુસિપસ જરાયે બહાદુર નથી. તારા કહેવા પ્રમાણે એ કેવળ ખૂની જ છે. તેણે લીધેલા બલિદાન સહિત મેં તેને જોયો છે, એના હત્યારા હાથ એ બલિના લાલ રક્તથી રંગાયા હતા! પેલી બાજુ એ ઠંડી અને નિર્જીવ પડી હતી, તેની મૃદુ આંખો મૃત્યુના પડળથી ચમકતી'તી. તે એકવાર હાલી અને તેણે તેની તરફ મોં ફેરવી બોલવા પ્રયાસ કર્યો, પણ તે એક શબ્દ ઉચ્ચારી શકે તે પહેલાં જ તેનું માથું અસહાય પડી ગયું અને તે મરણ પામી!

**મેરિન :** અરે બાળા, તું લવારા પર ચડી છે! આવું તને કોણે કહ્યું?

**ગેલેશિયા :** તેણે જાતે જ. અને એ કાર્ય માટે તો તે મગરૂર હતો. તદ્દન ગમ્મતમાં તીર ખેંચી તેનું હૃદય કેવી રીતે વીંધ્યું એ મને તેણે જ કહ્યું.

**મેરિન :** શું લુસિપસે તને આ બધું કહ્યું? અશક્ય! તને કેવળ સ્વપ્ન આવ્યું હશે!

**ગેલેશિયા :** મારી જિંદગીના સોગન, એ ખરું છે. જો એના લોહીથી ખરડાયેલો આ રૂમાલ. મેં જ એના ઘા પર લોહી અટકાવવા દાબ્યો હતો.

**મેરિન :** (ગભરાઈને) કોણ એનો ભોગ થઈ પડયું?

**ગેલેશિયા :** ના, હું કહી શકતી નથી. એની આકૃતિ મારાથી અજાણી હતી. અરે, આ એ આવ્યો. અરેરે મને એ દુષ્ટ ખૂનીથી છુપાવ!

(ડાબી બાજુ જાય છે. જમણી બાજુથી લુસિપસ પ્રવેશે છે.)

**મેરિન :** લુસિપસ, આ ભીષણ કહાણી ખરી છે કે?

**લુસિપસ :** (એક બાજુ ગેલેશિયાને) તારે મારી આ ખાનગી વાત દાબી રાખવી જોઈતી'તી. અરેરે ભોળી! જો, તેને એથી કેટલું દુઃખ થાય છે! (મેરિનને) એ ખરેખર સાચું છે. પણ ગેલેશિયાએ એ છુપાવી રાખવું જોઈતું હતું. હું જાણતો હતો કે તને એથી ખૂબ શોક–સંતાપ થશે.

**મેરિન :** (એની બેપરવાઈથી આશ્ચર્ય પામી સ્વગત) લુસિપસનું મગજ કોઈ સેતાને ફેરવી નાંખ્યું હોવું જોઈએ. (મોટેથી કટાક્ષમાં) એ બધું આપે કર્યું?

**લુસિપસ :** નિઃશંક મેં જ. મારા દૃષ્ટિક્ષેત્રમાં મેં મારા બલિને આનંદથી નાચતી જોઈ અને મેં મારૂં ધનુષ ઉપાડી સો વારને છેટે એના હૈયાને વીંધવા એક સીધું તીર છોડયું! એટલી દક્ષતા બહુ થોડા જ સૈનિકો બતાવી શકે.

**મેરિન :** (ધિક્કારથી) ખરેખર, હું યે ધારું છું કે એવા થોડા જ છે! અરેરે પામર! (રડે છે.)

**લુસિપસ :** આ ઠીક નથી. મારા ઘા માટે મારે મગરૂર થવા જેવું છે. એ બદલ તારે મને ઊલટી શાબાશી આપવી જોઈએ. અને મેં લીધેલા ભોગમાં એક વધારે હોય કે એક ઓછું હોય તો યે શું? હજી તો ઘણા બાકી છે!

(ગેલેશિયા તરફ ફરે છે એટલે ચીસ પાડતી તે દૂર પાછળ ડાબી બાજુએ નાસી જાય છે.)

વળી એ ખ્યાલ કર કે મેં નહોતું ધાર્યું કે એટલે દૂર મારું તીર તેને વાગશે. પણ મારું નિશાન ધાર્યા કરતાં વધુ અચૂક નીવડ્યું અને બિચારી મરણ પામી!

**મેરિન** : (આશ્ચર્ય પામી ચિત્રવત્ સ્વગત) અરેરે, આ સ્વસ્થતા ઘેલછાનું ચિહ્ન છે. શું કરીશું? (મોટેથી) જાવ, તમારી જાતને છુપાવો.

**લુસિપસ** : પણ—

**મેરિન** : એક શબ્દ પણ નહિ. હું તારો અવાજ પણ સાંભળવા માંગતી નથી. હું ફરીથી તારું મુખ પણ જોવા ઇચ્છતી નથી. ચાલ્યો જા!

(લુસિપસ ગેલેશિયા તરફ ફરે છે.)

**ગેલેશિયા** : જાવ મહાશય, નહિ તો હું ચીસોથી આખા ઘરને ગજાવી મૂકીશ!

**લુસિપસ** : (બબડે છે) વાહ! ખરેખર આનું નામ જ ડહાપણ! આખરે તો તે સ્ત્રીઓ છે. સ્ત્રીઓને દરેક વાતનો ન્યાય કરવા માટે આંટીઘૂંટીવાળું પોતાનું જ તર્કશાસ્ત્ર હોય છે. એ શાસ્ત્ર સમજવાનો ઢોંગ પણ પુરુષ કરી શકતો નથી. હું એથેન્સ જઉં છું. જ્યારે તમારી સાન ઠેકાણે આવે ત્યારે—મરજીમાં આવે ત્યારે—મને બોલાવજો. ત્યાં સુધી વિદાય!

(જમણી બાજુથી ખિજાઈ ને જાય છે.)

**મેરિન** : ઓહ, આ એક સ્વપ્ન હોવું જોઈએ, અને હું જાગૃત થતાં ફરીથી સુખ પામીશ!

**ગેલેશિયા** : (વિચારને ઝડપી લેતાં) સ્વપ્ન! બેશક! (મેરિન પાસે જાય છે.) આપણે બંને સ્વપ્નમાં છીએ અને એક સરખું જ સ્વપ્ન જોઈ રહ્યાં છીએ! પણ મેરિન, આપણે સ્વપ્નમાં છીએ કે જાગીએ છીએ એ કયાં લક્ષણોથી પારખી શકીએ?

**મેરિન** : કેટલીક વાતો એટલી ભીષણ હોય છે કે સાચી મનાય જ નહિ. આ એક એવી જ વાત છે.

(મૃગલી લઈને પિગમેલિયન જમણી બાજુથી પ્રવેશે છે)

**પિગમેલિયન** : કેમ, લુસિપસને શું થયું? મેં તેને ઘરમાંથી નીકળી ઘોડેસ્વાર થતાં જોયો ત્યારે તે ખૂબ ક્રોધમાં જણાતો હતો. શી ગરબડ છે?

**મેરિન** : એક શોચનીય વાત છે. તે ગાંડો થયો છે અને હું નામ દેતાં યે સંકોચ પામું એવું તેણે કૃત્ય કર્યું છે. તેણે જતાં પહેલાં તને કાંઈ કહ્યું કે નહિ?

**પિગમેલિયન** : હા, મેં તેને શા માટે ક્રોધ ચડ્યો હતો તે પૂછ્યું, ત્યારે તેણે મારી સામે (મૃગલી બતાવી) આ ફેંક્યું.

**ગેલેશિયા** : (અત્યંત ગભરાટમાં) તેનું બલિ–અહીંથી એ લઈ જા! હું એની સામે જોઈ શકતી નથી.

**મેરિન** : કેમ, આ શું છે?

**ગેલેશિયા** : ગમ્મતમાં એણે મારી નાંખેલું પ્રાણી. પરમેશ્વરે આપેલી જિંદગી તેણે લૂંટી લીધી. અરે, તેને અહીંથી લઈ જાઓ, હું મૃત્યુને જોવા હામ ધરી શકતી નથી!

**મેરિન** : શા માટે, તેણે માર્યું તે શું આ જ હતું કે?

**ગેલેશિયા** : (આશ્ચર્ય પામી) એ જ! એ શું ઓછું છે?

**મેરિન** : અરે છોકરી, તું તો ગાંડી થઈ લાગે છે! પિગમેલિયન, ગેલેશિયાએ કહ્યું કે તેણે કોઈનું ખૂન કર્યું છે. કોનું તેની તેને ખબર નહોતી!

**પિગમેલિયન** : (ખૂબ રોષમાં) આ છોકરી તો આપણને બધાંને પાગલ બનાવશે! મારો ઘોડો તૈયાર કરાવો, હું તેને પાછો બોલાવી લાવું.

(મેરિન ડાબી બાજુએથી જાય છે.)

**ગેલેશિયા** : મેં શું કાંઈ ખોટું કર્યું છે? ખરેખર મને કાંઈજ ખબર નથી. તું મારાથી રિસાયો તો નથી ને?

**પિગમેલિયન** : હા, હું તારા પર અત્યંત ચિડાયો છું. એટલેથી જ બસ નથી, મારા પર તારો પ્રગટ પ્રેમ છે એની જાહેરાત કરતાં યે તું સંતોષ ન પામી અને તેં તારી બેહદ મૂર્ખાઈથી લુસિપસને પણ તેના પ્રેમથી વિખૂટો કર્યો.

(જમણી બાજુથી મિર્ગોસ પ્રવેશે છે.)

**મિર્ગોસ** : મહાશય, ક્રિસોસ અને તેમનાં પત્ની બહાર આવ્યાં છે.

**પિગમેલિયન** : હું તેમને અત્યારે મળી શકીશ નહિ...અરે થોભ, તેમને અંદર આવવા દે. ( મિમોસ જાય છે.)

( ગેલેશિયા જાય છે. પિગમેલિયન એક નાની પ્રતિમા પાસે જઈ તે પર કામે લાગે છે. જમણી બાજુથી ડાફ્ને પ્રવેશે છે. )

**ડાફ્ને** : પિગમેલિયન ક્યાં છે ?

**પિગમેલિયન** : ( કામ કરતાં ) આ રહ્યો પિગમેલિયન.

**ડાફ્ને** : અમે થોડા દિવસ પર તમને મળવા આવ્યાં હતાં, પણ તમે અહીં ન હતા. અહીં આવ્યાં એટલે જરા આજુબાજુ નજર કરતાં અમે તમે ખૂબ સંભાળથી પડદા તળે ઢાંકી રાખો છો તે આરસને જોયો.

**પિગમેલિયન** : ( તેની તરફ ફરી ) એ તમે બિલકુલ અણઘટતી છૂટ લીધી.

**ડાફ્ને** : મહાશય, મને ઓળખો છો ?

**પિગમેલિયન** : તમે ક્રિસોસનાં પત્ની છો. ક્રિસોસ તમારી સાથે આવેલ છે કે ?

**ડાફ્ને** : તે બહાર રાહ જુએ છે. હું તો તે તમને માન આપે છે તેની વધાઈ આપું છું. મહાશય, જરા વિવેક રાખો. કદાચ તમારી એ પ્રતિમા ખરીદશે. જો તે ખરીદે તો તમારું તકદીર ફરી ગયું માનજો !

**પિગમેલિયન** : ( મિમોસને ) તેમને અંદર મોકલ.

( જમણી બાજુથી મિમોસ જાય છે અને ક્રિસોસ પ્રવેશે છે. )

**ક્રિસોસ** : ( બાજુ પર ડાફ્નેને ) કેમ જુવાનનું મગજ તો ઠેકાણે છે ને ?

**ડાફ્ને** : ( બાજુ પર ક્રિસોસને ) હા, તદ્દન શાંત લાગે છે. પેલા આરસને પૈસા આપી ખરીદી લો. મેં સાંભળ્યું છે કે તેના માટે કોઈ પણ કિંમત વિસાતમાં નથી. પણ ખરીદતાં પહેલાં એની જરા નિંદા કરજો ને ઉતારી પાડજો.

**ક્રિસોસ** : ( પિગમેલિયનને ) મેં ગયે અઠવાડિયે જોઈ હતી તે પ્રતિમા ક્યાં છે ?

**પિગમેલિયન** : ( મૂંઝાઈને ) મહાશય, તે અધૂરી છે, એ કઢંગી વસ્તુ છે. મને એ માટે શરમ આવે છે.

**ક્રિસોસ** : હં...એ સારી નથી, તેમાં સુરેખતા નથી. તે ખૂબ સખ્ત અને પાતળી લાગે છે. વળી પશ્ચાદ્‌ભૂમિકા વિચિત્ર છે. અરે ખૂબ વિચિત્ર. વળી લાવણ્યની ખામી છે : તાઝગી નથી, તેમ સ્ફૂર્તિ નથી. તેજ–છાયાનું ઠેકાણું નથી; તે ખૂબ બેદરકારીથી દોરી છે. મારા જીવનના સોગન, ચિત્રણ છેક કચરો છે !

**ડાફ્ને** : ( બાજુપર ક્રિસોસને ) તમે જરા વિચાર કરીને બોલો ! એ બધું તો ચિત્રકલા માટે કહેવાય આ તો શિલ્પ છે !

**ક્રિસોસ** : ( બાજુ પર ડાફ્નેને ) એમ ? એ તો એનું એ જ. સિદ્ધાંત તો એક જ ને ? હવે તેની કિંમત વિષે આપણે જોઈએ. તેનું વજન કેટલું થાય ?

**ડાફ્ને** : ( બાજુ પર ક્રિસોસને ) પચાસ મણની આસપાસ.

**ક્રિસોસ** : ( પિગમેલિયનને મોટેથી ) ધારો કે એક હજાર મહોર આપીએ તો ?

**પિગમેલિયન** : ના, ના, ના મારા મહેરબાન, કૃતિ ખૂબ વિચિત્ર અને પાતળી છે. અને વળી મહાશય, યાદ કરો, ચિત્રણ છેક–

**ક્રિસોસ** : કચરો; કાંઈ વાંધો નહિ. ભલે વસ્તુ બહુ સારી ન હોય, મારા ખંડમાં મીણબત્તી ગોઠવવા તો કામ લાગશે.

**પિગમેલિયન** : માફ કરો મહેરબાન, એ સરસ ન હોય છતાં મારે મન એ પ્રતિમા આગળ કોઈ પણ કિંમત વિસાતમાં નથી.

**ક્રિસોસ** : છી : છી : આટલા આરસ માટે હું હજાર મહોર આપું છું, પણ જો અણઘડેલો હોય તો એથી અડધી કિંમત પણ ન ઊપજે !

**ડાફ્ને** : અરે જુવાન માણસ, તને ખબર છે, થોડા વખત પર જ અમે આનાથી બમણા મોટા એપોલો માટે પંદરસો મહોર આપી હતી ?

**પિગમેલિયન :** પરંતુ, માફ કરજો, એક શિલ્પી સુંદરતાની પરીક્ષા કદથી નથી કરતો.

**ક્રિસોસ :** ઓહ ! ત્યારે ડાફ્ને એમ સમજે છે કે ?

**ડાફ્ને :** જુવાન, બરોબર ધ્યાન રાખજે. તું ક્રિસોસને માઠું લગાડી રહ્યો છે !

**ક્રિસોસ :** અને તેની પત્નીને પણ.

(ડાફ્ને મોં ચડાવી બહાર જાય છે)

**પિગમેલિયન :** એ એક આફ્ત છે, પણ મારે સહન કરવી જ રહી. મહાશય, બધી વાતની એક વાત કહું કે એ પ્રતિમા વેચવા માટે નથી.

**ક્રિસોસ :** મહાશય, છેવટની વાત કરું તો મને તમે ના પાડી શકશો નહિ. ગમે તેમ થાય. કલાના કદરદાન પર કલા સત્તા બજાવે તો એ કલાના કદરદાનની શી વલે થાય છે ? (પિગમેલિયન ડાબી બાજુથી બહાર જાય છે) (સ્વગત) એને ખબર પાડવી જોઇએ (મોટેથી) આરંસ કયાં છે ? (તખ્તી પાસે થઈ પડદા ખોલે છે) એ તો ચાલી ગઈ છે ! (તે પ્રતિમા માટે ડાબી તરફ જુએ છે–ધીમે ધીમે ડાબા ખૂણામાંથી વચમાં નજર કરે છે. અહીં તે જમણી બાજુથી પ્રવેશેલી ગેલેશિયાને જુએ છે અને આશ્ચર્યથી તેની સામે મીટ માંડી રહે છે ) ઓહ ! આ શું !

**ગેલેશિયા :** તમારી તબિયત સારી નથી ?

**ક્રિસોસ :** (સ્વગત) અરે, ના–પહેલાં તો મેં વિચાર્યું કે–છીઃ છીઃ હાસ્યજનક ! (બાજુપર સ્વગત ધીમેથી) છતાં યે તે તદ્દન એના જેવી જ છે ! (મોટેથી) હું...તમારા...ચહેરાને...ઓળખું છું. (મૂંઝાય છે) શું મેં...તમને...ક્યાં...જોયેલાં...

**ગેલેશિયા :** આરસમાં ? ઘણું ખરું તો ?

**ક્રિસોસઃ** ( જાત પર કાબૂ લાવતાં ધીમેથી ) ઓહ, હવે મને સમજાયું. આ પિગમેલિયનનું પ્રતીક હોવી જોઈએ ! હા, એમ જ છે. ખરેખર ઘણી હિંમતવાન સ્ત્રી લાગે છે. એ પ્રતીકો હમેશાં એવાં જ હોય છે. તેનું વદન સુંદર છે, તેનું અંગ પણ ઘાટીલું અને સૌષ્ઠવયુક્ત છે. (મોટેથી) સુંદરી, અહીં જરા આવશો કે ?

**ગેલેશિયા :** ( તેને આશ્ચર્યથી પારખવા મથી રહી છે, મને કહો છો ? તમે શું છો ?

**ક્રિસોસ :** હું શું છું ?

**ગેલેશિયા :** હા, હું પૂછું છું, તમે પુરુષ છો ?

**ક્રિસોસ :** વાહ ! લોકો એમ જ કહે છે.

**ગેલેશિયા :** ત્યારે તેમને માનતા નહિ. તમને એ છેતરે છે.

**ક્રિસોસ :** ઓત્તારી ! એમ છે ?

**ગેલેશિયા :** પુરુષ તો ખૂબ ઊંચો, ટટાર અને બળવાન હોય. તેની આંખો મોટી, હિંમતભરી હોય; વદન સુંદર હોય અને અવાજ સ્નિગ્ધ હોય. મેં તો એવો એક જોયો છે.

**ક્રિસોસ :** ખરેખર !

**ગેલેશિયા :** ( તેને ધ્યાનપૂર્વક જોઈ ) હા, તમે પુરુષ નથી.

**ક્રિસોસ :** (ધીમેથી) શું આ યુવતી મને સ્ત્રી ગણે છે ?

**ગેલેશિયા :** સ્ત્રી ? ના, સ્ત્રી તો મૃદુ અને અબલા હોય. વળી ઘાટીલી તથા અનુપમ લાવણ્યભરી હોય. હું સ્ત્રી છું—તમે મારા જેવા નથી.

**ક્રિસોસ :** ભગવાન મને તારા જેવો ન બનાવે અને આટલી ઉમર પછી મારી આબરૂ પર પાણી ન ફેરવે !

**ગેલેશિયા :** છતાં યે તમે મને ગમો છો; કારણ, તમને જોઈ મને હસવું આવે છે. તમે લાલબૂમ અને ગોળમટોળ છો. ઝીણી ઝીણી આંખો અને મોટું મોટું મોં. ચહેરા પર વાંકીચૂંકી રેખાઓ અને વળી એટલા ગટ્ટી અને જાડા છો !

**ક્રિસોસ :** (સ્વગત) આ છોકરી ખૂબ વિચિત્ર લાગે છે.

**ગેલેશિયાઃ** અરે થોભો, હું સમજી, પિગમેલિયનની કલા ઘણા અનુભવનું ફળ છે. તમને ઘડનાર કોઈ શિખાઉ કલાકાર હશે !

**ક્રિસોસ :** ( મૂંઝવણમાં પડી ) ના, મારે સાત

મોટા ભાઈઓ છે. (ધીમેથી) વિચિત્ર છે, આટલી નાની વયે વાણીમાં આટલી હિંમત બતાવે છે.

**ગેલેશિયા :** (આશ્ચર્યથી) એ હિંમત નથી, પણ અજ્ઞાન છે. પિગમેલિયન એમ જ કહે છે અને તે ખરું જ કહેતો હશે.

**ક્રિસોસ :** બેશક, પરંતુ હું ગઈ કાલે જ નહોતો જન્મ્યો. ( ડાબી બાજુએ બેસે છે. )

**ગેલેશિયા:** સાચેસાચ-હું તો ગઈ કાલે જ જન્મી હતી. ( ક્રિસોસને પોતાની પાસે બેસવા સંજ્ઞા કરે છે. ક્રિસોસ તેનું કારણ સમજી શકતો નથી ) તમે કેવી કઢંગી રીતે બેસો છો ?

**ક્રિસોસ :** હું બેઠો છું તેમાં કાંઈ વિચિત્રતા છે એવું મને લાગતું નથી. બેસવાની પદ્ધતિમાં વિવિધતાની બહુ શક્યતા નથી.

**ગેલેશિયા:** મેં તો પિગમેલિયનને આવી રીતે બેસતાં કદી યે જોયો નથી.

**ક્રિસોસ:** તે શું બીજા માણસો જેમ નથી બેસતો ?

**ગેલેશિયા :** અલબત્ત એમ જ. પણ તે હમેશાં કમ્મરે હાથ વીંટાળે છે,

**ક્રિસોસ:** (સ્વગત) ઓત્તારી ! બદમાશ કલાકાર !

**ગેલેશિયા:** તમે એમ બેસતા નથી. કદાચ તમને કેમ બેસવું એ નહિ આવડતું હોય.

**ક્રિસોસ :** અરે ના, મને સારી પેઠે આવડે છે.

**ગેલેશિયા:** ત્યારે એમ કરો જોઈએ.

**ક્રિસોસ:** (સ્વગત) આ વિચિત્ર ઇચ્છા છે, છતાં હું તેને ખુશ કરીશ. (એમ કહી મોટેથી) તમને ખાતરી છે કે આ નિર્દોષતા છે ?

**ગેલેશિયા:** ચોક્કસ એમ જ છે. મેં તમને કહ્યું ને કે હું ગઈ કાલે જ જન્મી છું.

**ક્રિસોસ:** તારી માતા કોણ ?

**ગેલેશિયા:** માતા ? એ શું વળી ? મારે એ નથી. હું તો પિગમેલિયનની પુત્રી છું. બધાં લોકોને હમેશાં માતા હોય છે ?

**ક્રિસોસ:** હા, એ તો સનાતન નિયમ છે.

**ગેલેશિયા:** પણ પિગમેલિયન તો ઘણાં ખરાં માણસોથી ખૂબ વધારે હોશિયાર છે.

**ક્રિસોસ:** હા, મેં સાંભળ્યું છે કે એની પાસે બીજાં માણસોમાં ન જડે એવી શક્તિઓ છે અને હું તેમાં માનવાની શરૂઆત કરું છું !

( જમણી બાજુથી ડાફ્ને પ્રવેશે છે. )

**ડાફ્ને :** કેમ, આ શું માંડયું છે ?

( ક્રિસોસ ગેલેશિયાથી જલદી દૂર ખસી બેઠકના બીજે છેડે જાય છે. )

**ક્રિસોસ :** મારી પત્ની !

**ડાફ્ને :** મારી આંખો શું સાચું જ જુએ છે ? ( ગેલેશિયા ઊભી થાય છે ) આ સ્ત્રી કોણ છે? વાહ, લગભગ દરેક રીતે—

**ક્રિસોસ:** શેના જેવી?

**ડાફ્ને :** આપણે જે પ્રતિમા ખરીદવા ઇચ્છતાં'તાં તેના જેવી ! એ જ મુખ, એ જ વસ્ત્રો ! દરેક વાતમાં એને જ મળતી છે ! એનું સ્વરૂપ આરસને એટલું અજાયબ રીતે મળતું આવે છે કે કોઈ લગભગ એમ જ ધારે કે પિગમેલિયને ગમે તે અજબ રીતે એ પ્રતિમાને સજીવન કરી છે.

**ક્રિસોસ:** (સ્વગત) ખૂબ સરસ વિચાર-હું તેનો લાભ લઉં એવો. જરા સાહસ જેવું ખરું, પણ અસાધ્ય રોગોને અગમ્ય દવાઓની જરૂર છે. ( વચ્ચે આવી મોટેથી ) નિરીક્ષક ડાફ્ને ! તારી કલ્પના સત્ય જ છે. તું કહે છે કે તે પ્રતિમા જેવી છે, ખરે જ એ એની છે અને એમ હોય તે યોગ્ય જ છે. કારણ કે દેવોએ ચમત્કાર કરી આરસની પ્રતિમાને સજીવ કરી છે !

**ડાફ્ને :** વાહ ! તમે મને ગાંડી ધારો છો કે ?

**ગેલેશિયા:** એની વાત સાચી છે. પિગમેલિયને તેની પ્રાર્થનાના પ્રભાવથી મારા અંગમાં જીવનનો તણખો ઝગવ્યો અને હું અત્યારે છું એવી બનાવી ત્યાં લગી હું ઠંડું આરસનું ગચ્છું હતી – જડ અને લાગણીહીન.

**ક્રિસોસ :** ( દૂર બાજુ પર ગેલેશિયાને) બરાબર છે, એમ જ વાતને વળગી રહેજે.

**ડાફ્ને :** અરે બેશરમ છોકરી, હું તેની પત્ની છું!

**ગેલેશિયા :** એની પત્ની! ( ક્રિસોસને ) ત્યારે અહીંથી દૂર જા, તારી પત્ની અહીં હોય ત્યારે હું તને પ્રેમ કરી શકું નહિ. ( પોતે ક્રિસોસથી દૂર જાય છે )

**ડાફ્ને :** આ નફ્ફટાઈ કોઈ નવીન પ્રકારની છે!

**ક્રિસોસ :** એ નિર્દોષતાની નફ્ફટાઈ છે. તેનો ન્યાય તને લાગુ પડતા નિયમોથી ન તોલ. તે તો ગઈ કાલે જ જન્મી હતી. તું કાંઈ એમ જન્મી નથી!

( જમણી બાજુ મિસોસ પ્રવેશે છે. )

**મિસોસ :** કૃપાવંત, પિગમેલિયન પધારે છે.

**ક્રિસોસ :** ( સ્વગત ) તે બધી બાજી બગાડશે.

**ડાફ્ને :** ( મિસોસને ) આ સ્ત્રી કોણ છે?

**ક્રિસોસ :** વાહ, મેં તને કહ્યું તો ખરું કે તે—

**ડાફ્ને:** બસ, એક શબ્દ નહિ. મારે તેના મોંથી સાંભળવું છે.

**ગેલેશિયા:** હું જાતે કહું છું પછી તેને પૂછવાનું શું પ્રયોજન?

**ડાફ્ને:** ચૂપ રહો (મિસોસને) આ સ્ત્રી કોણ છે? જો જૂઠું કહેશે તો હું તને ફટકાથી મરાવીશ.

**મિસોસ:** અરે, હું બિલકુલ જૂઠું નહિ કહું. એ તો સજીવન થયેલી પ્રતિમા છે-

**ક્રિસોસ:** ( બાજુપર મિસોસને ) હું તારો ખૂબ ઋણી છું!

( તેને પૈસા આપી થાબડે છે. જમણી બાજુથી મિસોસ જાય છે અને ડાબી બાજુથી મેરિન પ્રવેશે છે )

**મેરિન :** શું છે? શી બાબત છે?

**ડાફ્ને :** હા, આ સ્ત્રી—

**મેરિન:** એ સજીવન થયેલી પ્રતિમા છે!

**ક્રિસોસ:** (બાજુપર મેરિનને) હું તમારો અત્યંત ઋણી છું! (તેની સાથે હાથ મિલાવે છે. જમણી બાજુથી પિગમેલિયન પ્રવેશે છે )

**પિગમેલિયન :** કેમ, શું છે ક્રિસોસ?

**ક્રિસોસ:** પેલી પ્રતિમા—

**ડાફ્ને:** ઊભા રહો!

**ક્રિસોસ :** મને સમજાવવા દો. પ્રતિમા જે મેં ખરીદવા—

**ડાફ્ને :** મને કહેવા દો ક્રિસોસ. આ બાળા, મેરિન અને તમારો ચાકર બધાં યે ભેગાં મળી મને કહે છે કે એ–

**પિગમેલિયન :** સજીવન થયેલી ગેલેશિયાની પ્રતિમા છે? નિ:શંક એમ જ છે.

**ક્રિસોસ :** મને પણ એમ જ લાગે છે. હું તમારા બધાંનો ખૂબ આભારી છું.

(પિગમેલિયન સાથે હાથ મિલાવે છે અને ડાફ્ને તરફ ફરે છે. જમણી બાજુથી સિનિસ્કા પ્રવેશે છે. )

**સિનિસ્કા :** પિગમેલિયન, મારા વહાલા!

**પિગમેલિયન :** સિનિસ્કા અહીં?

**સિનિસ્કા :** હું ધારતી 'તી તે કરતાં વહેલી આવી શકી (સ્વગત) આ બધાં કોણ છે? (પ્રગટ મોટેથી) માફ કરજો, હું ધારતી'તી કે મારા પતિ એકલા હશે.

**ડાફ્ને :** (કટાક્ષમાં) નિ:શંક, હું પણ ધારતી 'તી કે મારા પતિ એકલા હશે. આપણે પત્નીઓ બેહદ વિશ્વાસ રાખીએ છીએ.

**સિનિસ્કા :** ( બાજુપર પિગમેલિયનને ) આ બધાં કોણ છે?

**પિગમેલિયન :** વાહ, પેલો ક્રિસોસ છે અને એ ડાફ્ને છે. તેઓ......

**ડાફ્ને :** જુદા જુદા આશયથી આવ્યાં છે. (ગેલેશિયાને બતાવી ) ક્રિસોસ આ લજ્જાહીન છોકરીને મળવા આવ્યો છે અને હું ક્રિસોસ પાછળ—

**ક્રિસોસ :** જો તું કાર્યના ક્રમની એમ સાંકળ જ કરવા માંગતી હોય તો એમ પણ કહે કે પિગમેલિયન તારી પાછળ આવ્યો છે!

**સિનિસ્કા :** (ડાબી બાજુ બેઠેલી ગેલેશિયાનો નિર્દેશ કરી ) આ સન્નારી કોણ છે? ઓહ અશક્ય!

**ડાફ્ને** : ઓહ, જરાયે નહિ.

**સિનિસ્કા** : ( ખાલી તખ્તી તરફ જોઈ ) પરંતુ પ્રતિમા યે જતી રહી છે !

**પિગમેલિયન** : સિનિસ્કા ચમત્કાર થયો છે અને દેવોએ ગેલેશિયાને સજીવન કરી છે.

**સિનિસ્કા** : ઓહ, અદ્‌ભુત ! (અત્યંત પ્રશંસાપૂર્વક ગેલેશિયા પાસે જઈ) મારા પિગમેલિયને પોતાના હાથે ઘડી એ જ આકૃતિ છે ?

**પિગમેલિયન** : ખરેખર એ જ છે.

**સિનિસ્કા** : મને જોવા તો દે, ( ગેલેશિયાની પાસે જમણી બાજુ ઘૂંટણિયે પડે છે ) હા, એ જ ચારુ વદન, એ જ સૌષ્ઠવભર્યું અંગ, વસનની એ જ કલામય ઘડી-પાટલી !

**ગેલેશિયા** : શું ત્યારે તું મને ઓળખે છે ?

**સિનિસ્કા** : અરે એને સાંભળો ! એ બોલે છે ! આપણી ગેલેશિયા મોટે સ્વરે બોલે છે ! (ગેલેશિયાને) તને ઓળખું છું ? વાહ કલાકો સુધી બેસી રહીને મેં તને ઘડાતી જોઈ છે-પિગમેલિયનના કામમાં મગ્ન રહી તારી માફક સ્થિર બેસીને. ફક્ત કોઈ વાર ખૂબ આનંદમાં આવી હું તું અત્યારે છે એવી તને બનાવનાર વિજયી હાથોને ચૂમવા દોડી જતી ! ચાલ, મને એક બહેન તરીકે પ્રેમનું ચુંબન લેવા દે. (તેને ચૂમે છે ) જુઓ તો, ચુંબન પણ કરે છે !

**ડાફ્ને**: હા, તે એમ કરી શકે છે તેની હું ખાતરી આપું છું !

**સિનિસ્કા** : ઓહ, મારા પિગમેલિયન, દેવોએ તારી પ્રવીણતા પર કીર્તિકળશ ચડાવ્યો છતાં તારા વદન પર જોઈએ એવો ચમકારા મારતો આનંદ ક્યાં છે ?

**ક્રિસોસ** : ( બાજુપર પિગમેલિયનને ) આપણી વાતને પકડી રાખજે. (ગેલેશિયાને બતાવી) ભલે તે નફ્ફટ હોય. તે હજુ ઊગતી જુવાનીમાં છે અને કદાચ પાછળથી પસ્તાય. જૂઠું બોલવું એ ખરેખર શોચનીય છે. પણ જો તે બોલવું પડે તો સરસ રીતે બોલવું જોઈએ.

( જમણી બાજુથી જાય છે. )

**સિનિસ્કા** : (જરા ક્રોધમાં) હું બધુંયે સમજું છું. હું ખૂબ વહેલી આવી છું.

**ડાફ્ને** : ના, મને શંકા છે કે તમે ખૂબ જ મોડાં આવ્યાં છો, સિનિસ્કા આ માણસને કદીયે વિખૂટો ન મૂકતી, અથવા તો હમેશ માટે તેનો સંગ છોડી દેજે !

**સિનિસ્કા** : ( આશ્ચર્ય પામી ) કેમ, આ બધું શું છે ? ( પિગમેલિયનને) જતાં પહેલાં તને હું જે શબ્દો કહી ગઈ હતી તેની સાથે શું તું દગો રમ્યો છે !

**ગેલેશિયા** : અરે, સન્નારી, એની સાથે સહિષ્ણુતા રાખ. ઉતાવળથી એનો ન્યાય ન કર. દરેક શબ્દમાં, દરેક વિચારમાં તે તારી ઇચ્છાને અનુસર્યો છે. તેં તેને મારી સાથે તારી જોડે બોલે છે તેમ બોલવા કહ્યું હતું અને તે અને હું એટલા પ્રેમથી સાથે બેઠાં છીએ કે ( પિગમેલિયન તરફ જાય છે ) જો તું જોવા માટે હાજર હોત તો તને થાત કે તારી ઇચ્છાઓ કેટલી વફાદારી સાથે અનુસરવામાં આવતી હતી !

**સિનિસ્કા** : પિગમેલિયન ! આ શું કહે છે ?

**પિગમેલિયન** : (ગેલેશિયાને) જા. અહીંથી ચાલી જા. તારા બેપરવાઈથી ઉચ્ચારેલા શબ્દોનું કેવું ભયંકર પરિણામ આવશે તે તારે જાણવાની જરૂર નથી !

**ગેલેશિયા** : તેનો ન્યાય ઉતાવળથી ન કરતાં. તે અને હું અહીં એકલાં બેઠાં હતાં ત્યારે તે આવો નહોતો. તેને બે અવાજ અને બે ચહેરા છે, એક દુનિયા માટે અને બીજો મારે અને તેને માટે !

**સિનિસ્કા** : ( ક્રોધ દબાવી પિગમેલિયન તરફ જાય છે. ગેલેશિયા સંકોચ પામી એક ડગલું પાછું ભરે છે) તારી પત્ની તારી આંખો સમક્ષ છે ! આ પ્યાદાંઓ છે, ઠીક, તું તારો દાવ રમ્યો છે અને હાર્યો છે.

**પિગમેલિયન** : સિનિસ્કા મને સાંભળ! એક શાપિત ઘડીએ મેં એ પ્રતિમાને સજીવન કરાય એવી શક્તિ માટે પ્રાર્થના કરી. મારી અપવિત્ર પ્રાર્થનાએ કુપિત દેવોને જગાડ્યા; તેઓ મારા ન્યાયાધીશ છે. મને તેમના હાથમાં છોડી દે. હું તેમને એવડો નીવડ્યો છું, તને નહિ! મને મુક્તિ આપ!

**સિનિસ્કા** : ઓ દયાપાત્ર સાહસી! દાવ હારે છે, પણ લેણું ચૂકવવાની હિંમત નથી? જરા મર્દ બન! જો, હું બહાદુર છું અને મારે તારા કરતાં વધુ સહન કરવાનું છે! વિચાર કર કે હું તો એકલી છું અને તારે તો તારી પ્રતિમા–પત્ની પણ છે! ( રોષમાં ) ઓહ, આર્ટેમિસ, મારી દેવી! હું આ માણસને ચાહતી'તી એમ યાદ કરી, તેના સ્મરણમાં મારી લજ્જાને ડુબાવી દઉં તે પહેલાં મને સાંભળ–જો તે કર્મમાં કે વિચારમાં એવફા બન્યો હોય તો ન્યાય કરજે અને તેને તે માટે સજા ભોગવવા દેજે!

( પિગમેલિયન ચિત્કાર કરી, હાથો વડે આંખો દબાવી દે છે. )

**ગેલેશિયા** : સિનિસ્કા તેના પર દયા ધર! (સિનિસ્કા પાસે ઘૂંટણિયે પડે છે.)

**સિનિસ્કા** : દયાને હું પિછાનતી નથી. જે કૃત્યે તને કઠોર પથ્થરમાંથી મૃદુ બનાવી તે જ કૃત્યે મને કઠોર પથ્થર જેવી કરી છે! આપણે એક બીજાની બદલી પર છીએ. આ ઘડીથી તું તેની પત્ની બનજે, અને હું લાગણીહીન પથ્થર બનીશ!

(ગેલેશિયાને ધક્કો મારે છે એટલે તે સિનિસ્કાના પગ પાસે મૂર્ચ્છા પામી પડે છે. જલદી પડદો પડે છે. )

[ અપૂર્ણ ]

●

# રાત્રિ

**શાર્દૂલવિક્રીડિત**

સંધ્યાની સરકાવી કોમલ કરે કંચુકીને કેસરી,
રાત્રિએ સ્તનશો શશી ઢળકતો મેલ્યો મુખે સૃષ્ટિના,
ઘૂંટે ધાર સહસ્ત્ર દિવ્ય દૂધની, નેત્રો મીચી ગોદમાં
ઝીલે શાશ્વત શૈશવે વિહરતી સૃષ્ટિ, જનેતામુખે
સૌભાગ્યસ્મિતશી અનંત ઊડુની દંતાવલિ દીપતી.

• રમણિક અરાલવાળા •

# આપણો કાપડનો ઉદ્યોગ

——————શ્રી. ડુંગરશી ધરમશી સંપટ——————

[ ગતાંક પૃષ્ઠ ૫૨૬થી સંપૂર્ણ ]

૧ હિંદના મિલ–મજૂરો અજ્ઞાત છે. જ્ઞાતિઓના નાના વાડાઓમાં હોઈ જ્ઞાતિરિવાજોથી સખ્ત જકડાયેલા અને તેને અંગે ઘણા ખોટા ખર્ચાઓથી પિસાઈને કંગાલ હાલતમાં રહે છે, તેથી વ્યક્તિગત શારીરિક અને માનસિક શક્તિ ઓછી ધરાવે છે. મિલના માલ અને સામાનને 'ક્યાં આપણું બગડે છે' કહીને ગમે તેમ વાપરે છે અને નુકસાન પહોંચાડે છે. કામ ઉપર પ્રેમ નથી ધરાવતા, ગેરહાજર બહુ રહે છે અને એ રીતે ઉત્પન્નમાં એકસૂત્રતા નથી રહેતી. મોટો ભાગ ગામડાંઓમાંથી ખેતીની મોસમ ન હોય ત્યારે મિલમાં કામ કરવા આવે છે. ૭૦–૮૦ ટકા મજૂરો મોસમ શરૂ થતાં મિલ છોડી ખેતરમાં જતા રહે છે, આમ તેઓ મિલકામમાં નિપુણતા મેળવતા નથી. હિંદની ઋતુને કારણે પણ તેમનામાં કાર્યશક્તિ ઓછી રહે છે. એક જાપાની મજૂર ૭ શાળ અને ત્રણ ફ્રેમ કુશળતાપૂર્વક સાચવતો હોય છે જ્યારે હિંદી મજૂર બે શાળને પણ બરાબર સાચવી શકતો નથી. હિંદી મજૂરોમાં વ્યસનો બહુ હોય છે એટલે કરજ બહુ થાય છે, શરીર–મનને પોષણ આપી શકતા નથી, ચપળતા પ્રેરે તેવી સ્વચ્છતા અને સુઘડતા પણ તેઓ પોતાની અંદર લાવતા નથી. જાપાની મજૂર સ્વચ્છતા અને સુઘડતાથી જ અર્ધી સ્ફૂર્તિ લાવે છે. તેઓની કુટુંબ અને ગૃહવ્યવસ્થા સરળ હોય છે એટલે ઘરની સ્ત્રીઓ પણ મિલકામ કરવા જઈ શકે છે, અને આ બેવડી આવકથી મિલમાલિકો મજૂરોની મજૂરીના દર હળવા રાખતાં તેમના જીવનનિર્વાહનું કેમ થશે તેની ચિંતાથી મુક્ત રહી મજૂરીના દર ઓછા રાખી શકે અને એ રીતે ઉત્પાદનના ખર્ચમાં મોટો ઘટાડો લાવી શકે છે. મજૂરોની કાર્યશક્તિ ઘણી હોવાથી ઝાઝા મજૂરોને નિભાવવા પડતા નથી, તેથી પણ ઉત્પાદન-ખર્ચ ઘણું ઓછું રહે છે.

૨ એકલા મજૂરોનો જ દોષ કાઢી શકાય નહિ. મિલમાલેકો ધારે તો મજૂરોની સ્થિતિ સુધારી તેની કાર્યશક્તિ વધારી શકે છે. મજૂરોને સારાં આનંદનાં સાધનો પૂરાં પાડી તેમનાં મનને પ્રફુલ્લ રાખે, તેમને વ્યસનોથી દૂર રાખે, તેમને સારાં રહેઠાણો આપે, દાક્તરી સારવારની સારી ગોઠવણ આપે, એમની કેળવણી વધારવા પ્રયત્નો કરે તો કેળવણી વધતાં સંસ્કાર મળે અને મિલને નુકસાન કરતાં તેમને આંચકો લાગે. તેઓ મજૂરો સાથે મીઠો સંબંધ રાખે, એમનાં અંગત સુખદુઃખોથી માહિતગાર રહે અને એમને આશ્વાસન આપે કે જેથી વારંવાર ઊભા થતા હડતાલના પ્રસંગો ન આવે અને ધંધામાં અવ્યવસ્થિતતા ન આવે અને યંત્રો કાટ ખાતાં ન પડ્યાં રહે.

૩ હિંદી મિલો યંત્રો અને માલ પ્રત્યે બેદરકાર રહે છે, તેઓ યંત્રો બદલતા નથી. પરદેશથી યંત્રો મંગાવવાનાં હોવાથી એક યંત્ર બીજા યંત્ર સાથે મેળ ખાતું નથી, આથી કામ એકધારું નીકળતું નથી. જૂનાં યંત્રોથી પેદાશ ઘટે છે. મિલોમાં યંત્રકામ કરનારાઓ યંત્રો સંબંધી વ્યાપક જ્ઞાન ધરાવતા નથી એટલે પણ યંત્રો ઝડપી કામ આપતાં નથી. માલ સ્વચ્છ રીતે જળવાતો નથી, રૂ મેલું થાય છે તેથી કાપડની જાત ખરાબ થાય છે; ઉપરાંત તે યંત્રમાંથી પસાર પણ બરાબર થતું નથી એથી યંત્ર બગડે પણ છે.

૪. વ્યવસ્થામાં પણ આપણે ત્યાં ખામી હોય છે. મુંબઈની મિલો મેનેજીંગ એજન્ટોના કબજામાં છે. તેઓ પોતાનાં ગજવાંની વધુ સંભાળ રાખે છે. કોલસા, કપાસ, યંત્રો વગેરેના તેઓ કોન્ટ્રાક્ટો લઈ ખરીદીમાં મોટાં કમિશનો ધરાવે છે. અપ્રમાણિકતા પણ એમનું જબરું દૂષણ છે. ઘણીવાર તો ખરીદીમાં અણઆવડત પણ હોય છે. વ્યવસ્થાશક્તિની ઊણપ ધરાવે છે. મિલો

ભાગીદારોને મોટાં ડિવિડન્ડો આપી દે છે પણ અનામતમાં રકમ વધારવા એટલું લક્ષ આપતા નથી. આપણે ત્યાં સટ્ટાની પણ જબરી બદી છે જે જાપાનમાં જોવા પણ મળતી નથી.

જગતભરનાં બજારોમાં હિંદી માલને પહોંચવાની સારી સગવડ નથી. તેની પાસે પોતાનું સારું વહાણવટું, પોતાની બૅંકો, પોતાની રેલવે કે પોતાનાં યંત્રકારખાનાં નથી. જગતવ્યાપી વ્યાપારનો એને અનુભવ લેવાની તક મળતી નથી. પારકાં સાધનો દ્વારા ચાલતા ઉદ્યોગોમાં ઉત્પન્ન મોંઘું જ નીવડે એ દેખીતું છે.

મિલોની આર્થિક સ્થિતિ સદ્ધર નથી, અને સરકાર સાવકી હોવાને કારણે તે તરફથી આર્થિક મદદ તો શું પણ આર્થિક સગવડ પણ મળવી દુર્લભ છે. જાપાનની સરકાર પોતાના દેશના ઉદ્યોગને પરદેશમાં હરીફાઈ કરવી ફાવે માટે પોતાનું હૂંડિયામણ ફેરવ્યા જ કરે છે જ્યારે આપણે ત્યાં આટઆટલા વિરોધ છતાં આપણા જ દેશમાં આપણો માલ ન પરવડે તે માટે સરકાર દેશના અહિતનું ૧૮ પેન્સનું હૂંડિયામણ જ ચાલુ રાખે છે. જાપાનમાં ખોટ ખાઈને પણ પોતાનો માલ વેચે છે અને સરકાર તરફથી તેને દેશમાં તેનું વળતર મળી રહે તેવા ઉપાયો લેવાય છે, જ્યારે હિંદમાં તો એ વાતનું સ્વપ્નું પણ સેવાતું નથી. હિંદની સરકાર તો લૅંકેશાયરના માલને અહીં રક્ષણ મળે તે માટે વારેવારે કારખાનાંઓને લગતા કાયદાઓ, જકાતો અને રેલવે-નૂરોમાં ફેરફાર કરે છે અને એમ હિંદી ઉદ્યોગને ઊલટી તકલીફમાં જ નાખે છે.

હિંદમાં જગતના બીજા સુધરેલા દેશો કરતાં સરેરાશ કાપડ ઓછું વપરાય છે. યુરોપમાં જ્યારે માણસ દીઠ વરસે ૫૦ વારની ગણતરી થાય છે ત્યારે આપણે ત્યાં ૧૮ વારની રાશ આવે છે. જો કે આપણા ગરીબ દેશમાં જ્યાં માણસની માસિક સરેરાશ આવક સવાચાર રૂપિયા છે ત્યાં વધુ કાપડ વાપરવું ન પરવડે પણ કાપડની ઓછી વપરાશની પણ ઉદ્યોગ ઉપર માઠી અસર તો થાય છે.

આ કારણોએ હિંદી મિલઉદ્યોગ પાછળ છે અને જાપાન આગળ વધી રહ્યું છે.

## હિંદી મિલોનો વિકાસ

એક વખત હિંદ લૅંકેશાયરનું મોટામાં મોટું ઘરાક હતું. લડાઈ પહેલાં લૅંકેશાયરનું ૨૫૪ કરોડ વાર કાપડ આયાત થતું. પરંતુ લડાઈ થઈ એટલે હિંદમાં મિલઉદ્યોગ વિકાસની શક્યતા પામ્યો. રાતદિવસ હિંદી મિલો કામ કરવા લાગી. જર્મન સબમરીનોના ભયને લીધે લૅંકેશાયરનો માલ હિંદ આવી શકતો નહિ, આથી પણ કાપડના ભાવો વધ્યા અને હિંદી કાપડ-ઉદ્યોગને દર વર્ષે ૧૨ થી ૧૫ કરોડ રૂપિયાનો નફો થયો. લડાઈ દરમિયાન ૧૬૭ કરોડ વાર કાપડ લૅંકેશાયરનું આવતું હતું તે આપણો ઉદ્યોગ ખીલતાં ૧૧૮ કરોડ વારે આવી ઊભું. ત્યાર પછી જાપાન અને હિંદી માલની હરીફાઈ જામી તેમાં લૅંકેશાયર એટલું પાછળ રહી ગયું કે ૧૯૩૭-૩૮માં માત્ર ૨૬॥ કરોડ વાર કાપડ જ લૅંકેશાયરથી આવી શક્યું. હવે એ સ્થિતિ આવી છે કે લૅંકેશાયર હિંદમાં વધુ પગપેસારો કરી શકે નહિ. પણ આ પરિસ્થિતિનો હિંદે જોઈએ તેવો કુશળતાપૂર્વકનો લાભ લીધો નથી. હિંદી મિલો જેમ વધુ નફો કરતી ગઈ તેમ શેરહોલ્ડરોને મોટાં ડિવિડન્ડો આપતી ગઈ અને ભવિષ્યમાં માઠાં વર્ષોનો ખ્યાલ કરી રિઝર્વ એટલું વધાર્યું નહિ, પરિણામે મોળાં વર્ષોમાં બહુ તકલીફ ભોગવવી પડી.

હિંદી મિલઉદ્યોગે ઘણા તડકા-છાયા જોયા છે. મુંબઈ એ ઉદ્યોગમાં પ્રથમ નંબરે હતું પરંતુ અત્યારે અમદાવાદ જોર કરી રહ્યું છે. મુંબઈ વધારે ખર્ચાળ છે, મેનેજીંગ એજન્ટો મોજીલા છે, એમને વ્યાજની મોટી રકમો ભરવી પડે છે. વળી મુંબઈમાં મ્યુનિસિપલ અને પોર્ટચાર્જ પણ વધારે છે. મુંબઈ કરતાં અમદાવાદના મેનેજીંગ એજન્ટો શેરહોલ્ડરોનું હિત વધારે પ્રમાણમાં જુએ છે. દક્ષિણમાં કોઈમ્બતુરમાં પણ મિલો સ્થપાતી જાય છે. ત્યાં પણ નાનું અમદાવાદ બન્યું છે. દેશી રાજ્યોમાં પણ મિલો સ્થપાવા લાગી છે. આગળ 'હિંદમાં મિલોની સ્થાપના' એ શીર્ષક નીચે મિલોની સંખ્યા હિંદમાં કેવી રીતે વધતી ગઈ તે દર્શાવ્યું છે. લગભગ ચાર લાખ મજૂરો આ મિલોમાં કામ કરે છે. એમાં ત્રીસ કરોડ ઉપરાંત મૂડી રોકાઈ છે. હિંદમાં પહેલા નંબરનો એ ઉદ્યોગ છે.

## હિંદી મિલોની સ્થિતિ

હિંદની મિલોએ લડાઈના વખતમાં જે નફો ખાધો તેનું તો હવે સ્વપ્નું જ રહ્યું છે, છતાં હમણાં એને વાજબી નફો તો મળે છે; પણ છેલ્લાં થોડાં વરસોથી કાપડની પેદાશ વધે છે, જ્યારે એટલા પ્રમાણમાં તેનો નિકાલ થતો નથી. આથી આજે હિંદી મિલો બહુ વિમાસણમાં પડી ગઈ છે. લડાઈ પહેલાં સરેરાશ કાપડ ૧૧૦ કરોડ વાર પેદા થતું હતું. લડાઈ દરમિયાન ૧૪૪ કરોડ વાર અને લડાઈ પછીનાં વર્ષોમાં એ સરેરાશ ૧૬૭ કરોડ વારની થઈ. ૧૯૩૧ પછી વિકાસ વધ્યો, મિલોની સંખ્યા વધી અને કાપડની પેદાશ સરેરાશ ૨૦૦ કરોડ વારમાંથી ૩૦૦ કરોડ વારની થઈ. ૧૯૩૭-૩૮માં એ સરેરાશ ૪૦૮ કરોડ વાર ઉપર પહોંચી છે.

હિંદમાં હજી જૂની મિલો છે. એ મિલોનાં સાંચાકામ પણ જૂનાં થઈ ગયાં છે. હવે જૂની મિલો ઓછી થતી જાય છે અને ઉદ્યોગ સુધારા પર આવે છે. જૂનાં યંત્રો પૂરતી પેદાશ આપતાં નથી અને ખર્ચ વધારે માગે છે એટલે એ સફેદ હાથી જેવાં છે. મિલો માટે તો હવે સ્વયંચાલક (ઑટોમેટિક) શાળો શોધાઈ છે. અમદાવાદની મિલો લગભગ નવાં જ યંત્રો ધરાવે છે. આ સુધરેલી મિલો ઊંચા નંબરનું એટલે કે ૪૦ થી ૨૦૦ નંબર સુધીનું સૂતર કાંતે છે. ઘણી ખરી મિલો ઝીણું સૂતર કાંતે છે. મુંબઈમાં હજી જૂની મિલો થોડી રહી છે. જાપાનની મિલોમાં શાળો સારી અને છેલ્લી ઢબની છે પણ તે ટકાઉ નથી અને વિશ્વસનીય પણ નથી, પણ એમની વ્યવસ્થા સારી હોવાથી એમને મુશ્કેલી નથી જણાતી.

ચીનની બજાર હિંદના હાથમાંથી ચાલી ગઈ છે એટલે જાડા (૨૦ નંબરના) સૂતરની હવે દરકાર નથી.

પણ હિંદી મિલો એકત્ર નથી થતી. એક જ વહીવટ નીચે એકત્ર થઈ એક જ તંત્ર માલ ખરીદવા, સાંચા મંગાવવા અને માલ વેચવાનું રાખે તો મિલ-ઉદ્યોગ ઘણો સુધરી જાય. જાપાનમાં ૭૫ ટકા મિલો ત્રણ કંપનીના હાથમાં છે. આથી વહીવટી ખર્ચ ઘણો ઓછો આવે છે. સસ્તામાં સસ્તી પદ્ધતિથી માલ ખરીદી શકાય છે અને સંગઠિત રૂપે માલને બજારમાં મૂકવાથી સામુહિક અસર પણ સારી થાય છે. જેવી રીતે સિમેંટ-ઉદ્યોગ એક તંત્ર નીચે થઈ ગયો છે તેવી રીતે જાપાનની પેઠે મિલઉદ્યોગ પણ એક તંત્ર નીચે રહે તો ભવિષ્ય ઊજળું બને. થોડાં વરસો ઉપર આવી હિલચાલ થઈ હતી પણ પરસ્પર અવિશ્વાસ અને બીજાં કેટલાંક કારણોએ તે નિષ્ફળ ગઈ હતી.

વળી મેનેજીંગ એજન્ટો પોતાના સગાંસંબંધીઓને તેમનામાં પૂરતી કાબેલિયત ન હોવા છતાં મોટા પગારે મિલોમાં રાખે છે તે પદ્ધતિ પણ નુકસાન કરે છે. હવે તો મેનેજીંગ એજન્ટની પદ્ધતિ જ નીકળી જવાની છે, પરંતુ ત્યાર પછી પણ ઉપર જે ત્રુટિઓ દર્શાવી છે તેને ધ્યાનમાં લેવી જોઈશે. આજે હિંદની મિલોને સરકાર તરફથી જકાતી રક્ષણ મળે છે, પરંતુ આપણી વ્યવસ્થાની ખામીને કારણે જ એ રક્ષણની જરૂર પડે છે.

આગળ ઉપર મજૂરો વિષે લખવામાં આવ્યું છે. જાહેર મતના બળથી હવે મિલમાલેકો મજૂરોને માટે હિતકારી સંસ્થાઓ ખોલતા જાય છે પણ તે હજી બાળદશામાં કહેવાય. એમાં હજી એકવાક્યતા નથી. કોઈ મિલમાં કંઈ છે તો કોઈ મિલમાં બીજું. દવાની વ્યવસ્થા બધી મિલોમાં છે, નિશાળો પણ ઘણી ખરી મિલોમાં ખૂલી છે, ઘણે ઠેકાણે ઘોડિયાં નાનાં બાળકો માટે રાખવામાં આવે છે અને કસરતશાળાઓની પણ ક્યાંક ક્યાંક શરૂઆત થઈ છે; પણ સુવાવડખાનાં નથી તે કરવા જેવાં છે. ખાસ તો મજૂરોને રહેવા માટે સારી સ્વચ્છ અને હવા-ઉજાસવાળી ચાલો બાંધવી જરૂરી છે. મુંબઈમાં હમેશાં રહેવાની જોગવાઈ કરી આપવામાં આવવાની છે એવી સગવડ સર્વત્ર થવાની મોટી જરૂર છે. મિલોમાં જ આનંદ-ઉલ્લાસનું વાતાવરણ ઉત્પન્ન કરે તેવાં સાધનો ઊભાં કરવાં જોઈએ. મદ્રાસમાં મેસર્સ બીની કંપનીની બકીંગહામ અને કર્ણાટક મિલોમાં જેવી સરસ સગવડો અને હિતકારી

પ્રવૃત્તિઓ રાખવામાં આવી છે તે સર્વે મિલોમાં હોવી જોઈએ.

## મિલો માટે કપાસ

હિંદી મિલોમાં મોટે ભાગે હિંદી કપાસ વપરાય છે. ધીમે ધીમે કરતાં ૩૦ લાખ ગાંસડી હિંદી કપાસ હિંદી મિલો વાપરવા લાગી છે. હિંદી કપાસની ૫૫ લાખ ગાંસડીમાંથી આમ ૩૦ લાખ બાદ જતાં ૧૫-૧૭ લાખ જાપાન અને પાંચેક લાખ ગાંસડી લેંકેશાયર ખરીદે છે એટલે કપાસની બચત વધારે રહેતી નથી. પરંતુ હિંદી કપાસ ટૂંકા તારનો છે. માત્ર પંજાબ અને કંબોડિયામાં પાંચ લાખ ગાંસડી ૦ાાા તારનું કપાસ પાકે છે, પરંતુ હિંદની જરૂરિયાત માટે એ પૂરતું નથી. તેથી હિંદને બેથી ત્રણ લાખ ગાંસડીઓ ઇજિપ્તથી મંગાવવી પડે છે. ઇજિપ્તના કપાસમાંથી ૧ાા ઇંચ જેટલો તાર નીકળે છે. આ પરદેશી કપાસ ઉપર રતલે ૦)૦ાા જકાત હતી પરંતુ આ વરસથી હિંદી ખજાનચી સર જેમ્સ ગ્રીગે એ કપાસની આયાત ઉપર રતલે એક આનો જકાત કરી છે.

## મજૂરો

મુંબઈ અને અમદાવાદના મજૂરોનો મોટો ભાગ ગામડાંમાંથી ભરતી થઈને આવે છે. મજબૂત બાંધાના એ ખેડૂતો મુંબઈ જેવા શહેરમાં આવીને કમાવા માંડે છે. ચા, નાસ્તા, સિગારેટ સાથે દોસ્તી થાય છે. એ મજૂર મુંબઈમાં મોજીલો જુવાન બને છે. એને ખાવાપીવાનું પણ પુષ્ટિકારક મળતું નથી. એ મોટે ભાગે અભણ અને નિરક્ષર છે. એને મોજ-શોખનો નાદ લાગે છે ને તે ઉપર બિલકુલ અંકુશ રાખી શકતો નથી. એ કરજે નાણાં મેળવે છે અને પગારનો વખત આવે છે ત્યારે મિલને દરવાજે પઠાણ અને લેણદારો ઊભા જ હોય છે. ઉપરાંત, તાડી અને દારૂવાળાને ત્યાં પગારનો મોટો ભાગ ઠલવાય છે. આવા મુંબઈનાં ખરાબ હવા-પાણી, મિલની ગંદી હવામાં કામ, અનિયમિત જીવન અને વ્યસનોમાં એનું ગામડાનું શરીર ભાંગી જાય છે અને ફરી પાછો એ થાકીને ગામડામાં જાય છે. આંકડાઓ કહે છે કે મિલોમાં ૨૦% મજૂરો જ સ્થાયી રહે છે. બાકીના ૮૦% ગામડાંમાં જા-આવ કર્યા કરે છે.

## મજૂરોને લગતા કાયદાઓ

મજૂરોને લગતા ઘણા કાયદાઓ પસાર થયા છે. કેટલાક હિંદી સરકારે અને કેટલાક પ્રાંતિક સરકારોએ પસાર કરેલા છે. કેટલીક સમિતિઓ પણ આ વિષય માટે નિમાઈ છે. પ્રજાસંઘના પ્રયત્નોને લઈને પણ કેટલાક સુધારા થયા છે. મજૂરને અકસ્માત થયે કંઈક બદલો આપવાની ગોઠવણ થઈ છે. બાળકોને મિલમાં કામ ન કરવા દેવાનો કાયદો પણ થયો છે. મજૂરો અને કારીગરોના પગારો સુધર્યા છે. ૭ દિવસનું અઠવાડિયું અને દસ કલાકનો દિવસ અને ૬૦ કલાકનું કામ નિર્ણિત થયું છે. લેબર કમિશનની પણ કેટલીક સૂચનાઓ અમલમાં આવી છે. મિલમાલેકો કોઈ પણ માણસને વગર કારણે રજા આપતાં હવે વિચાર કરે છે. દંડ કરતાં પણ સારી પેઠે વિચાર કરવો પડે છે. ટ્રેડ યુનિયનોનું બળ વધ્યું છે. મિલમાલેકોને તેઓ ઘણીવાર હંફાવી શકે છે. મુંબઈની મહાસભા-સરકારે હડતાળ પાડતાં પહેલાં સમજૂતી-બોર્ડની મારફતે પતાવટ કરવાનો કાયદો કર્યો છે.

## હડતાલો

મિલમાલેકોને નમાવવા માટે હડતાલ એ પશ્ચિમમાં શ્રેષ્ઠ સાધન ગણાયું છે. હિંદમાં પણ મજૂરો પુષ્કળ હડતાલો પાડે છે. કેટલીક હડતાલો માટે ખરેખર મિલમાલેકોની નીતિ જોખમદાર છે. કેટલીક હડતાલો સમજફેરની પણ પડે છે. હડતાલો પાડતાં ઘણીવાર મારામારીઓ પણ થાય છે અને પોલીસને લાઠી કે ગોળીઓનો ઉપયોગ પણ કરવો પડે છે. ઘણી ખરી હડતાલોમાં છેવટે મજૂરોને જ થાકીને નમવું પડે છે. અમદાવાદમાં ગાંધીજીના સુકાન નીચે ચાલતા મજૂરમહાજને હડતાલ કરતાં સમાધાનીથી જ વધુ કામ લીધું છે. બંને પક્ષોને આથી ઘણો ફાયદો થયો છે. હડતાલથી ઉદ્યોગોને ઘણું જ સહન કરવું પડે છે. મુંબઈની મોટી હડતાલોમાં આમ બન્યું છે.

## હિંદી કાપડની નિકાસ

અગાઉ હિંદમાંથી પુષ્કળ સૂતર અને કાપડ ચીન ખાતે ચડતાં હતાં, પણ ચીનમાં જાપાનીઓએ બાવન મિલો અને ચીનાઓએ ૯૦ મિલો બાંધી એટલે ચીન ખાતે નજીવી નિકાસ થાય છે. ઈજિપ્ત પણ પોતાના દેશનો મિલ–ઉદ્યોગ વધારવા માગે છે એટલે ત્યાં પણ માલની નિકાસ ઓછી થવા માંડી છે. અત્યારે બ્રહ્મદેશ અને સિલોન હિંદી કાપડનાં ઘરાકો છે, પરંતુ હિંદી કાપડ મોટે ભાગે હિંદમાં જ ખપે છે. લગભગ બધા દેશો પોતાના કાપડ–ઉદ્યોગને જ ટેકો આપે છે અથવા તો કોઈ ને કોઈ મિત્રરાજ્ય સાથે વેપારી કરારો કરી લઈ પરસ્પર લાભ મેળવે છે. હિંદમાંથી દર વરસે ૧૫ થી ૨૦ કરોડ વાર કાપડ પરદેશ જાય છે, જેમાં મુખ્ય સ્થળો બ્રહ્મદેશ, સિલોન, રાતા સમુદ્રનાં બંદરો, ઈરાની અખાત, ઈસ્ટ આફ્રિકા, મલાયા વગેરે પૂર્વના જ દેશો છે.

## કાપડનો ગૃહઉદ્યોગ

હિંદમાં ૩૭૬ મિલો હોવા છતાં ગૃહઉદ્યોગથી પેદા થતું કાપડ પણ ઠીક ઠીક પ્રમાણમાં વપરાય છે. ગાંધીજીએ સ્થાપેલા ચરખાસંઘથી તેને ઘણું ઉત્તેજન મળ્યું છે. એ ઉપરાંત મિલના સૂતરમાંથી મોટા પ્રમાણમાં હાથશાળો ઉપર પણ કાપડ વણાય છે. અત્યારે હિંદમાં લગભગ પાંચ કરોડ ચરખાઓ અને વીસ લાખ હાથશાળો ચાલે છે. આ વિષય પણ એટલો વિશાળ છે કે એની સ્વતંત્ર ચર્ચા માટે સ્વતંત્ર લેખની જ જરૂર પડે. અહીં તો માત્ર ઉલ્લેખ જ કર્યો છે. હાથશાળનો કારીગર દસ કલાકની મહેનતમાં લગભગ બાર આના અને ચરખાનો કારીગર ત્રણ આના મેળવી શકે છે. દક્ષિણમાં મદુરા, પંજાબમાં અમૃતસર, લુધિયાણા, બંગાળમાં ઢાકા, યુક્તપ્રાંતમાં બનારસ, ઉપરના ભાગમાં કાશ્મીર, ઇત્યાદી સ્થળોએ ગૃહઉદ્યોગ વિશેષ પ્રમાણમાં ચાલે છે. રેશમ અને જરીના ગૃહઉદ્યોગમાં હવે જાપાની રેશમ અને ફ્રેંચ જરીનો ઉપયોગ થવા લાગ્યો છે. આપણા દેશમાં લગભગ એક કરોડ માણસો અત્યારે હાથઉદ્યોગ ઉપર નભે છે, જ્યારે મિલઉદ્યોગ માત્ર ચાર લાખ માણસોને જ કામ આપે છે. હિંદની કુલ કાપડની જરૂરિયાતમાં હિંદી મિલો ૬૨½%, જાપાન ૧૨½%, લેંકેશાયર ૧૦% અને ગૃહઉદ્યોગ ૧૫% નો હિસ્સો પૂરે છે.

## ૧૯૩૯માં મિલઉદ્યોગ

આ વર્ષ મિલઉદ્યોગ માટે સારું નથી. સને ૧૯૩૭–૩૮ બંને વરસો ઠીક હતાં. આ વરસે કાચી ચીજો–કપાસ, શણ, ઘઉં, ચોખા વગેરેના ભાવો નીચા રહ્યા છે એટલે ખેડૂતો પાસે માલ ખરીદવાને પૈસા નથી. એટલે ૧૯૩૮માં હિંદી મિલોએ ૪૦૯ કરોડ વાર કાપડ બનાવ્યું હતું, જ્યારે આ વરસે વધુમાં વધુ ૩૫૦ કરોડ વાર કાપડ થવા સંભવ છે. અમદાવાદ અને મુંબઈના મિલમાલેકો પાસે કાપડનો ઘણો જથ્થો એકઠો થયો છે. એમણે કામના કલાકો ઘટાડ્યા છે અને રાતપાલી બંધ કરી છે. દક્ષિણની મિલ એસોસિયેશને પણ એવો જ ઠરાવ કર્યો છે. કાપડના ભાવો ઘણા વધ્યા છે. જાપાની હરીફાઈ સખત છે, એ તો પાણીના ભાવે માલ ફેંકે છે, પરિણામે હિંદી મિલોને પણ ભાવો ઘટાડવા પડ્યા છે.

હિંદના કાપડ–ઉદ્યોગના ઇતિહાસની આ સંક્ષિપ્ત રૂપરેખા છે.

●

# સંગીતની મહેફિલમાં

શ્રી. લખમસી જૈન

ઘડિયાળમાં મધરાતના બાર ટકોરા થયા.

ચાના કપને હેઠો મૂકી ખાંસાહેબે પાછળ બેઠેલા પોતાના શાગિર્દ તરફ સ્વરમેળ તપાસવા તંબૂર માટે હાથ લંબાવ્યો. શાગિર્દ ધૂનમાં હતો કે કોણ જાણે કેમ, તે આંખો મીચી કંઈ સાધના કરી રહ્યો હતો. તંબૂર હાથમાં ન આવતાં ખાંસાહેબે આછાં આછાં સ્મિતનો પ્રભાવ પ્રેક્ષકગણ પર પાથરતાં સહેજ ઝીણી આંખો બનાવી ધીમી ચાલે ડોકને પાછળ વળાંક આપ્યો. બિલકુલ બાજુના જ સોફા ઉપર એક ગૃહસ્થ બહુ જ પ્રયત્નપૂર્વક નિદ્રાદેવીને મહાત કરતો બેઠો હતો. તેણે રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં. સેન્ટની તીવ્ર ગંધ આજુબાજુ બેઠેલ અન્ય પ્રેક્ષકગણને પોતાની કિંમત અંકાવવા નિરર્થક ચેષ્ટા કરી રહી હતી. ત્યાં તો સૌ પોતાની લાયકાતમાં મુસ્તાક હતા. અનાયાસે ગવૈયાની નજર તેના પર ઠરતાં તેની ખુશીનો પાર રહ્યો નહિ. તેણે આવેશમાં આવી જઈ એકદમ ફરમાશ કરી દીધી: 'ખાંસા'બ એક ભીમપલાસકી ચીજ હોને દીજિયે.' ગવૈયાએ જરા સ્મિત કર્યું. મધરાતના વખતે ભીમપલાસ ગાવાની ફરમાશ કરનાર પર જાણે તે દયા ખાતો હોય! તે ગૃહસ્થે માન્યું કે હવે જરૂર ભીમપલાસ સાંભળવા મળશે. તેણે કલકત્તામાં એક ગાનારીના મુખે 'ઉન બીન નાહીં આવત ચૈન' થી શરૂ થતી ચીજ સાંભળી હતી. નાજ-નખરાં સાથે જ્યારે તે ગાનારીએ એ એક જ લીટી સત્તાવીશ પ્રકારે ગાઈ સંભળાવી ત્યારે તે પાગલ બની ગયો હતો. તેણે સોની નોટથી તે ચીજનું સ્વાગત કરતાં પૂછેલું કે એ કયો રાગ હતો? ગાનારીએ જ્યારે તે ચીજને ભીમપલાસ રાગ કહ્યો ત્યારથી તે માનતો થયો કે સંગીત–આલમમાં ભીમપલાસ જેવું અન્ય કશું નહિ હોય. ગવૈયો ભીમપલાસ ગાશે એટલું નક્કી થતાં નિદ્રાએ તેની દુશ્મની છોડી દીધી. તે ટટાર થઈ બેઠો. 'ઉન બીન નાહીં આવત ચૈન' એ લીટી તે બહુ જ ધીમે બસુરા અવાજે ગણગણી રહ્યો.

તબલિયા તરફ જોઈ ગવૈયાએ ઘૂંટણ પર હાથની ટપલીઓ મારી ખ્યાલની લય સમજાવી. તબલિયો શરૂ થઈ ગયો:-

ધાગે તીરકીટ ધીન...

ગાનારે ધીન સાથે બંધેશ મેળવી લીધું.

'પી......રનજા......'

'કોનસા રાગ હૈ ખાંસા'બ?' પાડોશીઓને રાગ પૂછી ઠગાયેલો અને ત્યારપછી સીધો ગવૈયાને જ પૂછી લેવાનો નિશ્ચય કરી ચૂકેલો એક તરુણ કે જે પેલા શ્રીમંત ગૃહસ્થની બિલકુલ સામેની હરોળમાં બેઠો હતો. તેણે ખાંસાહેબને પૂછ્યું. માલકૌંસ જેવા સરળ રીતે ઓળખાઈ જતા રાગનું નામ પાડતાં ગવૈયાને ક્ષોભ જણાયો. તે બેદરકારીથી બોલ્યો,

'યેહી–ગ મ ધ ની સા સબી કોમલ.'

તરુણ એ લાંબો અસ્પષ્ટ જવાબ કંઈ ન સમજ્યો. હવામાં એ જવાબનો પ્રતિકાર યે ન થયો. ઊંચોનીચો થતાં તેણે આજુબાજુનાઓ તરફ જોયું. બાજુના એકે કહ્યું, 'એ માલકૌંસ છે.' તરુણે અનુભવીની ઢબે નકારસૂચક માથું હલાવ્યું. પેલો હસવા લાગ્યો.

ગવૈયો સ્વરોની જાળ ગૂંથતો અવારનવાર 'પી... રનજા...' કહેતો ગાયે જતો હતો, અને સારંગીવાળો તો જાણે ગવૈયાની મજાક ન ઉડાવતો હોય તેમ ગવૈયો એક તાન ફેંકે તેને મારી મચડીને, તો ક્યારેક બની શકતી તો તેવી ને તેવી વગાડીને ચાળા પાડતો હતો.

'ચંચલ નારીકી નૈન છૂપે નહિ!' જેવા માશૂકી બેતો સાંભળવા ન મળતાં, અને માથું ફોડી નાખતાં

તાનપલટાથી ત્રાસી ગયેલા બે વેપારી ભાઈઓ પાણીમાં ગયેલ ટિકિટના પૈસા બદ્દલ અફસોસ કરવા ગુંદરના ભાવ અને બજારની રૂખ વિષે વાતે ચડી પોતાનું મન મનાવવા લાગ્યા. બાજુવાળા કોઇએ 'ભાઈ, ચૂપ રહો.' કહ્યું ત્યારે તેઓ બળીને અડધા થઈ ગયા. ઝઘડો થઈ જશે એ બીકે તેમણે 'આવ્યો મોટો સાંભળનારો.' એમ ગણગણીને પોતાની બળતરા શમાવવા કોશિશ કરી.

અડધો કલાક વહી ગયો. દરમિયાન ગાનારે પાંત્રીસ વખત 'પી...રનજા...' કહ્યું. પણ એ 'પીર ન જા...' પાછળ 'ની' અક્ષર સંકળાયેલો હતો તે બતાવવું કોણ જાણે કેમ તેની શક્તિની બહાર હતું. તેણે જબ્બર મહેનતથી પોતાની ચીજને શણગારવા માંડી હતી, પણ તેમ કરતાં તેને થતી પીડા તેના ગાયનની પંક્તિ મુજબ કોઇએ જાણી નહિ.

પેલો ગૃહસ્થ 'ઉન બીન નાહીં આવત ચૈન' નો જાપ જપતો એના પ્યારા ભીમપલાસ વગર ખરે જ બેચેન થઈ ગયો હતો. છતાં જાણે તે રસમાં તરબોળ ન થઈ ગયો હોય તેમ વારેવારે માથું હલાવતો અને પગથી અનાયાસે પડતો સાચો ખોટો તાલ દેતો. જ્યારે સારંગીવાળાના મુખેથી 'સ્સુબ્હાન અલ્લાહ!' 'કયા બાત હૈ!' આદિ ચિત્કારો સરી જતા, ત્યારે પોતે પાછળ રહી ગયો જાણી ઉતાવળે 'વાહ વાહ' બોલતો હતો.

હવે ગાનારે ગાવાની ગતિ વધારી મૂકી ત્રિતાલનું નાનુંશું બંધેશ લીધું. સમાધિસ્થ થયેલ તબલિયો જે બહુ જ ખ્યાલથી માત્રાની ટપલીઓ અને ટકોરીઓ મારે જતો હતો, તેના હાથોમાં નવીન ચૈતન્ય આવ્યું. તબલાંનો ઘુમરાટ જરા મોટો થયો. ઘડીભર સાંભળનારાના કાન ઊંચા થયા. બે ચાર આવર્તન પસાર થઈ. હવે તો જાણે ગવૈયા અને તબલિયાનું દ્વંદ્વ યુદ્ધ. તબલિયો સમ બતાવે જ નહિ અને ગાનાર ગણતરીની તાનો અને બંધેશ ગાયા કરે. બહુ જ ખેંચાખેંચી પછી બંને જણાએ ત્યારે સાથે જ અટકી જઈ સમ બતાવ્યો ત્યારે સાંભળનારાઓએ તેમને તાળીઓથી વધાવી લીધા.

ચીજ પૂરી થતાં, એક ખૂણા તરફ ખુરસીમાં બેઠે બેઠે ઊંઘ કાઢતો એક બુઝર્ગ જાગી ઊઠ્યો. માલકૌંસના પ્રભાવશીલ ગાંભીર્યથી નિર્ભેળ મજલ કાપતી ઊંઘમાં, સ્વરોની એકાએક વહેતી બંધ થયેલી ધારાએ વિક્ષેપ પાડ્યો. તેણે ઈંદ્રભુવન જેવી મહેફિલમાં ચારે તરફ જોયું, અને યાદદાસ્તને તાજી કરવાને આંખો ચોળવા લાગ્યો.

દૂર દૂર એક નવયુવક બેઠો હતો. જાણે સુધારાનો સૂત્રધાર ન હોય તેમ તેણે પોતાની પત્નીને ખાસ સાથે લાવી, માથાની ટોપીને દૂર કરી દીધી હતી. તેના તેજસ્વી કપાળથી એવો ભ્રમ થતો કે જાણે તે 'સંગીત નિપુણ' ન હોય! તેણે ખાંસાહેબને ફરમાસ કરી:

'જનાબ, અબ માલકૌંસ સુનાઈયેગા.'

જનસમૂહમાંથી કેટલાક એક સામટા હસી પડ્યા. યુવક ભોંઠો પડી ગયો.

'હાં, હાં, જરૂર.' ખાંસાહેબે તેને દિલાસો આપ્યો. તેના હોઠ પર ફરકતું કટાક્ષમય હાસ્ય કહેતું હતું કે 'હવે હું કંઈ પણ ગાઈશ તેને આ તરુણ માલકૌંસ નથી એમ થોડું કહેવાનો છે?'

●

# નવી પ્રજા : નવી રચના

· ધૂમકેતુ ·

કેટલીક વસ્તુઓ કોઈ દિવસ વૃદ્ધ થતી નથી. કેટલીક વસ્તુઓ કોઈ દિવસ જુવાની જાણતી નથી. નવરચના કરવા મથનારે આ વસ્તુઓનો પરિચય સાધવાનો હોય છે. જો એ કોયડાનો એ ઉકેલ લાવી શકે તો જ એ નવી સમર્થ પ્રજાના જન્મ માટે શક્ય એવી ભૂમિકા તૈયાર કરી શકે. આંહીં ઉત્સાહી માણસોનું એક વસ્તુ પ્રત્યે લક્ષ્ય દોરવું ઘટે છે કે ભૂમિકાની તૈયારી વિના કોઈ પણ રચના સ્થાયી બની શકતી નથી.

આપણે એક ઉદાહરણ લઈએ. આપણી જ્ઞાતિઓ એ એક વખતે આપણા સામર્થ્યને વ્યક્ત કરવાનો બળવાન દુર્ગ હતો. આજે એ જ જ્ઞાતિઓ આપણી નબળામાં નબળી કડી બની રહેલ છે. આનો ઉકેલ શો ? જ્ઞાતિઓનું અસ્તિત્વ શા માટે હતું — અને હવે આજે શા માટે ન જોઈએ ?

કોઈ પણ થનગની રહેલા લોહીવાળા જુવાન પાસે આનો જવાબ તૈયાર છેઃ 'હું જ્ઞાતિમાં માનતો નથી. જ્ઞાતિઓ જવી જોઈએ એનાથી આપણી એકતા સિદ્ધ થઈ શકતી નથી —' વગેરે.

આજે આપણે જ્ઞાતિઓને કોઈ પણ વિશિષ્ટ ગુણ ધરાવનાર એકમ તરીકે જોઈ શકતા નથી, અને એવી રીતે એમનું અસ્તિત્વ રહ્યું નથી એ જ આપણા વિનિપાતનું મુખ્ય કારણ છે. જ્ઞાતિઓને લીધે આપણો વિનિપાત થયો નથી; થઈ શકે નહિ. જે વિશિષ્ટ ગુણનો ઉત્કર્ષ સાધવા માટે એ એકમ ઘડવામાં આવ્યું હતું. તે મૂળ પંથનો ત્યાગ કરવાથી જ જ્ઞાતિઓ અરસપરસના દોષદર્શન માટે ને કલહ માટે બાકી રહી છે. અને તેથી મૂળ હેતુ પર લક્ષ્ય આપી એની સિદ્ધિ માટેનો માર્ગ નિર્માણ ન કરતાં જો આપણે માત્ર જ્ઞાતિઓના કોલાહલમાં જ આપણી બધી નવરચનાશક્તિ વેડફી નાખીએ તો આપણે કદાચ જ્ઞાતિઓનો નાશ કરી શકીએ — પણ નાશ કરીને કોઈ પરિણામ ન લાવી શકીએ. એટલે એ નાશને લીધે ઉત્પન્ન થયેલી જગ્યામાં બીજા એવા જ અસ્થાયી અને હેતુ વિનાના કાર્યે પોતાનો પગ મૂકવો રહ્યો.

આ વસ્તુસ્થિતિને વધારે સ્પષ્ટ કરવા માટે એક બીજું ઉદાહરણ લઈએ. એક જ્ઞાતિ ધારો કે સોના ઉપર કારીગરીનો ધંધો વર્ષોથી ચલાવે છે. કુદરતી રીતે એ ધંધા ઉપર એ કુટુંબનો નાનામાં નાનો છોકરો જે કાબૂ ધરાવતો હશે તે પણ અસાધારણ હશે. એ વિશિષ્ટ તત્ત્વ ન ગુમાવવું હોય તો એ જ્ઞાતિએ પોતાની વિશિષ્ટતા પૂરતી અમુક મર્યાદા સ્વીકારવી રહી. એ મર્યાદા તે જ્ઞાતિ. એ તત્ત્વ સ્થાયી છે – એને વૃદ્ધાવસ્થા નથી. પણ ધારો કે એવું બન્યું કે એ જ જ્ઞાતિમાં એક છોકરો બીજા ધંધામાં રસ લે છે — તો શું થાય? એ વખતે જ્ઞાતિએ એ જ મર્યાદાને વિશાળ બનાવવી જોઈએ. જો એ પ્રમાણે એ ન બનાવી શકે તો એ કોઈ દિવસ જુવાન કે પ્રાણવાન ન હતી એમ જ કહેવાય.

જ્ઞાતિસંસ્થાઓએ વિશિષ્ટ ગુણોના ઉત્કર્ષ માટે જે મર્યાદા ને જે વિશાળતા બતાવવાં ઘટે એમાં એમની મહત્તા રહી છે.

જ્યાં જ્યાં જ્ઞાતિઓનું બંધન આવા કોઈ અર્થ પરત્વે વિશાળ બને ત્યાં ત્યાં જ્ઞાતિ વધારે પ્રાણવાન બને છે. પણ જેવી રીતે આજે એક જ્ઞાતિ ટાઈપિસ્ટ, પોસ્ટમેન, કલાર્ક, દરજીધંધો કરનાર, મોચી, મોટરડ્રાઈવર, સાઈકલીસ્ટ, ચાવાળો–એવી સઘળા પ્રકારની વ્યક્તિઓને પોતાનામાં ગણાવવાનું અભિમાન

લે છે, અને ખરી રીતે એમાંનો કોઈ એમનો નથી, તેવી રીતે એ પોતાની મર્યાદાને સાચવવાની વૃત્તિ રાખે છે, અને એ મર્યાદા સાચવવાનું એની પાસે કોઈ કારણ નથી કે કોઈ હેતુ પણ નથી. આવી રીતે હેતુ, કારણ, ધ્યેય, વિશિષ્ટત્વની ઉપાસના વિના જે મર્યાદાઓ રાખવામાં આવે છે એ મર્યાદાઓએ એમના મૂળ ગુણને ખોયો છે ને નવા જમાનાનો એક પણ ગુણ કેળવ્યો નથી. એટલે આજે ઘણી ખરી જ્ઞાતિઓ—એ હજારો ધંધા કરનારા હજારો વૃત્તિવાળા માણસોનું નિરર્થક સંમેલન હોઈ, નિરર્થક બની રહેલ છે.

અથવા એમની સાર્થકતા એકાદ ઢંગધડા વિનાની ચૂંટણીમાં–'આપણી જ્ઞાતિના છે હો'–એવા શબ્દો વડે પ્રજાશક્તિનો હ્રાસ કરવા પૂરતી જ રહી છે.

આ પરિસ્થિતિમાં જ્ઞાતિભંગનો માર્ગ લેવાય તે જો વિહ્વળતાથી પ્રેરિત હોય તો એ પણ એટલો જ નિરર્થક છે.

વિશિષ્ટ ગુણોત્કર્ષ, વૈજ્ઞાનિક પરિશુદ્ધિ અને એક ન સમજી શકાય એવી આંતરઆકર્ષણની સૂચક માર્ગદર્શના—એ ત્રણેનો સમન્વય સાધવા માટે જો જ્ઞાતિઓ પોતાની મર્યાદાને વિશાળ નહિ કરે, અને જો નવરચનાવાદીઓ આ ધ્યેય લક્ષ્યમાં રાખ્યા વિના આંધળિયા ભૂસકા મારશે—એ સઘળા જ પ્રજાકીય નવરચનામાં શરીરનો, મનનો અને ગુણોનો અપકર્ષ લાવશે.

કેવળ નવીનતાની ખાતર કરેલ મર્યાદાલોપનો કાંઈ અર્થ નથી. કેવળ પ્રાચીન પ્રથા પ્રમાણે મર્યાદા જાળવવાનો પણ કાંઈ અર્થ નથી.

પેટાજ્ઞાતિઓ વડે કોઈ હેતુ સરતો નથી માટે એમણે જવું જોઈએ. અખિલ ભારતવર્ષીય—એ એક વિશેષણ પછી—બીજું પેટાજ્ઞાતિનું કોઈ પણ વિશેષણ અશક્ત અવસ્થાના એકરાર જેવું ગણાવું જોઈએ.

જ્ઞાતિઓ પોતાના ચિરંજીવ તત્ત્વનું મર્યાદાથી રક્ષણ કરી, એને વૈજ્ઞાનિક પરિશુદ્ધિનો લાભ આપે : અને એના અચિરંજીવ, માત્ર સમયધર્મે સ્વીકારેલા તત્ત્વને ફેંકી દઈ પોતાની વિશાળતા સમજાવે.

તો જ એ રહી શકશે. તો જ એમણે રહેવું જોઈએ.

સર્વભક્ષી કાલ જ્ઞાતિઓને ભક્ષી જાય એ અફસોસનો વિષય નથી. જ્ઞાતિઓ પોતપોતાની વિશિષ્ટતા ખોઈ જે પરાધીનતા સ્વીકારશે એ અફસોસનો વિષય છે.

પ્રજાના ઉત્કર્ષની સાધનામાં જ્ઞાતિઓની નવેસરથી પરિશુદ્ધિ એ આવશ્યક તત્ત્વ બની રહેશે.

●

## જીવનપાઠ

[ અનુષ્ટુપ ]

વિશ્વકેરી મહા, ભવ્ય તેજસ્વી રંગભૂમિ પે  
વિધિદિગ્દર્શને ખેલી મારો જીવનપાઠ, હું  
જવાનો; ક્યાં ? ન જાણું હું જાણવાય ન ઉત્સુક:  
'ખેલવું કેમ' જાણું છું : એટલું બસ શું નથી ?

• જયાનન્દ દવે •

# ગીતામાં અહિંસા ધર્મ

દિલખુશ બ. દિવાનજી

આજે અહિંસા ધર્મને ખૂબ મહત્ત્વ મળી ચૂક્યું છે. ગીતામાં અહિંસાને કેટલું અને કેવું સ્થાન છે એ પ્રશ્ન બહુ વિચારવા જેવો છે. ગીતાના બધા અધ્યાયો વાંચી ગયા પછી અહિંસા ગીતામાં કેટલે અંશે સ્થાન મેળવે છે તે સમજતાં મુશ્કેલી નથી પડતી.

(૧) પૂ. ગાંધીજી લખે છે તેમ "અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી. ગીતાકાળની પૂર્વે પણ અહિંસા પરમ ધર્મરૂપે મનાતી. ગીતાને તો અનાસક્તિનો સિદ્ધાંત બનાવવો હતો." અર્જુનમાં વિષાદ થયો અને મૂંઝવણ ઉત્પન્ન થઈ. એટલે કૃષ્ણ ભગવાને એ વિષાદ દૂર કરવા ગીતાનો ઉપદેશ કર્યો. હવે અર્જુનના વિષાદમાં કંઈ હિંસા અહિંસાનો પ્રશ્ન ન હતો. કૌરવોના સંહારના કાર્યમાં એને કંઈ હિંસાનો ડંખ લાગ્યો ન હતો, એને જે દૌર્બલ્ય પ્રાપ્ત થયું તે તો આસક્તિમાંથી પ્રગટ્યું હતું. કૌરવો એના સ્વજન હતા. એટલે એમની સાથે લડતાં એ કાચવાયો. આથી એણે કૃષ્ણ ભગવાન આગળ જે ધર્મ-સંકટ રજૂ કર્યું એમાં સ્વજન પ્રતિના મોહનો પ્રશ્ન હતો, નહિ કે અહિંસાનો-હિંસાનો. આથી સ્વાભાવિક છે કે એ પ્રશ્નના નિવારણમાં જે ઉપદેશ કૃષ્ણ ભગવાન આપે છે એનું મધ્યબિંદુ અહિંસા ન હોય પરંતુ મોહત્યાગ અથવા અનાસક્તિ જ હોય.

આથી જ કૃષ્ણ ભગવાન મોહત્યાગ અથવા અનાસક્તિનું આખુંયે તત્ત્વજ્ઞાન અર્જુન આગળ ખડું કરે છે.

(૨) પરંતુ જો ગીતાનો પ્રધાન સૂર અહિંસા નથી તો એના આખા ઉપદેશમાં અહિંસા અધ્યાહાર અથવા ગૃહિત તો છે જ. એ અનાસક્તિના આખાયે તત્ત્વનું જો આપણે વિચારપૂર્વક મનન કરીશું તો એમાં અહિંસા જ વ્યાપેલી જણાશે. આથી જ પૂ. ગાંધીજી લખે છે: "પણ ગીતાના શિક્ષણને પૂર્ણતાએ અમલમાં મૂકવાનો લગભગ ૪૦ વર્ષ પર્યન્ત સતત પ્રયત્ન કરતાં મને તો નમ્રપણે એમ લાગ્યું છે કે સત્ય અને અહિંસાના સંપૂર્ણ પાલન વિના સંપૂર્ણ કર્મફલ-ત્યાગ મનુષ્યને વિષે અસંભવિત છે."

(અ) કર્મફલ-ત્યાગનો મહિમા ગાતાં કૃષ્ણ ભગવાને કર્મફલ-ત્યાગીનાં ગુણો તથા લક્ષણો બતાવતાં ત્રણ પ્રકારના પુરુષોના ગુણોની આવશ્યકતા કર્મફલ-ત્યાગ માટે દર્શાવી છે: (૧) સ્થિતપ્રજ્ઞ, (૨) ભક્ત, (૩) ગુણાતીત; આ ત્રણે પ્રકારના પુરુષો માટે જે ગુણોનું વર્ણન થયું છે તેમાં એવા ગુણો ગણાવ્યા છે જે અહિંસાનાં જ અંગો છે, અથવા જેના સમૂહમાંથી અહિંસા એની મેળે નીતરી રહે છે. એ ગુણો મુખ્યત્વે આટલા છે: ઇંદ્રિય-સંયમ, રાગદ્વેષ-ત્યાગ. શત્રુમિત્ર પ્રતિ સમત્વ, સુખદુઃખ-સમભાવ, અક્રોધ, પ્રાણીમાત્ર પ્રતિ દ્વેષરહિતપણું, દયા, નમ્રતા, ક્ષમા, નિર્ભયતા, દ્રઢ નિશ્ચયબળ, પવિત્રતા, ઇશ્વરપરાયણતા, અને ઇશ્વરનિષ્ઠા-"જેનાથી લોકને ભય નથી, જેને લોકોનો ભય નથી".

કર્મફલના ત્યાગ માટે આવા ગુણોનો ઉત્કર્ષ તદ્દન અનિવાર્ય છે, અને એ ગુણોના ઉત્કર્ષમાં સહેજે અહિંસા સમાયેલી છે. એટલે અનાયાસે પણ ગીતામાં અહિંસાને મહત્ત્વનું સ્થાન મળે છે. ગીતાના કર્મફલ-ત્યાગને પ્રાપ્ત કરનારને અહિંસાધર્મનું પાલન સહેજે કરવું પડે છે.

(આ) ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવી અને આસુરી સંપત્તિનું વર્ણન કર્યું છે. એમાં પણ ઉપલા ગુણોનું લગભગ વર્ણન છે, અને અહિંસાનો સ્પષ્ટ રીતે એમાં ઉલ્લેખ પણ બીજા જ શ્લોકમાં થાય છે.-

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ।

(इ) ગીતામાં ત્રણ ગુણોના વર્ણનમાં સાત્વિક ગુણને જ સર્વોપરિ અને શ્રેયાર્થી માટે ઈષ્ટ ગણ્યો છે. એમાં પણ જ્યાં સાત્વિક ગુણ નથી એવાં કર્મ, કર્તા, હિંસાયુક્ત છે એમ જણાવ્યું છેઃ

(૧૮-૫) કર્મ—જે કર્મ પરિણામનો, હાનિનો, હિંસાનો પોતાના ગજાનો વિચાર કર્યા વિના મોહને વશ થઈને માણસ આરંભે છે. તે તામસ કર્મ કહેવાય છે.

(૧૮-૨) કર્તા જે રાગી છે, કર્મફળની ઈચ્છાવાળો છે, લોભી છે, હિંસાવાન છે, મેલો છે, હર્ષ અને શોકવાળો છે, તે રાજસ કર્તા કહેવાય છે.

આવી રીતે ગીતાએ હિંસાનો આ બે શ્લોકો દ્વારા સ્પષ્ટ નિષેધ કર્યો છે. ઉપરાંત બીજા શ્લોકો અને બીજા અધ્યાયોમાં પણ જ્યાં ત્યાં ક્રોધ, દ્વેષ, લોભ, વેર, ઈત્યાદિ હિંસાપોષક તથા અહિંસાવિરોધી દુર્ગુણોનો ગીતાકારે સખત નિષેધ કર્યો છે. આથી અહિંસાનું પ્રતિપાદન તો થયું જ છે. એટલું નહિ પરંતુ હિંસા અને એને સંકળાયેલા દુર્ગુણોની ગંધ સરખી પણ કર્મફળત્યાગીમાં ન રહે એવો કડક ઉપદેશ ગીતામાં થયો છે.

(ई) ગીતાકારે એવાં સર્વકર્મોનો સખત વિરોધ કર્યો છે, જેમાં સહેજ પણ આસક્તિ હોય—હિંસાકર્મ એવું કર્મ છે જેમાં આસક્તિ રહે જ છે. આથી ગીતામાં સહેજે હિંસા માત્રનો નિષેધ આવી જાય છે.

(૩) આટલા વિવેચન પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ગીતામાં અહિંસા ધર્મનો સમાવેશ અનાયાસે થઈ જ ગયો છે, અને હિંસાનો નિષેધ જ થયો છે. પરંતુ જે અહિંસાનો એમાં ઉલ્લેખ થયો છે તે અનાયાસે થયેલો હોવાથી બહુ સ્પષ્ટ અને વ્યાપક નથી. કૃષ્ણ ભગવાને કંઈ અહિંસાનું તત્ત્વજ્ઞાન અર્જુનને નથી સમજાવ્યું. એમણે કંઈ અહિંસાનો (હિંસાનો મુકાબલો કરતાં) મહિમા નથી ગાયો. આજે પૂ. ગાંધીજી જે અહિંસા ધર્મને જગતની, વિશેષ કરીને ભારતની પ્રજા આગળ રજૂ કર્યો છે તેની વિશેષતાનો ગીતાકારે ઉલ્લેખ નથી કર્યો. પૂ. ગાંધીજીના અહિંસાધર્મની વિશેષતા એ છે કે એની કેવળ નિવૃત્તિમય—નકારસુચક અને નિષ્ક્રિય બાજુ જ એમણે નથી દર્શાવી, એમણે તો અહિંસામાં પડેલું અમોઘ બળ એ રીતે બતાવ્યું છે કે જેથી એમાં જગતના દુઃખના નિવારણનો, જગતની દુષ્ટતાના વિનાશનો રામબાણ ઉપાય શ્રેયાર્થી અને સુધારક મેળવી લે છે. અત્યાર સુધી દુષ્ટતાના નિવારણ સારુ જ્યાં હિંસાનો માર્ગ લેવામાં આવતો અને તેને પરમાર્થે વપરાતી નિઃસ્વાર્થ હિંસા ગણી તેને ધર્મ ગણી લઈ, શુદ્ધ અહિંસાનું એટલું ખંડન ક્ષમ્ય અને અનિવાર્ય ગણી લેવાતું —ત્યાં મહાત્માજીએ અહિંસાની સુધારક શક્તિનું દર્શન કરાવી એ અનિવાર્ય ગણાતી હિંસાના દોષમાંથી અહિંસાને બચાવી લીધી છે. જગતની દુષ્ટતાનું નિવારણ કરવાની શક્તિ અહિંસામાં એ રીતે પડી છે કે અહિંસાના ધર્મને પાળનાર ઇશ્વરનિષ્ટ હોય છે અને દુષ્ટ, રાક્ષસી કૃત્યો કરનાર મનુષ્યમાં પણ એને શ્રદ્ધા હોય છે કે એને પ્રેમબળથી—દુઃખસહન અને તપથી મહાત કરીશું તો એનામાં પહેલી સદ્વૃત્તિ જાગી ઊઠશે અને અંતે એ દુષ્ટતાને ધોઈ નાંખશે. આ દૃષ્ટિએ તપાસતાં "અહિંસા એ કેવળ નિવૃત્તિરૂપ કર્મ કે નિષ્ક્રિયતા નથી પરંતુ બળવાન પ્રવૃત્તિ અથવા પ્રક્રિયા છે."

ગીતામાં આ પ્રકારની અહિંસાનો ઉલ્લેખ નથી, અને એ સ્વાભાવિક છે કારણ કે અર્જુનને કંઈ હિંસા અહિંસાનો પ્રશ્ન ઊભો થયો ન હતો. પરંતુ આમ છતાં—આ પ્રકારભેદ છતાં અહિંસાપોષક જે ગુણો છે તેનું સ્પષ્ટ પ્રતિપાદન તો ગીતામાં થયું જ છે, આથી ગીતાધર્મનું જે આચરણ કરે છે તે એવા દૈવી ગુણો સહેજે સંપાદન કરે છે. એથી મહાત્માજીની બળવાન, પ્રક્રિયાવાન, દુષ્ટતાનિવારક, પરદુઃખભંજન, એવી અહિંસાનું આચરણ કરવા એ શક્તિવાન થાય છે.

ગીતાના કર્મફળ—ત્યાગના ઉપદેશનું સંપૂર્ણ આચરણ કરનાર પુરુષ બીજી રીતે પણ પરમાર્થે લોકસેવાનાં કાર્યમાં ગાંધીજીએ દર્શાવેલો સક્રિય અહિંસાનો જ આશ્રય લેવા પ્રેરાશે. કર્મફળ—ત્યાગ

માટે એ જ કર્મો ઇષ્ટ ગણ્યાં છે, જે લોકસેવા અને પરમાર્થનાં છે. એટલે કર્મફલત્યાગી એવાં જ કર્મોમાં પ્રવૃત્ત રહેશે. હવે આગળ જણાવ્યું એ પ્રમાણે ફલ-ત્યાગની ભાવનાથી અનાસક્તિની દ્રષ્ટિથી એ લોકસેવા કરશે. એટલે, સ્થિતપ્રજ્ઞ અથવા ગુણાતીતના સર્વ ગુણોનો વિકાસ એને કરવો જ રહ્યો. આપણે જોયું એ પ્રમાણે એ ગુણોનો જ્યાં ઉત્કર્ષ છે ત્યાં હિંસા માત્રનો ત્યાગ જ છે—અહિંસાનો ધર્મ જ ત્યાં સહજ થઇ પડે છે, આવી રીતે લોકસેવા અને પરમાર્થનાં કર્મો કરનાર કર્મફલ–ત્યાગી હિંસામાર્ગ છોડી અહિંસા માર્ગે જ વળે છે. અને લોક સેવામાં અહિંસાનો માર્ગ એટલે જ ગાંધીજીએ ઓળખેલી, અહિંસાની દુષ્ટતાનિવારક બળવાન શક્તિ. આ રીતે વિચારતાં ગીતામાં અહિંસાનું આ સ્વરૂપ પણ છુપાયેલું જ છે.

(૪) ગીતામાં રહેલી અને છુપાયેલી અહિંસાની આ બધી યે દલીલો સાવ નિરર્થક નીવડે જો એમ વિચારવામાં આવે કે એ આખા યે ગીતાના ઉપદેશનો હેતુ અર્જુનને હિંસક યુદ્ધમાં મોકલવાનો હતો. આવી શંકા સહેજે ઊઠે છે. ગીતાનો પ્રસંગ મહાભારતમાં આવે છે. અને અર્જુનને જ્યારે ક્ષુદ્રહૃદય–દુર્બળતા છોડવાનો ઉપદેશ થાય છે ત્યારે અવારનવાર એને કૃષ્ણ ભગવાન "માટે તું યુદ્ધ કર–પાછો ન હઠ" એવી સલાહ આપે છે. આથી હિંસાવાદીઓ જ્યારે દેશહિત માટે હિંસાનો આશ્રય લે છે, ત્યારે ગીતા-માંથી જ પ્રેરણા મેળવે છે. દાખલા તરીકે બંગાળના વિપ્લવવાદીઓ માટે ગીતા પ્રબળ પ્રેરણા દેનારું પુસ્તક હતું.

પૂ. ગાંધીજી આ દલીલને વિચારે છે અને આવો તોડ કાઢે છે–

(અ) મહાભારત ઐતિહાસિક ગ્રંથ નથી. "પાત્રોની અમાનુષી અને અતિમાનુષી ઉત્પત્તિ વર્ણવી વ્યાસ ભગવાને રાજાપ્રજાના ઇતિહાસને ભૂંસી નાંખ્યો છે. તેમાં વર્ણવેલાં પાત્રો મૂળે ઐતિહાસિક ભલે હોય પણ મહાભારતમાં તો તેમનો ઉપયોગ વ્યાસ ભગવાને કેવળ ધર્મનું દર્શન કરાવવાને સારુ જ કરેલો છે."

(આ) વ્યાસ ભગવાનના હૃદયમાં તો અહિંસા જ વસી હતી, હિંસાયુદ્ધની યોગ્યતા લોકકલ્યાણ માટે પણ એ સ્વીકારતા ન હતા, અને કૃષ્ણ ભગવાન પાસે અર્જુન આગળ એ યોગ્યતા સિદ્ધ કરવાપણું એમને હતું જ નહિ. મહાભારતકારે ભૌતિક યુદ્ધની આવશ્યકતા સિદ્ધ નથી કરી, તેની નિરર્થકતા સિદ્ધ કરી છે. વિજેતાની પાસે રૂદન કરાવ્યું છે, પશ્ચાત્તાપ કરાવ્યો છે, ને દુઃખ સિવાય બીજું કાંઈ રહેવા નથી દીધું."

(ઇ) "તેનો બીજો અધ્યાય ભૌતિક યુદ્ધવિહાર શીખવવાને બદલે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ શીખવે છે, સ્થિતપ્રજ્ઞને ઐહિક યુદ્ધ સાથે સંબંધ ન હોય એવું તેનાં લક્ષણમાં છે જ, એમ મને તો ભાસ્યું છે. સામાન્ય કૌટુંબિક ઝઘડાની યોગ્યતા–અયોગ્યતાનો નિર્ણય કરવાને સારુ ગીતા જેવું પુસ્તક ન સંભવે."

(ઈ) ગીતાકારે અનાસક્તિનો ઉપદેશ કરવા ઐહિક યુદ્ધનું ઉદાહરણ એટલા માટે લીધું છે કે "ગીતાયુગમાં અહિંસા–ધર્મ મનાતા છતાં ભૌતિક યુદ્ધ સર્વસામાન્ય વસ્તુ હોઈ ગીતાકારને એવા યુદ્ધનું ઉદાહરણ લેતાં સંકોચ ન થયો, ન થાય.

(૫) આ બધી મૂંઝવણમાંથી ટળી જવા આપણે તો એમ માનીને ગીતા વાંચવી કે એ ધર્મગ્રંથ મહા-ભારતનું અંગ છે અને એમાં આત્માનો ઇતિહાસ છે. એટલે ગીતામાં પણ "પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરંતર ચાલતા દ્વંદ્વ યુદ્ધનું જ વર્ણન છે." કૌરવો એટલે વિકારો, પાંડવો એટલે સદ્વૃત્તિઓ. આ વસ્તુ ધ્યાનમાં રાખીને આખી ગીતાનો અર્થ સમજતાં પેલી મૂંઝવણો દૂર થાય છે. અને હજારો વર્ષો થયાં જિજ્ઞાસુઓ અને મુમુક્ષુઓએ ગીતામાંથી પ્રેરણા મેળવી છે, તે એજ દૃષ્ટિથી. જનતાને જ્યારે વિકારો પીડે છે, અને સદ્વૃત્તિઓ અને દુષ્ટ વાસ-નાના ધમપછાડામાં એ સપડાય છે ત્યારે ગીતાનો આશ્રય લઈ એ સાંત્વન મેળવે છે, આથી ગીતાના ઉપદેશનું હાર્દ એ વિકારયુદ્ધના વિજયી ઉકેલમાં જ આવી જાય છે.

સહેજ સૂક્ષ્મતાથી વિચાર કરીશું તો વિકાર-યુદ્ધમાં અનાસક્તિયોગનો ઉપદેશ કેટલો બધો બંધ બેસતો છે એ સમજાઈ જશે. કૌરવો–સ્વજનો છે, પ્રિય છે, એટલે એ પ્રતિ અર્જુનનો મોહ પ્રગટ્યો અને એમનાં કાર્યો દુષ્ટ છે તેથી એ દુષ્ટ કાર્ય અટકાવવા સારુ ધર્મયુદ્ધમાં એ સ્વજનની હિંસા પણ ઇષ્ટ છે. એથી એ ચમક્યો, અને કૌરવો પ્રતિની આસક્તિને લીધે એ શિથિલ થયો–નિષ્ક્રિય થયો. એ જ રીતે વિકારો દુષ્ટ છે, એમ જાણ્યા પછી જ્યારે એનો સંહાર કરવા મનુષ્ય તૈયાર થાય છે ત્યારે એ વિકારોમાં રહેલી આસક્તિ, એના ભોગમાં રહેલી મિષ્ટતા એને મોહમાં નાંખે છે. અને એ પ્રિય લાગતા વિકારોનો નાશ કરવા એ અચકાય છે. સ્વજન પ્રતિની આસક્તિ જેટલી જ વિકારો પ્રતિની આપણી આસક્તિ મોહક છે. કૃષ્ણ ભગવાને અર્જુનની આ આસક્તિનો ત્યાગ કરવાનો ઉપદેશ આપતાં શરીર અને આત્માનો ભેદ બતાવ્યો.

શરીર નશ્વર છે, ક્ષણજીવી છે. એનું સુખ આભાસ માત્ર છે એવું સમજાવી એનો મોહ ટાળવા પ્રયાસ કર્યો. એમાં રહેલો આત્મા તો અમર છે–શરીરનાશ સાથે આત્માનો નાશ નહિ થાય એ રહસ્ય સમજાવ્યું. એ જ રીતે વિકાર અને વિકારભોગ માટે વપરાતી ઇન્દ્રિયશક્તિ વચ્ચેનો ભેદ સમજી લેવાનો છે. વિકાર નશ્વર છે–ક્ષણજીવી છે–એના ભોગમાંથી મળતું સુખ તો આભાસ માત્ર છે, અંતે તો એની દુષ્ટતા જ આપણી સદ્‌વૃત્તિઓને ચૂંથી નાંખે છે. એટલે ક્ષણિક સુખની લાલસા પોષનાર એ વિકારોનો મોહ ટાળ્યે જ છૂટકો. એ વિકારનો વિનાશ થશે, તેથી કંઈ પેલી ઇન્દ્રિયશક્તિનો હ્રાસ નથી થવાનો, એ તો અખંડ રહેશે અને એની શક્તિ સદ્‌વૃત્તિના વ્યાપાર માટે મોકળી–સ્વતંત્ર થશે. માટે દુષ્ટતા પ્રગટાવનાર વિકારોનો નાશ થવો જ જોઈએ જેથી એના ભોગ કરવામાં વેડફાતી ઇન્દ્રિયશક્તિને સદાચારમાં વાળી શકાય. દાખલા તરીકે પ્રેમશક્તિ, જ્યારે સ્ત્રી પ્રતિના કામવિકારમાં રોકાય છે ત્યારે દુરાચાર પ્રગટે છે. એ કામવિકારને દુષ્ટ સમજી શ્રેયાર્થી જ્યારે તેનો વિનાશ કરવા તત્પર થાય છે ત્યારે એ જ કામવિકારનું સુખસ્વરૂપ જોઈએ પ્રતિ શ્રેયાર્થી મોહવશ થાય છે. અને ક્ષણિક સુખ આપનાર એ પ્રિય લાગતો વિકાર છોડતાં એ અચકાય છે. પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન તો એ વિકારને નશ્વર તરીકે ઓળખાવે અને એના સુખને મોહજન્ય આભાસ માત્ર વર્ણવે. કામવિકારનો નાશ કરવાથી કામવિકાર નાશ પામશે–પરંતુ તેથી કંઈ પેલી પ્રેમશક્તિ ખંડિત નહિ થાય, સ્ત્રી પ્રતિના કામવિકારમાં ખર્ચાતી અને દુરાચાર પ્રગટાવતી એ પ્રેમશક્તિ કામવિકારના વિનાશથી શુદ્ધ થશે અને એ જ સ્ત્રી પ્રતિની પછીથી એ શુદ્ધ નિર્વિકાર પ્રેમશક્તિ કેવળ સદાચારને જ પ્રગટાવશે અને પોષશે. આવી રીતે આપણી સદ્‌વૃત્તિ અને વિકારો વચ્ચે જ્યારે અથડામણ થાય છે ત્યારે પેલા વિકારો પ્રતિની આસક્તિનો ત્યાગ એ જ આપણો ધર્મ થઈ પડે છે. અને ગીતાના ધર્મનું દોહન એ જ અનાસક્તિયોગ છે. આ પરથી ગાંધીજીએ જે ધર્મયુદ્ધનું રૂપક ખડું કર્યું છે એમાં બિલકુલ વિસંવાદ નથી એ સમજી શકાય છે.

(૫) ગીતામાં અહિંસાધર્મનું પ્રતિપાદન નથી કર્યું એ કંઈ એનો પ્રધાનસૂર નથી, એ બહુ સ્વાભાવિક છે. એનું વિશેષ કારણ એ છે કે તે યુગમાં કંઈ હિંસાનું સામ્રાજ્ય આજના જેટલું વ્યાપક અને પ્રબળ ન હતું. આજે તો જીવનના અને સમાજના પ્રત્યેક અંગ અને વિભાગમાં એક અથવા બીજા સ્વરૂપે હિંસા જ વ્યાપી રહી છે. અને તેથી આજે તો એના સફળ પ્રતિકાર માટે અહિંસાનો જ મહિમા ગાંધીજી ગાય છે. વ્યાસ ભગવાનના સમયમાં હિંસા હતી પરંતુ બહુ મર્યાદિત સ્વરૂપમાં તે હતી. અને ક્ષત્રિયજાતિના કાર્યમાં જ એના મર્યાદિત સ્વરૂપમાં એનો વધારેમાં વધારે વ્યાપાર હતો; જ્યાં ત્યાં એનો દુરુપયોગ થતો ન હતો. આથી વ્યાસ ભગવાનને અથવા અર્જુનને એ હિંસા–અહિંસાના પ્રશ્નની મૂંઝવણ ન હતી અને તેથી ગીતામાં એને પ્રધાન સ્થાન નથી મળતું.

# રા મો ત્સ વ

અનુ. શ્રી. ઊર્મિલા——————————શ્રી. અ. ન. કૃષ્ણરાય

આનંદરાયને ઘેર રામોત્સવની ધમાલ મચી રહી હતી. તે માત્ર મૈસૂરમાં જ નહિ પરંતુ મદ્રાસ, કુંભકોણમ, ત્રિચિનાપલ્લી, તાંજોર વગેરે સ્થાનોમાં પણ મશહૂર હતા. કોઈ કહેતું 'તોડી રાગ તો એમનો જ', અને કોઈ કહેતું 'એમના જેવી ભૈરવી તો કોઈ ગાઈ જ નથી શકતું.' 'શ્રીરાગ' 'હંસધ્વનિ' 'મધ્યમાવતી' 'કાનડા' વગેરે એમના અતિ પ્રિય રાગો હતા. એમની પત્ની એમની 'હિંદુસ્તાની કાફી' પર તો બહુ જ ખુશ હતી. એ આનંદરાય પર ગમે એટલી ચિડાઈ હોય તો યે જો એના કંઠેથી 'આડિસિદ યશોદા જગદોદ્ધારન' સાંભળે તો પીગળી પીગળીને ઠંડી થઈ જતી અને કહેતી 'તમે તો ગુસ્સે રહેવાની તક પણ નથી આપતા.' લોકોની રુચિને પારખનાર કાલીદાસના કહેવા પ્રમાણે દરેકની રુચિમાં ભિન્નતા હોય છે. પરંતુ આનંદરાયની રુચિ વિષે કોઈ કશું ચોક્કસ કહી શકતું નહોતું. જો એમને તોડીની ધૂન લાગતી તો અઠવાડિયું બે અઠવાડિયાં તે એ જ ગાયા કરતા, 'સિંહેદ્રમધ્યમ'ની ધૂન લાગતી તો એ ગાવામાં તેઓ એટલા તલ્લીન થઈ જતા કે સંગીત-શાસ્ત્રની કળામાં કોઈ બીજા રાગો છે જ નહિ એમ સૌને લાગતું. ગાતી વખતે એમને એમના શરીરનું પણ ભાન ન રહેતું.

તેમને મહારાજા સામે, કોઈ હોટેલ સામે કે કોઈ લલિતાદ્રિની ટેકરી પર ગાતાં એક સરખું જ અભાન રહેતું. તેમના શ્રોતાઓ પણ સ્થળ–કાળનું ભાન ભૂલી જતા. એમને લાગતું કે કાળા, કુરૂપ અને સ્થૂલકાય આનંદરાયની જગાએ દેવી સરસ્વતી પોતે જ ગાઈ રહી છે. આનંદરાય પણ ગાતા ગાતા કેટલીક વાર હસતા, કેટલીક વાર રોતા અને કદીક ગાયન બંધ કરીને હાથ જોડીને કહેતા. 'મા, શું હું તારો પુત્ર નથી? મારી કસોટી કેમ કરે છે? તારા અસ્પષ્ટ સ્વરોને સ્પષ્ટ કરીને મને સંભળાવ, મા!' તે વારંવાર કહેતા કે સંગીતમાં રસ હોવો જોઈએ, જીવન હોવું જોઈએ, ગાનારનું જીવન ગીતની ભાવનામાં સમરસ બની જવું જોઈએ. આવું આવું કહીને તે સાંભળનારાઓને આશ્ચર્યચકિત કરી દેતા. પોતાના શિષ્યોને પણ તે કહેતા કે ધનથી કલાની કિંમત આંકવી અને માણસોના મનરંજન માટે આત્માને ભૂલી જવો એ આનંદરાય માટે ઝેર બરોબર છે. અને તેથી જ તેના સંગીતમાં અદ્‌ભુત સૌન્દર્ય અને માધુર્ય હતાં.

આજે આનંદરાયના પ્રિય શિષ્ય રામૂનો સંગીત-સમારંભ હતો. સાથે વાદ્યો વગાડનારા તબલચી વગેરે સિદ્ધહસ્ત કલાકારો પણ હતા, કેટલા ય રસિક-જન, કલાપારખુ અને સાહિત્યશિરોમણીને આમંત્ર્યા હતા. ગાયકના મનમાં આત્માભિમાન જાગી રહ્યું હતું. ગુરુ એની સફળતાને આનંદપૂર્વક જોઈ રહ્યા હતા. અને પુત્રની જેમ સદા તેનું કલ્યાણ–મંગળ ઇચ્છનારી ગુરુપત્નીની છાતી આ પ્રસંગે ગજગજ ઊછળી રહી હતી.

આ વર્ષે જેટલા લોકો આવ્યા હતા એટલા પહેલાં કદી આવ્યા નહોતા. લોકોને ખાતરી હતી કે આનંદરાય પોતાના શ્રેષ્ઠ શિષ્યનું સંગીત સંભળાવશે. આજે જ એનો પહેલો જલસો હતો. રાયજી ઉત્સાહમાં ડૂબી ગયા હતા અને ઇચ્છતા હતા કે શિષ્ય વિજયી બનીને પોતાની કીર્તિ વધારે. એમના મોં પર પવિત્ર આનંદ ફેલાઈ રહ્યો હતો.

ગજાનનની સ્તુતિ થઈ, ઈષ્ટદેવની પ્રાર્થના પણ થઈ. રામૂ જ્યાં બેઠો હતો ત્યાંથી જ તેણે ગુરુને અને ગુરુપત્નીને નમસ્કાર કરીને 'ષડાનન શિખિવાહન'નું કીર્તન શરૂ કર્યું. વચ્ચે વચ્ચે સારેગમનો ઉચ્ચાર અને પાછું સંગીત એમ આવતું હતું. એનાં બધાં ગીતોમાં એક જ રસ અને એક જ પ્રતિભા હતાં. સંગીતમાં તો એટલું ગાંભીર્ય હતું કે સાંભળનારને શંકા થતી કે આ એનો પહેલો જ જલસો હશે? ગાયકના અંતરમાં પેસીને દેવી સરસ્વતી પોતે જ ગાઈ રહી હોય એમ લાગતું હતું. સંસારનાં સઘળાં સુખદુઃખોને પોતામાં એકત્ર કરી દઈને ગાયકે શ્રોતાઓને મુગ્ધ કરી દીધા. શ્રોતાઓએ ઊગતા કલાકારની પ્રશંસા કરી. લગભગ એક કલાક સુધી સંગીત ચાલુ રહ્યું, પરંતુ ગાયકના મોં પર થાક નહોતો, ત્યાં તો દેદીપ્યમાન કાન્તિ ઝળકતી હતી. અને આંખો તારાની જેમ ચમકી રહી હતી. જ્યારે રામૂએ ભૈરવી આલાપી અને એ જ રાગમાં "રઘુવર સુગુણાલય" ગાવું શરૂ કર્યું ત્યારે આનંદરાય ધીરેથી ઊઠીને ચાલ્યા ગયા. કુતૂહલવશ લોકોએ એ બાજુ જોયું, પરંતુ રામૂની તાનોએ તેઓને પોતાની તરફ વીજળીની જેમ ખેંચી લીધા.

(૨)

આનંદરાય ત્યાંથી ઊઠીને પોતાના ઓરડામાં ગયા. ઘર જેવો જ સાદો તે ઓરડો હતો, વૈભવશાળીની વિલાસી ચીજો ત્યાં નહોતી, સ્વચ્છતા જ એ ઓરડાની સંપત્તિ હતી. શણગારમાં બે તંબૂર, એક હાર્મોનિયમ અને એક વીણા હતી. એક બાજુ ગાદી બિછાવી રાખી હતી અને બીજી બાજુ જૂનું મેજ અને બે ખુરશીઓ હતી. મેજ પર તેની તથા તેની પત્નીની યૌવનસમયની એક છબી હતી. તેના હાથમાં પટ્ટાભિષિક્ત શ્રી રઘુરાયનું સુંદર ચિત્ર હતું. પાસે જ એક બીજી તસવીર પડી હતી. તેમાં બાળકને ખોળામાં લઈને એક સુંદરી બેઠી હતી. વાળની લટોમાં છુપાયલું વિશાળ કપાળ, ચમકતી ઝીણી આંખો, ચંપા જેવું અણીદાર નાક, જરા મોટું પણ સુંદર મુખ, હોઠો પર મંદહાસ્ય, ને શાંત પવિત્ર તેજ છબી પર ફેલાઈ રહ્યું હતું. આનંદરાયે એ તસવીરને જોઈને એક દીર્ઘ શ્વાસ લીધો અને તેણે અતિ આનંદ તેમ જ દુઃખ બંને સાથે અનુભવ્યાં તે છબીને એકી નજરે જોઈ રહ્યો. ઓરડાનું બારણું બંધ હતું. તે છબીને સંબોધીને બોલ્યોઃ 'સુંદરા, આજ તું હોત તો? તારા પુત્રનો વૈભવ દેખીને કોણ જાણે તું શું કહેત! સુંદરા, તું જાણે છે કે ભૈરવી રાગ મને બહુ પસંદ છે, એટલે જ તું તારા પુત્રના કંઠમાં વસીને મને સંભળાવી રહી છે ને? રામૂમાં તારો જ કંઠ, તારી જ સ્ફૂર્તિ, તારી જ ગંભીરતા છે. આજ આપણો રામૂ........' તે આગળ ન બોલી શક્યા, ગળું ભરાઈ આવ્યું. એ તસવીર પાસે ઉત્તરની આશા રાખતા ત્યાં જ બેસી ગયા. કોઈ પ્રેમી પોતાની પ્રેયસીની આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરી રહ્યા હોય એવી રીતે તે છબીને હાથમાં લઈને ત્યાં બેઠા હતા. થોડો સમય એમ જ ચાલ્યો ગયો. તે સમજી ગયા કે છબી કાંઈ ઉત્તર નહિ દે એટલે છબીને છાતી સરસી ચાંપી દીધી અને તેના પર મધુર ચુંબનો લગાવીને પ્રેમાશ્રુથી નવડાવવા લાગ્યા.

આનંદરાયના મનમાં વાદળાં ઘેરાવા લાગ્યાં. એમાંથી બચવા માટે તેઓ રઘુરાયની તસવીર અને તેમની પત્નીની તસવીર તરફ જોવા લાગ્યા. પોતાના અંતરની કોઈ અદશ્ય શક્તિ સાથે તે લડી રહ્યા હતા. પરંતુ આખરે સુંદરાની છબીએ જ તેમના પર વિજય મેળવ્યો. કોઈ એક અદશ્ય આકર્ષણ એને એ બાજુ ખેંચી ગયું.

આ માનવજીવન પણ એક માયાવી ખેલ છે. જે રીતે પડછાયો આપણી સાથોસાથ કે પાછળ આપણી જાણ વિના જ ચાલે છે, દોડે છે અને ઊભો રહે છે તેવું જ સ્મૃતિનું પણ છે—તે પણ અજાણપણે આપણા પર સવાર થાય છે.

(૩)

આનંદરાયને આજથી ચોવીસ વર્ષ પહેલાંની ઘટના યાદ આવી. ચલચિત્રની જેમ એક પછી એક દશ્ય એના મનોપટ પર આવવા લાગ્યું. ગ્રીષ્મનો

આરંભ હતો, રામજીપૂજા સમાપ્ત કરીને ઊભા થતા હતા ત્યાં એક ઘરડી વેશ્યા બાર–તેર વર્ષની એક કુમારિકાને લઈને આવી ઊભી રહી. એણે અને છોકરીએ રાયજીનાં ચરણોમાં મસ્તક નમાવ્યું અને બોલી, 'રાયજી, આ છોકરીને તમારી જ સમજજો, આ અનાથ છે, એના પાલનપોષણનો ભાર તમારા પર છે. આપ મોટા ધર્માત્મા છો એટલે એની રક્ષા અવશ્ય કરી શકશો.'

રક્ષાનું નામ સાંભળીને જ રાયજીએ વિચાર્યું કે આ છોકરીને પોતે પોતાની શિષ્યા બનાવી લે. આનંદરાયને શિષ્યોની સંખ્યા બહુ ઓછી હતી કારણ કે તે શિષ્ય બનવા આવનારની બહુ આકરી પરીક્ષા કરતા. પરીક્ષામાં જે એમને સંતોષ આપતા અને જેનામાં એ કલાવૃત્તિ જોતા તેને જ પોતાનો શિષ્ય બનાવતા. શિષ્યોને પ્રતિજ્ઞા કરવી પડતી કે તેઓ વિદ્યાનો દુરુપયોગ નહિ કરે અને નાટક–સિનેમામાં પણ એનો ઉપયોગ નહિ કરે. સામાન્ય રીતે તેઓ સ્ત્રીઓને ન શીખવતા. તે કહેતા કે સ્ત્રીઓનો સંગીતનો શોખ પતિ મેળવ્યા પછી પૂરો થાય છે. વેશ્યાઓને તો તે કદી શીખવતા જ નહિ. તેમને કહેતા, 'તમને શીખવનાર ઘણા છે, તમે એમની પાસે જાવ.' એટલે આ વેશ્યાની ધૃષ્ટતાથી તે પહેલાં તો ક્રોધિત થયા. બીજાને મોહિત કરી ધન કમાનાર અને પોતાને જ વેચનાર કુલટા શું વિદ્યા શીખવાને યોગ્ય છે? છતાં પણ રાયજીનું મન જરા ચંચલ થઈ ગયું. તેમને એ છોકરીનું સરલ અને આકર્ષક મોં વેશ્યાની છોકરી કરતાં જુદું લાગ્યું. એના ચહેરા પર નિર્મળતાનું તેજ દેખાયું. લાચાર બનીને તેમણે છોકરીને પાસે બોલાવી અને તેના વાંસા પર સ્નેહથી હાથ ફેરવતાં પૂછ્યું 'તારું નામ શું બેટી?'

'સુંદરા.'

'મારી પાસે ગાતાં શીખવા આવી છે?'

'જી, હા.'

'મારી પાસે જ કેમ શીખવા ઇચ્છે છે?'

'તમારા જેવું ગાતાં શીખવા માટે.'

'એટલે?'

'એટલે, જ્યારે આપ ગાઓ છો ત્યારે સાંભળનાર ગદ્‌ગદિત થઈ જાય છે ને એમની આંખોમાંથી આંસુ વહેવા લાગે છે.'

'તું પણ જો બધાની આંખોમાંથી આંસુ વહેવરાવવા લાગીશ તો પૈસા કોણ દેશે? પૈસા કમાવા માટે તો સારી રીતે કપડાં પહેરી મોં પર પાવડર લગાવી નાચતાં શીખવું જોઈએ. નાચની થોડી રીતો શીખી લે એટલે બસ. મારા સંગીતથી તને શું ફાયદો થશે?'

સાંભળીને છોકરીની આંખમાંથી એક આંસુ સરી પડ્યું. છોકરીનાં એ આંસુ જોઈને રાયજી લજ્જિત અને દયાભાવથી બોલ્યાઃ

'રડે છે શા માટે?'

'શું કરું ગુરુજી? તમારી વાત જ એવી હતી.'

'ગુરુજી' શબ્દે રાયજીના મનમાં પરિવર્તન કરી દીધું.

'તો શું મેં જૂઠું કહ્યું હતું?'

'જી, હા, દરેક છોકરી શું એવી જ ઓછી હોય છે? તમારા આશીર્વાદથી હું બીજા પ્રકારની ન બની શકું?'

'સારું, તો સંગીત શીખીને તું શું કરીશ?'

'લગ્ન કરવા ઇચ્છે છે." ડોશીએ કહ્યું. બાલિકાએ શરમના માર્યા માથું નીચે નાખી દીધું. અને માતા તરફ ફરીને જેમ પ્રિયંવદાની વાતો સાંભળીને શકુંતલા નારાજ થઈ હતી તેમ હોઠો પર હાસ્ય ભરી જૂઠી નારાજી વ્યક્ત કરી.

રાયજીએ થોડા સમયના વિચારને અંતે સ્વીકાર કરી લીધો અને મા–દીકરી પ્રણામ કરીને ચાલ્યાં ગયાં.

છોકરી હવે છોકરી મટી વીસ વર્ષની નવયૌવના થઈ ગઈ હતી. તેનું પાંડિત્ય જોઈને ગુરુ પોતે જ ચકિત થઈ જતા. અને તેનો વિકાસ જોઈ પોતે પોતાની જ પીઠ થાબડી લેતા. આજે તે ગુરુજી પાસે દીક્ષા માગવા જવાની હતી. એનું યૌવન ખીલી ઊઠ્યું હતું. તેનાં અંગોમાં સ્ત્રીત્વ વિકાસ પામવા લાગ્યું હતું. તેને 'કલાની પ્રતિમા' બનાવવાની આનંદરાયની ઇચ્છા ફળીભૂત થઈ હતી. એમને વિચાર આવ્યો

કે જો પોતે તેના જીવનમાં પ્રવેશ ન કર્યો હોત તો તે આજે ક્યાં હોત ? સુંદરાને જોઈ ગુરુજીમાં નવા ઉત્સાહની વૃદ્ધિ થતી. સુંદરા પણ આ બાબતથી પરિચિત હતી. ધીરે ધીરે ગુરુજીના પ્રેમમાં ફેર પડવા લાગ્યો. તે ભૂલવા લાગ્યા કે સુંદરા તેમની પાલિત કન્યા છે, અને તે તો તેને જોતાં જ મોહિત થઈ જવા લાગ્યા.

સુંદરા જતી વખતે કોઈ અલભ્ય વસ્તુ ગુરુ-દક્ષિણામાં આપવા ઉત્કંઠિત હતી. એણે ખૂબ વિચાર કર્યો પણ કાંઈ નક્કી કરી ન શકી. જો ગુરુજી તેની જીભ માગે તો જેમ એકલવ્યે દ્રોણને પોતાનો અંગૂઠો આપ્યો હતો તેમ તે સહર્ષ પોતાની જીભ પણ આપી દે. એને વિચાર આવ્યો કે ગુરુજીને જ કેમ ન પૂછવું ? પણ કદાચિત તે કશું ન જ માગે તો ? પરંતુ આમ વિચાર કરતાં કરતાં તે થાકી ગઈ.

કૃષ્ણપક્ષની બીજની રાત્રી હતી. ચંદ્રકિરણોથી ભર્યું ભર્યું શાંતિમય વાતાવરણ હતું. રાતની શોભા મૃદુ પલ્લવોમાં અધખીલ્યાં પુષ્પો જેવી લાગતી હતી. સમય મધરાતનો હતો, મંદ વાયુ લહેરાઈ રહ્યો હતો ને સાથોસાથ સંગીતના મધુર સ્વર રેલી રહ્યા હતા. સુંદરાની સંગીતસાધનાની તે છેલ્લી રાત હતી. સુંદરા ભુપાલીથી ભૈરવી સુધી ગઈ હતી ને પોતાની પ્યારી ભૈરવી ' રઘુવર સુગુણાલય......" સમાપ્ત કરી અને મંગળ પણ ગાયું. આનંદરાય શિષ્યાનો હાથ પકડી બોલ્યા: ' સુંદરા, આજ તારો અભ્યાસ પૂરો થયો, કાલથી તું સ્વતંત્ર છે."

' તમારી કૃપાથી જ મને...વેશ્યાની પુત્રીને... આપે મા શારદાનાં ગુણગાન કરવાની વાણી આપી.'

' સાચું છે, પણ જાણે છે ને કે ગુરુદક્ષિણા વિના વિદ્યા સાર્થક નથી થતી ! આજ દિવસ સુધી તેં જે સાધના કરી છે તેની સિદ્ધિ ગુરુદક્ષિણા પછી જ થશે.'

સુંદરાએ આતુરતાપૂર્વક પૂછ્યું, " આપ જ કહો ગુરુજી, હું આપને શી દક્ષિણા આપું ?"

રાયજી આવા જ જવાબની રાહ જોતા હતા. તેઓ તો કહેવાને આતુર થઈ રહ્યા હતા પરંતુ જીભેથી વાત જ નહોતી નીકળી શકતી. ઘણા પ્રયત્ન પછી બોલ્યા: ' સુંદરા, મારે બીજું કશું નથી જોઈતું. મારે...મારે...માત્ર તારો પ્રેમ જોઈએ.'

સુંદરાને આશ્ચર્ય થયું. તે પોતાના કાન ઉપર વિશ્વાસ ન મૂકી શકી. દેવતા જેવા પોતાના ગુરુની વાતો તેને સાચી ન લાગી. શું ગુરુજી મારું શરીર માગે ? તેને એ બાબત સંદેહ થવા લાગ્યો. કલા-વિશારદોનો આ રાજા શું ભિખારણની એંઠ પર તરાપ મારવા ઇચ્છે છે ? એણે આંખો ફાડીને જોયું તો તેની સામે આંખોમાં ભીષણ કામુકતા ભરી એક વ્યક્તિ ઊભી છે અને તેને લોલુપતાથી ગળી જવા માગે છે. શું આ જ એના ગુરુ આનંદરાય ? શું આ જ ? સુંદરા પોતામાં થોડું સાહસ એકઠું કરી બોલી:

' ગુરુજી, હું આપની શિષ્યા, હું...દીકરી છું.'

રાયજીની વિચારશક્તિ લુપ્ત થઈ ગઈ હતી. એક વેશ્યાની છોકરીનું આટલું અભિમાન ? આટલી ઉદ્ધતાઈ ? રાયજીની કળા અને સુરુચિ કોણ જાણે ક્યાંય છુપાઈ ગઈ. અત્યારે તો ત્યાં પરપુરુષની ભયાનક અને અંધ કામપિપાસા હતી. તેણે સુંદરાને બળપૂર્વક બાહુમાં જકડી લીધી.

...પછી, તેને યાદ આવ્યું સુંદરાનું એ મલિન અને નિરાશ મુખડું, અને તેનું હૃદય ચૂરેચૂરા થઈ ગયું. પછી તો સુંદરા બે વર્ષ જ બચી...રામૂને જન્મ આપી દુઃખ અને નિરાશામાં ઝૂરી ઝૂરી મરી ગઈ.

આ બધું યાદ આવતાં આનંદરાયની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં અને તે બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા.

( ૪ )

બહાર રામૂનો જલસો પૂરો થયો અને મંગળ આરતીનો સમય થયો ત્યારે આનંદમાં લીન થયેલા શ્રોતાઓને રાયજીનો વિચાર આવ્યો. તેને શોધતા તેમના મિત્ર ઓરડામાં આવ્યા. રાયજીની સ્થિતિ જોઈને માન્યું કે આ અતિ આનંદનું પરિણામ છે.

તેઓ રાયજીને બહાર લઈ ગયા. મંગળ આરતી સમાપ્ત થઈ અને બધા ગુરુ-શિષ્યની પ્રશંસા કરતાં પાછા ફર્યા.

એ ઓસરીમાં રાયજી અને રામૂ એકલા રહ્યા. બંનેની ચિત્તવૃત્તિ સરખી જ હતી. બંને કાંઈક બોલવા ઇચ્છતા હતા પરંતુ બોલી નહોતા શકતા. અને આ નાટકને જોઈને શ્રી રઘુરાય જાણે મંદાસન પર બેઠા બેઠા હસતા હતા. રાયજી એ બાજુ ફરી ગયા. રામૂ તેના ઊભરાતા મનોભાવ રોકી ન શક્યો અને ગુરુનાં ચરણોમાં પડી ગયો. રાયજી ચૂપ રહી ન શક્યા. તેને હૃદય સાથે લગાવીને બોલ્યાઃ 'બેટા, સુંદરાએ કહ્યું હતું કે હું પુત્રી છું, હું એની એ વાતને પાળી ન શક્યો......પરંતુ રામૂ, હું તને મારો જ પુત્ર માનુ છું.'

*　*　*

એટલામાં ક્યાંકથી અવાજ આવ્યો કે આજે રામૂનો જન્મદિન છે, અને રાયજીની સ્ત્રી સામે આવીને ઊભી રહી. રાયજી અને તેની સ્ત્રીની દૃષ્ટિ મળી. બંનેની આંખોમાં આંસુની ધારા વહેવા લાગી. રાયજી એ અશ્રુધારામાં સ્નાન કરીને પ્રેમ અને ક્ષમાની શીતળતાનો અનુભવ કરવા લાગ્યા.

●

## સૌરાષ્ટ્ર-આંગણે

**[ વસન્તતિલકા ]**

મન્દાનિલે નવલ-પલ્લવ-માલિકાઓ
દ્વારાવતી-ભવનમાં યુગ-પૂર્વ ઝૂલી;
શ્રી વલ્લભીપુર તણે પથ ભૂરિ રેલી-
સર્વે થતું સ્મૃતિ-વસ્ત્રે ઇતિહાસ-લીન

વર્ષા-ઝડી-રચિત રૈવત-સ્નાન વાધ્યાં
અંધાર-સંકલિત-વર્ષસહસ્ર વીત્યાં
ભૂપાલ-સ્વૈરમતિ - શાસિત-લોકલીલા
મૂઢાત્મ કીટક-કદમ્બક શી સરી'તી.

હૈયાં વિત્રસ્ત ઊછળ્યાં નવચેતને ત્યાં
કો' અદ્‌ભુતા વિજયની પ્રકટી મનીષા;
મુક્તિકેતુ સ્વસદને પ્રકટાવતાં કૈં,
તેને નમે તનમનો બલિરૂપ હોમી.

નિર્દોષ-આહુતિ હજો સફલા સદા યે,
સૌરાષ્ટ્ર-આંગણુ સુવર્ણ-કથા સૃજાશે.

• તનસુખ ભટ્ટ •

# હિટલરની ઓળખાણ

## શ્રી. 'ચારુદત્ત'

'હિટલર શું કરવા ઇચ્છે છે' આ વાક્યને આપણે પ્રશ્નાર્થચિહ્નથી પૂરું નહિ કરીએ પણ આશ્ચર્યચિહ્નથી જ પૂરું કરીશું. દુનિયાના રાજપુરુષોમાં એક હિટલર જ એવો છે કે જેના કથનમાંથી એ કહેવા માગતો હોય તે જ અર્થ નીકળી શકે. કોઈ પણ માણસ સમજી શકે તેવી સીધી જ વાત હિટલર કરતો હોય છે એટલે આપણે એ પ્રશ્ન કરવો જ ન પડે કે હિટલર શું કરવા ઇચ્છે છે. હિટલરની ઇચ્છા હશે કે ન્યાયે કે અન્યાયે પણ દુનિયાને પોતાના તાબા નીચે લાવવી છે તો તે તે વાત એ જ શબ્દોમાં કહી દેશે. એની પાછળનાં કારણો તે આપશે તો તે પણ એટલા જ સ્પષ્ટ શબ્દોમાં હશે, એ પછી ભલે એની ગમે તે મનોદશા સૂચવનારાં હોય. ઘણા લોકો આને એની નફ્ફટાઈ ગણે છે, એ જે હો તે, પણ તેમાં પ્રમાણિકતા તો છે જ, કોઈને ભ્રમમાં રાખીને એ કાંઈ કરતો નથી.

જે સ્પષ્ટ શબ્દો માટે હિટલરને અનેકાનેક ગાળો ખાવી પડે છે, જ્યાં ત્યાં એના નામ પ્રત્યે ઘૃણા પેદા થાય છે તેવા સ્પષ્ટ શબ્દો હિટલર શા માટે બોલે છે? બીજા ઘણાઓની પેઠે પોતાની વાહવાહ કહેવરાવીને પણ પોતાનું કામ કાઢી લેવામાં એ કેમ માનતો નથી? એના હૃદયમાં શું શુદ્ધ પ્રમાણિકતાનો એટલો બધો ગુણ છે? હિટલર શુદ્ધ પ્રમાણિકતાને ગમે તેટલી માનતો હોય, જો કે જર્મન પ્રજા એની પ્રમાણિકતા માટે પંકાયેલી છે, પણ હિટલરની સ્પષ્ટ શબ્દોમાં જાહેર થતી ઇચ્છાઓ પાછળ વિશેષત: તો બીજું કારણ રહ્યું છે. એ માને છે કે પ્રજાને સ્પષ્ટ શબ્દોમાં જ ધ્યેય સમજાવી દેવું જોઈએ. એ રીતે જ તેઓ પોતાને શું પ્રાપ્ત કરવું છે તે બરાબર સમજી જશે અને એ માટે વધારેમાં વધારે સારી રીતે કટિબદ્ધ થશે.

હિટલર જે બોલે છે કે જે લખે છે તે વ્યવસ્થિત નથી હોતું. એક વાત એક સ્થળે કહે અને બીજી વાત કે જે પહેલીના અનુસંધાનમાં જ કહેવાવી જોઈએ તે વળી ક્યાંક બીજી કહેવાયેલ હોય, અથવા એક વાતનું ઘણે ઠેકાણે પુનરાવર્તન થતું હોય. આનું કારણ એ હોઈ શકે કે તેના હૃદયમાં ધ્યેયની પ્રાપ્તિ માટે એટલું જોશ વહી રહ્યું હોય છે કે કહેતી વખતે એનું હૃદય જ ઠલવાતું હોય છે અને મગજ તેની તીવ્ર ગતિ સાથે રહી શકતું નથી, એટલે જ તો એના કથનમાં એટલું બધું જોર હોય છે.

તો હિટલરના હૃદયમાં એવું તે શું છે જે એને જગત વિરુદ્ધ થઈને પણ આટલા જોશપૂર્વક કામ કરવા પ્રેરે છે? વર્સેલ્સના કરારથી જર્મનીને મારી નાખવાના પ્રયત્નો થયા તેનો રોષ તો સ્વાભાવિક રીતે હરકોઈ જર્મન–હૃદયમાં હોય, પણ હિટલરને એના કામમાં પ્રવૃત્ત કરવા મુખ્યત્વે એ વસ્તુ નથી.

હિટલર જન્મ્યો હતો એક એવા નાનકડા શહેરમાં — એ શહેરને ગામડું જ કહી શકાય–કે જે બે જર્મન રજવાડાંની સરહદો ઉપર આવેલ હતું. એનું શિક્ષણ ઑસ્ટ્રિયામાં થયું, ગરીબાઈને કારણે એને નાનપણમાં વિએના શહેરમાં કાપડની ફેરી કરીને ગુજરાન મેળવવાની ફરજ પડી હતી. વિએનામાં એણે ઘણું જોયું, ઘણું અનુભવ્યું અને ઘણું વિચાર્યું.

હિટલર જર્મન હતો અને નાનપણથી એનામાં એ વિચારના સંસ્કાર પડ્યા હતા કે જર્મન પ્રજા જગતની શ્રેષ્ઠ આર્યપ્રજા છે. જર્મન એ પ્રજા નહિ પણ એક સંસ્કૃતિ છે. એ સંસ્કૃતિને જાળવવા, જર્મનના શુદ્ધ લોહીને સંકર બનતું અટકાવવા જર્મન સામ્રાજ્યનો વિકાસ થવો જોઈએ, એ એક બળવાન સત્તા બનવી જોઈએ. પંદર વર્ષની ઉંમરે એ માનતો થયો હતો કે ઑસ્ટ્રિયાએ તેની અંદર વસતી મોટી

જર્મન વસ્તીને ખાતર પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનો ત્યાગ કરી જર્મનીમાં ભળી જવું જોઈશે. જર્મન—સંસ્કૃતિનું રક્ષણ, જર્મન-સંસ્કૃતિનો વિકાસ એ જ વસ્તુ હિટલરને આટલો દૃઢનિશ્ચયી અને ભયંકર બનાવનાર છે.

આજે હિટલરની ગણતરી છે કે જર્મનીની આઠ કરોડની વસ્તીને તેમને જરૂરી છે તે કરતાં અર્ધી જગ્યામાં સમાવું પડે છે, અને જર્મન-સંસ્કૃતિના વિકાસ માટે એની આજે જેટલી વસ્તી છે તે કરતાં ત્રણગણી વસ્તી થવી જોઈએ. એ ગણતરીએ જર્મનીને કબજે આજે છે તે કરતાં છગણો પ્રદેશ હોવો જોઈએ. એટલો પ્રદેશ મેળવવા માટે હિટલરના આજના બધા પ્રયત્નો છે. હિટલરે આ વસ્તુ છાની નથી રાખી, એટલે દરેકે એ સમજી રાખવું જોઈએ કે વર્સેલ્સના કરારોથી જે પ્રદેશો જર્મનીએ ગુમાવ્યા છે તે મેળવીને જ તેને સંતોષ નથી થવાનો.

એવું જ યહૂદીઓ વિષે. ૧૯૧૪-૧૮ના યુદ્ધમાં યહૂદીઓ જર્મનીના માર્ગમાં કાંટા બની ઊભા રહ્યા તે માટે તેમના પ્રત્યે હિટલરને રોષ છે અને તે તેમનો નાશ ઇચ્છે છે તે વસ્તુ કરતાં યહૂદીઓ એક સંસ્કૃતિ-હીન પ્રજા છે અને તેમની જોડેનો સંસર્ગ જર્મનીની ઊંચી આર્યસંસ્કૃતિને ભ્રષ્ટ ન કરી શકે તેના ઉપાય તરીકે તે યહૂદીઓનો નાશ ઇચ્છે છે. હિટલર તો માને છે કે સ્લાવ લોકો જોડે પણ જર્મન પ્રજા ન રહી શકે. જ્યાં જર્મન-પ્રદેશ હોય ત્યાંથી તેમને દૂર હાંકી કાઢવા જોઈએ; પરંતુ યહૂદીઓની પેઠે તેમને તે સંસ્કૃતિહીન નથી માનતો. સ્લાવને તે જર્મનો કરતાં ઊતરતી સંસ્કૃતિના માને છે એટલું જ. અને વસ્તુની સત્યતા તો કોઈ પણ રસ્તે ચાલતો માણસ જોઈ શકશે કે જર્મનો ઘણા પ્રમાણિક, મહેનતુ, ચપળ, કરકસરિયા, પ્રગતિવાંછુ અને ચોખ્ખા હોય છે. ગરીબ જર્મનનાં કપડાં સાંધેલાં હશે પણ મેલાં તો નહિ હોય, તેનું ઘર માટીનું હશે પણ અસ્વચ્છ તો નહિ જ હોય; એ એમના જન્મગત સંસ્કાર સૂચવે છે, જ્યારે સ્લાવ અને યહૂદીઓ એથી ઊલટા જ માલૂમ પડશે.

જર્મન-સંસ્કૃતિનાં સંરક્ષણ અને વિકાસ અર્થે હિટલર વધુ ને વધુ વિશાળ પ્રદેશ જ શા માટે ઇચ્છે છે?

હિટલર વિયેનામાં જુવાન વયે ગરીબ હાલતમાં કાપડનો ધંધો કરતો તે વખતે ગ્રાહક માટે ટીકી ટીકીને નજર માંડી રાખવાનું તેને ખૂંચતું. મજૂરોને બીજાને માટે કામ કરતા જોઈને પણ એને ઘણા વિચારો આવતા. બધા વિચારોને અંતે એને લાગ્યું હતું કે દેશના નિકાસ-વેપારને વધારવો તે દેશની પ્રગતિની ચાવી નથી. જેમાં હમેશાં હરીફાઈનો ભય રહે છે, જેમાં બીજાની ખરીદશક્તિ ઉપર જ આધાર રાખવો પડે તેવી રીત અખત્યાર કરવી નકામી છે. પોતાના દેશનો માલ દુનિયાના બીજા દેશો વાપરે તેનો અર્થ તો એ કે દુનિયાના બીજા દેશો માટે પોતે મજૂરી કરવી—આ વિચાર એને અસહ્ય લાગતો. હિટલરનું તો એ પણ એક મંતવ્ય છે કે દેશનો માલ દેશમાં જ વપરાઈ જવો જોઈએ — એટલું જ ઉત્પન્ન કરવું જોઈએ. અને દેશની જરૂરિયાત દેશમાંથી જ પૂરી પડી રહેવી જોઈએ. કોઈની ઓશિયાળી કરવાનું નહિ હોવું જોઈએ. વળી એ મોટાં કારખાનાંઓને પસંદ નથી કરતો, ગીચ શહેરોને જમાવવામાં નથી માનતો. જે પ્રજાએ પોતાની ઉચ્ચ સંસ્કૃતિને ઉચ્ચ જ કાયમ રાખવી હોય તેણે બહુ મોકળાશથી રહેવું જોઈએ.

આ જ માન્યતા છે કે જે હિટલરને વધુ ને વધુ પ્રદેશો કબજે કરવા પ્રેરે છે. આજે જર્મની પાસે જેટલો પ્રદેશ છે તેટલામાં જર્મન-પ્રજાને સમાવી દેવા માટે સંતતિનિયમનની એની પાસે કોઈ વાત કરવા જાય તો તેની મૂર્ખાઈનું પ્રદર્શન કરશે, કારણ હિટલર તો જર્મન-સંસ્કૃતિનું રક્ષણ જ નહિ પણ વિકાસ-વ્યાપકતા-એની જનસંખ્યા પણ બહુ ઝડપ-ભેર વધે તેવું ઇચ્છે છે. દેશમાં જ નાના નાના એકમો રચીને સંસ્કૃતિનું રક્ષણ અને તેનો આંતરિક વિકાસ તો થઈ શકે પણ તે રક્ષણ અને વિકાસ પ્રજાસંસ્કૃતિમાં વિભાગો ઊભા કરી દે, જે ભવિષ્યમાં આખી સંસ્કૃતિને માટે ભયજનક બને. વળી તેમ

કરવાથી જનસંખ્યાની વૃદ્ધિ તો થાય નહિ. જર્મનોને દૂર દૂર વસવા મોકલવા—જર્મન–વસાહતો કરવી તેમાં પણ તેને કંઈ લાભ નથી દેખાતો. એથી પણ જનસંખ્યાને વધવા અવકાશ રહે, આંતરિક વિકાસ પણ થાય પણ સંસ્કૃતિનું સંરક્ષણ ભયમાં જ રહે અને તેમ ન થાય તો જે એક સમગ્ર બળ હોય તેમાં ભાગલા પડી જાય. આટલા માટે તે જર્મનીનો પાડોશનો જ પ્રદેશ જીતી લઈ જર્મની સાથે ભેળવી દેવા માગે છે, અને એની તાત્કાલિક માગણી એ છે કે જે પ્રદેશમાં જર્મન–બહુમતી હોય તે પ્રદેશ તો એકદમ જર્મની નીચે આવી જવો જોઈએ.

આવો પ્રદેશ જીતવા માટે યુરોપમાં પશ્ચિમ તરફ વધવા કરતાં પૂર્વ તરફ વધવાનું તે પસંદ કરે છે તેનું કારણ એ નથી કે તે તરફ અંગ્રેજ અને ફ્રેંચ જેવી શક્તિશાળી સત્તાઓ છે—જરૂર હોય તો તે તેમની જોડે લડાઈ કરવા પણ તૈયાર થાય, પણ તેને પશ્ચિમ તરફ વધવાને કોઈ કારણ નથી. પશ્ચિમ તરફ વિશાળ પ્રદેશો જ ક્યાં છે ? એ તો પૂર્વ તરફ જ. એટલા માટે તે પૂર્વ તરફના પ્રદેશો કબજે કરવા તૈયાર થયો છે. પોતાના દેશને બંદરો હોય તેવી તેને ઇચ્છા છે તે વાત એના વિચારોને જોતાં ખોટી લાગે—એને પરદેશોમાં પોતાના દેશનો માલ મોકલવાની જ ઇચ્છા નથી, પરદેશોનો માલ પોતાના દેશમાં આવે તે પણ તે ઇચ્છતો નથી, તો પછી એને બંદરો હોય કે ન હોય તે સરખું જ છે.

એ અંગ્રેજો કે ફ્રેંચો જોડે લડવા માગતો નથી. પણ તેને એમ છે કે તેઓ એની પ્રગતિને સાંખી શકતા નથી અને વચમાં અંતરાયો ઊભા કરે છે એટલે નછૂટકે એમનો સામનો કરવાની તૈયારી રાખવી પડે છે. જો તેઓ તેને તેનું કામ વિના વિઘ્ને કરવા દે તો તેમની જોડે ન ઝઘડવાના કરારો કરવા તૈયાર છે. મજૂર–રાજ્ય સામે તેને તીવ્ર રોષ છે, એ માને છે કે એથી સંસ્કૃતિમાં સંકરતા પેસી જવાની ઘણી જ સંભવિતતા રહે છે, અને સંસ્કૃતિ સંકર થઈ જતાં જગતમાં વિશુદ્ધિ રહી શકતી નથી. આવી માન્યતા હોવા છતાં, રશિયા સાથે દોસ્તી કરવા કરતાં ફાંસો ખાવો વધુ પસંદ કરું તેવું જાહેર કર્યા છતાં, તેણે રશિયા સાથે દોસ્તી બાંધી છે તેની પાછળ એ જ કારણ છે કે તે જર્મનીને તેનું કામ, વચ્ચે દખલગીરી લાવ્યા સિવાય, કરવા દે.

પોતાની આત્મકથાની પ્રસ્તાવનામાં એ કહે છે કે તેનું—તેની પાર્ટીનું—કામ તડજોડ કરવાનું નથી, એથી તે જે કામ કરવા માગે છે તે સિદ્ધ થવાનું નથી. તેની પાર્ટીનું કામ છે તડફડ કરવાનું અને એ કામ પ્રજાસત્તાકથી ન બને, એ તો બને સરમુખત્યારીથી જ. એની એવી સમજ છે કે લોકો સીધા હુકમોથી જ કંઈક અસરકારક કરી શકશે. લોકો ઉપર નિર્ણય કરવાનું અને તે પછી કામ કરવાનું છોડતાં કામ થોડું થશે અને ઝઘડાઓ વધારે થશે. સ્ત્રીઓની પેઠે જનતા પણ દલીલોથી વશ નહિ થાય તેટલી તેની લાગણીઓને ઉશ્કેરી મૂકવાથી વશ થશે.

એ દેશ જેવી કોઈ ચીજને સમજતો નથી, એ સમજે છે પ્રજાને. એ ધર્મને છોડવાનું પસંદ કરતો કરતો નથી, ધર્મ એ વ્યક્તિની વસ્તુ છે—વ્યક્તિના અંતરની વસ્તુ છે.

જર્મન–સંસ્કૃતિનો વિકાસ એટલે શું, એનો હેતુ શો, બીજી સંસ્કૃતિઓ પોતાને તેના જેવી કે તેના કરતાં ચડિયાતી માનતી હોય ત્યારે એમાંથી કોનો દાવો વધુ સાચો, એમાંથી ઊભાં થતાં ઘર્ષણોનો નિકાલ શો, ઇત્યાદિ પ્રશ્નો છે; પણ હિટલર તે વિચારવા ન માગતો હોય તેમ આજે પોતાનાં મંતવ્યોથી જગતમાં અશાંતિ ફેલાવવાના કારણરૂપ બની રહ્યો છે. ગ્રામપ્રતિષ્ઠા, સ્વાવલંબન, ધર્મ પર બિનઆક્રમણનીતિ એ વિષયોમાં એ ગમે તેટલો બુદ્ધિયુક્ત લાગતો હોય, જગતને એ એક આશીર્વાદ પણ હોઈ શકે, પણ તે સૌની ઉપર જે સંસ્કૃતિપ્રચારનો વિચાર રહ્યો છે તે મહાન શાપરૂપ જણાય છે. હિટલરના આ છેલ્લા હેતુને સમજ્યા પછી એની પ્રવૃત્તિઓની સમજ અને કલ્પના મેળવવી સહેલી થઈ પડે છે.*

---

* હિટલરની આત્મકથાનો અંગ્રેજી અનુવાદ 'My Struggle' અને આર. ઇન્સરના 'મૅન કૅમ્ફ ઍન્ડ યુરપ' એ વિષય પરનું ભાષણ આ લેખનું પ્રેરક છે. લે.

# ઉદ્યોગ અને બુદ્ધિવિકાસ

## શ્રી. મગનભાઈ દેસાઈ

શ્રી. નટરાજન આપણા ઇલાકાના એક જાણીતા પત્રકાર છે. મહાસભાની ઘણી વાતો એમને ગમતી નથી; કેટલાક મહાસભાવાદીઓ વિષે પણ તે પૂર્વગ્રહી બની ગયા હોઈ, વિચારનું સમતોલપણું જાળવી શકતા નથી. પરંતુ, વર્ધાયોજના વિષે વિરોધ હોવા છતાં, તે વિષે સીધો વિરોધ ને તેની ભાષા કાઢવાને બદલે તેઓ સમતોલપણું ખોઈને જે બોલે છે, તે તો તેને ય હદ વટાવે એવી છે. અને નવાઈ તો એ છે કે, આ એમનો મિજાજ ગમે તે વખતે પણ વિષયાંતરરૂપે ફાટી નીકળી શકે છે. તાજેતરમાં એક તૃતીય વાત કરતાં તેમણે એમના સાપ્તાહિકમાં લખ્યું:

"કોન્ગ્રેસ તરફથી રજૂ થયેલા બધા સુધારા કેળવણીતંત્રમાં દાખલ કરવામાં આવે, તોપણ જનતાનું સામાન્ય બુદ્ધિનું માપ સામાન્ય ખેડૂતની સપાટીએ લાવી મૂકતાં એક પેઢી તો લાગશે. ખેડૂતને વાણી કે લેખનની સ્વતંત્રતાની પડી નથી અને પોતાને માટે બીજા વિચાર કરે તો એને તો આનંદ આનંદ જ છે."

બુદ્ધિમાનમાં ગણાનાર શ્રી. નટરાજને ખેડૂતની જે કદર કરી છે તે કેટલી ખરી છે એ તો બાજુએ રાખીએ. પણ એમની અસામાન્ય બુદ્ધિ પણ કેળવણીમાં અત્યારે વિચારાતા સુધારાનું ફળ આ જ જુએ, તો એમની બુદ્ધિની અસામાન્યતા પ્રત્યે કોઈને અદેખાઈ તો નહિ જ ઊપજે.

એક બીજે પ્રસંગે વર્ધાયોજનાને અંગે એમણે લખેલું અને તેમાં પણ આવી જ અનિષ્ટ બુદ્ધિમત્તા દેખાડી હતી. વર્ધાયોજનામાં સ્થાનિક ઉદ્યોગને વધુ પસંદ કરવાનું સૂચવ્યું છે, તે પરથી વાત કરતાં તેમણે લખ્યું:

"અહીં વાંદરામાં એક જ હાથઉદ્યોગ ચાલે છે, અને તે કતલખાનાનો. અને પ્રાથમિક શાળાની ઉમરનાં બાળકો માટે પ્રાણીઓની કતલ તો ભાગ્યે જ અનુકૂલ ઉદ્યોગ ગણાય."

ઈશ્વરાર્પિત બુદ્ધિ જો આમ જ વિચારવા માટે હોય તો તો ખેડૂતની સાદી બુદ્ધિ ખોટી નથી જ. વક્રબુદ્ધિ સીધી થવામાં સરવાળે તે બુદ્ધિને અને તેના માલિકને બેઉને ફાયદો જ છે: જો કેળવણી એ કરી આપે તેમાં એક એ વિરલ શક્તિ તો માનવી જ જોઈએ. ગાંધીજી ઘણી વાર કહે છે કે, આજે મળતું ભણતર ભૂલવામાં પણ એક પ્રકારનું કલ્યાણ રહેલું છે, તે બુદ્ધિના આવા જ અરાજક ઉપયોગને લઈને જ કદાચ હશે.

પરંતુ, વર્ધાયોજના આવવાની સાથે, શ્રી. નટરાજન અને એમના જેવા વિચારવાળાનો વર્ગ જ આજ દેશમાં ઊભો થયો છે, જો કે દેશને સદ્ભાગ્યે તે બહુ જબરો નથી. આ વર્ગ એવી ભીતિ રાખે છે કે જે જાતની બુદ્ધિ અને તેને વિકસાવવાનાં સાધનો આજ એમને મળ્યાં છે, તે આ વર્ધાયોજના દેશપાર કરશે કે શું? તેમને એમ વસી ગયું છે કે, કેળવણીમાં ઉદ્યોગ દાખલ થવાથી બુદ્ધિમાં વિકાસ થતો અટકશે. તેથી એક લેખમાં તો શ્રી. નટરાજન એટલે સુધી ગયા છે કે, "આ વર્ધાયોજનામાં કેન્દ્રમાં રાખવા યોગ્ય જો કોઈ એકમાત્ર ઉદ્યોગ હોય તો તે લેખનઉદ્યોગ છે......લેખન વાચન ને ગણિતથી માંડીને સર્વોચ્ચ ફિલસૂફી શીખવવા સુધી સૈકાથી તે કેન્દ્રમાં રહેલો છે." અને એ બતાવે છે કે, લેખન-

ક્રિયા કરતા બાળકને તમે જુઓ તો તમને ખાતરી થશે કે લેખન એ, ખરેખર ઉદ્યોગ છે, અઘરો ઉદ્યોગ છે, એક માત્ર ઉદ્યોગ છે કે જે કરતાં મગજ અને સ્નાયુઓ સંપૂર્ણ રીતે અનુબંધમાં કામ કરતાં હોય છે.

વર્ધાયોજનાએ આ 'ઉદ્યોગ'ને પણ હઠાવ્યો તો નથી. હા, એને મધ્યમાં નથી મૂક્યો; અને તે એટલા જ સાદા કારણને લઈને કે, સૈકાંથી મધ્યમાં રહેવા છતાં, આ 'અઘરા અને સંપૂર્ણ અનુબંધ સાધતો' કહેવામાં આવેલા 'ઉદ્યોગે' આપણને જોઈએ એવી કેળવણી નથી આપી. ઉપર બતાવેલો વર્ગ પણ એ તો કબૂલ કરે જ છે. ઊલટું આ 'ઉદ્યોગે' એક પ્રકારનો પરજીવી વર્ગ ઊભો કર્યો છે; અને તે ઉદ્યોગ શીખ્યાને અભિમાને તે વર્ગ એવો તો માથાભાર થઈ પડ્યો છે કે, શરૂઆતમાં જોઈ આવ્યા તે પ્રકારની, દેશના કરોડોની સંખ્યાવાળા જે ખેડૂત તેમની તે ઠેકડી કરી શકે છે. એ ઉદ્યોગ અઘરો જ છે એમ નહિ, તે મોંઘો પણ નીવડ્યો છે અને તેણે કશું ઉપજાઉપણું પણ નથી બતાવ્યું. વર્ધાયોજના ઉપજાઉ ધંધો માગે છે, અને ઘડીભર લેખન પણ એક 'ઉદ્યોગ' છે એમ માનો, તો તે ઉદ્યોગને પણ પોતાની સંજીવનીથી ઉપજાઉ કરવાની તે હોંશ રાખે છે.

ન જોયેલું, ન અનુભવેલું સામે આવે છે ત્યારે અમુક 'ભીતિ' ઊપજવી તો સ્વાભાવિક છે. વર્ધાયોજનાની ઉદ્યોગશિક્ષણની કલ્પનાને નસીબે આવી ભીતિને દૂર કરવાનું આવ્યું છે. અંગ્રેજી કેળવણીની અનેક ખામીઓમાં તેણે ઉદ્યોગ અને જાતમહેનતની પ્રત્યે ઉપેક્ષા, અણગમો, તિરસ્કાર અને અંતે જઈને તુચ્છભાવ કેળવ્યો છે, તે ભારેમાં ભારે છે. જૂની આર્યપદ્ધતિ જુઓ તો ઊંચામાં ઊંચી બ્રહ્મવિદ્યા ભણનારો પણ ગુરુઘેર મજૂરી કરતો, અનેક નાની-મોટી જીવન માટે જરૂરી ઉદ્યોગવિદ્યાઓ સહેજે શીખતો. આખો દિવસ લખલખ કરવાનો 'લેખન-ઉદ્યોગ' નહોતો કરતો. અને જો તેના સમયની વહેંચણી જ જોવા જઈએ તો દિવસનો ઘણો ભાગ એવી જાતનાં નાનાં મોટાં આશ્રમજીવનને નિભાવનારાં કામોમાં જ નહિ જતો હોય? બાળક પણ લેખન-ઉદ્યોગ કદી આખો દહાડો કરી શકશે કે? પણ નાના મોટા અને યોગ્ય ઉદ્યોગો જો ગોઠવાય તો તે ઘણો વખત કરશે, અને આજે જે વર્ધા-શાળાઓ ચાલે છે ત્યાં એ પ્રત્યક્ષ જોવામાં પણ આવ્યું છે.

વર્ધાયોજનાને લીધે પોતે માનેલા બુદ્ધિવિકાસને ભયમાં જોનારને એટલું જ કહેવાનું તો છે કે, તમે આ પ્રયોગ તો કરી જોવા દો. અને આજે કયો બુદ્ધિવિકાસ આપણી પ્રાથમિક શાળાઓ કરી દે છે કે તમને એ જોખમાતો લાગે છે? બલ્કે, વર્ધાયોજના તો આજની પ્રાથમિક શાળાને વધારે સારી, સુઘડ અને વધુ કાર્યકર કરવા માગે છે. ઉદ્યોગ ને જાત-મહેનતનો જ અણગમો જો સુપ્ત માનસમાંથી જાગીને આ વિરોધવિકાર કરતો હોય, તો તે અણગમાની ગ્રંથિ તેમણે પોતે છેદવી રહી, અને તેમ કર્યા પછી ખુલ્લા મગજથી નવા પ્રયોગને આવકારવો ઘટે. અંતે, વર્ધાયોજનાકારો પણ બુદ્ધિવિકાસ પર છેદ તો નથી જ મૂકવાનું કહેતા ને? છતાં જો વિરોધ કરવો જ હોય ને શ્રી. નટરાજનની રીતે, તો એટલું જ કહેવું જોઈએ કે, પૂર્વગ્રહો કમોતે જ મરે છે, સીધું સમજીને સુધરતા નથી.

# જેક કેમ મર્યો ?

## અનુવાદક શ્રી. હરજીવન સોમૈયા

[ શ્રી. એચ. એમ. હેમિલ્ટન નામના અંગ્રેજ લેખકે યુદ્ધના મોરચા પર સિપાહી તરીકે રહી જે જોયું-અનુભવ્યું તે આ વાર્તામાં મૂક્યું છે. ગત મહાયુદ્ધમાં સોમે નદીની ખીણમાં લડાયેલું યુદ્ધ ભારે કટોકટીનું હતું. ૧૯૧૬ના જૂનથી નવેંબર સુધી એ ચાલ્યું હતું, પરિણામે અંગ્રેજ-પક્ષને ચાર લાખ દશ હજાર જાનની ખુવારી પછી પરાજય જ આવ્યો હતો. ]

નાયક અને ઉપનાયક બંને નવા હતા. તેઓ ખીણમાં આવી પહોંચ્યા. ખીણનું નામ હતું હેપીવેલી-સુખની ખીણ ! કેવી સુખી હતી એ ખીણ ! એ ખીણને પોતાની લીલી વાડી સાચવવાની ચિંતા નહોતી, બોંબના વરસાદ પછી બળી જઈને કે પડી જઈને કે ભૂખ્યાં થયેલાં ઘોડાંઓએ થડ પરની છાલ ખાઈ નાખીને ઝાડોને મૃત કે મૃતઃપ્રાય કરી નાખ્યાં હતાં. થોડા વખત ઉપર આ ખીણમાં સુંદર જંગલ હતું. પંખીઓના કલરવ હતા. ત્યાં આજે એક નવી જાતનો કાર્નિવલ-મહા જલસો ભરાયો હતો. એથી મચેલા ઉશ્કેરાટે અને થનગનાટે ખીણના જીવનને હલાવી મૂક્યું હતું. ઢોળાવો પર હવે રંગહીન તાડપત્રીઓના પડાવ ઊભા હતા, સિપાહીઓ અને કારીગરો બંદૂકો અને તોપોના સાજ તૈયાર કરતા હતા. ટટાર છાતીવાળા માણસો અને સ્તબ્ધ બનેલાં જાનવરોથી ખીણમાં પણ જોશ પ્રગટ્યું હતું. અને એ સૌ સાથે આવ્યું હતું માખીઓનું જંગી લશ્કર. ઇસ્પિતાલ માટે ઊભા કરેલા તંબૂઓ, ખાદ્યસામગ્રી અને મળસંચય ઉપર તેઓ એટલી સંખ્યામાં આવીને ઊતરતી કે પછી એમની નીચે શું છે તે જોઈ શકાવું જ મુશ્કેલ. એમનો ગણગણાટ એટલે અવિરત ચાલતું એક સ્વરગાન કે જે ધ્યાનમાં માણસનું મગજ એકતાન જ રહે લડાઈમાં આવતાં પહેલાં જ માણસે આ માખીઓની દેવીને વચન આપ્યું હતું કે દર માનવ પ્રાણી કે પશુના મૃત્યુ સાથે લાખો માખીઓને તેઓ જન્મ આપશે. આ વચન યોગ્ય રીતે પાળવામાં આવતું હતું.

જેક બૉલ્ટ અને વેબ જીલો બંને ઉપનાયકો અને સૈનિકો પોતાને અનુકૂળ મોરચો તૈયાર કરવામાં મશગૂલ થઈ ગયા. આ વખતે જાણે બધાએ નિશ્ચય કરી મૂક્યો હતો કે આખરનો દાવ ખેલી લેવો.

તોપખાનાં અને બોંબગાડીઓ ગોઠવાઈ ગયાં. ગોલંદાજોએ એમની માવજત શરૂ કરી દીધી. એમનાં મોઢાંઓમાં ખોરાક ધરબાવા લાગ્યો. અને પછી મારો ચાલુ !

એ બંદૂકોના બા'ર નહોતા. એ તો ધરતીની ધણધણાટી હતી. અગ્નિના વરસાદથી ખીણની પેલી પારનાં ગામડાં અને જંગલ સળગી ઊઠતાં હતાં. જેટલાં માણસોને મારવાનો ઈરાદો રાખ્યો હોય તે કરતાં ઘણાં વધુ માણસોને ભક્ષી જવાની તક છૂટલગામ બનેલી આગ જતી કરે તેમ નહોતું. આકાશમાં બલૂનો તરતાં હતાં, એ તો જાણે કોઈ તમાશો જોતાં હોય તેમ હારબંધ ગોઠવાઈ ગયાં હતાં.

બિચારી તોપો ! એમને તો આરામ જ નહિ ! નિયત કલાકો ઉપરાંત એમને હવે કામ કરવું પડતું હતું. વધારાનો પગાર શું ? બસ, ખાઓ આ દારૂ, એટલું જ. પણ જેની ઉપર એમણે બેસવાનું હતું તે પૈડાં તૂટું તૂટું થઈ રહ્યાં હતાં તે તો કોઈ જોતું જ નહોતું. ખવાય પણ કેટલુંક ? છતાં ય નિરાંતે ગળા હેઠળ ઉતારવા મળત તો યે ઠીક હતું, આ તો ગળામાં ખાદ્ય નાખે કે પાછળથી પડે દંડૂકો કે ખાધેલું બધું ઓકી જવાય.

તોપો અને બૉંબખાનાં આગના ગોળા ઓકતાં હતાં. સાંજ પડી, રાત આવતી હતી પણ કામ પૂરું થયું નહિ. અંધારું તો દિવસનો અંતરો હતો. અવિરત ઝબકારા અને ચમકારાથી અંધારું ભયંકર બની ઊઠતું હતું. પૃથ્વીની ભયાનક પ્રવૃત્તિના લાલ પડછાયાથી વાદળાં સુદ્ધાં ઝબકી ઊઠતાં હતાં.

સોમે નદીના મેદાનનું આ યુદ્ધ હતું. અવસ્થાને કાંઠે આવેલી ક્ષિતિજના ચૂરા થઈ જાય તેવી રીતે સ્વયંચાલક યુદ્ધરાક્ષસો ગર્જતા હતા. પૃથ્વી પણ ચીસો પાડતી પોતાની લાલ છબ્બના લબકારા કરતી હતી. એમની ગર્જના, એમનો માર અને એમનું પાગલપણું આખી સૃષ્ટિને ખાઉં ખાઉં કરી રહ્યાં હતાં. સેતાન છૂટો થયો હોય અને તેને નીચે પછાડવો હોય તેમ તેઓ આ પ્રયત્નો કરતા હતા. એની વ્યગ્રતામાં તેઓ દૂરનાં ખેતરોને, દ્રાક્ષની વાડીઓને અને દેવાલયોને માટીમાં મિલાવી દેતા હતા.

જૅક બૉલ્ટે હેપી વૅલીની આ કલ્પના તો કરી જ નહોતી. આ અવાજો અને આ હિલચાલો જોઈને એ સ્તબ્ધ બની ગયો. બંદૂકોની તડતડાટી, તોપોના ગડગડાટ અને બૉંબગાડીના ધડાકાઓ વચ્ચેથી ચાલતું એને અકળાવવા લાગ્યું. યુદ્ધ એટલે આ ?

પણ હવે તે ઇચ્છે તોપણ પાછો ફરી શકે તેમ નહોતો. એની ટુકડી ઘણી આગળ કૂચ કરી ગઈ હતી અને પાછલો માર્ગ બંધ થઈ ગયો હતો. અહીંતહીં માટીનાં મોટાં પોડાં સિવાય કંઈ દેખાતું નહોતું. હવામાં અવાજો સંભળાતા હતા, ઝબકારા દેખાતા હતા, જમીન ઉપર કંઈક પછડાતું અને તે પછી ધૂળના ગોટા ચડતા, એ બધું જોવામાં આવતું પણ જેનાથી એ બનતું તે કશું જોવામાં ન આવતું. ચાલતાં ચાલતાં જમીનમાં મોટા ખાડાઓ પડી ગયેલા જોવામાં આવતા. એક ઝબકારો થયો. એક ઘોડાનું અર્ધું અંગ અને એક માણસનું માથું જૅકના જોવામાં આવ્યું—એક ક્ષણ જ એ દેખાયું અને પછી અંધારું ! કેટલીયે ક્ષણો સુધી જૅક ધ્રુજતો રહ્યો પણ જૅક પોતે મરતાં ડરતો નહોતો, એ બહાદુર હતો, પોતાની જવાબદારી સમજતો હતો એટલે ફરી અક્કડ થઈને તે આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એનો પગ ધબ્બ કરતો એક ખચ્ચરના ફાટી ગયેલ પેટના ઊંડા ખાડામાં પડ્યો. જૅક કૂદકો મારી આગળ જઈ ઊભો. કોઈકે એનું બાવડું પકડ્યું. "કોણ ?" જૅક ખબરદાર બન્યો.

"કોણ ? તારી પડખે ચાલનાર કોણ હોય ?"

"ઓહ, વેબ ?"

વેબ હસ્યો. "ઇગ્લાંડ આમ નહિ જીતી શકે."

સવાર ઉદાસીનપણે ઊઘડતું હતું. જૅકને એ સારું લાગતું હતું. એ રાતના અનુભવને યાદ કરવા લાગ્યો. વેબના શબ્દો એને યાદ આવ્યા અને તેને પોતાની શરમ આવવા લાગી. એને લાગ્યું કે પોતે સ્થૂલ રીતે જોવો છે તેવો, કેવળ લોહી-માંસના પિંડાથી વિશેષ કશું જ નથી. તેને થયું કે દિવસના અજવાળા કરતાં તોપગોળાના ઝબકારા જ પોતાને વધુ ગમવા જોઈએ.

ત્યાં તો તેની નજીક ઉપલી બાજુએ એક ભડકો પડ્યો. એ એની સામે સ્મિત કરતો જોઈ રહ્યો. જાણે એ બહુ દૂર પડ્યો હોય તેમ તે નિર્લેપભાવે આગળ વધ્યો. પછી એમના પક્ષની તોપો અને બંદૂકો ફૂટવા લાગી, આકાશમાં વિમાનો ઘરઘર કરવા લાગ્યાં અને તેનાં અંગોમાં નવા જ લોહીનો સંચાર થયો. કંઈક આશાસ્પદ જોતાં આનંદની ઝણઝણાટી એ અનુભવવા લાગ્યો.

વચ્ચે તાર આવતા તો તેની ઉપર થઈને તે ટુકડી લઈને આગળ ચાલતો. ઉપર પથરાયેલી અને ઝડપભેર ઊડી જતી પાંખોને એ આનંદથી જોતો. ક્યાંક પાણીનાં ખાબડાં તેમાં પડેલાં મડદાંઓનાં લોહીમાંસથી અને બૉંબના ગંધકથી જાડો કીચડ બની ગયેલાં દેખાતાં હતાં. પડી ગયેલાં મકાનોનાં ઈંટો, થાંભલાઓ, ચૂના અને માટી, ભૂખરા રંગના કોથળાઓના ઢગલા, સપાટ બનેલી ખાઈઓ, ઊંડા ખાડાઓ, પગમાં અટવાતાં તારનાં ગૂંચળાં, ભાંગેલી રાઈફલો, માથાના ટોપ, બૉંબ અને ગોળીઓનાં ખોખાંના ઢગલા — પુરાણકાળના ખંડેર જેવું બધું હતું.

જેકને આનંદ થતો હતો કે આવા સ્થળે પણ તે આગળ વધી શકતો હતો. આ કંઈ સહેલું કામ નહોતું. કેટલું ભયાનક દૃશ્ય !

આગળ જતાં તો આખી ધરતી ઉપર–નીચે થઈ ગયેલી દેખાતી હતી, ધૂળનો વિશાળ સમુદ્ર દેખાતો હતો. સૂરજના સખત તાપથી બચવા એમની ઉપર ઘાસનું તરણું કે ઘરનું એક છાપરું સુદ્ધાં નહોતું. ઘડી પહેલાં મહા ઝંઝાવાત આવી ગયા જેવું લાગતું હતું, અને દિશાઓ હજી પણ એવી ગાજતી હતી કે જાણે ફરીને બીજું એવું જ તોફાન આવવાનું હતું. આ ધૂળના ઢગલાઓ નીચે એના અનેક મિત્રો દટાયા હશે અને હવે કદાચ પોતાને પણ દટાવાનું આવે. ઉપર આકાશ સુક્કું હતું, ત્યાં ધૂસર ગોટા ઊડતા હતા.

નાયક વર્સવીકનો અવાજ આવ્યો, "ખાઈ–! નીચા વળીને રહો, દુશ્મનો જોવા ન પામે."

એ ખાઈ હતી ? એ તો એક લાંબી પહોળી ક્યારી માત્ર હતી. કેટલેક ઠેકાણે એને પાળ પણ નહોતી. સિપાહીઓના ખભા પણ ઊંચા દેખાઈ આવતા હતા. ઊંચે અચાનક ઘરઘરાટ થયો, થોડાં ઢેફાં વરસ્યાં. પછી થોડે દૂર નાના બોંબો પડ્યા.

ખંડેરોમાંથી લપાતા છુપાતા સૂરજના પ્રખર તાપ નીચે તેઓ આગળ વધ્યા. આ આખે માર્ગે બોંબવર્ષા થોડાક જ સમય પહેલાં થઈ ગઈ હોય તેવું દેખાતું હતું. બોંબમારાથી જમીનમાં પડેલા ખાડાઓમાંથી કેટલાકમાંથી હજી ધુમાડો નીકળતો હતો અને માથું ફાટી જાય તેવી દુર્ગંધ આવતી હતી. એમની આગળ ગયેલી ટુકડીઓના માણસોનાં અંગો ટુકડાઓ થઈને અહીંતહીં પડેલાં દેખાતાં હતાં. પાછળ આવતી ટુકડીઓ તેમની ઉપર ધૂળ વાળતી જતી હતી. જેક એ દૃશ્ય ઉપર આંખોને ઘડીક સ્થિર કરી રાખતો પણ એના હૃદય કે મગજમાં એથી કંઈ થતું નહોતું.

બીજા મોરચા આગળ તેઓ આવી પહોંચ્યા. અહીં જેક જરા અસ્વસ્થ થયો. બાજુમાં ચાલતા વેબને એણે કહ્યું: "આ માર્ગ મને ફાવશે નહિ."

વેબ હસ્યો "કયો માર્ગ ? મરવાનો ?"

"ના, એ કંઈ અઘરું નથી."

"ત્યારે ?"

જેક જવાબ આપતાં ગૂંચવાયો.

"જર્મનો આપણા માણસોને મારે છે તે જુએ છે ?"

"મુડદાં જોવાથી તો હવે ટેવાઈ ગયો છું. પણ થાય છે કે હું કોઈને મારી નહિ શકું. આ મુડદાં કેવાં ભયંકર લાગે છે ! મારી સામે ચાલ્યા આવતા જીવતા માણસને–" જેકની આંખો આગળ એવું ઘર તરી આવ્યું, એ આગળ ન બોલ્યો.

વેબ હસ્યો, "હું આ પહેલાં એક વાર મોરચા પર આવી ગયો છું. અત્યારે હું કેવો લાગું છું ? માણસોને ગોળીથી પાડી નાખતી વખતે મને એમ અત્યારે નથી લાગતું કે ચીંથરાના ચાડિયાને પાડી નાખવા કરતાં કંઈ જુદું કામ કરી રહ્યો છું. પણ પહેલાંયે આવો હતો એમ ન માનજે. આપણી બાજુથી થોડા બોંબ વરસ્યા, શત્રુના થોડા સૈનિકો પડ્યા, મારી બંદૂકમાંથી ગોળી છૂટી, સામે એક જણ પડ્યો, બસ ટેવ પડી ગઈ, અને દેખાઉં છું તેવો થઈ ગયો. છાતીને મજબૂત નહિ બનાવીએ તો ઇંગ્લાંડ છે તે નહિ હોય બની જવાનું."

જેકે વાત સાંભળી લીધી. એના મગજે કંઈક ઉશ્કેરાટ અનુભવ્યો.

ખાઈમાં એક જગ્યાએ જેક નાયક વર્સવીકની બાજુમાં ઊભો હતો. જેકે જરા ઊંચા થઈને સામે પડેલી સપાટ જમીનને જોઈ. બધું શાંત અને સ્થિર હતું. સામે દૂર એક કાળી હાર દેખાતી હતી. એ બળી ગયેલાં જંગલનાં ઝાડનાં ઠૂંઠાં અને રાખના ઢગલા હતાં. એની જમણી બાજુ ઉપર એક મોટો કાટમાળનો ખડકલો દેખાતો હતો. એ જગ્યા ઉપર બોંબો પડ્યા તે પહેલાં ત્યાં કોઈ ગામ હશે. એ બાજુ ધૂળનાં વાદળ ચડતાં દેખાતાં હતાં અને અવાજો પણ ત્યાંથી આવતા હતા.

"જેરી એ બાજુને જર્મનો વિનાનો બનાવવા મથી રહ્યો છે." વર્સવીક બોલ્યો.

અચાનક સામેથી એક ગોળી આવી. "જમીન-ભર!" વર્સવીકે બૂમ મારી, જેકે એકદમ માથું નીચું નમાવી દીધું. પણ જમીનભર થવા જાય ત્યાં તેનું શરીર વધુ પડતા જોશથી સરકી ગયું, એ જમીન-ભર તો થયો પણ તેનું મોં જમીન પરના કીચડમાં ડૂબી ગયું. મોં ઊંચું લઈને એણે તે લૂછયું પણ પાછો તુરત એ વધુ સરક્યો અને ફરી મોં ખરડાયું. એણે પગ આગળ નજર કરી. એક સૈનિકના મુડદા પર એના પગ હતા અને ને ઉપર ભાર આવતાં મુડદું સરકી જતું હતું અને સાથે પોતે પણ પડતો હતો, તે એક બાજુ ખસી ગયો.

સામે જે તરફ ઝાડવાંનાં ઠૂંઠાં દેખાતાં હતાં ત્યાં આગળ એક મોટો ધડાકો થયો, લાલ લાલ જવાળા ઊઠતી દેખાઈ, પછી લીલા પીળા રંગનો કોઈ પ્રવાહી પદાર્થ જમીન ઉપર દેખાયો. એમાંથી ગંધકની ઉગ્ર વાસ આવી, જમીનમાંથી ધૂળના ગોટા અને માટીનાં ઢેફાં અને પથ્થર ઊંચે ઊડયાં અને એની પાછળ આગના ભડકા દેખાયા.

"દુશ્મનો આપણા કરતાં વધુ ચાલાક લાગે છે. આપણે જેટલો પ્રદેશ મેળવતા આગળ જઈએ છીએ તે પ્રદેશ તેઓ બાજુ પરથી ધસી આવી ફરીને સર કરી લે છે. આપણે ઘણી વધુ હિંમત બતાવવી જોઈશે." વર્સવીકે કહ્યું.

જેકને એ શબ્દોથી જોશ આવ્યું. વેબને એણે કહ્યું, "તું હો તો આપણી ટુકડી ગમે તેટલી નાની હશે તોપણ શત્રુઓ સામે ટકી શકશે."

વેબ ખૂબ હિંમતવાન હતો. આરામ લેવાની કોઈને પણ જરૂર હોય તો તેને હતી. જેક જોઈ શકતો હતો કે થાકથી એ નંખાઈ ગયો હતો. એની આંખો લાલ બની ગઈ હતી. એનું મોં ખેંચાઈ આવતું હોય તેવું દેખાતું હતું. સૌની પાછળ રહીને આરામથી બંદૂકને નીચી રાખીને બધા કેમ ચાલે છે તે તે જોઈ શકે તેમ હતો પણ એની સામે એમના પક્ષની ખુવારી જ તરતી રહેતી હતી એટલે એ આગળ રહીને પણ એ બધાની ઉપર નજર રાખતો હતો અને વિશેષ હિલચાલ માટે હુકમો આપતો હતો. જેકની સાથે રાત્રે તે કૂચમાં ચાલ્યો. જેરી જે તરફ હતો એ તરફનો મોરચો વધુ વિકટ હતો, તે તરફ જ જેકે પોતાની ટુકડીને કૂચ કરાવી.

રાત ગૂંજતી હતી. સૈનિકોએ કેવળ થોડાક આરામ સિવાય ચોવીસ કલાક સુધી એક સામટી કૂચ તો કરી જ હતી, રાત્રે થોડો અવાજ પણ ખૂબ દૂર પહોંચે, એટલે એમને અવાજ કરવાની મનાઈ હતી છતાં ધીમે અવાજે તેઓ ઠઠ્ઠા મશ્કરીઓ કરતા આનંદિત ચહેરે આગળ વધતા હતા. બધું શાંત હતું.

એક અવાજ આવ્યો—બિલાડીનો ઘૂરકાટ. કોઈક સિપાહીએ જ મોજમાં આવીને એ અવાજ કાઢયો હતો. પણ એ અવાજથી આજુબાજુની સૂતેલી ભયંકરતા એકદમ જાગી ઊઠી. જેકને થયું, એ અવાજ પોતે અટકાવી દે. જ્યાં મુડદાંઓ પડયાં હતાં, કપાઈ ગયેલાં, પીળાં પડી ગયેલાં અંગો, ખુલ્લાં રહી ગયેલાં મોંમાં બહાર દેખાતી કાળી જીભો, ફાટી રહેલી ફિક્કી આંખો ભયાનક! અને એમાં એ અવાજ!

જાણે કાળ—રાક્ષસ ઘૂરકાટ કરતો સામો આવતો હતો. એનું વિકરાળ મોં આગની ગુફા જેવું, આંખના ખાડા, વિચિત્ર રીતે સંધાયેલાં અંગો—જેકની પાછળ એ દંડૂકો ઉગામીને આવી ઊભો: 'ચાલ, આ તારી સામે ઊભો તેને ઠાર કર.'

જેક ચાલતાં ચાલતાં તંદ્રામાં પડી ગયો અને એક સ્વપ્ન એની આંખો સામેથી પસાર થઈ રહ્યું હતું.

ચારે તરફ બસ ખાઈ—ખાઈ—ખાઈ! નથી બીજી કોઈ જમીન, નથી કોઈ ઝાડવું, નથી પશુ, નથી માણસ કે કોઈ જીવંત પ્રાણી. છે એક લાંબી લાંબી ખાઈ અને બીજાં મુડદાં. જેકને ખાઈમાંથી ભાગી જવાનું મન થયું. "ભાગું, હા, કોણ છે અહીં? કોઈ અટકાવનાર નથી, ક્યાંક તો ખાઈનો અંત આવતો હશે ને? ત્યાંથી બહાર નીકળી જઈશ." એ દોડવા લાગ્યો, ખૂબ દોડયો પણ ખાઈનો અંત આવતો નહોતો, અને મુડદાંના ઢગ તો વધતા જ જતા હતા.

'ઓહ પ્રભુ!' એના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયો. એનો પગ લથડ્યો.

એ સાચે જ લથડ્યો. અંધારું એટલું ગાઢ હતું કે પાસે ચાલનારને પણ જોઈ શકાય નહિ. જેક પડ્યો તેનો અવાજ તેની બાજુમાં ચાલતા વેબે સાંભળ્યો, એ ટુકડીમાંથી બહાર સરકી ગયો. ટુકડી મોરચા તરફ રવાના થઇ ગઈ હોય ત્યાર પછી એમાંથી કોઈ ઓછું થાય તો તેની શોધ સામાન્ય રીતે થતી નથી તે વેબ જાણતો હતો. રાત્રે બોંબમારો ચાલુ થઈ ગયો. વેબ બેઠો હતો એ જ સ્થળે એક બોંબ પડી ગયો.

જેક ફરી બેઠો થયો. પોતે ક્યાં છે, ક્યાં હતો, તેનો વિચાર કરતાં એ ચમક્યો. એની બાજુમાં કોઈ કણસી રહ્યો હોય તેવો અવાજ એના સાંભળવામાં આવ્યો. એ એ તરફ ઘસડાયો. "કોણ?"

"વેબ."

"વેબ? ટુકડી ક્યાં?"

"આગળ."

"અને આપણે—"

"તું ચાલતાં પડી ગયો એ મેં જાણ્યું એટલે હું તારી પાસે બેસી ગયો." આ લાંબું વાક્ય બોલતાં વેબનો શ્વાસ ઘણા જોરથી ચાલવા લાગ્યો. વાક્યને અંતે એના મોંમાંથી 'ઓહ' નો આછો ઉદ્‌ગાર નીકળી ગયો.

"ઘવાયો છે તું?" જેકે પૂછ્યું.

"સહેજ." મુશ્કેલીથી વેબે ઉચ્ચાર કર્યો.

"જોઉં" જેકે વેબને શરીરે હાથ ફેરવ્યો. વેબને એ બહુ સારું લાગ્યું.

"ઓહ! આ તો તારો આખો વાંસો ફાટી ગયો છે." જેકના મોંમાંથી ચીસ નીકળી ગઈ.

વેબ ચૂપ રહ્યો.

જેક મગજમાં કોઈ નિશ્ચયને ઘૂંટતો હતો. એ બોલ્યો, "હું તો સ્વપ્નમાં લડાઈથી ભાગતો હતો."

પછી શાંતિ. અચાનક વેબના ગળામાં ઘરઘરાટી બોલવી શરૂ થઈ. જેક ચમક્યો, વેબની છાતી ઉપર નમ્યો.

વેબના મોંમાંથી આછા સ્વરો નીકળતા હતા, 'હિમ્...મ...ત શત્...રૂ સા...' છેલ્લો અક્ષર 'મે' એ બોલી શક્યો નહિ પણ જેક એ સમજી ગયો. વેબની છાતી સમુદ્રનાં મોજાંની પેઠે એક વાર ઊંચી આવી અને પછી એકદમ નીચે બેસી ગઈ. એના પ્રાણ ઊડી ગયા. જેક સુન્ન બની ફાટી આંખે જોઈ રહ્યો.

પછી એ ઊભો થઈ ગયો. વળી નીચો નમ્યો, ધૂળ લીધી, એના કાનમાં શબ્દો ગૂંજ્યા, "હિંમત, શત્રુ સામે હિંમત" અને વેબના શરીર પર ધૂળની એક ચપટી જ નાખી મોં ફેરવીને ત્યાંથી તે નાઠો.

* * *

આખા મોરચા પર સિપાહીઓ—સિપાહીઓ હતા. સિપાહીઓની લૉરીઓ હલવાતી હતી. ભયાનક યુદ્ધ મચ્યું હતું. બંને પક્ષનો સરખો જ ભયાનક ધસારો હતો, સરખી જ ખુવારી હતી. પ્રચંડ ઝંઝાવાતમાં ઝાડવાં જેમ ઊખડીને જમીન પર પડે તેમ ટપોટપ સિપાહીઓ જમીન પર પડતા હતા, એમને ઉપાડવાનો પણ કોઈને સમય નહોતો.

અચાનક અંગ્રેજ–પક્ષમાં હુકમ ફર્યો, "પીછેહઠ!" પીછેહઠ શરૂ થઈ. પણ સૌની નજરે જોયું કે એક સિપાહી પાછળ હટવાને બદલે આગળ વધતો હતો. એ સિપાઈ નહોતો, પણ ઉપનાયક જેક બોલ્ટ હતો. એની એક ગોળી શત્રુના એક માણસને અવશ્ય પાડતી હતી. એક ગોળી સામેથી આવી, એના ખભામાંથી નીકળી ગઈ. એની બંદૂક દૂર ઊડી પડી. એક બીજી ગોળી આવી, એની છાતી સોંસરી નીકળી ગઈ, જેકનું માથું એના ખભા પર ઢળી ગયું, એ પડ્યો. એના માથા પરનો ચકચકિત ટોપ થોડી વાર માથા પર રહ્યો, ચાર ક્ષણ એનો શ્વાસ ખેંચાયો અને પછી જ્યારે એનાં અંગો ઢગલો થઈ ગયાં ત્યારે તે એક બાજુ ઢળી પડ્યો.

# સાહિત્યના પ્રદેશમાં

## લડાઈના લાભાલાભ

'કલમ અને કિતાબ'કારે તા. ૨૪-૯-'૩૯ના અંકમાં 'ગુજરાતી સાહિત્ય પર યુદ્ધનો ઉપકાર!' વર્ણવ્યો છે તે જોઈ જવા જેવો છે. શંકા એટલી જ થાય છે કે કાગળોની મોંઘવારી અને અછતને લઈને માત્ર નબળાં ને નકામાં પ્રકાશનોને જ હાનિ પહોંચશે કે સબળાં અને ઉપયોગીને પણ? અને જે પ્રકાશકો પાસે નાણાં હોય કે છે તેનાં પ્રકાશનો ઉત્તમ જ હોય છે? ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં તમામ અઠવાડિકો, માસિકો ને પુસ્તકોને નજર સમક્ષ રાખો અને પછી એની પ્રકાશક-પેઢીઓને જુઓ. સાચી વસ્તુ સમજાઈ જવામાં વાર નહિ લાગે.

એટલું સાચું કે કદાચ પ્રકાશનો ઓછાં થવા માંડે, પણ તેથી સાહિત્યને લાભ થશે એમ તો માની શકાતું નથી. જો કે અમને તો એમ લાગે છે કે પ્રકાશનો યે થોડો સમય જ ઓછાં થશે, જો હિંદમાં ઉલ્કાપાત ન જાગે, અને જાગશે તો તો માત્ર પ્રકાશનો જ નહિ—બીજું બધું ભસ્મીભૂત થશે, તો તો લોકોની ખરીદશક્તિ ધીમે ધીમે વધશે અને લોકો પુસ્તકોમાં પૈસા ખર્ચી શકશે. ગયા યુદ્ધ વિષે એમ સાંભળીએ છીએ કે આપણે ત્યાં પુષ્કળ પ્રમાણમાં નવલકથાઓ પ્રગટ થયેલી. ત્યારે લોકો પાસે પૈસા આવતા હતા અને તેમાંથી મોજ લૂંટવાની મનોવૃત્તિ જોરદાર હતી. જો કે એ નવલકથાઓનું પ્રકાશન સાહિત્યના લાભ ખાતે ગણાવી શકાય એમ નથી.

એક બીજી વસ્તુ પણ વિચારવા જેવી છે. જો ખરેખર પ્રકાશનો ઓછાં થશે તો દેશી કાગળોના ભાવો બહુ વધી શકશે? અને પ્રકાશનોનાં બીજાં ખર્ચો—પ્રેસ, બાઈન્ડીંગ, લેખન, ચિત્ર વગેરેમાં કશો ફેર પડશે? આજની સ્થિતિ તો એ છે કે છાપખાનાંવાળા ને બાઈન્ડરો કામની શોધમાં પડ્યા છે. અછત છે ત્યાં સુધી કાગળોવાળા રોકડા પૈસા માગે. પણ પ્રેસવાળા, બાઈન્ડરો, લેખકો ક્યાંથી માગે? એમને તો કામની જ અછત પડી છે.

પ્રકાશનના ખર્ચમાં નીચેની રકમો ગણાય છે: કાગળ, છપાઈ, લેખન, સુશોભન અને બંધામણી. જો એક હજાર નકલનો હિસાબ ગણીએ તો લડાઈ પહેલાંના ભાવ પ્રમાણે કાગળનો હિસ્સો માત્ર ૧૫થી ૨૦ ટકાનો જ હતો. એ હિસ્સો વધી વધીને કેટલો વધી જશે? પ્રકાશકોને કેટલાં વધુ નાણાંની જોગવાઈ કરવી પડશે?

અહીં એ વસ્તુ પણ લક્ષમાં રાખવા જેવી છે કે મોટા ભાગના પ્રકાશકો જેમ કાગળ-છપાઈ વગેરેમાં ઉધાર મેળવી શકે છે તેમ એમની ઉઘરાણી પણ ઠીક પ્રમાણમાં રહે છે. અને ઓછી મૂડીમાં વધુ વેપારની પ્રથા—એટલે કે ધીરધાર અને વ્યવહાર ઉપર જ વેપાર ચલાવવાની પ્રથા—લગભગ તમામ વ્યાપારોમાં છે. એમાં પ્રકાશન-પેઢીઓ અપવાદરૂપ થવાનું શા માટે ઇચ્છે? એમાં દોષ પણ શો છે?

એટલે અમારા મત પ્રમાણે તો (૧) પ્રકાશનો ઓછાં થશે નહિ, (૨) થશે તો તેથી સાહિત્યને હાનિ જ પહોંચશે, કારણકે નબળા ને નકામા સાથે સબળ અને ઉપયોગી સાહિત્યનું પ્રકાશન પણ અટકશે. (૩) એ સ્થિતિમાં જે પ્રગટ થશે તેમાં પણ નબળું-સબળું અને નકામું-ઉપયોગી હશે જ.

એટલે જો પ્રકાશકો મુશ્કેલીમાં આવી પડવાના હોય તો અમારા મત પ્રમાણે એ હર્ષનો વિષય નથી. 'કલમ અને કિતાબ'કાર માને છે તેમ એથી સાહિત્યને લાભ નહિ થાય, કંઈક ગેરલાભ જ થશે. હા, જો પ્રકાશનો ઓછાં થશે તો વિવેચકો માથેનો ભાર કંઈક ઓછો થશે ખરો.

## સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયનું વસિયતનામું

ભિક્ષુ અખંડાનંદજીનું વસિયતનામું વાંચતાં એક સાથે જ બે લાગણીઓ મનમાં પેદા થાય છે. એક માન અને આદરની અને બીજી દુ:ખ અને લજ્જાની. માન અને આદર એટલા માટે થાય છે કે સ્વામીજીએ લાંબાં બત્રીશ વર્ષ સુધી સ્થિર, પ્રબળ અને નિસ્વાર્થ પરિશ્રમ કરી આવી એક મહાન સંસ્થાની રચના કરી, અને દુ:ખ તથા લજ્જા એટલા માટે

થાય છે કે સમસ્ત ગુજરાતમાંથી એમનો એક પણ વારસદાર તેઓ શોધી ન શક્યા, અને એમના હાથે જ એમને સંસ્થાનું મૃત્યુખત લખવું પડ્યું.

જો મરવાના વાંકે જીવતી કોઈ સંસ્થા એના સર્જકને હાથે મરી હોત તો તો દુઃખ ન થાત, ઊલટો આનંદ થાત. સંસ્થામાંથી પ્રાણ પરવારી જાય તો યે એનું ખોળિયું સાચવી રાખવાની અને સાથે ફેરવ્યા કરવાની આપણે ત્યાં મનોવૃત્તિ છે, એટલે જ્યારે કોઈ સર્જક પોતાના હાથે જ પોતાના સર્જનને સંકેલે છે ત્યારે એની દીર્ઘદૃષ્ટિ અને નિર્લેપભાવ માટે આદર ઊપજે છે, પરંતુ આવી પ્રાણવાન સંસ્થાનું મૃત્યુ જોતાં દુઃખ થયા વિના રહેતું નથી. આ સંસ્થાનું જીવન ઉજ્જવળ–સુગંધિત છે એટલે ખરું જોતાં એના વિલયને મૃત્યુનું નહિ પણ નિર્વાણનું નામ જ આપવું જોઈએ. આપણે એવી આશા રાખીએ કે આ વસિયતનામાથી કોઈને નવસર્જન કરવાની પ્રેરણા જાગે.

### આપણાં માસિકો

ગુજરાતનાં માસિકોની કંગાળ દશાનો ખ્યાલ એમના સંચાલકોને પૂછવાથી પણ આવી શકે, પરંતુ એવું ન કરીએ અને બીજા પ્રાંતનાં માસિકો જોઈએ તોપણ આપણને ખાતરી થઈ જાય કે આપણાં માસિકોને પોષણ જ મળતું નથી. હમણાં '**कल्याण**'નો **तत्त्वांक** હાથમાં આવ્યો. એની ૫૦૬૦૦ નકલ છપાઈ છે. અને પાનાં ૧૦૭૬ છે. એકરંગી, દ્વિરંગી અને બહુરંગી એવાં થોકબંધ ચિત્રો છે. આ માસિક જાહેરખબર લેતું નથી. એનું વાર્ષિક લવાજમ ચાર રૂપિયા ત્રણ આના છે.

આપણે એમ કહીશું કે આપણે ત્યાં ધાર્મિક મનોવૃત્તિનું પ્રાબલ્ય છે તેને લઈને '**कल्याण**' નો આટલો બહોળો ફેલાવો છે. આ મહદ્ અંશે સાચું છે, પરંતુ મરાઠી, બંગાળી અને હિંદી ભાષાનાં માસિકો ત્રણ હજારથી પંદર હજાર સુધીનો ફેલાવો ધરાવે છે તેનું શું કારણ હશે? આ માસિકોમાં જાહેરખબરો પણ પુષ્કળ પ્રમાણમાં આવે છે. ગુજરાતી માસિકો કોઈ દિવસ બે હજાર ઉપરનો આંકડો જોઈ શકશે ? કોઈ દિવસ એમાં ચિત્રોની અને લેખકોની એવી વિધવિધ સામગ્રી આવી શકશે ?

ગુજરાતી ભાષાભાષીઓની સંખ્યા ઘણી ઓછી છે, પરંતુ તે સાથે જ એમની ખરીદશક્તિ બીજા પ્રાંતોના પ્રમાણમાં વિશેષ છે. આ લોકોમાં સાહિત્યનો રસાસ્વાદ જાગે તો આપણાં માસિકો માટે પણ વિશાળ ક્ષેત્ર છે. પરંતુ એ રસાસ્વાદ જાગે શી રીતે? એમ લાગે છે કે જો માસિકોમાં એવાં રસમય અંગો ઉમેરાય, માસિકો સચિત્ર બને તો લોકરુચિ એ તરફ ખેંચાય જ; પરંતુ મહામુસીબતે ખર્ચ કાઢતાં માસિકો એવું સાહસ શી રીતે ખેડી શકે? માત્ર માસિકો માટે જ નહિ પરંતુ સમસ્ત સાહિત્યપ્રકાશન માટે અમને એમ લાગે છે કે ગુજરાતના ધનિકોનું શુદ્ધ અને સંસ્કારી વ્યાપારી દૃષ્ટિએ આ તરફ ધ્યાન જવું જરૂરી છે. દરેક વ્યવસાયમાં એક બાજુ નાણું અને વેપારી કુશળતાની અને બીજી બાજુ એ વ્યવસાયના વિશિષ્ટ જ્ઞાન અને રસની જરૂર હોય છે. આપણી પ્રકાશનસંસ્થામાં આમાંથી એકાદની ખામી જ રહે છે અને તેથી જ એનો વિકાસ થઈ શકતો નથી. સાહિત્યનું જ્ઞાન અને રસ ધરાવનાર ધનિકો આપણે ત્યાં નથી જ એમ ન કહી શકાય, પરંતુ તેઓ ધંધાદારી રીતે આ ક્ષેત્ર તરફ કદી નજર જ કરતા નથી. અત્યારે વાચનનો શોખ અને ઉપયોગ વધી રહ્યો છે ત્યારે આવા માણસોએ આ ક્ષેત્રમાં પ્રવેશ કરવો જ જોઈએ જેમ બીજા વ્યાપારમાં દરેક માણસ આરંભમાં નુકસાની ખમવાની તૈયારી રાખે છે ને પુષ્કળ નાણું વેરીને પણ પોતાના ધંધાને સ્થિર કરે છે તેમ જ આમાં થવું જોઈએ. જો એમ થાય તો આ ધંધો પણ માણસને ઠીક ઠીક કમાણી આપી જ શકે. ભલે ભિન્ન દૃષ્ટિએ આરંભાયેલું, પણ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય આ ધંધાની આવકનો ખ્યાલ આપી શકે છે.

### વિવેચનના નમૂનાઓ

વિવેચનનો એક હેતુ રસાસ્વાદનો પણ હોઈ શકે, પરંતુ એનો ખાસ હેતુ તો લેખકને અને પ્રજાને માર્ગદર્શન આપવાનો જ હોવો જોઈએ. એ દૃષ્ટિએ જોઈએ તો વિવેચકને માથે ગંભીર જવાબદારી રહેલી છે. આપણે ત્યાંનાં સામયિકોમાં જવાબદારી કેવી રીતે બજાવાય છે તે જોવા માટે વિવેચનના કેટલાક

નમૂનાઓ એક સાથે જ આપણે જોવા જોઈએ. જેણે પુસ્તક વાંચ્યું હશે તે તો આ વિવેચન સાથે પોતાના વિવેચનને સરખાવી જોઈને જવાબદારીનો ક્યાસ કાઢી શકશે. આવતા અંકે અમે 'ખોલકી અને બીજી વાતો' (લે. સુન્દરમ્) 'બંધન અને મુક્તિ' (લે. દર્શક) અને 'અજિતા' (લે. ધૂમકેતુ) નાં વિવેચનો રજૂ કરશું.

### લેખક અને પ્રકાશક

'પ્રતાપ'ના છેલ્લા અંકમાં 'સાહિત્ય–મહેફિલ'માં આવેલ એક નોંધ અહીં ઉતારી છેઃ

"ગુજરાતમાં પ્રકાશકોની અપ્રમાણિકતા સંબંધમાં કેટલીક લીટીઓ આ કંડિકાઓમાં લખી ગયો છું. તે પછી, એક બીજી રીતની અપ્રમાણિકતાના પ્રસંગની ચર્ચા જુદાં જુદાં સામયિકોની સાહિત્ય-કંડિકાઓમાં થઈ રહેલી જણાય છે. એ ચર્ચા ગુજરાતના જાણીતા સાહિત્યકારની એક કૃતિની નક્કી કર્યા કરતાં વધારે નકલો છપાવીને વેચી નાખવાને લગતા બનાવની છે. હમણાં ઘણા લાંબા સમયે આવી રીતની અપ્રમાણિકતા ચર્ચાએ ચઢી છે. જો કે અગાઉ બે ચાર પ્રકાશકોએ આપણા નામાંકિત સાહિત્યકારો સાથે, નકલોના સંબંધમાં કરેલી અપ્રમાણિકતાના દાખલા બહાર આવ્યા હતા. એનો ભોગ થઈ પડનારા સાહિત્યકારોમાં કવિ શ્રી. નાનાલાલ પણ હતા. અને એવી અપ્રમાણિકતામાંથી જનતાને ઉગારવા માટે, તેમણે તેમના છપાયલા પ્રત્યેક પુસ્તક ઉપર તેમના હસ્તાક્ષર કરવાની પરિશ્રમભરી પદ્ધતિ સ્વીકારી હતી. સામાન્ય મુદ્રણાલયો કરતાં પુસ્તકોનું પ્રકાશન અને વેચાણ બંને કાર્ય એકી સાથે કરનારાઓ તરફથી આ પ્રકારની અપ્રમાણિકતા વિશેષ પ્રમાણમાં થવા પામે છે એ હકીકતની વાત છે. હમણાં બહાર આવેલો પ્રસંગ, તો ના. કનૈયાલાલ મુનશી જેવા નામાંકિત અને કાયદાબાજ ગ્રંથકાર સાથેનો છે, અને 'ગુજરાતના તારાપોરવાળા'નું બિરુદ મેળવનારા પ્રકાશકને હાથે તેમને આવી રીતે શોષવું પડ્યું છે. ગુજરાતના પ્રકાશકો માટે એવા પ્રસંગો શોભાસ્પદ નથી એ વાત કોઈથી ઇનકારી શકાય એમ નથી.

આ ઉપરથી એક બે વાતો વિચારવાની છે. કૉપીરાઈટની રકમ નક્કી કરીને આખાય પ્રકાશનની જવાબદારીનું કાર્ય પ્રકાશકને સોંપી દેવાને પરિણામે આવા પ્રસંગો બનવા પામે છે. જે ગ્રંથકારો પાસે પોતાના ગ્રંથના મુદ્રણ વગેરેની વ્યવસ્થા કરવા માટે જોઈતાં નાણાં ન હોય તેઓએ તો કોઈ પણ રીતે આવા પ્રકાશકોનું શરણુ શોધ્યે જ છૂટકો છે પરંતુ જે ગ્રંથકારો સાધનસંપન્ન છે અને જેઓ પોતાનાં પુસ્તક પાછળ પાંચસો છસો કે તેથી વધુ રકમ સહેલાઈથી રોકી શકે હોય તેઓ પોતે જાતે પ્રકાશન કરીને એના વેચાણ પૂરતો જ અધિકાર પુસ્તક–વિક્રેતાઓને સોંપે તો એથી આવી અપ્રમાણિકતાનો ભોગ બનતાં, લેખકો બચી શકે એમ મને લાગે છે.

—સહેલાણી"

આ નોંધને અંતે વિશેષ લખવાપણું નથી. લેખક–પ્રકાશકના બીજા ઝઘડાઓ સમજી શકાય એવા હોય છે — અને જો સમભાવથી વિચારવામાં આવે તો એમાં મોટે ભાગે બંને નિર્દોષ અથવા તો અલ્પદોષી જ હોય છે, પરંતુ અહીં જે કિસ્સો રજૂ થયો છે તે એવો નથી. જો આ બનાવ સાચો હોય તો ખરેખર ખેદ ઉપજાવનારો છે.

પરંતુ આમાંથી ઊગરવાનો માર્ગ કયો? ઉપરની નોંધના લેખક સૂચવે છે તે માર્ગ બહુ જૂજ લેખક જ લઈ શકશે. એમાં માત્ર નાણાં રોકવાનો જ પ્રશ્ન નથી. વેચાણની વ્યવસ્થા અને માલને સાચવવાનો પણ પ્રશ્ન છે. એ કરતાં તો કવિશ્રી નાનાલાલની સહી કરવાની પદ્ધતિ ઓછી તકલીફવાળી છે. એક બીજો માર્ગ પણ સૂઝે છેઃ જે પુસ્તક છપાય તે દરેકના કરારો થાય અને તે ઉપર પ્રકાશક, પ્રેસના માલિક અને લેખકની સહી થાય. પુસ્તકમાં નકલોની સંખ્યા પણ છાપવામાં આવે. આમ થશે તો પ્રકાશકને અપ્રમાણિકતા કરવાનું ઘણું જ મુશ્કેલ બનશે અને કોઈ પણ પ્રેસ–માલિક પણ એમ કરતાં ડરશે. આ પદ્ધતિ પ્રચલિત થયા પછી તો કોઈ પ્રેસ કે પ્રકાશક એમ કરવાની હિંમત પણ નહિ કરી શકે. આમ કરવાનો આડકતરો લાભ એ પણ થશે કે લેખકોનો મોટો ભાગ આજે પ્રકાશનની ગૂંચો સમજતો નથી તે સમજતો પણ થશે. મો.

# જર્મનીની ભીતરમાં

## શ્રી. શાંતિપ્રસાદ પાઠક બી. એ.

[ આજની યુરોપીય પરિસ્થિતિમાં દરરોજ નહિ, પણ હર ક્ષણે જાણે નવા બનાવો બનતા જાય છે. રાજકારણના સમર્થ અભ્યાસીઓ પણ કશું અનુમાન નથી કરી શકતા. યુદ્ધ પહેલાં લખાયેલા આ લેખમાં જર્મનીની ભીતરમાં શી સ્થિતિ છે તેનું આબેહૂબ વર્ણન કરેલું છે. હિટલર યુદ્ધમાં આટલો ઝડપી શા માટે છે તે સમજવામાં આ લેખ ઉપયોગી થશે. ઊ. ]

નેપોલિયન પછી ૧૩૦ વર્ષ સુધી જર્મનીના ભાગ્યાવધાતા હેર હિટલર સિવાય દુનિયામાં કોઈ પણ એવો પુરુષ નથી થયો જેણે યુરોપના માનવચિત્રમાં ફરીને નવો રંગ પૂરવાનું ક્રિયાત્મક સ્વપ્ન જોયું હોય. પોતે તો વિચિત્ર વીર છે, પરંતુ એનું સ્વપ્ન પણ કેવું વિચિત્ર છે! જર્મન સામ્રાજ્યના ઉદ્ધાર અને વિસ્તાર માટે ત્રણ મુખ્ય આદર્શ એણે પોતાની સમક્ષ રાખ્યા છે:

(૧) જર્મનીને સ્વતંત્ર કરવું.

(૨) તેનો વિસ્તાર અને સંગઠન કરી તેને મજબૂત બનાવવું.

(૩) રશિયાના બોલ્શેવીઝમનો નાશ કરવો.

પહેલું લક્ષ્ય એણે પૂર્ણ કરી લીધું છે એવી એને ખાતરી છે. બીજા અને ત્રીજા લક્ષબિંદુની પૂર્તિ માટે તે પોતાની વસાહતો પાછી લેવા માગે છે. એ રીતે યુરોપમાં પોલેંડ, હંગેરી, રૂમાનિયા, લિથુઆનિયા તથા યુક્રેન પ્રદેશ પર તે સત્તા જમાવવા ઇચ્છે છે. આ પ્રદેશ પર સત્તા જમાવવાનો હિટલરનો ઉદ્દેશ પોતાના મુખ્ય શત્રુ રશિયાને એકલું અને અસહાય બનાવવાનો છે. યુક્રેન પ્રદેશ પર ઘણા સમયથી તેની નજર ઠરી છે, કારણ કે એ પ્રદેશ રશિયામાં સૌથી વધુમાં વધુ ધનિક પ્રદેશ છે. રશિયાને અર્ધા ઉપરાંતની ધાતુ આ પ્રદેશમાંથી મળે છે અને કોલસા તથા લોઢાની તેની સઘળી જરૂરિયાત આ પ્રાંતની ખાણોમાંથી જ પૂરી પડે છે. કપાસ, ફળ અને ઘઉંના પાકમાં પણ આ પ્રાંત ઘણો જ સમૃદ્ધ છે. ગયા મહાયુદ્ધમાં જર્મનીને ખોરાક અને કાચો માલ ચારે બાજુથી પૂરો પાડવામાં આવતો હતો છતાં તેની મુશ્કેલી ઓછી નહોતી થઈ, અને એ જ કારણે તેને પોતાના સામ્રાજ્યનો પરાજય સ્વીકારવો પડેલો. મહાયુદ્ધની એ મુશ્કેલીને જર્મન સરમુખત્યાર બરોબર સમજ્યો છે અને તેથી એ જરૂરિયાતોની પૂર્તિ માટે યુક્રેન પ્રાંત પર પોતાનો અધિકાર જમાવવાનું તે અનિવાર્ય સમજે છે. યુક્રેન પ્રાંતને પ્રાપ્ત કરવાથી તેને ત્રીજું લક્ષ્ય સાધવાનો માર્ગ સરળ થઈ જશે.

યુક્રેનનો થોડો ભાગ પોલેંડ અને રૂમાનિયાના અધિકારમાં છે, થોડો ઝેકોસ્લોવેકિયામાં ભળેલો હતો અને બાકીનો ભાગ રશિયાની સોવિયેટ સરકારની સત્તા નીચે છે. ઝેકની જીત પછી પોલેંડ અને હંગેરીની માગણીને લીધે હિટલરે રૂથેનિયા હંગેરીને દઈ દીધું. આ લોકોની આ માગણીને હિટલરે આટલી સહેલાઈથી કેમ સ્વીકારી લીધી? એમાં એની કોઈ મુત્સદ્દીગીરી હોવી જોઈએ. સંભવ છે કે ઝેકની જીત પછી મધ્ય યુરોપમાં જે ખળભળાટ થઈ ગયો તેને પોલેંડ અને હંગેરીની સાથે શત્રુતા કરી વધુ ભીષણ બનાવવાનું તેણે યોગ્ય નહિ ધાર્યું હોય. પાછળથી તો સરમુખત્યારોને આગળ વધવા કે પાછા હઠવામાંથી કોણ રોકી શકે એમ હતું? આજે હિટલરે હંગેરીને રૂથેનિયા દીધું છે તો કાલે તે એની પાસેથી એથી વધારે ભાગ લઈ પણ શકે છે. રૂથેનિયાના રહેવાસીઓ કિસાન છે, ઘણા મહેનતુ છે પરંતુ યુરોપના અતિ ગરીબ લોકોની હરોળમાં ગણાય એવા ગરીબ છે. તેમની હાલની સ્થિતિથી તેઓ ઘણા અસંતુષ્ટ

છે. છાપાંના વાંચકને તો ખબર હશે કે કૂટનિતિજ્ઞ હિટલરે સુડેટન લોકોને ભડકાવીને તેમની ખરાબ સ્થિતિનો લાભ લઈ તેમનો કેવી રીતે શિકાર કર્યો છે. હંગેરીને રૂથેનિયા આપી દેવાનું કાર્ય મુત્સદ્દી-ગીરીની દૃષ્ટિએ નકામું ન કહી શકાય.

પોલેંડના ઉત્તર–પૂર્વમાં પોલીશ યુક્રેનની સ્થિતિ રાજકીય બળવા માટે વધુ સંભવ ધરાવનારી છે. આખા યુરોપના કોઈ પણ ભાગની જનતા પોલીશ યુક્રેન લોકો જેવી દીનહીન નહિ હોય. એ લોકોનું ખિસ્સું જો તમે તપાસો તો તમને એક પેન્સ પણ ન મળે. યુક્રેન લોકોના બેંકમાં કેટલા રૂપિયા જમા છે તે બાબત હમણાં તપાસ કરવામાં આવી તો માલૂમ પડયું કે બેંકમાં જેટલા રૂપિયા જમા છે તે સરેરાશ સાડા દસ આના લગભગ આવે છે. ધનના અભાવને લીધે ક્યાંક ક્યાંક લેવડદેવડ માટે સિક્કાને બદલે ઈંડાંનો ઉપયોગ પણ કરવામાં આવે છે. આ લોકોની આવી ભયંકર ગરીબીનું કારણ ત્યાંની જમીનદારીની પ્રથા છે. ધનિક લોકો આ કિસાનોએ ઉત્પન્ન કરેલ સંપત્તિનો સંપૂર્ણ ઉપયોગ કરી રહ્યા છે અને કિસાનોને તો તેમની એંઠ પર જ સંતોષ માની લેવો પડે છે. તેઓ ઇચ્છે છે કે પોતે જ પોતાના પરિશ્રમના અધિકારી બને, પણ લાચાર છે.

પોલીશ યુક્રેનની હદ ઉપર જ સોવિયેટ સરકારનો સમૃદ્ધ યુક્રેન પ્રાંત આવેલો છે. સોવિયેટ રશિયાની રાષ્ટ્રીય નીતિથી ત્યાં ખેતી થાય છે અને એ પ્રમાણે સંપૂર્ણ સંપત્તિ અને ઊપજ સોવિયેટની જ છે, પરંતુ આ પ્રાંતના નિવાસીઓ આ પરિસ્થિતિને ઘણી લાચારીથી સહન કરી રહ્યા છે. તેઓ પોતાના ઘર ઇચ્છે છે, પોતાના બગીચા ઇચ્છે છે અને પોતાની સંસ્કૃતિ માગે છે.

રૂમાનિયામાં બુકોવિના અને બેસેરેબિયાના યુક્રેનોની ઘણી ખરાબ દશા છે. ઉનાળામાં અનાવૃષ્ટિને લીધે ત્યાં દુકાળ પડયે જ જાય છે. અને ઉપરાંત રૂમાનિયાના અધિકારીઓનો અત્યાચાર. એ અત્યાચારથી યુક્રેન પ્રજા તંગ આવી ગઈ છે અને તેથી પોતાની સ્વતંત્રતા માટે જર્મની તરફ ઘણી આશાભરી દૃષ્ટિથી જોઈ રહી છે. જર્મન સરમુખત્યાર માટે આ સમય ઘણો જ મોકાદાર છે. આ સમયનો લાભ ઉઠાવીને પોતાની યોજનામાં તે ઘણો જ સફળ થઈ શકે એમ છે, મહાયુદ્ધથી ત્રસ્ત, કચડાયલી અને જકડાયલી જર્મન પ્રજાના ઉદ્ધાર અને નિર્માણની આ યોજના ચોક્કસ મહાન છે જ. અને તેનું ક્રિયાત્મક રૂપ તો એથીય વિસ્મયભર્યું છે. લોહી રેડયા વિના મેમલ, ઑસ્ટ્રિયા, અને સુડેટન પર વિજય પ્રાપ્ત કરવો એ આશ્ચર્ય નહિ તો શું છે? જર્મન સરમુખત્યારની સફળતાઓ મહાન ઐતિહાસિક સફળતાઓ છે. જાણે એ કોઈ જાદુગર હોય એમ તેના માત્ર ઇશારા પર જ વિજયશ્રી નાચે છે. દુનિયા એની એકેએક ગતિ અને એકેએક ચેષ્ટા ભય અને આતુરતાપૂર્વક જોઈ રહી છે. એના ત્રાસથી આજે યુરોપનો રંગ બદલાઈ રહ્યો છે. પોતાની રાજનૈતિક યોજનાઓ અને સાધનાઓને તે જેટલી સરળતા અને સ્વાભાવિકતાથી સફળ બનાવી રહ્યો છે તે જોઈને કહેવું પડે છે કે હિટલર વસ્તુતઃ જર્મનીનો ચાણક્ય છે. મૅકેબલી અને કૈઝરના રાજનૈતિક વિચારોનો તેના પર પ્રભાવ પડયો છે. એટલે તેણે સમસ્ત યુરોપના પ્રભુત્વની ચાવીરૂપ મધ્ય યુરોપ પર પોતાના અધિકાર જમાવવાનું શરૂ કર્યું છે. મેમલ અને ઑસ્ટ્રિયાની જેમ તેણે ઝેક ઉપર પણ વિજય પ્રાપ્ત કર્યો અને આ બનાવમાં યુરોપની મોટી મોટી શક્તિઓ પણ વચમાં આવી. પરંતુ હિટલરની ગર્જનાની સામે તેમની ન્યાયપ્રિયતાનો ઢોંગ ફીકો પડી ગયો અને છેવટે તેઓ પણ નમી ગયા. નાઝી જર્મનીની હિંમત વધી અને હવે તેણે પોલેંડ પર નજર નાંખી. ઝેકના વિજય પછી હિટલરે યુરોપના મહાન રાજનિતિજ્ઞોને થાપ દીધી કે તે હવે યુરોપના બીજા કોઈ દેશો સાથે ઘર્ષણ નહિ કરે. પરંતુ સરમુખત્યારને વચનપાલન જેવું કશું હોતું નથી. મિથ્યા ભાષણ, ધૂર્તતા, લંપટતા, છળપ્રપંચ–એ બધું એની રાજનીતિમાં ઉચિત ગણાય છે. એમ તો પશ્ચિમની સમગ્ર રાજનીતિમાં નૈતિકતા નામની કોઈ ચીજ જ નથી, પરંતુ સરમુખત્યારોએ તો તેમની રાજનીતિમાં અનૈતિકતાનો રેકર્ડ સ્થાપી દીધો છે. હિટલરની આ

કૂટનીતિએ હવે આખા યુરોપની આંખો ખોલી દીધી છે. અને તેથી લગભગ બધા જ દેશો પોતપોતાના લશ્કરી સંગઠન અને રાજનૈતિક સંધિઓના કામમાં ડૂબેલા છે. મોટા મોટા રાજનીતિજ્ઞોનું અનુમાન છે કે યુરોપ હવે મહાયુદ્ધને કિનારે આવી પહોંચ્યું છે. કોઈ પણ પળે યુરોપનો નકશો બદલી નાંખે એવો દાવાનળ સળગી શકે એમ છે. યુરોપના પ્રજાસત્તાક દેશો ઘણી જ ખિન્નતાથી મહાયુદ્ધની તૈયારી કરી રહ્યા છે, પરંતુ મહાયુદ્ધ થશે કોની સાથે? જર્મની સાથે? નાઝી-જર્મનીની ચેષ્ટાઓ જોતાં લાગે છે કે પરિસ્થિતિ તો જર્મનીને અનુકૂળ છે, હિટલરના બળવાખોર કાર્યક્રમો પણ ઠીક ઠીક આગળ ધપ્યે જાય છે. પરંતુ એની યોજના લાંબી છે. અને માત્ર મેમલ, ઑસ્ટ્રિયા અને સુડેટનની એની નીતિરીતિથી જ એનો ઉદ્દેશ સફળ થશે એ વિષે અમને શંકા છે. જર્મન જનતાની સહાય વિના આટલા વ્યાપક અને વિસ્તૃત કાર્યક્રમને અમલમાં મૂકવાનું તદ્દન અસંભવિત છે. તો આપણે જોઈએ કે જર્મન જનતા મહાયુદ્ધ માટે કેટલી તૈયાર છે. જર્મન લોકોની પ્રલયકારી નાઝી-ચળવળ સાથે તેઓ કેટલી સહાનુભૂતિ ધરાવે છે. આ સઘળી બાબતો જાણી લેવાનું જરા જરૂરી છે. જર્મનીને અત્યાર સુધી જે લોહી રેડ્યા વિનાની સફળતા મળી છે તે હિટલરની કૂટનીતિને લીધે જ મળી છે. પરંતુ એવો સંભવ નથી કે નાઝીઓની સંપૂર્ણ મહાન આકાંક્ષાઓ માત્ર દગાબાજીથી જ પૂર્ણ થાય. એ માટે તો જર્મનીને પૈસા અને માણસોનાં મહાન બલિદાનોની જરૂર છે, પરંતુ શું જર્મન જનતા આ મહાન યજ્ઞને માટે તૈયાર છે? જર્મનીથી આવતા સમાચાર તો આ વાતના સમર્થનમાં કહે છે કે જર્મની મહાયુદ્ધ માટે પૂરેપૂરું તૈયાર છે. પરંતુ ખરી સ્થિતિ તો કોઈ બીજી જ છે. નાઝી સરકારના સખ્ત નિયમોને લઈને જર્મન લોકોને બહારની દુનિયાની ખબર નથી પડતી અને બહારની દુનિયાને જર્મનીની આંતરિક અવસ્થાની સાચી માહિતી મળતી નથી. જર્મનીમાં જ્યારે કોઈ પરદેશી દાખલ થાય છે ત્યારે ત્યાંના વાસીઓ તેને પૂછે છે કે સરમુખત્યાર વિનાના દેશો જર્મની પર આક્રમણ કરવાની તૈયારી કરે છે એ વાત શું સાચી છે? સાધારણ માણસોને જર્મનીના ચલણ વિષે બહુ ભય છે. ગયા મહાયુદ્ધ વખતે ચલણની નીતિમાં ફેર પડેલો તેથી તેઓને ઘોર આર્થિક સંકટોનો સામનો કરવો પડયો હતો, એટલે આ સમયે તેઓ બહુ ડરે છે. જર્મનીના લગભગ બધાં જ રેડીઓ-સ્ટેશનોથી ઈંગ્લેંડ, ફ્રાંસ અને અમેરિકાની ઘોર નિંદા કરવામાં આવે છે, અને એ રીતે જનતામાં બીજા દેશોની સાચી ઇચ્છાઓના સંબંધમાં ભ્રમ ફેલાવાય છે અને એવી જ રીતના ભ્રમભરેલા સમાચાર આપણને મળે છે. નાઝી-જાહેરાતોનો બાહ્ય આડંબર અને જનસમૂહ દેખીને કોઈ ને પણ એમ લાગે કે નાઝી-સરકાર સાથે જર્મનીની જનતાનો સંપૂર્ણ સાથ છે. નાઝી-ચળવળની સભામાં સાગર જેમ ઊભરાતી જનતાના સમૂહને દેખીને કોને એમ ન લાગે? પરંતુ એનું કારણ જનતાનો અદમ્ય ઉત્સાહ નથી બલ્કે નાઝી-સરકારનીએ અનુકૂળતાઓ છે જે તે પોતાની ચળવળને પૂર્ણ વેગ આપવા માટે અને આગળ વધારવા માટે સમસ્ત શ્રમજીવીઓને આપે છે. આ સભામાં ભાગ લેવા શ્રમજીવીઓને ભથ્થું આપવામાં આવે છે. પરંતુ આ બધું હોવા છતાં પણ આખી જનતા ચળવળને હાર્દિક સાથ નથી આપતી.

જર્મનીની વધતી જતી આર્થિક વિટંબણાને લીધે લોકોમાં અસંતોષ ઊભરાઈ રહ્યો છે. જર્મનીની લગભગ બધી દેશી-વિદેશી સંપત્તિ શસ્ત્રો બનાવવાની તૈયારીમાં નાંખેલી છે. બીજા ધંધામાં ધનનો તદ્દન અભાવ છે, બધી ચીજોના ભાવ વધી રહ્યા છે, પગાર ઘટી રહ્યા છે, ને તેના પર પણ વિવિધ કરોનો ભાર ઉત્તરોત્તર વધી રહ્યો છે. વેપારી ક્ષેત્રોમાં આ પરિવર્તનને લીધે ઊથલપાથલ મચી ગઈ છે. જે લોકો પાસે પૈસો છે તે આઠ આઠ કે દશદશગણી કિંમત આપીને સોના-ચાંદી ખરીદી રહ્યા છે. અને એવા લોકો પણ તે જ છે કે જે અસ્ત્રશસ્ત્રનાં કારખાનાંમાં કામ કરતા હોય.

અસ્ત્રશસ્ત્રનાં કારખાનાંની આવી સ્થિતિ છે જ્યારે સાધારણ માણસોને પેટ ભરીને શુદ્ધ ખોરાક પણ નથી મળતો. જર્મનીમાં આજે એવાં હજારો કુટુંબ

છે જે મહિનાઓથી સત્વહીન ખોરાકથી તેમનું પેટ ભરી રહ્યાં છે. ઘઉંની જગ્યાએ રાઈ અને સોયાબીન-ની નકલી રોટી તૈયાર કરવામાં આવે છે. આ જ રાઈ પહેલાં જાનવરોના ચારા તરીકે વપરાતી હતી. કોફી પણ લોકોને શુદ્ધ નથી મળતી, બળેલા જવમાંથી કોફી તૈયાર કરવામાં આવે છે. લાકડાના માવાથી અને વનનાં ફૂલના મુરબ્બાથી લોકો પોતાના શોખ પૂરા કરે છે. એક પરદેશી મુસાફરે લખ્યું છે કે છેલ્લાં ચાર વર્ષથી ફળોનો સંપૂર્ણ અભાવ છે. એક દિવસ આખા બર્લિનમાં તપાસ કર્યા પછી પણ એક બિમાર સ્ત્રી માટે સફર ન મળી શક્યાં. દૂધ બહુ જ ઓછું મળે છે. લીલાં શાકની ગણના શોખમાં થવા લાગી છે. ઈંડાં દૂધમાંથી બનાવવામાં આવે છે. સૈનિકોને પણ પૂરો ખોરાક નથી મળતો. એમના ભોજનમાં પણ પહેલાં કરતાં ઘટાડો કરવામાં આવ્યો છે એટલે તેઓ પોતાને ઘેરથી ખોરાકનાં પાર્સલ મંગાવે છે. ખેડુઓની તો ભારે દુર્દશા છે. પોતાનું પેટ ભરવું જ એમને માટે કઠિન છે ત્યાં પશુઓનાં કેવી રીતે ભરે ? લાચારીથી તેઓ પોતાનાં પશુઓને બજારમાં વેચી રહ્યા છે છે. જર્મનીને એક જ વસ્તુ મળી શકે છે, કાં તો અન્ન અને કાં તો શસ્ત્ર. તેણે અન્નને લાત મારીને શસ્ત્રનો સંગ્રહ કરવાનો જાણે સ્વીકાર કરી લીધો છે, પરંતુ આ સ્થિતિ ઓછી ભયજનક નથી. ગયા મહા॰ યુદ્ધમાં જર્મન સામ્રાજ્યના પરાજયનું મુખ્ય કારણ જ ખાદ્યસામગ્રી અને કાચા માલનો અભાવ હતું, જેથી લાચાર બનીને જર્મન વીરોએ પોતાનાં શસ્ત્રો નમાવવા પડ્યાં હતાં : મહાયુદ્ધ સમયની એ હેરાનગતિનું સ્મરણ કરતાં આજે પણ જર્મનોનાં હૃદય થરથરી જાય છે.

આવી સ્થિતિમાં નાઝી સરકાર જનતા પાસે વધારે વખત સહાયની આશા રાખી શકે ખરી ? સાધારણ માણસો પાસે જીવિકા ચલાવવાથી વધુ કાંઈ પણ રહેતું નથી તો આથી વધારે ત્યાગ ને બલિદાનની આશા તેમની પાસેથી શી રાખી શકાય ? અને જો રાખે તો ક્યાં સુધી ? જો નાઝી નેતાઓ પણ આ પ્રકારનો ત્યાગ કરી રહ્યા હોય તો જનતાનો સાથ તેમને મળી શકે, નહિ તો ન મળે. પરંતુ નાઝી નેતામાં તો હિટલર સિવાય કોઈ એવો નેતા નથી જે સુખસગવડની ચિંતામાં ન હોય. તેઓ હમેશાં સ્પાર્ટન વીરોની જેમ વૈભવ-વિલાસને ત્યાજ્ય ગણવાનો ઢોંગ કર્યા કરે છે પરંતુ એક દશકાથી પણ ઓછા સમયમાં તેમણે પોતાને માટે જે ઐશ્વર્યમયી અલકાપુરીનું નિર્માણ કર્યું છે તે જોઈને એક દિવસ જનતાની આંખ અવશ્ય ખૂલશે. જનતા પોતાનાં ત્યાગ અને બલિદાનનું આવું પરિણામ કદી સાંખી નહિ શકે અને તુરત જ નાઝી સરકારને ડામાડોળ કરી મૂકનાર બળવા અને અસંતોષની આગ એક દિવસ સળગી ઊઠશે. સાચું પૂછો તો તો જનતામાં અસંતોષની ચિનગારીઓ દેખાઈ રહી છે અને એવા લોકોની સંખ્યા વધતી જ જાય છે. તેઓ હિટલરના સ્વપ્નના વિરોધી બનતા જાય છે. જનતાનો આજનો વિરોધ માત્ર નાઝી સરકારની ભાવના પર નથી પરંતુ હિટલર અને તેની નાઝી-પાર્ટીની હાલની નીતિ પર જ તેની જવાબદારી છે.

ગૅસ્ટાપોની આ વિરોધીઓ પર કરડી નજર હોવા છતાં લગભગ એક ડઝન નાઝી-પાર્ટીની વિરોધી એવી સમિતિઓ ગુપ્ત રીતે કામ કરી રહી છે. હજારોની સંખ્યામાં આના સભ્યો છે અને એના કાર્યકરોની પ્રણાલી પણ ભારે પ્રભાવશાળી છે.

એક બાજુ નાઝી નેતાઓનું ઐશ્વર્ય અને બીજી બાજુ સાધારણ જનતાની આવી ગરીબી કે જેની પાસે પોતાની જરૂરિયાત માટે એક લીંબુ કે સંતરા ખરીદવાના પૈસા પણ ન હોય. જનતા અને નેતા વચ્ચેની આ ખાઈ વધારે દિવસો શું ટકી શકશે ? એક દિવસ એ સઘળા ઊંચા રાજમહેલો જેમાં જનતાનાં તપ અને ત્યાગનાં ફળનો ખજાનો એકઠો કરવામાં આવ્યો છે તે અંદરઅંદરના ઝઘડા અને બળવાના પ્રચંડ આઘાતથી જમીનદોસ્ત થઈ જશે.

ફિલ્ડ માર્શલ ગૉરિંગ પોતાના વિશાળ વૈભવને લીધે પ્રજામાં ' મોટા આસામી 'ના નામથી ઓળખાય છે. તેની રહેણીકરણી ઝારથી પણ ચડી જાય એવી

ભભકાદાર છે. સ્વીડન સિવાય પણ ચાર બીજા સ્થાનોમાં તેણે પોતાની મિલકત બનાવી દીધી છે. જે વ્યક્તિ પાસે પાંચસો સૂટ હમેશાં રહેતા હોય તેને સાધારણ માણસ કેમ કહેવાય? ઈંગ્લંડના પ્રધાનમંત્રી મિ. ચેમ્બરલેઈનની આમદાનીમાંથી કોઈ આવો ઠાઠ ન કરી શકે. ગયા માર્ચ માસમાં ઈટાલીની મુસાફરી સમયે જેણે એનો એ ઠાઠ દેખ્યો હશે તે જ એના ઐશ્વર્યપૂર્ણ જીવનનું કાંઈક અનુમાન કરી શકશે. એની ટ્રેનમાં એક ભોજનનો ડબો, ત્રણ સામાનના ડબા અને દસ તો કોચ હતા. આઠ સેક્રેટરી એની સાથે હતા, અને ચાર દાસીઓ લેડી ગૉરિંગની સેવા માટે હતી. આ સિવાય જાસૂસો અને રક્ષકોનો એક દસ્તો! એક નાઝી નેતા પાસે આટલો વૈભવ? આઠ વરસ પહેલાંનો સાધારણ લશ્કરી, પેન્શન અને પેરેશૂટના ધંધામાંથી પોતાનું ગુજરાન ચલાવતો ગૉરિંગ આજે આટલો સંપત્તિશાળી કેવી રીતે બન્યો? આવા પ્રશ્નો જર્મનીની ભૂખી જનતામાં એક દિવસ ચોક્કસ અસંતોષ ફેલાવશે.

ડૉ. ગૉબેલ્સ સન ૧૯૩૨માં એક સાધારણ સ્થિતિનો માણસ હતો, પરંતુ આજે તો એ પણ એક સુંદર રાજમહેલ જેવા મકાન ઉપરાંત એક મોટી મિલકતનો સ્વામી છે. બર્લિન પાસેના એક ઝીલ નામના દ્વીપને ખરીદીને તેણે ઘણી સુંદર જગા બનાવી દીધી છે.

આ પ્રકારનું વાતાવરણ જર્મન જનતામાં અસંતોષ ઉત્પન્ન કરી રહ્યું છે અને તે પોતાના નેતાઓ પર આક્ષેપયુક્ત પ્રશ્નો પણ કરવા લાગ્યા છે. નીચેના બનાવથી આ વાતને ટેકો મળે છે. એક નાઝી નેતાએ જર્મનીના કોઈ સ્થાનમાં ૫૦૦૦૦ માર્કસના ખર્ચે એક સુંદર મકાન બનાવ્યું. એક રાત્રે કોઈ પાડોશીએ તે મકાન પર એક નોટીસ ચોડી. એમાં મોટા મોટા અક્ષરે લખ્યું હતું: "મિ. હરમૈન, ૫૦૦૦૦ માર્કસ તમારી પાસે ક્યાંથી આવ્યા?" સવારે નોટીસ જોઈને નાઝી નેતા ખૂબ ગુસ્સે થયો ને તેણે નોટીસ ચોડનારની શોધ માટે પચાસ હજાર માર્કસનું ઈનામ જાહેર કર્યું. પરંતુ બીજે જ દિવસે મકાન પર તેણે એક બીજી નોટીસ જોઈ જેમાં લખ્યું હતું કે આ પચાસ હજાર માર્કસ તમે ક્યાંથી લાવ્યા?

જનતાના વિરોધનું એક બીજું ચિહ્ન વિયેનામાં પણ દેખાયું. "એક રાષ્ટ્રધ્વજ, એક જનતા, એક દેશ" એવો નાઝી લોકોનો જે પોકાર છે તેની વિયેનામાં પોસ્ટર માર્ફત થોડા દિવસો પહેલાં મજાક ઉડાવવામાં આવી હતી. પોસ્ટરમાં લખ્યું હતું: "એક રાષ્ટ્રધ્વજ, એક જનતા અને દિવસમાં માત્ર એકવાર ભોજન". જનતા અને નેતાઓની સ્થિતિમાં અને આદર્શમાં દિવસે દિવસે જે અંતર વધતું જાય છે તેને લીધે હિટલરી મહત્ત્વાકાંક્ષા ઘણી શંકાશીલ બની ગઈ છે. અને કદાચ આ જ કારણોથી તેની દૃઢ શ્રદ્ધા પણ ઢીલી થતી જાય છે. પોતાના રાજનૈતિક સ્વપ્નને તે જેટલી ઉતાવળથી અમલમાં મૂકવા ઇચ્છતો હતો તે ન મૂકી શક્યો એટલે જ કદાચ તેને હવે કાંઈક માનસિક અશાંતિ થઈ છે. ક્ષણભરનો વિલંબ હવે તેને સહ્ય નથી. વીજળિક વેગથી તે પોતાની યોજનાઓને પાર કરવા ઇચ્છે છે. તેની વાણીમાં બળ છે પરંતુ નિરાશા કાંઈક વધી ગઈ છે એટલે આ પરિસ્થિતિથી વ્યાકુળ બનીને તેણે થોડા દિવસ પહેલાંના ભાષણમાં એમ કહી દીધું કે તે પાંચ વર્ષથી વધુ જર્મનીનું શાસન નહિ કરી શકે. આમ આશા–નિરાશા વચ્ચે જર્મનીના ભાગ્યવિધાતાનું સ્વપ્ન ઝૂલી રહ્યું છે. તેની મહત્ત્વાકાંક્ષા પૂરી થાય છે કે નહિ તે જોઈએ.

૭

# शुद्ध शिक्षण

—श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

કેટલાક લોકોનું જીવન છીછરું હોય છે, કેટલાકનું ઊંડું–ગંભીર હોય છે. ઘણાખરા લોકોનું જીવન સંકુચિત હોય છે, થોડાક લોકોનું જીવન વ્યાપક–વિશાળ હોય છે. કેટલાક લોકો ચાલુ ક્ષણ માટે જીવતા હોય છે અને કેટલાક ઉદાર મહાત્માઓને એક પેઢી જ એક ક્ષણ જેવી લાગતી હોય છે. પણ આ બધાને પોતાના જીવનને માટે થોડી ઘણી તૈયારી તો કરવી જ પડે છે. પોતપોતાની કલ્પના પ્રમાણે જીવન કાર્યક્ષમ, સમૃદ્ધ, સંપૂર્ણ અને કૃતાર્થ કરવા માટે જે કાંઈ તૈયારી કરવી પડે તેનું નામ શિક્ષણ.

એ રીતે જોઈએ તો મનુષ્યનું શિક્ષણ તે જન્મ લે તે પહેલાં જ શરૂ થઈ જાય છે. માતપિતાના સંસ્કાર ગર્ભાધાન સમયે મળતાં માતાના પેટમાં જ તે વધવા લાગે છે અને તેની સાથે જ શિક્ષણનો આરંભ થઈ જાય છે. માણસ ઘરડો થઈને છેક ક્ષીણ થઈ જાય છે તોપણ તે ક્ષણે ક્ષણે કંઈક ને કંઈક સંસ્કાર મેળવતો જ હોય છે અને કોઈક બાબતમાં પોતાની યોગ્યતા વધારતો જ હોય છે. તેમ જ સમગ્ર જીવનના પોતાના સંસ્કાર કોઈ ને કોઈ રૂપે સમાજમાં તે ફેલાવતો રહે છે. પુનર્જન્મમાં માનનારા આપણે માનીએ છીએ કે એક જીવન એટલે જ પછીના જીવનની પૂર્વતૈયારી. જગતમાં જે કાંઈ અનુભવ લઈએ છીએ કે દઈએ છીએ તે સર્વ આપણાં અધ્યયન અને અધ્યાપન હોય છે. વિદ્યાર્થી પણ પોતાનો અનુભવ અને પરિચય શિક્ષકોને અને વડીલોને શીખવતો હોય છે. સર્વત્ર જે વ્યાપાર ચાલી રહ્યો છે તેનું જે કંઈ મહત્ત્વ હોય તો તે આ શિક્ષણની દૃષ્ટિએ જ. સાંખ્ય, યોગ, વેદાંત આદિ છ કે છસો, ગમે તેટલાં દર્શનો ભલે હોય, પણ સર્વ જીવનમાં અને વિશ્વમાં વ્યવસ્થા આણનાર કોઈ એક સાર્વભૌમ દર્શન હોય તો તે શિક્ષણદર્શન છે.

'જીવનના સર્વ પ્રશ્નોનો જે ઉત્તર આપે, સર્વ ગ્રંથિઓને જે છૂટી પાડે, સર્વ ઘટનાઓનો જે ખુલાસો કરે, જીવનના ઉદ્દેશને નિશ્ચિત કરી તે ઉદ્દેશ પ્રમાણે ચાલવાની જે શક્તિ આપે, અને સર્વ જીવનરહસ્યને ખુલ્લું કરીને અશેષ જીવનનો જે સાક્ષાત્કાર કરાવી આપે તે દર્શન', આ વ્યાખ્યા જો બરાબર હોય તો જીવનવ્યાપી શિક્ષણ એ એક સાર્વભૌમ દર્શન છે. ઇતર સર્વ દર્શનોનું તે શિરોમણિ છે અને અંતમાં તેનો જ વિજય છે એમાં શંકા નથી.

આ દૃષ્ટિએ જોતાં જન્મભર જે કાંઈ ચાલે છે તે શિક્ષણ જ છે એમ કહેવું પડશે. અને તે ખરું પણ છે. તોપણ જે કાળે સર્વ શક્તિ અપરિપક્વ પણ વધવા લાગેલી હોય છે અને જે કાળે સામાજિક જવાબદારીનો વિકાસ હજી થવાનો હોય છે તે કાળ જ શિક્ષણનો કાળ ગણાય છે. એ કાળ જે પ્રમાણમાં થોડો તે પ્રમાણમાં એ થોડા સમયમાં સૌથી મહત્ત્વની વસ્તુ વધારેમાં વધારે કેવી રીતે ઠાંસવી અને અજ્ઞાનથી કે અયોગ્ય શિક્ષણથી થનારાં નુકસાનો કેમ ટાળવાં તે શોધી કાઢવા તરફ જ સમાજપુરુષોનું લક્ષ્ય લાગેલું હોય છે.

શિક્ષણ એટલે જીવનસાફલ્યની પૂર્વતૈયારી, એ વ્યાખ્યા જો ખરી હોય તો શિક્ષણ લેનાર વ્યક્તિની શક્તિ, તેનો સ્વભાવ, તેની પરંપરા, તેની રુચિ, વ્યક્તિગત ગુણદોષ—એ સર્વનો વિચાર કરવો જોઈએ. અને જે અસંખ્ય વસ્તુઓ મળીને સંપૂર્ણ જીવન બને છે તેનું તારતમ્ય પણ જોવું જોઈએ. બધી જ સારી

અથવા મહત્ત્વની વસ્તુ સરખા મહત્ત્વની નથી હોતી, અને જ્યારે બધું સાધવાનું બની શકતું નથી ત્યારે કેટલીય સારી સારી બાબતો ગૌણ હોવાને કારણે છોડી દેવી પડે છે.

જુદે જુદે યુગે જુદી જુદી વિદ્યાકલાનું વધતું ઓછું મહત્ત્વ હોય છે. સર્વત્ર ધમાધમ હોય તે વખતે જે પ્રકારનું શિક્ષણ આવશ્યક હોય તે જ શિક્ષણ શાંતિના કાળમાં ઓછા મહત્ત્વનું ઠરે છે. સહરાના રણમાં જીવનસાફલ્યની એક પ્રકારની તૈયારી કરવાની હોય છે અને પ્રશાંત મહાસાગરના બેટમાં જુદા જ પ્રકારની. રાજપુતાનામાં એક પ્રકારની અને સુજલા સુફલા બંગભૂમિમાં અન્ય પ્રકારની. કાશ્મીરમાં એક પ્રકારની અને કેરળમાં બીજા પ્રકારની. લોકોની જરૂરિયાત અને આકાંક્ષાઓનો વિચાર કર્યા વિના, દેશ–કાલ–પરિસ્થિતિનો વિચાર કર્યા વિના, જો શિક્ષણક્રમ આંકી કાઢવામાં આવે તો તે વ્યર્થ જ નીવડવાનો, એટલું જ નહિ પણ અનર્થકારી પણ નીવડવાનો. આપણે ત્યાંની શિક્ષણ-પદ્ધતિ પહેલાં બ્રાહ્મણી પદ્ધતિની હતી. કર્મકાંડ, જ્યોતિષ, વ્રતવૈકલ્ય—એને જ પ્રાધાન્ય હતું. એમાં કંઈક ફેરફાર કરી ધનુર્વેદ વધાર્યો એટલે ક્ષત્રિયનું શિક્ષણ થયું.

સંગીત, વૈદક, લુહારી-સુતારી વગેરે વિદ્યાઓનું જ્ઞાન, વડીલો પાસેથી કે તે તે કળાના ઉસ્તાદો પાસેથી જેવું મળતું તેવું લેતા. જોઈને કરવું અને કરીને જોવું એમાં સર્વ શિક્ષણકલા આવી જતી. શુશ્રૂષા એ એક શબ્દમાં ગુરુનો ઉપદેશ સાંભળવો અને એમની સેવા કરવી એ બંને આવી જતાં.

આપણું આજનું શિક્ષણ શરૂઆતમાં કારકુનના ધંધાનું હતું. લખવું વાંચવું અને હિસાબ કરવા એ જ આ શિક્ષણનાં મુખ્ય અંગ હોય છે. અંક અને લિપિ એ બે જ એ શિક્ષણનાં આધાર. ઊજળિયાત લોકોએ છાયામાં બેસીને આંકડા ગણવાના, ચોપડા લખવાના અને જીભથી હુકમ છોડવાના—એટલા જ કામની એમને ખબર હતી. કોઈ પણ ઠેકાણે કામ ચાલુ હોય એટલે એમના હાથ ગંભીરપણે કમ્બર ઉપર મૂકેલા જ નજરે પડવાના!

પણ હવે એ નહિ ચાલી શકે. અંકલિપિનો યુગ પાછળ પડી ગયો છે અને હવે તક્ષણી[1] અને તર્કુ[2] ના દિવસ આવ્યા છે. પ્રાચીન કાળમાં ઊજળિયાત અને શોખીન લોકોનાં ઘરોમાં પણ તક્ષણી અને તર્કુ રહેતાં અને વપરાતાં હતાં એવા પુરાવા મળે છે.

ગણિત શીખવાથી હિસાબ કરતાં આવડે, એટલું જ નહિ પણ બુદ્ધિશક્તિ તીવ્ર બને અને અચૂક અનુમાન કેમ કઢાય એ કળામાં પણ માણસ નિષ્ણાત બને એવું કહે છે. અને શિક્ષણક્રમમાં ગણિતને રાખવાનો મુખ્ય ફાયદો એ જ ગણાય છે. આજે વસ્તુ ગણિતથી સધાય તે વ્યાકરણથી પણ સધાય છે. વાક્યોનાં અને ભાષાનાં રૂપ ધ્યાનમાં આવતાં શબ્દ કેમ બને છે, તેનો પ્રયોગ કેમ કરાય છે, શબ્દોના પરસ્પર સંબંધ કેવા હોય છે ઇત્યાદિ બાબતો ધ્યાનમાં આવવાથી બુદ્ધિને શાસ્ત્રીયતાનું વલણ મળે છે અને એમ કેળવાયેલી શક્તિ જીવનમાં ઉપયોગી બને છે.

જે કાર્ય વ્યાકરણ કે ગણિતથી થાય છે તે જ પ્રમાણશાસ્ત્ર કે તર્કમીમાંસા શીખવાથી થઈ શકે. એથી પણ અનુમાનની વેધકતા, તર્કની સચોટતા અને કાર્યકારણસંબંધની દૃઢતા કેળવાય છે.

બુદ્ધિને તેજસ્વી કરવા માટે ગણિત વાપરો, વ્યાકરણ વાપરો કે તર્ક વાપરો—સાધન ગમે તે લો, એક જ સાધ્ય આ ત્રણે સાધે છે.

ઊજળિયાત શિક્ષણના પુરસ્કર્તા એમ માનીને ચાલે છે કે બુદ્ધિના વિકાસનાં આ ત્રણ જ સાધનો છે. પણ એમાં એમની ભૂલ થાય છે. સુતારી લુહારી વગેરે કોઈ પણ ઉદ્યોગ લઈએ અને તે પદ્ધતિસર શિખવાય તો તેમાંથી ઉપરના પ્રકારનું શિક્ષણ મળવું જ જોઈએ. ઉદ્યોગ શીખતાં જે બુદ્ધિવિકાસ થાય તે શબ્દવિસ્તારના શિક્ષણથી થતા વિકાસ કરતાં જરાયે ઓછો નહિ હોય. સાહિત્ય, વ્યાકરણ આદિ

૧. તક્ષણી એટલે સુતારી ઓજાર વાંસલો.
૨. તર્કુ એટલે તકલી કે ત્રાક.

વિષયો સેંકડો વર્ષ સુધી શિક્ષણનાં સાધનો તરીકે વપરાતા હોવાથી તેના અધ્યયનની ટેવ પડી ગઈ છે. કોશ, વ્યાકરણ, અલંકાર, છંદ આદિ સાધનગ્રંથો તૈયાર થયા છે. શિક્ષણનો ક્રમ પણ રૂઢ થઈ ગયો છે. પ્રત્યેક વિભાગનાં પૃથક્કરણ અને વર્ગીકરણ કરવામાં આવ્યાં છે. આ જ પ્રકાર જો સુતાર, લુહાર, કુંભાર, વણકર વગેરે લોકોના ઉદ્યોગોને લાગુ પાડવામાં આવે તો ત્યાં પણ પૃથક્કરણ, વર્ગીકરણ અને ક્રમીકરણ ઉત્પન્ન થાય છે. અને આ ત્રિવિધકરણમાં જ સર્વશિક્ષણનું રહસ્ય આવી જાય. વિષય કોઈ પણ હોય, પરિણામ લાવવાનું એ પૃથક્કરણ, વર્ગીકરણ, ક્રમીકરણ અને પરસ્પર સંબંધોના નિશ્ચયીકરણમાં જ. તો પછી જીવનમાં જે વિષયનું મહત્ત્વ સર્વથી અધિક અને વ્યાપક તે જ વિષયનો આધાર લઈને જ, જનતાનું સર્વશિક્ષણ કાં ન ચલાવવું ? મિકેનિક્સ, સુતારી, લુહારી ઇત્યાદિ યાંત્રિક કલા; પદાર્થવિજ્ઞાન, રસાયન આદિ ભૌતિક શાસ્ત્રો વગેરેનો ઉપયોગ કરીને બૌદ્ધિક વિકાસ સાધવામાં આવે તો શિક્ષણ પૂર્ણપણે મળે અને આજીવિકાની પણ તૈયારી થઈ જાય. કેવળ શૈક્ષણિક દૃષ્ટિએ જોતાં યે હુન્નરમૂલક શિક્ષણ અધિક લાભકારી છે. ગણિત, વ્યાકરણ, તર્ક, કવિતા આદિ વિષયો બહુ તો મનને કેળવે છે, પણ એનાથી ઇંદ્રિયો કેળવાતી નથી. એથી ઊલટું, ઇંદ્રિયો કેળવવાનો પ્રયત્ન કરતાં મન ઘણે ભાગે ઓછું કેળવાય છે. આ માટે શિક્ષણનો આધાર, શિક્ષણનું માધ્યમ અથવા વાહન શાબ્દિક ન લેતાં ઔદ્યોગિક લેવું એવું જગતના શિક્ષણવિશારદો હવે કહેવા લાગ્યા છે. અને આ નવું શિક્ષણ જ વિરાટ જનતાને અધિક અનુકૂળ છે એમ દેખાયું છે. પુસ્તકિયા શિક્ષણના હાથ જ્યાં હેઠા પડ્યા છે ત્યાં ઉદ્યોગપ્રધાન શિક્ષણે યશ મેળવ્યો છે.

૨

**આ**જે સમાજમાં સ્પષ્ટ બે વર્ગ પડેલા દેખાય છે—શ્રમજીવી અને પરોપજીવી. પરોપજીવી લોકોએ પોતાનું સ્વરૂપ દીપાવવા પોતાને માટે બુદ્ધિજીવી એવું સંશયાસ્પદ ગૌરવવાળું નામ ધારણ કર્યું છે. પોતાના અંગના પરસેવાએ પોતાની આજીવિકા ચલાવનારા લોકોને જે ગૌરવવંતું નામ અપાવું જોઈએ—હલાલખોર—તે બિચારા સર્વશ્રેષ્ઠ પણ દલિત સમાજસેવક ભંગીને લાગુ પાડ્યું છે ! –અને પરોપજીવી લોકોને માટે જે વિશેષણ યોગ્ય હતું—હરામખોર —તે કેવળ એક ગાળ—અસંસ્કારી લોકના મોઢાનો જ શબ્દ બની રહ્યો. આજનું શિક્ષણ પરોપજીવી લોકોની દૃષ્ટિએ રચાયું છે. કોઈક દાદા પોતાના પૌત્રને જરૂર કહેતા હશે, 'કંઈક શીખ, નહિતર પછી બીજાના જોડા સાફ કરવા પડશે.' એમના કહેવાનો ભાવ સ્પષ્ટ કરવો હોય તો એમ કહેવાય કે, 'જો થોડું ભણ્યો હોઈશ તો તારા જોડા તારે સાફ નહિ કરવા પડે પણ તારા જોડા સાફ કરવા બીજાને રાખી શકીશ.' બીજાના જોડા સાફ કરવા અથવા પોતાના બીજા પાસે સાફ કરાવવા એ બે જ પંથ સમાજમાં દેખાય છે. અમે કહીએ છીએ કે કોઈની ઉપર પણ બીજાના જોડા સાફ કરવાપણું આવે નહિ અને કોઈ બીજા પાસે પોતાના જોડા સાફ કરાવવા જેટલો એદી અથવા પાંગળો બને નહિ. સમાન દરજ્જાના લોકો એકએકના જોડા સાફ કરી દે તેમાં કંઈ ખોટું નથી, સમાન દરજ્જાના લોકોમાં સ્વાવલંબન પણ શોભે અને પરસ્પરાવલંબન પણ શોભે. અને તેમાં પણ જ્યાં સ્વાવલંબન શક્ય હોય ત્યાં પરસ્પરાવલંબનની ગૂંચવણ ઊભી કરવી નહિ. સામાજિક જીવન એટલે જ પરસ્પરાવલંબન એ ખરું પણ જોરદાર સ્વાવલંબનની વૃત્તિના પાયા પર જ પરસ્પરાવલંબનની સામાજિક ઇમારત ચણી શકાય છે.

'નિર્દોષં હિ સમં બ્રહ્મ,' આવું જે બ્રહ્માનું વર્ણન ગીતામાં કર્યું છે તેનું સ્મરણ કરીને આપણે નિષ્પાપ અને સમાનતામૂલક બ્રાહ્મીસમાજ સ્થાપન કરવાનો છે. કારણ, આ જ પાયા પર જગતની શાંતિ અને અદ્રોહની સ્થાપના કરી શકાવાની છે. દેવે માણસને સર્વોત્કૃષ્ટ વર—મનુષ્યાય હિતતમ્—આવો આપ્યો છે : 'Under the sweat of thy brow thou shalt earn thy bread'

તારા પરસેવાની રોટી તું ખાજે. પણ જગતનાં પૂતળાં પેઠે બેસી રહેનારાઓને લાગ્યું કે, ‘એ તો મહા શાપ મળ્યો.’

આ પછી નિષ્પાપ જીવનનું શિક્ષણ શરૂ કરાવવાનું છે. અર્થમાં તે કર્મમૂલક જ હોવાનું. કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે, જીવનશુદ્ધિ થાય છે અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ પણ થાય છે.

૩

**પ**રોપજીવી લોકોની શિક્ષણની દૃષ્ટિ કેવી હોય છે તે ઉપર કહ્યું છે. ગામડાંના લોક અને શહેરના કારીગરવર્ગના લોકો તો ‘શિક્ષણ’થી ડરે જ છે. તેઓ કહે છે, ‘ભણ્યા પછી છોકરો કામને માટે નાલાયક બને છે. એ અહીંનો ય નથી રહેતો ને ત્યાંનો ય નથી રહેતો.’ ઊજળા લોકો પોતાનો છોકરો શીખતો ન હોય તો કહેશે, ‘તો શું, પછી હળ ઝાલવું છે?’ અને કોઈ ખેડૂતને પૂછીએ કે ‘તારા છોકરાને ભણાવતો કેમ નથી?’ તો કહેશે, ‘ભણાવીને શું કરવું છે? પછી તો હળ ઝાલતાં યે નહિ આવડવાનું.’ પ્રતિષ્ઠિત પરોપજીવી થતાં આવડે તે માટે ઊજળા લોકોએ શોધી કાઢેલી યુક્તિ તે શિક્ષણ — એ જ ખેડૂતની કલ્પના હોય છે, અને એ યુક્તિ પોતાના છોકરાથી ન સધાય તો હાથનો હુન્નર પણ જાય અને નવીન પ્રકારની છેતરપિંડી પણ હાથ ન કરાય, એવી સ્થિતિ થતાં શિક્ષણ પાછળ ખર્ચેલાં નાણાં વ્યર્થ થાય અને ખરચાળ રીતે રહેતાં શીખેલા છોકરાને ઘરમાં બેસાડી રાખી તેને પોષ્યા કરવો પડે. આવી સ્થિતિ ન જોઈએ, કહીને એ શિક્ષણથી ડરતો હોય છે.

નવી શિક્ષણપદ્ધતિ જૂની કરતાં ભિન્ન છે એવું જ્યારે ખેડૂતોને અને કારીગરોને દેખાશે ત્યારે માછલું જેમ પાણી તરફ દોડે તેમ તેઓ દોડીને શિક્ષણ લેવા આવશે. — અને ઊજળા લોકોને પણ દેખાશે કે અંક અને લિપિના જોર ઉપર પોદળાની પેઠે રહેવા કરતાં બુદ્ધિમાન અને કલ્પક કારીગર થઈને રહેવું એ જ સાચા લાભનું અને સાચી પ્રતિષ્ઠાનું જીવન છે.

આજના ચાલુ શિક્ષણના દોષોની ચર્ચા એટલી થઈ છે કે એને સારું કહેનારો કોઈ રહ્યો નથી. આજની પદ્ધતિને ખરાબ કહેતાં કહેતાં યે એને જ ટેકો દેનારા લોકોનો વર્ગ તો બહુ મોટો છે. આવા લોકોએ શિક્ષણમાં ઇન્દ્રિયનું શિક્ષણ, ઉદ્યોગ અને પ્રયોગ એ વસ્તુઓને સ્થાન આપવાની શરૂઆત કરી છે. પણ આજ કાલ તો એ એક ખેલ જ થઈ પડ્યો છે. પ્રાથમિક ખર્ચનો પ્રશ્ન છોડી દઈએ તો સ્વાવલંબન એ પરિશ્રમનું અને નિર્દોષ સામાજિક જીવનનું વ્યાકરણ છે. પરિશ્રમથી જો સ્વાવલંબન ન આવે તો એ પરિશ્રમમાં રામ નહિ હોય અથવા સમાજવ્યવસ્થા હોવી જોઈએ તેવી નિર્દોષ નહિ હોય, એમ જ કહેવું જોઈએ. સ્વાવલંબનનું વ્યાકરણ સરળ છે, પણ મધ્યમવર્ગને કોઠે પડવું બહુ કઠણ છે. આ રસાયણ જો પચી શકે તો મનુષ્ય વજ્રકાય બને, નહિતર સિંહના દૂધની પેઠે અંગે અંગે ફૂટી નીકળે.

સુશિક્ષિત લોકો પૈસા ઓછા મેળવતા નથી. કોઈ કોઈ લોકો તો પૈસાની પથારી કરે છે એમ પણ કહેવાય. આટલું છતાં નિષ્પાપ સ્વાવલંબી જીવનની સુશિક્ષિતોને બીક પેસી ગઈ દેખાય છે. એક જણાએ કહ્યું છે, “આજના ‘સુશિક્ષિત, સંસ્કારી’ લોકો નરકથી નથી બીતા એટલા ગરીબીથી બીએ છે, ગરીબી ટાળવા માટે ગરીબોનો દ્રોહ કરે છે, સ્વાતંત્ર્યનો દ્રોહ કરે છે અર્થાત્ આત્મદ્રોહ કરે છે. સુખ અને ચેન વધારવાં અને ગરીબીમાં રહેવાનાં સંકટો આવે નહિ એટલા સારુ કેટલાક લોકો લગ્નસંસ્થા પણ માગતા નથી.”

સાવ સાદી વાત લઈએ. પોતાની કન્યાને માટે સારું સ્થળ શોધતાં હોય ત્યારે કન્યાને સાસરિયાં દુઃખ દે તેવાં છે કે કેમ — એ દૃષ્ટિએ કન્યાનાં માતાપિતા ખૂબ બારીકીથી જુએ છે. છોકરો રોગી, વ્યસની ભલે હોય પણ એક પણ દિવસ, નછૂટકે પણ કન્યાને કામ ન કરાવે એવું સાસરું જોઈએ.

પંડથી કામ કરવાની હિંમત અથવા અભિરુચિ ન હોય ત્યારે ધનલોભ અને અધિકારલોભ ઉત્પન્ન

તારા પરસેવાની રોટી તું ખાજે. પણ જગતનાં પૂતળાં પેઠે બેસી રહેનારાઓને લાગ્યું કે, 'એ તો મહા શાપ મળ્યો.'

આ પછી નિષ્પાપ જીવનનું શિક્ષણ શરૂ કરાવવાનું છે. અર્થમાં તે કર્મમૂલક જ હોવાનું. કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે, જીવનશુદ્ધિ થાય છે અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ પણ થાય છે.

૩

**પ**રોપજીવી લોકોની શિક્ષણની દૃષ્ટિ કેવી હોય છે તે ઉપર કહ્યું છે. ગામડાંના લોક અને શહેરના કારીગરવર્ગના લોકો તો 'શિક્ષણ'થી ડરે જ છે. તેઓ કહે છે, 'ભણ્યા પછી છોકરો કામને માટે નાલાયક બને છે. એ અહીંનો ય નથી રહેતો ને ત્યાંનો ય નથી રહેતો.' ઊજળા લોકો પોતાનો છોકરો શીખતો ન હોય તો કહેશે, 'તો શું, પછી હળ ઝાલવું છે?' અને કોઈ ખેડૂતને પૂછીએ કે 'તારા છોકરાને ભણાવતો કેમ નથી?' તો કહેશે, 'ભણાવીને શું કરવું છે? પછી તો હળ ઝાલતાં યે નહિ આવડવાનું.' પ્રતિષ્ઠિત પરોપજીવી થતાં આવડે તે માટે ઊજળા લોકોએ શોધી કાઢેલી યુક્તિ તે શિક્ષણ — એ જ ખેડૂતની કલ્પના હોય છે, અને એ યુક્તિ પોતાના છોકરાથી ન સધાય તો હાથનો હુન્નર પણ જાય અને નવીન પ્રકારની છેતરપિંડી પણ હાથ ન કરાય, એવી સ્થિતિ થતાં શિક્ષણ પાછળ ખર્ચેલાં નાણાં વ્યર્થ થાય અને ખરચાળ રીતે રહેતાં શીખેલા છોકરાને ઘરમાં બેસાડી રાખી તેને પોષ્યા કરવો પડે. આવી સ્થિતિ ન જોઈએ, કહીને એ શિક્ષણથી ડરતો હોય છે.

નવી શિક્ષણપદ્ધતિ જૂની કરતાં ભિન્ન છે એવું જ્યારે ખેડૂતોને અને કારીગરોને દેખાશે ત્યારે માછલું જેમ પાણી તરફ દોડે તેમ તેઓ દોડીને શિક્ષણ લેવા આવશે. — અને ઊજળા લોકોને પણ દેખાશે કે અંક અને લિપિના જોર ઉપર પોદળાની પેઠે રહેવા કરતાં બુદ્ધિમાન અને કલ્પક કારીગર થઈને રહેવું એ જ સાચા લાભનું અને સાચી પ્રતિષ્ઠાનું જીવન છે.

આજના ચાલુ શિક્ષણના દોષોની ચર્ચા થઈ છે કે એને સારું કહેનારો કોઈ રહ્યો આજની પદ્ધતિને ખરાબ કહેતાં કહેતાં યે ટેકો દેનારા લોકોનો વર્ગ તો બહુ મોટો છે લોકોએ શિક્ષણમાં ઇન્દ્રિયનું શિક્ષણ, ઉદ્યો પ્રયોગ એ વસ્તુઓને સ્થાન આપવાની શરૂ છે. પણ આજ કાલ તો એ એક ખેલ જ થ છે. પ્રાથમિક ખર્ચનો પ્રશ્ન છોડી દઈએ વલંબન એ પરિશ્રમનું અને નિર્દોષ સ જીવનનું વ્યાકરણ છે. પરિશ્રમથી જો સ્વાવ આવે તો એ પરિશ્રમમાં રામ નહિ હોય સમાજવ્યવસ્થા હોવી જોઈએ તેવી નિર્દો હોય, એમ જ કહેવું જોઈએ. સ્વાવલંબનનું સરળ છે, પણ મધ્યમવર્ગને કોઠે પડવું બહુ છે. આ રસાયણ જો પચી શકે તો મનુષ્ય બને, નહિતર સિંહના દૂધની પેઠે અંગે આ નીકળે.

સુશિક્ષિત લોકો પૈસા ઓછા મેળવતા કોઈ કોઈ લોકો તો પૈસાની પથારી કરે છે પણ કહેવાય. આટલું છતાં નિષ્પાપ સ્વાવ જીવનની સુશિક્ષિતોને બીક પેસી ગઈ દેખાય એક જણાએ કહ્યું છે, "આજના 'સુશિક્ષિત, સંસ્કા લોકો નરકથી નથી બીતા એટલા ગરીબીથી બીએ છે, ગરીબી ટાળવા માટે ગરીબોનો દ્રોહ કરે છે, સ્વાતંત્ર્યનો દ્રોહ કરે છે અર્થાત્ આત્મદ્રોહ કરે છે. સુખ અને ચેન વધારવાં અને ગરીબીમાં રહેવાનાં સંકટો આવે નહિ એટલા સારુ કેટલાક લોકો લગ્નસંસ્થા પણ માગતા નથી."

સાવ સાદી વાત લઈએ. પોતાની કન્યાને માટે સારું સ્થળ શોધતાં હોય ત્યારે કન્યાને સાસરિયાં દુઃખ દે તેવાં છે કે કેમ — એ દૃષ્ટિએ કન્યાનાં માતાપિતા ખૂબ બારીકીથી જુએ છે. છોકરો રોગી, વ્યસની ભલે હોય પણ એક પણ દિવસ, નછૂટકે પણ કન્યાને કામ ન કરાવે એવું સાસરું જોઈએ.

પંડથી કામ કરવાની હિંમત અથવા અભિરુચિ ન હોય ત્યારે ધનલોભ અને અધિકારલોભ ઉત્પન્ન

યુદ્ધમાં ઊતર્યું હતું. અને તેથી જ્યારે વર્સાઈલ્સની સંધિની વાટાઘાટો શરૂ થઈ ત્યારે વિલ્સનના વિચારોની છાપ એમાં જોઈ શકાય છે. પ્રે૦ વિલ્સનનાં ભાષણો અને તેના પ્રખ્યાત ૧૪ મુદ્દાઓએ યુદ્ધને અંતે થનારા દુનિયાના નવા સર્જનની આગાહી કરી હતી અને તેના તરફ દુનિયા મીટ માંડી રહી હતી.

અમેરિકા યુદ્ધમાં ઊતર્યું તે પહેલાં બે મહિના અગાઉ પ્રેસિડેન્ટ વિલ્સને ભાષણ આપતાં કહ્યું કે–

"હું માનવજાતિ તરફથી અને આપણા જેવાં તટસ્થ રાજ્યો–જેમનાં હિતો નિરંતર જોખમાયા કરતાં હતાં તેમના તરફથી બોલ્યો હતો...બન્ને પક્ષો તરફથી મને જવાબો મળ્યા છે....વર્તમાન યુદ્ધનો અંત આવે એવા, શાંતિની સ્થાપના કરી શકાય એવા સંજોગો મને જણાય છે...યુદ્ધવિરામ માટે જે કંઈ વાટાઘાટો થાય તે બધી વાટાઘાટોનું એક પરિણામ તો અચૂક આવવું જ જોઈએ કે જેમાં બધી પ્રમુખ શક્તિઓનો એક સંઘ સ્થપાય અને એને પરિણામે આજના જેવી આપત્તિની કદી પણ પુનરાવૃત્તિ ન થાય. યુદ્ધને અંતે જે સંધિ થશે, અને જેના પાલન માટે આપણે બાંહેધરી આપશું, તે એવા પ્રકારની હોવી જોઈશે કે જેને માટે બાંહેધરી આપવાનું યોગ્ય હોય, અને જેને ટકાવી રાખવાનો અર્થ હોય. એ સંધિ યુદ્ધમાન રાષ્ટ્રોના તાત્કાલિક ઉદ્દેશો પૂરા કરનારી કે પ્રજાગત ટૂંકા સ્વાર્થોને સંતોષનારી અલબત્ત નહિ હોય. એ એવી સંધિ હશે કે જેને સમસ્ત માનવજાત આવકારશે....જગતની ભાવિ શાંતિ અને નીતિનો જે પ્રશ્ન ઉપર આધાર છે તે પ્રશ્ન તો એ છે કે ચાલુ યુદ્ધ એક ન્યાયી અને શાશ્વત શાંતિની સ્થાપના માટે છે કે શક્તિઓની નવી સમતુલા (Balance of Power) સ્થાપવા માટે છે? જો માત્ર નવી સમતુલા સ્થાપવા માટે જ આ યુદ્ધ હોય તો તેને ટકાવી રાખવાની બાંહેધરી કોણ આપી શકે? યુરોપમાં તો શાંતિ–સંતુષ્ટિ હશે તો જ સ્થિરતા આવશે.... વિજયનો અર્થ તો વિજેતાએ હારેલા ઉપર ઠોકી બેસાડેલી શાંતિ છે. એ તો અપમાનિત મને, વ્યથિત હૃદયે, નછૂટકે સ્વીકારેલી શાંતિ હશે અને તેનાં સ્મરણો એટલાં તીવ્ર હશે કે જેને પરિણામે સ્થપાયેલ શાંતિ શાશ્વત પાયા ઉપર રચાયેલી નહિ હોય પણ રેતી ઉપર રચાયેલી હશે. સમાન પ્રજાઓની વચ્ચે સમાનતાના ધોરણે સ્થપાયેલી શાંતિ જ ચિરસ્થાયી ટકી શકશે....

"કોઈ પ્રજાએ બીજી પ્રજા ઉપર પોતાની સત્તા ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરવો ન જોઈએ. દરેક પ્રજાને પોતાની રાજ્યવ્યવસ્થા કે રાજ્યનીતિ નક્કી કરવાનો અધિકાર–આત્મનિર્ણયનો (Self-determination) અધિકાર હોવો જોઈએ. અને એ માર્ગે જવામાં કોઈ પ્રજાએ વચ્ચે અડચણ ન નાખવી જોઈએ. નાની પ્રજા કે મોટી પ્રજા બધીએ સાથે સાથે જ એક બીજાથી ડર્યા વગર પોતાને માર્ગે પ્રગતિ સાધવી જોઈએ.

"... અમેરિકન પ્રજાના આ સિદ્ધાંતો છે. અને આ સિદ્ધાંતો ખાતર જ આપણે જે કંઈ વેઠવું પડે તે વેઠીએ. આ જ સિદ્ધાંતો માનવતાના સિદ્ધાંતો છે અને તેનો જ વિજય થવો જોઈએ."

ત્યાર પછી અમેરિકાને યુદ્ધમાં ઊતરવા માટે આગ્રહ કરતાં જે ભાષણ વિલ્સને આપ્યું તેમાં તેણે કહ્યું—

"દુનિયામાં પ્રજાતંત્ર સ્થાપી શકાય એને માટેની શાંતિ અને સહીસલામતી સ્થપાવી જોઈએ. રાજકીય સ્વાતંત્ર્યના મજબૂત પાયા ઉપર સુલેહની રચના થવી જોઈએ. આપણે કાંઈ આપણો સ્વાર્થ સાધવાનો નથી. આપણે કોઈ જાતની આશા નથી, કોઈ મુલક આપણે ઇચ્છતા નથી, આપણે કોઈ ભૌતિક લાભ પણ ઉઠાવવો નથી."

આવા પ્રકારના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતોથી પ્રેરાઈને પ્રે૦ વિલ્સને પોતાની પ્રજાને યુદ્ધમાં ઉતારી હતી, અને યુદ્ધને અંતે જે નવી દુનિયાની તેણે ઝાંખી કરાવી હતી અને જેના આધારે વર્સાઈલ્સની વિશ્વવિખ્યાત સુલેહ થઈ તે વિલ્સનના ૧૪ મુદ્દાઓ નીચે મુજબ હતાઃ

(૧) સંધિઓ બધી જાહેર થવી જોઈએ, અને ભવિષ્યમાં ગુપ્ત સંધિઓ બંધ થવી જોઈએ.

# વર્સાઈલ્સના કરારો અને તેનાં પરિણામો

## શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ

આજથી વીસ વરસ પૂર્વે વર્સાઈલ્સની સંધિ થઈ. એ પહેલાંનાં સાડાચાર વરસ દરમિયાન જગતે અને ખાસ કરીને યુરોપે મહા-યુદ્ધનો પૂરો અનુભવ લઈ લીધો હતો. યુદ્ધની યાતના-ઓનો પાર નહોતો. અગાઉ કદી ન થયેલું એવું એ યુદ્ધ હતું. એમાં ઊતરેલાં રાજ્યોનો સમૂહ ઘણો મોટો હતો. એમાં થયેલ માનવસંહાર અગણિત હતો. સંપત્તિના નાશનો સુમાર નહોતો, અને વ્યાપકતા પણ વિશાળ હતી. એ યુદ્ધને પરિણામે ધનપતિઓને ઘેર ટંકશાળો ખૂલી હશે, રાજકારણી પુરુષોએ પોતાને માથે એક એક યશકલગી વધારે ચડાવી હશે, પણ સામાન્ય જનસમૂહ તો ભોગવવી પડેલી યાતનાઓથી બિલકુલ કંટાળી ગયો હતો.

સામાન્ય ગણતરી પ્રમાણે લગભગ ૮૦ લાખથી એક કરોડ સુધીની સંખ્યા તો રણમેદાનમાં મરણ પામી ચૂકી હતી, અને એ પણ વસ્તીનો જુવાન વર્ગ અને પુખ્ત ઉમરવાળો વર્ગ. એનાથી ઓછામાં ઓછી બમણી સંખ્યાના લોકો અપંગ થયા હતા. કોઈએ આંખ ગુમાવી હશે તો કોઈએ પગ, કોઈએ હાથ તો કોઈએ કોઈ બીજા અવયવ. યુદ્ધની માન-સિક અસર પણ એટલી જ ખરાબ હતી. ઘણા માણસો ગાંડા થઈ ગયા હતા. માનસિક આઘાતોનો કોઈ સુમાર નહોતો. સામાજિક અસરમાં સમાજમાં યુવાન પુરુષવર્ગ નાશ પામવાથી અનેક પ્રકારની અવ્ય-વસ્થા જન્મી હતી; રોગો પણ બેસુમાર વધી પડ્યા હતા. આમ અનેક દિશામાં જગતે યુદ્ધનાં કડવાં પરિ-ણામોનો પૂરો અનુભવ કર્યો હતો.

હારેલા દેશો તેમ જ જીતેલા દેશો બન્નેને સરખું જ ભોગવવું પડ્યું હતું. યુદ્ધમાં અને યુદ્ધને ભોગવવો પડેલો ભૂખમરો, રોગચાળો બધાને અંગે લગભગ અઢી કરોડ માણસોનો નાશ થયો. રશિયાની સ્થિતિ ઘણી કફોડી થઈ હતી. પોલાંડમાં તો લોકો ઘાસ ખાવા સુધીની સ્થિતિએ પહોંચ્યા હતા. ઑસ્ટ્રિયા-જર્મનીના ગરીબ લોકોને ખાવાના સાંસા પડ્યા હતા; અને સર્વિયા જેવા નાના દેશમાં પુરુષવર્ગનો અર્ધો ભાગ મરણ પામ્યો હતો, અને કુલ વસ્તીના ત્રીજા ભાગને ક્ષયરોગ લાગુ પડ્યો હતો. ફ્રાંસની ભૂમિ ઉપર યુદ્ધ થયું હતું, તેનો સંપત્તિનો અને મનુષ્યોનો વિનાશ પણ એટલો જ થયો હતો. ઈટાલીની સ્થિતિ પણ એનાથી વિશેષ સારી ન કહેવાય. ખાધા-ખોરાકીની-પોષણની તંગીની અસર હિંદુસ્તાન ઉપર પણ પડી હતી અને ઈન્ફ્લુએન્ઝાની અસર તળે ૬૦ લાખ માણસો તો માત્ર હિંદમાં જ મરણશરણ થયાં હતાં.

મહાયુદ્ધની આ બધી યાતનાઓમાંથી ઊગરવા અને શાંતિ મેળવવા મનુષ્યજાત ઝંખી રહી હતી. આ ઘાતક દુનિયાને બદલે કોઈ નવી દુનિયાની રચના થવી જોઈએ એવી એક પ્રબળ ઇચ્છા માનવજાતના હૃદયમાં રમી રહી હોય તો આશ્ચર્ય નથી. અને એ નવી દુનિયાની અસ્પષ્ટ ઝાંખી રશિયાના લોકોએ લેનિનમાં સ્પષ્ટ થતી જોઈ. પશ્ચિમ યુરોપના લોકોએ અમેરિકાના પ્રેસિડેન્ટ વિલ્સનમાં એ ભાવનાઓને સ્પષ્ટ થતી જોઈ.

યુદ્ધવિરામ અમેરિકાના પ્રેસિડેન્ટ વિલ્સનની મધ્યસ્થીથી થયો હતો. જર્મનીએ પ્રેસિડન્ટ વિલ્સન-નાં ભાષણો અને તેમાં ઉચ્ચારેલ સિદ્ધાંતો ઉપર વિશ્વાસ રાખીને સંધિ કરવાની કબૂલાત આપી હતી. પણ ત્યાર પછી તો એક પછી એક એવા સંજોગો બન્યા કે જર્મનીએ સજ્જડ હાર ખાધી. તે છતાં અમેરિકાની મદદ વગર પશ્ચિમનાં પ્રજાતંત્ર રાજ્યો સર્વનાશમાંથી બચી શક્યાં હોત કે કેમ એ શંકા છે. અમેરિકા માનવતાના હિતને ખાતર, નવી દુનિયાના સર્જન ખાતર, નાની પ્રજાઓના રક્ષણ ખાતર

યુદ્ધમાં ઊતર્યું હતું. અને તેથી જ્યારે વર્સાઈલ્સની સંધિની વાટાઘાટો શરૂ થઈ ત્યારે વિલ્સનના વિચારોની છાપ એમાં જોઈ શકાય છે. પ્રે૦ વિલ્સનનાં ભાષણો અને તેના પ્રખ્યાત ૧૪ મુદ્દાઓએ યુદ્ધને અંતે થનારા દુનિયાના નવા સર્જનની આગાહી કરી હતી અને તેના તરફ દુનિયા મીટ માંડી રહી હતી.

અમેરિકા યુદ્ધમાં ઊતર્યું તે પહેલાં બે મહિના અગાઉ પ્રેસિડેન્ટ વિલ્સને ભાષણ આપતાં કહ્યું કે–

"હું માનવજાતિ તરફથી અને આપણા જેવાં તટસ્થ રાજ્યો–જેમનાં હિતો નિરંતર જોખમાયા કરતાં હતાં તેમના તરફથી બોલ્યો હતો...બન્ને પક્ષો તરફથી મને જવાબો મળ્યા છે....વર્તમાન યુદ્ધનો અંત આવે એવા, શાંતિની સ્થાપના કરી શકાય એવા સંજોગો મને જણાય છે...યુદ્ધવિરામ માટે જે કંઈ વાટાઘાટો થાય તે બધી વાટાઘાટોનું એક પરિણામ તો અચૂક આવવું જ જોઈએ કે જેમાં બધી પ્રમુખ શક્તિઓનો એક સંઘ સ્થપાય અને એને પરિણામે આજના જેવી આપત્તિની કદી પણ પુનરાવૃત્તિ ન થાય. યુદ્ધને અંતે જે સંધિ થશે, અને જેના પાલન માટે આપણે બાંહેધરી આપશું, તે એવા પ્રકારની હોવી જોઈશે કે જેને માટે બાંહેધરી આપવાનું યોગ્ય હોય, અને જેને ટકાવી રાખવાનો અર્થ હોય. એ સંધિ યુદ્ધમાન રાષ્ટ્રોના તાત્કાલિક ઉદ્દેશો પૂરા કરનારી કે પ્રજાગત ટૂંકા સ્વાર્થોને સંતોષનારી અલબત્ત નહિ હોય. એ એવી સંધિ હશે કે જેને સમસ્ત માનવજાત આવકારશે....જગતની ભાવિ શાંતિ અને નીતિનો જે પ્રશ્ન ઉપર આધાર છે તે પ્રશ્ન તો એ છે કે ચાલુ યુદ્ધ એક ન્યાયી અને શાશ્વત શાંતિની સ્થાપના માટે છે કે શક્તિઓની નવી સમતુલા (Balance of Power) સ્થાપવા માટે છે? જો માત્ર નવી સમતુલા સ્થાપવા માટે જ આ યુદ્ધ હોય તો તેને ટકાવી રાખવાની બાંહેધરી કોણ આપી શકે? યુરોપમાં તો શાંતિ–સંતુષ્ટિ હશે તો જ સ્થિરતા આવશે.... વિજયનો અર્થ તો વિજેતાએ હારેલા ઉપર ઠોકી બેસાડેલી શાંતિ છે. એ તો અપમાનિત મને, વ્યથિત હૃદયે, નછૂટકે સ્વીકારેલી શાંતિ હશે અને તેનાં સ્મરણો એટલાં તીવ્ર હશે કે જેને પરિણામે સ્થપાયેલ શાંતિ શાશ્વત પાયા ઉપર રચાયેલી નહિ હોય પણ રેતી ઉપર રચાયેલી હશે. સમાન પ્રજાઓની વચ્ચે સમાનતાના ધોરણે સ્થપાયેલી શાંતિ જ ચિરસ્થાયી ટકી શકશે....

"કોઈ પ્રજાએ બીજી પ્રજા ઉપર પોતાની સત્તા ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરવો ન જોઈએ. દરેક પ્રજાને પોતાની રાજ્યવ્યવસ્થા કે રાજ્યનીતિ નક્કી કરવાનો અધિકાર–આત્મનિર્ણયનો (Self-determination) અધિકાર હોવો જોઈએ. અને એ માર્ગે જવામાં કોઈ પ્રજાએ વચ્ચે અડચણ ન નાખવી જોઈએ. નાની પ્રજા કે મોટી પ્રજા બધીએ સાથે સાથે જ એક બીજાથી ડર્યા વગર પોતાને માર્ગે પ્રગતિ સાધવી જોઈએ.

"... અમેરિકન પ્રજાના આ સિદ્ધાંતો છે. અને આ સિદ્ધાંતો ખાતર જ આપણે જે કંઈ વેઠવું પડે તે વેઠીએ. આ જ સિદ્ધાંતો માનવતાના સિદ્ધાંતો છે અને તેનો જ વિજય થવો જોઈએ."

ત્યાર પછી અમેરિકાને યુદ્ધમાં ઊતરવા માટે આગ્રહ કરતાં જે ભાષણ વિલ્સને આપ્યું તેમાં તેણે કહ્યું—

"દુનિયામાં પ્રજાતંત્ર સ્થાપી શકાય એને માટેની શાંતિ અને સહીસલામતી સ્થપાવી જોઈએ. રાજકીય સ્વાતંત્ર્યના મજબૂત પાયા ઉપર સુલેહની રચના થવી જોઈએ. આપણે કાંઈ આપણો સ્વાર્થ સાધવાનો નથી. આપણે કોઈ જાતની આશા નથી, કોઈ મુલક આપણે ઇચ્છતા નથી, આપણે કોઈ ભૌતિક લાભ પણ ઉઠાવવો નથી."

આવા પ્રકારના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતોથી પ્રેરાઈને પ્રે૦ વિલ્સને પોતાની પ્રજાને યુદ્ધમાં ઉતારી હતી, અને યુદ્ધને અંતે જે નવી દુનિયાની તેણે ઝાંખી કરાવી હતી અને જેના આધારે વર્સાઈલ્સની વિશ્વવિખ્યાત સુલેહ થઈ તે વિલ્સનના ૧૪ મુદ્દાઓ નીચે મુજબ હતા:

(૧) સંધિઓ બધી જાહેર થવી જોઈએ, અને ભવિષ્યમાં ગુપ્ત સંધિઓ બંધ થવી જોઈએ.

(૨) રાષ્ટ્રના પોતાના સમુદ્રની હદ બહારના સમુદ્ર ઉપર શાંતિના સમયમાં કે યુદ્ધના કાળમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય હરકોઈ વહાણો માટે હોવું જોઈએ, સિવાય કે આંતરરાષ્ટ્રીય સમાજ તરફથી તેમાં કોઈ પ્રતિબંધો મૂકવામાં આવે.

(૩) શક્ય તેટલા આર્થિક પ્રતિબંધો ઊઠી જવા જોઈએ.

(૪) યુદ્ધની સામગ્રી જરૂર કરતાં જેટલી વધારે હોય તે ઓછી કરવી જોઈએ.

(૫) વસાહતો ઉપરના હક્કોની વ્યવસ્થા સંપૂર્ણ નિષ્પક્ષ રીતે થવી જોઈએ અને જેનાં સંસ્થાનો હોય તે પ્રજા તથા સંસ્થાનો બન્નેનો એવી નવી વ્યવસ્થા નક્કી કરવામાં સરખો અધિકાર હોવો જોઈએ.

(૬) રશિયાની ભૂમિ દુશ્મનોએ ખાલી કરી જવી જોઈએ અને રશિયાને સ્વયંવિકાસ માટે સગવડતા મળવી જોઈએ.

(૭) બેલ્જિયમને ફરી સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઈએ.

(૮) બધા ફ્રેંચ પ્રદેશોને મુક્ત કરવા જોઈએ, સને ૧૮૭૧માં ફ્રેંચ પ્રજાને પ્રશિયા (જર્મની)એ જે અન્યાય કર્યો છે તે દૂર થવો જોઈએ.

(૯) રાષ્ટ્રીયતાના ધોરણે ઈટાલીની સરહદોની પુનર્રચના થવી જોઈએ.

(૧૦) ઑસ્ટ્રિયા–હંગેરીના સામ્રાજ્યમાં વસતી પ્રજાઓને પોતાનો સ્વતંત્ર વિકાસ કરવાની તક મળવી જોઈએ.

(૧૧) રૂમાનિયા, સર્વિયા અને મોન્ટીનીગ્રો દુશ્મનોએ ખાલી કરવા જોઈએ; સર્વિયાને સમુદ્રકિનારો મળવો જોઈએ અને બાલ્કન રાજ્યોની પ્રજાઓના પ્રજાત્વના ધોરણે પુનર્રચના થવી જોઈએ.

(૧૨) ઑટોમન સામ્રાજ્યમાં તુર્કી સિવાયની પ્રજાઓને સ્વતંત્ર વિકાસ કરવાની ખાતરી મળવી જોઈએ, અને ડાર્ડેનલ્સની સામુદ્રધુની બધી પ્રજાઓ માટે ખુલ્લી મૂકવી જોઈએ.

(૧૩) પોલાંડને સ્વતંત્ર રાષ્ટ્ર બનાવવું જોઈએ અને તેને સમુદ્રમાર્ગ પણ કરી આપવો જોઈએ.

(૧૪) નાનાં તેમ જ મોટાં રાજ્યો પોતપોતાનું સ્વાતંત્ર્ય જાળવી રાખે, સાથે સાથે જ વિકાસ સાધે, એ માટે બધાં રાષ્ટ્રોનો એક સામાન્ય સંઘ રચાવો જોઈએ.

યુરોપની નાની પરાધીન પ્રજાઓ, ઉપર દર્શાવેલા મુદ્દાઓ ઉપર આશાની મીટ માંડીને બેઠી હતી. કારણ એમાં તેમને દરેકને પોતાનું સ્વાતંત્ર્ય પાછું મળવાની આશા હતી–ભવિષ્યમાં કોઈ કોઈને પરાધીન ન બનાવે તેવી સ્થિતિની આગાહી હતી. ખુદ જર્મન પ્રજાએ પણ આ મુદ્દાઓ ઉપર જ આધાર રાખીને યુદ્ધવિરામ માટે તૈયારી બતાવી હતી. અને પ્રેસિડેન્ટ વિલ્સન આ જમાનામાં એટલો બધો લોકપ્રિય થયો હતો, તેનો પ્રભાવ એટલો જબરો મનાતો હતો, અને તેને પોતાના આદર્શોને સિદ્ધ કરવા માટે પોતાનું લશ્કરનું પીઠબળ પણ એટલું જબર હતું કે નવી દુનિયામાંથી આવેલ આ વિલ્સન ભાવિ નવા જગતનો સર્જનાર, ઈશ્વરે મોકલેલ પયગંબર, સમાન ભાસ્યો.

યુદ્ધવિરામ પછી ૧૮મી જાનેવારી ૧૯૧૯ના રોજ પારિસ પાસેના વર્સાઈલ્સના એ ઐતિહાસિક ખંડમાં સંધિ માટેની વાટાઘાટોની શરૂઆત થઈ હતી. પારિસમાં આ વખતે દેશદેશાવરથી બધા જ પ્રકારની પચરંગી પ્રજાઓ ભેગી થઈ હતી. પાસેના તેમ જ દૂરના ખૂણામાં જ્યાં જ્યાં જે કોઈ પ્રજાને પરદેશી ધૂંસરી સીધી કે આડકતરી રીતે ખૂંચતી હતી તે બધી જ પ્રજાના પ્રતિનિધિઓ પોતપોતાનાં દુઃખો દર્શાવવા અને તેનું નિવારણ કરવા માટે પારિસમાં આવ્યા હતા. દરેકનું મન નવી દુનિયામાં પોતાનું સ્થાન શું હશે એની ઝાંખી કરવા માટે અને સારામાં સારી સ્થિતિ પ્રાપ્ત કરવા માટેની આશાઓ સેવતું હતું. દુનિયાનો સામાન્ય જનસમૂહ અને થોડાક વિચારક આદર્શસેવીઓ માનતા હતા કે આજસુધીનાં જગતનાં પાપ બધાં જગતે પોતાનાં જ માનવીઓનાં રક્તથી ધોઈ નાખ્યાં છે અને હવે નવા

સત્યયુગનો અવતાર થવામાં ઝાઝી વાર નથી. સાડા-ચાર વરસ સુધી દુનિયાએ સહેલી યાતનાઓ તો પ્રસવવેદના હતી, અને નવી દુનિયાના અવતાર માટે એ અનિવાર્ય હતી.

આવી આવી આશાઓ અને આકાંક્ષાઓ વચ્ચે પારિસની શાંતિપરિષદ શરૂ થઈ. પણ ધીમે ધીમે પ્રેસિડન્ટ વિલ્સનના સિદ્ધાંતો અને આદર્શો ઓગ-ળવા માંડ્યા. કારણ કે પારિસમાં ભેગા થયેલા માણસો-માં રાજકારણી પુરુષો, ધનપતિઓ, કારખાનાંના માલેકો વગેરે પણ હતા. તેઓ પ્રભાવશાળી હતા અને તેમનાં મનમાં પોતપોતાની રાષ્ટ્રભાવના જાગ્રત હતી. તેમના પોતપોતાના સ્વાર્થો જાળવવાના કોડ હતા અને આ સુંદર અવસર હતો. પરિણામે અનેક માથાકૂટ પછી જે સંધિ થઈ તેમાં વિલ્સનના મનોરથોના મોટા ભાગનો કૂચો થઈ ગયો હતો. તેમ છતાં તેના મુખ્ય સિદ્ધાંતોનો અંશ તો જળવાયેલો જોઈએ છીએ. ભાવિ યુદ્ધની આગાહી આ સંધિ વખતે જ કેટલાકે કરી મૂકી હતી. પણ સંધિના એ દોષોની સમીક્ષા કરતાં પહેલાં એ સંધિ શું હતી તેનો આછો ખ્યાલ જરૂરી છે. ત્યાર પછી તેની સમીક્ષા અનુકૂળ થઈ પડશે.

યુદ્ધ પછી પાંચ જુદી જુદી સંધિઓ થઈ હતી. તેમાં વર્સાઇલ્સની સંધિ તે જર્મની સાથે થયેલી હતી અને એ જ મહત્ત્વની હતી. ચાર સંધિઓ તે ઑસ્ટ્રિયા સાથે, તુર્કી સાથે, બલ્ગેરિયા સાથે અને હંગેરી સાથે.

આ સંધિઓ પ્રમાણે પ્રથમ જે મોટો ફેરફાર થયો તે યુરોપના નકશાનો. યુરોપનાં ઘણાં રાજ્યોની ભૌગોલિક સરહદો બદલાઈ ગઈ. છ રાજ્યો આ યુદ્ધ વખતે તટસ્થ હતાં તેમાંનાં પાંચની સરહદોમાં કશો ફેરફાર ન થયો, પણ ડેન્માર્કને જર્મનીનું એક પ્રગણું મળ્યું. આ પ્રગણાને ૫૦ વરસ અગાઉ મતગણતરી કરીને કોની સાથે ભળી જવું તે નક્કી કરવાનું વચન આપવામાં આવ્યું હતું. બાકીનાં, યુદ્ધમાં ઊતરેલાં રાજ્યોમાં ગ્રેટબ્રિટનની યુરોપની સરહદમાં કશો ફેરફાર ન થયો.

ફ્રાંસને જર્મનીમાંથી આલ્સાસ અને લૉરેઈનના પ્રાંતો પાછા મળ્યા. આ પ્રાંતો ૧૮૭૧માં જર્મનીએ પડાવી લીધા હતા. હવે તે પાછા જર્મનો પાસેથી લઈ લેવામાં આવ્યા. સાર પ્રગણાને છૂટું પાડવામાં આવ્યું. તેની વ્યવસ્થા રાષ્ટ્રસંઘને સોંપવામાં આવી અને ત્યાંનો કોલસો વગેરે વસ્તુઓનો વિકાસ કરવાની ફ્રાંસને તક આપવામાં આવી. બેલ્જિયમને પણ થોડોક મુલક આપવામાં આવ્યો.

પોલાંડના રાજ્યને પુનર્જીવિત કરવામાં આવ્યું અને તેને બાલ્ટીક સમુદ્રનો કિનારો મળે એ હેતુથી જર્મનીના ઈસ્ટ પ્રશિયાનો મુલક છૂટો પાડીને વચ્ચેથી એક રસ્તો પોલાંડને આપવામાં આવ્યો, જેને પોલિશ કૉરિડોરના નામથી ઓળખવામાં આવે છે. આ વિભાગ-માં ડાન્ઝીગ બંદર આવેલું છે. એ બંદરને આંતર-રાષ્ટ્રીય દેખરેખ નીચે મૂકવામાં આવ્યું અને પોલાંડનો વેપાર આ બંદરેથી ચાલવા દેવાનું નક્કી કરવામાં આવ્યું. આ પોલાંડમાં જર્મનીનો કૉરિડોરવાળો ભાગ, તથા અપર સાઈલેશિયાનો થોડો ભાગ જોડવામાં આવ્યો.

ઈટાલીને ટીરોલનો ભાગ તથા ટ્રેન્ટિનોનો ભાગ મળ્યો. અને સર્બ લોકોના હાથમાંથી પાછળથી તેણે ફ્યુમ બંદર પડાવી લીધું.

બાલ્કન રાજ્યોમાં ઘણા ફેરફારો થઈ ગયા. રૂમા-નિયાની સરહદ વધારવામાં આવી. તુર્કીનું રાજ્ય સાવ ટૂંકાવવામાં આવ્યું. ગ્રીસને વધારે મુલક આપવામાં આવ્યો. યુગોસ્લાવિયાનું રાજ્ય એ ચાર પ્રજાઓ ભેળ-વીને ઊભું કરવામાં આવ્યું અને બલ્ગેરિયાની સરહદ ટૂંકાવવામાં આવી.

ઑસ્ટ્રિયા-હંગેરીના સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યું અને ઑસ્ટ્રિયા તથા હંગેરી બે નાના દેશોને જુદા પાડવામાં આવ્યા. આ સામ્રાજ્ય ઘણું જૂનું હતું. તેના હાથ નીચે ઘણી લઘુમતી પ્રજાઓ કચડાતી હતી. આખરે આ લઘુમતી પ્રજાઓને સ્વતંત્ર બનાવવામાં આવી. ઑસ્ટ્રિયા તો સાવ નાનું રાજ્ય થઈ ગયું. અને આર્થિક રીતે એવી સંકડામણમાં મુકાઈ ગયું કે તે ઠીક પોતાની ઘડ બેસાડી પણ શકે નહિ.

આ અને આવા ફેરફારો ઉપરાંત ૭ નવાં રાજ્યો જ ઊભાં કરવામાં આવ્યાં. ઑસ્ટ્રિયા-હંગેરીના સામ્રાજ્યમાંથી ઝેકોસ્લોવાકિયા ઊભું કરવામાં આવ્યું. આ ઝેક પ્રજા ઘણા વખતથી સ્વાતંત્ર્ય માટે મથામણ કરતી હતી. અને આ સંધિઓ વખતે અને યુદ્ધ દરમિયાન મસારિક અને બેનેશના પ્રયત્નો એવા સતત ચાલુ રહ્યા કે આખરે સંધિઓમાં આ પ્રજાને સ્લોવાક પ્રજા સાથે ભેળવીને એક નવું રાજ્ય સ્થાપવામાં આવ્યું. એવી જ રીતે પોલાંડ સ્થપાયાની હકીકત આપણે અગાઉ જોઈ ગયા છીએ. બાકીનાં ચાર રાજ્યો — ફિન્લાંડ, ઈસ્થોનિયા, લેટિવયા અને લિથુઆનિયા — બાલ્ટિક સમુદ્ર ઉપર રશિયાના મુલકમાંથી કાપીને નવાં તૈયાર કરવામાં આવ્યાં.

આ રીતે યુરોપમાં મોટા ભાગનાં રાજ્યોની રાજકીય સરહદોમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો. એ ઉપરાંત જે અવાંતર ફેરફાર આ બધાં કારણોને લીધે થયો તે એ કે, જૂના ત્રણ ઐતિહાસિક રાજવંશોનો નાશ થયો — રશિયાનો રોમાનોફ વંશ, ઑસ્ટ્રિયા–હંગેરીનો હાબ્સ્બુર્ગ વંશ, જર્મનીનો હોહેન — ઝોલર્ન વંશ અને તુર્કોનો ઑટોમન વંશ.

યુરોપની બહારના ભૌગોલિક ફેરફારોમાં જર્મનીની બધી વસાહતો લઈ લેવામાં આવી અને આફ્રિકાની મુખ્ય વસાહતો અંગ્રેજોને મળી. જેમાં ટાંગાનિકા અને જર્મન વેસ્ટ આફ્રિકા આવી જાય છે. બાકીની વસાહતો ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે વહેંચી લીધી. પાસિફિકમાંના ટાપુઓમાં જાપાનને થોડોક હિસ્સો આપવામાં આવ્યો, તેમ જ ચીનમાં જે હક્કો જર્મનીને મળેલા હતા તે જાપાનને સુપરત કરવામાં આવ્યા.

આ રીતે આ સંધિઓને પરિણામે ભૌગોલિક ફેરફારો કરવામાં આવ્યા જેને પરિણામે જર્મનીનું સામ્રાજ્ય નાશ પામીને તેની વસાહતો ગઈ, તેનો મુલક ગયો, ઑસ્ટ્રિયા–હંગેરીનો સંપૂર્ણ વિચ્છેદ થયો.

સંધિઓનું બીજું લક્ષણ શસ્ત્રસંન્યાસનું. આમાં હારેલી પ્રજાઓને લશ્કરો રાખવા ઉપર અને યુદ્ધસામગ્રી તૈયાર કરવા ઉપર કડક અંકુશ મૂકવામાં આવ્યા. તેમના દેશની આંતરિક વ્યવસ્થા જળવાય એટલી જ હદે તેમની પાસે લશ્કર તથા યુદ્ધસામગ્રી રહેવા દેવામાં આવી. નૌકાસૈન્ય તથા હવાઈ દળની પણ એ જ દશા કરવામાં આવી. ર્‌હાઈનલેંડમાં ૧૫ વરસ માટે મિત્રરાજ્યોએ પોતાનું લશ્કર રાખવાનું ઠરાવવામાં આવ્યું. જર્મન વ્યાપારી તેમ જ લશ્કરી કાફલો અંગ્રેજોને સોંપી દેવાનું ઠરાવ્યું. આ રીતે શસ્ત્રસંન્યાસની શરૂઆત હારેલાં રાજ્યોથી કર્યા પછી ધીરે ધીરે બાકીનાં રાજ્યોએ પણ પોતાની યુદ્ધસામગ્રી તથા લશ્કર ઘટાડવાની યોજનાનો વિચાર કરવામાં આવ્યો.

ત્રીજું લક્ષણ યુદ્ધઋણ અને દંડને લગતું હતું. આ મુજબ જર્મનીએ પોતાનો વ્યાપારી વહાણોનો કાફલો સોંપી દેવાનો હતો. ફ્રાંસ, બેલ્જિયમ અને ઇટાલીને વાર્ષિક અમુક કોલસા આપવાના હતા. ઉપરાંત સાર પ્રગણું ફ્રાંસ ૧૫ વરસ પોતાને કબજે રાખો. નાશ પામેલા ભાગોને ફરી સુવ્યવસ્થિત કરવાનો બધો ખર્ચ જર્મનીએ આપવાનો હતો. બેલ્જિયમે યુદ્ધને અંગે જે દેવું કર્યું હોય તે પણ જર્મનીએ પોતાને માથે લઈ લેવાનું હતું. અને સિવાય દંડ પેટે ઘણા પૈસા આપવાના હતા. ઑસ્ટ્રિયા અને બલ્ગેરિયાએ પણ ભારે યુદ્ધદંડ ભરવાનો હતો.

ચોથું અને મહત્ત્વનું લક્ષણ રાષ્ટ્રસંઘની સ્થાપનાનું હતું. જેમાં શરૂઆતમાં રશિયા અને હારેલાં રાજ્યોને ભેળવવામાં આવ્યાં નહોતાં. ભવિષ્યમાં ફરી યુદ્ધ ન થાય, પણ પ્રજાઓ પોતપોતાના ઝઘડા આપસમાં સમજાવટથી અને વાટાઘાટોથી પતાવે એ આશયથી આ સંઘની સ્થાપના કરવામાં આવી હતી.

વર્સાઈલ્સની સંધિનો મુસદ્દો જ્યારે જર્મન પ્રતિનિધિઓને બતાવવામાં આવ્યો ત્યારે તેમણે તેનો સખત વિરોધ કર્યો. તેમણે જણાવ્યું કે વિલ્સનના ચૌદ મુદ્દાઓ મુજબ આ મુસદ્દો તૈયાર કરવામાં આવ્યો નથી. અમારા માથે અત્યંત આકરી શરતો લાદવામાં આવી છે. પણ જર્મનીનો આ અવાજ કોઈ સાંભળે એવી મનોદશા તે વખતે નહોતી. તેણે તો સજ્જડ હાર ખાધી હતી. આખા યુદ્ધનો દોષ

જર્મનીનો ગણવામાં આવ્યો હતો. અને તેથી ગમે તે શરતો પણ તેણે તો આખરે સ્વીકાર્યે જ છૂટકો હતો.

અને ખરેખર આ શરતો જર્મની માટે આકરી તો હતી જ. આ સંધિ થયા પછી જર્મનીની શી અવસ્થા હતી, આ સંધિથી તેને શું નુકસાન થયું હતું, અને તેને માથે લાદવામાં આવેલો ભાર તે ઉપાડી શકે એમ હતું કે કેમ તે તપાસવાથી જર્મનીના વિરોધનો ખ્યાલ આવી શકશે.

ભૌગોલિક ફેરફારોની હકીકત આપણે વિગતથી જોઈ ગયા છીએ. ૧૮૭૧માં જે વર્સાઈલ્સમાં જર્મનીએ પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું અને જેની જગતને ઘોષણા કરી એ જ વર્સાઈલ્સે હવે તેનાં સારાં પ્રગણાં પાછાં પડાવી લીધાં. આલ્સાસ અને લૉરેન તો પાછાં ગયાં જ. ઉપરાંત હ્રાઈન ઉપર સરહદ પહોંચાડવી એવો ફ્રેન્ચ લોકોનો તો આશય હતો, પણ એ આખરે બંધ રહ્યું. ફ્રેડરિકે જે પોલાંડને વીંખીને પોતાના મુલકમાં તેનો ભાગ ભેળવી લીધો હતો તે જ પોલાંડને હવે પોતાના મુલકમાંથી રસ્તો કરી આપવો પડ્યો. અને એ રીતે જર્મનીનો અંગ-ભંગ કરવામાં આવ્યો. ખુદ યુરોપમાં જ પોતાના મુલકના બે કટકા કરીને ત્રીજાને તેની એક ફાચર આપવામાં આવે એ સ્થિતિ જર્મન જેવી સ્વમાની અને શૂરવીર પ્રજા ઝાઝો વખત સહન કરી શકે એ અસંભવિત હતું. પોલાંડને આપેલો મુલક તો તેને ખાસ ખૂંચતો હતો. તેમાં તેઓ પોતાના સામ્રાજ્યના ભાંગીને ભુક્કો થતો જોતા હતા. ઉપરાંત સાર પ્રાંત ૧૫ વરસ માટે ફ્રાન્સને સોંપવાનો અને ફ્રાંસ તેની આર્થિક ખીલવણી કરે એવું પણ ઠરાવ્યું. આ ભાગ કોલસાથી ભરપૂર છે.

વળી પરદેશની બધી જ વસાહતો તેની પાસેથી લઈ લેવામાં આવી અને ફ્રાંસ ઈંગ્લાંડ વગેરેએ પોતાનામાં વહેંચી લીધી. અલબત્ત આ બધી વસાહતો તાત્કાલિક તો વહેંચી લેવામાં ન આવી, પણ તેની ખીલવણી કરવા અને એ પછાત પ્રજા નવી ઢબે પોતાનો વિકાસ સાધી શકે એવી તેમને કેળવણી આપવાનું કાર્ય આ વિજેતાઓને સોંપવામાં આવ્યું હતું. પણ એ તો ઉપલકિયા બહાનું જ માત્ર હતું.

આ રીતે જર્મનીનો પોતાનો મુલક તથા તેની વસાહતો બન્ને તેની પાસેથી લઈ લીધાં. આ વસાહતો જર્મનીને ઝાઝો લાભ આપી શકતી નહોતી એ ખરું, ત્યાં ઝાઝા જર્મનો વસી શકચા નહોતા, તેની સાથે જર્મનીનો ઝાઝો વેપાર પણ વિકસ્યો નહોતો–તેમ છતાં વસાહતો હોવાની એક પ્રતિષ્ઠા હતી; જર્મની કહી શકતું હતું કે અમારે પણ પરદેશમાં વસાહતો છે, અમારે પણ એક વિશાળ સામ્રાજ્ય છે. ઉપરાંત લશ્કરી દૃષ્ટિએ બહારના ભાગોમાં આવેલાં આ થાણાંઓ અતિ અગત્યનાં હતાં. અને એનાથી નવા મુલકો મેળવવાની તેમની ખ્વાહિશ હતી. પણ આ તેમની આશાઓના અને તેમની પ્રતિષ્ઠાના પણ વર્સાઈલ્સે ચૂરા કરી નાખ્યા.

આવી જ આકરી શરતો લશ્કર સંબંધેની હતી. જર્મનીનો ભય ફરી કદી ઊભો થાય જ નહિ એવી સ્થિતિમાં જર્મનીને મૂકી દેવાનો મિત્રરાજ્યોનો ઈરાદો હતો. અને તેથી દેશના આંતરિક રક્ષણ માટે તદ્દન જરૂરી એટલું જ લશ્કર તથા સામગ્રી રાખવી અને તે ઉપરાંતની બીજી વસ્તુઓ ન રાખવી તથા હોય તેને છોડી દેવી કે નાશ કરવો એવું ઠરાવવામાં આવ્યું. આ બાબતમાં તેના ઉપર જે બંધનો લાદવામાં આવ્યાં તે તપાસતાં લશ્કરી બળ કેટલી હદે ઘટાડી દેવામાં આવ્યું હતું તેનો ખ્યાલ આવશે.

(૧) પ્રથમ શરત તો એ હતી કે ૧ લાખના લશ્કર કરતાં વધારે લશ્કર તેણે રાખવું નહિ. અમલદારોનો સમાવેશ આ સંખ્યામાં જ થઈ જાય. ઉપરાંત ફરજિયાત લશ્કરી તાલીમ જે બધા જર્મનોને અપાતી તે બંધ કરવામાં આવી. જેથી બધી જર્મન પ્રજા લશ્કરી તાલીમ લીધેલી ન બને. (૨) હ્રાઈનના મુલકના બધા જ કિલ્લાઓને જમીનદોસ્ત કરવા અને તે ભાગમાં હવે પછી જર્મનીએ પોતાનું કોઈ-પણ પ્રકારનું લશ્કર ગોઠવવું નહિ. આમ કરવાનો હેતુ ફ્રાંસની સરહદથી જર્મન લશ્કરને અમુક અંતરે

દૂર રાખવાનો હતો, જેથી ત્યાં જર્મની તરફથી તાત્કાલિક હુમલાનો ડર ન રહે. (૩) યુદ્ધસામગ્રી બહારથી પણ મગાવી શકાય નહિ તેમ દેશમાંથી બહાર મોકલી પણ શકાય નહિ, એવું પણ ઠરાવવામાં આવ્યું. તો જ સામગ્રીનાં કારખાનાં ઉપર અંકુશ રહે. (૪) લડાયક જહાજોમાંથી માત્ર ૭ જ મોટાં જહાજો રાખી શકાય, ૬ નાની ક્રૂઝરો રાખી શકાય તથા ૧૨ નાની ટોરપીડો–બોટો રાખી શકાય. ઉપરાંત હવાઈ વિમાનો લશ્કરી દૃષ્ટિએ તો ન જ રાખી શકાય. આ શરત જર્મનીની કેડ ભાંગી નાખે તેવી આકરી ગણી શકાય. કારણ બિનહથિયારી પ્રજા કોઈની સામે કેમ થઈ શકે? (૫) ઉપરાંત કેટલીક નાની શરતો હતી કે બાલ્ટિકના કિનારે કિલ્લાઓ જર્મનીએ બાંધવા નહિ, કીલ કેનાલ દરેક પ્રજાને માટે ખુલ્લી મૂકવી વગેરે (૬) છેલ્લી શરત એ હતી કે જર્મનીએ એકે સબમરીન રાખવી નહિ. ગયા યુદ્ધમાં સબમરીનોથી જર્મનીએ જે હાહાકાર મચાવી દીધો હતો તેને પરિણામે આ શરત ઉદ્ભવી હતી.

ઉપરની શરતોનો વિચાર કરતાં જણાશે કે લશ્કરી દૃષ્ટિએ જર્મની યુરોપમાં ફરી કદી માથું ઊંચું ન કાઢી શકે એવી સ્થિતિમાં તેને મૂકવાનો મિત્રરાજ્યોનો ઈરાદો સ્પષ્ટ હતો.

વ્યાપારી દૃષ્ટિએ જર્મનીનાં જે વ્યાપારી જહાજો ઈંગ્લાંડની હરીફાઈ કરતાં હતાં તેમાંનાં મોટા ભાગનાં જહાજો તેણે મિત્રરાજ્યોને આપી દેવાનાં હતાં. નાનાં જહાજો થોડાંક રાખવાની તેને છૂટ હતી. જે બંધનો હતાં તે એવા પ્રકારનાં હતાં કે લગભગ બધાં જ જહાજો બંધાયેલાં તેમ જ જે ચાલુ બંધાઈ રહ્યાં હતાં તે મિત્રરાજ્યોને સોંપી દેવાનાં હતાં, જેમ કરવાનો આશય સમુદ્ર ઉપર માલની લાવ–જા કરવામાં ઈંગ્લાંડની સર્વોપરીપણું જાળવી રાખવાનો હતો એ સ્પષ્ટ છે. ઉપરાંત પાંચ વરસ સુધી ૨ લાખ ટનનાં વ્યાપારી જહાજો તેણે મિત્રરાજ્યોને બાંધીને તૈયાર કરી આપવાનાં હતાં, જેનો ખર્ચ તેના દંડ પેટે ગણી લેવાનો હતો. આમ વ્યાપારી દૃષ્ટિએ સમુદ્ર ઉપર ફરી ઘણાં વરસો સુધી જર્મન જહાજો પોતાનો વ્યાપાર પોતાનાં જહાજો મારફત ન ચલાવી શકે એવી નબળી હાલતમાં તેને મૂકી દેવામાં આવ્યું.

ઔદ્યોગિક દૃષ્ટિએ પણ જર્મનીને સાવ અપંગ બનાવી દેવામાં આવ્યું. સંધિમાં કોલસો અને લોખંડને લગતી કલમો એવી આકરી હતી કે જર્મની આદ્યોગિક હરીફાઈ પણ ભવિષ્યમાં ન કરી શકે. મહાયુદ્ધ પહેલાં જર્મની ઔદ્યોગિક દૃષ્ટિએ પ્રથમ પંક્તિએ આવવા લાગ્યું હતું, અને ઈંગ્લાંડની હરીફાઈમાં તેનાં બજારો કબજે કરવા લાગ્યું હતું. તેને કોઈ રીતે ઈંગ્લાંડ દબાવી દેવા માગતું હતું. આ સંધિમાં તેને એવી રીતે પાંગળું બનાવી દેવામાં આવ્યું હતું કે ઔદ્યોગિક ક્ષેત્રમાં તે આગળ આવી શકે નહિ.

જર્મનીની ઔદ્યોગિક ઉન્નતિ ત્રણ બાબતો ઉપર અવલંબેલી હતી–(૧) તેનો પરદેશનો વ્યાપાર, તેનાં વહાણો, વસાહતો, પરદેશમાં મોકલેલ મૂડી ઉપર અવલંબેલો હતો. (૨) તેનાં માલ લાવવા લઈ જવાનાં આંતરિક સાધનો અને જકાતપદ્ધતિ અને (૩) કોલસો અને લોખંડ.

તેનો વ્યાપારી કાફલો કબજે કરીને અને તેની વસાહતો આંચકી લઈને પરદેશનો વ્યાપાર તો તેનો તોડી પાડ્યો હતો. કીલ કેનાલ અને તેની નદીઓ બધી પ્રજાઓ માટે ખુલ્લી મૂકીને આંતરિક માર્ગો ઉપર પણ જર્મનીનું વર્ચસ્વ રહેવા દીધું નહોતું. હવે ઉદ્યોગો તોડવા માટે તેનાં લોખંડનાં તથા કોલસાનાં ક્ષેત્રો લઈ લેવામાં આવ્યાં.

લૉરેઈન મોટું લોખંડનું ક્ષેત્ર છે. તે ભાગ તથા સાઈલેશિયાના લોખંડ ઉપર તેણે ઉદ્યોગો રચ્યા હતા. હવે લૉરેઈન અને સાઈલેશિયા જતાં અને તેમાં પણ ખાસ કરીને લૉરેઈન જતાં લોખંડની બાબતમાં તેને જબરો ફટકો લાગ્યો. ભારે ઉદ્યોગોનો બધો આધાર આ લોખંડ ઉપર હતો. હવે એ ઉદ્યોગો ચાલુ રાખવા હોય તો તેણે પરદેશના લોખંડ ઉપર આધાર રાખવો પડે. જેથી લોખંડમાં તેમ જ કોલસામાં પણ તેને ખમવું પડ્યું. સાર અને બીજા ભાગો જવાથી

કોલસો પણ તેનો ઘટયો. ભારે ઉદ્યોગો માટે જેટલી જરૂર લોખંડની છે તેટલી જ કોલસાની છે. હવે તેનો ત્રીજા ભાગનો કોલસો તેણે ગુમાવ્યો. પોણા ભાગનું લોખંડ અને ત્રીજા ભાગનો કોલસો જતાં ઉદ્યોગોમાં જર્મની હવે પોતાના જ પગ ઉપર ભારે પ્રગતિ કરી શકે એ લગભગ અસંભવિત હતું. આટલી કોલસાની તાણ ઉપરાંત બીજો કોલસો તેણે અમુક વરસ સુધી ફ્રાંસ, બેલ્જિયમ અને ઈટાલીને પણ આપવાનો હતો.

રેલવેમાં પણ ૫૦૦૦ એન્જિનો અને દોઢ લાખ વેગનો તેણે આપી દેવાનાં હતાં. તેની નદીઓ ઉપર આંતરરાષ્ટ્રીય કમિશનો સંભવ રાખવાનાં હતાં.

આ બધું તપાસતાં ઔદ્યોગિક દૃષ્ટિએ જર્મનીના શા હાલ થાય એ પણ કલ્પી શકાય એવું છે. મુલકની દૃષ્ટિએ, ઉદ્યોગોની દૃષ્ટિએ, વ્યાપારી પ્રજાની દૃષ્ટિએ, વસાહતો ધરાવનાર સામ્રાજ્ય તરીકે અને પ્રતિષ્ઠિત પ્રજા તરીકે–દરેક રીતે જર્મનીને એવી સ્થિતિમાં ધકેલી દેવામાં આવ્યું હતું કે આ અપમાન અને અપકીર્તિ જર્મની કદી ભૂલે નહિ, હારનો ડંખ કદી ભૂલે નહિ, વૈર લેવાનો આતશ સળગતો જ રહે.

જર્મનીને માથે લાદવામાં આવેલી આ શરતો ખરેખર કડક હતી. અને આવી કડક શરતો લાદ્યા પછી ભવિષ્યમાં કદી લડાઈ થશે જ નહિ એવી આશા રાખવી એ ફોગટ હતી. એટલે આજે જે યુદ્ધ ફાટી નીકળ્યું છે તેની જવાબદારી ઘણા લોકો વર્સાઈલ્સની સંધિ ઉપર નાખે છે. આમાં સત્ય પણ છે તેમ એ સિવાય વર્સાઈલ્સ વખતે બીજું શકય હતું કે કેમ એ દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ.

સંધિ જર્મની માટે જરૂર આકરી હતી. જર્મનીએ તે વખતે જ આની સામે વિરોધ ઉઠાવ્યો હતો. અને આજે તો પોતે પોતાને કરવામાં આવેલા અન્યાયનો બદલો લેવા નીકળ્યું છે–એક ભયંકર અન્યાય દૂર કરીને ફરી શાંતિ સ્થાપવા નીકળ્યું છે એમ તે જાહેર કરે છે. અને તેની આ જાહેરાતને કેટલાક લોકો તરફથી અત્રે સહાનુભૂતિ પણ મળી રહે છે. પણ વર્સાઈલ્સની સંધિ કેવા સંયોગોમાં થઈ હતી?

જર્મની સંપૂર્ણ હાર્યું હતું. વિજેતાઓ વિજયના ઉન્માદમાં હતા. બીજી બાજુથી આત્મનિર્ણયના જાહેર કરેલા સિદ્ધાંત મુજબ દરેક પ્રજા–પોલ, ઝેક, સર્બ વગેરે પ્રજાઓ–પોતે સ્વતંત્ર થવા માગતી જ હતી. હારેલાં રાજ્યોનો અંગભંગ કર્યા વગર આ નવી પ્રજાઓને બધીને સ્વાતંત્ર્ય આપવું, તથા તેમનું સ્વાતંત્ર્ય ટકી રહે તેવા દરેકને સંજોગો કરી આપવા એ અશકય હતું. વિજેતાઓ બધી પ્રજાઓની આશાઓને પૂરી પાડયા વગર રહી શકે એમ હતું જ નહિ, એટલે અંગભંગ થવાનો.

બીજી બાબત એ હતી કે એ વખતના સંયોગો રાજકારણી પુરુષોને કે પ્રજાઓને શાંતિથી વિચાર કરવા દે એવા હતા જ નહિ. છેક છેલ્લી ઘડીએ આ જીતેલી પ્રજાઓ મહાવિનાશમાંથી ઊગરી ગઈ હતી. એટલે આ પોતાનો નજીક આવેલ વિનાશ તથા આજ સુધી થયેલ માનવસંહાર તથા સંપત્તિનો નાશ એ બધાંનું મૂળ કારણ જર્મની છે એમ પ્રજાના મનમાં સજ્જડ પેસી ગયું હતું. અને તે સર્વથા અસત્ય પણ નહોતું. પ્રશિયન લશ્કરવાદ એ આ યુદ્ધનું કારણ હતો. આથી આ લશ્કરવાદને અને તેના પ્રતીકરૂપ જર્મનીને સજ્જડ રીતે દબાવી દેવાની મનોવૃત્તિ એટલી બધી પ્રબળ હતી કે જર્મનો તરફ સહાનુભૂતિ દર્શાવવામાં પણ રાજકારણી પુરુષો પોતાની લોકપ્રિયતા ગુમાવી બેસે તેવું હતું. લોકોનાં મન વેર વાળવા માટે–બદલો લેવા માટે તલસી રહ્યાં હતાં. અને જર્મનીને દબાવી દેવાથી ફરી આ ભય ઊભો નહિ થાય એવું ટૂંકી દૃષ્ટિએ વિચાર્યું હોય તો તેમાં નવાઈ નથી.

ત્રીજી વસ્તુ, યુદ્ધના નાશનો અનુભવ લઈ ચૂકેલા પારિસમાં જ આ વાટાઘાટો ચાલુ હતી. જર્મનીનો વિનાશકારક હથોડાનો અનુભવ લીધેલા શહેરમાં જર્મની તરફ સહાનુભૂતિ પેદા થાય અને લોકોનાં મન શાંત રહે એવી કલ્પના વધારે પડતી છે. હજી તો પારિસમાંથી ધુમાડા નીકળતા હતા અને ગોળાઓની ગરમી ચાલુ હતી એમાં મનની શાંતિની કલ્પના કેમ કરી શકાય?

ચોથી વસ્તુ બધા રાજકારણી પુરુષો પોતપોતાના

સ્વાર્થો લઈને ત્યાં આવ્યા હતા. યુદ્ધમાં ઊતરેલી પ્રજાઓ કોઈ માનવતાના મહાસિદ્ધાંત ખાતર ઊતરેલી નહોતી. તે તો માત્ર બહાનું હતું. એ બહાના તળે તેઓને તો દરેકને પોતપોતાના સ્વાર્થો સાધી લેવાના હતા, અને જે નેતા પોતાની પ્રજાને વધારેમાં વધારે લાભ અપાવી શકે એ જ નેતા પોતાની નેતાગીરી ટકાવી રાખે એમ હતું. ફ્રાંસને આલ્સાસ અને લૉરેઈન ખટકતાં હતાં, ઇંગ્લાંડને જર્મનીની સમુદ્ર ઉપરની હરીફાઈ અને ઔદ્યોગિક હરીફાઈ ખટકતી હતી. જીતથી મળતો લાભ આ બન્ને પ્રજાઓ જવા દે એવું હતું જ નહિ.

પારિસની અંદર જ્યારે આ સંધિ કરવા માટે બધા રાજકારણી પુરુષો એકઠા થયા ત્યારે તેમની મનોદશા કેવા પ્રકારની હતી તે સભાની શરૂઆત કરતી વખતે આખી સભાને આવકારતાં ફ્રાંસના પ્રેસિડેન્ટ પોઇંકારેએ જે શબ્દો ઉચ્ચાર્યા તેના ઉપરથી જાણી શકાશે. તેણે કહ્યું—

“આજથી બરાબર ૪૮ વરસ પહેલાં ૧૮૭૧ના જાનેવારીની બરાબર ૧૮મીએ આક્રમણકારી લશ્કરે વર્સાઈલ્સના રાજમહેલમાં જર્મન સામ્રાજ્યની ઘોષણા કરી હતી. એ સામ્રાજ્ય બે ફ્રેંચ પ્રાંતોની ચોરીથી ખરડાયેલું હતું. આ રીતે એ સામ્રાજ્ય પ્રથમથી જ અન્યાયમાં જન્મ્યું હતું. એનો યોગ્ય અંત પણ આવી ગયો છે. જે નુકસાન–અન્યાય થયો છે તેને સુધારવા માટે અને ફરી એવો અન્યાય બનવા ન પામે એ માટે તમે બધા અહીં એકઠા થયા છો. તમારા હાથમાં દુનિયાનું ભાવિ રહેલું છે.”

સંધિ વખતે આગલાનો બદલો લેવાનો ધ્વનિ આ ભાષણમાં જ જોઈ શકીએ છીએ, અને એના ઉપરથી જ આપણા ખ્યાલમાં આવશે કે જે જાતની મનની અને આજુબાજુની શાંતિ જોઈએ એ શાંતિ આ વાટાઘાટો દરમિયાન નહોતી. અને ન હોય એ સ્વાભાવિક પણ છે. કારણ કે બીજા બધાનો ગમે તે સ્વાર્થ હોય તોપણ યુદ્ધમાં ઊતરવાનો અને આખી દુનિયાને ઉતારવાનો દોષ જર્મનીને પક્ષે વધારે હતો. આલ્સાસ અને લૉરેઈનના ૧૮૭૧માં ખોયેલા પ્રાંતો ફ્રાંસ મેળવવા તલપાપડ થઈ રહ્યું હતું. ૧૮૭૧માં પ્રશિયાને હાથે થયેલી હાર અને તે વખતે ખમવું પડેલું અપમાન અને ભરવો પડેલો દંડ ફ્રાંસ સહેજે ભૂલી જાય, અને તે પણ જ્યારે પોતે જીત્યું હતું ત્યારે ભૂલી જાય એ સંભવિત નહોતું. વિજેતાઓ જીતેલાને દબાવે એ તો રાજનીતિનો પરાપૂર્વથી ચાલ્યો આવતો સિદ્ધાંત હતો. ફ્રાંસની તો આકાંક્ષા એથી પણ વધારે આગળ વધેલી હતી. તેને તો જર્મનીની સરહદ કાયમ લગોલગ આવતી હોવાથી તથા એ સરહદના ઝઘડાઓ કાયમના ચાલ્યા કરતા હોવાથી એકવાર એવો નિકાલ કરવો હતો કે જર્મની ફરી પાછું બેઠું જ ન થઈ શકે. અને જો તેનું પોતાનું ચાલ્યું હોત તો ફ્રાંસની સરહદ હ્રાઈન નદી સુધી લઈ જવાના તેને કોડ હતા. પણ ઇંગ્લાંડના વિરોધને લીધે એમ બનતું અટકી ગયું અને આખરે હ્રાઈનના મુલકમાં જર્મનોએ પોતાનું લશ્કર ન રાખવું એટલી શરતોથી અને થોડાક વધારે દંડના પૈસાથી ફ્રાંસે સંતોષ માન્યો. તે પછીનાં ફ્રાંસનાં પગલાંઓ તપાસીએ તો જર્મનીની સત્તાને તોડી પાડવાના એક આશયથી જ તેણે બધાં ભરેલાં છે. પણ આ સંધિ સાથે અત્યારે તેને સંબંધ ન હોવાથી અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

ઇંગ્લાંડને પણ પોતાનો સ્વાર્થ તો હતો જ. ઇંગ્લાંડની પ્રજાએ પણ જર્મનીને આ યુદ્ધને માટે દોષિત ઠરાવ્યું હતું. અને તેથી નુકસાનીનો દંડ ભરી લેવા, આ યુદ્ધ માટે મોટામાં મોટા જવાબદાર હત્યારા કૈસરને પકડીને ફાંસીએ ચડાવવાની સુદ્ધાં બૂમ ઉડાવી હતી. એટલે ઇંગ્લાંડનો વડો પ્રધાન ગમે તેટલી સમાધાનીની વાતો ઉચ્ચારવાનો પ્રયત્ન કરે તોપણ તેનું કશું લોકો પાસે ચાલે એમ નહોતું. પરદેશી વ્યાપાર, વહાણવટું અને ઉદ્યોગોમાં પણ ઇંગ્લાંડને જર્મનીની હરીફાઈ સહન કરવી પડી હતી. એટલે આ યુદ્ધને પરિણામે હરીફ તરીકે જો જર્મનીને કચડી ન નાખવામાં આવે તો પછી શાને માટે અંગ્રેજ પ્રજાએ પોતાનું લોહી રેડ્યું હતું? જર્મની ઉપર દયા લાવવા તો હરગિજ નહિ. ઇંગ્લાંડની સમુદ્ર ઉપરની સર્વોપરી સત્તાને જર્મનીએ પડકારી હતી. ઇંગ્લાંડ પોતાની એ

સત્તા ફરી પ્રસ્થાપિત કરવા માગતું જ હતું. આવા અનેક સ્વાર્થોનો પ્રેરાયેલો ઈંગ્લાંડનો વડો પ્રધાન સંધિની શરતો મોળી કરવા કેમ દે ?

ઉપરાંત જર્મની સાથેના યુદ્ધ દરમિયાન મિત્ર રાજ્યો જેમ જેમ ભળતાં ગયાં તેમ તેમ દરેકને કંઈક ને કંઈક લાલચ આપતી ગુપ્ત સંધિઓ કરવામાં આવી હતી—જે બધી સંધિઓ રશિયાએ પાછળથી ખુલ્લી કરી દીધી. પણ આ બધી ગુપ્ત સંધિઓ અને પ્રેસિડન્ટ વિલ્સનના પ્રગટ કરેલા આદર્શો અને સિદ્ધાંતોનો મેળ બેસારવો એ સહેલું કામ નહોતું.

સંધિ કરનારાઓમાં ચાર વ્યક્તિઓ મુખ્ય હતી : અમેરિકાનો પ્રેસિડન્ટ વુડ્રો વિલ્સન; ઈંગ્લાંડનો લોઈડ જ્યૉર્જ; ફ્રાંસનો ક્લેમેન્શો અને ઈટાલીનો ઓરલેન્ડો. આ ચારે જણાઓ પૈકી જો કોઈને ઓછામાં ઓછો સ્વાર્થ હોય તો તે પ્રેસિડન્ટ વિલ્સનને, બાકીના બધા તો પોતપોતાના સ્વાર્થથી ઓતપ્રોત ભરેલા હતા. વિલ્સન આદર્શવાદી હતો. પણ બીજા સ્વાર્થ-સાધુઓની વચ્ચે તેની સ્થિતિ શરૂઆતથી જ કફોડી થવા લાગી હતી. અને જો અમેરિકાની અણીની ઘડીએ આવેલી મદદથી મિત્રરાજ્યોની જીત થઈ શકી એ હકીકત ન હોત, અને અમેરિકાનું ૨૦ લાખનું તાજું લશ્કર ફ્રાંસની ભૂમિ ઉપર હાજર ન હોત તો તો વિલ્સનના આદર્શો મિત્રરાજ્યોના સ્વાર્થના ખડક ઉપર ક્યારનાયે ભાંગીને ભુક્કો થઈ ગયા હોત. જે કંઈ આદર્શો અને સિદ્ધાંતો આપણને એ સંધિમાં દેખાય છે તે તો ઉપરની બે હકીકતોને પ્રતાપે જ, પણ એકલો વિલ્સન તો આ બધા રાજકારણી પુરુષોની જાળમાં અટવાઈ ગયો હતો, અને પોતાના દેશમાં પણ તેનું આસન ડગમગવા લાગ્યું હતું. છતાં તેણે પોતાનું બનતું કર્યું એ આપણે જોઈ શું.

બાકીના ત્રણે પ્રધાનોમાં જર્મનીને કચડી નાખવું જોઈએ, તેને ફરી બળવાન થવા ન દેવું જોઈએ એ બાબતમાં તો બધા જ એકમત હતા. પણ ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે જર્મનીની ભાવિ સ્થિતિ કેવા પ્રકારની હોવી જોઈએ એ સંબંધે એકમતી નહોતી; જર્મની ફ્રાંસનું તો સાવ પડોશી. જર્મન લશ્કરની એડીઓનો સ્વાદ ફ્રાંસે પૂરો ચાખ્યો હતો. જર્મનોને હરાવ્યા હતા પણ તે વખતે જ તેઓ જાણતા હતા કે નાગની ફેણ ઉપર પગ મૂકીને તેને છંછેડ્યો છે. હવે તેને જીવતો જવા દેવામાં ફ્રાંસનું હિત નહોતું. ફરી કોઈ વાર જર્મની જો બળવાન થાય તો તે ફ્રાંસને જ સૌથી વધારે ભારે પડે. એટલે જર્મનીને સંપૂર્ણ રીતે કચડી નાખવું એવો ફ્રાંસનો મત હતો.

ઈંગ્લાંડ એનાથી જુદો મત ધરાવતું હતું. ઈંગ્લાંડે પોતાનું સામ્રાજ્ય પાથરી રાખ્યું હતું. એવા મોટા પથારાને સાચવવા માટે શાંતિની જરૂર હતી. એટલે શાંતિ યુરોપમાં તેમ જ બહાર રહે તેમાં સામ્રાજ્યનું હિત વધારે સચવાતું હતું. જર્મનીને થોડો ઘણો પણ સંતોષ જ આપવામાં આવે તો શાંતિ સ્થપાય એ અશક્ય હતું. એટલે જર્મન પ્રજાને એટલી હદે તો અપમાનવી ન જ જોઈએ કે જેથી એ ડંખ કદી ન ભૂલે. આ જાતની વિચારસરણી ઈંગ્લાંડની હોવાથી ફ્રાંસની સાથે તેને પૂરતો મેળ નહોતો. તેમ વળી વેપારનું હિત પણ એમાં હતું કે જેમાં જર્મની ફરી ઔદ્યોગિક વિકાસને રસ્તે જાય. તો જ ઈંગ્લાંડની મૂડી જર્મની લે, જર્મની સાથે ઈંગ્લાંડ વેપાર કરીને પૈસા કમાય. પણ એ તો ત્યારે જ થાય કે જર્મનીને કંઈક કમાણી કરી શકે એવી આશા જન્મે તો. એટલે સામ્રાજ્યનું હિત તો શાંત અને કંઈક અંશે સમૃદ્ધ થતું જતું જર્મની હોય એમાં હતું. જ્યારે ફ્રાંસનું હિત જર્મનીને બિલકુલ દબાવી દેવામાં છે એમ તે પોતે માનતું હતું.

ઉપરાંત એક વિશેષ ડર પણ ફ્રાંસ તરફથી અંગ્રેજોને હતો. જર્મનીની હરીફાઈ ઓછી તો કરવી જ હતી, પણ ફ્રાંસને પોતાના હરીફ તરીકે ખડો કરવો નહોતો. લૉરેઈન અને સાર ફ્રાંસના આવતાં જેમ જર્મનીએ ઈંગ્લાંડની હરીફાઈ કરી હતી તેમ હવે ફ્રાંસ પણ ઈંગ્લાંડની હરીફાઈ કરી શકે અને દુનિયાની બજારો જેમ જર્મની હસ્તગત કરવા લાગ્યું હતું તેમ હવે ફ્રાંસ કરવા લાગે એવો ઈંગ્લાંડને ઊંડે ઊંડે ડર હતો. અને તેથી જર્મની થોડું ઘણું પણ

બળવાન રહે અને એ પણ ઇંગ્લાંડની મદદથી બળવાન રહે તો ફ્રાંસને શેહ આપ્યા કરે અને તો તેનાથી ઇંગ્લાંડને ઓછો ડર રહે. આ વસ્તુ પણ એ સંધિ પછી ગઈ કાલ સુધીના બનાવોમાં આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ, પણ તેનો વિસ્તાર કરવો એ પ્રસ્તુત નથી આવા વિચારોને અંગે જર્મનીને સંતોષવાની નીતિ પણ થોડે ઘણે અંશે વર્સાઈલ્સમાં થયેલી જોઈ શકીએ છીએ.

આ સંધિથી જો કોઈએ સૌથી વધારે લાભ મેળવ્યો હોય તો તે ઇંગ્લાંડે મેળવ્યો હતો. ઓછામાં ઓછો લાભ ઇટાલીને મળ્યો હતો. જ્યારે ફ્રાંસને લાભ તો મળ્યો પણ તેની રાજનીતિ જોઈએ તેટલી સફળ ન થઈ. અને ત્યાર પછી તેને જર્મનીને દબાવવાનાં બીજા પ્રકારનાં જ પગલાં ભરવાં પડ્યાં.

આ રીતે જર્મનીને દબાવવાની સંધિ એ ભાવિ યુદ્ધનું મૂળ જ હતું એમ કેટલાક કહે છે, અને તેની સત્યતા આજે આપણે જોઈએ પણ છીએ. પણ કોઈ પણ સંધિ આખરે એવી જ રહેવાની. વિજેતાઓ અને જીતેલા બન્ને વચ્ચે જ્યારે જ્યારે સંધિ થવાની ત્યારે તે આવી જ હોવાની. તેનો અર્થ જર્મની આજે જે પગલાં લઈ રહ્યું છે તે પણ ન્યાયી છે એમ આપણે ઠરાવીએ તો તેમ કરવામાં પણ ભૂલ ખાઈશું. અલબત્ત સંધિની શરતો આકરી હતી. વિલ્સન આ શરતોને આકરી કહે તો તેને એમ કહેવાનો અધિકાર છે. પણ જર્મનીને કેટલા પૂરતો અધિકાર છે? જર્મનીએ પોતે શું કર્યું હતું?

રશિયામાં ક્રાંતિ થઈ અને તેણે હરકોઈ ઉપાયે જ્યારે જર્મની સાથે સંધિ માંગી ત્યારે એ સંધિ શું ઉદારતાથી કરેલી હતી? તે વખતે રશિયાને જેટલું નિચોવી શકાય તેટલું તેણે નિચોવ્યું. જેટલી આકરી શરતો મૂકી શકાય તેટલી આકરી શરતો મૂકી. કદાચ કૈસરને પછી એમ પણ લાગ્યું હોય કે આ તો માગતાં ભૂલ થઈ. તેની પાસેથી વધારે કેમ માગ્યું નહિ? આવી આકરી શરતો જે જર્મની કરી શક્યું તેને પોતે જ્યારે હાર્યું ત્યારે પોતાના વિજેતાઓ પાસેથી વધારે સારી વર્તણૂકની માગણી કરવી એ કેટલા પૂરતું વાજબી ગણાય? એ જ પ્રશિયાએ એ જ વર્સાઈલ્સના મહેલમાં જ્યારે જર્મન સામ્રાજ્યની ઘોષણા કરી અને ફ્રાંસના બે પ્રાંતો લઈ લીધા તથા ભારે દંડ માગ્યો ત્યારે ઉદારતા દર્શાવવાનો વિચાર કર્યો હતો? પોતાના વિજય વખતે તેને ઉદારતા બતાવવાનું સૂઝ્યું નથી તેને પોતાના પરાજય વખતે ઉદારતા માગવાનો કેટલો અધિકાર છે? અથવા કદાચ અધિકાર સ્વીકારો તોપણ વિજેતા કદાચ આકરા થાય તો તેને દોષ આપવાનો તો અધિકાર હરગિજ નથી જ. ઇતિહાસ પ્રજાઓ સહેલાઈથી ભૂલી શકતી નથી. ૧૮૭૧નો પરાજય ફ્રાંસ નહોતું ભૂલ્યું. તો ૧૯૧૯ની વર્સાઈલ્સની સંધિ જર્મની નથી ભૂલ્યું. એ ભૂલવાને માટે તો પ્રજાની માનસિક તૈયારી અનેકગણી વધારે હોવી જોઈએ છે.

આ તો એક બાજુ થઈ. એક બીજી બાજુનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. જર્મનીએ પોતાની ભૂલ કબૂલ કરી લીધી હતી. તેણે માગ્યો તેટલો દંડ આપવાની હા પાડી. અને યુદ્ધ ખાતર જે વ્યક્તિને દોષ દઈ શકાય તે કૈઝરને પદભ્રષ્ટ કર્યો હતો. જે રાજ્યવ્યવસ્થાને દોષ દઈ શકાય એ રાજ્યવ્યવસ્થા દૂર કરીને પ્રજાતંત્રની સ્થાપના પણ કરી હતી. પોતાના મુલકો આપી દીધા હતા, લશ્કર–હથિયારો બધું મૂકી દીધું હતું. એટલે ભૂલને ધોઈ નાખવા માટે શક્ય તેટલું બધું જર્મનોએ કર્યું હતું, તો પછી પાછળથી પુનર્જીવિત થયેલ જર્મની તરફ જો એક પ્રજા — જેને આત્મનિર્ણયનો અધિકાર છે એવી એક પ્રજા-તરીકે જો સ્વીકારી હોત તો કદાચ આજની સ્થિતિ ન આવત. યુદ્ધઋણ માટે-દંડ માટે તેના ઉપર કડકાઈ ન કરી હોત તો આજનો હિટલરવાદ ફરી ન જન્મ્યો હોત. પણ એ કેમ સૂઝે? જર્મનીને પક્ષે આટલી હકીકત આપણે સ્વીકારવી જોઈએ-અને તો કદાચ દુનિયાની શાંતિ વધારે લાંબો વખત જળવાઈ રહેત ખરી. પણ એ પ્રસંગ સાચવી લેતાં આવડ્યો નહિ. અને તેથી આખરે વર્સાઈલ્સની સુલેહ શાંતિ ન સ્થાપી શકી અને ભાવિ યુદ્ધનાં બીજ ઊંડાં નાખતી ગઈ, જે વૃક્ષનાં ફળો આજે આપણે ચાખીએ છીએ.

તો પ્રશ્ન એ ઊઠે છે કે વિલ્સનના ૧૪ મુદ્દાઓની કશી જ અસર આ સંધિમાં નહોતી ? આ સંધિના ગમે તેટલા દોષો દેખાય તો પણ વિલ્સનની છાપ તો એ સંધિમાં પડેલી આપણે જરૂર જોઈ શકીએ છીએ.

વિલ્સનના બધા મુદ્દાઓનો સાર બે બાબતોમાં કાઢી શકીએ. એક તો યુરોપની સરહદોની વહેંચણી એવી કરવી કે જેથી ભવિષ્યમાં પ્રજાઓની અથડામણો ઓછી થાય. એટલે કે નાની નાની પ્રજાઓને સ્વાતંત્ર્ય આપવું. અને નવી સરહદોમાં આ વસ્તુ આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. ઝેકોસ્લોવેકિયા અને પોલાંડ તથા બાલ્ટીકનાં ચારે રાજ્યો આનો સ્પષ્ટ પુરાવો છે. પણ તેની સ્થિરતા ટકાવી રાખવાને માટે જે કરવું જોઈતું હતું તે એમાં થયેલું નહિ એટલે આ રાજ્યો પોતાનું રક્ષણ ન કરી શક્યાં કે આંતરિક વ્યવસ્થા પૂરી ન રાખી શક્યાં એ અલગ પ્રશ્ન છે. પણ વર્સાઈલ્સની સંધિ પછી જે નવી સરહદો નક્કી કરવામાં આવી તેમાં માત્ર બધી લઘુમતીઓ પૈકી માત્ર ૩ ટકાની જ લઘુમતી પરાધીનતામાં રહેતી હતી, બાકીની બધી જ લઘુમતીઓને પૂરતા હક્કો મળી રહેતા હતા અને આ ત્રણ ટકા તો લઘુમતી રહે એ અનિવાર્ય હતું. આ રીતે નવી પ્રજાઓ ઉત્પન્ન થઈ અને તેમને સ્વાતંત્ર્ય મળ્યું એમાં વિલ્સનનો સિદ્ધાંત અમુક અંશે તો ફળીભૂત થયેલો આપણે જરૂર જોઈએ છીએ.

તેવી જ રીતે એની બીજી મહત્ત્વની વસ્તુ તે ભવિષ્યમાં યુદ્ધ ન થાય તેને માટે રાષ્ટ્રસંઘની સ્થાપના. સંધિની વાટાઘાટોના પ્રથમ બે મહિના તો આની ચર્ચામાં જ ગયા અને આખરે રાષ્ટ્રસંઘ સ્થપાયો. આમ એક આદર્શની સિદ્ધિ તો જરૂર થયેલી જોઈએ છીએ. પછી એ આદર્શ પૂર્ણ સફળ ન થયો એમાં બીજી અનેક બાબતો કારણભૂત હતી જેની ચર્ચા અત્યારે અસ્થાને છે. પણ દુનિયામાં આ જાતના રાષ્ટ્રસંઘ જેવા કોઈ સંઘ મારફત શાંતિથી વ્યવહાર ચલાવી શકાય, અને જેમાં નાની મોટી બધી જ પ્રજાઓ એકબીજાના સહકારથી એક કુટુંબ જેમ પોતાનો વિકાસ સાધી શકે એવા મહાન આદર્શ તરફનું એ એક પગલું તો જરૂર હતું. મહાન આદર્શો ઘડીભરમાં સફળ થતા નથી, કારણ કે એનો અમલ કરનાર વ્યક્તિઓ એટલી મહાન નથી હોતી; પણ તેથી આદર્શની મહત્તા ઘટતી નથી. આજે એ આદર્શ ભુસાઈ ગયો છે, આજે રાષ્ટ્રસંઘની કશી કિંમત રહી નથી; પણ આખરે એવા જ કોઈ પ્રયત્ન સિવાય દુનિયાની શાંતિ અશક્ય છે. અને એ જ દિશામાં ચિરશાંતિ સ્થાપી શકાશે એનું માર્ગદર્શન તો આ સંધિએ જરૂર કરાવ્યું છે. એની ઊણપો જેમ જેમ દૂર થતી જશે તેમ તેમ એ દિશા તરફ દુનિયા ઝડપી પગલાં ભરશે એવો વિશ્વાસ જ માત્ર આજે તો આપણે બતાવી ને ચૂપ થવું પડે છે—કારણ સંજોગો આપણને આજે ચૂપ બનાવી મૂકે છે.

આખી સંધિ અને તેમાંથી ઊભા થતા જુદા જુદા સાધકબાધક મુદ્દાઓનો આટલો વિચાર કર્યા પછી હવે એ સંધિનું મહત્ત્વ કેટલું છે એનો ક્યાસ આપણે બાંધી શકીએ.

એ સંધિથી જે નવી દુનિયાનો પૃથ્વી ઉપર અવતાર થશે એવી મનોરમ કલ્પનાઓ બાંધી હતી એ ટકી નહિ. કારણ કે આખરે એ વિજેતા અને હારેલી પ્રજા વચ્ચેની સંધિ હતી જર્મની સંપૂર્ણ હાર્યું હતું. તેણે ભૂતકાળમાં ઉદારતા માગવા જેવું વર્તન બતાવ્યું નહોતું. તેમ યુદ્ધમાં ઊતરેલાં રાષ્ટ્રો પૈકી વિલ્સનને થોડે અંશે બાદ કરીએ તો દુનિયા સમસ્તનું ભલું કરવાની કોઈ પ્રબળ ભાવનાથી પ્રેરાઈને યુદ્ધમાં ઊતર્યાં નહોતાં. આટલી વસ્તુઓ જો ખ્યાલમાં લઈએ તો સંધિની કઠોરતા તરફથી આપણી ઘૃણા ઓછી થશે. જ્યાં સુધી અપૂર્ણ કેળવણીને લીધે પ્રજા પ્રજા વચ્ચેના સ્વાર્થોનું ઘર્ષણ ચાલુ રહેશે ત્યાં સુધી આવી અનેક સંધિઓ થશે તે બધી જ કઠોર હશે.

પણ જો વિજેતાઓ પોતે પોતાના સ્વાર્થથી જરા નીચે ઊતર્યા હોત, અને જર્મનીએ કૈઝરને પદભ્રષ્ટ કરીને, પોતાના મુલકો ખોઈને અને પોતાની પ્રજાનું લોહી રેડીને કરેલ પ્રાયશ્ચિત્ત પછી જો

જર્મનીને જરા દયાથી — ઉદારતાથી વિકાસ કરવાની છૂટ આપી હોત — જે પ્રજાઓના આત્મનિર્ણયનો સિદ્ધાંત બીજી પ્રજાઓને માટે રાખવામાં આવ્યો એ જ સિદ્ધાંત જો જર્મનીને પણ લાગુ પાડવામાં આવ્યો હોત-તો જર્મન પ્રજા કદાચ બીજી બધી પ્રજાઓની માફક જ શાંત રીતે પોતાનો વિકાસ કરતી રહી હોત અને તો આજનું યુદ્ધ ઉપસ્થિત ન પણ થયું હોત. પણ તેનો દોષ કોને દેવો?

પુરુષો તો સંયોગોના ગુલામ છે. કોઈક જ મહાપુરુષ સંયોગોથી પર થઈ શકે છે. અને વર્સાઈલ્સના ઘડનારા પણ સંયોગોના ગુલામ હતા. સંયોગોને તેઓ ફેરવી શક્યા નહિ, અને સંયોગોએ તેમને જીતી લીધા. અને જેમ વિજેતાઓ અને હારેલાની વચ્ચે બધી જ સંધિઓ થાય છે તેવી જ સંધિ એ વર્સાઈલ્સની પણ થઈ. અને જેમ દરેક આવા પ્રકારની સંધિ નવા યુદ્ધનું મૂળ હોય જ છે તેમ આ સંધિ પણ નવા યુદ્ધનું મૂળ બની તો તેમાં આશ્ચર્ય પણ શું? અને ભવિષ્યમાં પણ જ્યારે જ્યારે હજી સંધિઓ થશે ત્યારે પણ ભાવિ યુદ્ધનાં બીજો એ સંધિમાં પણ રહે તોપણ આશ્ચર્ય શું?

આજે તો વર્સાઈલ્સ વખતે સેવેલાં નવી દુનિયાનાં સ્વપ્નાં ક્યાંયે હવામાં ઊડી ગયાં, અને છેલ્લા મહાયુદ્ધ કરતાં પણ વધારે ભયાનક યુદ્ધ પૃથ્વી ઉપર શરૂ થઈ ચૂક્યું છે. અને આપણે આખરે તો એટલું જ ઇચ્છીએ કે એને અંતે આખરે માનવજાતને સન્મતિ સૂઝે અને કાયમી શાંતિ સ્થપાય એવાં પગલાં ભરે તોપણ ભૂતકાળનો ઇતિહાસ વ્યર્થ ગયો નહિ ગણાય.

●

## અ હિં સા

• અનુષ્ટુપ •

ધરાનાં મૂળ ધારે છે ધરાને, ધરતી ધરા
પૃથ્વીના જાડચના ગદ્દા, જે ધારે ચેતનઝરા,
પ્રાણીના અંગ પે જુઓ, એડી ધારતી પાયને,
પેટને પાય ધારે છે, જે ધારે ઉર શિરને.

પછી તો પ્રાણી થૈ છુટ્ટો, આદરે નિજની લીલા.
ધારવું એ અહિંસા છે, ટેકો બીજા અર્થમાં
સહાય આપવી-લેવી, વિશ્વગૂંથ્યા સુમર્મમાં.
આભ ધારી રહે તેથી, રવિ ચૈતન્ય અર્પતો,
તારકો પંથ દાખે છે, ચંદ્ર અમૃત વર્ષતો.
પૃથ્વી ને આભ ત્રિલોક બ્રહ્માંડે સઘળું લસે
અહિંસા કર્મમાં ઊતરે, વસ્તુ કો' ન પૃથક વસે
અહિંસા વિશ્વપ્રકૃતિ સાચી છે, ન કદી હિંસા.
અહિંસા સ્થિર છે વિશ્વે, હિંસા તો ઘણી અસ્થિરા,
અહિંસા જીવની સાચી, પ્રાણ પ્રેમળ નિર્ઝરા.
અહિંસા મુક્તિ છે મીઠી, લોકકલ્યાણની ધરા.

• મોહિનીચંદ્ર •

# અવલોકનો

## વાર્તા–નવલકથા

**શુભદાઃ**–શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય. અનુવાદકો : શાંતિલાલ શાહ અને હિમાંશુ ચક્રવર્તી. પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. મુંબઈ, ૨. મૂલ્ય અઢી રૂપિયા. ૫૮ *

શુભદા લેખકનું સૌથી પહેલું અને એમની સમર્થ સાહિત્યકૃતિઓની સરખામણીમાં સામાન્ય પુસ્તક છે, પરંતુ એમાં યે લેખકની વાર્તાકાર તરીકેની પ્રતિભા તો દેખાઈ આવે છે. કથા શુદ્ધ સામાજિક છે; એક ગરીબ કુટુંબની સ્ત્રી અત્યંત ગરીબાઈથી પોતાનું કુટુંબ ચલાવતી જુગારી અને ચોર પતિને વેઠી રહી છે એની આ વાત છે. વસ્તુ સાદું, સામાન્ય અને ઠેર ઠેર બનતા બનાવ જેવું છે. પતિનો ત્રાસ, ગરીબી અને સહનશીલતા–એ ત્રણ મુખ્ય વસ્તુઓ આમાં બતાવેલી છે. શુભદાનું પાત્ર મુખ્ય છે. શુભદામાં લેખકે પ્રાચીન હિંદુ સ્ત્રીના સંસ્કાર રેડ્યા છે, જે પોતે ભૂખી રહે પણ પતિ અને છોકરાને ખવરાવે, ગમે તેવાં દુઃખ સામે પણ એ જરા પણ ઉશ્કેરાયા વિના શાંતિથી ઊભી રહે; સહનશીલતા એ એનો ખાસ ગુણ છે, સ્વભાવે એ તદ્દન ગરીબ છે એટલે પોતાની જાત પર પડતાં સર્વે દુઃખો એક શબ્દ પણ બોલ્યા વિના સહી લે છે. પતિના અતિ ત્રાસને અંતે પણ એના દિલમાં પતિ માટે બિલકુલ રોષ જન્મતો નથી. દુઃખ એ તો જાણે હમેશનું હોય જ એટલી સહેલાઈથી અને સહજ રીતે એ બધું સહી લે છે. બીજું ધ્યાન ખેંચે એવું પાત્ર લલનાનું છે. બીજા ભાગમાં લલના જ મુખ્ય પાત્ર તરીકે દેખાય છે. તે બાળવિધવા છે પણ કુટુંબનું દુઃખ ન જોઈ શકવાથી વેશ્યાવૃત્તિ તરફ દોરાય છે. અતિ શુદ્ધ આર્યમાતાનું દૂધ પીને આવી વૃત્તિ કેમ ઊપજી શકે તે એક કોયડો છે. લેખક બાળસ્વભાવને બહુ સરસ ને સચોટતાથી આલેખી શક્યા છે. બાળકની સાદી ભાષા, અવાસ્તવિક કલ્પના ને ભોળપણ બહુ સરસ રીતે લેખક બતાવી શક્યા છે. બાળક માધવ અને લલનાની વાતો ગમે તેવા કઠણ હૃદયને પણ પિગળાવી દે એવી છે. બીજાં બધાં જ પાત્રો હારાણ, છલના, રાસમણિ, સદાનંદ, શારદાચરણ, સુરેન્દ્રબાબુ ધ્યાન ખેંચે એવી ઝીણવટથી દોરાયાં છે અને તેમની વિશિષ્ઠતા સાથે આપણી સમક્ષ ખડાં રહે છે. એકેય એવું નબળું પાત્ર નથી કે જે દૃષ્ટિ બહાર રહી જાય. લેખકના વિશિષ્ઠ ગુણોનું ચિત્ર ખડું કરે તેવું પાત્રાલેખન; સાદી, સરળ ને પ્રવાહી ભાષા અને રસદાર જિજ્ઞાસા પ્રેરે એવી કથાશૈલી આમાંથી બાકાત રહી નથી શકી. એટલે કોઈ ખાસ પ્રશ્ન કે આદર્શની રજૂઆત ન હોવા છતાં પુસ્તક સામાજિક વાર્તા તરીકે સફળ રીતે રજૂ થયું છે.

**દુર્ગેશનંદિનીઃ**–(પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) લેખક : બંકીમબાબુ. અનુવાદક દયાશંકર ભ. કવિ. પ્રકાશક એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ, મૂલ્ય ત્રણ રૂપિયા. ૫૯

લગભગ ત્રણસો પાનાંનું દળદાર પુસ્તક હાથમાં લેતાં આનંદ થાય છે. જેકેટ પરનું ચિત્ર જોતાં જ લાગે છે કે કોઈ ગભરુ બાળાની કહાણી હશે, અને છે પણ એમ જ. કથા મોગલસમય પહેલાંની છે, જ્યારે પઠાણોની સત્તા આથમતી જતી હતી અને મોગલો એક પછી એક પ્રદેશ સર કરતા હતા. વાર્તા મોટા ભાગમાં ઇતિહાસ આલેખે છે. મોગલો પઠાણ અને રાજપૂતોને હાથ કરતા જતા હતા. માનસિંહ મોગલોમાં ભળી ગયો હતો અને તેનો પુત્ર જગતસિંહ પઠાણોને હિંદમાંથી હાંકી કાઢવા ચોતરફ લશ્કર લઈને ફર્યા કરતો હતો. અકસ્માત તે એક દુર્ગકન્યાને મળે છે અને પ્રેમમાં પડે છે. ઘણી ઘણી મુશ્કેલીઓને અંતે બંને પરણી શકે છે અને પઠાણો હારે છે. વાર્તાનો આ સાર છે.

કથા જૂના કાળની છે તેમ જ લખાઈ છે પણ ઘણા સમય પહેલાં. એટલે આજે એના આલેખન વિષે

* એપ્રિલ '૩૯ થી ગયા અંક સુધીમાં અવલોકાયેલાં પુસ્તકો ૫૭.

કાંઈ પણ કહેવું અયોગ્ય ગણાશે. શરૂઆતની નવલકથાઓ ભેદી રોમાંચક અને શૃંગારભરી હતી જે અત્યારે તો ખામીવાળી ગણાય. લાંબાં લાંબાં વર્ણનો, અલંકારી ભાષા, સ્ત્રીસૌંદર્યનાં પાનાં ભરીને વર્ણન, પોશાકનાં અને ભેદી મકાનોનાં વર્ણન–એ બધું વર્તમાન સાહિત્યના વાંચકને કંટાળાભર્યું લાગે. પરંતુ જે સમયે આ પુસ્તક લખાયું છે એ સમયની રસવૃત્તિને અનુરૂપ હોવા સંભવ છે. પાત્રોનો ખાસ ઉઠાવ નથી. એકેય પાત્ર ખેંચી જાય એવું નથી. આયેશાનું માર્દવભર્યું પણ વ્યથિત પાત્ર આવીને ચાલ્યું જાય છે. વિમલાનું પાત્ર આપણી સહાનુભૂતિ મેળવી નથી શકતું. નવલકથાનું પ્રયોજન માત્ર મનરંજન કરવાનું હોય એમ લાગે છે. કારણકે એમાં કોઈ એવી વસ્તુ નથી જડતી કે જેમાં કોઈ જટિલ સમસ્યા હોય અથવા તો ઇતિહાસનું જવલંત દૃશ્ય હોય.

અનુવાદ પણ રસિક નથી. મૂળની ભાષા વાંચી નથી પણ અનુવાદની ભાષા તો શુષ્ક અને કમજોર છે. પુસ્તક હાથમાં લેતાં જે આનંદ થાય છે તે પછી પાનાં ફેરવતાં નથી રહેતો.

પુસ્તકો ઉતારવામાં વિવેકની કડકાઈ રાખવામાં આવે તો સારું એમ આ પુસ્તક વાંચીને લાગ્યા જ કરે છે.

**ઋણુકિયાં**–લેખકઃ શ્રી. અનિલ ભટ્ટ. પ્રકાશક : 'ગતિ અને રેખા' ૧૯૨૯ ગાંધીરોડ, અમદાવાદ. કિંમત ૦—૮—૦. ૬૦

સિનેમા ઇષ્ટ છે કે અનિષ્ટ છે તેની ચર્ચાનું આ સ્થળ નથી. સિનેમા આજે લાખ્ખો માણસોનાં હૈયાં હલાવે છે એ વાતમાં શંકાને સ્થાન નથી. જેમ એણે અપરંપાર બદીઓ જન્માવી છે, તેમ લોકકેળવણી અને શિક્ષણનું પણ એ ઉત્તમ સાધન મનાયું છે. અમારા મત પ્રમાણે એ એક શક્તિ છે, એનો સારો ને ખૂરો બંને ઉપયોગ થઈ શકે છે. પણ આ પુસ્તક તો સિનેમાનું શાસ્ત્ર અને રચના સમજાવે છે. આજે જ્યારે લાખ્ખો લોકો એમાં રસ લ્યે છે ત્યારે આ પુસ્તકને આવકારલાયક ગણવું જોઈએ.

આ પુસ્તકનાં પહેલાં ત્રણ પ્રકરણમાં સંવાદની ઢબે ચિત્ર કેમ ઉતારાય છે તેની માહિતી લેખક આપણને આપે છે, કેટકેટલી વાર પાત્રોને રિહર્સલ કરવાં પડે છે, કૅમેરામેન, સાઉન્ડરેકર્ડિસ્ટ અને દિગ્દર્શકને કેટલી ચપળતાથી ને કેટલી મુશ્કેલીમાં કામ લેવું પડે છે તે હળવી ભાષામાં અને ટૂંકમાં લેખકે આપણને જણાવ્યું છે. અવાજ અને હલનચલન જુદી જુદી રીતે કેમ ઉતારવામાં આવે છે એ પણ ટૂંકમાં અહીં જણાવાયું છે. પછી એક પછી એક ચિત્રના બીજા ભાગો કેમ તૈયાર થાય છે તેની સમજ આપવામાં આવેલી છે. અખબારી, તવારીખી અને ઠઠ્ઠાચિત્રો વિષે પણ ટૂંકમાં માહિતી આપેલી છે.

બીજા ભાગમાં આપણા હિંદમાં તૈયાર થતાં ચિત્રોની વિભાગી સમીક્ષા કરવામાં આવી છે. જુદાં જુદાં ચિત્રોના દાખલા આપીને લેખક કહે છે કે આપણામાં નવું ક્ષેત્ર ખેડવાની સાહજિક બીક અને અનુકરણની વૃત્તિ છે. તે પછી આપણાં ચિત્રોમાં વાર્તા અને વસ્તુમાં શી શી ચીજ હોવી જોઈએ તેનું પૃથક્કરણ કરીને લેખક લંબાણથી એમની માન્યતાઓ સમજાવે છે. ચિત્ર લેવાતાં દિગ્દર્શન, ચિત્રાંકન અને ધ્વનિઆલેખન, સંગીત, નૃત્ય, ટેકનીક, અભિનય, વેશભૂષા–એમ જુદા જુદા વિષયો લઈ તેનું મહત્ત્વ અને તે કેટલો વિકાસ પામ્યાં છે તે બતાવે છે.

ત્રીજા ભાગમાં "ચિત્રનું ભવિષ્ય ને ભવિષ્યનું ચિત્ર" લેખક આલેખે છે. ચિત્ર ભવિષ્યમાં કેવું બનશે એ કહેવાની લેખક ના પાડે છે પણ વાર્તાકાર ચિત્રનું ભાવિ કેવું જુએ છે તે જણાવે છે. ચિત્ર ધંધા તરીકે સફળ ધંધો છે એમ તે માને છે પણ એ ધંધામાં ય એમને પ્રેક્ષકોને, કલાકારને, વૈજ્ઞાનિકને, સાહિત્યકારને, વિવેચકને–એમ સહુને સંતોષ આપવાનો હોય છે. ચિત્રના ભાવિ માટે પોતપોતાની મુશ્કેલી રજૂ કરી છે. આ રીતે સૌના પ્રશ્નને રજૂ કરીને હળવી અને સમજી શકાય એટલી સહેલી ભાષામાં ચિત્ર વિષેની સંપૂર્ણ અને ટૂંકી માહિતી આપી છે. છેલ્લે સિનેમાના ખાસ શબ્દોના અર્થો વગેરે આપીને માહિતીને પૂર્ણ બનાવી છે. ઊ.

**શોધ**—લેખક : મોહન શુક્લ. પ્રકાશક : ભનુભાઈ ર. વ્યાસ, C/o પોસ્ટ બોક્ષ નં. ૫૫૧૩, મુંબઇ ૧૪ કિંમત ચાર આના. ૬૧

પચાસ પાનાંની આ એક ટૂંકી વાર્તા છે, તેમાં લેખક કહેવા માગે છે કે માણસ ભૂલને સમજતો હોવા છતાં તેનાથી ભૂલને નિવારવી મુશ્કેલ બને છે. એ ભૂલો એ એનો સ્વભાવ હોય છે. ભૂલો જતાં સ્વભાવ પણ જાય છે અને તો પછી જીવનમાં રહે છે શું ? કેવળ મૃત્યુ જ. વાર્તામાં વસ્તુ બરાબર કહેવાયેલ છે પણ ભાષા અને રજૂઆત કુત્સ લાગે છે. વિષયને બાજુએ રાખીએ તો વાર્તાના પ્રસંગોની યોજનામાં ઘણી ભૂલો લાગે છે. 'જોડણીની ભૂલો માટે હું માફી નહિ માગું, વિવેચકો મગાવશે' લેખકનું આ કથન ખેદ ઉપજાવે છે. પોતાની કચાશ માટે પોતાની અંદરથી જેને દિલગીરીનો ભાવ ઊભો ન થાય તે માણસ સાહિત્ય સર્જીને જનતાને કંઈ ઉચ્ચ વસ્તુ આપવાની ઇચ્છા રાખે છે ?

**પથેર દાબી**—ભાગ ૧, ૨. લેખક : શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય. અનુવાદક : દયાશંકર ભ. કવિ. પ્રકાશક : એન. એમ. ઠક્કર મુંબઈ. કિંમત અનુક્રમે દરેક ભાગની રૂા. રા અને ૨. ૬૨

શરદ્‌બાબુની બીજી નવલકથાઓની પેઠે આ નવલકથા એની વાર્તાથી આકર્ષક નથી બનતી, પણ એમાં રાષ્ટ્રભાવનાને ઉત્તેજનારાં જે ભાષણાત્મક વાક્યો આવે છે તે આકર્ષે છે.

વાર્તાનું આકર્ષક તત્ત્વ બરાબર સ્ફુટ કરવાનું કામ અનુવાદકનું હતું તે અહીં થયું નથી. અનુવાદકની જોડણીની અને ભાષાની ભૂલોને અપરંપાર એવું વિશેષણ લગાડી શકાય. અનુવાદ ક્લિષ્ટ છે અને ક્યાંક તો અનુવાદક મૂળના મર્મને સમજ્યા નથી એમ લાગે છે. અનુવાદકે નવલકથાના બીજા ભાગમાં પોતાની પ્રસ્તાવના તરીકે કથામાંથી એક લાંબી કંડિકા ઉતારી છે તે જોવાથી પણ એની ખબર પડે છે.

વાર્તાનો ઘટનાપ્રદેશ બ્રહ્મદેશ છે અને તેનાં વર્ણનો તાદૃશ છે. વાર્તા ઊઘડતાં ભારતી અને અપૂર્વનાં પાત્રો આકર્ષી લે છે. કથાનું જોશ પણ સારું લાગે છે. પણ વાર્તાનું મુખ્ય પાત્ર તો 'પથેર દાબી' સમિતિના ડૉક્ટરબાબુ જ છે. પણ આગળ ચાલતાં અપૂર્વનું પાત્ર બહુ જ સામાન્ય બની જાય છે અને એ કેન્દ્રસ્થાને રહેતું નથી. વાર્તાનું કથાનક પણ એક વસ્તુ પર કેન્દ્રિત બનતું નથી. પાત્રોના ચિત્રણને જોતાં આ વાર્તાનાં પાત્રો ઉઠાવદાર નથી લાગતાં.

**બિંદુઃ**-લેખક : શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય. અનુવાદકો : ચન્દ્રકાંત મહેતા અને મનુભાઇ જોધાણી. પ્રકાશક : જીવણલાલ મહેતા એન્ડ સન્સ, અમદાવાદ. કિંમત આઠ આના. ૬૩

શરદ્‌બાબુની આ વાર્તા સારા અનુવાદકને હાથે આ પહેલાં 'બિંદુર છેલે'ના નામથી ગુજરાતીમાં પ્રગટ થઈ ચૂકી છે, પણ આ અનુવાદ પણ ખરાબ નથી. ખૂબ કરુણ એવી આ વાર્તા છે. પૂઠું કાચું પણ સચિત્ર છે, ૧૦૦ પાનાં છે. આ રીતે આ પુસ્તક વાંચકોને ખરીદવું પોસાય તેમ છે.

**મંજરીમાલાઃ**-લેખક અને પ્રકાશક : ભાઇલાલ વ. બક્ષી, રાજપીપળા: મૂલ્ય બાર આના. પાનાં ૧૪૮. ૬૪

સામયિકોમાં પ્રગટ થઈ ગયેલી વાર્તાઓનો આ સંગ્રહ છે. 'લગ્નનો ઉમેદવાર' એક કટાક્ષયુક્ત રેખાચિત્ર છે, એ અને વાર્તાઓમાં પ્રસંગોપાત જે વ્યંગોક્તિઓ આવે છે તે જોતાં લાગે છે કે લેખક એ દિશામાં સફળ થયા છે. ક્યાંક ગૃહસંસારનાં ચિત્રો આવે છે તે પણ સરસ લાગે છે, પરંતુ વાર્તાઓ એમાંનાં પાત્રો, ઘટના અને ગઠનમાં સાવ નબળી છે તેવો અભિપ્રાય વ્યક્ત કરતાં ખેદ થાય છે.

**છાયાદેવી અને બીજી વાતો**—લેખક : શ્રી. 'અવિનાશ'. પ્રકાશક : શ્રી. જટાશંકર મહેતા, પ્રગતિ સાહિત્યમંદિર, રાજકોટ. મૂલ્ય : કાચું પૂઠું રૂા. દોઢ. ૬૫

'પ્રગતિ ગ્રંથમાળા'ના પ્રથમ વર્ષનું આ પ્રથમ પુસ્તક છે. એમાં દોઢસો પાનાંમાં 'છાયાદેવી' નામની એક નવલકથા અને ૧૦૦ પાનાંમાં ટૂંકી વાર્તાઓ છે. નવલકથા રસિક છે; એને રસિક બનાવતી આંટીઘૂંટીઓ અને સંશયમાંથી નીપજતી કરુણતાઓ સારી રીતે યોજાયેલ છે. વાર્તાઓ સામાન્ય કહી શકાય પણ તેમાંય ચાતુર્યનું તત્ત્વ ક્યાંક ક્યાંક ઠીક ચમકી જાય છે.

## બાલસાહિત્ય

**જાપાનિકા**—લખનાર: કસનજી દેસાઇ અને જીવરામ જોષી. પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. કિંમત ચાર આના. ૬૬

આમાં ચાર જાપાની વાર્તાઓ આપી છે. વાર્તાઓ તદ્દન સામાન્ય છે. એમાંથી બાળકોને આનંદ કદાચ મળે, પણ એની પાછળ કોઈ હેતુ રહ્યો નથી.

**બંગાળી બિરબલ**—લેખક: નટવરલાલ વીમાવાળા. પ્રકાશક: 'ગાંડીવ', સુરત, કિંમત છ આના. ૬૭

બાદશાહ અને બિરબલની જેવી ગુજરાતીમાં વાર્તાઓ છે તેવી 'છેલેદેર ગોપાળ ભાંડ' નામની બંગાળી ચોપડીમાંની વાર્તાઓને ચાળીને બાલભોગ્ય ભાષામાં અહીં રજૂ કરી છે.

**બકોર પટેલ**—ભાગ ૮-૯-૧૦-૧૧ લેખક: હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશક: 'ગાંડીવ' સુરત, કિંમત ભાગ ૮, ૯, ૧૦ ના દરેકના પાંચ આના, ભાગ ૧૧ના ચાર આના. ૬૮-૬૯-૭૦-૭૧

એક પાત્રની વાતનાં રમૂજી ચિત્રો અને છૂટા છૂટા રમૂજી પ્રસંગોની આ ચોપડીઓએ બાળકોમાં સારું આકર્ષણ ઊભું કર્યું છે. પણ એમાં ચાતુરીનો બહુ ઉપયોગ નથી થયો. એની ક્રાઉન આઠપેજી સાઈઝ એની અંદર જે ઉમરનાં બાળકો માટેનું લખાણ છે તેમના કરતાં ઘણાં નાનાં બાળકોને યોગ્ય છે.

**માયાવી દેશ**—અનુવાદક: ભાનુપ્રસાદ વ્યાસ. 'ગાંડીવ' સુરત. કિં. સવા રૂપિયો. ૭૨

પ્રેમેન્દ્ર મિત્રની બંગાળી બાલવાર્તાનો આ સરસ અનુવાદ છે, વાર્તા પણ રસિક છે.

**પતંગપોથી**—લેખક: હીરાલાલ કાપડિયા. પ્રકાશક: 'ગાંડીવ' સુરત. કિંમત પાંચ આના. ૭૩

'ગાંડીવ' (પાક્ષિક) નો પતંગઅંક પ્રગટ થઈ ગયા પછી એ જ લખાણને એ જ ચિત્રો અને સુશોભનો સાથે ચોપડી કરીને બહાર પાડેલ છે. લખાણને વધુ રસિક થવાનો ઘણો અવકાશ હતો.

**નરવીરો**-કર્તા અને પ્રકાશક: શારદાપ્રસાદ વર્મા. યુગાન્તર કાર્યાલય, સુરત. મૂલ્ય દોઢ આનો. ૭૪

હિંદની ધાર્મિક, રાજકારણી, સાહિત્યિક એવી નવ વ્યક્તિઓના જીવનપ્રસંગો લઈ તેમની મહત્તા બાલ્યભોગ્ય ભાષા અને શૈલીમાં દર્શાવી છે.

**દેશનેતા**-(ફોરમ લહરી ત્રીજી) કર્તા અને પ્રકાશક: ૭૫૨ પ્રમાણે. મૂલ્ય અઢી આના. ૭૫

ઉપલી ચોપડીના જેવી આ ચોપડી છે. આમાં સાત દેશનેતાઓના જીવનપ્રસંગો છે.

**આવતી કાલે**-લેખક: રમણલાલ સોની. પ્રકાશક: 'નવી દુનિયા' અમદાવાદ. મૂલ્ય છ આના. ૭૬

પ્રકાશકોએ આને 'નવી ઢબનું બાળસાહિત્ય' કહેલ છે તે કદાચ એની અંદરની વાતો સમાજવાદ સાથે સંબંધ ધરાવે છે તે કારણે કહેલ હશે. પરંતુ આમાંની પહેલી વાત (વાર્તા નહિ) તો નવી જ ઢબની છે. કામદારોનું શોષણ કેટલું અન્યાયી છે તે તે દ્વારા બતાવેલ છે. આમાંની બે વાતો શ્રી. રતિલાલ મહેતા અને સુભદ્રા ગાંધીની લખેલી છે. ભાષા સહેલી છે, પણ વાતો રસિક છે એમ નહિ કહેવાય. વસ્તુ ઇષ્ટ છે. શ્રી. સોનીનું કાવ્ય 'દેખો આ દુનિયા' સાદું અને સરસ છે.

## પાઠ્યપુસ્તક

**વાચનપ્રવેશપોથી** (ભાગ ૧ થી ૪) અને **ત્રિપદ પદ્ધતિ** કર્તા રતિલાલ અધ્વર્યુ. પ્રાપ્તિસ્થાન: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. અમદાવાદ, મૂલ્ય દરેકનો સવા આનો.૭૮-૮૨

પોથીઓનું નામ 'વાચનપ્રવેશ' છે પણ તેમાં પ્રવેશ કરાવાયો છે લેખનપ્રવેશથી. અલબત્ત પદ્ધતિની દૃષ્ટિએ એ સરસ છે પણ અહીં એ નિરર્થક છે, કારણ કે બાળકને લખવાનો મહાવરો તો બહુ સમય પછી આપવાનો છે. લેખક પોતે વાચનની વચ્ચે ચિત્રો આવે તેમાં માનતા નથી એમ એમની બીજી પુસ્તિકા 'ત્રિપદ પદ્ધતિ અને વાચનશિક્ષણ' કે જે આ ચોપડીઓને કેમ શીખવવી તેની માર્ગદર્શક છે તેમાંથી જાણવા મળે છે; છતાં તેઓ વાચનપોથીમાં વાચનની મધ્યે જ્યાં ત્યાં ચિત્રો મૂકે છે. તેના બચાવ-માં 'ત્રિપદ પદ્ધતિ' વાળી પુસ્તિકામાં તેઓ કહે છે કે તે શોભનાર્થે છે. એ ચિત્રોને શોભનાર્થે જ રાખવા માટે અમને વધુ સારી રીત એ લાગી છે કે એમને લખાણની વચ્ચે નહિ પણ એક તરફ રાખવાં જોઈતાં હતાં. જો કે અમને તો એવું પણ લાગે કે મૂળાક્ષરો શીખી ગયા પછી જે પાઠો અપાય તેમાં શબ્દસૂચક કે ક્રિયાસૂચક ચિત્રો આવે તે જરૂરી છે. પણ આ પોથીઓની તો છપાઈ જ આંખને ગમે તેવી નથી લાગતી ત્યાં ચિત્ર-સુશોભન આકર્ષક ક્યાંથી લાગે?

સેગ્યુઈન–ત્રિપદ પદ્ધતિ અનુસાર શિખવાય તેવા ઉદ્દેશથી આ પોથીઓ તૈયાર થઈ છે. તેની શરૂઆતના ઘણા પાઠો વાક્યોથી રહિત છે પણ શબ્દોની યોજના સારી છે અને તે શ્રમપૂર્વક તૈયાર થયેલ દેખાય છે. બીજા ભાગમાં જોડાક્ષરો શીખવવાના ન હોવા છતાં એક ઠેકાણે 'ઊર્મિ' જેવો શબ્દ આવી ગયો છે કે જે શબ્દને બહુ સરળતાથી નિવારી શકાત. ચોથા ભાગમાં પ્રૌઢ શિક્ષણ લેનારાંઓ માટે જ જે સુવાક્યો આપ્યાં છે તેની ભાષા ઘણી અઘરી છે. એકંદરે જેઓનો વિશ્વાસ હજી પણ સરકારી બાળ-પોથી પર હોય તેમણે તો આ પોથીઓને જ પ્રથમ પસંદગી આપવી જોઈએ એમ બહુ આનંદ સાથે કહી શકાય.

**ગણિતપ્રવેશપોથી** (ભાગ પહેલો)–કર્તા : રતિલાલ અધ્વર્યુ, પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત સવા આનો. ૮૨

**૧ થી ૧૦૦** સુધી ગણતાં, ઉમેરતાં અને બાદ કરતાં તેમ જ આંકના ગડિયા બનાવવાની રીત આ ચોપડીમાં ઘણી સરસ અને શાસ્ત્રીય રીતે આપી છે. આશા છે કે દરેક શિક્ષક આ ચોપડીનો બાળવર્ગનાં બાળકોને ગણિતમાં રસ લેતાં કરતાં અને તેમને ગોખણપટ્ટીથી બચાવવામાં ઉપયોગ કરશે.

**પૈસામાં પ્રૌઢશિક્ષણ**– કર્તા અને પ્રકાશક : હરિકૃષ્ણ વ્યાસ. લાઠી (કાઠિયાવાડ). કિંમત એક પૈસો. ૮૩

મૂળાક્ષરો શીખી ગયેલાં પ્રૌઢોને ઇતરવાચનમાં રસ પડે તેવાં તેમનાં જાણીતાં ભજનો અને તેવા રાગનાં ગીતોનો આ નાનો સંગ્રહ છે. ગીતોમાં શબ્દોનો વિકાસ ક્રમિક જ હોય તેવો પ્રયત્ન થયો છે. આવી ચોપડીઓ વધુ બહાર પડે તે ઇષ્ટ છે.

**બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા** (પૂર્તિ ૨–૩, પુસ્તક : ૨–૪-૧૫) કર્તા ને પ્રકાશક : ઉપર પ્રમાણે. મૂલ્ય : અનુક્રમે પ્રચારાર્થે મફત, એક આનો, એક રૂપિયો, બે આના અને નવ આના. ૮૪-૮૮

સામાન્ય વ્યવહારની, સરળમાં સરળ અને જલદીથી શીખી લઈ શકાય તે જાતની ભાષાનું અંગ્રેજીનું જે રૂપ પ્રચારમાં આવ્યું છે તે ગુજરાતની અંગ્રેજી ન જાણતી કે ઓછું જાણતી જનતાને શીખવવા શ્રી. હરિકૃષ્ણ વ્યાસે આ પુસ્તિકાઓ લખી સફળ પ્રયત્ન કરવા માંડ્યો છે. પૂર્તિ બીજીમાં ૧ થી ૧૦ પાઠોનું જે અવતરણ છે તે પાઠોનો ક્રમ માનસશાસ્ત્રીય છે. પૂર્તિ ત્રીજીમાં પહેલા પાઠની દરેક રીતની સાદી ભાષામાં આપેલી સમજાવટ, પુસ્તક ચોથામાં દશે પાઠ લઈને વ્યાકરણ જે રીતે શીખવવા પ્રયત્ન થયો છે તે અને બીજી બાબતો લેખક એક સારા શિક્ષક છે એમ બતાવે છે.

પુસ્તક બીજું સંપૂર્ણ બેઝિક શબ્દકોશનું છે અને પુસ્તક પંદરમું ગુજરાતમાં પ્રચલિત ૨૦૦૦ અંગ્રેજી શબ્દોનું છે. આ પુસ્તકો બેઝિક શીખનારને તો ઘણાં કામનાં છે, પણ સામાન્ય ઉપયોગ માટે પણ કામનાં છે.

પુસ્તકોની છપાઈ, કાગળ; પુસ્તકો તૈયાર કરવા પાછળ અને તેની અટપટી છપામણી પાછળ લેવાયેલો શ્રમ જોતાં કિંમત બહુ વાજબી ગણાય.

### કાવ્યો

**રાસમાલિકા**:–પ્રકાશકો : સ્વાશ્રયી લેખકમંડળ, પ્રકાશન એજન્ટ : ગૂર્જર સાહિત્ય ભંડાર, લાઠી (કાઠિયાવાડ). કિંમત એક રૂપિયો. ૮૯

પ્રકાશકોના 'અન્યાયો'નો અંત લાવવા એક યોજના આ પુસ્તકના સંપાદકે કરી છે. લેખકોને એકત્ર થઈ ફાળે આવતા થોડા થોડા ખર્ચે પોતાનું લખાણ પુસ્તકારૂઢ કરાવી લેવું અને પછી ફાળે આવતી નકલો તેને મળે તેને વેચવાની કે વેચાવવાની તેણે વ્યવસ્થા કરી લેવી એ યોજના અનુસાર રાસનું આ એક પુસ્તક પ્રગટ થયું છે. અને આ પછી બીજાં પણ પુસ્તકો પ્રગટ થવાનાં. આ યોજના કેટલી વ્યવહારુ છે તેની ચર્ચા યથાવકાશે અમે કરશું.

આ રાસસંગ્રહના સંપાદક કહે છે તેમ આમાંના રાસોનું ધોરણ ઊંચું કયા પ્રકારે છે તે સમજી શકાતું નથી. શ્રી. વિહારીજીના રાસો કે જેમાં લોકભોગ્યતાનું સારું તત્ત્વ છે તેને બાદ કરતાં બીજા રાસો કેવળ શબ્દગૂંથણી છે, એમાં રસ નથી. શ્રી. સુંદરમનો રચિત એક અને શ્રી. લલિતજીના બે રાસ છે, પણ તેયે કંઈ ખાસ આકર્ષક નથી જણાયા. બીજા રાસ-લેખકોનાં ઘણાંખરાં નામો સાવ અપરિચિત જ છે.

વિહારીજીના રાસોમાંથી ઘણાં અવતરણો ટાંકવાની ઇચ્છા થાય તેવા તે રાસો છે. "આવો આવો વિદેશી ફેરિયા", "માજી હવે ઊજળી થાશે રાત" એ તો બહુ પ્રખ્યાત ગીતો છે. 'વંદે માતરમ્'નો ગીત-અનુવાદ સુંદર છે અને 'હિંદી ફૂલડાં'માં હિંદી નેતાઓને ફૂલો સાથે સુંદર રીતે સરખાવ્યા છે. એ ઉપરાંત બીજા પણ સરસ છે.

**કુમારનાં કાવ્યો**–કર્તા અને પ્રકાશક: મહેન્દ્રકુમાર દેસાઈ, અમદાવાદી પોળ, વડોદરા. મૂલ્ય એક રૂપિયો. ૯૦

ચોપડી હાથમાં આવતાં ચોપડીના નામમાં વ્યાકરણની ભૂલ ('કુમારના કાવ્યો' નહિ પણ 'કુમારનાં કાવ્યો' જોઈએ) અને કાવ્ય એટલે કેવળ વિલાસ એવો ભાવ આપતું ચિત્ર અને કાગળ, છપાઈ ઈ. પુસ્તક વિષે નિરાશાનો પૂર્વગ્રહ બંધાવી દે છે. એ નિરાશાની કડવાશ કાવ્યો વાંચતાં કંઈક અંશે ઓછી થાય છે. ઘણાં કાવ્યોની રચનામાં સુંદર છંદલાલિત્ય અને હળવી કલ્પના મનને આરામ આપે છે, પણ કેટલાંક કાવ્યો ખોટા શબ્દભારે ભરેલાં પણ લાગે છે. મોટા ભાગનાં કાવ્યોમાં સંસ્કૃત શબ્દપ્રયોગ સરળ રીતે ચાલ્યા આવે છે પણ એથી કવિતા સુબોધ બને છે એવું નથી. પ્રારંભમાં શ્રી. રમણલાલ વ. દેસાઈએ પોતાની પ્રસ્તાવનાને અંતે ગુજરાતના કવિઓને રાસ–રાસડા અને રોદણાં લખવાં બંધ કરી જીવનના જોમને પ્રગટ કરતાં કૂચ-ગીતો લખવાની જે સૂચના કરી છે તે યથાસ્થાને જણાય છે.

**પાંખડી**–કર્તા : જેઠાલાલ ત્રિવેદી, 'કુમાર' કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય બાર આના. ૯૧

પ્રગટ થતાં અને અપ્રગટ રહેતાં ઘણાં કાવ્યોથી જ્યારે આપણે કંટાળ્યા છીએ ત્યારે સુંદર મુક્તકોનો આ નાનો સંગ્રહ વાંચતાં ખરેખર મનનો થાક ઊતરી જાય છે. એમાં કેટલાંક વાણીનું ચાતુર્ય, કેટલાંક કલ્પના અને કેટલાંક વ્યવહારજ્ઞાન આપે છે. સાથે શ્રી. રામનારાયણ વિ. પાઠકની પ્રસ્તાવના છે તેમાં મુક્તકની વ્યાખ્યા, તેનો ઇતિહાસ અને આ સંગ્રહમાંનાં મુક્તકોની આલોચના છે. કાગળ, છપાઈ, સુશોભન વગેરે સુંદર છે.

## વિજ્ઞાન

**रसायनशास्त्रांतील नवलकथा (मराठी)**–લેખક રા. ના. ભાગવત એમ. એ. બી. એસ સી. પ્રકાશક: કા. મ. તામ્હનકર, નવભારત પ્રકાશન સંસ્થા, મુંબઈ ૪. મૂલ્ય દોઢ રૂપિયો. ૯૨

મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજના રસાયનશાસ્ત્રના મુખ્ય પ્રાધ્યાપક અને એ ખાતાના ડાયરેક્ટર શ્રી. ભાગવતે આ પુસ્તક સરસ રીતે લખ્યું છે તેમ નિઃસંકોચ કહી શકાય. પુસ્તકના બીજા ભાગમાં પેન્સિલ, કોલસો, દીવાસળી, ધાતુ, રંગ, ખેતી માટેનાં રસાયન દ્રવ્યો, કૃત્રિમ હીરામોતી અને ઘડિયાળ વગેરે વિષયો–તેમનું શાસ્ત્ર, તેમનો ઉપયોગ, ઇતિહાસ અને તેમની પ્રગતિની શક્યતા વગેરે બાબતો રસિક રીતે સમજાવેલ છે. '**रसायनशास्त्र आणि मानवीप्रगति**' અને '**चमत्कार विवेचन**' એ બે લેખો આપણી દૃષ્ટિને જગતની પ્રગતિ અને 'જાદુ' જેવી લાગતી વસ્તુઓ પાછળ રહેલ કુદરતી નિયમ સમજાવીને ચોખ્ખી કરી નાખે છે. ઘડિયાળમાં વપરાતી વસ્તુઓ રસાયણ સાથે સંબંધ રાખે છે તે માટે આ પુસ્તકમાં ઘડિયાળને સ્થાન આપ્યું છે, પણ વિશેષતઃ તો ઘડિયાળ કેમ શોધાયું, કેમ ચાલે છે, ઇત્યાદિ બાબતો ચર્ચી છે કે જે રસાયનશાસ્ત્ર સાથે સંબંધ નથી ધરાવતી.

પુસ્તકનો ઉઠાવ, સાઈઝ, પાનાં ઇત્યાદિ સારાં છે એટલે પુસ્તકની કિંમત ભારી ન કહી શકાય. આવા પુસ્તકમાં ચિત્રોની અપેક્ષા સૌ રાખે જ, પરંતુ આમાં એની ત્રુટિ છે.

## નવજીવનનાં પુસ્તકો

**કેળવણીના પાયા** : લેખક : શ્રી. કિશોરલાલ મશરૂવાળા ત્રીજી સુધારેલી આવૃત્તિ. કિંમત રૂપિયો એક. ૯૩

શ્રી. કિશોરલાલભાઈની ભાષા એક વખત ક્લિષ્ટ ગણાતી. એમના ખ્યાલમાં એ વસ્તુ બહુ રહેતી હોય એમ લાગે છે. આ પુસ્તકની બીજી આવૃત્તિમાં એ ભાષાને સહેલી કરવા પ્રયત્ન કરેલો અને આ આવૃત્તિમાં પણ પ્રયત્ન કર્યો છે. કહેતાં આનંદ થાય છે કે કિશોરલાલભાઈની ભાષા પહેલાં કરતાં તો હવે

ઘણી સરળ અને માધુર્યપૂર્ણ બની છે. આ પુસ્તકની આ આવૃત્તિમાં ભાષાનો એ ગુણ આવી વસ્યો છે. ઉપરાંત પણ બીજો થોડો ફેરફાર આ આવૃત્તિમાં થયો છે. પુસ્તકના ગુણ વિષે તો એટલું જ કહેવાનું હોય કે પ્રત્યેક ગુજરાતીએ એ વાંચવું જ જોઈએ.

**સીતાહરણ**–લેખક : ચંદ્રશંકર શુક્લ, પાંચમીઆવૃત્તિ, કિંમત બાર આના. ૯૪

'સીતાહરણ' ની પ્રથમ આવૃત્તિ ૧૯૨૬માં બહાર પડી. આ જ શૈલીએ 'સીતાહરણ' પછીની વાત આ જ લેખકને હાથે પ્રગટ થવી આવશ્યક છે. નવજીવનનાં બીજાં પુસ્તકોની બાંધણી ઇ. જેવું હોય છે તેવું જ બાળકો–કિશોરો–વિદ્યાર્થીઓ માટેનાં પુસ્તકોનું હોય છે. તેનાં રૂપરંગમાં ફેરફાર કરી તેને વધુ આકર્ષક ન બનાવી શકાય?

**ગામડાંની વહારે**–બીજી આવૃત્તિ લેખક : ગાંધીજી. કિંમત ૧ આનો. ૯૫

છ વર્ષ પહેલાં આની પહેલી આવૃત્તિની પાંચ હજાર પ્રતો છપાયેલી. આજે બીજી આવૃત્તિમાં પણ એટલી જ પ્રતો છપાય છે.

**ગાંધીજી**–ચોથી આવૃત્તિ લેખક : જુગતરામ દવે કિંમત ૪ આના. ૯૬

આ પહેલાંની ત્રણ આવૃત્તિની કુલ મળી વીસ હજાર પ્રતો ખપી છે. આમાં થોડાં રેખાચિત્રો વધારાયાં છે.

**કાવ્યપરિચય**–ભાગ ૧ લો : સંપાદક : નગીનદાસ પરીખ, બીજી આવૃત્તિ. કિંમત બાર આના ૯૭

**આંધળાનું ગાડું** : લેખક જુગતરામ દવે. બીજી આવૃત્તિ, કિંમત એક આનો ૯૮

નવાઈની વાત છે કે આવા સરસ નાટકની દશ વર્ષે આ બીજી આવૃત્તિ જ પ્રગટ થાય છે. પહેલી આવૃત્તિની પણ બારસો જ પ્રતો હતી. આ નાટકમાંના પ્રસંગોની ચોટ, એનાં ગીતો, એની મીઠી અને સહેલી ભાષા એ બધું કોઈ પણ બાળનાટકને પાછળ રાખી દે તેવાં છે. ખૂબ ભજવવા જેવું અને વાંચવા જેવું નાટક છે.

## આવકાર

**પૂર્ણિમા**–(માસિક) : તંત્રીઓ : જયંત પંડ્યા, બિપિનકુમાર નાગડા; જેઠાભાઈ લેન, ઘાટકોપર. વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા.

આ માસિકનો પહેલો અંક પ્રગટ થાય છે ત્યાં તો તેના પૂઠા પર 'અજોડ માસિક' એમ છપાઈ પણ ગયું! આને અજોડ માસિક બનાવવાના તંત્રીઓ પ્રયત્નો જરૂર કરતા હશે; સારા સારા લેખકો, ચિત્રકારો અને ફોટોગ્રાફરોની મદદ મેળવવા તેમણે પ્રયત્નો કર્યા છે પણ એનું દૃષ્ટ સ્વરૂપ હજી પ્રથમ એ અંકોમાં તો નથી આવ્યું જણાતું. પરંતુ તંત્રીઓના પ્રયત્નો શુભ માટે છે એટલે 'પૂર્ણિમા'નું પ્રાકટ્ય ઇષ્ટ છે.

**કારવાં**:–(માસિક) તંત્રી 'વહશી' રાંદેરી અને 'એકાર.' કણપીઠ, સુરત. વાર્ષિક લવાજમ રૂપિયા ચાર.

ફોટા, ચિત્રો, વ્યંગચિત્રો અને સુંદર લખાણોથી ભરપૂર મુસ્લિમો માટેના આ નવા માસિકને આવકારીએ છીએ. એના તંત્રીઓ ગુજરાતી સાહિત્યમાં જાણીતા છે. તેઓ પ્રગતિને ઇચ્છનારા છે એટલે આશા છે કે આજે હિંદુ અને મુસ્લિમ એવા જે બે મોટા વાડાઓ પડી ગયા છે તેને એક કરવા, એકમેક પ્રત્યે પેદા થયેલી અવિશ્વાસની લાગણીને મિટાવી દેવા અને સાચું લોકશિક્ષણ ફેલાવવા પ્રયત્ન કરશે. આ પહેલા અંકમાં એમણે હિંદુ લેખકોની સારી મદદ મેળવી છે અને તે તેમની બંને કોમ વચ્ચેના એખલાસની ઇચ્છાનો પુરાવો આપે છે.

**મિજબાની**:–(સાપ્તાહિક) તંત્રી : ગંગાદાસ મહેતા, ચીંચપોકલી, મુંબઈ ૧૨. વાર્ષિક લવાજમ રૂ. ૭.

સારા લેખકો અને સુંદર વાર્તા–લેખો ઇ. ની સામગ્રીવાળું આ સાહિત્યિક સાપ્તાહિક ગુજરાતની એક મોટી ખોટ પૂરે છે.

**નૌકા**–કોચીનથી નીકળતા આ નામના ગુજરાતી સાપ્તાહિકનો હમણાં પ્રગટ થયેલો 'દક્ષિણ હિંદ અંક' એક સ્તુત્ય પ્રયાસ છે. છપાઈમાં વપરાતી લીલીપીળી શાહી આંખને નુકસાન કરે છે તે કહેવું સ્થાને ગણાશે. **ચા.**

# મારી પત્નીનો વિકાસ

શ્રી સોપાન

( ગયા અંકના પાન ૫૨૭ થી ચાલુ )

૨

આને તે પછી અમારું નવયુગી ગૃહજીવન શરૂ થયું. મારી અને સુકન્યાની ગણતરી તો એ હતી કે આઠ પંદર દિવસમાં પિતાજી સાજા થઈ જશે અને તે પછી સુકન્યા તુરત જ મુંબઈ જઈને પોતાનો અભ્યાસ શરૂ કરી દેશે. પરંતુ અમારા કમભાગ્યે પિતાજીની માંદગી લંબાતી જ ગઈ અને છેવટે જીવલેણ નીકળી. ત્રણ મહિના સુધી પિતાજી માંદગીમાં પીડાયા, આ ત્રણ મહિના સૌના માટે દુઃખના હતા. પિતાજી મારા પિતાજી હતા પરંતુ મારી બાના તો જીવનાધાર હતા. એમનું દુઃખ કોઈથી જોઈ શકાય એમ નહોતું. પિતાજીની માંદગી એવી રીતે ઉગ્ર થતી જતી હતી કે જાણે ક્રમશઃ મૃત્યુ ભણી પગલાં જ માંડતા હોય! આ પગલાં કોઈથી પાછાં ન વાળી શકાય તે હું સમજતો હતો. હું પ્રાણ આપું તોયે પિતાજીને બચાવી શકું એમ નહોતું, પરંતુ એથી યે વિશેષ દુઃખ તો બાને એક બીજું થઈ રહ્યું હતું. મારા ઉપર અપાર વિશ્વાસ ધરાવનારી બાનો વિશ્વાસ દિવસે દિવસે ઓછો થતો જતો હતો. જે સૂરજ ઉપર એને અપરંપાર શ્રદ્ધા હતી અને જે સૂરજના વખાણ કરતાં એ થાકતી જ નહિ તે સૂરજ આ ત્રણ મહિનામાં એને અળખામણી થઈ પડી હતી. હું ત્યારે સમજતો જ નહોતો કે બાને આમ શાને લઈને થઈ રહ્યું છે! સૂરજ ઘરનું કામ તો કરતી. બાનું માન પણ સાચવતી. પિતાજીની સેવા કરવામાં પણ મારી સાથે જ ઊભી રહેતી, છતાં મારી બાને એમ કેમ લાગ્યું કે એ ઉદ્ધત થઈ ગઈ છે! એના ધણી સિવાય બીજા કોઈને જોઈ શકતી જ નથી! એ કોયડો ઘણો ઘણો મોડો મને સમજાયો. તે દિવસે હું વધુમાં વધુ એટલો સમજેલો કે હવે એ મારી બાથી ડરતી નહોતી તેનું જ એ કારણ હતું, અને વિશેષ કહું તો મારી બા એમ માનતી કે સૂરજ હવે મારા સિવાય બીજા કોઈના દાબમાં રહે એમ નથી.

આમ છતાં પ્રાતપળે દુઃખ પામતી બાએ પિતા પાસે પોતાના દુઃખને અદ્‌ભુત રીતે છુપાવ્યું હતું. બા ખાટલા ઉપર બેસતાં ત્યારે ઘણીવાર રડી પડતાં અને પિતાની આંખમાં પણ આંસુ આવી જતાં, પરંતુ એ આંસુ તો ચિર વિયોગનાં હતાં. એમાં ભાવિની નિરાધારતાનું દુઃખ નહોતું એટલું તો હું પણ સમજી શકતો, અને તેથી જ એ આંસુથી ગદ્‌ગદિત થઈ જતો હું પ્રેમની પરાકાષ્ઠાનાં દર્શન કરતો.

પિતાજી તો છેવટે ગયા જ. એમણે જતાં જતાં એમ માન્યું કે સુકન્યા અને હું મારી બાને લેશમાત્ર ઓછું નહિ આવવા દઈએ. અને એમની એ માન્યતા મને ખોટી પણ નહોતી લાગી. મેં મારા અંતરમાં નિશ્ચય કર્યો હતો કે પ્રાણના ભોગે પણ હું મારી બાને જાળવીશ અને એના આનંદ માટે મારા કોઈ પણ આનંદનું હું સુખેથી બલિદાન આપીશ.

પિતાજી જતાં અમારું ઘર સૂનું બન્યું હતું. પિતાજી હતા ત્યારે તો તેઓ એકલા જ હતા, છતાં જાણે સો માણસો એક સાથે જ બેસતાં ઊઠતાં હોય એમ આખું ઘર ભર્યું ભર્યું લાગતું હતું. હું તદ્દન છોકરા જેવો છું એવું ભાન પણ તે દિવસે જ મને થયું. મારું વ્યક્તિત્વ કોઈ રીતે ઘરમાં ફેલાતું જ નહોતું. હું ત્યાં હોઉં કે ન હોઉં તેથી ઘરની ગરમીમાં કોઈ જાતનો ફેર પડે એમ નહોતું. બા એક ખૂણામાં બેસી રહેતી. પિતાજી જતાં એ જાણે છે જ નહિ એવું લાગતું હતું. બીજી બાજુ એના મોં ઉપર કોઈ કોઈ વખત લાચારીના ભાવો પણ આવી જતા હતા. જે સૂરજને એ વિના સંકોચે આજ્ઞા કરી શકતી તેને હવે જાણે વિનતિ કરતી હોય એવું લાગતું હતું. કોણ જાણે કેમ, એ મારાથી સહન જ નહોતું થતું. સૂરજને હું ચહાતો હતો, પરંતુ બાને

તો હવે હું પૂજતો હતો. મેં એક દિવસે સુકન્યાના ધ્યાન ઉપર આ વાત મૂકી. મને એમ હતું કે બાને આમ લાગે છે તેનું કારણ તો પિતાજીનો વિયોગ છે. પરંતુ સુકન્યાએ મને જવાબ આપ્યો ત્યારે મારો ભ્રમ ભાંગી ગયો. મેં ધારેલું કે સુકન્યા આ વાતનું આશ્ચર્ય બતાવશે અને બાને એમ કેમ લાગતું હશે એ વિષે ચિંતા પ્રગટ કરશે, પરંતુ એણે તો મને કહ્યું:

'મારે પણ તમારી સાથે આ બાબતમાં વાત કરવી હતી.' એ કઠોર અવાજથી આટલું બોલી ત્યાં જ હું એનો મનોભાવ સમજી ગયો, પરંતુ ખંજરના ઘા જેવું વાક્ય સાંભળવાનું હજી મારે માટે બાકી જ હતું. એ બોલી: 'હવે મારે અભ્યાસ છોડી દેવાનો છે શું?'

મેં ધીમેથી કહ્યું : 'અત્યારે તો એ વિચાર પણ ક્યાં કરી શકાય એમ છે?'

'તમે એમ. એ. ની પરીક્ષામાં નહિ બેસો ?' એણે કહ્યું.

'હું તો બેસીશ. મેં તો બધું કરી લીધું છે.'

'ઠીક' એટલું બોલી એ ત્યાંથી ઊઠી ગઈ. મારી વાત અધૂરી રહી. પછડાટ ખાઈને હું પડ્યો હોઉં તેમ ખુરશી ઉપર બેસી રહ્યો. સુકન્યા આમ બોલે-બોલી શકે એવી કલ્પના પણ મને કોઈ દિવસ નહિ આવેલી.

એ આખો દિવસ હું વિચારમાં જ ડૂબેલો રહ્યો. ઘણીવાર શિક્ષણ અને સંસ્કારના મને વિચાર આવ્યા, પિતાજી ગયા પછીની બાની સ્થિતિના વિચાર આવ્યા. લગ્ન સમયની સૂરજના વિચાર આવ્યા. મારું મન ન સમજાય એવા પ્રશ્નોથી ભરાઈ ગયું અને હું મૂંઝાવા લાગ્યો. મેં તે દિવસે એટલો નિશ્ચય તો કર્યો જ, હવે પછી સુકન્યાને મારે એક શબ્દ પણ ન કહેવો અને બાને મારાથી જેટલું સુખ આપી શકાય તેટલું આપવું.

પરંતુ એની વળી વિપરીત અસર થઈ. સુકન્યાને એમ લાગવા માંડ્યું કે એના પ્રત્યેના રોષને લઈ હું આમ કરી રહ્યો છું, એટલે એ વિચાર મારે તુરત જ છોડી દેવો પડ્યો. બા બહુ સમજુ હતાં એટલે મારી મૂંઝવણ સમજવામાં એમને વાર ન લાગી. હું ન જાણી શકું એમ એમણે સુકન્યા પ્રત્યેનું પોતાનું વલણ ફેરવી નાખ્યું. હું એ સમજી તો ગયો. પરંતુ એમાં મારે દુઃખ પામવા જેવું લગીર પણ નહોતું. એક સુંદર સમાધાન મેળવી હું નિરાંતથી રહેવા લાગ્યો. બા અને સુકન્યા વચ્ચે પણ બાહ્યમેળ સંધાઈ ગયો.

*

સુકન્યાને ભાવનગર આવ્યે છ મહિના વીતી ગયા હતા. હું એમ. એ. ની પરીક્ષા આપી ચૂક્યો હતો. બા હવે હૃદયના ઊંડા ઘાને ઢાંકી આનંદથી રહેતાં હતાં. ઘરનું વાતાવરણ પ્રમાણમાં શાંતિભર્યું હતું. માત્ર એક પ્રશ્ન પ્રતિદિન ઉગ્ર બનતો જતો હતો. સુકન્યા અવારનવાર અભ્યાસની અને મુંબઈની વાત મારી પાસે મૂકતી હતી. હું કહેતો હતો કે 'બા પાસે રહેવું જ જોઈએ એટલે તું ભાવનગરમાં જ અભ્યાસ કર.' એને એ પસંદ નહોતું. ભાવનગરનું વાતાવરણ એને ઉલ્લાસમય કે સ્વતંત્ર નહોતું લાગતું. જે કારણે મેં એને ભાવનગર નહિ, પણ મુંબઈમાં શિક્ષણ લેવા પ્રેરી હતી તે કારણો એ આગળ ધરતી હતી. હું કહેતો હતો કે 'તે દિવસની સ્થિતિ જુદી હતી, પિતાજી બેઠા હતા અને તારી પ્રાથમિક તૈયારી પણ થઈ નહોતી.' એને મારી વાત ગળે ઊતરતી નહિ. એ એમ માનતી હતી કે હું એને વધુ સ્વાતંત્ર્ય આપતાં અચકાઉં છું.

જેમ દિવસો વીતતા જતા હતા તેમ આ પ્રશ્ન મૂંઝવણભર્યો બનતો જતો હતો. એક બાજુ અમારો મતભેદ ચાલ્યા કરતો હતો અને બીજી બાજુ મુંબઈનાં મિત્રોના એના ઉપર અને મારા ઉપર પત્રો આવ્યા કરતા હતા. એ ઘણાખરા પત્રો મને વંચાવતી હતી. મારા ને એના તમામ પત્રોનો ધ્વનિ એક જ હતો : 'આટલાં શિક્ષણ અને સંસ્કારથી સંતોષ ન માનવો જોઈએ. હજી તો મા ખિકા જ તૈયાર

થઈ છે. ચણતર બધું બાકી છે.' અને તે સાથે જ મુંબઈની મઝાનાં વર્ણનો આવતાં.

હવે સુકન્યામાં ગભરામણ તો રહી જ નહોતી, એટલે મારા મિત્રો આવતા ત્યારે મારે શરમાવું નહોતું પડતું. મારા કરતાં યે વધારે મોજથી અને છૂટથી એ સૌની સાથે રહી શકતી. એક વખત મારી બાએ મારી પાસે એ વિષે સહેજ અણગમો પ્રગટ કરેલો, પણ મેં એને સમજાવી હતી કે 'જો એટલી યે છૂટ ન લઈ શકાય તો શિક્ષણનો અર્થ જ શો?' એટલે એ ચૂપ રહી હતી અને તે પછી કોઈ દિવસ બોલી જ નહોતી. સુકન્યા તો સમજતી જ હતી કે બાને આ નથી ગમતું. પરંતુ એ વિષે એને ચિંતા નહોતી. એ દૃઢપણે માનતી હતી કે મારો ને એનો અધિકાર એક સરખો જ છે. પુરુષ અને સ્ત્રી વચ્ચેની અસમાનતા હું પ્રથમથી જ ઇચ્છતો નહોતો. અને એ પણ હવે એમ જ ઇચ્છતી થઈ ગઈ હતી.

પણ કોણ જાણે કેમ, મેં કલ્પ્યો હતો એવો રસ મને મળતો જ નહોતો. અમે જ્યારે જ્યારે એકાંતે મળતાં ત્યારે ત્યારે મોટે ભાગે કોઈ ને કોઈ વાદવિવાદમાં જ ઊતરી જતાં અને તેનું પરિણામ પણ મતભેદમાં જ આવતું. સુકન્યા પ્રથમ પહેલી મુંબઈ ગઈ ત્યારે એના મોં ઉપર મને જે જડતા લાગેલી તે હવે હતી નહિ, પણ એ સાથે જ એના ગાલ ઉપર શરમની લાલી રહેતી અને આંખો કોઈ કોઈ વખત ન વર્ણવી શકાય એવા ભાવથી ઊભરાઈ જતી તે પણ હવે ચાલ્યું ગયું હતું. હું મારા મનને ફરી ફરીને કહેતો કે એ ખરેખર જવું જ જોઈતું હતું. એ લજ્જા અને એ લાગણી સ્નેહનાં પ્રતીક નહોતાં પણ ભય, અજ્ઞાન અને હીનતાનાં પ્રતીક હતાં. પણ મન જાણે માનતું જ નહોતું. એ એમ કહ્યા જ કરતું હતું કે આ શિક્ષણ અને સંસ્કારની સાથે એ લજ્જા ને એ લાગણી નહિ આવે તો તારા ચિત્તને ઠંડક મળશે નહિ.

દિવસ મારો કેટલો સુંદર જતો! હું વાચનમાં ને શિક્ષણકાર્યમાં મશગૂલ રહેતો. એ પણ ઘરકામ ને વાચનમાં સમય ગાળતી. સાંજ-સવાર મિત્રોની વચ્ચે અમે ગુલતાન કરતાં. કોઈ ઘેર આવતું ત્યારે અમારો મુક્ત પ્રેમ જોઈ આશ્ચર્યમુગ્ધ થઈ જતું. પરંતુ રાત્રે?

કોણ જાણે કેમ હવે તો દરેક રાત્રે મુંબઈ જવાની વાત નીકળતી. સુકન્યા કહેતી કે 'તમે એમ. એ. થઈ ગયા છો. હવે તમારે પણ મુંબઈ જેવા વિશાળ ક્ષેત્રમાં જ આવવું જોઈએ અને મારી જિંદગી રસોડામાં જ ખતમ થવાની ન હોય તો મને પણ વિશાળ ક્ષેત્ર આપવું જોઈએ. એની વાત કેટલી સાચી હતી! પણ બા મુંબઈ આવવા ઇચ્છતાં નહોતાં. જો કે મને ભય હતો કે બા મુંબઈ આવે તે સુકન્યા પસંદ કરે કે નહિ, પણ એ પ્રશ્ન જ ઉપસ્થિત થયો નહોતો. સુકન્યાને ખાતરી હતી કે બા મુંબઈ આવે જ નહિ. પણ બાનો પ્રશ્ન એક કોરે મૂકું તોપણ મને મુંબઈ તરફ આકર્ષણ થતું જ નહોતું. એક છાની બીક પ્રગટ કરવાની રજા આપો તો કહું કે મને એમ લાગ્યા જ કરતું હતું કે ત્યાં સુકન્યા ને હું એકાંત મેળવી શકશું જ નહિ. અમારો તમામ રસ-આનંદ મિત્રોમાં વહેંચાઈ જશે.

'પણ એમાં શું?' મારા મનમાં પ્રશ્ન થતો. 'એ તો સારી સ્થિતિ કહેવાય-ઊંચી સ્થિતિ કહેવાય. સ્વાતંત્ર્ય અને સમાનતાની પરાકાષ્ઠા કહેવાય.' પણ મન ક્યાં ભોળું હતું? એ સામો પ્રશ્ન પૂછતું: 'ક્યા આદર્શને ખાતર આ એકાંતનો ત્યાગ?' મને એનો જવાબ મળતો નહિ. હું એટલું જાણી ગયો હતો કે 'સુકન્યાને મન સ્વાતંત્ર્ય અને સમાનતાનો અર્થ હજી સુધી તો એટલો જ હતો કે એ પોતાની ઇચ્છાનુસાર વર્તી શકે. કોઈની રોકટોક વિના કોઈની પણ સાથે સંબંધ રાખી શકે.' મારે આ અર્થ સામે વાંધો નહોતો, પરંતુ આ અર્થ એટલે કે આ સ્વતંત્રતા અને સમાનતા અમને વિખૂટાં જ પાડી દેશે તો? એવો ભય મનમાં પેદા થયા કરતો હતો.

આખરે મુંબઈ જવાનો દિવસ પણ આવી પહોંચ્યો. સુકન્યા પ્રતિદિન નારાજ રહેવા લાગી. જેમ હું એને મુંબઈ ન જવા માટે સમજાવતો ગયો

તેમ તેમ એને લાગવા માંડયું કે હું સ્વાતંત્ર્યનો માત્ર ડોળ જ કરું છું. સુકન્યાએ મને ત્યાં સુધી કહ્યું કે એને શિક્ષણ આપવાની પાછળ એને શિશિત, સંસ્કારી કે સ્વાતંત્ર્યપ્રેમી કરવાનો મારો ઈરાદો નહોતો, પરંતુ મિત્રોમાં મારી પત્ની ગમાર ન ગણાય એટલું જ મારે જોઈતું હતું. એના આ વાકયનો હું જવાબ નહોતો આપી શકયો. એ ખોટું હતું એમ કહેવાની મારી હિંમત નહોતી, કારણ કે એ મનોભાવ મારામાં હતો જ. પરંતુ એની સાથે તો અમારા સંયુક્ત સુખની કલ્પના પણ જડાયેલી જ હતી. સુકન્યા એ સ્વીકારે એમ નહોતું–સમજે એમ પણ નહોતું.

બાની સંમતિ લઈ અમે બંને મુંબઈ જવા માટે ઊપડયાં. ભાવનગરનાં ઘણાં મિત્રો અમને વળાવવા માટે સ્ટેશને આવેલાં. જેમ મુંબઈનાં મિત્રોની ઇચ્છા હતી કે અમે મુંબઈ આવીને રહીએ તેમ ભાવનગરનાં મિત્રો અમને ભાવનગર ઇચ્છતાં હતાં. શા માટે તેઓ એમ ઇચ્છતાં હતાં તેનું વિશેષ પૃથક્કરણ ન કરું તો યે મારે એટલું તો કહેવું જોઈએ કે અમે બંને બધાંને આનંદરૂપ હતાં. માત્ર અમે બંને જ એકલાં આનંદ લઈ શકતાં નહોતાં.

મુંબઈ મારા માટે નવું નહોતું, પણ સ્થાયી રહેવાનો વિચાર કોઇ દિવસ મેં કરેલો જ નહિ, એ જ રીતે ઘર વસાવીને રહેવાનું પણ જિંદગીમાં પહેલવહેલું જ બનતું હતું. પણ એ બધું તો ગોઠવાઈ ગયું. સારી એવી નોકરી પણ મળી ગઈ. સુકન્યા પણ કૉલેજમાં દાખલ થઈ ગઈ. બધું જ વ્યવસ્થિત થઈ ગયું. માત્ર હૃદય દિનપ્રતિદિન અવ્યવસ્થિત થવા લાગ્યું. મુંબઈના અનેકાનેક મિત્રો ને મોજેમાં અમારી વચ્ચે મતભેદ રહેવા જ લાગ્યો. મારા પ્રત્યે સુકન્યા આદર રાખે એવું તો મારે યે નહોતું જોઇતું, પણ મારી વાતને પ્રેમ અને સહાનુભૂતિથી વિચારે એવી મારી ઝંખના વધતી જ જતી હતી. સૌથી વધુ દુઃખ મને એ વાતનું થતું હતું કે મારી પ્રત્યેક 'ના' ને એ પતિનો જુલ્મ જ સમજતી હતી અને મારી પ્રત્યેક ઇચ્છાને એ બળાત્કાર જ માનતી હતી. સુકન્યા મારી પત્ની હતી. અમે એક એક સાથે જીવનભરને માટે જોડાયાં હતાં, પરંતુ એના વતી હું કોઈને એક શબ્દ પણ કહું, અમે આવશું કે નહિ આવીએ એવું પણ કહું, તો એ છંછેડાઈ જતી. એની સ્વતંત્રતા હું હરી રહ્યો છું એમ કહેતી.

એક દિવસ થાકીને મેં એને ચિઠ્ઠી લખી કે "હું તમારી સાથે વાત કરવા ઇચ્છું છું: એ કહેવાની જરૂર નથી કે મુંબઈ આવ્યા પછી મેં એને તું કહેવાનું બંધ કર્યું હતું. અમસ્થો યે હું અજાણ્યાની વચ્ચે તો એને તમે જ કહેતો, પરંતુ મિત્રોની વચ્ચે તું કહેવાઈ જતું તેમાં એને અસમાનતા લાગતો હતી. હું એને કહેતો હતો કે એ પણ તું કહીને બોલાવે, પણ જાહેરમાં એમ કરવા માટે એ તૈયાર નહોતી.

મારી ચિઠ્ઠી વાંચીને એ તુરત જ વાત કરવા માટે તૈયાર થઈ ગઈ. મેં જોઈ લીધું કે વાત કરવામાં સાર નથી, પરંતુ મારું ગૃહજીવન નષ્ટ થઈ રહ્યું હતું. એટલે મેં મનને મજબૂત કરી વાતનો આરંભ કર્યો. મેં પહેલો જ પ્રશ્ન એને એ પૂછ્યો કેઃ

'તમારી સાથે હું શી રીતે રહું એમ તમે ઇચ્છો છો ?

એણે મને જવાબ આપ્યોઃ 'જેમ રહો છો તેમ જ.'

'મને એમાં નિરસતા લાગે છે.'

જવાબમાં એણે મોં મરડયું.

'મારું કહેવાનું તમે સમજો.' હું ખૂબ નરમાશથી બોલ્યો. 'આ રીતે આપણે એકબીજાંથી દૂર જતાં જઈએ છીએ.'

'તો શું કરવું ?'

'આપણા સહજીવનને અને સ્નેહતત્ત્વને હાનિ ન પહોંચે તેમ આપણે રહેવું જોઈએ.'

'એટલે કે તમે કહો તેમ કરવું જોઈએ.'

'તમે ઊંધું ન લો. હું એમ માગતો જ નથી.' મેં કહ્યું.

'તો શું માગો છો ?'

'બીજાં મિત્રો કરતાં આપણો સંબંધ કંઇ યે વિશિષ્ટ છે એમ તમે સ્વીકારો છો ?'

'પણ તેથી શું ?'

'તો આપણે એકમેકને અનુકૂળ રહેવા પ્રયત્ન કરવો જોઈએ.'

'એનો અર્થ એ કે મારે તમને અનુકૂળ રહેવું જોઈએ.'

'એમ હું નથી કહેતો.'

'ત્યારે શું કહો છો ?'

'મારી કોઈ પણ વાત ઉપર તમે સહાનુભૂતિપૂર્વક વિચારો એમ હું ઇચ્છું છું.'

'તમે એમ કરો છો ?'

'હું નથી કરતો ?' મારાથી ઊંચે સાદે બોલી જવાયું.

'તો હું પણ કરું છું.' એણે દૃઢતાથી કહ્યું. મને લાગ્યું કે વાત પૂરી થઈ ગઈ છે. હું બે ત્રણ મિનિટ મૂંગો બેસી રહ્યો એટલે એ ઊઠીને ચાલતી થઈ. મેં એક નિઃશ્વાસ મૂકી છેલ્લો માર્ગ વિચારવા માંડ્યો.

*

મારો કાગળ વાંચી સુકન્યા તુરત જ મારી પાસે આવી અને લાલ આંખ કરી એણે મને કહ્યું. 'હું માનું છું કે તમે વહેમી છો. મારી મૈત્રીઓને સાંખી શકતા નથી. હું માનું છું કે તમે જૂના વિચારમાંથી નીકળ્યા નથી, મારી સ્વતંત્રતા તમારાથી સહેવાતી નથી..........'

એ એવાં ઘણાં વાક્યો બોલી ગઈ, પણ મને યાદ ન રહ્યાં. મેં મારું હૃદય કાગળમાં ઠાલવી દીધું હતું. એ કાગળનો સાર આ હતો કે આ બધી ઝંખના સહચાર માટે છે, સત્તા માટે નથી. હું ને તમે જો વિશિષ્ટ સંબંધ ન રાખી શકીએ તો આપણાં લગ્નની અને સંયુક્ત જીવનની કશી કિંમત નથી. હું તમને અંતરથી ઇચ્છું છું, પણ તમે મારાથી દૂર ને દૂર જતાં જાવ છો. જો આમ જ આપણે રહેવું હોય તો મારે મને અપરીણિત અથવા તો વિધુર જ માનવો રહ્યો.'

જવાબમાં સુકન્યાએ મને સંભળાવ્યું: 'તમે વહેમી છો, અસહિષ્ણુ છો.........' આ વચનોનો મારી પાસે જવાબ નહોતો. એના ગયા પછી મેં ટેબલ ઉપર એક ચિઠ્ઠી મૂકી: 'સૂરજ મારા માટે યોગ્ય હતી કે સુકન્યા તે મારાથી સમજાતું નથી. એમ લાગે છે કે સૂરજ હવે મરી ગઈ છે અને સુકન્યા તો મારી પાસે આવી જ નથી. હું એકલો જ હતો અને છું.'

આ ચિઠ્ઠી મૂકી હું ઑફિસમાં ચાલતો થયો. રાત્રે હું ઘેર આવ્યો ત્યારે સુકન્યા અમારાં સ્ત્રી-પુરુષ મિત્રોની વચ્ચે બેઠી હતી અને આજે વ્યાપક થઈ ગયેલા 'સ્ત્રીસ્વાતંત્ર્યમંડળ'ની સ્થાપનાના વિચારો ત્યારે ચાલતા હતા.



આ અંકમાં 'જર્મનીની ભીતરમાં' પ્રગટ થયેલો લેખ હિંદી 'વિશ્વમિત્ર' માંથી અનુવાદિત કરેલો છે. સં૦



વર્ષ નવમું	નવેંબર ૧૯૩૯	અંક નવમો

# ગુજરાતનો પ્રાંતિક વિકાસ

[ રાષ્ટ્રીય દૃષ્ટિએ ]

જેવી રીતે માણસ પોતાની વિશિષ્ટતાને લીધે સમાજમાં મહત્ત્વનું સ્થાન મેળવે છે અને સમષ્ટિની ઉત્ક્રાન્તિમાં પોતાનો હિસ્સો નોંધાવી શકે છે, તેવી રીતે આપણી અત્યારની રાષ્ટ્રવ્યાપી સાંસ્કારિક એકતા માટે પણ દરેક પ્રાંતે પોતાનું વિશિષ્ટ ધ્યેય સાધવું પડશે; અને એવા પોતાના વિશિષ્ટ સર્વાંગીણ વિકાસ વિના સંસ્કૃતિના મહાસાગરમાં પોતાનું કહેવાય તેવું કાંઈ પણ તેનાથી આપી શકાશે નહિ.

એટલે આપણી પ્રાંતિક ભાવના પાસે ત્રણ મુખ્ય પ્રશ્નો આવીને ઊભા છે. એક તો સર્વાંગીણ વિકાસ સાધવાનો પ્રયત્ન, બીજો પ્રશ્ન સાંસ્કારિક એકતામાં એનું વહેણ, અને ત્રીજો મહાન પ્રશ્ન વિશ્વવ્યાપી બલાબલની સાચી તુલના કરવાની એની શક્તિ. આ ત્રીજો પ્રશ્ન એટલા માટે મહત્ત્વનો છે કે અત્યારે કોઈ નાનામાં નાનું ગામ પણ વિશ્વવ્યાપી બળોની અસર નીચે ન આવે એવું શકય નથી.

પ્રાંતિક સર્વાંગીણ વિકાસ વિષે દરેક પ્રાંતને પોતપોતાના વિશિષ્ટ પ્રશ્નો છે ને સામાન્ય પ્રશ્નો પણ છે. ઉદાહરણ તરીકે સાધારણ રીતે ગુજરાતીઓ પ્રાંતિક ભાવના પરત્વે વધારે ઉદારતાથી જોઈ શકે છે. અને તેના પ્રમાણમાં મહારાષ્ટ્ર–બંગાળ પચ્છાત છે. તો વિદ્યા સંગીત, ચિત્ર, સાહિત્ય એવી સામગ્રીમાં વિકાસદૃષ્ટિએ એ બન્ને પ્રાંતો ઘણા આગળ છે. એટલે દરેક પ્રાંતે પોતાના વિશિષ્ટ પ્રશ્નોનો પોતાની રીતે ઉકેલ લાવવાનો હોય છે. તેમાં કેટલીક વખત અતિ ઉત્સાહી કાર્યકર્તાઓ લાભને બદલે નુકસાન પણ કરી બેસે છે. ઉદાહરણ તરીકે સાહિત્યદૃષ્ટિએ હિંદી પાસેથી ગુજરાતને બહુ ઓછું મળે તેમ છે. પણ એનું રાષ્ટ્રભાષા તરીકેનું ગૌરવ જાળવવા એના પ્રત્યે લોકો ઉદાસીન ન રહે એ જોવું જરૂરનું છે. પણ હજી તો ગુજરાત પોતાના પગભર પોતાની ભાષામાં માંડ માંડ થતું આવે છે, તે પહેલાં

એના ઉપર હિંદીનો એટલો બોજો મૂકવામાં આવે કે એ બોજા આડે એ પોતાની પ્રાંતિક ભાષાનો વિકાસ પણ સાધી શકે નહિ તો એ વસ્તુ લાંબે ગાળે બન્ને ભાષાને નુકસાન કરવા ઉપરાંત ગુજરાતને એની પોતાની સંસ્કારિતામાં પીછેહઠ કરાવનારી પણ નીવડે. રાષ્ટ્રભાષાને લેશ પણ ઓછું મહત્ત્વ આપ્યા વિના પ્રાંતમાં એના સ્થાનનો નિર્ણય કરવાનું કામ જેટલું બને તેટલું વધારે અભ્યાસ દ્વારા નહિ પણ અભ્યાસ વિનાનાં સાધનો દ્વારા-રેડિયો–સિનેમા દ્વારા રાખવું જોઈએ. અભ્યાસ તરીકે નિશાળોમાં થતો એનો ઉપયોગ એ કદાચ લાંબે સમયે કંટાળાજનક ને નિરર્થક લાગ્યા વિના નહિ રહે. અત્યારના અભ્યાસ-ક્રમમાં ઘટાડો કર્યા વિના નવા વિષય તરીકે હિંદીને દાખલ કરવામાં એક રીતે માનસિક હ્રાસ પણ છે. અત્યારના વિષયો પરત્વે બાળકોને જે કંટાળો છે તેટલો જ કંટાળો હિંદી પ્રત્યે આવશે, ને જેમ અંગ્રેજી ભાષામાં ગુજરાતીનો ખીચડી–પાક બનાવ્યો, તેમ કદાચ હિંદી દ્વારા નવો ખીચડી–પાક પણ થશે.

રાષ્ટ્રભાષાનું ગૌરવ જ્યારે રાજદ્વારી પુરુષો સ્થાપવા મથે ત્યારે તેમણે એ વિષે કેળવણીકારો, લેખકો, ચિંતકો ને સર્જકોની ઉપેક્ષા ન કરતાં એમના અભિપ્રાયોને વજન આપવું જોઈએ ને જેટલા બને તેટલા વિશેષ અભિપ્રાયો મેળવવા જોઈએ. કોઈ પણ દેશમાં–પછી એ ભલે ગમે તેવા ઉદાર રાજદ્વારી પુરુષોથી નિયંત્રિત થતો હોય છતાં–એમાં વિચાર કરી શકે તેવા પુરુષો પ્રત્યે ઘૃણા દર્શાવવામાં રાજદ્વારી પુરુષો કોઈ દિવસ પાછા હઠતા નથી.

ઈંગ્લંડમાં બર્નાર્ડ શૉ મોટો ચિંતક છે, પણ એનો રાજદ્વારી પુરુષોએ કોઈ દિવસ હિસાબ ગણ્યો નથી. એટલે જે વિષય ખરી રીતે કેળવણીકારો માટે મહત્ત્વનો છે તેનો નિર્ણય એકાદ નિયમથી કરી નાખવામાં કે બહુમતીથી કરવામાં પણ એકંદરે પ્રજાને નુકસાન છે. એ વિચારને પ્રજા સમક્ષ ઘણો લાંબો વખત વહેતો મૂકવો જોઈએ.

પ્રાંતના સર્વાંગીણ વિકાસ માટે પ્રાંતીય ભાવનાની ખીલવણી જરૂરી છે.

એ ભાવના જ્યારે પોતાના એકમ સ્થાનથી વધારે દૂર જાય છે ત્યારે જ એના ઉપર નિયંત્રણ જરૂરી છે. અત્યારે ગુજરાતનાં સાહિત્ય–ચિત્ર–સંગીત–નૃત્ય–રંગભૂમિ–નાટકો–મેળાઓ ઉત્સવો–વ્યાયામો-સમૂહ ઉત્સવો-સઘળાંમાંથી ગુજરાતનો ધ્વનિ ઊઠવો જોઈએ. બેંગાલી રાગડામાં કવિતા ઉતારી એ ગુજરાતનાં છોકરાં પાસે મૂકવી એમાં હવે ગુજરાતના કવિઓએ પણ શરમ ગણવી જોઈએ. ગુજરાતનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ વિકસે–અને એનાં સંસારી તત્ત્વજ્ઞાનીઓની ને ભજનિકોની પરંપરાની પેઠે–સંસાર, સમૃદ્ધિ ને સંસ્કૃતિનો સમન્વય ગુજરાત સાધી બતાવે એ એની સૌથી વધારે સુંદર અને કદાચ ચિરસ્થાયી પ્રણાલિકા છે. એની પ્રાંતિક વિશિષ્ટતા એના સંસ્કારની સૌને પ્રિય લાગે એવી સૌરભમાં રહી છે. એના પ્રાંતિક અભિમાને બીજાને હણ્યા નથી કે દુભવ્યા નથી. આજે ગુજરાત પોતાના પ્રાંતિક વિકાસ માટે એના લોકનાયકો પાસે દૃષ્ટિની અપેક્ષા રાખે છે.

વિશ્વવ્યાપી બલાબલની તુલના કરવામાં ગુજરાતીઓ પાછા પડશે તો પોતાનાં વ્યાપાર, સમૃદ્ધિ ને સંસ્કારિતા–સઘળું ગુમાવી બેસશે.

એટલે રાજકારણ ગમે તેટલું બળવાન ને વ્યાપક તત્ત્વ થવા મથે–અને એણે થવું જ જોઈએ તોપણ એ પ્રાંતના સર્વાંગીણ વિકાસ, ખાસ કરીને પ્રાંતની વિશિષ્ટતા દ્વારા સધાતા સંસ્કૃતિવિકાસને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે તો જ એની લાંબે ગાળે ફતેહ છે. કારણ કે તો જ એને પ્રજાનું પીઠબળ મળે; બળવાન, તેજસ્વી, સ્વતંત્ર વિચારશક્તિવાળા જુવાનોનો ટેકો મળે. નહિ તો પછી ટોળાં ભેગાં થાય. ટોળાં હાલી ઊઠે. ટોળાં માને કે આપણા ભેગાં થવાથી પૃથ્વી ધ્રૂજે છે. ને જે વખતે પરદેશી સત્તાનો માત્ર એક ફટાકડો ફૂટે ત્યારે ટોળાને શું કરવું.એ પણ ગમ ન હોય, કારણ કે એમનામાં વિચાર કરવાની શક્તિ જ ન હોય–માત્ર શબ્દોને અનુસરવાની જ શક્તિ આવી હોય.

સર્વાંગીણ વિકાસ સાધવો હોય તો પ્રાંતની વિશિષ્ટતા શામાં રહી છે એ લોકસેવકો ને લોકનાયકોએ જાણવું જ જોઈએ. એમનાથી પ્રાંતનાં કલા–સાહિત્ય–કવિતા–પ્રણાલિકા અને સામાન્ય સંસ્કારભૂમિકાની ઉપેક્ષા કે મશ્કરી કરી શકાય જ નહિ.

વિદ્યા અને સંસ્કારની કોઈ પણ ભૂમિકાને ક્રૂર ઉપહાસનો વિષય બનાવી પ્રજાને દોરવાનો દાવો કરનારા ઘણા વખત સુધી ગમે તેટલાં લાંબાં ટોળાં ભેગાં કરે છેવટે જ્યારે ઓટ આવે ત્યારે પ્રજા ત્યાંની ત્યાં હોય છે–ન એ આગળ વધે ન પાછળ જુએ.

એટલા માટે અતિ ઉત્સાહી કાર્યકર્તાઓએ પોતાના ઉત્સાહમાં ને ઉત્સાહમાં ગુજરાતનો સાંસ્કૃતિક વિકાસ રૂંધાતો નથી એ હમેશાં જોવું રહે છે.

રાષ્ટ્રભાષા પ્રાંતભાષાને ન રૂંધે–રાષ્ટ્રપ્રેમ પ્રાંતવિકાસને ન અપનાવે એ સ્થિતિ પ્રત્યે પણ નજર રાખવી રહી.

• ધૂમકેતુ •

## પૂજાનું મૂલ્ય

[ શાર્દૂલવિક્રીડિત ]

સૂતાં ના સુખસેજમાં જગતમાં મોટાઈ કો'ને મળે,
કષ્ટો કૈંક સહ્યા પછી જગતની પૂજા વિબુધો રળે;
સૂતા કૈં પથરા નગે, સરિતમાં; ના ભાવ કો'એ પૂછે
વેઠે ઘા જળના, સલાટકરના, તે દેવ : સૌ કો' પૂજે.

• જેઠાલાલ ત્રિવેદી •

# મતભેદ અને શિષ્ટતા

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

આમાજિક જીવનનું મામૂલી વ્યાકરણ પણ જેઓ નથી જાણતા તેઓ કોઈ કોઈ વખત એટલા પક્ષાન્ધ થઈ જાય છે, કે ભિન્ન મત રાખનારને તેઓ પોતાના દુશ્મન માને છે. વિવાદમાં જે હારે તેના મોંમાં ધૂળ ભરનાર શાસ્ત્રીઓથી આપણે પરિચિત છીએ. પોતાના વિરોધીઓને ઝેર પાનાર લોકોના કિસ્સા પણ ઇતિહાસમાં મોજૂદ છે. જેનામાં આપણે નિષ્ઠા મૂકી તેની દરેક વાતને માની લેવી, તેના દોષનું પણ સમર્થન કરતા રહેવું, અને જેને વિરોધી માની લીધા તેમને દુશ્મન સમજી જમીનદોસ્ત કરવાનો પ્રયત્ન કરવો, એ વૃત્તિ મનુષ્યજીવનની અત્યંત અસંસ્કારી અને પ્રાથમિક અવસ્થાનું ચિહ્ન છે. એવા લોકો અહિંસાનું માહાત્મ્ય તો શું, તેનો અર્થ પણ સમજી શકતા નથી. અહિંસાવાદી જૈનોમાં પણ જ્યારે લોકો વાદમત્ત બને છે, ત્યારે પ્રતિપક્ષીનો કોઈ પણ રીતે નાશ કરવાને તૈયાર થઈ જાય છે.

સામાજિક જીવનમાં જ્યાં ચર્ચા મારફતે લોકમત સંગઠિત કરવામાં આવે છે અને જનતાને શિક્ષણ આપવામાં આવે છે, ત્યાં એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે, જ્યાં મતભેદ થાય ત્યાં દુશ્મની માની લેવી કે પેદા કરવી ન જોઈએ. વ્યક્તિગત સ્નેહસંબંધ જીવનનાં અગણિત તત્ત્વોને લીધે સ્થાપિત થાય છે. કેવળ મતભેદને લીધે એનો વિચ્છેદ કરી દેવો, અને પોતાની સજ્જનતા છોડી દઈ કેવળ વેર જ વેર શરૂ કરવું એ અસંસ્કારિતા અને પ્રાથમિક અવસ્થાનું દ્યોતક છે.

ધાકધમકી, મારપીટ આદિ હીન વ્યાપારોમાં ધર્મનો ખ્યાલ લાવી ક્ષાત્રધર્મનું વિધાન કરવામાં આવ્યું. સૂતેલા શત્રુને ન મારવો જોઈએ, કમરથી નીચે પ્રહાર ન કરવો જોઈએ, શત્રુનાં બાળબચ્ચાં પર આઘાત ન કરવો જોઈએ, શત્રુની સ્ત્રીઓનું વચનથી પણ અપમાન ન કરવું જોઈએ, શરણાગતને મારી ન નાખવો જોઈએ, ગાળો બોલીને પોતાના મુખદ્વારને નરકકુંડ ન બનાવવું જોઈએ, સૂર્યાસ્ત પછી (અને શીત પ્રદેશોમાં બરફની ઋતુમાં) યુદ્ધ બંધ રાખવું જોઈએ, નક્કી કરેલા એક સમયે મરેલા વીરોનાં શબને દાટવા માટે એકબીજાએ સુમેહથી ભેગા મળી કામ કરવું જોઈએ વગેરે નિયમોએ ક્ષાત્રધર્મને જલ્લાદના હત્યારા કર્મથી ઉન્નત બનાવ્યો. સામાજિક પક્ષભેદના ઝઘડાઓમાં પણ એવા જ શિષ્ટમાન્ય સદાચારના નિયમ હોય છે. પણ જેમને ચોરાશી લાખ યોનિઓમાં થઈ પહેલી જ વાર મનુષ્યદેહ મળ્યો છે તેઓ એ મર્યાદાઓ સમજી શકતા નથી.

કોઈએ મને ગાળ દીધી તો હું સામી ગાળ દઈ પોતાને અપવિત્ર શા માટે બનાવું? હીનતાની હોડમાં વિજય મેળવવાનો શોખ મને શા માટે થાય? સજ્જનતા કાંઈ 'પ્રતિયોગી ધર્મ' નથી.

દૂરદૃષ્ટિથી જોવામાં આવે તો આજે જેઓ આપણા વિરોધી છે, તેમની સાથે કદાચ કાલે સહકાર કરવો પડશે એ આપણે કેમ ભૂલીએ? ઓછામાં ઓછું આપણું આચરણ એવું રહેવું જોઈએ જ્યારે આજના પ્રતિયોગીઓની સાથે કાલે સહકારનો સુઅવસર આવે ત્યારે એમની સામે જોવામાં આપણે શરમથી મોં નીચું ન કરવું પડે અથવા બેશરમીની નિર્લજ્જતા બતાવવી ન પડે. બજારુ લોક ભલેને સજ્જનતાને કમજોરી માનતા હોય. પણ એથી કોઈને યે હાનિ નથી થઈ.

જ્યાં મતભેદ કે પક્ષભેદ છે, ત્યાં આપણો જીવનસંબંધ કાયમ રાખવાની વિશેષ કોશિશ કરવી જોઈએ. પણ જ્યાં મતભેદ કે કોઈ બીજા કારણથી આપણો મિત્ર કે વિરોધી સજ્જનતા છોડી દે, ખુદ પોતાને અને સમાજને નીચે પાડતો હોય, ત્યાં લોભ કે મોહને

વશ થઈ અથવા સામાજિક જીવનના ભૂલભરેલા આદર્શથી પ્રેરાઈ જો આપણે તેની સાથે જીવનસહયોગ ચાલુ રાખીએ, તો તે ય સામાજિક જીવનનો દ્રોહ છે. જ્યાં સુધી હીનતા નષ્ટ નથી થઈ અને સમાજદ્રોહ ચાલુ છે ત્યાં સુધી, પ્રેમપૂર્વક પણ પોતાનું પૂરું બળ વાપરીને તેનો વિરોધ, તેનો અસહકાર કરવો જ જોઈએ. નહિ તો આપણા નૈતિક જીવનનો કોઈ જ અર્થ નહિ રહે.

જો મતભેદ થતાં જ પરસ્પર સદ્વ્યવહાર અને શિષ્ટાચારનો અંત થઈ જાય તો સમાજમાંથી ચિત્તની ઉદારતા અને બુદ્ધિનો અનાગ્રહ સદાને માટે લોપ પામશે. કોઈની સાથે મતભેદ થતાં જ જો આપણે એના હરેક વચન પર અવિશ્વાસ રાખવા લાગીએ, એના હરેક વ્યવહારને ફક્ત ઢોંગ સમજીએ, તો મતભેદ દૂર થતાં આપણે એકદમ તેને વિશ્વાસપાત્ર અને ઈમાનદાર કેવી રીતે સમજી શકીએ? પણ આજે સમાજમાં એવાં જ દૃશ્ય જોવા મળે છે. બે માણસો જ્યાં સુધી એક જ અભિપ્રાયના હોય છે, ત્યાં સુધી એક બીજાને ભલે ને તેઓ જુઠ્ઠા અને ધૂર્ત માનતા હોય, તોપણ તેમની વાતોનું સમર્થન ઘણા આગ્રહથી કરે છે. તેનું કારણ એ છે કે સાર્વજનિક જીવનમાં મતભેદનો શિષ્ટતા સાથે કોઈ સંબંધ જ નથી રહ્યો. એક માણસ જો આજે મારા સામા પક્ષનો છે, મારી નજરમાં દગાબાજ, જુઠ્ઠો અને દુષ્ટ છે, એ જ માણસ જો કાલે કોઈ કારણથી મારા પક્ષનો થઈ જાય તો તે એકદમ સજ્જન અને વફાદાર મનાય છે. હું એટલો વિચાર પણ નથી કરતો કે જો કાલે આ જ માણસ દુર્જન અને કપટી હતો તો આજ એનું મારા પક્ષમાં સામેલ થવું શું એનાં કપટ–પ્રપંચ, ધૂર્તતા અને અવસરસાધકતાનું અંગ ન હોઈ શકે? જો મતભેદ એ આપણા વિચાર અને મનનનું પરિણામ હોય, તો તેનો અંત (પરિણામ) પરસ્પર અવિશ્વાસ અને દ્વેષમાં કદી ન આવી શકે. જેની સાથે આપણો મતભેદ થઈ જાય, એને આપણે ભદ્રપુરુષ માનવાનું છોડી દઈએ, અથવા એના દરેક કામને શકભરેલી નજરે જોઈએ અને એના પ્રત્યેક બોલને દ્વેષમૂલક, સ્વાર્થપૂર્ણ અને ભ્રમમૂલક માનવા જ તૈયાર રહીએ, તો વિચારસ્વાતંત્ર્ય અને મતસ્વાતંત્ર્યનો સમાજમાંથી નાશ જ થઈ જશે. બે માણસોનો મતભેદ જો શુદ્ધ અને પ્રમાણિક હોય, તો તેમણે પોતાની જિંદગી જ નહિ પણ પોતાની ઇજ્જત પણ એક બીજાને સોંપતાં જરા પણ અચકાવું નહિ જોઈએ. મતભેદનો અર્થ છે ભિન્ન દર્શન. ભલેને આપણી દૃષ્ટિએ બીજાઓનું દર્શન અપૂર્ણ અથવા ભ્રાન્તિજન્ય અને તર્કદૂષિત હોય, પણ આપણે એની પ્રમાણિકતા પર અવિશ્વાસ કદી ન કરવો જોઈએ. ભિન્ન મતવાળાઓને ચાલબાજીવાળા કે અસભ્ય સમજવા એક પ્રકારની અશિષ્ટતા છે. જો આપણે પોતાના મતને શાસ્ત્રશુદ્ધ અને ન્યાયસંગત સમજતા હોઈએ, તો આપણને બીજાઓ પર અસત્ય કે છળનો આરોપ કરવાની જરૂર ન હોવી જોઈએ. એ તો એક રીતે પોતાની કમજોરી કબૂલ કરવા બરાબર છે. એનો ચોખ્ખો અર્થ એ છે કે, આપણી પાસે દલીલોનો અભાવ છે, આપણી બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે, અને તેથી હવે આપણે સ્વાભાવિક છીછરાપણાનો આશ્રય લઈ વાદમર્યાદાનું ઉલ્લંઘન કરીએ છીએ. મૂળમાં, જેની વિચાર કરવાની રીત આપણાથી જુદી હોય, તેની પ્રતિષ્ઠા અને આત્મસન્માનની કદર આપણે કરવી જોઈએ. સભ્ય વાદવિવાદની એ મૂળ મર્યાદા છે. જેની સચ્ચાઈ અને હેતુની નિર્મળતાના સંબંધમાં આપણને સંદેહ હોય, તેની સાથે આપણે વાદવિવાદ જ કેવી રીતે કરી શકીએ? એ તો એક ચરિત્રહીન અને અસભ્ય સમાજદ્રોહી છે, જેના પર આપણે દયા ખાવી જોઈએ. આજે બે માણસ મતભેદને લીધે એકબીજાને અનીતિમાન, દુરાચારી અને દગાબાજ સમજે છે અને મતભેદ દૂર થતાં જ ફરી એકબીજાની પ્રશંસા કરવા લાગે છે, એ તો આપણા સામાજિક જીવનના પતનનું લક્ષણ છે. જે દિવસે મતભેદ, વ્યક્તિગત સ્નેહસંબંધ, અને પરસ્પર શિષ્ટ વ્યવહારનો સમન્વય થશે, તે જ દિવસે આપણું સામાજિક જીવન શુદ્ધ અને વિકાસોન્મુખ થશે.

નવેંબર, ૧૯૩૮.

# આપણી સ્વરાજયાત્રા

## શ્રી. મોહનલાલ મહેતા

જ્યારે આ નોંધ લખાય છે ત્યારે ભારતવર્ષના આકાશમાં સંઘર્ષનાં વાદળાં ઘેરાવાની શરૂઆત થઈ ચૂકી છે. યુરોપમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે નિરાશાનાં બધાં કારણો મોજૂદ હોવા છતાં એવી આશા રાખી હતી કે પોલેંડની મદદે દોડી રહેલું બ્રિટન હિંદને કદાચ એની સ્વતંત્રતા પાછી આપે. છેવટ એમ તો માન્યું જ હતું કે પૂર્ણ સ્વાતંત્ર્ય નહિ આપે તો યે એવું વચન આપી તાત્કાલિક અમુક સત્તાઓ આપીને હિંદને સંતોષી લેશે. પરંતુ દુઃખની વાત છે કે બહુ જ શાણું ગણાતું બ્રિટન વર્તમાન પરિસ્થિતિને ઓળખી શક્યું નથી અને પરાપૂર્વથા ચાલ્યા આવતા રિવાજને—જાલિમ સ્વેચ્છાએ કદી ગુલામને છોડે નહિ—એણે સમર્થન આપ્યું છે. બ્રિટિશ પ્રજા સ્વાતંત્ર્યપ્રેમી છે કે નહિ, બીજાને ગુલામીમાં રાખીને પ્રજાતંત્રની વાતો કરી શકાય કે ન કરી શકાય એ બધું જવા દઈએ તોપણ આજની કટોકટીમાં બ્રિટને હિંદને તરછોડીને પોતાના સામ્રાજ્યને, સિદ્ધાંતને અને પ્રજાને મોટા જોખમમાં ઉતાર્યાં છે. ખબર નથી પડતી કે આવી ભૂલની પાછળ એણે કઈ ગણતરીઓ રાખી હશે. અત્યારે તો એમ લાગે છે કે લોભીને ગળેથી જેમ મરતાં લગી પણ નાણું છૂટતું નથી તેમજ બ્રિટનને ગળેથી હિંદ છૂટી શકતું નથી. ચાલીસ કરોડની મહાન પ્રજાને ગુલામીમાં રાખીને નાનકડા પોલેંડને બચાવવાનો પ્રયાસ કરનાર બ્રિટન એમાં ફાવશે કે કેમ તે તો ભવિષ્ય નક્કી કરશે અને ફાવશે તો યે હિંદના ભારથી જ એ તૂટી પડશે કે કેમ એ પણ ઇતિહાસે જોવાનું રહેશે.

પણ જે થયું છે તે એક જોતાં સારું જ થયું છે. વૉયસરૉયના નિવેદન માટે દુઃખ પ્રગટ કર્યા પછી પણ આપણે એટલું તો કહેવું જોઈએ કે એણે આપણને જગાડી દીધા છે. 'રખે, તમે કોઈ એમ માની લેતા કે અમે બદલાઈ ગયા છીએ' એવું ભાન કરાવી દીધું છે. હિંદની જાગૃતિનાં મંડાણ થયાં તે દિવસે હિંદની કોઈ પણ માંગણીને નકારવામાં જે કારણો અપાતાં હતાં તે જ—એક પણ નવું નહિ—આજે પણ અપાયાં છે. સમજાતું નથી કે પ્રાંતિક સરકારોની મુક્તકંઠે પ્રશંસા કરનાર, લઘુમતીઓને અન્યાય થયો છે એવો એક શબ્દ પણ ન ઉચ્ચારનાર, બ્રિટિશ સરકાર મધ્યસ્થ તંત્ર માટે કે પૂર્ણ સ્વરાજ માટે એ જ લઘુમતીઓનું બહાનું કેમ આપી શકે? પણ સામ્રાજ્યવાદીઓની એ જ બલિહારી છે. વૉયસરૉય સાહેબે સુંદર અને સુંવાળા શબ્દોની પાછળ બ્રિટનની સામ્રાજ્યલીલા જ પ્રગટ કરી છે.

### પડકાર ઝિલાયો છે

વૉયસરૉયના આ નિવેદનને મહાસભાની કારોબારીએ ધિક્કારી કાઢયું છે તે યોગ્ય જ કર્યું છે. કારોબારીનો ઠરાવ બતાવે છે કે એ નિવેદન કોઈ જાહેરનામું નથી પરંતુ હિંદના સ્વમાનને સ્પષ્ટ પડકાર છે. અને એ પડકાર કારોબારીએ ઝીલી લીધો છે. આપણે સૌ જાણીએ છીએ કે મહાસભા કે ગાંધીજી પ્રધાનપદો છોડવા કે સીધી લડાઈ આપવા માટે આજે જરા યે ઉત્સુક નહોતા. હજાર વખત એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે મહાસભામાં આજે એ તાકાત નથી કે જે વડે બ્રિટિશ સરકાર સામે એ આઝાદીનો આખરી જંગ ખેલી શકે. મહાસભાએ પોતાની એક પણ નબળાઈને આજ લગી છુપાવી નથી. પોતાની તાકાત કે નાતાકાત એણે હમેશાં ખુલ્લી કરીને બતાવી દીધી છે. આ છતાં આજે એણે યુદ્ધનો માર્ગ અખત્યાર કર્યો છે ને તેના પહેલા પગલા તરીકે પ્રાંતિક સરકારોનાં આસનો ખાલી કરે છે. તેની પાછળ કારણ એક જ છે કે કમજોર કે ભયભીત હિંદુસ્તાન તદ્દન

નિર્માલ્ય નથી. એની તાકાત, બ્રિટનની પાસેથી પોતાની સ્વતંત્રતા પાછી લઈ લેવા જેટલી આજે ભલે ન હોય, પરંતુ પોતાના સ્વમાનના રક્ષણની અને તેને ખાતર મરી મટવાની તો છે જ. આજની હવા જોતાં એમ લાગે છે કે જો બ્રિટિશ સરકાર તરફથી મહાસભાની માગણીઓને છેવટ લગી ઠોકરે જ મારવામાં આવશે તો મહાસભા સત્યાગ્રહજંગમાં ઝુકાવશે જ. અને એ જંગ ૧૯૩૦ના જેવો સ્વરાજ-પ્રાપ્તિનો નહિ હોય, પરંતુ સ્વમાનરક્ષાનો જ હશે. જે પ્રજામાં સ્વમાનરક્ષાની આટલી પણ ભાવના ન હોય તેના દિલમાં સ્વરાજનું નામ પણ ન હોય અને લાખ વર્ષે યે એ પોતાનું સ્વાતંત્ર્ય ન મેળવી શકે.

એટલે આજના સંઘર્ષનું વાતાવરણ ઊભું કરનાર આપણે નથી પરંતુ બ્રિટિશ સરકાર જ છે. આપણે તો હવે એટલું જ બતાવવાનું રહે છે કે છેલ્લાં વીસ વર્ષમાં અમે તો શીખ્યા છીએ કે દરેક મનુષ્યના અને પ્રજાના જીવનમાં એવા પ્રસંગો આવે જ છે કે જ્યારે એણે પોતાની જિંદગી કે પોતાનું સત્ત્વ એ બેમાંથી એકની પસંદગી કરી લેવી જોઈએ. અમે માનીએ છીએ કે આજે એ પ્રસંગ આવી પહોંચ્યો છે. અમે હિંદવાસીઓ આ પ્રસંગે જિંદગીના લોભી નહિ બનીએ અને સર્વ સત્ત્વની રક્ષા ખાતર એને હોમી દેતાં અચકાશું નહિ.

## મુસ્લિમ-લીગનું વલણ

દુઃખની વાત એક જ છે કે આવી કટોકટીના વખતે હિંદના મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો કરનાર મુસ્લિમ-લીગ સામા પલ્લામાં જઈને બેસી ગઈ છે. જ્યારે સ્વમાનરક્ષાનો પ્રશ્ન આવીને ઊભો છે એ વખતે એ પોતાનાં જૂનાં ગીતો જ ગાયા કરે છે. મુસ્લિમ જનતા જેમ ધર્મપ્રેમી છે તેમ ધર્મઝનૂની પણ છે. આ જનતાને ધર્મને નામે બહેકાવીને હિંદની સ્વતંત્રતા અને સ્વમાનને જોખમમાં મૂકનાર મુસ્લિમ-લીગ માટે અફસોસ થયા વિના રહેતો નથી. અજબ જેવી વાત તો એ છે કે મહાસભાના અન્યાયની લાખ લાખ વાતો કરનાર મુસ્લિમ-લીગે નિષ્પક્ષ પંચ માટે તૈયારી બતાવી જ નથી. સાથે બેસીને વિચાર કરવાની દરખાસ્તોને એ ઠોકરે ઉડાવે તે હજી સમજી શકાય છે, પરંતુ નિષ્પક્ષ પંચને એ શા માટે નકારે છે તે નથી સમજાતું. હા, એટલું સમજાય છે કે જ્યારે માણસ એક પણ દલીલ કરી શકતો નથી ત્યારે માત્ર ના પાડીને ઊભો રહે છે. મુસ્લિમ-લીગે આજે એ વલણ અખત્યાર કર્યું જણાય છે. એમની શી ફરિયાદો છે તે સમજાતું નથી, એમની શી માગણી છે તેની ખબર પડતી નથી. એક જ ખબર પડે છે કે જો એનું ચાલે તો આ દેશમાંથી મહાસભાનું નામનિશાન તે ઉખેડી નાખવા માગે છે અને હિંદની સ્વતંત્રતાને મુસ્લિમોનાં હિતોના બહાના નીચે વેચવા ઇચ્છે છે.

## વિરોધી બળો

વૉયસરૉયે પોતાનું નિવેદન પ્રગટ કરી દીધું છે અને તે પછી દેશના તમામ પક્ષોએ પોતાનું વલણ જણાવી દીધું છે. આ બધી જાહેરાતો જો છેવટની જ હોય તો મહાસભાએ અનેક બળોની સામે પોતાની સત્ત્વરક્ષા કરવાનું રહ્યું છે. ૧૯૩૪માં મોકૂફ કરેલા સત્યાગ્રહ પછી આ પાંચ વર્ષમાં આપણે પ્રગતિ કરી છે કે નહિ તેની પરીક્ષાનો સમય હવે તદ્દન નજીક છે. અમને એમ લાગે છે કે રાષ્ટ્રને ગૂંગળાવી રહેલા લગભગ તમામ પ્રશ્નોમાં આપણે પ્રગતિ કરી છે—માત્ર એક પ્રશ્નમાં આપણે ઘણાં વર્ષો પાછા હઠી ગયા છીએ અને એ પ્રશ્ન છે રાષ્ટ્રીય એકતાનો. મહાસભાની એકતાની અહીં વાત નથી. એ વિષે તો અમે એમ માનીએ છીએ કે યુદ્ધનો શંખ ફુંકાતાં જ એમાં તમામ મતભેદો ડૂબી જશે; પરંતુ અહીં પ્રશ્ન છે તમામ કોમો અને પક્ષોનો. એમાં આપણે પ્રગતિ કરી નથી. એ બળો આજે વધુ મજબૂત, સંગઠિત અને એકાંગી બન્યાં છે. હિંદનો વિશાળ લોકસમૂહ મહાસભા પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે તેમાં શંકા નથી, અને મહાસભાને નામે લાખ્ખો માણસો કુરબાની કરવા તૈયાર થશે તે વિષે પણ અમને સંદેહ નથી, પરંતુ આ લડાઈમાં બ્રિટનનાં હથિયારો આપણા જ બંધુઓ — સરકારી સિપાઈઓ ને નોકરો જ નહિ, પણ કોમવાદીઓ ને

બીજા ગુંડાઓ–બનશે. આનો સામનો જો આપણે કરી શકશું — અને સામનો એટલે કે એની સામે પણ ખુલ્લી છાતીએ ને નિર્મળ આંખે આપણે ભોગ આપવા તૈયાર રહેશું તો આપણને કોઈ જ હરાવી શકશે નહિ, અને થોડા જ સમયમાં એ ભાઈઓને ખાતરી થઈ જશે કે એમનાં હિતો બ્રિટનની સંગીનોથી સુરક્ષિત નહિ રહી શકે, કારણ કે એ સંગીનો તો હિંદુ–મુસ્લિમ–પારસી–યહૂદી–ખ્રિસ્તી–હરિજનો સૌને એક સરખી જ ભોંકાયા કરે છે, પરંતુ પરસ્પરના વિશ્વાસ અને પ્રેમથી જ સુરક્ષિત રહેશે. જો આમ આપણે કરી શકશું તો બ્રિટનને એની હઠ અને હિંદુસ્તાન છોડચા વિના છૂટકો જ નથી.

પણ આમ આપણે કરી શકશું ? યુરોપનું મહાયુદ્ધ ફાટી નીકળતાં આપણા અહિંસાના સિદ્ધાંત સાથે સમાધાન કરવા તૈયાર થઈ ગયા, તેવું જ આ કોમી પ્રશ્નોમાં તો નહિ કરી બેસીએ ? હાથ ઉગામ્યા વિના પોલીસોનો માર ખાનાર આપણે કોઈ મુસ્લિમ કે કોઈ રાજપુત કે કોઈ જમીનદાર આવતાં સામે તો નહિ મારી બેસીએ ? આપણા મનને આજ સુધી એટલી જ તાલીમ મળેલી જણાય છે કે સરકારી નોકરોની સામે આંગળી પણ ન ઊચકવી. એ તાલીમ અહિંસાની છે કે બિનહથિયારી લડાઈની છે તેનું આ વખતે પૂરેપૂરું પારખું થઈ જશે. જો આપણે આપણી અહિંસાને વ્યાપક બનાવશું તો તો કોઈ પ્રકારનો ભય નથી, પરંતુ જો એમ ન કરી શકયા તો આપણે ભૂંડી રીતે હાર પામશું એ વિષે લેશમાત્ર સંદેહ નથી.

## સંઘર્ષ જામશે ?

પણ રહી રહીને પ્રશ્ન એ થાય છે કે મહાસભા અને સરકાર વચ્ચે સંઘર્ષ જામશે ખરો ? ગાંધીજી કહે છે તેમ આપણે વેરાનમાં ઘૂમવું જ પડશે ? અમને એમ લાગે છે કે એવી સ્થિતિ નહિ આવે. આપણા ઘરની સ્થિતિ જોઈએ છીએ તો એમ લાગે છે કે આપણને લડવાની જરી પણ ઉત્સુકતા નથી. કેવળ સત્ત્વરક્ષાને ખાતર લડવું પડે છે. સામા પક્ષની સ્થિતિ જોઈએ છીએ ત્યારે પણ એમ લાગે છે કે એ લડવા માટે તૈયાર નથી. યુરોપમાં જે આગ ભભૂકી ઊઠી છે તેમાં જ એને રોકાવું પડશે. હિંદમાં ચિનગારી મુકાય એમાં એને જરી યે લાભ નથી, અને પારાવાર નુકસાન છે. વૉયસરૉયનું નિવેદન આખરી શબ્દ ન હોય અને માત્ર ચકાસી જોવાની વૃત્તિ જ ન હોય ? એ જ જૂનાં હથિયારો, મતભેદો, કોમી કુસંપ, વફાદારી, સામ્રાજ્યની મુશ્કેલી વગેરે એક વખત અજમાવી જોવા ન ધાર્યું હોય ? જો એમ જ હશે તો તો આઠ પ્રાંતની સરકારો વીખાઈ જતાં જ બ્રિટનને સાચી સ્થિતિનું ભાન થઈ આવશે ને એ મહાસભા સાથે સમાધાન કરી લેશે. પરંતુ એમ નહિ હોય અને એને પોતાની સંગીનો ઉપર અને કહેવાતી લઘુમતીઓના સાથ ઉપર અતૂટ વિશ્વાસ હશે તો સંઘર્ષ જામશે જ. આપણે આ કટોકટીની ઘડીએ એટલી પ્રાર્થના કરીએ કે બ્રિટનને સાચી સ્થિતિનું ભાન થાય અને હિંદુસ્તાન એનું દુશ્મન બને તે પહેલાં એને મિત્ર બનાવી લે.

•

દુ:ખમાં વધારો ન કર. આ બીજો ઘા કદાચ તેં શરૂ કરેલું કાર્ય બરોબરનું પૂરું કરી નાંખશે!

**સિનિસ્કા :** નહિ, મને જવા દે. મારે તેનું મુખ જોવું ન જોઈએ. કારણ, જો હું તેને જોઉં તો કદાચ પશ્ચાત્તાપ કરું. મને રોક નહિ. મેરિન, વિદાય!

(જમણી બાજુથી જાય છે. મેરિન અનુસરે છે.)

**ડાફ્ને :** વાહ! જો પ્રતિમાઓ સ્વેચ્છા પ્રમાણે સજીવ બને તો એથેન્સમાં હવે મઝાની ધમાલ મચવાની.

(ક્રિસોસ જમણી બાજુથી દેખાય નહિ તેમ પ્રવેશે છે.)

વળી મારે પુત્રીઓ છે—બધી યે ઉમરલાયક. જો દરેક પુરુષ પથ્થરનું ગચ્ચું લઈને પોતાના સ્વભાવને અનુકૂળ કુટુંબ કોતરી કાઢશે તો ભોળી સરળ સ્ત્રીઓ માટે ક્યાં સ્થાન રહેશે?

**ક્રિસોસ :** જો દરેક યુવતી ડાફ્ને હોય તો પુરુષ પથ્થરના શિલ્પ તરફ કદી યે જોવાની પરવા ન કરે! (લાગણીવશ થઈ) ઓ ડાફ્ને!

**ડાફ્ને :** રાક્ષસ, ચાલ્યો જા, અહીંથી દૂર થા. (સ્વગત) જો મારી પાસે સિનિસ્કા જેવી જીભ હોત તો હું તેને સળગાવી દેત! (સિનિસ્કાની નકલ કરી આશ્ચર્યબદ્ધ ક્રિસોસને) ઓહ, હું, તમે અને ગેલેશિયા એકલાં પ્રેમબદ્ધ જ્યાં બેઠાં હતાં તે દૃશ્ય ગમે ત્યારે કલ્પી શકું છું! ઓહ, ગભરાતો નહિ કે હું એ—જ્યારે ઈર્ષ્યા મારા હૈયામાં ઘર કરે છે ત્યારે તે પોષણના અભાવે નથી મરી જતી!

**ક્રિસોસ :** મને તેની ખાતરી છે! તમારી મહેમાનગીરી જગમશહૂર છે. વહાલી, તેને મારી તરફ આગળ વધવા દો તો? મને ફરીથી ઘરમાં સ્થાન આપો!

**ડાફ્ને :** ઘર? ના, હું નહિ રાખું. વાહ, મારી પાસે તો દેવીઓનું જૂથ છે. લગભગ પચાસનું—અર્ધનગ્ન મદિરાદેવીઓ પણ—દરેક જાતની વનદેવીઓ અને જળદેવીઓ. જો હું ઘર જઈને જોઉં કે તે બધીઓએ તેમના મસ્તકમાં સજીવ થવાનો નિશ્ચય કર્યો છે તો ઘરમાં તમે હો તો તેમનું કે મારું શું થાય? ના, ના, આરસમાં ભલે તે સામાન્ય ગણાય, પણ જીવતી થતાં!!! હું એ બધી લજ્જાહીન રાંડોને વેચી મારીશ. જ્યાં સુધી હું તેમને વેચી મારું નહિ ત્યાં સુધી ક્રિસોસ, તમારે બહાર રહેવું પડશે.

**ક્રિસોસ :** પણ મેં કર્યું છે શું?

**ડાફ્ને :** આપે શું નથી કર્યું, મહેરબાન?

**ક્રિસોસ :** હું તમને કહી શકતો નથી—એમાં અત્યંત સમય જશે!

**ડાફ્ને :** મેં તને પેલી આરસની નખરાળી સાથે એની કમરે તારો હાથ વીંટાળી બેઠેલો જોયો છે એ સમજાવ તો ક્રિસોસ.

**ક્રિસોસ :** એ તો એમ ને એમ સમજાય એવું છે વહાલી ડાફ્ને, હું તો કલાનો કદરદાન રહ્યો અને મને પ્રતિમાઓ તો બહુ ગમે છે.

**ડાફ્ને :** વાહ—એમ તો તમારી માફક મને પણ કલા પ્રત્યે પ્રેમ છે. છતાં તમે કદી યે મને પથ્થરના એપોલોની કમરે મારા હાથ વીંટાળી બેઠેલી જોઈ નથી! અને આ "પ્રતિમા" માટે તો—જો હું તેને અત્યારે જોઉં તો તમને તેના ટુકડાઓ માટે પ્રીતિ થાય છે કે કેમ તેની ખાતરી કરું!

**ક્રિસોસ :** એ બાળાને ક્ષમા કર. તે તદ્દન જુવાન છે અને તદ્દન નિર્દોષ છે. તારી દયાની એ હકદાર છે.

**ડાફ્ને :** એમ કે?

**ક્રિસોસ :** હા, ખરેખર. જો મેં ડાફ્નેને એપોલોને હાથ વીંટાળી બેઠેલી જોઈ હોય તો મને એપોલોની દયા આવે.

(ડાફ્નેની કમરે તેનો હાથ વીંટાળે છે.)

**ડાફ્ને :** (પસ્તાતી) ખરું કહો છો?

**ક્રિસોસ :** ખરે જ, મારા સોગન, ખરેખર.

**ડાફ્ને :** ઠીક. ક્રિસોસ, તને હું માફી આપું છું. (તેને ભેટે છે) આખરે સંજોગો અપવાદરૂપ હતા.

**ક્રિસોસ :** (ધીમેથી) ખરેખર શોચનીય!

**ડાફ્ને** : ઘેર ચાલ. પણ યાદ રાખજે હું એ દેવીઓનું જૂથ વેચી મારવાની છું. પથ્થર સજીવ થાય એમાંથી કોઈ ભલીવાર આવે નહિ.

**ક્રિસોસ** : માફ કરજે. પણ ડયુકેલિયને પાછળ નાંખેલા પથ્થરમાંથી જ પૃથ્વીના એકેએક જીવ અવતર્યા છે.

(વિનસની પ્રતિમા પાસે જઈ તેને નિહાળે છે.)

**ડાફ્ને** : પરંતુ ડયુકેલિયને તો કેવળ પથ્થરો જ ફેંક્યા. તેમને ઘડવાનું કામ તો તેણે દેવોને સોંપ્યું હતું.

**ક્રિસોસ** : (સ્વગત-તેના તરફ જોઈ) અને દેવોએ કેવું કામ કર્યું તે આપણે જાણીએ છીએ. એના કરતાં પિગમેલિયનને સોંપ્યું હોત તો ?

**ડાફ્ને** : (ક્રિસોસનો હાથ પકડી ઝુલાવતાં) ચાલ ત્યારે જઈએ !

(જમણી બાજુથી જાય છે. ઘણી વેદના સહિત જમણી બાજુથી મેરિન પ્રવેશે છે.)

**મેરિન** : પિગમેલિયનને જાણ્યું છે કે તે તેની પત્નીથી વિખૂટો પડશે અને તેણે સ્વર્ગના બધા યે દેવોના સોગન ખાધા છે કે જો તે તેને હવે તરછોડી ચાલી જશે તો તે જીવશે નહિ ! શું-શું કરવું જોઈએ ?

(ડાબી બાજુથી ગેલેશિયાં પ્રવેશે છે.)

**ગેલેશિયા** : મેરિન અહીં ? પિગમેલિયન ક્યાં છે ?

**મેરિન** : ઓહ, દુષ્ટ છોકરી ! તારી સ્વચ્છંદતાએ જે અનિષ્ટ કર્યું છે તેથી સંતોષ ન પામતાં શું તું તારા બલિના દુઃખનું દર્શન કરવા આવી છે ? ઠીક તું યે વખતસર આવી છે.

**ગેલેશિયા** : એનો શો અર્થ છે ?

**મેરિન** : જો હું કહું છું તેનો આ અર્થ છે- સિનિસ્કાએ પિગમેલિયનને તરછોડયો છે એટલે હવે એ જીવશે નહિ. ઓહ બાળા ! એનું રક્ત તારા શિરે છે !

**ગેલેશિયા** : પિગમેલિયન જીવશે નહિ ? પિગમેલિયન મરી જશે ? અને અરેરે, અભાગિણી હું તેનું કારણ ? ઓ, શું કરવું જોઈએ ?

**મેરિન** : મને યે સૂઝ પડતી નથી. છતાં એક ઉપાય છે-ફક્ત એક જ, હું પિગમેલિયનને કહીશ કે તારી પત્ની અહીં તારી વાટ જુએ છે. તે તને સિનિસ્કા માનશે. જ્યારે તે બોલે ત્યારે તું તેની પત્ની હોય એમ જવાબ દેજે.

**ગેલેશિયા** : હા, હા, મને સમજ પડી.

**મેરિન** : ત્યારે હું જઉં છું. દેવો તને આ યુક્તિમાં મદદ કરે.

(ડાબી બાજુથી જાય છે.)

**ગેલેશિયા** : દેવો ભલા છે. દેવો મને મદદ કરશે (ઘૂંટણિયે પડે છે) ઓહ પ્રભુ, આ મહાદુઃખમાં હું તારું શરણ શોધું છું. હું જીવતી થઈ તે પહેલાં સિનિસ્કા એની સાથે જેમ બોલતી તેમ બોલતાં મને શીખવ. અરે, મારો સ્વર પિગમેલિયનને સિનિસ્કાના જેવો જ લાગે એવો કર, અને એ જીવશે- સિનિસ્કાને માટે, મારે માટે નહિ-છતાં યે તે જીવશે. (ડાબી બાજુથી મેરિન પિગમેલિયનને દોરતી ધ્યાન ખેંચ્યા વિના પ્રવેશે છે) અત્યારે તેને ઘેરી વળેલી બધી યાતનાઓનું મૂળ હું જ છું. તે માટે મારે આ સહન કરવું પડે તે યોગ્ય જ છે. મારી આ એક અરજ સ્વીકાર. હું પિગમેલિયનનો પ્રેમ માંગતી નથી, હું તેનું જીવન માંગું છું ! (મેરિન પિગમેલિયનને ડાબી બાજુની બેઠક પર બેસાડી જમણી બાજુથી ચાલી જાય છે. પિગમેલિયન આનંદનો ચિત્કાર કરે છે. ગેલેશિયા તેની તરફ ધસી જઈ પગે પડે છે) પિગમેલિયન !

**પિગમેલિયન** : આ પ્રાર્થના સાંભળી હું કેટલો આનંદ પામ્યો છું તે કહેવા મારી પાસે શબ્દો નથી. ઓ વહાલી, પ્રિયતમા, મને તારી બાથમાં સમાવી દે ! અને તારા સ્વર્ગીય પ્રેમને જોખમમાં નાંખવાથી મેં કેટકેટલું જોખમમાં નાંખ્યું છે તે મને બતાવ !

# પ્રતિમા અને પ્રિયતમા

[ ગ્રીસની એક પૌરાણિક દંતકથાના આધારે રચાયેલ સર વિલિયમ એસ. ગિલ્બર્ટ કૃત "પિગમેલિયન અને ગેલેશિયા" નામના હાસ્યપ્રધાન નાટકનો અનુવાદ ]

અનુવાદક–શ્રી. કૃષ્ણવદન જેતલી

[ ગતાંકથી સંપૂર્ણ ]

**પાત્રો**

**પિગમેલિયન**–એક એથેન્સવાસી શિલ્પી.
**લુસિપસ**–એક સૈનિક.
**ક્રિસોસ**–કલાનો એક આશ્રયદાતા.
**એજિસિમોસ**–ક્રિસોસનો ચાકર.
**મિમોસ**–પિગમેલિયનનો ચાકર.
**ગેલેશિયા**–એક સજીવન થયેલી પ્રતિમા.
**સિનિસ્કા**–પિગમેલિયનની પત્ની.
**ડાફ્ને**–ક્રિસોસની પત્ની.
**મેરિન**–પિગમેલિયનની બહેન.

**સ્થળ** : પિગમેલિયનનું કલામંદિર.

**સમય** : ચોવીસ કલાકમાં જ બધાં કાર્યો સમાઈ જાય છે.

---

## અંક ત્રીજો

**સ્થળ અને દૃશ્ય :** પ્રથમ તથા દ્વિતીય અંકનાં જ.

( જમણી બાજુથી ડાફ્ને પ્રવેશે છે. )

**ડાફ્ને :** એમ જણાય છે કે પિગમેલિયન પાસે પથ્થરને સજીવન કરવાની અદ્‌ભુત શક્તિ છે. હું તેને પૂછી ખાતરી કરીશ કે એ શક્તિ કેટલી હદ સુધી વાપરી શકાય છે. ( ડાબી બાજુથી આંસુ સારતી મેરિન પ્રવેશે છે. ) મેરિન, આ આંસુ? કેમ શું વિપત છે?

**મેરિન :** ઓહ, ગઈ કાલે અમે બધાં ખૂબ આનંદમાં હતાં અને અત્યારે ચોવીસ વિકટ ઘડીઓમાં તો અમારાં બધાં ગે પર એક આફત આવી પડી છે! પિગમેલિયન અમાસની રાત્રિ જેવો અંધ બન્યો છે. આજે જ સિનિસ્કા તેને છોડી ચાલી જશે. અને મારા લુસિપસે મને તરછોડી દીધી છે! આ બધા શોકના ભારે હું તો ગાંડી થઈ જઈશ!

**ડાફ્ને :** આ બધું ગેલેશિયાને લીધે છે?

**મેરિન :** ( રડતાં ) હા, બધું યે.

**ડાફ્ને :** પણ તમે તેને અટકાવી શકો નહિ? એને પૂરી ન રાખો? વેચી કે ભાંગી શકો નહિ? શું તેના ટુકડા ન થાય?

**મેરિન :** ના, મને ડર રહે છે કે એમ ન થાય.

**ડાફ્ને :** જો હું પિગમેલિયનની પત્ની હોત તો ગેલેશિયાનું સૌન્દર્ય જ બગાડી દેત! તેમને બેને એકલાં મળવાની તક જ ન રહેત!

**મેરિન :** પણ હવે એ બધી સાવચેતીની કાંઈ જરૂર નથી. અરેરે, હવે તો એ અંધ બની ચૂક્યો છે!

**ડાફ્ને :** અંધ? એટલે શું થઈ ગયું? માણસને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. જો તે એકને ગુમાવે છે તો તેનું પોષણ કરતી શક્તિ બીજી ચારને વધુ બળવાન કરે છે. તેના ભાથામાં પાંચ તીર હતાં; વારુ, તેણે એક છોડ્યું એટલે ચાર બાકી રહ્યાં. મારી સખી, પાંચમાંથી એક તીર ગુમાવવાથી શત્રુ કાંઈ શસ્ત્રહીન નથી બની જતો!

**મેરિન** : એ જે સજા ભોગવી રહ્યો છે તેથી તેની પત્ની સંતોષ તો પામશે ને?

**ડાફ્ને** : સુખી તો એ જ સ્ત્રી છે!

**મેરિન** : સિનિસ્કા સુખી?

**ડાફ્ને** : ચોક્કસ, પિગમેલિયને તેને અપમાનિત કરી અને તેણે તેની સજા કરી. સ્ત્રીને એથી વધુ શું જોઈએ?

( ડાબી બાજુથી સિનિસ્કા પ્રવેશે છે )

**સિનિસ્કા** : શું વધારે? વાહ આ — એ પહેલાં હતો તેવો થઈ જાય એવા શબ્દો કહેવા મારી જીભને કેળવવાની શક્તિ! મારા દુઃખી હૈયા સાથે લડતા ભયંકર મદાંધ મનને શાંત પાડવાની શક્તિ! 'ઓ મારા પિગમેલિયન, મારા પ્રેમનું તું ફાવે તેમ કર, તેને સ્વીકાર કે તરછોડ, તે તારો જ છે અને તે મૃત્યુ પામી શકે તેમ નથી!' એવું કહેવાની શક્તિ! આ થોડા અંતરના સાચા શબ્દો તેને કહેવાની શક્તિ બદલ હું મારી અડધી દુઃખી જિંદગી હોડમાં મૂકવા તૈયાર છું.

**મેરિન** : ત્યારે તો તેને માટે કાંઈ આશા ખરી?

**સિનિસ્કા** : ના, જરા યે નહિ. આજે જ હું તેનું ઘર છોડી જઈશ અને મારી શરમ પર જ્યાં નિરાંતે વિચાર કર્યા કરું ત્યાં જઈ છૂપી રહીશ. હું મારી ઈર્ષ્યાના ભારેલા અગ્નિને એ સર્વભક્ષી જ્વાલામાં પ્રગટી ઊઠે ત્યાં સુધી પંખો નાંખી સચેત કરીશ અને પ્રાર્થના કરીશ કે હું યે તેની આગમાં નાશ પામું.

**ડાફ્ને** : વીરતાભર્યાં એ વચનો છે. સિનિસ્કા, શંકા ન રાખતી, પિગમેલિયન એ જ્વાલાને સચેત રાખવા બળતણ પૂરું પાડશે.

**સિનિસ્કા** : મારે બળતણની જરૂર નથી. મારા હૈયામાં જ મેં બળતણ સંઘરી રાખ્યું છે. પિગમેલિયન અને ગેલેશિયા એકલાં બેઠાં હોય એવું દૃશ્ય હું ગમે ત્યારે જોઈ શકું છું. હું તે કેવું કપરું કામણ કરે છે અને તેની કલંકિત વાસના કેવી રીતે સાકાર થાય છે તે જાણું છું! મારા હૈયામાં પ્રવેશ કરવા તેણે જે આંટીઘૂંટીવાળો માર્ગ લીધો હતો તે હું જાણું છું! હું તે દુષ્ટ છોકરીને પિગમેલિયન અમારા પ્રેમના પરિચિત, મધુરા, અર્થહીન શબ્દો કહી રહ્યો છે તે સાંભળું છું! હું તેના કાનમાં તે મારા પર વર્ષાવેલાં નાટકી મૃદુ વચનો રેડી રહ્યો છે તે સાંભળું છું! ઘડીમાં ભયજનક, તો ઘડીમાં આવેશમય, વળી ઘણી વાર ગમતભર્યા તેના સુપરિચિત હાવભાવો હું પિછાનું છું! અને તેની સદા યે સળવળતી અનાડી જીભ ગેલેશિયાના હૈયાના આવેગ સહિત રણક્યા કરશે! એ જ્વાલા એમ ને એમ કજળી જશે એવો ભય ના રાખતી! ( ટટાર થતાં ) જ્યારે મારા હૈયામાં ઈર્ષ્યા ઘર કરે છે ત્યારે તે કદી યે પોષણના અભાવે મૃત્યુ પામતી નથી!

**ડાફ્ને** : ચાલ, મારે ઘેર આવ. ત્યાં તેનું પોષણ કર્યા કરજે. આપણે બે વિધવાઓનો પાઠ ભજવી પુરુષના વિશ્વાસભંગ પર કટાક્ષો કરતાં વખત ગાળીશું.

**સિનિસ્કા** : પણ ક્રિસોસ—?

**ડાફ્ને** : ક્રિસોસ? અરે, તું તેને દેખશે યે નહિ.

**સિનિસ્કા** : એમ કેમ?

**ડાફ્ને** : એમ કેમ? મેં એને ઘરની બહાર કાઢી મૂક્યો છે! ( સ્વગત ) વાહ, આ યુવતી તો ઈર્ષ્યાનો પોતે અવિભક્ત ઇજારો રાખ્યો હોય એવું માનતી લાગે છે! ( મોટેથી ) તેં પિગમેલિયન પર તારું વેર લીધું છે. હવે તે તારા વદનનું દર્શન કરી આનંદ પામી શકશે નહિ; અને ક્રિસોસ પણ હવે મારું વદન જોવાનો આનંદ માણી શકશે નહિ! હું તેને અંધ બનાવી શકતી નથી. એમ કરી શકું એવી ઇચ્છા તો થાય છે. પણ હું તેને મારું વદન જોતાં રોકી શકું છું અને મેં એમ કર્યું છે.

**સિનિસ્કા** : હું તમારો આભાર માનું છું. સન્નારી, હું તમારી સાથે આવીશ.

( જમણા દ્વાર બાજુ જાય છે. મેરિન તેને રોકે છે. )

**મેરિન** : ના, ના, તું પિગમેલિયનને છોડી ન જા. તું તેને તરછોડશે તો તે જીવશે નહિ. તેના

**પિગમેલયન** : સાયપ્રસનો રાજા હતો. તે પોતે બનાવેલી હાથીદાંતની કન્યાની પ્રતિમાના પ્રેમમાં પડ્યો હતો. તેથી તેણે સૌંદર્યદેવી એફ્રોડાઈટને એ પ્રતિમામાં પ્રાણ પૂરવા પ્રાર્થના કરી. તેની પ્રાર્થના સફળ થતાં તે તે કન્યાને પરણ્યો અને તેના દ્વારા ફેફ્સનો પિતા થયો. તેની બ્હેન ડિડો પોતાના ધનિક કાકા એસરબાસ સાથે પરણી. પિગમેલિયને તેથી એસરબાસનું ખૂન કર્યું. ડિડો આ બનાવ પછી વહાણમાં આફ્રિકા તરફ ચાલી ગઈ અને ત્યાં તેણે જમીન ખરીદી એક દુર્ગ બંધાવ્યો. આ દુર્ગની આસપાસ કાર્થેજ શહેર વસ્યું અને ડિડોની કીર્તિ ચોપાસ પ્રસરી ઊઠી. કાર્થેજની આબાદી જોઈ નજીકના રાજ્યના રાજા હિયરબાસે ડિડોને પોતાની સાથે લગ્ન કરવા વિનંતિ કરી અને ધમકી આપી કે જો તે માંગણી નહિ સ્વીકારે તો કાર્થેજ સાથે લડાઈ જાહેર કરવામાં આવશે. પણ ડિડોએ પોતાના સદ્ગત પતિને વફાદાર રહેવાના સોગન લીધા હતા, એટલે તેણે હિયરબાસની માંગણી પ્રથમ તો સ્વીકારી નહિ; પણ પોતાના પ્રજાજનો તેનું હિયરબાસ સાથે લગ્ન થાય એમ ઇચ્છે છે એ જાણી તેણે એસરબાસના પિતૃઓને યજ્ઞથી તૃપ્ત કરવાના બહાને એક મોટી ચિતા રચી. તેના પર ચડી પોતાની છાતીમાં પ્રજાજનોની મેદની સમક્ષ ખંજર હુલાવી દઈ તે સતી થઈ. કાર્થેજિયનો તે પછી તેને દેવી તરીકે પૂજવા લાગ્યા. કવિ વિલિયમ મોરિસે તેના 'અર્થલી પેરેડાઈઝમાં'–૨. બેલસના પુત્ર અને ડિડોના ભાઈની કથા કહી છે. રોમન મહાકવિ વર્જિલે તેના મહાકાવ્ય 'એનેઈડ'માં કાવ્યના નાયક સેનિયાસ સાથે પ્રેમમાં પાડી છે.

મૂળ ગ્રીક દંતકથા સાથે, આપણે જોઈ શકીશું કે સર વિલિયમ ગિલબર્ટના આ નાટકને, તદ્દન અલ્પાંશે જ સંબંધ છે. બર્નાર્ડ શૉએ પણ 'પિગમેલિયન' નામનું નાટક રચ્યું છે અને તે પરથી સફળ ચિત્રપટ પણ ઊતર્યું છે. શૉના નાટકમાં એક ઉચ્ચારશાસ્ત્રના નિષ્ણાત પ્રો. હીગિન્સ એક ફૂલ વેચનારી બાળાને તેના ઉચ્ચાર અને રીતભાત સુધારી એક ઉમરાવ સ્ત્રી બનાવવાનો સફળ પ્રયત્ન કરે છે. નાટકના નામને મૂળ કથા સાથે આ સિવાય બીજું કાંઈ સામ્ય નથી.

**ગેલેશિયા અથવા ગેલેશિયા:** એ એક દરિયાઈ પરીનું નામ છે. મુંબાઈ પ્રિન્સ ઑફ વેલ્સ સંગ્રહસ્થાનમાં તેની સુંદર દેહના માપની નગ્ન પ્રતિમા રાખવામાં આવી છે.

**દેવી આર્ટેમિસ** : રોમન પુરાણોનાં ડાયેના તરીકે ઓળખાય છે. તે ડેલોસના દ્વીપ પર તેના જોડિયા ભાઈ એપોલો સાથે જન્મી હતી. તેના પિતા ઝિયસ અને માતા લેટો. તેના ભાઈ એપોલો માફક તે પણ બ્રહ્મચારિણી છે. ઓરાયને તેના શીલ પર અત્યાચાર કરવા પ્રયત્ન કરતાં તેને આર્ટેમિસે બાણથી વીંધી નાંખ્યો. તેણે એકટિઓનને મૃગ બનાવી દીધો કારણ એકટિઓને તેને સ્નાન કરતાં જોઈ હતી.

**ડ્યુકેલિયન** : ગ્રીક દંતકથામાં તે પ્રોમિથિયસ ક્લિમેનનો પુત્ર ગણાય છે. થેસાલીમાં તે ફ્થિયાનો રાજા હતો. જ્યારે ઝિયસે માનવજાતનો નાશ કર્યો ત્યારે ડ્યુકેલિયન અને તેની પત્ની પિહ્રા ફક્ત તેમાંથી તેમના ધર્મપ્રેમને લીધે બચી ગયાં. તેના પિતાની સલાહ પ્રમાણે ડ્યુકેલિયને એક વહાણ બાંધ્યું અને નવ દિવસના પ્રલયપૂરમાં પોતે પત્ની સાથે ઝુકાવ્યું. આખરે વહાણ પારનેસસ પર્વતમાં ફોસિસ નામની જગાએ અટક્યું. ત્યાં ડ્યુકેલિયને અને તેની પત્નીએ થેમીસ મંદિરની દેવીની માનવજાતનો ફરીથી ઉદ્ધાર કેવી રીતે થાય તે બાબત સલાહ લીધી. દેવીએ તેમને તેમનાં મસ્તક ઢાંકી તેમની માતાનાં હાડકાં તેમની પીઠ પાછળ નાંખવાની સલાહ આપી. આ સલાહથી મૂંઝાઈ તેમણે તેનો અર્થ શોધ્યો કે માતાનાં હાડકાં એટલા પૃથ્વી પરના પથ્થરો. આ પ્રમાણે તેમણે પથ્થરો ફેંક્યા અને ડ્યુકેલિયને ફેંકેલા પથ્થરોમાંથી પુરુષો અને તેની પત્નીએ ફેંકેલા પથ્થરોમાંથી સ્ત્રીઓ પ્રગટી. પછી ડ્યુકેલિયન પારનેસસ પરથી ઊતર્યો અને ઓપસ અથવા સિનસ પાસે પત્ની સાથે ઘર બાંધી રહેવા લાગ્યો અને તે હેલન, એમફિક્ટયોન વગેરે સંતાનોનો પિતા થયો. અનુ૦ ]

# એક 'દેવનો દીધેલ'*

## – રેખાચિત્ર –

શ્રી. હરજીવન સોમૈયા

'પોતાનું ભવિષ્ય પોતાના જ હાથમાં હોય છે' એ અતિ–આશાવાદીઓની વાત બોયના જીવનનો વિચાર કરતાં મને સાવ સાચી નથી લાગતી. બોયમાં શું નહોતું જે એના જીવનને સમૃદ્ધ ન બનાવી શકે? એ ચાર વર્ષની ઉમરનો હતો ત્યારે મેં એને પ્રથમ જોયો હતો. એનાં ગરીબ માબાપ, ચીડિયા સ્વભાવની અને ગુમાની એની મા અને દારૂથી સડી ગયેલો એનો બાપ એની સંભાળ રાખી શકતાં ન હોવાને લીધે એટલી ઉમરે પણ એને પૂરા પગ નહોતા આવ્યા; પણ જો એની શક્તિને રૂંધનારી કોઈ બાહ્ય વસ્તુ ન હોય તો તે કેવી ખીલી શકે તેનો પુરાવો એની મીઠી અને કાલી બોલીમાં પણ જે બુદ્ધિયુક્તિ રહી હતી તેમાં હતો. એની માને મોંએ એણે એક જ વાર મારું નામ સાંભળ્યું હશે અને ત્યાર પછી જ્યારે જ્યારે હું એમને ત્યાં જઉં ત્યારે ત્યારે ' કિસ લેટી, કિસ લેટી ' ( મિસ લેસ્લી) કહી મને સત્કારે. એની નિર્મળ આંખો, સુરેખ ચહેરો અને અંગોનો ઉછળાટ ખરેખર આકર્ષક હતાં. મને એ ખૂબ ગમી ગયો હતો. એની માને પોતાના આગલા કોઈક જમાનાની સારી સ્થિતિનું ગુમાન હતું અને હું સંતાનવિહીન હતી (૪૦ વર્ષની ઉમરે પણ હું અપરિણીતા હતી ) અને પોતાને છોકરો હતો તેનું તેને અભિમાન હતું એટલે મારે ત્યાં એને મોકલવા તે રાજી નહોતી, છતાં ઘણી વિનંતીઓ પછી જ્યારે હું બોયને મારે ત્યાં લાવી શકી ત્યારે ચાર જ દિવસમાં એ ચાલતાં શીખી ગયો હતો !

પણ બોયનું ભવિષ્ય ઘડવું બોયના હાથમાં નહોતું એટલે એની માના અતિપ્રેમે અને બાપનાં વ્યસનોએ એને બગાડી નાખ્યું. સાત વર્ષની બોયની ઉમર થઈ ત્યાં સુધી એનાં અંગો એવાં તો સપ્રમાણ ગંઠાયેલાં હતાં; શરીર એવું ભરાવદાર, ઊંચું અને મજબૂત હતું કે માર ખાવો, પછડાવું, પાણીમાં ગળકાં ખાવાં એ બધાંની અસર તો જાણે એના ઉપર ક્યારેય વરતાતી પણ નહિ. અને એ એનું છેલ્લું ચિત્ર! આજે એ યાદ આવતાં તો મારી આંખોમાં પાણી આવી જાય છે. એનાથી વિપરીત બીજું ચિત્ર એની ઉમર વીસ વરસની થઈ હતી ત્યારનું. જુવાનીનો ખરો સમય એ, પણ એના મોં ઉપર નૂર જ નહોતું. એવું શરીર એટલું તો દૂબળું પડી ગયું હતું કે એની સ્વાભાવિક ઊંચાઈ એને ઊલટો વરવો દેખાડતી હતી. એના હોઠ તમાકુને લીધે કાળા અને જાડા થઈ ગયા હતા, આંખો દારૂને લીધે લાલ બની ગઈ હતી, ચામડી ફિક્કી લાગતી હતી અને પગ મુશ્કેલીથી શરીરનો ભાર ઉપાડતા હતા. પહેલી વખત ચાર વરસની ઉમરે મારા ઘરમાં એણે પગ મૂકયો ત્યારે એના હાસ્ય-કલ્લોલે મારું આખું ઘર ભરાઈ ગયું હતું. ' કેમ આવો ને પકડવા, ફરીને આ રીતે પડવાનો વિચાર હોય તો આવો ને પકડવા ' કહી મને ચીડવતો અને ઘરમાં દોટાદોટ કરી મૂકતો. અને છેલ્લી વખત વીસ વરસની ઉમરે મારા ઘરમાં એ આવ્યો ત્યારે જાણે ઘરમાં મુડદું આવ્યું હોય એવી પથ્થર જેવી શાંતિ છવાઈ ગઈ હતી ! એ ગયો ત્યારે એની આંખોને ખૂણે બે અશ્રુબિંદુ ચમકી આવ્યાં હતાં. ત્યાર પછી છ મહિના પછી જ્યારે મેં બોઅર યુદ્ધમાં માર્યા ગયેલા સૈનિકોની નામાવલિમાં એનું નામ વાંચ્યું ત્યારે જ મને સમજાયું કે એ અશ્રુબિંદુઓ ભૂતકાળના ચારિત્ર્યના પશ્ચાત્તાપમાં હતાં. અને મને યાદ આવી ગયું કે ' ના ના, મેં ધાર્યું હતું તેમ બોયમાંથી ' બોય ' મરી ગયો નથી. અંદર તો એ એટલો જ જીવતો જાગતો હતો, જરૂર હતી માત્ર એને બહાર ખેંચી લાવવાની. ચેતનતણખો જાગ્રત હોવા છતાં

---

* મેરી કોરેલીના 'બોય'માંનો બોય.

**ગેલેશિયા** : ( પિગમેલિયન તેને ઉદ્દેશી બોલે છે એમ માની ) પિગમેલિયન ! મારા વહાલા પિગમેલિયન ! ફરીથી એકવાર એ શબ્દો–ફરીથી–એકવાર ફરીથી તે કહે ! મને કહે કે મેં તને અજાણે આપેલાં દુઃખ બદલ તું મને ક્ષમા આપે છે !

**પિગમેલિયન** : તને ક્ષમા ? વાહ મારી સિનિસ્કા, ( ગેલેશિયા ભયથી સંકોચાય છે ) મારામાં તારી ક્ષમા માંગવાની હિંમત ન હતી અને તું મારી ક્ષમા માંગે છે ? તારી આર્ટેમિસ દેવીના કરાર પ્રમાણે મને સજા કરવાનો તને પ્રભુદત્ત હક હતો. દેવો જે કાંઈ આપે છે તેનો સ્વીકાર કરતાં હું શીખ્યો છું.

**ગેલેશિયા** : ( પ્રયત્નપૂર્વક ) હા, પણ પેલી સ્ત્રી ગેલેશિયા—

**પિગમેલિયન** : એનું શું ?

**ગેલેશિયા** : તેના પ્રત્યે તારો પ્રેમ હતો તે મરી ગયો ?

**પિગમેલિયન** : મારે પ્રેમ હતો જ નહિ.

**ગેલેશિયા** : તારો પ્રેમ નહોતો ?

**પિગમેલિયન** : જરા યે નહિ. પણ સત્ય કહું તો પ્રથમ મેં મારી હસ્તકલાના વિજયમુગટસંમા ચમત્કારને જોઈ–મારી શિલ્પકલાના સુંદર સર્જનને સજીવન જોઈ હું આશ્ચર્યચકિત પાગલપણે તેના પ્રભુદત્ત પ્રભાવને તાબે થયો. તે સજીવન થઈ તે પહેલાં હું તેને પૂજતો હતો. કારણ તે મને સિનિસ્કાના વદનનું સ્મરણ કરાવતી હતી. પણ જ્યારે તે સજીવન થઈ ત્યારે એ પ્રેમ નાશ પામ્યો—ધીમે, ધીમે.

**ગેલેશિયા** : ( મહાપ્રયત્ને ) એ બરાબર કહ્યું. ત્યારે તું તેને ચાહતો નથી ને ? ( ચિંતાપૂર્વક ) તારે મન તો એ જડ પથ્થરથી કાંઈ વધુ નથી ને ?

**પિગમેલિયન** : સિનિસ્કા, મને એની વાત ન કર. હું સોગન ખાઈ કહું છું કે તેમાં સંપૂર્ણ નારીત્વની પ્રભા હોવા છતાં પણ પેન્ટિલીકસની ખાણમાંથી ખોદી કાઢેલું આરસનું ગચ્ચું મને જે મોહિની લગાડે છે તેની તોલે એ આવે તેમ નથી.

**ગેલેશિયા** : ( મહાપ્રયત્ને ) હું આ સાંભળી ઘણી ખુશ થઈ છું. તને ક્ષમા હોજો !

( તેના કપાલે ચુંબન કરે છે અને રડતી જમણી બાજુએ જાય છે. )

**પિગમેલિયન** : ( હજુ બેઠેલો ) તેં મને ક્ષમા બક્ષી છે અને આર્ટેમિસના શાસન મુજબ તારા ક્રોધે હરી લીધેલા મારી આંખના તેજને તારી ક્ષમાએ મને પાછું સોંપવું જોઈએ. છતાં કુપિત દેવોએ મારાં ચક્ષુ કદાચ આ બધું નુકસાન કરનારી તરફ ફરીથી ઠરે એટલે બંધ રાખ્યાં છે.

**ગેલેશિયા** : સાચે જ પિગમેલિયન—આમ પણ ઠીક છે. જો તું અત્યારે ગેલેશિયાને જોઈ શકતો હોત તો કદાચ તેના પ્રત્યે તારો પ્રેમ ફરીથી જાગૃત થાત !

**પિગમેલિયન** : ના, ના.

**ગેલેશિયા** : એમ સાંભળ્યું છે કે ગેલેશિયા શબ્દોની વર્ણનશક્તિની હાંસી કરે એટલી વેદના ભોગવે છે.

**પિગમેલિયન** : એમ જ થવું જોઈએ.

**ગેલેશિયા** : ( આગળ આવી વીનવણી કરતાં ) ગેલેશિયા પ્રત્યે તારામાં શું જરા યે દયા નથી ?

( સિનિસ્કા ધ્યાન ન ખેંચાય તેમ જમણી બાજુથી પ્રવેશે છે અને દ્વારમાં સાંભળતી ઊભી રહે છે. )

**પિગમેલિયન** : ના નહિ જ. એણે તને જે નુકસાન કર્યું છે, મને કર્યું છે, મેરિનને કર્યું છે એ બધું તે જે ઘડીએ સજીવ થઈ તે ઘડીને શાપ દેવા આપણા માટે પૂરતું છે. આ દુનિયામાં રહેવા માટે તે યોગ્ય નથી !

**ગેલેશિયા** : ( કટુતાથી ) આ મહા મુલ્યવાન દુનિયામાં ?—તેં ઠીક કહ્યું. એ નારી હવે તારી નજરે યે નહિ ચડે. ( સિનિસ્કાનો હાથ પકડી તેને પિગમેલિયન પાસે ખેંચી લાવે છે ) હવે તારે એની સાથે નિસ્બત શું ? તારી પાસે તો તારી પત્ની છે !

( સિનિસ્કા જમણી બાજુ પિગમેલિયનને ઘૂંટણિયે પડે છે. ગેલેશિયા પાછળ જમણી બાજુના દ્વારથી બહાર જાય છે. સિનિસ્કા ઘૂંટણિયે પડી પડી ગેલેશિયા તરફ જોઈ બોલવા

જાય છે, પણ ગેલેશિયા તેને ચૂપ રહેવા સૂચવી ખૂબ ડૂસકાં ભરતી બહાર જાય છે. પછી સિનિસ્કા પિગમેલિયનને આલિંગે છે અને તેથી તેનો અંધાપો નષ્ટ થાય છે. )

**પિગમેલિયન** : ( ઊભો થતાં ) સિનિસ્કા ! જો હું દિવસનું તેજ પામી શકયો છું ! ફરીથી એકવાર હું તારું પ્રિય વદન જોઉં છું !

( જમણી બાજુથી મેરિન અને લુસિપસ પ્રવેશે છે. )

**લુસિપસ** : પિગમેલિયન ! ફરીથી તેં તારાં ચક્ષુ પ્રાપ્ત કર્યાં છે ? ચાલ, આ તો ખરેખર સાચું સુખ છે !

**પિગમેલિયન** : અને તેં ? મેરિને તને ફરીથી બોલાવ્યો કે ?

**લુસિપસ** : ના, હું જ આવ્યો–શોકથી નહિ પણ પશ્ચાત્તાપથી, કારણ મારું હૈયું તો કઠણ અને રક્તભીનું છે ! હું ધારતો'તો કે મેરિન મારી સામે કાયદાનો આશ્રય શોધશે, પણ સમયે અદ્‌ભુત ફેરફાર કરી નાંખ્યો છે. થોડા વખત પર જે મેરિન મને દયાહીન ખૂની તરીકે શાપ આપતી હતી તેણે જ મારા કલંક બદલ ક્ષમા આપી. એટલું જ નહિ પણ મને આનંદથી બાથમાં લપેટી લીધો. અને ક્ષુધાતુર અને દયાહીન આંખોએ તેણે મારો ભોગ બનેલ મૃગલીની રસોડાના અગ્નિમાં સંભાળ લીધી છે ! માંસાહારી !

( ગેલેશિયા ડાબી બાજુથી પ્રવેશે છે. તે ધીમે મધ્યમાં આવે છે અને ઘૂંટણિયે પડી પિગમેલિયનના પગ પરના વસ્ત્રનો છેડો ચૂમે છે. )

**મેરિન** : ( જરા થંભીને ) પિગમેલિયન ! જો ગેલેશિયા આવી !

**પિગમેલિયન** : ( જે સિનિસ્કા તરફ રોકાયો છે તે ફરે છે અને ગેલેશિયાને જુએ છે. ) મારી પાસેથી દૂર થા. નારી હો કે પ્રતિમા ! મારા પ્રેમને લાંછન લગાડનારી તું–ચાલી જા. ( ગેલેશિયા આંખે હાથ દે છે. ) તું તારી સ્વચ્છંદતાના ક્ષેત્રમાં જે કોઈ પ્રવેશ્યું છે તેને શાપરૂપ થઈ પડી છે !

**સિનિસ્કા** : ના, ના.–એ શબ્દો પાછા વાળ પિગમેલિયન. તને બધી ખબર નથી.

**ગેલેશિયા** : ( પાછળ હટતી ) ના, મને તેનાથી દૂર થવા દો. પેલો શાપ–એને અંધ કરનાર શાપ–હજુ મારા કર્ણોમાં ગાજી રહ્યો છે. મારે માટે જિંદગી મૃત્યુ કરતાં વધુ કટુ છે ! ( તે પગથિયાં ચડી તખ્તી પર જાય છે ) વિદાય, પિગમેલિયન આ દુનિયામાં રહેવાને હું લાયક નથી–આ મહા મૂલ્યવાન દુનિયામાં. વિદાય, પિગમેલિયન વિદાય, વિદાય.

( પડદા તેને ઢાંકી દે છે. )

**સિનિસ્કા** : મેં તને અન્યાય કર્યો તેમ પિગમેલિયન તેં ગેલેશિયાને અન્યાય કર્યો છે ! એના અવાજે તને માફી આપી હતી–મારા અવાજે નહિ. એણે શિખવાડ્યું ત્યાં સુધી દયા શું છે તે હું જાણતી નહોતી. તે બોલતી'તી તે શબ્દો મેં સાંભળ્યા ત્યારે મને ભાગ્યે જ ખ્યાલ હતો કે તે મારા હૈયામાં પડઘા પાડશે. પણ એમ જ થયું. મેં તે શબ્દોને મારા જ ગણ્યા અને તારી ક્ષમા યાચી–તને ક્ષમા આપી !

**પિગમેલિયન** : ( આશ્ચર્ય પામી ) સિનિસ્કા ! શું આમ બન્યું'તું ?

**સિનિસ્કા** : સાચ્ચે, એમ જ !

**ગેલેશિયા** : ( પડદા પાછળથી ) વિદાય પિગમેલિયન ! વિદાય, વિદાય !

( પિગમેલિયન ધસીને પડદા ખેંચી કાઢે છે અને ગેલેશિયાની પ્રથમ અંકમાં હતી તેવી તખ્તી પર પ્રતિમા જુએ છે. સિનિસ્કા બેઠક પર મોં સંતાડી ઢળી પડે છે. લુસિપસ અને મેરિન ઊભાં છે. મેરિનનું વદન લુસિપસના વક્ષઃસ્થળથી છુપાયેલું છે. પિયમેલિયન પ્રતિમાની ડાબી બાજુ પાછો હટી જઈ ઘૂંટણિયે પડે છે આસ્તે પડદો નીચે ઊતરે છે. ) **સંપૂર્ણ**

## ટૂંકી નોંધ

[ હું આશા રાખું છું કે નીચે આપવામાં આવેલી મૂળ ગ્રીક દંતકથામાંની તથા બીજી માહિતીમાં 'પ્રતિમા અને પ્રિયતમા'ના વાચકોને રસ પડશે. વળી મારા અધ્યાપક અને મિત્ર પ્રો. અનંતરાય રાવળનો પણ તેમનાં કેટલાંક સૂચનો માટે મારે આ નાટકના વાચકો તરફથી તેમજ અંગત આભાર માનવો જોઈએ.

અણઘડ માબાપે એને ડરી ગયેલો સમજી જીવતે જીવતો કબરમાં દાટી દીધો!

પ્રથમ બોય મારે ત્યાં ચારેક દિવસ રહી ગયો, મને ઇચ્છા થઈ આવી કે એને હું દત્તક લઉં, એની માને મેં એ કહ્યું, પણ એથી તો ઊલટું એનું અભિમાન ઘવાયું હોય તેમ તે છંછેડાઈ ઊઠી, "અમે ગમે તેવાં હઈશું પણ છોકરાને જન્મ આપ્યો છે તો એને કપડાં, અનાજ અને શિક્ષણ આપવાની પણ શક્તિ મેળવી લઈશું."

ત્યાર પછી વિશેષ હું બોલી નહિ. પણ બોયને મારી પાસે રહેવું ખૂબ ગમતું હતું એટલે એ એની મા પાસે હઠ કર્યા કરતો.

મારે ત્યાં ચોપડીઓ પુષ્કળ હતી, કેટલીક મેં બોયને ખાતર પણ વસાવી હતી. તેમાંનાં ચિત્રો જોઈને એને રમૂજ થતી. બહાર જેવું મોટું ઝાડ દેખાય તેવું જ ઝાડ, તેવાં જ ફૂલ, ફળ, પ્રાણીઓ અને 'માણસ સુદ્ધાં' નાનકડી ચોપડીમાં જોઈને એને કૌતુક થતું. માટીનાં ગાય, ઘોડાં અને કૂતરાં જોઈ ને અને વળી 'એ ચાલતાં નથી' એવી એણે શોધ કર્યા પછી તો એના આશ્ચર્યનો પાર ન રહેતો. હું મોજાં ગૂંથતી; તેમાં ઉપર નીચે જતી સોયને એ એકી ટસે જોઈ રહેતો. ઘેર તો એને એક જ જગ્યાએ બેસી રહેવું પડતું જ્યારે અહીં તો એ ચાહે તેવાં મસ્તી તોફાન કરી શકતો, એટલે એને અહીં આવવાનું બહુ મન થતું. એની મા સામે એટલા માટે બહુ ઝઘડતો, એ રીતે મારે ત્યાં આવી શકતો પણ પરિણામે મારે એની માના કેટલાયે અપમાનજનક શબ્દો સાંભળવા પડતા. હું એ ગુમાની સ્ત્રીને એટલું પણ કહી શકતી નહિ કે 'પણ એમાં વાંધો શું છે?'

બોયનું આ પહેલું સ્વરૂપ.

બોયના બાપની તબિયત બહુ બગડી, શહેરનાં ખર્ચો પોસાતાં નહોતાં એટલે એમનું કુટુંબ દરિયાકાંઠેના ગામડામાં રહેવા ચાલ્યું ગયું. બોય સાથેનો સંપર્ક એ નવ વર્ષનો થયો ત્યાં સુધી બે વર્ષ માટે તૂટી ગયો. એ દરમિયાન મને એ બહુ યાદ આવ્યા કરતો અને તેથી કોઈ વાર હું બેચેન પણ બનતી.

એક વાર મારો મિત્ર ડેસ્મોન્ડ ગામડાંઓમાં ફરવા ગયો હતો ત્યાં બોયને એણે જોયો. આવીને મને એણે વાત કરી. એણે તો તદ્દન સ્વાભાવિક રીતે જ વાત કરી પણ એ સાંભળીને મારી છાતીમાં ચીરા પડયા.

ડેસ્મોન્ડે કહ્યું:

'તમે બોયમાં જે ગુણોનાં બીજ કલ્પ્યાં હતાં તે કેવળ ભ્રામક જ હતાં. એનામાં એવું કશું જ અસાધારણ નહોતું. જો એવું કંઈ જ હોત તો તે આજે આવો લુચ્ચો, ચોર અને રખડુ ન બની શકયો હોત. એના આંતરિક સંસ્કાર એની દુર્વૃત્તિઓ સામે બળવો પોકારત. અને તમે જાણીને આશ્ચર્ય પામશો, ખુદ એની માએ જ આ બધું કહ્યું છે, કે એ એની માનું પણ માન રાખતો નથી. એ છોકરામાં–'

ડેસ્મોન્ડ તો બોલ્યે રાખત પણ અચાનક મારા મોં પરથી ઊડી જતા રંગને એની દૃષ્ટિએ જોયો અને એ બોલી ઊઠયો.

"મિસ લેસ્લી, મિસ લેસ્લી!"

"ના, કશું નથી." સ્વસ્થ થવા પ્રયત્ન કરતી હું બોલી.

"હું દિલગીર છું." એ બોલ્યો અને પછી થોડીવાર બેસીને ચાલ્યો ગયો.

એના ગયા પછી કયાંય સુધી હું શૂન્યચિત્ત બેસી રહી. પછી એકદમ ઊભી થઈ ગઈ અને ચાકરડીને બૂમ મારી, "સામાન તૈયાર કર. બહાર ગામ બે દિવસ માટે જવું છે."

બોયને ગામ ગઈ, બોય મને રસ્તામાં જ મળી ગયો. ડેસ્મોન્ડની વાત ખોટી નહોતી. મેં એને જોયો ત્યારે એ જુગાર રમતો હતો. મેં એને બોલાવ્યો ત્યારે નીચે મોંએ મારી પાસે આવ્યો. મેં એના માથા પર હાથ મૂકયો અને એ શાંતિથી ઊભો રહ્યો.

એની મા સાથે મેં એના શિક્ષણ વિષે ચર્ચા કરી, એ ચર્ચા કરતાં મને ઘણો ડર લાગતો હતો કારણ કે અપમાન થઈ જવાનો ઘણો સંભવ હતો. અહીં આવ્યા પછી એની માને વધુ કપરા અનુભવો થયા હશે એટલે એ કંઈક નરમ બની હતી. કારણ મારું અપમાન તો ન થયું પણ એણે મારી વાતનો સરખો ઉત્તર ન આપ્યો.

"શિક્ષણની બાબતમાં મારા પોતાના પણ કંઈક વિચારો છે અને હું એનો બોય પર અખતરો કરવાની જ છું પણ હમણાં નહિ. તમે મા નથી એટલે માનું હૃદય તમને સમજાવી નહિ શકું પણ એટલું જ કહું કે હું બોયને મારો છે તે બીજાનો બનવા દઈ શકીશ નહિ. છતાંય તમારે એને થોડા સમય માટે તમારે ત્યાં લઈ જવો હોય તો તમને હું એ વિષે નારાજ નહિ કરું."

આ શબ્દોથી મને એટલી બધી ચીડ ચડી કે એને તડફડ કહી દેવાનું મને મન થયું કે 'આમ જ તમે જે તમારો છે તેને તમારો મિટાવી દેશો. પછી એ કોઇનો નહિ રહે; એ પોતાનો પણ નહિ રહે.' પણ એમ બોલવું એ બોયના હિતમાં ન લાગવાથી હું મનમાં જ સમસમી રહી.

ઘેર આવીને બોય પાસેથી મેં એની ગામડાંની બધી વાતો જાણી, "મિસ લેસ્લી, તમે જેકને ખરાબ નહિ માની લેતાં. દરિયામાં ઘણીવાર ખેંચાઈ આવતી કીમતી વસ્તુઓ અમને મળતી અને અમે તે તેને આપતા તો તે અમને બદલામાં પૈસા આપતો. એક વાર મને સોનાની એક સાંકળી મળેલી તે મેં તેને આપી તો તે બદલ તેણે મને ૭ પેન્સ આપેલા. એણે એ ગામના સોનીને આપી તો એને ત્રણ પૌંડ ઊપજ્યા હતા એ ખરું પણ એણે મને ૭ પેન્સ ન આપ્યા?"

પછી મેં એને એ ૭ પેન્સનું એણે શું કર્યું તે પૂછ્યું. જવાબ જાણીને હું ખુશ થાઉં એવું તો કંઈ ન જ હોય એ દેખીતું છે.

આ બોયનું બીજું સ્વરૂપ!

પણ અઠવાડિયું વીત્યા છતાં બોયમાં કંઈ કુસંસ્કારો દાખલ થઈ ગયા હતા તેની પ્રતીતિ અહીં ન મળી. આખો દિવસ એ કંઈક ને કંઈક ભાંગ્યું તૂટયું સમારવાનું કે વસ્તુઓને ગોઠવવાનું કામ કરતો, બાગમાં ફૂલ-ઝાડને સરખાં કરતો, તોફાન પણ કરતો પણ તે તદ્દન નિર્દોષ. વાંચતાં શીખવા તરફ પણ એની વૃત્તિ ગઈ હતી. પણ એવામાં જ એક બનાવ બન્યો.

ડેસ્મોન્ડ મારે ત્યાં બહુ પડ્યો રહેતો. અમારો સંબંધ પતિ-પત્નીનો કે પ્રેમીઓનો કે લોકો જેને અનિષ્ટ ગણે છે તેવા કોઈ પ્રકારનો નહોતો. એ વાત લાંબી છે પણ અહીં એ કહેવી અસ્થાને છે એટલે નથી કહેતી, પરંતુ એટલું જ જણાવી દઉં કે અમે બહુ નિકટનાં મિત્ર હતાં એટલે એ મારે ત્યાં બહુ રહેતો.

એક દિવસ ડેસ્મોન્ડની બંદૂક મુખ્ય ઓરડામાં ખીંટીએ લટકતી હતી. સૌ જાણતું હતું, બોય પણ જાણતો હતો કે ડેસ્મોન્ડની બંદૂકને કોઈ અડે તે ડેસ્મોન્ડ સહી શકતો નહોતો. અમે બધાં રસોડામાં ધમાલ મચાવી રહ્યાં હતાં, બોય બગીચામાં હતો. અચાનક મોટો ધડાકો થયો અને તેની પાછળ કાચના તૂટવાનો અવાજ આવ્યો. મોટા ઓરડામાંથી એ અવાજ આવ્યો હતો. અમે ત્યાં દોડયાં, ત્યાં કોઈ જ નહોતું. બંદૂક એની સ્થિતિમાં જ ખીંટીએ લટકતી હતી. એક બારીના કાચના કકડા નીચે વેરાયેલા હતા.

ડેસ્મોન્ડે બંદૂક હાથમાં લીધી, એમાંથી એક ગોળી ખૂટી હતી. એણે ત્રાડ મારી, "કોણ હતું આને અડનાર?"

"શાંતિ રાખો. એની મેળે ફૂટી હશે." હું બોલી.

"એની મેળે? તો ધા છત ઉપર જાય કે બારી તરફ? બોય કયાં છે? એનાં લક્ષણ હું જાણું છું"

"બોયે આ કર્યું ન હોય, છતાં ભલે, આપણે એને બોલાવીએ."

મેં બોયને બોલાવી લાવવા નોકરને મોકલ્યો. બોય આવ્યો.

એના મોં પર ગભરામણની એક પણ રેખા નહોતી પણ ડેસ્મોન્ડે તો એને એકદમ બે ખભેથી પકડી હચમચાવી નાખતાં પૂછ્યું, "બંદૂકને તું અડયો હતો?"

બોય સૌનાં મોં તરફ જોતો ચૂપ જ રહ્યો.

"નહિ બોલે ?" કહીને ડેસ્મોન્ડે પોતાની નેતર લીધી.

"ના હું જાણતો નથી."

"નથી જાણતો ?" સબ્બ કરતી ડેસ્મોન્ડની નેતર એની પિંડીને ચોટી ગઈ.

"અડયો હતો, ભૂલ થઈ." બોય ચીસ પાડી ઊઠયો.

એ સાંભળીને હું બે ડગલાં પાછળ હઠી ગઈ.

"શાંતિથી જવાબ આપશે તો કંઈ નહિ થાય. કહેજે, શા માટે અડયો હતો ?" ડેસ્મોન્ડે પૂછ્યું.

"જેકે મંગાવી હતી." જવાબ દેતાં બોયના ચહેરા પર નરી સરળતા તરી આવી.

"કોણ જેક ?"

"ગામડામાં અમારી સાથે રમતો અને અમારી પાસેથી વસ્તુઓ લઈ બદલામાં અમને પૈસા આપતો."

"બંદૂકના પણ તે પૈસા આપવાનો હતો ?"

"એણે એમ કહ્યું હતું ખરું."

"પૈસાનું તું શું કરત ?"

એનો જવાબ બોય ન આપી શકયો.

"શું કરવું હતું પૈસાનું ?" ડેસ્મોન્ડે ત્રાડ મારી પૂછ્યું.

"હું જાણતો નથી." બોયે જવાબ આપ્યો.

ડેસ્મોન્ડ મારી તરફ વળ્યો, "આ તમારો લાડકવાયો." અને પછી બંદૂક ઉપાડી એ ચાલ્યો ગયો.

એ ગયો અને હું ત્યાં જ ભૂસ કરતો બેસી ગઈ. બોય મારા ચહેરા સામું જોઇ રહ્યો. એ રડું રડું થઈ ગયો.

"મિસ લેસ્લી !" એ ખરેખર રડી પડયો.

"ઓહ, બોય !" મેં એને છાતીએ દાબી દીધો.

ઘણી વારની શાંતિ પછી મેં કહ્યું, "મને વચન આપ કે ફરીને તું આવું નહિ કરે." બોય કંઈ સમજ્યો ન હોય તેવા ભાવથી મારી સામે જોઈ રહ્યો. મેં ફરીને કહ્યું, 'જો બોય, આપણા દેશનું રક્ષણ કરવા તારે સૈન્યમાં જોડાવું પડશે. સૈન્યમાં જોડાનાર સિપાહીમાં હિંમત જોઈએ. પણ આજે તેં જે કર્યું તે તો નામર્દાઈનું કામ હતું. તું જે કરતો હતો તે ચોરી કહેવાય અને વાત જેવી બની હતી તેવી પ્રથમથી ન કહી તેને તું જુઠ્ઠું બોલ્યો એમ કહેવાય. ચોરી અને જુઠ્ઠાણું નામર્દાઇ ગણાય. મને વચન આપ કે તું કદી એવું કરશે નહિ."

ધ્રુસકા ખાતાં બોય બોલ્યો, "હું કદી ચોરી કરીશ નહિ હું કદી જુઠ્ઠું બોલીશ નહિ."

પછી મેં એક નોંધપોથી લીધી. તેમાં મારે હાથે મેં તેને એ વાકય લખી આપ્યું, નીચે મારી સહી અને તારીખ લખ્યાં. "આ હમેશાં તારી સાથે રાખજે. તારી કંઈ ભૂલ થઈ જાય કે તને કંઈક મૂંઝવણ થતી જણાય તો તે આમાં નોંધી લેજે." નોંધપોથી મેં એની પેટીમાં રખાવી દીધી.

બોયની ઇચ્છા હતી કે તે મારી જ પાસે રહે, અહીં મારી દેખરેખ નીચે ભણે. મારી પણ એવી જ ઇચ્છા હતી પણ એની મા તેમ ઇચ્છતી નહોતી. બોય તેનો હતો, તેને તે બીજાનો બનતો જોઈ શકે તેમ નહોતી. એણે એને પોતાની પાસે બોલાવી લીધો. જતાં જતાં બોયે મને કહ્યું. "પત્ર લખશો ?"

મેં કહ્યું, "તું વચન આપે છે કે તું તેનો જવાબ લખશે ?"

"હા. પણ પછી મારા પત્રનો તમારે પણ જવાબ લખવો."

"કબૂલ." મેં કહ્યું, અને અમે છૂટાં પડયાં.

એના ગયાને ઘણા દિવસો થઈ ગયા પણ તેને વિષે મને કંઈ જ જાણવા ન મળ્યું. 'નાનું બાળક, ભૂલી પણ જાય' એમ વિચારી મેં એને સ્મરણનો એક પત્ર લખ્યો, પણ જવાબ ન આવ્યો! બીજો પત્ર લખ્યો, ત્રીજો લખ્યો, પાંચ દશ પત્રો મેં એને

લખ્યા પણ તેમાંના એક પણનો જવાબ ન આવ્યો! આખરે પત્રો લખવાનું મેં છોડી દીધું અને પછી તો મારે ઘણાં વરસો સુધી ખંડના પ્રવાસે ફરતાં રહેવું પડ્યું.

દશેક વર્ષે હું પાછી સ્થિર થઈને લંડનમાં રહેવા આવી તેના બીજા દિવસે જ નોકરે મને ખબર આપ્યા કે બહાર કોઈ જુવાન આપને મળવાની ઇચ્છાથી ઊભો છે. મેં એને અંદર બોલાવવા કહ્યું. જુવાન અંદર આવ્યો. ઊંચો, પાતળો, નિસ્તેજ અને મવાલી જેવા દિદારવાળો, મોંમાંથી દારૂની ગંધ છૂટતી હતી તેવા જુવાનને જોઈને મને ચીતરી ચડી. મેં પૂછ્યું, “કોણ તમે? શું કામ છે?”

“હું–હું બોય.” એ બોલ્યો.

“બોય?” મેં આંખોને સંકોચી. અચાનક દશ વર્ષ પહેલાંના એ બોયનું ચિત્ર મારી સામે ખડું થયું. “તું બોય?” મારા મોંમાંથી જાણે ચીસ નીકળી ગઈ. હું પાછી હટી જઈ એક ખુરશી પર બેસી ગઈ.

ક્યાંય સુધી શાંતિ રહી. અમારા બેમાંથી કોઈ કશું ન બોલ્યું. બોય જ્યાં ઊભો હતો ત્યાં જ ઊભો રહ્યો. મને ભાન આવતાં મેં એને બેસવાનું કહ્યું, એ બેઠો, પણ કંઈ બોલ્યો નહિ.

“ક્યાં છે હમણાં?” મેં કેટલીકવાર પછી પૂછ્યું.

“થોડા–થોડા પૈસાની જરૂર છે.” અચકાતાં અચકાતાં એણે બીજી જ વાત કરી.

મેં મારી ચેકબુક લીધી. ૫૦ પાઉંડનો આંકડો માંડી પાનું એને ફાડી દીધું. ચેક હાથમાં પકડી રાખી એ થોડી વાર બેસી રહ્યો. અચાનક એની આંખોને ખૂણે બે અશ્રુબિંદુ ચમકી આવ્યાં. અને પછી બોલ્યો, “હું જઉં ત્યારે?”

“ભલે.” મારે એને ઘણું પૂછવું હતું પણ એણે રજા માગી એટલે મેં એને રજા આપી. એ ચાલ્યો ગયો.

મહિનાને અંતે હું મારો આવક–જાવકનો માસિક હિસાબ તપાસતી હતી ત્યાં અચાનક મારી નજર એક વિગત ઉપર પડી. ૫૦૦ પૌંડનો ચેક માસ્ટર ડિમુરને. માસ્ટર ડિમુર તે બોય. બોયને ૫૦૦ પૌંડનો ચેક આપેલો? ના, ૫૦ જ પૌંડનો આપેલો. ત્યારે આમ કેમ? એક મીડું બોયે ચડાવી દીધું? અક્ષરમાં લખવાને બદલે મેં આંકડામાં લખેલ તેથી તે તેમ કરી શકે તેમ હતું. તો શું બોય ચોર? એણે જુઠ્ઠાણું આચર્યું?

૫૦૦ પાઉંડનો મારે મન હિસાબ નહોતો પણ બોયે ચોરી કરી, એણે જૂઠું કામ કર્યું તે વિચાર મારાથી સહન ન થયો. મારું મગજ ચક્કર લેવા લાગ્યું અને પછી–

હું બેભાન બની ગઈ હતી તેની ખબર મને જાગ્યા પછી જ પડી.

ખરેખર, બોયમાંથી ‘બોય’ મરી જ ગયો.

એ કેમ મરી ગયો? કોણે મારી નાખ્યો એને? દશ વર્ષ પહેલાંનો બોય–ત્યારેય એનામાં અનિષ્ટ તો પેસી જ ગયું હતું પણ એ સ્પષ્ટ દેખાતું હતું કે અંદર તો જે હતું તે એવું જ અક્ષત પડ્યું હતું. અંદરનું કદી મરી શકે તેમ હતું જ હતું. તો આ આ શું થયું?

એની મા! બોયની માતા જ આ સર્વ અનિષ્ટના મૂળમાં છે એ સમજતાં મને વાર લાગે તેમ નહોતું. શા માટે માએ એને જન્મ આપ્યો? પોતાના અહંને પોષવા જ? જે દેવનો દીધેલ હતો તેને તેની માએ જ દાનવ બનાવી દીધો.

પણ હવે મારે એ વાતને શા માટે સંભાળવી? બોયને અને મારે શું સંબંધ કે મારે એની દશાથી દુઃખ પામવું.

૭ મહિના વીતી ગયા. બોય મને યાદ પણ આવતો નહોતો.

અચાનક એક દિવસ મારી ઉપર એક બુકપોસ્ટ આવ્યું, તે સાથે એક પત્ર આવ્યો. પત્ર સરકારી ખાતાનો હતો. એમાં મને ખબર આપવામાં આવી હતી કે માસ્ટર ડિમુર બોઅર યુદ્ધમાં બહાદુરીપૂર્વક લડતાં મૃત્યુ પામ્યો હતો. મને એ વાંચીને થોડું દુઃખ

થયું પણ એ થોડી વાર જ. બુકપોસ્ટ તોડ્યું, એક જૂની નોંધપોથી એમાં હતી.

સહજ ભાવે મેં એનું પહેલું પાનું ઉઘાડ્યું. મારા હસ્તાક્ષર! દશ વર્ષ ઉપરની એક તારીખે મેં લખેલા શબ્દો હું કદી ચોરી નહિ કરું, હું કદી જુઠ્ઠું નહિ બોલું '! બોયે મને વચન આપેલું; એ વચનનો એણે ભંગ કર્યો એ વાતે હું ગમગીન બની. હું ધીમે ધીમે નોંધપોથીનાં પાનાં ફેરવતી ગઈ.

"મિસ લેસ્લીને પત્ર લખ્યો, ચાર દિવસ થઈ ગયા પણ જવાબ નથી. મને એ ગમતું નથી.'

"બરાબર દશ પત્રો મિસ લેસ્લીને લખ્યા, એક પણનો જવાબ નહિ! મિસ લેસ્લીએ કહ્યું હતું કે પોતે મને લખશે અને હવે નથી લખતાં. મિસ લેસ્લી જુઠ્ઠું બોલે તે મને ન ગમે.'

"માની વાત સાચી લાગે છે. મિસ લેસ્લી મને યાદ પણ નહિ કરતાં હોય. એમને પોતાના પૈસાનું ગુમાન છે. જો એમ ન હોય તો મારી આવી મૂંઝવણમાં પણ મને પત્રનો જવાબ કેમ ન આપે? હવે તો હું ખરેખર મૂંઝાયો છું. મારે ફ્રાંસ ભણવા જવું નથી અને છતાં મા મને મોકલે છે. ફ્રાંસમાં મને મારા દેશની સેવાનું શિક્ષણ તો શાનું જ મળશે? મા મને સીધો જવાબ પણ નથી આપતી કે તે મને ઇંગ્લેંડ છોડી ફ્રાંસ શા માટે મોકલે છે?"

નોંધપોથીનું એક પછી એક પાનું હું ફેરવતી ગઈ. પાને પાને 'બોય' ટપકતો હતો. વાંચતાં મારે ગળે ડૂમો બાઝી જતો હતો. ધીરે ધીરે એ કેમ બગડતો ગયો તેનો આખો ક્રમબદ્ધ ઇતિહાસ એક પ્રસંગમાંથી બીજો પ્રસંગ સહજ રીતે ફૂટીને ચિતરાતો હતો. એ બીડી પીતો થયો, દારૂ લેતો થયો, જુગાર રમતો થયો, અભ્યાસમાં બેદરકાર બનતો થયો, મારામારી કરતો થયો. એનામાં એક પછી એક અવગુણ આવતા જતા હતા અને છતાં નવાઈની વાત એ હતી કે દરેક વર્તન પછી એ નોંધ કરતો, 'હું ધારું છું કે આજે જે નવીન મેં કર્યું તે ચોરી કે જુઠ્ઠાણું તો નહિ ગણાતું હોય.' 'હું ધારું છું કે આ કામ માટે મિસ લેસ્લી નારાજ ન થાય.'

ઓહ, અભાગી મિસ લેસ્લી! બોય તારો હતો? એની માએ તો એને પોતાનો આગવો જ કરી રાખવા, તારો એના પર જરા પણ હક્ક ન લાગે તે માટે તેને ફ્રાંસ જેટલે દૂર મોકલી દીધો હોવા છતાં બોય તો એક તને જ ઓળખતો હતો.

પછી આવ્યો ૫૦૦ પૌંડના ચેકવાળો પ્રસંગ. એ પ્રસંગ વિસ્તારથી આલેખાયેલો હતો. હું ડુસકા મૂકતી ગઈ અને એ વાંચતી ગઈ: "જુગારમાં ૫૦૦ પૌંડ હાર્યો. જુગાર ન રમ્યો હોત તો સારું હતું. ખાસ સારું તો એટલા સારુ કે એને લીધે મારે જૂઠ આચરવું પડ્યું. મારું ખૂન થઈ જવા દેવાને બદલે મેં વચનભંગ કર્યો! મિસ લેસ્લીએ ૫૦ પૌંડ જેમ મને કંઈ પણ પૂછ્યા વિના આપી દીધા તેમ, માગ્યા હોત તો ૫૦૦ પૌંડ પણ આપી દેત. એમની કરુણા જોઈને હું એમની સમક્ષ રડવા જેવો થઈ ગયો અને હું કંઈ બોલી શક્યો નહિ. કેવો હતો મારો એ વખતનો દેખાવ! છતાં એમને મારામાં વિશ્વાસ હોવો જોઈએ કે હું ચોરી–જુઠ્ઠાણું તો નહિ જ કરતો હોઉં. અને મેં એ જ કર્યું!"

અને પછી ઉશ્કેરાઈને એણે પોતાની માતા અને પિતાના દોષો લખ્યા હતા. માતાને તો એણે કેટલીયે ગાળો આપી હતી. એ પાનાં મેં છોડી દીધાં, કારણ કે હું એ બધું સમજતી હતી.

નોંધપોથીને અંતે ચાર લીટીનું લખાણ હતું: "મેં જે ખરાબ કર્યું તેને ઘણા વધુ સારા કામથી ફેરવી નાખવાને હવે હું જાઉં છું. મિસ લેસ્લી મને મારાં કામોની માફી આપશે."

મારા હાથમાંથી એકદમ ચોપડી પડી ગઈ અને હું મોટેથી બોલી ઊઠી: "માફી છે, માફી છે, બોય, તને તારાં તમામ કૃત્યોની માફી છે."

બીજે દિવસે એ નોંધપોથી મેં એની મા ઉપર મોકલી આપી. ઉપર મોટા અક્ષરે લખ્યું, "તમારો દેવનો દીધેલ."

# કુરુક્ષેત્રમાં અર્જુનનો મોહભંગ

મૂળ લેખક : **શ્રી. અક્ષયકુમાર બંદોપાધ્યાય, એમ. એ.**

**• હિંદીમાંથી અનુવાદક : શ્રી. અભિજિત •**

કુરુક્ષેત્રની રણભૂમિ સંસારક્ષેત્રનું એક જ્વલંત પ્રતિબિંબ છે. દેશ અને કાળની દૃષ્ટિએ, સીમા વગરનો અને અનન્ત પ્રકારની જડ અને ચેતન વસ્તુઓવાળો આ વિશાળ સંસાર ખરું જોતાં એક યુદ્ધક્ષેત્ર છે. દરેક પ્રાણી યુદ્ધ કરતાં કરતાં જ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે; યુદ્ધ કરતાં જ જીવનનો વિકાસ સાધે છે. યુદ્ધની અનિવાર્યતાને લીધે જ પ્રાણીઓનાં શરીર, ઇંદ્રિયો અને મનમાં વિચિત્ર શક્તિઓ વ્યક્ત થાય છે. રણક્ષેત્રમાં વિજયપ્રાપ્તિ અને આત્મપ્રતિષ્ઠા માટેના કાર્યને લીધે જ તેમાં વિચારશક્તિ તથા કર્મશક્તિનો વિકાસ થાય છે, વિધવિધ પ્રકારના દોષો અને ગુણો પણ સ્ફુરે છે. દુનિયામાં જન્મતાંની સાથે જ વિધવિધ પ્રકારની પ્રતિકૂળ શક્તિઓ પ્રાણીને જીવનસંગ્રામમાં નોતરે છે. આ સંગ્રામમાં વિજયી થઈને સંસારમાં આત્મ-પ્રતિષ્ઠા કરવા માટે જ બધાં પ્રાણીઓને સંઘબદ્ધ થવું પડે છે; અને આથી સજાતીય પ્રાણીઓમાં આત્મીયતાનું બંધન ક્રમશઃ દૃઢ થતું જાય છે. આ પ્રમાણે આગળ વધેલા પ્રાણીઓમાં કુટુંબ, સમાજ અને જાતીયતા ઉદ્‌ભવે છે. આ યુદ્ધમાં જે વ્યક્તિ, જાતિ અથવા સંઘ દુર્બળ થઈ જાય છે તેની જીવન-શક્તિ-આત્મરક્ષા અને આત્મપ્રતિષ્ઠાની શક્તિ—આ સંસારના યુદ્ધ માટેની લાયકાત ખોઈ બેસે છે; આવા લોકો પિસાતા જાય છે અને સમય આવ્યે સંસાર-ક્ષેત્રમાં તેમનો નાશ થાય છે. અહીં આ સમજી લેવાની જરૂર છે કે સૃષ્ટિપ્રવાહમાં તેમનું કાર્ય પૂરું થઈ જાય છે, તેથી હવે તેમના અસ્તિત્વની આવશ્યકતા રહેતી નથી. આ યુદ્ધ સમસ્ત વિશ્વનો એક મુખ્ય નિયમ છે.

આ પ્રાણીજગતની રચના પણ એવી છે કે એક જીવ બીજાનો આહાર છે; એક જાતિના જીવોના વિનાશ ઉપર જ બીજી જાતિના જીવોનું જીવન નભે છે. સ્થાવર જીવો જંગમ જીવોનો આહાર છે; નાના જીવો મોટા જીવોનો આહાર છે; દુર્બળ પ્રાણીઓ સબળ પ્રાણીઓનો આહાર છે. આ કારણને લીધે પ્રાણીજગતમાં જુદી જુદી કોટિનાં પ્રાણીઓમાં હમેશાં સંગ્રામ ચાલી રહ્યો છે. આ સંગ્રામથી જ વ્યક્તિ અને સમષ્ટિની દૃષ્ટિએ પ્રાણીજગતમાં ક્રમિક વિકાસ થયા કરે છે. પોતાનાથી દુર્બળ પ્રાણીઓનો નાશ કરવાથી બળવાન પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને આ ક્રિયામાં તેમની શક્તિ અને કુશળતા વધુ ખીલે છે. બળવાન પ્રાણીઓમાં પણ યુદ્ધનો અભાવ નથી. એક વનમાં બે સિંહો મહામુશ્કેલીએ રહી શકે છે.

બુદ્ધિશક્તિવાળી મનુષ્યજાતિએ પોતાની બુદ્ધિ-શક્તિના પ્રભાવથી બીજાં પ્રાણીઓને સંગ્રામમાં જીતી લઈને પૃથ્વી પર પોતાનું રાજ્ય સ્થાપ્યું છે. મનુષ્યના ભયને લીધે, દાઢ, નખ અને પૂછડાંથી પ્રહાર કરનાર ભયંકર પ્રાણીઓ પણ ઘાડાં જંગલ અને પર્વતોની ગુફાઓમાં જઈ છુપાઈ ગયાં છે. મનુષ્ય અસ્ત્ર-શસ્ત્ર સજીને આવાં નિર્જન સ્થાનોમાં પણ તેઓ ઉપર આક્રમણ કરીને પોતાની યુદ્ધપ્રિયતા અને વિજયવાસના-ને પુરવાર કરે છે. વળી માનવજગતમાં પણ દરેક વ્યક્તિ, દરેક કુટુંબ, દરેક સમાજ, દરેક જાતિ પોત-પોતાના જીવનની રક્ષા, પ્રભાવની વૃદ્ધિ અને ગૌરવની સ્થાપના કરવા માટે બીજા સાથે યુદ્ધમાં પ્રવૃત્ત થાય છે. આ યુદ્ધમાં વિજયપતાકા ફરકાવવા માટે જે જાતિ જેટલા પ્રમાણમાં સાધનસામગ્રીનો સંચય કરવામાં સમર્થ થાય છે તેટલા પ્રમાણમાં તે જાતિ પ્રભાવ-સંપન્ન છે તેમ મનાય છે. આ આત્મપ્રતિષ્ઠા અને

બીજાના પરાજયની ક્રિયામાં જગતમાં જે જ્ઞાન- વિજ્ઞાનનો ઉત્કર્ષ થાય છે, જે કુદરતી શક્તિઓ મનુષ્યના હાથમાં આવે છે, યંત્ર વગેરેનો આવિષ્કાર થાય છે અને શિલ્પ અને વેપારનો વિસ્તાર થાય છે તે બધાંની કિંમત મનુષ્યના જીવનસંગ્રામને લીધે જ છે.

આ પ્રકારે પ્રાણીવર્ગના સંગ્રામથી જુદા તરી આવતા મનુષ્યના બુદ્ધિરાજ્યમાં પણ વિવિધ પ્રકારનાં યુદ્ધ ચાલતાં હોય છે–આદર્શની સાથે આદર્શનું યુદ્ધ, વિચાર–વિચારનું યુદ્ધ, મત–મતાન્તરનું યુદ્ધ, વગેરે. મનુષ્યજાતિના જીવનપ્રવાહ ઉપર આ આદર્શો, વિચારો અને મતોનાં સંઘર્ષણ અને સંગ્રામ ખૂબ જ પ્રભાવ પાડે છે. માનવજગતમાં એક એક આદર્શ, વિચારપ્રવાહ અને મત–મતાન્તર સ્થાપવા માટે પણ ઘણે ભાગે અનેક પ્રકારનાં સંઘર્ષણો જન્મે છે, ઘણા યે માણસોનો સંહાર થાય છે અને તેથી યે વધારે દુર્બળ જાતિઓ નાશ પામે છે. માનવસંસ્કૃતિના ક્રમિક વિકાસના ઇતિહાસમાં સંસ્કૃતિ જેટલી ઉન્નત થઈ છે, મનુષ્યનાં ચિંતન, વિચાર અને કાર્યોમાં જેટલો ઉત્કર્ષ સધાયો છે, માણસની અંદર 'સત્યં, શિવં, સુન્દરમ્'નો જેટલો વિકાસ થયો છે અને મનુષ્ય જેટલી પૂર્ણતાની નજીક પહોંચ્યો છે–ઘણે ભાગે આ બધું સંગ્રામદ્વારા જ થયું છે. યુદ્ધ જ સંસારપ્રવાહનો સનાતન નિયમ છે, સૃષ્ટિની અંદર ભગવાનનું અટલ વિધાન છે અને જીવજગતના ક્રમિક વિકાસ માટેની ભગવાનની અચિંતનીય કુશળતા છે.

આ સિવાય, સંસારમાં કુદરતના નિયમો પ્રમાણે કેટલાંયે ઉલ્કાપાતો, વજ્રપાતો, ધરતીકંપ, આગ, આંધી, તોફાન, વિપ્લવ અને વિનાશક ક્રિયાઓ હમેશાં થતાં રહે છે. આ બધું આ દુનિયાનો નિત્યક્રમ છે. આ દુનિયામાં ઉત્પત્તિ અને વિનાશ, જન્મ અને મરણ, સ્વાસ્થ્ય અને રોગ, જુવાની અને ઘડપણ, સુખ અને દુઃખ, સંયોગ અને વિયોગ, પ્રેમ અને હિંસા, દયા અને ઘૃણા, સંપત્તિ અને વિપત્તિ, લાભ અને હાનિ તથા જય અને પરાજય-બધું એક માળામાં ગૂંથાયેલ છે. આ પ્રકારનાં દ્વન્દ્વોવડે જ આ સંસાર રચાયો છે. આ દ્વન્દ્વો સાથે આપણને રોજનો પરિચય છે. આ દ્વન્દ્વો અને સંગ્રામદ્વારા જ વિશ્વ-સૃષ્ટિમાં ભગવાનનો ગૂઢ ઉદ્દેશ હોવાનું સિદ્ધ થાય છે.

આ દ્વન્દ્વોમાં આપણને એક ગમે છે, બીજું નથી ગમતું. આપણને જય ગમે છે, પરાજય નથી ગમતો; સુખ ગમે છે, દુઃખ નથી ગમતું; લાભ ગમે છે, હાનિ નથી ગમતી; મિલન ગમે છે, વિયોગ નથી ગમતો; ઉત્પત્તિ ગમે છે, વિનાશ નથી ગમતો. પણ નિરપેક્ષભાવથી વિચાર કરતાં આપણે સ્વાભાવિક રીતે જ સમજી શકીએ છીએ કે એક પક્ષના જયમાં બીજા પક્ષનો પરાજય નિયત છે, એક પક્ષને લાભ થવાથી બીજા પક્ષને જરૂર નુકસાન જવાનું છે, અર્વાચીનની ઉન્નતિ સાથે જ પ્રાચીનનો વિધ્વંસ અનિવાર્ય છે, વિયોગની વ્યથા વિના મિલનનો આનંદ સંભવતો નથી. આમાં એકને છોડીને બીજાનો ઉપયોગ કરવાનું સંભવિત નથી. આમ હોવા છતાં પણ એકના ત્યાગ અને બીજાની પ્રાપ્તિ માટે પ્રાણીઓને સ્વાભાવિક રીતે જ આકાંક્ષા થાય છે અને આ આકાંક્ષા તૃપ્ત કરવાની ક્રિયામાં યુદ્ધ પણ અનિવાર્ય છે.

આ દ્વન્દ્વ અને યુદ્ધ જ સંસારની શાશ્વત નીતિ છે; આને આપણે હમેશ જોઈએ છીએ, હમેશ આ યુદ્ધમાં લિપ્ત રહીએ છીએ; તોપણ આપણે આનો ગંભીરતાથી અનુભવ કરતા નથી તેમજ વ્યાપક રૂપમાં આની વિચારણા કરતા નથી. પરંતુ જ્યારે આ યુદ્ધનું વિકરાળ, મૂર્ત સ્વરૂપ આપણા સ્વાર્થના ક્ષેત્રમાં ભયંકર રૂપે પ્રકટ થાય છે, જ્યારે આનાં અનિચ્છનીય અનિષ્ટ કરનારાં પરિણામો આપણો અથવા આપણાં પ્રિય સ્વજનોનો ભક્ષ કરવા માટે તૈયાર થાય છે ત્યારે આપણું હૃદય ભય, વેદના અને દુઃખથી વ્યાકુળ થઈ જાય છે, ત્યારે આ યુદ્ધ આપણને એક અચાનક આવી પડેલ નવી જ વસ્તુ ભાસે છે, આપણી વિચાર-શક્તિ મોહગ્રસ્ત થઈ જાય છે, કર્તવ્યબુદ્ધિ પોતાનું સ્થાન છોડી દે છે, ધૈર્ય અને સ્થિરતા નાશ પામે છે, આપણે પોતાની જાત ગુમાવી બેસીએ છીએ. આ આપણી નિર્બળતાની સીમા છે.

કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે તૈયાર થયેલ બે આત્મીય પક્ષોની વચમાં ઊભેલ અર્જુનની આવી જ સ્થિતિ

થઈ હતી. અર્જુન યુદ્ધવિદ્યામાં કુશળ હતો અને લાંબા કાળ સુધી યુદ્ધ કરીને તેણે અસાધારણ મહાવીરની કીર્તિ પ્રાપ્ત કરી હતી. પોતાના આ વિશિષ્ટ ગૌરવ સાથે કેટકેટલી વેદનાઓની કથાઓ સંકળાયેલી છે તેનો આટલા દિવસ સુધી તેણે વિશેષ ગંભીરતાથી વિચાર કર્યો ન હતો. તેના અસાધારણ કીર્તિમંદિરના કળશમાં કેટલાં કુળોનો ધ્વંસ અને જાતિઓનો વિનાશ, કેટલાં નરનારીઓનાં સગાંસંબંધીઓના વિરહના કરુણ આક્રંદો, કેટલી લલનાઓના પતિ-શોક અને પુત્ર-શોકના દારુણ આર્તનાદો, કેટલા વંશોનો ઉચ્છેદ અને વર્ણસંકરોની ઉત્પત્તિ, અને કેટલાં સામાજિક અને સાંપ્રદાયિક સાધનોનો અંત ભર્યો હતો—વિજયોન્મત્ત અર્જુનના હૃદયમાં આટલા દિવસ સુધી આને માટે કોઈ પ્રકારની ગંભીર વેદના નહોતી ઉદ્‌ભવી; તેના પર વિચાર કરવાનો વખત પણ તેને ક્યાં હતો? તેણે આ બધી ઘટનાઓને એક વિજયી વીર અને કીર્તિશાળી પુરુષની દૃષ્ટિએ જોઈ હતી. જે માણસો તેના વિજયથી પરાજય પામ્યા હતા, તેની વીરતાથી કચડાઈ ગયા હતા, તેના લાભથી નુકસાન પામ્યા હતા અને તેની કીર્તિથી નાશ પામ્યા હતા તેમની દૃષ્ટિએ અર્જુને આ ઘટનાઓને જોઈ ન હતી. તેમની મર્મભેદી યાતનાઓ અર્જુનના હૃદયને હચમચાવી શકી ન હતી.

આજ યુદ્ધ માટે તૈયાર થયેલ બંને પક્ષમાં પોતાનાં જ સ્વજનોનાં મુખ જોઈને યુદ્ધના ભયંકર પરિણામનું તેને એકદમ ભાન થયું. આજે તેણે ગંભીરતાથી અનુભવ્યું કે ગમે તે પક્ષનો વિજય થાય તોપણ બીજો પક્ષ હારીને નાશ પામવાનો અને તે પક્ષમાં પણ આપણાં જ સ્વજનો છે. આ યુદ્ધના પરિણામે જે લોકસંહાર, કુળનાશ, કુળધર્મ અને જાતિધર્મનો લોપ, વર્ણસંકરની ઉત્પત્તિ અને પિતૃઓ માટેના પિંડનો લોપ થઈ જવાનો—આની આશંકાથી જ તે વ્યાકુળ થઈ ગયો. પોતે લાંબા કાળથી આચરેલ સ્વધર્મને તે આજે અત્યંત અધર્મ તરીકે જોવા લાગ્યો. ધર્મસંમૂઢચેતા અને કિંકર્તવ્યતામૂઢ થઈને તે ભયાનક વેદના અનુભવવા લાગ્યો.

જે યુદ્ધના અવલંબનથી મનુષ્યની જીવનધારાનો પ્રવાહ વહેતો રહે છે તે યુદ્ધની આ કઠોરતા અને ભીષણતા જ્યારે તેના મન પાસે સ્પષ્ટ રીતે ખડી થાય છે ત્યારે તેનો યુદ્ધમાં જોડાવાનો ઉત્સાહ ઠંડો પડી જાય છે; આ અત્યંત દારુણ યુદ્ધક્ષેત્રનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરવા તે તૈયાર થઈ જાય છે અથવા યુદ્ધક્ષેત્રમાં જ નિશ્ચેષ્ટ રહીને આત્મસમર્પણ કરવા તૈયાર થઈ જાય છે. અર્જુનની પણ આવી જ દશા થઈ. પણ યુદ્ધક્ષેત્રમાંથી ભાગી જવાનું સ્થાન જ ક્યાં છે? સારો યે સંસાર તો યુદ્ધક્ષેત્ર છે; બધી જગ્યાએ આ દારુણ યુદ્ધ ચાલી રહ્યું છે. જુદાં જુદાં સ્થાનોમાં, જુદી જુદી અવસ્થાઓમાં અને જુદા જુદા પ્રકારના વાતાવરણમાં યુદ્ધનો માત્ર આકાર જ ફરે છે. ફક્ત શરીરરક્ષા કરવા માટે જ પ્રાણીઓને અનેક પ્રતિકૂળ શક્તિઓ સાથે સતત યુદ્ધ કરવું પડે છે. એક વિશાળ દેશની શાંતિની રક્ષા માટે જે લોકો યુદ્ધ કરે છે તેઓના યુદ્ધનો આકાર અને પ્રકાર આ યુદ્ધના આકાર-પ્રકારથી જરૂર ભિન્ન છે, પરંતુ બંને છે તો યુદ્ધ જ. જે વ્યક્તિ જે દેશમાં, જે કાળમાં, જે પ્રકારનાં શક્તિ-સામર્થ્ય લઈને જે પ્રકારની અવસ્થામાં આવી પડેલ હોય છે તે પ્રમાણે તેને યુદ્ધ કરવું જ પડે છે. જો તે ઇચ્છાથી અને વિચારપૂર્વક ન કરે તો પ્રકૃતિ અથવા ભગવાનનું વિધાન તેને બળજબરીથી યુદ્ધમાં લગાડી દે છે. મરણ આવે ત્યારે પણ જીવને સ્વભાવથી જ મૃત્યુની સાથે યુદ્ધ કરીને બચવાની ક્રિયા કરવી પડે છે અને અંતે મૃત્યુથી હારી જઈને, પોતાની હાર કબૂલ કરીને મરવું પડે છે. સંસારમાં રહીને કોઈ પણ જીવ પ્રકૃતિનો સર્વાંશે અતિક્રમ કે અગ્રહણ કરી શકતો નથી.

સંસારક્ષેત્રમાં યુદ્ધની ભીષણતા અને અનિષ્ટકારકતાનો તીવ્ર અનુભવ કરતાં છતાં યે યુદ્ધમાંથી સર્વાંશે હટી જવાનો કોઈ પણ ઉપાય નથી, જ્યાં સુધી જીવતા રહેવાનું છે ત્યાં સુધી પ્રકૃતિની તીવ્ર પ્રેરણાથી, ભગવાનના સૃષ્ટિવિધાનથી, યુદ્ધ કરવું જ પડશે; પછી ભલે તે વિચારપૂર્વક થાય કે અવિચારપૂર્વક; ઇચ્છાથી થાય કે અનિચ્છાથી; તેજસ્વિતાથી થાય કે નિસ્તેજ

ભાવથી. આ સ્થિતિમાં, જે પ્રકારના યુદ્ધમાં, જે પ્રકારમાં આપણે લાગી જવાથી મનુષ્યોચિત આદર્શનું અનુસરણ થતું હોય, માનવજીવનના અંતિમ લક્ષ્યની સિદ્ધિમાં સહાયતા મળતી હોય, અતિ ઉન્નત આદર્શના પ્રભાવમાં વધારો થતો હોય અને માનવજાતિ આધ્યાત્મિક સંસ્કૃતિનાં ઉચ્ચતર પગથિયાં ઉપર પગલાં માંડતી હોય, તે પ્રકારના યુદ્ધમાં તે પ્રકારથી યથાશક્તિ પોતાને લગાડી દેવાનું જ યોગ્ય છે. મનુષ્ય યુદ્ધમાંથી ભાગી તો નથી શકતો; પરંતુ તે આદર્શની ઉન્નતિ અને તે પ્રમાણે યુદ્ધનું નિયંત્રણ તો જરૂર કરી શકે છે.

પરંતુ જેટલા પ્રમાણમાં મનુષ્યનું ચિત્ત વિશુદ્ધ થતું જાય છે, જેટલા પ્રમાણમાં બુદ્ધિ ઉન્નત થાય છે, જેટલા પ્રમાણમાં વાસના અને કામનાનો વેગ ઓછો થાય છે, હૃદયમાં જેટલા પ્રમાણમાં પ્રેમ, મૈત્રી અને કરુણાનો વિકાસ થાય છે, શરીર, ઈંદ્રિય, તથા મનની ચંચળતા જેટલા પ્રમાણમાં નાશ પામે છે, તેટલા પ્રમાણમાં સ્વાભાવિક રીતે જ તેને યુદ્ધ પ્રત્યે વૈરાગ્ય ઊપજે છે, હિંસાદિ ક્રિયાઓમાં અરુચિ થાય છે. જેટલાં કર્મો વાસનામૂલક હોય છે તે બધાં બંધનકારક છે એમ સમજાય છે અને સંસારના કોલાહલથી દૂર ભાગીને શાન્તિની પ્રાપ્તિ માટે પ્રાણ વ્યાકુળ થઈ જાય છે. સંસારમાં જ્યારે ચારે બાજુ દ્વન્દ્વ, સંઘર્ષ અને સંગ્રામ દેખાય છે ત્યારે આખો યે સંસાર તેને દુઃખમય જણાય છે અને સંસારથી મુક્તિ પ્રાપ્ત કરવામાં જ પરમ પુરુષાર્થ છે એમ જ્ઞાન થાય છે.

ત્યારે વળી મનુષ્યના અંતઃકરણમાં એક નવું જ યુદ્ધ ફાટી નીકળે છે. એક બાજુ પોતાના સ્વાભાવિક નિયમાનુસાર સંસાર યુદ્ધને માટે નોતરી રહ્યો હોય છે, અને બીજી બાજુ યુદ્ધ પ્રત્યેનો વૈરાગ્ય તેને તેના ત્યાગ માટે યુદ્ધક્ષેત્રમાંથી ભાગી જવા પ્રોત્સાહન આપે છે. ત્યારે અંતઃકરણમાં કર્મપ્રવૃત્તિની સાથે સંન્યાસ-પ્રવૃત્તિનું, યુદ્ધપ્રવૃત્તિ સાથે યુદ્ધત્યાગની પ્રવૃત્તિનું એક તુમુલ યુદ્ધ શરૂ થાય છે. યુદ્ધત્યાગ કરવાનો પણ કોઈ ઉપાય દેખાતો નથી અને યુદ્ધના વિવિધ પ્રકારના દોષો સ્પષ્ટ દેખાવાથી યુદ્ધ કરવાની રુચિ પણ નથી ઉદ્‌ભવતી. ત્યારે એક જાતની દુઃખદાયી કિંકર્તવ્યતા-મૂઢ સ્થિતિ થઈ જાય છે. સંસારક્ષેત્રમાં બધા વિચારશીલ પુરુષોની સામે આ સમસ્યા ખડી થાય છે. બધા યુગોના બધા વિચારશીલ પુરુષોની આ સમસ્યા–આંતરિક યુદ્ધ–કુરુક્ષેત્રમાં ઊભેલ પુરુષરત્ન અર્જુનના ચિત્તમાં ખૂબ ભયંકર રૂપમાં સ્ફુરી. આ સમસ્યાનું નિરાકરણ કરવા માટે અર્જુન પોતાના સારથિ કૃષ્ણના શરણે ગયો.

જે આ સંસારરૂપી યુદ્ધક્ષેત્રના નિર્માતા છે, જે જીવના સ્વભાવમાં વિચિત્ર ભાવો, વિચિત્ર પ્રવૃત્તિઓ વિચિત્ર રુચિઓ તથા વિચિત્ર અણગમાઓ અને ઉદ્દેશો ઉત્પન્ન કરીને તેને યુદ્ધક્ષેત્રમાં પ્રેરે છે, તથા પોતે છૂપા રહીને તેનાં વિચિત્ર કર્મફળો ઉપર અંકુશ રાખે છે, જે બધી યે કર્મપ્રવૃત્તિ અને ભોગપ્રવૃત્તિના પ્રેરક તથા નિયન્તાના રૂપમાં દરેક જીવની અંદર હોવા છતાં પણ તેની સામે જ પોતાનું અસ્તિત્વ છુપાવે છે; વિશ્વનાટકના તે જ અદ્વિતીય નટ અર્જુનના સારથિના રૂપે હમેશાં બિરાજે છે. તે બધાના હમેશના સુહૃદ, સખા અને સંચાલક છે. પણ જ્યાં લગી મનુષ્ય પોતાને જ કર્તા, ભોક્તા, સ્વતંત્ર અને પોતાનો ભાગ્યવિધાતા માનીને અભિમાનમાં મગ્ન રહે છે ત્યાં સુધી તે અંતર્યામી વિશ્વનાટકકાર તેને સખાના રૂપમાં દર્શન દેતો નથી. તેના અસ્તિત્વનું જ્ઞાન થયા પછી પણ મનુષ્ય ક્યારેક તેને ફક્ત પોતાનો સહાયક અથવા કામનાઓ તૃપ્ત કરવાવાળો જ સમજે છે; ક્યારેક કર્મફળ દેવાવાળો; અથવા ક્યારેક ઉદાસીન, નિષ્ક્રિય, સર્વસંબંધરહિત જ દેખે છે; અભિમાની મનુષ્ય તેને સખાના રૂપમાં જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકતો નથી.

વિષમ દુઃખ આવી પડવાથી જ્યારે અભિમાનના ચૂરેચૂરા થઈ જાય છે, પ્રવૃત્તિ સંકોચાઈ જાય છે, ચંચળતા દૂર થાય છે અને બુદ્ધિ પોતાની શક્તિનો વિશ્વાસ ખોઈને પ્રકાશની પ્રાપ્તિ માટે વ્યાકુલ થઈ જાય છે ત્યારે ભગવાન કૃપા કરીને પોતે જ પ્રકટ થાય છે, સંસારસંગ્રામનું તાત્પર્ય સમજાવે છે અને મનુષ્યને પરમ કલ્યાણનો માર્ગ દેખાડે છે. અર્જુનના

હૃદયમાં આવું જ વિષમ દુઃખ ઊભું થયું છે. તે બીજા લોકોની જેમ ભગવાનની દૈવી માયાથી મોહ પામીને રાજ્ય, ઐશ્વર્ય, કીર્તિ, સુખ અને ઐહિક તથા પરલૌકિક ધર્મોનું આચરણ કરતાં કરતાં અભિમાનથી પોતાની વિદ્યા અને બુદ્ધિશક્તિને જે માર્ગમાં પ્રવૃત્ત કરી રહ્યો હતો, તે માર્ગના સ્વરૂપને કુરુક્ષેત્રમાં બંને બાજુએ પોતાનાં જ સ્વજનોને જોતાં અને તેના પરિણામનો વિચાર કરતાં તે એક નવા જ આકાર–પ્રકારમાં જોવા લાગ્યો: "શું આ સ્વધર્મ છે? શું આવા સ્વધર્મના આચરણમાં સારું યે જીવન મેં જોડી દીધું છે? શું આ ભયાનક પરિણામમાં જ વીરધર્મની અવધિ છે? આ તો અત્યંત ઘોર અધર્મ છે! મનુષ્યત્વહીનતા છે! પિતૃઓને પણ નરકમાં ડુબાડવાની વ્યવસ્થા છે!" અર્જુનનો અંતરાત્મા 'ત્રાહિ, ત્રાહિ,' પોકારી ઊઠયો. તેની બુદ્ધિ કિંકર્તવ્યતામૂઢ થઈ ને લાંબા કાળના મિત્ર, સ્થિતપ્રજ્ઞ, સારથિ શ્રીકૃષ્ણના શરણે ગઈ. ધર્મસંકટમાં આવી પડેલ આ ઉત્તમ પુરુષની સામે ભગવાન પોતે પ્રકટ થયા; તેના મિત્ર અને સારથિની અંદર વિશ્વનિયંતા જાતે પ્રકટ થઈને તેની બધી સમસ્યાઓનું નિરાકરણ કરવા લાગ્યા.

તત્ત્વજ્ઞાનરહિત મનુષ્યની માફક અર્જુનના વિચારભ્રમના મૂળમાં આ મિથ્યા જ્ઞાન હતું કે "હું જ બધાં કર્મોનો કર્તા છું; કોઈ કાર્યમાં પ્રવૃત્ત થવામાં કે ન થવામાં હું પોતે સંપૂર્ણ રીતે સ્વાધીન છું; મારી સ્વતંત્ર વિચારશક્તિ અને ઇચ્છાશક્તિ જ મારાં બધાં કર્મોનું નિયમન કરે છે." આજસુધી તે યુદ્ધમાં પોતાની શક્તિનો ઉપયોગ કરીને પોતાનો વંશ, પોતાની જાતિ સ્વદેશ, પોતાનાં સગાંવહાલાં અને સેવકોની તથા તેની સાથે સાથે પોતાની ભોગ–સંપત્તિ, યશ–માન અને પ્રભાવશીલતા વધારવામાં લાગ્યો હતો. તેની આ સમજણ હતી કે "હું સ્વાધીન છું અને મારી ઇચ્છા પ્રમાણે સંપૂર્ણતાથી વિચાર કરીને જ દરેક કાર્ય કરું છું. યુદ્ધ મારું ધર્માનુસાર કર્તવ્ય છે." બીજા અનેક વંશો, જાતિઓ અને દેશોની સંપત્તિના નાશ, કીર્તિ-નાશ અને વિનાશ વિષે તેણે કાંઈ પણ વિચાર કર્યો ન હતો. આજે જ્યારે યુદ્ધનું ઝેરી ફળ પોતાનાં જ વંશ, જાતિ અને દેશ ઉપર પડતું દેખ્યું ત્યારે તે તેને અધર્મ સમજીને ભયભીત અને ચલાયમાન થઈ ગયો. તેનું કર્તવ્યજ્ઞાન તથા પૂર્વસંકલ્પ ઊડી ગયાં.

શું હું આજ લગી અધર્મ કરી રહ્યો હતો? શાસ્ત્રોમાં જે ક્ષત્રિયોનો સ્વધર્મ ગણાવ્યો છે તે શું વસ્તુતઃ અધર્મ છે? જો અધર્મ જ હોય તો આ અધર્મનો તે અધર્મ જ છે એમ ખબર પડતાં સાથે જ ત્યાગ કરવો જોઈએ. અર્જુને ખૂબ વિચાર કરીને સમજી લીધું કે "આ યુદ્ધ અત્યંત ભયંકર અધર્મ છે, માટે આનો તરત ત્યાગ કરીને કાં તો મારે સંન્યાસવ્રત ગ્રહણ કરવું જોઈએ અથવા તો મારાં પાપના પ્રાયશ્ચિત્તરૂપે નિશ્ચેષ્ટ થઈને દુશ્મનોના શસ્ત્રાઘાતથી પ્રાણત્યાગ કરવો જોઈએ." અર્જુને વિચાર્યું કે "મેં સ્વતંત્રતાપૂર્વક જ યુદ્ધનો સ્વીકાર કર્યો હતો, અને અત્યારે તેનો ત્યાગ કરવામાં પણ હું સંપૂર્ણ રીતે સ્વતંત્ર છું." આ સંસાર ભગવાનનો છે, ભગવાન જ સંસારની બધી ક્રિયાઓના વિધાતા અને નિયન્તા છે, બધાંય મનુષ્યો, બધાય જીવો તેના હાથથી બનેલ કાષ્ઠનાં પૂતળાં જ છે, તેના સંકલ્પોને મૂર્ત સ્વરૂપ આપવા માટે 'નિમિત્તમાત્ર' છે — આ મહાન તત્ત્વ અર્જુનના હૃદયમાં સ્ફુર્યું ન હતું. આ સંસારસાગરમાં પડેલો, સંસારતરંગોમાં નાચતો, દરેક માયામુગ્ધ મનુષ્ય આ ભ્રમમાં પડેલ છે.

આ ભ્રમને દૂર કરીને અર્જુનને સ્વસ્થ બનાવવાના હેતુથી ભગવાન શ્રીકૃષ્ણે પોતાને પ્રકટ કરીને તેને બતાવી દીધું કે આ સંસારનો કર્તા મનુષ્ય નથી, ભગવાન છે. સંસારનાં કાર્યો મનુષ્યની ઇચ્છાથી નથી બનતાં પણ ભગવાનના વિધાનથી બને છે. સંસાર-ક્ષેત્રમાં સર્વત્ર જે યુદ્ધ ચાલી રહ્યું છે તે ભગવાનનું જ વિધાન છે. તેણે જે જીવને જે પ્રકારનાં શક્તિ–સામર્થ્ય આપીને જે પ્રકારની અવસ્થામાં મૂક્યો હોય છે, તે પ્રમાણે તેનું કર્તવ્ય રચાય છે, તેનો સ્વધર્મ નક્કી થાય છે, અને તે પ્રમાણે સંસારસંગ્રામમાં પ્રવૃત્ત થવા તે બંધાયેલ છે. જેના જીવનમાં ભગવાનનો જે અભિપ્રાય અથવા હેતુ નિયત થયેલો હોય છે, તેને તે મેળવવો જ પડે છે. માનવપ્રકૃતિની અંદર ભગવાને જે ઇચ્છાશક્તિ અને વિચારશક્તિ સંગ્રહી રાખી છે

તેને લીધે મનુષ્યની સ્વાધીનતાની પ્રતીતિ થાય છે. આ સ્વાધીનતાની પ્રતીતિ મનુષ્યની ભગવાને જ નિર્દિષ્ટ કરેલ પ્રકૃતિનું જ અંગ છે; તથા ભગવાને નિર્દિષ્ટ કરેલ ક્ષેત્રમાં જ મનુષ્યને માટે આ સ્વાધીનતાની પ્રતીતિ સાર્થક થઈ શકે છે. ભગવાને નિર્ધાર કરેલ સાધનક્ષેત્રમાંથી ભાગવાની સ્વતંત્રતા મનુષ્યને નથી.

મનુષ્ય જો પોતાની વિચારશક્તિ બરાબર ખીલવીને આ તત્ત્વજ્ઞાન સમજી લઈને, ભગવાને નિર્દિષ્ટ કરેલ સાધનસંગ્રામમાં ભગવાને જ આપેલ શક્તિ અને સામર્થ્ય અજમાવે, કર્તૃત્વાભિમાન અને ફળકામનાની નિરર્થકતાને સમજી લઈને ફક્ત ભગવત્કર્મસંપાદનની ઇચ્છાથી પોતાની પ્રકૃતિ અને અવસ્થાને યોગ્ય કર્તવ્યસાધનમાં લાગી જાય, તો તેની સ્વાધીનતાનો યથાર્થ સદુપયોગ થાય છે અને માનવજીવન સાર્થક થઈ જાય છે. આમ કરવામાં શોક અને મોહનું કોઈ કારણ પણ રહેતું નથી, મનમાં વિષાદ થતો નથી.

દરેક મનુષ્ય ભગવાનના વિધાનમાં વિશ્વપ્રકૃતિ અને પોતાની પ્રકૃતિથી ચલાયમાન થઈને ક્ષેત્રને અનુસરીને કાર્યમાં પ્રવૃત્ત થાય છે; પરંતુ વિચારશક્તિના વિકાસના પરિણામે નૈતિક અને આધ્યાત્મિક શક્તિના ઉત્કર્ષ અને અપકર્ષ પ્રમાણે તે આ બધાં કર્મોનો બહુ ઊંચો અથવા અત્યંત નીચો આદર્શ લક્ષમાં રાખીને તેને મેળવી શકે છે. જો મનુષ્ય પોતાના શરીર અને ઇંદ્રિયોની તૃપ્તિ, લૌકિક સંપત્તિ અથવા માનમરતબાની વૃદ્ધિ લક્ષ્યમાં રાખીને અથવા પોતાનાં સ્વજનો કે જાતભાઈઓના ઐહિક ભોગ, સુખ, પ્રભાવ કે પ્રતિષ્ઠા મેળવવાનું લક્ષ્ય રાખીને કર્મક્ષેત્રમાં પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તે કર્મોનું સુંદર પરિણામ આવે તોપણ પોતાને ક્ષુદ્ર સીમાની અંદર બાંધી રાખે છે, અને તેને પોતાનાં તે કર્મોનાં પાપ અથવા પુણ્યનું ફળ ભોગવવું પડે છે. જો તે પોતાના સ્વભાવને યોગ્ય કર્મો સારા યે દેશ, જાતિ કે સમાજના કલ્યાણને લક્ષમાં રાખીને આચરે તો તેને લીધે દૈહિક અને કૌટુંબિક ક્ષુદ્ર સીમામાંથી મુક્ત થાય છે, તેનું નૈતિક અને આધ્યાત્મિક જીવન ઉન્નત થાય છે; તેનો દેહ, મન અને બુદ્ધિ ખૂબ નિર્મળ થાય છે તથા પરમાર્થપ્રાપ્તિના માર્ગમાં તે ઘણે દૂર સુધી આગળ થઈ શકે છે. વળી જો ભગવાનની સેવારૂપ સર્વોત્તમ આદર્શને લક્ષ્યમાં રાખીને તે સ્વધર્મનું આચરણ કરે તો તે કર્મદ્વારા જ સંસારબંધનથી સર્વાંશે મુક્ત થઈને ભગવત્પ્રાપ્તિ કરી શકે છે. પછી આ કર્મોના આનુષંગિક દોષ અને ગુણ તેને સ્પર્શતા નથી.

हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ।

ભગવાનની આરાધનાની દૃષ્ટિએ કરેલાં અને સ્વધર્મે અનુમોદન આપેલાં કર્મોમાં કદાચ હિંસા વિ. ક્રિયાઓ પણ થઈ જાય તો યે તે ક્રિયાઓ પણ અહિંસામાં પરિણમે છે, તે કર્મોનાં બાહ્યસ્વરૂપમાં રુદ્રનાં તાંડવનૃત્ય હોય તોપણ અંદર શાન્તિ અને પ્રેમનો પ્રવાહ રહે છે જ. આવી અવસ્થામાં સંગ્રામની ભીષણતા પણ આધ્યાત્મિક સાધનાની મધુરતાથી પરિપૂર્ણ રહે છે.

સંસારમાં જન્મ લઈને કુદરતી નિયમોથી આવી પડેલ સંગ્રામથી દૂર ભાગી જઈને કોઈ પણ છુટકારો મેળવી શકવાનું નથી. જે મનુષ્ય જે પ્રકારની અવસ્થામાં આવી પડ્યો હોય તે પ્રમાણે તેને સંગ્રામમાં જોડાવું જ પડશે. આ સંગ્રામમાંથી મુક્ત થવાનો ઉપાય છે ભગવાનને આપણી અંદર સારથિ અને સંચાલકના રૂપમાં સ્થાપીને બધી ક્રિયાઓમાં તેને જ ઓળખીએ અને તેનાં ચરણોમાં સારી રીતે આત્મસમર્પણ કરીને તેના દ્વારા નિર્દિષ્ટ સંસારક્ષેત્રમાં તેણે જ આપેલ શક્તિ-સામર્થ્યનો તેની સેવાને માટે નિયમપૂર્વક ઉપયોગ કરવો. તેના વિધાન અનુસાર સંગ્રામક્ષેત્રમાં તથા સંગ્રામના બાહ્યરૂપમાં જ્યારે જે પ્રકારનું પરિવર્તન થાય તેનો માથું નમાવીને સ્વીકાર કરવો જ પડશે, તથા તેની અંદર આદર્શને ઉજ્જ્વળ રાખીને મનુષ્યત્વની સાધના કરવી પડશે. ભગવાનના ઉપદેશથી અર્જુનની આ બુદ્ધિ જ્યારે સારી રીતે જાગૃત થઈ ત્યારે 'राज्यं भोगाः सुखानि च' તેના કર્મનાં નિયામક ન રહ્યાં; કુળક્ષય, વર્ણસંકર અને ધર્મહાનિની વાત કોણ જાણે ક્યાં યે ઊડી ગઈ; તે ભગવાનના હાથના યંત્રરૂપમાં પોતાને 'निमित्तमात्रम्' સમજવા લાગ્યો તથા 'करिष्ये वचनं तव' એમ કહીને ભગવાનના આદેશ મુજબ સ્વધર્મસંપાદનમાં લાગી ગયો.

# मश्करा संन्यासी

## श्री. दत्तात्रेय बालकृष्ण कालेलकर

બંગાળાના પ્રખ્યાત ધર્મોપદેશક પ્રતાપચંદ્ર મજુમદારે શ્રીરામકૃષ્ણ પરમહંસ વિષે લખ્યું છે કે કોઈ કોઈ વખત શ્રીપરમહંસની વાતચીતમાં અશિષ્ટ વાતો આવી જતી હતી. ગોવાના સંતકવિ કૃષ્ણ-જગન્નાથ બાંદકર વિષે પણ એમના શિષ્યો પાસેથી મેં સાંભળ્યું હતું કે કોઈ કોઈ વખત વિનોદ કરતાં કરતાં તેઓ પણ જુગુપ્સા ઉપજાવે એવા શબ્દો ખૂબ શોખથી વાપરતા હતા. સંત પુરુષો વિકારો વધારવાની દૃષ્ટિથી કદી પણ અશ્લીલ વાતો કરતા નથી; પણ જેમના મનના વિકાર નાશ પામ્યા છે તેવા સંતો માટે 'શ્રી' કે 'અશ્રી'નો ભેદ રહેતો નથી. સમાજમાં કામલોલુપતાનો વધતો જતો પ્રભાવ જોઈને તેની મશ્કરી કરવા માટે તેઓ અશ્લીલ વાતો એકદમ ખુલ્લી રીતે બોલે છે. શિયાળાનાં મેથીપાક, યાકૂતી અને વિષયસેવન પછી ફાગણ મહિનામાં હોળીના દિવસે ગંદી વાતો બોલીને કામલોલુપતા-રસિકતા-ની મશ્કરી કરવી જોઈએ એ ઈરાદાથી 'હોલિકોત્સવ' રાખવામાં આવ્યો છે, એવી જાતનો બચાવ કરવામાં આવે છે. યુરોપના પ્રસિદ્ધ અને સમર્થ કલાકાર ટોલસ્ટોય પણ કોઈ કોઈ વખત જરૂરી ચિત્ર દોરીને હીનવૃત્તિ તરફ ઘૃણા ઉત્પન્ન કરે છે.

તે ગમે તેમ હોય પણ કેટલા યે સાધુપુરુષો એવા મળે છે કે જેઓ વાતચીતમાં સભ્યતાની હદ હરહમેશ વટાવી જાય છે. એવા એક સંન્યાસી મને હિમાલયની યાત્રા વખતે મળ્યા હતા. તેમની સાથેની થોડી વાતચીતથી માલૂમ પડયું કે તે પણ પોતાની રીતે વિશિષ્ટ વ્યક્તિ છે.

અમે જમનોત્રીથી પાછા ફરીને ગંગોત્રી તરફ જઈ રહ્યા હતા. રસ્તામાં ઉત્તર-કાશીનું પુણ્યધામ આવ્યું. ત્યાં એક દિવસ રોકાયા અને ત્યાંનાં પ્રખ્યાત ઘાટ, મંદિર અને તપોમૂર્તિઓ જોયાં. આ મૂર્તિઓમાં ઉપર જણાવેલા સંન્યાસીનાં પણ દર્શન થયાં. તેમનો બાંધો મહારાષ્ટ્રી હતો. ઊંચાઈ લગભગ પાંચ ફૂટ જેટલી હશે. શરીરનો વર્ણ શાલિગ્રામજી સાથે મોટે ભાગે મળતો હતો. તેમનું મુંડન કરાવેલું માથું ચોરસા જેવું હતું. આંખો ચમકતી અને ચપળ હતી. મોંમાંની બત્રીસી રાજીનામું આપીને ક્યારની વિદાય થઈ ગઈ હતી, તેથી તેમની મુખમુદ્રા ઉપર બાલ્યભાવ ફરીથી આવીને બેસી ગયો હતો. જુવાનીમાં લાંબા સમય સુધી તેમણે કસરત કરી હશે તેની શરીરના સ્નાયુઓ સાબિતી આપતા હતા, તોપણ આજે તો તે દૂબળા-પાતળા બની ગયા હતા. જાંઘોમાં માંસ ખૂબ ઓછું થઈ ગયું હતું. નાનીશી લંગોટી અને બરડા ઉપરની નાનીશી ચાદર, આ બન્નેનો ભગવો રંગ તેમના શ્યામ રંગ સાથે ખૂબ આકર્ષક છતાં સ્વાભાવિક લાગતો હતો.

અમને ત્રણેને ( મારી સાથે બીજા બે જણ હતા ) અંદર અંદર મરાઠીમાં વાત કરતા સાંભળીને સંન્યાસીથી ન રહેવાયું. તે અમારી વચ્ચે આવીને બેઠા અને 'અમે ક્યાંથી આવ્યા, કયા જિલ્લાના છીએ.' વગેરે કુશળ-પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. ઉત્તરાખંડમાં, આટલે દૂર, આવા એક જૂના મહારાષ્ટ્રીય સંન્યાસીને જોઈને અમે પણ પ્રેમથી વિહ્વળ બની ગયા અને અમે પણ અમારી તરફથી પ્રશ્નોની ઝડી શરૂ કરી. પહેલાં પહેલાં તો સંન્યાસી મહારાજે આશ્રમોચિત રંગઢંગ બતાવ્યો-' આ દેહ તો મહારાષ્ટ્રી છે; અમારો આશ્રમધર્મ કહે છે કે પૂર્વાશ્રમની બાબતો સ્મરણમાં પણ ન લાવવી જોઈએ,' વગેરે, વગેરે. અમે તુરત જ કહી દીધું કે આપે અમને બધા શાસ્ત્રોક્ત જવાબો તો આપ્યા, હવે માણસ માણસની સાથે વાત કરતો હોય તેવી રીતે થોડા જવાબો આપો.

સંન્યાસી આવી જ કોઈ તકની રાહ જોઈ રહ્યા હતા. તે હસી પડયા અને તેમણે પોતાની રામકહાની શરૂ કરી દીધી. તે પંઢરપુર બાજુના હતા. નાનપણમાં શરીરે ઠીક ઠીક પડછંદ હતા. પોતાના નાનપણનાં પરાક્રમો સંભળાવી સંભળાવીને તેમણે અમને એટલા હસાવ્યા કે વાતવાતમાં અમારી એમની સાથે ગાઢી દોસ્તી થઈ ગઈ. ખૂબ સરસ રીતે તે ખીલ્યા. પછી તો તેમણે હિમાલયમાં રહીને પ્રતિષ્ઠા પામેલા અનેક સંન્યાસીઓનાં રંગઢંગની વાતો ચલાવી. સંન્યાસ લીધો હોય તોપણ શરીરનો ધર્મ ઓછો છૂટે છે? આગળ ચાલતાં તેમણે પહાડી લોકોનાં જીવન અને 'તુરગ બ્રહ્મચારીઓ'નાં પરાક્રમો વિષે સંભળાવવા માંડયું. આ બધું તે ભારે ઉત્સાહથી વર્ણવવા લાગ્યા. આ સંન્યાસી આ પહાડમાં વીસ-ત્રીસ વર્ષ રહી ચૂકયા હતા. પહાડી લોકોની ભાષા સારી રીતે બોલતા હતા. તેમનો 'હલકો શબ્દકોશ' પણ તેમને બરાબર મોઢે હતો અને પોતાના તે જ્ઞાનનું પ્રદર્શન આ પ્રસંગે તેમણે સારી રીતે કર્યું. આવી વાતો સાંભળવાનો અમારામાં કોઈને ખાસ શોખ ન હતો, તોપણ આ વૃદ્ધ સંન્યાસી પાસે પોતાના જન્મ પહેલાંના મહારાષ્ટ્રની વાતો સાંભળવાનો આવો અપૂર્વ અવસર અમારા હાથમાંથી કેમ રીતે જવા દેવાય? હિમાલયની ચાલીસ દિવસની યાત્રામાં લોકસ્થિતિનું જે દર્શન અમે કરી શકયા ન હતા તે આવા વૃદ્ધ જટાયુ પાસેથી અમને અનાયાસે મળી રહ્યું હતું.

અમારી વાતો આગળ ચાલી અને સંન્યાસીએ જાણી લીધું કે 'બંગભંગ' પછી દેશમાં રાષ્ટ્રીયતાનું જે મોજું ફરી વળ્યું હતું તેના અમે પ્રતિનિધિ હતા. હિમાલયના આવા જનશૂન્ય પ્રદેશમાં આ સંન્યાસી પાસે વર્તમાનપત્ર તો ભાગ્યે જ આવતું હોય. યાત્રાળુઓનાં મોંએ જે કાંઈ વાતો કાને પડે એ જ તેમનો આધુનિક સમયનો ઇતિહાસ હતો. લોકમાન્ય તિલકનું નામ તો તેમણે સાંભળેલું જ હતું. 'તે જેલમાં ગયા છે' એટલી માહિતી પણ તેમને હતી. અમારી પાસેથી ભારતવર્ષની અને ખાસ કરીને મહારાષ્ટ્રની નવી તવારીખ સાંભળીને સંન્યાસીને વિશ્વાસ આવ્યો કે આ લોકોના ઢંગ સાધારણ યાત્રીઓના નથી. આ તો રાષ્ટ્રીય આંદોલનમાં સીધો ભાગ લેનારા સેવકો છે. પછી તો તેમણે ધારણ કરેલું સંન્યાસીનું કવચ આપોઆપ ઊતરી ગયું અને અંદરથી પુરાણો સૈનિક પ્રગટ થયો.

આ સંન્યાસીએ '૧૮૫૭'ની ઘટનાઓનો કાંઇક અનુભવ કરેલો હતો. '૫૭ ના બળવામાં મહત્ત્વનો ભાગ લેનારા અનેક રાષ્ટ્રસેવકોને તે જાણતા પણ હતા; એટલે એ સમયનાં દેશી રાજાઓ અને રિયાસતોની તેમ જ રાજનીતિના ભીતરની વાતો સંન્યાસીના હૃદયના એક ખૂણામાં છુપાયલી પડી હતી. ઇતિહાસકારોની કેટલી યે જૂઠી વાતોનો પ્રતિકાર કરવાની શક્તિ આ સંન્યાસી પાસે હતી. જ્યારે અમે તેમને મળ્યા ત્યારે બળવાવાળા ઘણા લોકો આ દુનિયામાંથી વિદાય થઈ ગયા હતા; તેથી તેમને વાતો કરવામાં કાંઈ ડર ન હતો. તે અંતિમ વીરનું હું આ વર્ણન કરું છું ત્યારે તે પણ પરલોકમાં પોતાના સ્થાને સુરક્ષિત બેઠો હશે. '૫૭ ની સાલનો પ્રયત્ન નિષ્ફળ જતાં ઘણા રાજકારણી પુરુષો પોતાનો જાન બચાવવા માટે તથા અસ્વસ્થ ચિત્તને શાંત કરવા માટે સંન્યાસ લઈને હિમાલયનાં પહાડો, જંગલો, ઝૂંપડીઓ અને ગુફાઓમાં જઈને વસ્યા હતા. 'मौनं चैवास्मि गुह्यानाम्।' એ મંત્રનું મનન કરતાં કરતાં એ બધા રાજસંન્યાસીઓ પોતાના પૂર્વાશ્રમની વાતો ભૂલમાં પણ છેડતા ન હતા. જેમણે ભેગા મળીને પુરુષાર્થ કર્યો હોય એવા પૂર્વાશ્રમના બે સાથીઓ એકાન્તમાં મળતા હશે ત્યારે શું કરતા હશે તે તો કોણ કહી શકે?

એટલી વાત તો ચોક્કસ હતી કે તે બધા ભગ્નાશ, હતાશ અને નિરાશ હતા. જે કાંઈ કરવા જેવું હતું તે એક વાર કરી જોયું; પણ તે ઇશ્વરે મંજૂર ન રાખ્યું. હવે શું થવાનું હતું? હવે તો ઇશ્વરનું નામ લો અને બાકીની જિંદગી પૂરી કરો એ જ એમની તમન્ના હતી.

જૂના જમાનાના આવી વૃત્તિવાળા લોકો મેં મહારાષ્ટ્રમાં જોયા હતા. તેથી આ સંન્યાસી સમક્ષ

પણ મેં એ જ પ્રશ્ન છેડ્યો. તેમણે ગંભીર બની એક ઊંડો શ્વાસ નાંખ્યો અને કહેવા માંડ્યું – શું કરીએ ? તે દિવસોમાં અંગ્રેજ લશ્કરની તાલીમ અમારાથી ખૂબ ચડિયાતી હતી તેમાં તો શંકા નથી, તેમની પાસે તોપો પણ વધારે હતી. તોપણ ટોપીવાળાઓ કરતાં અમે કાંઈ ઊતરતા ન હતા. ટોપીવાળાઓને અમે ઠેકાણે ઠેકાણે હાર ખવરાવતા ગયા. લશ્કરી દૃષ્ટિએ તો અમે હાર્યા જ ન હતા. પણ એકલું લશ્કર શું કરી શકે? અંગ્રેજોના હાથમાંથી અમે જેટલો મુલક જીતી લીધો તેને સંભાળનારા કોઈ માણસો તો જોઈએ જ ને ? જેમના હાથમાં તે સોંપ્યો તેમણે તેને પોતાની જ જાગીર બનાવવાનો વિચાર કર્યો. બ્રાહ્મણભોજન કરાવવા માંડયાં. અને કોઈ કોઈ ઠેકાણે તો પોતાની જાગીર સુરક્ષિત રાખવા માટે અંગ્રેજોની સાથે ખાનગી રીતે મસલતો પણ શરૂ કરી. અમે અંગ્રેજોના લશ્કરથી નથી હાર્યા; આપણી બદદાનતથી હાર્યા, સંકુચિતતાથી હાર્યા છીએ. આજે પણ એ બદી સમાજમાં નજરે પડે છે. અમારા સંન્યાસીઓ જ જુઓને. પોતાનો કુટુંબકબીલો છોડીને અહીં આવ્યા તોપણ 'અન્નક્ષેત્ર"માં કાંઈક સગવડ પામવા માટે કેવા કેવા પ્રપંચ કરે છે! જ્યાં સુધી નિયત નહિ સુધરે ત્યાં સુધી શું કરી શકાવાનું હતું ? અમે અંગ્રેજી જાણતા ન હતા તેથી ટોપીવાળાની કેટલીક બાબતોની અમને માહિતી ન હતી. તેમનો દેશ પણ અમે જોયો ન હતો. અત્યારે તમે લોકો તો તેમની સાથે સારી રીતે વાતચીત કરી શકો છો. ઘણા તો તેમનો દેશ પણ જોઈ આવ્યા છે. તોપણ શું કરી શકાવાનું છે ? ખરી ચીજ તો નિયત છે. જ્યાં સુધી આપણામાં આપમતલબીપણું છે, દગો–ફિસાદ છે, ત્યાં સુધી કશું કરી શકાવાનું નથી.

પછી તો સંન્યાસીએ નજરે જોયેલી અને કાને સાંભળેલી કેટલી યે વાતો સંભળાવી. મને સ્મરણ છે તે પ્રમાણે તે દિનકરરાવ રાજેનાં ખૂબ વખાણ કરતા હતા.

તેમની વાતો ઉપરથી મને એ પણ સમજાયું કે અંગ્રેજો સાથે સરખાવતાં આપણી ટપાલ–વ્યવસ્થા ખૂબ નબળી હતી. આખા દેશમાં બનતી બાબતોની મોટા મોટા રાષ્ટ્રપુરુષોને પણ યથાર્થ રૂપમાં અને વખતસર ખબર પડતી ન હતી. આપણે લોક શૂર હતા, પણ ચતુર ન હતા. ત્યાગી હતા તોપણ રાષ્ટ્રીય સદ્ગુણોની આપણામાં ઊણપ હતી. આપણે સ્વાર્થ અને પરમાર્થ બે જ સમજી શકતા હતા, પણ પોતાના રાષ્ટ્રીય સ્વાર્થને ભૂલી ગયા હતા.

'સ્વામીજી મહારાજ, આપ મહારાષ્ટ્રમાં ક્યારે આવશો ?' મેં પૂછ્યું.

સંન્યાસીની ગંભીરતા ચાલી ગઈ. ફરીથી તેમનાં ઠઠ્ઠા–મશ્કરી શરૂ થયાં : મહારાષ્ટ્રમાં આવીને શું કરે ? ત્યાં મારી સ્ત્રી ઓછી બેઠી છે કે તે મને રોટી પકાવીને ખવરાવે અને મારા પગ દબાવે ? હવે તો બાવા કાલીકમલીવાલાની એ રોટી અને પહાડી દાળ–ભાજી જ અમારે માટે ઠીક છે.

સંન્યાસી ભારે કર્મકાંડી, સંયમી અને સદાચારી હતા. તોપણ વાણીમાં તેમની 'રસિકતા' વહેતી હતી. તે સિવાય તેમનું જીવન શુષ્ક બની જાત. મેં એમ પણ સાંભળ્યું કે આજુબાજુના ઘણા ય સંન્યાસીઓ તેમનાથી ડરતા હતા કારણ કે તે સંયમી અને સ્પષ્ટવક્તા હતા.

એપ્રિલ, ૧૯૩૬ [ હિંદી 'હંસ'માંથી ]

# પીરબખ્શ

શ્રી. મોહનસિંહ ........ અનુ. શ્રી. ઊર્મિલા

"અરે એ......બુઢ્ઢાશાહ, જરા ઊભા રિયો, ઊભા......"

"કોણ છે ઈ......અટાણે ?" બુઢ્ઢાશાહે ચાલતાં ચાલતાં પાછા ફરીને અંધકારમાં કોઈને ઓળખવાનો પ્રયત્ન કર્યો.

"હું છું હું, જરા ઊભા રિયો."

"સાદ તો પીરબખ્શનો લાગે છે." ફરી બરોબર ઓળખીને "અટાણે કઈ બાજુ ? અને આ માથે શું મૂકયું છે ?"

"સાલી ટ્રંક ઉપાડી ઉપાડીને ગરદન તૂટી ગઈ, તમારા કચકારાનો અવાજ આવતો હતો એટલે થયું કે કહો ન કહો પણ લાગે છે બુઢ્ઢાશાહ. ઠીક ઠીક, આ ગધેડું કયાં લઈ જાઓ છો ?" પીરબખ્શે બોજા નીચે દબાતાં કહ્યું.

"આમ...જરા રાવલપીંડી તરફ."

"અને આ એના પર નાંખ્યું છે શું ?"

"ખાસ કાંઈ નહિ, થોડુંક અનાજ, વેચીને દુકાન સારુ કાંઈક સોદો કરતો આવીશ" આમ કહીને બુઢ્ઢાશાહે પ્રભાતના આછા પ્રકાશમાં પીરબખ્શને માથાથી તે પગ સુધી જોઈ લીધા. એની ઝીણી પણ ચમકતી આંખે જોઈ લીધું કે દાળમાં કાંઈક કાળું છે. એણે જરા મોજમાં ગધેડીને ગાળ દીધી ને મોટી મૂછોમાંથી લુચ્ચાઈભર્યો સાદ કાઢીને બોલ્યા, "હં......પણ આ ટ્રંક કયાં લઈ જાઓ છો ? શું પાછો દુનિયાની સાથે ઝઘડો તો નથી થયો ને ?"

"એ તો પૂછશો જ નહિ બુઢ્ઢાશાહ, મૂકો એ વાતને."

"તોપણ છે શું ?"

"હોય શું ? આ બીબીએ તો મને કયાંયનો ન રહેવા દીધો."

"શું ? કાંઈ નવીન થયું છે શું ?"

"થવાનું શું હતું ? એ જ. ઊંધી ઓરતવાળી વાત જેવું જ."

"હેં એં—! એ શું વળી ?"

"ઊંધી ઓરતની વાત નથી સાંભળી ?"

"ના ના."

"એક હતી ઊંધી ઓરત, ને એક હતા અલ્લડમિયાં. એક વાર કપડાં ધોતાં ધોતાં ઊંધી ઓરત તણાઈ ગઈ. આખું ગામ ભેગું થઈ ગયું ને પાણીના વહેણ તરફ મંડયા શોધવા. બે ત્રણ માઈલ જોઈ આવ્યા પણ ઓરતનું નિશાન સુદ્ધાં ન મળ્યું."

"હં...પછી ?" બુઢ્ઢાશાહે હોંકારો દીધો.

"આગળ શું કહું યાર ? જોતો નથી ટ્રંક નીચે કચડાઈ જાઉં છું તે ? એટલું ય મોંમાંથી નથી બોલતા કે ટ્રંક ગધેડી પર મૂકી દો."

પીરબખ્શે નિર્દોષ જેવા બનીને પાસો ફેંકયો. બુઢ્ઢોશાહ બડો પક્કો અને કાટ વેપારી હતો. લાભ વિના કોઈનું કામ ન કરતો, અને આજે તો વળી ગધેડી પર ઘણો ભાર હતો. પરંતુ પીરબખ્શ અને દુનિયાના આ નવા ઝઘડાને પોતે મીઠુંમરચું ભભરાવી અને ગામમાં બધે કહેશે અને મઝા લેશે એ વિચારે એણે ટ્રંક ઉપાડીને ગધેડી પર મૂકી દીધી અને કૃત્રિમ હાસ્યથી કહ્યું, "ગધેડી કોની ને માલ કોનો ? ટ્રંકને મૂક કોરે ને ઇચ્છા હોય તો તું ય ચઢી જા. સારું......પછી આગળ ?"

"બસ, લોકો તો શોધી શોધીને મરી ગયા, પરંતુ ઊંધી ઓરતને મળવું નહોતું તે ન મળી. જ્યાં બધા નિરાશ થઈને ઘેર જતા હતા ત્યાં અલ્લડમિયાંએ કહ્યું, "મળે શું તમારું કપાળ ? એ તો હતી ઊંધી ઓરત. આટલી ઉમરમાં એણે કોઈ દિવસ મારી સાથે સીધી વાત નથી કરી. જે કહો તે ઊંધું, જે કહો

તે ઊંધુ. જો શોધવી જ હોય તો પાણીના વહેણ તરફ ન શોધો પણ જે બાજુથી પાણી આવે છે એ બાજુ શોધો. બસ આવું જ દુનિયાનું છે. જે કહો તે ઊંધું, જે કહો તે ઊંધું, મને તો હવે એ ગળે આવી છે."

"જુઠું શું બોલો છો દોસ્ત, હું શું દુનિયાને નથી ઓળખતો ? રોજ મારી દુકાન ઉપર આવે છે. નથી સિકલ ખરાબ કે નથી અક્કલ ખરાબ. એની એક વાત તો લાખ લાખ રૂપિયાની. ખુદાની રહમ કે તને આવી બીબી દીધી." બુઢાશાહે પીરબખ્શ પાસેથી વધુ વાત કઢાવવા એની બીબીનો પક્ષ લીધો.

"દૂરથી જ ડુંગરા રળિયામણા લાગે, જો દુનિયાબી સાથે એક દિવસ રહેવું પડે તો સાચી ખબર પડે."

બુઢાશાહે આંખ ચમકાવીને કહ્યું "નહિ દોસ્ત, એટલી ખરાબ તો નથી."

"તમારી દાઢી ઉખાડીને તમારા હાથમાં દે ત્યારે તમને ખબર પડે કે એ એટલી ખરાબ છે કે નહિ."

"હેં ! દાઢી ખેંચવા સુધી એ જાય છે ? ત્યારે તો ભાઈ એણે બહુ ખરાબ કર્યું."

"દાઢીની શું કાણ માંડો છો ? અરે એ તો ચડે ત્યારે બાપદાદાને ય નથી છોડતી. રોજ રોકકળ મચાવે છે. એક દિવસનું હોય તો કોઈ ચલાવી પણ લ્યે, પરંતુ હવે તો મારાથી સહન નથી થતું."

"વાહ રે દુનિયાબી...!" આંખો ફાડી બુઢાશાહે આશ્ચર્ય પ્રગટ કર્યું.

"હું તો સાવ ભલો ભોળો માણસ, આબરુ જાશે એ બીકે કાંઈ કરું નહિ ને એ તો માથે ચડતી જ જાય. પણ હવે તો બરોબરની થઈ જશે. હું પણ હવે જો મરદનો બચ્ચો હોઈશ તો ઘેર પાછો નહિ ફરું." પીરબખ્શે જોશમાં કહી દીધું.

"સારું, સારું. પણ અત્યારે જશો ક્યાં ?"

"ખુદાને ઘેર જગાની ક્યાં તંગી છે કે રહેવાની ખોટ પડે ? જ્યાં મરજી પડશે ત્યાં બે બાટી ખાઈને પડયો રહીશ."

"અરે યાર, છોડી દે આવી નકામી વાતો. નાની નાની બાબતો માટે થઈને શું તું બીબીને છોડી દઈશ ? ઘરમાં વાસણ હોય તો ખખડે, એમાં શું ?"

"બુઢાશાહ ! મારા જેવો ધીરજવાન તો કોઈ માએ નહિ જણ્યો હોય. એ તો હું જ એવો છું કે જેણે દુનિયાબી સાથે વીસ વરસ ગુજારી નાખ્યાં. તમને શી ખબર પડે કે સ્ત્રીઓ કેવી બલા હોય છે ? તમારે તો બસ દુકાન પર બેઠાં બેઠાં ગપ્પા લગાવવા ! પાડ માનો ખુદાનો કે તમને ઓરતની જાળમાં નથી ફસાવ્યા."

"તું તો દોસ્ત પીરબખ્શ નકામો જ નારાજ થઈ ગયો છે. તારા સુખરૂપ સંસારને આમ ધૂળમાં મેળવી ન દે એમ કહેવામાં મેં ખોટું શું કર્યું ?"

"એટલે તો ધીરજ ધરતાં વીસ વર્ષ વીતી ગયાં. મને તો ચૌદ પંદર વરસ પહેલાં મસીદમાં ઉપદેશ દેવા આવ્યા હતા તે અહમદપુરવાળા મુલ્લાંજીની વાત રોકી રાખતી હતી."

"કોણ, મિયાં સુકદીન ? બહુ નેક આદમી હતા."

"હા એ જ, ખુદા એને સુખી રાખે. એ કહેતા હતા કે રસૂલ કરીમનો હુકમ છે કે જે મુસલમાન પોતાની બીબી સાથે ખરાબ વર્તન રાખશે તે દોજખમાં જશે. એટલે જ મેં દુનિયાબી પર કોઈ દિવસ હાથ નથી ઉગામ્યો કે નથી કદી કડવાં વચન કહ્યાં. જો બહુ મિજાજ કરે તો કહેતો કે ભરતીમાં ચાલ્યો જઈશ. આમ બે ત્રણ વરસ દુનિયાબીની જીભ બંધ રહી, પરંતુ પછી તો 'જા, જતો હો તો, હું તો કહું છું કે કાલ જતો હો તો આજે જ જા.' એમ કહેવા લાગી. એક દિવસ સાચે જ હું જવા માટે કપડાં ટ્રંકમાં ભરવા લાગ્યો કે એ જોઈને દુનિયાબીની સાન ઠેકાણે આવી ગઈ ને લાગી પગે પડવા. પછી તો જ્યારે મિજાજ કરતી ત્યારે હું ટ્રંક ઉપાડવા માંડતો. આમ વળી પાંચ સાત વરસ નીકળી ગયાં ને પાછી કહેવા લાગી કે 'જાવ, અને તમારા બાપવારીનો ટ્રંક પણ સાથે લેતા જજો.' એક દિવસ મેં ખરેખર ટ્રંક ઉપાડીને ચાલવા માંડ્યું પણ એ

પોતે જ મને તળાવ પાસેથી પાછો લઈ ગઈ. આવી જ રીતે હું કેટલી ય વાર ટ્રંક ઉઠાવી ઉઠાવીને ઘેરથી જતો રહેતો. કોઈ વાર તળાવ પાસેથી, કોઈ વાર મજહબના કૂવા પાસેથી, કોઈ વાર ફકીરના તકિયા પાસેથી, તો કોઈ વાર સુહાનદી પાસેથી મને પાછો લઈ જતી. પરંતુ આજ તો સૂવરની બચ્ચીને ખુદા જાણે શું થયું છે કે સાત ગાઉ ચાલ્યો આવ્યો છું પણ પાછો વાળવા નથી આવી. હું પણ મારા બાપનો બેટો હોઈશ તો પાછો નહિ જાઉં, મારું નામ પીરબખ્શ છે."

"તોબા......તમારો ગુસ્સો તો ભાઈ!"

"બરોબરની સીધી થઈ જશે." પીરબખ્શ રોષમાં ને રોષમાં ઘેરથી નીકળ્યો હતો, પણ હવે ક્યાં જવું એની એને સૂઝ નહોતી પડતી. રાવળપીંડી નજીક આવી ગયું હતું અને છાવણીની બૅરેકો પ્રભાતના સૂર્યનાં નવકિરણોથી ચમકતી હતી. પીરબખ્શને થયું કે જો એ દશ પંદર વર્ષ પહેલાં ભરતી થઈ ગયો હોત તો અત્યારે તો એ આ બૅરેકોમાં મજા માણતો હોત, પરંતુ હવે તો એ ઘડપણને અભડાવવા જેવું હતું. આ વિચારથી એને ઘણું દુઃખ થયું, પરંતુ હવે શું થઈ શકે? વળી એને વિચાર આવ્યો કે સરકારી કિલ્લામાં નોકર રહી જાઉં અગર તો બજારમાં મજૂરી કરું. પરંતુ એ જ વખતે એને વિચાર આવ્યો કે રાવલપીંડીમાં રહેવું એને માટે યોગ્ય નથી, કારણ કે દુનિયાબી કદાચ એને લેવા માટે ત્યાં આવી પહોંચે. એટલે એણે જેલમ જવાનો નિર્ણય કરી લીધો. ત્યાં એના ગામના કેટલા ય માણસો લાકડાની બજારમાં કામ કરતા હતા, બસ......એ પણ તેમની સાથે મજૂરી કરશે.

ખુદાશાહ પણ થોડી વાર પોતાના અનાજના વેચાણનો અંદાજ કરવામાં ગરકાવ થઈ ગયા હતા, આખરે નિસ્તબ્ધતાને તોડતાં તે બોલ્યા, "પીરબખ્શ, મારું કહ્યું માન, અને હજુ પણ પાછો વળ. મને બિચારી દુનિયાબી પર બહુ દયા આવે છે."

પરંતુ પીરબખ્શ પર કશી અસર ન થઈ. હવે તો એને માટે ઘેર જવું હરામ હતું. એણે ટ્રંક ઉપાડીને માથે મૂકી દીધી, કારણ કે સ્ટેશન નજીક આવી ગયું હતું અને ખુદાશાહનો રસ્તો ત્યાંથી ફંટાઈને બજાર તરફ જતો હતો. સ્ટેશન પર જઈને એણે જેલમની ટિકિટ લીધી અને ગાડીના એક નાના ડબામાં જઈ બેઠો. ભૂખથી એનું પેટ અંદર પેસી ગયું હતું, કારણ કે દુનિયાબી સાથે ઝઘડો થયો હતો એટલે રાત્રે એણે કશું નહોતું ખાધું. ઉપરાંત, સવારમાં દશ ગાઉ ચાલવું પડયું હતું. બેઠાં બેઠાં એની મેળે જ એને એક દિવસની વાત યાદ આવી ગઈ. એક વાર દુનિયાબીએ અજમો નાંખીને ઘઉંનાં પરોંઠાં બનાવ્યાં હતાં એ કેટલાં સ્વાદિષ્ટ હતાં! એ વાત યાદ આવતાંની સાથે એને અજમાની મંદ મંદ સુગંધ પણ આવવા લાગી. એ જ વખતે એને યાદ આવ્યું કે એણે જ્યારે દુનિયાબીનાં પરોંઠાં વખાણ્યાં ત્યારે એના જવાબમાં તે શરમાઈને નથની આડમાં કેવી હસી હતી! એક દિવસે દુનિયાબીએ કાળું કૂડતું પહેર્યું હતું ને એ કેટલું બારીક હતું! ત્યારે મેં એને મજાકમાં કહ્યું હતું, "એય! જરા જાડાં કપડાં પહેરતી જા, હં......, એમ જ કહે ને કે લોકોને રૂપ દેખાડવાનું મન થાય છે." ઉત્તરમાં દુનિયાબીએ લજ્જા, ક્રોધ અને પ્રેમથી કહ્યું હતું, "તમારા સિવાય મારી સામે કોઈ નજર તો કરે, આંખો જ ખેંચી ન કાઢું?" દુનિયાબીની આ વાત મને કેવી ગમી હતી!

પીરબખ્શને દશ વર્ષ પહેલાંની વાતો યાદ આવી રહી હતી, એવામાં એક મુસાફરે ઉતાવળમાં એનો સામાન ડબામાં નાખ્યો. પીરબખ્શ ચોંકી પડયો. એ જ વખતે એને ગાડીની સીટી સંભળાઈ ને તે ગભરાઈને ઊભો થઈ ગયો. પોતાની ટ્રંક ઘસડીને પ્લૅટફૉર્મ પર ફેંકી દીધી અને પોતે ધીરે ધીરે ચાલતી ગાડીએ નીચે કૂદી પડયો અને માથે હાથ મૂકી ટ્રંક પર બેસી પડયો. તે માથાથી તે પગ સુધી પસીને તરબોળ થઈ ગયો.

જ્યારે એણે ઊંચું જોયું ત્યારે ગાડી તો ચાલી ગઈ હતી. માથેથી પસીનો લૂછ્યો અને માથે ટ્રંક ઉપાડીને ગામ તરફ પાછો ચાલવા લાગ્યો. જ્યારે સુહાનદી પર પહોંચ્યો ત્યારે અંધારું થઈ ગયું હતું.

ત્યાંથી એનું ગામ એક માઈલ દૂર હતું. દૂરથી ગામની ભઠ્ઠીમાંથી આગના ભડકા ઊડી ઊઠીને અંધકારની ચાદર ફાડી રહ્યા હતા. એનું શરીર ટ્રંકના બોજા નીચે થાકી ગયું હતું, પરંતુ એની ચાલમાં જરા યે ફરક નહોતો પડ્યો. અંધારામાં એના પગ ટેવાયલા ઘોડાની જેમ પગદંડીને એક તસુ પણ ચૂક્યા વિના ચાલ્યા જતા હતા. ટીંબે પહોંચીને એણે ફકીરના તકિયા પાસેની શિલા પર ટ્રંક રાખી દીધી. નમાજ પઢીને ફરીથી એ જલદી જલદી ચાલવા લાગ્યો. ઘેર જવાના જ્યાંથી બે રસ્તા પડતા હતા ત્યાં આવીને તે થંભી ગયો. તેણે નક્કી માનેલું જ કે ખુદાશાહે ગામમાં પાછા ફરીને એનું પોકળ ખુલ્લું કરી દીધું હશે અને ગામનો દરેક માણસ એના પરાક્રમથી માહિતગાર હશે. જો તે બજારને રસ્તે જાય તો કોઈ ને કોઈ મળી જાય, એમ વિચારીને એણે બહારનાં ખેતરોમાં થઈને ઘેર જતો રસ્તો પકડ્યો.

જ્યારે તે ઘરની દીવાલ નજીક પહોંચ્યો ત્યારે એનું હૃદય ધડકવા લાગ્યું કેટલીક વાર સુધી તે છાનોમાનો ઊભો રહ્યો. ઘરમાં તો ઘોર અંધારું હતું. કદાચ દુનિયાબી સૂઈ ગઈ હશે એમ માની તે હળવે પગે બારણા સુધી ગયો અને ભીંતે કાન માંડી સાંભળવા લાગ્યો, પણ અંદરથી કોઈ પ્રકારનો અવાજ આવ્યો નહિ. લગભગ દશ મિનિટ તે એમ જ શાંત ઊભો રહ્યો. બહાર બે માણસો વાતો કરતાં પસાર થયા. 'કદાચ તેઓ મને જોઈ જશે' એ વિચારે પીરબખ્શનો શ્વાસ ભયથી રુંધાઈ ગયો. બારણામાં મોં રાખીને એણે ધીમા ઘોઘરા સાદે કહ્યું, "એ દુનિયાબી..... ..."

'કીડ......કીડ......' ખાટલા પરથી કોઈના ઊઠવાનો અવાજ આવ્યો ને તુરત જ બારણાં ખૂલી ગયાં. દુનિયાબીએ માત્ર ચાદર ઓઢી હતી, તદ્દન શાંત અને ચૂપકીથી તે ઉંબરા પર ઊભી રહી. એના ગોરા ગોરા ગોળ હાથ ચાદરમાંથી બહાર નીકળ્યા ને પીરબખ્શના માથા પરથી એણે ટ્રંક ઉઠાવી લીધી. તુરત જ બંનેનાં શરીર ઘરના અંધારામાં અલોપ થઈ ગયાં.

●

## અ જ્ઞા ન

(અનુષ્ટુપ)

નિશાના ગાઢ અંધારે રજ્જુને દેખતાં જ્યમ
માનવી ભયથી કંપે, માનીને સર્પ એહને;
તેમ અજ્ઞાન, માયા ને મોહથી આવર્યા જગે
માનવી વિશ્વસ્રષ્ટાના ઓળખે ના સ્વરૂપને;

• જયાનન્દ દવે •

# આપણો કોલસાનો ઉદ્યોગ

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

## કોલસાની અગત્ય

આજના જમાનામાં શક્તિ પેદા કરવા માટે ત્રણ વસ્તુ મુખ્યત્વે જરૂરની છે. (૧) કોલસો, (૨) પેટ્રોલિયમ અને (૩) જળવિદ્યુત. કોઈ પણ દેશને ઉદ્યોગમાં આગળ આવવું હોય તો તેની પાસે આમાંની એક વસ્તુ હોવી જોઈએ. તે વિના તે આગળ ન આવી શકે. ઇંગ્લેંડ અને જર્મની પાસે કોલસાની ખાણો હતી તેથી આગળ આવી શક્યાં અને અમેરિકા પાસે એ ત્રણે ય વસ્તુ હતી એટલે જગતમાં સૌથી વિશેષ ઉદ્યોગો ત્યાં ખીલ્યા. રશિયાએ કોલસાનો મોટો જથ્થો એમના દેશમાંથી શોધી કાઢ્યો અને આગળ આવવાનો માર્ગ ચોખ્ખો કર્યો. પ્રથમ તો કોલસો જ શક્તિ પેદા કરનાર સોએ સો ટકા ગણાતો, પણ પેટ્રોલિયમ અને જળવિદ્યુતની શકિત શોધાયા પછી તેનું પ્રમાણ ૬૦ ટકા ઉપર આવી ગયું છે. પણ હવે સંભવ છે કે તે પ્રમાણ ૫૦ ટકા ઉપર આવી જાય: તોપણ એ પ્રમાણ ઘણું મોટું કહેવાય.

## કોલસો કેમ પેદા થાય છે ?

જમીનમાંથી ખાણોમાંથી ખોદીને કોલસો કાઢવામાં આવે છે. ધરતીકંપ અથવા બીજાં કારણોએ મોટાં જંગલો જમીનની અંદર દટાઈ જાય છે અને કાલક્રમે તેના પર માટીનાં પડો બંધાય છે. હવાના બિલકુલ અભાવથી હજારો વર્ષને અંતે જમીનના ઊંચા થરોના દબાણથી, અંદરની ઉષ્ણતાથી અને રાસાયનિક દ્રવ્યો ભળવાથી દબાયેલી વનસ્પતિ કાળી, ઘટ્ટ અને બાળવાના કામમાં આવે તેવી બને છે. ભૂગર્ભમાં કેટલેક ઠેકાણે આવા કોલસાના થરો શોધી કઢાયા છે. જમીનનો અંદરનો કોલસો પહેલદાર પાસાવાળો અને ખૂબ નક્કર હોય છે. એ કઠણ હોવાથી તરત ભાંગી શકાતો નથી, અને બાળતાં ઘણો વખત લાગે છે. એમાંથી ધુમાડો ઘણો નીકળે છે. તેની વાસ અનુકૂળ નથી હોતી. એનો તાપ સામાન્ય લાકડાના કોલસા કરતાં ઘણો ઉગ્ર હોય છે. જમીનમાં અત્યંત દબાય એટલે એ જ કોલસા હીરા બને છે. કઠણ કોલસા એટલે હીરા.

## કોલસાનો ઉપયોગ

બળતણ એ કોલસાનો મુખ્ય ઉપયોગ. પણ હવે રસાયણશાસ્ત્રની મદદથી એમાંથી ઘણી ઉપયોગી વસ્તુઓ બનાવવામાં આવે છે. જર્મનીના રસાયણશાસ્ત્રીઓએ કોલસામાંથી ઘણા કીમતી અને સરસ રંગો બનાવ્યા છે. જોતાં જ આંખે ઊડીને વળગે એવા ભભકદાર એ રંગો હિંદમાં આયાત થાય છે. પેટના રોગમાં કામ આવતી દવાઓ પણ કોલસામાંથી બને છે. ડામર પણ કોલસામાંથી બને છે. ખાંડથી ૫૦૦ ગણા ગળ્યા પદાર્થ સેકેરીનનાં માતપિતા કોલસો છે. પેટ્રોલ, ગ્યાસતેલ વગેરે જમીનમાંથી નીકળતાં તેલો ખનિજ કોલસાના પડમાંથી ઉત્પન્ન થતાં હોય છે. આથી હલકા કોલસામાંથી પેટ્રોલ નીકળે છે. જર્મનીની જમીનમાંથી પેટ્રોલિયમ નીકળતું નથી, એટલે અત્યંત દબાણ લાવીને કોલસામાંથી પેટ્રોલ કાઢવાનો ઉદ્યોગ મોટે પાયે જર્મનીમાં સ્થપાયો છે. જાપાને પણ તેવી રીતે પેટ્રોલ કાઢવાનાં ઘણાં કારખાનાં કાઢ્યાં છે. કોલસામાંથી અનેક વનસ્પતિનાં રસાયનો બનાવાય છે. સારા અને મજબૂત રસ્તાઓ બનાવવા માટે કોલસાની ભૂકી રેતી સાથે પાથરી તેના પર ડામર પાથરવામાં આવે છે. એથી સપાટી મજબૂત બને છે. શહેરમાં બાળવામાં આવતાં કૉલગેસ અને કેરોસીન કોલસામાંથી બને છે. ગંદવાડ અને કોહાણને ફેલાતાં અટકાવવા કોલસાની ભૂકી વપરાય છે. કોલસામાં ખરાબ ગંધવાળું પ્રવાહી ચૂસવાની શક્તિ હોય છે એટલે ગંદી વાસ તે દ્વારા જ શુદ્ધ બને છે. કોલસો ખટાશને પણ

ચૂસી લે છે. આ રાસાયનિક જમાનામાં કોલસાના અનેક ઉપયોગો શોધાયા છે. એ અત્યંત અને બહુ-વિધ ઉપયોગનો પદાર્થ છે.

## કોલસાની ખાણો

ભુસ્તરશાસ્ત્રીઓ કોલસાવાળી જમીન અખતરા કરીને શોધી કાઢે છે. જમીનની અંદર ઊંડુ કોતરનારાં યંત્રો ઊંડાં ઉતારી નીચે કેટલાં અને કેવાં પડો છે તે નક્કી થાય છે. પહેલું માટીનું પડ હોય છે. તેની નીચે કોલસો હોય છે. આ કોલસાના પડની નીચે વળી માટી હોય છે, અને માટીની નીચે કોલસો હોય છે. આમ વારાફરતી પડો આવ્યા કરે છે. થરોની જાડાઈ અને પહોળાઈ માપીને અનુભવીઓ એ ખાણમાં કેટલા ટન કોલસો છે તે કહી આપે છે. ખાણોની વચ્ચે ઊંડો ખાડો ખોદવામાં આવે છે તે ખાણનું પ્રવેશ-દ્વાર. પછી નીચે કોલસો ખોદતાં જઈ ઊંડો રસ્તો બનાવતાં જવાય છે. ઉપરથી પડો નીચે ધસી ન પડે તે માટે કોલસાના થાંભલા થોડા થોડા વાર છેટે મૂકવામાં આવે છે. માટીનો થર પૂરો થાય એટલે એક મજલો બનાવવામાં આવે. આમ ખાણમાં ઊંડા ઊતરતાં અનેક મજલાઓ બનાવવામાં આવે છે. અંદર હવા–પ્રકાશની સારી સગવડ રાખવામાં આવે છે. આખી ખાણ ઈજનેરો પૂરતી ગણતરી અને હિસાબ કરીને શાસ્ત્રીય રીતે તૈયાર કરે છે. ઘણી ખાણો ત્રણ ચાર હજાર ફીટ ઊંડી હોય છે. તેમાં સેંકડો મજલાઓ હોય છે. કોલસાનું એક પડ પૂરું થયું કે એક મજલો પૂરો થયો અને તેને મૂકી તેની નીચે બીજું કામ ચાલે. કેટલીક ખાણોમાં આડાં પડો ઊતરેલાં રહે છે અને કેટલીકમાંથી તદ્દન ઉપરથી જ કોલસો મળે છે.

## ખાણોના અકસ્માતો

ખાણોમાં પુષ્કળ અકસ્માતો થાય છે. કેટલીક વાર ખાણની અંદર કામ કરતાં ઉપરનો ભાગ નીચે ધસી પડે છે અને માણસો દટાઈ જાય છે. કેટલીક વાર સુરંગ ફૂટતાં તેના આઘાતથી બીજે ઠેકાણે કોલસાનો થર તૂટી પડે છે અને ભયંકર હોનારત થાય છે. જો ખાણમાંથી પંપો ચલાવીને પાણી કાઢી નાખવામાં ન આવે તો ખાણો પાણીથી ભરાઈ નકામી બની જાય છે. કયારેક ખોદકામ થતાં પાણી ફૂટી આવે છે અને અકસ્માત બને છે. કોઈ વાર અંદર હવાને આવવાની બરાબર ગોઠવણ ન રહી હોય તો કોલસામાં આગ લાગે છે. કોલસો બળે એટલે અંદરથી જમીન ફાટીને ભયંકર અવાજ સાથે ધરતીકંપ થાય છે, ખાણ પડીને બંધ થાય છે. અંદરનાં માણસો ગૂંગળાઈ મરે છે. અંદર એક જાતનો ગેસ થાય છે એ ગેસ પ્રાણીને ગૂંગળાવી મારે એવો હોય છે. ખાણમાં રાખવામાં આવતો દીવો યોગ્ય પ્રકારનો ન હોય તો તેની સાથે ગેસ ભળતાં મોટા ધડાકા થાય અને તેથી ખાણ ધ્રૂજી ઊઠે અને ધસી પડે. વિલાયતમાં આવા ઘણા અકસ્માતો થાય છે. હિંદમાં ઝરિયામાં પણ કોલસાની ખાણોમાં આવા અકસ્માતો થાય છે. આપણા ગુજરાતના એક ગૃહસ્થની ખાણમાં આગ લાગવાથી તે બેસી ગઈ હતી. શેઠ અને મજૂરો સૌ અંદર દબાઈ મરી ગયાં. સને ૧૯૩૭માં ૨૦૮ અકસ્માતો ખાણોમાં થયા હતા, તેમાં ૨૪૮ માણસો મર્યા.

## જગતમાં કોલસાની પેદાશ

પણ આવા અકસ્માતોને દુનિયા જલદી ભૂલી જતી હોય છે અને એટલે જ એમની આવશ્યકતાની વસ્તુની ખોટ પડતી નથી. એક વરસમાં દુનિયામાં કેટલો કોલસો પેદા થયો તેના આંકડા જોઈએ.

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાએ ૧૯૩૭માં ૪૯ કરોડ ટન કોલસો ખાણોમાંથી કાઢયો. જગતમાં કોલસો પેદા કરવામાં તેનો નંબર પહેલો છે. એ બધો કોલસો એણે પોતાના જ ઉદ્યોગો માટે વાપર્યો હતો. એની ઉપર દોઢ લાખ કારખાનાં નભે છે. જળ-વિદ્યુત્ અને પેટ્રોલિયમ પણ સારા જથ્થામાં પેદા તો કરે જ છે અને વાપરે પણ છે. ઉદ્યોગોમાં એ દેશ પ્રથમ છે, જો કે અનાજ–કપાસ પેદા કરવામાં પણ અવ્વલ નંબર છે.

જર્મની દર વર્ષે ૩૬ કરોડ ટન કોલસો પેદા કરે છે. કોલસાની બાબતમાં એનો નંબર દુનિયામાં

બીજો છે. એની જમીનમાં પુષ્કળ કોલસો ભર્યો છે, અને દર વર્ષે વધારે ને વધારે કોલસો એ બહાર કાઢે છે. આ કોલસો જર્મનીનાં કારખાનાં અને હથિયારખાનાંઓમાં પૂરો પડી જાય છે. એની પાસે પેટ્રોલના કૂવાઓ નથી એટલે પેટ્રોલ બનાવવા માટે પણ એને કોલસાનો ઉપયોગ કરવો પડે છે. હમણાં તો વળી ઝેકોસ્લોવેકિયાની કોલસાની ખાણો એના હાથમાં આવી છે એટલે પેદાશ વધશે.

ગ્રેટબ્રિટનમાં ૧૯૩૭ની સાલમાં કુલ ૨૪ કરોડ ટન કોલસો કાઢવામાં આવ્યો હતો. તેની પાસે મોટા મોટા ઉદ્યોગો છે તેમાં તે કોલસો વપરાઇ જાય છે. થોડો કોલસો નિકાસ થાય છે ખરો. બ્રિટનમાં પેટ્રોલ નથી પણ તેના સામ્રાજ્યમાં એવા દેશો છે કે જ્યાંથી એને પુષ્કળ પેટ્રોલ મળી રહે છે.

જાપાનમાં ૪ કરોડ ટન કોલસો દર વર્ષે નીકળે છે. તે સિવાય મંચૂરિયામાંથી મળતો ૧ા કરોડ ટન કોલસો જાપાનનો જ છે. જાપાનનો કોલસો હલકો છે એટલે જાપાન એમાંથી પેટ્રોલ બનાવવાનો ધંધો કરે છે. જાપાનમાં વીજળિક શક્તિનો મોટો વિકાસ થયો છે.

ફ્રાંસે ૧૯૩૭માં ૪ા કરોડ ટન કોલસો નીકળ્યો હતો.

સોવિયેટ રશિયાએ ૧૨ા કરોડ ટન કોલસો ખોદ્યો હતો. ત્યાં હજી એની શક્યતા ઘણી છે. સોવિયેટ રશિયામાં પેટ્રોલ અને વિદ્યુતશક્તિ પણ બહુ મોટા પ્રમાણમાં છે. પાંચ વર્ષમાં ઉદ્યોગમાં એ બીજે નંબરે આવી જાય તેવો સંભવ છે.

પોલેંડમાંથી ૩ા કરોડ ટન કોલસો નીકળે છે, ત્યાં ઉદ્યોગો વિકાસ પામ્યા નથી એટલે એ નિકાસ કરે છે.

દક્ષિણ આફ્રિકા ૧ા કરોડ ટન કોલસો પેદા કરે છે.

કેનેડા પણ એટલો પેદા કરે છે.

ઓસ્ટ્રેલિયા પણ લગભગ ૧ા કરોડ ટન કાઢે છે.

બેલ્જિયમ ૩ કરોડ ટન કાઢે છે, તે બધો તેના જ ઉદ્યોગોમાં વપરાય છે.

હિંદમાં માત્ર ૨ા કરોડ ટન હજી નીકળે છે પણ હાલમાં તેના ઉદ્યોગો માટે એટલો પૂરતો છે.

## હિંદી કોલસો

હિંદમાં કોલસાના થરો મળ્યા છે, પણ ઉપરના આંકડા ઉપરથી જણાશે કે તેમાં આપણો નંબર ઘણો નીચો છે. હિંદના કોલસાની થયેલી સરવે પ્રમાણે હાલની ખાણમાંથી માત્ર ૮૦ વર્ષો સુધી ઊંચો કોલસો મળે તેમ છે. હલકો કોલસો ૨૦૦ વરસ ચાલશે. પરંતુ હજી સુધી હિંદી ખાણોમાં અતાગ કોલસો દેખાયો નથી. અમેરિકા, રશિયા અને ઇંગ્લેંડમાં બહુ મોટા જથ્થામાં કોલસાનો સંગ્રહ માલૂમ પડ્યો છે. હિંદમાં ફરીને પાકી સરવે કરવાની જરૂર છે. હિંદી કોલસો બાળવામાં ઊંચો ગણાતો નથી. હિંદી કોલસામાં ૬૦ ટકાથી વધુ કાર્બન (જ્વલનતત્ત્વ) મળ્યું નથી. સરેરાશ લગભગ બાવન ટકા હોય છે. અંગ્રેજી કોલસામાં ૬૮ ટકા કાર્બન સરેરાશ હોય છે. હિંદી કોલસામાં ૧૦ થી ૩૦ ટકા રાખ નીકળે છે. અંગ્રેજી કોલસામાં ૨ થી ૭ ટકા નીકળે છે. હિંદી રેલવે જ્યારે ૧૫૦ ટન કોલસો વાપરે ત્યારે તેટલું જ કામ વિલાયતી કોલસો ૭૫ ટન બાળવાથી થઇ શકે.

## હિંદમાં કોલસાની શોધ

કોલસાની પ્રથમ શોધ ગ્રેટ બ્રિટનમાં થઈ. ત્યાર પછી કાપડ, લોખંડ અને બીજા ઉદ્યોગો ત્યાં અસ્તિત્વમાં આવ્યા. હિંદમાં સને ૧૮૫૪માં ઇસ્ટ ઇન્ડિયા રેલવે બંધાઈ તે પછી કોલસાની શોધ થઇ. તે પહેલાં હિંદમાં ખનિજ કોલસાનું અસ્તિત્વ નહોતું. આ રેલવેના બંધાવાથી એના માર્ગમાં કોલસાનો મોટો જથ્થો મળ્યો. એટલે ખાણોની શરૂઆત થઇ. હિંદમાં કોલસાના થરની એક મોટી ધાર આવેલી છે. એનું નામ ગોંડવાના ધાર છે. બંગાળ, બિહાર, ઓરિસ્સા, મધ્ય હિંદ અને મધ્ય હિંદ એજન્સીમાં થઇને એ ધાર પસાર થાય છે. ખાણો ખોદીને ત્યાંથી કોલસો કાઢવામાં આવે છે. હિંદમાં સૌથી પ્રથમ ૧૮૬૦ની સાલ

લગભગ રાણીગંજની કોલસાની ખાણો શોધી. એમાંથી કોલસો કાઢવામાં આવતો હતો. સને ૧૮૯૦ પછી બિહારની ઝરિયાની ખાણો ખોદાઈ. એક ખાણ હૈદ્રાબાદ દક્ષિણના પ્રદેશમાં આવેલ છે. બ્રહ્મદેશ, આસામ, પંજાબ અને બલુચિસ્તાનની ભૂમિમાં કોલસાના થરો છે. એ ભૂમિ સરવે થઈ શોધાઈ નથી.

## કોલસાની કંપનીઓ

હિંદી કોલસાનો મોટો ખપ હિંદમાં જ થાય છે. હિંદમાં ઘણી ખરી ખાણો રેલવેઓની પોતાની જ છે. તાતા કંપની જેવી કંપની હસ્તક ચાલતાં મોટાં કારખાનાંઓ માટે પણ એણે પોતાની કોલસાની ખાણો મેળવી લીધી છે. રેલવે ખાણો પૂરી રીતે ચલાવતી નથી કારણ કે ખાનગી ખાણો તરફથી પોતાની પેદાશનો કોલસો રેલવેઓ ખરીદ કરી ઉત્તેજન આપે એવી માંગણી સ્વીકારાઈ છે. સને ૧૯૨૨માં કોલસાની ૨૮૮ શેરહેલ્ડરોની કંપનીઓ હતી. એમની મૂડી ૧૧॥ કરોડની હતી. આ સિવાય ખાનગી માલેકીની ઘણી ખાણો હતી. હિંદી માલેકીની ઘણી ખાણો ખાનગી મૂડીથી ઉત્પન્ન થઈ છે. ઘણી ખરી ફર્સ્ટ ક્લાસ ખાણો યુરોપિયનોના હાથમાં છે. હિંદી માલેકીની ખાણો ઓછી મૂડીવાળી અને ખાનગી હોવાથી બરાબર વિકાસ કરી શકતી નથી.

## હિંદી કોલસાની પેદાશ–આયાત–નિકાસ

વિલાયતમાં ખનિજ કોલસો બાળી તેનો કોક બનાવી દરેક ઘરમાં તેનો ઉપયોગ થાય છે. હિંદમાં તેવો ઉપયોગ હજી પૂરતો થતો નથી. સને ૧૮૬૭માં હિંદી કોલસાની સરવે કરાવવામાં આવી ત્યારથી હિંદી કોલસાની ખાણોની શરૂઆત ગણાય. રેલવેની કોલસાની માંગ નીકળી એટલે રેલવેઓએ પોતાની ખાણો શરૂ કરી દીધી. હિંદી કોલસાની પેદાશ વધી તેમ પરદેશી કોલસાની આયાત ઘટી. કોલસાની મુખ્ય પેદાશ ઝરિયામાં જ થાય છે. ધીમે ધીમે કોલસાની પેદાશ વધતી ચાલી છે. હિંદનો કોલસો સિલોન અને બ્રહ્મદેશ ઉપરાંત જાવા અને સિંગાપોર પણ જવા લાગ્યો. સને ૧૮૯૧–૯૨ માં કોલસાની ખાણોમાં ૨૫ હજાર મજૂરો કામ કરતાં હતાં. અત્યારે બે લાખ માણસો કામ કરે છે. ૧૯૧૯ પછી કોલસાના ઉદ્યોગમાં ઉન્નતિ અને વિકાસ થયાં નથી.

સને ૧૮૮૧થી '૮૫ સુધી દર વર્ષે બાર લાખ ટન કોલસો મળતો હતો. સને ૧૮૯૧માં ૨૨ લાખ ટન ખોદાયો તેમાંથી માત્ર ૪૨ હજાર ટન પરદેશ ચડયો જ્યારે સાત લાખ ટન પરદેશમાંથી આયાત થયો. ૧૮૯૬થી ૧૯૦૦ સુધી દરેક વર્ષે સરેરાશ પેદાશ ૪૦ લાખ ટનની ઉપર થઈ. તેમાંથી ૩ લાખ ટન પરદેશ ચડયો, જ્યારે પરદેશની આયાત થઈ ૩॥ લાખની. સને ૧૯૦૧થી ૧૯૦૫ સુધીમાં દર વર્ષે સરેરાશ ૭૦ લાખ ટનની પેદાશ થઈ. તેમાંથી ૭॥ લાખ ટન પરદેશ ખાતે નિકાસ હતી અને બે લાખ ટનની પરદેશથી આયાત હતી. સને ૧૯૦૬–'૧૦ ની દર વર્ષની સરેરાશ પેદાશ ૧ કરોડ ટનની હતી. નિકાસ ૭॥ લાખ ટનની હતી અને આયાત ૩॥ લાખની હતી. સને ૧૯૧૧થી ૧૯૧૫માં દર વર્ષની સરેરાશ પેદાશ ૧॥ કરોડ ટન, નિકાસ ૭॥ લાખ ટન અને આયાત ૪॥ લાખ ટનની હતી. સને ૧૯૧૬થી ૧૯૨૦ સુધીના દર વર્ષની સરેરાશ પેદાશ ૧૮। કરોડ ટન, નિકાસ ૬। લાખ ટન અને આયાત માત્ર ૪૪ હજાર ટનની હતી. પરંતુ સને ૧૯૨૧થી ૧૯૨૫ સુધીમાં દર વર્ષે ૧૯૦ લાખ ટન સરેરાશ પેદાશ હતી. તેમાંથી માત્ર ૧૧॥ લાખ ટન નિકાસ થયો અને ૮ લાખ ટન આયાત થયો હતો, સને ૧૯૩૫–૩૬ માં કુલ બે કરોડ, આઠ લાખ અને તોંતેર હજાર ટન ખોદી કાઢયો હતો. સને ૧૯૩૫માં માત્ર ઝરિયા અને રાણીગંજમાંથી જ કુલના ૭૨ ટકા કોલસો ખોદી કઢાયો હતો.

આમ કોલસાની પેદાશ ઉત્તરોત્તર વધી છે.

૧૯૨૫થી ૧૯૩૪ અને '૩૬ તથા '૩૭ની સાલોની પેદાશ, આયાત, નિકાસ અને તેમાંથી કેટલાં મજૂરોને કામ મળ્યું તે નીચેના કોઠામાં જણાવ્યું છે:

| વરસ | પેદાશ—(ટન) | નિકાસ—(ટન) | આયાત—(ટન) | મજૂરો |
|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૧૨૦ લાખ | ૨૧૬૦૦૦ | ૪૮૩૦૦૦ | ૧૮૯૦૦૦ |
| ૧૯૨૭ | ૨૧૦ ,, | ૬૨૦૦૦૦ | ૨૪૩૦૦૦ | ૧૮૯૫૩૨ |
| ૧૯૨૯ | ૨૨૦ ,, | ૭૨૬૦૦૦ | ૨૧૮૦૦૦ | ૧૧૯૬૦૭ |
| ૧૯૩૧ | ૨૦૦ ,, | ૪૪૯૦૦૦ | ૮૮૦૦૦ | ૧૭૩૧૭૫ |
| ૧૯૩૨ | ૧૯૦ ,, | ૫૨૧૦૦૦ | ૪૭૦૦૦ | ૧૬૫૫૬૭ |
| ૧૯૩૩ | ૧૮૦ ,, | ૪૨૮૦૦૦ | ૬૭૦૦૦ | ૧૬૩૧૭૩ |
| ૧૯૩૪ | ૨૦૦ ,, | ૩૩૦૦૦૦ | ૭૨૦૦૦ | ૧૬૯૩૫૪ |
| ૧૯૩૭ | ૨૨૩ ,, | ૧૮૦૦૦૦૦ | | |

સને ૧૯૩૭માં કુલે ૨૨૩ લાખના કોલસાની નીપજ થઈ તે ૧૯૩૬ની સાલ કરતાં ૧૭ા લાખ ટન જેટલી વધારે છે. તેની કુલ કિંમત ૭ કરોડ રૂપિયાની છે, તે ૧૯૩૬ની સાલ કરતાં ૨ા કરોડ રૂપિયા વધુ છે, નિકાસમાં તે ૧૯૩૬ની સાલ કરતાં એક લાખ ટન વધારે છે.

### પરદેશથી આયાત થતો કોલસો

ઉપરના આંકડાઓથી જણાયું હશે કે હિંદમાં પરદેશથી મોટી રકમ કોલસો પહેલાં આયાત થતો. યુરોપિયન કારખાનાંઓ સીધી રીતે અંગ્રેજી કોલસો વાપરવાની ટેવવાળાં હતાં, પરંતુ હિંદી કોલસો એટલો સસ્તો છે કે એમને પણ હિંદી કોલસો હવે વાપરવો પડે છે, છતાં દક્ષિણ આફ્રિકામાં કોલસાની ખાણોવાળાઓને ત્યાંની સરકાર આર્થિક રોકડી મદદ આપે છે. આથી મુંબાઈની કેટલીક મિલોને આ કોલસો મંગાવવો ઠીક પડે છે.

મુંબાઈ અને કલકત્તા વચ્ચે જે રેલવેનું નૂર ૭૦૦ માઈલને માટે છે તે કરતાં દક્ષિણ આફ્રિકાથી સ્ટીમરોનું નૂર ઘણું ઓછું છે. ૩૦૦૦ માઈલથી લાવવામાં માત્ર પાંચ રૂપિયા બેસતા હતા ! આ આપણી રેલવેના નૂરની ભયંકરતા ! આને કારણે દક્ષિણ આફ્રિકાનો કોલસો હિંદમાં પોસાય છે. મધ્યસ્થ ધારાસભાની ભલામણથી હિંદી સરકારે દક્ષિણ આફ્રિકાના કોલસાની આયાત ઉપર દર ટને ૦ાા રૂપિયો જકાત નાખી છે.

### હિંદી કોલસો પરદેશમાં

કોલસા પરદેશ ચડાવવાનું મોટું અને અગત્યનું બંદર કલકત્તા છે. અગાઉ સિલોન અને સિંગાપોર ખાતે મોટી રકમ ખાનગી કોલસો ચડતો હતો. યુદ્ધને લીધે હિંદી કોલસાની અછત થઈ પડી, આખો ઉદ્યોગ અવ્યવસ્થિત થઈ ગયો; સ્ટીમરો માલ ઉપાડવાને મળતી નહિ. બધો કોલસો રેલવેથી હિંદભરમાં મૂકવામાં આવતો. કોલસા માટે રેલવે—વેગનો પણ મળતાં નહોતાં. મુંબાઈ ખાતે કોલસો પણ સ્ટીમરોના અભાવે રેલવેમાં જવા માંડ્યો, આથી હિંદી સરકારે ૧૯૨૦ના જુલાઈમાં પરવાના વગર કોલસાની નિકાસ બંધ કરી. આથી હિંદમાંથી પરદેશ જતો કોલસો લગભગ બંધ થયો. આમ હિંદી વેપારીઓના હાથમાંથી પરદેશોની બજાર નીકળી ગઈ. સને ૧૯૨૬–૨૭ પછી પાછી એ બજારો હાથમાં આવતી જાય છે.

સિલોન ખાતે ૧૯૧૩-૧૪માં ચાર લાખ ટન કોલસો ગયો હતો, અને ૧૯૩૫—૩૬માં કુલ ૧૩૨૬૧૮ (એક લાખ ૩૨ હજાર ૭ સો અઢાર ) ટન ગયો ! સિંગાપોરમાં સને ૧૯૧૩–૧૪માં ૧૮૩૫૦૧ ટન ૧૯૩૫–૩૬માં માત્ર ૧૬૩૯૮ (અગિયારમા ભાગ કરતાં પણ ઓછા) ટનની નિકાસ હતી. હોંગકોંગ ખાતે ૪૭૨૭૦ ટનની નિકાસ થઈ હતી. હિંદી કોલસાની આ મુખ્ય બજારો છે. ૧૯૩૫–૩૬ માં પાા લાખ ટન કોલસો સ્ટીમરોને પૂરો પાડવામાં આવ્યો હતો. આ ઉપરાંત વીસ હજાર ટન હિંદની સરકારી મનવારો વાપરે છે.

### હિંદમાં કેટલો માલ ક્યાં વપરાય છે?

| વાપરનાર | વપરાશ–ટન | વપરાશના ટકા |
|---|---|---|
| રેલવેઓ | ૭૨,૯૩,૦૦૦ | ૩૧·૯ |
| મનવારો | ૨૯,૦૦૦ | ૦·૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પરદેશી સ્ટીમરો | ૧૦,૨૦,૦૦૦ | ૪·૫ | ખાણોની વપરાશ અને દુર્વ્યય | ૧૨,૨૦,૦૦૦ | ૫·૩ |
| કાપડની મિલો | ૧૫,૩૧,૦૦૦ | ૬·૭ | બીજા ઉદ્યોગોમાં | ૩૭,૧૨,૦૦૦ | ૧૬·૨ |
| શણની મિલો | ૬,૫૩,૦૦૦ | ૨·૯ | કુલ | ૨, ૨૮, ૭૬,૦૦૦ | ૧૦૦ |
| લોખંડ અને બીજી ધાતુનાં કારખાનાં | ૫૫,૮૩,૦૦૦ | ૨૪·૪ | | | |
| પોર્ટટ્રસ્ટો | ૧,૩૫,૦૦૦ | ૦·૬ | | | |
| દેશની સ્ટીમરો | ૫,૫૧,૦૦૦ | ૨·૪ | | | |
| સિમેંટ, ઇંટ, નળિયાં ઈ. નાં કારખાનાં | ૭,૯૨,૦૦૦ | ૩·૫ | | | |
| ચાનાં કારખાનાં | ૧,૮૬,૦૦૦ | ૦·૮ | | | |
| કાગળની મિલો | ૧,૭૧,૦૦૦ | ૦·૭ | | | |

દર મનુષ્ય દીઠ સને ૧૯૩૩માં ૦·૫ ટકા, ૧૯૩૪માં ૦·૬ અને ૧૯૩૫માં ·૦૬ ટનની સરેરાશ વપરાશ આવે છે. સરકારે ઇન્ડિયન કોલ ગ્રેડીંગ બૉર્ડ સ્થાપી છે, તે ખાણોને કઈ જાતનો કોલસો છે તેનું પ્રમાણપત્ર આપે છે. ઉપરાંત પરદેશ ખાતે ચડતા માલનું વર્ગીકરણ પણ કરે છે.

## હિંદમાં દરેક પ્રાંતમાંથી નીકળતા કોલસાનું પ્રમાણ

| પ્રાંત | ૧૯૩૪ | ૧૯૩૫ | કિંમત (દર ટને) ૧૯૩૪ | કિંમત (દર ટને ખાણમાં) |
|---|---|---|---|---|
| આસામ | ૧,૮૯,૫૨૭ | ૧,૨૦,૭૩૭ | ૧૪,૪૩,૧૭૪ | રૂા. ૭—૯—૧૦ |
| બલુચિસ્તાન | ૧૪,૭૪૦ | ૯,૫૫૮ | ૮૫,૮૪૯ | „ ૫–૧૩—૨ |
| બંગાળ | ૬૧,૫૯,૪૮૬ | ૬૬,૮૨,૭૫૨ | ૧,૬૨,૨૯,૪૨૪ | „ ૨–૧૦—૮ |
| બિહાર | ૧,૨૬,૩૦,૪૦૯ | ૧,૨૭,૪૭,૩૪૯ | ૩૪,૨૦,૦૨,૨૨૫ | „ ૨–૧૧—૪ |
| મધ્યહિંદ | ૨,૮૯,૩૮૧ | ૩,૨૯,૩૬૯ | ૧૦,૨૯,૫૯૫ | „ ૩—૯—૦ |
| મધ્યહિંદપ્રાંત | ૧૮,૪૧,૪૯૨ | ૨૮,૧૮,૬૭૭ | ૬૭,૭૨,૫૫૩ | „ ૩–૧૦–૧૦ |
| હૈદરાબાદ (દ.) | ૭,૬૯,૬૨૬ | ૭,૨૯,૪૧૪ | ૨૩,૬૯,૦૭૬ | „ ૩–૧૦–૧૦ |
| પંજાબ | ૧,૨૫,૨૬૦ | ૧,૪૪,૪૨૩ | ૫,૬૨,૩૯૭ | „ ૪––૭–૧૦ |
| રાજપુતાના | ૩૬,૫૧૦ | ૩૪,૪૨૫ | ૧,૬૬,૮૫૮ | „ ૪—૯––૧ |

સને ૧૯૩૭માં નીચે મુજબ ટન માલ પેદા થયો છે.

| | |
|---|---|
| આસામ | ૨,૪૩,૬૫૦ |
| બલુચિસ્તાન | ૧૦,૬૨૪ |
| બંગાળ | ૬૫,૨૭,૮૨૦ |
| બિહાર | ૧,૩૮,૩૫,૫૧૬ |
| મધ્યપ્રાંત | ૧૫,૦૪,૧૫૯ |
| ઓરિસ્સા | ૪૭,૧૨૭ |
| પંજાબ | ૧,૬૬,૬૩૨ |
| કુલ | ૨,૨૩,૩૫,૫૨૮ |

મુંબઈ, મદ્રાસ, સિંધ અને મધ્યપ્રાંતમાં કોલસાની ખાણો મળી નથી. મુંબઈ અને મદ્રાસમાં જળવિદ્યુતની શક્તિની સારી ખીલવણી થઈ છે. સિંધમાં કોલસાની શોધ ચાલે છે.

### કોલસાની કિંમતની સરખામણી

હિંદી કોલસો બીજા દેશોના કોલસાની સરખામણીમાં હલકો છે પણ તે બહુ સસ્તો પણ રહે છે, તે નીચેની સરખામણીથી માલૂમ પડશે:

| દેશ | હિંદ | ગ્રેટબ્રિટન | ઑસ્ટ્રેલિયા | જાપાન | અમેરિકા | દક્ષિણ આફ્રિકા |
|---|---|---|---|---|---|---|
| ભાવ (દર ટને) | રૂા. ૪–૯–૦ | ૧૩–૨–૦ | ૧૩–૧૧–૦ | ૭–૧૧–૦ | ૯–૧–૦ | ૫–૬–૦ |

હિંદી કોલસો સસ્તો હોવાનું એક કારણ મજૂરીના નીચા ભાવ છે.

સને ૧૯૩૫માં હિંદી કોલસાનો ભાવ મુંબઈમાં શિલિંગ ૧૭-૯ હતો નાટાલનો કોલસો શિલિંગ ૨૧-૧૦ હતો, જ્યારે અંગ્રેજી કાર્ડિફ કોલસાનો ભાવ શિલિંગ ૨૯-૧૧ હતો. સને ૧૯૩૬માં હિંદી કોલસાનો ભાવ શિ. ૧૭-૫, નાટાલના કોલસાનો ભાવ શિ. ૨૩-૩ અને અંગ્રેજી કાર્ડિફનો ભાવ શિ. ૩૦-૧૦ હતો.

## હિંદી કોલસામાંથી બીજી પેદાશ

હિંદમાં પરદેશોની પેઠે કોલસામાંથી અનેક અન્ય વસ્તુઓ બનાવાતી નથી. આપણે ત્યાં તેવું યાંત્રિક અને રાસાયનિક જ્ઞાન નથી. કોલસામાંથી અનેક પદાર્થ અમેરિકનો અને જાપાનીઓ બનાવે છે. હિંદમાં કોલસો બાળીને નરમ કે સખ્ત કોક (એટલે કે ધુમાડો ન થાય તેવો કોલસો) બનાવાય છે. સને ૧૯૩૪માં ૮,૬૦,૪૭૮ ટન કોક બન્યો હતો. સને ૧૯૩૫માં ૮,૮૮,૪૯૩ ટન બન્યો હતો. નરમ કોક ઉપર દર ટને બે આના ચાર્જ રેલવે મારફતે વસૂલ કરી એની કમિટીને તે કોક-સુધારણ માટે અપાય છે.

## હિંદી કોલસા ઉપર મંદીનું મોજું

'૧૪-'૧૮ની લડાઈ પછી હિંદી કોલસા ઉપર ખૂબ મંદીનાં મોજાં આવ્યાં છે. સને ૧૯૩૬ સુધી આ લાંબી મંદી ચાલી હતી. સને ૧૯૨૨ સુધી કોલસાની ખેંચ મોટા પ્રમાણમાં હિંદમાં જણાઈ હતી. આથી હિંદી સરકારે ચાર વરસ સુધી હિંદમાંથી કોલસો પરદેશ ખાતે ચડાવવા ઉપર અંકુશ મૂક્યો હતો. સને ૧૯૨૨થી મંદી ખૂબ જોરથી પ્રવર્તી છે. ફર્સ્ટ કલાસ કોલસાની ખાણો ચાલુ રહી છે. સેકંડ કલાસ ખાણો ઘણી બંધ પડી છે. થર્ડ કલાસ ખાણો તો લગભગ બધી બંધ રહી છે. ઘણી વાર કોલસાના ભાવો એટલા ઘટી ગયા હતા કે પંદર વર્ષો સુધી ખાણના માલિકોને ઘણી તકલીફો સહન કરવી પડી હતી. ઘણા તદ્દન ખુવાર થયા હતા. યુરોપિયનોના હાથમાં પહેલા નંબરની ખાણો હતી એટલે એમને બહુ ઓછું સહન કરવું પડ્યું. પરંતુ હિંદી ખાણ-માલિકોને બહુ ખરાબ સમય જોવો પડ્યો. પૂરતી મૂડીનો અભાવ, વ્યવસ્થા પણ સારી નહિ-આથી એમને બહુ સહન કરવું પડ્યું.

સને ૧૯૧૩માં ખાણ ઉપર દર ટને શિલિંગ ૪-૮ ભાવ હતો. સને ૧૯૧૯માં શિલિંગ ૬ હતા. સને ૧૯૩૦માં શિ. ૫-૧૦, સને '૩૨માં શિલિંગ ૫-૯, સને '૩૩માં ૫-૧, સને '૩૪માં શિ. ૪-૪ અને '૩૫માં શિ. ૪-૩ હતા.

## કોલ-કમિટી

કોલસાની ચાલુ મંદીથી હિંદી સરકારે આખા સવાલની તપાસ માટે અનુભવીઓની એક કમિટી નીમી હતી. એણે તપાસ કરી જુબાનીઓ લઈ પોતાનો રિપોર્ટ ૧૯૨૫માં બહાર પાડ્યો હતો. તેની મુખ્ય મુખ્ય ભલામણો નીચે મુજબ હતી. આ ભલામણો કોલસાના ઉદ્યોગ માટે ખૂબ અગત્ય ધરાવે છે:

૧ કોલસા હિંદમાં ખાણોથી બીજી જગ્યાઓએ મોકલવાની સગવડો ઉપર કમિટીએ ઘણી ભલામણો કરી હતી. રેલવેનું નૂર ઘટાડવા, ખાણોની આંતરિક વ્યવસ્થા સુધારવા, કોલસો ખોદવામાં યાંત્રિક સહાય લેવા સંબંધી-આમ ઘણી સૂચનાઓ આપવામાં આવી છે. રેલવેના નૂર ઉપર ૨૫ ટકા રિબેટ હતું તે વધારીને ૩૭॥ ટકા કરવા જણાવ્યું હતું. પોર્ટડયૂઝ અને રિવરડયૂઝ પણ ઘટાડવા માટે ભલામણો કરવામાં આવી હતી. કલકત્તામાં ખાલી સ્ટીમરો સસ્તા નૂરે મળતી નથી તે વિષયમાં કમિટીએ ખાસ ધ્યાન ખેંચ્યું હતું. તે સિવાય દરેક ખાણના કોલસાની તપાસ કરી કઈ જાતનો કોલસો એ ખાણમાંથી નીકળે છે તેની જાત નક્કી કરવા, તે જાત ઉપરથી માલ પરદેશ ચડાવવા કે મિલોને વેચવાનું અને તેની ગોઠવણ કરવાનું જણાવ્યું હતું. આ સર્વે ભલામણો હિંદી સરકારે સ્વીકારી લીધી હતી. તે પ્રમાણે કાયદેસર ઠરાવો પણ થયા હતા. ગ્રેડીંગ બૉર્ડની સ્થાપના પણ થઈ હતી.

## કમિટીની બીજી ભલામણો

હિંદી કોલસાના ૯૩ ટકા હિંદમાં જ વપરાય છે, માટે હિંદમાં કોલસો તરત અને સસ્તા દરે બધે પહોંચે તેવી ગોઠવણ કરવાની કમિટીએ ભલામણ કરી હતી. હિંદી કોલસાને જગાતી રક્ષણ આપવાની મનાઈ કરી હતી, તથા દક્ષિણ આફ્રિકાના કોલસા ઉપર જકાત નાખવાની ભલામણ કરી નહોતી. કમિટીએ વધારામાં જણાવ્યું હતું કે સને '૧૪ કરતાં '૨૪માં કોલસો ખોદવાનો ખર્ચ બેવડો વધ્યો છે. મજૂરોને પગાર વધારવામાં, તેમને માટે નિશાળો વગેરે સ્થાપવામાં, એમને માટે ઘરો બાંધવામાં અને એવા બીજા ખર્ચાઓ કંપનીઓને વધ્યા છે. દર મનુષ્ય દીઠ વાર્ષિક ૧૧૧ ટન ખોદવાની સરેરાશ ઘટીને સને ૧૯૨૦માં ૯૪ ટન ઉપર આવી છે. આ સુધારવાને માટે બે સૂચનાઓ કમિટીએ કરી હતી. (૧) ખોદવાનું કામ વિશેષ ભાગે યંત્રો દ્વારા કરાવવામાં આવે અને (૨) ખાણ ઉપર ઢગલા કરી રાખવાથી માલ બગડે છે, ચોરી થાય છે માટે ખાણમાંથી સીધો માલ યંત્રો દ્વારા માલ–વેગનોમાં ચડાવવાની ગોઠવણ કરવામાં આવે.

## હિંદમાં ઘણી નાની નાની ખાણો છે.

હિંદમાં કોલસાની નાની નાની ખાણો વધારે પ્રમાણમાં હોવાથી ખાણના મોઢા સુધી રેલવેના પાટા નાંખવાની કમિટીની સૂચના ફાયદાકારક છતાં રેલવે માટે ખર્ચાળ થઈ પડી છે. બંગાળ અને બિહારમાં ૮૨૭ ખાણો છે. દર ખાણ દીઠ ૨૧,૫૯૦ ટન વાર્ષિક રાશ આવે છે. જ્યારે દક્ષિણ આફ્રિકામાં માત્ર ૬૯ કોલસાની ખાણો હોવાથી ૧,૫૪,૦૦૦ ટનની રાશ આવે છે. મોટી ખાણો હોય તો ખર્ચમાં ફાયદો થાય છે. નાની નાની ખાણો ઉપર રેલવેને પૂરાં વેગનો પૂરાં પાડવામાં પણ મુશ્કેલી નડે છે. છતાં રેલવેઓ આ વિષયમાં બનતી સગવડો આપવા ગોઠવણો કર્યે જાય છે.

## હિંદી મજૂરો ઓછું કામ આપે છે.

નબળા બાંધાનાં હિંદી મજૂરો પૂરતું કામ આપી શકતાં નથી, એમનામાં જીવનશક્તિનો અભાવ જે કોઈ કારણે હોય તેની ચર્ચા અહીં સ્થાને નથી, પરંતુ ધંધા ઉપર એની માઠી અસર થાય છે એ હકીકત છે. વળી ઘણી ખરી ખાણોમાં ખોદકામ હાથથી ચાલે છે આથી પણ પેદાશ ઘણી ઓછી ઊતરે છે. યુરોપિયન ખાણોમાં ખોદકામ માટે વીજળિક બળનો ઉપયોગ થાય છે. હિંદી માલેકીની ખાણોમાં તેવી સગવડ નથી. હિંદમાં મજૂર દીઠ વાર્ષિક પેદાશ નીચે મુજબ છે:

| પ્રદેશ | પેદાશ ઉપલા પડમાં મોકળાશમાં | નીચે સંકડામણમાં પેદાશ |
|---|---|---|
| આખા હિંદનો અંદાજ | ૧૮૯ ટન | ૧૩૧ ટન |
| બંગાળ અને બિહાર | ૧૯૨ ,, | ૧૩૨ ,, |
| આસામ | ૧૬૯ ,, | ૧૨૭ ,, |
| બલુચિસ્તાન | ૪૨ ,, | ૪૧ ,, |
| મધ્યપ્રાંત | ૧૭૫ ,, | ૧૨૬ ,, |
| ઓરિસ્સા | ૧૮૯ ,, | ૧૪૬ ,, |
| પંજાબ | ૧૧૦ ,, | ૬૯ ,, |

પરદેશોમાં યાંત્રિક શક્તિ વાપરવાથી પેદાશ ઘણી વધારે થાય છે. સને ૧૯૩૬માં ગ્રેટબ્રિટનમાં દર મજૂર દીઠ પેદાશ ૨૯૮ ટનની હતી. જાપાન ખાતે ૨૦૭ ટન, ફ્રાન્સ ખાતે ૨૧૦ ટન જર્મની ૩૧૧ ટન અને અમેરિકા ૬૧૧ ટન હતી. હિંદી માલેકીની ખાણોમાં ઘણું ખરું કામ મજૂરો હાથથી જ કરે છે. યંત્રો ખરીદવા જેટલી મૂડી હિંદી ખાણોના માલેકો પાસે સામાન્ય રીતે નથી હોતી.

## યંત્રો, વીજળી

મજૂરોની તંગીથી મોટી ખાણોમાં હવે યંત્રો વપરાતાં થયાં છે. વીજળીનો ઉપયોગ તથા વીજળીથી ચાલતાં ખોદવાનાં યંત્રોનો ઉપયોગ ઘણો વધી ગયો છે. મંદીના વખતે કેટલીક ખાણોમાં ખોદવાનાં યંત્રો ઘટાડવામાં આવ્યાં હતાં. ફરી તેનો ઉપયોગ થાય છે. ૬૦ ખાણોમાં ૧૪૦ ખોદવાનાં યંત્રો વીજળીથી કામ કરતાં હતાં. આ યંત્રોથી કોલસો મોટી રકમ ખોદી શકાય છે. ૧૨૪ મિલોમાં વીજળિક શક્તિ

વાપરવાની યોજના ચાલુ છે. કુલ ૮૬૮૦૪ અશ્વ-શક્તિ (Horse Power) વપરાઈ હતી.

**ખાણમાં નીચે કામ કરતાં મજૂરોની સંખ્યા**

ઘણીખરી કોલસાની ખાણો જમીનના ભૂગર્ભમાં હોય છે. લીફ્ટો દ્વારા નીચે જવું પડે છે. ખાણોની હવા કોલસાના બારીક રજકણોવાળી હોય છે. શ્વાસોચ્છવાસથી તે પેટમાં જાય છે. છોકરાઓને ખાણમાં કામ કરવાની કાયદાથી મનાઈ છે. હિંદી કોલસાની ખાણોમાં કુલ ૨,૧૯,૫૭૫ પુરુષો અને ૪૮,૨૮૩ સ્ત્રીઓ કામ કરતી હતી.

| | | |
|---|---|---|
| જમીન નીચે કામ કરનારાં | ૧,૧૮,૯૨૦ પુ. | ૩,૮૮૭ સ્ત્રી |
| ખુલ્લામાં કામ કરનારાં | ૪૮,૨૬૮ ,, | ૨૪,૪૭૯ ,, |
| સપાટી ઉપર કામ કરનારાં | ૫૨,૩૮૭ ,, | ૧૯,૯૧૭ ,, |
| કુલ | ૨,૧૯,૫૭૫ ,, | ૪૮,૨૮૩ ,, |

સ્ત્રીઓને ભૂગર્ભમાં કામ કરવાની બાબતમાં મજૂર-સંઘે પ્રબળ વિરોધ કર્યો. છેવટે સરકારને એ વિષયમાં કાયદો કરી સ્ત્રીઓને ખાણોની અંદર કામ કરવાની મનાઈ કરી. કેટલીક ખાણોમાં મજૂરોએ પોતાની સ્ત્રીઓ વિના નીચે ઊતરવાની ના પાડી, પણ છેવટે સમાધાન થયું છે. હવે સ્ત્રીઓને નીચે કામ કરવા જવા દેવામાં આવતી નથી. તેઓ ઉપરનું મજૂરીનું કામ કરી શકે છે.

**ખાણોને લગતા કાયદા**

સરકારે વારે વારે ખાણોને લગતા કાયદા બાંધ્યા છે. સને ૧૯૦૧ના ખાણોના કાયદા મુજબ સરકારી ઇન્સ્પેક્ટરોને ખાણોની તપાસ કરવાની સત્તા આપવામાં આવી છે. ખાણોમાં જિંદગીનો ભય રહે. તેવાં કારણોને દૂર કરાવવા સરકાર પાસે મોટી સત્તાઓ છે. સને ૧૯૨૦માં કાયદો પસાર કરી ૧૩ વર્ષની નીચેનાં બાળકોને ખાણમાં ભૂગર્ભમાં કામ કરવાની મનાઈ કરી છે. ખાણ ઉપર દર અઠવાડિયે ૬૦ કલાક અને ભૂગર્ભમાં ૫૪ કલાક કામ કરાવવાનું ઠર્યું છે. કોઈ દિવસે ૧૨ કલાકથી વધારે કામ કરાવી શકાય નહિ. અઠવાડિયામાં એક દિવસ રજાનો પાળવો જોઈએ. સને '૨૮માં સ્ત્રીઓની ભૂગર્ભમાં કામ કરતી સંખ્યામાં ઘટાડો કરી છેવટે ૧૯૩૯માં તેમને નીચે કામ કરતી તદ્દન અટકાવનારો કાયદો પસાર થયો હતો. લેબર-કમિશનની ભલામણ મુજબ સને '૩૫માં કાયદો પસાર કરી ભૂગર્ભમાં ૫૪ કલાક અઠવાડિયામાં કામ કરવાના થયા અને રોજના નીચે વધારેમાં વધારે ૯ કલાક કામ અને ઉપર ૧૦ કલાકની મર્યાદા ઠરાવવામાં આવી. ખાણોના વિભાગમાં સરકાર તરફથી બૉર્ડ ઑફ હેલ્થ (આરોગ્યખાતું) નિમાય છે. એ મજૂરોની તંદુરસ્તી ઉપર ધ્યાન આપે છે. મજૂરોને માટે સારાં ઘરો બાંધવાને માટે પણ સગવડો થાય છે.

**મજૂરો**

બિહાર અને બંગાળમાં ઘણાંખરાં મજૂરો ખેતીની મોસમ પૂરી થાય ત્યારે વધારાની પેદાશ માટે ખાણોમાં કામ કરવા આવે છે, અને જ્યારે ખેતીનો સમય આવે છે ત્યારે ભાગી જાય છે. તેઓ શરીરે નબળાં હોય છે. તેમનાં ઝૂંપડાં ગંદાં હોય છે. એમની રીતભાત અને ખોરાક પણ તંદુરસ્તીને પોષક નથી. ચોખા અને મરચું એ એમનો મુખ્ય ખોરાક. ઓછા પગારો, ઓછું કામ અને ઓછી જરૂરિયાતો એ એમના જીવનની વિશિષ્ટતા. સાહસ કે મહત્ત્વાકાંક્ષાનું નામ નથી હોતું. બીજા દેશોમાં કોલસા ખોદવા, ઉપાડવા અને વેગનોમાં ભરવાનું કામ વીજળિક શક્તિથી થાય છે, અહીં એ બધું મનુષ્યના હાથથી થાય છે. મજૂરોના પગારોમાં ધીરે ધીરે સુધારો થાય છે પણ હજી ઘણી પ્રગતિ થવાની જરૂર છે. થોડાં વર્ષો પહેલાં મજૂરો સાથે ગમે તેવું વર્તન થઈ શકતું, પણ હવે તેમની જોડે સારો વર્તાવ રાખવો પડે છે.

**છેલ્લી પરિસ્થિતિ**

સને ૧૯૩૭થી હિંદી કોલસાનું બજાર સુધર્યું છે. ભાવો સુધરવાથી મંદી ભાગી ગઈ છે. ખાણોવાળા હવે કમાય છે. ફર્સ્ટ ક્લાસ ખાણોને તો તડાકો છે. તેમાં ય લડાઈ જાગવાથી તો હિંદી ઉદ્યોગોને ઘણો ટેકો મળશે. કોલસાના ઉદ્યોગમાં પણ તેની સારી અસર જરૂર થશે.

કોલસાનો ઉદ્યોગ મોટી કંપનીઓના હાથમાં ઘણો છે. ઇન્ડિયન માઈનીંગ એસોસિયેશન યુરોપિયન ખાણવાળાઓનું હિત જુએ છે, અને ઇન્ડિયન માઈનીંગ ફેડરેશન હિંદી ખાણવાળાઓનું હિત જુએ છે. કોલસાની ખાણોના મેનેજરો કેળવવા માટે ધનબાદ ખાતે હિંદી સરકારે એક સ્કૂલ ખોલી છે. આશા છે કે આપણો આ ઉદ્યોગ યોગ્ય વ્યવસ્થાશક્તિથી આગળ વધે.

# —ને છતાં યે હું નહોતી •

શ્રી. સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

"એમ તો એને ઘણાએ જોયો હશે,—કદાચ તમે ય. પણ મારી આંખે કાંઈ થોડો જ જોયો છે? જેમ તમને એ મળે છે તેમ મને યે મળે છે, અને તમે જે સ્વરૂપમાં એને જુઓ છો એ જ સ્વરૂપમાં હું પણ એને જોવા પામું છું. પણ બીજાઓની જેમ એનાં રૂપગુણે મને કદી યે આકર્ષી નથી, અને તેમ છતાં ય એના વ્યક્તિત્વનો કોઈ એવો અંશ—કોઈ એવું સ્વરૂપ—મને પ્રથમથી જ કેવું ખેંચી રહ્યું છે...તમને હું કેમ કરીને એ સમજાવું?

"પહેલવહેલો મેં જ્યારે એને જોયો ત્યારે મારી ઉમર આખી દસની. જો કે આમ તો છેક નાનપણથી જ મેં એને જોયેલો, પરંતુ એ વખતે જીવનની તો શું પરંતુ જીવનને થોડું થોડું ય સમજાવી નહિ તો યે સમજી શકવાનો દાવો કરનારાઓના સામાન્ય સંવાદમાં યે કશી ગતાગમ મને પડતી નહિ. એટલે મારા જીવનમાં પ્રવેશવા છતાં મારા જીવનમાં એ બિલકુલ નહોતો પ્રવેશી શકયો. અને કદાચ પ્રવેશ્યો હોય તો ય હું એ જોઈ શકી ન હતી. પરંતુ બારથી સોળ વર્ષની વયમાં દુનિયાની કોઈ પણ બાળાનો વિકાસ જેટલો ઝડપી હોય છે એટલો ઝડપી વિકાસ તો એની જિંદગીમાં કયારે ય નહિ થતો હોય.

"સાખપાડોશીનાં અમે છોકરાં—ને વળી એક જ શાળામાં ભણવાનું. એ વખતે તો અમે નાનાં હતાં, ને વળી સતયુગમાં જીવતાં એટલે બાળમંદિરમાં સાથે ભણવાની કોઈ જ હરકત ન હતી. આમ ને આમ અમે અંગ્રેજી ચોથી સુધી પહોંચ્યાં. પરંતુ ત્યારપછી અમારાં માબાપે અમને જુદી જુદી શાળાઓમાં ભણાવવાનું જ ઇષ્ટ ધાર્યું. મારાથી એ માત્ર એક ધોરણ આગળ હોવા છતાં પણ આજ સુધી છુટ્ટીના સમય દરમિયાન મળવાનો તેમ જ નિશાળે સાથે જવા આવવાની મજા માણવાનો લહાવ કાંઈ ઓછો ન હતો. પરંતુ હવે તો એ ક્રમ માત્ર ભૂતકાળની યાદ બની જવાનો હતો—ને આવતી કાલથી મારા ને એના પંથમાં બાર બાર ગાઉનાં છેટાં પડવાનાં હતાં. પાંચમા ધોરણથી થયેલો આ ફેરફાર કયા વિપ્લવની તૈયારી માટે હતો એ તો મને ત્યારે ન સમજાયું—ને સમજવાની દરકાર પણ કોને હતી? પરંતુ એક વખતે ભીંતના કાનનો લાભ લઈને મેં એ જાણી લીધું કે આ બધું કાવત્રું તો માત્ર એના ને મારા હૃદયમાં પરસ્પર અતિપરિચયની અવજ્ઞા ન ઊપજે એ માટે રચાયું હતું. એ વખતે જો કે હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી ને ધ્વનિવિષયક ભૌતિકશાસ્ત્રના નિયમો તો હજી હમણાં જ ભણી હતી. છતાં ભીંતને પણ કાન હોય છે એ વાતનું અભિજ્ઞાન તો મને કયારનું યે થયેલું.—ને અજાણતાં જ એક દિવસ એનો લાભ મેં લઈ લીધો. કવચિત કવચિત ભેટી જતા તાવના દિવસો બાદ કરતાં સામાન્ય રીતે તો મારો અભ્યાસખંડ જ રાત્રે શયનખંડ બની રહેતો. ને એની બાજુમાં જ બાપુજીનો ખંડ હતો. એક રાત્રે અચાનક પાણી પીવા ઊઠી તો બાજુના ખંડમાં કંઈક ગરબડ થતી સંભળાઈ. અને ઉદ્દેશરહિત સાહજિકતા તરત જ મને બારણા પર ખેંચી ગઈ. કાન માંડીને સાંભળ્યું તો મારો જ ઉલ્લેખ થતો હતો. તદ્દન ધીર-ગંભીર રીતે બાપુજી બાને સમજાવી રહ્યા હતા. ટૂંકામાં અમે બન્ને જુદાં ભણીએ એ જ ઇષ્ટ છે એમ બાપુજીના કહેવાનો ધ્વનિ હતો. ઉપરાંત સાથે ભણવાથી એકબીજાની સ્પર્ધા કરવાનું ને એકમેકનાં છીંડાં શોધવાનું જ મન થાય, પરસ્પરનું આકર્ષણ ઘટી જાય એમ એમનું માનવું હતું. પરંતુ બા બીજો જ પક્ષ રજૂ કરતી લાગી. બાપુજીને ઠપકો દેતાં એણે તો કહ્યું કે પુરુષ-

જાત કાંઈ ઓછી ચંચળ નથી હોતી. એને તો પ્રત્યેક ગુલાબમાં નવું રૂપ ને નવી સૌરભ જણાય છે, ને તેમાં ય વળી સહેજસાજ હૈયે વસેલું પુષ્પ જો પાસે ન હોય તો બીજા પુષ્પને એ હૈયું ભાંગી નાખતાં વાર લાગતો નથી.

"આવું આવું તો (ઉપર જે શબ્દો વાપર્યા છે તે મારા છે) કોણ જાણે કેટલું યે બાએ કહ્યું હશે, પરંતુ બીજું કાંઈ ન સાંભળતાં હું પણ કોણ જાણે કેમ એ બધા વિચારો મને ઝટપટ પચી ગયા હોય ને જાણે વાતનો મર્મ સમજી હોઉં તેમ સ્ત્રી-સહજ શરમ ને સંકોચથી તરત જ શાંત–નીરવ–શીઘ્ર પગલે હું પલંગ તરફ ચાલી ગઈ. ઊંઘવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો ને પડ્યે પડ્યે છત તરફ મીટ માંડી રહી. પરંતુ એ દિવસે ઊંઘ પર બેચેનીનો ઉપર હાથ હોય એમ ઊંઘ ન આવી. તરત જ મેં પાસું બદલ્યું. ને...ને...સામે કબાટના દર્પણમાં હોલવાઈ જતા દીપકની છેલ્લી પ્રકાશરેખા જેવું નાઈટ–લેમ્પનું નાજુક પ્રતિબિંબ દેખાયું. એનાં આછાં આછાં તેજકિરણોમાં એક નાનું હસું હસું કરતું નિર્દોષ મુખ મને દેખાયું–જાણે બાળપુષ્પધન્વા. પણ ના, એ તો માત્ર છબી હતી,–એનીઃ અમે નાનાં હતાં ત્યારે બાપુજીએ પાડેલી. અને સાથે જ મારી પણ હતી. બન્નેની છબી પરસ્પરના સાંનિધ્યમાં કેવી શોભતી હતી! ને એમાંથી ઊઠતા પડઘા પણ કેવા મીઠા લાગતા હતા! ને આ તો વળી છબીની યે છબી. પ્રતિબિંબ વળી છબીનું; ને છબી વળી... એની. નજરની સામે છતાં દૂર ને દૂર. વિચાર તો થયો, એક વાર ઊઠીને એને જાણે પકડી લઉં! પણ એ તો અહીં હતો જ ક્યાં? મારી મૂર્ખાઈ પર તરત જ હું હસી. પ્રતિબિંબ તે કાંઈ પકડાય! સાથોસાથ એ જ ઘડીએ–કોણ જાણે કેમ–આવો જ વિચાર મને આવ્યો–"આ પ્રતિબિંબ નથી પકડાતું તો એ...એ પકડાશે?" ને એના જ જવાબનો પડઘો પાડતા હોય તેમ બાના શબ્દો સાંભર્યા–"હૈયે વસેલું પુષ્પ પાસે ન હોય તો બીજા પુષ્પને એ હૈયું ભાંગી નાંખતાં..." છેવટના શબ્દો હું ન બોલી શકી, એકદમ દીવો બંધ કરી, કાન પર બન્ને હાથ દબાવી આંખો બંધ કરીને મેં પાસું ફેરવી લીધું.

"બીજે દિવસે સવારે હું ઊઠી ત્યારે એક ભયંકર નિશ્ચય સાથે ઊઠી–ગમે તે ભોગે એનાથી દૂર રહેવું ને છતાં એની સતત ચોકી કરવી એવા સુલતાની નિશ્ચય સાથે હું ઊઠી હતી. મારી ગેરહાજરીમાં કયું ફૂલ એને ઝૂંટવી જાય છે એ જ મારે તો જોવું હતું. બસ, એ જ દિવસથી એને મળવાના પ્રસંગો ખૂબ જ સિફતથી મેં ઓછા કરી નાંખ્યા. હું જાતે તો એને મળતી જ નહિ–ને એ જો મળવા આવે તો સ્ત્રીચરિત્રનાં નવ લાખ લક્ષણમાંથી ગમે તે એકની મદદ લઈ એ મુલાકાત હું ટૂંકાવી દેતી. ને તેમ છતાં ય એ મને દિવસમાં નહિ નહિ તો ય એકાદ વાર મળી જાય એમ તો હું જરૂર ઇચ્છતી.

"એ પછી થોડા જ સમયમાં એની મૅટ્રિકની પરીક્ષા શરૂ થવાની હતી એટલે આપોઆપ અમારું મળવાનું ઓછું થઈ ગયું. ઘેર તો રાત ને દિવસ બસ ચોટલી બાંધીને એ વાંચ વાંચ કરતો હતો–જો કે વાસ્તવમાં એને ચોટલી હતી જ નહિ–ને શાળામાં ફૉર્મની પરીક્ષાની તૈયારી હોઈ ઘણી વાર છુટ્ટીને સમયે પણ માસ્તર એમને પોપટિયું જ્ઞાન પઢાવ્યે રાખતા હોઈ છુટ્ટીમાં એ મને મળી શકતો નહિ. આમ હોવાથી કુદરતી રીતે જ અમારું મળવાનું ઓછું થઈ ગયું. છતાં રોજ સાંજે એકાદ બહાના હેઠળ અમે બન્ને એકબીજાને મળી લેતાં. ને તો ય–દિવસમાં એકાદ વાર મળવાની ઇચ્છા છતાં–માત્ર એને ચીઢવવા પૂરતું જ એ વખતે હું એને એ ટકોર કર્યા વિના રહી નહોતી શકતી કે, "કૈં ભાન છે? પરીક્ષા તો હાથવેંત છે ને ભાઈ જુઓ અહીં તડાકા મારે છે! આમ ગઝલ લગાવ્યે પાસ નહિ થવાય." તો વળી કદીક એમ પણ કહેતી કે, "આટઆટલું વાંચ્યે તો છોકરીઓ યે પાસ થાય. ગોખણિયા તો ગોખણપટ્ટી જ કરે ને!"

"પરંતુ આમ કહેવાનું પરિણામ મારે માટે તો ખરેખર બેનસીબ જ આવ્યું. અલબત્ત એને મારે માટે સ્નેહ તો હતો જ–જેટલો મને એના પર હતો–

છતાં એક છોકરી જેવી છોકરી એના અભ્યાસક્રમમાં દખલ કે ટીકા કરે એ એને નાપસંદ હોવાથી કે પછી પોતે નાપાસ થાય તો હું એની સાથે થઈ જાઉં એ દહેશતથી થોડા જ દિવસમાં મને મળવાનું એણે બંધ કરી દીધું. ને હું પણ કાંઈ કમ નહોતી. પ્રેમના સુલતાની સ્વભાવે મને દૃઢનિશ્ચયી બનાવી હતી; ને રૂપની મદિરાએ મને અહંકારની સીમા આપી હતી. રૂપ ને નિશ્ચય પર મુસ્તાક બનેલી મેં એની જરા પણ નોંધ ન લીધી ને એમ જ એની પરીક્ષા પસાર થઈ ગઈ.

"એ પછી તો વેકેશન પડ્યું–ને એ તો ગયો મુંબઈની સફરે. હું પણ એમ કરી શકતી હતી. પરંતુ હવે તો હું મેટ્રિકમાં આવી હતી. ને એમાં પહેલે જ ધડાકે સફળ ન થાઉં તો...તો એનું દિલ ગુમાવી બેસું એવા સ્વકલ્પિત ભયે વેકેશનનો પૂરેપુરો ઉપયોગ મેં વાંચવામાં જ કર્યો.

"એ તો હજી મુંબઈ હતો ને પરિણામ આવ્યું. એનું નામ સેન્ટરમાં સૌને મોખરે હતું. મારી ખુશાલીનો તો પાર નહોતો, ને ઈર્ષ્યા યે કાંઈ ઓછી નહોતી. મને લાગ્યું કે મનુષ્યને દુઃખનો વેગ હલકો કરવાની જેટલી જરૂર છે એટલી જ જરૂર આનંદની ઊર્મિ શમાવવાની પણ છે. આનંદને મેં ગંભીરતામાં પલટાવી નાંખ્યો. મને પાનો ચડી ચૂક્યો હતો. એ જ સ્થાન–બસ એનું જ સ્થાન–આવતે વર્ષે મારે પ્રાપ્ત કરવું હતું.

"ઈર્ષ્યા ને અભિમાનથી પ્રેરાઈ અભિનંદનનો પત્ર પણ એને મેં ન લખ્યો. બીજે દિવસે જ્યારે એ ઘેર આવ્યો–મુંબઈથી–ત્યારે સામે પગલે એને મળવા ન જ જવું એવો મારો નિશ્ચય હતો. કારણ કે નાહી ધોઈ ને એ મને જરૂર મળવા આવશે એવી દૃઢ આશા મને હતી. પરંતુ જે વ્યક્તિમાં મનુષ્યને વધુમાં વધુ વિશ્વાસ હોય એ જ વ્યક્તિ એને ક્યારે દગો દેશે એ કોણ કહી શકે? આખો ય દિવસ એની રાહ જોતી હું ઘેર બેસી રહી, ને એ તો ન આવ્યો તે ન જ આવ્યો. સહીઓના સ્નેહ ઊલટ્યા હોય તેમ એને મળવા આવનારાઓની કતાર દિવસભર ચાલુ જ રહી. સ્નેહના દંભ નીચે.....ઊભરાયેલું એ માનવકીડિયારું તો મારા પૂર્વજન્મના વૈરીઓની ગરજ સારતું હતું. પરંતુ મારાથી એ લોકોને ન તો રોકી શકાય એમ હતું કે ન તો મારી ઇચ્છા પણ હતી. મારી ઇચ્છા તો આટઆટલા મળનારાઓમાંથી પણ સમય મેળવી એ મને ઘડી બે ઘડી મળી જાય એ જ માત્ર હતી.

"નિરાશાના અવતારસમો એ દિવસ એમ જ ચાલ્યો ગયો. જાણે ઊગ્યો જ ન હોય–ને મારે મન તો એ ખરેખર નહોતો જ ઊગ્યો. બીજે દિવસે સવારે નોકર સાથે એની ચિઠ્ઠી આવી. પહેલાં તો એ જ ચિઠ્ઠી, વાંચ્યા વિના, એ જ નોકર સાથે પાછી મોકલાવું એમ થઈ ગયું. પરંતુ કોઈ ન સમજાય એવા આકર્ષણે ખેંચાઈ તરત જ એ ચિઠ્ઠી મેં લીધી ને વાંચીઃ જેને તમે સ્ત્રીસહજ નમ્રતા કહો, માનવહૃદયની કુતૂહલવૃત્તિ કહો, મુત્સદ્દીગીરી–કુનેહ કહો કે હારેલા હૃદયની લાચારી કહો–એને મળવું ન મળવું એ પ્રશ્ન બાજુએ મૂકી હાલ તુરત તો એ ચિઠ્ઠી મેં વાંચી લીધી. પરંતુ જે સંતોષ ચિઠ્ઠી મળતાં થયો હતો એ સંતોષ ચિઠ્ઠી વાંચતાં જ છિન્નવિચ્છિન્ન થઈ જશે એમ તો મેં સ્વપ્ને ય નહોતું ધાર્યું. મને મળવા એ ન આવ્યો એ માટેનો પશ્ચાત્તાપ તો એમાં ન હતો, પરંતુ હું એને ન મળી એ માટેનો ઠપકો જ એમાં ભર્યો હતો એટલે મને તો એ હાડોહાડ લાગી ગયું–જેમ કોઈ પણ સ્વમાન ધરાવતી સ્ત્રીને એ લાગે, અને મેં પણ ચિઠ્ઠીનો જવાબ ચિઠ્ઠીથી જ આપવાનું નક્કી કર્યું. શાંત ગંભીર શબ્દોમાં જાણે તાર કર્યો હોય તેમ મેં માત્ર આટલું જ લખ્યું, "ચિઠ્ઠી લખવા બદલ આભાર, પાસ થવા બદલ અભિનંદન."

"પરંતુ પાસ થયાના અભિમાનમાં કે ઊભરાતા આનંદની આંધીમાં મારા શબ્દોનું ઊંડાણ એને જણાયું નહિ ને હું કોઈ ભારે કામમાં હોઈશ એમ ધારી મળવા આવવાનું એને યોગ્ય લાગ્યું નહિ.

"ત્રણેક દિવસ પછી એને જ્યારે ખબર પડી કે હું માત્ર પરીક્ષામાં પહેલી આવવા માટે બસ વાંચ્યા જ કરતી હતી ત્યારે એ મને મળવા આવ્યા

વિના રહી ન શક્યો. થોડી વાર આડીઅવળી વાતો કર્યા બાદ " મારી હરીફાઈ કરવી છે કે શું ?" એમ જ્યારે એણે કહ્યું ને મેં સાફ-સાફ જણાવી દીધું કે "એવું તે શું તમે કર્યું છે કે હરીફાઈ કરવી પડે ?" ત્યારે એના મુખ પર નાખુશીના જે ભાવો ફરી વળ્યા ને એના હૃદયને જે ધ્રાસકો લાગ્યો તે જોવાની મને જરા યે દરકાર નહોતી. પરંતુ એ એક જ ઘા મને એના હૃદયથી દૂર લઈ જશે એની મને શું ખબર ? મને મળ્યા વિના ન જ રહી શકે એટલો કાબૂ એના મન પર મેળવી ચૂકી છું એ વિચાર મારે માટે કાંઈ ઓછા ગર્વનો ન હતો.

"બસ એ જ દિવસથી અમારા વિચ્છેદનાં બીજ રોપાઈ ચૂક્યાં હતાં-મારે જ હાથે, ને તે ય અજાણતાં.

"કૉલેજને હજી સાત સાત દિવસની વાર હતી ને નિશાળો શરૂ થઈ ગઈ. મૅટ્રિકનું વર્ષ ને પહેલા આવવાની લાલચ; એટલે આડુંઅવળું મન દોરવાનું ભાગ્યે જ મન થાય. પરંતુ વાતાવરણ એકદમ બદલાતું હતું. પ્રસંગ એક પછી એક પલટાતા હતા. એ તો કૉલેજમાં દાખલ થયો એટલે ત્રણ સાડાત્રણે ઘેર આવી જાય ને પ્રીવિયસનું વર્ષ એટલે કૉલેજની પરીક્ષા-યુનિવર્સિટીના બાપને તો લાગે કે વળગે !

"આમ સાડાપાંચ-છ વાગે હું ઘેર આવું ત્યાં સુધી એને એકલું જ રહેવાનું. અને એક દિવસનું હોય તો ઠીક, પણ આ તો રોજનું લાગ્યું, એ ય કંટાળે નહિ તો કરે શું ? ને હું તો નિશાળેથી ઘેર આવી કે ભોજનપટ્ટી ને ભોજનપટ્ટી પછી તરત જ વાંચવાનું, એટલે જ્યારે જ્યારે એ મને મળવા આવતો ને બહુ ન વાંચવાનો ઉપદેશ આપતો ત્યારે તદ્દન શિષ્ટ શબ્દોમાં હું એમ જ કહેતી કે, " બહુ બહુ વાંચ્યા છતાં કંઈ જ વાંચ્યા વિના હું તો પાસ થઈ ગયો અને તે ય પહેલે નંબરે એમ કહેવું અલબત્ત છે તો ઠીક, પણ વાક્ચાપલ્યનું એ દંભી કૌશલ્ય હજી મને મળ્યું નથી ને મળે એવી ઇચ્છા પણ નથી."

"પરંતુ વારંવાર ઉચ્ચારાયેલા ને સલામત લાગતા આ શબ્દોની ભયંકર અસર એક દિવસે એના માનસ પર થઈ, ને બીજે જ દિવસે એના જ વર્ગની એક વિદ્યાર્થીની એને ઘેર આવેલી મેં જોઈ. ઘડીના છઠ્ઠા ભાગમાં મેં એને ઓળખી લીધી : એ જ કે જેની ઓળખ એને મુંબઈમાં થઈ હતી-રૂપવાન નહિ તો ય મારા કરતાં જે ગુણવાન હતી, મૅટ્રિકમાં સેન્ટરમાં ત્રીજી આવનાર, અમારી જ ન્યાતની, ને મારી ફોઈના જ પાડોશમાં રહેતી.

"આમ તો મને એની કાંઈ જ બીક ન હતી. પરંતુ એનાં પુનિત પગલાં રોજ-બ-રોજ એને ત્યાં થવા લાગ્યાં ત્યારે વાતાવરણ ખરેખર બદલાતું જાય છે એ હું પામી ગઈ. મારે હવે બે વસ્તુનો સામનો કરવાનો થયો : પરીક્ષામાં પાસ થવાનો ને એને ખોવાઈ જતો અટકાવવાનો. પરંતુ નિશાળેથી હું આવું તે પહેલાં તો ખાસ્સા બે-અઢી કલાક એને-એમને-મળે. અને બે કલાકમાં તો ઉખાડનાર પૃથ્વીનાં પડ પણ ઉખાડી નાંખે. મારા આવતાં પહેલાં તો એ ચાલી ગઈ હોય. ઠપકો પણ કોને દેવો ? કઈ રીતે ? કયે આધારે ? શા કારણે ?

"મારે માટે માત્ર બે જ રસ્તા હતા. કાં તો અત્યંત ચીવટથી પરીક્ષામાં પહેલો ક્રમ લાવવાનો. કાં તો વહેલાં ઘેર જઈ એની ચોકી કરવાનો. વારાફરતી બન્ને માર્ગ અખત્યાર કરવાનો મેં નિર્ણય કર્યો. નિશાળેથી ઘણી વાર હું ચાર-સાડાચારે ઘેર નાસી આવતી ને અગાસીમાં બેઠી બેઠી વાંચ્યા કરતી. ને એ બન્ને જણાં સાથે દેખાય તો શું ન શું કહેવાનું મન થઈ જતું, પરંતુ કોણ જાણે કેમ એક હર્ફનો પણ ઉચ્ચાર હું કરી નહોતી શકતી. કયા અધિકારથી હું એ કરી શકું ?

"અંતરનો અગ્નિ આમ અંતરમાં જ ધૂંધવાયા કરતો હતો. વાંચવામાં પણ મને એના જ વિચાર આવ્યા કરતા હતા, 'એ આવી તો નહિ હોય ? ઘરમાં તો નહિ હોય ? ચાલી તો નહિ જાય ?' એવા એવા વિચારો ભૂતાવળની જેમ મને ઘેરી લેતા ને એને જોવા-જતી જોવા-હું અગાસીમાં ને અગાસીમાં જ બેસી રહેતી. આખરે એ ન દેખાય તો નિરાશ થતી

ને દેખાય તો……તો માત્ર અંતરમાં ને અંતરમાં આટલો જ ઠપકો દેતી, "તું……તું ય ભૂંડી આવી જ કે?"

"નદીના પૂરસમા દિવસો વહેતા હતા. અને મારા નિશ્ચયનાં વહેણ પણ રોજરોજ બદલાતાં હતાં. એક સવારે ખૂબ વાંચવાનો નિશ્ચય કરતી તો બીજી સવારે એની ચોકી જ કર્યા કરતી. પરીક્ષાને અને એને–બન્નેને ગુમાવવાની ખાતરી છતાં હું બન્નેને સાચવતી હતી અને બન્નેને સાચવવાની ખાતરી છતાં હું બન્નેને ગુમાવતી હતી. વાંચનની મહેનતમાં ને એને સાચવવાની ચિંતામાં મારા ચિત્તની ચંચળતા અને મુખ પરની મૃદુતા નાશ પામતાં હતાં.

"એનું પરિણામ આવ્યું ને મારી પરીક્ષા શરૂ થઈ. એ તો આ વખતે પણ પહેલો આવ્યો હતો. ને પેલી છોકરી વળી બીજી આવી હતી.

"સંપૂર્ણ શ્રદ્ધા સાથે હું પરીક્ષામાં બેઠી. પરંતુ મારું મન બે ભાગમાં વહેંચાઈ ગયું હતું, ને બન્ને દિશામાં હું અર્ધે પંથે જ પહોંચી હતી. પરિણામ આવ્યું ત્યારે પરાણે પાસ કરેલા વધારાના વિદ્યાર્થીઓમાં મારું નામ છપાયું હતું. એના કરતાં તો નાપાસ થવું બહેતર હતું. સો સો મણ શાહી મારા મોં પર ઢળી ચૂકી હતી. આશાઓના તૂટતા તાર સાથે એ સાંજે હું સોફા ઉપર બેઠી બેઠી સામે કબાટના આયનામાં જોઈ રહી હતી. ઘેર હોવા છતાં આજે મને એ મળવા પણ ન આવ્યો. કયા ઉત્સાહથી–શું મોં લઈને એ આવે? ને હું પણ શું મોં લઈને એનો સત્કાર કરું? અમે બન્ને એક બીજા માટે નહોતાં જ નિર્માયાં એ નક્કી થઈ ચૂક્યું હતું. શરમથી–દુઃખથી–ઈર્ષ્યાથી ભગ્નાશ બનેલી હું બાવરી બની એકલી એકલી મૂંઝાતી હતી. કેટલી યે વાર અગાસીમાં જા–આવ કરીને બારી પાસે ઊભી રહ્યા બાદ છેવટે હું પલંગ પર પડી.

"પલંગ પર પડી — ને ઉપર મરતા માણસ જેવા નાઈટ–લેમ્પના તેજ તરફ નજર માંડી. તેજ પરથી દીવા તરફ દૃષ્ટિ ફેંકી. સામે જ આયનામાં એનું પ્રતિબિંબ જોયું. પ્રતિબિંબ પાસે છબીનું પ્રતિબિંબ; નીચે પલંગમાં મારું પ્રતિબિંબ, ને મારા પ્રતિબિંબ સામે હું — જડ — નિશ્ચેષ્ટ — અચેતન, મૂર્તિ જેવી મૂઢ, મૃત્યુ જેવી અગમ્ય ને પ્રેત જેવી ભયંકર. એક વાર મારી જાતને મેં જોઈ લીધી. પછી આયનામાં દેખાતું પ્રતિબિંબ જોયું. ઉપર એની ને મારી છબીઓનાં પ્રતિબિંબ જોયાં –– ને વળી પાછી મારી જાતને મેં જોઈ લીધી. બન્ને વચ્ચે કેટલો તફાવત હતો! આંખમાં આંસુ સાથે મને શોધવાનો મેં પ્રયત્ન કર્યો. હું ક્યાં હતી? આયનામાં પણ હું નહોતી? જોરપૂર્વક મેં આયનામાં જોયું ને આજે પહેલી જ વાર મને લાગ્યું કે હતી તો હું ને–છતાં ય હું નહોતી.

●

# જીવનશોધન

## શ્રી. ચંદ્રભાઇ ભટ્ટ

૧૮૦૯ ના ફેબ્રુઆરીના બારમા દિવસે બે બાળકોને જન્માવ્યાં. એક અબ્રાહામ લીંકન અને બીજો ચાર્લ્સ ડારવીન.

ચાર્લ્સ ડારવીન ડૉ. ડારવીનનો દીકરો હતો. ડારવીને એને ઇંગ્લેંડમાં સુબરીની બટલરની સરસ ને જાણીતી નિશાળમાં ભણવા મૂક્યો પણ ચાર્લ્સને પ્રમાણપત્ર મળતાં વાર ન લાગી કે, " તદ્દન ડોઠ છે, ભણવામાં ચિત્ત જ ચોંટતું નથી, જરા જેટલી બુદ્ધિ હોત તો ય ઠીક હતું."

ભાઈસાહેબ ઘેર આવ્યા ત્યારે બાપાનાં ભવાં સંકોચાયાં અને એમણે દીકરાને દુઃખથી કહ્યું:

"કોણ જાણે કેવો પાક્યો છે! તારે તો કૂતરાંને નસાડવાં છે, ગોળીબાર કરવા છે, ઉંદરો પકડવા છે, માળા મૂરખ! ઈક્કોતેર પેઢીમાં તારા જેવો નથી પાક્યો, શરમ છે!"

ચાર્લ્સને લાગ્યું કે બાપા કોઈ દહાડો નહિ ને આજે ખિજાઈ ગયા એટલે કંઈ શરમ જેવું છે જ. પણ આ બાપ–દીકરાની ઠેકડી કરતો હોય તેવો એક ઉંદર ખુરસી નીચે દાંત કચકચાવી રહ્યો હતો. શરમની શોધને પડતી મૂકી પેલા ઉંદરને પૂછડીથી પકડી લેવા ચાર્લ્સ દોડ્યો.

પણ હવે તો ચાર્લ્સ મોટો થયો હતો અને ડૉ. બટલરની નિશાળમાં જ એના ભાઈ સાથે ભણવા જતો હતો. એના ભાઈને રસાયણમાં રસ હતો. ચાર્લ્સને પણ ચેપ લાગ્યો. એક દિવસ બન્ને ભાઈએ નક્કી કર્યું, "આપણે બાપા ન જાણે તેમ એક ખાનગી પ્રયોગશાળા ઘરમાં કરીએ."

પછી મોટાભાઈની સરદારી નીચે ચાર્લ્સે થોડીક રકાબીઓ, થોડાક પ્યાલા, થોડીક શીશીઓ અને એવો બીજો સામાન એક ઓરડામાં એકઠો કર્યો. પ્રયોગશાળામાં બન્ને બેસતા હતા.

"સાલું, કંઈ જ સમજાતું નથી" એના મોટા માથાપર હાથ ફેરવતો એક દિવસ ચાર્લ્સ કંટાળીને બોલતો હતો, "પણ આ ગેસ સિવાય..." એને એકલા ગેસમાં જ રસ પડતો હતો.

એણે નિશાળમાં ને બહાર ભાઈબંધો અને દોસ્તોને ગેસની ઘણી વાતો કરી. એને ગેસમાં રસ પડતો હતો.

"એલા એ ગેસ" એક દિવસે નિશાળ છૂટી અને એ બહાર નીકળ્યો ત્યારે એક ભાઈબંધે પાછળથી એની ટોપી ઉછાળીને બૂમ મારી.

"ગેસ, ગેસ...એ ગેસ..." નીચે પડતી ટોપી પાછળ અનેક બૂમો બરાડી ઊઠી. એને લાગ્યું ટોપીમાંથી જરૂર ગેસ નીકળ્યો ને એ બીધેલો નાઠો. એની પાછળ ધુમરાણ દોડી "ગેસ, એ ગેસ... ઊભો રહેજે..."

થોડી વાર પછી એ ઊભો રહ્યો ત્યારે છોકરાનું ટોળું ઘણું પાછળ હતું અને એના માથાપર કંઈ ગેસ બેસ હતો નહિ. પોતાની આવી મજાક કરવા માટે આગળ તરી આવતાં બે ચાર નામોને મનમાં ને મનમાં ગાળો દેતો અને કોઈ વાર લાગ આવે તો પેલા હારડીના ગજવામાં તો જીવતો ઉંદર ઘાલી દેવાનો વિચાર કરતો ચાર્લ્સ ઉઘાડે માથે ઘેર આવ્યો અને પોતાનું ખુલ્લું માથું બાપા જોઈ ગયા નથી એમ ખાતરી થયા પછી જાણે બધો દોષ બટલરની નિશાળ પર ઢાલવતો હોય તેમ એણે બાપાને સંભળાવી દીધું, "મારા મગજના વિકાસ માટે ડૉ. બટલરની નિશાળ જેવી બીજી કોઈ પણ વધારે ખરાબ વસ્તુ નથી."

"એમ!" ડૉ. ડારવીને ચિંતાથી પૂછ્યું.

"હા." એણે ભાર દીધો.

"કેમ?"

"એમ" એ હિંમતથી બોલ્યો.

"તો ?" બાપા જોઈ રહ્યા.

"તો, શું ? મને એડીનબર્ગ મોકલો. ત્યાં જઈને વૈદું ભણીશ."

"પણ હજુ તો તને સોળમું બેઠું છે." બાપા આ કોયડા સામે કોઈ ગૂંચ ઉકેલતા હોય તેમ દેખી રહ્યા.

"તેથી શું ? સોળમે વરસે વૈદું ન ભણાય ?" ચાર્લ્સે આંખો ચમકાવી ને માથું ખજવાળ્યું.

"ભણાય ભણાય" બાપા કોઈ કડવો ઘૂંટડો ગળે ઉતારી જતા હોય તેમ જોરથી ગળું ખંખારી બોલ્યા.

પછી ડૉ. ડારવીનનો દીકરો ચાર્લ્સ ડારવીન એડીનબર્ગમાં ભણવા ગયો અને ત્યાંથી ત્રણ વરસ કેંબ્રિજમાં ગુમાવી નાખ્યાં ત્યારે એની ઉમર એકવીસ વરસની થઈ હતી. એકવીસ વરસમાં એ જીવજંતુઓ સાથે પ્રેમ કરતાં શીખ્યો હતો, ખેતરોમાં રખડતાં અને વનસ્પતિમાં રસ લેતાં શીખ્યો હતો.

"બાપા પૂછશે કે શું શીખ્યો ?" એક વાર એ ચિંતા કરતો પોતાની જાતને પૂછી રહ્યો, "હું શું શીખ્યો ?"

એના માથામાંથી એકે જવાબ સંભળાયો નહિ. એને એ અવાજ મૂંઝવ્યા જ કરતો હતો પણ જવાબ જડતો જ નહોતો.

એ વૈદું શીખ્યો નહિ. એ ખેતરોમાં રખડતાં શીખ્યો, બાગ-બગીચામાં ભટકતાં શીખ્યો અને રખડતાં ને ભટકતાં જીવડાંને ભેગાં કરતાં ને ભેગાં કરીને ટીકીટીકીને જોતાં શીખ્યો.

"પણ એ તે કંઈ શીખ્યો કહેવાય ?" જાણે એની સામે બાપાની આંખો તતડતી દેખાઈ રહી. એના મૂંઝાયલાના કાનમાં તમરાંનો અવાજ સંભળાયો.

"તમરું ! તમરું !"

એ બાગમાં બેઠો હતો. બેઠો હતો ત્યાંથી ઊભો થઈ જઈને બોલ્યો, "તમરું, તમરું" અને એની આંખો તમરાને શોધવા ચારે કોર ફરી રહી.

"હે દુષ્ટ તમરાંઓ...તમે હાથ લાગ્યાં ખરાં !" એના બન્ને હાથમાં એકએક તમરું હતું અને આનંદથી તમરાંને ઠપકો આપતો ખુશ થતો બોલતો હતો.

પણ એણે ત્રીજું જોયું. એની આંખ સામે એક ત્રીજું તમરું દેખાયું. એણે સમયસૂચકતા વાપરી એક હાથના તમરાને ઉતાવળા, મોઢાની દાબડીમાં પૂરી દીધું ને ખાલી પડેલા હાથમાં ત્રીજાને પકડી લેવા દોડ્યો.

બિચારો ડારવીન ! ત્રીજું તમરું વાડમાં પેસી ગયું હતું અને મોઢાના તમરાએ એની જીભ પર કોઈ એવા રસની ઊલટી કરી દીધી કે એણે જોરથી અંદરના તમરાને થૂંકી નાખ્યું.

હવે એની પાસે ત્રણને બદલે એક જ તમરું રહ્યું અને એ ઢગલો થઈને બેસી પડ્યો.

એને દુઃખમાં દુઃખ સાંભર્યું "હું શું શીખ્યો ? ......બાપા પૂછશે તો...?"

પછી એ ઘેર આવ્યો ત્યારે ૧૮૩૧ની સાલ ચાલતી હતી.

એ સાલમાં એને કેપ્ટન ફીઝરોયનું આમંત્રણ આવ્યું. "હું બીગલ જહાજ લઈને દુનિયાની સફરે ઊપડું છું. મારે કોઈ જુવાનની જરૂર છે જે મારી સાથે દક્ષિણ અમેરિકા અને પાસિફીકના અમુક ટાપુઓના ખડકોમાં ભરેલાં પ્રાણીઓની કુદરતની ભાળ મેળવે."

"મારું નામ નોંધી લો." એ તૈયાર થઈ ગયો. એણે પાદરી થવાનું ભણવાનું પડતું મૂક્યું અને બાપાને કહ્યું: "મારું નવું જીવન આ સફરમાં જ સાંપડશે, મને જવા દો..."

બાપાએ રજા આપી અને એણે તૈયારીઓ કરી નાખી. એ ઊભી એડીએ ઊપડવાના દિવસની રાહ જોઈ રહ્યો.

છેવટે એ દિવસ આવ્યો. ડિસેંબરના છેલ્લા દિવસે બીગલ જહાજના સઢ ફફડી ઊઠ્યા. બિસ્કેના અખાતમાં બીગલ દરિયાના પેટ પર ઠેકડા દેતું દોડતું હતું– જાણે કિનારા પરનાં ઝાડપાન વિદાય લેતાં દોડતાં

હતાં! ડારવીનની અંદર એનું મન સૌથી આગળ જણાવાનું અગાઉથી જોતું આનંદથી ઠેકતું દોડતું હતું.

શો દિવસ! એના આનંદનો પાર રહ્યો નહોતો.

એણે ટાહીટીના, ન્યુઝીલેંડના, ઑસ્ટ્રેલિયાના મોરીશિયસના, બ્રાઝીલ અને એઝોરીસના કિનારા જોયા. એણે નમૂનાના ઢગલા જહાજ પર ખડકવા માંડયા. એણે જીવતાં ને મરેલાં પ્રાણીઓનો અભ્યાસ આરંભ્યો. એણે ખડકોનાં પડમાં પુસ્તકોનાં પ્રકરણો ભાળ્યાં ને ઉકેલ્યાં. એણે લાંબી લાંબી નોંધો કરી.

એણે ઝીણાંમાં ઝીણાં જંતુથી માંડીને તે મોટાં પશુઓનાં હાડપિંજરોનો સળંગ અભ્યાસ કર્યો. એને એ બધાં શરીરોમાં એક સમાનતા દેખાઈ. એણે એક જાતના શરીરને જીવનમાંથી જંપી જતું અને બીજી જાતનાને જીવનમાં ઊગી નીકળતું દેખ્યું. એ ઊંડા વિચારમાં પડી ગયો. એની સામે લાખો વરસની પ્રાણીસૃષ્ટિ જીવતી થઈ ગઈ.

એની આંખ સામે પ્રાણીજીવનમાં સ્વરૂપો રચતો નિયમ નાચી ઊઠયો. એના હોઠ અંદર દેખાતા નિયમને ઓળખાવતા ફફડી ઊઠયા, "જીવનકલહ". એણે જીવનના જન્મથી મંડાયલો ને નાનાં મોટાં, રંગબેરંગી, ચિત્રવિચિત્ર સ્વરૂપો રચતો જીવન–કલહ ઉકેલ્યો.

"જીવનની પરિસ્થિતિમાં જે પ્રાણી સૌથી વધારે બંધબેસતું આવી સ્વરક્ષણ કરી શકે છે તે જ જીવી શકે છે." એણે શોધ કરી–( Survival of the fittest ).

અને એ શોધ પરથી આગળ વધતાં એ જોઈ રહ્યો કે જીવવાની હરીફાઈમાં જીવનનાં જે સ્વરૂપો ફતેહ પામે છે તે જીવનની બદલાતી પરિસ્થિતિમાં બંધબેસતાં બની બદલાતાં જાય છે અને એ રીતે પૃથ્વીપર નવાં નવાં પ્રાણીઓ ઊગતાં દેખાય છે.×

એવા ઉગમને એ આંખ સામે જોઈ રહ્યો ને હસી ઊઠ્યો. "માછલું, મગર, સાપ, પક્ષી, કૂતરું, બિલાડું, હાથી, વાંદર......અને માણસ......જીવનની કેવી સાંકળ......! એ સાંકળમાં સૃષ્ટિનું શિરતાજ...અને પોતાની જાતને ભગવાનનું સીધું ફરજંદ માનનારું માનવી પણ...! એ જાણે તો કેવું ચડભડી ઊઠે!" એ ખડખડાટ હસી પડયો.

પણ આજે એ ચિંતામાં ગરકાવ થઈને ડાઉની ગામમાં આવેલા એક ઘરમાં બેઠો હતો. ગામ આખામાં ઉટાંટિયું ચાલતું હતું. બાળકો ઝડપાઈ ઝડપાઈને પડતાં હતાં અને મરતાં હતાં.

એણે થોડા જ દિવસ પર એની વહાલી દીકરી એનીને વળાવી હતી. જાણે આજેય એ એનીની ભૂરી આંખોનો ચળકાટ ભાળતો હતો અને એની આંખો ઝાંખી થતી હતી. અને એટલું પૂરતું ન હોય તેમ જોડેના ઓરડામાં એનો અઢાર મહિનાનો એક સૌથી નાનો દીકરો મરણપથારીમાં તરફડતો પડયો હતો.

"જીવનકલહ...!" એ બારીની બહાર જોતો બબડતો હતો. બારીની બહારની દુનિયામાં પક્ષીઓ ગાતાં હતાં, પવન સૂસવતો હતો, ઝાડની ડાળીઓ ઝૂકતી હતી. વાંદરાં કૂદતાં હતાં. આજે ત્રીસત્રીસ વરસથી એણે કુદરતને નિહાળી હતી, કોઈ વાર નરમ તો કોઈ વાર સખત, કોઈ વાર નાજુક તો કયારેક નિષ્ઠુર, કોઈ વાર ઉદાર તો કોઈ વાર સ્વાર્થી, કયારેક ભયંકર તો કયારેક સુંદર–કુદરતની એકેએક હિલચાલ એણે ઉકેલી હતી. એણે કુદરતને સવાલો પૂછ્યા હતા, કુદરતના કોયડાઓના જવાબ દીધા હતા, અને તેથી તો એણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી.

એક વાર ટીરાના પ્રદેશ પર એ ઠરી ગયો હતો, બ્રાઝીલની ધીખતી ધરતી પર શેકાઈ ગયો હતો, એન્ડીસના ઉચ્ચ પ્રદેશને ધારીધારીને જોયો હતો, ગાલાપેગોસના ટાપુઓમાં ઝીણી આંખો કરી કરીને જોયું હતું, જોઈ જોઈને, રખડી રવડી, થાકયો પાકયો કેટલી યે વાર માંદગીના બિછાને ઝૂરતો હતો, એકલતામાં અટવાયો હતો......એની અંદર એક સવાલ જાગ્યો હતો. જવાબ જોઈતો હોય તો ગમે તેવી હાડમારીઓ એને મન નાની ને નજીવી હતી.

× Natural selection

એની મરેલી દીકરી ને એના મરતા દીકરાને દેખતો એ વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. એક પળવાર એનાં વહાલાં બાળકોને ઝડપતા મરણની બીકથી એના આખા શરીરે કંપ થયો. એક પળવાર એનું કુદરતનું ચિંતન પણ ઠરી જતું લાગ્યું.

એ ઊઠયો અને એના મરવા પડેલા બાળકના ઓરડામાં ગયો. મરણપથારીએ માવજત કરતી એની સ્ત્રી ઈમા બેઠી હતી. એણે છીંકણીની ચપટી ભરીને સૂંઘી અને ઈમા તરફ પૂછતો હોય તેમ જોતો પથારી પાસે બેસી પડયો.

"ભગવાન કરે તે ખરું" ઈમાએ લાંબો નિસાસો નાંખ્યો.

"ભગવાન કંઈ જ નથી કરતો..." એ મરણની પથારી પરથી બબડયો, "મને ઓગણપચાસ વરસ પસાર થઈ ગયાં છે. ચોખ્ખાં ત્રીસ તો કોણ શું કરે છે.તે જોવામાં મેં ખરચ્યાં છે......ભગવાન કંઈ નથી કરતો." એણે ટાલ પડી ગયેલું મોટું માથું જોરથી હલાવ્યું. આ વિપરીત પળે પણ એણે દેખેલું જીવનનું સત એના માથાને હલાવી રહ્યું. એણે બોલવા માંડયું:

"મેં દુનિયા ઉપરતળે દેખી છે, મને આખી ય દુનિયામાં ભગવાનનું શાસન કયાં ય જણાયું નથી. એકેએક ડાળીએ અને ફળેફળે, એકેએક ખડકે અને હાડપિંજરે, એકેએક જીવજંતુએ અને પ્રાણીએ, ધર્મોમાં ચિતરાયલી દેવદેવીઓ અને ભગવાનનાં પૂતળાંઓ ખોટાં છે–ગપ છે, એમ મને બૂમ પાડીને કહ્યું છે..."

"તો કંઈ સાચું તો હશે ને?" ઈમાએ કંટાળાથી કહ્યું.

"હા," એણે બૂમ પાડી, "જીવજંતુઓ સાચાં છે, જીવન સાચું છે, જીવનકલહ સાચો છે, જીવનના સંજોગો સાચા છે, સંજોગોમાં બંધબેસતી થતી જતી જીવનની ગતિ અને પ્રગતિ સાચી છે..."

"પણ એ બધું રસ્તે ચાલતા માણસને કેમ સમજાય...?" ઈમાએ બગાસું ખાધું.

"તો રસ્તે ચાલતું માણસ ભલે એને સાંપડેલા ભગવાનને ભજે...તેં મારી સાથે રહીને દશ બાળકોને જણ્યાં છે,...તું માતા છે...માતા એ અંગૂઠો ધાવતાં બાળકોના હાથમાં મોર પોપટ કે ઢીંગલી ધરે તો કંઈ ના પડાય છે? માતાઓને બાળકોને રીઝવવાનો હક્ક છે." ડારવીનના ચહેરા પર ચિંતન હસી ઊઠયું.

એમ કેટલાક દિવસો પસાર થઈ ગયા. એક દિવસે ઈમા હરખાતી ડારવીનના અભ્યાસગૃહમાં આવી. ડારવીન લખતો હતો, "બાઈબલના ભગવાનને સમજદાર માનવીની દુનિયામાં જરા જેટલું પણ સ્થાન નથી...ન હોઈ શકે."

"ભગવાને બચુને બચાવી લીધો. હવે બીક નથી." ઈમાનો અવાજ ડારવીનની પીઠ પાછળ સંભળાયો.

"ભગવાને...બચાવી લીધો..." ડારવીને ડોક ફેરવી અને લુખ્ખું હસ્યો.

ડારવીન અને ઈમાનાં જીવનનાં થોડાંક વરસો પસાર થઈ ગયાં.

ઈમા એક દિવસ વિચારતી હતી, "આટઆટલાં વરસોના કુદરતના અભ્યાસ પછી જો ડારવીને ભગવાનને ભગાડી મૂકયો છે તો ભગવાનની જ કોઈ ભૂલ હોવી જોઈએ... અને ડારવીન સાચો હોવો જોઈએ."

"ડારવીન તું સાચો છે,......શાસ્ત્ર જુઠ્ઠાં છે, ધરમ જૂઠ છે,......સૌ જુઠ્ઠાં છે...તું, તું જ સાચો છે." ઈમા ડારવીનની આંખોમાં વહાલથી જોતી સત્યને ભેટતી હોય તેમ ભેટી પડી.

"તો જુઠ્ઠું જગત જખ મારે છે" ડારવીને ત્રીસ વરસના અભ્યાસ પછી લખેલા પુસ્તકનાં પ્રૂફ ઉતાવળથી જોવા માંડયાં, પુસ્તક ઉતાવળથી છપાવા માંડયું. +

નવેંબરના ૧૧ મા દિવસે એણે મિત્રોને નકલો મોકલવા માંડી. એની આંખો સામે, હેનસ્લો, લેલ, હુકર, હકસ્લી, આસા—ગ્રે, વગેરે મિત્રોનાં નામો તરવરી ઊઠયાં.

"આખું જગત મારા આ વિચાર સામે આક્રમણ કરશે પણ છેવટે તો મને દેખાયું છે તે સત સાચું જ ઠરશે." એ ઈમા તરફ જોઈને બોલ્યો.

---

\+ The Origin of species.

"એક સીજવીકને પણ મોકલીએ...મને ખબર છે એ પગથી માથા સુધી સળગી ઊઠશે પણ..." એ હસતો જોઈ રહ્યો.

"અને એક ફેલકોનેરને...એનું માથું તો ફાટી જાય તેટલું તપી ઊઠશે." એની આંખો તોફાનમાં નાચી ઊઠી. એને ઘરડે ઘડપણ મસ્તીમાં મઝા પડી. એણે પુસ્તકની એક નકલ ગરમ સ્વભાવવાળા વિદ્વાન ફેલકોનેરને રવાના કરી અને સાથે ચિઠ્ઠી લખી, "જનાબ, આપ આ પુસ્તક વાંચ્યા પછી કેવા હેવાન લાગશો અને મને શૂળીએ ચઢાવી દેવા કેવા તલસી ઊઠશો!" *

હુકર અને લેલના ઉતાવળા જવાબ આવ્યા, "પુસ્તક વાંચ્યું અને ગમ્યું છે. તમે રજૂ કરેલી વસ્તુ સાચી લાગે છે."

શરીરવૈજ્ઞાનિક કારપેન્ટરે લખી મોકલ્યું, "તમે રજૂ કરેલો સિદ્ધાંત સત્ય છે, હું તેના બચાવ માટે બધું જ કરીશ."

મહાન વનસ્પતિશાસ્ત્રી વોટસને પણ અહોભાવમાં ઉચ્ચાર કર્યો, "તમે રજૂ કરેલો વિચાર વૈજ્ઞાનિક દુનિયામાં વિજય પામશે અને વિજ્ઞાનનું મહાન સત્ય લેખાશે."

પણ એટલેથી કંઈ પતે તેમ નહોતું, ધાર્મિકો ધીખી ઊઠ્યા હતા, સાહિત્યકારો સળવળી ગયા હતા, ભગતરામોને ભોંય ભારે પડતી હતી, વિદ્વાનો સાથળ થાબડતા હતા, સતના વિરોધીઓ કોઈ પંજો, કોઈ દાંત, કોઈ નખ ઘસતા હતા અને ધર્મ-નિંદક ડારવીન પર–નાસ્તિક ડારવીન પર–કડડભૂસ કરતાં તૂટી પડવા એડીઓ ઊંચકી રહ્યા હતા.

ડારવીને એના વિરોધીઓને પરખાવી દીધું, "તમારાથી બને તો મારે માટે ધર્મની અદાલત નીમો, મને જીવતો સળગાવી દો પણ મને દેખાયો છે તે નિયમને ઊની આંચ પણ આવવાની નથી."

---

* "Lord, how savage you will be if you read it and how will you long to crucify me alive!"

એમ અઢાર માસ વહી ગયા.

પણ ખગોળશાસ્ત્રના મહાન હરસેલે ડારવીનના સિદ્ધાંત સામે પથરો ફેંક્યો.

"ડારવીનનો સિદ્ધાંત! છી..." એ બોલ્યો. "એ તે કંઈ નિયમ છે! એ તો હીગલેડી-પીગલેડી છે."

"તેનો અર્થ શો? હીગલેડી–પીગલેડી તે શું?" કોઈએ પૂછ્યું.

"એનો અર્થ વળી શું હોય? ડારવીને શોધેલો નિયમ પણ અર્થ વિનાનો છે-તિરસ્કારવા યોગ્ય." અને જેના તરફથી ડારવીને ખૂબ જ સહાનુભૂતિની આશા રાખી હતી તે સીજવીકનો કાગળ આવ્યો, "મેં તમારું પુસ્તક ખૂબ જ દુઃખ સાથે વાંચ્યું છે. એમાં કેટલીક બાબતો તો એવી હસવું આવે તેવી છે કે હસીહસીને મારી પાંસળીઓ દુઃખી ગઈ અને એમાંની બીજી બાબતો મેં ભયંકર શોક સાથે વાંચી."

તરત જ રીચર્ડ ઓવેન દાંત કચકચાવતો ડારવીનના લખાણ પર કડવી ટીકા કરવા મંડી પડ્યો. એને એક જ દુઃખ થયું. ડારવીન અને એના સિદ્ધાંતનો તિરસ્કાર કરવા જેવા કડવા શબ્દો ભાષામાં ઓછા હતા એમ એને લાગ્યું. જે પુસ્તક જોયા પહેલાં મિત્ર હતો તે હળાહળ દુશ્મન બની ગયો.

લેલે પણ કબૂલ કર્યું કે શરૂઆતમાં તો એ પોતે પણ વાંદરામાંથી માણસ ઊગ્યો છે એ વાતથી ધ્રુજી ઊઠ્યો હતો. માણસનું સ્વમાન વિજ્ઞાનના એ આકરા સત્યથી કેમ ઊછળી ન ઊઠે?

જ્યારે એકેએક ધર્મ કહે કે પોતાના દૈવી હાથ વડે ભગવાને મનુષ્યને ઘડ્યું છે અને પછી એ પાપી પ્રાણીને પૃથ્વી પર દુઃખ સહન કરવા અને સુખ ભોગવવા હડસેલી મૂક્યું છે, ત્યારે...ત્યારે......ડારવીન કહે તે કેમ સહન થાય?

ધાર્મિકો ભગવાનને હાથે ઘડાયલા મનુષ્યનું ભગવાનના હાથમાંથી ચ્યવેલું ગમે તેવું પતન સ્વીકારવા તૈયાર હોય છે પણ પહેલાં પાણીમાંથી–કાદવમાંથી માછલાં ને સાપ જેવું પેટે ચાલતું ને પગ પર કૂદતું, ઊભું થઈ જતું અને આગલા બે પગને હાથ બનાવી

મનુષ્યની ઊંચાઈએ પહોંચતું કે વિકાસ પામતું સ્વીકારવાને તૈયાર નથી હોતા.

ડારવીને પોતાના વંશવેલાને ભૂલીને ઊંચી ડોક ભગવાનના ચમત્કાર ભાળતા ઊભેલા માનવીને તેની ડોક નમાવી તેની પોતાની પાણીને કાદવમાંથી ઊગતી અને પછી પાછલા બે પગ પર બહાદુરીથી ઊભી થઈ જઈ પોતાનાં બચ્ચાંને ધવડાવતી જાત બતાવી અને એ દેવનું દીધેલું માનવી છેડાઈ પડયું.

છેડાઈ કેમ ન પડે!

છેડાયલા માનવીની કડવામાં કડવી ટીકાઓના થોક ઈમાએ દરરોજ આવતાં છાપાંઓમાંથી, પત્રોમાંથી અને પુસ્તકોમાંથી સાચવી રાખ્યા હતા.

"ભલે બોલે, ભલે બોલે........" ડારવીન ફિક્કું હસતો હસતો ઊભો થયો, અને ખીંટી પરથી શાલ લઈ બન્ને ખભા પર વીંટી એક પળવાર પોતાની આસપાસ જોતો ઊભો. અને એક જ પળવાર એની જોરદાર જોતી આંખો જાણે કંઈ જ દેખ્યા વિના જોઈ રહી; "વિચારનો વિરોધ પણ કેવો ભયંકર સામનો ધરી શકે છે!" એ બબડયો અને બારણા તરફ ચાલ્યો. બારણા આગળ અટકીને એણે ઈમા પર નજર નાખી અને હસવાનો પ્રયત્ન કર્યો. ઈમાએ એની આંખમાં દુઃખ પારખ્યું, એ દુઃખ પર એનું હાસ્ય પડદો પાડી શકયું નહિ. એ પાછો બોલ્યો, "જે તીવ્રતાથી ઓવેન મને ધિક્કારે છે તે ધિક્કારને સહન કરવો ખરેખર દુઃખદ છે."

પણ આખા યુરોપ પર એક વીજળીનો આંચકો ફળી વળતો લાગ્યો. અને ઇંગ્લેંડને ખૂણે ખૂણે જાણે એક મોટું દુંદુભિ ગડગડતું ગબડવા લાગ્યું. જ્યાં ને ત્યાં, અને જે અને તે ડારવીન તથા વિકાસક્રમની વાત કરી રહ્યું હતું.

જુવાનોએ તો કાઢવાનાં હતાં એટલાંથી વધારે વરસ કાઢવાં હોતાં એટલે તે તો આ નવીનતા તરફ જોર-શોરથી દોડતાં હતાં—ડારવીનના સિદ્ધાંતને અપનાવતાં હતાં.

પણ જેમણે કાઢયાં હતાં તેટલાં વરસ કાઢવાનાં નહોતાં તે આધેડ વયનાં અને તે ડોસાં ડગરાં! એ બધાં હાથ ઊંચા કરી કરીને સીધાં નરકને રસ્તે દોડી જતાં જુવાનિયાંઓને વારતાં હતાં અને કહેતાં હતાં કે સેતાન એ જ રીતે નવું નવું ધરીને જુવાન લોકોને મોહ પમાડી પતનને માર્ગે ખેંચે છે. માટે આત્માનું રક્ષણ કરો અને વિકાસક્રમના ડારવીનના ભૂતને કચડી નાખો."

પછી ૧૮૬૦ના જૂનના ૨૮મા દિવસે ઑકસ-ફોર્ડમાં વૈજ્ઞાનિકોની એક સભા થઈ. જુનવાણી ઑકસફોર્ડમાં ભેગા થતા વિદ્વાનોએ ડારવીને દોડતા મૂકેલા નવા દાનવનો ઘાત કરવાનો નિશ્ચય કર્યો. વિલ્બરફોર્સ નામના પાદરીએ બીડું ઝડપ્યું અને શપથ લીધા, "હું ડારવીનના ભુક્કા ઉડાવી દઈશ."

ઑકસફોર્ડની સભામાં વિદ્વાનોની સાઠમારી જોવા અને ડારવીનની રેવડી ઊડતી દેખવા હજારોની સંખ્યામાં સ્ત્રી–પુરુષો અને જુવાનો એકઠાં થઈ ગયાં હતાં.

ગુરુવારને દિવસે શરીરશાસ્ત્ર પર પ્રમાણ મનાતા ઑવેને બોલતાં જણાવ્યું કે ગોરીલાનું મગજ માણસના મગજથી ઘણું જ જુદું છે........"

"એ ઉલ્લેખ તરફ મારો સખ્ત વિરોધ છે." હકસલી કૂદી ઊઠયો.

એક મોટું બુદ્ધિનું રમખાણ ગાજી ઊઠયું, પણ પાછી શાંતિ થઈ ગઈ અને વિલ્બરફોર્સ આગળ આવ્યો.

વિલ્બરફોર્સ પોતે ધર્મગુરુ હોઈ નાસ્તિક-વાદથી ભરેલી ડારવીનની ભ્રષ્ટ ચોપડી એણે વાંચી નહોતી પણ ઑવેને એને જરૂર પૂરતી માહિતી આપી દીધી હતી.

વિલ્બરફોર્સની વાણી વાચાળ બનીને શ્રોતાઓને શાંત કરતી અને સ્ત્રીઓને મુગ્ધ કરતી વિજયથી વહેતી હતી. વિજયના નશામાં વિદ્વાનોમાં મહાન એવા વિલ્બરફોર્સે ડારવીનના શિકારી કુતરા જેવા હકસલે તરફ ફરીને ઘા કરતો હોય તેવો સવાલ ફેંકયો, "તારા દાદા તરફથી કે દાદી તરફથી વાંદરનો વંશ

શરૂ થયો ?" બાઈઓ આ સવાલથી ગીસો પાડીને હસી ઊઠી. વિલ્બરફોર્સના કપાળ પર રોશની ચમકી ઊઠી. એણે શ્રોતાઓને સમજાવી દીધું, "ડારવીનનો સિદ્ધાંત ધર્મગ્રંથોમાંની ઈશ્વિરી વાણીના કથનથી વિરુદ્ધ છે."

એટલેથી પત્યું હોત તો ઠીક હતું, પણ બોડમાં બેઠેલા વાઘને સળી કરીને ઉઠાડે તેમ એણે હકસલીને જવાબ આપવાનું આવાહન કર્યું. હકસલીનો જવાબ સાંભળવા જુવાનોએ ખુમરાણ મચાવી મૂક્યું.

છેવટે હકસલી ઊભો થયો અને દાંત કચકચાવતો હસતો બોલ્યો, "મેં કહ્યું છે તે ફરીવાર કહું છું કે મનુષ્યનો મૂળ દાદો એપ હતો તેથી કોઈ મનુષ્યે શરમાવાની જરૂર નથી, જો કોઈ પૂર્વજથી મને શરમાઈ મરવાનું મન થાય તો તે તેવા અસહિષ્ણુ વડીલથી કે જે પોતાના ક્ષેત્રમાં મળતા વિજયથી સંતોષ નહિ પામી વિજ્ઞાનના ક્ષેત્રમાં 'હું બી ડીચ' કરતો પડતું નાખે છે.........કે જે ક્ષેત્રની એને કશી જ ગતાગમ નથી."

હકસલીના આ શબ્દોથી જુવાનો ખુશાલીના અવાજ કરતા ખડે પગે થઈ ગયા, જુવાન છોકરીઓ કિકિયારી કરી ઊઠી. વિલ્બરફોર્સનું મોં લેવાઈ ગયું. લેડી બ્રુસ્ટર તો ધર્મગુરુની સહાનુભૂતિમાં બેભાન થઈને પડી.

એ બધું ગમે તે થયું પણ એ સભામાં ડારવીનના ભુક્કા ઊડ્યા નહિ અને મનુષ્યનું પૂર્વજ વાંદર દુનિયામાંથી ભાગી ગયું નહિ.

અને તો ય એથી આઘાત પામેલાંઓનો તિરસ્કાર ઓછો થયો નહિ, અને તોપણ ડારવીનનું પુસ્તક યુરોપની જુદી જુદી ભાષાઓમાં છપાવા માંડ્યું.

બાસઠ વરસની ઉંમરે ડારવીને બીજું પુસ્તક લખ્યું, "મનુષ્યનું અવતરણ×." એમ ડારવીન પોતે શોધેલા સિદ્ધાંત પર વધારે ને વધારે પ્રકાશ નાખતો દર વરસે એક પુસ્તક લખતો ગયો. ૧૮૮૧માં એણે છેલ્લું પુસ્તક લખ્યું ત્યારે એની ઉમર સિત્તેર વરસની થઈ હતી.

× Descent of Man.

એ સિત્તેર વરસનો ડારવીન ડાઉનીમાં આવેલા જૂના ઘરમાં ઈમા સાથે રહેતો હતો અને રોજ રોજ આવતા થોકબંધ પત્રોના જવાબ દેતો હતો. એકનો એક સવાલ અનેકવાર એની પાસે જવાબ માગતો હતો. એ સવાલ ભગવાન વિષે હતો. અને એ મીઠાશથી હસીને એક જ જવાબ અનેક વાર લખતો હતો, "મને એ વિષે કશી જ ખબર નથી."

અને તો ય ઈમા તો ધાર્મિક હતી. ઈમા કોઈ કોઈ વાર વહાલથી કહેતી હતી, "તેં લોકોના ભગવાનને ક્યાં ભગાડી મૂક્યો, ભલા !"

ડારવીન જોઈ રહેતો અને કહેતો, "દુનિયાના ઇતિહાસમાં પરશિયાના, ઇજિપ્તના, ગ્રીસના અને રોમના ભગવાનો ઘરડા થઈને મરણ પામ્યા છે. એક દિ' આજની દુનિયાનો ભગવાન પણ ઘરડો થઈને મરણ પામશે ......."

પછી વરસો વીતી ગયાં. ડાઉનીમાં આવેલા ઘરમાં એ બન્ને એકલાં જ હતાં. બન્નેનાં બાળકો દુનિયામાં વહેંચાઈ ગયાં હતાં. દીકરાઓ નવી પરણેલી વહુઓ સાથે કમાવા ગયા હતા અને દીકરીઓએ જોડીદારો સાથે ઘર માંડ્યાં હતાં.

એક દિવસે-૧૮૮૨ના માર્ચની ૧૭મી તારીખે-ડારવીન બાગમાં બેઠો હતો અને સુકોમળ લીલા જીવનને ઊગતું દેખતો હરખાતો હતો.

પછી થોડી જ વારમાં એનું હાસ્ય ઊડી ગયું. એનો હરખ સુકાઈ ગયો. એનું જીવન શમતું હતું.

ડારવીન મરણ પામ્યો હતો.

# પોલૅંડની ઓળખાણ

એક વિદ્યાર્થી

પોલેંડ પડયું છે, પોલેંડ અત્યારે યાદ પણ આવતું નથી. પણ ના, સિગ્ફ્રીડ અને મેજીનોટ લાઇનો પર થતા તોપોના ગડગડાટ અને વિમાનોની ઘરઘરાટીમાં અત્યારે ભલે એની મૃત્યુચીસો દબાઈ જતી હોય પણ એક દિવસ એ સૌનાં કાળજાં ફફડાવી નાખે તેવી ભયંકર રીતે સંભળાવાની છે, ત્યારે ક્ષણે ક્ષણે પોલેંડ સાંભરશે, જેમ આજે વર્સાઈલિને સંભારવામાં આવે છે. શુભ કે અશુભ કશું જગતમાં નાશ પામતું નથી તેનો અહીં બીજો અર્થ લઇને અઢારમી સદીના પોલીશ રાજકારણી જોસેફ વીબિસ્કીના શબ્દોમાં કહીએ તો Poland is not lost yet–પોલેંડ મરી નથી ગયું. એનો માત્ર શ્વાસ રૂંધવામાં આવ્યો છે, એ કયારેક ફરીને બેઠું થવાનું જ છે; અને ફરીને જયારે એ બેઠું થશે ત્યારે એનું સ્વરૂપ અજબ ભયંકર હશે. તે દિવસે પોલેંડ બરાબર યાદ આવશે.

યુદ્ધનો જેમાં અંત આવ્યો હોય છે તેમાંથી જ ફરીને યુદ્ધ જાગતું હોય છે–તેમાં નવું શીખવવા જેવું કશું નથી. ૧૭૯૫ની સાલમાં પ્રથમવાર પોલેંડની મુક્તિ ગંભીર રીતે જોખમાઈ એમ કહી શકાય. એ પ્રસંગ કરુણ છે. પૂર્વથી વૉરસો સુધીનો ભાગ તે દિવસે રશિયાએ કબજે કરી લીધો, દક્ષિણનો ગેલેશિયા પ્રાંત ઑસ્ટ્રિયા–હંગેરીએ હડપ કર્યો અને પોસેન જર્મનીએ સ્વાહા કર્યું. પોલેંડ રાષ્ટ્રનો આમ અંત આવ્યો. ત્યાર પછી સવાસો વર્ષનાં વહાણાં વીતી ગયાં અને ફરી ૧૯૧૫માં છલાંગ મારીને પોલેંડ બેઠું થઈ ગયું. ફ્રાન્સ, ઇંગ્લંડ અને જર્મની 'પોલેંડ જીવતું છે?' એ પ્રશ્નાર્થ–વિસ્મયમાં અવાક્ બની ગયાં અને પોલેંડને પોતાના પક્ષમાં લેવાને ઉતાવળાં બન્યાં કે જેથી એ પોતાને નુકસાન થાય તેવું તોફાન ન કરી બેસે. તે વખતે માર્શલ પિલ્સુદ્સ્કી પોલેંડના નેતા તરીકે બહાર આવ્યા તેણે જર્મનીની બાજુમાં રહી દેશને લડવાની સલાહ આપી. ૧૯૧૬ માં તેણે ઑસ્ટ્રિયા–જર્મનીને સક્રિય મદદ આપી પણ પછી વાંધો પડતાં તેણે ઇંગ્લેંડની બાજુ લશ્કરને ખડું કરી દીધું. જર્મનીએ ક્રોધે ભરાઈ પિલ્સુદ્સ્કીને કેદ પકડયો. લડાઈ પછી જર્મનીના ક્રાંતિકારીઓએ એને છોડાવ્યો ત્યારે પોલેંડ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જાહેર થઈ ગયું હતું. પિલ્સુદ્સ્કી સ્વતંત્ર પોલેંડનો સરમુખત્યાર નિમાયો. એણે દેશની નવરચના કરી. આજે પણ પોલીશ લોકો એને અંતરથી યાદ કરે છે.

પોલેંડ આજે પાછું હાર્યું છે અને રશિયા અને જર્મની વચ્ચે વહેંચાઈ ગયું છે એટલેથી પોલેંડને ભૂલી ગયે કામ નહિ આવે. આજે એ ઇતિહાસ બની ગયો છે અને ઇતિહાસ જો ભવિષ્યને વિચારવામાં ઉપયોગી ન નીવડતો હોય તો એના ગ્રંથોથી ગ્રંથાલયોના કબાટો શા માટે ભરવામાં આવે? પોલેંડ જેવડા અને જેવા દેશ પર ચડાઈ થઈ અને તેને ત્રણ અઠવાડિયાં જેટલી ટૂંક મુદતમાં હારવું પડયું તેની પાછળ એક કરતાં વધુ કારણો હોય. એ બધાં કારણોને સમજવાં જરૂરી છે કે જેથી નેતાઓ નહિ તો જનસમાજ તો ચેતીને ચાલે જ.

જે લઘુમતીઓનો બાઉ હિંદમાં ખડો કરવામાં આવ્યો છે અને જેનાથી દેશ ખવાઈ રહ્યો છે તે જ બાઉ પોલેંડને ખાઈ ગયો છે એમ કહી શકાય.

બીજો ઉપદ્રવ સરદારો જેવા બની ગયેલા જમીનદારોનો હતો. લઘુમતીઓ બહુમતીની સાથે ઝઘડયા કરતી અને દેશનું વાતાવરણ ડહોળાયેલ રહેતું, જમીનદારો ખેડૂતોને ત્રાસ આપતા અને ખેડૂતો અસંતુષ્ટ રહેતા. દક્ષિણ પોલેંડમાં જ્યાં લોખંડ અને કાપડનાં કારખાનાં છે ત્યાં મજૂરે

જોતા કે પોલીશ શેઠિયાઓ તેમને જે મજૂરી અને સગવડો આપે છે તે કરતાં જર્મન માલિકો વધુ આપે છે.

આમ ખેડૂતો અને મજૂરો બંનેને લાગતું હતું કે તેમનો કહેવાતો દેશ ખરેખર તો માલદારોનો જ છે, એટલે એ દેશ જીવે કે મરે તેની તેમને ચિંતા નહોતી. લડાઈ શરૂ થતાં પહેલાં પોલેંડની પાસે ૩ લાખનું સૈન્ય તૈયાર હતું અને શસ્ત્રસામગ્રી પણ સારા પ્રમાણમાં હતી, પણ જર્મનીના પ્રમાણમાં તેનો શો હિસાબ ? અને છતાં ય અસંતુષ્ટ ખેડૂતો અને મજૂરો પાસેથી તો વધુ મળવાની આશા નહોતી. લડવામાં જેની પહેલી જરૂર પડે છે તે સૈનિકોની જબરી સંખ્યા. જમીનદારો અને શેઠિયાઓ નાણું આપે, એ બિચારા મરવા થોડા જઈ શકે ?

જગત ઉત્પન્ન થયું ત્યારપછી પહેલી વાર પોલેંડનો જે કોઈ સત્તાધીશ બન્યો તેના સમયમાં પોલેંડની સરહદો ક્યાં ક્યાં સુધી પહોંચતી હતી તે તો ખબર નથી, પરંતુ પોલેંડના હિતની દૃષ્ટિએ વિચાર કરતાં યુક્રેઈન, અપર સાઈલેશિયા અને રુથેનિવા એ દક્ષિણના પ્રાંતો આજે પોલેંડની સરહદમાં ન ગણાતા હોત તો પોલેંડમાં અશાંતિ થવાનો ભય ઓછામાં ઓછો હતો. પોલેંડની લઘુમતી કોમો લગભગ અહીં જ સમાઇ જાય છે. પોલેંડની સંસ્કૃતિ, પોલેંડની ભાષા અને પોલેંડની ભૌગોલિક સ્થિતિ કહે છે કે પોલેંડ જેટલા ભાગમાં પોલ રહેતા હોય તેટલા ભાગની બહાર પોતાની હદ વિસ્તારવા ન જવું જોઈએ. પોલનો અર્થ થાય છે ખેડૂત, પોલેંડ એટલે ખેડૂતોનો દેશ. પોલેંડ કહેવાતા આજના પોલેંડમાં ખેડૂતોનો દેશ ઉત્તરમાં વિશ્ચુલા નદીની પૂર્વ અને પશ્ચિમનો જ ભાગ કહી શકાય. દક્ષિણે જે ભૂમિમાં તેલ, કોલસો અને લોખંડ સમાયાં છે તેની આગનો મોહ એણે નહોતો રાખવો જોઈતો. વિશ્ચુલા નદી ભલે કાર્પેથિયન પહાડોમાંથી નીકળતી હોય, પણ પોલેંડે છેક એ પહાડો સુધી પથ્થરોમાં હળ હાંકવા નહોતું જવું જોઈતું. ગઈ લડાઈમાં પોલેંડના કબજામાં દક્ષિણનો એ પહાડી અને ખાણોવાળો પ્રદેશ પણ આવી ગયો, એ એના કાબૂમાંથી છૂટવાને ધમપછાડા મારતા હતા, પોલેંડે એને છોડી દેવા જોઈતા હતા.

જર્મનીના હિટલરની આકાંક્ષા પોતાનો પરદેશ–વેપાર વિસ્તારવાની ભલે ન હોય પણ પોતાની આંતરિક દૃઢતા વધારવાની તો છે જ એટલે તેને પોલેંડના યુક્રેઈન, રુથેનિયા અને અપર સાઈલેશિયા પ્રાંતોની તેલ, કોલસો, લોખંડ અને અન્ય ધાતુઓની ખાણોનું આકર્ષણ થતું હતું. પહાડોમાં કુદરત હોય છે અને કુદરત સંસ્કૃતિને વધારે છે, માટે પણ જર્મન જેવી ઊંચી સંસ્કૃતિને વધારવા તેને તે પ્રદેશ કબજે કરવાની જરૂર લાગી હશે. યુક્રેનિયન લોકો જર્મનીની જ સંસ્કૃતિના લોકો છે, માટે પણ યુક્રેઈનને જર્મની સાથે જોડી દેવાની તેની ઇચ્છા હતી. ૧૯૧૪ પહેલાં અપર સાઈલેશિયા તો જર્મનીનું જ હતું એટલે તે તો પાછું જર્મનીને મેળવવું જ જોઈએ.

હવે, જો અપર સાઈલેશિયા ૧૯૧૪ પહેલાં જર્મનીનું હતું તો યુક્રેઈન અને રુથેનિયા ૧૯૨૦ પહેલાં રશિયાનાં હતાં એટલે એ રશિયાએ પાછાં લેવાં જ જોઈએ ને ! આ પ્રદેશમાં વસતા ૫૦ લાખ યુક્રેનિયન અને ૧૫ લાખ ગોરા રુથેનિયનોનું એક જુદું રાજ્ય સ્થાપવા માટે ગેલેશિયામાં પેટલ્યુરા નામે એક આગેવાને મોટી ચળવળ પણ કરી હતી. પોલીશ કોરીડોરને બાદ કરીએ તો ખાસ દક્ષિણમાં જ લઘુમતીઓ રહે છે. આખા દેશની વસ્તીના ૧૪ ટકા રુથેનિયનો અને યુક્રેનિયનો અને ૪ ટકા ગોરા રશિયનો ત્યાં થઈ જાય છે. કુલ ૪ ટકા જર્મનો છે, તેનો પણ દક્ષિણમાં ઘણો ભાગ છે. વધારામાં ૮ ટકા યહૂદીઓ છે તેને તો જાણે કોઈ ગણતું જ નથી, પણ એમને ય સૌની જોડે પોતાનો ભાગ ખાવાની ઇચ્છા તો હોય જ ને ! આમ પોલેંડમાં ૩૦ ટકા જેટલી લઘુમતી કોમોની વસ્તી થઈ જાય છે.

એટલે, આ દક્ષિણનો પ્રદેશ (ઉત્તરમાં ૨૫ માઈલની પટ્ટી જેવો કોરીડોરનો પ્રદેશ હમણાં છોડી દઈએ) પોલેંડને ખૂબ હેરાન કરનારો હતો. અપર સાઈલેશિયામાં કોલસા અને લોઢાની ખાણો વધુ છે અને ત્યાં પોલીશ અને જર્મન વસ્તી પણ સરખી છે. ગયા મહાયુદ્ધ પહેલાં તે જર્મનીના કબજામાં હતો એ હક્કદાવે જર્મની એને પાછો પણ માગતું હતું, આમ

ઝઘડા ઉગ્ર બનતા હતા. રાષ્ટ્રસંઘે મતગણતરીથી એ ઝઘડાનો નિકાલ લાવવાનું ઠરાવ્યું. બંનેએ પ્રથમ તે કબૂલ્યું પણ જ્યારે મતગણતરી થઈ ત્યારે પોલેંડને એ માન્ય ન થઈ. પોલેંડે એ પ્રદેશ પોતાને જ કબજે રાખવાના ઇરાદાથી એકદમ ત્યાં પોતાનું લશ્કર મૂકી દીધું. એ વખતે તો લડાઈ કોઈ પણ રીતે ટળે એ માટે સમાધાની થઈ અને તેમાં પોલેંડને આર્થિક રીતે ફાયદો જ થયો. પ્રદેશના બે ભાગ પાડી નાખવામાં આવ્યા. તેમાં જે ભાગ પોલેંડને સોંપાયો તેમાં કુલ ૬૭ માંથી ૫૩ કોલસાની ખાણો, પોલાદ અને લોખંડની અર્ધોઅર્ધ ખાણો અને જસત–સીસાની ખાણો સમાઈ જતી હતી. પણ વસ્તીના વિભાગ થવા જોઈએ તે ન થયા. પોલેંડના અધિકારવાળા ભાગમાં જર્મનો પાંચ લાખ હતા અને જર્મનીના અધિકારવાળા ભાગમાં પોલીશ લોકો ૩॥ લાખ હતા. પોલીશ લોકો તો જર્મનીની હકૂમત નીચે રહેવા ઇચ્છનારા હતા કારણ કે તેઓ જીવનકલહથી મૂંઝાયેલા લોકો હતા અને જર્મની તેમની એ મૂંઝવણ હળવી કરશે એમ એમને લાગતું હતું. પરંતુ પોલેંડના ભાગમાં ગયેલા જર્મનો પોલેંડની હુકમદારી ઉઠાવવાને જરા પણ ખુશ નહોતા. આમ ત્યાં વસ્તીનો ઝઘડો તો એવો ને એવો જ ઊભો રહ્યો.

કોરીડોર વિષે તો સ્પષ્ટ દેખાય છે કે જર્મની જે મૂળમાંથી ઊભું થયું છે અને જે જર્મનીનો લાંબા ભૂતકાળથી પ્રભુદેશ બની રહ્યો છે તે પ્રશિયાને આ કોરીડોરની પટ્ટી ફાચર મારી હોય તેમ જર્મનીથી જુદું પાડી દે છે—કોરીડોરમાં જર્મન વસ્તી જ મુખ્ય છે તેમ કહી શકાય. કોરીડોરની પટ્ટી પહેલાં જર્મનીના જ અધિકારમાં હતી. જર્મની એને ફરી પોતાની અંદર સમાવી લેવા કેમ ઉત્સુક ન હોય ?

સમજાઈ જાય છે કે પોલેંડે આ પ્રદેશો પોતામાં મેળવી દઈને કશો જ લાભ કાઢ્યો નથી. એની આકાંક્ષા તો એથી પણ આગળ વધવાની હતી. એનો વિસ્તાર ફ્રાંસ કરતાં બે તૃતીયાંશ તો થઈ ગયો હતો છતાં રશિયાની સરહદમાં વધુ ઘૂસીને તેને ફ્રાંસની સમાન કરી દેવાની ઇચ્છા હતી. પણ ઇંગ્લેંડના સમાજવાદીઓએ ઇંગ્લેંડને તેને મદદ કરતાં અટકાવ્યું એટલે તે બહુ વધી શક્યું નહિ. ૧૯૨૦માં રશિયા સાથે એ વિષેની છેલ્લી સંધિ થઈ ગઈ હતી. છેલ્લાં અઢાર વર્ષમાં એનો પ્રદેશ વધ્યો નથી પણ વસ્તી ઘણી વધી ગઈ છે, વીસ વર્ષમાં ૨ કરોડ ૭૦ લાખમાંથી ૩ કરોડ ૪૫ લાખ !

પોલેંડે ઝઘડાના પ્રદેશોને સાચવવાના પ્રયત્નો તો ઘણા કર્યા હતા. લઘુમતીઓને સંતોષવા દેશના ૧૭ વિભાગ પાડી નાખ્યા હતા. દરેકને મધ્યસ્થ સરકારને જવાબદાર પ્રાંતિક સ્વાયત્તતા આપવામાં આવેલ હતી. ખેડૂતોની સ્થિતિ સુધરે તે માટે સહકારી મંડળીઓ કાઢી હતી. દુનિયાના કોઈ દેશમાં ન હોય તેટલી સહકારી મંડળીઓ પ્રમાણમાં અહીં હતી. વિદ્યાપ્રચારનો પણ જબરો પ્રયત્ન થતો હતો. જો ૧૯૪૨ સુધી તે સ્વતંત્ર રહી શક્યું હોત તો દેશના એકેએક બાળકને શિક્ષણ આપવાનો પ્રબંધ તે કરી શક્યું હોત. ક્રેકોનું વિજ્ઞાનશાસ્ત્રમંડળ, વૉરસોનું કલામંડળ અને લોવનું પુસ્તકાલય જગવિખ્યાત થઈ ગયાં એટલું કામ વિદ્યા–કલાની દિશામાં એણે કર્યું હતું.

પ્રાદેશિક ઘડો બાદ કરતાં જર્મની અને રશિયા કે જે આજે એને ખાઈ જનારાં બન્યાં છે તેમની સાથે એનો સારો સંબંધ હતો. જર્મની લાકડાં, લોખંડ, ઈંડાં, કોલસો ઇત્યાદિ માલ પોલેંડ પાસેથી જ લેતું હતું અને પોલેંડ પોતાનો જોઈતો કાચો માલ જર્મની પાસેથી લેતું. વળી જર્મનીને પોલેંડ સામે સાંસ્કૃતિક વાંધો પણ નહોતો. પોલેંડની સંસ્કૃતિ બાલ્ટીક–સંસ્કૃતિ ગણાય અને તે આર્યસંસ્કૃતિની બેન જ છે. જર્મનીને આ સંબંધમાં અણગમતું બન્યું પોલેંડે યહૂદીઓને પોતાના પ્રદેશમાં સંઘરવા માંડ્યા ત્યારથી. ત્યાર પહેલાં તો ઘણી બાબતોમાં બંને વચ્ચે સમાધાનીથી કામ ચાલતું. પોલેંડ જર્મનીની સગવડો કેટલું જોતું હતું તે તો ગયે વરસે જર્મનીને ઝેકોસ્લોવેકિયા ઉપર ધસવું હતું ત્યારે જર્મનીના કહેવાથી જ તેણે પોતાની સરહદને અડતો ટેશન પ્રદેશ લઈ લીધો તે પરથી દેખાઈ આવે છે.

પણ દેશની અંદરની જ લઘુમતીઓને સંતોષ ન હોય ત્યાં સુધી કાયમી શાંતિ મળવી અસંભવિત ગણાય. વળી આર્થિક રીતે નબળા રાષ્ટ્રને માટે ૩૫૦૦ માઈલની સરહદ સાચવવી પણ મુશ્કેલ ગણાય. પૂર્વ સરહદ ઉપર તો બરફનું કુદરતી રક્ષણ છે. ત્યાંથી કોઈ દુશ્મનનું લશ્કર આવવા ધારે તો કેડસમાણા બરફ ખૂંદતાં આવવું પડે, જે શક્ય નહોતું. પણ તે સિવાય પશ્ચિમે આવેલી ૧૬૦૦ માઈલની સરહદ સાચવવાને પણ કૃષિપ્રધાન દેશ સમર્થ ન કહેવાય. દક્ષિણના પહાડો દુશ્મનને થોડી અડચણ આપે પણ એને આવતાં રોકી શકે તેમ ન કહેવાય. આ સરહદ ઉપર જ જર્મનીએ એક સામટા પાંચ ૭ ઠેકાણેથી હલ્લા કર્યા અને પોલેંડનું વિશ્વવિખ્યાત અશ્વદળ પણ પાછું હઠી ગયું. વળી જર્મનીએ આક્રમણ અને પીછેહઠની રમત પણ એવી ચાલાકી અને ઝડપથી કરી મૂકી કે પોલેંડ દાવ સમજી ન શકવાથી માર ખાઈ બેઠું. અને રશિયાએ પણ તાતી ઘડીએ જ બરડામાં ફટકો લગાવ્યો અને પોલેંડ ભૂમિશાયી થઈ ગયું. અત્યાર પૂરતા તો રશિયા અને જર્મનીએ એના મુડદાના ભાગ પણ સમજીને પાડી લીધા છે અને તેમાં ફરી પ્રાણ પૂરવાના અખતરાઓ પણ શરૂ કરી દીધા છે.

ભૂલી ભૂલીને પણ યાદ કરીને પોલેંડ પર હવે આંસુ જ પાડવાનાં છે. લઘુમતીઓના કૃત્રિમ રીતે જીવતા બનાવાયલા ભૂતે એની આ દશા કરી. જો પોલેંડ ખરેખર પોલેંડ–ખેડૂતોનો જ દેશ–રહ્યો હોત તો યુરોપમાં જેમ એક સ્વીટ્ઝર્લૅંડ છે તેમ એ બીજું સ્વીટ્ઝર્લાંડ બન્યું હોત. ખળખળ વહેતી વિશ્ચુલા નદીને બંને કાંઠે ઝૂકેલાં ઝાડવાંની મીઠી સુગંધ લેતા સુંદર વૉરસો શહેરની મનોહર હવેલીઓ આજે ભેંકાર ખંડિયેરો બની છે અને તેમાં શિયાળવાંની લારી અને ગીધડાંનો કકળાટ સંભળાય છે. બે મહિના પહેલાં ત્યાં પ્રફુલ્લ નરનારીઓ ગેલ કરતાં હતાં. ખેતરો, બાગ–બગીચા અને જંગલોથી ભરપૂર એ દેશનાં લોકને શેની કમીના હતી કે એના નેતાઓને કોરીડોરનો, બાલ્ટીક સમુદ્રના બંદરનો કે દક્ષિણની ખાણોનો ખપ પડ્યો ? સૂર્યના જીવનવિકાસક તાપમાં તંદુરસ્ત ચહેરાઓ અને રંગીન કપડાંમાં ખેડૂતો ખેતરમાં અનાજ પકવતાં, વાડામાં મરઘીઓ ઉછેરતાં અને જંગલોમાંથી ફળો વીણતાં. ઘર બાંધવાને અને ખાણું પકાવવાને એમની પાસે લાકડાંની ત્રુટિ નહોતી. લોકો આનંદી સ્વભાવનાં હતાં. અભિનય એ તો પોલ લોકોનો જન્મગત સંસ્કાર–બસ નાચવું, મિજલસો ગોઠવવી, શ્રમ કરવો અને આનંદમાં રહેવું એટલાથી એમને સંતોષ હતો. એમનામાં લોકસાહિત્ય પુષ્કળ હતું. આજથી એક હજાર વર્ષ ઉપરનું સાહિત્ય એમનામાં જડે છે. દોઢસો વર્ષ ઉપર જન્મેલો પોલાંડનો મહાન સાહિત્યકાર એડમ મિકિવીઝ યુરોપભરમાં જાણીતો છે. સો વર્ષ ઉપર જન્મેલા હેનરી સીન્કીવીઝ અને બોલેસ્લાવ પ્રુસની સાહિત્યકૃતિઓ પણ આખા યુરોપમાં વંચાય છે. ત્યારે પોલેંડ સુખી હતું, સમૃદ્ધ હતું, જ્ઞાનવાન હતું–તો આજે એ એવું કેમ ન હોત ? જે પોતાનું નહોતું તે જાળવી રાખવાની હઠમાં તો ઊલટું આજે તે પાધર બન્યું.

અને જગતને હમેશાં યાદ રહી જાય તેવો એક બોધપાઠ તે આપતું ગયું.

# સાહિત્યના પ્રદેશમાં

## જોડણીચર્ચા

'ગૂજરાતી જોડણીકોશ' અને ત્યાર પછી 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ' પ્રકટ કરીને ગૂજરાત વિદ્યાપીઠે ગૂજરાતી ભાષા ઉપર બહુ ભારે ઉપકાર કર્યો છે. પણ એણે ઘડેલા નિયમોમાં મને કંઈક શંકા રહે છે તે અહીં પ્રકટ કરું છું.

૧. **અનુસ્વાર સંબંધે :**

'સાર્થ ગૂજરાતી જોડણીકોશ'નો નિયમ "૭. અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ.

"**નોંધ**—શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિકો વાપરી શકાય.

ઉદા૦ અંત, અન્ત; દંડ, દણ્ડ; સાંત, સાન્ત, બેંક, બેન્ક."

આમ છે, ત્યારે ક્યાં 'ચિહ્નો વાપરવા'ની મના કરવામાં આવી છે? 'બેન્ક' નહિ, પણ 'બેઙ્ક' જોઈએ.

વળી નિયમ "૧૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઈંડું; હીંડાડ; ગૂંચવાવ, સીંચણિયું; પીંછું; લૂંટ; પૂંછડું; વરસૂંદ; મીંચામણું.

"અપવાદ—કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું."

મૂળગત સિદ્ધાન્ત વિચારીએ તો બધા હ્રસ્વ સ્વર પછીના અનુસ્વારનો ઉચ્ચાર નિરપવાદ તીવ્ર જ હોય છે, એટલે એ ગમે તો અનુસ્વાર રૂપે કે અનુનાસિક રૂપે લખાય તો કંઈ દોષ આવે નહિ. પણ દીર્ઘ સ્વર પછીના અનુસ્વારનો ઉચ્ચાર કોઈ વાર તીવ્ર થાય છે, જેમ કે 'કાન્ત' = પ્રિય; કોઈ વાર મૃદુ થાય છે, જેમ કે 'કાંત' = રેંટિયાની ત્રાક. ત્યારે એવે પ્રસંગે ઉચ્ચારભેદ પ્રમાણે ચિહ્નભેદ પણ મૂકવો જ ઘટે. ત્યારે નિયમ ૭ અને નિયમ ૧૯ એ બેને બદલે નીચે પ્રમાણે એક નિયમ થઈ શકે :

"હ્રસ્વ સ્વર પછીના અનુનાસિક માટે અનુસ્વાર અથવા પછીના વ્યંજનને અનુસરતો અનુનાસિક મૂકવો. ઉદા૦ અંત, અન્તઃ દીર્ઘ સ્વર પછીના અનુનાસિકનો ઉચ્ચાર તીવ્ર થતો હોય તો તેને માટે, પછીના વ્યંજનને અનુસરતો અનુનાસિક મૂકવો.

ઉદા૦ કાન્ત; કોમળ થતો હોય તો અનુસ્વાર મૂકવો, ઉદા૦ કાંત.

પછી આ નિયમમાં કોઈ નોંધ કે અપવાદની જરૂર નથી. જોડણીકોશના ૧૯મા નિયમમાં અપવાદ આપ્યા છેઃ 'કુંવારું, કુંવર, કુંવરી, સુંવાળું.' આમાં 'કુંભાર'નો અપવાદ તો થવા જેવો જ નથી, કારણ કે 'કું'ના અનુસ્વારનો ઉચ્ચાર તીવ્ર હોવાથી 'કું' હ્રસ્વ લેવામાં કશો ય દોષ નથી. બીજા શબ્દોના અનુસ્વાર કોમળ હોવાથી તે શબ્દોને અપવાદમાં ન મૂકતાં તેમને 'કૂંવારું, કૂંવર, કૂંવરી, સૂંવાળું' એમ લખવા જ જોઈએ; એમને અપવાદ કરી શા માટે ટાળવા જોઈએ?

વળી નિયમની શરૂઆતમાં 'અનંત્ય' શબ્દ પણ નિરર્થક છે. શા માટે 'અંત્ય' પણ નહિ? અને તે રીતે અપવાદમાંના 'કુંવારું' અને 'સુંવાળું' શબ્દોને બદલે 'કૂંવારૂ' અને 'સૂંવાળૂં' લખવા જોઈએ. ગુજરાતી સિવાયની બીજી બધી હિંદની ભાષાઓમાં અન્ત્ય સ્વર ઉપર મૃદુ અનુસ્વાર આવતાં દીર્ઘ જ લખાય છે. ગુજરાતીમાં પણ તે રીતે 'હૂં' 'છૂં' એમ લખાય. સદ્ગત કાન્ત (મ. ર. ભટ્ટ) એમ લખતા.

પણ તીવ્ર ઉચ્ચાર થતાં અનુનાસિક લખવામાં ને છાપવામાં પણ એક મુશ્કેલી નડે છે. ણ, ન, અને મ તો સરળતાથી લખી કે છાપી શકાય; પણ ઙ અને ઞ લખતાં કે છાપતાં મુશ્કેલી નડે છે, અને વખતે તેથી જ કોશના ૭ મા નિયમની નોંધના છેલ્લા ઉદાહરણમાં 'બેઙ્ક' ને બદલે ખોટી રીતે 'બેન્ક'

છાપ્યો છે. આ મુસ્કેલી ટાળવા અનુનાસિકને બદલે પોલો અનુસ્વાર ૦ મૂકી શકાય, શ્રી. બ. ક. ઠાકોર એમ મૂકે છે.

## ૨ હ્રસ્વ–દીર્ઘ સ્વર સંબંધે

સાર્થ જોડણીકોશના નિયમો ૧૮ થી ૨૪ને ગૂંથીને એક જ નિયમ નીચે પ્રમાણે મૂકી શકાય:

"શબ્દમાં જે અક્ષર ઉપર સ્વરભાર આવતો હોય તેની પહેલાંના સ્વરને હ્રસ્વ લખવો."

અને પછી આ નિયમ ઉપર નોંધો મૂકી શકાય.

યુક્તાક્ષર ઉપર સ્વરભાર આવે છે, માટે તે પૂર્વેનો સ્વર હ્રસ્વ લખાય; ઉદા૦ કુક્કર શબ્દમાં વચ્ચે આવેલો અકારાન્ત અક્ષર વ્યંજનાન્ત જેવો ઉચ્ચારાય ત્યારે તેની પછીના અક્ષર ઉપર સ્વરભાર આવે, તેથી તેની પૂર્વનો સ્વર પણ હ્રસ્વ લખાય; ઉદા૦ ઇનકાર, ખિસકોલી, આમાં **ન** અને **સ** ન્ અને સ્ જેવા ઉચ્ચારાતા હોવાથી ઇન્**કાર** અને **ખિસ્કોલી** જેવા ઉચ્ચારાય છે અને તેથી યુક્તાક્ષર જેવા બની જવાથી તેમની પૂર્વેના ઇ અને ખિ હ્રસ્વ થાય છે.

નિયમ ૨૪ પ્રમાણે "પ્રાથમિક શબ્દો પરથી ઘડાતા શબ્દોમાં તથા ધાતુનાં પ્રેરક અને કર્મણિ પ્રયોગનાં રૂપોમાં પ્રાથમિક શબ્દની અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં ઉપર કલમ ૨૧, ૨૨, ૨૩, ૨૪ પ્રમાણે જોડણી કરવી."

ઉદા૦ શીખ–શિખાઉ, શિખામણ. ઊઠ–ઉઠાવું, ઉઠાડ, ઉઠાવ. પણ આ નિયમ વિરુદ્ધ કોશમાં **શિખ**-વવું ને બદલે **શી**ખવવું છાપ્યું છે!

વળી ઉપરના નિયમના પહેલા ભાગ વિરુદ્ધ, ૨૨મા નિયમમાં ૧ લો અપવાદ આપ્યો છે કે "વિશેષણ પરથી થતાં નામોમાં તેમ જ નામ પરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી. ઉદા૦ ગરીબ–ગરીબાઈ. આમ શા માટે? 'ગરીબ'માં **રી** ઉપર સ્વરભાર હતો, તે 'ગરિબાઈ'માં **બા** ઉપર ખસ્યો, માટે તેની પૂર્વેનો સ્વર હ્રસ્વ થવો જોઈએ. આ વાત ઈ અને **ઊ** માં જલદી નહિ સમજાય; આમાં જલદી સમજાશે: વિશેષણ **સાફ** ઉપરથી થતા નામ સફાઈમાં અને નામ દાબ ઉપરથી થતા ભાવવાચક નામ દબામણમાં સ્વરભાર પહેલા અક્ષર ઉપરથી ખસીને બીજા ઉપર આવતાં પહેલો દીર્ઘ સ્વર હ્રસ્વ થઈ જાય છે. એ જ નિયમ સર્વવ્યાપક રહેવો જોઈએ. અને તેથી 'ગરીબ'નો '**રી**' 'ગરિબાઈ'માં હ્રસ્વ થવો જોઈએ.

નિયમ "૨૫મા શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઈને હ્રસ્વ કરી સ્વરની પહેલાં **ય** ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો." આ નિયમમાં વિકલ્પ માટે આ પ્રમાણે ઉમેરો કરવો ઘટે: "અથવા તો ઈ ને દીર્ઘ રાખીને પછીનો સ્વર કાયમ રાખવો. ઉદા૦ દરીઓ."

વળી ઉ માટે પણ આવો જ નિયમ કરવો ઘટે, અને તેથી એકંદરે નિયમ આ પ્રમાણે કરી શકાય: "શબ્દના બંધારણમાં ઈ અથવા ઉ આવતો હોય તો તે ઈને અથવા ઉને હ્રસ્વ કરી પછીના સ્વરની પહેલાં અનુક્રમે **ય** અથવા **વ** ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, કુવો, કુવો; અથવા તો ઈ અથવા ઊને દીર્ઘ કરીને પછીનો સ્વર કાયમ રાખવો. ઉદા૦ દરીઓ, કડીઓ, કૂઓ, કૂઓ."

## ૩ અલ્પપ્રાણ અને મહાપ્રાણ

સાર્થ જોડણીકોશનો નિયમ ૧૩: "અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦ ચોખ્ખું.. પણ ચ્ તથા છનો યોગ હોય તો ચ્છ રાખવું. છ્છ નહિ. ઉદા૦ અચ્છેર..."

ઉપરના નિયમમાં વળી ચ્છ નો અપવાદ કયે હેતુએ? લખતાં કે છાપતાં ફાવે નહિ માટે? એકંદરે એ નિયમ પાછળ કોઈ શાસ્ત્રીયતા જણાતી જ નથી. એ સંયુક્ત અક્ષરોમાં પ્રથમના અક્ષરનો ઉચ્ચાર મહાપ્રાણ નહિ, પણ અલ્પપ્રાણ જ થાય છે, માટે અલ્પપ્રાણ જ લખાવો જોઈએ અને હિન્દુસ્થાનની બીજી સર્વ ભાષાઓમાં પણ એમ જ લખાય છે. ખુદ કોશની પહેલી આવૃત્તિમાં–જોડણીકોશમાં–ઓદ્ધો શબ્દ આપ્યો છે, પણ પોતાના નિયમ વિરુદ્ધ પોતે

જ ભૂલ કરી બેઠા એમ જાણ્યાથી ત્રીજી આવૃત્તિમાં–સાર્થ જોડણીકોશમાં–ઓધ્ધો શબ્દ મૂક્યો છે! પણ મને તો અનેક પ્રયત્નો કર્યા છતાં ઓદ્ધો અને યોદ્ધો શબ્દના દ્ધો અક્ષરના ઉચ્ચારણમાં કશોય ભેદ દેખાયો નથી. ત્યારે આ કોશમાં આ નિયમવિકૃતિ કરવાનું શું કારણ મળ્યું હશે તે સમજાતું નથી.

### ૪ ય અને લ

સાર્થ જોડણી કોશનો નિયમ "૧૪. કેટલાક શબ્દોમાં (ઉદા૦ પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચારણી–? કે ચાળણી?–શેલડી) ર, ડ, ળ, લ ને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપ જ લખવું."

આ નિયમને હદ બહાર ખેંચી જવાયો છે: કૂટ (ઝટ ન ઊકલી શકે એવો પ્રશ્ન) શબ્દ ઉપરથી 'કોહ્યડો' શબ્દ બન્યો છે, તેને જોઈએ તો 'કોયડો' લખો. શીતક (ઠંડું) શબ્દ ઉપરથી 'શેયડો' શબ્દ બન્યો છે. મુખ ઉપરથી મોહ્યડો (પશુને મોઢે બાંધવાનું દોરડાનું ગાળિયું) શબ્દ બન્યો છે. પણ આ પ્રકારના શબ્દોને પણ પોતાના નિયમમાં ઘાલી દેવાને આ જોડણીકોશે તો 'કોરડો' 'શેરડો' ને 'મોરડો' બનાવી દીધા છે! આમાં ર આવે જ કેવી રીતે, તે સમજાતું નથી.

અને વળી એ નિયમને વિસ્તારવાથી તેમાં જે બીજા એવા કેટલાક શબ્દો વિષે વિધાન આપી શકાય તેમને વિષે નીચે પ્રમાણે જુદો નિયમ કર્યો છે.

"૩૦...ચાંલ્લો–ચાંદલો, સાલ્લો–સાડલો એ બંને રૂપો ચાલે." ત્યારે ૧૪મા નિયમમાં બતાવેલા શબ્દોનાં બંને રૂપો ચલાવવામાં શો દોષ આવે એમ છે?

### ૫ હશ્રુતિ તથા યશ્રુતિ

સાર્થ જોડણીકોશનો નિયમ "૮. બહેન...જેવા શબ્દોમાં...હ જુદો પાડીને લખવો." પણ "૯. નાનું...વગેરેમાં હકાર ન દર્શાવવો."

'બેન' અને 'નાનું' શબ્દોમાં હશ્રુતિ હોય તો લગભગ સરખી છે, 'બેન'માં કંઈક ઓછી છે. ગુજરાતના કેટલાક ભાગમાં તો આ શબ્દ એવી રીતે ઉચ્ચારાય છે કે તેમાં હ બિલકુલ સંભળાતો નથી. ત્યારે 'બેન'ને બદલે 'બહેન' લખવાનો અને 'નાનું' ને બદલે 'નહાનું' નહિ લખવાનો આદેશ શા માટે? અને 'બહેન' લખવાનો આદેશ આપનાર શબ્દકોશ એ જ પ્રકારની હશ્રુતિવાળો શબ્દ 'બહનેવી' નહિ આપતાં 'બનેવી'જ આપે છે! 'બેન'થી યે વધારે હશ્રુતિવાળો શબ્દ 'વેર' (શત્રુવટ) શબ્દકોશને નિયમે 'વહેર' છપાવો જોઈએ, પણ 'વેર'જ છપાયો છે; પણ વળી એ જ ઉચ્ચારનો છતાં એથી જુદા અર્થનો (વહેરનો પડેલો ભૂકો) શબ્દ 'વહેર' છપાયો છે. આમ એક જ પ્રકારના ઉચ્ચારના શબ્દોની જુદી જુદી જોડણી આ શબ્દકોશમાં છાપીને અરાજકતા પ્રવર્તાવી છે.

નિયમ "૧૨. કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ગુજરાતના કેટલાક ભાગમાં યશ્રુતિ થાય છે. ઉદા૦ જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો, ઈ૦ પણ તે લખવામાં દર્શાવવાની જરૂર નથી. જાત, આંખ, લાવ, લો, દો. એમ જ લખવું."

ઠીક, પણ 'ભાત' (રાંધેલા ચોખા) એમાં યશ્રુતિ નથી અને ભાત (વેલબુટ્ટીવાળી છાપ) એમાં યશ્રુતિ છે. એ બંનેનો સમાવેશ 'ભાત' શબ્દમાં કર્યો છે! જુદા જુદા ઉચ્ચારના ને અર્થવાળા યશ્રુતિના શબ્દને એક જ રીતે અને હશ્રુતિના શબ્દને જુદી રીતે છાપવામાં દોષ ન ગણાય?

આ સ્થિતિમાં હશ્રુતિને અને યશ્રુતિને પ્રસંગે અનુક્રમે હ અને ય જુદા ન લખતાં, હ ને 'બદલે અને ય ને બદલે' જેવાં કાંઈક ચિહ્નો યોજ્યાં હોય તો કેમ?

આ શંકાઓમાં ને વિવેચનમાં મારી ભૂલ થતી હોય ત્યાં એ જોડણીકોશના પ્રણેતા અને બીજા અભ્યાસીઓ કારણ આપીને દેખાડશે એવી આશા છે.

'પાટીદાર' મંદિર–આણંદ **નરસિંહભાઈ પટેલ**

## ગૂંચ ક્યાં છે?

પાઠ્યપુસ્તકોમાં પ્રવર્તતું અરાજક ટાળવા કાંઈ કે એકરૂપતા જેવું નિયમન આણવું જોઈએ એ મતની સામે એક ભીતિ એમ બતાવવામાં આવે છે કે, આથી

કરીને સ્વતંત્ર પુસ્તકલેખનની પ્રવૃત્તિ રૂંધાશે, આપણા દેશમાં એ ઊગતા છોડને ચીમળાઈ જવું પડશે. આવો મત ધરાવનારા પણ તેમની સામેના પક્ષની એ દલીલ તો સ્વીકારે જ છે કે, પાઠ્યપુસ્તકોના ધંધામાં ચાલતી નફાખોરી, વગવસીલો વગેરે બૂરાઈઓ જવી જોઈએ; તેને સારુ જોઈએ તો કડક સમિતિ નીમો ને માન્યતાનું ધોરણ સખત કરો. એકરૂપતા તરફ ઢળતો પક્ષ પણ સામેના પક્ષની એ વાત કબૂલ કરે છે કે, સાચી ને સ્વતંત્ર લેખનપ્રવૃત્તિને કોઈ રીતે રૂંધવી ન જોઈએ. આમ બેઉ પક્ષની બેઉ વાતો પરસ્પર માન્ય છે. તો પછી ગૂંચ કે ખૂંચ ક્યાં સંતાઈ રહી છે? બેઉ પક્ષે જરા વધારે ઊંડે ઊતરીને પોતાનું દૃષ્ટિબિંદુ ને દલીલો વિગતથી વિચારવાં જોઈ જો.

એક બીજી વસ્તુ જે ચર્ચામાં કદાચ નથી ઊતરી તે ટૂંકમાં જણાવું, આજ કેળવણીખાતું પોતાના નિયમનને અંગે એકરૂપ અભ્યાસક્રમો, પરીક્ષાપદ્ધતિઓ, શાળાઓને માન્યતા આપવાનું ધોરણ વગેરે નક્કી કરે છે. આ બધામાં એકરૂપતા હોય છે તે પણ સ્વતંત્ર પ્રયત્નને કે નવસર્જનને કાંઈ કે રોધે કે ચીમળે એમ કેમ દલીલ ન થઈ શકે? પરંતુ, અસહકારના જમાનામાં રાષ્ટ્રીય સંસ્થાઓ સિવાય કોઈએ એ કરી હોય એમ જાણમાં નથી.

હવે, એ જ નિયમે આગળ જઈને જો કેળવણીખાતું એમ કહે કે, પાઠ્યપુસ્તકની પસંદગી જેવા મહત્ત્વના વિષયમાં પણ અમે નક્કી વલણ લઈશું; કડક સમિતિ નીમી અમે વર્તમાન ઉપલબ્ધ પુસ્તકોમાંથી સર્વોત્તમ હશે તે વિણાવી લઈશું, અને રાષ્ટ્રના બાળકને સર્વોત્તમ પુસ્તક જ મળે તે સારુ અમે એને જ મંજૂર કરીશું; તેની કિંમત પર નિયમન રાખીશું કે રખાવીશું; આવાં પોતપોતાની રીતે સર્વોત્તમ પુસ્તકો એકથી વધુ મળશે, તો અમે વધુ મંજૂર કરીશું અને તે સંજોગોમાં શાળાને પસંદગી કરવાની છૂટ મળશે;–ખાતું જો આમ દલીલ કરે અને એનો અમલ કરવાને સારુ યોગ્ય ને પ્રામાણિક તંત્ર ઊભું કરે તો શો વાંધો લઈ શકાય? શા માટે વાંધો લેવો જોઈએ? કેળવણીખાતાની આ અમલમાં ઉતારવાની શક્તિ વિષે અશ્રદ્ધા હોય તો જુદી વાત. તો તો સામેથી એવી પણ અશ્રદ્ધા બતાવી શકાય કે અત્યાર સુધી ચાલતી આવેલી છૂટથી મૌલિક સર્જનો થવાને બદલે આખો પ્રશ્ન જ વધારે ચૂંથાયો છે; મૌલિક પુસ્તકોની તો અછત જ રહી છે.

એક બીજી દૃષ્ટિથી પણ આ પ્રશ્ન જોવો જોઈએ. રસ્કિને એના 'સર્વોદય' પુસ્તકમાં એક બહુ માર્મિક પ્રશ્ન ચર્ચ્યો છે, "જુદા જુદા ધંધા જુઓ તો જણાશે કે તે તે ધંધામાં કામ કરનાર ક્યાંક સ્વાર્પણ કરતો હોય છે તેથી તેની પ્રતિષ્ઠા કરાય છે. તેમાં બાકી છે માત્ર એક વેપારી. અને એનું કારણ એ છે કે વેપારી હમેશ સ્વાર્થ જોઈને જ ચાલે છે." દાખલો જોઈએ તો અત્યારના યુદ્ધનો. નફાખોરીનો કાયદો કોને માટે કરવો પડ્યો? વૈદ, વકીલ, સિપાઈને સારુ? મજૂર કે ખેડૂતને સારુ? ના, એક માત્ર ધંધાદારી વેપારીને સારુ.'

આજ લેખક પ્રકાશકે એનાં પુસ્તકોનો ધંધો જમાવ્યો છે. તેણે પોતાના પુસ્તકની જ કેવળ કદરને ખાતર હોડમાં કશું જોખમ ખેડેલું નથી બતાવ્યું. તેણે, પુસ્તકનો ગુણ તો હશે તે હશે; પરંતુ ભળતાં સાધનો દ્વારા તેની ખપત જ જોઈ છે. ઘણે ભાગે આવું થવાથી, ખરા લેખક રૂંધાઈ ગયા છે, ને જો એમ ચાલ્યા કરે તો રૂંધાયા જ કરશે; સમાજને સર્વશ્રેષ્ઠ લાયકાતનું ફળ નહિ મળે.

એટલે પ્રશ્ન તો ઊલટો એ છે કે, સાચા અને ખરાને ચાળવા શી રીતે? એમ તો કોઈ નહિ જ કહે ને કે, ડાર્વિન–મત પ્રમાણે જે થાય તે ખરી ચળામણી? મુક્તવેપારને નામે જેતું ચાલે તે ખરો વેપાર? એ શિક્ષણપ્રેમીના બોલ નહિ હોય; એ હશે આજના વણિક્યુગને પામી ગયેલા પાવરધા ખેલાડીના. અને પાઠ્યપુસ્તકનો પ્રશ્ન એવાઓથી ઊકલનાર નથી.

ઊકલશે એક જ રીતે. અને તે એ કે, પુસ્તક–પસંદગીના આ પ્રશ્નમાં બાળકના શિક્ષણનો એટલે કે માબાપને માથેના ખર્ચનો અને તેને ઉત્તમ પુસ્તક પહોંચાડવાનો–જ મુખ્ય ખ્યાલ રાખવો જોઈએ. તો, સાચી લેખનપ્રવૃત્તિને રોક્યા વગર ચાલુ અરાજકને

નિયમનમાં ન જ આણી શકાય એમ નથી. માત્ર લેખક પ્રકાશક અને શિક્ષક, પેટનો બળ્યો જગત બાળવા જેવું કરતો હોય તો અટકે, એ તેની શરત છે.

મગનભાઈ દેસાઈ

## આપણી ગ્રંથમાળાઓ–થોડી પુરવણી

'ઊર્મિ'ના ૧૫ ઑગસ્ટના અંકમાં 'આપણી ગ્રંથમાળાઓ' શીર્ષક મારો લેખ પ્રગટ થયા પછી એકાદ બે રહી ગયેલ માળાઓના સંચાલકો તથા જાણકારો તરફથી મને પત્રો મળ્યા છે, તેની ટૂંકી વિગત આપું છું.

'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર' રાણપુરથી પ્રગટ થતી 'સૌરાષ્ટ્ર સાહિત્યશ્રેણિ'ની નોંધ ગયા લેખમાં સ્મૃતિદોષથી રહી ગઈ હતી. પાંચ રૂપિયાના લવાજમમાં વાર્ષિક ૧૫૦૦ પૃષ્ઠો આપવાની આ યોજના હતી. આ શ્રેણિ બંધ પડી ત્યાર પહેલાંનાં 'સૌરાષ્ટ્ર'નાં ઘણાં ખરાં પ્રકાશનો આ માળાના મણકા રૂપે પ્રગટ થયાં હતાં. વર્ષની અધવચ્ચે ગમે તે કારણસર બંધ કરવી પડેલ આ માળાનું લવાજમ ગ્રાહકોને હિસાબ મુજબ પાછું મોકલવામાં આવ્યું હતું.

રાજકોટના જાણીતા કાર્યકર્તા ભાઈ જટાશંકર મહેતા તરફથી 'પ્રગતિ સાહિત્યમંદિર'ના સંચાલક તરીકે 'પ્રગતિ ગ્રંથમાળા'ની યોજના વાર્ષિક ત્રણ રૂપિયામાં ૧૦૦૦ પાનાંનું વાંચન આપવાની બહાર પડી છે. દર ત્રણ મહિને ૨૫૦ પાનાંનું એક પુસ્તક બહાર પડવાનું છે. પહેલું પુસ્તક 'છાયાદેવી'–એક સામાજિક નવલકથા–બહાર પડી ચૂક્યું છે.

મુંબઈમાં આર. એફ. અચારીઆના તંત્રીપદેથી નીકળતા 'ફેવરીટ' માસિક સાથે 'ફેવરીટ વાર્તા-વિભાગ'નાં પુસ્તકો છેલ્લાં ૭ વર્ષથી નીકળે છે. દર માસે ૭૦/૮૦ પાનાંનું પુસ્તક બે આનાની નજીવી કિંમતે પ્રગટ થાય છે. આ માળા ખાસ કરીને પારસીઓ તથા વહોરા વાંચકોમાં વિશેષતઃ વંચાય છે, એટલે આ બાજુ તે પ્રતિ ખાસ ધ્યાન ખેંચાયું નથી.

અમદાવાદથી 'ગતિ–રેખા' કાર્યાલય તરફથી ગતિ ગ્રંથમાળા શરૂ થઈ છે, તેનાં બે પુસ્તકો 'ખોલકી અને નાગરિકા' તથા 'ઝબૂકિયાં' બહાર પડી ગયેલ છે. વર્ષમાં ૭ પુસ્તકોનું વાર્ષિક લવાજમ રૂ. બે છે.

મારા લેખમાં ગ્રંથમાળાના પ્રકાશકોની મેં પૂરી ખબર લીધી નથી તેવી ફરિયાદ પણ એક ભાઈએ કરી છે. પણ તે વિષે મારે વિશેષ કહેવાનું નથી.

છોટાલાલ માનસિંગ કામદાર

## 'ભીતર'નો ખોટો પ્રયોગ

તાજેતરમાં એક પુસ્તક બહાર પડયું છે તેનું નામ 'યુરોપની ભીતરમાં' રાખેલું છે. અને બીજાની જાહેરાત છે કે 'એશિયાની ભીતરમાં' બહાર પડે છે. 'ઊર્મિ'ના છેલ્લા અંકમાં 'જર્મનીની ભીતરમાં' લેખ જોયો. આ બધા પ્રયોગો 'અંદર' પ્રયોગના અર્થમાં ભૂલ ખાવાથી ખોટા થયા લાગે છે. 'ભીતર' નાન્યતરજાતિ છે. 'માણસનું ભીતર કોણ જાણી શકે?' એમ બોલશે. પણ આ ત્રણે બાબતોમાં કદાચ 'એશિયાની અંદર' બોલાય તેથી 'ભીતર' માટે ભુલાવાયું હશે, ખરો પ્રયોગ 'યુરોપના ભીતરમાં' વગેરે જોઈએ.

મગનભાઈ દેસાઈ

## હિંદી પુસ્તકોનું બજાર

[અમારી '**नवसर्जन ग्रंथावली**'ના પ્રચાર માટે ફરતા અમારા પ્રવાસી–પ્રતિનિધના પત્રમાંથી આટલી હકીકત અહીં ઉતારી છે. ગુજરાતની પ્રકાશન–પ્રવૃત્તિની આપણે જ્યારે ચર્ચા કરીએ છીએ ત્યારે આ હિંદી પુસ્તકોના બજારની સ્થિતિ જાણવાનું ઉપયોગી થશે. ગુજરાતના પ્રવાસી–પ્રતિનિધિઓના અનુભવો પણ ક્યારેક રજૂ કરશું. **મો.**]

હિંદી માટે ફરતાં અહીંના બુકસેલરો, પ્રકાશકો અને એજન્ટોના પરિચયમાં આવવાનું ઠીક બને છે. એથી હિંદી સાહિત્યના વેચાણ અંગેની પદ્ધતિ સારી રીતે જાણવા મળે છે. આપણે ત્યાં બુકસેલરોમાં અદલાબદલી (Exchange)ની પ્રથા નાના પ્રમાણમાં ચાલે છે, તેવા જ પ્રકારની અહીં પૂર્ણ રીતે ચાલે છે. **सरस्वती प्रेस** જેવી એવી

એકાદ એ સંસ્થા જ હશે જે Exchange આમતોર પર નથી કરતી. બાકી બધાનું અદલાબદલી પર જ ચાલે છે. આથી દરેક બુકસેલરને નાના પ્રમાણમાં પણ પ્રકાશક થયા સિવાય રહી શકાતું નથી. આને લઈને સાહિત્ય પણ અધકચરું અને હલકું નીકળે છે.

બુકસેલર પાસે ૫૦૦–૭૦૦ રૂા. ભેગા થાય કે કોઈ નવું પ્રકાશન કરવા તરફ જ મન દોડાવે છે. આથી આપણા જેવા માત્ર પ્રકાશકોનાં પુસ્તકો એ રોકડેથી ખરીદવા ઇચ્છતા નથી. અને આ જ કારણથી **सस्ता साहित्य मंडळ**ને દિલ્હી અને લખનૌમાં તેમ જ **सरस्वती प्रेस**ને ઈંદોર અને કાશીમાં પોતાનાં પુસ્તકોનું વેચાણ વધારવા દુકાનો ખોલવી પડી અને સાથોસાથ બીજાનાં પુસ્તકો રાખવાં પડ્યાં. આનું પરિણામ હવે એ આવશે કે એને પણ બીજાનાં પુસ્તકો જોઈશે એટલે એ પણ આમતોર પર Exchange કરતા થઈ જશે. આ પ્રથાથી જો કોઈ મોટામાં મોટું નુકસાન થવાનું હોય કે થતું હોય તો તે કમિશનની અનિશ્ચિતતા. સૌ કોઈને વેપાર તો કરવો જ છે. અને આપણા ગુજરાત કરતાં અહીં એક વસ્તુ વિશેષ એ છે કે આપણે ત્યાં માત્ર ચાર પાંચ સ્થળે જ બુકસેલરો છે, જ્યારે અહીં લગભગ મોટા એવા દરેક ગામમાં બુકસેલર–પ્રકાશક છે. એટલે કમિશન આપવામાં સૌને રસાકસીમાં ઊતરવું પડે છે. રૂપિયે ત્રણ–ચાર આના કમિશન તો એકાદ ચોપડી લો તોપણ મળે જ, એટલે જેને વધારે ચોપડીઓ લેવી હોય તો એને કમિશન આપવાની વાત જ શું પૂછવી ?

બીજી એજન્ટોની પ્રથા પણ હમણાં શરૂ થતી જાય છે. બેકાર માણસોને કામે લગાડવાનો આ રસ્તો શોધ્યો છે. આ એજન્ટો ગામેગામ ફરે છે. સ્કૂલો, લાયબ્રેરીઓ અને સાહિત્યશોખીનોને પુસ્તકો બતાવે છે, વાંચવા મૂકતા જાય છે અને એમ વેચાણ કરે છે. ગામડાંમાં ફરવા નીકળ્યા હોય એટલે કાંઈક કામ તો કરવું જ જોઈએ–ખરચ કાઢવા માટે, એટલે ગ્રાહકોને લલચાવવા વધારેમાં વધારે કમિશન આપવું પડે છે–લગભગ ૩૦–૪૦ ટકા સુધી. એટલે આવા એજન્ટો ૫૦ ટકા કમિશન મળતું હોય એવાં પુસ્તકોનું જ વેચાણ વધારે કરે છે. **प्रेमचंदजी** અને **सस्ता साहित्य मंडळ**નાં પુસ્તકો તો લોકો સામેથી માંગે ત્યારે જ આપે.

એટલે હિંદી પ્રકાશકો પુસ્તકની કિંમત રાખવામાં આ બધી વસ્તુઓની ગણતરી કરી મોટી કિંમત રાખે છે. કાગળ મોટા ભાગે બહુ જ હલકા અને જાડા (કદ મોટું દેખાડવા સારુ), બાઇન્ડીંગ રદ્દી અને આકર્ષક ચિત્રો આપે એટલે લોકોને લલચાવી શકાય.

આવી સ્થિતિ મોટા ભાગના હિંદી સાહિત્યની છે અને આમાંથી આપણે માર્ગ કાઢવાનો છે.

આટલું ફર્યા પછી એક વસ્તુ જણાઈ છે કે સારા સાહિત્ય માટે લોકોની અભિરુચિ વધી છે. લોકો ઘરમાં એવું સાહિત્ય વસાવવા દિલ પણ કરે છે. પણ એવું સાહિત્ય એમને મળતું નથી.

મને આપણી **नवसर्जन ग्रन्थावली**ને ચાલુ રાખવી જોઈએ એમ લાગે છે. હિંદી સાહિત્યમાં વસ્તુની નવીનતા માટે અને વેચાણકલાની નવીનતા લાવવા માટે ગુજરાત–કાઠિયાવાડમાં જેવી રીતે એજન્ટ–પ્રથા શરૂ કરી એવી ઢબ પર કલકત્તા, બિહાર, યુ. પી., પંજાબ, રાજપુતાના, સી. પી., ઓરિસ્સા, નિઝામ હૈદ્રાબાદ અને મદ્રાસ, માઇસોર–આ બધા પ્રાંતોમાં એજન્સી ગોઠવવી. ગુજરાત-કાઠિયાવાડમાં તો એજન્ટો શોધતાં મુશ્કેલી પડેલી. પણ અહીં તો એજન્સી આપી શકાય એવા દરેક ગામે બુકસેલરો છે. એ જ આપણા એજન્ટો બનશે. આમને પણ પુસ્તકો તો (credit) જાંગડ જ આપવાં જોઈશે. માસિક વેચાણ થતું જાય એમ પૈસા મોકલાવે. વર્ષમાં ઓછામાં ઓછા ૨૦ સેટ જેટલાનું વેચાણ ન થાય એવા ગામે બીજી સોલ એજન્સી ન આપવી. પુસ્તકોની ફ્રી ડીલીવરી અને કિંમત પર ૨૫] ટકા કમિશન. પુસ્તકો ન વેચાયાં હોય તો પોતાના ખરચે પાછાં મોકલી આપે.

આ પ્રમાણે વ્યવસ્થા થાય તો મને લાગે છે કે પહેલા વર્ષે ૨૨૦૦ પ્રતો છપાવીએ તો ૧૫૦૦

પ્રતો તો નીકળી જ જાય. એપ્રિલમાં પહેલું પુસ્તક પ્રગટ થાય કે તુરત જ એક જણ એજન્સી આપવા પ્રવાસમાં ઊપડી જાય. આગળ જણાવ્યા એ દરેક પ્રાંતમાં ફરતાં લગભગ ત્રણ મહિના થાય. એક વખત પ્રવાસ કર્યા પછી વરસમાં બીજી વખત જવાની જરૂર ન રહે. અને આવી રીતે બીજાં બે વરસમાં આવો પ્રવાસ કર્યો હોય તો પછી પ્રવાસની કાયમી જંજાળ પણ મટી જાય. ત્રણ વરસે વધારેમાં વધારે દરેક પુસ્તકની ૫૦૦૦ પ્રત સુધી આપણું વેચાણ વધારી શકાય.

આમાં એક સવાલ ઉધાર આપવાના સાહસનો છે. પણ બધી રીતે વિચારતાં આ સાહસ કર્યા વિના છૂટકો નથી. દર મહિને વેચાણ-રકમ મોકલવાનો નિયમ કડક રાખવો. એટલે વધારેમાં વધારે કોઈ પણ એજન્ટ બે ત્રણ મહિનાની વેચાણ-રકમ કરતાં વધારે ખાઈ જઈ ન શકે. કારણ કે એટલા સમય સુધી કાંઈ ન મોકલે તો આપણને પણ શંકા જાય ને! આવી રીતે બે વરસ સુધી એજન્સી ચાલે ત્યાં તો આપણે સૌને સારી રીતે જાણી જઈએ. કોની સાથે કેટલે સુધી પ્રસંગ પાડવા જેવું છે એ બધાની ખબર પડી રહે. પુસ્તકોના વેચાણ વિષે શંકા થાય એવું મને લાગતું નથી. સારામાં સારી નવલકથા, સારી છપાઈ, ગેટ અપ, જેકેટ વગેરે અને પ્રચાર પત્રિકા અને બહુ જ નાની સાઈઝનું દરેક ચોપડીનું પોસ્ટર એજન્ટોની દુકાને લટકતું હોય તો મને લાગે છે કે પહેલા વર્ષે ૧૫૦૦ સેટ જવામાં કશી મુશ્કેલી ન આવે.

અમારા પ્રવાસી-પ્રતિનિધિ

●

## યૌ વ ન

ઇંદ્રવજ્રા

નિશ્વાસ ના, ના, ખખડાટ ના, ના,
ના હાર કે દૈન્ય, પ્રમાદ ના, ના,
કર્મણ્યતા, સર્જન, શક્તિ, સેવા,
ઉરે ભરેલા અભિલાષ એવા.

અંગે ઝરે શૌર્ય કલ્યાણકામી,
આદર્શ જેના વર ઉર્ધ્વગામી,
દાવાનળો આ જગને દહંત,
તે આત્મભોગે શમવા ચહંત.

આરોપ, ટીકા, અવરોધ, નાશ,
પ્રત્યે કરંતું મૃદુ સ્મિત હાસ્ય,
ઔદાર્ય અંગે, મુખ સત્યવાણી,
વંદું તને યૌવન જોડી પાણિ.

ડાહ્યાલાલ વકીલ

# ડોશીમાની મૂડી

## શ્રી. હરજીવન સોમૈયા

આજકાલ યુદ્ધ અને યુદ્ધનાં પરિણામો સિવાય એક પણ વાત કોઈને સૂઝતી નથી. બીજી કોઈ વાત ઊપડે તોપણ ગમે તે માર્ગે થઈને થોડી જ વારમાં એ વાતમાંથી યુદ્ધની વાત ફૂટી નીકળે છે. અમારા એક ભાઈ માંદા હતા, માંદા માણસ બીજાઓને કેટલા હેરાન કરે છે તેની વાત થતી હતી. એટલામાં એક ભાઈએ પોતાનાં એક ડોશીમા માંદાં પડયાં ત્યારે તેઓ સમજણમાં બાળક કરતાં પણ કેવાં નીચાં ઊતરી ગયેલાં તેની વાત કરી. "પણ વૃદ્ધ માણસો ભોળાં પણ કેવાં હોય છે!" બીજા ભાઈએ શરૂ કર્યું અને પછી તેમણે પાળિયાદના ધરતીકંપના દિવસોમાં વઢવાણમાં બનેલી એક વાત કહી બતાવી. એક ડોશીમા બજારમાં કંઈ ખરીદ કરવા નીકળ્યાં. ચીજ ખરીદી પણ દુકાનદાર પૈસા માગતાં ભૂલી ગયો અને ડોશીમા આપતાં ભૂલી ગયાં. ડોશીમા બે ડગલાં ચાલ્યાં એટલે એમને યાદ આવ્યું કે વેપારીને પોતે પૈસા આપ્યા નથી. જીવ લોભાયો એટલે પૈસા આપવા પાછાં ન વળ્યાં. થોડેક ચાલ્યાં ત્યાં ધણણણ કરતો અવાજ થયો. પાળિયાદના ધરતીકંપનો આંચકો વઢવાણમાં લાગ્યો હતો. પણ ડોશીમાને લાગ્યું કે પોતે અસત્ આચર્યું તે અસત્નો ભાર શેષનાગથી ઝિલાયો નહિ અને શેષનાગનું માથું ડોલી ગયું. "અરર, મારી એકલીના આટલાક પાપે આખી દુનિયા ડૂબી જાય! ભગવાન એવું થાવા ન દિયે." આમ બોલી ડોશીમા એકદમ પાછાં વેપારીને ત્યાં આવ્યાં અને કહ્યું, "ભાઈ, તમારે ત્યાંથી હું ચીજ લઈ ગઈ પણ વળતાં એના પૈસા તમને આપ્યા ન'તા તે બરાબર ગણી લ્યો. એક પૈસો ય ઓછો ન હોય એ બરાબર જોજો." વેપારીએ પૈસા લઈ લીધા.

એ બીજા ભાઈની વાત પૂરી થઈ, એટલે મેં શરૂ કર્યું. આ લડાઈ ચાલે છે તેમાં વૃદ્ધ માણસોનાં મગજની શી સ્થિતિ છે તે પણ જોવા જેવી છે. તમે વાત કરી તેવાં જ એક ડોશીમાની વાત હમણાં જ બની છે તે હું કહું.

લડાઈ જાગી અને હિંદુસ્તાનમાં પણ હવાઈ હુમલાની બીક આવી એટલે મારા ઘરમાંથી સૌને દેશમાં મૂકી આવવાને હું અમારે ગામ ગયેલો ત્યાં મેં અમારાં પાડોશી ડોશીમાની વાત જાણી.

ડોશીમા ગાંડાં થઈ જાય એવી જ એ વાત હતી.

લડાઈની વાત તો ઘણા વખતથી—ઈટાલિએ એબિસીનિયા ઉપર ચડાઈ કરી ત્યારથી—ચર્ચાતી હતી, પણ એની ખરેખરી બીક તો જર્મનીએ ઝેકોસ્લોવાકિયાને આખરીનામું પાઠવ્યું ત્યારથી લોકોનાં મનમાં વસી હતી. જર્મનીએ ઝેકોસ્લોવાકિયા લોહીનું એક ટીપું પણ પાડયા વિના લઈ લીધું તોપણ લડાઈની હવા જરા યે શાંત પડી નહોતી. લડાઈની વિશેષ અસર તો ગામડાંની પ્રજા ઉપર પડે છે. ત્યાં નાણું હાથજોગું હોતું નથી અને ઘરમાં કે ખેતરમાં માલ હોય તો તે પણ પોતાનો નથી હોતો. 'ચીજ વસ્તુઓ મોંઘી થશે, અનાજના ભાવ ચડશે.' એ વાત ગામડાંના મજૂરવર્ગને ફફડાવી મૂકે છે.

અમારાં આ પડોશી ડોશીમાને કોઈનો યે આધાર નહોતો. કુટુંબનાં બધાં મરી પરવાર્યાં હતાં. વધારામાં દીકરાનો એક દીકરો હતો. એ તો હજી નિશાળમાં એકડા ઘૂંટતો હતો. એને પાળવાનું ડોશીને માથે હતું.

વરસ પહેલાં ડોશીમાને કોઈ કે કહેલું, "ડોશીમા, આટલાં વરસ તો કાઢ્યાં પણ હવે દોહ્યલા દિવસ આવે છે. ઘઉં બે રૂપિયે મણ છે તે ૭ રૂપિયે મણ પણ નહિ મળે. બાજરો અને જુવાર પણ એટલાં મોંઘાં થશે. તેલ–મીઠું–મરચું તમામ ચીજના ભાવ ચડી જશે."

વાત સાંભળતાં જ ડોશીમા ઊભાં હતાં ત્યાંથી ધબ્બ કરતાં નીચે બેસી ગયાં અને વાત કહેનારના સામું જોઈ રહ્યાં.

"એમ તો લડાઈને આવતાં હજી બે વરસ લાગશે, પણ ગરીબ માણસ આજથી ચેતીને ભેળું કરવા માંડશે તો લડાઈનું વરસ માંડ કાઢશે."

ડોશીમા તે દિવસથી મૂંઝવણમાં પડી ગયાં કે શું કરવું? પોતાને નહિ તો પોતાના પૌત્રને પણ પાળવો તો પડશે ને! જો કે આજ સુધી એમને વરસ દહાડે મણ દાણો પણ લેવો નહોતો પડતો, ગામનું કામ કરે અને કોઈને ત્યાં કાંઈક તો ખાવાનું વધ્યું હોય, તેમાં ડોશીનો અને છોકરાનો નિભાવ થઈ રહેતો; પણ તો ય ડોશીને થવા માંડ્યું, "માડી, બે જીવનાં પેટ ભરવાં, મોંઘવારીનો કાળ, પાસે પૈસા હશે તો દાંત ને અન્નથી વેર થતાં અટકાવાશે."

એટલે ત્યારથી ડોશીમા કરતાં હતાં તે કરતાં વધુ કામ ખેંચવા માંડ્યાં. ઘરડું શરીર એટલે બીજું તો શું કામ થાય, પણ કોઈ ઓજલ–પડદાવાળીને કે કોઈ નવી પરણીને આવેલી વહુને કે કોઈ સુવાવડીને ગામના ખોજાની દુકાનના સાકરિયા દાળિયા ખાવાની ઇચ્છા થાય, કોઈને સેવ કે ટીકડી ખાવાની ઇચ્છા થાય અને પાસે નાનું છોકરું ન હોય તો ડોશીમા લાવી દે. ક્યારેક કોઈને અનાજમાંથી કાંકરા વિણાવે. પડખે એક રબારી રહેતો. નિશાળના માસ્તરે એનું દૂધ બાંધ્યું હતું, રબારીને ચાલવાની આળસ થાય ત્યારે 'લાવોને માડી, દૂધ હું પોગાડી આવું' એમ કરીને ડોશી દૂધ આપી આવે. ક્યારેક નિશાળના માસ્તર પણ કહે, "માજી, ઓલા મેપલાનું ખોરડું ખબર છે ને? એનો છોકરો ત્રણ દિવસથી નિશાળે આવ્યો નથી તે જરા એની મા કે એનો બાપ હોય તો જરા કહી આવો ને, અને છોકરો હોય તો તેડતાં આવો." ડોશી જાય, છોકરાને તેડી આવે અને છોકરાની માને પણ કાંઈક ધીમા, કાંઈક ઉતાવળા એમ શબ્દો કહીને સમજણ પાડે કે 'આજ તો ભણેલાનો જમાનો છે. છોકરું ભણ્યું હશે તો રોટલો કામી શકશે.' આમ કામ કરે ને સૌને રાજી રાખે–બદલામાં સૌ ડોશીનું ધ્યાન રાખે.

પણ હવે ડોશીને લાગ્યું કે પેટ તો કાગડા–કૂતરાં યે ભરે છે. પણ આમ પારકા ઉપર ક્યાં સુધી નભવું? એટલે રોકડા પૈસા કેમ મળે તેનો ડોશીને વિચાર આવવા લાગ્યો. 'કામ કરીએ તો કામની ટેવ પડે' એમ સમજી ડોશીમા હવે ક્યારેક કોઈ 'શેઠાણી'ના ગોળામાં બેડું પાણી રેડી આવે અને પૈસો સાડલાને છેડે બાંધે. નિશાળનું પાણી તો હવે એણે જ ભરવા માંડ્યું અને મહિને ચાંદીની ચકચકતી પાવલી ડામચિયાના ગાભામાં સંતાડેલી ચીથરીમાં મૂકવા માંડી. કોઈને ગાર કરવી હોય તો ગાર પણ કરી આપે. એ તો ઠીક પણ બાજુના ગામમાં કોઈને સંદેશો પહોંચાડવો હોય તો છોકરાને આંગળીએ વળગાડી ધીરે ધીરે ચાલતાં સંદેશો પહોંચાડી આવે. 'મને કાંઈ એથી વરતાતું નથી, આ તો પગ છુટ્ટા થાય છે અને વળી સામા ધણી આગળથી પૈસા પણ છોડાવાય છે.'

પોલેંડનો પ્રશ્ન આવ્યો ત્યારે લડાઈની વાત ઘણા જોરશોરથી થવા લાગી. સૌ કહેતું હતું કે હિટલર દરેક વખતે દમદાટી આપીને કામ કાઢી લે છે. સૌનાં મનમાં એમ કે નાહક જિદ્દમાં આવીને ક્યાં રૈયતને રેંસાવવી, પણ હિટલરનો લોભ તો સુક્કા વનના અગ્નિની પેઠે વધતો જ જાય છે. હવે આ વખતે તો એની સામે લડી જ લેવાશે.

ડોશીમા રોજ રાતે તો છોકરા પાસે પૈસા ગણાવતાં જ, પણ આજે તો એમને થયું, જાણે કેટલા ય દિવસથી પૈસા ગણાવ્યા નથી, એટલે એમણે છોકરો નિશાળે જતો હતો તેને કહ્યું કે આજે નિશાળે નથી જવું. અને પછી બારણાં બંધ કરી પૈસા કેટલા થયા તેની ગણતરી કરાવવા માંડી. છોકરે પૈસા ગણી આપ્યા, "જુઓ મા, આ બે રૂપિયા–" ડોશીએ રૂપિયા ફેરવી ફેરવીને જોયા, પછી હળવેથી કાન માંડીને વગાડી જોયા. "આ એક–બે–ત્રણ–ચાર–પાંચ—"

"કેટલાં પાવલાં?" ડોશીએ પૂછ્યું.

"પાંચ ને આ ૭ પાવલાં." છોકરો બોલ્યો.

"૭ પાવલાં? કેટલાં–ચાર પાવલાંનો રૂપિયો ખરું કે નહિ? એનો રૂપિયો કરાવી લેવો પડશે. છૂટા હોય તો વપરાઈ જાય, હં. હવે બીજું ગણ જોઈ."

"ત્રણ બે આની છે, એક આની છે અને સાત પૈસા છે." છોકરો બોલ્યો.

"એટલે ઈ બધું કેટલું કે'વાય? ૭ પાવલાંમાંથી રૂપિયો કરવા ચાર પાવલાં કાઢી લઈએ. પછી બાકીનાંમાંથી રૂપિયો કરવો હોય તો કેટલું નાખવું જોઈએ?" ડોશી બોલ્યાં.

છોકરે હળવે હળવે ગણવા માંડ્યું. પહેલાં ચાર પાવલાં એક કોર મૂક્યાં, પછી બે પાવલાંનો અડધો રૂપિયો ગણ્યો અને ત્રણ બેઆનીના ૭ આના ગણી તેમાં એક આની ઉમેરી. સાત આના અને સાત પૈસા એટલે એક આનો ને ત્રણ પૈસા. આઠ આના ત્રણ પૈસા થઈ ગયા. બે પાવલાંનો અડધો અને આઠ આનાનો અડધો એટલે રૂપિયો તો એ જ થઈ ગયો –ને ત્રણ પૈસા ઉપર.

ડોશીમા છોકરાની ગણવાની હોશિયારી જોઈને રાજી થયાં અને પોતે ધાર્યું હતું તે કરતાં બે આના વધારે નીકળ્યા છતાં આખા વરસની મહેનત પછી પણ ચાર જ રૂપિયા ગાંઠમાં થયા એ વાતે એમને દિલગીરી થઈ. શું કરવાથી ઝટઝટ પૈસા ભેળા થાય તેનો વિચાર ડોશીમા કરવા લાગ્યાં. એને થયું, છોકરો ય જો કામ કરવા માંડે તો પહોંચાય ખરું. "કાલની કોને ખબર છે? ઘરમાં દાણો તો છે પાંચ શેર, એટલે પોતે ન હોય તો ય એક મહિનો તો છોકરાને વાંધો ન આવે, પણ પૈસા ઠીક ઠીક થઈ ગ્યા હોય તો આગળ પણ મુશ્કેલી ન આવે ને! અટાણથી છોકરાને કામ કરવામાં હારે લીધો હોય તો બે ચાર મહિનામાં એને ફાવટ આવી જાય, કાંઈક સમજ પણ આવે અને જાતે કામ કરીને મહિને ચાર આઠ આના કમાય અને સાચવતાં પણ શીખે. ભણીને આપણે ક્યાં માજિસ્ટરની ખુરશી લેવી છે?"

ડોશીએ બીજા દિવસથી છોકરાને નિશાળે જતો બંધ કર્યો અને પરચૂરણ કામ કરવામાં સાથે લેવા માંડ્યો. છોકરો કામનો ચાલાક હતો એટલે ડોશીથી ન થાય તેવું કામ સૌ છોકરાને ચીંધતાં.

એક દિવસ અચાનક માસ્તરે ખબર આપ્યા કે યુરોપમાં લડાઈ શરૂ થઈ. જર્મનોએ પોલેંડ ઉપર ધસારો કર્યો છે. રશિયા એની સાથે ભળી ગયું છે. ઈંગ્લેંડ અને ફ્રાંસ પોલેંડને મદદ કરશે.

ડોશીમા બીજું કાંઈ તો સમજી ન શક્યાં પણ લડાઈ થઈ છે એ વાત સમજી ગયાં. એ હાંફળાં–ફાંફળાં છોકરાને બાવડેથી ઝાલીને ઘેર આવ્યાં અને ડામચિયા નીચેથી ચીથરી કાઢી. "ગણ જોઈ, કેટલા પૈસા છે." અનેક વખતની પેઠે આ વખતે પણ ગણીને છોકરાએ કેટલા પૈસા છે તે કહ્યું. "પાંચ રૂપિયા તો થઈ ગ્યા, એમ? પાંચની તો એકદમ બાધી નોટ કરાવી લઉં. રૂપિયો તો હજી યે ભાંગી નખાય પણ નોટ તો ભંગાય જ નહિ. નોટ બરાબર સચવાય.' એમ કહેતાંક ને ડોશી ગામમાં ઊપડ્યાં. શેઠની દુકાને જઈને ચીથરી હળવેકથી ખોલી, "ક્યાં ગ્યો?" પૌત્રને બૂમ મારી. પૌત્ર બાજુમાં જ હતો, 'શેઠ પાસે બેસીને શેઠ ગણે ઈ જો જોઈ, શેઠ, ગણી જુઓ, પૂરા પાંચ રૂપિયા છે કે નહિ? મને એની બાધી નોટ આપો. નોટ હોય તો ભાંગનાં જીવ હાલે નહિ અને હું સાચવી પણ શકું."

શેઠ થોડી વાર ડોસી સામું જોઈ રહ્યા અને પછી રૂપિયા ગણી–જોઈ લઈ નોટ આપીને કહ્યું, "લ્યો માડી"

નોટને પોતાના સાડલાને છેડે જતનથી બાંધી લઈ ડોશી પાછાં ઘર તરફ આવવા નીકળ્યાં. આવતી વખત એમના મનમાં હરખ હતો કે 'મારી પાસે નોટ છે.' હરખ ઠલવવા એ માસ્તર પાસે આવવા નિશાળ તરફ વળ્યાં.

માસ્તર આગળ નોટ છોડીને માજી બોલ્યાં:

"હવે મારા છોકરાને વાંધો નહિ આવે. હવે નોટ થઈ પછી શું વાંધો? નોટ કાંઈ ઓછી જ

ભંગાશે ? કેમ માસ્તર સા'બ, શું કહો છો ? પાંચ રૂપિયા ખુલ્લા હતા તેને બદલે નોટ કરાવી લીધી ઈ ઠીક ને ?"

"રૂપિયા આપીને નોટ લીધી એ ઠીક તો નહિ, માજી." માસ્તર બોલ્યા.

"ઠીક નહિ ?" ડોશી ચમકયાં.

"આજ તો, માજી, સૌ નોટના રૂપિયા કરાવે છે. આ અંગ્રેજો જર્મનો સામે લડાઈમાં પડયા છે તે કોણ જાણે એનું શું પરિણામ આવે ! અંગ્રેજો રહ્યા કે ન રહ્યા, રૂપિયામાં થોડી ઘણી ચાંદી તો ખરી, ચાંદી કો'ક દિ' કામ આવે, નોટ તો આખર કાગળિયો ને ?"

"હેં ? તંય નોટ ઈ પૈસા ન કે'વાય ?"

"લડાઈના વખતમાં કાંઈ કહેવાય નહિ." માસ્તર બોલ્યા.

ડોશીની આંખો એ સાંભળીને ફાટી રહી. એમના હાથ ઢીલા પડી ગયા અને હાથમાંથી નોટ સરીને નીચે પડી ગઈ. છોકરાએ એ ઉપાડી લીધી અને કહ્યું, "માડી, આપણી નોટ." પણ માડીએ એ સાંભળ્યું નહિ.

તે દિવસથી ડોસી ગાંડાં બની ગયાં. એ જીવે છે પણ મર્યાં જેવાં. હાલે ચાલે, ક્યારેય કોઈક ખાવાનું આપે તો ખાય પણ ખરાં, આંખ–કાન–જીભ આમ જુઓ તો સાજાં સારાં લાગે, પણ જાણે કાંઈ જોતાં ન હોય એમ જુએ અને જાણે કાંઈ સાંભળતાં ન હોય તેમ બેસી રહે. મોટે ભાગે તો મૂંગાં રહે પણ બોલે ત્યારે ન સમજાય તેવું જ બોલે. ડોશી મરે કે જીવે એનો તો હરખ–શોક શું હોય પણ છોકરો ડોશીની દશા જોઈને બાવા જેવો થઈ ગયો છે અને સૌને લાગે છે કે ડોશીને એ અવસ્થામાં એ બહુ દિવસ જોશે તો એ પણ ક્યાંક એના જેવો થઈ જશે–એની સૌને ચિંતા છે. ડોશીને સાજાં કરવા ડોશીના હાથમાં રોકડા રૂપિયા મૂકી જોયા, બીજું તો શું થાય, પણ એને સારું થતું જ નથી.

બિચારાં ડોશીમા !"

મારી વાત પૂરી થયા પછી એકદમ શાંતિ છવાઈ રહી અને ઘણી વાર સુધી કોઈ કાંઈ બોલ્યું નહિ.

●

## અંજનીગીત—બંધ થજો—જટિલ

વીજ દહે જે દિ' ખેતરને,
બુદ્ધિ બાળે કોઇ હૃદયને,
તે દિન એ વીજ, એ બુદ્ધિના
બંધ થજો ચમકાર.

ચંદ્ર ન આકર્ષે જલધિને,
નયનો દેખે નીચ બીજાંને,
ચંદ્ર અને નયનોના તે દિ'
બંધ થજો પરકાશ.

યંત્ર યદિ ભરખે દયાને,
અંતર ધિક્કારે સુધાને,
તે દિન યંત્ર અને ઉરના સહુ
બંધ થજો ધબકાર.

●

# હિટલરની ઑસ્ટ્રિયન ચઢાઈ

અને

# શુશ્નિગના બે ભયાનક કલાકો

**શ્રી. સતીશ દ. કાલેલકર બી. એ. ( ઑનર્સ ) ઑક્સફર્ડ**

આ નવું યુરોપીય યુદ્ધ શરૂ થયું તે પહેલાં, હિટલરનાં આક્રમણોમાં એની ઑસ્ટ્રિયા ઉપરની ચઢાઈ એ યુરોપના રાજકારણમાં એક મહત્ત્વનો અને આશ્ચર્યકારક બનાવ ગણવામાં આવે છે. એ આક્રમણ વખતે, જેના શબ્દ ઉપર અને જેના નિર્ણય ઉપર આખા ઑસ્ટ્રિયાનું અને કદાચ આખા યુરોપનું ભાવી લટકી રહ્યું હતું તે, ઑસ્ટ્રિયન ચૅન્સેલર શુશ્નિગને એ છેલ્લા કટોકટીના કલાકોમાં કેવા અનુભવો થયા હશે, શું શું વેદનાઓ થઈ હશે, એ પૂરેપૂરી રીતે જાણવું તો જાણે અશક્ય છે પણ અનેક મુલાકાતો, લખાણો, કાગળપત્રો ઇ.માંથી મંથન કરીને કાઢેલો આ લેખ પડદા પાછળની અનેક ભેદી ઘટનાઓ ઉપર, ભલે ગમે એટલો આછો, પણ પ્રકાશ જરૂર પાડે છે.

* * *

" હાઈલ શુશ્નિગ ! કુર્ટ શુશ્નિગની જે ! ! " જ્યાં ત્યાં એક સાદે વિજયનાદ પોકારાતા હતા. વિયેના શહેરના કૅર્ન્ટનર રસ્તા ઉપર છાતી ઉપર ફાદરલૅંડ ફ્રંટના બિલ્લા, અને ભુજા ઉપર ફીતો લગાવીને, શિસ્તબંધ જુવાનિયાઓની હરોળો કૂચ કરી રહી હતી. શુશ્નિગના મકાન ઉપર પહેરો ભરનારા કાળા પોશાકમાં સજ્જ થયેલા કેટલાક ઑફિસરો અહીં-તહીં નજરે પડતા હતા. એ આજ્ઞાધારક લડવૈયાઓ બધી ઘટનાઓ નિહાળી રહ્યા હતા અને એક ક્ષણમાં પાંચ હજાર વિશ્વાસુ લડાયકો ખડા કરી દઈને, હિટલરની ઑસ્ટ્રિયા ઉપરની " વિજયી " ચઢાઈને એક પ્રચંડ જંગમાં ફેરવી નાખવાની એમનામાં તાકાત હતી.

આખું વાતાવરણ જાણે હમણાં આભ ફાટી પડશે એમ તૂટું તૂટું થઈ રહ્યું હતું. જર્મન-પ્રવાસ-એજન્સીની સામે, હાથમાં સ્વસ્તિકથી અંકિત ધ્વજાઓ લઈને, પોલીસોથી ઘેરાયેલું એક નાત્સી લોકોનું ટોળું મક્કમપણે પણ શાંત ઊભું હતું. એક અક્ષર પણ બોલ્યા વગર, કોઈ પણ જાતના ત્યાંથી ખસવા માટેના હુકમો માન્ય ન કરવાની એમણે પ્રતિજ્ઞા કરી હોય એમ ચોખ્ખું દેખાતું હતું. આસપાસની બારીઓમાંથી અને આજુબાજુના રસ્તાઓમાંથી, જ્યાંથી પણ ' તમાશો ' જોઈ શકાય એમ હતું ત્યાંથી, વિયેનાનાં ટોળાંઓ, સૈકાઓથી જગતનાં બીજાં ટોળાંઓ કરતાં આવ્યાં છે તેમ, ખાસ રસ કે પરવા વગર ' ગમત ' જોતાં ઊભાં હતાં. એ શુક્રવારનો દિવસ હતો, તારીખ હતી ૧૯૩૮ની સાલની અગિયારમી માર્ચ, અને ઘડિયાળમાં સાંજના ૭ વાગ્યા હતા.

ત્રણ જ કલાક પછી એ જ રસ્તાઓ ઉપરથી વિયેનાનાં જ ટોળાંઓ આમથી તેમ કૂચ કરતાં વિજયનાદ પોકારતાં હતાં "હાઈલ હિટલર ! હિટલરની જે ! !" !! જાણે કોઈ જાદુઈ રીતે બધાની ભુજાઓ ઉપર સ્વસ્તિકથી અંકિત ફીતો નજરે પડતી હતી; અને ટોળાંમાંનાં સેંકડો લોકો તો એવાં હતાં કે જે ત્રણ જ કલાક પહેલાં " કુર્ટની જે " પોકારતાં હતાં !

આધુનિક યુરોપમાં બનેલા અનેક ફેરફારોમાં, આ સૌથી વધુ આશ્ચર્યકારક ફેરફારનું સાંગોપાંગ જ્ઞાન મેળવવા માટે, એ આખી ઘટના પાછળની કેંદ્રસ્થ વ્યક્તિ તરફ વળવું આવશ્યક છે. અને એ વ્યક્તિ તે

ડૉ. કુર્ટ શુશ્નિગ. ચુસ્ત પુરાણમતવાદના વાતાવરણમાં કેળવાયેલા એ પુરુષે એની રાજકીય કારકિર્દી વિદ્યાદેવીના મંદિરના અધિપતિ તરીકે–કેળવણીના મંત્રી તરીકે શરૂ કરી. રાજકારણના જરા પણ અનુભવ વગરના એ વિદ્યાધિકારીને ઑસ્ટ્રિયન ચૅન્સેલર ડૉ. ડૉલ્ફસનું ખૂન થતાં, એકાએક યુરોપના રાજકીય મંડપમાં પ્રવેશ કરવો પડ્યો હતો.

ઑસ્ટ્રિયાના ચૅન્સેલર તરીકે કામ શરૂ કરતાં જ શુશ્નિગની રગેરગમાં પેઠેલી એની ખાસિયતો તરત જ તરી આવી. રસ્તા ઉપરના સર્વસાધારણ માણસના અજ્ઞાન પ્રત્યે એને જબરો તિરસ્કાર હતો. એનાં ભાષણો સુંદર હતાં, પણ એ સર્વસાધારણ જનતાની ગ્રાહકશક્તિથી ક્યાંયે ઊંચે ઊડ્ડાન કરતાં. મૂળથી જ એ ખૂબ શંકાશીલ હતો, અને લોકો જોડે નિકટનો પરિચય કરવો એ એને માટે અસહ્ય હતું. એના પોતાના મંત્રીઓને (મિનિસ્ટર) એમના રિપોર્ટો દર વખતે પત્ર લખીને કરવા પડતા; અને અત્યંત જરૂરિયાત હોય ત્યારે જ એ મંત્રીઓને પ્રત્યક્ષ મુલાકાત આપતો. ઑસ્ટ્રિયાને જે લોકો કદાચ બચાવી શક્યા હોત એવા નેતાઓ કેટલીયે વાર સુંદર સુંદર યોજનાઓ લઈને એને મળવા ગયા હતા. પણ એમાંના એકેક એક જણને હારી જઈને એ ગૂઢ વ્યક્તિ આગળથી પાછા આવવું પડ્યું હતું. કારણ શુશ્નિગ કોઈ પણ જાતની સલાહ કાને ધરવાની ચોખ્ખી ના પાડતો.

ચૅન્સેલર ઉપર સલાહ લાદી શકે એવી શક્તિ ધરાવનાર એક જ વ્યક્તિ આ વખતે ઑસ્ટ્રિયામાં હતી, અને તે પ્રિન્સ સ્ટારહેમ્બેર્ગ. જબરામાં જબરો દારૂડિયો અને તદ્દન ચારિત્ર્યભ્રષ્ટ એવી કીર્તિવાળા આ પ્રિન્સે એક હાઈમવ્હેર (રાષ્ટ્રરક્ષક) નામની સેના ઑસ્ટ્રિયામાં જમાવી હતી. જર્મન આક્રમણનો પ્રતિકાર કરી શકે એવી શક્તિ કોઈ સેના જો ધરાવતી હોય તો તે આ સેના હતી. પ્રિન્સ સ્ટાર–હેમ્બેર્ગની લોકપ્રિયતા પહેલેથી જ શુશ્નિગની આંખમાં સાલતી હતી, એટલે સત્તા મળતાં જ એણે એનું નિકંદન કરવાની તૈયારીઓ કરવા માંડી. આખરે જ્યારે શુશ્નિગે "રાજ્યના હિત ખાતર" હાઈમવ્હેરનું બંધારણ તોડીને સેનાને વિખેરી નાખવામાં સફળતા મેળવી ત્યારે કેળવાયેલા, તાલીમ પામેલા, અને શિસ્તમાં ઊછરેલા હજારો લોકો કામધંધા વગરના થઈને, ખૂબ સહેલાઈથી, નાત્સી–પંથના હાથમાં પડ્યા.

મજૂરો જોડે કામ પાડવામાં પણ શુશ્નિગે એ જ સંકુચિત દૃષ્ટિ વાપરી. ડૉલ્ફસ—શુશ્નિગના રાજ્યનો મજૂરો તિરસ્કાર કરતા એ વાત સાચી, પણ એથીયે વધુ હડહડતો તિરસ્કાર એ લોકોને હતો નાત્સી–પંથનો. સત્તરસો ને સાઠવાર મજૂરોના નેતાઓ ચૅન્સેલરને સમજાવવા આવ્યા કે રાષ્ટ્રના રક્ષણ ખાતર મજૂરોનું એકીકરણ કરો–એમનું બંધારણ કરો. પણ "એ હીન મજૂર લોકો"ની સાથે કોઈ પણ જાતની લેવાદેવા પોતે કરવાની શુશ્નિગની ઇચ્છા ન હતી, અને બીજા કોઈને એ કામ સોંપવાની એની હિંમત ન હતી; કારણ એને બીક હતી કે રખેને મજૂરવર્ગના નેતાઓ વધારે પડતા સત્તાધારી થઈ જાય.

આ અરસામાં ઑસ્ટ્રિયાની જનતાનો મોટો ભાગ ન માની શકાય એટલો બધો નામર્દ અને રાજકીય દૃષ્ટિએ આળસુ બની ગયો હતો. લોકો ત્રણ ભાગમાં વહેંચાઈ ગયા હતા— ખૂબ ખંતીલા, માથાના ફરેલા ઑસ્ટ્રિયન દેશભક્તોનો એક વર્ગ; એટલા જ ખંતીલા નાત્સી–પંથીઓનો બીજો વર્ગ. પણ આ બન્ને વર્ગો બહુ જ નાના હતા. મોટામાં મોટો વર્ગ તે 'બધા લોકો'નો : આ લોકોનો મુખ્ય ધંધો કૉફીહાઉસોમાં બેસીને તડાકા મારવાનો, વિલાસો કરવાનો, અને કોઈ પણ જાતના કાર્ય વગર, ફક્ત તત્ત્વ તરીકે એક દિવસે રાષ્ટ્રભક્તિની ફિલસૂફી, તો બીજે દિવસે નાત્સી ફિલસૂફી માન્ય રાખવાનો. આ બધી પરિસ્થિતિનું પરિણામ એ આવ્યું કે જ્યારે જર્મન ગીધો ઑસ્ટ્રિયા ઉપર ચઢી આવ્યાં ત્યારે આધાર રાખી શકાય એવી કોઈ પણ બળવાન સેના કે વર્ગ શુશ્નિગ પાસે રહ્યાં ન હતાં.

૧૯૩૮ના જાન્યુઆરીમાં બર્લિનમાંના ફ્રેંચ એલચી ફ્રાંસ્વાપૉન્સેને ખબર મળ્યા કે વિયેનામાં નાત્સી એજંટોની સંખ્યા બમણી કરવામાં આવી છે, અને દેખીતી રીતે આક્રમણની તૈયારીઓ થઈ રહી છે. ફ્રેંચ

એલચીએ તરત જ જર્મન પરરાષ્ટ્રખાતાના મંત્રીની મુલાકાત લઈને પૃચ્છા કરી કે હિટલરની ઑસ્ટ્રિયા વિષે કાંઈ 'યોજના'ઓ છે કે કેમ ? એને કહેવામાં આવ્યું કે "ઑસ્ટ્રિયા અને જર્મનીના આંતરરાષ્ટ્રીય સંબંધો સુધરે" એ હેતુથી કરવામાં આવેલા છેલ્લા કરારની એકેકે એક કલમનું હિટલર અક્ષરશઃ પાલન કરશે. એ કરાર મુસોલિનીના ખાસ આગ્રહથી કરવામાં આવેલો અને "મુસોલિનીને, અમે તે કેમ કરીને દુખવીએ ?" જર્મન મંત્રીએ જવાબ આપ્યો. ફ્રેંચ એલચી પાછો ફર્યો. થોડા જ દિવસમાં એને કાને વાત આવી કે હિટલરે પોતાની અંગત મંડળી આગળ ત્રાડ પાડીને ઘોષણા કરી હતી, "મારે શુશ્નિગનું માથું જોઈએ છે" અને થોડા જ દિવસમાં ફ્રેંચ એલચીએ એમ પણ સાંભળ્યું કે હિટલરના ધારવા પ્રમાણે મુસોલિની તે દિવસોમાં બ્રિટિશ સરકાર જોડેના ઝઘડામાં એટલો બધો ફસાયો હતો કે જર્મની ઑસ્ટ્રિયાને ઓહિયાં કરે તો તેની સામે થવાની એને શક્યતા જ ન હતી. (એ દિવસોમાં મુસોલિનીનું સ્પેનિશ પરાક્રમ અને બ્રિટિશ બોટો ડુબાડવાનું કામ પુરજોસમાં હતું.)

હિટલરે તરત જ પોતાના વિયેનાના એલચી ફુન પાપેનને બધી તૈયારીઓ ઝડપથી કરવાનો હુકમ મોકલ્યો. રાજખટપટમાં ફુન પાપેનને આંટી શકે એવો બીજો મુત્સદ્દી આખા યુરોપમાં આજે મળવો મુશ્કેલ છે. ઑસ્ટ્રિયાનાં સરકારી ખાતાંઓમાંના, વર્તમાનપત્રની દુનિયાના, અને મુખ્ય મુખ્ય રાષ્ટ્રીય ઉદ્યોગધંધાઓમાંના મહત્ત્વના અને આગળ પડતા એકેકે એક માણસોને એક પછી એક જર્મન એંબસીમાં નોતરવામાં આવ્યા. સુંદર મિષ્ટાન્નો અને ઊંચી જાતની મદિરાથી એ લોકોનું સ્વાગત કરવામાં આવ્યું, અને સહેજ વાતમાં ને વાતમાં એ લોકોની શુશ્નિગ પ્રત્યેની સ્વામીભક્તિ કેટલીક પ્રબળ છે એની છાનની કરવામાં આવી. આ બધી પ્રવૃત્તિઓ દરમિયાન ફુન પાપેનની મદદમાં ઊભી હતી વિયેનાની જર્મન પ્રવાસ–એજન્સી. વિયેનાના નાત્સીઓનું આ મળવા કરવાનું એક કેંદ્ર બન્યું. અહીં જે "સપ્તર્ષિમંડળ" (committee of seven) જર્મની અને ઑસ્ટ્રિયાના આંતરરાષ્ટ્રીય સંબંધો સુધરે એ ઉદ્દેશથી સ્થાપવામાં આવેલું એ ખરી રીતે તો આગામી આક્રમણની કાર્યકારી સમિતિ જ હતી. હિટલરના જમણા હાથ સમા રૂડૉલ્ફ હેસ તરફથી આ સમિતિને "ક્રાન્તિ" માટે એક ઝીણવટથી ઘડાયેલી યોજના મોકલવામાં આવી હતી. આ "ક્રાન્તિ" એક અમુક દિવસે થશે, અને એ થતાં જ જર્મની ઑસ્ટ્રિયા ઉપર આક્રમણ કરશે એમ નક્કી કરવામાં આવ્યું હતું.

પણ એટલામાં તો બર્લિનમાં બધા સેનાનાયકો હડતાલ પાડીને બેઠા. એમણે હિટલરને કેટલીયે વાર કહ્યું હતું કે આ જાતનું પગલું લેવું એટલે યુદ્ધને આમંત્રણ આપવા જેવું છે; અને યુદ્ધ માટે જર્મની તૈયાર છે એમ તો માની શકાય એમ હતું જ નહિ. હિટલરે આ બધું સાંભળી લીધું અને ૪થી ફેબ્રુઆરીની સવારે એણે એક ધડાકો કર્યો. એક ફતવો કાઢીને સૈન્યની અંદરના એકેકે એક પુરાણમતવાદી અધિકારીઓને એણે નિવૃત્ત કર્યા. સ્પેનના યુદ્ધમાં જર્મન મનવાર "ડૉઈશલેંડ" ઉપર બૉંબ પડતાં જ જ્યારે હિટલરે આખા સ્પેનભરમાં જર્મન સેના મોકલી આપવાની ધમકી આપી હતી, ત્યારે એક સામટા રાજીનામું આપવાની ધમકી આપનારા બધા જ સેનાનાયકો આ ફતવાથી નિવૃત્તિમય જીવન ગાળતા થઈ ગયા, અને જબરો મહત્ત્વાકાંક્ષી જનરલ ફુન રાઈશેનાઉ હવે હિટલરનો સેનાપતિ બન્યો.

હિટલરના માર્ગમાં હવે એકેય વિઘ્ન તો રહ્યું નહિ, પણ એમ ને એમ કોઈ પણ બહાના વગર ઑસ્ટ્રિયા ઉપર ચઢી જવાય એમ પણ ન હતું.

ફુન પાપેનને ચૅન્સેલર શુશ્નિગને મળવા માટે મોકલવામાં આવ્યો અને એને કહેવામાં આવ્યું કે હિટલર પોતાના બર્કટસગાડેનના મહેલમાં એને મળવા માગે છે, ચૅન્સેલર શુશ્નિગને એમ પણ કહેવામાં આવ્યું કે બર્લિન અને વિયેનાની સરકારો વચ્ચેના મતભેદો દૂર થાય અને અસંતોષનાં કારણોનો સારો નિકાલ આવે એવી હિટલરની ઇચ્છા છે; અને ભાઈભાઈ જોડે વાતો કરે એમ એ કરવા ઇચ્છે છે.

પણ શુશ્નિગ મક્કમ રહ્યો. એણે જવાની ચોખ્ખી ના પાડી. "સપ્તર્ષિમંડળ"ની ઑફિસ ઉપર પોલીસે પાડેલા દરોડામાંથી ઑસ્ટ્રિયા ઉપરના આક્રમણની આખી યોજનાની એને ક્યારની જાણ થયેલી. એણે સાફ સાફ કહ્યું કે આવી પરિસ્થિતિમાં દગા સિવાય બીજી કઈ અપેક્ષા થઈ શકે?

આ પાસો સવળો ન પડ્યો, એટલે કટોકટીને વખતે કામ લેવા માટે ખાસ તૈયાર રાખેલા માણસને ફુન પાપેને બોલાવ્યો. આ માણસ તે બીજો કોઈ નહિ પણ ચૅન્સેલર શુશ્નિગનો પરરાષ્ટ્રખાતાનો 'વિશ્વાસુ' મંત્રી અને અંગતનો મિત્ર ડૉ. ગુઇડો શ્મિટ. શુશ્નિગને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે આ જ માણસ આગળ જતાં બ્રુટસ નીવડવાનો હતો. ડૉ. શ્મિટ અત્યંત અભિમાની અને મહત્ત્વાકાંક્ષી હતા. પાપેને એનાં થોકડાબંધ વખાણ કર્યાં અને જો જર્મનીને એ સાહાય્ય આપે તો એને રાજકારણમાં સુંદર કારકિર્દી આપવાનું વચન આપ્યું. અનેક વાર શુશ્નિગના સલાહકારોએ એને શ્મિટની વિરુદ્ધ ચેતવ્યો હતો. મુસોલિનીએ પોતે શુશ્નિગને ચેતવણી મોકલી હતી કે "તારો જમણો હાથ જ તારી પીઠમાં કટાર ભોંકી દેશે, માટે સંભાળજે." પણ ચૅન્સેલરે તો પોતાના "જૂના અને વિશ્વાસુ શાળામિત્ર"ની વિરુદ્ધ કહેવામાં આવતી એકકે વાતમાં વિશ્વાસ ન મૂક્યો. રોજ રોજ એ "વિશ્વાસુ મિત્ર" શુશ્નિગને સમજાવ્યા જ કરતો કે એણે બર્કટેસગાડેન હિટલરની મુલાકાતે જવું જ જોઈએ. હિટલર તો આપણો મિત્ર છે, એ તો ઊલટો એમ ગભરાય છે કે શુશ્નિગના હાથમાં "સપ્તર્ષિમંડળ"માંથી પકડાયેલો દગાબાજીનો પુરાવો આખી દુનિયાને જર્મનીની વિરુદ્ધ વાળી દેશે. આપણે તો ખૂબ મજબૂત પરિસ્થિતિમાં છીએ; અને શુશ્નિગે એક વાર જઈ આવીને કાયમ માટે જે કોઈ તકરાર ફરિયાદ હોય તેનો નિકાલ લાવવો જોઈએ.

આખરે શુશ્નિગે રોમ ટેલિફોન કરીને મુસોલિનીની સલાહ માગી. "મારા પરમ પ્રિય મિત્ર," મુસોલિનીએ જવાબ આપ્યો, "તારી નિર્ણય કરવાની શક્તિમાં મને સોએ સો ટકા શ્રદ્ધા છે. તને જેમ ઠીક લાગે એમ તું કર." શુશ્નિગ ઓળખી ગયો કે એનો અર્થ એમ જ છે કે "મુસોલિનીને કાંઈ પડી નથી." આ દરમિયાન બર્લિન તરફથી દબાણ વધતું જ જતું હતું. ઑસ્ટ્રિયા અને જર્મનીની સરહદ ઉપર જર્મન સૈન્ય એકઠું થતું હતું. શુશ્નિગને થયું કે કદાચ કોઈ કરાર કે સુલેહ કરવામાં આવે તો મધ્ય યુરોપમાં ભૂતની જેમ એકાએક પ્રગટ થયેલા આ ભયનું નિવારણ થાય.

૧૧મી ફેબ્રુઆરીની સાંજે આખરે અત્યંત છૂપી રીતે શુશ્નિગ બર્કટેસગાડેન તરફ રવાના થયો. સથવારામાં એનો "વિશ્વાસુ મિત્ર" શ્મિટ, જર્મન એલચી ફુન પાપેન અને એક જુવાન સેક્રેટરી એટલા જ લોકો હતા.

બીજી જ સવારે એણે હિટલરના મહેલમાં એના અભ્યાસગૃહમાં પ્રવેશ કર્યો. સ્વાગતનો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વગર હિટલરે ત્રાડ પાડીને ગાળોનો વરસાદ શરૂ કર્યો: "બેશરમ જેસુઈટ !........ પ્લેનેટાના (જેને ઑસ્ટ્રિયન ચૅન્સલર ડૉ. ડોલ્ફસના ખૂન માટે દેહાંતદંડની શિક્ષા થયેલી) ખૂની!... ......તારું છેલ્લું પત્તું રમવાનો તારો વખત આવી લાગ્યો છે!!........" શુશ્નિગ બિચારો છત સામે જોઈ રહ્યો. "એ ભયાનક બે કલાકમાં ફક્ત એક જ વાર હિટલરે એકાદ ક્ષણ માટે ગાળોનો વરસાદ બંધ કર્યો હશે" શુશ્નિગે પાછળથી એક મુલાકાતમાં કહેલું. સિગારેટ પીવાની ટેવવાળા એ ઑસ્ટ્રિયન ચૅન્સેલરે કાંઇ ન સૂઝતાં પોતાની સિગારેટની ડાબડી ઉઘાડી.

"બીડી પીવાની અહીં સખત મનાઈ છે." હિટલર તાડૂક્યો.

એકાએક હિટલરે એક બટન દબાવ્યું. તરત જ સેનાપતિ રાઈશેનાઉ, સેનાપતિ કાઈટેલ અને વર્તમાનપત્રની દુનિયાનો મુખ્ય ડૉ. ડીટ્રીશ અંદર આવ્યા.

"આ ઑસ્ટ્રિયાના ચૅન્સેલર સાહેબ પધાર્યા છે" હિટલરે કટાક્ષથી કહ્યું. "એમને જરા કહો કે આપણી માગણીઓનો અસ્વીકાર થાય તો શું શું કરવા માટે આપણી તૈયારીઓ છે."

સેનાપતિઓએ તરત જ આંકડાઓ આપ્યાઃ બે લાખ માણસો અને આઠસો વિમાનો સરહદ ઓળંગવા તૈયાર થઈને બેઠાં છે."

હિટલરે અગિયાર કલમોવાળા કરારનામાનો એક મસદ્દો શુશ્નિગ આગળ ધરીને એના ઉપર તરતોતરત સહી કરવા હુકમ કર્યો. આ કરારનામું એટલે, સરવાળે આખું ઑસ્ટ્રિયા નાત્સી રાજ નીચે આવે એ જાતનું હતું. કરારનામું આગળ ધરીને વળી હિટલરે પગ પછાડીને અને ગાળોનો વરસાદ વરસાવીને પોતાનું રુદ્ર સ્વરૂપ શુશ્નિગને દેખાડયું. "વિશ્વાસુ મિત્ર" શ્મિટે એ કરારની ઘણી ખરી શરતો સ્વીકારી લેવાની સલાહ આપી. ચૅન્સેલર શુશ્નિગે આખરે કહ્યું કે બારમાંથી ત્રણ શરતો એ સ્વીકારી શકે એમ છે–વિયેનાના નાત્સી નેતા સેસઈનક્વાર્ટની ગૃહમંત્રી તરીકેની નિમણૂક કરવાની, બધા રાજકીય કેદીઓને બિનશર્ત છોડી મૂકવાની, અને 'ફાદરલેંડ ફ્રંટ' પાર્ટીમાં નાત્સીઓને દાખલ કરવાની. ઑસ્ટ્રિયાના પ્રેસિડેંટ મિક્લાસને મળીને વિચાર–મંત્રણા કર્યા વગર એથી વધારે શરતો સ્વીકારવાની શુશ્નિગે ના પાડી. વળી એક કલાક હિટલરે ગર્જના કરી ને "હાલ તુરત માટે" તમારી વાત કબૂલ રાખું છું એમ કહી, ફરી એક વાર યુદ્ધની ને ચડાઈની ધમકી આપી અભ્યાસગૃહમાંથી પ્રયાણ કર્યું.

રવિવારની વહેલી સવારે, ફેબ્રુઆરીની ૧૩મી તારીખે શુશ્નિગ વિયેના પાછો પહોંચ્યો. લોહીનો છાંટો પણ શરીરમાં ન રહ્યો હોય એવું એનું મોઢું ફિક્કું પડી ગયું હતું. એના પગમાં જાણે ત્રાણ ન રહ્યું હોય એમ એ ચાલતો હતો. એક રાતમાં એને વૃદ્ધત્વ આવી ગયું હતું.

એણે સ્વીકારેલી શરતોની વાત વિયેનામાં બૉંબ ફૂટે એમ ફૂટી. શુશ્નિગે પોતાના દેશને વેચી તો નથી માર્યો ને, એમ સૌને શંકા પેઠી. પ્રેસિડેંટ મિક્લાસે એને સલાહ આપી કે હિટલરના આ પાશવી અને નીચ પ્રયત્ન વિષેનો આખો હેવાલ શુશ્નિગે પ્રસિદ્ધ કરવો. એટલું કરવામાં આવે તો દુનિયા આખીની સહાનુભૂતિ મળશે અને ઑસ્ટ્રિયાની જનતા જરૂર ખળભળી ઊઠશે એટલો પ્રેસિડેંટ મિક્લાસને વિશ્વાસ હતો. એની હમેશની રીત મુજબ શુશ્નિગે તેમ કરવાની ના પાડી. "મારે વિચાર કરવાની જરૂર છે. હું કોઈક રસ્તો જરૂર શોધી કાઢીશ" એમ કહીને એણે પોતાને પોતાની ઑફિસમાં પૂરી લીધો.

"ફાદરલેંડ ફ્રંટ"ના વિશ્વાસુ અને સ્વામીભક્ત નેતાઓ પોતાના અગ્રણીના આ મૌનથી બહુ મૂંઝવણમાં પડી ગયા, એમાંના કેટલાકોએ પાછળથી કહેલું, "જો ફક્ત એણે ખુલ્લે હૃદયે અને પ્રમાણિકપણે અમને બધી વાત કરી હોત તો અમે જબરજસ્ત સંગઠન બતાડી અમારી શક્તિની દુનિયાને ખાતરી આપત, ને એમ થાત તો ઈતિહાસનું પાનું કોઈ જુદી જ રીતે લખાત."

પણ આમ છતાં ય જ્યારે વાત બહાર પડી ગઈ કે હિટલરે આખરી ખરીતો આપ્યો છે ત્યારે આખું રાષ્ટ્ર પગભર થઈ ગયું. વગર યોજયાં અનેક રાષ્ટ્રીય સરઘસો અને દેખાવો જ્યાં ત્યાં થવા લાગ્યાં. શુશ્નિગને જરા હિંમત આવી કે સામો ઘા કરવાનો વખત આવી લાગ્યો છે. વિયેનાના મેયર સ્મિતસે (ડૉ. શ્મિટ નહિ) એને પ્રોત્સાહન આપ્યું. મજૂરોના પ્રતિનિધિઓનું એક મંડળ મેયર આગળ ગયું અને એમણે કહ્યું કે રાષ્ટ્ર માટે જરૂર પડે તો પ્રાણ પાથરવા અમે તૈયાર છીએ. આખો દેશ જાણે સળગી ઊઠયો. કહેવાય છે કે આવી ઉજ્જવળ દેશભક્તિ ઑસ્ટ્રિયન જનતાએ પહેલાં કદી બતાવી ન હતી.

બર્ક્ટેસગાડેનની મુલાકાતની વાત સાંભળીને આ બાજુ મુસોલિની સારી પેઠે ગભરાયો હતો. "જો આપણે ઑસ્ટ્રિયા ખોઈ બેસશું તો આપણને જગત–યુદ્ધમાં હાર્યા જેટલું નુકસાન થશે" એમ એના સલાહકારોએ મુસોલિનીને ક્યારનું ય કહી દીધું હતું. ફેબ્રુઆરીની ૨૨મીએ રોમથી સિનોર સલાતા શુશ્નિગને મળવા આવ્યો, અને મુસોલિનીને નામે એણે વચન આપ્યું કે છેવટની ઘડી સુધી ઈટલી શુશ્નિગને મદદ કરશે.

તો પછી એ જ અઠવાડિયાં પછી મુસોલિનીએ પોતાનું વચન શા માટે તોડયું? એનો જવાબ એ છે કે એ દરમિયાન હિટલરે એને 'હૃદયપૂર્વક'નું વચન આપેલું કે ઑસ્ટ્રિયાને સમૂળ પાદાક્રાંત કરવામાં નહિ આવે, એને જર્મનીમાં તો દાખલ કરી દેવામાં નહિ જ આવે, અને ઑસ્ટ્રિયન સરકાર નાત્સી થાય

તો ય ઑસ્ટ્રિયાનું સ્વાતંત્ર્ય તો કાયમ જ રાખવામાં આવશે. આ વચન અપાયાની વાત તો હવે સૌ જાણે છે. એને સિદ્ધ કરવા જવાની જરૂર નથી.

શુશ્નિગ બિચારો રોમ તરફથી મળેલા વચન ઉપર ભરોંસો રાખી તૈયારીઓમાં પડયો. એણે પાર્લામેન્ટની સભા બોલાવી. ૨૪ ફેબ્રુઆરીની સાંજે ઑસ્ટ્રિયન પાર્લામેન્ટનું સભાગૃહ દેશના પ્રસિદ્ધ લોકોથી ભરાઈ ગયું હતું. તે દિવસે તો કોઈ પ્રેરણા પામેલા પુરુષની જેમ શુશ્નિગે સભાગૃહમાં પ્રવેશ કર્યો—એ કોઈ બીજો જ શુશ્નિગ જાણે ન હોય ! એની આંખોમાં એક જાતનું તેજ હતું. એના અવાજમાં કોઈ દૈવી નાદ હતો, અને એ દિવસે એણે કરેલું ભાષણ એ યુરોપના આધુનિક રાજકારણમાં એક અભૂતપૂર્વ વ્યાખ્યાન ગણવામાં આવે છે. અને જ્યારે એણે પોતાના ભાષણનો અંત "આમરણાંત આપણે શ્વેત અને રક્ત, રક્ત અને શ્વેત ધ્વજા નીચે રહેશું" એ વાક્ય સાથે કર્યો ત્યારે પ્રચંડ નિનાદ સાથે આખી મેદની ઊભી થઈ ગઈ હતી. એનું પ્રમાણિક વક્તવ્ય, અને હિટલર ઉપરના એના તીખા કટાક્ષમય ઉદ્‌ગારો આખા દેશમાં એક જ રાત્રીમાં જ્વાળા ફેરવવા બસ હતા. વિજયની ખાતરી થતાં અને આત્મવિશ્વાસ આવતાં શુશ્નિગે ઘોષણા કરી કે નવમી માર્ચને દિવસે એક પ્રચંડ મતદર્શન ( Plebiscite ) આખા રાષ્ટ્રમાં કરવામાં આવશે. એ દિવસે ઑસ્ટ્રિયાએ કાં તો એને સાથ આપવાનું કે એની વિરુદ્ધ થવાનું નક્કી કરવાનું રહેશે. આ ઘોષણા થતાં જ આખી મેદનીએ "હાઇલ શુશ્નિગ ! હાઈલ ઑસ્ટ્રિયા ! !"ના વિજયનાદ કરીને સભાગૃહ ડોલાવી મૂકયું.

પણ શુશ્નિગે એક મોટી ભૂલ કરી—તે હિટલરનું પોતાનું અપમાન કરવાની. વળી રાજકીય દૃષ્ટિએ મતદર્શન હિટલર માટે ગમે એટલું અનિચ્છનીય હોય તોપણ શુશ્નિગે પોતાના રાજ્યની નબળાઈઓ ખ્યાલમાં લીધી ન હતી. પોતાના હાથ નીચેના અધિકારીઓને એણે કદી કાર્યારંભ પોતાની જવાબદારી ઉપર કરવા દીધો જ ન હતો, અને હવે એ અધિકારીઓને શું કરવું તેની ખબર ન હતી. મશાલ સળગી રહી હતી પણ એનો કેમ ઉપયોગ કરવો એ કોઈને ખબર ન હતી.

એના મ્યૂનિકના મહેલમાં બેઠાં બેઠાં હિટલરે શુશ્નિગનું ભાષણ રેડિયો ઉપર સાંભળ્યું. એ દિવસે સાંજે જ્યારે હિટલર "મ્યૂનિકના બળવા"ના જન્મ-દિવસ-નિમિત્તે ( એ અયશસ્વી બળવામાં હિટલરનો પણ સાથ હતો; તે વખતે તો એ એક અજાણ જુવાન હતો ) એક બિયર-હૉલમાં હાજરી આપવા ગયો ત્યારે ક્રોધથી એનું મોઢું રાતુંચોળ થયેલું હતું. બિયરના એક ટંબલરને ટેબલ ઉપર પછાડતાં પછાડતાં ત્રણ કલાક સુધી એ તાડૂકયો. "આખા ઑસ્ટ્રિયા ઉપર હળ ફેરવવાં પડે તો ય મને દયા નહિ આવે; પણ ગમે તે ઉપાયે શુશ્નિગનું હું નિકંદન કાઢયા વગર નહિ રહું." એણે ધમકી આપી. એ જ રાત્રે બધા સૈન્યાધિકારીઓને બોલાવવામાં આવ્યા. પણ સેનાપતિઓ મંત્રણા કરી રહ્યા હતા ત્યાં રોમથી એક બહુ જ અગત્યનો સંદેશો આવ્યો, મુસોલિનીએ એ સંદેશા દ્વારા હિટલરને વિનંતી કરી હતી કે કોઈ પણ જાતનું ઉતાવળું પગલું ન ભરાવું જોઈએ. એટલે તરત જ પગલાં લેવાનો નિર્ણય એ ક્ષણ માટે પડતો મુકાયો.

છેલ્લો તાર તો તૂટયો શુશ્નિગે મતદર્શન ( Plebiscite )ની ઘોષણા કરી ત્યારે. એમાં વળી મુસોલિનીએ વચન આપ્યું કે ઑસ્ટ્રિયાને ઓહિયાં ન કરી જવામાં આવે ત્યાં સુધી એ આડો નહિ આવે. હિટલરે ફરી એક વાર સૈન્યાધિકારીઓને મંત્રણા માટે બોલાવ્યા. પરદેશખાતાના મંત્રી રીબેનટ્રોપે ઑસ્ટ્રિયાના નાત્સી મંત્રીઓને એવી સૂચના મોકલી કે ઑસ્ટ્રિયામાં જ્યાં ત્યાં હુલ્લડો થઈ બેસે એવી વ્યવસ્થા કરવી; એટલે જર્મન સરકારને આક્રમણ માટે એક સરસ બહાનું મળી જાય.

૧૧મી માર્ચે નાત્સી મંત્રી કેપ્લર વિયેના આવ્યો ને હિટલરને નામે એણે ત્રણ માગણીઓ કરી—મતદર્શન મોકૂફ રાખવામાં આવે; શુશ્નિગ રાજીનામું આપે; અને સેસઈનકવાર્ટને ચૅન્સેલર તરીકે નિયુક્ત કરવામાં આવે. તિરસ્કાર સાથે શુશ્નિગે

એ માગણીઓનો અસ્વીકાર કર્યો. સુરાપ્રાશનમાં જ મશગૂલ રહેનાર અને શાંત સ્વભાવનો પ્રેસિડેંટ મિકલાસ પણ આ માગણીઓથી તપી ગયો; ટેબલ ઉપર મુઠ્ઠી પછાડીને એણે હિટલરના સંદેશવાહકને કહ્યું કે "ઑસ્ટ્રિયા લેતાં પહેલાં તમારા જેવા જંગલીઓને અમારાં મડદાં ઉપર ચાલવું પડશે."

એ જ સાંજે પાંચ વાગે જર્મન સરકારના વિયેનાના પ્રતિનિધિએ આખરી ખરીતો આપ્યો ને કહ્યું કે મંત્રી કેપ્લરે આપેલી ત્રણ શરતોનો સ્વીકાર ઑસ્ટ્રિયાએ તરતોતરત કરવો જ પડશે. એણે એમ પણ જણાવ્યું કે આખરી ખરીતાની મુદત એ જ સાંજે સાડા સાતે એટલે કે અઢી કલાકમાં પૂરી થશે. અને એ થતાં જ જો શરતો અમાન્ય થઈ હશે તો સરહદ ઉપર આવીને ઊભેલા બે લાખ જર્મન સૈનિકો ઑસ્ટ્રિયામાં પ્રવેશ કરશે.

મિનિટો પસાર થવા લાગી. સાંજે છ વાગે રેડિયો ઉપર ઘોષણા થઈ કે મતદર્શન નહિ લેવામાં આવે; સાત વાગે ઘોષણા થઈ કે ચેન્સલર શુશ્નિગે રાજીનામું આપ્યું છે અને આઠ વાગે રેડિયો ઉપર પેલું હૃદયને વલોવી નાખે એવું શુશ્નિગનું છેલ્લું કરુણ ભાષણ થયું. એ ભાષણના કારુણ્યને લીધે ઘણા લોકો એની સરખામણી બાદશાહ આઠમા એડવર્ડના રાજ્યત્યાગ વખતના ભાષણ સાથે કરે છે. શુશ્નિગે કહ્યું "હું દુનિયા સમક્ષ જાહેર કરું છું.........કે પાશવી બળ સામે અમારે નમતું આપવું પડે છે......... અમારા સૈન્યને અમે હુકમ આપ્યો છે કે એ લોકો પાછા હટી જાય અને પ્રતિકાર ન કરે.........પ્રભુ ઑસ્ટ્રિયાને બચાવો." એ છેલ્લા બે કલાકમાં શું શું બન્યું એ તો ફક્ત છૂટાંછવાયાં વર્ણનો અને પછીથી થયેલા પત્રવ્યવહાર ઉપરથી જ માત્ર સમજી શકાય એમ છે. ખેડૂતના કુટુંબમાં જન્મેલા પ્રેસિડેંટ મિકલાસે પ્રતિકાર કરવાનો નિર્ણય કરવા શુશ્નિગને પગે પડીને વિનંતી કરી. ઑસ્ટ્રિયાના સૈન્યાધિકારીઓએ જર્મનીનું આક્રમણ જે જે દિશાએથી આવવું શક્ય હતું ત્યાં ત્યાં ચૂંટી કાઢેલાં સૈન્યદળ ગોઠવી દીધાં હતાં. પણ શુશ્નિગ મક્કમ રહ્યો. પ્રતિકારનો અર્થ પહેલાં લોહીની નદીઓ વહેવડાવવી અને પછી સ્વાધીન થવું એટલો જ હતો.........અને એ જવાબદારી લઈને ભવિષ્યની પ્રજા સમક્ષ ગુનેગાર તરીકે ઊભો રહેવા શુશ્નિગ તૈયાર ન હતો.

શુશ્નિગે સમસ્ત પ્રધાનમંડળ સમક્ષ આખરી વિદાયનું ભાષણ આપ્યું એ વખતે બધાની આંખોમાંથી આંસુના પ્રવાહ ચાલ્યા જતા હતા. "મારા ભાષણનો અને મારો હવે અંત થાય છે." એટલું બોલી એણે એ પ્રધાનમંડળની ઓરડીમાંથી ઝડપથી પ્રયાણ કર્યું. બહાર આવી વાટ જોતી ઊભેલી પોતાની મોટરમાં એણે પ્રવેશ કર્યો, અને બે અંગરક્ષકો તરત જ મોટરની પગથી ઉપર બે બાજુ ઊભા રહી ગયા. એમણે ડ્રાઈવરને હુકમ આપ્યો: "સીધા લઈ જાઓ ઍસ્પર્નના વિમાની મેદાન ઉપર; જલદી કરો."

"ના, ના." શુશ્નિગે તરત જ કહ્યું, "હું ઑસ્ટ્રિયાનો રહેવાસી છું અને મરણ સુધી આ દેશમાં જ રહીશ. મને મારે ઘેર લઈ જાઓ." એ વખતે રાતના સવા આઠ વાગ્યા હતા.

પછી તો વિયેના આખામાં ધમાચકડી ચાલી. કોણ જાણે ક્યાંથી હજારો નાત્સીઓનાં ટોળાં બહાર નીકળી પડ્યાં. વેગવાળી મોટરોમાં બેસીને વિયેનાના રસ્તાઓ ઉપર એમણે ત્રાહી પોકરાવી દીધી. એ જ કલાકમાં શુશ્નિગના રાજના બધા સ્વામીભક્ત અને દેશભક્ત અધિકારીઓને ગિરફતાર કરવામાં આવ્યા. બહારના દેશો સાથેનો એકેએક જાતનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો.

વિયેનાના મુખ્ય રસ્તાઓ ઉપર નાત્સીઓએ ઉત્સાહપૂર્વક ધ્વજાપતાકાઓ સાથે સરઘસો કાઢ્યાં. થોડા જ કલાકો ઉપર એ જ રસ્તાઓ ઉપર શુશ્નિગની ધજાઓ ફરકતી હતી. પણ આ દેખાવો કરનારા બહુ લોકો ન હતા. ડઘાઈ ગયેલી પ્રજા તો આભી બનીને જોઈ જ રહી હતી. એમણે ભાગ લેવાની મૂર્ખાઈ નહોતી કરી.

પણ હિટલરને બધું "કાયદેસર" કરવાનો બહુ શોખ છે. ઑસ્ટ્રિયા ઉપર વિજય મળતાં જ ડૉ. ગોબલ્સને અને એના પ્રચારખાતાને "ઇતિહાસ-

સંશોધકો માટે બધું વ્યવસ્થિત" કરી નાખવાનો હુકમ મળ્યો. નાત્સી લેખકોના કહેવા મુજબ "ઑસ્ટ્રિયામાં એ શુક્રવારે કૉમ્યુનિસ્ટ ક્રાન્તિ થવાની લગભગ તૈયારી થઈ ચૂકી હતી. એ ભયાનક સંકટથી ગભરાઈ જઈને સેસઈનકવાર્ટે હિટલરને મદદ માટે અને સૈન્ય મોકલવા તાર કર્યો કે જેથી ઑસ્ટ્રિયામાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપન થાય અને રક્તપાત ન થવા પામે." ખરી વાત છે કે હિટલરના કહેવાથી લખાયેલો એ તાર એ દિવસે મોડી રાત્રે મોકલવામાં આવેલો; જ્યારે હિટલરના સૈન્યે તો રાત્રે નવ ને પાંચે ઑસ્ટ્રિયન સરહદ ઓળંગીને દેશમાં પ્રવેશ કરી દીધો હતો.

બીજે દિવસે સવારે ગોએરિંગના વૈમાનિક દળનાં પ્રચંડ હવાઈ જહાજો–બૉંબનો વર્ષાવ કરનારાં તેમ જ સૈન્ય લઈ જનારાં–વિયેના ઉપર સમડીની જેમ ચકરાવો કરવા લાગ્યાં. એક પછી એક બસ્સો સૈન્યવાહક વિમાનો મેદાનમાં ઊતર્યાં અને દરેકમાંથી બધી રીતે સજ્જ થયેલા બાર બાર જર્મન સૈનિકોએ ઑસ્ટ્રિયાની–એ ગઈ કાલની સ્વતંત્ર ભૂમિ–ઉપર પગ મૂક્યો. બપોર સુધીમાં જર્મન સૈન્યનાં મોટરદળો વિયેના પહોંચી ગયાં અને સાંજ સુધીમાં તો આખું વિયેના એક લડાયક કૅંપ જેવું થઈ ગયું. પ્રજા પણ આ બધા પ્રદર્શનથી અંજાઈ ને મોટે અંશે નાત્સી પરાક્રમ અને વીર્ય તરફ સહાનુભૂતિ ધરાવતી થઈ ગઈ.

આ દરમિયાન જેનાથી લોકો સૌથી વધારે ડરે છે એ હિટલરની ગેસ્ટાપો—સી. આઈ. ડી.–નો મુખ્ય અધિકારી હિમલેર પોતાના એક હજાર ચુનંદા ગુપ્તચરો સાથે આવી પહોંચ્યો. આખો દિવસ લૉરીઓ ઉપર લૉરીઓ કેદીઓને પકડી લાવીને જેલો અને કૅંપો ભરવા લાગી. દરમિયાન ગામ આખામાં બ્રાઉન શર્ટ પહેરેલા સ્વયંસેવકોની ફરી ફરી કૂચ કરી, લોકોનાં મન ઉપર હજારો સ્વયંસેવકો નાત્સી લોકો તરફ સહાનુભૂતિ ધરાવનારા છે એવી છાપ પાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. નાત્સી વિકરાળતાનું દર્શન લોકોને થઈ ચૂક્યું. લોકોને થયું કે જ્યાં સુધી તક છે ત્યાં સુધીમાં શામેલ થઈ જવામાં જ વધુ ડહાપણ છે એટલે એમણે તો બમણા જોરથી "હાઈલ હિટલર" ના વિજયનાદ પોકારવાનું શરૂ કરી દીધું.

પણ સ્વસ્તિકવાળી ધજાઓ ફરકયા છતાં, અને સેસઈનકવાર્ટ ચૅન્સેલર થયા છતાં, ઑસ્ટ્રિયા હજી સ્વતંત્ર હતું; મિકલાસ હજી પ્રેસિડેંટ હતો, અને હિટલરે બધું તે વખત પૂરતું તો યોજેલું પણ એમ જ. ત્યારે શા માટે એણે પોતાનો નિર્ણય બદલ્યો હશે, અને મુસોલિનીને આપેલું વચન તોડીને એણે કયાં કારણોને લીધે ઑસ્ટ્રિયા ઓહિયાં કર્યું હશે?

હિટલરે વિયેનામાં વિજયપ્રવેશ કર્યો કે તરત જ એણે લંડન, પૅરિસ અને રોમની જર્મન વકીલાતોમાંથી દર અર્ધા અર્ધા કલાકે રિપોર્ટો મંગાવવાની શરૂઆત કરી. અને એને રિપોર્ટો મળ્યા આ પ્રમાણે– પૅરિસ : પૉપ્યુલર ફ્રંટ સરકારનો પરાજય થઈને નવી સરકાર ફ્રાંસમાં નિમાવાની તૈયારી થઈ છે. રાજકીય પરિસ્થિતિ એવી વિચિત્ર છે કે કોઈ પણ નેતા પ્રધાનમંડળ ઘડી શકતો નથી. આનો અર્થ એમ છે કે ફ્રાંસ તરફથી કોઈ પણ જાતનું અસરકારક પગલું લેવાય એ અશક્ય છે. લંડન : બ્રિટિશ સરકાર "બહુ જ ચોંકી ગઈ છે" પણ એમણે બધું "ફ્રેંચ સરકાર આરંભ કરે તો જ આપણે ભાગ લેવો" એવી નીતિ ઉપર છોડયું છે. રોમ : મુસોલિની, ઑસ્ટ્રિયા તો શું, પણ કોઈ પણ ઠેકાણે કાંઈ પણ નવું હાથ ધરી શકે એવી સ્થિતિમાં નથી.

આ બધા અનુકૂળ રિપોર્ટો મળ્યા એ જ અરસામાં બીજી બાજુથી હિટલરના સેનાપતિઓએ રિપોર્ટ આપ્યો કે ઑસ્ટ્રિયાનું આક્રમણ કોઈ પણ વિઘ્ન વગર જર્મન સેના કરી શકી છે, અને ઘણી જ સહેલાઈથી દેશભરમાં જર્મન સેના ફેલાઈ શકી છે. ક્યાં યે બળવાની કે વિરોધની નિશાની પણ નથી.

હિટલરે જોયું કે લીલી બત્તી થઈ ગઈ છે, તે લાલ બત્તીની સામે ધસી જનાર એ જર્મન ચૅન્સેલરને એથી વધારે જોઈતું ન હતું. એણે એક ડગલું વધારે ભર્યું અને ઑસ્ટ્રિયાનો સૂર્યાસ્ત થયો.

# સિગ્મંડ ફ્રોઇડ

"ચારુદત્ત"

હેવલોક એલિસ જુલાઈની દસમી તારીખે વિદેહ થયા; સિગ્મંડ ફ્રોઈડ ચોવીસમી સપ્ટેંબરે વિદેહ થયા. અઢી મહિનાના ગાળામાં એક જ વિદ્યાના એ મહાપંડિતો આ પૃથ્વીના લોકો વચ્ચેથી ચાલતા થયા.

જિન્સીવૃત્તિ એ એક જબરું સમાજવાહક બળ છે. માનસપૃથક્કરણ એટલે શું અને તે કેમ થાય એનું જગતને પ્રથમ જ્ઞાન કરાવનાર આ બે પુરુષોએ જગતને એક મહાન વિજ્ઞાનની ભેટ આપી છે. ખાસ કરીને બાલકેળવણીના ક્ષેત્રમાં તો એ વિજ્ઞાન એક અનિવાર્ય વસ્તુ થઈ પડી છે. ભવિષ્યની પ્રજાને ઘડવામાં એનો સાચી રીતનો ઉપયોગ આવડે તો જગતમાં આજે દેખાતી અશાંતિ અને હિંસા કાલે દેખાતી બંધ થઈ જાય.

ફ્રોઈડનાં મંતવ્યો આ ટૂંકી નોંધમાં નિર્દેશવાં પણ મુશ્કેલ છે. એની ચર્ચા તો ક્યાંથી જ સંભવે? એમણે કહેલી એક વસ્તુ તો બરાબર સમજી લેવા યોગ્ય છે કે પ્રાણીની એક પણ ક્રિયા કારણ વિના નથી બનતી. સહજ થયેલી ક્રિયામાં ઊંડે ઊંડે ચિત્તતંત્રમાં ચાલતા કોઈ વ્યાપારનું પરિણામ છે. ભાવિના કોઈ શુભ કે અશુભની એ આગાહી છે. એને સમજી લઈ ને જો એને માર્ગ કરી દેવામાં આવે તો એનું શુભતત્ત્વ વિકસી ઊઠે અને અશુભ તત્ત્વ વિલીન પામવા તરફ જાય. માબાપોએ, શિક્ષકોએ અને સમાજની પ્રત્યેક વ્યક્તિએ આ સમજી લઈ પોતાનાં બાળકો અને પોતાના સંબંધમાં આવનારાં જોડે સુયથાર્થ વ્યવહાર ગોઠવી લેવો જોઈએ કે જેથી અનિષ્ટની શક્તિ ઘટી જાય.

જગતને આ કામ કરતાં વધુ કલ્યાણકારી શોધ ભૂતકાળમાં કદાચ બીજી નહિ મળી હોય.

ફ્રોઈડનો જન્મ ઈ. સ. ૧૮૫૬માં મે મહિનાની ૬ઠ્ઠી તારીખે મોરાવિયામાં ફ્રીબર્ગ નામના ગામમાં થયો હતો. ૧૯૩૮ના જૂનની ચોથી તારીખ સુધીનાં એમના જીવનનાં લગભગ ૮૦ વર્ષ વિયેનામાં વીત્યાં હતાં. જે ભૂમિ સાથે એમણે પોતાનું અંતર ૮૦–૮૦ વર્ષ સુધી જડી રાખ્યું હતું તે વ્યક્તિને જર્મનીના સરમુખત્યાર હેર હિટલરે એક દિવસે એક જબ્બર આંચકો મારી એ ભૂમિમાંથી ઉખેડી નાખી. કારણ? કારણ કે તેમનો જન્મ યહૂદી માતાને પેટે થયો હતો અને હિટલર યહૂદીઓને ધિક્કારતો હતો. ૮૨ વર્ષનો એ જઈફ આદમી ધ્રૂજતે પગે, આંસુ-છલકતી આંખે પોતાના ઘરને, પોતાના દેશને, પોતાની કર્તવ્યભૂમિને છોડી ઇંગ્લેંડ આવી વસ્યો. આ આઘાત કોઈ પણ માણસના હૃદયને તોડી નાખવાને બસ છે. એક વર્ષ ઉપર ત્રણ જ મહિના થયા અને ફ્રોઈડે મૃત્યુને સ્વીકાર્યું.

ફ્રોઈડ માનસવિશ્લેષણશાસ્ત્રના પ્રણેતાનું બિરુદ પામ્યા, પરંતુ એ તો થયો ડૉક્ટરનો અભ્યાસ, જ્યારે ફ્રોઈડને એવા અભ્યાસ પ્રત્યે જીવનની શરૂઆતમાં રુચિ જ નહોતી. એમને તો રસ હતો ભૌતિક વિજ્ઞાનના સંશોધનમાં. પણ ગેટેનું 'ધ નેચર' (નિસર્ગ)–એ પુસ્તક વાંચ્યું અને એમની રુચિનું નિશાન બદલ્યું. એમણે શરૂઆતમાં તો વનસ્પતિ અને રસાયણોમાં જ રસ લેવા માંડ્યો, પણ વનસ્પતિમાંથી જીવશાસ્ત્ર, જીવશાસ્ત્રમાંથી ચેતના અને ચેતનાનું તંત્ર અને ક્રમ આગળ ચાલતો ગયો, અને છેવટે એમણે ચેતનાના દરેક પ્રકાર પાછળ રહેલી સૂક્ષ્મ ક્રિયાને પારખવાના યત્નો કરવા માંડ્યા. પરિણામે એમણે જગતને મનોવિશ્લેષણનું શાસ્ત્ર આપ્યું.

૧૮૭૬થી ૧૮૮૨ સુધી એમણે પ્રથમ બ્રુક (Brucke)ના હાથ નીચે શરીરશાસ્ત્ર-પ્રયોગ-

શાળામાં અને પછી મેયનર (Meynert)ના હાથ નીચે મસ્તિષ્કરચનાના પ્રયોગોમાં કામ કર્યું. માનસિક દર્દોનાં નિદાન અને ચિકિત્સામાં સંશોધનાત્મક કામ કરવા બદલ તેના નિષ્ણાતની પદવી એમને ૧૮૮૧માં મળી, પણ પદવીને આવશ્યક જ્ઞાન કરતાં તે જ્ઞાનની પરિપક્વતાને પોષક એમણે બીજું ઘણું જ્ઞાન દરમિયાનમાં મેળવી લીધું હતું.

આર્થિક કારણોએ એમને આ સંશોધનનું કામ મૂકી માનસિક નબળાઈઓની ચિકિત્સાનું કામ એક હૉસ્પિટલમાં કરવા માંડ્યું. આ કામ કરતાં એક વાર એમને એમના મિત્ર ડૉક્ટર બ્રુઅરે એક હિસ્ટિરિયાવાળી બાઈ અભાન અવસ્થામાં જે બોલતી હતી તે પરથી હિસ્ટિરિયાનું કારણ પામી જઈ તે મુજબ ચિકિત્સા કરવાથી સાજી કરી શકાઈ તેવી વાત કરી. ૧૮૮૪ની સાલની આ વાત છે. ફ્રોઈડ રસપૂર્વક એ અનુભવને સાંભળી રહ્યા. માનસિક દર્દોની એમાં એમને જડ દેખાઈ. એમને થયું કે માનવી–શરીરમાં એક જ માનવી નથી. અંતસ્તલમાં પણ એક બીજો માનવી હોય છે અને ઘણી વાર એક જ શરીરમાં વસતા એ બંને માનવીઓ એકમેકથી ભિન્ન હોય છે. 'આનો અભ્યાસ કરવો જોઈએ.' ફ્રોઈડને એના અભ્યાસની તરસ લાગી અને બીજે જ વર્ષે હૉસ્પિટલમાંથી છૂટા થઈ પૅરિસના જાણીતા માનસિક રોગોના ચિકિત્સક ડૉક્ટર શારકોટ પાસે અભ્યાસ માટે પહોંચ્યા. ડૉક્ટર શારકોટે એમના ઉત્સાહને વેગ આપ્યો અને ત્યારપછીના વર્ષથી એમણે 'દર્દો ઓળખવાની રીત' તરીકે જાણીતી થયેલી રીતના ક્ષુદ્ર પાયામાં પોતાનું કામ શરૂ કર્યું. એમનો નિશ્ચય થયો હતો કે આ વિષયમાં ક્રાન્તિકારક પ્રયોગો મારે કરી દેખાડવા છે. એટલે એમણે એ સિવાયની બીજી બાબતોમાંથી ચિત્તને હઠાવી લીધું. આ માટે એમને મિત્રોના ખૂબ ઠપકાઓ મળ્યા, પણ એના જવાબમાં એમણે થોડાં વર્ષો પછી માનસોપચારની ઉપયોગી સિદ્ધિઓ ઉપર એક પુસ્તક જ તૈયાર કરીને આપ્યું. એ પુસ્તકમાં ખાસ બાળકોની માનસિક જડતા અને મૂઢતા ઉપરના પ્રયોગોનું ખાસ વર્ણન હતું. મિત્રોને સંતોષ થયો.

આ પુસ્તક પ્રગટ થયું તે પહેલાં અને પછી પણ એમણે બિમાર માનસનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ૧૮૯૩માં એમણે પોતાના જૂના મિત્ર બ્રુઅરને પેલી હિસ્ટિરિયાવાળી બાઈનો કિસ્સો પોતાના 'હિસ્ટિરિયાનો અભ્યાસ' એ પુસ્તકમાં જોડવા સમજાવ્યો. બંનેએ કેટલોક વખત સાથે કામ કર્યું. પણ બ્રુઅરમાં ઝાઝો ઉત્સાહ નહિ એટલે જોડાણ લાંબો સમય ચાલ્યું નહિ.

આ પછી મનોવિશ્લેષણપદ્ધતિનું જે બીજ છે તે Free-association (નિર્બંધ વિચારસહચાર)ની પદ્ધતિએ તેણે દરદીઓને જાણવા માંડ્યા. વિચારસહચારની નિર્બંધિતા હિપ્નોટીઝમથી આવી શકે, હિપ્નોટીઝમની અસર નીચે હોય ત્યારે જ ભૂતકાળનું ત્વરિત સ્મરણ થાય; આ વિચાર પછી એમણે હિપ્નોટીઝમની રીત જોરપૂર્વક અજમાવવા માંડી. આમાંથી જુદા જુદા મનતંતુઓની રચના અને ખાસિયતો સંબંધે ઉપયોગી શોધો કરવા તરફ તે વળ્યા. આ શોધો સમતલ માનસની શોધ તરફ આગળ વધી. આંતરમનનું અસ્તિત્વ અને તેની બાહ્યમન ઉપરની પ્રબળ અસર, મનની સૂક્ષ્મક્રિયાનો દૃષ્ટ અંગોની ક્રિયાઓમાં આવિર્ભાવ અને પ્રાથમિક જિન્સીવૃત્તિનું અસ્તિત્વ અને તેનાં પરિણામો–આ ત્રણ બાબતો શોધ માટે ફ્રોઈડની નજર સામે હતી. એ શોધોમાંથી એને ઘણું જાણવા મળ્યું, અને જાણ્યા પછી એણે જાહેર કર્યું કે માનસિક ક્રિયાઓનાં પરિણામો તો સ્વપ્નો, સાહિત્ય અને કલાનાં સર્જન, ધર્મ પ્રત્યેનું વલણ, ચેષ્ટાઓ અને કથાવાર્તિકમાં સ્પષ્ટ થાય છે.

દશ વર્ષ સુધી અદમ્ય ઉત્સાહથી એમણે એકલાએ કામ કર્યા કર્યું. અને પછી ૧૯૦૬માં એને કેટલાક સાથી મળ્યા. એ સાથીઓમાંના એડલર અને યુંગ તો આજે એ જ્ઞાનની આગળની શોધોના મૌલિક વિચારકો તરીકે જાણીતા છે. એમના ઉપરાંત બ્રીલ, ફેરેન્ઝી, અર્નેસ્ટ જોન્સ, સેડજર સ્ટેકલ જેવા પણ હતા. ૧૯૦૮માં પહેલી આંતરરાષ્ટ્રીય મનોવિજ્ઞાનની મહાસભા મળી ત્યારે બીજા વધુ સાથીઓ મળ્યા. આ આંતરરાષ્ટ્રીય પરિષદ દર બે વરસે એ પછી મળવા લાગી.

૧૯૧૦માં એક આંતરરાષ્ટ્રીય સંઘ પણ સ્થપાયો કે જેની શાખાઓ આજે જગતના ઘણાખરા દેશોમાં છે. બ્રિટનમાંની એક શાળાનો સ્થાપનાકાળ તો છેક ૧૯૧૩માં જાય છે. આ શાળાઓને સાચવનારાં ત્રણ મોટાં ખાતાં ચાલે છે. આમ ફ્રોઈડે એક જિંદગીમાં કેટલું બધું કામ કર્યું હતું ! એના શોધેલા વિષયના બસો જેટલા નિષ્ણાતોને સ્વતંત્ર રીતે કામ કરતા એમણે કર્યા હતા. અને આ બસો નિષ્ણાતો નથી કરી શકયા તેટલું કામ એમણે એકલાએ કર્યું ! ૧૯૨૬માં એમની ૭૦મી જન્મગાંઠને દિવસે દુનિયાની ઘણી શિક્ષિત વ્યક્તિઓ અને સંસ્થાઓએ એનું અભિવાદન કર્યું હતું. એ વખતે એમને 'વિયેના નગરની મુક્તિ'નું માન અપાયું હતું. એમને જર્મની સાથે બહુ સંબંધ નહોતો છતાં ૧૯૩૦માં જર્મનીએ એમની વિદ્વત્તાની કદર કરતાં ગટે પારિતોષિક આપ્યું હતું. એઓ પોતે તો એ લેવા જઈ શકયા નહોતા, પરંતુ એમની પુત્રીના હાથમાં એ પારિતોષિક મૂકતાં નોબેલ–પારિતોષિક–વિજેતા મહાન નવલકથાકાર હેર થોમસમાને બોલ્યા હતા કે 'ફ્રોઈડની વિદ્વત્તા સમક્ષ મસ્તક નમાવતાં મને અભિમાન ઊપજે છે.'

અને કાળબળ કેવું કે એ જ જર્મનીના માંધાતા હિટલરે એ વૃદ્ધનું અપમાન કર્યું અને તમામ મિલકત જપ્ત કરી ! એનાં પુસ્તકો સુદ્ધાં બાળી નાખ્યાં. એને છોડવામાં આવ્યા પણ ત્યારે જ કે જ્યારે જર્મન સરકાર વિરુદ્ધ બહારના મોટા મોટા વિદ્વાનોએ ચળવળ ઉપાડી. એ બધું એક જ વર્ષ ઉપર.

પણ ઇંગ્લેંડે એની વિદ્વત્તાનું બહુમાન કર્યું. આપણે પણ એમને વંદીએ.



## ફિરંગીના કબ્રસ્તાનમાં[1]

· પૃથ્વી ·

અહો અહીં અટૂલ ઉન્નત તળાવને ટેકરે,
અપૂજ્ય અણજાણ સ્મારક સુહાય, વાસ્કોડીની
વડી વણજફૂચજન્ય ઇતિહાસનું, ધન્ય આ
ધરા, જહીં સૂતેલ શૂર નિજભોમનું નૂર લૈ !
અમોતણી સમષ્ટિવત્સલ ધરાઉછંગે ઘણું
રમી જમી દમી સુતેલ પરભોમપુત્રો ! હવે
અમારું ઉર ના ચહે યુગ ગયેલ આલોચવા
ન આજ, ત્યમ દૂરના અમ સુવર્ણકાળે ય તે.
નિહાળી ત્હમને તટસ્થ ઇતિહાસ દ્દષ્ટે અરે
શકાય અવમાની કેમ ? સરસાઈ આ સ્વત્વની
સદૈવ નિરખાય રે જગમહીં રૂપે જૂજવે !
અમે ય હશું એકદા અચુત કોશ છેટે સૂતા,
હશે તહીં ય કાલચક્રબલપ્રજ્ઞ દ્દષ્ટા ન વા ?
હજો નવ હજો કશી ય અમને ન ત્હેની તમા.

**રમણીક અરાલવાળા**

---

૧. અમદાવાદમાં કાંકરીયાની પશ્ચિમ પાળે આવેલું સ્થળ.

સંગઠન અને 'હોટેલ-ઓય ઇન્કિલાબ'ના વાવટા સહિત પોકારોવાળો ભાગ પણ આપણી એ કંટાળા, અને ઘૃણાની લાગણીને, તેમજ અન્યની ગલીપચીની લાગણીને હટાવી શકશે નહિ, કારણ કે એ વાર્તા—અંશ, ખુદ વાર્તાની જ ક્યારીમાંથી ઊગેલા નૈસર્ગિક રોપ જેવો નથી....તમે મુર્દું જુવો, ને મુર્દાની કુત્સિતતા બીભત્સતાનું સાંગોપાંગ વર્ણન કરી બતાવો, તેથી કંઈ મુર્દાની પાછળ પડેલી કોઈ કરુણ કથા ઊપસતી નથી. તમે એક વેશ્યાગૃહનું વિગતવાર શબ્દ-ચિત્ર રજૂ કરો તેથી કંઈ વ્યથા નીપજતી નથી, નિર્દય નિષ્ઠુર વિગતોનું વાચન જો વાંચકમાં ઉર-સંવેદન ન મૂકે તો એમ કહીને ન ઊભા રહેશો કે પૂર્વગ્રહોથી મુક્ત થયા વગર જ વાંચક વાંચી ગયો છે !

**દાંડીઓ :**

......આ વાર્તા તથા 'નારસિંહ'ની વાર્તામાં આવતાં વર્ણનો શિષ્ટતાના હિમાયતીને મર્યાદાભંગ કરતાં અથવા અશ્લિલ લાગશે, પરંતુ ખરેખરો ઉકરડો પ્રત્યક્ષ નિહાળવો હોય તો નાકે રૂમાલ દાબીને પણ એ જોવો જ રહ્યો. તો જ ઉકરડાનો સાચો ખ્યાલ આવે. સાથે સાથે આ વિચાર પણ ઝબકી જાય છે કે શ્રી. સુન્દરમ્‌ની આવી વાસ્તવદર્શી નવ-લિકાની આટલી સફળતાપૂર્વક રજૂઆત પરથી એમનાં કલાકૌશલ્યનાં દર્શન વાંચકને થાય એ જેટલી આવ-કારદાયક વાત છે તેટલી જ વિચારવા યોગ્ય વાત એ પણ છે કે સંસ્કારી અને શિક્ષિત જનસમાજ બાદ કરતાં બાકી રહેલા સામાન્ય જનસમાજના અશ્લિલ-તાના ધોરણ ઉપર આવી વાર્તાથી કેટલે અંશે અસર થશે !

**ગુજરાતી :**

......વાર્તાના પ્રસંગોની રજૂઆત લગભગ હૂબહૂ કરવામાં આવી છે. જાણે કે ફોટો પાડનારો ચાંપ દાબીને ફોટો પાડવા ન મંડ્યો હોય ! એમ કરવા જતાં ચિત્રકાર જે પ્રમાણે વિષયને આકર્ષક બનાવવા માટે કેટલીક વસ્તુને ગૌણ ચીતરે છે, કેટલીકને ભાર દઈને ચીતરે છે તે અત્રે યોગ્ય પ્રમાણમાં બન્યું નથી. આથી આ વાતો કેટલાકના માનસને સુરુચિનો ભંગ કરનારી નહિ લાગે ત્યારે કેટલાકને ભંગ કરનારી લાગશે. આ સુરુચિનો સવાલ વિષય પરત્વે નથી પણ તેની રજૂ કરવાની ઢબ સંબંધે છે. અને તે ઢબ તરફ ધ્યાન આપતાં એમ સ્પષ્ટ લાગે છે કે વાર્તાની જમાવટ સરસ રીતે થઈ નથી. ખોલકી સિવાયની ચારે વાર્તાઓ કળાની દૃષ્ટિએ ઝાંખી લાગે છે-વાંચકના ચિત્તપર જે ચોટ જમાવવી જોઈએ તે નથી જમાવી શકાતી. અને એ દૃષ્ટિએ આ વાર્તાસંગ્રહ નવીન વિષયોની રજૂઆત સિવાય ખાસ આકર્ષક લાગતો નથી. કવિ સુન્દરમ્‌ કરતાં વાર્તાકાર ત્રિશૂળ ઘણું ઓછું આકર્ષણ કરે છે. તેમની વાર્તાઓને જે માન મળે છે તે વાર્તાકાર તરીકે નહિ પણ કવિ સુન્દરમ્‌ની ખ્યાતિને કારણે; એ વાતો તેમણે લખી છે માટે મળે છે. આ વાતો વિષે, તેના વિષય વિષે ગુજરાતમાં વિશેષ ઉહાપોહ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**લોકવાણી :**

......તેનું પ્રથમ પુસ્તક "ખોલકી અને નાગ-રિકા" સાચે જ એક વિરલ પ્રકાશન છે.

...આ પુસ્તકને વિરલ જણાવવાનું કારણ એ છે કે, શ્રી. 'દ્વિરેફ'ની વિચક્ષણ શૈલીની ગહરી વાર્તા-ઓમાં રહી જતી સચ્ચાઈ, શ્રી. 'ધૂમકેતુ'નાં લાગણીચિત્રોમાં રહી જતી જીવનધબક, શ્રી. 'વાસુકી'ની કલ્પનાના બળમાં સામાન્ય થતી વસ્તુઓ, અહીં પ્રથમવાર, વિષય પરત્વેની સચ્ચાઈ, જીવનની દુઃખદ ધબક અને વિરાટ જગતના ક્રમમાં તણાઈ જતા જીવન તરફ સમજથી જોનારનું બળ, એ મૂર્ત કરે છે.

**પ્રજામિત્ર કેસરી :**

......આ પાંચે કથાઓ સમાજમાં બનતી નાજુક અને જુગુપ્સા ઉપજાવે તેવા અને તેથી વર્જ્ય ગણાયેલા પ્રશ્નોને સાવધાનીપૂર્વક છતાં નીડરતાપૂર્વક ચર્ચે છે. આ નવલિકાઓ સર્જીને શ્રી. સુન્દરમે પોતાનું હીર બતાવી આપ્યું છે. હજુ આવા પ્રશ્નો ચર્ચતી નવ-

લિકાઓ વાંચી નાકનાં ટીચકાં ચઢાવતા ચોખલિયાઓ ગુજરાતમાં ઓછા નથી. પરંતુ શ્રી. સુન્દરમ્‌ની વાર્તાઓ વાંચકનાં દિલને ગલગલિયાં કરી મનોમાલિન્ય ઉપજાવતી નથી, એ તો સમાજની અંદર ચાલી રહેલા સડા તેમજ છૂપાં મનોમંથનો ચર્ચી સમાજના ધુરંધરોનું ધ્યાન સામાજિક રૂઢિઓના વિરૂપ તરફ અને આર્થિક અન્યાયોવાળી સમાજ-વ્યવસ્થાના બનેલા નિર્દોષ શિકારો તરફ ખેંચે છે. અને તેથી તેની મહત્તા વધે છે.

**પ્રતાપ :**

......એ પ્રશ્નના ઉત્તર પર 'ખોલકી અને નાગરિકા'ની મદાર છે. વાસ્તવદર્શી સાહિત્ય અને તેની અભિરુચિ જો જનતાને માફક હોય તો સ્પષ્ટપણે જણાવવું જ જોઈએ કે શ્રી. સુન્દરમે સારી સેવા કરી છે. પણ જો શિષ્ટાચારના વાગા નીચે જો પડી રહેવું હોય તો કહેવું પડશેઃ શ્રી. સુન્દરમ્ સફળ થઈ શક્યા નથી. એ બાબતમાં ગમે તે મતભેદ હોય છતાં આજે વાસ્તવદર્શી સાહિત્યની ખૂબ ખૂબ જરૂર છે એમ જનતાનો ચોક્કસ વિભાગ માને છે.

**ઊર્મિ :**

......આ સંગ્રહની પાંચે પાંચ નહિ તો ત્રણ વાર્તાઓ તો એ ચર્ચાને ઉગ્ર બનાવશે જ. અમારો પોતાનો મત એવો છે કે આ વાર્તા સુરુચિભંગ કરનારી છે અને સામાન્ય જનોને વાચન આપવા માટે જે માળા શરૂ થઈ છે તેના પ્રથમ મણકા તરીકે સર્વથા અયોગ્ય છે.

**રવિવાર :**

......શ્રી. સુન્દરમ્‌ની આ વાર્તાઓનો સંગ્રહ જે બે વાર્તાઓનાં નામ પરથી ઓળખાય છે તેમાંની 'ખોલકી' તો સાહિત્યરસિકોની યાદગાર નવલિકા બની ગયેલી છે; જ્યારે નાગરિકા સાહિત્યશોખીન જડની પત્નીના હૃદયને ઉકેલ આપે છે. એ જ ઢંગ પર એક ગાંધીભક્તની વાર્તા દિવાળી વખતે વાંચવામાં આવેલી. 'કૂતરાં' પણ માણસના પ્રાણી પ્રત્યેના પ્રેમને વ્યક્ત કરતી એન સ્નેહની ગાંઠનું વર્ણન આપે છે. નારસિંહ ઠાકોર એ હોટેલ-જીવનનો સ્પર્શ કરે છે. પ્રેમના ફૂવામાં પણ એક સુંદર નવલિકા છે. પરંતુ એ વાર્તાઓ પાછળ વહેતું જાતીય તત્ત્વ કોઈક કોઈક સ્થળે અનુકંપા કરતાં તિરસ્કારમિશ્રિત જણાઈ જાય છે.

**રૂલછાપ :**

......આમાંની ઘણી ખરી વાર્તાઓના પ્રદેશો અત્યાર સુધી જુગુપ્સા ઊભી કરનારા મનાયા છે, અને એનો સ્પર્શ કરવો એ અત્યાર સુધી ઘૃણાસ્પદ મનાતું હતું. પણ એ પ્રદેશો સમાજજીવનને સ્પર્શતા હોઈ એ તરફ ઉપેક્ષા બતાવી શકાય એવો સમય નથી રહ્યો કલાકારો એ પ્રદેશોને હાથ ધરીને સમાજ પાસે રજૂ કરવા મંડ્યા છે. આ બાબતમાં આપણે એક જ વાત જોવાની રહે છે કે એ રજૂઆત જુગુપ્સા અને ગલીપચી ઊભી કરે છે કે સંવેદનો અને મંથનો જગાડીને એનો કાંઈ નિકાલ લાવવા માટે પ્રયત્ન કરવાનો આપણને ધક્કો મારે છે.

અહીં રજૂ થયેલી વાર્તાઓ એ રીતે જોતાં ઉચ્ચ કક્ષામાં રહી છે. 'નાગરિકા' કે 'ખોલકી'ની પ્રથમ પ્રણયરાત્રિ પાછળ સ્ત્રીસમાજનું ભર્યું પડ્યું દુઃખ કે 'નારસિંહ'માં જાતીય સંબંધોનો કરુણ ચિતાર આપણને મંથનમાં નાખી દઈને વિચારે ચડાવે છે, એ ગલીપચીને માર્ગે ચડાવતાં નથી. કલાકાર હાથ ધરેલા વિષયનો ડંખ રજૂ કરતા જાય છે અને આપણી આંખ ઉઘાડતા જાય છે.

# અવલોકન

‘ચા.’

(૯૯) પરાજય—લેખકઃ ધૂમકેતુ, પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર-ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ. અઢી, પાનાં ૪૦૦

મને યાદ આવે છે ત્યાં સુધી તો આના જેવી મેં એક પણ ચોપડી વાંચી નથી કે જેને વિષે મને સમજણ ન પડી હોય કે મને આમાં રસ આવ્યો કે કંટાળો. પુસ્તકના ગલેફ ઉપરનું ચિત્ર જોતાં પરાજય કોઈ ભવ્ય સ્વરૂપે આપણી આંખ સામે શોભે છે. વિજય કરતાં પણ ઊંચી ભૂમિકા ઉપર ઊભો રહ્યો છે. આવા પરાજય નીચે એક માણસ ખભે લાકડી ભેરવી તેને છેડે પોટલું બાંધી વિચાર-મગ્ન મુદ્રાએ સુષુપ્ત વગડાની વાટ કાપી રહ્યો છે. પરાજયની એક કલ્પના અને એ કલ્પનામાંથી રચાઈ જતી એક વાર્તા મગજમાં ધારણ કરીને આપણે લેખકે રચેલ વાર્તા વાંચવા માંડીએ છીએ. સંસ્કારી પિતાએ જેના ભાવિની ઉજ્જવલતાનું રંગીન ચિત્ર પોતાના મનમાં નક્કી કરી રાખ્યું હતું તેવો પિતૃ-વિહીન નાનો અભય પ્રવેશ કરે છે. આપણે એને જોઈને મલકીએ છીએ. ત્યાં મામાને ઘેર ઊછરી રહેલી અને ગામડામાં પોતાના સગાને ત્યાં આવેલી માલિની અભય જોડેનાં તોફાનોથી આપણને પુલકિત કરી દે છે. અભયની માતા બંનેને અમીભરી આંખે જોઈ રહે છે. પણ એ પછીના ત્રણ જ લીટીના નાના પેરેગ્રાફમાં કેવી ખૂબીથી લેખક કાળનો ફૂદકો મરાવી દે છે –

‘અને આટલી પ્રેમાળ, પવિત્ર, તેજસ્વી, મધુર, નિર્દોષ હાસ્યથી ભરેલી છોકરી ક્યાં ગઈ, એ જો અભયે જાણ્યું હોત! અથવા એ ન જાણવાથી જ એ સુખી હતો!’

ત્યારપછી-એ પેરેગ્રાફ પણ કંઈ મોટો નથી. એમાં લેખક કહી આપે છે કે અભયની માતા મૃત્યુ પામી, અભય એનાં વૃદ્ધ કાકીને ત્યાં રહેતો. એ ભણ્યો, પણ કેટલું? ગામડાનો શિક્ષક થવા જેટલું. પણ પિતાએ જગવેલી મહત્ત્વાકાંક્ષા જીવતી હતી. માલિની ક્યારેક સંસ્મરણમાં નજરે પડતી.

એ પછીનું ચિત્ર આવે છે માલિની કેમ પરણે છે તેનું. આમાં એના મામા અને મામાના પુત્ર ચંદ્રકાન્તની સ્વાર્થપટુ વાતો, માલિનીના ભાવિ પતિ બેઢંગ રતિકાન્તનું અને તેના પિતા સાધુચરિત નૃસિંહપ્રસાદનું ચિત્રણ ખૂબ જ ઝડપથી અને કુશળતાથી ચિતરાયેલું દેખાય છે. શરૂઆતમાં જે રતિકાન્ત માટે આપણો વિરોધી ભાવ કેળવાઈ જાય છે તે રતિકાન્ત માલિનીના સહકારથી કેવા નિર્દોષ બાળક જેવો બની જાય છે! રતિકાન્ત કામમાં પરોવાય માટે તેને એ કામમાં પણ મદદ કરતી. ખૂબ જ આકર્ષક ચિત્ર છે.

અને ભંડારિયા ગામમાં શિક્ષક તરીકે નવો જ આવતો અભય થાણદારી કરવા આવેલા રતિકાન્તને સંભળાવી દે છે ‘અહીં—આ સરસ્વતીમંદિરમાં, કોઈ પણ અમલદાર, કેવળ અમલદાર હોવાને કારણે, બરદાસ પામી શકશે નહિ. અહીં કોઈનો ઉતારો નહિ થાય—આ ધર્મશાળા નથી.’ એ ત્રીજું ચિત્ર તો આપણા મોંમાંથી ‘વાહ વાહ’ના ઉદ્ગાર કઢાવી દે છે. સરસ્વતીમંદિરના પ્રતિનિધિ—અભયના મોઢામાંથી નીકળેલી આ સંસ્કૃત વાણી અને એનું કાર્ય આપણને અભય વિષે ઘણો ઊંચો અભિપ્રાય બંધાવી દે છે. સંસ્કૃત વાણી આપણને ખૂંચે છે ખરી, પણ પહેલા ચિત્રમાં અભયને જેવો જોયો હતો તે પરથી લાગે કે એનું પાત્ર જ એવું છે.

પણ અહીંથી જ આપણી નિરાશાની શરૂઆત થાય છે. અભય ભંડારિયામાં છે તે થોડા સમય સુધી તો એક વખત આપણા મગજ પર એને વિષે પડેલી છાપ ટકી રહે છે. પણ પછી ‘મારે મોટા બનવું છે’ એવી આકાંક્ષામાં ગામ છોડી એ શહેરમાં આવે છે અને જે જાતની ભિખારુવૃત્તિ અને પામરતા એ ધારણ કરે છે ત્યાંથી આપણા વાચનનો રસ ઊડી જવા માંડે છે. આપણને થાય છે કે લેખક આપણી જોડે રમત રમ્યા છે. જો અભયમાં જીવનની

બેપરવાઈ છલોછલ ભરી છે, જે અભય પોતાનું સર્વસ્વ હસતાં હસતાં હરરાજ કરી શકે છે ( ગામડામાં આવી રીતે હરરાજી થઈ શકે કે નહિ તે પ્રશ્ન જુદો છે, ) કે 'હું સરસ્વતીમંદિરનો પ્રતિનિધિ છું. આ સરસ્વતીમંદિર છે, આ ધર્મશાળા નથી. કોઈ અમલદાર અમલદાર હોવાને કારણે અહીં ઉતારો નહિ પામી શકે. તે જ અભય શહેરમાં ભણવા જાય છે ત્યારે મુશ્કેલીઓથી હારીને કોઈ પાસે ખુશામત અને દીનતાનાં વેણ બોલે કે 'એવું છે, સાહેબ ! હું ગરીબ માણસ છું, ગામડાનો રહીશ છું.' ! તદ્દન બનાવટી વાત. જે છોકરાઓમાં અભય જેટલી નિર્ભયતાનો અંશ પણ દેખાય નહિ તેવા ઘણા છોકરાઓને આપણે શહેરમાં સ્વાવલંબને ભણતા સાંભળ્યા છે, જોયા છે. અને વળી અભયમાં તો એ અગાઉ જ્વલંત સેવાભાવના પણ જોવામાં આવી છે. સાચા સેવકની ભાવનાની એક દૂરની હદ અને મોટા થવાની બીજી સામેની જ દિશાની એટલી જ દૂરની હદ–એ હદ વચ્ચેનું આટલું અંતર લેખક આટલી સહજ રીતે એક જ વ્યક્તિમાં કેમ લાવી મૂકી શકે છે ? અભય તરફ આપણને કંટાળો આવે છે.

બીજું મુખ્ય અને સુંદર પાત્ર છે રેણુકાનું. મસ્તાન ઉન્નતમસ્તક અને સૌંદર્યમયી રેણુકાના ચિત્રણથી આપણને શાંતિ થાય છે, અને આપણને થાય છે કે લેખક આવા પાત્ર જોડે તો રમત રમીને આપણી મશ્કરી નહિ જ ઉડાવે. પણ અફસોસ ! એ આશા પણ ભ્રમ નીવડે છે.

અભય જોડેનો રેણુકાનો સંબંધ મર્યાદામાં રહીને પણ કેટલી પ્રસન્ન રીતે આગળ વધે છે ! અભય સામે ઉશ્કેરાયેલાં ગામલોકોને રેણુકા હેરાન કરી મૂકે છે, અભય રેણુકાને માથે ધૂળનો ટોપલો ચડાવે છે, અભય જોડે રેણુકાને પરણાવવી છે એવી રેણુકાની માતાની મીઠી ઝંખના અને તેને પાર પાડવા માટેના સુમધુર પ્રયત્નો, અભયને પીરસતાં રેણુકાએ એનો હાથ દૂર પકડી રાખીને તેના ભાણામાં રેડી દીધેલું ઘી, રેણુકા અભયને વહેલી સવારે દૂધ આપવા જાય છે, દૂધ લેવા જતાં રેણુકાના હાથને અડી ગયેલો અભયનો હાથ, અને છેલ્લો પ્રસંગ એકાકી અભયને ત્યાં રેણુકા રાંધવા આવે છે, ફૂલડીમાંના દેવતા ઉપર ઘી રેડાય છે, પવિત્ર સુગંધની સેર ઊંચે ચડે છે, રેણુકા અને અભય એ અગ્નિની સામે બેઠાં છે, અગ્નિસમક્ષ બંને પ્રતિજ્ઞા કરે છે, અભય રેણુકાના કપોલ પર ચુંબન કરી તેનું માથું પોતાના ખોળામાં ઢાળી દે છે. જેમને પ્રસંગની ગંભીરતાનું પૂરું ભાન છે તેવાં બે યુવક–યુવતી વચ્ચે ઘટેલા આ પ્રસંગની જાણે કશી જ કિંમત ન હોય તેમ લેખક અભય પાસે તો, 'હાય, મારો આશરો જતો રહેશે,' એ બીકે ગરીબ રેણુકાનો ત્યાગ કરાવે છે અને ધનમદે છકેલી અનિલાનું પતિપદ, ના, પગ ચાટતા કૂતરાનું પદ, સ્વીકારાવે છે. એ તો ઠીક પણ, રેણુકાને ય ક્યાંય જઈને ફેંકે છે. રેણુકા અભયનો માર્ગ મોકળો કરે તે માટે ગમે તેવા બીજા પુરુષને પરણી જાય એ તો બને–એમાં એક પ્રકારની ભવ્યતા પણ રહેલી છે, પણ એ સોહનલાલ નામના એક મામૂલી માણસને પોતાના મનમાં સ્થાન આપવા તૈયાર થઈ જાય ( પાન ૩૯૬ ) એ અસહ્ય થઈ પડે છે. ( આ પ્રસંગની ક્ષુદ્રતા નોંધી જાય તેમ નથી. આખી વાર્તાનો વધુમાં વધુ ઘૃણિત પ્રસંગ આ છે. પાનાં ૨૫૭–૨૫૮ ) એ રંગરાગની શોખીન બને છે, અને આ બધું પ્રેમથી અભયની છબીને પોતાની વીંટીમાં જાળવી રાખ્યા છતાં ! અને આટલી બધી વિરોધી વસ્તુની સચ્ચાઈ લેખક આપણને ઠસાવવા પ્રયત્ન કરે છે કેવા શબ્દોમાં ! : "આરામની અને વિલાસની અને સરળ સગવડની તાલીમને લીધે અભય એવો બની ગયો' ( પાનું ૨૨૩ ), 'રેણુકાના દિલના એક ખૂણામાં અતૃપ્ત વાસનાની એક નાની સરખી આગ જલતી રહી હતી' ( પાનું ૨૫૭ ). આ કારણો બનાવટી એ માટે લાગે છે કે એ પાત્રોનાં ચિત્રણમાં આ પહેલાં આવી વાતનો સહેજ સરખો ય ઇશારો થયો નથી. ત્યાં સુધી તો પાત્રો ભવ્ય બનીને જ આપણી સામે રહ્યાં છે.

અને ફરી આ પાત્રો ડાહ્યાં બની જાય છે ત્યારે પણ એના આલેખનમાં કૌશલ્ય બતાવવામાં આવ્યું નથી. છેલ્લે અભય રેણુકાને મળે છે અને અભય

પોતાના પરાજયોની પરંપરા ગણાવે છે ત્યારે એની એ વાત જાણે વિવેકની જ વાત હોય એમ લાગે છે. એનું કારણ કદાચ અભયમાંથી ઊડી ગયેલો વિશ્વાસ અને તેની પુનઃપ્રતિષ્ઠા માટે નજરમાં આવવાં જોઈએ તેવાં કારણોનો અભાવ હોઈ શકે છે.

બીજી પણ નાની નાની ભૂલો ઘણી છે. 'રોઝડી' અને 'ભંડારિયા' જેવાં ગામો કાઠિયાવાડમાં જ હોઈ શકે, એટલે વાર્તા કાઠિયાવાડની જ છે એમાં શંકા નથી; છતાં વાર્તામાં વાતાવરણ ઉત્તર હિંદુસ્તાનનું છે. માલિનીને ઘરના નોકર તરફથી 'છોટી રાણી'નું સંબોધન મળે છે. (પાનું ૨૦૩), શા માટે 'છોટી રાણી' અને 'નાની શેઠાણી' નહિ? હિંદી ભાષાપ્રયોગો વાપરવા હોય તો એની શુદ્ધિ પણ જળવાવી જોઈએ. અહીં તો રસિયાં જનોની વાતમાં હિંદી આવે છે, અશિક્ષિત નથી બોલતાં એ. એક ઠેકાણે (પાનું ૧૭૬) 'લોકવાર્તામાંના બ્રાહ્મણને ખભે ઘેટું' ચડાવાઈ ગયું છે, વાસ્તવમાં ત્યાં ઘેટું નહિ પણ બકરું જોઈએ. બકરી તો ઘેર દૂધ માટે કામની પણ બ્રાહ્મણને ઘેટાનો શો ખપ હોય? દેવીને ભોગ દેવામાં પણ બકરું જ પસંદ કરે.

પણ જો આમાં એકલી ભૂલો જ હોત તો ઝટ કહી શકાત કે વાર્તામાં દમ નથી, પણ આમાં બીજી બાજુ સરસ સરસ પણ ઘણું બધું છે. એમની વાર્તાની ઊંચી રસભૂમિકા ગુજરાતના અન્ય નવલકથાકારો કરતાં એટલી નિરાળી છે કે આપણે પણ વાર્તાની સાથે એટલા ઊંચા આવીએ છીએ.

કુમારાનંદ અને મુરલીની સૌંદર્યપૂર્ણ જીવનકથા, નૃસિંહપ્રસાદનું આર્યત્વ, રમ્ભુ રણજીતનું ઉચ્ચતાગામી સર્વાંગસંપૂર્ણ પાત્ર, વ્યસ્ત જીવનના રતિકાન્તની એક સરખી સપાટી, પોતાનો મોભો પહેલેથી છેલ્લે સુધી બરાબર જાળવી રાખતી માલિની અને ગુસ્સો કરતાં જે ગુસ્સા શબ્દની વ્યુત્પત્તિ જોવા માંડે છે તે વિદ્વાન ધનિક પ્રમદકુમારની ઘેલછાઓ—એ તદ્દન ક્ષતિવિહીન રહ્યાં છે. અને યથાપ્રસંગ ભાવનાઓ પણ કેવી નીતરતી રહે છે! 'લાખો રૂપિયામાંથી થોડાક હજાર ચોરાય એ સુંદર નથી?' 'તારું (મુરલીનું) સૌંદર્ય હજારોને પોતામાં રહેલી વિરૂપતાનું ભાન કરાવશે; તારું માધુર્ય હજારોને પોતામાં રહેલી અકારણ કઠોરતાની ઝાંખી કરાવશે; વિરૂપ, કઠોર અને નૈસર્ગિક માધુર્ય ગુમાવેલી કૃત્રિમ 'સેવિકા' કે 'સાધ્વી' નહિ, રસભરી સૌંદર્યમૂર્તિ જ મારે તને રાખવી છે, તું એ રીતે જ પ્રજાને ઘડી શકશે.' ધરતીથી અદ્ધર ઊડતી લાગતી કુમારાનંદની આ ભાવનામાં રમ્યતા શું ઓછી છે? અને ખરેખર આ ભાવનાને સુંદર સ્વરૂપે ફલિત થતી પણ વાર્તામાં આપણે જોઈએ છીએ. અને મુરલીનું પેલું વાક્ય કેટલું સુંદર છે!—'નારીના જોબનને નહિ જગાડજો, એને જગાડો તો એની સાથે રમત નહિ રમજો.' (રેણુકાના પતનમાં લેખક આ સત્યને જ કામ કરતું બનાવ્યું હોત! એને બદલે એમણે રેણુકાને ટાપટીપ કરતી હોવાના કારણમાં 'દેખાદેખી'ને આગળ કરી!)

કેળવણી અભયને માટે કેવા બોજા રૂપ થઈ પડી તે નૃસિંહપ્રસાદના અનુભવવાક્યમાં સરસ રીતે રજૂ થઈ જાય છે. 'કેળવણી જો લેતાં ન આવડે તો એના જેવો નકામો ભાર બીજો કોઈ નથી.'

સૌથી વધુ આકર્ષક તત્ત્વ તો છે લેખકનું પ્રસંગોનું ઝડપી, સંપૂર્ણ અને તાદૃશ આલેખનનું કૌશલ્ય. એની ઉપર તો સ્થળે સ્થળે મુગ્ધ થઈ જઈએ છીએ.

અંત પણ સરસ છે. ગ્રામોદ્ધારની એમની રીત સફળ થાય કે ન થાય તે તો મૂર્ત અનુભવે જણાય, પણ એ એક નવી અને આકર્ષક રીત તો છે જ. અમાસ અને પૂનમ, નવરાત્રિ અને હોળી એવા એવા દિવસો ગ્રામ્યજીવનમાં સૌંદર્ય પ્રેરે તેવા છે અને સૌંદર્યમાંથી જીવનની સ્વચ્છતા ઊભી થઈ શકે એ કલ્પનાતીત નથી.

એટલે, આ વાર્તામાં આકર્ષક અને કંટાળો ઉપજાવે તેવાં બંને તત્ત્વો એવાં સેળભેળ થઈ ગયાં છે કે મને ખબર ન પડી કે મને આ વાંચતાં રસ પડ્યો કે કંટાળો આવ્યો.

(૧૦૦) **ભઠ્ઠી** : લેખક ચંદ્રભાઈ કા. ભટ્ટ. પ્રકાશક 'નવી દુનિયા' કાર્યાલય : અમદાવાદ. મૂલ્ય રૂ. બે.

નવલકથા લખવાનો શ્રી. ચંદ્રભાઈનો આ પ્રથમ પ્રયત્ન હોવા છતાં તેમાં તેમને ઠીક સફળતા મળી છે. પણ નવલકથાનો કંટાળો ન અનુભવવો હોય તો આપણે એનાં પાનાં ફરફર ફેરવતાં જઈ વાર્તાનો તંતુ આપણે પોતે સાંધી લેતાં જવું પડે. ચંદ્રભાઈની ભાષા, શૈલી ઇત્યાદિ હવે તો એટલું બધું કર્કશ. નીરસ અને ક્ષતિઓથી ભરપૂર લાગે છે કે એમના લખાણનાં પાંચ પાનાં પણ નિરાંતે વાંચવાં મુશ્કેલ થઈ પડે. વાર્તા કોઈ એક પ્રસંગ ઉપર કેંદ્રિત નથી. થઈ, તેમ પાત્રોમાં તો અમુક મુખ્ય એવું પણ નથી, સમાજવાદીઓ ઉપર મહાસભા–સરકાર કેવા જુલ્મો કરે છે, સમાજવાદી ટોળી કેમ બંધાતી જાય છે અને તેઓ તેમનો કેવો પ્રતિકાર કરે છે આ જ વાત આમાં આવે છે. પણ જુદાં જુદાં પાત્રોની કરુણ અને રોમાંચક જીવનકથા એકમેક સાથે એવી સંકળાતી ચાલે છે કે વાર્તામાં કલાતત્ત્વ ગૂંથાઈ તે રસ નિષ્પન્ન કરે છે. વચ્ચે વચ્ચે નિર્મળ હાસ્ય પણ સારું આવે છે.

આ વાર્તામાં મહાસભાવાદી સરકાર સામે જે બેફામ હુમલાઓ કરવામાં આવ્યા છે તેનું આલેખન પૂર્ણ વિચાર પછી થયું નથી લાગતું. એક યોજના પાર ઉતારવાને જરૂરી એવી શિસ્તનું પાલન કરાવતાં મહાસભા–સરકારે ભૂલો અવશ્ય કરી છે, મહાસભાના સેવકોમાં જુઠ્ઠી વ્યક્તિઓ પણ પેસી ગઈ છે એ વાતનો ઇનકાર કોઈ ન કરી શકે. પણ એ વસ્તુને નિયમ જ ગણી લેવો એ બરાબર નથી કપરા જીવન-ની ભઠ્ઠીમાં તમામ ઉકરડાઓ સાફ થવાનો ઉદ્દેશ લઈને બહાર પડેલી 'ભઠ્ઠી' જેને હજી 'ઉકરડા' તરીકે ગણાવવાની સામે દેશની મોટી જનસંખ્યાનો વિરોધ છે તે મહાસભાની સરકારને જ સાફ કરવાના મનોરથ સેવે છે–એ જ આ વાર્તાનો દોષ છે.

(૧૦૧) **જૂઈ અને કેતકી** : (વિવેચનસંગ્રહ) કર્તા શ્રી. વિજયરાય ક. વૈદ્ય, પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ : મૂલ્ય રૂ. ૨-૮-૦

શ્રી. અનંતરાય રાવળે આ પુસ્તકનું અવલોકન લખતાં લખેલું કે 'વસાવવાની નહિ તો વાંચી જવાની તો ખાસ ભલામણ છે' તે અમને પણ બરાબર લાગે છે. વિવિધ શૈલીએ લખાયેલાં આમાંનાં વિવેચનો રોચક પણ છે. આપણી ભાષાના વિકાસ-ક્રમનો ઇતિહાસ પણ એમાં છે. બધાં વિવેચનો રસપૂર્ણ તો લાગ્યાં જ છે. સુશોભન ઇત્યાદિ પણ સારું છે.

(૧૦૨) **લાઠી નવરાત્ર મહોત્સવ**—પ્રકાશક : સાહિત્ય-સભા, લાઠી (કાઠિયાવાડ) : મૂલ્ય રૂપિયો દોઢ

લાઠીમાં લોકશિક્ષણની દૃષ્ટિએ ઊજવાતા નવરાત્ર-ઉત્સવ અંગે જે થયું હતું તે અહીં પુસ્તકારૂઢ કરવામાં આવ્યું છે. આ ઉત્સવમાં ગુજરાતના અગ્રણી સાહિત્ય-કારોએ ગત બે વર્ષમાં જે રીતે ભાગ લીધો હતો તે તે મહાનુભાવોની પિછાન સાથે આપણને જાણવા મળે છે. ગુજરાતનાં ગામગામડે આ વસ્તુ બની શકે તેવી છે. મોટા સાહિત્યકારો બધે ન પહોંચી શકે પણ થોડા ઉત્સાહી જુવાનો નવરાત્રિમાં રોચક કાર્યક્રમો સાદી રીતે યોજી શકે અને જેમ મહારાષ્ટ્રમાં ગણેશોત્સવ રાષ્ટ્રોત્સવ થઈ ગયો છે તેમ આપણે ત્યાં આ પર્વદિનો બની જાય.

પુસ્તકનાં રૂપરંગ સુશોભિત ન બનાવી શકાતાં હોત તો એને સાદાં રાખવાથી પણ તે સુંદર બનત તે અહીં કહેવું જરૂરી છે.

(૧૦૩) **વિમાની હુમલો : અને તેમાંથી બચવાના ઉપાય** : લેખક શ્રી. 'અભ્યાસી' પ્રકાશક 'જ્યોતિ' કાર્યાલય લિમિટેડ, અમદાવાદ; મૂલ્ય આઠ આના.

વિમાની હુમલામાં કેવા બૉંબો વપરાય છે, તેનાથી કેવું નુકસાન થાય છે, અને તેનાથી કેમ બચાય છે તેનું વર્ણન આ પુસ્તકમાં છે. પણ આપણે ત્યાં આ પુસ્તકનો ઉપયોગ કુતૂહલવૃત્તિને સંતોષવાથી વિશેષ કંઈ નથી; કારણ કે આપણા રક્ષણાર્થે સર-કારે જ શું કર્યું છે જે આ પુસ્તકમાં એનો ઉપયોગ બતાવવામાં આવે ?

(૧૦૪) **ગીતાધ્વનિ**—લેખક : શ્રી. કિશોરલાલ મશરૂવાળા પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય દોઢ આનો.

શ્રી. કિશોરલાલભાઈને કાવ્યો વાંચવામાં બહુ રસ છે એ વાત બહુ લોકો નહિ જાણતા હોય. એ રસના પ્રેરાયા જ એમણે ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાન્તર કર્યું હોવું જોઈએ. એમનું છંદ ઉપરનું પ્રભુત્વ પણ બહુ જોરદાર છે તે આ ભાષાંતરથી જાણીને તો આશ્ચર્ય જ પામીએ છીએ. પાંચ વર્ષ ઉપર આ ભાષાંતરની પહેલી આવૃત્તિ પ્રગટ થયેલી, પણ આ બીજી આવૃત્તિ એમના કહેવા પ્રમાણે આ નવો જ અનુવાદ છે.

જેમણે જેમણે ગીતા અભ્યાસની દૃષ્ટિએ વાંચી છે તેમને એમણે સદાયને માટે આકર્ષી લીધા છે. એના અનેક વારના વાંચનથી પણ એમને તૃપ્તિ નથી મળતી. ઘણાઓ એટલા માટે એ કંઠસ્થ કરી લે છે. મૂળ સંસ્કૃત શ્લોકો રટવામાં સાથે અર્થનો પણ વિચાર કરતાં જવું પડે છે, જે ઘણી વાર બની શકતું નથી માટે તેનું સમશ્લોકી ભાષાંતર હોય તો રટવામાં વધુ આનંદ મળે. આ ભાષાંતર પૂરેપૂરું શબ્દશઃ છે.

છંદયોજના તો એટલી ક્ષતિહીન છે કે સરસર કરતા સાતસો ય શ્લોકો વાંચી જવાય છે. બે એક જ ઠેકાણે 'અ' ને દીર્ઘ બોલવો પડે છે અને થોડેક જ ઠેકાણે 'ઇ–ઉ' હ્રસ્વને દીર્ઘ કરવાં પડે છે. જો મૂળને શબ્દશઃ ન વળગી રહેતાં પોતાની રીતે ભાવનો અનુવાદ થયો હોત તો વધુ મજા આવત. દા. ત.

**ક્યાંથી મોહ તને આવો ઊપન્યો વસમે સમે—**
**નહિ જે આર્યને યોગ્ય, હરે જે સ્વર્ગ ને યશ ? [૨–૨]**

આ શ્લોકની લીટીઓનો માત્ર ક્રમ જ ફેરવવાથી એ લાભ મળી શકત. શબ્દોની પસંદગીમાં પણ સાદા શબ્દોને જ પસંદગી આપી છે. એથી લાભ તો થાય છે પણ તેમાં કાવ્યનું લાલિત્ય નથી આવતું. એક શ્લોકનું જે ભાષાંતર કિશોરલાલભાઈએ કર્યું છે તેને એક બીજા ભાષાંતર જોડે સરખાવવાથી આ વસ્તુ સ્પષ્ટ થશે—

**'હૈયાના દૂબળા ભાવ, છોડીને ઊઠ અર્જુન'**
**—શ્રી. કિશોરલાલભાઈ**

**'હૈયાની દીનતા તુચ્છ, છાંડી ઊઠ પરંતપ'**
**—શ્રી. નાનાલાલ કવિ**

બે ઠેકાણે રહેલી ભૂલો કદાચ છાપ ભૂલો હશે :

**(૧) સાંખ્ય ને યોગ બે ભિન્ન બાળો કહે, પંડિતો નહિ [૫–૪]**

**(૨) અનાદિ જે પરબ્રહ્મ છે ન કહેવાય, ના નથી [૧૩–૧૨]**

આ બંનેમાં જે અગિયારમો અક્ષર 'ક' છે તે ખોડો હોવો જોઈએ. પ્રથમની લીટીનો અર્થ 'સાંખ્ય ને યોગ બે ભિન્ન' એટલા શબ્દોને અવતરણચિહ્નોમાં મૂકવાથી જ સમજી શકાય છે. ટીપમાં 'બાળો'નો અર્થ 'બાળકો' મૂકવાની જરૂર હતી.

પ્રાસ મેળવી શકાયા હોત તો તે ઘણો આનંદ આપત. આવી ક્ષુદ્ર બાબતોને ભૂલી જઈએ તો આખો અનુવાદ સારો લાગે છે. અગિયારમો અધ્યાય આખો, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોના શ્લોકો અને છૂટક કેટલાય શ્લોકો ઘણા પ્રવાહી ભાવસચોટ અને સમશ્લોકી ભાષાંતરના ઉત્કૃષ્ટ નમૂના જેવા છે. 'અધ્યાત્મયોગ' ને બદલે 'ચિત્તનિરોધ' અને એવાં જ બીજા અધ્યાયોનાં બદલાવેલાં નામોમાં ઘણી સાર્થકતા રહી છે.

**(૧૦૫) ખાદીશાસ્ત્રપ્રવેશિકાઃ**—પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય બાર આના. પાનાં ૨૪૮

ગાંધીજીએ ગ્રામોદ્યોગના પુનરુદ્ધારની સાથે આપણા મૌલિક જ્ઞાનનો પણ ઉદ્ધાર કર્યો છે એ આ પુસ્તક વાંચ્યા પછી બહુ સચોટ રીતે માલૂમ પડે છે. રેંટિયા, તકલી, પિંજણ, ચરખો ઇત્યાદિ ચલાવી જવામાં કે હાથનું વણેલું કાપડ પહેરવામાં જ દેશની પ્રગતિ નથી થઈ જતી, પરંતુ એની પાછળ રહેલી વૈજ્ઞાનિક ક્રિયાઓ સમજી લઈ તેમાં દહાડે દિવસે સુધારા વિચારવામાં અને કરવામાં પ્રગતિ રહેલી છે. આ પુસ્તકમાં ગૂજરાત વિદ્યાપીઠના શિક્ષકોએ ખાદી તૈયાર થતાં પહેલાં એને અર્થે જે ક્રિયાઓ થાય છે ( ઠેઠ કપાસ વાવવાથી શરૂ કરીને ) તે દરેકનું ભૌતિક વિજ્ઞાન સમજાવ્યું છે. પુસ્તકના સંપાદક શ્રી. મગનભાઈ દેસાઈએ પુસ્તકની ભાષા, શૈલી અને શાસ્ત્રીયતામાં ભૂલ હશે એવો જે ભય સેવ્યો છે તે આખા પુસ્તકના વાચન પછી આપણને ખોટો લાગે છે.

વર્ધાશિક્ષણયોજનાના એક વિષય લેખે પાછળ ખાદીગણિતનું જે પ્રકરણ ઉમેર્યું છે તે જોતાં આપણું મન અભિમાનથી ગાજે છે: કેટલું સક્રિય છે એ ગણિત !

જાતે લોઢવા–પીંજવા અને કાંતવા ઇચ્છનારને કેટલા અને કેવા શ્રમ પછી કેટલા ખર્ચે કેટલું કાપડ તે તૈયાર કરી શકે તે બહુ ચોક્કસતાથી સમજાવવામાં આવેલ છે. એ ક્રિયાઓ બરાબર કેમ કરી શકાય તેની પણ સારી સમજણ છે. કોઠાઓ પણ શ્રમ અને વિચારપૂર્વક તૈયાર થયા છે. આવશ્યક સ્થળે સુરેખ ચિત્રો પણ છે.

આશા રાખવામાં આવે કે આમાં વણાટ વિષે પણ હશે, પણ કોઈ કારણે – કદાચ પુસ્તકનું કદ વધી જતું હોય–વણાટ વિષે કંઈ જ લખવામાં આવ્યું નથી. એની પહેલાંની ક્રિયાઓ વિષેનું આવું જ્ઞાન મેળવ્યા પછી એની પણ જિજ્ઞાસા જાગે જ. આશા છે કે સામાન્ય વાંચકોની જ્ઞાનતૃપ્તિ માટે પણ વણાટ વિષે આવું પુસ્તક જલદી બહાર પડશે.

**(૧૦૬) જીવનનો આનંદ**—લેખક : કાકાસાહેબ કાલેલકર, પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય દોઢ રૂપિયો. પાનાં ૫૪૪

'જીવનનો આનંદ'ની પહેલી આવૃત્તિ ચાલતી હતી ત્યારે મારા એક મિત્ર જેઓ સામાન્ય ભણેલા છે તેમણે મને એક વખત વાતવાતમાં કહેલું, 'જીવનનો આનંદ' પ્રગટ થયું, એમાંનાં થોડાં પાનાં મેં વાંચ્યાં, મને એ ખરીદી લેવાની ખૂબ ઇચ્છા થયેલી પણ એ વખતે મારી પાસે એટલા પૈસા નહોતા. પાછળથી હું એ ભૂલી ગયો.' આવાઓને માટે પણ ગંભીર વિષય લલિત બનાવી દેનાર કાકાસાહેબના કલા અને કુદરતના લેખો વિષે મૌન એ જ ઉત્તમ પ્રશંસાનું કામ કરે છે. 'જીવનનો આનંદ' ની પહેલી આવૃત્તિ બહાર પડી ત્યારે 'ઊર્મિ' માં મેં જ એનું વિસ્તૃત અવલોકન એ પુસ્તક ઝીણવટથી વાંચ્યા પછી લખ્યું હતું. આજે એની બીજી આવૃત્તિ બહાર પડે છે ત્યારે પણ પહેલેથી છેલ્લે સુધી એટલા જ નાવિન્ય ભાવ સાથે આનંદ પામતો હું એ વાંચું છું. પહેલી આવૃત્તિ પ્રગટ થઈ ગયા પછી આ કોટિનું જે લખાયું હતું તે પણ આ આવૃત્તિમાં સમાવવામાં આવ્યું છે છતાં કિંમત એ જ રાખી છે.

**(૧૦૭) યુરોપની ભીતરમાં**—(જોન ગન્થરકૃત 'ઇન્સાઈડ યુરપ'નું રૂપાંતર) પ્રયોજક : ચંદ્રભાઇ ભટ્ટ, પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય બે રૂપિયા.

યુરોપના રાજદ્વારી પુરુષોનાં આમાં રેખાચિત્રો છે. એ રેખાચિત્રોમાં યુરોપનું આજનું રાજકારણ પણ પ્રતિબિંબિત થાય છે. પુસ્તકનું પ્રકાશન તો ઇષ્ટ જ છે, એકંદર રીતે મને લખાવટ પણ ગમી છે પણ ક્યાંય શાંત રીતે-સરખી રીતે વસ્તુનું આલેખન થયું નથી એટલે વાંચનરસને થાક લાગે છે. મારા એક વિદ્યાર્થી-મિત્રને એ અતિશય કંટાળાભર્યું લાગ્યું, બીજા મિત્રોનો પણ એવો જ અભિપ્રાય પડ્યો છે. શબ્દો અને વાક્યોના પ્રયોગો પણ વચ્ચે વચ્ચે બહુ ખોટા આવે છે. ચંદ્રભાઈએ ઘણો લાંબો સમય આ શૈલી ચલાવી, એમાં હવે ફેરફાર થાય તે ઇષ્ટ છે.

**(૧૦૮) પથિકનાં પુષ્પો**—(ગુચ્છ ત્રીજો) કર્તા : શ્રી. અંબાલાલ પુરાણી, પ્રકાશક : અરવિંદ કાર્યાલય, આણંદ. મૂલ્ય રૂા. દોઢ. પાનાં ૨૮૦

પથિકનાં પુષ્પોના અન્ય ગુચ્છોની પેઠે આમાં પણ પથિકે પોતાની મનયાત્રાનાં છૂટાંછવાયાં સ્મરણો મૂક્યાં છે. બે વાર્તાઓ છે, શ્રી. કનૈયાલાલ મુનશીને ગુજરાતની એકતા અને અવિભક્તતાના રાગી તરીકે આલેખતું રેખાચિત્ર છે, સાહિત્યિક અને આધ્યાત્મિક નોંધો અને ભૌતિક વિજ્ઞાનની આલોચના છે–આમાંનું ઘણું ગુજરાતનાં સામયિકોમાં એક વાર પ્રગટ થઈ ચૂક્યું છે, છતાં સંગ્રહરૂપે પણ એ આવકારયોગ્ય છે.

પ્રથમ વિભાગના નિબંધોમાં સાપેક્ષવાદ, અગમ્યવાદ, સમુત્ક્રાંતિનું સોપાન, સ્થળમાં પદાર્થનો વિસ્તાર-એ બધા લેખો સાદી ભાષામાં છે, પણ તેના વાંચનમાં ચિત્તની ખૂબ એકાગ્રતાની જરૂર પડે છે. પણ એમ કરવામાં ખૂબ રસ પડે છે. સામાન્ય રીતે વાર્તા–નવલકથા અને હળવાં લખાણો વાંચવાની ટેવથી

આપણી બુદ્ધિને ચકાસવા અને કંઈ નવું સમજવા માટે ચિત્તને એકાગ્ર બનાવવા પ્રત્યે આપણને રુચિ નથી રહી, જે વસ્તુ જ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં ઘણી અવરોધક છે. આ લેખોમાં મુરબ્બી શ્રી. અંબુભાઈએ આપણને ઘણું આપવા જેવું આપ્યું છે. જે પુસ્તકમાં આવી જ્ઞાનસમૃદ્ધિ છે તેનું દોઢ રૂપિયો મૂલ્ય ઘણું ઓછું કહેવાય. છતાં આ પુસ્તકની ૫૦૦ જ પ્રતો છપાઈ છે જે આપણી આ વાંચન પ્રત્યેની અરુચિનું ચિહ્ન છે અને તે દુઃખ ઉપજાવે છે.

બે વાર્તામાંની 'ગંગારામ ગાંગડુ' એ એક વિચિત્ર માનસના માણસનું રેખાચિત્ર છે. મગમાં જેમ ગાંગડુ હોય છે કે જે ગમે તેવા અગ્નિથી પણ ચડે નહિં તેમ સમાજમાં પણ એવા ગાંગડુ હોય છે કે જે ગમે તેવી સામાજિક અને દેશીય પરિસ્થિતિમાં મૂઢ જ રહે છે.

વેદરહસ્યના લેખો પરત્વે કહેવું જોઈએ કે લેખકે વૈદિક સંવાદોને આધ્યાત્મિક રૂપકો માન્યાં છે, તેવું પણ હશે, પણ તેમાં ઇતિહાસનું તત્ત્વ નથી તેમ નહિ કહી શકાય. સ્થૂલ ઘટનાના અભાવમાં રૂપકનું અસ્તિત્વ ચિત્તરમ્ય નથી બનતું.

## આવકાર

**પ્રવાસી ( ગુજરાતી ) અને પૂર્ણિમા (મરાઠી) :** આ બે નવાં સાપ્તાહિકો સ્ટેટસ પીપલ લિમિટેડ ('જન્મભૂમિ' અને **लोकमान्य** દૈનિક જેની પ્રવૃત્તિ છે) તરફથી યુદ્ધના સમયમાં જન્મ પામ્યાં એ ઘણાને આશ્ચર્ય પમાડે તેવી વાત છે.

બન્ને સાપ્તાહિકો આજે ચાલતાં બીજાં સાપ્તાહિકોથી ઘણી રીતે જુદાં છે.

**પૂર્ણિમાના** તંત્રી તરીકે મરાઠી સાહિત્યમાં પ્રખ્યાત થયેલા મામા વરેરકર છે. એમની રાષ્ટ્રભાવનાની મુક્ત-દૃષ્ટિ પ્રગટ થયેલા ત્રણ અંકોમાં સ્પષ્ટ દેખાય છે. ટૂંકી વાર્તાઓ, ચાલુ વાર્તા, ચાલુ હિંદી અને પરદેશી રાજકારણ ઉપર હળવી સમીક્ષા, કામદાર-ચળવળ, બોલપટની દુનિયા, સમાજ, કેળવણી અને રમતનું મેદાન ઇત્યાદિ વિષયો તો ઘણાં સામયિકોમાં આવતા હોય છે, પણ આમાં એની રજૂઆત બહુ સરળ ભાષામાં અને રસિક રીતે થાય છે.

**પ્રવાસીના** તંત્રી શ્રી. રવિશંકર મહેતા પણ સમાચારપત્રની દુનિયામાં ખૂબ કામ કરી ચૂકેલા અને જાણીતા છે. પૂર્ણિમાની પેઠે આમાં પણ હળવી અને રસમય શૈલીએ વિષયો રજૂ કરી સામાન્ય જનતાને જ્ઞાન આપવાનો પ્રયત્ન થતો જણાય છે.

આશા છે કે આ નવાં સાપ્તાહિકો જનતાની સારી સેવા કરશે.

## कहानी (હિંદી)નો ખાસ વાર્તા-અંક.

બનારસના 'सरस्वती प्रेस'ના સંચાલકો હિંદીસાહિત્ય-જગતમાં વિધવિધ અખતરાઓ કરવા માટે જાણીતા થઈ ચૂક્યા છે. हंस માસિક અને कहानी પાક્ષિક એમનાં બે સામયિકો છે. ત્રણ રૂપિયાના વાર્ષિક લવાજમમાં દર પખવાડિયે સારું પણ હળવું-મુખ્યત્વે વાર્તાઓનું અને અન્ય વિષયોનું રસપાન कहानी દ્વારા થાય છે. એ कहानीનો આ ખાસ અંક (પચ્ચીસ જેટલી વાર્તાઓ અને દશ જેટલાં ચિત્રો) ચાર આનામાં આપ્યો છે. પરદેશની અને હિંદની સુંદર સુંદર વાર્તાઓના અનુવાદ અને મૌલિક હિંદી વાર્તા. સ્વ. પ્રેમચંદજીની એક તદ્દન નવી વાર્તા આમાં વાંચવા મળે છે. ચિત્રોમાં ત્રણ સિવાય બાકીનાં શ્રી. કનુ દેસાઈ, સોમાલાલ શાહ અને લાભચંદ મેઘાણીનાં ચીતરેલાં છે. ગુજરાતી જનતાને પણ આ વાર્તાઓ વાંચવામાં રસ પડશે.

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

આ મહિનામાં જર્મનીએ પોલેંડ પર આક્રમણ કર્યું, બ્રિટન અને ફ્રાંસ પોલેંડની વહારે ધાયાં પરંતુ પોલેંડ સુધી પહોંચવાને તેમની પાસે જર્મનીની ઉત્તરે બાલ્ટીક સમુદ્રનો જ માર્ગ હતો કે જ્યાંથી પણ જર્મની તેમની સામે બાથ ભીડીને તેમને પોલેંડના કિનારા સુધી પહોંચતાં ખાળી શકે. એટલે તેઓ બહુ તો ફ્રાન્સની સરહદ પરથી અને બાલ્ટીક સમુદ્રમાંથી જર્મની પર હુમલાઓ કરી જર્મનીના એકત્ર લશ્કરી બળમાં ભાગલા પડાવે, પણ પોલેંડમાં પહોંચીને ત્યાં વધતા જર્મનોને રોકી ન શકે. આ સ્થિતિની કલ્પના જર્મનીએ પ્રથમ જ બરાબર કરી લીધી હોઈ તેણે પોલેંડ પરના પોતાના આક્રમણને ઝડપી બનાવ્યું, છેલ્લો ઘા મારવાને સમયે રશિયા તેની મદદે આવ્યું અને પોલેંડ પડયું.

આ મહિને બનાવો એટલી ઝડપથી નહિ, તો-પણ ઝડપથી તો બન્યા છે. અહીં આપણે મુખ્ય મુખ્ય બનાવોને જોઈ લઈએ.

## રશિયા-તુર્કી વાટાઘાટો

ગયા મહિનાનું કામ પૂરું થઈ રહ્યા પછી નવા કામના નકશાઓ જર્મની અને રશિયા દોરવા લાગ્યાં છે. આ નકશામાં કેન્દ્રસ્થાને ઇંગ્લેંડને થકવવું એ જ હોઈ શકે છે—અને છેલ્લે છેલ્લે બનેલા બનાવો એ જ સૂચવે છે. એ બનાવોમાં તાજા જ બનાવો રશિયાની અને તુર્કી અને ફિન્લેન્ડ સાથેની વાટાઘાટો છે. ઉત્તરમાં ( રશિયાની પશ્ચિમમાં ) ફિન્લેન્ડ સાથે ઘટતું કરી લઈ બરાબર સામી દિશામાં આવી રહેલા ઇંગ્લેંડની નેમ સાધવી અને દક્ષિણમાં તુર્કી સાથે યોગ્ય કરી લઈ ભૂમધ્ય સમુદ્રના માર્ગને ઇંગ્લેંડ માટે ભયકારી બનાવવો એ આ વાટાઘાટોનો હેતુ છે. પણ છેલ્લા મળેલા સમાચારો કહે છે કે રશિયાને બેઉ ઠેકાણે પાછું પડવું પડયું છે.

પણ પોતાની એ ભોંઠામણથી પોતાને જ ખરાબ ન લાગે તે માટે રશિયાએ જાહેર કર્યું છે કે વાટા-ઘાટો ફરી ચાલે તેવી સંભાવના છે.

પરંતુ ફ્રાન્સ, ઇંગ્લેંડ અને એવાં બીજાં રાષ્ટ્રો અને સામાન્ય પ્રજા પણ સમજી જ ગઈ છે કે એ વાટાઘાટો આજે જ્યાં થોભી છે તેથી આગળ ચાલવાની કોઈ સંભાવના નથી. રશિયા તુર્કીને પોતાના પક્ષમાં ન લઈ શકયું ને પોતાનો દાવ બરાબર ન પડયો તેમાં તેને પોતાની પીછેહઠ લાગતી હશે એટલે એ છુપાવવા એણે આવી જાહેરાત કરી છે. અને તુર્કીએ રશિયાના પગરખામાં પોતાનો પગ નથી મૂકયો પણ એને એની સાથે બગાડવાની તો ઇચ્છા ન જ હોય તેથી તેણે એ વાતનું સમર્થન કરે તેવા શબ્દો કહ્યા.

રશિયા — તુર્કીની વાટાઘાટો પાછળનાં બીજાં પણ કારણો છે. પોતાને અત્યારે જે શૂર ચડયું છે તેનો ઉપયોગ કરી લેવાની રશિયાની ઇચ્છા છે. રુમાનિયાની ઉત્તરે આવેલો બેઝેરેબિયા પ્રાંત ૧૯૧૪ના યુદ્ધ પહેલાં રશિયાનો હતો તે વર્સાઈલ્સની સંધિમાં રુમાનિયાને મળેલો, તેને રશિયા પાછો મેળવી લેવા માગે છે. ઉપરાંત રશિયાને પોતાની પશ્ચિમમાં બાલ્ટીકમાં થોડાં જ બંદરો છે અને તે પણ વરસના થોડા મહિનાઓ પૂરતાં જ હોય છે, એટલે ભૂમધ્યમાં અને રાતા સમુદ્રમાં પ્રવેશવા માટે કાળો સમુદ્ર તેને માટે ખુલ્લો રહે તેવી તેની લાંબા કાળની ઇચ્છા છે. આ ઇચ્છા પાર પાડવા માટે ૧૮૫૨માં ખ્રિસ્તી ધર્મને નામે ઇસ્લામી તુર્ક વિરુદ્ધ એણે યુદ્ધ માંડયું હતું, પરંતુ ઇંગ્લેંડ તેને બળવાન થઈ જવા દેવા ઇચ્છતું ન હોવાથી રશિયાએ ધાર્યું પણ નહોતું તેમ ઇંગ્લેંડે તુર્કસ્થાનને મદદ કરીને સુલેહ કરવાની ફરજ પાડી હતી. ફરી ૧૮૭૪માં તુર્કસ્થાન જ્યારે બાલ્કન રાજ્યો જોડે લડવામાં

પડયું હતું ત્યારે રશિયા એની સામે ઊભું થયેલું; એ વખતે પણ ઇંગ્લેંડે એને એનું ધાર્યું ન થવા દીધું. પણ એ વખતે તુર્કીની સ્થિતિ લાચાર હતી એટલે ઇંગ્લેંડે રાતા સમુદ્રના ઉત્તરના નાકા પરના સાઇપ્રસ બેટો પોતાના 'મહેનતાણા'માં લેવાનું યોગ્ય ધાર્યું અને તુર્કીનો થોડો ભાગ રશિયાને આપીને 'લે હવે, આટલાથી સંતોષ રાખ' કહી તેને ચૂપ કર્યું. રશિયાને ઇંગ્લેંડની કડક આંખ જોઈ અલબત્ત એટલાથી સંતોષ માનવો પડ્યો, પણ કાળો સમુદ્ર પોતાને ઘેર કરવાની તેની ઇચ્છા અધૂરે રસ્તે જ રહી. આ પછી ૧૯૧૪માં પણ ઇંગ્લેંડ પોતાને પક્ષે છે એ આશામાં કાળા સમુદ્ર ઉપર આંખ ફેરવી હતી, પણ તુર્કી પણ છેક રહી રહીને પણ ઇંગ્લેંડની પડખે આવી ઊભું એટલે ભાઈબંધના ભાઈબંધની શરમે એનાથી કાંઈ બોલાયું નહિ. છેલ્લી સંધિઓ થઈ ત્યારે તો રશિયા પોતાની આંતરિક ધમાલમાં જ પડ્યું હતું, ત્યાં તો કાળા સમુદ્રને ક્યાં સંભારે? આજે હિટલર જાગ્યો અને રશિયાને તક મળી. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ! માંડ ઇંગ્લેંડને પછાડી શકાય તેવું ટાણું આવ્યું અને આશા ય બેઠી કે તુર્કી આ વખતે તો જરૂર કાળા સમુદ્રમાં તેનાં વહાણો છૂટથી ફરવા દેશે ત્યાં તુર્કીએ બાજી બગાડી મારી.

આટઆટલી વખત પાછા પડ્યા પછી રશિયાને ભોંઠામણ લાગે કે નહિ? એટલે જ એણે જાહેર કર્યું, "ધીરા, ભાઈ, હજી તો વાટાઘાટો આગળ ચાલવાનો સંભવ છે."

વાટાઘાટો ચાલતી હોય તો ભલે ચાલે.

પણ તુર્કીને રશિયાની શરતો જ ક્યાં પોસાય તેમ છે? રશિયા તો કહે છે. ડાર્ડેનલ્સની સામુદ્રધુનીમાં બ્રિટન અને ફ્રાંસનાં બારકસોને આવવાં જ ન દેવાં. રશિયાને પોતાની સરહદ સાચવવી હોય એટલે એ એમ કહે, અને એ કદાચ વાજબી પણ ગણાય, પણ એવી કબૂલાત આપીને તુર્કીએ બ્રિટન અને ફ્રાન્સ જોડે વેર વહોરવાને કંઈ કારણ ખરું? અને કાળા સમુદ્ર વિષે રશિયાને નિશ્ચિંત કરી નાખ્યા પછી નિરાંતે રશિયા રુમાનિયા ઉપર અને ત્યાંથી બીજાં બાલ્કન રાજ્યો ઉપર સરખો હાથ મારી લીધા પછી તુર્કસ્થાનમાં ય કોમ્યુનિઝમ ન લાવે અને તુર્કસ્થાનને ચટ્ટ કરી ન નાખે તેની કંઈ ખાતરી ખરી? તુર્કસ્થાન શા માટે રશિયાને ઉલળબે કરે અને ઇંગ્લેંડની ભાગીદારી ન ઉઠાવે?

છતાં ય આજના રાજકારણમાં કોણ સાચું અનુમાન કરી શકે કે ફલાણી બાબત ફલાણા અંતમાં જ પરિણમશે?

## રશિયા અને ફિન્લેન્ડ

જેમ દક્ષિણમાં કાળા સમુદ્રનું કામ પાકું કરી લેવા રશિયા તુર્કીની ભાઈબંધી માટે પ્રયત્નો કરે છે તેમ પોતાની પૂર્વે પહેલા બાલ્ટીકમાં પણ બધું સુતર થઈ જાય તે માટે લેટિવિયા, એસ્થોનિયા, લુથિઆનિયા અને ફિન્લેંડને સમજાવી રહ્યું છે. આમાંથી પહેલાં ત્રણ તો સાવ નાનાં છે એટલે એમણે રશિયાના સમજાવ્યા સમજી જવું પડ્યું છે. રશિયા એમની ઉપર નારાજ થાય તો બીજા દેશોની મદદ મળ્યે પણ એમનો તો ઉગાર જ ન થાય. પણ ફિન્લેન્ડે પોતાના અવાજને ઢીલો પડવા નથી દીધો, એટલે ત્યાં પણ રશિયા પાછું પડ્યું દેખાય છે. જો કે ફિન્લેંડનો છેવટનો જવાબ હજી બાકી છે. સંભવ છે કે અહીં પરિસ્થિતિ જરા તંગ બને. બંને પક્ષ કોઈ પણ રીતે પોતાનું સ્વમાન ન ઘવાય તે રીતે સમજણ કરી લે તો ઠીક છે, નહિતર અહીં પરિસ્થિતિ તંગ બને તેવું છે. તુર્કસ્થાનની હદ આગળ રશિયા જેટલી સહેલાઈથી નમતું મૂકી દે તેટલી સહેલાઈથી અહીં ન મૂકી શકે તેવી તેની રાજકીય પરિસ્થિતિ અને સિદ્ધાંત-પ્રચારની આકાંક્ષા છે. રશિયા અત્યારે જર્મનીનું ભલે મિત્ર બની રહ્યું હોય પણ જે સમાચારો આપણી પાસે આવે છે તે મુજબ તો બંને દેશો અંતરથી તો એકમેક વિરુદ્ધ હજી એટલા ને એટલા ઊકળેલા દેખાય છે અને બંનેના રાજકીય આદર્શો,

ભૂતકાળમાં એકમેક પર કરેલા સાત્ત્વિક અને ક્રિયાત્મક હુમલાઓ ઇત્યાદિ જોતાં એ ન મનાય એવું નથી. આજે પોતપોતાના સ્વતંત્ર સ્વાર્થ માટે એકમેકને મદદ કરવા ભલે તૈયાર થયાં હોય પણ તેથી કંઈ ભવિષ્યને તેઓ ભૂલી જાય નહિ. બંને સમજે છે કે તેમનું ભવિષ્ય તો ભૂતકાળ જ રહેશે. એનો વિચાર કરી રશિયા ભવિષ્યમાં પોતાને જર્મની ન નડે માટે બાલ્ટીક રાજ્યોને પોતાની બગલમાં લઈ રહ્યું છે. જો બાલ્ટીકનો માર્ગ રશિયા માટે ખુલ્લો થઈ જાય તો બરાબર સામે આવી રહેલા ઇંગ્લેંડની શી સ્થિતિ હોય તે જરા કલ્પો, અને રશિયામાં મજૂરો બળવાન બને તો ધનવાન અમેરિકાનો ફફડાટ કેવો હોય તે કલ્પો. જો ઈંગ્લેંડ અને અમેરિકા બાલ્ટીકને ભૂલી જાય તો બાલ્ટીક-રાજ્યોની તાકાત નથી કે ચાર દિવસ પણ લાલ લશ્કર સામાં ઊભાં રહી શકે. માટે જ અમેરિકાએ જરા ખોંખારો ખાધો અને ફિન્લેન્ડ ઇશારાને સમજીને ટટાર બન્યું.

અને હવે આપણને જાણવા મળ્યું છે કે રશિયાએ ફિન્લેંડ સાથે નરમ પ્રકારનો લશ્કરી કરાર કરવાની દરખાસ્ત કરી છે. આ કરાર ફિન્લેન્ડની તટસ્થતાને ચલિત કરવાની શક્યતાઓ નાબૂદ કરનાર હોવાનું મનાય છે, અને સામે પક્ષે ફિન્લેન્ડના સ્વાતંત્ર્યનો ભંગ કરવાનો રશિયાની એક પણ દરખાસ્તનો હેતુ નથી એવી ખાતરી મળે છે. પણ આનો ચોક્કસ જવાબ તા. ૩૦મી ઑક્ટોબરે નક્કી થઈ જવાનો જેમાં ફિન્લેંડની આખરી શબ્દ જેવી અને છેલ્લામાં છેલ્લી હદ સુધીની વાત આવી જશે એમ મનાય છે.

## અમેરિકાનું વલણ

અમેરિકા તટસ્થ છે પણ ફિન્લેન્ડના પ્રશ્ન પછી એની તટસ્થતાનો રંગ બદલાયો છે એ એની સેનેટમાં છેલ્લા પસાર થયેલા ઠરાવ પરથી જોઈ શકાશે. ઝેરી ગેસ અને રસાયણોદ્વારા યુદ્ધ લડવામાં વપરાતા પદાર્થો પરદેશી રાજ્યોને નહિ વેચવાનો સુધારો ત્યાંની સેનેટે વધુમતીએ રદ કર્યો. એ સુધારાની વિરુદ્ધ બોલનારાઓએ એવી દલીલ કરી હતી કે પોતાના દુશ્મનો પણ અમેરિકા પાસેથી એ પદાર્થો મેળવી શકશે તેમ જાણતાં લડતું રાષ્ટ્ર ઝેરી ગેસનો ઉપયોગ કરતાં અટકશે.

ઝેરી ગેસના નિકાસની છૂટ રહેવા દેવાના આ નિર્ણયની વાત પાછળ કારણો જે હોય તે, પણ તેનું દૃષ્ટ પરિણામ એ આવ્યું દેખાય છે ખરું કે રશિયા ફિન્લેંડ પર જે દબાણ કરવા આગળ આવ્યું હતું તેમાં તે કંઈક પાછું હઠી ગયું છે. આમ એક પક્ષને અમેરિકાએ પોતાની 'તટસ્થતા'થી મદદ કરી છે એ જોઈ શકાય છે.

## હિટલરની 'શાંતિ'ની વાતો

પણ હિટલરે તો આ બધા બનાવો પહેલાંથી જ 'શાંતિ'ની વાતો કરવા માંડેલી ને? "પોલેંડ કે જેને તમે બચાવવા આવ્યા હતા તે તો ગયું, હવે તમારે લડવાની શી જરૂર છે? જે થવાનું હતું તે થઈ ગયું. હવે આપણે સંપથી રહેવું જોઈએ. હું હવે લડવાનું કોઈને કહેતો નથી, જો તમે લડવું બંધ રાખશો તો હું યે લડાઈ બંધ રાખીશ. પણ જો છતાં ય તમે લડાઈ ચાલુ રાખશો તો લડાઈનું દોષારોપણ તમારે માથે આવશે તે હું કહી રાખું છું." હિટલરનાં આ વચનોનો હેતુ શો હશે?

બ્રિટિશ વડાપ્રધાન ચેમ્બરલેને એનો સારો જવાબ વાળ્યો છે. લગભગ બધા દેશોએ એ જવાબને આવકાર્યો છે. એ બધી વાત પછી પણ કહેવાનું કે હિટલરની શાંતિની ઇચ્છા સાવ પોલી તો નહિ જ હોય એ હું કહેવાની ધૃષ્ટતા કરું છું. વાત સાચી કેમ ન હોઈ શકે, ભલા? આપણે જાણીએ છીએ કે જર્મનીની આંતરિક સ્થિતિ ઘણી ડામાડોળ છે. ફ્રાન્સનું લશ્કર જર્મનીના સાર પ્રાંત ઉપર કબજો કરી બેઠું છે, જર્મનીને રશિયા પાસેથી જેટલી મદદની આશા હતી તેટલી મળે તેમ લાગતું નથી, હિટલર મૂંઝાયો છે, એ શાંતિ શા માટે ન ઇચ્છે! જર્મનીની આર્થિક અવદશા, આંતરિક એકદિલીમાં તૂટ અને હિટલરે જેમની મહત્ત્વાકાંક્ષાઓને રૂંધી છે

તેવા બીજા જર્મન નેતાઓનો વિરોધ એ બધું એવું જલદ છે કે હિટલરની એવી ઇચ્છા ન હોય તોપણ તેણે પ્રયત્નપૂર્વક એ ઇચ્છાને બળવાન કરવી પડે. એ પોતાની જીતની યોજનાઓ ગમે તેટલી કરતો હોય પણ એ પણ સંભવિત છે કે પોલેંડ મળી ગયા પછી હવે થોડા સમયની એ શાંતિ માગે છે. નહિ તો એ ચેમ્બરલેનના જવાબથી આટલો છંછેડાય કેમ ? છંછેડાઈને એ જાતે પશ્ચિમ-મોરચા પર દોડી ગયો છે અને સંભળાય છે કે ફ્રેંચ લશ્કર એના આવવાની સાથે પાછળ હઠી ગયું. હમણાં તો ત્યાં આગળ વરસાદ અને બરફનો મારો ચાલ્યો છે એટલે લડાઈનો મારો બંધ રહ્યો છે, પણ ચોંકાવનારા સમાચાર એ મળે છે કે હિટલરે પશ્ચિમ-મોરચા પર થવાનું હોય તે થવા દઈને પણ સીધો ઇંગ્લેંડ ઉપર વિમાનોમાંથી બૉંબમારો ચલાવવાનો નિર્ણય કર્યો છે.

પરિસ્થિતિ કેવી બનશે તે માટે અત્યારે સૌ ચિંતાતુર છે.



## વિશ્વની છેલ્લી આશા

આકાશનું હૃદય શાંત હલાવી દેતી
તોપું ફુટે, જળતી બંદુક રાસ લેતી
કાળી નિશે રમતી જોગણી શી સ્મશાને.
તે માનવી – મરણમાં નિજ જીત માને.

જિતાઈને સહૃદ બંધ પવિત્રતાના
શેદે લીધા ભૂલી જઈ નિજ ભાઈ વાદે:
ભાઈ લડે વિરમ્યું શૈશવ જેની સાથે
તે સ્નેહ ભૂલી ઝડપે બરફંદ — દાદે.

ચારે દિશા કુપિત નાગણી શી ફુંફાડે
ત્યાં કેમ કોણ જગ જીવનને ઉગારે ?

નાના ગૃહે શિશુ કુમાશથી પારણામાં
પોઢાડતી જનની બાળક વારણાંમાં
ફોડે ધીમેથી દુઃખડાં લઈ જે ટચાકા
નિઃસ્વાર્થ એ પ્રણય વિશ્વની છેલ્લી આશા.

· સરોદ ·

## —અંજલિ ગ્રંથમાળા—

### વર્ષ

### પાંચમું

- જેનો હેતુ નૂતન ગુજરાતની રચનામાં પોતાનો હિસ્સો આપવાનો છે.
- જેનો હેતુ જીવનનાં વિવિધ ક્ષેત્રો ઉપર ક્રાંતિકારી અસર મૂકવાનો છે.
- જેનો હેતુ શિષ્ટ, સુંદર અને ઉપયોગી સાહિત્ય અત્યંત સસ્તા મૂલ્યે આપવાનો છે.

આ ગ્રંથમાળાના તમે ગ્રાહક છો? એનું એકેય પ્રકાશન તમે જોયું છે? એની યોજના વિષે કશું જાણો છો? એની પ્રગતિથી અને લોકપ્રિયતાથી તમે વાકેફગાર છો?

એનું લવાજમ

દેશમાં પાકા પૂઠાના

રૂ. ૪–૦–૦

(૧૨૦૦ પાનાં)

માહિતી માટે પરિચયપત્રિકા મંગાવો



**બંધન અને મુક્તિ : લેખક : દર્શક**
પૃષ્ઠસંખ્યા ૩૨૦ : કિંમત બે રૂપિયા

૧૮૫૭ના બળવાની ભૂમિકા ઉપર આલેખાયેલી આ નવલકથા એના લેખકને પ્રથમ પંક્તિના નવલકથાકાર તરીકે સાબિત કરશે. આ નવલનું એકેએક પાત્ર આપણી આંખ સામે જીવતું-જાગતું લાગે છે. વાર્તામાં ગૂંથાયેલું વિચારધન આપણને મુગ્ધ કરે છે.



**જાગતા રે'જો (પૂર્વાર્ધ)**
લેખક : સોપાન
પૃષ્ઠસંખ્યા ૩૧૨ : મૂળ કિંમત રૂપિયા

શ્રી. સોપાનની આ સર્વોત્તમ કૃતિ છે. જે વિચાર અને વસ્તુ ઉપર નવલકથાનું સર્જન થયું છે તે ગુજરાતી સાહિત્યમાં તદ્દન નવીન છે. પૂર્વાર્ધમાં નિષ્ક્રિય અને સક્રિય આદર્શવાદની અથડામણ અને તીવ્ર સંવેદન આલેખાયેલું છે.

**જાગતા રે'જો (ઉત્તરાર્ધ) [નવેંબરમાં પ્રસિદ્ધ થશે]**

આ બીજો ખંડ અત્યંત કરુણ છે. એમાં એક પ્રચંડ આત્માનું પતન, પશ્ચાત્તાપ, વેદના અને અંતે ઉર્ધ્વગમન આલેખાયું છે. આ નવલ કોઈ પણ ગુજરાતીએ વાંચવી જ જોઈએ.

**જગતનો તાત : લે. રામનારાયણ ના. પાઠક**
(ફેબ્રુઆરીમાં પ્રગટ થશે.)

આમાં ખેડુ–જીવનનું ચિત્ર છે. છતાં આ નવલકથા 'ધરતી' જેવી નથી. ખેડા જિલ્લાના બારૈયા વચ્ચે લગભગ બે વર્ષનો સતત સંપર્ક સાધ્યા પછી નવલકથાની રચના થઈ છે. આ પુસ્તકનો પ્રવેશક શ્રી. રવિશંકર મહારાજે લખી આપ્યો છે.

**અંજલિ ગ્રંથમાળા : પો. બો. ૭૩ : અમદાવાદ**

આજકાલના બધા જ વાર્તાલેખકો જે જે પાત્રો વિષે તેઓ સહાનુભૂતિ ઉત્પન્ન કરાવે છે તેમને અસલી ફેશનેબલ વ્યસનો હોવાનાં વર્ણનો કરીને એ વ્યસનો વિષે લોકોમાં સહિષ્ણુતા, કૌતુક અથવા આકર્ષણ ઉત્પન્ન કરાવવાની તેમને ટેવ હોય તેવું દેખાય છે. ચા, કૉફી, સિગારેટ, ઑવેલ્ટાઈન, પત્તાં વગેરે વસ્તુઓ વેચવા માટે કારખાનાવાળાઓ મોટી સિંડીકેટો ઊભી કરે છે. ચોક્કસ કારખાનદારનું નામ ન આપતાં આ સિંડીકેટો એ પદાર્થો વિષે લોકોમાં જિજ્ઞાસા પેદા કરી દે તો તેમને બસ હોય છે. આ જાણ્યા પછી મનમાં ઘણી વાર શંકા ઊઠે છે કે આ વાર્તાલેખકોને એમના તરફથી સારું કમિશન તો નહિ મળતું હોય? એ સિવાય પોતાની વાર્તાના વાતાવરણને આવું ધૂંધળું કરવાથી તેમને બીજો શો ફાયદો હોય? એ વ્યસનો સમાજમાં કેટલાં પ્રસરેલાં છે એ કોઈએ બતાવવાની જરૂર નથી. એના વિના કથાનકની વાસ્તવિકતા ઓછી થાય તેવું પણ નથી. પહેલાંના કલાકારો ખાણાપીણાનાં વર્ણનો નહોતા કરતા. રતિવિહાર, આલિંગન, ચુંબન. સિજબાનીઓ, નાસ્તા, ચાપાણી, ધુમ્રપાન, મદિરાપાન–આ બાબતો આવી શકે તો પછી જાજરુ જવું, લઘુશંકા જવું –એવા આરામ આપનારા વિધિવર્ણ્ય વિષયો કેમ ન આવે એ સમજાતું નથી.

આગગાડી અને ટ્રામમાં જેમ તમાકુનો ધુમાડો સહન કરવો પડે છે તેમ પોતાની જ ઓરડીમાં એકાંતમાં બેસીને એકાદ નવલકથા વાંચતા હોઈએ ત્યારે પણ એ બલા પીછો છોડતી નથી ત્યારે ખૂબ જ કંટાળો આવે છે. પણ એ સહન કરવું જ જોઈએ?

–કાકા કાલેલકર



વર્ષ નવમું ડિસેંબર ૧૯૩૯ અંક દસમો

# જીવનસંગ્રામ અને જીવનસંગીત

ફિલસૂફ કેન્ટે એક જગ્યાએ એક સુંદર વિચાર આપ્યો છે કે માણસ કુદરતી રીતે પોતાના પાડોશીને ચાહનારો તેમજ ધિક્કારનારો એમ બન્ને વિરોધી વર્તન કરનારો બની શકે છે. કોઈ માણસને એના કુદરતી મંડળથી દૂર કરવામાં આવે તો તે થોડા વખતમાં દીવાના જેવો થઈ જશે. તેમજ કોઈ માણસને એના મંડળ સાથે અનેક બંધનોથી જોડી દેવામાં આવે તો તે થોડા વખતમાં બળવાખોર થઈ જશે. આવી રીતે માણસ જે સમાજમાં રહે છે તેને ચાહે છે, તેમજ તેનાથી દૂર થવા પણ મથે છે.

જીવનનું પણ એવું જ છે. એમાં સંગ્રામ પણ છે ને સંગીત પણ છે. કુદરતી યોજના એવી લાગે છે કે સ્વભાવથી માણસ સુખ, સગવડતા અને આરામ શોધનારો હોય છે. અને તેથી એના સુખ, સગવડના કે આનંદમાં વિઘ્ન આવે ત્યારે એ જેને વિકૃત કહી શકાય તેવું માનસ દર્શાવે છે. પણ કુદરતે જ માણસમાં એક બીજી વૃત્તિ પણ મૂકી છે. અને એ વૃત્તિને લીધે માણસ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત ધારે તો જોઈ શકે છે. કેટલાક મનુષ્યો જીવનભર કેવળ સંગ્રામ, દુઃખ, અશાંતિ અને મુશ્કેલીઓ જુએ છે. તેમના સામે એ પરાક્રમ કરે છે. તેમને એ હંફાવે છે. તેમના પરાજયથી એ આનંદ પામે છે. પણ એ વિજયના આનંદની વેળાએ એને ખબર પડે છે કે કેવળ જીવનસંગ્રામમાં આખું જીવન આવી જતું નથી જીવનસંગ્રામ ન કરનારો તો કેવળ કાયર જ છે; પણ જીવનસંગ્રામ કરીને, વિજય મેળવીને, પરાક્રમ કરીને, પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરીને પણ જે માણસ વધારે ઉચ્ચ જીવનની કલ્પના કરી શકતો નથી તેનું અજ્ઞાન કાંઈ ઓછું દુઃખદાયક નથી.

જે માણસ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત સાંભળી શકે તે ખરા અર્થમાં જીવન જીવ્યો કહી શકાય. શોક, વિરોધી તત્ત્વો, મુશ્કેલીઓ, નિરાશા, [illegible] ...ત્તિઓનાં

પ્રતિબિંબો–તેમજ સમાજમાં ઠેરઠેર રહેલાં વિરોધી અને પ્રત્યાઘાતી બળો–એ જીવનસંગ્રામની સામગ્રી છે : પરંતુ એમાં માણસને યુદ્ધની ખાતર યુદ્ધનો રસ ન હોવો જોઈએ. એ સઘળી ક્લેશમય, અસ્વચ્છ અને એક રીતે ગણો તો નિરર્થક સામગ્રીમાં જે પ્રબળ જીવનસંગીત વહી રહ્યું છે તે જીવનસંગીત જ માનવની શોધનો વિષય છે.

અને માનવ જેમ જેમ પોતાના સંગ્રામનાં સાધનો શુદ્ધ કરતો જાય છે તેમ તેમ તેને ખબર પડે છે કે એક એવી શક્તિ પણ એનામાં વસી રહી છે કે જે હરેક પ્રકારના સંગ્રામમાં અર્થ જોઈ શકે છે : હરેક પ્રકારના ખાતરમાં ફૂલના રંગ દેખી શકે છે : હરેક પ્રકારના વિરોધી સ્વરોમાં અસ્ખલિત રીતે વહેતું જીવનસંગીત સાંભળી શકે છે; અને કેન્ટ જેને 'Anti social sociability of mankind' 'અસહકારી છતાં સહકાર કરવાની માનવની સહજવૃત્તિ' કહે છે–એ સુંદર વૃત્તિને ખોળી શકે છે. આ વૃત્તિને સ્પર્શી શકવાની શક્તિ એવા માણસમાં આવી શકે છે કે જે જીવનસંગીતના અનંત સ્વરોને પિછાની શકે છે.

આ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત મેળવવાને માટે માણસે હમેશાં આઘાત–પ્રત્યાઘાત કરવાની પોતાની વૃત્તિ માટે વિવેક કેળવવો જોઈએ. જેટલું ન સમજાય તે સઘળું અર્થહીન છે એમ દરેક વસ્તુનો તાત્કાલિક નિર્ણય ન કરતાં એ વસ્તુને બીજી બાજુ પણ હોઈ શકે એમ જૈન તત્ત્વજ્ઞાનના સ્યાદ્વાદનો આશ્રય લેવાની ટેવ પાડવાથી માણસજીવનને વધારે સારી રીતે સમજી શકે. આ જમાનામાં જ્યારે દિક્ અને કાલ નહિ જેવાં બન્યાં છે ત્યારે શસ્ત્રાસ્ત્ર કરતાં પણ વધારે ભયંકર સાધનો માણસ કેવળ પોતાના શબ્દમાંથી અને અર્થહીન પ્રચારવેડાથી સરજી શકે છે. એટલું જ નહિ, આજે માણસ ધારે તો અજ્ઞાનીઓની બહુમતી સરજાવી જ્ઞાન જેવું કાંઈ નથી એમ પણ સિદ્ધ કરી શકે. એટલે આ જમાનામાં જીવનસંગ્રામને નવા દૃષ્ટિકોણથી સમજવાની જરૂરિયાત ઊભી થવાની છે. સમાજની પુનર્રચનામાં એક વસ્તુ એ પણ આવે છે કે પુનર્રચના માટે વિનાશ કરનારાં તત્ત્વોની સાથે જ સર્જનાત્મક સૃષ્ટિનો અધિકાર પ્રાપ્ત કરવાની તૈયારી પણ થવી જોઈએ. અને એ દૃષ્ટિએ આજે હરેક વસ્તુ કે વાદનો તડ ને ફડ ન્યાય આપવા કરતાં–કે એને ચર્ચાનો વિષય બનાવવા કરતાં–એમાં જે કાંઈ સુંદર હોય તે જીવનમાં વણી લેવાનો પ્રયત્ન કરવો વધારે જરૂરી થઈ પડે છે : આજની દુનિયાની મોટામાં મોટી જરૂરિયાત સૌન્દર્યદૃષ્ટિ કેળવવાની છે.

એક રીતે જોતાં લોકો જેને પ્રગતિવાદ–અને પ્રત્યાઘાતી માનસ કહે છે એ વિષે પણ આજે ઘણી ઘણી ગેરસમજણો ફેલાયલી પડી છે. પ્રગતિ એ એક એવું જીવનવિધાયક બળ છે કે એ મેળવવા માટે વ્યક્તિએ અભ્યાસ, અનુભવ અને જીવનશુદ્ધિ–ત્રણેનો મેળ સાધવો જોઈએ. એ ત્રણેમાંથી કોઈ એક વડે પ્રગતિ સિદ્ધ કરી શકાતી નથી. પ્રગતિ એ વ્યક્તિના આંતરજીવનનો પરિમલ હોવો જોઈએ. જ્યારે વ્યક્તિ સમષ્ટિના સંબંધમાં આવે છે ત્યારે એને પોતાનાં જ કહી શકાય તેવાં સુખસાધનો ને આરામનો ભોગ આપવો પડે છે. એ ભોગ ન આપીને એ વિકૃત માનસ ધરાવનારો બને છે : ક્લેશથી કે ભયથી એ ભોગ આપીને એ કાયર બને છે; સમજીને એ વસ્તુસ્થિતિ સ્વીકારવાથી જ એ પ્રગતિશીલ બની

શકે છે. પણ એટલા જ માટે પ્રગતિશીલ જીવનની મૂળ સામગ્રી–બહારથી નહિ પણ અંદરથી જન્મવી જોઈએ. સામાજિક ફેરફારો પણ આંતરવિકાસના પ્રતિબિંબરૂપે થવા જોઈએ–અને કેવળ હવાઈ વાતોને અનુસરવાની નબળી મનોવૃત્તિના પડઘારૂપે નહિ. એ જીવન-સામર્થ્યરૂપે રજૂ થવા જોઈએ, અનુકરણ કે અનુસરણરૂપે નહિ. તો જ એ ફેરફારોમાં ચિરંજીવી તત્ત્વ હોઈ શકે: એટલું જ નહિ, તો જ જીવનસંગ્રામની અઘોરમાં અઘોર વસ્તુ-સ્થિતિમાં જે એક અદ્દ્ભુત માનવતાનું જીવનસંગીત વહી રહ્યું છે તેની ઝાંખી મળે; અને નિરાશામાં પણ આશાનું જ ગાન ગાવા એનો પ્રાણ પ્રેરાય.

માણસ બહુ અનુકરણશીલ પ્રાણી છે. એની સૌથી મોટામાં મોટી મુશ્કેલી વિચાર કરવાની છે. બની શકે તો એ વિચાર કરવા માગતો નથી. વિચારની ગોળી વેચાતી મળતી હોય તો એના વડે એ ચલાવી લે એટલો એ વિલાસી પણ છે. પરંતુ એટલા જ માટે એ બંધન સામે યુદ્ધ કરીને પછી જ બંધન શું છે એ સમજી શકે.

જીવનસંગીત સમજવા માટે પ્રથમ જીવનસંગ્રામનો સ્પષ્ટ ખ્યાલ મેળવવો જોઈએ.

અને ત્યારે જ માણસ જાણી શકે કે માણસના અંતરના ઊંડામાં ઊંડા ભાગમાં જે એક ચિરંતન વસ્તુ છે. એ વસ્તુને જાગ્રત કરીને જ નવરચના થઈ શકે: એ વસ્તુને જાગ્રત કરવા માટે પ્રથમ તો એણે પોતે જ સમર્થ જીવન ગાળવું જોઈએ. જીવનશુદ્ધિ વિના કોઈ માણસ પોતાને સમર્થ કહી શકે નહિ. અને તેથી છેવટે તો જીવનશુદ્ધિ–જીવનસંગ્રામ–જીવનસંગીત એ ત્રણે બિંદુઓના અનુસંધાન વડે જ જીવનત્રિકોણની પુનર્રચના શક્ય બને છે.

જીવનશુદ્ધિનો બહિષ્કાર કરીને માણસ કોઈ પણ જાતનું સામર્થ્ય મેળવી શકે એ વસ્તુ જ અશક્ય છે. 'જીવનશુદ્ધિ શું છે?' એમ નાકનું ટેરવું ચડાવી પૂછનારને કહી શકાય કે એના હોવા વિષે શંકા ન કરવામાં જ જીવનશુદ્ધિ રહી છે.

હરકોઈ પ્રકારની પ્રગતિનો મૂળ પાયો જીવનશુદ્ધિમાં રહ્યો છે. જીવન શા માટે છે? એ મહાન શોધ કરતાં વધારે પ્રગતિશીલ વિચાર હજી સુધી તો કોઈ માણસ આપી શક્યો નથી. એ વસ્તુ સાચી છે કે રોટલી વિના માણસ જીવી શકતો નથી, ને એટલા માટે રોટલીવ્યવસ્થા એ પ્રગતિશીલતાનું એક લક્ષણ છે. પણ જેમ રોટલી વિના માણસ જીવી શકતો નથી, તેમ રોટલી હોવા છતાં પણ માણસ જીવતો નથી–એ વસ્તુસ્થિતિનો સ્વીકાર કરવામાં જીવનશુદ્ધિનો–એટલે કે પ્રગતિશીલતાનો–સાચો માર્ગ રહ્યો છે. રોટલી મેળવવી, જીવન મેળવવું ને જીવન જીવવું એ જીવનસંગ્રામ, જીવનશુદ્ધિ ને જીવનસંગીતનાં ત્રણ તત્ત્વો હરકોઈ સાચા અને સમર્થ વિચારના મૂળમાં હોવાં જોઈએ.

• ધૂમકેતુ •



# સ્વ રા જ યા ત્રા

શ્રી. મોહનલાલ મહેતા

## વડી કારોબારીની બેઠક

મહાસભાની વડી કારોબારીની અલાહાબાદની બેઠક પૂરી થઈ ગઈ છે. ચાર દિવસની મંત્રણા પછી કારોબારીએ જે નિવેદન પ્રગટ કર્યું છે તેમાં નવીનતા એટલી જ છે કે એ મહાસભાની વર્તમાન સ્થિતિને સ્પષ્ટ કરે છે અને મહાસભાવાદીઓએ આજે શું શું કરવાનું છે તે અંગે ચોક્કસ સૂચનો આપે છે.

કારોબારીના પ્રથમ નિવેદનના જવાબમાં આ દેશના વિરોધપક્ષોએ અને બ્રિટિશ સરકારે જે જે નવા અને અસંગત મુદ્દાઓ ઊભા કરી મૂળ પ્રશ્નને ગૂંગળાવવાનો પ્રયત્ન કર્યો છે તેને આજનું નિવેદન સ્પષ્ટ જવાબ આપી દે છે. કારોબારીના આ નિવેદનની મહત્તા એ છે કે હિંદસ્વરાજનું બંધારણ લોકસભા દ્વારા જ ઘડી શકાય એ વિધાનનું તેણે સમર્થન કર્યું છે અને લોકસભાની અને બંધારણની આડે જે કાલ્પનિક ભયો ઊભા કરવામાં આવ્યા છે તેને દૂર કર્યાં છે. આ નિવેદન પછી મુસ્લિમ–લીગ, વિનિત મંડળ કે બ્રિટિશ સરકાર શંકારહિત બની જશે એમ અમે માનતા નથી, કારણ કે તેઓ શંકાશીલની સ્થિતિમાં છે જ નહિ, પરંતુ આ નિવેદન સામે વાંધા કાઢવાનું તો એમને મુશ્કેલ બનશે જ અને તેનું પરિણામ એ આવશે કે હિંદ અને બ્રિટનનો લોકમત કારોબારીના નિવેદનને વધુ ને વધુ પ્રમાણમાં ટેકો આપતો જશે.

કારોબારીનું આ નિવેદન કયા મુદ્દાઓને સ્પષ્ટ કરે છે તે આપણે જોઈએ : સૌથી પહેલાં તો કારોબારી એ સાબિત કરે છે કે આજના યુદ્ધમાં ઇંગ્લેંડ અને ફ્રાંસનો હેતુ પ્રજાશાસન કે સ્વાતંત્ર્યની રક્ષાનો છે જ નહિ; એમ હોત તો હિંદ પ્રત્યેનું ઇંગ્લેંડનું જાહેરનામું જુદી જ રીતે લખાયું હોત. બ્રિટનનું આજનું વલણ હિંદને પોતાના પંજામાં પકડી જ રાખવાનું છે; એમ ન હોય તો હિંદને સ્વાતંત્ર્ય આપવાની વાતમાં લઘુમતીના અને રાજાઓના પ્રશ્નોને તે આગળ ધરત જ નહિ. ૧૯૧૪–'૧૮ની લડાઈને અંતે હિંદને જે ભેટો મળી તે કરતાં કોઈ જુદી ભેટ આ લડાઈને અંતે મળે એમ કારોબારી માનતી નથી.

આમ છતાં બ્રિટિશ સરકાર તરફથી જે એ પ્રશ્નોને સ્વાતંત્ર્યની રચનામાં અંતરાયરૂપ ગણવામાં આવે છે તેનો પણ કારોબારી સમિતિ જવાબ આપે છે. કારોબારી કહે છે કે હિંદનો કોઈ પણ પક્ષ સ્વાતંત્ર્યનો વિરોધ કરતો જ નથી, પણ કોઈ પક્ષ વિરોધ કરતો હોય તોપણ એ મુદ્દો અપ્રસ્તુત છે. ખરો મુદ્દો તો એ છે કે બ્રિટન પોતે હિંદને છોડવા ઇચ્છે છે કે નહિ. એક પળને માટે માની લઈએ કે હિંદ બ્રિટનની તાબેદારી જ ઇચ્છે છે તો પછી બ્રિટનને શી ચિંતા છે ? એ શા માટે ન કહી દે કે તમારું બંધારણ તમે રચી લો ? જો હિંદ ખરેખર તાબેદારી નચ્છતું હશે તો એવું જ બંધારણ રચશે કે જેમાં સર્વોપરી સત્તા બ્રિટનના હાથમાં જ રહે. કારોબારી માને છે કે બ્રિટન તરફથી રજૂ કરવામાં આવતું આ કારણ કારણ છે જ નહિ, એ તો બહાનું છે.

અને બીજું કારણ રાજાઓનું આપવામાં આવે છે. તેમાં તો બ્રિટનની ચોખ્ખી અપ્રમાણિકતા જોઈ શકાય છે. આપણે ભારતવાસીઓએ આજના રાજાઓને સ્વતંત્ર રાજાઓ તરીકે કોઈ દિવસ ઓળખ્યા જ નથી. જો બ્રિટનની સત્તા દૂર થાય તો આજના રાજાઓ કયા સ્થાને હોય તે રાજાઓ, બ્રિટિશ સરકાર અને આપણે સૌ સારી રીતે સમજીએ છીએ; એટલે જ કારોબારી સ્પષ્ટ કરી દે છે કે રાજાઓનો વિચાર તમારે જ કરવાનો છે- અમે તો એમને તમારા અને તમને એમના પ્રતિનિધિ અને પ્રતીકરૂપ જ માનીએ છીએ. પણ એ રાજાઓની જે

પ્રેજ્ઞ કહેવાય છે તેનું શું ? બ્રિટિશ સરકાર આજ લગી એ આઠ કરોડ માનવીના ભાવિ માટે એક શબ્દ પણ કેમ ઉચ્ચારતી નથી ? સ્વતંત્ર હિંદમાં એમનું સ્થાન શું રહેશે એ વિષે અનેક નિર્બળ અને સબળ લઘુમતીના રક્ષણનો ભાર ઉઠાવનાર બ્રિટન કેમ કશું બોલતું જ નથી ? કે યુરોપમાં જે યુદ્ધ ખેલાય છે—જો કે હમણાં કશું ખેલાતું દેખાતું નથી—તે માત્ર પોલાંડના રક્ષણ માટે જ છે ? અને તે પણ જર્મનીએ કબજે કરેલા પોલાંડ માટે જ ? અને... અને જરા આગળ જઈએ તો પોલાંડ પછીનું હેર હિટલરનું બ્રિટન માટે મહા ભયાનક એવું પગલું અટકાવવા માટે જ ?

બ્રિટને આજ લગી આ પ્રશ્નોના જવાબ આપ્યા નથી. કારોબારી આજના નિવેદન દ્વારા આખી દુનિયા સમક્ષ પોતાની વાત સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે. જે પ્રશ્નો ઊભા જ ન થવા જોઈએ તે પ્રશ્નો બ્રિટને ઊભા કર્યા છે એમ માનતાં હોવા છતાં કારોબારી એના જવાબો પણ આ નિવેદનમાં આપી દે છે. લઘુમતીનો પ્રશ્ન ઊભો કરી લોકસભાની ભવ્ય કલ્પનાને બ્રિટન વિકૃત કરવાનો પ્રયત્ન કરે છે, તેના જવાબમાં કારોબારી કહે છે કે ‘ આ લોકસભા એવું રાજ્યબંધારણ ઘડી શકશે, જેમાં માન્ય રાખેલી એવી લઘુમતીઓના હકોની તેમને સંતોષ થાય એવી રીતે રક્ષા કરવામાં આવશે, અને લઘુમતીઓના હકોને લગતી કોઈ બાબતો વિષે પરસ્પર પતાવટ નહિ થાય તો તે લવાદના હાથમાં સોંપી શકાશે.’ લઘુમતીની રક્ષાની બાબતમાં મહાસભા આથી વધુ શું કહી શકે ? વિરોધીમાં વિરોધી આથી વધુ માગી પણ શું શકે ? મહાસભા તો અલગ મતદારમંડળ અને અનામત બેઠકો આપવાની પણ તૈયારી બતાવે છે.

કારોબારીના આ ઠરાવ પછી ગાંધીજીએ ‘હરિજન’માં જે લેખ લખ્યો છે તે લોકસભાની રચનાને વધુ સ્પષ્ટ કરે છે. મહાસભા હિંદનું પ્રતિનિધિત્વ નથી ધરાવતી એમ જે કહે છે ને મુસ્લિમ-લીગ સમસ્ત મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવે છે એમ જે બોલે છે તેને લોકસભાની આ દરખાસ્ત એક પડકારરૂપ છે. પુખ્ત વયના મતાધિકાર ઉપર રચાયેલી લોકસભા —અને એ લોકસભા જ હિંદનું સાચું પ્રતિબિંબ બની શકે એમ છે. મહાસભાએ જ્યારે ખાતરી આપી છે કે લઘુમતીના હક્કોનું **એમને સંતોષ થાય એવી રીતે** રક્ષણ કરવામાં આવશે, ત્યારે લઘુમતી પાસે કશું બોલવાનું રહેતું જ નથી. મુસ્લિમ-લીગના આગેવાનોએ મહાસભાનાં આ વચનો ઉપર ગંભીરતાથી વિચાર કરવો જ જોઈએ. અને હર્ષ સાથે એ કહેવું જોઈએ કે ઉપરનું નિવેદન પ્રગટ થયા પછી હજી લગી કોઈ પક્ષ તરફથી બીજું નિવેદન કરવામાં આવ્યું નથી. આ મૌનનો અર્થ એ થઈ શકે ખરો કે એ નિવેદને સૌને વિચારમાં નાખી દીધા છે ?

આટલી સ્પષ્ટતા પછી કારોબારી સમિતિ સવિનય ભંગ માટે થનગની રહેલા મહાસભાવાદીઓને અભિનંદન આપતાં સૂચન કરે છે કે થોભો, હજી યે ધીરજ ધરો. જે પગલું ભર્યું છે તેનાં પૂરાં પરિણામો જોવા દો અને વાતાવરણ સાફ થવા દો. કારોબારી એમ પણ કહે છે કે અસહકારનું જે પગલું ભર્યું છે તે તો છેવટ સુધી ચાલુ રહેશે જ. એમાં પાછાં પગલાં માંડવા જેવું છે જ નહિ. હાલ તુરતને માટે સવિનય ભંગની અનિવાર્ય શરતરૂપે કારોબારી હિંદુ-મુસ્લિમ-એકતા, ખાદી અને ચરખો તથા અસ્પૃશ્યતાનિવારણનો ૧૯૨૦નો કાર્યક્રમ રજૂ કરે છે. આ કાર્યક્રમ કોઈને ગમે કે ન ગમે પણ આપણી યુદ્ધસમિતિએ તો યુદ્ધની અનિવાર્ય શરત તરીકે આપણી સમક્ષ એ મૂકી દીધો છે. આપણે જાણીએ છીએ કે ગાંધીજી તો વિશ્વાસપૂર્વક માને છે કે આ કાર્યક્રમની સંતોષજનક પૂર્તિ વિના જો હિંદ બ્રિટન સામે યુદ્ધમાં ઊતરે તો તેના યુદ્ધમાં વ્યવસ્થા કે અહિંસા રહે નહિ. એવું યુદ્ધ હુલ્લડો અને છેવટ સર્વનાશમાં જ પરિણમે. એટલે આ કાર્યક્રમ વિષે ગમવા ન ગમવાનો પ્રશ્ન નથી. સૈનિકોની બુદ્ધિ આ કાર્યક્રમ સામે બંડ ઉઠાવતી હોય તોપણ એ એણે સ્વીકાર્યે જ છૂટકો છે, કારણ કે એનો સેનાપતિ અને એની યુદ્ધસમિતિ એ ઇચ્છે છે.

મહાસભાવાદીઓને આટલી સૂચના આપીને પણ કારોબારી એ વાત તો સાફ શબ્દોમાં કહી દે છે કે

પછી માત્ર એક જ પ્રાંતમાં પ્રધાનમંડળ સ્થપાઈ શક્યું છે–અને તે પણ ધારાસભા સમક્ષ હાજર થઈ શકતું નથી તે મહાસભાની તાકાતનો પુરાવો આપે છે. મહાસભાના પ્રધાનો ગયા પછી ગવર્નરોએ પોતાના હાથમાં સત્તા લીધી છે તેનાં પરિણામો હજી દેખાયાં નથી. જ્યાં સુધી સરકાર અને મહાસભા વચ્ચે સમાધાનના પ્રયાસો કોઈ ને કોઈ પક્ષ તરફથી ચાલે છે ત્યાં સુધી એ પરિણામો જાણી પણ નહિ શકાય. હજી સુધી તો એ ગવર્નરો પણ એમ માનતા જણાય છે કે થોડા જ કાળમાં પ્રધાનો પોતાની સત્તા ઉપર આવી જશે. આ બાબતમાં તો જે થવાનું હોય તે થાય, પરંતુ આસામના વિરોધપક્ષે પ્રધાનમંડળ રચવાની હિંમત કરી છે તે જરી વિચારવા જેવું છે. આસામમાંહ માસભાનું સંયુક્ત પ્રધાનમંડળ હતું તે સૌ કોઈ જાણે છે. બીજા પ્રાંતોની સરખામણીમાં આસામમાં મહાસભાનું બળ ઓછું હતું તે પણ છાની બાબત નથી. આસામ પ્રધાનમંડળને રાજીનામું આપવામાં સમય લાગ્યો ત્યારે એવો ભય પણ પેદા થયેલો કે ત્યાં કદાચ મહાસભાના ઉજ્જ્વળ નામને કલંક લાગશે. પરંતુ ઈશ્વરકૃપાથી બધું પાર ઊતરી ગયું અને આશ્ચર્યકારક તો એ બન્યું કે સંયુક્ત પક્ષે એક મતે નવા પ્રધાનમંડળ સામે વિરોધ નોંધાવ્યો, સર સાદુલ્લાએ પ્રધાન મંડળ રચતા પહેલાં નામદાર ગવર્નર પાસે કંઈક ખાતરી માગી છે એવું એક નિવેદન પ્રગટ થયેલું. આ ખાતરીઓ શી છે તે કોઈના જાણવામાં આવ્યું નથી, પરંતુ નવા પ્રધાનો ધારાસભા સમક્ષ આવવા તૈયાર નથી તે બતાવે છે કે પોતાના મંડળમાં બીજાને ભેળવવા માટે તેઓ સમય શોધી રહ્યા છે. આપણે આશા રાખીએ કે સંયુક્ત પક્ષ આજે જે એકતા બતાવે છે તે આખર સુધી ટકાવી રાખશે અને નવા પ્રધાનમંડળને ધારાસભાની પહેલી જ બેઠકમાં સત્ય વસ્તુસ્થિતિનું ભાન કરાવી આસામને બીજા પ્રાંતોની હરોળમાં લઈ આવશે.

૨૫–૧૧–૩૯

# ચિડિયાખાનું

મૂળ લેખક : શ્રી. અજ્ઞેય——————અનુવાદક : રમણીક મેઘાણી

રમા રોષે ભરાઈને બોલી–"હા, તમને બીજું શું સૂઝે? કૉલેજમાંથી આવ્યા ને પહોળા થઈને પડ્યા. વહેલી રજા ન મળી, તો ગયા સાંજે સિનેમા જોવા. જોઈને આવ્યા ને મંડ્યા ઊંઘવા. તે છતાં જો હું કહું કે 'પુરુષ તો લગ્ન કરે છે રસોયણ કે ચાકરડીને પગાર ન આપવો પડે એટલા ખાતર.' તો કહેશો કે 'તું મને અન્યાય કરે છે, પુરુષજાતિને અન્યાય કરે છે.' પણ હું કહું છું કે રોજ રોજ ઓછા રાજા મરે છે તે રજા પડે? આજ વિચાર્યું કે ચાલો રજા છે તે ફરી આવીએ, પણ તમને શું લાગેવળગે હરવાફરવાથી, ને એ પણ પાછું મારી સાથે? તમે તો પડ્યા પડ્યા ગગડાવ્યા કરશો હોકો. મળી હોત કો'ક મેમ સાહેબ–"

વાત ટૂંકેથી પતાવવાના ઇરાદે મેં કહ્યું–"ઠીક ભાઈ ઠીક, રહેવા દે તારું પુરાણ ને થઈ જા તૈયાર કપડાં પહેરીને, એટલે જઈએ ફરવા. ને તું કપડાં પહેર એટલી વારમાં હું યે થોડા ધુમાડા કાઢી લઉં."

ધુંવાડાના શબ્દોચ્ચારની સાથે જ રમા ભડકી પણ એ કંઈ બોલે એ પહેલાં જ મેં કહ્યું–"જો, પેલી પીળી સાડી પહેરજે હો–કાળી કિનારવાળી. તું તો કદી સારાં કપડાં પહેરતી જ નથી હવે––"

રમાએ મનમાં મૃદુ ભાવો અનુભવતાં, પણ બહારથી સખ્ત બનીને, જવાબ વાળ્યો–"તમે લાવી દીધું છે કોઈ દિ' કંઈ?" ને એ કપડાં બદલવા બીજા ઓરડામાં ચાલી ગઈ અને હું સંતોષનો એક લાંબો નિશ્વાસ ખેંચતો પગ પહોળા કરી આરામ-ખુરશી પર જામી ગયો.

વાત એમ હતી કે આજે રાજાના સસરા...ના રાજાના અવસાનને કારણે કૉલેજ બંધ રાખવામાં આવી હતી ને હું ઘેર વહેલો પાછો ફર્યો હતો. મનમાં થયું કે ચાલ ઘેર જઈને ઊંઘી જાઉં. આવો મોકો ક્યાં વારે વારે મળે છે? રવિવારે રજા હોય છતાં નોટીસ લખતાં લખતાં જ એ પૂરી થઈ જાય છે, પણ શ્રીમતી એમ ક્યાં માને એવાં હતાં? એ તો સદા યે આગ્રહ કરતાં ઊભાં જ છે કે "ચાલો ફરવા." સવાર હોય બપોર હોય કે સાંજ હોય, ધોમ ધખતો હોય, ઠંડી સૂસવતી હોય કે ભલેને વરસાદ વરસતો હોય, પણ એને તો બસ એક જ વા લાગ્યો છે કે "ચાલો ફરવા" અને ફરવા પણ ક્યાં? બાગ–બગીચો કે નદી–સરોવર નહિ; નાટક, સિનેમા કે શહેરમાં બીજે કોઈ સ્થળે નહિ પણ ચાલો ચિડિયાખાને! બાધવા મંડશે તો બાપ્પા રાવળ પણ એને પહોંચી નહિ શકે, ને છતાં શોખ સાવ નાના બાળક જેવો! મને "ચિડિયાખાનું" એ નામ પ્રત્યે જ ચીડ છે. આજ સુધી મેં કદી રમાની આ વાત માની નથી એ તેથી જ. ચિડિયાખાનું એ શું કંઈ જોવા લાયક ચીજ છે? દુર્ગંધથી માથું ફાટી જાય છે ત્યાં તો.

મને ખાતરી હતી કે આજે પણ એ કહેશે "ચાલો ચિડિયાખાનું જોવા," પણ એણે એમ ન કહ્યું, ને તેથી જ મેં ફરવા જવાનું સ્વીકાર્યું. જો કે હજી યે મને પૂરી ખાતરી તો નહોતી જ કે રસ્તામાં મને એ ક્યારે એ બાજુ નહિ ખેંચી જાય!

આરામ–ખુરશીમાં પડ્યો પડ્યો હું સિગારના ધુમાડા કાઢવા લાગ્યો. ધુમાડા કાઢવા લાગ્યો ને હું ઊંઘવા લાગ્યો. રમાથી પરાજિત થવામાં પણ કંઈક અજબ મીઠાશ અનુભવાતી હતી.

*　　*　　*

રમાએ આવીને કહ્યું–"ચાલો, ચાલો...ચાલો–"

હું હાંફળોફાંફળો થઈ બેઠો થયો.

"ક્યાં જશું?"

"ચિડિયાખાને, બીજે ક્યાં? ક્યારની તો કહી રહી છું." આટલું બોલી રમા મારા તરફ જોઈને હસી. ઈવે જ્યારે આદમને પેલું મનાઈ કરેલું ફળ ખાવા વિષે કહ્યું હશે ત્યારે એ પણ આવું જ હસી હશે–અને ઈવ પાસે તો એનું હાસ્ય છુપાવવા કાળા પટ્ટાની આવી સાડી યે નહોતી.........

એક દીર્ઘ શ્વાસ લઈ મેં કહ્યું–"ચાલો."

આકાશ વાદળાંથી છવાયું હતું. પવન ફૂંકાતો હતો. ઋતુ રંગમાં હતી. ગાડીમાં બેસી અમે ચિડિયાખાને પહોંચ્યાં. રમાએ પાકીટમાંથી ચાર આના કાઢી તેની મગફળી ને ચણા લીધાં ને બોલી—"જનાવરોને ખવડાવીશું."

હું જરા હસ્યો ને અમે આગળ વધ્યાં.

"અહીં નહિ બાબુ, અહીં?" મારા ખભ્ભાની લગોલગ આવી કોઈ બોલ્યું. મોં ફેરવીને જોયું તો ખાખી કપડાંમાં સફેદ દાઢીવાળો એક વૃદ્ધ મારી પાસે જ ઊભો હતો ને મને કહેતો હતો કે ત્યાં નહિ બાબુ, અહીં!

મેં પૂછ્યું–"તું કોણ છે?"

"હું ગાઈડ છું, મારી સાથે આવો, તમને બધું દેખાડીશ." અને એ આગળ થઈ ગયો, ને અમે પણ કંઈક અનિચ્છા છતાં યે એની પાછળ ખેંચાયાં–હું ઇચ્છતો હતો કે મારી સાથે ફક્ત રમા જ હોય.........

મેં કહ્યું–"ચિડિયાખાનામાં પણ ગાઈડ? આજ સુધી ક્યાંય સાંભળ્યો તો નથી........."

અર્ધેથી જ વાત કાપીને એ બોલ્યો–"હું આ ચિડિયાખાનાની રજેરજ વાત જાણું છું. તમને એ વાતો કહીશ જેથી ફરી કદી તમારે ચિડિયાખાનું જોવાની જરૂર નહિ પડે" આટલું કહી એણે ખૂબ ઝીણી નજરે રમા તરફ જોયું ને એ સહેજ હસ્યો.

મેં હસીને મનમાં ને મનમાં કહ્યું–બુઢ્ઢો લાગે છે તો ગજબનો–જમાનાનો ખાધેલ."

ને કેમ જાણે મારા મનના વિચારો એ જાણી ન ગયો હોય તેમ એ બોલ્યો, "હા, એમ જ સમજોને કે હું ચિડિયાખાનાનો જ જીવ છું–"

* * *

"તમે આ જુઓ છો ને?"

એ પાંજરામાં વાંદરાં હતાં. પાંચ-છ જાતનાં એક પાંજરામાં ને એ જ જાતનાં બીજાં પાંચ–છ જાતનાં બીજામાં હતાં. થોડાંક નીચે રેતીમાં, થોડાંક વચ્ચે જડેલા પાણીના પીપને કિનારે ને બીજાં થોડાંક બન્ને પાંજરાંની વચ્ચેની જાળીને વળગીને બેઠાં હતાં. વધારે ભાગનાં ઊંચે આકાશ તરફ જોઈ રહ્યાં હતાં.

રમાએ પાંજરામાં મગફળી ફેંકી. એક–બેએ ડગમગ પગલે આવીને તે ઉપાડી ત્યારે મેં જોયું કે વધારે ભાગનાં વાંદરાંઓને શરીરે ખજવાળ આવે છે, કેટલાંયના વાળ ખરી ગયા છે અને થોડાંકે શરીર ઘસીઘસીને ચાંદાં પણ પાડ્યાં છે. એકાએક વેદનાભર્યા અવાજે મેં કહ્યું "ચાલો અહીંથી હવે!"

ગાઈડે કહ્યું–"બસ જોઈ લીધું! હવે હું દેખાડું. ત્યારે તમે પારખી શક્યાં બે પાંજરાં વચ્ચેનો ભેદ? એકમાં છે નર, ને બીજામાં છે માદા. આ વાંદરાં છે હિમાલય તરફનાં. અહીંની ગરમીમાં રહેવું એને માટે મુશ્કેલ છે, પણ જ્ઞાન માટે કષ્ટ જરૂરી છે, અને મનુષ્યોના જ્ઞાન માટે જાનવરોનું સુખ શું વિસાતમાં? અહીં બધાંને ખસ થઈ ગઈ, અને તેથી જે બચ્ચાં જન્મ્યાં એ તેથી પણ વધુ રોગિયલ થયાં. રેતીમાં પડ્યાંપડ્યાં એ શૂન્ય આંખોએ બહાર જોયા કરતાં'તાં પેલા પીપળાની છાયા તરફ. એમનાં અંગમાંથી વહેતા પરુએ આ જગ્યા સડતી હતી. એક દિવસ રાજાસાહેબ આવ્યા, એમને ચિડિયાખાનાના સાહેબે કહ્યું કે આ બચ્ચાંઓને ગોળીએ દઈ દેવાં જોઈએ, પણ રાજાસાહેબને એ હિંસા ન ગમી. એમણે વ્યવસ્થા કરી કે હવે એમને બચ્ચાં પેદા જ થવા ન દેવાં, અને દર વરસે

બે નવાં વાંદરાં ખરીદીને અહીં રાખવાં જેથી આ પ્રદર્શન સારું લાગે. ત્યારથી નર અને માદાને જુદા જુદા પાંજરામાં રાખવામાં આવે છે. જુઓ–"

હું સ્થિર નયને વાંદરાંઓ તરફ જોઈ રહ્યો. જે વચ્ચેની જાળી પાસે બેઠાં હતાં એમની નિશ્ચેષ્ટતા, મગફળી પ્રત્યેની એમની ઉપેક્ષા એક ખૂબ મોટી અને અતિ ભયંકર વાત મારા મનમાં જાણે કહેતી હતી.

રમાએ મારી કોણી પકડતાં કહ્યું —" આગળ ચાલો."

એકાએક દિલને થયું કે રમાના એ સ્પર્શને કોણીના દબાણથી બાંધી લઉં, દૂર થવા ન દઉં, અને ત્યાંથી દૂર દૂર ભાગી જાઉં...મેં કહ્યું–" ચાલો ચાલો!" પણ મુગ્ધ આંખો વાંદરાંઓ પરથી દૂર ન થઈ. જ્યારે પેલા બુઢ્ઢાએ કહ્યું કે હજુ ઘણું જોવાનું બાકી છે, ત્યારે જ અમે આગળ વધ્યાં.

" ઓહો! ચિડિયાખાનામાં હાથી પણ છે ?" એક ઠેકાણે પસાર થતાં રમા બોલી.

મેં કહ્યું–"હા, અહીં હાથી પણ એક નવાઈની વસ્તુ છે ને."

ગાઈડે વચ્ચેથી જ વાત કાપીને કહેવાનું શરૂ કર્યું–" આ હાથી હાથીઓમાં પણ નવાઈ જેવો છે. આનો એક ઈતિહાસ છે. આ અગાઉ તે રાજાસાહેબની ગજશાળાનો સહુથી મહોન્મત્ત હાથી હતો. વર્ષમાં બે વાર જ્યારે દંગલ થતું ત્યારે રાજાસાહેબ એને લડાવતા ને બીજાં સ્થળોએ પણ લડવા મોકલતા. પણ ખૂબ વધારે લડવાથી એની ખોપરી પર જોર પડ્યું અને બન્ને આંખો કાયમ માટે અંધ બની ત્યારે એને રાજાસાહેબે પાંચસો રૂપિયામાં સ્ટેટને વેચી નાંખ્યો અને આ ચિડિયાખાનામાં રાખ્યો. આજે એવું ડોલતું માથું, હલી ગયેલા દાંત અને કરચલીઓ પડેલું શરીર જોઈને તમને એક વાર એ કેવો પહાડી–યમદૂત જેવો હશે એનો ખ્યાલ નહિ આવે, પણ જુઓ..." કહીને હાથીના પેટ પાસે લબડતી ચામડી પકડીને કહ્યું.

" અહીં જુઓ, ફૂટ–ફૂટ જેટલી લબડી રહી છે અત્યારે એ, આમાં જો લોહમાંસ હોત તો–"

મેં સમર્થન કરતાં કહ્યું–" હા, બરોબર એમ જ લાગે છે. છે તો હાથી જ."

" હવે એને અગાઉ કરતાં ચોથા ભાગનો ખોરાક આપવામાં આવે છે. ખર્ચ બહુ થાય ને! સાહેબે આને પણ ઠાર કરવાનું કહ્યું હતું, અને રાજાસાહેબે પુછાવ્યું પણ હતું કે આનાં દાંત અને હાડકાંનું શું ઊપજશે. પણ લાગ્યું કે એ વેપારમાં કંઈ ખાસ ફાયદો નથી, અને એમ કરવું એ પોતાની આબરૂ માટે પણ ઠીક નથી. લોકો કહેશે કે આખી જિંદગી તો લડાવતા રહ્યા અને બુઢ્ઢો થયો તો થોડાક ચારાના લોભે ઠાર કરાવી દીધો. આ બધી વાતો પછી રાજાસાહેબે પોતાનો ધર્મ વિચાર્યો ને આખરે હાથીને ઠાર કરવાની વાત નામંજૂર કરી."

રમાએ મુઠ્ઠી ભરી મગફળી એની સામે ધરી. હાથી કદાચ ગંધથી સમજી પણ ગયો કે ખાવા માટે કંઈક અપાય છે, પણ સૂંઢ અનેક રીતે ફેરવ્યા છતાં મગફળી સુધી ન પહોંચી શક્યો, ત્યારે એણે સૂંઢ લટકાવી દીધી અને અશ્રુપૂર્ણ ચીપડાવાળી અંધ આંખોએ શૂન્ય તરફ તાકી રહ્યો–જાણે કહેતો ન હોય કે ભૂખે તો મરવાનું છે જ; ને તો આ આટલી મગફળી ખાધી તો યે શું અને ન ખાધી તોપણ શું...!

મારી આંખો સામે મારી પહેલાના પ્રોફેસર ડૉ. કૃષ્ણની તસવીર તરવરી ઊઠી. જે માંદગીને અંગે રજા નહોતા મેળવી શક્યા પણ જેમને એ કારણે ડિસમીસ કરવામાં આવ્યા હતા. એ પણ આવા જ બંકા જવાન હતા. પણ જ્યારે એમણે મને કહ્યું હતું કે " મારી જિંદગીનો કંઈ ભરોસો નથી, વીમાની રકમ વસૂલ કરવામાં મારી પત્નીને મદદ કરજો, રિયાસતની કંપની છે..." અને પછી ચૂપ થઈને મારી તરફ જોયું હતું, ત્યારે......

મેં રમાને કહ્યું–" તેં શું હાથી પણ નથી જોયો ?" ને બાવડું પકડી હું એને આગળ ખેંચી ગયો.

ગાઈડે કહ્યું—" પહેલા અહીં જુઓ, અહીં આ પોપટ..."

મેં કહ્યું—" બતાવવાની કંઈ રીત છે ખરી? હાથી પછી તરત પોપટ ! "

એણે કહ્યું—"મારી રીત તમે અત્યારે નહિ સમજી શકો. હું થોડો જ પુસ્તકિયો કીડો છું? હું તમને ચિડિયાખાનાનાં જાનવર નથી બતાવતો, એનો પ્રાણ બતાવું છું. એ પ્રાણની લાંબી કથા આપ મારી વાતોમાં જોઈ શકશો."

ડોસામાં કંઈ અજબ પ્રતિભા હતી. અમે એની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. પોપટ ઊંઘતા હતા. ગાઈડે ચપટી વગાડી એમને ઉઠાડ્યા; રમા એમને બોલાવવા લાગી, " મિઠ્ઠુ, મિયાં મિઠ્ઠુ ! "

પોપટ રમા તરફ જોતા હતા. રમાએ દાણા અંદર નાંખ્યા છતાં પોપટ ત્યાં જ બેઠા રહ્યા, એકે કંઈક ચિડાયેલા સ્વરે કહ્યું, "ટેંઉં"–જાણે કહેતો હતો કે તમે તમારું કામ પૂરું કર્યું, હવે જાવ, અમે ખાઈ લેશું !

ગાઈડે કહ્યું—" આ પોપટો હવે સવારે યા સાંજે જ બોલે છે. જ્યારે પહેલવહેલા એ ચિડિયાખાના માટે ખરીદવામાં આવ્યા ત્યારે ખૂબ બોલતા હતા પણ ખરીદીને અંદર મૂકવામાં આવતાં જ એ ચૂપ થઈ ગયા. હલાવવા, ડોલાવવા, બોલાવવા–પુચકારવા અને ભૂખ્યા રાખવા સુદ્ધાંની કંઈ જ અસર ન થઈ, ત્યારે રાજાસાહેબે એક સોદાગરને બોલાવ્યો જેની પાસેથી આ પોપટ ખરીદવામાં આવેલા. અને તેની પાસેથી આ બાબતનો જવાબ મગાયો. સોદાગરે જગ્યા વગેરે જોઈ કરીને કહ્યું કે સાહેબ, આ પોપટ છે જંગલના રહેનારા, આકાશમાં ફરનારા, ને એથી એમનું સુખ–દુઃખ, ગાવું–રોવું–બધું આઝાદ વાતાવરણ પર રહે છે. અહીં એમને એ વાતાવરણની ઝાંખી યે થતી નથી. તમે એમને માટે રહેવાની એવી જગ્યા બનાવો જ્યાં સામે દીવાલ ન હોય, સામે ખુલ્લું આકાશ હોય. એ સૂર્યોદય પણ જોઈ શકે અને ગુલાબી સંધ્યા પણ નિહાળી શકે; એ આઝાદીથી એમનો સંબંધ ન તૂટે–જે એમનો પ્રાણ છે, જે એમનું જીવન–છે–જેના વિના એ જીવતાં મર્યા સમાન છે. રાજાસાહેબને વાત પસંદ તો ન પડી, પણ પોપટ ખરેખર સુંદર હતા ને ચારસો રૂપિયામાં ખરીદ્યા હતા, એટલે સોદાગરના કહ્યા મુજબની ઈમારત ઊભી કરવામાં આવી. જ્યારે પોપટ એમાં મુકાઈ ગયા ત્યારે એક દિવસ રાજાસાહેબ પેલા સોદાગરને લઈને સવારમાં જોવા આવ્યા. રસ્તામાં રાજાસાહેબ વાતો કરતા હતા કે ફક્ત પોપટની રહેવાની જગ્યા બનાવવામાં જ હજારથી વધારે રૂપિયા ખર્ચાઈ ગયા...ખેર, એમણે જઈને જોયું તો સૂર્યનાં કૂણાં કિરણો નીકળતાં વેંત જ પોપટો જાગી ગયા હતા. અને આગળ તરફ લટકી, ગરદન ઝુકાવી. એમની ગોળ ગોળ સુંદર આંખો દ્વારા પૂર્વની લાલી જાણે વ્યાકુળ ઉત્કંઠાથી પી રહ્યા હતા. એ દ્વારા જાણે એ કંઈક સ્ફૂર્તિ મેળવી રહ્યા હતા, જેથી એમની પાંખો ફડફડતી તો નહોતી પણ થોડીક ઊઘડી–ઊઘડીને કંપતી હતી. આખું યે શરીર કાંપી રહ્યું હતું; એકા એક એ ભરાયેલા સ્વરે; ભરાયેલા દિલે ચીત્કાર કરી ઊઠ્યા. થોડીક ક્ષણો માટે જાણે કોલાહલ મચી ગયો...પછી પૂરેપૂરો સૂર્યોદય થયો અને પોપટ ધીરે ધીરે શાંત થઈ ગયા. માત્ર ક્યારેક ક્યારેક કોઈ એક, જાણે વિસ્મૃત થઈ ગયેલ એક સ્મૃતિને અંગે પોકારી ઊઠતું " ટીં ! "

રાજાસાહેબ ખુશ થઈને બોલ્યા–" બોલે તો છે."

સોદાગરે કંઈક સ્મિત કરતાં કહ્યું–" રાજાસાહેબ, મારા પોપટોનો એક એક અવાજ હજાર રૂપિયાનો છે ! "

જરાક ચૂપ રહી ગાઈડ ફરી બોલ્યો–" એ હિસાબે આ પોપટો આજ સુધીમાં કરોડો રૂપિયા કમાઈ ચૂક્યા છે ! "

મેં કહ્યું, " યુક્તિ તો સરસ ત્યારે—"

" સરસ! અરે સાહેબ, ગજબની છે આ યુક્તિ !

તમે જુઓ, ક્યાં ક્યાં આ લાગુ નથી પડતી? તમે દિવસ આખો કૉલેજમાં લેક્ચર આપો છો એ શું તમારો ધર્મ છે? તમને યે દૂર દૂર ક્યાંક દેખાય છે પેન્શન, પોતાનું જ એક ઘર, બગીચામાં કોથમીર-ફુદીનાની સરસ ખેતી વગેરે વગેરે; એ કલ્પનાએ તો-"

મેં કહ્યું—"રહેવા દે ભાઈ તારું એ દર્શન, અમારે તો ચિડિયાખાનું જોવું છે."

ને એણે જરા યે ન ઝંખવાતાં કહ્યું-"આ ચિડિયાખાનું નહિ તો બીજું શું છે? આપ જરા એમને પૂછી જુઓ'-એણે રમા તરફ ઈશારત કરતાં કહ્યું-"એ રોટલા પકાવે છે, ઘર સંભાળે છે, ને કદાચ હારમોનિયમ પણ વગાડતાં હશે, એ બધું શા માટે? એના હૃદયમાં પણ કોઈ સ્વપ્ન છે કે--"

રમાએ નાહકના ક્રોધે ભરાઈ ને કહ્યું-"ચૂપ રહે તું" પણ મેં જોયું કે રમાની આંખોમાં ઊંડે ઊંડે કંઈક દર્દ દેખાતું હતું જે હું નહોતો સમજી શકતો.

રમાએ આપેલા ફિટકારની એના ઉપર કંઈક અસર થઈ. ને તેથી જ્યારે અમે સિંહના પીંજરા સામે જઈ ઊભાં ત્યારે એણે ધીરેથી કહ્યું, "પેલું જુઓ" અને પીંજરાના સળિયા સાથે બાંધેલાં એક બૉર્ડ તરફ તેણે અમારું ધ્યાન ખેંચ્યું.

અમે વાંચ્યું "આ સિંહ......ના રાજાસાહેબે ચિડિયાખાનાને ભેટ આપ્યો છે. ગુજરાતનાં જંગલો-માંથી રાજાસાહેબના પુરુષાર્થથી જ એ પકડાયો હતો.'

અમે સિંહ બરોબર જોઈ લીધા. એ રેતીમાં ખાડો કરીને એમાંની શીતળતા ભોગવવા એ સાથે પોતાની દાઢી અડાડી હાંફી રહ્યો હતો, એની અધ-ખુલ્લી આંખો કરુણાપૂર્વક અમારી તરફ જોઈ રહી હતી-જાણે કે કહી રહી હતી કે હું પણ કેદમાં છું, નહિ તો તમે લોકો શું હિસાબમાં..." અને એને જોઈને અમે આગળ વધ્યાં--

ગાઈડે કહ્યું-"રાજાસાહેબના પુરુષાર્થની વાત છે. કદાચ તમને એ મનોરંજક લાગશે. એનો સ્વર એવો નિસ્પૃહ હતો, જાણે કહી રહ્યો હોય કે ખુદ મને એમાં મઝા નથી." અમે એ વાતો સાંભળવા લલચાઈ ગયાં. મેં કહ્યું, "કહો ત્યારે એ વાત."

"રાજાસાહેબને ત્યાં નિત્ય પરદેશી શિકારીઓ આવે છે, અને પરદેશી હોવાને અંગે આ એક જરૂરી વાત બની જાય છે કે રાજાસાહેબ એમના હોદ્દા મુજબ એક કે બે સિંહનો શિકાર કરાવે. એથી હવે બહુ ઓછા સિંહ રહ્યા છે. છતાં દશેરાને દિવસે તો રાજાસાહેબે એક સિંહનો શિકાર કરવાનો હોય જ છે, કારણ એવી પરંપરા ચાલી આવે છે. એનાં તાજાં જ ચામડાં ઉપર ઊભા રહીને રાજા-સાહેબ દરબાર પાસેથી મુજરો લ્યે છે. તેથી એ વખતે પણ તૈયારી થઈ, માંચડા બંધાયા અને શિકાર-પાર્ટી ચાલી. ઘણી શોધખોળ અને હાકોટાઓ કરવા છતાં સિંહ ન મળ્યો. તેવામાં એક ડોસાએ ખબર આપ્યા કે જંગલમાં એક તળાવ નજીક સિંહણને બચ્ચાં આવ્યાં છે. અને એની સાથે જ તે ત્યાં ગુફામાં પડી રહે છે. ત્યારે એક નવો માંચડો બંધાવ્યો, નવી રીતે હાકોટાઓ પડાયા કે સિંહણ બહાર નીકળે, પણ એ બહાર નીકળી નહિ. આખરે રાજાસાહેબે પોતાના બે નવજુવાન શિકારીઓને હુકમ કર્યો કે એ લોકો ગુફા પાસે જાય અને સિંહણને ભડકાવે. આત્મરક્ષા માટે એમને બંદૂકો આપવામાં આવી અને સાથે જ સખ્ત હુકમ કરવામાં આવ્યો કે "સિંહણ પર ગોળી છોડશો મા; એ તો રાજાસાહેબ માટે જ રહેવા દેજો." એઓ ગુફા પાસે ગયા અને થોડેક છેટેથી જ એમણે એક મોટો એવો પથ્થર ગુફા તરફ ગબડાવ્યો. સિંહણ ત્રાડ દેતી બહાર આવી, ને શિકારીઓ ભાગ્યા. એક તો છટકી ગયો પણ બીજા ઉપર સિંહણનો પંજો પડ્યો ને એ નીચે પડ્યો. બંદૂક હજી એના હાથમાં હતી. અને કદાચ એ ગોળી પણ છોડી શકે તેમ હતો, પણ તેમ કરવાની રાજાસાહેબની મનાઈ હતી! રાજાસાહેબે ત્રણ ચાર Fire કર્યા. સિંહણ મરી ગઈ. ઘાયલ શિકારીને ઉપાડી લાવ્યા. રાજાસાહેબે ખાસ પોતાના ડાક્ટર પાસે તે માટે ઈલાજ કરાવ્યા પણ આખરે સાતમે દિવસે એ મૃત્યુનો શિકાર બની ગયો-"

મેં કહ્યું–" પણ આ સિંહ–એની વાત તો આવી જ નહિ ? "

" હા, એ સિંહણનાં બન્ને બચ્ચાં પકડાઈ ગયાં. રાજાસાહેબે પોતે જ ગુફામાં જઈ ને એમને પકડાવ્યાં. એમાંથી એક આ સિંહ છે જેને તમે જુઓ છો. " ને અમે આગળ વધ્યાં.

" આ શું ? "

" જળબિલાડ. "

" એની ખાસિયત શી ? "

" આ ઠંડા દેશોનું જાનવર છે, એનાથી અહીંની ગરમી સહી શકાતી નથી, એથી પહેલા આને માટે એક ખાસ જાતના કૂવાનું શીતળ પાણી લાવવામાં આવતું, પણ હવે એ બંધ કરવામાં આવ્યું છે ને તેથી જ જુઓને એ પાણીની બહાર બેસીને હાંફી રહ્યું છે–હવાના ઝપાટાથી સહેજ શીતળતા મળે એ ખ્યાલથી. "

" એના પગમાં શું થયું છે ? " પગમાંથી લોહી જેવું કંઈક વહેતું હતું એ જોઈને મેં પૂછ્યું.

રમાએ પૂછ્યું–" આ જ છે ને પેલું હોજમાંથી પૈસો શોધી લાવનારું ? "

ગાઈડે જવાબ આપ્યો–" હા, તમારા બન્નેના પ્રશ્નોનો ઉત્તર એક જ છે, હું હમણાં જ કહું છું, ખમો, પૈસો ન નાંખતાં–"

રમા અટકી ગઈ. ગાઈડે કહ્યું–" જ્યારથી આ અહીં આવ્યું ત્યારથી જ પૈસો શોધી લાવવાની રમત શરૂ થઈ ગઈ છે. " જળબિલાડ " તો પાણીનું જાનવર છે, માછલાં–દેડકાં ખાય છે; પણ અહીં એનાથી ન ખાઈ શકાય તેવું માંસ દેવામાં આવતું ને એની પાછળ એ પાણીમાં ભાગતું. લોકો પાણીમાં પૈસો નાંખતા તો તે એને ખાવાનું સમજી એની પાછળ પણ ઝપટ મારતું પણ નિરાશ થઈને છેવટે તે એ ચીજને કિનારા પર લાવી મૂકી દેતું ને લોકો પોતાના પૈસા પાછા ઉપાડી લેતા. આ જ રીતે હવે એ ટેવાઈ ગયું છે. ગઈ સાલ ગરમીના દિવસોમાં કેટલાક લોકો જોવા આવેલા ત્યારે પણ એ આજની જેમ જ આ ગરમીથી તરફડતું પડ્યું હતું. ત્યારે ઠંડા પાણીની વ્યવસ્થા તાજેતાજી જ બંધ થયેલી. જોવાવાળાઓમાંથી એક છોકરાએ પાવલી ફેંકી ને એ કંપતી કંપતી પાણીમાં ડૂબી ગઈ. જળબિલાડે એ તરફ જોયું યે નહિ કે ન એ પોતાની જગ્યાથી હાલ્યું, પણ છોકરો રોવા લાગ્યો. બાપે પૂછ્યું " શું છે ? " પાવલીની વાત સાંભળી એને પણ ફિકર થઈ ને એ પોતાની સોટીથી જળબિલાડને ઉઠાડવા કોશિશ કરવા લાગ્યો. થોડીવાર તો જળબિલાડે એની ઉપેક્ષા કરી. પણ જ્યારે એણે જોયું કે ઉપેક્ષાથી છુટકારો નથી મળતો ત્યારે એ ક્રોધિત બનીને લાગ્યું ફુંફાડા મારવા ને દાંતો દેખાડવા. છોકરાના બાપા હતાશ થઈ ગયા હતા, પણ કાકા યે સાથે હતા; એ મુંબઈની એક મિલમાં મેનેજર હતા ને કામ કેમ કઢાવવું તે જાણતા હતા. તે બોલ્યા, " જોઉં છું, કેમ નથી લાવતું. " એમ કહી એમણે ખીસામાંથી ચાકુ કાઢી સોટીને છેડે બાંધ્યું અને લાગ્યા જળબિલાડને એથી ભોંકવા. જળબિલાડે ઝપટ મારી તો એના પગમાં ભોંકાયું ચાકુ, ને ક્રોધાન્ત બનીને બીજીવાર ઝપટ મારી તો ચાકુ ભોંકાયું એની આંખોમાં અને ત્યારે જ એણે પરાજિત બનીને પાણીમાં ડૂબકી મારી પેલી ચાર આની બહાર લાવી આપી. ત્યારથી એના પગનો ઘા રુઝાતો નથી. જ્યારે પણ એ પાણીમાં જાય છે ત્યારે લોહીનો એક લીટો ખેંચાઈ જાય છે, આંખનો ઘા ઊંડો થયેલો એટલે એને આંખો જ નકામી બની ગઈ. તમે તો જાણો છો કે ગરમ દેશમાં ઘા કેટલો જલદી ખરાબ થઈ જાય છે–"

મેં કહ્યું–" આંખ ગઈ બિચારાની ? કોઈ એ–"

" જી હા, તમે એને જગાડો તો દેખાશે, અત્યારે એ દેખાતું નથી. "

રમાએ એક આની કાઢી હતી તે પાછી પર્સમાં મૂકી દીધી અને તે શાંત થઈ ઊભી રહી. ગાઈડે કહ્યું–" નહિ, તમે એક આનાની ચિંતા ન કરો, એ લઈ આવશે જ. જડસામાં જડસો માણસ પણ શિક્ષાથી, પાઠ ભણીને સીધો થઈ જાય છે ત્યારે

આ તો બિચારું જાનવર છે. આમ જ કહેતા હતા પેલા મિલ-મેનેજર."

હું જાણતો હતો કે રમાએ શા માટે એક આની પાછી પર્સમાં મૂકી દીધી. પણ ગાઈડની ખોટી સમજણ પર મને ગુસ્સો ન આવ્યો. રમા મને ચિડિયાખાનામાં ઘસડી લાવી છે, ભોગવે તે મઝા! હવે કોઈ દિ' આવવાનું નામ સરખું યે નહિ લે!

આગળ ચાલ્યાં-એક બોર્ડ તરફ જોતાં જ વાંચ્યું – પુત્રજન્મની ખુશાલીમાં......પુરના નવાબ તરફથી ભેટ.

રમાએ કહ્યું-"વાઘનાં બચ્ચાં! કેવાં સુંદર બચ્ચાં છે! એની સાથે રમવાનું દિલ થઈ જાય છે."

ગાઈડે કહ્યું-"બચ્ચાં આવાં સુંદર કેમ થાય છે એ જ એક તાજુબીની વાત છે. કદાચ વેદનાથી જે ચીજ પેદા થાય છે એ સુંદર જ હોય છે. નહિ તો-" અચાનક મારી તરફ જોઈને એ અટકી ગયો, ને બોલ્યો-"સારું લો, નહિ કહું. લાગે છે કે તમે ફિલસૂફીના પ્રોફેસર છો ને એથી જ ફિલસૂફીથી ચિડાવ છો, અરે, હું મારું કામ કરું. આની વાત સાંભળો. જે રાતે નવાબજાદાનો જન્મ થયો એ રાતે નવાબસાહેબે ભારે ઉત્સવ કર્યો. શરાબમાં મસ્ત થઈ જ્યારે એ ત્યાં બેસી રહેવા માટે યોગ્ય ન રહ્યા ત્યારે અંદર મહેલ તરફ ચાલ્યા. શયનાગારની બહાર એક દાસી ઊભી હતી એની સાથે એમણે કંઈક ગંદી મશ્કરી કરી. એ બોલી તો કંઈ નહિ, ને એને બોલવાની જરૂર પણ નહોતી; પણ એણે એ મલકાટ પણ ન બતાવ્યો- જે મેળવવાના નવાબસાહેબ હકદાર હતા. નવાબસાહેબનો મિજાજ ગયો. એ દાસીને ઘસડી ચાલ્યા અંદર ને ત્યાં એની છેડછાડ કરવા લાગ્યા. એણે ઘણી જ આજીજી—વિનય કર્યાં, પણ કંઈ ફાયદો ન થયો. એ ગર્ભવતી હતી ને અંતે એણે પોતાના અજાત બાળકના નામે નવાબની દયા માગી, પણ નવાબ કાબૂમાં નહોતો, એમણે એના પેટમાં લાત મારી-દાસી લથડિયાં ખાતી બેસી ગઈ, પીડા અને એક અસહ્ય આશંકાથી એનો ચહેરો કાળો પડી ગયો. ત્યારે એણે ફુંફાડો મારીને કહ્યું, "નવાબસાહેબ, યાદ રાખજો, મા વાઘણ હોય છે!" નવાબસાહેબે અટ્ટહાસ્ય કરતાં કહ્યું, "નવાબ શું વાઘણથી ડરે છે?" ને બાંદીને બહાર કાઢી મૂકી. બીજે દિવસે જ્યારે બાંદી ક્ષમા ન માગતાં જેલમાં ગઈ ત્યારે નવાબસાહેબને સૂઝ્યું કે એક ગર્ભિણી વાઘણનો શિકાર કરવો જોઈએ. શિકાર માટે વ્યવસ્થા થઈ ને એક વાઘણનો શિકાર થયો. ગોળી વાગતાં જ્યારે એ તરફડવા લાગી ત્યારે આ ત્રણ બચ્ચાંનો જન્મ થયો. અસમયે જન્મ થવાથી જ, જુઓ એની ચામડી કેવી કોમળ અને સુંદર છે! ત્યારે જ હું કહું છું કે પીડા-વેદના સૌંદર્યની માતા છે—"

રમાએ વચ્ચે જ પૂછ્યું-"ને પેલી બાંદીનું શું થયું? એનું બાળક-"

ગાઈડ હસ્યો ને બોલ્યો-"મને ખબર નથી એની. ને ખબર હોય પણ ક્યાંથી? મેં તો પહેલાં જ કહ્યું ને કે હું ચિડિયાખાનાનો જીવ છું. દુનિયાનો નહિ. મારી વાત આની જ વાત છે. જો દુનિયા પણ એક ચિડિયાખાનું હોય તો એની વાર્તાને માટે તમે—"

પણ મારી સહનશીલતા પૂરી થઈ ગઈ હતી. રમાનો હાથ ખેંચતો હું એક તરફ નીકળી ચાલ્યો. મને બહાર જવાના રસ્તાની ખબર નહોતી, પણ એક તરફ દરવાજો જોઈ અમે એ બાજુ જ આગળ વધ્યાં.

ફાટક પાસે જ હું અટકી ગયો. એ પર મોટા મોટા અક્ષરે લખ્યું હતું, "સાવચેત! રજા વિના અંદર જવું નહિ!"

હું કહેતો હતો જ કે હવે શું કરવું? ત્યાં મેં જોયું, ગાઈડ પાસે ઊભો ઊભો મૂછમાં હસતો હતો.

મેં ક્રોધ દબાવી પૂછ્યું, "અહીં વળી કયું જાનવર રહે છે?"

"આ ચિડિયાખાનાના સાહેબનો બંગલો છે."

"હં?"

"આની વાર્તા પણ કહી દઉં?" કહેતાં જ ઉત્તરની રાહ જોયા વિના જ ચિડિયાખાનાના એ જીવડાએ કહેવું શરૂ કર્યું–"એઓ સાહેબ અમારા રાજાના પિત્રાઈ ભાઈના પુત્ર છે–એક વેશ્યાથી. આ વાત બહુ ઓછા માણસો જાણે છે. કારણ એ વેશ્યા ઘણા સમયથી કુંવરસાહેબને ચાહતી હતી. અને એ એના પુત્રને કુમારની જેમ જ પાળતા હતા. એને પણ પોતાની માનો પત્તો ન લાગ્યો. એક વાર રાજકુમાર–કોલેજમાં એને કોઈ બીજા કુમાર સાથે ઝઘડો થયો ને પેલાએ એને વેશ્યાપુત્ર કહ્યો. પૂછપરછ કરતાં જ્યારે એને એ સત્યતાની ખબર પડી ત્યારે એ દુઃખ અને ગ્લાનિને અંગે પાગલ થઈ ગયો. જ્યારે ગાંડપણ કંઈક ઠીક થયું ત્યારે એણે કોલેજમાં પાછા જવાની ના પાડી ને અહીં જ રહેવા માંડ્યું. હજુ યે એનું ગાંડપણ ગયું નથી. પણ અત્યારે તો આ સ્થિતિ છે કે જ્યારે કોઈ એને એનું નામ લઈને કે કુંવરસાહેબ કહીને બોલાવે છે ત્યારે એને જૂની સ્મૃતિ તાજી થઈ આવે છે ને તે આત્મઘાત કરવા તૈયાર થઈ જાય છે. અજાણ્યો પણ એનું નામ પૂછી બેસે કે કોઈ એનાં માતા–પિતા વિષે ખ્યાલ આવે એવી વાત પૂછે તોપણ એની એ જ હાલત થતી. બાકી બીજી રીતે બહુ સારી રીતે રહેતો. જાનવરોમાં એને વિશેષ રસ હતો, એથી રાજાસાહેબે એની ગોઠવણ અહીં કરી અને આ બંગલો એમને રહેવા આપ્યો છે. અને બહાર બોર્ડ લગાવડાવી દીધું છે કે જેથી કોઈ ભૂલેચૂકે પણ અંદર ન જાય."

થોડી વાર મૌન રહ્યા બાદ એ ફરી બોલ્યો–"લાગે છે કે હવે તમે વધુ જોવા માગતાં નથી." હું ઉત્તર આપું એ પહેલાં જ રમા તરફ જોઈ એ બોલ્યો–"મેં પ્રથમ જ કહ્યું હતું ને કે તમારે ફરીવાર જોવાની જરૂર નહિ રહે!"

ને મેં ફરીને જોયું કે એના મંદ હાસ્યની પાછળ એક તીવ્ર કટાક્ષ હતો. મેં રમાને કહ્યું–"જોઈ લીધું? હવે ચાલો બહાર!"

અમે બહાર આવ્યાં. રમા કંઈ બોલી નહિ ત્યારે મારો બધો યે ક્રોધ એના ઉપર ઉતારવા મન થયું. મેં કટાક્ષમાં પૂછ્યું, "કેવી લાગે છે સહેલગાહ ચિડિયાખાનાની?"

એણે મારો ક્રોધાગ્નિ પારખીને જાણે બળતામાં ઘી હોમ્યું–એણે શાન્તભાવે જવાબ આપ્યો, "સું—દ—ર"

"સુંદર કહે છે તું – સુંદર? આટલો ખરાબ, આવો નક્કામો–આવો ગંદો દિવસ. મેં કોઈ વાર ગાળ્યો નથી! હવે કદી યે ચિડિયાખાને આવું તો મારું નામ—"

"કેમ નહિ આવો ચિડિયાખાને!"

મારી તદ્દન નજીક આવી આગ જોઈ હું ચમકી ગયો. ચિડિયાખાનાનો આત્મા, પેલો ગાઈડ, મારી તદ્દન નજીક મેં જોયો. એનાં અતિ ખુલ્લાં નેત્રોમાંથી આગ વરસતી હતી, દેહ ગુસ્સાથી કાંપી ઊઠ્યો હતો. "કેમ નહિ આવો. તમે ચિડિયાખાનામાં? જાશો ક્યાં તમે? ત્યાં બહાર! ત્યાં એક બહુ જ મોટું ચિડિયાખાનું છે–જેમાં પુરાયેલાં છો તમે, ખુદ તમે!"

એ એકદમ એટલો પાસે આવી ગયો કે એનાં શ્વાસોચ્છ્વાસ જાણે મારા મોં પર પછડાવા લાગ્યા. એની લાંબી દાઢીના વાળ મને–મારા શરીરમાં ભોંકાતા લાગ્યા. મેં જોરથી રમાને મારી તરફ ખેંચતાં કહ્યું–"રમા–ચાલો–ચાલો, ઝટ બહાર નીકળી જઈએ—."

* * *

ધ્રૂજતો ધ્રૂજતો હું જાગ્યો ને જોયું તો મારો કૂતરો ટિમ મારા ખભા પર પોતાની દાઢી ઘસી મને ઉઠાડવાનો પ્રયત્ન કરતો હતો, અને એની પાછળ પેલી પીળી સાડીમાં સજ્જ થઈને રમા મૃદુ સ્વરે કહેતી હતી કે "પ્રોફેસરજી ચાલો, નથી જવું ફરવા?" મેં સ્વસ્થ થતાં થતાં કહ્યું,–"ચાલો, પણ જશું ક્યાં?"

ને એણે એક આકર્ષક હાસ્ય વેરતાં અને ચહેરા પર અનેરું સૌંદર્ય આણતાં કહ્યું,–"કાં, ચિડિયાખાને લઈ જશો ને આજે તો?

હું કંઈક ધીમે અવાજે જવાબ આપી શક્યો–"ચાલો........"

# રોગનું મૂળ અને તેના ઉપાયો

## [ ચર્ચાને અંતે ]

'ઊર્મિ'ના અંકમાં નરસિંહભાઈનો ખુલાસો વાંચ્યો, પણ એથી ઊલટો વધુ અસંતોષ થયો. હજુ એમની દલીલોમાં મને એ જ બૌદ્ધિક ઊણપ લાગ્યા કરે છે, અને એમની કેટલીક દલીલો ભ્રામક એટલી જ ભયંકર છે. એમણે બર્ટ્રેન્ડ રસેલની ઓથ લીધી છે, પણ રસેલ તો કદી મુક્તવિહારની તરફેણમાં છે જ નહિ, એ આખું પુસ્તક વાંચવાને બદલે 'Marriage and Morals'નો છેલ્લો પારેગ્રાફ વાંચતાં પણ સમજાય એમ છે. એણે લગ્નસંબંધની પાકી હિમાયત કરી છે ને તેને લગતો પોતાનો આદર્શ પણ રજૂ કર્યો છે કે :

Marriage is something more serious than the pleasure of two people in each other's company; it is an institution, which, through the fact that it gives rise to children, forms part of the intimate texture of society, and has an importance extending far beyond the personal feelings of the husband and wife.

[ પાનું ૭૬ ]

એટલું જ નહિ, રસેલ તો આજે પ્રેમનો વ્યતિરેક કરતાં થનારાં લગ્નોની પણ વિરુદ્ધ છે. તે કહે છે, 'Moreover, the view that romantic love is essential to marriage is too anarchic, and, like St. Paul's view, though in an opposite sense, it forgets that children are what makes marriage important.'

[ પાનું ૭૭ ]

સ્થૂલ દૃષ્ટિએ જોતાં આત્મસંરક્ષણ અને વંશસંવર્ધન માટે લગ્નસંબંધ પેદા થયો. એ પેદા કરનાર પુરુષો હોય તો પુરુષોએ એમાં કંઈ મેળવ્યું નથી પણ ખોયું છે. હેવલૉક એલિસ સુદ્ધાં લખી ગયો છે કે 'લગ્નસંસ્થા સ્ત્રીઓના સંરક્ષણ માટે છે અને પુરુષોએ પોતાની વૈચિત્ર્યપ્રિયતા પર અંકુશ મૂકીને સ્ત્રીઓ માટે આ મોટો સ્વાર્થત્યાગ કર્યો છે' અને આમ પરસ્પરની અનુકૂળતા વિચારીને જ સ્ત્રી અને પુરુષે પોતપોતાના જીવનવિભાગો સ્વીકાર્યા; જેને પરિણામે પુરુષે શરીરબળનો વિકાસ સાધ્યો, સ્ત્રીએ સ્નેહબળનો.

નવાઈની વાત તો એ છે કે 'પ્રજાબંધુ'ની 'આરોગ્યપૂર્તિ'માં 'દાંપત્યજીવનમાં નરનારીના કાર્યવિભાગ'નો ચર્ચાપૂર્ણ લેખ લખી શ્રીયુત્ નરસિંહભાઈએ જાતે સ્વીકાર્યું છે કે, 'લગ્નસંસ્થાનો ઉદય થયો ત્યારે એ સેવાવિભાગ એક બીજાને સહાયક બન્યા ને સામંજસ્ય પામ્યા.' અને આગળ જતાં લખે છે, 'આમ વિકાસ પામેલા સેવાવિભાગમાં કોઈ ઊંચું નથી, કોઈ નીચું નથી; બંને પોતપોતાને સ્થાને ઉચ્ચ ને પવિત્ર છે. એક વિના બીજું વંધ્ય છે, નિરર્થક અપૂર્ણ છે; એક બીજાને સફળ, સાર્થક ને પરિપૂર્ણ બનાવે છે.'

હવે મુક્તવિહારથી આ ઉચ્ચતા, આ પવિત્રતા સાધી શકાશે? નિરર્થક અપૂર્ણતામાં પૂર્ણતા સાધી શકાશે? સાધી શકાતી હોય તો એ ગુરુમંત્ર પણ આપણને તેઓ આપે. વળી સ્ત્રીઓની આર્થિક પરાધીનતા એ કેવો ભ્રમ છે તે બતાવવા બીજા કોઈના દાખલા ટાંકવા કરતાં, એમણે જાતે જ ઉપર્યુક્ત લેખમાં અનેક દાખલા ટાંકી જાતે કાઢેલો આ નિષ્કર્ષ એમની સામે મૂકું: 'પોતે (સ્ત્રી)

પુરુષથી નીચી અને પરાધીન છે એ ભ્રમણાએ તેને વધારે નીચી ને પરાધીન બનાવી મૂકી છે. અને વળી પુરુષના સેવાક્ષેત્રમાં જઈ તેની સ્પર્ધા કરવાથી પોતાને મુક્તિ મળશે એમ માનીને આજે એવી સ્પર્ધા કરી રહી છે એ એનું ને સમસ્ત સમાજનું દુર્ભાગ્ય છે.'

અને એમણે પોતે તો એટલે સુધી કહ્યું છે, કે 'પિતા સૂર્ય છે, માતા ધરિત્રી છે. પિતા સૂર્યથી સંતાન પ્રકાશ ને ઉષ્મા પામે, માતા ધરિત્રીથી સ્નેહ (આકર્ષણ) ને પોષણ પામે.' આ ઈષ્ટ સેવા સ્વચ્છંદાચારથી કઈ રીતે શકય બનવાની? બીજી બાજુ એ લેખમાં તેઓ કબૂલ કરે છે કે 'બાળકને રાજ્યનાં બાળમંદિરો ઉછેરે એ દુર્ભાગ્ય છે, રાજ્યનો આપદ્ધર્મ છે.' અને એમ જ બર્ટ્રેન્ડ રસેલ પણ કહે છે, 'The break-up of the family, if it comes about, will not be, to my mind, a matter for rejoicing. The affection of parents is important to children, and institutions, if they exist on a large scale, are sure to become very official and rather harsh.

[ પાનું ૩૦૮ ]

બર્નાર્ડ શૉનો ફકરો તો એમણે પણ ટાંકયો છે, કે "સ્ત્રીઓએ જીવન તરફ દૃષ્ટિ રાખવાની છે, પુરુષોએ મૃત્યુ તરફ. બાળકોને જન્મ આપવો અને તેમને ઉછેરવાં તથા ગૃહવ્યવસ્થા રાખવી એ સ્ત્રીનો કુદરતી ઈજારો છે, અને માનવસમાજનું એ સૌથી મહત્ત્વનું અંગ હોવાથી સ્ત્રીને એથી એવી સત્તા ને એવું મહત્ત્વ મળ્યું છે કે તેને બીજા ધંધામાંથી મુક્તિ મળી છે...આમાં જો કંઈ ગુલામગીરી હોય તો તે કુદરતે આપેલી છે, પુરુષે નહિ."

પશુજીવનમાં એકાચાર (monogamy)નાં ઉદાહરણોમાં એમણે પૂરતી શ્રદ્ધા નથી દેખાડી. મેં આપેલું ઉદાહરણ વિજ્ઞાનસિદ્ધ ઉદાહરણ હતું, પણ એમણે પોતે 'પ્રજાબંધુ'ના એ લેખમાં લખ્યું છે, 'કોઈ કોઈ પક્ષી–અને પશુદંપતીમાં પણ એટલો પ્રચંડ સ્નેહ હોય છે કે એક વિના બીજું જીવી પણ શકતું નથી. આનો શો અર્થ?

વળી સ્ત્રીઓની કામવૃત્તિનો ઉલ્લેખ કરી મેં લખ્યું હતું કે 'આ મુક્તવિહાર એ સ્ત્રીઓને જકડવાની તરકીબ છે,' એમાં પણ એમને અશ્રદ્ધા જણાતી હોય તો એવું શાસ્ત્રીય ઉદાહરણ આપું. ડૉ. કૅમ્પબેલે કામદારવર્ગની નીરોગી સ્ત્રીઓની તપાસ કરતાં તેને માલૂમ પડયું કે ૬૨માંથી માત્ર ૧૨ને વિવાહ પહેલાં કામેચ્છા હતી ('વિવાહ પહેલાં'નો અર્થ આપણી અહીંની નહિ પણ ત્યાંની 'age of Puberty પરથી કરવો), ને ૪૦ને નહોતી. અને એ ૪૦ માંથી પણ ૧૩ને તે વિવાહ પછી પણ ઉત્પન્ન થઈ નહોતી. આ ઉપરથી મેં મારા સૌ પહેલા લેખમાં ટાંકેલો અંગ્રેજી ઉતારો સાર્થક નીવડે છે. વળી હેવલૉક એલિસ તો સ્ત્રીઓની તરફેણમાં જાય છે કે સ્ત્રીઓનો કામસંતોષ વધુ વખત ટકે છે ને એનો મનોનિગ્રહ એટલો જબરો હોય છે કે કેવળ બાહ્ય રતિ વડે પણ એ સંતોષ મેળવી શકે છે. તો પછી મુક્તવિહાર એ ખુદ સ્ત્રીત્વનો જ ઉપહાસ નથી?

આ બાબતમાં પેલા યહૂદી સિગમુંડ ફ્રૅાઈટના માનસપૃથક્કરણના ધતિંગે પણ ઓછો ભાગ નથી ભજવ્યો, પણ એના પર વખત આવ્યે. અત્યારે તો જિજ્ઞાસુઓને શ્રી. બાપાલાલ ગ. વૈદ્યના 'જીવન'માં વેગવિધારણનું સ્થાન' એ નિબંધની ભલામણ કરી શકાય, જેમાં ફ્રૅાઈટરચિત બીભત્સતાનો એ આખો બુરખો ખસેડવામાં આવ્યો છે.–**અશોક હર્ષ**

[ આ ચર્ચા અમે બંધ કરેલી તે અમારા વાચકોને યાદ હશે. તે પછી ઉપરનો લેખ શ્રી. અશોક હર્ષ તરફથી મળ્યો. એમના આગ્રહને માન આપી, એમની સંમતિ લઈને એ લેખ શ્રી. નરસિંહભાઈને મોકલી, નીચે લખેલો એમનો ખુલાસો મેળવ્યો છે. હવે તો આ ચર્ચાનો અંત જ આવ્યો છે એમ સૌએ સમજવું અને આના અનુસંધાનમાં કોઈ પણ પ્રકારનો લેખ અમને મોકલવો નહિ. આ વિષય એવો છે કે જો એમાં મર્યાદા ન મૂકીએ તો ચર્ચાનો અંત જ ન આવે. સં.]

# શ્રી. નરસિંહભાઈનો ખુલાસો

ઉપરની ચર્ચામાં ભાઈ અશોક હર્ષને મારી ' દલીલોમાં......બૌદ્ધિક ઊણપ લાગ્યા કરે છે અને ' મારી 'કેટલીક દલીલો ભ્રામક એટલી જ ભયંકર' લાગે છે. એ ભાઈ લખે છે તેમ મેં ' બર્ટ્રાન્ડ રસેલની ઓથ લીધી કે, 'રસેલ તો કદી મુક્તવિહારની તરફેણમાં છે જ નહિ, એ આખું પુસ્તક વાંચવાને બદલે, 'Marriage and Morals'નો છેલ્લો પેરેગ્રાફ વાંચતાં પણ સમજાય એમ છે. એણે લગ્નસંબંધની પાકી હિમાયત કરી છે ને તેને લગતો પોતાનો આદર્શ પણ રજૂ કર્યો છે.' એમ જણાવી એ ભાઈ એ અંગ્રેજી પુસ્તકનો જે ભાગ ટાંકે છે તેને છેડે '(પાનું ૭૬)' એમ મૂકે છે. મારી પાસે એ પુસ્તકની પાંચમી આવૃત્તિ છે, તેમાં એનો 'છેલ્લો પેરેગ્રાફ' તેમજ '(પાનું ૭૬)' એ બંને મેં ખૂબ ધ્યાનથી વાંચ્યાં, પણ ભાઈ અશોક હર્ષે ટાંકેલો પેરેગ્રાફ કે તેમાંનાં એમણે ટાંકેલાં વાક્યો મને જડયાં જ નહિ.

વળી પછી એ ભાઈ તુરત જ એ પુસ્તકનું '(પાનું ૭૭)' ટાંકીને પાના ઉપરનો એક અંગ્રેજી ભાગ ટાંકે છે, તે પણ એ પુસ્તકનું '(પાનું ૭૭)' તપાસતાં મળી આવતો નથી.

ત્યાર પછી થોડેક આગળ એ પુસ્તકનો એક અંગ્રેજી ભાગ ટાંકીને '(પાનું ૩૯૮)' ઉપરનો છે, એમ જણાવે છે. પણ મારી પાસેની એ પુસ્તકની પાંચમી આવૃત્તિની નકલમાં ૨૫૪ પૃષ્ઠે તો એ પુસ્તક સંપૂર્ણ થાય છે, ત્યાં '(પાનું ૩૦૮)' તો શોધવું જ કયાં?

આપણા લેખકો આવી બાબતમાં વધારે ચોક્કસ થાય તો મૂળ ભાગો જોઈ શકાય અને આજુબાજુના ભાગો જોઈ એમણે ટાંકેલા ભાગો વિષે નિર્ણય ઉપર આવી શકાય. નહિ તો ઘણી વાર એમ બને કે મૂળના આખા ભાગમાંથી પોતાને અનુકૂળ લાગતો ભાગ તોડી–વછોડીને પોતાની વાત સાબિત કરવાના પ્રયત્ન કરે.

એ ભાઈએ બ. રસેલના કહેવાતા જે ત્રણ ઉતારા ટાંક્યા છે, તે ઉપરથી જણાય છે કે બાળકોના હિતને જ કાજે લગ્નની ગંભીરતા છે; પણ એકેય ઉતારાથી એ વિચારકને મતે, લગ્ન ચિરસ્થાયી જ હોવું જોઈએ એવું સિદ્ધ થતું નથી. પણ તા. ૧ સપ્ટેંબર ૧૯૩૯ના 'ઊર્મિ'ના અંકમાં પૃષ્ઠ ૫૦૩ ઉપર આ વિષયના મારા લેખમાં એ જ અંગ્રેજ વિચારકના એ જ પુસ્તકમાંનો ઉતારો આ પ્રમાણે ટાંકયો છે: "ભાવિ સમાજે એવડી નીતિ સ્વીકારવી જોઈશે. એક બાજુએ સંતતિનો પ્રશ્ન બાદ કર્યા પછી લગ્નસંબંધ બહાર મુક્તવિહાર સ્વીકારવો જોઈશે અને બીજી બાજુએ આજના કરતાં સંતતિજનન તરફ વધારે ધ્યાન આપવું જોઈશે" (પૃ. ૨૧૨) "હું માનું છું કે જ્યાં સંતતિનો પ્રશ્ન જ નથી ત્યાં બધા જાતીય સંબંધોને પોતપોતાના ખાનગી વ્યવહાર સમજવા, અને અમુક પુરુષ અને અમુક સ્ત્રી સંતતિજનનની ઇચ્છા સિવાય સાથે રહેવા ઇચ્છતાં હોય તો એ તેમની પોતાની ઇચ્છાની વાત છે, એમાં વચ્ચે માથું મારવાનો કોઈને અધિકાર નથી." (પૃ. ૧૩૨) "હું માનું છું કે બે માનવી વચ્ચે શ્રેષ્ઠ અને સૌથી વધારે મહત્ત્વનો પ્રસંગ તે લગ્ન છે, એ અનુભવ આજ સુધી ઘણું કરીને નથી થયો તેનું કારણ એ છે કે પતિ અને પત્ની એક બીજા ઉપર ચોકી રાખ્યા કરે છે. જો લગ્નને સફળ કરવું હોય તો પતિઓએ અને પત્નીઓએ એટલું સમજતાં શીખવું જોઈશે કે કાયદો ગમે તે કહેતો હોય, પણ તેઓ પોતપોતાના જીવનવ્યવહારમાં સ્વતંત્ર હોવાં જોઈએ." (પૃ. ૧૧૫)

બ. રસેલનાં આવાં તો અનેક વાકયો ટાંકી શકાય, પણ આટલાં જ વાકયોને પોતે ટાંકેલાં એ અંગ્રેજી વાકયો સામે મૂકીને ભાઈ અશોક હર્ષ શું તારણ કાઢે છે તે જણાવશે? એમણે ટાંકેલાં એ અંગ્રેજી વાકયો મેં ટાંકેલાં વાકયોથી બીજું વધારે શું કહે છે? અને બ. રસેલના એ મતને અકંદરે એ ભાઈ સ્વીકારે છે?

અને ભાઈ અશોક હર્ષે જાણવું હોય તો એ

જાણે કે પ્લેટો તો સંતતિ તરફ જ ધ્યાન આપે છે, લગ્ન તરફ જરાય નહિ. એ વિચારક તો કહે છે કે ઉત્સવોમાં જુવાન સ્ત્રી–પુરુષોને એકઠાં કરવાં, અને ત્યાં તેમના સંયોગ વિષે યોજના કરવી. અને "જેમની લાયકાત ઓછી હોય એવા લોકો અમુક જ ચિઠ્ઠીઓ લે તેવી ચતુરાઈભરેલી રીત આપણે શોધી કાઢવી પડશે." ( 'પ્લેટોનું આદર્શ નગર'– શ્રી. પ્રાણજીવન પાઠકનો ગુજરાતી અનુવાદ. પૃ. ૨૫૪ ). આ વાંચીને ભાઈ અશોકને હર્ષ થશે કે શોક તે કલ્પી શકાતું નથી.

હેવલૉક એલિસનું પ્રમાણ આપીને ભાઈ અશોક હર્ષ તારણ કાઢે છે કે "પરસ્પરની અનુકૂળતા વિચારીને જ સ્ત્રી અને પુરુષે પોતપોતાના જીવન-વિભાગો સ્વીકાર્યા, જેને પરિણામે પુરુષે શરીરબળનો વિકાસ સાધ્યો, સ્ત્રીએ સ્નેહબળનો" કેવળ ઊંધો ક્રમ ! આત્મરક્ષણને અને વંશવર્ધનને હેતુએ પુરુષમાં શરીરબળનો અને સ્ત્રીમાં સ્નેહબળનો. વિકાસ કુદરતી રીતે જ થયો અને તેને અનુસરીને તેમનામાં કાર્ય-વિભાગનો વિકાસ થયો. આ વાત એવી સ્પષ્ટ છે કે સમજાવવી પડે પણ નહિ. પરિણામ એ આવ્યું કે કુદરતમાં સર્વત્ર ચાલી રહ્યું છે એમ પુરુષે શરીરબળે સ્ત્રીને દબાવી દીધી છે અને સર્વે કાર્યક્ષેત્રોમાંથી હાંકી કાઢી. પુરુષોમાં સ્ત્રીઓની વહેંચણી માટે કલહ ન થાય એટલા માટે પુરુષે સ્ત્રી ઉપર લગ્નસંસ્થા ઠોકી બેસાડી ને તેને પોતાના ભાગની ભોગ્યા બનાવી લીધી. એ બહુ જુગની જૂની વાતને નિરાંતે ભૂલી જઈ આજે રુઆબ મારવો છે કે "પુરુષોએ પોતાની વૈચિત્ર્યપ્રિયતા પર અંકુશ મૂકીને સ્ત્રીઓ માટે આ મોટો સ્વાર્થત્યાગ કર્યો છે." અને તે શા માટે ? "સ્ત્રીઓના સંરક્ષણ માટે." કેવો ભારે દંભ ! અને દંભ છતાં યે 'પુરુષોએ પોતાની વૈચિત્ર્યપ્રિયતા પર અંકુશ' મૂકયો છે ? ના, એને પોતાને ઘેર તો સતી સીતા જોઈએ છે. પોતાને રાવણ થતાં એ સ્ત્રી રોકે તો જોઈ લો પછી 'સ્ત્રીના સંરક્ષણની' વાત !

આ પરિસ્થિતિમાં સ્ત્રીને સ્વાભાવિક જ રીતે દેખાયું કે પોતે પુરુષથી નીચી ને પરાધીન છે, પુરુષ પોતાનો 'પતિ' 'સ્વામી' 'નાથ' છે, પોતે તેની દાસી છે. આ સ્થિતિમાંથી નીકળવાનો સાચો ઉપાય તો એ છે કે સ્ત્રીએ પોતાની સેવાથી પુરુષ સમાન પદવી પ્રાપ્ત કરવી, કારણ કે પુરુષ સેવાક્ષેત્રમાં સ્ત્રીથી હારી પડવાનો છે. જે પુરુષક્ષેત્રમાં સ્ત્રી સ્પર્ધા ન કરી શકે તે ક્ષેત્રમાં સ્ત્રી સ્પર્ધા કરવા જાય છે એ જ એનું ને સમાજનું દુર્ભાગ્ય છે.

ભાઈ અશોક હર્ષ માને છે કે "આ મુક્તવિહાર એ સ્ત્રીઓને જકડવાની તરકીબ છે." જાણે કે બાળલગ્નમાં અત્યારે સ્ત્રી સ્વતંત્ર હોય ! અરે, મેં તો કહ્યું જ છે કે એને લગ્નમાં જોતરીને "પુરુષ સ્ત્રીને જડ જેમ માની તેનો 'સ્વામી', 'ધણી', 'માલેક' થઈ પડયો છે, પૈસાની પેઠે તેને પૂરી રાખી તેનું રક્ષણ કરી રહ્યો છે; અને સ્ત્રી ઉપર પોતાની માલકી કાયમ કરી દેવા માટે તો 'લગ્ન જેવી જીવંત સંસ્થા'ને એણે જડ કરી મૂકી છે." ( ઊર્મિ તા. ૧ સપ્ટેંબર ૧૯૩૯, પૃષ્ઠ ૫૦૫). અને ત્યારે 'મુક્તવિહાર એ સ્ત્રીઓને જકડવાની તરકીબ' કે આવી જડ લગ્નસંસ્થા એ સ્ત્રીઓને જકડવાની તરકીબ ? અને આ જડ લગ્નસંસ્થાને તોડી સ્ત્રી બહાર નીકળી મુક્તવિહાર પ્રવર્તાવશે તો સ્ત્રી પુરુષની બેડીમાં વધારે જકડાશે કે તેમાંથી મુક્ત થશે ? ભાઈ અશોક હર્ષ શું માને છે ? અને વળી એ ભાઈ કહે છે એમ હું પણ માનું છું કે સ્ત્રીમાં પુરુષ કરતાં કામવૃત્તિ ઓછી છે. એટલે આ લગ્નસંસ્થાની ફરજિયાત જકડમાંથી મુક્ત થઈ સ્ત્રી મુક્તવિહારના મરજિયાત વ્યવહાર તરફ જરૂર વળશે. ત્યારે તો પુરુષના કામાચારની–પશ્વાચારની ફરજિયાત જકડમાંથી એ મુકત થશે અને મરજિયાત પુરુષસંબંધ સાધશે. તેવે પ્રસંગે એના કરતાં પુરુષ વધારે કામવૃત્તિવાળો હોવાથી, પોતાની એ વિષયની તૃપ્તિ માટે એણે સ્ત્રીને કાલાંવાલાં કરવાં પડશે અને એ રીતે પણ તે પુરુષની ગુલામી જકડમાંથી મુક્ત થશે.

સ્ત્રીએ સંતતિને જન્મ આપવો પડે છે, ઉછેરવાં પડે છે, તે માટે ગૃહવ્યવસ્થા રાખવી પડે છે, તેમાં 'જો

કંઈ ગુલામગીરી હોય તો તે કુદરતે આપેલી છે, પુરુષે નહિ.' એમ બર્નાર્ડ શૉને આધારે ભાઈ અશોક હર્ષ કહે છે તે વાત સાવ સાચી છે. અને મને લાગે છે કે આમાં સ્ત્રીને 'ગુલામગીરી' લાગતી પણ નથી. લાગે છે તે તો એ વાતમાં કે "પુરુષ સ્ત્રીને જડ જેવી માની તેનો 'સ્વામી' 'ધણી' 'માલેક' થઈ પડ્યો છે, પૈસાની પેઠે તેને પૂરી રાખી તેનું રક્ષણ કરી રહ્યો છે," તેને વેચવા–ખરીદવાની વસ્તુ બનાવી મૂકી છે–અને એ ગુલામગીરી તો કુદરતે નહિ, પણ પુરુષે જ આપી છે, કેમ નહિ ભાઈ અશોકભાઈ?

બાળકો ઉછેરવા માટે મુખ્ય ને પ્રત્યક્ષ જરૂર માતાની છે, ગૌણ ને પરોક્ષ જરૂર પિતાની છે; પણ તે માટે જડ લગ્નસંસ્થાની કે આજના જેવી જડ કુટુંબસંસ્થાની જરૂર છે જ એમ માનવાનું કશું ય કારણ નથી. મુક્તલગ્નમાં કુટુંબ હશે પણ ખરું, સ્ત્રીએ પોતાને અનુકૂળ પુરુષને પોતાના ઘરમાં રાખ્યો હશે પણ ખરો–છતાં યે એકાકી જીવન ગાળનાર સ્ત્રીઓને હાથે સારાં બાળક ન જ ઊછરે એમ પણ ન જ કહેવાય. મેં મારા ગયા લેખમાં જણાવ્યું જ છે કે "સત્યકામ જાબાલની માતા જબાલી તો જીવનભર કુંવારી રહી પરપુરુષોની સેવામાં રહેતી, છતાં યે સત્યકામ જેવા પુત્રને એણે ઉછેર્યો હતો." પ્લેટો તો કહે છે કે બાળકોને ઉછેરવાનો ધર્મ કુટુંબ ઉપર નહિ પણ રાજ્ય ઉપર હોવો જોઈએ.

ભાઈ અશોક હર્ષે આપેલાં 'પશુજીવનમાં એકાચારનાં ઉદાહરણો' તો વિરલ છે, માત્ર અપવાદરૂપ છે. નિયમ તો એ છે કે પ્રાણીજીવનમાં સર્વત્ર મુક્તવિહાર છે એ તો ઉઘાડી આંખે દેખાય એવી વાત છે. અને એ વિષેના એ ભાઈના કથન વિરુદ્ધ તો મેં મારા ગયા લેખમાં માનવસ્વભાવ સંબંધે બ. રસેલના અભિપ્રાય ટાંક્યા જ છે.

'પ્રજાબંધુ'ની 'આરોગ્યપૂર્તિ'માં મેં કોઈ લેખ લખ્યાની મને યાદ નથી. પણ ભાઈ અશોક હર્ષના વાંચવામાં એવો કોઈ લેખ આવ્યો હોય તો તેમણે એ અંકની તારીખ આપી હોત તો હું જોઈ શકત ને જાણી શકત ત્યાં મેં એકંદરે શું કહ્યું છે. બેશક એમણે મારે નામે ટાંકેલા શબ્દોને હું માનું છું, એટલું સ્વીકાર્યા પછી યે કહું છું કે લગ્નના એ સાચા આદર્શ તો માત્ર આદર્શ સ્ત્રી–પુરુષો જ પાળી શકે. માટે તો મારા પહેલા લેખમાં મેં જણાવ્યું છે કે "સમાજસેવાને અર્થે વંશવર્ધનની પ્રબળ પ્રેરણા જાગ્યે જ માનવી લગ્નનો અધિકારી બને છે....પણ પૂર્વાવસ્થામાં સૌએ લગ્ન કરવું એવી યોજના સમાજમાં જાગી ત્યારથી લગ્નસંસ્થાની પવિત્રતાનો નાશ થયો." ('લગ્નપ્રપંચ' : ૪૬૨). જેમને ઉન્નત ભાવનાએ લગ્ન કરવું હોય તે સ્ત્રી–પુરુષ લગ્ન કરે. અને તેવાંને માટે મારા 'લગ્નપ્રપંચ' પુસ્તકમાં 'લગ્નનો કલ્યાણહેતુ' વિસ્તારથી વર્ણવ્યો છે. એવાં લગ્ન તે માનવસંસ્કૃતિ છે. અને ભાઈ અશોક હર્ષે પોતાના લેખમાં ટાંકેલાં મારાં વાક્યો એવાં લગ્ન કરનાર સ્ત્રી–પુરુષને જ માટે છે. પણ સમાજમાં સૌ એવાં નથી. જે એવાં નથી તેમને આદર્શ બંધને બાંધો તો એ સમાજને નષ્ટ કરે. અને આજે શું એમ નથી થયું?

ભાઈ અશોકને મન 'પેલા યહૂદી સિગમુંડ ફ્રૉઇડનાં માનસપૃથક્કરણ' 'ધતિંગો' છે! મારા જેવા ઉપરચોટિયા પણ ગમે તેવા સમર્થ વિચારકને તિરસ્કારી કાઢે એવી આજકાલ ફેશન થઈ પડી છે! આ વાક્યમાં 'યહૂદી' શબ્દ શા માટે મૂક્યો હશે? હિટલરે એ વિચારક યહૂદી હતો માટે એને તિરસ્કારથી પોતાના રાજ્યમાંથી હાંકી મૂક્યો એ તિરસ્કારનો પોતાને પક્ષે લાભ લેવા? અને એ વિચારકની રચના એ ભાઈને બીભત્સ લાગે છે, ત્યારે વાત્સાયનનાં કામસૂત્રો એમને કેવાં લાગશે તે હું જાણતો નથી. અને એમને બીભત્સ લાગતી વાતોની માહિતી ગુપ્ત રાખીને સમાજગુરુઓએ સમાજને કેટલી હાનિ કરી મૂકી છે એ જેણે જાણવું હોય તે બ. રસેલના એ જ પુસ્તક–Marriage and Moralsનો આખો આઠમો અધ્યાય The Taboo on sex knowledge (પૃ. ૭૭–૯૫) વાંચી જાય.

સૌ ટીકાકારોની પેઠે, ભાઈ અશોક હર્ષે મારાં

વિધાનોને નેતિ નેતિ કહીને અવગણી કાઢ્યાં છે. પણ આજે લગ્નસંસ્થામાં ભ્રષ્ટ સ્થિતિ પ્રવર્તે છે તેની એ ના પાડી શકે છે? અથવા તેનો બચાવ કરી શકે છે? નહિ તો તેના નિવારણનો કોઈ ઉપાય બતાવે છે?

'ઊર્મિ'માં છપાયેલા મારા લેખની દલીલોમાં ભાઈ અશોક હર્ષને 'બૌદ્ધિક ઊણપો' લાગે છે, 'કેટલીક દલીલો ભ્રામક એટલી જ ભયંકર' લાગે છે, ઝિગ્મુંડ ફ્રોઇડના માનસપૃથક્કરણમાં એમને 'ધતિંગો' દેખાય છે. 'બીભત્સતા' દેખાય છે, એ વાત સ્પષ્ટ સાબિત કરી દે છે કે એ ભાઈ પોતાનાં મંતવ્યોને સ્વયંસિદ્ધ માને છે! અને ત્યારે તો એ ભાઈએ જાણવું હોય તો જાણે કે આવી આત્મવંચક માન્યતા સત્યદર્શનના માર્ગનાં દ્વાર ભીડી દે છે!

અને મેં તો ખુલ્લે હૃદયે કબૂલ કરી દીધું જ છે કે "મારા આ વિચારો સર્વથાસત્ય કે સર્વદાસત્ય છે એવો દાવો હું કરતો નથી." એ સંબંધે નવો પ્રકાશ મળ્યે તે પ્રકાશ ઝીલવા અને એમ કરી યોગ્ય લાગે તો મારા વિચારો ફેરવવા સદાતત્પર છું.

—નરસિંહભાઈ પટેલ

'પાટીદાર' મંદિર, આણંદ

## શા માટે ઊછળે છે?

"શા માટે તું જલનિધિ રહ્યો ઊછળી આમ વેગે?
તારા ઊગ્યા નભપટભરી તેજથી છેતરાયો?
જો, જો, છાઈ હૃદય તુજ અંધાર ગાઢી તમિસ્રા
શાને આજે તુજ ઉર તણો રત્નભંડાર રેલે?
ચંદા આવી નહિ નહિ તવ પ્રાંગણે, તો ય શાને
ગૂંથી લાવે સુભગ ફૂલની ઊર્મિમાળા અકાળે?
ન્હોયે આજે પૂનમ, ઉદધિ! આજ તો છે અમાસ."

"હૈયે મારે સ્મરણ ઊભરે ચારુ એ ચન્દ્રિકાનાં
તેથી આજે ઊમટી ઊમટી ઊર્મિમાળા ઉછાળું
ચંદાહીણો અનુભવું ખરાં મૂલ્ય હું ચંદ્રિ કેરાં."

: તારાબેન પંડિત :

# દુર્દંડ જર્મનીનું સૈનિકબળ અને યુદ્ધસમીક્ષા

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

## મહા જર્મની

આજે જર્મનીનું નામ દુનિયાનાં સૌથી બળવાન એવાં બે રાજ્યોમાં પ્રથમ બોલાય છે. બીજું નામ રશિયાનું છે. તેણે મેળવેલા રાજ્યનો વિસ્તાર, વસ્તી વગેરે નીચે મુજબ છે :

| દેશ | વિસ્તાર ( ચોરસ માઈલ ) | વસ્તી | પેદાશ |
|---|---|---|---|
| જર્મની | ૧૮૧૧૯૯ | ૬ કરોડ ૭૦ લાખ | ૭૦૦ કરોડ રીશમાર્ક |
| ઑસ્ટ્રિયા | ૩૨૩૮૯ | ૬૭ લાખ ૫૯ હજાર | ૨૦૦ કરોડ શિલીંગ |
| ઝેકોસ્લોવેકિયામાંથી ઝેક પ્રાંતો | ૩૦૪૫૨ | એક કરોડ દશ લાખ | ૭૬૩ કરોડ ક્રાઉન |
| પોલેંડનો અર્ધો ભાગ | ૭૦૦૦૦ (આશરે) | ૧ કરોડ ૫૦ લાખ ( આશરે ) | ૧૫૦ કરોડ મોલીટસ ( આશરે ) |

## વસ્તીની વહેંચણી

૩ કરોડ ૩૦ લાખ પુરુષો અને ૩ કરોડ ૪૦ લાખ સ્ત્રીઓ એમ પોણાસાત કરોડની જર્મનીની કુલ વસ્તીમાંથી બર્લિન શહેરમાં ૪૩ લાખ અને હેમ્બર્ગમાં ૨૨ લાખ માણસોની વસ્તી છે. આ ઉપરાંત ૨૨ શહેરો ૨।। લાખ ઉપરની અને ૨૯ શહેરો ૧ લાખની ઉપરની વસ્તીનાં છે. ઑસ્ટ્રિયાના મુખ્ય શહેર વિયેનાની વસ્તી ૧૯ લાખની છે. ઝેકોસ્લોવેકિયાના મુખ્ય શહેર પ્રાગની વસ્તી ૯ લાખની છે અને નવા જિતાયેલા પોલેંડના મુખ્ય શહેર વૉરસોની વસ્તી ૧૨ લાખની છે. હમણાંના જર્મન મહારાજ્યની વસ્તી દશ કરોડ ઉપર છે તેમાંના ૮ કરોડ જર્મનો છે.

## હિટલર આવ્યા પહેલાં

હિટલરે ૧૯૩૩ ની પાંચમી માર્ચે જર્મનીની સત્તા હાથમાં લીધી તે પહેલાં જર્મની પ્રજાસત્તાક રાજ્ય હતું. વર્સેલ્સના કરારો મુજબ જર્મનીનાં સંસ્થાનો, વહાણો, વિમાનો, મનવારો બધું લઈ લેવામાં આવ્યું. એની ઉપર ૭ અબજ પૌંડનો દંડ નાખવામાં આવ્યો. વેપાર, ઉદ્યોગ અને સમૃદ્ધિમાં એ સાવ પાયમાલ થઈ ગયું. એનું સૈન્ય ઘટાડીને માત્ર ૧ લાખ માણસનું જ રહેવા દેવામાં આવ્યું. બે વર્ષ સુધી આખા દેશમાં ભયંકર ભૂખમરો ચાલ્યો. દેશમાં મૂડી સાવ ખલાસ થઈ ગઈ. ચલણ અવ્યવસ્થિત થઈ ગયું. કારખાનાં લગભગ બધાં જ બંધ થઈ ગયાં. બળવાન જર્મનપ્રજા જે સંસ્કૃતિ, વિદ્યા, હુન્નર, કળા, શક્તિ, સામર્થ્ય અને બુદ્ધિમાં યુરોપમાં ઉચ્ચ દરજ્જો ભોગવતી હતી તે તદ્દન નીચી કક્ષાએ આવી ગઈ. ફ્રાન્સ એને સખત રીતે દબાવી રહ્યું હતું.

## હેર હિટલરનું આગમન

સાધારણ ઑસ્ટ્રિયન મોચીની ત્રીજી પત્ની કલેરાનો પુત્ર એડોલ્ફ હિટલર ગરીબી અને ભૂખમરા વચ્ચે ઝોલાં ખાતો સૈન્યમાં જોડાયો. ત્યાંથી છૂટો થઈને નાઝી-પાર્ટીમાં જોડાયો ત્યારે એના નવ સભ્યો હતા. હિટલરનાં વ્યાખ્યાનોના પ્રભાવથી નાઝી-પાર્ટીમાં સભ્યો વધવા લાગ્યા. એના વડે જર્મન પ્રજા જાગ્રત થવા લાગી. એણે લોકોને ઉત્તેજ્યા. બે ત્રણ વરસ જેટલા ટૂંકા ગાળામાં

એના નવ લાખ સભ્યો થયા. વેપારીઓએ એને આર્થિક સહાય આપી. જર્મનીની રાજસભાની ચૂંટણીમાં એણે પોતાના સભ્યો ઊભા કર્યા. રાજસભામાં એનું જોર જામતું ગયું. ધીમે ધીમે કરીને રાજ્યશાસન એણે પોતાના સંપૂર્ણ કાબૂમાં લઈ લીધું. પ્રજાસત્તાક રાજ્યનો એણે વિલય કર્યો અને નાઝી-શાસન સ્થાપ્યું. હેર હિટલર જર્મનીનો વિધાયક અને સર્વ સત્તાધીશ બન્યો.

### હિટલરના મનોરથ

હેર હિટલરે પોતાની જીવનકથા સમાવતું પોતાની રાજ્યનીતિનું 'મારી લડત-મેઈન કેમ્ફ' પ્રગટ કર્યું છે, તે મુજબ વર્સેલ્સની એકતરફી સંધિ રદ્દ કરવી, જર્મનીને ખૂબ બળવાન બનાવી દેવું, યહૂદીઓને દૂર કરવા, સામ્યવાદનો નાશ કરવો, રશિયાના યુક્રેઈન પ્રદેશ સુધી જર્મનીની હદ વધારવી, પૂર્વ યુરોપમાં જર્મનીની લાગવગ જમાવવી, યુદ્ધનું માહાત્મ્ય વધારવું, જર્મની એ જગતની સર્વશ્રેષ્ઠ પ્રજા છે એવી અસ્મિતા પ્રજામાં દઢ કરવી, જ્યાં જ્યાં જર્મન વસ્તી છે તે બધી જર્મન વસ્તીને એક છત્ર અને એક તંત્ર નીચે આણવી, નબળાં રાજ્યોનો ઉચ્છેદ કરવો ઇત્યાદિ સિદ્ધાંતો અને મનોરથોમાંથી સામ્યવાદના નાશ સિવાયની બાબતો એણે ઘણે અંશે પાર ઉતારી છે. એ ભાગ્યશાળી માણસ છે.

### હિટલર જર્મનીને બળવાન બનાવે છે

આજે તો હિટલરે જર્મન પ્રજાને બળવાન બનવાનું મહત્ત્વ સમજાવ્યું. માખણ અને એવી સારી ચીજોને છોડીને યુદ્ધસામગ્રી માટે રાજ્યને પૈસા આપો-પ્રજા પાસે એવી જોરદાર માગણી સાથે એણે સૈન્યની શક્તિને જમાવવા માંડી. દેશની પેદાશનો મુખ્ય ભાગ એણે યુદ્ધની સામગ્રી માટે વાપરવો શરૂ કર્યો. એની પાછળ છ વરસથી એ રાત દિવસ લાગી પડ્યો હતો. દરેકે દરેક પગલું યુદ્ધને નજરમાં રાખીને એ ભરતો. પ્રજા વચ્ચે અજબ જાગૃતિ અને ઉદ્યોગો આણ્યાં. કારખાનાં, રેલવે, સ્ટીમરો, વિમાનો, રસ્તાઓ બધું યુદ્ધની દૃષ્ટિથી તૈયાર થતું હતું. જર્મનો બાહોશ વિજ્ઞાનીઓ ગણાય છે. તેઓ સારામાં સારા યંત્રશાસ્ત્રીઓ છે. એમની સર્વ બુદ્ધિ અને શક્તિ યુદ્ધની દૃષ્ટિએ વિકસાવવામાં આવી અને ઉપયોગમાં લેવામાં આવી.

### યુવકપ્રવૃત્તિઓ

હિટલરે યુવકપ્રવૃત્તિઓને ખૂબ વધારી દીધી. યુદ્ધ અને પછીની વર્સેલ્સની સંધિથી હતપ્રાણ બનેલી પ્રજામાં જોમ પ્રેરવાનો એણે અતૂટ પ્રયત્નો કર્યા. યુવકે દુઃખ, ભૂખ, થાક, તરસ બધું ભૂલીને પ્રજાના સમગ્ર શક્તિવિકાસને માટે મરી ફીટવું જોઈએ એ એની ઘોષણાથી જુવાનોમાં ચેતન આવ્યું. નાનું દશ વર્ષનું બાળક પણ બંદૂક ઝાલતાં અને ગોળી છોડતાં શીખે છે. એવડો છોકરો હિટલર-યુથલીગમાં જોડાય છે. એ યુથલીગમાં ૫૦ લાખ છોકરાઓ તૈયાર થયા છે. યુથલીગમાં પ્રથમ સૈનિક-શિક્ષણ અપાય છે. ઘોડેસ્વારી કરવી, તરવું, દોડવું, સાઈકલ ચલાવવી અને પગપાળા પ્રવાસો કરવામાં યુવકોને પાવરધા બનાવવામાં આવે છે. વરસમાં એક વાર સૌ સભ્યો એકઠા થાય છે, છાવણીઓ નાખી પોતાનો કાર્યક્રમ હિટલરને બતાવે છે. એકએક જુવાન સશક્ત, કસરતબાજ, ચકોર અને ચપળ હોવો જ જોઈએ. જર્મન યુવકોમાં માયકાંગલાઓને સ્થાન નથી. ત્યાં નબળાઓ અત્યંત ધિક્કારપાત્ર ગણાય છે.

### સક્રિય પ્રવૃત્તિ

હિટલરના જર્મનીનો યુવક પંદર કે વીશ વરસની ઉમરે સ્કૂલ અને કોલેજ છોડે છે એટલે ફરજિયાત છ માસ તો એને શ્રમજીવી બનવું પડે છે. પ્રજાને પૂરું થઈ રહે એટલું અનાજ દેશમાં થતું ન હોવાથી નીચાણવાળી, નદી અને સમુદ્રકિનારાની, ખાબોચિયાંવાળી ખારી અને પડતર જમીન એ બધીની પાકી સર્વે થઈ લાખો એકર જમીન મેળવવાના નકશા હિટલરે તૈયાર કરાવ્યા. લશ્કરી દૃષ્ટિએ અનાજ માટે જર્મનીને સ્વાવલંબી બનાવવાની જરૂર હતી. આ કામ માટે આવી જમીનો ઉપર દશ દશની ટોળીમાં વહેંચાઈને દરેક યુવક ખભે પાવડો અને કોદાળી

લઈ ઉઘાડે શરીરે નીકળી પડે છે અને ખોદી ખોદીને નવી જમીનો તૈયાર કરે છે. મજૂરી કરતાં કરતાં તેમનો અભ્યાસ પણ ચાલે છે. સવારે ૭ થી ૧૧ વાગ્યા સુધી શારીરિક પરિશ્રમ કરી એક કલાક ભોજન–આરામમાં કાઢી ફરી કોદાળી–પાવડા સાથે કામ કરવા મંડી જાય છે. ચાર વાગ્યા પછી ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, રાજકારણ આદિ વિષયોનાં ભાષણો એમને અપાય છે. રમતગમત અને સંગીતની મોજ પણ અપાય છે અને રાત્રે નવ વાગતાં પથારી ભેળા થઈ જવાનું હોય છે. આમ દર ૭ માસે અઢી લાખ યુવકો તૈયાર થાય છે. આખા જર્મનીમાં એમને માટે અનેક આશ્રમો સ્થપાયા હતા.

## રાજ્ય–સેવકો તૈયાર કરવાની રીત

આ યુવકોને ઝીણવટથી જોવામાં આવે છે અને વિશિષ્ટ શક્તિવાળા સારા યુવકોને ધ્યાનમાં રાખી લઈ તેમને રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓમાં મોકલી દેવામાં આવે છે. વિમાનખાતામાં તેઓ ઊડવાનું અને વિમાન બનાવવાનું શીખે છે. બખ્તરવાળી મોટરો ચલાવતાં અને દોડતી મોટરે તેની અંદરની તોપો ફોડતાં શીખે છે. મશીનગનોનું જ્ઞાન, જાસૂસી કામ, પૂલો બાંધવા, તોપો ગોઠવવી, ખાઈઓ ખોદવાના પ્લાન રચવા, અને એવું ઘણું તેમને શીખવવામાં આવે છે. તેઓ સ્વભાવે જ ચોકસાઈ માટે જગતમાં પ્રસિદ્ધ છે એટલે ખાસ તૈયારીથી તેઓ પોતાના કામમાં વિશેષ પ્રગતિ બતાવી શકે છે. આમાંથી જ અધિકારીઓ ઊભા કરવામાં આવે છે.

## સ્ત્રીઓની કેળવણી

યુવતીઓ માટે પણ જુદા કેમ્પો છે. ત્યાં તેઓ યુદ્ધમાં પરોક્ષ રીતે કેવી પદ્ધતિથી દેશને મદદ અને સહકાર આપી શકે તેનું જ્ઞાન મેળવે છે. સ્ત્રીઓને ગૃહકામ માટે હિટલરે યોગ્ય ગણી છે છતાં યુદ્ધના સમયે એમની સહાય લેવાનો પ્રબંધ થયો છે. દર્દીઓની સારવાર, પુરુષોની ગેરહાજરીમાં યંત્રો ચલાવવાં ઇત્યાદિ કામો તેમને શિખવાય છે. 'આગળ વધો; જ્ઞાન, શક્તિ, બુદ્ધિ અને આવડતમાં આગળ વધો' એ મંત્ર હિટલર યુવકની પેઠે યુવતીઓની છાવણીઓમાં પણ જોરપૂર્વક ૭ વર્ષથી ફૂંકે છે. અને એનું અંતિમ ધ્યેય યુદ્ધને રાખવામાં આવ્યું છે. યુદ્ધ માટેનો જે કાર્યક્રમ નાઝી–પાર્ટીએ યોજ્યો છે તે સિવાયનાં ભાષણો, વ્યાખ્યાનો, લેખો, વાર્તાલાપો, સિનેમાઓ, નાટકો અને ઉપદેશો કરવાની સખ્ત મનાઈ છે. જર્મનીમાં વાણીસ્વાતંત્ર્ય નથી.

## કાચાં દ્રવ્યો અને બીજી શક્તિ

યુદ્ધના સમયે ઘણાં કાચાં દ્રવ્યોની જરૂર પડે, એ માટે જર્મની પરાધીન છે. એની પાસે પૂરતું અનાજ પેદા થતું નથી, પેટ્રોલ પરદેશથી મંગાવવું પડે છે, શણ, કપાસ જેવી ઘણી અગત્યની વસ્તુઓ માટે બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. યુદ્ધના સમયમાં પણ જો સ્થિતિ એ જ રહે તો ભાથા વિના રણની મુસાફરી કર્યા જેવું બને. એટલા માટે વિજ્ઞાનની સહાયથી એણે એ વસ્તુઓનું ઉત્પાદન દેશમાં વધારવાના ઘણા ઉપાયો કર્યા છે. છેલ્લાં પાંચ જ વર્ષમાં એણે કોલસાની ઊપજ બમણી કરી નાખી ૪૦ કરોડ ટને પહોંચાડી. કોલસામાંથી પેટ્રોલ કાઢીને, કપાસને બદલે ઘાસમાંથી શણ નિપજાવીને, અને ઊનનાં વસ્ત્રો બનાવીને એણે એ વસ્તુની ચિંતાને ઘણી ટાળી છે. આ ઉપરાંત પણ બીજી ઘણી વસ્તુઓ વિજ્ઞાનની મદદથી દેશમાંથી જ પેદા કરવામાં એને ફતેહ મળી છે. અને એ રીતે તે યુદ્ધ માટે સજ્જ બન્યું છે.

મોટામાં મોટી શક્તિ તો હિટલરે નિરાશાના સાગરમાં ડૂબેલી પ્રજાને આત્મભાન કરાવીને પેદા કરી છે. પણ ભૌતિક શક્તિઓમાંયે એણે જબરો વિકાસ સાધ્યો છે. મજબૂત, કસાયેલા, કુશળ અને તાલીમબદ્ધ લાખો યુવક–યુવતીઓનું સૈન્ય પાંચ વર્ષમાં ઊભું કરી દઈને તો મુડદામાંથી વિરાટ જન્માવ્યા જેવું કામ કર્યું છે. બોંબગોળા ફેંકનારાં અતિ વેગવાન દશ હજાર વિમાનો, એટલી જ બખ્તરવાળી મોટરગાડીઓ, પંદર લાખના સૈન્યને પૂરી પડે તેટલી બંદૂકો, મશીનગનો, તોપો, બોંબ, દારૂગોળો અને ગણવેશો તૈયાર કરી દીધાં છે. યુદ્ધની ચાલુ સામગ્રીઓ પેદા કરનારાં એક લાખ કારખાનાં રાત-

દિવસ કામ કરે છે. પાંચ વર્ષ પહેલાં જર્મનીમાં એંસી લાખ યુવકો બેકાર હતા તેને સ્થાને આજે દેશમાં તો કોઈ બેકાર નથી પરંતુ ઇટાલિ અને બીજા દેશોમાંથી મજૂરોને બોલાવવા પડે છે. જર્મન–જીવનના દરેકે દરેક અંગમાં એણે નવજીવન આણી દીધું છે. સૈન્યમાં ઘોડાઓને બદલે મોટરો મળે તે માટે એક લાખ મોટરો તૈયાર થઈ છે. સબમરીનો અને યુબોટો પણ જલયુદ્ધ માટે સારા પ્રમાણમાં તૈયાર કરી છે. લશ્કરી દૃષ્ટિએ હજારો માઈલની સુંદર સડકો અને રેલવેઓ બાંધી છે. ૭ વરસમાં તો હિટલરે જર્મનીની કાયાપલટ કરી નાખી.

## યુદ્ધખર્ચ માટે આર્થિક વ્યવસ્થા

જર્મન પ્રજા અંગ્રેજ અને ફ્રેંચ પ્રજાની પેઠે ધનવાન નથી. સને ૧૯૧૯ થી ૧૯૩૧ સુધી જર્મન પ્રજાને ઘણું સહન કરવું પડયું હતું. નાણાંનું ચલણ સાવ તૂટી ગયું હતું. એક વખતે એક પૌંડના બે કરોડ માર્કસ થઈ રહ્યા હતા. બૂટની એક જોડીની દશ હજાર માર્ક કિંમત થઈ ગઇ હતી! દેશની ગરીબાઈનો ખ્યાલ આટલાથી આવી જશે. અનાજની પણ ખૂબ અછત હતી. એ વખતે હિટલર આવ્યો. જર્મની પાસે સોનાનો જથ્થો બહુ રંક પ્રમાણમાં હતો. જર્મન પ્રજા કાચો માલ પાડોશી રાજ્યો પાસેથી લઈ તેનો પાકો માલ બનાવીને પચ્છાત પ્રજાઓને વેચતી. એની આંટ પરદેશોમાં મુદ્દલ નહોતી એટલે કાચો માલ રોકડે જ ખરીદવો પડતો અને પાકા માલના તરત નાણાં ઊભાં કરવા માટે એણે તે રોકડે વેચી હૂંડિયામણની સગવડ કરવી પડતી હતી. આ દશામાં હિટલર લશ્કરી સામગ્રી તૈયાર કરવા પાછળ અઢળક ધન વાપરવા ઇચ્છતો હતો. એણે ડૉ. શાટને નાણાખાતું સુપ્રત કર્યું. ડૉ. શાટ અર્થશાસ્ત્રનો અજોડ જાદુગર ગણાય છે. એણે સોનાનું ચલણ સ્થિર કર્યું. મૂડી ઉપર અંકુશ મૂકયો. લેવાના માલના માર્કનો તથા વેચવાના માલના માર્કનો ભાવ જુદો જુદો રાખ્યો. બાર જાતના માર્ક એણે જર્મનીમાં ચલાવ્યા મોટા જથ્થામાં અનેક રાજ્યો પાસેથી કાચો માલ લઈ પોતાને જોઈતો માલ રાખી બાકીનો એ જ કાચો માલ બીજાઓને વેચી તેણે હૂંડિયામણની સગવડ કરી. કાચો માલ વેચનારાઓને રોકડ નાણું અપાયું નહિ એટલે તેમને જર્મની પાસેથી ફરજિયાત પાકો માલ લેવો પડયો. આવી આવી અનેક યુકિતઓથી એણે જર્મનીનો વેપાર વધાર્યો. પેદાશ વધવા માંડી, રાજ્યની આવક વધી, પ્રજામાં ઉત્સાહ આવ્યો, સૈન્યનો જમાવ થયો અને પછી કંઈક ધમકી, કંઈક સમજાવટ અને કંઈક લાલચોથી જર્મનીએ પાકા માલની બજારો હાથ કરવા માંડી. કામમાં કુશળતા એ તો જર્મનીના લોહીમાં ભળેલી વસ્તુ છે એટલે એક વાર પગપેસારો થઈ જતાં એના પાકા માલની માગ વધતી ચાલી. પોતાને ત્યાં જ કાચી વસ્તુઓ પેદા કરવાના સફળ વૈજ્ઞાનિક પ્રયત્નો થયા. દેશમાંથી બેકારી દૂર થઈ. રાજ્યને કરજ હોય તો દેશની અંદરનું જ છે કારણ કે તેને પરદેશોમાંથી કરજે નાણાં મળતાં નથી. આગલું કરજ ભરવાની તો જર્મનીએ ના જ પાડી દીધી છે.

## જર્મની કેમ ફાવતુ ગયું?

હિટલરની રાજનીતિ આજ સુધી વિજયવંતી નીવડી છે. સમય જોઈને એ ઘા કરે છે અને ઘા મારવાની શકિત અગાઉથી સારા પ્રમાણમાં એકઠી કરી રાખે છે. એ ઝડપી છે પણ ઉતાવળો નથી. જ્યારે જયારે ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે મતભેદ હોય ત્યારે તેનો તેણે સંપૂર્ણ લાભ લીધો છે. ૧૯૩૯ના માર્ચ સુધી જર્મનીની નીતિને ઈંગ્લેંડ ટેકો આપ્યે ગયું છે. જર્મનીએ વર્સેલ્સની સંધિ તોડી સૈન્ય વધારવા માંડયું ત્યારે ફ્રાંસ ધૂંધવાઈ ગયું હતું હતું પરંતુ બ્રિટને તેમાં સૂર પુરાવ્યો નહિ. જર્મનીએ સંધિઓ તોડીને રાઈન–પ્રદેશમાં કિલ્લેબંદી કરવા માંડી છતાં ફ્રાન્સ અને બ્રિટનના નીતિભેદને લીધે જર્મનીને શાબ્દિક વિરોધ સિવાય કશાનો સામનો કરવો ન પડયો. એ સમયે જો એ બંનેએ જર્મનીને દબાવ્યું હોત તો જર્મની આજે આટલું બળવાન બની શકત નહિ. ઈંગ્લેંડના ટોરી (કૉન્ઝરવેટીવ) પક્ષના નેતાઓની દિલસોજી જર્મની પ્રત્યે હતી. જર્મનીએ પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યું છતાં તે સામે આંખમિંચામણાં થયાં હતાં.

## જર્મનીના વિજયો

હિટલરે જમીન સૂંઘી સૂંઘીને છૂરો લેવા માંડી. એણે અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે એબિસીનિયા સંબંધી પડેલા મતભેદને સમયે ઓચિંતા ઓસ્ટ્રિયામાં કૂચ કરી લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના પાંસઠ લાખની વસ્તીના એ દેશને કબજે કરી લીધો. મોટાં રાજ્યોની ઓસ્ટ્રિયાને સહાયની બાંહેધરી હતી છતાં તેના બચાવ માટે કોઈએ આંગળી સુદ્ધાં ઊંચી કરી નહિ. ઊલટું અંગ્રેજોએ અંદરથી એને ઉત્તેજન આપ્યું અને સ્પેનના બળવાખોરો અને ઇટાલિએ એને ખુલ્લી મદદ કરી. ઇંગ્લેંડ તરફથી એ સમયે જર્મનીને મદદ એ રીતે મળી કે સ્પેનની પ્રજાસત્તાક સરકારને ઇંગ્લેંડ અને ફ્રાંસે દારૂગોળો અપાતો અટકાવ્યો. એવી પણ વ્યવસ્થા કરી કે બીજી કોઈ જાતની મદદ પણ એ સરકારને ન મળે—આમ પ્રજાસત્તાક સ્પેનના પરાજયમાં અને બળવાખોરોના માર્ગને સરળ કરી નાખી તેને બળવાન બનાવવામાં બંને દેશોએ ભાગ લઈ જર્મનીને મદદ માટેનો એક દરવાજો ખોલી આપ્યો.

ઝેકોસ્લોવેકિયામાં દોઢ કરોડની વસ્તીમાંથી ૩૨ લાખ જર્મનોના હકકના સંરક્ષણના બહાના નીચે હિટલર એ દેશ ઉપર આક્રમણ લઈ જવા તૈયાર થયો. તે વખતે ફ્રાંસે અને બ્રિટને ઝેકોસ્લો-વેકિયાને મદદ કરવાના કરારો કરેલા હોવા છતાં મદદ ન કરી. પ્રથમ તેણે શાંતિથી હિટલરને જર્મન વસ્તીવાળા બે પ્રાંતો આપીને યુદ્ધને ટાળવા ઝેક-સત્તાને સમજાવી. પણ હિટલરે રગ પારખી જઈને આખી ઝેક પ્રજા ઉપર પોતાની સત્તા બેસાડી દીધી.

બ્રિટન અને ફ્રાંસ એ ય ચૂપ રહીને એ જોઈ રહ્યાં. હિટલરે ઝેક—પ્રાંતો પોતાને આધીન લઈ સ્લોવેકિયાને જર્મનીના આશ્રય અને વડપણ નીચે સ્વતંત્રતા આપી.

## હેર હિટલરના મિત્રો

એક બાજુ બ્રિટન અને ફ્રાંસ પોતાનું સંભાળી રાખવા લડાઇથી દૂર ભાગતાં હતાં અને બીજી બાજુ હિટલરે પોતાના જેવાં માથાફરેલ અને અસંતોષી રાજ્યોની મૈત્રી શોધી. શરૂમાં એણે ઇટાલિ સાથે સંધિ કરી. બંને રાજ્યોએ પરસ્પર લશ્કરી સહાય અને સહકાર આપવાનું સ્વીકાર્યું. એ પછી બંને સાથે જાપાન ભળ્યું. ત્રણેએ રશિયા વિરુદ્ધ સંધિ કરીને ઐક્ય કર્યું. યુરોપનાં બીજાં નાનાં નાનાં સરમુખત્યારવાળાં રાજ્યો જેવાં કે હંગેરી, યુગોસ્લોવેકિયા, સ્પેન વગેરે રાજ્યોએ કાંઇક બીક, દબાણ અને કાંઇક સહાનુભૂતિથી ઇટાલી-જર્મનીને સાથ આપ્યો. હવે જર્મની નિર્ભય બન્યું. એની નીતિ આક્રમણની હતી. કોઈ રીતે પોતાની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાના એના કોડ હતા. યુરોપનાં નાનાં રાજ્યો પોતાની સ્વતંત્રતા—લોપના ભયે કંપવા લાગ્યાં. જર્મનીનાં બળ અને રાજનીતિ બંને ભયંકર હતાં.

જર્મની અને ઇંગ્લેંડ વચ્ચે વેપાર વધારવામાં પણ તીવ્ર હરીફાઈ જામી. બાલ્કન રાજ્યો, રુમાનિયા ગ્રીસ, તુર્કી, બલ્ગેરિયા વગેરે રાજ્યો સાથેના અંગ્રેજોના વેપારમાં જર્મનીએ હરીફાઈ કરી. આ રાજ્યોને આર્થિક મદદ પણ આપવી શરૂ કરી. વેપારી કરારો કર્યા. અંગ્રેજોને પોતાના વેપાર ઉપર આક્રમણ આવતું જોઇ જર્મનીને ઉત્તેજન આપવામાં પોતાની ભૂલ સમજાઇ. પણ જર્મનીએ તો સામ—દામ—દંડ—ભેદે બાલ્કન રાજ્યોમાં પોતાની લાગવગ ઘુસાડવા જ માંડી. રુમાનિયાને આક્રમણની ધમકી આપી તેની સાથે વેપારી—કરારો કર્યા. રુમાનિયા પાસે ઘઉં, પેટ્રોલ એવી પુષ્કળ વસ્તુઓ છે એ સર્વે ઉપર જર્મનીની નજર ઠરી છે.

## પોલેંડ પર આક્રમણ

જર્મનીની પૂર્વે પ્રશિયન બંદર ડાન્ઝીગ પોલેંડને મળ્યું હતું અને પ્રશિયામાં જવાના માર્ગની પટ્ટી (કોરીડોર) પણ પોલેંડને કબજે હતી તેની જર્મનીએ પોલેંડની પાસે માગણી કરી, પોલેંડ એની ના પાડી અને પરિણામ શું આવી ઊભું છે તે આપણે જાણીએ છીએ. પોલેંડની હારનાં કારણોમાં પોલેંડની આંત-રિક સ્થિતિ હતી. એનું સૈન્ય કસાયેલું હતું પણ જર્મની સામે એ ટકી શકે તેવું નહોતું. એનાં

મદદકર્તા રાજ્યો બ્રિટન અને ફ્રાંસ એની સરહદ સુધી પોતાનાં લશ્કર લાવી શકે તેમ નહોતાં.

## જર્મનીનું બળ

જર્મની પાસે દશ લાખ કસાયેલા સૈનિકો હતા: ૭ વરસથી એ એકધારી લશ્કરી સજ્જતા કરી રહ્યું હતું. હિટલરની એક આજ્ઞા સાથે સૈન્ય પોતાની બે લાખ લૉરીઓ, મોટરો અને મોટર–સાઈકલો ઉપર સજ્જ થઈ ને નીકળી પડે તેવી વ્યવસ્થા હતી. રેલવે, બસ, રસ્તાઓ, તાર, ટેલિફોન, રેડિયો–બધું સુરચિત યોજના મુજબ તૈયાર થયું હતું. બીજો વ્યવહાર અટકાવી સર્વ શક્તિ અને સાધનો યુદ્ધના કામ માટે લગાડી દેવાની તૈયારી હતી. લાંબી ગણતરીએ આખી તૈયારી થઈ છે. એના દશ લાખ સિપાહીઓમાંથી એકેએક સંપૂર્ણ રીતે તાલીમ પામેલો છે. એમની ખાસિયત મુજબ જર્મનો કશું અપૂર્ણ રાખતા નથી. શત્રુ લડવાની તૈયારી કરે તે પહેલાં તો જર્મન સૈન્ય તેને દબાવી દે છે. એ વિના પોલેંડ જેવો દેશ વીસ દિવસમાં હતો ન હતો ન થઈ જાત દશ લાખ સિપાહીઓની પાછળ પોલીસ, બ્લેકગાર્ડ્ઝ અને બીજા કસાયલા અને પૂરતી તાલીમ પામેલા સાત લાખ સૈનિકો શસ્ત્રસજ્જ અનામતમાં છે. તે પછી ભૂરા ખમીસવાળા, સ્ટોર્મ-ટ્રુપર્સ વગેરે ત્રીજી લાઈનના ૭ લાખ સૈનિકો શસ્ત્રાસ્ત્રો સહિત યુદ્ધમાં ભાગ લઈ શકે તેવા તૈયાર છે. રશિયનો સિવાય આટલી તૈયારી બીજા કોઈ દેશની નથી.

## મોટરનું સૈન્ય

જર્મન સૈન્ય ઝડપી આક્રમણ માટે સર્વ રીતે સજ્જ છે. કલાકના ૪૦થી ૫૦ માઈલના વેગથી કૂચ કરે તેવું એક મોટું મોટર–સૈન્ય છે. સને ૧૯૩૮માં ૧ લાખ ૩૫ હજાર મોટરલૉરીઓ, ૪૦ હજાર મોટરકારો અને ૬૦ હજાર મોટરસાઈકલો હતી. તે ઉપરાંત ખાનગી વપરાશની બે લાખ મોટરકારો પણ રાજ્ય લઈ શકે તેમ હતું. સને ૧૯૩૯માં એમાં મોટો વધારો થયો છે. જર્મનીનાં સર્વે મોટરકારખાનાં હવે રાજ્યને માટે જ મોટરો તૈયાર કરે છે. લશ્કરી મોટરો માટે દરેક વિભાગમાં હજારો માઈલની લંબાઈના પાકા પહોળા રસ્તાઓ છે. સને ૧૯૩૨થી ૧૯૩૬ સુધીનાં ૪ વર્ષોમાં જર્મનીએ મોટરોની બનાવટ છગણી વધારી દીધી. સને ૧૯૩૨માં જર્મનીએ ૪૩ હજાર મોટરકારો અને આઠ હજાર લૉરીઓ બાંધી હતી. જ્યારે ૧૯૩૬માં તેણે ૨૬૩ હજાર મોટરકારો અને ૫૦ હજાર લોરીઓ બાંધી હતી. રેલવેઓનો વિસ્તાર પણ બહોળો થયો છે. રેલવે અને મોટરોનો સુમેળ કરીને યુદ્ધ સંબંધી યોજનાઓ શાસ્ત્રીય રીતે કરી છે. કોઈ પણ રસ્તા ઉપર થોડા જ સમયમાં રેલવે ગોઠવી દેવાય તેવી તૈયારી છે.

## લડાયક વિમાનો

જર્મની વિમાનોની બાબતમાં શ્રેષ્ઠ દરજ્જો ભોગવે છે. એની ગતિ અને બૉંબ ફેંકવાની શક્તિ વધારવા માટે ૭ વરસથી ચાલુ પ્રયત્નો થયા છે. જર્મનીના સૌથી શક્તિશાળી પુરુષ જનરલ ગોરીંગની એ કામ ઉપર દેખરેખ નિમાઈ હતી. ગોરીંગે સર્વશ્રેષ્ઠ બળ બનાવવા ભારે પરિશ્રમ લીધો છે. જનરલ પેવરની સરદારી નીચે ભયંકર નાશકારી બૉંબગોળાઓથી ભરેલાં વિમાનોનો મોટો કાફલો તૈયાર થયો છે. સને ૧૯૩૫માં જર્મની વર્ષે ૪૦૦૦-ની સંખ્યામાં સર્વે જાતનાં વિમાનો બનાવતું, પણ પછી દર માસે ૨૦૦૦ વિમાનો તૈયાર કરનારાં કારખાનાં ઊભાં થયાં. વિમાનો ચલાવનાર અને બૉંબ ફેંકનાર ત્રણ લાખ માણસો તાલીમબદ્ધ તૈયાર રાખ્યા છે. સને ૩૬-૩૭માં જર્મનીએ જૂનાં બધાં વિમાનો કાઢી નાખી તેની જગ્યાએ નવી જાતનાં વિમાનો મૂક્યાં. કલાકે ૩૦૦ માઈલની ઝડપે ઊડનારાં આ વિમાનો છે. અઢી હજારથી ત્રણ હજાર માઈલના વર્તુલમાં એની ગતિ છે. આખા જગતના નકશા એની પાસે છે. આ વિમાનો માટે હજારો એરોડ્રોમો બંધાયાં છે. આ વિમાનોના બચાવ માટે ઝડપી ઉડ્ડયન કરનારાં વિમાનોનો પણ મોટો કાફલો છે.

## દરિયાઈ બળ

સને ૧૯૩૬માં જર્મની અને બ્રિટન વચ્ચે કરારો

થયા તે અનુસાર જર્મની બ્રિટનના દરિયાઈ બળથી ૩૫ ટકા જેટલો કાફલો ધરાવે છે. સબમરિનો માટે આ બંધન નથી. જર્મની પાસે ૮૦ સરસ સબમરિનો છે. બ્રિટનના મહાન નૌકાબળ આગળ જર્મનીની મનવારોને છુપાઈ જવું પડ્યું છે. સાગર પર આધિપત્ય અંગ્રેજોનું છે છતાં જર્મનીની ૮૦ સબમરિનો ભયંકર ઉત્પાત મચાવી અંગ્રેજી, ફ્રેંચ અને તટસ્થ રાજ્યોનાં વહાણો ડુબાડે છે. બારાની અંદર રક્ષાયેલી અંગ્રેજોની મોટી મનવાર રોયલ ઓક્રને ડુબાડવામાં જર્મન સબમરિનોને સફળતા મળી છે. એ કામ ભારે સાહસિક મહત્ત્વનું મનાયું છે. બ્રિટને જર્મનીનો દરિયાઈ વેપાર બંધ કરાવી દીધો છે અને જર્મન સબમરિનોનાં આક્રમણો ઉપર અંકુશ આવે તે માટે કોશિશો કરે છે.

### વરુ અને રીંછની દોસ્તી

હિટલરનો ભારે દ્વેષ તો યહૂદીઓ પ્રત્યે છે, અને એણે એની આગમાં યહૂદીઓને ભૂંજી નાખવા ઘણા પ્રયત્નો કરી નાખ્યા છે. પણ નાઝીઓનો સૌથી વિશેષ રોષ તો સામ્યવાદીઓ એટલે કે રશિયા પ્રત્યે છે. રશિયા વિરુદ્ધ તો જાપાન અને ઇટાલિ સાથે મળીને એણે કરારો કર્યા હતા. રશિયાનો યુક્રેઇન પ્રાંત લેવાની એમને ભારે હોંસ હતી. લડાઈ પહેલાં જર્મનીએ ઇટાલિની મદદ માગી પણ ઇટાલિનાં ખુલ્લાં બંદરો ઉપર અંગ્રેજી મનવારો સહેલાઈથી આક્રમણ કરી શકે એટલે મુસોલિનીએ મદદ આપવા કબૂલ્યું નહિ. આખરે જેની સામે આજ સુધી ઉગ્ર રોષ અને ઘૃણા દાખવ્યાં હતાં તે રશિયાની જ મદદ લેવા જર્મનીના પરદેશમંત્રી રિબેનટ્રોપે દોડાદોડી શરૂ કરી. રશિયા અને જર્મની હદો વચ્ચે આવેલા પોલેંડને કચડી નાખવાનો એ શ્રેષ્ઠ માર્ગ હતો. ત્યાં બીજી સત્તા ઝટ પહોંચી પણ શકે નહિ. અંગ્રેજો અને ફ્રેંચો રશિયાનું મહત્ત્વ સમજતાં હતાં. તેઓ ચાર માસથી સાથે સંધિ કરી લેવા સંદેશા ચલાવતા હતા. પણ ઓચિંતા બાજી પલટાઈ ગઈ. જગત જાણીને આશ્ચર્ય પામ્યું કે જર્મની અને રશિયાની દોસ્તી થઈ ગઈ—વરુ અને રીંછ દોસ્ત બન્યાં! પણ એ મૈત્રી કેવી જાતની છે તે સૌ કોઈ જાણે છે.

### રશિયાનો સ્વાર્થ

સામ્યવાદી રશિયા યુદ્ધપ્રિય નથી, પરંતુ મજૂરરાજ્ય સામે દુનિયાનાં જબ્બર મૂડીવાદી રાજ્યો ટાંપીને જ બેઠાં હોય છે એટલે ભવિષ્યમાં આવી પડનારી જબરી આફતનો વિચાર કરી તેણે અબજો રૂબલો ખર્ચી જર્મનીને ટક્કર મારે તેવું સૈન્ય, શસ્ત્રાસ્ત્રો, મોટરો અને વિમાનો સાથે સજ્જ કરવા માંડ્યું હતું. એ સૈન્ય જર્મની અને જાપાન સામે મુખ્યત્વે વાપરવાનું હતું, પરંતુ જર્મની સાથે તો મૈત્રી થઈ ગઈ, એક મોટો શત્રુ તો કાગળ ઉપર દશ વર્ષ માટે દોસ્ત બની ગયો. આમ એના સૈન્યને હમણાં નિરાંત મળી છે; વધારામાં વગર શ્રમે, વગર ખર્ચે, એક પણ મનુષ્યનું લોહી છાંટયા વિના એણે પોલેંડમાંથી ૧૯૨૧માં પોલેંડે તેની પાસેથી ઝૂંટવી લીધેલી બધી જમીન પાછી મેળવી લીધી છે. અત્યારે રશિયા બાલ્ટિક સમુદ્રમાં સર્વોપરી બની ગયું છે. એને પોતાને ત્યાંની કાચી વસ્તુઓ માટે જર્મની જેવું સારું ગ્રાહક મળી ગયું છે. પોતાને જોઈતાં યાંત્રિક અને વીજળિક સાધનો જર્મની પાસેથી સહેજ ભાવે મળી શકશે. યુરોપનાં બીજાં રાજ્યો આ યુદ્ધમાં જરૂર નબળાં બનશે કારણ કે યુદ્ધ લંબાય તેવી વકી છે, પરંતુ રશિયા તો બળવાન જ બનશે. અત્યારે એને એવા સારા સંયોગો પ્રાપ્ત થયા છે કે ભવિષ્યમાં તેની વધારે ચડતી થાય. જર્મની સાથેની એની મૈત્રી કાચો માલ પૂરો પાડવો અને તેના માર્ગને અવરોધવો નહિ એ પૂરતી જ છે. યુદ્ધમાં સહકાર એ નહિ આપે.

### પશ્ચિમની યુદ્ધભૂમિમાં

પોલેંડ ઉપરથી જર્મનીનું ધ્યાન ખેંચી લેવા ઇંગ્લેંડ અને ફ્રાંસે જર્મનીની પશ્ચિમ સરહદ ઉપરથી આક્રમણ કર્યું. પાંચસો ચોરસ માઇલ જેટલો જર્મનપ્રદેશ કબજે પણ કરી લીધો. પરંતુ જર્મન તો પોલેંડમાંનું કામ પૂરું કર્યા પછી અને પોતાનું સમગ્ર બળ

પરિણામે ફ્રેંચોને પોતાની ભૂમિ ઉપર પાછા ફરવું પડયું છે. ઈંગ્લેંડનું બે લાખ સિપાહીઓનું સૈન્ય ફ્રાન્સની મદદમાં ગયું છે. બંને તરફની સેનાઓ ભયંકર શસ્ત્રાસ્ત્રો અને માનવશક્તિથી સજ્જ છે. બંને તરફથી તોપોનો ભયંકર મારો અને વિમાની યુદ્ધ ચાલુ છે. બંને લશ્કરો પોતપોતાની કિલ્લેબંદીની આડમાં રહીને લડે છે. હમણાં ત્યાં સખત વરસાદ થયો છે, નદીમાં પૂર આવ્યાં છે અને વાવાઝોડાં થાય છે એટલે તોપોના મારા અને વિમાની યુદ્ધ સિવાય બીજી પ્રગતિ થવાનો સંભવ ઓછો છે. છતાં બંને બાજુએ એટલાં ભયંકર શસ્ત્રાસ્ત્રો છે કે મોટો ભોગ આપ્યા સિવાય કોઈ આગળ વધી શકે તેમ નથી.

### બે કિલ્લેબંદીઓ

ફ્રેંચોએ જર્મની અને ફ્રાંસની સરહદ પાસે મેગીનોટ લાઇન અને જર્મનીએ એની જ સામે સિગ્ફ્રીડ લાઇનની કિલ્લેબંદી કરી છે. મેગીનોટ લાઇન ૨૫૦ માઈલ લાંબી છે. લોઢાની જાળીના પાયા ઉપર સોળફીટ જાડી દીવાલો બાંધી જમીનની અંદર પાકાં ભોંયરાં બનાવ્યાં છે. તેમાં અસંખ્ય તોપો અને મશીનગનો રાખેલ છે. તોપના ગોળાની આ કિલ્લેબંદી ઉપર અસર થઈ શકે તેમ નથી. સિગ્ફ્રીડ લાઈન પણ એવી જ અભેદ્ય મનાય છે. જર્મનીએ અહીંથી જોરદાર આક્રમણ કરવા ધાર્યું હતું પરંતુ ઋતુ પ્રતિકૂળ બનવાથી એ મુલતવી રહ્યું છે. આ સરહદો ઉપર ફ્રેંચ અને અંગ્રેજ મળી આઠ લાખનું સૈન્ય પડયું છે. સામે જર્મનીનું પણ એવડું જ સૈન્ય છે.

### લડાઈ લંબાશે.

આજનાં ચિહ્નો તો એવું બતાવે છે કે યુદ્ધ લંબાશે. બંને પક્ષે જબ્બર તૈયારી છે. રાજા કે સેનાધ્યક્ષના હઠાગ્રહની આ લડાઈ નથી પણ સિદ્ધાંતની લડાઈ બની ગઈ છે. કદાચ મોટી લડાઈ થાય અને કોઈ પણ એક પક્ષનો એક વખત મોટો પરાજય થાય, છતાં લડાઈમાં કોઈને હારવાનું થશે નહિ. મનુષ્યસંખ્યાની મોટી આહુતિ પછી પણ જય-પરાજયનો નિર્ણય નહિ આવે. યુવકોને તોપોનાં મોઢાંમાં ધરબી ધરબીને નાખ્યા છતાં તેને ધરવ નહિ થાય. અનામત જનસંખ્યા, અનામત દારૂગોળો, અનામત શસ્ત્રાસ્ત્રો અને અનામત વાહનોથી બંને પક્ષ ગાજે છે. એટલે લડાઈ એમ તરતમાં બંધ થશે નહિ.

### લડાઈ ક્યારે બંધ થશે?

છેલ્લી મોટી લડાઈ માત્ર જર્મનીમાં દુકાળ પડવાને લીધે બંધ થઈ હતી. આજનાં વિપુલ સાધનો અને આખી પ્રજાની લડી લેવાની વૃત્તિને લીધે લડાઈ લંબાશે પણ કોઈ કુદરતી અકસ્માત આવી પડે અને એક પક્ષ લડવાનું બંધ કરી દે તો જુદી વાત છે. અથવા આર્થિક રીતે વસ્તુઓની તાણ પડે, પરદેશથી મંગાવવાની જોગવાઈ ન થાય તો આર્થિક પરાજયને લીધે પણ લડાઈ બંધ પડે. પરંતુ એ તો લાંબા ગાળાની વાત થઈ. સુલેહ માટે હિટલરે પોતાના ભાષણમાં શરતો મૂકી હતી પણ ઝેકોસ્લોવેકિયા કે પોલેંડને સ્વતંત્ર કરવાની વાત તેમાં નહોતી. તેમાં માત્ર અંગ્રેજો કે ફ્રેંચોનાં સંસ્થાનોનો પોતાને લોભ ન હોવાનું જણાવ્યું હતું. આ શરતો અંગ્રેજો અને ફ્રેંચોને માન્ય નથી થઈ. હમણાં હોલેન્ડની રાણી વિલ્હેલ્મીના અને બેલ્જિયમના રાજા લિયોપોલ્ડે શાંતિ માટે અરજ કરી છે પરંતુ તે કવખતની છે.

### અંગ્રેજો અને ફ્રેંચોની લડાઈની નેમ

અંગ્રેજો અને ફ્રેંચો આ લડાઈ લડે છે તેનું કારણ પોલેંડની સ્વતંત્રતા છે, અને જર્મનીને બેફામ બનતું અટકાવવાનું છે. પોલેંડનો અર્ધો ભાગ તો રશિયા પચાવી ગયું છે અને તે હવે ફરીને મળે તે આશા વ્યર્થ છે. પોલેંડના બાકીના ભાગમાંથી કેટલોક ભાગ ગઈ લડાઈ પહેલાં જર્મનીનો હતો અને કેટલોક ભાગ તેને પોતાના પ્રાંતોની સલામતી માટે જરૂરી છે. જર્મનીએ ઑસ્ટ્રિયા મેળવ્યું, ઝેકોસ્લોવેકિયા લીધું અને પોલેંડ પણ રાખી લેવાની હઠ પકડી બેઠું છે—આમ જર્મનીના વધતા જતા બળ સામે અંગ્રેજો ભયની નજરે જુએ છે. આ અને બીજા વધુ દેશો મેળવીને જો જર્મની અત્યંત

બળવાન થઈ જાય અને બ્રિટિશ સામ્રાજ્યને જોખમકારક થઈ પડે તે પહેલાં જ એનો–એની હિટલરી વૃત્તિનો–નાશ કરવો જોઈએ. એટલે અઢળક ધન ખર્ચીને પણ આ યુદ્ધ શરૂ કર્યું છે. ફ્રેંચોની વસ્તી ૮ાા કરોડની છે, જર્મનીની પણ એટલી જ છે, બંનેની સરહદો અડીને રહી છે એટલે ફ્રેંચોને પણ જર્મની વધુ બળવાન ન બની જાય તેની ચિંતા રહે છે.

## જર્મનીની વર્તમાન આર્થિક સ્થિતિ

જે દેશે પોતાની મર્યાદિત આવકનો મોટો અંશ લડાયક સામગ્રી તૈયાર કરવામાં જ ખર્ચ્યો હોય તેની વર્તમાન આર્થિક સ્થિતિ સારી ન હોય તે સમજી શકાય છે. પણ જર્મન પ્રજા કષ્ટ સહન કરવાથી ટેવાયેલી છે એટલે તેઓ નિરાશ નહિ થાય અને લડાઈને લંબાવી શકશે. વળી કાચા માલ માટે રશિયાની હૂંફ છે. રશિયા એને મોટા જથ્થામાં તેલ પુરું પાડશે. હમણાં જણાયું છે કે હિટલરે ગોરીંગને પાંચ વરસ માટેની તૈયારી કરી રાખવાની આજ્ઞા આપી છે. સાગર ઉપરથી એનો કાબૂ ચાલ્યો ગયો છે એટલે એને ભારે મૂંઝવણો પડશે. યુદ્ધનો ખર્ચો પણ ભારે મોટો છે. પંદર લાખ માણસોને લાંબો કાળ યુદ્ધમાં રોકી રાખવા તે ભારે ખર્ચાળ થઈ પડે. જર્મની આ કોયડો કેમ ઉકેલશે તે સમજાતું નથી. તેની અને રશિયાની વચ્ચે આવતું પોલેંડ તો સાફ કરી નાખ્યું અને બાલ્ટિક સમુદ્રને ચોખ્ખો કરી દેવા ફીન્લેન્ડ અને બીજાં બાલ્ટિક રાજ્યો સાથે રશિયા પતાવટ કરી રહ્યું છે, પરંતુ નાઝીવાદનું ઉગ્ર વિરોધી રશિયા કટોકટીમાં પણ એની સહાયમાં રહેશે?

## અંગ્રેજો અને ફ્રેંચોની સ્થિતિ

અંગ્રેજો અને ફ્રેંચો તો ધનવાન પ્રજાઓ છે. છતાં એમને પણ યુદ્ધનો ખર્ચો ભારે લાગવાનો જ. દરરોજના બે કરોડ રૂપિયાનો ખર્ચો થાય છે. ગમે તેવા ધનવાન રાજ્યને પણ આ ભારે લાગે જ. ગયા યુદ્ધમાં ફ્રેંચો યુદ્ધ શરૂ થયા પછી ૧ાા વર્ષે અને અંગ્રેજો ૨ વર્ષે આર્થિક રીતે થાકી ગયાં હતાં. આ વખતે તો એ બેઉને વધુ લાગે તેવા સંજોગો છે. હિંદની મદદ આગલા યુદ્ધ જેવી નથી મળી. આગલા યુદ્ધમાંથી મળેલા પાઠ મુજબ આર્થિક સંકડામણોમાંથી છૂટવાના ઉપાયો તો યોજાયા છે. અમેરિકામાં બીજા દેશોને યુધ્ધની સામગ્રી ન વેચવાનો કાયદો રદ થયો છે. આથી મિત્રરાજ્યો વીશ કરોડ પૌંડની યુદ્ધસામગ્રી રોકડ નાણે ખરીદશે. દરિયાબંધી હોવાથી જર્મની એ લાભ નહિ લઈ શકે.

## યુરોપનાં બીજાં રાજ્યો

જર્મની વીજળીની ઝડપે આક્રમણ કરે છે. જો ફ્રાંસની મેગીનોટ લાઈન અભેદ્ય જ રહી તો તે હોલેંડ અને બેલ્જિયમમાંથી ફ્રાન્સમાં સૈન્ય ઉતારશે. ફ્રાન્સ આ સામનાની પણ તૈયારી કરે છે, પણ હોલેંડ અને બેલ્જિયમ રાજ્યોએ પણ તૈયાર થવું પડ્યું છે. પણ જર્મનીના બળ આગળ એમનું બળ ક્ષુદ્ર છે. યુરોપમાં–તેમાં પણ ખાસ જર્મનીમાં–સંધિ કે વચનની કાંઈ કિંમત નથી. એટલે એ રાજ્યોની તટસ્થતા જાળવવા માટે વારંવાર અભય વચનો આપ્યાં છતાં હમણાં એમની સરહદ ઉપર જર્મની મોટું સૈન્ય ભેગું કરે છે. હોલેંડની જમીન સાગર કરતાં નીચી છે. સાગરનાં પાણી જમીન ઉપર ફરી વળતાં અટકાવવા માટે બાંધેલા બંધ ખોલી નાખી હોલેંડ જર્મનીના આક્રમણને અટકાવવા માગે છે.

## યુદ્ધ ફેલાશે

આમ બે દેશની તટસ્થતા તો ડગુમગુ થઈ રહી છે અને ધીરે ધીરે બીજા દેશોને પણ તટસ્થતા છોડવી પડશે. જર્મનીના માથે ટોપીની પેઠે બિરાજેલું ડેન્માર્ક, સામે જ કાંઠે પડેલું સ્વીડન અને દક્ષિણમાંથી ફ્રાંસમાં પ્રવેશ કરવા માટેનું સ્વીટ્ઝર્લેંડ કેટલા સમય સુધી તટસ્થ રહી શકશે? જર્મની સંધિઓ તોડશે, નાનાં રાજ્યો સ્વમાનના ખ્યાલમાં યુદ્ધે ઊતરશે અને આમ યુદ્ધ ફેલાશે. રશિયાના વિદેશમંત્રી મોલોટોવે હમણાં પોતાના ભાષણમાં કહ્યું છે કે યુરોપ એવું ગાંડું બન્યું છે કે એ મૂડીવાદી દેશનાં બધાં રાજ્યો મોડાંવહેલાં પણ યુદ્ધમાં ઝંપલાવશે. બચાવનાં સાધનોની સર્વ તૈયારી કરવામાં સૌ મશગૂલ છે. હમણાં યુદ્ધનાં સાધનો પાછળ યુરોપ

દશ અબજ પૌંડ ખર્ચે છે. દરેક રાજ્ય પ્રજા ઉપર કરનો બોજો વધાર્યે જાય છે. યુરોપ આ આર્થિક ભીંસ લાંબો સમય સહન કરી શકશે નહિ. જીતનાર પણ એ આર્થિક મારથી મરી જશે. હારનારની તો પાયમાલી છે જ. જગતનાં બધાં રાજ્યોને આની અસર થશે. તાજો ઘા કદાચ દર્દ ન કરે પણ પાછળથી ઘા ઠર્યા પછી તેની અસહ્ય વેદના ઊપડશે, અને પ્રજાદેહમાં તો એ વેદના ભવિષ્યની પ્રજાને જ ભોગવવાની હોય છે ને! હારનાર, જીતનાર, તટસ્થ અને દૂરસ્થ બધાને એના આંચકા આવશે એ ભૂતકાળના યુદ્ધે બતાવ્યું છે-વર્તમાન યુદ્ધ વધુ ચોટદાર રીતે બતાવશે.

●

## અખાડેથી પાછા વળતાં

ઝુલાવીને દંડે – મગદળ – અને બેઠક મહીં,
ઝુલી બારે, ખેલો કચડી – મસળી, રેમન કડી
પરે ફેંકયું છેલ્લે શરીરઃ બનીને ફૂલ સરખો
પડ્યો રસ્તે હું યે જરૂર ઝૂલતોઃ શક્તિ – સરનાં
પીતો પાણી મીઠાં, અહહ ! મદ શો એ સમયનો.
પરંતુ માંડ્યાં જ્યાં પચીસ ડગલાં પંથ પર ત્યાં
દીઠું સામે દૃશ્ય :—

" પડેલો રસ્તાની ગટરવહતી કોર ઉપરે
વીંટાયેલો ગંદા જરજરિત ગાભાથી, નજીકે
પડ્યા ઝાઝા વાશી, અતિશય સુકા પાઉં ટુકડા
અને એની આખી વખરી ઉપર માખો બણબણતી,
પૂરી કંતાયેલી મુઠીભર જ કાયા જીવ જડી
કો' માનવી તણી. "

રે કેવાં માનવીના જીવનકલહના ઉગ્ર ઘોંઘાટ નીચે,
હાંફે હૈયાં કરોડો નીરવ ભીષણતાના મહા ઘોર યન્ત્રે,
પેરે પેરે કપાતી અતિશય કુમળી કૂંપળો આત્મ કેરી
ને છેલ્લે અંધકારે જીવન વિલય પામી જતાં કો અમોલાં.

' આવા હું કાળા જગમાં વસી રહ્યો,
વિચાર મારા મનને મૂંઝાવતો
શરીરનો ગર્વ બધો ઉતારતો
જવે જતી મોટરના ધુમાડાથી
તુમુલ યુદ્ધો મનમાં જગાડતો
ભિખારીની આર્જવપૂર્ણ વાણી
સુણી, ગળાવી મદને, ગળી જતો.

' અજ્ઞાત '

# संघर्ष के समन्वय ?*

श्री. काकासाहेब कालेलकर

મને ડર છે કે સમાજવાદ સાથે સરખામણીમાં ઊતરવા જતાં ગાંધીજીની કાર્યપદ્ધતિને માટે "ગાંધીવાદ" નામ રૂઢ થવાનું છે. જેઓ ગાંધીજીની દૃષ્ટિ અને એમની કાર્યપદ્ધતિને સમજ્યા છે તે હમેશાં કહેતા આવ્યા છે કે, 'ગાંધીવાદ' જેવી કોઈ વસ્તુ છે જ નહિ. ખુદ ગાંધીજીએ પણ અનેક વખત લખ્યું છે અને કહ્યું છે કે એમણે કોઈ નવા સિદ્ધાન્તની શોધ નથી કરી. સનાતન કાળથી મનુષ્યજીવનમાં અને મનુષ્યસમાજમાં જે સિદ્ધાન્તો અને તત્ત્વોનું મર્યાદિત ક્ષેત્રમાં પાલન થતું આવ્યું છે, તેને જ વ્યાપક અને સાર્વભૌમ બનાવવાનો પ્રયત્ન તેઓ કરી રહ્યા છે. જે સિદ્ધાન્તોનું પાલન કૌટુંબિક જીવનમાં સફળતાપૂર્વક કરવામાં આવે છે તે જ તત્ત્વોને વ્યાપક ક્ષેત્રમાં પણ અમલમાં લાવવાની હિંમત મનુષ્ય નથી કરતો, કારણ કે આજ સુધી મનુષ્યહૃદય એટલો વિકાસ સાધી શક્યું નથી; એની શ્રદ્ધાનું પરિમાણ એટલું વધ્યું નથી; પ્રેમની શક્તિ ઉપર મનુષ્યનો અખૂટ વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે જેટલી આસ્તિકતા મનુષ્યજાતિમાં જોઈએ તેટલી એનામાં નથી. આ આસ્તિકતા પેદા કરવાનો જ ગાંધીજીનો માર્ગ છે. આ સ્થિતિમાં ગાંધીજીની દૃષ્ટિ અને કાર્યપદ્ધતિને 'વાદ'નું નામ આપવું એ તદ્દન અનુચિત છે. આમ હોવા છતાં મનુષ્યનો સ્વભાવ એટલો બધો અનુપ્રાસ–પ્રિય છે કે, સમાજવાદ સાથે લોકો જ્યારે ગાંધીમતનો ઉલ્લેખ કરશે ત્યારે એને 'ગાંધીવાદ' જ કહેશે.

ગાંધીમત અને સમાજસત્તાવાદ એ બન્નેની જ આજે વિશેષ બોલબાલા છે. આ બન્નેએ મળીને બીજા બધા જ મત અને વાદને હઠાવી દીધા છે. આપણા દેશમાં તો આ બે જ એવા માર્ગો છે કે જેના પ્રત્યે લોકોને કાંઈક ખાસ પ્રકારની શ્રદ્ધા છે. અને એ પણ સંભવિત દેખાય છે કે, સમગ્ર સંસારમાં બીજા બધા વાદોનો અંત થશે અને આ બે વાદોના વિચારો જ આગળ વધશે. યુરોપમાં અત્યારે 'ફાસીઝમ'ની બોલબાલા સૌથી વિશેષ છે. છતાં એનું ભવિષ્ય કાંઈ બહુ ઉજ્જવળ નથી દેખાતું. 'ફાસીઝમ'માં સામર્થ્ય ઘણું છે પણ કૃતાર્થતા જરા ય નથી.

ગાંધીમત અને સમાજવાદ કહેવાને બદલે સર્વોદયકારી સમાજવ્યવસ્થા અને સમાજસત્તામૂલક સમાજવ્યવસ્થા એવા શબ્દપ્રયોગો આપણે કરીએ તો વધારે સારું થશે. સર્વોદય શબ્દની સાથે અહિંસા અને સત્યાગ્રહનો ભાવ આવી જ જાય છે. સમાજસત્તાની સાથે સામાજિક ક્રાંતિનો અને રાજનૈતિક શક્તિનો ભાવ પણ સ્પષ્ટ થઈ જાય છે.

સૌથી પહેલી ખ્યાલમાં રાખવાની વાત તો એ છે કે, આ બન્ને મતોના આદર્શમાં ઘણું સામ્ય છે. બન્નેને સામાજિક અન્યાય અસહ્ય છે; બન્ને સમતા સ્થાપવા માગે છે; બન્ને 'અર્થ'થી અનર્થ થાય છે એ સમજી શક્યા છે; બન્ને ક્રાંતિકારી છે; બન્નેને શ્રદ્ધા છે કે આખરી વિકાસકાળમાં મનુષ્યજીવનને માટે રાજનૈતિક સત્તાનો નાશ જ ઉત્તમ છે. જ્યારે મનુષ્ય સુસંસ્કૃત અને સુસંગઠિત થશે ત્યારે એના ઉપર કોઈ પણ પ્રકારનું બાહ્ય નિયંત્રણ રાખવાની જરૂર નહિ રહે. રાજસત્તાનું અસ્તિત્વ હોવું એ મનુષ્યસંસ્કૃતિનું અપમાન છે. જ્યારે સૌ કોઈ સજ્જન બની જશે અથવા તો દુર્જનતામાં કોઈ જાતનું આકર્ષણ જ નહિ રહે, ત્યારે કોઈ પણ પ્રકારની બાહ્ય સત્તા વગર મનુષ્યનું સામાજિક જીવન સારી રીતે ચાલી શકશે.

આપણે જ્યારે આખરી આદર્શોનો વિચાર કરીએ

* गांधीवाद–समाजवाद નામના પુસ્તકનું ઉપસંહાર ૩૫ પ્રકરણ. અનુવાદક : શ્રી, ચંદ્રકાન્ત ફૂલચંદ શાહ.

છીએ ત્યારે સામાન્ય જનતા તો બન્નેને સ્વપ્નસેવી અને તરંગી કહે છે. અને આ બન્ને વિચારસરણી ધરાવનારા પોતાને તો શાસ્ત્રશુદ્ધ અને વ્યવહાર-કુશળ માને છે. ગાંધીજી પોતાને વ્યાવહારિક આદર્શવાદી ( Practical idealist ) કહે છે અને સમાજવાદીઓ પોતાને પૂર્ણરૂપમાં વિજ્ઞાનના અનુયાયી તરીકે ઓળખાવે છે.

આટલી સમાનતા હોવા છતાં બન્નેની કાર્યપદ્ધતિમાં ભારે વિભિન્નતા છે. ગાંધીદર્શન મનુષ્યની વ્યક્તિગત શક્તિ ઉપર અમર્યાદ વિશ્વાસ રાખે છે. સમાજસત્તાદર્શન મનુષ્યની સામાજિક શક્તિ ઉપર જ પૂર્ણ આધાર રાખે છે. ગાંધીદર્શન સામાજિક ન્યાય અને સમતાની દૃષ્ટિએ, આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ, જીવનની સાદગીને અનિવાર્ય સમજે છે. બીજો મત આથી ઊલટો છે. મનુષ્ય પોતાની જરૂરિયાતો વધારીને પણ સામાજિક ન્યાયને સ્થાપિત કરી શકે છે અને માનવવિકાસ માટે સાધનસમૃદ્ધિ બાધક નહિ પરંતુ અત્યંત પોષક છે એવી એને શ્રદ્ધા છે.

સમાજદર્શન સત્તા, સંપત્તિ અને લોકવસ્તી એ ત્રણેના કેન્દ્રીકરણ ઉપર વધુ જોર આપે છે. જ્યારે ગાંધીદર્શન અનુસાર બને ત્યાં સુધી સત્તાને જ નિર્મૂળ કરવી એ જરૂરી છે. વરસાદના છાંટાની જેમ સંપત્તિ સમાજની તમામ વ્યક્તિઓના હાથમાં જુદીજુદી વહેંચી અપાય એ જ હિતકર માને છે અને લોકો પણ મોટાં મોટાં શહેરોમાં અને કારખાનાંઓમાં ગીચોગીચ ભીડ કરીને એક સ્થાને વસે તે કરતાં ગામડાંમાં પોતપોતાની જમીન ઉપર જુદી જુદી વાડીઓ કરીને જુદા જુદા વસે તો માનવવિકાસની દૃષ્ટિએ વધારે સારું એમ માને છે.

બન્ને પક્ષો જબ્બર મિશનરી વૃત્તિવાળા છે. આમ છતાં ગાંધીજી વ્યકિતઓના જીવનમાં પરિવર્તન લાવીને તે દ્વારા સામાજિક જીવનને બદલવા માગે છે. જ્યારે સમાજવાદી વ્યકિતઓના વિચારમાં પરિવર્તન કરાવીને તેની અસર રાજ્યસત્તા ઉપર લાવીને તેના કાયદાઓ દ્વારા સમાજવ્યવસ્થામાં એક સાથે જ ક્રાન્તિ કરાવવા માગે છે. તેઓ જાણે છે કે, જ્યાં સુધી ઘણા માણસોના વિચારમાં પરિવર્તન નહિ થાય ત્યાં સુધી કાયદામાં કોઈ પરિવર્તન નહિ થાય. જેમની પાસે સંપત્તિ, સામર્થ્ય અને સત્તા છે તેમનામાં એ બધું છોડવાની બુદ્ધિ જાગ્રત થાય એ અસંભવિત છે. સાધુત્વના આદર્શથી, વૈરાગ્ય કે સમાજસેવાની ઇચ્છાથી થોડા ઘણા માણસો ધન અને સત્તા છોડી દઈ શકે, પરંતુ આખા સમાજમાં આવા લોકોની બહુમતી થવી એ અસંભવિત છે. આથી સમાજમાં જેમની પાસે સત્તા અને સંપત્તિ નથી તેમને જાગ્રત કરીને એમના બહુમતના સામર્થ્યનો લાભ ઉઠાવીને કાયદાઓમાં પરિવર્તન કરાવવું જોઈએ અને રાજ્યસત્તા અકિંચનોના હાથમાં રાખવી જોઈએ, અને એક વાર એ લોકો સત્તાધારી થઈ ગયા તો પછી તમામ સંપત્તિ અને ઉત્પાદનનાં સાધનો પૂંજીપતિઓના હાથમાંથી ઝૂંટવી લઈને સમાજના હાથમાં સોંપી દેવાં એ બહુ સહેલી વાત છે. આ માર્ગ જ વ્યવહારુ માર્ગ છે. જો તે પૂંજીપતિઓ આ ક્રાન્તિ એની સ્વાભાવિકતાથી થવા દેશે તો તેમાં હિંસા કરવાનું કોઈ કારણ નથી. પરંતુ જો પૂંજીપતિ લોકો બહુમતને અધીન નહિ થાય અને ગરીબોની સત્તા વિરુદ્ધ કાવત્રાં કર્યા કરશે તો એનું દમન હિંસા દ્વારા પણ કરવું પડશે. સમાજદર્શનની આ ભૂમિકા છે. જો બહુમતની વાત સર્વમાન્ય થઈ જાય તો કોઈ જાતના રક્તપાત કર્યા વિના ક્રાન્તિ બહુ સહેલાઈથી કરી શકાય, પરંતુ સત્તાધીશો અને પૂંજીપતિઓ આવા પરિવર્તનને પરાસ્ત કરવા પ્રતિક્રાન્તિ કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે ઘોર રક્તપાત અનિવાર્ય બને છે અને એની જવાબદારી જેઓ બહુમતનો વિરોધ કરે છે એમની ઉપર જ છે. આ સમાજદર્શનની પ્રાથમિક ભૂમિકા થઈ.

આ ભૂમિકાના મૂળમાં એ વિચાર નિર્વિવાદપણે રહેલો છે કે બહુમતની સત્તાને માટે કોઈ પ્રકારની મર્યાદા જ નથી. પોતાની મહેનતથી મેળવેલા ધન ઉપર વ્યક્તિની આજે જે અબાધિત સત્તા માનવામાં આવે છે અને એની પવિત્રતાની જે ઘોષણા કરવામાં

આવે છે, એમાં સમાજવાદીઓને જરા પણ વિશ્વાસ નથી. તેઓ કહે છે કે, સામાજિક સહકાર વિના સંપત્તિનું નિર્માણ જ ન થઈ શકે. એટલે સંપત્તિ એ સામાજિક વસ્તુ છે. હવા અને પાણી ઉપર જેવી રીતે કોઈ વ્યક્તિનો અધિકાર નથી, તે જ રીતે દરેક જાતની સંપત્તિ ઉપર કોઈ પણ માણસનો વ્યક્તિગત અધિકાર નથી. અને જેમ સામાન્ય રીતે હવા અને પાણી દરેક વ્યક્તિને ઇચ્છે તેમ લઈ લેવાનો અધિકાર છે, તે જ રીતે જ્યારે સમાજસત્તા સ્થાપિત થશે અને વિજ્ઞાનનાં સાધનોથી અન્નવસ્ત્ર આદિ બધી જ વસ્તુઓ શુદ્ધ સામાજિક સહયોગથી પેદા કરવામાં આવશે ત્યારે એ વસ્તુઓ હવાપાણી જેટલી તો નહિ પણ ઘણા પ્રમાણમાં સૌને એવી જ રીતે મળવા લાગશે. પછી તો કોઈને ચોરી કરવાની ઇચ્છા જ નહિ થાય. અને શ્રમને કોઈ ને કોઈ રીતે ટાળી દેવાની વૃત્તિ પણ લોકોના હૃદયમાંથી નષ્ટ થઈ જશે. જે પ્રમાણમાં પરિશ્રમ આનંદદાયક બને છે, તે પ્રમાણમાં કાર્ય કરવાથી જ મનુષ્યસમાજની જરૂરિયાતો પૂરી થઈ જશે.

આ અંતિમ આદર્શ ઘણો સુંદર દેખાય છે પણ સાથે સાથે જ એ આદર્શ સુધી આપણે કઈ રીતે પહોંચી શકીએ તેની શંકા પણ મનમાં પેદા થઈ જાય છે.

સમાજવાદને નામે દુનિયા સામે એટલી બધી વિધવિધ પ્રકારની યોજનાઓ અને એટલા બધા ભિન્નભિન્ન પ્રયોગો જુદીજુદી જગ્યાઓએ કરવામાં આવ્યા છે કે, એને વિષે એક સર્વસામાન્ય ચિત્ર ખેંચવું મુશ્કેલ છે. કેટલીક યોજનાઓ સૌમ્ય છે, કેટલીક અત્યંત કડક છે. જો એમની વચ્ચેના તારતમ્યભેદને વિચારીને એમની શ્રેણીઓ બતાવવામાં આવે તો એમાં ઓછાંમાં ઓછાં ત્રણ સપ્તક તો મળી જ આવશે.

આ સરખામણીમાં બીજી પણ કેટલીક વાતો ધ્યાનમાં રાખવી જોઈએ. ગાંધીદર્શનના સિદ્ધાન્તો સ્પષ્ટ રીતે શબ્દબદ્ધ નથી થયા. ગાંધીજીની એ રીત જ નથી. કોઈ પ્રસંગને સમજાવવા માટે જ તેઓ તત્ત્વચર્ચા કરે છે. અને પ્રસંગ ઊભો થયા પછી જ પોતાના ઇષ્ટ દેવતા સત્યઅહિંસા પાસેથી તત્ત્વનિર્ણય પૂછી લે છે અને એની પાસેથી જે જવાબ મળે છે તેનું અનન્ય નિષ્ઠાથી પાલન પણ કરે છે. એટલે ગાંધીદર્શનના સિદ્ધાન્તો સ્વતંત્ર રીતે તાત્ત્વિક રૂપમાં લખેલા જોવામાં નથી આવતા.

આથી વિરુદ્ધ, સમાજવાદમાં સિદ્ધાન્તચર્ચા ખૂબ પ્રમાણમાં જોવામાં આવે છે. પરંતુ ગાંધીજીની માફક તેમની પાસે આજને માટે તાત્કાલિક કાર્યક્રમ ક્યાંય સ્પષ્ટપણે જોવા મળતો નથી. આવી વિષમ પરિસ્થિતિમાં બન્ને વચ્ચે તુલના કરવી મુશ્કેલ છે. બન્ને વચ્ચેનો મુકાબલો તો થઈ ન શકે. એ માટે જોઈતી સમાન ભૂમિકા ક્યાંય જોવા નથી મળતી.

બન્ને પક્ષોને એક સાથે કામ કરતા જોવાની જેમની તીવ્ર પરંતુ ભોળી અભિલાષા છે, તેઓ બન્ને વચ્ચે જે આદર્શભેદ અને સાધનભેદ છે એને ઢાંકવાની કોશિશ કરે છે. જો આ બન્ને પક્ષો પૂર્ણ રૂપમાં પારમાર્થિક (in dead earnest) ન હોત તો બન્ને પક્ષની વચ્ચે વિશેષ મતભેદ નથી એ વાત તેઓ માની લેત. જેઓ બન્નેને જાણે છે તેઓ માટે તો એ વાત સ્પષ્ટ છે કે, બન્ને વચ્ચે જે ભિન્નતા છે તે તાત્ત્વિક છે, મૌલિક છે, તીવ્ર અને અટલ છે. બન્ને વચ્ચે સહયોગ થઈ શકે પણ એ થોડા કાળ માટે જ. આગળ જતાં બન્ને વચ્ચે ક્યારે ને ક્યારે તો સંઘર્ષ અને સંગ્રામ અવશ્ય થવાના જ છે.

મનમાં સંગ્રામનો ખ્યાલ આવતાં જ કલ્પના એનું ચિત્ર પણ ખેંચવા માગે છે; કારણ કે આ સંગ્રામ અપૂર્વ અને અદ્‌ભુત હશે. સમાજદર્શનની સંગ્રામ-પદ્ધતિ એકદમ નવીન અને બહુરૂપી છે; વળી એમાં કશું પથ્યાપથ્ય નથી.

આ બાજુ ગાંધીજીની ગાંધીમાર્ગની સંગ્રામ-પદ્ધતિ પણ અજબ પ્રકારની છે. ગાંધીજીની સાથે લડવું એ પાણી સાથે લડવા સમાન છે. પાણી દેખાય છે તો નિરાગ્રહી, પરંતુ છે અટલ જીવનધર્મી. એને ગરમ કરો, વરાળ થઈને અદૃશ્ય થઈ જશે; પરંતુ તરત જ હવામાં ક્રાન્તિ કરી દેશે. એને હદ

ઉપરાંત ઠંડું કરશે; એ પથ્થર જેવું મજબૂત બનશે અને સામાન્ય મૂળભૂત નિયમોને તોડીને પોતાનો આકાર પણ મોટો બનાવી લેશે. કાપવાથી એ ભાંગતું નથી; બાળવાથી નષ્ટ નથી થતું. ખરેખર ગાંધીજીની યુદ્ધપદ્ધતિ દૈવી છે. જ્યારે સમાજવાદ અને ગાંધીદર્શન વચ્ચે સંઘર્ષ શરૂ થશે ત્યારે સ્વર્ગના દેવો વિમાનોમાં બેસીને હાથમાં માળાઓ લઈ એક પાંપણ પણ હલાવ્યા વિના એ જોતા રહેશે.

સમાજવાદનો વિરોધ કરવાવાળાઓમાં એવા બહુ ઓછા છે કે જેમણે સમાજવાદનું મૂળગ્રાહી અધ્યયન કર્યું હોય.

સમાજવાદીઓ ઉપર આરોપ મૂકવામાં આવે છે કે, તેઓ કેવળ શબ્દશૂરા છે. ખૂબ બોલે છે પણ કશું કરતા નથી.

આપણા દેશ માટે કદાચ આ સાચું પણ હશે; પરંતુ સમાજવાદની તાત્ત્વિક ભૂમિકા બીજા વાદો કરતાં જરાય ઓછી નક્કર નથી. જુદા જુદા દેશોમાં ત્યાંના પ્રખર કર્મયોગીઓએ સમાજવાદના અસંખ્ય નાના મોટા પ્રયોગો પોતપોતાના દેશમાં કર્યા છે, રશિયામાં સમાજવાદને સારા પ્રમાણમાં સફળતા પણ સાંપડી છે.

આપણા હિંદુસ્તાનના સમાજવાદીઓમાં પણ એવા કેટલાય સમાજવાદીઓ મોજૂદ છે કે જેમણે સમાજવાદ ઉપર પોતાની શ્રદ્ધા મૂકતા પહેલાં ગાંધીવાદમાં રહીને ગાંધીમતનો પ્રચાર કર્યો છે; નક્કર કામ કર્યું છે અને બીજાઓની સાથે બલિદાન આપવામાં પણ સામેલ થયા છે. આવા લોકો સમાજવાદી બન્યા કે તુરત જ એમને હસી કાઢવાથી લાભ નહિ થાય. હસી કાઢીને સમાજવાદને ઉડાવી દઈ શકીએ એટલો એ પોલો કે હલકો નથી.

આ બન્ને દર્શનોનો તુલનાત્મક અભ્યાસ કરવામાં બીજી પણ એક મુશ્કેલી આપણી સામે આવે છે. આપણે એ માનવું પડશે કે ગાંધીજી પોતાની રીત પ્રમાણે એક અસાધારણ અને સફળ પ્રચારક છે, એમનો પ્રચાર સંકલ્પ, વાણી અને ક્રિયા ત્રણે દ્વારા એક ચોક્કસ પ્રકારથી કાર્ય કરે છે. વળી ગાંધીજી પ્રતિપક્ષીને જીતવામાં પણ કુશળ છે; આમ છતાં એ વાત નિર્વિવાદ છે કે ગાંધીપક્ષ મુખ્યત્વે પ્રચારવિમુખ છે. ખુદ ગાંધીજીએ આ જાતની પ્રચારવિમુખતાને ઉત્તેજન આપ્યું છે.

આથી ઊલટું સમાજવાદી દળમાં કેવળ પ્રચાર ને પ્રચાર જ છે. પ્રતિપક્ષીઓ સાથે તેમજ પોતાના પક્ષમાં પણ જુદા જુદા મતો ધરાવનારાઓ સાથે ચર્ચા કરતાં તેઓ કદી થાકતા જ નથી.

હવે આપણે આ બન્ને મતોના કાર્યની અસર જનતાના હૃદય પર કેવી પડે છે એ જોઈએ તો સામાન્ય રીતે એમ કહી શકીએ કે સામાન્ય લોકોને સાંભળવામાં તો, સમાજવાદ વધારે પ્રિય લાગે છે; પરંતુ તેઓ ગાંધીપક્ષની છત્રછાયામાં પોતાને વધુ સુરક્ષિત જુએ છે.

ચાલુ જમાનામાં દૈનિક, માસિક વગેરેમાં વૃત્ત-વિવેચન દ્વારા ઘણીખરી તત્ત્વચર્ચા થાય છે. આમ છતાં પરમાર્થેન વિચાર કરનારા લોકો ન તો વૃત્તવિવેચકોમાં ભળે છે કે ન તો એમના વાચકોમાં. આજકાલ લોકો પોતાની જાતે વિચાર કરવો તો જાણે ભૂલી ગયા છે. લોકો વિચાર કરવાને બદલે મોટે ભાગે કપડાંની જેમ વિચારોને ઓઢી લેવાની ટેવવાળા બની ગયા છે.

આનો એક જ ઉપાય છે. બન્ને પક્ષના વિચારોને નજીકનજીક લાવીને લોકોની સામે રજૂ કરી દેવા જોઈએ. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તો એ જ ઉદ્દેશથી ભિન્ન ભિન્ન વ્યક્તિઓના વિચારોનો આ સંગ્રહ પ્રગટ કર્યો છે.

* * *

જેઓ વિચાર કરવાનું પસંદ નથી કરતા અને કેવળ તૈયાર માલ ઓઢી લેવાની ટેવવાળા છે તેઓ આશા કરતા હશે કે, હું બન્ને પક્ષની તુલના કરીને બન્નેનો સમન્વય કરી બતાવું, અથવા તો ઓછામાં ઓછું ન્યાયની દાંડી હાથમાં લઈને ન્યાયાધીશની જેમ પોતાનો નિર્ણય સંભળાવી દઉં. પરંતુ એવું કાંઈ કરવાની મારી ઇચ્છા જ નથી. એવો નિર્ણય આપવાથી કોઈને કશો લાભ પણ નહિ થાય. આખરે

ગાંધીદર્શન અને સમાજદર્શનની વચ્ચે સમન્વય તો જરૂર થશે, પરંતુ એ યાદ રાખવું ઘટે કે સમન્વય કરવાનું આખરી કામ મગજનું નથી પણ જીવનનું છે.

આ જાતના સમન્વયની શરતો કઈ કઈ છે તે પણ જોવી પડશે. જ્યારે લેનિનનો મોટો ભાઈ ફાંસી ઉપર લટકી રહ્યો હતો, ત્યારે અત્યંત ઊંડો વિચાર કરનાર લેનિનને પણ એ જ વધસ્થાન પાસે સાક્ષાત્કાર થયો કે આતંકવાદથી દેશનો ઉદ્ધાર નથી થવાનો. એ કાંઈ અહિંસાનો સાક્ષાત્કાર ન હતો, પરંતુ લેનિને પ્રત્યક્ષ જોયું કે વૈયક્તિક ખૂન કે ત્રાસ ફેલાવવાનો માર્ગ નિષ્ફળ છે. એણે જોયું કે આર્થિક ક્રાંતિ અને સમૂહકાર્ય (mass action) એ જ સર્વસમર્થ ઈલાજ છે. એની શિખામણ જ્યારે રશિયાએ માની લીધી, ત્યારે જ રશિયા વિજયલક્ષ્મીની કૃપાદૃષ્ટિ પામી શક્યું.

લેનિનને એ પહેલો સાક્ષાત્કાર થયો. મારી કલ્પના મુજબ હિંદુસ્તાનમાં સમાજવાદને બીજો સાક્ષાત્કાર ધીરે ધીરે થઈ રહ્યો છે. આમાં મારો કેવળ દૃષ્ટિભ્રમ પણ હોઈ શકે છે, પરંતુ હું તો એનાં સ્પષ્ટ ચિહ્નો જોઈ રહ્યો છું.

હિંદુસ્તાનમાં સમાજવાદને અહિંસાનો સાક્ષાત્કાર ડગલે ને પગલે થઈ રહ્યો છે. જો સમાજવાદે અહિંસાનું તત્ત્વ સમજી લીધું, તો સમન્વયની ઘણીખરી તૈયારી થઈ ચૂકી.

આજકાલ તો ઇતિહાસ આપણને બતાવે છે કે, હિંસાના ડરથી ન તો દુર્જન પોતાની દુર્જનતા છોડી શક્યા છે કે ન તો સજ્જનોએ કાયર બનીને પોતાનો સત્પથ કદી છોડ્યો છે. હિંસા જેવી નિર્વીર્ય ચીજ દુનિયામાં બીજી કોઈ છે જ નહિ.

અને યુરોપમાં આજે હિંસાવાદનો જે મહોત્સવ જામ્યો છે, તે આપણને બતાવે છે કે કાંઈ નહિ તો આપણે માટે તો હિંસાનો માર્ગ નથી જ. હિંદુસ્તાન જેવા સમૃદ્ધ રાષ્ટ્રને સદીઓથી લૂંટીને ઇંગ્લન્ડે જે લશ્કરી તૈયારી કરી છે, એટલી તૈયારી આપણા જેવો નિસ્સત્ત્વ દેશ સો વર્ષોની તૈયારી પછી પણ નહિ કરી શકે. અને ઈંગ્લંડ પાસે આટલી તૈયારી હોવા છતાં પણ એ જે રીતે જર્મની, ઈટલી વગેરેની સામે કાંપી રહ્યું છે, એ જોતાં તો કોઈ પણ વિચારશીલ મનુષ્ય હિંદુસ્તાનમાં હિંસાના માર્ગે વિજય પ્રાપ્ત કરવાની આશા ન સેવી શકે. જો આપણે હિંસાનો માર્ગ લીધો તો કાં તો ચીન કે સ્પેન જેવી આપણી સ્થિતિ થશે, અથવા તો સુન્દઉપસુન્દની માફક આપણે આપસમાં એક બીજાને કાપીને મરીશું. અહિંસા ઉપર જેમનો વિશ્વાસ નથી બેસતો, તેઓ પણ હવે તો હિંસા ઉપર વિશ્વાસ કરવાની હિંમત નથી કરતા. જગતની પરિસ્થિતિ જ હિંદુસ્તાનના સમાજવાદીઓને અહિંસાની કેળવણી આપી રહી છે.

ગાંધીજી જેને સત્યને નામે ઓળખે છે, તે સમન્વયની સાધનશુદ્ધિ માટેની બીજી શરત છે. ઘણા માણસોને ગાંધીજીનો આ આગ્રહ ખટકે છે. સાધનશુદ્ધિ ઉપર જેમને વિશ્વાસ છે એવા લોકો પણ ઘણી વાર માને છે, અને ક્યારે ક્યારેક કહે છે પણ ખરા કે, ' સાધનશુદ્ધિના આગ્રહમાં ગાંધીજી અતિરેક કરે છે. આ સંપૂર્ણ સંસારમાં એક જ પ્રકારના સાધનથી કામ નથી ચાલતું. જો તાત્કાલિક ફળ મેળવવું હોય તો સારાંનરસાં બધાં સાધનોનો ઉપયોગ કરવો પડશે. અકુદરતી આહારવ્યવહાર કરનારા લોકો માંદા પડે તો તેમને સાજા કરવા નૈસર્ગિક ઉપચારથી કામ કઈ રીતે ચાલે ? એક દિવસમાં તાવને અટકાવીને જો પરીક્ષામાં બેસવું હોય તો એ જગ્યાએ કેવળ ઉપવાસની દવા કામ ન આવી શકે, ત્યાં તો વીસ વીસ ગ્રેઈન ક્વીનાઈન પણ લેવું પડે. તાવમાંથી મુક્ત થયા પછી દૂધ અને લીંબુનો ખોરાક લઈને ક્વીનાઈનની ખરાબ અસર ધીરે ધીરે દૂર કરી શકાય છે. જેમને તુરત ફળપ્રાપ્તિ કરવી હોય તેમણે સાધનશુદ્ધિનો બહુ આગ્રહ ન રાખવો જોઈએ. '

ગાંધીમત અને સમાજવાદ વચ્ચે જે સંઘર્ષ થવાનો છે, તે કદાચ આ મુદ્દા ઉપર જ થશે. એ વખતે ગાંધીમતમાં માનવાવાળાઓની પૂરેપૂરી કસોટી થશે.

ઈશ્વરની કહો કે ઇતિહાસઘટનાની કહો, આપણા

આ દેશમાં વ્યવસ્થા જ એવી છે કે, હિંદુસ્તાન મલિન સાધનોથી આગળ વધી શકશે નહિ. જ્યાંસુધી આપણું પાપ શાપનું રૂપ ધારણ કરીને આપણી સામે ઊભું છે, ત્યાં સુધી મલિન સાધનોથી રાષ્ટ્રને ફાયદો પહોંચાડવાને બદલે વિનાશક શાપોને જ વધુ ઉત્તેજન અને બળ મળશે. હરિજનપ્રશ્ન, હિંદુમુસ્લિમ-સમસ્યા, સામાજિક ઉચ્ચનીચભાવ અને સામ્રાજ્યની ચૂડને મજબૂત કરનારી આપણી રાજકીય નાદાની આ બધાં હિંદનાં પુરાણાં પાપો છે. એમનો શાપ હિંદુસ્તાનને ઘેરીને પડ્યો છે. જો કયાંય આપણે મલિનતાનો સંગ્રહ કર્યો, તો આ દોષો વધવાના જ છે, અને પરિણામે સાધનશુદ્ધિનું મહત્ત્વ રાષ્ટ્રની સામે સિદ્ધ થઈ જ જશે.

સમાજવાદ જ્યારે અહિંસા અને સાધનશુદ્ધિની દીક્ષા લેશે ત્યારે તેને સત્યાગ્રહનું કોઈ ને કોઈ રૂપમાં દર્શન થઈ જ જવાનું. આજના સત્યાગ્રહમાં અને તે વખતના સત્યાગ્રહમાં કદાચ કેટલોક તફાવત હશે; પરંતુ એમાં સમાજવાદી અને ગાંધીવાદી બન્ને પક્ષો સમ્મિલિત થઈ જશે અને એમના જીવન દ્વારા આ બન્નેનો સમન્વય સાધવાનો માર્ગ આપણને મળી જશે. સાધનશુદ્ધિ અને અહિંસાના પાયા ઉપર રચાયેલો આ સમન્વય સ્થાયી અને કલ્યાણકારી હશે.

પરંતુ આજે આપણે એ સમન્વયની આશા ન કરી શકીએ. આજે તો બન્ને વચ્ચે કેવળ એક ચોક્કસ માંડવાળ કે સમાધાનની આશા જ આપણે રાખીએ છીએ.

મારા વિચાર પ્રમાણે સમાજવાદીઓ પોતાનો પક્ષ બાંધીને મહાસભામાં આવ્યા તે તો ઠીક જ થયું છે. જેઓ પ્રત્યક્ષ કાર્યમાં અને રાજનૈતિક સંસ્થાઓમાં સામેલ નથી થતા, તેમની વાતો ઉપર કોઈ ધ્યાન જ નથી આપતું. આથી વિચારપ્રચાર માટે રાજકીય સંસ્થાઓમાં ઘૂસવું એ જરૂરી બને છે; પરંતુ મહાસભાની કારોબારીમાં સામેલ થવામાં એમણે ઉતાવળ કરી. સમાજવાદીઓ પાસે જે કાર્યક્રમ છે, તે સ્વરાજ્યપ્રાપ્તિ પછી જ કામ આવી શકે તેમ છે. સ્વરાજ્યપ્રાપ્તિ માટે તો કૉંગ્રેસની શક્તિ વધારવી; ભિન્નભિન્ન પક્ષોમાં ભલે કામચલાઉ પણ પરિણામકારક એકતા સ્થાપવી એ જ સર્વોચ્ચ કર્તવ્ય છે. કૉંગ્રેસના માર્ગે જ સ્વરાજ્ય-પ્રાપ્તિનું કાર્ય ચલાવવામાં મદદરૂપ બનીને સમાજવાદીઓ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરે અને એમ કરીને કૉંગ્રેસ ઉપર કબજો કરે; સ્વરાજ્યપ્રાપ્તિ પછી આગળના સમાજસંગઠનમાં અહિંસા અને સાધનશુદ્ધિથી પરિપૂત એવો કોઈ કાર્યક્રમ અમલમાં લાવે તો એ નીતિ એમને માટે સર્વોત્તમ બનશે. જે ક્ષણે સ્વાતંત્ર્યયુદ્ધમાં આપણે વિજય પામશું, તે સમયે દેશમાં ઘણું વિચારપરિવર્તન આપણે જોઈશું. સ્વતંત્રતાની સાધના રાષ્ટ્રને માટે સૌથી મોટી દીક્ષા છે. એ વખતે હીનતામાત્ર ભસ્મ થઈ જાય છે અને રાષ્ટ્રમાં જે કાંઈ સોનું હોય છે, તે ચળકવા લાગે છે.

મને આશા છે કે સમાજવાદીઓ હવે ધીમેધીમે સમજવા લાગ્યા છે કે, ગાંધીજીનો વિરોધ કરીકરીને એમણે રાષ્ટ્રને નબળું બનાવ્યું છે; પ્રતિગામી તત્ત્વોને મજબૂત બનાવ્યાં છે. સ્વરાજ્યપ્રાપ્તિ સુધી આપણું સાથેસાથે ચાલવું અનિવાર્ય છે. સ્વરાજ્યપ્રાપ્તિ પછી જો આંતરિક ક્રાન્તિનો પ્રશ્ન બાકી રહી જશે, તો સમાજવાદ એ કાર્યને પોતાના હાથમાં લઈ શકે છે. એ પહેલાં સાધવાની રાજકીય ક્રાન્તિ તો મહાત્માજીની બતાવેલી કૉંગ્રેસની નીતિથી જ થઈ શકે. આથી આજે તો બન્નેએ હાર્દિક સમાધાન કરીને રાષ્ટ્રની શક્તિ વધારવામાં જ લાગવું જોઈએ.

જો આ સમાધાન લાંબો વખત ટકશે અને બન્ને ધીરજથી કામ લેશે, તો બન્ને પક્ષોના વિચારોમાં અને કાર્યપદ્ધતિમાં સારા પ્રમાણમાં પરિવર્તન થઈ જશે. સમાજવાદી પક્ષ જો ગાંધીજીની અને મહાસભાની શક્તિને નષ્ટ નહિ કરે, તો મહાસભા તો એમના જ હાથમાં જવાની છે. અને મને આશા છે કે બન્ને પક્ષો એકબીજા પાસેથી ઘણું શીખી લેશે તો સંઘર્ષની જગ્યાએ સ્થાયી સમન્વય સિદ્ધ થઈ જશે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

# જેલ અને તેના સુધારા

## [ એક તાત્ત્વિક સમાલોચના ]

શ્રી. શિવનંદનપ્રસાદ મંડલ

સામાન્ય માણસને જેલ વિષે કશી જ માહિતી હોતી નથી. અંદર શું ચાલે છે તે વિષે તે અજ્ઞાન હોય છે. જેલને એક રહસ્યમય સંસ્થા તરીકે તેઓ ઓળખે છે. જેલની ઊંચી દીવાલો, અંદર બનતા બનાવોને છુપાવી રાખે છે તે ખરું પણ માણસને તો સાપ જેટલો જ જેલનો ડર લાગે છે, કારણ કે તેઓ એટલું તો જાણે છે કે તેમાં વસતા કેદીઓ પ્રત્યે જેલ-અધિકારીઓ ત્રાસ વર્તાવી રહ્યા હોય છે. જેને ગુનેગાર ઠરાવવામાં આવે છે તે કેદી તરીકે ઓળખાય છે અને તેઓને બીજી પ્રજાથી જુદા પાડીને ઓળખાઈ આવે એવા ખાસ વર્ગમાં રાખવા જોઈએ એમ મનાય છે. ક્રીમિનલ કાયદાઓથી ગુનેગારોને જુદી જુદી રીતે સજા થઈ છે. વિરોધી સૂરો ઊઠતા હોવા છતાં આ અને બીજા દેશોમાં ફાંસીની સજા હજુ પણ કાયદાપોથીમાં મોજૂદ છે. ડૉ. હમ્બ્લીન સ્મીથ કહે છે કે ૭૩ પ્રકારની સજાઓ રેકર્ડ પર છે. આર્થિક, શારીરિક શિક્ષા, રિબામણી, અંગછેદન, સામાજીક હક્કોની બંધી, દેશવટો, હદપારી અને જેલ-આ પ્રકારની શિક્ષાઓ બીજા નંબરે એટલે કે ઊતરતા દરજ્જાની ગણાય છે. આ છેલ્લી સજા બીજી સજાઓમાં સૌથી મહત્ત્વની છે અને હાલ દરેક દેશમાં ચાલુ છે. એ સજા માટે જ ઊંચી દીવાલો ચણવામાં આવી છે અને જેલો બની છે.

### જેલ શું છે?

(અ) મુકદ્દમો ચાલે ન્યાય મળે અને તેનો અમલ થાય ત્યાં સુધી જાપ્તામાં રાખવાની જગા.

(બ) એક જગા કે જ્યાં કેદીને માણસ, સમાજ કે રાજ્ય સામેના ગુનાનો બદલો લેવાના હેતુથી દુઃખ દેવામાં આવે.

(ક) એક જગા કે જ્યાં માણસને સમાજ વિરુદ્ધ કાર્યો કરવા માટે નજરકેદ રાખવામાં આવે.

(ડ) એક જગા કે જ્યાં ગુનેગારને — તે પોતે ભવિષ્યમાં ગુનો ન કરે, અને સમાજની બીજી વ્યક્તિઓ તેનો દાખલો લઈને સમાજ વિરુદ્ધ વર્તવા ન લલચાય તે માટે — દુઃખ આપીને બીકથી હઠાવવાના સિદ્ધાંત પર દુઃખ દેવામાં આવે.

રાજધુરંધરો અને સુધારકો ઉપર વર્ણવેલ જેલથી જ સંતોષ નથી પામતા, તેઓ સમાજવિરોધી ગુનેગારોને બીકથી હઠાવીને સમાજને રક્ષવા જ નથી માગતા પરંતુ તે ઉપરાંત તેઓ તો એ ગુનાનાં મૂળ ઉખેડવા માગે છે. તેઓ તો ગુનેગારોને જ સુધારવા માગે છે, તેઓ ગુનેગારની લાગણીને સ્પર્શી, તેના હૃદયના તારો હલાવીને સુધારવા માગે છે. તેમનાં મન ઉપર સુધારી શકાય એવી લાગવગની અસર પહોંચાડી તેમના મનમાંથી ગુનાનો વિચાર જ અદશ્ય કરાવવા માગે છે. ગુનેગારો પોતાને રાજ્યના જવાબદાર શહેરી માનતા શીખે એ વસ્તુ તેમને જોઈએ છે.

### બદલો લેવાનો સિદ્ધાંત

શિક્ષા માટેના મુખ્ય ત્રણ સિદ્ધાંતો છે. બદલો લેવો, ડરથી દબાવી દેવા અને સુધારણા કરવી. (Retributive, Deterrent & Reformatory) બદલો લેવાનો સિદ્ધાંત જૂનામાં જૂનો છે. કહેવાય છે કે વેર વાળવાની વૃત્તિ કુદરતી અને વિશ્વવ્યાપી છે. એ વૃત્તિની છાયા પશુ, પક્ષી અને બાળકમાં પણ દેખાય છે. બાળકને ટેબલનો પાયો હાથે પગે કે માથે વાગે તો બાળકને ટેબલ પર પણ વેર વાળતા આપણે ઘણી વાર જોઈએ છીએ. બદલો

લેવાનો સિદ્ધાંત શિક્ષાનો અંત લાવવા માટે શિક્ષાને જ ન્યાયી ગણે છે. બીકથી દબાવવાના કે સુધારવાના સિદ્ધાંત સાથે, ગુનેગાર અગર તો એના સમાજ પર આ સિદ્ધાંતોની થતી અસર સાથે બદલો લેવાના સિદ્ધાંતનો કશો સંબંધ નથી. સૈદ્ધાંતિક રીતે જો ગુનો બન્યો હોય અગર તો ગુનાની કબૂલાત થઈ હોય તો શિક્ષા કરવામાં આવે છે. આપણે ભૂતકાળની તપાસ કરીએ છીએ અને ભવિષ્યનો વિચાર નથી કરતા, આપણે ગુનાનો જ વિચાર કરીએ છીએ અને ગુનેગારની સ્થિતિનો ખ્યાલ નથી કરતા. આપણે સમાજને તો દૃષ્ટિ બહાર જ રાખીએ છીએ. મહાન ફિલોસોફર કૅાંત એકરાર કરે છે કે,

"શિક્ષા કદી ગુનેગાર કે સમાજ પાસે બીજું સારું કાર્ય કરાવવાનું સાધન બની ન શકે પરંતુ ગુનેગારે ગુનો કર્યો છે માટે એને શિક્ષા તો થવી જ જોઈએ."

આ મહાન ફિલોસોફરના મત મુજબ શિક્ષાનો કાયદો ખાસ જરૂરી છે. આગળ જતાં તેઓ ભારપૂર્વક જણાવે છે કે શિક્ષા ગુનેગારના ગુના પ્રમાણે હોવી જોઈએ. ગુના અને શિક્ષા વચ્ચે સામ્યનો સિદ્ધાંત (Principle of likeness) હોવો જોઈએ. સામ્યનો સિદ્ધાંત (શિક્ષા અને ગુના વચ્ચેનો) કાયદાપૂર્વકનું અને અસરકારક સાચું અને યોગ્ય સાધન પૂરું પાડે છે. શિક્ષાથી ગુનેગારને જે દુઃખ દેવામાં આવે તેને ગુનાની સરખામણીમાં રાખવું જોઈએ. એણે જેટલું નુકસાન કર્યું હોય તેટલા સાથે એનો સંબંધ હોવો જોઈએ, અને તેથી સહેજ પણ દુઃખ દેવાનું ઓછું કરવાનું હોય તો તેના પર વિચારણા ચલાવવી જોઈએ. ખૂન માટે ફાંસી જ યોગ્ય શિક્ષા છે, અને તે શા માટે ? કારણ કે મૃત્યુ જેવી એકેય ચડિયાતી અને આકરી શિક્ષા નથી. ફાંસીની શિક્ષાના વકીલની ઉપર પ્રમાણેની દલીલ છે જે હજુ પણ આ અને બીજા દેશોમાં ચાલુ છે. જો કે સમય અને સંસ્કારની પ્રગતિ થવાથી એ સિધ્ધાંતને વીજળીની ઝડપથી વખોડી કાઢવામાં આવે છે.

કૅાંતનો શિક્ષા અને ગુનાની સરખામણી વિષેનો મત ઉપરચોટિયો જ આકર્ષક લાગે છે. ખૂન માટેની ફાંસીની શિક્ષામાં પણ સરખામણી જ છે, પરંતુ તે પણ ઉપરચોટિયા જ છે. ખૂની અને તેનો ભોગ બનનાર બંને મરણને શરણ જે સંજોગોમાં થાય છે તે તદ્દન મળતા નથી. જરી પણ તેમાં મળતાપણું નથી. બદલો લેવાની શિક્ષા ઈજા પામેલ માણસના સંતોષની ભૂમિકા પર બાજબી ઠરી છે. બેંથામ કહે છે :

"યોગ્ય શિક્ષા કરો અને ઈજા પામેલ પક્ષને તેની સ્થિતિને અનુકૂલ થાય એટલો અને મેળવી શકે તેટલો સંતોષ મેળવવા દો."

બટલર પણ એમ જ કહે છે. ટૂંકમાં આ વિચાર ઘણો જ જૂનો છે.

### ભયથી હઠાવવાનો સિદ્ધાંત

હવે જુદા જુદા કારણે બદલો લેવાનો સિદ્ધાંત અપ્રિય થયો છે. બદલો લેવાનો સિદ્ધાંત ભૂતકાળ જ જુએ છે, પરંતુ આપણે ભૂત અને ભવિષ્ય બંને જોવા બંધાયેલા છીએ. વળી નવયુગી માનસશાસ્ત્રી ગુનેગારના ગુના કરતાં ગુનો કરનાર માણસોનો જ વિચાર કરવો જોઈએ એમ ભારપૂર્વક જણાવે છે. કાર્ય તો માત્ર આખરી ચિહ્ન છે. તે મહત્ત્વનું ચિહ્ન પણ હોઈ શકે, પરંતુ આપણે તો એનો હેતુ શોધી કાઢવો જોઈએ કે કયા કારણે એને સમાજ વિરુદ્ધ કાર્ય કરવા પ્રેર્યો. યુગો સુધી આપણે ગુનાને સમજવા અને સમજાવવા પ્રયત્ન કર્યો પરંતુ હવે તો આપણે ગુનેગારને જ સમજવા પ્રયત્ન કરવો જોઈએ કારણ કે ગુનેગારને સુધારવાનું કાર્ય તેને સમજવાથી જ બની શકશે. આપણે તેને શિક્ષા નહિ કરતા તેની સાથે સારો વર્તાવ કરવો જોઈએ. આપણું ધ્યેય તેની સાથેના સારા વર્તાવનું હોવું જોઈએ, નહિ કે શિક્ષાનું. હવે આપણે ડરથી હકાવવાના સિદ્ધાંતનો વિચાર કરીએ.

શિક્ષાનો ડરથી હઠાવવાના સિદ્ધાંતનો મૂળ પાયો બદલો લેવાના સિદ્ધાંતથી તદ્દન જુદો પડે છે. ઉપરાંત પહેલાનો હેતુ બીજા કરતાં ઘણો વિશાળ છે. ડરથી હઠાવવાનો સિદ્ધાંત ભૂતકાળને જ નથી જોતો

પરંતુ ભાવિનો પણ વિચાર કરે છે. તે માત્ર ગુનેગારને જ નથી જોતો પણ સમાજનો યે વિચાર કરે છે.

બદલો લેવાના સિદ્ધાંત મુજબ ગુનો એ જ શિક્ષા માટેની ભૂમિકા છે, પરંતુ ડરથી હઠાવવાના સિદ્ધાંત પ્રમાણે ગુનો એ તો માત્ર શિક્ષા કરવાનું નિમિત્ત છે. જેને શિક્ષા થઈ હશે તેને ગુનો કરતી વખતે શિક્ષા યાદ આવતાં તે ગુનો કરતાં પાછો હઠશે એમ મનાય છે. એવી જ રીતે બીજા માણસો પણ ગુનો કરતી વખતે, ગુના માટે કોઈને શિક્ષા થઈ છે અગર તો એવા ગુના માટે શિક્ષા હોય છે એવી જાણ હશે તેથી ગુનો કરતાં અટકી જશે. ગુનાનો વિચાર જ તેઓને તુરત શિક્ષાની યાદ આપી દેશે ને તેઓ અટકી જશે.

પ્રસિદ્ધ પુરુષો ડરથી હઠાવવાના હેતુસર જેલ અને શિક્ષાને આગળ આવીને ટેકો આપે છે. પ્લેટોએ કહ્યું :

"જેઓ અન્યાયથી ગુનેગાર બન્યા હોય તેને તેઓ અન્યાયથી જ ગુનેગાર બન્યા છે તે કારણે કોઈ શિક્ષા કરતું નથી, સિવાય કે કોઈ જંગલી અને વિના કારણ શિક્ષા કરે તો. જ્યારે કોઈ કારણસર શિક્ષા કરે ત્યારે તે થયેલી ભૂલ માટે નથી કરતો કારણ કે બન્યું ન બન્યું નથી થનાર, પરંતુ ભવિષ્યમાં એવી ભૂલ ન થાય તે માટે કરે છે."

હૉબ્ઝ કહે છે :

"શિક્ષાનો હેતુ વેર વાળવાનો નથી પરંતુ ભય ફેલાવવાનો છે." તે સ્પષ્ટ કહે છે કે "સમાજનું હિત એ જ શિક્ષાનું પ્રમાણ છે."

બેકારિયા લખે છે કે :

"શિક્ષાનો હેતુ માત્ર ગુનેગારોને સમાજને કરાતા નુકસાનથી અટકાવવા કે એવા જ ગુના બીજા કરે તો તેઓને અટકાવવાનો છે. આવી જ શિક્ષાઓ શોધાવી જોઈએ કે જે બીજાનાં મન પર મજબૂત અને કાયમી અસર કેદીના શરીર પરની થોડી જ રિબામણીથી પાડી શકે."

શિક્ષાની સખ્તાઈ કરતાં ચોકસાઈ જ ડરથી હઠાવવામાં વધુ અસરકારક નીવડે છે એ ખ્યાલમાં રાખવાનું છે. શિક્ષાની સખ્તાઈ આકરી કેદ કે સજાનું લંબાણ કરવાના રૂપમાં ડરથી હઠાવવાની નીતિને અસર પાડવામાં મદદરૂપ થશે એમ માનવાને જરી યે કારણ નથી. બધા જ પુરાવા વિરુદ્ધ દિશામાં જાય છે. એક પ્રસિદ્ધ લેખક કે જેણે પંચાવન વર્ષથી વધુ વર્ષો દાક્તરી અધિકારી તરીકે માનચેસ્ટર, વેન્ડર્મવર્થ, ડાર્ટમૂર, સ્ટૅફર્ડ, પોર્ટલેંડ અને બર્મિંગહામની અંગ્રેજ જેલોમાં પસાર કર્યા છે તે કહે છે કે—

"જ્યારે વારંવાર ગુનાઓમાં સાચે જ વધારો થતો ત્યારે અમને કેદમાં સખ્તાઈ કરવાની ફરજ પડી હતી. વધારેલ સખ્તાઈનો અમલ થયો હતો પણ કશો ફાયદો થયો નહિ. જિદ્દી ગુનેગારોની તપાસ-કમિટીએ પોતાના અહેવાલમાં લખ્યું છે :

"સખ્તાઈ ખાતર સખ્તાઈની નીતિ ફરી ધારણ કરવાથી કશો ફાયદો મળશે નહિ."

## સુધારવાનો સિદ્ધાંત

બદલો લેવાનો સિદ્ધાંત એ ભૂતકાળની, ભૂતકાળના યુગની બહુ બહુ જૂના સમયની વાત છે. વીસમી સદીના વહીવટ કરનારાઓ જેલને બદલો લેવાના સિદ્ધાંતનું માપ ગણાવતાં શરમાય છે. તેઓને ડરથી હઠાવવાના સિદ્ધાંતના ગુણ વિષે શંકા છે, પણ જેલો તો છે જ અને તે ટકવી જોઈએ. લોકો તો હમેશ જેલમાં જાય છે એટલે એની સમજૂતી બીજે કયાંયથી શોધાવી જોઈએ. આપણે ગુનેગારોને સુધારવા માટે જેલનો ઉપયોગ કરવો જોઈએ એમ કહીને કેટલાક આગળ વિચારવાની તકલીફ બચાવે છે જેલમાં ડરથી દબાવી દેવાનો ને સુધારવાના હેતુનો મેળ હોવો જોઈએ એવો સિદ્ધાંત સૌથી પ્રિય છે એમ હાલ કહેવાય છે. આપણે સુધારવાના સિદ્ધાંતનો વિચાર કરીએ.

કેટલાક માને છે કે જેલનો હેતુ સુધારવાનો હોવો જોઈએ. કેટલાક માને છે કે શિક્ષા એ જ સુધારણા છે. બીજા પણ કેટલાક છે જે માને છે કે સુધારવાની ક્રિયા જેના હાથમાં ગુનેગારને સુધાર-

વાની તક હોય અને જે જેલમાંના કેદી પર વ્યવહારુ પ્રયોગ કરતા હોય તેવા મારફત થવી જોઈએ. શિક્ષા એ ગુનેગારનો એક જવાબદાર માણસ તરીકે હક્ક છે એમ દાવો કરવામાં આવ્યો છે. તેનાથી જે અનૈતિક કાર્ય થયું છે અને જેથી વિશ્વની નીતિ અસમતોલ થઈ છે તેને સમતોલ કરવા માટે શિક્ષા જરૂરી છે. કેદીઓનાં મન પર અસર પાડીને તેમને સુધારવાનો વિચાર કાંઈ નવીન નથી. યુરોપખંડના દેશોમાં ધાર્મિક અસર ઉપજાવવાના પ્રયત્નો થયા છે. આ દેશમાં અને આ પ્રાંતમાં પણ થયા છે. ધર્મથી બદલાયેલી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે પરંતુ મોટે ભાગે તે ક્ષણિક હોય છે. જો કે યુરોપમાં જેલના પાદરીઓએ સારાં કાર્યો કર્યાં છે એમાં શંકા નથી.

કેળવણીની સુધારક અસર પશ્ચિમના દેશોમાં અને થોડે અંશે આ દેશ અને આ પ્રાંતમાં પણ અજમાવવામાં આવી છે. જ્યારે ઈંગ્લેંડમાં સર્વવ્યાપી પ્રાથમિક કેળવણી દાખલ થઈ ત્યાં સુધી જેલના મોટા ભાગના કેદીઓ અભણ હતા અને તેમને વાંચન લેખન અને ગણિતનાં મૂળતત્ત્વો શીખવવાના પ્રયત્નો થયા હતા. તદ્દન અજ્ઞાનતા અત્યારે ઈંગ્લાંડની જેલોમાં છે જ નહિ અને સર્વવ્યાપી કેળવણીના પ્રારંભે ઈંગ્લાંડમાં બનતા ગુનાઓમાં ઘટાડો કરી દીધો છે તે શંકા વિનાની વાત છે. પરંતુ આપણે આ દેશ કે પ્રાંતમાં મફત ફરજિયાત કેળવણી દાખલ કરવાને શક્તિમાન નથી બન્યા અને તેથી જ આપણી જેલોમાં અજ્ઞાનતા ઘણી જ સામાન્ય છે. આપણા દેશમાં જેલ અને જેલ બહારની અજ્ઞાનતા નિર્મૂળ કરવા માટે કાંઈક પગલાં લેવાવાં જ જોઈએ.

### શિક્ષણપ્રવૃત્તિ

બિહાર પ્રાંતમાં શિક્ષણપ્રવૃત્તિ શરૂ થઈ છે અને એમ કબૂલવું પડશે કે તેની સફળતા જેલ બહાર કરતાં જેલમાં મોટા પ્રમાણમાં મળે છે. દરેક સુધારાના મૂળમાં કેળવણી છે, કેદીઓ એ વિચાર પકડી લે છે અને તેમના નૈતિક સ્વરૂપમાં સુધારાનાં ચિહ્નો બતાવે છે.

### સત્ય અને અહિંસાની પ્રતિજ્ઞા

બિહારની એક સેંટ્રલ જેલમાં કેદીઓ સત્ય અને અહિંસાની પ્રતિજ્ઞા લે છે. ચાલુ કેસના કેદીઓએ કોર્ટમાં જઈને વકીલોની મદદ વિના પોતાના ગુના કબૂલ્યા અને જરી પણ વાંધો લીધા વિના આનંદથી શિક્ષા સ્વીકારી. આ સામાન્ય બનાવ નથી. એટલે આ અસામાન્ય મહત્ત્વના બનાવથી આપણે ગર્વિત થવું જોઈએ.

### ગુના પ્રત્યેનું દૃષ્ટિબિંદુ

બંધારણ ઘડનાર અને જેલના સેવકવર્ગ સિવાય ગુના સાથે હિંદમાં કોઈને સંબંધ નથી. ગુનાનો અભ્યાસ બંધારણના દૃષ્ટિબિંદુથી જ ભૂતકાળમાં કરવામાં આવતો અને ગુનાનું સામાજિક સ્વરૂપ સંપૂર્ણ રીતે દૃષ્ટિ બહાર રખાયું છે, અને સરકારનું ધ્યાન તો જેલવિભાગ તરફ તેમના કાયદા અને હુકમના બંધારણ માટે અને દંડના વધારા માટે જ ચોખ્ખી રીતે ખેંચાયું છે, પરંતુ ચોખ્ખી દંડ-ભેદની પદ્ધતિ હવે સામાજિક રીતે ખોટી અને આર્થિક રીતે નકામી તેમજ ખર્ચાળ કરી છે. કોરાનલ તારાપોર જેને દશ વર્ષનો જેલબંધારણનો અનુભવ છે તેમના નિરીક્ષણમાંથી શ્રી. ભુલાભાઈ દેસાઈ કહે છે તે યાદ કરીએ:

'જન્મથી જ ગુનેગાર હોય એવું કોઈ માણસ નથી, પરંતુ એવા માણસો હોય છે કે જે આજન્મમરણાંત ગુનેગાર બન્યા હોય છે. આ વિરોધી મંતવ્ય સત્ય હકીકતથી જ સમજાશે કે આજન્મગુનેગાર તે જન્મથી જ ગુનેગાર નથી હોતો પણ સમાજે તેને આજન્મગુનેગાર બનાવેલ હોય છે, અને સમાજ પર જ તેની યોગ્ય માવજત કરવાની જવાબદારી રહે છે. જો આપણે તેને Criminal type ને બદલે Prison type કહીએ તો આપણે સત્યની વધુ નજીક જઈ શકીશું, અને સમાજની જવાબદારી સમજી શકીશું. જેલની પદ્ધતિ ગમે તેટલી સુધારક હશે તોપણ એકેય કેદી જેવો અંદર જતી વખતે હતો તેવો જ બહાર નીકળતી વખતે નહિ હોય; તે સહેજ ધક્કો લાગતાં જ ફરીને ગબડી પડે એવો ચાલતાં શીખતા લંગડા જેવો હશે.

સિદ્ધ સત્ય તરીકે આપણે માની લઈએ કે રીઢા ગુનેગારો જેલ બહાર નથી બનતા પણ અંદર બને છે. અત્યાર સુધી આપણે જોયું છે કે જ્યારે માણસ બીજી વાર જેલમાં આવે છે ત્યારે ત્રીજી વાર આવવાની સંભાવના એને માટે વધે છે. અને આ વલણ ત્યારપછીની દરેક કેદ વખતે વધતુંજ જાય છે.

એક અમેરિકન લેખકે કહ્યું છે :

" જેલ કે જેની મતલબ કેદીને સુધારવાની છે તેને બદલે મોટે ભાગે તો તે દુર્ગુણો જ વધારે છે. જેલ એ મનુષ્યજાતની મૂર્ખાઈની ખરાબમાં ખરાબ શોધ છે. તે એટલી ખરાબ છે કે તેને બદલાવવા માટે ગમે તેટલો ખર્ચ થતો હોય તોપણ તેમાં વિલંબ ન કરવો જોઈએ."

આપણે આ દૃષ્ટિબિંદુને મંજૂર કરી શકીએ કે ન કરીએ, પરંતુ જો આપણે બધી જેલોને એકદમ રદ ન કરી શકીએ તો એવો સમય કદી નહિ આવે કે જ્યારે જેલ એ ભૂતકાળની બાબત બની ગઈ હોય. બિહાર જેલ મેન્યુઅલના ૫૨૯ અને ૫૫૨ secs. નો વિશાળ અર્થ કરવામાં અને તેને લગતા વિભાગો તથા આવા જ બીજા વિભાગોને સજાની ફરી તંપાસ કરવા લેખે અજમાયશ આપવામાં જો ઢીલ થશે તો તે કઠણ અને અવ્યવહારુ બનશે. અને Probation Parole system પરીક્ષા ખાતર મુક્તિ આપવી અને Preventive detention (બાધક અટકાયત) ને વ્યવહારમાં મૂકવા સંબંધે જો ગંભીરપણે વિચાર કરવામાં વિલંબ થશે તો તે પણ અવ્યવહારુ ને કઠણ કાર્ય બનશે. આપણી ગરીબ, કમનસીબ અને કચડાયેલ ભૂમિમાં મોટા ભાગના ગુનાનું મૂળ નીતિભ્રષ્ટતા કરતાં ભયંકર ગરીબાઈ છે એ વાત ગુનાની તપાસ કરતી વખતે યાદ રાખવી જોઈએ. જેમ દાક્તર રોગની માવજત કરે છે તેમ ગુનાના ઉપાય લેખે કેદીની માવજત થવી ઘટે. એ ચોખ્ખી નૈતિક અને સામાજિક ફરજો છે. જેમ રોગને અટકાવવાથી તંદુરસ્તી મેળવાય છે તેમ ગુના અટકાવીને કેદીને બચાવાય છે.

બે માણુસો ચોરીનો ગુનો કરે પરંતુ તેમના હેતુ અને સંજોગો તદ્દન ભિન્ન હોય છે. બે માણુસ જુદા જુદા દરદથી પિડાતા હોય અને તેને એક જ જાતની દવા અપાય તે જેટલું વિચિત્ર છે તેટલુંજ ઇન્ડિયન પીનલ-કોડથી કે જજ યા મૅજિસ્ટ્રેટથી યંત્રની જેમ સજા અપાય તે વિચિત્ર છે. કયા ગજથી, મેઝરગ્લાસથી કે થર્મોમિટરથી રાજ્ય આપણને ખાતરી આપી શકે છે કે સાત વર્ષની શિક્ષાથી ગુનાનું પ્રાયશ્ચિત્ત થશે અને ચાર, ત્રણ, બે કે એક વર્ષની શિક્ષાથી નહિ થાય? અને જો રાજ્ય આવી ખાતરી ન આપી શકે તો હાલની શિક્ષા કરવાની રીત અને સિદ્ધાંતને ફેંકી દેવાં જોઈએ.

આપણે આ દૃષ્ટિબિંદુને કદાચ મંજૂર ન કરીએ કે ' જેલ ખર્ચાળ સંસ્થા છે, જેમાં નકામા ગુનેગારોને પ્રજાના ખર્ચે લાગણીપ્રધાન ઉત્સાહીઓના મંડળ મારફત પંપાળવા ને પોષવામાં આવે છે.'

પરંતુ જેલનો બોજો આપણને લાગે છે અને તેને ઓછો કરવાનો પ્રયત્ન આપણે કરવો જોઈએ. જેલને ઔદ્યોગિક સંસ્થાના રૂપમાં ફેરવી નાખવાથી આ બની શકશે. બિહાર જેલમાં જુદી જુદી પ્રકારના ઉદ્યોગો દાખલ કરવામાં આવ્યા છે અને તે કશી નુકસાની વિના નફાકારક રીતે ચાલે છે, અને બીજા જુદી જુદી જાતના ઉદ્યોગો દાખલ કરવામાં આવનાર પણ છે. આપણે આપણા કેદીભાઈઓને શીખવવું જોઈએ કે આળસુ મગજ સેતાનનું કારખાનું છે. કેદીઓની મદદ અને સહકારથી જેલોને પોતા પર જ ઊભી રહેનાર સંસ્થાઓ બનાવવાના સિદ્ધાંત તરફ આપણે કૂચ કરવી જોઈએ.

### સુધારો એ રાજની ફરજ છે.

જેલને ઔદ્યોગિક બનાવતાં અને એ રીતે એને નફાકારક બનાવતાં આપણે ભૂલવું ન જોઈએ કે કેદીઓને સુધારવાનું જેલને ઔદ્યોગિક બનાવવા કરતાં વધુ જરૂરી છે. ઉદ્યોગ કરતાં સુધારણા પર આપણે વધુ ધ્યાન આપવાનું છે. જેલ કૉલેજો જેવી હોવી જોઈએ કે જે રાજ્યની જવાબદારીઓમાં મદદરૂપ બને એવા શહેરીઓ બનાવે. પણ કૉલેજના પ્રિન્સિપાલ કરતાં જેલના સુપ્રિન્ટેન્ડેન્ટનું કામ ખૂબ

મોટું છે તે ભુલાવું ન જોઈએ. જ્યારે કૉલેજનો પ્રોફેસર સમાજનાં પુષ્પો—અપક્વ યુવાનો—જેઓ જે બાજુ વાળવા હોય તે બાજુ વળી શકે એવા નરમ અને પ્રવાહી મનના હોય છે, જેને ઇચ્છીએ એવો ઘાટ આપી શકાય છે —ની જવાબદારી લે છે ત્યારે જેલનો સુપ્રિન્ટેન્ડેન્ટ ખરાબમાં ખરાબ વિભાગ કે જે સમાજથી બહાર કઢાયલો છે અથવા તો ભિન્ન પ્રકારોની ટોળી કે જે સમજવા જેવી જુદી જુદી રીતે થયેલ માનસિક વિકાસની બનેલી છે, 'જેમાં બાળક, પુખ્ત મગજના માણસો, જડ, વિકૃત અને સામાન્ય મગજના માણસો, અભણ, અધૂરા કેળવણીવાળા અને કેળવાયેલ માણસો, પડતી પામેલા ચારિત્રહીન અને ચારિત્રભ્રષ્ટ એવા દરેક જાતની છાયા અને જુદી જુદી માત્રાઓવાળાનો સમાવેશ થાય છે.' તેવી શાળાની જવાબદારી લે છે.

નૂતન સુધારક પદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે ગુનેગારોનો મોટો ભાગ સુધારી શકાય તેવો હોય છે, અને તે સુધારણા ગુનેગારોનો હક્ક છે અને સમાજની તે ફરજ છે.

●

## ચિર વિયોગ

નિર્જળ વનવગડાના આરા,
અંતર ઝીલી ઘોમ ધખારા;
અફાટ નિરખી સ્મરતો તારું,
દાઝેલું હૈયું !

સ્તબ્ધ ઢળેલી સંધ્યાપાંખો,
તેજવિહોણી તારકઆંખો;
ને રજનીઅંચળમાં કાળા,
તારા પડછાયા !

નિર્બળ ડગલે ડુંગરકેડી,
સંગવિહોણી જાયે ખેડી ?
એ પછડાટો પળપળ કેરી,
વ્યથા મને કરતી !

પંથ જુદા, પણ ટૂંકો ગાળો;
બાંધ્યો વીંખી મમતામાળો,
ધાતો પાછળ તો ય તું હું કાં
જૂદાં ને જૂદાં ?

પ્રેમશંકર હ. ભટ્ટ.

●

# ઈવાન ઝાંકર

મૂળ લેખક—જાન્કો લાવ્રીન——————————અનુવાદક—કૃષ્ણવદન જેતલી

યુરોપમાં આજે નાના દેશો કેવળ રાજકારણમાં નહિ પણ સંસ્કૃતિમાંયે આત્મનિર્ણયના હક્ક સ્થાપવા મથે છે. તેમણે જે પ્રાપ્ત કર્યું છે એ જોતાં તેમના પર તેમને મળે છે તેથી વધુ લક્ષ અપાવું જોઈએ. નાનું નૉર્વેજિયન રાષ્ટ્ર શું યુરોપીય સાહિત્યમાં માનવંતુ સ્થાન નથી ભોગવતું? ડેનો, ઝેકો અને ફીનો તથા બીજાઓના પ્રયાસો પણ અવગણી શકાય તેમ નથી. વેપારમાં ખૂબ આગળ વધેલા નહિ એવા નાના દેશને એક લાભ છે કે તે દેશ પોતાની ગરીબાઈને લીધે પેદાશના પ્રમાણ પર ધ્યાન આપતાં જાત પર ધ્યાન આપે છે.

પણ જ્યારે એક રાષ્ટ્ર એટલું નાનું બની ગયું હોય કે તેની હાલની સ્થિતિ યે કફોડી હોય અને ભાવિ માટે કાંઈ ખાતરી ન હોય ત્યારે તેના વિકાસમાં ઘણી મુશ્કેલીઓ ઊભી થાય છે. છતાં જ્યારે આવું રાષ્ટ્ર તેના કદના પ્રમાણને ટપી જાય એવી સાંસ્કૃતિક પ્રાપ્તિઓ પામે છે ત્યારે એ વધુ નોંધપાત્ર બને છે. પંદર લાખથી ભાગ્યે જ વધારે વસ્તી ધરાવતા સ્લોવૅનોના રાષ્ટ્રની આવી જ વાત છે. એ રાષ્ટ્ર યુરોપના સૌથી નાના પ્રદેશોમાંનું એક છે.

એ રાષ્ટ્રનાં બે મહાન નામો ખાસ લક્ષ દોરે છે. એક રાષ્ટ્રકવિ ફ્રાન પ્રેશરન (૧૮૦૦–૪૯) અને બીજો વધુ આધુનિક લેખક ઈવાન ઝાંકર (Ivan Cankar ૧૮૭૬–૧૯૧૮) ઝાંકરની કૃતિઓએ યુરોપને આકર્ષ્યું છે અને તેના ઘણી ભાષાઓમાં અનુવાદો થયા છે.

આવા નાના રાષ્ટ્ર માટે લખનાર લેખક ઘણું ખરું પ્રાંતિક જ બની રહે છે. પણ એક વખત એ જો આ હદ વટાવી જાય તો તે યુરોપીય સાહિત્યમાં પોતાના દેશનાં આત્મા અને અંતઃકરણને વ્યક્ત કરી અગત્યનો ફાળો આપે છે. ઈવાન ઝાંકરે એ જ કાર્ય કર્યું છે. તેનું લખાણ દર્પણ જેમ તેના દેશનાં અત્યંત લાક્ષણિક અને કરુણ દૃશ્યો, એણે વેઠેલી ગરીબાઈ અને ભીષણ કંગાલિયતની પાર્શ્વભૂમિકા પર આલેખે છે. વિદ્યાર્થીઅવસ્થામાં દમડી વિનાનો, વિયેનામાં રખડતો, ભૂખડુ, સાહિત્યપ્રેમી, બારણેથી ભૂખમરાના વરુને દૂર રાખવા મથતો સ્વૈરવિહારી (free-lance) લેખક, અનેક મુશ્કેલીઓ છતાં સ્લોવૅનોનો અને દક્ષિણની સ્લાવ પ્રજાઓનો એક સૌથી મહાન સાહિત્યકાર બની રહ્યો હતો. આ એનું સાહિત્યજીવન હતું.

\+ \+ \+

ઈવાન ઝાંકરને મૂંઝવતા બે કોયડાઓ હતા. એક તો સમકાલીન રાજદ્વારી અને આર્થિક લડતની અંધાધૂંધીમાં સપડાયેલું નાની પ્રજાનું ભાવિ, બીજો એ રાષ્ટ્રના પંજામાં રહેલું પોતાનું ભાવિ—દરેક મહત્તાને દૂર રાખતું તદ્દન સંકુચિત, પ્રાંતિક વાતાવરણમાં સપડાયેલું મહાન સર્જક કલાકારનું ભાવિ.

આ બંને કોયડાઓનો જવાબ તેની નવલો, વાર્તાઓ તેના કટાક્ષો તથા ચર્ચાત્મક લેખો આપે છે. તેણે આલેખેલું પોતાના રાષ્ટ્રનું ચિત્ર માની ન શકાય એટલું મ્લાન છે. આમ થવાનું કારણ કેવળ જીવનસંગ્રામની ભીષણતા જ નથી, પણ સામાન્ય નિરુદ્દેશતા, તથા હાલનું તેમજ ભાવિનું દૃષ્ટિબિંદુ વિશાળ થઈ શકે એવી આશાનો અભાવ છે. પ્રજાની સંકુચિત મર્યાદા જ તેનાં હિંમત અને બળ પર ભારરૂપ હોય એમ લાગે છે. તે ઇચ્છાશક્તિ ઘોળી નાંખે છે, અને હાસ્યજનક પક્ષાપક્ષી, વેરયુક્ત ગુલામી, ચાડિયાપણું, ઈર્ષ્યા અને ખટપટો વગેરે બળવાન માણસોને પણ હતવીર્ય બનાવી દે છે.

ઈવાન ઝાંકરની કૃતિઓમાં તેની શૈલી તથા પદ્ધતિ પર છાપ પાડનાર મહાન રશિયન વાસ્તવ-

મોટું છે તે ભુલાવું ન જોઈએ. જ્યારે કૉલેજનો પ્રોફેસર સમાજનાં પુષ્પો–અપક્વ યુવાનો–જેઓ જે બાજુ વાળવા હોય તે બાજુ વળી શકે એવા નરમ અને પ્રવાહી મનના હોય છે, જેને ઇચ્છીએ એવો ઘાટ આપી શકાય છે —ની જવાબદારી લે છે ત્યારે જેલનો સુપ્રિન્ટેન્ડેન્ટ ખરાબમાં ખરાબ વિભાગ કે જે સમાજથી બહાર કઢાયલો છે અથવા તો ભિન્ન પ્રકારોની ટોળી કે જે સમજવા જેવી જુદી જુદી રીતે થયેલ માનસિક વિકાસની બનેલી છે, ‘જેમાં બાળક, પુખ્ત મગજના માણસો, જડ, વિકૃત અને સામાન્ય મગજના માણસો, અભણ, અધૂરા કેળવણીવાળા અને કેળવાયેલ માણસો, પડતી પામેલા ચારિત્રહીન અને ચારિત્રભ્રષ્ટ એવા દરેક જાતની છાયા અને જુદી જુદી માત્રાઓવાળાનો સમાવેશ થાય છે.’ તેવી શાળાની જવાબદારી લે છે

નૂતન સુધારક પદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે ગુનેગારોનો મોટો ભાગ સુધારી શકાય તેવો હોય છે, અને તે સુધારણા ગુનેગારોનો હક્ક છે અને સમાજની તે ફરજ છે.

●

## ચિર વિયોગ

નિર્જળ વનવગડાના આરા,
અંતર ઝીલી ધોમ ધખારા;
અફાટ નિરખી સ્મરતો તારું,
દાઝેલું હૈયું !

સ્તબ્ધ ઢળેલી સંધ્યાપાંખો,
તેજવિહોણી તારકઆંખો;
ને રજનીઅંચળમાં કાળા,
તારા પડછાયા !

નિર્બળ ડગલે ડુંગરકેડી,
સંગવિહોણી જાયે ખેડી ?
એ પછડાટો પળપળ કેરી,
વ્યથા મને કરતી !

પંથ જુદા, પણ ટૂંકો ગાળો;
બાંધ્યો વીંખી મમતામાળો,
ધાતો પાછળ તો ય તું હું કાં
જૂદાં ને જૂદાં ?

પેમશંકર હ. ભટ્ટ.

●

# ઈવાન ઝાંકર

મૂળ લેખક—જાન્કો લાવ્રીન——————અનુવાદક—કૃષ્ણવદન જેતલી

યુરોપમાં આજે નાના દેશો કેવળ રાજકારણમાં નહિ પણ સંસ્કૃતિમાંયે આત્મનિર્ણયના હક્ક સ્થાપવા મથે છે. તેમણે જે પ્રાપ્ત કર્યું છે એ જોતાં તેમના પર તેમને મળે છે તેથી વધુ લક્ષ અપાવું જોઈએ. નાનું નૉર્વેજિયન રાષ્ટ્ર શું યુરોપીય સાહિત્યમાં માનવંતુ સ્થાન નથી ભોગવતું? ડેનો, ઝેકો અને ફીનો તથા બીજાઓના પ્રયાસો પણ અવગણી શકાય તેમ નથી. વેપારમાં ખૂબ આગળ વધેલા નહિ એવા નાના દેશને એક લાભ છે કે તે દેશ પોતાની ગરીબાઈને લીધે પેદાશના પ્રમાણ પર ધ્યાન આપતાં જાત પર ધ્યાન આપે છે.

પણ જ્યારે એક રાષ્ટ્ર એટલું નાનું બની ગયું હોય કે તેની હાલની સ્થિતિ યે કફોડી હોય અને ભાવિ માટે કાંઈ ખાતરી ન હોય ત્યારે તેના વિકાસમાં ઘણી મુશ્કેલીઓ ઊભી થાય છે. છતાં જ્યારે આવું રાષ્ટ્ર તેના કદના પ્રમાણને ટપી જાય એવી સાંસ્કૃતિક પ્રાપ્તિઓ પામે છે ત્યારે એ વધુ નોંધપાત્ર બને છે. પંદર લાખથી ભાગ્યેજ વધારે વસ્તી ધરાવતા સ્લોવૅનોના રાષ્ટ્રની આવી જ વાત છે. એ રાષ્ટ્ર યુરોપના સૌથી નાના પ્રદેશોમાંનું એક છે.

એ રાષ્ટ્રનાં બે મહાન નામો ખાસ લક્ષ દોરે છે. એક રાષ્ટ્રકવિ ફ્રાન પ્રેશરન (૧૮૦૦–૪૯) અને બીજો વધુ આધુનિક લેખક ઈવાન ઝાંકર (Ivan Cankar ૧૮૭૬–૧૯૧૮) ઝાંકરની કૃતિઓએ યુરોપને આકર્ષ્યું છે અને તેના ઘણી ભાષાઓમાં અનુવાદો થયા છે.

આવા નાના રાષ્ટ્ર માટે લખનાર લેખક ઘણું ખરું પ્રાંતિક જ બની રહે છે. પણ એક વખત એ જો આ હદ વટાવી જાય તો તે યુરોપીય સાહિત્યમાં પોતાના દેશનાં આત્મા અને અંતઃકરણને વ્યક્ત કરી અગત્યનો ફાળો આપે છે. ઈવાન ઝાંકરે એ જ કાર્ય કર્યું છે. તેનું લખાણ દર્પણ જેમ તેના દેશનાં અત્યંત લાક્ષણિક અને કરુણ દશ્યો, એણે વેઠેલી ગરીબાઈ અને ભીષણ કંગાલિયતની પાર્શ્વભૂમિકા પર આલેખે છે. વિદ્યાર્થીઅવસ્થામાં દમડી વિનાનો, વિયેનામાં રખડતો, ભૂખડુ, સાહિત્યપ્રેમી, બારણેથી ભૂખમરાના વરુને દૂર રાખવા મથતો સ્વૈરવિહારી (free-lance) લેખક, અનેક મુશ્કેલીઓ છતાં સ્લોવૅનોનો અને દક્ષિણની સ્લાવ પ્રજાઓનો એક સૌથી મહાન સાહિત્યકાર બની રહ્યો હતો. આ એનું સાહિત્યજીવન હતું.

\+ \+ \+

ઈવાન ઝાંકરને મૂંઝવતા બે કોયડાઓ હતા. એક તો સમકાલીન રાજદ્વારી અને આર્થિક લડતની અંધાધૂંધીમાં સપડાયેલું નાની પ્રજાનું ભાવિ, બીજો એ રાષ્ટ્રના પંજામાં રહેલું પોતાનું ભાવિ—દરેક મહત્તાને દૂર રાખતું તદ્દન સંકુચિત, પ્રાંતિક વાતાવરણમાં સપડાયેલું મહાન સર્જક કલાકારનું ભાવિ.

આ બંને કોયડાઓનો જવાબ તેની નવલો, વાર્તાઓ તેના કટાક્ષો તથા ચર્ચાત્મક લેખો આપે છે. તેણે આલેખેલું પોતાના રાષ્ટ્રનું ચિત્ર માની ન શકાય એટલું મ્લાન છે. આમ થવાનું કારણ કેવળ જીવનસંગ્રામની ભીષણતા જ નથી, પણ સામાન્ય નિરુદ્દેશતા, તથા હાલનું તેમજ ભાવિનું દષ્ટિબિંદુ વિશાળ થઈ શકે એવી આશાનો અભાવ છે. પ્રજાની સંકુચિત મર્યાદા જ તેનાં હિંમત અને બળ પર ભારરૂપ હોય એમ લાગે છે. તે ઇચ્છાશક્તિ ધોઈ નાંખે છે, અને હાસ્યજનક પક્ષાપક્ષી, વેરયુક્ત ગુલામી, ચાડિયાપણું, ઈર્ષ્યા અને ખટપટો વગેરે બળવાન માણસોને પણ હતવીર્ય બનાવી દે છે.

ઈવાન ઝાંકરની કૃતિઓમાં તેની શૈલી તથા પદ્ધતિ પર છાપ પાડનાર મહાન રશિયન વાસ્તવ-

વાદી લેખકોમાં રહેલું નસીબવાદનું તત્ત્વ દેખા દે તેમાં કાંઈ નવાઈ નથી. તેની નવલો Martin Katchur અને On the Hill Top માં જે ગ્લાનિ છવાઈ રહી છે તે અંગ્રેજ લેખક હાર્ડીની Jude the Obscure અને રશિયન લેખક શેડ્રિનની Golovlovs Family સાથે સરખાવી શકાય. એ જ ગ્લાનિ તેની મહાન અને લાંબી આત્મલક્ષી વાર્તા The House of Our Lady of Sorrowsમાં પણ જડે છે. એમાં વાસ્તવ જીવનનો સ્પર્શ માત્ર મહા ઓથાર સમો થઈ પડે છે. દ્દસ્પિતાલમાંનાં અપંગ બાળકોનાં જીવન સાથે તેની બારી બહારના પાશવી જીવનનો તફાવત બતાવતાં લેખક અપંગ બાળકોનો પક્ષ લઈ બહારની વાસ્તવિકતાના પ્રવેશને ઘૃણા અને ત્રાસથી જુએ છે.

ઝાંકરને વારંવાર આ વલણ તરફ દોરનાર નામર્દાઈ નહોતી, પણ જે યુક્તિઓ અને ખટપટથી વિજય મળે છે તે તરફ અણગમાને લીધે ભાવનાપ્રધાન માણસને બંધાઈ જતી એક ખાતરી હતી. તેના સ્વભાવમાં લડાયક વલણનાં મૂળ ઊંડાં ખૂંપ્યાં હોવા છતાં ઈવાન ઝાંકર આખરે તો આનંદ સામે જકડવા અસમર્થ એવો નિરાશાવાદી અને લાચારીભરી લાગણીને વશ તરંગી સ્લાવ હતો. પણ સદ્‌ભાગ્યે આ બંનેનું મારણ તેની વ્યંગ્ય અનેક કટાક્ષવાળી શૈલીમાં હતું. આ બાબતમાં તે લેખનકલામાં પોતાના એક ગુરુસમા જર્મનકવિ હેનારેશ હાઈનને મળતો આવતો. જ્યારે જ્યારે તેને લાગણી–વિવશતા અથવા નિરાશાવાદનો ભય લાગતો ત્યારે તે હાઈન માફક તેની વ્યંગ્ય અને કટાક્ષવૃત્તિ ભેગી કરી સજ્જ થતો. અને આ વૃત્તિ તો અખૂટ હતી. તેનાં ચાતુર્ય અને હાસ્ય ખૂબ દયાહીન છે. છતાં તેનામાં હાઈન કરતાં દલિતો પ્રત્યે વધુ ઊંડી સહાનુભૂતિ છે.

ઝાંકરના યૌવનકાળનાં "અપવિત્ર" કાવ્યોની પ્રથમ આવૃત્તિની સઘળી પ્રતો લ્યુબ્લ્યાનાના વડા પાદરીએ ખરીદીને સામટી જાહેરમાં બાળી મૂકી. આ બનાવે તેને વધુ લડાયક અને તીખો બનાવ્યો. તેની શરૂઆતની (અને જરા ખોટી રીતે ગણાતી) Book for Easy-going People નામની કૃતિએ બુદ્ધિવાદી ગણાતા સ્લૉવન લોકોની તરંગી અસંસ્કૃત દશામાં બૉંબનો ધડાકો કર્યો. તેનાં નાટકો Jacob Ruda, For People's Welfare, Corruption in St.Florian's Valley અને The King of Betainova પણ બૉંબો જેવાં જ હતાં જેમાં એક નિષ્ણાતની માફક એ ચાબખો વીંઝે છે. એ કૃતિઓ બાદ કરીએ તો યે એક નાના રાષ્ટ્રની પરમ અધમ સ્થિતિ આલેખતાં ઝાંકર દરેક હાસ્યજનક વસ્તુની મશ્કરી કરવાનું ચૂકતો નથી. અને સાહિત્યનું મૂલ્યાંકન દૂર રાખીએ તો યે પરિણામ ધાર્યા કરતાં વધુ ઉપયોગી હતું. તેણે હવા સાફ કરી, ઊગતી પ્રજાને આસપાસની પરિસ્થિતિ અવલોકવા માટે આંખ ખોલવા ફરજ પાડી. ઇંગ્લાંડમાં જે કામ બર્નાર્ડ શૉએ કર્યું એવું જ એણે પણ કરી બતાવ્યું. પરંતુ તેનું હાસ્ય શૉના કરતાં ગોગોલના હાસ્યની વધુ નજીક છે.

× × ×

ઈવાન ઝાંકરનાં લખાણોનું બીજું મુખ્ય લક્ષણ કાંઈ પણ અપવાદજનક આપવાને અસમર્થ એવા અત્યંત નાના રાષ્ટ્રમાં એક અપવાદરૂપ વ્યક્તિનું સ્થાન–વ્યંગ્ય લેખક અને વર્તનના ચિત્રકાર ઝાંકરમાં અભિન્નપણે વણાઈ ગયું છે, છતાં યે તે વધુ ગાઢ અંગત સૂર રજૂ કરે છે. શક્તિશાળી, છતાં બિનજરૂરી ગણાતાં બુદ્ધિવાનો, ગૃહહીન મૌલિક વિચારવંતો, શક્તિ વેડફતાં કાર્યકરો–આ બધાં પાત્રો દ્વારા તે પોતાની અસ્મિતા ખડી કરે છે. એ બધાં યે નાના રાષ્ટ્રના અંતઃકરણસમાં તેને મૂર્તિમંત ઠપકો આપતાં આલેખવામાં આવ્યાં છે. તેના કેટલાક નાયકો લડી શકતા નથી, કારણ, તેમને જે પરિસ્થિતિમાં જીવન ગુજારવું પડે છે તે એવી છે કે એમાં લડવાની તક કે હેતુ સાંપડતા જ નથી. ત્યાં લડત એક હાસ્યજનક ઠઠ્ઠાચિત્ર બની રહે છે. તે છતાં યે કેટલાક સજ્જ થાય છે અને સામાન્ય રીતે હેઠા પડે છે. પરંતુ ઝાંકર તેમની હારમાં આંતરિક ઉચ્ચ જીવનની સાબિતી બતાવવાની પૂરી સંભાળ લે છે.

ઝાંકરની કરુણ પરાજયની ભાવનાને આપણે આમ પિછાનીએ છીએ–શક્તિશાળી મહત્ત્વાકાંક્ષી માણસો નાના રાષ્ટ્રમાં કોઈ બારી શોધી શકતા નથી અને પોતે સુકાયેલા થડ પર એક લીલી ડાખળી છે એવું અનુભવે છે. આ ભાવના ઝાંકરને અન્ટન ચેખોફ સાથે સાંકળી લે છે, કારણ, તે યે વિજયને હલકટતા અથવા નૈતિક હાર સમો ગણે છે. ઝાંકર તો એથી આગળ વધી પ્રમાણિકતા અને વિજયને મેળ ખાતો જ નથી એવું માને છે. 'હું મારા કયા દૂષણથી વિજય પામ્યો ?' એમ તેનું એક પાત્ર આશ્ચર્ય પામે છે. બીજું એક પાત્ર સુખ તેને જોઈએ ત્યારે માંગતા મળી શકે છે એ જાણી પોતે એક વ્યક્તિત્વહીન માણસ છે એવું માની ખરેખર લાજી મરે છે.

× ×

**જ્યાં** લોકોને પોતાને પૂરતો ખોરાક મળે અને જોઈતો ધંધો મળે એવું કડક ધોરણ રાખવું પાલવે એમ નથી એવી મર્યાદિત પરિસ્થિતિવાળી પ્રજામાં આ જાતનું રોગિષ્ટ વલણ સામાન્ય રીતે ઘણી વાર ધારવામાં આવે છે અને કેટલીક વખત તો એ અનિવાર્ય બની જાય છે. પણ આ જડબાંતોડ મુશ્કેલીઓ સામે પણ ઝાંકર તાબે ન થતાં છેવટ સુધી અંતની પરવા વગર ઝઝૂમ્યો હતો. તેની લડત કેવળ તિરસ્કારમાંથી પ્રેરણા ન પીતાં મહાન પ્રેમનું અમી પી રહી હતી, તેના પોતાના પીડિત રાષ્ટ્ર પ્રત્યેનો પ્રેમ તાત્ત્વિક દૃષ્ટિએ ખરાબ સમયમાં પતિત બનેલ મા તરફ પુત્રના પ્રેમ સમો હતો. તે તેની માને શોક ને ક્રોધમય ગ્લાનિથી ઠપકો આપે, પણ તે કદી યે તેને ધિક્કારશે નહિ.

પોતાના દેશ અને તેની પ્રજા પ્રત્યેના આ અંતરના પ્રેમે જ ઝાંકરને તદ્દન અંધાધૂંધી અને હતાશામાંથી બચાવ્યો છે. વિયેનાથી લાંબી મુસાફરીને અંતે યુરોપના સુંદરતમ પ્રદેશ સ્લોવેનિયામાં પાછો ફર્યા પછી ઝાંકરે તેની કલા તથા જીવનમાં સમતુલા પ્રાપ્ત કરી. પોતાના પ્રદેશની ધરતી–જેની સુંદરતા તે ચમકભરી અને ઊંડી લાગણીમય ભાષામાં વર્ણવે છે–સાથેના આ નવા સંબંધથી તેણે નવી શ્રદ્ધા અને તાકાત પ્રાપ્ત કર્યાં છે. ઘણી વસ્તુઓને નવીન પ્રકાશમાં જોવા પ્રેમે તેને મદદ કરી અને તેનું પોતાનું નસીબ સુધરતાં તે પોતાના દેશ માટે મહાન આશાઓ સેવવા લાગ્યો. જે મડાગાંઠમાંથી તેને, તેનાં પાત્રોને તથા દેશને રસ્તો કાઢવાનો હતો એને હવે તે જેના અંતમાં મૃત્યુ નહિ પણ નવજીવન સમાયેલું છે એવી જરૂરી કસોટી ગણવા લાગ્યો.

આ સમય દરમિયાન તેની બુદ્ધિએ કેટલાંક પૂર્ણ પક્વ ફળો આપ્યાં. Dream Imagesમાં સંગ્રહિત થયેલ શબ્દચિત્રો તથા My Life જેવું આત્મચરિત્ર તેમાં સમાઈ જાય છે, તેણે સાહિત્યજીવનની શરૂઆતમાં શુદ્ધ સરળ શૈલીમાં સચોટ આલેખેલા અતિશયોક્તિ ભરેલાં પ્રથમદૃષ્ટિચિત્રો (Impressions) ઘણી વખત કુદરતી તાદશ્ય વસ્તુને અવલંબી છોડી દીધાં. હવે તેની વૈયક્તિક છટા તથા સ્લોવેન ખેડુની જોરદાર તોછડી ભાષાનો સમન્વય સાધવો હતો.

આવી શૈલી અને છટા અંગ્રેજી ભાષાંતરમાં યે એક મહાન શ્રેષ્ઠ કૃતિમાં ગણાતી Bailiff Verney (૧૯૩૩) નામની નવલમાં અવતરી છે. આ વાર્તા ઝાંકરનું પ્રતિનિધિત્વ પૂર્ણપણે સાચવે છે. સામાજિક અથવા હેતુમય વસ્તુ, મનાય નહિ એવા કડક શિસ્ત અને ભાષાના સંયમથી કલાત્મક બની શકે છે એનો એ પુરાવો છે.

મૂળ નામ 'બેલીફ યરની અને તેનો હક્ક' છે. એટલે તે ન્યાયને લગતું વસ્તુ છે એમ સહેજે જણાઈ આવે છે. ઝાંકર અમુક કેસ લઈ તેમાં આંતરિક નીતિ અને બાહ્ય કાયદાનો ન્યાય એ બંને વચ્ચેની અથડામણ એટલી પ્રબળ બતાવે છે કે એ પ્રશ્ન સર્વદેશીય અગત્યતા પ્રાપ્ત કરે છે. આ અથડામણને અસરકારક બનાવવા તે આખું નાટક એક ગામડિયાના મન અને અંતરમાંથી પસાર કરાવે છે. નોર્વેજિયન લેખક હેમસન અથવા પોલાંડનો લેખક રેમોન્ટ ખેડૂતનું જેવું ચિત્ર આલેખે એવું જ સરળ છતાં મહા સ્મારકસમું આ પાત્ર છે.

યરની સ્લૉવેન ખેડૂતોનો સૌથી સુંદર પ્રતિનિધિ છે. તેણે પોતાના મિત્ર અને શેઠને કાયદેસર માલિકી ના ગણાતા ખેતરની ખીલવણીમાં આખું જીવન રેડ્યું

છે. તેના સફળ પ્રયત્ને ખેતર મોટું બને છે અને આબાદ થાય છે. પણ અચાનક તેનો મિત્ર મરણ પામતાં તેનો પુત્ર કાયદેસર ખેતરનો હક્કદાર બને છે અને તે ઘરડા યરનીને કારણ વિના, કાંઈ પણ બદલો આપ્યા વિના કાઢી મૂકે છે. મૂંઝાયેલો અને રોષે ભરાયેલો યરની આમ કેવી રીતે બની શકે તે સમજી શકતો જ નથી.

'યરની બાંધે' તે તેની સાદી રીતે વિચારે છે. 'અને જ્યારે બાંધકામ પૂરું થાય અને શેઠ તાપતા સગડી પાસે બેસે ત્યારે યરનીને બારણાનો રસ્તો બતાવાશે. યરની ખેડે, વાવે અને લણે એટલે પાકના માલિક શેઠ થાય અને યરનીને ભાગે રોડાં આવે. યરની ઠૂંઠાં કાપે ને સાફ કરે, તે ઘાસ અને તણખલાના ઢગ કરે. અને જ્યારે ગંજીઓ ખડકાય, કોઠાર અને તબેલા ભરાય ત્યારે શેઠ સુંવાળી પથારી પર પોઢે અને યરની રસ્તે ઠોકરો ખાય. બંને ઘરડા થઈશું ત્યારે શેઠ તાપતા; ચુંગી ફૂંકતા ઘોરતા બેઠા હશે અને યરની કોઠાર પાછળ છુપાઈ સડતા ગંધાતા કચરાના ઢગમાં મરશે. આવો માનવીનો કાયદો છે; અને પ્રભુના કાયદામાં કહ્યું છે: "અન્યાય સહન કર; યરની, જો તારો પાડોશી તારા જમણા ગાલ પર મારે તો તેને ડાબો ગાલ ધરજે. અને જો તે તારો ડગલો ખૂંચવી લે તો તેને તારું ખમીસ પણ આપજે!'"

આવો યરનીનો આંતરિક બળાપો હતો. પોતાની સ્થિતિ સમજવાને અશક્ત એ એક અમલદાર પાસેથી બીજા પાસે આથડે છે, પણ જવાબમાં મશ્કરી અને તિરસ્કાર જ મળે છે. જ્યારે દેવમંદિરનો અને ધર્મનો આશ્રય લે છે ત્યારે 'કાયદાને તાબે થઈ ગબડાટ કર્યા વિના સહન કરો!' એવો જવાબ મળે છે. અર્થહીન રાહતની શોધથી ધૂંધવાઈ તે છાની રીતે પાછો ખેતરમાં જાય છે, તેને આગ લગાડે છે અને જ્વાલાઅંકમાં પોતે પણ ભસ્મીભૂત થાય છે.

આ લાંબી વાતમાં ઝાંકરે ન્યાય માટે ઝંખનો કરુણ ડોન ક્વીક્ઝોટ સમો, સ્લૉવેનની ધરતીના ખેડૂતને અમુક સામાયિક કે પ્રાદેશિક દૃષ્ટિથી અતીત એવા રૂપક તરીકે આલેખ્યો છે. એટલે જ એ કૃતિ યુરોપના સૌથી નાનાં રાષ્ટ્રોમાંના એકમાં જન્મ પામી હોવા છતાં યુરોપીય સાહિત્યમાં અગત્યના ફાળાસમી ગણાવાને લાયક છે. જો કે ઝાંકરની પ્રતિભાએ તેના પ્રદેશની મર્યાદાથી દૂર દૂરના પ્રદેશોનું ધ્યાન ખેંચ્યું છે, છતાં સામાન્ય યુરોપીય દૃષ્ટિબિંદુથી ઝાંકરનું હજુ મૂલ્યાંકન થયું નથી. આ ટૂંકા પરિચયમાં તેના ગુણો વિષે જ કહેવામાં આવ્યું છે. તેની ખામીઓ પણ જોવી જોઈએ.

ઝાંકરની મુખ્ય મુશ્કેલી કોઈ મહાન સંસ્કૃતિના કેન્દ્રનો અભાવ હતી અને તેમાં યે વળી તે સાહિત્યની ઊપજ પર જ આધાર રાખતો હતો. ગરીબાઈને લીધે તેને ઉતાવળથી, શુદ્ધ કલા માટે વિચાર કરવાના પૂરતા સમય વિના, લખ્યે જ જવાની ફરજ પડતી. આ કારણે તેની કેટલીક કૃતિઓ મહાન અદ્ભુત કૃતિઓ માટે કરવામાં આવેલ મુસદ્દાઓ જેવી લાગે છે. તેનાં શરૂઆતનાં લખાણોમાં કેટલીક વખત ભ્રામક અને અત્યંત અંગત તરંગો આવે છે. આ બધા પ્રથમદૃષ્ટિચિત્રની યુક્તિઓના ઢગમાં પ્રતિબિંબિત થાય છે. પણ એ વ્યક્તિ પર એક વખત કાબૂ મેળવતાં તેણે લોકભાષાનો ભેદ પિછાન્યો છે અને તેણે પરંપરા સાથે સ્લૉવેન સાહિત્યના ગદ્યની ભાષા ખીલવી છે. તેણે મૌલિક રીતે 'આંતરિક સ્વગતોક્તિ'નો ઉપયોગ કર્યો છે અને વેગવાન વાક્યરચનાઓ વાપરી છે. પણ આ ગુણોની ચર્ચા અહીં અસ્થાને છે.

છેવટમાં તેના કાર્યની વિવિધતા પણ નોંધપાત્ર છે એ જણાવવું જોઈએ. એવી એક પણ શાખા નથી જેમાં તેણે પોતાની શક્તિ ન અજમાવી હોય. ઉતાવળ કરવા છતાં યે તેમાં તેણે સામાન્ય દૃષ્ટિથી ખૂબ જ સુંદર કાર્ય કર્યું છે. તે આટલું ટૂંકું જીવન ગાળી મરણ ન પામ્યો હોત તો તેણે શું શું કર્યું હોત તે વિષે વિચાર કરવો નિરર્થક છે. પણ આટલી ટૂંકી જિંદગીમાં પણ આવા નાના રાષ્ટ્રના સાહિત્યને યુરોપીય સાહિત્યની હરોળમાં લાવવા તે શક્તિમાન થયો. એ જ આપણું ધ્યાન આકર્ષવા પૂરતું છે×.

× જાન્કો લાવ્રીન કૃત 'Aspects of Modernism'માંથી The Conscience of a Small Nation'નો લેખ-અનુવાદ છે.

# શોધને અંતે

શ્રી. ઊર્મિલા મહેતા

આજે મને વીસમું વર્ષ બેઠું. મારા આજના જન્મદિવસે મારે નક્કી કરી નાખવું જોઈએ કે હું ભાવિમાં શું કાર્ય હાથ ધરવાની છું. કાંઈક કરીશ એ તો ચોક્કસ. મારે કાંઈક થવું છે, મારે જિંદગીની સફળતાની ટોચે પહોંચવું છે, દુનિયાએ ન દેખ્યું હોય તેવું દેખાડવું છે. આજે ઉષાનો પત્ર આવવો જોઈએ, પણ એ તો એમ જ માને છે કે હું કાંઈ નહિ કરી શકું; વિચારું છું એટલું જ. પણ એને ય હું બતાવી દઈશ. તું ધારે છે તેવી આ સુધા નથી. આ આકાશમાં ઊડનારી નથી. આ તો છે નક્કી વિચારો પર ચાલનારી ને બુદ્ધિ-શક્તિનો બરાબર ઉપયોગ કરનારી, ઉષા...! ઠીક ચાલો, હવે નક્કી કરી લઉં, મારે શું કરવું તે. અત્યારે તો જાણે જુનિયર પૂરું કરી લેવું. ૭ માસ પછી પરીક્ષા છે, આ ૭ મહિના બરાબર વાંચવું. ન ક્યાંય જલસામાં જવું, ન મુસાફરીએ જવું. સખત વાંચીને સારે નંબરે પાસ થઈ જવું. પછી કંઈ લાઈન લેવી તે વિચારવાનું છે. બી. એ. તો ઘણાં થાય છે, એમને ત્રીશ રૂપિયાની નોકરી યે ક્યાંય નથી મળતી, આપણે નોકરી નથી કરવી. એવી ગુલામી કોણ કરે? વખતસર કામ આપવું પડે, હાજરી પુરાવવી પડે અને જવાબદારી કેટલી બધી! એટલો બધો ભાર તો આપણાથી ન ખેંચાય. ત્યારે તો સંગીત, કે...ચિત્ર. સંગીતમાં તો સમય બહુ પડે. આખો દિવસ એકની એક પીંજણ. ગાવું તો મને ગમે પણ એના બધા નિયમો યાદ રાખવા અને ઝીણી ઝીણી બાબતોની ચોકસાઈ રાખવી કેમ પાલવે? મહેનત કરું તો જગવિખ્યાત તો નહિં પણ દેશ-વિખ્યાત સંગીતશાસ્ત્રી બની શકું, પણ એની પાછળ કેટલાં વર્ષો કાઢવાં પડે? કેટલી મહેનત કરવી પડે? એ રીતે તો ચિત્ર ઠીક. નિરાંતે બેઠાં બેઠાં ચીતરાય તો ખરું, સૂતાં સૂતાં 'આઈડિયા' આવે તો સૂતાં સૂતાં દોરી કાઢીએ, પછી ગમે ત્યારે સરસ કરી લઈ શકાય. એમાં જરા મસ્તી પણ રહે. એ ઠીક છે, હો. એમાં મારી કલ્પના વધશે, વિચારો સ્ફુરશે અને બુદ્ધિને પણ કસવાનું મળશે. ઝાઝું વાંચવું નહિ, ઝાઝી મહેનત નહિ ને ઝાઝી જવાબદારી નહિ. ઠીક, ચાલો. આજે મારી વર્ષગાંઠને દિવસે નક્કી કર્યું કે મારે ચિત્ર તરફ જ ચિત્તને અને શક્તિને ઝોક આપવો અને એક ઉત્તમ કલાકાર બનવું. મારે દેશને સમૃદ્ધ કલાકૃતિ આપવી અને બતાવી આપવું કે સ્ત્રીઓ પણ દેશને કલાસંસ્કૃતિ આપી શકે છે.

× × ×

સરસ નંબર તો નહિ આવે એમ લાગે છે. સારું વંચાતું જ નથી. રોજને રોજ એક ને એક વાંચન કેમ ગમે? ને આવું અટપટું યાદ રાખવાની મહેનત પણ કેટલી બધી? મને થાય છે કે આ બધાની જરૂર જ શી છે? સંસ્કૃત શીખીને હું શું કરવાની હતી? બિચારા કાળીદાસને ખબર પણ નહિ હોય કે એણે એક કવિ થઈને ભાવિનાં કેટલાં છોકરા–છોકરીઓ ઉપર ત્રાસ વર્તાવ્યો છે! જો કે હું એને પૂજ્ય માનું છું, આમ તો એમની કવિતામાં આનંદ આવે છે, એઓ મહાન કવિ હતા,–આપણા દેશનું ભૂષણ હતા–પણ એને માટે આ ત્રાસની શી જરૂર છે? કેટલાંય છોકરા–છોકરીઓ એમને ગાળો આપે છે. અભ્યાસક્રમ તૈયાર કરનારા આવું કેમ થવા દે છે? એ ન જન્મ્યા હોત તો અમારે આટલું ગોખવું ન પડત, ને પાસ-નપાસની ચિંતાની લટકતી તલવાર નીચે કંપતાં ઊભાં રહેવું ન પડત. ખેર, મહેનત તો કરીએ, પાસ થવાશે એ તો ચોક્કસ છે. સારા માર્ક્સ નહિ મળે. વહેલું ઉઠાય તો તો વાંધો ન આવે, પણ થાય છે કે એક સારે નંબરે પાસ

થવા માટે રોજ વહેલાં ઊઠવું ને ગોખવા બેસી જવું, ન મિત્રોમાં જવું, ન સિનેમા–આ સારો નંબર ભારે પડી જાય. કાંઈ નહિ, સારા નંબરને શું કરવો છે? લહેરથી થાય એ જ થયું ગણાય. ગોટલી બાંધીને ઘણા પંડિતો થયા, પણ એમાં એમની બહાદુરી શી? આપણે તો લહેરથી વંચાશે એટલું વાંચશું, નકામો જીવ–ઉકાળો નથી કરવો. પાસ થઈશ એની તો સો ટકા ખાતરી છે, પછી શી ચિંતા છે?

× × ×

આજ સોળમી થઈ, વીસમીએ પરિણામ છે. પાસ છું, એ તો ખાતરી છે. પણ ઉષા કલાસ મેળવી જશે ને હું લટકી રહીશ. કાંઈ નહિ, ચોપડાં ગોખ્યે કાંઈ હોશિયારી આવી જતી નથી. મારે તો મારું જે જીવનકાર્ય છે તેમાં મારી શક્તિ બતાવી આપવી છે. પણ હમણાં ઘરમાં તો બાએ ઉપાડો લીધો છે. શું વીસ વર્ષની હું બહુ મોટી લાગતી હોઈશ? એમને મન તો હું જાણે મોટી સ્ત્રી બની ગઈ છું! રોજ સંભળાવે છે કે તારા જેવડી તો અત્યારે ઘરનો બધો ભાર ઉપાડતી હોય પણ બિચારાંને ખબર નથી કે એમની આ સુધલી એવો ભાર લેવા કરવાની નથી. એને તો જીવનમાં બીજું જ કંઈ કરવાનું છે. પણ બાપુજીને મારે બરોબર સમજાવી લેવા પડશે એ મને બરોબર સમજે છે એટલે મારા માર્ગમાં અંતરાય નહિ નાખે. પણ મારે એમને મારી વાત કેમ કહેવી? એમની સાથે લહેર તો ઘણી કરી શકું છું, કારણ કે એમને મારા પર ઘણો પ્રેમ છે અને ઘણો વિશ્વાસ છે. પણ ગંભીર વાતો કરવાનો તો કદી પ્રસંગ પડ્યો નથી. મારાથી ગંભીર બની શકાશે? ગંભીરતાથી મારી વાત હું એમની પાસે રજૂ કરી શકીશ? જોઈ લેવાશે. આજથી શી ચિંતા?

* * *

બાપુજીનો જવાબ આવી ગયો. 'કુમારીજીવન એ તલવારની ધાર છે. લગ્ન ન કરવા પાછળ ચોક્કસ બળની જરૂર હોય છે. એ બળ તમારી પાસે છે? તેની તપાસ કરો. લગ્ન કેમ નથી કરવું એનો પ્રથમ પાકો વિચાર કરો. એનાં કારણો નિશ્ચિત કરો. પછી જ લગ્ન ન કરવાનો નિશ્ચય કરો. જો તમે શક્તિમાન હશો તો હું આડો નહિ આવું. પરંતુ પિતા તરીકેની મારી ફરજ છે કે તમારાં નિશ્ચિત કારણો મારે જાણવાં અને તમે તરંગમાં ન અથડાઓ તે મારે જોવું. તમે વિચાર કરો. આજે એક દિવસમાં જ વિચારી લેવું એવું કાંઈ નથી. આઠ પંદર દિવસ સુધી વિચારી જુઓ અને નક્કી કરીને મને જણાવો. જેથી હું તમારા જીવનનાં કાર્યો વિષે વિચારી શકું, અને તમારાં માતુશ્રીની હમેશની ચિંતાને શમાવી શકું.'

બાપુજીને મોઢામોઢ વાત ન થઈ શકી એટલે મેં ચિઠ્ઠીનો આશરો લીધો. એમના જવાબથી તો થીજી ગઈ છું. આવી બાબતોમાં આટલા બધા વિચાર કરવા પડતા હશે? આ બાબતમાં મને ઉત્સાહ તો કોઈ આપતું જ નથી. ઉષા તો મેં પરીક્ષા આપી દીધી ત્યારથી લખ્યા કરે છે કે હવે લગ્નનો વિચાર કરજે, આપણે સ્ત્રીઓને માટે કુમારીજીવન બહુ અઘરું છે. પુરુષો ગમે ત્યાંથી કંપની મેળવી લે છે, દિલ બહેલાવી શકે છે, સ્ત્રીઓ એની એકલતા કેમે ય દૂર કરી શકતી નથી. માટે તારા તરંગો છોડીને ગંભીરતાથી લગ્નનો વિચાર કરજે. ઉષલી–! છે તો હજી મારા જેવડી અને શિખામણ કેવડી મોટી આપે છે! પણ પિતાજી પણ એવું જ લખે છે. ત્યારે મારે કરવું શું? સૌની ઈચ્છા વિરુદ્ધ એકલા ઝૂઝવાની તાકાત તો મારામાં છે, પણ જવાબ કેટલાયને આપવા પડશે. મારી મુસ્કેલીઓ ઉપાતે કે પિતાજીને પછી કેવી રીતે કહેવા જઈ શકીશ? પછી તો મારી બધી ચિંતા મારે જ ઉપાડવી પડશે. ને એનો તો મને અતિ અતિ કંટાળો છે. પરંતુ આવી બીકે મારા આદર્શને જતો કરું, શું? ના, ના! આદર્શ પાછળ તો માણસ ઘેલાં બને છે. ગમે તે ભોગે મારે મારા આદર્શને પકડી જ રાખવો જોઈએ. ભલે પિતાજી કે ઉષા મને સાથ ન દે પરંતુ હું તો મારા વિચારમાં મક્કમ રહીશ. મારે મારા દેશની સેવા કરવી છે, મારા દેશમાં સંસ્કારવૃદ્ધિ કરવી છે. મારા આદર્શને હું નહિ છોડું. પિતાજીને લખી

નાખું છું કે અપરિણીત જીવન એ જ મારા આદર્શને પોષક છે. એ મારો નિશ્ચય છે.

× × ×

પહેલો તાર મનુનો આવ્યો—કોન્ગ્રેચ્યુલેશન—કોન્ગ્રેચ્યુલેશન કોન્ગ્રેચ્યુલેશન-સજાણે ઝડી વરસી. આ તો કાંઈક જાદુ જ કહેવાય. વગર મહેનતે સેકન્ડ ક્લાસ આવ્યો! નસીબદાર તો ખરી. અને પેલો બિચારો અનુ, ચોટલી બાંધીને રાતદિવસ વાંચ્યે રહ્યો તો ય બિચારો ફેઈલ! લક-લક! બધે નસીબનું જ રાજ્ય ચાલે છે. પણ મનુ માળો ફર્સ્ટ ક્લાસ આવી ગયો. છે તો લહેરી લાલો ને કેમ કરતાં આવ્યો હશે? હા, સ્મરણશક્તિ એનામાં ભારે છે. એક વાર વાંચે. ફરીને પાનાં ફેરવવાં જ ન પડે ને! મને ય ભગવાન એવી શક્તિ આપી દે તો? કદી ચિંતા જ નહિ ને, દર વખતે ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ! પણ યા ખુદા! વો દિન કહાં સે કે મિયાં કે પાવમેં જૂતી?

પિતાજી મનુ માટે વારે વારે પૂછ્યા કરે છે, અને અહીં પણ બોલાવ્યા કરે છે. એમના મનમાં શું હશે? તેઓ પેલા અમેરિકાથી આવેલા ડૉ. શાહનો પણ ઉલ્લેખ કર્યા કરે છે. મારું ચોકઠું ગોઠવી દેવાનો વિચાર હોય એવું લાગે છે. પરંતુ આપણે આપણી સ્વતંત્રતા ઉપર દાબ મૂકવા તૈયાર નથી. આજે ઉષા પણ આવવાની છે. અભિનંદન દેવાનું તો બહાનું છે. પિતાજીને મળી મને સમજાવવાનો પ્રયત્ન કરશે એ ચોક્કસ. મારે મજબૂત રહેવું જોઈશે. હે જીવ! જાગ્રત રહેજે અને આ સૌની સામે ટક્કર ઝીલજે.

× × ×

ઉષા બિચારી મારી જીદ સામે ન ફાવી. એને મારા ઉપર કેટલો બધો પ્રેમ છે! હું પરણું કે ન પરણું, હું સુખી થાઉં કે દુઃખી એમાં એને શો લાભ કે ગેરલાભ? પણ એ મારા સુખની ચિંતા સદાય કરે છે. મારી ઇચ્છા વિરુદ્ધ કશું નથી કરતી. હું નારાજ ન થાઉં તેનું સતત ધ્યાન રાખે છે. હું કાંઈક તરંગી તો હોઈશ. બેદરકાર પણ કંઈક ખરી—એટલે ઉષાનું મારી પાસે ચાલતું નથી, પણ એના કહેવામાં કંઈ જ તથ્ય નથી એમે ય નથી લાગતું.

× × ×

એકલતા સાલતી હોય છે એ વાત ખોટી તો નહિ. હવે મને એવું કંઈક થતું હોય એમ લાગે છે. મુંબઈમાં આવ્યે ૭ મહિના થયા પણ ચિત્રમાં કાંઇ પ્રગતિ કરી નહિ કે નથી કર્યું કોઈ પ્રકારનું ગે નાનું કામ. હમણાં તો જાણે મિત્રમંડળ વધી ગયું છે, એમાં સમય ચાલ્યો જાય છે. ક્લબમાં પેલો સૂર્યકાન્ત હમણાં દાખલ થયો. અજબ છોકરો છે. દિદાર તો શાંતિનિકેતન રહી આવ્યો હોય તેવા છે. મનુની સરખામણીમાં અક્કલના કાંઈક બાદશાહ છે. કાલે ભાઈસાહેબ 'કલા માટે જીવન' ચર્ચવા બેઠા. પણ સુરેન્દ્ર પાસે પણ ટકી ન શક્યા. જો કે મનુ એની ઉપેક્ષા કરે છે તે બરોબર નથી. એનામાં આર્ટ છે એની તો કોઈ ના ન પાડી શકે. સાળું, આમાં ગૂંચ બહુ પડી જાય છે. કોણ હોશિયાર અને કોણ નહિ એ જુદું પાડવું જ મુશ્કેલ. ચાલ જોઉં, આંખો બંધ કરીને વિચાર કરવા દે હાં—પણ બારણાં ખુલ્લાં છે, કોઈ જોશે તો કહેશે કે આ ખુલ્લા બારણે કયા પ્રિયતમની આરાધના કરવા બેઠી હશે? બારણાં ય એવાં છે કે ઊભા થઈને વાસીએ ત્યારે જ વસાય. એનામાં એટલી અક્કલ નથી કે અત્યારે સુધાબેન એમના મિત્રોનું વર્ગીકરણ કરે છે તો અમારે અમારી મેળે બંધ થઈ જવું જોઈએ! મારે જ ઊઠીને બંધ કરવાં પડશે. હા, હવે આંખ બંધ કરું. પહેલાં કોનો વિચાર કરું? સૌથી પહેલાં તો મનુની મૂર્તિ નીરખવા દે. એ છે મારો બાલસખા. વળી મારા મનમાં એ પહેલા નંબરનો બુદ્ધિશાળી અને સર્વજ્ઞાની છે. એનું માથું તો ઠીક ઠીક છે, સુડોળ મોં છે, પણ વાળ ટૂંકા રાખે છે. વાળમાં તો સૂર્યકાન્ત—વાંકડિયા વાળ ને તેમાં પણ ઓડિયાં; આંખો મોટી ને ચળકતી—જાણે કોઈ મસ્ત મુસાફર! અરે ભૂલી, મારે પહેલાં તો મનુનો જ વિચાર કરવાનો છે. હં, મનુ પહેરવેશે સાવ સાદો છે. બંધ

પાટલીનું ધોતિયું અને બંધ ટેનિસ કોલરનું અધું ખમીસ. આવો અધૂરો પોશાક પણ એને મન બરોબર લાગે છે. પણ એ સાદો છતાં આકર્ષક તો છે. કલબમાં એ કાંઈક બોલે એટલે સૌ પોતપોતાની વાતો મૂકીને એની આસપાસ વીંટળાઈ જાય. એનામાં બોલવાની અમુક છટા છે. સામાને આકર્ષવાની પણ કળા છે, હાજરજવાબી બુદ્ધિ છે, ચાલ પણ ધીરગંભીર અને ચિંતક જેવી છે. પણ તોફાન મસ્તીને વખતે એ ધીર ગંભીરતા અને ચિંતકપણું આલોપ થઈ જાય છે. એની એક વાત નથી ગમતી. એ ચર્ચા કરે છે ત્યારે સારું લાગે છે, પણ પછી તો એ અડી જ પડે છે. નથી રહેતું એને સમયનું ભાન કે નથી રહેતું સ્થાનનું ભાન. એ પરથી લાગે છે કે એ જેટલું બોલે છે એટલું કરતો નહિ હોય. હવે જોઉં સૂર્યકાન્તને. એની વાતો કળાની જ હોય છે અને માન્યતાઓ મારા જેવી જ ધરાવતો લાગે છે. ચિત્રકળા દેશને સંસ્કૃતિ આપશે એ વિષેની એની માન્યતા દૃઢ છે. મને ચિત્રનો શોખ છે એની એને ખબર પડી છે ત્યારથી મારી સાથે હળવામળવા ઠીક પ્રયત્ન કરે છે. મને પણ એમાં કાંઈ વાંધો નથી લાગતો. જો કે મનુ અમે વાતો કરતાં હોઈએ ત્યારે જરા ત્રાંસી આંખે જુએ છે, પરંતુ મારે એની શી પરવા? મને ફાવે તેમ હું વર્તું, અને ફાવે તેની જોડે બોલું. એવી કોઈની ખફા નજરની મારે શી ચિંતા? સૂર્યકાન્તમાં તર્કની જ ખામી છે, નહિ તો એ ગમી જાય એવો યુવાન છે. સુરેન્દ્ર તો ફાંકડેલાલ લાગે છે. ન કોલેજની પરવા, ન ઘરની પરવા. બહાર મિત્રોમાં ફર્યા કરવું, ટેનિસ ને બ્રિજ ખેલવાં એ એનો ધંધો. પણ માળો ટેનિસમાં એક્કો છે. શરીર કેવું સુદૃઢ છે! એ તો તે દિવસે કોટ કાઢી નાખ્યો અને માંસલ બાવડાં દેખાયાં ત્યારે જ ખબર પડી. એ કહેતો હતો કે પોતે નિયમિત કસરત કરે છે અને માને છે કે કસરતનો નાશ થયો તેથી જ આપણો દેશ કંગાલ બની ગયો. શરીર સારું હોય તો જીવનના દરેક પાસામાં વિજય મેળવી શકીએ [illegible] થી. મારો જ [illegible]ચાર કરું ને! મારી [illegible] એ તેની [illegible]

મને કોઈ એક માઈલ ચાલવાનું કહે તો હું એને શાપ જ આપું. એથી જ તો મુશ્કેલીનાં કામો હાથમાં લેતાં ડર લાગે છે. સારાં કામો કરી શકવા સારું શરીર એ પહેલી જરૂરિયાત છે. ખરાબ શરીરે કામ તો થાય, પણ તે એવું જ. સુરેન્દ્ર જેવી દેશસેવાની ધગશ ધરાવનાર અમારી કલબમાં બીજો કોઈ નથી. પણ એનો ટેનિસનો શોખ એને દેશસેવા માટેની ફકીરી પાસે ફરકવા દે એમ લાગતું નથી. સાચું પૂછો તો એની મોટા ભાગની શક્તિ આમ રમત અને ચેમ્પિયનકપ મેળવવાની હરીફાઈમાં જ ખર્ચાઈ જાય છે. એના લગ્ન વિષેના વિચારો પણ કાંઈ ઓર જ છે. સૌ સાથે એને ફ્રેન્ડશીપ. લીના એની ખાસ મિત્ર વીણા એની ટેનિસમેઇટ. ચંદ્રા તો એના 'દેશસેવામંડળ'ની મંત્રી. એની ચારે બાજુ છોકરીઓ જ છોકરીઓ. અને છતાં કહે છે કે પોતે પરણવાનો નથી. આવા માણસો સમજાય જ નહિ. જો પરણવું નથી તો મારે ઘેર રોજ આંટા શા સારુ ખાય છે? લીલાને લઈને રોજ ફરવા કેમ જવું પડે છે? આવા અટપટા માણસોથી સો ગાઉ દૂર રહેવામાં જ લાભ. પણ મારે આ બધાનો આવો વિચાર શા માટે કરવો પડે છે? મારે તે શું સ્વયંવર રચવો છે તે બધાનાં રૂપગુણ વિચારવા બેઠી છું? મૂર્ખી–મૂર્ખી!

આજે સાંજે પ્રદર્શન જોવા જવું છે. સૂર્યકાન્ત તેડવા આવવાનો છે. ચાલો, એમ કાંઈક જોઈશું કરશું તો કાંઈક વળશે. આમ નવરાં બેઠાં વિચારો કર્યે કંઈ નહિ વળે.

× × ×

કોલેજમાં વેકેશન પડયું છે. કાલે ઘેર જવું છે. થોડા દિવસ મોજ કરીને પછી જવું? પથારીમાં જ પડવા દે. પણ પડયાં પડયાં ય વિચાર કેમ કરી શકતી નથી? વિચાર કરવા બેસું છું ને વિચારશૂન્ય થઈ જવાય છે. ઉનાળો પણ ખરો છે. દિવસ આખો સખત તાપ અને છતાં ય અત્યારે પવનની એક લહિર પણ નહિ! હૃદયમાં પણ કાંઈક એવું જ લાગે છે. સાંજે હેંગીંગ પર ફરવા જતાં મનુએ લગ્નનો પ્રસ્તાવ [illegible] જો કે એ વખતે તો મેં હંમેશના ગમ્મતી

સ્વભાવ પ્રમાણે જવાબ આપવાનું ટાળી દીધું, પણ મનના ખૂણામાંથી છૂપો છૂપો એ વિચાર ટપકી આવે છે ને વિચાર કરવાનું નક્કી કરું છું ત્યારે વિચારી જ શકાતું નથી. લાગે છે, જાણે ઘણા ઘણા વિચારો કરવાના છે—પણ એકે ય મગજનો કાબૂ નથી પકડતો. બુદ્ધિશક્તિ અને વ્યવહારુતાની દૃષ્ટિએ મનુ બરોબર કહેવાય, પણ ગમી જાય તેવો તો સૂર્યકાન્ત. જેને આ દુનિયાનું ભાન ન હોય, જેને પોતાનું પણ ભાન ન હોય ને જે પોતાની કલામાં જ માત્ર તલ્લીન હોય એવા દીવાના મને તો ગમે, એવા પ્રત્યે પ્રેમ ખૂટી ગયો હોય તો ય હૃદયને ખૂણે ખૂણેથી ઘસડાઈ ને આવે. પણ જિંદગી છે બહુ લાંબી. આખી જિંદગી આવા મસ્ત માણસ સાથે ગાળી શકાય કે નહિ તે પ્રશ્ન છે. જીવનમાં એકલી મસ્તીથી તો ન ચાલે. ખાવું પીવું પણ જોઇએ છે. મસ્તીમાંથી દિલ મળે પણ દિલને અને જિંદગીને ટકાવનાર રોટી ન મળે તો મસ્તી ક્યાંય ઊંઘી જાય. રોટી માટે તો પૃથ્વીના પડ પર ચાલવું પડે. ખરી સ્થિતિનો જ સામનો કરવો પડે. એમાં જો દીવાનાપણું દેખાડવા જઈએ તો નકોરડી એકાદશી સિવાય કશું ન રહે. પણ આ બધું છે શું? હું કેમ આવા વિચારો કરું છું? મારે ને લગ્નને શું લેવા કે દેવા? નકામી આ માથાફોડ શી? મનુને જવાબ આપવાની કશી જરૂર નથી. સૌ મિત્રો જાણે છે કે મારો આદર્શ એક આદર્શ કલાકાર થવાનો છે. પરણવામાં મારે જિંદગીનું પૂર્ણવિરામ નથી લાવવું. બસ કાલે ઘેર જ જાઉં. પિતાજી મને કેટલી યાદ કરે છે! એમના પ્રેમ પાસે મારી મોજમજાહની શી વિસાત છે?

× × ×

પિતાજીને મારા મિત્રમંડળની પિછાન થઈ છે ને કાંઈક શંકા પણ થઈ છે, તેથી જ મને વારેવારે લગ્નનું પૂછ્યા કરે છે. માણસને એકલતા ખાઈ જતી હોવી જોઈએ. જો સખત પરિશ્રમ અને પ્રવૃત્તિ હોય તો માણસ એકલતા ભૂલી જાય, પરંતુ મારા જેવી મનમોજી પ્રવૃત્તિવાળી છોકરીને કોઈક દિવસ એકલતા હેરાન તો કરે જ. પેલાં શારદાબેન, છેક પાંત્રીસમે વર્ષે પણ લગ્ન કરવું તો પડયું જ. એ શા માટે? તેઓ તો કામમાં પણ બહુ રહેતાં. સવારે અનાથાશ્રમનાં બાળકોને ભણાવવા જાય, રાત્રે મજૂર-રાત્રિશાળા ચલાવે. દિવસે પણ ઘરનું કામ, સેવાનું કામ, નોકરી—કેટલું બધું કામ કરે! ખરું પૂછો તો એમને પોતાની એકલતાનો વિચાર કરવાનો પણ વખત નહિ મળતો હોય. પથારીમાં પડયાં કે થાકથી મીઠી ઊંઘ આવી જતી હશે. છતાં ય પરણવું પડયું! પેલાં જયાબેનને પણ ત્રીસમે વર્ષે પરણવું પડયું. કહે છે કે પેલાં મનહરબેન આજે ચાળીસમે વર્ષે પણ લગ્ન કરવું કે ન કરવું એની ગડમથલમાં છે. આવી પ્રવૃત્તિશીલ વ્યક્તિઓને પણ એકલતા ત્રાસ આપી જતી હશે? પિતાજીના કથનમાં મારો બોજો પોતાને માથેથી ઉતારી નાખવાની જ સાવ સ્વાર્થી વૃત્તિ ન જ હોય. પણ મારા મનમાં ઘડ બેસતી નથી, શા માટે એકલાં ન રહી શકાય? મારે જોઈએ તેટલાં મિત્રો છે, કલબમાં હું મારું મન બહેલાવી શકું છું, પછી લગ્નની જવાબદારી મારે શા સારુ લેવી? પિતાજીની એ દલીલ સાચી લાગે છે કે અત્યારે જે મિત્રો છે તે યુવાની પૂરતાં જ છે. ઉમર મોટી થાય એટલે મન બીજી દિશાઓ શોધે છે. સૌને પોતાનું પોતાની અંદરથી ઊભું થયેલું વર્તુલ જોઈએ છે, એમને ઘરબાર જોઈએ છે, સૌ ધંધામાં પડી જાય, સૌ ઘરબારમાં પડી જાય એટલે કલબમાં કોણ કેટલો સમય આવી શકે? સૌને કાંઈ મારી જેમ અપરિણીત તો ઓછું જ રહેવું છે? હા, એક સૂર્યકાન્ત મારા જેવા જ વિચારો ધરાવે છે. પરંતુ એમ બીજાના આધારે જ જો અપરિણીત રહેવાનું હોય તો તો પરણી જવું શું ખોટું? પરંતુ પિતાજીને હમણાં તો ના પાડી દેવી. હમણાં તો હું અભ્યાસ કરવા માગું છું અને મારી મેળે જ મારું હું કરી લઈશ, એમણે એ વિષે ચિંતા ન કરવી જોઇએ. મને કયા પ્રકારની વ્યક્તિ સાથે વધુ ફાવે એ તો મને જ ખબર પડે. તેઓ મને સૂચવી શકે, પણ નક્કી તો હું જ કરી શકું. અને હમણાં તો મારે કરવું પણ નથી. બસ પિતાજીને કહી દઉં કે મારો નિશ્ચય અડગ છે.

+ + +

હમણાં પિતાજીના પત્રો ઠીક ઠીક આવે છે. દર પત્રે બે ત્રણ સૂચન હોય. પેલો લંડન જઈ આવ્યો છે, ફલાણો એલ. ડી. છે, શ્રીમાન ડૉકટર છે, ભાઈસાહેબ વકીલ છે, બૅરિસ્ટર છે. વધુમાં લખે છે, હમણાં ઉમર છે તે આવાં સારાં સ્થળો મળે છે. પછી તો ક્યાંય પત્તો નહિ ખાય. પિતાજીની વાત તો સાચી છે, પણ હું મૂંઝાઈ જાઉં છું. મારે મારાં ચિત્રોનું કાંઈક કરવું છે. મારે મારા આદર્શને પહોંચવું છે. અને તેઓ જેતું જેતું સૂચન કરે છે તે બધા આબરૂ અને પૈસામાં સારા છે, પણ મારે જે જોઈએ તે એમનામાંથી કોઈમાં નથી. ડૉકટરને ભલું એનું દવાખાનું, એમને કમાવા સિવાય બીજો રસ નથી. એલ. ડી. દેશ જેવી કોઈ ચીજને સમજતા નથી, પશ્ચિમ એ એમનો દેશ હશે. લંડનવાળો પોતાની જ. મોટાઈમાં એટલો ઊંચો છે કે હું તો એને સાવ નાની લાગું, મારી સ્વતંત્રતા શી ચીજ છે એમ જ તેઓશ્રી કહે. સૌ પુરુષોને કહ્યાગરી સ્ત્રી જોઈએ. હું પરિણીત છું એવી પરતંત્રતાનું સહેજે ભાન કરાવનાર તો મારે ન જ જોઇએ. પરંતુ પિતાજી મારા આ વર્તનથી બહુ દુઃખી થતા જણાય છે. મારો લગ્ન ન કરવાનો નિશ્ચય થોડોક તો હલી ગયો છે. મુંબઈમાં જ્યાં નજર નાખું છું ત્યાં યુગલ દેખાય છે. મારે કાંઈક કરવું છે, એવું કાર્ય કરતી સ્ત્રીઓને જોઉં છું તો તેઓ પરણેલી જ છે. મિત્રો વિના રહી શકું તેવો મારો સ્વભાવ નથી. અને આ મિત્રો કયાં સુધી ટકશે તે અચોક્કસ છે. મારે મારી સાચી સ્થિતિ પિતાજીને જણાવી દેવી જોઈએ. 'હું લગ્ન નથી જ કરવાની' એવાં બાણ જેવાં મારાં વચનો ખોટે–ખોટી રીતે પિતાજીની છાતીમાં મારે મારવાં ન જોઈએ. એમને લખી નાખું, 'હું પરણીશ ખરી પણ મારા આદર્શને અનુકૂળ બને એવા યુવકને જ પરણીસ. એટલે તમે મારાં લગ્ન વિષે શાંતિ રાખજો ને ચિંતા ન કરજો.'

× × ×

પિતાજીનો પત્ર આવ્યો. એમણે ઘણો સંતોષ વ્યક્ત કર્યો.

સિનિયર બી. એ. ની પરીક્ષાને બે જ મહિના બાકી રહ્યા છે. જો કંઈ નહિ કર્યું તો હેરાન હેરાન થઈ જઈશ. હમણાં મિત્રો અને મોજમજાહને છોડીને વાંચવામાં જ લાભ છે. પછી જોઈ લઈશું શું કરવું તે.

× × ×

પાસ થઈ. ખુશાલીના તારો તો ઘણા આવી ગયા, પણ પછી કોઈ તો પત્ર કાં નહિ? અઠવાડિયે એક વાર લખતો મનુ, બે વાર લખતો સૂર્યકાન્ત, ફાવે ત્યારે લખતો સુરેન્દ્ર–બધા ક્યાં સૂઈ ગયા? કોઈને એમ નહિ થતું હોય કે પરીક્ષામાં સારી રીતે પાસ થયાં પછી અને મુંબઈમાં આટલાં વર્ષો ગાળ્યાં પછી સુધાબેનને ઇગતપુરમાં નહિ ગમતું હોય અને કાગળની રાહ જોયા કરતાં હશે? બધાં ભૂલી ગયાં કે શું? ઉષાના પણ હમણાં કશા સમાચાર નથી. એ પરણવાની છે એટલે કાં તો પોતાની ધમાલમાં પડી હશે. હશે, એમાં મારે શું? હું ઓછી એ સૌના કાગળ ઉપર જીવું છું? મારેય મારું કાર્ય છે. મારે કોઈની પડી નથી. પિતાજીએ કહ્યું, 'તને અહીં ગમતું નહિ હોય, પંદરેક દિવસ મુંબઈ રહી આવ, તારે કોઈ મિત્રને ત્યાં ઊતરવું હોય તો તેમ, નહિ તો હું છગનભાઈને લખું, તને ત્યાં અગવડ નહિ આવે, ઘર જેવું જ લાગશે.' થાય છે કે મુંબઈ જઈ આવું. મિત્રોના કાગળ નથી એટલે એમની ઉપર તો ખૂબ ગુસ્સો ચડે છે પણ એમને વિષેની જિજ્ઞાસા ઓછી નથી થતી. જઈને જોઉં તો ખરી કે છેલ્લી પરીક્ષા પસાર કરી દીધા પછી સૌ શું વિચારે છે, જીવનના કયા કયા કેડે ઊતરી પડ્યા છે. પણ મુંબઈ જઈને કોઈ મિત્રને ત્યાં તો નથી જ ઊતરવું. છગનકાકાનું ઘર પૂરતું અનુકૂળ બને તેવું છે.

× × ×

બે દિવસ તો અભિમાનમાં કોઈની પાસે ન ગઈ, પણ પછી ધીરજ ખૂટી. સૂર્યકાન્તને ફોન કર્યો. એણે પ્રથમ આશ્ચર્ય બતાવ્યું. પછી ખુશી પ્રગટ કરી. પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો. જવાને ઉત્સુક તો હતી જ. ઝાઝી માનમાં ન રહી. એ જ

મિનિટે નીકળી પડી. એણે ઠીક આવકાર આપ્યો. "મનુભાઈ ક્યાં સંતાઈ ગયા?" મારાથી પુછાઈ જવાયું. "કેમ, તમને કંકોતરી પણ નથી મળી, શું? લો, ત્યારે હું જ વધાઈ દઉં, વીણાબેન સાથે કાલે રાત્રે જ તેઓ જોડાઈ ગયા." સૂર્યકાન્તે કહ્યું. મારા અભિમાન પર સખત ઝટકો પડ્યો. "ત્યારે તો એક મારી સાથે જ ગોઠવણ નહોતો કરતો, બીજે પણ તૈયારી રાખી હતી." મનમાં ને મનમાં હું બળી જવા લાગી. "ને સુરેન્દ્ર?" હોઠ દાબીને મેં પૂછ્યું. "ઠીક ફાવી ગયો એ. અરજી સાથે જ બેંકમાં નોકરી મળી ગઈ અને–" સૂર્યકાન્તે કહ્યું. "અને શું?" "કેમ બનવા પામ્યું તે તો કોણ જાણે પણ એની નાતની કોઈ અજાણી છોકરી સાથે લગ્નનું નક્કી થઈ ગયું. નાતનું કામ તો એવું ને કે સારો ભણેલો હોય, સારી નોકરી હોય, એટલે ઝડપાયો. પણ છોકરીનાં માબાપ પૈસાદાર છે, ખાસ અફસોસ કરવા જેવું નથી." "ઠીક ભાઈ, આ યે એક બલિહારી જ ને! આટલુ ભણ્યો અને હવે નાતની જંગલી રીતે લગ્ન કરવાનો." મારાથી તિરસ્કાર વ્યક્ત થઈ ગયો.

"અને તું હવે?" મેં હસીને પૂછ્યું. એનો એણે એના સ્વભાવ મુજબ જ મસ્ત જવાબ આપ્યો, "જો જીમેં આયગા વો." મને શાંતિ થઈ, લાગ્યું, કે ભલે બધા ગયા, પણ સૂર્યકાન્ત તો છે જ. મસ્ત અને કલાનો દીવાનો. એની સાથે રહીને ચિત્રના આદર્શને પહોંચી શકાશે. એમ વિચારીને નિરાંતનો શ્વાસ લીધો ને આરામખુરશીમાં પગ લાંબા કરીને ટેસથી બેઠી. બેઠાં બેઠાં સહજ રીતે સૂર્યકાન્તની રૂમમાં મેં નજર નાખી. કાગળિયાં આમ તેમ ઊડતાં હતાં, રંગ મેળવવાનું પાટિયું, કલરબોક્સ, રંગ લૂછવાનાં ચીંથરાં, બધું અસ્તવ્યસ્ત પડયું હતું. એક ટેબલ ઉપર પ્રાઇમસ પડયો હતો, પાસે ચા પીધા પછીનાં સાફ કર્યા વિનાનાં કપરકાબી પડયાં હતાં, તેના પર માખીઓ બણબણતી હતી, અર્ધી પીને ફેંકી દીધેલી સિગારેટો અને રાખ આમતેમ પડી હતી. બધું બહુ ગંદુ લાગતું હતું.

'આવું કેમ રાખે છે?' મેં કહ્યું. એણે હસીને કહ્યું, 'આપણને એ ક્યાંથી ફાવે? તું આવતી જા અને મદદ કરતી રહે. આપણે સાથે ચિત્ર કરીશું. બહાર સિનરીના અભ્યાસ માટે જઈશું.' મને એ બહુ ગમ્યું, કાર્યક્રમ નક્કી કરીને આનંદિત ચહેરે હું ઘેર આવી, પિતાજીને લખી નાખ્યું કે એક મહિનો હાલ હું અહીં જ રહીશ. પિતાજીએ ખાસ વાંધો ન લીધો, પરંતુ બા નાખુશ થયાં છે, અને મારે લગ્નનું હવે જલદી વિચારવું જોઈએ, આ રીતે રખડી રખડીને વર્ષો ન વિતાવવાં જોઇએ, એવું આડકતરું સૂચન કર્યું, પરંતુ મેં એ પત્રને હસી કાઢ્યો ને ખુશમિજાજથી મારે કામે ચડી. સૂર્યકાન્ત કુશળ ચિત્રકાર હતો એની કોઈ ના પાડી શકે એમ ન હતું, એની મદદથી મારું ગાડું ઠીક આગળ ચાલતું હતું. પરંતુ મારા હમેશના આરામપ્રિય સ્વભાવને અંગે પરિશ્રમ મને પસંદ ન હતો અને તેથી કામને વેગ મળતો ન હતો. છતાં એકંદર કામ ઠીક થતું અને સૂર્યકાન્તના મસ્ત સ્વભાવથી મારું દિલ ભર્યું ભર્યું રહેતું.

આજે પિતાજીનો પત્ર છે. મને ઘેર આવી જવા માટે દબાણ કર્યું છે. જે પિતા મારી ઇચ્છા વિરુદ્ધ કદી કાંઈ ન કરે એમને પણ હવે મારી રીત ભાત સ્વચ્છંદી લાગે છે. એનું કારણ તો કદાચ હું સૂર્યકાન્ત સાથે ઘણો સમય રહું છું એ વિષે છગનકાકાએ લખ્યું હશે એ જ હશે–પરંતુ સાથોસાથ બાની સ્થિતિનું પણ વર્ણન કર્યું છે. તેઓ રોજ રડે છે, ગુસ્સે થાય છે અને હું એમની આબરૂ ગુમાવવા બેઠી છું એમ તેમને લાગે છે. પણ હું શું કરું? મને કાંઈ સૂઝતું નથી. એમણે સૂચવેલ કોઈ વ્યક્તિ યોગ્ય લાગતી નથી–મેં નક્કી કરેલ આદર્શ પણ જાણે દૂર દૂર સરી જતો હોય એમ લાગે છે. કોઈ રસ્તો દેખાતો નથી–લગ્ન કરવાનું તો છે પણ ક્યાં? મને સમજી શકે તેવો કોણ છે? હું જાણું છું કે હું માતાપિતાને મુશ્કેલીમાં મૂકી રહી છું, પણ ઉપાય શો? શો જવાબ દઉં? ચાલ, સૂર્યકાંત પાસે જ જાઉં. લાગે છે કે એ આવી બધી

બાબતો માટે ખેપરવા હોય–એને તો લગ્નની જાણે કદી જરૂર પડવાની જ નથી, છતાં ય એની પાસે જાઉં તો ખરી, મન જરા હળવું થશે. જાઉં, પૂછું ને ચર્ચા કર્યા પછી પિતાજીને જવાબ લખું.

× × ×

સૂર્યકાંત રૂમની ચાવી બહાર ખીંટીએ જ રાખતો જેથી આવનારને પોતાની ગેરહાજરીમાં પાછું જવું ન પડે. એમાં ય ખાસ મારે માટે જ જાણે એ સગવડ રખાઈ હતી. હું ગઈ ત્યારે સૂર્યકાંત બહાર ગયેલો. તાળું ખોલી અંદર ગઈ તો સવારની ટપાલમાં આવેલો એક પત્ર પડ્યો હતો. અમે મિત્રો હતાં એટલે ટપાલ ફોડવાનો તો વાંધો હતો જ નહિ–ખોલીને વાંચતાં જ હું તો થંભી ગઈ. મારા હોઠ થરથર કાંપવા લાગ્યા. આ શું? સૂર્યકાંત દંભી? ડોળી? ન હોઈ શકે. ખાતરી કરવા ફરી મેં પત્ર વાંચી જોયો. મને ખાતરી થઈ કે સૂર્યકાંત મહા દંભી હતો. એનામાં ચિત્રકારની બુદ્ધિ હતી પણ હૃદય નહોતું. એ પત્ર એના પિતાનો હતો. અંદર હતું કેઃ 'ભાઈ શ્રી' તમે લખો છો પરંતુ એવી સુધરેલી છોકરી આપણે ઘેર પોષાય નહિ અને શોભે પણ નહિ. અને ભાઈ, તમે શું ઘરડે ઘડપણ મારી આબરૂ ધૂળ મેળવવા માગો છો? તમને પસંદ નહોતું છતાં અમે તમારું લગ્ન કર્યું એ વાત સાચી પણ તમે એ વખતે નાસી ગયા હોત તો તમને કાંડું પકડીને કોણ બેસાડત? અમારે તો અમારી આબરૂ સાચવવા બધું કરવું પડે છે. અમે તમને પરણાવ્યા, એમાં કેટલું ખર્ચ કર્યું, એ તો બધું નકામું જ ગયું ને? તમે માનો છો એવી ચંપા ગામડાની ભોથણ નથી. તમારી બા માંદી રહ્યા કરે છે તેથી આખા ઘરનો ભાર તો હમણાં એ જ ઉપાડે છે. અમને તો આ વહુથી સંતોષ છે, ને તમે પણ અહીં આવીને એમનાથી સંતોષ મેળવો એવી તમને હું બાપ ઊઠીને વિનંતિ કરું છું. મારા ધોળામાં ધૂળ ન નાંખો. તમારી બાની દવામાં કેટલું ખર્ચ થયું છે માટે તમને હમણાં ખરચી મોકલી નહિ શકું. હવે તમે મોટા થયા છો. ભણ્યા ગણ્યા છો, તો તમારે જ અમારો ભાર ઉપાડી લેવો જોઈએ. છેવટ મારા ઘરડાની વાત ધ્યાનમાં લઈને તમારો એ સુધરેલીને પરણવાનો તરંગ છોડી દેશો ને ભગવાને દીધેલી ચંપા સામે નજર કરશો તો ભગવાન રાજી રહેશે ને સૌ સુખી થશે.' મારા તો કાનમાં જાણે તમરાં બોલી ગયાં, જાણે કોઈએ લમણાં પર જોરથી તમાચો માર્યો–હું તો ત્યાં ને ત્યાં કાગળ ફેંકી ને ભાગી. બારણાંને તાળું મારવું પણ ભૂલી ગઈ. ગઈ સીધી મરીનલાઈન્સની પાળે. અંધારું થતાં સુધી બેસી રહી. થયું કે આપઘાત કરું–દુનિયા આવા દંભી માણસોથી જ ભરી છે, મારે કોઈનું કામ નથી. મારે જીવવું નથી. મારે ચિત્રકાર થવું નથી. મારે પરણવું નથી. મારે કાંઈ કરવું નથી. પણ હું મરી જઈશ તેથી શું? અત્યાર સુધી મેં પિતાજીનું ન સાંભળ્યું. બાને તો ગણકાર્યાં જ નહિ. છતાં ય એ લોકોએ મને પોષી. હું કેવી નમાલી? કોઈને સંતોષ ન આપી શકી, મારી પોતાની જાતને પણ ન સંતોષી શકી. મરી જ જાઉં–પણ મરી જઈશ તેથી શું? આ દુનિયામાં હવે કશો માર્ગ દેખાતો નથી. પરંતુ પિતાજી? એમને મારા પર કેટલો પ્રેમ છે! કેવો અસીમ પ્રેમ! કેવો નિઃસ્વાર્થી પ્રેમ! તેઓ જાણતા હતા, સમજતા હતા કે એમની ઇચ્છા પ્રમાણે હું કશું કરતી નથી ને કરવાની નથી, એમના ઉપયોગમાં આવવાની નથી, છતાં સતત એકધારો પ્રેમ એ પિતાએ જાળવી રાખ્યો. અને મનુ? સુરેન્દ્ર? સૂર્યકાંત? મનુએ જરૂર હતી એટલો સમય મિત્રતા બતાવી, સુરેન્દ્ર તો સુરેન્દ્ર જ, એના તરફથી તો કાંઈ આશા રાખવી જ ખોટી. અને સૂર્યકાંત? નર્યો દંભ, નર્યો સ્વાર્થ – એ સિવાય કશું નહિ, ને ઉષા? એ સ્નેહ ન રાખી શકી એમાં એનો બિચારીનો શો વાંક? એને સાસરું જ એવું મળ્યું કે એના દુઃખમાં એ બીજાને ન સંભારી શકે. બસ નજર ફેરવું છું, પૃથ્વીનાં પડેપડ ઊંચાં કરીને જોઉં છું તો પિતાજી સિવાય કોઈ એવું દેખાતું નથી જેનો પ્રેમ બિનસ્વાર્થી અને અવિરત રહ્યો હોય. બસ જઈને એ પિતાને ચરણે માથું મૂકી દઉં–એની સેવા કરી જીવન કૃતાર્થ માનું. એ કહે એમ કરું. બસ, એમને માટે જ જીવન જીવતી હોઉં

એમ જીવી જાઉં. અને જો એ પરણવાનું કહેશે તો?......તો યે કાંઈ વાંધો નહિ. કહીશ કે મારે પસંદગી નાપસંદગીનું હવે નથી. મેં મારા ઘરમાં ને આજુબાજુમાં જૂની દુનિયા જોઈ હતી. એનાં દર્શન માત્રથી હું ત્રાસી ગયેલી, ને નવી દુનિયાનો મને મોહ લાગ્યો હતો. એ પણ હવે મેં ધરાઈને જોઈ લીધો. જૂની કે નવી એકેય દુનિયા તરફ હવે મને મોહ–મમતા નથી. મારે માટે બધુંય સરખું છે. હું નવી દુનિયાનું ફરજંદ છું. પણ મારામાં કોઈ પણ પ્રકારની તેજસ્વી કે કલ્યાણકારી નવીનતા નથી. હું જોઈ શકી છું કે નવી દુનિયાનાં લોકોનાં વસ્ત્રો જ માત્ર નવાં છે. ખોળિયાં ને પ્રાણ બંને એનાં એ જ છે.

આમ જ છે તો પિતાને કેમ સુખ–સંતોષ ન આપું? એમના જ સાંનિધ્યમાં શા માટે ન રહું? ને એ પરણવાનું કહેશે તો–મન મૂંઝાય છે ને દિલ તૂટી જાય છે, પણ પરણી જઈશ. બીજું શું થાય? જો જીવવું હોય, ભલે પિતાના પ્રેમની ખાતર કે મારા દિલની નબળાઈને કારણે પણ જીવવું જ હોય તો બીજું શું થઈ શકે? હું એકલી તો કેમ રહી શકું? પિતા કહેશે તો પરણી જઈશ. કેવળ એમની આજ્ઞા ખાતર જ. હું કહીશ કે મને લગ્નનો કે મૈત્રીનો મોહ નથી રહ્યો. મારે ઢાંકણ જોઈએ છે. તમે એ ન બની શકો તો ગમે તે શોધી આપો. મારા કરતાં તમારી શોધ ઊતરતી નહિ હોય એવો મને વિશ્વાસ છે. બંને દુનિયાનું, ભલે આછેરું, પણ એક સાથે જ તમે દર્શન કર્યું છે, હું માત્ર નવી દુનિયામાં જ ઘેલી બની હતી.

●

તમારી જાતનું કે જગતનું પૂરું અવલોકન કર્યા વિના તમારો અભિપ્રાય ઉચ્ચારશો નહિ. એ અભિપ્રાય તમને પણ નુકસાન કરશે અને સાંભળનારને પણ હાનિ પહોંચાડશે.

એમ છતાં તમે ન જ રહી શકો ને અભિપ્રાય ઉચ્ચારી નાખો અથવા તો તમને તમારા અવલોકન માટે ખાતરી જ થઈ જાય અને અભિપ્રાય ઉચ્ચારો તોપણ એને મડાગાંઠ વાળીને બેસી જતા નહિ. કોઈ પણ સ્થળેથી નવો પ્રકાશ આવે તો એ પ્રકાશમાં બધું જ ફરીથી જોવા માટે પણ તૈયાર રહેજો. સંભવ છે કે એથી તમારો અભિપ્રાય બદલાય.

●

# પ્રથમ માનવી

શ્રી. : હરજીવન સોમૈયા

દરિયા કાંઠે ઊભી ઊભી પુકુના દીનસ્વરે કુડપુલ્લાને બૂમ મારી રહી હતી. દરિયામાં એક તરાપો હતો અને તરાપા ઉપર કુડપુલ્લા હતો, કુડપુલ્લા બૂમ સાંભળી શકતો હતો તો પણ જવાબ નહોતો આપતો. છાતીએ નાના બાળકને વળગાડી એક હાથે એને ઝાલી બીજો હાથ ઊંચો કરીને પુકુના બોલાવતી હતી, “ કુડપુલ્લા–આ ! કુડપુલ્લા–આ ! ”

ટેકરીની તળેટીમાં એક નાના ખાબોચિયાંને કાંઠે ઘાસ અને વેલનું ઝૂંપડું બનાવ્યું હતું. એ ઝૂંપડાના આંગણામાં એક દિવસ થોડા છોડ ફૂટયા હતા અને તે મોટા પણ થયા હતા. એમાંથી નખ નખ જેવડા લાંબા અને ચપટા ગોળ થોડા સફેદ દાણા મળ્યા હતા. એ દાણાને કુડપુલ્લાએ અગ્નિ ઉપર માંસ ભેળા નાખી દીધા હતા. ત્યારે એ દાણા કેવા મીઠા લાગ્યા હતા! એ હતી ડાંગર. ત્યારે કુડપુલ્લાની આ નવી ચીજથી હરખાઈને પુકુનાએ કેવા હર્ષથી એના નામનો ઉચ્ચાર કર્યો હતો: કુડપુલ્લાઆ! કુડપુલ્લાઆ!

કુડપુલ્લા બહુ હોશિયાર હતો. જાતિમાં કોઈ ને ડાંગર એટલે શું એની ખબર નહોતી અને કુડપુલ્લા તો ડાંગર ખાતો હતો. જાતિનો આગેવાન અને જાતિના સૌ કોઈ કુડપુલ્લાને ઓળખતા.

એટલે તો પુકુના એને છોડીને બીજે જતી નહિ. એણે કુડપુલ્લાને કેવું મજાનું બચ્ચું આપ્યું. પણ કોણ જાણે શા માટે, કુડપુલ્લાએ એને શરીરે હાથ ફેરવ્યો અને પછી કંઈ બોલ્યા વિના બસ ચાલ્યો જ ગયો. અને આજે કેટલી બધી બૂમો માર્યા છતાં કુડપુલ્લા સામું પણ જોતો નહોતો.

“ કુડપુલ્લાઆ ! કુડપુલ્લાઆ ! ” પુકુનાએ અતિ કરુણ સ્વરે ફરીને બૂમ મારી.

કુડપુલ્લાથી અચાનક પાછળ જોવાઈ ગયું. એણે પુકુનાને જોઈ; તરત મોં ફેરવી લીધું.

પુકુનાનું બાળક ખરેખર ખરાબ નહોતું, માત્ર જાતિના લોકોને જ એ ખરાબ લાગ્યું હતું. જાતિના બધા લોકોને પૂંઠ આગળ વાંદરા જેવું નાનું પૂછડું હતું અને આ છોકરાને એ પૂછડાને બદલે આંગળી જેવડી નાની હાડકી જ બરાબર દેખાતી હતી. એમાં કાંઈ ખરાબ થયું ગણાય? જાતિનાં લોકોનાં કપાળ પાછળ ઢળતાં રહેતાં એટલું આ છોકરાનું ઢળતું નહોતું આવતું પણ એ તો ઊલટું સારું કહેવાય. જાતિના લોકોની ચામડી ઉપર રુવાંટી હતી તેથી ચામડી ઢંકાયેલી રહેતી, આને એવી રુવાંટી હતી તો ખરી પણ બહુ ઓછી. પણ એ તો કેવું સારું! ચકચક કરતી ચામડી કેવી મજાની દેખાય છે!

આવી નમાલી વાત ઉપરથી કુડપુલ્લા એની પાસેથી ચાલ્યો ગયો હતો. કુડપુલ્લા પુકુનાને બહુ ગમ્યો હતો એટલે પુકુના એની પાછળ આથડતી હતી. નહિ તો જાતિમાં પુરુષો ક્યાં ઓછા હતા?

આજ સવારે સમુદ્ર ઉપર સૂર્ય દેખાયો ત્યારથી એ અહીં દરિયા કાંઠે આવી ઊભી હતી. ત્રણ ત્રણ દિવસમાં આજે જ કુડપુલ્લા દેખાયો. હવે તો સૂરજ ટેકરીઓ પાછળ નમવા પણ ચાલ્યો જાય છે તો ય કુડપુલ્લા પુકુનાના અવાજનો જવાબ પણ આપતો નથી અને દરિયામાં એટલામાં ને એટલામાં ફર્યા કરે છે.

પુકુનાએ છેલ્લી કરુણ બૂમો મારી, કુડપુલ્લાઆ! કુડપુલ્લાઆ! પણ કુડપુલ્લાએ સામું જોયું જ નહિ.

પુકુના આંખમાં આંસુ ભરીને ધીમે પગલે ઝૂંપડીમાં પાછી ફરી અને બચ્ચા ઉપર લળીને સૂઈ ગઈ. નાનું બાળક એને ચસ ચસ ધાવવા લાગ્યું.

અંધારી રાત ઝમ ઝમ થતી હતી. ઝૂંપડીના ઉંબરમાં સૂતેલા ખાબોચિયાનું પાણી પથ્થરની પેઠે શાંત પડયું હતું. આંગણામાં ડાંગરના છોડ ઝૂલી રહ્યા હતા.

હળવેથી ઝૂંપડીમાં કુડપુલ્લા દાખલ થયો. ઝૂંપડીના એક ખૂણામાં રાખ નીચે થોડા અંગારા ઝગમગતા હતા. બાકી ઘોર અંધકાર હતો. પાંદડાંનો બનાવેલો એક પડિયો હતો અને પડિયામાં થોડી ચરબી હતી. ચરબીમાં એક ઝાડની લીલી છાલની વાટ બોળેલી હતી. કુડપુલ્લાએ અંગારો લઈ વાટ આગળ ધર્યો. ચડચડ કરતી વાટ સળગી. ઝૂંપડીમાં આછો પ્રકાશ થયો. ઝૂંપડી આળસ મરડીને ઊંઘમાંથી જાગી. બાળક પર લળીને સૂતેલી પુકુનાએ માથું ઊંચું કર્યું. બાળકના મોંમાથી સ્તન છૂટી ગયું.' મ્માઆ–! એણે અવાજ કર્યો. પુકુનાએ કુડપુલ્લા સામે જોયું.

"પુકુનાઆ!" કુડપુલ્લા ધીમે સ્વરે બોલ્યો અને એની પાસે બેસી ગયો.

"કુડપુલ્લાઆ! આપણું બચ્ચું ખરાબ નથી હો! તું જોજે, એ મોટું થશે ત્યારે કેટલી બધી ડાંગર ઉગાડશે. આપણી જાતિ ઉપર એ કાબૂ રાખશે. તું હવે ભાગી ન જજે, કુડપુલ્લાઆ! કુડપુલ્લાઆ!"

"પુકુનાઆ! હું હવે ભાગી નહિ જાઉં. પણ પુકુનાઆ! મને તારા બચ્ચાની ફિકર તો થાય છે. આવી આછી રુવાંટીથી એ ટાઢ–તડકો કેમ સહન કરશે? આટલીક પૂછડીથી એ કેવી રીતે શોભશે? પૂછડી જમીનને અડે તો ઊભા રહેવામાં કેવો મજાનો ટેકો મળે. આનું મોં આપણા જેવું આગળ વધેલું નથી એટલે મોઢામાં ખાવાનું લેતાં પણ એને તકલીફ પડશે અને ઝાડ ઉપર ચડતાં, કપાળ બહુ પાછળ નથી એટલે એને કપાળમાં બહુ વાગશે. મને એની ફિકર થાય છે." કુડપુલ્લા કપાળે હાથ દઈને બોલ્યો.

"પણ તું એને મોટું તો કરાવવા લાગીશ ને કુડપુલ્લાઆ?"

"હા."

"આપણું બચ્ચું મજાનું થઈ જશે."

કુડપુલ્લાએ આનો જવાબ ન આપ્યો.

પછી પુકુનાએ ઊઠીને સરસ સરસ માછલી અને ફળ કુડપુલ્લા પાસે મૂકયાં. "ખા!"

"તું ય ખા!"

ઝાંખા પ્રકાશમાં એક બીજા સામે જોતાં બંને ખાવા લાગ્યાં.

"હવે હું ભાગી નહિ જાઉં, પુકુનાઆ!" કુડપુલ્લાએ ફરીને વચન આપ્યું.

"મને ખબર છે, તું તો બહુ સારો છે. જાતિના લોકો ખરાબ છે." પુકુના બોલી.

"જાતિના લોકો કહેશે તો પણ તને નહિ છોડી જઉં."

"એ લોકો આપણા બચ્ચાને ઝૂંટવી લેશે."

"હું નહિ ઝૂંટવવા દઉં, પુકુનાઆ!"

બંને બે દિવસનાં ભૂખ્યાં હતાં. ઉતાવળે ઉતાવળે મોટા ગોળા વાળીને ખાવાનું મોઢામાં નાખતાં હતાં.

સવાર ઊઘડયું. વરસાદ આવવા લાગ્યો હતો. ઈશાન ખૂણામાંથી ત્રાંસી ધારે વરસતા પાણીને નીચી ક્ષિતિજ પરથી સીધી પૂર્વ દિશામાંથી ફૂટતાં સૂર્ય-કિરણો ભેદતાં હતાં. મધ્યાકાશમાં એનાં સુંદર બે મેઘધનુષ્યો ખેંચાયાં હતાં. એકી સાથે બે ધનુષ્ય! મધ્યાકાશમાં! અને કેટલા સુંદર રંગો! કુડપુલ્લાને આવું જોવું બહુ ગમે. એની પાસે જ પુકુના હાથમાં બાળકને લઈને ઊભી હતી. બાળક પગ ઉલાળતું હતું. પ્રભાતના તેજમાં બાળકનું મોં બહુ ખીલી ઊઠતું હતું. "આપણે અહીં ન રહીએ અને જાતિથી કયાંય દૂર ભાગી જઇએ તો?" પુકુનાએ કહ્યું.

"ના, પુકુનાઆ! જાતિને છોડીને તો ન જાઉં."

બે દિવસ તો શાંતિમાં ચાલ્યા ગયા. જાતિના કોઇએ એમની ખબર ન કાઢી. પણ ત્રીજે દિવસે જાતિના મુખી પોતે જ આવીને બારણે ઊભા રહ્યા. એણે બહારથી બૂમ મારી. "કુડપુલ્લાઆ!"

કુડપુલ્લા બહાર આવ્યો. મુખીને જોઈ એમને એણે પ્રણામ કર્યા, અને પછી પણ માથું નમાવીને જ ઊભો રહ્યો.

"કુડપુલ્લાઆ ! પુહુનાતું બચ્ચું તો મને જરા બતાવ–આ !"

મલકાતે ચહેરે કુડપુલ્લાએ પાછળ જોયું અને બોલ્યો. "પુહુનાઆ ! બાપુ આપણા બચ્ચાને માથે હાથ મૂકવા આવ્યા છે. બચ્ચું બહાર લાવ–આ !"

પુહુના બાપુનું નામ સાંભળીને કંપી ઊઠી પણ બહાર આવ્યા વિના ચાલે તેમ નહોતું. એ બાળકને છાતીમાં સંતાડીને બહાર આવી. બે હાથે બાળકને પકડી રાખી તેણે બાપુને છેક જમીન સુધી લળીને પ્રણામ કર્યા.

"બચ્ચું મારા હાથમાં લાવ–આ !" બાપુ બોલ્યા.

પુહુનાનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. કુડપુલ્લાએ એને ધીરજ આપતાં કહ્યું, "પુહુનાઆ ! બાપુ બચ્ચાને શરીરે હાથ ફેરવવા માગે છે. બચ્ચું એમના હાથમાં આપ–આ."

પુહુનાએ ધ્રૂજતા હાથે બાળકને આગળ ધર્યું.

મુખીએ એને પોતાના હાથમાં લીધું. એને આખે શરીરે હાથ ફેરવ્યો. અને પછી માથું હલાવતાં કહ્યું, "આ બચ્ચું તમારી પાસે રાખવા નહિ મળે."

પુહુનાથી એ સાંભળીને ચીસ પડાઈ ગઈ. એના ડોળા ફાટી રહ્યા.

"બચ્ચું શુકન આપે તેવું નથી. આવાં બચ્ચાં આપણી જાતિનું અપમાન કરે છે. એ કરતાં આપણી જાતિ ન જ હોય તે વધુ સારું. જુઓ તો, આ તે કંઈ પૂછડી કહેવાય ? અને આ ખુલ્લી ચામડી ! આવું બાળક બહુ ખરાબ કહેવાય."

"પણ બાપુ ! એ મોટું થશે. એટલે આપણા જેવું બની જશે." કુડપુલ્લા બોલ્યો.

મુખીએ માથું ધુણાવ્યું. "ન થાય–આ. પણ હું મારા જ મત ઉપર નહિ ચાલું. આપણી જાતિને આપણે બોલાવશું, ચંદ્ર આખો ઊગશે તે દિવસે જ બોલાવશું, વધુ જણ કહેશે તે જ હાલ આપણે બચ્ચાનાં કરશું, ડરજો નહિ. પણ એટલો વખત બચ્ચું મારી પાસે જ રહેશે. પુહુના મારી ઝૂંપડીએ આવીને તેને ધવરાવી જાય."

મુખી બાળકને લઈને ચાલતા થયા. કુડપુલ્લા ફાટી આંખે જોઈ રહ્યો. પુહુના જમીન ઉપર ઢળી ગઈ.

"પુહુનાઆ ! પુહુનાઆ !" કુડપુલ્લા એની પાસે બેસી ગદ્ગદિત કંઠે બોલવા લાગ્યો.

"કુડપુલ્લાઆ ! તેં વચન આપ્યું હતું કે બચ્ચાને તું તારી પાસે જ રાખશે. બચ્ચું તો બાપુ પાસે ગયું." પુહુના રડવા લાગી.

"જાતિને હું મનાવીશ. બચ્ચાને આપણે આપણી પાસે જ રાખીશું."

"જાતિ નહિ માને તો ?"

"તો લડીશઆ."

"પણ તું તો એકલો છે. મેં કહ્યું હતું તેમ જ કરીશ, આપણે દૂર ભાગી જઈશું, તો જ બચ્ચું બચશે." પુહુના બોલી.

કુડપુલ્લા ચૂપ રહ્યો.

પૂર્ણિમાનો દિવસ આવ્યો. પહાડની તળેટીમાં જંગલની વચ્ચે સપાટ મેદાનમાં જાતિના લોક એકઠા મળ્યાં હતાં. કુડપુલ્લા અને પુહુના સૌની વચ્ચે બેઠાં હતાં, એક ઊંચા ઓટલા ઉપર મુખી બેઠો હતો.

"મારા હાથમાં આપો ! બચ્ચું હાથમાં આપો ! એ દૂધ માગે છે." પુહુના બોલી.

મુખીએ બચ્ચાને એના હાથમાં મૂક્યું. સૌની નજર બચ્ચા ઉપર ગઈ. એને જોઈને સૌ 'હા–આ' કરવા મંડી ગયાં. કોઈને બચ્ચું ગમ્યું નહીં. સૌ હોઠે હાથ અડાડી ગયા.

પુહુનાએ કુડપુલ્લાને હળવેથી કહ્યું. "બચ્ચું જીવતું નહિ રહે. એને જીવતું રાખવામાં કેટલા લોક મત આપશે ? આપણે ભાગી જઈએ."

"બધા સાથે એકવાર હું વાત તો કરી જોઉં." કુડપુલ્લાએ કહ્યું.

અને પછી કુડપુલ્લા મોટેથી બોલ્યો.

"આ બચ્ચું તમને કોઈને ગમ્યું નહિ પણ બચ્ચું ખરાબ નથી. એ ઝાઝી ઝાઝી ડાંગર ઉગાડશે. બધાને એ ડાંગર આપશે. એને મારી ન નાખવું જોઈએ."

એ સાંભળીને બધા ચૂપ થઈને એકમેક સામે જોવા લાગ્યા. એટલે મુખી ઊભો થયો.

"બચ્ચું ખરાબ જ છે. એનું મોઢું તો જુઓ! એની રુવાંટી તો જુઓ! એની પૂંઠે તો હાથ ફેરવો! એની કમરમાં કોઇએ જાણે લાત મારી હોય તેમ ઝાડના ઠૂંઠાની પેઠે એ અક્કડ છે. એને ખૂંધ છે જરા ય? ખૂંધ વિના શરીર ઉપર એ બોજો ક્યાં રાખશે? આવું બચ્ચું ડાંગર શું ઉગાડવાનું? પુકુનાને એ જણતાં શરમ ન આવી?"

"પુકુનાને જ શરમ શા માટે આવે? હવે તો જાતિની ઘણી સ્ત્રીઓ આવાં બચ્ચાં જણવાની છે તે યાદ રાખજો." પુકુના ત્રાડ મારી ઊઠી.

"આ તો આપણી જાતિને ગાળો દે છે. મારો મારો એને! લઈ લો એનું બચ્ચું. મારી નાખો બચ્ચાને!" જાતિના તમામ લોકો કિકિયારી કરી ઊઠ્યાં. એમના કોલાહલથી તળેટી ગાજી ઊઠી અને પશુપક્ષી ચૂપ થઈ ગયાં.

પુકુનાની સામે એક મોટું ટોળું ધસી આવ્યું. પુકુના એમની સામે ટક્કર ઝીલવા ઢીંક મારવાની તૈયારીમાં માથું નીચું નમાવી ઊભી રહી. કુડપુલ્લાએ જોયું કે પુકુના આમાંથી બચવાની નથી. એનું બચ્ચું પણ મરી જશે. એટલે એ આગળ દોડ્યો અને પુકુનાને પોતાના બે પગ વચ્ચે બેસાડી દીધી અને ઉપરથી આવતો માર પોતાની ઉપર ઝીલી લેવા લાગ્યો. પુકુનાને એક યુક્તિ સૂઝી. એ નીચે બેઠી બેઠી સરકતી સરકતી ટોળાની બહાર નીકળી ગઈ. બહાર નીકળીને એ દોડવા લાગી.

મુખી દૂરથી જોતો ઊભો હતો કે માર તો કુડપુલ્લાને જ પડે છે એટલે એણે ત્રાડ મારી: "આપણને બચ્ચું જોઈએ છે, કુડપુલ્લાને કેમ મારો છો? બચ્ચું પુકુના પાસે છે, એને પકડો." લોકોએ પુકુના માટે આમ તેમ જોવા માંડ્યું પણ પુકુના ગૂમ હતી.

"દોડો, પકડી લાવો એને!" મુખીએ હુકમ આપ્યો. લોકો ચારે દિશામાં દોડવા લાગ્યાં. ખૂબ શોધ કરી પણ પુકુના જડી નહિ.

"પણ દેવ તો કંઈ એવા ખરાબ જીવને જીવવા નહિ દે!" સૌએ આશ્વાસન લીધું.

લોકોના મારથી અધમૂઓ થયેલો કુડપુલ્લા ધીરે ધીરે ચાલતો પોતાની ઝૂંપડીએ આવ્યો અને ધબ સરખો નીચે પડ્યો.

ત્રીજે કે ચોથે દિવસે પાછલી રાતે ઝૂંપડીમાં એ સૂતો હતો ત્યાં કોઈએ ધીમો અવાજ કર્યો, "કુડપુલ્લાઆ!"

કુડપુલ્લા ઝબકી ગયો. આંખો ઉઘાડી. ખોળામાં બચ્ચાને લઈને પુકુના એની પાસે બેઠી હતી.

"પુકુનાઆ!" એ ચમકીને બોલ્યો.

"સવાર થાય તે પહેલાં ચાલ આપણે દૂર ચાલ્યાં જઈને સંતાઈ જઈએ. હવે હઠ ન કરજે. ઊઠ!"

કુડપુલ્લા ઊભો થઈ ગયો. ખભે જમીન ખોદવા માટેની અણીદાર લાકડી લીધી અને દોરીની ગૂંથેલી એક ઝોળીમાં રાંધવાનાં હાંડલાં મૂક્યાં. હાંડલાંમાં થોડી માછલીઓ, માંસ અને ચોખાની પોટલી મૂકી અને ઝોળી ખભે ભરાવી, પુકુનાની સાથે ઝૂંપડીની બહાર નીકળી ગયો.

બંને દોડતાં દોડતાં ચાલતાં હતાં અને ધીમી ધીમી વાતો કરતાં હતાં. પુકુનાની છાતીએ બંધાઈને પડેલું બાળક પગ ઉલાળતું હતું અને હસતું હતું.

એક ઊંચી નાળિયેરી આવી તે બતાવીને પુકુનાએ કહ્યું, "આની ઉપર પેલી ત્રણ ડાળો વચ્ચે ઊંડી બખોલ છે. હું એમાં બે દિવસ સંતાઈને બેસી રહી. ત્યાં રહીને જ નાળિયેર તોડ્યાં ને ખાધાં. તું આવ્યો નહિ એટલે હું નીચે આવી. તું લુચ્ચો છે."

"ના, પુકુનાઆ!" કુડપુલ્લાએ આરોપનો ઇનકાર કર્યો. "મારાથી ઊભા થવાતું નહોતું."

ઊંચી નીચી ટેકરીઓ વચ્ચેથી સાંકડીપહોળી ખીણોમાંથી કેડી વિનાના માર્ગે તેઓ દોડી રહ્યાં હતાં. અહીં તહીં નદીના વહેળા દેખાતા હતા. દરિયાનું તળિયું ઊંચું હોવાને લીધે કિનારાની જમીન ઉપર મોજાં સાથે ખૂબ માટી ધસડાઈને આવતી એટલે

નદીઓનાં મુખ પુરાઈ જતાં હતાં, એથી આ વહેળાઓ ખાબોચિયાં બની જતા. વહેળાઓનો પ્રવાહ પણ બહુ બદલાયા કરતો એટલે આખો પ્રદેશ પાણીથી પચેલો રહેતો. ક્યારેક એ પોચી પોચી જમીન ઉપર ચાલતાં કુડપુલ્લા અને પુડાનાના પગ જમીનમાં ઊંડા ખૂતી જતા. બંને એકમેકના ખભાનો આશરો લઈ હસતાં હસતાં બહાર નીકળતાં અને આગળ ચાલતાં.

"આટલે દૂર બસ!" કુડપુલ્લાએ કહ્યું. "જો, ચારે તરફ ઘાસ કેટલું બધું છે! આ જમીન બહુ પોચી છે. એને ખોદવી સહેલી પડશે. અહીં ડાંગર સારી ઊગશે."

"તને ઝાડ કરતાં મેદાન બહુ ગમે છે, કુડપુલ્લાઆ! પણ ભલે. સામે ટેકરીઓ છે, ટેકરીઓમાં બખોલો હશે, ઝાડ પણ થોડાં તો હોય ને! મને હરકત નહિ આવે."

એ વિશાળ ભૂમિપટમાં ઘાસપાન, પથ્થર અને પશુપક્ષી જ આજ સુધી રહેતાં હતાં, હવે એમાં બે માનવી ઉમેરાયાં. પશુ બખોલમાં રહે, પંખી માળો બાંધે, આ માનવીઓએ ઝુંપડું બનાવ્યું.

બંને જણાં અણિયાળા લાકડાથી જમીન ખોદતાં જાય અને બોલતાં જાય કે "વરસાદ આવે છે, ડાંગર પલળે છે, ને છોડ મોટા થાય છે. એક ડાંગરનો એક છોડ, પણ છોડ એક ને ડાંગર સો."

પુડુનાનું બચ્ચું પહેલાં પુડુનાની છાતીએ અને કુડપુલ્લાની ખાંધે ચડી મોટું થતું હતું તે હવે પુડુનાના ડાંગર માટે જમીન ખોદવાના લાકડાના છેડા ઉપર મોટું થવા લાગ્યું. જમીનમાં લાકડાનો ઉપલો છેડો પકડી જોર કરતી ચાલતી હોય ત્યાં એનો 'વિઝાગ–આ' આવીને જમીનમાંના છેડા ઉપર ઊભો રહી જાય. પુડુના બૂમ મારે, 'વિઝાગ–આ! ખસી જા, લાકડું ખસશે તો તું પડશે ને તને વાગશે." પણ વિઝાગ ખસે જ નહિ.

ઊલટું કુડપુલ્લા એની મદદે આવે એટલે એને વધુ જોર આવે. વિઝાગ અને કુડપુલ્લા બંને લાકડાના નીચલા છેડાને દબાવી રાખે. પુડુના ચિડાય. "દબાવી રાખજો, ત્યારે!" કહીને એ જોર કરીને ઉપરથી લાકડું પોતાની તરફ ખેંચે. લાકડીની અણી જમીનમાં વધુ ઊંડી ઊતરી જઈને જમીન ઊંડી ખોદાઈ આવે. પણ લાકડું છૂટે નહિ.

આવું તોફાન બહુ વાર થતું. પણ આમાંથી કુડપુલ્લાના મગજમાં કંઈક કરચલીઓ પડી એ કંઈ વિચાર ન કરી શક્યો પણ એક કામ એણે નવું શરૂ કર્યું. હવે નિયમિત રીતે એ અને વિઝાગ પુડુનાની લાકડીના નીચલા છેડા ઉપર ઊભા રહેતા અને પુડુના ઉપલો છેડો પકડી દોડતી. એથી જમીન ઊંડી ખોદાતી અને વધુ જલદી ખોદાતી. આમ લાકડાના છેડા ઉપર વિઝાગ મોટો થતો હતો.

પછી તો વિઝાગ જુવાન થયો.

એક દિવસ પુડુના માંદી પડી. ખૂબ દિવસ માંદી રહી. કુડપુલ્લાને હવે એકલે હાથે જમીન ખોદવાની આગલી રીત પસંદ નહોતી આવતી. જમીન ખોદવામાં બે જણ તો જોઈએ. બે જણ જાય તો પુડુના પાસે વાતો કરવા કોણ બેસે? જમીન ન ખોદાય તો આવતે વર્ષે ડાંગર ન મળે. અહીં માછલાં તો મળતાં નહોતાં, માત્ર માંસથી ચાલે નહિ, ડાંગર તો જોઈએ. કુડપુલ્લા ચિંતા કરતો માથે હાથ દઈને બેઠો હતો. વિઝાગ ક્યારનો એની સામે જોઈ જોઈને મનમાં મૂંઝાતો હતો. પછી એ કંટાળીને ઊભો થઈ બહાર ચાલ્યો. ઝૂંપડીની દીવાલે જમીન ખોદવાનું લાકડું અઢેલીને પડ્યું હતું તે તેણે ખભે ઉપાડ્યું. કુડપુલ્લાએ જોયું, એ કંઈ બોલ્યો નહિ.

ડાંગરના મેદાનમાં એ આવ્યો. લાકડાની અણી મારી મારીને થોડી એકાદ હાથ જમીન ખોદી પણ પછી કંટાળ્યો. લાકડું એણે ફેંકી દીધું અને કપાળે હાથ દઈને બેઠો. પણ વળી કંઈક વિચાર કરીને લાકડું હાથમાં લીધું. જમીન ઉપર અણીવાળો છેડો ઊભો રાખી ત્યાં આગળથી લાકડું પકડીને બેઠો અને ઉપલા છેડા સામું જોવા લાગ્યો. થોડી વાર એમ ને એમ બેસી રહ્યો. પછી મગજમાં એક ઉપાય સૂઝી આવ્યો. આમ તેમ દોડાદોડ કરવા માંડી. એક મોટો પથ્થર શોધી કાઢ્યો. લાવીને લાકડાને નીચલે છેડે મૂક્યો. થોડી વાર બેસી રહ્યો. વળી ઊઠ્યો. ઘાસ ઉખાડી લાવ્યો અને તેની દોરી ગૂંથી. કાઢી તે વડે પથ્થરને લાકડાને નીચલે છેડે બાંધ્યો.

અને પછી ઊપલો છેડો પોતે પકડ્યો. પણ એને કંઈક મુશ્કેલી પડતી હતી, બરાબર ફાવતું નહોતું. ખિજાઈને લાકડું અને પથ્થર ત્યાં ને ત્યાં ફેંકી દઈ તે ઝૂંપડીએ પાછો આવ્યો.

"કેમ?" કુડપુલ્લાએ પૂછ્યું.

વિઝાગ થોડી વાર જવાબ આપ્યા વિના ઊભો રહ્યો. પછી બોલ્યો, "મારી સાથે આવ."

કુડપુલ્લાએ પુહુનાની સામે જોયું: પુહુનાઆ!"

પુહુનાએ એની સામે જોયું. કુડપુલ્લા બહાર નીકળ્યો.

કુડપુલ્લાને મેદાનમાં લાકડા પાસે લાવી વિઝાગ બોલ્યો.

"આ અણી છે તે જમીનમાં આડી છે. તે સીધી હોય અને ઉપર પથ્થરનું વજન હોય, ઉપરથી એક માણસ ખેંચે તો જમીન બહુ ઊંડી ખોદાય. એકલો માણસ આમ જમીન ખોદી શકે."

કુડપુલ્લા એ સાંભળીને ચકિત થયો "બરાબર!" એ બોલ્યો.

એ વખતે તો બંને પાછા આવ્યા પણ થોડા દિવસ પછી વિઝાગે કુડપુલ્લાને પોતાનું બનાવેલું 'હળ' બતાવ્યું. એક લાકડાને નીચલે છેડેથી કોચી તેમાં એક અણીદાર લાકડાનો કકડો બેસાડ્યો હતો. ત્યાં આગળ પથ્થરનું વજન મૂકી ઉપલો છેડો પકડી દોડવાથી જમીન સહેલાઈથી અને સરસ ખોદાતી હતી. એવી ખોદાયેલી જમીનમાં ડાંગરના દાણા વેરી દીધા.

"વિઝાગઆ!" કુડપુલ્લા હર્ષથી છલકાઈ ગયો.

વરસાદ આવ્યો અને ખૂબ ડાંગર થઈ. પુહુના ડાંગરના ઢગલાને જોઈને બોલી: "કુડપુલ્લાઆ! આપણું બચ્ચું સારું છે. હું કહેતી હતી, આપણું બચ્ચું ઝાઝી ડાંગર ઉગાડશે. હવે તું મુખીબાપુ પાસે જા અને કહે કે આપણા બચ્ચાએ ઝાઝી ડાંગર ઉગાડી છે. અને જાતિમાં રહેવા દો."

કુડપુલ્લાએ એની એ વાતને એકદમ માની લીધી. એ જાતિમાં જવા ઊપડ્યો.

મુખીની ઝૂંપડીએ એ આવ્યો ત્યારે મુખી તડકામાં બેઠો હતો. કુડપુલ્લાએ જઈને કહ્યું, "બાપુ! તમે કહેતા હતા કે પુહુનાનું બચ્ચું ડાંગર ઉગાડી શકે તેમ નથી. પણ ચાલો, જુઓ, બતાવું. એણે કેટલી ડાંગર ઉગાડી છે. એણે હળ બનાવ્યું છે. હળથી જમીન બહુ ખોદાય છે. એમાં ડાંગર બહુ ઊગે છે. એની કમ્મર વળેલી નથી અને કપાળ પાછળ ઢળેલું નથી તેથી એને હળ ચલાવવું બહુ ફાવે છે."

મુખી તો એ સાંભળીને વિસ્મયમાં ડોળા ફાડી રહ્યો.

"તમે એને હવે તો જાતિમાં રહેવા દેશો ને?" કુડપુલ્લાએ પૂછ્યું.

"હું એને જોઉં." મુખીએ કહ્યું.

બંને જાતિની પલ્લી છોડી વિઝાગ હતો ત્યાં આવવા ચાલ્યા.

"પુહુનાઆ! પુહુનાઆ! વિઝાગઆ! વિઝાગઆ!" કુડપુલ્લા હરખમાં આવીને દૂરથી બોલાવવા લાગ્યો.

પુહુના અને વિઝાગ ઝૂંપડીમાંથી બહાર આવ્યાં.

"પુહુનાઆ! મુખીબાપુ વિઝાગને જોવા આવ્યા છે. એમને એની ઝાઝી ડાંગર જોવી છે. પછી એ વિઝાગને જાતિમાં લઈ જશે."

પુહુના એ સાંભળીને રાજી રાજી થવા લાગી.

કુડપુલ્લાએ વિઝાગ સામું જોયું. "બાપુને માથું નમાવ વિઝાગઆ!"

પણ વિઝાગ તો અક્કડ ઊભો રહ્યો એણે માથું ન નમાવ્યું. મુખી આશ્ચર્યથી એને જોઇ રહ્યો.

"તને જાતિના લોકો કંઈ નહિ કરે." મુખી બોલ્યો.

પણ વિઝાગે એ કંઈ સાંભળ્યું નહિ. એણે પુહુનાને કહ્યું, "મારે જાતિમાં નથી જવું."

મુખી તો સાંભળીને ચકિત થઈ ગયો. એના ગુસ્સાનો પણ પાર ન રહ્યો. એ મોટેથી ત્રાડ મારી ઊઠ્યો, "તું જાતિમાં આવ એટલે તારો જીવ જ લઈ લઈએ. કુડપુલ્લા, તારે જાતિમાં આવવું છે? પણ તારે ડાંગર આપવો પડશે."

"વિઝાગને નથી આવવું તો મારે પણ નથી આવવું." કુડપુલ્લાએ જવાબ આપ્યો.

એ સાંભળીને મુખી ધૂંધવાઈ ગયો. એની અવસ્થા બહુ થઈ હતી એટલે એ ગુસ્સાથી ઊભો પણ ન રહી શક્યો. એ જમીન ઉપર પડી ગયો.

કુડપુલ્લા અને વિઝાગ એને ઊંચકીને જાતિની પલ્લીના સીમાડા ઉપર મૂકી આવ્યા અને પાછા ચાલ્યા ગયા.

આપસમાં આવું સત્ય પાળવું પડે છે. નહિતર છિન્નભિન્નતા અને મારામારી થાય. અને અંદરો-અંદર કપાઈ મરે.

**બીજી ભૂમિકા માનસની :** જડ કે સ્થૂળ ભૂમિકાનું સત્ય જેટલે અંશે આપણા મનને, આપણી લાગણીઓને સ્પર્શ કરે તેટલે અંશે તે આ ભૂમિકામાં આવી જાય. એટલે તદ્દન સ્થૂળ ભૂમિકામાં એવી ઓછી ક્રિયાઓ હશે જે આપણા ચિત્તને લાગતી વળગતી ન હોય. એટલે આંખો મીચીને મૌનને સ્થાન હોય એમ સત્યનું આચરણ કરી શકાય એવું ક્ષેત્ર બહુ મર્યાદિત થાય છે. દાખલા તરીકે ગણિતના હિસાબમાં જાણી જોઈને ખોટી ગણતરી કરવાનું ભાગ્યે જ કોઈ ઇચ્છે, કેમકે તેનો આપણી લાગણીઓ સાથે ઓછો સંબંધ છે. પણ લેવાદેવાના હિસાબમાં માણસ સહેજે સત્ય અસત્યનો અલ્પાંશ આચરવા પ્રેરાય છે. કારણ કે તેમાં લાગણીઓ કામ કરે છે. જેમાં આમ સત્ય અસત્ય વચ્ચે માણસ ઝોલાં ખાય એવી સ્થિતિ ઉત્પન્ન થવા સંભવ છે ત્યાંથી મૌનનો પ્રશ્ન પણ ઉભેરાય છે.

છતાં આટલું તો ખુલ્લું જ છે કે અસત્યને ઢાંકવા માટે મૌનને કદાપિ સ્થાન નથી, સત્યને ઢાંકવા કવચિત સ્થાન હોઈ શકે છે. બીજું એ પણ ખુલ્લું જ છે કે પોતાના વ્યક્તિગત સ્વાર્થને પોષવામાં મૌનને સ્થાન કદાપિ નથી. સમાજના હિતને અર્થે મૌનને કવચિત સ્થાન હોઈ શકે.

આમ કેવળ સ્થૂળભૂમિકામાં, સ્વાર્થમાં અને અસત્યને ઢાંકવામાં મૌનનું સ્થાન રદ કર્યા પછી મૌનનું કેવા સંજોગોમાં સ્થાન રહી શકે તેમ છે તે જોવું રહ્યું.

આ બાબતમાં પ્રથમ જ એ તો દેખાઈ આવે છે કે સત્યાસત્યનો પ્રશ્ન ન હોય તોપણ પ્રયોજન જ જ્યાં ન હોય ત્યાં મૌન જ સંભવે. એમ ન કરે તો માણસ ગાંડો નહિ તો અશિષ્ટ ગણાય છે જ. એટલે, સામાન્ય વ્યવહારમાં પણ એમ છે તો પછી જ્યાં સત્યાસત્યનો બારીક પ્રશ્ન ઉપસ્થિત થયો હોય ત્યાં તો પ્રયોજનના અભાવે મૌન સેવવા વિષે કહેવાનું જ ક્યાં રહ્યું ?

જ્યાં પ્રયોજન છે એમ આપણને લાગતું હોય ત્યાં સત્ય અને મૌન વિષે વિવેક શી રીતે કરવો એ સવાલ હવે પેદા થાય છે.

સ્થૂળ ભૂમિકામાં સત્ય આચરવાની આપણને શા સારુ જરૂર છે તે વિચારવું જોઈએ. આપણે વિચાર્યું કે સ્થૂળ સત્ય ન પાળીએ તો અનવસ્થા પેદા થાય. કોણ કયે વખતે શું કરશે તેની ખાતરી ન હોવાથી આપણે પણ અમુક વખતે શું કરવું તે નક્કી કરી શકીએ નહિ. એટલે આપણું મન-આપણી ચિત્તવૃત્તિ અનિશ્ચિત, વ્યગ્ર, શંકાયુક્ત અને ભયભીત રહ્યા કરવાની. કોઈ અજાણ્યા જંગલમાં આપણે મુકાયા હોઈએ અને કઈ પળે શું બનશે તેની જ ચિંતામાં આપણે જેવા વિહ્વળ રહીએ છીએ તેવી જ સામાન્ય વ્યવહારમાં આપણી દશા થાય. મતલબ કે સ્થૂળ સત્યના આચારને અભાવે આપણી ચિત્તવૃત્તિ વ્યગ્ર રહે અને આપણે નિશ્ચિત ધ્યેયને અનુસરીને કંઈ પ્રવૃત્તિ કરી શકીએ નહિ. એટલે જીવનના સદુપયોગ અથવા તો કોઈ પણ ઉપયોગ માટે મનની સ્વસ્થતા પરમ આવશ્યક હોઈને તેની માનસિક સ્વસ્થતા બધાને નિરપવાદ રૂપે કાયમ મળ્યે જાય તેટલા સારુ સ્થૂળ ભૂમિકાનું સત્ય નિરપવાદ રીતે પાળવું જોઈએ.

હવે કોઈ સ્થૂળ સત્ય પાળતાં જો માનસિક સ્વસ્થતા જળવાવાને બદલે ઊલટી ગુમાવાય તો તેવું સત્યાચરણ સત્યાચારના મૂળ ઉદ્દેશને બાધક નીવડવાને કારણે સત્યાચારના નિરપવાદ પાલનમાં તેવા સત્યનો અપવાદ કર્યા સિવાય છૂટકો નહિ. ઊંચી પાલખ ઉપર રંગકામ કરનારને નીચેથી કોઈ બૂમ પાડીને કહે; 'ચેત, તારા ઉપર છાપરે સાપ લટકે છે તે હમણાં જ તને ફટકાવી ખાશે' પરિણામે રંગારો ગભરાય, પડી જાય અને મરણ પામે તો આવા પ્રસંગે બૂમ પાડનારે સત્યાચરણ કર્યું એમ ગણવું એ સત્યનો જ દ્રોહ કર્યા સમાન થાય. એટલે જે સત્યાચરણથી માનસિક સ્વસ્થતા ગુમાવાય તેમ હોય તેવે પ્રસંગે સત્યાચરણને સ્થાને મૌનાચાર જ શોભે. ત્યાં જો સત્યાચાર કર્યો તો તે અત્યાચાર બને. મૌનાચાર કર્યો તો તે જ સત્યાચાર ઠરે.

એટલે એ જ સત્યાચાર વાસ્તવિક રીતે સત્યાચાર છે. જે મનની સ્વસ્થતા ટાળે તે સત્ય હોય તોપણ સત્યાચાર ન જ બની શકે.

બીજો દાખલો લઈએ તો સાચી છતાં ગુસ્સે કરે તેવી ભાષા વાપરવી એ સત્યભાષા ન જ કહેવાય. કેમ કે તેથી સાંભળનારના મનની સ્વસ્થતા ટળે. 'આખાબોલો છે પણ સાચાબોલો છે' એમ કહીને કેટલાક કટુભાષીનો બચાવ કરનારા જોવામાં આવે છે. પરન્તુ તેનો બચાવ કરનારા સત્યનો મર્મ સમજ્યા જ નથી એમ કહેવું જોઈએ. તેથી જ શ્રીમદ્ શંકરાચાર્યે કહ્યું કે 'સત્યં બ્રુયાત્ પ્રિયં બ્રુયાત્ મા બ્રુયાત્ સત્યમપ્રિયં' (બ્રુયાત્ એટલે બોલજે). શ્રી શંકરાચાર્યની મતલબ એ છે કે અપ્રિય સત્યને સત્ય કહેવાય જ નહિ.

વળી કોઈ પણ માણસ આ જ સત્ય છે એમ આખરી નિર્ણય કરી શકતો નથી. કેમ કે દિવસે દિવસે તેને સત્યની અપારતા માલૂમ પડતી જ જાય છે. એટલે સત્યનો સત્ય તરીકે આધાર રાખવો જોખમકારક છે. પણ અહિંસાનો આધાર રાખ્યો હોય તો સત્ય આપોઆપ ખૂલતું જાય અને દર્શન કરાવતું જાય છે. તેથી અપ્રિય એટલે કોઈનો માનસિક સ્વસ્થતા ટાળે તેવું સત્ય સત્ય નથી ગણાતું.

ઉપર લખ્યા તેવા સંજોગોમાં પ્રિય થાય તેવી રીતે સત્યાચરણ કરવું કંઈ ન બની શકે તેવું નથી હોતું.

જો પૂરતી નમ્રતા અને અહિંસા હોય તો એક પણ સત્ય એવું ન હોય કે જે પ્રિય બને તે રીતે ન આચરી શકાય. પણ પ્રિય બને તેવી સત્યાચરણની રીત ન જડે તો તેવે પ્રસંગે અપ્રિય સત્ય બોલવાનું માંડી વાળવું અને મૌન સેવવું એમાં જ સત્યની યોગ્ય ઉપાસના કરી ગણાય.

આવી રીતે બીજી માનસની ભૂમિકામાં મૌનનું શું સ્થાન છે તે જોયું.

**ત્રીજી ભૂમિકાને અધ્યાત્મિક ભૂમિકા કહેવાય. જે નીતિ સમાજવ્યવસ્થાને કારણે જ ઉપસ્થિત થઈ નથી પણ કોઈ માણસ સમાજ-વ્યવસ્થાથી અલગ રહેતો હોય તોપણ જે નીતિ** તેણે પાળવી જોઈએ તે નીતિ અથવા ધર્મની બાબતનો પ્રશ્ન આવે ત્યારે તે આ ત્રીજી આધ્યાત્મિક ભૂમિકાની બાબત છે એમ અહીં માનેલું છે.

બીજી ભૂમિકાના વિષયમાં છેવટે જે લખ્યું છે તે વાંચતાં જ એ પ્રશ્ન હરકોઈને ઉદ્‌ભવે છે. કોઈ સ્વાર્થી, ક્રૂર, મૂર્ખ માણસને તેના પાપાચાર વિષે સત્ય કહેવામાં ગમે તેટલો વિનય જાળવીએ તોપણ તેને તો તે અપ્રિય લાગવાનું જ. અને તેવા સંજોગોમાં તેવા પાપાચારના પરિણામે અનેક જીવોની અવગતિ થયા કરવાની. આવા સંજોગોમાં સત્યની ઉપાસના કેમ કરીને સંભવી શકે? તો પછી કોઈ પણ સત્યાગ્રહની હિલચાલને અવકાશ જ રહેતો નથી.

આનો જવાબ પણ બીજી ભૂમિકાના વિચારની શરૂઆતમાં કહ્યું છે તે રીતે જ આપી શકાય. મનની સ્વસ્થતા આચરવાનો હેતુ શો છે? જીવન કોઈ પણ પ્રવૃત્તિમાં વાપરી શકાય તે જ. જ્યારે ઇરાદાપૂર્વક કોઈ પાપાચાર કરે છે ત્યારે મનની સ્વસ્થતાનો ઉપયોગ રહેતો જ નથી. એટલે પ્રિય વાણીથી પણ તેના મનની સ્વસ્થતા હણાય તો તેમાં આપણે લાચાર અને સાથે દુ:ખી પણ બનીએ અને એમ છતાં પણ સત્ય–અહિંસામય રહીને એટલે વધારેમાં વધારે પ્રિય બનાવી શકાય તેમ આચરવું રહ્યું. આપણું પ્રિય કહેલું સત્ય પણ સામા પક્ષને અપ્રિય લાગે તો તેના તરફથી પડે તે કષ્ટ સહન કરીને આપણો સત્યાચાર અહિંસક જ છે તેની કસોટી થવા દેવી. અને કસોટીએ ચડતાં આપણું અહિંસક વર્તન જેટલું મેલું હોય તેટલું ધોતાં જઈ શુદ્ધ અહિંસક બનાવી દેવું અને એ સામા પક્ષનું પણ પ્રિય થઈ પડવાનું.

બીજી રીતે જોઈએ તો જ્યારે પાપી ઇરાદાપૂર્વક પાપાચાર કરવા લાગે છે ત્યારે તો તેના મનની સ્વસ્થતા ક્યારની યે ઊડી ગયેલી હોય છે. અને તેથી જ પ્રિય સત્ય હોવા છતાં તેને તે અપ્રિય લાગે છે. આવી સ્થિતિમાં તેની ચિત્તની સ્વસ્થતા મૌન નથી જ લાવી શકતું. મૌનથી તો તે પોતાના પાપાચારમાં વધારે ને વધારે તેના ચિત્તની શાંતિ ગુમાવતો જશે. સત્યાચારનો ઇરાદો મનની સ્વસ્થતા ટકાવી

રાખવાનો છે. એટલે આવા પ્રસંગે જે ઉપાય તેની સ્વસ્થતા પાછી અપાવે તે જ સત્યાચરણ કર્યું કહેવાય. મૌન સ્વસ્થતા આણી શકે તેમ નથી. તેથી આવી સ્થિતિમાં મૌન સેવવું તેમાં સત્યનું પાલન થતું નથી. તેથી મૌન આવે કાળે ધર્મ નથી. અહિંસક સત્યાચરણ એટલે પ્રિય સત્યનો વિરોધ થવા છતાં આચાર–મતલબ કે સત્યાગ્રહ–એ જ એક ઉપાય છે, જે તેની સ્વસ્થતા ફરી સ્થાપી શકે. તેથી સત્યાગ્રહ એ જ આવી પરિસ્થિતિમાં સત્યનું પાલન ગણાય. સત્યાગ્રહ ન કરતાં માત્ર ઉદાસીન કે મૌન કે લાચારી કરવી એ સત્યના ધ્યેયને વિરોધી હોવાથી આવા પ્રસંગે ત્યાજ્ય છે.

પ્રિય વાણી તો ખુશામત પણ હોઈ શકે છે. તો પછી સત્યાગ્રહ જ શા માટે કરવો? ખુશામત કરીને પાપાચારમાંથી બને તેટલો સામા માણસને કેમ ન વારવો? આવો પ્રશ્ન પ્રિય સત્ય બોલવું એવું પ્રતિપાદન કરનારની સામે કોઈ પણ મૂકે. તેનો જવાબ એક તો એ કે મનની સ્વસ્થતા એ રીતે પાછી મળે તેમ નથી, એટલે એ રીતે મૂળ હેતુ સિદ્ધ થતો નથી. બીજું એ કે જેમ આપણે સામા માણસનો વિચાર કરીએ છીએ તેમજ તેટલી જ ચિંતાથી જીવ માત્રનો વિચાર કરવો ઘટે. એટલે બધા જીવોને સમાન દૃષ્ટિથી નિહાળવાનો ઇરાદો સત્યાગ્રહથી જ સિદ્ધ થાય.

આથી જ ગીતામાં વાણી કેવી રાખવી એ વિષે કહ્યું છે કે 'અનુદ્વેગ કરં વાક્યં, સત્યં પ્રિય હિતં ચ યત્' અનુદ્વેગ કરં વાક્યં, એટલે અહિંસક પ્રિય વાણી. પણ તેનો અર્થ રખેને ખુશામત સમજાઈ જવાય તેટલા માટે ઉમેરે છે કે અહિંસક એટલે પ્રિય વાણી તો ખરી જ, પણ સાથેસાથ સત્ય, પ્રિય અને હિતવાળી હોય તેની વાણી બોલીએ તો જ સત્ય જળવાયું કહેવાય.

એટલે સ્થૂળ ભૂમિકામાં મૌનને સ્થાન નથી. માનસિક ભૂમિકામાં અમુક સંજોગોમાં છે અને આધ્યાત્મિક ભૂમિકામાં વિવશ થવાને કારણે જ મૌનને સ્થાન અમુક સંજોગોમાં જ હોઈ શકે.

પંચગની લિ.......ના

૨૦–૫–૩૪ વંદેમાતરમ

# સાહિત્યના પ્રદેશમાં

શ્રી. સોપાન

## સાહિત્યની શરમ

સાક્ષરશ્રી બલવંતરાય ઠાકોર અને કવિશ્રી ખબરદાર વચ્ચે જામેલી કુસ્તીનું એક યથાર્થ કટાક્ષચિત્ર 'પ્રજાબંધુ'ના છેલ્લા અંકના મુખપૃષ્ઠ ઉપર આવેલું છે. સાહિત્યના કોઈ પ્રસંગનું કટાક્ષચિત્ર આપણે ત્યાં ભાગ્યે જ આવે છે. અમને તો એવું કોઈ ચિત્ર જોયાનું યાદ પણ નથી. પણ એનો અર્થ એ નથી કે સાહિત્યજગતમાં કટાક્ષચિત્રો જન્માવી શકે એવા પ્રસંગો જ બનતા નથી. એ વિષે તો ઊલટું એમ કહેવું જોઈએ કે કોઈ ઉદ્યમી સાહિત્યકારચિત્રકાર હોય તો દર અઠવાડિયે એક કટાક્ષચિત્ર આપી શકે. આજ સુધી એવું ન બન્યું હોય તો તેનું કારણ એટલું જ કે સાહિત્યની કુસ્તી મેદાનમાં ચાલતી હોવા છતાં લોકો એ તરફ નજર જ કરતા નથી. કારણ કે લોકોને એમાં જરી પણ રસ નથી. લોકોને થોડુંક વાંચવું છે અને કંઈક ભાવપૂર્વક વાંચવું છે એટલે સાહિત્યકારો પ્રત્યે એ ઊંડા આદર સેવીને વાંચવા બેસે છે. તેની આવી કુસ્તીઓ પ્રથમ તો એને સાચી જ લાગતી નથી, અને સાચી લાગવા માંડે છે ત્યારે 'આપણે એમાં ન સમજીએ' એમ કરીને એ મોં ફેરવી લ્યે છે. એનું ચાલે છે ત્યાં સુધી એ રસિક પ્રેક્ષક કે ટીકાકાર બનતો નથી.

સામાન્ય વાચકની સાહિત્ય પ્રત્યેની આ દૃષ્ટિ યોગ્ય છે કે નહિ તે પ્રશ્ન ચર્ચાસ્પદ હોઈ શકે, પરંતુ એ દૃષ્ટિ હવે બદલાતી જાય છે એમાં કોઈને સંદેહ નથી. આજ પહેલાં ઘણા સાહિત્યકારો વચ્ચે અથડાઅથડી થઈ હશે, પરંતુ આ બે સાક્ષરોની અથડાઅથડીએ તો 'ગુજરાતી'નો દિપોત્સવી અંક, 'પ્રજાબંધુ'નું મુખપૃષ્ઠ અને બીજાં સામયિકોની પણ મહત્ત્વની જગ્યા રોકી છે, અને સાહિત્યજગત સાથે સંબંધ ધરાવતા સામાન્ય લોકોનું પણ ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. કવિશ્રીનાં લેખ ઉપરથી તો એમ લાગે છે કે જે વખતે એમણે લેખ લખવા માંડ્યો હશે એ વખતે જો સાક્ષર શ્રી. ઠાકોર હાજર હોત તો એ બે વચ્ચે સાચેસાચ મારામારી પણ થઈ હોત, અને એમનો એ ફજેતો ઘરનાં કે શેરીનાં લોક સારી રીતે જોઈ શકયા હોત. મારામારીના આ સમાચાર જ્યારે કોઈ જાણત ત્યારે તેને જરૂર દુઃખ ઊપજત. પણ અમને એમ લાગે છે કે એ દુઃખ કવિશ્રીના લેખથી ઊપજતા દુઃખની બરાબર ન આવી શકત. કવિશ્રીએ સભ્ય અને બેહદ જગ્યાએ તો અસભ્ય ભાષામાં પણ, એ લેખમાં ગાળો જ ભાંડી છે. એમને થયેલો અન્યાય એ ગાળો નીચે એટલો બધો ઊંડે દટાઈ ગયો છે કે જો પ્રયત્નપૂર્વક એની શોધ ન કરીએ તો આપણે જોઈ જ ન શકીએ.

અમને એમ લાગે છે અને એવી આશા પણ છે કે અતિશય ઉગ્ર અવસ્થામાં એ લેખ લખી નાખ્યા પછી કવિશ્રી એ માટે પસ્તાવો કરતા હશે. એમને એટલી તો ખાતરી થઈ જ હશે કે એમના લેખથી ગુજરાતની સાહિત્યપ્રેમી જનતા સમક્ષ પોતે એક અન્યાય પામેલા સાહિત્યકાર તરીકે નહિ, પરંતુ જેના અહં ઉપર ઘા પડવાથી મગજનું સમતોલપણું ગુમાવ્યું છે એવા એક અતિ સામાન્ય માણસ તરીકે રજૂ થયા છે. અમે તો એવી આશા રાખી જ રહ્યા છીએ કે કવિશ્રી એમના એ લેખ બદલ સાહિત્યજગત પાસે દિલગીરી પ્રગટ કરે અને એમને જે અન્યાય થયો છે તે માટે અદાલત પાસે કે ગુજરાતના સાહિત્યકારો પાસે દાદ માગે.

કવિશ્રી આમ કરે કે ન કરે, પરંતુ ગુજરાતના સંભાવિત સાહિત્યકારોનો તો એ ધર્મ છે કે આ પ્રશ્નને કેવળ દુઃખ પ્રગટ કરીને જવા ન દે. કવિશ્રીના લેખ પછી અત્યાર સુધીમાં પ્રગટ થયેલાં જે નિવેદનો અમારા જોવામાં આવ્યાં છે તેમાં કવિશ્રીની ભાષાની કટુતા અને કોઈક સ્થળોની અશિષ્ટતાને જ

પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. એમણે પોતાને થયેલા અન્યાય વિષે જે પોકાર ઉઠાવ્યો છે તે પ્રશ્ન તો જાણે દબાઈ જ ગયો છે. આમ થવામાં કવિશ્રી પોતે જ કારણભૂત છે તે વાત સાચી છે, પરંતુ સાહિત્યજગતમાં સૌજન્ય, શિષ્ટતા અને ન્યાય ઇચ્છતા સાહિત્યકારોનો ધર્મ છે કે કવિશ્રીના એ લેખ બદલ-ખેદ પ્રગટ કર્યા પછી એ આખા પ્રશ્નની તટસ્થ સમાલોચના થાય. જો આમ થાય તો અમને લાગે છે કે કવિશ્રીને પોતાના ઉગ્ર લેખ બદલ અફસોસ થયા વિના રહે નહિ, અને ગુજરાતના સાહિત્યકારો વચ્ચે જે મર્યાદા રહી છે તે અખંડ જળવાઈ રહે; બીજી બાજુ સાક્ષર શ્રી. ઠાકોરે 'કવિતા-સમૃદ્ધિ'નાં કાવ્યોની પસંદગીમાં અને વિવરણમાં કવિશ્રી કહે છે તેમ તેજોદ્વેષ નહિ તોપણ રાગદ્વેષ દેખાડયાં છે કે નહિ તેની પણ સૌને ખબર પડે.

## 'પ્રતિ' છે, 'કાવ્ય' ક્યાં?

'માધુરી' અને 'રેખા' વચ્ચે હમણાં પ્રતિ-કાવ્યોનો જંગ જામ્યો છે. આ જંગમાં પણ શિષ્ટતાનાં બધાં ધોરણો કોરે મુકાયાં છે. વિરોધ કરવાની રીતમાં પણ મર્યાદા હોવી ઘટે તે જાણે ભુલાઈ જ ગયું છે. 'માધુરી'એ પ્રતિકાવ્યનો આરંભ કરી મનમાં છુપાવી રાખેલો દ્વેષ એ દ્વારા ઠાલવવા માંડ્યો. અને 'રેખા' એ તો એને હંફાવવાનું બીડું જ ઝડપ્યું હોય એમ પ્રતિકાવ્યોના જૂથ સાથે એના ઉપર તૂટી જ પડ્યું. પરિણામ એ આવ્યું કે શિષ્ટતાનો અને 'કાવ્ય'નો લોપ થયો, માત્ર 'પ્રતિ' જ બાકી રહ્યું. આ 'પ્રતિ' સાહિત્યનાં સામયિકોમાંથી દૂર ન થઈ શકે? અથવા એ કાવ્ય કે સાહિત્યનું શિષ્ટ રૂપ ન પામી શકે ત્યાં સુધી એને પ્રવેશબંધી ન ફરમાવી શકાય? 'રેખા' અને 'માધુરી'ના સંચાલકો તેમજ મિત્રોનું આ તરફ ધ્યાન ખેંચીએ છીએ.

## 'કલમ અને કિતાબ'કારનું સૂચન

ગયા વર્ષના સાહિત્યનું સરવૈયું કાઢતાં 'કલમ અને કિતાબ'કારે એક સૂચના રજૂ કરી હતીઃ 'ઓછામાં ઓછા ૩૦–૪૦ જણા તો એક વાર એકઠા મળી, નિરાંતે ચર્ચા કરી, એટલું તો ચોક્કસ કરી શકીએ કે આગામી વર્ષમાં આપણે પ્રત્યેક કયા કયા ચોક્કસ પ્રદેશમાં ગ્રંથસ્થ વાઙ્મયનો ફાળો આપી શકશું. આવી કંઈક પૂર્વભૂમિકા બંધાય તો એક બીજાના ઉદ્યમની સંપર્કમાં રહી શકાય. નિરધારેલું કામ આટોપવાની નીરોગી સ્પર્ધા આપણને ઉદ્યમવંત રાખે અને કોઈ કામ બેવડાય નહિ.'

આ સૂચના અહીં રજૂ કરવાનું તો એટલા માટે સૂઝયું કે અત્યાર સુધી રૂંધાઈ રહેલા વિવેચનના ગ્રંથો હમણાં એક સામટા બહાર પડવા માંડ્યા છે. ત્રણ ગ્રંથો તો હમણાં જ હાથમાં આવ્યા : શ્રી. મેઘાણીનો 'લોકસાહિત્ય' શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો 'વિવેચના' અને શ્રી. મોહનલાલ પાર્વતી-શંકર દવેનો 'કાવ્યકલા.' અને શ્રી. રા. વિ. પાઠકના બે ગ્રંથો, શ્રી. મેઘાણીના એક કે બે ગ્રંથો, શ્રી. વિશ્વનાથ ભટ્ટનો એક ગ્રંથ અને 'પ્રગતિશીલ સાહિત્ય-મંડળ' તરફથી શ્રી. નવલરામ, શ્રી. ઉમાશંકર શ્રી. સુન્દરમ્‌સંપાદિત એક ગ્રંથ થોડા સમયમાં પ્રગટ થવાની તૈયારીમાં છે. એ જ રીતે આ વર્ષે કાવ્યસંગ્રહો પણ સારી પેઠે પ્રગટ થાય એવું દેખાય છે. આ બધાં પ્રકાશનો ઉપયોગી તો છે જ, એટલું જ નહિ, પણ એની જરૂર ઘણી વહેલી પણ હતી; પરંતુ સાહિત્યના કોઈ પણ અંગના આમ એકસામટાં ગ્રંથો બહાર પડે તો તેથી એના વેચાણને તો થોડી હરકત આવે જ, પરંતુ સાહિત્યનાં તમામ અંગોનો એક સરખો–લગભગ એક સરખો વિકાસ થવામાં પણ મુશ્કેલીરૂપ બને. 'કલમ અને કિતાબ'કારની સૂચના આ દૃષ્ટિએ અમને વધુ મહત્ત્વની લાગે છે. એ રીતે સાહિત્યકારો જો એકઠા મળે તો લેખન–પ્રકાશનને લાગતા બીજા ઘણા પ્રશ્નો પણ વિચારી શકાય. આ રીતે વર્ષના આરંભમાં નક્કી કરી લેવામાં કેટલીક મુશ્કેલીઓ છે તે સૌ કોઈ કબૂલે છે, પરંતુ એવી મુશ્કેલીઓ કોઈક દિવસ પણ દૂર થવાની હોય તો એકઠા મળવાથી જ થઈ શકશે.

# काव्योने आवकार

[ एक पत्र ]

श्री· काकासाहेब कालेलकर

પ્રિય ભાઈ,

તમારો કાગળ મળ્યો. પછી અસ્પષ્ટ સ્મરણ થયું કે કાંઈક કવિતા આવી હતી ખરી. મારી ખાતરી હતી કે એ મારી પાસેથી ખોવાઈ ગઈ હશે. એક વર્ષની જૂની ચીજ ક્યાંથી જ હાથ આવે? પણ મારે નસીબે તમારી કવિતા બરાબર સચવાઈ હતી એટલે જડી. તે બદલ હું તમારું અને મારું અભિનંદન કરું છું.

હવે એ કવિતાનો આવકાર લખવા વિષે:—તમને જો હું એમ કહું કે 'કવિતામાં મને ઝાઝી ખબર પડતી નથી' તો તમે એ સાચું નહિ માનો, કેમ કે મારાં લખાણોમાં કાવ્ય જડે છે અને કેટલીક કવિતાઓની મેં પ્રસ્તાવના લખી છે. સાચી વાત એમ છે કે જેમની કવિતાની મેં પ્રસ્તાવના લખી છે તેમણે મોટે ભાગે જાતે મારી પાસે બેસી પોતાની કવિતા મને સમજાવી છે. મારી મુશ્કેલી કવિતાનો શબ્દાર્થ સમજવાની છે. એ હાથ આવી જાય એટલે પછી એની ખૂબીઓ હું મારી મેળે શોધી કાઢું છું. પણ કવિતાનો અન્વયાર્થ બેસાડવાની આવડત અને ધીરજ મારી પાસે નથી!

બીજી મુશ્કેલી એથી ય વિકટ છે. અંગત કાગળો સિવાયનાં બીજાં હસ્તલિખિતો હું બનતા સુધી વાંચતો નથી. જાતે લખવું એ જેમ મારે માટે કઠણ છે તેમ જ હસ્તલિખિત વાંચવું પણ ક્લેશકારક છે. એટલે કાં તો કોઈ મને વાંચી સંભળાવે અથવા છાપેલાં પ્રૂફો હું વાંચું.

ત્રીજી મુશ્કેલી વખતની છે. મારા કામને જ હું પહોંચી શકતો નથી ત્યાં કોઈનાં કાવ્યો વાંચવાને વખત ક્યાંથી કાઢું? એટલે જેમને દયા છે તેઓ મારા પર કવિતાનો બોજો નથી નાખતા. અને હું પણ કવિતાપ્રિય હોવા છતાં કવિતાને રસ્તે જતો નથી. અને જો એકને લખી આપું તો દશ જણાને નારાજ કરવા પડે.

કવિતા વાંચ્યા વગર ગોળ ગોળ, સારું સારું લખતાં મને આવડે છે. તેથી વાચકો રાજી પણ થાય છે, પણ તેથી કવિઓ પણ નારાજ થાય છે અને મારા મિત્રો પણ ચિડાય છે.

તમારી કવિતા જેવી આવી તેવી જ કોક વખતે વાંચવાના થોકડામાં ચાલી ગઈ એટલે વંચાઈ નહિ, પણ સહીસલામત રહી. આજે એ સહેજ વાંચવાનો પ્રયત્ન કર્યો. એકાગ્રતાથી સમજી લેવાનો આગ્રહ જ લઈને

બેસત, તો વખતે એનો પાર પામી શકત; પણ તેવું કરી ન શક્યો. સરવાળે એમાં મારી આંચ ખૂટી નહિ. તેથી તમારી કવિતા જેવી ને તેવી જ પાછી મોકલવી પડે છે. એનું મને ઓછું દુઃખ નથી, પણ હું લાચાર છું.

તમારી કવિતામાં પ્રાદેશિક શબ્દો ઘણા છે, જેને તમે દોષરૂપ ગણો છો. હું તેમ નથી ગણતો. કવિ જ્યાં ઊછર્યો હોય ત્યાંની ભાષા વાપરવાનો એને હક્ક છે. કવિતા સારી હોય અને એ પ્રદેશના પાંચદશ લોકો એને સમજી શકે અને એની કદર કરી શકે તો યે એ કવિતાનું ભાગ્ય ઊઘડયું એમ હું માનું છું. પ્રાદેશિક શબ્દોથી કવિતા બગડતી નથી. ઊલટું, અધિકાર સાથે પ્રાદેશિક શબ્દો વાપરવાની આવડત હોય તો તો એ ઇષ્ટ જ છે.

કવિ કવિતા લખે છે ત્યારે એ બાદશાહ હોય છે. આત્મવિશ્વાસથી દુનિયાના તખ્ત ઉપર બેસીને એ લખે છે. પણ લખી રહ્યા પછી એને એ કવિતાનો કોઈ રસિયો પુરસ્કર્તા શોધવાનું મન થાય છે. અને પછી જેણે કવિતા લખવાનો ગુનો સરખો કર્યો નથી એવા મારા જેવા પાસેથી પણ પુરસ્કારની અપેક્ષા રાખે છે!

મારે મન કવિઓ વિષે ઘણો આદર છે. ગેબી સૃષ્ટિના તેઓ રહીશ હોય છે. તેઓ ગદ્યસૃષ્ટિમાં આવીને ગદ્ય લેખકોના આમુખની શા માટે ગરજ ધરાવે તે હું સમજી શકતો નથી. હું કવિ હોત તો બર્નાર્ડ શૉ કરતાં વધારે આત્મવિશ્વાસી અને જગન્નાથ પંડિત કરતાં વધારે અભિમાની થઈ બેસત, અને વિજયરાયની પેઠે દરેકને ઇલકાબ આપવાનો ધંધો કરત. મને લાગે છે કે આવાં બધાં સંકટોમાંથી મને બચાવવા માટે ઈશ્વરે મને કવિ ન બનાવ્યો, પણ સારા સારા કવિઓને મિત્ર તરીકે આપી એણે મારું જીવન ધન્ય બનાવ્યું.

મારી તમને ભલામણ છે કે તમે એ કવિમિત્રો પાસે તમારી કવિતા મોકલો. તેઓ તમને આવકાર પણ આપશે અને સલાહ પણ આપી શકશે.

કોઈને ના પાડતાં મને ઓછું દુઃખ નથી થતું. પણ એથી યે વધારે દુઃખ એ વાતનું છે કે લોકો મારી લાચારી નથી ઓળખી શકતા. ક્ષમા માગું તો યે એમને વિશ્વાસ નથી બેસતો.

હવે મારી આ ગરીબની કેફિયત છાપાજોગ મોકલી તમારા જેવા જે અનેક લોકોને મેં નિરાશ કર્યા છે તે બધાની એકસામટી માફી માગવાનો છું.

લિ.

काका कालेलकर

સપ્રેમ વંદેમાતરમ્

# અવલોકન

[૧૭૯] **સુશીલાનો દેવ**–મૂળ મરાઠીમાં લેખકઃ શ્રી. વા. મ. જોશી; ગુજરાતીમાં અનુવાદકઃ શ્રી. ગોપાળરાવ ભાગવત; પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ; મૂલ્ય રૂા. ૨

સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારક-માળાના ત્રીજા પુસ્તક તરીકે આ અનુવાદિત નવલકથા પ્રગટ થઈ છે.

સુશીલાનો દેવ કોણ? નાનપણમાં પથ્થરને સુશીલા 'દેવબાપા' કરતી, પછી એને લાગ્યું કે પથ્થરમાં દેવ નથી. પરણ્યા પછી પતિમાં દેવ જોયો, પણ સુશિક્ષિત પતિ પણ દેવ નથી એવું અનુભવને અંતે જાણ્યું. જનસેવામાં એણે દેવ જોયો, અંતે એને પોતાના ગર્ભસ્થાનમાં દેવનો સંચાર જણાય છે.

સુશીલાની આ શોધ એક પુસ્તકરૂપે એની કથામાં કહેવાયેલ છે. એ પુસ્તક તે 'સુશીલાનો દેવ'

શ્રી. વામન મલ્હાર જોશી મહારાષ્ટ્રના બહુખ્યાત લેખક છે, અને એમની આ નવલકથા પણ ઘણી વખણાઈ છે. આ લેખકની બે નવલકથાઓ ગુજરાતીમાં અનુવાદિત થઈ ચૂકી છે. આ નવલકથા આગલી બે કરતાં ચડે તેવી નથી, છતાં મહારાષ્ટ્રમાં તો એ પ્રિય થઈ છે.

આ નવલકથાની શૈલી ગુજરાતીમાં તો નવી જ લાગશે. કોઈ ખરેખર જીવંત પાત્રની આત્મકથા જાણી લઈને બીજો જણ એ જાહેરમાં મૂકે છે, પણ એ પ્રગટ થાય તે પહેલાં પાત્ર એમાં શેરા અને સુધારા કરે એ રીતે મજાની રીતે આખી વાત લખાઈ છે. શરૂઆત પણ આ શૈલીને અનુકૂળ રીતે થઈ છે. 'સુશીલા છે, સારા શીલવાળી છે, છતાં જેમ એના ભક્તો છે તેમ તેના નિંદકો પણ છે; પણ ખરું જોતાં તો સૌને તે સમસ્યા જેવી લાગે છે.' 'આ સુશીલા તે કેવી?' એમ કહીને લેખક સુશીલાના બાળપણથી શરૂ કરીને એની જીવનકથા લખવા માંડે છે.

પણ મારે કહેવું જોઈએ કે કથાનક બહુ શુષ્ક બન્યું છે. સુશીલાએ પોતે પોતાની કથા લખતાં સંવેદનો અનુભવ્યાં હશે, લેખકે એ ફરી લખતાં રોમાંચ અનુભવ્યો હશે, છતાં આમાં એનો સદંતર અભાવ છે. બસ નરી શુષ્ક રીતે વાત ચાલ્યા કરે છે. ચર્ચાઓ તો એટલી બધી આવે છે કે એની વચ્ચેથી કથાને શોધી કાઢતાં થાક લાગે. ગાંધીજીની આત્મકથામાં, જવાહરલાલની જીવનકથામાં ય ચર્ચાઓ અને મંથનો ઓછાં છે? પણ એ વાંચતાં કેટલો બધો રસ આવે છે! અને કોઈની પણ જીવનકથા વાંચવામાં રસ આવે જ, કારણ કે એ આલેખતાં લેખક એમાં તરબોળ બની જાય છે અને રસથી જાતે નીતરીને વાંચકને પણ ભીંજવે છે. જ્યારે આમાં તો કોઈ જ પ્રકારની લાગણીઓ નથી. લાગણીના પ્રસંગોએ પણ શુષ્ક નિર્લેપતા દેખાય છે–કે પછી આ દોષ શબ્દશઃ થયેલા ભાષાંતરનો છે? ભાષાને પણ પોતાની ખાસિયત હોય છે, એટલે શબ્દશઃ ભાષાંતરમાં મૂળ ભાષા ઉપર અનુવાદની ભાષા ચડે છે ત્યારે બન્ને ભાષાને અને અનુવાદિત વક્તવ્યને ભારે હાનિ પહોંચે છે.

અનુવાદની કેટલીક ભૂલો તો અહીં બતાવી શકાયઃ '(તે) મોઢાની ચળ ઉતારવા લાગી' (પાનું ૧૦), '(તે) કામમાં ઠોઠ છે' (પાનું ૨૯), 'તે વિચારો તેના આંતરડાને વલોવી નાખીને' (પા. ૭૩), 'બળવંતરાવને "પોતાની આંખો પોતાને છેતરતી તો નથી" એવો વિચાર આવ્યો' (પા. ૨૪૨), '(તે) "રહેવા દો, ના, ના." કહેતી હતી તેટલામાં (તેણે) પિસ્તોલ કાઢી પોતાનો જાન લીધો' (પા. ૨૪૨), '"(મારી પત્ની થઈને) તેના કાનમાં વાત કરે છે–"' (પા. ૧૧૧) અને આવા બીજા ઘણા વાક્યપ્રયોગો મરાઠીમાં ભાષાપ્રવાહને અનુકૂળ હશે, પણ ગુજરાતીમાં તો તે અડચણરૂપ લાગે છે. અહીં એને બદલે બીજા પ્રયોગો લખી બતાવવા એ અવિવેક ગણાય, પણ આટલા ઉપરથી કહી શકાય ખરું કે અનુવાદ મૂળ વસ્તુમાં છુપાઈ રહેલ સૌંદ-

ર્થને બરાબર દેખાડી આપનાર હોવો જોઈએ, કારણ કે સંભવ છે કે મૂળમાં હોય તે જ રીતે એ શબ્દો પરભાષામાં અવતરતાં એનો સૌંદર્યભાવ સમજવો મુશ્કેલ બની જાય.

પણ પરિધાન ગમે તેવું હોય છતાં મૂળ પોતાને સંપૂર્ણ રીતે કદી જ છુપાવી શકે નહિ. એનું ગઠન સારું હશે તો સારા તરીકે અથવા નબળું હશે તો નબળા તરીકે સાવ તો પ્રગટ થયા વિના રહે જ નહિ. એ રીતે આ વાર્તાનું ગઠન નબળું દેખાઈ આવે છે. ક્યાંક ક્યાંક કોઈક કોઈક અંગ વિકસવા મથે છે પણ એના ઘડનારાને એ વાતની ખબર પડી જતી હોય એમ નથી લાગતું. એટલે એ ઉપેક્ષિત જ રહી જાય છે–એને વિકસવામાં મદદ નથી મળતી. ઉદાહરણતઃ સુશીલાનું બાલ્ય. નાનકડી સુશીલાને ઘેર જમણ થાય છે, સુશીલાનાં નાનાં મિત્રો જમવા આવે છે, એમને ગંજીફો ખરીદવા પૈસા મળે છે, છોકરાં ગંજીફો લઈને રમવા માટે એક મંદિરના નાના માળ ઉપર ચડે છે. આ પ્રસંગને કેટલો સરસ ખીલવી શકાય! પણ લેખક તો નાનો વિદ્યાર્થી, પાઠ તરીકે લખવા મળેલ વર્ણન જે રીતે લખી નાખે તે રીતે, નિર્લેપ ભાવે લખી નાખે છે. સ્પેન્સરનું તત્ત્વજ્ઞાન જેમના મગજમાં ઘૂસી ગયું છે તેવા ગિરિધરરાવનું ચિત્રણ સારું થયું છે તે કબૂલ કરવું જોઈએ. ઘડપણમાં પોતાનું તત્ત્વજ્ઞાન પોતાનો જ પુત્ર પોતાને માથે કેવી રીતે મારે છે તે યથાર્થ રીતે બતાવાયું છે, અને આપણને સિદ્ધાંત પાછળ એને વાપરવાની સુવિવેકબુદ્ધિની અગત્ય અસરકારક રીતે સૂચવે છે. પરંતુ ગિરિધરરાવના પુત્રના વિચારો અને આચારોનું ફલદર્શન બતાવવામાં ચાતુર્ય નથી વપરાયું. શરૂઆતમાં લેખકે કહ્યું કે સુશીલા એક સમસ્યા છે. પણ આખી કથામાંથી તો એવું કંઈ સ્ફુટ થતું નથી. સુશીલાને મુખ્ય પાત્ર તરીકે આગળ કરવામાં આવી છે તે પણ સ્વાભાવિક લાગતું નથી. 'નવયુગ વિશ્વકુટુંબ' સંસ્થાની સ્થાપક સુશીલા બને છે તેને માટે એ કારણ બસ ન ગણાય કે તે ખ્રિસ્તીઓની નિશાળમાં અને યુરોપિયન શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે રહી આવી. એની બાલ્યવય કે ત્યાર પછીની અવસ્થા એવી પ્રતિભાવંત નથી કે આપણને લાગે કે સુશીલા ત્યાંના પ્રસંગોમાંથી એટલું બધું મેળવી લે. સુનંદનો વિકાસ એવી રીતે જરૂર થયો છે કે તેને એવી સંસ્થાનો સ્થાપક માની શકાય.

સુનંદ ગરીબાઈને કારણે જીવનની કરુણ સ્થિતિનો વધુ ભોગ બનતો આવ્યો હતો. એ જ 'રાજકારણમાં ભાગ લીધો' કહી શકીએ તેમ રાજકારણમાં પડ્યો હતો. બીજાં બાળકો વચ્ચે પ્રથમ એ જોવામાં આવે છે ત્યારે, અને પછી નિશાળમાં અને કૉલેજમાં પણ એ જ વધુ ધ્યાન ખેંચે એવો છે. એટલે સુશીલાને લેખકે મોટી બનાવી દીધી તેને તો આપણે અકસ્માત જ કહેવો જોઈએ. પુસ્તકનું નામ છે 'સુશીલાનો દેવ'. આમાં સુશીલાનો દેવ એ તો ભાવિમાં સુશીલાને મળનાર બાળક લાગે છે. આટલી આગલી ચર્ચાઓ અને વાતો પછી છેવટ એ જ કે સુશીલા બીજી વાર પરણી અને તેને બાળક થવાનું? છેલ્લા પ્રકરણની પહેલાં એક સૂચન આવે છે કે દેવ પથ્થરમાં નથી, દેવ વ્યક્તિપૂજામાં નથી, દેવ વ્યક્તિના આચરણમાં છે. પણ સુશીલાનો દેવ જો આ સૂચન હોત તો તો સારું બનત. પરંતુ છેલ્લું 'બાલદેવ'નું પ્રકરણ લખીને લેખક જાણે એ સૂચનને નકારી કાઢે છે. સુશીલાને પરદેશ મોકલવાની અને ત્યાં તેને બાળક અવતરવાનું છે એ વાત કહેવાની જરૂર હતી એવું મને તો નથી લાગતું.

અલબત્ત, લેખકનું આપણે એક સારા તત્ત્વચિંતક અને રાજકારણને સમજનાર પુરુષ લેખે બહુમાન કરી શકીએ તેમ છીએ. આ નવલકથામાં તેમનું એ સ્વરૂપ બહુ સ્પષ્ટ રીતે દેખાય છે, પણ એ જ વસ્તુ એમને વાર્તાકાર તરીકે ઓળખવા દેવામાં વિઘ્ન નાખે છે. એમનું વાર્તાકાર તરીકેનું આછું દર્શન ગિરિધરરાવ અને વિનાયકરાવના પ્રસંગોમાં અને બીજા પ્રકરણમાં ઉષા–સંધ્યાની ઉપેક્ષામાં ઉષા–સંધ્યાનું જે વર્ણન છે તેમાં દેખાય છે. સુશિક્ષિત પતિ રાવબાને કારણે સુશિક્ષિત પત્ની સુશીલા કેવી રિબાય છે તે પ્રસંગમાં એ બાબત દેખાય છે. આશા રાખીએ કે એમનું એવું સમગ્ર ચિત્ર આપણને જોવા મળે.

**[૧૧૦] રાત પડતી હતી**–પ્રકાશક : 'ગતિ–રેખા' કાર્યાલય અમદાવાદ, લેખક : નિરુ દેસાઇ : મૂલ્ય આઠ આના.

વેશ્યાજીવન ઉપરનાં પરદેશનાં ચાર પુસ્તકોની અસર નીચે વેશ્યાજીવનની ટૂંક સમીક્ષા કરતી અને તેને વ્યવસ્થિત બનાવવાનો એક ઉપાય સૂચવતી ૧૨૪ પાનાંની આ નવલકથા છે. આમાંનાં બે પાત્રો અને તેમના કેટલાક જીવનપ્રસંગો Scape-goat Dances નામના પુસ્તકમાંથી લીધાં છે તેવું લેખકે પ્રસ્તાવનામાં જણાવ્યું છે. આ જોતાં તો એમ લાગે કે પુસ્તક મૌલિક નથી. પરંતુ લેખકે જાતે કેટલુંક જોયેલું, અને વાર્તામાં જે જાતનાં પાત્રો આવે છે તે જાતનાં પાત્રો સાથે સીધો પરિચય મેળવી લઈ ને તેમની પાસેથી કંઈક સાંભળેલું, આમાં મૂક્યું છે અને શૈલી લેખકની પોતાની છે એટલે કદાચ આને કોઈ મૌલિક કહે પણ ખરા.

વાર્તાની કલા વિષે કહીએ તો આમાં કાંઈ વિશિષ્ટતા નથી. અને પરદેશી પુસ્તકોની અસર નીચે લખાયેલ હોવાથી ભાષા પણ એકધારી રહી નથી. શરૂઆતમાં વાતાવરણ બરાબર જામી જાય છે પણ પછી વાર્તાપ્રવાહ ચર્ચામાં ફેરવાઈ જાય છે એટલે બહુ મંદ પડે છે.

પાત્રોનો સ્વતંત્ર વિકાસ નથી એટલે તે હૃદયંગમ બનતાં નથી. છેલ્લે, લેખક જેને 'સંદેશ' અથવા 'પાઠ' કહે છે તેવું આમાં કંઈ છે જ નહિ. 'સંદેશ' તો ક્રાન્તિમાં હોય. આમાં તો છે પરિસ્થિતિમાં સારી રીતે ગોઠવાઈ જવાની યોજના. વેશ્યાઓને પોતાનો ધંધો વધુ યોજનાપૂર્વક ચલાવતાં શીખવવું એ બીજી રીતે લાચારીને મીઠી બનાવતાં શીખવવા જેવું છે. એમાં કંઈ પાઠ કયાં રહ્યો ?

અને સમાજ સડી ગયો છે, એ એવો રહેશે ત્યાં સુધી વેશ્યાજીવનનો કોઈ ઉપાય નથી એમ કહી, જો એને દૂર કરવા યોગ્ય માનેલ છે તો આવી આળપંપાળ કર્યે એનો કદી અંત નહિ આવે. એટલે સાહિત્યે કામ એ કરવાનું છે કે એણે જન-સમાજ સામે એ જીવનનાં કરુણતમ ચિત્રો રજૂ કરવાં. એ દર્શનથી કોઈ એક વ્યક્તિને નહિ પણ સમાજને જ એની નાબૂદીનો ઉપાય સૂઝી આવશે.

**[૧૧૧] રેણુની મા** –લેખક : શ્રી. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય અનુવાદક : શ્રી. દયાશંકર ભ. કવિ; પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ. મૂલ્ય : રૂ. સાડા ત્રણ.

સાડા ચારસો પાનાંની શરદ્બાબુની છેલ્લી કૃતિ 'શેષેર પરિચય'નો આ અનુવાદ છે. આ અનુવાદ કરવામાં અનુવાદકે પોતાનાં અનુવાદ કરેલાં બીજાં પુસ્તકો કરતાં વધુ કાળજી રાખી છે તે આનંદનો વિષય છે, પણ મૂળ નવલકથા જ ઘણી કંટાળો આપે તેવી છે. શરદ્બાબુનાં એ જ જૂનાં વેવલાં પાત્રો અને વેવલી વાતો હવે જરા ય ચિત્તને આકર્ષતાં નથી. પ્રસંગોને નકામા લંબાવીને પરાણે પરાણે લાગણી-ઓને આગળ ખેંચ્યે રાખીને, અને જે પ્રસંગો ઊભા કર્યા ન હોય તો ચાલે તે રજૂ કરીને પણ નવલ-કથાને નાહક લંબાવી છે. અંતમાં કથા જેવી એક ધારાએ ચાલે છે તેવી આખી ચાલી હોત તો વાર્તા પોતાની અંદર રહેલ વિશિષ્ટતા અને રસને પ્રગટાવી શકત. એક પૈસાદાર પણ પતિત માતાની પાસેથી જે ગૌરવ સાથે ગરીબ પુત્રી મદદ લેવાનું અસ્વીકારી મૃત્યુ પસંદ કરે છે તે વસ્તુ ઉચિતતાની દૃષ્ટિએ ન ગમે તેવી હોવા છતાં એક તદ્રૂપ ચિત્ર લેખે ગમી જાય તેવી છે. અને માતાનું દર્દમય, તથા પિતાનું ભદ્ર મન પાત્ર પણ આકર્ષે છે. બાકીનાં પાત્રો-ના ચિત્રણમાં તો ઘણી ત્રુટિઓ દેખાય છે.

**[૧૧૨]–નારી** લેખક : શ્રી. સિયારામશરણ ગુપ્ત : પ્રકાશક : સાહિત્ય–સદન, ચિરગાંવ (ઝાંસી) મૂલ્ય રૂ. ૧ાા.

હિંદી સાહિત્યમાં શ્રી. મૈથિલિશરણ અને સયારામ-શરણ ગુપ્ત–બંને ભાઈઓનાં નામ ખૂબ જાણીતાં છે. આ નવલકથા એક દુઃખી નારીની વિપદકથા છે. પતિ પરદેશ ચાલ્યો ગયો, લાંબા સમય સુધી કંઈ ખબર ન આવી, નાના પુત્રને ગોદમાં લઈ એકલ જમના, ગામના લૂંટારુ જમીનદાર અને હરામખોર વાસના-ક્રીડાઓની ચોકી નીચે થથરતી બેઠી હતી. પણ

એને એના બાળકનો બીજો સહૃદયી પિતા મળી ગયો, અને એને થયું, હવે એ નિર્ભય છે, હવે એને કોઈ ચિંતા નથી રહી.

આમ કથાનક સરસ છે, ભાષા સારી છે; પ્રસંગચિત્રણો સારાં છે, અંત પણ સારો છે પણ ઘટનાઓને પલટા આપવામાં લેખક કુશળતા નથી બતાવી શક્યા એમ લાગે છે. ઉદાહરણત : જમનાના પતિનો પત્ર ટપાલી જમનાના હાથમાં આપવાને બદલે જમીનદારના નાના છોકરાના હાથમાં આપી દે છે. છોકરો પત્ર વાંચી લે છે, પત્રમાં હકીકત એવી છે કે જમનાનો પતિ યાત્રામાં બીમાર પડી જતાં ખબર મોકલી ન શક્યો. એની પાસે પૈસા નહોતા, જો જમના ગાડીભાડાના પૈસા મોકલે તો તે ઘેર આવી શકે. જે છોકરો હજી ગિલ્લીદંડા અને ચોરસિપાઈની રમત રમે છે તેને એ પત્ર વિષયે બદમાશી કરવાનું મન થાય છે અને જમનાના પતિને પોતે જ પરબારુ લખી નાખે છે, 'દહલ્લી ( જમનાનો પુત્ર ) મરી ગયો છે, તમે પણ મારે મન મરી ગયા છો, મેં અજીતનું ઘર માંડયું છે, તમારા આવવાની જરૂર નથી, ભીખ માગવાથી ઘણા રૂપિયા મળી રહેશે. હું આનંદમાં છું. ભગવાન પાસે તમારે માટે આનંદ માગું છું ' આ કોઈ રીતે સંભવિત છે? વાર્તામાં કેટલેક ઠેકાણે બાળકોની ભાષા અને ક્રિયા મજાની લાગે છે પણ કેટલેક ઠેકાણે એ મોટાં કરતાં હોય તેવું પણ લાગે છે.

[૧૧૩] શ્રી. **મહર્ષિ**–પ્રકાશક : શ્રી. નિરંજનાનંદ સ્વામી, સર્વાધિકારી, શ્રી રમણાશ્રમ, તિરૂવણ્ણમલૈ (એસ. આઈ. રૈલ્વે) મૂલ્ય આઠ આના.

દક્ષિણ હિંદના શ્રી. રમણ મહર્ષિનું નામ ઘણા આદરભાવે આખા હિંદમાં જાણીતું છે એમના એક ભક્તે લખેલું એમનું આ ચરિત્ર છે. પુષ્કળ ફોટોચિત્ર અને આશ્રમના વર્ણન અને જીવનની નાની નાની બાબતો આમાં આપેલી હોવા છતાં આ ચરિત્ર પૂર્ણ નથી. શ્રી. મહર્ષિનું આમાં પૂર્ણ પ્રતિબિંબ નથી. એમના કાર્ય વિષે આમાં કંઈ કહેલું ન હોવાથી આરામવાળી સેજ પર સૂતેલા શ્રી. મહર્ષિનાં ચિત્રો એમને વિષે ફીક્કી છાપ પાડે તો તે સ્વાભાવિક ગણાય.

**કોમેમોરેશન વૉલ્યુમ**

સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની રજતજયંતિનિમિત્તે બહાર પડેલો આ ગ્રંથ સોસાયટીની પચ્ચીસ વર્ષની કારકિર્દી રજૂ કરે છે. દશ વિદ્યાર્થીથી શરૂ થયેલી આ સંસ્થા આજે કેવળ પ્રજાની જ મદદથી બે કોલેજો, ત્રણ હાઈસ્કૂલો, એક કન્યાઓ માટેની ખાસ હાઈસ્કૂલ, ત્રણ માધ્યમિક શાળાઓ, એક ઉદ્યોગશાળા અને એક ચિત્રવર્ગ ચલાવે છે. એની સફળ કારકિર્દીનો આ પુરાવો છે. અમે એનો વધુ વિકાસ ઇચ્છીએ છીએ. **ચા.**

[૧૧૪] **हमारे साहित्यनिर्माता**–લેખક : શ્રી. શાન્તિપ્રિય દ્વિવેદી, પ્રકાશક: ગ્રંથમાલા કાર્યાલય, બાંકીપુર, પટના, મૂલ્ય રૂ. ૧).

પ્રસ્તુત પુસ્તકની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી. આ પ્રકારનું પુસ્તક હિંદીમાં પ્રથમ જ છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. કવિઓનો સામાન્ય પરિચય એમની કૃતિઓના પરિચયની સાથે હોય, પરંતુ વિશેષ પરિચય માટે 'કવિતાકૌમુદિ' સિવાય કોઈ સાધન નહોતું. આ પુસ્તકના લેખકે એ દિશામાં સુંદર કાર્ય કરવું શરૂ કર્યું છે. હમણાં જ એમની 'સાહિત્યિકી' નામની કૃતિ પ્રગટ થઈ, તેનો આસ્વાદ પૂરો લઈ લઈએ ત્યાં તો આ બીજી કૃતિ આપણા દિલને બહેલાવવા આવી પહોંચી. સાહિત્યનિર્માતાઓની સૂચિ જોઈને એમની અદ્ભુત અધ્યયનશીલતા અને નિષ્પક્ષ ચૂંટણીનો પરિચય થાય છે. એમાં એમની પોતાની મૌલિક દૃષ્ટિ છે, જે ચીંથરે વીંટયાં રત્નોને પણ પારખી લે છે અને તેને પ્રકાશમાં લાવે છે. પોતાની સુંદર અને સજીવ ભાષાના અસ્ખલિત પ્રવાહ દ્વારા એમની નિષ્પક્ષ આલોચના કરે છે. આ પુસ્તકની ઓળખાણ: 'પ્રસાદજીની કલા' 'પ્રેમચંદજીની શૈલી', 'નિરાલાજીનું નિરાળાપણું', 'પન્તજીની રચનાવિચિત્રતા' 'મહાદેવી વર્માની ગંભીરતા' આ બધા પર વિહંગાવલોકન કરીને આ પુસ્તકની ઉપયોગિતાને ખૂબ વધારી મૂકી છે. એમ કહી શકાય કે કોઈ પણ

કવિ અથવા રચના સંબંધે આટલું તો જાણવું જ જોઈએ. આમ પુસ્તક પોતાની રીતે સંપૂર્ણ છે. આશા છે કે લેખક આવી વધુ કૃતિઓ જનતાને આપે. પુસ્તકાલયોની શોભા તો આ પુસ્તક વધારશે જ, પણ દરેક સાહિત્યપ્રેમીને માટે પણ એ સંગ્રહણીય છે.

[ સુરેશચંદ્રજી ]

## આવકાર

**વકીલ**–તંત્રી અને પ્રકાશક: કાઝી સફરૂદ્દીન રઝામિયાં, સલાપોસ રોડ, અમદાવાદ: વાર્ષિક લવાજમ રૂા. બે.

હિંદુ–મુસ્લિમ–એકતાની જેહાદ જેવું આ નવું માસિક ખાસ મુસ્લિમ જનતાની કેળવણી માટે શરૂ થયું છે. આજ સુધીમાં એના છએક અંક નીકળી ગયા છે. એ છ યે અંકોમાં વાર્તાઓ, લેખો, અને સમાચારો એ વસ્તુ ઉપર ખૂબ ભાર મૂકે છે કે હિંદુ અને મુસ્લિમ બંને કોમ ખરેખર સુખી થવા ઇચ્છતી હોય તો એક બીજા પ્રત્યે મનમાં ઝેર રાખીને સુખી નહિ બની શકે. આ માસિકના આ સૂર સાથે અમે પૂરેપૂરા સંમત છીએ. અને અમારી મુસ્લિમો પ્રત્યે પૂરી હમદર્દી છે. આ માસિકની વિશિષ્ટતા એના ઇતિહાસવિષયક લેખો અને બાનુ-વિભાગના લખાણમાં છે. ઇતિહાસના લેખોમાં એવું બતાવવા પ્રયત્ન થાય છે કે હિંદનો મુસ્લિમ–કાળનો ઇતિહાસ બહુ ખોટી રીતે આપણી સામે રજૂ થાય છે. મુસ્લિમ બાદશાહો હિંદુઓ પ્રત્યે ક્રૂર હતા તે વાત જુઠ્ઠી છે, બંને કોમો વચ્ચે તે કાળમાં પૂરો એખલાસ હતો અને બાદશાહો બંનેને સમાન પ્રજા ગણીને વર્તાવ રાખતા.

અમને એક વસ્તુ નથી રુચી તે એ કે આ માસિકના બીજા અંકમાં એક ઠેકાણે અંગ્રેજ સરકારને વફાદાર રહેવા કહ્યું છે. જમાના સાથે બંધબેસતી આ વાત નથી.

'વકીલ' હિંદુમુસ્લિમએકતાની વકીલાત કરવા ઘણું જીવો.

**શિક્ષણ અને સાહિત્ય**:–પ્રકાશક નવજીવન કાર્યાલય. વાર્ષિક લવાજમ રૂા. બે.
તંત્રી. **શ્રી. મગનભાઈ દેસાઈ**

'નવજીવન' ચાલતું તે વખતે કાકાસાહેબના સંપાદકપણા નીચે તેની સાથે 'સાહિત્ય અને શિક્ષણ' પૂર્તિ પ્રગટ થતી, તેને આજે સ્વતંત્ર માસિક રૂપે સજીવન કરવામાં આવેલ છે. એનો પહેલો અંક બહુ ધ્યાન ખેંચનારો નહોતો લાગ્યો, પરંતુ તે પછી તો બે અંકો બીજા પ્રગટ થઈ ચૂકયા છે અને એ ઉત્તરોત્તર સમૃદ્ધ બનતા ગયા છે. સાહિત્ય સાથે શિક્ષણનો વિશિષ્ટ હેતુ દૃષ્ટિમાં રાખીને શ્રી. કાકાસાહેબ, કિશોરલાલભાઈ, નગીનદાસ પારેખ, ગોપાળદાસ પટેલ, જુગતરામ દવે ઇત્યાદિ લેખકોના રસિક અને બોધક લેખો પ્રગટ થયા છે, અને આશા છે કે પ્રગટ થતા રહેશે. સાદાઈમાં સુઘડતા અને સૌંદર્ય નવજીવનની વિશિષ્ટતા છે તે અહીં પણ જળવાયેલ છે.

**સ્ત્રીજીવન** (બાળમાસિક 'શિશુ' સાથે)–સંપાદક: મનુભાઈ જોધાણી, ઝવેરીવાડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ચાર.

સ્ત્રીઓને અનુલક્ષી આપણી ભાષામાં ત્રણ ચાર માસિકો ચાલે છે તેમાં આ એકનો ઉમેરો થાય છે. પ્રથમ અંક આપણે ત્યાં પ્રગટતાં બીજાં સ્ત્રી–માસિકોથી જુદી ભાત પાડનારો નથી લાગતો. 'સ્ત્રીબોધ' નામનું જે એક માસિક ચાલે છે તેની જ પ્રતિકૃતિ લાગે. લેખકો અને લખાણોની દૃષ્ટિએ પ્રથમ અંક ગમી જાય તેવો છે. કવિશ્રી. નાનાલાલ કવિની કવિતા 'અતિથિનાં ન્હોતરાં' કવિશ્રીને મનોરમ રૂપે આપણી સામે ખડા કરે છે. પણ આવી સુંદર કવિતામાંથી વિષાદના ભાવ કાં ઊઠે?

શ્રી. ધૂમકેતુનો મંગલ-લેખ 'મંગળમૂર્તિ નારી' અને શ્રી. ઉમાશંકરની નાટિકા 'પારખું' વાંચવા પ્રેરે તેવાં છે. આ લેખકો ઉપરાંત બીજા પણ લબ્ધપ્રતિષ્ઠ લેખકોનાં લેખો-વાર્તાઓ છે.

બાળવિભાગ 'શિશુ' શ્રી. રમણલાલ સોની સંપાદન કરવાના છે. તે પણ સારો બન્યો છે.

અંકમાં સુઘડતા અને સફાઈ ઘણાં દેખાય છે, નકામાં ચિત્રોનો ઢકારો નથી.

**મહિલા ( હિંદી–માસિકપત્ર )**

**સ્ત્રી**ઓ માટેના ગુજરાતી દંપતી દ્વારા સંપાદિત આ હિંદી માસિકપત્રને આપણાં ગુજરાતી માસિકોના સંચાલકોએ એક વાર જોવું ઘટે છે. સારા સારા લેખકો અને ચિત્રકારોના સહકારથી વાર્તા–લેખો ઇત્યાદિ સાહિત્ય ઉપરાંત સામાજિક ચર્ચાઓ અને રાજકારણી નોંધો એમાં ખાસ વિચારણીય આવે છે. એ માસિકનો આ નવવર્ષ વિશેષાંક ખૂબ દળદાર અને લેખનસમૃદ્ધિથી શોભીતો બન્યો છે. અમે એ માસિકનું દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

**દિવાળી–અંકો**

દિવાળીને અનુલક્ષીને પ્રથમ પાને કાવ્ય, ભાવના કે સુશોભન તો મોટા ભાગનાં સામયિકોએ મૂક્યું છે, પરંતુ અહીં તો ખાસ મોટા અંકો જેમણે પ્રગટ કર્યા છે તેમની જ નોંધ લઇશું.

સાહિત્યનાં માસિકોમાં 'નવચેતને' અને 'પૂર્ણિમા'એ ખાસ અંકો કાઢ્યા છે.

નવા માસિક 'પૂર્ણિમા'એ લડાઇના ઝપાટા સામે ઝીંક ઝાલીને પણ પોતાની રીતે પોતાની કૂચ આગળ ધપાવી છે અને સુંદર દીપોત્સવી–અંક પણ પ્રગટ કર્યો છે એ વાત હર્ષનો વિષય છે.

**'નવચેતને'** પોતાના મોભા અનુસાર સારો દીપોત્સવી–અંક કાઢ્યો છે. સાહિત્યનાં માસિકો જ્યાં મોટી ખોટ જ ખાતાં હોય છે તે ગુજરાતમાં નવચેતને સાહિત્યક્ષેત્રમાં મેળવેલી સ્થિરતાનું આ સૂચક કહી શકાય. આ માટે નવચેતન કોઈ પણના અભિનંદનનું અધિકારી છે.

**'ગૂજરાતી'** એ સામાન્ય રીતે સાહિત્યનું સાપ્તાહિક નથી ગણાતું, એમાં સાહિત્યની ખૂબ ઊંડી ચર્ચાઓ પ્રગટ થતી હોવા છતાં! જાડા અને પાતળા, ખરબચડા અને લીસા એવા બે ચાર જાતના કાગળોમાં છપાયેલ એના એ દીપોત્સવી–અંકમાં કવિશ્રી ખબરદારની કવિશ્રી બ. ક. ઠાકોર સામેની કટુ ભાષામાં રજૂ થયેલી ફરિયાદ ગુજરાતના એકેએક સાહિત્યકારનું ધ્યાન ખેંચશે. આ લેખ માટે કવિ ખબરદારે ભાષામાં અશિષ્ટતાની હદ વટાવી છે એવી નોંધ કડવા શબ્દોમાં ત્રણે ઠેકાણે આવી ગઈ છે, પરંતુ એ નોંધ પછી એમણે કરેલી ફરિયાદો વિષે કોઈએ કંઈ લખ્યું નથી.

આ ઉપરાંત પણ કાવ્યો, વાર્તાઓ, સાહિત્યિક નિબંધો, ઐતિહાસિક ચરિત્રો, સ્થળવર્ણનો એ વિષયો અને તેના લેખકો સાહિત્યિક જ છે. 'ગુજરાતી'નો આખો દીપોત્સવી–અંક સાહિત્યનો જ બનેલો છે એ સરસ છે એ કહેવાની જરૂર નથી.

**સ્વર્ણભૂમિ**–સંપાદકો : પ્રબુદ્ધકુમાર મહેતા અને બહાદુરલાલ શાહ, નં. ૫, મોગલસ્ટ્રીટ, રંગૂન. ખાસ દીપોત્સવી–અંકનું મૂલ્ય એક રૂપિયો.

દૂર બ્રહ્મદેશમાં વસેલા આપણા પ્રાંતબંધુઓના શ્રમથી તૈયાર થયેલો આ અંક બીજા બધા દીપોત્સવી–અંકો કરતાં જુદો તરી આવે છે. એમાં વાર્તાઓ, નાટકો, સાહિત્યિક નિબંધો, કાવ્યો ઇત્યાદિ તો સારાં છે જ પરંતુ વિશેષમાં તો આપણને બ્રહ્મદેશનું અને બ્રહ્મદેશમાં વસતા આપણા ભાઈઓનું સુરેખ દર્શન એમાં જોવા મળે છે. 'બૃહદ્‌ગુજરાતની ભાષા' નો લેખ સારી રમૂજ સાથે આપણને કહી જાય છે કે આપણે ગુજરાતીઓ ભાષાવિશારદ છીએ. પુષ્કળ ચિત્રો અને ૧૫૦ પાનાંના વાચનમાં પચ્ચીશ પાનાં અંગ્રેજી લખાણનાં છે, પણ એ બધામાં બ્રહ્મદેશીય વાતાવરણ રસેલું દેખાય છે. મનને તે આનંદ આપે છે. આ સામયિકની આપણે સફળતા ઇચ્છીએ.

**'ગાંડીવ'** ના દીપોત્સવી–અંકમાં તેના બીજા સામાન્ય અંકો કરતાં વધારે પાનાં અને ચિત્રો છે. 'આવે અને પાસે'ના શીર્ષક નીચે ફટાકડા વિષેની માહિતી જાણવા જેવી છે. એ લેખમાં કહેલ છે કે સાદા ફટાકડા આપણા દેશમાં અને ગુજરાતમાં પણ ઘણા બને છે. બીજી સામગ્રી અન્ય અંકોની કક્ષાની જ છે.

**'બાલજીવન'** નો દીપોત્સવી–અંક એની સુઘડતા અને સફાઈ માટે ખાસ ગમે તેવો છે. બીજા અંકો કરતાં વધુ ચિત્રો, વધુ પાનાં ઇત્યાદિ છે જ. પૂંઠાનું ચિત્ર ખાસ ગમી જાય તેવું છે.

**'વિદ્યાર્થી'**એ પણ દિવાળી ટાણે વધુ પાનાં છાપીને દિવાળી ઊજવી છે. લેખો સારા છે પરંતુ જાહેરખબરો મૂકવામાં વધુ સારી યોજના થાય તો સારું. જાહેરખબરો વચ્ચે ઘણા લેખો અટવાઈ જાય છે.

**ચા.**

# જોડણીચર્ચા

મુ. શ્રી. નરસિંહભાઈ પટેલે ગૂજરાત વિદ્યાપીઠના જોડણીકોશમાં કેટલીક અરાજકતા રહેલી છે તે વિષે 'ઊર્મિ'ના ગયા અંકમાં લખેલ છે. જોડણીકોશનો ઉપયોગ કરતાં કરતાં મને પણ કેટલાક વાંધા જણાયા છે તે અહીં નમ્રભાવે રજૂ કરું છું. કોશના પહેલા પાના ઉપર 'હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી' એવું ગાંધીજીનું વાક્ય છે તે કબૂલ રાખીને હું આજલગી તો જોડણીકોશની જોડણીને જ અનુસર્યો છું. મને લાગે છે કે આ રીતે પોતાની માન્યતાને દબાવી રાખનારા મારા જેવા ઘણા હશે. એ સૌના માટે અને જોડણીની વ્યવસ્થા માટે વિદ્યાપીઠના સંચાલકો મુ. નરસિંહભાઈ પટેલના અને મારા આ વાંધાઓના સંતોષજનક ઉત્તર આપશે એવી આશા રાખું છું. ગુજરાતના બીજા વિદ્વાનો પણ જોડણીની ચર્ચાને વિશદ બનાવશે તો ભાષાની સેવા જ થશે એમ મારું માનવું છે.

મારા વાંધા નીચે પ્રમાણે છે:

૧. 'હશ્રુતિ'વાળા નિયમમાં આઠમી કલમમાંથી 'બહેન' શબ્દને મુક્તિ આપવી અને 'બેન' અથવા 'બહેન' એમ વિકલ્પ સ્વીકારવાની છૂટ આપવી. જોડણીકોશમાં 'બહેન'જ છે, તો તે સાથે 'બેન' જોડણી પણ આપવી; 'બેન' ઉચ્ચાર સામે વાંધો જૂજ જ લોકોને હશે.

૨. મુ. નરસિંહભાઈએ નિયમ ૧૯ પરત્વે જે લખ્યું છે તેને હું જુદી રીતે કહું કે, સાચી જોડણીનો જો સામાન્ય લોકમાં પણ કડકપણે પ્રચાર થવાનો ઈરાદો રાખીએ તો જોડણીના નિયમો એવા સાદા રાખવા જોઈએ કે જેથી લોકો એને ઝટપટ યાદ રાખી લઈ શકે. આમ કરવામાં કોઈ વાર શાસ્ત્રીયતા છોડવી પડે તો છોડવામાં ખંચાવું ન જોઈએ. એટલે આ નિયમ એવો જ કરી નાખવો જોઈએ કે હ્રસ્વ પછી દીર્ઘ સ્વરનો નિયમ અનુસ્વારના અપવાદ વિના કાયમ કરવો જોઈએ. કોઈ વાર અનુસ્વારનો ઉચ્ચાર થાય છે કે નહિ તે સ્પષ્ટ નથી થતું હોતું, એટલે પણ નિયમને અપવાદરહિત કરવો જોઈએ.

૩. અંગ્રેજી જોડણી માટે જોડણીકોશમાં કોઈ નિયમ નથી જણાવાયો. છતાં પ્રચલિત માન્યતા એવી છે કે જ્યાં 'e' અને 'i' માટે અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ ઈ લખી શકાય. જોડણીકોશમાં 'જિસસ' જોડણી છે તે આ નિયમને નથી અનુસરતી. ગુજરાતી નિયમે તેમાં 'જી' હોવો જોઈએ અને અંગ્રેજી જોડણી 'Je' અનુસાર પણ 'જી' હોવો ઘટે.

૪. તત્સમ શબ્દો (સંસ્કૃતમાંથી જ નહિ, પરંતુ કોઈ પણ પરભાષામાંથી સ્વભાષામાં જે ને તે રૂપે આવેલા શબ્દો (રા. બ. કમળાશંકર ત્રિવેદીના વ્યાકરણમાં તત્સમ અને તદ્ભવ શબ્દોની હજી ચાલી આવતી વ્યાખ્યા બદલાવી ઘટે)ની જોડણી મૂળ ભાષાની જ રહેવી ઘટે એ નિયમમાંથી એકલા 'બીચારા' શબ્દને અપવાદ કેમ ગણ્યો છે? દીદાર, દીવાનો, દીવાલ, દીવાન, દીબાચો, મીનારો ઇત્યાદિ શબ્દોમાંનો પ્રથમ અક્ષર મૂળ પ્રમાણે દીર્ઘ રાખેલ છે તો 'બીચારો'ની 'બિચારો' જોડણી પણ નહોતી દાખલ થવી જોઈતી.

૫. તદ્ભવ અને વ્યુત્પત્તિને આધારે બનેલા શબ્દની જોડણી ગુજરાતી નિયમે જ થવી ઘટે એ નિયમે 'तिरश्च्' શબ્દની 'તીરછું' જોડણી બરાબર ગણાય. એ જ રીતે 'सुमुहूर्त' અને 'मुहूर्त' શબ્દોમાંથી બનેલા શબ્દોની જોડણી કોશમાં 'સમુરતું' અને 'મુરત' આપી છે તેને બદલે 'સમૂરતું' અને 'મૂરત' કરવી જોઈએ; 'અંગુર' અને 'મુગટ' ને 'અંગૂર' અને 'મૂગટ' લખવા જોઈએ.

૬. 'ચૂપ', 'ચૂપચાપ' એ જોડણીઓ બસ ગણીને 'ચુપ' અને 'ચુપચાપ' જેવો વિકલ્પ રદ કરવો.

૭. 'વર્તણૂક', 'નિમણૂક' એમ જોડણી છે તેને બદલે 'વર્તણુક' 'નિમણુક' જોડણી થવી જોઈએ. 'ણુક' જે કૃત્પ્રત્યય છે તેમાં 'ણુ' હ્રસ્વ છે. (રા. બ. કમળાશંકરના મધ્યવ્યાકરણ પૃષ્ઠ ૧૭૩ પ્રમાણે.)

૮. થયેલું-ગયેલું ઇત્યાદિ અદ્યતન ભૂતકાળના શબ્દોની જોડણી થએલું-ગએલું કરવી જોઈએ. પ્રત્યય 'આલુક્-એલું' છે અને તેથી થએલું-ગએલું લખૂક-લખેલું જોડણી સાથે સંગત બનશે.

હરજીવન સોમૈયા

# संगठननुं मोटुं साधन

राष्ट्रनी अैतिहासिक घडीअे गुजरातमां राष्ट्रभाषाप्रचारना संगठनना कार्यनो प्रारंभ थवो अे अेक अीश्वरीय योजना छे.

राष्ट्रभाषाना शिक्षणनो प्रारंभ राष्ट्रनी अद्वितीय जागृतिनी साथे गुजरातमां क्यारनो ये थअी गयो छे. गूजरात विद्यापीठ जेवी राष्ट्रीय शिक्षण-संस्थाओना विद्यार्थीओने अने सूपा सोनगढ गुरुकुळना ब्रह्मचारीओने राष्ट्रभाषा अपरिचित रही नथी. अने हवे तो छेल्लां त्रीसेक वर्षथी सुरत, अमदावाद वगेरे स्थळेथी सेंकडो परीक्षार्थी वर्धा राष्ट्रभाषा प्रचार परीक्षामां बेसे छे. परंतु अे तो पाशेरामां पहेली पूणी छे. जे छूटुंछवायुं थअी रह्युं छे अेनाथी अनेकगणुं संगठितरूपे अे दिशामां करवानुं छे.

राजकीय जागृतिमां गुजरात अग्रगण्य छे. राष्ट्रभाषाना प्रचार माटे पण गुजरात जाग्रत थअी गयुं छे. पण संगठित कार्यना अभावे ते पाछळ पडी जवानो संभव छे. अनेक नाना मोटा हिन्दीप्रेमीओ प्रचारक्षेत्रमां नीकळी पडया छे. हवे तेमने अेक अेवा मध्यस्थ सेवकनी जरूर छे जेनी आगळ तेओ पोतानी मुसीबतो रजू करी शके, जेनी पासेथी सूचना मेळवी शके, जेनी मारफत प्रचारको पोताना अनुभवनी आप-ले करे. अे सेवक थवानुं गुरुजनोनी आज्ञाथी में सहर्ष स्वीकारी लीधुं छे.

आटले दूर रह्ये आ भगीरथ काम में लीधुं छे ते अेक मोटी आशाअे अने ते अे के गुजरातमां अखंड निर्मळ सेवा करी रहेला मुरब्बीजनो, स्नेहीमित्रो, जेओ मने ओळखे छे अने जेमने हुं ओळखुं छुं, जेमनो हुं स्नेहभाजन छुं तेमना सप्रेम सहकारनी अेटलुं ज नहि, जे नवसेवकोना परिचयमां हुं नथी आव्यो तेमनो परिचय करवानी अने तेमनो सहयोग मेळववानी तक हुं जती नहि करुं. तेथी ज हुं दूर रह्यो रह्यो पण गुजरातमां ज रह्यानो अनुभव करीश अेवी मारी उमेद छे.

आम गुजरातना सेवकोनो सहकार अेक केन्द्रमां वहेशे जे संगठननुं मोटुं साधन नीवडशे.

गुजरातने गामडे गामडे राष्ट्रभाषानो फेलाव थाय, गुजरातमां नरनार अेक ज राष्ट्रना अन्यप्रान्तमां आशीर्वाद वरसो.

वर्धा

अमृतलाल नाणावटी



વર્ષ નવમું જાન્યુઆરી ૧૯૪૦ અંક અગિયારમો

# સાહિત્યકારનો ધર્મ

**આજે** ઠેકાણે ઠેકાણે સાહિત્યકારે શું લખવું ને કેમ લખવું એના ઉપદેશકો વધતા જાય છે. તેમ જ અમુક લખાણ આપણા માપ પ્રમાણે છે કે નહિ એવી વાતો પણ વધતી જાય છે. એ ઉપદેશકો જે કહેવા માગે છે—જનતા માટે સાહિત્ય અને સાહિત્ય માટે જનતા—એ વાત તો જૂની છે: એમાં કાંઈ નવું નથી. તેમ જ એમણે જે માપ સ્વીકાર્યું છે તેમાં પણ વાંધો નથી. વાંધો આટલો જ છે: એમને જે કહેવાનું છે એ એમને પોતાને પણ સ્પષ્ટ સમજાતું નથી.

ખરી રીતે દરેક સાચા સાહિત્યકારને તો પોતાનો યુગ ઓળખવાનો હોય છે. અને એણે યુગધર્મ પિછાનવો જ જોઇએ. એ પોતાના યુગનાં જે પ્રેરક બળો હોય તેમાંથી પ્રેરણા લે છે; અને પોતાની પ્રાણશક્તિથી એને પ્રેરણા આપે પણ છે. એ દૃષ્ટિએ જનસમૂહના ઘણા મોટા વર્ગ કરતાં એ વધારે બળવાન છે: કારણ કે એ યુગબળને પોતે ઝીલી શકે છે, સમજી શકે છે, રચી શકે છે, ફેલાવી શકે છે અને સરજી શકે છે. વળી જેમ ઠંડી અને ગરમી વધારેમાં વધારે સહન કરવાની શક્તિ એ આપણા શરીરની શક્તિનું માપ છે તેમ યુગબળનાં ભરતી-ઓટ વખતે, એ બન્નેને—ભરતીને અને ઓટને—એ સહી શકે છે માટે એ વધારે બળવાન છે. એ તટસ્થ નથી, પણ એ ભરતીનો અને ઓટનો સ્વભાવ જાણે છે. એ નિષ્ક્રિય કે નિરાશાવાદી નથી, પણ પવનથી ઊડતા તણખલા જેવો હવાવાદી પણ એ બની શકતો નથી. એ સમજે છે કે પ્રજાના સંસ્કારો પંદર દિવસમાં ઘડી શકાતા નથી; તેમ જ એ સમજે છે કે પ્રજાને સંસ્કારી ન કરી શકાય તો એક મહાન ધર્મપળ ગુમાવી કહેવાય. છેક નીચલા થર સુધી પહોંચવાની એ આવશ્યકતા સ્વીકારે છે; એને માટે વાતાવરણ પણ તૈયાર કરે છે; પરંતુ પંદર મિનિટના પ્રચારકામી ભાષણની વચ્ચે અને પોતાની કૃતિ વચ્ચે એક આખો સમુદ્ર પડેલો છે એ એના ધ્યાન બહાર ન હોય. એ વિશાળતામાં માને છે; પણ સર્જનની ખાતર સર્જન

એમાં જેમ એને શ્રદ્ધા નથી, તેમ ઊડતી હવા માટે પ્રાસંગિક સર્જન, એમાં પણ એને શ્રદ્ધા નથીઃ એ જનતામાં રાચે છેઃ પણ એમાં પોતાના વિચારો ફેલાવવા માટે જ એ કાંઈ કરતો નથી. એને શ્રદ્ધા છે કે નરસિંહનાં પ્રભાતિયાં જો પ્રજાએ ઝીલ્યાં, તો પ્રજાહૃદયને પહોંચે એવું જે કાંઈ લખાશે, તે ફેલાઈ જવાનું જ છે. એને ફેલાવા વિષે એટલી ચિંતા નથી જેટલી પોતાની અશક્તિ વિષે છે, એટલે તો એ નિત્ય-જાગૃત રહીને નિત્યનાં નવીન બળોને સત્કારે છે, સ્વીકારે છે, પણ એની વીણણી તો પોતાની દૃષ્ટિ વડે જ કરે છે. એ ઘણી વખત ભૂલ કરી બેસે, પણ પોતાની જાતને છેતરે એવું કાંઈ નહિ કરે. એને મન પ્રજાકીય બળ અને પ્રજાકીય શુદ્ધિ એ બે ભિન્નભિન્ન વસ્તુઓ નથી. એ હરેક પ્રવૃત્તિમાં, જ્યાં જ્યાં પ્રગતિશીલ તત્ત્વો જુએ ત્યાં ત્યાં આનંદ લે છેઃ પણ એનો આનંદ એ જેમ રમત રમનારનો આનંદ નથી, તેમ ઊભેલા પ્રેક્ષકનો પણ નથી. એનો આનંદ એ ઋતુનો આનંદ છે—ઋતુ જેમ પોતાના સ્વાભાવિક વિકાસથી પ્રસન્ન બની રહે છે, તેમ પ્રગતિશીલ પ્રવૃત્તિમાં પડેલ માનવ-સ્વભાવનો પરિચય સાધતાં, એને સંસ્કારી આનંદ થાય છેઃ કારણ કે સાચી સંસ્કારી માનવ-પ્રવૃત્તિ પ્રગતિમય જ રહેવાની. એમાં થીગડાંને અવકાશ નહિઃ દંભને સ્થાન નહિઃ એટલા માટે સાચો સાહિત્યકાર યુગમાં રાચે છે, યુગબળ સમજે છે, યુગધર્મ જાણે છે, અને છતાં યુગથી પર રહે છે, એ 'પર' એના ઐકાંતિક અભિમાનનું ફળ નથી; 'વિદ્યા વિવાદાય' નું પરિણામ નથી; બીકણપણાની નિશાની નથી, પણ એને ખબર છે કે જે જે વસ્તુ ખરી સત્ત્વવાળી છે તે મંથન વિના પ્રાપ્ત થતી નથી, અને તેથી સાધારણ માણસો મંથન સમયે મંથનનો મહિમા ગાવામાં સત્ત્વનો મહિમા ભૂલે છે પણ એનાથી એ ભૂલી શકાય નહિ. એ લોકહૃદયમાં વસે છે—લોકમાં ચાલી રહેલી હવાઈ વાતોનો સ્વીકાર કરીને નહિ, પણ લોકને મંથનનું રહસ્ય સમજાવીને, નવી દૃષ્ટિ આપીને, નવસર્જનની દિશા બતાવીને. એ જનતાને જનાર્દન માને છેઃ પણ જનાર્દનના હાથમાં રહેલ બે ચિહ્નો એના ધ્યાનમાં છેઃ ચક્ર અને પદ્મ. જીવનચક્ર એવી રીતે ચલાવવું જોઈએ કે જીવનપરિમલ જ પ્રગટેઃ વિનાશ એવી રીતે થવો જોઈએ કે સુગંધ નાશ ન પામેઃ જે પાયા ઉપર પ્રજા ઊભી છે તે પાયા ઉપરથી બીજા પાયા ઉપર લીધા વિના. કેવળ સર્જનની ખાતર સર્જન એ અર્ધદગ્ધ વાતની પેઠે આ બીજી અર્ધદગ્ધ વાત—કેવળ વિનાશની ખાતર વિનાશ, જૂનવાણી છે માટે વિનાશ, એવો બીજો અર્ધદગ્ધ સિદ્ધાંત પણ એ સ્વીકારી શકે નહિઃ એ જાણે છે કે જીવનચક્ર ફરે છે, કોઈ જૂનવાણી કેવળ જૂનવાણી હોવાથી રહી શકશે નહિ. અને એ એ પણ જાણે છે, કે, કેવળ જૂનવાણી હોવાથી, જેમ કોઈ પણ વસ્તુને રહેવાનો અધિકાર નથી તેમ, કેવળ જૂનવાણી હોવાથી કોઈ પણ વસ્તુનો નાશ કરવાનો પણ કોઈને અધિકાર નથી.

એટલે એની પ્રગતિશીલતા એ સંસ્કારને સમજનારી પ્રગતિશીલતા છે. એનાથી કોઈ વસ્તુનો ઉચ્છેદ કરવામાં સ્વચ્છંદી વૃત્તિ રાખી નહિ શકાય. વળી એ જાણે છે કે માનવમાત્રને અમુક વસ્તુઓને સમજવા માટે અમુક દૃષ્ટિમર્યાદા (perspective)ની જરૂર પડે છે. એ દૃષ્ટિમર્યાદાની સમજણ વિના ઘણી વખત દૃષ્ટિભ્રમ પણ થાય છે. એટલે એ કોઈ પણ સંયોગોમાં, જેનાથી માનવહૃદયમાં વસતી ચિરંતન વસ્તુઓનો વિનાશ થાય એવી પ્રવૃત્તિ નહિ કરેઃ દરેક યુગને પોતાના સામાજિક, આર્થિક, રાજકીય પ્રશ્નો હોય છે. પણ ભગવાન બુદ્ધના જમાનાનો માણસ

પણ સમજાતો કે તમારા દૃષ્ટિકોણ વડે તમારા સંબંધોને વધારે સારી રીતે સમજી કે સરજી શકાય છે. એટલે જરૂર વ્યક્તિના દૃષ્ટિકોણની સજાવટની છેઃ અને નહિ કે સઘળાં જ દૃષ્ટિબિંદુઓને નકારવાની. આજના દૃષ્ટિકોણ વડે સીતા નિર્માલ્ય લાગેઃ પણ એ સાચું દૃષ્ટિબિંદુ નથી. જે સમયમાં, જે પરિસ્થિતિમાં, જે સંયોગોમાં, જે ભૂમિકામાં અને જે વાતાવરણમાં સીતાની મૂર્તિ ભવભૂતિએ ઘડી તે સઘળાંને સમજ્યા વિના સીતાને જ સમજી ન શકાય, એટલે, દૃષ્ટિકોણને બદલે દૃષ્ટિભ્રમ થાય, અને એમાં સીતાની મૂર્તિ નાની લાગે, અને આજની નારી મહાન લાગે. એમાં કારણ નજીકતાનું છે. કેટલાંક મનુષ્યો વર્તમાનકાલની તાત્કાલિક ક્રિયામાં એટલો રસ લેતાં થઇ જાય છે કે એમને મન જીવન ગંજીફાની રમત જેવું—મશ્કરી માટે ને મશ્કરીભર્યું બની રહે છે. આ રસહીનવૃત્તિ માટે સાહિત્યકારોને જવાબદાર ગણી શકાય. પ્રજાનો ઘણો મોટો ભાગ—ખાસ કરીને તરુણવર્ગ—જ્યારે જીવનની તાત્કાલિક ક્રિયાઓને ઘણું મહત્ત્વનું સ્થાન આપે, ત્યારે એ પ્રજાનું બીજું ગમે તે થાય, પણ તેનામાંથી મહત્તા સર્જવાની શક્તિનો હ્રાસ થઈ જાય છે. જેવી રીતે માણસ ખાનપાનના શોખમાં જીવનનો ઊંચો આનંદ ક્યારે ય જાણી શકતો નથી તેમ વર્તમાનકાલના પ્રશ્નોમાં, ચિરંતન વિષયોને સ્પર્શ કરવાની અશક્તિ એ એક પ્રકારની હીન મનોવૃત્તિ બતાવે છે.

સાહિત્યકારનો ધર્મ વર્તમાનકાળમાં રહેવા છતાં વર્તમાનકાળના જ બની જવાનો નથી. એ એમ કરશે તો એ પણ પ્રાસંગિક માણસ બની છેવટે લુપ્ત થઈ જશે.

• ધૂ મ કે તુ •



# સ્વરાજયાત્રા

શ્રી. મોહનલાલ મહેતા

### બ્રિટનના યુદ્ધહેતુઓ

યુરોપીય યુદ્ધ શરૂ થયે લગભગ ચાર મહિના થવા આવ્યા. એ યુદ્ધ જે કારણો આપીને બ્રિટને શરૂ કર્યું હતું તે કારણો સાચાં હતાં કે ખોટાં હતાં એ વિશે નિર્ણય કરવામાં કશી મુશ્કેલી હવે રહી નથી. આખું જગત જાણે છે કે જર્મની અને રશિયાએ સાથે મળીને પોલેન્ડને સંપૂર્ણ રીતે રૂંદી નાખ્યું છે. અને આશ્ચર્ય તેમ જ દુઃખની વાત એ છે કે એ વિશે કશા સમાચાર મળતા જ નથી. ક્યારેક એટલું જાણવા મળે છે કે રશિયાના કબજાના પોલેંડવાસીઓ નવા શાસનને વધાવે છે. જર્મનીએ કબજે કરેલા પોલેંડનું શું થાય છે તેની ભાગ્યે જ માહિતી મળે છે. આટલે બધે દૂર વસનાર અને બ્રિટનની મજબૂત કિલ્લેબંદીમાંથી પસાર થયેલા જ સમાચારો વાંચી શકનાર આપણને તો એમ લાગી જાય કે પોલેંડમાં જાણે લડાઈ થઈ જ નહોતી અથવા તો એ ગયું તેનો પોલેંડવાસીઓ સિવાય કોઈને હરખશોક નથી. બ્રિટને યુદ્ધ જાહેર કરતાં પહેલાં અને તે પછી એમ જ જણાવ્યા કર્યું છે કે આ યુદ્ધ પ્રજાતંત્રના અને જગતશાંતિના રક્ષણ અને સ્થાપના માટે છે.

આખી દુનિયાએ હવે જાણી લીધું છે કે આ કારણો તદ્દન જૂઠાં હતાં, કારણ કે યુદ્ધ શરૂ થતાં જ આ વચનોની કસોટી કરાવે એવા બનાવો એક બાજુ યુરોપમાં અને બીજી બાજુ હિંદમાં બનવા લાગ્યા છે. જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ વધુ વધુ ખાતરી થતી જાય છે કે આ યુદ્ધ કોઈ નૈતિક કારણોસર, પ્રજાતંત્રની ભાવના ખાતર કે કોઈ આક્રમણના વિરોધ ખાતર કરવામાં આવ્યું નથી. આ યુદ્ધનો હેતુ બ્રિટિશ સામ્રાજ્યની સત્તા, પ્રતિષ્ઠા અને સ્વાર્થોને સલામત રાખવાનો જ છે. આપણે જોયું છે કે પોલૅંડને ખાતર રશિયા સામે હથિયાર ઉઠાવવાની જ્યારે વાત આવી ત્યારે આરંભમાં ગોળ ગોળ જવાબો આપીને છેવટ બ્રિટને કહી દીધું કે 'આપણે પોલૅંડને માત્ર નાઝી–આક્રમણ સામે રક્ષણ આપવાનું જ વચન આપ્યું હતું.' પોલૅંડ પછી રશિયાએ લેટિવિયા, ઈસ્ટોનિયા, લિથુઆનિયા ઉપર પોતાની છાયા પાથરી ત્યારે પણ બ્રિટનના રાજપુરુષોએ હાથ જોડીને બેસી રહીને બબડાટ કર્યા કર્યો કે સ્ટેલીન પણ હિટલર જેવો જ છે. પણ એની સામે હથિયાર ઊંચકવાની હિંમત ન કરી. પોતાની આ નીતિના બચાવમાં આ જ લગી બ્રિટન એમ કહ્યા કરે છે કે આ આક્રમણ-નીતિનું મૂળ નાઝી સરકાર છે, એનો જલદી અંત આણવાથી બધું બરાબર થઈ જશે. બીજી બાજુ એમ કહીને સંતોષ માન્યો કે સ્ટેલીન છેવટ હિટલરને જ ભારે પડવાનો છે, એ એનો મિત્ર નહિ, પણ દુશ્મન છે. પ્રશ્ન એટલો જ રહે છે કે સ્ટેલીન હિટલરનો મિત્ર હોય કે દુશ્મન હોય, આજની આક્રમણનીતિનું મૂળ નાઝી સરકાર હોય કે ન હોય, પણ બ્રિટન એમ તો કહે જ છે ને કે રશિયાએ નાઝીનીતિ ગ્રહણ કરી છે? એ આક્રમણ કરે છે, પ્રજાતંત્રોનો નાશ કરે છે? તો પછી એની સામે તલવાર કેમ નથી ઉઠાવતી? છેલ્લા એકાદ મહિનાથી નાનકડા ફિન્લૅંડ ઉપર રશિયા તૂટી પડ્યું છે અને પ્રજાસંઘની એણે હાંસી ઉડાવી છે. છતાં શાંતિ કેમ? માત્ર સહાનુભૂતિના શબ્દો અને નાણાં લઈ અપાતાં લશ્કરીસાધનો ઉપરાંત ફ્રાંસ કે બ્રિટન ફિન્લૅંડને મદદ કરશે? પોલૅંડ કરતાં તો ફિન્લૅંડ ક્યાંય નાનું છે અને જર્મની કરતાં રશિયા ઘણું મહાન છે, છતાં ફિન્લૅંડ ટકી રહ્યું છે તે આશ્ચર્યની વાત છે. પરંતુ એ ગણ્યા દિવસોમાં જ રશિયાની ચપટીમાં ચોળાઈ જવાનું છે એ વાતમાં કોને શંકા છે? આ બધી બાબતોનો અને અત્યારે જે લડાઈ ચાલી રહી છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે બ્રિટનના યુદ્ધહેતુઓમાં પ્રજાતંત્ર, જગતશાંતિ અને આક્રમણના વિરોધની ભાવનાનો અભાવ છે. અને બ્રિટનના યુદ્ધહેતુઓની કસોટી હિંદમાં કેવી થઈ છે તે જોઈએ છીએ ત્યારે તો એમ જ થાય છે કે બ્રિટને દુનિયાને ભોળવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં મુદ્દલ ફાવી શક્યું નથી. હિંદના પ્રશ્ને આખા જગતને ખાતરી કરાવી આપી છે કે આ યુદ્ધના મૂળમાં એ જ જૂની ભયાનક સામ્રાજ્યલિપ્સા જ પડી છે.

## છૂપાં હથિયારો

હિટલરે પોલૅંડનું પતન કર્યા પછી ડાન્ઝીગમાં જાહેર કર્યું હતું કે જર્મની પાસે એક એવું ગુપ્ત શસ્ત્ર છે કે જેનો કોઈ સામનો કરી શકશે નહિ, તેમ કોઈ એ મેળવી પણ શકશે નહિ. આપણે જાણીએ છીએ કે એ ગુપ્ત શસ્ત્ર હવે છાનું નથી રહ્યું. જર્મનીની સુરંગો દરિયામાં હાહાકાર વર્તાવે છે. આવું જ એક ગુપ્ત શસ્ત્ર હિંદી વજીરે પોતાના છેલ્લા નિવેદનમાં પ્રગટ કર્યું છે. હિટલર અને ઝેટલેન્ડમાં તફાવત એટલો છે કે હિટલરે એ ગુપ્ત શસ્ત્રની ભયાનતા અને અજોડતા જાહેર કરી દીધી હતી, જ્યારે ઝેટલેન્ડ સાહેબે પોતાના શસ્ત્રને સીધા–સાદા સવાલ રૂપે જ આપણી સમક્ષ મૂક્યું છે. પરંતુ જેમ બ્રિટનને હિટલરના ગુપ્ત શસ્ત્રથી ખાસ આશ્ચર્ય નથી થતું. તેમ આપણને ઝેટલેન્ડ સાહેબના નવા શસ્ત્રથી નવાઈ નથી ઊપજી. તેઓ સાહેબે કહ્યું કે હિંદના બંધારણીય વિકાસ માટે કંઈ પણ વિચાર કરવામાં જો કે હિંદની તમામ કોમો અને પક્ષો વચ્ચેની એકતાનો મુદ્દો અત્યંત મહત્ત્વનો છે, પરંતુ બીજા મુદ્દાઓ પણ પડ્યા છે. ઝેટલેન્ડ સાહેબ કહે છે કે રાજાઓ, હિંદમાં સ્થપાયેલાં અંગ્રેજ–હિતો અને સનદી નોકરોના સવાલ પણ વિચારવા પડશે. બ્રિટનને

કદાચ એમ થયું હશે કે આ સનાતન કોમી સવાલ જો ઊકલી જશે તો પછી અહીં ચોંટી રહેલાઓ માટે હિંદી પ્રજામતને અને દુનિયાને શો જવાબ આપશું ? આ મૂંઝવણ ઊભી જ ન થાય તે માટે એક પ્રશ્ન ઊભો છે, એટલે કે હિંદની સ્વરાજકૂચને ખાળવા માટે કોમી સવાલનું શસ્ત્ર પોતાનું કામ સફળતાથી કરે છે, ત્યાં જ એણે બીજાં ત્રણ નવાં શસ્ત્રો ધરી દીધાં છે, હવે પછીના એકાદ નિવેદનમાં હૂંડિયામણ, ચલણ, રાષ્ટ્રીય કરજ, વહાણવટું એવા સવાલો ઊભા કરવામાં આવે તો આપણે આશ્ચર્ય ન પામીએ તેની ઝેટલેન્ડ સાહેબે કાળજી રાખેલી લાગે છે.

સાચી વાત તો એ છે કે આપણે એવું કોઈ દિવસ માન્યું જ નથી કે આપણી વચ્ચે એકતા નથી માટે બ્રિટનને સ્વરાજ આપવામાં મુશ્કેલી થાય છે. એમ આપણે જરૂર માન્યું હશે કે જો આપણી વચ્ચે એકતા હોય તો બ્રિટને કાં તો શાંતિ અને વાટાઘાટથી નહિ તો સવિનય ભંગને અંતે પણ આપણી સાથે સમાધાન તો કરવું જ પડે. આપણે તો યુદ્ધ પછીના પહેલા પ્રથમ સરકારી નિવેદનથી અને વૉયસરોય સાહેબે આપેલી બાવન મુલાકાતોથી જાણી જ લીધું છે કે બ્રિટનની દાનત સાફ નથી. કોમી એકતાનો ગોળો ગબડાવ્યા પછી એમણે આ ત્રણ નવા ગોળા ગબડાવ્યા છે, પણ ઝેટલેન્ડ સાહેબને આપણે જણાવવું જોઈએ કે તમારા આ કે હવે પછી આવનારા નવા શસ્ત્રોની અમને જરા પણ ચિંતા નથી. અમને ચિંતા માત્ર કોમીએકતા પ્રાપ્ત કરવા વિશેની જ છે. જો અમે એમાં સફળ થઈશું તો તમારાં તમામ શસ્ત્રો સામે અમે અવશ્ય ટકી રહેશું. અમે તો આપને કહી જ દીધું છે કે રાજાઓ અને સનદી નોકરોનું તમારાથી જુદું એવું અસ્તિત્વ અમે સ્વીકારતા નથી. એ બંને પ્રશ્નો વિશે અમે તમારી જ સાથે વાટાઘાટ કરશું અને છેવટનું પતાવશું. અમે અમારી નીતિ સ્પષ્ટ કરી દીધી છે. આ દેશમાં કોઈ પણ દેશનો પ્રજાજન અમારા જેટલા જ સુખપૂર્વક રહી શકશે. એ અમારો માલિક થવાનો પ્રયત્ન કરશે તો તેણે હિંદનો કિનારો છોડવો પડશે. સનદી નોકરોની શક્તિ અને અનુભવની અમને જરૂર પડશે તો એમને માટે અહીં સ્થાન છે જ—પ્રજાના સેવક તરીકેનું. અને રાજાઓ માટે તો અમે કહી દીધું છે કે જેઓ મામૂલી જમીનદાર જેટલું રાજ નથી ધરાવતા તેમણે તો એમનો ફેંટો ઉતારી નાખવો અને જે મોટા રાજાઓ છે તેમણે ઈંગ્લેંડના મહાન રાજાની પેઠે બંધારણીય રાજા બની જવું. આ વાત તદ્દન સ્પષ્ટ છે. જો એ નહિ સ્વીકારી શકાય તો અઘોર અથડામણ વિના આરો નથી.

## ઝીણા સાહેબનો મુક્તિ દિન

દિલ્હીની છેલ્લી મુલાકાત વખતે જનાબ ઝીણા અને પંડિત જવાહરલાલજી વચ્ચે કોમી એકતા સ્થાપવાની વાટાઘાટો સંતોષપૂર્વક ચાલતી હતી તે સમાચારે આખા દેશમાં આશા, આનંદ અને આશ્ચર્યનું મોજું ફેલાવ્યું હતું. એમ થતું હતું કે અંધકાર દૂર થવાની ઘડી નજીક આવી પહોંચી છે. પરંતુ એ આશા ને આનંદ થોડા દિવસમાં જ વરાળની પેઠે ઊડી ગયાં છે. જનાબ ઝીણા સાહેબે એક દુર્ભાગી ઘડીએ 'મુક્તિદિન' ઊજવવાની જાહેરાત કરી દીધી અને એ વાટાઘાટો હતી ત્યાં જ અટકી પડી. વર્તમાનપત્રોના અહેવાલો કહે છે કે એ દિવસ હિંદભરમાં ઠીક રીતે ઊજવાઈ ગયો. મુસ્લિમ લીગની સાથે આંબેડકરપક્ષીઓ, થોડા પારસીઓ અને રડ્યાખડ્યા બીજા અસંતોષીઓએ પણ પોતાનો સૂર પુરાવ્યો.

આ દિવસે થયેલી સભાઓમાં જે ભાષણો થયાં અને ઠરાવો મુકાયા તે સૌની સમક્ષ પ્રગટ પડ્યા છે. એ વાંચીને કોઈ એમ કહી શકશે ખરું કે તે દિવસે મુક્તિદિન કે પ્રાર્થનાદિન હતો ? એમ લાગે છે કે એ દિવસ મહાસભા સામે રોષ ઠાલવવાનો અને લડાઈનો પડકાર કરવાનો જ બની ગયો હતો. આ મુક્તિ દિન ઊજવવાની પાછળ એક જ કારણ દેખાય છે. ઝીણા સાહેબને એમ લાગ્યું હશે કે રખે દુનિયા એમ જાણી જાય કે હિંદમાં એકતા છે! અથવા તો રખે બ્રિટન મહાસભા સાથે સમાધાન કરી નાખી મુસ્લિમ લીગનું મહત્ત્વ ઘટાડી નાખે. આમાંનો બીજો

ભય તો રાખવાપણું હતું જ નહિ, કારણ કે છેલ્લા ત્રણ મહિના થયાં બ્રિટિશ સરકાર મુસ્લિમ લીગનો જે સફળતાપૂર્વક ઉપયોગ કરી રહી છે તે બદલ બ્રિટિશ રાજનીતિને ધન્યવાદ આપવા પડે એવું છે.

આ મુક્તિદિનની સભામાં મહાસભાવાદી પ્રાંતોની સરકારોએ મુસ્લિમો અને અન્ય લઘુમતિઓ ઉપર જે અત્યાચારો (?) ગુજાર્યા છે તેની તપાસ માટે શાહી કમીશનની માગણી કરવામાં આવી છે. આ માગણી કેટલી બેહૂદી છે તે સાયમન કમીશનનો ઈતિહાસ જાણનાર સહેલાઈથી જાણી શકે એમ છે. સૌથી પહેલું તો એ કે આ માગણી બ્રિટન સ્વીકારવાનું નથી, પરંતુ જો સ્વીકારે તો યે તેથી મુસ્લિમોને કે કોઈ ને કશો જ લાભ થવાનો નથી. આવી તપાસ માટે બે ત્રણ વર્ષનો સમય અને લાખો રૂપિયાનો ખર્ચ લાગવાનો છે. હિંદની આજની સ્થિતિમાં આપણને એ પોસાય એમ છે? આજે તો એકેએક દિવસ કીંમતી બન્યો છે. આપણે એક બાજુ બ્રિટન પાસે એના યુદ્ધ–હેતુઓ અને હિંદની આઝાદીની જાહેરાત માગીએ છીએ, બીજી બાજુ આજની યુરોપીય લડાઈમાં હિંદને વગર પૂછયે ઘસડવામાં આવ્યું છે તે સામે પોકાર પાડીએ છીએ અને એમાંથી છૂટવા મથીએ છીએ. શાહી કમીશનને જો કામ કરવા દેવામાં આવે તો આ બંને કાર્યક્રમો આજે જ અટકી પડે અને તેને બદલે હિંદુ–મુસ્લિમ વચ્ચે ઝેર ફેલાવવારૂપ એકબીજા સામેના આક્ષેપો–સાચા યા ખોટા પુરવાર કરવાની મોટી ઝુંબેશ શરૂ થઈ જાય. પરિણામે દેશમાંથી સ્વરાજભાવના દૂર થાય અને એકબીજા પાસેથી વધુ ને વધુ પડાવી લેવા માટે ત્રીજાની ખુશામત કરવાનું કાર્ય જોશભેર ચાલે. જો મુસ્લિમ લીગ પ્રમાણિકપણે તપાસ ઈચ્છતી હોય તો સૌથી પહેલાં તો એ પુરવાર ન થાય ત્યાં સુધી આ પ્રકારના દિનો ઊજવવાનું એણે છોડવું જોઈએ અને તે પછી એ તપાસનો સહેલો, સ્વમાનભર્યો અને ઓછો સમય લે એવો માર્ગ ખોળવો જોઈએ. શું મુસ્લિમ લીગને આ દેશમાં એવા કોઈ હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, અંગ્રેજ નથી મળતા કે તટસ્થતાપૂર્વક તપાસ ચલાવીને પોતાનો નિર્ણય આપી શકે? શું હિંદુસ્તાન એટલું બધું ન્યાયહીન બની ગયું છે? મુસ્લિમ લીગની કારોબારીના એક સિંધી સભ્યે હમણાં એમ સૂચવ્યું કે આ બધી તપાસ મુસ્લિમ લીગે નીમેલો એક, મહાસભાએ નીમેલો એક અને એક તટસ્થ એમ ત્રણ માણસોની કમિટિને સોંપવી જોઈએ. આ સૂચના વ્યાજબી અને વ્યવહારુ છે. મહાસભાને આવી કોઈ પણ તપાસ સામે વાંધો નથી. મહાસભાને ખાતરી છે કે એણે કશું જ ખૂરું કર્યું નથી. એને ગવર્નર, વૉયસરોય, વડા જજ કે કોઈ પણ પંચ સામે વાંધો નથી. શાહી કમીશન હિંદના સ્વમાન ઉપર ઘા કરનારું, સ્વરાજની કૂચને થંભાવનારું અને કોમી માનસને વધુ જલદ બનાવનારું છે, માટે જ તે સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે.

અત્યારની સ્થિતિ જોતાં કોમી વાટાઘાટોનો અંત આવ્યો છે. મુસ્લિમ લીગે મુક્તિ દિન ઊજવી લીધો છે. મહાસભાએ શાહી કમીશનની માગણીને સંમતિ નથી આપી. આ પ્રશ્ન હતો તે કરતાં વધુ જલદ બન્યો છે. આ સ્થિતિનો અંત શી રીતે આવશે? એમ જણાય છે કે મહાસભાએ આવી વાટાઘાટો ઉપરથી હવે ઈતબાર ગુમાવ્યો છે. ઝીણા સાહેબને ગમે કે ન ગમે, મુસ્લિમ લીગને રુચે કે ન રુચે પણ મહાસભા હવે મુસ્લિમજનતા પાસે જ પોતાનો પોકાર કરવા ઈચ્છે છે. કેટલાકને લાગે છે કે ઝીણાસાહેબ આટલા ઉદ્દંડ બન્યા છે તેનું કારણ મહાસભા અને ગાંધીજીએ તેને મહત્ત્વ આપ્યું તે છે. અમને એમ નથી લાગતું. ઝીણા સાહેબ મુસ્લિમ જનતાના એક મજબૂત ભાગનો સાથ ધરાવતા હતા અને ધરાવે છે એ વાત નિર્વિવાદ છે. એમને સમજાવી લેવાની એકેએક તકનો ઉપયોગ મહાસભાએ કરવો જ જોઈએ. જો એ એમ ન કરે તો મુસ્લિમજનતા સમક્ષ પોતાનો કેસ રજૂ કરવામાં પણ એને મુશ્કેલી જ આવે. આટલી વાટાઘાટોથી સૌ કોઈ એટલું જાણી શક્યું છે કે

[ અનુસંધાન જુઓ પૃષ્ઠ ૮૬૫ ]

# નદીનું સરોવર

શ્રી. કાકાસાહેબ કાલેલકર

આપણા દેશમાં સૌંદર્યસ્થાનો એટલાં બધાં વેરાયાં છે કે કોઈ એનો હિસાબ જ રાખતું નથી. જાણે કુદરતે ઉડાઉપણું કર્યું એની માણસ એને સજા કરે છે. જેમ આશ્રમમાં ચોવીસે કલાક બાપુજી સાથે રહેવાની અને વાતો કરવાની તક જેમને મળી છે, તે લોકો બાપુજીનું મહત્ત્વ સમજતા મટચા છે અને બાપુજીનો ભાવ પણ પૂછતા નથી, તે જ પ્રમાણે આપણા દેશમાં કુદરતની ભવ્યતાનું થયું છે.

અમે માણિકપૂરથી ઝાંસી જતા હતા. રસ્તામાં હરપાલપુર અને રોહા વચ્ચે અચાનક એક વિશાળ સુંદર દૃશ્ય જોયું. આ સરોવર છે કે નદી એની પણ ખબર ન પડે. આસપાસનાં ઝાડો એટલાં તો કાંઠાની નજીક આવ્યાં હતાં કે આ નદી ન જ હોઈ શકે એમ અનુમાન નીકળતું. પણ સરોવરની તો ચારે બાજુ ઓછી વત્તી ઊંચી હોવી જોઈએ. અહીં સામી બાજુ એક ઊંચો પર્વત આસપાસના જંગલને આશીર્વાદ આપતો ઊભો હતો. અને પાણીમાં જોનાર લોકોને પોતાનું અવળું દર્શન આપતો હતો. દાઢી રાખીને પોતાનું માથું મૂંડાવનાર મુસલમાનની પેઠે આ પહાડે પોતાની તળેટીમાં જંગલ ઉગાડીને પોતાના શિખરનું તોલું કર્યું હતું.

પુલની ડાબી બાજુ પાણીના વિસ્તાર વચ્ચોવચ એક નાનકડો બેટ હતો, બે એક ફૂટ લાંબો અને એક હાથ પહોળો, અને પાણીના પૃષ્ઠભાગથી કાંઈ નહીં તો ખાસો છ ઈંચ ઊંચો હશે એટલે આ બેટનો તોર જોવા જેવો હતો. જાણે પાસેના પહાડને કહેતો હોય કે તું તો તીરે ઊભો ઊભો તમાસો જોયા કરે છે, હું જો કેવો જલવિહાર કરું છું—"માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે (દાઝે) જો ને!"

ત્યારે આ નદી છે કે સરોવર? હમણાં જ બેલાતાલ સ્ટેશન ગયું એટલે આ પ્રદેશમાં ઠેકઠેકાણે તળાવો હશે એમ લાગ્યું. પણ ખાતરી ન થઈ. ડબ્બામાં બેસનારા લોકોને પુછાય ખરું, પણ એક તો પેસેન્જર ગાડી હોવા છતાં દિવાળીના દિવસોને કારણે સ્થાનિક મુસાફરો ન હતા, અને હોત તો યે તેઓ ઝાઝી માહિતી આપી શકે એમ થોડી જ આશા રખાય? જમાનાઓ સુધી જીવનયાત્રા વિષમ થવાને કારણે લોકોના જીવનમાંથી તમામ કાવ્ય સુકાઈ ગયું છે. એટલે જે સવાલ પૂછીએ તેનો જવાબ વિષાદમય બેદરકારીનો જ મળે છે. લોકોની ભલમનસાઈ હજી કંઈક ટકી છે, પણ કાવ્ય, ઉત્સાહ અને કલ્પનાનાં ઉડ્ડયનો હવે સ્મૃતિશેષ જ થયાં છે.

પણ આટલું સુંદર દૃશ્ય જોયા પછી કાંઈ વિષાદના વિચારો સેવાય? મુસાફરીમાં હંમેશાં હું એક બે નકશાઓ સાથે રાખું જ છું. બલિહારી આધુનિક જમાનાની, આવાં સાધનો સહેજે મળે છે. મેં Road map of India (મોટરવાળાનો નકશો) કાઢી જોયો. હરપાલપુર અને મઉરાનીપુર વચ્ચે થઈને એક લાંબી નદી દક્ષિણથી ઉત્તરે દોડે છે, બેતવાને જઈને મળે છે અને બેતવાની મદદથી હિંમતપુર આગળ પોતાનાં નીર જમુનાને ચરણે ધરે છે. 'પણ આ નદીનું નામ શું?' મેં નકશાને પૂછ્યું. એ આળસુ કહે, 'જોને ક્યાંક નોંધેલું પડ્યું હશે.' અને ખરેખર એ જ ક્ષણે નામ જડ્યું—ધસાન! આટલા બધા ડાહ્યા ડમરા શાંત પાણીનું નામ 'ધસાન' શી રીતે પડ્યું હશે? આ તો એનું અપમાન કહેવાય. હું હોત તો આ નદીનું નામ પ્રસન્ના રાખત, મંદસ્રોતા રાખત અથવા હિમાલયની માફી માગીને એને મંદાકિની કહેત.

પણ આપણને શી ખબર કે જે લોકકવિએ આ નદીનું નામ ધસાન પાડયું તેણે તેનું દર્શન કઈ ઋતુમાં કર્યું હશે. ચોમાસું પૂર જોસમાં બેઠું છે, આસપાસના પહાડો વાદળાંને ખેંચી પાડી રગદોળે છે અને મસ્તી કરનારાં. નીર હાથીના વેગથી ઉત્તરની દિશાએ ધસે છે, ખબર નથી પડતી કે પાસેની ટેકરીઓ ટકશે કે ગબડી પડશે. એવે વખતે લોકકવિ બોલ્યો હશે, "જુઓ તો આ ધસાન નદીનું તોફાન, જાણે મહારાજ પુલકેશીની સેના ઉત્તર જીતવા નીકળી છે!"

પણ અત્યારે એ નદી એટલી તો શાંત લાગતી, કે જાણે ગોકુળમાં તોફાન કર્યા પછી જશોદા માતા આગળ ગરીબ ગાય બનેલો કનૈયો.

સવારે ઊઠીને નાસ્તા વખતે આટલી અણધારી ઉજાણી મળી એટલે પછી એને કોણ છોડે? मिष्टान्नं प्राप्य दुर्बुद्धे! मा प्राणेषु दयां कुरु! मिष्टान्नं दुर्लभं मन्ये प्राणा जन्मनि जन्मनि!

ધરાઈને ખાધા પછી સગાંવહાલાંનું સ્મરણ થવાનું જ. હવે આ ધસાનનું મંગલદર્શન ઇષ્ટ મિત્રોને શી રીતે કરાવાય? નથી પોતાની પાસે કૅમેરો અને નથી ટ્રેનમાંથી ફોટો પાડવાની સગવડ. અને ફોટોનું ગજું કેટલું? ફોટોમાં જો બધો આનંદ મવડાવી શકાત તો રખડવાની તકલીફ કોઈ ન લેત. હું કવિ હોત તો આ દૃશ્ય જોઈ હૃદયના ઉદ્ગારોની એક સરિતા જ ધસાવત. પણ એ પણ ભાગ્યમાં નથી એટલે દૂધની તરસ છાશથી છિપાવવાને ન્યાયે આ કાગળ લખું છું. ભારતની ભક્તિ માણનારો કોઈ સમાનધર્મા ઝાંસીથી પચાસ માઈલની અંદર આવેલા આ ઠેકાણે દર્શને જરૂર આવશે.

સ્ટેશન ખરવાસાગર, ૧૪ : ૧૧ : '૩૯

× × ×

તા. ૧૬ : ૧૧ : '૩૯

ધસાનથી આગળ વધ્યા અને ઓરછા આગળ બેતવા નદી જોઈ. એ નદી પણ સારી પેઠે રૂપાળી હતી. એના પ્રવાહમાં કેટલાયે પથરા અને કેટલાંયે ઝાડો હતાં. એના લાવણ્યમાં અલૂણું કહેવાય એવું કશું ન-હતું. દૂર દૂર ઓરછાનાં મંદિરો અને મહેલો દેખાતાં હતાં, કયાંય કાદવનું દર્શન ન મળે. આ અનાવિલા નદી જોઈને ઝાંસી પહોંચ્યા. ત્યાં શ્રી. મૈથિલીશરણના ભાઈ–સિયારામશરણ અને ચારુશીલાશરણ પોતાના પરિવારના બીજા ભાઈઓ સાથે ખાવાનું લઈને આવ્યા હતા. મારા મનમાં શંકા હતી કે કાવ્યો વાંચી વાંચીને કાવ્યો ઉપજાવનારા આપણા કવિઓ જેમ કુદરતનું પ્રત્યક્ષ દર્શન હૃદયથી કરતા નથી, તેમ આ કવિ ભાઈઓએ પણ ધસાન અને બેતવા વિષે કશું લખ્યું ન હોય. એટલે મેં એમને સીધેસીધું કહ્યું કે, જો એ બે નદીઓ વિષે તમે કશું ન લખ્યું હોય તો નિંદાને પાત્ર છો! સિયારામશરણે પોતાના વિનયથી મને પરાસ્ત કર્યો. એમણે કહ્યું, "ભૈયાજીએ (મૈથિલીશરણે) તો આ નદીઓ વિષે ગાતાં કહ્યું છે કે શોભામાં તો બુંદેલખંડની આ નદીઓ ગંગા–યમુના કરતાં યે ચઢી જાય, એટલે મારા મોટાભાઈ તો તમારા ઉપાલંભમાં આવતા નથી. મેં પોતે આ નદીઓ વિષે લખ્યું નથી એ ખરું, પણ હું કયાં ઘરડો થયો છું. મારે તો હજી યે ઘણું લખવું છે."

એમની પાસેથી મેં જાણ્યું કે ધસાનનું મૂળ નામ દશાર્ણ હતું. અને બેતવા તે વેત્રવતી એની મને ખબર હતી. દશાર્ણ=દશાઅણ=દશાણ=ધસાન આટલું ધ્યાનમાં આવ્યા પછી ધસાન નામ વિષે મેં કરેલી ઉટપટાંગ કલ્પના ભેખડની પેઠે તૂટી પડી. કશા પુરાવા વગર કેવળ કલ્પનાને જોરે સંશોધન કરનાર મારા જેવા આ દેશમાં કેટલાયે હશે. એમની ભૂલ બતાવવા જેટલું જાણનાર કોઈ ન હોવાથી આવી નરી કલ્પના પણ ઇતિહાસ તરીકે રૂઢ થઈ જાય છે અને આગળ જતાં રૂઢિના અભિમાનીઓ ઝનૂનપૂર્વક એવી કલ્પનાને વળગવા માગે છે.

મેં એકવાર વતી–મતી વાળી નદીઓનાં નામ ભેગાં કર્યાં હતાં, તેથી જ વેત્રવતી ધ્યાનમાં રહી હતી. જેને કિનારે નેતર ઊગે છે, તે વેત્રવતી. દૃષદ્વતી (પથરાવાળી), સરસ્વતી, ગોમતી, હાથમતી, વાઘમતી,

ઐરાવતી, સાબરમતી, વેગમતી, માહિષ્મતી (?) ચર્મણ્વતી (ચંબલ), ભોગવતી (?), શરુવતી. આટલી નદીઓ તો હમણાં યાદ આવે છે. બહુ શોધવા જઈએ તો હજી યે બેચાર મળી આવે. મહાભારતમાં જ્યાં તીર્થયાત્રા પ્રકરણ આવે છે ત્યાં કેટલાંય નામો ભેગાં કહેલાં છે. વિશ્વામિત્ર, બલરામ, નારદ, દત્તાત્રેય, વ્યાસ, વાલ્મીકિ, સૂત, શૌનક વગેરે પ્રાચીન ભૂગોળવેત્તાઓને પૂછ્યું હોય, તો તેઓ ઘણાં નામો આપશે, અથવા ઉપજાવી કાઢશે. આપણી નદીઓનાં નામો પાછળ રહેલી માહિતી, કલ્પના, કાવ્ય અને ભક્તિ વિષે હજી યે કોઇએ શોધખોળ કરી જ નથી. પછી ભારતીય જીવન પાછું સમૃદ્ધ શી રીતે થશે?

☆

## મન, જલવા દે !

(રાગ : પીલુ; તાલ : જલદત્રિતાલ.×)

મન, જલવા દે, જલવા દે,
જવાલા, સુખધન, જલવા દે!
તવ સુંદર કાજની જવાલા
ઓ, મન!
જલવા દે, જલવા દે,
જલવા દે.
શીત શિશિરસમીર સૂસવતા,
પર્ણ ન બાકી રહ્યાં કંઈ ખરવાં,
શાખા શુષ્ક ખડી તે નભમાં—
જલવા દે.
મ્લાનિ : અહો, જલસ્થલના પટમાં
કોઈ અરંગી તડકા ભમતા,
કૂદી ત્યાં ચેતનભસ્મોમાં
જલવા દે.
જલવા દે,
જવાલા તવ મન જલવા દે.
દેખ, હજી નભ અભ્ર ઓંખરતાં—
મંદ મંદ ગતિ : ઓ મૃદુ ગુલડાં!—
છૂપાં તારાં દલનાં રાતાં—
—ઇચ્છા કમ્પન જલવા દે,
જલવા દે,
જવાલા પથ પર જલવા દે,

સ્વપ્નસ્થ

---

× તાલ જલદ છે પરંતુ રાગ વિલમ્બિત લયમાં ગાવાનો છે, ઢાળ લગભગ કવિવર ટાગોરના ગુજરાતીમાં ભાષાંતર થયેલા 'ફૂલરિણી' નાટકમાંના શ્રી. મેઘાણીએ અનુવાદ કરેલા ગીત "સુખ જેવા દે" જેવો છે.

# બે મૃત્યુ

શ્રી. હરજીવન સોમૈયા

ઝૂંડે ઝૂંડે લાલ ફૂલે જંગલ ભર્યું છે. ગુલાલ વેરાયો હોય તેવી લાલ મુલાયમ છાયા બધે પથરાઈ છે. એક ઝાડ નીચે થોડી ખુલ્લી જગ્યા છે, થડને અઢેલીને ચિઉ બેઠો છે. આખું વન પ્રેમના માધુર્યે નીતરે છે, ચિઉની ઉપર જ ઝાડનું આખું અંગ પ્રેમની લાલી જેવાં ફૂલોથી ભર્યું છે, સામે પહોળા પટમાં પાલવને પાથરીને ધીરી ચાલે વહેતી નદી ઈશિકારી પોતાની ગોદમાં નાની રંગબેરંગી માછલીઓને હાલરડાં ગાતી ઝુલાવી રહી છે, નાનું બાળ ધવરાવતી માના જેવા ઉલ્લાસે ઉપરથી સૂર્યની તડકી નદીનાં નીર ઊપર હેત ઢોળી રહી છે. દૂર ઊંચે દેખાતો પર્વત ફયુજી સર્વ સૃષ્ટિને પિતા જેવા ભાવે નિહાળી રહ્યો છે, આવી પ્રેમસૃષ્ટિમાં પણ ચિઉને ક્યાંય પ્રેમ દેખાતો નથી. નિરાશાથી એની ગરદન ખભા ઉપર ઢળી ગઈ છે, હાથ ઢીલા થઈને ખભાની બાજુ પર લબડી પડયા છે, કેડ વળી ગયેલ છે અને પગ લાંબા પડ્યા છે. નિત્ય છાતી સરસો રહેતો એનો પ્રિય તાયસો કોતો* આજે એને આલિંગન આપવું છોડી દઈ બાજુ પર સરી ગયો છે. ગળામાં જ લટકેલો હોવા છતાં તેને તે વગાડી શકતો નથી, જે વગાડયા વિના તો એને ઘડીક ચેન ન પડેતું. તાયસોને બાજુ પર સરી ગયેલો જોઈ ચિઉએ માથું કૂટયું, "ઓહ ગવા! ગવાએ જાકારો આપ્યો એટલે તાયસો પણ હવે છાતીએથી અળગો થવા માગે છે!"

ગવા ચિઉની પ્રેયસી હતી. ચિઉના ખેતરને અડીને જ ગવાનું ખેતર હતું. એક જ નદી બેઉનાં ખેતરને પાણી આપતી હતી, એક જ તળેટીની એક જ માટી બંનેનાં ખેતરમાં હતી, ધરતીને સોનું બનાવી દેનાર એક જ પહાડનાં લાવા અને રાખ બંનેનાં ખેતરો ઉપર પથરાતાં, એક જ પ્રદેશનાં સરખાં નીરોગી માનવીઓના મળમૂત્રનું અને એક જ સરોવરની માછલીઓનું ખાતર બંનેના ખેતરને મળતું. છતાં ચિઉનું ખેતર એટલે જાળાં અને ઝાંખરાં અને ગવાનું ખેતર એટલે મોતી જેવા દાણા. ગવા રાતદિવસ મહેનત કરવાના સ્વભાવની. એમની જાતિમાં સ્ત્રી અને પુરુષના મહેનત કરવાની બાબતમાં ભેદ નહોતા. બદન ઉપર ચોળી, ઉપર કિમોનો (લાંબું પહેરણ) અને કમ્મર પર 'ઓબી'–પહોળો રેશમી પટ્ટો, ચપચપ ચાલતી ઘડીકમાં કયાંય નીકળી જાય તેવા પગ. લોકો કહેતા, ગવા એટલે ગવા. ગવાનો અર્થ સરસર વહેતી નદી. જાપાનની નદી ગવા જેવી હતી.

અને ચિઉ એટલે? ચિઉને બધા કહેતા આળસુનો પીર, પણ તેનું નામ જાપાનના સુંદર સરોવર ચિઉજેંજી ઉપરથી પડ્યું હતું. ચિઉજેંજી સરોવર ઘણું જ સુંદર છે. એની આસપાસ ગંધકના પાણીનાં ગરમ અને ઠંડાં સ્નિગ્ધ ઝરણાં છે. જાપાનના લોકો નહાવાના તો બહુ રસિયા, ટોળેટોળાં લોક અવારનવાર તહેવારો પાડી અહીં આવતાં, આખો પ્રદેશ પુષ્પવને છવાયેલો હતો, પુષ્પકુંજોમાં નરનારીઓ ફરતાં અને ગાતાં, પક્ષીઓ કિલ્લોલતાં અને હરણાં–સસલાં રમતાં. અહીં ચિઉનો જન્મ થયો હતો. ચિઉ કામ કરવામાં ગમે તેવો પણ સુંદરતામાં તો ચિઉજેંજી જેવો હતો તેની કોઈ ના નહિ કહી શકે.

ચિઉને તાયસો બહુ ગમતો. ગળામાં એને લટકાવીને તે આખો દિવસ એ વગાડયા કરતો. એની પાડોશમાં જ ગવા રહેતી. બંને જંગલમાં રખડયા કરતાં. એક વાર ધરતીકંપ થયો, ફયુજી ફાટયો, લોક

---

* એક જાપાની તંતુવાદ્ય, જેને આપણે બુલબુલતરંગ કહીએ છીએ.

ઘર-ખેતર છોડીને ભાગ્યાં, ભાગતાં ચિઉ અને ગવા બંનેનાં માબાપ મરી ગયાં. જ્વાળામુખીનો કોપ ગયો, લોક પાછાં આવ્યાં. લોકોએ ચિઉ અને ગવાને બાજુ બાજુની જમીન આપી, ઘોડા આપ્યા, ઓજાર આપ્યાં, બિયાં આપ્યાં અને કહ્યું, "તમારું તમે ખેડો અને ખાઓ, અમે તો તમને આ બધાં સાધન આપ્યાં."

ગવા તો માંડી ખેડવા. પણ ચિઉનો હાથ તાયસો વગાડવાથી પરવારે ત્યારે હળ પકડે ને? ગવા ઘોડાને ખેતરમાં દોડાવ્યા કરતી ત્યારે ચિઉ પોતાની આંગળી પરની નખલીને તાયસોના તાર ઉપર દોડાવ્યા કરતો. ગવા ખેતરમાંથી ઢેફાં ઉખેડતી, અંદર બી નાખતી, ડાંગર અને શેતૂર ઉગાડતી, ઘરમાં દાણા લાવતી અને રેશમ તૈયાર કરતી ત્યારે ચિઉ માત્ર તાયસોમાંથી સૂર ઝણઝણાવતો. કોઈ ઝાડની છાંય નીચે બેસી રહેતો. એના સૂરમાં ગવા ઘણી વાર ચપચપ કામ ઉકેલી નાખતી તો ઘણી વાર કામ થંભાવીને ઊભી રહી જતી. કામ થંભી જતું ત્યારે પાછું ભાન આવતું, ખોટો ગુસ્સો કરીને બોલતી, "તારે કામ ન કરવું હોય તો ન કર પણ અમને તો કરવા દે, ભલો થઈને."

ત્યારે ચિઉ માત્ર હસતો. ગવા કહેતી, "લાજી મર! લાજી મર! હાથ સાજા હોવા છતાં તારું ધાન્ય તું પકવતો નથી, તારાં કપડાં તું તૈયાર કરતો નથી અને કોઈકનું આપેલું ખાય છે!"

"તું ક્યાં મારે મન કોઈક છો." ચિઉ કહેતો.

"ચુપ, ખબરદાર છે ફરી એવું બોલ્યો તો!" કહી ગવા હળને જોડેલો ઘોડો દોડાવી મૂકતી.

પણ એક વરસ ખરાબ આવ્યું. વરસાદ એટલો બધો આવ્યો અને પહાડ પરથી ઢોળાવના ખેતરમાં માટી એટલી બધી ઘસડાઈ આવી કે ગવાને લાગ્યું કે એને પાછી તૈયાર કરવા માટે બહુ મહેનત કરવી પડશે. પણ એણે મનમાં નક્કી કર્યું કે રાત દિવસ કામ કરીને પણ ફરી ખેતર ખેડી કાઢી, નવું બી વાવી દઈ, બીજા વરસાદમાં જોઈતો પાક ઉતારી લેવો. આવે વખતે પણ ચિઉ તો નિશ્ચિંત મને તાયસો વગાડ્યા કરતો. એના સંગીતમાં ગવાનો ઘોડો થંભીને ઊભો રહેતો હતો, કેમે કર્યો ચાલે નહિ. ગવાનું પણ ધ્યાન વારે વારે કામમાંથી ખસીને તે તરફ જતું હતું એટલે તે ગુસ્સે થઈ ને બોલી, "તારે કામ નથી કરવું તો ચાલ્યો જા જંગલમાં, ત્યાં વગાડ્યા કરજે તારો તાયસો. અહીં અમારું કામ શીદ ખોટી કરાવે છે? તને તો શરમ નથી, તારું ખેતર નહિ ખેડાય તો તું ભીખ માગીને પણ પેટ ભરીશ. અમારાથી એમ નહિ થાય."

આ શબ્દો ચિઉને ભાલાં થઈ પડ્યા: એ ઊઠીને જંગલમાં ચાલ્યો ગયો.

બે દિવસથી એ ઝાડ નીચે બેઠો છે. વનમાંથી ફળફૂલ અને નદીમાંથી માછલી, ખાવાનું તો એને સહેલાઈથી મળી શકે તેમ છે પણ તેણે મોંમાં કશું નાખ્યું નથી. એને આજ ઘણું ઘણું યાદ આવી રહ્યું છે. આખી સૃષ્ટિ એને પ્રેમ કરવા આવતી પણ એને લાગતું હતું કે તે એની મશ્કરી ઉડાવી રહી છે.

ગળામાં લટકીને બાજુ પર સરી ગયેલા તાયસો તરફ ઊંડો નિસાસો નાખી જોયું. પછી છાતીને જરા ટટાર કરી અને નીચે લટકતો હાથ ઊંચો કર્યો પણ હાથ તાયસો સુધી પહોંચ્યો નહી, એ પાછો નીચે પડી ગયો. બીજીવાર હાથ ઊંચો કર્યો, તાર ઉપર આંગળીઓ મૂકી, તારમાંથી થોડી ઝમઝણાટી નીકળી પણ પછી આંગળીઓ થંભી રહી. પણ તાયસોની થોડી ઝણઝણાટીએ તો આખા જંગલમાં થનગનાટ પ્રસરાવી દીધો હતો. ધીમે ચાલવાની ટેવવાળાં ટશિકારી નદીનાં પાણીની ગતિમાં પણ એની ઝણઝણાટીએ થનગનાટ પ્રેર્યો હતો આંગળીઓ થોડીક જ વાર થંભી રહી શકી. જોશમાં આવીને એક હાથની આંગળી પરની નખલી તારોને ઝણઝણાવવા લાગી. અને બીજા હાથની આંગળીઓ ચાવીઓને દબાવવા લાગી. દૂર દૂર સુધી એના ઝનનઝનન અવાજના પડઘાએ પહોંચી જઈ વાતાવરણની સ્નિગ્ધતાને માદક બનાવી દીધી.

ચિઉનો તાયસો-એકવાર એમાં ગતિ આવ્યા પછી એને થોભાવવો મુશ્કેલ. એની ઈચ્છા હોય તો પણ

હવે એ બંધ કરી શકે નહિ. આંખો મીંચીને એ વગાડતો ગયો.

કેટલી વાર થઈ, કોને ખબર, પણ એકાએક ચિઉને શી ઇચ્છા થઈ આવી કે તારને એણે જોરથી ઝટકો માર્યો. ત્રીણ્ણ્ કરતા બે તાર તૂટી ગયા, અને એ લાંબો થઇને જમીન પર સૂઈ ગયો. ગીત બંધ થઈ ગયું. ચિઉની આંખોમાંથી દડદડ પાણી ચાલવા લગ્યાં. ગીત સાથે નૃત્ય કરતી કુદરત પણ અચાનક તૂટી ગયેલા ગીતથી થડકો ખાઈને થંભી ગઈ. એના તેજોજ્જ્વલ મુખ ઉપર વિષાદછાયા ફરી વળી. સ્તબ્ધ થઈ તે એ ઊભી રહી.

એ સ્તબ્ધ શાંતિ વચ્ચે ચિઉના કાનમાં ધીમા શબ્દો પડ્યા. "ચિઉ–! ચિઉ, હું આવી ગઈ છુ. ચિઉ, બેઠો થા."

ચિઉએ ઊંચું જોયું. "ઓહ, ગવા? ગવા, તું આવી? ગવા, તું નહોતી એટલે મને તાયસો વગાડવા ઉપર પણ ચીડ ચડી."

ચિઉ બેઠો થઈ ગયો. ગવાએ પોતાના બે હાથની હથેળીઓ વચ્ચે એનું માથું લઈ, એની નજરમાં પોતાની નજર પરોવીને બોલી, "તારા તાયસો માટે તો હું ખેતર છોડીને અહીં આવી. તારો તાયસો મને બહુ ગમે છે."

"ઓહ, ગવા! મને ખબર નથી, મને શું ગમે છે–તું કે તાયસો? કદાચ તમે બંને મારી પ્રિયાઓ છો." ચિઉ બોલ્યો.

"નહિ ચિઉ, બે પ્રિયા હોય એ સારું નહિ. બંને વચ્ચે ઝઘડો થાય." ગવા બોલીને હસી.

"મારી પ્રિયાઓ એવી નથી. તેં ન જોયું કે મારી એક પ્રિયાએ તો બીજીને મારી તરફ ખેંચી, અને બીજી વિના પહેલીને ચેન જ પડતું નહોતું."

"તું અને તારી આ બીજી પ્રિયા–બંને બહુ લુચ્ચાં છો. પણ હવે એ વાત કર ને, તને ભૂખ લાગી છે કે નહિ?"

"આ બે દિવસ સુધી તો કંઈ ખબર નહોતી પડી પણ હમણાં તેં પૂછ્યું એટલે લાગે છે કે ભૂખ લાગી છે ખરી. બે દિવસથી કશું ખાધું નથી." ચિઉ બોલ્યો.

પછી ચિઉએ તાયસોના તાર સાંધ્યા અને નખલીને તેની ઉપર ધમધમાવી. ઝીણ–ઝીણ સ્વરો ગૂંજી ઊઠ્યા એ સ્વરોની લહેરમાં ઊડતી ગવા ફળો વીણવા ઊપડી. હવે જ ગવાને ખબર પડી કે ચિઉ ઉપર ખિજાવાનો તેણે ત્યારે પણ ઢોંગ જ કર્યો હતો. નહિ તો ચિઉનો તાયસો જતાં એના ખેતરનું તમામ કામ કેમ અટકી જાય? અને અત્યારે તાયસોના સૂરમાં જ એ ઝડપથી દોડતી, નીચી નમતી ફળો એકઠાં કરી શકતી હતી, તે કેમ? તાયસોના સૂરો જ એને કામની આજ્ઞા આપતાં હતાં.

પછી ચિઉએ તાયસો વગાડ્યા કર્યો અને ગવાએ એના તાનમાં ઝૂંપડી બાંધી, ચિઉએ તાયસો વગાડ્યા કર્યો અને ગવાએ શેતૂરનાં જીવડાં ઉપરથી સુંવાળા રેસા ઉતાર્યા અને તેને કાંતીને, વણીને સરસ કપડાં બનાવ્યાં, ચિઉએ તાયસો વગાડ્યા કર્યો અને ગવાએ પહાડની અગાસી ઉપર ખેતર કરી ધાન્ય ઉગાડ્યું. ચિઉ વગાડ્યા કરતો, ગવા કામ કર્યા કરતી, બંને એક જ ઝૂંપડીમાં ખાતાં, પીતાં, પહેરતાં, અને આનંદથી રહેતાં અને પુષ્પકુંજોમાં ફર્યા કરતાં.

પણ એક દિવસ ગવાએ ચિઉને કહ્યું. "ચિઉ, આજે મને કામ કરવાની ઇચ્છા થતી નથી, હું સૂઈ રહું, તું વનમાં જા અને ફળ લાવ, નદીએ જા અને માછલાં લાવ, ભાત લે અને આગ ઉપર ચડાવ. રોજ હું ખવરાવતી, આજે તું ખવરાવ."

"એમ શા માટે ગવા? તને કામ કરવું કેમ નથી ગમતું? મને કામ કરવાનું કદી મન નથી થયું, આજે હું કામ કેમ કરી શકીશ? મને તકલીફ પડશે."

એ સાંભળતાં ગવાની છાતી ટટાર થઈ ગઈ. "તકલીફ પડશે એમ તું કહે છે? ત્યારે તો મને કામ કરવું ન ગમે ત્યારે મારો અને તારે ભૂખ્યાં જ રહેવું! લાજી મર! લાજી મર!"

એ સાંભળીને ચિઉ થોડી વાર ઊભો રહ્યો અને પછી બોલ્યો, "તો હું જાઉં, પ્રયત્ન કરું."

ચિઉ પહેલી વાર તો ગયો, થોડાં ફળ વીણી પણ લાવ્યો, બીજી વાર ગયો અને ફળ લાવ્યો પણ ગવાએ સાથે માછલી ખાવાની પણ ઇચ્છા કરી એટલે એ ખિજાયો. અને ફળનો ઘા કરી દઈ બોલ્યો, "હું નથી જતો! આજે નહિ જાઉં, કદી નહિ જાઉં."

ગવા પોતાની આંખોની નેણ સંકોચી, ચીબું નાક ફુલાવીને એની સામે આશ્ચર્યથી જોઈ રહી. એ કશું બોલી નહિ. ચિઉ પણ તાયસોને એક બાજુ મૂકી દઈ જમીન પર બેસી ગયો. પોતાનું ગોળ નાનું માથું કંઈક વિચારમાં હલાવતો ગવા સામે એ જોઈ રહ્યો. કેટલીયે વાર પછી એ ઊભો થયો, હોડી અને દોરી લઈ નદીમાં પડ્યો અને માછલાં પકડી ઝૂંપડીએ આવ્યો. જમીન પર વેરાયલાં ફળોને એકઠાં કરી, માછલીને સમારી એણે ગવા પાસે મૂક્યાં. આ જોઈને ગવાની આંખમાં પાણી આવી ગયાં. બંનેએ ખાધું.

પણ હવે કામ કરવાનું તો ચિઉને માથે લગભગ રોજ આવવા લાગ્યું. ચિઉ જંગલમાં જતો, નદીએ પણ જતો પણ વાંકાં વળતાં ગળામાં લટકાવેલો તાયસો સામે ઝૂલી રહેતો, હાથથી એ એને ફરી ફરી બાજુએ સરકાવતો છતાં એ મોઢા આગળ આવી જતો. ગુસ્સામાં ચિઉ વીણેલાં ફળોનો પણ ઘા કરી દેતો. એક દિવસ તો એને વધારે ખીજ ચડી. એણે ઝટકો મારીને ગળામાંની દોરી તોડી નાખી તાયસોને દૂર કરી નાખ્યો અને કંઈ જ ખાવાનું લાવ્યા વિના ઝૂંપડીએ પાછો આવ્યો.

"ગવા! તું મને કહીશ ખરી કે રોજ રોજ તને કામ કરવું કેમ નથી ગમતું?"

"સાવ ગમાર છે. એમ ને એમ તું સમજી નહિ જાય. કહું છું, તને ચોકખા શબ્દોમાં જ સમજાવવું પડશે. લે, સમજ. મારા પેટમાં છોકરું સૂતું છે તે મને કામ કરવાની ના પાડે છે. એ છોકરું રોજ સારું સારું ખાવા માગે છે. બોલ, સમજાયું? તો પણ તું કામ નહિ કરી શકે?" ગવા બોલી.

આ સાંભળ્યા પછી ચિઉને ગયા વિના છૂટકો નહોતો. રોજ તાયસોને ઝૂંપડીમાં રાખી એની સામે નજર કરતો કરતો એ ખાવાનું લેવા જતો, ક્યારેક સામે નજર ન રાખવાથી કોઈ ઝાડ સાથે અથડાઈ પડતો કે ઠેસ ખાઈ બેસતો.

પણ પછી તો કપરી ઋતુ આવી. જાપાનમાં તો ટૂંકાં ટૂંકાં બે ચોમાસાં, વચ્ચેની ઋતુ ન ગમે તેવી. ને કામ ખૂબ કરવું પડે; તો જ ખાવાનું ઘરમાં આવે. ચિઉને એ બહુ આકરું લાગવા માંડ્યું.

એક દિવસ એણે રોષમાં ગવાને કહ્યું, "ગવા! આ તાયસો કેવો સારો! એ મારી પ્રિયા, તું પણ મારી પ્રિયા, એ મને કદી હેરાન કરતો નથી. તાયસોએ તને પણ હેતથી એની પાસે અને મારી પાસે ખેંચી, અને તું એને દૂર કાઢે છે, તું અદેખી છે!"

ગવાને આજે જરાયે ચેન પડતું નહોતું. એ સૂઈ જ રહી, મૂંગી રહી, એણે કંઈ જવાબ ન આપ્યો.

"આજે હું કામ માટે જવાનો જ નથી. આજે તાયસો વગાડયા જ કરવાનો છું." એમ કહી ચિઉ પાટલા ઉપર તાયસો લઈને બેસી ગયો અને તારને ઝણઝણાવવા માંડ્યા. એ વગાડતો રહ્યો અને ગવા એને જોતી રહી.

કેટલા દિવસે આજે વગાડવા મળતું હતું, ચિઉ આનંદથી છલકાઈ છલકાઈને વગાડવા લાગ્યો. પછી વધુ રસમાં આવીને ઊભો થઈ ગયો, ઝૂંપડીમાં ટહેલવા લાગ્યો. ટહેલતાં ટહેલતાં ઝૂંપડીની બહાર ચાલ્યો ગયો. આઘે ને આઘે એ જતો ગયો. અને પછી ઝાડો પાછળ જતો જતો દેખાતો બંધ થઈ ગયો. ગવા આંખો ફાડીને એની પાછળ જોઈ જ રહી.

ચિઉ અદૃશ્ય થયો પણ તાયસોના સૂરો સંભળાતા હતા. ગવા ઊંધી પડીને ડુસ્કે ડુસ્કે રોવા લાગી. તાયસોના સૂર સાથે એનું ડુસ્કું તાલ લેતું હતું. એના રુદનના પડઘાથી બાળક જેવી ભોળી કુદરત પ્રશ્નભાવે એની સામે જોઈ રહી હતી પણ ચિઉને કાને એનો સ્વર પણ પડતો નહોતો. એના સામે [illegible] ને સૂઝે જ ક્યાંથી?

અચાનક ગવા ઊભી થઈ. 'ચિઉ-ચિઉ!' બૂમો મારતી એ દોડી. ચિઉ તો તાયસોના ગીતમાં ડૂબી ગયો હતો. એ ચાલ્યો જ જતો હતો. ગવા દોડતી દોડતી એની લગોલગ થઈ ગઈ. 'ચિઉ-ચિઉ!' કહેતી એ એનો ખભા ઝાલવા આગળ લંબાય ત્યાં ધબ્બ કરતી તે જમીન પર પછડાઈ પડી.

ચિઉએ પાછળ જોયું. 'ચિઉ...!' ગવાએ કરુણ સ્વરે ઉદ્‌ગાર કાઢ્યો. ચિઉ મોં ફેરવીને એક ઝાડ નીચે બેસી ગયો. એની આંગળીઓ તો હજી યે સંગીતના ઘેરા સૂર કાઢતો હતો. ચિઉ એમાં જ ડોલતો હતો.

"ચિઉં! જરી તો આમ જો, આહ! ઓહ, જો તો ખરો મને કેવી વેદના થાય છે! મને તાયસો બહુ ગમે છે, એ માટે તો હું દોડી દોડી તારી પાસે આવી હતી, પણ અત્યારે ઘડીક એ તાયસોને બાજુ પર મૂક. ઘડીક તારા હાથ મારી આંખો પર મૂક! ઘડીક તારા ખોળામાંથી તાયસોને દૂર કરીને મારા માથાને સુવાડ. ચિઉ! ઘડીક, એક થોડી જ વાર! ઓહ!"

પણ ચિઉ પોતાની લહેરોમાં જ મગ્ન હતો. ચિઉજેંજી સરોવર શું આવું હતું? ચિઉજેંજી સરોવર પોતાની લહેરોમાં તેની અંદર નહાવા પડનારની સલામતીને પણ ભૂલી જતું હતું? એ પોતાની ફરજોને ચૂકતું હતું? ના, ના, એને તો એના નિયમો હતા, એ નિયમોને ઉથાપીને તે લહેરોએ નહોતો ચડી જતો. પણ આ ચિઉને તો જાણે કોઈ નિયમો જ હતા નહિ. એને જાણે એક જ વસ્તુ કરવાની હતી, એનો તાયસો વગાડ્યા કરવો.

ચિઉએ જ્યારે ગવાનું કંઈ જ સાંભળ્યું નહિ, ગવાની વેદના જ્યારે અસહ્ય થઈ પડી, પ્રસવવેદના અત્યારે એ સહી રહી હતી, ત્યારે એને લાગ્યું કે તાયસો ભયંકર છે, તાયસોએ એને એના પ્રિયતમને મેળવી આપ્યો, પણ તાયસો જ એની પાસેથી એનો પ્રિયતમ ઝૂંટવી લે છે અને એનો પ્રાણ લઈ લેશે. એ જોર કરીને ઊભી થઈ અને ચિઉ તરફ ધસી. પાછળથી જ પોતાનો હાથ લંબાવી ચિઉના ખોળામાં પડેલા તાયસોને ઝડપ મારી ખેંચી લીધો. અને ચિઉ પાછળ નજર કરે ત્યાં તો ગવાએ તાયસોને જમીન પર પછાડ્યો અને ઝાટકો મારી બધા તાર તોડી નાખ્યા. અને પછી એક પથ્થર લઈ ઘાએ ઘાએ વાદ્યના ચૂરા કરી નાખ્યા. અને પછી ચિઉ સામે છાતી ટટાર કરી ઊભી રહી. 'લે, વગાડ!'

ચિઉનું આખું અંગ સળગી ઊઠ્યું હતું. આગ ભભૂકી ઊઠી. હાથની મજબૂત મૂઠ્ઠી વાળી હાથ ઊંચો ઉઠાવી એ આગળ આવ્યો. ગવા ફાટી આંખે જોઈ રહી. પણ ચિઉની મુઠ્ઠી એના માથા પર પડે તે પહેલાં તો તે જમીન પર પડી ગઈ.

એ જ ક્ષણે એણે બાળકને જન્મ આપ્યો.

ચિઉના ગળામાંથી 'આહ...' કરતી ચીસ નીકળી ગઈ. એનો હાથ ખડી ગયો હોય તેમ નીચે પડી ગયો. એ ગવાની પાસે બેસી ગયો.

ગવા હળવે હળવે ભાંગી ગયેલા તાયસોના લાકડાને પોતાની તરફ ખેંચતી હતી. ભાંગેલા વાદ્યને એણે છાતીએ દાબ્યું, અને સંતોષથી આંખ મીંચી દીધી.

'ગવા—!' ચિઉ બૂમ મારી ઊઠ્યો.

ગવા શાંત થઈ ગઈ હતી. એના પ્રાણ ઊડી ગયા હતા. લોહી માંસના ખાબડામાં નહાતું એવું બાળક પણ એના ખોળામાં નિષ્પ્રાણ પડ્યું હતું.

'ગવા!' ચિઉ મોઢેથી રડી ઊઠ્યો, પોતાની બે પ્રિયાઓએ એકમેકનું ખૂન કર્યું કે એકમેકને આલિંગન આપ્યું તે વિચારવાનું અત્યારે સૂઝે એમ ક્યાં હતું? પણ એને એટલી તો સમજ પડી કે એક વખતે એના રુદનની મશ્કરી ઉડાવતી તેને લાગેલી તે કુદરત પણ અત્યારે તેની જોડે આંસું વહાવી રહી છે.

☆

# અમેરિકામાં 'ખેતીસપ્તાહ' ની ઊજવણી

[ વધુ અભ્યાસ માટે અમેરિકા ગએલા એક ખેતીવિશારદ (બી. એજી.) નો પત્ર. ]

શ્રી. નગીનદાસ માધવદાસ પટેલ

"અહીં Farm and Home Week ખેતી અને ગૃહસપ્તાહ" નામનું સપ્તાહ ઊજવાય છે તે શું છે અને કેવી રીતે ઊજવાયું તે ઉપર લખવા માગું છું. અમેરિકાની કુલ ૧૩૧ કરોડ વસ્તીના માત્ર ૪૩.૮ ટકા જ ગ્રામ્ય છે અને બાકીના ૫૬.૨ ટકા શહેરી છે છતાં પણ અમેરિકાને ખેતીપ્રધાન દેશ તરીકે માનવામાં આવે છે, કારણ કે આ દેશની કુલ ૩૬,૩૦૬ લાખ ડોલર ઉત્પન્ન કે પેદાશના ૯,૫૦૮ લાખ ડોલર ખેતી અને ઢોર ઉપરથી જ મળે છે. ખેતી એક ધંધા તરીકે માત્ર ચોથા ભાગની ઉત્પન્ન આપે છે પણ હુન્નરઉદ્યોગ અને કારખાનાં, ખાસ કરીને મોટર, લોખંડ, વગેરેનાં કારખાનાં તરફથી દેશની કુલ ઉત્પન્ન ખેતીની ઉત્પન્ન જેટલી નથી, તેથી જ અમેરિકાને ખેતીપ્રધાન દેશ ગણવામાં આવે છે, વાસ્તવિકતાએ દર ૧૦૦ માણસોએ માત્ર ૨૧.૯ (૨૨) માણસો ખેતીના કામમાં રોકાયેલાં છે, અને ૨૮.૯ (૨૯) માણસો હુન્નર ઉદ્યોગમાં રોકાયા છે. પણ આમ—અમેરિકાની આર્થિક ઉન્નતિમાં ખેતી મોટો ભાગ ભજવે છે એટલા માટે જ ખેતી ઉપર અહીંની ઉચ્ચ શિક્ષણસંસ્થાઓ વધારે ધ્યાન આપે છે.

**અહીં ખેતીવાડીના શિક્ષણને ધંધાદારી** (vocational) **શિક્ષણ તરીકે ગણવામાં** આવે છે. સંયુક્ત સરકારે ૧૯૧૪ ના સ્મીથ હયુજીસ ઍક્ટથી આ ખેતીવાડીના ધંધાદારી શિક્ષણને દરેક વિદ્યાલયોમાં ફરજિયાત કર્યું. હાઈસ્કૂલથી માંડીને મોટાં વિદ્યાલયોમાં ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવે છે, સ્મીથ લીવર કાયદાથી આ વિદ્યાલયોમાં ગૃહશિક્ષણનાં પણ ખાતાં ખોલવા ફરજ પાડી, અને ગૃહશિક્ષણના ખાતામાં કૌટુમ્બિક અર્થશાસ્ત્ર (Home Economics) ઉપર મુખ્ય ભાર મૂકવામાં આવ્યો, આમ ખેતીવાડી અને કૌટુમ્બિક અર્થશાસ્ત્રની બે કોલેજો એક પછી એક અસ્તિત્વમાં આવી. આ બન્ને પ્રકારના શિક્ષણનો મુખ્ય આશય તો "ખેડૂત કુટુંબ અને ખેતીરૂપી ધંધા ઉપર આ ખેડૂત કુટુંબો નભે છે તે ખેતીના ધંધાને" ઉન્નત બનાવવાનો છે, ખેડૂતનું સામાજિક અને કૌટુંબિક જીવન સુધરે અને ખેતીવાડી પણ સુધરે એ છે. ખેતી તો પૈસા કમાવાનું એક સાધન છે પણ મુખ્ય આશય તો છે ઉન્નત જીવન જીવવાનો. ઉન્નત એટલે ભૌતિક દ્રષ્ટિએ ઉન્નત—સાધન સંપન્નતા અને સાધનોની ભરપૂરતા અહીં ડોલરના દેશમાં તો બધું પૈસાની ફૂટપટ્ટીથી માપવામાં આવે છે.

ઉચ્ચ શિક્ષણસંસ્થાઓ ખેડૂતોને લાભદાયક ઉપયોગી થાય એ વિચારથી આવાં સપ્તાહ ઊજવે છે. ફેબ્રુઆરી તા. ૧૩થી૧૮ સુધી આ સપ્તાહ હતું. શિક્ષણસંસ્થાઓની દ્દષ્ટિએ આવાં સપ્તાહને પ્રૌઢશિક્ષણ (Adult Education)ના કાર્યક્રમ તરીકે લેખવામાં આવે છે. દરેક વિદ્યાલયની ખેતીવાડીની કોલેજ અને ગૃહઅર્થશાસ્ત્રની કોલેજમાં છોકરાછોકરીઓને શિક્ષણ આપવાનાં ખાતાં ઉપરાંત પ્રચારકાર્યનાં (Exteusion work)નાં પણ ખાતાં હોય છે. (Exteusion Departments) અને તેને અંગે પ્રોફેસરો પણ નીમવામાં આવે છે. આવા (Exteusion) પ્રોફેસરો દરેક વિષયમાં ઘણુંખરૂં હોય છે. તુલ અને તુલ સુધારણામાં પ્રચાર—કાર્ય માટે એક પ્રોફેસર, ડેરી અને દુગ્ધાલયના બીજા ધંધાઓના પ્રચારકાર્ય માટે પ્રોફેસર, રોગચિકિત્સા અને જીવજંતુઓ વિષેના સુધારાનાં પ્રચારકાર્યો માટે પ્રોફેસર, લગભગ દરેક વિષય માટેના પ્રચારકાર્ય માટે નિષ્ણાતો નીમવામાં આવેલા હોય છે. વિદ્યાલયોમાં વિવિધ ખાતાંમાં થયેલું સંશોધન આ નિષ્ણાતોદ્વારા ખેડૂતોને પહોંચાડવામાં આવે છે.

તુલસુધારણાનો જ એક દાખલો લઉં. તુલસુધારણા માટે જુદા જુદા પાક ઉપર કેટલાક નિષ્ણાતો કામ કરતા હોય અને જુદા જુદા સ્થાનિક પ્રદેશમાં કે રાજ્ય (State)માં વવાતા પાકની સારી જાતો શોધી કાઢે અને નાના પણ વિશ્વસનિય પ્રયોગો દ્વારા સિદ્ધ કરે કે તેમણે શોધી કાઢેલી જાતો ઉત્પન્નમાં અને બીજી રીતે પણ સારી છે. હવે પછીનું કર્તવ્ય તે આ પ્રચારકાર્યના નિષ્ણાતો ઉપર નાખવામાં આવે છે. તેઓ આ જાતો લઈ આખા રાજ્યનાં જુદાં જુદાં પરગણાંમાં અને એક પરગણાંમાં જુદાં જુદાં પ્રયોગક્ષેત્રો ઉપર આ જાતો વાવી કયે સ્થળે કઈ જાત વધુ ઉપયોગી થઈ પડશે તે નક્કી કરે છે અને આ પ્રયોગોનાં પરિણામ ખેડૂતો આગળ રજૂ કરે છે અને તેમને તે જાતો વાવવાની ભલામણ કરે છે. આવા પ્રયોગોને Regional Trials ( પ્રદેશ પરના અખતરા ) કહે છે. આ તો માત્ર તુલસુધારણાના ખાતાની વાત થઈ, પણ આ પ્રકારની વ્યવસ્થા રોગચિકિત્સા અને જીવજંતુ, જમીન અને તેની માવજત દુગ્ધાલય, વગેરે દરેક ખાતામાં હોય છે. આ પ્રમાણે ખેતીવાડીનાં વિવિધ ખાતાંમાં ત્રણ પ્રકારના પ્રોફેસરો (નિષ્ણાતો) હોય છે: (૧.) શિક્ષણ માટે (૨.) સંશોધન માટે અને (૩.) સંશોધનને ઉપયોગી બનાવવાના પ્રચારકાર્ય માટે.

આ તો વિદ્યાલયોની વાત થઈ. પણ સરકારી ખાતાં વિષે શું? વિદ્યાલયોનાં ખેતીવાડીનાં ખાતાં અને સરકારી ખેતીવાડી ખાતાં આ બે પ્રકારનાં ખાતાં સ્વતંત્ર રીતે ચલાવવામાં આવે છે; આ બે ખાતાંમાં કામ કરનાર નિષ્ણાતો સહકાર કરે તે પ્રશ્ન જુદો છે. વિજ્ઞાનના સંશોધનમાં સહકાર અનિવાર્ય લેખાય છે. અમેરિકાની સંયુક્ત સરકાર ખેતીવાડીનું ખાતું ચલાવે છે, આ સરકારી ખાતા તરફથી પણ સંશોધન અને પ્રચારનું કાર્ય કરવામાં આવે છે. જુદાં જુદાં રાજ્યોના દરેક પરગણામાં ઘણુંખરું આવા પ્રચાર માટે માણસો નીમવામાં આવેલા છે. સરકારી ખાતાંએ કરેલા સંશોધનનું પરિણામ ખેડૂતોને લાભદાયક કે ઉપયોગી કેવી રીતે થાય તે આ માણસે જોવાનું છે. આ માણસને Farm Agent (ફાર્મ એજન્ટ) કહેવામાં આવે છે. આને માટે સ્ત્રીઓને નીમવામાં આવે છે. સામાજિક ક્ષેત્રમાં પણ આ જ પ્રકારની રચના છે. તેને Home Agent ( હોમ એજન્ટ ) કહેવામાં આવે છે. સંયુક્ત અમેરિકાનાં ખેતીપ્રધાન રાજ્યોમાં ખેડૂતોની સંસ્થાઓ છે. તેમાંની બે સંસ્થાઓ આપણું ખાસ ધ્યાન ખેંચે એવી છે. એકને ગ્રેન્જ (Grange) કહેવામાં આવે છે. આ સંસ્થાનું ખરું નામ Patrons of Husbandry (કૃષિ સંરક્ષક) છે. આ સંસ્થાનું બંધારણ આ પ્રમાણે છે: સ્થાનિક ગામડામાં આ સંસ્થા ત્યાંના જ ખેડૂતોની બનેલી હોય છે. તેથી આગળ અહીં જેને ટાઉન કે ટાઉનશીપ (Township) કહે છે તે હોય છે. (આટલા પ્રદેશનું ક્ષેત્રફળ ૬૬ માઈલ ચોરસ હોય છે) આવા ટાઉનશીપ માટે ચઢતી ગ્રેન્જ હોય છે તેથી આગળ પરગણા માટે ગ્રેન્જ હોય છે અને તેથી આગળ રાજ્ય માટે ગ્રેન્જ હોય છે જેને સ્ટેટ ગ્રેન્જ કહે છે; અને આખા સંયુક્ત અમેરિકાની સંસ્થાને નેશનલ ગ્રેન્જ કહેવામાં આવે છે. આ સંસ્થા ખેડૂતથી જ બનેલી છે અને ખેતીવાડીને અંગેનાં ધારાધોરણ અને કાયદાકાનૂનોને લગતું આ સંસ્થાનું મુખ્ય કર્તવ્ય છે. સરકાર ખેતીવાડી અંગેનો કોઈ પણ કાયદો ઘડે તે પહેલાં આ સંસ્થાના અભિપ્રાય, સૂચનો વગેરે લે છે અને પછી જ કાયદો અસ્તિત્વમાં આવે છે. આ ગ્રેન્જ ઉપરાંત બીજી ખેડૂતોની સંસ્થાને ફાર્મ બ્યુરો ( Farm Bureau) કહેવામાં આવે છે. આનું બંધારણ પણ ગ્રેન્જના બંધારણ જેવું છે. ખેતીવાડીને લગતા પ્રશ્નોનો ઉકેલ કરવાનું અને ખેતીની ઉન્નતિ થાય તે જોવાનું કર્તવ્ય આ ફાર્મ બ્યુરોનું છે. આ પણ ખેડૂતોની જ બનેલી ખેડૂતોની જ સંસ્થા છે. ખેડૂતોને ઉપયોગી આગ હોલવવાનાં યંત્રો, પાણી માટેનાં યંત્રો, વગેરેની વ્યવસ્થા આ ફાર્મબ્યુરો કરે છે, તેથી આ સંસ્થા ખેડૂતોને સીધી રીતે ઉપયોગી થઈ પડે છે. સરકારી પ્રચારકાર્યના ખાતા તરફથી રાખવામાં આવતો માણસ ફાર્મ એજન્ટ તે આ ફાર્મ બ્યુરોનો પ્રમુખ હોય છે. આમ સરકારી સંસ્થા અને ખેડૂતોની સંસ્થા દરેક મોટા ગામ અને પરગણામાં—એકજ માણસથી જોડી

દેવામાં આવી છે. આ જ પ્રકારનું બંધારણ હોમબ્યુરે (Home Bureau)નું પણ છે અને તેમાં સ્ત્રીઓ પણ કામ કરે છે. હોમ એજન્ટ તે સ્ત્રીઓની સંસ્થા અને હોમબ્યુરોને જોડતી વ્યક્તિ છે. આ ફાર્મ એજન્ટ અને હોમ એજન્ટ વિદ્યાલય તરફથી કામ કરતા પ્રચાર કાર્યના નિષ્ણાતોની સાથે સહકારિતાથી કામ કરે છે. વિદ્યાલયોનું સંશોધન આ રીતે ખેડૂતોને ઉપયોગી થઈ પડે એવી રચના છે. આ ફાર્મ એજન્ટ અને હોમ એજન્ટ વિદ્યાલયોના સ્નાતકો જ હોય છે કે જે સંશોધનનો આત્મા સમજી શકે અને તેમની સરળ ભાષામાં ખેડૂતોને અને ગૃહિણીઓને (અહીં ખેડૂતની અને પરિણીત સ્ત્રીઓને Home makers (ગૃહવિધાયક) કહેવામાં આવે છે) પહોંચાડી શકે. ખેતીવિજ્ઞાન અને સમાજશાસ્ત્ર–આ બે વિજ્ઞાનને આ રીતે ખેડૂતની આર્થિક અને સમાજિક ઉન્નતિ માટે આવા પ્રકારના બંધારણથી જોડી દેવામાં આવ્યાં છે—Science with practice–વિજ્ઞાનનું વ્યવહારુ રૂપ.

સરકારી ખેતીવાડી ખાતા તરફથી થયેલા સુધારા હોમ એજન્ટ મારફતે ખેડૂતોને પહોંચે છે પણ જે રાજ્યોમાં લેન્ડગ્રાન્ટ કે સરકારી ખેતીવાડીની કોલેજો છે તે કોલેજો ભણતાં છોકરાછોકરીઓ ઉપરાંત ખેડૂતોને સીધી રીતે કેવી રીતે ઉપયોગી થઈ પડે? વિદ્યાલયરૂપી સગવડ આ ખેડૂતો અને હોમ મેકર (ગૃહિણી)ને આવાં "ખેતી અને ગૃહ સપ્તાહ" ચલાવવાથી ઉપયોગી થઈ પડે. અને એટલા માટે જ આ કોલેજો આવા સપ્તાહ દર સાલ ભરે છે.

આખા યે સપ્તાહનો કાર્યક્રમ પહેલેથી છપાવી રાજ્યના દરેક ખેડૂત ઉપર ટપાલ મારફતે મોકલી આપવામાં આવે છે. આ કાર્યક્રમ સાથે વિદ્યાલયનો નકશો પણ મોકલવામાં આવે છે. વિદ્યાલયના જુદા જુદા રસ્તા ઉપર દિશાસૂચન માટે પાટિયાં લગાડી દેવામાં આવે છે–અમુક હોલ અમુક બાજુએ અને અમુક મકાન અમુક બાજુએ બતાવવા માટે. આ પાટિયાં હોય છે. કૉર્નેલ વિદ્યાલયનું આ સપ્તાહ (તા. ૧૩ થી ૧૮ ફેબ્રુઆરી) ૩૨ મું સપ્તાહ હતું. આખા યે કાર્યક્રમને ત્રણ વિભાગમાં વહેંચી નાખી શકાય. (૧) પ્રદર્શન. (૨) પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવવો તે (Demonstration) અને (૩) ભાષણો. આખો કાર્યક્રમ ખેડૂતોને તુરતાતુરત કેવી રીતે ઉપયોગી થઈ પડે તે દૃષ્ટિબિંદુથી જ રચવામાં આવે છે. આ સપ્તાહના કાર્યક્રમની ઉપયોગિતા સ્થાનિક હોવાથી તેનું લાંબું વર્ણન નહિ આપું. કેટલીક આપણને જરૂરી વસ્તુઓ જણાવું.

ખેતીવિષયક અર્થશાસ્ત્રના ખાતામાં "Roadside Marketing–રસ્તા પર વેચવા બેસવું તે–" ઉપર થોડીક વસ્તુઓ પ્રગટ કરવામાં આવી હતી. ધોરી રસ્તો કે જ્યાં લોકોની આવ જા ખૂબ હોય ત્યાં દરેક પાસેનો ખેડૂત પોતાની દુકાન કેવી રીતે માંડી શકે, પોતે પોતાના ખેતરની ઉત્પન્ન કેવી રીતે વેચી શકે તે આ પ્રદર્શન વિભાગમાં હતું. બધાં પ્રદર્શન એક સ્થળે નહોતાં, સૌ સૌના ખાતામાં, જે મકાનમાં જે ખાતું આવ્યું હોય તે જગ્યાએ જ, પોતાનું પ્રદર્શન તે ખાતું ભરે છે. કાર્યક્રમમાં કયાં કયું પ્રદર્શન આવેલું છે તે અગાઉથી જાહેર કરવામાં આવે છે. હવે આ રસ્તાની બાજુએ નાની મંડાઈ કેવી રીતે સફળતાથી ચલાવી શકાય, વસ્તુઓ કેવી રીતે ગોઠવવી અને કેટલાક ખેડૂતોને કેવી રીતે નિષ્ફળતા મળી તેનાં ચિત્રો, વગેરે દ્વારા બતાવવામાં આવ્યું હતું. સફળતાનાં કેટલાંક કારણો નીચે પ્રમાણે છે.

૧ જે રસ્તા ઉપર આવી દુકાન માંડવામાં આવે તે રસ્તા ઉપર લોકોની આવ–જા ઘણી હોવી જોઈએ. ખૂણાખાંચરામાં આવી દુકાન ઊભી કરવાથી કશું થઈ શકે નહિ, દુકાન સારી રીતે ચાલે નહિ.

૨ સારી જાતનો માલ–ફળ વગેરે આગળ પડતાં દેખાઈ આવે તેવી રીતે અને સુંદરતાથી ગોઠવવાં જોઈએ કે જેથી લોકોનું ધ્યાન ખેંચાય.

૩ સંતોષકારક કિંમત હોય કે જેથી પેદા કરનારને અને વેચાણુ લેનાર ઘરાકને બંનેને સંતોષ થાય.

૪ રસ્તાની બન્ને બાજુએથી આવતા જતા લોકો, વાહનો, મોટરો વગેરેને દૂરથી દેખાઈ આવે એવી રીતે દુકાન માંડવી જોઈએ.

૫ નમ્રતા અને આદરથી ઘરાક સાથે વાતચીત કરવાથી તે ઘરાક વારે ઘડીએ આવશે અને આ રીતે દુકાનની ઘરાકી સદ્ધર થતી જશે.

૬ દુકાન નિયમિત ચલાવવાથી ઘરાકી વધારી શકાય. દેખીતું છે કે અઠવાડિયામાં એક બે દિવસ દુકાન માંડી રસ્તાની બાજુએ ફળબાગની ખેતી કરતો કે શાકભાજી વગેરે ઉગાડતો ખેડૂત બેસે અને ઘરાકી આવે, પણુ પછી બે ત્રણુ દિવસ બંધ કરે તો ઘરાક નિરાશ થઈ પાછા જતા રહે—ઘરાકનો ફેરો પણુ અફળ જવાથી બીજીવાર તે તે દુકાને જઈ માલ ખરીદવાનો વિચાર નહિ કરે.

૭ દુકાનનું છાપરું સગવડવાળું હોવું જોઈએ; વેચવાની વસ્તુઓનું ધૂળ વગેરે તરફથી રક્ષણુ થાય એટલું જ નહિ પણુ ઘરાકને થોડી રાહત મળે.

૮ પાટિયાં ધ્યાન ખેંચે તેવી રીતે લટકાવવાં જોઈએ. જ્યાં મોટર વગેરેનો વાવર વધારે હોય તેવા રસ્તાના દુકાનદારે દુકાનથી થોડે દૂર બંને બાજુએ પાટિયાં ધ્યાન ખેંચે તેવી રીતે લટકાવવાં જોઈએ કે જેથી દુકાને પહોંચતા સુધીમાં મોટર બંધ કરી શકાય. પાટિયાના અક્ષરો ઊઘડતા હોવા જોઈએ કે જેથી સહેલાઈથી વાંચી શકાય. દુકાનની વસ્તુઓ આગળ પણુ નામની ચીટકીઓ રાખવી જોઈએ.

આ ઉપરાંત જમીનના વર્ગીકરણુ ઉપર થોડીક વસ્તુઓનું પ્રદર્શન હતું, જમીનનું વર્ગીકરણુ નીચેની વસ્તુઓ ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે:—

૧ જમીનનો વપરાશ, ૨ જમીનનો પ્રકાર, ૩ કેવા પ્રકારનાં—નાનાં મોટાં—અને કેવી સ્થિતિનાં મકાન આવેલાં છે તેના ઉપરથી, ૪ જમીનની સપાટી ( Topography ), ૫ જમીનનું ઊંચાણુ અને ૬ બજારની સગવડ. આ ૭ વસ્તુઓ ધ્યાનમાં લઈ જમીનની આંકણી કરવામાં આવે છે. આ ૭ વસ્તુઓના ધોરણે જમીનના સાત વર્ગ પાડવામાં આવે છે.

જમીનનો વર્ગ ૧.—જંગલ અને ત્યજી દેવામાં આવેલી ફાર્મની જમીન. એક વખતે અહીં જમીન માટે ભૂખ એટલી બધી હતી કે જેવી હોય તેવી જમીન—ખરાબાની અને બિન કસવાળી પણુ જમીન લોકોએ ખરીદી ખેતી કરવા માંડેલી, પણુ પાછળથી જ્યારે તે ખેડૂતોને સ્વાનુભવે શીખવ્યું કે એ જમીનમાં મહેનત મજૂરી કે દાણો પણુ ઊગી નીકળતાં નથી ત્યારે તે જમીન સરકારને વેચી દેવામાં આવી. ચાલુ વર્ષોમાં પણુ આવી કેટલીક જમીનો—sub marginal farms સરકાર ખરીદી લે છે. આવી જમીનનો સરકાર નવાં જંગલ વસાવવા માટે અને લોકોના જાહેર વપરાશ માટે ઉપયોગી થાય તે રીતે ખીલવે છે.

જમીન વર્ગ ૨. જે જમીનમાં હાલ ખેતી થાય છે પણુ ઘણે ભાગે આ જમીન જંગલ વસાવવા માટે ઉપયોગી છે અથવા તો જમીન લોકોને જાહેર વપરાશ માટે ઉપયોગી કરી શકાય, તેવી અહીં જાહેર બાગ કે નેશનલ પાર્ક માટે હજારો એકર જમીન રોકવામાં આવી છે. આવા પાર્કનો ઝાડઝાડી વાળો ભાગ શિકાર માટે, સપાટ, ઝાડ સિવાયનો ભાગ ગોલ્ફ રમત માટે કે આવા એકાદ જાહેર ઉપયોગ માટે ખુલ્લો મૂકવામાં આવે છે. આ બીજા પ્રકારની જમીન હાલ ખેડાણુ છે પણુ જતે દિવસે ખેડૂતો તે સરકારને વેચી દેશે, કારણુ કે તેનું ઉત્પન્ન થોડું છે.

જમીન વર્ગ ૩ થી ૭. જે પ્રદેશમાં ખેતી થાય છે તે પ્રદેશની જમીન. આ જમીન તેની રસાળ-

તાને લીધે હમેશને માટે ખેડાણ રહેશે. જેમ જેમ જમીનનું ઉત્પાદન અને વપરાશ વધારે તેમ તેનો વર્ગ પણ ઊંચો. પણ આટલું વર્ગીકરણ બસ નથી, આ ખેડાણ જમીનના દરેક ખેતર આગળ થઈને પાકો રસ્તો કે સડક સરકારે કાઢવી જ જોઈએ અને તેવા દરેક ખેતરને વીજળી પહોંચાડવી જોઈએ. જમીનને માત્ર નંબર કે વર્ગ આપવાથી કશો અર્થ સરતો નથી પણ ઉપયોગી ખેડાણ અને જમીનની ઉપયોગિતા વધુ ને વધુ વધારવા માટે આવાં દરેક ફાર્મ આગળ થઈને સીમેન્ટની સડક અને વીજળીની લાઈન જવી જ જોઈએ. આ પ્રકારના વર્ગીકરણ ઉપરથી ન્યુયોર્ક રાજ્યનાં કયાં ફાર્મને સડક પહોંચાડવી જોઈએ અને કયાં ફાર્મને વીજળી પહોંચાડવી જોઈએ અને આ કાર્યક્રમ કેટલા વખતમાં સંપૂર્ણ રીતે અમલમાં મૂકવો જોઈએ તેનું સૂચન કરવામાં આવ્યું હતું. ત્રીજા વર્ગની જમીનની સાતસો ડોલર અને સાતમા વર્ગની જમીનના ૨૫૦૦ ડોલરનું એકર દીઠ કુલ ઉત્પન્ન આપે છે.

અહીં જમીનનું ધોવાણ ઘણું જ થાય છે. માત્ર એકલા પાણીના ધોવાણથી દર સાલ ૩,૦૦૦,૦૦૦,૦૦૦–ત્રણ અબજ ટન જમીન (માટી) ખેતરોમાંથી ઘસડાઈ જાય છે. જમીનનો અર્થ–પૈસા ઉત્પન્ન કરવાના સાધન તરીકે નથી ગણવામાં આવતો પણ ભવિષ્યની પ્રજાને સોંપવામાં આવતી થાપણ ( Civil liability ) તરીકે ગણવામાં આવે છે. એટલા માટે સંયુક્ત સરકાર તરફથી જમીનનું થતું ધોવાણ અટકાવવા માટે લાખો ડોલર ખર્ચવામાં આવે છે. એક પ્રદર્શનમાં ખેડાણ ઢળતી જમીન તેના ઢાળની દિશાએ ખેડવાથી કેવું ધોવાણ થાય છે તે અને ઢાળની આડી દિશાએ ખેડવાથી ધોવાણ કેવી રીતે અટકે છે તે માટીનું મોડલ બનાવી બતાવવામાં આવ્યું હતું.

કીટશાસ્ત્રના ખાતામાં જુદી જુદી માછલીઓ, મધમાખીઓ અને મધપૂડા માટેનાં લાકડાનાં ઘર–ખોખાં, અને જીવડાં અને તેનાથી થતું નુકસાન બતાવવામાં આવ્યું હતું. જીવડાંથી માત્ર ખેતરના પાકને કે કોઠારના દાણાને નુકસાન થાય છે એટલું જ નહિ પણ ઘરના સરસામાનને પણ જીવડાં કેવી રીતે ખાઈ જાય છે અને કપડાં વગેરે બગાડી નાખે છે તે પણ બતાવવામાં આવ્યું હતું. આ અટકાવવા માટે કેવી પેટીઓ વાપરવી તે પણ પ્રદર્શનમાં હતું. આ નુકસાન અટકાવવા માટે ચીંથરાની પોટલીમાં પેરાડાઈક્લોરોબેન્ઝીન ( Paradichlorobeuzene ) વાપરવાની ભલામણ કરી હતી. ઉંદર વગેરેને પકડવાની રીત અને જીવડાંને કુદરતી રીતે અટકાવી શકાય અને નાનાં કીટાણુઓથી પણ આ ( Bioco- gical control of insect pests ) જીવ–ઉપદ્રવનો નાશ કરી શકાય તે પણ બતાવવામાં આવ્યું હતું. બાગાયત વિભાગમાં છોડની અભિવૃદ્ધિ કેવી રીતે કરવી તે બતાવવામાં આવ્યું હતું. શાકભાજીના વિભાગમાં છોડ ઉપર સૂર્યપ્રકાશ, ગરમી અને જમીનના ભેજની કેવી અસર થાય છે, જમીનના ક્ષાર અને ખનીજોના અભાવે છોડ કેવો ઊછરે છે તે બતાવવામાં આવ્યું હતું.

તુલસુધારણાના વિભાગમાં પાકની સુધરેલી જાતોનાં બી, સુધરેલી બટાકાની જાત, સંકર મકાઈ ( Hybrid corn ) શું છે તે, ઘઉં, જવ વગેરેનું સુધરેલું બી બતાવવામાં આવ્યું હતું. છોડના રોગ અને ખાસ કરીને બટાકા ઉપર થતા રોગ ( બટાકાનો પાક અહીં બહોળા પ્રમાણમાં વવાય છે.) ન્યુયોર્કનું રાજ્ય ડેરીફાર્મો માટે પ્રખ્યાત છે, તેનું પણ પ્રદર્શન હતું. કોઠારમાં બટાકા ઘણીવાર ઊગી નીકળે છે. ઊગી નીકળેલા બટાકા બી તરીકે વાપરી શકાતા નથી. આ રીતે બટાકા વહેલા ન ઊગી નીકળે તે બતાવતા તેના ઉપર પ્રયોગો કર્યા હતા તેનાં પરિણામ ખાસ ધ્યાન ખેંચે તેવાં હતાં. જે રીત અજમાવવાથી બટાકા મોડા ઊગી નીકળે તે (delayed germination) રીત સારી.

૧. પોટાસ્યમ નેફ્થેલીન એસીટેટ–આ પદાર્થ લગાડવાથી થોડું નિવારણ કરી શકાય છે.

૨. ઈન્ડોલ એસેટીક એસીડથી ઉપરના કરતાં સારૂં પરિણામ ઊપજ્યું હતું. બટાકા લાંબા વખત સુધી ઊગી નીકળ્યા સિવાય સાચવી શકાય છે.

૩. પોટેશ્યમ નેફ્લીન એસીટેટ અને મીણબતીનું મીણ. આ પદાર્થો બટાકા ઉપર લગાડવાથી ઘણા લાંબા વખત સુધી બટાકા સાચવી શકાય છે અને ઊગી નીકળતા નથી.

આ લખવાનું કારણ એટલું જ કે આપણે હિંદુસ્તાનમાં બી તરીકે દર સાલ ઈટાલિથી બટાકાની આયાત કરીએ છીએ. આ બી તરીકે વાપરવાના બટાકાની જ વાત છે. દેખીતું છે કે આ રીતે સાચવી રાખેલા બટાકાનો ખાવા માટે ઉપયોગ ન કરી શકાય. આપણે ત્યાં અમુક હવામાન અને ભેજમાં રાખવાના સ્ટોરેજના પ્રયોગો નિષ્ફળ નીવડ્યા હતા પણ આ રીતે સ્ટોરેજ કરવાના પ્રયોગો કરવાથી હું માનું છું કે દર સાલ બટાકાના બી માટે કરવો પડતો ખર્ચ કે દર સાલ બી આયાત કરવાની મુસ્કેલી થોડી ઘણી ટાળી શકીએ.

જમીનના ધોવાણના આંકડાઓ હવે આપુ નંબર એક. જમીનનું ખેડાણ અને વાવેતર ઢોળાવની દિશાએ કરવાથી નીપજતું પરિણામ. બતાવે છે. અને નંબર બે જમીનનું ખેડાણ અને વાવેતર ઢોળાવની આડી દિશાએ કરવાથી નીપજતું પરિણામ. બતાવે છે.

| વર્ષ | દર એકરે બટાકાનું ઉત્પન્ન (બુશેલ) | દર એકરે જમીનનું ધોવાણ–રતલ |
|---|---|---|
| ૧–૧૯૩૫ (ભીનું) | ૧૮૧ | ૨૮૦૨૮૨ |
| ૧૯૩૮ (સૂકું) | ૨૦૮ | ૧૦૦૬૮૯ |
| ૨–૧૯૩૫ (ભીનું) | ૧૯૧ | ૨૦૦૨ |
| ૧૯૩૮ (સૂકું) | ૨૪૨ | ૦ |

ભાષણો પણ ચાલુ વિષયને લગતાં હતાં, અને ખેડૂતોને ઉપયોગી થઈ પડે એવું નવું સંશોધન ક્યાં સુધી આવ્યું છે તે પણ ખેડૂતો પાસે રજૂ કરવામાં આવ્યું હતું. ભાષણોમાં થોડાક વિષયો નીચે પ્રમાણેના હતા:—

૧. વેપાર અને ભાવમાં ફેરફાર અને તેમનો ખેતી સાથેનો સંબંધ.
૨. ન્યુયોર્ક સ્ટેટમાં ખેતરોની પસંદગી.
૩. ખેતીનાં યંત્રોની મરામત.
૪. દુગ્ધાલયોની પસંદગી.
૫. ગૃહ-ઉપયોગ માટે ફળોનું વાવેતર.
૬. ઈંડાંની જાતો ઉપર જુદા જુદા ખોરાકની અસર.
૭. ન્યુયોર્કમાં ખેતીની બદલતી જતી રીતો.
૮. સોયાબીનની વિશિષ્ટતા.
૯. ખાતરનો શ્રેષ્ટ ઉપયોગ.
૧૦. બટાટાની ઉત્તમ જાતો.
૧૧. ન્યુયોર્કનાં ખેતરોની આવકને અસર કરતાં તત્ત્વો.
૧૨. ગ્રામ્ય પ્રદેશમાં રાહતનો વહીવટ.
૧૩. સામુહિક કરની વિચારણા.
૧૪. શિયાળુ જવ ઉપર પ્રાયોગિક કામની સ્થિતિ.
૧૫. ખેતરનાં કસ્તરનો નિકાલ.
૧૬. જમીનનું ખરાબ થઈ જવું અને ન્યુયોર્કમાં તેના નિયમનના વ્યવહારુ માર્ગો.
૧૭. ઉંદર અને તેમનો ઉપાય.
૧૮. મધમાખના ઉછેરનો વિકાસ.
૧૯. ખેતીના ઉત્પન્નના સફળ પ્રયોગનું વીસ વર્ષનું પરિણામ.
૨૦. ગ્રામ્ય કુટુંબોને અસર કરતા આધુનિક આર્થિક સંજોગો.
૨૧. જવ, ઓટ અને બીજાં ધાન્યોનું વિભાગવાર ચોક્કસ પ્રયોગોથી શ્રેષ્ટિકરણ.

૨૨. ફળઝાડના વાવવાનો પ્રશ્ન.

૨૩. હળ અને ખેતી, જમીન અને તેનું આયુષ્ય.

૨૪. સામુદાયિક ખરીદીનો પ્રશ્ન.

૨૫. પીતની યોગ્ય વ્યવસ્થા પર જાહેર તંદુરસ્તીનો આધાર.

૨૬. ન્યુયોર્કની છૂટક ફળદુકાનો વચ્ચેની હરીફાઈ.

૨૭. તબેલાઓને, દુગ્ધાલયોને ભેજ વિનાનાં અને હૂંફાળાં રાખવા માટે પૂરતાં હવા-પ્રકાશ.

૨૮. યુવાનના વ્યક્તિત્વને અસર કરતી વ્યવસ્થિત સભ્યની યોજના.

૨૯. ગ્રામતંત્રમાં તાજેતરના સુધારા.

૩૦. ન્યુયોર્કની ખેતીમાં કેવાં સાહસો યોગ્ય છે?

૩૧. સ્વાસ્થ્ય અને સુખ પ્રાપ્તિ માટે ખાઓ.
વગેરે વગેરે.

એક વસ્તુ જણાવી બસ કરું. ખેતી ઉપરના છોકરાઓના શિક્ષણનો પ્રશ્ન ઘણો મોટો છે. આ છોકરાઓ માટે આખા અમેરિકામાં 4-H Clubs સ્થાપવામાં આવી છે. આ સંસ્થાઓ તરફ સરકાર સારું ધ્યાન આપે છે. એ છોકરાઓ શહેરના આકર્ષણથી ખેંચાઈ શહેરો તરફ મોટપણે ન ભાગી આવે અને ખેતી ઉપર જ રહે એ આશયથી આ મંડળીઓ ખાસ કરીને ખેતી વિષયક પ્રવૃત્તિઓ હાથમાં લે છે, કોલેજો આ કલબો માટે બુલેટિન વગેરે છપાવે છે.

આ મંડળીનો નીચે પ્રમાણેનો મુદ્રાલેખ છે:—

My head to clearer thinking.
My heart to greater loyalty.
My hand to larger service, and
My health to better iiving for
My club, my community and my country.

Good, Better. Best
Never let it rest
TiIl good is better
And Better is best.

હેડ (મસ્તક), હાર્ટ (હૃદય), હેન્ડ (હાથ), અને હેલ્થ (આરોગ્ય) 'હ' થી શરૂ થતી આ ચાર બાબતોને પૂર્ણ રાખવાનો અને તેને પોતાનાં મંડળ, કામ અને દેશને ખાતર સમજવાના સિદ્ધાંતથી એ મંડળ ચાર 'હ' મંડળી કહેવાય છે.

ઘણું લાંબુ થયું છે માટે અહીં જ બંધ કરીશ. બરફ બધો ઓગળી જવા પામ્યો છે અને હવામાન ધીરે ધીરે ઊંચે ચઢવા લાગ્યું છે. ન્યુયોર્કમાં લગભગ પાંચ માસ બરફ પડે છે. ગ્રીન હાઉસમાં મેં ક્રોસીંગનું કામ શરૂ કરી દીધું છે. પાંચ જુદા જુદા ક્રોસ કરવાના છે. કોલેજના વર્ગો, પ્રયોગશાળા અને આ ગ્રીન હાઉસનું કામ, બધા પાછળ દરરોજના ચૌદ કલાક ગાળવા પડે છે. કામ ઘણું જ છે. યંત્રોની માફક આ વિદ્યાલયો અમારી પાસેથી કામ લે છે.

સૌને મારા પ્રણામ કહેજો.

# ખજાનચી બાબુ

લેખક : શ્રી. તારાશંકર મુખોપાધ્યાય......અનુવાદક : શ્રી. ઉર્મિલા મહેતા.

આનબોમ જિલ્લાના ફાયરવર્કના કારખાનામાં એક નિવાસગૃહ હતું. તેમાં ટાઈલ્સ પાથરેલ લાંબી બેરેક જેવો એક બંગલો હતો. તેની સામે હારબંધ થાંભલાવાળો નાનો એવો વરંડો હતો. એ વરંડામાં જ બધા કારીગરો ઓફિસે જવા માટે તૈયાર થતા હતા. અશ્વિની ચાહ ન પીતો એટલે વાટકીમાંથી ગરમ દૂધ ધીરે ધીરે પીતો હતો. બારણા બહાર બિહારી કામ કરતો હતો. યુવાન બદી રોજ કસરત કરતો. હમેશના પચીસ દંડ કરવાનો એને નિયમ હતો, આજે તો હજુ સુધીમાં એણે અગિયાર દંડ કર્યા હતા. બૂઢો શશી મિસ્ત્રી રાતનું વધેલું માંસ ખાતો હતો, ત્યાં તો કારખાનાનું ભૂંગળું વાગી ઊઠયું: ભૂં...ભૂં...ભૂં...

ભૂંગળું સાંભળતાં જ બધા કારીગરો દોડવા લાગ્યા. સૌ પોતાનું કામ જેમ હતું તેમ જ પડતું મૂકીને કારખાનામાં હાજર થઈ ગયા. આટલી ઉતાવળ કરવાનું કારણ ન । મેનેજર સાહેબનો મિજાજ હતો. તેણે નવેસરથી જ બધી વ્યવસ્થા કરી હતી. અને કાયદો કર્યો હતો કે સીટી વાગતાની સાથે જ સૌએ હાજર થઈ પાંચ મિનિટમાં જ ઑફિસમાં આવીને હાજરીનોંધમાં સહી કરી જવી. પાંચ મિનિટથી એક અર્ધી મિનિટ પણ વધુ થાય તો અર્ધા દિવસની ગેરહાજરી ગણાય. સીટી સાંભળીને બદીએ એની કસરત અધૂરી મૂકી અને સ્લેવરી...ગુલામી...ઉફ્...કહેતોક ખમીસ લઈને દોડી નીકળ્યો.

ઑફિસે આવીને એણે જોયું તો નિયમ મુજબની તકરાર શરૂ થઈ ગઈ હતી. સર્વેયર ખજાનચીને કહેતો હતો.

"હુ આર યુ ? તું કોણ ? વોટ રાઈટ ? તને સીટી દેવાનો હુકમ આપવાની સત્તા કોણે આપી છે ? હુ આર યુ ?"

બદીએ ઘડિયાળમાં જોયું તો સાડા છમાં હજુ પણ પાંચ મિનિટ બાકી હતી એટલે કે લગભગ દશ મિનિટ વહેલી સીટી મારવામાં આવી હતી એ જોતાં જ એનું મોં લાલચોળ થઈ ગયું ને તે મૂઠી વાળીને ખજાનચી સામે ધસ્યો. "તું કયાંનો સીટી મારવાવાળો ?"

"શી ધાંધલ છે આ બધી ?" નવા મેનેજરનો અવાજ આવ્યો.

તુરત જ બધા ચૂપ થઈ ગયા, વૃદ્ધ ખજાનચીનો અદ્ધર ગયેલો શ્વાસ હેઠે બેઠો ને જરા ઉત્સાહથી, સાહેબ પાસે જઈને તે કહેવા લાગ્યો. "સાહેબ કાલનું ઘણું કામ બાકી છે, ગાડીમાં સામાન ભરવાનું કામ હજુ પૂરું થયું નથી, દશ નંબરનું કીલેન......"

મેનેજરે તેને ત્યાં જ અટકાવીને કહ્યું. "એ હિસાબ મારે જાણવો નથી હું તો એ જાણવા માગું છું કે આટલી બધી ધાંધલ શાની છે ?"

ખજાનચી અવાક્ થઈ ગયો અને આંખો ફાડીને માત્ર જોઈ જ રહ્યો.

સર્વેયર એ બધાની વચ્ચે મુખ્ય માણસ જેવો હતો. તેણે આગળ આવીને કહ્યું, "સાહેબ, આપે કાલે હુકમ આપ્યો છે જે સવારે સાડા છ વાગે કામનો આરંભ થવો જોઈએ અને જે કોઈ પાંચ મિનિટ પણ મોડું કરશે તેનો અર્ધો દિવસ કપાઈ જશે. સાહેબ, આ ઠંડીના દિવસો છે અને એમાં

ખજાનચી બાબુએ દશ મિનિટ વહેલી સીટી મારવાનો હુકમ દીધો. અમારે નાસ્તો કરવો હોય કે નહિ? હજુ તો મોંમાં ચાહ સુદ્ધાં ગઈ નથી."

મેનેજરે ઘડિયાળ સામે જોયું તો સાડા છમાં હજુ પણ બે મિનિટ બાકી હતી. એટલે એમણે પોતાની ઘડિયાળમાં જોયું તો એ ઘડિયાળ પણ એમ જ કહેતી હતી, એમણે કહ્યું, "વેલ-હમણાં સૌ સૌના વિભાગમાં કામની શરૂઆત કરી દો. અર્ધો કલાક કામ કરો. ત્યાર પછી સૌ ખાઈ આવજો. સાતથી સાડા સાત સુધી તમને આજે છુટ્ટી મળશે. જાવ, સૌ કામે લાગો."

બે મિનિટમાં જ ઑફિસ સાફ થઈ ગઈ ને ખજાનચી બાબુ પોતાના આસન પર જઈને બેઠા.

"તમે દશ મિનિટ વહેલા સીટી મારવાનો હુકમ દીધો હતો?" મેનેજરે પૂછ્યું.

"સાહેબ," ખજાંનચીએ કહ્યું. "કાલનું કામ ઘણું બાકી છે, સામાન ભરવાનું પણ પુરું થયું નથી. દશ..."

મેનેજર ગુસ્સે થઈ બોલ્યા, "એ બધું હું જાણું છું. હું પૂછું છું તેનો જ ઉત્તર આપો." તમે સીટીનો હુકમ આપ્યો હતો?

આંખ ફાડીને મેનેજર સામું જોતાં જોતાં ખજાનચી બોલ્યા. "હા સાહેબ."

"કેમ? સીટી મારવાનો હુકમ દેવાની જવાબદારી તો તમારે માથે નથી!"

"કાલનું ઘણું કામ બાકી પડી રહ્યું છે, સામાન ભરવાનું હજી પૂરું નથી થયું, ને સાહેબ, દશ નંબરનું કીલેન........"

"શું, કારખાનાના માલિક તમે છો?" મેનેજરનો અવાજ ફાટ્યો.

"ના સાહેબ."

"આજે તમને માફ કરું છું, પરંતુ હવે આમ ન થાય તેનું ધ્યાન રાખજો." કહી મેનેજર ગુસ્સામાં જ ચાલ્યો ગયો. ને આવી ઠંડીના દિવસોમાં પણ ખજાનચી બાબુ પસીને રેબઝેબ થઈ ગયા. કપાળનો પસીનો લૂછીને બિચારાએ કામમાં મન પરોવ્યું. તિજોરીને પ્રણામ કરી ચોપડો ખોલીને બેઠા.

"ખજાનચી બાબુ, મને જલદી રૂપિયા આપી દો! તો" કહી સ્ટોર વિભાગના નોકરે વાઉચર ફેંક્યું. એમાં મેનેજરની સહી હતી, એકસો દશ રૂપિયા દેવાના હતા.

"આટલા બધા રૂપિયાનું શું કરવાનું છે?" ખજાનચીએ પૂછ્યું—

"ઘાસ ખરીદવાનું છે."

"તો ઊભો રહે બાપુ, જરા પૂછી આવું." વાઉચર હાથમાં લઈને ખજાનચી મેનેજરની કેબિનના બારણામાં આવીને ઊભા. બારણું ખોલીને અંદર જતાં એને ડર લાગતો હતો એટલે પાછા ફર્યા. પણ પછી હિંમત કરીને પાછા ગયા ને બહારથી જ બૂમ મારી.

"સાહેબ!"

"આવો."

"આ વાઉચરના રૂપિયા......"

મેનેજરે એના મોં સામે જોઈને પૂછ્યું. "કેમ?"

માથું ખંજવાળીને ખજાનચી બોલ્યા. "જી ના, તો પણ–"

"તો પણ? આજે શું કોઈ મોટું ભરણું છે?"

"જી ના! પણ દઉં કે નહિ એની ખાતરી માટે પૂછું છું."

આશ્ચર્યથી ખજાનચીના મોં સામે જોઈને મેનેજર બોલ્યા. "એટલે? વોટ ડુ યુ મીન? જ્યારે વાઉચરમાં સહી કરી છે ત્યારે મારો હુકમ છે એમ જ થયું ને?"

સલામ કરતા કરતા ખજાનચી બહાર ચાલી ગયા. બારણા તરફ જોઈને મેનેજર બોલ્યો. 'ઈડિયટ–'

ખજાનચીએ તિજોરી ખોલી રૂપિયા બરોબર ગણી નોકરને આપ્યા અને કહ્યું. "સહી કર."

નોકરે સહી કરી દીધી અને રૂપિયા લઈને તે ચાલવા માંડતો હતો ત્યાં ખજાનચીએ કહ્યું. "અરે ઊભો રહે, સાંભળ તો..."

"શું?"

"ઊભો રહે, ફરી એક વાર ગણી જોઉં, ભૂલ તો નથી થઈ ને?"

ફરી વાર ગણી જોઈને ખજાનચીએ ખર્ચ ખાતામાં લખ્યું. 'સ્ટોર ખાતે.' અને પછી મેનેજરની કેબિને ગયા.

'સાહેબ!' બહારથી જ એણે બૂમ મારી.

"આવો. હજુ વળી શું છે?"

"ઘાસના પૈસા દઈ દીધા, સાહેબ." કહીને ખજાનચી સલામ કરીને બહાર ચાલ્યા ગયા. મેનેજર તેની પાછળ જોઈ રહ્યો.

× × ×

બાર વાગ્યાનું ભૂંગળું વાગ્યું, બપોરની દોઢ કલાકની રજા પડી, નિવાસગૃહે આવીને ખજાનચીએ પોતાના નિયમ મુજબ જોડા ખાટલા નીચે ઓરડાની વચ્ચે કાઢ્યા અને પહેરણ કાઢીને લોટો અને નેપકીન લઈ ને વરંડામાં થાંભલા પાસે પાટલા પર બેસીને તેલ માલિસ કરવા લાગ્યા. તેની સામે જ બેસીને સ્ટોરકીપર તેલ માલિસ કરતો હતો. એણે પૂછ્યું, "કેમ બદીદાદા? નવો સાહેબ કેવો છે?" ખજાનચીનું નામ પણ બદીબાબુ હતું. "સારો માણસ, હોશિયાર માણસ," ખજાનચીએ જવાબ આપ્યો. "આજે લખતો હતો ત્યારે કલમ જાણે પાણીની જેમ સર સર ચાલતી હતી."

ડોલ અને લોટો લઈને ખજાનચી ઊભા થયા. લાંબા વરંડામાં પાણી રાખવા માટે દરેક ઓરડી સામે લોઢાના ઢાંકણવાળી એક એક કોઠી હતી. ખજાનચીએ દરેક કોઠીમાંથી બે લોટા પાણી લઈને પોતાની ડોલ ભરી લીધી અને સામેના એક પથ્થર પર સ્નાન કરવા બેઠા.

પેલી બાજુ મેનેજર સાહેબ ઓરડીઓની તપાસ કરવાને આવ્યા હતા. બધી જ ઓરડીઓમાં મરામત અને ચૂનાકામ કરવાનું હતું.

'જય મા કાલી ઘાટની!' બોલતા બોલતા ખજાનચી સ્નાન કરીને ઓરડીમાં આવ્યા. તેમણે એકલો ટુવાલ જ પહેર્યો હતો. મેનેજરને જોતાં ગભરાઈ ગયા. મેનેજરે પૂછ્યું,

"તમે આ ઓરડીમાં રહો છો?"

"હા સાહેબ, અને ગોવિંદ પણ રહે છે."

"એ તો ઠીક. પરંતુ બેઠક આ બાજુ કયા વિચારથી ગોઠવી છે? એક ઉત્તર-દક્ષિણ અને એક પૂર્વ-પશ્ચિમ? એ......એય ખલાસી! આ બેઠકને આ બાજુ ફેરવી નાખ! અને આ શું? ઘર વચ્ચોવચ્ચ જોડા?" કહીને તેમણે પોતાના પગથી જ જોડાને એક બાજુ કરી દીધા. નવી વ્યવસ્થા કરીને સૌની સાથે મેનેજર બહાર ચાલ્યા ગયા.

ખજાનચીની બેઠક ફેરવી લીધેલી હતી એટલે તે થોડીક ક્ષણ અવાક્ થઈને ઊભા રહ્યા. પછી તુરત ટુવાલ પહેરેલી જ સ્થિતિમાં મેનેજર પાસે ગયા. મેનેજર એ વખતે શશી મિસ્ત્રીની ઓરડીમાં તમાકુના ડાઘા, દીવાલ પર લૂછેલા તેલવાળા હાથ અને માંસના ડાઘા જોતા હતા.

"સાહેબ!"

મેનેજરે પાછું વાળીને જોયું તો ખજાનચી. "શું કામ છે? હજુ પણ કપડાં બદલ્યાં નથી? જાવ જાવ, કપડાં બદલી આવો."

"સાહેબ, આજે ચૌદ વર્ષથી મારી બેઠક એ રીતે જ છે."

મેનેજર આશ્ચર્યથી બોલ્યા. "શું કહ્યું તમે?"

"મારી બેઠક..."

સહેજ ગુસ્સે થઈને મેનેજર બોલ્યા. "ના, ના, તમારા માટે થઈને બીજાને અગવડમાં ન મૂકી શકાય."

ખજાનચી પાછા ફર્યા અને હતબુદ્ધિ થઈને ઓરડી વચ્ચે ઊભા રહ્યા, ઓરડીનો જોડીદાર ગોવિંદ સ્નાન કરીને વાળ ઓળતો હતો. તેણે કહ્યું, "હવે કપડાં તો બદલો!" ખજાનચીએ એનો જવાબ ન આપ્યો, કહ્યું, "ગોવિંદભાઈ, જરા આ ખાટલો પકડ તો,"

ગોવિંદ અતિ ભલો માણસ હતો તેણે કહ્યું, "મેનેજર બાબુ જે..." એ જ ક્ષણે ખજાનચીએ ખાટલાનો એક ભાગ ઊંચકીને કહ્યું "ઓ...રે બાબા...આ કારખાનામાં આવ્યો છું ત્યારથી જ આ જ ઓરડી, આ જ ખાટલો, અને એ જ પૂર્વ તરફ મારું ઓશિકું રહ્યું છે, એ હવે બદલીશ નહીં." ગોવિંદે વધુ વિવાદ ન કર્યો અને ખાટલો ઊંચકાવ્યો. ખાટલાને હતો ત્યાં ફેરવીને ખજાનચીએ સૌથી પહેલાં જોડાને ખાટલા નીચે ઘર વચ્ચે લાવીને મૂકી દીધા.

સાંજે ખજાનચી ઓરડીએ પાછા ફર્યા ત્યારે ચમકી ગયા અને પછી ખૂબ ગુસ્સે થઈને બોલ્યા. "આ લોકો મારું અંજળ ખુટાડવા માગે છે. વારુ, મારો હુક્કો કોણે ઉતારી નાંખ્યો ?"

"મેનેજર બાબુએ." ગોવિંદે કહ્યું. "તેઓ ફરી સાંજે આવ્યા હતા અને હુક્કો ત્યાં રાખવાનો નથી એમ ખાસ ખાસ કહી ગયા વધુમાં એમણે કહ્યું કે 'બેઠક ફેરવી તો ભલે ફેરવી પરંતુ બારીમાં હોકો અને ઘર વચ્ચે જોડા રાખી નહી શકાય–'"

જોડાને ઘર વચ્ચે જ રાખીને ખજાનચીએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો અને ખાટલા પર બેસી પડ્યા. ફરી વાર ઊઠીને તેમણે જોડાને બાજુએ મૂકી દીધા–

બીજે દિવસે સવારે ખજાનચી ઘડિયાળ પાસે ખુરશી લઈને કાંઈક કરતા હતા. જોડાના અવાજથી પાછું ફરીને જોયું તો મેનેજર સાહેબ કાંડાઘડિયાળમાં જોતા જોતા જતા હતા.

તે દિવસે હિસાબનીશ અશ્વીની મેનેજરને ચોપડા બતાવતો હતો. ખાતું જોઈને મેનેજર બોલ્યા. "આ શું ? આ શું લખ્યું છે ? અને લાઈન અહીંથી કેમ શરૂ થાય છે ? છેલ્લી લીટીઓ બે ઈંચ ઉપર કેમ ચડી ગઈ છે ?"

અશ્વીનીએ કહ્યું "ખજાનચી બાબુ આંખે સારું દેખી શકતા નથી અને ચશ્માં પણ ખરીદતા નથી. કહે છે કે ચશ્માંથી આંખો ખરાબ થાય."

મેનેજરે બૂમ મારી, "ખજાનચી બાબુ !" ખજાનચી આવીને સલામ કરી ઊભા રહ્યા.

"તમને કેટલાં વર્ષ થયાં છે ?" મેનેજરે પૂછ્યું,

"સાઠ, સાહેબ. આ કંપનીમાં ચાલીસ વર્ષથી તો નોકરી કરું છું. ચૌદ વર્ષનો છોકરો હતો ત્યારથી આ કારખાનામાં છું. એ વખતે તો અહીં જંગલ હતું, માણસ આવતાં પણ બીનાં."

"બસ કરો," કંટાળીને મેનેજર બોલી ઊઠ્યા. "અહીં એની વાત નથી. હું તો પૂછું છું કે કેટલાં વર્ષ થયાં ! આંખે દેખાતું નથી તો ચશ્માં કેમ લેતા નથી ? આ રીતે કામ ચાલી શકશે નહિ મહાશય."

"હવે લઈશ સાહેબ ! તુરતમાં જ ખરીદી લઈશ." કહીને સલામ કરીને ખજાનચી ચાલ્યા ગયા. પરંતુ થોડી ક્ષણ પછી પાછા આવીને એણે પૂછ્યું." સાહેબ, એક દિવસની જો રજા આપો તો આસાનસોલ આજે મોટર જાય છે—' વાત પૂરી થતાં પહેલાં મેનેજરે કહ્યું 'જજો.'

સાંજે ચશ્માં આંખે લગાવીને ખજાનચી ઓરડીએ ઓરડીએ ફર્યા. સૌને બતાવીને કહેવા લાગ્યા. "દેખાય છે તો ચોકખું, જુઓ તો બરાબર ગણાય છે ? એક, બે, ત્રણ, ચાર" એમ ઓસરીની બારીઓ ગણવાની શરૂઆત ખજાનચીએ કરી દીધી.

કેટલાક દિવસ પછી મેનેજરે ખજાનચીને બોલાવી કહ્યું. "હું બહુ દિલગીર છું ખજાનચી બાબુ, પરંતુ તમારી નોકરીનો જવાબ આવી ગયો છે, એટલે કે કંપનીએ તમને રિટાયર કરવાની સુચના કરતો પત્ર મોકલ્યો છે. હવેથી અંગ્રેજીમાં હિસાબ રાખવાનો છે તમને પણ ઘણાં વરસ થયા એટલે હવે નવા માણસને જગા દેવી જોઈએ. અને નવો માણસ પણ અમારી પાસે આવી ગયો છે." એમ કહીને કંપનીનો પત્ર અને રાજીનામાનો કાગળ તેમના હાથમાં આપીને કહ્યું, "આ કાગળ પર સહી કરી આપો, અને કંપની તમને ત્રણ મહિનાનો પગાર બોનસ તરીકે આપે છે."

ખજાનચી હેં કરતો આંખો ફાડી જોઈ રહ્યો. મેનેજરે તેના હાથમાં કલમ આપીને કહ્યું, "આ જગાએ સહી કરો, તારીખ અને દિવસ પણ લખો,"

ચાર્જ સોંપાઈ ગયો, ત્રણ હજાર અને બાવીસ રૂપિયા, એક અર્ધો રૂપિયો, એક બે આની અને એક કાગળમાં વીંટેલી એક પાઈ, બધું સોંપી દીધું. ચાર્જ સંભાળીને મેનેજરે કહ્યું." દુઃખ કરશો નહિ ખજાનચી બાબુ, હવે તો તમને વર્ષ ઘણાં થયાં છે, અને તમારું જે રીતનું ઑફિસ પ્રત્યે અનુરાગી મન છે તેવી જ નિષ્ઠાથી જો તમે ભગવાનને સંભારશો તો જીવન સફળ થશે.

ખજાનચીએ કહ્યું, "જી" પણ સહકાર્યકરોએ એમ સહેજમાં વિદાય ન આપી. તેમણે એમને માટે સભા ભરી, વિદાયભોજન આપ્યું, ફૂલહાર પહેરાવ્યા, અનેકની આંખોમાં પાણી પણ દેખાયાં.

બીજે દિવસે સવારે કેટલાક ખલાસી ખજાનચી બાબુનો સામાન માથે રાખી સ્ટેશન મૂકવા જતા હતા. પાછળ ખજાનચી બાબુ ચાલતા હતા, તેમની આંખો પર એ જ નવાં ચશ્માં હતાં. એકાએક ખજાનચી બોલી ઊઠ્યા, "કેમ રે ? કારખાનાની આજે હજુ સુધી સીટી નથી વાગી ?" ખલાસીએ કહ્યું. "હજુ સમય નથી થયો બાબુ, આ ગાડી જાય ત્યારે સાડા ૭ થાય ને ?" ખજાનચીને યાદ આવ્યું.

"હા...હજુ સાડા ૭ તો વાગ્યા નથી, સાડા ૭ની ગાડીમાં તો એને જવાનું છે. ખજાનચીએ એક વાર પાછળ ફરીને જોયું તો કારખાનાની ચીમનીમાંથી ધખધખ કરતા ધુમાડા બહાર નીકળતા હતા. તેણે આંખ ફેરવી લીધી. એક દીર્ઘ નિશ્વાસ મૂકી મ્લાન હાસ્ય હસી મનમાં મનમાં જ બોલી ઊઠ્યા "ભગવાન !" સાથો સાથ એની દૃષ્ટિ આકાશ તરફ ચોટી ગઈ. પરંતુ ક્યાં છે આકાશ ? ચશ્માંઆવરિત ચોકખી દૃષ્ટિએ પણ જ્યાં જુએ ત્યાં ધુમાડા, ને ધુમાડા જ દેખાય છે. કારખાનાની ચીમનીમાંથી નીકળતા ધુમાડાની આડે આકાશ ક્યાંયે અદૃશ્ય થઈ ગયું હતું. *

* બંગાળીમાંથી અનુવાદ

●

## પટ તમિસ્ર

[ પૃથ્વી ]

ગયો દિવસ આથમી : શુચિ સુવર્ણ ત્યાં સન્ધિકા
રહી છ ગગનાંગણે કનક થાળ હાથે ગ્રહી
મળ્યા રવિ શશી અને ઉભય હર્ષથી દોડિયા
શરીર મનને પરસ્પર મિલાવીને ગૂંથવી.

પરન્તુ રજની અસૂય પળ આ ન સાંખી શકી
ધર્યો ઉભય મધ્યમાં પટ તમિસ્રનો જે થકી :
અને નયન તેજને પલકમાં દઈ આવરી
પડી કુપિત તેમના પથ શું વૈરિણી એ બની.

જશે ઊપડી આ તમિસ્ર પટ ? સ્થાયી વા ત્યાં થશે ?
ન કોઈ સમજી શકે ગહન વિશ્વકર્તાતણું.

—શ્રી ભગીરથ મહેતા.—

# આપણાં ફળો

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

વિદ્વાનો કહે છે કે સૃષ્ટિની શરૂઆતમાં લોકો વનમાં રહેતા હતા અને ફળોનો આહાર કરી જીવનનિર્વાહ ચલાવતા હતા. વખત ગયો તેમ પશુપાલન, કુટુંબ, મિલ્કત, ઘર વગેરે અસ્તિત્વમાં આવ્યું. મંડળીઓ જામી, નબળા ઉપર સબળો રાજ–અમલ ચલાવવા લાગ્યો. ફળ વિનાના દેશોમાં ફળ ન મળે એટલે લોકોએ અનાજ ઉગાડવું શરૂ કર્યું, અર્થાત્ ખેતીની શોધ થઈ. ફળોને છોડી લોકો અનાજ ખાવા લાગ્યા. પરિણામે મનુષ્યજાતિ તેનો પ્રાથમિક આહાર–ફલાહાર–ભૂલી અન્નાહાર કરતી થઈ. ફલાહારના સમર્થનકર્તાઓ કહે છે કે જ્યારથી મનુષ્યજાતિએ ફલાહારને રામરામ કરી અન્નાહારનો આશ્રય લીધો છે ત્યારથી તેના ઉપર રોગોનો આશીર્વાદ ઊતર્યો છે! આટલું જ બસ નથી, એ ફલાહારના પૂજારીઓ ફળ જ મનુષ્યનો સ્વાભાવિક આહાર છે એ પુરવાર કરવા માટે મનુષ્યના દાંત, તેનાં આંતરડાં વગેરેની લાંબી મીમાંસામાં પણ ઊતરે છે. રાંધવાની ક્રિયાના ગણેશ સાથે જ મનુષ્યજાતિના અધઃપતનનો આરંભ થયો છે એમ ફલાહારના સમર્થકો માને છે. રાંધવાથી ખોરાકનો ખાદ્યપ્રાણ નાશ પામે છે, તેને પચાવવા માટે હોજરી વગેરેને લાંબી અટપટી ક્રિયામાં ઊતરવું પડે છે એમ તેઓ કહે છે. માંસાહાર વિરુદ્ધ શાકાહારીઓ જેવી દલીલો કરે છે તેવી જ ફલાહારીઓ અન્નાહાર વિરુદ્ધ કરે છે. કુદરતી આહાર ત્યજી અકુદરતી આહાર અંગીકાર કરવવાની શિક્ષા તે હાલનો વ્યાધિપરિગ્રસ્ત સમાજ?

આધુનિક મતપ્રચારકોનું આ એક દૂષણ છે કે જે વસ્તુનું સમર્થન તેઓને કરવું હોય છે તેને તેઓ સાતમે આસમાને ચઢાવે છે અને બીજીને તેટલી જ નીચે ઉતારી પાડે છે. ફલાહાર અને અન્નાહાર સંબંધી પણ કંઈ આવું જ થયું છે. ફલાહાર સુંદર છે તેની કોઈ ના નથી પાડતું, પણ અન્નાહાર નકામો છે–અકુદરતી છે એ પુરવાર કરવામાં ઘણી ખેંચતાણ થાય છે એમ હું માનું છું.

ઝાડને ફળનો પ્રત્યક્ષ ઉપયોગ નથી. ઝાડને તો પોતાનો પ્રજનતંતુ અવિચ્છિન્ન રાખવા માટે બીજની જ જરૂર છે. ફળોના વિવિધ જાતના મોહક રંગો અને તેમાં રહેલી આલ્હાદજનક ખુશબોને લઈને ફળો પક્ષીઓને આકર્ષવાનું કાર્ય કરે છે. પક્ષીઓ ફલ ખાઈને બીજ અનેક રીતે, દૂર દૂર વિકીરણ (Dispersal) કરવામાં મદદ કરે છે. શું પક્ષી કે શું પશુ–સર્વ ફળ ખાઈને બીજ ફેંકી દે છે. કુદરતે આટલા જ કારણથી ફળને રૂપ–રંગ-સુવાસ આપ્યાં છે. પોષકશક્તિને લીધે નહિ પણ આ બાહ્ય સૌંદર્ય, ખુશબો, માધુર્ય ઈત્યાદિ ગુણોને લઈને ફળોને પ્રાધાન્ય પ્રાપ્ત થયું છે.

અને ખરેખર, ફળોની મિષ્ટતા અજબ છે. એની ખુશબો આપણા જ્ઞાનતંતુઓને અજબ શાંતિ અર્પે છે. ફળનો મિષ્ટ રસ પીતાં પીતાં શરીરની તમામ ધાતુઓને અવર્ણનીય શાંતિ મળે છે. તેની સુવાસ આપણા જ્ઞાનતંતુઓને ઉત્તેજે છે, તેનો મિષ્ટ રસ આપણા મ્હોંમાં લાલાસ્રાવ વહાવે છે–પરિણામે પાચક-રસોનો સ્રાવ વધે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને સકલ શારીરયંત્ર નૂતન તાઝગી અનુભવે છે. જેટલી સહેલાઇથી ફળો શરીરમાં પચી જાય છે તેટલી સહેલાઇથી બીજો એક પણ ખાદ્યપદાર્થ પચતો નથી. કુદરતી ક્ષારો, કુદરતી પાણી, કુદરતી ગળપણ! ફળના સ્મરણ માત્રથી આપણા મ્હોંમાં પાણી છૂટે છે. નત્રિલ (પ્રોટિન) અને કર્બોદિત (કાર્બોહાઇડ્રેટ) ખાદ્યને પચાવવાની એમાં અજબ શક્તિ છે. કબજિયાતવાળા દરદીઓને તો ફળો ઉત્તમ ખાદ્ય પદાર્થો છે. ઘણા

રોગોમાં ફળનો રસ અમૃત જેવું કાર્ય કરે છે કારણ કે ભગવાન સૂર્યનું ભર્ગ તેમાં ભરેલું છે. ભગવાન સવિતાના વરેણ્ય ભર્ગે રાંધીને તૈયાર કરેલ આ ફલરૂપી ખોરાક ઈશ્વરનો જ પ્રસાદ છે ને! હંમેશના આહાર કરતાં તેના ઉપર ઈશ્વરની વિભૂતિનો હાથ ફરેલો હોવાથી તેનું મહત્ત્વ ઓર જ છે.

ફળમાં શરીરોપયોગી પૌષ્ટિક તત્ત્વો નથી.* ફળોનું મહત્ત્વ એમાં રહેલા ખનીજ ક્ષારોને લઈને છે એ યાદ રાખવું જોઈએ. ફળમાં પાણીનું પ્રમાણ વિશેષ છે. ઘણાં ખરાં તાજાં ફળોમાં સેંકડે ૮૦ થી ૯૦ ટકા પાણી હોય છે. આ પાણીને લીધે ફળો સાધારણ રીતે સારક અને મૂત્રલ છે. ફળોમાં ખનીજ ક્ષારો વિશેષ છે એટલે તેના સેવનથી લોહી સાફ રહે છે. લોહીની અમ્લતાને ફળનો મધુર રસ ઓછી કરે છે. માંસ અને અનાજના આહારથી લોહીમાં તેમ જ અન્ય ધાતુઓમાં અમ્લતાનું પ્રમાણ અધિક ઉત્પન્ન થાય છે. આ અમ્લતાના પ્રતિકાર માટે અમ્લપ્રતિયોગી (alkaline) ફળો આવશ્યક છે.

ફળોનું મહત્ત્વ 'વિટામિન'ની શોધ પછીથી જ વધ્યું છે. આ વિટામિન્સના યુગમાં જેમાં વિટામિન જણાય તેને મહત્ત્વ પ્રાપ્ત થાય છે. ફળોમાં વિટામિન્સ પ્રચૂર પ્રમાણમાં છે એટલે માંસ ખાનાર પ્રજાઓએ તેનાં ગુણગાન ગાવામાં મણા ન રાખી. અનાજ રાંધવામાં આ વિટામિન્સ (ખાદ્ય-પ્રાણ, પ્રજીવનકો) નાશ પામે છે માટે દરેક મનુષ્યે ફળ ખાવાં જોઈએ એવું એમણે આપણને કહેવા માંડયું. ખરી રીતે તો માંસભક્ષક પ્રજાને જ ફળોની જરૂર છે, કારણ કે માંસાહારમાં વિટામિન્સ અત્યલ્પ-નહિ જેવાં છે અને માંસનો 'વિપાક અમ્લ (acid) છે એટલે ફળની જરૂર પણ તેમને જ છે. ફળનો રસ એ માંસનું મારણ છે એમ ડૉ. ચંદ્ર કહે છે તે સાવ સાચું છે. પરંતુ પશ્ચિમમાંથી જે આવે છે તે બધું સ્વીકારી લેવાની આપણને કુટેવ પડી ગઈ છે. એટલે ફળો સંબંધી સાહિત્ય અહીં આવ્યું કે આપણે પણ ફળો ઉત્તમ ખાદ્ય પદાર્થ છે એમ માનવા લાગ્યા. ખરી રીતે જે શોખની વસ્તુ છે તે નિતાન્ત આવશ્યક વસ્તુ મનાવા લાગી છે. ફળો ખાઈ શકે એવી જેની સ્થિતિ હોય તે ફળો ખાય એમાં ખોટું કશું જ નથી. પરંતુ જેની આર્થિક સ્થિતિ ફળો ખાતાં જેને અટકાવે છે તેવાઓએ આટલા કારણથી પોતાના ભાગ્યને નિંદવાની કશી જ જરૂર નથી. ફળો ખાનાર વધુ જીવે છે. જ્યારે ફળો ન ખાનાર અલ્પાયુષી થાય છે એવું માનવાની કશી જ જરૂર નથી. ખરી વાત તો એ છે કે **ફળો જીવન માટે જરૂરિયાતની નહિ પણ શોખની વસ્તુ છે.**

કેટલાંક ફળોનું શાક કરાય છે. (ભીંડા, રીંગણાં, ઘીલોડાં, કારેલાં, દૂધી, ભારાકોળું, કંટોલાં, પરવર ઇત્યાદિ) આવાં ફળોની ચર્ચા આ પ્રકરણમાં લખવામાં આવશે. અહીં તો આપણે જે ફળોને ફ્રૂટ તરીકે ઉપયોગમાં લઈએ છીએ તેવાં જ ફળો વિષે લખવામાં આવશે.

સામાન્ય રીતે કાચાં કરતાં પાકાં ફલ ઉત્તમ ગણાય છે. ભાવમિશ્ર કહે છે 'फलेषु परिपक्वं यत् गुणवत्तदुदाहृतम् । बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणाधिकम् । फलेषु सरसं यत् स्यात् गुणवत्तदुदाहृतम् । द्राक्षा बिल्व शिवादीनां फलं शुष्कं गुणाधिकम् । फलतुल्यंगुणं सर्व्वं मज्जानपि निर्दिशेत् ॥

*"फलानामाहारकाले शाकेभ्योऽल्पोपयोगित्वात् शाकवर्गादनन्तरं फलवर्ग उच्यते। खरनादेऽप्युक्तम् भक्तावसाने फलं भुज्यते इति ॥"

[વાગ્ભટકૃત અષ્ટાઙ્ગ હૃદયના ટીકાકાર અરુણદત્ત સૂત્રસ્થાન અધ્યાય-૬ શ્લો. ૧૧૨] આહારમાં શાકો કરતાં ફલોનું ઉપયોગીપણું અલ્પ છે માટે શાકવર્ગ પછી ફલવર્ગ જુદા કહેવામાં આવે છે. ખરનાદે પણ તેમના ગ્રંથમાં કહ્યું છે કે, ખાધા પછીથી ફલ ખવાય છે. (ખોરાકનું સ્થાન ફળ લઈ શકતાં નથી. એ કહેવાનો ભાવાર્થ છે.)

ખાધા પછી ફલ ખાવાની માન્યતા પ્રાચીન કાલથી ચાલતી આવે છે એ આ ઉપરથી સમજી શકાશે.

ચરક ટીકાકાર ચક્રપાણિદત્ત કહે છે:— 'फलानामपि केषांचिच्छाकवत् उपयोगात् फलवर्गमाह' શાકની માફક કેટલાંક ફલો પણ ઉપયોગી છે.

**અર્થ**—ફળોમાં જે ફળ પાકાં હોય તે ગુણમાં અધિક ગુણવાળાં મનાય છે. ફળ, બીલીનાં ફળ કાચાં સારાં મનાય છે. ફળોમાં જે ફળો રસયુક્ત–રસાળ–હોય તે શ્રેષ્ઠ મનાય છે. દ્રાક્ષ, બીલાં, હરડે, વગેરેનાં સૂકાં ફળ સારાં મનાય છે. જે ફળના ગુણો છે તે જ તેની મીંજના ગુણો સમજવા. (ભાવપ્રકાશ)

આપણે હવે કેટલાંક સામાન્ય ફળોના ગુણદોષ તપાસીએ.

## કેળું

ફરબીડન ફ્રુટ––નિષિદ્ધ ફળની વાત બાઈબલમાં આવે છે. એ ફળ કેળું જ હતું એમ ઘણા માને છે. ઈવે, પહેલ વહેલો, આદમને કેળના ઝાડ નીચે જ જોયો હતો એમ મિલ્ટનના પૅરેડાઈઝ લોસ્ટમાં જણાવેલું છે. કેટલાક કવિઓએ તેને "આદમ્સ એપલ" કહેલું છે. કેળનું લેટિન નામ "મુસા પૅરેડીસીકા" એને સ્વર્ગીય બતાવે છે. મધ્ય યુગના પ્રવાસીઓએ કેળાંને "સ્વર્ગનું અંજીર" ( Fig of Paradise ) એમ કહી વર્ણવેલું છે.

પૌષ્ટિક તત્ત્વોને હિસાબે કેળાંની સરખામણીમાં ઊભું રહી શકે એવું બીજું એકે ય ફળ હિંદુસ્તાનમાં થતું નથી એમ કહું તો તે અતિશયોક્તિ નહિ લેખાય. પોષક દષ્ટિએ કેળાં સર્વોત્તમ છે. અત્યંત લોકપ્રિય ફળો સાથે કેળાંને સરખાવતાં કેળું કોઈથી ઊતરે એમ નથી. અમેરિકન કૃષિ ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તિકામાં બીજાં ફળો સાથે કેળાંની તુલના કરવામાં આવેલી છે, જે નીચેના કોષ્ટક ઉપરથી જોવાશેઃ–

| | પાણી | નત્રિલ | ચરબી | કર્બોદિત | રાખ | ગરમી દર પૌંડે કૅલોરીમાં |
|---|---|---|---|---|---|---|
| કેળાં | ૭૫.૩ | ૧.૩ | ૦.૬ | ૨૨.૦ | ૦.૮ | ૪૬૦ |
| દ્રાક્ષ | ૭૭.૪ | ૧.૩ | ૧.૬ | ૧૯.૨ | ૦.૫ | ૪૫૦ |
| ચેરી | ૮૦.૯ | ૧.૦ | ૦.૮ | ૧૬.૭ | ૦.૬ | ૩૬૫ |
| સફરજન | ૮૪.૬ | ૦.૪ | ૦.૫ | ૧૪.૨ | ૦.૩ | ૨૯૦ |
| મોસંબી | ૮૬.૯ | ૦.૮ | ૦.૨ | ૧૧.૬ | ૦.૫ | ૨૪૦ |
| પીચ | ૮૯.૪ | ૦.૭ | ૦.૧ | ૯.૪ | ૦.૪ | ૧૯૦ |
| તડબૂચ | ૮૯.૫ | ૦.૬ | ... | ૯.૩ | ૦.૬ | ૧૮૫ |
| સ્ટ્રોબેરી | ૯૦.૫ | ૧.૦ | ૦.૬ | ૭.૪ | ૦.૬ | ૧૮૦ |

રાખ (ash) માં ઘણાં ઉપયોગી ખનીજ તત્ત્વો છે. શર્મન્ નામનો વિશ્વવિખ્યાત આહારશાસ્ત્રી કહે છે કે કેળાંમાં અતીવ ઉપયોગી ખનીજ પદાર્થો–" indispensible mineral salts "–છે.

કેળાંમાં કૅલ્શ્યમ્ અને મૅગ્નેશ્યમ્નું પ્રમાણ ફોસ્ફરસ કરતાં વધારે છે. આથી કેળાં ખાધા પછી તેનો વિપાક હંમેશાં મધુર–અમ્લ પ્રતિયોગી ( alkaline ) રહે છે. આથી હોજરીમાં ખટાશ વધી પડવાથી થતાં દરદોમાં કેળાં ઉપયોગી થઈ પડે છે અર્થાત્ ખટાશ હઠાવવામાં કેળાં ઉપયોગી છે.

આ સિવાય કેળાંમાં કલોરીન, તામ્ર, લોહ, મેંગેનીઝ, પોટાસ્યમ્, સોડિયમ્, ગંધક, સિલકા વગેરે ખનીજ પદાર્થો છે. પ્રયોગોથી પુરવાર થયું છે કે કેળાં પર રહેતાં બાળકોના લોહીમાં હિમોગ્લોબીન સારા પ્રમાણમાં હોય છે.. લોહ, તાંબુ. મેંગેનીઝ આ ત્રણ ઉપયોગી તત્ત્વોને લીધે કેળાં લોહિયાળ છે એમ કહેવામાં વાંધો નથી જ. લોહ અને તામ્ર બન્ને ભેગાં હોવાથી શરીર લોહનો સંપૂર્ણ ઉપયોગ કરી શકે છે.

કેળાંમાં ૨૨ ટકા કર્બોદિત (કાર્બોહાઈડ્રેટ) છે. આ કર્બોદિત સાકર રૂપમાં છે. આ બધી સાકર એવા રૂપમાં આવેલી છે કે નાનાં બાળકો પણ એને સહેલાઈથી પચાવી શકે છે. છાલને કાઢી નાખતાં કેળાંમાં કઈ કઈ જાતની કેટકેટલા પ્રમાણમાં સાકર છે તે નીચે બતાવવામાં આવ્યું છે:—

| | |
|---|---|
| દ્રાક્ષશર્કરા (ગ્લુકોઝ) | ૫.૮૨ |
| ફલશર્કરા (ફ્રુક્ટોઝ) | ૩.૭૮ |
| ઇક્ષુશર્કરા (સુક્રોઝ) | ૬.૫૮ |
| સ્ટાર્ચ | ૩.૨ |
| કુલ | ૧૯.૨ % |

આથી કેળાં એ બાળકોનો ખોરાક છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી કારણ કે નાનાં બાળકોને જે ઉષ્માશક્તિ જોઈએ છે તે કેળાંની ખાંડમાંથી ઘણી સારી રીતે પૂરી પડે છે.

નાનાં બાળકોના ગંદા હાથોમાં કેળું નિર્ભય રીતે મૂકી શકાય કારણ કે કેળાનું છોડું એ જીવાણુરક્ષક કવચ ( germ proof ) જેવું છે. કેળાની છાલમાં જંતુઓ પ્રવેશ કરી શકે છે કે નહિ એ માટે અનેક પ્રયોગો કરવામાં આવેલા છે. કાચાં કેળાંથી માંડીને પરિપકવ કેળાં સુધીથી તમામ અવસ્થાઓમાં અનેક પ્રયોગો કરી સિદ્ધ કરવામાં આવ્યું છે કે કેળાંનો ગર્ભ એ જંતુવિહીન છે. જંતુઓની તેની ઉપર અસર થતી નથી. છાલમાં થઈને જંતુઓ તેની અંદર પ્રવેશી શકતાં નથી. એક આકરો પ્રયોગ એવો કરવામાં આવ્યો હતો કે કેળાંને જંતુઓવાળા પ્રવાહીમાં (Culhose) ડુબાડી રાખવામાં આવ્યાં હતાં છતાં પણ છાલમાંથી એક પણ જંતુ અંદર પ્રવેશ પામી શક્યું ન હતું. કેળાંની છાલનો આ ગુણ ખાસ નોંધવા લાયક છે. કેળાને સાવચેતી પૂર્વક રાખવામાં આવે તો જ્યાં સુધી છાલ સહીસલામત રહે ત્યાં સુધી અંદર જંતુઓ પ્રવેશ થવાનો સંભવ ઘણો ઓછો છે. કેળાંની છાલની આ વિશિષ્ટતા છે. *

કેળાંમાં " એ " વિટામિન ઘણા જ સારા પ્રમાણમાં (Exceelent) છે, ' બી ' વિટામિન સાધારણ (good) છે. B૧ અને B૨ બન્ને એમાં છે. 'સી' વિટામિન પણ ખૂબ સારા પ્રમાણમાં છે "ડી" તદ્દન નજીવા પ્રમાણમાં છે. " ઈ" અને " જી " વિટામિનો પણ અંદર છે.

જે ફળમાં 'એ' અને 'સી' વિટામિનો અત્યંત સારા પ્રમાણમાં હોય તે ફળો સ્વાસ્થ્ય માટે ઘણાં સારાં ગણાય. 'એ' વિટામિનથી શરીર રોગનો સામનો કરવા શક્તિશાળી બને છે. શરીરની શ્લેષ્મ-કલાના સંરક્ષણ માટે 'એ' નિતાન્ત આવશ્યક મનાય છે. આંખનું તેજ, બુદ્ધિની તીક્ષ્ણતા, ચપલતા વગેરે ' એ ' વિટામિન ઉપર અવલંબે છે.

'સી' લોહી સાફ રાખવા માટે આવશ્યક છે, 'સી' ના અભાવથી દાંત બગડે છે અને પેઢુમાંથી લોહી વગેરે આવે છે.

" ગ્યોરગી નામના વૈજ્ઞાનિકે એવું શોધી કાઢયું છે કે ખોરાકમાં જાણીતા વિટામિન ઉપરાંત એક વિટામિન તત્ત્વ એવું રહેલું છે કે તેના અભાવે ખર-જવાં જેવું ચામડીનું દર્દ થાય છે. આ દર્દ મટાડવા ખોરાકમાંથી એક એવું તત્ત્વ તેણે શોધી કાઢયું છે જેને Vitamin H factor નામ આપવામાં આવ્યું છે. આ 'એચ' વિટામિન તાજાં કેળાંમાં છે. ૪ થી ૫ ગ્રામ (૧૦ થી ૧૨ વાલ ) તાજાં કેળાં આ હિસાબે દર્દ મટાડવા માટે પૂરતાં છે.[૧]

દૂધ અને કેળાં સંપૂર્ણ ખાદ્ય છે. દૂધમાં કેળાં ચોળી નાખી, અંદર સાકર–એલચી નાખીને ખાવાં એ મઝાનું ખાદ્ય છે. જેને દૂધ એકલું ન ભાવતું હોય તેને આ રીતે કેળાં ચોળીને આપવાથી ઠીક માફક આવે છે. દૂધમાં ચરબી છે જે કેળાંના વિટામિનનું દ્રાવણ કરવા સમર્થ છે, એટલે દૂધકેળાંનું મિશ્રણ સ્વાસ્થ્ય માટે સારું છે. બાળકો માટે જ પ્રભુએ કેળાં નિર્માણ કર્યાં હોય એમ જણાય છે. તેની ખુશબો, મીઠાશ, મૃદુતા વગેરે બાળકોને આકર્ષે છે. કેળના ગર્ભ જેવાં કુમળાં બાળકો માટે કેળાં ખરેખર સુંદર પદાર્થ છે.

એક જાતનાં ત્રિકોણિયાં કેળાં મળે છે તેનું બાફીને શાક થાય છે. રાખમાં ભૂંજેલાં કેળાંનું શાક ખૂબ જ મીઠું લાગે છે. અડધાં પાકેલાં કેળાંના ગર્ભને વાંસ વા કચકડા વડે નાના નાના ટુકડા કરી પ્રખર તાપમાં સૂકવી નાખી તેનો લોટ બનાવવામાં આવે છે. આ લોટ (બનાના ફ્લોર) ઘઉંના લોટ ભેગું ઉમેરી તેની બધી જ ચીજો થઈ શકે છે. આ જાતનો કેળનો લોટ સુપાચ્ય છે, પોષણની દૃષ્ટિએ કીંમતી છે. કેળાંનો સ્ટાર્ચ બીજા કોઈ પણ અનાજના સ્ટાર્ચ કરતાં ઘણી જલદીથી પચી જાય છે એમ લેન્સેટ (ફેબ્રુ. ૧૯૦૦) જણાવે છે.

* "ગુજરાત સમાચાર" ૧૯૯૪ના દીપોત્સવી અંકમાં ગુજરાત કૉલેજના પ્રોફેસર ડૉ. એન. એમ. શાહ એમ. એસ. સી., પી. એચ. ડી.ના "કેળાં" નામના લેખ ઉપરથી.

૧ એજન

બાળકો પેઠે સ્ત્રીઓ માટે પણ કેળાં કીમતી ખાદ્ય પદાર્થ છે. હમેશાં સારાં પાકેલાં ૪–૫ કેળાં ખાવાથી સ્ત્રીઓનાં હાડ ધોવાતાં (સોમ રોગ) બંધ થાય છે. કેળાં અને ઘી ખાવાથી સ્ત્રીઓનું સ્ત્રીપ્રદર –લોહીવા મટે છે. કેળાં ક્ષય અને દમમાં પણ ઉપયોગી છે.

કેળાંની ઘણી જાતો છે. લાલ કેળાં, લીલી છાલનાં કેળાં, સોનેરી (પીળી છાલનાં) કેળાં–આવી ઘણી જાતો કેળની થાય છે. સાધારણ રીતે પીળા રંગનાં ફળોમાં 'એ' વિટામિન વિશેષ છે એમ આજ સુધી માનવામાં આવતું પરંતુ હવે એ વાતમાં ઝાઝું વજન કોઈ મૂકતું નથી. બધી જાતો ખાવામાં સારી છે.

સુશ્રુત કહે છે: કેળાં મધુર છે, બહુ ઠંડાં નથી, રક્તપિત્તને હરનાર છે. વીર્યપ્રદ છે, રુચિકારક છે, કફ કરનાર છે અને પચવામાં સહેજ ભારે છે.

યોગરત્નાકર કહે છે કે કેળાં 'સદ્યઃ શુક્ર વિવર્ધન' –જલદી વીર્યને વધારનારાં છે, કૃમિને હણનાર છે, તૃષ્ણાને હણનાર છે, કાન્તિપ્રદ છે, દીપ્તાગ્નિવાળા માટે ઘણાં સારાં છે, સંતર્પણ કરનાર છે.

ટૂંકમાં કેળાં ઉત્તમ ફળ છે એ વાત નિર્વિવાદ છે. દરેક ઋતુમાં એ મળી શકે છે, એકંદરે સસ્તાં છે, સ્વાદિષ્ટ અને પુષ્ટિકારક છે, પચવામાં પણ સારી રીતે ચાવીને ખાવામાં આવે તો જલદીથી પચી જનાર પણ છે. કેળામાં વિટામિન્સ છે, ઉપયોગી ખનીજ ક્ષારો છે, લોહ છે, તામ્ર છે, મેગ્નેશીઝ છે, ક્લોરીન છે. આ બધાથી તેની કિંમત ઊંચી અંકાવી ઘટે છે.

## કેરી

હિંદુસ્તાન જેવા ગરીબ દેશનાં વતનીઓના ભાગ્યમાં જો કોઈપણ ફળ પેટ ભરીને ખાવા નિર્માણ થયું હોય તો તે કેરી એક જ છે. આપણે બધાં હમેશાં ફળો ખાઈ શકતાં નથી. બીમારી વખતે જ મોસંબી ખાવા મળે છે. એક કેરી જ એવું ફળ છે જે હિંદુસ્તાનના તમામ ભાગોમાં પેટ ભરીને ખવાય છે. કેરીનો રસ એટલો સ્વાદિષ્ટ છે કે તે ગમે તેટલી આપણે ખાઈએ તોય તેને ખાવાનો કંટાળો નથી આવતો.

વૃક્ષ ઉપર પાકેલી કેરીઓ (સાખ) પરમ વાતહર છે, પચવામાં ભારે છે, ખાટી છે અને પિત્તને કરે છે.

વૃક્ષ ઉપરથી ઉતારી ઘાસ કે પરાળમાં દાબીને પકવેલી કેરી (કૃત્રિમ પક્વ) પિત્તનો નાશ કરનાર છે કારણ કે એમાં ખટાશ અદૃશ્ય થઈ ગઈ હોય છે અને તેનું સ્થાન મધુરતાએ લીધું હોય છે, પાકી કેરીનો રસ રુચિ ઉત્પન્ન કરનાર, બલ આપનાર, વીર્યવૃદ્ધિ કરનાર, પચવામાં હલકો, શીતલ, જલદીથી પચી જાય એવો, સારક અને વાતપિત્તને હરનાર છે.

કેરી ચૂસીને ખાવી સારી છે. પરંતુ જે કેરીમાં રેષા બહુ હોય તેવી કેરીનો રસ કાઢી, કપડાવડે તે રસને છીણી નાખી પછી જ ખાવો જોઈએ. ગાળેલો રસ બલપ્રદ, ગુરુ, વાતહર, સારક (રેચક), પુષ્ટિપ્રદ પરંતુ સહેજ કફ વધારનાર હોય છે.

કેરીના રસમાં ૧૬ ટકા જેટલું ગ્લીસરીન છે એટલે તેની અસર સારક–રેચક છે. કેરીનો રસ આટલો મિષ્ટ છે છતાંય તેમાં સાકરનું પ્રમાણ ઘણું જ થોડું છે. આ કારણથી કેરી મધુપ્રમેહ અને નજલા (ગાઉટ) ના દરદીને જરૂર આપી શકાય. કેરીના રસમાં ૮૨ ટકા જેટલું પાણી, ૦૫ ટકા ખનીજ પદાર્થો, ૦.૮ ટકા જેટલું કર્બોદિત, ૦.૨૫ ટકા જેટલો મેલિક એસીડ અને નામની ખાંડ છે.

કેરીના રસના પાપડ (સંસ્કૃતમાં એને આમ્રાવર્ત કહે છે.) થાય છે. કથરોટ કે પાટિયા ઉપર થોડું ઘી ચોપડી પછી કેરીનો રસ તે ઉપર પાથરવામાં આવે છે અને પછી તેને સૂર્યના તાપમાં સૂકવવામાં આવે છે. સૂર્યના તાપના પ્રભાવથી આવો પાપડ પચવામાં હલકો, રુચિપ્રદ, સારક, તૃષા, ઊલટી વગેરેને હણનાર, વાયુ અને પિત્તને હણનાર મનાય છે.

કાચી કેરી ઉત્તમ રક્તપિત્તનાશક (Antiscobutic) છે. કેરીનાં આંબોળિયાં ખટાશ તરીકે વાપરવાં હિતકર

છે. આંબોળિયાં મલાદિને ભેદનાર અને કફ અને વાતને જીતનાર છે. आम्रपेशिका એ આંબોળિયાંનો સંસ્કૃત શબ્દ છે.

એક અધોળ કેરીના રસમાં ૦.૧૯ ગ્રામ પ્રોટિન, ૦.૦૩ ગ્રામ સ્નેહ, ૨.૩૬ ગ્રામ કર્બોદિત, ૩.૬ ગ્રામ કેલ્શિયમ, ૫.૧ ગ્રામ ફૉસ્ફરસ, ૧.૩૨ ગ્રામ લોહ છે. ૧ આંસ કેરી ૧૨ કૅલોરી ઉષ્મા આપનાર છે. અર્થાત્ કેરીમાં કૅલ્શયમ્, ફૅસ્ફરસ, લોહ આ ત્રણેય છે.

કેરીની ઘણી જાતો થાય છે. આફુસ, કલમી, પાયરી, લંગડો, મલગુબ્બો, સિંદૂરિયો, રસરાજ, સરદાર વગેરે અનેક જાગે છે, જે કેરીમાં ખુશબો–ફોરમ હોય, ખૂબ સ્વાદિષ્ટ હોય, ઓછા રેષા હોય, વિપુલ ગર્ભ હોય તે કેરી ઉત્તમ સમજવી જોઇએ, ખટમધુરી, નાની કેરીઓ ખાવી સ્વાસ્થ્ય માટે હિતકર નથી.

સારી પાકી કેરી લઈ, તેને હાથથી મસળી નાખવી. પછી એમાં એલચી, લવીંગ, આદુ, હલદર વગેરે નાખી સહેજ વઘારીને ખાવી. આનું નામ आम्रपानकम्. એ સારી બનાવટ છે. પંચમહાલ તરફ આને 'કેરીના ગોટલા' કહે છે. કેરી સારામાંની જ લેવી જોઇએ.

પાકી કેરીમાં વિટામિન 'એ' સારા પ્રમાણમાં અને "સી" ઘણા જ સારા પ્રમાણમાં હોય છે. 'એ' રોગપ્રતિકાર શક્તિ આપનાર છે. અને 'સી' સ્કર્વી વગેરે રોગોનો નાશ કરનાર છે.

આ જોતાં કેરી એક અત્યુત્તમ ખાદ્ય પદાર્થ છે એમ પૂરવાર થાય છે. ચરક યોગ્ય જ કહે છે કે પાકી કેરી માંસ, વીર્ય અને બલને વધારનાર છે. સુશ્રુત પણ કેરીને વીર્યવર્ધક, બૃહણ (શરીરને હૃષ્ટપુષ્ટ કરનાર) અને બલપ્રદ માને છે.

## અનનાસ

પ્રાચીન વૈદક ગ્રન્થોમાં આનો ઉલ્લેખ નથી કારણ કે આ ફળ આપણા દેશનું વતની નથી, પણ અમેરિકાનું છે: આ ફળ ખાવામાં સ્વાદિષ્ટ છે. આમાં ૨ ટકા જેટલી ઈન્વરટેડ સુગર છે.

પાકું અનનાસ ખાવાથી શ્રમ અને કલમને હરે છે, પિત્તને હરે છે, તાપની ગરમી ઓછી કરે છે.

સ્વ. દાજી પદે શાસ્ત્રી જણાવે છે કે "અનનાસ ભૂખ્યા હોઈએ ત્યારે કોઈ દિવસ ખાવું નહિ. ખાવાથી વિષ પ્રમાણે અવગુણ કરે છે. અનનાસ ગર્ભિણી સ્ત્રી માટે વર્જ્ય છે.

અનનાસમાં સખત રેષા હોય છે, જેને લીધે એ ગર્ભિણીને ન આપવું જોઈએ. આ રેષાઓ પચે નહિ અને ખોટી ઉત્તેજના કરે અને પરિણામે ગર્ભસ્ત્રાવ થાય.

તાજા ફળનો રસ રક્તપિત્તનાશક (એન્ટીસ્કૉર્બ્યુટિક) છે. તેમાં વિટામિન 'સી'નું પ્રમાણ સારું છે. અનનાસમાં વિટામિન 'એ' પણ છે.

પાયોરિયા (દાંતનાં પેઢુમાંથી પરૂ આવે છે એ રોગ)માં અનનાસ ઉપયોગી છે. પાયોરિયાવાળાએ હમેશાં ૨–૩ અનનાસ ખાવાં હિતાવહ છે. પ્રયોગોથી આ સિદ્ધ થયેલું છે.

અનનાસના ડબ્બાઓ આવે છે તેમાં પણ વિટામિન 'સી' તેમ જ 'એ' છે.

અનનાસનો રસ નત્રિલના પાચન માટે સારો છે.

અનનાસમાં સાકર છે, નત્રિલ છે, વિટામિન્સ છે, અનનાસ પિત્તહર છે, દાંતના રોગીઓ માટે સારું છે.

ચાલુ–

# ગ્રેટબ્રિટન અને યુદ્ધ

શ્રી ડુંગરશી ધરમશી સંપટ

દેશ

યુરોપખંડના વાયવ્ય કોણમાં આટલાંટિક મહાસાગરમાં બે મોટા ટાપુઓ આવેલા છે. તેમાં મોટાનું નામ ગ્રેટબ્રિટન અને નાનાનું નામ આયર્લૅન્ડ છે. ગ્રેટબ્રિટનના ત્રણ ભાગો છેઃ સૌથી મોટું ઈંગ્લેંડ, એથી નાનું સ્કોટલેંડ અને સૌથી નાનું વેલ્સ. દેશની હવા સમધાત છે, જમીન ખેતીને અનુકૂળ નથી. દેશની આસપાસનો સમુદ્ર છીછરો છે અને કિનારો ખંડિત અને વાંકાચૂંકો છે એથી કિનારાની લંબાઈ ઘણી વધી જાય છે આથી બંદરો ઘણાં છે. લોકો વહાણવટામાં હોશિયાર બને છે અને સાહસવૃત્તિ કેળવાય છે. નદીઓ ઘણી નાની છે પણ તે ઊંડી અને પહોળી હોવાથી મોટાં વહાણો અને સ્ટીમરો એમાં ફરી શકે છે, નદી-કાંઠે પણ બંદરો સારાં બન્યાં છે. દેશમાં લોખંડ અને કોલસાની ઘણી ખાણો છે તેથી યાંત્રિક કારખાનાં ઘણાં બની શકે છે, અને આ કારણથી દેશનું જીવન નભે છે.

ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડનો વિસ્તાર મુંબઈ ઈલાકાના દેશી રાજ્યો સિવાયના વિસ્તાર જેટલો જ છે. સૌથી વધારે વસ્તી ઈંગ્લેંડની છે. સ્કોટલેંડની વસ્તી તો ઈંગ્લેંડના મુખ્ય શહેર લંડન કરતાં પણ ઓછી છે. એના વિભાગોનાં વસ્તી-વિસ્તાર નીચે મુજબ છે.

| દેશ | ક્ષેત્રફળ (ચો. મા.) | પુરુષો | સ્ત્રીઓ | કુલ |
|---|---|---|---|---|
| ઈંગ્લેંડ | ૫૦,૮૭૪ | ૧,૮૦,૬૧,૬૪૩ | ૧,૯૭,૩૨,૩૬૦ | ૩,૭૭,૯૪,૦૦૩ |
| વેલ્સ | ૭,૪૬૬ | ૧૦,૭૧,૩૬૭ | ૧૦,૮૭,૦૦૭ | ૨૧,૫૮,૩૭૪ |
| સ્કોટલેંડ | ૩૦,૪૦૫ | ૨૯,૨૫,૫૨૩ | ૧૫,૧૧,૪૫૭ | ૪૮,૪૨,૯૮૦ |
| મૅનનો દ્વિપ | ૨૧૧ | ૨૨,૪૪૩ | ૨૬,૮૬૫ | ૪૯,૩૦૮ |
| ચેનલ દ્વિપ | ૭૫ | ૪૪,૦૦૦ | ૪૯,૧૦૦ | ૯૩,૨૦૫ |
| કુલ | ૮૯,૦૪૭ | ૨,૧૫,૨૫,૪૧૯ | ૨,૩૪,૧૨,૦૨૫ | ૪,૪૯,૩૭,૪૪૪ |

બસો વરસ ઉપર આ બેટોની વસ્તી પચાસ લાખ જેટલી હતી તેમાંથી આજે સાડા ચાર કરોડ સુધી પહોંચી ગઈ. હવે વસ્તીનો વધારો થોડો છે એટલે અંગ્રેજ પ્રજા ચિંતામાં પડી છે. માત્ર લંડન શહેરની વસ્તી ૮૧,૦૩,૯૪૧ માણસોની છે. ઈંગ્લેંડમાં મોટાં મોટાં શહેરો છે. ગામડાં કરતાં શહેરોની વસ્તી વધારે છે. શહેરોમાં ૭૮ ટકા વસ્તી છે. ઔદ્યોગિક દેશ હોવાથી શહેરોમાં કારખાનાંઓમાં સારી આજીવિકા મળે છે.

શિક્ષણ

જૂની ઓક્સફોર્ડ યુનિવર્સિટીના આશરા નીચે ૨૨ કોલેજો અને આઠ હોલ છે એવી જ જૂની કેમ્બ્રિજ યુનિવર્સિટી છે, તેની ૧૭ કોલેજો અને ૧ હોલ છે. એ સિવાય બીજી ૯ યુનિવર્સિટીઓ છે તેમાં કુલ ૪૦ હજાર વિદ્યાર્થીઓ ભણે છે. સ્કોટલેંડમાં ૪ યુનિવર્સિટીઓ છે જેમાં ૧૧ હજાર વિદ્યાર્થીઓ છે. પ્રાથમિક શાળાઓ ૨૧ હજાર છે-બાલશિક્ષણ મફત

અને ફરજિયાત છે, તેમાં ૫૦ લાખ બાળકો ભણે છે. શિક્ષણ પાછળ કુલ ખર્ચનો આંકડો ૧૯૩૩–૩૪ ના એક વર્ષમાં ૧૧ કરોડ પૌંડ એટલે કે ૧૬ કરોડ રૂપિયાનો હતો.

## લોકહિતનાં ખાતાંઓમાં ખર્ચ

વૃદ્ધો, બેકારો, ગરીબનાં બાળકો–સ્ત્રીઓ, અપંગો વગેરેને નિભાવવા સરકારે અનેક યોજનાઓ પ્રજાના સહકારથી કરી છે. બેકારીનો વીમો, નોકરી પરથી રજા મળવાનો વીમો, અકસ્માતનો વીમો, એવી એવી વીમાની યોજનાઓ સરકારે કરી છે. એમાં ½ ભાગ વીમો ઉતરાવનાર અને ½ ભાગ સરકાર ભરે છે, તેમાંથી આજીવન આ લોકોને પાળે છે. ગરીબોને ઘરો બાંધી આપવાની પણ આવી જ ઉદાર યોજના છે. ગરીબોને રાહત આપવા માટે વાર્ષિક ચાર કરોડ પૌંડ એટલે કે અર્ધો અબજ રૂપિયા ખર્ચાય છે. બધી યોજનાઓ પાછળનો વાર્ષિક ખર્ચ અઢી અબજ રૂપિયા છે.

## ગ્રેટબ્રિટનની સરકારી આવક–જાવક

બ્રિટનની વર્ષે એક અબજ પૌંડ એટલે કે ૧૩ અબજ રૂપિયા પેદાશ છે. મુખ્ય પેદાશ ખાંડ, ચા, તમાકુ, તેલ ઈત્યાદિ પરદેશથી આયાત થતા માલ ઉપરની જકાતમાંથી ૨૦ કરોડ પૌંડની છે. દારૂ વગેરે ઉપરની એક્સાઇઝ જકાતમાંથી ૧૨ કરોડ પૌંડ મળે છે. મોટરો, મિલ્કતવેરો, વગેરેમાંથી ૧૦ કરોડ પૌંડ મળે છે. આવકવેરામાથી ૨૫ કરોડ પૌંડ આવે છે. બાકી જમીનવેરો, સરટેક્ષ, પોસ્ટઑફિસ વગેરેમાંથી મળીને એક અબજ પૌંડ મળે છે, ખર્ચમાં ૨૫ કરોડ પૌંડ વ્યાજ અને સીંકીંગફંડનાં છે. ૧૫ કરોડ પૌંડ રક્ષણ (સૈન્ય, દરિયાઈ કાફલો, વિમાનો) પાછળ ખર્ચાય છે. લોકકલ્યાણનાં ખાતાં, સિવિલ સર્વિસ અને પરચુરણ મળીને ૬૦ કરોડ પૌંડનું ખર્ચ થાય છે.

ત્યાં જીવનધોરણ ઊંચું અને મોઘું છે. દરરોજની પાંચ રૂપિયાથી ઓછી પેદાશવાળાથી ત્યાં રહી શકાય નહિ. કરો પણ ઘણા આકરા છે. ગયા વરસ સુધી એક પૌંડ ઉપર ૫॥ શિલિંગ આવકવેરો હતો, હવે ૭॥ શિલિંગ થયો છે. બીજા પણ અનેક કરો લેવાય છે. ધનવાનો ત્યાં ઘણા છે. તેમની ઉપર કરોનું ધોરણ ઘણું આકરું છે. બ્રિટન સમૃદ્ધિશાળી દેશ છે પણ લોકો ઉપર કરોનું દબાણ જબરું છે. લોકોની વાર્ષિક પેદાશ ૩૧ અબજ પૌંડ એટલે ૪૨ અબજ રૂપિયા ગણાય છે, આમાંથી સરકારને ઘણું મળે છે, છતાં સરકારી ખર્ચ એટલાં જબરાં છે કે સરકારને ૧૦ અબજ પૌંડનું કરજ છે. એના પચ્ચીસ કરોડ પૌંડ વર્ષે વ્યાજના જ ચૂકવવા પડે છે.

## હિંદ અને બ્રિટનની સરખામણી

હિંદ અને બ્રિટનની સરખામણીનો વિચાર જ હાસ્યાસ્પદ લાગે છે. હિંદ જેવા મોટા અને સમૃદ્ધ દેશમાં વખાના માર્યા આવેલા અંગ્રેજોના ખોબા જેવડા દેશની હિંદ સાથે સરખામણી! પણ ના, હસવું આ કારણે નહિ પણ આથી ઊલટા કારણે આવે છે. ક્યાં સ્વતંત્ર, સ્વાભિમાની અને દુનિયા ભરમાં પોતાનું સામ્રાજ્ય પાથરી બેઠેલું વિકરાળ રાક્ષસ જેવું બ્રિટન અને ક્યાં ગરીબડું, ગુલામ અને સત્ત્વહીન હિંદ! પણ હિંદને હવે આ મેણાની ચોટ લાગવા માંડી છે એટલે એણે જોવું જોઇએ કે ઈંગ્લેંડ પ્રગતિ કરીને ક્યાં ઊભું છે અને હિંદ ક્યાં છે.

૧. બ્રિટનમાં ૯૦ ટકા સ્ત્રીઓ અને ૯૭ ટકા પુરુષો ભણેલા છે, હિંદમાં ૨ ટકા સ્ત્રીઓ અને ૧૨ ટકા પુરુષો ભણેલાં છે.

૨. હિંદમાં પ્રત્યેક મનુષ્યની સરેરાશ વાર્ષિક આવક ૫૦ રૂપિયા છે, બ્રિટનમાં દરેક મનુષ્યની વાર્ષિક સરેરાશ આવક ૧૨૦૦ રૂપિયા છે.

૩. હિંદમાં લોકોનું સરેરાશ આયુષ્ય ૨૩ વર્ષ છે અને બ્રિટનમાં ૫૬ વર્ષ છે.

૪. હિંદમાં બાળમરણપ્રમાણ હજારે ચારસોનું છે. બ્રિટનમાં ૧૨૫ની અંદર છે. (આનું કારણ સ્વાસ્થ્ય-રક્ષાના પ્રયોગો છે.)

૫. બ્રિટનના આધિપત્ય નીચે જગતના ¼ ભાગની જમીન છે, હિંદના આધિપત્ય નીચે તેનો પોતાનો મુલક પણ નથી.

૬. હિંદમાં એંશી ટકા પ્રજા ગામડામાં વસી ખેતી ઉપર નભે છે. બ્રિટનમાં ૬૭ ટકા પ્રજા શહેરના ઉદ્યોગો ઉપર નભે છે, ખેતી ઉપર માત્ર ૧૧ ટકા નભે છે.

૭. હિંદમાં કારખાનાંની સંખ્યા ૧૩ હજારની છે બ્રિટનમાં સવાલાખ ઉપર છે.

૮. હિંદમાં હિંદી વહાણવટાની પોતાની માલિકીની ૨૫ સ્ટીમરો છે. બ્રિટનમાં બ્રિટનની માલિકીની સ્ટીમરો ૩૦ હજાર છે.

૯. બ્રિટનના ૩ અબજ પૌંડ પરદેશમાં ખાણો, રેલ્વે અને કારખાનાંમાં રોકાઈ તેમાંથી મોટી પેદાશ મેળવે છે. હિંદનું પરદેશમાં રોકાણ શૂન્યવત્ છે.

૧૦. બ્રિટન પાસે વિમાનનો અને સાગરનો મોટો લડાયક કાફલો છે. હિંદમાં એ નામે મોટું મીંડું છે.

૧૧. બ્રિટનની ખરાબ જમીનમાંથી વૈજ્ઞાનિક સાધનોથી દર એકરે વીસ હંડ્રેવેટ અનાજ પેદા થાય છે. હિંદમાં સારી જમીનમાંથી પણ માંડ માંડ ૮ હંડ્રેવેટ અનાજ મળે છે.

૧૨. માત્ર બે લાખ અંગ્રેજો પરદેશમાં જઈ હિંદ જેવા મોટા દેશ અને જગતમાંના એના સામ્રાજ્યના બીજા દેશો ઉપર કાબૂ રાખે છે. આપણે પાંત્રીશ કરોડની પ્રજા પણ કંઈ કરી શકતાં નથી.

૧૩. બ્રિટનમાં દર વર્ષે ૨૧ કરોડ ટન કોલસો ખોદાય છે, હિંદમાં ૨ કરોડ ટન.

## ગ્રેટબ્રિટનની નબળાઈઓ

ગ્રેટબ્રિટન પોતાને માટે પૂરતું અનાજ પેદા કરી શકતું નથી. ખોરાકની બાબતમાં એની સ્થિતિ શોચનીય છે. જગતને પાકી વસ્તુઓ બનાવી દઈ, તે વેચી તેને પોતાનું પેટ ભરવું પડે છે. પાકી વસ્તુઓ બનાવવા માટે કોલસા સિવાય બધી કાચી વસ્તુઓ પરદેશથી મંગાવવી પડે છે. દર વર્ષે એ ૭૦ કરોડ રૂપિયાની કિંમતનું અનાજ પરદેશોથી આયાત કરે છે. એક અબજ રૂપિયાની કિંમતનું માંસ ખોરાક માટે મંગાવે છે. અઢી અબજ રૂપિયાની કિંમતનાં દારૂ, માખણ, ચા, ખાંડ વગેરે મંગાવે છે. આ સિવાય લોઢું, રબ્બર, ઊન, કપાસ, તેલ, પેટ્રોલ વગેરે અનેક કાચા પદાર્થો પરદેશમાંથી મંગાવવા પડે છે. પંદર કરોડ રૂપિયાની તો તમાકુ મંગાવવી પડે છે. જો સાગર ઉપર એનો કાબૂ ન હોય તો ગ્રેટબ્રિટનની પ્રજા ભૂખે જ મરે. એનો એક પણ ઉદ્યોગ ચાલે નહિ. એનાથી દસ હજાર માઈલનો લાંબો સમુદ્રવ્યવહાર સાચવી પોતાનાં સંસ્થાનોનું રક્ષણ પણ થઈ શકે નહિ.

## ગ્રેટબ્રિટન સમુદ્રમંથન કરે છે.

સાહસિક, દૃઢ મનોબળવાળા, ધીરજવાન અને સંઘશક્તિથી કામ લેનાર અંગ્રેજોએ રાણી એલિઝાબેથના સમયથી સાગર ખેડવો શરૂ કર્યો. તે પહેલાં પણ તેઓ સારા નાવિકો તો હતા જ, પણ પરદેશ જવું, વેપાર કરવો અને પછાત પ્રજાઓને લૂંટવી એ ધંધો ત્યારથી શરૂ કર્યો. નાનાં નાનાં વહાણોમાં બેસીને અંગ્રેજો જગતના સાગરોમાં ઘૂમવા લાગ્યા હતા. એમની પહેલાં સ્પેનિયાર્ડો, પોર્ટુગીઝો અને ડચો નીકળી પડ્યા હતા. ફ્રેંચો પણ વેપારને માટે વહેલા જ બહાર પડ્યા હતા. આ સમયે યુરોપમાં કોઈ પાસે માલ બનતો નહોતો. રેશમ, કાપડ, ખાંડ, કરિયાણું આ સર્વે વસ્તુઓ હિંદ અને બીજા દેશોમાંથી યુરોપમાં આવતી. યુરોપમાં લઈ આવી વેપાર કરવા સખત હરીફાઈ થતી.

## ગ્રેટબ્રિટન જમીન-ભૂખ્યું થાય છે.

સ્પેનના રાજ્યે અમેરિકામાં મેક્સિકોનું રાજ્ય લીધું. ત્યાં સોનાની ખાણોમાંથી પુષ્કળ સોનું સ્પેનમાં આવી સ્પેનને ધનવાન બનાવવા માંડ્યું. આથી અંગ્રેજોએ સ્પેનનાં વહાણો લૂંટવાં માંડ્યાં. સ્પેનના બળવાન કાફલા ( Spanish armeda )ને રાણી એલિઝા-

બેથના સાગરનાયકોએ હરાવી દીધું, આથી અંગ્રેજોનો અમેરિકા તરફ પગપેસારો થયો. જાવા, બોર્નિયો, સુમાત્રા, સિલોન વગેરે દેશોમાં ડચ લોકોએ થાણાં નાખ્યાં હતાં. અંગ્રેજોએ સાગરયુદ્ધમાં એમને હરાવી આમાંનાં ઘણાં સંસ્થાનો લઈ લીધાં. પોર્ટુગીઝોએ ઈરાની અખાત, આફ્રિકાનાં બંદરો,- વગેરે ખાતે પગપેસારો કર્યો હતો, અંગ્રેજોએ એમને પણ હરાવ્યા. કેનેડામાં ફ્રાન્સે મજબૂત સંસ્થાન સ્થાપ્યું હતું તે અંગ્રેજોએ લઈ લીધું. હિંદમાં હિંદીઓની પલટનો સ્થાપી તેમના દ્વારા ફ્રેંચો અને દેશીરાજ્યોને હઠાવી મોટા પ્રાંતો મેળવી લીધા. સો વરસની અંદર ગ્રેટ-બ્રિટને પોતાનું મોટું સામ્રાજ્ય સ્થાપ્યું.

## યુરોપિયનોની દેશો લેવાની શાહી નીતિ

પ્રથમ મંગલાચરણમાં તેઓ ખ્રિસ્તી ધર્મ-ગુરુઓ મોકલે છે. તેઓ પછાત લોકોની દવાદારૂથી સેવા કરે છે, તેમની ભાષા શીખી લે છે, એમના દેશમાં કયા પદાર્થો પાકે છે, જમીનની અંદર શું છે, દેશની આંતરિક સ્થિતિ શી છે, ઈત્યાદિ વિગતો મેળવી લે છે. પછી જાય છે વેપારીઓ. તેઓ પ્રથમ વેપારનો હક્ક અને પછી જમીનનો હક્ક મેળવે છે, કારખાનાં ઊભાં કરે છે, કારખાનાંની વ્યવસ્થા માટે સૈન્ય રાખે છે અને પછી દેશમાં બે પક્ષો ઊભા કરાવી દઈ તેમાંથી એકને મદદ કરે છે અને પોતાની સત્તા જમાવે છે. દેશના લોકોને દારૂ વગેરેના નવા શોખો પર ચડાવી નિર્બળ બનાવે છે, ફેશનેબલ કેળવણીના મોહમાં જુવાનોને ખેંચી એમનું હીર હીણું કરી નાખે છે અને એવી રીતે પોતાનાં પ્રભાવ અને સત્તા આખા દેશ ઉપર પાથરી દઈ દેશને કબજે કરી લે છે. આ એમની સામાન્ય થઈ પડેલી નીતિ છે.

## પ્રધાન લોભ જમીનનો કે અર્થનો ?

શરૂઆતમાં આપણે જોયું કે ગ્રેટબ્રિટનમાં ખાદ્ય સામગ્રી અને જીવનનિભાવની વસ્તુઓની ઘણી જ તંગી છે. એટલે દેખીતું છે કે એમને એનો જ લોભ પ્રધાનતઃ હોય. આ વસ્તુઓ છૂટથી તો જ મેળવી શકાય કે જો એમના જ તાબામાં એ ચીજો પેદા કરનારા મુલકો હોય. હિંદનું કાપડ ઘણું સરસ બનતું, ખાંડ પણ હિંદમાં જ થતી, વહાણો પણ હિંદમાં સારાં બનતાં, અનાજ તો હિંદમાં પુષ્કળ હતું જ; અંગ્રેજોએ વેપાર માટે હિંદ આવી હિંદની પરિસ્થિતિ જોઈ લઈ નિર્બળ મોગલોને અને કુસંપી મરાઠાઓને પોતાની કૂટનીતિથી હઠાવ્યા, પોતાનામાં ભાગ પડાવવા આવનાર ફ્રેંચોને પણ એ જ રીતે દૂર કર્યા. આમ હિંદમાં સામ્રાજ્ય જમાવ્યું અને હિંદના ઉત્પન્ન ઉપર પોતાનો પંજો જમાવી દીધો. અને પછી ઈંગ્લાંડના ધંધાઓને વિકસાવવા અહીંના કારીગરોનો નાશ કરવા એમણે જે અમાનુષી જુલમો કર્યા તે તો જગ-જાહેર છે. એ સંભારતાં આપણને આપણી બેવકૂફી અને નામર્દાઈ સાંભરી આવે છે અને અંગો તમતમી ઊઠે છે.

## અંગ્રેજો માલ નિકાસ કરનારા બને છે

અંગ્રેજોમાં હાર ગ્રીવ અને વૉટ્સે સને ૧૭૬૧ થી ૧૭૬૯ માં સુધરેલી ઢબની શાળો પાણીના જોશથી ચાલતી કરી. સ્ટીવન્સને વરાળયંત્ર શોધ્યું. ધીમે ધીમે કાપડની મિલો બંધાઈ. ઈંગ્લાંડમાં કોલસો મોટા પ્રમાણમાં મળ્યો એટલે મિલો ચાલવા લાગી, તેમાંથી મિલનું કાપડ ખૂબ તૈયાર થયું. હિંદમાંથી તે કાળે જે કાપડ આવતું તેના પર ત્રણસો ટકા જેટલી જંગી જકાત નાખી તે કાપડની આયાત ઘટાડી અને હિંદી કાપડ ખરીદનારનો ૫૦ પૌન્ડ જેટલો જબરો દંડ કરવાનું ઠરાવ્યું, આમ ખરીદનારાઓને પણ ઘટાડી નાખ્યા. આ રીતે હિંદી કાપડ યુરોપમાં બંધ થયું અને હિંદમાં કારીગરો ઉપર જુલ્મો કરી કાપડની પેદાશ બંધ કરાવી દીધી. અને પછી ઈંગ્લાંડના કાપડને ખૂબ સગવડો આપીને હિંદમાં પેસાડવામાં આવ્યું. સ્ટીમરો અને રેલ્વેઓ કરી બ્રિટિશ માલને હિંદને ગામડે ગામડે પહોંચી જવામાં મદદ કરી. એ આયાત વેપારના સહકાર માટે અંગ્રેજી બેંકોની સ્થાપના કરાઈ હતી. બેંકો સાથે વીમા કંપનીઓએ પણ જન્મ લીધો.

## અંગ્રેજોની વેપારનીતિ

અંગ્રેજો હિંદમાંથી અને બીજેથી કપાસ, લોઢું, ઊન, ચામડાં વગેરે લઈ જતા, એ ચીજો એમની સ્ટીમરો મારફતે રસ્તાનાં નૂર, બંદર, મજૂરી ઈત્યાદિના ખર્ચો ખાઈ વિલાયત પહોંચતી, ત્યાંથી મજૂરી, રેલ્વે વગેરે બીજો ખર્ચ ખાઈ કારખાનામાં માલ પહોંચતો, કારખાનામાં માલ તૈયાર થતો, પાછા એના એ ખર્ચા વેઠી જ્યાંથી માલ અસલ આવ્યો હતો ત્યાં જ તે માલ પાછો આવતો. ઉપરના ખર્ચા આટલા બધા હોવા છતાં તે માલ વેચાતો અને તેમાંથી મોટો નફો મળતો! પણ આ વસ્તુ ખરી રીતે આશ્ચર્યજનક નથી. કારણ કે કાચા માલ ઉપર એમનો સંપૂર્ણ કબજો, દેશના માલ કરતાં એને ઘણી રીતે વધુ સગવડો, ઓછાં નૂર-ભાડાં અને જકાત અને રક્ષણ, અને આંજી નાખતો ચળકાટ, એટલે દેશી માલને હડસેલી તે બજારમાં ઊભો રહી જ શકે. જે ચાકુને માટે કિંમત તરીકે એક રૂપિયો માણસ ફેંકી દે છે તેના લોઢાની કિંમત એક પૈસો જ હોઈ શકે તે સમજમાં આવી શકે તેવું છે. આઠ આનાના ચામડાના બનાવેલા બૂટની કિંમત દશ રૂપિયા આપતાં લોકો વિચાર કરતા નથી. વળી રેલ્વે, સ્ટીમર, એજન્ટો, દુકાનદારો વગેરેમાં અંગ્રેજ પ્રજા જ મુખ્યત્વે હોય એટલે ત્યાં પણ કમાનાર તો અંગ્રેજો જ ને! આમ આપણા રેંટિયા, આપણી શાળો, આપણા ખેડૂતો અને આપણા કારીગરો ભાંગી ગયા.

અંગ્રેજોએ પોતાના વિજયો અને વરાળયંત્રોના સહકારથી સમૃદ્ધિ મેળવી છે. યંત્રશાસ્ત્ર અને વરાળયંત્રમાં પ્રથમ પ્રવેશ કરનારા તેઓ છે. જર્મન વગેરે પ્રજાઓ પાછળથી જાગી. પરદેશોમાં રાજસત્તા જમાવી ત્યાં પોતાના યંત્રજ્ઞાનનો ઉપયોગ કરી વેપાર જમાવ્યો, રેલ્વે, ખાણો, શરાફી અને વીમાનો ઉદ્યોગ સ્થાપ્યા; આમ આવા સહકારી ઉદ્યોગોમાં તેમની ત્રણ અબજ ડૉલર મૂડી રોકાઈ છે. તેમાંથી મોટો નફો વળી આવે છે. ઉપરાંત સત્તાસ્થાનોએ અને વેપારખાતાંઓમાં અંગ્રેજ અધિકારીઓ નીમી તેમને મોટા પગાર અને ભથ્થાં આપે છે. આ બધી કમાણીમાંથી જેમ બને તેમ વધુ રકમ તેઓ પોતાના દેશમાં જ ખર્ચે છે. એશિયા, આફ્રિકા અને અમેરિકામાંથી એમણે આમ જ સમૃદ્ધિ એકઠી કરવા માંડી. કહેવાય છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં કદી સૂર્ય આથમતો નથી, ખરું છે, પણ એ સૂર્ય એમનાં અન્યાયી કરતૂતો અંધારામાં ઢંકાઈ ન રહે તે હેતુથી તેને ઉઘાડાં કરવા જ સામ્રાજ્યના એકેએક સ્થળે પોતાનો પ્રકાશ ફેંકે છે.

## જર્મનીની ઈર્ષા

અંગ્રેજો સાડા ચાર કરોડ છે; જર્મનો સાડા આઠ કરોડ છે, જર્મન સામ્રાજ્યની સ્થાપનાને ૧૦૦ વર્ષ થયાં નથી. પ્રશિયાના પ્રિન્સ બિસ્માર્કે જર્મન સામ્રાજ્યનો પાયો નાખી એને એક પ્રજા બનાવી. એ યુવાન પ્રજાએ યંત્રશાસ્ત્ર અને રસાયણમાં ખૂબ પ્રાવીણ્ય મેળવ્યું. અંગ્રેજોને જગતના અર્થશાસ્ત્રમાં ભારે વિજય મેળવતા જોઈ ને એમણે પણ ઝંપલાવ્યું. એમણે અંગ્રેજોની સાથે તીવ્ર હરીફાઈ આરંભી. જર્મનીની સ્ટીમરો જગતનાં બંદરોમાં વેપાર સર કરવા લાગી. જર્મનીના કારીગરો સરસ વસ્તુઓ બનાવવા લાગ્યા. તેમની વસ્તુઓ તેમની ચડિયાતી કુશળતાને કારણે અંગ્રેજોની વસ્તુઓ કરતાં વધુ સરસ અને સસ્તી બનવા લાગી. એ વર્ષો સહુને યાદ છે કે જ્યારે બજારોમાં જર્મનીની બનાવટની ખોલખોલા હતી. પણ અંગ્રેજોએ પોતાના વેપાર પર તરાપ મારનારને સજા કરવાની તક ૧૯૧૪-૧૮ ના મહાયુદ્ધમાં ઝડપી. જર્મનીને હરાવવા અંગ્રેજોએ પ્રથમ રશિયા અને રશિયામાં બોલ્શેવિક ક્રાંતિ થઈ ત્યારપછી અમેરિકાના સંયુક્ત રાજ્યોની સહાયતા મેળવી. દુકાળને લીધે જર્મની હાર્યું. એ યુદ્ધમાં જર્મની અત્યંત દુર્બળ બની ગયું. એની સ્ટીમરો, સૈન્ય, મનવારો, વિમાનો, શાખ, બેંકો સર્વસ્વનો નાશ થયો. આખો દેશ પ્રાણ વિનાના ખોળિયા જેવો થઈ ગયો. ઈંગ્લૅંડનો મોટામાં મોટો એ હરીફ ગયો.

પંદર વર્ષ સુધી જર્મનીએ ભૂખમરો સહન કર્યો. પણ યુદ્ધમાં તો જેવી જર્મનીની તેવી બીજાઓની પણ ખુવારી થઈ હતી. યુદ્ધમાં ૩ ખર્વ ૫૦ અબજ

ડોલરની ખુવારી થઈ હતી. એક કરોડ માણસો મૃત્યુ પામ્યાં અથવા ઘાયલ થયાં, પચ્ચીશ લાખનો તો પત્તો પણ લાગ્યો નહિ. ત્રણ હજાર ગામડાંઓ ઉજ્જડ થયાં, એક કરોડ વિધવાઓ થઈ, અસંખ્ય બાળકો અસહાય બન્યાં, કરોડો રૂપિયાની કિંમતનાં મકાનો નાશ પામ્યાં, તોપોના ગોળાઓએ સેંકડો માઈલોના વિસ્તારમાં જમીનમાં ખાડાઓ કરી નાખ્યા અને ખેતરોનો અને જંગલોનો નાશ કર્યો. છ બાદશાહો પદભ્રષ્ટ થયા. યુદ્ધની સીધી અને તાત્કાલિક તો આટલી અસર થઈ પરંતુ પાછળથી પણ તેનો ફટકો જબરો લાગ્યો હતો, જેની અસર આજ સુધી ચાલુ છે. દુનિયાનાં નાણાંચલણ અવ્યવસ્થિત થઈ ગયાં તે હજી ઠેકાણે આવ્યાં નથી. વેપાર ચારે તરફથી રૂંધાઈ ગયો. એક પ્રજાએ બીજી પ્રજા સામે ખોટી જકાતી દીવાલો ઊભી કરી. ક્યાંક દુકાળને લીધે લોકો મરતાં હતાં તો બીજાં સ્થળોએ ઘરાકીને અભાવે લાખો મણ ખાદ્ય સામગ્રીનો નાશ થતો હતો. બેકારી ભયંકર સ્વરૂપે સૌને સતાવવા લાગી, પાંચ કરોડ બેકારો દુનિયાને ગળેથી છાતી ઉપર પથ્થરની પેઠે લટકી રહ્યા છે. ભયંકર આર્થિક લડાઈ રાજ્યો–રાજ્યો વચ્ચે ચાલુ થઈ ગઈ. ફ્રાંસનો સિક્કો ફ્રાંક અનેક સમય નિર્માલ્ય થઈ ગયો. રશિયાના રૂબલો અને જર્મનીના માર્ક એક પાઉન્ડના એક લાખ સુધી વેંચાયા હતા. અંગ્રેજોને સોનાનું ધોરણ છોડવું પડયું, લંડન જગતની બેંકની મહાન પદવી પરથી ભ્રષ્ટ થયું.

## ફરી પાછી એ જ સ્થિતિ

પણ જે કારણે જર્મનીના નાશ માટે અંગ્રેજો ઉદ્યત થયા તે કારણને જ એણે વધુ ઉગ્ર સ્વરૂપે ઊભું કર્યું. અંગ્રેજોના હવે એક હરીફ મટી ઘણા હરીફો ઊભા થયા. જાપાને તો જાણે પોતાના વેપારનો મારો જ ચલાવ્યો. હિંદમાં રાજકીય જાગૃતિ આવી, રશિયા બળવાન બનતું ચાલ્યું અને જર્મનીમાં પણ ફરી પાછું ચેતન ભરાવા લાગ્યું.

જર્મની હેર હિટલરના અધ્યક્ષપણા નીચે લશ્કરી રીતે અતિ બળવાન બન્યું. ૧૯૩૩ થી ૧૯૩૯ સુધીની રાજકીય, આર્થિક અને લશ્કરી તૈયારી માત્ર યુદ્ધની દૃષ્ટિએ જ કરી. એણે ઑસ્ટ્રિયા અને ઝેકો-સ્લોવેકિયા લીધાં. એનું લશ્કરી અને વિમાની બળ ૧૯૧૪ કરતાં અનુક્રમે ત્રણગણું અને પંદરગણું વધી ગયાં. ઈંગ્લાંડના વેપારને પણ ફરીથી ધક્કો મારવા માંડયો. બાલ્કન અને બાલ્ટીક રાજ્યોમાં અંગ્રેજોનાં સ્થાપિત વેપારી હક્કોને એણે ઉથલાવી નાખ્યા. અંગ્રેજો સમસમી ઊઠયા.

## અંગ્રેજોની રાજ્યનીતિ

છેલ્લાં બસો વર્ષોથી અંગ્રેજો યુરોપમાં બીજા કોઈને પોતાના સર્વોપરી બનવા દેતા નથી. ઇંગ્લેંડની રાજ્યનીતિ (૧) સમુદ્રમાં અતિ બળવાન રહી સાગરની રાણી તરીકે રહેવું, (૨) કોઈ મહારાજ્ય અતિ બળ-વાન થવા જાય અને ઈંગ્લેંડને આંટવાનો પ્રયત્ન કરે તેવી સ્થિતિ પેદા થવા દેવી નહિ, (૩) પોતાના વેપાર સામે અંદર અંદર હરીફાઈ કરી વેપારને નુકસાન થવા દેવું નહિ, (૪) પોતાના સામ્રાજ્યના લાભોને નુકસાન પહોંચે એવું થવા દેવું નહિ—આ બાબતોમાં સમાઈ જાય છે. જર્મનીએ ધીમે ધીમે એની આ ચારે નીતિનું ખૂન કરવા માંડયું. ભૂત-કાળમાં સ્પેને એમ કર્યું હતું ત્યારે ઈંગ્લેંડે તેને હરાવ્યું હતું, હવે જર્મની આવ્યું તો તેને પણ એક બાજુ હડસેલી મૂકવું જોઈએ. રશિયા એવું થવા ગયું હતું તો ક્રીમિયાની લડાઈ કરી; ફ્રાન્સનો મહાન નેપોલિયન અતિ બળવાન બન્યો ત્યારે તેનો સામનો કર્યો હતો.

પણ જર્મની તો જરા જુદી જાતનું નીકળ્યું. એક લડાઈમાં એણે જર્મનીનું નિકંદન કાઢી નાખ્યું છતાં જર્મની તો હતું તેને તે જ સ્વરૂપે ફરી પ્રગટયું. ફરીને જર્મનીને અંગ્રેજોએ બળવાન બનવા શા માટે દીધું? શરૂઆતથી જ ઇંગ્લેંડે આકરાં પગલાં કેમ ન લીધાં? આ પ્રશ્ન કેટલાકને અણઉકેલાયો રહ્યો છે.

મહાયુદ્ધ પછી ઇંગ્લેંડે જબરી આર્થિક ખોટ ખમી હતી એટલે નવા યુદ્ધમાં ઊતરવા તે ખુશી ન-હોતું. જર્મની સાથે મૈત્રી થઈ શકે તેવા ઉપાયો કરવા

વધુ ઠીક લાગતા હતા. વધુને વધુ બળવાન થતા જતા રશિયાની વલણને સમજવાની હતી. ફ્રાન્સ સને ૧૯૨૫ થી ૧૯૩૫ સુધીમાં ખૂબ બળવાન બની ગયું હતું. એના અભિમાનને ઉતારવાની જરૂર હતી. આ કારણોએ જર્મનીને અંગ્રેજોએ બળવાન બનવા દીધું.

પણ જર્મનીનો રાજ્યલોભ અતિશય વધી ગયો. અંગ્રેજોની મૈત્રીનો અર્થ નબળાઇમાં થયો.

## મ્યુનિક પછી

અંગ્રેજ વડાપ્રધાન ચેમ્બરલેને ફ્રાન્સના વડાપ્રધાન સાથે ઇટાલિના સરમુખત્યાર સાથે મ્યુનિક ખાતે જઈ હેર હિટલરને ઝેકોસ્લોવેકિયાનો સુડેટન પ્રાંત ભેટ આપ્યો. પરંતુ હિટલરે તો ઉપલી સંધિ તોડીને આખું ઝેકોસ્લોવેકિયા લઈ લીધું. આથી અંગ્રેજોના કાન ખૂલ્યા. જર્મનીની પોલેંડ અને રુમાનિયા તરફની નજર પણ ચોખ્ખી વરતાઈ આવી. આ સૌ દેશોનાં સાધનો અને આર્થિક શક્તિઓ જર્મનીના હાથમાં આવે તો ભવિષ્યમાં જર્મની અજીત બને. નવ કરોડ સશક્ત અને વિજ્ઞાનના જ્ઞાતા જર્મનો બ્રિટનના મોટા સામ્રાજ્યને જરૂર ભયરૂપ થઇ પડે. આવી અસહ્ય સ્થિતિમાં મુકાવાનું બ્રિટનને પસંદ નહોતું. યુરોપનું કોઇ રાજ્ય ભવિષ્યમાં એનો પરાજય કરી એનાં સંસ્થાનો ઝૂંટવી લે તે એને ન પોસાય.

## અંગ્રેજ પ્રજામત જાગે છે.

મી. ચેમ્બરલેઈનને જર્મની તરફ પક્ષપાત હતો. પોતાન પાડોશી જેવાં રાજ્યો સાથે બની શકે ત્યાં સુધી મૈત્રી જાળવવી જોઇએ. જર્મનો એટલે અંગ્રેજોના જૂના મિત્રો અને પાડોશી. અંગ્રેજોનો રાજ્યવંશ જર્મનીમાંથી આવ્યો છે. આ કારણે ચેમ્બરલેન જર્મની સાથે શત્રુતા કરવા ઇચ્છતો નહોતો. પરંતુ અંગ્રેજી પ્રજામત તેવો નહોતો. તેમાં પણ બળવાન ટોરીપક્ષ અને તેનાં વર્તમાનપત્રો જર્મની સામે પગલાં લેવા આગ્રહ કરતાં હતાં. જર્મનીની સદ્બુદ્ધિને આંકવા માટે અંગ્રેજો અને ફ્રેંચોએ રુમાનિયા અને પોલેંડને અભયવચન આપી કોઈ આક્રમણ કરે તો તેની સામે લડવામાં મદદ કરવા વચન આપ્યાં પણ અંગ્રેજો અને ફ્રેંચોની બાંહેધરીને કંઈ જ ન ગણકારી જર્મનીએ પોલેંડ ઉપર આક્રમણ કર્યું. પરિણામે બીજું મહાયુદ્ધ આવ્યું.

## અંગ્રેજોની તૈયારી

અંગ્રેજોએ પોતાની હમેશની નીતિ અનુસાર કાફલાને તો બરાબર રાખ્યો હતો, પરંતુ તેનું ખુશ્કી લશ્કર અને હવાઈ દળ જર્મની જેવું ન ગણાય. એની પાસે વિમાની હલ્લાથી દેશનું રક્ષણ કરવાનો પ્રબંધ ન હતો. જે તૈયારી જર્મની ૭ વર્ષથી કરી રહ્યું હતું તેને માટે ઇંગ્લેંડ પાસે ૭ માસનો જ સમય હતો. મ્યુનિક પછી અંગ્રેજોને લાગ્યું કે લડાઈ જરૂર થશે, એટલે પાણીની પેઠે પૈસા વાપરી લડાઈની તયારી આદરી. આખા બ્રિટનમાં જુદે જુદે સ્થળે બચાવકામ ઊભાં કરી લાખો વિમાનોને તોડી પાડવાની તોપો ઊભી કરવાની હતી, લાખો વિમાનોના ઝેરી ગેસથી બચવા આશ્રયસ્થાનો બનાવવાનાં હતાં.

ખુશ્કી લશ્કરમાં અંગ્રેજોએ પોતાની ખામી જોઈ. એમની પાસે માત્ર ૧॥ લાખનું સુશિક્ષિત સૈન્ય હતું. જર્મની ૩૦ લાખ જુવાનોને યુદ્ધભૂમિ પર હાજર કરી દઈ શકે તેમ હતું. અંગ્રેજો પાસે જર્મનો જેવું બીજી લાઈન અને ત્રીજી લાઈનનું સૈન્ય ન હતું. આથી એમણે ૭ માસ ઉપર ૨૦–૨૨ ની ઉમર વચ્ચેના જુવાનોની ફરજિયાત ભરતી જાહેર કરી. જર્મનીની પેઠે આધુનિક શસ્ત્રાસ્ત્રો નહોતાં એટલે કારખાનાં-ઓનાં સાંચાકામ ફેરવી નાખી શસ્ત્રો બનાવવાનું શરૂ કર્યું. પણ એ કામ ઉતાવળે થઈ શકે તેવું નથી હોતું. હવે એમણે ફ્રેંચોની મદદથી એ કામ કરવા માંડ્યું છે. છતાં ય હજી જર્મની જેવી સુસજ્જતા આવેલી નથી દેખાતી. હમણાં અંગ્રેજોએ પાંચ લાખ માણસોને યુદ્ધશિક્ષણ આપવું શરૂ કર્યું છે.

જર્મનીના સૈન્યે હવે ઘોડાઓને બદલે મોટરો વાપરવા માંડી છે. તોપો માટે મોટરો વપરાય છે. આ મોટરસૈન્ય અશ્વસૈન્ય કરતાં દશ ગણી ઝડપે કામ કરે છે અને ગઈ લડાઈનો ઘોડાઓનો ત્રાસ બંધ થઈ ગયો છે. યુદ્ધમાં ઝડપ એ તો વિજયની કૂંચી અને

સગી બેન છે. અંગ્રેજોએ પણ પોતાની પ્રજાનાં ખાનગી મોટરકારખાનાંઓને યુદ્ધમોટરો બનાવવામાં લગાડી દીધાં છે. ઇંગ્લેંડ પાસે સારી ટેંકો નહોતી તે બનાવવાનું કામ પુષ્કળ કારખાનાંઓને મળી ગયું છે. જેટલું કામ વરસમાં થતું હતું તેટલું ત્રણ માસમાં ઉતારવા અંગ્રેજોએ હામ ભીડી છે. એમને એક લાખ મોટરો અને ટેંકોની જરૂર છે. દશ લાખ માણસો માટે હથિયાર અને દારૂગોળો બનાવવાનો છે. આ કામ ભગીરથ છે. જૂનાં હથિયારો લગભગ નકામાં છે, બધાં નવાં બનાવવાનાં રહે છે.

જર્મનીનાં ૮૦૦૦ વિમાનો સામે ઇંગ્લેંડ પાસે ૨૦૦૦ વિમાનો હતાં. એમાં પણ ઘણાં જૂની ઢબનાં હતાં. એટલે વિમાનોમાં પણ ઘણું કરવાનું છે. ફ્રેંચો પણ આ બાબતમાં પ્રગતિશીલ નહોતા. વિમાનોનો ધીમે ધીમે વિકાસ કરી તે બાંધતાં શિખાય છે એટલે એ બંને દેશો અમેરિકા કે જ્યાં પ્રગતિ ઘણી છે તેની પાસેથી હમણાં ખરીદે છે. વિમાન એ આજના યુદ્ધની અગત્યની પાંખ છે એટલે ભવિષ્યમાં ઇંગ્લેંડ પોતાની જરૂરિયાત પોતે પૂરી પાડતું થઈ જશે ખરું.

ગ્રેટબ્રિટનની ચારે તરફ સમુદ્ર છે, એ એક મોટો બેટ જ છે. ત્યાં ખોરાકી અને કારખાનાનાં કાચાં દ્રવ્યો સ્ટીમરો મારફતે જ પરદેશથી પહોંચી શકે. એના પોતાના દેશમાં તો એનું ઉત્પન્ન નથી. એટલે તેણે અગમચેતી વાપરી છ આઠ માસ જેટલો દ્રવ્યસંગ્રહ કરી રાખ્યો છે. ઘઉં, પેટ્રોલ, રબ્બર, ચા, વગેરે પદાર્થો લાખો ટનના હિસાબે ખરીદી રાખ્યો છે. જર્મનીની સબમરિનોના ભયથી કદાચ વહાણવટું બંધ થઈ જવાનો વખત આવે તો આ પ્રબંધથી રાહત મળે તેવી વકી છે.

### ગ્રેટબ્રિટનનો યુદ્ધનો ખર્ચ

ગ્રેટબ્રિટન દૃઢ નિશ્ચયી છે. એક કામ બહુ જ વિચાર અને ધીમાસથી ઉપાડે છે. પૂરું કરવાની પણ અસામાન્ય ધીરજ એની પાસે છે. એ સમૃદ્ધ દેશ છે. એણે યુદ્ધમાં પોતાનાં પ્રજાકીય બધાં સાધનો રોકયાં છે. અબજો પૌંડ એ ખર્ચે છે. એનો યુદ્ધનો ખર્ચ સર જોન સાઇમન ખજાનચી સાહેબની ગણતરી મુજબ દરરોજના આઠ કરોડ રૂપિયાનો છે. અંગ્રેજો આવો ભયંકર ખર્ચો માત્ર બે વરસ સુધી જ નિભાવી શકે તેમ છે. પાછળથી ખાનગી પ્રજાનાં આર્થિક સાધનો પણ યુદ્ધના વિજય માટે જ વપરાશે. માણસો, હથિયારો, સ્ટીમરો, વિમાનો, રેલ્વે, શરાફી-સર્વેનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવશે. આ રીતે તદ્દન થાકી જવા સુધી લડાઈ ચાલશે. યુદ્ધમાં કેટલાં સાધનો અને શક્તિની જરૂર પડે તે કહેવું મુશ્કેલ છે.

### ગ્રેટબ્રિટન પ્રજાસંઘને નબળો પાડે છે

બાવન પ્રજાઓનો બનેલો પ્રજાસંઘ ગ્રેટબ્રિટન અને ફ્રાન્સના મુખ્યપણા નીચે ચાલતો હતો. આ બંને રાજ્યો પ્રજાસંઘનો કબજો લઈ પોતાના સ્વાર્થને પોષતા હતા. અંગ્રેજોએ પોતાનાં સંસ્થાનો અને હિંદને તેનાં સભ્યો બનાવી બહુમતિ મેળવી હતી. પરંતુ આ બંને રાજ્યોના સ્વાર્થો જુદા પડયા. અંગ્રેજોએ જાપાનને મંચુરિયા લેવા દીધું. જર્મની તરફ ઉત્તેજનની રાજ્યનીતિ શરૂ કરી. ઇટાલિએ એબિસિનિયા પર આક્રમણ કર્યું તે તરફ આંખમીંચામણાં થયાં. આથી પ્રજાસંઘના મોવડીઓમાં મતભેદ પડયો. જર્મની, જાપાન અને ઇટાલિ પ્રજાસંઘને છોડી ગયાં. મતભેદો વધ્યા અને પ્રજાસંઘ નપુંસક બન્યો.

ફ્રેંચો અને અંગ્રેજોના મતભેદોએ, ચાર વર્ષો સુધીની એમની જુદી રાજ્યનીતિએ, જાપાન, ઇટાલિ અને જર્મનીને મજબૂત બનાવી દીધાં. સને ૧૯૩૮ની શરૂઆતમાં બંને રાજ્યોએ પોતાની ભૂલ જોઈ. તેમની સત્તા પર આ પહેલાં જ સખ્ત ઘા પડયા હતા. મોડાં મોડાં પણ બંને સમજી ગયાં. અંગ્રેજોનો સાગર ઉપરનો કાબૂ અને ફ્રાન્સનું ખુશ્કી લશ્કર એક નીતિ ધારણ કરી મજબૂત બનવા લાગ્યાં. ખુશ્કી લશ્કરમાં ઇંગ્લેંડ પાંગળું છે અને બ્રિટનનાં સાગરકાફલા વિના ફ્રાન્સ પાંગળું છે. ચાલુ યુદ્ધમાં આ બંને રાજ્યો આર્થિક, લશ્કરી, વૈમાનિક અને સામુદાયિક સાધનો એક તંત્ર નીચે લાવ્યાં છે. આવી એકસંપી વિના તેમને વિજય દુર્લભ છે.

### જર્મની અને ઇંગ્લેંડ

સને ૧૯૩૮ સુધી જર્મની તરફ ઇંગ્લેંડ સહાનુભૂતિની નજરે જોતું હતું. પરંતુ જર્મનીનો ઉઘાડો રાજ્યલોભ અને સર્વોપરિપણાનો આશય આંખ ઉઘાડનાર બન્યો. જર્મની પોલેંડને ગળી ગયું અને રુમાનિયાના તેલ અને ધાતુ ઉપર મીટ માંડી રહ્યું છે. સ્વીડનના જંગલોનાં લાકડાંની એને લાલચ લાગી છે. જર્મની જેવી નવ કરોડની પ્રજા જગતના દિગ્વિજયની આકાંક્ષા ન કરે તે અસંભવનીય. સાડાચાર કરોડ નબળા અંગ્રેજો અને ચાર કરોડ ફ્રેંચોએ એની મહત્ત્વાકાંક્ષાની વચ્ચે શા માટે આવવું? પણ ઇંગ્લેંડ જર્મનીને યુરોપનાં નબળાં રાજ્યોને પોતાનામાં સમાવી દઈ ઇંગ્લેંડનું ભવિષ્ય ભયમુક્ત કરે તે જોઈ ન શકે તેથી તેણે પોલેંડના ઓઠા નીચે જર્મનીને દાબી દેવા યુદ્ધ જાહેર કર્યું. પણ પોલેંડનો તો જર્મની રશિયાની સહાયથી ગળી ગયું, ઇંગ્લેંડ અને ફ્રાંસ કંઈ કરી શક્યાં નહિ.

### રશિયા અને ઇંગ્લેંડ

જ્યારથી રશિયામાં સામ્યવાદનો પ્રચાર થયો છે ત્યારથી જ મૂડીવાદી ઇંગ્લેંડ એની સામે અનેક પ્રકારે રોષ દેખાડવા લાગ્યું છે. રશિયા સને ૧૯૨૫ થી '૩૫ સુધી તદ્દન નબળું હતું. ત્યારે ઇંગ્લેંડે ઉઘાડી રીતે તેનું પુષ્કળ અપમાન કર્યું. પણ રશિયા બળવાન થયું છે તે જણાતાં જર્મનીના બળને દાબવા રશિયા સાથે બહારથી મૈત્રીનો ડોળ ઘાલ્યો. પરંતુ રશિયા ઊલટી જ બાજી ખેલ્યું, એના કટ્ટર શત્રુ જર્મનીને મળી જઈ તેણે વિના તકલીફે પોલેંડનો અર્ધો ટુકડો મેળવ્યો. ઇંગ્લેંડ અને ફ્રાન્સ જર્મની જોડે લડે છે ત્યારે તે ઇસ્થોનિયા, લેટવિયા અને લિથુઆનિયાને પોતાનાં આશ્રિત બનાવે છે. જો કે બહાદુર અને સ્વમાની ફિન્લેન્ડ રશિયા સામે થયું છે. ફિન્લેન્ડના ૩૦ હજાર સૈનિકો રશિયાના ત્રીસ લાખના સૈન્યને હંફાવે છે. આખા જગતની સહાનુભૂતિ ફિન્લેન્ડ તરફ ઢળી છે. ઇંગ્લેંડ-ફ્રાન્સ તો જર્મની જોડે લડવામાં મશગૂલ હોવાથી તેને ગણવા જેવી સક્રિય મદદ કરી શકે તેમ નથી, અમેરિકા તો દૂર પડી ગયું છે, આ સ્થિતિમાં ફિન્લેન્ડ કેટલો વખત ટકશે? સ્વીડન અને નોર્વે મદદ કરવા બંધાયેલાં છે પણ તે નબળાં છે.

### પશ્ચિમના મોખરે

જર્મનીના પશ્ચિમના મોખરા પર જર્મનીના પચ્ચીસ લાખ સૈન્યની સામે ફ્રાન્સનું તેટલું જ સૈન્ય પડ્યું છે; અંગ્રેજોના બે લાખ માણસો ત્યાં પહોંચ્યા છે, બીજા બે લાખ તુરતમાં પહોંચશે. કુલ દશ લાખ ત્યાં જઈ શકે તેમ છે. ૭ માસ પછી ફ્રાન્સ અને બ્રિટનનાં કારખાનાં બહુ જોરથી દારૂગોળો અને હથિયારો બનાવી શકશે ત્યારે જર્મની ઉપર તેઓ તૂટી પડશે. આ દરમિયાન જર્મની જો આર્થિક રીતે કમતાકાત થયું તો ઇંગ્લેંડ-ફ્રાન્સનો વિજય વહેલો થશે જો રશિયા સંપૂર્ણ સહકાર આપી જર્મનીને કાચાં દ્રવ્યો પૂરાં પાડશે તો રંગ જુદો બનશે.

### અંગ્રેજોના સાગરકાફલા

જર્મનીથી આ કાફલો ત્રણ ગણો બળવાન હોવાથી જર્મન મનવારો કીઅલની નહેરના સુરક્ષિત સ્થળમાં છુપાઈ રહ્યો છે. એનું વહાણવટું ઘણું ખરું વિખેરાઈ ગયું છે, ઘણું તટસ્થ રાજ્યોના હાથમાં સુરત પડ્યું છે. ઘણું અંગ્રેજો અને ફ્રેંચોએ પકડી લીધું છે, ઘણું ડૂબી ગયું છે. જર્મનીનો વેપાર લગભગ ખોરવાઈ ગયો છે. એને કાચાં દ્રવ્યો ઇટાલિ પૂરાં પાડે છે. ઇટાલિ તટસ્થ હોવા છતાં જર્મનીનું મિત્ર છે. જર્મનીને તે પોતાના વહાણવટાથી સર્વ વસ્તુઓ પૂરી પાડવાના પ્રયત્નો કરે છે. અંગ્રેજો ઇટાલિની તટસ્થતાનું મોટું મૂલ્ય આંકી એની પ્રવૃત્તિને અટકાવતું નથી. અંગ્રેજોએ જર્મનીની આસપાસ ઘેરો ઘાલ્યો છે પરંતુ હમણાં તો જર્મની અંગ્રેજોનાં વહાણોનો ઘાણ કાઢવા માંડ્યું છે. જર્મન સબમરિનોના ભયને કંઈક અંકુશમાં આણ્યો તો જર્મનીએ લોહચુંબકની ડાયનામાઈટવાળી સુરંગો સેંકડોની સંખ્યામાં છૂટી મૂકી છે. આથી અંગ્રેજ વહાણોને ઘણું નુકસાન થાય છે. દરરોજ બે [illegible] બ્રિટિશ સ્ટીમરો ડૂબે છે. સુરંગોથી તટસ્થ રાજ્યોની સ્ટીમરો પણ ડૂબે છે. આની સામે એ રાજ્યોએ

વિરોધ જાહેર કર્યો છે પરંતુ એવા નબળા વિરોધને કોઈ ગણકારતું નથી. અંગ્રેજોની ૨૨૦૦૦ સ્ટીમરોમાંથી લગભગ ૩૫૦ ડૂબી છે. લોહચુંબકની સુરંગો સ્ટીમરના લોઢાના ખોખા તરફ ખેંચાઈ તેની જોડે અથડાય છે આથી સ્ટીમરને જફા પહોંચે છે. અંગ્રેજો આ ભયને હજી કાબૂમાં નથી લાવી શકયા. જર્મની વિમાનોની છત્રીઓ દ્વારા પણ સુરંગો સાગરમાં છૂટી મૂકે છે. ઉપરાંત ત્રણથી પાંચ જર્મન મનવારો સાગરમાં છુપાતી ફરે છે. હિંદી મહાસાગરના અંગ્રેજી વહાણોને આનો બહુ ભય રહે છે. આ રીતે જર્મની અંગ્રેજોનો સમુદ્રવ્યવહાર અટકાવી દઈ ઈંગ્લેંડમાં આવતાં કાચાં દ્રવ્યોની આયાતને અટકાવવા ધારે છે. આમ થઈ શકે તો ઈંગ્લેંડ પૂરેપૂરું મુશ્કેલીમાં મુકાય.

### અમેરિકાની ઇંગ્લેંડ-ફ્રાન્સને સહાય

કોઈ પણ યોગે અમેરિકા આ યુદ્ધમાં ન પડે તેવી પેરવી ત્યાંની પ્રજા કરે છે. ગયા યુદ્ધમાં અંગ્રેજો ફ્રેંચો, જર્મનો વગેરે દેશોને ધીરેલા ત્રણ અબજ ડૉલરોનું અમેરિકાનું લેણું કે એનું વ્યાજ એ રાજ્યો આપતાં નથી. એ દેશોના દેવાળાથી અમેરિકાને ઘણું નુકસાન થયું છે આ વખતે ઇંગ્લેંડે અમેરિકાને યુદ્ધ તરફ આકર્ષવા ઘણી યુક્તિઓ કરી પણ હજી સુધી તેનું પરિણામ કંઈ આવ્યું નથી. છતાં અંગ્રેજોએ અમેરિકાને સમજાવીને યુદ્ધ-સામગ્રી ઉપરનો અંકુશનો કાયદો દૂર કરાવ્યો છે. અમેરિકા રોકડે નાણે આ વસ્તુઓ વેચશે. તેમ જ મિત્ર રાજ્યોની સ્ટીમરોજ એ માલ લઈ જાય એવી શરત કરીને પોતાનાં વહાણોને એ જોખમમાંથી બચાવ્યાં છે. તાત્ત્વિક રીતે અમેરિકા જર્મનીની નીતિથી નારાજ છે.

### બ્રિટનની છેલ્લી સ્થિતિ

બ્રિટને પણ જર્મનીનો સાગર વ્યવહાર અટકાવી દેવાના પ્રયત્નો કર્યા છે. જર્મનીએ બેલ્જિયમ, હોલેંડ, નોર્વે, સ્વીડન વગેરે સાગરરાજ્યો ઉપર પણ આક્રમણની નેમ રાખવી પડે તેમ છે, અને પોતે તો ગરીબ છે, રશિયા પાસેથી એને કેટલો સમય માલ મળે તે ચોક્કસ ન કહી શકાય, ઘણાખરા દેશોની સહાનુભૂતિ ગુમાવી છે, એક જાપાને બ્રિટિશનીતિ સામે પડકાર કર્યો છે પણ બીજાં કારણો એવાં છે કે બ્રિટન જર્મનીને હંફાવી શકે.

જર્મન રેડિયોની જાહેરાત આ યુદ્ધનું મૂળ બ્રિટિશ રાજદ્વારીઓને ઠરાવે છે. બ્રિટિશો તરફ જર્મનીને બહુ દ્વેષ છે. ફ્રેંચો તો અંગ્રેજોના રમકડાં મનાય છે. બ્રિટિશ ઉપર આક્રમણ કરવા હોલેંડ ઉપરથી જર્મનીએ ઉડ્ડયન કરવું પડશે એટલે જો હોલેંડ તેનો વિરોધ કરે તો ઈંગ્લેંડ તેની પડખે જ રહે.

ઈંગ્લેંડ વિષેની છેલ્લી બાતમી તેની ફિન્લેન્ડને રશિયા સામે સહાય કરવાની ઇચ્છાની છે. ઈંગ્લેંડ એ કરી શકશે ?

# અંગ્રેજી શિક્ષણ અને રાષ્ટ્રીય જાગૃતિ

શ્રી. દિલખુશ બ. દિવાનજી

દાદાભાઈ નવરોજી લખી ગયા છે કે બ્રિટિશ સરકારે અંગ્રેજી કેળવણીનો પ્રચાર કરી હિંદની પ્રજા પર ભારે ઉપકાર કર્યો છે. અંગ્રેજી કેળવણીના પ્રચારથી શિક્ષિત વર્ગમાં સ્વતંત્રતા અને દેશપ્રેમની ભાવના જાગૃત થઈ છે.[1] અંગ્રેજી કેળવણીએ પશ્ચિમની સંસ્કૃતિનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં છે. અને યુરોપના સ્વાતંત્ર્ય-પોષક સાહિત્યનો અમૂલ્ય લાભ શિક્ષિત વર્ગને મળી શક્યો છે. મેકોલેના શબ્દમાં કહીએ તો અત્યાર સુધી જંગલી હિંદ અજ્ઞાનતાના અંધકારમાં ડૂબ્યું હતું, અને અંગ્રેજી કેળવણીના પ્રચારથી તેમાં પશ્ચિમની સંસ્કૃતિની તેજસ્વી જ્યોત પ્રગટી રહી છે. અંગ્રેજી કેળવણીના આ લાભો વિષેની માન્યતા ફક્ત દાદાભાઈની ન હતી પરંતુ ગોખલે, ફિરોજશાહ મહેતા, રમેશચંદ્ર દત્ત વગેરે મહાન દેશભક્તો પણ આ દૃષ્ટિએ અંગ્રેજી કેળવણીના ઉપાસક હતા. હિંદની રાષ્ટ્રીય મહાસભા પણ એ ભાવનાથી મુક્ત ન રહી અને તેની સર્વે પ્રવૃત્તિઓ એ માન્યતાથી રંગાયેલી રહેતી.

ખરેખર હિંદનું કમનસીબ છે કે જે વસ્તુથી પ્રજાને ભારેમાં ભારે ગેરલાભ થયો છે તેને જ આપણા મહાન દેશભક્તો અત્યંત લાભદાયક વસ્તુ તરીકે માની લે છે. અંગ્રેજી કેળવણીએ તો પ્રજાનું સત્યાનાશ વાળ્યું છે. અને છતાં એમ મનાય છે કે એથી તો દેશમાં રાષ્ટ્રીયતા અને સ્વતંત્રતાની ભાવના જાગી છે. બરાબર વિચાર કરતાં માલમ પડે છે કે અંગ્રેજી શિક્ષણનો આપણો મોહ સામ્રાજ્યવાદીઓએ પાથરેલી મોહજાળનું એક અનિવાર્ય પરિણામ છે. પરાધીન પ્રજાનું મન જીતી લઈ તેમનો સંપૂર્ણ સહકાર મેળવવામાં કેળવણીના શસ્ત્રને અત્યંત ઉપયોગી શસ્ત્ર તરીકે સામ્રાજ્યવાદીઓ લેખે છે. આથી પરદેશી સરકાર પરાધીન પ્રજાની કેળવણીમાં રસ લઈ તેના પર તેનો અંકુશ વર્તાવી દે છે. અંગ્રેજી કેળવણીની શરૂઆત આવા જ હેતથી થઈ છે. પરાજિત, પરાધીન થતી ભારતની પ્રજાને, એ પ્રિય થઈ પડશે એવી આશાઓ તે વખતે જરૂર રાખવામાં આવેલી. ૧૭૯૨-૭માં એક અંગ્રેજ અમલદારે અંગ્રેજી કેળવણી પર એક પુસ્તક લખ્યું હતું. અને તેમાં બ્રિટિશ સરકારનો સ્વાર્થી હેતુ સ્પષ્ટ કરતાં તેમણે જણાવ્યું હતું કે—" અંગ્રેજી કેળવણીના વિજયમાં તો આપણા રાજ્યની સ્થિરતા છે, તેથી કંઈ આપણા રાજ્યનો વિનાશ નહિ થાય. "[2]

વડી સરકારના કારોબારી મંડળના તે વખતના સભાસદ આગર્થનોટે પણ કલકત્તા વિદ્યાપીઠના પદવીદાન સમારંભ સમયે આવા જ વિચારો પ્રગટ કર્યા હતા. " હિંદની સરકાર તરફથી પ્રજાને મળતી કેળવણી જેટલી વધારે પૂર્ણ અને સર્વગામી હશે તેટલા પ્રમાણમાં પ્રજા બ્રિટિશ સરકારના લાભોની સારી કદર કરી શકશે અને અત્યારની સ્થિતિમાં અસરકારક ફેરફાર કરવાના પ્રયાસોને તે વખોડી કાઢશે. "[3]

અંગ્રેજી કેળવણીના પ્રચારમાં બ્રિટિશ સરકારનો સ્વાર્થી હેતુ સમાયો છે. તેથી જ જ્યારે કોઈ સંસ્થામાં

૧ વિદુષિ બિસંટની 'ઇંડિયા એનશેન'ના પુસ્તકમાંથી. પા. ૬૪

૨ હરદયાળ કૃત "થોટસ ઓન એજ્યુકેશન "ના પુસ્તકમાંથી પા. ૨૯

૩ હરદયાળ કૃત " થોટસ ઓન એજ્યુકેશન "ના પુસ્તકમાંથી. પા. ૨૯

કેળવણીથી સાચી સ્વતંત્રતા અને રાષ્ટ્રભાવના જાગૃત કરવાના પ્રયાસો થાય છે ત્યારે તે સંસ્થાને અંકુશમાં લેવા અને દાબી દેવા સરકાર ભારે પ્રયાસો કરે છે.

કેળવણીસંસ્થાઓ જ્યાં સુધી સરકારને ગમતી અને તેના રાજ્યને પોષનારી–કેળવણી આપે છે ત્યાં સુધી તે સંસ્થાઓ સામે સરકારને કાંઈ વાંધો નથી હોતો. પરંતુ જ્યારે એ જ સંસ્થાઓ ભ્રમણા અને મોહજાળનો પડદો ચીરી પ્રજાને તેની સાચી સ્થિતિનું ભાન કરાવી તેનામાં સાચી રાષ્ટ્રીયતા રેડવાના પ્રયાસો કરે છે ત્યારે સરકાર તરત તેને હેરાન કરે છે. ટૉલ્સ્ટૉય સાચું જ લખી ગયા છે કે પરાધીન પ્રજાની કેળવણી સાચી નીવડે છે ત્યારે સ્વાર્થી સરકાર તરત જ તે અટકાવે છે અને અંધકારમાં તેને પડી રહેવા દે છે.[૪]

બ્રિટિશ સરકારે આવી જ રીતે અંગ્રેજી કેળવણીની મોહજાળ શિક્ષિત વર્ગ પર નાખી છે. અને તેમાં ફસાયેલો વર્ગ અત્યંત વિનાશકારક વસ્તુને આશીર્વાદરૂપ ગણી લે છે. આ ભ્રમણામાંથી કોઈક જ મુક્ત રહી શક્યું છે. ૧૯૦૯માં ડૉક્ટર આનંદકુમાર સ્વામી અંગ્રેજી કેળવણીનો આ મોહ અને દંભ કળી શક્યા હતા અને તેથી જ તે વખતે લખેલા એમના પુસ્તકમાં એમણે પોકાર કર્યો હતો કે—

હિંદમાં બ્રિટિશ રાજ્યની વિચિત્રતા જ એ છે કે જે વસ્તુને આપણે આશીર્વાદ તરીકે વધાવી લઈએ છીએ તે ખરી રીતે એક અનિષ્ટ હોય છે. અત્યારની કેળવણી એવી જ વસ્તુ છે.[૫]

સદ્ભાગ્યે મહાત્મા ગાંધીએ અસહકારની ચળળળ શરૂ કરી આ વિનાશકારક ભ્રમણા કેટલેક અંશે દૂર કરી છે. સરકારી કેળવણીના બહિષ્કારથી જ એમણે અસહકારની ચળળળ શરૂ કરી અને તેથી અંગ્રેજી કેળવણીની પોકળતા બહાર પડતી ગઈ. અંગ્રેજી કેળવણીથી જ રાષ્ટ્રીયતાની ભાવના જાગૃત થઈ છે એ માન્યતા અગાઉ લગભગ સર્વમાન્ય હતી હવે તો ઘણા માનતા થયા છે કે કેળવણીના ક્ષેત્રમાં પણ સરકારે પ્રજાના હિતનો વિનાશ જ કર્યો છે. અંગ્રેજી કેળવણીથી હિંદની રાષ્ટ્રીય જાગૃતિ સ્વતંત્ર છે. એની સાક્ષી ઇતિહાસ પૂરે છે. પ્રથમ તો બ્રિટિશ રાજ્ય પહેલાં પણ પ્રજામાં રાષ્ટ્રીયતા હતી એ સત્ય પ્રતિ ઘણા દુર્લક્ષ રહે છે. મોગલ સમયમાં કંઇ અંગ્રેજી કેળવણીનો પ્રચાર ન હતો અને છતાં તે વખતે પ્રતાપસિંહ, ગુરુગોવિંદ, અને શિવાજી જેવા શૂરવીર રાષ્ટ્રનેતાઓ પ્રજા મેળવી શકી હતી. અને તેમણે પરદેશી મોગલ રાજ્યના પાયા હલમલાવી નાંખ્યા હતા. ધાર્મિક ક્ષેત્રમાં પણ નાનક, કબીર, રામદાસ, તુકારામ, જેવા મહાન સંતો ભારતભૂમિ પર અવતર્યા હતા. અને તેમના ઉપદેશથી લાખો હિંદુમુસલમાનો સન્માર્ગે વળ્યા હતા. બ્રિટિશ રાજ્યની સ્થાપના પછી પણ જ્યાં અંગ્રેજી કેળવણીના વિનાશકારક પગલાં પડ્યાં ન હતાં ત્યાં સ્વદેશપ્રેમ તથા સ્વતંત્રતાની ભાવના પૂર્ણરૂપે પ્રગટી રહી હતી. બ્રિટિશ સામ્રાજ્યની ઝૂંસરીમાં જે જે પ્રદેશો આવતા ગયા તે તે પ્રદેશની પ્રજાએ તરત જ સ્વતંત્ર થવા ભયંકર પછાડા મારવા શરૂ કર્યા હતા, એવા નવા જીતાયેલા પ્રદેશોમાં ચાર્લ્સ ટ્રેવલીન નામના અંગ્રેજ અમલદારે થોડાં વર્ષો ગાળ્યાં હતાં. અને ત્યાર પછી તે બંગાળામાં ગયો હતો. બંગાળામાં તે વખતે (૧૮૩૦–૩૮) અંગ્રેજી કેળવણીનો પ્રચાર થઈ ચૂક્યો હતો, પરંતુ પેલા નવા જીતાયેલા પ્રદેશોમાં અંગ્રેજી કેળવણીનાં પગલાં મંડાયાં ન હતાં. બન્ને પ્રદેશોની પ્રજાના અનુભવો ચાર્લ્સ ટ્રેવલીનને થયા હતા. અને તે વિષે તે લખે છે કે, “ અત્યારના મારા અભિપ્રાયો કેવળ વિચારો કરવાથી જ નથી બંધાયા. વર્ષોના અનુભવ અને અવલોકનના પરિણામે એ અભિપ્રાયો મારે સારુ અનિવાર્ય થઈ પડયા છે. નવા જીતાયેલા પ્રદેશોમાં મેં થોડાં વર્ષો ગાળ્યાં હતાં. અને મને માલમ પડયું કે આપણા રાજ્યની નવીનતાને લીધે અને દેશી માન્યતાઓ ફેરવવાના આપણા પ્રયાસોને અભાવે ત્યાંની પ્રજાની રાષ્ટ્રીય ભાવનાઓ અને વિચારોમાં બિલકુલ પરિવર્તન થયું ન હતું. રંક અને તવંગર,

૪ ટૉલસ્ટૉય કૃત એસેઝ ઍન્ડ લેટર્સ. પાનું ૯૯

૫ ડૉ. આનંદકુમાર સ્વામી કૃત ‘ એસેઝ ઇન નેશનલ આઇડિયાલિઝમ ’ પાનું ૯૯

કુલીન વર્ગ અને નીચ વર્ગ–સર્વ કોઈના મનમાં એક જ વાત રમી રહી હતી અને તે એ કે એમની રાજકીય સ્થિતિ સુધરવી જોઈએ. દેશનો સમજુ વર્ગ એમ જ માનતો હતો કે પ્રજાની અધોગતિ અટકાવવાનો એક જ ઉપાય હતો અને તે હિંદમાંથી બ્રિટિશ સરકારને કાઢી મૂકવી." ૬

ચાર્લ્સ ટ્રેવલીનના અનુભવ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે જેને અંગ્રેજી શિક્ષણ મળ્યું ન હતું તેમનામાં પણ રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવના પ્રબળ હતી. ચાર્લ્સ ટ્રેવલીનને એ પણ અનુભવ થયો છે કે અંગ્રેજી શિક્ષણના પ્રચારથી પ્રજામાં રહેલી રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવના કચરાઈ જાય છે. અને તેમનામાં ગુલામી વૃત્તિ પેદા થાય છે. એ વિષે લખતાં ટ્રેવલીન આગળ જણાવે છે:

'ત્યાર પછી હું બંગાળામાં ગયો અને ત્યાંની સ્થિતિ તદ્દન જુદી જણાઈ. અંગ્રેજી કેળવણીના પ્રચાર-થી શિક્ષિત વર્ગમાં જુદા જ પ્રકારની ભાવના જાગૃત થઇ હતી અંગ્રેજને હિંદમાંથી કાઢી મૂકવાનો સહેજ પણ વિચાર તેમને થતો નહોતો. અંગ્રેજોનાં ગળાં કાપી નાંખવાના વિચારોને બદલે તેમની ઉમેદ તો અંગ્રેજો સાથે અદાલતોમાં બેસીને કામ કરવાની હતી. પંજાબ અને નેપાળની રાજકીય સ્થિતિ વિષે તેમને બિલકુલ વિચારો આવતા નહોતા. પરંતુ અંગ્રેજોએ સ્થાપેલા વિવાદમંડળોમાં છટાદાર ભાષણો કરવાની તેમને વિશેષ હોંસ હતી.'

ટ્રેવલીનના અનુભવો પરથી સ્પષ્ટ માલમ પડે છે કે અંગ્રેજી કેળવણીથી પ્રજાની રાષ્ટ્રીય ભાવનાને સખત આઘાત પહોંચે છે. જે પ્રદેશો અંગ્રેજી શિક્ષણના પ્રચારથી મુક્ત હોય છે ત્યાં રાષ્ટ્રીય ભાવના ઊછળતી હોય છે અને જ્યાં તે શિક્ષણના વિનાશ-કારક પગલાં મંડાઈ ચૂક્યાં હોય છે ત્યાં તે ભાવના ક્ષીણ થઈ જાય છે. એટલું નહિ પણ પ્રજામાં ત્યાં ગુલામી વૃત્તિ જ જાગૃત થાય છે. તે વખતના રાજ્યકર્તાઓ આ વાત સમજી ગયા હતા. એટલે જ તેમણે બ્રિટિશ સરકારને કાયમનું રૂપ આપવા અંગ્રેજી કેળવણીને સબળ શસ્ત્ર ગણી લીધું. આથી અંગ્રેજી કેળવણીનો પ્રચાર કરી બ્રિટિશ સરકારે પ્રજા પર આશીર્વાદ નથી ઉતાર્યા–એ પ્રચારમાં તો એમનો સ્વાર્થ જ છુપાયેલો છે.

અંગ્રેજી શિક્ષણના સમર્થકોની મુખ્ય દલીલ એ છે કે ૧૮૫૮ના બળવા પછી અંગ્રેજી કેળવણીનો પ્રચાર વિશેષ થયો છે. અને હિંદની પ્રજામાં રાષ્ટ્રીય જાગૃતિ પણ ત્યારે જ આવી છે. રાનડે, દાદાભાઈ, ગોખલે, વગેરે મહાન દેશનેતાઓ ત્યાર પછી જ ઉત્પન્ન થયા છે અને રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના પણ તે સમયમાં જ થઈ. આ ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે હિંદની રાષ્ટ્રીય જાગૃતિ અંગ્રેજી શિક્ષણને જ આભારી છે. પરંતુ આ દલીલ પણ વિચાર કરતાં ખોટી પડે છે. પ્રથમ તો ૧૮૫૮ પછી તો આખા દેશમાં એક જ પ્રકારની વ્યવસ્થિત શિક્ષણપ્રથા હતી. એટલે આપણને ખબર પડી શકતી નથી કે તે સિવાય બીજી કેળવણીનો પ્રચાર થયો હોત તો રાષ્ટ્રીય જાગૃતિ આવત કે નહિ, પ્રજા નિદ્રાવસ્થામાં પડી હોય ત્યારે તેને જાગૃત કરવા કોઈ પણ જાતની કેળવણીની જરૂર હોય છે અને હિંદના વિચિત્ર સંજોગોમાં અંગ્રેજી શિક્ષણનો જ પ્રચાર ૧૮૫૮ પછી થયો, એટલે એમ માની લેવામાં આવે છે કે રાષ્ટ્રીય જાગૃતિ અંગ્રેજી કેળવણીને આભારી છે૭ પરંતુ અંગ્રેજી શિક્ષણમાં વિનાશક તત્ત્વો એટલાં બધાં હતાં કે શિક્ષિત વર્ગમાં તેની સામાન્ય અસર તો ઊલટી જ થઈ. ફક્ત ગણ્યા ગાંઠ્યા શિક્ષિત ભાઇઓમાં જ કંઈક સ્વદેશપ્રેમની અને રાષ્ટ્રીય સ્વતંત્રતાની થોડીઘણી ભાવના જાગૃત થઈ. જો અંગ્રેજી શિક્ષણમાં રાષ્ટ્રીયતાનાં બીજ હોત તો તેની પ્રસાદી મેળવનાર શિક્ષિત વર્ગના મોટા ભાગમાં રાષ્ટ્રીય ચેતનનો સંચાર થયો હોત. પરંતુ પરિસ્થિતિ તો એ છે કે દર વર્ષે બહાર પડતા સેંકડો

૬ 'હરદયાલ કૃત' થોટ્સ ઓન એજ્યુકેશન પાનું ૪૮–૪૯

૭–( ડૉક્ટર આનંદકુમાર સ્વામીકૃત "એસેઝ ઈનનેશનલ આઇડિયલિઝમ" )

સ્તાનકોમાંથી આખા હિંદમાં ગણ્યાગાંઠ્યા સ્નાતકોના હૃદયમાં જ સ્વદેશપ્રેમ જાગૃત થાય છે. કેળવાયેલા વર્ગના મોટા ભાગની વૃત્તિ તો સરકારની નોકરી મેળવી યેન કેન પ્રકારે ઉદરનિર્વાહ કરવા તરફ જ વળી છે. આ પરથી એટલું એ સાબિત થાય છે કે જે થોડા ઘણા દેશભક્તો પાક્યા તેનું કરણ એ નહિ કે તેમણે અંગ્રેજી શિક્ષણ મેળવ્યું હતું. તેમની રાષ્ટ્રીય જાગૃતિનું મુખ્ય કારણ તો એ છે કે અંગ્રેજી શિક્ષણના વિનાશક તત્ત્વો સામે ઝુંબેશ ચલાવી, તેમનામાં રહેલી સ્વતંત્રતાની જ્યોતિ પ્રદીપ્ત રાખવા જેટલી તેમનામાં અસાધારણ શક્તિ હતી. અંગ્રેજી શિક્ષણને લીધે નહિ પરંતુ તે છતાં તેઓ સ્વદેશભક્ત થઈ શક્યા. 'અંગ્રેજી શિક્ષણથી પ્રજાના રાષ્ટ્રીય સંસ્કારો નાશ પામતા જાય છે અને તેથી સાચી રાષ્ટ્રીતા પ્રગટ થતી નથી. એનો સબળ પુરાવો એ છે કે જે ગણ્યા ગાંઠ્યા દેશનેતાઓમાં જે રાષ્ટ્રીયતાનો કંઈક પ્રચાર થયો, તે પશ્ચિમની સંસ્કૃતિથી રંગાયેલી હતી; અને તેમાં કંઈ દમ નથી રહેતો. પ્રથમ તો તે વખતના દેશભક્તો અને દેશનેતાઓ બ્રિટિશ સરકારની મોહજાળમાં એટલા બધા સપડાઈ ગયા કે પ્રજા પર પડતાં દુઃખો અને જુલમોના સત્યસ્વરૂપથી તેઓ વંચિત રહેતા. તેમના સ્વદેશપ્રેમમાં આર્યસંસ્કૃતિના શ્રેષ્ઠ તત્ત્વોની કદાચ અવગણના નહિ હોય છતાં તેનું વિસ્મરણ તો જરૂર થાય છે. સ્વદેશપ્રેમની તેમની ભાવનાએ એટલું બધું પ્રબળસ્વરૂપ પકડયું ન હતું કે ગામડામાં વસતા દુઃખી, ગરીબ હિંદની તેઓ દરકાર કરી તેમની સ્થિતિ સુધારવા, સબળ તથા અસરકારક પ્રયાસો કરે. હિંદની ગરીબાઈનું થોડુંઘણું ભાન તેમને થયું હતું. પરંતુ તેમની માહિતી સરકારને ઠરાવો અને અરજીઓ દ્વારા દર્શાવવી એમાં જ એમનો સ્વદેશપ્રેમ ખલાસ થતો, થોડાક હિંદીઓમાં સ્વતંત્રતાની ભાવના કંઇક અંશે જાગી હશે. પરંતુ તેના પર પરાશ્રયી તત્ત્વોનું આવરણ ફરી વળ્યું હતું. એટલે સરકાર તરફથી ફેંકાતા સુધારાના કકડા મેળવવામાં જ સ્વતંત્રતાની પરિસીમા માની લેતા. સ્વતંત્રતાની લડતમાં તેઓના પ્રયાસો પરાશ્રયી હતા. એટલે તેમની લડતમાં તેજસ્વિતા ન હતી, બલિદાનનો જ્વલંત પ્રભાવ ન હતો અને રાષ્ટ્રીય સ્વમાનની તેમાં પૂરી અવગણના હતી. આ પરાશ્રયી વૃત્તિને પરિણામે જ આપણે હિંદની સ્વતંત્રતા પશ્ચિમના જ ધોરણે રચવા તૈયાર થયા હતા. રાષ્ટ્રીય સ્વતંત્રતા તો રાષ્ટ્રીય સંસ્કારોના પ્રેરક બળ પર જ રચી શકાય છે એ સૂત્રને ભૂલી જઈ આપણે રાષ્ટ્રીય ઉન્નતિના સર્વ ક્ષેત્રમાં પશ્ચિમના જ ક્ષુદ્ર અનુકરણ પર જ સર્વ આધાર રાખવાની ધમાલમાં પડ્યા હતા. આથી અંગ્રેજી શિક્ષણના પ્રતાપે જાગૃત થયેલ રાષ્ટ્રીયતા નમાલી હતી. અને તેમાં રાષ્ટ્રીય સંસ્કારોનું વિસ્મરણ હોવાથી તેમાં રાષ્ટ્રીયતા થોડી જ રહી હતી. જ્યાં આગળ સ્વદેશપ્રેમ અર્ધદગ્ધ અને નિષ્ક્રિય હોય છે, જ્યાં આગળ સ્વતંત્રતાની ભાવના પરાશ્રયી અને નમાલી હોય છે, જ્યાં આગળ રાષ્ટ્રીયતા સ્વમાનઘાતક તથા સ્વસંસ્કૃતિનાશક હોય છે ત્યાં આગળ અંગ્રેજી શિક્ષણના પ્રભાવે જાગૃત થયેલી કહેવાતી રાષ્ટ્રીયતા માટે અભિમાન લેવું એ જેટલું હાસ્યપાત્ર છે તેટલું જ તે પ્રગતિબાધક છે. અંગ્રેજી શિક્ષણની પ્રસાદી મેળવનારની રાષ્ટ્રીયતા સ્વતંત્રતાની ભાવના, અને સ્વદેશપ્રેમમાં કંઈ સત્ત્વ ન હતું. તેથી જ મહાસભાની ત્રીસ ત્રીસ બેઠકો ભર્યા છતાં પણ સ્વદેશની ઉન્નતિ નહિ જેવી જ થઈ શકી, બ્રિટિશ સરકારનો વધતો જતો અમલ અટક્યો નહિ. તેમના સુધારાના કટકા ખાંડમાં બોળેલી ક્વીનાઈનની ગોળીરૂપ નીવડ્યા. પ્રજાની દરિદ્રતા ઉત્તરોત્તર વધતી જ ગઈ. અને સૌથી વિનાશકારક પરિણામ તો એ આવ્યું કે આર્યભૂમિના અંતરાત્મા પર પશ્ચિમની સંસ્કૃતિના પ્રહારોની પરંપરાઓ લેશ માત્ર અટકી નહિ. જ્યાં અંગ્રેજી શિક્ષણના પ્રચાર પછી આર્યાવર્તની સ્થિતિ આટલી દુઃખદ, આટલી ભયંકર છે, ત્યાં તે શિક્ષણને આશિષરૂપ માની લેવું એમાં ભારતનું દુર્ભાગ્ય નહિ તો બીજું શું ?

અંગ્રેજી શિક્ષણથી રાષ્ટ્રીય જાગૃતિ તદ્દન સ્વતંત્ર છે, એનો સબળ પુરાવો તો ગાંધી-યુગમાં પ્રવર્તી રહેલી રાષ્ટ્રીયતામાં મળી આવે છે. અંગ્રેજી શિક્ષણથી પ્રગટેલી ગત વર્ષોની રાષ્ટ્રીય જાગૃતિ સાથે જ્યારે અત્યારની જાગૃતિ સરખાવીએ છીએ ત્યારે અંગ્રેજી

શિક્ષણના સમર્થકોની માન્યતા તૂટી પડે છે. પ્રથમ તો ગત વર્ષોની રાષ્ટ્રીય જાગૃતિની અસર શિક્ષિત વર્ગ પર જ થઈ હતી. હિંદનાં લાખો ગામડામાં રહેતી અભણ પ્રજા એ રાષ્ટ્રીય પ્રવૃતિ પ્રતિ ઉદાસીન રહેતી. મહાત્મા ગાંધીના પ્રતાપે અત્યારે તો રાષ્ટ્રીય જાગૃતિનું પ્રચંડ મોજું આખા ભારતવર્ષમાં ફરી વળ્યું છે. અત્યારે હજારો ગામડાંઓ રાષ્ટ્રીયતા અને સ્વતંત્રતાની ભાવનાઓથી ધબકી રહ્યાં છે. અંગ્રેજી શિક્ષણનું જ્યાં નામનિશાન પણ જણાતું નથી ત્યાં રાષ્ટ્રીય જાગૃતિ પ્રવર્તી રહી છે. અંગ્રેજી શિક્ષણના સમર્થકોને વિશેષ ચમત્કારિક વસ્તુ તો એ જણાશે કે અસહકારને અંગે પ્રવર્તી રહેલી જાગૃતિની સૌથી વધારે અસર એ નિરક્ષર, ભોળી પ્રજા પર થઈ છે. જ્યારે અંગ્રેજી શિક્ષણની અને પ્રસાદી મેળવનાર, કેળવાયેલા વર્ગમાં ગાંધીજીની ચળવળની પવિત્ર ભાવનાઓ બહુ થોડા પ્રમાણમાં ઊતરી શકી છે. આ વસ્તુસ્થિતિ બતાવી આપે છે કે અંગ્રેજી શિક્ષણની મોહજાળમાં ફસાયેલા શિક્ષિત વર્ગને અત્યારની જ્વલંત રાષ્ટ્રીયતા આકરી લાગે છે. આથી જ મુંબઈ કલકત્તા, મદ્રાસ, અમદાવાદ વગેરે અંગ્રેજી શિક્ષણના સ્થળોમાં ગાંધીજીની પ્રવૃત્તિનું સંગીન કાર્ય થતું નથી અને બારડોલી, બોરસદ, ઇત્યાદિ ગામડાંઓમાં તે પ્રવૃત્તિ ધીમી છતાં સ્થિર ગતિ કરી રહી છે અને ત્યાં જ સ્વદેશસેવાનું સર્વોત્તમ કાર્ય થઈ રહ્યું છે. અત્યારની સંગીન રાષ્ટ્રીય પ્રવૃતિમાં ભારે નાન ધરાવનાર પદવીધારી બેરિસ્ટરો અને વકીલોનો પ્રભાવ ઓછો પડે છે, અને ગામડાંઓના અભણ કાર્યકર્તાઓ સૂંગું કામ કરી પ્રજાને દોરી રહ્યા છે. અંગ્રેજી શિક્ષણના જ પ્રતાપે રાષ્ટ્રીય જાગૃતિ પ્રગટી શકે એ માન્યતા કેટલી ભૂલભરેલી છે તે હવે સ્પષ્ટ થાય છે.

અત્યારની રાષ્ટ્રીયતા અર્ધદગ્ધ, પરાશ્રયી, અને નમાલી નથી એટલે જ નમાલી અંગ્રેજી શિક્ષણની જાળમાં ફસાયેલા વર્ગને સ્પર્શ કરી શકતી નથી. અંગ્રેજી શિક્ષણે પ્રજાના રાષ્ટ્રીય સંસ્કારો પર એટલા પ્રબળ પ્રહારો કર્યા છે કે અત્યારની રાષ્ટ્રીયતા અને સ્વદેશપ્રેમની ઉન્નત અને બલિદાનપ્રેરક ભાવનાઓ ઝીલવાનું સામર્થ્ય એ કેળવાયલા વર્ગમાં રહ્યું નથી. અત્યારની રાષ્ટ્રભાવના, સ્વમાનઘાતક અને આર્ય-સંસ્કૃતિવિનાશક નથી એટલે જ અત્યારે આર્યસંસ્કારોનું પુનરુત્થાન થઈ રહ્યું છે અને પ્રજામાં સ્વમાન-વૃત્તિ પાછી પ્રબળ થતી જાય છે. અત્યારે તો સ્વદેશપ્રેમ જ્વલંત અને કાર્યપ્રેરક છે. એટલે જ ૧૯૩૦-૩૪ નાં વર્ષોમાં પ્રસંગ પડતાં હજારો સુકુમાર યુવકો, સ્ત્રીઓ અને વૃદ્ધો જેલયાત્રા કરી દુઃખો સહન કરવા નીકળી પડ્યાં હતાં. અત્યારે ભાષણો અને ઠરાવોમાં પ્રજાનો સ્વદેશપ્રેમ પર્યાપ્ત નથી થતો. આજની જ્વલંત દેશભક્તિએ અત્યારે સંગીન કાર્યકર્તાઓને ગરીબ ભૂખે મરતી પ્રજાની સેવા અર્થે ગામડાંમાં મોકલ્યા છે. આથી અંગ્રેજી શિક્ષણના વિનાશક પગલાં મંડાયાં નથી એવાં ગામડાઓના કાર્યકર્તાઓના સ્વદેશપ્રેમમાં તેજસ્વિતા છે, બલિદાનનો પ્રભાવ છે અને અખંડ સેવાવૃત્તિ છે. અત્યારની સ્વતંત્રતાની ભાવનામાં અંધ અનુકરણની પરાશ્રયી ભાવના નથી અને તેથી સુધારાના ટુકડાથી સંતોષ ન માની લેતાં સંપૂર્ણ સ્વરાજ્ય સારૂ પ્રજા ભારેમાં ભારે બલિદાન આપવા તૈયાર થઈ રહી છે. સ્વરાજ્યનું તંત્ર ઘડવામાં હવે પશ્ચિમની ખખડી ગયેલી રાજ્યવ્યવસ્થાનું ક્ષુદ્ર અનુકરણ કરવાનો રસ કાર્યકર્તાઓને રહ્યો નથી પરંતુ આર્યસંસ્કારોનો સર્વોત્તમ તત્ત્વો પર જ પ્રજાકીય તંત્રો રચવા પ્રતિ વૃત્તિ વળતી જાય છે. અત્યારની રાષ્ટ્રીય જાગૃતિ એથી જ આર્યસંસ્કારોના શ્રેષ્ઠ ગુણો પર રચાઈ છે. અને સ્વાશ્રય, બલિદાન, અને કાર્યપરાયણતા તેના જ્વલંત મંત્રો છે. આવી તેજસ્વી રાષ્ટ્રીયતાને અંગ્રેજી શિક્ષણથી પોષણ નથી મળ્યું. એટલું જ નહિ પણ તેની પ્રગતિમાં એ જ કેળવાયેલો વર્ગ આવી રહ્યો છે. રાષ્ટ્રીય જાગૃતિ અંગ્રેજી શિક્ષણના પ્રચારથી અધૂરી અને પાંગળી બની રહે છે તેનો પ્રત્યક્ષ પુરાવો પણ અત્યારે મળી રહ્યો છે. આપણી રાષ્ટ્ર-ભાવનાનું પ્રેરક બળ જ્યાં સુધી અંગ્રેજી શિક્ષણમાંથી મળતું ત્યાં સુધી તે રાષ્ટ્રીયતા પ્રજાના આત્માને સ્પર્શ કરી શકી નહિ. અને તેટલે અંશે તેનો સંચાર અધૂરો રહ્યો, ગાંધી-યુગની રાષ્ટ્રીય જાગૃતિ અંગ્રેજી શિક્ષણને આભારી નથી અને તેથી જ તેમાં પ્રાબલ્ય છે. અને

સૈકાનું કાર્ય બે ચાર વર્ષોમાં ઉકેલાઈ રહ્યું છે. ભારતદેશના દેશભક્તોની રાષ્ટ્રીયતા અંગ્રેજી શિક્ષણથી રંગાયેલી હતી. એટલે જ તેની અસર જનસમાજ પર ન થઈ. ગાંધી–યુગમાં મહાસભાના ઘણા કાર્યકર્તાઓને અંગ્રેજી શિક્ષણની બારાખડી પણ નથી આવડતી. છતાં તેમની પ્રવૃત્તિઓની સુંદર અસર કેટલાં યે ગામડાંઓમાં થઈ રહી છે.

આ રીતે વિચાર કરતાં આપણે જોઈ શકીએ છીએ કે રાષ્ટ્રીય જાગૃતિ કંઈ અંગ્રેજી શિક્ષણને આભારી નથી. અને અંગ્રેજી શિક્ષણના પ્રચારથી હિંદને લેશ માત્ર લાભ નથી થયો. અત્યારનો અનુભવ તો આપણને એમ જ કહી રહ્યો છે કે જ્યાં અંગ્રેજી શિક્ષણનાં વિનાશક પગલાં પહોંચ્યાં નથી ત્યાં જ રાષ્ટ્રીય પ્રવૃત્તિને વિશેષ સંગીન પોષણ મળતું જાય છે. જે કાર્યકર્તાઓને અંગ્રેજી શિક્ષણ મળ્યું છે અને છતાં જેમણે તેનો મોહ છોડી દીધો છે તેઓ જ દેશનું કલ્યાણ વિશેષ રીતે કરી રહ્યા છે. ટ્રેવલીન લખે છે તેમ અંગ્રેજી શિક્ષણ ન હતું ત્યારે પ્રજામાં રાષ્ટ્રીયતાની અને સ્વતંત્રતાની ભાવના ક્ષીણ થઈ ન હતી. પરંતુ અંગ્રેજી શિક્ષણના પ્રચારથી તો એ ઉન્નત ભાવનાઓ કચરાઈ જાય છે. સ્વતંત્રતાના વાતાવરણમાં આપણે, ઇચ્છીએ છીએ પરંતુ અત્યારની ગુલામી પદ્ધતિ પ્રજામાં રહેલું સત્ત્વ ચૂસી લે છે. મેકોલે તથા રાજા રામમોહનરાયે અંગ્રેજી શિક્ષણ પ્રતિ પક્ષપાત દર્શાવી પ્રજાનું સાચું કલ્યાણ ઓછું જ કર્યું છે; પ્રજામાં જે કંઈ થોડી સ્વતંત્રતાની વૃત્તિ હતી તેને પણ અંગ્રેજી શિક્ષણે દબાવી દીધી અને કેળવાયલા વર્ગમાં પરાશ્રયી અને માનઘાતક ગુલામીવૃત્તિ પોષી છે. કર્મવીર કર્વે તો એમ જ માને છે કે અંગ્રેજી શિક્ષણે ગુલામી વૃત્તિ તો શું પણ મેઢાંની વૃત્તિ પ્રગટાવી પોષી છે.[૯] અત્યારે તો એ અંગ્રેજી શિક્ષણથી જ પ્રજાનો તેજોવધ થઈ રહ્યો છે. એથી કેળવાયેલો વર્ગ એટલો નમાલો થઈ ગયો છે કે એને તો ભારતની પૂર્ણ સ્વતંત્રતાનો ખ્યાલ સરખો પણ આવતો નથી અને દરેક ક્ષેત્રમાં પ્રજા હળધૂત થાય છે. છતાં તે બ્રિટિશ સરકારની હૂંફમાં જ ભરાતો જાય છે. એ અધોગતિમાં કરુણરસ ત્યારે જાગે છે જ્યારે આપણા કેળવાયલા નેતાઓ ભવિષ્યના સ્વરાજનું તંત્ર ઘડવા પૂર્વના આર્યસંસ્કારો ભૂલી જઈ પશ્ચિમનું ક્ષુદ્ર અનુકરણ કરવાની જ હોંસ રાખે છે.[૧૦] જ્યાં આગળ અધોગતિ આટલી હદ સુધી પહોંચી છે ત્યાં પ્રજાની નૈતિક અવનતિ સપાટાબંધ થઈ રહે એમાં શું નવાઈ? અત્યારે આપણી સંસ્કૃતિનાં સાદાઈ અને સંયમનાં ઉન્નત તત્વોને શિક્ષિત વર્ગ હસી કાઢે છે, અને પશ્ચિમની વિનાશક વિલાસિતા અને ક્ષુદ્ર આનંદ માટે વલખાં મારી રહ્યો છે. અંગ્રેજી શિક્ષણે પ્રજાની સ્વાશ્રય વૃત્તિ તોડી નાંખી છે, તેની સ્વમાનવૃત્તિ કચરી નાંખી છે અને પ્રજાના હૃદયમાં રહેલા આર્યસંસ્કારો ઉથલાવી નાંખવા સબળ અને સફળ પ્રયાસો આદર્યા છે. જ્યોર્જ બંડવુડ સાચું જ લખી ગયા છે.

"અમારી શિક્ષણપદ્ધતિથી પ્રજાને પોતાના સાહિત્ય પ્રતિનો પ્રેમ ઓછો થયો છે. તેમનામાં શિથિલતા આવી છે. તેમની કળામાં તેમને આનંદ નથી મળતો. અને સૌથી અનિષ્ટ પરિણામ એ આવ્યું છે કે તેમના પોતાના રાષ્ટ્રીય અને ધાર્મિક સંસ્કારો પરથી તેમનું મન ઊઠી ગયું છે. તેમના કુટુંબમાં તેમના ઘરમાં, તેમને આનંદ નથી પડતો. અને તેમનાં માતા, બ્હેન તથા પત્નીથી તેઓ કંટાળી ગયા છે. જ્યાં જ્યાં એ શિક્ષણનાં વિનાશકારક પગલાં પહોંચ્યાં છે ત્યાં ત્યાં સર્વત્ર અસંતોષ પ્રસરી રહ્યો છે."

જ્યાં અંગ્રેજી શિક્ષણના પ્રચારથી રાષ્ટ્રીયતાનાં સર્વ ઝરણાં સુકાઈ ગયાં છે, જ્યાં પ્રજાની નૈતિક અધોગતિ સપાટાબંધ થઈ રહી છે, જ્યાં સામાજિક અધઃપતન પણ તે જ શિક્ષણને પ્રતાપે શરૂ થયું છે ત્યાં રાષ્ટ્રીય જાગૃતિ સંભવી જ કેમ શકે? ત્યાં સ્વદેશપ્રેમ અને સ્વાતંત્ર્યની ભવ્ય ભાવનાઓ મળી જ

૯. જન્મતિથિ નિમિત્તે આપેલું ભાષણ, મે ૧૯૨૬.

૧૦. સી. ટ્રેવલીન–Thoughts on Education by Hardayal P. 33.

કેમ શકે? અને છતાં આપણે માની રહ્યા છીએ કે અંગ્રેજી-શિક્ષણનું શ્રેષ્ટ પરિણામ પ્રજાની રાષ્ટ્રીય જાગૃતિ છે?

માતૃભાષાનો વિકાસ એ રાષ્ટ્રીય જાગૃતિમાં અનેરું સ્થાન ભોગવે છે. અને તેથી રાષ્ટ્રીયતાને અતિ વ્યાપક રૂપ મળી રહે છે. પરંતુ અંગ્રેજી શિક્ષણથી માતૃભાષાનું નિકંદન વળી ગયું છે. રાષ્ટ્ર-જાગૃતિના એ અમૂલ્ય શસ્ત્રને સરકારે બૂઠું બનાવી દીધું છે. અંગ્રેજી દ્વારા જ શિક્ષણ અપાતું ગયું એટલે કેળવાયલો વર્ગ માતૃભાષા ભૂલતો ગયો અને વખત જતાં તેનાં પરિણામ અત્યન્ત દુઃખદ નીવડતાં ગયાં. અંગ્રેજી ભાષા કેળવણીનું વાહન થઈ પડ્યું, એટલે બાળકની બુદ્ધિનો સ્વભાવિક વિકાસ અટકી પડ્યો, અને તેની વિચારશક્તિ ક્ષીણ થતાં તેમાં પરાવલંબી તત્ત્વો ઘૂસી ગયાં, પરંતુ સૌથી અનિષ્ટ પરિણામ તો એ આવ્યું કે શિક્ષિત વર્ગ અને અભણ વર્ગ વચ્ચે ભેદની જંગી દીવાલો રચાતી ગઈ. અંગ્રેજી શિક્ષણનો મોહ એટલો વધી પડ્યો કે સ્વભાષાનો ઉપયોગ કરતાં કેળવાયલો વર્ગ શરમાય છે અને ક્ષણે ક્ષણે પરભાષાનો આશ્રય લે છે, આથી અંગ્રેજી નહિ જાણનાર સ્વજનો અને કુટુંબીઓ, બાળકો અને ગામડાંની અભણ ભોળી પ્રજા આપણાંથી વિખૂટાં પડતાં ગયાં અને આપણા જ ભાઈઓ આગળ આપણા જ પ્રિય દેશમાં આપણે અજાણ્યા પરદેશી જેવા ગણાવા લાગ્યા.[૧૧] અંગ્રેજી શિક્ષણના આ અનિષ્ટ પરિણામને લીધે જ ગત વર્ષોમાં મહાસભાના કેળવાયલા નેતાઓ ગામડાંની પ્રજાને સ્પર્શી શક્યા નહિ. અને તેથી રાષ્ટ્રીય જાગૃતિએ વ્યાપક સ્વરૂપ ન લીધું. ઉપરાંત એ પરભાષાની આડખીલીથી ગત વર્ષોમાં આપણે રાષ્ટ્રજાગૃતિના દરવાજા સ્ત્રીવર્ગ તથા બાળકો માટે બંધ રાખ્યા હતા. પરંતુ અસહકારની ચળવળ શરૂ થયા પછી અંગ્રેજી ભાષાનો મોહ છૂટવા લાગ્યો છે, અને તેથી કાર્યકર્તાઓ રાષ્ટ્રીય આંદોલનો સ્વભાષા દ્વારા જ કરી રહ્યા છે. આથી આપણે જોઈ શકીએ છીએ કે અત્યારની જાગૃતિ શિક્ષિત અને અભણ, પુરુષ અને સ્ત્રી, શહેરની તેમ જ ગામડાની પ્રજા-સર્વ પર સરખી અસર કરી રહી છે. આવી રીતે અંગ્રેજી શિક્ષણે સ્વભાષાનું નિકંદન કરી રાષ્ટ્રજાગૃતિમાં અનેક વિઘ્નો દાખલ કર્યાં હતાં.

૧૧. મહાત્મા ગાંધી, યંગ ઇંડિયા પાનું ૩૮૯.

આવી રીતે વિચારતાં આપણે જોઈ શકીએ છીએ કે અંગ્રેજી શિક્ષણે રાષ્ટ્રીયતાની સાચી ભાવના જગાડી નથી, એટલું જ નહિ પણ તેના પ્રચારથી હતી એટલી પણ રાષ્ટ્રીયતા ખોઈ, પ્રજા અધોગતિના માર્ગે લલચાઈ રહી છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી છે ત્યાં અંગ્રેજી શિક્ષણને આશિર્વાદરૂપ ગણી વધાવી લેવું એ આપણી ગુલામી મનોદશા સૂચવે છે. અને રાષ્ટ્રીય જાગૃતિના પંથને મૃગજળની ભ્રમણાયુક્ત બનાવી દે છે. એ રાક્ષસી અંગ્રેજી શિક્ષણ પદ્ધતિએ કેળવાયેલા વર્ગને એટલો બધો અંધ બનાવી દીધો છે કે અત્યારે રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓમાં દેશનાં જ્વલંત રત્નો ભારે બલિદાન આપી અથાગ પ્રયાસો કરી રહ્યા છે છતાં તે સંખ્યાબળમાં સરકાર-આશ્રિત વિદ્યાલયો આગળ બિન્દુ સમાન લાગે છે. અત્યારની દેખાતી રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃતિની નિષ્ફળતામાં અંગ્રેજી શિક્ષણની નિષ્ફળતા સોળે કળામાં પ્રકાશી ઊઠે છે.



# जीवनसेवक के साहित्यसेवक ?

श्री. काकासाहेब कालेलकर

સાહિત્યના આદર્શ વિષે દરેક પ્રાંતમાં સતત વાદવિવાદ ચાલતો જ રહે છે. વ્યાસ, વાલ્મીકિ આદિ આદ્ય સાહિત્યકારોને કદાચ સાહિત્યસેવા કરવાનો ખ્યાલ પણ નહિ આવ્યો હોય. એ બધા તો હતા ધર્મના સેવક, સંસ્કૃતિના સંસ્થાપક અને પરિપોષક. લોકસેવા માટે કે આદર્શની સ્થાપનાને માટે એમણે સાહિત્યનું સર્જન કર્યું. એમનો જીવનનો, વિચારનો અને સંસ્કારિતાનો આદર્શ બહુ ઊંચો હતો, તેથી એમનું સાહિત્ય પણ પ્રભાવશાળી અને સંસ્કારી બન્યું. તેઓ સાહિત્યના આદર્શ અનુસાર ન ચાલ્યા પણ તેઓ જે માર્ગે ગયા એ જ માર્ગે સાહિત્યનો આદર્શ પણ અનુસર્યો. એમનામાં જે ઊંચી સંસ્કારિતા અને લોકસેવાની લગની હતી, એમાંથી જ પ્રાણ લઈ—એનાથી જ આકર્ષિત થઈ સાહિત્ય સ્વયં ચૈતન્યપૂર્ણ થયું અને લોકોએ એ સાહિત્યમાં સંજીવની શક્તિ જોઈ.

સૂર્યપ્રકાશ જેમ ચંદ્ર દ્વારા શાંત અને આહ્લાદક થઈને પૃથ્વી ઉપર અમૃત વરસાવે છે, એમ એ આદ્ય ક્રાન્તદર્શી કવિઓના ચારિત્ર્યના બળે અને સેવાના સામર્થ્યે, તપસ્યાના તેજે અને કારુણ્યની પ્રેમધારાએ સાહિત્યમાં પ્રતિબિંબિત થઈ સાહિત્યમાં પ્રાણ અને પ્રકાશ પૂર્યાં.

સાહિત્યની આ શક્તિ જોઈ ઘણાંયે લોક જીવનસેવા છોડી સાહિત્યસેવામાં મગ્ન થયાં, સાહિત્યનાં ઉપાસક થઈ ગયાં અને ચૈતન્યપૂર્ણ સાહિત્યના સ્વરૂપની અનેક મનોવેધક વિશિષ્ટતાઓથી મુગ્ધ થઈને એમનું અનુકરણ કરવા લાગ્યાં. કેટલીક વખત અસલ કરતાં નકલ વધારે ભપકાદાર દેખાય છે. પરંતુ જે પ્રાણશક્તિ જીવનઉપાસકના વાઙ્મયવ્યાપારમાં હોય છે, તે પ્રાણશક્તિ એનામાં નથી આવતી.

લોકો કારુણ્યયુક્ત સાહિત્યને પ્રેમથી વાંચે છે કેમ કે એવા સાહિત્યમાં જીવનમાં ભરેલા કારુણ્યનું પ્રતિબિંબ તેઓ જુએ છે. મૂળભૂત વસ્તુ તો જીવનને કોમળ બનાવવાવાળી કારુણ્યવૃત્તિ છે, નહિ કે એને વ્યક્ત કરનાર મૃદુસાહિત્યની સુકુમાર શૈલી. ઉદાત્ત સાહિત્ય જ્યારે ઉદાત્ત જીવનનો પ્રાણ હોય છે, ત્યારે તેમાં માત્ર જીવનની સુગંધ જ નથી હોતી, પણ સાથે સાથે જીવનને આર્યત્વનું તેજ પણ પવાય છે.

તેમ છતાં સાહિત્યનું એક સ્વયંભૂ આકર્ષણ તો હોય જ છે. સંસ્કારિતા અને પરાક્રમના ફળરૂપ જે સાહિત્ય નિર્માણ થાય છે, તેમાં પોતાના ઉપાસકોમાં સંસ્કારિતા અને પરાક્રમ નિષ્પન્ન કરવાની શક્તિ પણ હોય છે. એટલા માટે જીવનવીર કોઈ કોઈ વખત પોતાની ઉદાત્ત સેવા સાહિત્ય મારફત કરવા તૈયાર થાય છે. અને પોતાની જીવનવિભૂતિ પ્રત્યક્ષ સેવા મારફત અને જીવનપ્રયોગ મારફત વ્યક્ત કરવાને બદલે પોતાની બધી ય શક્તિઓ સાહિત્યમાં જ ખર્ચે છે. એ લોકો દુનિયામાં તો સાહિત્યસેવક તરીકે જ પ્રખ્યાત હોય છે, પણ એમની નિષ્ઠા સાહિત્ય તરફ નહિ પણ સાહિત્ય દ્વારા જીવન તરફ જ હોય છે. સાહિત્ય તો એમને માટે એક સાધનમાત્ર છે. જો તમે એમને પૂછો : 'તમારી હૃદયદેવી કોણ ?' તો તેઓ કહે કે 'જીવનદેવતા એ જ અમારી હૃદયદેવી છે અને એની સેવાને માટે જ અમે સાહિત્યનું સર્જન કરીએ છીએ.'

પરંતુ સાહિત્ય દ્વારા ફક્ત આનંદ જ મેળવવાની ઇચ્છાવાળા કેટલાક ભાઈઓ પણ સાહિત્યસેવા કરે છે. એવા લોકોની પાસે પણ જીવનનું ધ્યેય કંઈ ને કંઈ હોય જ છે. સાહિત્ય—કેવળ સાહિત્ય—તો આખરી વસ્તુ થઈ જશે. એ મનોરંજન પણ નહિ કરી શકે—કેવળ આનંદ પણ નહિ આપી શકે. જીવનનો જીવત

સાથે સંબંધ રહે એટલા માટે કંઈક ને કંઈક સંભાર એમાં ભરવો જોઈશે. પરંતુ આ કેવળ સાહિત્યસેવકો આવા અંતર્ગત સંભાર માટે બહુ જ ઓછી દરકાર રાખે છે.

ભોજન માટે ભાજન (પાત્ર) જરૂરી છે. પણ લોકો ભોજન કરતાં પાત્રના આકાર, પ્રકાર, રંગરૂપ અને તેજ તરફ જ વધારે ધ્યાન આપે છે. ભોજનનિષ્ઠા અને પાત્રનિષ્ઠાનો આ ભેદ સમજાવવો સહેલો નથી. પણ આ ભેદ છે સ્પષ્ટ. કલાકારો સ્પષ્ટ કહે છે કે કલાનું હાર્દ ચમત્કૃતિજનક આકારમાં હોય છે. કલા એક પાત્ર—વિદ્યા છે. પાત્રના રૂપલાવણ્ય પર જ કલા નિર્ભર હોય છે.

જે લોકો સાહિત્યના અધ્યયન અને અધ્યાપનમાં મગ્ન રહે છે એમનું શું? એમનામાં પણ આ બન્ને વર્ગ દેખાય છે. એમનામાં પણ મોટો ભાગ આ પાત્રકળાનો જ ઉપાસક હોય છે. તે વર્ગ આહ્લાદક આકારપ્રકારની ઉપાસનાને જ પ્રાધાન્ય આપે છે.

હવે, સમાજની દૃષ્ટિએ જોઈએ તો એને આ બન્ને વર્ગની આવશ્યકતા છે. સમાજને તો સોનું ય જોઈએ છે અને એનું મૂલ્ય તથા રૂપલાવણ્ય વધારનાર સોની પણ જોઈએ છે. લોકો માર્દવયુક્ત, રંગબેરંગી, ખુશબોદાર ફૂલ પણ માગે છે અને એના સારાસારા હાર બનાવનારા પણ એમને જોઈએ છે. મૂળ વસ્તુ તો સોનું જ છે પણ એની કિંમત, ઉપયોગિતા, અને સૌન્દર્ય વધારવાનું કાર્ય તો સોની જ કરે છે. ફૂલ તો છોડ પર ખીલીને જ રાચે છે. પણ એને મનુષ્ય માટે ઉપયોગી બનાવવાનું કાર્ય તો ફૂલગૂંથક જ કરે છે. માળીનું કામ જુદું છે, અને ફૂલગૂંથકનું કામ પણ જુદું છે. માળી ફૂલોની ક્યારીઓ બનાવે છે—એને ઉત્પન્ન કરે છે, પણ એની શોભા તો ફૂલ-ગૂંથક જ વધારે છે.

જે લોક જીવનસેવક છે તે માળી જેવા છે, પણ જે લોક સાહિત્યના ઉપાસક છે એ તો ફૂલગૂંથક જેવા છે. જીવનસેવક પોતાની પ્રેરણા સાહિત્યમાંથી તો બહુ ઓછી લે છે. સાહિત્યનો પ્રેમી હોવાથી એ સાહિત્યનો આસ્વાદ જરૂર લેવાનો. સાહિત્યનું એ અધ્યયન પણ કરશે. પણ એની સમૃદ્ધિ જીવનના અનુભવમાંથી જ એ મેળવશે. મૅક્સિમ ગૉર્કી સાહિત્યસ્વામી અવશ્ય હતો પણ એનો અભ્યાસ તો વિશ્વવ્યવહારના વિશ્વવિદ્યાલયમાં જ થયો હતો. અને એણે જે સાહિત્ય નિર્માણ કર્યું એ સાહિત્યની ઉપાસના કે સાહિત્યના ઉપસ્થાન માટે નહિ પણ જીવનના આકલન અર્થે, જીવનની ઉન્નતિ અર્થે, અને જીવનના પરિવર્તન અર્થે.

રવીન્દ્રનાથ ટાગોર કવિસમ્રાટ છે, સાત્ત્વિક સૃષ્ટિના નિરૂપક છે; તો ય એમની ઉપાસના તો જીવનદેવાની જ છે; સાહિત્ય મારફત એમણે માનવજીવનની જ સાધના કરી છે. કેવળ કવિ બની એમને સંતોષ નથી થયો. માનવતાના એ આર્ય ઉપાસકે દેશદેશાન્તરની યાત્રા આદરી તે જગતને સાહિત્યનો રસ ચખાડવા માટે નહિ, પણ સાહિત્યરસિક લોકોને મનુષ્યત્વની, બંધુતાની અને દરેક પ્રકારના આર્યત્વની દીક્ષા આપવા માટે.

ટૉલ્સ્ટૉય રશિયાના એક અજોડ સાહિત્યકાર થઈ ગયા. પરંતુ એમની હૃદયદેવી સાહિત્યલક્ષ્મી નહોતી. આત્મપરાયણ જીવન જ એમની ભક્તિનું ઇષ્ટદૈવત હતું.

યુરોપની આજની અગ્રગણ્ય વ્યક્તિઓમાં રોમે રોલાંની ગણના થાય છે. પરંતુ ફ્રાન્સના સાહિત્યકારોએ એમની ગણના સાહિત્યસેવકમાં પણ ન કરી, અને એ વ્યાજબી હતું.

ગાંધીજીએ પણ એક નવા પ્રકારનું, બંદૂકની ગોળી માફક હૃદયમાં સોંસરું ઊતરી જાય એવું અને હૃદયને ભેદી સંજીવની બક્ષે એવું, સાહિત્ય નિર્માણ કર્યું છે અને અત્યારે પણ કરી રહ્યા છે. પરંતુ ગુજરાતના સાહિત્યકારોમાં ગાંધીજીને સાહિત્યસેવક કે સાક્ષર કહેવા કે નહિ એની ચર્ચા વર્ષો સુધી ચાલી હતી. અને જ્યારે સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે એમની વરણી થઈ ત્યારે પણ એમના ભાષણમાં તેમણે પોતે જ કબૂલ્યું હતું કે, પોતે સાહિત્યસર્જક ભલે હોય પણ પોતે સાહિત્યઉપાસક કે સાહિત્યસેવક તો હરગિજ નથી.

વ્યાસ, વાલ્મીકિ, હોમર અને લોકગીતોના

રચયિતાઓ પોતાનાં જીવન કેવી રીતે વ્યતીત કરતા હતા ? એ કઈ વિદ્યાપીઠોના પુસ્તકાલયમાં બેસી, નીચું માથું ઘાલી સાહિત્યનું અધ્યયન કે અધ્યાપન કરાવતા હતા ? કદાચ એ એમ કરતાય હોય ! તેમ છતાં એ પ્રધાનપણે તો પરિવ્રાજક હતા. ઘેર ઘેર પહોંચી જઈ પોતાની વાતો જનતાને સંભળાવતા. એમને રાજદરબારને રાજી રાખવાનો નહોતો. એમણે તો લોકજાગૃતિનો બોજો માથે લીધો હતો. એ તો હતા સેવક ગરીબોના—ઝૂંપડીમાં વસનારાઓના. એમના જ ઉદ્ધારમાં એ પોતાનો ઉદ્ધાર ગણતા. એમનાં જ આપેલાં રોટલો, લંગોટી, કમંડલુ અને રહેવા માટે આપેલી ઝૂંપડીથી એ કૃતાર્થ થતા. આ કંઈ આધુનિક પરિસ્થિતિનું ચિત્ર નથી. વાલ્મીકિ ઋષિએ જ્યારે રામાયણ રચ્યું અને પોતાના લવકુશ નામના શિષ્યો મારફત ગામેગામ એનો પ્રચાર શરૂ કર્યો, ત્યારે લોક-ધુરીણ ઋષિઓએ સંતોષ પામીને એમને શું શું આપ્યું એનું બયાન રામાયણમાં ઉપર પ્રમાણે જ આપવામાં આવ્યું છે.

જે લોકો કેવળ સાહિત્યની જ ઉપાસના કરે છે—સાહિત્યના જ રૂપલાવણ્યનું અધ્યયન કરે છે—અગર એને દૃષ્ટિ સમીપ રાખી વિલાસવૃદ્ધિ અર્થે સાહિત્યમાં વધારો કરે છે, એમને પોતપોતાના સ્થાને રહેવા દઈ તે કરવા દો. એમને કોઈ મનાઈ ન કરે. એમની સેવા ઉપકાર સાથે આપણે માન્ય રાખીશું. છતાંય એ લોકો સાહિત્યસૃષ્ટિને ચૈતન્ય નહિ બક્ષી શકે. એ લોક મુશાયરામાં એકઠા મળી જનતાને પોતાના ઊંચા કવિત્વનો આલાપ નવા નવા શેરો ઉમેરીને ગાઈ સંભળાવશે. પરંતુ એમની પાસે એથી વધારે આગળ વધી કોઈ ઉચ્ચ આદર્શ નહિ જ મળે. કોઈ પારમા-ર્થિક આદર્શ એમના હૃદય પર સ્વામિત્વ નહિ જમાવી શકે. એમની પાસે જીવનને જ્યોતિ માફક દીપાવનાર કોઈ દિવ્ય સંદેશ નહિ હોય.

આવા લોક જો ભેગા મળે તો ફક્ત લોકોનું અથવા પરસ્પરનું મનોરંજન કરવા માટે અથવા પોતાની સાહિત્યકૃતિઓની ચર્ચા કરવા માટે. એનાથી મોટું પ્રયોજન દૃષ્ટિ સમીપ રાખીને શા માટે એ મળે ?

" ભલે ગમે તે કહો પણ સુંદર રૂપમાં કહો. ગમે તેવા વિચારો ફેલાવો પણ ભાષાગૌરવ શબ્દસૌષ્ઠવ અને શૈલીમાધુર્યના ઉચ્ચ આદર્શને નીચે ન પડવા દો. તમારી જીવનનિષ્ઠા ગમે તે હોય—સમાજનો ઉદ્ધાર કરો અથવા ઉચ્છેદ—જ્યાં સુધી સાહિત્યના રૂપલાવણ્યની વૃદ્ધિ કર્યે રાખો ત્યાં સુધી તમે અમારા પૂજ્ય છો " આવું સંગઠન એ વ્યક્તિઓને ને સમાજને ક્યાં દોરી જશે ?

પરંતુ જે સાહિત્યસેવક સાહિત્ય દ્વારા ચારિત્ર્યનો વિકાસ અને લોકસેવા કરવા માગે છે, તે ભાષાશુદ્ધિ માટે લોકમતને જાગૃત કરશે. લોકસેવાનું કાર્ય કરતાં પણ એ શબ્દસમૃદ્ધિનો ખ્યાલ રાખશે. સાહિત્ય દ્વારા લોકમાનસમાં ક્યાં ક્યાં પરિવર્તન થઈ રહ્યાં છે એનું પૃથક્કરણ અને અન્વેષણ કરશે. જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ માટે રાતદિન વિચાર કરશે, સાહિત્યને લોકભોગ્ય બનાવવા માટે તો એ તૈયાર હોવાનો જ. ભારતીય સંસ્કૃતિનો એનામાં સંચાર થયે, એ એક લેખધારી બની ગરીબ જનતાની ઝૂંપડી સુધી જઈને લોકકલ્યાણના સાહિત્યને નિરક્ષર જનતાના કાન સુધી પહોંચાડશે. અને પરાક્રમ, પ્રેમ તથા પ્રયોગપરાયણતાનાં બીજ લોકોના હૃદયમાં વાવી જશે. એ લોક જેટલા સાહિત્યપ્રવીણ હશે એટલા લોકધુરીણ પણ હોવાના. અને જ્યારે આમ થશે ત્યારે ભાષા એની દાસી થઈને કેમ નહિ આવે ? સમાજ એમની પાસેથી પ્રેરણા મેળવવાની, નવજીવન બક્ષવાની, અને આ લોકમાં જ સ્વર્ગ ઊભું કરવાની આશા રાખશે. જે જીવનપરાયણ છે, એ જ સમાજના સ્તંભરૂપ બની શકે છે, એમની જ કલ્પનાને વાસ્તવિક બનાવવા, સિદ્ધ કરવા, મનુષ્યજાતિ અનેક યુગો સુધી પુરુષાર્થ કરતી રહેશે. સાહિત્ય તો જીવનસૂર્યના ઉપાસકોની એક માત્ર છાયા જ છે.

સાહિત્ય જ્યારે જીવનસૂર્ય પ્રતિ પ્રયાણ કરશે ત્યારે છાયા એની પાછળ પાછળ ચાલી આવશે. *

ફેબ્રુઆરી, ૧૯૩૯

---

* हिंदी ' सर्वोदय ' માંથી.

# પુરુષજાતિની સંધ્યા

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

જો આપણે એ સુપ્રસિદ્ધ પ્રાણીજીવન-શાસ્ત્રીઓની શોધખોળ તથા અખતરાનું પરિણામ સાચું માનીએ તો પુરુષજાતિનું ભાવિ શ્યામ લાગે છે. તેઓ તેમની શોધ તથા અખતરાના પરિણામને 'પુરુષ જાતિની સંધ્યા' કહે છે. તેમાંના એક પ્રોફેસર ગ્રેફ– જે જર્મન વિજ્ઞાની છે–અચૂકપણે સાબિત કરી આપે છે કે સરેરાશ સ્ત્રીઓ પુરુષો કરતાં વધારે જીવે છે અને તેમના લાંબા આયુષ્યના પરિણામે તેઓ વધારે સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. બીજા વિજ્ઞાનીનો સિદ્ધાંત પુરુષજાતિના ભાવિ માટે આથી વધારે ભયંકર દુઃખની આગાહી કરે છે. આર્કાન્સસ વિશ્વવિદ્યાલયના પ્રાણીજીવનશાસ્ત્રના પ્રોફેસર ડેવિડ કોઝિ અગમચેતીના સૂર સુણાવે છે કે પુરુષજાતિની સત્તાનો અંત આવ્યો છે. તે પ્રાણી–જગતમાંથી ભયંકર દાખલાઓ આપી સાબિત કરે છે કે જગત પર પુરુષના શાસનનો ચોક્કસપણે અંત આવ્યો છે

પ્રોફેસર ગ્રેફ વર્ષો થયાં લાંબા આયુષ્યના પ્રશ્નનો અભ્યાસ કરી રહેલ છે. જર્મનીમાં સો વર્ષથી વધારે ઉમરની બધી વ્યક્તિઓનાં સરનામાં મેળવીને તે દરેકને પોતે રૂબરૂ મળવા ગયા. તેણે તેમની ટેવોની તપાસ કરી અને તેમની તબિયત સંબંધી તેમનાં સૂક્ષ્મ અવલોકનોની નોંધ લીધી. જર્મનીમાં સો વર્ષથી વધારે ઉંમરની ૧૨૪ વ્યક્તિઓમાંથી ૮૧ સ્ત્રીઓ તથા ૪૩ પુરુષો છે, એટલે કે મોટી ઉમરની સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં લગભગ બેવડી છે. પ્રોફેસર ગ્રેફે પોતાની તપાસનો બીજા દેશોમાં વિસ્તાર કર્યો અને તેમને જણાયું કે બલ્ગેરિયામાં મોટી ઉમરની વ્યતિઓની સંખ્યા બીજા કોઈ પણ દેશ કરતાં વધારે છે. ત્યાં પણ સો વર્ષની ઉમરની સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં બમણી છે. આફ્રિકામાં રહેતા જર્મન ડૉકટર પાસેથી ગ્રેફે તેવી જ જાતની માહિતી મેળવી. આ નિયમ લગભગ બીજા બધા દેશોને લાગુ પડે છે. યુનાઈટેડ સ્ટેટસ (અમેરિકા)માં લોકો બહુ વૃદ્ધ ઉમર સુધી જીવતા નથી, ત્યાં પણ પુરુષો કરતાં સ્ત્રીઓની આયુમર્યાદા મોટી છે.

**લગ્ન અને દીર્ઘાયુષ**

પ્રો. ગ્રેફને જણાયું કે પરણવાથી તથા બાળકોને જન્મ આપવાથી સ્ત્રીઓની જિંદગી ટૂંકી નથી. જર્મનીની ૮૧ શતવર્ષી સ્ત્રીઓમાં ફક્ત એક જ અવિવાહિત હતી. બાકીની એંસીને પતિ તથા બાળકો હતાં, તેઓનાં બાળકોની સંખ્યા ૪૬૫ની હતી. લગભગ બધી સ્ત્રીઓ પોતાનાં બાળકોને ધવરાવતી હતી. બલ્ગેરિયામાં સો વર્ષની ઉમરની સ્ત્રીનાં બાળકોની સંખ્યા સરેરાશ સાતની હતી.

પ્રો. ગ્રેફે બીજી તપાસ આ વૃદ્ધ સ્ત્રીઓની ટેવો તથા રહેણીકરણીની કરી. તેને જણાયું કે તેમની બધીનો ખોરાક સાદો તથા પ્રમાણસર હતો, પણ તેમાંની એક પણ સંપૂર્ણપણે નિરામિષાહારી નહોતી, મોટે ભાગે તેઓ ફળ તથા શાકનો આહાર કરતી, પણ તક મળે ત્યારે માંસ ખાવામાં તેમને આનંદ આવતો હતો. સો વર્ષની ઉમરના પુરુષો પ્રસંગોપાત દારૂ પીવાના શોખીન હતા તેમાંનો એક પણ દારૂડિયો નહોતો. પણ દારૂની એકાદ બે પ્યાલી મળતાં તેઓ રાજી થતા હતા, તેમના મત પ્રમાણે માંદગી માટે દારૂ સૌથી સારું ઔષધ હતો બધા પુરુષો સિગારેટ પીતા હતા, એક પણ સ્ત્રી પીતી નહોતી. આ એક જ રીતે વૃદ્ધ સ્ત્રીઓની રહેણકરણી પુરુષો કરતાં જુદી પડી આવતી હતી. પુરુષો અગર સ્ત્રીઓએ, અત્યારે ગણાતી રમતગમતોમાં ભાગ લીધો નહોતો, ગરીબ વર્ગે તો આખી જિંદગી સખત મહેનત કરી હતી. જે જરા સારી સ્થિતિમાં હતા તેઓએ પણ યુવાનીમાં ફરવા, તરવા કે કદાચ હલેસાં મારવા સિવાય બીજી કોઇ પણ જાતની કસરત કરી નહોતી. કોઈ પણ સો વર્ષની ઉમરના પૈકી કોઈને મોજશોખ શું છે તેની ખબર નહોતી અને જેને સામાન્ય આરામ કહી શકાય તે ઘણાંખરાંને મળ્યો નહોતો.

## સ્ત્રીઓમાં વધારે ક્ષમતા છે

એટલે સિગારેટના અપવાદ સિવાય જે સ્ત્રીઓ બહુ લાંબી ઉમરે પહોંચી છે તેમનો ખોરાક બરાબર પુરુષના ખોરાક જેવો જ હતો અને તે ઉપરાંત તેઓ પુરુષના જેટલો જ શ્રમ કરતી હતી છતાં તેમાંની મોટી સંખ્યા પુરુષો કરતાં વધારે વખત જીવી તે બતાવી આપે છે કે સ્ત્રીઓમાં પુરુષો કરતાં વધારે ક્ષમતા છે. પ્રો. ગ્રેફ એવો મત ધરાવે છે કે આનાં પરિણામ બીજી રીતે પણ તરત જ જણાશે. અમેરિકન પ્રાણીજીવનશાસ્ત્ર પ્રો. કૉઝિ તો સીધેસીધું કહી દે છે કે જે યુગમાં આપણે જીવીએ છીએ તે પુરુષો માટે કસોટીનો છે. દરેક ચિહ્ન અનિવાર્યપણે એવું બતાવે છે કે પુરુષોની સત્તાનો પ્રશ્ન માત્ર સમય પર અવલંબે છે. પ્રોફેસર કૉઝિ કહે છે કે જગતના પ્રશ્નોનો નિર્ણય તરવારના ઝાટકાથી અથવા બુદ્ધિના ચમકારાથી કરી શકે તેવા બહાદુર પુરુષોનો સમય વીતી ગયાને ઘણો વખત થઈ ગયો છે. પ્રોફેસર આગળ વધીને કહે છે કે છેલ્લાં વીશ વર્ષના બનાવો તરફ આપણે દૃષ્ટિપાત કરીએ તો મનુષ્યને ગભરાવી નાખે તેવા વિકાસથી આપણે જ્ઞાત થઈશું. અત્યારે પણ જે પુરુષ પ્રાણીઓમાં શિરતાજ ગણાતો તેનું એટલું અધઃપતન થયું છે કે તેને શિક્ષિકા ભણાવે છે, સ્ત્રીડાંકટર તેને સાજો કરે છે, તેના દાંત ખેંચવાને સ્ત્રીડૉકટર આવે છે; સ્ત્રીમેનેજરને નીચે તે કામ કરતો હોય છે, અને ઘણા દાખલાઓમાં પાર્લામેન્ટની સ્ત્રી ઉમેદવારને તે મત આપે છે. ઘણા દેશોમાં, બાળકોનો આદર્શ લોખંડી ડયુક અથવા નેપોલિયન હોવાને બદલે જોન ઓફ આર્ક આદર્શ થઈ પડેલી છે.

પશુજગત તરફ દૃષ્ટિ કરતાં, જો કોઈ પુરુષ તેમાંથી કંઈ દિલાસો અથવા ભવિષ્ય માટે આશા મેળવવાની ઈચ્છા ધરાવતો હોય તો તેમાં તે નિરાશ થશે. પશુજગતમાં તો લોકો નરના સંપૂર્ણ બળ તથા અબાધિત શાસનની આશા રાખતા હશે. પણ ત્યાં તેવી પરિસ્થિતિ નથી. એ વાત ખરી છે કે પશુઓમાં નરજાતિના સામ્રાજ્યના હજુ થોડા દાખલા છે પણ બારીક નિરીક્ષણથી એમ સાબિત થાય છે કે પશુજગતમાં પણ એવી અનેક જાતિઓ છે કે જેમાં નરજાતિની સત્તા ગંભીર ભયમાં છે.

## સ્ત્રીજાતિની શ્રેષ્ઠતાના દાખલા

જાતિ વચ્ચેના યુદ્ધમાં અનેક જાતિમાં માદા શ્રેષ્ઠ હોવાના અનેક દાખલા પ્રો. કૉઝિ આપે છે. પક્ષીઓ તથા માછલીઓમાં આ બનાવ તદ્દન જાણીતો છે. એ વાત સાચી છે કે કેટલાક કિસ્સાઓમાં માદા પોતાનાં વિશિષ્ટ કાર્યો કરે છે (દા. ત. ગર્ભ ધારણ કરવો તથા બચ્ચાં ઉછેરવાનું કાર્ય) પણ તેનાથી વિરુદ્ધ દાખલાઓ, આપણે માની શકીએ તે કરતાં ઘણા વધારે છે. પક્ષીઓની માદા તથા માછલી પોતાનાં બચ્ચાંને તેમના ભાગ્ય પર છોડી દે અને તેમનું શું થાય છે તેની દરકાર ન કરે અથવા તો તેમને નરની સંભાળ નીચે છોડી દે તે વાત જરા પણ અપવાદરૂપ નથી. જે કાર્ય દેખીતી રીતે માતાની ફરજરૂપે હોય તે કાર્ય નર અતિ નમ્રતાથી પોતાના માથે લઈ લે છે.

પુરુષની આવતી સંધ્યાનો બીજો દાખલો પ્રાણીજગતના જુદા જુદા નર તથા માદાના શરીરબંધારણ ઉપરથી સાબિત થાય છે. આંચળવાળાં પ્રાણીઓમાં નર માદા કરતાં બાંધામાં મજબૂત હોય છે. પણ હવે એમ દેખાય છે કે પશુજગતમાં આંચળવાળાં પ્રાણીઓનું રાજ્ય પૂરું થયું છે. બીજી જાતિના બંધારણ અથવા ઊંચાઈની દૃષ્ટિએ નર માદા કરતાં હમેશાં શ્રેષ્ઠ હોતો નથી.

પ્રોફેસર કૉઝિ કીડી તથા મધમાખી જેવા કેટલાક પ્રકારના જંતુઓના દાખલા આપે છે તેમાં પુંસલક્ષણા માદા સાથે સરખાવતાં નર વામનજી જેવો લાગે છે. જંતુઓની એવી પણ જાતો છે કે જેમાં નરને તદ્દન વિસારી દેવામાં આવે છે. અત્યારની પરિસ્થિતિમાં એક નાની વિગત–જાતિના સાતત્ય–સિવાય સ્ત્રીઓ દરેક ક્ષેત્રમાં પુરુષો સિવાય ચલાવી શકે છે એટલે પ્રો. કૉઝિના મત પ્રમાણે એવો ભય છે કે પુરુષની મદદ સિવાય ચલાવી લેવાની પદ્ધતિની એકવાર જાણ થઈ કે પછી પુરુષને તદ્દન નકામો ગણવામાં આવશે, સદ્‌ભાગ્યે તે સમય હજુ ખૂબ દૂર લાગે છે. ×

× 'સન્ડે હિંદ' પરથી

# એક વિદ્યાર્થીને

શ્રી. અજ્ઞાત

તમને મારો બીજો પત્ર મળ્યો હશે. કેટલીક બાબતો તો બહુ સામાન્ય હોઈને તમારા જાણવામાં હોય એમ માની તેમાં લખી ન હતી. પણ લખવી એમ ધારીને અહીં લખું છું. નીચેની બાબતો બ્રહ્મચર્ય માટેની પ્રતિકૂળ પરિસ્થિતિમાં આવે.

(૧) કબજિયાત—બ્રહ્મચર્યનો આ મોટો દુશ્મન છે, તેને ટાળવી જોઈએ.

(૨) ભર્યા પેટે ન સૂવું—સૂતી વખતે પેટ ખાલી થઈ જવું જોઈએ એટલે કે વહેલું ખાઈ લેવું યા રાત્રે ઓછું ખાવું. પેટમાં વાયુ થવા ન દેવો.

(૩) ટૂંટિયાં વાળીને સૂવું અગર ટાઢ ટળે તેટલું જ ઓઢવાને બદલે શરીર વધારે ગરમ થાય તેટલું વધારે ઓઢીને સૂવું એ પણ નુકસાનકારક છે.

(૪) સવારના ચાર વાગ્યા પછી ઊંઘ ઊડયા છતાં ફરી ઊંઘવા પ્રયત્ન કરવો એ પણ હાનિકારક છે.

આટલું આગલા પત્ર વિષે. હવે આ કાગળમાં તમારા બાકીના મુદ્દાઓ વિષે લખી નાંખીશ. મારા ધારવા પ્રમાણે હવે મારે ચાર બાબત વિષે તમને લખવાનું રહે છે. (૧) પરણવું કે નહીં? (૨) કયો ધંધો કરવો? (૩) આગળ ક્યાં અને શું ભણવું? (૪) હાલનો અભ્યાસ. આમાં છેલ્લા મુદ્દા વિષે મારે ખાસ લખવાનું નથી. કેમ કે આ અભ્યાસ તો જેવો થાય છે તેવો પૂરો કરવાનો છે. અને ટૂંકમાં થઈ પણ જશે. એટલે હાલની ભણવા ભણાવવાની પ્રથા વિષે મારે હાલ લખવું નિરર્થક છે.

હવે ઉપલા ચારે મુદ્દા પાછળ એક વાત પાયા રૂપે રહી છે. તેની અવગણના ક્યાંથી બધી મૂંઝવણ પેદા થાય છે. આવા દરેક જીવનવ્યાપી અને મહત્ત્વના પ્રશ્નોમાં ઉત્તર આપતા પહેલાં કે ઉત્તર સ્વીકારતાં પહેલાં આપણે એ મૂળ પાયાની વાતને ન વિસારવી જોઈએ—તે વાત જીવનનું ધ્યેય. જ્યાં સુધી આપણા જીવનનું ધ્યેય આપણે નક્કી ન કરી શકીએ ત્યાં સુધી એ ચારમાંથી એક પણ પ્રશ્નનો જવાબ આપણને માફક ન આવે. અને જ્યાં સુધી આપણે એવી કાચી ઉમરના હોઈએ કે આપણું જીવનધ્યેય નક્કી ન કરી શકીએ ત્યાં સુધી આપણા વાલી અગર શિક્ષકોએ પોતે ઇષ્ટ માનેલા અને સ્વીકારેલા જીવનધ્યેયને ચોક્કસપણે આપણે પ્રાપ્ત કરી શકીએ એ રીતે આપણને કેળવવા જોઈએ. એમાં આપણી સ્વતંત્ર જીવનશક્તિ પોષાય છે, કચરાતી નથી. હાલની કેળવણીની સંસ્થાઓ કેળવણીનાં ઝાંખાં કે સ્પષ્ટ ધ્યેય હશે. છતાં જીવનનાં ધ્યેય તેમની સામે નથી. અને જેઓ કેળવે છે તેઓ કોઈ પણ એક જ ધ્યેયને અનુસરતા કેળવે છે. એટલું જ નહીં પણ જે કેળવણીના ધ્યેયને તેઓ સ્વીકારે છે તે પણ તેમના જીવનમાં વ્યાપતું નથી. એટલે હાલની સંસ્થાઓ શાને માટે આપણને કેળવે છે તે તે પોતે નથી જાણતી તો પછી આપણે ક્યાંથી જ જાણીએ? હાલની સંસ્થાઓ ગમે તેવાં જુદાં જુદાં જીવનધ્યેયોવાળાને તેમ જ કોઈ પણ જીવનધ્યેય વિનાને પણ અનુકૂળ થાય તેવી બનવા પ્રયત્નો કરી રહેલા છે. બધાને અનુકૂળ થાય તેવો જામો જેમ કોઈને બંધ બેસતો થતો નથી તેમ આવી સંસ્થાઓ કોઈપણ વિદ્યાર્થીના જીવનધ્યેયને પોષી શકતી નથી. કેળવણી માટે જ કેળવણીનો મારે મન તો કાંઈ અર્થ જ નથી. તેનો કાંઈ અર્થ થાય તો તે એટલો જ કે પરિસ્થિતિ પ્રમાણે માણસને ઘડવાની કેળવણી. માણસની ઇચ્છા પ્રમાણે ઘડવાની નહીં. મારા મનથી તો એ બીજું કહ્યું તેવી કેળવણી ઇષ્ટ છે. એટલે જેટલાં જેટલાં અને જેવાં જેવાં જીવનધ્યેયો હોય, તેવી અને તેટલી જુદી જુદી સંસ્થાઓ તેવા ધ્યેયવાળા માટે જ હોવી જોઈએ. બધાને અનુકૂળ થાય એવી સંસ્થા હોવાને બદલે થોડાં પણ

અમુક જ ધ્યેયવાળાને અનુકૂળ થાય તેવી સંસ્થાઓની જ જરૂર છે, ઉપયોગિતા છે. જીવનધ્યેયોમાં વિવિધતા હોવાને લીધે, વિવિધ સંસ્થાઓની જરૂર રહે છે. પરંતુ તેવી વિવિધ સંસ્થાઓને અભાવે બધાને ઉપયોગી થાય તેવી એક સંસ્થા હોય તો તે બધાને મૂંઝવણમાં નાંખવામાં જ ઉપયોગી નીવડે છે.

પણ આવું બધું અહીં અને તમને લખવું શા કામનું? છતાં આટલું લખવાનો હેતુ એટલો જ છે કે જે સંસ્થાઓ વિષે તેજ વ્યક્તિઓ વિષે. અને જે ચાર મુદ્દા ઉપર આપણે વિચાર કરવાનો છે તે માટે પણ જેવું આપણું ઇષ્ટ માનેલું અને સ્વીકારેલું જીવન-ધ્યેય તેવો તેનો ઉકેલ. અને હવે તમારે તમારા માટે સ્પષ્ટ નિર્ણય કરી લેવાનો વખત આવી ગયો છે. તમારા અનુભવ, અભ્યાસ, તથા તમારી વૃત્તિઓનો તમારો પોતાનો ખ્યાલ એવા નિર્ણય માટે પૂરતો છે, એમ હું માનું છું. મને લાગે છે કે ઉપલા વાક્યમાં લખેલી બાબતોને આધારે તમારે તમારું જીવનધ્યેય નક્કી કરી લેવું જોઈએ. અને તે ધ્યેયને સફળ કરવા માટે હવે પછીની પ્રવૃત્તિઓ રહેવી જોઈએ. જે ચાર અગર ખરું કહીએ તો ત્રણ પ્રશ્નોની આ કાગળમાં ચર્ચા છે તે સ્વતંત્ર પ્રશ્નો નથી પણ તમે જે ધ્યેય નક્કી કરો તેને પોષવા માટેની ઇતર પ્રવૃત્તિઓ છે.

એટલે અત્યારની સ્થિતિ જે ખામીને કારણે છે તે દૂર કર્યા વિના આગળ ચલાવીએ તો એવી ને એવી જ સ્થિતિ પછી પણ રહે. એટલે હવે પહેલાં તમારે તમારું જીવનધ્યેય નક્કી કરી પછી તેની પૂર્તિ અર્થે આગળનાં પગલાં ભરવાં જોઈએ.

જીવનધ્યેય નક્કી કરવા માટે તમે થોડાક પ્રશ્નો તમારી જાત સાથે વિચારી લઈ શકો. સામાન્ય રીતે માણસોને ત્રણ રીતનાં જીવન જીવતાં આપણે જોઈ શકીએ છીએ. એક તો બની શકે તેટલો ઉપભોગ કરવો અને તેમ કરતાં ફાજલ પાડી શકાય તેટલું સમાજને અર્થે વાપરવું એ ધોરણે ઘણાં જીવે છે. બીજા કેટલાક એવા છે કે જેઓ મર્યાદામાં અને સંયમપૂર્વક ઉપભોગ કરે છે, તે માટે આવશ્યક એવી પ્રવૃત્તિઓ કરે છે અને ફાજલ પ્રવૃત્તિ સમાજના હિત માટે કરે છે. પોતે આંકેલા ભોગોને દફનાવીને સમાજ-હિતાર્થે પ્રવૃત્તિ કરનાર આ લોકો નથી. કેટલીક સ્થિર થઈ ગયેલી જાહેર સંસ્થાઓના કાર્યકર્તાઓ આવી કક્ષાના હોય છે. ત્રીજો વિભાગ ત્યાગીઓનો છે જેઓ નાખુશીથી જ ભોગ ભોગવવા ઇચ્છે છે. આ ત્રણ પ્રકારમાંથી પહેલા પ્રકારવાળા કુટુંબી જ હોય અને બીજા પ્રકારવાળા છડા જ હોય એમ માનવાનું નથી. કૌટુમ્બિક પરિસ્થિતિનો આમાં વિચાર નથી પણ પોતાની વાસનાઓનો વિચાર છે. અમુક સુખસગવડો વિના ન જ ચાલે, વૃદ્ધ, અપંગ કે બીમાર થઈ જવાય તો તે વખત માટે, આરોગ્ય અને જુવાન અવસ્થા દરમિયાન જોગવાઈ કર્યા વિના ન જ ચાલે, અમુક જાતનું સાધનવાળું જીવનનું ઉચ્ચ ધોરણ રાખ્યા વિના મવાલીમાં ખપી જવાય એવો ભય મનમાં રહ્યા કરે, ચોવીસે કલાક સમાજ માટે તન તોડીને મહેનત કરીએ પણ અમે અને અમારા કુટુંબીઓ માટે જીવનનિર્વાહની નિશ્ચિંતતા હોવી જોઈએ, અમારું તો ઠીક પણ અમારાં છોકરાંને ઉચ્ચ કેળવણી મળે અને સમાજને ખૂબ ઉપયોગી થાય એટલા માટે તો અમુક સ્થિર આવક વિના ન જ ચાલે, આવા આવા વિચારોવાળા પરગજુ માણસોની સંખ્યા કાંઈ ઓછી નથી. આવા લોકો કેવળ ત્યાગી કરતાં હલકા છે અથવા સમાજની ઓછી સેવા કરી શકે છે એમ કહેવાનો ઉદ્દેશ નથી. ઓછી શક્તિવાળા કેવળ ત્યાગી કરતાં શક્તિસંપન્ન આવા માણસો સમાજનું ઘણું વધારે હિત કરી શકે છે. એટલે એક કરતાં બીજા સારા અથવા વધારે ઉપયોગી એમ પણ નથી. આમાં માત્ર આંતરિક વાસના અને વૃત્તિઓનો જ સવાલ છે. તેથી અમુક જીવન વધારે ઉચ્ચ છે માટે નહીં, પણ મારી વાસનાઓ અને વૃત્તિઓ અમુક જાતની છે માટે આ ત્રણમાંથી એક પ્રકારનું જીવનધોરણ પસંદ કરવાનું રહે છે. એટલે તમે આ દૃષ્ટિએ તમારી જાતની પરીક્ષા અને તુલના કરી તમારો નિર્ણય કરવામાં ઠીક રસ્તો શોધી શકો. પરણવા ન પરણવાના પ્રશ્નને અલગ રાખીને માત્ર પોતાની વૃત્તિ ઉપરથી જ વિચાર કરવાનો છે,

જો તમારો નિર્ણય ત્યાગી જીવન તરફ ઢળતો હોય તો તમારે વિશેષ વિચાર કરવાનો અને વિશેષ બારીક તપાસ કરવાની જરૂર રહે છે. તમે એવા નિર્ણય તરફ શા માટે ઢળો છો એ પણ તમારે ચકાસી જોવું જોઈએ. ત્યાગી જીવન વધારે પવિત્ર છે, પૂજ્ય છે, વધારે દેશહિતકર છે, વધારે આદર્શરૂપ છે, માટે તમે તે તરફ ઢળો છો કે તમારી ઉપભોગ-વૃત્તિ એટલી વૈરાગ્યવૃત્તિ થઈ છે માટે ઢળો છો તે તમારે બરાબર તપાસવું જોઈએ. જો પહેલા કારણ-સમૂહથી તમે દોરવાતા હો અને પાછલું વૈરાગ્યવૃત્તિનું કારણ એટલું પ્રબળ ન હોય તો આદર્શને વ્યવહારમાં ઉતારતાં તેનો ઓપ પડી જવાનો અને સૌંદર્યને સ્થાને મુશ્કેલીઓ જ સામે આવવાની, ત્યારે તમને ટકાવી રાખનાર બળ કયું રહેશે? એ મુશ્કેલીઓમાં મહાલવાનો આનંદ ક્યાંથી ફૂટી નીકળશે? અને આ વખતે વૈરાગ્યબળનો ટેકો પૂરતો મજબૂત નહીં હોય તો જીવનમાં નિરાશા અને નીરસતા આવશે તે વખતે શું? ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાનો મોકો તો હરેક વખતે રહે છે જ છતાં એમ કરવાનું બળ પણ કોઈ વખતે રહેતું નથી. અને પ્રતિષ્ઠા અથવા તો વટ રાખવાની વૃત્તિ આપણને આવે ટાણે આગળ ધકેલી પાર ઉતારે છે, છતાં એમાં મૂળના જેટલી મજા તો નથી જ રહેતી. અને પ્રકૃતિ પણ કદાચ બગડે. જીવનનો બોજો ઉઠાવીને ચાલ્યા રહેતા છતાં તે બેહદ છે એવો ખ્યાલ રહ્યા જ કરે એટલે આપણી વૈરાગ્ય-વૃત્તિ કેટલી પ્રબળ થઈ છે તે આપણે પહેલેથી જ તપાસી જોવું ઘટે. અને આપણા નિર્ણય, તે ઉપર અથવા તો નજીકના ભવિષ્યમાં આપણે વિકાસ થવાની જેટલી ખાતરી રાખતા હોઈએ તેના ઉપર અવલંબે છે. આ માટે તમે તમારી જાતને ફરીને ચકાસી જુઓ કે તમારી ખાદ્યવાસના કેવી પ્રબળ છે? તમને એશઆરામ કેવોક ગમે છે? કીર્તિલોભથી તમારી પ્રવૃત્તિ કેટલે અંશે દોરવાય છે? પરિણામ આવે તેવી પ્રવૃત્તિ ઉપર તમે કેટલે અંશે ખેંચાવ છો?

જો તમને આ બાબતોમાં સામાન્ય માણસો કરતાં ઠીક ઠીક સંતોષકારક જવાબ મળે અને તમારો ત્યાગી જીવન તરફનો નિર્ણય છોડવા જેવું તમને ન લાગતું હોય તો ફરીને તમે તપાસો કે તમારી ઉપભોગ પ્રતિની એટલી ઉદાસીનતા શા કારણે ઉત્પન્ન થઈ છે? તમને એવું શું આકર્ષે છે કે તમે ત્યાગી જીવન તરફ જવા લલચાવ છો? તમને ગરીબોનાં દુ:ખ સાલે છે? તમને સમાજનો સડો સાલે છે? તમને પરાધીનતાની બેડીઓ સાલે છે? કયા કારણે તમારા હૃદયમાં ચોટ લગાવી છે? તે કારણ શોધી કાઢો. અને શોધ્યા પછી તે અંતરનો ઘા છે કે માત્ર અનુકરણથી ઉદ્‌ભવ્યું છે તે નક્કી કરો. બુદ્ધિથી તે પકડ્યું છે કે અંતરના ઘાનું તે પરિણામ છે તે વિચારો. ધારો કે તમને ગરીબનાં દુ:ખ સાલ્યાં છે. જો એમ હોય તો ગરી-બોના દુ:ખે દુ:ખી થઈ તમને તમારી ચાલુ રહેણી કોઈ દિવસ દુ:ખદ લાગી છે? ભરેલું ભાણું સામે આવતાં કોઈ દિવસ કચવાતે મને તે આરોગ્યું છે? ગાદલું મળતાં ભોંયે સૂવા કદી તલસ્યા છો? મતલબ કે સુખસગવડ કદી દુ:ખરૂપ લાગી છે? એમ હોય તો જાણજો કે હૃદયની ચોટથી તમે પ્રેરાવ છો.

આવી રીતે આત્મપરીક્ષા કરીને કયા પ્રકારનું જીવન ગાળવું તેનો નિશ્ચય તમે અત્યારથી કરી લ્યો. અને તેને પાર ઉતારવા જે જાતનો આગળ અભ્યાસ કરવો પડે તે કરો. જે જાતનો ધંધો કરવો પડે તે કરો. જે જાતનું વાંચન વધારવું પડે તે વધારો. મત-લબ હરેક પ્રવૃત્તિએ નિશ્ચયને મૂર્તિમંત કરવા માટે જ હોય.

આગળ અભ્યાસ ક્યાં કરવો અને શો કરવો એ પ્રશ્નનો જવાબ ઉપરના ફકરામાં આવી ગયો. ઘણાને એ નહીં રુચે. હાલમાં સરકારી વિદ્યાપીઠોમાં અભ્યાસ કરનારા એથી વિરુદ્ધ જ ચાલે છે. પોતે શા માટે અભ્યાસ કરે છે તેની તેમને ખબર નથી, સગવડ મળી માટે ભણે છે. શો અભ્યાસ કરવો તેની તેમને ખબર નથી. અમુક વિષય ફાવે છે અગર સહેલો છે કે ગમે છે માટે તે શીખે છે. અને સ્નાતક થયા પછી પણ પોતે શીખેલા વિષયોનો કેમ ઉપયોગ કરવો તે તેમને આવડતું નથી. કાં તો એવી પ્રવૃત્તિમાં પડે છે કે એ વિષયો ભણ્યા ન હોત તો પણ પ્રવૃત્તિ એટલી જ

કુશળતાથી કરી શકત. શિક્ષક થનારને પણ પોતે ભણે છે એટલું ભણાવવું પડતું નથી. અને નથી ભણાવવું પડતું તેટલું ભુલાય છે. ભાષા અને સાહિત્યનું જ્ઞાન પણ તેમના જીવનને સંસ્કારી કરતું આપણે જોતા નથી. કેમ કે તે વ્યાપક દૃષ્ટિથી નથી શિખાયું. આવી રીતે સમાજનો કીંમતી સમય અને પૈસા નકામો વેડફાય છે. પરિણામ એ કે વિચાર કર્યા વિના કોઈ માણસ વેપાર કરે તો મૂર્ખો ઠરે અને દેવાળિયો થાય તેવું થાય. પણ આવા ભણેલા દેવાળિયા તરફ કોઈ આંગળી પણ ચીંધતું નથી. પરદેશમાં આવું નથી. પોતાને ભવિષ્યમાં જે કાર્ય કરવાનું હોય તે જ તેવું જ શિક્ષણ લે છે. તો જ દેશ આગળ વધી શકે.

વળી ઊંચ અભ્યાસ કરનારાઓ પાછળ સમાજના કેટલા દ્રવ્યનો ખર્ચ થાય છે એટલે આપણે તે ઊંચ અભ્યાસ કરીને સમાજને તેના પ્રમાણસર ફાયદો કરી શકીએ તો જ સમાજનું ઋણ કરવું વ્યાજબી ઠરે. ભાવિ ઉપયોગિતાના ખ્યાલ સિવાય માત્ર અમુક ધૂન કે શોખ પોષવાની ખાતર જ આગળ અભ્યાસ કરીએ તો તેનો બદલો આપણે સમાજને ન વાળી શકીએ. એવા દેવાદાર રહેવું તેના કરતાં ન ભણવું વધારે સારું. જ્યાં ઉદ્દેશપૂર્વક જ દેશની તમામ પ્રવૃત્તિઓનું સંચાલન થાય છે એવા રશિયામાં તો પંદર વર્ષ ઉપરના છોકરાને ભણવું હોય, ઉચ્ચ કેળવણી લેવી હોય તો અર્ધો દિવસ તેને પોતાના ક્ષેત્રમાં મજૂરી કરી સમાજનું ઋણ અદા કરતા જવું જોઈએ, અને સાથેસાથ ઉચ્ચ કેળવણી લેવાતી જાય, એવો નિયમ છે. આપણે ત્યાં એવી વ્યવસ્થા ન હોય તો કાંઈ નહીં, પણ તો ભાવિ કાર્યક્રમ વધારે સારી રીતે પાર પાડવાના હેતુથી જ તેવી ઉચ્ચ કેળવણી આપણે લેવી જોઈએ.

સંસ્કૃતના શિક્ષક થવા માટે આગળ ભણવું એ વિચારમાં બે દોષો રહેલા છે. એક તો સંસ્કૃત ભણવાનો અગર શિક્ષક થવા માટે આગળ સંસ્કૃત ભણવું એ વિચારમાં; ભણાવવાનો ઉદ્દેશ ભાષાજ્ઞાન ન હોઈ શકે. જો સંસ્કૃત ભાષાનો ઉપયોગ માત્ર ભણવા–ભણાવવા પૂરતો જ હોય તો તે બન્ને પ્રવૃત્તિ ત્યાજ્ય છે, કેમ કે તે ફલહીન છે. ભાષા સાહિત્યનો જડ દેહ છે એટલે આપણું પ્રાચીન સાહિત્ય અને તેનું સૌંદર્ય સમજી આર્યોના આદર્શ આપણા જીવનમાં ઉતારવાનો આપણો મનોરથ હોય તો સંસ્કૃતનો અભ્યાસ કામનો, પણ એ મૂળ વસ્તુની આપણને પડી ન હોય તો ભાષાનું શિક્ષણ લઈને અને દઈને શો ફાયદો ? એવું જ બીજા વિષયોનું. સ્પષ્ટ અને ચોક્કસ વ્યવહારિક ઉપયોગિતા સિવાય કોઈ પણ વિષયનો આગળ અભ્યાસ નિરર્થક છે. ઉપર બે દોષો કહ્યા છે તેમાં બીજો દોષ એ કે શિક્ષક થવા માટે અમુક વિષયનું જ્ઞાન હોવું એ બહુ જ ગૌણ લાયકાત છે પરંતુ કેળવણીશાસ્ત્ર, માનસશાસ્ત્ર, વગેરે વિષયોનું જ્ઞાન જ મુખ્ય વસ્તુ છે, એટલે શિક્ષક થનારનું ધ્યાન તે બાજુ હોવું જોઈએ. અને તેનો ઉચ્ચ અભ્યાસ પણ તે દિશામાં હોવો જોઈએ એમ હું માનું છું. પણ ધંધા વિષે વિશેષ લખું તે પહેલાં અભ્યાસ વિષે પૂરું કરવું જોઈએ. તમે જોઈ શકશો કે આ પત્રમાં જે પ્રશ્ન ચર્ચાય છે તેનો નિર્ણય તમારે જાતે જ કરવાનો. એટલે એ બાબતમાં હું કે કોઈ બીજા, કોઈ નિશ્ચયપૂર્વક જણાવીએ તે ઇષ્ટ ન ગણાય. છતાં મેં ઉપર જે વિચારસરણી મૂકી છે તે તમને ન રુચે અને ભવિષ્યના કાર્યનો કોઈ જાતનો નિર્ણય કર્યા વિના, અગર તે કરવાનું હાલ મોકૂફ રાખીને તમે, આગળ ગમે તે અભ્યાસ કરવો, એટલા જ વિચારના થાવ તો એ વાત તો નક્કી છે કે આપણી વિદ્યાપીઠ ખૂલવાની નથી અને બિહાર કે કાશીની વિદ્યાપીઠની પણ તે જ હાલત થશે એમ હું અનુમાન કરું છું. છતાં તે બાબત પૂજ્ય કાકાસાહેબને પુછાવી વિગતવાર માહિતી મેળવી શકશું. જો મારું અનુમાન સાચું ઠરે તો શું કરવું એ બાબતમાં મને એમ સૂઝે છે કે દક્ષિણામૂર્તિમાં જ હાલ તમે જે રીતે જીવન ગુજારો છો તેટલા ખર્ચને પહોંચી વળે તેટલો પગાર મળે તેટલા જ થોડા કલાકની નોકરી મેળવો અને વધારેમાં વધારે જેટલો સમય તમે ફાજલ પાડી શકો તેટલો બધો સમય તમને જે જે વિષય ઉપયોગી લાગે તેનો આપમેળે

અભ્યાસ કરો. પુસ્તકો તથા સૂચના આપનાર ત્યાં દક્ષિણામૂર્તિમાં અને કૉલેજમાં મળી રહેશે.

હવે ધંધા વિષે. કયું કામ–ધંધો લેવો તે સ્વભાવ અને શોખ ઉપર આધાર રાખે છે. ક્યા ક્ષેત્રમાં તે ધંધો કરવો તે ત્યાગવૃત્તિ ઉપર આધાર રાખે છે. શિક્ષક, કારીગર, કલાકાર, વેપારી, ખેડૂત કે મજૂર ગમે તે ધંધાદાર બનીએ દરેકમાં સેવાને સરખું સ્થાન છે. અમુક ધંધામાં સેવા વધારે થઈ શકે એ વાત માનવા જેવી નથી. કારણ કે સેવા એ વૃત્તિનો વિષય છે. તે વૃત્તિ જે કોઈ ક્ષેત્રમાં પડે ત્યાં સેવા ફૂટી નીકળે. એટલે ધંધાની પસંદગીમાં પોતાની આવડત અને શોખ એ જ મુખ્ય વસ્તુ રહે. એક વાર અમુક ધંધો કરવાનું નક્કી કર્યું પછી તે કયાં કરવો એનો નિર્ણય કરવા માટેનો આધાર આપણી ત્યાગવૃત્તિ છે. ધારો કે એક સુંદર શિક્ષક છે અને તે મન પરોવીને વિદ્યાર્થીઓની ઉન્નતિ માટે પોતાથી બનતું બધું કરી છૂટવા મથે છે. તેને બે સંસ્થાઓમાં કાર્ય કરવાની તક છે. જે સંસ્થા વધારે પગાર આપે, જે સંસ્થા વધારે જામેલી હોય, જે સંસ્થાની સાથે જોડાવું એક જાતના માનની સમાન હોય તે સંસ્થાને પસંદ કરનાર માણસમાં ધન અગર કીર્તિ વિષે ઓછી ત્યાગવૃત્તિ છે એમ કહી શકાય. બન્ને ઠેકાણે વિદ્યાર્થીઓનું સરખું જ કલ્યાણ હું કરી શકું છું તો પછી અનાયાસે ઊપજતા અન્ય લાભો હું શા માટે જતા કરું ? એમ સ્વાર્થી અથવા ઓછો ત્યાગી માણસ જ વિચારે. જ્યાં સાધનો છે, સગવડો છે, કદર છે, કીર્તિ છે, ત્યાં તો એક યા બીજા ગમે તે કામ કરનાર મળી રહે. પણ જ્યાં એમાંનું કંઈ નથી ત્યાં કામ કરનાર ત્યાગવૃત્તિ સિવાયનો કોઈ ટકી ન શકે. અને આપણા દેશમાં આવું પાછળ કહ્યું તેવું ક્ષેત્ર વિશાળ છે. વળી હાલના ઉપલા અને મધ્યમ વર્ગના યુવકો કેળવાઈને પણ લોકસમુદાયને ભારે પડે એવું જીવન ગાળે છે. ગરીબ અને અજ્ઞાન લોકસમુદાય કચરાય, ચુસાય, અને ઊંચો થવા ન પામે એવી જાતની જીવનવ્યવસ્થા મધ્યમ અને ઊંચ વર્ગના લોકોની છે, જેઓ ખાય છે, તેટલું પેદા કરતા નથી. અને એ બન્ને વર્ગના યુવકોને કેળવનારી સંસ્થાઓ એ જીવન-વ્યવસ્થાને તજવાનું તેમને શીખવી શકતી નથી. એટલે જેટલે અંશે આપણામાં ત્યાગ હોય તેટલે અંશે આપણે આપણું ક્ષેત્ર ગરીબ કચરાએલાં ને અજ્ઞાન વર્ગની વચ્ચે પસંદ કરવું જોઈએ. તેમાં પરિણામ, ફળ અને કીર્તિ ન પણ મળે. પણ તેની પરવા ત્યાગીને શી ?

હવે લગ્ન વિષે. અમુક કાર્ય કરનારે પરણવું જોઈએ, અમુક કાર્ય ન પરણેલ વધારે સારી રીતે કરી શકે, એ ધોરણે આ પ્રશ્નનો નિકાલ કરતાં મોટી આફત આવી પડે. કેમ કે મનુષ્યની મૂળભૂત વાસના સાથે આ બાબતનો સંબંધ હોઈ તેનો સ્વતંત્રપણે નિર્ણય થવા જેટલી તે મહત્ત્વની બાબત છે. અને તેને બીજા કોઈ પણ પ્રશ્નથી ગૌણ ગણીને નિર્ણય કરીએ તો તેથી કદાચ આખી જિંદગી વિમાસણમાં ગાળવી પડે. એટલે આ બાબતમાં પોતાની વૃત્તિ–વાસના કેટલે અંશે કાબૂમાં છે તે મુખ્ય બાબત છે. અને બીજી તેટલી જ મુખ્ય બાબત જીવનમાં કોઈ ઉચ્ચ હેતુ અથવા સાધ્ય માટે સર્વસ્વ હોમવાની–ફના થઈ જવાની કેટલી આંતરિક તાલાવેલી છે તે છે. પહેલાની પૂરક પાછલી બાબત છે. પહેલી બાબતમાં થોડી ઘણી ત્રૂટી હોય પરંતુ પાછલી બાબત ઉગ્ર હોય તો માણસ પરણ્યા વિના જીવન ઠીક ઠીક ધપાવ્યે જાય એ સંભવિત છે. પરંતુ આ બન્ને બાબતનું આવશ્યક પ્રમાણ નક્કી કરવાનું સાધન આત્મવિશ્વાસ સિવાય બીજી કોઈ નથી. પોતાને લાગે કે આટલાથી ચાલશે તો ચાલે. નહીં ચાલે એમ લાગે તો ન ચાલે. આ બાબતમાં આપણા જાણીતા એક ભાઈનો અનુભવ નોંધવા જેવો છે. તેને એમ લાગ્યું કે પરણ્યા વિના હું નહીં રહી શકું. વિચાર કરતાં તેને પોતાનો નિર્ણય ઠીક લાગ્યો પરિણામે તે પરણ્યા, અને પરણ્યા એટલે તેને જણાયું જે વાસના ઉપર કાબૂ મેળવવો આકરો છે તેમ હું માનતો હતો તે વાસનાઓ ક્યાંયે અદશ્ય થઈ ગઈ છે. એટલે પરણ્યા પછી તેને એમ લાગ્યું કે ન પરણ્યો હોત તો હું ખુશીથી નિભાવી શકત. આવું

પણ કેટલીક વાર બને. પરંતુ આ બાબત એવી મહત્ત્વની છે કે એમાં મારા એકના વિચારો કશા કામના નહીં. જેઓ આવો બધો વિચાર કર્યા પછી પરણેલા છે અને જેઓ આવો વિચાર કર્યા છતાં પરણેલા નથી એવા બન્ને વર્ગોના બબ્બે ચચ્ચાર માણસોના અભિપ્રાયો જાણ્યા પછી જ તમે તમારો વિચાર કરવા બેસો એ ઠીક છે. વ્યવહારુ રીતે મારો સ્પષ્ટ મત તો એ છે કે જેણે જુવાનીમાં આવ્યા પછી સ્ત્રી-સંગ કર્યો છે અથવા જેનામાં કોઈ ઉચ્ચ માટે ખપી જવાની વૈરાગ્યપ્રદીપ્ત તાલાવેલી ભભૂકી ઊઠી નથી તેને ન પરણવાની સલાહ હું ન આપું. એનો અર્થ એવો નથી કે તે એકલો ન જ રહી શકે. પણ તેને તેમ રહેવાની સલાહ આપવાની જવાબદારી હું ન લઉં. પોતાની જવાબદારીએ તે ગમે તેમ કરે. હવે પરણવાનું નક્કી કરવું એનો અર્થ એ નહીં કે જેવી કન્યા મળે તે સાથે લગ્ન કરવાં પણ પોતાના જીવનઆદર્શ સાથે જેના જીવનઆદર્શ મળતા આવતા હોય તેની સાથે જ લગ્ન સંભવે. એટલે મોટી ઉંમરની કન્યા જ લગ્ન માટે યોગ્ય ગણાય, હું કેળવી લઈશ એમ ધારીને લગ્ન કરનાર પસ્તાય છે. ઉપર કહી તેવી યોગ્ય કન્યા ન મળે તો પાછું ફરીને વિચારવાનું કે શું કરવું. કેમ કે ત્યારે લગ્ન એટલે જીવનનો આદર્શ તજવાનો પ્રશ્ન, તેવે વખતે નવેસરથી અને ફરીને વિચાર કરવો ઘટે.

અત્યારથી અભ્યાસ વિષે હું કંઈ સૂચનાઓ આપી શકું તેમ નથી. તમારા અભ્યાસ વિષેની પ્રગતિ વિષે તમારો કાગળ વાંચીને મને ઘણો સંતોષ થયો. એ બાબતનો ને બીજો આત્મવિશ્વાસ આવે એ જ એક મોટું બળ છે. પોતાની જાતને પોતે જ નકામી, નગુણી કે હલકી ગણે તેના જેવું બીજું કોઈ મોટું પાપ નથી. કારણ, તેમ કરનાર માણસ એક ડગલું પણ આગળ વધી શકતો નથી. પણ જે માણસ અભિમાન વિના પોતાના ગુણ–અવગુણ તોળી, જેવો છું તેવો પણ આવો છું અને એવો હું સમાજને ઉપયોગી થવા ઇચ્છું છું, એમ વિચારે તે માણસ જ આગળ વધી શકે છે.

સૃષ્ટિમાં બધા પર્વત હિમાલય નથી કે બધી નદી સિંધુ નથી. બધાં ઝાડ આંબા નથી કે બધાં પશુ સિંહ નથી. તેમ બધા માણસો પેગંબર નથી. ગુણ–અવગુણથી ભરપૂર કીટપતંગથી માંડીને હાથી અને માણસ સુધી અનેક કોટિ અને શક્તિઓવાળાં પ્રાણીઓ સર્જનહારની સૃષ્ટિમાં રહ્યાં છે, રહે છે અને રહેશે. જીવન વિકાસની અનંત સાંકળમાંનો કોઈનો એક તો કોઈનો બીજો, કોઈનો પહેલો, પચીશમો કે છેલ્લો મંકોડો કાળસાગરમાં આપણા જીવનપરપોટાના સમયે આપણે દેખી શકીએ છીએ. તેમાં કોઈનો દોષ કાઢવા જેવું નથી. કોઈની ઈર્ષા કરવા જેવું નથી. જે કાળે જેવા આપણે છીએ તે કાળે અને તેવા, જગતને બની શકે તેટલા વધારે ઉપયોગી થઈએ એટલે બસ છે. દરેક માણસ કરોડોનાં દાન કરી શકતો નથી, પણ શક્તિ પ્રમાણે સૌ આપી શકે છે. તેમ જ આપણે જેવા છીએ તેવા સર્જનહારની કૃતજ્ઞતાપૂર્વક તેની સૃષ્ટિને અર્થે ખપી જઈએ એટલે બસ છે. મતલબ, શક્તિઓની ઊણપ વિષે વસવસો રાખનાર ઈશ્વરનો કૃતઘ્ની બને છે. તૂટી ફૂટી પણ જે શક્તિઓ ઈશ્વરે આપી છે તેનો ઉત્તમમાં ઉત્તમ ભાગ આપી છૂટવું તે કૃતજ્ઞતા છે. એવો માણસ કદી આત્મનિંદક ન હોય, પણ નમ્ર હોય, આત્મવિશ્વાસથી ધપાવ્યે જાય. તેને ઈશ્વર સહાય કરે અને તે શાંતિ અનુભવે. ટૂંકમાં જેની પાસે આત્મશ્રદ્ધા છે તેની પાસે બધું છે. જેણે તે ખોઈ તેણે બધું ખોયું.

આટલેથી તમારા બધા પ્રશ્નોના જવાબ પૂરા થાય છે. તમારા સુંદર ભાવિ જીવનની હું આશા રાખી રહ્યો છું. બધા માણસોને સાથે રહેવાની તક તો મળતી નથી પણ પત્રવ્યવહારથી એક બીજાને જેટલા ઉપયોગી થઈ શકીએ તેટલા બનવાની સગવડ હંમેશા હોય છે એટલે તમને કંઈ લખવા જેવું લાગે તો તો નિઃશંકપણે લખશો. મારાથી બનશે તેવા જવાબ હું આપીશ.

લી ... ...ના વં. મા.

☆

# પોતાનું જ પ્રતિબિંબ

શ્રી. સોપાન

અનંતરાય ક્રોધી હતા છતાં આજે એમણે મન ઉપર ભારે કાબૂ રાખ્યો. એમની એકેએક વાત પ્રબોધ નામંજૂર કરતો હતો, છતાં એમણે મિજાજ ગુમાવ્યો નહિ. પણ જ્યારે પ્રબોધે આગળ વધીને એમ કહી દીધું કે 'તમારે હવે મને સલાહ ન આપવી, હું એથી થાકચો છું.' ત્યારે એમનો રોષ કાબૂમાં ન રહ્યો. પ્રબોધે ઘણી વાર જોયો હતો એવો ઉગ્ર ચહેરો આજે જોયો, પણ અગાઉની પેઠે એને અસર ન થઈ. એના મોં ઉપર બેદરકારીના ભાવો એ ક્ષણે જ આવી ગયા. અનંતરાય એ જોઈને વધુ ઉગ્ર ન બન્યા પણ પોતાની સ્થિતિ સમજી જઈ ઉતાવળે પગલે ઘર તરફ ચાલતા થયા.

આખે રસ્તે એમને એ જ વિચારો આવ્યા કર્યા કે ઉપકારનો છેવટ આ જ બદલો? એમના મનમાં સમાધાન થતું જ ન હતું. દુનિયામાં કોઈ દિવસ ન જોઈ હોય એવી કૃતઘ્નતા જોઈને જાણે એ સ્તબ્ધ બની જતા હતા. પ્રત્યેક પગલે એમની આંખ સામે છેલ્લાં પાંચ વર્ષના અનેકાનેક પ્રસંગો આવવા લાગ્યા.

પ્રબોધ જ્યારે પહેલ વહેલો એમની પાસે એક દાતા ઉપરની ભલામણચિટ્ઠી લેવા આવ્યો ત્યારે એના ઉપર નૂર જ ક્યાં હતું? અને ફાટેલાં ને ગંદાં કપડાંમાં એ કેટલો ગરીબડો લાગતો હતો! 'વિદ્યાર્થી છે, મારે એને મદદ કરવી જોઈએ' એમ કરીને અનંતરાયે એને નવલચંદ શેઠ ઉપર ભલામણચિટ્ઠી લખી આપેલી. એ ચિટ્ઠીને પ્રતાપે જ એ કૉલેજનાં બારણાં જોઈ શકેલો. ને તે પછી પણ અનંતરાયે કેટકેટલી મદદ કરેલી! જેનું આ જગતમાં કોઈ જ નહોતું તેના એ સ્વજન બન્યા હતા. પોતાને ઘેર પ્રબોધ પડચો પાથર્યો રહે તેની એમને કોઈ દિવસ ચિંતા નહોતી. એ પોતે યે કૉલેજમાં અધ્યાપક હતા. માત્ર ધંધાદારી નહિ, પણ સ્વભાવે જ અધ્યાપક, એટલે વિદ્યાર્થીઓને જોઈને એમનું હૃદય પ્રફુલ્લ રહેતું. તેમાં યે પ્રબોધ જેવા વિનયી, આજ્ઞાંકિત ને મહેનતુ વિદ્યાર્થીને પોતાની પાસે જ રાખી લેવાનું અનંતરાયને મન થાય તેમાં આશ્ચર્ય નહોતું.

અને પ્રબોધે તો અનંતરાયને મેળવીને મોટાભાઈને જ મેળવ્યા હતા. કાકાને ત્યાં અપમાન સહન કરી કરીને ઊછરેલા એણે સ્નેહ જેવું કોઈ તત્ત્વ જ ક્યાં જોયું કે અનુભવ્યું હતું? અનંતરાય એના પ્રત્યે લાગણી બતાવતા ત્યારે એ આશ્ચર્ય અને કૃતજ્ઞાથી નમી પડતો, તેનું કારણ એ હતું કે એવું કશું દુનિયામાં હોઈ શકે એવો એને અનુભવ જ નહોતો થયો. અનંતરાયનાં પત્ની પણ પ્રેમાળ હતાં. પ્રબોધ એમનાથી બહુ નાનો નહોતો અને તેઓ જેટલું ભણ્યાં હતાં તેટલું પ્રબોધ અત્યારે ભણતો હતો, એટલે બંનેને બહુ સારું ફાવતું હતું. ચારેક વર્ષ પહેલાં પરણેલા અનંતરાયને ત્યાં એકેય બાળક નહોતું. કુટુંબમાં પતિપત્ની અને વૃદ્ધ પણ સશક્ત એવા પિતા ત્રણ જ હતાં. એમના પિતાના જીવનનો પણ એક ઈતિહાસ છે, પણ એ કહેવાનું આ સ્થળ નથી. અનંતરાયમાં નિખાલસતા, પ્રેમલતા, ઈત્યાદિ ગુણો પિતામાંથી જ ઊતરી આવ્યા હતા. જો કે એ સદ્‌ગુણોની સાથોસાથ એમનો ક્રોધી સ્વભાવ પણ પિતાનો જ વારસો હતો.

આ કુટુંબમાં પ્રબોધ કુટુંબીજન હોય એમ ભળી ગયો હતો. અનંતરાયના પિતા ભવસુખરાય પણ એના પ્રત્યે હેત રાખતા હતા. શિષ્યવૃત્તિની વ્યવસ્થા થઈ ગઈ હતી છતાં અનંતરાયના પ્રેમ અને પ્રબોધના વિનયને લઈ પ્રબોધને છાત્રાલયને બદલે ઘરની મીઠાશ મળી હતી.

સાંભળનારને આશ્ચર્ય થાય, પણ લાંબાં ચાર વર્ષ સુધી પ્રબોધ અનંતરાયને ત્યાં જ રહ્યો. ઘણાં તો એમ

જ માનતાં થયાં હતાં કે પ્રબોધ અનંતરાયનો નાનો ભાઈ છે. પ્રબોધના આવ્યા પછી એક વર્ષે અનંતરાય પિતા બન્યા હતા, પણ નાનો બટુક જેમ મોટો થતો જતો હતો તેમ અનંતરાય કરતાં એ પ્રબોધની સાથે જ વધુ ગેલ કરતો હતો. અનંતરાયનાં પત્ની ના પાડતાં હતાં છતાં પાડોશીઓના પ્રયત્ને બટુક પ્રબોધને કાલા કાલા શબ્દોમાં કાકા જ કહીને બોલાવતો હતો.

ચાર વર્ષમાં પ્રથમ ત્રણ વર્ષ જેટલાં સુખશાંતિમાં પસાર થયાં તેટલું ચોથું વર્ષ ન થયું. ચોથું વર્ષ પ્રબોધના અભ્યાસનું છેલ્લું વર્ષ હતું એથી આગળ ભણવાની એને ઇચ્છા પણ નહોતી. અનંતરાય પણ ઇચ્છતા હતા કે આટલો અભ્યાસ પૂરતો છે. પણ અભ્યાસ પૂરા થવાના દિવસો જેમ જેમ નજીક આવતા હતા તેમ તેમ પ્રબોધને ભાવિ જીવનના વિચારો મૂંઝવતા હતા. અનંતરાય તો પ્રબોધ એનો નાનો ભાઈ હોય એમ જ એની ચિંતા કરતા હતા. એમણે પોતાના મનમાં ગોઠવી રાખ્યું હતું કે પ્રબોધ બી. એ. પૂરું કરે એટલે એમના એક મિત્રની શાળામાં એને મૂકી દેવો. ત્યાં લાગવગ હતી એટલે દાખલ થતાં જ સાઠ રૂપિયા તો મળે એમ હતા. આ કઠણ કાળમાં સાઠ રૂપિયાની નોકરી ક્યાંથી ? અનંતરાય મનમાં ને મનમાં સંતોષ પામતા હતા કે પ્રબોધને છેવટ ભાવિ જીવનની મુશ્કેલીમાં પણ પોતે જ મદદગાર થઈ શકશે. એક બીજો પ્રશ્ન પણ એ જ વખતે ઉભો થયો હતો. પ્રબોધની વય ત્રેવીસેક વર્ષની થઈ ગઈ હતી. ઘણાં એને અનંતરાયનો ભાઈ સમજી પોતાની કન્યા એ ઘરમાં આપવા માટે આવતાં હતાં. અનંતરાય એ બધાંને સાચી વાત કહેતા હતા, છતાં એમના મનમાં તો એમ હતું કે પ્રબોધના જીવનની ગંભીર બાબતમાં પણ પોતે જ ઉપયોગી નીવડી શકે તો સારૂં.

અનંતરાયે આજ લગીમાં પ્રબોધ સાથે આવી બાબતમાં કોઈ દિવસ વાત કરી જ નહોતી. જો કે તેઓ એમ માનતા હતા કે આવી બાબતમાં પ્રબોધે જાતે જ નિર્ણય કરવો જોઈએ. શિક્ષણને અંતે સ્વતંત્રતા પણ ન મળે તો શિક્ષણ શા કામનું ? છતાં એમને એટલો વિશ્વાસ તો હતો જ કે પોતાની સલાહ એ જ પ્રબોધનો નિર્ણય થશે. અને તેમાં એમને કશું ખોટું પણ ન લાગતું. પ્રબોધ પ્રત્યે એમણે જે મમતા રાખી હતી એ મમતાને લઈ એમને જેમ પ્રબોધ બુદ્ધિશાળી ને શક્તિવાન લાગતો હતો, તેમ ઘણી વાર ભોળો અને જગતની આંટીઘૂંટી નહિ સમજનારો પણ લાગતો હતો. અનંતરાય જેમ પ્રબોધને એક તેજસ્વી જુવાન તરીકે ઓળખાવતા હતા, તેમ ઘણીવાર ભોળા ને નિષ્પાપ તરીકે પણ ઓળખાવતા હતા. નિષ્પાપ શબ્દ બોલતી વખતે એમના મનમાં એનો અર્થ એટલો જ કરતા હતા કે દુનિયાના કાવા-દાવાથી એ અજ્ઞાન હતો.

બી. એ. પૂરું કરવાને હવે છ મહિના જ બાકી રહ્યા હતા. પ્રબોધ એક બાજુ સારો વર્ગ મેળવવા માટે ખૂબાખૂબ વાંચતો હતો, તેમ બીજી બાજુ 'હવે શું કરીશ' તેના વિચારો પણ કરતો હતો. કોણ જાણે કેમ, પણ હમણાં હમણાં એને લાગતું હતું કે હવે આ દુનિયામાં તેણે એકલા જ ઊભા રહેવાનું છે. પોતાની આજ સુધીની તૈયારી માટે અનંતરાય તરફ એ ફરી ફરીને ભક્તિ પ્રગટ કરતો હતો અને અંતઃકરણપૂર્વક માનતો હતો કે એમની સહાય ન મળી હોત તો આજે એ ક્યાંક રવડી રઝળીને મૂવા વાંકે જીવતો હોત.

આમ માનવા છતાં એને થતું હતું કે 'હવે તો મારો માર્ગ મારે જ કરી લેવો જોઈએ, મારા જેવા શિક્ષિત જુવાને હવે એમના ઉપર બોજો રાખવો તે સારું નહિ.' એને ક્યારેક થઈ આવતું કે પોતાના મનમાં આવતા વિચારો અનંતરાયને જણાવીને એમનું માર્ગદર્શન માગું, પણ વળી એમ થતું હતું કે હવે મારે મારી જાતે જ વિચારવાની ટેવ પાડવી જોઈએ.

આવા વિચારોમાં એ પોતાના ભાવિ જીવન માટે, એના જેવા જ મિત્રો સાથે ચર્ચા કરવા લાગ્યો. આ ચર્ચાઓ જીવનના લગભગ તમામ પ્રદેશને આવરી લે તેટલી વિશાળ અને ઊંડી પણ થતી હતી અને સાચા જીવનનો સ્પર્શ પણ ન થાય એવી હવાઈ પણ થતી હતી. પણ જેમ જેમ આવી ચર્ચાઓ એ કરતો ગયો ને વધુ વિચારતો ગયો તેમ તેમ એને

લાગવા માંડ્યું કે દુનિયામાં દાખલ થવાના બધા જ માર્ગોમાં કાંટા ને કાંકરા છે, પરંતુ તે સાથે જ લાગતું કે એ ઉપરથી ચાલી જવાની પોતામાં શક્તિ પણ છે. પ્રબોધને બીજાની સાથે ચર્ચામાં ઊતરતાં હર પળે પોતાની બુદ્ધિ માટે વિશ્વાસ પેદા થતો અને પોતે આ જગતમાં કંઈક કરી શકશે એવી આશા પણ ઊપજતી.

એના મનમાં લગભગ એવું નક્કી થતું હતું કે બી. એ. થયા પછી પત્રકાર થવાના પ્રયત્નો કરીશ. એ સમજી શકયો હતો કે એમાં સફળ થતાં પહેલાં, સફળ કે નિષ્ફળ પણ જામી ગયેલા તંત્રીઓના પગની થોડીક લાતો ખાવી પડશે અને મૂર્ખ જેવા માણસોની મજાક પણ સહન કરવી પડશે, પણ એનું મન એ તરફ ખેંચાયા જ કરતું હતું. ધીમે ધીમે એના આ વિચારો કૉલેજમાં પણ પ્રચાર પામવા લાગ્યા. ને એ પોતે નિશ્ચય કરીને બેઠો હોય એમ ગંભીરપણે પોતાનાં વાંચન ઉપરાંત એને લગતી માહિતીઓ પણ એકઠી કરવા લાગ્યો.

એક રાત્રે અગિયાર વાગે પોતાની ઓરડીમાં સૂતો સૂતો એ વાંચતો હતો ત્યારે ધીમા પણ ગંભીર પગલે અનંતરાય એની ઓરડીમાં દાખલ થયા. આટલાં વર્ષોમાં આ પહેલો જ બનાવ હતો કે જ્યારે રાત્રે અગિયાર વાગે અનંતરાય એની ઓરડીમાં આવ્યા હોય. એમને આવેલા જોઈને પ્રબોધ સહેજ ચમકી ગયો અને તુરત જ પથારીમાં બેઠો થયો. અનંતરાય એના પલંગની પાસે પડેલી ખુરશી ઉપર બેઠા ને બેચાર ક્ષણના મૌન પછી બોલ્યા:

'મેં સાંભળ્યું છે કે તું બી. એ. પૂરું કરીને મુંબઈ જવાનો છે.'

'ઇચ્છા તો છે.' પ્રબોધે શાંતિથી જવાબ આપ્યો.

'મને કેમ કહ્યું જ નહિ?' દુ:ખ લગાડતા હોય એમ અનંતરાય બોલ્યા.

'હું કહેવાનો જ હતો, પણ મને થયું કે મારે હવે તમને ચિંતામુક્ત કરવા જોઈએ.'

'એમાં ચિંતા શાની? મેં તો તારા માટે નક્કી કરી જ રાખ્યું છે.'

'શું?'

'પ્રભુભાઈની શાળામાં તને સરસ જગ્યા મળી જશે અને તારા જીવનના બીજા પ્રશ્ન માટે પણ હું તૈયારી કરી રહ્યો છું.'

પ્રબોધ કંઈ બોલ્યા વિના આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો.

'તું આ કુટુંબનું અંગ જ બની ગયો છે. તારી ચિંતા એ ચિંતા જ ન કહેવાય. તું જાણે છે કે ઘણાં તો તને મારો ભાઈ જ સમજે છે?'

પ્રબોધે માથું હલાવી હા પાડી.

'તને નથી લાગતું કે કંઈ પણ નિર્ણય કરતાં પહેલાં તારે મારી સાથે વાત કરવી જોઈએ?'

પ્રબોધે ફરીને માથું હલાવ્યું.

'તો મારી સલાહ છે કે અત્યારે બીજું કંઈ પણ વિચાર નહિ અને અભ્યાસમાં સારો વર્ગ મેળવવાનો પ્રયત્ન કર. એમાં સફળ થઈશ તો બધું સારું જ થઈ જશે.'

આટલું બોલી અનંતરાય ઊભા થયા અને એ જ ગંભીરતાથી ઓરડા બહાર નીકળ્યા. પ્રબોધે બારણાં તરફ જોઈ ચોપડી એક બાજુ મૂકી. એ ઊંડા વિચારમાં પડી ગયો.

*

'ચંદ્રવદન તને મળવા આવેલા?' એકાદ મહિના પછીની એક રાત્રે પ્રથમના જેવી જ ગંભીરતાથી અનંતરાય પ્રબોધને પૂછતા હતા.

'હા.' ગંભીર મુખે પ્રબોધે જવાબ આપ્યો.

'તારે એમની સાથે વિશેષ વાત કરવાની જરૂર જ નહોતી. એમના દિલમાં તારા માટે જે છાપ મેં ઊભી કરી હતી તે એથી ઝાંખી પડી.'

પ્રબોધ કંઈ ન બોલ્યો.

'આપણે આ ને આ પળે ક્યાં કંઈ નિર્ણય આપવાનો હતો? મેં એમને કહ્યું હતું કે પ્રબોધ બી. એ. થઈ ને સારી લાઈન ઉપર ચડી જાય પછી જ અમે એ વિશે જવાબ આપી શકશું. તારે ઉતાવળ નહોતી કરવી જોઈતી.'

'પરંતુ … …'

'હું સમજી ગયો. કદાચ તું લગ્ન કરવાનું ઇચ્છતો જ નહિ હો …'

'એમ નથી, હું ઇચ્છું તો છું પરંતુ હમણાં નહિ.'

'પણ એવું વિચારવામાં આપણું શું જાય ?'

'આપણું નહિ, પણ એમનું તો જાય ને?' પ્રબોધ કંઈક અચકાતો અને કંઈક અકળાતો બોલ્યો. અનંતરાય સ્થિર આંખે જોઈ રહ્યા.

'જો પ્રબોધ!' પિતાની અદ્દાથી અનંતરાય બોલ્યા. 'આજ સુધી તો તું વિદ્યાર્થી હતો. હવે થોડા જ સમયમાં આ વિશાળ ને ભુલભુલામણીભરી દુનિયામાં તારે પગ મૂકવાનો છે. દરેક બાબતનો શાંતિથી ને ગંભીરતાથી તારે વિચાર કરવો જોઈએ. તારે સમજવું જોઈએ કે હું જે કંઈ કહું છું કે કરું છું તે આ દુનિયાના અનુભવો લીધા પછી અને કેવળ તારો જીવનમાર્ગ સરળ કરવાને ખાતર જ.'

'ખરું છે.' ધીમેથી પ્રબોધ બોલ્યો.

'આપણે કલ્પનામાં ન રાચવું જોઈએ. દુનિયાની યથાર્થ સ્થિતિ તું હજી જાણતો નથી. ઘણા ગ્રેજ્યુએટો…'

પ્રબોધ રસ્તા ઉપર જોવા લાગ્યો. એના મોં ઉપર કંટાળો દેખાતો હતો.

'તને મારી વાત નહિ ગમે, પરંતુ જ્યારે તું અનુભવ લેશે ત્યારે જાણશે કે મોટાભાઈ સાચું કહેતા હતા.'

'ખરું છે.' પ્રબોધ ફરીથી બોલ્યો.

'તો અભ્યાસ પૂરો કરીને પ્રભુભાઈની શાળા સંભાળી લેવી છે ને ?'

'હજી પરીક્ષા ને એનું પરિણામ તો આવે.'

'એ તો સફળતામાં જ આવશે.'

'તો ત્યારે જોઈશું.'

'અત્યારથી નહિ?' અવાજમાં રોષનો એક તણખો ઝબકી ગયો.

'અત્યારે તો હું વાંચવામાં જ પડ્યો છું.'

'બીજું કશું વિચારતો નથી? મુંબઈનું અને પત્રકાર થવાનું કોણે વિચારેલું ?'

'એ તો તરંગ હતા. મેં માનેલું કે તમને એ તરંગો ગમશે.' હવે કંઈ જ બોલવા ન ઇચ્છતો હોય એવું મોં કરીને પ્રબોધ બોલ્યો. અનંતરાય ફાટી આંખે એનું મોં જોતા ત્યાંથી ઊઠ્યા. પ્રબોધ એમની સાથે બારણાં સુધી ગયો અને પછી પાછો વળ્યો. થોડીવાર ઓરડામાં આંટા મારી એણે વાંચવાની ચોપડી હાથમાં લીધી અને બારણાં બંધ કરી ચાલતો ચાલતો જ વાંચવા લાગ્યો.

અનંતરાયને બહુ માઠું લાગી ગયું. રસોડામાં એ જમવા બેઠા ત્યારે પણ એમના મોં ઉપરની ગંભીરતા દૂર ન થઈ. પ્રેમાળ પત્નીએ અને ખીલતા ફૂલ જેવા બટુકે એમને પ્રસન્ન કરી દેવાનો પ્રયત્ન કર્યો પરંતુ ન ફાવ્યાં. થોડીવારમાં ભવસુખરાયને પણ ખબર પડી કે અનંતરાય આજે મઝામાં નથી.

કૉલેજનો સમય થતાં અનંતરાય અને પ્રબોધ સાથે જ ઘરથી બહાર નીકળ્યા. બંને એક સરખા જ ગંભીર અને દુઃખી જણાતા હતા. ભવસુખરાયે પરસાળમાં બેઠા બેઠા બંનેનાં મોં જોયાં ને એનાં કારણો કલ્પવા લાગ્યા. સાંજ સુધી એમણે અનુમાનો દોડાવ્યાં. પરંતુ એ કે અનુમાન ઉપર એમનું મન સ્થિર થયું નહિ. અનંતરાયનાં પત્ની પાસેથી જાણવા પ્રયત્ન કર્યો, પરંતુ એમને યે કશી માહિતી નહોતી.

બે દિવસ એમને એમ વીતી ગયા. એ પછી દુઃખ અને ગાંભીર્ય ઓછાં થયેલાં જણાયાં, પરંતુ ઉલ્લાસનું વાતાવરણ તો જામ્યું જ નહિ. દીવામાંથી તેલ ખૂટી રહ્યું હોય એમ પ્રેમનો પ્રકાશ મંદ થવા લાગ્યો. પ્રબોધ ઘરનો સમય વાંચવામાં જ ગાળતો અને અનંતરાય કોઈક વાર બટુકને રમાડવામાં ને કોઈક વાર ગંભીર મુખે વિચારમાં બેસી રહેવામાં ગાળતા. અનંતરાયના પિતા તથા પત્ની એટલું સમજ્યાં હતાં કે અનંતરાયની આ ગમગીનીનું કારણ પ્રબોધ છે, પરંતુ શું છે, શા માટે છે તે કશું જાણતાં નથી.

પ્રબોધને હવે ઘરમાં રહેવામાં અકળામણ જણાતી હતી. એ સ્પષ્ટ જોઈ શકતો હતો કે અનંતરાયે એના ઉપર ઘણા ઉપકારો કર્યા છે ને આજે પણ કરી રહ્યા છે. તેઓ ભાવિ જીવન માટે જે સૂચનાઓ

આપે છે તેની પાછળ પણ પ્રેમનું તત્ત્વ જ કામ કરી રહ્યું છે, પરંતુ એ સૂચનાઓ પ્રબોધનું મન સ્વીકારતું નહોતું. ત્યાં કોઈ બીજી જ ઇચ્છાઓ ને આકાંક્ષાઓ જોર કરી રહી હતી. અનંતરાયે તે દિવસ પછી પ્રબોધને કંઈ પણ કહેવાનું બંધ કરી દીધું હતું, પરંતુ એમનું મન એમાંથી મુક્ત થયું નહોતું. રાતદિવસ એમના મનમાં બે લાગણીઓ રમ્યા કરતી હતીઃ એક વડીલના પ્રેમ અને ચિંતાની અને બીજી વડીલના વડીલપણાની અને ઉપકાર કર્યાની. પહેલી લાગણીથી તેઓ દુઃખી થતા હતા અને બીજી લાગણીથી રોષે ભરાતા હતા. દુઃખ અને રોષ એ રીતે એકમેકમાં ભળી જઈ પ્રબોધને ઊંડી મૂંઝવણમાં નાખી દેતા હતા. એને થતું હતું કે કેવળ અનંતરાયની ઇચ્છા કે આજ્ઞાને ખાતર પાંચ વર્ષ ફેંકી દેવાં પડે તો ફેંકી દેવાં જોઈએ, પરંતુ એ ઇચ્છા કે આજ્ઞા અનંતરાયનાં—મોટાભાઈનાં છે તે માટે જ, એ સાચાં છે તે માટે નહિ.

બંને વચ્ચે કામ પૂરતું બોલવાનું ચાલતું હતું. એથી વિશેષ બોલવાની કોઈને ઇચ્છા જણાતી નહોતી. બીજી બાજુ પરીક્ષાના દિવસો પણ નજીક આવી રહ્યા હતા. પ્રબોધ આંખનું તેલ બાળીબાળીને વાંચી રહ્યો હતો. અનંતરાય પણ એના પરિશ્રમમાં અંતરાય નાખવા ઇચ્છતા નહોતા એટલે તેઓ સર્વ રીતે શાંત હતા. બંનેએ જાણે નક્કી કર્યું હતું કે પરીક્ષા પતી જાય ત્યાં સુધી કોઈ વાતને ઉચ્ચારવી જ નહિ.

એક ભવસુખરાયનું મન શાંત નહોતું. તેઓ સચિંત આંખે આ બંને તરફ હંમેશાં જોયા કરતા હતા. જે કલ્પના એમણે પંદર વર્ષ પહેલાં કરી હતી અને જેને સત્ય સ્વરૂપ મળવાને હજી પંદર વીસ વર્ષની વાર છે એમ એમને લાગતું હતું તે કલ્પના આજે પ્રત્યક્ષ થતી હતી. પંદર વર્ષ પહેલાં અનંતરાયે જ્યારે એમણે સૂચવેલી કન્યા માટે ના પાડી હતી, અને પોતે ભાવનગરમાં જ વસવાટ ઇચ્છતા હતા છતાં અનંતરાયને કારણે એમને અમદાવાદ ખેંચાવું પડ્યું હતું ત્યારના બધા પ્રસંગો એમને સાંભરતા હતા. તે દિવસે અનંતરાયની ઉંમર પ્રબોધ જેવડી જ હતી અને આ દુનિયાનો એને કશો જ અનુભવ નહોતો, જ્યારે ભવસુખરાયે પચાસ વર્ષની જિંદગીમાં દુનિયાની કડવી–મીઠી અનુભવી લીધી હતી.

*

પરીક્ષા શરૂ થવાને આગલે દિવસે પ્રબોધના મોં ઉપર ચિંતા હતી, પરંતુ બીજે દિવસે પરીક્ષા શરૂ થતાં જ એની ચિંતા અદૃશ્ય થઈ ગઈ હતી. એ તેજસ્વી વિદ્યાર્થી હતો અને પહેલા જ દિવસનું પ્રશ્નપત્ર જોતાં એને પોતાનું તેજ સ્પષ્ટ થયું હતું. પરીક્ષાના છેલ્લા દિવસે તો એ પ્રસન્નચિત્ત બની ગયો હતો. પોતાની સફળતા વિશે એને લગીર પણ શંકા નહોતી. એ ઘેર આવતો ત્યારે હંમેશ અનંતરાય હસીને એને સમાચાર પૂછતા હતા અને એ આનંદપૂર્વક જવાબો આપતો હતો, પરંતુ છેલ્લા દિવસે તો એ પોતે જ દોડીને અનંતરાયને આનંદ–સમાચાર આપી આવ્યો હતો. જાણે એ સફળ થઈ જ ગયો હોય એટલા આનંદપૂર્વક તે દિવસની રાત એણે પસાર કરી અને બીજે દિવસે અભ્યાસનો થાક ઉતારવા એ ક્યાંક ફરવા જવાનું વિચારવા લાગ્યો, અનંતરાય એ જાણતા જ હતા એટલે એમણે સામે ચાલીને જ પ્રબોધને આબુ ફરી આવવાનું કહ્યું. પ્રબોધને એ ગમ્યું અને તે દિવસે બે ત્રણ મિત્રોને તૈયાર કરી સાથે લઇને એ આબુ ઊપડ્યો.

આબુ ઉપર એણે ધરાઈ ધરાઈને મોજ ઉડાવી. મિત્રો સાથે 'હવે શું?'ની વાતો થતી ત્યારે જરા વિચારમાં પડી જવાતું હતું. પરંતુ 'પરિણામ આવ્યા પછી જોઈ લઈશું' એમ મનમાં વિચારી, એવો જ જવાબ આપી એ આનંદથી ફરતો હતો. અનંતરાય પ્રબોધની પરીક્ષાના દિવસોમાં જેટલા આનંદમાં હતા તેટલા જ હવે વિચારમાં જણાતા હતા. પ્રબોધની સફળતા વિશે એમના મનમાં લગીરે ય શંકા નહોતી એટલે એમની સામે ભાવિ જીવનનો પ્રશ્ન જ ઊભો થયા કરતો હતો. પ્રબોધ આબુ ગયો તેના બીજે જ દિવસે પેલા ચંદ્રવદન પણ એમની બેન માટે ત્યાં આવ્યા હતા. અનંતરાયને એમ લાગતું હતું કે ચંદ્રવદનની બેન સાથે જોડાવું એ પ્રબોધ માટે સર્વથા

યોગ્ય છે. ચંદ્રવદન અનંતરાયના મિત્ર અને સગા તો હતા જ, પરંતુ શિક્ષિત, સંસ્કારી અને નવયુગના પ્રવાહોને સમજનાર પણ હતા. એમની બેન મેટ્રીક સુધી પહોંચી હતી અને રૂપગુણમાં ગમે તેને પ્રસન્ન કરે તેવી હતી. અનંતરાય જાણતા હતા કે આવી કન્યા પરમ ભાગ્ય વિના પ્રાપ્ત થઈ શકે જ નહિ.

'પણ પ્રબોધ એમની વાત માનશે?' અનંતરાયના દિલમાં વિશ્વાસ નહોતો બેસતો. તે દિવસે થયેલી વાતો અને પ્રબોધના મોં ઉપરની રેખાઓ એમના મનમાં તાજી થતી હતી. 'તો શું થશે?' એ વિચાર આવતાં જ પ્રબોધ માટે ચિંતા થઈ આવતી હતી. પ્રબોધ આ દુનિયામાં હેરાન થઈ જશે એવો ભય પણ એમના મનમાં પેદા થતો હતો.

દસ બાર દિવસ વીત્યા ત્યાં પ્રબોધ આખુ ફરીને ઘેર આવી ગયો. આ વખતે ઘરમાં દાખલ થતાં જ એને એમ થયું કે અહીં રહેવાનો કાળ હવે પૂરો થયો. અનંતરાયની આંખોમાં સ્પષ્ટ જોઈ શકાતી ચિંતાને લઈને પણ એને જરી જરી પરાયું લાગવા માંડયું. બે ત્રણ દિવસ એણે દર કલાકે એમ ધાર્યું કે હમણાં જ એ વાતો શરૂ થશે, પણ એ વાતો થઈ જ નહિ. અનંતરાય ઈરાદાપૂર્વક મૌન રાખી રહ્યા હતા. એમના મનમાં એવી આશા હતી કે પ્રબોધ એ વાતને ઉચ્ચારશે, પરંતુ ત્રીજા દિવસની રાત સુધી પણ એણે એ વાત ન ઉચ્ચારી ત્યારે એમના મનમાં અપમાન લાગવા માંડયું ને તે પછી તુરત જ રોષ ઝબકવા લાગ્યો. એમને થયું કે પ્રબોધ એમની લાગણીઓ પ્રત્યે બેપરવા અને અવિનયી છે. પોતે એને માટે જે જે સહન કર્યું છે તે તે ભૂલી ગયો છે. અનંતરાયને ઘડીક તો એમ થઈ આવ્યું કે 'મારે કશી વાત જ ન ઉચ્ચારવી, એને જેમ કરવું હશે તેમ કરશે. જો એ પોતાની મેળે જ માર્ગ કાઢવા ઇચ્છે છે તો એને અનુભવ લેવા દેવો' પણ વડીલની વૃત્તિ એથી સંતોષાતી નહોતી. પ્રબોધને કહેવું જ જોઈએ, એના હિતનો માર્ગ બતાવવો જ જોઈએ, એમ રહી રહીને મનમાં થયા જ કરતું હતું. આવી ધડમથલમાં ત્રીજા દિવસની રાતે પણ એમણે વાત ઉચ્ચારી નહિ. અને પ્રબોધ એની ઓરડામાં રાહ જોતો જ ચિંતાતુર વદને બેસી રહ્યો.

ચોથા દિવસની સવારે અનંતરાય બહાર ગયા ત્યારે ભવસુખરાયે પ્રબોધને બોલાવ્યો, પ્રબોધને પ્રથમ તો આશ્ચર્ય થયું. પણ વળી લાગ્યું કે સહજ જ હશે એટલે એ શાંતિથી ત્યાં ગયો. ભવસુખરાયે એને પાસે બેસાડયો અને વાંસા ઉપર હાથ ફેરવતાં ધીમેથી પૂછયું: 'હમણાં કેમ ગમગીનીમાં રહે છે?'

'કંઈ નથી.' પ્રબોધ ફિક્કું હસ્યો.

'એમ નહિ, સાચી વાત કહી દે. મોટાભાઈ પણ આખો દિવસ ચિંતામાં જ પસાર કરે છે.'

'એ તો મારો અભ્યાસ પૂરો થાય છે એટલે હવે શું કરવું તેના વિચારો ચાલે છે.'

'મોટાભાઈ તને અણગમતું કંઈ કહે છે?'

'એમ તો નહિ...' અર્ધું બોલી પ્રબોધ ચૂપ રહી ગયો ને એકાદ બે પળ ગંભીર રહીને પછી ઊભો થયો.

'કેમ ઊઠયો?'

'અત્યારે જઈશ.' ભારે અવાજે બોલતો પ્રબોધ ત્યાંથી ચાલતો થયો.

×

પરીક્ષાનું પરિણામ આવી ગયું હતું. પ્રબોધે પહેલો વર્ગ મેળવ્યો હતો. એના ઉપર અભિનંદનની વર્ષા છંટાતી હતી. કોઈ કોઈ પૂછતું હતું કે 'હવે શું કરશો?' પ્રબોધ હસીને વાત ઉડાવતો હતો. પરીક્ષા પછીના આટલા દિવસમાં માત્ર એક વખત અનંતરાય સાથે ભાવિ જીવનની ચર્ચા થઈ હતી અને તે ચર્ચાનો અંત બહુ કરુણ આવ્યો હતો. અનંતરાયે સ્પષ્ટ કહ્યું હતું કે 'તું આ માર્ગ નહિ લે તો દુઃખી થઈ જશે;' પણ પ્રબોધે એ શબ્દોને મન ઉપર લીધા નહોતા. એના મનમાં મુંબઈ જવાનો વિચાર દૃઢ થયા જ કરતો હતો.

બે દિવસમાં અભિનંદનનું વાતાવરણ શાંત થઈ ગયું. પ્રબોધની મૂંઝવણ વધતી જ જતી હતી. ચાર

વર્ષમાં સ્નેહના તાણાવાણા વણાયા હતા તે એને સ્વતંત્ર નહોતા થવા દેતા. અનંતરાયનું દિલ દૂભવવાની હિંમત ચાલતી નહોતી અને તેઓ જે સૂચવતા હતા તે કરવાની ઇચ્છા જ નહોતી થતી. મનની મૂંઝવણ એક પત્રમાં ઠાલવવાનું એ વિચારતો હતો તે દિવસે જ અનંતરાયની એક ચિઠ્ઠી એના ઉપર આવી. એમાં લખ્યું હતું: 'આજે હું છેલ્લી વાત કરી લેવા ઇચ્છું છું. મારે જોવું છે કે પ્રબોધ અને મારી વચ્ચેનો સંબંધ કેટલો છે ને કેવો છે.' પ્રબોધ આ ચિઠ્ઠીથી વધુ મૂંઝવણમાં પડ્યો, પણ એને થયું કે આજ રાત્રે તો પતી જ જશે.

અને એ રાત્રે પતી જ ગયું. અનંતરાયે પ્રબોધને પૂછ્યું,

'પ્રભુભાઈની શાળા માટે છેવટ શો વિચાર કર્યો?'

'મારી પોતાની લેશ માત્ર ઇચ્છા નથી. કેવળ તમારે ખાતર, કહો તો રહેવા તૈયાર છું.' પ્રબોધે કશી યે મૂંઝવણ અનુભવ્યા વિના જવાબ આપ્યો. પણ એની અસર માઠી થઈ.

'મારી ખાતર?' અનંતરાય ગુસ્સે થઈને બોલ્યા: 'એમાં મારો સ્વાર્થ છે?'

'હું એમ નથી કહેતો. તમારું મારા ઉપર એટલું ઋણ છે...'

'એટલે, એનો હું બદલો માગું છું?' અનંતરાયનો ગુસ્સો વધ્યો. પ્રબોધ ડરી ગયો હોય એમ ચૂપ થઈ ગયો. થોડીવારની શાંતિ પછી અનંતરાય કડક અવાજે બોલ્યા.

'ચંદ્રવદનની બેન માટે શો જવાબ છે?'

'હું પછી કહીશ.'

'પછી નહિ, અત્યારે જ. મારે આજે ફેંસલો લાવવો છે.'

'તમે અત્યારે ઉશ્કેરાયેલા છો.'

'એ...મ?' અનંતરાયનો ગુસ્સો વધ્યો. પ્રબોધને થયું કે પોતે પહેલેથી જ મૌન રાખ્યું હોત તો સારું હતું. થોડીવાર મૂંગા બેસી અનંતરાય રોષભર્યા ચહેરે જ ત્યાંથી ચાલતા થયાં. એ બહાર નીકળ્યા ત્યારે ભવસુખરાય પરસાળમાં બેઠા હતા.

બીજે દિવસે સવારે પ્રબોધ ઊઠ્યો કે તુરત જ અનંતરાયે ત્યાં આવીને એના હાથમાં એક કાગળ મૂક્યો. એ કાગળમાં બંને પ્રશ્નો વિષેના આખરી જવાબની માગણી હતી. પ્રબોધે કાગળ વાંચી ઊંચું જોયું. અનંતરાયનું અંગ ક્રોધથી સહેજ કંપી રહ્યું હતું. પ્રબોધ એક ક્ષણ ઊભો રહ્યો ને પછી ટેબલ ઉપરથી પેન ઉપાડીને આવેલા કાગળ નીચે લખ્યું: 'હું આજે અહીંથી જાઉં છું.' અનંતરાય એ શબ્દો જોતાં જ ત્યાંથી ખસી ગયા અને જાણે માર્ગ મોકળો કરી આપતા હોય એમ એક બાજુ ઊભા રહ્યા. પ્રબોધે શાંત ચિત્તે બે ચાર પળ ઊભા રહી કંઈક વિચાર્યું ને પછી ખીંટી ઉપર ટીંગાતો કોટ ખભા ઉપર મૂકી તે ઓરડા બહાર ચાલતો થયો. ઓટલાનાં પગથિયાં એ ઊતરતો હતો ત્યારે એણે અવાજ સાંભળ્યો: 'શાબાશ—' એ અવાજમાં ઠાંસીઠાંસીને રોષ ભર્યો હતો.

પણ આટલેથી વાત પૂરી ન થઈ. અનંતરાયને પાએક કલાક વીત્યા પછી પોતાના રોષ માટે અફસોસ થવા લાગ્યો. એને થયું કે પ્રબોધે વિનય તો જાળવ્યો જ હતો. તુરત જ એમણે નોકરને મોકલી પ્રબોધના મિત્રોને ત્યાં તપાસ કરાવી, પણ તેનો પત્તો ન લાગ્યો. અનંતરાયને થોડી ચિંતા થવા લાગી. લગભગ અગિયાર વાગે તેઓ જાતે જ તપાસ કરવા માટે તૈયાર થયા. જેમ જેમ વિચારવા લાગ્યા તેમ તેમ એમને થવા લાગ્યું કે 'મારે શાંતિથી કામ લેવું જોઇએ. એ મારો નાનો ભાઈ જ છે. એને અવળે માર્ગે હું નહિ જવા દઉં, પણ મારે રોષે ન ભરાવું જોઈએ. એને બુદ્ધિથી સમજાવવો જોઈએ.' આવા વિચાર સાથે એમના મનમાં વિશ્વાસ પણ પેદા થયો. અને તુરત એમણે કોટ પહેર્યો. બહાર નીકળતા હતા ત્યાં નજીક બેઠેલા ભવસુખરાયે ધીમેથી પૂછ્યું:

'શીદ જવું છે?'

'જરા બહાર' એમ બોલતા અનંતરાય પગથિયાં ઊતર્યા.

'એ હવે પાછો નહિ આવે.' અનંતરાયે મન

ન આપ્યું તો પણ ભવસુખરાય બોલ્યા. પણ અનંતરાયે સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલવા જ માંડયું.

થોડે દૂર જતાં જ પ્રબોધનો ભેટો થઈ ગયો. એક મિત્રની સાથે એ કોલેજની હોસ્ટેલ તરફ જતો હતો. અનંતરાયને જોઈ ઊભો રહ્યો. અનંતરાયે એને એક બાજુ આવવાનું કહ્યું, એટલે પેલો મિત્ર જુદો પડ્યો અને આ બંને રસ્તાની એક બાજુ ઊભા રહ્યા. અનંતરાયે નિશ્ચય કર્યો હતો કે શાંતિથી જ વાતો કરવી છે એટલે ધીરે ધીરે એમણે પ્રભુભાઈની શાળાની અને ચંદ્રવદનની બહેનની વાત મૂકી. પ્રબોધે સ્પષ્ટ શબ્દોમાં ના પાડી દીધી. અનંતરાયે આગળ વધીને એમ કહ્યું કે 'અત્યારે ઘેર ચાલ, નિરાંતે વિચારશું.' એની પણ પ્રબોધે ના પાડી. અનંતરાય મહા પરાણે ગુસ્સો દબાવી રહ્યા હતા. એમણે એક ઘૂંટડો ગળી જઈ ભવિષ્યની મુશ્કેલીઓ શાંતિથી બતાવવા માંડી, પણ બે ને ત્રણ વાકયો જ્યાં પૂરાં થયાં ત્યાં પ્રબોધે કહ્યું 'મને માફ કરો, હું થાકયો છું.'

બસ, અનંતરાયનો ક્રોધ કાબૂમાં ન રહ્યો. ક્રોધથી ધમધમતા એ ઘેર આવ્યા ત્યારે ભવસુખરાય એમની રાહ જોતા પરસાળમાં જ બેઠા હતા. અનંતરાયે પગથિયાં ઉપર પગ મૂકયો કે તુરત ભવસુખરાય બોલ્યા : 'હું કહેતો જ હતો કે એ નહિ આવે. કોઈ પાછું આવતું જ નથી. પાછું જોતું પણ નથી.'

અનંતરાય પગથિયા ઉપર સ્થિર થઈ ગયા. ભવસુખરાય એની સામે જોતા ફરીથી બોલ્યા : 'નકામો દુઃખી થતો નહિ. રોષ પણ કરતો નહિ. તારી જુવાની યાદ કરીશ તો અફસોસ નહિ થાય, દુઃખ પણ નહિ થાય. આખી દુનિયા એમ જ ચાલે છે.'

'પણ આટલા ઉપકારને અંતે.—' અનંતરાય મહા મુસીબતે બોલ્યા.

'મેં તારી ઉપર ઓછા ઉપકાર નહોતા કર્યા. પણ સમસમીને જ બેસી રહ્યો ને? સમજી ગયો કે ઉપકારનો બદલો ન મંગાય.' ભવસુખરાયે સ્પષ્ટ કર્યું અને એમની આગળ પંદર વર્ષ પહેલાંનું જે ચિત્ર હતું તે અનંતરાયની આંખ સામે ધરી દીધું. અનંતરાય શરમથી નીચું જોતાં પગથિયાં ચડયા અને અંદરના ઓરડામાં ચાલ્યા ગયા. ભવસુખરાયે સંતોષનો એક શ્વાસ લઈ ફળિયાની પીપળનાં ખરી પડતાં પાંદડાં સામે જોઈ દાંત વિનાના મોંને મલકાવ્યું.



# સાહિત્યના પ્રદેશમાં

શ્રી. મોહનલાલ

## 'પથેર પાંચાલી'ની પ્રસ્તાવના

'ઊર્મિ'ના ગયા અંકમાં અમારા 'સંઘ'ની આવતા વર્ષની પ્રવૃત્તિઓને અંગે અમે જે જાહેરાત પ્રગટ કરી છે તેમાં 'અંજલિ ગ્રંથમાળા'ના એક પુસ્તક 'પથેર પાંચાલી'ના પ્રવેશકલેખક તરીકે શ્રી. ઝવેરચંદ મેઘાણીનું નામ મૂકયું હતું. એ જાહેરાતમાં બધી પ્રવૃત્તિઓને અંગે અમે જે નિયમો પ્રગટ કર્યા છે તેમાં પ્રવેશકને અંગે આમ લખ્યું છે : 'છઠ્ઠા વર્ષનાં પુસ્તકોમાં જે પ્રવેશક-લેખકોનાં નામ મૂકવામાં આવ્યાં છે તે તેમની મંજૂરીથી જ મુકાયાં છે, છતાં કોઈ સંયોગોમાં પ્રવેશક નહિ આપી શકાય તો ગ્રાહકો અમને માફ કરશે એવી આશા રાખી જ છે.' આ જાહેરાત સાથેનું 'ઊર્મિ' પ્રગટ થયા પછીના 'જન્મભૂમિ'ના 'કલમ અને કિતાબ'માં શ્રી. ઝવેરચંદ મેઘાણીની સહીથી નીચેનો ખુલાસો અમે વાંચ્યો.

"શોચનીય–ઊર્મિ માસિકના નવા અંકમાં એવી જાહેરાત થઈ છે કે અંજલિ ગ્રંથમાળાના 'પથેર પાંચાલી' નામના પુસ્તકની પ્રસ્તાવના હું લખનાર છું. આ વાત ખોટી છે. મેં એ માગણીનો

સ્વીકાર કર્યો ન હોય તે પહેલાં આવી જાહેરખબરો કરવાની વૃત્તિ શોચનીય છે.'

આ ખુલાસો વાંચ્યા પછી શ્રી. ઝવેરચંદ મેઘાણીને અમે જે પત્ર લખ્યો તેમાં અમારો ખુલાસો આવી જાય છે. તેથી એ પત્ર અહીં રજૂ કરી આ પ્રકરણને સમાપ્ત કરવા ઈચ્છીએ છીએ. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે અમારી નવી જાહેરાતમાંથી પ્રવેશક-લેખક તરીકેનું એમનું નામ અમે ખેંચી લીધું છે અને એવી આશા રાખી છે કે એ સુંદર નવલકથાનો અને ગુજરાત માટે નવીન એવા એના સમર્થ લેખકનો પરિચય ગુજરાતના બીજા કોઈ વિદ્વાન દ્વારા રજૂ કરી શકશું.

શ્રી. ઝવેરચંદ મેઘાણીને અમે લખેલો પત્ર :

તા. ૧૩-૧૨-૩૯.

**મું. મેઘાણીભાઈ,**

'કલમ અને કિતાબ'માં 'પથેર પાંચાલી'ની પ્રસ્તાવના બાબતમાં વાંચીને દુઃખ તો થયું જ. મને એવી જ અસર રહી છે કે તમે લખવાનું સ્વીકાર્યું હતું. એટલી વાત ખરી કે તમે સમય મેળવી શકશો કે કેમ એ વિષે ભય બતાવતા હતા. 'પથેર પાંચાલી'-ની બીજી નકલ તમને મોકલવાની પણ વાત થયેલી, અને તેના અનુસંધાનમાં સ્ટેશન ઉપર પણ એ વાત થઈ હતી.

ખેર! તમને જે છાપ રહી તે જ સાચી ગણાય. તમે એ મને જણાવ્યું હોત તો અમારા તરફથી જ હું જાહેર કરી દેત કે આમાં ભૂલ થઈ છે. પણ તમે તો એમ જ માન્યું છે કે તમારું નામ વટાવી ખાવાની આ યુક્તિ જ અમે કરી હતી! જો કે અમે એવું કર્યું હોય તો મારા મત પ્રમાણે એ યુક્તિ નહિ, પણ સૌની સમક્ષ પ્રગટ થાય એવી મૂર્ખાઈ જ ગણાય—જે કરવાની ભૂલ બનતાં લગી મારાથી ન થાય.

પ્રસ્તાવના મેળવવા માટે જ્યાં પત્રવ્યવહાર નથી થતો ત્યાં મોઢાની જ વાતો હોય છે. કાગળ ઉપર એ આવી શકતી નથી. અમારી જાહેરાતમાં બીજાં નામો છે ત્યાં પણ (કાકા સાહેબ સિવાય) મોઢાની જ વાતો થઈ છે. એટલે એમાં જ્યારે સમજફેર થાય ત્યારે પ્રકાશકે કે નાના લેખકે જ ખોટું ઠરવું પડે, કારણ કે એ જ પ્રસ્તાવના માગવા માટે આવ્યા હોય છે!

એમ કહેવાની તો મતલબ જ નથી કે તમે ત્યારે હા પાડી હતી અને જાહેરમાં અમને ઉતારી પાડવા માટે જ હવે 'કલમ અને કિતાબ'માં ના પ્રગટ કરી છે. મારી કહેવાની મતલબ એ છે કે તમે ત્યારે ના તો નહોતી જ પાડી અને હવે 'કલમ અને કિતાબ' જોઉં છું ત્યારે લાગે છે કે તમે હા પણ નહીં પાડી હોય. આવી સ્થિતિમાં તમે તમારી ના અહીં મોકલી હોત તો સારું હતું એમ મને લાગે છે. અમે એ ખુશીથી જાહેરમાં મૂકત. આમ અમારી જાહેરાત તમને શોચનીય લાગી છે તેમ મને પણ તમારો ખુલાસો શોચનીય લાગ્યો છે.

જે થયું તે થયું. હવે કોઈ દિવસ આવી અસ્પષ્ટના નહીં રહે તેની ખાતરી આપું છું.

તમારો

**મોહનલાલ**

## રંગરંજન

અમદાવાદમાં સર ચિનુભાઈના 'શાંતિકુંજ'ના નાટ્યગૃહમાં 'રંગભૂમિ પરિષદ' તરફથી નૃત્યો, ગરબા અને નાટિકાઓનો બે દિવસ સુધી જે કાર્યક્રમ ઊજવાયો તે ઘણી રીતે સફળ થયો એમ કહી શકાય. નૃત્ય અને ગરબાનો કાર્યક્રમ તો લગભગ સર્વપ્રિય થયો હતો, જ્યારે નાટિકાઓમાં સાહિત્યરસજ્ઞોને સૌથી વધુ આકર્ષણ 'દેડકાની પાંચશેરી' થી થયું હતું. આ નાટિકામાં સામાન્ય પ્રેક્ષકો કેટલો રસ લઈ શકયા હશે તે કહેવું મુશ્કેલ છે. એમ પણ બન્યું હોય કે આગલી હરોળમાં બેઠેલા નાના મોટા સાહિત્યકારો એકેએક દૃશ્ય અને વાકય સાથે આનંદ પ્રગટ કરતા હતા ત્યારે સામાન્ય પ્રેક્ષકો કંઈ ન સમજી શકવાનું આશ્ચર્ય પણ અનુભવતા હોય! 'દેડકાંની પાંચશેરી' માં ઠાંસોઠાસ ભરેલો કટાક્ષ હતો તે ગઈ કાલ સુધીના

સાહિત્યપ્રવાહને સ્પર્શ કરતો હતો એટલે એમાં રસની ખામી આવે એમ હતું જ નહિ. ગુજરાતના મહાન સાહિત્યકારોની રજૂઆત જો વેશ, હબછબ, બોલવાચાલવાની સંભાળ વગેરેથી જોઈએ તો ઘણે અંશે સફળ થઈ હતી. લગભગ એકેએક સાહિત્યકારનું પાત્ર આબાદ ઊઠ્યું હતું. માત્ર ન ગમ્યું એટલું કે સાહિત્યકારોને વેદિયા ઈર્ષાખોર અને વિતંડાવાદી બતાવવા જતાં બહુ આગળ વધી જવાતું હતું. મોટા સાહિત્યકારો વચ્ચેના સંબંધની અમને પૂરી માહિતી નથી, પરંતુ 'દેડકાની પાંચશેરી'માં જોઈ તેવી ને તેટલી ઈર્ષા જો ત્યાં ભરી હોય ને નવી પેઢીની પહેલી હરોળ જેવા સાહિત્યકારોમાં પણ એ હોય તો આપણું ભાવિ બહુ નિરાશાજનક લાગે છે.

'દેડકાની પાંચશેરી' ઉપરાંત 'ભગવદજ્જુકીય' બહુ સફળ રીતે રજૂ થયું હતું. આ નાટિકા સામાન્ય પ્રેક્ષકોને પણ રસદાયક નીવડી હશે. શ્રી. ધનંજય ઠાકર અને જયંતિ દલાલ કસાયેલા નટો લાગતા હતા. શ્રી. દલાલ નાટિકાની વચ્ચે પ્રેક્ષકોને સંબોધીને જે અપ્રસ્તુત વાક્યો બોલતા હતા તેથી રમૂજ તો ઊપજતી હતી, પરંતુ નાટિકાના રસપ્રવાહને એથી ક્ષતિ પહોંચતી હતી. શ્રી. દલાલ નાટિકાના એક પાત્રને બદલે શ્રી. જયંતિ દલાલ તરીકે આગળ આવી જતા હતા.

'ગૃહશાંતિ' અને 'દુર્ગા'માં 'ગૃહશાંતિ' પ્રમાણમાં સારું ભજવાયું હતું, પરંતુ આ બંને નાટિકામાં સંવાદનું જોર એટલું બધું હતું કે એમાં નાટિકાનો રંગ કે રસ જામતો જ નહોતો. આ નાટિકાઓ જોતાં એમ થયું કે વાંચવામાં ને વિચારમાં ઉત્તમ ઉત્તમ લાગતાં નાટકોમાં જો ક્રિયાતત્ત્વનો અભાવ હોય તો તખ્તા ઉપર એ શુષ્ક જેવાં જ લાગે.

નાટિકાઓનો તેમ જ નૃત્ય–ગરબાનો આ કાર્યક્રમ એટલો તો સફળ થયો જ કે તેણે શહેરથી ઘણે દૂર આવેલા સ્થળે સારી પેઠે ઠંડી હતી એવી રાતમાં લગભગ એક હજાર માણસોને બે દિવસ સુધી ખેંચ્યાં અને કાર્યક્રમ પૂરો થયા પછી ઘણા નાટ્યપ્રેમીઓને કોઈ કાયમી યોજના માટે વિચાર કરતાં કર્યાં.

**'રેખા'નું નિવેદન**

'રેખા' અને 'માધુરી'માં આવતાં પ્રતિ 'કાવ્યો' સામે એક સાથે જ ઘણાં સ્થળેથી અણગમો પ્રગટ કરવામાં આવ્યો હતો. 'ઊર્મિ'ના ગયા અંકમાં અમે પણ બંને સામયિકોના સંચાલકો અને મિત્રોને વિનતિ કરી હતી કે 'આ અટકવું જોઈએ' એ પછી પ્રગટ થયેલા 'રેખા'ના છેલ્લા અંકમાં એના સંપાદક નિવેદન કરે છે કે 'રેખા'માં પ્રતિકાવ્યો બંધ થાય છે. આ સમાચાર આનંદજનક છે, પરંતુ એ સમાચારની સાથે જ એ 'નિવેદન'માં કેટલુંક વિચિત્ર લખ્યું છે તે જાણવા જેવું છે. 'રેખા'ના સંપાદક કહે છે કે 'છેલ્લા ત્રણ માસથી 'રેખા'માં પ્રતિકાવ્યો આવતાં હતાં. એના ગુણદોષ–કાવ્ય તરીકેના ગુણદોષની ચર્ચા કરવાનું કામ મારું નથી જ.' શા માટે? ચર્ચા કરવાનું કામ ભલે ન હોય પણ જોવાનું ખરું કે નહિ? તો પછી સંપાદકે કરવાનું શું?

અને વિચિત્ર તો એ છે કે 'રેખા'માં પ્રતિકાવ્યો શરૂ કરવાનું કારણ એ હતું કે બીજે ઠેકાણે ચાલતી ભાંડણવૃત્તિ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચાય. આબાદ દલીલ છે આ! સંપાદક કહે છે કે 'આ વખતે એવી કો'ક વસ્તુની અમને જરૂર જણાઈ કે જેથી પ્રતિકાવ્યોના ગંદા તુક્કા પ્રત્યે સહુનું ધ્યાન ખેંચાય અને એને બંધ કરવાની દરેકને ફરજ પડે.' બહુ મોટો ઉપકાર કર્યો 'રેખા'એ. જો એ 'માધુરી'ની સામે હોળીનો ગુલાલ ન ઉડાડત તો બીજા બધા 'સુરુચિને નામે, રખેને કો'કને માઠું લાગે એ બીકે, પક્ષકાર ગણવાની નિર્મૂલ ભીતિમાં' એ ભાંડણવૃત્તિને આગળ ને આગળ વધવા દેત અને તેને પરિણામે સાહિત્યને કેટલી બધી હાનિ પહોંચત! આ હાનિમાંથી બચાવવા 'રેખા'એ પણ પ્રતિકાવ્યનું હથિયાર પકડ્યું. બહુ સારું કર્યું. તમારા શુભ પ્રયોજન માટે અભિનંદન. એ સિવાય બીજો માર્ગ નહોતો શું? વિના પ્રતિકાવ્યે ભાંડણવૃત્તિનો વિરોધ ન થઈ શકત? એ પ્રત્યે બીજાંને ધ્યાન ખેંચવાની ફરજ ન પાડી શકત? કોઈ પણ વસ્તુનો વિરોધ નોંધવાની રીત શિષ્ટ હોવી જોઈએ

એવું સાહિત્યજગતમાં બંધન ખરું કે નહિ? એ બંધનનો જ અસ્વીકાર કરીએ તો તો શ્રી. ખબરદારે શ્રી. ઠાકોરને આપેલી ગાળો ન્યાય્ય ગણાય અને હવે ઠાકોરપક્ષી કોઈ શ્રી. ખબરદારને ગાળો ફટકાવે તો એ પણ વ્યાજબી થાય! પણ આમાં તો એથી યે વિચિત્ર બન્યું છે. 'માધુરી' અને 'રેખા' વચ્ચે કશો ઝગડો નથી. 'રેખા'એ તો સાહિત્યની શિષ્ટતા જાળવવા ખાતર 'માધુરી'નાં પ્રતિકાવ્યો સામે લખવાનું હતું. જો 'રેખા'ના સંપાદક ધારત તો તેઓ એ સામે પ્રતિ'કાવ્યો'ની ઝડી વરસાવવા કરતાં વધુ સારી રીતે અવશ્ય લખી શકત

અને આવાં પ્રતિ'કાવ્યો' રજૂ કરવામાં 'રેખા'ના સંપાદક માનતા હોય કે નિર્ભયતા અને સ્વતંત્રતા રહ્યાં છે તો તે સાથે પણ અમે સંમત થઈ શકતા નથી. તો તો એમ કહેવું જોઈએ કે 'માધુરી'ના તંત્રીમાં પણ એ ગુણો રહ્યા છે.

અંતમાં, 'રેખા'માં પ્રતિ'કાવ્યો' બંધ થયાં તે બદલ હર્ષ પ્રગટ કરી, એ નિવેદનમાં—વિચિત્ર વિધાનો ન કર્યાં હોત તો સારું હતું અને એ વિના ચાલી પણ શકત એટલું જણાવવાની રજા લઈએ છીએ. હવે એવી આશા રાખીએ કે 'માધુરી'નો આવતો અંક પણ પ્રતિ'કાવ્યો' વિનાનો હોય. જો કે છેલ્લા અંકમાં તો 'માધુરી'એ ફટાણાવૃત્તિની શગ ચડાવી છે અને તે સાથે 'રેખા'ના સંપાદકની પેઠે જ એણે પણ કહ્યું કે 'આ તો માત્ર પડઘો જ છે.'



## સ્વરાજયાત્રા

( પાના ૮૦૦થી ચાલુ )

મુસ્લમો અને મહાસભા વચ્ચે વાંધા પડ્યા છે. આ વાંધા શા છે તે મહાસભા જનતાને હવે વધુ સ્પષ્ટતાથી કહી શકશે. જો જનાબ ઝીણા સાથે પતી ગયું હોય તો આ કપરા અને લાંબા માર્ગે મહાસભાને જવું ન પડત, પણ એમ લાગે છે કે જે થયું છે તે સારું થયું છે. આમ કરવાથી આપણી મુશ્કેલી ભલે વધે, પણ આપણું કામ સંગીન થશે. મુસ્લિમ આમ જનતા જનાબ ઝીણા સાહેબમાંથી કદાચ મુક્ત થશે.

ઊજવાયેલા મુક્તિ દિનમાં મહાસભાને ગાળો ભાંડવા સિવાય તો બીજું કશું નહોતું. ઝીણા સાહેબના પહેલા નિવેદન સામે ચારે બાજુથી વિરોધ ઊઠ્યો. તેનું એક સુંદર પરિણામ એ આવ્યું કે કેવળ મુસ્લિમો માટે જ નક્કી થયેલો કાર્યક્રમ તમામ લઘુમતિઓના નામ ઉપર ફેરવી નાખવામાં આવ્યો, અને ઉજવણીદિનમાંથી સરઘસો અને બીજા દેખાવોને બાદ કર્યા. આ દિવસ શાંતિથી પસાર થયો તે માટે જો કોઈને અભિનંદન આપવાં ઘટે તો પ્રથમ પહેલો વિરોધવંટોળ ઊભો કરનારને જ આપવાં જોઈએ. જો એ વિરોધ ન ઊઠ્યો હોત તો મુસ્લિમોનો મોરચો અવશ્ય લડાયક બન્યો હોત. આ વિરોધને પરિણામે મહાસભાને હિન્દુ-સંસ્થા કહેનાર ઝીણા સાહેબને એમ કહેવું પડ્યું કે આ મુક્તિ દિન હિન્દુઓ સામે નથી, પણ માત્ર મહાસભા સામે જ છે. આટલા ફેરફાર માટે આપણે ઈશ્વરનો આભાર માનીએ. આ દિવસ ઊજવવામાં દેખાવ તો એવો થયો કે કેમ જાણે મુસ્લિમ લીગે સરકારી આસનો ખાલી કરાવ્યાં હોય! સરદાર વલ્લભભાઈએ હમણાંની એક સભામાં જાહેર કર્યું કે 'જો મુસ્લિમો ઉપર અમારે અત્યાચારો જ કરવા હોત તો પ્રધાનપદ છોડત શા માટે? અને જે મુક્તિદિન મુસ્લિમ લીગે ઊજવ્યો તે દિવસે જ એ ખાલી

પડેલાં આસનો ઉપર અમે ક્યાં બેસી શકીએ એમ નહોતા? મહાસભાએ તો પોતાના એ ભવ્ય પગલાથી એટલું જ સાબિત કર્યું કે સમગ્ર હિંદની મુક્તિ માટે એમણે પ્રધાનપદ સ્વીકાર્યાં હતાં અને એટલા જ ખાતર આજે છોડયાં છે.

## કારોબારીની બેઠક

કારોબારીની છેલ્લી બેઠક આગળની બેઠકો કરતાં એક જ રીતે જુદી પડી છે. આ બેઠકની કાર્યવાહી જોતાં એમ લાગે છે કે સરકારની અને મુસ્લિમ લીગની ચાલુ નીતિથી મહાસભા હવે થાકી છે. આ વખતના ઠરાવમાં સવિનય ભંગનો આદેશ નથી, પરંતુ એ આદેશ હવે બહુ દૂર નથી એમ તો દેખાઈ આવે છે. યુદ્ધ શરૂ થયા પછીના કારોબારીના એક પછી એક પગલાં જેમ યુદ્ધ તરફ જાય છે તેમ ગાંધીજીના એક માત્ર નેતૃત્વ તરફ પણ જાય છે. અલાહાબાદમાં રચનાત્મક કાર્યનો સંદેશો આપ્યો તે કરતાં વર્ધાનો સંદેશો ચોક્કસ અને ગંભીર છે. સ્વાતંત્ર્યદિનની પ્રતિજ્ઞામાં જે ફેરફાર કર્યો તે પણ બતાવે છે કે યુદ્ધની તૈયારીઓ હવે બરાબર થવા લાગી છે. ગાંધીજી તો જાણે કોઈ સિદ્ધિ માટે મંત્રજાપ કરી રહ્યા હોય એમ દરેક પ્રસંગે રેંટિયાની જ વાત કરે છે. એમ લાગે છે કે એકાદ મહિનામાં હિંદને ખૂણે ખૂણે આ પુરાણું છતાં નવું મોજું જોરભેર ફરી વળશે.

સ્વાતંત્ર્યદિનને હવે એક મહિનો પણ બાકી નથી રહ્યો. આ વખતે ૧૯૨૯ના અંતે ભરાયેલી લાહોર મહાસભા અને તે પછી ઊજવાયેલા મહાન સ્વાતંત્ર્યદિનનું સ્મરણ થઇ આવે છે. એ સ્વાતંત્ર્યદિનની પાછળ ઐતિહાસિક દાંડીકૂચ આવી હતી, તેમ આ વખતે પણ થશે શું? મહાસભાની ધીરજ હવે ખૂટતી જણાય છે, પરંતુ બીજી બાજુ બ્રિટિશ સરકારનું માનસ એવું નથી જણાતું. એ કોઈને કોઈ કારણે સવિનય ભંગને દૂર રાખવા ઇચ્છે છે. જોઇએ હવે શું થાય છે.

## લઘુમતિની શિરજોરી

બંગાળની ધારાસભામાં યુદ્ધ અંગે સરકાર પક્ષે જે ઠરાવ કર્યો તે પસાર તો થઈ ગયો, પરંતુ પ્રધાનમંડળના એક સમર્થ સભ્ય શ્રી. નલિનીરંજન સરકારે એ ઠરાવના છેલ્લા ભાગ ઉપર પોતાનો વિરોધ નોંધાવી રાજીનામું આપી દીધું. આ માટે શ્રી. સરકારને આપણે અભિનંદન આપવાં જોઈએ. સૌ કોઈ જાણતા હશે કે શ્રી. સરકાર એક વખત મહાસભાના અગ્રણી કાર્યકર હતા અને પ્રધાનપદના પ્રશ્ન ઉપર જ એમને મહાસભમાંથી બરતરફ કરવામાં આવ્યા હતા.

એ ઠરાવમાં એવું શું હતું કે જેને લઈને મહાસભામાંથી રૂખસદ મેળવનાર શ્રી. સરકારે પોતાનું સ્થાન અને માન છોડયું? હિંદને કોરી રહેલો લઘુમતિનો એ પ્રશ્ન હતો, બંગાળ સરકારનો ઠરાવ એમ બોલતો હતો કે લઘુમતિની મંજૂરી ન મળી હોય એવું કોઈ પણ બંધારણ હિંદ માટે ઘડી જ ન શકાય. બહુ સુંદર વાત કરી. આ નીતિ તેઓ બંગાળની ધારાસભામાં અમલમાં લાવશે? ત્યાં લઘુમતીઓ ના પાડે તે ખરડા પડતા મૂકી દેશે? અને જરા આગળ વધીને કહીએ તો મુસ્લિમ લીગનું બંધારણ ઘડવામાં આ નીતિનો અમલ કરાવશે? શ્રી. હક્કસાહેબ અને ઝીણા સાહેબની આવી વિચિત્ર વાતો લોકો સાંભળે છે ને ઝનૂની મુસ્લિમો માને છે, તેનું જ આશ્ચર્ય થાય છે. લઘુમતિને બંધારણીય રક્ષણ મળવું જોઈએ અને એનાં ધર્મ, સંસ્કૃતિ, ભાષાને અંગે તેઓ ઇચ્છે તેવા જ નિર્ણયો થવા જોઈએ તેની કોઈ પણ મહાસભાવાદીએ કોઈ દિવસ ના પાડી નથી, પરંતુ લઘુમતિ મંજૂરી આપે તો જ બંધારણ ઘડી શકાય અને અમલમાં લાવી શકાય એ વાત સમજમાં આવતી જ નથી. મહાસભા કહે છે કે લઘુમતિને લગતી બધી ધારાકલમો લઘુમતિ પોતાની બહુમતિથી જ નક્કી કરે તે સામે મહાસભાને વાંધો નથી અને અમુક ધારો લઘુમતિના ક્ષેત્રમાં આવે કે સામાન્ય ક્ષેત્રમાં આવે છે તે વચ્ચે નક્કી કરવામાં મતભેદ પડે તો એ વાત નિષ્પક્ષ પંચ પાસે મૂકવી. આવી સાદી વાત મુસ્લિમ લીગ કેમ નહિ સમજતી હોય, એવો ઘણી વાર પ્રશ્ન થાય છે. અમે જાણીએ છીએ ત્યાં સુધી મહાસભાની આ દરખાસ્તનો હજી સુધી કોઈ વ્યક્તિ કે મંડળે જવાબ આપ્યો નથી અને પોતાની વાત જ કૂટયા

કરી છે. કોઈ પણ બંધારણમાં બહુમતિ લઘુમતિઓ ઉપર જુલમ ન કરી શકે એવી સગવડો અવશ્ય રાખવી જોઈએ, પરંતુ તે સાથે જ એવું તો કોઈ બંધારણ ઘડી જ ન શકાય કે જેમાં લઘુમતિ જેમ દોરે તેમ બહુમતિએ દોરવાવું પડે. એવા બંધારણમાં પ્રજાતંત્રના પહેલા પ્રથમ નિયમનો જ ભંગ રહ્યો છે.

### ખાકસાર ચળવળના પડઘા

ઉત્તર હિંદમાં મુખ્યત્વે મુસ્લિમોનું જે ખાકસાર મંડળ છે તે હવે પ્રસિદ્ધ થઈ ગયું છે. એ મંડળે યુક્તપ્રાંતમાં કેવાં તોફાનો જગવ્યાં તે આપણે જાણીએ છીએ. એ મંડળની રચના બરાબર નાઝી મંડળ જેવી છે તેવી પણ સૌની માહિતી છે, આ જ પ્રકારના હિંદુ મંડળો પણ હવે અસ્તિત્વમાં આવ્યાં છે તે વાત બહુ માણસો જાણતા નહિ હોય. મહારાષ્ટ્રમાં આવો એક સંઘ છે. જેના પ્રેરક બેરિસ્ટર સાવરકર મનાય છે. આ સંઘના લગભગ પચાસ હજાર સભ્યો છે, આ સંઘની એક શાખા અમદાવાદમાં ખોલવા પણ પ્રયત્ન થયેલો. આ સંઘ હિંદુ રાષ્ટ્રની સ્થાપના ઈચ્છે છે. આ કરતાં જુદી જાતનો પણ ખાકસારોને જવાબ આપતો એક સંઘ 'શક્તિદળ' ને નામે પંજાબ તરફ પણ છે એવા સમાચાર મળે છે. એના પંદર હજાર સભ્યો છે.

આવા સંઘોની રચનાથી કેટલાક હિંદુઓ કદાચ રાજી થતા હશે, પણ સમગ્ર રાષ્ટ્રની દૃષ્ટિથી જોઈએ તો જેટલી હાનિ ખાકસારોથી થઈ છે ને થાય છે તેટલી જ હાનિ આ સંઘોથી પણ થવાની. સૌથી મોટું નુકસાન તો એ થવાનું કે આપણી બંને કોમો એકમેકને નિભાવી લેવાને બદલે દરેક પ્રશ્નમાં તલવારથી જ ફેંસલો લાવવાનું માનસ સ્વીકારતી થશે. એટલે કોઈ પણ રાષ્ટ્રપ્રેમી હિંદુ કે મુસ્લિમે આવાં મંડળોને ટેકો આપવો જ ન જોઈએ. આ મંડળો આપણી સ્વરાજયાત્રાને આગળ ધપાવનારાં નહિ, પણ રોકનારાં છે.

તા. ૨૮-૧૨-'૩૯

☆

## સ્વીકાર

Bhartiya Vidya—શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે ચાલતા ભારતીય વિદ્યાભવનના એક કાર્યક્રમ તરીકે 'ભારતીય વિદ્યા'નામના ષણ્માસિકનો આરંભ થયો છે, તેનો આ પહેલો અંક છે. ઉપનિષદ્‌ના 'अमृतं तु विद्या' એ સૂત્ર મુદ્રાવાક્ય છે, જે વાંચ્યા પછી અંદરના લેખો વાંચતાં આપણે જુદો જ રસ અનુભવીએ છીએ? ભારતીય વિદ્યા અને સંસ્કૃતિનું સંશોધન કરી પ્રકાશમાં લાવવાનો આ લેખોનો હેતુ છે. ચિત્રો સુંદર અને લેખો વાંચવામાં ઉપયોગી થાય તેવો છે.

**સ્થાનિક સ્વરાજ**–સૂરત જિલ્લા લોકલબોર્ડ તરફની પ્રગટ થતા આ માસિકના પાંચ અંક તો બહાર પડી ગયા. એ પાંચે અંકો સાબિત કરે છે કે આપણાં સામયિક પત્રોમાં 'પુસ્તકાલય' નું જે સ્થાન છે તે જ તેનું થશે. ગામડાંની પ્રજાને અમલદારી તોરથી નહિ પણ સાચી સમજ આપી કેળવીને તેની પોતાની મેળે તેને પોતાની ફરજો બજાવતી કરવાની આ રીત કેટલી સારી છે તે આમાં દેખાય છે. કેવળ સૂરત જિલ્લાને જ નહિ પણ ઈતર સ્થળોએ પણ સામાન્ય પ્રજાને દોરવણીરૂપ થવા આ સામયિક શક્તિશાળી છે.

**પ્રવાસી**–મુંબઈનું આ સાપ્તાહિક પોતાનો એક એક અંક પ્રગટ કરે છે અને આપણને વધુ ને વધુ પોતાની તરફ ખેંચે છે. એનાં રૂપરંગ તો સુંદર છે જ, ભાષા પણ સ્વચ્છ છે, પણ એનું અનેરું આકર્ષણ તો દર અઠવાડિયે ટાઈટલના બીજા પાના પર આવતાં ચિત્રયુગલો છે. આપણાં સાપ્તાહિકોમાં 'પ્રવાસી' જુદી જ ભાત પાડે છે.

**વિકાસગૃહ**–કાર્યનોંધ ૧૯૩૭-૩૯. અમદાવાદની આ સ્ત્રી સંસ્થા હવે સૌની જાણીતી છે, તેનો આહેવાલ છે.

**ભાવનગર સ્ત્રી કેળવણી મંડળે** માતૃ પૂજાને પંથે પંદરમો વાર્ષિક દિન (પંદર વર્ષ પૂરાં કરતાં) પ્રગટ કર્યો. તેનો ૧૯૩૭-૩૯નો અહેવાલ મળ્યો છે.

---

**પુસ્તકોનાં અવલોકન**—સ્થળ સંકોચને લીધે આવતા અંક માટે બાકી રાખ્યાં છે. —ચા.

# વિસંવાદ

હમેશ મારે પરવારી કામથી
આંખે ભરી ઊંઘ, ભૂખે ભરેલું,
લઈ જઈ પેટ પ્રતિક્ષતા જવું
રખે અસૂરું ક્ષણ એક થાતાં
ચૂકી જઉં 'લોકલ' મારી છેલ્લી. ૫
અને પછી પાંચદશેક મારા
સમા સખા હોય થયેલ લાંબા
સુખે દુઃખે ચુંબન માંકડોનાં
સહી, ઘડીમાં બદલન્ત પાસાં
વિવિધ પુષ્પાંજલિ અર્પતા રહી
કમાઉં આ આ કેવળ કંપનીને. ૧૧
જરાક શી સીટી ફૂંકી ફૂંકીને
અસક્ત ભાવે નિજ ચક્ર રોડવી
જુદાં જુદાં 'ટેશન' ને વટાવી
ગાડી જતી સા'વ જ એકતાનમાં ૧૫

+ + +

ને એક દિને—
—અનેક શો એ પણ એક દિન
પડ્યો હતો અર્ધ-મીચેલે આંખે
હું, ગીત એ કર્કશ ચારિણીનું
પચાવવા યત્ન કરંત ભારે.
ગતિ જરા આંચકીને તહીં તો
ધીમી પડી, છેક ઊભી રહી 'એ'.
ન ત્યાં હતું 'ટેશન', અર્ધ રસ્તો
પોકારતો નિર્જનતા નિઃસીમ
જમાવીને આમ્રતરુની ઝાડી
ઝીલી રહ્યો ચાંદની કૃષ્ણ-ચંદ્રની; ૨૧
આજે હતી એકમ પૂર્ણિમાની
ઊંચે ગઈ આંખ સહેજ મારીઃ
અહો! ફૂલ્યાં-બાળકહાસ્ય જેવું,
સુમુક્ત આખા નભને નચાવતું,
ભરી ભરી અંજલિને પીતાં યે
સદા અતૃપ્તિ મનમાં રહે જ,
રહ્યો વિધુ હાસ્ય જ એવું રેલવી. ૩૩
ને તારલાનાં ટમકંત ઝૂંડો
રચંત કોઈક વિરાટ દૃશ્ય.
ચાંદો બનેલો અહીં સૂત્રધાર
સંચાલને સૌ નટ દીપ્તિમંત
મળી રચ્યું નાટક આ અનેરું
રસે ભર્યું આભની રંગભૂમિએ. ૩૯
કો' એક ખૂણે, વળી મધ્યમમાં કો'
વેરાયલી બે-ત્રણ વાદળીઓ
કુતૂહલે જોઈ રહેલ, જાણે
આ હર્ષનું કારણ શું હશે જો!
સ્મિતે રૂપાળાં છલકંત મોઢાં
રૂપેરી એ સૌ અભિસારિકાનાં
નિશા તજી તાંડવ નિત્યનું શું
બની રહી પ્રેક્ષક મૂક, સાચે?
તજી દઈ ભીષણ કાળ રૂપ
-ગળી જતું મોદ-પ્રમોદ વિશ્વનો ૪૯
ને દૂર ત્યાં આમ્રતરુની કૂંજે
ઊઠે મધુરો સૂર સાવ મીઠો
કલેવરે વિશ્વ તણા ભર'તો
આનંદ, જે અમૃતપાન તૃપ્તિનો
હૈયું ય હર્ષે મુજ નાચતું થયું. ૫૪
મને ન શું ભાન હતું હજી કે
વિધુ બધી એકમને ન્હવાડતો
સદા વિતાને નભના રહ્યો છે,
ને તારલા વાદળીમાં લપાતા
ખેલી રહે ચાંદનીના સરોવરે,
નિશા તજી અંબર કાળું ત્યારે
રૂપેરી શી ચૂંદડીમાં વીંટાતી? ૬૧
મને થયો ખેદ, શું યંત્ર પેરે
બની હું યે ચેતનશૂન્ય ચાલ્યો?
નિસર્ગ બ્હોળા કર બે પ્રસારી
વેરી રહી અંતરથી પ્રમુક્ત
મને વિશાળું દિલ એ નિહાળવા
હતી જ ક્યાં શુદ્ધ? રહે ય ક્યાંથી? ૬૭
જરાક શી સીટી ફૂંકી તહીં તો
ગાડી ફરી કાળની દોર ઝાલી
અસકત ભાવે નિજ ચક્ર રોડવી
મારી કને 'ટેશન' લાવવાને
વહી રહી કેવળ એકતાનમાં. ૭૨

'અજ્ઞાત'



વર્ષ નવમું · ફેબ્રુઆરી ૧૯૪૦ · અંક બારમો

# લોકરંજન

લોકપ્રિય થવા માટે કોઇ કલા પોતાનું ધોરણ નીચું રાખે તો એથી એ જીવનપ્રતિ દ્રોહ કરતી નથી એવી સાધારણ રીતે ફેલાતી જતી માન્યતા એ સાચી માન્યતા નથી. જ્યારે પોતાને માટે રાખેલી અમુક 'રેખા' નું કોઇ પણ કલા સીમોલ્લંઘન કરે, ત્યારે સાવચેતીનો એક સૂર સંભળાવવો પડે છે કે, કલા લોકપ્રિય થવા માટે નથી, પણ લોકને કલાપ્રિય બનાવવા માટે છે. પ્રજાનુરંજનને નામે ઘણી વખત કલાકાર પોતાની અશક્તિ છુપાવતો હોય છે. ખરી અને સાચી કલા, પછી એની ભાષા રંગમાં હોય, પથ્થરમાં હોય, શબ્દમાં હોય, અભિનયમાં હોય કે સ્વરમાં હોય—પોતાનું અમુક ઉચ્ચ ધોરણ જાળવી રાખવાનો આગ્રહ તો તે રાખે છે જ. અને એ ઉચ્ચ ધોરણનો ત્યાગ કરવાથી જ લોકને પહોંચી શકાય તેમ છે, એવી માન્યતા, એ જીવન-પ્રતિનો દ્રોહ છે, કારણ કે એમાં પોતાની નિર્બળતા ન જોવાની આપઘાતી શૈલી કામ કરી રહેલી હોય છે, અથવા તો સિદ્ધાંતત્યાગ કરનારું આપઘાતી માનસ દોરવણી આપતું હોય છે. આધુનિક સમાજના જ સઘળા પ્રશ્નો લેવાથી, અને વર્તમાન પરિસ્થિતિનો ખ્યાલ જ નજર સમક્ષ રાખવાથી, કોઇ પણ કલા જીવન-સન્મુખ છે, એવી માન્યતા રાખવી એ પણ એવો જ એક બીજો ભ્રમ છે. આધુનિક સમાજનો કે વર્તમાનકાલીન પરિસ્થિતિનો બહિષ્કાર કરવા માત્રથી જેમ classical કલાનું ઉત્તમાંગ સાધ્ય કરી શકાતું નથી, પણ તેને માટે તો કલાકારની પોતાની પ્રાણશક્તિ ઉપર જ ઘણો આધાર રહે છે, તેમ કેવળ વર્તમાનકાલ અને આધુનિક સમાજ એવા બે શબ્દો વડે કોઇ પણ કલાને આપણે જીવનપ્રતિ દ્રષ્ટિ રાખનારીનું 'સર્ટિફિકેટ' આપી શકીએ નહિ. ખરી રીતે જીવનપ્રતિ દૃષ્ટિ રાખનારી કોઇ પણ કલા જીવનના સઘળા જ પ્રશ્નોને, અને જીવનના સઘળા જ કાળને, સરખી સરસતાથી સ્પર્શી શકે છે. અને એ તમને પોતાના પ્રાણથી પ્રાણવાન બનાવી, સઘળી પરિસ્થિતિ અને સમયમાં વહી રહેલી જીવનદૃષ્ટિ બતાવે છે. કલાને પ્રાચીન અને અર્વાચીન, સામાજિક ને શિષ્ટ, આધુનિક ને

ભૂતકાલીન, એવી એવી ચિઠ્ઠીઓ લગાડવી એ એક પ્રકારનો વિચારભ્રમ જણાય છે. એ ખરું છે કે અમુક પ્રકારના આપણા પ્રશ્નો એ ભૂતકાલના પ્રશ્નો ન હતા, અને નથી. આપણા પ્રશ્નોની આપણે આપણી રીતે છણાવટ કરીએ એ પણ જરૂરી છે. પણ એવી છણાવટ કરવા માટે માણસે પોતાનામાં રહેલી રાઘળી વિકૃતિનો આશ્રય લેવો પડે. અને એ જે કાંઇ રજૂ કરે તે એવી કઢંગી શૈલીમાં હોય કે જેથી કેવળ ઘૃણા જ ઉત્પન્ન થાય, તો કલાના હાર્દનું આં રીતે ખૂન થાય છે કે એ જોનારને દૃષ્ટિ આપવાને બદલે અંધકાર આપે છે—એવો અંધકાર કે જેમાંથી શો રસ્તો હોઈ શકે એની ખબર જ કોઈને પડતી નથી. જે કલા, દૃષ્ટિ ન આપે તે ભલે ને વાસ્તવિક દુનિયાની રેખાએ રેખા શું, રજે રજ કેમ રજૂ કરતી નથી, પણ એ કલા જ નથી. એ તો એક પ્રકારનો માનસભ્રમ છે: અને કદાચ એ નિશ્ચેતન અવસ્થાની આગાહી છે.

લોકરંજન એ કલાનું પ્રધાન અંગ નથી. એ એનું આવશ્યક છતાં ગૌણ અંગ છે. બહુ જૂજ અપવાદો બાદ કરતાં, સાચી કલાને લોકો સામાન્ય રીતે જાણી શકવા જેટલી શક્તિ ધરાવે છે જ. લોકરંજન કરવાનું મારું કામ નથી કલાના એ કાંઇક ગર્વ એકરારમાં જેમ સત્યાભાસ છે, તેમ લોકરંજન પ્રત્યે જ દૃષ્ટિ રાખવી એ એવો જ બીજો સત્યાભાસ છે. લોકને ઘણી વખત તો અમુક સમય ગયા પછી જ દૃષ્ટિ મળે છે. અને એટલા વખતમાં પોતે લોકપ્રિયતા ખોઈ બેસશે એ ભીરુતાથી કોઈ કલાકારે પોતાનું સામાન્ય ધોરણ તજવાની જરૂર નથી.

આજે જ્યારે, જીવનસંમુખ-દૃષ્ટિ ને જીવનવિમુખ-દૃષ્ટિ એ બન્ને અતિ મહત્ત્વની વિચારસરણી રજૂ થાય છે ત્યારે એ બન્ને પરિસ્થિતિમાં જે સત્ય છે અને જે આભાસ છે એનો સ્પષ્ટ ખ્યાલ વિચારકને આવી જવો જોઇએ. નહિતર તો ઘણી વખત પોતાની અશક્તિને જ શક્તિ માનનારું ભ્રમિત માનસ ઉત્પન્ન થાય, ને કલા કલાને ઠેકાણે રહે, ને વ્યક્તિ કેવળ સમાજદ્વેષને જ સામર્થ્ય ગણવાની ભુલભુલામણીમાં પડી, પોતાની અધોગતિનું નિર્માણ કરે. આજે જ્યારે આપણા સમાજમાં અનેક સંઘર્ષો અને સંવેદનો, અનેક નવા પ્રશ્નો અને અનેક સમસ્યાઓ ઊભી થઇ એક તુમુલ જીવનમંથન ચાલી રહ્યું છે, તે વખતે સૌ લોકવિકાસ તરફ દૃષ્ટિ રાખનારાઓનો ધર્મ છે કે એમના વિચાર, એમની શૈલી, એમની કલા, એમની ઉપાસના, એમની દૃષ્ટિ લોકસંગ્રહ માટે રહે. અને પોતાની જાતવિલોપન માટેની એમની વૃત્તિ હમેશાં આગળ ને આગળ રહે. શુદ્ધમાં શુદ્ધ વિચારસરણીને પણ સ્વ-અભિમાનનું એક નાનું સરખું બીજ એટલી તો કલુષિત કરી મૂકે છે કે લોકસંગ્રહમાં એની કાંઇ જ કિમ્મત રહેતી નથી.

• ધૂમકેતુ •

# नवलकथानुं वातावरण

श्री. काकासाहेब कालेलकर

કોઈ પણ નવલકથાનું નિરીક્ષણ–પરીક્ષણ કરવા માટેની આવશ્યક પૂર્વ તૈયારી મારી પાસે નથી. પણ આ ઊણપની પૂર્તિ નવા વાંચનારમાં જડી આવતી ભોળી ઉત્કંઠાએ સરસ રીતે કરી છે. વાર્તાની ચોપડી વાંચવા વિષે સાવ નાનપણમાં જે કુતૂહલ રહેતું તે હજી પણ કાયમ છે, પણ નિબંધ કરતાં નવલકથામાં વખત ઝાઝો જાય છે અને બદલામાં વળતર ઓછું મળે છે એ નથી ગમતું. કોઈ પણ પુસ્તક મને ‘ ખેંચી કાઢતાં ’ આવડતું નથી. તેવો પ્રયત્ન કરતાં વાચનનો કશો લાભ મળતો નથી.

પ્રથમ વાચન વખતે ટીકાદૃષ્ટિને સ્થાન આપવું નહિ, લેખક સાથે તદ્દન એકરૂપ થઈને તેની કલાને તદ્દન વશ થઇ ને વાંચવું એ મારી પદ્ધતિ છે, એ મારો સ્વભાવ જ છે. એટલે કોઈ પણ પુસ્તક વાંચતાં મને એમાંથી અધિકાધિક આનંદ મેળવતાં આવડે છે.

* * *

તે દિવસની નવલકથા વાંચતાં આ આનંદ વિરસ કરનારી એક વાત હતી તે ડગલે ને પગલે છૂટતો સિગારેટનો ધુમાડો. ગોલ્ડફ્લેક હો કે બીજી કોઈ ઇજિપ્શ્યન સિગાર હો, મને એથી ગૂંગળામણ થાય છે. સાર્વજનિક જીવનમાં જેમને વિષે આદર છે એવી વ્યક્તિઓને ધૂમ્રપાન કરતી ઘણી વાર સહન કરી લેવી પડે છે, પણ પોતાની જ ઓરડીમાં એકાંતમાં બેસીને એકાદ નવલકથા વાંચતા હોઈએ ત્યારે એમાંથી પણ એ બલા જ્યારે પીછો છોડતી નથી ત્યારે ખૂબ કંટાળી જવાય છે.

આજકાલના ઘણા કથાલેખકોને, જે જે પાત્રો વિષે તેઓ સહાનુભૂતિ ઉત્પન્ન કરાવે છે તેને અમુક ફેશનેબલ વ્યસનો હોવાનાં વર્ણનો કરીને એ વ્યસનો પરત્વે લોકોમાં સહનશીલતા, કૌતુક અથવા આકર્ષણ ઉત્પન્ન કરવાની ટેવ પડેલી દેખાય છે. ચા, કૉફી, ઑવલ્ટાઈન, સિગારેટ, પત્તાં વગેરે વસ્તુઓ વેચવા માટે કારખાનદારોએ મોટી મોટી સિંડીકેટો કરી છે, એટલે કોઈ ખાસ કારખાનદારનું નામ ન આપતાં તે તે પદાર્થો વિષે લોકોનાં મનમાં રસ ઉત્પન્ન કરાય તોપણ કારખાનદારોને બસ છે. આ જાણ્યા પછી ઘણી વાર મનમાં શંકા ઊઠે છે કે આ વાર્તાલેખકોને, આમ એ વસ્તુઓ પ્રત્યે આકર્ષણ પેદા કરવા, સારું સરખું કમિશન તો નહિ મળતું હોય ? એ સિવાય પોતાની વાર્તાના વાતાવરણને આવું ધૂમ્રધૂસર કરવાથી તેમને બીજો શો ફાયદો થતો હશે? એ વ્યસનોને સમાજમાં કેટલું ખોટું મહત્ત્વ મળેલું છે તે કંઈ કોઈને કહેવું પડે તેવું નથી, પણ એના વર્ણન વિના કથાનકની વાસ્તવિકતા ઓછી થાય છે, એમ માનવાનું કારણ નથી. પહેલાંના કલાકારો ઇરાદાપૂર્વક ખાણાપીણાના પ્રસંગોનાં વર્ણનો નહોતા કરતા. હવેના લેખકવાચક આવાં વર્ણનોમાં રાચે છે. કદાચ ‘મુક્તાત્મા’ઓને એ આવશ્યક હશે ! રતિવિહાર, આલિંગન–ચુંબન, મિજબાનીઓ, નાસ્તા, ચાપાણી, ધૂમ્રપાન, મદિરાપાન—આ બધી બાબતો સાહિત્યિક વર્ણનોમાં આવ્યા પછી જાજરૂ જવું, લઘુશંકાએ જવું, એના જેવા આરામ આપનારા વિધિ વર્ણ્યવિષયો કેમ ન થઈ શકે તે સમજાતું નથી. ઉપનિષદમાં ગાડા નીચે બેસીને ખરજવું ખંજવાળતા એક ઋષિનું વર્ણન આવ્યું છે;

મહાભારતમાં ઉત્તર દિશાના ઘરમાં મહેમાન થઈને રહેલા એક ભોળા ઋષિનો સ્નાનાનંદ ખૂબ શ્રદ્ધાથી આલેખાયો છે. જો આપણા વાર્તાલેખકો અફીણ ખાવા લાગે તો તેઓ પણ શૌચાનંદની લિજ્જત કળી જઈને તેની ઉપર પણ લખવા બેસી જાય! એક અંગ્રેજી નવલકથામાં લડતા સિપાહીઓને ખુલ્લા મેદાનમાં શૌચ જવાનું મળતાં થતા શૌચાનંદનું વર્ણન છે; પણ ત્યાં એ યોગ્ય પણ છે.

પણ આગગાડી અને ટ્રામમાં જેમ તમાકુનો ધુમાડો પરાણે સહન કરવો પડે છે તેમ વાર્તા વાંચતાં પણ એ ધુમાડો સહન કરવો પડે એ કેટલું દુર્ભાગ્ય!

* * *

શુદ્ધ કલાત્મક આનંદ અનુભવવાનાં સાધન ઇંદ્રિયો તે આંખ, કાન અને વાણી(કંઠ), તેમ જ તાલબદ્ધ હલનચલન અને વિશિષ્ટ પ્રકારના હાવભાવ—આમાં આનંદ અનુભવનારી ઇંદ્રિયો અને તેના વિષયો દૂર રહી શકે છે. અને તેથી જ તટસ્થપણે તેનો આસ્વાદ લઈ શકે છે. જ્યાં પ્રત્યક્ષ સ્પર્શ થયો ત્યાં નિર્ભેળ આનંદ હોઈ શકે નહિ. ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते। એ ગીતાના સૂત્રમાં ઉપલો સિદ્ધાંત જોવાને મન લલચાય છે, પણ તે જતો કરવો પડે છે. सुखं आत्यंतिकं यत्तद् बुद्धिग्राह्यं अतीन्द्रियम् । અહીં માત્ર આત્યંતિક સુખ એટલે કલાત્મક સુખ એવો અર્થ કરીએ તો ચાલે એમ લાગે છે. નાક, રસના (જીભ) અને ત્વચા એ પ્રધાનપણે ભોગેન્દ્રિયો છે. અહીં ઇંદ્રિયોનો વિષયો સાથે સ્થૂળ સ્પર્શ થાય છે અને તેથી એમાંથી ભોગવિલાસ અવતરે છે. કલાત્મક અને નિર્વિષય આનંદને આ સ્થિતિ અનુકૂળ નથી.

* * *

કેટલાક પાપભીરુ લોકો પાપી વાસના છોડી શકતા નથી, અને કોઈ પણ કારણે પ્રત્યક્ષ પાપનું સેવન એમનાથી થતું નથી. આવા લોક બહારથી અલિપ્ત રહી સર્વ પ્રકારના ભોગવિલાસનું માનસપૂજાની પેઠે સવિસ્તર માનસિક સેવન કરતા હોય છે.

પૃથક્કરણ–પ્રવીણ એવા આજકાલના માનસશાસ્ત્રીઓ કહે છે કે જે કોઈ વિષયોનું આવું માનસિક સેવન કર્યા કરે છે તે શારીરિક, માનસિક અને સામાજિક રોગ જ પેદા કરે છે. He who desires but acts not, breeds pestilence. આજકાલનું અમુક લલિત સાહિત્ય લોકોને વિષય સેવનની માનસિક આવૃત્તિ અખંડ ચાલુ રાખવાનું શિખવાડી, ઉપર કહ્યા પ્રમાણે ત્રિવિધ રોગો ઉત્પન્ન નથી કરતું શું? દારૂનો એક વાર સ્વાદ લાગ્યો એટલે એનું પ્રમાણ ઉત્તરોત્તર વધારવાનું હમેશાં મન થયા કરે છે, એમ કહે છે અને પછી આગળ જતાં દારૂના નશામાં હોવું એ જ સ્વાભાવિક સ્થિતિ થઈ પડતાં વિશેષ નશો ચડાવવા સોમલ ખાવા, અફીણનાં ઇન્જેક્શન લેવા કે સાપ કરડાવવા સુધી લોકો પહોંચી જાય છે.

સદભિરુચિ કોને કહેવી, વ્રીડા–શાલીનતા વગેરેનું કવચ કેટલું ટકવા દેવું, સંયમ–સંકોચ સામાજિક સ્વાસ્થ્યને માટે કેટલે અંશે ઉપયોગી છે, વગેરે બાબતોમાં જૂનો આદર્શ ફગાવી દઈને સમાજને સ્વચ્છંદતા તરફ ઘસડી જવો એ આજકાલના વાર્તાલેખકોને પોતાનો સ્વધર્મ અને યુગધર્મ લાગે છે? સ્ત્રીઓના કુમળા અને કૂણા અવયવોનાં વર્ણન કરવાં, સંયમ રૂપી ધૈર્યમેરુને હચમચાવી દે તેવા પ્રસંગનું, રસના ઘૂંટડા ભરાવતું વર્ણન કરવું, નિર્બળતાનો શક્ય તેટલો બચાવ કરવો અને વિલાસિતાને અધિકાધિક સુંદર કરી દેખાડવી, to justify weakness and to beautify passions, અને અંતે સદાચારના સર્વ નિયમો કઠોર છે, જુલ્મી છે એવું સિદ્ધ કરવા માટે કલ્પનાશક્તિ દોડાવી શક્ય તેટલા અપવાદો લોકોની સામે મૂકતા રહેવું એ આજકાલના કેટલાક કલાકારોનો જાણે સ્વધર્મ અને યુગધર્મ થઈ પડ્યો છે.

સામાજિક રૂઢિમાં વાંધાભર્યું અને કઠોર એવું ઘણું છે, તે દૂર કરીને, રૂઢિ બદલીને નીતિના નિયમ સુધારવા જોઈએ એ વિષે પણ શંકા નથી. આવા પ્રકારનો પ્રયત્ન સમાજસુધારકોએ કર્યો પણ છે; પણ જડવાદ અને શૂન્યવાદનો ધર્મ સ્વીકારીને અમે પીનલ-કોડ અને વૈદ્યશાસ્ત્રથી બહારના કશાને માનતા નથી એવું કહેવાનો વખત આણવો એ કાંઈ કલ્યાણોપાસના નથી. પછી કોઈ જરૂર કહે કે કાયદાને પણ શા માટે માનવા? કોઈ કહે છે,

પરસ્પર નિષ્ઠા એ જ સદાચાર; એને સાચવવા માટે જુલ્મી, ઢોંગી અથવા ભોળા સમાજને થોડોક છેતરીએ તો ય શું? એથી આગળ જનારા લોક કહે છે કે કુદરતમાં જ્યાં સર્વત્ર કાપાકાપી ચાલુ છે ત્યાં ભ્રૂણહત્યા અથવા ખૂનથી આટલા ગભરાવું શાને? Supermanને કશાનો જ બાધ ન હોવો જોઈએ. એ તો ઇન્દ્રની પેઠે કોઈ પણ વસ્તુની પરવા વિનાનો હોવો જોઈએ !!

સદાચારમાં ભરતી અને ઓટ બંને હોય છે. પણ કલાને નામે, સ્વતંત્રતાને નામે, અને અનિર્બંધનને નામે દુરાચારના આચાર્ય બનવાનું જીવનકાર્ય આ યુગના કેટલાક કલાકારોને જ મળ્યું લાગે છે.

બધા જ કલાકારો અને વાર્તાલેખકો આ આરોપને પાત્ર નથી. તત્ત્વતઃ સ્વચ્છંદતાનો સિદ્ધાંત સ્વીકારનારા લેખકો પણ ઓછેવત્તે અંશે મનની અને જનતાની શરમ રાખનારા હોય છે. પણ કેટલાક ઊગતા લેખકો પોતાની કારકિર્દીની શરૂઆતમાં સમાજ સહજે જીરવી શકે એવું જ અલ્પસ્વલ્પ બંડ ઉઠાવીને પ્રતિષ્ઠા મેળવે છે. અને પછી ધીમે ધીમે આટલે સુધી જવામાં શો વાંધો છે, એવો યુક્તિવાદ લડાવીને તેઓ એક એક ડગલું આગળ મૂકતા જાય છે, અને પછી કીર્તિ અને પ્રાપ્તિ વધે એટલે સંકોચ અને બીક સ્વાભાવિક રીતે જ દબાઈ જાય છે અને તે એક રાજકારણ સિવાય બાકીનાં સર્વ ક્ષેત્રોમાં સ્વાતંત્ર્યવીર બનીને ઘૂમવા લાગે છે. બધાનું આમ બને છે એમ નહિ, પણ જ્યાં ત્યાં વલણ આવું દેખાય છે. માત્ર હિંમત બધાને સરખી મળેલી નથી હોતી.

સાહિત્ય અને કલામાં આવું વાતાવરણ જામવાથી સમાજનો સદાચાર શિથિલ થાય છે એ ફરિયાદ જો કે સાચી અને મહત્ત્વની છે તોયે પણ એ ફરિયાદ અહીં ન કરતાં, એવા નીતિશૂન્ય વાતાવરણથી કલાનો આદર્શ અને કલાની અનુભૂતિ બન્ને ક્ષીણ થાય છે એટલું જ મારે અહીં કહેવું છે.

૧૯૩૭ [ મૂળ મરાઠી નોંધ પરથી ]



# અમદાવાદની મિલહોટેલ

[ રેખાચિત્ર ]

સાંદીપનિ

આપણે મળ્યાં છીએ કદી?

અમદાવાદને તો તમે ઓછામાં ઓછું એક વાર જોયું જ હશે. માણેકનાથથી માંડીને તે મહાત્માજી સુધીના ગાળાના સવાપાંચસો વર્ષના અસરંગી ઇતિહાસથી સમૃદ્ધ એવા ગુજરાતના અર્વાચીન પાટનગરને જો ધરાઈને જોઈ લેવાના ઉમળકાથી જ તમે આવી ગયા હશો, તો તો માણેકનાથનાં સ્મરણોથી અંકિત એવા એના કિલ્લાથી માંડીને તે મહાત્માજીના પ્રતીક સરખા સાબરમતી આશ્રમ સુધીનાં સ્થળોનું મનભર દર્શન કર્યું હશે. કોઈ રસિક મિત્રને સાધીને એ પ્રત્યેકના માહાત્મ્યની રંગદર્શી દંતકથાઓ પણ ઘડીભર યાત્રાળુની આસ્થા રાખીને સાંભળી હશે. એકાદ શિલ્પસમૃદ્ધ મસ્જિદના ઊંચેરા ઘુમ્મટ પરથી અમદાવાદને જોવાનો યોગ જો તમને સાંપડ્યો હોય તો તો પૂછવું'તું શું! અનેક દિલચસ્પ દૃશ્યો તમે જુઓ અને એની વિવિધ

અસરો અનુભવો તે પહેલાં તો દૂર દૂરથી દેખાતી મિલચીમનીઓએ તમારી નજર બાંધી લીધી હશે. કાપડઉદ્યોગના એક બિનહરીફ કેન્દ્ર તરીકેની અહીંની કારકિર્દી તમે ઘણીવાર વાંચી કે સાંભળી હશે. પણ હવે તો એ દૃશ્યોને નજરોનજર નિહાળીને તમે નિઃશંક બન્યા હશો. અનેક સડકો પરથી પસાર થતાં સેંકડો મજૂરોનાં ટોળાં જોઈને તમારો પ્રિય લેખક, કદાચ પ્રિયતમ વિચારક, કાર્લ માર્ક્સ તમને યાદ નહિ આવ્યો હોય એ હું કેમ માનું ? ઔદ્યોગિક અભ્યાસની તમન્ના, મજૂરજીવન તરફની કંઈક તાલાવેલીમય સહાનુભૂતિ અને મૂડીવાદ તરફની ઘૃણા એ ત્રણે તત્ત્વોના પ્રેર્યા તમે કદાચ અહીંના ધૂમાચ્છાદિત મિલ-વિસ્તારની ય મુલાકાતે જવા લલચાયા હો. અને તમારા મિત્રને ત્યાં ઘરરખ્ખુ ગૃહિણીના હાથનાં દાળભાત–રોટલી–શાક જમીને લાલાલાખ ત્યારે સવા-લાખનું સાહસ ખેડી નાખવા એકાદ જાણીતી મિલમાં પહોંચી પણ ગયા હશો. ખાદીના ધોતિયાની છુટ્ટી પાટલી કે લાંબા પહેરણના અણીદાર છેડા સાથે કોઈ સાંચાનો પટ્ટો પેચ ન લડાવી બેસે તેની સાવચેતી રાખીને જાગતા જોધ જેવા યંત્રવાદની અનેક ઘટ-માળોને તમે વિવિધ દૃષ્ટિબિન્દુએ અવલોકી હશે. તમારી આંતર્બાહ્ય પ્રતિભાએ તમને મિલના મેનેજર સુધી જવાની સગવડ પણ કરી આપી હશે. અને એવે પ્રસંગે તમારા જેવો જુવાન ન દીસી આવે તો તો થઈ જ રહ્યું ને ! છટાસભર અંગ્રેજીના અપ્રતિહત પ્રવાહે તમે માર્ક્સની વિચારવીજળીઓ ચમકાવી હશે. ગોરંભો ઘાલીને બેકું વરસનારા મેઘ જેવા ગાંધીવાદને ય આષાઢી ઝડીઓ વહેતો મેલ્યો હશે. હિંદી કપાસનાં અપૂર્ણ તત્ત્વોથી માંડીને તે રિચાર્ડસન્સની ડૉબી સુધીના તમારા વાંચનને તમે જુસ્સાભેર રજૂ કરીને મેનેજરની મિટ્ટી પલિત કરી નાખી હશે. દવાખાનું ને ઘોડિયાખાતું પણ જોયાં હશે.

પણ મને મળ્યા હતા ? અમદાવાદના બે લાખ મજૂરો કાળી મજૂરી કૂટતાં કૂટતાં જ્યાં 'હાશ' કહેવા આવે છે એવી મારી સંસ્થાની શાખાનો ખ્યાલ પણ કર્યા વિના તમે તમારી યાત્રાની ઈતિશ્રી કરી નાખી ને ! મારા રસિક પ્રવાસી ! હું દેખાવે ડોશી છું પણ મિલજીવનની રહસ્યવત્તાએ તો જોબનવંતી મહારાણી છું હોં કે ! મળવા આવ્યા હોત તો કંઈ છેક ખાલી હાથે તો ન જ જવા દેત.

હા, એટલું ખરું કે તમને જરા છેવાડી લાગી હોત, કદાચ એકદમ નજરે ન પણ પડી હોત, કારણ કે ગામમાં ઠેકાણું નક્કી કરનારી દૃષ્ટિ જ મિલમાં મારું સ્થાન નક્કી કરે છે. કંપનીએ જે ઈજનેરી દૃષ્ટિ ભારે દરમાયે રોકી હોય છે તેનું પ્રધાન કાર્ય જ એ હોય છે કે કંપાઉન્ડની તસુએ તસુ જગાનો સારામાં સારો ઉપયોગ કંપનીના જ લાભાર્થે કરી બતાવવો. રોજને રોજ અવનવી ઈમારતી યોજનાઓ સાથે એ કંપાઉન્ડને નિહાળી રહે છે. એનું ઔત્સુક્ય કદી આથમતું નથી, કે નથી સ્થિરતા પકડતું. એનું ખંડનમંડન ઉત્ક્રાન્તિના ક્રમ જેટલું અફર ને અનંત હોય છે. ઘણી વાર હું તેને આંખના કણાની જેમ ખૂંચું છું. સોનાની થાળીમાં લોઢાની મેખ જેવી લાગું છું. જ્યારે જ્યારે કોઈ ઈમારતી યોજનાના ભૌમિતિક સૌષ્ઠવની દૃષ્ટિએ મારું અસ્તિત્વ એને પેલી મલાવ-વાળી ડોશીની ઝૂંપડીની જેમ ખૂંચે છે, ત્યારે ત્યારે અચૂક, ઘડીના છઠ્ઠા ભાગમાં એ મારા ખોરડાને ફનાફાતિયા કરી નાખે છે. આ ઈજનેરી દૃષ્ટિ કદી ય મીનલદેવી બને ખરી ! મારા ભાઈ ! કદી ય નથી બનતી હોં ! હું તો વસવાયા જેવી છું. ગામનો પટેલ જ્યાં માગ આપે ત્યાં મારી ગરીબ ઘરવખરી લઈ ને મારે વસવું જ પડે છે, પછી ભલે ને મારી પડોશમાં ધોબીઘાટનું બ્લીચીંગ બહલાવ્યું વાતાવરણ મઘમઘી રહ્યું હોય, અથવા ભલે ને વાળવાનાં જાજરૂના ફરફરતા દિવ્ય અનિલો મારાં નસ્કોરાંને આણંદની છીંકણી જેવો આહ્લાદ આપી રહ્યા હોયઃ–મારે વસવું જ પડે છે. કેટલી જગામાં કહું ? નામ માત્રનો નાશ અને સૃષ્ટિભરનાં સનાતનમાં સનાતન સત્ત્વો ને તત્ત્વો ય જો સાપેક્ષ, તો ખુદ મારી પોતાની કથનીની ય સાપેક્ષતા સ્વીકારીને કહું છું કે અમદાવાદની મિલોમાંનાં મારાં સ્થાનકોની પહોળાઈ-લંબાઈની સરેરાશ ૧૨×૧૫ થી માંડીને તે ૨૦×૨૫ ફૂટ જેટલી હોય છે. અને એ મર્યાદા, સોનીના હાથે પ્રત્યેક નવો ઘાટ પામતા ઘટતા જતા કસવાળા સોનાની જેમ, મારા પ્રત્યેક પુનર્વિધાને

ઓછી ને ઓછી સાંકડી ને સાંકડી થતી જાય છે, પછી મજૂરોની સંખ્યા ભલે ને ગમે તેટલી હોય. મજૂરોની નહિ પણ કંપનીની સગવડોનો જ વિચાર કરવો એ કલેકટરનો પગાર ખાતા મિલના પ્રત્યેક કર્મચારીની નૈતિક ફરજ નથી શું ? હશે, પણ તમે એટલી જગાનું ભાડું સાંભળ્યું છે ? શહેરની પાછલી પરવાડે પડેલી, મિલની પાછલી પરવાડે ઊભેલા મારા નહિવત્ ખૂણાની ખુમારીનો તમે ખ્યાલ કરી શકો છો ? અમદાવાદના ભાડવાતો ને મકાનમાલિકોની સાઠમારી તો જાણે તમે છાપાંમાં રોજ વાંચતા હશો; શરમાળ ને લાજાળ ગણાતી એ માલિકોની 'ઘરરખ્ખુ ગૃહિણીઓ' ઘર રાખવા આવનાર અજાણ્યા આગંતુકની સાથે રાણાના ઘા જેવા જે પ્રથમ સવાલ જવાબ કરે છે તેની સુનાવણી ય તમારા બહુશ્રુત શ્રવણે પહોંચી ચૂકી હશે. પણ તમને ભાગ્યે જ ખ્યાલ હશે કે મારા ખૂણાની ખંડણીની સરેરાશ માસિક ત્રણસોથી છસો રૂપિયા જેટલી છે ! હિન્દુસ્તાનના દેશી રાજાની જેમ મારો માલિક પણ ખંડિયો રાજા છે. કંપનીને ખંડણી આપીને એ પણ દેશી રાજાની જેટલી જ છૂટછાટો, સ્વતંત્રતાઓ અને નાનીમોટી સત્તાઓ ભોગવે છે.

કામદાર ગમે તેટલો નવો હોય, ગમે તેટલો અજાણ્યો હોય અથવા ગમે તેવો મુફલિસ કે મવાલી હોય છતાં ય મારો માલિક તેને નચિંતાઈથી ધીરી શકે છે અને જહાંગીરી ઝનૂનથી નાણાં વસૂલ કરી શકે છે. પગારને દિવસે મારા માલિકનું સ્થાન, પગાર-બારીની અંદરની બાજુએ પગારકારકુનની સાથે જ હોય છે. પ્રત્યેકની પાસેથી પ્રત્યેક હપ્તાનું લેણું તે જ ઘડીએ વસૂલ કરે છે અને બાકીનો પગાર મજૂરના હાથમાં જવા દે છે. આ વખતે કેટલી છૂટછાટ મૂકવી કે કેટલી રાહત આપવી એ તેની જ મરજીની વાત છે. તે ઉપરાંત તે રોકડા પણ ધીરે છે, અને એના વ્યાજનો દર એક મહિને એક રૂપિયે બે આનાથી ઓછો તો કદી ય હોતો નથી. પ્રત્યેક ખાતેદારને શું પગાર મળે છે એ વાતનો એ કીડો હોય છે. અને એ પગારની રકમને નજર સમક્ષ રાખીને તેના પ્રમાણમાં જ એ રમત રમે છે. ઊંડા પાણીમાં કદી ય ઊતરતો નથી. પઠાણને તો દંડાબાજી કરવી પડે છે. કોર્ટમાં જવું પડે છે, મિલોના દરવાજા ઉપર દેણદારોને પકડવા ચોકી પણ કરવી પડે છે, તેમ છતાં ય નાસીપાસ થવું પડે છે. અને કેટલીક વાર ગાંઠનું ય ગુમાવવું પડે છે. અમે તો આવી તમામ ચિંતાઓમાંથી માલિકની મહેરને લઈને મુક્ત છીએ. કારણ કે અમે તો ખંડિયા રાજા ખંડણી ભરવા પૂરતા જ, બાકી સ્વતંત્ર. ખંડણી ભરી દીધા પછી રૈયતનું ગમે તે કરી નાખવાને છુટ્ટા. છાતી થાબડીને પૈસા ધીરીએ પણ છીએ અને છાતી પર પગ મૂકીને લઈ પણ શકીએ છીએ. છુટ્ટીનો અપવાદ બાદ કરતાં કોઈ પણ કામદાર મિલની બહાર જઈ શકતો નથી. હું આપું તેવો માલ, હું આપે તે ભાવે લેવા પ્રત્યેક મજૂર બંધાયેલો છે.

જેમ કોઈ બહાર જઈ શકતો નથી તેમ બહારની કોઈ પણ હોટેલ પોતાનો માલ લઇને પ્રવેશી શકતી નથી, પ્રવેશતાં પકડાઈ જાય છે, તો એ રાંડને મારો પઠાણી હાથ બતાવતાં હું જરા ય પાછી પડતી નથી. એની ભરેલી ને ભરેલી કીટલીઓ મારા નોકરો ઢોળી નાખે છે, રકાબીપ્યાલા ફોડી નાખે છે, વેચેલા માલના પૈસા પડાવી લે છે, સોડાલેમનની બાટલીઓ આંચકી લે છે અને કેટલીક વખત એ મારી શોકયના છોકરાઓને મારા છોકરાઓ એવો તો આબાદ હાથ બતાવે છે કે ફરીથી ઢૂંકવાની હિંમત જ નથી કરી શકતા. આમ હોવા છતાં ય મારે મારી મર્યાદાઓ તો છે જ. અનેક સત્તાઓ અને છડીધરોથી છાજતી રાજરાણીઓને ય અંગરક્ષકો રોકવા પડે છે અને તેમના પૂરતી અમીનજર રાખવી પડે છે. બધા જ કામદારોને એક લાકડીએ હાંકું એવી અવ્યવહારુ થયે મને જરા ય પાલવે તેમ નથી. મારે ય મારા ખાનગી અંગરક્ષકો છે, તેઓ 'દાદા'ના નામે ઓળખાય છે. દરેક મિલમાં આવી પાંચ દશ પ્રતિમાઓ હોય છે, હોય છે ને હોય છે જ. મારા રાજ્યમાં બળવો જગાડનાર કે મારી સામે બહારવટે ચઢનાર ખરી રીતે તો આ જ વર્ગ છે. કોઈ શારીરિક શક્તિથી, સડક પરથી પસાર થતા મારા માલિકને મણનો છપાંચશેર કરી નાખે છે. કોઈ સારું ભણેલા હોઈ ને કાયદાના જાણકાર તરીકે પ્રતિષ્ઠા પામેલા હોવાથી મારા વિરુદ્ધ અસરકારક પ્રચાર કરી શકે છે અને મારા માલિકને ય દલીલો

દ્વારા મૂંઝવે છે, કોઈ તદ્દન મૂંગા રહે છે અને વખત આવે એવું તો છાનું સંઘર્ષણ જગાવે છે કે જેની આગમાંથી હું મહામુશ્કેલીએ બચી શકું છું. ઉપરના બંને વર્ગ કરતાં આવાં તાંડવોના ખેલંદાઓની ખબર હું વધારે ચીવટથી લઉં છું.

વિવિધ શક્તિઓ ધરાવતાં આ વિવિધ રત્નોને હું મારા દરબારમાં માનભર્યું સ્થાન આપું છું. તેમના ચાપાણીનું ચાહ્ય તેટલું બિલ હું માફ કરું છું. તે ઉપરાંત જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે વિના આના-કાનીએ રોકડા રૂપિયા ધીરું છું, વ્યાજ લેતી નથી, અને તેમની સગવડે જ ધીરે ધીરે વસૂલ કરું છું. કેટલાક દાખલામાં ઘરનું ગોપીચંદન ગુમાવવાની ય ઉદારતા દાખવું છું અને કોઠીમાં મો ઘાલીને રડી લઉં છું. હેડજોબર જેવા ખાઉધરા વરુને અનેક રીતે ધરવું છું. દિવસમાં બે વખત સ્પેશિયલ દૂધની ચા સ્પેશિયલ રકાબીપ્યાલામાં સ્પેશિયલ નોકર દ્વારા પહોંચાડીને શિષ્ઠ–મિષ્ઠ–સુંવાળા સજ્જન ગણાતા હિસાબી ઑફિસરોની અમીનજર પણ મેળવું છું. વાસણોની, દૂધની અને જગાની સ્વચ્છતા તપાસવા આવનારા સરકારનિયુક્ત ફેક્ટરી ઈન્સ્પેક્ટરના ઓચિંતા હુમલાની ડણકે મારી છાતી સદા ય ધડકતી જ રહે છે. અંગ્રેજ રેસિડન્ટ આગળ શિર ઝુકાવીને ઊભા રહેનારા દેશી રાજ્યના દીવાનની અદાથી મારો પ્રતિનિધિ એ ઈન્સ્પેક્ટરને આવકાર આપે છે. તેના ગરમ મિજાજને ગરમ ચાહ પાઈને ઠંડો કરે છે. વાતો કરતો કરતો ઝાંપા સુધી વળાવા જાય છે અને સાહજિક છટાથી એક સુંવાળું કાગળિયું એના હાથમાં સેરવી થઈને 'હાશ' કહીને પાછો આવે છે. ભાઈ પ્રવાસી! મારી પામરતા પર તિરસ્કાર વર્ષાવતા પહેલાં એટલું વિચારવા જેટલો ઉદાર થજે કે પ્રત્યેકને પોતપોતાના જીવનપ્રદેશની સરહદો પર પહેરો ભરવો જ પડે છે.

પણ મારી એ બધી ય ખટપટોનો ખરચો છેવટે તો કન્યાની જ કેડચો પર હોય છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આ પરથી એમ નથી માનવાનું કે હું ચાહને બદલે પાણી આપું કે નાગરવેલનાં પાનને બદલે પીંપળાનાં પાન આપું તો ચાલી શકે. માલની ગુણવત્તાની બાબતમાં મારે સામાન્ય સપાટી પર તો હમેશાં રહેવું જ પડે છે. બેશક, એક વખત એવો ય મારો સુવર્ણકાળ હતો કે જ્યારે જેવું હું આપું તેવું મજૂરોને ખાવું પીવું પડતું જ. આજ તો અનેક કારણોને લઈને એનો અવાજ એક બન્યો છે. મજૂર મહાજન જેવા વિશાળ વડની એને છાયા છે અને ગાંધીજી જેવા યુગપુરુષની સીધી સહાનુભૂતિ પણ એને મળે છે. એટલે હું ગમે તેવો હનુમાનના તેલનો ચેવડો આપું ને આજના મજૂરો વાંધો ન જ ઉઠાવે એવી પરિસ્થિતિ તો મારી જિંદગીમાં હવે હું ફરીથી કદાચ નહિ દેખી શકું. છતાં ય બને તેટલું હલકું ચલાવવાનો પ્રયત્ન તો હું હંમેશાં હરેક ઘડીએ કરી જ જોઉં છું, પણ મારું ખરું વર્ચસ્વ તો ભાવોની મક્કમતામાં છે. ચાર રૂપિએ મણનું ચવાણું લાવીને પૈસાનું ત્રણ પૈસાભારને હિસાબે હું વેચું છું, તેમાં ય પાછું કાંટામાંના પલ્લામાં મૂકવામાં આવતા પૈસા હંમેશાં જ્યોર્જ છાપના નવા જ રાખવાનું ચૂકતી નથી. ચાહના વર્ગ મ્હારે ત્યાં નથી. 'ચાલુ', 'સ્પેશીયલ', 'પારોરની', 'લશ્કરી', 'ગુલાબી', 'દૂધપાણી અલગ' વિગેરે વિગેરે ફાંટાબાજ ઉચ્ચારણોનું અસ્તિત્વ મારી સરહદમાં શક્ય જ નથી. મને પોષાતી રીતે દૂધ વાપરીને હું તો એક જ સમષ્ટિલક્ષી સર્જન કરું છું, પછી એમાં જેને જેટલો રસ આવે તેટલો ખરો. સાદી અને કડકના ભેદ મારે સાચવવા પડે છે.

પ્રત્યેક પિતારના નામનું માનભર્યું રાગભર્યું ઉચ્ચારણ કરીને જ ઑર્ડર અપાય છે અને એમ ખાતરી આપવામાં આવે છે કે તમારી જ 'ચા' હવે બનીને આવે છે. પણ મેં તો સવારના સાતથી તે દશ વાગતાં સુધી ચાલે એટલું તપેલું ભરી જ દીધું હોય છે. સાવ કાઢી નાખવા જેવી નહિ એવી એ ચાહનો ભાવ મેં ત્રણ પૈસા રાખ્યો છે. કૉફીનો એક આનો લઉં છું. પણ મારી કૉફી તમે પીઓ તો તમારી કૉફી વિશેની તમામ કામનાઓ કદાચ પૂર્ણ થઈ જાય. કૉફી તમારી કેડે પડી હોય તો મારી સંસ્થાઓને આશરે આવો ને ત્યાંની કૉફી પીઓ. અને ધીરે ધીરે એ પિંગલા પર તમને ભર્તૃહરિ જેટલો જ વિરાગ આવશે. સોડાથી માંડીને તે પીકમીઅપ સુધીનાં પીણાં રાખવાનું તો જાણે મને

પાલવવાનું જ નથી. સોડા, લેમન, અને જિંજર મારી હરેક સંસ્થામાં સર્વવ્યાપી છે. મિલનો મોભો જોઈને કોઇ કોઈ સ્થળે રાસ્પબરી કે ટૉનિક વેચું છું. બરફમાં મૂકેલાં ઠંડાં પીણાં પાઈને હું મારા કારીગરોને ટાઢા બોળ બનાવવા તો હરગિજ ન ઇચ્છું. સોડાની કિંમત મેં એક આનો રાખી છે. હવે એક ચિંતક ભક્તની શ્રદ્ધાથી સ્વર્ગની સીડીનાં એ સર્વ પગથિયાં તમે તમારી જ મેળે ચડી જાવ અને પ્રત્યેક પીણાની કિંમત કલ્પી લો તો હું આભારી થઇશ. શું સમજો છો મારા સાહેબ, રીચીરોડ પર ચાર ચાર પૈસે મારીમારી ફરતી રાસ્પબરીની કિંમત હું અઢીઆના ઓકાવું છું. સિગરેટનો વેપલો કરવા જતાં મને સોના કરતાં ઘડામણ મોંઘું પડે છે. પાનની કિંમતની બાબતમાં મેં રહેમ રાખી છે. સોપારી છુટ્ટે હાથે–જાણે મારે ઘેર છૈયાનો વરઘોડો ચડ્યો હોય કે વૃદ્ધનું મૃત્યુ થયું હોય એવે છુટ્ટે હાથે - વહેંચું છું.

સોડાલેમનની ક્ષુદ્ર ખાલી બાટલીઓનો ઉપયોગ શૌચવિધિ જેવી સાધ્વી પોતાના કરકમંડલ તરીકે કરે છે એ મારા લલાટની એક રઢિયાળી રેખા છે. હિન્દુઓને પાણી પાવા માટે મેં કાચના ગ્લાસ રાખ્યા છે અને મુસ્લિમ બિરાદરો માટે એલ્યુમીનિયમના અપનાવ્યા છે, જનોઈથી ઓળખાતા બ્રાહ્મણની જેમ ચા પીવાનો હિન્દુ કપ એક ઝીણી સરખી રંગરેખાથી ઓળખાય છે. મુસ્લિમ કપ રમજાન ઇદના કલેન્દુ જેવો નખશિખ સફેદ હોય છે. મારા નોકરો એને ખાસ સફાઈથી ભરે છે અને અધૂરો છલકાવે છે. ચા, પાન, ચેવડો, બીડીઓનાં ઠૂંઠાં, સોડાલેમન, કોલસા, મોરસ વિગેરે વિગેરે દ્રવ્યોના સ્પર્શથી મહેકતી બત્રીસીધૂપની સળી જેવી મારા નોકરોની પાક અંગુલીઓ પાણી પીવાના પ્યાલામાં ઝબોળાયેલી જ રહે છે. બધા પ્યાલાને પ્રીતિભોજન કરવા બેસાડ્યા હોય તેમ એક જ ટેબલ ઉપર એક જ પંક્તિમાં ગોઠવવામાં આવે છે. સૃષ્ટિનાં સર્વ તત્ત્વો પ્રલયકાળના પુષ્કરાવર્તકોની ધારાઓ એકાકાર બનીને ઝીલતાં હોય તેમ બધાં જ વાસણો અને બધાં જ પ્યાલારકાબીઓ ચકલીની ધારા નીચે એકી સાથે જ સમૂહસ્નાન કરે છે. જલદેવી પોતે જ પોતાનાં બાળકોને નવડાવી રહ્યાં હોય છે. મારો નોકર—બાલ્યવયમાંથી કિશોરાવસ્થામાં આવતો જતો નોકર—એ ક્રિયામાં હસ્તક્ષેપ નહિ કરવાનો વિવેક સમજે છે. અને ચોકડીની પાળ પર નિરાંતે નિષ્ક્રિય બેસીને એ પ્રકૃતિલીલાનાં ગૂઢ રહસ્યો ઉકેલે છે! 'પાણી જેવું પાણી જ્યાં પોતાનું પાણી બતાવી રહ્યું છે ત્યાં વળી હું કોણ?' એમ સમજીને એ તો ખડકલે ને ખડકલે રકાબીપ્યાલા લાવે છે ને લઈ જાય છે. પાણીના પુરુષાર્થ પર ભરોસો રાખીને તટસ્થ રહેનાર એના જેવો સ્થિતપ્રજ્ઞ મારી સરહદમાં તો શું, આખીય મિલમાં મળી આવવો મુશ્કેલ!

અને સારુંય જગત જેમ પાણીનો જ ખેલ છે તેમ આત્યંતિક દૃષ્ટિએ તો મારે ત્યાંય તમામ ધર્મી પરંપરિત નિખાલસતાથી પ્રીતિભોજન કરે છે એ અફર સત્યનો એકરાર કરતાં હું અચકાતી નથી, છતાંય ભાગ્યે જ મ્હારો કોઈ પ્રજાજન ઈરાદાપૂર્વકના સાંપ્રદાયિક ઝનૂનથી પ્રેરાતો હોય છે. નહિ તો મારા બારે દરવાજા ઉઘાડા જ હોય છે, ધારી જ બેઠો હોય તો તો કોઈ પણ સાંપ્રદાયિક ઝનૂની ધારે તેટલો છાનો ગજબ કરી શકે એવી સગવડ મારે ત્યાં નથી એમ નહિ, પણ આ વૃત્તિ ભાગ્યે જ જોવામાં આવે છે. તોફાનીમાં તોફાની, બેદરકારમાં બેદરકાર અને ઉતાવળિયામાં ઉતાવળિયો કારીગર પણ, હિંદુમુસ્લિમભેદ અંગેની મારી સ્થૂલ શિસ્તપ્રણાલીને અત્યંત સાહજિક જટાએ માન આપે છે અને પોતપોતાની કોમ માટે નિયત કરેલી નિશાનીવાળાં પાત્રો જ વાપરે છે. કોઈ વાર રઘવાટમાં કંઈ સળવસળ બની જાય, સૂક્ષ્મ ભૂમિકાએ રમખાણ, એવું એ અદ્વૈત સ્થૂલ ભૂમિકા પર એકાદ ચમકારો કરી જાય, મુસ્લિમની રકાબી હિંદુને મોંડે અડી જાય, તો તેવા સંજોગોમાં પણ અહીંનું વાતાવરણ ભાગ્યે જ ક્ષુભિત બને છે, ચોરીમાં બળી જશે એ ભાવના પર અપરિણીતને આશ્વાસન મળે છે. અને 'ચાલ્યું જાય છે એ તો, આ તો મિલ છે ભાઈ! ખપ તેનો રોષ નહિ, પાણીમાં શું પેસી ગયું છે!' વિગેરે વિગેરે ટેકણલાકડીઓ વૃદ્ધોને પણ મળી રહે છે.

મારા સમાજમાં માત્ર ત્રણ જ ભેદ પ્રવર્તમાન

છે: હિંદુ, મુસ્લિમ અને હરિજન. હરિજનો માટે મુંબઈ સરકારે કરેલો કાયદો મારી ધ્યાનબહાર નથી, પણ એ તો હવે શહેરની હોટેલોથી શરૂ થઈને વાજતું ગાજતું મારે માંડવે આવે ત્યારે ખરું. છીંકણી સૂંઘીને એનો વિચાર કરવા બેસવું પડે એ સ્થિતિ હજી મારાથી ઘણી દૂર છે. પણ એમ ન માનશો કે હરિજનની કોઈ વાત હું ટૂંકામાં ઠેલી શકું એવી શકયતા છે. હરિજન તો આ યુગનો આરાધ્ય દેવ છે અને મજૂર મહાજનનો પાટવી કુંવર છે, એ વાતનું ભાન જેટલું એને છે તેટલું મને પણ છે. એની સંગઠનશક્તિ આગળ ભલભલા લાખ્ખોપતિથી બનેલું અબ્જોપતિ એસોસિયેશન પણ કંપે છે, તો હું કોણ હનુમાનના તેલનો ચેવડો વેચનાર દમલેલ ડોકરી! મારા વિસ્તારનો ત્રીજો ભાગ મેં એને માટે અલાયદો કાઢી આપ્યો છે, સંસ્થાનિક સ્વરાજ્ય સુપ્રત કર્યું છે. એની જ કોમનો એક પ્રતિનિધિ તેઓ ચૂંટે છે અને આત્યંતિક દૃષ્ટિબિન્દુઓ પર મને વશવર્તીને લીલાલહેર કરે છે. એની માગણી પર હું જખ મારીને પહેલો વિચાર કરું છું કારણ કે એની સિસોટી રમતાં રમતાં રણશિંગું બનીને વિરાટને જગાડે છે. એ મને પંગુને કેમ પાલવે?

બસ, બાકીની તમામ જ્ઞાતિરૂપી સરિતાઓ પોતપોતાના પ્રવાહોની પરંપરિત વાંકવોળામણીએ હિંદુ અને મુસ્લિમરૂપી બે મહાસાગરોમાં વિલીન થઈ જાય છે. અને એ બંનેનો એક જ મહા સ્રોત ઘૂઘવી રહે છે. એ લીલાનું–એ રંગીલી રમણાનું થોડુંક વર્ણન કરું હવે?

મારી ફરસબંધી બીડીઓનાં ઠૂંઠાંની ફૂલશૈય્યા બની રહે છે. મારું સમગ્ર બદન અધરામૃતની પીચકારીએ અહર્નિશ છંટાય છે. ટેબલોની સપાટ ધરતી પર પડેલા ગોબાઓમાં, પ્રકૃતિના પરમ મનોહર પ્રતીક સમાં 'ચા'નાં સરોવરો લહેરાય છે. ગાંઠિયા, પૂરી અને સેવોના ટુકડારૂપી કમલદલો એમાં ખીલી રહ્યાં હોય છે, ખટપદે ગૂંજતા અલિ સરિખડી અસંખ્ય માખીઓનું પ્રમત્તગાન હું સુણી રહું છું. અને એ ગાનના તાનને પ્રતાપે થતું એમનું છેવટનું સ્નાન પણ હું મુગ્ધ નજરે નિહાળી રહું છું.

મમ્મો ચચ્ચો મ્હારે ત્યાં સાધારણ છે. દાળમાં મીઠા જેટલો, ચામાં મોરસ જેટલો, કોઈ વાર અવકાશમાં ઑક્સિજન જેટલો તો કોઈ વાર વાણીમાં અર્થ જેટલો મમ્મો ચચ્ચો મારે ત્યાં વપરાય છે. એ શબ્દોમાં કેટલું ઝેર છે, નહિ? પણ તેમાં મારે શું? જીવનભર જેણે દંતધાવનમાં કડવા લીમડા જ ઘોળ્યા છે એને સાપ કરડે તો શું થાય? સાપ પોતે જ મરી જાય. એ ફૂંફાડા મારતા શબ્દસર્પો પોતે ભલે તમે તેટલા ઝેરી હોય, પણ મારા લોહીનાં મૂળભૂત તત્ત્વો જ એવાં છે કે ત્યાં એમના ડંખદ્વારા દાખલ થયેલું ઝેર પણ લોહી જ બની જાય છે. સવારથી સાંજ સુધીમાં એવા સેંકડો, બલકે હજારો ડંખ સહીસહીને મારી ચામડી હવે બહેર મારી ગઈ છે. બીભત્સરસ – માલિકની મહેરબાનીથી હવે હું અનુભવી શકતી જ નથી: તમારો ભદ્રસમાજ આમ તો 'જેકિલ'નું જ જીવન જીવતો લાગે છે, પણ એ શરીરના કોઈ અગોચર ખૂણામાં અણુ થઈને સૂતેલો પેલો 'હાઈડ' કોઈ વખત વિરાટ બનીને ધૂણી ઊઠે છે ત્યારે મા, બેન, દીકરી, આચાર્ય, વડીલ કે મુરબ્બી કોઈને જોયા વિના વીરભદ્રના ઝનૂનથી એ શબ્દબાણોની ઝડી વરસાવે છે એ હું જાણું છું. વળી મને એ પણ ખબર છે કે તમારા કહેવાતા શિષ્ટતમ વર્ગદ્વારા અમુક જ સ્થળે, અમુક જ પ્રસંગે અને અમુક જ રીતે એ તત્ત્વનું આવિષ્કરણ થાય છે, પણ તેમાં શું ધાડ મારી તમે? તમે ગમે તેટલું જોર કરો પણ માત્ર અમુક જ ચવાઈ ગયેલા ભાવોના આવિષ્કરણઅર્થે ચવાઈ ગયેલા પ્રયોગોથી જ તમને એ ભાષા વાપરતાં આવડે છે. મારે ત્યાં તો જીવનના તમામ ભાવોનો આવિર્ભાવ — અનુકંપા, દયા અને ભક્તિ સરખા ભાવોનો આવિર્ભાવ પણ– એ જ ભાષાની અવનવીન સિદ્ધિઓની સહાયદ્વારા થાય છે. શાસ્ત્રમાં કેટલાક રસ સ્વતંત્ર હશે, કેટલાક એકમેકના અંગી હશે, અને કોઈ કોઈ અન્યોન્યાશ્રયી હશે; પણ મારે ત્યાં તો માનવજીવનના સર્વ રસ એ રસરાજના જ આશ્રયી છે. તમારું કથન ભલે ને

મુંબઈગરા રૂપિયા જેવું હોય, પણ એ ભાષાનો આશ્રય ન લો ત્યાં સુધી, મારી ફરસબંધી પર એ બોબડું જ લાગશે. એનો રણકાર કદાપિ નહિ સંભળાય. થોડાક દિવસ મારો જાથુકનો સહવાસ જો તમને મળે તો હું તમારે ગળે ઉતારી શકું કે આ ભાષા પણ અજબ ક્ષેત્ર છે. ગજબ વિસ્તાર છે એનો, એને ય એના સર્જકો ને વિવેચકો છે, એનો વિકાસ પણ અપ્રતિહત છે અને કોઈ અગમ્ય શક્તિ એ પ્રતિભાબીજની માવજત કરી રહી છે. રાસાયણિકની શોધનો પ્રથમ પ્રયોગ જેમ ઉંદર પર થાય છે તેમ આ ભાષાના કોઈ નવીન અખતરાનું માધ્યમ મારા 'ચા' આપનારા છોકરાઓ બની રહે છે. મારા બહેર મારી ગયેલા જ્ઞાનતંતુઓમાં વીજળી પ્રગટાવીને, મારી બીભત્સરસપ્રચુર ચામડીના છિદ્રે છિદ્રે દાહ પ્રજ્વાલતા એ પ્રયોગોને ફૂલના ઘા ગણીને મારા છોકરાઓ ઝીલી લે છે.

હિન્દભરની કોમો અને જ્ઞાતિઓમાંથી ઉદ્‌ભવ પામેલો, અનેકવિધ દ્રષ્ટિબિન્દુએ અસંખ્ય ભેદ–પ્રભેદો ધરાવતો, આ મજૂરસમુદાય મારી ગંદી પાટલીઓ પર એક બનીને બેસે છે, એક દીવાસળી સળગે છે અને આખી પાટલી પરના મજૂરોની બીડીઓ અગ્નિ-મુખા બની જાય છે. દીવાસળીની ગેરહાજરીમાં એક જ સળગેલી બીડીથી અનેકનું કામ સરે છે. આ તો અહીંની સર્વમાન્ય શિસ્ત છે. તમે ગમે તેટલા એકાત્મલીન થઈને સિગરેટ પી રહ્યા હો પણ કોઈ એ આવીને પોતાની બીડી ધરી કે તમારે તેને સળગાવા જ દેવી જોઈએ, પછી તે સરહદનો પઠાણ હોય, મારવાડનો મોચી હોય કે અમદાવાદ ખાડિયાનો નાગર હોય. હું વર્ણવી રહી છું એવા મારા વાતા-વરણની સર્વ સામાન્ય સપાટીએ જ સૌ કોઈ વિહરે છે, એ સપાટીની હવાથી ભાગ્યે જ કોઈ મુક્ત હોય છે, છતાં ય પોતપોતાની પ્રાન્તીય કે વૈયક્તિક વિશિષ્ટ-તાઓ સાથે તેઓ જ્યારે રંગમાં આવીને અરસપરસ ચર્ચામાં ઝુકાવે છે ત્યારે માનવજીવનની વિશાળતાનું અને માનવતાનાં નિરવધિ આવિષ્કરણોનું આછું પાતળું ભાન મને ય–મારા જેવીને ય–થાય છે.

કોઈએ સૂતી સ્ત્રીઓનાં નાક વાઢ્યાં હોય છે, કોઈએ જેલો તોડી હોય છે, કોઈ એ બહારવટાં ખેડ્યાં હોય છે, કોઈ વેદકના જાણકાર, અને વ્યાયા-મના વ્યાસંગી હોય છે, કોઈ એ ધરખમ સટ્ટાબાજી ખેલેલી હોય છે, કોઈ અચ્છા શિકારી, તરવૈયા કે ભજનિક હોય છે. કોઈએ ચોરીછિનાળી પાછળ જિંદગી સસ્તી કરી હોય છે, તો કોઈએ આયુષ્ય-ભરની ઉપાસનાથી યંત્રોની ગતિઓ ને ઘટમાળો પર કાબૂ મેળવ્યો હોય છે, કોઈને ફારસી બેતબાજી હાજરાહજૂર હોય છે, તો કોઈ કહેવતોના કુબેર હોય છે, કોઈ ટૂંકા પગારમાંથી જીવન લંબાવતા હોય છે, તો કોઈ લાંબા પગારમાંથી જીવન ટૂંકાવતા હોય છે, કોઈ માબાપની મિલકતને ઠોકરે મારીને 'આપકર્મી અભેસીંગ' બન્યા હોય છે, તો કોઈ બાપીકી મિલકતનું બારમું કર્યા પછી ય મહિને બાર રૂપિયા કમાવા નાલાયક ઠર્યા હોય છે, કોઈએ ચૌદની લડાઈમાં ચાંદ મેળવ્યા હોય છે, તો કોઈએ ત્રીસના સત્યાગ્રહમાં બધું સ્વાહા કરીને આર્થિક સ્થિતિની સ્લેટ પર એકડો ઘૂંટવા માંડ્યો હોય છે, કૈંક કાળજાંના કબ્રસ્તાને નષ્ટપ્રાયઃ ગૃહઉદ્યોગોની કબરો થીજી રહી હોય છે અને કયામતની રાહ જોતી હોય છે, તો કૈંક જણ બળેલાં સ્વપ્નોની ભભૂત ચોળીને ફરજની અહાલેક ગજવતા હોય છે.

ભાઈ પ્રવાસી! આ બધા સદ્‌ભાગીઓ કે દુર્ભાગીઓ કિસ્મતના ખચ્ચર પર બેસીને, અનેકવિધ હવામાનોથી વ્યાપ્ત એવો જીવનપટ વટાવતા વટાવતા અહીં આવ્યા હોય છે. હું તેમને ઠારું છું અને નહિ ભુલાતું ભુલાવું છું. હું તેમને ઉત્તેજું છું અને માણેલું સ્મરાવું ય છું. અને ગમે તેવી છું છતાં ય, આપખુદ અધિકારીઓરૂપી રાક્ષસોથી ભરેલા આ દંડકારણ્યમાં હું આણબદ્ધ પંચવટી છું કે જ્યાં ક્લાન્ત માનવતારૂપી સીતા પોતાના હૃદયસ્થ રામની જોડે ઘડીક રમી લે છે.

☆

# સ્વરાજયાત્રા

## સ્વાતંત્ર્યદિન

આ ઈ તા. ૨૬ મી જાન્યુઆરીએ સારા યે દેશમાં સ્વાતંત્ર્ય–દિન ભવ્ય રીતે ઊજવ્યો. હિન્દુસ્તાનના લગભગ દરેક મોટા શહેરમાં અને હજારો ગામડાંઓમાં એક જ વખતે એકઠાં મળીને પૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવાની પોતાની પવિત્ર પ્રતિજ્ઞા ફરીને એક વખત તાજી કરી અને પાંત્રીસ કરોડની પ્રજાના હૃદયની ઊંડામાં ઊંડી અભિલાષા દુનિયા આખી સાંભળે એમ મોટેથી વ્યક્ત કરી. એમાં સ્ત્રીઓ હતી, પુરુષો હતા, યુવાનો હતા તેમ જ વૃદ્ધો હતા. હિંદુ તેમ જ મુસલમાનો હતા, એટલું જ નહિ, પણ પારસીઓ ઈસાઈઓ, હરિજનો, સવર્ણો વિગેરે તમામ નાતજાતના, તમામ ધર્મના, તમામ કોમના લોકો હતા તેઓ એમ બતાવતા હતા કે જે આઝાદીની હિંદુને જરૂર છે તેની મુસલમાનોને પણ જરૂર છે, તેની હિંદમાં વસતા ખ્રિસ્તી, યહૂદી, પારસી, હરિજન વિગેરે જુદા જુદા ધર્મ અને જુદી જુદી કોમના લોકોને જરૂર છે, સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ સૌને છે, કારણ કે સામ્રાજ્યવાદની નાગચૂડમાં સૌ એક સરખાં ભીંસાયા છે. સૌ બ્રિટિશ શાહીવાદની ચૂસણનીતિનો એક સરખો ભોગ થઈ પડ્યા છે. સૌની સાંસ્કૃતિક, રાજકીય, આર્થિક તેમ જ ધાર્મિક સ્થિતિ બ્રિટિશ સામ્રાજ્યશાહીનો એક સરખો શિકાર બની છે. સૌ કોઈ લૂંટાયાં છે, કરમાયા છે, ગરીબાઈનો ભોગ થયાં છે. આ ભયાનક પરિસ્થિતિમાંથી છૂટવા માટે સૌ આકળા થયા છે, ઉતાવળા થયાં છે. પોતાના પ્રાણ આપીને પણ આ બધાં રોગોના મૂળરૂપ સામ્રાજ્યશાહીનો અંત આવી શકે અને દેશની આઝાદી હાંસલ કરી શકાય તો કરવી એવો મક્કમ નિરધાર હિંદનાં લાખો માણસો કરી ચૂક્યાં છે.

૧૯૩૦ માં જવાહરલાલજીએ રાવીને તટેથી મુકમ્મિલ આઝાદીની ઘોષણા કરી અને એ પ્રાપ્ત કરવા માટે ૨૬ મી જાન્યુઆરીએ હિંદનાં લાખો નરનારીઓએ જાહેર રીતે પ્રતિજ્ઞા લીધી. ત્યારથી આઝાદીની આ પ્રતિજ્ઞા દર વર્ષે તાજી કરવાનો રિવાજ પડ્યો છે. એ મુજબ આ વરસે પણ એ પ્રતિજ્ઞાની યાદ તાજી કરવામાં આવી.

પણ છેલ્લાં દશ વર્ષ કરતાં આ વખતનો સ્વાતંત્ર્યદિન કોઈ જુદી જ ભાત પાડતો હતો. છેલ્લાં કેટલાંએક વર્ષોથી આ પ્રસંગ એકસરખી ઢબે ઊજવાતો હતો, અને દરેક રિવાજમાં બને છે તેમ આ ઉત્સવમાંથી જાણે પ્રાણ ઘસાતો જતો હોય એમ ઉપર ઉપરથી દેખાતું હતું. પણ આ વખતના કેટલાક અસાધારણ સંજોગોને લઈને હિન્દુસ્તાનનો 'સ્વાતંત્ર્યદિન' સ્વાતંત્ર્યદિન બની ગયો, હિંદના રાજકીય વાતાવરણને કોઈ નવી જ ચમક આપતો ઊજવાઈ ગયો.

'૩૦–'૩૨ ની લડત પછી ચૂંટણીમાં મળેલો વિજય, મહાસભાએ કરેલા હોદ્દાસ્વીકાર, વિશ્વયુદ્ધની શરૂઆત, મહાસભાનો હોદ્દાત્યાગ, સરકાર અને મહાસભા વચ્ચે, તેમ જ મુસ્લિમ લીગ અને મહાસભા વચ્ચે થયેલી નિષ્ફળ વાટાઘાટો, હિંદુ–મુસ્લિમ પ્રશ્ને લીધેલું ઉગ્ર સ્વરૂપ, લડત શરૂ કરવા ઉદ્દામવાદીઓનું દબાણ, દેશી રાજ્યો અને મહાસભા વચ્ચે ઠેરઠેર ઊભી થયેલી અથડામણો, મહાસભાની અંદર પણ જુદા જુદા પક્ષો વચ્ચે સ્પષ્ટપણે ઊભી થતી વાદવિવાદની અથડામણો–સ્વાતંત્ર્યદિનની આગલી સંધ્યાએ હિંદના રાજકારણનો આ સરવાળો. આ ભૂમિકા ઉપર ઊભા રહીને હિંદે સ્વાતંત્ર્યદેવીનો વિજયધ્વજ ફરકાવવાની પ્રતિજ્ઞા કરી, જાણે હિંદી પ્રજા પોતાના સ્વાતંત્ર્ય–પથની એક મજલ કાપીને બીજી ઉપર આવી ઊભી. અત્યારના દિવસો ૧૯૨૮–૨૯ ના દિવસોની યાદ આપે છે. સરકાર સાથે હજી વાટાઘાટો ચાલે છે પણ સૌ કોઈને હૈયે જાણે વસી ગયું હોય તેમ ભાવિ લડતની તૈયારીઓ થવા માંડી છે.

મહાસભાના અંદરના મતભેદોને જરા બાજુએ મૂકીએ તો આ પ્રતિજ્ઞા સામે સૌથી મોટો વિરોધ કોઈએ ઉઠાવ્યો હોય તો મુસ્લિમ લીગના પ્રમુખ

મહમદઅલી ઝીણા સાહેબે. મહાસભા કોઈ પણ પગલું ભરે તેનો આંખો મીંચીને બારે માસ અને બત્રીસે ઘડી વિરોધ કરવાની નીતિ ધરાવવા માટે જાણીતા થઈ ચૂકેલા લીગના એ સરમુખત્યારે પોતાની સરમુખત્યારી ભાષામાં હિંદના તમામ મુસ્લિમોને આદેશ આપી દીધો. "સ્વાતંત્ર્ય–દિનમાં ભાગ લેશો નહિ. કારણ કે એ પ્રસંગ ગાંધીજીએ, મહાસભાએ–હિંદુઓએ યોજ્યો છે." અને છતાં યે સેંકડો મુસલમાનો, જેને હૈયે દેશની દાઝ છે, જેના દિલમાં આઝાદીની તમન્ના છે, તેમણે સરમુખત્યારી હુકમને અવગણીને પોતાના હિંદુ, પારસી શીખ અને ખ્રિસ્તી ભાઈઓ સાથે આઝાદી હાંસલ કરવાના શપથ લીધા. મજલિસે અહરાર, જમિયત ઉલ ઉલેમા, સરહદી પઠાણનું લાલવાવટા મંડળ, વિગેરે મુસ્લિમ રાષ્ટ્રીય સંસ્થાઓએ સ્વાતંત્ર્યદિન–ઊજવણીમાં ભાગ લીધો. નેતાઓની વાત કરીએ તો મૌલાના અબુલકલામ આઝાદ, ખાન ભાઈઓ, બિરાદર મહેરઅલી અને અમીદઅલી વિગેરે મોટાથી માંડી નાના નેતાઓએ મુસ્લિમોને દોરવણી આપી. આમ સ્વાતંત્ર્યદિનના આ મંગલ પ્રસંગે અને રાષ્ટ્રની આ કટોકટીની ઘડીએ જરૂર પડે ત્યારે બ્રિટિશ સામ્રાજ્યવાદ સામેના જંગમાં પોતાના હિન્દુ ભાઇઓ સાથે કદમ મિલાવી આખર સુધી કુરબાની કરવાની પ્રતિજ્ઞા એમણે કરી. મહાસભાના આ વિરાટ સૂરમાં મુસ્લિમ લીગનો અવાજ ક્યાં યે દબાઈ ગયો. પણ જ્યાં સુધી શાહી સરકાર એ ઝીણા અવાજને વધારે પડતું મહત્ત્વ આપે છે ત્યાં સુધી દરેક રાષ્ટ્રવાદી, પછી તે હિંદુ હોય કે મુસલમાન હોય તેમની ફરજ થઇ પડે છે કે તેણે કોમી માનસ ઘટાવતા એકે એક મુસ્લિમ બિરાદરને પ્રેમથી, સચ્ચાઈથી, સેવાથી જીતવા પ્રમાણિક પ્રયત્ન કરવો જોઇએ.

મહાસભાની અંદર જોઇએ તો સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા સામે તો કોઈ પણ મહાસભાવાદીને શો વાંધો હોય? પણ એ પ્રતિજ્ઞાપત્રમાં આ વખતે ગાંધીજીએ જે ફેરફાર કર્યો છે તે ફેરફારવાળા ભાગે છેલ્લા પંદર વીસ દિવસથી ખૂબ ઉહાપોહ જગાવ્યો હતો જે હજી સુધી અટક્યો નથી એ ફેરફારવાળો ભાગ પ્રતિજ્ઞા લેનારને રોજ નિયમિત્ત કાંતવાની, પોતાના અંગત ઉપયોગમાં ખાદી વાપરવાની, તેમ જ જ્યાં બને ત્યાં ગ્રામઉદ્યોગની વસ્તુઓને ઉત્તેજન આપવાની ફરજ પાડે છે.

આ ભાગ ઉપર સમાજવાદીઓ, સામ્યવાદીઓ, રોયવાદીઓ, તેમજ ઉદ્દામવાદીઓ અને કહેવાતા આગેકદમ જૂથના બિરાદરો બધા જ એક સામટા તૂટી પડ્યા શ્રી અણે જેવા વિનીત આગેવાને પણ આ નવો ભાગ કાઢી નાખવાનું સમજાવવા ગાંધીજી સાથે ચર્ચાઓ કરી. પણ ગાંધીજી તેમ જ કારોબારી સમિતિ પોતાના નિર્ણયમાં મક્કમ રહ્યાં.

ખરું જોતાં પ્રતિજ્ઞાના આ ફેરફારવાળા ભાગમાં કશું યે નવું નથી. જેઓ ગાંધીજીને અને તેમની કાર્યપદ્ધતિને જાણે છે તેઓ સૌ સમજી શકે તેમ છે કે ગાંધીજીએ હિન્દના રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારથી જ પોતાના તમામ સાથીઓ અને સિપાહીઓ પાસેથી આ કાર્યક્રમને પૂરો કરવાની માગણી કરી છે. શારીરિક શ્રમથી દૂર જઈ બેઠેલા આપણા જેવા બુદ્ધિવાદીઓ એક યા બીજા બહાના હેઠળ એને દૂર દૂર આજ સુધી હડસેલતા આવ્યા છીએ. ગાંધીજીએ અને કારોબારી સમિતિએ આ વખતે છટકવાની એક પણ બારી નથી રાખી એટલું જ માત્ર નવું છે.

પણ રોયવાદી, સમાજવાદી, અને ઉદ્દામવાદી વર્ગને તો સૈદ્ધાન્તિક મતભેદ છે. 'રેંટિયો એ હિંદની આઝાદી મેળવવા માટેનું એક પ્રબળ સાધન છે.' એ વિધાન તેમને ગળે ઊતરતું નથી. બીજી બાજુ ગાંધીજીને દિવસે ને દિવસે પ્રતીતિ થતી જાય છે કે હિંદુસ્તાનને સત્ય અને અહિંસાને માર્ગે આઝાદી પ્રાપ્ત કરવી હોય તો રેંટિયાને અહિંસાથી એક તસુ પણ અળગો કરી શકાય નહિ. એટલે દેશ જો એમનું નેતૃત્વ માગે તો બદલામાં ગાંધીજી દેશ પાસે ચરખો ચલાવવાનું–તેના વિશાળ અર્થમાં માગે છે.

સમાજવાદી પક્ષની સ્થાપના પછી મહાસભામાં આદર્શવાદની ઠીક ઠીક અથડામણો થવા લાગી છે, દરેક પક્ષ પોતાનો વાદ રજૂ કરે છે અને જનતાને પોતાના પક્ષમાં લેવા મથે છે. ત્રિપુરી કોંગ્રેસ પછી આ અથડામણે કોઈ જુદું જ સ્વરૂપ

લીધું છે. ગાંધીજીને તેમજ ગાંધીવાદી નેતાઓને પણ એવી ખાતરી થતી જાય છે કે હવે જુદા જુદા વાદોનો ફેંસલો કરવાનો વખત આવી પહોંચ્યો છે. દરેક વાદે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી નાખવી જોઈએ અને જેનામાં વધારે પ્રાણ હોય તેણે ટકવું જોઈએ.

એટલે આ પ્રતિજ્ઞાના સુધારાવાળા ભાગ સામે વિરોધ ઉઠાવનારાઓને તેમણે જવાબ આપી દીધો. મારું નેતૃત્વ સ્વીકારવું હોય તો મારાં સત્ય–અહિંસાથી માંડીને ચરખા સુધીનાં તમામ સાધનો સ્વીકારો. મારાં સાધનોથી હું જુદો નથી. અથવા તો બન્નેને ફેંકી નવો નેતા અને નવાં સાધનો શોધી લ્યો, જે હિંદની આઝાદી વહેલામાં વહેલી અને સહેલામાં સહેલી રીતે મેળવી આપવાનું બીડું ઝડપતો હોય.

આમ અત્યારે આપણે ત્યાં બધા વાદો ત્રાજવે ચડયા છે. કોનામાં કેટલો માલ છે તેનો હિસાબ થઈ રહ્યો છે. થોડા દિવસના બનાવો જોતાં તેમ જ રાષ્ટ્રપતિની સ્વાતંત્ર્યદિન–ઊજવવાની વિજ્ઞપ્તિને દેશને ખૂણે ખૂણેથી જે સુંદર જવાબ મળ્યો છે એ જોતાં ગાંધીજીનું નેતૃત્વ વધુ મજબૂત બનતું જાય છે એ વિશે લેષ માત્ર પણ શંકા નથી.

ત્રિપુરી મહાસભા વખતે સુભાષબાબુની પ્રમુખ તરીકેની ચૂંટણીથી સારા યે દેશમાં એવી અસર થયેલી જણાઈ કે ગાંધીવાદના દિવસો પૂરા થયા અને હિંદના રાજકારણમાં ઉદ્દામવાદ પોતાનાં નિશાનડંકા સાથે વિજયી પ્રવેશ કરે છે. પણ ત્રિપુરી અધિવેશને એ અસરની ભ્રમજાળ છેદી નાખી અને એ પછીના દરેક પ્રસંગે સાબિત કરી આપ્યું કે ગાંધીવાદ હમેશની જેટલો જ અજેય છે. હિંદની પાંત્રીસ કોટિ જનતાના ગાંધીજી એક માત્ર હૃદયસમ્રાટ છે. મહાસભા જેવી પ્રબળ સંસ્થાના એ એક માત્ર નેતા છે. છેલ્લી છેલ્લી આગામી રામગઢ મહાસભાના પ્રતિનિધિઓની ચૂંટણીમાં દરેક પ્રાંતમાં ગાંધીવાદી પ્રતિનિધિઓ મોટી બહુમતિમાં આવ્યા એ વસ્તુ પણ બતાવે છે કે ગાંધીજીનું નેતૃત્વ રેતી પર ચણાયલા મકાન જેવું નથી, પણ ખડક પર ચણેલી ઇમારત જેવું છે.

સ્વાતંત્ર્ય–દિનને દિવસે સુધારાવાળા ચર્ચાસ્પદ ભાગમાં પોતાની અશ્રદ્ધા જાહેર કર્યા પછી બીજા કશા ખાતર નહિ તો કેવળ શિસ્તપાલનની દૃષ્ટિએ હિંદના સામ્યવાદીઓ, તેમજ રોયપક્ષના સભ્યોએ નવી પ્રતિજ્ઞા લીધી.

આથી એક વાત સાવ સ્પષ્ટ થઈ જાય છે તે એ કે ગાંધીજીના નેતૃત્વ નીચે, ગાંધીજીની શિસ્તને માથે ચડાવીને આઝાદીની લડાઈ લડનારા કેટલા છે તેનો સ્પષ્ટ ખ્યાલ ગાંધીજીને તેમ જ મહાસભાના નેતાઓને આવી જશે. આથી જેટલું કામ થશે તેટલું દીવા જેવું ચોકખું થશે અને કોઈ પણ પ્રકારનો ગોટો રહેવા પામશે નહિ. સામ્યવાદીઓ અને રોયવાદીઓએ જે નિર્ણય કર્યો છે તે એક રીતે આવકારદાયક છે. સરદાર વલ્લભભાઈ પટેલે સ્વાતંત્ર્યદિનને દિવસે અમદાવાદમાં જાહેર કર્યું હતું કે લડાઈ લડવી હોય તો આપણે એક અવાજે બોલતાં શીખવું પડશે. એ રીતે જોતાં રોયવાદીઓ અને સામ્યવાદીઓએ થોડા વખત પૂરતો પણ પોતાનો અવાજ મહાસભાના વિરાટ સૂરમાં મિલાવી દીધો એ ઠીક જ કર્યું. પરંતુ સવાલ એ થાય છે કે માણસ એ રીતે વર્તી શકે ખરો? અથવા વર્તે તો એની કિંમત કેટલી? અંતરના વિશ્વાસ વિના કરેલા કાર્યમાં ખરા પ્રાણનો અભાવ નહિ હોય? પણ એમની પાસે કાં તટસ્થ રહેવું કાં વિરોધ કરવો કરવો અને કાં એ હુકુમને એક મહાન કાર્યની સિદ્ધ અર્થે માથે ચઢાવવો એ સિવાય એક પણ માર્ગ નહોતો અને એમણે દેશ ભરમાં શરૂ થનારા એ મહાન પ્રયોગની સિદ્ધિ અર્થે છેલ્લો માર્ગ પસંદ કરી પ્રયોગ કરનારાને અનુકૂળતા કરી આપી એ બદલ તેમને અભિનંદન ઘટે છે. નવી પ્રતિજ્ઞા લેવા માટે બાતલ રહ્યો છે માત્ર સમાજવાદી–પક્ષ તેમજ સુભાષબાબુનો પ્રગતિ–પક્ષ.

સમાજવાદીઓને પણ બહુ વિરોધ કરવા જેવું નહિ રહે, કારણ કે દેશમાં જ્યારે સક્રિય લડાઈ થશે ત્યારે તેઓ હાથપગ જોડીને બેસી થોડા જ રહેવાના છે? એ લોકો પોતાની મનોવૃત્તિને અનુકૂળ સામ્રાજ્ય–વિરોધી કાર્ય તો કરશે જ. સંભવ છે કે ખરી લડાઈ

[અનુસંધાન જુઓ પૃષ્ઠ ૯૩૭]

# સૌંદર્ય અને સંયમ

श्री. अज्ञात

ભાઈશ્રી,

પર્વતમાંથી નીકળતા ઝરાના જેવો તમારો પત્ર મળ્યો ...ભાઈએ લખેલું કે ... ભાઈ બહુ મૂંઝાય છે, તેને કંઈક લખો તો શાંતિ થાય. એનો ભાવાર્થ હવે હું સમજ્યો. તમારી સાથે પત્રવ્યવહાર થાય તેમાં હું તમને જે રીતે સંબોધીને લખું છું તે રીતે તમે પણ મને સંબોધીને લખો એ ઇચ્છું છું. પૂજ્ય, તપસ્વી, મહાત્મા વગેરે શબ્દોથી મારી ઓળખાણ કરીને અને રાખીને બધા મિત્રો મને સતાવી રહ્યા છે. તેને ક્યાંક તો હદ આવવી જોઈએ એટલે તમે નવો ચીલો પાડી મને શાંતિ આપનારમાંના એક બનો એ હું ખાસ ઇચ્છું છું.

(૧) બ્રહ્મચર્યની બાબતમાં તમે મારા વિષે જે કલ્પના કરી અને આકર્ષાયા તે વિષે મભમ કહીએ તો એમ કહેવાય કે "ડુંગર દૂરથી રળિયામણા લાગે છે" તેવા હોતા નથી. તમારો કાગળ વાંચવાથી તો મને ઊલટું એમ લાગ્યું કે મારી સ્થિતિ તમારાથી વધારે ખરાબ પણ હતી અને એમાંથી સંપૂર્ણપણે મુક્ત થયાને હજુ બે અઢી વર્ષ જ થયાં છે. અત્યારે પણ જેને ઊર્ધ્વરેતા કહેવાય તેવો હું નથી જ. એટલે મારા વિષે તમે ધારી લીધેલું ખોટું હોઈને જેટલા માનને પાત્ર લોકો મને ધારે છે તેટલા માનને પાત્ર હું નથી. મારા મૌનને કારણે તમારી પેઠે ઘણા — લગભગ બધા જ – મિત્રો અને લોકો ભુલાવામાં પડે છે અને પરિણામે તેમનો મારા પ્રત્યેનો આદરભાવ મને અંતમાં તો સંતાપનું જ કારણ બને છે. તમારો મારા વિષેનો ખ્યાલ આથી સુધરે અને જે જે ભાઈઓ તમારા જેવા જ ખોટા ખ્યાલમાં છે તેમને પ્રસંગ મળ્યે તમે ખરી સ્થિતિથી વાકેફ કરો તો તમે મારા ઉપર ઘણો બધો ઉપકાર કરી શકો.

(૨) સહશિક્ષણના તમને જે અનુભવ થાય છે તેવા અનુભવમાંથી પસાર થવાનું મારે તો બન્યું જ નથી. નાનપણથી જ હું અતડો રહેલો અને જાહેર હિલચાલમાં ભાગ લીધા પહેલાં ઇતર જાતિ સાથે પ્રસંગમાં જ નહિ આવ્યો, અને પછી પણ બહુ જ સંકોચથી અને નછૂટકે જ્યારે આવશ્યક થઈ પડે ત્યારે હું બહેનોના પ્રસંગમાં આવ્યો.

પણ ત્યારે તો મારી સમજણ ઠીકઠીક ચોખ્ખી થયેલી હોવાથી એવી કોઈ લાગણી મેં અનુભવી નથી. છતાં આપણા જાણીતા એક બીજા ભાઈનો અનુભવ તમારા જેવો જ થયેલો. પણ તેનું કંઈ વખોડવા જેવું પરિણામ નહિ આવેલ. તમે ગભરાવ છો તેટલું ગભરાવા જેવું તેમાં નથી.

બ્રહ્મચર્યની મુખ્ય વાતને છેવટે રહેવા દઈ ઉપરની વાત પહેલી ચર્ચી. પણ હું જે લખું તે સાચું જ છે એમ માની લેવાની કશી જરૂર નથી. મને સમજાયું છે તેવું હું લખું છું અને મારા પ્રત્યેની અંધ શ્રદ્ધા આ પત્રથી ઓછી થઈ હશે તો હું આશા રાખું છું કે તમે મારા લખાણને કસી શકશો અને તેમાં તથ્ય લાગે તેટલું જ સ્વીકારશો.

(૩) ચીભડાં કે તૂરિયાંના વેલા તમે જોયા હશે તો જાણતા હશો કે તેને પહેલાં ફૂલ બેસે છે તે એમ ને એમ ખરી જાય છે. તેમાં ફળ બેસતાં નથી. પછી ફરીને ફૂલ બેસે છે. તેમાં ફાલ આવે છે. મનુષ્યના જીવનમાં પણ કંઈક એવું જ છે. અમુક વખતે અમુક લાગણીઓ પેદા થાય છે, પણ તે ચિરંજીવી કે કાંઈ પરિણામ લાવનારી હોતી નથી. કાળબળે એ પેદા થાય છે અને ઉપર કહ્યું તેમ ચીભડાંનાં પહેલાં ફૂલની પેઠે થોડું જીવી લય પામી જાય છે. એવાં ખોટાં ફૂલથી અનુભવી માળી હરખાતો

નથી અને એ ફાલ ખરી જતાં શોક પામતો નથી, કારણ કે કુદરતના ક્રમમાં એ પહેલા ફાલનું શું સ્થાન છે તે ને સારી રીતે જાણે છે. પણ નાનાં છોકરાં તો ફૂલ બેઠેલાં જોઈને જ રાજી થાય છે કે હવે જલદી ચીભડાં બેસશે, ને ફૂલો ખરી જતાં જોઈને શોકને પણ પામે છે. પણ કુદરતના ક્રમમાં પહેલા ફાલનું સ્થાન શું છે તે જે જાણે છે તે તેથી વિહ્વળ થતો નથી પણ થોડો કાળ ગમે તે બીજી પ્રવૃત્તિમાં ગાળી નાખે છે, એટલે કાળબળ પૂરું થતાં તે ફૂલો આપોઆપ અદૃશ્ય થઈ નવા અને સાચા ફાલને માટે સ્થાન કરે છે.

આવળ અને ગુલાબ એ ફૂલમાંથી તમને કયું ગમશે? કારણ કે એકનું સૌન્દર્ય તમને આકર્ષે તેવું છે, તે આકર્ષણમાં તમારા બુદ્ધિવિકાસની આવશ્યકતા નથી, તે આકર્ષણ બુદ્ધિ મંદ થાય તોપણ ટળે તેમ નથી, સૌન્દર્યનો તમારા મન સાથેનો સંબંધ બુદ્ધિથી સ્વતંત્ર છે, કુદરતની રચના જ તે માટે જવાબદાર છે, તમને સુંદર ગુલાબ ગમશે.

(૪) તમને ગુલાબનું ફૂલ આકર્ષે છે. મોર અને ઢેલ. તેમાં કોણ આકર્ષે? મોર. તેનું કારણ પણ તે જ છે. મોર કંઈ સુંઘાતો નથી કે ઘોડાની પેઠે તેની સ્વારી પણ થતી નથી. તમારા કોઈ પણ કામમાં તે આવતો નથી તોપણ તમને તે ગમે છે. અને જો કોઈ મોર તમારા ઘરની સામેના ઝાડ ઉપર વસતો હોય તો તમને તે બહુ જ ગમે. એમ થાય કે મારા આંગણામાં આવીને જ તે બેસી રહે તો કેવું સારું! અને તે તેમ કરે તો? તો તમને થાય છે કે કૂતરાની જેમ મારી સાથે સાથે ફરે તો કેવું સારું! અને તે તેમ કરે તો? મને ખાતરી છે કે તમે તેને દિવસમાં અનેક વાર થાબડો, અનેક વાર નચાવો અને અનેક વાર પજવો પણ ખરા. ને એમ કરો તો એમાં શું પાપ? શું ખોટું?

માણસજાતિમાં આ બાબતને લઈ જાવ તો તે કેમ બંધ બેસે તે જોઈએ. પુરુષ કરતાં સ્ત્રીને કુદરતે જ વધારે સોહામણી બનાવી છે—જેમ ઢેલ કરતાં મોરને બનાવ્યો છે તેમ જ. હું તમને પૂછું કે તમને મોર સારો લાગે કે ઢેલ? અને તમે જો જવાબ દો કે મોર, તો હું તમારા વિષે શું ધારું? અને હું તમને પૂછું કે તમને સ્ત્રી સારી લાગે છે કે પુરુષ? અને તમે જ જવાબ દો કે સ્ત્રી. તો પહેલા પ્રશ્નના જવાબ વખતે તમારા વિષે જે ધાર્યું હતું તેથી જરા પણ વધારે શું ધારી લેવું ઘટે? હું તો ધારું છું કે યોગી પણ એમ જ કહે કે પુરુષ કરતાં સ્ત્રી વધારે સુંદર છે. બે અને બે ચાર થાય એવી એ વાત છે. એટલે જો પુરુષ કરતાં સ્ત્રી વધારે સુંદર છે એવું જો કોઈને લાગે તો તેમાં પાપ ક્યાં છે? એટલે આકર્ષણ સુંદરનું છે.

સુંદર લાગે એટલે શું? હું પૂછું કે આ અક્ષર કયો છે? તમે કહો કે 'મ'. અને આ? 'પ'. આ 'મ' છે અને આ 'પ' છે એનો ભેદ સમજવો એવો માત્ર તર્કનો ભેદ જ આ સુંદર અને આ નહિ, એમાં નથી સમાયેલો. એમાં લાગણીનો પ્રશ્ન છે. ફરવા જતાં તમે કોઈ સુંદર પંખી જુઓ તો જરૂર તે તરફ જોવાનું અને તેની પાસે જવાનું મન થવાનું. નહિતર તમે તેની સુંદરતા પિછાનો છો એ હું ન માનું. એટલે સુંદર લાગે કે ગમે તેના સાંનિધ્યનું મન થાય એમ આગળ ચાલીને કહીએ તો અયોગ્ય નથી. એ માનવપ્રકૃતિ છે એટલે કુદરતી છે. આ એક મુદ્દો થયો. તે બરાબર વિચારી જોશો. હજુ બે બીજા મુદ્દા રહે છે તે સમજ્યા પછી પાછો ફરીથી એ બધાનો સમગ્ર વિચાર કરવો રહેશે.

બીજો મુદ્દો એ છે કે જેમ જેમ જુવાની આવતી જાય છે તેમ તેમ તેની શરૂઆતના કાળમાં જુવાન, પછી તે સ્ત્રી હોય યા પુરુષ, પોતાના શરીરને વધારે ને વધારે સુંદર કરવા અને દેખાડવા પ્રેરાય છે. એ વખતે ટાપટીપ વધે છે અને મન અતિ સ્વચ્છતા અને અતિ પવિત્રતા તરફ ધસે છે. ધસે છે એટલું જ નહિ પણ તેમાં જરા અંતરાય આવતાં હદ કરતાં વધારે તેને માઠું લાગી જાય છે, અને એની લાગણીઓ થોડા જ કારણે પુષ્કળ ઘવાય છે. જો તમે નીરખશો તો જણાશે કે લગભગ દરેક જુવાનમાં પવિત્રતા, આદર્શપ્રિયતા અને નિયમનની ખૂબ ધગશ

જ્યારે વેગ પકડે છે ત્યારે જ શારીરિક ટાપટીપ વધે છે. અને પહેલા મુદ્દામાં કહ્યો તેવો સ્ત્રીજાતિ પ્રત્યેનો સૌંદર્યપ્રેમ પણ વધે છે. આ પણ પ્રકૃતિની જ કૃતિ છે.

ત્રીજો મુદ્દો એ છે કે એ કાળે યુવાન કે યુવતી, પોતાને બધા માનની લાગણીથી ઓળખે તેવી તીવ્ર આકાંક્ષા રાખતાં થાય છે. એ વખતે મોટાંમાં મોટાં સાહસ તેમની પાસે એ કારણે જ કરાવી શકાય છે. આવી મનની ભૂખ એટલી પ્રબળ હોય છે કે આ કાળે આસપાસના વાતાવરણ પ્રમાણે તેની પાસેથી ગમે તે કામ સહેલાઈથી કઢાવી શકાય. કામ કઢાવનાર ઉપર, જુવાન કેવા કામમાં પડે તેનો આધાર હોય છે. આની સાથે સાથે સ્વજાતિના વર્ગ કરતાં પણ પોતાનાથી ઈતર જાતિની પ્રશંસા અને માનની લાગણી વધારે ગમે છે. તે તેની પોતાની જાતિની વ્યક્તિથી દોરવાય તેના કરતાં સામી જાતિની વ્યક્તિથી તે વધારે દોરવાય છે. આ પણ પ્રકૃત્તિની કૃતિ છે, એટલે કુદરતી છે.

આ ત્રણે મુદ્દા તમે વિચારશો તો તમારું મંથન તમે સમજી શકશો. તે માનવપ્રકૃતિનો કુદરતી ફાલ છે, અને અમુક કાળે તે આવે છે.

પરંતુ શરૂઆતમાં મેં વેલાના પહેલા ફાલની સાથે સરખાવીને લખ્યું છે તેમ એ લાગણીઓ ક્ષણિક અને કાળબળને આભારી હોઈ તેટલો સમય માણસ યોગ્ય રસ્તાને વળગી રહે તો તેનો વેગ આપોઆપ શમી જાય. નદીમાં ચાલતા માણસને ખબર પડે કે પૂર આવે છે તો જેમ તે એકદમ કાંઠે દોડી જઈ વાટ જુએ અને થોડા વખતમાં જ પાણી ઊતરી જાય છે અને માણસ સહેલાઈથી નદી ઓળંગી જાય છે તેના જેવું આ છે. ઉપર કહી તે લાગણીઓ પ્રથમ દર્શને બહુ પ્રબળ હોય છે, પણ પછી તે ઉપર સહેલાઈથી આપણો કાબૂ રહી શકે છે. પહેલું ગુલાબ કે પહેલો મોર જોઈએ ત્યારે પાસે રાખવાનું મન થાય પણ ગુલાબના વનમાં કે મોરના ટોળાવાળા પ્રદેશમાં એવું થતું નથી.

હવે તે કુદરતની પ્રકૃતિની પ્રસાદી ઉપર વિશેષ વિવેચન કરીએ. 'કુદરતી છે' એમ કહીને જ આપણે ન છૂટી શકીએ. પૂર પણ કુદરતી છે તો શું તેમાં પડવું? નહિ જ. એટલે એ લાગણીઓ કુદરતી હોવા છતાં તેનો કેટલો, કેવો અને કેમ ઉપયોગ કરવો તે તો વિચારવાનું રહે જ છે. અને એ લાગણીઓનું પૂર કંઈ જેવું તેવું નથી. અતિ વેગથી દોડતી જતી ગાડીએ પેદા કરેલો પવન જેમ બાજુએ ઊભનારને પણ પાડી દે છે, તેવો આકરો તેનો વેગ કેટલાકને માટે થઈ પડે છે.

તો પછી એ કુદરતી એમ સમજવાથી શો ફાયદો? બે ફાયદા. પહેલું તો એ જાણવું જોઈએ કે સૌંદર્ય પ્રતિ આકર્ષણ અને સાંનિધ્યની ઇચ્છા વિષયેચ્છામૂલક છે, પાપી છે એમ માની લેવાનું કાંઈ જ કારણ નથી. અલબત્ત પાપી વાસનાને પરિણામે સૌન્દર્ય પ્રતિ સાંનિધ્યની ઇચ્છા પેદા થાય છે ખરી. પણ તેથી ઊલટ પક્ષે ફેરવીને બોલીએ તો વાત સાચી નથી. એટલે આપણા પોતાના કે કોઈ બીજાના વિષે અભિપ્રાય બાંધતાં, અનુમાન કરતાં, પૂરી સાવધાનીની જરૂર છે.

બીજું એ કે એ લાગણી કુદરતી હોઈ આપણા કોઈ પણ વાંક વિના જ પેદા થાય છે એટલે તે માટે આત્મનિંદા ન સેવવી જોઈએ. વધારે પડતી વ્યાકુળતા સેવી મનને વધારે નબળું ન પાડવું જોઈએ. ને ખોટી કલ્પનાઓ કરી પડવાનો રસ્તો સરળ ન કરવો જોઈએ.

કુદરતી હોવાની વાતને ફેરવીને એવી દલીલમાં પણ ગોઠવી શકાય કે, કુદરતી છે એટલે આપણે કેવી રીતે તેને મર્યાદામાં રાખી શકીએ? કુદરત જ કેમ પોતે મર્યાદામાં રહેતી નથી? અને મર્યાદામાં રહેવું આપણે માટે આટલું બધું મુશ્કેલ કેમ છે?

તેના બે જવાબ છે.

એક તો એ કે જે માણસો કુદરતી જીવન, કુદરતમાં વાસ, કુદરતે નિપજાવેલ પદાર્થોનો કુદરતી સ્વરૂપમાં જ ઉપયોગ અને કુદરતને અનુકૂળ વ્યવહાર–જીવનકર્મો નથી રાખતા પણ બધી જ રીતે જુદા પ્રકારે જીવે છે, તેમાં કુદરત પણ વિકૃતિરૂપ બની જાય તો તે વિકૃતિ માટે કુદરતનો વાંક કાઢી શકીએ નહિ, અને એ વિકૃતિને કુદરતની કૃતિ તરીકે ઓળખાવી આપણે છટકી શકીએ નહિ.

બીજો જવાબ એ છે કે જેમ પ્રકૃતિ છે તેમ પુરુષ પણ છે. બન્ને અનાદિ છે. પ્રકૃતિનું કાર્ય ધડમથલ કર્યા કરવાનું છે, અને આખો સંસાર છતાં

પુરુષથી નિરપેક્ષ રીતે પ્રકૃતિ કશું જ ન કરી શકે –જેમ જીવ વિના દેહ.

ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા, ભોક્તા અને મહેશ્વર, એટલે તટસ્થપણે જોનાર, સંમતિ આપનાર, પોષનાર, નિયમન કરનાર તરીકે પુરુષને અનુભવવો એનું જ નામ પુરુષાર્થ. પુરુષાર્થ એટલે આપણે કરવાનું કામ.

આ બીજો જવાબ એમ ને એમ નહિ સમજાય, પણ જો ..ભાઈને કદી વખત મળે તો તમે તેમની પાસેથી ગીતામાં કહેલો પુરુષ અને પ્રકૃતિનો ભેદ તથા તેમનો પરસ્પર સંબંધ અને તેમનાં કાર્ય સમજી લેશો. હાલમાં તો એટલા વારંવાર જાગ્રત રહેતાં શીખવાની જરૂર છે કે પ્રકૃતિ–દેહ છે તેનાથી અલગ એવો પુરુષ પણ છે, જેમ પ્રકૃતિના ધર્મો છે તેમ પુરુષના પણ ધર્મો છે અને તે પુરુષ–આત્મા સ્વયં એવી સત્તાથી મહેશ્વર છે. એટલે જેમ આપણે પ્રકૃતિના ગુણધર્મોને કુદરતી માની વશ થઈ જઈએ છીએ તેમ જ પુરુષના ધર્મો એટલા જ કુદરતી છે અને તેનો અનુભવ પ્રત્યેક જણ ધારે તો જરૂર કરી શકે છે.

ઉપર કહ્યું કે આકર્ષણ કંઈ પાપી વાસનાને કારણે જ હોતું નથી એ તમે અનુભવ્યું હશે, માત્ર કાળધર્મને કારણે એ લાગણીઓ પેદા થાય છે. તે ક્ષણિક હોય છે. તેટલો સમય સાવધાન રહેવું જોઈએ અને થોડો કાળ આપણે પ્રકૃતિ ઉપર મહેશ્વરની કુદરતી સત્તા અનુભવી ચાલીએ તો કશો વાંધો આવે નહિ. એ જ બાબત સામાન્ય વ્યવહારુ શબ્દમાં મૂકીએ તો કહેવું જોઈએ કે આપણે જે કાર્ય જે નિત્યનિયમ પ્રમાણે વર્તતા હોઈએ તેમાંથી એવી લાગણીઓ ચલિત ન કરે એટલું તો આપણે જોવું જ જોઈએ. એ ખોયું તો પડચા. અને એ દૃઢ સંકલ્પબળથી જ થઈ શકે. એ એક જ ઉપાય છે, અને નબળામાં નબળો માણસ પણ તેને સેવતો સેવતો જ સબળો બન્યો છે. જો માણસ ગમે તેવી લાગણીઓ થયા છતાં પોતાના નિયમમાંથી બહાર એક પણ ડગલું ન ભરે તો તે લાગણીઓ કુદરતી હોવા છતાં તેને પાડવા સમર્થ નહિ થાય તે નક્કી છે.

આ બાબતમાં વિશેષ અહીં લખતો નથી. છેવટે મારે બ્રહ્મચર્ય વિષે તો લખવાનું છે જ. પણ આ કાગળ થોડી પરચૂરણ બાબતો લખીને પૂરો કરીશ. બીજા પ્રશ્નોનો જવાબ તુરત જ આપવાની જરૂર જોતો નથી, એટલે પખવાડિયે તમને પત્ર લખવા ધારું છું.

વિગતવાર ઝટ અમલમાં મૂકવાની સૂચનાઓ આમાં નહિ હોવાથી તમને નિરાશા થશે, પણ આટલે દૂરથી બીજું શું થઈ શકે? તમે તમારી મેળે જ રસ્તો કાઢી શકશો.

ઍડૉલ્ફ જુસ્ટનું 'રીટર્ન ટુ નેચર' નામનું પુસ્તક થોડા વખત પહેલાં મારી પાસે ડૉક્ટરે વાંચ્યું હતું. તેનું કહેવું દરેક માણસ માટે ઉપયોગી છે, અને તમે અમલ કરી શકો તેવી કેટલીક સૂચનાઓ તેમાંથી અહીં લખું છું.

(૧) નછૂટકે જ ઘરમાં રહેવું. દિવસ ને રાત ખુલ્લામાં જ કાઢવી, પણ તડકો લેવો નહિ.

(૨) નછૂટકે જ વસ્ત્રો પહેરવાં. લંગોટથી ચાલે ત્યાં ચડ્ડી ન પહેરવી. ચડ્ડીથી ચાલે ત્યાં પહેરણ ન પહેરવું. ટોપી વિના તો બધે ચાલે. દિવસે જેમ કપડાં વિષે તેમ રાત્રે ઓઢવા વિષે. આપણાં હવાપાણી એવાં નથી કે પહેર્યા, ઓઢ્યા અને પાથર્યા વિના ન ચાલે. શરીરને ટેવ પાડવી જોઈએ.

(૩) સ્નાનમાં ઠંડામાં ઠંડું પાણી વાપરવું. સગવડ હોય તો છીછરા પાણીમાં માત્ર ગુહ્યાંગ અને ઘૂંટી સુધીના પગ પલળે એવી રીતે થોડો વખત ઠંડા પાણીમાં સ્નાન પહેલાં બેસી રહેવું. આવી સગવડ ન હોય તો શૌચ માટે ઠંડામાં ઠંડું પાણી પુષ્કળ વાપરવું અને સ્નાનને બદલે એ વખતે બધા ગુહ્ય ભાગો ઠંડા પાણીથી ધોવા. બ્રાહ્મણે લઘુશંકા પછી દરેક વખતે પોતાનું ગુહ્યાંગ પાણીથી ધોવાનો જૂનો રિવાજ હતો—હાલ કોઈ પાળતું નથી પરંતુ એ આ દૃષ્ટિથી હશે એમ માનું છું.

(૪) કઠોળ બહુ ન ખાવું અને ખાવું તો શારીરિક શ્રમ કરીને પરસેવો ઉતારવો.

લિ............ના વં. મા.

# જર્મનીમાં ખેતીની સુધારણા

શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી

હિંદમાં પોણા ભાગ જેટલી વસ્તીનો આધાર ખેતી ઉપર છે તેથી ખેતીનો પ્રશ્ન આપણા જેવા દેશો માટે જ છે એમ નથી. યુરોપના ઉદ્યોગ-પ્રધાન દેશોમાં પણ એ પ્રશ્ન ઉપસ્થિત છે. ૧૯૧૪ના મહાયુદ્ધમાં થયેલા કેટલાક અનુભવો પછી એ દેશોએ ખેતી ઉપર વિશેષ લક્ષ આપવા માંડ્યું છે. પહેલાં તેઓ ખાધાખોરાકીની વસ્તુઓ અને કારખાનાં માટે કાચો માલ પરદેશથી લાવતા અને તેને બદલે કારખાનાંનો પાકો માલ વેચતા. આ રીતે જિંદગીની આવશ્યક જરૂરિયાતો માટે પણ પરદેશ ઉપર આધાર રાખવો પડતો. આથી કમાણી વધારે થતી પરંતુ લડાઈ જેવા પ્રસંગોમાં મુસ્કેલી આવતી અને બહારથી આવતાં ખાધાખોરાકી અને કાચો માલ બંધ થતાં પ્રજાને માટે જીવનમરણનો પ્રશ્ન થઈ પડતો. આ અનુભવ ઉપરથી યુદ્ધ બંધ થયા પછી યુરોપના દેશોમાં એક નવો પવન શરૂ થયો અને એ દેશોએ ખેતી સુધારવાવધારવા તરફ લક્ષ દોડાવ્યું. જર્મનીમાં એ રીતે ખેતી સુધારવા માટે વિચાર થયો અને યોજનાઓ થઈ. જર્મનીની હતાશ થયેલી પ્રજાને ઊંચે લાવવા માટે ત્યાંના હાલના સરમુખત્યાર હિટલરે અનેક વિચારો કર્યા, તેમાં તેણે ખેતીની બાબત પણ વિચારી. તે યોજના આપણા દેશની ખેતીને અંગે પણ વિચારવા જેવી છે. જર્મની અને હિંદની સ્થિતિ જુદી છે. આપણા દેશના મોટા ભાગના લોકો ખેતી કરે છે અને તેમાં તેમનું પૂરું થતું નથી એટલે ખેતી સિવાયના બીજા ધંધાઓ ખીલવવા, અને ખેતી ઉપરનો બોજો ઓછો કરવો તથા ખેતી સુધારવી તે આપણો પ્રશ્ન છે. જર્મનીમાં ફક્ત ત્રીજા ભાગના લોકો ખેતીમાં રોકાયેલા છે, અને તે કરતાં વધારે લોકો જુદા જુદા ઉદ્યોગોમાં રોકાયેલા છે. આમ બન્ને દેશોની પરિસ્થિતિમાં ફેર છે, છતાં ખેતીના પ્રશ્નોને અંગે કેટલુંક મળતાપણું છે. ખેતી ઓછા માણસો કરે કે વધારે કરે, પણ જ્યાં ખેડૂતોની સ્થિતિ સારી ન હોય ત્યાં ખેતીના પ્રશ્નો ઘણાખરા સરખા હોય છે. આ બાબત ત્યાંની ખેતીસુધારણાની યોજના જોવાથી સ્પષ્ટ દેખાય છે. આ રહી તે યોજનાની વિગતો :

## જર્મની માટે ખેતીની અગત્ય

જર્મન પ્રજા ખાધાખોરાકીની ઘણી વસ્તુઓ પરદેશથી મંગાવે છે. ૧૯૧૪ના મહાયુદ્ધ પહેલાં કારખાનાંનો માલ આપીને પરદેશમાં રોકેલી એ મૂડીમાંથી ખોરાકી માલના પૈસા આપવામાં આવતા. પણ મહાયુદ્ધ પૂરું થયા પછી આ સ્થિતિ બદલાઈ ગઈ. હવે પરદેશમાં દેવું કરીને આ માલના પૈસા આપવા પડે છે. આને લીધે જર્મન પ્રજાને બીજા દેશોનું દેવું થાય છે અને દિવસે દિવસે દેવું વધે છે. આમ જો ચાલ્યા કરે તો જર્મન પ્રજા વધુ ને વધુ ગરીબ થઈ જાય.

આ ગુલામીમાંથી છૂટવાનો એક જ રસ્તો છે કે દેશમાં જ જરૂરી ખાધાખોરાકીની વસ્તુઓ પકવી લેવી. આ રીતે જર્મનીમાં ખેતીની પેદાશ વધારવી એ જર્મન પ્રજા માટે જીવન અને મરણનો પ્રશ્ન છે.

ગામડાંની પ્રજા આર્થિક રીતે સુખી હોય તો ઉદ્યોગોને માટે પણ લાભકારક છે, કારણ કે ભવિષ્યમાં કારખાનાંનો માલ દેશમાં જ ખપાવવો જોઈશે. ગામડાંની પ્રજા તંદુરસ્તીનો વારસો જાળવી રાખે છે, પ્રજાની જુવાની ટકાવી રાખે છે અને લશ્કરમાં માણસો પૂરા પાડે છે. આથી કુશળ ખેડૂતોને પોષવા અને વધારવા એ અગત્યની વસ્તુ છે.

## રાજ્યની ખેડૂતો પ્રત્યે બેદરકારી

ખેતીની પેદાશ વધારી શકાય એમ છે પરંતુ તે વધતી નથી, કારણ કે ખેડૂતો દેવાદાર છે એટલે ખેતી માટે જરૂરી વસ્તુઓ ખરીદી શકતા નથી અને ખેતીમાંથી ખર્ચ પૂરું થતું નથી. ખેતીમાંથી પૂરતી કમાણી નહિ થવાનાં કારણો નીચે મુજબ છે :—

૧ ખેડૂતો ઉપર વધારે પડતો કરવેરાનો બોજો લાદવામાં આવ્યો છે. આનું કારણ એ છે કે યહૂદી મૂડીદારો, જેઓ રાજતંત્ર ઉપર કાબૂ ધરાવે છે તેઓ, જર્મન ખેતીનો નાશ કરવા માગે છે.

૨ પરદેશમાં ખેડૂતોને જે સગવડો મળે છે તે ખેડૂતોને મળતી નથી અને તેથી તેઓ હરીફાઈમાં ફાવી શકતા નથી.

૩ જથાબંધ વેપાર કરનાર વેપારીઓ અસાધારણ નફો ખાટી જાય છે તેને લીધે ખેડૂતોને પૂરતાં દામ મળતાં નથી.

૪ યહૂદી લોકો મુખ્યત્વે વીજળીનાં કારખાનાં વગેરે ચલાવે છે. તેઓ ખેડૂતો પાસેથી વીજળીના ઉપયોગ માટે અને બનાવટી ખાતરના ભારે દર લે છે.

કરવેરાનો ભારે બોજો ખેડૂતો પોતાની આવકમાંથી ઉપાડી શકતા નથી, એટલે તેમને વ્યાજનું દેવું કરવું પડે છે. અને તે યહૂદી શાહુકારના હાથમાં વધુ ને વધુ સપડાઈને પોતાની બધી મિલકત ગુમાવે છે. આથી જર્મન ખેડૂત મિલકત વિનાનો થઈ જાય છે.

જ્યાં સુધી પરદેશી મડીદારો જર્મનીના રાજ્યતંત્ર ઉપર કાબૂ ધરાવે છે ત્યાં સુધી જર્મનીના ખેડૂતોની ગરીબાઈ સુધારવાનું કે ખેતીની સુધારણા કરવાનું શક્ય નથી. અત્યારના કરતાં તદ્દન જુદી જાતના નવા જર્મન રાજ્યમાં ખેડૂતો અને ખેતી પ્રત્યે વધારે ધ્યાન આપવામાં આવશે, કારણ કે ખેડૂતો એ જર્મન પ્રજાનો મુખ્ય આધાર છે. તેમની સુધારણાના મુદ્દાઓ નીચે પ્રમાણે રહેશેઃ—

૧ જર્મનીની જમીન જર્મન પ્રજાના નિર્વાહ માટે અને વસવાટ માટે જ હોવી જોઈએ. જેઓ જમીન ધરાવતા હોય તેમણે આ રીતે જ તેનો ઉપયોગ કરવો જોઈએ.

૨ જર્મન પ્રજાજન જ જમીનનો માલિક થઈ શકે.

૩ કાયદાનુસાર મેળવેલી જમીન એ વારસાહકને યોગ્ય ગણાશે. પરંતુ જમીનના માલિકની ફરજ છે કે તેણે તેનો ઉપયોગ રાષ્ટ્રહિતમાં જ કરવો જોઈએ. આ રીતે જમીનનો ઉપયોગ બરાબર થાય છે કે નહિ તેની દેખરેખ રાખવા માટે ખાસ સમિતિઓ નીમવામાં આવશે ને સમિતિઓમાં રાજ્યનો એક પ્રતિનિધિ અને બીજા જમીન ધરાવનાર વર્ગના પ્રતિનિધિઓ હશે.

૪ જમીનના વેચાણમાં સટ્ટો નહિ થઈ શકે, તેમ તેના માલિકને અનુપાર્જિત ( unearned ) આવકનો લાભ નહિ મળી શકે. જે પોતે ખેતી કરવા માગતો હોય તે જ જમીન ધરાવી શકશે. આથી દરેક જમીનના વેચાણમાં રાજ્યનો પહેલો હક ગણાશે. જમીન કોઈ પણ ખાનગી ધીરનારને આપી શકાશે નહિ. રાજ્ય તરફથી અગર રાજ્યે માન્ય રાખેલાં મંડળો મારફત ખેડૂતોને ખેતી કરવા માટે સસ્તા વ્યાજે નાણાં પૂરાં પાડવામાં આવશે.

૫ પોતે જેટલી જમીન ધરાવતો હશે તેને માટે જમીનના પ્રકાર પ્રમાણે ખેડૂતે રાજ્યને વેરો આપવો પડશે. આ ઉપરાંત જમીન ઉપર બીજો કંઈ વેરો નાખવામાં નહિ આવે.

૬ દરેક ખેડૂત કેટલામાં ખેતી કરે તેને માટે ચોક્કસ નિયમો નહિ થઈ શકે. એટલું ખરું કે નાનાં અને મધ્યમ પ્રકારનાં ખેતરો ઘણાં હોય તે ઇષ્ટ છે. મોટા પાયા પરની ખેતીને પણ અગત્યનું સ્થાન છે પરંતુ બન્ને પ્રકારની ખેતીની વચ્ચે યોગ્ય મેળ હોવો જોઈએ.

૭ જમીનના ભાગલા ન પડી જાય અને જમીન ઉપર દેવાનો બોજો ન વધી જાય તે ધોરણે વારસાનો કાયદો કરવામાં આવશે.

૮ યોગ્ય બદલો આપીને રાજ્ય કોઈ પણ જમીનનો કબજો લઈ શકશે. નીચેના પ્રસંગોએ રાજ્ય તેમ કરી શકશે :

(ક) જર્મન પ્રજા ન હોય તેવા માણસના હાથમાં જમીન હોય ત્યારે,

(ખ) કચેરીએ એવો ચુકાદો આપ્યો હોય કે ખેડૂત રાષ્ટ્રના હિતમાં ખેતી કરતો નથી ત્યારે,

(ગ) ખેડૂત પોતે ખેતી કરતો ન હોય અને તે જમીનમાં રાજ્યને સ્વતંત્ર ખેડૂતોને વસાવવા હોય ત્યારે,

(ઘ) રેલવે કે લશ્કરને માટે કે એવાં ખાસ કામો માટે રાજ્યને જરૂર હોય ત્યારે.

જો કોઈએ જર્મનીના કાયદાથી વિરુદ્ધ ગેરકાયદેસર રીતે જમીન મેળવી હશે તો તે જમીન કંઈ પણ બદલો આપ્યા વગર પડાવી લેવામાં આવશે.

૯ જે જમીન રાજ્યને પ્રાપ્ત થાય તેમાં લોકોને વસાવવાની રાજ્યની ફરજ છે. તે જમીન એવી રીતે આપવામાં આવશે કે તે ખેડનારને તેમાંથી નિર્વાહપૂરતું મળી રહે અને તે પોતાનાં વારસોને (નક્કી કરેલી શરતો પ્રમાણે) વારસામાં આપી શકે.

આમ ખેડૂતોને વસાવવા માટે ખેડૂતોની પરીક્ષા કરવામાં આવશે કે તેમની તે ધંધા માટે કેટલી લાયકાત છે અને તે ઉપરથી પસંદગી કરવામાં આવશે. જે ખેડૂતોને વારસામાં જમીન નહિ મળી હોય તેમને ખાસ પસંદગી આપવામાં આવશે.

જર્મનીની પૂર્વ સરહદ પર લોકોને વસાવવા એ ખાસ અગત્યનું છે. ફક્ત ખેતી કરાવવી એટલું બસ નથી પરંતુ ત્યાં માલનાં બજારો માટે શહેરો ઊભાં કરવાં જોઈએ. આ જ રીતે નાનાં ખેતરોમાંથી પૂરતી કમાણી થઈ શકે.

જર્મન પ્રજાને વસાવવા માટે અને તેને પોષવા માટે વિશાળ જમીનો પૂરી પાડવી એ જર્મનીની પરદેશની રાજનીતિનું લક્ષ હોવું જોઈએ.

૧૦ ખેડૂતોની અત્યારની ગરીબાઈ ઘટાડવા માટે કરવેરામાં ઘટાડો કરવો જોઈએ અને બીજા ખાસ ઉપાયો યોજવા જોઈએ. દેવું વધતું અટકાવવા માટે કાયદો કરવો જોઈએ અને વ્યાજનો દર ઘટાડીને મહાયુદ્ધ પહેલાંનો દર નક્કી કરવો જોઈએ. અને વધારે પડતા વ્યાજના દરની સામે સખત પગલાં લેવાં જોઈએ.

૧૧ ખેતીમાં પૂરતી કમાણી થાય એ જોવાની રાજ્યની ફરજ છે. તેથી રાષ્ટ્રીય યોજના કરીને આયાત થતા માલનું નિયમન કરીને અને જકાત નાખીને રાજ્યે ખેતીને રક્ષણ આપવું જોઈએ.

ખેતીના માલની કીમતો ઉપર બજારના સટ્ટાના વેપારની અસર ન થવી જોઈએ અને તે વેપારીઓની જગ્યાએ ખેડૂતમંડળો સ્થાપવા માટે ઉત્તેજન આપવું જોઈએ.

ખેડૂતમંડળોનું એ કામ રહેશે કે ખેતીની પેદાશ વધારવી અને ખેતીનું ખર્ચ ઓછું કરવું. તે મંડળો ખેડૂતોને ખેતીનાં ઓજારો, ખાતર, બી, અને ઢોરઉછેર માટે પશુઓ કિફાયત ભાવે પૂરાં પાડે, જીવાતનો નાશ શી રીતે કરવો તેની અને ખેતી સુધારવા માટે મફત સલાહ આપે અને ખેતીને અંગે સંશોધન કરે. આવાં કામ કરવા માટે આ મંડળોને રાજ્ય સંપૂર્ણ મદદ કરે અને ખાસ કરીને એટલો આગ્રહ રાખે કે વીજળીના ઉપયોગનું ખર્ચ અને બનાવટી ખાતરોની કિંમત ઘટાડે.

૧૨ ખેડૂતમંડળોમાં ખેતીના મજૂરોને પણ સ્થાન મળવું જોઈએ. આ બાબતમાં રાજ્યે ધ્યાન રાખવું જોઈએ. સ્થિતિ એવી હોવી જોઈએ કે સારા મજૂરો પોતે જમીનના માલિક થઈ શકે. જેમ જેમ ખેતીની સ્થિતિમાં સુધારો થતો જશે તેમ તેમ ખેતીના મજૂરોનાં જીવનમાં અને તેમની રોજીમાં પણ સુધારો થશે. જ્યારે આવી રીતે સ્થિતિ સુધરશે ત્યારે પરદેશી મજૂરોને ખેતી માટે રોકવા નહિ પડે, અને ભવિષ્યમાં તો પરદેશી મજૂરોને રોકવાની મનાઈ કરવામાં આવશે.

૧૩ ખેતીની રાષ્ટ્રીય અગત્ય ધ્યાનમાં લઈને રાજ્યે ખેતીવાડીના શાસ્ત્રીય જ્ઞાનને ઉત્તેજન આપવું જોઈએ. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં તેનું શિક્ષણ આપવું જોઈએ અને જે બાળકો હોશિયાર હોવા છતાં ભણી શકે તેવાં ન હોય તેમને ભણવાની અનુકૂળતા હોવી જોઈએ.

૧૪ ગામડાંના લોકો ગરીબ છે, કારણ કે આખી જર્મન પ્રજા ગરીબ છે. આખી પ્રજા ગરીબ હોય છતાં કોઈ પણ એક વર્ગ સુખી રહી શકે એમ માનવું એ ભૂલ છે અને ગામડાંની અને શહેરની પ્રજા સારા અથવા નરસા માટે એક બીજા સાથે જોડાયેલી છે એટલે તે બેની વચ્ચે ઈર્ષા કે વિરોધ પેદા કરવાં તે ગુનો છે.

૧૫ અત્યારની રાજકીય પરિસ્થિતિમાં ખેડૂતોની સ્થિતિમાં કાયમી સુધારો થાય એવું કંઈ થઈ શકે તેમ નથી, કારણ કે પ્રજાની ગરીબાઈના મૂળમાં રાજકીય ગુલામી રહેલી છે અને રાજકીય સાધનો વડે જ તે દૂર થઈ શકે એમ છે.

જૂના રાજકીય પક્ષો, જેઓ પ્રજાની ગુલામી માટે જવાબદાર છે જ તેઓ સ્વતંત્રતાના રસ્તે આપણને દોરી નહિ શકે. ભવિષ્યમાં તેવાં ધંધાદારી મંડળો માટે અગત્યનાં કામ કરવાનાં રહેશે. અત્યારે પણ તેઓ ઘણું તૈયારીનું કામ કરી શકે છે, પરંતુ સ્વાતંત્ર્ય માટેની રાજકીય લડત, જેમાંથી નવી આર્થિક રચનાનું મંડાણ થઈ શકે, તેને માટે તેઓ લાયક નથી, કારણ કે કોઈ એક વર્ગની કે ધંધાની દષ્ટિથી એ લડત લડવાની નથી પરંતુ સમસ્ત પ્રજાની દષ્ટિથી લડવાની છે.*

જર્મની માટે ૧૯૩૦માં લખાયેલા આ શબ્દો આપણા દેશને આજે પણ લાગુ પડે છે. તે પ્રજાના ઉદ્ધાર માટે થયેલા વિચારો અને યોજનાનો આપણે આપણા ઉત્થાન માટે યોગ્ય રીતે ઉપયોગ કરવો જોઈએ.

* 'My Struggle' By Adolf Hitler ને આધારે.

## • શુભચિંતન •

(પૃથ્વી)

તને પૂરણ શાંતિ હો ! કુશળ પંથ તારા હજો.  
સુરમ્ય તવ જિંદગી ખુશખુશાલ દીપ્તભર્યા—  
વહો દિવસ શી : અને ઉરચહેલ સ્વપ્નાં બધાં  
ફળો જીવનમાં : તને સ્મિતલસંત ચાહ્યું મળો ! ૧

કદા દુઃખની વાદળી તવ શિરે ય આવી ચડે–  
જજો વરસી એ ય તે શરદઅભ્રછંટાવ શી.  
અહો નિજ સુવર્ણણે વિશદ રમ્ય આભા ફરી,  
લલાટ પર ભોમના ઝળકતી દ્વિગુણે ભરી ! ૨

પ્રમોદ. હરતી બધે ય નિજ નર્તને મગ્ન થૈ–  
સરે પગલી કાળની વિષમ પાદરેખા પડે.  
તથાપિ શિર તાહરે સુખથી વર્ષ ચાલ્યાં જજો–  
તને કુસુમ એકને સ્પરશ-રેખ પાડ્યા વિના. ૩

મે પૃથિવી આભમાં નિજ પથે ફરે ચક્રમાં  
અને દિવસ-રાતની અરધ તેજછાયા ઢળે,  
પરંતુ તવ વાસ શાશ્વત પ્રકાશખંડે હજો !  
સદૈવ વરષો સખે ! તવ પ્રતિ સ્મિતો તેજનાં !* ૪

• ભારદ્વાજ •

* આંગ્લકવિ Thomas Moorના 'Peace be arround thee' નામક કાવ્યનો ભાવાનુવાદ.



## શ્રી. નવીનચંદ્ર પંડયા

કોઈ દિવસ જાતને વિચારી જોઈ નથી. પૃથક્કરણ કરવાનો પ્રયત્ન સરખો ય કર્યો નથી. આજે જ્યારે એ નવરાશ કાઢી છે ત્યારે અચાનક આંગળી મોઢામાં મૂકી દેવાય છે, વિચાર થાય છે, 'રે દુનિયા! તું યે રંગીલી છે!'

પણ આજના પ્રયત્નમાં એક વાત તો દિલમાં દબાવવાના ને શમાવવાના બહુ બહુ પ્રયત્નો કર્યા છતાં જાણે સ્થિતિસ્થાપક હોય એમ ઊછળી ઊછળીને બહાર નીકળી પડે છે. છૂટકો નથી. ઊર્મિને માર્ગ આપવો જ પડશે.

મને ખબર નથી કે મારામાં શું આકર્ષણ ભર્યું છે. આયનાનો દિવસમાં દસ વખત ઉપયોગ કરવા છતાં હું કદી મારા રૂપ પર મોહ્યો નથી. મારા ગુણને તો હું પોતે જ જાણી શકું એવું મને હજુ અભિમાન છે. છતાં કોણ જાણે કેમ, પરણીને પહેલી જ વાર આવી છતાં સરલા મારા તરફ આકર્ષાઈ. — મેં આકર્ષક દેખાવાનો અગર એને આકર્ષવાનો જરાક જેટલો પણ દંભ કર્યો નહોતો — નથી. તમને શંકા થઈ છે. હું જાણું છું, અને એટલે જ ચોખવટ કરી દઉં છું કે સરલા મારી કશી ય સગી થતી નહોતી — અને હજુ પણ આમ દુનિયાની દૃષ્ટિએ અમારી વચ્ચે સંબંધ નથી. હા, એટલું ખરું કે એનો પતિ — સુરેશ મારા કરતાં વયમાં કૈંક મોટો હતો. પડોશી હતો, અને એ બન્ને કારણને લીધે મારો કૈંક અંશે મુરબ્બી મિત્ર હતો.

આજ જ્યારે મારી આ કહાણી કહેવા જ બેઠો છું ત્યારે એક વાતનો તો તમને પહેલેથી જ આભાસ આપી દઉં. આજે સરલા ક્યાં છે—કદાચ દુનિયા પર છે કે નહિ, અને કદાચ હશે તો એ કેવું જીવન ગુજારતી હશે, એ કેમ એના દહાડા એના 'પતિદેવ' સાથે પૂરા કરતી હશે એ બધું પૂછી મને ગૂંગળાવશો નહિ. મને એની કશી યે ખબર નથી.

સરલા બહુ જ સરલ ભાવે વાત કરી શકતી હતી. એની એ શક્તિ પર તો હું મુગ્ધ જ હતો. બહુ જ હળવેથી, તદ્દન કુદરતી રીતે, એણે મારા આશ્ચર્યની વચ્ચે. એક દિવસ મારી સાથે વાત કરવી શરૂ કરી. હું હજુ મારા વિસ્મયમાંથી જાગ્યો નહોતો એ પહેલાં તો એણે પ્રશ્નોની ઝડી વરસાવી મૂકી.

"રશ્મિભાઈ, તમે તો તોબા છો!" તદ્દન સ્વાભાવિકપણે એણે મારી સાથે વાત કરવાની શરૂઆત કરી ત્યારે પહેલું વાક્ય આ હતું.

સ્ત્રીજાતિ માટે મને બહુ માન છે. એમની નિર્ભયતાની મેં અનેક વાતો વાંચેલી છે; આજે પ્રથમ અનુભવ થયો. મેં — જો કે મને છાજતું નહોતું છતાં — સહજ સંકોચસહ આટલું જ પૂછવાની હિંમત કરી:

"કાં ભલાં!" એક વખત મોઢામાંથી વાચા નીકળી, એટલે પછી એને નવા નવા વિચારો પકાવવાની જરૂર પડતી નથી. એ જાતે જ સ્વતંત્ર બની વિહરે છે. "તમે એટલામાં એવું શું શોધી કાઢ્યું?"

"તે તમે મારી પેલી નાની સરોજની માફક નવા માણસોને જોઈને ગભરાઈ શેના જાવ છો? અમે કાંઈ હેડંબાનાં વંશજ નથી?"

આજુબાજુ એકાંત હતું એમ તો ન જ કહી શકાય. નવી આવેલી પુત્રવધૂને—પોતાને સુધારકમાં ગણાવવા મથતા કેટલાક શ્વશુરપક્ષો—અમુક પ્રકારની છૂટ આપે છે. જો કે એનો અતિરેક ન થાય એની તો એ પેલી છૂટ આપે છે તેના કરતાં ય વધુ કાળજી રાખે છે. એ હિસાબે સરલા કદીક કદીક મારે ત્યાં બેસવા આવતી—એના પર સતત ચોકીપહેરો ચાલુ હોય તે છતાં પણ.

હું અત્યાર સુધી નીચું માથું રાખીને ખોળામાં પડેલી ચોપડીમાં આંખો પરોવીને જ ઉત્તર આપે જતો

હતો, મન મૂંઝાયે જતું હતું એની મને ખાતરી હતી. મોંઢા પર શા શા ભાવ પથરાયા હશે તે તો હું કેમ કહી શકું? અરીસો લઈને જોવા જઉં તો તરત ભાવ પલટાઈ જાય એની મને શંકા નહોતી. છતાં ય જીભડી પૂરબહારમાં હતી. એણે હિંમતને ધક્કો મારી આગળ કરી.

મેં મોઢું ઊંચું કરી એના સામું જોયું. સામે સતત મને તાકયા કરતી આંખોમાં ચોખ્ખી મશ્કરી હતી. પૂછ્યું: "તમારી પેલી નાની સરોજ એટલે?" અને પછી ખંધાઈભર્યું સ્મિત કર્યું—એ ખાતરી સાથે કે સરલા તાજી જ પરણીને આવી છે.

"જોયું કાકી, મોળું દહીં દાંત ભાંગે તે આનું નામ, હું મારી નાની બેનની વાત કરતી હતી, ત્યારે આ ભાઈ સાહેબ...બાર વર્ષે બાવાજી બોલ્યા— 'બચ્ચા તેરા સત્યા...'" અને પછી હસી પડી—જાણે મને સમજી હોય એવી રીતે.

એનાં કાકી અને મારાં બા આ સઘળું સંતોષથી જોતાં હતાં. એને એમાં કશું વાંધા જેવું લાગ્યું નહિ—કદાચ એના છોકરા તરફના પક્ષપાતને લઈને. પણ મેં એની આંખોમાંથી જુદું જ વાંચ્યું, "હવે જ તારી વાત છે, આને જવા દે પછીથી!"

એ ઘણા વખતથી જીદ પકડીને બેઠી હતી કે મારે મારાં લગ્નમાં સંમતિ આપવી. હું હમેશ કહેતો, "મને બી. એ. થઈ જવા દે. બે વર્ષની વાર છે. એટલામાં શું ખાટું મોળું..." એ કદી મારું વાક્ય મને પૂરું કરવા દેતી જ નહિ. વૅકેશનમાં ઘેર આવું એટલે નહિ નહિ તો ય મને કુલે મળીને લગભગ પાંચસો વખત એ જીદનું અનેક પ્રકારે રૂપાંતર સાંભળવા મળતું.

મારો અને સરલાનો આ નિર્દોષ સંબંધ—હું એને નિર્દોષ જ માનું છું અને તે વખતે ય નિર્દોષ માનતો હતો, મારા મનમાં એ બાબતની લવલેશ શંકા નહોતી—આમ વધતો જ ચાલ્યો. આખા દિવસમાં અનેક બહાનાં હેઠળ એ મને મળી જતી. હું પણ એને મળવા લગભગ ઉત્સુક જ રહેતો. જો કે કદી પણ મેં મારા એ સતત પ્રયત્નને ખુલ્લો પડવા દીધો નથી—એની આગળ પણ.

પ્રથમ મુલાકાતનો એ દિવસ બન્નેનાં હૃદયમાં એક ચિરસ્થાયી છાપ મૂકીને આથમી ગયો. ત્યારે મને ખબર નહોતી કે મારાં સંસ્મરણોના ઘાના પોપડા ફરીથી હાથે કરીને અનિચ્છાએ પણ ઉખેડવાનો એક દિવસ ઊગશે.

બીજે દિવસ ઊગ્યો. પહેલાના કરતાં કાંઈક વિશેષ શ્રદ્ધા મારામાં જન્મી હતી. ધારું તો હું સરસ બોલી શકું છું એવો વિશ્વાસ પણ પેદા થયો હતો. ગઈ કાલની સ્મૃતિ—ઘા પડ્યા પછી થોડી વાર સુધી કાંઈ ખબર પડતી નથી અને પછી દુઃખવા લાગતાં—'શુધબુધ' ઠેકાણે આવતાં, ચણચણે છે એમ—જલવા લાગી. મનને થયું કે "તેં શું કરી નાખ્યું? કોની જોડે પ્રીત બાંધી બેઠો—અજાણી, અણપ્રીછી." નહોતું વિચારવું તો ય વિચાર થઈ ગયો. મનને જાણે જવાબ દેતો હોઉં એમ ગણગણ્યો:

"ખોટું શું કર્યું છે એમાં? અને સંબંધ ક્યાં ગુનાહિત છે? મારા સંસ્કાર જ મને એમ કરતાં અટકાવે, તું કોણ મને ચેતવનાર? ડરપોક કહીંનો! એ તો મારી બેન છે—વિશુદ્ધ ને પ્રેમાળ. વહેમી છે તું તો!"

મનનેડારતો હતો અને જાતને છાવરતો હતો. ત્યાં તો એની અધિષ્ઠાત્રીએ દર્શન દીધાં—કાંઈ કામના નિમિત્તે. આજ નવી શરૂઆત નહોતી, એટલે બન્નેનાં મન શાંત હતાં. અજાણપણું તો ક્યારનું ય વિદાય લઈ ચૂક્યું હતું.

"રશ્મિભાઈ, અમારા ઘરમાં તો તમારા ભાઈ ફિલસૂફ છે, અને આ ઘરમાં..." બાકીનું કહેવાનું જાણે કહી નાખ્યું હોય એમ એ ચૂપ રહી ગઈ.

"સરલાબેન," પહેલી જ વાર મેં સંબોધન કર્યું. "હું તો વિવિધરંગી છું—કદાચ વિરોધરંગી પણ કહી શકાય. શાંત ને વાચાળ, મીંઢો ને સ્પષ્ટવક્તા, હિંમતવાન ને...ના, એ બધું નહિ કહી દઉં—નહિ તો પછી તમને વાર્તાઓ વાંચવાનો શોખ છે એટલે મને ક્યાંક પાછી ઉપમા મળી જાય એનો ભય છે."

"આ બધી વાસ્તવિક વાતો થઈ, હવે મુદ્દા પર આવું છું." જાણે કશો નિશ્ચય કરીને આવી હોય એમ અવાજ પરથી લાગ્યું.

"મારું નસીબ એટલું તેજદાર કે તમે લેખિકા નથી, નહિ તો આફતનો મારો." હું મારી ધૂનમાં જ હતો.

"હવે સાંભળવું છે કે નહિ? ઢોંગ માંડ્યા છે તે જાણ્યા." સંબંધને એ વધુ ને વધુ ગાઢ બનાવતી જતી હતી—જાણે કે અજાણે.

"હાં હાં...બોલિયે જનાબ, એ નાચીઝ ગુલામ તયાર હૈ" હું ખીલતો હતો.

"હવે ક્યારે પરણવું છે—આમ બધાંને સતાવ્યા કરો છો તે?" આ બોંબથી હું ગભરાયો. સ્ત્રી ક્યારે તમારા જીવનમાં પ્રવેશ કરશે એ તમારાથી કદી નહિ કહી શકાય. એનું ભવિષ્યદર્શન કશું જ થઈ શકે નહિ.

"બાની ધમાલ લાગે છે." હું બબડ્યો.

આજુબાજુ કોઈ નહોતું. સતીશ મને ક્યારનો એને એક બાલવાર્તા લખી આપવા માટે પજવતો હતો. આખરે વચન લઈને સંતોષથી એક બાલમાસિક અવલોકવામાં એકધ્યાન થઈ ગયો હતો. છતાં એક વાત ચોક્કસ હતી, અમે એકાંતમાં નહોતાં.

"જેની હોય તેની. તમે જવાબ આપો ને, એટલે થયું. આજ તો અહીંથી જવાની જ નથી." આ સ્ત્રી અજબ રીતે નીડર બને જતી હતી.

"હું બી. એ. થાઉં પછી." મેં ય રોકડા જવાબ આપવા માંડ્યા.

"કેમ, પરણ્યા પછી તરત તમારે ગળે વળગવાની છે? એ આશા રાખો તો ફોકટ." બોલતાં શું બોલી તો ગઈ, પણ પછી કે યાદ આવ્યું હોય, અગર એ જે બોલી એવું એણે ચિત્ર નજર સમક્ષ ખડું કર્યું હોય, એટલે કે ગમે તેમ પણ એ થોડીક વાર આડું જોઈ ગઈ. મેં માત્ર એના ગાલ સાધારણ વિકસ્યા એ પરથી જ કલ્પના કરી કે એ હસતી હતી.

"ના બાવા...ના. મારે એ આફત ન જોઈએ." મને ખાતરી હતી કે બાની સિફારસે આ બધું નાટક ભજવાઈ રહ્યું છે. મેં મારે જે કહેવાનું હતું તે જ કહી દીધું.

"એમ કહોની ભાઈ, ગભરાવ છો! બાકી મનમાં ભાવ ને મૂંડી હલાવો છો. એની દવા હું કરી દઈશ. ગભરાશો નહિ."

અને 'ગભરાશો નહિ' એમ કહીને મને ગભરાવી મૂકીને એ તો પાછું 'યાદ રાખજે હં...' એમ કહીને ચાલી ગઈ. હું વિચારશૂન્ય થઈ પડી રહ્યો.

પછી એક જ વિચાર વારે ઘડીએ મનમાં ઝબૂકતો રહ્યો. "આ સરલા દાટ વાળશે. અત્યાર સુધીની હિકમત ને હિંમત બન્ને પર પાણી ફેરવશે અને હા પડાવશે, અને કોઈ નવા પ્રાણીને આ ઘરમાં દાખલ કરશે ત્યારે જ એને નિરાંત વળશે. તોબા એનાથી! અને બાનાં મહેણાં ટોણાં તો કાયમ જ. "હું સમજાવી સમજાવીને, ભાઈબાપલા કરીને, થાકો ત્યારે ના, ના ને ના જ. હવે ઊતર્યા સીધા." અને એવું તો કેટલું ય.

મેં ઉપર નહિ કહ્યું કે અમે એકલાં નહોતાં. વાત ખરી પડી. સરલાનો પતિ—સુરેશ—અચાનક જ આવી ચડ્યો. 'યાદ રાખજે હું...' એ વખતનો શરીરનો વળાંક, આંગળી વડે કરેલો અભિનય, નયનોની મસ્તી (નિર્દોષતાથી છલકાતી પણ એની નજરે નહિ) અને છેલ્લું મુક્ત હાસ્ય! એ બધું એની નજરે પડ્યું. પહેલાં અમને બન્નેને આમ જ વાતો કરતાં એ જોઈ ગયેલો, મનમાં શંકાનો જન્મ થઈ ચૂક્યો હતો, એમાં આ દર્શને એની વય વધારી દીધી. અમારી મિત્રાચારી દૃઢ હતી એવું કશું નહોતું. પણ માત્ર આ સ્ત્રીએ મને જીતી લીધો હતો એટલે એના તરફ મને એક જાતનો પૂજ્યભાવ ઊપજ્યો હતો—કદાચ એટલા માટે કે એનું ભાગ્ય કેવું બળવાન છે, તે આ પતની પામ્યો.

એની બન્ને આંખોમાંથી તિરસ્કાર ને રોષ એકી સાથે પ્રગટ થયા. હું છોભીલો પડી ગયો. સરલા, પહેલાં કાંઈક આંચકો લાગ્યો હોય એમ અટકી ગઈ. પાછું એવું એ જ સર્વજિત હાસ્ય. તે બોલી. "આ

લો, તમારા ભાઈ આવ્યા લાયબ્રેરીનાં ચોપડાં ચૂંથી ચૂંથીને જાણે ઉનાળાનો તડકો હોય ને થાક્યો મુસાફર આંખો મીચીને પાણી પીધે રાખે એમ એમણે ચોપડીઓ જ પીધા કરી છે. આંખો તો જુઓ! લાલઘૂમ........ચાલો, ચાલો, ઘેર, જરા મોઢું ધોઈ નાખો ને ઠંડા પડો."

એને પરાજિત કર્યો, પણ એના મોઢા પર સ્મિત ન ફરક્યું તે ન જ ફરક્યું. જો કે મીઠો ઠપકો આપ્યા પછી સરલા એટલું તો હસી હતી—અલબત્ત, એને હસાવવા માટે જ, અને જાણે 'તમે જે જોયું તે તો એક ભ્રમ છે' એમ ઠસાવવા માટે જ એણે આટલું બધું મુક્ત હાસ્ય વેર્યું હતું. મને ય થયું કે એમાં આટલું બધું શું હસવાનું હતું? પણ હું અર્થ સમજ્યો ને ચૂપ રહ્યો—પરંતુ મુખ પર સ્મિતની રેખાસહ.

અને બન્ને ગયાં.

અમારો સંબંધ કાળની પરવા ન હોય એમ જીવન લંબાવ્યે જ જતો હતો, પણ 'જન્મ્યું તે મરવાનું' એ સાવ સામાન્ય સૂત્ર એ કેમ ભૂલી ગયો હશે?

અગ્નિને ઈંધન મળે તો શું થાય?

તે દિવસે એ રોષ પ્રકટ થયો નહિ. હું મારી જાતને બચી ગયેલી માનવા લાગ્યો. પણ ના! સ્ત્રી હૃદય પારખવામાં પુરુષને ટપી જાય છે. અને તેમાં ય જેનો નિકટનો પરિચય સાધવાનો હોય છે ત્યાં એની એ શક્તિ સોળે કળાએ ખીલી ઊઠે છે. બહુ ઝડપથી સરલાએ સુરેશના ભારેલા અગ્નિને ઓળખ્યો.

મારું આકર્ષણ એનાથી સહન થતું ન હતું કે ગમે તેમ પણ બીજે જ દિવસે એ મને મળી. હું એના સાંનિધ્યમાં સર્વ કાંઈ આગલું પાછલું વીસરી ગયો. હું મુગ્ધ બની રહ્યો.

"આપણને તો ખિતાબ મળી ગયો." એની છૂટ હવે મને સાધારણ બની ગઈ હતી.

"ચાલો–મિજબાની."

"પણ પૂછો તો ખરા, કે શો એ ખિલકાબ છે? જાણવાની જરા ય જિજ્ઞાસા જ નહિ જાણે!"

"હાં હાં, વદો."

"બહુ મઝાનો છે. મને તો યાદ જ રહી જશે."

"હાં...જિજ્ઞાસા લંબાવીને મને પજવવો છે, એમને? પણ મારે જાણવું જ નથી ને!"

"ના, હું કહું છું."

"વાંદર જેવી."

"આ તો ઉપમા કહેવાય. પણ સામાન્ય લક્ષણ કયું?"

"ખી...ખી, વાંદર જેવી હસ્યામાં જ સમજી છે?" એમ કહીને મને નવાજી, ત્યારે તમે એને ઉપમા અલંકાર કહો છો?"

અને જાણે કંઈ થયું ન હોય, કાંઈ જ લાગ્યું ન હોય, એ સહજ વાત હોય એવી રીતે સરલા કહેતી હતી. પણ મેં એમાં ચોખ્ખો વેદનાનો રણકાર સાંભળ્યો, સાથે જ યાદ આવ્યું: "બિચારી! કોડભરી નવોઢા મુગ્ધા, કેટકેટલી આશા ને ઊર્મિ એના હૃદયમાં જન્મતી હશે!" અને એમ હું વિચાર–ચકડોળે ચઢી ગયો. મન મને ફિટકાર આપતું હતું. 'ભૂંડા, આ બધું તારે કાજે! તારે શા માટે એમાં વચમાં પડવું જોઈએ? તું કોણ? તારી આટલી છાતી જ કેમ ચાલી? એક નવવધૂ પર એના પતિનો સંપૂર્ણ હક્ક છે. હસવાનો અને હસાવવાનો ય સુદ્ધાં. હિંદુસમાજને આટલી બધી નફરત નહિ પાલવે."

"ના, ના, હું ખસી જ જઈશ–પ્રેમનો જે છોડ ઊગવો શરૂ થયો છે તેને કચરીને પણ. મારે પ્રેમને કદી ઓળખવો જ નથી–પછી ભલે તે વિશુદ્ધ હોય તોપણ. મારામાં હિંમત નથી? અને હું હિંમત કરીને પણ શું કરી શકવાનો છું? આ નાનાભાઈની માફક મને રમાડતી. રમતિયાળ સરલાનું જીવન મારે વિષમાં મેળવવું છે? મારાથી સહન નથી થતું." મેં મનનું સમાધાન કર્યું ત્યારે જ એ શાંત પડ્યું.

ધીરે ધીરે મેં માથું ઊંચું કર્યું. એની આંખોમાં મારી આંખો પરોવી. એના ચહેરા તરફ નજર ફેંકી

જોઈ. કેટલું શુદ્ધ ઝબકારા મારતું તેજ! મેં આટલું તેજસ્વી મોં તો કદી યે જોયું નહોતું. કલ્પના જ કરી હતી. આજ અનુભવ કર્યો. મનમાં થયું, અને ઉદ્ગાર પણ નીકળી ગયો, "મારે આવી બહેન હોય તો?"

કદાચ એણે આ ઉદ્ગાર નહિ સાંભળ્યો હોય, પણ હું કાંઈક બબડ્યો હતો એમ તો એણે મારા હોઠ ઊઘડી ને બિડાઈ ગયા તે પરથી જ ધારી લીધું.

"શું બબડો છો? મેં 'ફિલસૂફ' નામ નકામું નથી પાડ્યું." મને આ સહનમૂર્તિને વધુ કશું કહેવું-એને વધારે સહન કરવાની ફરજ પાડવી રુચી નહિ, પણ મન કઠણ કર્યું.

"સરુબહેન. હું સમજું છું સઘળું. પણ હવે તો આવતી કાલે હું જવાનો છું એટલે તમારે હમણાં નિરાંત છે. અને મેં સાંભળ્યું છે ત્યાં સુધી, સુરેશભાઈએ પણ નોકરી શોધી કાઢી છે. તમે ત્યાં જતાં રહેશો—તમારી નોકરીના સ્થાનકે. હું મારી કૉલેજમાં. એટલું કહું છું કે તમે મને વીસરી જજો. એક માત્ર મારે કારણે......"

હું ચૂપ થઈ ગયો. થોડીક વાર નીરવ શાંતિ પ્રસરી રહી.

"તમે મારી વાતને ટેકો આપતા જાવ છો. હું લગભગ આવી જ મતલબનું કૈંક કહેવા આવી હતી. પણ જીભ ઊપડી નહિ." એ પણ આજ ગંભીર થઈ ગઈ હતી—અચાનક જ. "પણ મને મારા હૃદય પર શ્રદ્ધા નથી. એ કદી પણ તમને ભૂલશે નહિ—હું ગમે તેટલું કરીશ તોપણ. આપણે ફરી તો મળીશું ને કોઈવાર?"

"મને વિશ્વાસ નથી બહેન! કદાચ હું અહીં હવે આવું જ નહિ. આવીશ ત્યારે જ, જ્યારે તમે અહીં નહિ હો."

"રશ્મિભાઈ! આવજો. આ બહેન તમારાથી કદી ભુલાવાની નથી જ." અને એમ એ ગઈ—ચિરંજીવ બનીને.

પ્રથમ મળી ત્યારે હસતી હતી, અને આંખોમાં હર્ષનાં નીર રેલાતાં હતાં. આજ ગઈ ત્યારે પણ એની આંખો તો ભિંજાયેલી જ હતી—પણ કોઈ બીજા જ ભાવથી.

આ જીવનમાં ફરી કદી એને જોઈ નથી. માત્ર એનું તે દિવસનું અશ્રુ વહાવતું મુખ હજી મારી દૃષ્ટિ આગળથી ખસતું નથી. એ શું કરે છે એની કદી તપાસ કરી નથી. તપાસ કરવાનો વિચાર સુદ્ધાં આવ્યો નથી. અનુમાન કરું છું કે એનો પતિ એનાથી પ્રસન્ન હશે અને એ પણ ધીર બનીને પતિસેવા કરતી હશે!

❁

## અજ્ઞાત કવિતા – લેખકોને

# આપણાં ફળો

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

[ ગયા અંકથી ચાલુ ]

## નારંગી

નારંગી બહુ જ સુંદર ફળ છે. એ ક્ષુધાદીપક અને રક્તશુદ્ધિ કરનાર છે. નારંગી પિત્તશામક હોવાથી તાવમાં તે બહુ જ ઉપયોગી છે. તાવવાળો માણસ દિવસમાં ૧૦-૧૨ સંતરાં ખાય તો યે તેને કોઈ પણ જાતનું નુકસાન થતું નથી. તૃષ્ણાનિગ્રહણ, સારક અને રક્તપિત્તપ્રશમન ગુણોને લીધે તે ઘણા રોગોમાં ઉપયોગી ખાદ્ય છે. નારંગીના છોડામાં ઉપયોગી તેલ રહેલું છે જે દવાના કામમાં આવે છે. નારંગીમાં ૧.૭ ટકા સાઇટ્રીક ઍસિડ, ૭.૬ ટકા શર્કરા (ઇન્વર્ટેડ સુગર), ૦.૫૨ ટકા રાખ, ૦.૦૨૭ ટકા ફૉસ્ફરીક ઍસિડ અને ૧૦.૯ ટકા ઘન પદાર્થો (solids) છે. કીનીગ (Koenig)ના મત મુજબ એક આખી નારંગીમાં ૨.૭૩ ટકા જેટલી રાખ (ash) છે જે નીચેના પ્રમાણમાં વહેંચાયેલી છેઃ—પોટાશ ૪૭.૦૯ ટકા, સોડા ૨.૪૮ ટકા, લાઇમ ૨૨.૧૧, મૅગ્નેસિયા ૫.૨૨, લોહ (iron oxide) ૧.૩૬, ફૉસ્ફરીક ઍસિડ ૧૨.૬૩, સલ્ફ્યુરીક ઍસિડ (ગંધક) ૫.૧૪, સીલીસીક ઍસિડ ૧.૨૮, ક્લોરીન ૦.૮૧ ટકા. રક્તશુદ્ધિ માટે નારંગી ઉત્તમ છે. ઑસ્બોર્ન અને મેંડલની શોધોથી નક્કી થયું છે કે નારંગીમાં એ, બી અને સી ત્રણે ય જાતનાં વિટામિન્સ છે-'સી'નું પ્રમાણ અતિશય છે.

ચરક નારંગીને દુર્જર (પચવામાં ભારે), વાતનાશક અને ભારે ગણાવે છે. સુશ્રુત તેમ જ બીજા આચાર્યોનો પણ આ જ મત છે. નારંગી શું ભારે હશે? એ વખતે કેવી નારંગી થતી હશે?

## લિંબુ

ફળોમાં લિંબુનું સ્થાન અનોખું જ છે. લિંબુની ઉપયોગીતાને લઈને પશ્ચિમમાં 'લિંબુ-ચિકિત્સા' (Lemon-Cure) શરૂ થઈ છે. ઘણાખરા રોગો ઉપર લિંબુ સારું કામ કરે છે. મેલેરિયાનાં જંતુને લિંબુનો રસ મારે છે એવી માન્યતા છે. રક્તપિત્ત (સ્કર્વી)ને તે મટાડે છે. લિંબુનો રસ રક્તશુદ્ધિ કરનાર છે. લિંબુના રસમાં સાઇટ્રીક, મેલીક અને ફૉસ્ફરીક ઍસિડ છે. લિંબુનું શરબત લહેજતદાર ઉપયોગી પીણું છે. કૉલેરાનાં જંતુ લિંબુના રસથી મરે છે. અતિસાર, કૉલેરા, અજીર્ણ, કૃમિ વગેરેમાં લિંબુનો રસ ઉપયોગી છે. દાંતના રોગોમાં લિંબુ ગુણકારક છે. પિત્તશામક હોવાથી તાવની તૃષામાં લિંબુનો રસ ફાયદાકારક છે. ઉનાળાના દિવસોમાં લિંબુનું શરબત ખૂબ જ શાંતિ અર્પે છે. જે માણસોની જઠરાગ્નિ મંદ હોય તેવાઓએ આહાર સાથે થોડો લિંબુનો રસ લેવો જોઈએ. કારણ કે લિંબુનો રસ પાચક રસોને વધારનારો છે. લિંબુના છોડામાં ઘણાં ઉપયોગી તેલો રહેલાં છે એટલે છીણી ઉપર લિંબુને છોડા સાથે છીણી નાખી તેની ચટણી બનાવવી વધુ સરસ છે. છોડાનાં તેલ ઉપયોગી છે.

ચરક કહે છે-લિંબુનો રસ રુચિકારક છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે, મોંને સાફ કરનાર છે, કફ અને વાયુને હણનાર છે. અને ખાધેલું પચાવનાર છે.

## મોસંબી

નારંગીના જેવા જ ગુણ છે. નારંગી કરતાં મોસંબીમાંથી રસ વધારે નીકળે છે એટલે તાવમાં આજકાલ આ ફળ વધારે વપરાય છે.

## પપનસ (ચિકોતરાં)

આ ફળ ઠંડું છે, સ્વાદિષ્ટ છે, ભૂખ લગાડનાર છે.

## બિજોરું

બિજોરાનો ગર્ભ ખૂબ ખાટો છે. ચૂંક, ઊલટી, કફ, અરુચિ, ગોળા, હરસ વગેરેને મટાડનાર છે.

અરુચિ માટે એની કળીઓ સિંધવ છાંટી ખવાય છે. તાવમાં મોંમાં રુચિ નથી હોતી તે વખતે બિજોરાની કળીઓ સિંધવ સાથે ખાવા આપવાથી મોંમાં રસ થાય છે. ગર્ભિણી સ્ત્રીની અરુચિ માટે બિજોરાની કળીઓ સહેજ મરી છાંટી જીભ ઉપર રાખવાથી અરુચિ મટે છે. કળીઓનો રસ કાઢી તેનો ગંડૂષ (કોગળો) ભરવાથી દાંતનાં જંતુ મરે છે. લિંબુ જેવાં જ એસિડો આમાં હશે.

## દાડમ

દાડમ ઘણી જાતનાં થાય છે. મસ્કતી દાડમ શ્રેષ્ઠ મનાય છે. ખાટાં દાડમ ખાવાં જોઈએ નહિ. સુશ્રુત કહે છે, ખાટું દાડમ વાત અને કફને હણે છે જ્યારે મધુર દાડમ ત્રિદોષઘ્ન છે. ચરક કહે છે કે મધુર દાડમ પિત્તને ટાળનાર છે અને એ જ ઉત્તમ મનાય છે. ઝાડા અને સંગ્રહણીમાં દાડમનો રસ સરસ ગણાય છે. એક આખા ફળમાં ૧૦ થી ૧૫ ટકા જેટલી શર્કરા હોય છે. દાડમના મૂળની છાલ ઉત્તમ કૃમિઘ્ન છે.

ચરકે હૃદ્ય, છર્દિનિગ્રહણ અને શ્રમહર દશેમાનિમાં દાડમનો ઉલ્લેખ કર્યો છે. અર્થાત્ દાડમ હૃદયને હિતકર, ઊલટી અને મોળને મટાડનાર તથા થાકનો નાશ કરનાર છે.

## પપૈયું

પપૈયાના કાચા ફળમાંથી એક વીર્યવાન્ ઉપાદાન **પેપેયોટીન** નામનું હાથ આવે છે. આ પેપેયોટીન-માંથી વુર્ટ્ઝે પૅપેન (Papain) જુદું પાડયું છે. આ પેપેયોટીન પોતાના વજનથી ૨૦૦ગણા તુરત કાઢેલા માંસરસને પચાવી શકવાની શકિત ધરાવે છે. ૭ ગ્રેન પેપેયોટીન ૧। શેર દૂધને જોતજોતાંમાં પચાવી શકે છે. ૦॥ ગ્રેન પેપેઈન ૩૦ મિનિટમાં ૧। શેર દૂધને પચાવી શકે છે. પેપેઈન આલ્બ્યુમિનયુક્ત ખોરાકને પેપ્ટોનમાં સ્ટાર્ચને શર્કરામાં અને સ્નેહને ઇમલ્સીફાઈ ફૅટમાં—પરિણત કરે છે. કાચા પપૈયામાંથી જે છીર નીકળે છે તે કાચા માંસને પકાવવાની શક્તિ ધરાવે છે એ વાત આ દેશના બબરચીઓ સારી રીતે જાણે છે. ફર્મોદિત, નત્રિલ અને સ્નેહ—આ ત્રણે પદાર્થો ઉપર એક સાથે ફતેહ મેળવનાર આ એક જ ફેનકદ્રવ્ય (Enzyme) છે. પેપેઈન સંગ્રહણી, આમાજીર્ણ, મંદાગ્નિ, વિષ્ટબ્ધાજીર્ણ ઉપર ઉત્તમ ઔષધ છે.

જો કાચા ફળના આટલા બધા ઉત્તમ ગુણો છે તો પછી ઝાડ ઉપર પાકેલા પકવફળમાં તો એનાથી ય અધિક ગુણો હોવા જોઈએ એ વિચારશીલ વાંચકો કલ્પી જ શકશે. ગર્ભિણી સ્ત્રીઓએ પપૈયું કદી ન ખાવું, કારણ કે તે ગરમ છે અને ગર્ભપાત થવાનો સંભવ છે. પપૈયું બરોળ ઉપર સરસ છે. કાચા પપૈયાનું શાક અને કચુંબર થઈ શકે. એનું અથાણું પણ થાય છે. કાચું પપૈયું પણ ચાવીને ખાવાથી મીઠું લાગે છે. પાકું પપૈયું ખરેખર ઉત્તમ ખાદ્ય છે. મંદાગ્નિવાળાએ તો પપૈયું એકલું જ ખાઈને રહેવું જોઈએ. પપૈયાનાં પાન ડીઝીટીલીસ જેવું કાર્ય કરે છે એમ એક વિદ્વાન માને છે. પપૈયાનો સ્વાદ, સુગંધી વિગેરે ઉત્તમ છે.

## શ્રીફળ

હિંદુઓને મન આ એક પવિત્ર ફળ છે. નાળિયેર વિશ્વામિત્રની સૃષ્ટિ મનાય છે. એની સુંદર આખ્યા-યિકાઓ છે. નાળિયેરના ગોટા ઉપર ત્રણ આંખો હોય છે એટલે એનું નામ ત્ર્યંબક રાખવામાં આવ્યું છે. ખારું પાણી પીને મીઠું સાકર જેવું પાણી સંઘરી રાખનાર આ પરોપકારી ઝાડને માથું નમી પડે છે.

લીલા કોપરામાં ૧૪·૨ ટકા પાણી, ૫·૭ ટકા નત્રિલ, ૫૦·૬ ટકા ચરબી (સ્નેહ), ૨૭·૯ ટકા કર્બોદિત, ૧·૭ ટકા રાખ અને ૪·૪૨ ટકા કાષ્ટક (cellulose) છે. તાજા લીલા નાળિયેરના પાણીમાં ૯૭·૧૭ ટકા પાણી, ૦.૨ ટકા નત્રિલ, ૦·૭ ટકા સ્નેહ, ૦·૫૭ ટકા ખાંડ, અને ૦·૦૯ ટકા રાખ હોય છે, લીલા નાળિયેરનું પાણી અતિશય ઠંડું, આહ્લાદજનક પીણું છે. મધુમેહવાળા માટે આ પાણી ઘણું જ ફાયદાકારક છે. સ્વ. ડૉ. બી. ડી. બસુ લખે છે–" The cocoa-nut water is a very pleasant beverage, beneficial to the diabetic, as it assuages thirst greatly, being about

twenty-five degrees cooler than the atmosphere."

Diabetic & its dietetic treatment p. 71

નાળિયેરનું લીલું કોપરું ખૂબ ચાવીને ખાવાથી સહેલાઈથી પચી જાય છે, સૂકું કોપરું પચવામાં ભારે છે. આપણા લોકોમાં શિયાળાની ઋતુમાં કોપરા-પાક ખાવાનો ચાલ છે. ઘણાં કોપરું અને ગોળ ખાય છે. કોપરાં પૌષ્ટિક છે.

**સુશ્રુત** કહે છે, નાળિયેર (કોપરું) ભારે, સ્નિગ્ધ, પિત્તઘ્ન, સ્વાદિષ્ટ અને ઠંડું છે. બળ અને માંસને વધારનાર છે, હૃદયને હિતકર છે, શરીરને સ્થૂલ બનાવનાર છે અને મૂત્રાશયનું શોધન કરનાર છે.

નાળિયેર જેમ કૂણું હોય તેમ તેનું કોપરું ખાવામાં સારું ગણાય છે. બહુ પાકટ નાળિયેરનું કોપરું પચવામાં ભારે છે કારણ કે તેના રેસાઓ ચીવટ થાય છે.

**ભાવમિશ્ર** કહે છે, કોપરું પિત્તજ્વર અને પિત્તના દોષોને હણનાર છે. પાકટ નાળિયેર પચવામાં ભારે છે, પિત્તને કરનાર છે, વિદાહિ છે અને પેટમાં ગુડ-ગુડાટ મચાવનાર છે. નાળિયેરનું પાણી શીતળ છે, હૃદ્ય છે, દીપન છે, શુક્લ છે, હલકું છે, તૃષા અને પિત્તને જીતનાર છે, સ્વાદિષ્ટ છે અને મૂત્રાશયને સાફ કરનાર છે.

સૂકું કોપરું પચવામાં ભારે છે, દાહ કરનાર છે, મળનું સ્તંભન કરનાર છે, બલ, વીર્ય અને રુચિપ્રદ છે.

નાળિયેરનું તેલ શરીરને પુષ્ટ બનાવનાર છે, બળ વધારનાર છે, વાતપિત્તને હણનાર છે, રુચિકારક છે. કૉડલીવર ઑઈલની જગાએ આ તેલ વાપરી શકાય એવું તે પૌષ્ટિક છે એમ અત્યાર સુધી મનાતું, પણ વિટામિન્સના અભ્યાસે એ ભ્રમણા ભાગી છે.

લીલા કોપરાને છીણી ઉપર છીણી નાખવું. પછી એ બારીક છણેલા ભાગને ધોયેલા સાફ વસ્ત્રના કકડામાં નાખીને નિચોવી લેવું. સફેદ દૂધ જેવું પ્રવાહી નીકળે છે. આ સફેદ દૂધ જેવું પ્રવાહી સહેજ મધ કે સાકર નાખીને પીવું શ્રેયકારક છે. નાના બચ્ચાંને આવું પ્રવાહી આપવાથી કૉડલીવરની ગરજ સારે છે. શક્તિ હોય તો દરેક સ્ત્રીપુરુષબાળકે એકાદ લીલું કોપરું (અર્ધું ફાડિયું) લેવું જોઈએ. ઘી કરતાં આ જાતના પ્રવાહીમાં વિશેષ સુપાચ્ય સ્નેહ રહેલું છે.

આ જમાનામાં સ્વચ્છ ઘી મળતું નથી. ખરાબ ઘી ખાવા કરતાં તાજાં સારાં કોપરાંનું ઘાણીમાં પિલાવી તેલ કઢાવ્યું હોય અને તે ખાધું હોય તો સારું છે–જો કે તલના તેલ કરતાં આ તેલ ખાવા માટે ચઢિયાતું નથી.

**સ્વ. ડૉ. બી. ડી. બસુ** કહે છે કે "લીલા કોપરાને બારીક છીણી તેમાં થોડોક ચણાનો લોટ (બેસન) અને ઘી મેળવીને સુંદર ચપાટીઓ અને બીજી વિવિધ બનાવટો બને છે, અને મેં પોતે આ બનાવટો ખાઈ જોઈ છે. જ્યાં નાળિયેર સારા જથામાં મળી શકતાં હોય અને દુર્દૈવવશાત્ જ્યાં દર વર્ષે હજારો મનુષ્યો મધુપ્રમેહનો ભોગ બનતાં હોય તેવા પ્રદેશોના વૈદ્ય–ડૉક્ટરોને હું ભલામણ કરું છું કે તેઓ નાળિયેરનો છૂટથી ઉપયોગ કરે."

શુકતાનવાળા બચ્ચાંને કોપરાના છીણનું પ્રવાહી આપવું હિતાવહ છે.

ઘણાખરા આહાર ઉપર શોધખોળ કરનારા વિદ્વાનો જણાવે છે, ઘણાંખરાં ઉદ્ભિજ્જ તેલોમાં (કોપરેલનો સમાવેશ આમાં થાય છે) વિટામિન 'એ' છે જ નહિ. તેલો કેવી રીતે કાઢવામાં આવે છે તે રીત ઉપર વિટામિનનો આધાર છે.

## દ્રાક્ષ

દ્રાક્ષની ઘણી જાતો થાય છે. મુનક્કા, કીસમીસ, અંગૂર, કાળી દ્રાક્ષ વગેરે જાતો અત્યારે બજારોમાં વેચાય છે. મુનક્કા ગાયના સ્તન જેવી લાંબી મોટી દ્રાક્ષ છે. કીસમીસ બીજ વગરની નાની જાત છે. ખાવા માટે મુનક્કા અને કીસમીસ સરસ છે. આ તો સૂકી દ્રાક્ષની વાત થઈ. લીલી દ્રાક્ષની પણ ઘણી જાતો થાય છે. આમાં કેટલીક ઘણી મોટી, રસદાર અને મિષ્ટ હોય છે; કેટલીક નાની, ખાટી અને તૂરી હોય છે.

રસદાર, મધુર અને મોટી દ્રાક્ષ ખાવામાં લેવી જોઈએ. મોટી દ્રાક્ષમાં ખાંડનું પ્રમાણ ઘણું હોય છે. સારી રીતે પાકેલી મીઠી લીલી દ્રાક્ષ માંદા માણસો માટે સુંદર ખોરાક છે, કારણ કે તે જલદીથી પચી જાય છે. લીલી દ્રાક્ષમાં ૭૭.૪ ટકા પાણી, ૧.૩ ટકા નત્રિલ, ૧.૬ ટકા સ્નેહ, ૧૯.૨ ટકા કર્બોદિત, ૦.૫ ટકા ખનિજ દ્રવ્યો છે. કાળી દ્રાક્ષમાં અને લાલ દ્રાક્ષમાં ઘણો ફેર છે. તાજી લીલી દ્રાક્ષમાં પણ 'એ' વિટામિન નહિ જેવા પ્રમાણમાં હોય છે. સૂકી દ્રાક્ષ (Raisins)માં 'બી' વિટામિન હોય છે. બજારમાં વેચાતી દ્રાક્ષમાં 'સી' વિટામિન નથી હોતું.

ચરક કહે છે, દ્રાક્ષ તરસ, દાહ, જ્વર, શ્વાસ, રક્તપિત્ત, ક્ષય, ઉદાવર્ત (આફરો), સ્વરભેદ, મદાત્યય વગેરે રોગોમાં અતીવ પથ્ય છે. દ્રાક્ષ વાત અને પિત્તને હણનાર છે. અરુચિ, ખાંસી, મોંની કડવાશ, શોષ વિગેરેમાં દ્રાક્ષ હિતકર છે.

દ્રાક્ષ સારક છે, પેશાબને સાફ લાવનાર છે. દ્રાક્ષમાં પોટાશનું પ્રમાણ ઠીક છે. દ્રાક્ષનો રસ હમેશ પીવા મળે તો તેના જેવું મહદ્‌ભાગ્ય બીજું કયું ?

## ખજૂર

ખજૂર મધુર છે, શરીરને પુષ્ટ બનાવનાર છે, વીર્યવર્ધક છે, ઠંડું છે, ભારે છે. ક્ષયમાં, અભિઘાતમાં, દાહમાં અને વાત તેમ જ પિત્તમાં ખજૂર હિતકર છે. (ચરક).

સારા ખજૂરમાં (ખાદ્યભાગમાં) ૧૫.૪ ટકા પાણી, ૨.૧ ટકા નત્રિલ, ૨.૮ ટકા સ્નેહ, ૭૮.૪ ટકા કર્બોદિત, ૧.૩ ટકા ખનિજ પદાર્થો છે. જેમ આપણો મુખ્ય ખોરાક ચોખા છે તેમ ઇજિપ્ટના લોકોનો મુખ્ય ખોરાક ખજૂર છે. ચોખામાંનું કર્બોદિત સ્ટાર્ચના રૂપમાં હોય છે જ્યારે ખજૂરમાંનું કર્બોદિત ખાંડના રૂપમાં હોય છે. તાજું, સ્વચ્છ ખજૂર સુંદર ખાદ્યપદાર્થ છે. બજારમાં મળતું કાળાશ પડતું ગંદું ખજૂર ખાવું ન જોઈએ. ફળ ખાવાં હોય તો સરસ જ ખાવાં, પછી ભલે તે મોંઘાં પડતાં હોય. સોંઘું દેખીને ગંદું ન ખાવું જોઈએ.

જ્વરમાં ખજૂરનું પીણું (ખજૂરને પાણીમાં ચોળી નાખી તેમાં સહેજ જીરુ-મીઠું નાખવું) ઉપયોગી છે. સંગ્રહણીમાં, રક્તપિત્તમાં, દમમાં, ક્ષયમાં ખજૂર ઉપયોગી છે.

ખજૂરીનાં ઝાડનું વાવેતર વધવું જોઈએ, કારણ કે તે famine defying–tree–દુષ્કાળનો સામનો કરનાર ઝાડ છે.

## અંજીર

ચરક કહે છે, અંજીર તૃપ્તિ કરનાર છે, શરીરને પુષ્ટ બનાવનાર છે, ઠંડું છે, ભારે છે અને વિષ્ટંભી (પેટમાં ગુડગુડાટ) છે. તાજાં લીલાં અંજીર પૂના તરફ ખૂબ વેચાય છે. તે સ્વાદિષ્ટ છે. અંજીરમાં ખાંડનું પ્રમાણ મોટું છે. આરબ લોકો અંજીર ખૂબ ખાય છે. લીલાં પાકેલાં અંજીર પૌષ્ટિક છે, સારક છે, રક્તપિત્ત, જ્વર વિગેરેમાં ઉપયોગી છે. તાજાં અને સૂકાં અંજીરની ઘટના નીચે મુજબ છે:—

**તાજાં અંજીર**

| **પાણી** | **નત્રિલ** | **સ્નેહ** | **કર્બોદિત** | **ખનિજ દ્રવ્યો** |
|---|---|---|---|---|
| ૭૯.૧ ટકા | ૧.૫ | ..... | ૧૮.૮ | ૦.૬ |

**સૂકાં અંજીર**

| **પાણી** | **નત્રિલ** | **સ્નેહ** | **કર્બોદિત** | **ખનિજ દ્રવ્યો** |
|---|---|---|---|---|
| ૧૮.૮ ટકા | ૪.૩ | ૦.૩ | ૭૪.૨ | ૨.૪ |

## સફરજન

"સફરજન સ્વાદિષ્ટ છે ને તે જરા સારક છે. પાશ્ચાત્ય ફલાહારી લોકોએ તેને ફલરાજ એવી સંજ્ઞા આપેલી છે. કારણ કે શરીરમાંનાં વિજાતીય દ્રવ્યોનો નાશ કરવાનો જે ફળોમાં ગુણ છે તે સફરજનમાં વિશેષ હોય છે."[1] સફરજનમાં પોટાશ, ઈથર મેલીક ઍસિડ, પાણી–આ અગત્યનાં તત્ત્વો છે. સંધિવામાં સફરજન હિતકારી છે. પોટાશ મૂત્રાશયનાં દરદોને, ઈથર કલેજાનાં દ્રવ્યોને, મેલીક ઍસિડ મગજનાં દરદો માટે ઉપયોગી છે.

પ્રાચીન લેખકોએ સફરજન માટે શું નામ રાખ્યું છે તે સમજાતું નથી. કેટલાક सिञ्चितिकाफलम्‌નો

---

૧. આહારશાસ્ત્રપ્રવેશિકા. પા. ૬૮

અર્થ સફરજન કરે છે. સિંચિતિકાફલ ગ્રાહી ઝાડો કબજ કરનાર, ઠંડું અને તૂરું છે. (**ચરક**)

## ફાલસાં

ફાલસાંનાં ઝાડ બાગબગીચાઓમાં થાય છે. ફળ કાચાં હોય છે ત્યારે ખાટાં હોય છે, પાકે છે ત્યારે મધુર લાગે છે. ફાલસાંનું શરબત બહુ સારું થાય છે. પાકાં ફાલસાં મધુર છે, રુચિપ્રદ છે, પિત્તને હરનાર છે અને તાવની ગરમી, પિત્તજ્વર, વાયુ, ક્ષય વિગેરેમાં અતિ હિતકર છે. **ચરકે** વિરેચનોપગ, જ્વરહર અને શ્રમહર દશેમાનિમાં ફાલસાંનો ઉલ્લેખ કરેલો છે. ફાલસાંમાંથી એક જાતનો ઊંચો દારૂ બને છે,

## જાંબુ

જાંબુ ઘણી જાતનાં થાય છે. મોટાં રસદાર જાંબુ ખાવામાં શ્રેષ્ઠ છે. નાનાં, ખાટાં જાંબુ ન ખાવાં જોઈએ. કેટલાંક નાનાં જાંબુ જે ઘણાં સ્વાદિષ્ટ અને મધુર હોય છે તે ખાવામાં વાંધો નથી. જાંબુ પરમ વાતલ[૨] કદી ભૂખે પેટે જાંબુ ન ખાવાં જોઈએ. ખાધા પછીથી ખાવાં જોઈએ. જાંબુ કફ અને પિત્તને જીતનાર છે. શ્રમ, અતિસાર, શ્વાસ, કાસ, શોષ આસ્યવૈરસ્ય વગેરેને જાંબુ મટાડે છે. જાંબુ ગ્રાહી હોવાથી અતિસાર, સંગ્રહણી વગેરેમાં ઉપયોગી છે. બરોળ વધી હોય, અજીર્ણ હોય તેને જાંબુ હમેશાં ખાધા પછીથી ખાવાં. બરોળવાળાએ જાંબુનો રસ તોલા પાંચ હમેશાં પીવો હિતકર છે. જાંબુ વીર્યપ્રદ છે. મધુપ્રમેહમાં જાંબુના ઠળિયા વપરાય છે.

## રાયણાં

રાયણને સંસ્કૃતમાં राजादन કહેલ છે. **ભાવમિશ્ર** કહે છે, રાયણાં વૃષ્ય (ટૉનિક) છે, બલપ્રદ છે, સ્નિગ્ધ છે, ઠંડાં છે, ગુરુ છે. તૃષ્ણા, મૂર્ચ્છા, મદ, ભ્રાન્તિ, ક્ષય, રક્તપિત્ત વગેરેમાં હિતકર છે. **મદનપાલ** કહે છે કે રાયણાં વીર્યવર્ધક અને શરીરને સ્થૂલ બનાવનાર (स्थौल्यकरी) છે, અને પ્રમેહનો નાશ કરનાર છે. રાયણાં વાતનાશન છે,

સૂકાં રાયણાં 'કોકડી' અથવા 'રાયણ-કોકડી' નામથી ઓળખાય છે. એમાં ખાંડનું પ્રમાણ ઠીક હોય છે. સારાં રસદાર રાયણાંની કોકડી ઘણી જ સ્વાદિષ્ટ લાગે છે.

## મહુડાં

પંચમહાલ અને ખાનદેશ તરફ મહુડાંનાં ઝાડ ખૂબ થાય છે. મહુડો બહુ અગત્યનું ઝાડ છે. જેમાંથી દારૂ બને છે તે મહુડાનાં ફૂલ છે, ફળ નથી. આ ફૂલને લોકો 'મહુડાં' કહે છે. એનાં ફળને 'ડોળીઓ' કહે છે. ડોળીઓમાંથી ઘી જેવું સફેદ તેલ નીકળે છે, જે ઘીની માફક ગરીબ લોકો ખાય છે. તાજું ડોળિયું ખાવામાં સારું છે. લીલાં મહુડાં લોકો હર્ષથી ખાય છે. અલબત્ત આપણા જેવાઓને તે બહુ ભાવતાં નથી. લોકો એને સૂકવી નાખે છે અને પછી રોટલા કરીને અથવા તેને શેકીને હર્ષથી ખાય છે. શેકેલાં મહુડાં ઘણાં સરસ લાગે છે. લીલાં મહુડાંનું શાક બનાવવાની રીત અને તે શાકના ગુણ क्षेमकुतूहल માં નીચે મુજબ વર્ણવ્યા છેઃ—

सद्यश्च्युतं स्थूलमधूकपुष्पं संशोधितं केशरधूलिवर्जितम् ।
संपाचितं शुभ्रसिताघृताभ्यां सजीरकं जीवनदं हि जीविनाम् ।

**અર્થ**—મહુડાનાં રસદાર પુષ્પ તુરતનાં ખરી પડેલાં હોય તે લેવાં. પછી એને કપડા વડે લૂછી નાખવાં જેથી ધૂળ લાગેલી નીકળી જશે. પછી અંદરનાં પુંકેસર કાળજીપૂર્વક કાઢી નાખવાં. પછી એને ઘી-જીરાનો વઘાર મૂકી તેમાં વઘારવાં અને ધીમે તાપે ચડવા દેવાં. ચડી જાય એટલે થોડી સાકર અને મીઠું-મરચું વગેરે મસાલો નાખવો. આ શાક ખાવાથી જીવન લંબાય છે.

મહુડાં મધુર છે, વીર્યવર્ધક છે, હૃદ્ય છે, ઠંડાં છે, પિત્ત અને વિદાહને હરનાર છે. (**રાજનિઘંટુ**). ભાવમિશ્ર કહે છે કે મહુડાનાં પુષ્પ મધુર, શીતલ, ગુરુ, બૃંહણ છે. બલ અને વીર્યને વધારનાર છે, વાતપિત્તનો નાશ કરનાર છે.

સંગ્રહણીમાં મહુડાંનો રસ હિતકર છે. ગરીબ લોકોનું આ ફળ જ છે અને એથી જ એને અત્રે દાખલ કર્યું છે. એનું એક નામ મધુષ્ઠીલ છે. એના ગર્ભમાં મધ છે.

---

૨. जाम्बवम् वातजननानाम् (चरक)

## ફણસ

ફણસમાં ખાંડનો ઘણો જ ભાગ હોવાથી તેની ખોરાકમાં ગણના થાય છે. જે ઠેકાણે ફણસ ઘણાં પાકે છે ત્યાંના લોકો સવારના નાસ્તામાં ફણસનો ઉપયોગ કરે છે. કોંકણમાં ઘણા લોકો ફણસની મોસમમાં ફણસ ઉપર નિર્વાહ કરીને રહે છે.

ફણસ મધુર છે, ચીકણું છે, ભારે છે, હૃદયને અથવા મનને પ્રિય છે. બલ અને વીર્યને વધારનાર છે. ભ્રમ, દાહ, વિષનો નાશ કરનાર છે. રુચિકૃત્ છે. ફણસ પચવામાં ભારે છે. ( **રાજનિઘંટુ** )

ફણસની એક નાની જાત (ક્ષુદ્રપનસ) થાય છે. જેને હિંદીમાં બડહર કહે છે. આનાં ફળને ચરકે ફળોમાં અધમ ગણ્યાં છે.

ફણસની ગોટલીનું શાક સરસ થાય છે. કેટલાક ગોટલીઓને શેકીને ખાય છે. મધુપ્રમેહવાળાઓ માટે આ ગોટલી ઉપયોગી છે એમ મેજર બી. ડી. બસુ જણાવે છે.

ફણસની મજ્જા ( 'ચાંપા ' તરીકે પ્રચલિત છે ) બજારોમાં વેચાય છે. કેટલી યે માખો તેની ઉપર ગણગણતી હોય છે. આવાં કાપેલાં ફળ કદી ન ખાવાં જોઈએ. ફળ ખાવાં હોય તો આખાં જ ખરીદવાં અને ઘેર આગળ તેને કાપીને ખાવાં.

## સીતાફળ

**આ** ફળ અમેરિકાનું વતની છે એમ વનસ્પતિ-શાસ્ત્રીઓ માને છે. સીતાફળને મળતું બીજું **રામફળ** થાય છે તે પણ પરદેશી છે. અત્યારે આ બન્ને ફળો હિંદમાં ખૂબ થાય છે.

સીતાફળ શીત, ધાતુપુષ્ટિ કરનાર, કફ કરનાર, વાતપિત્તને મટાડનાર; ઊલટી, મોળ વગેરેનો નાશ કરનાર, માંસ અને રક્તને વધારનાર, દાહપિત્ત વગેરેને મટાડનાર, બલપ્રદ છે. એમાં ખાંડનું પ્રમાણ સારું છે. ( **નિઘંટુરત્નાકર** )

ઝાડ ઉપર પાકેલાં સીતાફળ અતિ સ્વાદિષ્ટ છે. ઘર આગળ પકાવેલાં એટલાં સ્વાદિષ્ટ નથી હોતાં.

સીતાફળીનાં બીજ ઝેરી છે. એનાં બીજ આંખમાં આંજવાથી આંખ નકામી થઈ જાય છે. બીજ માથાની જૂઓને મારનાર છે.

## કોઠું

**ઝાડ** ઉપર પાકીને ખરેલાં જ કોઠાં ખાવાં જોઈએ. પાકાં કોઠાંના ગર્ભમાં સાઈટ્રીક એસિડ, પોટાશ, લાઈમ અને લોહનું સારું પ્રમાણ છે. કાચું કોઠું કંઠને ખરાબ કરનાર છે, ઝાડાને કબજ કરનાર છે અને ખાંસી કરનાર છે. પાકું કોઠું રુચિપ્રદ છે, વિષને હણનાર છે, વાતપિત્તને અને કફને જીતનાર છે, ભારે છે અને ગ્રાહી છે. પાકું કોઠું શ્વાસ, કાસ, અરુચિને હરનાર છે, તરસને છિપાવનાર છે અને કંઠનું શોધન કરનાર છે. સંગ્રહણી અને ઝાડાના રોગોમાં કોઠું ઉપયોગી છે. કોઠાની ચટણી અને શરબત બંને સારાં થાય છે. કોઠામાં વિટામિન 'સી ' સારા પ્રમાણમાં છે. કોઠામાં કેલ્શ્યમ્ ફૉસ્ફરસ અને લોહનું પ્રમાણ સારું છે. ગરીબ માણસો માટે પાકાં કોઠાં સારાં ફળ છે.

## બોર

**બોર**ની ઘણી જાતો થાય છે. કાશીબોર અને ખારેકી બોર આ બે જાતો ઉત્તમ મનાય છે. જંગલી બોર ખટમધુરાં હોય છે, માટે જંગલી બોર બનતાં સુધી ન ખાવાં. બાગમાં ઊછરેલી સારી બોરડીનાં મીઠાં મોટાં ફળ જ ખાવાં. કેટલાંક બોર એટલાં તો મીઠાં હોય છે કે આપણે સાકરને ભૂલી જઈએ. પણ મીઠાં બોરમાં અંદર જીવડાં હોય છે માટે દરેક બોર કાપી જોઈને જ ખાવું જોઈએ.

બોર મધુર છે, સ્નિગ્ધ, મળને ભેદનાર છે, વાત અને પિત્તને જીતનાર છે. સૂકાં બોર કફ અને વાતને હણનાર છે અને પિત્ત સામે પણ તેનો વિરોધ નથી.

( **ચરક** )

હરસ, અતિસાર, સ્વરભેદ, ખાંસી વગેરેમાં મીઠાં બોર ઉપયોગી છે.

## કરમદાં

કરમદાં કાચાં હોય ત્યારે રતાશ લેતા રંગનાં હોય છે. પાકે છે ત્યારે તે ભૂરા રંગનાં થાય છે. એમાંથી દૂધ નીકળે છે. સ્વાદમાં તે ખટમધુરાં હોય છે. પાકા કરમદાં ગુરુ છે, ઉષ્ણવીર્ય છે, વાતઘ્ન છે, સારક છે, પિત્તને હરનાર છે. એની ચટણી અને કચુંબર થાય છે. કરમદાંનું શાક પણ થાય છે. કરમદાંની મોસમ વખતે વનમાં ફરતાં પાકાં કરમદાં ખાવાની બહુ મઝા આવે છે. કોંકણમાં કરમદાંની મોસમ વખતે રેલવે-ટ્રેનો ઉપર કરમદાંના પડિયા વેચવા માટે ગરીબ લોકો દોડધામ કરી મૂકે છે.

## શેતૂર

પાકાં શેતૂર ખટમધુરાં હોય છે, વાતપિત્તને હરનાર છે, સારક છે, દાહને શાંત કરનાર છે, વીર્યવર્ધક છે. સહેજ તૂરાં છે અને કફનો નાશ કરનાર છે. (**રાજનિઘંટુ**). શેતૂરનું શરબત સરસ થાય છે. શેતૂરની ઘણી જાતો થાય છે.

## આમળાં

**આયુર્વેદ**માં આમળાની ઘણી પ્રસંશા કરવામાં આવી છે. આમળાનાં સંસ્કૃત નામો 'अमृतफल; 'वयःस्था', धात्री છે. આધુનિક પાશ્ચાત્ય રસાયણશાસ્ત્રીઓએ હજી આમળા ઉપર કંઈ પ્રકાશ પાડ્યો નથી. આમળાના ઘણા પ્રયોગો ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ વગેરેએ વર્ણવેલા છે. સુશ્રુત તો કહે છે કે—

आदौ अन्ते च मध्ये च भोजनस्य तु शस्यते ।
निरत्ययं दोषहरं फलेष्वामलकं नृणाम् ॥

सूत्र० ८६ । ८६२

**અર્થ**—ભોજનની શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં આમળાં ખાવાં જોઇએ, કારણ કે તે કશી હરકત કરે એવાં નથી. દોષોને (વાતપિત્તકફને) હરનારાં છે અને નેત્રનું હિત કરવાવાળાં છે.

હરડેની માફક આમળામાં પાંચ રસ છે-આમળાના ગુણ હરડે જેવા જ છે, ફેર એટલો જ છે કે હરડે ઉષ્ણવીર્યા છે જ્યારે આમળાં શીતવીર્ય છે. "આમળાં રક્તપિત્ત અને પ્રમેહને હણનાર છે. બહુ જ ઉત્તમ વીર્યપ્રદ (परं वृष्यं) છે અને પરમ રસાયન છે. ખટાશને લીધે આમળાં વાતને હણે છે, માધુર્ય અને ઠંડાપણાને લીધે તે પિત્તને હણે છે અને રૂક્ષ અને કષાય ગુણને લીધે કફને હણે છે; અર્થાત્ આમળાં ત્રિદોષને હણનાર છે." **ભાવમિશ્ર.**

ચ્યવનપ્રાશ નામની મશહૂર દવા આમળાંની જ બને છે. **ચરકે** આમળાંના રસાયનપ્રયોગો વર્ણવેલા છે જે આમળાંના ઉત્તમ ગુણોના નમૂનારૂપ છે. લીલાં તાજાં મોટાં આમળાં હમેશ ૪-૫ ખાવામાં આવે તો જીવન લંબાય એમાં શક રાખવા જેવું કંઈ જ નથી. આમળાં મોટાં રસદાર હોવાં જોઈએ. આમળાંનો મુરબ્બો પ્રખ્યાત છે. આમળાં ખાવાથી આંખનું તેજ વધે છે, ઘડપણ દૂર થાય છે. ત્રિફલામાં આમળાં આવે છે. આમળાંમાં એન્ટીસ્કૉર્બ્યુટીક ગુણો છે. વસંતવ્રત નામના પ્રયોગમાં ખટાશ તરીકે આમળાં ખાવાની છૂટ છે. હજી સુધી પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રીઓએ આમળાં ઉપર પ્રયોગો કર્યા જાણમાં નથી.

## અળુ

આ ફળ ગુજરાત-કાઠિયાવાડમાં નથી થતું. કોંકણ અને ઘાટોમાં આનાં અસંખ્ય ઝાડો થાય છે. મહાબળેશ્વરમાં આનાં અસંખ્ય ઝાડો મેં જોયાં છે. બ્રહ્મગિરિ (ત્ર્યંબક) ઉપર પણ આનાં ઘણાં ઝાડ જોવામાં આવે છે. નાશિકની શાકમાર્કેટમાં આનાં પાકાં ફળ વેચાય છે. કેટલાક એને 'ચિરચોલી' પણ કહે છે. ફળ દેખાવમાં જાણે કે બાફેલું હોય એવું ખરાબ દેખાય છે, પણ ખાવામાં એ સ્વાદિષ્ટ છે. મહાબળેશ્વરમાં મેં આ ફળો ખૂબ જ ખાઈ જોયાં છે અને મને તે સારાં, સ્વાદિષ્ટ જણાયાં છે. આ ફળ શીતળ, પિત્તઘ્ન, કફઘ્ન અને ટૉનીક (બલ્ય) છે. આ ઝાડનું લેટીન નામ Vangueria spinosa છે.

આની જ સગી બેન (Vangueria edulis) જેવું બીજું એક ઝાડ જે માડાગાસ્કરનું વતની છે તે હિંદુસ્તાનના બાગોમાં ઉછેરવામાં આવ્યું છે. આનાં ફળ ખવાય છે અને અળુના જેવાં જ ગુણવાળાં છે.

## દેશી બદામ

(Terminalia catappa)— કાઠિયાવાડ તરફ દેશી બદામનાં ખૂબ જ ઝાડ જોવામાં આવે છે. રેતાળ પ્રદેશમાં આ ઝાડ સારાં થાય છે. આ ઝાડ મલાયાનું વતની છે પણ હવે તો અહીં ખૂબ જ થાય છે. કાઠિયાવાડ તરફ આને દેશી બદામ કહે છે. આનાં લાલ ફળો થાય છે. અંદર ૧ બીજ હોય છે. બીજ ઉપરનો ગર્ભ ખવાય છે. છોકરાંઓ ઘણા હર્ષથી તે ખાય છે. બહુ જ મીઠી લાગે છે. સાકરનું પ્રમાણ સારું હોય એમ જણાય છે. ફેરમીંજર (ગાર્ડનીંગ ઈન ઇન્ડિયાનો લેખક) કહે છે કે આ ફળ હિંદુસ્તાનનાં ફળોમાં મીઠાશ માટે અદ્વિતીય છે.[1] આના ઠળિયામાં મીંજ હોય છે અને તેમાંથી તેલ નીકળે છે જે બદામના તેલ જેવું જ કીમતી અને ઉપયોગી છે.

## તાડફળી

તાડના ફળની ગોટલીને 'તાડફળી' કહેવાય છે. પંચમહાલ તરફ તાડનાં ફળને 'ઝીલડાં' કહે છે.

૧. "Beyond comparison the most delicious nut of any kind India affords."

કુમળી ગોટલી કુમળા કોપરા જેવી જ મીઠી લાગે છે. કુમળી ગોટલી (તાલમજ્જા) હલકી છે, વાતપિત્તને હરનાર છે, સ્નેહયુક્ત છે, મધુર છે અને રેચક છે. રાજવલ્લભ પ્રમાણે તાલમજ્જા મૂત્રલ છે, ઠંડી છે, મધુર છે, કફ અને કૃમિ હરનાર છે, ધાતુપુષ્ટિ કરનાર છે, વાતલ છે અને પચવામાં ભારે છે.

સાધારણ રીતે આ ફળ વાણિયાબ્રાહ્મણો ખાતા નથી. પણ ગોટલી ખાવામાં કોઈ જાતનો વાંધો નથી. કુમળી ગોટલી પુષ્ટિકારક છે અને પેશાબ સાફ લાવનાર છે–ખાવા યોગ્ય છે.

## ટિંબરવું

ટિંબરુના પાનની બીડીઓ બને છે એ સર્વ કોઈ જાણે છે. આ જ ટિંબરુનાં પાકાં ફળ બહુ જ સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થ છે. પાકાં ફળ જેણે એક વખત ચાખ્યાં હશે તે આ ફળને કદી નહિ ભૂલે. ચીકુના જેવો જ એનો સ્વાદ હોય છે. ચરક કહે છે કે ટિંબરુનું ફળ કફ અને પિત્તને હણનાર છે, મધુર છે, હલકું છે. ભાવમિશ્ર કહે છે કે પાકું ફળ પિત્ત, પ્રમેહ, રક્તપિત્ત અને કફને હણનાર છે; મધુર છે અને ભારે છે. [ચાલુ

●

## ખાક થતાં સુધી

કઠણ વજ્જરનું કરી કાળજું
અહીંશ ઘા, નવ નેણ સૂકા થશે,
દિલહુતાશ કદી ઠરશે નહિ
પ્રજળશે બધું ખાક થતાં સુધી.

'સો.'

# સ્વપ્ન ખરી પડ્યું*

## શ્રી. તારાચંદ રવાણી

આ મારી હોટેલમાં કુમારી કેરિન્ગ્ટન નામે એક વિચિત્ર સ્ત્રી પણ ઊતરી હતી. એના રહસ્યને કોઈ જાણી શકતું નહોતું. મારા જેવો આ વસ્તુને બહુ ગણકારતો નહિ એટલે કુતૂહલવૃત્તિથી હું એના હલનચલનમાં તેમ જ કોઇની પાસેથી જે કંઈ જાણવા મળે તે જાણી લેવામાં રસ લેવા માંડયો. એ સાવ એકલી હતી, જો કે એની સાથે એક ચાકરડી હતી પણ એ તો માત્ર કામ પૂરતી જ. એની સાથે નહોતો એનો પતિ કે નહોતો કોઈ મિત્ર. તેમ હોટેલમાં એણે કોઈની સાથે ઓળખાણ પણ નહોતી બાંધી.

પણ આટલું ન હોય એટલે કોઈ વિચિત્ર જ ગણાય એવું થોડું છે! ઘણી હોટેલોમાં જે ફર્યો હશે એને ખ્યાલ હશે કે કેટલાં ય સ્ત્રી-પુરુષો એકલાં હોય છે, કારણ કે માનવીને કેટલા ય એવા પ્રસંગો આવી પડે છે કે જ્યારે એકલા પ્રવાસે જવું પડે. તેમ જ કોઈ સ્વતંત્રતા માણવા પણ એકલાં નીકળી પડે છે. છતાં ય આવાં પ્રવાસીઓને લાંબા સમય સુધી એક જ હોટેલમાં રહેવાનું મળે તો ત્યાં એ ઓળખાણ બાંધી લે છે. ઘણાંની સાથે મળતાં હળતાં રહે છે અને બીજાંની સાથે પરિચયમાં આવવા એ તલસતાં હોય છે. માનવીની એ સહવાસની સૃજનજૂની ભૂખ છે.

પણ એવું આ સ્ત્રીમાં ન હતું.

એનો દેખાવ, રીતભાત અને એનું આખું વાતાવરણ આ બધાં તરફ સૂગ દેખાડતું. એ જ્યારે અમારી બાજુમાં થઈને પસાર થતી ત્યારે એમ જ લાગતું કે એ અમારામાંહેની નથી. છતાં એ અમારી સંગત પણ નહોતી છોડતી.

ઉપરને માળે એણે એક અલાયદી ઓરડી રાખી હતી. બધાં બેસતાં ઊઠતાં તે મોટા ઓરડામાં એ વારંવાર આવતી. અને ખૂણામાં ટેબલ-ખુરસી પડ્યાં હતાં ત્યાં જઈ બેસતી અને કંઈક ચોપડી વાંચતી. અમે બધાં એના તરફ ટીકી રહ્યાં છીએ એનો ખ્યાલ પણ ભાગ્યે જ કરતી. નાસ્તા વખતે જ્યારે બૅન્ડ વાગતું ત્યારે એ ત્યાં બેસીને સાંભળતી, તો ક્યારેક અગાસી ઉપર જઈ બગીચામાં નજર નાંખતી બેસી રહેતી. નાસ્તા અને ભોજન સમયે એ મોટા ઓરડામાં ખૂણામાં ટેબલ-ખુરસી ઉપર બેસીને બધું પતાવતી. દિવસનો મોટો ભાગ એ હોટેલના બગીચામાં આરામખુરસી નાખી પડી રહેતી. જ્યાં જતી ત્યાં ચોપડીઓ તો સાથે જ લઈ જતી. અને સદા ય એકલી જ રહેતી. મેં ક્યારે ય એને કોઈની સાથે વાત કરતી સાંભળી નથી, સિવાય કે નોકર, માળી, ગાડીવાન કે એવા કોઈની સાથે કામ પૂરતું બોલવું પડયું હોય તે. એની દાસીને પણ મેં ક્યારે ય એની સાથે જોઈ નથી. સાંજે જમીને તુરત જ ઉપલે માળે પોતાની ઓરડીમાં એ ચાલી જતી. સાંજના નૃત્યમાં એ ભાગ તો શેની લે!—પણ જોવાય ઊભી ન રહેતી.

એ કાંઈ ઘરડી ન હતી. મારા ધારવા પ્રમાણે ૩૦-૩૨ વર્ષની માંડ હશે. હોટેલમાં કેટલાંક મનુષ્યો એવાં હોય છે કે એની પાસેથી જે કોઈ પસાર થાય એને વિષે એ કાંઈ ને કાંઈ માહિતી મેળવે જ. એવાં પાસેથી મને જાણવા મળ્યું કે એ એક અમેરિકાવાસી છે. એના કુટુંબમાં અત્યારે કોઈ નથી. પણ એની પાસે પુષ્કળ દોલત છે, એથી જ એ સફેદ વાળ વાળીબુઠ્ઠી ચાકરડી સાથે છેલ્લાં આઠ દસ વરસથી પ્રવાસ જ કર્યા કરે છે.

સફેદ વાળવાળી ઘરડી ચાકરડી! જેમ જેમ હું કુમારી કેરિન્ગ્ટનના વિષે વિચાર કરતો ગયો તેમ તેમ આ ઘરડી દાસીના વાળના રંગમાં જ મને આ વિચિત્ર સ્ત્રીનું રહસ્ય દેખાવા લાગ્યું.

---

* રૉબર્ટ હિચિન્સની 'ડ્રીમ્સ ફેઈડ 'નો અનુવાદ.

મેં આગળ કહ્યું હતું કે એનો દેખાવ, રીતભાત અને એનું આખું વાતાવરણ આ બધાં તરફ સૂગ દેખાડતું મને લાગેલું. પણ એને તોછડાઈથી વર્તતાં—એવો ઈરાદો સુદ્ધાં દેખાડતાં—મેં જોઈ નથી. છતાં એટલું તો હું ખાતરીથી કહીશ, અને મારાં મિત્રો પણ એમાં સાક્ષી પૂરશે કે અમારા તરફ એને કશો ભાવ નહોતો. એના સ્વભાવની આવી વિચિત્રતા છતાં એ અમારી સાથે ભળી શકત. પણ અમારી સાથે દરેક જાતનો પ્રસંગ પાડવાનું જ એ ટાળતી. એની અમારા તરફની સૂગ બિલકુલ સ્વાભાવિક લાગતી, ક્યારે ય એને કૃત્રિમતા લાવવી પડતી હોય એવું મને લાગ્યું નથી.

પરંતુ વારંવાર એ મોટા ઓરડામાં અમારી વચ્ચે આવતી એ જોઈને જ મારી ગૂંચવણ વધતી. એ શું એમ નથી બતાવતું કે એને મનુષ્યના સહવાસની થોડી પણ ભૂખ છે? અને દરેક દેહધારીને એના જેવાં બીજાં દેહધારીઓના સહવાસમાં રહેવાની ઇચ્છા થાય એમાં અસ્વાભાવિક પણ શું છે?

પણ આવા કોઇ સહવાસની એ ઇચ્છા જ ન કરતી. ત્યારે શું એ સંપૂર્ણ આત્મસંતોષી હતી? પણ એ સુખી નહોતી દેખાતી.

૨

ઇટાલિના લાગો બંદરના કાંઠા પરની 'ડ્યુક ઑફ વેનિસ' હોટેલમાં અમે ઊતર્યાં હતા. બીજા ઘણા દેશોનાં મુસાફરો પણ અહીં ઊતરેલાં. એમાં કેટલાંક દેખાવડાં જુવાનો હતાં, તેમ જ કેટલાક મધ્યમ વર્ગનાં પૈસાદાર માણસો પણ હતાં. અત્યારે સહુ નાસ્તાના ટેબલ પાસે બેસી કુમારી કેરિન્ગ્ટનની જ વાતો કરતાં હતાં. એમાંના એક ઈટાલિયન જુવાન મિ. બૅરન સાથે મેં શરત લગાવી. એ ટૅનિસનો ખેલાડી હતો. અને જુવાન સ્ત્રીઓને પોતાના તરફ આકર્ષવામાં અને એમની સાથે ભળી જવામાં એ પોતાને એક્કો માનતો—જો કે એને એટલો બધો દેખાવડો તો ન જ કહી શકાય પણ એના શરીરનો બાંધો ઘણો સરસ હતો. એનામાં આત્મશક્તિ ઘણી હતી. આવી આત્મશક્તિવાળા જુવાનો મેં બહુ ઓછા જોયા છે.

કુમારી કેરિન્ગ્ટનને આકર્ષવામાં એને પોતાની અશક્તિ લાગી. એટલે જ એની લગભગ તમામ રીતભાતથી બૅરનની જિજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાતી ને એ વિષે બધું જાણવા તે વલખાં મારતો. પરંતુ એ હિંમત કરી શક્યો નહિ. મને કહેવા લાગ્યો કે, 'કેવી વિચિત્ર આ સ્ત્રી છે!'

બૅરનની હાલત પર હું હસ્યો, ખૂબ હસ્યો. આથી બૅરનનું ઇટાલિયન ખમીર ઊછળી આવ્યું. એ ઉશ્કેરાઈ જઈને બોલ્યો:

'આ સ્ત્રીની સાથે તું વાત કરવામાં સફળતા મેળવ તો હું ૫૦૦ 'લીરા*'ની શરત મારું છું.'

'સફળતાની તારી વ્યાખ્યા શી છે?' મેં પૂછ્યું.

'એ સ્ત્રી તને મિત્ર બનવાની છૂટ આપે ને તું માત્ર એક બે વખત બોલી આવ, એટલું જ નહિ પણ ત્રણેક વખત સારી પેઠે વાતો કરી આવ.'

'બે ત્રણ નહિ પણ ચાર વખત વાતો કરી આવું, પછી?'

'કબૂલ, ૫૦૦ લીરાની શરત કબૂલ છે ને?' એણે પૂછ્યું.

મારે કબૂલ કરવું જોઈએ કે આ શરત મારવામાં મેં ઉતાવળ કરી. હોટેલમાં બીજી સ્ત્રીઓને મિત્ર બનાવવા કરતાં આમાં ઘણી મુશ્કેલી હતી. ઉતાવળે શરત મારવામાં બૅરનના મુખ પરનો કોઈને પકડમાં લીધાનો મરકાટ હું જોઈ શક્યો.

'હા, હું જીતું તો ૫૦૦ લીરા તારે મને આપવા, ને હું હારું તો મારે તને આપવા.' મેં કહ્યું.

'સમયની મુદ્દત પણ નક્કી કરવી જોઈશે.' તુરત જ બૅરને કહ્યું.

'જરૂર.'

---

* લીરા—ઇટાલિનું ચલણી નાણું.

'હું તને...ગુરુવારની રાત સુધીની મુદ્દત આપું છું. આજે મંગળવાર, એટલે આજ સવારથી ગુરુની રાતના બાર વાગ્યા સુધીનો સમય તારી પાસે છે.'

'બહુ સારું.' મેં કહ્યું. 'મારે બહુ ઝડપ કરવી પડશે.'

અને અમે બન્ને છૂટા પડયા.

હું એકલો પડયો. ઘડી પહેલાં મેં જે કર્યું એનો હવે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. મને એ મૂર્ખાઈ લાગી મૂર્ખાઈ એટલા. માટે કે બેરન સાથે જે શરત બકી એમાં હું કોઈ પણ રીતે જીતું એવું મને ન લાગ્યું.

એ વિચિત્ર સ્ત્રીને મળવા માટે મારા મનમાં મેં ઘણી યોજનાઓ વિચારી. એને સીધે સીધા મોટા ઓરડામાં, ઓસરીમાં, અગાસી ઉપર, બગીચામાં કે એવા કોઈ સ્થાને મળું. પ્રથમ હવાપાણી વિષે કંઈક વાત કરીશ, પછી અહીંના લોકો, રીતરિવાજ ઇત્યાદિ વાતો કાઢીશ આવું નક્કી કર્યું. છેવટનું બધું નસીબ પર છોડયું. એમ નહિ બને! ચોક્કસ આ રીતે એને મળવાનું નહિ બની શકે! હવાપાણી! કુમારી કેરિન્ગ્ટન! ના! ના!

એ બહુ વાંચતી. મેં એને ચોપડી વગર કદી દીઠી નથી. અને હું પણ સાહિત્યમાં રસ લેનાર તો છું જ. શું હું આ સંબંધી માફી માગીને એની સાથે વાત ન કરી શકું? એની નજીકમાં આજુ-બાજુના કોઈ સ્થળે બેસીશ. કદાચ બગીચો આ માટે વધુ અનુકૂળ થશે. હું એની પાસે બેસીશ. એ શું વાંચે છે એ જાણી લઈ એના સંબંધી વાત ઉપાડીશ. વળી એ વાત પણ રસદાયક પણ થશે. એકાદ મુદ્દો એવો શોધીશ કે એનું ધ્યાન ખેંચવામાં એ ભારે મદદગાર થાય. પછી મારી પાસેથી વધારે સાંભળવાની એની ઇચ્છા સતેજ થશે. હું એ કરી શકીશ? શા માટે નહિ?

તુરત જ મેં નિશ્ચય કર્યો કે આ સારામાં સારી યુક્તિ છે. અને એ જ દિવસે બપોરે ચાપાણી પી કરીને એની બાજુમાં એક ખુરસી પર બેસી ગયો. બાજુમાં જ જાપાનથી પોતાને માટે તૈયાર કરાવેલી આરામખુરસી પર લાંબી થઈને આરામ કરતી એ પડી હતી. એની પાસે કઈ ચોપડી છે એ મેં લાંબી નજર નાખીને જોઈ લીધું. 'એસીરિયન શિલ્પકળા' એ નામનું પ્રો. હોરેસ વિંગ્સ્ટનનું લખેલું પુસ્તક હતું. લેખકના નામ પાછળ એની મહત્તા બતાવતા ઘણા ઘણા અક્ષરો હતા.

હું સ્તબ્ધ બન્યો. એસીરિયન શિલ્પકળા પરનું મારું જ્ઞાન અને એ વિષયનો રસ એમાંથી કોઈ મુદ્દો પકડી પાડી મારું કામ પાર પાડી શકે એવું મને ન લાગ્યું. પુસ્તકના લેખક પ્રો. વિંગ્સ્ટન વિદ્વાન પુરુષ હતા. પરંતુ મારા જાણવામાં એ નહોતા આવ્યા. હું મારી ખુરસીમાં ચુપચાપ બેસી રહ્યો, ને કુમારી કેરિન્ગ્ટન 'એસીરિયન શિલ્પકળા'નાં પાનાંમાં તલ્લીન થઈ.

હું ચા તૈયાર કરી આપવામાં કે ટોસ્ટને માખણ ચોપડવામાં મદદગાર થઈ શકું? ઘણી વખત નોકરો કાળજી વિનાના હોય છે. હું ચાના ટેબલ નજીક આવ્યો. પણ કુ. કેરિન્ગ્ટને બહુ સફાઈ અને સાદાઈથી પતાવ્યું. અને નોકરે પણ ભારે કાળજી બતાવી. દિવસ પસાર થઈ ગયો. રાત પડી, એ ઉપલે માળે ચાલી ગઈ. હવે આવતી કાલે સવારે નીચે આવવાની.

બુધવાર થયો. સવારનો ચળકતો સૂર્ય પૃથ્વીને અજવાળતો ઉપર ચાલ્યો. અને આખરે એ પણ વિલય પામ્યો. એ દિવસે કશી પ્રગતિ ન થઈ. મિ. બૅરન જ્યારે જ્યારે સામે મળી જતો ત્યારે પોતાની જ જીત થવાની હોય એમ મોઢું મલકાવતો ચાલ્યો જતો.

ગુરુવારનું સવાર થયું. સૂર્ય સરોવરના જળ પર કિરણો પ્રસરાવતો ઊંચે આવ્યો. મારે ૫૦૦ લીરા આપવા પડશે એ વિચારે હું ધ્રૂજ્યો. પૈસા જવાના દુઃખ કરતાં વધુ તો મિ. બૅરને આખી હોટેલમાં અમારી શરતની વાત કરી હતી તેથી હોટેલના માણસોમાં મારી મશ્કરી થશે એનું મને દુઃખ હતું. નાનામાં નાનો નોકર પણ આ વાત જાણે છે એ હું જોઈ શકયો હતો. નોકરો મારી અને કુ. કેરિન્ગ્ટન પાછળ કુતૂહલપૂર્વક જોઈ રહેતા અને હસતા.

જેમ દિવસ ચડતો ગયો તેમ મારી નિરાશા વધતી ગઈ. કુમારી કેરિન્ગ્ટનને મળવાના હજાર રસ્તા હું વિચારી ગયો, પણ એકે ય કાર્યસાધક ન લાગ્યો. સવારનો ચાનો સમય થવા આવ્યો તેમ મારી મૂંઝવણ વધતી ગઈ.

કુમારી કેરિન્ગ્ટન મોટા ઓરડામાં ચા લેતી ત્યારે ઓરકેસ્ટ્રા વાગતું. ફરીથી મેં મારી જગ્યા એની નજીક લેવા વિચાર્યું. આગળથી આવીને બેસી જઈશ એટલે ખાણાપીણામાં જે વસ્તુ આવશે એને કુ. કેરિન્ગ્ટન માટે તૈયાર કરી આપવાની મને તક મળશે.

નોકરો હમેશાં નફ્ફટ હોય છે. કાંઈ ને કાંઈ ઢોળફોડ કરે જ. પ્યાલારકાબી જોયાકર્યા વિના ચા રેડી જ દેશે. પીરસતાં પીરસતાં ય હાથમાંથી વસ્તુ ઢોળતા જશે અને મહેમાનોનાં કપડાં બગાડશે.

કુ. કેરિન્ગ્ટન આવી. હું એની નજીક જઈ શકયો નહિ, એણે ચોકલેટ લીધી. હવા ગરમ હતી. ચોકલેટ નરમ અને ભેજવાળી હતી. મેં કંઈક બનાવની આશા રાખી પણ કાંઈ બન્યું નહિ. છેલ્લી ઢબથી ચોકલેટ ખવાઈ. પછી ચા આવ્યો. ચા પણ ધીરજથી પિવાયો. અને હું નિરાશ થયો.

એટલામાં બૅન્ડ વાગવું શરૂ થયું. મને થયું, શા માટે એ ગીત હું નથી જાણતો? હું બહુ જૂનવાણીનો શોખીન હઈશ. પણ એના સ્વર બહુ મીઠા હતા. દૂર ઊભો ઊભો મિ. બૅરન મારા તરફ તાકતો હતો અને એક સુંદર સ્ત્રીના કાનમાં કાંઈક કહેતો હતો એ મેં જોયું, અને તુરત જ મેં નિર્ણય કર્યો કે મારે કુ. કેરિન્ગ્ટન પાસે જવું જ જોઈએ, એની પાસે ખુરસી લેવી જ જોઇએ અને મારે મિ. બૅરન સાથેની મારી મૂર્ખાઈભરેલી શરતની વાત એને કરવી જ જોઈએ.

૩

કુમારી કેરિન્ગ્ટનની બાજુમાં નેતરની ખુરશી ખાલી પડી હતી. હિંમત કરીને મારા ટેબલ પરથી હું ઊઠયો. મિ. બૅરનની નજર મારા પર જ હતી. મેં પણ એને આંખના ઇશારાથી મારી આ વખતની મક્કમતા બતાવી. હું કુ. કેરિન્ગ્ટનની તરફ ગયો. જેવો હું એની ખુરશી બાજુ ગયો કે તુરત જ આફત ઊભી થઈ. મિ. બૅરનની સામે તાકી રહેવામાં મારો ઘણો સમય ગયો. પરિણામે જેવો હું ખુરશી પર બેઠો કે ઓરકેસ્ટ્રાનું ગીત બંધ થયું. સર્વત્ર સ્મશાનશાંતિ વ્યાપી.

આવી શાંતિની મેં આશા નહિ રાખેલી. મારી ધારેલી મુરાદ જાણે તૂટી પડતી હોય એવું મને લાગ્યું. જ્યારે કુ. કેરિન્ગ્ટને પોતાના ગુચ્છાદાર વાળવાળું માથું ઊંચું કરી મારી સામે જોયું ત્યારે ખુરશીમાં હું પાછો પડયો. મારી આ વર્તણુક માટે હું માફી માગી ન શકયો. હું કાંઇ બોલી શકયો નહિ, માત્ર એની સામે તાકી રહ્યો. આમ ઘણો સમય શાંતિમાં ચાલ્યો ગયો હોય એમ મને લાગ્યું. જો કે મેં બોલવા માટે વિચારેલું, સમજાવવા માટે નહિ, પણ માફી માગવા સુધીનો મેં વિચાર કર્યો. પણ આવું હું કાંઈ કરી શકું તે પહેલાં બૅન્ડ ફરી પાછું શરૂ થયું, આ વખતના ગીતે મારામાં આનંદ અને જુસ્સો આણ્યો. પણ કવિની કરુણતાએ મારા જુસ્સાને પિગળાવી નાખ્યો. આવું ગીત સાંભળતાં સાંભળતાં હું મિ. બૅરન સાથેની શરત પર વિચાર કરવા લાગ્યો. ને આવી જાતનું નિવેદન મારે કુ. કેરિન્ગ્ટન આગળ કરવું એમાં મને મારી નામોશી લાગી. આવું કાંઇ પણ કરવાનો વિચાર મેં છોડી દીધો અને હું શાંતિથી બેઠો.

"મેં સાંભળ્યાં છે એ ગીતોમાં આ એક અતિ સુંદર ગીત છે. જાણે ધરતીના પડમાંથી આવતું હોય એવું લાગે છે." કુ. કેરિન્ગ્ટન પ્રત્યે આખરે મેં કહ્યું.

'ના, એ તો ડાંગરના ખેતરમાંથી આવે છે,' કુ. કેરિન્ગ્ટન સહસા બોલી. 'હિંદુસ્તાનના ડાંગરના ખેતરોમાં આવું ગીત મેં ઘણી વાર સાંભળ્યું છે.'

એણે વાત એવી રીતે ઉપાડી કે જાણે એ આપણી સાથે કયારની યે વાતો ન કરતી હોય! એનો અવાજ ધીમો ને ખૂબ મીઠો હતો. મહાન ગૂંચવણમાંથી હું પાર નીકળી ગયો હોઉં એવું મને લાગ્યું.

'તમે હિંદુસ્તાન ગયાં હતાં?' મેં વાત લંબાવવાની તક લીધી.

'હં.'

'અહીં કોઈએ મને કહ્યું કે તમે તો આખી દુનિયા ફરી વળ્યાં છો.'

'પણ હું તો અહીં કોઈને નથી જાણતી.'

'છતાંય હોટેલમાં કેટલાંક માણસો બધી બાતમી મેળવી લે છે.'

'તેઓ શું આવું કરી શકે છે? બીજાના અંગત જીવનમાં રસ લે એ કેટલું વિચિત્ર!'

'તમે આ બધાંને જુઓ છો એમાં રસ નથી લેતાં? મેં તો જોયું છે કે ચા પીતી વખતે બધાં તમારી તરફ જ ટીકી રહ્યાં હોય છે.'

'બિલકુલ નહિ. મને એનો ખ્યાલ પણ આવતો નથી. ને એમને હું ગણકારતી યે નથી. સાચું પૂછો તો હું એમને જોતી જ નથી.'

'પરંતુ, તમે આ બધાંની વચ્ચે હરોફરો તો છો.'

'એક માણસ આખો દિવસ થોડું ઓરડીમાં એકલું બેસી શકે છે?'

'તમે રોજ સાંજે નૃત્ય વખતે તમારી ઓરડીમાં ઉપર ચાલ્યાં જાઓ છો?'

'હા.'

'મને આશ્ચર્ય થાય છે કે તમે સાંજ કેમ પસાર કરતાં હશો!'

'ઓરડીમાં ફરું છું. કોઈ વખત ભરત ભરું છું.'

'ભરતગૂંથણ'

'હા, હું ભરતગૂંથણ કરું છું. જ્યારે હું વહેલી ઊઠું છું—જો કે રોજ વહેલી ઊઠું છું, ત્યારે ભરત ભરું છું. ઘણી સ્ત્રીઓ આવું ભરતગૂંથણ કરે છે.'

'એમાં બહુ રસ પડે એવું છે?'

'એટલા ખાતર નહિ. પણ આપણે કાયમી રસ લઈ શકીએ એવી કેટલી વસ્તુઓ છે? મને લાગે છે કે બહુ જ ઓછી.' કહી, નોકરને ચાના પૈસા ચૂકવી એ તુરત જ બગીચામાં ચાલી ગઈ.

મિ. બૅરન મારી પાસે આવ્યો.

'તમે જોયું ને? થડકવાને બદલે કેટલી શાંતિથી મેં વાત કરી?' મેં કહ્યું.

'તેં વાત કરી એ સાચું. પણ તું સફળતાપૂર્વક વાત કરી શક્યો છે? આપણે તો એની શરત છે.'

'હું આજે સાંજે એને ફરી મળીશ.'

'ક્યારે?'

'જમ્યા પછી.'

'પણ જમીને તો એ પોતાની ઓરડીમાં જાય છે.'

'તો એ મને ત્યાં આવવાનું કહેશે.'

'કદી કહે જ નહિ.'

'ચાલ, ધાર કે એ મને પોતાની ઓરડીમાં લઈ જાય તો હું જીત્યો કહેવાઉં ને?'

'ચોક્કસ, પણ એ કદી લઈ જ ન જાય ને.'

'હવે ધાર કે કદાચ એ નીચે અહીં જ બેસી રહે અને મારી સાથે વાતો કરે તો?'

મિ. બૅરન પ્રમાણિક હતો. થોડી વાર વિચાર કરી તેણે કહ્યું, 'તો યે તું જીતે.'

'ત્યારે માની લે કે હું જીત્યો છું. આજે સાંજે અને આવતી કાલે પણ મારી સાથે એ વાતો કરશે.'

'જો એ એમ કરે તો હું હાર્યો.' થોડીવાર રહી તે બોલ્યો. 'ત્યારે તું નસીબવાન, મેં તને ધાર્યો હતો એના કરતાં તું વધારે હોશિયાર નીકળ્યો ગણાય.'

સ્ત્રીઓમાં ભળી જવાના મારા સ્વભાવને આવકારવામાં એનું ઇટાલિયન ખમીર ઝળકી ઊઠ્યું.

એ રાત્રિએ હું સાવધ બન્યો. કુ. કેરિન્ગ્ટન સામાન્ય રીતે રાત્રિના આઠ વાગે જમતી, અને બહુ જ થોડું જમતી. ઘણું કરીને સાડા આઠ વાગે તો એ જમવાનો ઓરડો પણ છોડી જતી. મારાથી એને આમ ભાગી જવા ન દેવાય. તેમ એના ખાતર ભૂખ્યા રહેવાની પણ મારી ઇચ્છા નહોતી. એટલે હું પોણા આઠે

આવીને જમવા બેઠો. જ્યારે હું અરધુંપોણું જમી રહ્યો હઈશ ત્યારે મેં એને વાદળી પોષાકમાં ધીમેથી આવતી જોઈ.

મારી પાસેથી પસાર થવા છતાં મારી તરફ એક નજર સરખી પણ એણે ન કરી. મને તો આશ્ચર્ય થયું કે બપોરની આ વખતે જે પુરુષે એની સાથે વાત કરી હતી એને ભૂલી તો નહિ ગઈ હોય! ખરેખર એ એટલી અસામાન્ય હતી કે કોઈ એને ન સમજી શકે. એ જ્યારે મારી સાથે વાત કરતી હતી ત્યારે મોટા ડોળા કાઢીને એ મારા સામું જોઈ રહેતી. પણ જાણે એ મને જોતી જ નથી એમ મને લાગતું. એની આંખ મને તાકીને જોતી હોય એવું જરાય નહોતું. એની આંખો કોઈ સ્વપ્નદર્શી જેવી હતી. હું એની સાથે ફરી વખત વાત કરું તો કદાચ મને એ ઓળખી યે ન શકે.

બરાબર આઠ ને પચીસ મિનિટે મેં જમવાનું પૂરું કર્યું ને ઉપરના માળે જવા માટે લિફ્ટ હતી ત્યાં આવીને બેઠો. એ વખતે ત્યાં કોઈ નહોતું. લિફ્ટવાળો ઊભો ઊભો ઝોકાં ખાતો હતો. આમ દસેક મિનિટ ગઈ હશે ત્યાં કુ. કેરિન્ગ્ટન ધીમે પગલે મારા તરફ આવતી દેખાઈ.

અત્યારે જ મારું ધ્યાન ગયું કે એણે કપડાં ઘણાં સુંદર પહેર્યાં હતાં. બીજાની પ્રશંસા મેળવવા કે સ્ત્રીઓને ઈર્ષા ઉપજાવવાને બદલે પોતાને વધારે ગમ્યાં હોવાને અંગે જ પહેર્યાં હોય એવું મને લાગ્યું.

ખુરશી પરથી ઊઠીને હું એને મળવા સામે ગયો. જેવો હું મળ્યો કે તુરત જ મેં સ્મિત કર્યું, જેમ એક મિત્રને મળતાં કરીએ તેમ.

'હું હમણાં જ બગીચામાં જતો હતો.' મેં વાત શરૂ કરી.

'તમે?'

આટલું બોલ્યા પછી પણ એણે મને ઓળખ્યો છે કે નહિ એની મને શંકા હતી, જાણે કોઈ અજાણ્યાને એ પહેલવહેલી જ મળતી હોય એમ મને લાગ્યું.

'હા, અત્યારે આકાશ રળિયામણું છે. તમે થોડી વાર નહિ આવો?'

'મને એવી ઈચ્છા નથી. હું મારા ઓરડામાં જઈને બેસીશ.'

'તમે ભરતગૂંથણમાં લાગી જશો?'

એ લુખ્ખું હસી. 'હા. અત્યારે તો એ જ કરીશ. મારા ઓરડામાં અગાશી છે એટલે પહેલાં ત્યાં બેસી થોડી વાર સિગારેટ પીશ.'

'હું તમારો સાથ ન કરી શકું?' મને ખબર નથી કે મેં કેવા ઉત્તરની આશા રાખી હતી. મને થયું કે કદાચ સીધી ના પાડશે. અગર તો હસીને જવાબ આપવાનું જ ટાળશે, પણ એણે તો પ્રશ્ન પૂછ્યો.

'તમારે શી જરૂર છે?'

મને મિ. બેરનની શરતનો વિચાર આવ્યો. ને હું ગુનેગાર હોઉં એમ લાગ્યું. પણ અત્યારે મને ખબર છે કે ત્યારે શરતને ને કુમારી કેરિન્ગ્ટનની સાથે સાંજ ગાળવાની મારી ઈચ્છાને કશો સંબંધ નહોતો. પણ આ વાત એ જાણે તો?

'એકલા ફરવા કરતાં તમારી સાથે સાંજ ગાળવાની મારી ઈચ્છા છે. તમે ના પાડો તો વળી કોઈ...પણ મને તમારા ભરતગૂંથણમાં દખલ કરવાની જરા ય ઈચ્છા નથી.'

'મારે રોજ ભરતગૂંથણ કરવું જોઈએ એવું નથી. એને કાલ પર છોડીશ. મને એમાં હરકત નથી.' તેણે કહ્યું.

લિફ્ટમાં એણે પગ મૂક્યો અને હું પણ એની પાછળ ગયો.

## ૪

એ દિવસે સાંજના એ સ્વપ્નદર્શી બાઈની કથા મેં સાંભળી. એ એક પુરુષને ચાહતી હતી. પુરુષને નહિ પણ એના આદર્શોને એ ચાહતી. ને એ આદર્શ પાછળ એ કેટલી ઘેલી બની હતી! એણે એ પુરુષની જિંદગી કેટલી મધુર બનાવી હતી! પણ એ

મધુરતાને એ ન સાચવી શકચો. બધા પુરુષોની જેમ એ પણ અભિમાની બન્યો. ખરું પૂછો તો એ બાઈને પુરુષની પડી નહોતી. પણ એ આદર્શને માટે ગરીબ બની હતી. ને એ આદર્શે જ એને આમ રઝળતી મૂકી.

આ બધું મેં કેવી રીતે જાણ્યું એનું મને પણ આશ્ચર્ય થાય છે. એની ઓરડીમાં બેસીને અમે ખૂબ વાતો કરી. પણ હું એને કાંઈ ગમી ગયો હતો એટલા માટે આ બધું એ નહોતી કહેતી. એને મારી કશી યે દરકાર નહોતી. હું ત્યાં હોઉં કે ન હોઉં એની એને મન કંઈ કિંમત પણ નહોતી. કેટલીક વખત આવો ઉપેક્ષાભાવ જ એકબીજાને સ્વાભાવિક રીતે નજીક લાવે છે. અને એવું અમારે વિષે બન્યું. અમે અગાશીમાં બેઠાં હતાં. શરૂઆતમાં મનમાં આવતું એમ બગીચા ઉપર, તારા, આકાશ, અને એવા ગમે તે વિષય પર વાતો કરતાં. હતાં એમાંથી એકે યને વાત પાછળ કોઈ હેતુ ન હતો. બધું સ્વાભાવિક લાગતું.

વાતમાં મેં એને કહ્યું, ‘ તમે આપ્તજનોથી વિખૂટાં પડેલાં હો એવાં દયામણાં લાગો છો. ’

એણે કહ્યું. ‘ હું સદા ય એકલી જ રહું છું. છેલ્લાં સાત વરસથી મારી ચાકરડી સાથે પ્રવાસ કરું છું. એ સાત વરસથી હું હોટેલમાં પુરુષોની વચ્ચે જ રહું છું. પણ એમની સાથે બોલવાનો પ્રસંગ પાડતી નથી. તેમ એમના વિષે કશું જાણતી નથી. ને તેની ઉત્કંઠા પણ થતી નથી. હું ચીન, જપાન, હિન્દુસ્થાન, સિયામ, જાવા, દક્ષિણ અમેરિકા, ઈરાન, સીરિયા, ઇજિપ્ત અને યુરોપ એ બધે સ્થળે જઈ આવી છું. મારે માટે હવે કયું સ્થળ બાકી છે ? અને સદા ય હું એકલી જ રહું છું, જેમ અહીં છું. ’

‘ પરંતુ તમારે મિત્રો તો હશે જ. ’

‘ ના, મારે કોઈ મિત્ર નથી. હા, હું ઘણા પુરુષોને જાણું છું ખરી, પણ મારે એકે ય મિત્ર નથી. ’

‘ અને અમેરિકા ? તમે તો અમેરિકાવાસી છો ખરું ? ’

‘ હા. પણ હું અમેરિકાને ધિક્કારું છું. ’

‘ તમે અમેરિકાવાસી થઈને અમેરકાને ધિક્કારો છો ? બહુ નવાઈ કહેવાય ! ’

‘ મને ખબર નથી પડતી કે હું તમારી સાથે શા માટે વાતો કરું છું. પણ તમે મારા તરફ મમતાથી જોઈ રહ્યા છો એટલે લાગે છે કે તમે મારા વિષે કંઈ જાણવા ઇચ્છો છો. ’

મને મારી શરતનો ફરી વિચાર આવ્યો ને હું શરમાયો. પણ એને કદી ખબર નહિ પડે. જો કે બધા નોકરો તો જાણે જ છે. અને એને પણ એક ચાકરડી છે. એ જ પળે મને સફેદ વાળવાળી ઘરડી દાસીનો ભય લાગ્યો.

‘ હું અમેરિકાને ધિક્કારું છું. કારણ કે એણે જ મારી જિંદગીનો નાશ કર્યો છે. ’

‘ પરંતુ તમે તો અહીં ઇટાલિમાં જીવતાં છો ? ’

‘ તમને શું હું જીવતી લાગું છું ? ’ એણે પૂછ્યું.

અને ત્યારે મને ખબર પડી કે અમારામાં જે કંઈક જીવન જેવું છે તેવું કંઈક એનામાં નથી.

‘ કદાચ બધા હોય છે એના કરતાં તમે જુદી જ કક્ષાનાં હો. ’ મેં ઉતાવળે કહી નાખ્યું.

‘ જરૂર જુદી કક્ષાની. મારામાં કાંઈક ઓછું છે તેથી. નહિ કે મારામાં કંઈ વિશેષતા છે તેથી. મરેલાં માણસો જીવિતોમાં રસ જ લઈ શકતાં નથી. ’ એ બેધ્યાનથી બોલતી હતી.

‘ એવું શા માટે ? ’ મેં પૂછ્યું. મને વધારે જાણવાની ઇચ્છા હતી.

‘ હું શ્રીમંત છું એવું તમને કહું તો તમે મને જંગલી કે અજ્જડ નહિ માનતા. ’

આવું એ બોલશે એવી ધારણા મેં નહોતી રાખી. અને એણે પોતાની કથા કહેવી શરૂ કરી.

‘ મારા પિતા અમેરિકામાં રેલ્વેમેનેજર હતા. એ ગુજરી ગયા અને મારા માટે પુષ્કળ પૈસો મૂકતા ગયા. અમેરિકામાં પણ એની ગણના થાય એટલી એની પાસે દોલત હતી. તમને ખ્યાલ હશે કે અમેરિકામાં પૈસા વિષે ખૂબ લેખો આવે છે. એવી જ રીતે મારી દોલત વિષે લેખમાળાઓ લખાવા માંડી, એ એટલે સુધી કે મને એનો ખરેખર કંટાળો આવ્યો.

મારી યુવાની ખીલતી જતી હતી અને મારી પાસે પુષ્કળ પૈસો છે એની જાણ થતી જતી હતી. એથી હું બહુ મૂંઝાતી. કારણ કે મને પોતાને પૈસાની બહુ ખેવના નહોતી, છતાં મારી જાહેરાત તો હું પૈસાવાળી છું એવી જ થતી, એથી મને ચિંતા થતી. મને પોતાને ખબર નહોતી કે હું શું હતી. ખરેખર હું કશું જ નહોતી. જગતે એની સ્વાર્થી નજર મારા તરફ ફેંકી. એવાની સાથે ભળવાની મારી જરા ય ઇચ્છા નહોતી. તમે જુવાન માણસ છો અને તમે દુનિયા જોઈ હશે. દુનિયા કેટલી સ્વાર્થી છે ? ભયંકર! પશુ જ્યારે ભૂખ્યું થાય છે ત્યારે કેટલું વિકરાળ બને છે? ખરેખર દુનિયા પણ ત્યારે એવી વિકરાળ મને લાગવા માંડી. આ બધું હું જોતી હતી. અને મારે એ વિકરાળ મુખને તાબે થવું પડ્યું.

એ વખતે હું બહુ જ દુઃખી હતી. હું સાચું આત્મસુખ શોધતી હતી. પણ બધે ઠેકાણે મને પાશવી જીવન જ દેખાયું. અને જગતમાં આખર એ જ વસ્તુ ભરી છે એવું મને લાગ્યું. આજે પણ એમ જ લાગે છે. હું અત્યારે ૩૨ વરસની છું. આજથી બાર વરસ પહેલાં જ્યારે ૨૦ વરસની હતી ત્યારે ઘણા સ્વાર્થી માનવીઓએ મને પોતાની કરવા મને લલચાવી, કારણ કે મારી પાસે દોલત હતી.

આ અરસામાં મને એક એવો માણસ મળ્યો કે જેણે મારા પર ખૂબ અસર કરી. પણ તે આ બધા જેવો નહોતો. ત્યારે હું ખૂબ પૈસાદાર હતી. ને પૈસાની જાળમાં ગૂંચવાણી હોઉં એવું મને લાગતું. ગરીબ માણસોને સમજી શકે એવો કોઈ માનવી મેં જોયો નહોતો.

આવું મારું બોલવાનું સાંભળીને કદાચ તમે હસશો પણ અમેરિકાની આ હકીકત છે. શ્રીમંત માણસો શ્રીમંતોમાં જ જાય આવે છે. તેઓ ગરીબ માણસોને જાણતાં જ નથી. તેમ જ એવાં માણસોના પરિચયમાં પણ આવતાં નથી. અહીં હું નોકર–ચાકર કે દરવાન વિષે નથી કહેતી. આ નોકર માણસો સિવાય એમનાથી એક પળ પણ ચાલી શકે એમ નથી. પણ હું તો એમની જ જાતનાં, પણ જેઓ ગરીબ છે, એવાંની વાત કરું છું, એવાં માણસો સાથેની મિત્રાચારી વિષે વાત કરું છું, હું જેટલાં માણસોને જાણું છું એ બધાં મન ફાવે એવું જીવન ગાળી શકે એવાં છે. પૈસા ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, એમને એની પરવા નથી. હું જ્યાં જ્યાં ગઈ ત્યાં મેં આવા ધનના ઢગલા જોયા. મરજીમાં આવે એમ એને વેડફી નાખતાં, ભૂંડ જેમ કાદવમાં રચ્યુંપચ્યું રહે છે તેમ એશઆરામમાં ગળાબૂડ આ બધાં માણસો રહેલાં છે.

આ વખતે આ બધાંથી જુદા એવા એક માણસને હું મળી.' અહીં એ સહેજ અટકી.

" પહેલી વાત તો એ કે એ પોતે ગરીબ હતો. પરંતુ એના વિષે ધ્યાન ખેંચાય એવી વાત તો એ હતી કે એ પૈસાદાર થવા પણ ઇચ્છતો નહિ હું ખાતરીથી કહું છું કે મોટા ભાગનાં ગરીબ માણસોને પૈસાદાર થવાની ઇચ્છા તો થાય જ છે. પણ આને એવું ન હતું. મારે ન્યુયોર્કમાં એક સ્પેશ્યાલિસ્ટને મળવું હતું, ત્યાં એના મકાને આ માણસની મુલાકાત થઈ. અમે બે જ ત્યાં દીવાનખાનામાં રાહ જોતાં બેઠાં હતાં. હું જ્યારે ત્યાં પહોંચી ત્યારે એ ત્યાં મોટા ટેબલ આગળ બેસીને માથું હલાવતો કોઈ સચિત્ર માસિકનાં પાનાં ઉથલાવી રહ્યો હતો.

તે બહુ દૂબળો, ફિક્કો અને ઠીંગણો લાગતો હતો. પણ એની કાળી આંખોમાં કોઈ ઓર ચમક હતી. છતાં એની આંખો બહુ માયાળુ હતી. અને એમાં બીજું પણ કંઈક એવું હતું કે જે હજુ સુધી મેં બીજા કોઈની આંખોમાં જોયું નથી. સ્વાર્થી, માદક કે પાશવી આંખોને બદલે એ કરુણા અને સહાનુભૂતિમય હતી. એમાં મને સાચું જીવન જણાયું. ત્યાં ટેબલ પાસે હું બેસી ગઇ.

એણે મારી તરફ એક નજર કરી. એણે એટલી સ્વાભાવિકતાથી જોયું કે એણે આમ ન જોયું હોત તો એ અસ્વાભાવિક લાગત. મારે એને ઓળખવો જ જોઈએ, એક ક્ષણ મને લાગ્યું, જાણે હું એના તરફ ખેંચાઈ રહી હોઉં. આવી જાતનો અનુભવ મને ક્યારે ય નહોતો થયો. હું એને છોડી શકું એમ નહોતી. એણે

સ્વચ્છ પોષાક પહેર્યો હતો. પરંતુ મારા પરિચયમાં જે ચપળ માણસો આવેલાં એની સરખામણીમાં એ અવશ્ય ગરીબ જ લેખાય.

મારી તરફ ઝાઝી વાર જોઈને એ વળી પાછો માસિકનાં પાનાં ઉથલાવવા માંડયો. થોડી વારમાં માસિક પડતું મૂકીને મારી તરફ ફરી વાર જોઈને બોલ્યો.

'આ બધું ભયંકર નથી ?'

મને એનો અવાજ ગમ્યો. બાળકના જેવો એ નિખાલસ હતો. મેં કહ્યું,

'શા માટે ?'

'લોકો આટલા પૈસાદાર છે છતાં યે હજુ પૈસા પાછળ આટલા પાગલ કેમ બને છે?' ખેદપૂર્વક એ બોલ્યો.

'અને બીજી તરફ પાર વગરની ગરીબાઈ! થોડી વાર રહીને ફરી આટલું બોલી બંધ રહ્યો.

અમે થોડી વાતો કરી, મેં એને કહ્યું કે હું શ્રીમંત છું. ત્યારે મારી સામે એ દયાર્દ્રતાથી જોઈ રહ્યો. એ પોતે ગરીબ હતો. એણે પોતાની અને એના મિત્રોની ગરીબાઈ વિષે વાત કરી, છતાં એને એવા મિત્રો ગમતાં, કારણ કે શ્રીમંત મિત્રો કરતાં એ સાદાં ને સાચાં હતાં. શ્રીમંત લોકોથી એ ખરેખર ત્રાસતો. મેં એને મારો ભય ન રાખવા કહ્યું.

નોકરે આવી એને સ્પેશ્યાલિસ્ટ પાસે અંદર જવા કહ્યું. એણે મને વાત કરી કે બહાર ગરીબોનું એક મોટું ટોળું સ્પેશ્યાલિસ્ટને મળવા બેસી રહ્યું છે. એમની પાસે પૈસા નથી એટલે અંદર કેમ આવી શકે? એ મળવા માટે ઊઠયો ત્યારે મેં એની પાસેથી એનું સરનામું લીધું અને મારું સરનામું એને આપ્યું.

અમે ફરીવાર મળ્યાં. મળવાનું મેં નક્કી જ કર્યું હતું. કારણ કે એ ગરીબ હતો ને એને શ્રીમંતો ગમતાં નહોતાં. મારા માટે આ એક નવું હતું. મને ફરી મળવાની એની ઈચ્છા હતી કે કેમ તે હું નથી જાણતી. પણ મને તો હતી જ. હું પણ એક ગુનેગાર શ્રીમંત હતી."

"તમે આ એનું વાક્ય ટાંકો છો?" મેં વચ્ચે પૂછ્યું.

"હા, એનું વાકય ટાંકું છું. એ વખતે એ એવો હતો." તેણે જણાવ્યું. અને એની આંખોમાં એક ચમકારો આવી ગયો. એણે વાત ચાલુ કરી.

"અમે એક બીજાને સમજી શકીએ એટલાં નજીક આવ્યાં. મને એને વિષે જાણવાની તાલાવેલી લાગી. મારે એના આદર્શો જાણવા હતા. ઘણાં માણસોને આદર્શ હોતો નથી. પરંતુ એને આદર્શ હતો."

એ બોલતી બંધ પડી. અને જાણે શોકમાં ડૂબી ગઈ હોય એમ લાગ્યું. થોડી વાર હું થોભ્યો. પછી મેં પૂછ્યું.

"એનો શો આદર્શ હતો?"

"સેવા." એણે ઊંચું જોઈને કહ્યું.

"સેવા?"

"સ્વાર્પણ. એણે મને કહેલું કે એણે દુનિયા ખૂબ જોઈ હતી. એ વિષે સારી પેઠે વિચાર કર્યો હતો, સાર એ લાગ્યો કે સઘળે સ્થળે જે તિરસ્કારવૃતિ દેખાય છે એનું કારણ માનવીના મૂળમાં પડેલી અભિમાનવૃત્તિ જ છે.

મેં અમેરિકાવાસી શ્રીમંતોના બચાવ માટે એની દાનવૃત્તિની વાતો કહી. એના જવાબમાં એણે કહ્યું કે, 'એવું દાનવીરનું બિરુદ મેળવવા કોણે સ્વાર્થત્યાગ કર્યો છે? ગરીબોનાં દુઃખ ફેડવા કોણે પોતાની યુરોપની સફર છોડી દીધી? આવો એક પણ માણસ તમે મને બતાવશો? એ બધા તો એરણ ચોરીને સોયનું દાન કરવા નીકળી પડયા છે.' એની વાત સાચી હતી. મારા જાણવામાં જેટલા પુરુષો આવ્યા હતા એ બધા પાસે એટલી દોલત હતી કે ગરીબોને માટે પુષ્કળ દોલત દાનમાં આપી દે તો યે કોઇને યુરોપની સફર પડતી ન મૂકવી પડે.

એણે મને ભાર દઈને કહ્યું કે, 'કોઈ પણ વસ્તુ દાનમાં આપતાં તમને એની ખેંચ ન લાગે તો એવા દાનની કંઈ કિંમત નથી.' એનો આદર્શ સ્વાર્થત્યાગનો હતો, માનવસેવાનો હતો."

"એ શું કરતો હતો?" મેં પૂછ્યું.

"એક મોટા પુસ્તકાલયનો એ ગ્રંથપાલ હતો. એના પગારની મને પૂરેપૂરી ખબર નથી પણ એ

નાની રકમ હતી. ઘણું કરીને વર્ષના એને બેએક હજાર ડૉલર મળતા. એણે ઘણાં મિત્રો સાથે મળીને એક મંડળ સ્થાપ્યું હતું. સૌ પોતાના પગારનો ત્રીજો ભાગ મંડળને આપતાં. એમ જે ફંડ ભેગું થતું એનો ઉપયોગ ગરીબોના ભલા માટે થતો. પોતના આદર્શને જીવનમાં ઉતારવાનો આ એનો પ્રયત્ન હતો એવું એણે મને કહેલું.

એ બધું કલ્પનાના ઘોડા જેવું નથી લાગતું? પણ પોતના આદર્શને એ એટલો વફાદાર હતો કે મારા અંતરને એ સ્પર્શી ગયો. પાછળથી એનાં મિત્રો અને મંડળના સમાગમમાં મારે આવવાનું બન્યું. પરંતુ મારું જીવન આ બધાથી કેટલું ભિન્ન હતું!

દુનિયાને ચૂસવાને બદલે એ તો કંઈક આપવા ઈચ્છતાં હતાં. એમનામાં પશુવૃત્તિ હજુ નહોતી આવી. પૈસા માટે એ મરી પડતાં નહોતાં. હું જ્યારે એના પ્રસંગમાં આવી ત્યારે મને મારી જાત એક લૂંટારાની લાગી. બીજાની શક્તિનો–બળનો લાભ લૂંટનારા માંહેની હું એક હોઉં એવું મને લાગ્યું. અને ખરેખર તે સાચો હતો. સ્વાર્થ જ વ્યક્તિને અને રાષ્ટ્રને અધમ કરી મૂકે છે.

આ બધા તરફ મને મમતા ઊપજી. તેઓ ખરેખર મહાન હતા. રેતીના રણ જેવા ન્યુયોર્ક શહેરમાં એ એક લીલી છાયા જેવાં હતાં. બધાંમાંથી એ મને વધુ ગમતો.

મેં મારી આ વાત એને કહી, પણ મારા પ્રેમને એ સાચો માની શક્યો નહિ. ને અમે ધનિકો નરાતાળ જૂઠાણું આચરતાં હોઈએ ત્યારે એ સાચું માને પણ કેમ?"

"કોઈક વખતે આવો ભ્રમ થાય છે." મેં કહ્યું.

"મેં એની ભ્રમણા ભાંગી–અમે પરણ્યાં."

"તમે એને પરણ્યાં?" હું અચંબો પામ્યો.

કુમારી કેરિન્ગ્ટન પરણેલી સ્ત્રી છે એ જાણી હું ખરેખર અચરજ પામ્યો. હું એને જુદી જ દૃષ્ટિથી જોવા માંડ્યો અને જુદા જ મનથી વિચારવા લાગ્યો.

"હા. હું એને પરણી. પરણીને મેં એને મોટું નુકસાન કર્યું. તેમ જ મારા માટે પણ ખરાબ સ્થિતિ ઊભી કરી. મારા માટે એણે પોતાના આદર્શો છોડી દીધા. એથી ઊલટી મારી મૂંઝવણ વધી. મને પોતાને હું લુટારુ પૈસાદાર વર્ગની સ્ત્રી લાગતી હતી.

અમે બન્ને એકબીજાને અંતરથી ચાહીએ છીએ એવું જાણીને પરણ્યાં. અમારા પરણવાનું આ એક જ કારણ હતું. નહીંતર હું આ ગરીબ ગ્રંથપાલને પરણી જ નહોત. તેમ જ એ પણ આવી લાખો ડૉલરની માલિકણને ન પરણ્યો હોત.

જીવનની રહેણીકરણીની કોઈ પણ યોજનાના વિચાર વિના અમે એકદમ પરણી ગયાં. અમે એક-બીજાને ખરેખર બહુ જ ચાહીએ છીએ એવું ધારીને જ અમે પરણ્યાં.

તમને ક્યારે ય ખ્યાલ આવ્યો છે કે જૂની રહેણીકરણીને બદલી નાખી નવી રીતે જીવન ગાળવું હોય તો કેટલી મુશ્કેલી આવે છે?"

મને આવો પ્રશ્ન પુછાશે એવી આશા મેં નહિ રાખેલી. હું તો ચકિત થઈ ગયો. મેં જવાબ આપ્યો,

"હું ધારું છું કે એવું તો થાય જ."

"હા, મને એનો કદી ખ્યાલ નહિ આવેલો. પણ એમાં ઘણી મુસીબતો ઊભી થાય છે એમ મેં અનુભવે જાણ્યું. હું ક્યારે ય ગરીબ નહોતી, જ્યારે એ ગરીબ સિવાય બીજું કશું કદી હતો નહિ. અને પોતાની પાસે જે કંઈ હતું એમાંથી આપીને પણ એ વધુ ગરીબ બનતો જતો હતો. હવે અમે પરણેલાં હતાં. એટલે બીજું કોઈ શ્રીમંત પરણેલું જોડું હોય એવાં અમે થયાં. કારણ કે હવે એના પૈસામાં કે મારા પૈસામાં કોઈ જુદાઈ નહોતી. અમે એક થયાં હતાં. એ જ ક્ષણથી મારા પૈસા એ 'અમારા' થયા હતા. આ સિવાય બીજું કાંઈ થઈ શકે નહિ. હવે અમારે કેવી રીતે રહેવું એ પ્રશ્ન આવીને ઊભો રહ્યો, જો કે આ સવાલ માત્ર સગવડ જાળવવાપૂરતો હતો. મારે કાં તો ગરીબ સ્ત્રી તરીકે રહેવું જોઈએ, અથવા અમારે બન્નેએ મધ્યમ રસ્તો પસંદ કરવો જોઈએ.

એ વખતે મારે 'વૉશિંગ્ટન સ્કેવર'માં એક જૂની ઢબનું ઘર હતું. જો કે એ શ્રીમંત લોકોને જ પાલવે એવું હતું પણ ત્યાં શ્રીમંતાઈની હવા અડે તેમ નહોતું. મને એ ઘર ગમતું નહિ છતાં અમે ત્યાં રહ્યાં.

એ પોતે એક ગંદી ચાલીમાં રહેતો હતો ત્યાંથી હું એને મારે ઘેર લાવું એ જ સ્વાભાવિક હતું.

આ એના આદર્શના પતનનું પ્રથમ પહેલું પગથિયું.

અમે પરણીને ઘેર આવ્યાં એનું મને બરાબર સ્મરણ છે. અમે ક્યાં ય મધુરજની માણવા નહોતાં ગયાં. એને સહકાર આપતાં મને લાગતું કે હું એના આદર્શમાં ભળતી જાઉં છું. એણે ગ્રંથપાલ તરીકેની પોતાની નોકરી ચાલુ રાખી હતી. અમે સેવા કરવામાં કાયમ સાથે જ હતાં. મેં મારો ઘણો પૈસો એ મંડળને આપ્યો. અત્યાર પહેલાં એ મારે ઘેર કોઈ દિવસ આવેલ નહિ. તેમ જ હું મારી દોલતથી અને મારી રહેવાની ટેવથી હમેશાં શરમાતી, એ શરમ મને સ્વાભાવિક લાગતી, એથી જ મેં એમને મારે ઘેર કદી બોલાવેલ નહિ.

પરંતુ એ ઘર હવે તો એને પોતાનું લાગ્યું. તમે કદાચ એ નહિ માનો પણ એને આ ઘર ખૂબ ગમ્યું. "

આ વખતે એણે મારી સામું જોયું અને હવે જાણે અંતરને વલોવી નાખે એવો બનાવ આવશે એમ મને લાગ્યું.

"હા, મને લાગ્યું કે એ તો એવું જ બને." મેં કહ્યું.

"ઘર જોઈને એણે કહ્યું, 'આ કેટલું સુંદર લાગે છે! પણ તું જાણે છે કે એ આપણે માટે નથી, આપણાં જેવાં આદર્શવાળાં આવા ઘરમાં ન રહી શકે.'

હું એને વેચી શકું છું. મેં કહ્યું પણ એ અમારા કેરિન્ગ્ટન કુટુમ્બનું જૂનું ઘર છે એટલે જરા સંકોચ થાય છે.'

'જરૂર, સૌને એમ થાય જ.' એણે કહ્યું. 'આપણું જો આવું ઘર નહોત તો આજે આપણે આવા ઘરમાં વસવાનાં હતાં ? પણ —' એટલું બોલી એ ચૂપ રહ્યો અને પેલા સ્પેશ્યાલિસ્ટને ત્યાં જ્યારે અમે પહેલવહેલાં મળેલાં ત્યારે માસિક વાંચતાં જેમ માથું હલાવેલું તેમ અત્યારે કર્યું.

અને આમ અમે નવા ઘરની વાત પડતી મૂકી.

લોકો કહે છે કે નવાં પરણેલાંને શરૂઆતમાં કંઈ વાદ થાય જ છે. ને એમાં જેની જીત થાય એનો હાથ જીવે ત્યાંસુધી બીજા પર રહે છે.

અમારા પરિણીત જીવનની શરૂઆત પણ વાદથી થઈ. પણ આ વાદ મારી ને એની વચ્ચેનો નહોતો. પણ એના આદર્શો અને મારી રહેણીકરણી વચ્ચેનો હતો. મને ખ્યાલ છે કે આમાં મેં કશો જ ભાગ નહોતો લીધો. જો કે મારી ઇચ્છા કોઈ પક્ષ લેવાની તો હતી જ. પણ હું જેને પરણી હતી એનો મારે તાગ લેવો હતો.

'આપણે ઘર બદલવું જોઈએ. આપણાં જેવાંને માટે આ ઘર યોગ્ય જ નથી.' એણે કહ્યું

તુરત જ તો અમે જૂનું ઘર બદલી શકીએ તેમ ન હતું. અને આવું મોટું ઘર ખાલી રાખીને અમે બીજે ભાડું ખરચી રહેવા જઈએ એ પણ ઠીક ન લાગ્યું. એટલે આખરે અમે એમાં જ રહ્યાં. એવડા મોટા ઘરમાં નોકર રાખ્યા વિના ચલાવતાં.

ત્યાંથી એ રોજ સવારે પોતાના ગ્રંથપાલના કામ માટે જતો. સાંજના અમે એના મિત્રોને મળતાં. પણ અમે એને અમારે ઘેર કદી નોતરતાં નહિ.

'આપણે એમને અહીં નોતરી જ ન શકીએ, એ કહેતો. એ આપણને સમજી શકે નહિ, આપણું અહીંનું જીવન એમને દુઃખી કરશે.'

હું ય આ ઘરથી છૂટવા ઇચ્છતી (ઇચ્છતી એટલું જ નહિ પણ તલપાપડ થતી.), કાયમને માટે નહિ તો થોડા વખત માટે. અને આ ઘર લાંબી બંધણીએ કોઇને ભાડે આપી દેવાનું. કહેતી.

'તો તો વળી પૈસા વધશે!' એણે કહ્યું. 'એના કરતાં આપણે જેમ રહીએ છીએ એમ જ રહીએ, એમાં આપણે જેટલી બની શકે એટલી સાદાઈથી રહેશું.'

એ સાચું હતું કે અમે સાદાઈથી રહેતાં, પણ મને એટલું તો લાગ્યું કે આ સુંદર ઘર છોડી જવાની એની જરાય ઇચ્છા નહોતી, અહીં આરામ હતો, મોજ હતી, સુંવાળી મજા એને જકડતી જતી

હતી. આ બધું એને લલચાવતું હતું. જરૂર, આ ઘરે જ એને મોજમજાહની લાલચમાં ફસાવ્યો. છેવટે ધીરે ધીરે કરતાં જેમ બગીચાની દીવાલની કાળજી માળી ન રાખે તો લીલા વેલાઓ છાઈ વળે છે અને થોડી કાળજી મળતાં ખીલી ઊઠે છે તેમ થોડી મજાએ એને સંપૂર્ણ વિલાસી બનાવી દીધો.

ધીરે ધીરે ! બધું ધીરે ધીરે : એકેક પગથિયું ઊતરતાં માણસ નીચે જાય છે તેમ. ',

એણે નીસાસો નાખ્યો. અને થોડીક પળ શાંત રહી સરોવરના શાંત નીર પર નજર દોડાવી રહી. મને લાગ્યું કે જેનું નામ મને એણે હજી સુધી નહોતું કહ્યું, એની સાથે એ જાણે ફરી જીવી રહી ન હોય !

"એકેક પગથિયે !" એણે ફરી પાછું બોલવાનું શરૂ કર્યું. "એક દિવસ એણે કહ્યું, 'વહાલી ! આવડા મોટા ઘરમાં એક પણ નોકર ન રાખીને તને હું કેટલી દુઃખી કરું છું ? હું અહીં આવ્યો ત્યાર પહેલાં તું જેમ રહેતી હતી એમ રહે.'

પછી બીજું પગથિયું ! એણે મને કહ્યું કે, 'આટલો પગાર લેવા મારા જેવો પુસ્તકાલયમાં કામ કરવા જાય એ મને એક નાટક કરતો હોઉં એવું લાગે છે. એને બદલે મારા કરતાં ઓછા સાધનવાળાને આ જગ્યા સોંપી હું નીકળી જાઉં એ વધારે સારું છે. મારા કરતાં કોઈ ગરીબને વર્ષના એ બે હજાર ડૉલર મળે એ ઇચ્છનીય નથી ? મને હું એ જગ્યા પચાવી પડ્યો છું એની શરમ થાય છે.'

હવે જ્યારે જ્યારે નીચે ઊતરવાનાં કોઈ પગલાં ભરતો ત્યારે એ જાણે મારે ખાતર કંઈક કરી કરી રહ્યો હોય એમ ઢોંગ કરતો.

'નરાતાળ જૂઠાણું ! એણે આપમતલબી નહોતું થવું જોઈતું, અને મને દુઃખી નહોતી કરવી. પોતાની સગવડ ખાતર એણે મને સગવડમાં નહોતી મૂકવી અને હલકી નહોતી પાડવી. એ મને એના આદર્શ તરફ લઈ જાય એમ હું ઇચ્છતી હતી, એટલા ખાતર જ તો હું એને પરણી હતી. પણ ઊલટાનો એ મારે ખાતર એનો આદર્શ છોડતો જતો હતો.

હું મારી લાંબી વાતથી તમને કંટાળો નહિ આપું. જે બન્યું હતું તે આ છે. ધીરે ધીરે કરતાં એની વિલાસની ઇચ્છા વધતી ગઈ. ને એને એશઆરામની તલપ લાગી, જો કે એવી લાગણી મને ક્યારેય નથી ઉદ્‌ભવી. હું ધારું છું કે જેણે એવો અનુભવ કર્યો નથી અને જે અત્યંત ગરીબાઈમાંથી એકદમ શ્રીમંત થઈ ગયો હોય છે તેને જ આવી ઉત્કંઠા થાય છે.

એક વખત જે પોતાના પગ જમીન પર મૂકીને ચાલતો, તેને અત્યારે આકાશમાં ઊડતો જોઈને મને ગૂંચવણ થઈ. મને એવી કલ્પના કદી નહિ આવેલી કે આવો માણસ આટલી હદે જઈ શકે."

"પણ તમે એના નિશ્ચયની સામે ન થયાં ?" મારાથી આટલું બોલ્યા વિના ન રહેવાયું.

"ના. કદી નહિ." એણે સખત અવાજથી કહ્યું. "એ મને મારા કરતાં ઘણો મહાન લાગેલો તેથી તો મેં એને મારી જાત સોંપી દીધેલી, હું એને રોકી શકી નહિ. મારા કરતાં એ વધારે મજબૂત હતો. એના કરતાં વધારે મજબૂત હોવાનો પ્રયત્ન મેં ન કર્યો. હું જે કાંઈ કરી શકતી તે ફક્ત એની ટીકા !"

જ્યારે એ છેલ્લો શબ્દ બોલી ત્યારે એના અવાજમાં કઠોરતા વ્યાપી ગઈ.

"એ એની સાબિતી !" એટલું આસ્તેથી વધારામાં એ બોલી.

"શેની સાબિતી ?" મેં પૂછ્યું.

"મેં એને કદી નહોતો ચાહ્યો એની. હું તો માત્ર એના આદર્શોને ચાહતી હતી. પરંતુ જ્યારે તમે સાચી રીતે કોઈને ચાહતા હો છો ત્યારે આળસુ બનીને બેસી રહેતા નથી. એના ટીકાકાર પણ બની શકતા નથી. તમારે એને ખૂબ મદદ કરવી જોઈએ. જ્યારે તમે કોઈ પુરુષને ખૂબ ચાહતા હો ત્યારે એના તરફ દયાર્દ્ર બનવું જોઈએ. જો તમે એને દારૂડિયો કે વ્યભિચારી બની જતાં જુઓ તો તમને દુઃખ થાય, ખૂબ દુઃખ થાય. પણ આવા દુઃખમાં ચાહવું એ મારા માટે ઘણું મુશ્કેલ હતું. હું એને ચાહી શકી જ નહોતી. અને જ્યારે છેલ્લે છેલ્લે મને

એ પોતે એક ગંદી ચાલીમાં રહેતો હતો ત્યાંથી હું એને મારે ઘેર લાવું એ જ સ્વાભાવિક હતું.

આ એના આદર્શના પતનનું પ્રથમ પહેલું પગથિયું.

અમે પરણીને ઘેર આવ્યાં એનું મને બરાબર સ્મરણ છે. અમે કયાં ય મધુરજની માણવા નહોતાં ગયાં. એને સહકાર આપતાં મને લાગતું કે હું એના આદર્શમાં ભળતી જાઉં છું. એણે ગ્રંથપાલ તરીકની પોતાની નોકરી ચાલુ રાખી હતી. અમે સેવા કરવામાં કાયમ સાથે જ હતાં. મેં મારો ઘણો પૈસો એ મંડળને આપ્યો. અત્યાર પહેલાં એ મારે ઘેર કોઈ દિવસ આવેલ નહિ. તેમ જ હું મારી દોલતથી અને મારી રહેવાની ટેવથી હમેશાં શરમાતી, એ શરમ મને સ્વાભાવિક લાગતી, એથી જ મેં એમને મારે ઘેર કદી બોલાવેલ નહિ.

પરંતુ એ ઘર હવે તો એને પોતાનું લાગ્યું. તમે કદાચ એ નહિ માનો પણ એને આ ઘર ખૂબ ગમ્યું."

આ વખતે એણે મારી સામું જોયું અને હવે જાણે અંતરને વલોવી નાખે એવો બનાવ આવશે એમ મને લાગ્યું.

"હા, મને લાગ્યું કે એ તો એવું જ બને." મેં કહ્યું.

"ઘર જોઈ ને એણે કહ્યું, 'આ કેટલું સુંદર લાગે છે! પણ તું જાણે છે કે એ આપણે માટે નથી, આપણાં જેવાં આદર્શવાળાં આવા ઘરમાં ન રહી શકે.'

હું એને વેચી શકું છું. મેં કહ્યું પણ એ અમારા કેરિન્ગ્ટન કુટુમ્બનું જૂનું ઘર છે એટલે જરા સંકોચ થાય છે.'

'જરૂર, સૌને એમ થાય જ.' એણે કહ્યું. 'આપણું જો આવું ઘર નહોત તો આજે આપણે આવા ઘરમાં વસવાનાં હતાં ? પણ —' એટલું બોલી એ ચૂપ રહ્યો અને પેલા સ્પેસ્યાલિસ્ટને ત્યાં જ્યારે અમે પહેલવહેલાં મળેલાં ત્યારે માસિક વાંચતાં જેમ માથું હલાવેલું તેમ અત્યારે કર્યું.

અને આમ અમે નવા ઘરની વાત પડતી મૂકી.

લોકો કહે છે કે નવાં પરણેલાંને શરૂઆતમાં કંઈ વાદ થાય જ છે. ને એમાં જેની જીત થાય એનો હાથ જીવે ત્યાંસુધી બીજા પર રહે છે.

અમારા પરિણીત જીવનની શરૂઆત પણ વાદથી થઈ. પણ આ વાદ મારી ને એની વચ્ચેનો નહોતો. પણ એના આદર્શો અને મારી રહેણીકરણી વચ્ચેનો હતો. મને ખ્યાલ છે કે આમાં મેં કશો જ ભાગ નહોતો લીધો. જો કે મારી ઇચ્છા કોઈ પક્ષ લેવાની તો હતી જ. પણ હું જેને પરણી હતી એનો મારે તાગ લેવો હતો.

'આપણે ઘર બદલવું જોઈએ. આપણાં જેવાંને માટે આ ઘર યોગ્ય જ નથી.' એણે કહ્યું

તુરત જ તો અમે જૂનું ઘર બદલી શકીએ તેમ ન હતું. અને આવું મોટું ઘર ખાલી રાખીને અમે બીજે ભાડું ખરચી રહેવા જઈએ એ પણ ઠીક ન લાગ્યું. એટલે આખરે અમે એમાં જ રહ્યાં. એવડા મોટા ઘરમાં નોકર રાખ્યા વિના ચલાવતાં.

ત્યાંથી એ રોજ સવારે પોતાના ગ્રંથપાલનાં કામ માટે જતો. સાંજના અમે એના મિત્રોને મળતાં. પણ અમે એને અમારે ઘેર કદી નોતરતાં નહિ.

'આપણે એમને અહીં નોતરી જ ન શકીએ, એ કહેતો. એ આપણને સમજી શકે નહિ, આપણું અહીંનું જીવન એમને દુઃખી કરશે.'

હું ય આ ઘરથી છૂટવા ઇચ્છતી (ઇચ્છતી એટલું જ નહિ પણ તલપાપડ થતી.), કાયમને માટે નહિ તો થોડા વખત માટે. અને આ ઘર લાંબી બંધણીએ કોઇને ભાડે આપી દેવાનું કહેતી.

'તો તો વળી પૈસા વધશે!' એણે કહ્યું. 'એના કરતાં આપણે જેમ રહીએ છીએ એમ જ રહીએ, એમાં આપણે જેટલી બની શકે એટલી સાદાઈથી રહેશું.'

એ સાચું હતું કે અમે સાદાઈથી રહેતાં, પણ મને એટલું તો લાગ્યું કે આ સુંદર ઘર છોડી જવાની એની જરાય ઇચ્છા નહોતી. અહીં આરામ હતો, મોજ હતી, સુંવાળી મજા એને જકડતી જતી

હતી. આ બધું એને લલચાવતું હતું. જરૂર, આ ઘરે જ એને મોજમજાહની લાલચમાં ફસાવ્યો. છેવટે ધીરે ધીરે કરતાં જેમ બગીચાની દીવાલની કાળજી માળી ન રાખે તો લીલા વેલાઓ છાઈ વળે છે અને થોડી કાળજી મળતાં ખીલી ઊઠે છે તેમ થોડી મજાએ એને સંપૂર્ણ વિલાસી બનાવી દીધો.

ધીરે ધીરે! બધું ધીરે ધીરે: એકેક પગથિયું ઊતરતાં માણસ નીચે જાય છે તેમ.',

એણે નીસાસો નાખ્યો. અને થોડીક પળ શાંત રહી સરોવરના શાંત નીર પર નજર દોડાવી રહી. મને લાગ્યું કે જેનું નામ મને એણે હજી સુધી નહોતું કહ્યું, એની સાથે એ જાણે ફરી જીવી રહી ન હોય!

"એકેક પગથિયે!" એણે ફરી પાછું બોલવાનું શરૂ કર્યું. "એક દિવસ એણે કહ્યું, 'વહાલી! આવડા મોટા ઘરમાં એક પણ નોકર ન રાખીને તને હું કેટલી દુઃખી કરું છું? હું અહીં આવ્યો ત્યાર પહેલાં તું જેમ રહેતી હતી એમ રહે.'

પછી બીજું પગથિયું! એણે મને કહ્યું કે, 'આટલો પગાર લેવા મારા જેવો પુસ્તકાલયમાં કામ કરવા જાય એ મને એક નાટક કરતો હોઉં એવું લાગે છે. એને બદલે મારા કરતાં ઓછા સાધનવાળાને આ જગ્યા સોંપી હું નીકળી જાઉં એ વધારે સારું છે. મારા કરતાં કોઈ ગરીબને વર્ષના એ બે હજાર ડૉલર મળે એ ઇચ્છનીય નથી? મને હું એ જગ્યા પચાવી પડ્યો છું એની શરમ થાય છે.'

હવે જ્યારે જ્યારે નીચે ઊતરવાનાં કોઈ પગલાં ભરતો ત્યારે એ જાણે મારે ખાતર કંઈક કરી કરી રહ્યો હોય એમ ઢોંગ કરતો.

'નરાતાળ જૂઠાણું! એણે આપમતલબી નહોતું થવું જોઈતું, અને મને દુઃખી નહોતી કરવી. પોતાની સગવડ ખાતર એણે મને સગવડમાં નહોતી મૂકવી અને હલકી નહોતી પાડવી. એ મને એના આદર્શ તરફ લઈ જાય એમ હું ઇચ્છતી હતી, એટલા ખાતર જ તો હું એને પરણી હતી. પણ ઊલટાનો એ મારે ખાતર એનો આદર્શ છોડતો જતો હતો.

હું મારી લાંબી વાતથી તમને કંટાળો નહિ આપું. જે બન્યું હતું તે આ છે. ધીરે ધીરે કરતાં એની વિલાસની ઇચ્છા વધતી ગઈ. ને એને એશઆરામની તલપ લાગી, જો કે એવી લાગણી મને ક્યારેય નથી ઉદ્‌ભવી. હું ધારું છું કે જેણે એવો અનુભવ કર્યો નથી અને જે અત્યંત ગરીબાઈમાંથી એકદમ શ્રીમંત થઈ ગયો હોય છે તેને જ આવી ઉત્કંઠા થાય છે.

એક વખત જે પોતાના પગ જમીન પર મૂકીને ચાલતો, તેને અત્યારે આકાશમાં ઊડતો જોઈને મને ગૂંચવણ થઈ. મને એવી કલ્પના કદી નહિ આવેલી કે આવો માણસ આટલી હદે જઈ શકે."

"પણ તમે એના નિશ્ચયની સામે ન થયાં?" મારાથી આટલું બોલ્યા વિના ન રહેવાયું.

"ના. કદી નહિ." એણે સખત અવાજથી કહ્યું. "એ મને મારા કરતાં ઘણો મહાન લાગેલો તેથી તો મેં એને મારી જાત સોંપી દીધેલી, હું એને રોકી શકી નહિ. મારા કરતાં એ વધારે મજબૂત હતો. એના કરતાં વધારે મજબૂત હોવાનો પ્રયત્ન મેં ન કર્યો. હું જે કાંઈ કરી શકતી તે ફક્ત એની ટીકા!"

જ્યારે એ છેલ્લો શબ્દ બોલી ત્યારે એના અવાજમાં કઠોરતા વ્યાપી ગઈ.

"એ એની સાબિતી!" એટલું આસ્તેથી વધારામાં એ બોલી.

"શેની સાબિતી?" મેં પૂછ્યું.

"મેં એને કદી નહોતો ચાહ્યો એની. હું તો માત્ર એના આદર્શોને ચાહતી હતી. પરંતુ જ્યારે તમે સાચી રીતે કોઈને ચાહતા હો છો ત્યારે આળસુ બનીને બેસી રહેતા નથી. એના ટીકાકાર પણ બની શકતા નથી. તમારે એને ખૂબ મદદ કરવી જોઈએ. જ્યારે તમે કોઈ પુરુષને ખૂબ ચાહતા હો ત્યારે એના તરફ દયાર્દ્ર બનવું જોઈએ. જો તમે એને દારૂડિયો કે વ્યભિચારી બની જતાં જુઓ તો તમને દુઃખ થાય, ખૂબ દુઃખ થાય. પણ આવા દુઃખમાં ચાહવું એ મારા માટે ઘણું મુશ્કેલ હતું. હું એને ચાહી શકી જ નહોતી. અને જ્યારે છેલ્લે છેલ્લે મને

જાણ થઈ કે એના આદર્શો જતા રહ્યા છે, એની સાચી વસ્તુઓ જતી રહી છે, ત્યારે એને ચાહવો મેં તદ્દન છોડી દીધો."

"અને આ બધું તમે એને જણાવ્યું ?"

"હા, છેલ્લે એ પણ કહ્યું કે 'હું નટી નથી.' મારી પાસે જે મિલકત હતી એમાંથી અરધી એને આપીને હું ચાલી નીકળી. તમે ક્યારેય મિ. હેરિશ લિવરમોટ, મિલમાલેક ને પોલોના ખેલાડીનું નામ જાણ્યું છે ?"

"જરૂર, એનું નામ કોણે નહિ સાંભળ્યું હોય ! અમેરિકાના ઘણા ધનકુબેરોમાં એનું નામ પણ સારી રીતે જાણીતું છે."

"હું એમી. લીવરમોટરની પત્ની હતી."

હું અચંબો પામ્યો ને શાંત થઈ ગયો. છેવટે એણે કહ્યું.

"એ એના આદર્શ સાથે મૃત્યુ પામ્યો છે. અને મારા માટે તમે જુઓ છો કે હું શું છું, પણ આને હું કાળજીથી સંભાળી રાખીશ, કારણ કે મેં ભયંકર ભૂલ કરી છે."

"શું ?"

"મેં પ્રેમ કરવામાં ભારે ભૂલ કરી. પુરુષને ચાહવાને બદલે હું એના આદર્શને ચાહતી હતી. અને એની સજા મને મળી ચૂકી."

એ રાત્રિએ કુમારી કેરિન્ગ્ટનની ઓરડીમાંથી હું પાછો આવ્યો ત્યારે મિ. બેરન મને મોટા ઓરડામાં મળ્યો.

"અત્યાર સુધી તું એની સાથે હતો ?" એણે પૂછ્યું.

મેં માથું હલાવ્યું. એ મને અત્યારે ગળ્યો એથી એના તરફ તિરસ્કાર આવ્યો.

"ઠીક ત્યારે, મારે તને ૫૦૦ લીરા આપવાના." તે બોલ્યો.

"કાલ સવાર સુધી રાહ જો એ સારું છે." મેં ટૂંકાણથી પતાવ્યું. "હું માનું છું કે આપણી શરત ત્રણચાર વખત મળવાની છે. માટે તારા પૈસા અત્યારે કોઈ પણ રીતે હું નહિ લઉં."

અને હું ત્યાંથી ચાલ્યો ગયો.

મેં કુમારી કેરિન્ગ્ટનને બીજી સવારે મળવા વિષે કાંઈ વાત તો નહોતી કરી.

બીજે દિવસે સવારે મકોડાના ટાંગા જેવા લાંબા ને પાતળા અક્ષરોમાં નીચે મુજબની એક ચિઠ્ઠી મને મળી, જે વાંચતાં પણ મુશ્કેલી પડી. તેમાં નીચે મુજબ લખ્યું હતું.

'હું તને તમને હવે નહિ મળું. અત્યારે જ ખબર પડી કે તમે મને શા માટે જાણવા ઈચ્છતા હતા.'

મને ખબર પડી કે ચિઠ્ઠીની લેખિકા વહેલી પરોઢે સ્વીટ્ઝર્લેન્ડ જવા રવાના થઈ ચૂકી છે.

પેલી સફેદ વાળવાળી ઘરડી ચાકરડીએ જ નક્કી આ વાત કહી દીધી હશે.

# સમાજવાદ—વર્ગવિગ્રહ નહિ, પણ વર્ગમેળદ્વારા

શ્રી. જગન્નાથ દેસાઈ

જ્યારે જ્યારે આપણે સમાજવાદનો વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે તેની સાથે વર્ગવિગ્રહ શબ્દ અચૂક આવે છે. સમાજવાદી કાર્યકરો અને લેખકોનાં ભાષણો અને લેખોમાં પણ વર્ગવિગ્રહનો એટલો બધો ઉલ્લેખ થાય છે કે જાણે વર્ગવિગ્રહ એ સમાજવાદનો પર્યાયવાચક શબ્દ ન હોય! જેમ ક્રાન્તિની સાથે હિંસા અને ધર્મની સાથે ત્યાગ–તપશ્ચર્યાનો ખ્યાલ માણસોને આવ્યા જ કરે છે તેમ સમાજવાદ સાથે વર્ગવિગ્રહનો ખ્યાલ લોકોને આવ્યા વગર રહેતો નથી. આ વર્ગવિગ્રહના ખ્યાલથી સમાજવાદના પ્રચારને ઊલટું વિઘ્ન નડ્યું છે, અને સમાજવાદની નવસર્જનની સક્રિય બાજુને બદલે તેની ખંડનાત્મક બાજુ ઉપર વધુ ભાર મૂકવાની વૃત્તિને કારણે સમાજવાદની સાચી ઓળખ લોકોએ કરી નથી.

વર્ગવિગ્રહ દ્વારા સમાજવાદ સિદ્ધ કરવાની હિમાયત કરનારાઓની દલીલ એ છે કે દુનિયામાં બે વર્ગો છે: એક શ્રીમંતોનો અને બીજો ગરીબોનો, એક શોષકોનો અને બીજો શોષિતોનો. આ વર્ગો વચ્ચેનો વિગ્રહ ઘણા જૂના વખતથી ચાલ્યા કરે છે. અને તેમાં શોષકોએ પોતાના હિતને અનુકૂળ એવી સમાજરચના સત્તાને જોરે કરી છે. આની સામે શોષિતોમાં વર્ગભાન કરાવી તેમને સંગઠિત કરીને શોષકોની સામે વિગ્રહમાં ઉતારવા અને શોષકોને પરાસ્ત કરીને વર્ગભેદો નાબૂદ કરવા અને આજ સુધી જે શોષિતો હતા તેમનાં હિતોને અનુકૂળ એવી સમાજરચના કરવી. મૂડીવાદીઓ અને શોષકોના સ્વાર્થની દૃષ્ટિએ આ નવી સમાજરચના અનુકૂળ નહિ આવે તેથી તેઓ સમાજવાદની સ્થાપનામાં —સમાજના આર્થિક પુનર્વિધાનમાં કદી સાથ આપવાના નથી; આટલુંજ નહિ પણ બનશે ત્યાં સુધી તેને રોકવાના. આથી વર્ગવિગ્રહ અનિવાર્ય છે. આ તેમની દલીલોનો સાર છે.

બીજા ઘણા વાદો અને પરંપરાઓની માફક આમાં પણ કેટલીક વસ્તુ ગૃહિત લેવામાં આવી છે. જો આ ગૃહિત વસ્તુને ન સ્વીકારીએ તો તેના ઉપર રચાયેલી આખી વિચાર–ઇમારતનો છેદ થઈ જાય છે. દાખલા તરીકે કોઈ ચૂસ્ત ધૂતી આર્યસમાજીને પૂછીએ તો કહેશે કે હિંદમાં જાતિ બે, એક હિંદુ અને બીજી મુસ્લિમ, આ બન્નેનો મેળ કદી મળવાનો નથી; એમ કહીને તે આગળ ચાલે. જો કોઈ ગુમાસ્તાને પૂછીએ તો તેની દુનિયાનું વર્ગીકરણ શેઠ અને નોકર એવા બે વર્ગોમાં થશે. કોઈ જાતીયજ્ઞાનના રસજ્ઞને પૂછશું તો તેની દુનિયાના બે વર્ગો, સ્ત્રી અને પુરુષ એવા પડશે. કોઈ વેદાંતીને પૂછશું તો તે બ્રહ્મ અને જગત એવા બે ભાગો દર્શાવશે અને એકને સત્ય અને બીજાને મિથ્યા કરશે. આમ જગતને જોવાની અને ઈતિહાસનાં મૂલ્યાંકન કરવાની અનેક દૃષ્ટિઓ હોય છે. તેમાં અમુકાંશ સત્ય હોય તો પણ તે એકાંગી સત્ય છે, સર્વાંગી સત્યની રજૂઆત નહિ પણ અમુક વિશિષ્ટ ચશ્માદ્વારા જગતને જોવાનો અને સમજવાનો પ્રયાસ છે. સમાજવાદમાં પણ આવી જ વસ્તુ બની છે. જગતમાં શોષકો અને શોષિતો એવા બે સ્પષ્ટ વર્ગો નથી. જે શોષકો ગણાય છે, તેમનું પણ બીજાઓ શોષણ કરતા હોય છે, અને જે શોષિતો ગણાય છે, તેઓ પોતે પણ બીજાનું શોષણ કરતા હોય છે. એટલે સત્ય તો એ જ છે કે આપણો બધો વર્તમાન સમાજવ્યવહાર માનવસહકાર અને બંધુત્વના ધોરણે નહિ ચાલતાં શોષણ અને આંધળા સ્વાર્થની દૃષ્ટિએ ચાલે છે. એટલે આખી સમાજવ્યવસ્થા દુષિત છે, જેના ગેરફાયદા શ્રીમંતો અને ગરીબો

બન્નેને વેઠવા પડે છે, આર્થિક અંધાધૂંધી અને અનવસ્થાનો જે મહારોગ છે. તેનું એક ફળ શ્રીમંતાઈ છે તો બીજું ફળ ગરીબાઈ છે. સામાજિક અવ્યવસ્થાનાં આ બન્ને બાહ્ય ચિહ્નો છે. શોષકો અને શોષિતો એ બે વચ્ચેની અનેક શ્રેણીઓ સમાજમાં નજરે પડે છે, તેથી માનવસમાજને શોષક અને શોષિત એ બે ચોક્કસ વિભાગમાં વિભક્ત કરીને તેમાંથી વર્ગવિગ્રહને તારવવો એ યુક્તિપુરઃસર નથી લાગતું. યુદ્ધદ્વારા યુદ્ધની શાંતિની માફક વર્ગવિગ્રહદ્વારા વર્ગવિગ્રહનો અંત એ પણ એક ભ્રમણાત્મક ખ્યાલ છે. સંતોની વાણીમાં કહીએ તો આ ખારા ભવસાગરમાં દુઃખનો પાર નથી. દુઃખો કોઈ એક જાતનાં નહિ પણ અનેક જાતનાં છે. શારીરિક, આર્થિક, માનસિક અને આધ્યાત્મિક એમ અનેકવિધ યાતનાઓથી માનવજગત પિડાય છે. દુઃખથી પિડાતી આ દુનિયાને દુઃખમાંથી મુક્ત કરવા વખતોવખત મહાપુરુષો, પેગંબરો અને ફિલસુફોએ અનેક રાહો બતાવ્યા છે. ધર્મ, નીતિ, જ્ઞાન, શિક્ષણ વગેરે અનેક માર્ગો છે. સમાજવાદ પણ એવો એક રાહ છે. પણ તેણે માનવજાતનાં સર્વ દુઃખો દૂર કરવાનું બીડું નથી ઝડપ્યું. માત્ર ગરીબોનું જે અર્થદુઃખ છે તે દૂર કરવા સમાજવાદે રસ્તો બતાવ્યો છે. સમાજની આર્થિક વ્યવસ્થાપૂરતી સમાજવાદની મર્યાદા છે. જો દુનિયાની આર્થિક સુરચના થઈ શકે તો બીજાં દુઃખો એની મેળે ઓછાં થશે એમ સમાજવાદમાં માની લેવામાં આવ્યું છે. આત્માના અસ્તિત્વની કે ધર્મના સારાસારની સમાજવાદને પડી નથી. એ માત્ર સમાજની આર્થિક વ્યવસ્થાનું શાસ્ત્ર છે. જગતની જે ભૌતિક સંપત્તિ છે, ઉત્પાદનનાં સાધનો છે, તેની માલેકી કોઈ એક વ્યક્તિ, મંડળી કે રાષ્ટ્રની નહિ પણ સમસ્ત માનવસમાજની છે. અને માનવસમાજની સાર્વજનિક મિલકત તરીકે તેનો ઉપયોગ થવો ઘટે કે જેથી તેમાં કોઈ કોઈનું શોષણ ન કરે - ન કરી શકે. પણ સામાજિક ઉત્પન્નનાં કાર્યોમાં સૌ પોતાની ઉત્તમોત્તમ શક્તિ ખર્ચે અને દરેકને તેની જરૂરિયાતપૂરતું મળી રહે. નફાની નહિ, પણ સામાજિક હિત અને સહકારની ભાવનાથી બધા કારખાનાં, મિલો, રોજગાર અને ધંધાઓ ચાલે, આ વસ્તુનું સમાજવાદમાં સૂચન છે. સમાજની આર્થિક સુવ્યવસ્થા કરવાના સમાજવાદના આ શુભ હેતુઓ સામે તો કોઈ વાંધો ન લઈ શકે. આ સમાજવાદનું સાર્વત્રિક સ્વરૂપ થયું. પણ વર્ગવિગ્રહ એ તેનું વિશિષ્ટ નિદાન છે.

આંખના રોગો, કાનના રોગો અને નાકના રોગોના જેમ સ્પેશિયાલિસ્ટ ડૉક્ટરો હોય છે તેમ જ સમાજવાદ એ પણ અર્થશાસ્ત્રનો ડૉક્ટર છે. પણ દાંતના ડૉક્ટરને પૂછશો તો રોગ માત્રનું કારણ દાંતમાં જઈને શોધશે, નાકનાં સ્પેશિયાલિસ્ટને પૂછશો તો એ પણ શરીરના રોગ માત્રનું કારણ નાકમાં શોધશે. આવી જ ધૂન વર્ગવિગ્રહના હિમાયતી સમાજવાદીઓમાં પણ છે. તેઓ જીવનને અને માનવસમાજને એક જ દૃષ્ટિથી–આર્થિક દૃષ્ટિથી માપે છે. અને તેમનાં મૂલ્યાંકન પણ આર્થિક ધોરણે જ કરે છે. જાણીતા વિદ્વાન પ્રોફેસર હેરોલ્ડ લાસ્કી કાર્લ માકર્સના જીવન વિષે લખતાં આ જ વસ્તુ કહે છે. તે વ્યાજબી રીતે કહે છે કે માનવસમાજ અને ઈતિહાસનું નિરૂપણ કેવળ આર્થિક દૃષ્ટિએ કરવામાં કાર્લ માકર્સની ભૂલ હતી. માનવસમાજની પ્રગતિ, અવનતિ, લય, કે વિલયનાં કારણોમાં આર્થિક કારણને પણ સ્થાન છે. છતાં માનવસમાજનો ઈતિહાસ માત્ર એકલા આર્થિક કારણોસર જ ઘડાતો નથી. આર્થિક કારણો સિવાય ઈતિહાસનાં પ્રેરક બળો બીજાં ઘણાં છે. માકર્સના શિષ્ય અને સાથીદારસમા ફ્રેડરિક એન્જલ્સને પણ એટલું સ્વીકારવું પડયું છે કે બીજી ફિલસુફીઓમાં આધ્યાત્મિક અને બીજી વસ્તુઓ ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે અને જડ વસ્તુઓ પ્રત્યે એટલી બેપરવાઈ દાખવવામાં આવી છે કે તેની વિરોધી બાજુની તુલા જાળવી રાખવા માટે કાર્લ માકર્સ આધિભૌતિક (જડવાદ) વસ્તુઓ ઉપર વધુ ભાર મૂકે તે સ્વાભાવિક છે.

દુનિયાને વર્ગોની બે વિરોધી છાવણીમાં મૂકવાને બદલે જગત એક અવિભક્ત કુટુંબ છે એમ માનીને તેની આર્થિક અને બીજી અનવસ્થા દૂર કરવાનું વધુ હિતાવહ છે. સમાજમાં આર્થિક અંધાધૂંધી છે એ સાચું છે: એક બાજુ અતિ દ્રવ્ય અને અતિ

સંપત્તિના અનર્થો છે, બીજી બાજુ હૃદયભેદક ગરીબાઈ અને ભૂખમરો છે. એક બાજુ પાકના ઢગલે ઢગલા ઉત્પન્ન થાય છે, મિલોમાં કાપડની ગંજીઓ ખડકાય છે છતાં બીજી બાજુ કરોડો માણસો અન્નવસ્ત્ર વિના ટળવળે છે. આ પરિસ્થિતિ મિટાવવા ઉત્પન્ન અને વહેંચણીનું અર્થશાસ્ત્ર નવેસરથી ઘડાવું જોઈએ. સમાજવાદ એ અર્થશાસ્ત્રનો માર્ગ દર્શાવે છે. આ માટે વર્ગવિગ્રહની જરૂરિયાત નથી, વર્ગમેળદ્વારા (જો 'વર્ગ' શબ્દ વાપરવો હોય તો) એ શક્ય છે. અને આ વર્ગમેળ એ વિશ્વકુટુંબની સનાતન ભાવનાને સુસંગત છે. વિશ્વમાં ગરીબાઈનું દુઃખ સર્વત્ર છે, એટલે તેનો ઉપાય પણ સર્વત્ર કરવો પડશે. આ દૃષ્ટિએ સમાજવાદ એ સાર્વભૌમ વસ્તુ છે. પરંતુ વર્ગવિગ્રહ એ સાર્વભૌમ વસ્તુ નથી. જર્મની કે ઈંગ્લાંડ જેવા દેશોમાં, જ્યાં યાંત્રિક ઉદ્યોગવાદ અતિશય વધી ગયો છે, જ્યાં મૂડીનું કેન્દ્રીકરણ અમુક થોડા હાથોમાં જ છે, ત્યાં કદાચ બે વર્ગો દેખાઈ આવે તેવા હોય અને વર્ગવિગ્રહના ઝેરથી ભરેલું વાતાવરણ હોય તે સંભવિત છે. પરંતુ હિંદ જેવા બીજા ઘણા દેશો, જ્યાં મૂડીવાદ કે ઉદ્યોગો એટલા વિકસ્યા નથી ત્યાં વર્ગવિગ્રહ પ્રેરવાની ભૂમિકા જ ઊભી થઈ નથી એમ કહેવાય. અલબત્ત સમાજવાદની સમાજની આર્થિક સુવ્યવસ્થાની જરૂર તો સર્વત્ર પડવાની.

સમાજવાદનું મૂળ ભૂતદયામાંથી ઉત્પન્ન થયેલું છે. માનવ કલ્યાણપ્રેમી ક્રિશ્ચિયન વિચારકો પાસેથી આ વિચાર આવ્યો છે, પણ આ વિચારને વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાનું કાર્ય કાર્લ માર્ક્સે કર્યું, અને સાથોસાથ તેમાં વર્ગવિગ્રહનું ચોકઠું પણ તેણે જ બેસાડ્યું. આ વર્ગવિગ્રહમાં બળનો આશ્રય લેવાનું ત્યાજ્ય નથી, બલકે તેનો આખરી આધાર જ બળ ઉપર રહેલો છે, જ્યારે વર્ગમેળમાં બળ કરતાં વિચાર-પરિવર્તન ઉપર વધુ આધાર રાખવામાં આવ્યો છે. માનવીની શુભવૃત્તિ એ જ તેનો આખરી મદાર છે. વર્ગવિગ્રહના હિમાયતીઓ સત્તા હસ્તગત કર્યા પછી બળદ્વારા નવી આર્થિક રચના કરવા ધારે છે અને સત્તા હસ્તગત ન થાય ત્યાં સુધી સમાજવાદની દૃષ્ટિએ કાંઈ સક્રિય ન થઈ શકે એમ માને છે, જ્યારે વર્ગ-મેળમાં માનનારાઓ સહકારી મંડળીઓ, વીમા કંપનીઓ અને બીજી સહકારી પ્રવૃત્તિઓદ્વારા આજથી જ સમાજવાદનું ચણતર શરૂ કરવા માંડે છે, કે જેથી આ વસ્તુ અને વૃત્તિનો પ્રચાર થતાં રાજ્યસત્તાને હાથ ન કરવી પડે પણ રાજ્યસત્તા આપોઆપ વીખરાઈ જાય, કેમ કે રાજ્યસત્તા એ જનતાનું પ્રતીક છે, જનતા એ રાજ્યસત્તાનું પ્રતીક નથી. જનતાનું જો વિચારપરિવર્તન કરી શકાય તો સરકાર તેનું બાહ્ય સ્વરૂપ હોવાથી તેમાં ફરક પડે જ.

જગત આજે અનેક જાતનાં ઝેર અને ઝનૂનોથી પિડાય છે. માણસ માણસ વચ્ચે તત્ત્વતઃ કશો ફરક ન હોવા છતાં તેમાં અનેક જાતના ભેદો ઊભા કરવામાં આવ્યા છે. કાળો અને ગોરો, હિંદુ અને મુસ્લિમ, યાહૂદી અને આરબ, એવા વિરોધી ભેદો ઊભા કરીને દુનિયા આજ સુધી લડતી આવી છે. તેમાં વર્ગવિગ્રહનું નવું ઝેર અને ઝનૂન ઉમેરવાથી દુનિયાનું વધુ હિત થવાનું નથી, પરંતુ દુનિયાને આર્થિક આપત્તિમાંથી મુક્ત કરવાનું સમાજવાદનું જે મહાન ધ્યેય છે, તેને પાર પાડવામાં પણ વિઘ્ન આવવાનું.

☆

# ફ્રાન્સ શા માટે યુદ્ધમાં છે?

' શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

## દેશસ્થિતિ

રશિયાને બાદ કરતાં ફ્રાન્સ દેશ યુરોપમાં સૌથી મોટો દેશ છે. યુરોપમાં એનું અગત્ય બહુ હોઈ તે મહાન સામ્રાજ્ય ગણાય છે. એની ઉત્તરમાં ઈંગ્લેંડ સામેનો લાંબો કિનારો, પશ્ચિમમાં અમેરિકા તરફ લાંબો કિનારો અને દક્ષિણમાં ભૂમધ્ય સમુદ્રનો અગત્યનો કિનારો છે. આમ ફ્રાન્સની દરિયાઈ સ્થિતિ ઘણી સરસ હોઈ તેનું ઘણું મહત્ત્વ આંકવામાં આવે છે. દુનિયા સાથેના વેપારને માટે આ સારામાં સારી સગવડ કહેવાય.

એનાં વસ્તી અને વિસ્તાર નીચે મુજબ છે.

ક્ષેત્રફળ ( ચોરસમાઈલ) ૨૧૨૬૫૯

વસ્તી–૪૧૮૩૪૯૨૩ (ચાર કરોડ, અઢાર લાખ)

મુખ્ય શહેર પેરિસની વસ્તી—૨૮૯૧૦૨૦ ( ૨૯ લાખ )

બીજા શહેર માર્સેલ્સની વસ્તી—આઠ લાખ.

ફ્રાન્સની વસ્તી વિશેષ વધતી નથી. આથી તેના પાડોશી જર્મનીની વસ્તી વધતી જતી જોઈ તેને ચિંતા પેઠી છે. ઝાઝી વસ્તી, એ દેશનું ઉત્પન્ન કરનાર અને સૈન્યનું કામ આપનાર શક્તિ ગણાય છે. આથી ફ્રેંચ સરકાર વધારે સંતાનો ઉત્પન્ન કરનાર માબાપોને પેન્શનો આપે છે આથી જોઈ શકાય છે કે ફ્રાન્સનો આજનો મોટામાં મોટો પ્રશ્ન વસ્તી કેમ વધારવી તે છે.

## બંધારણ

સને ૧૮૭૦ની સાલથી ફ્રાન્સ પ્રજાસત્તાક રાજ્ય છે. એનો પ્રમુખ સાત વરસ માટે ચૂંટાય છે. આલ્બર્ટ લેબ્રુન છેલ્લાં સાત વરસથી પ્રમુખ છે. મોટા પ્રધાન અને બીજા ૧૯ પ્રધાનોને જે પક્ષનું પાર્લામેન્ટમાં વિશેષ પ્રતિનિધિત્વ હોય તેમાંથી પ્રમુખ ચૂંટી કાઢે છે. ફ્રાન્સની પ્રજા રાજ્યકારણમાં બહુ તરંગી છે. પ્રધાનમંડળો વારંવાર બદલાય છે. ઘણી વખત તો પ્રધાનમંડળનું આયુષ્ય થોડા દિવસોનું જ રહે છે. ચેંબર ઓફ ડેપ્યુટીઝના સભ્યો ચાર વરસ માટે ચૂંટાય છે. ૨૧ વરસના દરેક શહેરીને મતનો હક્ક છે. સેનેટના ૩૧૪ સભ્યો હોય છે. તેમની ચૂંટણી માટે ૪૦ વરસની દરેક વ્યક્તિને હક્ક છે. સત્તા સર્વે પાર્લામેન્ટમાં કાયદાનુસાર સોંપાયેલી છે.

## લોકો

ફ્રાન્સના લોકો રંગીલાં, રસીલાં અને મળતાવડ છે. એ પ્રજામાં રંગભેદ નથી, ચામડીનો દ્વેષ મુદ્દલ નથી. સીદીઓને પણ મેળાવડાઓમાં સમભાવે ભાગ લેવા મળે છે. લોકોમાં ધર્મદ્વેષ પણ બિલકુલ નથી. રાજ્ય કોઈ પણ ધર્મને સ્વીકારતું નથી. સ્ત્રીપુરુષોના સમાન હક્ક માટે પ્રજા આગ્રહી છે. ફ્રાન્સના લોકો સંસ્કૃતિમાં યુરોપમાં ઊંચા ગણાય છે. ફ્રેંચ ભાષા ઉચ્ચ સાહિત્ય માટે ખૂબ પ્રસિદ્ધ છે. વિદ્વાનોનો ત્યાં ખૂબ આદર થાય છે. ફ્રાંસમાં લલિતકળાઓનું પણ ખૂબ માન છે. ફ્રેંચ ભાષા આખા યુરોપમાં સમજાય છે. યુરોપની એ હિંદુસ્થાની છે. ફ્રેંચ લોકો શાંતિપ્રિય છે. યુદ્ધ તરફ એમને તિરસ્કાર છે. જીવનમાં મોજ, સૌંદર્ય અને લાલિત્ય એ દૃષ્ટિ રાખી તેઓ વસ્ત્રાભૂષણો અને નિત્યનો વ્યવહાર યોજે છે. લોકો સ્વતંત્રતાપ્રિય પણ ખૂબ છે. ત્યાં સમાજવાદીઓનું વિશેષ પ્રાબલ્ય છે. એમના બે ત્રણ પક્ષો વચ્ચે રાજકારભારનું શાસન રહે છે. સ્વતંત્ર ફ્રેંચ લોકો દેશને

પ્રેમ કરનારા છે. દેશને માટે એ રંગીલા લોકો દેશને માટે પ્રાણાર્પણ પણ કરવા તૈયાર રહે છે.

**પેદાશ, ખર્ચ અને અર્થવ્યવસ્થા**

સને ૧૯૩૪ માં ફ્રાન્સની પેદાશ ૪૭ અબજ ફ્રાંકની હતી.* ખર્ચ ૪૮ અબજ ફ્રાન્ક હતું. પેદાશ મુખ્ય કરોમાંથી થાય છે. હમણાં યુદ્ધના વધારાના કરોને લીધે પેદાશ દોઢી ઉપરાંત થઈ ગઈ છે, ખર્ચ ચારગણું વધ્યું છે. સને ૧૯૩૪ માં યુદ્ધમાં સાધનો પાછળ દશ અબજ ફ્રાન્ક ખર્ચાયા હતા. આ યુદ્ધ-કાળમાં તે ખર્ચ ચાલીસ અબજ ફ્રાંકે પહોંચેલ છે. લોકોને માટે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત અને મફત છે, કુલ કેળવણી પાછળ વાર્ષિક ચાર અબજ ફ્રાંક ખર્ચાય છે. આ ઉપરાંત વૃદ્ધોને પેન્શન, બેકારોને ભથ્થું, અશકતોને સહાય, ઈત્યાદિ પાછળ દશ અબજ ખર્ચાય છે. ફ્રેંચ પ્રજા અંગ્રેજોની પેઠે ધનવાન નથી, પણ અંગ્રેજોમાં થોડી વ્યક્તિઓ અતિ ધનવાન છે અને ફ્રેંચોમાં ધન મધ્યમ વર્ગમાં વહેંચાયેલું છે. અંગ્રેજોમાં ૬૭ ટકા પ્રજા ઉદ્યોગોમાં અને ૧૩ ટકા ખેતીવાડી પાછળ રોકાયેલી છે જ્યારે ફ્રાન્સમાં ઉદ્યોગ અને ખેતીવાડી પાછળ રોકાયેલી પ્રજાના ટકા અર્ધો-અર્ધ સમાન ગણતરીએ છે. ફ્રાન્સનું કરજ બે ખર્વ ફ્રાંકનું છે. તે ઘણુંખરું પોતાના દેશમાં જ ઊભું કરેલું છે. એકંદરે ફ્રાન્સની પ્રજા સુખી છે, ફ્રાન્સમાં ૫૦ લાખ પરદેશીઓ (મુખ્યત્વે ઈટાલિયનો) રહે છે.

**રાજકીય ઈતિહાસ**

અનેક સદીઓ સુધી ફ્રાન્સમાં વૅલૉય અને બુર્બોન વંશના રાજાઓનું શાસન હતું. અંગ્રેજો અને ફ્રેંચોને સતત ચારસો વર્ષો સુધી હાડવેર ચાલ્યું. બંને વચ્ચે અનેક યુદ્ધો થયાં. ઘણા સમય સુધી ફ્રાન્સનું કેલે બંદર અંગ્રેજોના કબજામાં રહ્યું. સત્તરમી સદીમાં લુઈ ચૌદમા (રાજા) ના સમયમાં ફ્રાન્સમાં ખૂબ ચડતી થઈ. લુઈ પંદરમાના સમયમાં રાજાઓની વિલાસિતા બેહદ વધી ગઈ હતી. રાજા અને અમીરો પ્રજા ઉપર અનેકવિધ આકરા કરો નાખી, ગરીબ પ્રજાના પૈસામાંથી મન-ભાવતી મોજમજાહો ઉડાવવા લાગ્યા. દુકાળોને લીધે લોકો મરતાં હતાં ત્યારે પણ રાજા અને અમીરો નાચરંગ અને મહેફિલોમાં ગુલતાન રહેતા હતા. અંતે પ્રજા વીફરી. સોળમા લુઈ વિરુદ્ધ પ્રજાએ બળવો કર્યો. આ બળવો ફ્રેંચ વિપ્લવને નામે મશહૂર છે.

વિપ્લવમાં રાજારાણી કેદ પકડાયાં. પ્રજાઅગ્નિ હુંકાર કરી ઊઠચો હતો. તેણે પોતાની જ્વાળામાં અમીર–ઉમરાવ અને એમનાં કુટુંબીઓને પોતાની લાલ જીભો લાંબી પસારી પસારીને ઝડપ્યાં, અનેકોના શિરચ્છેદ થયા, અનેકોનાં ઘરબાર અને વાડીવજીફા લૂંટાયાં, બળાયાં, કંઈક ભાગી છૂટચાં. પછી કેદમાં પડેલાં રાજારાણી અને રાજકુમારના મસ્તકોને રોળી નાખ્યાં. રાજા પ્રત્યે વફાદારીનો શબ્દ સરખો ઉચ્ચારનારનો કે રાજા પ્રત્યેની વફાદારીનો જેની ઉપર શક ગયો તેવાં હજારો સ્ત્રીપુરુષોનો નાશ કરવામાં આવ્યો. લોકો એવા જોશે ચડચા હતા કે રાજાની વહારે આવેલાં પરરાજ્યનાં સૈન્યોને પણ એમણે ઉડાડી દીધાં. ત્યારપછી પ્રજામાંના ઉદ્દામ પક્ષે રોબસપિયરના હાથમાં રાજની કુલ સત્તા મૂકી. આ પક્ષે પણ પોતાની નીતિની વિરુદ્ધ જનાર હજારો વ્યક્તિઓને ફાંસીએ ચડાવી, ઊંડાં ભોંયરાંમાં ભંડારી. અરાજકતા, અરાજકતા! આખા ફ્રાંસમાં કયાંય વ્યવસ્થા નહોતી.

આ અંધાધૂંધીમાંથી નેપોલિયનનો સિતારો એકદમ ઝળહળીને બહાર આવ્યો. ફ્રાન્સની દક્ષિણે આવેલા નાના ટાપુ કોર્સિકાના એક ગરીબ ગૃહસ્થનો એ છોકરો નેપોલિયન બોનાપાર્ટ સૈન્યમાં પોતાની હોશિયારી બતાવતો આગળ જતો ફ્રાન્સનો સર્વ સત્તાધીશ બન્યો. એણે ફ્રેન્ચ પ્રજાને પોતાના વ્યક્તિ-ત્વથી ચૂપ કરી દીધી. એ શહેનશાહ બન્યો. એણે ઑસ્ટ્રિયા, પ્રશિયા, સ્પેન અને ઈટાલિનાં સૈન્યોને મહાત કરી તે દેશોનું આધિપત્ય મેળવ્યું. જમીન પરની લડાઈમાં અંગ્રેજોને પણ હરાવ્યા. પણ અંગ્રેજો સામે દરિયાની લડાઈમાં એ હાર્યો. અંગ્રેજ નૌકા–સેનાપતિ નેલસને એના કાફલાને વેર–વિખેર કરી નાખ્યો, ભર શિયાળે રશિયા પર ચડાઈ કરવા જતાં એના સાડા ચાર લાખના સૈન્યમાંથી બહુ થો''

* ૧ પૌંડ=લગભગ ૧૭૮ ફ્રાંક, હમણાંનો ભાવ.

સિપાહીઓ જીવતા પાછા વળ્યા. અહીંથી એ યુદ્ધ-વિશારદની પડતી થઈ હતી. અંતે અંગ્રેજોના હુકમ નીચે એને સેંટ હેલિનીના ટાપુમાં કેદ થઈ પડવું પડયું.

ફ્રાન્સના ત્રીજા નેપોલિયને પ્રશિયા (જર્મની) સાથે યુદ્ધ જાહેર કર્યું. આ યુદ્ધમાં સને ૧૮૭૦ માં ફ્રાન્સ હાર્યું. એને એલ્સેસ-લોરેનના બે પ્રાંતો અને બીજો મોટો દંડ આપવો પડયો. એ પછી પ્રજાએ કોઈ રાજાને ફ્રાન્સની હકુમત કરવા આવવા ન દીધો. ત્યારથી આજ પર્યંત ત્યાં પ્રજાસત્તાક રાજ્ય રહ્યું છે.

પણ એ જ સમયે પ્રશિયાના પ્રિન્સ બિસ્માર્કે જર્મન સામ્રાજ્યની સ્થાપના કરી હતી. તે સમયથી આઠ કરોડની વસ્તીવાળા જર્મની અને સવા ચાર કરોડની વસ્તીવાળા ફ્રાન્સ વચ્ચે વૈમનસ્ય ચાલે છે. બંને એકબીજાની ઉપર ઘા મારવાની તક શોધતા હોય છે અને ઘા મારે છે. જર્મનીના વધતા જતા બળની ફ્રાન્સને સતત ચિંતા રહે છે.

## સને ૧૯૧૪-૧૮ નું મહાયુદ્ધ

૧૯૧૪-૧૮ માં ઈંગ્લેંડ સાથે મળી ફ્રાન્સે પારકો કજિયો ઉછીનો લઈને પણ જર્મનીને મારવાની તક ઝડપી. ભયંકર દુકાળને કારણે જર્મની હાર્યું. જર્મનીનાં ચાલીસ લાખ માણસો મર્યાં ને ઘવાયાં, ત્રીસ લાખ વિધવાઓ બની. ૭ કરોડ પૌંડનો દંડ એની ઉપર ઠોકાયો (આ દંડના બે ત્રણ હપ્તાજ જર્મનીએ ભર્યા). એની સ્ટીમરો, મનવારો અને આખા નૌકાદળનો નાશ થયો. એનાં વિમાનો ગયાં, એનાં સર્વે સંસ્થાનો ગયાં, એનું પરદેશી પરનું અબજોનું લેણું જપ્ત થયું, એનું સૈન્ય વિખેરી નાખવામાં આવ્યું, એના ઉદ્યોગોનો નાશ થયો. એને પોતાને ત્યાં ભૂખમરો ચાલતો હતો છતાં જીતેલાં રાજ્યોને એણે અનાજ આપવું પડતું હતું. આ બધાં ઉપરાંત એની ખાણોનો પ્રદેશ સાર અને રૂહર પ્રાંતો ફ્રાન્સે કબજે લીધા. રૂહરમાં સત્યાગ્રહ ચાલુ કરાવરાવી જર્મનીના નાણાને તોડી નાખ્યું. ફ્રાન્સે આખા જર્મનીને તોડી નાખ્યું.

## ફ્રાન્સ અને ઇંગ્લેંડની વિરુદ્ધ-નીતિઓ

જર્મનીને તોડી નાખી ફ્રાન્સ આખા યુરોપમાં સર્વસત્તાધીશ બનવા ઈચ્છતું હતું. એનું સૈન્ય એ સમયે યુરોપમાં શ્રેષ્ઠ હતું. પણ અંગ્રેજોની નીતિ યુરોપમાં કોઈ એક રાજ્યને અતિ બળવાન થવા દેવાની નહોતી. આથી ફ્રાંસ અને ઈંગ્લેંડની મૈત્રી ટકી નહિ. અંગ્રેજો જર્મનીનો પુનરુદ્ધાર કરી ફ્રાંસની સામે મજબૂત હરીફ ઊભો કરવા માગતા હતા. બીજી બાજુ ફ્રાન્સે અંગ્રેજોની વિરુદ્ધ તુર્કી સાથે સુલેહ કરી, અંગ્રેજોની ઉપેક્ષા કરી રશિયા સાથે સુલેહ કરી. પ્રજાસંઘમાં અંગ્રેજો અને ફ્રેંચો મોવડીઓ હતા. હવે બંનેની રાજ્યનીતિ સામસામી અથડાવા લાગી.

ફ્રાન્સે ઈંગ્લેંડનો સહકાર મૂકી દીધો, પણ જર્મની બેઠું થાય છે તે વાતની આશંકાથી તે ભય પામવા લાગ્યું. આથી એણે બેલ્જિયમ, રુમાનિયા, ઝેકોસ્લોવેકિયા, તુર્કી, પોલેંડ વિગેરે નાનાં રાજ્યોને ખૂબ નાણાં ધીરી એમની સાથે સંધિઓ કરી પોતાના મિત્રોનું ટોળું ઊભું કર્યું. પ્રજાસંઘમાં જર્મનીને તેણે અનેક બાજુથી મુશ્કેલીમાં મૂકવા માંડયું. અંગ્રેજોએ હિંદ અને પોતાના બીજા તાબાના દેશોને પ્રજાસંઘના સભ્ય બનાવી બહુમતિ પોતાને પક્ષે ખેંચવા પ્રયત્ન કરવા માંડયો, ફ્રાંસે પોતાના મિત્રોની મદદથી એને હંફાવવા માંડયું. પ્રજાસંઘ એ પ્રજાસંઘ ન રહેતાં આ બે મહારાજ્યોની રાજરમતનું મેદાન બની રહ્યો.

યુદ્ધ પછીનાં પંદર વર્ષો આ બંને રાજ્યો વચ્ચે ખૂબ રાજદ્વારી અને આર્થિક ખેંચતાણનાં ગયાં. ફ્રાન્સે સોનાનો જથ્થો એકત્ર કરી ઇંગ્લેંડના ચલણને મુશ્કેલીમાં મૂકયું, ઈંગ્લેંડને એથી ૧૯૩૧ માં સોનાનું ચલણ મૂકી દેવું પડયું. એણે જાપાનને ટેકો આપી તેને મંચુરિયા લેવા દીધું અને તેની મિત્રતાની ધારણા મજબૂત કરી. ફ્રાન્સના ચલણને ફુગાવવાની પેરવીઓ કરી ફ્રાન્સને માટે આર્થિક કળણ ઊભું કર્યું. ફ્રાન્સ એમાં ૭ વરસ સુધી ખૂતેલું રહ્યું. ફ્રાન્સે ઈટાલિને એબિસીનિયા જીતવા દેવાની સરળતા કરી અંગ્રેજો વિરુદ્ધ તેની દોસ્તી સાધી. અંગ્રેજોએ જર્મનીને તેનો વિકાસ બિન-અટકાયતે કરવા દીધો, જર્મનીને એણે રાઈનની કિલ્લેબંદી કરવા દીધી, ઓસ્ટ્રિયા અને સુડેટન પ્રદેશ લેવા દીધા. આમ ફ્રાન્સને ડરાવી શકે તેવો તેનો પાડોશી તૈયાર કરવા માંડયો. પરસ્પર ભારે કડવાશ અને આર્થિક યુદ્ધો ચાલ્યાં.

આગ્રહથી સૈન્ય અને સૈન્યસામગ્રી ઘટાડવાની સર્વે રાજ્યોના પ્રતિનિધિઓની મોટી પરિષદ ભરાઈ. પણ તે ય નિષ્ફળ ગઈ. અમેરિકાના દબાણથી નવ રાજ્યોની સંધિ થઈ. તેના, ચીન પર આક્રમણ કરવું નહિ, એવા કરારનો પ્રથમ જાપાને જ ભંગ કર્યો. લોકાર્નો અને બીજી ઘણી સંધિઓ મોટાં મોટાં રાજ્યો વચ્ચે થઈ પરંતુ એકે યનું પાલન નથી થયું. સ્વાર્થ માટે એક યા બીજા કારણે કોઇએ ને કોઇએ એ સંધિઓનો ભંગ કર્યો જ છે. સંધિઓની કિંમત કાગળના ટુકડાની જ રહી છે.

### કારણ ? સાંકડો સ્વદેશવાદ

યુરોપમાં એટલો તો સાંકડો સ્વદેશવાદ ચાલે છે, પંદર કે વીશ લાખની વસ્તીનો પ્રદેશ પણ પોતાનો જ દેશ બનાવવા માગે છે, કે પોતાના પ્રદેશને એક પૈસાનો લાભ કરાવવા બીજાના પ્રદેશને રૂપિયાનું નુકસાન કરતાં પણ કોઇ ખંચકાતું નથી. ફેસિઝમ અને નાઝીઝમે આ સ્વાર્થવૃત્તિને શિખરે ચડાવી છે. તેને કોઇ પણ કુટિલનીતિમાં ખોટું નથી દેખાતું. જિસસ ક્રાઇસ્ટના ઉપદેશનું ડગલે ને પગલે આખા યુરોપમાં ખૂન થાય છે. પાડોશી પ્રત્યે, દૂરનાંની પ્રત્યે પ્રેમ, રહેમ, ક્ષમા અને સહિષ્ણુતા લેશ માત્ર નથી રહ્યાં.

આ વસ્તુ ઉત્પન્ન થઇ વર્સાઇલની સંધિમાંથી. એ સંધિએ જર્મનીને તોડવા અને એ સંધિના ઘડવૈયાઓએ અંગત પક્ષો રચવા નવાં નવાં રાજ્યો ઊભાં કર્યાં, નવી સરહદો રચી. જૂનાં રાજ્યોને ભીંસમાં આણ્યાં, જૂની પ્રજાઓને નબળી બનાવી અને સૌને નવું મળેલું જાળવવા અને ગુમાવેલું પાછું મેળવવા ઉશ્કેર્યા.

### ફેસિસ્ટ રાજધરી

જર્મની, ઇટાલિ અને જાપાનની એકસંપીની રાજધરી બંધાઈ. તેનો આશય બહારથી રશિયાના સામનાનો અને અંદરથી તમામ મૂડીવાદી શાહીવાદી રાજ્યોના બળને તોડવાનો હતો. હંગેરી, યુગોસ્લોવેકિયા પોર્ટુગાલ, સ્પેન વગેરે આ ધરીમાં જોડાયા. બીજી તરફ ઇંગ્લેંડ, અમેરિકા, ફ્રાન્સ વિગેરે શાહીવાદી રાજ્યો છે. બંને પક્ષો વચ્ચે આંતરિક રસાકસી ચાલવા લાગી, કાવાદાવા અને હરીફાઈઓની યોજનાઓને પાર પાડવા યુદ્ધસામગ્રીઓ વધતી ચાલી. સ્પેનમાં બે વરસ સુધી ફાસિસ્ટ બળવાખોરોએ ફાસિસ્ટ દેશોની મદદથી લડાઇ ચલાવી અને ત્યાં ફાસિઝમને સ્થાપ્યો. સ્પેનના પ્રજાપક્ષને શાહીવાદી દેશોએ મદદ ન કરી. યુરોપના આજના યુદ્ધની આગાહી કરતું એ યુદ્ધ હતું.

### ફ્રાન્સ ચેત્યું.

સર્વોપરિપણાનાં સ્વપ્નોમાંથી બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે થયેલ રસાકસી આજના યુદ્ધનું મૂળ. એમાંથી જ વર્સાઇલના કરારો થયા, એમાંથી જ જર્મની બેઠું થાય કે ન થાય અને પોતાનાં શ્રેષ્ઠત્વને હાનિ ન પહોંચે એવી પેરવીઓ જન્મી. ફ્રાન્સને હમેશ બીક છે કે જર્મની જે તેની પૂર્વે પડેલું તેનું પાડોશી છે. તે બળવાન ન થઇ જાય, ઇંગ્લેંડ જ્યાં સુધી સમુદ્રની સામ્રાજ્ઞીપદે છે ત્યાં સુધી તે બંને દોસ્ત ન બની જાય, તેની સાવચેતી તે રાખે છે. ૧૯૩૭માં ફ્રાન્સે આ ભયને ઓળખ્યો. જર્મની અતિ બળવાન થતું હતું, ઇંગ્લેંડ એની જોડે સહકાર કરતું હતું, ફ્રાન્સે પોતાની નીતિ બદલી. એણે ઇંગ્લેંડની વિરુદ્ધતા છોડી તેની મિત્રતા શોધી. ઇંગ્લેંડને પણ ફ્રાન્સના જેવો જ ભય હતો, તેણે એ મિત્રતાને સત્કારી, પણ એની શરત કડક હતી. ફ્રાન્સની રાજનીતિ ઉપર એણે કાબૂ માગ્યો; આર્થિક રીતે મુશ્કેલી ભોગવતા ફ્રાન્સે પોતાની ચોટલી એના હાથમાં મૂકી. ઇંગ્લેંડનું આર્થિક અને નૌકાબળ અને ફ્રાન્સનું ખુશ્કી લશ્કર એ બંને જર્મની સામે બરાબર થઇ રહેશે એવી ખાતરીથી બંને જોડાયાં.

### ફ્રાન્સની તૈયારી

(૧) મેગિનોટ કિલ્લેબંદી—જર્મનીની આક્રમણનીતિની આશંકાથી ફ્રાન્સે તેના અને પોતાના દેશ વચ્ચે એક મજબૂત અખંડ કિલ્લેબંદી કરી છે, તે મેગિનોટ લાઇન કહેવાય છે. દેશના શ્રેષ્ટ સ્થપતિઓ, યુદ્ધવિશારદો અને વિદ્યુદ્‌શાસ્ત્રીઓની મદદથી આ અખંડ કિલ્લેબંદી બસો માઇલ લાંબી બાંધી છે. પોલાદની જાળી અને ભિંઓ

ઉપર સોળ ફીટ જાડી દીવાલો જમીનમાંથી ઊંડી ચણવામાં આવી છે. એ બસો ફીટ ઊંડી છે, અંદર અનેક માળ બાંધવામાં આવ્યા છે. એમાં લાખો નાના મોટા ઓરડા છે, જેમાં ખાવાપીવાની બધી સગવડો છે, બુરજો અને કોઠાઓ છે જેમાં હજારો તોપો છે. સોળ ફીટ જાડી એ દીવાલો તોડવી તોપોને માટે પણ સહેલું નથી. આ કિલ્લેબંદીમાં સેંકડો ગામડાંઓ વસી શકે તેવી મોકળાશ છે. વિજ્ઞાનના બળથી એ અભેદ્ય બની છે. કિલ્લેબંદી પાસે વીજળીના વાળાઓનાં ગૂંચળાં યુક્તિસર મુકાયેલાં છે. આ વાડ સહિત કિલ્લેબંદી લેવામાં દુશ્મનને લાખો સૈનિકોનો ભોગ આપવો પડે. આ તૈયાર કરતાં ફ્રાન્સને એક અબજ ડૉલરનું ખર્ચ થયું છે. જર્મનીએ પણ એની સામે એવી જ 'પશ્ચિમની કિલ્લેબંધી' સિગ્ફ્રીડ લાઈન બાંધી છે. દરરોજ એમાં નવા નવા સુધારા-વધારા થયા કરે છે. જર્મની પોતાની કિલ્લેબંદીને ખેવડાવે છે. બંને સૈન્યો પોતપોતાની કિલ્લેબંદીને આશ્રયે પડ્યાં છે.

(૨) એકતાની કિલ્લેબંદી—આ મેગિનોટ કિલ્લેબંદી ઉપરાંત ફ્રાન્સે યુદ્ધને માટે એક બીજી પણ કિલ્લેબંદી તૈયાર કરી છે અને તે છે એકતાની. ઝઝૂમતા ભય સામે ફ્રાન્સના રાજદ્વારી પુરુષોએ મતભેદોને છોડી દઈ પોતાની અંદર એકતા આણી છે. ફ્રાન્સની પાર્લામેન્ટ મધ્યમ વર્ગ ઉપર વધુ કરો નાખવા દેતી નહોતી તેમાં હવે તેમણે સમજૂતી કરી લઈ મોટા કરો નાખ્યા છે. મધ્યમવર્ગ ફ્રાન્સમાં બહુ મોટા પ્રમાણમાં છે, તેણે પોતાની ઉપર એ કરો પડવા દીધા છે. યુદ્ધને વિષે તેમનામાં મતભેદો હતા, ફ્રેન્ચ પ્રજા શાંતિચાહક છે, યુદ્ધને તે ધિક્કારે છે, આથી તેણે આક્રમણનીતિને બદલે સંરક્ષણની નીતિ અખત્યાર કરી તે વિષેના મતભેદોને શમાવ્યા છે. આજે પ્રજા પોતાની સંપૂર્ણ શક્તિ વિકસાવીને ઉત્સાહથી યુદ્ધમાં ભાગ લે છે. આ એકતાએ દેશને ઘણી મદદ કરી છે.

(૩) ફ્રાંકનો ઇતિહાસ—ફ્રાન્સનો સિક્કો ફ્રાંક મહારાજ્યોની આર્થિક સાઠમારીમાં ફૂગીને નકામો થઈ ગયો હતો. પાછળથી રાજદ્વારીઓએ સોનાનું ચલણ ચાલુ રાખી પોતાની શાખ વધારવા ઇચ્છયું હતું, તેમણે સોનાનું ધોરણ છોડ્યું નહિ, તેથી તેમની પાસે સોનું લેવા પરદેશો ફ્રાંકની નોટો લઈ દોડ્યા. આથી ફ્રાંસનો સુવર્ણજથ્થો ઘણો ઘટી ગયો. પરિણામે મોટો ભોગ આપ્યા છતાં ફ્રાન્કને ટકાવી શકાયો નહિ. ફ્રાન્ક ઉપર અનેક તડકા છાંયા ગયા છે. પ્રધાનમંડળો વારે વારે બદલવા માટે ફ્રાંસ જાણીતું છે આથી સ્થિર રાજનીતિ નહોતી થતી. આથી નાણાંકીય સ્થિતિ ખૂબ ખરાબ બનતી હતી, કરજો ખૂબ વધતો હતો. બજેટમાં મોટો ખાડો પડતો હતો, કરો વધુ નાખવા વિષે પાર્લામેન્ટ મંજૂરી આપતી નહોતી. તેમાં એકમત થઈ જઈને ફ્રાંસે નાણાંકીય સ્થિતિને સુધારી લીધી અને તે પણ યુદ્ધ માટેની એક સારી તૈયારી થઈ.

### ફ્રાન્સનું સૈન્ય

જમીનમાર્ગે ફ્રેંચ સૈન્ય અતિ બળવાન છે. સૈન્યને '૧૪–'૧૮ ના યુદ્ધ પછી પણ ચાલુ તાલીમ મળી છે. ૧૯ વર્ષથી ઉપરની ઉમરથી પચાસ વર્ષની ઉમર સુધીનો દરેક માણસ ફરજિયાત લશ્કરી તાલીમમાંથી પસાર થાય છે. જર્મનીને તો મહાયુદ્ધ પછી પંદર વર્ષ સુધી તેવી કંઈજ તાલીમ મળી નહોતી. આમ ફ્રાન્સનું ખુશ્કી લશ્કર ખૂબ તાલીમ-બદ્ધ છે. એના સૈન્યના અધિકારીઓને વ્યૂહરચના માટેની શાળાઓમાં બહુ કડક કસોટી સાથે શિક્ષણ મળે છે. આથી રણક્ષેત્રમાં એના અધિકારીઓ નિપુણ વ્યૂહવિધાયકો હોય છે. ફ્રાન્સનું તોપખાનું જથ્થા અને જાતની દૃષ્ટિએ પણ સરસ છે. માત્ર એની ૭૫ નંબરની અગત્યની તોપ કંઈક જૂના ધોરણની છે.

### ફ્રાન્સનાં હથિયારો

ફ્રાંસનાં બીજાં હથિયારો જર્મનીની પેઠે અદ્યતન નથી. એની ૩૫૦૦ ટેંકોમાંથી ¾ ભાગની ટેંકો જૂની જાતની છે, જ્યારે જર્મનીની ૮૦૦૦ ટેંકો તદ્દન અદ્યતન અને કલાકે પચાસ માઈલ ઉપરની ઝડપની છે, ફ્રેંચ ટેંકો માત્ર દશ માઈલની ઝડપ ધરાવે છે. એ રાઈફલો પણ અમેરિકન છે અને તે આધુનિક

નથી ગણાતી. આ માટે તો હમણાં જ ફ્રાંસે પોતાનાં કારખાનાંઓને લશ્કરી દેખરેખ નીચે મૂક્યાં છે, એટલે નવાં અને આધુનિક હથિયારો બનતાં વાર લાગશે. ત્યાં સુધી અમેરિકાએ શસ્ત્રબંધીનો કાયદો રદ કર્યો હોવાથી તેની પાસેથી રોકડે તે ખરીદશે, આશા રખાય છે કે છ મહિના સુધીમાં ફ્રેંચો એ વિષયમાં સ્વાયત્ત હશે.

## રણક્ષેત્રમાં ફ્રાન્સનું સૈન્ય

ફ્રાન્સ એકદમ ૨૫ લાખ માણસોને શસ્ત્રસજ્જ કરી યંત્રની પેઠે તેમના ચાલુ કામધંધા છોડવીને સૈન્યમાં દાખલ કરાવી શક્યું છે. બધી યોજના અગાઉથી તૈયાર કરવામાં આવી હતી. એટલે વિજ્ઞપ્તિ નીકળતાં ૨૪ કલાકમાં ગામેગામ અને શહેરે શહેરથી લોકો સૈન્યમાં જવા સ્ટેશનોએ હાજર થઈ ગયા. જુદા જુદા લશ્કરી મથકોએ એ સૌને તાબડતોબ ગણવેશ અને હથિયારો મળી ગયાં. એકદમ ટુકડીઓ ગોઠવાઈ ગઈ અને ઘડિયાળના કાંટાની સાથે ચાલી રેલ્વે અને મોટર બસો હાજર થઈ, અને ૪૮ કલાકમાં ટુકડીઓ મેગિનોટ લાઇન પર પહોંચી ગઈ. આટલી જંગી ગોઠવણ છતાં ક્યાં યે ગડબડ નહિ, ગૂંચવાડો નહિ, ખોટી ઉતાવળ નહિ. યોજનાની ઝીણી ઝીણી વિગતો અગાઉથી નિયત સમયે સૌને મળી ગઈ હતી. દારૂગોળો, ખોરાકી, ચાહ, તમાકુ, હજારો જાતની એવી ચીજો યોગ્ય સ્થાનોએ આવી ગઈ. કેટલી બધી શિસ્ત! એ પચીસ લાખ માણસો પોતાનાં કામો, ૨૪ કલાકમાં પોતાના ચાલુ ઉદ્યોગધંધા કેમ છોડી શક્યા હશે, બીજાઓએ એ ધંધા એ જ કલાકોમાં કેમ સંભાળી લીધા હશે, જેથી જરૂરિયાતોના ઉત્પન્નમાં વિક્ષેપ ન આવે, અને આજે પણ સીધી કે આડકતરી રીતે આખી પ્રજા યુદ્ધને કંઈ પણ વિરોધી સૂરો ઉઠાવ્યા વિના કેમ અપનાવી શકી હશે? ફ્રાન્સે બીજી લાઈનની પણ વીશ લાખ સૈનિકોની પાકી કેળવણી શરૂ કરી છે. છ માસમાં ફ્રાન્સ ૪૫ લાખના સૈન્યને યુદ્ધભૂમિ પર હાજર કરી શકવાની તૈયારી સેવે છે. ઉપરાંત પાંચ લાખ સીદીઓને પણ તે યુદ્ધમાં લાવી શકશે. જર્મની ફ્રાન્સ કરતાં વધારે જથ્થામાં સૈનિકો ઉતારી શકશે નહિ, પણ ફ્રાન્સની વ્યૂહરચના આક્રમણ માટે નથી, રક્ષણ માટે છે.

## વિમાનો

વિમાનોમાં ફ્રાન્સ પછાત છે. જર્મનીએ ત્રણ વર્ષમાં પોતાનાં તમામ વિમાનો નવાં બનાવી નાખ્યાં છે. એનાં વિમાનો કલાકે ૪૦૦ માઇલની ગતિ ધરાવનારાં હોઈ તે બાબતમાં એ સરસાઈ ભોગવે છે. ફ્રાન્સે ૧૫૦૦ વિમાનો અમેરિકાથી મંગાવ્યાં છે. અમેરિકન વિમાનો જર્મન કરતાં ચડિયાતાં જણાયાં છે. વિમાની યુદ્ધ હજી શરૂઆતમાં છે. પાછળથી આ યુદ્ધ જોર પકડશે. તેની તૈયારી માટે ફ્રાન્સમાં નવાં નવાં કારખાનાં ઊભાં થાય છે. પરંતુ સરસ વિમાનો બનાવવામાં વખત જાય છે, એટલે ફ્રાન્સ છ માસ પછી તેમાં વધુ બળવાન બની શકશે.

## નૌકાદળ

ફ્રેંચ નૌકાદળ ઈટાલિ જેટલું છે, જર્મનીથી તે સહેજ વધારે છે, અંગ્રેજી નૌકાદળ સાર્વભૌમત્વ ભોગવે છે તે બતાવનારા આંકડા નીચે પ્રમાણે છે—

| દેશ | તૈયાર નૌકાદળ | તૈયાર થતું નૌકાદળ |
|---|---|---|
| બ્રિટન અને ફ્રાન્સ | ૨૦,૫૦,૦૦૦ ટન | ૯,૮૦,૦૦૦ |
| જર્મની | ૨,૧૯,૦૦૦ ,, | ૨,૮૨,૦૦૦ |

આથી જ જર્મન કાફલો ઈંગ્લેંડ-ફ્રેંચ કાફલાનો સામનો કરતો નથી. છૂપી રીતે જર્મન સબમરિનો અને સુરંગો ત્રાસ વર્તાવતી હતી પણ તે ય હમણાં કાબૂમાં આવતો દેખાય છે. છતાં ય ભવિષ્યની આગાહી ન થઈ શકે, હજી પણ ઓચિંતાં સ્ટીમરો ડૂબવાના સમાચારો આવે છે.

## મોરચા પર

મેગિનોટ કિલ્લેબંદી પર પચીસ લાખ ફ્રેંચો અને બે લાખ અંગ્રેજો જમા થયા છે અને તેને વધારી-સુધારીને તેમાં અર્ધા કરોડ સૈનિકોને સમાવવાનું વિચારાય છે, બ્રિટનમાં યુદ્ધને માટે ૨૦ લાખ માણસોને તાલીમ અપાઈ રહી છે. જર્મનીનું પણ ઘણું ખરું લશ્કર તેની સામેની પોતાની સિગ્ફ્રીડ લાઈન પર પડ્યું છે. બંનેની કિલ્લેબંદી મજબૂત હોઈ અને શિયાળાની પ્રતિકૂળતા હોઈ ત્રણ માસથી ત્યાં આગળની લશ્કરી

હિલચાલ ઠંડી છે, ક્યારેક તોપગોળાનો વર્ષાદ અને વિમાની યુદ્ધ જામે છે. મનાય છે કે વસંત ઋતુમાં ખૂબ ખેલાશે.

## ફ્રાન્સનો બીજા દેશો સાથેનો સંબંધ

યુદ્ધને અસર કરતા ફ્રાંસના સંબંધોમાં બ્રિટન સાથેના મૈત્રીસંબંધની તો ખૂબ વાતો થઈ. ઈટાલિ સાથેનો તેનો સંબંધ એબિસીનિયાની લડાઈ વખતે બહુ મીઠો હતો, પણ એબિસીનિયાની જીત પછી જર્મની જોડે ઈટાલિનો મૈત્રીસંબંધ થયો, એટલે ફ્રાંસનો તે સંબંધ મોળો થયો. સ્પેનના બળવાખોરોને ઈટાલિ ખુલ્લી રીતે મદદ કરતું હતું, પરિણામે ઈટાલિના નૌકાદળને હાથે ફ્રાંસની અને બ્રિટનની ઘણી સ્ટીમરો ભૂમધ્ય સાગરમાં ફરતાં ડુબાડાઈ એવા આરોપને કારણ મળ્યું. સને ૧૯૩૮ માં ઈટાલિએ ફ્રાંસ પાસે ત્રણ માંગણીઓ કરી : (૧) ફ્રાંસે સુએઝની નહેરનો કબજો રાખીને સ્ટીમરોને તેમાંથી પસાર થવા દેવા માટેના ભાવો બહુ મોટા રાખ્યા છે તે હળવા કરવા, (૨) ફ્રેંચ ટ્યુનિસિયા ઉપર ઈટાલિનો હક્ક છે માટે તે તેને સોંપવો અને (૩) ભૂમધ્ય સાગરમાં આવેલા અંગ્રેજી હકુમત હેઠળના બેટમાં ઈટાલિયન વસ્તી છે માટે તે બેટ ઈટાલિને મળે. ફ્રાન્સે આ માગણીઓનો અસ્વીકાર કર્યો, અને બંને વચ્ચે વૈમનસ્ય જાગ્યું.

અત્યારે યુદ્ધકાળમાં તુર્કી ફ્રાન્સ અને બ્રિટનની તરફદારી કરે છે. ગત મહાયુદ્ધમાં તુર્કી જર્મનીને પડખે હતું. આ વર્ષોમાં ઈંગ્લેંડે અને ફ્રાન્સે તુર્કીને પોતાના પુનરુદ્ધાર અને ઔદ્યોગિક વિકાસ માટે કરોડો પૌંડ ધીરવા સ્વીકાર્યું. આથી જ તુર્કીએ પોતાના પડોશી રશિયાને પણ તરછોડ્યું. બોસ્ફરસની સામુદ્રધુનીમાંથી અંગ્રેજ અને ફ્રેંચ મનવારોને પસાર થવા દેવાનું તુર્કીએ સ્વીકાર્યું છે. આથી ઉત્તરની બાજુએ રશિયા ઉપર આક્રમણ કરવાનો ફ્રાન્સ-બ્રિટનને માટે માર્ગ ખુલ્લો થયો છે.

ફ્રાન્સ અને રશિયાને ઘણો સારો સંબંધ હતો. ફ્રાન્સના ઉત્તેજવાથી જ રશિયા પ્રજાસંઘમાં જોડાયું હતું. પણ રશિયાનો હક્ક હોવા છતાં તેને પૂછ્યા વિના ફ્રાન્સ-બ્રિટને મ્યુનિક કરારો કર્યા તેથી એ સંબંધમાં વિષ રેડાયું. પોલેંડ પરના આક્રમણ વખતે જર્મની વિરુદ્ધ રશિયાને પોતાની સાથે લેવા ફ્રાન્સ-ઈંગ્લેંડે પ્રયત્ન કર્યો, અંગ્રેજ અને ફ્રેંચ પ્રતિનિધિઓ મોસ્કો ગયા, છ માસ સુધી વાટાઘાટો ચાલી, પોતપોતાના સૈનિક બળ અને વ્યૂહરચના રશિયન સૈનિક અધિકારીઓને બતાવવા અંગ્રેજ અને ફ્રેંચ મુખ્ય સેનાધ્યક્ષો મોસ્કો ગયા. પરંતુ રશિયા અંદરખાનેથી જુદી જ રમત રમ્યું. એણે જર્મની સાથે સંધિ કરી; આથી રશિયાને લાભો ઘણા થઈ ગયા પોલેંડનો અર્ધો ભાગ તેને મળ્યો, જેમાંથી તે તેલ મેળવી શકશે, જર્મનીની યુદ્ધ અને યંત્રવિશારદોની શક્તિ અને અન્ય સાધનો મળશે અને કાચા પદાર્થો વેચવાનું બજાર મળશે. આવાં કારણોએ ફ્રાન્સનો તેની જોડેનો સુસંબંધ તૂટ્યો.

## યુદ્ધનો વ્યૂહ

એ તો જોઈ શકાય છે કે આ વખતે યુદ્ધનો વ્યૂહ બહુ વિચિત્ર બનતો જાય છે. એક કેન્દ્ર બનતું નથી. પોલેંડનું કેન્દ્ર મટી જર્મનીનો પશ્ચિમ મોખરો અને તે બદલાઈ દરિયાઈ યુદ્ધ અને હવે ફણગો ફૂટ્યો છે ફિન્લેન્ડ-રશિયન યુદ્ધનો. રશિયાએ ફિન્લેન્ડ પાસે પોતાની સરહદને અડતો કેટલોક ફિનીશ ભાગ માગ્યો. અને ફિન્લેન્ડે એને પોતાના રાષ્ટ્રીય સ્વમાનનો પ્રશ્ન ગણી નકાર ભણ્યો તેમાંથી એ યુદ્ધ ફાટ્યું. સમાચારો એવા આવે છે કે નાનકડું ફિન્લેન્ડ યુરોપનાં કેટલાંક જબ્બર રાજ્યો અને અમેરિકાની આર્થિક અને માનવીય સહાય મેળવે છે, અત્યારે સૌનું ધ્યાન ત્યાં છે પણ નેમ તો એક જ છે કે રશિયાને ક્ષીણ બનાવી જર્મનીની પાંખ તોડી નાખી જર્મનીને ફટકો મારવો.

આ યુદ્ધ ક્યાં જઈ અટકશે, તેમાં કેવા પલટા આવશે તે કોઈ કહી શકે નહિ, સિવાય કે આગલા લેખોમાં કહ્યું તેમ કુદરતી આફત આવે. અત્યારે તો સૌ વધુ ને વધુ યુદ્ધસામગ્રી સજવા માંડ્યા છે. સૌ કહે છે અમારી પાસે એક પણ માણસ અને એક પણ રૂપિયો હશે ત્યાં સુધી અમે લડશું! અને ત્યાં સુધી માનવે દુઃખી ભવિષ્યનો સંગ્રહ કર્યા કરવાનો છે.

☆

# संगठन-विवेक

श्री. काकासाहेब कालेलकर

"અહીં કેટલાક દિવસથી કોમી મંડળ બનાવવાની અનિષ્ટ પ્રથા વિદ્યાર્થીઓમાં ચાલી રહી છે. સામાન્ય રીતે આવાં મંડળો ધાર્મિક દૃષ્ટિથી કામ નથી કરતાં. તેઓ તો કેવળ પોતાની જાતિના વિદ્યાર્થીઓને અધિક સગવડો અપાવવાના અને પોતાના સહધર્મી ભાઈઓને સુખી કરવાના પ્રયત્નમાં રચ્યાં રહે છે. કોમને કેટલી સગવડો હોય તો તે સુખી ગણાય એની કોઈ હદ નક્કી થઈ નથી. ઉપરથી જોતાં તો તેની આખી કાર્યપદ્ધતિ રાષ્ટ્રની પ્રગતિને પ્રતિકૂળ માલુમ નથી પડતી. પરંતુ જ્યારે કોમી ઝેર સમાજમાં આટલું બધું ફેલાઈ ગયું છે તેવી સ્થિતિમાં આપ શું નથી માનતા કે આવા પ્રકારની કોમી સંસ્થાઓ ખાસ કરીને વિદ્યાર્થીઓમાં તો મુદ્દલ ન હોવી જોઈએ? કારણ કે એવી સંસ્થાઓમાં કામ કરનાર વિદ્યાર્થી બીજી કોમોના સંસર્ગમાં બહુ ઓછા આવશે એ નિ:શંક વાત છે. એ પણ ચોખ્ખું છે કે કોમીવાદની દવા તો પરસ્પર સંસર્ગ વધારવો એ જ છે. આ લખતાં મને આપના 'જીવનવિકાસ'માંથી એક વાક્ય યાદ આવે છે. એને અહીં જો ટાંકી બતાવું તો મારું દૃષ્ટિબિંદુ અધિક સ્પષ્ટ થઈ જશે.

"'મારો નમ્ર અભિપ્રાય છે કે કોમી છાત્રાલયો એકવાળે લાભદાયક નથી. આજના જમાનામાં, ભિન્નભિન્ન સમાજના છોકરાઓ સાથે રહે, સાથે ભણે તો જ તેમનાં બુદ્ધિ અને હૃદયનો યોગ્ય વિકાસ થઈ શકે.' (પા. ૫૦૫)

"આ તો છાત્રાલય સંબંધી થયું, પરંતુ શું મંડળોની બાબતમાં પણ આપનું આ કથન એટલું સત્ય નથી? એ મંડળોના સંચાલકોની પાસે એક મોટું બહાનું હોય છે: આપણે નાના ક્ષેત્રથી જ આરંભ કેમ ન કરીએ? એકદમ વિશાળ ક્ષેત્રમાં પડવાથી કોઈ કામ નથી થતું. આ અને એવી દલીલોમાં કેટલું તથ્ય છે? નાનું ક્ષેત્ર શોધવું છે તો જિલ્લા જિલ્લાનાં અલગ મંડળ કેમ નથી બનાવતા? એવાં ક્ષેત્રનિષ્ઠ મંડળ કોમી એકતા માટે કોમી મંડળો કરતાં શું વધારે લાયદાયી નહીં બને?"

આ પત્રને મારી પાસે આવ્યે બે મહિના થઈ ગયા. વિસ્મરણને કારણે એનો જવાબ આપવો રહી ગયો. આજ એકાએક એ એવા મોકા પર હાથ આવ્યો કે જે વખતે હું પોતે આ વિષય ઉપર ખૂબ જોરથી વિચારી રહ્યો છું. એક તો 'જાતપાંત તોડક મંડળ' તરફથી એક અંગ્રેજી પરિપત્ર આવ્યો છે, જેમાં એવી સૂચના છે કે 'આગામી વસ્તીગણતરીમાં આપણે જાહેર કરવું જોઈએ કે અમે કોઈ પણ જાતના નથી.' અને બીજી બાજુ આ સમયે ગોવાના 'સારસ્વત બ્રાહ્મણ સમાજ'ના વાર્ષિક અધિવેશનના સભાપતિ બનવા જઈ રહ્યો છું. સાવંતવાડી અને ગોવા મારા વડીલોનું સ્થાન છે. અમે સારસ્વત લોકો ગોવાને અમારું ખાસ પોતાનું સ્થાન માનીએ છીએ. એ સમાજના વાર્ષિક અધિવેશનમાં જવાનો વાયદો મેં સને ૧૯૨૨માં કર્યો હતો. ત્યાં જવાને બદલે ત્યારે હું જેલમાં ચાલ્યો ગયો. એ વાયદામાંથી મુક્ત થવાને માટે આજ સત્તર વર્ષ પછી ત્યાં જઈ રહ્યો છું.

'જાતપાંત તોડક મંડળ'ને શો જવાબ આપું? પોતાના જાતિભાઈઓને શો સંદેશો સંભળાવું? ઉપરનો પ્રશ્ન પૂછનારને શો જવાબ આપું?

વર્ણ અને જાતિની બાબતમાં જે વિચાર મેં નક્કી કર્યો છે, જે સિદ્ધાન્તો ઉપર હું આવી પહોંચ્યો છું એનો કાંઈક નિર્દેશ મારા પુસ્તક 'જીવન-સંસ્કૃતિ'માં કર્યો છે.

હું જાતિમાં માનતો નથી. એટલું જ નહિ પણ હું જાતિને વર્ણની વિરોધી માનું છું. સનાતની લોકો ઘણી વાર કહે છે કે જાતિઓ વર્ણના સિદ્ધાન્ત ઉપર રચેલ સમાજસંગઠનનો ઉપવિભાગ છે. વર્ણ જો વિરાટ સમાજની શાખા છે, તો જાતિઓને એની પ્રશાખાઓ કહી શકાય. મારી દૃષ્ટિએ આ ખ્યાલ ખોટો છે. વર્ણ સમાજનો કર્તવ્યાત્મક (ફંક્શનલ)

વિભાગ છે. ત્યારે જાતિઓ ગોત્ર અથવા કુળસંબંધી (કલૅનીશ) છે. વર્ણ સદ્ધર્મ–મૂલક છે ત્યારે જાતિ કેવળ વંશમૂલક, બહુ તો વર્ગમૂલક છે. બધી જાતિઓ એક તત્ત્વથી બની નથી, જાતિમીમાંસા કોઈ ધાડા વન કરતાં પણ વધારે જટિલ છે.

જાતિસંસ્થા પ્રાકૃતિક છે. એટલા માટે એને પાપમૂલક ન કહેવાય. પણ એ સંસ્થા હાલના જમાનામાં અસ્ત થઈ ગઈ છે. એની નિંદા કર્યા વિના એને દફનાવવી જોઈએ. જાતિ પ્રાકૃતિક હોવાથી એમાં કેટલીક શક્તિ હતી, અને હજી યે છે. પણ આજે તે સંસ્કૃતિ તથા પ્રગતિને પોષક નથી. રાષ્ટ્રીયતાની તો એ ઘાતક છે. એટલા માટે પણ એને તોડવી જોઈએ.

સમાજશાસ્ત્રનો એક વ્યાવહારિક સિદ્ધાંત આપણે હમેશાં ધ્યાનમાં રાખવો જોઈએ. સમાજ સામેના સંગઠનની હંમેશાં એક સ્વાભાવિક મર્યાદા હોય છે. એને યુગધર્મ સમજવો જોઈએ. યુગધર્મના બતાવેલા સંગઠનથી જો નાનું અથવા સંકુચિત સંગઠન કરવામાં આવે, તો તે સમાજદ્રોહી સિદ્ધ થઈ જાય છે. અને જો યુગધર્મની મર્યાદા લંબાવીને અધિક વ્યાપક સંગઠન કરવાની કોશિશ કરવામાં આવે તો તે વ્યર્થ જાય છે. પરશુરામના દિવસોમાં બ્રાહ્મણ–સંગઠન અને ક્ષત્રિય–સંગઠન કદાચ યોગ્ય હતાં. આજ તો કોઈ એવું સંગઠન કરવા જાય તો એથી કંઈ લાભ ન થાય. ઊલટું એમ કરવામાં વિરાટ હિંદુસમાજનો દ્રોહ થઈ જશે. શિવાજી અથવા પૃથ્વીરાજના સમયમાં કોઈ એ બ્રાહ્મણ સંગઠનની વાત નથી કરી. પરન્તુ અર્ધા લોકો હિન્દુસંગઠનની જ પાછળ પડ્યા. એ દિવસોમાં હિંદુ-સંગઠનમાં એક મોટી ખામી રહી અને તે અસ્પૃશ્યતા-નિવારણની. હરિજનોને અસ્પૃશ્ય સમજીને સમાજબાહ્ય કરવામાં આપણે જે દ્રોહ કર્યો, એની પૂરતી સજા આપણે ભોગવવી પડી, અને આજે પણ ભોગવી રહ્યા છીએ. જે સમાજ પોતાના કમજોર અંગની ઉપેક્ષા કરે છે, તે શાપિત થઈ જાય છે — એની જીવનસિદ્ધિ નષ્ટ થઈ જાય છે.

આજે જો આપણે રાષ્ટ્રસંગઠનને છોડીને કેવળ હિંદુસંગઠન કરવા જઈશું અને હિંદુસંગઠનમાં પણ હરિજનોને ભૂલી જઈશું, તો યુગદ્રોહ થશે. આજે તો બધી જાતિઓ, બધા ધર્મો, બધા પ્રાન્તો અને બધા વર્ગોનું એક ભારતવ્યાપી અને વિરાટ સંગઠન આવશ્યક છે એવું આજનો યુગધર્મ પોકારી પોકારીને કહી રહ્યો છે. એથી નાનું સંગઠન રાષ્ટ્રદ્રોહી હશે – યુગધર્મ તેને ઉથલાવી પાડશે.

જાતિઓ તો આખરે એક વિરાટ સમાજનાં નાનાં નાનાં અંગો છે. જાતિ ક્યાંક ક્યાંક વંશમૂલક છે, ક્યાંક ક્યાંક આજીવિકાના ધંધા ઉપર આધાર રાખે છે, એની સાથે ક્યાંક ક્યાંક એમને પ્રાદેશિક તત્ત્વ પણ મળ્યું છે. ધાર્મિક મતભેદના તત્ત્વે ક્યાંક ક્યાંક જાતિભેદો પેદા કર્યા છે. એ જાતિઓનો નાશ કરવો એ આજનો યુગધર્મ છે. એના સંગઠનની વાત થઈ શકે જ નહિ.

હવે રહી પ્રશ્નકારે સૂચવેલી ક્ષેત્રસંગઠનની વાત. ક્ષેત્રસંગઠન, ગ્રામસંગઠન, પ્રાદેશિક સંગઠન આજકાલ બહુ લોકપ્રિય થતાં જાય છે. પુરાણા સંગઠનનો દોષ અનુભવસિદ્ધ છે. એથી એના તરફ અરુચિ પેદા કરવી સરળ છે. નવા સૂઝેલા સંગઠનમાં એક દોષ હોય છે, તે એ કે એનો અનુભવ ક્યાંયે કોઈએ કર્યો હોતો નથી. એથી નવી વાતનો પુરસ્કાર સુધારક ભારે જોશથી કરી શકે છે. અને પુરાણી વાતોથી કંટાળેલો સમાજ નવી વાતોને તેમની નવીનતાને કારણે પણ અજમાવવા માટે તૈયાર થાય છે.

કોઈ પણ સંગઠનની મૂળભૂત પ્રેરણા જ્યારે મલિન થાય છે ત્યારે, ભલે તે ગમે તે જાતનું સંગઠન હોય, એમાં ભયાનક દોષ આવી જ જાય છે. સંકુચિત સ્વાર્થ, પરસ્પર અવિશ્વાસ, ઈર્ષા, દ્વેષ આદિ સામાજિક દુર્ગુણ જ્યારે સમાજમાં ફેલાતા જાય છે, ત્યારે કોઈ પણ પ્રકારનું સંગઠન શુભપરિણામી નથી બની શકતું. ક્ષેત્રસંગઠન હોય કે ભાષાસંગઠન, પણ જ્યારે લોકોનું ચારિત્ર્ય હીણ થઈ જાય છે, ત્યારે આ બધાંમાંથી ગંદકી પેદા થાય છે. આજે ભારતવર્ષમાં આપણે નથી દેખતા કે કોમીવાદના ઝઘડાઓ કરતાં પ્રાન્તીયતા અને ભાષાના ઝઘડા કોઈ રીતે ઓછા બેહૂદા નથી? જ્યાં ભેદ જોયો ત્યાં આ

સાંકડા દિલના લોકોને વિરોધની દુર્ગંધ આવતી લાગે છે. જ્યાં જરા અલગ રિવાજ દેખાયો ત્યાં તેઓ કહેવા લાગે છે કે, આ તો મોટો સંસ્કૃતિભેદ છે. અને ફરીથી સ્વત્વરક્ષાની વાત વાયુમંડળમાં ગૂંજવા લાગે છે. એ બધી વાતો કઈ સ્થિતિનું લક્ષણ છે? એ વાતો બતાવે છે કે આપણા લોકોમાં પ્રાગૈતિહાસિક જંગલીપણાનો અંશ આજે પણ મોજૂદ છે, અને ધર્મને નામે આપણે એને આજ સુધી સાચવી રાખ્યો છે.

ટૂંકી દૃષ્ટિવાળો અને ઉતાવળિયો સુધારક આ રાષ્ટ્રીય દોષનું મૂળ શોધીને એને ઉખેડવાને બદલે ભેદનાં તત્ત્વોનો નાશ કરવા ચાહે છે. તેઓ એ નથી જોતા કે ભેદનાં બધાં તત્ત્વ નષ્ટ કરવા લાયક નથી હોતાં. અર્થશૂન્ય, કાલગ્રસ્ત અથવા કવખતના ભેદોનો તો તરત નાશ કરવો જ જોઈએ, પણ ભેદમાત્રનો નાશ નથી શક્ય કે નથી ઇષ્ટ. ભેદથી તો વ્યક્તિગત તેમ જ સામાજિક જીવન સમૃદ્ધ પણ થઈ શકે છે. ભેદ હોવા છતાં પણ અભેદને પરિપુષ્ટ કરવો, હૃદયસંગઠન કરવું, એ તો જીવનકલા છે.

હવે સવાલ એ થાય છે કે જે કોમી સંગઠન મોજૂદ છે એનું શું કરવું જોઈએ? એને માટે બે રસ્તા છે. જે લોકોનો કોમ અને કોમી સંગઠન ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો છે તેમણે તરત બંનેમાંથી પોતાનું રાજીનામું આપી દેવું જોઈએ. અને એની તરફ કેવળ અસહયોગની નીતિ રાખવી જોઈએ. પ્રતિષ્ઠિત, સંસ્કારી, ચારિત્ર્યશીલ અને સેવાપરાયણ લોકો જ્યારે કોઈ પણ સંગઠનને છોડી દે છે, ત્યારે તે સંગઠન એની મેળે અપ્રતિષ્ઠિત થઈને તૂટી જાય છે અથવા તો ગળી જાય છે. કોમી સંગઠનનું પણ એમ જ થશે. પરંતુ એવાં સંગઠનમાં વિશ્વાસ રાખવાવાળા પ્રતિષ્ઠિત લોકો પણ છે, અને એની સંખ્યા પણ ઓછી પ્રતિષ્ઠિત નથી. એથી કોમ ઉપરથી જેનો વિશ્વાસ ઊઠી ગયો છે તેઓ પોતાના જીવનમાં તો કોમી તત્ત્વનું પાલન ક્યાંયે ન કરે અને એમ કરવા છતાં પણ કોમને માનનાર પ્રતિષ્ઠિત લોકોની સાથે સંગઠનસુધારનાં કામોમાં મદદ આપે.

મેં ઉપર કહી દીધું છે કે કોમી તત્ત્વ મૂળથી દોષપૂર્ણ નથી, કોમી સંગઠન સ્વભાવતઃ પાપમૂલક નથી, પરંતુ તે કાળગ્રસ્ત છે અને એમાં અનેક દોષો ઘૂસી ગયા છે. એનો એક મુખ્ય દોષ તો એ છે કે કોમનિષ્ઠ લોકો કોમની બહારના સમાજ તરફ પોતાનું જે સ્વાભાવિક કર્તવ્ય છે એને ભૂલી જાય છે. જો કોમી સંગઠનમાં ઘૂસીને એને આ કર્તવ્યનો બોધ કરવામાં આવે અને એવા કર્તવ્યનું પાલન પૂર્ણ રૂપે કરવા પ્રેરણા આપવામાં આવે તો તે ઇષ્ટ જ છે.

કહેવામાં આવે છે કે કોઈ વાછરડાને પૂરતી લાંબી દોરીથી એક ઝાડ સાથે બાંધીને ચરવાના સ્થાને છોડવામાં આવેલો. એણે પોતાની દોરી ઝાડની આજુબાજુ ચરતાં એને લપેટીને ઓછી કરી, અને તે એટલે સુધી કે એના ગળામાં ફાંસો આવવા માંડ્યો. હવે આ વાછરડાની મુક્તિ બે રીતે થઈ શકે. કાં તો દોરી કાપવામાં આવે, કે કાં તો વાછરડાને પહેલાંથી ઊલટું ચક્કર લગાવવાની પ્રેરણા આપવામાં આવે, જેથી દોરડું ઢીલું થાય અને તેને ચરવા તથા ફરવાની સગવડ મળે.

જ્યાં સ્વાર્થ વધે અને કૃતાર્થનું ગળું દબાવા લાગે ત્યાં સ્વાર્થની દિશા છોડીને પરાર્થ, પરમાર્થ અને બલિદાનનું તત્ત્વ વધારવું જોઈએ. અને એ રીતે કોમી તત્ત્વનો ઉદ્ધાર કરી એને વ્યાપક સંગઠન અને વ્યાપક સેવામાં વિસર્જન કરવું જોઈએ.

નાનાં નાનાં સંગઠન કાર્યશક્તિની મર્યાદાને લઈને કરવામાં આવે છે, સ્વ-પર ભાવ વધારવા માટે નહિ.

પ્રશ્નકારે ક્ષેત્રસંગઠનની વાત આપણી સામે મૂકી છે. કેટલાક સામ્યવાદી લોકો ક્ષેત્રસંગઠનનો ઘોર વિરોધ કરે છે. તેઓ કહે છે કે, 'એક પ્રદેશમાં યા ક્ષેત્રમાં રહેવું એ કાંઈ એકતાનું અને સંગઠનનું તત્ત્વ નથી. એક ગામમાં રહેવાથી બધી જાતના લોકોમાં એકતા પેદા નથી થતી. જેના હિતસંબંધ પરસ્પરવિરોધી છે તેઓ એક જ પ્રદેશમાં રહે છે, એથી શું તેઓ એક થઈ શકે છે? પ્રાદેશિક સંગઠન અર્થશૂન્ય છે, એથી વર્ગસંગઠન તરફ ધ્યાન આપવું જોઈએ.' કોમ્યુનાલિસ્ટ (કોમીવાદી) અને કોમ્યુનિસ્ટ (સામ્યવાદી) માં એટલું તો સામ્ય છે જ.

અસલ વાત એ છે કે આપણે વંશ, વર્ણ અને વર્ગ આ ત્રણ સામાજિક પ્રશ્નોનો સ્વભાવ સમજી લેવો જોઈએ. કઈ વાતોમાં ભાષાસંગઠન ઠીક છે? કઈમાં ક્ષેત્રસંગઠન લાભદાયી છે? વર્ણસંગઠન કયા સ્વરૂપનું હોવું જોઈએ? વર્ગસંગઠનનો હેતુ શો હોઈ શકે? વંશસંગઠન શા માટે ન કરવું જોઈએ? વગેરે બધી વાતો સારી રીતે સમજી લેવી જોઈએ. એ વાતોનું સ્વરૂપ સમજવાથી જ આગળનો રસ્તો સાફ થઈ જશે.

જે સંસ્થા માટે હું ગોવા જઈ રહ્યો છું એનું નામ જ માત્ર કોમી છે. એના સભ્યોમાં અને દાતાઓમાં ભિન્ન જાતિના લોકો પણ છે. આખા સમાજની જ તેઓ સેવા કરે છે. શિક્ષાપ્રચાર અને સાહિત્યસેવાના એના કામમાં એણે કોઈ પણ જાતની સંકુચિતતા નથી રાખી. વાછરડાએ પોતાના ગળાનો ફાંસો ઢીલો કર્યો છે અને તે પોતાને હરવા ફરવાનું સ્થાન વિશાળ કરે છે.

જ્યારે મિલના મજૂર લોકો પોતાની મજૂરી વધારવા માટે નહિ પરંતુ ગ્રાહકોને માટે માલ સસ્તો કરાવવા સંગઠન કરે અને હડતાલ પાડે છે, ત્યારે આવાં સંગઠનનું સ્વરૂપ જ બદલાઈ જાય છે. *

માર્ચ, ૧૯૩૯.

* હિંદી ' સર્વોદય 'માંથી.



## સ્વરાજયાત્રા

[ પાન ૮૮૮થી ચાલુ ]

વખતે તે ત્યાગ કરવામાં, સહન કરવામાં ગાંધીજીના પ્રબળમાં પ્રબળ સૈનિકની હરીફાઈ કરે. માત્ર ગાંધીજી એમના ઉપર કોઈ મદાર બાંધી શકશે નહિ એટલું જ. છેલ્લે રહ્યો પ્રાગતિક પક્ષ. એ વિશે શું કહેવું? શરૂ થયો ત્યારથી માંડીને અત્યાર સુધી મહાસભાની કારોબારી સમિતિ સામે મોરચા માંડવા સિવાય બીજી કોઈ પણ દિશામાં એણે પ્રગતિ કરી હોય એમ લાગતું નથી. એનો જ્યારે જન્મ પણ નહોતો થયો અને સાવ બીજ–દશામાં હતો ત્યારથી તેણે બ્રિટિશ સલ્તનતને છ મહિનાના અલ્ટિમેટમની વાત કરવા માંડી. એ અલ્ટિમેટમને આજે છ નહિ પણ બાર મહિના થઈ ગયા અને થોડા વખતમાં અઢાર મહિના પણ થઈ જશે. પણ એ અલ્ટિમેટમનો પત્તો સરખો લાધ્યો નથી. જંગે આઝાદીની વાતો કરતાં યે ઘણો સમય ગયો. ગાંધીજીને અને કારોબારી સમિતિને શૂરાતન ચડાવવામાં પણ તેમણે કંઈ બાકી રાખી નહિ. આખરે બ્રિટિશ સરકારને તો નહિ પણ કારોબારીને તો અલ્ટિમેટમ આપ્યું કે કાં તો તમે લડાઈ શરૂ કરો, નેતાગીરી સ્વીકારો, નહિ તો હિંદુસ્તાનની આઝાદીની લડાઈ પ્રાગતિક પક્ષ શરૂ કરશે. પણ સુભાષબાબુની દૃષ્ટિએ મવાલ માનસ ધરાવનારા નેતાઓને પાણી ચડ્યું નહિ. એમણે તો સુભાષબાબુ જેવા લડવૈયાની સૂચનાને વધાવી લીધી અને કહ્યું કે ગોળ કરતાં ગળ્યું શું? પ્રાગતિક પક્ષ જો લડીને હિન્દુસ્તાનને આઝાદી અપાવશે તો સ્વાભાવિક રીતે દેશનું નેતૃત્વ તેમના હાથમાં આવશે. સરદારે પણ અનેક વખત કાયરને પણ શૂરાતન ચડે એવી પોતાની વિશિષ્ટ ભાષામાં સુભાષબાબુને લડી લેવા આગ્રહ કરી જોયો. પણ સુભાષબાબુએ લડાઈ શરૂ કરી જ નહિ. અને એક મારું ઊંહું એ કહેવત ચરિતાર્થ કરી બતાવી. છેવટે ગાંધીજીને હરિજનબંધુમાં ત્યાં સુધી લખવું પડ્યું કે "બંગાળને કે બીજા ગમે તે પ્રાંતને માટે પોતાની પહેલથી અને પોતાને જોખમે સવિનયભંગ કરવાનો માર્ગ ખુલ્લો પડ્યો છે,...જો

બંગાળ પ્રાંતિક સમિતિ ( એટલે કે સુભાષબાબુ ) માનતી હોય કે મુસ્લિમ પ્રજાવર્ગ કોંગ્રેસ જોડે છે, જો એ માનતી હોય કે હિંદુ–મુસલમાન બેઉ બ્રિટિશ સરકાર સામે લડત આપવા તૈયાર છે, જો એ માનતી હોય કે અહિંસા કે રેંટિયો એકે ય જરૂરી નથી, અગર તો એમ માનતી હોય કે અહિંસાને રેંટિયા સાથે કશો સંબંધ નથી, અને આ બધું છતાં જો એ લડત ઉપાડવામાં પાછી પાની કરશે તો તે પોતાની જાતને અને પોતાના દેશને બેઈમાન કરશે. ''

મવાળ ગણાતા નેતા તરફથી આવા આકરા શબ્દોમાં આહ્વાન મળ્યા પછી સૌ કોઈ ને લાગે કે હવે પ્રાગતિક પક્ષ સરકાર સમક્ષ જરૂર લડાઈ જાહેર કરશે. પણ કોણ જાણે કેમ, દેશ તૈયાર હોવા છતાં, સુભાષબાબુને પોતાના નેતૃત્વમાં, પોતાની સેનામાં અને દેશની લડાયક શક્તિમાં વિશ્વાસ હોવા છતાં, તથા દુશ્મન મુશ્કેલીમાં હોવાથી નિર્બળ થયેલો છે, વિજય માટે કેવળ લડાઈ જાહેર કરવાની, અલ્ટિમેટમ આપવાની જ વાર છે એવી ચોક્કસ માન્યતા ધરાવતા છતાં લડાઈ ઉપાડતા નથી તેમ જ છેલ્લાં ત્રણ ત્રણ વરસથી જે પ્રશ્ને ઉગ્ર સ્વરૂપ પકડ્યું છે તે બંગાળના કેદીઓ છોડવવા માટે બ્રિટિશ સરકારના એક અંગ જેવી બંગાળ સરકાર સાથે પણ લડી લેવાની વાત સરખી કરતા નથી. એ સમજમાં આવતું નથી. પ્રાગતિક પક્ષનું તત્ત્વજ્ઞાન એટલું બધું અટપટું લાગે છે કે તે સામાન્ય માણસની બુદ્ધિની બહારનો એ વિષય હોય. સુભાષબાબુના કહેવા મુજબ રાજકારણમાં સીધી સાદી વાતને સ્થાન ન પણ હોય. રાજકીય દૂરદેશિતાની કસોટી તેનામાં કેટલા પ્રમાણમાં અટપટાપણું છે તે ઉપરથી થતી હોય. રાજકીય વિશેષજ્ઞની વિશેષતા જ તેની અટપટાપણું અને ગૂંચો ઊભી કરવાની શક્તિમાં હોય ( બંગાળ પ્રાંતિક સમિતિના ઝઘડામાં સુભાષબાબુએ સારો પરિચય આપ્યો છે. ) ગમે તેમ હોય પ્રાગતિક પક્ષનું તત્ત્વજ્ઞાન અટપટું છે, એ ચોક્કસ સામાન્ય માણસની અને ખાસ કરીને ચુસ્ત મહાસભાવાદીની સમજમાં આવી શકે નહિ, અત્યારે તો તેઓ લડાઈમાં રોકાયેલી પડું પડું થઈ રહેલી નબળી સરકારને તોડી પાડી હિંદની આઝાદી હાંસલ કરવા તેમ જ બીજી બાજુ મહાસભાની નબળી નેતાગીરીને ફગાવી દેવા કયું પ્રાગતિક પગલું ભરે છે તે જોવા થોભીએ.

કા.

## સંસ્થાનિક સ્વરાજ્ય કે પૂર્ણ સ્વતંત્રતા

વાયસરોય સાહેબના મુંબઈના છેલ્લા ભાષણ અને તે ઉપરના 'એમાં હું માનભરી સમાધાનીનાં બીજ જોઉં છું.' એવી મતલબના ગાંધીજીના નિવેદન પછી મહાસભાના ઉદ્દામ તેમ જ વિનીત તમામ મંડળોમાં આ પ્રશ્ન પરત્વે ખૂબ ઉહાપોહ થયો છે. ટાઈમ્સે પણ ગાંધીજીને આ સુવર્ણ તક વધાવી લેવાનું અને યુદ્ધને અંતે વહેલામાં વહેલી તકે વેસ્ટ મિનિસ્ટર–છાપનું સંસ્થાનિક સ્વરાજ સ્વીકારી લેવાનો મજબૂત આગ્રહ કર્યો છે. આ સામે જવાહરલાલથી માંડીને જયપ્રકાશ નારાયણ સુધીના તમામ ઉદ્દામવાદીઓએ તેમ જ રાષ્ટ્રપતિ રાજેનબાબુથી માંડીને રાજાજી જેવા ગાંધીવાદીઓએ ચેતવણીના સૂર કાઢ્યા છે અને સંપૂર્ણ સ્વાતંત્ર્યથી જરાકે ઓછું સ્વીકારવાની ના પાડી છે. તેમણે પોતપોતાની રીત મુજબ કારણો દર્શાવ્યાં છે.

બધા નેતાઓએ સંસ્થાનિક સ્વરાજ્ય શા માટે નહિ સ્વીકારવું, એનાં જે કારણો આપ્યાં છે તેમાં સૌની વધુમાં વધુ સચોટ અને તાર્કિક કારણ અમને રાજાજીનું લાગ્યું છે એમણે કહ્યું છે કે વેસ્ટ મિનિસ્ટર સ્ટેટ્યુટને અનુસરીને બ્રિટન આજે સંસ્થાનિક સ્વરાજ્ય આપે પણ એ સ્ટેટ્યુટ ફેરવવાની, તેને રદ કરવાની કે તેમાં સુધારાવધારા કરવાની છેલ્લી સત્તા તો બ્રિટિશ પાર્લામેન્ટ પાસે છે. એટલે હિંદનો સંસ્થાનિક દરજ્જો બ્રિટિશ પાર્લામેન્ટની દયા ઉપર જ નભી શકે. આવી પરાધીન સ્થિતિ હિંદ કદી કબૂલ કરે નહિ. હિંદ માત્ર એક જ વસ્તુ માગે છે અને તે પોતાનું રાજકીય બંધારણ ઘડવાની છેલ્લી સત્તા હિંદના પ્રતિનિધિઓના એટલે કે લોકપ્રતિનિધિસભાના હાથમાં, એટલે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય. આથી એક તસુ વધારે નહિ તેમ જ ઓછું નહિ.

ગાંધીજીએ વાયસરોયની જાહેરાતમાં સમાધાનનાં બીજ જોયાં છે તેથી ઘણા ઉદ્દામવાદીઓ અને

ગાંધીઓવાદીઓ પણ અકળાયા છે. કોઈ કોઈ તો બોલે છે કે ગાંધીજી લોર્ડ લિનલીથગાની મીઠી જબાનના બદલામાં હિંદનું સ્વાતંત્ર્ય વેચી મારશે. આવી આકરી વાણી લોકો શા માટે ઉચ્ચારે છે તે સમજાતું નથી, આપણા દેશની આજની સ્થિતિનું, એટલે કે આપણી લડાયક તૈયારી કેટલી છે તેનું આપણને જ્ઞાન અને ભાન હોય તો આપણી વાણીમાં અવશ્ય સંયમ આવી જાય એમ અમે માનીએ છીએ. ગાંધીજીએ માન-ભર્યા સમાધાનનાં જે બીજ જોયાં છે. તેનો અમને તો એ અર્થ લાગે છે કે તેઓ બ્રિટિશ મુત્સદ્દીઓના દિલ ઉપર ઠસાવવા માગે છે કે હિંદના ધ્યેય તરીકે પૂર્ણસ્વરાજનો સ્વીકાર કરો અને હાલને તબક્કે-લડાઈ પૂરી થયા પછી તુરત જ સાંસ્થાનિક સ્વરાજ દાખલ કરો. અમને નથી લાગતું કે આમ કરવામાં આપણા આદર્શ સાથે આપણે કશી માંડવાળ કરતા હોઈએ. આપણે પ્રધાનપદનો સ્વીકાર કર્યો તેથી જો દેશ આગળ વધ્યો હોય તો સાંસ્થાનિક સ્વરાજથી આગળ વધશે જ એમાં શંકા ન રહેવી જોઇએ.

પરંતુ અમને પોતાને શંકા છે કે બ્રિટન ગાંધીજીની આવી માગણીનો સ્વીકાર કરે. અમારી સમજ પ્રમાણે બ્રિટનની તૈયારી અત્યારે આટલી છેઃ લડાઇ ચાલે છે તે દરમિયાન વૉઈસરૉયની કાઉન્સિલમાં રાષ્ટ્રીય નેતાઓનો ઉમેરો કરી એમાં વધારો કરવો અને લડતને અંતે હિંદી રાજ્યબંધારણમાં ફેરફાર કરવા માટે, બ્રિટન જેને હિંદના પ્રતિનિધિ માને તેને એકઠા કરી એક નવી ગોળમેજી પરિષદ્ બોલાવવી અને હિંદના બંધારણીય ધ્યેય તરીકે વેસ્ટ મિનિસ્ટરના ધારા પ્રમાણેનું સાંસ્થાનિક સ્વરાજ જાહેર કરવું. 'આથી વધુ કરવા માટે બ્રિટનની તૈયારી જણાતી નથી. ત્યારે આપણી બાજુ મહાસભાની બહુમતિ ઓછામાં ઓછું આટલું માગશે જ' એમ અમે માનીએ છીએઃ કામચલાઉ ગોઠવણ એવી થાય કે જેને પરિણામે મધ્યસ્થ સત્તા ઉપર હિંદના પ્રતિનિધિઓ આવે અને લડતને અંતે સાંસ્થાનિક સ્વરાજનું બંધારણ ઘડવા માટે જે પરિષદ્ કે સમિતિ બોલાવવામાં આવે તે હિંદી પ્રજાનું ચોક્કસ પ્રતિનિધિત્વ ધરાવે છે, તેની ખાતરી માટે એ પરિષદ્ કે સમિતિ કોઈ ને કોઈ પદ્ધતિ દ્વારા ચૂંટાયલા પ્રતિનિધિઓની જ બનેલી હોય. આ સમિતિ કે પરિષદ્ સાંસ્થાનિક સ્વરાજના દરજ્જા પ્રમાણે બંધારણ ઘડી કાઢે અને હિંદના આખરી ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજને જાહેર કરે. આ પરિષદ્ જે કરે તેને પાર્લામેન્ટ સંપૂર્ણ રીતે મંજૂરી આપે."

અમારી દૃષ્ટિએ આ તફાવત ઘણો મોટો છે અને તેથી અમને સમાધાનની આશા દેખાતી નથી. ગાંધીજી આ કરતાં ઓછાનો સ્વીકાર કરે એમ અમે માનતા નથી. એટલે આજની કટોકટીનું પરિણામ સમાધાનમાં નહિ, પણ અપૂર્વ લડાઈમાં આવશે એમ અમે ધારીએ છીએ. આ લડાઈને અંતે, જેમ કોઈ પણ હિંસક કે અહિંસક લડાઈને અંતે હોય છે તેમ, સમાધાન આવશે જ, પરંતુ એ સમાધાન બરાબર આપણી શક્તિ અને લાયકાત પ્રમાણેનું જ હશે.

મો.

## સખ્ખરનું રમખાણ

સખ્ખરમાં શું બની ગયું તે હમણાં સુધી બહારનું જગત જાણતું નહોતું. કલ્પનાથી પણ ન માની શકાય એવા કરપીણ બનાવો ત્યાં બન્યા છે તેની આ આંકડાઓ સાબિતી આપે છે.

રમખાણ દરમિયાન ૧૪૨ હિંદુઓનાં ખૂન થયાં. ૧૦ ને જીવતા બાળ્યા અને ૫૮ ને ઈજા થઈ, જેમાંથી ૯ દવાખાનામાં જ મરણ પામ્યા. આની સામે ૧૪ મુસલમાનોના ખૂન થયાં અને ૧૨ ને ઈજા થઈ.

ઘર ૧૬૪ બાળવામાં આવ્યાં જેમાં ઘણાં ખરાં હિંદુઓનાં હતા. એમાં લગભગ દોઢ લાખનું નુકસાન થયું. ૪૬૭ ઘરો લૂંટવામાં આવ્યાં જેમાં લગભગ સાત લાખનુ નુકસાન થયું.

અપહરણ થયેલી સ્ત્રીઓમાંથી છને પાછી લાવવામાં આવી છે. ઝપાઝપીમાં સાત લૂંટારાઓ માર્યા ગયા છે. અને ૭૦૦ ની ધરપકડ થઈ છે.

આ આંકડાઓ સાબિત કરે છે કે સિંધની સરકાર કાં તો અપંગ અને લાચાર છે અને કાં તો બેદરકાર કે પક્ષપાતી છે.

ગમે તેમ હોય, એટલી વાત સિદ્ધ છે કે આ રમખાણનું મૂળ મુસ્લિમ લીગના પ્રચારમાં પડ્યું છે. અમારા દિલમાં પ્રશ્ન એ થાય છે કે આવો કોઈ પણ બનાવ હિંદુઓની બહુમતિવાળા પ્રાંતમાં બન્યો હોય તો? લઘુમતિને રક્ષણ આપવામાં મુસ્લિમ પ્રધાન ખાન અલ્લાબક્ષની પેઠે નામદાર મુનશી કે રાજાજી જેવા નિષ્ફળ ગયા હોય તો? હિંદના ઝનૂની મુસ્લિમ બિરાદરો આ વિચાર કરશે ખરા?

સિંધનું પ્રધાનમંડળ મુસ્લિમ લીગનું નથી એટલું જ નહિ, પણ એનું વિરોધી છે. જેટલું જાણવા મળી શક્યું છે તે ઉપરથી તો લાગે છે કે સિંધના અતિશય ખટપટી રાજકારણને લઈ ત્યાંનું પ્રધાનમંડળ સ્થિર કે બળવાન બની શકતું જ નથી. મહાસભાનું ત્યાં બહુ જોર નથી. ૬૦ પ્રતિનિધિઓની ધારાસભામાં મહાસભાના સભ્યો છઠ્ઠા ભાગના જ છે. આ પ્રધાનમંડળને ટકાવવામાં એમનો હિસ્સો રહ્યો છે. પરંતુ એમ ન કરે તો મુસ્લિમ લીગનું પ્રધાનમંડળ આવે એમ છે. એનું પરિણામ કેટલું બૂરું આવે એ રમખાણના આંકડાઓ જ બોલે છે. વિશ્વાસપાત્ર અહેવાલો એમ કહે છે, અને તેનો ઇન્કાર થતો નથી, કે આ રમખાણ મુસ્લિમ લીગના પ્રચારને જ આભારી છે.

હમણાં અમદાવાદમાં ઝીણા સાહેબ બે ભાષણ કરી ગયા અને કાઠિયાવાડનો પ્રવાસ પણ કરી આવ્યા. આ બધાં સ્થળોનાં ભાષણોમાં કોમીવાદની આગ સિવાય બીજું કશું હતું જ નહિ. તેઓ આખા હિંદને સળગાવવા જ માગતા હોય એમ જણાય છે.

સક્ખરનું રમખાણ આંખમાંથી લોહી ટપકાવે એવું છે. હિંદુઓને ઉશ્કેરે એવું છે, પરંતુ જો હિંદુઓ ભાન ગુમાવે તો આ આગ પ્રચંડ જ બન્યા કરે અને અને એમાં આખા ભારતવર્ષનો નાશ જ થાય. એટલે તમામ કોમના સમજુ માણસોનો ધર્મ છે કે આજે કોમવાદની જે આગ ભભૂકી રહી છે તેને ઠારવાના જ તેઓ પ્રયત્ન કરે. સિંધના મુસ્લિમોની વચ્ચે હિંદના બીજા ભાગના હિંદુ–મુસ્લિમ એકતાના, કોઈ પણ કોમના પ્રચારકો આજે પહોંચે તો દેશની મોટી સેવા થાય. આવું આજે નહિ બને તો કોઈક દિવસ તો બનાવવું પડશે જ. એ વિના આ આગ ઠરશે જ નહિ.

મો.

### કાંટાળો તાજ

રામગઢ મહાસભાની તારીખો નજીક આવતી જાય છે તેમ તેમ લોકોમાં જિજ્ઞાસા ઊભી થતી જાય છે કે આ વખતે મહાસભાના પ્રમુખનો કાંટાળો તાજ કોને મસ્તકે મુકાશે. અનેક અનુમાનો થઈ રહ્યાં છે. કોઈ કહે છે કે નવી લડાઈના ભણકારા વાગી રહ્યા છે, હિંદુસ્તાનનું બદલાયેલું રાજકીય વાતાવરણ જોતાં પ્રમુખ જવાહરલાલજી જ થશે. કોઈ ખાન સાહેબનું નામ આપે છે. જયારે મોટા ભાગના મંડળોમાં મૌલાના અબુલ કલામ આઝાદનું નામ સંભળાય છે. ઉદ્દામવાદીઓના કોઈ કોઈ મંડળોમાં એમ પણ વાતો સંભળાય છે કે મહાસભાની નબળી નેતાગીરીને ફગાવી દેવા મવાળ ઉમેદવાર સામે સુભાષબાબુ જાતે ઊભા રહેશે. પણ સુભાષબાબુએ પોતાની સ્થિતિ સમજી લઈ એ બાબતની ના જાહેર કરી દીધી છે. અમને પોતાને આ બાબતમાં એમ લાગે છે કે અત્યારની કટોકટીની પળે સૌથી વધારે યોગ્ય અને પરિસ્થિતિને બંધ બેસતા કોઈ પણ પ્રમુખ હોય તો એ મૌલાના અબુલ કલામ આઝાદ છે. અમારી માન્યતા મુજબ દેશને માટે આજે જ લડાયક પગલું લેવાની ઘડી હજી સુધી આવી પહોંચી નથી. વળી જવાહરલાલજી પોતે જ પ્રમુખપદ માટે જરા જેટલા પણ ઉત્સાહી નથી. એવી જ સ્થિતિ ખાન અબ્દુલ ગફારખાનની છે. અત્યારે દેશમાં ઊભી થયેલી હિન્દુ–મુસ્લિમ સંબંધની કડવી તીવ્રતા જોતાં. ગાંધીજીની નેતાગીરીમાં લોકોની અને કાર્યકર્તાઓની દિનપ્રતિદિન વધતો જતી શ્રદ્ધા જોતાં, વિનીત તેમ જ ઉદ્દામવાદીઓના દિલમાં પોતાની તટસ્થવૃત્તિ અને ન્યાયપરાયણતા માટે એક સરખા માનની લાગણી ધરાવવા માટે જાણીતા મૌલાના આઝાદ જ આ ઘડી માટે મહાસભાનો કાંટાળો તાજ પહેરવા સૌથી વધુ યોગ્ય વ્યક્તિ છે. એમનું પ્રમુખ પદ મુસ્લિમોનો વિશ્વાસ જીતવા અને તેમને મહાસભાની પાંખમાં લેવામાં મદદરૂપ થશે, તેમ જ કોંગ્રેસ વિરોધી મુસ્લિમોના વાંધાને સચોટ જવાબરૂપ થઈ પડશે, કર્તાઓને તે નિર્દિષ્ટ બનશે. સંજોગો જોતાં કદાચ બ્રિટિશ સરકાર સાથે માનભરી સુલેહ થાય તો તે વખતે અનુકૂળ ભૂમિકા તૈયાર કરવામાં તેમજ કોમી પ્રશ્નનો નિવેડો લાવવામાં એમનું વ્યક્તિત્વ મહત્ત્વનો ભાગ ભજવશે.

કા.

# અવલોકન

'ચા.'

(૧૦૯) **વિવેચના**–લેખક અને પ્રકાશક : વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, કૉલેજ, સૂરત. મૂલ્ય રૂપિયા અઢી, (પાકું પૂઠું, કુલ પાનાં ૨૬૦)

એક મિત્ર આવ્યા, એમણે 'વિવેચના'નાં ઠાંસો ઠાંસ વખાણ–એટલે સુધી કે 'વિવેચના' ના વિવેચક જોવો કોઈ બીજો વિવેચક ગૂજરાતમાં ન દેખાય તેવાનાં વિવેચનો-વાંચ્યાં હશે, કહે, 'વિશ્વનાથને વાંચ્યા પછી બીજા વિવેચકો ફિક્કા લાગે, ત્યારે વિશ્વનાથથી વધે એવા વિષ્ણુપ્રસાદને ઝટ વાંચવા જોઈએ.'

પછી મારી પાસે 'વિવેચના' આવ્યું, મેં તે જ દિવસે એમને એ આપ્યું. એમણે એ વાંચ્યું, એ ઉપર ટૂંકી નોંધ લખી પુસ્તક પાછું આપતાં બોલ્યા, 'વખાણ વાંચ્યાં હતાં તેટલું બધું તો કંઈ જણાયું નહિ.' પુસ્તકમાં એમણે ઠેર ઠેર નિશાનો કર્યાં હતાં એટલે માત્ર પાનાં તો તેઓ નહિ જ ફેરવી ગયા હોય એમ માનવું રહ્યું.

પછી મેં વાંચ્યું. મારો પણ એવો જ અભિપ્રાય થયો.

છતાં શૈલીની એક નવીનતા અને વિદ્વત્તા તો આમાં છે. પણ એ શૈલી આપણને થોડુંક જ આગળ ચલાવીને, આપણે હજી આપણી મેળે આગળ વધ્યે રહીએ એટલે સુધી પહોંચાડ્યા વિના જ આપણને છોડીને પાછી વળી જાય છે આપણે ત્યાં અટકીને આગળ નજર કરી લઈએ છીએ, અને લાગે છે કે સામાન્ય રીતે બધા છે તેવો જ આ પંથ છે, એટલે આગળ વધવા માટે ઉત્સાહ નથી જન્મતો. જિજ્ઞાસાથી પણ આગળ વધતા નથી.

વિવેચક રસજ્ઞ તો છે. કૃતિના હાર્દમાં પહોંચીને તેઓ કૃતિનું સૌંદર્ય પ્રગટ કરે છે, એ સૌંદર્ય સંપૂર્ણપણે પ્રગટ થયેલું નથી દેખાતું. તો પણ એમનાથી કોઈ કૃતિને અન્યાય થવાનો ભય ન રહે. ગોવર્ધનરામની શૈલીનું દર્શન કરાવવામાં વિવેચકનાં પૃથક્કરણશક્તિ અને વિદ્વત્તા દેખાય છે તેટલાં નર્મદ કે 'કાવ્યજ્ઞની કવિતા'માં નથી દેખાતાં. 'ગોવર્ધનરામની શૈલી" માં વિવેચકને સહજ એવી સરળ અને ઠરેલ શૈલી જોવા મળે છે. એવી જ ઉચ્ચ છાપ 'મનોમુકુર' ના પહેલા ભાગનું વિવેચન કરતાં સદ્‌ગત નરસિંહરાવનાં મંતવ્યો વિરુદ્ધ એમણે રજૂ કરેલી દલીલો પરથી પડે છે. વિવેચનો વાદગ્રસ્તતાથી દૂર રહ્યાં છે અને વિધાનો અસંદિગ્ધ છે.

પુસ્તકનું મૂલ્ય આ કોટિનાં બજારમાં મળતાં બીજાં પુસ્તકો કરતાં વધારે છે.

(૧૧૦) **લોકસાહિત્ય**–(ધરતીનું ધાવણ)—લેખક : શ્રી. ઝવેરચંદ મેઘાણી, ફૂલછાબ કાર્યાલય, રાણપુર. મૂલ્ય બે રૂ. બે. (પાકું પૂઠું. પાનાં ૩૪૪)

મહારાષ્ટ્રીય સાહિત્યકાર શ્રી. 'વામનરાવ ચોરઘોડે' નું 'સાહિત્યાંચે મૂલધન' પ્રગટ થયાનું જે દિવસે જાણ્યું ત્યારે મારા હૃદયમાં હું ન જાણું તેવો કોઈ વલવલાટ થવા લાગ્યો. મને થયું, આપણે ત્યાં શ્રી. મેઘાણીએ લોકસાહિત્ય કેટલું બધું પ્રગટ કર્યું છે, પણ એ લોકસાહિત્યને સમજાવનાર એક પુસ્તક હજી પ્રગટ ન થયું! આજે શ્રી. મેઘાણીનું જ એવું પુસ્તક પ્રગટ થઈને હાથમાં આવે છે ત્યારે હર્ષથી ગદ્‌ગદ થઈ જવાય છે. આમાં એમણે કંઈ નવું લખીને નથી આપ્યું, એમણે લોકસાહિત્યનાં ગીતોના સંગ્રહો પ્રગટ કર્યા તેના પ્રવેશકો અને બીજા છપાઈ ગયેલ લેખો અને ભાષણો જ આમાં પુનર્મુદ્રિત થયાં છે, પરંતુ લોકસાહિત્ય વિષે એક જથ્થે વાંચવા ઈચ્છનારને માટે આજે તો આટલું પણ ઘણું છે. અને

ખરેખર આટલું ઘણું છે. આમાં ગરબા અને રાસડા, હાલરડાં અને લગ્નગીતો, બાળગીતો, ઋતુગીતો અને ખાંયણાં, પરપ્રાંતનાં અને પરદેશનાં લોકગીતોની છણણી ખૂબ વિગતથી થઈ છે. પણ આ તો છે કેવળ લોકસાહિત્યનો એક ભાગ–ગીતભાગ. એવો જ ભાગ વાર્તા અને કથાઓનો છે. શ્રી. મેઘાણીને આપણે વિનતિ કરીએ કે એ બીજો ભાગ પણ તેઓ જલદી પ્રગટ કરે, કારણ કે આ ભાગથી તો તરસ શમી નથી પણ ઊલટી વધુ જાગી છે. આ ભાગનું નામ કેવું છે !–ધરતીનું ધાવણ ! ખરેખર આ ધાવણ છે, અને વળી ધરતીનું છે. ધાવણથી જ તો બાળકનો દેહ અને આત્મા પોષાય છે અને ધરતીમાંથી તો એ પેદા થયો છે. મૃત્યુ વખતે પણ તેને તેનો જ એક આશરો છે; લોકગીતો એ ધરતીનું ધાવણ છે, તો એ લોકગીતો ધાવીને દેશની પ્રજા તૃપ્તિ અર્થે વધુ કંઈક માગે જ અને તે ધરતીમાંથી-લોકમાંથી જ પેદા થયેલું હોવું જોઈએ. આજે સાહિત્ય તો નિતનવું ઘણું સર્જાય છે પણ તેમાંથી કેટલું લોકસમુદાય સાથે-ધરતી સાથે તદાકાર કે પ્રાણને પુષ્ટિ આપે તેવું છે ? એટલે જ તો જૂના પાસે જ ફરી ફરીને સ્વાદ લેવા જવું પડે છે, અને એ સ્વાદમાં ડોલાવનાર, એની મધુર પ્રશસ્તિ સમાં વિવેચનોની ઇચ્છા જાગે છે.

પણ ઊણપ એક બાબતની લાગે છે કે યુનિવર્સિટીને નજરમાં રાખીને આ સંગ્રહ તૈયાર થયો છે, જ્યારે જેમણે અંગ્રેજી કક્કો પણ ન ઘૂંટ્યો હોય તેવા આ કોટિના સાહિત્યના ઘણા પ્યાસી જનો હવે આપણા પ્રાંતમાં વાંચન અર્થે ઝૂરે છે.

**૧૧૧ ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન**—સંપાદક : શ્રી મહેશ્વરન ના. ગાંધી. પ્રકાશક: નવજીવન, અમદાવાદ.

સદ્‌ગત સંગીતશાસ્ત્રી શ્રી વિષ્ણુ દિગંબર પલુસ્કરના પટ્ટ શિષ્ય શ્રી નારાયણ મોરેશ્વર ખરેનું નામ રાષ્ટ્રવ્યક્તિઓને જાણનાર દરેકે સાંભળ્યું હશે. 'આશ્રમ ભજનાવલિ'ના સંપાદક તરીકે તો તેઓ બહુખ્યાત થઈ ગયા છે. હરિપુરા મહાસભા અધિવેશન સમયે એમનું મૃત્યુ થયું, ગાંધીજીની કલમમાંથી સરી પડયું, 'બીજા પંડિતજી મળવા અશક્ય માનું છું. સંગીત અને શ્રેષ્ઠ નીતિનો મેળ ક્યાં શોધું ?' આવા પંડિત ખરેજીનાં સંગીતવિષયક પ્રગટ અપ્રગટ લેખો અને ભાષણોનો અને એમના મૃત્યુ પછી ગાંધીજી વગેરેએ એમને વિષે જે લખ્યું તેનો આ સંગ્રહ છે.

આપણે સંગીતમાં આગળ નથી વધ્યા પરંતુ જે ખોયું તેને ફરીથી મેળવ્યું છે તેવી આશાથી ઉત્તેજિત થઈને આ લેખો લખાયા છે. સંગીત વિષેના એમના વિચારો ખરેખર સુંદર છે. સંગીત તેમને બહુ પ્રિય હતું, છતાં તેમણે સંગીતને જીવનઉદ્ધારકના એક માત્ર અંગ તરીકે અથવા સર્વથા અને સર્વદા હિતકર નથી માન્યું. એક ઠેકાણે તેઓ આ સારનું લખે છે, 'દુકાળમાં જેમ અત્યંત આવશ્યક વસ્તુઓ, લૂખા રોટલાથી ચલાવી લેવાય છે તેમ કેળવણીમાં સંગીત છે. સંગીતમાં બધી શુભ ભાવના જાગૃત કરવાની શક્તિ છે જ, સંગીત મારફતે જે ભાવનાનું ઉદ્દીપન થાય છે તેમાં ચારિત્ર્યનું સ્થૈર્ય આવી જ જાય છે, એવો અમે દાવો કરતા નથી પરંતુ ભાવનાની ખીલવણીમાં સંગીતની મદદ અસાધારણ છે.'

ભારતના ઐતિહાસિક લેખો અને સંગીતજ્ઞ વ્યક્તિઓ પરનું કથન એ ત્રીજો ખંડ અને ચોથો ખંડ શાસ્ત્ર વિષયક લેખોનો અતીવ ઉપયોગી છે. પાંચસો ઉપરાંત પાનાના આવા અતિ ઉપયોગી અને અભ્યાસપૂર્વક લખાયેલા પુસ્તકની કિંમત માત્ર સવા જ રૂપિયો છે.

**૧૧૨ સમીસાંજનો ઉપદેશ**—સંપાદક: ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રસિદ્ધિસ્થાન 'નવજીવન' અમદાવાદ, મૂલ્ય બાર આના.

જૈન ધર્મના 'પૂર્વ' ગ્રંથોના સારરૂપ 'દશવૈકાલિક' સૂત્રનો આ સુંદર છાયાનુવાદ છે. વિકાલ એટલે સાંજ; નાની ઉંમરના એક સાધુને રોજ સાંજે સાંજે કહીને થોડો ધર્મગ્રંથસાર આપી દેવાના ઉદ્દેશે રચાયેલ અથવા સાંજે મનન કરી જવા માટે સરળ પડે તે માટે ટૂંકમાં રચી કઢાયેલ દશ અધ્યયનો તે 'દશવૈકાલિક' સૂત્રનું આ ગૂજરાતી નામ યથાર્થ છે.

**(૧૧૩) મારું ગામડું**—લેખક શ્રી. બબલભાઈ મહેતા: પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, પ્રાપ્તિસ્થાન: નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય નવ આના.

શિક્ષક તરીકે મારો અનુભવ છે કે તોફાનીમાં તોફાની બાળકને વધુમાં વધુ સરળતાથી કેળવી શકાય છે, એમાં જોઈએ છે કલા. શ્રી. બબલભાઈએ એ રીતે તોફાનીમાં તોફાની ગણાતા માસરા ગામને સરસ રીતે કેળવ્યું. તેની આખી હકીકત વર્ણવતું આ પુસ્તક ઉપયોગિતાની દૃષ્ટિએ તો ઘણું કીંમતી છે જ, પણ વાંચન લેખે પણ બહુ રસપ્રદ છે. ચોરી, લૂંટ અને અણઘડપણા માટે જાણીતા એ ગામના બારૈયા ભાઈઓને જાણે જાદુ કરીને જ વશ કરી લીધા! એ જાદુ તો ખરું, પણ જાદુ અભેદભાવ, પ્રેમ અને સત્યનિષ્ઠાનું. સવારના ચાર વાગ્યાથી રાત્રિના દશ વાગ્યા સુધી શરીર તોડીને શ્રમ કરે, પોતાનું ધોવું, રાંધવું, દળવું, સીવવું, સાફ કરવું એ બધું તો પોતાને હાથે કરવું જ, ઉપરાંત ગામ આખાની સફાઈ કરવી, ગામનાં ઢોરોને અને છોકરાંને સાફ કરવાં, છોકરાંને ભણાવવાં, રોગમાં ગામની સારવાર કરવી, દુકાળમાં ગામને વેરામાંથી મુક્તિ અપાવવી, કામ ટાણે ખેતરોમાં ગામનું કામ કરવા જવું, આવા નિયમવાળો ગામસેવક ગામને કહે કે 'આ ત્રણ માટલીઓ છે, એકમાં દાળ, એકમાં ડાંગર અને એકમાં બાજરો ભરવાનો છે, ગામનું હું કામ કરું છું માટે ગામે એ ભરી દેવાની છે. એ ભરાશે તો હું મારી ખીચડી અને મારો રોટલો કરી ખાઈશ, નહિતર ભૂખ્યો રહીશ.', તો કયું એવું ગામ હશે કે એ માટલીને એક દિવસ પણ ખાલી રહેવા દે? ઘી-દૂધ તો સેવક માગતો ન હોય. શ્રી. બબલભાઈ આ રીતે ગરીબ માસરામાં રહ્યા અને ગામની સેવા કરવા લાગ્યા. મુશ્કેલીઓ ઘણી નડી. પણ શરૂઆતમાં જે ગામ રહેવાને ભાડે મકાન ન આપે, તે પછી મકાન આપે ત્યારે ભાડું તો ન લે પણ સૌ સાથે મળીને જાતે મજૂરી કરીને સગવડતાવાળું મકાન મફત બાંધી આપે, હરિજનોને અડવાના પ્રસંગે મારી નાખવા સુધીની વાત થાય છતાં એ જ દિવસોમાં એમની દાણાની માટલી ભરેલી રાખે અને અંતે હરિજન પ્રશ્નને ભૂલી જાય, એટલું જ નહિ પરંતુ મહાસભાના અધિવેશનમાં સફાઈ વિભાગમાં, જ્યાં મળ-મૂત્ર પણ ચૂંથવાં પડે ત્યાં સ્વયંસેવક તરીકે જાય, તે બતાવે છે કે સાચી સેવા સામે આવતી મુશ્કેલીઓ ધખતી ધોમ ઉપર પડતા પાણીના ટીપા પેઠે અદૃશ્ય થઈ જાય છે.

આ બધી રસિક વાત ઉપરાંત બબલભાઈએ વિધવિધ ઘણા પ્રસંગોનું બહુ રસિક વર્ણન આપ્યું છે, જેમાંથી ગામને અને એમને પણ શીખવા મળ્યું. ગામની સ્થિતિ દર્શાવતા આંકડાઓ, ભૂવા, વહેમો વગેરેમાં એમણે જે રીતે સુધારો કરાવ્યો દેખાય છે તે આપણને સેવાનો કાર્યક્રમ અને રીત બતાવનાર છે.

પુસ્તકની શરૂઆતમાં પૂ. રવિશંકર મહારાજનો લેખ પણ વાંચવા જેવો છે.

**૧૧૪ ભારતીય રાષ્ટ્રધ્વજ**—લેખક: ના. સુ. હાર્ડીકર પ્રાપ્તિસ્થાન: મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ, મૂલ્ય ત્રણ આના.

આપણા રાષ્ટ્રીય ધ્વજનો પણ ઇતિહાસ છે. આજે આપણો રાષ્ટ્રધ્વજ જે સ્વરૂપ અને રંગમાં આપણી સામે છે તે પહેલાં ૧૯૦૫માં મેડમ કામા, ૧૯૧૫માં હોમરૂલ ચળવળ, ૧૯૨૧માં રાષ્ટ્રીય મહાસભા અને ૧૯૩૧માં રાષ્ટ્રીય મહાસભાની ધ્વજસમિતિ દ્વારા એક જુદા પ્રકારનો, એમ ચાર પાંચ ધ્વજો નક્કી થઈ ગયેલા અને જનતામાં પ્રચાર પામેલા. ધ્વજનો આ ઇતિહાસ, તેની ઇજ્જતની સમજ અને તેના વંદનની શિસ્ત ડૉ. હાર્ડીકરે ૧૯૩૦માં આ પુસ્તિકામાં આપેલ. ૧૯૩૦માં આ પુસ્તિકા પ્રથમ પ્રગટ થઈ ત્યારે હિંદની ઘણી ભાષાઓમાં તુરતાતુરત એના અનુવાદો પ્રગટ થયા અને થોડા જ સમયમાં તેની હજારો નકલો ખપેલી. ત્યાર પછી ૧૯૩૪ સુધી લડતને કારણે અને ત્યાર પછી સંજોગવશાત્, માગણી ખૂબ હોવા છતાં આની નવી આવૃત્તિ પ્રગટ નહિ થઈ શકેલી. આજે એની નવી આવૃત્તિ પ્રગટ થયેલી જોઈને આનંદ થાય છે. ધ્વજનાં ચિત્રો, વંદન વખતે ઊભા રહેવાની અને નમસ્કાર કરવાની રીતનું ચિત્ર અને બીજા દેશોની ધ્વજરક્ષાની ચિંતાનાં દૃષ્ટાંતો સામુદાયિક ધ્વજ-વંદનના નકશા સાથે આપવામાં આવી છે. ધ્વજ પ્રત્યે આપણું પૂરેપૂરું માન પ્રગટ થાય તે માટે વંદનની તાલીમ અને શિસ્ત તો આપણે જાણી જ લેવી જોઈએ અને તે માટે આ પુસ્તિકા સૌ સ્વદેશાભિમાનીએ વાંચી લેવી જોઈએ.



વર્ષ નવમું　　　　　　　　માર્ચ ૧૯૪૦　　　　　　　　અંક તેરમો

# જીવન વિષે વિચાર

આજના જમાનામાં જીવનની તાત્કાલિક જરૂરિયાતો વિષે માણસે એટલું બધું ધ્યાન રાખવાનું હોય છે કે એને પોતાના જીવનમાં એક ઘડીના આરામનો કે પોતે જે જીવન જીવી રહ્યો છે તે વિષે જરાક ઊંડેથી વિચાર કરવાનો સમય મળતો નથી; સમય મળે તો પણ એવી જાતની વૃત્તિ લગભગ નાશ પામી ગયેલી હોવાથી, એવા વિચાર કરવાની એનામાં શક્તિ પણ હોતી નથી. આવી રીતે જીવન વિષે કોઇ પણ દિવસ વિચાર કર્યા વિના કેવળ જીવ્યે જ જવું એ અત્યારની સંસ્કૃતિની કદાચ મોટામાં મોટી કરુણ સ્થિતિ છે. એ સ્થિતિને માટે જવાબદારી તો સઘળાં જ સામાજિક બળોની સરખી રીતે ગણી શકાય. બીજા અનેક વિષયો વિષે વિચાર કરવામાં તલ્લીન રહી, જીવન વિષે કોઈ પણ દિવસ કંઈ જ વિચાર ન કરવાથી, અકરાંતિયા માણસની જેવી અવસ્થા આવે છે. જેમ અકરાંતિયા માણસો ઘણું ખાવા છતાં ખોરાકને લીધે શરીરમાં સૌન્દર્ય કે સામર્થ્ય ન મેળવતાં વિરૂપતા મેળવે છે, તેમ જીવન વિષે વિચાર ન કરવાની ટેવથી પણ માણસ વિરૂપ બને છે. કોઇકે ઠીક કહ્યું છે કે અજ્ઞાન એટલું દુઃખદાયક નથી, જેટલું અજ્ઞાન હોવા છતાં, અજ્ઞાન ન હોવાનું જ્ઞાન હોવું. માણસ વિચારમાં વિરૂપ હોય એ સહી શકાય, પણ વિરૂપતાને એ સ્વરૂપ માને એ અસહ્ય છે. જીવન વિષે વિચાર કરવાની ઘણાની વૃત્તિ ન હોય એ સમજી શકાય એવી વાત છે; જેમ સંગીતમાં સઘળાને સરખો રસ પડતો નથી, કારણ કે એ અધિકારનો વિષય છે. પણ જીવન વિષે કોઈ દિવસ વિચાર ન કરવાની એવી અશક્તિને શક્તિ માનવી એ ધૃષ્ટતા તો કેવળ આ જમાનામાં, જ્યારે માણસ સુધરેલી રીતે જંગલી બન્યો છે ત્યારે જ હોઈ શકે.

પણ કોઈ કહેશે—આ જીવન વિષે વિચાર, એ શું છે? જીવન તો સૌ જીવે છે. સૌ ખાય છે, પીએ છે, ભૂખે મરે છે, દુઃખી થાય છે, સુખી થાય છે, વેદના પામે છે, લાભ મેળવે છે, મરે છે—એમાં એવું શું છે કે વિચાર કરવો પડે? એનો જવાબ એટલો જ આપી શકાય કે માત્ર જે માણસમાં જીવનની દૃષ્ટિ હશે તે જ સમજી શકશે કે એક પળે માણસે, જે જાય છે, જે વહી જાય છે તે જીવન અને જે સ્થિર છે, પ્રશાંત છે, નિત્ય છે એ જીવન—એ બન્નેનો તાત્ત્વિક ભેદ જાણવો જ પડશે. અને એ તાત્ત્વિક ભેદ જાણવાની શક્તિ એ તો સંસ્કારપરંપરાનું

છેલ્લું સોપાન હોઇ, પહેલા પગથિયા તરીકે માણસે જીવનની સઘળી પ્રવૃત્તિઓ કેવળ આર્થિક સંબંધોથી જ જકડાયલી છે, એવી માન્યતામાંથી પોતાનો ઉદ્ધાર કરવો પડશેઃ આથી આર્થિક સંબંધોવાળું જગત નથી, એવું ન માનવાની કાંઇ જરૂર નથી. પણ જગતમાં જેમ આર્થિક સંબંધો છે તેમ બીજા પણ સંબંધો છે. એટલું જ નહિ–કેવળ રૂપિયા આના પાઇથી જ જગત ચાલે છે, એવી માન્યતા રાખનારો તો પોતે જ કોઈક દિવસ જોશે કે દુનિયામાં એવું પણ કાંઈક છે કે રૂપિયાથી મળતું નથીઃ એટલું જ નહિ, જે રૂપિયા વિના જ મળે છે. એટલી નાની સરખી શ્રદ્ધાની ભૂમિકા, માણસ પોતાના જીવન માટે વિચાર કરવાની પ્રથમ પગથિયા તરીકે સ્વીકારે, તો એ બીજમાંથી વિકાસ પામતાં, એ પોતાનો જીવનપંથ નિહાળી શકશે. કોઈ કહેશે કે આ શી રીતે થશે, તો એટલું જ કહેવું બસ થઈ પડશે કે માનવજાતના ઇતિહાસમાંથી જ એવાં અસંખ્ય ઉદાહરણો મળશે કે જેમાં માણસે પોતાનો વિચાર કર્યા વિના જ કામ કરવામાં પોતાનું પરમ કલ્યાણ જોયું હતું; અને આજે દુનિયામાં જે કાંઈ તેજસ્વી, ઓજસ્વી ને કલ્યાણકારી છે તે આવા માણસોની વિચારસરણીમાં રખાતી શ્રદ્ધા વડે જ પ્રાપ્ત થયું છે. શ્રદ્ધા એ એવી વસ્તુ છે કે જેના વિષે માણસ પોતાની સ્પષ્ટ તર્કસરણી ધરાવતો હોય છે. પણ જેને એ બીજા માટે રજૂ કરીને તર્કશુદ્ધ કરવાની જરૂર ન પણ જોતો હોય, કારણ કે બે સરખેસરખા દલીલ કરનારા ભેગા થઈને કોઈ વસ્તુ વિશે વિશેષ જ્ઞાન મેળવી શકે એવું ભાગ્યે જ બને છે; એ તો જ્યાં સુધી બેમાંથી એકના દિલમાં ભાવના, આદર્શ, શ્રદ્ધા, જતું કરવાની વૃત્તિ, પ્રેમ કે ત્યાગવૃત્તિ ન જન્મે ત્યાં સુધી, કેવળ દલીલોના સરખેસરખાં બળ વડે સાન્ત માનવ, અનંત સત્યનું દર્શન પણ કરી શકે એ અશક્ય છે. સત્યનું દર્શન કરવા માટે જરૂરી ક્રિયાનાં બીજ માનવની શ્રદ્ધાભરેલી વિચારસરણીમાં રહ્યાં છે. અત્યારે સૌ જાણે છે કે આપણો તાત્કાલિક જરૂરિયાતોનું જગત ઘણું કલેશમય ને સંકીર્ણ થતું જાય છે. એ જરૂરિયાતો જીવનનું એટલું બધું સામર્થ્ય ખેંચી લે છે કે પછી માનવને વિચાર કરવાની વૃત્તિ જ રહેતી નથી. પણ, કારણ કે વસ્તુસ્થિતિ આવી છે માટે મૂળભૂત જીવનનો જ તિરસ્કાર કરવો–અને માત્ર જરૂરિયાતોનો જ વિચાર કરવો, એ તો વળી વધુ આશ્ચર્યકારક છે. એ જરૂરિયાતો જે જીવન માટે છે, એ જીવન પોતે સૌથી વધારે મહત્ત્વનું હોઈ, માણસ એના વિષે વિચાર કર્યા વિના તો રહી શકે જ નહિ. એના વિષે શો વિચાર કરવો, શી રીતે વિચાર કરવો, એ વિચાર કરવાથી ફાયદો શું, એ વિચાર પોતે જ મિથ્યાભ્રમ તો નથી, કે...એ સઘળા પ્રશ્નો પણ આને અંગે ઉઠાવી શકાય. અને આ સઘળા પ્રશ્નો ઉઠાવીને એ પ્રશ્નોની મશ્કરી પણ કરી શકાય. પણ જેમના દિલમાં જન્મ, મૃત્યુ ને જીવન વિષે લેશ પણ વિચાર આવ્યો હોય તે તો પોતાના સઘળા આર્થિક, માનસિક, શાબ્દિક ને સાંસ્કૃતિક સંબંધોને આ દૃષ્ટિથી ફરી તપાસવા માંડશે અને એને લાગશે કે કાંઈ સમજણ પડતી નથી છતાં, કાંઈ સમજાતું નથી છતાં, આ વિષય એટલો મહત્ત્વનો તો અવશ્ય છે કે એ વિષે વિચાર કરવાની વૃત્તિ જલદી કેળવી લેવી જોઇએઃ એટલું જ નહિ, એ પોતાની જાતને જે Culture—કલ્ચર—સંસ્કૃતિનાં સાધન વડે માપતો હશે તે સંસ્કૃતિ પણ આ વિચાર વિના અપૂર્ણ અને શૂન્ય લાગશેઃ કદાચ આ વિચાર વિનાની એની સંસ્કૃતિ એ એક જાતની વ્યક્તિગત અભિમાનની કે અજ્ઞાનની વૃત્તિ જ હશે.

• ધૂમકેતુ •

# પ્રશ્નચર્ચા

શ્રી. કાકાસાહેબ કાલેલકર

પ્રશ્ન : આધુનિક શિક્ષણપદ્ધતિના દોષોની મને ખબર હોવા છતાં મારાથી તે છોડી શકાતી ન હોય તો મારે શું કરવું?

ઉ. : ધર્મગ્રંથોમાં એક ઋષિબાળક પૂછે છે કે, 'હું પાપ પસંદ નથી કરતો અને પુણ્ય જ પસંદ કરું છું તો પણ મારે હાથે પાપ જ થાય છે; અને પુણ્ય થતું નથી, તો મારે શું કરવું?' પાંડવ-ગીતામાં દુર્યોધન પણ કહે છે કે 'અધર્મ શું છે તેની મને ખબર છે તો પણ હું તેને છોડી શકતો નથી; ધર્મ જાણું છું પણ તે અનુસાર ચાલી શકતો નથી. મારા દિલમાં કોઈ વિચિત્ર વ્યક્તિ આવીને બેસી ગઈ છે જે મને પ્રેરણા આપે છે તેમ જ હું ચાલું છું.' ગીતામાં અર્જુન પણ પૂછે છે :

> अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
> अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

ખરી વાત તો એ છે કે આપણે આધુનિક કેળવણીના દોષો માત્ર સાંભળ્યા જ છે. આંખોથી જોઈએ છીએ છતાં આપણને તે પ્રત્યક્ષ થતા નથી. ગતાનુગતિક માર્ગ છોડવા માટે જે હિંમત હોવી જોઈએ તે પણ કદાચ આપણામાં નથી હોતી. શિક્ષણ એ સેવા માટે છે, પ્રતિષ્ઠા માટે નહિ, એવો વિશ્વાસ જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી આવું જ ચાલવાનું.

*

પ્રશ્ન : કેમ વાંચવું?

ઉ. : પુસ્તકો અને સાહિત્યના વાચનની પણ એક કળા છે. ઘણા યુવાનો અને મોટાંઓ આ કળા ન જાણતાં હોવાને લીધે મૂંઝાય છે. તેઓ વાંચે છે તો ખૂબ, પણ તે કામમાં આવતું નથી.

લખવામાં તેમજ વાંચવામાં તેજીથી કામ લેવું જોઈએ. જ્યાં સુધી સુંદર અક્ષર લખવાની પાકી ટેવ ન પડે ત્યાં સુધી આસ્તેઆસ્તે લખવું જોઈએ. જ્યાં સુધી છટાથી વાંચવાની ટેવ ન પડે ત્યાં સુધી ધીમેધીમે, જોઈ વિચારીને વાંચવું જોઈએ.

ઘણા વિદ્યાર્થીઓ અલ્પવિરામ, અર્ધવિરામ વગેરે ચિહ્નોનો ખ્યાલ રાખતા નથી. આ બધાં ચિહ્નો વાંચવાની સરળતા માટે છે. સારાંસારાં નાટકોમાં ઉત્તમ કોટિના નટ જે રીતે બોલે છે તે રીતે વાંચવાની ટેવ શરૂઆતમાં પાડવી જોઈએ. વખત જતાં વાચન પોતાની મેળે જ સ્વાભાવિક બની જાય છે.

વાંચવાની હથોટી આવ્યા બાદ શું વાંચવું, શું ન વાંચવું, કેટલું વાંચવું, એનો પણ ખ્યાલ કરવો જોઈએ. વધારે ખાવાથી અપચો થાય છે તેમ વધારે વાંચવાથી બૌદ્ધિક અપચો અથવા તો બંધકોશ થઈ જાય છે. આનો ઉપાય એ નથી કે આપણે વાંચવાનું છોડી દઈએ. જે કાંઈ વાંચ્યું તે પચી જાય તે માટે થોડી બૌદ્ધિક કસરત કરવી જોઈએ. કસરતથી બધું હજમ થઈ જાય છે.

બૌદ્ધિક કસરત એટલે શું? જે કાંઈ વાંચીએ તેને ઉપયોગમાં લાવીએ, એનો અનુભવ કરીએ, એનો પ્રયોગ કરીએ, દરેક ચીજનું પરિણામ શું હોઈ શકે તે વિચારીએ, એ બૌદ્ધિક કસરત છે. ક્રિયા એ વિચારની કસોટી છે. વિચાર અને ભાષાના બે અર્થ થાય છે. પણ ક્રિયાનો – આચરણનો – હરહંમેશ એક જ અર્થ થાય છે.

આટલું પણ ન થઈ શકે તો ઓછામાં ઓછું જે કાંઈ વાંચ્યું તેનું પૃથક્કરણ અને તેનો સાર

લખી નાંખવાની ટેવ પાડવી જોઈએ. જે કાંઈ વાંચીએ તેને આપણા પૂર્વજ્ઞાન સાથે સરખાવવું જોઈએ. અને વાંચતાં વાંચતાં આપણા મનમાં જે નવા અને ઉમદા ખ્યાલ ઊઠે તેને પણ વ્યવસ્થિત રૂપમાં લખી નાંખવાનો પ્રયત્ન કરવો જોઈએ. શરૂશરૂમાં આ કામ મુશ્કેલ અને ન ગમે તેવું લાગશે પણ એમાં જ સફળતાનું બીજ છે.

*

પ્રશ્ન : કયા વિષયનાં પુસ્તકો વાંચવાં જોઈએ ? એકોપાસના હોય કે વિવિધજ્ઞાન ?

ઉ. : જીવનમાં વાચન આવશ્યક તો છે જ. પરંતુ વિદ્યાર્થીદશામાં પણ જીવન વાચનમય બનાવવું ન જોઈએ. જીવન એ વિચારનું બનેલું નથી; એ તો આચારનું બનેલું છે. વિચાર અનુસાર આચાર નિશ્ચિત કરવો જોઈએ. જીવન તો આચાર પ્રમાણે જ નિશ્ચિત થઈ જાય છે.

આજકાલ જેટલું પ્રગટ થાય છે એટલું સાહિત્ય વાંચવા લાયક હોય છે એવું ક્યાં છે ? Something of everything and everything of something એ વિદ્યાર્થીઓનું સૂત્ર બની ગયું છે. થોડા વિષયો પૂરતી તો બધી જ બાબતો જાણી લેવી જોઈએ. અને દરેક વિષય પૂરતું થોડુંથોડું જાણી લેવું એ આવશ્યક છે. શરૂઆતમાં ધીમેધીમે અને ખૂબ ધ્યાન દઈને વાંચવું જોઈએ. આગળ જતાં પૂરેપૂરું ધ્યાન આપતા રહીને વાચનનો વેગ વધારવો જોઈએ.

જેમાં કીમતી જ્ઞાન હોય અને જેમાં ઊંડો વિચાર ભર્યો હોય, તેવી બાબત વારંવાર ધ્યાનથી વાંચવી જોઈએ. એક જમાનામાં નવા વિચાર તો બે–ચાર જ હોય છે. બાકીના બધા તો ભાષા–ભેદવાળાં પુનરાવર્તન જ હોય છે.

*

પ્રશ્ન : શું ભૂમિતિ, ભૂગોળવિદ્યા, બીજગણિત વગેરે વિષયો જીવનમાં ખરેખર જરૂરી છે ? તેમ ન હોય તો અમને તે નિશાળમાં કેમ શીખવાય છે ?

ઉ : જે લોકો છાપાં વાંચે છે તેમને ખબર છે કે ભૂગોળનું જ્ઞાન ક્ષણેક્ષણે જરૂરનું હોય છે. જીવનનું એક પણ ક્ષેત્ર એવું નથી કે જ્યાં ભૂગોળની જરૂર ન હોય.

ભૂમિતિ સિવાય ખેતરોની માપણી ( સર્વે ) નહિ થાય, લશ્કર કૂચ નહિ કરી શકે. ભૂમિતિ અને બીજગણિતના વ્યવહારુ ફાયદા ઘણા છે. અર્થશાસ્ત્ર, યુદ્ધશાસ્ત્ર, મકાન બાંધવાનું વાસ્તુશાસ્ત્ર, એ બધાંમાં બીજગણિત અને ભૂમિતિ કામમાં આવે છે. આ બન્ને વિષયોનો શિક્ષણમાં પ્રત્યક્ષ લાભ એ છે કે તેની મારફતે બુદ્ધિ તેજ કરી શકાય છે. અને જેમણે ગણિતાનંદનો સ્વાદ લીધો છે તે તો કહી શકશે કે અમે તો આનંદને માટે જ આ વિષય શીખીએ છીએ. ઔરંગઝેબના ઉસ્તાદે તેને ભૂમિતિવિદ્યા બરાબર ન શીખવી તેથી ઔરંગઝેબ મરણ સુધી દુઃખી રહ્યો.

*

પ્રશ્ન : ભાષણ અને લેખનની શક્તિ વધારવાથી કાર્યશક્તિ ઓછી થાય છે ?

ઉ : કેવળ ભાષણ અને લેખનથી કાર્યશક્તિ જરૂર ઓછી થઈ જાય છે. પણ માણસ ખૂબ કામ કરતો રહે અને સાથે સાથે તેને લગતાં ભાષણ અને લેખન ચાલુ રાખે તો તેની બધી જ શક્તિઓ વધતી જાય છે.

*

પ્રશ્ન : ચાર વર્ષ સુધી સતત રાતે મોડા સુધી વાંચવા છતાં આંખને નુકસાન થતું ન લાગતું હોય તો પછી રાતે વાંચવામાં વાંધો શો ?

ઉ. : હજારો અને લાખો લોકોના સેંકડો વર્ષના અનુભવને પરિણામે વૈદકશાસ્ત્ર તેમ જ જીવનશાસ્ત્રના નિયમો બન્યા છે. કોઈ વ્યક્તિના ચાર વર્ષના અનુભવને લીધે તે રદ ન થઈ શકે. રાતે

મોડે સુધી વાંચ્યા કરવું અને પ્રાતઃકાળની પ્રસન્નતા ઊંઘના નશામાં ખોઈ બેસવી એ કાંઈ બુદ્ધિમાનનું લક્ષણ નથી; જો કે મને ખબર છે કે મોટા મોટા બુદ્ધિમાનો પણ આ દોષમાં સામેલ છે.

મારા જુવાન દોસ્તોને એક વાત ખાસ કહેવા ઇચ્છું છું કે આહાર, વિહાર અને ઊંઘની બાબતમાં આપણે જે નિયમભંગ કરીએ છીએ, જે દોષો કરીએ છીએ તેની અસર એકદમ નહિ માલૂમ પડે. આ ત્રણે બાબતમાં બિચારું શરીર પોતાને સંભાળવાની ખૂબ કોશિશ કરતું રહે છે અને જ્યારે તે નાદાર બની જાય છે ત્યારે જ માણસને પોતાની ભૂલ સમજાય છે. પરંતુ પાછળથી પસ્તાવાનો શો અર્થ ? પછી તો કોઈ પણ દવા કે યોગસાધન કામમાં લઈ શકાય તેમ હોતું નથી.

આહાર, અને આરામના નિયમોનો ભંગ કરવાથી કેટલા યે લોકોનાં શરીર ક્ષીણ થઈ જાય છે, કેટલા યની બુદ્ધિશક્તિ ક્ષીણ બની જાય છે અને કેટલા યનાં સંકલ્પબળ તથા ચારિત્ર્યબળ તૂટી જાય છે. તે માટે રાત્રે જલદી સૂઈ જવું અને સવારે ઊઠીને પ્રસન્નતાથી ભણવા બેસવું એ જ ઉત્તમ નિયમ છે.

*

પ્રશ્ન : વિદ્યાર્થીદશામાં સેવાકાર્ય કરવાનું ઘણી વાર કહેવામાં આવે છે, ત્યારે મૂંઝવણ થાય છે. અમારે સેવા કરવી કે શિક્ષણ લેવું ?

ઉ : જ્યારે શ્રીકૃષ્ણને કહેવામાં આવ્યું, 'ભૈયા, ભણવા બેસો', ત્યારે તેમણે કહ્યું, 'બાપ અને મા જેલમાં પડ્યાં છે તેમને બંધનમુક્ત કરું પછી ફાવે તેટલું ભણવાનું થઈ શકશે.' આજે ભારતવાસીઓનું શિક્ષણ અને ભારતમાતા બન્ને પરાધીન છે. કરોડો લોકોને અક્ષરજ્ઞાન પણ નથી. હિસાબ–કિતાબના જ્ઞાનની તો વાત જ શી ? એવી દશામાં જનસેવાના કામનું જ શિક્ષણ લેવું જોઈએ. પછી શિક્ષણ અને સેવા એવો ભેદ નહિ રહે.

સામાન્ય જવાબ એવો આપી શકાય કે માબાપ અથવા પાલક કે શિક્ષક જેઓ જનસેવાની વાત કરે છે તેમણે જ વિદ્યાર્થીઓને સેવા માટે લઈ જવા જોઈએ. કલાક જેટલો સમય સહેજે કાઢી શકાય તેમ હોય છે.

*

પ્રશ્ન : ડાયરી લખવાથી શા લાભ ? તે લખવા સંબંધે થોડી સૂચના લખશો ?

ઉ. : અંગ્રેજીમાં day ઉપરથી diary શબ્દ થયો છે. આપણે 'વાસર' (દિવસ) શબ્દ ઉપરથી વાસરી શબ્દ ચાલુ કર્યો છે.

પ્રામાણિકતાથી લખેલી વાસરી સાચા મિત્ર અને સાચા ગુરુની ગરજ સારે છે. તે આપણા જીવનનું પ્રતિબિંબ છે. રોજરોજ આપણે શું કર્યું, શું વાંચ્યું, કોને મળ્યા, ક્યાં ક્યાં કામ કર્યાં, આવક–ખર્ચ શું થયું, એ બધું લખવાથી જીવનવ્યવહારમાં ઘણા ચોખ્ખા લાભ થાય છે. યાદશક્તિને પણ પોષણ મળે છે. શંકા અને ભ્રમ રહેતાં નથી. અને જીવનનો હિસાબ કરવાનું સુગમ બને છે. વાસરીમાં કૃત્રિમતા અને દંભ કદી ન આવવાં જોઈએ. આપણે વાસરી લોકોને માટે લખતા નથી. તો પણ યાદ રાખવું જોઈએ કે દૈવયોગથી તે બીજાના હાથમાં કદાચ જઈ પડે છે, તેથી આપણી વાસરીમાં બીજા કોઈનું નુકસાન થાય એવું ન લખવું જોઈએ. વાસરી મારફતે બીજાને નુકસાન પહોંચાડનાર લોકો પણ હોય છે. આપણે એવા ધંધા ન કરીએ.

*

પ્રશ્ન : શાળામાં આવતા ઘણા મોટા માણસો અમને તોફાન કરવાનું કહે છે, છતાં કોઈ વાર અમે કાંઈ તોફાન કરી બેસીએ છીએ ત્યારે શિક્ષકો અને ગૃહપતિઓ અમને દોષ દે છે. તો શું અમારે તોફાન કરવાં જ નહિ ?

ઉ. : વિદ્યાર્થીઓએ હંમેશાં વિનોદી તેમ જ તોફાનમસ્ત રહેવું જોઈએ એવો ઉપદેશ આજકાલ અપાય

છે તેની મને ખબર છે. કોઈ કોઈ વખત હું પણ બાળકોને તેમના વડીલોના દેખતાં એવો જ ઉપદેશ આપું છું. મારો ઉપદેશ માબાપોના કાને પહોંચે એટલા પૂરતો જ હોય છે. આપણે ક્યાં પાણીને વહેતું રહેવાનું, હવાને ચાલતા રહેવાનું, આગને બળતા રહેવાનું, કોયલને ગાતા રહેવાનું, અને અંગ્રેજોને દુનિયાને લૂંટતા રહેવાનું કહીએ છીએ? એ તો એમના સ્વભાવમાં જ છે. એ જ રીતે પ્રસન્ન રહેવું, કાંઈ તોફાનમસ્તી કરવાં, એ તો બાળકોનો સ્વભાવ છે. જ્યારે બાળક માંદું પડે છે ત્યારે તેનાં તોફાન બંધ થાય છે.

કોઈને દુઃખી કરીને આનંદ માનવો, કોઈની પ્રત્યે અવિનય બતાવીને રાજી થવું એ સારી વસ્તુ નથી. અને મશ્કરી કરવી જ હોય તો પોતાની જ શા માટે ન કરો?

કોઈ શિક્ષક જરા નાજુક બાંધાના હોય છે. જરાજરામાં તેમનો મિજાજ બગડી જાય છે. તેમની દયા ખાવી તે જ તેમને યોગ્ય સજા છે.

*

પ્રશ્ન : વિદ્યાર્થી સિનેમા જોવા જાય કે ન જાય? તેમને જવા દેવામાં આવે કે ન આવે?

ઉ. : હું પોતે તો સિનેમા જોવા જતો નથી. જ્યાં સુધી મારું ચાલ્યું ત્યાં સુધી મેં છોકરાંઓને પણ સિનેમામાં નથી મોકલ્યાં. આશ્રમના વિદ્યાર્થીઓને સિનેમા જોવા જવાની રજા ન હતી. વિદ્યાપીઠમાં મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને હું જતાં રોકતો નહિ. તે ઉપરથી મારો અભિપ્રાય જેવો સમજાય તેવો સમજો. ગાંધીજીએ કહ્યું છે કે સિનેમાથી જેટલું નુકસાન થાય છે તેના પ્રમાણમાં લાભ બહુ ઓછો થાય છે. સિનેમા ન જોવાથી કોઈનું શિક્ષણ અપૂર્ણ રહ્યું એમ સમજવાને કારણ નથી.

*

પ્રશ્ન : પક્ષીઓ વિષે માહિતી મેળવવા શું કરવું?

ઉ : અંગ્રેજ લોકો અને અંગ્રેજ છોકરાઓ પક્ષીઓનો શિકાર કરવાના ખૂબ શોખીન હોય છે. તેઓ પક્ષીઓને મારીમારીને ખાય છે, પક્ષીઓના માળા ખોળીને તેમાંથી ઇંડાં ચોરી લાવે છે; તેથી અંગ્રેજીમાં Fauna નાં પુસ્તકો ઘણાં હોય છે. Ornithology એ ત્યાંનો ખૂબ પ્રિય વિષય છે. આપણા લોકોએ પક્ષીઓને અભયદાન આપી દીધું છે. તેથી આપણે પક્ષીઓને ઓળખવામાં બિનવાકેફ હોઈએ છીએ.

સરસ રીત એ છે કે કોઈ પણ પક્ષી જોયું કે તરત જ તેનું રેખાચિત્ર આપણી સ્મરણિકામાં દોરી લેવું. રંગ અને આકૃતિ બરાબર જાણી લેવાં. આટલું કર્યા બાદ ગામમાં જઈને લોકોને પૂછવું કે આ કયાં પક્ષીઓ? તેમને ઠીક ઠીક ખબર હોય છે. તેમની પાસેથી પણ નામ ન મળે તો અમરકોશ વગેરે સંસ્કૃત ગ્રંથોની મદદ લેવી. ગેઝેટિયર્સમાંથી તો કાંઈ ને કાંઈ મળે જ છે.

વળી પોતાની કલ્પના ચલાવીને પણ દરેક નવી જાતને નવું કાવ્યમય નામ કેમ ન આપીએ? આપણે માનીએ છીએ કે પક્ષીઓની આટલી બધી જુદી જાતો કુદરતમાં તો નથી. બધાંને આપણે નામથી જ ઓળખીએ છીએ.

*

પ્રશ્ન : હરીફાઈ (Competition) કેટલી હદ સુધી દરગુજર કરવી જોઈએ? તેનાં માઠાં પરિણામ આવે તો શો ઉપાય લેવો?

ઉ. : જ્યાં સુધી હરીફાઈની સાથે આર્યતા હોય છે ત્યાં સુધી તો તે શુભપરિણામી નીવડશે. તેમ નહિ હોય તો એક બીજાની અદેખાઈને કારણે બન્નેનો સ્વભાવ બગડી જશે. કોઈનું ઉચ્ચ ચારિત્ર્ય જોઈને અથવા કોઈનો ગુણ જોઈને તેનું અનુકરણ કરવાની ઇચ્છા થાય અથવા તેનાથી પણ ઊંચા પ્રકારનું પોતાનું ચારિત્ર્ય બનાવવાની ઇચ્છા થાય તો સારી બાબત છે.

*

પ્રશ્ન : નિયમપાલનમાં જે હારી ગયો હોય, જેનું સંકલ્પબળ ક્ષીણ થયું લાગતું હોય અને ઈશ્વર-શરણનો માર્ગ પણ જેને ઉત્સાહિત ન કરી શકતો હોય તેવા દયાપાત્ર યુવાનને તમે શી સલાહ આપશો ?

ઉ. : આ સવાલનો ટૂંકાણમાં એવો જવાબ આપી શકાય કે આવા યુવાને સવારથી સાંજ સુધી મહેનત કર્યા જ કરવી જોઈએ. શરીરસ્વાસ્થ્ય સંભાળીને જીવનમાં જેટલી સાદાઈ લાવી શકાય તેટલી લાવવી જોઈએ. નિર્દોષ વિનોદ મારફતે ચિત્તને પ્રસન્ન રાખવું જોઈએ. મનમાં મહત્ત્વાકાંક્ષા રાખીને તેને સફળ બનાવવાની ચિંતા અને પ્રયત્ન કરવાં જોઈએ, તેમ જ ખૂબ પવિત્ર અને પ્રેમાળ ચારિત્ર્યશીલ સત્પુરુષનો સત્સંગ—સહવાસ ખોળવો જોઈએ. પોતાની આજીવિકાનો બોજો આ સત્પુરુષ ઉપર નાંખવો ન જોઈએ. આટલું કરવાથી સંકલ્પબળ આવી રહેશે. અને આવા માણસને ઈશ્વરની કૃપા ન મળે એમ પણ કદી બનતું નથી. જે ઉદ્યમશીલ, સંયમી અને પ્રસન્ન હોય છે તેનો ઉદ્ધાર ચોક્કસ જ હોય છે.

*

પ્રશ્ન : આપણે જે કાર્ય કરવું હોય તે સમાજની વચ્ચે રહીને કરવું જોઈએ કે સમાજથી અળગા રહીને ?

ઉ : બધાં સામાજિક કાર્યો સામાન્ય રીતે સમાજની વચ્ચે રહીને જ કરવાં જોઈએ. પણ કોઈ કોઈ વખત પ્રયોગરૂપે સમાજથી અલગ થઈ ને કૃત્રિમ રીતે અનુકૂળ સ્થિતિ પેદા કરીને આપણા કાર્યની અજમાયશ કરવી જોઈએ. આ રીતે પ્રયોગ સફળ થાય તો આપણે દુનિયાના ક્ષેત્રમાં ખુશીથી પ્રવેશ કરી શકીએ.

જે બાબતો આંતરિક રીતે કરવાની હોય છે તેને તો સમાજ સાથે સીધો સંબંધ હોતો નથી જ.

*

પ્રશ્ન : આજકાલ સમાજમાં સાચી વસ્તુ કેમ દબાયલી રહે છે ? બધા લોકો વાતો કરે છે પણ તેનો અમલ કરતા નથી.

ઉ : પ્રશ્નક જે સ્થિતિ જણાવે છે તે આજની નથી પણ હંમેશની છે. સત્યનો રસ્તો જો સરળ હોત તો બધા એ રસ્તે જ ચાલત. તો પછી તેમાં કશી બહાદુરીની વાત ન હોત. પરંતુ ઉપનિષદ્-કાલીન ઋષિઓએ કહ્યું છે કે શ્રેય જુદું હોય છે અને પ્રેય જુદું હોય છે. તે પ્રમાણે જૂઠી વાત મીઠી હોય છે જ્યારે સાચી વાત કડવી હોય છે. તેથી લોકો પૂજે છે સત્ય, અને ચાહે છે અસત્ય. સત્યની વાતો કરીએ તો જ અસત્ય નભી શકે છે. પગલે પગલે સત્યનું નામ દઈને જ માણસ અસત્યની યાત્રા કરતો રહે છે.

કેટલાક લોકો સાચા દિલથી સત્યને ચાહતા હોય છે પરંતુ તેમની કમજોરી તેમના ઉપર સવાર થાય છે અને તેમને અસત્ય તરફ ખેંચી જાય છે.

અસત્યનું આકર્ષણ તોડી નાંખીને સત્યની તરફ એકનિષ્ઠાથી જવું એમાં જ બહાદુરી છે.

*

પ્રશ્ન : મનુષ્ય જીવનનું મુખ્ય ધ્યેય શું ?

ઉ. : હંમેશાં ઉદ્યોગ કરતાંકરતાં પ્રસન્ન રહેવું એ જીવનનું મુખ્ય ધ્યેય છે. પોતાનો સ્વાર્થ ભૂલી જવો, બધાંના આનંદમાં પોતાનો આનંદ માનવો, અને દરરોજ પોતાનાં જ્ઞાન તેમ જ કાર્યકુશળતામાં વધારો કરતા રહેવું એ મુખ્ય ધ્યેય હોવું જોઈએ.

પ્રશ્ન : મૃત્યુ કેવી રીતે હિતકર બની શકે ?

*

ઉ. : મૃત્યુને ઓળખીએ તો મૃત્યુ કોઈ ભયાનક વ્યક્તિ નથી. તેનો હૃદય માતાની જેમ પ્રેમભર્યો હોય છે. પુરાણોમાં કહ્યું છે કે જે માણસ સૌથી પહેલો મરણ પામ્યો તે યમરાજ બન્યો. મરણ પછીનો આગળનો રસ્તો તેને માલૂમ ન હતો. રસ્તો ખોળતાં તેને ખૂબ કષ્ટ પડયું. તેથી તેણે

પ્રતિજ્ઞા લીધી કે જે લોકો હવે પછી મરણ પામીને મારી પાછળ આવશે તેમને રસ્તો બતાવનાર ભોમિયો હું બનીશ. જ્યારે કોઈ માણસ મરવા પડે છે ત્યારે યમરાજ સ્વાગતસમિતિના પ્રમુખ થઈને સામે આવે છે. તેને આપણે ભયંકર શાને કહીએ? માંદગીની બધી પીડાઓ હઠાવીને શાંતિ આપનાર મૃત્યુ જ છે. ઘણા રોગ એવા છે કે જેનો ઉપાય દાક્તરો કે વૈદો પાસે નથી. યમરાજ તો બધાં દર્દોનો ઇલાજ કરી શકે છે. આખો દિવસ ખેલ્યા કૂદ્યા પછી તેમ જ મહેનત કર્યા પછી રાત્રે ઊંઘ આવે છે તેને કોઈ ભયાનક માનતું નથી. તો પછી મૃત્યુથી શાને ડરીએ? હિંદીમાં મૃત્યુને 'મીર્ત' કહે છે અને મિત્રને પણ 'મીર્ત' કહે છે. 'મીર્ત' એ જ સૌથી મોટો 'મીર્ત' છે. તેણે કોઈને નિરાશ કર્યું નથી. જયારે બધાં ત્યાગ કરી જાય છે ત્યારે તે સાક્ષી તરીકે આવી પહોંચે છે. જો મૃત્યુ ન હોત તો માણસ જીવીજીવીને થાકી જાત અને ગાંડો બની જાત. મૃત્યુ છે તેથી જ દુનિયામાં પ્રગતિ છે.

*

પ્રશ્ન : ઇશ્વર અને સત્ય એ બે વચ્ચેનો સંબંધ કયા પ્રકારનો હોવો જોઈએ?

ઉ. : 'સંબંધ કયા પ્રકારનો છે' એમ પૂછવું જોઈતું હતું. પણ 'કેવા પ્રકારનો હોવો જોઇએ,' એ પણ ઠીક છે. આ દુનિયાની સૌથી મહાન શક્તિને ઇશ્વર કહેવામાં આવે છે. તેને સત્ય પણ કહે છે. બન્ને એક જ શબ્દ છે. ઉચ્ચારણ અને જોડણી જ જુદાં છે. સત્યનિષ્ઠાથી સત્યનું સ્વરૂપ ધ્યાનમાં આવે છે; ઇશ્વરનિષ્ઠાથી ઇશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, નિષ્ઠા એ જ મુખ્ય વસ્તુ છે.

૧૯૩૬

●

# સ્વરાજયાત્રા

શ્રી. મોહનલાલ મહેતા

### રાષ્ટ્રપતિની વરણી

મૌલાના અબુલ કલામ આઝાદને રાષ્ટ્રપાત તરીકે ચૂંટીને મહાસભાવાદીઓએ એક સાથે ઘણાં કાર્યો ને માન્યતાઓ વિષે પોતાનો મત આપી દીધો છે. મુંબઈ મહાસભા વખતે સમાજવાદી પક્ષની સ્થાપના થઈ તે દિવસથી મહાસભામાં વ્યવસ્થિત રીતે એક નવો પક્ષ અસ્તિત્વમાં આવ્યો હતો. અત્યારે જેટલા પક્ષો ઉદ્દામ તરીકે ઓળખાય છે તેઓ બધા કોઈ એક જ પક્ષ નીચે, એટલે કે આ પ્રથમ સ્થપાયેલા પક્ષ નીચે હોત તો એમની તાકાત આજે છે તે કરતાં અનેકગણી વધુ હોત, પરંતુ સમાજવાદી પક્ષની સ્થાપનાની પાછળ સિદ્ધાંત કરતાં વિશેષ બળ મહાસભાના આગેવાનો પ્રત્યેના મતભેદ અને અસંતોષનું હતું. એટલે જે બીજ સાથે એ પક્ષ જન્મ્યો હતો તે જ બીજ ત્યાં વધુ પ્રમાણમાં ફૂલ્યું ફાલ્યું અને પરિણામ એ આવ્યું કે ઉદ્દામવાદીઓની સંખ્યા વિશાળ હોવા છતાં કોઈ પક્ષ વચ્ચે એકરાગનો સંબંધ જોડાયો જ નહિ. આજે મહાસભામાં અસ્તિત્વ ધરાવતા આટલા પક્ષો તો છે જ : 'મહાસભા સમાજવાદી પક્ષ', 'સામ્યવાદી પક્ષ', 'રોયવાદી પક્ષ', 'પ્રાગતિક પક્ષ', 'કિસાન સભા', 'ટ્રેડ યુનિયન' અને ગાંધીવાદીઓ. આમાંનો છેલ્લો પક્ષ સૌથી બળવાન છે, પરંતુ પક્ષ તરીકે એનું બંધારણ કે રચના નથી. આ ઉપરાંત આમાંના

એકે ય પક્ષમાં ન આવે એવી સભ્યસંખ્યા પણ મહાસભામાં ઠીક ઠીક પ્રમાણમાં છે. જો એક બાજુ ગાંધીવાદીઓ હોય અને બીજી બાજુ તમામ ઉદ્દામવાદીઓ હોય તો કદાચ છેવટનો ફેંસલો એ તટસ્થ સભ્યો કઈ તરફ જાય છે તે ઉપરથી જ આવે. સુભાષબાબુને ગયે વરસે મહાસભાની બહુમતીએ રાષ્ટ્રપતિ તરીકે ચૂંટ્યા તેનાં કારણોમાં ગેરસમજોએ ઠીક ભાગ ભજવ્યો હતો. પરંતુ ખરું બળ તો ઉદ્દામોની એકતા અને ઉપર જણાવેલા તટસ્થ સભ્યોનું હતું. ગેરસમજનાં જાળાં દૂર થતાં જ એ તટસ્થ સભ્યો ગાંધીપક્ષે ફરી ગયા અને સુભાષબાબુનું સ્થાન ડોલ્યું. એ પછી નવી રચનાનો વિચાર કરતાં ઉદ્દામો વચ્ચે પણ મતભેદ જાગ્યા અને જેને મહાસભાની બહુમતીએ તાજ પહેરાવ્યો હતો તેને એ તાજ વસમો થઈ પડ્યો. ત્રિપુરી અને તે પછી તુરતમાં બનેલા બનાવોએ સુભાષબાબુને એક ઉન્નત મિનારા ઉપરથી નીચે પટકી દીધા.

બે વર્ગની રીતે જ લઈએ તો મહાસભાના રાજકારણમાં એકત્રિત થયેલા તટસ્થ સભ્યોની સહાયથી થોડાક દિવસ માટે ઉદ્દામવર્ગ સત્તા ઉપર આવ્યો અને તુરત જ ચાલ્યો ગયો. બીજો વર્ગ, એટલે કે ગાંધીવાદી વર્ગ, જે સ્વતંત્ર રીતે વિશાળ બહુમતી ધરાવતો નહોતો, અને ધરાવતો નથી એમ પણ કહી શકાય, તે વર્ગ ઉદ્દામો કરતાં સંગઠિત, એકત્રિત અને એક વિચારનો હતો એટલે ઉદ્દામોમાં ભંગાણ પડતાં જ તેના હાથમાં ફરીને મહાસભાની સત્તા આવી. આઘાત પછી પ્રત્યાઘાત થયો હોય તેમ હાર પછી આવેલી સત્તા એમણે મજબૂત રીતે જાળવી અને વિકસાવી. એ પછી યુરોપીય યુદ્ધ શરૂ થતાં આપણા રાજકારણમાં જે કટોકટીની પળ ઊભી થઈ તેમાં એમનાં અનુભવ અને બળને કારણે એમનું નેતૃત્વ અનિવાર્ય બન્યું. બરાબર આ કાળે જ ફરીને રાષ્ટ્રપતિની ચૂંટણી કરવાનો સમય આવી પહોંચ્યો. ચૂંટણીની તારીખો નક્કી થઈ તે પહેલાં જ ગાંધીજીના હાથમાં મહાસભાનું સુકાન આવી ગયું હતું અને દેશની કટોકટી તેઓ પોતાની રીતે ઉકેલતા હતા. ગાંધીજીની પદ્ધતિ સામે ઉદ્દામોના મોટા વર્ગને વાંધો હોય એમ એમના આગેવાનોનાં નિવેદનો ઉપરથી જણાતું હતું. એમ છતાં ગાંધીજી વિના દેશને ચાલે જ નહિ એવી પરિસ્થિતિ સ્પષ્ટ જણાઈ આવતી હતી. સૌએ એમ માનેલું કે આ વખતે ગાંધીપક્ષે મૌલાના સાહેબની સામે કોઈ ઉદ્દામપક્ષી ઊભો રહેશે નહિ. બિરાદર રોયનું નામ જ્યારે તખ્તા ઉપર આવ્યું ત્યારે સૌને આશ્ચર્ય થયેલું. તેઓ હારી જ જશે એવી ખાતરી પણ જન્મેલી; પરંતુ ગયે વર્ષે સુભાષબાબુના વિજય વિષે લેશ માત્ર આશા દેખાતી નહોતી, છતાં તેઓ વિજય પામ્યા તેથી આ વખતે પણ એમ લાગ્યું કે રોય સાહેબ વિજય ભલે નહિ પામે પરંતુ લઘુમતીની મોટી સંખ્યા તો એમના પક્ષે પોતાનો મત નોંધાવશે જ. એક બાજુ રાષ્ટ્રપતિની ચૂંટણી માટે વાતાવરણ તૈયાર થતું હતું અને બીજી બાજુ ગાંધીજી વાયસરૉય સાહેબ સાથે વાટાઘાટ કરી રહ્યા હતા. આ વાટાઘાટનું પરિણામ તો આજે પ્રગટ છે. પરંતુ ઉદ્દામમોએ-રોયસાહેબે પણ એ વાટાઘાટનો ઠીક લાભ ઉઠાવેલો. ગાંધીજી આખા દેશને અંગ્રેજોને સુપ્રત કરી બેસશે એવો પોકાર પણ ઉઠાવવામાં આવ્યો હતો, એટલે રાષ્ટ્રપતિની ચૂંટણી વધુ મહત્ત્વની બની હતી. એક બાજુ ગાંધીજીના સમગ્ર સિદ્ધાન્તો, બીજી બાજુ ધરમૂળથી એનો વિરોધ—એમ બે પક્ષો ઊભા થયા હતા. રોયસાહેબને એક બાબતમાં તો અભિનંદન આપવાં જ જોઇએ કે એમણે સુભાષબાબુની પેઠે અસંગત મુદ્દાઓ કે અસંગત ઘુમરાણો ઊભી નહોતી કરી. ગાંધીજીની વાત જેટલી સ્પષ્ટ હતી તેટલી જ એમની વાત પણ સ્પષ્ટ હતી. અમારા મત પ્રમાણે ઉદ્દામોના આટલા પક્ષોમાં સૌથી સ્પષ્ટ વિચારસરણીવાળો પક્ષ રોયવાદી પક્ષ છે. આ પક્ષ ગાંધીતત્ત્વજ્ઞાનનો સંપૂર્ણપણે ઉચ્છેદ ઇચ્છે છે. ગાંધીજીનું તત્ત્વજ્ઞાન જે એક અખંડ શરીર છે તેના એક અંગનો સ્વીકાર કરી બીજા અંગનો વિરોધ આ પક્ષ કરતો નથી.

એટલે આ વખતની ચૂંટણી સ્પષ્ટ રીતે બે વિચારો વચ્ચેની ખુલ્લી અથડામણ હતી. ઉદ્દામોના મોટા વર્ગે રોયસાહેબને ટેકો નથી આપ્યો એમ મતના આંકડાઓ ઉપરથી અને પ્રસિદ્ધ થયેલાં નિવેદનો

ઉપરથી જણાઈ આવે છે. રૉયસાહેબે એ વિષે પોતાનું દુઃખ પણ પ્રગટ કર્યું છે, અમને લાગે છે કે કે રૉયસાહેબ એ બાબતમાં ખોટા નથી. ગાંધીજીની વિચારસરણી સ્વીકારવી નહિ, અને બીજો એક પણ માર્ગ ન હોવાને કારણે જ માત્ર એમના નેતૃત્વનો સ્વીકાર કરવો, એમાં દેશનું ભલું કે રાજકીય કુનેહ રહ્યાં હોય એમ અમે માનતા નથી. મૌલાનાસાહેબને રાષ્ટ્રપ્રમુખ તરીકે ચૂંટીને ગાંધીજીના નેતૃત્વનો અને વિચારસરણીનો મહાસભાએ જે વિશ્વાસ પ્રગટ કર્યો છે તેમાં માત્ર આટલી જ ખામી રહી ગયેલી છે. આમ છતાં આ ચૂંટણીથી એટલું તો નિશંક સાબિત થયું છે કે કટોકટીની ખરી પળે ગાંધીજી સિવાય કોઈના હાથમાં રાષ્ટ્રનું સુકાન સોંપવાની હિંમત કે શ્રદ્ધા ઉદ્દામોના વિશાળ સમુદાયમાં પણ નથી.

મૌલાનાસાહેબ મુસલમાન છે એ કારણે તેઓ રાષ્ટ્રપતિ નથી બન્યા. એમનો ત્યાગ, તપશ્ચર્યા, તીક્ષ્ણ બુદ્ધિ, રાજકીય પ્રવાહોનું ઊંડું જ્ઞાન અને ગાંધીવિચારસરણી પ્રત્યે એમનો વિશ્વાસ એ એમના રાષ્ટ્રપતિપદની લાયકાત છે. પરંતુ એટલું તો કહેવું જ જોઈએ કે મૌલાનાસાહેબનું વ્યક્તિત્વ હિન્દુ–મુસ્લિમ–પ્રશ્નને સરળ કરવામાં જરૂર ઉપયોગી થશે. મૌલાનાસાહેબ રાજદ્વારી પુરુષ તરીકે જેટલા મહાન છે, તે કરતાં ઇસ્લામના એક બંદા તરીકે વધુ મહાન છે. આપણે એવી આશા રાખીએ કે એમનું સમગ્ર વ્યક્તિત્વ દેશના રાજકીય અને કોમી પક્ષો વચ્ચેની કડવાશ દૂર કરવામાં મદદગાર થાય અને હિંદની આઝાદીની કૂચને આગળ ધપાવે.

## ગાંધી સેવા સંઘ

ગાંધીજીના તત્ત્વજ્ઞાનને અનુસરી સત્ય અને અહિંસા ઉપર મુસ્તાક રહી મુખ્યત્વે રચનાત્મક કાર્ય કરનારી આ સંસ્થા છેલ્લાં સાત આઠ વર્ષથી વધુ પ્રસિદ્ધિમાં આવી છે. મહાસભામાં રાજકીય પક્ષો ત્યારથી જોર પકડવા લાગ્યા ત્યારથી આ સંસ્થાની પ્રસિદ્ધિ વધી છે. સુભાષબાબુ જેવા તો જોરશોરપૂર્વક આ 'સંઘ'ને ગાંધીવાદીઓની રાજકીય સંસ્થા તરીકે જ ઓળખાવે છે અને પોતાના 'પ્રાગતિક પક્ષ'ને પણ એવી જ સંસ્થા ગણાવે છે. એક વખત તો પંડિત જવાહરલાલજીએ પણ આ 'સંઘ'ને મહાસભાના રાજકીય પક્ષોમાંહેનો એક પક્ષ જણાવેલો, જો કે તુરત જ એમણે એ ભૂલ સુધારી લીધેલી, પરંતુ એ ઉપરથી એટલું તો સાબિત થયું જ કે આ સંસ્થાને રાજકીય સંસ્થા તરીકે ઓળખનારો વર્ગ વિરોધીઓનો જ નહિ પણ હિતસ્વીઓનો પણ છે. 'સંઘ'નું બંધારણ અને 'સંઘ'ના જન્મનો ઇતિહાસ એમ કહે છે કે આ રાજકીય સંસ્થા નથી જ. દર વરસે 'સંઘ'નું સંમેલન મળે છે તેના સંપૂર્ણ અહેવાલો જોતાં પણ એમ લાગે છે કે આ તો કર્મયોગી મુમુક્ષુઓનો 'સંઘ' છે. ત્યાં રાજકારણની ચર્ચાઓ નથી થતી એમ નહિ, પણ એ ચર્ચાઓ વ્યક્તિજીવન અને રાષ્ટ્રજીવનનાં બીજાં અંગોની સરખામણીમાં ગૌણરૂપે જ થાય છે. ત્યાંનાં ચર્ચાઓ, નિર્ણયો, વ્યાખ્યાનો જો સમભાવપૂર્વક વાંચવામાં આવે તો પ્રથમપહેલી વખત વાંચનારને પણ ખાતરી થાય કે આ સંઘ રાજકીય પક્ષ નથી. કોઈ રાજકીય પક્ષનું સંમેલન ધારીને રાજકારણમાં રસ ધરાવનાર પ્રેક્ષક ત્યાં ગયો હોય તો જરૂર નિરાશ થઈને જ આવે એવું ત્યાં વાતાવરણ હોય છે. પરંતુ બન્યું છે એવું કે હિંદના રાજકારણમાં મહાન ગણાતા નેતાઓ આ 'સંઘ'ના સભ્યગણમાં છે, એટલે ગમે તેટલા ખુલાસા કરવામાં આવે છતાં લોકોનો એક વિશાળ સમુદાય આ 'સંઘ' રાજકીય પક્ષ નથી, એમ માની શકતો નથી. અધૂરામાં પૂરું ધારાસભાની ચૂંટણી વખતે, અને તે પછી 'સંઘ'નાં રચનાત્મક કામમાં પડેલા સભ્યો પણ રાજકારણમાં આવ્યા એટલે એ લોકમાન્યતા વધુ દૃઢ થઈ. જે વખતે ગાંધીજીએ 'સંઘ'ના સભ્યોને ઉદ્દેશીને કહેલું કે 'સત્ય અને અહિંસાના સિદ્ધાંતની રીતે રાજકારણથી અલિપ્ત રહેવાની કોઈ વાત કરતું હોય તો એ સત્ય અને અહિંસાને સમજ્યો જ નથી સત્ય અને અહિંસાનો ધર્મ મઠવાસી ત્યાગીઓ માટે નથી પણ જીવનના સર્વ ક્ષેત્રોમાં જીવનારાઓ માટે છે' ત્યારે અમે હૃદયથી આનંદ પામેલા. આ ભૂમિ ઉપર ગાંધીજીની પહેલાં ઘણા સંતો ને મહાત્માઓએ અહિંસાને પ્રબોધી છે, આખા

સમાજમાં મહાન પરિવર્તનો પણ કરાવેલાં છે, પરંતુ સત્ય અને અહિંસાને જીવનના સર્વ ક્ષેત્રોમાં વ્યાપક કરવાનું, અને એમ ન થાય તો સત્ય અને અહિંસાના પાલનમાં કચાશ છે એમ કહેનાર તો ગાંધીજી નીકળ્યા છે. ગાંધીજીના તત્ત્વજ્ઞાનની મહત્તા જ એ છે કે જીવનના એક પણ પ્રદેશને એ તત્ત્વજ્ઞાન અસ્પૃશ્ય ગણતું નથી.

ગાંધીજીના આવા અભિપ્રાય પછી 'સંઘ'ના સભ્યો વધુ પ્રમાણમાં રાજકારણમાં ખેંચાવા લાગ્યા. સરદાર વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, જમનાલાલજી, શંકરરાવ દેવ વગેરે નેતાઓ તો હિંદના રાજકારણના સુકાનીઓ હતા જ, પરંતુ એ પછી સ્થળેસ્થળે રચનાત્મક કામનાં થાણાં જમાવીને બેઠેલા 'સંઘ'ના બીજા સભ્યો પણ રાજકારણમાં, એટલે કે ચૂંટણીની હરીફાઈઓમાં, સત્તાનાં સ્થાનો સ્વીકારવામાં અને વ્યાસપીઠ ઉપર આવવામાં આગળ આવવા લાગ્યા. આનું પરિણામ એ આવ્યું કે મહાસભામાં જેમ મતભેદો ને હરીફાઈ જામ્યાં છે તેમ 'સંઘ'માં પણ તેનો આરંભ દેખાવા લાગ્યો. બીજી બાજુ હિંદના આઠ પ્રાંતની સરકારો મહાસભાના હાથમાં આવી હતી. મહાસભાની વડી કારોબારીમાં 'સંઘ'ના સભ્યો અગ્રપદે હતા. ધારાસભા ઉપસમિતિના સરદાર વલ્લભભાઈ પ્રમુખ હતા. એમના હાથ નીચે આઠ પ્રાંતોનું શાસન ચાલતું હતું. આ શાસન નિર્ભેળ અહિંસાના સિદ્ધાંત પ્રમાણે ચલાવવાની શક્તિ મહાસભાના પ્રધાનોમાં કે સરદારમાં ન હોય તો પણ તેઓ 'સંઘ'માં રહી શકે? એવા પ્રશ્નો ઊઠતા હતા. આપણે જાણીને આનંદ પામશું કે આ પ્રશ્ન સરદાર વલ્લભભાઈના દિલમાં જ પહેલો ઊઠ્યો હતો અને એમને મૂંઝવતો હતો. કડક શાસન ચલાવતા સરદારના વિરોધીઓએ એવી અફવા ઉડાવી હતી કે સરદારે 'સંઘ'માંથી રાજીનામું આપ્યું છે. હકીકતમાં એ વાત જુદી હતી. એમને થયા કરતું હતું કે 'સંઘ'માં રહીને એમણે જે નિયમોનો સ્વીકાર કર્યો છે તેનું જો પાલન ન થઈ શકે તો કાં તો 'સંઘ' છોડવો, કાં તો રાજકારણ છોડવું. રાજકારણ છોડવાની એમને ઈચ્છા નહોતી. અહિંસાના પયગમ્બર ગાંધીજીએ પણ કહ્યું કે 'હું એમને રાજકારણ છોડવાની રજા જ ન આપું.' સરદારને નિકટથી જાણનાર જાણે છે કે તેઓ કર્મયોગી છે. અહિંસા એમના દિલમાં ભરી છે, પરંતુ વ્યવહારમાં એનો ઉપયોગ કરતાં કેટલીયે મર્યાદાઓ સ્વીકારવી જ પડે છે. ખુદ ગાંધીજી પણ હજી હિંમતપૂર્વક નથી કહી શકતા કે હિંદનું આંતરબાહ્ય રક્ષણ પોલિસબળ વિના આજે થઈ શકશે.

આ સ્થિતિમાં 'સંઘ'નું વાર્ષિક સમેલન બંગાળમાં મલિકન્દામાં હમણાં મળ્યું. ત્યાં પુષ્કળ ચર્ચાને અંતે જે ઠરાવ થયો તે સુખદ છે કે દુઃખદ તે કહી શકાતું નથી. એ ઠરાવથી 'સંઘ'નું સ્વરૂપ બદલી નાખવામાં આવ્યું છે. નવી કાર્યવાહક સમિતિ સિવાય 'સંઘ'માં હવે કોઈ જ નથી. 'સંઘ'ને રાજકારણથી સર્વ રીતે અલિપ્ત કરવામાં આવ્યો છે. સરદાર, રાજેન્દ્રબાબુ વગેરે હવે 'સંઘ'માં નથી. આ સમાચારથી અમે આનંદ નથી પામી શકયા. સત્ય અને અહિંસાને વરેલી આ સંસ્થા રાજકારણમાં સત્ય અને અહિંસાનું પાલન ન કરી શકવાને કારણે એમાંથી દૂર ખસી ગઈ એ આનંદનો વિષય હોઈ શકે જ નહિ. આનંદ માત્ર એટલો જ છે, સુખદ સમાચાર માત્ર એટલા જ છે કે આ પગલું આત્મનિરીક્ષણ કર્યા પછી ભરાયું છે અને તે કાયમી નથી. 'સંઘ'નું અત્યારનું કામ સત્ય અને અહિંસાની વ્યવહારિક શોધનું છે. સંઘે રચનાત્મક કાર્યમાં પોતાની અખૂટ શ્રદ્ધા પ્રગટ કરી છે, પરંતુ સીધેસીધું એ કામ કરનારી સંસ્થાઓ 'ચરખા સંઘ' 'હરિજન સેવક સંઘ' 'ગ્રામોદ્યોગ સંઘ' વગેરે હોવાથી પોતાનું કાર્ય વિશેષ કરીને સંશોધનનું રાખ્યું છે. આપણે આ પ્રસંગે એવી આશા રાખીએ કે ગાંધીજીએ પ્રબોધેલી અહિંસા આપણા રાજકારણમાં શુદ્ધ રૂપે આચરવાની આપણામાં જલદી શક્તિ આવે અને આ 'સંઘ' રાજકીય ક્ષેત્રમાં પણ માર્ગદર્શન આપી શકે એવી સ્થિતિમાં સત્વર આવી પહોંચે.

## મૂડી અને મજૂરી

આ લખાય છે ત્યારે અમદાવાદ ઉપર ઝઝૂમી રહેલો હડતાલનો ભય દૂર થઈ ગયો છે અને મુંબઈનો ભય પણ દૂર થવાની તૈયારીમાં છે. અમદાવાદનું

મજૂર મહાજન ગાંધીજીના સિદ્ધાંતો પ્રમાણે ચાલે છે એ વાત પ્રસિદ્ધ છે. ગાંધીજી એમ માને છે કે મૂડી અને મજૂરી વચ્ચે ઘર્ષણ હોવું જ ન જોઈએ કારણ કે એ બંને વિના ઉદ્યોગનું સંચાલન અશક્ય છે. તેઓ કહે છે કે મિલના માલિકો પાસે જેમ નાણાં અને કાર્યદક્ષતાના રૂપમાં મૂડી છે તેમ મજૂરોની પાસે પણ મજૂરી અને કારીગરીના રૂપમાં મૂડી છે. મજૂરોએ પોતાને નબળાં ગણવાં જ ન જોઈએ. આ વાત સાવ સાચી છે, પરંતુ એમાં મજૂરપક્ષે સંગઠન ન હોય તો એ વાત એટલી જ ખોટી પણ ઠરે.

અમદાવાદના ઝઘડામાં માલિકોએ છેવટ લવાદ-પંચનો સ્વીકાર કર્યો તેની પાછળ મજૂરોના સંગઠનનું જ બળ હતું. હિંસા અને અહિંસા બંનેની લડાઈમાં સંગઠન અને એકતાની તો જરૂર પડે જ છે તેનો આ દાખલો છે.

અમદાવાદના ઝઘડાના આ નિકાલ માટે સૌને અભિનંદન આપવાં જોઈએ. ખરી રીતે જોઈએ તો માલિકો ઓછા અભિનંદનના અધિકારી છે કારણ કે એમણે છેક છેલ્લી ઘડીએ, મજૂરોની પૂરેપૂરી ખાતરી કર્યા પછી જ લવાદની માગણીનો સ્વીકાર કર્યો અને તે પણ એવી રીતે કે જાણે તેઓ તો આમ પહેલેથી કહેતા હતા. મજૂરો જ નહોતા માનતા.' આ માલિકોએ સ્વેચ્છાએ જ પગારવધારો આપ્યો હોત તો એ કેટલા અભિનંદનને પાત્ર થાત! પણ એવી સ્થિતિની તો અત્યારે કલ્પના જ કરવી રહી છે. જે દિવસે એ સ્થિતિ આવશે તે દિવસે માલિકોને ઉખેડી નાખવાની કોઈ વાત જ નહિ કરતું હોય. આ સ્થિતિ લાવવા માટે ગાંધીજી મથે છે, પણ એવું જણાય છે કે પોતાના તાત્કાલિક હિતના લોભમાં શાશ્વત હિતની આ સ્થિતિ માલિકો નહિ આવવા દે.

## સિંધનું રાજકારણ

છેલ્લા બે મહિનામાં સિંધના રાજકારણમાં અજબ પલટા આવી રહ્યા છે. પ્રધાનમંડળે રાજીનામું આપી દીધું છે, પરંતુ બીજી બાજુ અવિશ્વાસની દરખાસ્ત પ્રમુખના મતના જોરે ઊડી ગઈ છે. રાજીનામું હજી પાછું ખેંચાયું નથી, પણ ખેંચાઈ જશે એમ લાગે છે.

સિંધની આ ડામાડોળ સ્થિતિનું કારણ શું છે? સખ્ખરના રમખાણના પરિણામે જ આમ બન્યું છે? અલાબક્ષ પ્રધાનમંડળનો ઇતિહાસ જાણનાર કહી શકશે કે એમ નથી. આ પ્રધાનમંડળ જે દિવસથી સત્તા ઉપર આવ્યું છે તે દિવસથી લગભગ આ જ સ્થિતિ રહી છે. આમ થવાનું કારણ એ છે કે એની પાસે કોઈ ચોક્કસ કાર્યક્રમ નથી, એટલે પોતાના પક્ષ ઉપરાંત બીજા પક્ષોનો એ સંગીન ટેકો મેળવી શકતું નથી. મહાસભાપક્ષનો ટેકો એને મળતો જ હતો, જ્યાં સુધી એણે મહાસભાનો કાર્યક્રમ અમલમાં મૂકવાની વાતો કરી ત્યાં સુધી. પરંતુ એ કાર્યક્રમ એણે ખરા જીગરથી અમલમાં મૂક્યો જ નહિ. મુસ્લિમ લીગ સાથે તો એને પૂરેપૂરી કડવાશ થઈ ગઈ છે. હિંદુ પક્ષ સાથે એનું જોડાણ હતું, પણ સખ્ખરમાં એણે બતાવેલી લાચારીએ એ સહકાર તોડી નાખ્યો.

આ સ્થિતિનો અંત શી રીતે આવે? અમને લાગે છે કે જો આ પ્રધાનમંડળ મહાસભાના કાર્યક્રમનો અમલ કરે તો એની સ્થિતિ સંગીન છે. હિંદુપક્ષના મોટા ભાગનો મહાસભાપક્ષ સાથે સહકાર છે. અલાબક્ષનો પોતાનો પક્ષ પણ મહાસભાના કાર્યક્રમ પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. માત્ર અંતરાય એક જ આવે છે; વડા પ્રધાનના પોતાના જ શબ્દોમાં કહીએ તો સ્થાનિક મહાસભાવાદીઓ સાથે એમને બનતું નથી. આપણે સૌ જાણીએ છીએ કે સિંધના પ્રધાનમંડળના અગ્રણી સભ્યોએ આજ પહેલાં ઘણી વાર સરદાર તથા મૌલાનાસાહેબની મુલાકાતો લીધી છે. પરંતુ છેવટનું કશું પરિણામ આવ્યું નથી. સરદારે છેલ્લા નિવેદનમાં જણાવ્યું છે કે જે પ્રધાન લોકોના જાનમાલનું રક્ષણ કરશે તેનું સ્થાન સલામત છે. વડા પ્રધાને આટલા ઉપરથી સમજી જઈને મહાસભાપક્ષને સખ્ખરની તપાસ અને બીજાં પગલાંની બાબતમાં ખાતરી આપી એનો વિશ્વાસ મેળવી લેવો જોઈએ.

## બંગાળ પ્રાંતિક સમિતિ

બંગાળ પ્રાંતિક સમિતિએ મહાસભાની કારોબારી સામે ખુલ્લો બળવો જાહેર કર્યો છે તે કોઈ પણ મહાસભાવાદી માટે દુઃખ અને શરમની બીના છે. હિંદના રાષ્ટ્રવાદનો જન્મ બંગાળમાં થયો છે અને જગવિખ્યાત પુરુષરત્નોની ભેટ કોઈ પણ પ્રાંત કરતાં બંગાળે જ હિંદને વધુ આપી છે, એટલે સ્વાભાવિક રીતે બંગાળ પ્રત્યે આપણને માન-આદર ઊપજે જ, પરંતુ સોનાની કટારી ભેટમાં જ શોભી શકે અને એને પેટમાં ખોસી શકાય નહિ તેમ આ બંગાળમાં આજે જે પ્રવર્તી રહ્યું છે તેને ધિક્કાર્યા વિના રહેવાતું નથી. મલિકન્દામાં આગ લગાડવાના અને તોફાન મચાવવાના જે પ્રયાસો થયા તેને ગાંધીજી જેવા ઉદારાત્મા ભૂલી જશે, પરંતુ એથી બંગાળની શરમ ઓછી થશે નહિ, છેવટ જતાં ગાંધીજી ઉપર એક જોડો પણ ફેંકાયો. તેણે બંગાળના આજના માનસને તદ્દન ખુલ્લું કર્યું છે. સબ્ખરના રમખાણ માટે આપણે મુસ્લિમ લીગના પ્રચારને દોષ આપીએ તો આ બનાવ માટે અત્યારની બંગાળ પ્રાંતિક સમિતિને જ દોષ આપવો જોઈશે. લડવાની અને વિરોધ કરવાની તમામ મર્યાદા એ સમિતિએ આજ છોડી દીધી છે. શરદબાબુ અને સુભાષબાબુનાં નિવેદનો મહાસભાને ઠોકરે ઉડાવતા હોય એટલા ગર્વ અને હુંકારથી ભરેલાં છે. આ નિવેદનો સામાન્ય મહાસભાવાદીને ભાન ભુલાવે એમાં નવાઈ નથી. સુભાષબાબુ ભલે ને બંગાળને ગમે તેટલું ફુલાવે, પરંતુ તેઓ જે તાલીમ આપી રહ્યા છે તેમાં તો વિનય કે મર્યાદા નથી જ રહ્યાં. ગાંધીજી અને બીજા નેતાઓનો વિનય કરજો એવું નિવેદન એમને બહાર પાડવું પડ્યું એ જ બંગાળની નબળાઈ પ્રગટ કરે છે, પરંતુ એ નિવેદને કશો જ અર્થ સાર્યો નથી અને સુભાષબાબુના અનુયાયીઓએ એમના શિક્ષણને ચરિતાર્થ કરી બતાવ્યું છે.

બંગાળના આ બનાવ માટે અમે સૌની સાથે અમારાં દુઃખ અને અફસોસ પ્રગટ કરીએ છીએ.



## નિરાશા !

( અંજનીગીત )

મોજાંને સમદરતટ લડવું,<br>
આકાશે અણધાર્યું ચડવું,<br>
શશિ-આલિંગન કાજ ઊછળવું,<br>
આખર આથડવું ?

શૈશવને યૌવન સાંપડવું,<br>
આશાનાં અમ્બુદસહ ભળવું,<br>
જીવનને મૃત્યુતટ લડવું<br>
આખર આથડવું ?

વેણીભાઈ જ. પુરોહિત

# અવલોકન

'ચા'

૧૦૯ નંદિતા—લેખક: શ્રી. સુરેશ ગાંધી: પ્રકાશક: નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ; પાકા પૂઠાનું મૂલ્ય રૂપિયો દોઢ.

શ્રી. સુરેશ ગાંધીનો 'આરતી' નામે એક વાર્તા-સંગ્રહ આ પહેલાં પ્રગટ થઈ ચૂક્યો છે. આ વાર્તાસંગ્રહમાંની ઘણીખરી વાર્તાઓ છૂટક રીતે સામયિકપત્રોમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે.

શ્રી. સુરેશ ગાંધીનાં લખાણોમાં વિશેષ રીતે તરી આવે છે, અને આ સંગ્રહની વાર્તાઓમાં પણ જે તત્ત્વ જોરદાર રીતે વહે છે, તે તેમની વિશિષ્ઠ ભાષા-લઢણ. આ ભાષા બંગાળી સમાજને અનુરૂપ છે. અને આ વસ્તુ સાથે સમાજની હર્ષ, શોક, વેદના આદિ સ્થિતિઓ વાર્તામાં સ્ત્રીપાત્ર દ્વારા ગૂંથાય છે, એટલે વાર્તાઓ શરદ્‌બાબુની કૃતિઓનું નાનું પ્રતિબિંબ જ લાગે. આ વાર્તાઓમાં કૃષ્ણાની મા, પાર્વતિ અને નંદિતામાં રસ અને વાસ્તવિકતાનો અંશ ઓછો લાગે છે, તેમાં કેવળ ભાવના જ સપાટી પર તરતી દેખાય છે. પરંતુ શ્યામા અને પાદુકાપ્રાપ્તિ જેવી વાર્તાઓ ખૂબ રસ અને જિજ્ઞાસાપ્રેરક છે. એમાં કાવ્યમય ભાવો હોવા છતાં વાસ્તવિકતાની ઊણપ નથી દેખાતી. લેખકની સફળતા આ વાર્તાઓમાં ઘણી ઉચ્ચ રીતે દેખાય છે. આ સિવાય બીજી પણ વાર્તાઓ છે જેમાં પ્રસંગની જમાવટ, ઘટનાનો પલટો અને ચિત્રવર્ણન પ્રસન્ન કરી દે તેવાં છે.

જોડણીની ભૂલો ઘણી રહી છે. 'નક્કી' જેવો શબ્દ એકથી વધુ વાર 'નક્કિ' છપાયો છે. એને નજરચૂક ગણીએ તો પણ જોડણીના નિયમોનું સામાન્યપણે પણ ધ્યાન રખાયેલ જણાતું નથી.

૧૧૦ બુદ્ધના બોલ—લેખક શ્રી. 'પંકજ'. પ્રકાશક: મેસર્સ દેસાઈ નાયકની કંપની, નાણાવટ, સુરત, મૂલ્ય રૂપિયો ૧.

બુદ્ધસમયની અઢાર વાર્તાઓનો આ સંગ્રહ છે. સામાન્ય જનતાને આ વાર્તાઓ જરૂર રસિક અને બોધપ્રદ થઈ પડશે. એકસો ચોપન પાનાં અને કાચા પૂઠાંની ચોપડીનું સવા રૂપિયો મૂલ્ય ઘણું વધારે છે. મુદ્રણ પણ સારું નથી.

૧૧૧ જીવનનિર્વાણ—લેખક શ્રી. 'ચિરંતન', પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય પાકા પૂઠાનું બે રૂપિયા.

રાષ્ટ્રિય જાગૃતિનાં આંદોલનો ઝીલીને લેખકે આ નવલકથા પ્રથમ હિંદીમાં લખી પણ હિંદીમાં તે પ્રગટ થાય તે પહેલાં તેઓ તેનો ગૂજરાતી અનુવાદ કરીને ગૂજરાતી વાંચકોને આપે છે. ગૂજરાતીઓમાં રાષ્ટ્ર-ભાષાપ્રેમનાં ઘણાં ચિહ્નો દેખાય છે તેમાં ગૂજરાતી લેખકોનાં હિંદી પુસ્તકો ખાસ ધ્યાન ખેંચે છે. પરંતુ તે સામે એક ભય તરફ આંગળી ચીંધવામાં આવે કે એ લેખકો ગૂજરાતી ભાષાને છેહ આપે છે તો ખોટું નહિ ગણાય. આ પુસ્તકના પ્રસ્તુત અનુવાદમાં ઘણા હિંદી પ્રયોગો આવી ગયા છે. 'ઊંચે આવવાના' ના અર્થમાં 'ઉપર ઊઠવું' પ્રયોગ તો વારે વારે વપરાયો છે. ભાષામાં લઢણ ભલે વાર્તાપ્રદેશની ભાષાનું હોય પણ તેથી જે ભાષામાં વાર્તા વ્યક્ત થતી હોય તેમાં ખોટા શબ્દો કે વાક્યપ્રયોગો ન આવવા દેવાય.

નવલકથા લેખે આ વાર્તા જરા યે જુદી ભાત પાડનારી નથી. રાષ્ટ્રવિરોધી માનસના જમીનદારનો દેશભક્ત પુત્ર, તેનાં કાર્યો અને વચ્ચે વણાતી પ્રેમવાર્તા એ સામાન્ય વસ્તુ છે. વાર્તાની વચમાં વારે વારે આવતા નિબંધાત્મક વાક્યો અને ઘણે ઠેકાણે તો લાંબી લાંબી કંડિકાઓ આવવા દેવી એ કાંઈ સારું લાગતું નથી. એ કંડિકાઓને મૂકવી જ હોય તો એની બીજી રીતો પણ હોય જ છે.

પરંતુ એક વાતનો સંતોષ છે કે છેક કલકત્તામાં રહ્યા એક ગૂજરાતી જુવાનને હાથે શુભ હેતુથી સાહિત્યનું સેવન થાય છે. વાર્તામાં પ્રેમવાર્તા હોવા છતાં, તેનો અંત પણ એમાં જ આવતો હોવા છતાં તે સંયમમાં રહીને ચાલે છે અને પ્રધાન વસ્તુ રાષ્ટ્ર-સેવા જ રહે છે, એ વસ્તુ સામાન્ય વાંચકોને માટે હિતકર છે.

૧૧૨ **શ્રી સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી લેખસંગ્રહ.** પ્રકાશકઃ મંત્રી, કર્પૂરવિજયજી સ્મારક સમિતિ. ગોપાળભવન. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

૩૨૦ પાંનાંના આ લેખસંગ્રહની કિંમત માત્ર પાંચ જ આના તે પડતર કિંમત કરતાં અર્ધી કરતાં યે ઓછી છે, લેખોમાં આધુનિક રાષ્ટ્રીય વિચારો પણ ઝિલાયા છે. સદ્‌ગત મુનિશ્રી કર્પૂરવિજયજી સદ્‌ગુણપ્રેમી હતા, તેમના સદ્‌ગુણપ્રેરક લેખોમાંથી ગરીબ વાંચકો પણ સદ્‌ગુણને ઝીલે તે માટે કિંમત ઓછી રાખી છે.

૧૧૩ **લોકપોથી**–ગૂજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિની આ પોથીએ પોતાની બે આવૃત્તિની કુલ મળી ત્રીસ હજાર નકલો ચાર મહિનામાં વેચી નાખી, આ ત્રીજી આવૃત્તિની વીસ હજાર નકલો નીકળી છે.

**કુસુમ**–પૂનાનું આ ચારમાસી પત્ર ત્યાંથી ગૂજરાતની સંસ્કારિતાનો પડઘો આપણને સંભળવાતું બે વર્ષ પૂરાં કરે છે. એના પહેલા અંકમાં ગૂજરાતના શ્રેષ્ઠ ગણાતા લેખકોનાં કાવ્યો, વાર્તાઓ, લેખો હતાં તે આ છેલ્લા અંકમાં પણ છે. અમે એની પ્રગતિ ઇચ્છીએ છીએ.

**વાંકાનેર બંધુ હિતવર્ધક સમાજ** નો ૧૯૩૮–૩૯ નો હેવાલ–વાંકાનેરની આ એકમાત્ર જાહેર સંસ્થાએ આ વર્ષે વધુ પ્રગતિ બતાવી છે. એમ આ હેવાલ કહે છે.

૧૧૪ **દંતપ્રકાશ**—લેખકઃ અને પ્રકાશક ડૉ. કેખુશરૂ દોરાબજી છીલા, ડેન્ટલ ક્લિનિક, નવસારી.

દાંત વિષયક આ લેખકનાં આ અગાઉ ૨૧ પુસ્તક–પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂક્યાં છે. દાંતના પ્રકાશને ખીલવવાનો ઉપદેશ આપતું આ એમનું બાવીશમું પુસ્તક. ભાષા સાદી અને ગમ્મતી છે, પ્રજાના દાંત સારા રહે તેવી લેખકની ઉત્કટ ઇચ્છા એમના લખાણમાં દેખાય છે. પરંતુ એક વસ્તુ કહેવાનું મન થાય છે કે દાંતને સાફ કરવા એમણે જે પરદેશી ક્ષારયુક્ત વસ્તુઓ સૂચવી છે તેને બદલે દેશી અને સસ્તી વસ્તુઓ (દા. ત. મીઠું અને કોલસો, અમુક જાતનું દાતણ કે લીંબુનો રસ) સૂચવી હોત તો લોકોને વધુ સરળ થાત.

૧૧૫ **શાકભાજીની વાડી**—લેખક અને પ્રકાશકઃ સોમાભાઇ કિશાભાઇ પટેલ, સુણાવ (આણંદ થઇને). મૂલ્ય રૂા. એક.

આંગણામાં જેને થોડી જમીન હોય કે ઘર પાછળ જેને વાડો હોય અને પાણીની સગવડ હોય તેવા લોકોએ સુંદરતા અને ઉપયોગિતા માટે નાનો સરખો પોતાનો બાગ બનાવવો જોઈએ. એવાઓને ખૂબ ઉપયોગી થઈ પડે તેવાં આ ચોપડીમાં ૬૦ જેટલાં ફળ અને શાકભાજી, ટૂંકમાં તેમના ગુણદોષ અને તેને કેમ વાવવાં, કયા વખતે શું વાવવું, વાવણીનું જતન કેમ કરવું, વધુ પાક કેમ ઊતરે, સાચવવું કેમ, ઈત્યાદિ બાબતોની જરૂરજોગી હકીકત અને કોઠાઓ ઇત્યાદિ વિગત સાથે સૂચવેલ છે. પુસ્તકને સારું ઉપયોગી બનાવવા પ્રયત્ન થયો છે.

૧૧૬ **નફાકારક હુન્નરો**—(ભાગ બીજો)–સંપાદક અને પ્રકાશકઃ મૂળજી કાનજી ચાવડા; સિનુગરા, અંજાર–કચ્છ, મૂલ્ય બે રૂપિયા.

વિધિવિધ જાતની શાહીઓ, પશુઓના અને મનુષ્યોના જુદા જુદા નાના મોટા રોગોની દવાઓ, સૌંદર્ય-પ્રકાશક વસ્તુઓ, સુગંધી અગરબત્તીઓ, તેલો, અત્તરો મુખવાસો, દંતમંજન, સાબુ વગેરે બનાવવાની રીતો અને રેણ કરવું, સુકવણી કરવી, મોજાંનો ઉદ્યોગ, બીડીનો ઉદ્યોગ, ફિનાઈલ-વાર્નિશ વગેરે બનાવવાની રીતો, બાજરી, ખારેક, કપાસિયા વગેરેનાં વાવેતર ઇત્યાદિ વિષે દોરવણી આપતા વિધવિધ લેખકોના લેખો અને પ્રયોગોનો આ પુસ્તકમાં ઉપકારક દૃષ્ટિએ સંગ્રહ કર્યો છે. 'વેચાણકલા'ના લેખો સારા છે.

૧૧૭ શરદ્‌બાબુની બાલ વાતો—અનુવાદક: શ્રી. રમણલાલ સોની. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.

આમાં પુષ્કળ ચિત્રો સાથે પાંચ વાર્તાઓ છે, જેને બાળવાર્તા નામ આપેલું હોવા છતાં ભાષા અને ધ્વનિ લેખે તે કિશોરને જ યોગ્યછે. ગૂજરાતી અનુવાદ બંગાળી ભાષાની છબી જ છે; એ પ્રયત્ન અનુવાદકની બંગાળી ભાષાની હાર્દપિછાનને પ્રગટ કરે છે પણ તે ગૂજરાતીપણું ગુમાવી બેસે છે. જે શબ્દપ્રયોગો બંગાળી બાળકોને કદાચ સહજ જણાતા હશે તે ગૂજરાતીમાં તો બહુ ભારે લાગે છે.

વાર્તાઓમાં 'લાલુ'એ એક છોકરાનાં ચાલાકીભર્યાં તોફાનોની રસિક વાત છે અને 'વાટપાડુની વાત' લૂંટારાની લૂંટ પાછળનું કારણ બતાવીને તે પ્રત્યે કરુણાદૃષ્ટિ શીખવે છે. એ વાર્તાઓ બહુ સારી રીતે કહેવાઈ છે તેમ નથી લાગ્યું. 'દેવઘરનું સ્મરણ' એક ગરીબ કૂતરાની સરસ વાત છે. બાકીની વાર્તાઓનો તો હેતુ જ સમજાતો નથી. પણ પુસ્તકની ઉપયોગિતા તો બાલભોગ્ય ભાષામાં લખાયેલ શરદ્‌બાબુની જીવનઝરમર છે. બાળકોને એમાંથી ઘણું મળશે.

૧૧૮ વિજ્ઞાન વિનોદ—લેખક : નવલકાંત નેમચંદ ભાવસાર. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ. મૂલ્ય પાંચ આના.

ટ્રામ, મોટર, ટેલિફોન, વીજળી, સિનેમા અને અવાજ એટલી બાબતો સાદી વૈજ્ઞાનિક સમજ આપીને રસિક રીતે સમજાવવામાં લેખક સફળ થયા છે.

૧૧૯ ગરવી ગૂજરાત—લેખક રસિકલાલ જ. જોષી, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ, મૂલ્ય સાત આના.

મધ્યકાલીન ગૂજરાતના ઈતિહાસની છ વાર્તાઓ કિશોરોને માટે લખાયેલ છે તેની આ બીજી આવૃત્તિ છે.

૧૨૦ ઉપેન્દ્રની આત્મકથા—અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ; પ્રકાશક : શ્રી. સારસ્વી પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય રૂા. દોઢ.

૧૯૦૬ થી ૧૯૧૮ સુધીની આપણી રક્તરંગી ક્રાન્તિનો યુગ આપણા સ્વાતંત્ર્યયુદ્ધનું કદી ન ભૂંસાય તેવું બલિદાનનું પ્રકરણ છે. ઘણા જુવાનોએ એમાં ભાગ ભજવ્યો તેમાં એક આગેવાન તે શ્રી. ઉપેન્દ્રે લખેલી પોતાની આત્મકથાનો આ અનુવાદ છે. અનુવાદ ઘણો સરસ છે અને મૂળને ખૂબ વફાદાર છે. લેખકની રમૂજી શૈલીનો આપણને આમાંથી પૂરો આસ્વાદ મળી રહે છે.

સાથે હિંદના વિપ્લવવાદનો ટૂંક ઈતિહાસ છે. તે વાંચવા જેવો છે એમાંથી આપણા જુવાનોની બુદ્ધિશક્તિનો પરિચય મળે છે શ્રી. ઉપેન્દ્રના બે ઈતરવિષયક લેખો છે તેમાંથી ૧૯૨૨ માં ગાંધીજી પકડાયા અને છ વર્ષની સજા પામ્યા તે પ્રસંગે એમણે જે લેખ લખ્યો તે વાંચવા જેવો છે.

૧૧૭ બાપૂ—લેખક : શ્રી સિયારામશરણ ગુપ્ત; પ્રાપ્તિસ્થાન : સાહિત્ય પ્રેસ, ઝાંસી; મૂલ્ય આઠ આના.

'બાપૂ'ના લેખક હિન્દી સાહિત્યજગતમાં અપરિચિત નથી. એક પછી એક એમની સાહિત્યકૃતિઓ પ્રગટ થતી જ રહે છે. એમની ભાષા સુંદર, હૃદયંગમ અને આકર્ષક હોય છે. એમના વિષયો સ્વયંચમત્કૃતિપૂર્ણ જ હોય છે. પ્રસ્તુત પુસ્તક પણ એવું જ સુંદર છે. 'ગાંધી બાપુ' વિષય હોય અને શ્રી. સિયારામ શરણ જેવા કવિ હોય એટલે એ પુસ્તક પોતે જ આકર્ષિત સાબિત થઈ જવા બસ છે. ગૂજરાતમાં કવિ શ્રી ન્હાનાલાલે જે કલ્પનાનાં મધુર ઉડ્ડયનો 'ગૂજરાતના તપસ્વી'માં કર્યાં હતાં, લગભગ એ શૈલીએ પરંતુ નમ્રતા અને ભક્તિથી નીતરતું આ કાવ્ય એવું જ મધુર છે. પ્રસાદગુણથી ઓતપ્રોત આ કાવ્ય અવિરત ધારાપ્રવાહમયી કવિતાના રૂપમાં અબાધિત ગતિથી વહેતું નવનવાં ગુણતીર્થોનું દર્શન કરાવતું ચાલે છે. 'लेकर लघुत्व में महत् प्रभूत' એ બાપુ વિષે કવિએ રચેલી પંક્તિ જેવું જ આ પુસ્તક છે. બાપુની ભક્તિગંગા વહેવડાવતી આ કવિતામાંથી જે ચાહે તે ચાંગળું પાણી પી શકશે. કોઈ તો એમાં ડૂબકીઓ ખાતાં પણ ધરાશે નહિ.

—શ્રી. સુરેશચંદ્રજી

# નવા પ્રોફેસર

સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

એ દિવસનાં એનાં પરાક્રમ .....! તોબા! એનાથી તો ભણવામાં ઢ એટલે ઉધમાતનું જોર બહુ. ભણવાથી કંટાળીને તોફાન કરનારા તો ઘણા હશે પણ એના જેવો ખુરાંટ તો કોઈ જ નહિ હોય. વખત — કવખત કંઈ જુવે જ નહિ ને. — પછી ભલેને સારામાં સારું લેક્ચર હોય! જરાક તક મળી કે કંઈ બોલ્યો જ સમજો. અને દરરોજ એના તોફાનના એક અંગ રૂપે જ્યારે એ 'મેઇડન સ્પીચ' (પ્રથમ ભાષણ) કરે ત્યારે તો એ કમાલ કરી નાંખે. અભ્યાસને લગતા પ્રશ્નના જવાબમાં એક નાનામાં નાનું વાક્ય બોલતાં પણ જેને સાતપાંચ થાય, એની જીભ તોફાનની બાબતમાં આટલી બધી છૂટી શી રીતે થતી હશે એ તો મને હજી ય સમજાતું નથી. અને તેમાં ય જો કોઈ નવોસવો પ્રોફેસર હાથ ચઢી ગયો તો ખેર નથી પ્રોફેસરની કે એના પંજામાંથી છૂટી શકે. શારીરિક પ્રતિભા, વાણીની છટા, વિષયની ગહનતા, હાસ્યનો ભંડાર ને કટાક્ષોની પરંપરા એ બધું ય ભલેને એની પાસે હોય; પણ એને તો........પત્થર પર પાણી. નવા પ્રોફેસરના ભાષણને લાગ શોધીને હાસ્યાસ્પદ ન બનાવે તો તો પછી એ ઉસ્તાદ શાનો?

તે દિવસે એ નવાસવા જ આવેલા, — બીજા સત્રની શરૂઆતમાં જ. ઉનાળાની રજા હોત તો જુદી વાત. પણ આ તો હતી દિવાળીની. તમે ભલે ન માનો, પણ આનંદ અને ઉત્સવના પ્રસંગો તમને અમુક અંશે ઉદ્ધત બનાવે છે એ ચોક્કસ. દિવાળીના ઉત્સવદિનોએ અમારામાં, હા, હા, મારામાં પણ — અમારા બધાયમાં કૈંક આળસ, કૈંક ઉદ્ધતાઈ ને કૈંક મસ્તીનું સિંચન કર્યું હતું. તેમાં ય વળી સત્રની શરૂઆત ને......પ્રોફેસરની બદલી. અમારી મસ્તીને એક સરસ ઓક મળી ગયો.

કોણ જાણે કેમ પણ દુનિયામાં અમુક માણસો પ્રત્યે આપણને અકારણ તિરસ્કાર હોય છે. આ તો વ્યક્તિગત વાત થઈ. પરંતુ ઘણીવાર અમુક માણસો ભેગા થઈને કોઈ એક જ વ્યક્તિ તરફ અકારણ તિરસ્કાર કેળવે છે. અને વિદ્યાર્થીઓની સંસ્થા આ બીજા વર્ગમાં આવે છે.

તે દિવસે પહેલવહેલો જ્યારે એમણે વર્ગમાં પગ મૂક્યો ત્યારે — એમના પ્રથમ મુખદર્શને અમારા મનમાં કોઈ એવી અસર, કોઈ એવી લાગણી પ્રગટ થઈ કે જેનું પરિણામ માત્ર તિરસ્કારમાં જ આવે. લાંબું તીણું નાક ને અધમીંચી આંખો, ઉભું હોળેલ માથું ને ઝીણી મૂછો, ફુટબોલ ફુલ્યા ગાલ વચ્ચે સંતાઈ જતા હોઠ ને તંગ-તંગ કપડાંમાંથી ઉપસી આવતું પેટ એ બધું જોયું ન જોયું ત્યાં તો પાછળથી એ બોલી ઉઠ્યો — "અરે વાહરે દિક્ષિત વાહ! વાહ હાર્ડી સા'બ વાહ!"

હું ચોક્કસ કહું છું કે સ્વપ્ને ય જેટલી ફીલ્મો તમે નહિ જોઈ હોય એથી યે ત્રણ ગણી ફીલ્મો એની સગી આંખે એણે જોઈ છે. અને લોરેલ-હાર્ડી કે ઘોરી-દિક્ષિતના નામથી તો અમે પણ અજાણ નહોતા જ. અને પ્રોફેસર પણ કાંઈ આફ્રિકાના જંગલમાંથી થોડા જ આવ્યા હતા કે ઘોરી-દિક્ષિત કે લોરેલ-હાર્ડીને એ ન ઓળખે! એટલે હજી તો એ વ્યાસપીઠ પાસે પહોંચ્યા પણ નહોતા ત્યાં વર્ગ આખો હસી ઊઠ્યો.

એ દિવસનો અમારો હાસ્યધ્વનિ બિચારા એ પ્રોફેસરને તો 'ભૂત રડે ભેંકાર' જેવો જ લાગ્યો હશે. અને વિદ્યાર્થીઓ પણ વિફરે ત્યારે એમનામાં ને ભૂતાવળમાં ઝાઝો ફેર રહેતો નથી — સિવાય કે એ બધા સ્થૂળ દેહધારી હોય છે જ્યારે ભૂતાવળ

કદાચ એમનું જ — કદાચ સૃષ્ટિ સમસ્તનું — અમૂર્ત સ્વરૂપ હોય છે.

પાંચેક મિનિટને અંતે અમારું હાસ્ય શમ્યું ને એમની વાગ્ધારા છૂટી. કૈંક ગોળીનાં પાણી પીને રીઢા થએલા માણસની જેમ "તમને મળતાં ખૂબ આનંદ થાય છે; ખૂબ ખુશી થાઉં છું." એવું એવું કંઈ જ ન કહેતાં એમણે તો ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું કે અમારા કોઈ પણ જાતના તોફાનથી એ જરા પણ ડરનાર નહોતા તેમજ આજ પછી આવું તોફાન એ કદી પણ સહન કરે તેમ નહોતા.

અને એમની સહનશક્તિનું માપ કાઢવા મથતો હોય તેમ — "તમારા જેવા તો મેં કૈંક જોઈ નાંખ્યા છે. — અરે ! ધોળીને પી ગયો છું." એમ પુરૂં એ બોલી રહે તે પહેલાં તો પાછળથી "રણછોડ...રા...યકી...જે......"નો પ્રચંડ ધ્વનિ વર્ગના ખૂણે ખૂણે ગાજી રહ્યો. અને ચબરાક પ્રોફેસરની અધમીંચી આંખો તરત જ રણછોડજીના એ ભક્તને શોધવા ઘૂમી રહી. અને પ્રોફેસર વિફર્યા એમ જાણી છોકરાઓમાં પણ તત્ક્ષણ શાંતિ છવાઈ ગઈ. પરંતુ મિનિટ–અર્ધી મિનિટની એ શાંતિએ પ્રોફેસરની સંશોધક તરીકેની નિષ્ફળતા પુરવાર કરી આપી. એટલે ફરી પાછો ઘોંઘાટ મચી રહ્યો. એ તો ન જ પકડાયો. અને પકડાય એવો હતો પણ ક્યાં ? ત્યારે રણછોડજીના ભક્તો પણ રસ્તે રખડતાં ઠીકરાં થોડાં જ છે કે જેની તેની અડફેટે અથડાય ! પ્રોફેસરની મૂંઝવણનો પાર ન રહ્યો. શું કરવું એ વિચારમાં હજી તો એ ઊભા હતા ત્યાં તો વળી પાછો એ બોલી ઊઠયો — "ક્યોં જી ! કીસકો ખોજતે હો ? મજનૂકી લયલા યા લયલાકા મજનૂ ?" અને વળી પાછો નફ્ફટ હાસ્યનો ધ્વનિ બીજી વાર વર્ગને ખૂણે ખૂણે ફરી વળ્યો.

હવે તો એમનો મિજાજ જરાયે કાબુમાં રહે તેમ નહોતું. પરંતુ પહેલે જ દહાડે નામ કાઢવાની એમની વૃત્તિ ન હોવાથી ઝડપથી મુખમુદ્રા બદલતાં જ્યારે એક આછું — ધીરૂં હાસ્ય એમણે કર્યું ત્યારે તો એ એવા બની ગયા ! બરાબર પા કલાક સુધી આખાયે વર્ગે પછી તો હસ્યા કર્યું — બસ હસ્યા જ કર્યું, હસ્યા જ કર્યું. પ્રસંગ વગરનું હાસ્ય — અકારણ હાસ્ય — આટલો સમય ટકી જ કેમ શકે એના જ વિચારમાં એ તો મૂઢ જેવા ઊભા રહ્યા. વર્ષોના પરિચયને પરિણામે જે હાસ્ય મનુષ્ય કરી શકે છે એવું જ કોઈ હાસ્ય કરીને વિદ્યાર્થીઓને જીતી લેવાને ઈરાદે જે હાસ્ય એમણે કર્યું...એનો આવો ભયંકર આવો નફ્ફટ — આવો ભાવહીન પડઘો પડશે એવું તો એમણે નહોતું જ ધાર્યું. અને એ તો પ્રત્યેક પ્રોફેસર જાણે છે કે, જેમ મનુષ્ય, તેમ વિદ્યાર્થીઓ પણ માત્ર બે જ રીતે વશ થાય — કાં ડરથી, કાં પ્રેમથી. પરંતુ દુર્ભાગ્ય તો એ છે કે કોઈ પ્રોફેસર માત્ર ડરથી જ અમને વશ કરવા પ્રયત્ન કરે છે તો કોઈક વળી માત્ર પ્રેમથી અમને જીતી લેવા મથે છે. ખરૂં જોતાં તો એ બન્ને ભૂલ કરે છે. બેહદ ધાક જો તિરસ્કાર ઉપજાવે છે, તો અનહદ પ્રેમથી મનુષ્ય માથે ચઢી વાગે છે. અને માટે જ ધાક અને પ્રેમની નીતિ પ્રોફેસરોએ વારાફરતી અજમાવવી પડે છે.

અમારા નવા પ્રોફેસરે પણ જોયું કે ધાક–ધમકીને છોકરાઓ નમતું આપે એવા નથી, ત્યારે એમણે એક મીઠું — સૌમ્ય — શાંત હાસ્ય કર્યું. પરંતુ કૃત્રિમ હાસ્ય કદી અછતું રહેતું નથી અને વિદ્યાર્થીઓ એથી રીઝાતા નથી. એટલે અમારી મસ્તીને તો ઉલટ વેગ મળ્યો. એક પછી એક દરેક વિદ્યાર્થી રંગમાં...આવવા લાગ્યો ને તરેહતરેહનાં વાક્યો બોલી, પ્રોફેસરને ભોગે મજા માણતા, વર્ગના રંજનસમારંભમાં પોતાનો ફાળો આપવા લાગ્યો.

પણ હવે તો પ્રોફેસરને લાગ્યું કે મર્યાદા આવી ગઈ એટલે એમની આંખો ચાર થઈ: — ને વિદ્યાર્થીઓએ પણ માઝા મૂકી. તેમાંય વળી વાતાવરણ સહેજ અનુકુળ થતાં તરત જ એ તો બોલી ઊઠયો. "રે હું - મારા લૈં ! ડોળા હું કાઢો ડોળા ?" પ્રોફેસરે ભાંગ્યુંતૂટયું 'સાંભળ્યું ને એમણે ડોળા કાઢવા ઉપરાંત મુઠીઓ વાળી. બસ ! એને તો એ જ જોઈતું હતું. પાટલી પર સ્હેજ મોં નમાવી, આગળ બેઠેલા વિદ્યાર્થીની પીઠનું ઓઠું લઈને, કોઈ લશ્કરના સેનાપતિની અદાથી, જોરથી એ તાડુકી ઊઠયો. —

"હોં........શ્યાર. .........રૂફૂ જઆવ!" ને વળી પાછું એ હાસ્ય ગાજી ઊઠ્યું.

ચોતરફ દારૂગોળા વરસતા હોય ને માણસ જેમ ભયથી — બીકથી — ત્રાસથી કંપી ઊઠે, તેમ પ્રોફેસર પણ ખરેખર ધૂંધવાતા — ફૂંફવાતા કોઈ વણમાગી સહાયની આશામાં ઊભા રહ્યા. ચક્કરવક્કર ફરતી એમની આંખોમાં કોઈ અકથ્ય વિહ્વળતા ભરી હતી. ધરતી માગ દે તો સમાઈ જવાની વૃત્તિ એમને થઈ હશે કે કેમ એ તો એ જાણે; પરંતુ ક્યારે પોણો કલાક પતી જાય ને ક્યારે ઘંટ વાગે એવી વૃત્તિ તો એમને જરૂર થઈ હશે. એક અખાડિયનની અદાથી મુઠ્ઠી વાળેલો હાથ......એમણે આંચકાભેર અદ્ધર ઊંચક્યો — પણ આ કોઈ કુસ્તી-દંગલનું મેદાન કે અખાડો નથી એવું અભિજ્ઞાન થતાં તરત જ એ હાથ એમણે ટેબલ પર પટક્યો. પ્રોફેસરની રહીસહી સહનશક્તિના છેલ્લા દમથી ભરેલી એ મુઠ્ઠીના ધડાકામાં માત્ર એમની નિરાશાની 'હાય' જ વ્યક્ત થતી હતી. ને છતાં ય ચગડોળે ચઢેલા વિદ્યાર્થીઓ જરા યે રોકાય તેમ નહોતા. બીજાને ભોગે મળતો આનંદ કોને ન ગમે? અને તેમાં ય વળી પ્રોફેસરની રેવડી દાણાદાણ થતી હોય ત્યારે તો શાણામાં શાણો વિદ્યાર્થી પણ એ આનંદ લૂંટે છે.

હવે તો અમને માત્ર એક જ આશા હતી. અને તે એ કે થોડી જ વારમાં મુઠ્ઠીના ધડાકા જેવો એક મોટો બરાડો પ્રોફેસર પાડી ઊઠશેઃ—ને કદાચ લોબીમાં રખડતા પાંચ—પચીશ નાતબહારિયાઓને કે નફફરા દાદાઓને એકઠા કરી મૂકશે. પરંતુ માણસ ઇચ્છે એ બધું જ ઇશ્વર પાર પાડવા દેતો નથી. એ તહોમતનામું કાંઈ સાવ ખોટું તો નથી જ. પ્રોફેસરનો બરાડો સાંભળવાને બદલે પિરિયડ પૂરો થયાનો ઘંટ જ અમે સાંભળ્યો—જાણે પ્રોફેસરનો જ પડઘો! અને અમારા ભાવભર્યા 'આવજો' 'આવજો!' ના ઉચ્ચારને ઝડપથી એક કાનથી બીજે કાન કરતાં એક નાનો શો થેકડો મારીને જ્યારે એ વર્ગમાંથી બહાર સરકી ગયા ત્યારે બે-ચાર પૃથક્કરણકારોએ સમજાવ્યું કે પ્રોફેસરના એ નાનાશા કૂદકામાં બે વસ્તુઓ સમાઈ હતી. — ખીસકોલીનું ચાપલ્ય ને સસલાનો વેગ.

બસ થઈ રહ્યું. નવા પ્રોફેસરની કિંમત અમે આંકી ચૂક્યા હતા. સરકાર તરફથી એકસો ને ત્રીસ અંકાયા છતાં અમારે મન તો એમની કશી જ કિંમત નહોતી.

બીજે દિવસે જુઓ તો અમારો આખો વર્ગ ચિક્કાર ભરાઈ ગયો હતો. નવા પ્રોફેસરનો પિરિયડ બરાબર પહેલો જ—સવા અગિયારનો—હોવાથી રોજના મોડા આવનારાઓ, ઘેર બેસી રહેનારાઓ ને બીજા વર્ગના રખડુઓ, એ બધા ય આજે અમારા વર્ગમાં વખતસર ચુપકીથી ભરાઈ બેઠા હતા. ઘંટ વાગ્યો ને પ્રોફેસર આવ્યા. પણ આ શું? વર્ગમાં પેસતાં જ 'તડડ તડતડ તડ' ના અવાજ સંભળાયા! એક ડગલું આગળ ભર્યું ને તડડ તડ તડ, તડ તડડ તડ તડ' ના અવાજ સાથે એક મોટું તડતડિયું ઊડતું ઊડતું આવીને એમના કોટના ખીસામાં ભરાઈ ગયું. દિવાળીમાં ખરીદેલાં તડતડિયાંના અનામત જથાનો કોકે યથાર્થ ઉપયોગ કર્યો હતો. અને એ પણ એવી રીતે કે એની આ શીઘ્રબુદ્ધિ માટે આપણને માન ઉપજ્યા વિના રહે જ નહિ. ને બીજાં કેટલાં તડતડિયાં હજી પડ્યાં છે એ જોવા પ્રોફેસરે વ્યાસપીઠ પર આંખો ઠેરવી. પરંતુ વેરનારે એટલા ઝીણા ટુકડા કરીને એ વર્યાં હતાં કે પ્રોફેસર એની ગણતરી જ ન કરી શકે. ગઈ કાલે એ સંશોધક તરીકે નિષ્ફળ નીવડ્યા હતા. આજે ફરીવાર સંશોધક ને ગણતરી કરનાર તરીકે એ નિરાશ થયા. અને તેમાં ય વળી નીચા નમીને જેવાય કે હાથથી વીણી લેવાય તેમ તો હતું જ નહિ. કારણ કે એમાં તો પ્રોફેસર તરીકે એમની પદવીને લાંછન લાગવાનો સંપૂર્ણ સંભવ હતો. એટલે બૂટ ઘસીને ફોડવાને ઇરાદે કે બધાં તડતડિયાંને વ્યાસપીઠના એક છેડાથી બીજા છેડા સુધી પણ નીચે નાખી દેવાને એ બધા ટુકડાઓ નીચે નાંખવાનો પ્રયત્ન જ્યારે એમણે કર્યો ત્યારે 'તડડ તડ તડ, તડ તડડ તડડ' નું સુંદર સંગીત ગુંજી ઊઠ્યું. અમને તો હસવાનું મળ્યું.

પરંતુ અમારી હાહા-હીહી કે ખાખા-ખીખી વૃત્તિ પર મૂંગો તિરસ્કાર વ્યક્ત કરતું એક હાસ્ય કરીને કોઈપણ જાતની આડીઅવળી વાતે ચડ્યા વિના સીધેસીધા ૧૮૫૭નો બળવો, મહારાણીનો ઢંઢેરો, કાનપુરની કતલ ને અંગ્રેજોના અત્યાચારો વગેરા વગેરા પર વ્યખ્યાન આપવું એમણે શરૂ કરી દીધું. અમારો ઘોંઘાટ તો હજી શમ્યો જ નહોતો; છતાં એ તો એમના નિશ્ચયમાં મક્કમ હતા ને રીતસર શાંતિપૂર્વક બોલ્યે જતા હતા. હસવા પરથી ધીરેધીરે અમે અભ્યાસ તરફ વળ્યા ને શાંતિ છવાતી ગઈ. પરંતુ છેક છેલ્લી પળે, જ્યારે વર્ગનો ઘોંઘાટ શમી જવાની તૈયારીમાં હતો ત્યારે,...વર્ગના છેલ્લા બારણેથી ઘોડાના હણહણાટને મળતા હાસ્યધ્વનિ સાથે એ અંદર...દાખલ થયો. એ એટલે ના સમજ્યા? પેલો નામચીન તોફાની. કુતરાંને માટે ભસવું એ જો ચેપી રોગ મનાય છે તો મનુષ્યના હાસ્યનું પણ એમ જ છે. એટલે અમે પણ—આખો વર્ગ—એના હાસ્યથી હસી ઊઠ્યા. એક ઘડીક તો... પ્રોફેસરના હોઠ પણ મલકીને અમારા હાસ્યનો પડઘો પાડી રહ્યા. પણ બીજી જ પળે આવું અમર્યાદ હાસ્ય ઉપજાવવાનું કારણ પ્રોફેસરે પેલાને પૂછ્યું.

"અરે શું સાહેબ! આમ તો જુઓ! એંઅ્, પેલાના દિદાર! કેળાંની છાલ પર પગ પડ્યો ને એવો લપસ્યો! સર્‌ર્‌ર્‌ર્ સર્ એંઅ્ સર્‌ર્‌ર્‌ર્ રસર્! અને...અને શરીર તો જુઓ! તમારામાં ને એમાં એંઅ્ છે ફેર?"

એક કુશળ અભિનેતાની છટાથી સુંદર અભિનય સાથે એણે જવાબ આપ્યો ને અમે એની નિડરતા પર મુગ્ધ બન્યા અને જ્યારે પ્રોફેસરની સરખામણી પેલા લપસનાર સાથે એણે કરી, ત્યારે તો વિદ્યાર્થિનીઓ સુદ્ધાં અમે બધાં હસી ઊઠ્યાં. ગઈ કાલના અનુભવે હાસ્ય તો એટલું સામાન્ય થઈ ગયું હતું કે પ્રોફેસરની જરા સરખો નબળાઈ, ન્હાની સરખી ભૂલ, સહેજ માત્ર હાંસી, નજીવો ઉચ્ચારણદોષ, કે બોલવામાં જરા ગલ્લાંતલ્લાં થતાં, કે તરત જ અમે બધા હસી ઉઠતા. આમ પેલાના નિવેદનથી ને અમારા હસવાથી પોતાની હાંસી થઈ છે એની ખાતરી થતાં જ ક્રોધથી લાલચોળ—આકળવિકળ થયેલી લુખ્ખી આંખે એને પકડવાનો એમણે પ્રયત્ન કર્યો:—અને વર્ગના ખૂણે-ખૂણાથી એ જ વખતે એકી સામટા 'પકડો,' 'નહિ,' 'જવાદો,' 'કાઢી મૂકો,' 'દંડ કરો,' ના એટલા બધા અવાજ ઉઠ્યા કે કયો અવાજ ક્યાંથી આવે છે, એ શોધવાનું જ મુશ્કેલ બની ગયું! ને કોને પકડવો ને કોને નહિ એના જ વિચારમાં પ્રોફેસર ગૂંચવાઇને ઉભા રહ્યા.

એવામાં ઓચિંતાં બે કુતરાં લડતાં લડતાં આવીને...એકદમ વ્યાસપીઠ તળે ભરાઈ ગયાં. ને સામસામે ઘુરકિયાં કરવા લાગ્યાં. અત્રે એ કહેવાની ખાસ જરુર છે કે વિદ્યાર્થીઓ ઉપરાંત રખડતાં કુતરાં પણ ઠીક ઠીક પ્રમાણમાં અમારી કોલેજમાં હાજરી આપે છે, જો કે એ બધાં હોય છે તો કોલેજ –હોસ્ટેલનાં જ; પણ રખડતાં કુતરાંમાં ને એમનામાં કાંઈ ફેર થોડો જ હોય છે? એટલે અમે તો 'હડે' 'હડે' ની બૂમો પાડવા લાગ્યા. ને અમારામાંનો એક તો ઊઠીને એમને કાઢવા પણ ગયો. પણ પેલાં તો ઉલટાં વધારે ઘૂરકવા લાગ્યાં. આખરે ન છૂટકે અમારી સલાહથી પ્રોફેસરે પઠાણને બોલાવ્યો ને એની મદદથી એક તીણી ચીસ પડાવીને બન્ને કુતરાંને 'વર્ગ બહાર' થવાની ફરજ પડી.

સાતેક મીનીટની એ અરાજકતા પછી કૈંક શાંતિ સ્થપાઈ ને અમે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. પરંતુ પેલો તોફાની! એનાં પરાક્રમ કૈં ઓર હતાં. અને તરકીબ પણ કેટલી! પાએક કલાક બાદ, કૈંક લખવા માટે પ્રોફેસર જરા પાટીયા તરફ વળ્યા ને 'ધડ' લઇને એક બાફેલો બટાકો બરાબર એમના હાથ પર વાગે એમ એણે નિશાન તાક્યું. પ્રોફેસરની આંગળી ચમચમી ઉઠી, ચાકના ભાંગીને ટુકડા થયા, ને પાટીયા પર રૂપિયા જેવું એક સફેદ ચાંદું પડી ગયું.

તરત જ પ્રોફેસર વર્ગ તરફ વળ્યા અને તાકી તાકીને ગુન્હેગારને શોધવા લાગ્યા. પણ એ તો એવો

શાંત — સૌમ્ય — ભાવહીન થઈને બેઠો હતો, કે તોફાન કરવા છતાંપણ જાણે નિર્દોષ હોય એમ ઘડીક અમને પણ — કે જેણે એને ખરેખર બટાકો ફેંકતાં જોયો હતો, તેમને પણ — લાગ્યા વિના રહ્યું નહિ. એ એક ખૂબી છે કે જે લોકો બહુ જ તોફાની હોય છે એ લોકો ગમે તેવા સંજોગોમાં પણ સ્થિતપ્રજ્ઞ રહી શકે છે. બધા જ્યારે ખડખડ હસે છે ત્યારે એમનો તો મૂછનો તાંતણો કે હોઠનો ખૂણો ય કદી હાલતો નથી. પરંતુ બધા જ કાંઈ સ્થિતપ્રજ્ઞ હોતા નથી. એટલે અમે તો દિલ મૂકીને હસી પડ્યા. ને કમનસીબે મારી જોડેનો જ વિદ્યાર્થી પેલાના તોફાનનો ભોગ થઈ પડ્યો. કોણ જાણે કેમ પણ એના મોં પર અમુક ભાવ પ્રોફેસરે પારખ્યા ને એને જ ખરો ગુન્હેગાર ગણીને બિચારાનું નામ ને નંબર લખી લીધાં. અને ખરો ગુન્હેગાર એ હતો કે નહિ એ વિચારવાનો સમય પણ ક્યાં હતો? પ્રોફેસર તો માત્ર ગમે તેને પકડીને શિક્ષા કરવા જ માગતા હતા. એને પકડ્યો ને વર્ગનો ખૂણેખૂણો 'નિર્દોષ' 'નિર્દોષ,' પોકારી ઊઠ્યો. પણ પ્રોફેસર એમ જરાય માને તેમ નહોતા. એમણે તો પેલાને પોતાનો ગુન્હો કબૂલ કરવા જણાવ્યું — ને જો તેમ નહિ કરે તો ભારેમાં ભારે દંડ કરવામાં આવશે એમ પણ સાફ સમજાવી દીધું. પેલો તો બિચારો રહુંરહું થઈ ગયો. પગ ધ્રૂજતા હતા છતાં ગુન્હો કબૂલ્યા વિના બેસી જવાય તેમ હતું નહિ. હવે શું? પેલાને શિક્ષા થવાની એ વિચારે અમે દિલગીર હતા. ને ખરો તોફાની પકડાય એમ અમે ઇચ્છતા નહોતા.

પરંતુ કોઈપણ અવનવું બને તે પહેલાં તો પેલો ઉસ્તાદ તોફાની પાટલી પર ઊભો થયો ને નીચેના શબ્દો બોલતાં બોલતાં ઝડપથી બહાર ચાલ્યો ગયો:

"ભલા માણસ! નિર્દોષને શું પકડો છો? ખરો ગુન્હેગાર તો હું છું. એંઅ! એટલી યે ગમ નથી?"

અને એમ કહેતાં હસતો હસતો જ્યાં એ બહાર નીકળ્યો ત્યાં...બાપરે...! બારણામાં જ પ્રિન્સિપાલ ઊભા હતા. હવે? પોતે કાંઈપણ બચાવમાં કહે તે પહેલાં તો, "બહુ હસતાં આવડે છે નહિ? જરા રડતાં પણ શીખી લો!" એમ કહેતાંકને પ્રિન્સિપાલે તો એની બોચી પકડીને બરાબર બે ચમચમાવી દીધી. જાતે યુરોપીયન હોવાથી કડીતોડ શિસ્તપાલનમાં એ માનતા હતા. પોતાની કારકિર્દી દરમિયાન કોઈ પણ વર્ગમાં જરાપણ તોફાન ન જ થવું જોઇએ એ એમની દૃઢ માન્યતા હતી. પરંતુ ગઈ કાલના તોફાનની વાત ક્યારની યે એમના કાને પહોંચી ગઈ હતી. અને એક ભયંકર ધરતીકંપ થયો હોય એવો આઘાત એમને લાગ્યો હતો. અમારી એ વૃત્તિને બહેકવા દીધી તો પોતાના શિસ્તપાલનનું સત્યાનાશ વળી જશે, એ વિચારે પ્રિન્સિપાલ અમારા વર્ગમાં આજે પ્રોફેસર દાખલ થયા ત્યારના જ અમને ખબર ન પડે તેમ વર્ગને છેડે આવેલા દાદરમાં સંતાઈને ઊભા ઊભા, અમારાં પરાક્રમ પર ચાંપતી દેખરેખ રાખતા હતા. આજનાં બધાં તોફાનની એમને પૂરતી ખબર હોય તેમ એક હાથે મજબૂતીથી પેલાનું કાંડું પકડી એકદમ એ અંદર વર્ગમાં ધસી આવ્યા ને બીજા ત્રણ–ચાર તોફાનીઓને — કે જેમને બૂમો મારતા એમણે જોયા હશે એમને — દફતર સાથે ઉપર આવવા કહ્યું. અને પેલાને તો બોચી ઝાલીને બે ચમચમાવી દીધી એટલી શિક્ષા જાણે અધૂરી હોય તેમ ધક્કા મારતા મારતા પ્રિન્સિપાલ ઉપર લઈ ગયા: — ઑફિસમાં પેલાને તો ધરતી માગ આપે તો સમાઈ જવા જેવું જ થઈ ગયું. આખા વર્ગના દેખતાં—ને તે ય છોકરીઓની સામે — ઉમર લાયક છોકરાને માર પડે, ત્યારે તો નફફટમાં નફફટ છોકરાને પણ ફરી કદી ય ક્લાસને મોં બતાવવાનું મન ન થાય. ને તેમાં ય આ તો એવો કે હજાર હજાર તોફાન કર્યા છતાં જે કદી ય નહોતો પકડાયો. કે ન જેણે માર ખાધો. આજે એની આબરુના કાંકરા થઈ ચૂક્યા હતા. વર્ગના દેખતાં થયેલું આ હડહડતું અપમાન એટલું ભયંકર હતું કે કદી યે કોઇની સ્હામે ઉંચું મોં કરીને એ બોલી શકે એવું રહ્યું'તું જ ક્યાં?

પિરિયડ પૂરો થયો પણ પેલા ન આવ્યા. પ્રિન્સિપાલની રૂમમાં તો એ નહોતા જ. લાયબ્રેરીમાં કે

બીજે ક્યાંય પણ એ નહોતા. અમે ધાર્યું કે એ લોકો ઘેર ગયા હશે કાલે એ આવશે કે નહિ? અમારે તો એ એક...કોયડો હતો. અને તેમાં ય પેલો તો...શું મોં લઇને એ આવશે? ને આવશે તો કેવો લાગશે? શાંત, દીન, હીન, હતગૌરવ, નિર્માલ્ય, તિરસ્કૃત, દયાપાત્ર.

એ દહાડે છેલ્લો પિરિયડ એ જ પ્રોફેસરનો હતો. આખા વર્ગે સંપ કરીને એ પિરિયડ ભર્યો નહિ. પરંતુ અમારી એ હડતાળનું પરિણામ તો કંઈક જુદું જ આવવાનું હતું.

બીજે દિવસે જ્યારે અમે કૉલેજમાં ગયા ત્યારે નોટિસબોર્ડમાં એક ભયંકર નોટીસ સૌનું ધ્યાન ખેંચી રહી હતી. બોલ્ડ ટાઈપમાં...છપાયેલી ને લાલ શાહીથી અંડરલાઈન થયેલી એ નોટિસમાં દરેક તોફાનીને સાત સાત રૂપિયા દંડ ને દસ દિવસ સુધી વર્ગમાં દાખલ ને થવાનું ફરમાન હતું; — જ્યારે પેલાને...એને એક વર્ષ સુધી રસ્ટીકેટ ને દસ રૂપિયા દંડ ભરવાનું ફરમાન થઈ ચૂક્યું હતું.

બસ થઈ રહ્યું! ત્યાર પછી અમારો આખો વર્ગ તદ્દન શાંત બની ગયો. હડતાળ પાડવાનું જોર અમારામાં રહ્યું ન હતું. ને વિરોધનો સૂર કાઢવાની અમારી જીગર નહોતી. ને છતાં અમારા બધાયના મનમાં તો નવા પ્રોફેસર માટે ભયંકર ખુન્નસ ભયંકર તિરસ્કાર વ્યાપી ગયો હતો.



# સહશિક્ષણ

## શ્રી. નરોત્તમભાઇ પટેલ

સહશિક્ષણ માટે આજે દેશભરમાં મુખ્યત્વે બે મત પ્રવર્તે છે. એક મત એવો છે કે સહશિક્ષણને લીધે સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતામાં વધારો થાય છે, યુવકો અને યુવતીઓનું નીતિનું ધોરણ નીચું ઉતરે છે અને અભ્યાસમાં જોઇએ તે પ્રમાણમાં ધ્યાન ચોંટતું નથી. વળી કેટલાકની માન્યતા એવી પણ છે કે સહશિક્ષણને લીધે શાળા કે મહાશાળા મટીને લગ્નનું બજાર બની જાય એવો સંભવ છે. તેથી કરીને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ એક બીજાના સંસર્ગમાં જેમ બને તેમ ઓછાં આવે તે હિતાવહ છે. આમ કરવાથી એ લોકોનું ચિત્ત અભ્યાસકાળમાં અભ્યાસમાં જ બરોબર ચોંટશે. અને નિર્મળ સરોવરમાં પથરા નાંખવાથી સરોવર જેવી રીતે ખળભળી ઉઠે છે અને પાણી મેલું થાય છે તેવી જ રીતે સહશિક્ષણને લીધે શાળા અથવા તો મહાશાળાનું બને છે. પરિણામે પ્રચલિત નીતિનો ભંગ થવાનો સંભવ રહે છે અને અભ્યાસમાં પણ ખલેલ પહોંચે છે.

બીજો મત એવો છે કે સહશિક્ષણથી સરવાળે ફાયદો થાય છે. જમાના થયા આપણે અમુક બંધનોથી ટેવાએલા હોવાથી શરૂઆતમાં જ્યારે બંધનમુક્ત થવાય, ત્યારે કદાચ એવો આભાસ થાય કે સહશિક્ષણથી ગેરફાયદો છે. સહશિક્ષણ મનુષ્યસ્વભાવને અનુકૂળ છે અને આજુ જમાનાના વાતાવરણને પણ અનુકૂળ છે. આ મત ધરાવનારા એમ કહે છે કે સહશિક્ષણનો વિરોધ કરવાનો પ્રયત્ન નદીના પ્રચંડ વેગની સામે તરીને જવાના પ્રયત્ન જેવો નિષ્ફળ નીવડવાનો પૂરો સંભવ છે. જાતીયવિષયક નીતિની વ્યાખ્યા તો જમાના સાથે બદલાયા કરે છે. અમુક વર્ષો પહેલાં અમુક સંજોગોમાં નક્કી કરેલી નીતિને

આ જમાનામાં ચુસ્તપણે વળગી રહેવું એમાં મનુષ્યની બુદ્ધિશક્તિની અને વિવેક બુદ્ધિની હાંસી છે. આ બે મતમાં કયો મત વાજબી હોઈ શકે એનો તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરીએ.

પ્રાણીમાત્રમાં નર અને માદા એમ બે કુદરતી વિભાગ છે. જમાના થયા એ બન્નેના સહકાર અને સહચારથી જગત ચાલે છે. જીવનના જુદા જુદા ક્ષેત્રોમાં નર અને માદા પોતપોતાની શક્તિ અનુસાર એકબીજાને મદદ કરે છે. મનુષ્યેતર પ્રાણીઓમાં નર અને માદા નાનપણથી જ દરેક પ્રવૃત્તિમાં શક્તિ પ્રમાણે એક બીજાને ખભા અડાડીને કામ કરે છે. જીવનને માટે જરૂરી તાલીમ લેતી વખતે પણ નર અને માદાનો ભેદ પાડવામાં આવતો નથી. મનુષ્યની પછાત ગણાતી જાતિમાં પણ મોટે ભાગે આવો ભેદ પડતો નથી. નાનપણથી જ એ લોકો દરેક પ્રવૃત્તિમાં એક બીજા સાથે છૂટથી ભળે છે. યુરોપ-અમેરિકાના જુદા જુદા દેશોમાં સહશિક્ષણ છે એટલું જ નહિ પણ સ્ત્રી અને પુરુષ દરેક ક્ષેત્રમાં સાથે મળીને કામ કરે છે. આપણા દેશમાં પણ પછાત ગણાતી કોમોમાં સ્ત્રી અને પુરુષ લગભગ દરેક ક્ષેત્રમાં એકબીજા સાથે છૂટથી ભળે છે. પરંતુ ખાસકરીને ઉચ્ચ ગણાતી કોમોમાં આ ભેદ વધુ તીવ્ર છે. જાતીયવૃત્તિ મનુષ્યેતર પ્રાણીઓમાં છે, મનુષ્યની જંગલી ગણાતી જાતિઓમાં છે, યુરોપ–અમેરિકાની પ્રજામાં છે, હિંદુસ્થાનની પાછળ ગણાતી કોમોમાં છે અને ઉચ્ચ ગણાતી કોમોમાં પણ છે. આપણે એટલું તો જાણીએ છીએ કે જ્યાં આગળ સ્ત્રી અને પુરુષ સમાનહકથી રહે છે, એકબીજાની શક્તિનો પૂરો વિકાસ કરે છે, તે સમાજ બધી રીતે પ્રગતિમાન હોય છે. આવા પ્રગતિમાન દેશમાં સહશિક્ષણ પણ હોય છે જ. અલાયદા શિક્ષણથી જો જાતીયવૃત્તિનું વિશુદ્ધિકરણ થતું હોત તો એને સાર્વત્રિક કરવાનો પ્રયત્ન થાત; પરંતુ એને બદલે સહશિક્ષણ તરફ ઝોક છે. મનુષ્ય સુધરેલું પ્રાણી છે. એણે સમાજની શાંતિ અને વ્યવસ્થાને માટે નિયમો ઘડ્યા, એણે દરેક વૃત્તિને એના અસલ સ્વરૂપમાં જ કામ કરવા ન દીધું પણ વૃત્તિઓનું વિશુદ્ધિકરણ કરીને માનવસંસ્કૃતિને આગળ ધપાવી. પરંતુ કેટલીક વખત વૃત્તિઓની વિકૃતિ પણ કરી. જાતીયવૃત્તિ અને એનાં જુદાં જુદાં સ્વરૂપોનાં નિયમન માટે મનુષ્યે જે રીત સ્વીકારી છે તેમાં વિકૃતિને વધારે સ્થાન મળી ગયું છે. ખાસ કરીને આપણા દેશમાં જ સ્ત્રી અને પુરુષ વચ્ચે જે સ્વાભાવિક સંબંધ હોવો જોઈએ તેને બદલે અસ્વાભાવિક તરફ ઝોક છે. પડદો, સ્ત્રીઓને માટે મોટેભાગે ઘરનું જ સંકુચિત ક્ષેત્ર, વિધવાવિવાહનો પ્રતિબંધ, સહ-શિક્ષણનો વિરોધ વગેરે જનસમાજની જાતીયવૃત્તિનું વિશુદ્ધિકરણ કરવાને બદલે વિકૃતિને પંથે લઇ જવામાં મોટો ભાગ ભજવે છે, એમ માનવાને સબળ કારણો મળે છે. મનુષ્યમાં રહેલી મૂળભૂત વૃત્તિઓને પ્રતિકૂળ નિયમો જો સમાજે સ્વીકાર્યા હોય તો મોડોવહેલો એનો ભંગ થાય છે અને એને બદલે અનુકૂળ નિયમ દાખલ થાય છે. એક નદી અથવા તો ખાડીનું પાણી વહેતું હોય ત્યારે પ્રવાહને રોકવાને માટે પ્રવાહની વચ્ચે જ પાળ બાંધીએ તો આજે નહિ તો થોડાં જ વર્ષોમાં પાળ તોડીને પાણી ચાલ્યું જાય છે એ કુદરતી નિયમ છે. તેવી જ રીતે મનુષ્યની મૂળભૂત વૃત્તિઓની વિરુદ્ધના જે કોઈ નિયમો સમાજે ઠોકી બેસાડ્યા હોય છે તેનો સમય જતાં ભાંગીને ભૂકો થઈ જાય છે. સહશિક્ષણનો વિરોધ કરવો એટલે છેવટે મનુષ્યમાં રહેલી એક મૂળભૂત અને જબરદસ્ત વૃત્તિની શક્તિને રૂંધીને, ગૂંગળાવી, વિકૃતિને માર્ગે લઇ જવાનો અથવા તો એક જ ઠેકાણે પૂરી રાખવાનો મિથ્યા પ્રયત્ન કરવો.

સહશિક્ષણથી સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતામાં વધારો થાય છે અને નીતિનું ધોરણ ઊતરે છે, એવી એક દલીલ છે. આ જગ્યાએ સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતાનો અર્થ જાતીયવિષયક સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતા થાય છે. નીતિનું ક્ષેત્ર વિશાળ છે; પરંતુ આ લેખમાં જાતીયવિષયક નીતિના સંકુચિત અર્થમાં એનો ઉપયોગ થાય છે. જાતીય પ્રશ્નો માટે કુટુંબમાં, ગામ અથવા શહેરમાં અને સમાજમાં વારંવાર બખેડા ન થાય એ દૃષ્ટિથી તે વખતના કેટલાક વિચારવંત માણસોએ

સમય પ્રમાણે અને પોતાની બુદ્ધિ પહોંચે તેટલો વિચાર કરીને નાના મોટા કેટલાક નિયમો નક્કી કર્યા હતા. એમાંના કેટલા ય માનવસ્વભાવ અને વૃત્તિની વિરુદ્ધ છે અને જમાનાને પણ અનુકૂળ નથી. છતાં આપણા વડવાઓએ નક્કી કરેલી પ્રચલિત નીતિને–પછી ભલે તે શાસ્ત્રીય હોય કે અશાસ્ત્રીય, જરુરી હોય કે બિનજરુરી–આપણે જાહેર રીતે હજુ પણ વળગી રહ્યા છીએ. અને તેથી કરીને જ એનો ઠેર ઠેર જાહેર નહિ તો ખાનગી ઢબે ભંગ થતો આપણે જોઈએ છીએ. દા. ત. હિંદુઓમાં ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં વિધવાવિવાહને સ્થાન નથી. વિધવા– પછી ભલે તે જુવાન હોય કે આધેડ–આખરે તો મનુષ્ય જ છે. એટલે મનુષ્યના સ્વાભાવિક ધર્મો એને પણ લાગુ પડે છે. જુવાનીમાં વિધવા સ્ત્રીને જાતીય આકર્ષણ રહે છે જ. એની વૃત્તિને સમાજ પોષવા દેતો નથી એટલે ક્યાં તો ખાનગી ઢબે પોષાય છે; અને ક્યાં તો વિકૃતિ થાય છે. એની વૃત્તિના વિશુદ્ધિકરણના દાખલા બહુ જ ઓછા બને છે. સમાજના અગ્રણીઓ આ દોષને જાણે છે. કેટલીક વખત પોતાના જ કુટુંબમાં એનો અનુભવ કરે છે છતાં પ્રચલિત નીતિનો વિરોધ કરીને વિધવા વિવાહની છૂટ આપી શકતા નથી. સહશિક્ષણમાં માનનારી શાળા કે મહાશાળામાં વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ ભેળાં મળીને ભણે, વાતો કરે, નિર્દોષ આનંદ કરે એ દેખાવ જ કેટલાકની જુની આંખો સહન કરી શકતી નથી. એમ એમને લાગ્યા જ કરે છે કે વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ એકી સાથે શિક્ષણ લે એટલે એમાં નીતિનો ભંગ થવાનો જ અને સ્વેચ્છાચાર વધવાનો જ. પ્રચલિત નીતિનો ખાનગી ઢબે ગમે તેટલો ભંગ થાય તેના તરફ આંખ-મીચામણાં કરવાને સમાજ ટેવાઈ ગયો છે. સહશિક્ષણ જો ખાનગી ઢબે ચાલે તો એની સામે સમાજ વાંધો લઈ ન શકે. કારણ કે આપણા સમાજમાં–ખાસકરીને જાતીયવિષયક નીતિ વિષે–પ્રચલિત નીતિનો ખાનગી ઢબે ઠેર ઠેર ભંગ થાય છે. એ કડવા પણ સાથે સાથે આંધળો પણ જોઈ શકે એવા નગ્ન સત્યના પડઘા ગામેગામ, શહેરેશહેરે અને મહોલ્લેમહોલ્લાના વર્તમાન વાતાવરણમાં પડ્યા જ કરે છે.

સહશિક્ષણથી સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતા વધે અને પ્રચલિત નીતિના ભંગ જેવું લાગે એનું બીજું એક કારણ છે. આપણા સમાજની અત્યારસુધીની ચાલતી આવેલી નીતિ પ્રમાણે ટેવાયલો વિદ્યાર્થીસમૂહ જ્યારે સહશિક્ષણ માટે ભેળો મળે, ત્યારે આજસુધી રૂંધાએલા મનને સ્વતંત્ર હવા મળે છે અને તેને પરિણામે શરૂઆતમાં પ્રતિક્રિયા થાય એ તદ્દન સ્વાભાવિક છે. પ્રતિક્રિયા થાય એટલે એની માત્રા સ્વાભાવિક ક્રિયા કરતાં વધી જાય છે. અને અત્યારસુધી જેમનું માનસ સૈકા થયા ચાલતી આવેલી પ્રથાની ધરેડથી ટેવાએલું હોય છે, તેમને આવા દાખલાથી ધ્રાસ્કો પડે છે. પરંતુ સહશિક્ષણ સાર્વત્રિક બનવાની સાથે એ ભય બરફના ગાંગડાની માફક ઓગળી જાય છે; અને એમ લાગે છે કે ભય કેવળ પોકળ અને કાલ્પનિક હતો. સમાજમાં જ્યારે કોઈપણ નવી નીતિ દાખલ થાય ત્યારે શરૂઆતમાં એનો અતિરેક થવાનો સંભવ ઊભો રહે છે અને આપણને એવી શંકા થાય પણ ખરી કે મામલો જો આ રીતે આગળ ધપે તો સમાજની વ્યવસ્થા છિન્નભિન્ન થઈ જાય. પરંતુ જો નવી નીતિ માનસ-સ્વાભાવને અનુકૂલ આવે એવી રીતે અને એવા વાતાવરણ સાથે સમાજમાં વહેતી મૂકી હોય તો એ ભય આપોઆપ દૂર થાય છે.

આપણો સમાજ જાતીયવિષયક પ્રચલિત નીતિ ઉપર પૂરતો વિચાર કર્યા વિના જોઈએ તે કરતાં વધુ ભાર મૂકતો આવ્યો છે. કેટલા ય વર્ષો પહેલાં અમુક સંજોગોમાં ઘડાએલી નીતિને ચુસ્તપણે વળગી રહેવાનું વધારે પસંદ કરે છે. પરંતુ ખરૂં જોતાં નીતિની વ્યાખ્યા જમાને જમાને બદલાઈ શકે છે અને જુદા જુદા દેશમાં જુદી જુદી હોઈ શકે છે. એક જમાનામાં જાતીયવિષયક અમુક વર્તનને સ્વચ્છંદતા કહેવામાં આવે છે, જ્યારે બીજા જમાનામાં એ વર્તનને સ્વાભાવિક વર્તન તરીકે પણ ગણી શકાય.

તેવી જ રીતે એક દેશમાં જે વર્તનને સ્વચ્છંદતા કહેવામાં આવે તેને બીજા દેશમાં સ્વચ્છંદતા ન પણ કહેવામાં આવે. એક દેશમાં જેને ત્યાંના લોકો નીતિમય જીવન કહેતા હોય તેને જ બીજા દેશના લોકો અનીતિમય જીવન પણ કહી શકે છે. હિંદુઓમાં અનેક પત્ની પરણે તેને અનીતિ કહેવામાં આવતી નથી, પરંતુ યુરોપિયનો એને અનીતિ કહે છે. આપણા દેશમાં અને બીજે ઘણે ઠેકાણે એક સ્ત્રી એકી સાથે અનેક પતિ સાથે લગ્ન કરી ન શકે, અને જો કદાચ કોઈ એમ કરે તો આપણે તેના વર્તનને અનીતિમય કહીએ છીએ. પરંતુ ટિબેટમાં એક સ્ત્રી એકી સાથે એકથી વધારે પતિને પરણી શકે છે અને છતાં એને ત્યાંના લોકો નીતિ કહે છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે નીતિ એ સનાતન સત્ય નથી, અને એને માટે એક જ માનદંડ રહ્યો નથી. અમુક સમાજે અમુક સંજોગોમાં નક્કી કરેલી નીતિને વળગી રહીને આ જમાનાના બદલાયેલા સંજોગોમાં પણ નીતિના ભંગની બૂમો પાડયા કરવી એ વાજબી નથી; અને કદાચ આજના લોકો આ બૂમને થોડીઘણી સાંભળે, પરંતુ થોડાં વર્ષમાં અરણ્યરુદન જેવું થઈ પડવાનો પૂરો સંભવ છે. સામાન્ય તર્કશક્તિવાળો મનુષ્ય પણ સમજી શકે એમ છે કે બાળલગ્ન, માનો કે બીજા કોઈ જમાનામાં નહિ પરંતુ આ જમાનામાં તો બિલકુલ અસ્થાને છે. છતાં બાર વર્ષની ઉમર પહેલાં કન્યાને પરણાવી દેવી જોઈએ એવો શાસ્ત્રનો આધાર લઈને આપણા દેશના કેટલાક શાસ્ત્રીઓ નીકળી પડ્યા હતા. હરિજનોના મંદિરપ્રવેશનો પણ વીસમી સદીના સનાતનીઓ ક્યાં વિરોધ નથી કરતા? બીજા કોઈ દેશમાં આવું ચાલે તો આ જમાનામાં એ લોકોને પાગલખાનામાં ક્યાં તો જેલખાનામાં જરૂર બેસાડે. પરંતુ આ કમભાગી દેશમાં આવાં તૂતો, કહેવાતા ધર્મ, કહેવાતાં શાસ્ત્ર, અને કહેવાતી નીતિને નામે નભે છે. જાતીય વિષયક નીતિનું પણ ઘણે અંશે એવું જ છે. જમાનાને અનુકૂળ અને માનસને અનુકૂળ નીતિની વ્યાખ્યા બાંધીએ તો જ સમાજ વ્યવસ્થિત ચાલે અને શાંતિ જળવાઈ રહે. કારણ કે નીતિ સમાજની વ્યવસ્થા માટે નક્કી કરેલી છે, નહિ કે અવ્યવસ્થા માટે, સમાજની ઉન્નતિ માટે છે, નહિ કે અવનતિને માટે. જે નીતિથી સમાજમાં દંભ વધતો હોય, પ્રપંચ વધતો હોય અને મનુષ્યની વિકૃતિ કરે એવાં બીજાં અનેક અનિષ્ટો વધતાં હોય તેને પ્રચલિત નીતિ હોવાથી જ ઘસડયા કરવી એમાં મનુષ્યની બુદ્ધિશક્તિ તેમ જ વિવેકબુદ્ધિનું દેવાળું છે અને મનુષ્યજાતિની અવનતિનાં બીજ પણ એમાં જ રહેલાં છે.

સહશિક્ષણને લીધે શાળા અથવા તો મહાશાળા લગ્નના બજારના સ્વરૂપમાં ફેરવાઈ જવાની કેટલાકને સંભાવના લાગે છે. વિદ્યાભ્યાસ કરવા એકઠા થયેલા વિદ્યાર્થીસમૂહનું કે એમના વાલીઓનું ધ્યેય એવું હોતું નથી કે આ બજારમાંથી લાયક વર કે કન્યા મળી જાય તો સારું. શિક્ષણનું અંતિમ ધ્યેય તો પ્રત્યેક વ્યક્તિ ભવિષ્યના નાગરિક તરીકે જીવવાને માટે ઉત્તમ તાલીમ મેળવે એ જ હોઈ શકે. સહશિક્ષણ-વાળી શાળા કે મહાશાળાને લગ્નના બજારનું સ્વરૂપ આપી દેવાની ભાવનાવાળા સંચાલકો એકઠા થઈ જાય તો સંભવ છે કે આ ભય સાચો પડે. બાકી જેને હૈડે સમાજનું હિત વસેલું હોય છે એવા શિક્ષણશાસ્ત્રીની ભાવના આવી હોતી જ નથી. એટલે આ ભય રાખનારા માટે જ 'કમળો હોય તે સર્વત્ર પીળું દેખે' એ કહેવત લાગુ પાડી શકાય. વિદ્યાભ્યાસને અંતે આપણે સંન્યાસી અને સંન્યાસિ-નીઓની જમાત નથી કાઢવા માગતા. અરે, આપણે એવી જમાત કાઢવા માંગતા હોઈએ તોપણ આપણને નહિ જેવી જ સફળતા મળવાની છે. જૈનોમાં કેટલાક યુવાનો ભાવનાથી દોરવાઈને સાધુ થઈ જાય છે, પરંતુ પાછા થોડા વખતમાં સંસારી થાય છે એ જાણીતી વાત છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે સાચા સંન્યાસી તરીકેનું જીવન જીવવું એ મોટા ભાગના મનુષ્યો માટે અતિ મુશ્કેલ કામ છે, કારણ કે એમાં જાતીય વૃત્તિ જેવી જબરદસ્ત વૃત્તિને કાબૂમાં લાવવાની છે એટલે આ જગતમાં સારા નાગરિક તરીકે સંસારી જીવન જીવવાને માટે પૂરતું ભાથું વિદ્યાર્થીજીવનમાં બાંધી લેવું જરૂરી છે. એ ભાથામાં સામી જાતિ પ્રત્યેનો વર્તાવ, સંબંધ વગેરેનો પણ

સમાવેશ થાય છે. અને એને માટે સહશિક્ષણ સીધી નહિ તો આડકતરી રીતે જરૂરી છે. પરંતુ જુવાન વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ સહશિક્ષણ લે એટલે લગ્નનું બજાર જ બની શકે એ ભય વધારે પડતો છે. સહશિક્ષણ સાર્વત્રિક બનશે તો શાળા કે મહાશાળા જ લગનનાં બજાર બની જશે એવો પૂર્વગ્રહ બાંધીને જ જો સંસ્થાની શરૂઆત થાય તો કદાચ વાતાવરણ એવું પેદા થવાનો સંભવ છે; બાકી કેળવણીની સંસ્થામાં લગ્નના સોદા પર સોદા થાય એ સાચો કેળવણીકાર સહન કરી ન લે. શિક્ષણની ઊંચી ભાવનાવાળા શિક્ષકો અને અધ્યાપકોના હાથમાં જો શિક્ષણની લગામ સોંપવામાં આવે તો સહશિક્ષણમાં જરૂર સાત્ત્વિક વાતાવરણ જમાવી શકાય છે. એક વખત એક જાતનું વાતાવરણ જામ્યા પછી ઓછી મહેનતે એ જ વાતાવરણ ટકાવી શકાય છે, એમાં દેખરેખ સિવાય વિશેષ મહેનતની જરૂર નથી.

સહશિક્ષણનો વિરોધ થાય છે એનું એક કારણ એ છે કે કેટલીક શાળા અને મહાશાળામાં વિદ્યાર્થીઓનું વર્તન વધારે પડતું અવિવેકી અને ઉદ્ધત હોવાના દાખલા બન્યા છે અને હજી બને છે. આવે ઠેકાણે પોતાની જુવાન કન્યાઓને અભ્યાસ માટે મોકલવામાં માબાપોને સલામતી લાગતી નથી. અને જેઓ મોકલે છે તેઓ નછૂટકે જ મોકલે છે. પોતાના જ વર્ગમાં ભણતી વિદ્યાર્થિનીઓની અસભ્ય મશ્કરી ઉડાવવામાં, એમના તરફ અવિવેકી વર્તન બતાવવામાં એમની કેળવણીમાં ધૂળ પડે છે એવું આજના કેટલાક વિદ્યાર્થીઓને નથી લાગતું, ઊલટું કમનસીબી તો એ છે કે કેટલાક આવા વર્તનમાં મગરૂબી માને છે. સ્ત્રી-પુરુષ વચ્ચેની નક્કી કરેલી મર્યાદા બહારનું વર્તન સહન કરી લેવાને સમાજ તૈયાર નથી. મોટા ભાગની વિદ્યાર્થિનીઓમાં હજુ સુધી એવી હિંમત નથી આવી કે જેથી આવા ઉદ્ધત વર્તનનો હિંમતપૂર્વક સામનો કરી શકે અને જવાબ આપી શકે. વર્ષો સુધી કેળવણી લીધા પછી પણ જો વિનયી ન થવાય, વિવેકી ન થવાય પરંતુ એને બદલે અવિનયી, અવિવેકી અને ઉદ્ધત થવાય તો એમાં કેળવણીની અપૂર્ણતા છે એમ કહેવું જોઈએ. સંસ્થાનું વાતાવરણ એવું નિર્મળ નથી, શિક્ષકો અથવા તો અધ્યાપકોના વર્તનમાં અને એમની આજુબાજુના વાતાવરણમાં એવી હવા પેદા નથી થઈ કે જેથી વિદ્યાર્થીઓના જીવનમાં એ ઊતરી જાય. એક જુવાન મૅટ્રિક થાય, કૉલેજમાં આવે, સમાજમાં કેળવાયેલા તરીકે ઓળખાવે છતાં વર્ગમાં જ્યારે જુવાન કન્યાઓ દાખલ થાય, અથવા તો વર્ગ પૂરો થયે પાંછી જાય ત્યારે, અથવા એવા બીજા કોઈ પ્રસંગે ગમે તેવી રીતે બૂમો પાડે, ગમે તેવી વાહિયાત ટીકા કરે એમાં કેળવણીની મશ્કરી થાય છે. આવા જુવાનોને અત્યારસુધી કેવળ પુસ્તકિયા જ્ઞાન જ અપાયું છે, પરંતુ સમાજમાં એકબીજા સાથે અને ખાસ કરીને સામી જાતિ પ્રત્યે સભ્યતાથી કેવી રીતે વર્તવું, વિનયી અને વિવેકી કેવી રીતે થવું, એ તરફ અભ્યાસકાળમાં બહુ ઓછું ધ્યાન અપાયું છે. શાળા અને મહાશાળામાં અત્યારે જે ઢબે કેળવણી અપાય છે અને તેમાં જે રેઢિયાળ વાતાવરણ છે તે જ મોટે ભાગે સહશિક્ષણને વગોવે છે. સહશિક્ષણ નથી હોતું ત્યાં પણ વિદ્યાર્થીઓ આવા વિકૃત માનસનો પરિચય કરાવે છે. એટલે વિદ્યાર્થીઓના આવા વર્તન માટે સહશિક્ષણ જવાબદાર નથી એ દીવા જેવી સ્પષ્ટ વાત છે. આપણી શાળા અને મહાશાળામાં કેવળ પુસ્તકિયા જ્ઞાનની નહિ પરંતુ જીવનને સ્પર્શતી સર્વાંગી કેળવણી અપાય અને નવીન કેળવણીની દૃષ્ટિવાળા ભાવનાશાળી શિક્ષકો અને અધ્યાપકોની દેખરેખ હોય તો માબાપોને પોતાની કન્યાઓ વિષે સહશિક્ષણવાળી સંસ્થામાં જે ડર રહેતો હોય તે દૂર થઈ જાય એમ છે.

સહશિક્ષણને લીધે શાળા કે મહાશાળાનું વાતાવરણ ક્ષુબ્ધ થાય છે અને અભ્યાસમાં બરોબર ચિત્ત ચોંટતું નથી એવી એક દલીલ છે. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ અભ્યાસ માટે ભેળાં મળે એટલે બધાં જ અભ્યાસમાં ચિત્ત પરોવી ન શકે એ દલીલ બરોબર નથી. દરેક યુવક અને યુવતી જાણે અજાણે એક બીજાને આકર્ષવાનો પ્રયત્ન કરે એ તદ્દન સ્વાભાવિક છે. પરંતુ એકબીજાને આકર્ષવાનો

પ્રયત્ન કેવળ બહારની ટાપટીપમાં જ સમાઈ જતો નથી, તેમ જ અભ્યાસથી વિમુખ કરે જ છે એમ માનવાને પણ કારણ નથી. સુધરેલા જમાનાનાં કેળવાયેલાં સ્ત્રીપુરુષોની એકબીજાને આકર્ષવાની રીત જંગલી જમાનાનાં સ્ત્રીપુરુષો કરતાં નિરાળી જ છે. આ જમાનામાં રૂપવતી તેમ જ બુદ્ધિશાળી યુવતીનું કેળવાયેલો અને સંસ્કારી યુવક તેની મરજી વિરુદ્ધ હરણ કરતો નથી. સહશિક્ષણ લેતા યુવકો ક્યાં તો અભ્યાસ, ક્યાં તો શારીરિક શક્તિ કે ક્યાં તો પુરુષને યોગ્ય એવી કોઈ બીજી શક્તિની ખિલવણીથી અને એના પ્રદર્શનથી સામી જાતિને આકર્ષવાનો પ્રયત્ન કરે છે. બુદ્ધિશાળી વિદ્યાર્થી પોતાની બુદ્ધિ અને મહેનતથી અભ્યાસમાં મોખરે રહીને સામી જાતિનું ધ્યાન ખેંચે છે. વાચાળ વિદ્યાર્થી પોતાના વાક્ચાતુર્યથી ચર્ચાસભા ગજવીને સામી વ્યક્તિને આકર્ષવાનો પ્રયત્ન કરે છે. જેનામાં જે કાંઈ વિશેષ શક્તિ હોય તેને ખીલવીને બધા સમક્ષ મૂકી પોતાની શ્રેષ્ઠતા સાબિત કરી સામી જાતિને આકર્ષવાનો પ્રયત્ન થાય એ સહજ છે. એટલે અભ્યાસમાં ચિત્ત ન ચોંટે વગેરે દલીલને સ્થાન રહેતું નથી. જેવી રીતે યુવાનો પોતાની શક્તિની ખિલવણીથી યુવતીને આકર્ષવાનો પ્રયત્ન કરે છે તેવી રીતે યુવતીઓ પણ પોતાની શક્તિનો વિકાસ કરીને યુવકોને આકર્ષવાનો પ્રયત્ન કરે છે. આવાં યુવક અને યુવતીઓને જો શિક્ષકો અથવા તો અધ્યાપકો તરફથી સમય તેમ જ માનસને અનુરૂપ દોરવણી મળે તો એમની શક્તિ ખીલી નીકળે અને સરવાળે માનવસમાજને ફાયદો થાય તેમ જ સહશિક્ષણના ફાયદાનો સાચો ખ્યાલ પણ આવી શકે.

વિદ્યાર્થિનીઓ માટે ખાસ કાઢવામાં આવેલી શાળા અથવા તો મહાશાળામાં પોતાની કન્યાને અભ્યાસ માટે મૂકીને માબાપ એમ માનતાં લાગે છે કે ત્યાં એમની કન્યાને માટે વાતાવરણ અનુકૂળ છે અને એમની કન્યાઓની શક્તિનો પણ વિકાસ સધાય છે. કેટલાંક માબાપને એવો ડર પણ રહે છે કે સહશિક્ષણવાળી સંસ્થામાં પોતાની કન્યા ભણે તો સ્વતંત્ર વિચારની થાય એટલે લગ્ન વખતે પોતાની અથવા પોતાના કુળની આબરૂ બગાડે એવું કદાચ કરી બેસે. વળી જુવાન છોકરાઓ સાથે હળવામળવાના પ્રસંગ વધારે સાંપડે, એટલે કે એમની માન્યતા પ્રમાણે દારૂ અને દેવતા ભેગા મળે એટલે ભડકો થાય, એવી પણ બીક રહે છે. વિદ્યાર્થિનીઓની અલાયદી શાળા કે મહાશાળામાં જાતીય વૃત્તિને ઉશ્કેરે એવાં તત્ત્વો હોતાં નથી, એવા પ્રસંગો પણ પડતા નથી એમ માનીને એ લોકો સંતોષ મેળવે છે. પરંતુ મનુષ્યના જીવનમાં વાસ્તવિક અને કાલ્પનિક એમ બે તત્ત્વો મુખ્ય ભાગ ભજવે છે એ ભૂલવું ન જોઈએ. મનમાં શું ચાલી રહ્યું હોય છે એની માબાપોને ક્યાં ખબર હોય છે? આપણામાં કહેવત છે કે 'હૈયે હોય તેવું હોઠે,' એટલે કે મનમાં જે વિચારો સેવતાં હોઈએ, જેનું રટણ કરતાં હોઈએ તેનો વાણી મારફત અને છેવટે કાર્ય મારફત આવિર્ભાવ થવાનો સંભવ રહ્યો હોય છે અને કેટલીક વખત થાય પણ છે. ખાસ કરીને માધ્યમિક કન્યાશાળાનાં ઉપરનાં ધોરણોના અભ્યાસક્રમમાં પણ જાતીય વૃત્તિને ઉશ્કેરે એવાં ભભકભર્યાં વર્ણનો ઠીક પ્રમાણમાં હોય છે. મહાશાળાના અભ્યાસક્રમમાં તો આવાં વર્ણનો ઘણાં હોય છે. વળી આધુનિક યુગની કન્યાઓને તદ્દન નવી ઢબે લખાયેલી નવલકથા, વાર્તા અને નાટકો વાંચવામાં સારા પ્રમાણમાં રસ હોય છે. માબાપો અને વડીલો તરફથી આવું વાચન વાંચવાની મના કરવામાં આવે તો છાનામાના વાંચવાના દાખલા પણ ઠીક પ્રમાણમાં મળી આવે છે. સિનેમા પણ રૂપેરી પડદા ઉપર જાતીય વિષયક ઘેરા રંગથી રંગાયેલાં ચિત્રો દોરે છે અને વિદ્યાર્થિનીઓ પણ ફિલ્મને રસપૂર્વક જુએ છે. વાસ્તવિક જીવનમાં એમની ફરતે ચોકી મૂકી દીધેલી હોવાથી એ લોકો કાલ્પનિક જીવનમાં વધારે આનંદ લે છે. નવલકથા, નાટક, વાર્તા અથવા તો સિનેમાનાં પુરુષપાત્રો સાથે કલ્પનામાં મિત્રાચારી બાંધે છે અને એમાં આનંદ લે છે આવા વાચનથી એને ખબર પડે છે કે જગતના બીજા ભાગોમાં તો કન્યાઓને ઘણી છૂટ હોય છે, સહશિક્ષણ અનિવાર્ય વસ્તુ છે અને આપણા સમાજમાં સ્ત્રીઓને અનેક બંધનોથી જકડી લેવામાં આવી છે. સ્ત્રીઓ પ્રત્યે થઈ રહેલા અન્યાયો પ્રત્યે એમનું ધ્યાન

ખેંચાય છે અને પ્રસંગ મળે એની સામે બંડ પણ કરે છે. અલાયદી શાળામાં ભણતી વિદ્યાર્થિનીઓને વાસ્તવિક જીવનમાં જે ન મળે, અને જેને માટે એમની ઝંખના હોય છે, તે કલ્પનામાં મેળવે છે અને આનંદ લે છે. મનની અંદર જે વિચારો રમ્યા કરતા હોય છે તે વિચારોનો પ્રસંગ આવે અમલ કરવાની તક જવા દેવામાં આવતી નથી. એમને પણ વિદ્યાર્થીઓ સાથે વાતો કરવાની ગમે છે, હરવાફરવા, રમવા અને ચર્ચા કરવામાં આનંદ આવે છે; એટલે જ્યારે જ્યારે તક મળે ત્યારે જાહેર અથવા તો ખાનગી રીતે પણ એ તક ગુમાવવામાં આવતી નથી. આધુનિક જમાનાની નવલકથા, ટૂંકી વાર્તાઓ, નાટકો અને સિનેમા એમના માર્ગદર્શન કરાવનારાં બની ગયાં હોય છે એટલે આ બાબતમાં ગૂંચવાયેલું કોકડું ઉકેલવાને માટે કોઈ બીજા જાણભેદુની જરૂર રહેતી નથી. આવા વાતાવરણમાં સહશિક્ષણનો વિરોધ કરવો એટલે પૂર્વ તરફ મોં રાખીને પશ્ચિમ તરફ પ્રયાણ કરવા જેવો વૃથા પ્રયત્ન છે. આવી સ્થિતિ છે તો પણ સહશિક્ષણના વિરોધીઓ કન્યાઓ માટે અલાયદી શાળા અથવા મહાશાળા કાઢીને એમ સંતોષ માને છે કે એ લોકો કન્યાઓ માટે પૂરતી કાળજી રાખે છે અને પ્રચલિત નીતિનું રક્ષણ કરે છે. પરંતુ આજુબાજુના જગતમાં શું ચાલી રહ્યું છે એ જોવાની અને વિચારવાની તકલીફ તેઓ ભાગ્યે જ લે છે. શહામૃગ જ્યારે રણમાં દોડનાં થાકી જાય છે ત્યારે રેતીમાં માથું સંતાડીને એવો સંતોષ માને છે કે જગત એને જોતું નથી અને હવે પોતે દુશ્મનથી સલામત છે. પરંતુ જ્યારે દુશ્મનના હાથમાં પકડાઈ જાય છે ત્યારે ભ્રમ ભાંગી જાય છે. સહશિક્ષણના વિરોધીઓ ભલે અત્યારે શહામૃગિયા સંતોષ મેળવવાનો પ્રયત્ન કરે. પરંતુ એ ભ્રમ ભાંગતાં વાર લાગવાની નથી.

આગલી ચર્ચા ઉપરથી આપણે જોયું કે સહશિક્ષણને લીધે જ સ્વેચ્છાચાર કે સ્વચ્છંદતામાં વધારો થાય છે એ વાત સત્યથી વેગળી છે. નીતિનું ધોરણ નીચું ઊતરે છે અને અભ્યાસમાં ચિત્ત બરોબર ચોંટતું નથી એ પણ ભ્રમ જ છે. શાળા અથવા તો મહાશાળા લગ્નનું બજાર બની જવાની સંભાવનાનો ભય પણ કાલ્પનિક છે અને વધારે પડતો છે. અને જે પ્રચલિત નીતિ સમાજની પ્રગતિને રૂંધતી હોય એનો ભંગ થાય અને એની જગ્યાએ સમાજને જરૂરી નીતિની સ્થાપના થાય એ જરૂરી છે. એટલે પ્રચલિત નીતિના ભંગથી ડરીને પ્રગતિ અટકાવવાની જરૂર નથી. એટલે સહશિક્ષણના વિરોધ તરીકે જે કારણો રજૂ કરવામાં આવે છે તે બરોબર નથી. તેથી કરીને સહશિક્ષણના વિરોધીઓ માટે ઉપર જણાવેલાં અનિષ્ટોને દૂર કરવા માટે સહશિક્ષણનો વિરોધ કરવો એ પેટમાં દુઃખતું હોય અને ચામડી ઉપર ટીંચર આયોડીન લગાડવા જેવો નિષ્ફળ તેમ જ હાસ્યાસ્પદ પ્રયત્ન છે.

હવે સહશિક્ષણ શા માટે જરૂરી છે એનો વિચાર કરીએ. જેમ પ્રાણીજગતમાં નર અને માદા તેમ મનુષ્યજગતમાં સ્ત્રી અને પુરુષ એમ બે સંસારરથનાં ચક્રો છે. એકબીજાં સાથે સહકારથી રહેવાને સર્જાયેલાં છે. એટલા માટે બન્ને એકબીજાના ગુણધર્મો સમજીને સાથે વિકાસ સાધે એ જરૂરી છે. સ્ત્રી અને પુરુષ, જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં સહજ રીતે વર્તે એવી તાલીમ પ્રથમથી જ આપવાની ખાસ જરૂર છે. અત્યારે અંધકારયુગ ચાલતો નથી એટલે સ્ત્રીઓને ચાર દીવાલોની વચ્ચે પુરાઈ રહેવાનો જમાનો ગયો છે. બીજા દેશોમાં સ્ત્રીઓ જીવનનાં ઘણાંખરાં ક્ષેત્રોમાં પુરુષોની સાથે ખભેખભા અડાડીને પોતાની શક્તિ અનુસાર ફાળો આપે છે. સ્ત્રીશક્તિનો પૂરો વિકાસ થાય એટલા માટે બધાં બિનજરૂરી અને વધારે પડતાં બંધનો કાપી નાંખવાની આવશ્યકતા હાલને તબક્કે આપણા દેશમાં ઊભી થઈ છે. સહશિક્ષણ એ દિશા તરફના પ્રયાણનું પ્રથમ અને જરૂરી પગલું છે. દેશની આવી કટોકટીના સમયે સ્ત્રી અને પુરુષ વચ્ચેની કૃત્રિમ દીવાલ ચાલુ રાખવી એમાં હાનિ સમાયેલી છે, ખરું જોતાં સહશિક્ષણ તો દરેક કુટુંબમાં નાના પાયા ઉપર ચાલે જ છે. આપણે જોઈએ છીએ કે લગભગ દરેક કુટુંબમાં નાનાં મોટાં છોકરા અને છોકરીઓ દરરોજના જીવનમાં જરૂરી કામો ભેળાં મળીને કરે છે અને શિક્ષણ પણ સાથે જ લે છે.

એટલું યાદ રાખવું ખાસ જરૂરી છે કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ પ્રાણી તેમ જ મનુષ્યજગતમાં ભાઈબહેન, માદીકરા, બાપદીકરી અને બીજા એવા ભેદો ગૌણ છે, સમાજની વ્યવસ્થા અને શાંતિને માટે ભાવનાને બળે ઉત્પન્ન કરેલા ભેદ છે, જ્યારે મુખ્ય ભેદ તો સ્ત્રી અને પુરુષનો જ છે. જો એક જ કુટુંબમાં છોકરા અને છોકરીઓ દરેક ક્ષેત્રમાં સાથે કામ કરી શકે છે, અને એમાં જ ફાયદો રહેલો છે એમ આપણે અનુભવીએ છીએ, તો પછી એ જ નિયમ મોટી સંસ્થાને કેમ લાગુ પાડી ન શકાય? શાળા અથવા તો મહાશાળામાં પણ પ્રયત્નપૂર્વક વાતાવરણ ઉત્પન્ન કરવાથી કૌટુંબિક ભાવના અને વાતાવરણ જામી શકે છે. અમુક જમાનામાં ખાસ સંજોગોવશાત્ અને અમુક વાતાવરણની અસર નીચે સ્ત્રી અને પુરુષ વચ્ચે અમુક જાતની દીવાલ ચણી લેવામાં આવી હતી. હવે જમાનો બદલાયો છે અને જીવનની દૃષ્ટિ પણ બદલાઈ છે. જુવાન છોકરા અને છોકરીઓ સહશિક્ષણ લે એટલે સ્વચ્છંદી બની જ જશે એમ માની લેવું એમાં ભ્રમ રહેલો છે. એનાથી ઊલટું જુવાન છોકરા–છોકરીઓને પોતાની જવાબદારીનું પૂરેપૂરું ભાન કરાવી દીધા પછી જો સ્વતંત્રતા આપવામાં આવે તો દરેક પગલું કાળજીપૂર્વક અને પૂરા વિચારથી ભરે છે. એમ કરવામાં ન આવે તો ટીખળ ખાતર, ખાસ કરીને મોટેરાંને ચીડવવા માટે પણ કેટલાંય જુવાનો વડીલોના વચનનું ઉલ્લંઘન કરતાં જોવામાં આવે છે. સામી જાતિના સંસર્ગમાં આવવાનું જ્યારે થાય છે ત્યારે એની નજરમાં હલકાં પડી જવાશે, પોતાની હાંસી થશે, એ ડરથી વર્તન, શિક્ષણ, પહેરવા–ઓઢવા તેમ જ બોલવા–ચાલવાની ઢબમાં ધ્યાન ખેંચે એવો ફેર દરેક સ્ત્રીપુરુષમાં થવો જ જોઈએ. જુવાન છોકરા અને છોકરીઓ સહ-શિક્ષણ લે એટલે વધારે વિનયી અને વધારે વિવેકી થવાં જોઈએ. તેમ જ પોતાનામાં રહેલી શક્તિનો વધારે વિકાસ થયેલો હોવો જોઈએ. જો એનાથી ઊલટી સ્થિતિ માલૂમ પડે તો ક્યાં તો છોકરા–છોકરીઓનાં માનસ વિકૃત થયેલાં હોવાં જોઈએ, ક્યાં તો સંસ્થાના સંચાલકો અનુકૂળ વાતાવરણ જમાવવામાં નિષ્ફળ નીવડ્યા હોવા જોઈએ. એટલે સહશિક્ષણનો વિરોધ કરવામાં શક્તિનો દુર્વ્યય કરવાને બદલે વિકૃત માનસને સુધારવામાં અને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવામાં શક્તિ ખરચાવી જોઈએ.

અલાયદી શાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થી અથવા તો વિદ્યાર્થિનીને એકબીજાના વર્તન માટે ભારે કુતૂહલતા હોય છે, અને તરેહતરેહની કલ્પના હોય છે. એનું પરિણામ એ આવે છે કે જ્યારે જ્યારે સામી જાતિ સાથે મળવાનો પ્રસંગ આવે છે ત્યારે વર્તનમાં કૃત્રિમતા આવે છે અને મગજ પર અમુક જાતનો ભાર રહે છે. એકબીજાના સ્વભાવ માટે કુતૂહલતા હોય છે. પરદેનશીન બાનુઓને આપણે ઘણી વખત પડદાવાળી ગાડી અથવા તો મોટરમાં બેસીને જાહેર રસ્તા ઉપરથી પસાર થતાં જોઈએ છીએ. આપણે જ્યારે જ્યારે જોઈએ છીએ ત્યારે ત્યારે અચૂક એ લોકો પડદો ઊંચો કરીને બહારનું દૃશ્ય અતૃપ્ત નયને જોતાં હોય છે. એ જ રસ્તે થઈને એ લોકોને સેંકડો વખત આવવાજવાનો પ્રસંગ સાંપડ્યો હોય છે છતાં બહારના જગત અને પોતાની વચ્ચે પડદો હોવાથી એ લોકોને કદી તૃપ્તિ થતી નથી. એ લત્તાનો દેખાવ પણ ઘણી વખત ધ્યાન ખેંચે એવો હોતો નથી. ઊલટો કેટલીક વખત રેઢિયાળ દેખાય છે. પરંતુ એ લોકો પડદામાં રહે છે, ખુલ્લી રીતે ફરવાની છૂટ હોતી નથી એટલે એમ લાગ્યા જ કરે છે કે રખે ને પોતે ન જુએ તો કાંઈક નવું જોવાનું રહી જશે. મતલબ કે બંધન હોવાથી તૃપ્તિ થતી જ નથી. આવી જ સ્થિતિ અલાયદી શાળામાં ભણનાર વિદ્યાર્થિનીની હોય છે. આને લીધે ભવિષ્યમાં જુવાન છોકરાઓ કરતાં છોકરીઓને વધારે ગેરફાયદો છે. જ્યારે જ્યારે આવી બંધનયુક્ત જુવાન છોકરીઓને સમાજમાં જુવાન છોકરાઓ સાથે ભળવાની તક મળે છે ત્યારે ત્યારે પોતાના માનસને સંતોષ થાય એનો ઉપયોગ કરી લે છે. જુવાન છોકરાના માનસનો બિલકુલ પરિચય હોતો નથી એટલે કેટલીક વખત ભોળપણથી પીળું તેટલું સોનું માનીને કુપાત્રના હાથમાં સપડાઈ પડે છે અને જિંદગી બરબાદ કરે છે. આને માટે સમાજ જવાબદાર છે. જમાના થયાં

સમાજમાં પુરુષે પૂરતી છૂટ લઇ લીધી છે અને પોતાની વૃત્તિને એક યા બીજી રીતે સંતોષી છે. પુરુષના ઉપર સખત બંધનો નથી. તે ઉપરાંત પુરુષનું જગત પણ વિશાળ છે એટલે બીજી પ્રવૃત્તિમાં શકિતનો ઉપયોગ કરી શકે છે. સ્ત્રી જમાના થયાં મજબૂત બંધનોથી જકડાઈ છે અને ઘર એમનું સંકુચિત ક્ષેત્ર છે. પુરુષના જાતીય વિષયક ચારિત્ર્ય માટે સમાજ દરકાર રાખતો નથી પરંતુ સ્ત્રીના ચારિત્ર્યની રક્ષાનો ભાર વર્ષો થયાં સમાજ ઊંચકતો આવ્યો છે. અને એ પર પૂરેપૂરી તકેદારી રાખે છે. શાસ્ત્રોએ પણ એમાં ટેકો આપ્યો છે. મનુ ભગવાને પણ કહ્યું છે કે સ્ત્રીઓ સ્વાતંત્ર્યને લાયક નથી. આવું હોય એટલે જ્યારે જ્યારે થોડી સ્વતંત્રતા મળે ત્યારે ત્યારે નવા વાતાવરણમાં ઊછરેલી જુવાન છોકરીઓ પોતાની રીતે એ તકનો ઉપયોગ કરે, પોતાની લાગણીનો પ્રવાહ વહાવે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

અત્યાર સુધીનો ઇતિહાસ તપાસતાં સમદૃષ્ટિથી જોનાર કોઈ પણ માણસને એમ લાગ્યા વગર રહે નહિ કે સમાજે જાતીય વિષયક નીતિ પરત્વે એકતરફી નીતિ ઉપર જ ભાર મૂકયો છે. નીતિ જેવી વસ્તુ મોટે ભાગે સ્ત્રીઓને માટે જ લાગુ પાડી છે. પુરુષો ગમે તેટલી સ્ત્રી પરણે અને લગ્ન ઉપરાંત ગમે તેટલા જાતીય સંબંધ બાંધે તેનો ખાસ વિરોધ થયો નથી. પરંતુ સ્ત્રીએ તો પતિવ્રત પાળવું જ જોઈએ એવો આગ્રહ રાખવામાં આવ્યો છે. એક જમાનામાં તો ઇચ્છાએ કે અનિચ્છાએ સ્ત્રીઓને પતિના મરણ પછી પતિ સાથે બળી મરવું પડતું. સહશિક્ષણ માટે પણ જો વિરોધ હોય તો ખાસ કરીને સ્ત્રીના ચારિત્ર્યની રક્ષા માટે જ. પરંતુ આ બધો ભાર હજુ સુધી માથા પર વહ્યા કરવો, સ્ત્રીઓ પોતાની જવાબદારી સમજતી નથી એવું હજુ પણ માન્યા કરવું, એમાં સ્ત્રીસમાજનું અપમાન છે. એમ માનો કે સ્ત્રીઓના હાથમાં સમાજનો કારભાર હોય, એમનું કહેલું સમાજમાં ચાલતું હોય અને જો એમને એમ લાગે કે આ પુરુષો આખી દુનિયામાં ગમે ત્યાં ભટકે છે અને કેટલીક વખત ગમે તેમ વર્તે છે, એકથી વધારે સ્ત્રી સાથે સંબંધ રાખે છે માટે દરેક પુરુષે બુરખો પહેરીને ફરવું, પોતાની સ્ત્રી સિવાય બીજી કોઇ સ્ત્રી સાથે વાતો ન કરવી, વગેરે નિયમો જો લાગુ પાડવામાં આવે તો પુરુષોને કેવું લાગે? સ્ત્રીઓ હરેફરે તેના પર ચોકી, વાતો કરે તેના પર ચોકી, શિક્ષણ લે ત્યાં પણ ચોકી–પહેરો. બધી જ જગ્યાએ એમના ઉપર ચોકી હોય છે. આમ ઠેરઠેર ચોકી મુકાઈ એટલે એમાંથી કેમ છટકી જવું એ પણ શોધાયું. જેમ જેમ ચોકીની સંખ્યા વધે તેમ તેમ છટકબારીની સંખ્યા પણ વધે એ સ્વાભાવિક છે.

આપણા સમાજમાં સહશિક્ષણના થોડા અખતરા થયા છે અને હજીય થાય છે. એમાંના મોટા ભાગના અધકચરા અખતરા જ છે એમ કહેવું જોઈએ. એક હજાર છોકરાઓની શાળા કે મહાશાળા હોય તેમાં પચીસ કે પચાસ છોકરીઓ ભણતી હોય તેને સહશિક્ષણ કોણ કહે? કેટલેક ઠેકાણે તો આના કરતાં પણ ઓછી સંખ્યા હોય છે. આવી સ્થિતિ હોય છે એટલે છોકરાઓનું ધ્યાન છોકરીઓ તરફ અને એમની પ્રવૃત્તિ તરફ વિશેષ જાય એ સહજ છે. એનો ઉપાય એ છે કે શરૂઆતમાં આવા વર્તનનો પણ સામનો કરીને છોકરીઓ વધારે ને વધારે પ્રમાણમાં સહશિક્ષણવાળી સંસ્થામાં દાખલ થાય. આમ થાય એટલે નવીનતા જતી રહે અને બન્નેના વર્તનમાં વધારે ને વધારે સ્વાભાવિકતા આવે. આપણા સમાજમાં ઘણે ઠેકાણે એવું વાતાવરણ જોવામાં આવે છે કે સ્ત્રી એટલે જાણે કે અલાયદી દુનિયાનું પ્રાણી, તથા સ્ત્રી અને પુરુષ વચ્ચે અમુક પ્રકારની—પછી તે શાસ્ત્રીય હોય કે અશાસ્ત્રીય—મર્યાદા હોવી જ જોઈએ. પછી તો પુરુષોના હાથમાં કારભાર રહ્યો એટલે પોતાને અનુકૂળ આવે એવી રીતે મર્યાદાની પરંપરા બાંધી લીધી અને ખાસ કરીને આપણા દેશમાં તો સમસ્ત સ્ત્રીજાતિને મર્યાદાના બંધનના ગૂંચળામાં ગૂંચવી દીધી છે. સહશિક્ષણ લે તેમાં મોટામાં મોટો વાંધો તો જુવાન છોકરીઓ કદાચ પ્રચલિત નીતિનાં બંધન તોડે, માબાપોની મરજી વિરુદ્ધ ઇચ્છામાં આવે તેની સાથે લગ્ન કરવાની

હિંમત કરે, તે હોય છે. છોકરાઓને માટે કોઈ એટલી ફિકર કરતું નથી. ઊલટું આંખમિચામણાં કરે છે. જાતીય વિષયક એકતરફી નીતિનો ખ્યાલ છોડી દઈને પુરુષ અને સ્ત્રીના સમાન હક છે, તથા નીતિનું ધોરણ પણ બન્નેને એકસરખું લાગુ પડે છે એનો સ્વીકાર કરીને જો સમાજને આગળ ધપાવવાનો પ્રયત્ન થાય તો સહશિક્ષણના વિરોધને સ્થાન રહેતું જ નથી.

એટલી ચોખવટ કરવાની ખાસ જરૂર છે કે હાલની શાળા અથવા તો મહાશાળામાં જે પ્રકારનું વાતાવરણ માલૂમ પડે છે અને તેમાં જે ઢબે શિક્ષણ અપાય છે તેમાં સહશિક્ષણનો અખતરો સારી રીતે સફળ થાય એવી આશા રાખવી વધારે પડતી છે. કેળવણીનું દૃષ્ટિબિંદુ ધરમૂળથી બદલીને અનુકૂળ વાતાવરણમાં જો સહશિક્ષણ આપવામાં આવે તો સફળ થયા વિના રહે જ નહિ. એટલે સહશિક્ષણને સફળ બનાવવા માટે કેળવણીની કાયાપલટ કરવાની આવશ્યકતા છે. કેળવણીનું દૃષ્ટિબિંદુ ન બદલાય અને સહશિક્ષણ દાખલ ન થાય તો પરિણામે સમાજને હાનિ છે કારણ કે, એનાથી પ્રગતિ રૂંધાય છે. શરૂઆતથી જ જો સહશિક્ષણ હોય તો પુખ્ત વયના થયા પછી ભારે જવાબદારી ઉપાડવાનો સમય આવે ત્યારે સ્ત્રી અને પુરુષો એ જવાબદારીને સહજ રીતે ઉપાડે છે અને સમાજની પ્રગતિને જોસબંધ આગળ ધપાવે છે. સહશિક્ષણની શરૂઆત થાય તો સ્ત્રીઓ વિના સંકોચે પુરુષોને બીજી પ્રવૃત્તિમાં ઉમંગથી સાથ આપે અને એમની શક્તિ ફક્ત ઘરમાં જ કેન્દ્રિભૂત થવાને બદલે બીજાને પણ એનો લાભ મળે અને આપણો સ્થિતિસ્થાપક સમાજ જલદી પ્રગતિ કરે. આ બાબતમાં બીજા દેશના દાખલા આપણી સમક્ષ મોજૂદ છે.

સમાજના વિકાસ માટે કેળવણી જરૂરી છે એનો બધા સ્વીકાર કરે છે, પરંતુ દેશ અને સમાજની પ્રગતિ માટે એકાંગી કેળવણી પૂરતી નથી. સમસ્ત સમાજની ઉન્નતિ જો આપણે ઇચ્છતા હોઈએ તો તો પુરુષ અને સ્ત્રી બન્નેને કેળવણી મળવી જોઈએ. વળી એ કેળવણી અલાયદી શાળામાં અપાય તેના કરતાં એકી સાથે અપાય એ વધારે જરૂરી છે. સહશિક્ષણમાં જ સર્વાંગી કેળવણીનો વિકાસ થાય છે અને એ દ્વારા જ સ્ત્રીઓ પણ સમાજમાં છૂટથી ફરતી થશે, તેમ જ પોતાની શક્તિનો લાભ સમાજના ઉત્કર્ષ માટે આપતી થશે. સહશિક્ષણ વિનાની કેળવણી એ પાંગળી કેળવણી જ ગણાવી જોઈએ. અત્યારે જે કેળવણી અપાય છે તે ધરમૂળથી બદલાવી જોઈએ, વાતાવરણ પણ બદલાવું જોઈએ અને પછી જો સહશિક્ષણ દાખલ કરવામાં આવે તો આપણને આશ્ચર્યજનક ફેર માલૂમ પડ્યા વિના ન રહે.



# આપણાં ફળો

## શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી સંપૂર્ણ ]

### જમરૂખ

જામફળ ઘણું સ્વાદિષ્ટ ફળ છે, પણ તેમાં કઠિન બીજ ખૂબ હોય છે એટલે તે ઘણાને પ્રિય નથી હોતું. કહેવાય છે કે જામફળીનો પહેલવહેલો ફાલ બીજ વગરનાં જામફળોનો હોય છે અને તે જ ખાવા માટે વખણાય છે. નદીના બેટાનાં જામફળ ઠીક વખણાય છે. બીજ ખૂબ જ ચાવીને ખાવાં જોઈએ નહિ તો કબજિયાત થશે. ફળ સ્વાદિષ્ટ છે, વીર્યવર્ધક

છે, કફને કરનાર છે, વાતપિત્તને હરનાર છે, ઠંડું છે અને શક્તિ આપનાર છે. પાકાં જામફળનું શાક પણ થાય છે. જામફળની બીજી એક સુંદર જાત ( Psidium Cattleianum ) થાય છે જે કલકત્તા અને સિલોનના બાગોમાં થાય છે. આ ફળ ખાવામાં ઘણાં સારાં ગણાય છે. " most palatable of all the guavas. "

## ચીકુ

આ ઝાડ અમેરિકા અને વેસ્ટ ઇંડીઝનું વતની છે પણ અત્યારે હિંદુસ્થાનમાં દરેક ભાગમાં થાય છે. ચીકુ બહુ જ સ્વાદિષ્ટ ફળ છે. ફરમીંજર સાહેબ લખે છે:—

" A more luscious, cool and agreeable fruit is not to be met with perhaps in any country in the world."

ચીકુ પૌષ્ટિક છે, સારક છે, ઠંડાં છે અને કફ કરનાર છે. ચીકુનાં બીજ બહુ કડવાં હોય છે અને તે વધુ ખાવાથી ખૂબ ઝાડા થઈ આવે છે.

## લીચી

( Nephelium lappaceum ) આ ફળ મલાયાનું વતની છે પણ અત્યારે હિંદમાં થાય છે. મુંબાઈમાં લીચીનાં ફળ વેચાતાં મળે છે. જુલાઈ–ઑગસ્ટમાં ફળ પાકે છે. ફળ રાતા કાળા રંગનાં સોપારી જેવડાં લંબગોળ થાય છે. ઉપરની છાલ કાઢી નાખ્યા પછીથી અંદર સફેદ ગર નીકળે છે જે ખવાય છે. આ ગર્ભ સહેજ ખટાશ લેતો મધુર હોય છે. પણ આ ફળ બહુ ખાઈ શકાય એવાં નથી, થોડાંક ખાવાથી તૃપ્તિ થઈ જાય છે.

## સ્ટ્રોબેરી

(Fragaria vesca Rosaceae). યુરોપિયનોને આ ફળ ખૂબ પ્રિય હોય છે. પંચગીની અને મહાબળેશ્વરમાં સ્ટ્રોબેરી મળે છે. મુંબાઈમાં પણ વેચાય છે. સ્ટ્રોબેરીમાં સેંકડે ૧ ટકા જેટલું નત્રિલ, ૦·૬ ટકા જેટલું સ્નેહ અને ૭·૪ ટકા કર્બોદિતનું પ્રમાણ હોય છે. સ્ટ્રોબેરીઝમાં કૅલ્સિયમ્, મેગ્નેસિયમ્, પોટાસિયમ્, સોડિયમ્, ફોસ્ફરસ, ગંધક અને લોહ છે, પણ અતિ જૂજ પ્રમાણમાં. સ્ટ્રોબેરી પાકી હોય છે ત્યારે ખટમધુરી લાગે છે, પણ બહુ ખાઈ શકાય એવી તે હદ્ય નથી. નીલગિરિ તરફ જંગલી સ્ટ્રોબેરીઝ થાય છે, પણ બાગમાં થયેલી સ્ટ્રોબેરીઝ સારી, મોટી, સ્વાદિષ્ટ થાય છે. સંગ્રહણી અને અજીર્ણ ઉપર સ્ટ્રોબેરીઝ સારી છે એમ ઘણા માને છે. સ્ટ્રોબેરીમાં સેલિસિલિક ઍસિડ છે.

## મંગોસ્તાન

મદ્રાસ ઈલાકામાં નીલગિરિ જેવાં સ્થળોમાં તેમ જ સિલોન અને બ્રહ્મદેશ તરફ મંગોસ્તાનનાં ઝાડ થાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં ઠંડી હવાને લીધે તે ભાગ્યે જ થાય છે. આનાં ફળ નારંગી જેવાં મોટાં, કાળાશ પડતાં આસમાની રંગનાં અને અંદરથી પીળા ચીકણા રસવાળાં હોય છે. એનો ગર્ભ બહુ જ સ્વાદિષ્ટ હોય છે. ગર્ભમાં ચપટાં ગુલાબી બીજ છુપાયલાં હોય છે. જગતમાં જે ઉત્તમોત્તમ ત્રણ ફળોની ગણના થાય છે તેમાંનું મંગોસ્તાન એક છે. ફળ ઉપરનાં છોડાં ( rind ) સંગ્રહણી અને આમાતિસારમાં ગ્રાહિ દવા તરીકે વપરાય છે. બચ્ચાંના જૂના અતિસારમાં આ ઔષધ બહુ ઉપયોગી જણાયું છે. એક વિદ્વાન આ ફળ વિષે લખે છે:—

" This pulp, it is that gives the fruit its value as one of the finest fruits of the eastern tropics, and one of the most highly appreciated delicious products of the eastern & western Hemispheres. "

બીજા એક વિદ્વાન કહે છે કે મંગોસ્તાનમાં સ્ટ્રોબેરી અને દ્રાક્ષ બન્નેનાં સ્વાદ અને ખુશબો છે.

અતિસાર અને મરડા માટે આ ફળ સારું છે.

## કાજુ

કાજુનાં ઝાડ દક્ષિણ તરફ બહુ થાય છે. 'ફ્લાવરિંગ પ્લૅન્ટ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા ' નામના પુસ્તકના

લેખક રેવરન્ડ નેર્ન સાહેબ લખે છે કે આ ઝાડ મૂળ બ્રાઝિલનું વતની છે અને પોર્ચ્યુગીઝોએ તે હિંદમાં દાખલ કર્યું છે. ફળની નીચે બીજ વળગેલું હોય છે. ફળ દેખાવે સુંદર લાગે છે પણ તે ખાતાં અતિશય દાહક છે અને તુરત જ ગળું ઝાલે છે. ભૂલેચૂકે પણ એ ફળ ન ખાવું. બીજ, જેને આપણે કાજુ કહીએ છીએ, બહુ મધુર છે. એકલા કાજુ ઉપર રહેવાથી કોઢ ( Leprosy ) મટી ગયાના દાખલા તબીબી દફતરોમાં નોંધાયેલા છે. બીજમાંથી તેલ નીકળે છે જેમાં ૯૦ ટકા એનીકાર્ડિયેક એસિડના હોય છે. બીજ ખાવે પૌષ્ટિક છે, વીર્યવર્ધક છે. કૃમિ, અગ્નિમાંદ્ય, સંગ્રહણી, અર્શ, કુષ્ઠ વગેરેમાં હિતકર છે. કાજુ બહુ જ સુંદર ખાદ્ય છે.

## ચારોળી

ચારોળીનાં ફળ નાનાં બોર જેવાં થાય છે. ફળની મીંજ એ આપણી ચારોળી. 'ચારોળીનું ફળ વીર્યવર્ધક (वृष्य), શીતલ અને ગુરુ છે' એમ સુશ્રુત કહે છે. ચારોળી વાતપિત્તને હરનાર છે, મધુર શક્તિવર્ધક દાહ, તૃષા, જ્વર વગેરેને હરનાર છે. ભાવમિશ્ર કહે છે કે ચારોળી ખૂબ સ્વાદિષ્ટ છે. દુર્જર (પચવામાં ભારે) છે, સ્નિગ્ધ અને વિષ્ટંભ કરનારી છે. રક્તપિત્તમાં ચારોળી ઉપયોગી છે. ચારોળીમાંથી તેલ નીકળે છે. ચારોળી પૌષ્ટિક અને સ્વાદિષ્ટ છે.

## બદામ

બદામને સૌ કોઈ ઓળખે છે. "બદામ ગરમ છે, સ્નિગ્ધ છે, વાતઘ્ન છે, વીર્યવર્ધક છે, ભારે છે, વાતપિત્તને હરનાર છે, કફને કરનાર છે, રક્તપિત્તના દરદીઓ માટે તે સારી નથી." (**ભાવમિશ્ર**.) બદામમાં ૫૫ ટકા જેટલું તેલ છે, જે શક્તિપ્રદ છે. બદામમાં ૪.૮ ટકા પાણી, ૨૧.૦ નત્રિલ, ૫૪.૯ સ્નેહ, ૧૭.૩ કર્બોદિત અને ૨.૦ ટકા જેટલાં ખનિજ દ્રવ્યો છે. રાત્રે બદામને પાણીમાં પલાળી રાખી, સવારમાં બદામ ઉપરનાં ફોતરાં ઉખેડી નાખી, તેને પથ્થર પર વાટી તેને દૂધમાં નાખીને પીવાથી બહુ જ સારી છે. વીર્યની નબળાઈવાળાઓ તેમ જ મગજની નબળાઈવાળાઓ બદામનો ઉપયોગ કરીને લાભ મેળવે છે. બદામનો હલવો, બદામપાક, બદામના રોટલા વગેરે ઠીક પ્રચલિત છે. જે બચ્ચાંને દૂધ ન ભાવતું હોય તેવાં બચ્ચાંને હમેશાં આઠ-દસ બદામ પાણીમાં વાટી તેમાં પાણી નાખી તેને કપડાવડે ગાળી લઈ અંદર સહેજ સાકર કે પતાસું નાખીને તે પાણી પાવું. આ પાણી દૂધ જેવું થાય છે અને દૂધ જેવું જ ગુણદાયી પણ છે. બચ્ચાંને બદામ ખાવા આપવી જ જોઈએ. બદામ અને સાકરનાં ગજવાં ભરીને ખાનારા યુવાનો જ મોટી ઉંમરે ધાડ મારી શકે છે.

બીજી એક **કડવી બદામ** થાય છે. કડવી બદામ ઘણી ઝેરી છે. હાઈડ્રોસિયાનિક એસિડના જેવી ઝેરી અસર છે. માટે બચ્ચાંને બદામ ખાવા આપતી વખતે કડવી બદામ ન હોય એ સાચવવું.

## પિસ્તાં

કાબુલ તરફ આનાં ઝાડ થાય છે. બદામ, આલુ, ચારોળી વગેરે સૂકા મેવામાં પિસ્તાં સૌથી શ્રેષ્ઠ મનાય છે. પિસ્તાં પચવામાં ઘણાં સહેલાં છે. પિસ્તાંમાં ૭.૪૦ ટકા પાણી, ૨૨.૬ ટકા નત્રિલ, ૫૪.૮ ટકા સ્નેહ, ૧૫.૬ ટકા કર્બોદિત, ૨.૮૦ ટકા ખનિજ પદાર્થો છે. પિસ્તાં પચવામાં ઘણાં સહેલાં છે, પણ તે બહુ જ ન ખાવાં જોઈએ. પિસ્તાં, બદામ વગેરે ખૂબજ ચાવીને ખાવાં જોઈએ. પિસ્તાં વાયુને હરનાર છે. બલપ્રદ છે, વીર્યવર્ધક છે, કફ અને પિત્તને કરનાર છે, ગુરુ છે, સ્નિગ્ધ છે અને ઉષ્ણ છે.

## આલુબુખાર

આલુ બે જાતનાં થાય છે (૧) મધુર અને (૨) ખાટાં. બજારોમાં જે સફેદ આલુ વેચાય છે તે મીઠાં હોય છે. ખાટાં આલુને લોકો આથે છે. આલુ બહુ ગરમ નથી, બહુ જ સ્વાદિષ્ટ છે, શરીરને પુષ્ટ બનાવનાર છે, જલદી પચી જનાર છે, તેમ બહુ દોષોને કરનાર પણ નથી. વાગ્ભટ્ટ કહે છે पक्वमाशु जरां याति અર્થાત્ પાકેલાં આલુ જલદી પચી જાય છે.

## અખરોટ

અખરોટ બહુ જ ઉપયોગી ફળ છે. તેમાં ૭.૬૧ ટકા પાણી, ૧૫.૫૭ ટકા નત્રિલ, ૫૭.૪૩ સ્નેહ

૧૩-૦૮ કર્બોદિત અને ૪-૫૯ કાષ્ટક (cellulose) છે. આલુના જેવા જ અખરોટના ગુણો છે. એમાં ચરબીનું પ્રમાણ ઘણું સારું છે.

## આંકોલ

( Alangium Lamarkii ). આંકોલનાં ઝાડવાં પંચમહાલ તરફ ખૂબ થાય છે. અષાઢ મહિનામાં એનાં ફળ પાકે છે. ગામડાંના લોકો એ ફળને ખાય છે. ફળનો રંગ રતાશ લેતો ઘેરો જાંબુડી હોય છે. ઉપરનું છોડું ઉખેડતાં અંદર લીચી જેવો ઘેરો સફેદ ગર્ભ નીકળે છે, જે છોકરાં હોંસે હોંસે ખાય છે.

**ચરક** કહે છે કે આંકોલનાં ફળ કફને કરનાર છે, ભારે છે, વિષ્ટંભિ છે અને જઠરાગ્નિને મંદ પાડનાર છે. **ભાવમિશ્ર** કહે છે કે આંકોલનાં ફળ કફઘ્ન છે, શરીરને પુષ્ટ બનાવનાર છે, બલપ્રદ છે, સારક છે, વાતપિત્ત, દાહ અને રક્તપિત્તને જીતનાર છે.

ઔષધ તરીકે આંકોલ અતિ મૂલ્યવાન ઝાડ છે.

## તડબૂચ

નદીના ભાઠામાં થનારાં તડબૂચ ઘણાં મોટાં અને સ્વાદિષ્ટ હોય છે. ઉનાળાના દિવસોમાં તડબૂચ ખાવાથી ઠીક શાંતિ મળે છે. તડબૂચ ઠંડું છે, મૂત્રલ છે, મૂત્રપિંડ અને મૂત્રાશયના રોગોમાં તે સારું છે, એમાં પાણીનો ઘણો મોટો ભાગ છે. લાલ માંસ જેવો ગર્ભ સાકર જેવો મીઠો લાગે છે. બહુ ખાવાથી પેટમાં અપચો વાયુ Gastro-intestinal disorders ) થાય છે.

## સકરટેટી

સકરટેટી મૂત્રલ છે, બલપ્રદ છે, કોષ્ટશુદ્ધિકર છે. અત્યંત સ્વાદિષ્ટ છે, ઠંડી છે, વીર્યવર્ધક છે, વાતહર છે. જે ખાટી અથવા ખટમધુરી હોય તે રક્તપિત્ત અને મૂત્રકૃચ્છ્રને કરનાર છે. સકરટેટી બહુ જ સારી મૂત્રલ-પેસાબ સાફ લાવનાર છે. ખરજવા (Eczema) માં તે ઘણું જ ઉપયોગી છે. એક ડોક્ટર કહે છે કે ખરજવાના દરદીએ જો મળે તો હમેશાં એકફી સકરટેટી ખાવી. એનાં બીજ પણ મૂત્રલ અને ઠંડાં છે. સાકરનું પ્રમાણ ઠીક છે.

## કાકડી

શિયાળુ કાકડી (ચીભડાની જાત) ખાવામાં સારી ગણાય છે. તે પિત્ત કરતી નથી. ચોમાસુ કાકડી પિત્તલ છે. કાકડી પિત્તને હરનારી ઠંડી છે, પેશાબના રોગોને હણનાર છે, મધુર છે, રુચિપ્રદ છે, મૂર્ચ્છા, દાહને હરનાર છે. બહુ ન ખાવી. કૂણી કાકડી એટલી તો મીઠી લાગે છે જાણે કે ખાધા જ કરીએ. કાકડીનું કચુંબર અને શાક થાય છે.

## પીલુ

કાઠિયાવાડ તરફ પીલુનાં ઝાડને **જાર** કહે છે. નાનાં ફળ અને મોટાં ફળ એવા તેના બે ભેદ છે. નાનાં પીલુ ખૂબ તીખાં લાગે છે. મોટાંમાં એટલી તીખાશ હોતી નથી. નાનાં પીલુનાં ઝાડને કાઠિયાવાડમાં ખારીજાર અને મોટાં પીલુનાં ઝાડને મીઠી જાર કહે છે.

નાનાં પીલુ કફ અને વાતને હરનાર છે. પિત્તકૃત્ છે. ઝાડો સાફ લાવનાર છે, ગોળાને હણનાર છે. ( ભાવમિશ્ર )

મોટાં પીલુ મધુર છે, વીર્યપ્રદ છે, વિષનાશક છે, પિત્તનું શમન કરનાર છે, રુચિપ્રદ છે. આમને હણનાર છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે, (રાજનિઘંટુ)

પીલુનો આસવ બનાવવામાં આવે છે જે હરસ-મસા માટે સરસ પેય છે. પીલુ હરસવાળા માટે સારાં છે. મોસમ વખતે નાનાં બચ્ચાં પીલુ ખૂબ ખાય છે.

## કમરખ

( Averrhoa Carambola ) કમરખ કાચાં હોય છે ત્યારે ખાટાં લાગે છે. પાકાં હોય છે ત્યારે ખટમધુરાં લાગે છે. પાકાં કમરખ બચ્ચાં હર્ષથી ખાય છે. કમરખનો મુરબ્બો સારો થાય છે. પાકાં કમરખ ખાતી વખતે લોકો તેની ફાડ ઉપર થોડો ચૂનો

ચોપડે છે. આ ફળમાં પોટાસિયમ્ ઑક્ઝેલેટ વધુ પ્રમાણમાં છે. પાકેલાં ફળનું શરબત શીતળ અને રેચક છે. રક્તશુદ્ધિ કરનાર અને રક્તપિત્તમાં ઉપયોગી છે.

**ભાવમિશ્ર** કહે છે, કમરખ ઠંડું છે, ગ્રાહિ છે, ખટમધુરું છે, અને કફ તથા વાયુને હરનાર છે. ખાટું હોવાને લીધે અમ્લપિત્તને કરનાર છે. કમરખ રક્તપિત્તહર ( Antiscorbutic ) છે. દૂઝતા હરસવાળાએ કમરખ ખાવાં ઠીક છે. તાવનું જોર અને તરસ ઓછું કરવાની શક્તિ કમરખમાં છે.

## શિંઘોડાં

**વૉટર ચેસ્ટનટ** ( અંગ્રેજી ) શિંગોડાંના વેલા પાણીમાં થાય છે. શિંગોડાંને ન ઓળખે એવો હિંદુ કોઈક જ હશે. એમાં રહેલા ગુણોને લીધે હિંદુઓએ એને એકાદશીના ફળાહારમાં દાખલ કરી દીધું છે. શિંગોડાં કાચાં પણ ખવાય છે, બાફેલાં શિંગોડાં ઘણાં સરસ લાગે છે. સૂકાં શિંગોડાંનો લોટ અનેક રીતે ખવાય છે.

શિંગોડાં ઠંડાં છે, સ્વાદિષ્ટ છે, ભારે છે, વીર્યવર્ધક છે, ઝાડો કબજ કરનાર છે, વાત અને કફને કરનાર છે, બલપ્રદ છે, રક્તપિત્ત અને દાહને મટાડનાર છે. ( ભાવપ્રકાશ )

રાજનિઘંટુકાર એને હલકાં અને સર ( રેચક ) કહે છે અને ' વૃષ્યતમ ' ( ખૂબ જ તાકાત આપનાર) કહે છે. એ કહે છે કે શિંગોડાં ત્રિદોષ, દાહ, શ્રમ, સોજો વિગેરેને હરનાર છે, રુચિપ્રદ છે અને ( મેહનદાર્ઢ્યહેતુઃ ) ગુપ્તેન્દ્રિયને દઢતા અર્પનાર છે. "શિંગોડાંમાં ૮૪.૫૮ ટકા પાણી, સ્નેહ ૧૮ ટકા, કર્બોદિત ૯.૧૪ ટકા, ૨.૩૭ ટકા નત્રિલ, ૦.૫૬ ટકા રેસા, ઓગળી જાય એવા સ્ટાર્ચનો ભાગ ૨.૨૫ ટકા અને ક્ષાર ૯૨ ટકા હોય છે. ૧૦૦ ગ્રામ શિંગોડાંમાં ૪૮.૩૭ ટકા કૅલોરી ગરમી આપવાનું બળ છે. દૂધ કરતાં શિંગોડાંમાં ૨૨ ટકા વધારે ખનિજ ક્ષારો છે. અંદર લોહ અને ફૉસ્ફરસ પણ છે એટલે તે તાકાત આપનાર અને લોહી તથા જ્ઞાનતંતુઓને બળ આપનાર ગણાય છે.

"હિંદમાં એકલા કાશ્મીરમાં જ શિંગોડાંમાંથી એક લાખ રૂપિયાની આવક થતી જોઈ ઑસ્ટ્રેલિયાના મેલબોર્ન શહેરનો ફર્ડિનાન્ડ વૉન મુલર કલકત્તેથી એનાં બીજ લઈ ગયો છે અને આખા ઑસ્ટ્રેલિયાનાં તળાવોમાં એ વાવી એ પુષ્ટિકારક ખોરાક અખૂટ જથામાં પૂરો પાડવાની આશા રાખે છે." [1]

## લુકાટ

( Photinia japonica no Rosaceae ) જયપુર તરફ આ ફળ ખૂબ વેચાય છે. આ લેખક આ ફળ ત્યાં જ ખાધાં છે. ફળ પીળા રંગનાં નાની સોપારી જેવડાં થાય છે. ખટમધુરાં હોય છે. ઘણા બાગોમાં આ ઝાડ વાવવામાં આવે છે. ફળ દેખાવે સુંદર, ખાવા યોગ્ય છે.

આ સિવાય બીજાં ઘણાં ફળો થાય છે પણ આપણે તે જાણતા નથી. હિંદુસ્તાનના મોટાં વનસ્પતિ-ઉદ્યાનો ( Botanical gardens )માં પરદેશનાં ઘણાંયે ફળઝાડ થાય છે, અને તેમાંનાં કેટલાંક તો ખરેખર અતિ સ્વાદિષ્ટ હોય છે. દુનિયાનાં ઉત્તમોત્તમ જે ત્રણ ફળો છે તેમાંનું એક **ચેરીમૉયર** cherimoyer ( Anona cherimolia ) છે. ( મંગોસ્તાન, અનનસ અને ચેરીમૉયર આ ત્રણ ઉત્તમ ફળ ગણાય છે ) એક **ટોમેટાનું ઝાડ** ( Tree Tomato-અંગ્રેજી નામ ) Cyphomandra betacea no Solanaceae) થાય છે, તેનાં ફળ પણ સારાં ગણાય છે. Passiflora edulis ( passion-fruit ) **પૅસિફ્લોરા એડ્યુલિસનાં** ફળ પણ ખાવામાં સ્વાદિષ્ટ હોય છે. **દુરાયન** નામનું ફળ એટલું સરસ થાય છે કે તે ફળ ચાખવા માટે ઘણા અંગ્રેજો પૂર્વનો પ્રવાસ કરે છે. દુરાયન ( Durian ) ( Durio zibethinus no malvaceae) નાં ફળ અતિ સ્વાદિષ્ટ હોય છે. આ ઉપરાંત બીજાં હજારો ફળઝાડ હિંદના બાગોમાં થાય છે. બાગના શોખીન શેઠિયાઓ આવાં ઝાડોને પ્રયત્નપૂર્વક ઉછેરે અને આવાં ઉપયોગી ઝાડોનો વધારો-ફેલાવો કરે એ ઇચ્છવા યોગ્ય નથી શું ?

---

૧ 'કુમાર' ચૈત્ર ૧૯૮૪ માં ડૉ. હરિપ્રસાદના લેખ ઉપરથી.

# આપણાં ફળોમાં રહેલાં તત્ત્વોનું વિશ્લેષણ

| પદાર્થ | દર ઔંસમાં ગ્રામ | | | દર ઔંસમાં મિલિગ્રામ. | | | દર ઔંસમાં કેટલી કૅલોરીઝ | વિટામિન્સ | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પ્રોટિન | મેદ | કર્બોદિત | કૅલ્સિયમ | ફૉસ્ફરસ | લોહ | | એ | બી | સી | ડી | ઈ | જી |
| લીંબુ (કાગદી) | ૦·૪૫ | ૦·૨૭ | ૩·૩૦ | ૨૭·૦ | ૬·૩ | ૦·૦૮ | ૧૭·૭ | | + | ++ | | | |
| લીંબુ (ખાટાં) | ૦·૧૪ | ૦·૧૪ | ૦·૯૦ | — | — | — | ૫·૦ | + | ++ | +++ | | | |
| સંતરાં | ૦·૨૫ | ૦·૦૩ | ૨·૬૯ | ૧૩·૮ | ૬·૬ | ૦·૦૨ | ૧૨·૦ | + | + | +++ | | | |
| નારંગી | ૦·૦૯ | ૦·૦૬ | ૩·૫૪ | ૩·૯ | ૬·૩ | ૦·૫૧ | ૧૫·૦ | + | + | +++ | | | |
| પપનસ | ૦·૧૭ | ૦·૦૧ | ૨·૮૦ | ૭·૯ | ૭·૯ | ૦·૦૧ | ૧૨·૨૬ | | | | | | |
| ટૉમેટાં | ૦·૩૦ | ૦·૦૨ | ૧·૫૦ | ૨·૪ | ૫·૪ | ૦·૦૨ | ૬·૧ | + | +++ | +++ | | | |
| કાચાં કેળાં | ૦·૪૨ | ૦·૦૭ | ૪·૩૦ | ૧·૫ | ૮·૧ | ૦·૧૮ | ૧૯·૮ | | + | + | | | |
| પાકાં કેળાં | ૦·૪૫ | ૦·૦૩ | ૨·૨૬ | ૦·૪ | ૧૭·૦ | ૦·૧૨ | ૧૧·૦ | + | + | ++ | + | ++ | |
| કેરી | ૦·૧૯ | ૦·૦૩ | ૨·૩૬ | ૩·૬ | ૫·૧ | ૧·૩૨ | ૧૧·૭ | | + | ++ | | | |
| સફરજન | ૦·૦૯ | ૦·૦૬ | ૩·૫ | — | — | — | ૧૫·૦ | + | + | + | | | |
| જામફળ | ૦·૪૨ | ૦·૦૬ | ૪·૨ | ૩·૯ | ૧૨·૦ | ૦·૩ | ૧૯·૫ | | + | + | | | |
| ગીચ | ૦·૨૦ | ૦·૦૩ | ૨·૭ | — | — | — | ૧૨·૦ | | | ++ | | | |
| લીચી | ૦·૮૪ | ૦·૦૭ | ૧·૯ | — | — | — | ૧૨·૦ | | + | ++ | | | |
| અંજીર | ૦·૪૦ | ૦·૦૬ | ૫·૧ | ૧૬·૫ | ૭·૮ | ૦·૩૩ | ૨૨·૫ | | | | | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અનનસ | ૦·૬૧ | ૦·૦૯ | ૨·૭૫ | — | — | — | ૧૨·૦ | | | ++ | | | |
| રામફળ | ૦·૩૯ | ૦·૦૪ | ૫·૯૮ | ૩·૯ | ૨·૫ | ૦·૧૭ | ૨૫·૬૨ | | | | | | |
| તાડફ્ળી | ૦·૧૭ | — | ૧·૮૫ | ૧·૪ | ૫·૯ | ૦·૧૩ | ૭·૯૮ | | | | | | |
| સ્ટ્રોબેરી | ૦·૨૧ | ૦·૦૭ | ૨·૭૬ | ૭·૪ | ૭·૪ | ૦·૪૯ | ૧૨·૫૧ | | | ++ | | | |
| જાંબુ | ૦·૧૯ | ૦·૦૩ | ૫·૫૬ | ૪·૪ | ૩·૦ | ૦·૨૮ | ૨૩·૫૦ | | | | | | |
| કલિંગર–તડબૂચ | ૦·૦૩ | ૦·૦૪ | ૧·૧ | ૦·૩ | ૨·૪ | ૦·૦૪ | ૫·૧ | | | | | | |
| ખરબૂજ | ૦·૧૧ | ૦·૦૬ | ૧·૯ | — | — | — | ૯·૦ | | | | | | |
| પપૈયાં | ૦·૧૩ | ૦·૦૯ | ૨·૮ | ૩·૯ | ૨·૭ | ૦·૧૨ | ૧૨·૦ | + | ++ | ++ | | | |
| ફણસ | ૦·૫૪ | ૦·૦૩ | ૫·૧ | ૬·૬ | ૮·૮ | ૦·૧૩ | ૨૩·૭ | | | | | | |
| દ્રાક્ષ | ૦·૧૭ | ૦·૦૩ | ૩·૯૩ | ૭·૫ | ૫·૭ | ૦·૧૨ | ૧૭ | | ++ | ++ | | | |
| દાડમ | ૦·૪૮ | ૦·૦૧ | ૪·૩ | ૨·૭ | ૧૯·૮ | ૦·૦૮ | ૧૯·૫ | | + | + | | | |
| કોઠું | ૨·૧૭ | ૦·૧૬ | ૪·૨૭ | ૩૭·૪ | ૨૮·૫ | ૦·૧૭ | ૨૭·૩૧ | | | | | | |
| નારિયેળ | ૧·૭૬ | ૧૨·૩ | ૩·૯ | ૩·૯ | ૭૨·૯ | ૦·૫૧ | ૧૩૩ | + | | | | | + |
| મગફળી | ૭·૩ | ૧૦·૯૨ | ૬·૯ | ૧૪·૪ | ૧૧૬·૨ | ૦·૪૫ | ૧૫૫ | + | ++ | | | | |
| તલ | ૫·૧૦ | ૧૧·૨૬ | ૭·૭૦ | ૪૦૮·૨ | ૧૬૨·૫ | ૨·૯૯ | ૧૬૦ | | | | | | |
| કોપરાં | ૧·૬ | ૧૪·૩ | ૭·૯ | ૩·૬૪ | ૪૭·૫ | ૦·૪૭ | ૧૬૭ | | | | | | |
| મગફળીનો ખોળ | ૧૪·૭ | ૩·૦ | ૭·૨ | ૩૬·૦ | ૨૦૧·૦ | ૩૩·૦ | ૧૧૪ | | | | | | |
| કોપરાનો ખોળ | ૫·૪ | ૨૮·૪ | ૬૬·૨ | — | — | — | ૫૫૭ | | | | | | |

# સોવિયેટ રશિયા

## શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

### યુરોપનું રીંછ–રશિયા.

૧૯૧૪–૧૮ ના મહાન વિગ્રહ પહેલાં રશિયા યુરોપમાં સૌથી મોટો દેશ હતો. નકશામાં આજ પણ એનો પટવિસ્તાર જુઓ, એની ભૌગોલિક સ્થિતિની મગજમાં કલ્પના ખડી કરોઃ પોચા ગાભા જેવા બરફના ઢગલાઓ રશિયાની ભૂમિ પર પથરાયેલા તમને દેખાશે, અને કારમી ઠંડીથી બચવા રશિયન લોકો જે પોશાકો પહેરે છે તેથી તેમનાં શરીરનો જે ભરાવદાર અને ગઠિયો દેખાવ લાગે છે તે તમને ભુંથરવીંથર રૂંછડાં અને ભારે શરીરવાળા રીંછનો જ ખ્યાલ આપશે. ગયા મહાન વિગ્રહ પછી રશિયામાંથી ફિન્લૅન્ડ, પોલૅંડ, એસ્ટોનિયા, લૅટવિયા અને લિથુઆનિયા એ રાજ્યોના લોચા છૂટા થયા તેથી તેની કાયા કંઈક પાતળી પડી દેખાય છે, તો પણ તે આજે દુનિયાનો નવમો ભાગ રોકીને બેઠું છે. અર્ધું યુરોપ અને ત્રીજા ભાગનું એશિયા તેની અંદર જ સમાઈ જાય છે. મહાન વિગ્રહ પહેલાં તે જગતનો સાતમો ભાગ ધરાવતું હતું અને સામ્રાજ્યની વિશાળતામાં અંગ્રેજો પછી બીજો નંબર એનો આવતો હતો. આજે એની ભૂમિનો વિસ્તાર ૨૪૧૯૨૧ ચોરસ માઈલ છે.

### વસ્તી

પણ રશિયાની વસ્તી એટલી બધી નથી હોં કે! એની વસ્તી તો હિંદુસ્તાનથી અર્ધી જ, ૧૭–૧૮ કરોડની જ છે. એમાં ૧૭૪ જાતની પ્રજા વસે છે. અનેક ભાષાઓ બોલાય છે. પણ રાજ્યનો એવો કડક હુકમ છે કે ભાષા હજાર બોલાઓ, પણ લિપિ તો એક જ રહેવી જોઈએ. એટલે આખા રશિયામાં એક રોમન લિપિ જ ચાલે છે. છેલ્લાં પંદર વર્ષમાં ત્યાં અક્ષરજ્ઞાનનો પ્રચાર પ્રચંડ પૂરની પેઠે પ્રસારવામાં આવ્યો છે. ૯૩ ટકા સ્ત્રી–પુરુષો અક્ષરજ્ઞાનવાળાં થઈ ગયાં છે. પછાત પ્રજાઓને આગળ લાવવા રાજ્યે ભગીરથ પ્રયત્નો કર્યા છે. દરેક નાના ગામમાં પણ નિશાળ અને સારું પુસ્તકાલય હોવાનાં જ. તે વિના જ્ઞાનનો પ્રચાર મુશ્કેલ બને. જ્ઞાન વિના પ્રગતિ મુશ્કેલ બને. ઉચ્ચ શિક્ષણ માટે પણ દર વરસે અબજો રૂબલો ( રશિયાનો ચાંદીનો સિક્કો ) ખર્ચાય છે. બધી કોમો, બધી પ્રજાઓ અને સ્ત્રી–પુરુષ તમામને સમાનભાવે બધા હક્કો મળે છે.

### દ્રવ્યોનો ખજાનો

આખા જગતમાં માત્ર અમેરિકાનાં સંયુક્ત રાજ્યો અને રશિયામાં કાચી વસ્તુઓનો મોટો જથ્થો મળે છે. સામ્યવાદીઓએ આમાંથી રશિયાની ભારે ઉન્નતિ કરી છે. અંગ્રેજોને પોતાની જરૂરિયાતના ૫૦ ટકા ખોરાક, ખાંડ, ચાહ, તેલ, રબ્બર, લોઢું, કપાસ, શણ, ઊન વગેરે માટે પરદેશો ( પોતાનાં સંસ્થાનો )નો આધાર લેવો પડે છે. જર્મની પણ ઉપરની સર્વે વસ્તુઓ માટે વત્તેઓછે અંશે પરાધીન છે. જો કે જર્મનીએ રસાયનની મદદથી ઊન, તેલ, કાપડ, રબ્બર ઇત્યાદિ કાચી વસ્તુઓ માટેની પોતાની પરાધીનતા ઓછી કરી છે. ઇટાલિ પણ કાચી વસ્તુઓ પરત્વે મોટે ભાગે બીજાની દયા ઉપર જ જીવે છે. જ્યારે યુરોપમાં રશિયા જ એક એવો દેશ છે કે જે આ બાબતમાં સંપૂર્ણપણે સ્વાયત્ત કહી શકાય. એને પોતાની વિસ્તૃત ભૂમિ પાસેથી પુષ્કળ કોલસો, તેલ, કપાસ, અનાજ અને ધાતુઓ મળે છે. દર વરસે ચાળીસ કરોડ પૌંડ જેટલી કિંમતનું તો સોનું એની ધરતી એને આપે છે.

### સામ્યવાદ આવ્યા પછી

આ બધું ખરું સાર્થ તો બન્યું દેશમાં સામ્યવાદી સત્તા આવ્યા પછી. તે પછી રશિયા ખૂબ વિકાસ

પામ્યું. વીસ વરસમાં દર વર્ષે અબજો પૌંડ ખર્ચીને એણે ત્રણ પંચવર્ષીય ઔદ્યોગિક યોજનાઓ પૂરી કરી. એ યોજના હેઠળ લાખો કારખાનાં સ્થપાયાં, કોલસો, લોઢું અને તેલ એ મૂળભૂત પદાર્થોની પેદાશ ત્રણથી ચારગણી વધારી દીધી. વિદ્યુત્શક્તિનું ઉત્પન્ન પાંચથી છગણું વધારી દીધું. કપાસ, ઘઉં અને ઊન જેવી વસ્તુઓની પેદાશ પણ ચારથી પાંચગણા પ્રમાણમાં થવા લાગી છે. નવાં મોટાં શહેરો સ્થપાયાં, જૂનાં શહેરોની વસ્તી પણ ત્રેવડાઇ છે. પડતર જમીનોનો ઉપયોગ થવા લાગ્યો છે. ૫૦ હજાર એકરોનાં મોટાં સરકારી ખેતરો બનાવ્યાં છે. ખેતીનું યંત્રીકરણ કરી દીધું. સાઇબીરિયા જેવા ઉજ્જડ પ્રદેશનો પણ ઉદ્યોગો સ્થાપીને ભારે વિકાસ કર્યો. સેંકડો માઇલની નાની મોટી નહેરો અને રેલ્વેઓ નવી તૈયાર કરી.

### સામ્યવાદ પહેલાં

પણ સામ્યવાદી સત્તા આવ્યા પહેલાં દેશની સ્થિતિ અતિ કરુણ હતી. ઝાર કહેવાતા બાદશાહોએ પોતાના શોખો સિવાય પ્રજાવિકાસ જેવી વસ્તુને જાણી નહોતી. પાંચસો વર્ષથી સંપૂર્ણ સત્તા અને શક્તિથી ઝારો એનું શાસન કરતા. એમાં પીટર ધી ગ્રેટ જેવો ઝાર મહાન ગણાઈ ગયો કે જેણે દેશનો ઘણો વિકાસ કર્યો હતો, બાકી બધો કાળ દેશ ઘણો પછાત હતો. પણ પ્રજાદેહને બહુ રંજાડવો એ મધપૂડા પર બેઠેલી માખીઓને રંજાડવા બરાબર છે. બળવાઓ થવા લાગ્યા. પ્રજાનાયકોને અને લાખો નિર્દોષોને સાઇબીરિયા જેવા સૂકા અને કષ્ટદાયી પ્રદેશમાં આજન્મનિકાલ આપ્યો. પણ આખરે તો પ્રજા જ ફાવી. ૧૯૧૭–૧૮ માં જર્મની સામેની લડાઈમાં રશિયાએ જ્યારે ભારે પરાભવ અને ખુવારી ખમી ત્યારે પ્રજાએ પોતાનો છેલ્લો ઘા માર્યો.

### સામ્યવાદનું આગમન

એ કથા ભારે રોમાંચક છે પણ બહુવાર કહેવાઈ ગઈ છે. અને ૧૯૧૭ ના ઑક્ટોબરમાં કેટલાક પ્રજાજનોએ ઝાર સામે બળવાની ઘોષણા કરી. પ્રજા સામે છોડેલા સૈન્યને પ્રજાએ સમજાવીને પોતામાં ભેળવી લીધું. બળવો ઉગ્ર બન્યો. પરિણામે ઝાર અને તેનું કુટુંબ કેદ પકડાયું. દેશ આખામાં પ્રચંડ આંદોલન ફરી વળ્યું. અશાંતિ અને અરાજકતાનો પાર ન રહ્યો. દેશના શાસનની લગામ કોઈના હાથમાં રહી નહીં. એ કાળે સામ્યવાદીઓએ એ લગામ પોતાના હાથમાં લઈ લીધી. ઝાર નિકોલસ અને તેના કુટુંબનો ઘાત થયો. અમીર–ઉમરાવો અને તુમાખીખોરોને દેશનિકાલ મળ્યો; પોતાનાં સ્વાર્થ અને સત્તાને ખાતર પ્રજાને અજ્ઞાનમાં રાખનાર ધર્મગુરુઓને દેશમાંથી હાંકી કાઢ્યા. દેવળોને વિદ્યામંદિરો બનાવી દીધાં. મૂડીવાદનો સદંતર નાશ કર્યો. જમીનદારોને મિટાવી દેવામાં આવ્યા, અને પ્રજાવિકાસમાં અગ્રપણે ભાગ ભજવતી બાબતો કેળવણી, વેપાર, ઉદ્યોગ, રેલ્વે, શરાફી, સ્ટીમરો, વિમાનો, ટ્રામ્વે, ખેતરો, ઘરો, મહેલો એ સર્વેને રાજ્યની માલિકીનાં બનાવ્યાં. ખાનગી માલિકી જેવી વસ્તુ જ રહેવા ન દીધી.

### પ્રજા સામ્યવાદ સ્વીકારે છે.

સામ્યવાદના સિદ્ધાંત અનુસાર આખી પ્રજા રાજ્ય અને દેશની મિલકતોની માલિક છે. વ્યક્તિ એ રાજ્યનું અંગ છે. એની ખાનગી માલિકી કોઈ વસ્તુ ઉપર રહેતી નથી. બુદ્ધિજીવી કે મૂર્ખ શ્રમજીવી સૌનાં ઉદરનિર્વાહ, શિક્ષણ, વસ્ત્રાભૂષણ અને આનંદ-વિનોદનાં સાધનો રાજ્ય તરફથી પૂરાં પાડવામાં આવવાની યોજના થઈ. રાજ્ય શ્રમજીવીઓની માલિકીનું ઠરાવાયું. સાવ પછાત, અજ્ઞાન, વહેમી અને દોરવાઈ દોરાતી પ્રજાને સામ્યવાદ જેવા ઉચ્ચ વિચારના મતમાં લાવવા માટે રશિયાએ અનેક ભોગો આપ્યા છે. ધર્મગુરુઓ, અમીરો, શાહુકારો અને જમીનદારોએ ભોળા લોકોને ઉશ્કેરી ખૂબ આંતરવિગ્રહો ઊભા કર્યા. ઈંગ્લેંડ, ફ્રાન્સ, પોલેંડ, જર્મની, અમેરિકા વગેરે રાજ્યોનાં સૈન્યોએ સામ્યવાદીઓ જોડે યુદ્ધો કર્યાં. છતાં હિંમત ન હારતાં ભયંકર અને દુર્ભેદ્ય એવાં અનેક સંકટોનો સામ્યવાદીઓએ સામનો કર્યો. અંતે એમનો વિજય થયો. દેશમાં એમની સત્તા કાયમ થઈ. થોડા જ સમયમાં પ્રજાને સામ્યવાદનાં મીઠાં ફળો જોવા મળ્યાં અને પ્રજાને સંતોષ થયો.

## લેનિન–સ્ટેલિન

સામ્યવાદનો રશિયામાં પાયો નાખનાર લેનિન ઘણો મહાનુભાવ પુરુષ હતો. એની સહાયમાં ટ્રોટ્સ્કી હતો. ટ્રોટ્સ્કીની સહાયથી એણે પરદેશીઓનાં આક્રમણોને પાછાં હઠાવ્યાં, યુરોપનાં મૂડીવાદી રાજ્યોના તિરસ્કારને ઉવેખી રશિયાની પુનર્ઘટનામાં એ લાગ્યો અને દેશનો વિકાસ કર્યો. એક સામ્યવાદવિરોધીએ એનું ૧૯૨૪ માં ખૂન કર્યું. ત્યાર પછી દેશનો આગેવાન સ્ટેલિન બન્યો. આવડા મોટા દેશનો આગેવાન અને રાજ્યની સત્તાનાં સંપૂર્ણ સૂત્રો તેના હાથમાં હોવા છતાં તેનો પગાર માત્ર ત્રણસો રૂબલ જ છે. તદ્દન સાદું અને મજૂર જેવું પ્રજાની સામાન્ય કક્ષાનું જીવન એ જીવે છે. છતાં તેથી કંઈ તેની પ્રતિભા ઘટતી નથી. મતવિરોધોને ફેલાતા અટકાવી, રાજ્યનીતિની એકસૂત્રતા જાળવવા તેણે મોટા મોટા સામ્યવાદીઓને દેશનિકાલ કર્યા છે. લેનિનના પ્રથમ સહાયક જેવા ટ્રોટ્સ્કીને પણ એણે દેશવટો આપ્યો છે. સ્ટેલિન માને છે કે અત્યારની પરિસ્થિતિમાં રશિયાને જ મજબૂત સામ્યવાદી બનાવવામાં આપણી સમગ્ર શક્તિ ખર્ચવી છે, ટ્રોટ્સ્કી માને છે કે સામ્યવાદ મર્યાદિત નથી. એને દેશકાળની મર્યાદા નથી. મૂડીવાદના નાશ માટે એનો ચાલુ ઉપયોગ અને પ્રચાર ઇષ્ટ છે. સ્ટેલિને આ મતોને દબાવી દેવા ટ્રોટ્સ્કીના ઘણા અનુયાયીઓને ફાંસીને માંચડે પણ ચડાવી દીધા છે. સ્ટેલિન ભારે હિંસક છે.

## મહાયુદ્ધ પછી રશિયાની રાજ્યનીતિ

મહાયુદ્ધ પછી રશિયા પોતાના આંતરિક સુધારા કરવા પાછળ મશગૂલ હતું. એની શરૂઆતમાં લડાયક નિર્બળતા જોઈને પોલૅંડ, ફિન્લૅન્ડ, લૅટવિયા, લિથુઆનિયા અને એસ્ટોનિયા સ્વતંત્ર થઈ ગયાં. રશિયાએ એ ઉપર અશ્રુપાત કરવા ન બેસતાં પોતાની આંતરિક મજબૂતીમાં બધી શક્તિ રોકી. પરદેશોએ એના તરફ દ્વેષ રાખવા માંડ્યો, એ સામે એણે જોયું નહિ. 'અમારે બીજા કોઈની જમીન, સત્તા, કે સમૃદ્ધિની દરકાર નથી, અમારે દેશો જીતવા નથી, અમે શાંતિથી રહેવા માગીએ છીએ ' યુરોપે એને 'નાતબહાર ' કર્યા છતાં તેણે એ શબ્દોમાં શાંતિ જાળવી.

## આંતરિક સંઘટના

રશિયા એ નાનાં નાનાં ૧૭ પ્રજાસત્તાક સામ્યવાદી રાજ્યોનું સંયુક્ત સંઘરાષ્ટ્ર છે. મોસ્કો દેશનું મુખ્ય શહેર છે, મોસ્કોની સોવિયેટ સરકાર વરિષ્ઠ મધ્યસ્થ સરકાર છે. પરદેશ નીતિ, સામ્યવાદની નીતિ, ધાર્મિક નીતિ અને સૈન્ય નીતિ એ ચાર બાબતો મધ્યસ્થ સરકારના હાથમાં છે. સોવિયેટે જ્યારે યુરોપનાં રાજ્યોની સાધારણ રીતે અને જર્મની તથા જાપાનની ખાસ રીતે ભયંકર વિરોધી વલણો જોઈ ત્યારે એને પોતાની સહીસલામતી માટે મોટો ભય પેદા થયો. હિટલરનું જર્મની રશિયાના સામ્યવાદનું પ્રખર વિરોધી હતું અને તેની પ્રચંડ લશ્કરી તૈયારી થતી જોઈ રશિયાએ પોતાની પણ ગંજાવર પાયા ઉપર લશ્કરી તૈયારીઓ કરવા માંડી. એણે પણ લશ્કરી સંઘટના માટે અબજો રૂબલો વાપરવા માંડ્યા. આજની એની લશ્કરી તૈયારીઓ ગંજાવર છે.

## દરેક યુવક સિપાહી

રશિયામાં બાળક ત્રણ વર્ષનું થાય ત્યારથી જ તેના શિક્ષણનો ભાર રાજ્ય માથે આવે છે. કિન્ડરગાર્ટન–પદ્ધતિ પર સ્થપાયેલી લાખો નિશાળોમાં નાનપણથી બાળકને યુદ્ધના બાળપાઠો શીખવવામાં આવે છે. પ્રાથમિક શાળાઓનાં બાળકોને પણ નિશાનબાજી શીખવવામાં આવે છે. દશ વર્ષનું બાળક લશ્કરી કવાયત કરે છે. તે પછી ઘોડેસ્વારી, નિશાન, સાહસ, કસરતો વગેરે તરફ એને વાળવામાં આવે છે. અઢાર વર્ષની ઉમર પછી ફરજિયાત બે માસ માટે લશ્કરી છાવણીમાં શિક્ષણ માટે રહેવું પડે છે. આ શિક્ષણ સર્વ સામાન્ય હોઈ વર્ષો સુધી ચાલુ રહે છે. આમ રશિયાનો દરેક યુવાન લશ્કરી શિક્ષણ પામેલો હોય છે. રશિયા પહેલી હરોળમાં પચ્ચીશ લાખ માણસો લડવાને મૂકી શકે તેમ છે. બીજી હરોળ માટે ૭૫ લાખ માણસો મોકલવાની તેની

પાસે સગવડ છે. આ એક કરોડના સૈન્ય માટેનાં સર્વ યુદ્ધ–સાધનો રશિયાએ તૈયાર રાખ્યાં છે.

### રશિયા શસ્ત્રીકરણ કરે છે.

જર્મનીના મોટા ભવિષ્યના ભયને કારણે રશિયાએ પણ જર્મનીનું અનુકરણ કરી તૈયારીઓ માંડી. જર્મનીની પેઠે એણે મોટાં શસ્ત્રાગારો બનાવ્યાં, મોટરનાં કારખાનાંઓમાં ટેંકો તૈયાર કરાવી, અમેરિકન ઢબની કરોડો મશીનગનો તૈયાર કરી. મોટી તોપોમાં અનેક સુધારા કરી હજારો નવી સરસ તોપો બનાવી તોપોને સતત ખોરાક પૂરો પાડવા મોટા જથ્થામાં દારૂગોળો તૈયાર રાખ્યો. સૈન્યોને માટે લાખો મોટરકારો અને મોટરબસો બનાવી. દેશમાં પુષ્કળ સોનું હતું તેને વેચીને લોઢાની યુદ્ધ સામગ્રીઓના ઢગ રચવા માંડ્યા. છેલ્લી ઢબનાં હજારો વિમાનો બાંધ્યાં. હરોલમાં રહી ૩૦૦ માઈલની ઝડપ એ વિમાનોની છે.

### સાઈબીરિયામાં લશ્કરી મથકો

જેવું જર્મની સાથે રશિયાને હાડવેર છે તેવું જ વેર પૂર્વમાં જાપાન સાથે છે. જાપાને ૧૯૩૫માં ચીનનું મંચુરિયા હજમ કર્યું ત્યારથી રશિયાએ એ તરફની પોતાની મોંગોલિયન સરહદને સાચવવા ત્યાં આગળ મોટાં લશ્કરી થાણાં સ્થાપવા માંડયાં. ત્યાં આગળ જલદી પહોંચવા પોતાની ચાર હજાર માઈલ લાંબી સાઈબીરિયન રેલ્વેને ત્રેવડાવી છે. સરહદ ઉપર જબ્બર કિલ્લેબંધી કરી છે. યુદ્ધસામગ્રીનાં કારખાનાં ત્યાં ઊભાં કર્યાં. ચાર લાખ સુસજ્જ રશિયન સિપાહીઓ ત્રણ લાખ જાપાનીઓ સામે પડ્યા છે. દરરોજ નાની મોટી ઝપાઝપીઓ ચાલ્યા કરે છે. ક્યારેક બંને વચ્ચે મોટાં યુદ્ધો પણ થઈ જાય છે. હવે રશિયા ત્યાં આગળ જાપાન સાથે સમાધાની ઇચ્છે છે. વાટાઘાટોનો હજી અંત નથી આવ્યો.

### રશિયા રાજ્યનીતિ ફેરવે છે

યુદ્ધના મારની અસર મોળી પડવા લાગી તેમ તેમ દેશો બેઠા થવા લાગ્યા અને રશિયાને લાગ્યું કે હવે તેમની પ્રત્યે ઉપેક્ષાસેવન નહિ ચાલી શકે. પરદેશ-પ્રધાન મોં. લિટવિનોફે જોયું કે જર્મની, ઈટાલિ અને જાપાન જેવા શક્તિશાળી શત્રુઓ સામે રાજદ્વારી શતરંજના દાવ રમવા બહાર આવવાની જરૂર છે. એણે પોતાનું અલગપણું મૂકી દઈ પ્રજાસંઘનું સભ્યપદ સ્વીકાર્યું. પોતાનું સ્વાતંત્ર્ય કાયમ રાખીને ઈંગ્લેંડ અને ફ્રાંસ સામે રશિયાએ મુત્સદ્દીગિરી રમવા માંડી. પાંચ વર્ષ સુધી રશિયાએ પ્રજાસંઘની અગ્રગણ્ય ચર્ચાઓમાં ભાગ લીધો. તેના પરિણામમાં રશિયાએ ઝેકોસ્લોવેકિયાને આક્રમણ સામે બાંહેધરી આપવા જેવી સંધિ કરી. ફ્રેંચો સાથે અરસપરસ પરરાજ્યના આક્રમણ સામે સંધિ કરી. પોલેંડ સાથે એક બીજા પર આક્રમણ નહિ કરવાની સંધિ કરી. રુમાનિયા સાથે પણ મૈત્રીની સંધિ કરી. પોતાની રાજ્યનીતિ કોઈ પણ લોભ કે સ્પૃહા વિનાની છે એવું રશિયાએ જાહેર કર્યું.

### રશિયા અને પ્રજાસંઘ

પ્રજાસંઘમાં રશિયાનું જોડાવાનું બન્યું તે, જાપાન અને જર્મની પ્રજાસંઘમાંથી નીકળી ગયાં એટલે, બાવન રાજ્યોએ તેને પ્રજાસંઘના સભ્ય થવા માટે આમંત્રણ મોકલ્યું તે કારણે. શસ્ત્રો ઘટાડવાની પરિષદમાં એણે મોટો સહકાર આપ્યો. મોટી આર્થિક પરિષદમાં પણ એનો સંપૂર્ણ સહકાર હતો. પ્રજાસંઘને રશિયા તરફની શંકા ઘટવા લાગી. જાપાન અને જર્મની સામે પ્રજાસંઘના નિયમોનો ભંગ કરવા માટે સખ્ત સજાઓ અમલમાં મૂકવાની રશિયાએ ભારે હિમાયત કરી હતી. એબિસીનિયા પર આક્રમણ કરવા માટેના પ્રજાસંઘે કરેલા ઈટાલિના બહિષ્કારમાં પણ રશિયાએ સહકાર આપ્યો હતો. પરંતુ ફિન્લેન્ડ પરના રશિયાના યુદ્ધ પછી પ્રજાસંઘ રશિયા વિરુદ્ધ છંછેડાયો છે. એનો પ્રજાસંઘમાંથી ફરજિયાત બહિષ્કાર કરવામાં આવ્યો છે.

### રશિયાની સાગરની શક્તિ

રશિયાને જર્મની અને જાપાનનો જમીન રસ્તે જ વધુ ભય હોવાથી તેણે જમીનના લશ્કરને જ ખૂબ

બળવાન બનાવ્યું છે, પરંતુ મનવારો, સબમરિનો અને સ્ટીમરોની બાબતમાં તે એટલું બળવાન નથી. દરિયાઈ યુદ્ધની શક્તિમાં એનો નંબર ઈંગ્લેંડ, અમેરિકા, જાપાન, જર્મની, ફ્રાન્સ અને ઈટાલિ પછી છેક આવે છે. એની પાસે કેટલીક આધુનિક ઢબની મનવારો છે. ૪૦ જેટલી સબમરિનો છે. વિનાશિકાઓ (Distroyers) પણ ઠીક સંખ્યામાં છે. છતાં યુદ્ધમાં એમનો અનુભવ મળ્યો નથી એટલે એની કિંમત આંકી ન શકાય.

## રશિયા અને જર્મની

જર્મનીને પોલેંડ લેવું હતું. પોલેંડની બીજી તરફની સરહદ ઉપર જર્મનીને રશિયાનું જંગી બળ અંતરાય રૂપ હતું. જર્મનીના આક્રમણ સામે ઈંગ્લેંડ અને ફ્રાન્સની સરહદો દૂર હોઈ તેમની તરફથી કંઈ મદદ મળી શકવાનો સંભવ નહોતો. પણ રશિયા પોલેંડને પોતાની યુદ્ધ સહાય આપી શકે તેમ હતું તેથી જર્મનીને પોલેંડ જીતવા જવામાં મુશ્કેલી જણાતી હતી. જર્મનીને આ મોટી મૂંઝવણ જણાતી હતી. રશિયા જર્મનીનું કટ્ટર શત્રુ. હિટલરની આત્મકથા 'મારી લડત'ની નવી આવૃત્તિમાં પણ રશિયા વિરુદ્ધ સખત શબ્દો છપાયા છે; આ રશિયાનો ભય કેમ ટાળવો? જર્મનીનો ડોળો રશિયાના ઘઉંનાં ખેતરોવાળા મોટા યુક્રેઈન પ્રાંત ઉપર પણ હતો. હિટલરે સંજોગો જોઈને એકદમ રશિયા સામે મૈત્રી માટે હાથ લંબાવ્યો. રશિયાએ પણ ગણતરીઓ કરી લીધી અને મૈત્રીનો સ્વીકાર કર્યો. જગત તાજુબ થયું.

રશિયાએ જર્મની પાસેથી આ મૈત્રીની મોટી કિંમત લીધી છે. લોહીનું એક પણ ટીપું રેડ્યા વગર કે જરા પણ આર્થિક નુકસાન સહ્યા વગર એણે પોલેંડનો અર્ધો ભાગ મેળવ્યો. છેલ્લાં ત્રણસો વર્ષથી બાલ્ટિક સમુદ્રમાં જર્મનીની ચાલુ મોટા પ્રમાણમાં લાગવગ હતી તે બિલકુલ બંધ કરવાનો જર્મનીએ ઠરાવ કર્યો છે. બાલ્ટિક પ્રાંતોમાં દોઢ લાખ જર્મનો વસતા હતા તેમને હિટલરે જર્મની ખાતે બોલાવી લીધા. આ સંધિથી જર્મનીની લાગવગને બાલ્કન રાજ્યોમાં પણ મોટો ધક્કો લાગ્યો છે. હવે રુમાનિયા ઉપર જર્મની આક્રમણ લઈ જઈ શકે તેમ નથી, કારણ કે તેની વચ્ચે રશિયાના પોલેંડ વિભાગની સરહદ આવે છે. રશિયા અને જર્મનીને પરસ્પર વેપારી સંધિ પણ થઈ છે. એવી આશા છે કે રશિયા જર્મનીને જોઈતાં યુદ્ધનાં કાચાં દ્રવ્યો પૂરાં પાડશે. પણ હવે તે આશા બહુ ફળે તેમ નથી કારણ કે રશિયા પોતે ફિન્લેન્ડ જોડેના યુદ્ધમાં સંડોવાયું છે. રશિયાના ઉદ્યોગોની વ્યવસ્થા શ્રેષ્ઠ પંક્તિની નથી. જર્મન અનુભવીઓ તેના સુધારામાં લાગ્યા છે પણ સુધારા માટે વર્ષો લાગે. એટલે તુરત તો જર્મનીને રશિયાની કાચી વસ્તુઓ બહુ પ્રમાણમાં નહિ મળે. રશિયાથી જર્મની દૂર પણ ઘણું છે, એટલે કાચાં દ્રવ્યો ત્યાં પહોંચાડતાં પણ તકલીફ લાગશે. ધીમે ધીમે બંને રાજ્યો પરસ્પર સહકાર વધારશે.

## ઈંગ્લેંડ અને રશિયા

મૂડીવાદી ઈંગ્લેંડ અને સામ્યવાદી રશિયાને શરૂઆતથી જ બનતું નથી. પરસ્પર અભાવ ચાલ્યો જ આવે છે. ઈંગ્લેંડનો મજૂરપક્ષ રશિયા સાથે સહકાર ઇચ્છતો હતો પણ કોન્ઝરવેટિવપક્ષ રશિયાના આદર્શો અને નીતિ વિરુદ્ધ ખૂબ રોષ બતાવતો હતો. એ પક્ષે રશિયાને વગોવવામાં બાકી રાખ્યું નથી. પોલેંડ પર આક્રમણ લઈ જવાને જર્મની તૈયાર થયું ત્યારે ઈંગ્લેંડને રશિયાના સહકારની કિંમત માલમ પડી. મ્યુનિક કરારો વખતે તેણે રશિયાને એક કોરે રાખ્યું હતું પણ આ વખતે તેણે તેમ કરવા ન ઇચ્છ્યું. પણ મ્યુનિકના બનાવ પરથી રશિયા ઈંગ્લેંડ અને ફ્રાંસ બંને પર રોષે ભરાયું હતું એટલે બીજી વખતે તેને મનાવવા પાછળ એ દેશોએ ચાર માસ જેટલો સમય વાટાઘાટોને આપ્યો, પણ ત્યાં તો અચાનક જાહેર થયું કે જર્મની અને રશિયા સંધિથી જોડાયાં છે. ઈંગ્લેંડ અને ફ્રાંસ નાસીપાસ થયાં. હજી ઇંગ્લેંડે રશિયા સામે લડાઈ જાહેર કરી નથી પણ પરસ્પર અણગમો તો ખૂબ છે. પણ દૂર દૂર હોવાથી એકમેકને સીધું નુકસાન કરી શકે તેમ નથી.

## રશિયા અને રુમાનિયા

આજે કોઈ પણ મધ્યસ્થ અને તટસ્થ રાજ્યને

સૌથી વિશેષ ચિંતા હોય તો તે રુમાનિયાને છે. ગત મહાયુદ્ધ પછી વિજેતા રાજ્યોએ એના મોટા ભોગોની કદર કરવા એને હંગરીનો એક પ્રાંત, બલ્ગેરિયાનો મોટો વિભાગ અને રશિયાનો બેસારેબિયા પ્રાંત ભેટ આપ્યો. આથી રુમાનિયાનો વિસ્તાર દોઢો થયો, પણ તેના શત્રુઓ ત્રણ થયા. રુમાનિયામાં ઘઉં અને તેલની પેદાશ પુષ્કળ છે. એટલે જર્મનીની પણ તેની ઉપર નજર છે. આમ ચાર રાજ્યો વચ્ચે ફસાયેલું રુમાનિયાનું રાજ્ય ભારે ચિંતાતુર હાલતમાં છે. ઈંગ્લેંડ અને ફ્રાન્સ તો સેંકડો માઈલ દૂર પડ્યાં છે, એ દેશો એને કંઈ પણ સક્રિય સહાય કરી શકે તેમ નથી. આથી રુમાનિયા બીજાં બાલ્કન રાજ્યો તુર્કી, ગ્રીસ અને યુગોસ્લોવેયિા સાથે મળીને પોતાના રક્ષણ માટે પ્રયત્નો કરે છે. રશિયા સામે એ આ ચારેને રોષ છે, પણ એની સામે એમનું ગજું કેટલું?

**રશિયા અને ઈટાલી**

ઈટાલીના સામ્રાજ્યને સિનોર મુસોલિનીએ બીજા નંબરની હરોલના રાજ્યમાંથી પહેલા નંબરનું મહારાજ્ય બનાવી દીધું છે. એણે પોતાના સૈન્યને બળવાન બનાવવા માટે અઢળક ધન ખર્ચ્યું છે. હજી પણ સૈન્ય અને નૌકાદળને વધુ મજબૂત બનાવવાનું એનું કામ ચાલુ છે. લશ્કરી સહકાર આપવા–લેવાની એણે જર્મની જોડે સંધિ કરી છે. રશિયાનું એ કટ્ટર વિરોધી હોઈ રશિયાની શત્રુત્રિપુટીનું એ અગ્રગણ્ય સભ્ય છે. જર્મનીએ રશિયા સાથે મૈત્રી કરી એટલે તે જર્મની સાથે યુદ્ધમાં જોડાયું નથી. પણ એ પોતાની તક જુએ છે. ફ્રાન્સ પાસેથી એને ટ્યુનિસિયા, જીબુટ્રી, સુએઝ વગેરે જોઈએ છે. સુએઝની નહેરના વહીવટમાં એને ભાગ જોઈએ છે. એ પોતાની તક જોતું બેઠું છે. જે કોઈ નબળો થશે તેની ઉપર તે તૂટી પડશે. રશિયા પ્રત્યેના દ્વેષે એને બાલ્કન રાજ્યો પ્રત્યેની સહાનુભૂતિ માટે પ્રેર્યું છે. રશિયા વિરુદ્ધ ઈટાલી ફિન્લેન્ડને લશ્કરી સહાય આપે છે. ઈટાલી અને જાપાને રશિયા વિરુદ્ધની સંધિ કાયમ રાખી છે.

**રશિયા અને જાપાન**

આખા જગતમાં આજે જર્મની સિવાય રશિયાનું કોઈ મિત્ર નથી. યુરોપમાં બળવાન મજૂરસંઘોએ રશિયાની ફિન્લેન્ડ વિરુદ્ધની નીતિને ધિક્કારી કાઢી છે. પ્રજાસંઘના લગભગ સૌ સભ્યોએ રશિયાના બહિષ્કારને વધાવી લીધો છે. જર્મનીએ રશિયા સાથે મૈત્રી કરી છે તે પણ તત્કાલ-સ્વાર્થ પૂરતી, એટલે એ મૈત્રી ક્યારે તૂટશે તે કહી શકાય નહિ. બંનેના ઘણા સ્વાર્થો એવા છે જે પરસ્પર વિરુદ્ધનીતિ ગ્રહણ કરાવે. રશિયા અને જાપાન એક બીજાની સામે ડોળા તાણી મંચુરિયાની સરહદ ઉપર ઊભાં છે. જર્મનીની દરમિયાનગીરીથી બંને વચ્ચે મૈત્રિ કોશિષ સફળ થઈ નથી. સરહદ નક્કી થવાની પેરવીઓ પણ નિષ્ફળ ગઈ છે. માત્ર હમણાં મંચુરિયાની સરહદ ઉપર ઝપાઝપીઓ થતી નથી. પરંતુ બંને રાજ્યોએ પરસ્પરની વિરુદ્ધતા મૂકી નથી કે સામેસામેનાં સૈન્યો ઘટાડ્યાં નથી.

**રશિયા અને તુર્કી**

સોવિયેટ રશિયાએ તુર્કી ઉપર ઘણા ઉપકારો કર્યા છે. સને ૧૯૧૧ માં ગ્રીકો સાથેના યુદ્ધમાં તુર્કીને તેણે લશ્કરી મદદ આપી હતી. તુર્કીના નવરાષ્ટ્ર પુનર્વિધાનમાં સોવિયેટે અગત્યનો ફાળો આપ્યો હતો. હવે રશિયાના કાળા સમુદ્રના કાફલાને ભૂમધ્ય સાગરમાં દાખલ થવાના માર્ગના મુખ ઉપર બોસ્ફરસની સામુદ્રધુની છે. એ વિભાગમાં ડાર્ડેનલ્સની કિલ્લેબંધી છે. એટલે રશિયા ઉપર કોઈને આક્રમણ કરવું હોય તો એ માર્ગે જ જઈ શકાય. રશિયાના સાગરકાફલાને પણ બહાર નીકળવાનો એ જ માર્ગ છે. આથી આ માર્ગે બીજા કોઈ રાજ્યની મનવારોને દાખલ કરવાની પરવાનગી ભવિષ્યમાં તુર્કીએ આપવી નહીં, માત્ર રશિયાને જ એ માર્ગે મનવારો મૂકવાની છૂટ રહે, એવી સંધિ કરવા રશિયાએ તુર્કી ઉપર દબાણ કર્યું. પરંતુ ઇંગ્લેંડ અને ફ્રાન્સે તુર્કીને સૈન્ય અને વિમાનોના વિકાસ માટે પુષ્કળ દ્રવ્ય આપવા કબૂલ્યું. આથી તુર્કીએ રશિયાની સંધિનો સ્વીકાર ન કર્યો. રશિયા તુર્કી ઉપર છેડાયું છે. વખત આવ્યે તેની ખબર લેવાના એને કોડ છે.

**રશિયા અને બાલ્કન રાજ્યો**

ઘણાં બાલ્કન રાજ્યોમાં રશિયનની જાતના સ્લાવ

લોકો રહે છે, ઉપરાંત, રશિયાનો એક પ્રાંત બેસેરેબિયા રુમાનિયાના કબજામાં પડ્યો છે, આથી રશિયાનાં ઘણાં હિતો બાલ્કન રાજ્યોમાં છે. ગત મહાયુદ્ધમાં સર્વિયાને માટે તો રશિયાએ ઓસ્ટ્રિયા અને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું હતું. રશિયા આ પ્રાંતો પર પોતાની લાગવગ ચાલુ રાખવા માગે છે, પરંતુ એની વિરુદ્ધ ઈંગ્લેંડે મોટો પ્રચાર કર્યો છે. જર્મની પણ ત્યાં પોતાની લાગવગ વધારવા માગે છે. બાલ્કન રાજ્યો–રુમાનિયા, ગ્રીસ, તુર્કી, બલ્ગેરિયા સૌ પોતાનો ભય સમજ્યાં છે. તેમની વચ્ચે પરસ્પર ભારે કડવાશ, ઝગડા, વૈમનસ્ય અને વેર ચાલતાં હતાં પણ આ ભય આગળ એ ઓગળી ગયાં છે. બુખારેસ્ટ ખાતે એ રાજ્યોની એક પરિષદ તુર્કીની લાગવગથી મળી હતી, એમાં નક્કી થયું કે પરસ્પર સહકાર કરવો અને દશ વર્ષ સુધી એકમેક ઉપર આક્રમણ ન કરવું. બલ્ગેરિયા હમણાં આ સંધિમાં ભળ્યું નથી કારણ કે એનો પ્રદેશ રુમાનિયાએ લઈ લીધો છે એટલે તેને રુમાનિયા પ્રતિ દ્વેષ છે. પણ તેણે એ સંધિમાં સહાનુભૂતિક સૂર આપ્યો છે. તુર્કીએ બાલ્કન રાજ્યોના સંપ માટે ખૂબ જહેમત ઉઠાવી છે. જર્મની અને ઈંગ્લેંડની બાલ્કન રાજ્યોમાં વેપારી હરીફાઈ છે.

## રશિયા અને ફિન્લેન્ડ વચ્ચે ચકમક

રશિયાની દક્ષિણ તરફ જેવી તુર્કીની બોસ્ફરસની સામુદ્રધુની છે તેવો ઉત્તરમાં બાલ્ટિક સમુદ્ર છે. ફિન્લેન્ડની જો સહાનુભૂતિ હોય તો બહારનું રાજ્ય એ માર્ગે રશિયા ઉપર આક્રમણ કરી શકે. બાલ્ટિક પ્રદેશમાં ચાર નાનાં રાજ્યો આવ્યાં છે. (૧) એસ્ટોનિયા, (૨) લિથુઆનિયા, (૩) લેટિવિયા અને (૪) ફિન્લેન્ડ. આ ચારે ૧૯૧૯ માં રશિયાના પ્રાંતો હતા. તેમાંથી સ્વતંત્ર દેશો બન્યા છે. એમાં જર્મનીની લાગવગ ભારે હતી. પરંતુ જર્મની સાથેની છેલ્લી સંધિ પ્રમાણે જર્મનીએ પોતાની ૧ા લાખની વસ્તીને ત્યાંથી ખેંચી લીધી. ફિન્લેન્ડ સિવાયનાં ત્રણ રાષ્ટ્રોને રશિયાએ દબાવીને ત્યાં પોતાનાં લશ્કરી થાણાં નાખી દીધાં છે. હવે આ ત્રણેની ચોટલીઓ રશિયાના હાથમાં છે. ફિન્લેન્ડ એમાં ન આવ્યું. ત્રણ માસ સુધી બંને વચ્ચે વાટાઘાટો ચાલી. રશિયાએ વિમાની અને દરિયાઈ મથકો ફિન્લેન્ડમાં સ્થાપવા દેવાની ફિન્લેન્ડ પાસે માગણી કરી. ફિનીશ પ્રધાનો ત્રણ વખત મોસ્કોની મુલાકાતો લઈ આવ્યા. એમણે બધી રશિયન માગણીઓ સ્વીકારી. બંદરો આપવાનું પણ કબૂલ્યું. લશ્કરી થાણાં સ્થાપવા દેવામાં એમણે પોતાની સ્વતંત્રતા જોખમાવાનો ભય દીઠો.

## રશિયાએ ફિન્લેન્ડ ઉપર આક્રમણ કર્યું

એક મચ્છરને ચોળતાં શી વાર ? ફિન્લેન્ડ પાસે માત્ર ૩૩ હજારનું જ તૈયાર સૈન્ય. સૈન્યતાલીમ ફરજિયાત હતી એટલે ફિન્લેન્ડ ત્રણ લાખ સૈનિકો કાઢી શકે. જ્યારે બીજી બાજુ રશિયા પાસે ૨૫ લાખનું સૈન્ય તૈયાર અને ૭૫ લાખ અનામતમાં, દશ હજાર વિમાનો અને દશ હજાર ટેંકો એની પાસે તૈયાર, દારૂગોળા અને બોમ્બોનો સુમાર નહિ, મોટરકારો અને મોટર-બસોનો જંગી કાફલો, ફિન્લેન્ડનાં બંદરો ઉપર ધસારો કરવા મનવારો પણ હતી. ફિન્લેન્ડની સ્ટીમરો ડુબાડવા સબમરિનો હતી. ફિન્લેન્ડ પાસે શું હતું ? બસો વિમાનો, થોડી ટેંકો, દારૂગોળો તળિયું દેખાય એટલો જ ! પરંતુ દૃઢનિશ્ચયી, આત્મસ્વમાનની અને બહાદુર ફિન્લેન્ડે રશિયાને રોકડો જવાબ પરખાવ્યો. મચ્છર અને મહારથી વચ્ચે યુદ્ધ જામ્યું !

પણ આ યુદ્ધ તો વિચિત્ર જાગ્યું. બે માસ થઈ ગયા. છતાં મચ્છર હજી ચોળાયો નથી.

ફિન્લેન્ડે અગમચેતી વાપરી મેનરહાઈનની કિલ્લેબંધી બાંધી હતી. પ્રચંડ રશિયન ધસારા સામે પણ તેની સાથે રહીને બહાદુર ફિનો લડે છે. સ્વીડન અને નોર્વેને પણ રશિયાનો ભય છે એટલે એમણે ફિન્લેન્ડને દરિયાઈ સહાય આપવા માંડી છે. રશિયા પ્રત્યેના અણગમાને કારણે ઈટાલીએ પણ ફિનોને મદદ કરી છે. રશિયા યુદ્ધમાં સીધું આવેલું હોવાથી તે જર્મનીને કાચાં દ્રવ્યોની મદદ નહિ કરી શકે તે ગણતરીએ ઈંગ્લેંડે અને ફ્રાન્સે પુષ્કળ યુદ્ધસામગ્રી તેને આપી. આખા યુરોપમાં ફિન્લેન્ડે જ યુદ્ધનું કરજ અમેરિકાને ચૂકવવાનું ચાલુ રાખ્યું હોવાથી

અમેરિકાએ પ્રસન્ન થઈ તેને કરોડો ડોલરોની આર્થિક સહાય આપી. આમ ફિન્લેન્ડને ઘણી બાજુથી મદદ મળી ગઈ. રશિયનોના હલ્લા પાછા હઠવા લાગ્યા. એમને રશિયાની સામગ્રી પણ સારા પ્રમાણમાં મળી ગઇ.

### યુદ્ધની ચાલુ સ્થિતિ

ફ્રાન્સની ભૂમિ ઉપર જર્મની સાથે છેલ્લા ત્રણ માસથી નવીન પ્રવૃત્તિ નથી. બંને પક્ષના એક કરોડ સૈનિકો ત્યાં પડ્યા છે. એટલે જગતની નજર ફિન્લેન્ડ અને રશિયા વચ્ચેના યુદ્ધ ઉપર છે. ત્યાં આગળ બંને પક્ષની ખુવારી થઈ ચૂકી છે. બરફનાં તોફાનો રશિયનોને ખૂબ નડે છે. રશિયાની વ્યવસ્થાશક્તિની ખામીને લીધે મેદાન પર લડાઈની સામગ્રી બરાબર પહોંચતી નથી. રશિયાને અવારનવાર પાછા હઠવું પડે છે તેથી તેની શાખ ઘટી ગઈ છે અને તેનો હાઉ નબળો પડ્યો છે. ફિન્લેન્ડ આખર સુધી રશિયા સામે ટકી રહે તે મનાતું નથી પણ હારશે તો ય તેનું નામ ધૈર્યવાન અને બહાદુર પ્રજા તરીકે દુનિયામાં અંકાઈ રહેશે.

### રશિયાની છેલ્લી રાજ્યનીતિ

રશિયાની હમણાંની રાજ્યનીતિ એ એક કોયડો છે. આજ તો એ ફિન્લેન્ડને નમાવવા એકપગે થયું છે. જર્મનીને કાચો માલ પણ એણે પૂરો પાડવો છે. તે પછી રુમાનિયા પાસેથી બેસેરેબિયા પ્રાંત લેવો છે, તુર્કીની શુદ્ધ ઠેકાણે લાવવી છે, અંગ્રેજોને એમના શાહીવાદનું સ્વરૂપ સમજાવવું છે, બાલ્કન રાજ્યોમાં પોતાની લાગવગ વધારવી છે અને સૌથી મહાન કામ જગતમાં સામ્યવાદને પ્રસારવો છે. અત્યારથી જ સ્ટેલિને સર્વ સત્તા પોતાના હાથમાં લીધી છે. સામ્યવાદને એણે મોળો પાડયો છે. પગારોમાં સમાનભાવને બદલે તેમાં ઊંચીનીચી શ્રેણીઓ પાડી છે. રશિયન સામ્યવાદીઓને પોતાને સ્વતંત્ર મિલકત કરવાની રજા આપી છે. લેનિનના મિત્રોને એણે ફાંસીએ ચડાવ્યા છે કે દેશનિકાલ કર્યા છે. એણે દેશની ઔદ્યોગિક પ્રગતિ તો ખૂબ સાધી પણ જ્યારે એણે ઘૂરકવું શરૂ કર્યું ત્યારે દેખાઈ આવ્યું છે કે એના ઘૂરકાટમાં કયાંક નબળાઈ છે.



# જ્વાલામુખીનું દર્શન

શ્રી. કાન્તિલાલ શાહ

આરકાનના કિનારા ઉપર આવેલા ચોક્યુ ટાપુની આજુબાજુ અનેક જોવાલાયક સ્થળો આવેલાં છે. કુદરતનું સૌન્દર્ય વિવિધ સ્વરૂપો ધારણ કરીને અજાણ્યા પ્રવાસીને આકર્ષતું ત્યાં ચોમેર પથરાયું છે. એવાં સ્થળોમાં બૌદ્ધ મંદિરો ઊભાં કરીને ધાર્મિક મનુષ્યોએ તેના સૌંદર્યને ઓપ આપ્યો છે. ચોક્યુને આંગણે જ રમણીય સમુદ્રકિનારો છે. આજુબાજુમાં જ ચાઉંતલ્લા, ગાંગડો ફ્યા અને એવાં બીજાં બૌદ્ધધર્મી બ્રહ્મી લોકોના યાત્રાસ્થળો તેમ જ ધાર્મિક ઉત્સવોનાં કેન્દ્રો છે. ત્યાંથી પંદરેક માઇલ દૂર ગ્યાસતેલના કૂવાઓ છે. પહાડો અને જંગલથી ભરપૂર એવા પાસેના જ ટાપુઓમાં જંગલી હાથીઓનાં ટોળાંઓ છે.

હાથીઓ તો મેં ઘણાં યે જોયા છે. મશહૂર કેરાલા સરકસ કે અજાયબ અને હેરત પમાડનારા ખેલો બતાવતા કાર્લેકર સરકસના મુડદાલ હાથીઓને તો ચાર આનાની ટિકિટ આપીને દસ વરસ પહેલાં જોઈ

નાખ્યા હતા કે દશેરાને દિવસે સિંદૂર, કોડીઓ, માળાઓ, ઝૂલો અને અંબાડી વિગેરે સોળે શણગાર સજીને કોઈ દેશી રાજ્યની દશેરાની સવારીને દીપાવતા અને ગળામાં ટોકરો બાંધીને રાજાઓના કહેવાતા વિજયના જુઠ્ઠાં ગાન ગાતાં 'પામર' પ્રાણીઓને પણ બહુ જોઈ નાખ્યાં હતાં, એટલે એવા હાથીઓ જોવાની હવે અબળખા રહી નહોતી. અબળખા હતી માત્ર પોતાની કિકિયારીથી જંગલને ગજાવતા, વન્ય પશુઓને પોતાની ધાકથી નસાડતા, જબરદસ્ત વૃક્ષોને ધરાશાયી કરતા અને રસ્તામાં જે આવ્યું તેને તોડી ફોડી કચડી અને બેફામ રીતે જંગલમાં પોતાની સત્તાની આણ વર્તાવતા સેંકડો મદઝરતા માતંગનાં જૂથ જોવાની. એની કિંમત સરકસના હાથીની પેઠે ચાર છ આના નહોતી. જંગલના ગજરાજ ગમે તેવા રેંજીપેંજીને દર્શન આપતા નથી હોતા. જીવનનું જોખમ ખેડવાની જે તૈયારી બતાવે એને જ આવા માતંગ જૂથનાં દર્શન થઈ શકે. એમનાં દર્શનની એક જ કિંમત હતી—મોતની તૈયારી. અહીંના ભાઈઓ પાસેથી જંગલની, હાથીઓનાં ટોળાંની, સાહસ કરવા જતાં પોતાને થયેલા કડવા અનુભવોની અદ્‌ભુત-રસપૂર્ણ વાતો સાંભળીને તો ઊલટી ત્યાં જવાની અને હાથીઓનાં ટોળાંને નજરોનજર જોવાની ઈચ્છા બળવત્તર બની. પણ દોઢ હજાર માઈલ દૂરથી આવેલા અતિથિને આવા જીવસટોસટના જોખમમાં મૂકી 'કાળી ટીલી' વહોરવાનું જોખમ ખેડવા ચોક્યુના મિત્રો તૈયાર નહોતા. એટલે એ મોજ માણવાનું ભવિષ્યના કોઈ સુંદર દિવસને સોંપી દઈ અમે એક બીજા સ્થળે જવાનો વિચાર કર્યો. મિત્રોએ બેત્રણ સૂચનાઓ મૂકી. છેવટે મારી પસંદગી 'નઘા' ઉપર ઊતરી.

'નઘા' એટલે જ્વાળામુખી પહાડ. આરાકાનકિનારાના ટાપુઓમાં કોઈ કોઈ જગાએ આવા પહાડો જોવામાં આવે છે. જો કે ઈટાલીના જગવિખ્યાત વિસુવિયસ કે કરોડોની સંપત્તિને થોડા કલાકમાં ભસ્મીભૂત કરતા જાપાનના જ્વાળામુખી પર્વતોની સરખામણીમાં તો આ પહાડો 'વામન' જ લાગે. અરે, એને પહાડ પણ શા માટે કહીએ, મોટા મોટા ટેકરાઓ જ કહો ને! ચેડુબા ટાપુમાં પણ એક નાનો સરખો જ્વાળામુખી પહાડ છે. બીજો એક પહાડ ચોક્યુથી માત્ર ત્રણ જ માઈલ દૂર આવેલો છે. મારા જેવા હિંદવાસીએ જ્વાળામુખી સ્વપ્નામાં પણ શેનો જોયો હોય! અને વિસુવિયસની તો વાતો જ સાંભળવા મળે. એટલે જ્યારે મેં સાંભળ્યું કે અહીંથી ત્રણ માઈલ જ દૂર એક નાનો જ્વાળામુખી પહાડ આવ્યો છે ત્યારે નાનો તો નાનો પણ એનો ખ્યાલ તો આવે, એ માટે નજરે જોવાનો નિશ્ચય કર્યો.

આ નાનકડા પ્રવાસમાં અમે ચાર જણા હતા. ત્ર્યંબકભાઈ, મણિશંકરભાઈ, મહેતાબાબુ અને હું. આ બધામાં અમે ત્રણ જણ તો લગભગ સરખી ઉમરના જુવાનો જ હતા. માત્ર મહેતાબાબુ ઉમર તેમ જ શરીરમાં અમારા કરતાં વધારે પ્રગતિ (!) કરી ગયા હતા.

ચોક્યુથી નઘાપહાડ જતાં રસ્તામાં લગભગ એકાદ માઈલ પછી ચોમાસામાં ભરાયેલી ગંગા નદી જેવી એક નાની સરખી ખાડી ઓળંગવાની આવે છે. નાવમાં બેસીને અમે સામે કિનારે પહોંચ્યા, અને હોડીવાળાને પૈસા ચૂકવી 'નઘા' પહાડને રસ્તે પડ્યા. અહીંથી બે માઈલ સુધી અરધી કાચી અને અરધી પાકી સડક સીધેસીધી ચાલી જાય છે. સડકની બન્ને બાજુએ ગીચ ઝાડી આવેલી છે. જોનારને એ નાની નાની પીપરનાં ઝાડની હારો જેવી જ લાગે. પણ એ ઝાડીની વનસ્પતિ કોઈ જુદી જ જાતની હતી. અને એવું જ વિચિત્ર એનું નામ હતું. આટલી વિપુલ વનસ્પતિ જે પ્રદેશમાં થાય છે તેનો કંઈક ઉપયોગ તો હશે જ ને! મેં ત્યાંના એક જાણકાર ભાઈને પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે 'આ છોડનાં પાન અમુક અંશે ઝેરી હોય છે. તેનું ક્ષીર આંખમાં ઊડે તો આંખ ફૂટી જાય અને ચામડી પર પડે તો એ તતડી જાય.' આવો જવાબ સાંભળીને જિજ્ઞાસાવૃત્તિથી મેં તોડેલું પાન પણ ફેંકી દીધું. બ્રહ્મદેશની આ વનસ્પતિના ગુણધર્મ જરા મોડા જાણી શકીશ તો ચાલશે પણ તેના આ અવગુણધર્મનો

ભોગ થઈ જ્યાં ત્યાં ગડગૂમડને નોતરીશ તો મારી મુસાફરી જ અરધેથી અટકી જશે. એવું જોખમ ખેડવાની મારી તૈયારી ન હોવાથી તેના વિશેષ ગુણધર્મો જાણવાની જવાબદારી કોઈ આયુર્વેદાચાર્ય કે આયુર્વેદશિરોમણિ ઉપર નાંખીને મેં સીધી વાટ પકડી.

ઝાડીની પેલી પાર બન્ને બાજુ ખાડીનાં કાળાં પાણી સૂર્યના તાપમાં ચળકતાં હતાં અને ભરતીનું પાણી આજુબાજુ પથરાયેલી નાની મોટી ડુંગરમાળમાંથી હસતી–કલ્લોલતી નાની નાની નદીઓ ચાલી આવતી હોય એવો આભાસ કરાવતાં હતાં. થોડે દૂર ગયા એટલે ખાડીઓ છીછરી થતી ગઈ અને આખરે જમીન આવી. ડાંગરનાં લીલાં લીલાં ખેતરો અને ખેતરોમાં ઉમંગથી કામ કરતી ઘણી કિસાન બહેનો નજરે પડી. ક્યારાઓનાં પાણી વાળતી, ડાંગરના રોપાઓ ચોપતી, ગોઠણભર કાદવવાળાં પાણીમાં અહીંતહીં ફરતી એ બહેનોના હસતા ચહેરા જોઈને એમ જ લાગ્યું કે ગ્રામજીવન ખાસ કરીને ખેતીપ્રધાન સંસ્કૃતિ ઉપર રચાયેલું ગ્રામજીવન સારી યે દુનિયામાં એક જ પ્રકારનું હશે, સાદું સીધું, મહેનતુ અને ઈશ્વરપરાયણ. શ્રમ–કુદરતને ખોળે રહીને કરેલો શ્રમ–એ જ તેમનો આનંદ; દિવસભરના શ્રમને અંતે ભગવાનની ભક્તિ અને તેના સેવકોની સેવા એ જ એમનું જીવનકર્તવ્ય, અને આમ કર્તવ્યપરાયણ જીવનને અંતે નિશ્ચિંત અને હળવા મને ઈશ્વરને ખોળે પોઢવું એ જ જીવનની કૃતાર્થતા. આવાં ભોળાં દિલનાં મહેનતુ, પરગજુ અને ઈશ્વરપરાયણ લોકોએ જ જગતની સંસ્કૃતિ સરજી છે. પણ વર્તમાનયુગમાં વિજ્ઞાનની શોધખોળ અને પરિણામે અમર્યાદ રીતે વધતા જતા મોટા ઉદ્યોગોએ માણસોના લોભને પણ પોતાના પ્રમાણમાં જ વિકસાવ્યો. પરિણામે જગતભરમાં આર્થિક શોષણના સંચાઓ ચાલુ થઈ ગયા. અને એ જૂની સંસ્કૃતિ; સાદું, સંતોષી, અને પવિત્ર જીવન જોખમમાં આવી પડ્યું. ઠેર ઠેર શુદ્ધ જીવનને અને ચોખ્ખા વાતાવરણને ઝેરી બનાવતાં મિલો અને કારખાનાંઓનાં ભૂગળાંઓ લોકોને આર્થિક અને નૈતિક રીતે નિચોવી નાખવા માટે ઊભાં થઈ ગયાં. બ્રહ્મદેશ જેવા ખેતીપ્રધાન મુલક ઉપર પણ આવાં શોષણકારી યંત્રો વધતાં જાય છે. અર્થભૂખી યુરોપિયન પ્રજા – ખાસ કરીને સામ્રાજ્યવાદી બ્રિટિશ પ્રજાએ કેવળ સંગીનના જોરે અને ભેદનીતિની જૂનીપુરાણી મેલી રીતરસમોથી બ્રહ્મદેશને દિનપ્રતિદિન પોતાના ભરડામાં લઈ રહી છે. પણ ખુલ્લા ખેતરમાં કામ કરતી આ ગરીબ કિસાન બહેનોને ક્યાંથી ખબર હોય કે આ ખુલ્લા આકાશ નીચે લહેરથી શ્રમ કરવાનો તેનો જન્મસિદ્ધ હક્ક એક દિવસ સામ્રાજ્યવાદી બ્રિટનના ખપ્પરમાં હોમાઈ જશે અને તેઓ અથવા તેના વંશવારસો જમીનખેડી ખાતા આબરૂદાર ખેડૂતો નહિ પણ શોષણનીતિમાં પાવરધા કોઈ માલેતુજાર ધનિકનાં કારખાનાંના 'મજૂર' કે રંગુન શહેરની ગલીઓમાં ભટકતા ભિખારી બનશે, બ્રહ્મદેશમાં પોતાના ખૂની પંજાને યોજનાપૂર્વક અને વ્યવસ્થિત રીતે ફેલાવતો બ્રિટિશ સામ્રાજ્યવાદ હિન્દુસ્તાનની પેઠે જ બ્રહ્મદેશને એક દિવસ તારાજ કરી નાખશે અને આ લીલી વાડી એક દિવસ વેરાન બની જશે. આવા વિચારોએ મારા મનને ઘેરી લીધું હતું, એટલામાં મદારીના ડાકલા જેવા અવાજે મને જાગ્રત કર્યો. શું છે એ જોવા મેં અવાજની દિશા તરફ દૃષ્ટિ ફેંકી. પાસેના ખેતરને શેઢે ગાયોભેંસોનું ધણ ચરતું હતું. કેટલીકનાં ગળાંમાં લાકડાની ટોકરીઓ વળગાડી હતી અને તેનો અવાજ આપણે ત્યાં મદારી ડાકલાં વગાડે છે તેને કંઈક અંશે મળતો આવતો હતો. આવી ટોકરીઓ બાંધવાનું પ્રયોજન શું હશે એમ મારા મનમાં થતું હતું ત્યાં જ...ભાઈએ જાણે મારા મનની વાત જાણી લીધી હોય તેમ એ જ પ્રશ્નને અંગે વાત છેડી, " પેલી ગાયોભેંસોનાં ગળાંમાં જે ટોકરીઓ બાંધી છે તે જોઈ? પોતાનાં ઢોર ચરતાં ચરતાં દૂર ચાલ્યાં જાય તો યે આ ટોકરીના અવાજથી તેને સહેલાઈથી શોધી શકાય. અહીંના લોકોએ શોધી કાઢેલી આ સાદી તેમ જ સુંદર યુક્તિએ ઠીક રમૂજ પૂરી પાડી. ગાય કે ભેંસ ભલે ને ગમે તેવા ડુંગરની ખીણમાં ચાલી

જાય કે કોઈ ગીચ ઝાડીમાં સંતાઈ જાય પણ પેલી ગળે વળગાડેલી ટોકરીનો અવાજ જ, 'તે અહીં છે તે અહીં છે' એમ બતાવી આપે. આપણે ત્યાં કોઈ ગાય કે ભેંસ મારકણી હોય તો તે બતાવવા માટે તેના ગળામાં દોરડું નાખી તેની સાથે લાકડાનો એક લાંબો ધોકો નાખે છે તે બે અર્થ સારે છે; એક તો તે મારકણી છે એની જાહેરાત કરે છે, અને બીજું એવી ગાય કે ભેંસ કોઈને મારવા દોડે તો તેની ઝડપી ગતિમાં પેલો ધોકો વિક્ષેપ નાખ્યા કરે અને એટલા વખતમાં તો કોઈ પણ માણસ બચાવ માટે નાસી જઈ શકે. અહીંનાં પશુઓ એવા મારકણા સ્વભાવના નહિ હોય એટલે તેમને ગળે ધોકો વળગાડવાની સજા કરવાની જરુર અહીંના લોકોને નહિ લાગી હોય. પણ બ્રહ્મદેશની અફાટ કુદરત તેમને ગમે ત્યાં ખેંચી જતી હશે એટલે આ ડુગડુગિયાં તેમની કોટે વળગાડી દીધાં. ગ્રામ્યજીવનનાં આવાં વિધવિધ રૂપો જોતાં જોતાં અમે એક નાનકડી 'વસ્તી' માં આવી પહોંચ્યા.

'વસ્તી' શબ્દ હિંદુસ્તાની ભાષાનો છે અને તેનો અર્થ થાય છે ગામડું. અહીંના ગુજરાતીઓએ પોતાના રોજના વપરાશની ભાષામાં કેટલાક હિંદી શબ્દો અપનાવી લીધા છે. 'વસ્તી' શબ્દ એમાંનો એક છે અહીં ગરીબાઈ હતી. લોકોના અંગ ઉપર ફાટયાંતૂટયાં કપડાં હતાં. મેલાંઘેલાં બાળકો ગંદી જગામાં આમતેમ રખડતાં હતાં. કેટલાંક બંધાણી જેવાં જણાતાં પુરુષો અને સ્ત્રીઓ મૃત્યુની રાહ જોઈને બેઠાં હોય તેમ મોં કટાણું કરીને ઘરના આગળનાં બારણાંમાં આડેધડ પડયાં હતાં. આળસ, દરિદ્રતા અને કૂવડપણાની સાક્ષાત મૂર્તિઓ જ જોઈ લો! જીવનસ્ફૂર્તિ અને ઉત્સાહ, પોતાની અહીં જરૂર નથી એમ સમજી કયાંક બીજે ચાલ્યાં ગયાં હતાં. થોડા જ વખત પહેલાં પેલી ખેતરમાં કામ કરતી બહેનોએ ગ્રામ્યજીવનની એક બાજુ મારી આગળ રજૂ કરી હતી જે જોઈને હું ખુશ થયો હતો. અહીં આ બંધાણી, નિરુદ્યમી, આળસુ અને એદી લોકોએ એ જ ગામડાંના જીવનની એક બીજી, આંખને ન ગમે એવી, બાજુ રજૂ કરી. આપણાં ગામડાંઓ શું આથી ભિન્ન ચિત્ર રજૂ કરી શકે તેમ છે? આપણે ત્યાં પણ જયારે એક બાજુ રાતદિવસ અવિરત શ્રમ કરતાં, પોતાનાં સાદાં ભજનો કે લોકગીતોથી વાડીઓને ગજાવતાં આનંદી કિસાન સ્ત્રીપુરુષો જોવા મળે છે તેમ બીજી બાજુ હોકા ગગડાવતા, થૂંકી થૂંકીને ચોરાના એક ભાગને ગંદો બનાવી દેતા, આળસુ અને અફીણી લોકો પણ જોવા મળે છે. બાર મહિનાની કમાયેલી મૂડી ત્રણ દિવસમાં વેડફી નાખતા જુગારી લોકો અને મફતના છાણે ધૂણી ધખાવી બીજાનાં માલપાણી ઉડાવતા સાધુબાવાની જમાતો નજરે પડે છે. બ્રહ્મદેશના આ ગામડાએ પણ આ બન્ને પ્રકારનાં લોકોનાં દર્શન કરાવ્યાં. એક જ ગામનાં હવાપાણી અને અન્નથી પોષાયેલાં તેમ જ એક જ વાતાવરણમાં ઊછરેલાં માણસો આવા અનેકવિધ અને પરસ્પરવિરોધી ગુણવાળાં કેમ થતાં હશે? આનો પરિપૂર્ણ જવાબ તો હજી સુધી મળ્યો નથી. આપણને જે કાંઈ થોડુંઘણું એ માર્ગદર્શન આપી શકે તે તો માનવવંશશાસ્ત્ર, પ્રજનનશાસ્ત્ર, માનસશાસ્ત્ર, વગેરે શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ, આવા આવા વિચારો કરતો અને કેટલીક વાર તેની મિત્રો સાથે ચર્ચાઓ કરતો હું એ ગામમાંથી પસાર થતો હતો ત્યાં તો પચ કરતી ખાબોચિયામાંથી ઊડતી કાદવ અને કચરાવાળા ગંદા પાણીની પિચકારીએ મને જાગ્રત કર્યો અને પાસેના જ ઘરમાંથી મારા તરફ ધસી આવતા ભસતા કૂતરાને જોઈ મારામાં રહેલી આત્મરક્ષણની વૃત્તિએ સક્રિય રૂપ ધારણ કર્યું અને મને છત્રી ઉગામવા પ્રેર્યો. આમ અચાનક આવી પડેલા આ અકસ્માતથી મારા મનના બધા વિચારો વર્ષાનાં વાદળાંની માફક એકદમ વીખરાઈ ગયા!

ગામ મૂકયું અને ફરી ખેતરો આવ્યાં. ખેતરની અંદર ઘાસનાં છાપરાંથી છાયેલાં સુંદર નાનાં ઝૂંપડાંઓ જોયાં. આ ઝૂંપડામાં બસી ગામડિયાઓનો આત્મા કળારૂપે વ્યક્ત થયો હતો. ઝૂંપડાંનાં છાપરાંઓનો આકાર બ્રહ્મી સ્ત્રીઓ માથા પર વાળનો ટોપ ચડાવે છે એવો જ લાગતો હતો. પોતાના

લાંબા અને સુશોભિત વાળનો મોટો અંબોડો માથાની ટોચ ઉપર ચડાવી જાણે કોઈ નાજુક અને સુંદર બ્રહ્મી યુવતી કેમ જાણે દરેક ખેતરમાં ઊભી ઊભી રખોપું કરતી હોય! આ ઝૂંપડાંની રચનામાં બ્રહ્મી સ્ત્રીઓએ જરૂર પોતાનો સૌંદર્યપ્રેમી આત્મા રેડયો હોય એમ ચોખ્ખું જણાતું હતું. આ ઝૂંપડાંઓની રચના શાંતિનિકેતનમાં જોયેલાં કેટલાંક ગોળાકાર ઝૂંપડાંઓ તેમ જ બાઉલ લોકોનાં ઝૂંપડાંની રચનાને ઘણે અંશે મળતી આવતી હતી. ગોળાકાર દીવાલ અને ઉપર ત્રિશંકુ આકારનું ગોળ છાપરું.

આખરે કેટલો યે કાદવ ખૂંદીને અમે પહાડની તળેટીમાં આવી પહોંચ્યા. હવે અમારે પહાડ ચડવાનો હતો. અમારી સાથે એક ગામા પહેલવાન જેવો આરાકાની જુવાન ભોમિયા તરીકે આવ્યો હતો. તેનામાં આરબની વફાદારી અને પોતાના માલિક માટે જાનફેસાની કરવાની તત્પરતા હતી. તેના હાથમાં હાથએક લાંબા પાના વાળી 'ધા' હતી—આપણે ત્યાંના ધારિયાને મળતી. માત્ર ધારિયાનો હાથો લાંબી લાકડી જેવડો હોય છે જ્યારે 'ધા'નો હાથો માત્ર દાતરડાના હાથા જેટલો ટૂંકો હોય છે. આવી 'ધા' લઈને જો એ કાળી રાતે સામો મળ્યો હોય તો કેટલા ય માણસો 'ધા' નાખી જાય એવો ભયંકર અને વિકરાળ એનો ચહેરો લાગે! તે હસતો ત્યારે લાલ પેઢાં અને કાળા રંગેલા દાંત તેને વધારે ભયંકર બનાવતા. માત્ર એકાદ કલાક તેની સાથે રહો અને તેની વાતો સાંભળો ત્યારે જ આ ભયંકર માણસમાં તમને બાળસહજ સરળતા અને ભોળપણની ખબર પડે.

પહાડ ઉપર ચડવામાં તે સૌથી આગળ હતો. અને પાછળ અમે ચાર જણા. ત્રંબકભાઈ, મહેતાબાબુ, મણિશંકરભાઈ અને હું. પહાડ ઉપર જવા માટે કોઈ સીધો એવો રસ્તો નહોતો. પેલો બ્રહ્મી પહેલવાન અમને એક સાંકડી કેડીએકેડીએ આગળ ને આગળ લઈ જતો હતો. રસ્તો ઠીક ઠીક ખરાબ હતો. પહાડની ચીકણી માટી, કાદવ, પાણી અને કચરો! વચ્ચે વચ્ચે પગલે બે પગલે એકાદ નાનો પથ્થર ગોઠવી દેવામાં આવ્યો હતો. આ રસ્તા ઉપર ઊંચે ચડવાનું. જરાક જેટલું લપસીને જો પડયા તો મોઢું જ રંગાઈ જાય. મહેતાબાબુ સિવાય અમે ત્રણ તો જુવાન માણસો હતા એટલે અમને બહુ મુશ્કેલી આવે તેમ ન હતું. પણ મહેતાબાબુ સાહસ કરીને આ ઐતિહાસિક (!) પ્રવાસમાં અમારી સાથે આવ્યા હતા. એમની ઉમર તો વધુ હતી જ એમાં અધૂરામાં પૂરું તેમનો એક પગ ઘણા વખતથી જુટ્ઠો થઈ ગયો હતો એટલે એમને તો એક પગે આ ડુંગર ચડવાનો હતો! એક તો આવી શારીરિક સ્થિતિ, એમાં ચોમાસાનો વખત, ચીકણો અને ઢાળપડતો પહાડી રસ્તો—એટલે અવારનવારએ પાછળ રહી જાય. વળી કોઈવાર જમીન સાથે ખૂટતું આકર્ષણ પગના કરતાં વધી જાય ત્યારે તો મુશ્કેલી વધી જ પડે. પંદરેક ફૂટ આગળ જઈએ એટલે પાછળનો માણસ ન દેખાય એવા વાંકાચૂંકા રસ્તા. મહેતાબાબુને બૂમ પાડીને કહીએ કે "અવાજે અવાજે ચાલ્યા આવો." પણ મહેતાબાબુ પૃથ્વીરાજ ચૌહાણ થોડા હતા કે શબ્દવેધી બાણથી નિશાન પાડી શકે? અમે યે તેવી આશા તો નહોતી રાખી, પણ શબ્દ પારખીને પોતાના એક પગે સાડા ત્રણ મણની કાયા ઊંચકી નિર્દિષ્ટ સ્થળે આવી પહોંચે એટલે બસ. અને એ પરીક્ષામાં આખરે એ પસાર થઈ ગયા અને અમારી સાથે થઈ ગયા. અફસોસ માત્ર એટલો રહ્યો કે પૃથ્વીરાજના ચંદની પેઠે મહેતાબાબુનાં આ સાહસ અને વીરત્વનાં ચિરંતન ગાન રચનાર કોઈ કવિ ન હતો, નહિ તો પ્રવાસના ઇતિહાસમાં તેમનું નામ અમર થઈ જાત. નેપોલિયને આલ્પ્સ ઓળંગ્યો તે જગત આખાને જાણ થઈ, માત્ર મહેતાબાબુની આ સાહસ-કથા ઇતિહાસના પૃષ્ઠ ઉપર સ્થાન ન પામી! full many a jem of purest rays......વાળી લીટીઓ મારા હોઠ ઉપર આવી ગઈ અને મેં એક નિસાસો મૂક્યો!

પણ અત્યારે નિસાસા મૂકવાનો કે જગતના ઇતિહાસમાં વણનોંધ્યા રહી જતા કેટલાક ઐતિહાસિક પ્રસંગો ઉપર આંસુ સારવાનો વખત ક્યાં હતો!

પહાડી રસ્તો ચડી ચડીને અમે હાંફતા હતા. મહેતા-બાબુની મોટી ધમણ જરા વધારે જોરથી ચાલતી હતી. કેટલીક વાર તાજા જ વરસેલા વરસાદને લઈને ઉપરથી ચાલ્યા આવતા પાણીના વહેણે રસ્તો એટલો બધો ખોદી કાઢ્યો હતો કે છાતી સુધી ઊંડા ઊતરી જઈને એક સાંકડા એવા નવેળામાંથી આગળ વધવું પડે, અને ઉપરની ઝાડીઓના દરવાજા બની જાય. બે માણસો એક સાથે ચાલી શકે એટલો પહોળો તો રસ્તો નહોતો કે મહેતાબાબુ કોઈની મદદ લઈ શકે. આગળ રાખવાનો તો સવાલ જ નહોતો કારણ કે આગળ રાખીએ ને કોઈ વાર લપસી પડે તો મહેતાબાબુ સ્ટીમ–રોલરની પેઠે અમારા હાડકાંનું સિમેંટ કોંક્રિટ બનાવી અમને રસ્તા સાથે જડી દઈ પાકી સડક બનાવી દે! અને પાછળ રાખવામાં પણ જોખમ હતું. પાછળ રાખીને ઉપર ચડવા માટે હાથ આપીએ એટલે ગુરુત્વાકર્ષણનો નિયમ લાગુ પાડી અમને પણ તેમની પાછળ ઘસડતા જાય. એટલે મહેતાબાબુને સામાન્ય રીતે અમે ભગવાનને ભરોસે ભળાવી દેતા. માત્ર કોઈ વાર મદદની અતિશય જરૂર પડે તો બે જણા હાથના આંકડાઓ ભીડી પછી તેમને ખેંચવાનો પ્રયત્ન કરતા.

અહીં વનસ્પતિ તો એટલી વિધવિધ જાતની હતી કે ન આવડે નામ કે ન તેના ગુણધર્મની જાણ-પિછાણ. આયુર્વેદના અભ્યાસીઓએ તેમ જ વન-સ્પતિશાસ્ત્રમાં રસ લેતા માણસોએ બ્રહ્મદેશના ગ્રામ્ય પ્રદેશમાં, તેનાં જંગલ અને પહાડોમાં બહુ ભટકવા જેવું છે. અહીં દવા તરીકે ઉપયોગમાં આવે તેવી તથા માણસજાતને અને પશુઓને ઉપયોગી એવી કેટલી યે જાતની વનસ્પતિ હશે. હું તો એ બાબતમાં એકડો ય ન જાણું એટલે મારે માટે તો બધું સરખું જ હતું. એમાં યે પહાડના જોખમી રસ્તાને લીધે અમારું બધું ધ્યાન આત્મરક્ષણ ઉપર કેન્દ્રિત કર્યું હતું એટલે આ વનસ્પતિશાસ્ત્રના પ્રત્યક્ષ અભ્યાસમાં અમે બહુ રસ ન લઈ શક્યા.

આખરે બહુ રાહ જોતા હતા તે પહાડનું શિખર...શિખર શું પહાડ ઉપરનું સપાટ મેદાન આવ્યું. કેવો અજબ ફેરફાર! ચારે બાજુ લીલો લીલી ઝાડીઓ અને વનસ્પતિથી છવાયેલા આ ડુંગરો, અને વચમાં આવેડ વચના માણસની ટાલ જેવો એકદમ સપાટ પ્રદેશ. ઘાસનું એક તણખલું ય ન મળે, ચારેબાજુ દસ ફૂટ દૂરની વસ્તુ દેખાય નહિ એવું ગીચ જંગલ, અને પર્વતના શિખર ઉપર વચ્ચે બેત્રણ ગોળ મેદાનો તદ્દન ભાલપ્રદેશ જેવાં સપાટ અને સીધાં. આ જ ભૂમિ તે જવાળામુખીની અસર થયેલો ભાગ.

લગભગ પંદરપંદર વીસવીસ વરસે આ પહાડ ફાટે છે. અંદરથી લીલું–સૂકું બધાને ભરખી જતી જવાળાઓ પ્રગટે છે. જમીનમાં મોટી મોટી સુરંગો ચાંપી હોય તેમ ધડાકા સાથે જબરદસ્ત પથરાઓ ઊડે છે. સળગેલી ભૂમિ ખદબદે છે અંદરથી લાવા રસની છોળો ઊછળે છે. વાતાવરણ ધૂંધળું બની જાય છે આસપાસના ગામડાના લોકો જીવ લઈને નાસે છે. જવાળામુખીની જવાળાઓમાં જે આવ્યું તે બધું ભસ્મીભૂત થઈ જાય છે, જાણે શંકરનું ત્રીજું લોચન ઊઘડ્યું! એવો ભાસ ભગવાનના ઉત્પત્તિ સ્થિતિ અને લયના જે ત્રિવિધ રૂપો છે તેમાં છેલ્લા સંહારકારી સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ જાય છે.

પાંચ વરસ પહેલાં જ આ પહાડ ફાટેલો. એ વખતે તેની જવાળાઓનો પ્રકાશ માઈલો સુધી દૂર દૂર પડતો હતો. અને એ પ્રદેશને અજવાળતો હતો. આ પ્રસંગને નજરે જોનારાઓ તેમ જ નજરે નહિ જોનારા બધાને કંઈક ને કંઈક કહેવાનું હતું.

'તે દિવસે ચોક્યુથી રંગુન જતી સ્ટીમર ઉપર આ જવાળામુખીની રોશની એટલી તીવ્ર રૂપે પડતી હતી કે સ્ટીમરના મુસાફરોને લાગ્યું કે સ્ટીમરનું બોયલર ફાટયું છે કે શું કોઈને એવી દહેશત લાગવા મંડી કે સ્ટીમરને આગ લાગી છે. મુસાફરોના ગભરાટનો કોઈ વાર નહોતો......" એક ભાઈ વાત કર્યે જતા હતા એટલામાં જ મહેતાબાબુ અને મણિશંકરભાઈ એકી સાથે બોલી ઊઠ્યા.

"એ વખતે અમે તો ચોક્યુની આપણી દુકાનમાં જ બેઠા હતા. શેરીઓમાં જબરદસ્ત અજવાળું

જોઈને થયું કે આટલો બધો પ્રકાશ ક્યાંથી આવે છે? અમારા આશ્ચર્યનો તો પાર રહ્યો નહિ. જાણે ચોફ્યુ ઉપર લાખો કેન્ડલ–પાવરની રોશની ફેંકી હોય એમ આખું ગામ ઝગમગારા મારતું હતું. બહાર શેરીમાં આવીને જોયું તો લાગ્યું કે ચોફ્યુ સળગી ઊઠ્યું છે. ગભરાટમાં અને ગભરાટમાં અમે કિનારા ઉપર દોડ્યા. કિનારા પર પહોંચ્યા ત્યારે જ જાણ્યું કે અહીંથી ત્રણ માઈલ પર આવેલો પહાડ સળગે છે. એ સળગતા પહાડને જોવા આખું ગામ કિનારા ઉપર એકઠું થયું હતું.''

"અરે, ચોફ્યુ તો શું, તે દિવસે હું રામડી હતો ત્યાંથી પણ આ અજવાળું દેખાતું હતું." એક ભાઈએ ઉત્સાહમાં આવીને પોતાનો સ્વાનુભવ કહ્યો. પછી તો જેમ ભૂતની વાત કે સર્પની વાત ખૂટે નહિ એવું જ સ્વરૂપ આ જ્વાળામુખીની વાતે પકડ્યું. તેમણે જે કહ્યું તેનો સાર આ હતો.

"આ જ્વાળાઓ, ઊડતા પથરાઓ, અને ઊછળતો લાવારસ ત્રણચાર દિવસ સુધી ચાલુ રહ્યો. પછી છેવટે જ્યારે તેની ગતિ–શક્તિ મંદ પડી ત્યારે ટોળાબંધ માણસો દિવસો સુધી એ દૃશ્ય જેટલી નજીકથી જોવાય તેટલી નજીકથી જોવા જતા. ખાડીના કિનારા ઉપર માણસોની એટલી ભીડ રહેતી કે અમસ્થું એકબે હોડીઓને પૂરતું કામ ન મળે જ્યારે આ દિવસોમાં આઠઆઠ દસદસ હોડીઓ સતત ચાલવા છતાં કલાકો સુધી વારો આવે નહિ અને હોડીની રાહ જોતાં લાંબા વખત સુધી ધીરજ રાખીને બેસી રહેવું પડતું. સાતઆઠ દિવસ પછી અમે અહીં આવેલા ત્યારે ધરતી ખદબદતી હતી. લાવારસ માટી સાથે બહાર નીકળ્યો હતો અને છાતીછાતી સુધીના ટેકરાઓ બની ગયા હતા. ગરમ રસ અને માટી ફદફદ થતી હતી અને અંદરથી વરાળ નીકળતી હતી. તેની ગરમી દસપંદર ડગલાં દૂર ઊભા હોવા છતાં યે લાગતી."

અમને માર્ગ બતાવવા આવેલા બીજા એક આરાકાની જુવાનને પૂછ્યું ત્યારે તેણે જે જવાબ આપ્યો તેથી લોકમાન્યતા બધી એકસરખી જ હોય છે અને તેનું ચણતર ઘણે ભાગે અંધશ્રદ્ધા અને વહેમ ઉપર થયેલું હોય છે એ સત્યની પ્રતીતિ થઈ. તેણે કહ્યું કે 'નીચે ભૂત રહે છે. એ જ્યારે ખિજાય છે ત્યારે બૂમબરાડા પાડે છે ને આવો ઉત્પાત મચાવે છે!' આપણી ભોળી, અજ્ઞાન અને વહેમી આમજનતાની પણ આવા જ પ્રકારની માન્યતા છે. તેઓ માને છે કે ધરતી નીચે મોટો જબ્બર શેષનાગ રહે છે. ધરતી ઉપર જ્યારે પાપ વધે છે ત્યારે તે ખિજાય છે અને પાપી માણસોને શિક્ષા કરવા પોતાના મુખમાંથી ઝેરી પદાર્થો છોડે છે. આપણે ત્યાં થયેલા બિહારના ધરતીકંપ વખતે તેનો ભોગ થયેલા સામાન્ય માણસો પણ ધરતીકંપ વિષે આવી જ જાતની કલ્પનાઓ નહોતા કરતા શું? શું બ્રહ્મદેશ, કે શું હિન્દુસ્તાન કે શું જગતના બીજા દેશો–બધી જ જગાએ આમપ્રજા પોતાની સમજણમાં ન આવે એવી વસ્તુઓનું કારણ કોઈ અદીઠ શક્તિમાં કલ્પે છે.

ધરતીકંપની સીધી અસરવાળો મુખ્ય ભાગ લગભગ ક્રિકેટના મેદાન જેટલો વિસ્તૃત હતો. એટલા ભાગમાં જમીનમાંથી નીકળેલ પથ્થર, માટી, લાવારસ, અને રાખ વગેરેનું મિશ્રણ સામાન્ય સપાટીથી ચાર ફૂટ ઊંચું ચઢી ગયું હતું. પાંચપાંચ વરસ વીતી ગયાં, આરાકાનનો દર વરસનો અઢીસો ઈંચ વરસાદ — એટલે આ ભૂમિ ઉપર લગભગ જ્વાળામુખી ફાટ્યા પછી દોઢ હજાર ઈંચ પાણી પડી ગયું છતાં એટલો ભાગ તો માથાની ટાલ જેવો વાંઝિયો જ રહ્યો છે. એક તણખલું સરખું પણ એ ભૂમિ ઉપર ઊગ્યું નહોતું.

આ સપાટ ભાગ ઉપર જ્યાં નીચેથી વધારે જોર થયું હશે ત્યાં લાવામિશ્રિત માટીની રાખોડીના ઢગલા થઈ ગયા હતા અને તે સાપના રાફડાને આબેહૂબ મળતા આવતા હતા. ક્યાંક ક્યાંક રાફડાના ખાડાઓમાં વરસાદનું તાજું પાણી ભરાયું હતું અને નીચેથી આવતું દબાણ એ પાણીમાં બડબડિયાં બોલાવતું. નાનામોટા પરપોટા ફૂટીને પાણીમાં વર્તુલો બનાવતા હતાં. એક રાફડો તો એટલો મોટો હતો કે નાનો સરખો ટેકરો જ જોઈ લ્યો! અમે તેની

ઉપર ચડ્યા. અને તેના મથાળા ઉપરના એક ખાડામાં ભરાયેલા પાણીમાંથી નીકળતા પરપોટાઓને અમે કાણા ઉપર પથરા અને માટી નાખી બંધ કરવાનો પ્રયાસ કર્યો, પણ એક જગાએ બંધ કરીએ એટલે નીચેનું દબાણ બીજો માર્ગ શોધે અને થોડી જ વારમાં કોઈ બીજી જગાએથી પરપોટા નીકળવા માંડે. એક વખત તો તેના મુખમાં અડધી લાકડી જ ખોસી દીધી અને બે મિનિટ સુધી ક્યાંયથી પરપોટો નીકળ્યો નહિ પણ અમે મનમાં ફુલાવા લાગ્યા કે તરત જ એક પરપોટાએ આવીને બડબડિયાં બોલાવ્યાં. 'ભલે તમે મને દાબી દ્યો હું તો આ બહાર નીકળ્યો' એમ કહી અમારા અભિમાનરૂપી પરપોટાના ચૂરા કરી તે અદૃશ્ય થયો અને બીજાને પોતાની જગા આપતો ગયો. ક્યાંય સુધી અમે આવી ગમ્મત કરી. આખરે ક્ષુધાદેવીએ અંદરથી અવાજ દીધો કે વખત થઈ ગયો છે.

ફરી ફરી ભૂખ તો સખત લાગી હતી. તેમાં યે મહેતાબાબુને તો સવારમાં ઊઠતાંવેંત દાતણપાણી કરીને ખાવાનું જોઈએ જ. પણ આજના સાહસભર્યા પ્રવાસમાં ભાગ લેવા માટે તેમણે સવારના ભોજનનો 'મહાન ત્યાગ' કર્યો હતો પણ આ મહત્ત્વના પ્રશ્ન ઉપર એકમત થતાં જરા યે વાર લાગી નહિ અને માટીવાળા હાથને ધોવાની તસ્દી લીધા વિના જ એક કોરી જગા ઉપર બેસી જઈ સાથેનું ટિફિન ખાલી કર્યું. અલબત્ત, આ નાનકડા પ્રવાસમાં સાથે રહેલા બ્રહ્મી મિત્રો પણ આ ભોજનસમારંભમાં સામેલ હતા. જ્વાળામુખીના શિખર ઉપર સ્વચ્છ પાણીની આશા તો ક્યાંથી રખાય ! પાસેના એક તદ્દન નાના ખાબોચિયામાંથી નીતર્યું પાણી પીધું. પાણીનો રંગ જરા ડહોળાયેલો હતો, કારણ કે તેની સાથે પર્વતની રાખોડી મળી ગઈ હતી. તરસ ખૂબ લાગી હતી એટલે ઘર પૂછવા જેવું ન હતું. વળી જ્વાળામુખીના પાણીમાંની લોહભસ્મ આપણને વધુ તાકાત આપશે અને આવી બેચાર મુસાફરી કરવાનું બળ આપશે એવું આશ્વાસન પણ અમે લઈ શકીએ તેમ હતા, એટલે સૌએ ખાબોચિયાની આસપાસ ઝૂકી પડ્યા ને આ પાણી કાઢીએ કે મામીએ ઉલેચ્યાં નહોતા જતાં યે અમે તો 'લળીલળી, વળીવળી, ખોબલે ભરીને' પીધાં ! પાણી મીઠું હતું એમાં તો જરા ય શક નહિ.

પર્વત ઉપર દોઢેક કલાક ગાળીને અમે નીચે ઊતર્યા. રસ્તામાં, પર્વતનો ચડાવ સહેલો કે ઉતાર, એ વિષે ચર્ચા થતી હતી. કોઈએ એક પક્ષ લીધો, કોઈએ બીજો. આખરે એક ભાઈએ તોડ કાઢ્યો. "ચઢતી વખતે ચડાવ સહેલો છે એમ માનવું અને ઊતરતી વખતે ઉતાર, એટલે પગમાં જોર તો રહે. ચડવાનું અને ઉતરવાનું તો છે જ, પછી તેને સહેલું માનો કે અઘરું."

પેટપૂજા બરાબર કરી ક્ષુધાદેવીને શાંત કરી દીધાં હતાં એટલે પગમાં જોર હતું. આખે રસ્તે દોડતા દોડતા પાછા આવ્યા. રસ્તામાં એક નાની શી સ્વચ્છ તળાવડી આવી. મેં આગળ જઈને હાથ-પગ ધોયા, ત્યાં તો એક ભાઈએ દોડતા આવીને મને ચેતાવ્યો. "આ પીવાના પાણીનું તળાવ છે. અહીં હાથપગ ધોવાય ? કોઈ બ્રહ્મીએ જોયું હોત તો નકામી પંચાત ઊભી થાત. પીવાના પાણીમાં પગ ધોવા એ મોટો સામાજિક ગુનો ગણાય છે. અહીંના સામાજિક કાયદાઓ બહુ જ કડક છે અને તેના ભંગની સજા પણ એટલી જ કડક છે." મને એમની વાતમાં તથ્ય જણાયું અને કરેલી ભૂલ માટે પશ્ચાત્તાપ થયો. બધાએ તળાવડીનું મીઠું પાણી પીને તરસ છિપાવી. ચાલતા દોડતા અને રમતા રમતા અમે ખાડીને કિનારે આવી પહોંચ્યા. થોડી વાર વિશ્રાંતિ લેવા પાસેના 'ઝરા'માં જઈને સૂતા. 'ઝરા' એટલે આરામસ્થાન. બ્રહ્મી લોકો જાહેર ફંડ એકઠું કરીને ગામડાંના રસ્તા ઉપર ઠેકઠેકાણે લાકડાનાં ભોંયતળિયાં-વાળાં અને ઘાસનાં છાપરાંવાળાં વિરામસ્થાનો ઊભાં કરે છે, જેથી રસ્તે આવતાંજતાં મજૂરો ઉનાળાના તાપથી કે ચોમાસાના વરસાદથી પોતાનું રક્ષણ કરી થોડો આરામ લઈ શકે.

સામે કાંઠેથી મુસાફરોને લઈને હોડી આવી એટલે અમે ઊઠ્યા, અને એ જ નાવમાં બેસી સામે

કિનારે પહોંચ્યા. રસ્તામાં હોડી ચલાવવાનો એક નિષ્ફળ પ્રયત્ન કરી જોયો. હલેસાં મારતાં આવડે નહિ. કોઈ વાર સીધાં તો કોઈ વાર ઊલટાં. મારા હાથમાં જ હોડી સોંપી હોત તો બધાને સામે કિનારે પહોંચાડત કે કેમ તે તો રામ જાણે, પણ હોડીને તળિયે પહોંચાડત અને તેના મૃત્યુ પાછળ બધાને માથાબૂડ સ્નાન કરાવત. આખરે બધાને થોડો વખત હસાવીને હલેસું નાવિકના હાથમાં જ મૂકી દીધું.

સામે પાર આવ્યા ત્યારે ગોઠણબૂડ કાદવમાં હાથ નાખીને 'કંઈક' વસ્તુઓ શોધતી બાઈ સ્ત્રીઓને જોઈ. એ કંઈક શું છે એ સમજતાં વાર ન લાગી. હજી ગઈ કાલે જ એક કુંભાર–દંપતીને જમીનમાં કોદાળી મારી જીવડાં પકડતું જોયું હતું. આ બહેનો વગર કોદાળીએ કામ કરતી હતી. કાદવમાં જ્યાં જ્યાં ઉપર પરપોટા જેવું દેખાય ત્યાં હાથ નાખી એકાદ જીવડું પકડી પાડે. વાંસની સળીમાં પરોવી દઈ તેને પોતાની બગલમાં રાખેલી ટોપલીમાં મૂકી દે. જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ આ ગૃહઉદ્યોગ (!) મોટા પ્રમાણમાં થતો દીઠો. સાથેના એક ભાઈ બોલી ઊઠ્યા. 'આ લોકો કેવાં સાહસિક છે!' તેની આ વાત એક રીતે સાચી હતી. મને થયું કે સાપ, વીંછી કે પ્લેગના ઉંદર પણ આ લોકોથી ત્રાસી જાય તો કંઈ નવાઈ નહિ. આપણને આવી વાત સાંભળવી પણ વિચિત્ર લાગે. કોઈ ધર્મચુસ્ત વૈષ્ણવ યા જૈનની ડોસીમા આગળ આવી વાત સરખી પણ કરીએ તો તે "શિવ શિવ, કે મહાવીર! મહાવીર!" કરતી કાનમાં આંગળી નાખી દે. પણ આ લોકોને તો પોતાના રોજના જીવનની એક સામાન્ય ઘટના બની ગઈ છે!

અત્યાર સુધી વાદળિયો તડકો હતો. વરસાદે તો આજે કૃપા જ કરી હતી. એક છાંટો સરખો પણ નહોતો આવ્યો. ત્ર્યંબકભાઈએ કહ્યું કે 'એ તો મેં વરસાદ બાંધી દીધો છે. એટલે નથી આવતો.' ઘર નજીક જણાતાં કોઈએ કહ્યું કે 'હવે છોડી મૂકો ને!' પણ વરસાદનાં કંઈ ચિહ્ન જ જણાતાં નહોતાં. અને ત્ર્યંબકભાઈને સૌ પડકારતા હતા.

આખરે વરસાદે ત્ર્યંબકભાઈની વહાર કરી. નવી શરૂ થતી મિલમાં બે ત્રણ મિનિટ આંટા મારીને જોવા બહાર નીકળ્યા કે તુરત જ ત્રણેક માઈલથી વંટોળિયો આવતો હોય તેમ સૂસવાટા કરતો પવન ધૂળ અને રેતીને ઉડાડતો ને ઉપરથી પાણીનો છંટકાવ કરતો ચાલ્યો આવતો હતો. દરિયાનાં પાણીમાં તરંગોની ભરતી ચડી. બધાં ઝાડમાં ચેતન આવી ગયું. મકાનોનાં છાપરાં પણ કંપવા લાગ્યાં, અને મિનિટ બે મિનિટમાં તો આકાશમાંથી કોઈ અર્જુન એક સામટા કરોડકરોડ તીર ફેંકતો હોય તેમ પાણીની આડી ધારાઓ ધરતીને ખોદવા લાગી. પતરાંનાં છાપરાંવાળાં મકાનોનાં હાજાં ગગડી ગયાં હોય તેમ પતરાં ધ્રૂજી ઊઠ્યાં. અને મોટેથી શોરબકોર કરી અહીંતહીં નાસવા લાગ્યાં. સમુદ્ર આખો કાળોકાળો બની ગયો. પર્વતો અને દિશાઓ ધૂંધળી બની. અમારી છત્રીઓ ઝીંક ઝાલે એમ લાગ્યું નહિ એટલે અમે એક 'ઝરા'નો આશ્રય લીધો. હંમેશ ભસતાં કૂતરાં પણ આજે તો 'પંખીના માળા'ની વૃત્તિ ધારણ કરીને ગુપચૂપ પડ્યાં હતાં. કદાચ પોતાના દુઃખમાં જ એટલાં બધાં લીન થઈ ગયાં હોય.

વરસાદનાં ઝાપટાં, પવનની ઝડી, અને પાણીના તરંગો! અને દરિયા કિનારા પર બેઠેલાં હોડકાંનું મન આ બધું જોઈને કંઈ હાથમાં રહે? આજુબાજુ નજર ફેરવી કોઈ જોતું તો નથી એની ખાતરી કરી નાનાં બાળકો માબાપની નજર ચુકાવી કેટલીક વાર તળાવમાં નહાવા ચાલ્યાં જાય તેમ બેત્રણ હોડકાંઓ સમુદ્રમાં સહેલગાહ કરવા ચાલી નીકળ્યાં. પાણીના તરંગે તરંગે એ તો નાચવા લાગ્યાં. દરિયાનાં મોજાં અને પવનની ઝડી તેમને આમતેમ ગોથાં ખવરાવતાં હતાં. પણ એમાં તેમને ગમ્મત પડતી હોય તેમ કિનારા પરના બીજા મિત્રોને આ મોજમાં ભાગ લેવા તેઓ આમંત્રી રહ્યાં હતાં અને સામેના પર્વતોને મળવાની આતુરતા ન દબાવી શકવાને લીધે તેઓ પર્વતની ધાર તરફ ઝપાટાબંધ દોડતાં હતાં. પણ ત્યાં તો 'ઊભા રહેજો' એવી બૂમ મારીને તેમને પકડવા માટે બેત્રણ વહાણો છૂટ્યાં. તેમના 'માલિક'

ખલાસીઓને જાણ થઈ ગઈ હતી. મોટાં વહાણો લઈને આ તોફાની દરિયામાં તેમને પકડવા માટે તેઓ પાછળ આવતા હતા. પકડાઈ જવાની દહેશતને લઇને તેમના પગ ભાંગી ગયા હોય તેમ તેઓની ગતિ ધીમી પડી હતી અને વારંવાર તેઓ પાછું વાળીને જોતાં હતાં. થોડા જ વખતમાં સઢથી ફુલાવેલાં વહાણોએ તેમને પકડી પાડયાં. અને તેમને મુસ્કેટાટ બાંધી ઘેર લાવ્યા. પકડાયેલાં હોડકાંઓની મનઃસ્થિતિ કોણ જાણી શકે ? ઘેરથી નાસી છૂટેલો પુત્ર પકડાઇને ઘેર પાછો આવતાં જે શરમ અને ગ્લાનિના ભાવો અનુભવે એવી જ સ્થિતિ આ હોડકાંઓ અનુભવતાં હશે ને ?

ઘણા વખત સુધી રાહ જોઈ પણ વરસાદ બંધ થયો નહિ. ફરી અમે ત્રંબકભાઈને વિનતિ કરી. પણ ત્રંબકભાઈ માને શાના ? આખરે વરસાદે જ અમારા ઉપર મહેર કરી અને પોતે જ બંધ થઈ ગયો.

માછીમારોનાં ઝૂંપડાં અને સમુદ્રકિનારે પડેલી હોડીઓની હાર વચ્ચેથી ચાલતા ચાલતા અમે ઘેર પહોંચ્યા. બેત્રણ લીલાં નાળિયેરનું પાણી અને અંદરનો તાજો માવો ખાઈને અમે બધાએ મુસાફરીનો થાક ઉતાર્યો.

આ રીતે જ્વાળામુખી પહાડ જોવા જતાં બ્રહ્મદેશના ગ્રામજીવનની પણ થોડીક ઝાંખી અનાયાસે થઈ ગઈ. ' એક પંથ અને દો કાજ 'વાળી આપણી જૂની કહેવતને ચરિતાર્થ કરી શક્યો, એથી મનને ખૂબ આનંદ થયો.

●

# એક સાંભળેલી વાત*

શ્રી. હરજીવન સોમૈયા

મારા એક લંગોટિયા ભાઇબંધની આ વાત છે. આ વાતને હું ખોટી નથી માની શકતો કારણ કે મારા ભાઇબંધને હું બહુ નાનપણથી જાણું છું. એ આવું કરી શકે તેમાં મને શંકા ન થાય.

ભોગ લાગ્યા મારા કે લોકમાન્યતા ઉપર હું પૂનાથી મુંબઈ જવા રાતની ગાડીમાં નીકળ્યો. દિવસના કામગરા મુંબઈગરા અને પૂનાવાસીઓ મુંબઈ અને પૂના વચ્ચે આંટાફેરા ખાધા જ કરતા હોય એટલે દિવસની ટ્રેનોમાં ભીડ બહુ હોય, અને રાત્રે તો તદ્દન શાંતિ—ડબ્બા ખાલી ખમ ! આ લોકમાન્યતા, અને લોકમાન્યતા ઉપર, ટ્રેનમાં નિરાંતે ઊંઘ લેવા મળશે એમ ધારીને રાત્રે હું મુસાફરીએ ચડયો !

પણ બાપ રે ! શી ખબર કે મુંબઈની રાતની સહેલ કરવા પૂના, કલ્યાણ અને થાણાથી આવડાં મોટાં ધાડાં રોજ ને રોજ મુંબઈ જતાં હશે ? નિરાંતે ઊંઘવાની વાત તો બાજુએ રહી, પણ સામાનની અભરાઈની સાંકળ પકડીને બે પગ ઉપર નિરાંતે ઊભવાનું ય મુશ્કેલ થઈ પડયું. ઊંઘ ખૂબ આવતી હતી, આંખના ડોળા પરાણે ફાડી રાખતો હતો, મગજ ચક્કરચક્કર ફરતું હતું અને અંગો ઊભાં રહીને કળતાં હતાં. અને છતાં ય ગાડી તો પોતાના તાનમાં એક જ ગતિએ ચાલતી હતી. અરે માવડી, આ જ તો ગતિને જરા ઉતાવળી કર ! દિવસ આખાના થાકયા–પાકયા આ જીવને ઘડીક વહેલો ઠેકાણે

* ' ઘડયાળજીચી મૂલગી ' એ નામની મરાઠી વાર્તા ( લેખક—શામરાવ ઓક ) પરથી સૂચિત.

પહોંચાડીશ તો તેથી તને કોઈ દોષ નથી દેવાનું ! પણ ના, ગાડીને શી જરૂર કે તે આપણા આરામનો વિચાર કરે ?

ઠીક ભલા, આપણે તો ઊભા હતા તેમ જ ઊભા રહ્યા. કાંઈક લાગતું હતું કે ગાડી એક સ્ટેશને ઊભી રહી હતી. પણ બત્તીનાં અજવાળાં, માણસોનો કોલાહલ અને ગાડીની સ્થિર સ્થિતિની ગમ આ મગજને નહોતી. ત્યાં તો અચાનક પગના અંગૂઠા આગળ કંઈક ખૂંચ્યું. મગજ જાગી ગયું.

" અરે, શું છે ? " હું કંટાળાથી બરાડી ઊઠયો.

" ભાઈ જરા—" કોઈક અવાજ આવ્યો.

" શું જરા ? " હું નીચું જોઇને બોલ્યો. માથું કાં ઊંચું ને કાં નીચું જ રહી શકે તેમ હતું. ગરદનમાં શક્તિ નહોતી કે એ એને સામે જોવાની સગવડ આપે.

" ક્યાંય જગ્યા નથી, આખી ટ્રેન ફરી વળ્યો. જરા અંદર આવવા દો. "

" આવીને બેસશો ક્યાં ? મારા માથા ઉપર બેસતાં તો ઉપર ડબ્બાનું પાટિયું વાગશે અને આગળ–પાછળ સામાનની અભરાઈઓ વાગશે. અને મારા પગનો પંજો શ્રી કૃષ્ણના હાથના પંજાની શક્તિ ધરાવતો નથી કે કૃષ્ણે કર્ણને ધર્યા હતા તેમ હું તમને ધરી શકું. "

મેં બોલવું પૂરું કર્યું ને મારી આસપાસ હાસ્યનો ખડખડ–ધ્વનિ ગાજી ઊઠયો. એ ધ્વનિનું કારણ મને સમજાયું નહિ ( અત્યારે તો સમજું છું–મારું બોલવું નાટકના તખ્તા પર જ શોભે તેવું હતું ) પણ અંદર આવવા મથનાર આસામીના અવાજમાં કંઈ ફેર ન પડયો.

" એક–સહેજ જ, સહેજ જ પગને હઠાવશો તો પેટી અંદર આવી જશે અને પછી હું તો કંઈ જગ્યા રોકવાનો જ નથી, પેટી ઉપર જ બેસી રહીશ. " એ બોલ્યો.

મારું મગજ તો ફરતું જ હતું, અને મને થયું કે પગને એક દોરાવા હઠાવતાં કીડી મરે, ( એટલે કે હઠાવે જ ક્યાં ? ) એટલે કમાન પૂરેપૂરી છટકી. જોરથી નીચા વળી બળથી પેટને ઊંચકી, ઝટકાથી એને બારી બહાર સરકાવી, અને બોલ્યો, " જા, ઊભો રહે ત્યાં પેટી ઉપર. "

પણ, ટ્રેન ફરી ઊપડે તે જ ક્ષણે, હું અવાક્ બનીને સ્થિર થઈ જાઉં એ રીતે બીજી જ મિનિટે પેલા કળાબાજને ( ભરચક ડબ્બામાં કેમ ઘૂસવું તેની કળા જાણનાર ) ઝપ સરખો મારા પગ આગળ બેસી ગયેલો મેં જોયો ! અને એના માથા ઉપર એની પેટી હતી !

ઓત્તારી ! જાદુગર ! શી રીતે આ બન્યું ? પણ એમાં મારે નવાઈ પામવા જેવું નહોતું, કારણ કે એ મારો પેલો લંગોટિયો ભાઈબંધ હતો કે જેને ચોસઠે કળા ( ખબર નથી, આ યુગમાં કેટલી કળાઓ ગણાતી હશે ) વરી હતી. એને મન આ તો એક મામૂલી વાત હતી. મેં જેવી એની પેટીને બહાર સરકાવી તેવી જ તેણે સીધી બહારની બાજુથી એ પોતાના હાથ પર લઈ લીધી અને વાંદરાની ચપળતાથી પેટીની ખાલી પડેલી જગ્યાએ પોતાનું આસન જમાવી દીધું. અને પેટીએ એની ઉપર કરેલા એ ઉપકારના બદલામાં ( ભાવાર્થ કે પેટીને વધુ સલામત જગ્યા આપવા માટે ) પેટીને શિરોધાર્ય કરી.

આ કાંઈ ઓછી અજાયબી નહોતી. આવા અજાયબીકારને જોવા હું આંખો ફાડી રહ્યો. ત્યાં તો મેં એનો ચહેરો પિછાન્યો અને મારા મોમાંથી ઉદ્ગાર નીકળી ગયો : ' ઓહ, બન્યા ? "

" અરે શું યાર, તું ય બધાના જેવો થયો ? "

" નહિ ભાઈ, મને તો કલ્પના ય નહિ કે અત્યારે તું અને વળી આવા સ્ટેશને આમ આટલાં વર્ષે ફૂટી આવીશ. " મેં કહ્યું.

" પહેલાં તો મને ય ખબર નહિ કે દિવસ આખો કામનો ઢસરડો ખેંચતો તું રાત્રે આવી ટ્રેનમાં મુસાફરી કરતો હઈશ. પણ પછી જાણી ગયો, એટલે તો આમ કૂદીને બેસી જવાની હિંમત કરી, બીજો હોય તો લાત ખાવાની દહેશત રહે ને ! આમ

તારી સામે જ જો ને, અત્યારે ટ્રેનમાં કેવાં કેવાં નંગ ભેળાં થાય છે !"

મેં આમ-તેમ ઉપર-નીચે નજર ફેરવી, ઠીક મેળો મળ્યો હતો. પાટલી નીચે બે ચાર બાવાં સૂતાં હતાં, બાજરુ પાસે એક અડબંગ ખેડૂત જેવો કોઈક ઝોકાં ખાતો હતો (એ રાત્રે મુંબઈ શું કામ જતો હશે ?) એક બાજુ ત્રણ ચાર રંગીલા બાદશાહો પાનાં રમતા હતા, વેપારીઓ પણ નહોતા એમ નહિ.

"અને ખિસ્સાકાતરુ અને મવાલીઓને પારખી શકે છે કે નહિ ?" બન્યા બોલ્યો.

ખરા, એય ખરા. એમના વિના તો રાતની મુંબઈ ફિક્કી લાગે. એમની જોડે એમના મિત્રો જુગારીઓ અને કલાલો પણ હોવાના. બન્યાને, મારી નજીક એ કૂદી આવ્યો તેમ એમની નજીક, કૂદી આવતાં બીક તો જરૂર લાગે. એ કળાબાજ હતો, મવાલી થોડો હતો ? મારી સાથે જ મેટ્રિક થયો હતો એટલે એવાઓની પાસે પોતાના વિશિષ્ટપણાનું ખૂન થઈ ન જાય તેની એને ચિંતા હોવાની જ

"અત્યારે આમ ?" મેં બન્યાને પૂછ્યું.

"અરે યાર, કંઈ કહેવાની જ નહિ. કેટલાં વર્ષે મળ્યા આપણે ? ચાર વરસ. ચાર વરસમાં ચાળીશ ધંધા કર્યા પણ આવો એકે નહિ, પણ હવે તો સોગન જ ખાધા છે કે ફરી એ ધંધો કરવો જ નહિ." એણે આજુબાજુ જોઈ લઈને કહ્યું.

"પણ શું છે ?"

"શું છે ? લે ત્યારે માંડીને જ કહું, પણ તું આમ ઊભો રહે અને હું, રાજાબાઈ ટાવરમાં કેટલા વાગ્યા એ જોવા ગરદન પાછળ નાખીને ઊંચું જોતો હોઉં એમ તારી આંખો સામે જોઈ રહી શકીશ નહિ, જરા નીચે બેસ તો સરખી વાત થાય." બન્યા બોલ્યો.

"આ બેઠો. ચાલ, કર વાત." હું એના પડખાને ઘસાતો બેઠો.

"વાત તે શું કરવાની છે ?"

"કેમ ?" મારી આતુરતાને મરી જતી જોતાં મારાથી ખમાય તેમ નહોતું.

"કેમ શું ? આપણે બેય બ્યૂંધિયલ !"

"એટલે ?"

"નહિ તો મેટ્રિક થઈને તું કરિયાણાની દુકાને અને હું કલાલની દુકાને કંઈ જાત ?"

"તું કલાલની દુકાનમાં હતો ?"

"લોકોને દારૂ પાવો એ કલાલની દુકાન નહિ તો બીજું શું ? કલાલ તો બિચારા સારા કહેવાય, મેં તો સ્ત્રીઓને-જો કે એક જ સ્ત્રીને, પણ દારૂ પાયો છે, કલાલ કોઈ સ્ત્રીને પીઠામાં ઘાલવાની હિંમત ન કરે."

"તારી વાતો કંઈ જલદી સમજાય તેમ નથી." મેં કહ્યું.

"ખરું કહ્યું. તને એ ન સમજાય. નહીં તો મેટ્રિક ભણીને કરિયાણું ન કૂટત. પણ મારે મારા આ વાક્ય માટે માફી માગવી જોઈએ, ગભરાજે નહિ, કરિયાણાનો ધંધો મેં કરેલા એકતાળીશ ધંધા કરતાં અને દુનિયાના બીજા અનેક ધંધા કરતાં સારો છે. ભણેલાઓ જેની બહુ ઇચ્છા કરે છે તે, સાહેબની 'જી સલામી' કરતા કારકુનોના ધંધા કરતાં સારો છે જ, કારકુની પ્રત્યેની મારી ઘૃણા તારાથી અજાણી નહિ હોય. મને તો નોકરી મળતી હતી, છતાં મેં એનો અસ્વીકાર તે વિના કેમ કર્યો હોત ? પણ હવે લાગે છે કે મારા આ ચાર વર્ષના ચાળીશ અને એક એમ એકતાળીશ ધંધાઓ કરતાં કારકુની પણ સારી, અને મારા છેલ્લા ધંધા કરતાં તો સારી, સારી અને સારી જ."

"સારું, સમજ્યો, હવે તારી વાત સરખી રીતે કહે." મેં કહ્યું.

"જો જાણે, પ્રથમ તો મેટ્રિક પાસ થયો, બાપાએ કહ્યું, 'આપણા સાહેબે આપણી ઉપર મહેરબાની કરી છે. તને તેમની ઑફિસમાં જગ્યા આપવાનું તેમણે કબૂલ્યું છે.' મારી તો મરજી તેવી

હતી નહિ, તું જાણે છે, મેં તારી સાથે એ વિષે એ વખતે ચર્ચા કરી હતી, મને લાગ્યું કે બાપાને મોઢામોઢ ના કહેવી અને સાહેબની પાસે એમનું અપમાન કરાવવા જેવું કરવું તે કરતાં ૨૪ ચક્કર થવું મુનાસબ! હું ગયો નાગપુર. પહેલો ધંધો રેંકડી ફેરવીને ભજિયાં વેચવાનો કર્યો. ધંધો સહેલો, કમાણી પણ સારી પણ પોલિસની હાલાકી બહુ. એટલે એ છોડ્યો અને છોકરાઓની નિશાળ આગળ દાળિયા–રેવડી–ટીકડી એવું વેચવા બેઠો; પણ ત્યાં નિશાળના માસ્તરો કમીશન–શાનું કમીશન એ કોણ જાણે–માગવા લાગ્યા. થોડો વખત એ આપ્યું પણ આપણા નફા કરતાં કમીશનની રકમ વધી જતી હતી એટલે એ ધંધો કંટાળીને છોડી દીધો. એ ધંધો ચાલે, જો નાનાં છોકરાંને છેતરવાની છાતી હોય તો. પછી થોડો વખત લોટરી, થોડો વખત કેન્વાસીંગ, થોડો વખત જીવતી જાહેરખબર–કદાચ આ ધંધો તને નહિ સમજાય, સમજાવું: દાખલા તરીકે એક હોટેલની સામેની ફુટપાથ ઉપર ઊભા રહી મૌનવાદી સાધુની પેઠે કે પૂતળાંની પેઠે હોટેલ સામે આંગળી ચીંધી હાથ ઊંચો નીચો કરવાની કસરત કર્યા કરું, હું શું કરું છું તેની અજાયબી ઉકેલવા લોકો એકઠાં થાય, મારી આંગળી ચીંધાય તે તરફ જુએ અને મોટું પાટિયું વાંચે– પાન્ડેનું આરામગૃહ! એક આનામાં ચાર ચીજ! લોકો હોટેલમાં જાય, એક આનો થડા ઉપર ફેંકે અને ચાર ચીજ મેળવે, ખુરશી પર બેસવાનું, પ્યાલો ભરી પાણી પીવાનું માગે તો પીવાને એક કપ ચાય અને નહિતર ખાવાને ભજિયાંની પ્લેટ અને ઉપર એક સિગરેટ! માલિકને સારી ઘરાકી મળતી અને ઘરાકને એમાં ઠગાવાનું તો થોડું જ હતું? આમ જીવતી જાહેરખબર તરીકે બેચાર ઠેકાણે કામ કર્યું, પણ પછી કોણ જાણે ક્યાંથી એકાએક શરમ પ્રગટી આવી. એક દિવસ અચાનક થયું–સાળું, આ તે કંઈ પેટ ભરવાનો રસ્તો છે? પછી એક દિવસ એક કલાક એક દુકાન સામે ઊભો રહ્યો, લોકોનું ટોળું ભેળું થયું અને પેલો વિચાર મગજમાં ઝબકી આવ્યો. મારી અંદર શરમનો મોટો ઉછાળો આવ્યો અને એમાં ડૂબી મરું તે પહેલાં ત્યાંથી તરીને નાસી છૂટવા ભાગ્યો, તે આવ્યો છેક મુંબઈ. મુંબઈમાં ય ઘણા ધંધા કર્યા. એમાંથી એક ધંધો હાથ લાગી ગયો: 'એટિકેટ–મોભો–અને 'સિવિલિઝેશન–સુધારો–નાં પૂંછડાં જેવાં ભણેલાં ગધેડાંઓનો લાભ લેવાનો. મારા એક ધંધાને અંગે મારે કોટ–પેન્ટ–ટાઈ વગેરે પહેરવું પડતું અને સુધરેલાઓમાં ફરવું પડતું, ત્યાંથી મને એ ધંધો જડ્યો. અને એ જ મારો છેલ્લો ધંધો, અને જેને હું આજે છેલ્લો ધંધો કહીને નાગપુરથી ભાગતો નીકળ્યો છું."

"નાગપુરથી કે મુંબઈથી?" મેં વચ્ચે પૂછ્યું.

ધંધો શીખ્યો હું મુંબઈમાં પણ એની પ્રેક્ટિસ કરી નાગપુરમાં." એ બોલ્યો. 'જો કે નાગપુરમાં મેં 'જીવતી જાહેરખબર'નો ધંધો કરેલો એટલે બહુ લોકો મને જાણી જશે તેવો મને શરૂઆતમાં ભય હતો. પણ મુંબઈમાં હરકોઈ ધંધાની માફક આ ધંધામાં પણ હરીફાઈ બહુ હતી. એ રીતે નાગપુરનું મેદાન ખુલ્લું હતું, અને બીજું, નાગપુર મારું પ્રથમ આશ્રયદાતા હતું તે કારણે એની સાથે પ્રેમની એક અગમ્ય ગાંઠ બંધાઈ હતી, અને મને લાગ્યું કે મને એ વધુ ફાવશે, એટલે હું નવા ધંધાના મંગલાચરણાર્થે નાગપુર જ આવ્યો. કહેવાની જરૂર ન હોય કે વેશપલટો મેં પૂરેપૂરો કર્યો હતો."

"પણ તારો એ ધંધો કયો, તેનું નામ તો આપ."

"એનું નામ?— કલબ કાઢવાનો ધંધો."

"કલબ? એટલે, શું તેં વીશી કરેલી? તું ભઠિયારો બન્યો હતો કે મેનેજર?"

"શું યાર તું ય ભરડે છે? 'કલબ' એ શબ્દ શું એટલામાં જ સમાઈ જાય છે? આનંદપ્રમોદ માટે પણ કલબ જેવી વસ્તુ હયાતી ધરાવે છે કે નહિ? પણ સબૂર. પ્રશ્નો બહુ નહિ કરતો, હું જ કહું છું બધું. સુધરેલા લોકોને કલબના મેમ્બરો બનવાનો અને ત્યાં નાણાં ઉડાડવાનો ભારી શોખ હોય છે. હવે જો બેચાર માણસો ભેળા મળીને કલબ કાઢે,

શરૂઆતમાં પોતાનું ફરનીચર, પોતાનાં બેડમિન્ટન, કેરમ બોર્ડ, શેતરંજ અને પાનાં વસાવવા ખર્ચનો દરેક જણ મોટો ફાળો આપે તે કરતાં કોઇ એક જણ એનો ધંધો શરૂ કરે અને, ભલે સામાન્ય કરતાં ઘણું વધારે પણ પ્રથમ ફાળે ઘણું ઓછું. એવું વાર્ષિક લવાજમ આપે તેમાં શું ખોટું?

હું જાણતો હતો કે ક્લબના શોખીનોને શોખ હોય છે માત્ર 'મેમ્બર' કહેવરાવવાનો, એ લોકો વર્ષ આખું તો શું, પણ મહિનો આખો પણ ક્લબમાં જવાને ટેવાયેલા નથી હોતા. એમને નિત્ય નવી ક્લબના મેમ્બર પણ થવાનું મન થતું હોય છે.

એટલે મેં એક ક્લબ કાઢી. એનું નામ શું રાખ્યું હશે, કલ્પી શકો છો? 'નાગપુર ક્લબ' કે 'શિવાજી ક્લબ' કે 'વોયસરોય ક્લબ' એવું તેવું નહિ, આપણી ક્લબનું નામ 'કલચર ક્લબ—સંસ્કાર મંડળ.'

પછી મેમ્બરશીપનાં કાગળિયાં લઇને હું બંગલાઓમાં આથડવા માંડયો.

પણ પહેલાં 'કલચર ક્લબ'ના મકાનની વાત કરી લઉં.

મુંબઇમાં તો ક્લબોનાં મકાનો અને પડોશ અફલાતુન હોય છે. નાગપુરમાં એવું શોધવા મેં પ્રયત્ન કર્યો તો લાગ્યું કે એનું પહેલા મહિનાનું ભાડું, એની અંદર એ મકાનને લાયક અને ક્લબ નામને લાયક ફરનીચર અને રમતો માટે ખર્ચ કાઢ્યા પછી, આપી શકું તેવી મારા ગજવાની સ્થિતિ નહોતી. મેં ખૂબ વિચાર કર્યો. શહેરમાં મકાનો જોવા માંડ્યાં, પણ વિચાર એક જ મૂંઝવતો હતો કે ફરનીચર, રમતો અને પીણાં અને નાસ્તા માટે જોઇતાં વાસણો પાછળ ખર્ચ કર્યા પછી ભાડાની રકમ રહેતી નથી તેનું શું કરવું?

આખરે એક ઘડિયાળીનું માકન મળ્યું, નીચે ઘડિયાળીની દુકાન હતી, ઉપર તેના જ કબ્જાનો મેડો હતો. મને લાગ્યું કે કદાચ મહિના-બે મહિનામાં જ ઘડિયાળી ઉપર મ્યુનિસિપાલિટીની નોટિસ આવશે કે 'મકાન ઘણું જૂનું થયું છે, એને એ જ સ્થિતિમાં રહેવા દેવામાં જોખમ છે, માટે કોઈ અકસ્માત થતા પહેલાં જ, સાવચેતીને ખાતર તેને પાડી નાખવું.' હું ઘડિયાળી પાસે ગયો. એણે માન્યું હશે કે વટદાર કપડાંમાં તેની પાસે જનાર હું કોઈ સારું ઘડિયાળ રિપેર કરાવવા લઈ જતો હોઈશ. એણે હસીને મને સલાહ કરી, પણ મેં આડીઅવળી બીજી કંઈ વાત ન કરતાં સીધી જ વાત કરી મને લાગે છે કે આપનું મકાન મ્યુનિસિપાલિટીના ટ્રાફિક સલામતી ખાતાના અમલદારની નજરે ચડયું છે. હવે હું એક એવી વાત કરવા માગું છું કે જેમાં આપનો સ્વાર્થ સધાતાં મારું પણ કામ થાય. આપના મકાન ઉપર સરકારી ટાંચ ન આવે. તેનો બંદોબસ્ત હું કરી શકું તેમ છું. બદલામાં આપે આ મકાનમાં હું કહું તેવા સામૂલી ફેરફારો મને કરી આપવા. ગભરાશો નહિ, હું મકાનનું ભાડું આપીને જ મકાનમાં રહેવા આવવાનો છું, અને મારે ત્યાં એવા તો મોટા માણસોની અવરજવર હોય છે કે જેમના માનને ખાતર, અને એમાં આપને પણ ઘરાકી વધવાનો ઉપાય રહ્યો છે તે ખાતર, હું કહું તે રીતે આપે આપની દુકાનને સજવી."

"ઓહ, આપ મોટા માણસોના પરિચય ધરાવનારા સજ્જન છો. જો કે સાહેબ, હું બહુ ભણ્યો નથી, મારું કુળ બહુ મોટું ગણાય તેવું નથી, છતાં મને સારા લોકોની ઓળખાણ તો બહુ જ ગમે છે. લોકો મને 'ઘડિયાળી' કહીને નીચો બતાવે છે પણ ખરેખર તો હું ધંધો પ્રમાણિકપણે કરું છું અને આર્થિક રીતે મારી સ્થિતિ પણ સારી છે. ઊંચા ગણાવા માટે તો મેં મારી દીકરીને અંગ્રેજી ભણાવ્યું છે, અને તે કોઈ પણ સાહેબની સામે પણ અંગ્રેજીમાં વાત કરી શકે છે અને કોઈ પણ 'મડમ'ની સાથે ચાલી શકે તેવાં કપડાં પહેરી જાણે છે."

"વાહ! ત્યારે તો આપ હું કહીશ તે સગવડ મને આપશો જ એમ હું ધારું છું. જુઓ, અમારી એક ક્લબ છે, નામ કલ્ચર ક્લબ, એને માટે તમારું મકાન ભાડે જોઈએ છે. તમે બીજું કંઈ ન કરી

શકો તો વાંધો નથી, માત્ર થોડાં ગુણપાટ લાવી તેને સરસ રંગી, ઉપર સરસ ડીઝાઈનો કરાવી તમારી બધી ભીંતિએ અને છત ઉપર એકદમ લગાવી દો. બારી-બારણાંને રંગવાનાં નહિ, લાકડાને રંગ એ હવેના જમાનામાં સારી વસ્તુ નથી ગણાતી માટે વારનિશ કે બેલતેલના આછા પીંછા જ લગાવવા. આ કામ ઘણી જલદીથી, સસ્તામાં અને સરસ બનશે, ખરું ના ? અને પછી તમારી દુકાન, આ બધાં ઘડિયાળો આમ છે તે કરતાં તેને સરખાં ગોઠવો. ગોડાઉન હોય તેમ નહિ પણ શો-રૂમ, સમજો છો ને શો-રૂમ એટલે શું ? શો-રૂમ હોય તેમ ગોઠવો.

મકાનવાળું કામ બરાબર થયું. અને કહેવાની જરૂર નથી કે આવી ઉમદા સલાહ અને ઊંચી ઓળખાણના બદલામાં ઘડિયાળીએ મારી પાસેથી ભાડું પહેલાં ન માગ્યું.

પછી નીકળ્યો બંગલાઓમાં અને અંદર મેલાં અન્ડરવેર અને ઉપર ઊજળાં શર્ટ-કોટ પહેરીને ફરતા સુધરેલાઓમાં. પહેલાં મળ્યા એક એકાએક લોટરી લાગવાથી શાહુકાર બનેલા એક બંગલાના માલિક. એમને કલબ જેવી વસ્તુની જ ખબર નહોતી. એમને કલબના ફાયદા સમજાવ્યા, મકાને લઈ ગયો, મકાન એમની જૂની અભિરુચિને ફાવતું થઈ ગયું, ઘડિયાળીની અંગ્રેજી બોલતી છોકરી સાથે પાંચ મિનિટ વાત કરી, એમને લાગ્યું કે એ છોકરી કલબની મેમ્બર હશે, અને એમણે એકદમ વાર્ષિક લવાજમના રૂપિયા પચાસ મારા હાથમાં આપી દીધા." અહીં બન્યાએ થોડો શ્વાસ ખાધો, અને પછી કહ્યું, "ભાઈ, વાત બહુ લાંબી થઈ જશે એમ લાગે છે. ટૂંકામાં કહી દઉં તો ચાલે ને કે હું થોડા ઉલ્લુઓને ભેળા કરી શકયો ?"

"નહીં, નહીં, મને તારી વાતમાં રસ પડે છે." હું બોલ્યો.

પણ એક બીજો ભય છે મને. લંબાવીને વાત કહેતાં મારે આવતા સ્ટેશને ઊતરવાનું છે ત્યાં હું ઊતરી પડતાં વાત અધૂરી રહેશે."

"ત્યાં તારે ખાસ ઊતરવું જ છે ?" મેં પૂછ્યું.

"હા, ત્યાં ન ઊતરું તો પછી-પણ મને ટૂંકમાં જ પતાવવા દે." એ બોલ્યો અને વાત કૂદીને આગળ ચાલી.

"હવે પેલો ઘડિયાળી મારી પાછળ પડચો. ભાડા માટે નહિ, એ માટે મને એ કંઈ કહે તેમ નહોતો, પણ એણે તો હઠ પકડી કે મારે એને કલ્ચર કલબનો મેમ્બર બનાવવો, જેથી એ બધે ગર્વ લઈ શકે કે એ કાંઈ આલીમવાલી નહોતો, કલ્ચરકલબ જેવી શેઠિયા-શાહુકારો અને મોટા સાહેબ લોકોની કલબનો એ મેમ્બર હતો.

મને બીક હતી. કલબના મેમ્બરો જાણતા હતા કે કલબની નીચે દુકાન હતી તે ઘડિયાળીની હતી, એ વિષે તો મેં એમને ગમે તેમ સમજાવી દીધા હતા કે એમાં કંઈ ખરાબ નથી, દુકાન તો વિલાયતની મોટી પેઢીઓ સાથે સંબંધ ધરાવતી અને જેની દીકરી અંગ્રેજી બોલે છે તેવા માતબર ગૃહસ્થની હતી. પણ એ લોકો ઘડિયાળીને મેમ્બર તરીકે પોતાની વચ્ચે સ્થાન આપવાને તો કદી તૈયાર ન થાય તેવા હતા. હું પ્રયત્ન કરું તો કદાચ મારે કલબ જ બંધ કરવી પડે. કારણ કે તેઓ 'સુધરેલા' હતા અને પેલો...

મેં ઘડિયાળીને કહ્યું, "તમારી દીકરીને મેમ્બર બનાવો ને ! એથી પણ તમારી આબરૂ વધશે જ. એથી ઘણો લાભ થશે. એને પરણાવવામાં પણ એથી સફળતા મળશે, પછી તો તમારો મોભો ઊંચો કહેવાશે જ ને !"

"ના, એમ કરતાં તો ઊલટી અમારી નાત છંછેડાઈ પડે. કુંવારી દીકરીને પર પુરુષો સાથે હું જ ભળવા ન દઈ શકું." એણે કહ્યું.

મેં વધુ વિચાર કર્યો. "તો એમ કરો, તમારાં થોડાં ઊંચામાં ઊંચાં ઘડિયાળો આપો. હું મેમ્બરોને એ બતાવીશ. એ લોકોને ખાતરી થશે કે તમો મામૂલી ઘડિયાળી નથી." એને એ વાત ઠીક લાગી.

એણે મને એક–એ કે દશબાર નહિ પણ પિસ્તાળીશ જેટલાં ઘડિયાળ આપ્યાં.

મેં કહ્યું, "એ ઘડિયાળો લઈને તમારી દીકરીને જ ઉપર મોકલો. એમાં તમને વાંધો ન હોઈ શકે. કદાચ પરિણામ એ આવે કે તમારાં ઘડિયાળોના ગ્રાહકો ઊભા થાય."

એને એ ઠીક લાગ્યું. મને તો ઠીક લાગતું હતું માટે જ મેં સૂચન કર્યું હતું. મારે તો એક મેમ્બર વધારવો હતો. ઘડિયાળી મેમ્બર થાય તેમાં મને ખોટ હતી પણ ઘડિયાળીની દીકરી મેમ્બર થાય તેમાં લાભ હતો, એક નહિ પણ એકથી વધુ.

પણ હવે હું વાત જલદી પૂરી કરું. આ વાત કહેતાં મને શરમ આવે છે. ખરાબ કામ કરતાં શરમ ન આવતી હોત તો ભજિયાં વેચવાનો, નિશાળના છોકરાઓને નાની ચીજો મોટી કિંમતે વેચવાનો, જીવતી જાહેરખબર બનવાનો, ઈત્યાદિ ધંધા હું શા માટે છોડત ?

ઘડિયાળીની દીકરી ઉપર આવી, મેં એને એ બીજી કે ત્રીજી જ વાર જોઈ. સુંદર હતી એ તો કહેવું જ પડશે, નહિતર હું ભાન શેનો ભૂલત ? નામ કુન્દાદેવી. મેમ્બરો એની સામે ટીકીટીકીને જોઈ રહ્યા. એનું અંગ્રેજી સાંભળીને સૌ મોંમાં આંગળાં નાખી ગયાં. અમારી કલબમાં એક પણ સ્ત્રી–મેમ્બર નહોતી એટલે સૌએ એને જોઈને ઈચ્છયું કે તેમને કુન્દાદેવીનો હમેશાં સાથ મળતો રહે, કુન્દાદેવીએ પણ હસીને તેમની માગણીનો સ્વીકાર કર્યો. એણે કહ્યું, હું ગમે તેમ કરીને પણ કલબની મેમ્બર થઈ જવાની. પછી સૌએ એની પ્રથમ ખુશાલીમાં પાર્ટી માગી. કુન્દાદેવીએ હસીને એનો પણ સ્વીકાર કર્યો અને કહ્યું કે પપ્પા બે દિવસ પછી બહારગામ જવાના છે, જવાના છે તો એક જ દિવસ માટે પણ, સાંજે જશે અને આપણે રાત્રે પાર્ટી ઊજવી લઈશું.

બે દિવસ પછીની રાત્રે પાર્ટી આવી. દિલમાં અત્યારે થાય છે, માણસ એમ કેમ કરી શકતો હશે ? એ કરતાં શું પેટ ફોડી નાખવાને મગજને ઓછી હિંમતની જરૂર પડતી હશે ? કલબમાં દારૂબાજી તો સામાન્ય રીતે ચાલતી પણ આ પાર્ટીમાં એની હદ આવી.

હું ભાન ભૂલ્યો હતો. કુન્દાદેવી પાસે પ્યાલી લઈને જવાની મેં પહેલ કરી. પ્રથમ એ આશ્ચર્યથી મારી સામે જોઈ રહી. મેં કહ્યું, "જેવી મંડળીમાં જઈએ તેવા બનવું જોઈએ. એવા થોડા અપવાદો જીવન માટે રાખવા જોઈએ. સોસાયટીમાં કદી પોતાનું અતડાપણું ન દેખાવા દેવું જોઈએ."

એણે પ્યાલી હોઠે અડાડી, ગળા નીચે ઉતારી દીધી. એણે મને કોઈ લક્ષાધિપતિ માન્યો હશે અને કંઈક સ્વપ્નું રચ્યું હશે, એને પણ એના બાપની પેઠે ઊંચા ગણાવું હશે અને માન મેળવવું હશે, એટલે હું ભાન ભૂલ્યો તેમ એ પણ ભૂલી. "–પછી આપણે બંને," એ બોલી. હું એને બેભાન કરવાને પ્યાલીઓ વધુ ને વધુ આપતો ગયો અને એ પીતી ગઈ.

સૌ પીધેલા બન્યા હતા. ગમે તેમ સૌ બોલતા હતા. મેં એકાદ બે ઘૂંટડા સિવાય વધુ લીધો ન હતો એટલે હું પૂરા ભાનમાં હતો. કુન્દાદેવીને, મનમાં બૂરો ઈરાદો સેવીને હું એ ઓરડાની બહાર લઈ જવાને ઊઠ્યો કે સૌનું એ તરફ ધ્યાન ગયું. બૂમ બરાડા મારતા સૌ દોડ્યા. હું ભાગ્યો, પાછલા ઓરડાનાં બારણાં પાસે આવ્યો કે મને થયું : 'બન્યા, કોણ છે તું ? ક્યાં ગયા તારા ઊંચા ખ્યાલો ? આ એક અનાથ અભાન કુમારિકાનું તું શું કરી નાખવા જાય છે તેનો તને ખ્યાલ આવે છે ? અને તારી પાછળ આ બધા ? '

એકદમ મેં કુન્દાદેવીને ઓરડામાં ધકેલી દીધી અને બહારથી ઝટપટ બારણાને સાંકળ લગાવી આડો હું ઊભો રહ્યો. સૌને પડકાર કર્યો : "ખબરદાર !"

"હેં ?" ઘોઘરા અવાજે મેમ્બરો ગર્જ્યા. "હટી જા, છોડી દે !"

પણ એ લોકો કંઈ ગમે તેવું બોલે તે પહેલાં એકાદ બેને મેં લાતો ચડાવી અને એમના કરતાં મોટો અવાજ કરીને કહ્યું, "ખબરદાર છે, આગળ આવ્યા

છો તો ! પોલીસ નીચે તૈયાર છે. આ આપણી સંસ્કૃતિ છે ? આ આપણા સ્ત્રી-જાતિના ખ્યાલો છે ?" કંઈક મારા ભાષણથી અને કંઈક પોલિસના ડરથી તેઓ પાછા હઠ્યા.

પછીનું વર્ણન ખાસ નથી. વહેલી સવારે બધાને એક મોટરબસમાં ચડાવી સૌ સૌને ઘેર હું જાતે પહોંચાડી આવ્યો અને પાછા આવીને કુન્દાદેવીનો ઓરડો ખોલી એને જગાડી.

"તમે હવે નીચે જાઓ." મેં કહ્યું.

એ જાગી હતી. એ ઊભી થઈને મારી આગળ આવી, મેં કહ્યું, "માફ કરજો, હું લક્ષાધિપતિ નથી."

પછી મેં એને નીચે જવાનો માર્ગ દેખાડ્યો. એ ક્રોધથી મારી સામે કતરાતી ગુપચુપ ચાલી ગઈ.

હું ઓરડામાં આંટા મારવા લાગ્યો. મેં શું કર્યું આ ? એક સ્ત્રીને–અને કેટલી સદ્‌ગુણી સ્ત્રીઓના પતિઓને મેં આ કેવો માર્ગ દેખાડવાનું માથે લીધું ? હું શરમથી મરી જવા લાગ્યો. સવાર પડ્યું, બજારો ઊઘડી, હું એક જૂના સામાન લેનારની પાસે ગયો. કલબનું ફરનીચર બતાવ્યું. બીજો સામાન પણ દેખાડ્યો. ભાવ નક્કી કરી સામાન તે જ વખતે એની દુકાને પહોંચતો કર્યો અને તેના પૈસા મેં ગજવામાં નાખ્યા.

અને હવે, હું જો તારી પડખે આ ટ્રેનમાં બેઠો છું. ભૂખે મરી જાઉં, પણ હવે આ ધંધાઓ કદી ન કરું."

"પણ તેમાં આ નાસવાની વાત ક્યાં આવે છે ?" એની વાત પૂરી થતાં મેં કહ્યું.

"પેલી કુન્દાદેવીએ, એના જેવી સ્ત્રીના પ્રેમનો અસ્વીકાર મેં કર્યો હતો ને, એટલે તે સાંજે એના બાપને એણે કંઈ ચડાવ્યો. 'હું બદમાસ છું, હલકી જાતિનો છું' વગેરે એણે એના બાપને કહ્યું. એ કાનોકાન સાંભળ્યા પછી હું ત્યાં ઊભો રહી શકું ? એના બાપનો મિજાજ અને ઊંચા ગણાવાની અને ઊંચાઓ જોડે જ ભળવાની એની તમન્ના કેવી છે તે તો હું જ જાણું છું. હું હલકો છું એ એની અંગ્રેજી બોલતી દીકરીના મોંએથી સાંભળ્યા પછી એ મને જરાક છોડે ખરો કે ? એટલે હું રાત લઈને ભાગ્યો."

"તો એમ હોય તો મુંબઈ ચાલ. અહીં રસ્તામાં ઊતરી જવાની ઈચ્છા કેમ થાય છે ?" મેં બીજો પ્રશ્ન કર્યો.

"ખરેખર કહું તો મારા જેવો પ્રમાણિક માણસ દુનિયામાં એક પણ નહિ હોય. હજી સુધી મેં એક પણ ગરીબને ઠગ્યો નથી પણ સાળું..."

થોડાક વિચારમાં પડીને એ માથું ખજવાળવા લાગ્યો.

"શું કરું સમજાતું નથી. ભવિષ્યની ચિંતા સતાવે છે. આજે જ જો કોઈ કામધંધો મળે અથવા તો થોડા સમય માટે કોઈ મને એટલી રકમ આપે કે જે હું મારી મેળે ધંધો શોધી લઉં અને ત્યાર પછી મારું ગુજરાન ચલાવતો એને એ રકમ પાછી આપી શકું તેટલો સમય ધીરજ ધરે તો કંઈ ચિંતા ન રહે. પણ એવું દેખાતું નથી માટે જ. નહિ, ગમે તેમ થાય, ભલે જેલ જવું પડે, ભલે ભૂખે મરું પણ આ કામ તો ન જ કરું, જો રસ્તામાં કોઈ નહિ પકડે તો તારી સાથે મુંબઈ આવીશ."

"તને પકડે ? શા માટે પકડે ?"

"અરે, અત્યાર સુધી જે મૂંઝવણ પ્રગટ કરી રહ્યો છું તે એ જ સંબંધે ને ! હું પેલા ઘડિયાળીનાં પચાસ ઘડિયાળ ઉઠાવી લાવ્યો છું. એનું મકાનનું પણ ભાડું બાકી છે, મને શંકા છે કે તે આ ટ્રેનમાં કે આની આગલી ટ્રેનમાં મુંબઈ પહોંચ્યો છે અને મને પોલિસ થાણા ભેળો કરવાની તૈયારી ધરાવે છે. એટલા માટે હું વચ્ચે ઊતરી જવા માગતો હતો. ઘડિયાળો સારાં છે એટલે વેચી મારીને ગુજરાન ચલાવવાનો ઈરાદો રાખતો હતો પણ હવે એ ઈરાદો છોડું છું. બસ, તૈયાર છું, થવાનું હોય તે થાઓ, આવી બદમાસી તો નહિ જ આચરું, બિચારો ભોળો માણસ, મને તો એની દીકરીની ખૂબ દયા આવે છે. કોઈ બદમાસ એના જીવનને ચૂંથી નાખશે."

બોલતાં બોલતાં બન્યાનો અવાજ જાણે રુંધાતો હતો, એની આંખો સ્થિર થઈ જતી હતી. બોલી

રહ્યા પછી એના મોં પર ઘેરી ગંભીરતા ફરી વળી. થોડી વાર પછી એના ગળામાંથી ડુસ્કું નીકળી ગયું.

મેં કહ્યું, "બન્યા—! દોસ્ત! મર્દ થઈને—"

ત્યાં તો મારી નજીક કોઈ ત્રીજી વ્યક્તિનો આછો ખોંખારો સંભળાયો. એ ખોંખારાનો અવાજ જાણે ગળાને સાફ કરવા માટે હતો. મેં ઊંચે જોયું.

ફ્રૉક, મોજાં, ઊંચી એડીનાં બૂટ અને હેટ પહેરેલી એક ખ્રિસ્તી છોકરી અમારી તરફ જોઈ રહી. આ ડબ્બામાં એ ક્યાં બેઠી હતી તેની અમને ખબર જ નહોતી પડી.

"આ આવતા સ્ટેશને મારી સાથે વાત કરવા જરા ડબ્બાની બહાર તમે બંને આવશો?" એ બોલી.

"આપનું નામ?" મેં પૂછ્યું.

"નામ કહેતાં પહેલાં કહી દઉં કે હું તમને અભયદાન આપું છું. મારું નામ કુન્દાદેવી."

"કુન્દાદેવી?" બન્યાએ ચમકીને ઊંચું જોયું.

"ગભરાશો નહિ. એ ઘડિયાળો આપને ભેટ આપું છું અને—વિશેષ પછી વાત કરશું."

એ પાછલી બેઠક ઉપર પોતાની જગ્યાએ ચાલી ગઈ.

પછી-પછી તો સ્ટેશન આવ્યું અને બન્યા મને સલામ કરીને ચાલ્યો. ફરી મને મળ્યો નથી, પણ જેલમાં તો નહિ ગયો હોય, એ હું કુન્દાદેવીના ચહેરા પરથી કહી શકું છું. ઠીક થયું, મારી સાથે વાતો કરવા મળ્યાથી એને કંઈક લાભ થયો હશે, અને એ આવ્યો તેથી મને પણ લાભ થયો જ હતો ને! ટ્રેનમાં ઊભા રહીને પગે પાણી ઊતરતાં હતાં તેને બદલે એ મને જગ્યા કરી આપતો ગયો અને એના વિચારમાં મારી મુસાફરી પણ જલદી પૂરી થઈ ગઈ હતી.

# સાહિત્ય એટલે શું?

## શ્રી. પીતાંબરભાઈ ન. પટેલ.

વર્ષો પહેલાં રસરાજ શ્રી ભર્તૃહરિ કહી ગયા છે કેઃ-' साहित्यसंगीतकलाविहीन ।

એથી એટલું તો સ્પષ્ટ થાય છે કે માનવજાત સાહિત્ય સાથેનો સંપર્ક ઘણા લાંબા સમયથી સાધતો આવ્યો છે. પણ હજુ યે પ્રશ્ન તો રહે છે કે સાહિત્ય એટલે શું? પ્રશ્ન આજકાલનો નથી છતાં નિત્ય-નિત્ય નૂતન લાગે છે. તેના પર ઘણા વિદ્વાનોએ વિવેચનો અને ભાષ્યો લખેલાં છે છતાં જાણે તેનો સંપૂર્ણ ઉકેલ થયો લાગતો નથી. તેનું એક કારણ એ પણ છે કે સાહિત્યનો સ્રોત નિરંતરપણે—સતત વહ્યા કરે છે. એટલે એ ચેતનસ્વરૂપને કળવું જરા મુશ્કેલ બને છે. એ ચેતનને કોઈ વ્યાખ્યાના ખોખામાં તો ન જ સમાવી શકાય.

આપણા પ્રાચીન સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં પણ તેની ઓછાવત્તા અંશે ચર્ચા થયેલી છે. મૂળમાં તો 'काव्य' શબ્દ તેના વિપુલ અર્થમાં સમગ્ર સાહિત્ય માટે યોજાયેલો લાગે છે. એટલે કાવ્યની અર્થચર્ચા સાહિત્યને પણ ઘણે અંશે ઉપકારક થાય તેમ છે. એ સિવાય પણ 'સાહિત્ય'ની કેટલીક વ્યાખ્યાઓ મળી આવે છે. કોઈ सहितस्य भावः साहित्यम् કહે છે, અનેક વ્યક્તિના વિચારનું સંમેલન ભાષાદ્વારા જ્યાં પ્રગટ થયું હોય તે સાહિત્ય. એવી જ બીજી વ્યાખ્યા ते हितेन सह सहितं तस्य भावः साहित्यम्।

આ સાથે અંગ્રેજી વિવેચકોની વ્યાખ્યાઓ પણ જોઈ લઈએ. બધી જ વ્યાખ્યાઓ લગભગ એક જ સૂર સંભળાવે છે.

વિદ્વાન વિવેચક હડસન કહે છે.

"Literature is a vital rccord of what men have experienced of lt, what they have thought and felt about, those aspects of it which have the most immediate and ending interest for all of us.

આવી જ વ્યાખ્યા અંગ્રેજી સાહિત્ય માટે આપતાં વિવેચક સ્ટોપફર્ડ બ્રુક આપે છે; 'The history of English literature is the story of what great English men and women thought and felt and then wrote down in good prose and beautiful poetry in the English language'

હવે છેવટની વ્યાખ્યા એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાની જોઈ લઈએ; 'literature may stand for the best empression of best thought reduced to writing'

આ બધા પરથી એક વસ્તુ તો એ સ્પષ્ટ થાય છે કે સાહિત્યનો વિષય સમગ્ર માનવજાતનો શુદ્ધ અનુભવ જોઈએ. બીજી વસ્તુ એ ફલિત થાય છે કે એ શુદ્ધ અનુભવ કલામય વાણીમાં નિરૂપાવો જોઈએ. ઉપલી બધી વ્યાખ્યાઓને એક જ વ્યાખ્યામાં વણી લઈ શ્રી. વિજયરાય વૈદ્ય કહે છે, 'સાહિત્ય એ પ્રતિભાવંત માનવઆત્માની સિસૃક્ષાનો રસાત્મક કલાયુક્ત વાણીરૂપે આવિષ્કાર છે.'

એટલે લેખક જે ચિંતનો કરે, જે જે અનુભવો મેળવે, જે જે જીવનરહસ્યો પકડે તે સર્વને કલામય-રીતે વાણીમાં ઉતારવાં જોઈએ. શ્રી રમણભાઈ એને માટે 'શિષ્ટતાવાળા લેખોનો ભંડાર તે સાહિત્ય' એમ કહે છે. અને 'શિષ્ટતાવાળા' લેખો કોને કહેવા તેની લાંબી વિવેચના કરે છે. છતાં આપણને એ વ્યાખ્યામાં કંઈક સંકુચિતતા લાગે છે.

આથી આટલી વસ્તુઓ તો સ્પષ્ટ થાય છે કે વાઙ્મય તે સાહિત્યનો પર્યાય શબ્દ નથી. વાણી રૂપે જે જે બોલાય તેને આપણે સાહિત્ય ન કહી શકીએ. 'તેમ આંકની ચોપડી' કે દવાની જાહેરખબરોને પણ આપણે સાહિત્ય ન કહી શકીએ. સાહિત્ય પાછળ ચોક્કસ દૃષ્ટિ છે અને તે બ્રહ્માનંદ સમો રસાસ્વાદ કરાવવાની. એ સાથે જીવનને ઉન્નત અને પ્રગતિશીલ કરવાની. એટલા માટે જ કાકાસાહેબ સાહિત્ય માટે કહે છે ને કે 'સાહિત્ય એ જીવનને પ્રેરણા આપનારી એક જબરદસ્ત શક્તિ છે.'

'સાહિત્ય આમ એક જબરદસ્ત શક્તિ' હોવા છતાં આપણે તેને વિશે બહુ જ ઓછું વિચારીએ છીએ. જીવનસાહિત્ય ઘડાય છે. પ્રજાજીવનના સંસ્કારનો આંક તેના સાહિત્યદ્વારા જ નીકળી શકે. એટલે કે સાહિત્ય એ સમગ્ર જીવનનું, પ્રજાજીવનના સંસ્કારનું અર્કબિંદુ છે. અને એટલા માટે મેથ્યુ આર્નોલ્ડ કહે છે 'Poetry is at botom a criticism of life' સાહિત્ય એ જીવનની સમીક્ષા છે, તે જીવનનાં ઉચ્ચ રહસ્યોને પકડી તેની કિંમત આંકે છે. આ દૃષ્ટિએ જોતાં જીવનઘડતરમાં સાહિત્યનું સ્થાન — વિશિષ્ટ છે. જીવન માટે જેટલી ખોરાકની જરૂર છે, તેટલી જ સાહિત્યની પણ જરૂર છે.

જે લખાણ માત્ર લેખકના સર્જનવ્યાપાર પર નિર્ભર છે તેમાં કલા આવે છે. તેની કિંમત ઉપયોગિતા પર નથી. કલાનું મૂલ્યાંકન તેની ઉપયોગિતા પર કોઈ દિવસ ન થઈ શકે. જેટલા અંશે તે રસાસ્વાદ કરાવે તે અંશે તે કલા ઉચ્ચાવસ્થ હોઇ શકે. આ પ્રકારના સાહિત્યમાં નિરૂપણનો મહિમા હોય છે. સર્જન સાહિત્ય સિવાયના બીજા પ્રકારના સાહિત્યમાં શાસ્ત્ર આવે છે. અને તેની મૂલ્યઆંકણી તેની ઉપયોગિતા પર અવલંબે છે. આ દૃષ્ટિએ શ્રી. વિજયરાય વૈદ્ય વાઙ્મયના ત્રણ પ્રકાર પાડે છે.* તે સાહિત્યને તેના વિશાળ અર્થમાં વાઙ્મય કહે છે. વાણીદેહે સાકાર થયેલું જે કૈં હોય તે બધું વાઙ્મય. પણ આપણે આગળ જોયું તેમ વાઙ્મય તે કંઈ

---

* જુઓ સાહિત્યદર્શન.

સાહિત્ય નથી, તે આ પ્રમાણે ત્રણ ભાગ પાડે છે, અને એ ત્રણે ભાગોમાં સર્વ પ્રકારનું લખાણ આવી જાય છે.

પહેલો પ્રકાર તે રસપ્રધાન. રસનું કલાયુક્ત આવિષ્કરણ કે વિધાન થાય તે રસપ્રધાન. તેમાં તે કાવ્યો, નવલો અને નવલિકા એ સર્વ લલિત અંગોનો સમાવેશ કરે છે.

બીજો પ્રકાર તે તર્કપ્રધાન. સૂક્ષ્મ સંશોધનો કરાય કે વિચારનું પ્રકટીકરણ થાય તે તર્કપ્રધાન. તેમાં ધર્મવિચાર જેવા ગ્રંથોનો સમાવેશ થાય છે.

ત્રીજો પ્રકાર તે વસ્તુપ્રધાન. કોઈ પણ વસ્તુની સાદી છતાં ઉપયોગી રજૂઆત થાય કે ધર્મ જાતિના સર્વસામાન્ય ઉપદેશો દેવાય તે વસ્તુપ્રધાન. આમાં બોધ આપનાર ઉપયોગી ગ્રંથોનો સમાવેશ થાય છે. જેવા કે નર્મકથા કોશ.

નવલરામે પણ સાહિત્યના આવા ત્રણ પ્રકારો બતાવ્યા છે. ૧. મોહનગ્રંથી, ૨. બોધનગ્રંથી અને ૩. શોધનગ્રંથી. મોહનગ્રંથી તે રસપ્રધાન સાહિત્યને મળતી છે. બોધનગ્રંથી તે વસ્તુપ્રધાન સાહિત્ય અને શોધનગ્રંથી તે તર્કપ્રધાન સાહિત્યને મળતી છે.

હાલ તો આપણે સાહિત્યનો રસપ્રધાન વાઙ્મય એવો અર્થ કરીએ છીએ. એટલે કલાયુક્ત વાણીને જ આપણે સાહિત્ય કહીશું. અને કલાનો તેમ સાહિત્યનો ધર્મ આનંદ આપવાનો છે. આમ છતાં આપણે એમ તો ન જ કહી શકીએ કે જે જે વાંચતાં આનંદ આપે તે તે સર્વ સાહિત્ય. કારણ કે એવો પણ વાંચકવર્ગ અસ્તિત્વ ધરાવે છે કે જેને ગલીચ અને હીન વસ્તુઓમાં આનંદ આવે. અને આવી ગલીચ વસ્તુઓ અને હીન વિચારો માનવજીવનનો ઉત્કર્ષ ન કરી શકે. એટલે સાહિત્યમાં શિષ્ટતાની અપેક્ષા તો રહે છે. સાહિત્ય માટે જેમ અનુભવ શુદ્ધ જોઈએ તેમ તે શિષ્ટ અને સંસ્કારી પણ હોવો જોઈએ. હલકા પ્રકારનું સાહિત્ય મનોરંજન કરતું હોય તો પણ તેનું ઉચ્ચ ધોરણ અને શુદ્ધિ જાળવવાની અપેક્ષા રહે છે.

એટલા માટે સાહિત્યકાર પ્રમાદી ન બને. તેને તો અનેક માણસોને સાહિત્યદ્વારા સંદેશો આપવાનો છે. જીવનમાં અપૂર્વ રહસ્યોનું દર્શન કરાવવાનું છે. એટલે તેણે ઉચ્ચ જીવન જીવવું જોઈએ. તેનામાં ચિંતનનો સંભાર, ભાવનાની વિપુલતા અને અનુભવનો ભંડાર જોઈએ. એટલા જ માટે આપણા કાવ્યશાસ્ત્રકારોએ 'પરિશીલન' પર ખૂબ ભાર મૂક્યો છે. સારાં કાવ્યોનું વારંવાર પરિશીલન કરવાથી રસવૃત્તિ કેળવાય છે તે સાથે માનવઆત્મા પણ વિશુદ્ધ થતો જાય છે, આપણો વિશુદ્ધ આત્મા હલકી વસ્તુમાં રસ ન લઈ શકે. તેની રસવૃત્તિ ગલીચ વસ્તુમાં રસ ન માણી શકે; એટલા માટે તો ભવભૂતિ કહે છે: अमृतामात्मनः कलाम्। કવિતા એ તો આત્માની અમર કલા છે, સમસ્ત ચિત્તતંત્ર અનુકૂળ થાય ને રસાસ્વાદ કરી શકે તે જ ઉત્તમ સાહિત્ય છે. આવા વાંચકને કાવ્યશાસ્ત્રકારો 'સહૃદયી' કહે છે. જેમ આદર્શ કાવ્ય અશક્ય છે તેમ આદર્શ સહૃદયી મળવો પણ અશક્ય છે.

સાહિત્ય એ જબરદસ્ત શક્તિ છે. એ જબરદસ્ત શક્તિનું વહન કરવા પણ જબરદસ્ત કવિ જોઈએ. એવા બહુશ્રુત, શક્તિશાળી અને પ્રતિભાવંત સાહિત્યકારો જ અમર સાહિત્ય આપી શક્યા છે. આપણા ગુજરાતી સાહિત્યમાં એવું અમર સાહિત્ય હજુ સર્જાયું નથી. તેનું કારણ પ્રતિભાશાળી સાહિત્યકાર હજુ કોઈ પાક્યો નથી એ છે. તે સાથે આપણું પ્રજાજીવન એવું સંસ્કારમય અને વિશુદ્ધ નથી થયું તે પણ છે.

કાકાસાહેબ જે વસ્તુ કલાકારોને કહે છે તે હૃદયમાં ઉતારીએ--

'...કલાની શુદ્ધિ સાચવવા માટે પણ કલાકારોએ જીવનશુદ્ધિનો, સ્વચ્છતાનો આગ્રહ રાખવો પડવાનો છે.'

☆

# જોડણીનો પ્રશ્ન

'ઊર્મિ'ના ડિસેંબર ૧૯૩૯ ના અંકમાં અમારા સંપાદક મંડળમાંના એક શ્રી. હરજીવન સોમૈયાએ ગૂજરાત વિદ્યાપીઠના જોડણીકોશ વિષે ચર્ચા લખી હતી તે પરથી શ્રી મગનભાઈ દેસાઈએ એવો અર્થ કર્યો કે 'ઊર્મિ' વિદ્યાપીઠના જોડણીકોશને હવેથી સ્વીકારશે નહિ. શી રીતે આવો અર્થ નીકળી શકયો તે સમજાતું નથી. વાસ્તવિક રીતે સ્થિતિ એ નથી. 'ઊર્મિ' જોડણીની બાબતમાં વિદ્યાપીઠ–કોશને ભૂતકાળમાં જેટલી દૃઢતાથી અનુસરેલ છે તેટલી જ દૃઢતાથી ભવિષ્યમાં પણ અનુસરવાનું છે, સિવાય કે એને સ્થાને બીજી કોઈ જોડણી સર્વમાન્ય કે બહુમાન્ય થાય. વધુમાં, શ્રી. હરજીવન સોમૈયાએ જે લખેલ તે 'ઊર્મિ'ના સંપાદક તરીકે નહિ પણ વ્યક્તિગત રીતે અને તેઓ પોતે વ્યક્તિગત પણ વિદ્યાપીઠના કોશને અસ્વીકાર્ય નથી માનતા એ પણ સાથે સાથે કહેવું ઉચિત છે. એમણે જે લખેલ તે એ ભાવમાં કે જોડણીકોશમાં એમને મતે એટલા સુધારાને અવકાશ છે. આવા સુધારા સૂચવવામાં ભાષાની 'અસેવા' શી રીતે થાય તે અમને સમજાયું નથી. અમારા મતે નિયમ તો એવો હોવો જોઈએ કે જે જોડણી બહુમાન્ય હોય તેને સર્વમાન્ય ગણીને સૌએ સ્વીકારવી અને એમાં કોઈ મહત્ત્વના દોષો રહી જતા હોય તો તે નમ્રભાવે રજુ કરવા, જેથી કોઈને કોઈ કાળે નવા સુધારા વિચારાય ત્યારે એ વિષે કંઈક અમલ થઈ શકે.

છેલ્લે ફરીથી સ્પષ્ટ કરીએ કે અમે ગૂજરાત વિદ્યાપીઠે નક્કી કરેલી જોડણીને સન્માનીએ છીએ અને એની બહુમાન્યતામાં વધારો ઈચ્છીએ છીએ.

### આનંદજનક

મુંબઈ યુનિવર્સિટીએ ગૂજરાત વિદ્યાપીઠે તૈયાર કરેલા જોડણીકોશને હવેથી અનુસરવાનું નક્કી કર્યું છે એ આપણા સૌના હર્ષની વાત છે. હવે નાનપણથી જ બાળકોને જોડણીની સાચી સમજ મળતી થશે અને જોડણીવિષયક આપણી ભાષામાં ચાલતી અંધાધુંધી ઓછી થશે. આ વિષે કેટલાકે ભય દેખાડયો છે કે જે લેખકો ગૂજરાત વિદ્યાપીઠની જોડણીને માન્ય નહિ રાખતા હોય તેમનાં લખાણોની જોડણીનું શું? પણ આ ભયમાં ઝાઝું વજૂદ નથી. પોતાની ખાસ જોડણીનો આગ્રહ ધરાવતા લેખકો પોતાનાં જે લખાણો બાળકો પાસે રજૂ થશે તેમાં વિદ્યાપીઠની જોડણી રખાશે તો તેનો વિરોધ નહિ કરે એવુ આજે તેઓ જે ગમે તે જોડણી પણ ચાલવા દે છે તે પરથી સમજવા મળે છે. કવિ શ્રી. બ. ક. ઠાકોરે ગૂજરાત વિદ્યાપીઠે તૈયાર કરેલા પાઠ્ય પુસ્તક 'કાવ્ય પરિચય' માં પોતાનાં કાવ્યોની જોડણી વિદ્યાપીઠની રહે તે માટેની રજા આપી છે, તેમ જ બીજા લેખકો કરશે એવી આશા છે, અને અમે માનીએ છીએ કે એમજ સૌએ કરવું જોઇએ.

### એક–જોડણીનો પ્રચાર

જોડણીમાં એકવાકયતા આવે તે માટે ખૂબ જરૂરનું તો એ છે કે લેખકોએ વિદ્યાપીઠ કોશમાં આપેલા જોડણીના નિયમો પ્રથમ જાણી લેવા ઘટે, યાદ કરી લેવા ઘટે. એ નિયમો દેખાય છે ૩૫ જેટલા પણ તે ૩૫ ને ૧૦ માં સમાવી દઈ શકાય છે. આથી બેચાર દિવસમાં જ વધુ શ્રમ લીધા વિના લખાણમાં મોટા ભાગના શબ્દોની જોડણી સાચી થવા માંડશે. પછી બહુ થોડા શબ્દો માટે કોશમાં જોવું પડશે. આમ કરવાની જરૂર એટલા માટે છે કે લખતાં લખતાં વારંવાર કોશમાં જોવું ન ફાવે.

આ જ વસ્તુ સર્વત્ર થવી જોઈએ, 'પ્રુફરીડરો'એ તો ખાસ.

જોડણીનો આગ્રહ કેવળ છપાવા જતાં લખાણો પૂરતો જ ન રાખતાં ચીઠ્ઠી–ચબરખી કે અંગત જે કંઈ એક શબ્દ પણ લખીએ તે બધામાં રાખવો જોઈએ, તો જ ભાષાનું ગૌરવ સમજ્યા છીએ એમ ગણાય.

જો આમ એક જ જોડણીવાળું લખાણ પ્રેસના કંપોઝીટરો પાસે જવા લાગે તો તેઓના મગજમાં પણ એ રૂઢ થઈ જાય અને એમને કારણે રહી જતી જોડણીભૂલોનું પ્રમાણ ઘટી જાય.

આમ થવાને કાંઈ વર્ષો ન લાગે, કદાચ મહિનાઓનું આ કામ છે.

સાહિત્ય અને સંસ્કારનું માસિક **ઊર્મિ** શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.

# જાન્યુઆરી ૧૯૩૯થી એપ્રિલ ૧૯૪૦ સુધી

## વર્ષ આઠમું અને નવમું

## વાર્ષિક અનુક્રમણિકા

### કેળવણી



### જીવનચરિત્ર



### ધર્મ અને તત્ત્વચર્ચા



### નવલિકા

## નાટક–નાટિકા



## પ્રવાસ અને સ્થળ વર્ણન



## રાજકારણ

### રેખાચિત્રો



### સમાજ



### સાહિત્ય અને કલા

પ્રકીર્ણ

## આ પુસ્તકની ઉત્તમતાનાં
# પ્રમાણપત્રો

૧

આ પુસ્તક વડોદરા રાજ્યના પુસ્તકાલય-ખાતાએ પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૨

આ પુસ્તકનો પહેલો ભાગ વડોદરા રાજ્યના કેળવણીખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે મંજૂર કર્યો છે.

૩

આ પુસ્કનો પહેલો ભાગ મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતાએ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેઈનીંગ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે મંજૂર કર્યો છે.

૪

આ પુસ્તકનું "આમુખ" શ્રી કચ્છ વેપારીમંડળના પ્રમુખ શ્રી. કુંગરશી ધરમશી સંપટે લખ્યું છે.

૫

આણંદમાં મળેલ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે આ પુસ્તકનો પહેલો ભાગ સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬

આ પુસ્તકના પહેલા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના શ્રી. પ્રાચ્યવિદ્યામંદિરે ઉત્તેજન માટે ખરીદી છે.

૭

આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક અને માસિક-પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



વધુ ખાતરી માટે અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.




## નિસર્ગોપચારનું આરોગ્યભવન

હાલ તુરત મુખ્યત્વે આ રોગોની સારવાર થઇ શકશે : ઉગ્ર રોગો—મેલેરિયા, ઇન્ફ્લ્યુએન્ઝા, ન્યુમોનિયા, ટાઇફોઇડ, હડકવા, મેનેન્જાઇટિસ, બળિયા, ડિપ્થેરિયા, ઓરી, અછબડા, મરડો વિગેરે; **હઠીલા રોગો :** એપેન્ડિસાઇટીસ, દમ, સંગ્રહણી, પાંડુ, ચામડીના રોગો, જ્ઞાનતંતુઓનાં દર્દો, પાચનક્રિયાનાં દર્દો, હોજરીનાં દર્દો, કલેજાના રોગો, વાઈ, ફેફરું, પાઠું, ગડગૂમડ, જલોદર વગેરે; **જીવલેણ રોગો :** ક્ષય, કેન્સર, મધુપ્રમેહ વગેરે; **જાતીય રોગો :** નપુંસકત્વ, પ્રદર, સ્ત્રીઓના રોગો, ગોનેરિયા, સિફિલિસ વગેરે.

**શ્રી. રમણલાલ એન્જિનીઅર સાથે પત્રવ્યવહાર જવાબી ટપાલખર્ચ સાથે નીચેના સરનામે કરવો :**

નેચરક્યોર કિલનિક

**૩૨૩ ડી વિન્સેન્ટ રોડ: માટુંગા (મુંબઇ ૧૯) જી. આઇ. પી.**

## સાદો પણ અદ્ભુત પ્રયોગ

આમળાં જેવી કુદરતી વસ્તુનો પ્રયોગ કરી તમારા શરીરને હમેશ માટે સુદૃઢ બનાવવું હોય, સ્મરણશક્તિ તાજી કરવી હોય તો—

સંપૂર્ણ માહિતી માટે

**• આજે જ મળો અથવા લખો •**

વલ્લભરામ વૈદ્ય

**ધન્વંતરિ ભવન**

આકાશેઠના કૂવા પાસે,

**અમદાવાદ.**

## શ્રી. 'ધૂમકેતુ'ની નવલકથાઓ

પ્રગટ થઇ છે

**અજિતા**

[ ૪૧૦ પૃષ્ઠની સળંગ નવલકથા
ત્રિરંગી જેકેટ : મનોહર ભાયાણી ]

卐

**પરાજય**

[ ૪૦૦ પૃષ્ઠની ઐતિહાસિક
નવલકથા. પાકું પૂઠું. ત્રિરંગી જેકેટ ]

દરેકના આઠ રૂપિયા

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય-અમદાવાદ